# અર્પણ

આધુનિક ચરોતરના આદ્ય દ્રષ્ટા
અને
ચરોતર સર્વસંગ્રહનો પ્રથમ પ્રયાસ આદરનાર



સદ્‌ગત મોતીભાઈ નરસિંહભાઈ અમીનની
પુણ્યસ્મૃતિને—

મકરંદ તારા ગૂથુ મારી બુદ્ધિએ,

'એક વર્ષ કામનું પૂરું થયું છતાં હજી ચોક્કસ દિશા નક્કી થઈ શકતી નથી. પ્રયોગો ચાલે છે, પ્રયત્નો થાય છે, પણ સફળતા મળવા બહુ સંભવ ઓછો છે. ગોખલેજીએ જમીન ખેડી, ઢેફાં ભાગવાનું કામ આપ અને નેતાઓ કરો છો. વાવણી પણ કોઈ કરશે. લણવાનુ કામ પણ બીજા કરશે, અને ભોગવનાર હવે પછી જન્મશે મારે આ પ્રદેશમાં હજી પડતર જમીન ભાગવાનું કામ કરવાનું આવ્યું છે. એટલું કરતાં આવડે અને કામમાં ધીરજ રહે તો તેટલાથી સંતોષ છે.

—સ્વ. મોતીભાઈ અમીન

શ્રી ઠક્કરબાપાને, તા ૭–૯–૩૭ના પત્રમાં—

'હું એક વાત કદી જ વીસરી શક્યો નથી; વીસારી શકતો નથી. વસો, પેટલાદ, કે ચરોતરમાં હું કામ કરતો હોઉં ત્યારે હંમેશાં હું માનું છું કે હિંદના કે ગુજરાતના એક નાનકડા ભાગ તરીકે આ ક્ષેત્રમાં હું કામ કરું છું.'

તા. ૨–૧૨-૩૬ 'ચરોતર' સ્વ. મોતીભાઈ અમીન.

# પ્રકાશકનું નિવેદન

લગભગ ત્રણ વર્ષના સતત પ્રયત્ન પછી "ચરોતર સર્વસંગ્રહ" નું પ્રથમ પુસ્તક જિલ્લાની પ્રજા સમક્ષ રજૂ કરતા અમને આનંદ થાય છે બીજુ પુસ્તક પણ એક દોઢ માસમા બહાર મૂકી શકાશે એવી શ્રદ્ધા છે

સૌ પ્રથમ સર્વસંગ્રહનુ કાર્ય હાથમા લીધુ ત્યારે એ આટલુ વિશાળ થશે એવી કલ્પના નહોતી જેમ આગળ ચાલ્યુ તેમ તેમ એ વિશાળ બનતુ જ ગયુ અમારી જવાબદારીઓ પણ વધતી જ ચાલી

સામાન્ય રીતે ગુજરાતી ભાષામા નવલકથાઓ સિવાયના બીજા બધા પુસ્તકો પ્રસિદ્ધ કરવા એ પ્રકાશકો માટે કઠિન કાર્ય બન્યુ છે અને તેમા એક જ જિલ્લાને મર્યાદિત બનાવી એના જુદા જુદા પ્રશ્નો અને પ્રવૃત્તિઓ ઉપર આટલુ વિશાળ સ્વરૂપનુ પુસ્તક કરવુ એ લગભગ અશકય જેવુ જ મનાતુ આવ્યુ છે અમે પણ આ કાર્યનો પ્રારંભ કર્યા પછી એ જ ભાર અનુભવ્યો કે આ પૂરુ થઈ શકશે નહિ

પરંતુ સદ્ભાગ્યે કેટલાક મુરબ્બીઓએ, કે જેમને આ પ્રવૃત્તિ અંગે ખ્યાલ આપતા, એમના સહકારની લાગણી એમણે વ્યક્ત કરી અને પૂર્વ આફ્રિકાનો પ્રવાસ સંસ્થા વતી મે કર્યો ત્યા નડિયાદના શ્રી આઈ વી પટેલ અને બીજા અનેક ભાઈઓના સહકારથી આ કાર્ય આ જિલ્લાના વતની સૌ ભાઈઓને સમજાવવામા આવ્યુ અને એ બધા ભાઈઓના ઉત્સાહભર્યા નાણાકીય સહકારને લઈને જ આ કાર્ય પૂર્ણ થઈ શકયુ છે એમ કહેવામા કશી જ અતિશયોકિત નથી આ પુસ્તક અંગે એ પછી રોડેશિયા કલકત્તા, મુંબઈ, અને જિલ્લામાથી પણ કેટલાક સદ્ગૃહસ્થોએ મદદ કરી છે એ સૌનો આ પરી સંસ્થા વતી અને ટ્રસ્ટ વતી હાર્દિક આભાર માનવાની તક લઈએ છીએ

નાણાકીય મદદ સૌની લેવાઈ એટલે સ્વાભાવિક રીતે આ આખુ કાર્ય એક જાહેર મિલકત જેવુ બન્યુ એને તુરતજ ટ્રસ્ટ કાનૂન હેઠળ એક ટ્રસ્ટના રૂપમા નોંધાવવામા આવ્યુ એને લગતા તમામ હિસાબ-કિતાબ ટ્રસ્ટ કાનૂન મુજબ રાખી સરકારમા રજૂ કરવામા આવ્યા છે ને કાર્ય પૂરુ થતા પણ સરકારમા તેમજ દાતાઓ સમક્ષ રજૂ કરવામા આવશે

પુસ્તક જે સ્વરૂપનુ થયુ છે તે અને એમા જે ખર્ચ થયો છે ને થશે એ ગણીનેજ કિમત રાખવાની હોય તો આ પુસ્તક ઉપર જેટલી કિમત છાપવામા આવી છે તેનાથી ઘણી વિશેષ કિમતનુ એ બને પરંતુ નાણાકીય મદદ એ પુસ્તકને શકય સસ્તુ બનાવવામા સ્વાભાવિક રીતેજ કામ લાગી છે અને માટેજ આ પુસ્તક માત્ર પંદર રૂપિયાનીજ કિંમતમા જિલ્લાની પ્રજા પાસે રજૂ કરવાનુ શકય બની શકયુ છે અમને ખાતરી છે કે આટલા ઉપયોગી ને સસ્તા પુસ્તકનો જિલ્લાની એકેએક શાળા, પુસ્તકાલયો, બીજી જાહેર સંસ્થાઓ અને વ્યક્તિઓ સૌ એને ખરીદી કાયમી વસાવવા માટે પોતાથી બનતો પ્રયત્ન કરશે જ

પુસ્તક આખુ ઝીણવટથી જોનારને એમા અનેક ક્ષતિઓ પણ દેખાશે અમારા અનેક પ્રયત્નો છતા જે કંઈ પણ ક્ષતિઓ રહેવા પામી છે તેની પાછળ આવા કાર્યને પહેલાના અનુભવ વિના પ્રથમજ વાર કરવાનો પ્રયત્ન અમારા મર્યાદિત સાધનો ને શકિત એ બધા પણ ઘણે અંશે કારણભૂત છે આવી જે કંઈ ક્ષતિઓ અમને બતાવવામા આવશે તે બધી અમે સહર્ષ આવકારીશુ

પુસ્તક તૈયાર કરવામા અનેક ભાઈ-બહેનોનો અનેક રીતે સહકાર મળ્યો છે એ સૌના નામાનો ઉલ્લેખ કર્યા વગર જ સૌનો ટ્રસ્ટ અને સંસ્થા વતી આભાર માનીએ છીએ

'ચરોતર સર્વસંગ્રહ'ના પ્રકાશનને પ્રજા તરફથી સારો આવકાર મળશે અને આ પુસ્તકો વેચાઈ જશે અને આમાથી ટ્રસ્ટ પાસે કોઈ ભંડોળ ફાજલ રહેશે તો ચરોતર પ્રદેશના લોક સાહિત્યના પ્રકાશનનુ

અને ગામોના સર્વસંગ્રહોના પ્રકાશનનું, ગામોની એક યા બીજા પ્રકારની ઊંડાણપૂર્વકની તપાસ કરી તેના અહેવાલો સરકાર અને પ્રજા સમક્ષ રજૂ કરવાનું અમારું સ્વપ્ન છે. એ જ્યારે થાય ત્યારે ખરું. આ પુસ્તક જોતાં, વાંચતાં ને વિચારતાં આ જિલ્લાના કોઈ પણ વતનીનો વતનપ્રેમ એ દિશામાં જાગ્રત થાય અને એ માટે એ કંઇ યોજના વિચારે, કંઈ પોતાની સેવા કે મદદ આપવાનું વિચારે, તો એ અંગે આ ટ્રસ્ટ સાથે પત્રવ્યવહાર કરશે તો એને સહર્ષ આવકારી આ ટ્રસ્ટ વતી પોતાનાથી બનતું કરવાનો પ્રયત્ન કરવામાં આવશે.

ચરોતરની પ્રજા આ પુસ્તકને ઘેર ઘેર વસાવી આવકારશે એવી આશા સાથે.........

ચન્દ્રકાન્ત શાહ
મેનેજિંગ ટ્રસ્ટી
ચરોતર સર્વસંગ્રહ ટ્રસ્ટ તથા
મેનેજિંગ ડિરેક્ટર
લોકમત પ્રકાશન લિમિટેડ
નડિયાદ

# સંપાદકોનું નિવેદન

**આરંભ :** તા. ૨૫-૪-૧૯૫૨ના રોજ 'ચરોતર સર્વસંગ્રહ' નું સંપાદન કરવાનો નિર્ણય થયો ત્યારે આ મહાન પ્રવૃત્તિ વિષે સંપાદકોના મનમાં એક સ્પષ્ટ કલ્પના હતી. પરંતુ એ કલ્પનાને અનુરૂપ સાધનો હોવાની ખાતરી ન હતી. કાર્યની ઉપયોગિતા સમજતાં સૌ કોઇનો એને ટેકો અને સહકાર મળશે એવી શ્રધ્ધા રાખી ખૂબ સાવધાની અને સંકોચપૂર્વક આરંભ કરવામાં આવ્યો હતો.

માત્ર નાણાંની અનિશ્ચિતતા આ સંકોચનું કારણ ન હતી. નાણાં કરતાં વિશેષ જરૂર તો માહિતીની હતી. માહિતી આપવામાં જિલ્લાના તમામ પ્રકારના લોકોનો સહકાર મળે એ પ્રથમ જરૂરિયાત હતી. શરૂઆત તરીકે જિલ્લાનાં ગામોની હકીકત મેળવવા એક પત્રક યોજવામાં આવ્યું અને તે થોડાંક ગામોને મોકલવામાં આવ્યું. તે પછી શાળાઓ, પુસ્તકાલયો, પંચાયતો વગેરે પ્રકારની સંસ્થાઓની માહિતી મેળવવા પત્રકો યોજવામાં આવ્યાં. લોકો પત્રકો ભરી મોકલશે કે કેમ, માગેલી માહિતી આપશે કે કેમ એ વસવસાની લાગણી તે વખતે હતી.

**યોજના :** થોડાક દિવસના પ્રયત્ને સમજાયું કે નાનાં ગામોના લોકોને આ પ્રવૃત્તિ ખૂબ ગમી ગઈ હતી. દરમિયાન પુસ્તકની આખી યોજના તૈયાર કરવામાં આવી. અને સૌ પ્રથમ વલ્લભવિદ્યાનગરના સ્થાપક, શ્રી. ભાઇલાલભાઈ દ્યાભાઈ પટેલને એ યોજના બતાવવામાં આવી. આ અગાઉ આ પ્રવૃત્તિની એમને વાત કરવામાં આવી હતી અને તેમણે તેને સહર્ષ વધાવી લીધી હતી. માહિતી અને બીજી જે કોઈ પ્રકારની જરૂર પડે તે છૂટથી આપવાનું તેમણે કહ્યું હતું. યોજના જોતાંજ એમણે વધુ પ્રોત્સાહન આપ્યું અને સંપાદકોનો વસવસો કંઈક ઓછો થયો.

**આફ્રિકામાં પ્રચાર :** એ આખી યોજના પત્રિકા રૂપે છપાવવામાં આવી અને સંપાદકો પૈકીના શ્રી. ચન્દ્રકાન્ત શાહ આ પ્રવૃત્તિના પ્રચાર અર્થે આફ્રિકા ઉપડી ગયા. આફ્રિકાના મિત્રોએ પણ આ પ્રવૃત્તિને વધાવી લીધી અને માત્ર ત્રણ માસના ટૂંકા સમયમાં નાણાંની કામચલાઉ સગવડ એમણે પૂરી પાડી.

**સરકારનો સહકાર :** આ દરમિયાન માહિતી મેળવવાના કામમાં બીજો એક વસવસો પણ દૂર થઈ શકયો. જેમ આ પ્રવૃત્તિ માટે લોકો તરફથી માહિતી મળે એ જરૂરનું હતું તેમ જ સરકારી કચેરીઓમાંથી પણ માહિતી મેળવવાની હતી. એ માટે સરકારના સહાનુભૂતિભર્યા સહકારની ખાસ જરૂર હતી. એ માટે અરજી કરતાં જ મુંબઈ સરકારના પોલિટિકલ ખાતાએ જિલ્લાના કલેકટર ઉપર જરૂરી પત્ર લખી આ સહકારનો માર્ગ પણ ખુલ્લો કરી આપ્યો. એણે પણ સંપાદનના કાર્યને વધુ ઉત્તેજન આપ્યુ.

**નિષ્ણાતોનો સહકાર :** ત્રીજો સહકાર વિવિધ વિષયોના નિષ્ણાતોનો મેળવવાનો હતો. જે વિષયની માહિતી કોઈ ન લખી આપે તે વિષયની માહિતી શ્રી ભાઇલાલભાઈએ લખી કે લખાવી આપવાનું પહેલેથી કહ્યું હતું. એમની પાસેથી થોડાંક લખાણો મળ્યાં ત્યારે જ સમજાયું કે જીવતો જાગતો ચરોતર સર્વસંગ્રહ તેઓ પોતે જ હતા. ક્રમે ક્રમે જાણકાર વિદ્વાનોને શોધી શોધીને તેમનો સંપર્ક સાધવામાં આવ્યો અને જરૂરી લખાણો તથા માહિતી મેળવવાની વ્યવસ્થા થતી ગઈ. કોઈક સ્થળેથી વાયદા ખોટા પડયા, કોઈક સમયને અભાવે એમના જ્ઞાનનો લાભ ન આપી શકયા. પરંતુ એકંદરે જેમની પાસે માગણી કરવામાં આવી તેમણે સદ્ભાવપૂર્વક આ પ્રવૃત્તિને પોતાના જ્ઞાનનો લાભ આપ્યો. એમ કરતાં આજે લગભગ અઢી વર્ષે આ માહિતી ગ્રંથ વાચકોના હાથમાં મૂકતાં સંપાદકો કૃતાર્થતા અનુભવે છે.

**બે વિભાગ :** આ માહિતીગ્રંથના બે વિભાગ છે અને તે બે અલગ પુસ્તકોના રૂપમાં બાંધવામાં આવ્યા છે. પહેલા વિભાગનું નામ **પ્રદેશ દર્શન** રાખેલું છે. એનું સ્વરૂપ અંગ્રેજી ગેઝેટિયર જેવું છે. બીજા

વિભાગનુ નામ ખેડા જિલ્લાનો માહિતીકોશ ઉર્ફે ખેડા જિલ્લાની ડિરેક્ટરી એવુ રાખવામા આવ્યુ છે. એનુ સ્વરૂપ અગ્રેજી ડિરેક્ટરીના જેવુ છે અને પુસ્તકોમા મુખ્ય વિષયોના અલગ અલગ ખડો યોજવામા આવ્યા છે

**પહેલો વિભાગ : પ્રદેશદર્શન :** પહેલા વિભાગમા છ ખડ છે. ને દરેક ખંડની માહિતી પ્રકરણોના રૂપમાં ગોઠવવામા આવી છે આ પ્રકરણોની અનુક્રમણિકા આ નિવેદન પછી મૂકેલી છે. તેની મદદથી જરૂર પ્રમાણે આ માહિતી શોધી શકાશે. દરેક પ્રકરણમા આવતા મુખ્ય મુદ્દા જાડા અક્ષરે છાપેલા મથાળાથી બતાવવામા આવ્યા છે. એ મથાળા પણ જરૂરી મુદ્દાના માહિતી શોધવામા મદદરૂપ થશે પ્રકરણોની યોજના એવી છે કે જેને જેટલી જરૂર હોય તેટલુ જ વાચન સહેલાઈથી કરી શકાય પરતુ આખુ પુસ્તક આદિથી અંત સુધી વાચવાની જેને ધીરજ હોય તે એ બધા પ્રકરણો ક્રમશ વાચવાની તસ્દી લે તો એમાથી ખેડા જિલ્લાના પ્રજા જીવનના રાષ્ટ્રદૃષ્ટિએ ઉપયોગી લગભગ તમામ વિષયોનુ સુરેખ દર્શન મળી રહે એ રીતે રજૂઆત કરવામા આવી છે

**બીજો વિભાગ . ડિરેક્ટરી** બીજા વિભાગમા તેર ખડો યોજેલા છે દરેક ખડમા આપેલી માહિતી કેવા છે તેનો ખ્યાલ આપવા જે તે ખડના શરૂઆતમા વિષય પરિચય નામના ટૂકી પ્રસ્તાવના મૂકેલી છે. એ પ્રસ્તાવનાના મદદથી ડિરેક્ટરીના વિવિધ ખડોમા આપેલી માહિતીનો લાભ લઈ શકાશે. આ બાબતમાં એક વાત એ ધ્યાનમા રાખવાના છે કે ડિરેક્ટરીનો વિભાગ પ્રથમ વિભાગના પૂરક અગ જેવો છે ને સાથેજ વ્યવહારૂ ઉપયોગની માહિતી એમાથી મળે એવી એની યોજના છે એટલે વ્યવહારૂ કામો માટે જોઈતી માહિતી મેળવવા પ્રથમ ડિરેક્ટરીનો ઉપયોગ કરવો અને પછી જે વિષયના સમગ્ર દ્રષ્ટિએ માહિતી જોઈતી હોય તે વિષય માટે પ્રથમ વિભાગમા તપાસ કરવી આ રીતે કોઇપણ વિષયનો સમગ્ર ખ્યાલ કરવો હોય તો બને વિભાગો જોઇ જવા જોઇએ આ બને વિભાગોનો કઈ રીતે લાભ લઇ શકાય તે દરેક વાચકે થોડાક અખતરા કરી પોતાની સગવડના દ્રષ્ટિએ નક્કી કરી લેવુ જોઈએ જેમ જેમ જરૂર પ્રમાણે આખા ગ્રથનો ઉપયોગ થતો જશે તેમ તેમ એનાથી મળતી સગવડનો વધુ ને વધુ ખ્યાલ આવતો જશે.

**વધુ સમજૂતી .** ડિરેક્ટરી વિભાગ અલગ પુસ્તકમા હોવાથી, એ વિભાગનો ઉપયોગ કરવા વિષે વધુ સમજૂતી એમા આપેલા પ્રવેશકમાથી મળશે એ જ રીતે આ પ્રથમ વિભાગના છ ખડોમા આપેલી માહિતીની વધુ સમજ આ નીચે આપવામા આવે છે

**ભૌગોલિક નકશો :** પુસ્તક જોવાથી ખ્યાલ આવશે કે પ્રથમ ખંડની શરૂઆતમા ખેડા જિલ્લાનો ભૌગોલિક નકશો મૂકેલો છે તે ત્રણ રગમા છાપેલો છે રગોની સમજૂતી નકશામા જ આપેલી છે. તો પણ નકશા અગે બે બાબતો ધ્યાનમા રાખવાની છે. એક તો એ કે જિલ્લાના ને તેમ તાલુકાઓની રાજકીય હદો આ નકશામા લાલ રેખાઓથી બતાવેલી છે અને જિલ્લાનુ મુખ્ય મથક ખેડા તથા દરેક તાલુકાનુ મુખ્ય મથક પણ લાલ શાહીથી મોટા અક્ષરે છાપ્યુ છે નદીઓ અને જળાશયો લીલી શાહીથી છાપ્યા છે અને બાકીની માહિતી કાળી શાહીમા છાપી છે એમા બે હજાર અને તેથી વધુ વસતીવાળા ગામો બતાવ્યા છે અને વસતી માટે ૧૯૫૧ના સરકારી સેનસસના આકડાને આધારભૂત ગણ્યા છે ખામીઓ માલૂમ પડે તો તે જણાવવા ખાસ વિનંતી છે, જેથી કરીને ભવિષ્યમા બીજી આવૃત્તિ છાપવાનો પ્રસગ આવે તો એવી ખામીઓ ટાળી શકાય. ગામો ઉપરાત રેલવે અને પાકી સડકો નકશામા બતાવી છે એથી ઘણી વધુ સડકો જિલ્લામા થઇ છે. તેની માહિતી પુસ્તકમા યોગ્ય સ્થળે આપેલી છે.

**અન્ય નકશા, આલેખો અને ચિત્રો** આ ઉપરાત જે તે વિષયની માહિતી સમજવામા ઉપયોગી થાય એવા નકશા, આલેખો અને ચિત્રો પુસ્તકમા અનેક સ્થળે આપેલા છે. આખા પુસ્તકમા આપેલી માહિતી આ નકશાની મદદથી વાચવાનો મહાવરો રાખવામા આવશે તો જિલ્લાની સ્થિતિ અને પ્રગતિનો ખરો ખ્યાલ આવશે.

**ખંડ પહેલો : સ્થળ વર્ણન :** આ પહેલા ખંડમાં પહેલું પ્રકરણ 'પરિચય' નામનું છે. એમાં પુસ્તકની સારરૂપ માહિતી છે. એમાં જણાવ્યા પ્રમાણે આ પુસ્તક માટે હાલના રાજકીય ખેડા જિલ્લાને ચરોતર ગણવામાં આવ્યો છે. આ રીતના ખેડા ઉર્ફે ચરોતર જિલ્લામાં દસ તાલુકાઓનો સમાવેશ થાય છે. એ દસેય તાલુકાની સીમાઓની વિગત આ પહેલા પ્રકરણમાં આપી છે. તે સાથે જે તે તાલુકાના નાના નકશા પણ આપેલા છે. આ તાલુકાઓમાં આવેલાં ગામો દર્શાવતા નકશા ડિરેક્ટરી વિભાગમાં (પુસ્તક–૨) ગામોની માહિતીવાળા ખંડમાં આપ્યા છે. કેટલાંક અગત્યનાં ગામોના નકશા પણ એજ ખંડમાં આપેલા છે.

તાલુકાઓનો ક્રમ ખંભાતથી શરૂ કરી વાડાશિનોર સુધી ભૌગોલિક દૃષ્ટિએ ગોઠવેલો છે. આખા પુસ્તકમાં જ્યાં જ્યાં શક્ય હતું ત્યાં ત્યાં જિલ્લા ઉપરાંત તાલુકાવાર માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. તાલુકાની માહિતી પહેલા પ્રકરણમાં આપેલા ભૌગોલિક ક્રમ પ્રમાણે ગોઠવવાનું ધોરણ રાખેલું છે. એમાં ન છૂટકે જ અપવાદ કરેલો છે. જિલ્લાના પ્રશ્નોનો અભ્યાસ કરતી વખતે આ પ્રકારની ગોઠવણીની મદદથી તાલુકાઓનો તુલનાત્મક અભ્યાસ કરવાની પ્રથા પણ ખીલવવાની જરૂર છે. કયા તાલુકામાં કઈ પ્રવૃત્તિ વધારે કે ઓછી ખીલેલી છે તેનો આ પધ્ધતિથી ખ્યાલ આવી શકશે. આખા જિલ્લામાં એક છેડેથી બીજે છેડે લોકજીવન એક સરખું ખીલી ઊઠે એ હાલની સરકારનું તેમજ પ્રજાનું ધ્યેય છે. એ ધ્યેય કેટલે અંશે સધાયું છે અને સધાવાનું બાકી છે એનો સતત ખ્યાલ કરતા રહેવાની જરૂર છે. અને આ પુસ્તકમાં આપેલી માહિતી એ કામમાં ખાસ મદદરૂપ થાય એ દ્રષ્ટિ રાખેલી છે.

અનુક્રમણિકા જોવાથી ખ્યાલ આવશે કે પહેલા ખંડનાં પ્રકરણો જિલ્લાની કુદરતી સંપત્તિથી શરૂ કરી આધુનિક પ્રજાજીવનનો સમગ્ર ખ્યાલ આપે એવા તમામ પ્રશ્નો આવરી લે છે. સ્વાધીન ભારતના એક અંગ તરીકે મુંબઈ રાજ્ય છે અને એ મુંબઈ રાજ્યમાં ખેડા જિલ્લો એક એકમ છે, એ હકીકત ધ્યાનમાં રાખી ખેડા જિલ્લાનું લોકજીવન મુંબઈ રાજ્યમાં કેવે પ્રકારે ખીલેલું છે, એને કયા કયા પ્રશ્નોનો ઉકેલ કરવાનો છે, એમાં ખીલવણીની કેવી કેવી શકયતાઓ છે, એ બધાનો ખ્યાલ આ ખંડમાં આપેલાં પ્રકરણો આપી રહે છે. એમ કહીએ તો ચાલે કે રાજા પ્રજાના પ્રયત્નોથી લોકહિતનાં કાર્યોમાં જે જે સિદ્ધિ પ્રાપ્ત થઇ છે અને કાયમ બની છે તેનું બયાન આ ખંડમાં આવી જાય છે. એની મર્યાદામાં જે સમાવી શકાયું નથી તે એની પછીના ખંડોમાં ગોઠવેલું છે.

**ખંડ બીજો : રાજ્યતંત્ર :** ખરી રીતે રાજ્યતંત્રનાં તમામ ઉપયોગી અંગો મારફતે ચાલતી પ્રવૃત્તિઓની માહિતી પહેલા ખંડમાં આવી જાય છે. પરંતુ હાલનું રાજ્ય એક વિરાટ વહીવટી પેઢી જેવું છે. એનો લાભ લેવા માટે રાજ્યબંધારણ અને તેને આધારે રચાયેલું વહીવટીતંત્ર એ બેનું જ્ઞાન એકે એક નાગરિકને હોવું આવશ્યક છે. એ આવશ્યકતા પૂરી પાડવાનો આ ખંડમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. એમાં ખેડા જિલ્લાની દ્રષ્ટિએ રાજ્યબંધારણની ટૂંક માહિતી આપેલી છે. તે ઉપરાંત જિલ્લામાં આવેલી લગભગ તમામ સરકારી કચેરીઓની માહિતી આપેલી છે. આ માહિતીમાં દરેક કચેરીનું નામ–સરનામું અને તેની મારફતે ચાલતી વિવિધ પ્રવૃત્તિઓનો ખ્યાલ આપ્યો છે. સરકારી કચેરીઓ એટલી બધી વધી છે કે જરૂર પડે જે તે કચેરી શોધી કાઢવી અને એ કચેરીમાં પોતાના કામ માટે જેને મળવું હોય તે વ્યક્તિને શોધવી એ કાર્ય ભલભલા કચેરીઓના કીડાઓ માટે પણ મુશ્કેલ બન્યું છે. નજીવા કામ માટે પણ કચેરીમાં જવું પડે ત્યારે સામાન્ય માણસને ગભરાટ છૂટે છે. કચેરીના સાહેબ પોતાનું કામ કરી આપશે કે કેમ એવી શંકા તો હોય છે જ, પરંતુ એથી વધારે મુંઝવણ તો કચેરી શોધી કાઢવાની હોય છે. સરકારી કચેરીઓનાં મકાનો ઝટ ઓળખી શકાય તેવાં હોતાં નથી. એને બારણે કચેરીનું નામ દર્શાવતું પાટિયું પણ હોતું નથી. હોય છે તો ધ્યાન ખેંચે તેવું હોતું નથી. જે થોડાં મકાનો સરકારી માલિકીનાં છે તે પણ તદ્દન અનાકર્ષક હોય છે. પ્રજાકીય સરકારના વહીવટમાં સરકારી કચેરી પ્રજાની સેવાનું મહાન સાધન છે. તેથી એનો લાભ લેવા માટે નાગરિકો સહેલાઈથી ત્યાં જતા થાય અને ત્યાં એમને આદરપૂર્વક આવકાર મળે, એમનું કામ વાજબી

સમયમાં પતી જાય એવો એમનામાં વિશ્વાસ જાગ્રત થાય એ માટે ખાસ પ્રયત્નો થવાની જરૂર છે. આ પુસ્તકમાં આપેલી રાજ્યતંત્રની માહિતી આ દિશામાં કંઇક ઉપયોગી થશે એવી આશા છે.

કેટલીયે કચેરીઓની ભૌગોલિક માહિતી મળી શકી નથી. સંપાદકોની એવી ઉમેદ હતી કે અમુક 'કચેરી અમુક ગામમાં કયે સ્થળે આવેલી છે તેની વિગત એવી રીતે આપવી કે સામાન્ય નાગરિક ઝાઝી તકલીફ વિના પોતાને જોઈતી કચેરી શોધી શકે. આ ધ્યેય સંપૂર્ણ રીતે પાર પાડી શકાયું નથી. તો પણ એ ધ્યેયથી માહિતી આપવાનો પ્રયત્ન કરેલો છે. આ ખંડ વધુ ઉપયોગી થાય એ માટે વાચકો સૂચનાઓ લખી મોકલશે તો ભવિષ્યની આવૃત્તિ વખતે એના ઉપર યોગ્ય લક્ષ આપવામાં આવશે.

**ખંડ ત્રીજો : ખેતી અને ઉદ્યોગો :** પહેલા ખંડમાં 'વપરાશી ચીજો અને વેપાર' એ નામનાં પાંચ પ્રકરણ આપ્યાં છે. એના અનુસંધાનમાં આ ખંડની માહિતી છે. પહેલા ખંડની માહિતી ઉત્પન્ન થતા માલના વેપારને લગતી છે, જ્યારે આ ખંડની માહિતી માલના ઉત્પાદન અંગે છે. એમાં ખેતી વિષેની માહિતી વધુ જગા રોકે છે. અને એટલા ટૂંકાણમાં એ વિષયની લગભગ તમામ માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. ખેડૂતોને ઉપયોગી આ વિષયની માહિતીનાં કેટલાંક પ્રકરણ પહેલા ખંડમાં આવી ગયાં છે. ખાસ કરીને જંગલો, પશુધન, ખેતરાઉ પ્રાણીઓ, પંખીઓ અને કીટકો, એ પ્રકરણો ખેડૂતોને ઉપયોગી છે અને ખેડૂતો આ ખંડમાંની માહિતી સાથે એ પ્રકરણોમાંની માહિતીનો ખાસ લાભ લે એવી ભલામણ છે. વળી ખેડૂતોને ઉપયોગી કચેરીઓની માહિતી બીજા ખંડમાં વિસ્તારથી આપી છે. એ રીતે ખેડૂતોને આ પુસ્તક બને એટલું વધુ ઉપયોગી બનાવવા ખાસ પ્રયત્ન કર્યો છે.

આ જિલ્લાના ઉદ્યોગો એના મુખ્ય ઉદ્યોગ ખેતીનું જ સ્વાભાવિક પરિણામ છે અને ઘણા ઉદ્યોગો ગૃહઉદ્યોગ કે ગ્રામઉદ્યોગના પ્રકારના છે એનો આ ખંડમાં આપેલી માહિતી ઉપરથી ખ્યાલ આવશે. આ વિષયની માહિતી કોઈ પુસ્તકમાં શાસ્ત્રીય રીતે રજૂ થયેલી નથી. જે કંઈ માહિતી અહીં એકઠી કરવામાં આવી છે તે જાણકારોને પૂછી પૂછીને મેળવેલી છે. આ ઉપરાંત ડિરેક્ટરીના વિભાગમાં જે તે ગામના ઉદ્યોગોની વિગત આપેલી છે, એ બધાનો સમગ્ર રીતે ખ્યાલ કરતાં જણાશે કે ખેડા જિલ્લાનાં ઘણાં ગામોમાં નાના પાયા ઉપર એવા ઉદ્યોગો ચાલી રહ્યા છે કે જે જિલ્લાના લોકો જાણે તો લાભ થવા સંભવ છે. ખેતીની માફક ઉદ્યોગો વિષેની સરકારી માહિતી પણ રાજ્યતંત્રના ખંડમાં આપેલી છે.

**ખંડ ચોથો : વિશિષ્ટ પ્રવૃત્તિઓ :** જે પ્રવૃત્તિઓ લોકઉન્નતિ માટે પ્રજાના પુરુષાર્થથી આ જિલ્લામાં ચાલી રહી છે એને વિશિષ્ટ પ્રવૃત્તિઓ ગણવામાં આવી છે. અને એવી પ્રવૃત્તિઓની માહિતી આ ખંડમાં આપી છે. એમાં સરકારી પંચવર્ષીય યોજના અને તેના જેવી અન્ય સરકારી તેમજ અર્ધસરકારી વિશિષ્ટ પ્રવૃત્તિઓનો પણ સમાવેશ કર્યો છે. આ ખંડમાંની માહિતી ઉપરથી ખ્યાલ આવે છે કે જિલ્લાના પછાત વિભાગોની ખીલવણીનું કાર્ય ચોતરફ હાથ ધરવામાં આવ્યું છે. તે ઉપરાંત આ જિલ્લામાં કેટલીક એવી પ્રવૃત્તિઓ ચાલે છે જે આખા દેશને ઉપયોગી હોવા ઉપરાંત માર્ગદર્શક પણ છે.

**ખંડ પાંચમો : સમાજ વ્યવસ્થા :** સરકારી તંત્ર અને તેની સાથે સંકળાયેલી સંસ્થાઓ તથા પ્રવૃત્તિઓનો લાભ લોકો લે છે, એ સર્વના ઉપર લોકોના સુખદુઃખનો આધાર છે. પરંતુ એ બધી પ્રવૃત્તિઓ બહાર બીજી એવી પણ પ્રવૃત્તિઓ છે કે જે લોકોના ઘડતરમાં અને તેમનાં સુખદુઃખ વધારવામાં ભાગ ભજવે છે. આ બધી પ્રવૃત્તિઓને સમાજ વ્યવસ્થાનું નામ આપ્યું છે. એમાં લોકોના રિતરિવાજો, ભાષા, જ્ઞાતિ બંધારણ અને ધર્મોનો સમાવેશ કર્યો છે. લોકોના સંસ્કાર આ પ્રવૃત્તિઓથી ઘડાય છે. અને અગાઉના ખંડોમાં જણાવેલી પ્રવૃત્તિઓનો લાભ આ સંસ્કારોને આધીન રહીને તેઓ લે છે. અંગ્રેજી કેળવણીને પરિણામે જન્મેલી સુધારાની ચળવળે લોકોના પરંપરાગત જીવનને સારી પેઠે ઊતારી પાડેલું છે. એ જીવનનો પદ્ધતિસર અભ્યાસ કર્યા વિનાજ એને વખોડવામાં આવ્યું છે, અને એના ઉપર યુરોપીય આચાર–વિચાર લાદવામાં આવ્યા છે. પરદેશી

સંસ્કૃતિના આ આક્રમણનો આંખો મીંચીને સામનો કરતી કરતી પ્રજા આજ સુધી દિવસો ગુજારતી આવી છે. અને સર્વ સુધારાના સાર રૂપ સ્વતંત્રતા, સમાનતા, બંધુતા, અને સેવાભાવ ઉપર રચાયેલું ગજું સ્થપાયું હોવા છતાં લોકો એના પ્રત્યે પણ આંખો મીંચી પોતાની પરંપરાગત જીવનપ્રણાલીને વળગીને હજી પણ ચાલે છે. આ સ્થિતિ સુધારવા માટે અને લોકો નવી પરિસ્થિતિનો સમજપૂર્વક લાભ લે માટે લોક-જીવનના આ અંગને પણ લોકસેવકોએ હાથમાં લેવાની જરૂર છે. આ દિશામાં જાગૃતિ આવે, આખી પરિસ્થિતિનો ખ્યાલ આવે અને સમાજતંત્રને પલટાવવા ઈષ્ટ પ્રવૃત્તિ કરવાનું શક્ય બને તે માટે ઉપયોગી ને માર્ગદર્શક માહિતી આ ખંડમાં આપવાનો પ્રયત્ન કર્યો છે. કેટલાક એમ માને છે કે જૂની જ્ઞાતિપ્રથા છે. તેણે આપેલી રૂઢિઓ અને જીવનપ્રણાલીઓ, તેના પ્રેરક ધર્મો, એ બધું આજ સુધી અનિષ્ટ મનાયું છે, તેથી આ ગ્રંથમાં એની માહિતી જરૂરી નથી. પરંતુ આ માહિતી વાંચતાં ખ્યાલ આવશે કે એની ઉપેક્ષા થઈ શકે એમ નથી. અનિષ્ટ રૂઢિઓ અને જીવન પ્રણાલિઓનો ત્યાગ કરી ઈષ્ટ અને પથ્ય રૂઢિઓ તથા જીવન પ્રણાલીઓ સ્થાપવાને માટે જૂના વારસાનો પદ્ધતિસર અભ્યાસ થવાની જરૂર છે, જે ઈષ્ટ અને આવશ્યક મનાતું હોય તેનો પ્રબળ પ્રચાર થવાની જરૂર છે, અને એ રીતે નવા દેશકાળને અનુરૂપ નવી સંસ્કૃતિ ખીલવવાની છે. એ દિશામાં આ ખંડમાંની માહિતી ઉપયોગી થવાનો સંભવ છે. આ માહિતી તે તે વિષયના ખાસ અભ્યાસીઓ પાસે લખાવીને, તેમજ લોકોને લેખી પ્રશ્નો પૂછીને તૈયાર કરવામાં આવી છે.

**ખંડ છઠ્ઠો : ઇતિહાસસંગ્રહ :** આ ખંડનું નામ 'ઇતિહાસ' ને બદલે 'ઇતિહાસસંગ્રહ' રાખવાનું કારણ એ છે કે ખેડા જિલ્લાનો સળંગ સુરેખ ઇતિહાસ તૈયાર કરવાનું બની શક્યું નથી તેમ છતાં પ્રજાજીવનને સમજવા માટે ઇતિહાસની થોડી માહિતી ઘણી ઉપયોગી નીવડે છે, તેથી એવી માહિતી જેટલી મળી શકી તેટલી આ ખંડમાં એકઠી કરી છે. શરૂઆતનાં પ્રકરણોમાં આપેલી માહિતી ઉપરથી ખ્યાલ આવશે કે આ જિલ્લો ઇતિહાસ જૂની સંસ્કૃતિનો વારસ છે. કેટલાંક ગામોનાં ઇતિહાસની માહિતી અલગ પ્રકરણોમાં આપી છે. તે ઉપરાંત ડિરેક્ટરી વિભાગમાં જે તે ગામના ઇતિહાસની મળી તેટલી માહિતી આપવા પ્રયત્ન કર્યો છે. આથી વિશેષ માહિતી પણ મળી શકે તેમ છે. પરંતુ તે માટે અનેક ગ્રંથો ફેંદવા પડે અને તેમાંથી ખેડા જિલ્લાની માહિતી તારવવી પડે. એ બધું કાર્ય થઇ શક્યું નથી. બીજું ઇતિહાસની જે સામગ્રી અહીં એકઠી કરવામાં આવી છે, તેની પૂરેપૂરી ચોકસાઈ પણ થઈ શકી નથી. તો પણ એકઠી કરેલી માહિતી આ જિલ્લાના ઇતિહાસનાં ખજાનો સારી પેઠે ખ્યાલ આપી શકે છે. સંશોધન કરવાને માટે એનાથી એક વિશાળ ક્ષેત્ર ખુલ્લું થાય છે, એટલુંજ નહિ પણ ખંભાતથી કપડવણજ અને વાડાશિનોર સુધીનો આખો પ્રદેશ ઈતિહાસજૂનો હોવાથી આખા જિલ્લાને આયોજનપૂર્વક ખીલવી શકાય એમ છે, એનો પણ આ બધી માહિતી ઉપરથી ખ્યાલ આવે છે.

**કાર્યપદ્ધતિ :** આ પ્રમાણે છ ખંડોમા આપેલી માહિતી મેળવવા જે તે વિષયના જાણકારને પ્રશ્નાવલીઓ મોકલવામાં આવી હતી. તે ઉપરથી કેટલાકે લેખો તૈયાર કરી આપ્યા હતા. કેટલીક માહિતી સરકારી દફતરોમાંથી, છાપેલાં નિવેદનોમાંથી અને પુસ્તકોમાંથી એકઠી કરવામાં આવી હતી. એ બધી કાચી સામગ્રી ઉપરથી આ ગ્રંથનાં પ્રકરણો તૈયાર કરવામાં આવ્યાં છે. દરેક પ્રકરણને છેડે આધાર–નોંધ મૂકવામાં આવી છે. તેમાં માહિતી આપનાર વ્યક્તિનાં નામ તેમજ અન્ય સાધનોની વિગત આપી છે. તૈયાર થયેલાં પ્રકરણો જાણકારને બતાવીને સુધારાવ્યાં પણ છે. જે પ્રકરણોમાં મૂળ લેખનોજ ઉપયોગ કર્યો છે ત્યાં ત્યાં લેખકનું નામ, તેમનો પરિચય અને એ પ્રકરણનું લખાણ તેમણે તૈયાર કરી આપ્યા બાબતની સંપાદકીય નોંધ મોટે ભાગે પ્રકરણની શરૂઆતમાંજ લખી છે. એ રીતે આ ગ્રંથમાંની માહિતી બને એટલી આધારભૂત બનાવવા પ્રયત્ન કર્યો છે.

**સંભવિત ખામીઓ અને મર્યાદાઓ :** આમ છતાં ઉતાવળને લીધે, અજ્ઞાનને લીધે, માહિતી અપૂરી હોવાને લીધે, છાપકામની ભૂલોને લીધે, એમ અનેક કારણે આ માહિતીમાં દોષો હોવાનો સંભવ છે. બધી માહિતી ઇ. સ. ૧૯૫૨ થી ૧૯૫૪ ના મે માસ સુધીના ગાળામાં એકઠી કરેલી છે, તેથી એ સમયમર્યાદા પણ આ માહિતીનો અભ્યાસ કરતી વખતે ધ્યાનમાં રાખવી જોઇએ. બીજી રીતે પણ અભ્યાસીઓ આ માહિતીને ટીકાપાત્ર લેખે એ સંભવિત છે. જુદી જુદી દ્રષ્ટિવાળા વાચકો અને નિષ્ણાતો આ દ્રષ્ટિએ આ

ગ્રંથમાંની માહિતીના ગુણદોષની ચર્ચા કરે અને આ ગ્રંથ વધુ ઉપયોગી બનાવી શકાય એવી રચનાત્મક સૂચનાઓ કરે એવી ખાસ વિનંતી છે.

**મુખ્ય ઉદ્દેશ :** આ પ્રવૃત્તિની પરિચય પત્રિકામાં એના ઉદ્દેશ વિષે નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું :

"દેશની આબાદી વધારવા માટે શું શું કરવું જોઈએ તે નક્કી કરવા આપણી ભારત સરકારે નિયોજન પંચ નીમેલું છે. એ પંચે આખા દેશને માટે પ્રથમ પંચવર્ષીય યોજના ઘડી કાઢી છે. આ યોજનાનો કાર્યક્રમ પ્રજાએ ઉપાડી લેવાનો છે. તે માટે આપણે સ્થાનિક સંજોગોનું વિગતથી જ્ઞાન મેળવવું પડશે. સરકારે સરકારી રીતે ઘડેલી યોજનાઓ પ્રજાની દ્રષ્ટિએ તપાસવી પડશે અને સ્વાધીન દેશની સ્વાધીન પ્રજા તરીકે નવજીવન પ્રગટાવવાનો પુરુષાર્થ પ્રજાએ જાતે જ માંડવો પડશે. ખેડા જિલ્લામાં આવા પ્રજાવ્યાપી પુરુષાર્થને પ્રેરે ને પોષે એવી તમામ પાયાની માહિતી એકઠી કરી તે પુસ્તકરૂપે પ્રકટ કરવા એ 'ચરોતર સર્વસંગ્રહ' નો મુખ્ય ઉદ્દેશ છે."

ઉપરનો ઉદ્દેશ કેટલે અંશે સધાયો છે તે તો વાચકો જ કહી શકશે. પરંતુ એ ઉદ્દેશ પાર પાડવા સંપાદકોએ યથાશક્તિ, યથામતિ પ્રયત્ન કરેલો છે, એટલું ઉપર આપેલી હકીકતો ઉપરથી જોઈ શકાશે.

**ગામેગામના સર્વસંગ્રહો તૈયાર કરવાની જરૂર :** આ લખાય છે ત્યારે સરકાર તરફથી બીજી પંચવર્ષીય યોજના તૈયાર થવા આવી છે કે થઈ ગઈ છે. પહેલી પંચવર્ષીય યોજના સરકારે તૈયાર કરી હતી અને પ્રજાનો તેમાં સાથ માગવામાં આવ્યો હતો. બીજી પંચવર્ષીય યોજનામાં દરેક ગામ પોતપોતાની યોજના તૈયાર કરે અને સરકાર તે પાર પાડવામાં મદદ કરે એવો ખ્યાલ રાખવામાં આવ્યો છે. આ બીજા પ્રકારની પંચવર્ષીય યોજના લોકો તૈયાર કરી શકે એવી સામગ્રી આ ગ્રંથમાં ખીચોખીચ ભરેલી છે. આમ છતાં દરેક ગામ પોતાને માટે પંચવર્ષીય યોજના તૈયાર કરે એ માટે એ ગામનો સ્વતંત્ર સર્વસંગ્રહ તૈયાર થવો જોઈએ. આખા જિલ્લામાં એ દૃષ્ટિએ પ્રચંડ હિલચાલ જગવવાનું કામ લોકનેતાઓનું છે. પરંતુ નેતાઓની રાહ જોયા સિવાય પણ લોકો આ પુસ્તકની મદદથી પોતપોતાના ગામની નવરચનાની પ્રવૃત્તિ ઉપાડી શકે તેમ છે.

**જિલ્લાનું નામ 'ચરોતર' રાખવાની જરૂર :** આ ગ્રંથનો એક હેતુ ખેડા જિલ્લાને 'ચરોતર જિલ્લો' એવું નામ આપી જિલ્લાની પ્રજામાં રહેલા ખેડૂતોના ખમીરને અને એની વતનભાવનાને મૂર્ત સ્વરૂપ આપવું એ પણ છે, એમ એની પરિચયપત્રિકામાં જાહેર કરવામાં આવ્યું હતું. ઇતિહાસની હકીકતો જોતાં ખ્યાલ આવશે કે ખેડા ગામ અંબાલાત જેટલું જ કે તેથી બીજે નંબરે પ્રાચીન સ્થળ છે. જૂના રાજમાર્ગો ઉપર તે આવેલું હતું, અને તે સમયના ભૂગોળને એનું સ્થાન અનેક રીતે અનુકૂળ હોવાથી ઇતિહાસના જુદા જુદા યુગોમાં એવા નામથી હાલના જિલ્લા જેવા કે તેથી પણ મોટા પ્રાદેશિક વિભાગો પાડવામાં આવ્યા હતા. એ ઇતિહાસના પરંપરાને અનુસરીને જ બ્રિટિશ સરકારે ખેડાને મુખ્ય મથક રાખી તેની હકૂમત નીચેના પડોશના તાલુકાઓના જૂથને ખેડા જિલ્લાનું નામ આપ્યું હતું. બ્રિટિશ સત્તા પાસે સમગ્ર રાષ્ટ્રહિતની કોઈ દૃષ્ટિ ન હતી. એની દૃષ્ટિ એનું સામ્રાજ્ય ટકાવવાની હતી. આજે સર્વોદયની દૃષ્ટિથી રાજ્ય સ્થપાયું છે. ઓછામાં ઓછા ખર્ચે વધુમાં વધુ સગવડો લોકોને આપી શકાય અને જિલ્લાના તમામ તાલુકાઓની તેમજ તમામ પ્રકારના લોકોની ઉન્નતિ થાય એ હાલના રાજ્યનું ધ્યેય છે. પંચવર્ષીય યોજના નિયોજિત અર્થતંત્રનો સ્વીકાર કરે છે. આ બધું જોતાં ખેડા જિલ્લાને 'ચરોતર જિલ્લો' એવું નામ આપી એની ભૌગોલિક રચનાને બંધ બેસે તેવું એનું પાટનગર કરાવવામાં આવે અને ત્યાંથી જિલ્લાની નવરચનાની પ્રવૃત્તિઓનું સંચાલન કરવામાં આવે એ ઇષ્ટ ધ્યેય છે. આ ગ્રંથમાં આપેલી માહિતી આ પ્રકારનું દર્શન સૌ કોઈને આપી રહેશે એવી પણ સંપાદકોની નમ્ર પ્રાર્થના છે.

**આભાર :** આ માહિતીગ્રંથ તૈયાર કરવામાં જેમણે જેમણે સહકાર ને મદદ આપ્યાં છે તે બધાના ઉલ્લેખ આ નિવેદનમાં પ્રસંગે પ્રસંગે કર્યા છે. માહિતી આપનાર અને લેખો લખી આપનાર વ્યક્તિઓનાં નામો જે તે પ્રકરણને છેડે આપેલી આધાર નોંધોમાં કે પરિચયોમાં નોંધ્યાં છે. આ ઉપરાંત નાનાં ગામોમાંથી અનેક ભાઈઓએ પત્ર દ્વારા માહિતી મોકલી આપી છે, કેટલાકે આ કાર્યમાં રસ લઈ સંપાદકોને હૂંફ અને ઉત્તેજન આપ્યાં છે. તે સૌનો સંપાદકો આભાર માને છે.

**મદદનીશો** માહિતી આપનાર ઉપરાંત એ માહિતી ઉપરથી પુસ્તકનુ પ્રેસ-મેટર તયાર કરનાર ભાઈઓનો પણ આભાર માનવાનો છે ઘણા બવા ભાઈઓએ સપાદકોની સૂચના મુજબ પ્રેસ-મેટર તૈયાર કરવામા વિવિધ પ્રકારે મદદ કરી છે તે ઉપરાત નકલો કરવાનુ, પત્રવ્યવહાર કરવાનુ, પ્રેસ-મેટર ટાઈપ કરવાનુ, પ્રૂફ સુધારવાનુ, હિસાબ રાખવાનુ, વગેરે કામો પણ કેટલાક બીજા ભાઈઓએ આ પ્રવૃત્તિ માટે કરેલા છે, તે સર્વનો આભાર માનવામા આવે છે

આ પુસ્તકના સપાદન કાર્યમા ખૂબ મહત્ત્વની મદદ કરવામા નડિયાદના શ્રી રાજેન્દ્ર મહેતા અને શ્રી પુરૂષોત્તમ બારોટ, એ બન્નેના નામોનો ઉલ્લેખ પણ અસ્થાને નહિ ગણાય નડિયાદના આ બને ભાઈઓએ પોતાનુ જ કાર્ય માનીને સપાદનના ઘણા કાર્યોમા મદદ કરી છે તે બદલ સપાદકો એમનો આભાર માનવાની આ તક લે છે

**ચિત્રકાર અને ફોટોગ્રાફરો** નકશા અને આલેખો નડિયાદના જાણીતા વિજ્ઞાનશિક્ષક અને ચિત્રકાર શ્રી ચદ્રવદન ભટ્ટે ઘણી મહેનત લઈને તૈયાર કરી આપ્યા છે ફોટાઓ પૈકી મોટા ભાગના શ્રી રામકૃષ્ણ શાહે અને થોડા થોડા શ્રી હસમુખ મિસ્ત્રી, શ્રી કાન્તિલાલ દરજી તથા શ્રી મનહર ચોકસીએ આ પુસ્તક માટે જ પાડી આપ્યા છે આ ભાઈઓ નડિયાદના વતનીઓ છે ને ઉપરાત ખેતીને લગતા ઘણા ફોટા માતરના વતની શ્રી હીરાલાલ ભાઈ પાસેથી મળેલા છે 'કીટકો' ના પ્રકરણના ફોટાના બ્લોક આણદના કૃષિગોવિદ્યાભવન તરફથી વાપરવા મળ્યા હતા આ સિવાયના ફોટાઓ જે તે ગામ, સસ્થા કે પ્રવૃત્તિના સચાલકોએ તેમજ અન્ય મિત્રોએ આ કામ માટે વાપરવા આપ્યા છે કે મેળવી આપ્યા છે તે સર્વનો અતઃકરણપૂર્વક આભાર માનવામા આવે છે

**શ્રી છોટુભાઈ પટેલ** આ આખી પ્રવૃત્તિની વ્યવસ્થાનુ કામ 'હિમ્મત' સાપ્તાહિકના સહતત્રી શ્રી છોટુભાઈ પટેલે સભાળ્યુ છે વ્યવસ્થાનુ નિયમન કરવા ઉપરાત સચાલકોની સૂચના મુજબ પ્રશ્નાવલીઓના જવાબો મેળવવા, પુસ્તકો, નકશાઓ, આકડા વગેરે સાધનો મેળવવા, ગામેગામ ફરવુ, જાણકાર વ્યક્તિઓને મળવુ, તે ઉપરથી જરૂર પ્રમાણે નવુ લખાણ તયાર કરવુ, સપાદકોએ તૈયાર કરેલા લખાણને ટાઈપ કરાવી, સુધારી જાણકારો પાસે ટપાલથી કે જાતે જઈ મજૂર કરાવવુ આ બધુ કડાકૂટવાળુ કામ શ્રી છોટુભાઈએ જરા પણ કટાળ્યા સિવાય, ધીરજ ગુમાવ્યા સિવાય સતત પરિશ્રમ લઈને ખતથી પાર પાડયુ છે ડિરેક્ટરી વિભાગનુ લગભગ તમામ પ્રેસ-મેટર એમણે બીજા ભાઈઓની મદદથી તૈયાર કરેલુ છે આ બધા ઉપરાત આખી પ્રવૃત્તિનુ એક માતાની ખત ને ચીવટથી એમણે મમતાપૂર્વક જતન કરેલુ છે માહિતી મેળવવામા અનેક વખત નિરાશ થવાના પ્રસગોએ પણ એમણે શ્રદ્ધા ગુમાવી નથી સપાદકોના ખ્યાલ બહાર રહી ગયેલી ઘણી માહિતી એમણે પોતાની સૂઝથી મેળવી આપેલી છે સપાદકોના લખાણને પણ એમણે જરૂર પડયે સુધાર્યું છે એમના જેવા સહૃદયી અને સાચાબોલા કાર્યકરનો આ પ્રવૃત્તિને લાભ મળ્યો છે એ એનુ સદ્ભાગ્ય છે એ માટે સપાદકો એમના અત્યત ઋણી છે

**અર્પણ** આ ગ્રથ આધુનિક ચરોતરના આદ્યદ્રષ્ટા સદ્ગત મોતીભાઈ અમીનની પુણ્ય સ્મૃતિને અર્પણ કરવામા આવ્યો છે એ પુણ્યપુરુષની અનેકવિધ સેવાઓમાની ઘણી સેવાઓના ઉલ્લેખો આ ગ્રથમા આવે છે એ સર્વને આ ગ્રથરૂપી અજલિ અપાય એ ઉચિત જ છે પરતુ એથી વિશેષ કારણ તો એ છે કે 'ચરોતર સર્વસગ્રહ' નામનો આ પ્રકારનો મહાન ગ્રથ રચવાનો પ્રથમ પ્રયાસ પણ એ આદ્ય દ્રષ્ટાએ જ આદર્યો હતો એની શરૂઆત પેટલાદ મહાલ સર્વસગ્રહ' નાના ફુલસ્કેપ સાઈઝના એક હજાર પૃષ્ઠના હસ્તલિખિત ગ્રથથી કરવામા આવી હતી એની સારરૂપ માહિતી 'ચરોતર' માસિકમા પ્રસિદ્ધ થઈ હતી એ મૂળ ગ્રથ હાલ વડોદરામા રહેતા શ્રી વકીલ હાથીભાઈ અમથાભાઈ પટેલ કે કોઠી, ચાર રસ્તા, પાસે હયાત છે એમની પાસે જ એ તૈયાર કરાવવામા આવ્યો હતો એમાની માહિતી જૂની થઈ હોવાથી આજે ઉપયોગી ન લાગે પરતુ આજથી પચીસ વર્ષ પૂર્વે એ પ્રયાસ આદરનાર વ્યક્તિની આર્ષ દ્રષ્ટિ આ ગ્રથના સપાદનનુ એક પ્રેરક બળ બની છે એના અર્પણથી જીવત બનેલી એ આર્ષદૃષ્ટિના સ્મૃતિ સૌ કોઈને પોતાના વતનની સેવા મારફતે દેશસેવા કરવાની પ્રેરણા આપે અને ભારત ભાગ્યવિધાતા એમા સદા સહાય કરે એવી સપાદકોની હાર્દિક પ્રાર્થના છે

નડિયાદ
તા ૨૩-૮-૫૪

પુરૂષોત્તમ છ શાહ
ચદ્રકાન્ત ડૂ શાહ

# અનુક્રમણિકા

## ખંડ પહેલો : સ્થળ વર્ણન



## ખંડ બીજો : રાજ્યતંત્ર

## ખંડ ત્રીજો : ખેતી અને ઉદ્યોગો



## ખંડ ચોથો : વિશિષ્ટ પ્રવૃત્તિઓ



## ખંડ પાંચમો : સમાજવ્યવસ્થા

## ખંડ છઠ્ઠો : ઇતિહાસ દર્શન



★

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો

### પ્રદેશદર્શન

★
★ ★
★ ★
★ ★ ★ ★ ★

### ખંડ પહેલો

સ્થળવર્ણન

# ૧
# પરિચય

**વ્યાખ્યા :** લૌકિક ખ્યાલ પ્રમાણે વાસદ આગળથી શરૂ થતા મહીકાંઠા અને મહેમદાવાદ નજીકના વાત્રકકાંઠાની વચ્ચેનો પ્રદેશ ચરોતર કહેવાય છે. આ પ્રદેશ ઘણો ફળદ્રુપ અને રળિયામણો હોવાથી વિદ્વાનોએ તેને 'ચારુતર' (વધારે સુંદર) કહ્યો છે. પરંતુ થોડાં વર્ષો ઉપર થયેલી શોધ પ્રમાણે તેરમી સદીમાં રચાયેલા એક પુસ્તકમાં થયેલા 'पेटलापद्रप्रभृति चतुरुत्तरं शतम्' એવા શબ્દપ્રયોગમાંના 'चतुरुत्तरं शतम्' ઉપરથી 'ચરોતર' શબ્દ થયેલો છે. એટલે પેટલાદ અને તેની આસપાસનાં ૧૦૪ ગામ આજથી આઠસો વર્ષ પૂર્વે 'ચરોતર' કહેવાતાં હશે. બ્રિટિશ અમલમાં આ પ્રદેશ બ્રિટિશો અને દેશી રાજાઓ વચ્ચે વહેંચાઈ ગયો હતો. હવે રાજકીય ભેદો ભુસાઈ ગયા છે અને ખંભાતના અખાતથી માંડી ઉત્તર–પૂર્વમાં વીરપુર સુધીનો સળંગ પ્રદેશ ખેડા જિલ્લો બન્યો છે. આ આખા પ્રદેશને એક સરખી રાજનીતિનો લાભ મળી રહ્યો છે. તેથી રાજકીય ખેડા જિલ્લાને આ પુસ્તકમાં 'ચરોતર જિલ્લો' ગણવાનું ધોરણ રાખ્યું છે.

**સીમાઓ :** આ જિલ્લો પશ્ચિમ ભારતના મુંબઈ રાજ્યમાં ગુજરાત પ્રદેશની મધ્યમાં આવેલો છે. એની ભૂમિ ઉત્તર અક્ષાંશ ૨૨° ૭"થી ૨૩° ૧૮" અને પૂર્વ રેખાંશ ૭૨° ૧૫"થી ૭૩° ૩૭"ની વચ્ચે આવેલી છે. તેની પૂર્વ અને દક્ષિણ સરહદ મહી નદીની બનેલી છે. ઉત્તર–પૂર્વનો વાડાશિનોર તાલુકો જનોડથી ઉત્તરે છેક છેલ્લી હદ સુધી મહી નદીથી દૂર પડી જાય છે. આ પૂર્વ સરહદની સામી બાજુએ પશ્ચિમમાં સાબરમતી નદી અમદાવાદ તરફથી આવી માતર તાલુકાના નાંયકા ગામની ઉત્તરે ખડિયારાપુરા આગળથી આ જિલ્લાની પશ્ચિમ સરહદ રચે છે. ત્યાંથી દક્ષિણે સાબરમતી ખંભાતના અખાતમાં ઠલવાય છે અને ખંભાત આગળ આ જિલ્લાની દક્ષિણ હદ અરબી સમુદ્રના એક ફાંટા ખંભાતના અખાતની બનેલી છે. આ જિલ્લાની ઉત્તર–પશ્ચિમે અમદાવાદ જિલ્લો આવેલો છે. છેક ઉત્તરે સાબરકાંઠા જિલ્લો છે. સાબરકાંઠા જિલ્લાની પૂર્વ હદથી દક્ષિણે અને આ જિલ્લાની પૂર્વ સરહદે, વાડાશિનોર તાલુકાની પડોશમાં, પંચમહાલ જિલ્લો આવેલો છે. પંચમહાલ જિલ્લાની દક્ષિણે, સેવાલિયાથી વાલવોડ સુધીના સામા કાંઠા ઉપર વડોદરા જિલ્લો વિસ્તરેલો છે. તેની પશ્ચિમે દહેવાણના સામા કિનારાથી દરિયાકાંઠા સુધી ભરૂચ જિલ્લો આવેલો છે. નકશામાં આ સીમાઓ બતાવેલી છે.

આ પ્રદેશ રેલવે સડકોના વ્યવહારથી પડોશના તમામ જિલ્લાઓ સાથે સંકળાયેલો છે. મધ્યમાં આવેલા નડિયાદ કેન્દ્રથી બસ મારફતે જિલ્લાની અંદર તેમજ બહાર કોઈ પણ સ્થળે જઈ શકાય છે. વેસ્ટર્ન રેલ્વેના આણંદ જંકશનેથી જિલ્લાની અંદર તેમજ બહાર રેલવેની શાખાઓ વિસ્તરેલી છે.

**વિસ્તાર :** ખેડા જિલ્લાનું ક્ષેત્રફળ ઈ. સ. ૧૯૫૧ની વસ્તી ગણતરીના નિવેદનમાં ૨૫૬૪.૨ ચોરસ માઈલ નોંધાયું છે. જિલ્લાની લગભગ મધ્યમાંથી પસાર થતી મુંબઈ–અમદાવાદ રેલવે લાઈન વાસદ આગળ આ જિલ્લામાં પ્રવેશે છે. તેને સામે છેડે ઉત્તરે આ જિલ્લાનું છેલ્લું સ્ટેશન કનીજ છે. એ બે સ્ટેશન વચ્ચેનું અંતર ૩૬ માઈલ છે. પશ્ચિમ–દક્ષિણ ખૂણે આવેલા ખંભાત તાલુકાના છેડાથી સામે વાડાશિનોર તાલુકાના ઉત્તર–પૂર્વ છેડા સુધીનું આ જિલ્લાનું લાંબામાં લાંબું અંતર આશરે ૧૦૦ માઈલ છે. વાડાશિનોર નજીક મહીકાંઠે આવેલા વનોડાથી ઉત્તર–પશ્ચિમે તે જ તાલુકાના ભોંથલા ગામ આગળ જ્યાં કપડવણજ તાલુકાની ઉત્તર–પૂર્વ હદ મળે છે તે બે બિંદુઓ વચ્ચેનું અંતર આશરે ૨૨ માઈલ છે. દક્ષિણે આવેલો દરિયો ખંભાતથી પંદરેક માઈલ સુધી આ જિલ્લાની હદમાં ગણાય છે.

વાડાશિનોર તાલુકાની ઉત્તર હદથી ખંભાત તાલુકાની છેક પશ્ચિમ હદ સુધીની આ જિલ્લાની પૂર્વ–દક્ષિણ હદ આશરે ૧૬૦ માઈલ લાંબી છે. ખંભાત તાલુકાની પશ્ચિમ હદથી શરૂ કરી ઉત્તર–પૂર્વ ફરતી વાડાશિનોર તાલુકાની ઉત્તર–પશ્ચિમ હદ સુધીની બાકીની સરહદની લંબાઈ પણ આશરે ૧૬૦ માઈલ છે. આ આશરે ૩૨૦ માઈલની સરહદ ચારે બાજુ અગણિત ખાંચાવાળી છે.

**દેખાવ :** નકશામાં આ જિલ્લો ખંભાત તરફથી એક પડખે સતેલા નીલમ જેવો આકાર ધારણ કરે છે. વાડાશિનોર

તાલુકો આ નીલમની ટોચ જેવો છે. વાસદથી રેલવે માર્ગે જતાં તળ ચરોતર પ્રદેશ આવે છે. આ પ્રદેશ તેનાં બગીચા જેવાં ખેતરોથી રળિયામણો લાગે છે. ખેતરોને ફરતી ઊંચી વાડો, તેમાં આવેલાં નાનાં મોટાં ઝાડોની હારો ને ઘટાઓ અને સેંકડો વર્ષોથી ખેડાઈ સ્વચ્છ અને મુલાયમ બનેલી ગોરાડુ જમીન અજાણ્યા મુસાફરોનું હંમેશાં ધ્યાન ખેંચે છે. ચરોતરની પશ્ચિમે આવેલા અસામલી ગામ અને ખંભાત બંદરને જોડતી રેખાથી જિલ્લાની હદ સુધીનો પશ્ચિમ બાજુનો પ્રદેશ ભાલ કહેવાય છે. તેની જમીન કાળી છે. જૂજ વનસ્પતિ અને ખેતરોમાં વાડોનો અભાવ એ લક્ષણોથી આ પ્રદેશ તળ ચરોતર કરતાં જુદો ઓળખાઈ આવે છે. એ રીતે મહેમદાવાદ તાલુકાનો રેલવે લાઈનની પશ્ચિમનો પ્રદેશ અને માતર તાલુકાનો પ્રદેશ મુખ્યત્વે કાળી જમીનનો બનેલો છે. ત્યાં ખાસ કરીને ક્યારી જમીનો છે. કપડવણજથી પૂર્વમાં અને ઠાસરાની ઉત્તરે વાડાશિનોરનો ડુંગરાળ પ્રદેશ આવેલો છે. ત્યાં છૂટાં છૂટાં જંગલો છે. આ પ્રદેશ અરવલ્લીના પર્વતોની તળેટીનો એક ભાગ છે. ખેડા જિલ્લાની જમીનનો ઢાળ અહીંથી પશ્ચિમ-દક્ષિણ તરફ છે, અને આ ઢાળ ઉપરથી નદીઓનાં પાણી ખેડા જિલ્લાની ભૂમિ ઉપરથી વહીને દરિયામાં જાય છે. આ પાણીમાં ખેંચાઈ આવતા કાંપ વડે ચરોતર પ્રદેશની રસાળ ભૂમિ બનેલી છે.

**વસ્તી :** ઈ. સ. ૧૯૫૧ની સરકારી વસ્તી ગણતરીના નિવેદનમાં આ જિલ્લાનાં ગામોની સંખ્યા ૯૮૮ નોંધાઈ છે. તે પૈકી ૩૮ નગરો છે. આ ગામોની કુલ વસ્તી એ જ નિવેદન પ્રમાણે ૧૬,૧૨,૪૨૬ છે. તે પૈકી ૮,૪૩,૨૫૦ પુરુષો અને ૭,૬૯,૧૭૬ સ્ત્રીઓ છે. આ ગણતરી પ્રમાણે વસ્તીનું સરેરાશ પ્રમાણ દર ચોરસ માઈલે ૬૨૯ આવે છે.

**સરખામણી :** મુંબઈ રાજ્યના કુલ ૨૮ જિલ્લાઓ પૈકી ક્ષેત્રફળની દૃષ્ટિએ આ જિલ્લાનો ક્રમ લેન્ડ રેકર્ડના આંકડાના આધારે ૨૪મો આવે છે, કુલ વસ્તીની દૃષ્ટિએ સાતમો આવે છે, અને દર ચોરસ માઈલે સરેરાશ વસ્તીની દૃષ્ટિએ બૃહદ મુંબઈનો પ્રથમ અને આ જિલ્લાનો બીજો ક્રમ આવે છે.

**ઇતિહાસ :** ઈ. સ. ૧૯૪૭ના ઑગસ્ટની ૧૫મી તારીખે ભારત દેશમાંથી બ્રિટિશ રાજ્યનો અંત આવ્યો અને સ્વરાજ્ય સ્થપાયું. નવી સરકારે દેશી રાજ્યોને નવા મુંબઈ રાજ્યમાં ભેળવી દીધાં અને તા. ૧-૮-૪૯થી આ જિલ્લો હાલના સ્વરૂપે અસ્તિત્વમાં આવ્યો. ત્યાર પછી કેટલાક તાલુકાઓનાં ગામોની યાદીમાં થોડો ફેરફાર થયો, અને તા. ૧૫મી ઑક્ટોબર ૧૯૫૦થી હાલના તાલુકાઓનાં ગામો કાયમ થયાં.

આ રીતે સ્વરાજ્ય સ્થપાયું તે પહેલાંનાં નીચેનાં રાજ્યો અને ગામોનો આ જિલ્લામાં સમાવેશ થયેલો છે:— (૧) બ્રિટિશનો ખેડા જિલ્લો, જેમાં સાત તાલુકા હતા; બોરસદ, આણંદ, નડિયાદ, માતર, મહેમદાવાદ, કપડવણજ અને ઠાસરા. આ પ્રદેશનાં ગામોમાંથી એક ગામ સાબરકાંઠા જિલ્લામાં અને બે ગામ અમદાવાદ જિલ્લામાં ફેરવ્યાં છે; (૨) ગાયકવાડના વડોદરા રાજ્યના પેટલાદ અને ભાદરણ તાલુકા તથા આતરસુંબા પેટા મહાલનાં ૩૮ ગામો, (૩) ખંભાત, વાડાશિનોર, પુનાદરા, ખડાલ અને ઘોડાસસરનાં દેશી રાજ્યો, (૪) ઝેર અને નિર્માળીની જાગીરો; (૫) અમદાવાદ જિલ્લાનાં ૭ ગામો.

**તાલુકાઓ :** આ રીતે બનેલા નવા ખેડા જિલ્લાના દસ તાલુકા પાડવામાં આવ્યા છે: ખંભાત, પેટલાદ, બોરસદ, આણંદ, નડિયાદ, માતર, મહેમદાવાદ, કપડવણજ, ઠાસરા, વાડાશિનોર.

**ખંભાત તાલુકો :** ખંભાત તાલુકો જિલ્લાને પશ્ચિમ-દક્ષિણ ખૂણે આવેલો છે. તેની દક્ષિણે ખંભાતનો અખાત છે, પશ્ચિમે સાબરમતી નદી અને તેને પેલે પાર અમદાવાદ જિલ્લાના ધોળકા અને ધંધુકા તાલુકા છે. પૂર્વે ઉત્તર તરફ માતર તાલુકો, તેની દક્ષિણે પેટલાદ તાલુકો, અને તેની દક્ષિણે બોરસદ તાલુકો છે.



**પેટલાદ તાલુકો :** પેટલાદ તાલુકો ખંભાત તાલુકાની પૂર્વે અને માતર તથા બોરસદ તાલુકાઓની વચ્ચે છે. તેની પૂર્વે ઉત્તર તરફ નડિયાદ તાલુકો અને દક્ષિણ તરફ આણંદ તાલુકો છે. પેટલાદ તાલુકામાં નદી નથી. તે સિવાય બાકીના નવેય તાલુકામાં સરહદે અથવા મધ્યમાં એક યા વધુ નદીઓ આવેલી છે.




**બોરસદ તાલુકો :** બોરસદ તાલુકો ખંભાત તાલુકાની પૂર્વે મહીકાંઠે આવેલો છે. એની ઉત્તર-પશ્ચિમે પેટલાદ તાલુકો છે, અને ઉત્તર-પૂર્વે મહીકાંઠે આણંદ તાલુકો છે. મહી નદીની સરહદને પેલે પાર વડોદરા જિલ્લાના વડોદરા અને પાદરા તાલુકા તથા ભરૂચ જિલ્લાનો જંબુસર તાલુકો આવેલા છે. એનો મહીકાંઠાનો પ્રદેશ કાંઠાગાળો કહેવાય છે. તે એની પૂર્વ-દક્ષિણ હદ છે.




**આણંદ તાલુકો :** આણંદ તાલુકો પેટલાદ તાલુકાનો પૂર્વે અને બોરસદ તાલુકાની ઉત્તર-પૂર્વે મહીકાંઠે આવેલો છે. તેની ઉત્તર-પશ્ચિમે નડિયાદ તાલુકો છે, અને ઉત્તર-પૂર્વે ડાસરા તાલુકો છે. એની પૂર્વ સરહદે મહીકાંઠે સાવલી અને વડોદરા તાલુકા છે. ઉત્તર સરહદે થોડાક ભાગમાં શેઢી નદી વહે છે




**નડિયાદ તાલુકો :** નડિયાદ તાલુકો જિલ્લાની મધ્યમાં આવેલો છે. તેની દક્ષિણ-પૂર્વે આણંદ તાલુકો, ઉત્તર-પશ્ચિમે મહેમદાવાદ તાલુકો, પશ્ચિમે માતર તાલુકો, દક્ષિણ-પશ્ચિમે પેટલાદ તાલુકો, પૂર્વે ડાસરા તાલુકો, અને ઉત્તરે કપડવણજ તાલુકો આવેલા છે. આ તાલુકાની મધ્યમાં પૂર્વ તરફથી આવી શેઢી નદી પશ્ચિમ તરફ વહે છે. તેને ઉત્તર તરફથી મહોર અને લૂણી નદીઓ આ તાલુકામાં મળે છે.



**માતર તાલુકો :** માતર તાલુકો જિલ્લાની પશ્ચિમ સરહદે ખંભાત અને પેટલાદ તાલુકાઓની ઉત્તરે આવેલો છે. એની પશ્ચિમ હદ સાબરમતી નદીની બનેલી છે. એ હદની પેલે પાર નદીને કાંઠે અમદાવાદ જિલ્લાનો ધોળકા તાલુકો આવેલો છે. આ તાલુકાની ઉત્તર-પૂર્વે મહેમદાવાદ તાલુકો અને પૂર્વે નડિયાદ તાલુકો આવેલા છે. આ તાલુકાની મધ્યમાં વાત્રક નદી વહે છે. આ નદી ખેડા તરફથી આવી તાલુકાની મધ્યમાં થઈ પશ્ચિમે સાબરમતી નદીમાં મળી જાય છે. ઉત્તરે ખારી નદીના બે ફાંટા સાબરમતી નદીમાં મળી જાય છે.




**મહેમદાવાદ તાલુકો :** મહેમદાવાદ તાલુકો જિલ્લાની ઉત્તર સરહદે આવેલો છે. તેની ઉત્તરે અમદાવાદ જિલ્લાનો દશક્રોઈ તાલુકો, દક્ષિણ-પશ્ચિમે માતર તાલુકો, દક્ષિણ-પૂર્વે નડિયાદ તાલુકો અને ઉત્તર-પૂર્વે કપડવણજ તાલુકો આવેલા છે. આ તાલુકાની વચ્ચે થઈને વાત્રક અને મેશ્વા નદીઓ વહે છે. તે આ તાલુકાની પશ્ચિમ સરહદ નજીક મળી જઈ દક્ષિણ સરહદે ખેડા આગળ પૂર્વ તરફથી આવતી શેઢી નદી સાથે જોડાય છે. જિલ્લાનું મુખ્ય મથક ખેડા આ સંગમ ઉપર આવેલું છે.




**કપડવણજ તાલુકો :** કપડવણજ તાલુકો જિલ્લાની ઉત્તર-પૂર્વ સરહદ ઉપર છે. તેની ઉત્તરે સાબરકાંઠા જિલ્લાનો બાયડ તાલુકો, પૂર્વે વાડાશિનોર તાલુકો, દક્ષિણે ઠાસરા અને નડિયાદ તાલુકા અને દક્ષિણ-પશ્ચિમે મહેમદાવાદ તાલુકો આવેલા છે. આ તાલુકાની મધ્યમાં મહોર, વરાંસી અને ખારવા એ ત્રણ નદીઓ ઉત્તરથી દક્ષિણ તરફ વહે છે. આ નદીઓની પશ્ચિમે તાલુકાની પશ્ચિમ સરહદ નજીક વાત્રક નદી ઉત્તરમાંથી આવી દક્ષિણ તરફ વહે છે.




**ઠાસરા તાલુકો :** ઠાસરા તાલુકો આણંદ તાલુકાની ઉત્તર-પૂર્વે મહીકાંઠે આવેલો છે. તેની પૂર્વે લુણાવાડા તથા સાવલી તાલુકા, ઉત્તરે વાડાશિનોર તથા કપડવણજ તાલુકા,

પશ્ચિમે નડિયાદ તાલુકો અને દક્ષિણે આણંદ તાલુકો છે. એની પૂર્વ હદ મહી નદીની બનેલી છે અને એની મધ્યમાં થઈને શેઢી નદી ઉત્તર તરફથી આવી દક્ષિણ-પશ્ચિમે વહે છે.




**વાડાશિનોર તાલુકો :** વાડાશિનોર તાલુકો આ જિલ્લાની ઉત્તર-પૂર્વ ટોચ છે. તેના બે ભાગ છે. એક વાડાશિનોર આજુબાજુનો દક્ષિણ તરફનો પ્રદેશ અને બીજો વીરપુરની આજુબાજુનો ઉત્તર તરફનો પ્રદેશ. આ બે પ્રદેશો એક સાંકડી ડુંગરાળ પટ્ટીથી જોડાયેલા છે. તે પૈકી વીરપુર પ્રદેશની પૂર્વમાં પંચમહાલ જિલ્લાનો લુણાવાડા તાલુકો અને ઉત્તરે તથા પશ્ચિમે સાબરકાંઠા જિલ્લાનો માલપુર મહાલ તથા બાયડ તાલુકો છે. વાડાશિનોર પ્રદેશની પૂર્વે પંચમહાલ જિલ્લાના લુણાવાડા તથા ગોધરા તાલુકા, દક્ષિણે ઠાસરા તાલુકો અને પશ્ચિમે કપડવણજ તાલુકો છે. આખા વાડાશિનોર તાલુકામાં ઘણી નાની નદીઓ અને વહેળા છે. તે પૈકી વીરપુર નજીક વહેતી ઘૃતનંદા અને પયોનંદા ઉર્ફે બાવરી અને વાડાશિનોર નજીક વહેતી ખારવો ઉર્ફે ખરેઠી અને ઝાંઝરી જાણીતી છે.

વાડાશિનોર વિભાગની દક્ષિણ-પૂર્વ સરહદે મહી નદી આવેલી છે. ઉત્તર તરફથી આવતી આ નદી આ જગાએથી ખેડા જિલ્લાની પૂર્વ સરહદ બનવા માંડે છે.




# ૨
# નદીઓ (૧)

**પ્રાકૃતિક રચના :** પશ્ચિમે ખંભાત, ઉત્તરે ખેડા, પૂર્વે ઊમરેઠ અને દક્ષિણે વાસદ, એ ચાર બિંદુઓ વચ્ચેનો પ્રદેશ નકશામાં જોવાથી ખ્યાલ આવશે કે એની ચોતરફ નદીઓ વિસ્તરેલી છે. એ પ્રદેશની અંદરના ભાગમાં એક પણ નદી નથી. આ તળ ચરોતરનો પ્રદેશ છે, અને સપાટ મેદાન છે. ખેડા જિલ્લાની તમામ નદીઓ એની બહાર વહે છે. જિલ્લાની હદ બહાર ઉત્તરમાં તેમજ પૂર્વમાં દૂર દૂર સુધી પર્વતો પથરાયેલા છે. એ પર્વતો ઉત્તર-પશ્ચિમે આબુથી અને તેથીયે આગળ દિલ્હી પ્રદેશથી શરૂ થઈ પશ્ચિમ તરફ ગુજરાતની સરહદે વળાંક લઈ પૂર્વ તરફ ફેલાયેલા છે. તે અરવલ્લીની પર્વતમાળા છે. આ લાંબી પર્વતમાળાનો પૂર્વ છેડો પંચમહાલના પ્રદેશ આગળ પૂરો થાય છે. ત્યાંથી આગળ પૂર્વ તરફના વડોદરા જિલ્લાના ડુંગરો વિંધ્યાચળનો પશ્ચિમ છેડો છે. ખેડા જિલ્લાની પૂર્વ પડોશમાં, વડોદરા-ગોધરા રેલવે માર્ગ ઉપર આવેલો પાવાગઢનો ડુંગર આ છેડાની એક નિશાની છે. ખેડા જિલ્લાની ઉત્તરે આવેલો સાબરકાંઠા

જિલ્લો અને પૂર્વે આવેલો પંચમહાલ જિલ્લો અરવલ્લીની પર્વતમાળાના બનેલા છે.' ખેડા જિલ્લાના વાડાશિનોર તાલુકામાં આ પર્વતોની તળેટીની એક શાખા લંબાઈ છે. એની નિશાનીઓ ઠેઠ ડાસરા, ડાકોર અને કપડવણજ સુધી જોઈ શકાય છે. આ ભાગ ચરોતરના મેદાન કરતાં ઊંચો હોવાથી **માળ** કહેવાય છે. આ આખા વિસ્તારમાં અનેક નાની મોટી નદીઓ વહે છે. એમાંથી નકશામાં દર્શાવેલી મોટી નદીઓ વિષે જે કંઈ માહિતી મળી શકી છે તેનો સાર અત્રે આપવામાં આવે છે.

**મુખ્ય નદીઓ :** પૂર્વથી પશ્ચિમ તરફના ક્રમે લેતાં ખેડા જિલ્લાની મુખ્ય નદીઓ નવ થાય છે: **મહી, શેઢી, લૂણી, વરાંસી, મહોર, વાત્રક, મેશ્વા, ખારી** અને **સાબરમતી**. આ પૈકી લૂણી અને વરાંસી અનુક્રમે દક્ષિણે અને ઉત્તરે મહોર નદીને મળનારી નાની નદીઓ છે. ખારી નદીના ખેડા જિલ્લામાં પીંગળજ આગળથી બે ફાંટા બને છે અને તે બન્ને જુદે જુદે સ્થળે સાબરમતીને મળે છે. આ રીતે મુખ્ય નદીઓ સાત છે એમ કહી શકાય. તે પૈકી મહી અને સાબરમતી છેક સરહદોએ આવેલી હોઈ, જિલ્લાની અંદર વહેતી મુખ્ય નદીઓની સંખ્યા પાંચ થાય છે. આ રીતે ચરોતર પ્રદેશ પાંચ નદીઓનો બનેલો માની સદ્‌ગત કવિ નાનાલાલે એને 'ગુજરાતનો પંજાબ' કહ્યો હતો. આ નદીઓની વિગતવાર માહિતી એક એક નીચે આપી છે.

**મહી : ઉગમસ્થાન :** આ નદી ઇંદોર તરફના વિંધ્યાચળના પહાડોમાં **અમઝેરા** અને **ભોપાવાડ** ગામો વચ્ચે મેહાડ નામના સરોવરમાંથી નીકળે છે. આ સ્થળ ખંભાતથી પૂર્વે સીધી લીટીમાં લેતાં આશરે ૧૬૦ માઇલ દૂર છે, અને દરિયાની સપાટીથી ૧૮૫૦ ફૂટ ઊંચું છે. ત્યાંથી ૭-સાત માઈલે ભોપાવાડ આગળથી વળાંક લઈ મહી નદી ઉત્તર તરફ વહે છે. ૧૩૦ માઇલના આ દિશાના માર્ગ ઉપર ગ્વાલિયર, ધાર, ઝાબુઆ, રતલામ, સૈલાણા, પ્રતાપગઢ, ઉદેપુર વગેરે પ્રદેશોમાં થઈને તે ડુંગરપુર-વાંસવાડાની હદમાં પ્રવેશ કરે છે. ત્યાંથી પશ્ચિમે પંચમહાલ જિલ્લાના સંતરામપુર પ્રદેશમાં કડાણા આગળ તે ગુજરાતની કુદરતી હદ બાંધે છે. કડાણાથી વાડાશિનોર તાલુકાની ઉત્તર પૂર્વ હદ સુધી તે પંચમહાલ જિલ્લામાં વહે છે. ઊગમસ્થાનથી આશરે દોઢસો માઇલનો એનો પ્રદેશ **માળવા** કહેવાય છે. ડુંગરપુર વાંસવાડાનો પ્રદેશ **વાગડ** કહેવાય છે. કડાણા બાજુનો પ્રદેશ **પાલ** કહેવાય છે, અને ત્યાંથી **માળ** અને તે પછી **ચરોતર**નો પ્રદેશ આવે છે. આશરે ૧૮૦ માઇલના આ માર્ગમાં પૂર્વ તરફથી ઘણી નદીઓ મળીને મળે છે. આ માર્ગ ઊંડી ખીણોમાં આવેલો છે. આ ખીણો કેટલેક સ્થળે ૧૦૦ ફૂટ ઊંડી હોય છે. કડાણા આગળ તો મહીસાગરના પાણીની સપાટીથી બન્ને બાજુના ડુંગરની ધારની ટોચ ૩૦૦ ફૂટ જેટલી ઊંચી છે, જ્યારે પાણીની સપાટીથી નદીનું તળ ૧૫૦ ફૂટ જેટલું ઊંડું છે.

**વીરપુરથી જનોડ સુધી :** વાડાશિનોર તાલુકાના ઉત્તરાર્ધની વચ્ચે **વીરપુર** નામનું જાણીતું ગામ છે. ત્યાંથી થોડા માઇલ પૂર્વે વાડાશિનોર તાલુકાની હદ પૂરી થાય છે. એની પશ્ચિમે નજીકમાં આવેલા ડુંગરો પૈકી અવનલ માતાના ડુંગરને પેલે પારથી બે નદીઓ વીરપુર તરફ વહી આવે છે. ઉત્તર-પૂર્વે વહેનારી નદી **ઘૃતનંદા** કહેવાય છે, અને દક્ષિણ-પૂર્વે વહેનારી **પયોનંદા** કહેવાય છે. વીરપુરમાં દરિયાપીરની દરગાહ છે. એની બરાબર પાસે થઈને ઘૃતનંદા વહે છે. આ બંને નદીઓ વીરપુરની ચારે તરફ મહાદેવની જળાધારી માફક વહેતી હોવાથી વીરપુર ગામ એક ટાપુ બની રહે છે. ગામથી દૂર પૂર્વ-દક્ષિણે કાશીકાકાની ટેકરી આગળ, ધારેશ્વર મહાદેવ નજીક, એ બંને નદીઓ એક થઈ થોડે દૂર મહી નદીમાં ભળી જાય છે.* મહી નદી સહેજ પૂર્વે પંચમહાલ જિલ્લાના કોલવણ ગામ આગળ થઈને દક્ષિણ તરફ વહે છે. દક્ષિણે જનોડ સુધીનો આ નદીનો પ્રવાહ પંચમહાલના પ્રદેશમાં આવેલો છે. જનોડથી સહેજ વળાંક લઈ મહી નદી દક્ષિણ માર્ગે વાંકીચૂંકી સર્પાકારે ચાલે છે અને ઠેઠ ખંભાતના અખાત સુધી તે ખેડા જિલ્લાની પૂર્વ-દક્ષિણ હદ બની રહે છે. આ તેનો જમણો—ઉત્તર તરફનો—કિનારો છે, અને આ પ્રકરણમાં હવે પછી મુખ્યત્વે આ કિનારાની જ વિગતો આપી છે. સામો—દક્ષિણ તરફનો, ડાબો કિનારો પંચમહાલ

---

* ઘૃતનંદા દરગાહ નજીક વહેતી હોવાથી દરગાહવાળી કહેવાય છે. તે નાની છે. દરિયાપીરના પિતા હમીદદ્દીન પાંચસો વર્ષ પૂર્વે કારંટાથી વીરપુર આવતા હતા ત્યારે રસ્તામાં ચોખલી-જેનાના જંગલમાંથી આ નદી એમની પાછળ દોડતી આવેલી મનાય છે અને તે ઉપરથી તે બાવરી કહેવાય છે. એને કાંઠે કોરડમ, ભરોડી, બારોદા, કાસૂડી વગેરે ગામો આવેલાં છે.

પયોનંદા વીરપુરની પશ્ચિમે આવેલા આશાપુરના ડુંગરમાંથી નીકળી **આશાપુર, લીમરવાડા, વરધરા** થઈ વીરપુર નજીક આવે છે. લાલકુવાળી, ભાટિયાળી, આખરનાળી, વરધરા, એનાં નામોથી પણ તે ઓળખાય છે. તે ઘૃતનંદા કરતાં મોટી છે.

અને વડોદરા જિલ્લાઓમાં છે



વણુકઓરી આગળ મહીસાગરનુ દશ્ય

**જનોડથી દરિયા સુધી :** જનોડ વાડાશિનોર તાનુકામાં આવેનુ છે તેની દક્ષિણે એ તાનુકાની હદ અને ઠાસરા તાનુકાની હદ જ્યા મળે છે તે સ્થળે **વાંકા ઓરડી** (વણુકમોરી) નામનુ ગામડુ આવેનુ છે ત્યાં આગળ મુબઈ સરકારે ખેડા જિલ્લા માટે મહી નહેરની યોજના અગે એક બધ (Weir વિયર) બાધવાનુ કામ શરૂ કર્યું છે એ સ્થળેથી દક્ષિણ તરફ ચાનતા મેવાનિયાનો જાણીતો રેનવે પુન આવે છે. ઓધરાથી આણદ જતી ગાડીઓ આ સ્થળે મહીને ઓળગે છે સેવાનિયાથી પશ્ચિમે **વસો** નામનુ ગામ છે ત્યાથી **ગળતી** નામની નાની નદી નીકળે છે તે દક્ષિણ તરફ મહીને મળે છે એ સગમ આગળ **ગળતીશ્વર** નામનુ સુપ્રસિદ્ધ પ્રાચીન રમણીય શિવાનય આવેનુ છે

સેવાનિયાના પુનને ઓળગી પશ્ચિમ-દક્ષિણ કડિ કડિ ચાલતા **રાણિયા** સુધી ઠાસરા તાનુકાની હદ છે રાણિયાને સામે જ કિનારે **સિહોરા** આવેનુ છે એ બે ગામો સાથે જ બોનાય છે ત્યાથી આગળ આણદ તાનુકાની હદ શરૂ થાય છે આણદ અને બોરસદ તાનુકાના કેટનાંય જાણીતાં ગામો આ કાંઠા ઉપર ઓછેવત્ત અતરે આવેનાં છે એ ગામોને સામે કિનારે એવાં જ જાણીતાં ગામો છે આ ગામો વચ્ચે સૈકાં જૂનો વ્યવહાર અત્યારે પણ ચાનુ છે મેવાનિયાની ઉત્તરે વણુકમોરી પછી પશ્ચિમે **વનોડા** ગામ આવેનુ છે ત્યાથી મહી નદીનો પટ વિશાળ થતો ચાલે છે એ પટનુ એક સીમાસ્થાન આણદ તાનુકામા વાસદથી સહેજ ઉત્તરે **વહેરાખાડી** આગળ છે ખભાતના અખાતમા ભરતી આવે છે ત્યારે તેના પાણી વહેરાખાડી સુધી ધકેલાય છે એ સ્થળથી દક્ષિણે ચરોતરનુ બારુ લેખાતુ **વાસદ** ગામ આવેનુ છે ત્યાં વાસદનો ભવ્ય પુન ઓળગી મુબઈ-અમદાવાદ વચ્ચેની ગાડીઓ ધુધવાટ કરતી આવજા કરે છે ત્યાથી દક્ષિણે **બામણગામ-ગભીરા** આગળ મહીનો પટ અગાઉ કરતા ઘણો પહોળો બને છે ત્યા આગળ તે ખેડા જિલ્લાની અદર વળાંક લે છે એ વળાંક આગળ **વાસેવાડ** ગામ આવેનુ છે ત્યાર પછી પાણીનો પ્રવાહ વડોદરા જિલ્લા તરફ વળાક લે છે એ રીતે વળેલી નળીના જેવો જે આકાર બને છે તેના બે છેડા ઉપર અનુક્રમે **ડભકા** અને **ચોકારી** નામના વડોદરા જિલ્લાના ગામો આવેના છે ડભકાનુ શિકારખાનુ જાણીતુ છે ત્યાથી આગળ **દહેવાણ**, **કનકાપુરા**, અને **બદલપુર** નજીક મહી નદી **મહીસાગર** બને છે, અને ત્યાથી ખભાતનીયે પેલે પાર એનાં પાણી સાગરમાં ઠનવાઈ જાય છે ખભાતની



વાસદના રેલવે પુલ ઉપરથી મહીસાગરનુ દશ્ય

બરાબર સામે જાણીતું કાવી બંદર છે. ખંભાતથી એ બંદર ઉપરના દીવા જોઈ શકાય છે. આ બે સ્થળોને લોકો સાગરની આંખોની ઉપમા આપે છે. આ જગાએ મહી નદીનો પટ પાંચ માઈલ પહોળો છે અને તે દરિયા સુધી લગભગ એટલો જ રહે છે. *

**લંબાઈ પહોળાઈ વગેરે :** મહી નદીની કુલ લંબાઈ તેના મૂળથી મુખ સુધી ૩૦૦થી ૩૫૦ માઈલ ગણાય છે. તે પૈકી ખેડા જિલ્લાની સરહદે તેની લંબાઈ આશરે ૧૫૦ માઈલ છે. આ આખો કાંઠો ઊંચાં કોતરોવાળો છે. જનોડની ઉત્તરેથી છેક આણંદ તાલુકાની હદ સુધી આ નદીનો પટ ખડકાળ છે. વચ્ચે સેવાલિયાથી દક્ષિણે થોડો ભાગ રેતાળ છે. આણંદ તાલુકાની સરહદે અહીમા-રીસી આગળથી નદીનો પટ કિનારે માટી અને તળિયે રેતીવાળો છે. વહેરાખાડીથી દરિયા સુધીનો આશરે ૫૦ માઈલનો પટ મહીસાગર કહેવાય છે. દરિયાની ભરતીનાં પાણી આ ભાગ ઉપર આવજા કરે છે.

વહેરાખાડી આગળ મહીસાગરનો પટ આશરે અર્ધો માઈલ પહોળો છે. તે પૈકી લગભગ ચોથા ભાગમાં સૂકી ઋતુમાં પાણી રહે છે આ પાણી લગભગ ત્રણ ફૂટ ઊંડું હોય છે. વહેરાખાડીથી ૩૦ માઈલ આગળ દહેવાણ નજીક આ નદી દરિયાના એક ફાટા જેવી બની જાય છે. એ સ્થળે એનો પટ પાંચ માઈલ પહોળો છે, અને ત્યાં ભરતીની સપાટી ૨૭ ફૂટ ઊંચી જાય છે. ચોમાસામાં નદી જ્યારે બન્ને કાંઠે ઊભરાય છે ત્યારે તેમાં દર સેકંડે વધારેમાં વધારે સાડા તેર લાખ ઘનફૂટ પાણી વહે છે એવો અંદાજ છે.

**મહી નદી ઓળંગવા બાબત :** મહી નદી ચોમાસામાં ઓળંગવી જોખમકારક હોય છે, તો પણ કાંઠાના લોકો હોડીમાં અથવા કોટિયામાં બેસીને સામસામે આવજા કરે છે. આ માટે સપાટ તળિયાવાળી હોડીઓ માફક આવે છે.

સૂકી ઋતુમાં ખેડા જિલ્લાનો મહીકાંઠો ઘણેખરે સ્થળેથી ઓળંગી શકાય તેવો હોય છે. ખંભાત અને કાવી વચ્ચેનો



મહીસાગરમાંથી વાસદના રેલ્વે પુલનું દૃશ્ય

પટ ઓળંગવો સામાન્ય રીતે જોખમકારક હોય છે, કારણ કે ભરતીના જુવાળમાં એ સ્થળે સપડાઈ જવાનો સંભવ રહે છે. આમ છતાં ઓટ હોય ત્યારે આ પટ પગે ચાલીને ઓળંગી શકાય છે. ખંભાતથી ૧૩ માઈલ પર આવેલો દહેવાણનો પટ પણ ઓટ વખતે પગે ચાલીને ઓળંગી શકાય છે.*

દહેવાણથી પાંચ માઈલ આગળ ગાજણા આવે છે. ભરતીના દિવસ સિવાય એ સ્થળેથી કોઈ પણ સમયે નદી પાર ઊતરી શકાય છે. ત્યાંથી દસ માઈલ આગળ ખાનપુર ગામ પાસે ઉનાળામાં નદી ઊતરી શકાય છે અને બીજી ઋતુઓમાં કાચો પુલ બાંધીને ગાડાં પસાર થઈ શકે છે.

* આ હકીકત જૂના મુંબઇ ગેઝેટિયરમાંથી લીધી છે. એ પુસ્તકમાં જણાવે છે કે આ પાંચ માઈલનું અંતર બ્રિટિશ માપણીદારોએ નક્કી કરેલું છે. થોર્નટન નામનો લેખક એ અંતર ૩ કોસ એટલે સાડા ચાર માઈલનું જણાવે છે. હોવ નામનો લેખક (ઈ. સ. ૧૭૮૭) એ જ અંતર ૬ કોસનું એટલે કે નવ માઈલનું નોંધે છે.

* ઈ. સ. ૧૮૨૭માં સામે કિનારેથી આ પટ ઓળંગનારે એનું વર્ણન આ પ્રમાણે કરેલું છે : 'કારેલી આગળથી કિનારો ઊતરી ત્રણ માઇલ ચાલ્યા પછી નદીનો પટ કઠણ અને સપાટ બને છે. માત્ર મોટી ભરતી આવે ત્યારે જ ત્યાં પાણી આવે છે. પાણીનો મુખ્ય પટ અહીં આશરે ૧ ફરલાંગ પહોળો છે. ઓટ વખતે તે ત્રણ ફૂટથી વધારે ઊંડો હોતો નથી. પછી કાદવનો પહોળો, ઊંચો અને રેતાળ બેટ આવે છે. તે ઓળંગ્યા પછી દહેવાણ તરફનો ઊંચો કિનારો ચડવો પડે છે. આ બે ઊંચા કિનારાની વચ્ચેનું પાણી ભાગ્યે જ ઘૂંટણપુર હોય છે. સૂકી ઋતુમાં પૂનમ અને અમાસની આજુબાજુના છ દિવસો દરમિયાન ભરતીને લીધે આ પટ કાદવવાળો બને છે. તે સિવાય તે કોરો અને કઠણ હોય છે. તેના ઉપર થઈને કોઈ પણ પ્રકારનું વાહન હંકારી શકાય છે.

ખાનપુરથી બે માઇલ છેટે રેલવે પુલની નજીક ઊમેટા આગળ મહી ઓળંગવાનું સૌથી સહેલું હોય છે. ત્યાંથી ઉપર સૂકી ઋતુમાં ગમે તે સ્થળેથી નદી ઓળંગી શકાય છે.

આ જિલ્લાની હદમાં આવેલા મહીકાંઠા ઉપરથી સામે કિનારે આવજા કરવા માટે કયે કયે સ્થળે હોડીઓની સગવડ મળી શકે છે તેની માહિતી આગળ વાહનવ્યવહાર અંગેના પ્રકરણમાં વિગતથી આપી છે.

**મહી નદીની વિશેષતા** : ગુજરાતની મોટી નદીઓમાં નર્મદા અને તાપી પછી આ નદીનો ક્રમ ત્રીજો આવે છે. ખેડા જિલ્લાની ભૂમિને એના પાણીનો સીધો લાભ મળતો નથી. ઊલટું જિલ્લાની ભૂમિ ઉપર પડતું વરસાદનું પાણી આ નદીમાં વહી જાય છે. એને લીધે જિલ્લાની સરહદે આવેલા આ નદીના આખા કાંઠા ઉપર મોટાં, પહોળાં, ઊંડાં, અને ભયંકર કોતરો પડેલા છે. કેટલેક સ્થળે તો ચોમાસામાં નવાં કોતરો પડવાથી ગામો તણાઈ જવાનો કાયમ ભય હોય છે.

ચોમાસામાં પૂર આવે છે ત્યારે મહી નદી વિકરાળ રૂપ ધારણ કરે છે. એનાં પાણી ઘોડાવેગે દોડતાં હોય છે. વહેરાખાડી પછી એ ગતિ વધી જાય છે. જાણે ઘોડે બેસીને બહારવટિયો, ગામ ભાંગવા નીકળ્યો હોય એવો દેખાવ થાય છે. કવિ એનું આ પ્રમાણે વર્ણન કરે છે:

'રીસથી રાતી આંખ કરીને ચોદિશ ઘૂમતી જાય,
પ્રલય કરવા પોતે ધારી આડી ને અવળી ધાય.' ++

પછી એ કેવી દેખાય છે? કવિ કહે છે:

'નાખ્યું ઘોડા પર જીન તારી ખ્યાતા રે'
સૂધ-સાનને વીસરી મહી માતા રે!
ઉછાળ્યું નીર અપાર, તારી ખ્યાતા રે,
ગામ ઘણાંને ઘેરિયાં, મહી માતા રે!
તું નીકળી હદથી બહાર, તારી ખ્યાતા રે' ++

જેવી ભયંકર નદી છે તેવા ભયંકર તેને કાંઠે રહેનારા લોકો પણ છે. અંગ્રેજોનું રાજ્ય થયું ત્યાં સુધી મહીકાંઠો ઓળંગવો એ ઘણું જોખમભર્યું ગણાતું. 'આવી મહી ને ચિંતા થઈ,' અને 'ઊતર્યા મહી તો થયા સહી,' એ કહેવતો ઘણી જૂની છે. અત્યારે સ્થિતિ સુધરી છે, તો પણ મહીકાંઠો ભયમુક્ત નથી. જૂના વખતમાં એમ મનાતું હતું કે મહીકાંઠાની દરેક માતા ચોરને જ જન્મ આપે છે. અને એ માન્યતાને આધારે લખાયેલાં વર્ણનો જૂના સાહિત્યમાં જોવા મળે છે.

આમ છતાં મહી માતા પવિત્ર મનાય છે. એને કાંઠે રહેનાર લોકો વાત વાતમાં મહી માતાના સોગંદ ખાય છે. કોઈએ ચોરી કરી હોય અને તે સાબિત કરવી હોય ત્યારે શકદાર માણસને મહીનું પાણી પીવાની આજ્ઞા કરવામાં આવે છે. જો આરોપી પોતે ખરેખર નિર્દોષ હોય તો તે પાણી પીએ છે, અને નિર્દોષ સાબિત થાય છે. નહિ તો એ પાણી પીવાની તે આનાકાની કરે છે. તે ઉપરથી તેને ચોર ઠરાવવામાં આવે છે. વળી ચાતુર્માસમાં અને દર પૂનમે મહી માતામાં સ્નાન કરવાનો મહિમા છે. તે માટે દૂર દૂરથી લોકો મહીકિનારે પગપાળા આવે છે, અને કાંઠાનાં અનેક સ્થળોએ જન્માષ્ટમી, શિવરાત્રી, ચૈત્રી પૂનમ વગેરે તહેવારોને દિવસે મેળા ભરાય છે.

મહીમાં નહાવાથી પવિત્ર થવાય છે, પણ એનું જળ પીવાથી જડ થવાય છે, એવી લોકોની માન્યતા છે. તે બાબતમાં નીચે પ્રમાણે દંતકથા પ્રચલિત છે.

ત્રેતાયુગમાં મહી નદી 'પાપનાશિની' કહેવાતી હતી. જે કોઈ તેના નીરમાં સ્નાન કરે કે તેનું પાન કરે, તેનાં બધા પાપ ધોવાઈ જતાં. એ યુગમા આ નદીને તટે ગાલવ અને મરિચી જેવા ઋષિઓ તપ કરતા હતા. તેમને બકાસુર નામનો રાક્ષસ રંજાડ્યા કરતો. ઋષિઓના યજ્ઞકુંડમાં હાડ-માંસના ટુકડા નાખી તેમને તે હેરાન કરતો અને તેમની ગાયોને મારી નાખતો.

ઋષિઓ રાક્ષસના આવાં કુકર્મોથી ચિડાઈને તેને શાપ આપતા. પરંતુ સંધ્યાકાળે તે રાક્ષસ પાપનાશિની મહીમાં સ્નાન કરતો, એટલે ઋષિઓના શાપની તેના ઉપર કંઈ અસર થતી નહિ. આનું કારણ શોધતાં ગાલવ ઋષિને ધ્યાનમાં સમજાયું કે પોતાના શાપની નિષ્ફળતા મહી નદીની પાવનકારી અસરને લીધે હતી. આથી ક્રોધે ભરાઈને એ ઋષિએ મહીને શાપ આપ્યો કે 'તારો આ પ્રભાવ ઓગળી જશે.' મહીએ એ શાપના નિવારણ માટે ઋષિની સ્તુતિ કરી, તેથી ઋષિએ કહ્યું કે, 'તારા જળમાં નહાવાથી માનવી નિર્મળ બનશે, પરંતુ તે જળ પીવાથી તે જડ થશે.' એ પછી બકાસુર રાક્ષસ જડ બનવા લાગ્યો અને આખરે ગાલવ ઋષિના શાપથી નાશ પામ્યો. +

++ મહીમાતાના ગરબાઓના સંગ્રહમાંથી

+ આ દંતકથાની હકીકત શ્રી. હીરુભાઈ ભાવસાર કૃત 'લોકમાતા મહીસાગર' એ નામના સપ્ટેમ્બર ૧૯૫૨ના 'અખંડ આનંદ' માસિકમાં પ્રગટ થયેલા લેખમાંથી લીધી છે.

**ઉદ્‌ભવની :દંતકથા :** એક દંતકથા કહે છે કે ઉજ્જયિની નગરીમાં ઇંદ્રદ્યુમ્ન રાજા રાજ્ય કરતો હતો. એ રાજાના શરીરના પરસેવાનાં જે બિંદુ ટપકવા લાગ્યાં તેમાંથી મહીનું શરીર ઘડાયું. ઇંદ્રદ્યુમ્નની એ પરસેવાની પુત્રી–સ્વેદજકન્યા–ની માતા પૃથ્વી થઈ અને એ પૃથ્વીએ જ આ નદીને પોતાનું મહી નામ આપી દીધું.

બીજી દંતકથા એવી છે કે એક ગુર્જરી યૌવના જ્યારે જ્યારે દહીં વલોવતી ત્યારે ત્યારે એનો પ્રેમી એની પાસે આવતો. યુવતી એને ઘણુંય વારતી, તોય એ આવતો. છેવટે એને આવતો જોઈને એક દિવસ એ કન્યા મહીની (દહીંની) ગોળીમાં કૂદી પડી. એનું તરત જ પાણી થઈ ગયું. ગોળી ફૂટી ગઈ અને પછી એમાંથી સતત પાણી વહા કર્યું. એ રીતે ગોળીના દહીં–મહી–માંથી જે નદી ઉત્પન્ન થઈ તે મહી નદી. હાલ જે તળાવમાંથી આ નદી નીકળે છે તેનાં પાણી દહીંના મઠા જેવાં છે. ઇતિહાસકારો માને છે કે એ જ તળાવનું નામ મઉ, મહુ, મેદા, કે એવું કંઈક હોવાથી નદીનું નામ મહી પડ્યું છે. *

* આધાર : આ અને એની પછીના પ્રકરણમાં આપેલી નદીઓની માહિતી 'ગુજરાતની લોકમાતાઓ' નામના પુસ્તકના લેખક શ્રી. શિવશંકર પ્રાણશંકર શુક્લે આ ગ્રંથ માટે ખાસ અભ્યાસ કરીને એકઠી કરી આપેલી છે. તેમણે તે માટે ખેડા જિલ્લામાં નદીઓનો પ્રવાસ કર્યો હતો. આ ઉપરાંત ઘણી વિગતો જૂના મુંબઈ ગેઝેટિયરના ખેડા વિભાગમાંથી, 'ખંભાતનો ઇતિહાસ'-માંથી તથા સરકારી નકશાઓમાંથી એકઠી કરેલી છે કેટલીક વિગતો સ્થાનિક કાર્યકર્તાઓ અને સરકારી ઇજનેરોએ પણ આપી છે.

# ૩

# નદીઓ (૨)

**સાબરમતી :** જેમ મહી નદી ખેડા જિલ્લાની પૂર્વ હદ છે તેમ સાબરમતી તેની પશ્ચિમ હદ છે. માતર તાલુકાના નાયકા ગામની ઉત્તરે ખડિયારાપુરા આગળ અમદાવાદ તરફથી તે ખેડા જિલ્લાની હદમાં પ્રવેશ કરે છે. થોડે દૂર દક્ષિણે તેમાં ખારી નદી એ સ્થળે ભળે છે અને તે પછી થોડે જ અંતરે પશ્ચિમ કાંઠે વૌઠા અને પૂર્વ કાંઠે પાલ્લા જ્યાં આવેલાં છે તે સ્થળે વાત્રક નદી ખેડા જિલ્લામાંથી મહી સિવાયની બાકીની બધી નદીઓને સાથે લઈ આ નદીમાં ભળી જાય છે. એ રીતે મહી સિવાયની બધી નદીઓનાં પાણી પોતામાં સમાવી સાબરમતી પાલ્લા આગળથી ઉમળકાભેર ખંભાતના અખાત તરફ ધસે છે, અને ખંભાત તાલુકાની પશ્ચિમ હદ બની રહે છે. આ હદ આશરે ૫૫ માઈલની છે. તે પૈકી રીંઝા ગામની આજુબાજુનો કેટલોક ભાગ એને પશ્ચિમ કાંઠે આવેલા અમદાવાદ જિલ્લામાં જાય છે. પરંતુ એકંદરે તે ખંભાત તાલુકાની અને કેટલેક અંશે માતર તાલુકાની કુદરતી સરહદ છે એમ કહી શકાય. મહીની માફક ખંભાતના અખાત આગળ આ નદી પણ આશરે સાડાચાર માઈલ પહોળી બને છે. આ ભાગ (વડગામથી પશ્ચિમ-દક્ષિણે) **કોપાલીની ખાડી** કહેવાય છે. વડગામથી દક્ષિણે **દાંડીની ખાડી** આવેલી છે, આ બે ખાડીઓની વચ્ચે ચારેક માઈલનું અંતર છે. વડગામથી ઉત્તરે તરકપુર આગળ **તરકપુરનો નાવીરો** એ નામની ખાડી સાબરમતીને મળે છે. ત્યાંથી ઉત્તરે ગોલાણા તરફથી એક નાની ખાડી (**ગોલાણાનો નાવીરો**) સાબરમતીમાં ભળે છે. ગોલાણાની ઉત્તરે પચેગામ આવેલું છે. ખંભાતના અખાતની ભરતીનાં પાણી સાબરમતીના મુખ મારફતે ઠેઠ પચેગામ સુધી (૨૫ માઈલ સુધી) ધકેલાય છે.

**અલંગ નહેર :** ગોલાણાની ઉત્તરે આશરે પંદર માઈલ ઉપર અને પાલ્લાના સંગમથી સહેજ દક્ષિણે આશરે ત્રણ માઈલ ઉપર અસામલી આગળથી આ નદીમાંથી **અલંગ નામની નહેર** કાઢવામાં આવી છે, જે આશરે ૨૦ માઈલ લાંબી છે, તે સીધી ખંભાત શહેરમાં આવેલા નારેશ્વર નામના તળાવમાં સમાય છે. નહેરનું પાણી માત્ર ચોમાસામાં જ એ તળાવમાં જાય છે. ઉનાળામાં એ તળાવ સુકાઈ જાય છે.

આજે આ અલંગ નહેર અસામલીથી કનેવાલ સુધી હયાત છે, અને કનેવાલથી બુધેજ સુધી એ તદ્દન પુરાઈ ગઈ છે. પણ ફરી પાછી બુધેજથી ખંભાત સુધી એ સજીવન થાય છે.

**સાબરમતીના પૂરની અસર :** સાબરમતી ખેડા જિલ્લાની હદમાં પ્રવેશે છે ત્યાંથી જ, પૂર વખતે, તે ઊભરાય છે. પૂર્વ બાજુએ ખેડા જિલ્લાના કાંઠા તરફ તે વધુ ઊભરાય છે. જ્યારે પશ્ચિમ બાજુના અમદાવાદ જિલ્લાના કાંઠા તરફ એ ઓછી ઊભરાય છે. આ પૂરના ઊભરાઓથી માતર તાલુકાના કાંઠા ઉપર આવેલા કેટલાક પ્રદેશમાં જમીનનું ખોળાણ અને ધોવાણ થાય છે તેથી ખેતીને નુકસાન પહોંચે છે. પણ, અસામલીથી શરૂ થતા ઊભરાઓ ભાલના સપાટ પ્રદેશમાં ફેલાઈ જાય છે, અને તે જમીનના તળના ઘણા ઓછા ઢોળાવને લઈને દિવસો સુધી તે પાણી તે વિશાળ તળ ઉપર પથરાયેલું રહે છે, અને જમીનને તરબોળ કરે છે. આ જમીનમાં મુખ્યત્વે ઘઉંનો રવીપાક (શિયાળુ પાક) થાય છે. લોકોની જીવનદોરી એ ઘઉંના પાક ઉપર જ છે, અને તે પાકને આ પૂરનાં પાણીને લીધે જમીનમાં છેક શિયાળા સુધી સચવાયેલા ભેજથી ઘણો ફાયદો થાય છે. ફેલાયેલા પાણીનો કાંપ આ ભાલની જમીન ઉપર ઠરે છે, અને તે જમીનની ફળદ્રુપતામાં વધારો કરે છે.

**સૌરાષ્ટ્ર સાથેના વ્યવહારની સગવડ :** સાબરમતી ગુજરાતની ચોથી મોટી નદી છે. ગુજરાતની સંસ્કૃતિ આ નદીને કાંઠે ખીલેલી છે. પરંતુ ખેડા જિલ્લામાં એનો માત્ર સાગર તરફનો છેડો જ આવેલો છે તેથી એના ખેડા જિલ્લા બહારના લાંબા માર્ગની વધુ વિગત આ પ્રકરણમા આપવી અસ્થાને છે. આ નદીને કિનારે ખેડા જિલ્લા તરફના પ્રદેશમાં પ્રાચીન અવશેષો મળી આવે છે. અસામલીમાંથી તાજેતરમાં જ ખોદકામ કરતાં એક પ્રાચીન મંદિર જડયું છે આ નદી ઓળંગી ચરોતરમાંથી સૌરાષ્ટ્રમાં જવાય છે. હાલ ગાડા વાટે તેમજ મોટરો વડે આ પ્રદેશો વચ્ચે જિલ્લાના રીંઝા ગામ આગળ થઈને વ્યવહાર ચાલે છે. આ વ્યવહાર માટે ખંભાતને માર્ગે સૌરાષ્ટ્ર તરફની રેલવે બંધાય એવી હિલચાલ ચાલુ છે. રીંઝા આગળ રસ્તાનો પાકો પુલ બંધાય તેવી પણ સરકારી વિચારણા ચાલે છે. તે ઉપરાંત રીંઝાની ઉત્તરે ખેડા–ધોળકા રસ્તા ઉપર રસિકપુરા ગામે સાબરમતી નદી ઉપર સિમેન્ટ કોંક્રીટનો ૬૦૨ ફૂટ લાંબો અને ૨૫ ફૂટ ઊંચો નવો પાકો પુલ બંધાયો છે. આ બધી સગવડોથી ગુજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચેનો વ્યવહાર સરળ બનશે.

**શેઢી :** ખેડા જિલ્લાની અગાઉ ગણાવેલી મુખ્ય નદીઓમાં શેઢી સૌથી સાંકડી અને અનાકર્ષક નદી છે. મોટે ભાગે એનો સાંકડો અને કાદવવાળો છે. લગભગ આખા જિલ્લામાં



**બિલોદરા આગળ શેઢી નદીનું એક દૃશ્ય**

પૂર્વ પશ્ચિમ આશરે ૬૦ માઈલ લાંબા માર્ગ ઉપર વહેતી હોવા છતાં તેનો મહિમા નહિ જેવો છે. એનું મૂળ છેક વાડાસિનોર તાલુકાના ઉત્તર છેડે વીરપુરની દક્ષિણ–પૂર્વે પંચમહાલની હદમાં આવેલા ધામોદના ડુંગરમાં છે. આ સ્થળમાં ઐતિહાસિક અવશેષો છે. અહીંથી તે પૂર્વ તરફ પંચમહાલની હદમાં વહે છે. થોડે દૂર એક બીજો પ્રવાહ એને પશ્ચિમ તરફથી મળે છે. આ બંને પ્રવાહો એક થઈને વાડાસિનોર તાલુકાના ઠાઠી આગળથી ખેડા જિલ્લામાં પ્રવેશે છે. એ જ સ્થળે ઉત્તરેથી બીજો પ્રવાહ પણ આવી મળે છે. તે ઉપરાંત ઘણાં નાનાં નાનાં ઝરણાં એને થોડે થોડે અંતરે મળતાં હોય છે. આ રીતે બનેલી શેઢી ઠાઠીથી દક્ષિણે જનોડની પશ્ચિમના ભાગમાં થઈને, વાડાસિનોરથી છએક માઈલ પૂર્વે સાકરિયા આગળ થઈને પશ્ચિમ–દક્ષિણે ઠાસરા તાલુકામાં આવેલા વાંઘરોલીના તળાવ તરફ વહે છે. વાડાસિનોરથી સેવાલિયા જવાની સડક આ પ્રવાહને મેનપુરા આગળ ઓળંગે છે. વાંઘરોલીના તળાવમાંથી કાઢેલી દક્ષિણ તરફથી ત્રણ નહેરો શેઢી નદી સાથે જોડાયેલી છે. તે પૈકી પશ્ચિમ તરફ ડાભોલી નજીકની નહેર આગળ ઉત્તર તરફથી આવતી સૈદક નદી શેઢીને મળે છે. ત્યાંથી ઠાસરાની ઉત્તરે થઈ શેઢી પશ્ચિમે ડાકોર તરફ વહે છે.

**પ્રાચીન ઉલ્લેખો અને અવશેષો :** ઠાસરા અને ડાકોરના પ્રદેશમાં ખાખરાનાં વન આવેલાં છે, તેથી શેઢીને પ્રાચીન ગ્રંથોમાં 'પલાશવનચારિણી' કહેલી છે. ડાકોર સ્ટેશનથી ગામમાં જતાં શેઢી ઓળંગવી પડે છે. ડાકોરથી પશ્ચિમે થામણા

આગળ શેઢીને કાંઠે પ્રાચીનકાળમાં ખીજલપુર નામનું મહાન નગર હતું. તેના અવશેષો હજુ પણ ઠામઠામ ત્યાં પડેલા છે અને તે નગર હાલ એજ નામથી અથવા 'પોર'ના ટીંબા નામથી ઓળખાય છે. દસમા સૈકામા થઈ ગયેલા સિદ્ધનાગાર્જુન નામના એક રસાયણશાસ્ત્રીએ થામણા આગળ 'અદ્રશ્યની પાદ'ની સિદ્ધિ કરી હતી, તેના ઉલ્લેખો મળે છે. આ જ પ્રદેશમાં ગાલવ મુનિનો આશ્રમ હતો એમ મનાય છે. વળી થામણા આગળ આ નદીનો આકાર અર્ધનલિકા (અર્ક કાઢવાની વાંકી નળી) જેવો છે. ત્યાંથી આગળ પશ્ચિમે આ નદીને કિનારે આવેલા હાલના નાના ગામડાની નીચે પ્રાચીન સંસ્કૃતિના અવશેષો દટાયેલા હોવાનો સંભવ છે.



વાત્રકને કાંઠે ખેડા શહેર



ખેડા આગળ વાત્રકનો પુલ

**ખીજલપુરથી ખેડા સુધી :** ખીજલપુર ઉર્ફે પોર પછી પશ્ચિમે નડિયાદ તાલુકાની બરાબર વચમાં થઈને આ નદી ખેડા તરફ વહે છે. એ માર્ગે નડિયાદની ઉત્તર-પૂર્વે કપડવણજ તાલુકામાંથી આવતી લૂણી અને મહોર નદીઓ તેને મળે છે. લૂણી લસુંદ્રામાંથી નીકળે છે અને પ્રથમ મહોર નદીમાં ભળે છે. પછી મહોર નદી શેઢી નદીને મળે છે. હવે શેઢી પાનસો વિસોટા મટી બીજી નદીઓની માફક સમૃદ્ધ બની ખેડા તરફ વહે છે. ખેડા કેમ્પ આગળ નદીનો પટ પાણીના પ્રમાણમા સાંકડો પડતો હોવાથી તે ત્યાં આગળ આવેલા **મલકાના** વહેળામા ફાંટાઈ(?) જાય છે. આ વહેળો વાત્રકમાં જઈને મળે છે. જ્યારે વાત્રક અને શેઢીમા વધારે પૂર આવે છે ત્યારે ખેડા ગામની આજુબાજુ પાણી ભરાઈ જાય છે, અને ગામ ટાપુ જેવું બની જાય છે. નજીકના ભૂતકાળમાં ઈ. સ. ૧૯૨૭માં અને તે પછી ઈ. સ. ૧૯૫૦માં આમ બન્યું હતુ. ખેડા આગળ વાત્રક તેની સાથે જોડાય છે અને શેઢી શેઢી મટી વાત્રક બની જાય છે:

નડિયાદથી કપડવણજ જતી ગાડી મિલોદરા આગળ શેઢીને ઓળગે છે. નડિયાદથી અમદાવાદ જતી ગાડી ગોહાજ આગળ શેઢીને ઓળંગે છે. આ ભાગને સરકારી નકશામાં 'શીરી' (Siri) નામ આપેલું છે. એ જ નકશામાં મહેમદાવાદ તાલુકામાં આ નદી 'મુળ ખારી' તરીકે બતાવેલી છે.

**મહોર અને તેને મળતી નદીઓ :** કપડવણજ અને કઠલાલ મહોર નદીને કાંઠે આવેલાં છે. ખેડા જિલ્લામાં આ નદીની લંબાઈ આશરે ૪૦ માઈલ છે. શેઢીની માફક તે પણ ધામોદના ડુંગરમાંથી નીકળે છે. તેના બે પ્રવાહ છે:

એક પશ્ચિમે સાઠંબા, દેમાઈ, ભૂતિયા પાસે કંભેરાના લાટ આગળ થઈને કપડવણજ તરફ આવે છે. એ ફાંટો ધામણી કહેવાય છે. બીજો ફાંટો એની દક્ષિણે દિપોલી, ધઉઆ વગેરે ગામોને માર્ગે કપડવણજ તરફ વહે છે. આ બંને ફાંટા ભેગા થઈને કપડવણજ તાલુકામાં પ્રવેશ કરે છે. કપડવણજ આ નદીને પૂર્વ કાંઠે વસેલું છે ત્યાં આગળ એના પટની વચ્ચોવચ તાંબાના ગચ્ચા જેવા સખત પથ્થરો પથરાયેલા પડ્યા છે. આ પથ્થરોને લીધે લોકો એને 'પથ્થરવાળી' કહે છે. એ પથ્થરો કોરીને ભાવસાર લોકોએ કાપડ ધોવાના કુંડ બનાવેલા છે.

કપડવણજની પશ્ચિમે વરાંસી નદી મહોર નદીને મળે છે. આ વરાંસી નદી સાબરકાંઠામાં કપડવણજથી મોડાસા જવાને માર્ગે **બાયડ** કરીને ગામ આવે છે, તેથી પૂર્વે **ગાબટ** નજીકથી નીકળે છે. આ સ્થળ વાડાશિનોર તાલુકાની પશ્ચિમે આવેલું છે. કપડવણજથી મહોર અને વરાંસી એક બની જઈ દક્ષિણ તરફ વહે છે. કઠલાલ પહોંચતા પહેલાં પૂર્વ તરફથી અંતિસરને પેલે પારથી **ખારવા** નામનો વહેળો વાસણાથી થોડે દૂર તેને મળે છે. ત્યાંથી પૂર્વે ગાંડિયો (ગારિયા) નામનો વહેળો નીકળે છે અને તેની પૂર્વે લસુંદ્રા આગળથી લૂણી નદી નીકળે છે. લૂણી લસૂંદ્રાની પશ્ચિમ-દક્ષિણે મહીસા અને અલીણા ગામોની વચ્ચે થઈને વહે છે. તેને ગાડિયો વહેળો લસૂંદ્રાની નજીક જ મળતો હોય છે. મહીસા, અલીણા, વટાવી લૂણી નદી અર્જુનકોટ આગળ શેઢીને મળે છે. એ જ સ્થળે કઠલાલ તરફથી વહી આવતી મહોર નદી પણ શેઢીમાં ભળી જાય છે. આ રીતે પૂર્વે ધામોદના ડુંગરમાંથી નીકળેલી આ બે નદીઓ એકબીજાથી વિરુદ્ધ દિશામાં લાંબો પ્રવાસ કરી આ સ્થળે એકઠી થઈ શેઢી રૂપે વાત્રક તરફ વહે છે. અલીણા અને મહીસા પ્રાચીન સ્થળો છે. લસૂંદ્રા આગળની જમીન ઊસવાળી હોવાથી લૂણીનું પાણી ખારું હોય છે. +

**વાત્રક :** મહી તરફથી ગણતાં વાત્રક ખેડા જિલ્લાની ચોથી નદી છે. પરંતુ મહીથી બીજે ક્રમે તે બીજી નદીઓ કરતાં, વધુ પહોળી અને મહત્ત્વની નદી છે. મહીની માફક તે પણ જિલ્લા બહાર આવેલા ડુંગરપુરના પર્વતમાંથી નીકળે છે અને લાંબે સુધી મહીને સમાંતર વહી કપડવણજ તાલુકાની ઉત્તરે પુનાદરા આગળ ખેડા જિલ્લામાં પ્રવેશ કરે છે. વાડાશિનોર તાલુકાની ઉત્તર હદની બહાર નજીકમાં સાબરકાંઠા જિલ્લાનાં **માલપુર** અને **મગોડી** નામનાં ગામો આવેલાં છે. એ બેની વચ્ચે થઈને આ નદી રાજકીય ગુજરાતની હદમાં પ્રવેશ કરે છે. ત્યાંથી એના કિનારાનો પ્રદેશ વાત્રક કાંઠો કહેવાય છે. મગોડી અને માલપુરથી આગળ ચાલતાં તે વાડાશિનોર તાલુકાની રોચે અડીને જાય છે. ખેડા જિલ્લાની પશ્ચિમ હદની બહાર માંડવા આગળ તેને **માજમ** નદી મળે છે. ત્યાંથી દક્ષિણે પુનાદરા છે અને તેની નજીક આતરસુંબા આવેલું છે. ત્યાં આગળ સુપ્રસિદ્ધ ઉત્કંઠેશ્વર (ઊંટડિયા) મહાદેવનું પ્રાચીન સ્થળ છે. એ આખો પ્રદેશ રમણીય અને મહિમાવાળો છે. ત્યાં દર શિવરાત્રી તથા જન્માષ્ટમીએ મેળો ભરાય છે અને દર સિંહસ્થને વર્ષે ભાદરવા વદિ ચૌદશને દિવસે મહાદેવને ધજા ચઢાવવામાં આવે છે.

આતરસુંબાથી દક્ષિણ-પશ્ચિમે કપડવણજ અને મહેમદાવાદ તાલુકાના ઘણાં જાણીતાં ગામો આવેલાં છે. એ આખો વાત્રકકાંઠો પ્રાચીન ઇતિહાસથી ભરેલો છે. ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણોનું પ્રાચીન મથક **બામણોલ** આ પ્રદેશમાં હતું. એ બામણોલમા મુસલમાન બાદશાહોને ખૂનખાર લડાઈ થવાથી રૈયતને વાત્રક કિનારે અદ્ધરવાસ રહેવું પડ્યું. એ ઉપરથી પાછળથી **હળધરવાસ** કહેવાયું. હળધરવાસ ગામની પેલે પાર પૂર્વમાં જાણીતા લોકસેવક શ્રી રવિશંકર મહારાજનું વતન **સરસવણી** આવેલું છે. એ પણ બ્રાહ્મણોનું પ્રાચીન મથક છે. આ મુલક તોફાની હોવાથી અમદાવાદના બાદશાહે ત્યાં ઘોડેસવારોની પલટણ ગોઠવેલી. પાછળથી એ સ્થળે લોકો વસવા લાગ્યા, અને તે સ્થળ ઘોડેસવાર ઉપરથી હાલનું **ઘોડાસર** કહેવાયું.

ઘોડાસરની પશ્ચિમે મહેમદાવાદ આવે છે. વાત્રક નદી મહેમદાવાદથી થોડેક દૂર છે અને અમદાવાદ તરફ જતી ગાડી મહેમદાવાદ આગળ આ નદીને ઓળંગે છે. ગાડીમાંથી મહમદ બેગડાના ચાંદા સૂરજના મહેલના અવશેષો દેખાય છે. મહેમદાવાદની પશ્ચિમે **સમાદરા** આગળ વાત્રકને મેશ્વા નદી મળે છે. પછી વાત્રક દક્ષિણે ખેડા તરફ વહે છે. ખેડા આગળ વાત્રક અને શેઢી મળી જાય છે. આ સ્થળ ગુજરાતના સૌથી પ્રાચીન સ્થળોમાંનું એક છે, અને ખેડા જિલ્લાનું મુખ્ય મથક છે. અહીંથી અમદાવાદ જતી સડક ઉપર વાત્રકનો સિમેન્ટ કોંક્રીટનો ધનુષ્યાકારના ગર્ડરવાળો પુલ આવેલો છે, તે ૧૨૯૪ ફૂટ લાંબો અને આશરે ૩૩ ફૂટ ઊંચો છે.

+ બીજી લૂણી ખેડા જિલ્લાની ઉત્તરે તલોદથી હરસોલ જતાં આવે છે. અને ત્રીજી લૂણી મારવાડમાં છે.



વૌઠા-પાલ્લા આગળ સાત નદીઓનું સંગમ સ્થાન

અને સમાદરા, કાછ્ડપુરા, હરિયાળા, ડામરી, શેત્રા વગેરે કાંઠાનાં ગામોની સીમમાં પાણી ફરી વળે છે અને ખેતીને નુકસાન કરે છે.

**મેશ્વા અને ખારી:** મહેમદાવાદથી અમદાવાદ જતાં નેનપુર આગળ ગાડી મેશ્વા ઉપર થઈને પસાર થાય છે. આ નદી અમદાવાદ જિલ્લામાંથી ખેડા જિલ્લા તરફ વહે છે. અમદાવાદ જિલ્લામાં તે દૂર દૂરથી ઉત્તર તરફથી આવે છે. એનું મૂળ મેવાડની પર્વતમાળામાં છે. ઈડર નજીક શામળાજીથી તે ગુજરાતમાં પ્રવેશે છે અને ત્યાંથી ખેડા જિલ્લામાં આવે છે ત્યાં સુધી તે અનેક ઐતિહાસિક સ્થળોએથી પસાર થાય છે. નેનપુરથી પશ્ચિમે સમાદરા આગળ આ નદી વાત્રકમાં ભળી જાય છે. નેનપુરથી થોડે દૂર ઉત્તરે રાસ્કા આગળ ૧૯૫૦માં કોંક્રીટનો પાકો બંધ (Weir-વિયર) બાંધવામાં આવ્યો છે, અને નદીને જમણે કાંઠે મેશ્વા નહેર કાઢવામાં આવી છે, તેનું પાણી માતર તાલુકાની ડાંગરો પકવે છે. મેશ્વા નદી આ જિલ્લામાં આશરે ૧૮ માઈલ લાંબી છે.

મેશ્વાની પશ્ચિમે ખારીનો પ્રદેશ આવેલો છે. ખારી નદી અમદાવાદ જિલ્લામાં પ્રાંતીજ તાલુકાની પેલે પાર ઉત્પન્ન થાય છે અને મેશ્વાને લગભગ સમાંતર વહે છે. તે ખૂબ નાની અને કેટલેક સ્થળે વીસ ફૂટથી વધુ પહોળી નહિ

ખેડાથી પશ્ચિમે વાત્રક નદી માતર તાલુકામાં થઈને વાંકીચૂંકી વહી પાલ્લા આગળ સાબરમતીને મળે છે. પાલ્લાને સામે કિનારે વૌઠા છે. એ જ સ્થળે સહેજ ઉત્તરે સાબરમતીમાં **ખારી** મળેલી હોય છે. તે પહેલાં તેમાં **હાથમતી** ભળેલી હોય છે. એમ સાબરમતી, હાથમતી, અને ખારી તથા માઝમ, મેશ્વા, શેઢી અને વાત્રક એ સાત નદીઓનો સંગમ વૌઠા-પાલ્લા આગળ થાય છે. એમ કહેવાય છે કે પ્રાચીન કાળમાં કારતક સુદી તેરશે આ સ્થળે સપ્તઋષિઓ સ્નાન કરવા આવેલા અને ત્યાં ત્રણ દિવસ રહી તેમણે પિતૃશ્રાદ્ધ કરેલું. ત્યારથી વૌઠાના સંગમે દેવદિવાળી સુધીમાં પિતૃશ્રાદ્ધ કરવાનો મહિમા ચાલ્યો આવે છે. ત્યાં દર કારતકી પૂનમે-દેવદિવાળીએ-મોટો મેળો ભરાય છે. ચરોતર, ભાલ અને સૌરાષ્ટ્રમાંથી હજારો માણસો ગાડાં જોડીને તેરસને દિવસે ત્યાં જઈ પહોંચે છે, નદીની રેતીમાં તંબુ નંખાય છે, રંગરાગ થાય છે, અને વદિ પડવે સૌ વિખરાઈ જાય છે.

પુનાદરાથી પાલ્લાના સંગમ સુધી વાત્રક નદીના ખેડા જિલ્લામાં આવેલા પટની કુલ લંબાઈ આશરે ૫૫ માઈલ છે. વાત્રક અને મેશ્વાનો સંગમ થયા પછી વાત્રક નદીનો પટ પૂરનાં પાણીને સંઘરી શકતો નથી, જેથી નદી મુખ્યત્વે પશ્ચિમ બાજુના કાંઠા પર ઊભરાય છે,



વૌઠાના મેળાનું એક દૃશ્ય

એવી છે. છેક શરૂઆતથી લોકો એનો ખેતીને માટે ઉપયોગ કરે છે અને એને અનેક જગાએથી તોડીને તથા નહેરો બનાવીને એનું પાણી ખેતરોમાં લઈ જવામાં આવે છે. સૌથી વધુ નહેરો માતર તાલુકામાં નવાગામ–નાયકા આગળ છે. માતર તાલુકાના ઉત્તર છેડે ગોબળજ તળાવ નજીક પીંગળજ ગામ આગળથી તેના બે ફાંટા પડે છે. પીંગળજથી નવાગામ–ચલિંદાને માર્ગે **ખારેલા** નામે ઓળખાતો એક ફાંટો **પથાપરા** આગળ સાબરમતીને મળે છે. તે આશરે આઠ માઈલ લાંબો છે. ખારીના નામે ઓળખાતો બીજો ફાંટો પીંગળજથી કાશીપરા, પાણસોલી, સેરાઈ થઈ નાયકાથી માતર જતાં બે માઈલ ઉપર સડકને ચીરીને **રઢુથી** દક્ષિણે **વારસંગની** પશ્ચિમે બેએક માઈલ ઉપર સાબરમતીને મળે છે. તે આશરે ૧૨ માઈલ લાંબો છે. આ ફાંટાનો કેટલોક ભાગ સરવણી પણ કહેવાય છે. આ રીતે ખારી બે મુખે ત્રણચાર માઈલને અંતરે સાબરમતીને મળે છે. વીઠા–પાલ્લાનો સંગમ રઢુની નજીક છે. ત્યાંથી સહેજ દક્ષિણે **અસામલી** આવેલું છે, જ્યાંથી અલંગની નહેર નીકળે છે.

# ૪

# અખાત

**મહી અને સાબરમતીનાં મુખ :** ખંભાતની પૂર્વે દહેવાણ–કનકાપુરા આગળ મહી નદી અને પશ્ચિમે વડગામ–તરકપુર આગળ સાબરમતી નદી દરિયામાં ભળે છે. વડગામ, ખંભાત અને દહેવાણ લગભગ સીધી લીટીમાં આવેલાં છે. આ સીધી લીટી સહેજ દક્ષિણે નમેલી છે. એના બે છેડા વચ્ચે આશરે ૨૫ માઈલનું અંતર છે.

વડગામની પશ્ચિમે સાબરમતી ઉત્તર તરફથી આવી એકદમ પહોળી બને છે અને ખંભાત તરફ વળાંક લે છે. મહી નદી દહેવાણને કિનારેથી દક્ષિણે વળાંક લઈ પાછી ઉત્તરે ખંભાત તરફ વળે છે. એ રીતે ખંભાત શહેરની દક્ષિણે બંને નદીઓનાં મુખ પૂર્વ–પશ્ચિમ લગભગ સરખે અંતરે વાંકા વળીને પાણીનો આશરે પાંચ માઈલ પહોળો અને ૩૦ માઈલ લાંબો વિશાળ વાંકોચૂકો પટ રચે છે. આ પટ ખંભાતની પશ્ચિમ–દક્ષિણે પહોળો બનતો જાય છે. એ ભાગ દક્ષિણે આવેલા અરબી સમુદ્રનો ખંભાત તરફ લંબાયેલો એક ફાંટો છે. એને મથાળે ખંભાત શહેર આવેલું હોવાથી એ **ખંભાતનો અખાત** કહેવાય છે.

**ખંભાતનો આખાત : સીમાઓ :** ખંભાતના અખાતની હદ પશ્ચિમે સૌરાષ્ટ્રને કિનારે ગોપનાથથી સાબરમતીના મુખ સુધી, અને પૂર્વે ગુજરાતને કિનારે તાપી નદીના મુખથી મહી નદીના મુખ સુધી ગણાય છે. એની કુલ લંબાઈ ૮૦ માઈલ ને પહોળાઈ મુખ આગળ–એટલે ગોપનાથ અને તાપી નદીના મુખની વચ્ચે ૩૦ માઈલ છે. મુખ અને મથાળાની વચ્ચેનો ભાગ સાંકડો છે. તેની પહોળાઈ આશરે ૧૨ માઈલ છે. ખંભાતની દક્ષિણે ૧૨ થી ૧૫ માઈલનો વિસ્તાર જ ખંભાત તાલુકાનો ભાગ ગણાય છે.

દક્ષિણે ગોપનાથથી ઉત્તરે સાબરમતીના મુખ સુધીનો ૭૦ માઈલ લાંબો પશ્ચિમ કિનારો સૌરાષ્ટ્રની હદમાં છે. એની લગભગ વચ્ચે–ખંભાતથી દક્ષિણ–પશ્ચિમે, આશરે ૫૦ માઈલ છેટે–**ભાવનગર** બંદર આવેલું છે. ભાવનગરની પૂર્વ–દક્ષિણે આશરે ૭ માઈલ ઉપર ઘોઘા બંદર છે. ઘોઘાથી દક્ષિણે ગોપનાથની ઉત્તરે **શેત્રુંજી નદીનું** મુખ આવેલું છે. એને કાંઠે **તળાજા** છે. આ ઉપરાંત પણ (સુક ભાદર,) કાલુભાર અને ઉતાવળી નામની નદીઓ સૌરાષ્ટ્ર તરફથી આવી આ અખાતમાં ઠલવાય છે. સાબરમતીના મુખ આગળ સૌરાષ્ટ્ર તરફ **ધોલેરાની ખાડી** આવેલી છે. આ બધો વિસ્તાર ખેડા જિલ્લાની બહાર હોઈ તેની વિગત અહીં આપી નથી.

ગોપનાથની પૂર્વે તાપી નદીના મુખ ઉપર પ્રખ્યાત હવાખાવાનું મથક **ડુમસ** આવેલું છે. ત્યાંથી ઉત્તરે ખંભાત સુધીનો પૂર્વ કિનારો ગુજરાતની હદમાં છે. આ કિનારો પશ્ચિમ કિનારાને લગભગ સમાન્તર છે. પરંતુ ડુમસથી ઉત્તર તરફને ક્રમે લેતાં, તાપી, શેણ, કીમ, નર્મદા, ઢાઢર અને મહી, એ મુખ્ય ૭ નદીઓનાં મુખ આ કિનારે આવેલાં છે



તરકપુર
વડગામ
ખંભાત
દહેવાણ
કનકાપુરા
ખંભાતનો અખાત
ધોલેરાની ખાડી
સાબરમતીનું મુખ
બોરચૉકસ
કેમ્બે ચેનલ
મહીનદી
જંબુસર
ટંકારિયા
ઢાઢરનદી
ઉ
પ
પૂ
દ
ભાવનગર
ઘોઘા
નર્મદા નદી
નર્મદાનદી
કીમનદી
શેત્રુંજી નદી
તળાજા
ગોપનાથ
સુરત
તાપીનદી
ડુમસ

તેથી આ કિનારાના બંદરો દરિયાથી દૂર નદીકાંઠે અંદરના ભાગમાં આવેલા છે. નદીઓના મુખની આસપાસનો પ્રદેશ નીચાણવાળો અને ઝાડોની વટાથી ઢંકાયેલો રહે છે. આ ભાગો ભરૂચ અને સુરત જિલ્લામાં આવેલા હોઈ એમનું અહીં વિગતથી વર્ણન કરવું અસ્થાને છે.

**આખાત : પાણી અને રેતીના ઢગ :** અખાતના પાણી નીચે ઠેર ઠેર રેતીના ઢગ ઢંકાયેલા પડ્યા છે. ખંભાતની હદમાં પશ્ચિમે સાબરમતીના મુખ આગળ આવેલી ધોલેરાની ખાડીનો કિનારો રેતીથી ઊંચો થયેલો છે. તેનો વિસ્તાર એકથી ચાર માઈલ સુધી દક્ષિણ-પૂર્વમાં છે. તેની સામે પાર ટાઢર અને મહી નદીના મુખ વચ્ચેનો કિનારો પણ રેતીથી ઊંચો બનેલો છે. આ બે પૂર્વ અને પશ્ચિમ કિનારાની વચ્ચે ઊંડા પાણીની સાંકડી પટ્ટી છે. તેમાં થઈને ખંભાત તરફના વહાણોને પસાર થવાનું હોય છે. એ માર્ગને અંગ્રેજીમાં 'કેમ્બે ચૅનલ' કહે છે. આ માર્ગ અને ધોલેરાની ખાડી વચ્ચે 'બોર સેન્ડ્સ' (ભરતીના જુવાળથી થયેલા ટેકરા) નામનો ઊંચો ટેકરો આવેલો છે. એને લીધે ખંભાત બંદર નજીકનો દરિયો વહાણો માટે ઘણો મુશ્કેલ બનેલો છે. ખંભાત બંદર જતાઆવતા વહાણોનો આ માર્ગ ઘણો સાંકડો છે. તે છેક મહી નદીના મુખ સુધી લંબાય છે. આ માર્ગના પાણી ઓટ વખતે ૪ થી ૩ ફૅધમ (૨૪થી ૩૩ ફૂટ) ઊંડા હોય છે, તે વધીને દસ ફૂટ જેટલા થઈ જાય છે. ખંભાતથી ૮-૭ માઈલના વિસ્તારમાં આ પ્રમાણે સ્થિતિ રહે છે.

કુમ્બે ચૅનલના મુખ આગળ ૨૫ ફૂટ ઊંચે એક તરતી હોડીમાં સફેદ પ્રકાશવાળો દીવો કાયમ રાખવામાં આવે છે. તે ઉપરથી વહાણને આ સ્થાનની ખબર પડે છે.

**ભરતી :** ખંભાતની હદમાં આવેલા દરિયામાં મહી અને સાબરમતીના પાણી સતત ઠલવાયા કરે છે. ચોમાસામાં આ પાણીના પ્રવાહનો વિસ્તાર અસાધારણ બની જાય છે. સાબરમતીના કાંઠાનો પ્રદેશ જે ભાલબારું કહેવાય છે તે ખંભાત તાલુકાના આખા વિસ્તારનો બનેલો છે. તે બધા પ્રદેશ ઉપર ચોમાસામાં પાણી ફરી વળે છે અને તે તરફનો વ્યવહાર બંધ પડી જાય છે.

નદીઓની રેલ ઉપરાંત દર પૂનમે અને અમાસે દરિયામાં મોટી ભરતી આવે છે. આ ભરતીનો વેગ કલાકે ૨૦ થી ૨૫ માઈલ જેટલો હોય છે. મોજાની ટોચ માત્રથી દસ ફૂટ ઊંચી હોય અને દૂરથી પહાડ ધસી આવતો હોય એવું લાગે છે. પાણી એટલી ઝડપથી ધસતું હોય છે કે જ્યાં કોરી જમીન હોય ત્યાં ક્ષણમાં પાણી પાણી થઈ રહે છે અને વહાણ ચાલે તેવું પાણી હોય ત્યાં ક્ષણમાં કોરી જમીન થઈ જાય છે. આવી ભરતી અમાસ, પૂનમ અને બીજ ત્રીજના જુવાળ વખતે આવે છે, આઠમના જુવાળ વખતે આવતી નથી. આ ભરતીના પાણી મહી અને સાબરમતીના મુખમાં મોટા ઘુઘવાટ સાથે ધસે છે. મહી તરફ ધસારો મોટો હોય છે. જાણે ઊંચી ભીંત ધસી આવતી હોય એવો દેખાવ થાય છે. પૂરપાટ દોડતો ઘોડો પણ આ ધસારાથી બચી શકતો નથી. જૂના વખતના એક મુસાફરે એનાથી જીવ લઈ નાસતો ઘોડેસ્વાર તણાઈ ગયાનું વર્ણન કર્યું છે.* ગંભીરાથી દહેવાણ તરફ જવા મહી નદી ઓળંગતા ત્રણ માણસો આ રીતે તણાઈ ગયાની આવી જ હકીકત સદીઓ પછી તા. ૨૫-૪-૫૩ના નડિયાદથી પ્રસિદ્ધ થતા 'લોકમત' સાપ્તાહિકમાં પણ પ્રગટ થયેલી છે.

ભરતીની આવી ઝડપ ખંભાત નજીકના પાણીના સાંકડા માર્ગ (ચૅનલ)ને આભારી છે. દરિયામાંથી અખાત તરફ આવતું ભરતીનું મોજું આ સાંકડા માર્ગમાં પ્રવેશે છે ત્યારે તેને સંકડાશ પડે છે, તેથી તે ટેકરા બની જાય છે. એ ટેકરા ઉપર પાછળથી બીજાં મોજાંનો ધસારો ચાલુ રહે છે. પાણીનો આ પહાડ જ્યારે તૂટે છે ત્યારે અખાતમાં ભરતીના અસંખ્ય મોજાં ચોતરફ ફેલાય છે. આ મોજાં ખંભાતથી ૧૨-૧૩ માઈલ દક્ષિણે શરૂ થઈ મહી અને સાબરમતીના મુખમાં ધસે છે. આ ધસારો ચઢતા જુવાળે જ અનુભવાય છે. ઓટ વખતે એની ખબર પડતી નથી. દિવસ કરતાં રાત્રિની ભરતી ૧થી૨ ફૂટ વધુ ઊંચી હોય છે. મોજાંની સૌથી વધુ ઊંચાઈ એક રાત્રીની ભરતી વખતે ૩૭ ફૂટ અને દિવસે ૨૩ ફૂટ નોંધાઈ હતી.

**ડક્કા આગળનું કળણ અને રેલિયાં :** ખંભાતના ડક્કા આગળના ભાગમાં ભરતી-ઓટ થઈ ગયા પછીથી પાણી

* આજ વિષયનું વર્ણન પેરિપ્લસ નામના પુસ્તકમાં ઈ. સ. ૧૯૦ માં આ પ્રમાણે કરેલું છે –

'ખાસ કરીને રાત્રિની ભરતી સાથે જો અમાસનો યોગ હોય તો ભરતી જોખમ ભરેલી બને છે. સંપૂર્ણ રીતે શાંત દેખાતા સમુદ્રમાં ક્ષણવારમાં જ અચિંતો યુદ્ધના ઘોંઘાટ જેવો અવાજ ધસી આવતો સંભળાય છે, અને કિનારા તરફ ધસી આવતા તોફાની પાણી જોતજોતામાં ખુલ્લા કિનારાને ભરી દે છે.' (જૂના મુંબઈ ગેઝેટિયરમાંથી)

હોતું નથી. એવી ખુલ્લી જમીન ઉપરથી સપાટ લાગે, પરંતુ તે કળણવાળી હોય છે. તેમાં પગ મૂકતાં માણસ અંદર કળી જાય છે, અને જેમ જેમ પગ બહાર કાઢવા મથે છે તેમ તેમ તે ઊંડો ઊતરતો જાય છે. આ રીતે માણસો કળી ગયાના બનાવો બનેલા છે.

મહી અને સાબરમતીનાં પૂર આવે છે ત્યારે દરિયામાં રેલ આવી એમ લોકો કહે છે. આ રેલમાં મોટાં મોટાં વૃક્ષો, પ્રાણીઓ વગેરે ઘણી વસ્તુઓ ખેંચાઈ આવે છે. એ દિવસોમાં ખંભાતના રાણા, ચુંવાળિયા વગેરે કોમના લોકો વહેલા ઊઠી દરિયે જાય છે. પુરુષો રેલના પાણીમાંથી મોટાં મોટાં લાકડાં ખેંચી લાવે છે; અને સ્ત્રીઓ ઓટ થયા પછી જમીન પર પડેલાં લાકડાં વીણી એકઠાં કરી ભારા બાંધી ઘેર લાવે છે. આ લાકડાંને રેલિયાં કહે છે. કેટલાક તો આ રેલિયાં દરિયાકિનારે એકઠાં કરે છે અને પછી ભારા બાંધી અગર ગાડાં ભરી તે વેચે છે. વડગામ બાજુ પણ આ રીતે લાકડાં મોટા પ્રમાણમાં એકઠાં કરવામાં આવે છે, અને તે એ પ્રદેશના લોકો માટે ગુજરાનનું એક સાધન બની રહે છે.

**અખાતનું પુરાવું :** ખંભાતના અખાતના ૮૦ માઈલના વિસ્તારમાં ઉપર નોંધાયું છે તે રીતે પૂર્વ તરફથી ચાર અને પશ્ચિમ તરફથી પાંચ નદીઓ ઠલવાય છે. આવડા નાના વિસ્તારમાં આટલી બધી અને આવડી મોટી નદીઓ બીજે ભાગ્યે જ પડતી હશે. આ નદીઓ જે પ્રદેશમાં થઈને આવે છે તેનો કુલ વિસ્તાર ૮૩૦૦૦ ચોરસ માઈલ છે અને એમાં સરેરાશ ૩૬ ઈંચ વરસાદ પડે છે. એક ઈંચ વરસાદે એમાંથી ૭૧,૦૬,૮૮,૨૨,૩૩૧ ટન પાણી ભેગું થાય છે, એટલે ૩૬ ઈંચ મોસમનો પૂરો વરસાદ પડે તો ૨,૫૫,૮૪, ૭૬,૦૩,૯૨૦ ટન પાણી અખાતમાં આવે. એમ કહેવાય છે કે પૃથ્વી ઉપર વરસતા પાણીમાંથી ૧/૩ નદીઓ મારફતે દરિયામાં જાય છે અને બાકીનું શોષાઈ જાય છે. જો આ બધા આંકડા અને હિસાબ ખરા હોય તો ઉપરની નદીઓના પ્રદેશમાં સામાન્ય વરસાદ પડે તો પણ ૮૩૦ ચોરસ માઈલ વિસ્તારનું અને ૧૦૦ ફુટ ઊંડું એટલે ખંભાતના અખાતના બીજા ભાગ જેવડું સરોવર ભરાઈ રહે.

ઇજનેરોએ કરેલા અખતરાથી સમજાય છે કે એક શેર પાણીમાં ૦.૪૫ જેટલો કાદવનો કચરો આવે છે. એ રીતે ખંભાતના અખાતમાં દર ચોમાસે ૮૫,૨૮,૨૫,૩૪,૬૪૦ ટન પાણી આવે અને તે સાથે ૩૮,૩૭,૭૧,૪૦૫ ટન કાદવ આવે. એ રીતે વધુ ગણતરી કરતાં જણાય છે કે આ કાદવ વડે ૧૦ ફુટ ઊંચો ૩૬ ચોરસ માઈલનો ટાપુ બની રહે. ખંભાતના અખાતનું ક્ષેત્રફળ ૨૪૫૦ ચોરસ માઈલ છે અને ઓટ વખતે તે ૨૦ વામ ઊંડો છે. એટલે જેટલો કચરો આવે તે બધો જો ત્યાં જ ઠરે તો એક હજાર વર્ષમાં આખોયે અખાત પુરાઈ જાય. પરંતુ હિંદી મહાસાગરનાં મોજાંના જોરને લીધે ફક્ત સેંકડે એક ભાગ જેટલો કચરો ઠરે છે અને બાકીનો તણાઈ જાય છે. એ રીતે ઠરતા કચરાથી અખાતને પુરાતાં એક લાખ વર્ષ લાગે એવી ગણતરી છે. અખાતમા જુદે જુદે સ્થળે કેટલાક ટાપુઓ આ કચરાને લીધે એટલા મોટા થયા છે કે બહુ મોટી ભરતીમાં જ તે પાણીથી ઢંકાય છે.

આ પુરાવાથી અખાતના મથાળાનો ભાગ ધીમે ધીમે પુરાયો છે. અને નદીઓના પટ ઊંચા આવતા ગયા છે. અખાતના બાકીના કિનારાઓને એનાથી થયેલી અસર વિશે વિદ્વાનોમાં મતભેદ છે. ભરતીનું જોર અને નદીઓના સખત પ્રવાહ આ જળમાળને ખેંચી જવામાં અગત્યનો ભાગ ભજવે છે. કહેવાય છે કે આ કાદવ છેક કાદાદ્વીપ અને માલદ્વીપ સુધી જઈ ઠરે છે અને સિંધુ, ગંગા વગેરે નદીઓના મુખ પાસે નહેરોવાળી ભૂમિ (ડેલ્ટા) થઈ છે તેવી ભૂમિ અહીં બંધાતી નથી. પૂર્વ કિનારે જમીન બંધાય છે તો પશ્ચિમ કિનારે ધોવાય છે. આ કારણથી છેલ્લાં ૧૬૦૦ વર્ષથી અખાત સંબંધે જે હેવાલ મળે છે તે જોતાં તેમાં બહુ મોટા ફેરફાર થયા નથી એમ મનાય છે. પરંતુ નાના ફેરફાર અવશ્ય થયા છે. કિનારા આગળ અને નદીઓનાં મુખ આગળ નવી જમીન બંધાય છે અને જૂની ધોવાઈ જાય છે.

---

આધાર :–(૧) 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' પૃ. ૧૮, કર્તા કવિ નર્મદાશંકર લાલશંકર, ઇ. સ. ૧૮૮૬ (૨) 'ખંભાતનો ઈતિહાસ' પૃ. ૩ થી ૬, કર્તા રત્નમણિરાવ ભીમરાવ જોટે, ઈ. સ. ૧૯૩૫ (૩) 'ધી ગલ્ફ ઓફ કેમ્બે' નામના લેખો : કર્તા શ્રી. ભાઈલાલભાઈ દા. પટેલ. અને અધ્વા. આર. ડી. ગુલાટી, (વલ્લભવિદ્યાનગરની બિરલા, વિશ્વકર્મા મહાવિદ્યાલયનો વાર્ષિક અંક–ધી વિશ્વકર્મા, વોલ્યુમ ૨, નં. ૧, ૧૯૪૯–૫૦ પૃ. ૩૮ (૪) શ્રી. ભા. દા. પટેલ પાસેથી મળેલી અન્ય વિગતો. (૫) ખંભાતના શ્રી. નર્મદાશંકર અંબારામ ભટ્ટ તરફથી મળેલી માહિતી.

★

# ૫.

## ભૂપૃષ્ઠ

**મુખ્ય તત્ત્વો :** ભૂપૃષ્ઠ એટલે જમીનનુ તળ ખેડા જિલ્લાનું મોટા ભાગનુ ભૂપૃષ્ઠ મહી, વાત્રક, મેશ્વા અને તેમને મળતી મહોર, વરાસી, લૂણી, શેઢી, એ બધી નદીઓના કાંપથી બનેલુ છે પશ્ચિમ સરહદે વહેતી સાબરમતી અને ખારીના બહુ થોડા કાંપનો લાભ આ જિલ્લાને મળે છે

ભૂસ્તરશાસ્ત્રની ભાષામા આ કાંપને **'એલ્યુવિયમ'** કહે છે અને કાંપવાળી જમીન **'એલ્યુવિયલ'** કહેવાય છે બ્રિટિશ યુગમા આ ભૂપૃષ્ઠની થયેલી શાસ્ત્રીય તપાસને આધારે એમા નીચેના તત્ત્વો હોવાનુ નોંધાયુ છે **એરિનપુરાગ્રેનાઈટ, ઈન્ફ્રાટ્રેપિયન્સ, અને ટ્રેપ્સ** આમાથી આ જિલ્લામા નીચેના ખનિજો મળે છે **મકાન બાંધવાના પથ્થર, ચુનાના પથ્થર, બોકસાઇટ, ચિનાઈ માટી, કવાર્ટ્ઝ, ફેલ્સપાર, અકીક** વગેરે ગંધકવાળા **ગરમ પાણીના ઝરા** પણ આ જિલ્લામા છે આ ખનિજો જિલ્લામા કયે કયે સ્થળે કેટલા પ્રમાણમા મળી શકે છે તેની જાણવા જેવી વિગતો નીચે પ્રમાણે છે

**ખનિજો : પથ્થરો** ઉપર ગણાવેલા વિવિધ પ્રકારના પથ્થરો **વાડાશિનોર તાલુકાના પ્રદેશમાં** મળે છે વાડાશિનોર ગામ નજીક સોળ માઇલ લાંબી, બે માઇલ પહોળી અને પાંચથી પંદર ફૂટ ઊંડી **ચૂનાના પથ્થર** (લાઇમસ્ટોન)ની એક પટ્ટી આવેલી છે, તેમાથી ૮૦૦ મિલિયન (એક મિલિયન=દસ લાખ) ટન ચૂનાના પથ્થર નીકળી શકે, અને તે પૈકી ૨૦૦ મિલિયન ટન પથ્થર સિમેન્ટ બનાવવા કામ લાગે એવો અંદાજ છે આ પથ્થરના તત્ત્વોનુ પૃથક્કરણ નીચે પ્રમાણે નોંધાયુ છે.

**વાડાશિનોર તાલુકામાં આવેલા ચૂનાના પથ્થરોનું પૃથક્કરણ.**

[ દર સેંકડે ટકા ]

| નમૂનાનો ક્રમાંક | ઓગળે નહિ એવુ તત્વ (Insolubles) | $R_2O_3$ | $CaO$ | $MO$ |
|---|---|---|---|---|
| ૧ | ૬.૧ | ૧૦ | ૫૦.૯૯ | ૦.૪૮ |
| ૨ | ૫.૬ | ૦. | ૫૦.૧૪ | ૧.૭૦ |
| ૩ | ૧.૯ | ૦.૨ | ૫૪.૨૬ | ૦.૨૪ |
| ૪ | ૧૦ ૫ | ૦ ૪ | ૪૮.૦૧ | ૦ ૨૧ |
| ૫ | ૮.૨ | ૨.૪ | ૪૮.૦૧ | ૦.૯૭ |
| ૬ | ૩.૬ | ૧.૩ | ૪૯.૮૫ | ૧ ૩૩ |
| ૭ | ૧૪.૮ | ૧.૦ | ૪૫.૦૯ | ૦ ૭૨ |
| ૮ | ૩.૮ | ૦ ૬ | ૫૧.૮૪ | ૦.૬૮ |
| ૯ | ૨.૩ | ૦.૬ | ૫૩ ૪૧ | ૦.૬૪ |
| ૧૦ | ૦.૨ | ૦.૬ | ૫૫.૧૦ | ૦.૬૧ |
| ૧૧ | ૨૪.૫૦ | ૪.૭૦ | ૨૪.૪૩ | ૧૨.૧૩ |
| ૧૨ | ૨૫.૫૦ | ૩ ૪૦ | ૩૭.૯૨ | ૧.૨૬ |

આને લીધે વાડાશિનોરની દક્ષિણે આવેલા ઠાસરા તાલુકાના **સેવાલિયા** સ્ટેશને એસોસિયેટેડ સિમેન્ટ કંપની તરફથી **સિમેન્ટ બનાવવાનું કારખાનુ** થોડા વખત ઉપર સ્થાપવામા આવ્યુ છે એ કારખાનાને ઉપરની પટ્ટીમાથી પથ્થર અને માટી લેવાનો ૨૦ વરસનો પરવાનો જૂના વાડાશિનોર રાજ્યે આપ્યો હતો એ પરવાનો હાલની સરકારે ચાલુ રાખ્યો છે અને એની મુદત પૂરી થયે બીજા ત્રીસ વરસની મુદત વધારી આપવાની છે એમ સાંભળ્યુ છે આ પરવાનાને આધારે વાડાશિનોર અને તેની આજુબાજુ આવેલા **હાંડિયા, કરણપુર, ગજાપગીનું મુવાડુ ઉર્ફે ભોગિયા, કિનારી, બોરડી** અને **જમિયતપુરામાથી** હાલ પથ્થર અને માટી ખોદવાનુ કામ ચાલે છે આ વિસ્તાર ૬.૮૪ ચોરસ માઇલ એટલે ૨૨૩૭ વીઘા ૧૯ વસાનો છે તે ઉપર જણાવેલી કુલ ૧૬ માઇલની પટ્ટીનો ભાગ 'એ' ગણાય છે બાકીનો ભાગ 'બી' જેનુ ક્ષેત્રફળ ૭૦૧૬ વીઘા અને ૧૨ વસા છે તે પણ એ જ પ્રદેશમા આવેલો છે તેમા જરૂર પડ્યે ખોદકામ થઈ શકે તેમ છે

ઉપરની ખાણોમાથી પથ્થરો સેવાલિયા પહોંચાડવા કારખાના તરફથી ખાનગી રેલ્વે બાંધવામા આવી છે

વાડાશિનોર તાલુકાના વિસ્તારમાથી **મકાનો બાંધવા માટેના સુંદર પથ્થરો,** રંગના બનાવવાના મેટલ, ચક્કરમા વપરાતી **કપચી,** વગેરે પણ મળી શકે તેમ છે અને તેનાથી એક મોટો ઉદ્યોગ ખીલી શકે તેમ છે




ઠાસરા તાલુકામાં સેવાલિયાની ઉત્તરે સાતેક માઇલ ઉપર વાડાસિનોરને માર્ગે રેઝવા ગામમાંથી **ચૂનાનો પથ્થર** નીકળે છે. તેના ૧૬૭ એકર ૨ ગુંઠા ૧૨ આની જમીનના પટ્ટાનો પરવાનો વીસ વરસ માટે સેવાલિયાના સિમેન્ટના કારખાનાને મળેલો છે.

સેવાલિયાની નજીક ઉત્તરે મહીકાંઠે **સોનીપુર** ગામ આગળ **ચિનાઈ માટી** હોવાની જાણ થતાં તેની તપાસ થયેલી. તેમાં સફેદ માટીના છૂટા છવાયા ટેકરા હોવાનું માલૂમ પડ્યું હતું. પરંતુ મહત્ત્વની કોઈ ખાણ જડી નહોતી.

ધાતુઓ: કપડવણજ તાલુકાના પ્રદેશમાં લોખંડ, અકીક, બોક્સાઈટ, ઊસ, અને ગરમ પાણીના ઝરા નીકળે છે.

લોખંડવાળા પથ્થર **આતરસુંબા** આગળ મળે છે બ્રિટિશ આવતા પહેલાં ત્યાં લોઢું ગળાતું અને તેમાંથી બનાવેલી છરીઓ, મૂડીઓ, અસ્ત્રા, કટારીઓ, વગેરે ચીજો ચરોતરમાં તેમજ ઉત્તર ગુજરાતના કેટલાક ભાગોમાં વપરાતી.

કપડવણજ નજીક **પાંડવા** અને **આમલિયારા** વચ્ચે માઝમ નદીમાં **અકીકના પથ્થર** નીકળે છે. તેમાંથી માળાના મણકા, બટન, વિવિધ પ્રકારના શણગાર વગેરે બને છે. તેનો ઉદ્યોગ તથા વેપાર જૂના વખતથી ખંભાતમાં ચાલે છે. આ માલ આખા હિંદમાં તેમજ પરદેશોમાં જાય છે.

બોકસાઈટ નામના પથ્થરોમાં એલ્યુમિનિયમ ધાતુ હોય છે. તે ઉપરાંત દારૂગોળામાં, સિમેન્ટ બનાવવામાં તથા બીજી

રાસાયણિક ક્રિયાઓમા તેનો ઉપયોગ થાય છે આ પથ્થરાની એક ખાણ કપડવણજથી દોઢ માઈલ દૂર મોડાસાને માર્ગે **તૈયબપુર** ગામ આગળ જડી છે તેમાથી ૩૭ એકર ૧૬ ગુઠા વિસ્તારનો પરવાનો શિવરાજપુર સિન્ડિકેટ, જેના એજન્ટ મુબઈની કિલિક નિક્સન ઈન્ડસ્ટ્રીઝ લિ છે, તેને આપવામા આવ્યો છે તે ઉપરાત કપડવણજ ગામમા **રત્નાકર નામની ટેકરીઓ** ઉપર ૨૨ એકર ૨૦ ગુઠા વિસ્તારમા **બોક્સાઇટ** અને **લેટરાઇટ** નામના પથ્થરો નીકળે છે તેનો પટો પણ એ જ કપનીને મળ્યો છે આ બધા પથ્થરો મેનાવિયાના કારખાનામા વપરાય છે આ ઉપરાત કપડવણજથી ડાકોર તરફ જતા ત્રણ માઈલ દૂર **સોગણા** ગામ આગળ **બોક્સાઇટ** અને **લેટરાઇટની** ખાણો જડી છે તે પૈકી ૭૬ એકર ૩૧ ગુઠા જેટલી જમીનનો પરવાનો એસોસિયેટેડ સિમેન્ટ કપનીને આપવામા આવેલો છે

**ઊસ** એટલે ખારવાળી માટી એમાથી સાબુ બને છે આ માટી કપડવણજ આગળ સારા જથ્થામા મળે છે તે સાથે **ચકમકની રેતી** પણ મળે છે એમાથી કાચ બને છે આ કારણથી સાબુ અને કાચ બનાવવાના ઉદ્યોગ ઘણા જૂના સમયથી કપડવણજમા ચાલે છે કપડવણજના કાચમાલનો મહિમા કવિઓએ પણ ગાયેલો છે કાચ બનાવવાના યાંત્રિક કારખાના નહોતા ત્યારે સીસા બનાવવાની હાંડીઓ અને દર્પણો કપડવણજમા સારા પ્રમાણમા બનતા હાલ હાડીઓ, દર્પણો બનતા નથી પરતુ કાચની બગડીઓ અને કપડા ઉપર ભરવાના આભલા ઘણા બને છે આ પૈકી આભલા આખા હિંદમા કપડવણજમા જ બને છે અને તે સૌરાષ્ટ્ર, કચ્છ, સિંધ વગેરે સ્થળોએ વેચાય છે પરદેશમા એની નિકાસ થઈ શકે તેમ છે

કપડવણજ તાલુકાના **લસૂંદ્રા** ગામ આગળ **ગરમ પાણીના ઝરા** નીકળે છે એમા નહાવાથી કેટલાક રોગો મટે છે એમ મનાય છે

બોરસદ તાલુકાના **બામણગામ–ગંભીરા** ગામો આગળ કાળી રેતી મળે છે, તેમા કિંમતી તત્ત્વો હોવાનુ મનાય છે

ખભાતના અખાત પ્રદેશમા **ખનિજ તેલની ખાણો** મળવાનો સભવ છે આ માટે બ્રિટિશ સરકારે તથા પ્રખ્યાત બર્મા ઓઈલ કપનીએ એક વાર તપાસ કરેલી પણ કઈ મળેલુ નહિ તાજેતરમા એ તપાસ ફરીથી હાથ ધરવામા આવી છે

આ જિલ્લાની માટીમાથી ઈંટો, દેશી નળિયા તથા ઘરગથ્થુ વપરાશના વાસણો ગામેગામ બને છે, તે સ્થાનિક લોકો જ વાપરે છે

**કાંપ અથવા માટીનાં તત્ત્વો :** મહી, વાત્રક અને મેશ્વો જે પર્વતમાળાઓમાથી ખેડા જિલ્લામા વહી આવે છે તેમા મુખ્યત્વે આટલી જાતના પથ્થરો છે **ગ્રેનાઈટ, ટ્રેપ** અને **ક્વાર્ટઝાઈટ.** આ પૈકી ગ્રેનાઈટમા **ચકમક, ફેલ્સ્પાર** અને **અબરખ** નામના તત્ત્વો હોય છે++ ચરોતરની માટીમા જે ચળકતી રેતી છે તે આ ગ્રેનાઈટમાના ચકમકમાથી બનેલી છે એ માટીના બીજા તત્ત્વ ફેલ્સ્પારને હવા, પાણી અને વરસાદનો ઘસારો લાગતા તેમાથી **ચિનાઈ માટી** બને છે એટલે ચરોતરની માટીમા ચિનાઈ માટીનુ તત્ત્વ છે + તે ઉપરાત **અબરખ** પણ એમા છે

મહી નદીનો કાંપ ઉપર પ્રમાણે મુખ્યત્વે ગ્રેનાઈટના તત્ત્વોનો બનેલો છે તે ઉપરાત ટ્રેપ નામના કાળા પથ્થરના ઘસારાના તત્ત્વો પણ ચરોતરની માટીમા ભળેલા છે પરતુ મહી નદીના વિસ્તારમા આ પથ્થર ઘણો જૂજ હોવાથી એનુ તત્ત્વ આ માટીમા ઓછામા ઓછુ છે

ક્વાર્ટઝાઈટ નામના પથ્થરમાથી માત્ર ચમકતી રેતી જ ચરોતરની માટીમા આવે છે

ચૂનાના પથ્થરોનુ પ્રમાણ ચરોતરની માટીમા ઠીક ઠીક પ્રમાણમા આવતુ છે પરતુ અનેક જાતના ઘાસ પાંદડા જમીન ઉપર સડવાથી, તેમાથી થતા તેજાબો વડે આ ચૂનાનુ તત્ત્વ દર વરસે ચોમાસામા ગળતુ જાય છે તેમાનો કેટલોક ભાગ સમુદ્ર તરફ વહી જાય છે અને કેટલોક ભાગ જમીનમા ઊતરે છે જે ભાગ જમીનમાં ઊતરે છે તેના વડે જમીનની અદર મરડિયાનાં પડ બધાય છે કૂવા ખોદતી વખતે અગર બોરિંગ કરતી વખતે જે મરડવાળુ અગર પથ્થરવાળુ પડ આવે છે તે આ રીતે બનેલુ હોય છે

++ આવા ગ્રેનાઈટ પથ્થરો ગુજરાતની પૂર્વ સરહદે મળે છે પરતુ ગોધરા નજીકના ગ્રેનાઈટમા હોર્નબ્લેન્ડ નામનુ એક ચોથુ તત્ત્વ હોય છે તે અડદના દાણા જેવુ હોવાથી એ તત્ત્વવાળો એના ઈંટ અડદિયો પત્થર કહેવાય છે ચરોતરની વાવો, તળાવો, વગેરેના પગથિયા અને ઓવારામા આ પથ્થર વપરાયેલા છે

+ આ ચિનાઈ માટીમાથી અથાણા માટે વપરાતી બરણીઓ, નળિયા, પ્યાલા–રકાબીઓ વગેરે બને છે ચરોતરમા કુભારો જે ઘરગથ્થુ વાસણો વગેરે બનાવે છે તે આ [illegible] બને છે

**ભૂપૃષ્ઠની પ્રાચીનતા :** ચકમક, ચિનાઈ માટી, અબ્રખ, ટ્રેપ, ક્વાર્ટ્ઝાઈટ અને ચૂનો આ તત્ત્વોને દૂર દૂરની ડુંગરમાળાઓમાંથી ઘસડી લાવનારી નદીઓ હજારો વર્ષથી આ જિલ્લાની ભૂમિ ઉપર થઈને વહે છે. આ બધાં વર્ષો દરમિયાન અત્યારની પેઠે આ નદીઓ ઊંડી નહોતી. જંગલો ખૂબ હતાં. તેથી વરસાદ પુષ્કળ આવતો હતો. એને લીધે એ નદીઓ બંને કાંઠે ઉભરાતી અને એ પૂરનાં પાણીમાં ખેંચાઈ આવેલો કાંપ દર વરસે આ જિલ્લાની સપાટ ભૂમિ ઉપર પથરાતો હતો. એમ વરસોવરસ ઉપરાઉપરી જામેલા કાંપના થર વડે આ જિલ્લાનું રસાળ ભૂપૃષ્ઠ હજારો વર્ષોમાં બંધાયેલું છે.

**એક મહત્ત્વની હકીકત :** આ સામાન્ય હકીકત થઇ. પરંતુ એક બીજી મહત્ત્વની હકીકત આ સંબંધમાં જાણવા જેવી છે તે નીચે પ્રમાણે છે:–

મહાભારતના યુદ્ધ પહેલાં વેદોના સમયમાં આજથી આશરે પાંચ હજાર વર્ષ ઉપર સરસ્વતી નામની એક નદી હિમાલયમાંથી નીકળી હાલના કચ્છના રણને માર્ગે ગુજરાતની સરહદમાં ખારાઘોડા આગળ થઈ, નળકાંઠાના પ્રદેશમાં હાલના નળ સરોવરની જગાએ થઈને, ધોલેરા આગળ થઈ, હાલના ખંભાતના અખાતમાંથી પસાર થઈને તાપી નદીની દક્ષિણે આવેલા તે વખતના પશ્ચિમ સમુદ્રને મળતી હતી. હાલ એ જ સમુદ્ર અરબી સમુદ્ર તરીકે ઓળખાય છે.

મહાભારતના યુદ્ધ પછી હિમાલયના ભૂપૃષ્ઠમાં થતા ફેરફારોને લીધે આ સરસ્વતી નદીનાં વહેણ બંધ થઈ ગયાં અને એ પાણીનો અખૂટ પ્રવાહ બંધ થવાથી સમુદ્રનાં મોજાંઓનાં જોરથી ધીરે ધીરે સરસ્વતી નદીનું તળ ખોદાવા લાગ્યું. અને સમુદ્ર ધીરે ધીરે ઉત્તર તરફ આગળ વધતો ગયો. એને પરિણામે ખંભાતનો અખાત તૈયાર થયો.

તાપી નદી જે સરસ્વતીને મળતી હતી તે દરિયાની નજીક હોવાથી તેના તળમાં કંઈ ઝાઝો ફરક પડ્યો નહિ, પણ નર્મદાના મુખ આગળ તો સરસ્વતીના તળ કરતાં દરિયાના પાણીની સપાટી નીચી આવી, તેથી નર્મદાનું તળ ધીરે ધીરે નીચું જતું ગયું. આજે પણ શુકલતીર્થ આગળ નર્મદાનું અસલ તળ શુકલતીર્થના કિનારામાં દેખાય છે. હાલના તળ અને અસલ તળ વચ્ચે ત્યાં પાંચ છ ફૂટનો ફરક છે. આમ સરસ્વતીને સ્થળે દરિયાનો અખાત થવાથી નર્મદાનું તળ એટલું નીચું ગયું.

આગળ જતાં મહી અને સાબરમતીના તળમાં તો એથી પણ મોટો ફરક પડ્યો. અત્યારના ખંભાત આગળ માટી ખડક જેવી સખત થયેલી છે. ભૂપૃષ્ઠમાં ધરતીકંપના ઘણા આંચકા લાગેલા હોવાથી માટીના પડની ઓફળીઓ વળી ગયેલી છે અને અખાતને માથે તો માટી પથ્થર જેવી સખત થયેલી છે. જેથી અખાતની ઉત્તર તરફની ગતિ ત્યાં અટકી ગયેલી છે. પણ એ સ્થળે દરિયાની સપાટી અસલના મહી અને સાબરમતીના તળ કરતાં તો ૪૦–૫૦ ફૂટ જેટલી નીચે આવી ગયેલી છે. આને પરિણામે મહી અને સાબરનાં તળ એકદમ નીચે ઊતરી ગયેલાં છે. વાસદ આગળ મહીસાગરના કાંઠામાં મહીના અસલના તળનાં રેતી અને ચોળિયું લગભગ ૧૦ થી ૧૨ ફૂટની ઊંચાઈએ જોવા મળે છે. એ જ પ્રમાણે અમદાવાદના હરિજન આશ્રમ આગળના સાબરમતીના કાંઠામાં અસલનું સાબરમતીનું તળ અત્યારના તળ કરતાં લગભગ ૧૦ ફૂટ ઊંચું જોવા મળે છે.

આ પ્રમાણે સરસ્વતી નદી અદૃશ્ય થયા પછીથી ગુજરાતની નદીઓ ઊંડી ગઈ. મહી અને સાબરમતીની સાથે વાત્રક, મેશ્વા વગેરે બધી નદીઓ પણ ઊંડી ગઈ. આથી સરસ્વતી નદી અલોપ થયા પછીથી ભૂપૃષ્ઠ ઉપર નવા થર બંધાતા બંધ થયા. ઊલટું ચોમાસામાં જમીનતળનું ધોવાણ શરૂ થયું. પરિણામે લગભગ છેલ્લાં પાંચ હજાર વર્ષથી ચરોતરની જમીન ધોવાય છે, અને આને લીધે જ મહી, સાબર, વાત્રક વગેરેનાં કોતર થયાં છે. શેઢી, મહોર, વરાંસી, અને લસુંદ્રાવાળી લૂણી એ નદીઓની ઉત્પત્તિ પણ આજ કારણથી થઈ છે. એ નદીઓ મહી, વાત્રક ને મેશ્વામાંથી કુદરતી કારણોને લીધે ઉદ્ભવેલા કાંસ જેવી છે.

આમ ખેડા જિલ્લાનું ભૂપૃષ્ઠ નદીઓના કાંપનું બનેલું છે. તે હજારો વર્ષ જુનું છે. છેલ્લાં પાંચેક હજાર વર્ષથી નદીઓનાં તળ ઊંડાં જવાથી એમાં નવા કાંપના થર જામતા અટકી ગયા છે, ભૂપૃષ્ઠ ધોવાતું જાય છે અને તેને લીધે નદી કિનારાની આસપાસની જમીનમાં અસંખ્ય કોતરો પડેલાં છે.

**માળ, ભાલ, અને ચરોતર :** આ ભૂપૃષ્ઠ દરિયાની સપાટીથી ૬૦૦ થી ૧૦૦૦ ફુટ ઊંચું છે ++ તે બધે સ્થળે

---

પાદટીપ.++ વાડાસિનોરનો ડુંગરાળ પ્રદેશ આ ભૂપૃષ્ઠનો સૌથી વધારે ઊંચાણવાળો પ્રદેશ છે. તેની ઉત્તરે અને પૂર્વે ત્રણ હજારથી પાંચ હજાર ફૂટ ઊંચા ડુંગરોની હારમાળા પ્રસરેલી છે. આબુ પર્વતનું ગુરુશિખર ૫૦૦૦ ફુટ ઊંચું મનાય છે. અને પડાગનો પાવાગઢ ૨૭૬૧ ફૂટ ઊંચો છે.

સરખું નથી. વાડાશિનોરથી કપડવણજ સુધીનો ઉત્તર તરફનો પૂર્વ–પશ્ચિમ ભાગ ડુંગરાળ છે. ખેડા જિલ્લામાં જે કંઈ થોડાં ખનિજો નીકળે છે તે આ ભાગમાં છે. આ ભાગ ઊંચાણમાં હોવાથી માળ કહેવાય છે. એને નીચલે છેડે ખંભાતનો નીચાણવાળો ભાગ આવેલો છે. તે ભાલ (ખાડાવાળો) કહેવાય છે. ભાલ અને માળની વચ્ચેનો સપાટ મેદાનનો પ્રદેશ **ચરોતર** કહેવાય છે.

આ ત્રણ પ્રદેશની જમીનનાં મુખ્ય લક્ષણો હવે જોઈએ.

**ડુંગરાળ પ્રદેશની જમીન :** સામાન્ય રીતે કપડવણજ અને ઠાસરા તાલુકાનો પ્રદેશ માળ કહેવાય છે. આ બે તાલુકાની પૂર્વમાં ઉત્તર તરફ વાડાશિનોર તાલુકો આવેલો છે. વાડાશિનોર તાલુકાનો ભાગ ડુંગરાળ છે. એ ભાગમાં ડુંગરોને ચીરીને મહી નદી ખેડા જિલ્લા તરફ વહે છે. આ ગાળામાં મળતા પથ્થરોની હકીકત ઉપર આવી ગઈ છે. પરંતુ આ પથ્થરો ઉપર મહી નદીનો કાંપ પથરાઈને જમીન બનેલી છે. આ જમીન ઘણી ફળદ્રુપ છે. પરંતુ તેની ખીલવણી થયેલી નથી. ખડકોને લીધે આ જમીનમાં નાનાં મોટાં નાળાં પડેલાં છે. ત્યાં નાનાં મોટાં સરોવર બાંધીને વરસાદનું પાણી એકઠું કરવામાં આવે તો તે વડે નાની નાની નહેરો બનાવી જિલ્લાના બીજા પ્રદેશોની માફક હરેક પ્રકારનો પાક ઉગાડી શકાય તેમ છે.

**માળની જમીન :** વાડાશિનોર તાલુકાની પડખે પશ્ચિમમાં માળ પ્રદેશ શરૂ થાય છે. એની પછીના જિલ્લાના ઉત્તર–પશ્ચિમ છેડા ઉપર જમીનનું તળ નીચું છે. માળ પ્રદેશમાં પૂર્વ તરફના પથ્થરોનું ધોવાણ વિશેષ કરીને આવેલું છે. આ પથ્થરો કાળા હોવાથી કપડવણજ તાલુકાની–માળ પ્રદેશની–માટી ચરોતરના બીજા ભાગો કરતાં જુદી પડે છે. આ માટી કાળી છે.

માળની કાળી માટીમાં જૂના વખતમાં ફક્ત ઘાસ જ ઊગતું હતું. મુસલમાનો અને મરાઠાઓના રાજ્યકાળમાં લશ્કરના ઘોડા માટે જોઈતું ઘાસ આ પ્રદેશમાંથી પૂરું પડતું હતું. ઈ. સ. ૧૯૧૭ની સાલ પછી નડિયાદના શ્રી. દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈએ આ જમીનમાં કપાસ વાવવાના પ્રયોગો કર્યા, તે ઘણા સફળ થયા. એટલે માળ પ્રદેશનાં તે વખતનાં બધાં ઘાસનાં બીડ અને જંગલો ચરોતરના સાહસિક ખેડૂતોએ સરકાર પાસેથી વેચાતાં લીધાં. તેમાં લાખો રૂપિયા ખર્ચી, વર્ષો સુધી મહેનત કરી કપાસની ખેતી સુંદર રીતે ખીલવી. આજે એ જમીનમાં દર વરસે લાખો રૂપિયાનો કપાસ પાકે છે. એ કપાસ પીલવા માટે અનેક જિનિંગ ફેક્ટરીઓ એ જ પ્રદેશમાં ઊભી થઈ છે. હવે ગ્રીડની વીજળી ચરોતરમાં દાખલ થઈ છે. તે આ પ્રદેશમાં લંબાતાં એ જ રૂમાંથી સૂતર કાંતવાનાં યંત્રો ગામડે ગામડે અને ઘેરે ઘેર ચાલુ થવાની શક્યતા છે. તે સાથે જ રસ્તા અને રેલવે તથા નહેરો થવાનો પણ સંભવ છે. એને લીધે આ પ્રદેશમાં અમેરિકન રૂ પાકશે અને તે બધાને પરિણામે ચરોતરનાં ગામડાં ઝીણા કાપડની બાબતમાં સ્વાવલંબી થઈ શકે એવી શક્યતા છે.

કપડવણજની દક્ષિણ–પૂર્વે ઠાસરા તાલુકાનો ઘણોખરો ભાગ માળ પ્રદેશનો બનેલો છે. એની જમીન પણ કપડવણજના માળ પ્રદેશ જેવી જ છે. મહી નદીની નહેરનો લાભ આ પ્રદેશને વધારે મળી શકે તેમ છે. ત્યાંથી પૂર્વ તરફ મહીકાંઠાનો આ તાલુકાનો ભાગ જેમાં શેઢી નદી વહે છે, ત્યાં કોતરો પડી ગયાં છે. એ કોતરોમાં વાસદથી દક્ષિણે મહીકાંઠા પર આવેલા રણોલીની પેઠે ખેતી કરવામાં આવે તો કોતરો વધતાં અટકાવી શકાય, અને જમીન ફળદ્રુપ બનાવી શકાય. કેમ કે આ જમીન મહીસાગરના કાંપની બનેલી છે.

**ચરોતરની જમીન :** ઠાસરા તાલુકાની દક્ષિણે આણંદ, બોરસદ અને તે બે તાલુકાની પશ્ચિમે નડિયાદ અને પેટલાદ તાલુકા આવેલા છે. આ તળ ચરોતરનો પ્રદેશ છે. આણંદ અને બોરસદ તાલુકામાં મહીકાંઠા ઉપર સેંકડો કોતરો પડેલાં છે. એમાં લગભગ એક લાખ એકર જમીન નકામી થયેલી છે. એનો ઉપયોગ અત્યારે તો ચોર ડાકુઓને સંતાઈ રહેવા માટે અથવા ગેરકાયદે દારૂ ગાળવા માટે થાય છે. અહીં પણ રણોલીમાં અજમાવેલી પદ્ધતિ દાખલ કરવામાં આવે તો કોતરો વધતાં અટકાવી બેકાર પડી રહેલી એક લાખ એકર જમીન ફળદ્રુપ બનાવી તેમાં ફળાઉ ઝાડો, તમાકુ, શણ વગેરે પ્રકારના નાણાં લાવનારા પાક વિપુલ પ્રમાણમાં મેળવી શકાય.

ઉપરનાં કોતરો સિવાયનો આણંદ, બોરસદ તાલુકાનો પ્રદેશ અતિશય ફળદ્રુપ છે. કેમકે મહીસાગરના કાંપનો મોટો ભાગ આ પ્રદેશમાં ઠરેલો છે. ખેડા જિલ્લાનો તમાકુનો વધારેમાં વધારે પાક આ પ્રદેશમાં થાય છે. લગભગ ગામે ગામ બીડી–તમાકુ બનાવવાનો ઉદ્યોગ આ પ્રદેશમાં છેલ્લાં થોડાં વર્ષમાં ખીલ્યો છે.

નડિયાદ અને પેટલાદ તાલુકાઓનું ભૂપૃષ્ઠ પણ મહીસાગરના કાંપનું બનેલું છે. પરંતુ એ સ્થળે કાંપ ઘણો ઓછો

આવેલો છે. આનું કારણ એ છે કે આ ભાગ નદી કિનારાથી દૂર છે. નદીનો કાંપ હમેશાં કિનારાની નજીકના ભાગ ઉપર વધારે ઠરે છે. અને પૂરનાં પાણી કિનારાથી જેમ જેમ દૂર જાય છે તેમ તેમ તેમાં કાંપનું પ્રમાણ ઓછું થતું જાય છે અને વજનમાં પણ તે હલકો બનતો જાય છે. આ રીતે નડિયાદ–પેટલાદ તાલુકાઓની જમીન આણંદ–બોરસદ તાલુકાઓને મુકાબલે કંઈક ઓછો ફળદ્રુપ ગણાય. છતાં પણ હિંદુસ્તાનને હિસાબે તો આ જમીન ઘણી ફળદ્રુપ છે. આણંદ–બોરસદની માફક આ જમીન ગોરાડુ છે, અને તેમાં એ બે તાલુકાઓની પેઠે દરેક જાતના પાક લઈ શકાય તેમ છે. દા. ત. તમાકુના પાકનો નિર્દેશ ઉપર કર્યો છે. તે ઉપરાંત ડાંગર, ઘઉં, ચણા, બાજરી, બાવટો, કોદરા, તલ, શેરિયાં, કપાસ, તુવર, મગ, મઠ, અડદ, વાલ, ચોળા વગેરે પ્રકારનાં તમામ ધાન્યો અહીં પાકે છે. તે ઉપરાંત વરિયાળી, જીરુ, મેથી, રાઈ, હળદર, લસણ વગેરે મસાલા થાય છે. તે સાથે તમામ પ્રકારની શાકભાજી, કંદમૂળ, તથા કેળાં, કેરી, નારંગી, મોસંબી, લીંબુ, પપનસ, જામફળ, દાડમ, ચીકુ, બોર, સીતાફળ, કોઠાં, બીલાં, દ્રાક્ષ વગેરે અનેક પ્રકારનાં ફળ થાય છે. અફીણ, ગળી, શેરડીનું વાવેતર આ જ પ્રદેશમાં જૂના વખતમાં થતું હતું. શેરડી અત્યારે થોડા જ પ્રમાણમાં થાય છે.

નડિયાદની પશ્ચિમે મહેમદાવાદ તાલુકો આવેલો છે. એ તાલુકામાં થઈને વાત્રક તથા મેશ્વા નદીઓ પસાર થાય છે. આ બે નદીઓ મહી નદીના જેવો જ કાંપ વહી લાવે છે, તેથી મહેમદાવાદ તાલુકાની જમીન પણ ગોરાડુ છે. પરંતુ વાત્રક–મેશ્વાનો કાંપ મહીના કાંપ જેટલો ફળદ્રુપ નથી. એમાં ફેલ્સપારમાંથી બનેલી માટીનું પ્રમાણ ઓછું છે. ચૂનાનું પ્રમાણ પણ કંઈક ઓછું છે. આથી એની ફળદ્રુપતા ઓછી છે. અને તે કનિષ્ઠ ગોરાડુ કહેવાય છે. આ જમીનમાં બાજરી, કઠોળ, બાવટો, કોદરા વગેરે ખાદ્ય અનાજ પાકે છે. પરંતુ મહીકાંઠાની માફક તમાકુનો વિપુલ પાક એમાં થતો નથી.

**ક્યારીનો પ્રદેશ : દશકોશી :** વાત્રક અને મહીસાગરનાં પૂરનાં પાણી જ્યાં ભેગાં થતાં અને જ્યાં ઓછામાં ઓછો કાંપ ઠરતો તે જગાઓએ વચ્ચે વચ્ચે સરણ થયેલાં અને તેમાં ચોમાસાનું પાણી ભરાઈ રહેતું. આ પાણીમાં ઘાસ, પોયણાં, શિંગોડાં, કમળ, નાળો, વગેરે વનસ્પતિ ઊગતી. તેના કોહવાણથી જે માટી બનેલી તે ચરોતરની ક્યારીનો પ્રદેશ. આ પ્રદેશ માતર તાલુકાનાં વસાઈ, ભલાડા, પરિએજ વગેરે સ્થળોની આસપાસ આવેલો છે. એની પાછળ સાબરમતી અને વાત્રકના કાંઠા ઉપરની કનિષ્ઠ ગોરાડુ જમીન આવેલી છે. આ જમીન માતર તાલુકામાં છે.

[વાત્રક નદીના ઉત્તર પ્રદેશને **દશકોશી** કહે છે. કારણ કે ત્યાંથી લગભગ દસકોશ એટલે ત્રીસ માઈલ સુધીની જમીન ક્યારી જમીન છે. વાત્રક અને સાબરમતીમાં ઘણો ઓછો કાંપ હોવાથી તે બે નદીઓ વચ્ચેનો પ્રદેશ નીચો રહેલો છે. એને લીધે એમાં માત્ર ડાંગરનું જ વાવેતર થઈ શકે છે ગુજરાતની સર્વશ્રેષ્ઠ ડાંગર આ ભાગમાં પાકે છે. આ સ્થળની પંખાળી કમોદ દિલ્હીના બાદશાહો માટે દિલ્હી મોકલાવાતી હતી. ]

મહેમદાવાદ અને માતર તાલુકાની કનિષ્ઠ ગોરાડુ જમીન કંઈક હલકા પ્રકારની ગણાય છે. પરંતુ ક્યારીમાં તો સારા વરસાદની મોસમમાં ડાંગર પછી ઘઉં અગર ચણા વાવીને બે પાક લઈ શકાય છે, અને સામાન્ય વરસાદ આવે તો પણ ઓછામાં ઓછી મહેનતે ડાંગરનો સારો પાક લઈ શકાય છે, ફક્ત અતિશય ઓછો વરસાદ આવે તો જ આ જમીનમાં કંઈ પાકતું નથી. છપ્પનિયા દુકાળ પહેલાં આ ક્યારીની જમીન કિંમતી ગણાતી. આજે પણ કનિષ્ઠ ગોરાડુને હિસાબે આ જમીન વધારે કિંમતી ગણાય છે. જો મહીસાગરની નહેરો આ પ્રદેશમાં પહોંચાડી શકાય તો અહીંની જમીનમાં ડાંગરનો વિપુલ પાક થાય અને ગુજરાતનો ચોખાનો પ્રશ્ન ઊકલી જાય.

**ભાલબારાનો પ્રદેશ :** આ જમીનની દક્ષિણે ખંભાત તાલુકો આવેલો છે. ખેડા જિલ્લાની નદીઓનાં પાણી આ તાલુકાની સરહદોમાં દરિયાને મળવા આવે છે. પણ તેમનો બધો કાંપ ઉપર ગાળે ઠલવાઈ ગયો હોય છે, તેથી અહીંની જમીનની ફળદ્રુપતા ઘણી ઓછી છે. વળી આ ભાગ નીચાણમાં છે. વર્ષોના ઘાસના કોહવાણથી જમીનનો રંગ કાળો થઈ ગયેલો છે. ચોમાસામાં આ પ્રદેશમાં પાણી ફેલાઈ જાય છે અને ખેતી કરવાનું મુશ્કેલ બની જાય છે, પણ જમીન કાળી હોવાથી તે પાણીને સારી રીતે સંઘરી શકે છે. અને તેથી શિયાળાની ઋતુમાં આ જમીનમાં ઘઉંની ખેતી સારામાં સારી થાય છે.

આ જમીન નીચી હોવાથી તેનો પ્રદેશ ભાલ કહેવાય છે. કપાળમાં ખાડો હોવાથી સંસ્કૃતમાં તેને 'ભાલ' કહે છે. તે જ પ્રમાણે ભૂપૃષ્ઠ ઉપર પડેલા, ખાડાવાળા પ્રદેશો ભાલ તરીકે ઓળખાય છે. ખંભાતની પશ્ચિમે સાબરમતીને બીજે કાંઠે ધોળકા–ધંધુકાની જમીન પણ ભાલ કહેવાય છે અને

એ ભાલની અપેક્ષાએ ખંભાતના ભાલ પ્રદેશને ભાલનું બારું, આવા **ભાલબારાનો–પ્રદેશ** કહે છે. સિંધમાં પણ સમુદ્રકાંઠાની આવી નીચાણવાળી જમીન 'ભલ્લ' કહેવાય છે.

ભાલ પ્રદેશની જમીન દરેક સ્થળે એક જ પ્રકારની હોય છે. તેમાં ઘઉંનો પાક સારી રીતે થાય છે. પરંતુ દરિયા નજીક હોવાથી તેમાં ખારનું પ્રમાણ વિશેષ હોય છે એને લીધે ગોરાડુ જમીનના પાક આ જમીનમાં થઈ શકતા નથી. વરસાદ ઓછો હોય તો એમાં કપાસ, મેથી વગેરે પાકો લઈ શકાય છે. પણ વધારે વરસાદના વખતમાં ઘઉં અને કાબરીનો પાક સારો થાય છે.

**ખંભાત નજીકનું ભાઠું** : આ પ્રદેશમાં એક નોંધપાત્ર બનાવ બની રહ્યો છે, તે એ છે કે મહી નદી કાવી તરફનો કિનારો તોડતી જાય છે અને ખંભાત તરફના કિનારા બાજુ કાંપ મૂકતી જાય છે. એનાથી ભાઠું રચાતું જાય છે. ખંભાતથી ઉત્તરે ત્રણેક માઈલ દૂર આવેલું નગરા ગામ આજથી બે હજાર વર્ષ પહેલાં મહીનગર તરીકે પ્રખ્યાત હતું. એને ફરતો કોટ હતો. ખંભાતના અખાતનું અને મહીસાગરના કાંઠાનું તે બંદર હતું. ધીમે ધીમે મહીસાગરે એ ભાઠું નાખવા માંડયું. તેને પરિણામે દરિયો દૂર જવા માંડયો. મહીનગર ભાગ્યું અને હાલનું ખંભાત દરિયા કાંઠે વસ્યું. હવે ખંભાતથી પણ દરિયો એક માઈલ આઘો ગયો છે. આ રીતે મહીસાગરના ભાઠા ઉપર લગભગ ૭ હજાર એકર જમીન બંધાઈ છે.

જ્યારે જ્યારે દરિયામાં મોટી ભરતી આવે છે ત્યારે ત્યારે આ ભાઠા ઉપર દરિયાનું પાણી ફરી વળે છે. તે અમુક ભાગ ઉપર જ ફેલાય છે પણ આને કારણે આ બધી જમીન નકામી પડી રહે છે. જો બંધ બાંધીને આ ભરતીનું પાણી અટકાવી શકાય તો ચરોતરની જમીન કરતાં પણ વધારે ફળદ્રુપ જમીન આ ભાઠામાંથી તૈયાર થઈ શકે. આ જમીનમાં સિત્તેર ફૂટ ઊંડે ઘણું સરસ મીઠું પાણી મળે છે. તેથી તેમાં બોરિંગો કરીને તેના ઉપર વીજળીથી ચાલતા પંપ ગોઠવી શકાય અને એ પાણી વડે ઘણી સારી ખેતી થઈ શકે. દરિયો નજીક હોવાથી એ જમીનમાં નારિયેળીનાં વન પણ ઉગાડી શકાય.

**વાકળ** : મહી નદીની દક્ષિણે વાકળનો પ્રદેશ આવેલો છે. આ પ્રદેશ ખેડા જિલ્લાની બહાર છે. પરંતુ ચરોતરને એની સાથે સૈકાં જૂનો સંબંધ હોવાથી એનો ખ્યાલ રાખવો જરૂરી છે.

વાકળ એટલે ખેડા અને વડોદરા જિલ્લા વચ્ચેનો પ્રદેશ. આમાં મહીકાંઠાની જમીન ચરોતરના જેવી જ ગોરાડુ છે. એટલે લૌકિક દૃષ્ટિએ ચરોતર ત્યાં સુધી લંબાય છે. પરંતુ દક્ષિણ તરફ આગળ જતાં વિશ્વામિત્રી નદી પાવાગઢમાંથી કાળા પથ્થરોનો કાંપ લાવી એ પ્રદેશમાં પાથરે છે તેથી વડોદરાની આસપાસ મહી અને વિશ્વામિત્રીનો કાંપ ભેગો થઈને બેસર જમીન બને છે. બેસર એટલે કાળી અને ગોરાડુનું મિશ્રણ. (વાકળ શબ્દ સંસ્કૃત 'वेलुका' એટલે રેતી, એ ઉપરથી બનેલો હશે એમ કેટલાકનું માનવું છે.)

**કાનમ** : વાકળની દક્ષિણે કાનમનો પ્રદેશ આવેલો છે. કાનમ એ સંસ્કૃત શબ્દ 'कृष्णम्' ઉપરથી બનેલો શબ્દ છે. નર્મદાના કાંપથી આ જમીન બનેલી છે. ભરૂચ, સુરત, નવસારી, વગેરે પ્રદેશોની જમીન આ પ્રકારની છે.

વાકળ અને કાનમનો સંબંધ પરાપૂર્વથી ચરોતર સાથે ચાલતો આવેલો છે. એ જ રીતે ઉત્તર–પૂર્વે ડાકોર મારફતે પંચમહાલ અને માળવા સાથે અને પશ્ચિમે ઉત્કંઠેશ્વર મહાદેવ મારફતે ઉત્તર ગુજરાત અને તેને પેલે પારના પ્રદેશો સાથે ચરોતરનો સંબંધ પરાપૂર્વથી અખંડ ચાલ્યો આવે છે. વડતાલ પણ એવા જ સાર્વભૌમ સબંધનું એક કેન્દ્ર છે.

આધારઃ ૧. જૂનું બોમ્બે ગેઝેટિયર, ૨. મિનરલ રિસોર્સિઝ ઓફ બોમ્બે, કર્તા, બી. સી. રોય, બોમ્બે, પ્રઃ મુંબઇ સરકાર ૧૯૫૧. ૩. શ્રી. ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલે ખાસ લખી આપેલો લેખ ૪. ખેડા જિલ્લાની કલેકટર ઑફિસમાંથી મળેલી માહિતી. ૫. કેટલાક નકશાઓ.

★

# ૬

# ઋતુઓ, ઉષ્ણતામાન અને વરસાદ




**ઋતુઓ : શિયાળો, ઉનાળો, ચોમાસું :** આ જિલ્લો સમશીતોષ્ણ કટિબંધમાં આવેલો હોઈ ગરમી અને ઠંડીનું પ્રમાણ એકંદરે માફકસર હોય છે. તો પણ વરસના જુદા જુદા ગાળામાં ગરમીનું પ્રમાણ ઓછુંવત્તું હોય છે. આ પ્રમાણ સૂચવતા વરસના ત્રણ ભાગ પાડવામાં આવે છે: શિયાળો, ઉનાળો અને ચોમાસું. કારતકથી મહા (નવેમ્બરથી ફેબ્રુઆરી) સુધી શિયાળો, ફાગણથી જેઠ (માર્ચથી જૂન) સુધી ઉનાળો, અને અષાઢથી આસો (જુલાઈથી ઓક્ટોબર સુધી ચોમાસું ગણાય છે. શિયાળામાં ઠંડી, ઉનાળામાં ગરમી અને ચોમાસામાં વરસાદ પડે છે.

હિન્દુ પંચાંગ પ્રમાણે બબ્બે માસની ૭ ઋતુઓ ગણાય છે. કારતક–માગશરમાં **હેમંત**, પોષ–મહામાં **શિશિર**, ફાગણ –ચૈત્રમાં **વસંત**, વૈશાખ–જેઠમાં **ગ્રીષ્મ**, અષાડ–શ્રાવણમાં **વર્ષા**, અને ભાદરવા–આસોમાં **શરદ** ઋતુ આવે છે.

**ઋતુચક્ર :** લૌકિક ખ્યાલ પ્રમાણે શિયાળો, ઉનાળો, ચોમાસું એ ત્રણ ઋતુઓની હવામાં સ્પષ્ટ તફાવત અનુભવાય છે. શિયાળામાં કારતક માસથી ઠંડી અનુભવાય છે. આ માસથી હિંદુ વર્ષની શરૂઆત થાય છે. તે વખતે ઠંડી સાધારણ હોય છે. માગશર માસમાં તે વધવા માંડે છે, અને પોષ માસમાં તે સૌથી વધારે હોય છે. આ ઠંડી મહાની અધવચ સુધી એટલે કે લગભગ દોઢ માસ સુધી પહોંચે છે. મહા સુદિ પાંચમ (વસંતપંચમી)એ શિયાળાની પૂર્ણાહુતિ અને ઉનાળાની શરૂઆતનું સીમાચિહ્ન ગણાય છે. આ અરસામાં ઠંડી ચાલુ હોય છે, પરંતુ તે આનંદ આપે તેવી હોય છે. હોળી (ફાગણ સુદિ ૧૫) નજીક આવતાં ઉનાળો આવી પહોંચે છે અને ચૈત્ર માસમાં ગરમી વધી પડે છે. ચૈત્ર–વૈશાખમાં ગરમી અસહ્ય હોય છે. છતાં હવા સૂકી હોય છે. વૈશાખ માસમાં દરિયા તરફથી પવન ફૂંકાય છે અને ચોતરફ ધૂળ ઊડે છે. આ ઋતુમાં લોકો ગરમીથી કંટાળે છે અને ઘણાને અળાઈઓ તથા તાપોલિયાં નીકળે છે. કેરીની મોસમ પણ આ માસમાં હોય છે.

વૈશાખ સુદ ત્રીજ (અખાત્રીજ) એ ચોમાસાની શરૂઆતનો દિવસ મનાય છે. સામાન્ય રીતે તે દિવસે વરસાદ આવતો નથી. પરંતુ ખેડૂતો તે દિવસથી ખેતીનું મુહૂર્ત કરી

રાખે છે અને ત્યારથી વરસાદની રાહ જોવાય છે વૈશાખ માસની આખરમા અથવા જેઠ માસની શરૂઆતમા (તા ૧૫ મી જૂનથી ૧૫મી જુલાઈ સુધીના ગાળામા) વરસાદ અચૂક આવવો જોઈએ એમ મનાય છે વરસાદ આવવાની નિશાની તરીકે વૈશાખ માસથી પશ્ચિમ–દક્ષિણ તરફથી પવન ફૂકાવા માડે છે અને ધૂળ ઊડવા માંડે છે પછીથી એ જ દિશામાથી આકાશમા વાદળો ચઢવા માંડે છે હવામા ભીનાશ અનુભવાય છે ઈશાન તરફ વીજળીઓ થાય છે આવુ લગભગ વીસેક દિવસ ચાલે છે આ દરમિયાન વરસાદની શરૂઆત મુબઈમા થાય છે અને મુબઈ પછી ઉત્તર તરફ ક્રમે ક્રમે વરસાદ આગળ વધે છે એ રીતે મુબઈમા વરસાદ પડ્યા પછી એક બે અઠવાડિયાની અદર ખેડા જિલ્લામા વરસાદ આવે છે ઋતુના આ ક્રમમા કોઈક વાર ફેરફાર થતો અનુભવાય છે, તો પણ એકદરે ઋતુનુ ચક્ર આ ક્રમને અનુસરે છે

સૌથી વધારે વરસાદ અષાઢ શ્રાવણમા (જુલાઈ–ઑગસ્ટમા) આવે છે શ્રાવણ–ભાદરવો (ઑગસ્ટ–સપ્ટેબર) એ વરસાદની હેલીના મહિના ગણાય છે ભાદરવા સુદિ પૂનમ પછી વરસાદની ઋતુ પૂરી થવાના ચિહ્નો જણાય છે આકાશ કોરુ પડે છે, ગરમી વધે છે ખેતરોમા પાક લહેરાયા છે અને ત્રણેક માસથી જામેલા કાદવ–કીચડ સુકાઈ જતા ગેરીઓના રસ્તા ઉપર લોકોની સ્વાભાવિક અવરજવર થવા માંડે છે એ જ દિવસોમા લોકો મલેરિયાથી પીડાય છે, અને એની અસર ઠેઠ કારતક માસ સુધી ચાલે છે

તો પણ આસો માસમા હવામાથી ભીનાશ જતી રહે છે અને એ માસના પહેલા દિવસથી તહેવારોની હારમાળા શરૂ થાય છે એ શરદઋતુનો મહિનો છે એ માસમા આકાશ સ્વચ્છ અને એના કુદરતી સૌદર્યવાળુ હોય છે ખેતીના ઘણા ખરા પાક તે અરસામા તૈયાર થઈ ગયા હોય છે વાતાવરણ સ્વચ્છ અને સુખાકારી લાગે છે નવરાત્રીના તહેવારોમા રાત્રે ગરબા, રાસ અને માડવડીઓમા ગવાતા ઉલ્લાસમય ગીતોમા પ્રજાનો આનદ વ્યક્ત થાય છે નવરાત્રી પછી દશેરા, પછી શરદપૂર્ણિમા અને પછી દિવાળી, એમ આખો માસ તહેવારોથી ભરેલો રહે છે વર્ષની વચ્ચે ચૈત્ર સુદિ પૂનમ અને અતે આસો સુદિ પૂનમ એ બને દિવસોનુ વાતાવરણ એક સરખુ સ્વચ્છ અને ઉલ્લાસમય હોય છે રાત્રિનુ આકાશ તે દિવસોએ સૌથી વધુ નિર્મળ રહે છે

**પવન** : મેમના વર્ષથી ઉત્તરાયણ (કારતકથી પોષ) સુધીના ત્રણ માસ દરમિયાન ઉત્તર–પૂર્વ (ઈશાન) તરફથી પવન વાય છે આ પવન માળવાના વેરાન પ્રદેશ પર થઈને આવતો હોવાથી સૂકો, ઠડો અને મધુર હોય છે પોષ માસમા (ફેબ્રુઆરી–માર્ચમા) આવતા ઉત્તરાયણના દિવસથી પવનની દિશા દક્ષિણ–પશ્ચિમની બનવા માડે છે તે દિવસે હિન્દુઓ મોટો તહેવાર પાળે છે ખાસ કરીને પતગો ચગાવવાનો રિવાજ છે એ બધી પતગો ઉત્તર–પૂર્વ તરફ ઊડે છે કારણ કે તેમને ધકેલનાર પવન દક્ષિણ–પશ્ચિમ તરફથી વાતો હોય છે આ પવન અરબી સમુદ્ર ઉપર થઈને આવતો હોવાથી તેમા ભીનાશ હોય છે કોઈ વાર એને લીધે માવઠુ થાય છે શિયાળાની સૂકી હવા પૂરી થઈ ઉનાળાની ભીનાશવાળી હવાની એ રીતે શરૂઆત થાય છે એ જ પવન જૂન–જુલાઈમા વરસાદ લાવે છે વરસાદની મોસમમા પૂર્વ તરફના બગાળના ઉપસાગરમાથી પણ પવન ફૂકાય છે એ પવન તોફાની વરસાદ લાવે છે અરબી સમુદ્રનો પવન અને આ પવન ભેગા થઈ જાય તો અતિવૃષ્ટિ થાય છે




**ઉષ્ણતામાન** : સામાન્ય રીતે ઠડી હવા કામ કરવા માટે અનુકૂળ પડે છે અને ગરમ હવામા કામ ઓછુ થાય છે હવા ઠડી અને સૂકી હોય તો આરોગ્ય સારુ રહે છે હવામા જો ભીનાશ હોય તો તે આરોગ્યને હાનિ કરે છે ભીનાશવાળી ગરમ હવા ઘણી જ અકળાવનારી હોય છે આ સામાન્ય અનુભવની વાત છે તે ઉપરાંત ઢોર, વનસ્પતિ વગેરેના આરોગ્યની દૃષ્ટિએ પણ હવામાંની ગરમી અને ભીનાશની વધઘટથી થતી માહિતી અમુક જાણવી જરૂરી છે આ કારણે હાલનુ વિજ્ઞાન હવામાનનો વિવિધ રીતે અભ્યાસ કરે છે હવાની ગરમી ભીનાશ વગેરે માપવાના સાધનો સરકાર તેમજ શિક્ષણસસ્થાઓએ ખડા કર્યા છે આમા વિવિધ સ્થળે ગોઠવ્યા છે આ સાધનોમા ગરમી માપવાનુ 'થર્મામિટર' એ મુખ્ય છે તે વિવિધ પ્રમાણના હોય છે ઋતુ ઋતુની સામાન્ય

ગરમી માપવા માટે ફેરનહીટ થરમૉમિટર વપરાય છે. કોઈ પણ ઘરમાં એ વસાવી શકાય છે. એમાં એક કાચની નળીમાં પારો અથવા લાલ કે પીળા રંગનો પ્રવાહી પદાર્થ હોય છે. આ નળીનો નીચલો છેડો ગોળ ફૂલેલો હોય છે, અને ઉપરનો છેડો સાદો હોય છે. બંને છેડા બંધ હોય છે. નીચેના ગોળામાં રાખેલું પ્રવાહી હવાના ઉષ્ણતામાનની (ટૅંપરેચરની) વધઘટ પ્રમાણે ઊંચે ચઢે છે કે નીચે ઊતરે છે. આ ફેરફાર માપવા માટે નળીને એક પાટિયા ઉપર જડીને, તે પાટિયા ઉપર નળીની બંને બાજુ આંકા કરેલા હોય છે. નીચલે છેડેથી ૦° થી શરૂ કરી ઉપરને છેડે ૧૪૦° સુધીના આંકડા વંચાય છે. આ આંકડાને ડિગ્રી અથવા અંશ કહે છે. ૩૨° થી ઓછી ગરમી થાય તો હવામાં ઠંડી એટલી બધી લાગે કે પાણી ઠરી જાય; અને ૧૨૦° થી વધુ ગરમી થાય તો હવા એટલી બધી ગરમ લાગે કે પાણી પણ ગરમ થઈ જાય. સામાન્ય રીતે એ બે હદની વચ્ચે હવાના ઉષ્ણતામાનમાં વધઘટ થતી રહે છે. ઠંડી એટલે ૬૦° થી ઓછી ગરમી. ઠંડીનું માપ પણ ગરમીના માપથી જ બોલાય છે.

૮૦° થી ૯૦° ગરમીવાળી હવા આ જિલ્લાના લોકોને માફક આવે છે. ખેડા જિલ્લામાં સરેરાશ ગરમી ૮૨° હોય છે. એટલે આ જિલ્લાની હવા તંદુરસ્તી માટે તેમજ કામ કરવા માટે માફકસરની હોય છે એ લૌકિક ખ્યાલ ખરો છે. વરસના બધા દિવસોની ગરમીના આંકનો સરવાળો કરી તે ઉપરથી સરેરાશ ગરમીનો આંકડો કાઢવામાં આવે છે. પરંતુ બધા દિવસોમાં સરેરાશ આંકડા જેટલી જ ગરમી પડતી નથી. શિયાળામાં એનું પ્રમાણ ૬૦° થી ૪૩° જેટલું નીચું જાય છે અને ઉનાળામાં ૧૦૦° થી ૧૧૬° જેટલું ઊંચું જાય છે. એટલે વધારે પડતી ઠંડી અને વધારે પડતી ગરમીનો પણ આ જિલ્લામાં અનુભવ થાય છે. વળી દિવસના ચોવીસ કલાક દરમિયાન પણ ગરમી–ઠંડી સરખી હોતી નથી. સવારે ઠંડી, બપોરે ગરમી, અને રાત્રે ઠંડી એવો સામાન્ય ક્રમ હોય છે. સાંજથી સવાર સુધી એકંદરે હવા ઠંડી રહે છે. આ કારણે દરેક કલાકે ગરમીનું માપ નોંધી લઈ, આખા દિવસની સરેરાશ ગરમી, સરેરાશ ઠંડી, સૌથી વધુ ગરમી અને સૌથી વધુ ઠંડી એમ ચાર પ્રકારનાં માપ નક્કી કરવામાં આવે છે. આ માપ ઉપરથી આખા માસ અને આખા વરસનાં એવાં જ માપ નક્કી થાય છે. એ રીતનાં ઈ. સ. ૧૯૫૦ના બારે માસનાં ગરમીની વધઘટનાં માપ નીચેના કોઠામાં ઋતુઓ પ્રમાણે ગોઠવીને આપ્યાં છે.

## ખેડા જિલ્લાનું ઉષ્ણતામાન દર્શાવતો કોઠો

### ઈ. સ. ૧૯૫૦

| ઉષ્ણતામાન (અંશ) ઈ. સ. ૧૯૫૦માં | શિયાળો | | | | ઉનાળો | | | | ચોમાસું | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | નવે. | ડિસે. | જાન્યુ. | ફેબ્રુ. | માર્ચ | એપ્રિલ | મે | જૂન | જુલાઈ | ઑગસ્ટ | સપ્ટેમ્બર | ઑક્ટોબર |
| સરેરાશ વધારેમાં વધારે ઉષ્ણતામાન | ૮૦ | ૭૪ | ૭૭ | ૭૬ | ૮૮ | ૯૭ | ૧૦૦ | ૯૮ | ૮૩ | ૮૫ | ૮૪ | ૮૫ |
| સરેરાશ ઓછામાં ઓછું ઉષ્ણતામાન | ૬૫ | ૬૦ | ૬૪ | ૬૦ | ૭૩ | ૮૦ | ૮૭ | ૮૭ | ૮૦ | ૮૦ | ૮૨ | ૭૭ |
| નોંધાયેલું વધારેમાં વધારે ઉષ્ણતામાન | ૮૪ | ૭૮ | ૮૪ | ૮૪ | ૯૪ | ૧૦૨ | ૧૦૪ | ૧૦૨ | ૯૯ | ૮૮ | ૮૮ | ૮૮ |
| નોંધાયેલું ઓછામાં ઓછું ઉષ્ણતામાન | ૬૦ | ૫૪ | ૫૬ | ૪૭ | ૭૦ | ૭૪ | ૮૪ | ૮૪ | ૭૬ | ૮૦ | ૮૦ | ૭૨ |

આ કોઠા ઉપરથી ખ્યાલ આવે છે કે મે માસમાં ચોવીસે કલાક ગરમી લાગે છે. એનું પ્રમાણ જૂનમાં ઓછું હોય છે, તો પણ એ માસમાં પણ આખો દિવસ ગરમી હોય છે. જુલાઈમાં ગરમીની વધઘટ થાય છે. ઑક્ટોબરમાં આ વધઘટનો તફાવત વધવા માંડે છે. એ ઠંડી ઋતુની નિશાની છે. નવેમ્બરમાં તો ગરમી અને ઠંડી એવા સ્પષ્ટ પ્રકારો અનુભવાય છે. જેમ મે માસમાં આખો દિવસ ગરમી રહે છે તેમ ડિસેમ્બરમાં આખો દિવસ ઠંડી રહે છે.




**વરસાદ :** હવાની ગરમી ઉપરાંત તેમાં રહેલી ભીનાશ માપવાનાં સાધનો પણ હોય છે. તે ઉપરાંત હવાનું દબાણ, તેની ગતિ, દિશા, વગેરે વિગતો માપવાથી વરસાદ અને વાવાઝોડાંની આગાહી થઇ શકે છે. જ્યાં દરિયો ખેડવાનો હોય છે તેવા પ્રદેશોમાં આવી આગાહીઓ રોજ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થાય છે. જાણીતા અંગ્રેજી વર્તમાનપત્ર 'ટાઇમ્સ ઑફ ઈન્ડિયા'માં આ પ્રમાણે રોજ હવામાનની વિગતો છપાય છે. ગુજરાતી વર્તમાનપત્રોમાં વરસાદની આગાહીઓ ચોમાસામાં પૂનાની અથવા સાન્તાક્રૂઝની સરકારી વાયુશાસ્ત્રીની કચેરી તરફથી પ્રસિદ્ધ થાય છે. રેડિયો દ્વારા પણ આ માહિતી દરરોજ જાહેર કરવામાં આવે છે. (એ આગાહીઓ કેટલીક વાર ખોટી પણ પડે છે.) એમાં જિલ્લાવાર માહિતી અપાતી નથી. એટલે ખેડા જિલ્લાના વરસાદની આગાહી ચોક્સાઈથી જાણી શકાતી નથી, અને તે માટેનાં જરૂરી સાધનો પણ જિલ્લામાં નથી. પરંતુ વરસાદની નોંધો ઘણે સ્થળે રાખવામાં આવે છે. એવી નોંધોને આધારે તૈયાર થયેલા છેલ્લાં નવ વર્ષના

(ઈ સ ૧૯૪૫ થી ૧૯૫૩) આ જિલ્લાના વરસાદના તાલુકાવાર આકડા નીચેના કોઠામા આપ્યા છે

## ખેડા જિલ્લાનો તાલુકાવાર વાર્ષિક વરસાદ (ઇંચમાં) દર્શાવતો કોઠો

### ( ઈ. સ ૧૯૪૫ થી ૧૯૫૩ )

| તાલુકો | ૧૯૪૫ | ૧૯૪૬ | ૧૯૪૭ | ૧૯૪૮ | ૧૯૪૯ | ૧૯૫૦ | ૧૯૫૧ | ૧૯૫૨ | ૧૯૫૩ | સરેરાશ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ખભાત | ૪૮.૫૯ | ૨૫ ૬૧ | ૨૯ ૭૪ | ૮ ૯૦ | ૨૨ ૪૫ | ૨૬ ૧૪ | ૧૦ ૮૬ | ૨૬ ૧૬ | ૨૨.૩૪ | ૨૪ ૫૩ |
| પેટલાદ | ૨૮ ૮૫ | ૩૧ ૦૩ | ૨૨ ૪૯ | ૧૫ ૦૩ | ૨૯ ૬૨ | ૪૮ ૯૯ | ૧૪ ૯૨ | ૨૫.૪૩ | ૪૩ ૩૧ | ૨૮ ૮૪ |
| બોરસદ | ૫૫ ૪૬ | ૩૭ ૨૩ | ૩૨ ૭૩ | ૧૪ ૨૪ | ૨૬ ૧૫ | ૮૫ ૩૫ | ૧૬ ૩૭ | ૨૧ ૪૪ | ૪૩ ૩૦ | ૩૨ ૪૭ |
| આણંદ | ૩૭ ૪૨ | ૪૧ ૩૩ | ૨૫ ૧૬ | ૨૪ ૪૯ | ૩૦ ૧૮ | ૫૪ ૫૪ | ૧૬ ૧૦ | ૩૮ ૮૦ | ૪૦ ૮૫ | ૩૪ ૩૧ |
| નડિયાદ | ૪૦ ૯૧ | ૩૧.૩૩ | ૨૨ ૪૫ | ૧૧ ૬૨ | ૨૫ ૫૯ | ૫૫ ૩૬ | ૧૯ ૮૭ | ૩૩ ૫૮ | ૩૫ ૫૦ | ૩૦ ૬૯ |
| માતર | ૪૧.૯૨ | ૩૦ ૮૯ | ૩૩ ૯૯ | ૧૩ ૪૮ | ૨૫ ૪૫ | ૪૪ ૧૭ | ૧૫ ૮૫ | ૨૮ ૬૦ | ૩૪ ૫૦ | ૨૯ ૭૭ |
| મહેમદાવાદ | ૩૪ ૮૭ | ૩૭ ૯૭ | ૩૩ ૯૧ | ૧૫ ૩૩ | ૨૦ ૨૦ | ૪૩ ૮૪ | ૧૮.૦૦ | ૩૪ ૪૯ | ૩૧ ૬૩ | ૩૦ ૦૨ |
| કપડવણજ | ૩૭ ૬૮ | ૩૬ ૦૧ | ૨૨ ૩૯ | ૧૩ ૦૧ | ૨૩ ૪૭ | ૫૧ ૯૮ | ૨૧ ૪૦ | ૨૬ ૨૭ | ૩૨.૯૯ | ૨૯ ૪૬ |
| ઠાસરા | ૩૧ ૭૮ | ૨૮ ૬૮ | ૨૨ ૬૮ | ૧૩ ૨૧ | ૧૯ ૩૭ | ૪૨ ૪૪ | ૧૩.૩૦ | ૩૨ ૮૫ | ૩૦ ૧૩ | ૨૬ ૦૪ |
| વાડાશિનોર | ૫૬ ૮૩ | ૫૮ ૬૫ | ૨૪ ૬૩ | ૨૦ ૨૦ | ૨૦ ૨૫ | ૭૬.૩૩ | ૧૭ ૯૮ | ૩૩ ૭૯ | ૩૦ ૮૮ | ૩૭ ૭૨ |
| બધા તાલુકાની સરેરાશ | ૪૧ ૪૩ | ૩૫ ૮૮ | ૨૭ ૦૧ | ૧૪ ૯૫ | ૨૪ ૨૭ | ૪૮ ૮૧ | ૧૬ ૪૬ | ૩૦ ૧૪ | ૩૫ ૫૪ | |

આ આકડા તપાસતાં જણાય છે કે જિલ્લામા બધે સ્થળે સરખો વરસાદ પડતો નથી કયે સ્થળે વધારે અને કયે સ્થળે ઓછો વરસાદ પડે છે એ પણ તારવી શકાય




એમ નથી તો પણ એમ એમ કહી શકાય કે જિલ્લાની મધ્ય કરતા તેની સરહદોના પ્રદેશોમા વધારે વરસાદ પડે છે વાર્ષિક ક્રમ જોતા વરસાદ ઘણો જ અનિશ્ચિત છે સામાન્ય રીતે ૩૦ થી ૪૦ ઇંચની આસપાસ એનુ પ્રમાણ ગણાય પરતુ છેલ્લા નવ વર્ષમા ૮ થી ૭૬ ઇંચના ગાળામા એની વધઘટ થઈ છે જિલ્લાની ખેતીને માટે વરસાદની આ અનિયમિતતા ભયકર ગણાય

**'નોરમલ' વરસાદ :** એક જ સ્થળના વરસાદના ઘણાં વર્ષના આંકડાની સરેરાશનો આંકડો 'નોરમલ વરસાદ' કહેવાય છે અમુક સ્થળે સામાન્ય રીતે કેટલો વરસાદ પડવો જોઈએ તેનુ માપ 'નોરમલ વરસાદ'ના આકડાથી સૂચવાય છે વરસાદ ઓછો પડયો કે વધારે તે જાણવા માટે વર્ષના એકદર વરસાદના આકડાને તેના નોરમલ આકડા સાથે સરખાવવો જોઈએ ઈ સ ૧૯૫૦ના વર્ષના વરસાદના માસ બાર બાજુના પાનના કોઠામા આપ્યા છે તે સાથે 'નોરમલ' વરસાદના આકડા, અને દરેક માસમા કેટલા દિવસ વરસાદ પડયો તેના આકડા પણ એમા છે

## ખેડા જિલ્લાનો ઈ. સ. ૧૯૫૦નો માસિક, વાર્ષિક તેમજ 'નોરમલ' વરસાદ (ઇંચમાં) દર્શાવતું પત્રક

| મથક | જાન્યુઆરી | | | ફેબ્રુઆરી | | | માર્ચ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૧ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૨ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૩ | નોરમલ વરસાદ |
| ખેડા | — | — | ૦·૦૫ | — | — | ૦·૦૮ | — | — | ૦·૦૫ |
| મહેમદાવાદ | — | — | ૦·૦૪ | — | — | ૦·૧૧ | — | — | ૦·૦૫ |
| માતર | — | — | ૦·૦૩ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૬ |
| નડિયાદ | — | — | ૦·૦૩ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૫ |
| મહુધા | — | — | ૦·૦૪ | — | — | ૦·૧૧ | — | — | ૦·૦૭ |
| કપડવણજ | — | — | ૦·૦૩ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૭ |
| ઠાસરા | — | — | ૦·૦૩ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૮ |
| ડાકોર | — | — | ૦·૦૪ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૯ |
| આણંદ | — | — | ૦·૦૬ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૬ |
| બોરસદ | — | — | ૦·૦૭ | — | — | ૦·૦૬ | — | — | ૦·૦૯ |
| ત્રાણુજા–નગરામા તળાવ | — | — | ૦·૦૩ | — | — | ૦·૨૯ | — | — | ૦·૦૩ |
| પીંગળજ | — | — | ૦·૦૫ | — | — | ૦·૦૪ | — | — | ૦·૦૬ |
| સાબલી તળાવ | — | — | ૦·૦૫ | — | — | ૦·૦૬ | — | — | ૦·૧૦ |
| સૈંયાત તળાવ | — | — | ૦·૦૫ | — | — | ૦·૦૨ | — | — | ૦·૨૦ |
| બાંધરોલી તળાવ | — | — | ૦·૦૫ | — | — | ૦·૦૭ | — | — | ૦·૨૪ |
| વાડાશિનોર | (આંકડા મળ્યા નથી) | | ૦·૦૪ | (આંકડા મળ્યા નથી) | | ૦·૦૫ | (આંકડા મળ્યા નથી) | | ૦·૦૭ |
| ખંભાત | ,, | | ૦·૦૪ | ,, | | ૦·૦૭ | ,, | | ૦·૦૩ |
| ભાદરણ | ,, | | ૦·૦૪ | ,, | | ૦ | ,, | | ૦·૦૪ |
| સરેરાશ | — | — | ૦·૦૪ | — | — | ૦·૦૮ | — | — | ૦·૦૯ |

## ખેડા જિલ્લાનો ઇ. સ. ૧૯૫૦નો માસિક, વાર્ષિક તેમજ 'નોરમલ' વરસાદ (ઇંચમાં) દર્શાવતું પત્રક

| મથક | એપ્રિલ | | | મે | | | જૂન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૪ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૫ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૬ | નોરમલ વરસાદ |
| ખેડા | — | — | ૦·૦૬ | — | — | ૦·૨૯ | ૧ | ૦·૪૦ | ૪·૦૭ |
| મહેમદાવાદ | — | — | ૦·૦૮ | — | — | ૦·૪૧ | ૨ | ૧·૨૭ | ૪·૫૧ |
| માતર | — | — | ૦·૦૨ | — | — | ૦·૨૪ | ૨ | ૩·૧૫ | ૩·૭૯ |
| નડિયાદ | — | — | ૦·૦૩ | — | — | ૦·૧૯ | ૨ | ૧·૦૦ | ૪·૨૦ |
| મહુધા | — | — | ૦·૦૬ | — | — | ૦·૨૯ | ૨ | ૦·૯૫ | ૪·૪૮ |
| કપડવણજ | — | — | ૦·૦૫ | — | — | ૦·૩૪ | — | ૦·૦૬ | ૪·૨૦ |
| ઠાસરા | — | — | ૦·૦૪ | — | — | ૦·૨૬ | ૨ | ૦·૫૨ | ૪·૪૫ |
| ડાકોર | — | — | ૦·૦૪ | — | — | ૦·૨૯ | — | — | ૪·૪૪ |
| આણંદ | — | — | ૦·૦૪ | — | — | ૦·૨૦ | ૨ | ૧·૫૬ | ૪·૪૪ |
| બોરસદ | — | — | ૦·૦૫ | — | — | ૦·૨૦ | ૨ | ૧·૫૬ | ૪·૪૪ |
| ત્રાણુજા–નગરામા તળાવ | — | — | ૦·૦૯ | — | — | ૦·૦૭ | ૨ | ૨·૧૫ | ૪·૮૮ |
| પીંગળજ | — | — | ૦·૦૧ | — | — | ૦·૨૦ | ૧ | ૦·૧૮ | ૪·૧૯ |
| સાવલી તળાવ | — | — | ૦·૧૮ | — | — | ૦·૧૬ | ૧ | ૦·૨૭ | ૩·૯૪ |
| સૈંયાત તળાવ | — | — | ૦·૧૭ | — | — | ૦·૨૦ | — | — | ૫·૧૯ |
| વાંઘરોલી તળાવ | — | — | ૦·૦૬ | — | — | ૦·૫૨ | ૧ | ૦·૬૩ | ૫·૪૩ |
| વાડાશિનોર | (આંકડા મળ્યા નથી) | | ૦·૦૭ | (આંકડા મળ્યા નથી) | | ૦·૨૭ | (આંકડા મળ્યા નથી) | | ૪·૬૭ |
| ખંભાત | — | — | ૦·૦૩ | — | — | ૦·૧૮ | ,, | | ૪·૦૮ |
| ભાદરણ | — | — | ૦·૦૪ | — | — | ૦·૦૫ | ,, | | ૫·૦૪ |
| સરેરાશ | — | — | ૦·૦૭ | — | — | ૦·૨૬ | ૧ | ૦·૯૧ | ૪·૪૯ |

| જુલાઈ | | | ઑગસ્ટ | | | સપ્ટેમ્બર | | | ઓક્ટોબર | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૭ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૮ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૯ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૧૦ | નોરમલ વરસાદ |
| ૨૬ | ૨૮·૮૧ | ૧૩·૮૧ | ૭ | ૩·૭૨ | ૭·૯૭ | ૮ | ૧૪·૯૫ | ૪·૭૩ | — | — | ૦·૫૬ |
| ૨૬ | ૨૫·૯૦ | ૧૩·૩૬ | ૮ | ૨·૮૭ | ૮·૯૪ | ૭ | ૧૩·૯૦ | ૫·૧૪ | — | — | ૦·૬૮ |
| ૨૫ | ૨૪·૪૩ | ૧૧·૯૫ | ૭ | ૫·૫૫ | ૭·૬૧ | — | — | ૪·૩૫ | — | — | ૦·૪૫ |
| ૨૮ | ૩૭·૩૬ | ૧૩·૪૪ | ૭ | ૩·૧૨ | ૮·૯૫ | ૮ | ૧૪·૦૮ | ૪·૯૦ | — | — | ૦·૬૬ |
| ૨૮ | ૧૬·૧૮ | ૧૨·૫૦ | ૭ | ૨·૬૭ | ૮·૭૬ | ૫ | ૧૩·૬૨ | ૪·૮૮ | — | — | ૦·૬૩ |
| ૨૩ | ૨૬·૭૩ | ૧૨·૪૯ | ૩ | ૧·૯૭ | ૮·૫૦ | ૯ | ૧૮·૧૭ | ૪·૪૫ | — | — | ૦·૬૦ |
| ૨૪ | ૨૮·૩૧ | ૧૨·૪૯ | ૬ | ૨·૫૨ | ૮·૬૯ | ૧૦ | ૧૧·૦૩ | ૪·૮૦ | — | — | ૦·૬૧ |
| ૨૪ | ૩૦·૦૨ | ૧૩·૫૨ | ૯ | ૩·૪૯ | ૮·૬૯ | ૬ | ૧૩·૯૪ | ૪·૬૩ | — | — | ૦·૭૦ |
| ૨૩ | ૩૪·૪૭ | ૧૪·૬૭ | ૭ | ૧·૭૫ | ૮·૭૩ | ૧૦ | ૧૬·૭૪ | ૫·૪૨ | — | — | ૦·૭૧ |
| ૨૫ | ૨૦·૬૯ | ૧૩·૫૭ | ૩ | ૧·૬૨ | ૮·૯૨ | ૭ | ૧૦·૯૧ | ૫·૭૨ | — | — | ૦·૯૨ |
| ૨૭ | ૨૩·૫૬ | ૯·૧૮ | ૫ | ૧·૪૬ | ૭·૭૪ | ૮ | ૯·૪૨ | ૪·૩૩ | — | — | ૦·૨૭ |
| ૨૫ | ૨૫·૭૬ | ૮·૮૮ | ૩ | ૧·૨૩ | ૬·૩૧ | ૬ | ૧૧·૫૧ | ૪·૭૪ | — | — | ૦·૧૯ |
| ૨૪ | ૩૩·૫૫ | ૨૦·૯૧ | ૫ | ૧·૮૯ | ૭·૬૧ | ૭ | ૧૫·૬૧ | ૫·૧૮ | — | — | ૦·૪૫ |
| ૨૭ | ૩૪·૦૬ | ૧૦·૫૯ | ૬ | ૨·૭૪ | ૭·૦૯ | ૬ | ૧૧·૪૬ | ૫·૮૫ | — | — | ૦·૪૧ |
| ૨૪ | ૩૫·૯૧ | ૧૨·૫૮ | ૯ | ૩·૧૫ | ૮·૫૧ | ૧૧ | ૧૪·૧૨ | ૬·૨૪ | — | — | ૦·૪૪ |
| (આંકડા મળ્યા નથી) | | ૧૨·૯૮ | (આંકડા મળ્યા નથી) | | ૯·૫૭ | (આંકડા મળ્યા નથી) | | ૫·૮૨ | (આંકડા મળ્યા નથી) | | ૦·૬૩ |
| ,, | | ૧૦·૪૮ | ,, | | ૬·૭૭ | ,, | | ૪·૬૫ | ,, | | ૦·૭૩ |
| ,, | | ૧૫·૫૪ | ,, | | ૯·૩૧ | ,, | | ૪·૯૦ | ,, | | ૧·૦૫ |
| ૨૬ | ૨૯·૦૯ | ૧૨·૨૪ | ૬ | ૨·૬૩ | ૮·૨૦ | ૭ | ૧૨·૬૪ | ૫·૦૨ | — | — | ૦·૬૩ |

# ખેડા જિલ્લાનો ઈ. સ. ૧૯૫૦નો માસિક, વાર્ષિક તેમજ 'નોરમલ' વરસાદ (ઇંચમાં) દર્શાવતું પત્રક

| મથક | નવેમ્બર | | | ડિસેમ્બર | | | ઈ. સ. ૧૯૫૦ના આખા વર્ષ દરમ્યાન | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૧૧ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | વરસેલો વરસાદ ૧૨ | નોરમલ વરસાદ | વરસાદના દિવસની સંખ્યા | એકંદર વરસાદ ૧૩ | નોરમલ વરસાદ |
| ખેડા | — | — | ૦.૧૯ | — | — | ૦.૦૪ | ૪૨ | ૪૭.૮૮ | ૩૧.૯૦ |
| મહેમદાવાદ | — | — | ૦.૧૯ | — | — | ૦.૦૫ | ૪૩ | ૪૩.૯૪ | ૩૩.૫૬ |
| માતર | — | — | ૦.૧૯ | — | — | ૦.૦૨ | ૩૪ | ૩૩.૧૩ | ૨૮.૭૮ |
| નડિયાદ | — | — | ૦.૨૦ | — | — | ૦.૦૪ | ૪૫ | ૫૫.૫૬ | ૩૨.૭૬ |
| મહુધા | — | — | ૦.૧૮ | — | — | ૦.૦૭ | ૪૨ | ૪૩.૪૨ | ૩૨.૦૭ |
| કપડવણજ | — | — | ૦.૧૮ | — | — | ૦.૦૫ | ૩૫ | ૪૬.૯૩ | ૩૧.૦૩ |
| ઠાસરા | — | — | ૦.૧૪ | — | — | ૦.૦૪ | ૪૨ | ૪૨.૩૮ | ૩૧.૪૫ |
| ડાકોર | — | — | ૦.૧૬ | — | — | ૦.૦૪ | ૩૯ | ૪૭.૪૫ | ૩૨.૭૧ |
| આણંદ | — | — | ૦.૧૯ | — | — | ૦.૦૩ | ૪૨ | ૫૪.૫૪ | ૩૪.૬૨ |
| બોરસદ | — | — | ૦.૨૦ | — | — | ૦.૦૪ | ૩૭ | ૩૪.૭૨ | ૩૪.૮૯ |
| ત્રાણજા–નગરામા તળાવ | — | — | ૦.૦૯ | — | — | — | ૪૨ | ૩૬.૮૯ | ૨૬.૯૬ |
| પીંગળજ | — | — | ૦.૨૨ | — | — | — | ૩૫ | ૩૮.૬૮ | ૨૪.૯૭ |
| સાવલી તળાવ | — | — | ૦.૩૦ | — | — | ૦.૦૪ | ૩૭ | ૫૧.૩૨ | ૨૮.૭૯ |
| સંધાત તળાવ | — | — | ૦.૨૩ | — | — | ૦.૦૨ | ૩૯ | ૪૯.૧૬ | ૩૦.૨૬ |
| વાંધરોલી તળાવ | — | — | ૦.૨૧ | — | — | ૦.૦૨ | ૪૫ | ૫૩.૪૦ | ૩૪.૪૮ |
| વાડાશિનોર | (આંકડા મળ્યા નથી) | | ૦.૧૪ | (આંકડા મળ્યા નથી) | | ૦.૦૬ | (આંકડા મળ્યા નથી) | | ૩૪.૩૭ |
| ખંભાત | | ,, | ૦.૨૬ | | ,, | ૦.૦૩ | | ,, | ૨૭.૩૯ |
| ભાદરણ | | ,, | ૦.૪૪ | | ,, | ૦.૦૭ | | ,, | ૩૬.૭૨ |
| સરેરાશ | — | — | ૦.૧૯ | — | — | ૦.૦૩ | ૪૦ | ૪૫ ૨૯ | ૩૧.૨૮ |

આ આંકડા ઉપરથી જણાય છે કે ઈ. સ. ૧૯૫૦ના વર્ષમાં દર વર્ષની માફક જૂનથી સપ્ટેમ્બર માસના ગાળામાં જ વરસાદ પડ્યો હતો. તે જનમાં શરૂ થઈ જુલાઈમાં સૌથી વધારે પડ્યો હતો. ઑગસ્ટમાં તે ઘણો ઘટ્યો હતો અને સપ્ટેમ્બરમાં તે થોડો વધ્યો હતો. આખા વર્ષમાં સરેરાશ ૪૦ દિવસ વરસાદ પડ્યો હતો. પરંતુ જુદે જુદે સ્થળે તે ઓછાવત્તા દિવસ પડ્યો હતો. વર્ષનો એકંદર વરસાદ 'નૉરમલ' કરતાં વધારે હતો. પરંતુ મોટા ભાગનો વરસાદ એક જ માસમાં પડ્યો હતો. વરસાદની અનિયમિતતા અને અનિશ્ચિતતાનો આથી સચોટ પુરાવો મળે છે.




**ભૂતકાળના વરસાદના વધુ આંકડા :** વરસાદના આંકડા રાખવાની શરૂઆત બ્રિટિશ રાજકર્તાઓએ કરેલી. તેને પરિણામે ઈ. સ. ૧૮૭૬થી શરૂ કરીને તે પછીનાં તમામ વર્ષોના તાલુકાવાર આંકડા મળી શકે છે. તેનો કોઠો આ પ્રકરણને છેડે પરિશિષ્ટ ૧ માં આપ્યો છે. તેમાં જણાવેલાં વર્ષોની યાદી આ નીચે આપી છે. જે વર્ષમાં સાધારણ વૃષ્ટિ થઈ હતી તે વર્ષની નીચે લીટી દોરી નથી, જે વર્ષમાં અતિવૃષ્ટિ થઈ હતી તે વર્ષની નીચે એક લીટી દોરી છે, અને જે વર્ષમાં અનાવૃષ્ટિ થઈ હતી તેની નીચે બે લીટી દોરી છે.

૧૮૭૬, ૧૮૭૭, ૧૮૭૮, ૧૮૭૯, ૧૮૮૦, ૧૮૮૧, ૧૮૮૨, ૧૮૮૩, ૧૮૮૪, ૧૮૮૫, ૧૮૮૬, ૧૮૮૭, ૧૮૮૮, ૧૮૮૯, ૧૮૯૦, ૧૮૯૧, ૧૮૯૨, ૧૮૯૩, ૧૮૯૪, ૧૮૯૫, ૧૮૯૬, ૧૮૯૭, ૧૮૯૮, ૧૮૯૯, ૧૯૦૦, ૧૯૦૧, ૧૯૦૨, ૧૯૦૩, ૧૯૦૪, ૧૯૦૫, ૧૯૦૬, ૧૯૦૭, ૧૯૦૮, ૧૯૦૯, ૧૯૧૦, ૧૯૧૧, ૧૯૧૨, ૧૯૧૩, ૧૯૧૪, ૧૯૧૫, ૧૯૧૬, ૧૯૧૭, ૧૯૧૮, ૧૯૧૯, ૧૦૨૦, ૧૯૨૧, ૧૯૨૨, ૧૯૨૩, ૧૯૨૪, ૧૯૨૫, ૧૯૨૬, ૧૯૨૭, ૧૯૨૮, ૧૯૨૯, ૧૯૩૦, ૧૯૩૧, ૧૯૩૨, ૧૯૩૩, ૧૯૩૪, ૧૯૩૫, ૧૯૩૬, ૧૯૩૭, ૧૮૩૮, ૧૯૩૯, ૧૯૪૦, ૧૯૪૧, ૧૯૪૨, ૧૯૪૩, ૧૯૪૪, ૧૯૪૫, ૧૯૪૬, ૧૯૪૭, ૧૯૪૮, ૧૯૪૯, ૧૯૫૦, ૧૯૫૧. ૧૯૫૨, ૧૯૫૩.

આ ઉપરથી જણાય છે કે છેલ્લાં ૭૮ વર્ષના ગાળામાં ૧૧ વખત અતિવૃષ્ટિ થયેલી છે. એ જ ગાળામાં ૭ વખત બંને પ્રકારની આફતો વારાફરતી આવેલી છે. એક દશકામાં આવી આફતો ઓછામાં ઓછી ત્રણ અને વધારેમાં વધારે ચાર આવેલી છે. છેલ્લા બે દશકા પૈકી ૧૯૩૬થી ૧૯૪૫ના દશકામાં ત્રણ અનાવૃષ્ટિ અને એક અતિવૃષ્ટિ નોંધાઈ હતી. ચાલુ દશકામાં બે અનાવૃષ્ટિ અને એક અતિવૃષ્ટિ નોંધાઈ ચૂકી છે. આ આંકડા પણ વરસાદની અનિશ્ચિતતા પુરવાર કરે છે.

**ભડળીવાક્ય :** જિલ્લામાં વરસાદની આગાહી નક્ષત્રો ઉપરથી વંચાય છે. એ વિષે પ્રસંગે પ્રસંગે કહેવતો અને દોહરાઓ લોકમુખે સંભળાય છે. એ લૌકિક જ્ઞાન 'ભડળીવાક્ય'માં સારી રીતે જળવાયું હોઈ આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૨)માં એ આખું આપ્યું છે. આ ઉપરાંત જ્યોતિષીઓ પંચાંગોમાં વર્ષફળની વિગતો આપે છે. કેટલાંક મંદિરોમાં 'અષાઢી' વંચાય છે. એટલે કે વર્ષની આગાહી નક્કી કરવાનો વિધિ થાય છે. ઊમરેઠમાં આ વિધિ દર વર્ષે થાય છે આ બધા લૌકિક ખ્યાલો અને રિવાજોનું વૈજ્ઞાનિક સંશોધન થવાનું બાકી છે.

આધારઃ ૧. પ્રચલિત ખ્યાલો. ૨. શ્રી. હીરાલાલ મગનલાલ દેસાઈએ તૈયાર કરેલ 'ખેડા જિલ્લાની ખેતી' એ નામના અપ્રગટ નિબંધમાં આપેલી માહિતી. ૩ સ્ટેટિસ્ટિકલ એબ્સ્ટ્રેક્ટ ફોર બોમ્બે સ્ટેટ, ૧૯૫૧. ૪. પૂનાની સરકારી વાયુશાસ્ત્રીની કચેરીમાંથી મળેલા આંકડા

★

# ૬

## પરિશિષ્ટ (૧)

### ખેડા જિલ્લાનાં કેટલાંક સ્થળોના ૧૮૭૬થી૧૯૫૩ સુધીના વરસાદના આંકડા (ઇંચમાં)

| વર્ષ | ખેડા | મહેમદાવાદ | નડિયાદ | કપડવણજ | બોરસદ | આણંદ | ઠાસરા | માતર |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૭૬ | ૩૦.૨૮ | ૩૬.૪૪ | ૩૨.૦૦ | ૩૦.૨૬ | ૩૪.૦૬ | ૩૪.૦૦ | ૩૬.૦૦ | ૩૦.૦૦ |
| ૧૮૭૭ | ૨૬.૬૪ | ૨૬.૨૫ | ૨૮.૪૫ | ૨૧.૪૯ | ૧૬.૩૧ | ૧૯.૫૦ | ૧૭.૭૯ | ૧૬.૭૧ |
| ૧૮૭૮ | ૪૨.૧૮ | ૪૫.૫૭ | ૪૬.૮૮ | ૩૭.૩૬ | ૬૨.૯૯ | ૪૮.૯૨ | ૪૮.૯૧ | ૪૩.૧૧ |
| ૧૮૭૯ | ૨૮.૪૮ | ૨૯.૦૨ | ૨૯.૧૨ | ૩૦.૯૪ | ૩૭.૪૭ | ૩૩.૫૪ | ૩૫.૪૪ | ૨૭.૮૫ |
| ૧૮૮૦ | ૫૯.૧૦ | ૪૩.૫૯ | ૨૯.૪૧ | ૩૭.૬૭ | ૩૦.૭૧ | ૩૧.૯૬ | ૩૬.૦૨ | ૪૯.૧૮ |
| ૧૮૮૧ | ૪૭.૭૩ | ૬૦.૯૯ | ૩૯.૭૦ | ૪૫.૩૧ | ૩૯.૭૬ | ૬૧.૭૫ | ૩૪.૯૫ | ૩૬.૩૬ |
| ૧૮૮૨ | ૪૦.૯૬ | ૩૬.૦૭ | ૪૩.૩૬ | ૩૪.૩૭ | ૪૬.૭૬ | ૪૦.૮૭ | ૪૦.૬૯ | ૩૫.૯૮ |
| ૧૮૮૩ | ૨૯.૪૧ | ૨૯.૧૮ | ૩૧.૪૭ | ૩૨.૫૬ | ૩૪.૩૩ | ૪૧.૧૫ | ૩૭.૩૧ | ૨૮.૮૫ |
| ૧૮૮૪ | ૫૭.૨૬ | ૪૭.૯૩ | ૫૧.૩૧ | ૪૮.૯૪ | ૫૯.૬૭ | ૬૦.૨૬ | ૫૦.૫૫ | ૪૯.૩૪ |
| ૧૮૮૫ | ૨૭.૩૬ | ૨૮.૬૫ | ૨૨.૨૬ | ૨૧.૪૪ | ૧૮.૯૯ | ૧૮.૨૬ | ૨૩.૬૧ | ૨૪.૯૫ |
| ૧૮૮૬ | ૩૯.૪૭ | ૩૭.૯૮ | ૪૨.૭૨ | ૪૧.૨૩ | ૩૫.૪૫ | ૨૮.૫૫ | ૩૦.૮૮ | ૩૯.૫૯ |
| ૧૮૮૭ | ૪૮.૨૭ | ૩૭.૮૮ | ૪૫.૫૫ | ૪૩.૧૧ | ૩૭.૮૩ | ૩૯.૫૧ | ૪૩.૧૮ | ૩૪.૯૧ |
| ૧૮૮૮ | ૨૦.૦૬ | ૨૦.૬૨ | ૨૧.૨૫ | ૧૯.૬૩ | ૨૦.૦૫ | ૨૨.૩૫ | ૧૫.૯૪ | ૧૮.૨૮ |
| ૧૮૮૯ | ૪૧.૨૨ | ૩૩.૬૮ | ૩૭.૭૯ | ૩૩.૬૨ | ૩૩.૧૪ | ૩૦.૮૪ | ૨૯.૮૧ | ૪૦.૦૯ |
| ૧૮૯૦ | ૨૭.૨૪ | ૨૮.૬૦ | ૩૧.૯૭ | ૩૨.૪૯ | ૨૯.૧૪ | ૨૪.૪૪ | ૨૫.૨૪ | ૨૭.૧૧ |
| ૧૮૯૧ | ૨૮.૨૭ | ૨૪.૧૫ | ૨૬.૫૫ | ૨૬.૦૧ | ૨૭.૩૬ | ૩૩.૮૬ | ૨૫.૬૬ | ૨૮.૨૯ |
| ૧૮૯૨ | ૫૮.૪૫ | ૫૫.૮૧ | ૫૯.૦૮ | ૪૯.૫૫ | ૫૯.૭૩ | ૫૦.૪૪ | ૪૩.૬૬ | ૬૦.૬૨ |
| ૧૮૯૩ | ૪૧.૪૭ | ૫૦.૮૬ | ૫૨.૪૧ | ૫૨.૭૩ | ૪૬.૦૭ | ૫૦.૬૧ | ૪૭.૫૮ | ૪૩.૬૩ |
| ૧૮૯૪ | ૪૯.૫૫ | ૫૫.૯૯ | ૫૫.૭૬ | ૫૨.૯૮ | ૫૬.૫૮ | ૫૫.૭૬ | ૫૭.૫૧ | ૪૪.૮૬ |
| ૧૮૯૫ | ૩૩.૭૧ | ૩૨.૮૮ | ૩૦.૬૬ | ૩૨.૧૮ | ૨૭.૯૯ | ૨૫.૮૮ | ૨૭.૨૧ | ૨૯.૩૧ |
| ૧૮૯૬ | ૪૦.૨૮ | ૩૩.૬૪ | ૫૨.૩૩ | ૩૪.૪૮ | ૪૪.૩૫ | ૪૫.૩૯ | ૪૬.૪૨ | ૪૪.૮૪ |
| ૧૮૯૭ | ૩૬.૦૭ | ૨૬.૬૬ | ૨૭.૬૩ | ૨૩.૭૫ | ૩૧.૬૮ | ૩૫.૧૩ | ૩૪.૧૬ | ૨૮.૯૬ |
| ૧૮૯૮ | ૩૪.૬૩ | ૩૭.૧૨ | ૪૩.૭૧ | ૨૯.૬૪ | ૪૮.૨૬ | ૪૧.૭૮ | ૪૧.૯૧ | ૩૨.૩૪ |
| ૧૮૯૯ | ૬.૦૫ | ૭.૫૯ | ૯.૧૨ | ૬.૨૩ | ૬.૨૪ | ૮.૦૩ | ૪.૧૪ | ૬.૮૩ |
| ૧૯૦૦ | ૨૧.૯૮ | ૨૦.૪૮ | ૨૯.૭૪ | ૧૭.૧૯ | ૩૫.૫૫ | ૩૨.૪૯ | ૨૧.૦૧ | ૨૨.૧૨ |
| ૧૯૦૧ | ૧૭.૭૫ | ૧૯.૦૯ | ૧૮.૦૮ | ૧૫.૦૨ | ૩૦.૮૫ | ૨૦.૦૦ | ૨૧.૩૧ | ૧૧.૮૪ |
| ૧૯૦૨ | ૩૨.૩૮ | ૪૧.૦૨ | ૩૪.૩૭ | ૪૪.૭૪ | ૩૬.૬૭ | ૩૫.૨૮ | ૨૮.૧૩ | ૩૪.૧૩ |
| ૧૯૦૩ | ૨૦.૭૫ | ૨૩.૬૧ | ૨૨.૭૭ | ૨૮.૬૩ | ૩૯.૯૨ | ૨૭.૧૧ | ૪૦.૮૮ | ૨૨.૨૩ |
| ૧૯૦૪ | ૯.૮૪ | ૧૨.૧૮ | ૧૨.૮૭ | ૧૫.૬૮ | ૧૭.૦૧ | ૧૫.૯૪ | ૧૧.૨૫ | ૧૦.૮૬ |
| ૧૯૦૫ | ૩૮.૦૮ | ૩૨.૭૪ | ૩૨.૧૯ | ૨૮.૩૪ | ૨૪.૬૬ | ૨૫.૫૭ | ૩૮.૫૨ | ૩૨.૨૬ |
| ૧૯૦૬ | ૩૨.૪૧ | ૨૮.૨૦ | ૩૨.૪૫ | ૩૩.૬૮ | ૩૧.૨૬ | ૩૮.૪૦ | ૩૭.૩૪ | ૨૫.૨૫ |
| ૧૯૦૭ | ૪૨.૮૬ | ૫૫.૬૩ | ૫૦.૪૯ | ૩૦.૦૬ | ૩૫.૪૯ | ૪૨.૫૮ | ૩૦.૭૬ | ૩૮.૬૧ |

| વર્ષ | ખેડા | મહેમદાવાદ | નડિયાદ | કપડવણજ | બોરસદ | આણંદ | ઠાસરા | માતર |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૦૮ | ૩૨·૭૨ | ૩૧·૩૪ | ૨૮·૯૮ | ૨૮·૭૨ | ૩૪·૬૪ | ૩૬·૫૮ | ૩૫.૧૨ | ૩૦.૫૩ |
| ૧૯૦૯ | ૧૯·૫૭ | ૩૫·૭૮ | ૩૦·૨૭ | ૩૦·૩૬ | ૨૪·૧૨ | ૨૮·૫૯ | ૩૩·૭૮ | ૨૧.૭૬ |
| ૧૯૧૦ | ૨૧·૭૨ | ૩૪·૨૪ | ૨૯·૬૨ | ૩૭·૯૬ | ૩૯·૦૩ | ૩૫·૭૫ | ૩૧·૪૯ | ૨૪·૨૬ |
| ૧૯૧૧ | ૧૪·૯૮ | ૧૫·૬૭ | ૧૨·૩૭ | ૯·૩૬ | ૧૪·૩૭ | ૧૩·૦૭ | ૯·૮૯ | ૧૫·૦૬ |
| ૧૯૧૨ | ૫૦·૪૩ | ૩૫·૨૨ | ૪૩·૫૬ | ૩૫·૩૪ | ૪૪·૬૧ | ૩૮·૫૬ | ૩૬·૪૯ | ૩૭·૬૮ |
| ૧૯૧૩ | ૩૬·૩૮ | ૪૨·૩૭ | ૩૬·૨૯ | ૩૪·૭૯ | ૫૬·૯૧ | ૪૯·૯૨ | ૫૨·૪૩ | ૩૪·૬૪ |
| ૧૯૧૪ | ૩૭·૭૭ | ૩૦·૩૯ | ૪૩·૧૩ | ૩૯·૮૬ | ૪૪·૭૪ | ૪૨·૫૩ | ૩૦·૫૫ | ૨૯·૬૫ |
| ૧૯૧૫ | ૧૨·૩૦ | ૯·૩૨ | ૧૦·૦૭ | ૧૨·૦૧ | ૧૯·૨૭ | ૧૨·૨૪ | ૧૨·૮૮ | ૧૨·૩૧ |
| ૧૯૧૬ | ૨૪·૨૧ | ૩૪·૦૨ | ૨૬·૭૭ | ૩૧·૨૦ | ૨૩·૫૫ | ૨૮·૪૯ | ૨૫·૬૧ | ૨૧·૯૧ |
| ૧૯૧૭ | ૬૧·૪૭ | ૬૫·૯૫ | ૬૩·૯૪ | ૫૩·૭૯ | ૭૨·૪૫ | ૬૧·૬૧ | ૫૦·૫૪ | ૫૪·૩૬ |
| ૧૯૧૮ | ૭·૨૮ | ૩·૮૨ | ૭·૩૩ | ૮·૯૦ | ૬·૮૮ | ૭·૯૪ | ૯·૮૮ | ૪·૮૬ |
| ૧૯૧૯ | ૩૨·૨૧ | ૩૮·૧૧ | ૨૭·૩૦ | ૩૬·૪૭ | ૩૯·૧૦ | ૩૫·૭૭ | ૩૭·૭૦ | ૨૮ ૮૯ |
| ૧૯૨૦ | ૨૩·૧૫ | ૨૨·૦૮ | ૨૨·૬૧ | ૨૨·૮૮ | ૨૪·૦૬ | ૨૨·૨૩ | ૨૦·૮૪ | ૨૪·૭૬ |
| ૧૯૨૧ | ૩૨·૮૯ | ૨૧·૭૧ | ૩૬·૯૫ | ૫૩·૮૨ | ૩૯·૬૩ | ૪૨·૫૨ | ૩૭·૩૨ | ૩૦·૫૯ |
| ૧૯૨૨ | ૨૨·૨૭ | ૨૬·૧૮ | ૨૧·૯૫ | ૨૧·૫૦ | ૨૭·૨૨ | ૩૦·૨૮ | ૨૯·૭૨ | ૨૨·૨૯ |
| ૧૯૨૩ | ૧૩·૨૬ | ૧૭·૫૮ | ૧૧·૭૮ | ૧૬·૫૩ | ૨૧·૯૭ | ૧૪ ૬૧ | ૧૮ ૩૬ | ૧૨·૪૧ |
| ૧૯૨૪ | ૨૯·૦૮ | ૩૪·૮૧ | ૨૩·૧૬ | ૩૭·૨૬ | ૩૪·૩૧ | ૨૩·૧૪ | ૨૬ ૫૫ | ૩૪·૦૮ |
| ૧૯૨૫ | — | ૪૬·૧૯ | ૨૨·૬૨ | ૧૭·૬૪ | ૨૫·૭૩ | ૨૩·૧૫ | ૨૧·૪૬ | ૨૯·૦૦ |
| ૧૯૨૬ | — | ૭૬·૦૭ | ૪૬·૬૬ | ૪૭·૧૮ | ૪૭·૩૭ | ૪૦·૪૬ | ૩૮·૮૨ | ૪૪·૬૫ |
| ૧૯૨૭ | — | ૮૫·૧૫ | ૭૦·૧૮ | ૬૦·૧૫ | ૭૮·૯૫ | ૮૦·૫૦ | ૮૪·૪૬ | ૭૪·૪૨ |
| ૧૯૨૮ | — | ૨૯·૯૪ | ૩૨·૯૦ | ૪૦·૭૦ | ૩૬·૮૫ | ૨૭·૫૫ | ૩૭·૬૪ | ૨૪·૭૨ |
| ૧૯૨૯ | — | ૩૧·૦૧ | ૧૯·૭૩ | ૨૩·૭૮ | ૩૨·૨૧ | ૩૫.૨૮ | ૨૧·૩૦ | ૨૦·૦૩ |
| ૧૯૩૦ | ૩૭·૧૭ | ૪૦·૩૫ | ૩૨·૫૬ | ૩૨·૪૨ | ૬૦·૫૯ | ૪૫·૮૫ | ૩૫·૬૨ | ૨૭·૪૫ |
| ૧૯૩૧ | ૩૧·૭૪ | ૩૩·૫૩ | ૩૯·૩૩ | ૩૭·૨૦ | ૪૬·૪૨ | ૩૬·૬૪ | ૪૧·૫૮ | ૩૨·૭૯ |

| વર્ષ | ખેડા | મહેમદાવાદ | નડિયાદ | કપડવણજ | બોરસદ | આણંદ | ઠાસરા | માતર | ખંભાત | પેટલાદ | વાડાશિનોર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૨ | ૩૧·૩૬ | ૩૪·૨૫ | ૨૮·૭૫ | ૩૩·૪૨ | ૩૧·૭૬ | ૩૩·૨૬ | ૨૪·૫૭ | ૨૫.૨૫ | — | — | — |
| ૧૯૩૩ | ૩૯·૪૦ | ૫૨·૦૩ | ૫૧·૧૬ | ૫૦·૯૮ | ૪૮·૭૨ | ૪૫·૬૪ | ૩૫·૬૪ | ૪૨·૩૪ | — | — | — |
| ૧૯૩૪ | ૩૭·૨૭ | ૪૫·૩૨ | ૩૭·૯૩ | ૩૨·૪૬ | ૩૩·૩૭ | ૪૩·૯૪ | ૪૫·૨૮ | ૩૫·૪૩ | — | — | — |
| ૧૯૩૫ | ૨૧·૩૩ | ૨૮·૦૦ | ૨૩·૫૪ | ૨૫·૭૭ | ૨૭·૧૪ | ૩૩·૫૬ | ૩૦·૭૭ | ૨૦·૩૧ | — | — | — |
| ૧૯૩૬ | ૨૦·૮૦ | ૨૪·૪૨ | ૧૮·૯૪ | ૧૯·૨૪ | ૨૬·૯૨ | ૨૮·૦૨ | ૧૮·૮૩ | ૧૮·૬૧ | — | — | — |
| ૧૯૩૭ | ૩૪·૩૬ | ૩૫·૪૧ | ૩૮·૮૦ | ૩૬·૬૩ | ૨૯·૨૫ | ૪૫·૧૬ | ૩૧·૫૭ | ૩૬·૮૪ | — | — | — |
| ૧૯૩૮ | ૧૭·૧૦ | ૨૪·૨૩ | ૨૪·૫૩ | ૧૭·૬૦ | ૩૮·૬૯ | ૩૩·૫૩ | ૨૪·૮૦ | ૨૦·૫૦ | — | — | — |
| ૧૯૩૯ | ૧૯·૧૮ | ૨૧·૧૬ | ૧૭·૦૦ | ૧૮·૦૧ | ૧૬·૮૮ | ૨૬·૧૬ | ૨૩·૦૩ | ૧૭·૮૫ | — | — | — |
| ૧૯૪૦ | ૧૬·૯૨ | ૨૪·૬૯ | ૧૯·૦૩ | ૨૭·૮૬ | ૨૧·૫૬ | ૨૫·૪૦ | ૨૫·૬૫ | ૧૭·૦૯ | — | — | — |
| ૧૯૪૧ | ૫૬·૫૬ | ૬૨·૦૭ | ૪૨·૬૨ | ૩૫·૪૬ | ૪૧·૫૬ | ૪૫·૦૧ | ૩૧·૮૯ | ૫૦·૫૦ | — | — | — |
| ૧૯૪૨ | ૪૨·૪૨ | ૪૦·૯૪ | ૫૦·૯૭ | ૪૬·૩૯ | ૪૧·૬૮ | ૪૨.૭૦ | ૪૨·૫૫ | ૪૦·૧૩ | — | — | — |

| વર્ષ | ખેડા | મહેમદાવાદ | નડિયાદ | કપડવણજ | બોરસદ | આણંદ | ઠાસરા | માતર | ખંભાત | પેટલાદ | વાડાસિનોર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૩ | ૩૮·૩૬ | ૩૯·૫૨ | ૩૨·૩૫ | ૩૨·૮૬ | ૩૧·૮૯ | ૩૮·૨૦ | ૨૯·૨૨ | ૩૫·૯૦ | — | — | — |
| ૧૯૪૪ | — | ૪૪·૪૩ | ૩૪·૬૬ | ૪૧·૨૧ | ૪૪·૧૩ | ૫૯·૬૪ | ૩૪·૬૪ | ૩૪·૩૬ | — | — | — |
| ૧૯૪૫ | — | ૩૪·૮૭ | ૪૦·૯૧ | ૩૭·૬૮ | ૫૫·૪૬ | ૩૭·૪૨ | ૩૧·૭૮ | ૪૧·૯૨ | ૪૮·૫૬ | — | ૫૬·૮૩ |
| ૧૯૪૬ | — | ૩૭·૯૭ | ૩૧·૩૩ | ૩૬·૦૧ | ૩૭·૨૨ | ૪૧·૩૩ | ૨૮·૬૮ | ૩૦·૬૬ | ૨૫·૬૧ | ૩૧·૦૩ | ૫૮·૬૫ |
| ૧૯૪૭ | — | ૩૩·૯૧ | ૨૨·૪૫ | ૨૨·૩૯ | ૩૨·૭૩ | ૨૫·૧૬ | ૨૨·૬૮ | ૩૩·૬૯ | ૨૯·૭૪ | ૨૨·૪૯ | ૨૪·૬૩ |
| ૧૯૪૮ | — | ૧૫·૩૩ | ૧૧·૬૨ | ૧૩·૦૧ | ૧૪·૨૪ | ૨૪·૪૯ | ૧૩·૨૧ | ૧૩·૪૮ | ૮·૯૦ | ૧૫·૦૩ | ૨૦·૨૦ |
| ૧૯૪૯ | — | ૨૦·૨૦ | ૨૫·૫૯ | ૨૩·૪૭ | ૨૬·૧૫ | ૩૦·૧૮ | ૧૯·૩૭ | ૨૨·૪૫ | ૨૨·૪૫ | ૨૯·૬૨ | ૨૦·૨૫ |
| ૧૯૫૦ | — | ૪૩·૮૪ | ૫૫·૩૬ | ૫૧·૯૮ | ૪૫·૩૫ | ૫૪·૫૪ | ૪૨·૪૪ | ૪૪·૧૭ | ૨૬·૧૪ | ૪૮·૯૯ | ૭૬·૩૩ |
| ૧૯૫૧ | — | ૧૮·૦૦ | ૧૯·૮૭ | ૨૧·૪૦ | ૧૬·૩૭ | ૧૬·૧૦ | ૧૩·૩૦ | ૧૫·૮૫ | ૧૦·૮૬ | ૧૮·૯૨ | ૧૭·૯૮ |
| ૧૯૫૨ | — | ૩૪·૪૯ | ૩૩·૫૮ | ૨૬·૨૭ | ૨૧·૪૪ | ૩૮·૮૦ | ૩૨·૮૫ | ૨૮·૬૦ | ૨૬·૧૬ | ૨૫·૪૩ | ૩૩·૭૯ |
| ૧૯૫૩ | — | ૪૧·૬૩ | ૩૫·૫૦ | ૩૨·૯૯ | ૪૩·૩૦ | ૪૦·૮૫ | ૩૦·૧૩ | ૩૪·૫૦ | ૨૨·૩૪ | ૪૩·૩૧ | ૩૦·૮૮ |

# ૬

## પરિશિષ્ટ (૨)

## વરસાદની આગાહી આપતાં ભડળીવાક્યો

નોંધ :—આ ભડળીવાક્યો લોકમુખે વિવિધરૂપે બોલાય છે. એનો કર્તા તેમજ રચનાકાળ જાણવામાં નથી. અહીં આપેલો પાઠ એક પંચાંગમાંથી લેવામાં આવ્યો છે. એના પાઠમાં શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલે પોતાની જાણ પ્રમાણે કેટલાક સુધારા વધારા કરાવ્યા છે, તેમજ કેટલાંક વાક્યોની સમજૂતી તેમણે લખાવી છે. આ સમજૂતી પાદટીપમાં ક્રમે ક્રમે આપી છે.

**૧ કારતક માસની સાખી અને ચોપાઇ**

દીવા વીતી પંચમી૧, આવે આદિતવાર,
ધન કણ રાખી સંગ્રહો, જગનાં સૌ નરનાર.

કાર્તિક સુદિ પૂર્ણિમા, હોયે જો બુધવાર,
વરસ હોય તે કરવરું,૨ ન કરીશ કાંઈ વિચાર.
માળવડે મરકી થશે, દક્ષિણમાં ઉત્પાત,
પૂર્વે વિગ્રહ જાગશે, ખળભળશે ગુજરાત.

કાર્તિક સુદ એકાદશી, વાદળ વીજળી હોય,
આષાઢે ભડળી કહે, વરખા૩ સારી જોય.

કાર્તિક પૂનેમ કૃતિકા, અદકી હોયે જેમ,
પળો વધે જે વરસમાં, બારે વરખા તેમ.૪

કાર્તિક સુદિ બારસે દેખ, માર્ગશીર્ષ સુદિ દશમે પેખ,
પોષ સુદિ પાંચમ રવિવાર, માઘ સુદિ સાતમ નિર્ધાર,
તે દિન જો મેઘા ગાજંત, બાર માસ અંબર૫ વરસંત.

જુઓ જોષી કાર્તિક અમાસ, રવિ, શનિ, ભોમે જો વાસ,
સ્વાતિ યોગ આયુષ્ય તે પાસ, કાળ૬ કરાવે નાસાનાસ.

સુદિ બારસે મેઘા જો હોય, અષાડ માસે વરસે તોય,૭
માસ અવરઙ પણ વરસે જાણ, કહે ભડળી સાચું પરમાણ

**૨ માર્ગશીર્ષ માસની સાખી**

જયેષ્ઠા માર્ગશીર્ષમાં, વળી તપે જો મૂળ,૯
બોલે ભડળી એમ જે, નીપજે અન્ન અતુલ.

માર્ગશીર્ષ આઠમ ઘટા,૧૦ વીજ સમેતી૧૧ હોય,
તો શ્રાવણ વરસે ભલો, સાખ સવાઈ જોય.૧૨

**૩ પોષ માસની સાખી**

પોષ માસની સાતમે, નભે પાણી નવ હોય,૧૩
તો વરસે આર્દ્રા સહી, જળ સ્થળ એક જ હોય.

પોષ વદિ જો સાતમે, આભ વીજળી થાય,
શ્રાવણ સુદિ પૂર્ણિમા, નિશ્ચય વર્ષા થાય.

પોષ વદિ દશમી દિને, વાદળ ચમકે વીજ,
પૂનમ અમાસે શ્રાવણે, જળ વરસે ધરી ખીજ.

પોષ અમાસે મૂળથી,[૧૫] સારા ચારે માસ,
નિશ્ચય બાંધો ઝુંપડાં, વસો સુખેથી વાસ.

શનિ, રવિ ને મંગળે, પોષ અમાસે હોય,
બમણાં, ત્રમણાં, ચોગણાં, મોંઘાં ધાન્ય જ હોય.

સોમ, શુક્ર ને સુરગુરૂ, પોષ અમાસે હોય,
ઘર ઘર હોય વધામણાં, બૂરા ન માને કોય.

ધનનો સૂરજ હોય તવ, મૂળાદિક નવ રક્ષ,
મેઘ સહિત જો જોઇએ, વરષા તો પ્રત્યક્ષ.[૧૬]

**૪ માઘ માસની સાખી તથા ચોપાઇ**

મહા જો પડવે ઉજળી,[૧૭] વાદળ વાયુ બેય,
તલ અને સરસવ ખરે,[૧૮] અતિશય મોંઘા કહેય.

મહા અજવાળી બીજ દિન, વાદળ વીજળી જોય,
તો ભાખે ભડલી ખરું, અનાજ મોંઘાં હોય.

અજવાળી ત્રીજને દિને, વાદળ વીજળી પેખ,
ઘઉં જવનો સંગ્રહ કરો, મોંઘું દશે જે દેખ.

મહા ઉજળી ચોથનો, મેહ વાદળે હોય,
પાન નાળીયેર બેઉએ, મોંઘાં સાચે જોય.

અજવાળી છઠ મહા તણી, વાર હોય જો ચંદ્ર,[૧૯]
તેલ, ઘી, સોંઘું નહિ, ભાખું સાચો છંદ.

ગાજે નહિ મહા છઠ દિને, મોંઘાં હોય કપાસ,
સાતમ ચોખો નિરમળી, તો નવ સારી આશ.

મહા સુદિ જો સપ્તમી, સોમવારી દિસંત,
કાળ પડે, રાજા લડે, નર સઘળા જ ભમંત.

મહા સુદિ જો સપ્તમી, સૂર્ય નિર્મળો હોય,
ભડળી ભાખે એમ જે, જળ વિણ પૃથ્વી જોય.

સપ્તમી મહાની ઉજળી, વાદળ મેઘ કરંત,
અષાઢમાં ભડલી કહે, ઘણો મેઘ વરસંત.

મહા સુદિ જો સપ્તમી, હેમ વીજળી હોય,
વરસે ચારે માસમાં, શોચ કરો નવ કોય.

મહા નવમી નિરમળી, તો સૂકો અષાઢ,
કણ વેચી પોતું કરી,[૨૦] ભડલી કહે દુઃખ ફાડ.

અથવા નવમી નિરમળી, વાદળ કરે વિશાળ,[૨૧]
ભાદરવે જળ આવશે, સરોવર ફાટે પાળ.

અથવા નવમી નિરમળી, વાદળ રેખ ન જોય,
તો શ્રાવણ સૂકો જશે, મેહ-બુંદ નવ હોય.

મહા નવમીનો ચંદ્રમા, મંડળ સહિતે વાસ,[૨૨]
અષાડમાં તો વરસશે, મૂકીશ નહિ વિશ્વાસ.

વાદળ મહા સુદિ પૂનમે, ત્રણ પહોર જ હોય,
ચોમાસાના ચારમાં, ક્રમથી મોંઘા જોય.[૨૩]

મહા સુદિ પૂનમ દિને, ચંદ્ર નિરમળો હોય,
પશુ વેચો, કણ સંઘરો, કળ[૨૪] હળાહળ હોય.

મહા અંધારી સાતમે, મેઘ વીજ ચમકંત,
માસ ચારે વરસશે, ન કરો કો પણ ચંત.

અંધારી નવમી મહા, મૂળ અર્ક[૨૫] જો વાર,
ભાદરવા નવમી વદિ, વરસે જળ નિર્ધાર.

*અમાસ વાદળું હોય તો, કંઈ ભાવે વેચાય,[૨૬]*
ભાદરવાની પૂનમે, ચાર પહોર વરસાય.

મહા માસમાં ન પડે શીત, મોંઘું જાણો અન્ન ખચિત
પાંચ હોય મહામાં રવિવાર, તો જોષી તું કાળ વિચાર,

**૫ ફાલ્ગુન માસની સાખી તથા ચોપાઈ**

ફાગણને પડવે વળી, સતભિષા[૨૭] કંઈ હોય,
તો તો કાળ પડે નકી, કહે સુકાળ ન કોય.

ફાગણ સુદિની સપ્તમી આઠમ નોમ ગાજંત,
અમાવાસિયા ભાદવી, વરસા તો વરસંત.

મંગળવારી અમાસને, ફાગણ ચેતી જોય,
પશુ વેચો, કણ સંગ્રહો, પોષ દુકાળો હોય.

શુક્ર અસ્ત જો હોય વળી, કદી પણ ફાગણ માસ,
ભડળી હું કહું છું તને, કણબી ન પીએ છાશ.[૨૮]

પાંચ મંગળો ફાગણો, પોષ પાંચ શનિવાર,
કાળ પડે ભડળી કહે, વિરલા જીવે ધાર.

**હોળી વિષે ચોપાઇ**

હોળી દિનનો કરો વિચાર, શુભ ને અશુભ ફળ સાર,
પશ્ચિમના વાયુ જો વાય, સમય એ જ સારો કહેવાય.

વાયુ જો પૂર્વનો વાય, કોરો ને કંઈ ભીનો જાય,[૨૯]
દક્ષિણ વાયુ ધનના નાશ, એ સમય નવ ઉપને ધાસ.

ઉત્તરનો વાયુ બહુ હોય, પૃથ્વી પર પાણી બહુ જોય,
જો વંટોળ ચારે વાય, પ્રજા દુઃખમાં ઝુરે રાય.

જો વાયુ આકાશે જાય, પૃથ્વી રણસંગ્રામ બનાય,
ફાલ્ગુની પૂનમને દિન, હોળી સમયે પારખ કીન.[૩૦]

**૬ ચૈત્ર માસની સાખી તથા ચોપાઇ**

ચૈત્રે દશ નક્ષત્ર જો, વાદળ વીજળી હોય,
ભડળી તો એમ જ ભણે, ગર્ભ ગળ્યા સૌ કોય[૩૧]

તિથિ વધે તો તૃણ વધે, નક્ષત્રે બહુ ધાન,
યોગ વધે તો રોગ બહુ, પહેલો દિન એ માન.

ચૈત્રી પહેલી પંચમી, વરખા કિંવા વીજ,
સાતમે શ્રાવણ હરે, નોમે ભાદર લીજ.[32]

પૂનમ દિન પડધા પડે,[33] કોરા ચારે માસ,
ભડળી હું તુજને કહું, શી જીવ્યાની આશ?

ચૈત્રી પૂનમને દિને, સોમ, બુધ, ગુરુવાર,
ઘર ઘર હોય વધામણાં, ઘર મંગળ ઉચ્ચાર.

ચૈત્ર માસ દશ કૃષ્ણકા, જો કછુ કોરા જાય,[34]
તો ચોમાસે વાદળાં, ભલી ભાત વરતાય.

અજવાળી પળ ચૈત્ર જ ભાખ, આઠ દિવસ વરસતા રાખ,
નવમીને દિન વીજળી હોય, કાળ હળાહળ દેશે જોય.

ચૈત્ર સુદિ રેવતડી જોય, વૈશાખે ભરણી જો હોય,
જ્યેષ્ઠ માસ મૃગશીર્ષ દિસંત, પુનર્વસુ આ અષાઢ વસંત,
જેટલું નક્ષત્ર વરત્યું જાય, તેટલા શેરનું અન્ન વેચાય.[35]

### ૭ વૈશાખ માસની સાખી અને ચોપાઈ

વૈશાખી પડવા દિને, બાદળ વીજ કરેહ,
દાણા વેચી ધન કરો, પૂરી શાખ ભરેહ.

અખાત્રીજ રોહિણી નવ હોય, પોષ અમાસે મૂળ ન જોય,
રાખી શ્રવણે હિત વિચાર, પૂનમ કાતિકા કૃતિકા ન ધાર,
મહા મહીને ઉત્પાત પ્રકાશ, કહે ભડળી તો થાય વિનાશ.[36]

### ૮ જ્યેષ્ઠ માસની સાખી અને ચોપાઈ

જ્યેષ્ઠ સુદિ પડવા દિને, બુધવાર જો હોય,
મૂળ આષાઢી જો મળે, પૃથ્વી કંપે જોય.

જ્યેષ્ઠ બીજે ગરજિયો, જો અજવાળી પક્ષ,
ગર્ભ ગળ્યા સહુ પાછલા, કહુ તુજને પ્રત્યક્ષ.

દશમી જ્યેષ્ઠ માસની, આવે જો રવિવાર,
પાણી ન પડે જન મરે, દુકાળ ભડલી ધાર,

સ્વાતિ વિશાખા ચિત્રિકા, જ્યેષ્ઠ શું કોરા જાય,
ગર્ભ ગળ્યા પૂઠના સહુ, વણિક શાખ મિટાય.

જેઠ આગલી પડવા દેખ, કોણ વાર છે તે તો દેખ,
રવિવારે બહુ વંટોળ વાય, મંગળવારે વ્યાધિ બતાય.
બુધ અનાજને મોંઘુ કરે, પ્રજા શનિવારે થરથરે,
ચંદ, શુક્ર, શનિ ને ગુરુવાર, ભરે અન્ન તો સહુ સંસાર.

### ૯ અષાઢ માસની સાખી

આષાઢી શુદ પંચમી, જો વર્ષા કે વીજ,
દાણા વેચા ધન કરો, રાખો બળદ ને બીજ.

સુદિ આષાઢી પંચમી, ગાજત ઘન ઘનઘોર,
ભડળી કહે તો જાણજે, મયૂરો મેઘાશોર.

સુદિ આષાઢી-સપ્તમી, શશી જો નિર્મળ દેખ,
જા પિયુ તું માળવે, ભીખ માગવી પેખ.

નવે આષાઢી વાદળે, જો ગરજે ઘનઘોર,
ભડલી ભાખે જોશથી, કાળ તણું ઘણું જોર.

અષાઢી સુદિ નવમી દિન, નિર્મળ ઊગે સૂર,
ભરે બહુ આભાં કરે,[37] મેહ હોય ભરપૂર.

જાણ ખરું ભડળી કહે, માસ ચાર વરસેય,
શોચ ન હવે કો કરો, જોશી શું જ કરેય?

શનિ, રવિ ને મંગળે, જો પોઢે જદુરાય,
ચાક ચઢાવે મેદની, પૃથ્વી પ્રલય થાય

સુદિ આષાઢે બુધનો, ઉદય થયો જો દેખ,
શુક્ર અસ્ત શ્રાવણ થયો, મહાકાળ અવલેખ.

આષાઢી પૂનમ દિને, વાદળ ભીનો ચંદ,
તો ભડળી જોશી કહે, સઘળા નર આનંદ.

આષાઢી પૂનમ કહી, નિરમળ ચંદ ભાસ,
પિયુ તું તો જા માળવે, હું દુઃખમાં કરું વાસ.

### ૧૦ શ્રાવણ માસની સાખી

શ્રાવણ સુદી સપ્તમી, સ્વાતિ ઊગે સૂર,[38]
ડુંગર ઉપર ઘર કરો, પાધર કરશે પૂર.

ચિત્રા, સ્વાતિ, વિશાખડી, શ્રાવણ નવ વરસંત,
અન્ન તુરત સહુ સંગ્રહો, બમણું મૂલ કરંત.

કર્કજ ભીંજે કાંકરો, સિંહ અભીનો જાય,
ભડલી તો એમ જ ભણે, કીડી ફરી ફરી ખાય.[39]

### ૧૧ ભાદ્રપદ માસની સાખી

ભાદરવા સુદિ પંચમી, યોગ સ્વાતિનો હોય.
શુભ જોગે એ બે મળે, મંગળ વરતે જોય.

### ૧૨ અશ્વિન માસની સાખી

સ્વાતિ દીવા જો બળે, વિશાખા ખેલે ગાય,
ધણાક ભડળી રણ ચડે, ઊપજી સાખી ન સાય.[40]

આસો વદિ અમાસડી, જો આવે શનિવાર,
સમય આવશે આકરો, જોશી જોશ વિચાર.

### વરસાદ વિષે કેટલીક વધુ લોકોક્તિઓ

વખ પખ બે ભાઇલા વરસ્યા તો વરસ્યા ને રાહલા તો રાહલા.[4]

અશ્વિની અન્ન નાશાય, રેવતી તોય નાશાય,
ભરણી સર્વ નાશાય, કૃતિકા કલ્યાણકારિણી.[42]

વરસે ભરણી તો મૂકે પરણી ૪૩

રૂણ દાઝી, મૃગશર તપ્યા આર્દ્રાના વાયા વા,
પિંડુ પનાગી પોહિરો, જ્યાં જીવાય ત્યાં જા ૪૪

વરસે આર્દ્રા તો થાય કોદરા

વરસે મઘા તો દુઠસાના થાય ઢગા

વરસ્યા પૂરવા તે કણબી બેઠા ઝૂરવા

વરસે ઉત્તરા તો ધાન ના ખાય કૂતરા

વરસે સ્વાતિ તો કયાથી બજે તાતી ૪૫

વરસે હસ્ત તો પાકે સઘળી વસ્ત

૧ દિવાળી પછીની પાચમ—કાર્તક સુદ પાચમ, ૨ ઓછા પાકવાનુ ૩ વરસાદ ૪ કૃતિકા નક્ષત્રમા (કાર્તક માસમા બે પૂનમો હોય તો બીજી પૂનમની જેટલી પળો વધારે હોય તેટલા પ્રમાણમા તે વરસમા વરસાદ વધારે આવે) ૫ આકાશ ૬ દુકાળ ૭ વરસાદ ૮ બીજ (ચોમાસાના) ૯ માગશર માસમા જ્યેષ્ઠા અને મૂળ નક્ષત્રમા જો તાપ પડે તો ૧૦ વાદળા ૧૧ વીજળી સાથે ૧૨ સવાઈ ખાત્રી આપુ છુ ૧૩ આકાશ ચોકખુ હોય ૧૪ આર્દ્રા નક્ષત્ર (જૂન ૨૧થી જુલાઈ ૫મી સુધીનો સમય) ૧૫ જો મૂળ નક્ષત્ર હોય ૧૬ આ સાખી સમજાતી નથી ૧૭ સુદિ ૧૮ ચોક્કસ ૧૯ સોમવાર ૨૦ ફેરિયાનુ જીવન ગાળી ૨૧ મહા સુદિ નોમ ઊગતા ચોખ્ખી હોય અને પાછળથી વાદળા આવે ૨૨ જો ચદ્રની આસપાસ મડળ-કુડાળુ-હોય તો.. ૨૩ મહા સુદિ પૂનમે જે ક્રમે વાદળા વધારે રહ્યા હોય તે ક્રમે ચોમાસામા વરસાદ ઓછો આવે ૨૪ દુકાળ ૨૫ રવિવાર ૨૬ ડાંગર સારી પાકે ૨૭ એ નામનુ નક્ષત્ર ૨૮ પીવાની છાશ પણ ન રહે, (દુકાળ પડે ઢોર મરી જાય) ૨૯ તો વરસ થોડુ કોરુ અને થોડુ ભીનુ જાય ૩૦ નિશાનીઓ ૩૧ ચૈત્રના દશમા નક્ષત્ર (મઘા)મા જો વીજળી થાય તો વરસાદના ગર્ભ ગળી જાય એટલે કે ચોમાસામા વાદળા બાઝે નહિ અને તેથી વરસાદ પડે નહિ ૩૨ આ સાખી સમજાતી નથી ૩૩ વાદળા ગાજે ૩૪ જો ચૈત્ર વદના પહેલા દશ દહાડા કોરા જાય તો ૩૫ નક્ષત્ર જેટલો વખત વધારે રહે તેટલુ અન્ન વધારે પાકે ૩૬ આ સાખી સમજાતી નથી ૩૭ બહુ વાદળા આવે ૩૮ દહાડો ઊગતા સ્વાતિ નક્ષત્ર હોય તો ૩૯ કર્ક રાશીમા કાકરા ભીજે એટલો વરસાદ થાય અને સિંહ રાશી કોરી જાય, તો કીડીનેય ખાવાનુ ના રહે એવો દુકાળ પડે ૪૦ આ સાખી સમજાતી નથી ૪૧ પુનર્વસુ ને પુષ્ય નક્ષત્ર બે ભાઇ જેવા છે જો એક વરસે તો બીજુ વરસે એક ન વરસે તો બીજુ ય ન વરસે વખઝેર (પુનર્વસુ નક્ષત્રનો વરસાદ ઝેર જેવો હોય છે) પખ-પુષ્ય ૪૨ અશ્વિનીમા વરસાદ પડે તો અન્નનો નાશ થાય રેવતીના વરસાદથી પાણીનો નાશ થાય, ભરણીના વરસાદથી સર્વનાશ થાય, કૃતિકામા વરસાદ પડે તો કલ્યાણકારી વર્ષ આવે ૪૩ ભરણીમા વરસાદ થાય તો પતિ જીવવા માટે પત્નીને પણ છોડીને ભાગી જાય એવો દુકાળ પડે ૪૪ રોહિણી નક્ષત્રમા વીજળી થાય, મૃગશરમા બહુ તાપ પડે, આર્દ્રામા બહુ પવન વાય, તો દુકાળ પડે ૪૫ પિંજારાની તાત ના વાગે-કપાસ ન પાકે

# ૭

# જૂના કાંસ

**કાંસનું મહત્ત્વ :** વરસાદના પાણીના નિકાલ માટે બ્રિટિશ સરકારે આ જિલ્લામા કાંસ ખોદાવ્યા હતા તેમાના કેટલાક કાંસ પુરાઈ ગયા છે, પરતુ મુખ્ય કાંસ હજી પણ પાણીનો નિકાલ કરવામા મહત્ત્વરૂપ છે આ બધા કાંસની હાલની સ્થિતિની માહિતી પદ્ધતિસર એકઠી થઈ શકી નથી આ કાંસ ક્યારે બનાવવામા આવ્યા અને તે મારફતે પાણીનો નિકાલ કેવી રીતે થાય છે તેની વિગતવાર માહિતી જૂના સરકારી ગેઝેટિયરમા આપેલી છે એ માહિતી લગભગ પોણોસો વર્ષ જૂની છે તો પણ આ જિલ્લામા રેલસંકટનો ભય કેવી રીતે દૂર થયો છે તેનો એ ઉપરથી ખ્યાલ આવી શકે છે વળી કેટલાક કાંસો નહેરો સાથે પણ જોડવામા આવ્યા છે આ બધુ સમજવા માટે કાંસ વિશેની જૂના ગેઝેટિયરમા આપેલી માહિતી ઉપયોગી હોવાથી એ પુસ્તકમાથી ભાષાન્તર કરીને મહત્ત્વની વિગતો નીચે આપી છે

**ખેડા જિલ્લાનો ઢાળ અને પાણીના કુદરતી પ્રવાહો :** ચોમાસાના પાણીના પૂર નીચાણવાળા બે પ્રદેશોમા વહે છે એક પશ્ચિમે ગેઢી અને સાબરમતીની વચ્ચે, જ્યા માતર તાલુકાનુ સપાટ મેદાન આવેલુ છે ને પ્રદેશ બીજો દક્ષિણ-


નાયકા
રૂદણ
કરોલી
મહુધા
ભૂમસ
મહેમદાવાદ
મેશ્વાનદી
વાત્રકનદી
ખુટજ
ગળતરનદી
લૂણીનદી
સાબરમતી નદી
ખારીનદી
શેઢીનદી
વાત્રકનદી
રધવાણજ
માતર
ઢાહેળા
ડુમરાલ
બામરોલી
નડિયાદ
ઉમરેઠ
ત્રાંજ
હેરંજ
વસો
પીજ
કેરિયાવી
ચકલાશી
મરાલા
મિત્રલ
આખડોલ
બોરિયાવી
ડેમોલ
બાકરોલ
ચીખોદરા
સોજિત્રા
કરમસદ
મોગરી
આણંદ
સારસા
પેટલાદ
સંદેસર
નાપા
નાર
પડોળી
સતીકપુરા
બોચાસણ
બોરસદ
મોતીપુરા
ઉનેલી
વાસણા
ખંભાત
ચોરકોઠાર
કલમસર
ઉ
ખેડા જિલ્લાના
મુખ્ય કાંસ (ઇ.સ.૧૯૭૦)
માપ
૦ ૫ ૧૦ માઇલ
સમજૂતી
ખોદેલા કાસ
કુદરતી કાસ
રેલવે

પશ્ચિમ અને દક્ષિણનો પ્રદેશ આ પ્રદેશમા નડિયાદની દક્ષિણે પેટલાદ અને બોરસદનો ઉત્તર તરફનો ગાળો મહી નદીને કિનારે આવેલા ઊંચાણને લીધે પાણીથી ભરાઈ જાય છે પાણીના આ પૂરને વહેવાનો કોઈ ચોક્કસ માર્ગ નથી છતા જમીનનો ઢાળ પશ્ચિમ અને દક્ષિણ તરફ છે. એટલે આ પાણી ત્રણ દિશામા વહે છે પશ્ચિમે વાત્રક તરફ, દક્ષિણ–પશ્ચિમે અલગની નહેર તરફ અને દક્ષિણે ચોર કોતર મારફતે મહી નદીમા

પશ્ચિમ તરફ વહેતુ પાણી નડિયાદની દક્ષિણે ડુમરાલ, કેરિયાવી અને આખડોલ આગળ એકઠુ થાય છે ત્યાથી પશ્ચિમે તે સાબરમતી અને વાત્રકના સગમથી બે માઈલ દૂર વાત્રકમા પડે છે બીજો પ્રવાહ જે અલગની નહેરમા જાય છે તેના બે નાના ફાટા છે તે માતર તાલુકાના દક્ષિણના ગામો નજીક થઈને ખભાતની ઉત્તર–પશ્ચિમે દસ–બાર માઈલ છેટે અલગ નહેરમા ઠલવાય છે ત્રીજો પ્રવાહ ઉપરના પ્રવાહ કરતા ઘણો મોટો છે તે દાસરા તાલુકાની દક્ષિણના ગામોનુ પાણી વહી લાવે છે અને ઊમરેઠ આગળથી પસાર થાય છે ઊમરેઠથી પશ્ચિમે, નડિયાદથી દક્ષિણ–પૂર્વે ૭ માઈલ ઉપર આવેલા ચકલાશી આગળ એ પાણી આવે છે ચકલાશીથી દક્ષિણે આ પાણી બાકરોલ અને કરમસદની નીચાણવાળી જમીનમા પ્રસરે છે ત્યાથી પેટલાદ અને ખભાતના ૪૦ માઈલ કરતા વધુ વિસ્તારવાળા પ્રદેશોમા થઈ આ પાણી આગળ જતા મેદાનોમા ફેલાય છે અને ખભાતની ઉત્તરે લગભગ સાડા ત્રણ માઈલ ઉપર આવેલી અલગની નહેરમા ઠલવાય છે ચોર કોતર દહેવાણના નજીક આવેલુ છે આ કોતરમાં જે પાણી ઠલવાય છે તે મુખ્ય ત્રણ માર્ગે વહે છે એક આણદથી દક્ષિણ–પશ્ચિમે આશરે આઠ માઈલ ઉપર આવેલા સદેસરના માર્ગે, બીજુ સદેસરની પૂર્વે આશરે ચાર માઈલ પર આવેલા મોગરીના માર્ગે, અને ત્રીજુ મોગરીની પૂર્વે આશરે આઠ માઈલ પર આવેલા સારસાને માર્ગે

સદેસરની આજુબાજુ નીચાણવાળી જમીન આવેલી છે ત્યા ભરાયેલુ પાણી દક્ષિણ–પશ્ચિમ તરફ ૧૮ માઈલ સુધી વહે છે અને છેવટે કલમસર આગળ ચોર કોતરમા ઠલવાય છે આ કોતરનુ મૂળ કલમસરથી બે માઈલ દૂર આવેલુ છે બીજો પ્રવાહ મોગરીના નામથી ઓળખાય છે પરતુ મોગરીથી પૂર્વે ૭ માઈલ ઉપર ચીખોદરા આગળથી તે શરૂ થાય છે ત્યાથી બોરસદની ઉત્તર તરફ થઈને દક્ષિણ–પશ્ચિમે આ પ્રવાહ વહે છે અને કલમસરથી ત્રણ માઈલ પર આવેલા કાવરેઠી ગામ આગળ ચોર કોતરમા ભળે છે સારસાથી નીકળેલુ પાણી અડાસ થઈને બોરસદની દક્ષિણે ઉનેલી આગળ મોગરીના પ્રવાહને કાવરેઠીથી ૭ માઈલ દૂર મળે છે

**કાંસ બનાવવાની પ્રથમ યોજના :** ઈ સ ૧૮૧૪ અને ૧૮૨૨ના ગાળામા અતિવૃષ્ટિ થયેલી તે વખતે આવેલી રેલ અને ભરાયેલા પાણીથી ઘણુ નુકસાન થયેલુ સરકારે પાણીના નિકાલ માટે કાસ ખોદવા અને રેલથી થયેલા નુકસાનથી રાહત આપવા લોકોને નાણાની મદદ આપેલી પરતુ ખેડા જિલ્લાની સાથે ખભાત અને વડોદરાના ગામો સકળાયેલા હોવાથી આ બાબતમા એ રાજ્યોનો સહકાર મેળવવાની મુશ્કેલીને લીધે આ પ્રશ્નના ઉકેલ માટે જમીનોના ઢાળની તપાસ કરવાનુ ૧૮૨૦ થી ૧૮૨૭ના ગાળા પહેલા શરૂ થઈ શકયુ ન હતુ * ઈ સ ૧૮૨૬ના નાપાડ રિપોર્ટમા કેપ્ટન ક્રૂકશાકે જિલ્લાના ઢાળનુ વર્ણન આપ્યુ છે એમાં જણાવ્યા પ્રમાણે એ ભાગમા રેલને કારણે ગભીર નુકસાન કવચિત જ થતુ હતુ, તેથી કેપ્ટન ક્રૂકશાકે કોઈ મોટી યોજના ઉપાડવાની સલાહ આપી ન હતી એમનો અભિપ્રાય એવો હતો કે રેલના વખતમા એક ગામથી બીજે ગામ પાણીના નિકાલ માટે કામચલાઉ કાસ બનાવવા, અને એ કાસ મારફતે પાણીનો નિકાલ થવામા કઈ હરકત ન આવે તેની તકેદારી રાખવી એટલુ થાય એ પૂરતુ હતુ

આ પછી અતિવૃષ્ટિ ઘણી વાર થઈ ૧૮૨૯મા કરમસદ અને બાકરોલનાં ગામોમા ભયકર રેલ આવી પશ્ચિમે આવેલા વલાસણના લોકોએ એ રેલને પોતાના તરફ આવતી અટકાવવા એક બધ બાધ્યો, તેથી પાણી કરમસદ અને બાકરોલમાં ભરાઈ રહ્યુ એ બે ગામોને એટલુ બધુ નુકસાન થયુ કે

---

* આ જિલ્લામા પાણીના પૂર વારવાર આવતા એ હકીકત તરફ બ્રિટિશ સરકારનુ શરૂઆતથી જ ધ્યાન ગયુ હતુ ઈ સ ૧૮૧૯મા ઘણા ગામો પાણીમા ડૂબી ગયા હતા એમાનુ એક ગામ હાલમા નડીઆદ તાલુકામા આવેલુ વસો હતુ એની ઉપજ તે વખતે રૂપિયા ૪૦,૦૦૦ હતી, અને તે ગાયકવાડના તાબામા હતુ તે વખતના કલેક્ટર કેપ્ટન રોબર્ટસને વાત્રક નદીમાથી એક કાસ ખોદાવ્યો હતો અને તેમણે સૂચવ્યુ હતુ કે વધુ કાસ ખોદી શકાય તે માટે જમીનના કુદરતી ઢાળની તપાસ કરવા એક અમલદાર નીમવો જોઈએ તે વખતે ગાયકવાડ અને ખભાત રાજ્યોએ આ બાબતમા સહકાર આપવાની ઘણી આનાકાની કરી હતી ઇ સ ૧૮૨૪મા બોરસદ તાલુકાના પશ્ચિમ ભાગમા પાણી ભરાઈ રહેતુ અને જમીન ખોવાઇ જતી તે અટકાવવા કામ બનાવવાની માગણી કરવામા આવી હતી

નાસણગાળાએ એ બાંધેલો બંધ કાઢી નાખવા ૫૦૦ માણસની ટુકડી મોકલવી પડેલી વનાસણગાળાઓએ સામનો કર્યો ત્રણ દિવસ સુધી સામસામી ટક્કર ઝિલાઈ અને ૧૨થી૧૫ માણસો ત્યાં મરાયા ફરીથી ૧૮૩૫ અને ૧૮૩૮ વચ્ચે ઘણું નુકસાન થયું કરમસદ નજીક આવેલા સરસરમાં લાગલાગટ ચાર વરસ સુધી ડાંગરનો પાક નાશ પામ્યો. એક વર્ષે કરમસદનો મોટો ભાગ તણાઈ ગયો તેનાથી આશરે રૂપિયા એક લાખનું નુકસાન થયું

૧૮૨૬નો નાપાક રિપોર્ટ લખનાર કેપ્ટન કૃક્શાકને માતર નજીક રેનસ કાંગ નિવારણની જરૂર વધારે તાકીદની લાગેલી જણાય છે એ તાલુકાના કેટલાક ગામોના આગેવાનોની મદદથી ઘણાખરા ગામોના પાણીનિકાલ માટે એમણે એક યોજના તૈયાર કરી હતી એમના અંદાજ પ્રમાણે એ યોજનાનું કુલ ખર્ચ રૂપિયા ૯૮૦૦ હતું તેમાથી રૂા ૩૨૦૦ લોકો આપે તો વાર્ષિક રૂા ૧૧,૩૧૦ના મહેસૂલી આવકવાળી જમીન રેનસ કટથી બચે તેમ હતું આ યોજના સરકારે ૧૮૨૮મા મંજૂર કરી હતી પરંતુ કેટલાક ગામોના લોકો પોતાનો ફાળો આપી શક્યા નહિ અને વડોદરા તથા ખંભાત રાજ્યોએ પોતાના પ્રદેશમા થઈને કાંસ લઈ જવાની સામે વાંધો લીધો તેથી એ યોજનાનો અમલ થઈ શક્યો નહિ છેવટે ઈ સ ૧૮૩૦મા સર જ્હૉન માલકમે આ પ્રશ્ન હાથમા લીધો ઈ સ ૧૮૩૧મા મિસ્ટર જોર્ડને "સર્વે" (Survey) તૈયાર કર્યો એમણે બતાવ્યું કે સરકાર રૂા ૧૨,૧૨૦ ખર્ચે તો ૨૫૨૮ એકર (૪૩૦૪ વીઘા) જમીન રેનસ કટથી બચાવી શકાય સરકારે આ યોજના મંજૂર કરી અને તે વિનાવિલંબે પાર પાડવા હુકમ કર્યો કામ તાબડતોબ હાથમા લેવાયું, અને અગિયાર વરસ સુધી ધમધોકાર ચલાવવામા આવ્યું અગિયાર વરસને અંતે, ઈ સ ૧૮૪૨મા ચૌદ કાંસનાં જૂથ રૂા ૪૦,૦૦૦ને ખર્ચે તૈયાર થયા આ ચૌદ કામો પૈકી એક ઉત્તરે મહેમદાવાદ અને મહુધા વચ્ચે હતું આઠ પશ્ચિમે વાત્રકમા જોડાતા હતા ચાર દક્ષિણ-પશ્ચિમે અનગ નહેરમા અને એક દક્ષિણે ચોર કોતરમા જતું હતું ઉત્તર તરફનો કાંસ બે ભાગમા હતો એક રૂદણ અને કરોલી ગામોને રક્ષણ આપનારો અને બીજો ભૂમસ અને ખૂટજ ગામોને રક્ષણ આપનારો હતો આ બન્ને કામો રૂપિયા ૨૯૬૦ને ખર્ચે ઈ સ ૧૮૩૭મા પૂરા થયા હતા પશ્ચિમ તરફના આ કામ પૈકી એકથી રઘવાણજના પૂરના પાણી ખેડાથી બે માઈલ પશ્ચિમે વાત્રકમા દલવાય તેવી વ્યવસ્થા થઈ હતી બાકીના સાત દ્વારા નડિયાદની પશ્ચિમના અને માતરની મધ્યના પાણી ખેડાથી ૧૨ માઈલ છેટે વાત્રકમા ઠલવાય એ રીતના હતા આ પૈકી એક રૂા ૧૧૮૦ને ખર્ચે ઈ સ ૧૮૩૨માં પૂરું થયું તેનાથી ઉંદેળા અને માતરના પાણીનો નિકાલ થયો બીજું રૂ ૧૨૮૦ના ખર્ચે ઈ સ ૧૮૩૩માં પૂરું થયું તેનાથી હેરંજ, માલિયેલ, અને નાજના પાણીનો નિકાલ થયો ત્રીજું રૂ ૧૯૩૦ને ખર્ચે ઈ સ ૧૮૩૩મા પૂરું થયું તેનાથી પશ્ચિમના ગામો ખાવતી, ડોડા, ત્રાણજ, મગના અને પુનાજના પાણીનો નિકાલ થયો ચોથું રૂા ૧૬૬૦ને ખર્ચે ઈ સ ૧૮૪૧મા પૂરું થયું તેનાથી પીજ, વમો, મલિયાતજ અને લવાલ એ ગામોના પાણીનો નિકાલ થયો પાંચમું રૂ ૭૦૦ને ખર્ચે ઈ સ ૧૮૪૨મા પૂરું થયું તેનાથી ગામડી, હતાલી, અને દાવડાના પાણીનો નિકાલ થયો છઠ્ઠું રૂા ૫૬૦ના ખર્ચે ઈ સ ૧૮૪૨મા પૂરું થયું તેનાથી ડુમરાલ, પીપળાતા, અને ડેરિયાવીના પાણીનો નિકાલ થયો, અને સાતમું રૂ ૩૬૦ને ખર્ચે ઈ સ ૧૮૪૨મા પૂરું થયું તેણે મિત્રાલ અને આખડોલના પાણીનો નિકાલ કર્યો

દક્ષિણ-પશ્ચિમે થયેલા ત્રણ કામો પૈકી એક રૂ ૨૨૨૦ને ખર્ચે ઈ સ ૧૮૨૭મા પૂરું થયું, તેનાથી તે વખતના માતર તાલુકાના ભેરજ અને ચીખલિયા, ગામોના પાણીનો નિકાલ ખંભાતની ઉત્તર-પશ્ચિમે ૧૨ માઈલ ઉપર અનગ નહેરમા થયો બાકીના બે કામો મળીને કરમસદનો પ્રખ્યાત કાંસ બન્યો આ કાંસ ખંભાતથી લગભગ સાડાત્રણ માઈલ છેટે અનગ નહેર સાથે જોડાયો આ પૈકીનો મુખ્ય કાંસ લગભગ ૨૦ માઈલ લાંબો છે તે આણંદની પશ્ચિમે કરમસદથી નીકળે છે અને પાળજ, આમોદ, નાર અને ભડકેજ આગળ થઈને પસાર થાય છે તે રૂ ૧૦૬૨૦ને ખર્ચે ઈ સ ૧૮૩૮મા પૂરો થયો હતો એનો બીજો ફાંટો રૂા ૨૫૩૦ને ખર્ચે ઈ સ ૧૮૩૯મા પૂરો થયો હતો તેનાથી નરસંડા, વડતાલ, રાવલી અને બાધણી એ ગામોના પાણીનો નિકાલ થયો હતો દક્ષિણ તરફનો કાંસ મોગરીના કાંસ તરીકે ઓળખાય છે તે રૂ ૮૧૦ને ખર્ચે ઈ સ ૧૮૪૦મા પૂરો થયો હતો આ કાંસ નાપા, સંતોકપુરા, બોચાસણ ઉનેલી, સૈજપુર અને વાસણા આગળ થઈ કનભસર આગળ ચોર કોતરને મળે છે આ યત્નથી આણંદની ઉત્તર ૫ માઈલ પર આવેલું ઓગિણાલી અને કરમસદની દક્ષિણે બે માઈલ ઉપર આવેલું સરસેર બાકાત રહી ગયા હતા બોરીઆવીની દક્ષિણે ગાગેલ મારફતે અને મંદેસર ને કનભસર મારફતે ચોર કોતર સાથે જોડવા યોજના તૈયાર કરવામાં આવી હતી પરંતુ આ બે કામ વડોદરા અને

ખંભાત રાજ્યની હદમાં પસાર થતા હતા, તે સામે એ એ રાજ્યોએ વાંધો લેવાથી એ યોજના છોડી દેવી પડેલી.

ઈ. સ. ૧૮૪૩માં આ કાંસ પછી થયેલા લાભોનું એક નિવેદન તે વખતના કલેકટર મિ. ફિર્કલેન્ડે તૈયાર કર્યું હતું. તેમાં બતાવ્યું હતું કે આખી પ્રવૃત્તિનું ખર્ચ રૂ. ૪૦,૦૦૦ થયું હતું અને આ કાંસ પૂરા થયા પછીના પાંચ વર્ષને અંતે એટલે ઈ. સ. ૧૮૪૧માં એ રકમથી અડધી રકમ સરકારને મહેસૂલ માફી નહિ કરવી પડી હોવાથી બચી ગઈ હતી. સરકારને થયેલા આ ચોખ્ખા લાભ ઉપરાંત લોકોને થયેલો લાભ ઘણો મોટો હતો અને લોકોનું આરોગ્ય સ્પષ્ટ રીતે સુધર્યું હતું.

આ કાંસથી એકંદરે પાણીના નિકાલનો પ્રશ્ન એવી સારી રીતે ઊકલ્યો હતો કે ઈ. સ. ૧૮૪૨માં અગાઉ મંજૂર કરેલા કેટલાક કાંસ ખોદવાની જરૂર રહી ન હતી. આ મુલતવી રાખેલા કાંસ આ પ્રમાણે હતા: પૂર્વમાં કરમસદના મુખ્ય કાંસને જોડનાર ત્રણ શાખાઓ–(૧) ચકલાશીથી ઉત્તરે; (૨) ચીખોદરાથી પૂર્વે; (૩) આણંદથી કરમસદની દક્ષિણે. આ મુખ્ય કાંસની આગળ લગભગ અલંગની નહેરના મધ્યભાગમાં સિલવઈ ગામ આગળ એક શાખા જમણી બાજુથી લેવાનું ઠર્યું હતું. એ શાખા મારફતે બાલીંટા, ચાંગા, મહેળાવ અને પીપળાવના પાણીનો નિકાલ થાય તેમ હતું. દક્ષિણે તે વખતના બોરસદ તાલુકાનાં પંડોળી, ખડાણા (?) અને શાહપુર એ ત્રણ ગામોમાંથી એક કાંસ કાઢી ખંભાતની પશ્ચિમે મહી નદીને જોડવો એમ ઠર્યું હતું. પશ્ચિમે માતર તાલુકાની દક્ષિણે બાંટવા, પરિયેજ, અને બામણગામથી એક કાંસ અલંગની નહેર તરફ લઈ જવાનું ઠર્યું હતું.

કરમસદ અને બાકરોલને રેલસંકટથી બચાવવાની ઉપર વર્ણવેલા કાંસની યોજના કરમસદ–બાકરોલ પૂરતાં નિષ્ફળ ગઈ. મૂળ કાંસ જોઈએ તે કરતાં આઠ ફૂટ ઊંચો હતો. અને જોળ આગળથી કાઢેલો રેતીવાળી ઊંચી જમીન ઉપરનો કાંસ થોડા જ વખતમાં કાદવથી ભરાઈ ગયો. તેથી જ્યારે ઘણી મોટી રેલ આવે ત્યારે જ એ માર્ગે પાણીનો નિકાલ થતો. આ સિવાય બધા કાંસ સફળ થયા. કેટલાક વર્ષ સુધી એમની કંઈપણ સંભાળ લેવાઈ નહિ, અને કંઈપણ મરામત કરાઇ નહિ. આશરે ચૌદ વર્ષ પછી આ કાંસ બગડી ગયા અને એ વર્ષોમાં બેત્રણ વખત અસાધારણ અતિવૃષ્ટિ થઇ, એટલે પાણીની રેલને લીધે થયેલા નુકસાનની ફરિયાદો સામાન્ય બનવા લાગી. આ રીતે ઈ. સ. ૧૮૫૮માં આ આ બધા કાંસની ફરી તપાસ કરવા અને નવા કાંસની યોજના નક્કી કરવા મિ. સ્પ્રાય જેમણે મિ. જોર્ડનની સાથે મળીને ઈ. સ. ૧૮૩૧ થી ૧૮૪૨ સુધીના કાંસ સફળતાથી તૈયાર કર્યા હતા તેમની નિમણૂક કરવામાં આવી.

**બીજી યોજના:** મિ. સ્પ્રાયના રિપોર્ટમાં રેલગ્રસ્ત જમીનો અને તેમના ઉપર કાંસ થઈ શકે તેવા કુદરતી ઢાળની વિગતો બતાવી હતી. પરંતુ કાંસ કરવા માટે બીજી વિગતો એમણે રજૂ કરી ન હતી. ઈ. સ. ૧૮૬૨માં કર્નલ પ્રેસકોટે માતર તાલુકાની તપાસ કરી રિપોર્ટ રજૂ કર્યો. તેમાં કાંસની ખરાબ સ્થિતિને લીધે લોકો તરફથી મળતી ફરિયાદો ફરીથી રજૂ કરવામાં આવી, અને સૂચવવામાં આવ્યું કે સમગ્ર પ્રશ્નની તપાસ કરવી અને બધા કાંસનો ઉપયોગ ખેતીમાં પાણી લેવા માટે કરવો. ત્યાર પછી કેટલાંક વર્ષ આ કામ માટે કોઈ અમલદાર મળી શક્યો નહિ એટલે ઈ. સ. ૧૮૬૫ના અંતમાં એ ફરી હાથ ઉપર લેવાયું. ઈ. સ. ૧૮૬૫ના નવેમ્બર અને ૧૮૬૬ના ઓગસ્ટની વચ્ચેના ગાળામાં લેફ્ટેનન્ટ બોલ્ડવીને ખેડા જિલ્લાની નીચાણવાળી જમીનોનો સર્વે (Survey) તૈયાર કર્યો. અગાઉ મિ. જોર્ડને જે કાંસ બનાવ્યા હતા તેના કરતાં આ નવી યોજનામાં ખાસ તફાવત ન હતો. પશ્ચિમમાં મુખ્ય કાંસને મળતા નાના કાંસને બોરિયા(?) અને પીપલગ(?) સુધી નડિયાદ તાલુકાની દક્ષિણે લંબાવવાની એમની દરખાસ્ત હતી. દક્ષિણ–પશ્ચિમનો મુખ્ય કાંસ પેટલાદ તાલુકા વચ્ચે થઈ પરિયેજ અને બામણગામ મારફતે વડતાલથી ૭ માઈલ ઉપર આવેલા ડેમોલ સુધી લંબાવવાની તેમની યોજના હતી. માતરની દક્ષિણે આવેલા પરિયેજથી એક વધારાનો કાંસ કાઢી પેટલાદની ઉત્તર–પશ્ચિમે ૭ માઇલ ઉપર સોજિત્રાને જોડવાની તેમની દરખાસ્ત હતી. કરમસદનો કાંસ બદલવાનો એમનો વિચાર ન હતો પણ અગાઉ બિનજરૂરી ગણાયેલો ખંભાતથી ઉત્તર–પશ્ચિમે એક માઈલ ઉપર અલંગ નહેરને મળતો પંડોળી અને દંતેલીથી નીકળતો કાંસ ખોદવાની તેમની ભલામણ હતી.

દક્ષિણના ચોર કોતર તરફના કાંસ મિ. જોર્ડનની યોજના પ્રમાણે મિ. બોલ્ડવીને કાયમ રાખ્યા હતા. તે સંદેસર, મોગરી, અને સારસાના કાંસ હતા. માતર તાલુકામાંથી પસાર થતા ત્રણ કાંસની વિગતો તેઓ તૈયાર કરી શક્યા ન હતા. મિ. જોર્ડનની પેઠે એમનો પણ એવો અભિપ્રાય હતો કે મોગરીના કાંસ ઉપર આવતાં સારસાની શાખાનાં ગામોને

ખાસ રક્ષણની જરૂર ન હતી. બાકીના ત્રણ કાંસને સુધારવા માટે તેમણે કરમસદથી અઠ્ઠાવીશ માઈલ લાંબો અને એકસો એકતાલીસ માઈલના વિસ્તારને સ્પર્શતો એક કાંસ રૂ. ૭૮,૫૫૦ને ખર્ચે તૈયાર કરવાનો અંદાજ રજૂ કર્યો હતો, એ જ રીતે સંદેસર માટે ચોપન માઈલને સ્પર્શતો આશરે સત્તર માઈલ લાંબો કાંસ રૂ. ૭૦,૫૬૦ને ખર્ચે તૈયાર કરવાનો તેમનો અંદાજ હતો.

મિ. ઓલ્ડવીને આ અંદાજો તૈયાર કર્યા તે પહેલાં ચાર વર્ષના ગાળામાં વરસાદ સમધારણ હતો. રેલસંકટથી કંઈ નુકસાન થયું ન હતું. તેથી લોકોએ આ કાર્યમાં રસ બતાવ્યો નહિ. પરંતુ ૧૮૬૬ના ઑગસ્ટમાં આ અંદાજોનું કામ પૂરું થયા પછી જિલ્લામાં ઘણી મોટી રેલ આવી. આ તકનો લાભ લઈ મિ. ઓલ્ડવીને પોતે લીધેલા માપની ખાતરી કરી. આ તોફાની અતિવૃષ્ટિની મિ. ઓલ્ડવીને નીચે પ્રમાણે વિગતો આપી છે:—

તા. ૩ જી ઑગસ્ટ ૧૮૬૬ને રોજ ચોવીસ કલાકમાં ૪.૫૦ થી ૫.૫૦ ઈંચ વરસાદ પડ્યો. આણંદની પૂર્વે આશરે ૨॥ માઈલ પર આવેલા ચીખોદરા આગળ જ્યાંથી મોગરી અને અને ચોર કોતર વચ્ચેના કાંસનું પાણી નીકળે છે ત્યાં રેલનું પાણી જમીન કરતાં ચારેક ફૂટ ઊંચું ચઢ્યું હતું અને આશરે એક સો એકર ડાંગરનાં ખેતરો એનાથી નાશ પામી રહ્યાં હતાં. આણંદની ચોતરફ સૈરોવર બની ગયું હતું. પણ ગામને નુકસાન થયું ન હતું. માત્ર પડતર જમીનોમાં પાણી ભરાઈ ગયું હતું. મોગરી સંકટમાં સપડાયેલું દેખાતું હતું. પરંતુ લોકોનું કહેવું હતું કે પાણી બહુ ચડયું ન હતું. આ પાણી મોગરીના કાંસમાં જવાને બદલે પશ્ચિમે કરમસદ તરફ ધસી રહ્યું હતું. કરમસદમાં ઘણું નુકસાન થતું હતું; તો પણ લોકોએ કહ્યું કે પાણી માત્ર અઢાર ફૂટ ઊંચું ચઢ્યું હતું. આ માર્ગનું થોડુંક પાણી ઉત્તરે બાકરોલ તરફ વહેતું હતું. પરંતુ લગભગ એટલુંજ પાણી આણંદ તરફથી વળી રહ્યું હતું. સંદેસર આગળ આ પાણી સાડાચાર ફૂટ ઊંડું હતું અને તેમાંથી પસાર થવું વિકટ બની ગયું હતું. બાકરોલ આગળ ઘણું નુકસાન થયું હતું. જોળ સલામત હતું. ત્યાંનું પાણી જૂના કાંસ મારફતે વહી જતું હતું.

મિ. ઓલ્ડવીને પોતાના અંદાજો સરકાર સમક્ષ રજૂ કરતી વખતે ફરિયાદ કરી હતી કે જૂના કાંસ એવી ખરાબ હાલતમાં હતા કે તેમની સંભાળ લેવાવી જોઈએ. કેટલેક સ્થળે આ કાંસ વચ્ચે વાડો રોપવામાં આવી હતી. બીજે સ્થળે ખેતરમાં પાણી લેવા માટે કાંસમાં પાળ બાંધવામાં આવી હતી મિ. ઓલ્ડવીનનું માનવું હતું કે તેમણે રજૂ કરેલી યોજનાથી કાંસના ઢાળ અગાઉ કરતાં વધુ સારા થશે અને કાંસને અગાઉ કરતાં ઓછે સ્થળે વાંકા વાળવા પડશે. એમની યોજનામાં બીજો સુધારો એ હતો કે કાંસને સીધેસીધા ખેંચી જવાને બદલે રસ્તામાં આવતાં તળાવો અને ખાબોચિયાં આગળ થઈને તે જાય તેમ કરવું.

કાંસનો ઉપયોગ નહેરો તરીકે પણ થઈ શકે એમ કરવાથી તેમની દરખાસ્ત સરકારે મંજૂર કરી નહિ, પરંતુ મોગરીના કાંસની યોજના પુલ અને બારણા સિવાય મંજૂર કરવામાં આવી. અને રૂ. ૪૨,૭૮૦ને ખર્ચે એ કાંસ ખોદવામાં આવ્યો. તેણે સારી સેવા આપી. પરંતુ તે સિવાય કરમસદ કે સંદેસર (?) કાંસની યોજના પાર પાડવા તે પછી કોઈ પ્રયત્ન થયો નથી. તે સાથેજ ત્યાર પછી વરસાદ પણ ઓછો થતો ગયો છે અને રેલસંકટથી કોઈ મોટું નુકસાન થયું નથી. મોગરીના કાંસથી પાણીનો નિકાલ થયો, પરંતુ એની પાછળ થયેલા ખર્ચના પ્રમાણમાં એનાથી પૂરતો લાભ થયો છે કે કેમ તે બાબતમાં જિલ્લાના અધિકારીઓએ શંકા દર્શાવી હતી. ૧૮૬૭માં કર્નલ પ્રેસ્કોટનો એવો અભિપ્રાય હતો કે બોરસદમાં રેલસંકટથી થયેલું નુકસાન એટલું અલ્પ હતું અને પાણીથી થયેલા પાકનો લાભ એવો હતો કે આ મોગરીના કાંસ પાછળ થયેલા ખર્ચ વિષે ફરિયાદનું કંઈ કારણ નહોતું.

ઈ. સ. ૧૮૬૮માં તે વખતના કલેક્ટર મિ. ઇલિયટે સરકારને એવો અભિપ્રાય લખ્યો કે નવા કાંસ કાઢવાની જરૂર નથી, અને એ કાંસથી ઘણી જમીન રોકાય તેમ છે, તેથી બીજા કાંસનું કામ હાથ પર લેવું નહિ. તે વખતના એક્ઝિક્યુટીવ એન્જિનિયર મિ. લિટલ આ અભિપ્રાય સાથે સંમત હતા. વધારામાં તેમને એમ લાગેલું કે આ કાંસ પાછળ થતા ખર્ચના પ્રમાણમાં લાભ છે કે કેમ તે શંકાસ્પદ છે. આ કારણોથી કાંસની વધુ યોજનાઓ સરકારે ત્યારથી પડતી મૂકી છે. માત્ર એટલા હુકમો કરેલા છે કે જે કાંસ ખોદાયા છે તે બધા ચોખ્ખા રાખવા અને સારી સ્થિતિમાં રાખવા.

# ૮

# પાણી–કૂવા, વૉટરવર્ક્સ

**પાણી :** ખેડા જિલ્લામાં મોટે ભાગે કૂવાનું પાણી પીવાય છે. આ પાણી એકંદરે મીઠું અને આરોગ્યપ્રદ છે. પરંતુ બધે સ્થળે તે સરખું હોતું નથી. કેટલેક સ્થળે મીઠું, કેટલેક સ્થળે મોળું, કેટલેક સ્થળે ભાંભર, કેટલેક સ્થળે ખારું અને કેટલેક સ્થળે બેસ્વાદ હોય છે. એક જ ગામમાં એકથી વધુ પ્રકારના પાણીવાળા કૂવા હોય છે. સામાન્ય રીતે મીઠા પાણીના કૂવા ગામની બહાર તળાવકાંઠે હોય છે. તેમાંથી પાણી ભરી જવા માટે બેડું વપરાય છે. બેડું એટલે બે વાસણનું જોડું. એ પૈકી મોટું વાસણ દેગડો કહેવાય છે અને નાનું વાસણ ઘડો કહેવાય છે. ઘડામાં આશરે ૧ા થી ૧॥ ગેલન પાણી માય છે. દેગડામાં બે ઘડા પાણી માય છે. એ રીતે એક બેડામાં ત્રણ ઘડા એટલે આશરે ૪ થી ૪॥ ગેલન પાણી માય છે. આ બેડું માટીનું, ત્રાંબાનું કે પિત્તળનું હોય છે. લોકો ઘડે દોરડું બાંધીને કૂવામાંથી પાણી ખેંચી બેડું ભરે છે અને તે માથે મૂકીને ઘેર લઈ જાય છે. સામાન્ય રીતે સ્ત્રીઓ જ આ કામ કરે છે. ગરીબ, અને મધ્યમવર્ગ સૌ આ પરિસ્થિતિને આધીન હોઈ, દરેક ગૃહિણી સવારે પ્રાતઃકર્મથી પરવારી સુઘડ કપડાં પહેરી પાણી ભરવા જાય એવો સામાન્ય રિવાજ છે. સવારના દશ વાગ્યા સુધી આ પાણિયારીઓની અવરજવર એ આ જિલ્લાના લોકજીવનનું એક આકર્ષક લક્ષણ છે. દરેક ઘરમાં આ પાણીનાં બેડાં મૂકવાની જોગવાઈવાળું પાણિયારું એ એવું જ બીજું ધ્યાન ખેંચે એવું લક્ષણ છે. દરેક ઘરમાં ઓછામાં ઓછું એક બેડું તો હોય છે જ. પરંતુ દરેક સ્ત્રી એકથી વધુ બેડું વસાવવામાં શોભા માને છે અને સારી સ્થિતિનાં ઘરોમાં પાણિયારાં ચકચકતાં બેડાંથી ભરેલાં હોય છે.

સામાન્ય રીતે એક કુટુંબ ચાર બેડાં પાણી વાપરે છે. ચારથી આઠ બેડાંનો વપરાશ સામાન્ય ગણાય. વધારાનું પાણી ભરી રાખવા માટીની કોઠીઓ, તાંબા–પિત્તળનાં પવાલા, મોટાં તપેલાં કે ઈંટ–ચૂનાથી ચણેલી ટાંકીઓ વપરાય છે. પીવાનું પાણી મીઠે કૂવેથી અને બાકીના ઉપયોગનું પાણી ખારે કૂવેથી લાવવાનો રિવાજ હોય છે. ખારો કૂવો દરેક લત્તામાં સામાન્ય રીતે હોય છે. મોટાં ઘરોમાં વરસાદનું મીઠું પાણી ભરી રાખવા માટે ટાંકાં (એટલે જમીનમાં બનાવેલી ઊંડી કૂંડીઓ) બનાવેલાં હોય છે. કેટલાક ઘરોમાં ને ખડકીઓમાં એક જ વ્યક્તિની માલિકીના નાના કૂવા–કૂઈઓ હોય છે.

**કૂવા :** બ્રિટિશ અમલ પહેલાં લોકોએ પીવાના પાણીના પ્રશ્નનો આ રીતે ઉકેલ કરેલો હતો. લગભગ દરેક મોટા ગામને જરૂર પ્રમાણે કૂવાની સગવડ હતી. સારા–માઠા પ્રસંગે ધર્મ-ભાવનાથી કૂવા ખોદાવવાનો રિવાજ હતો. તેથી અવારનવાર નવાં કૂવા બનતા હતા, અને ગામની ભાગોળે આવેલા મોટા કૂવા પર ઢોરોને પાણી પાવા માટે જાહેર હવાડાઓ પણ બંધાવાતા. આ કૂવાઓનો વહીવટ પણ લોકો જ કરતા. તેથી સરકારી વહીવટમાં પીવાના પાણીના કૂવાઓને સ્થાન નહોતું. લોક જાગૃતિનો જમાનો આવતાં ગરીબ લોકો–ખાસ કરીને હરિજનો–માટે સેવાભાવે કૂવા ખોદાવી આપવાની પ્રવૃત્તિ ચાલતી હતી. ઈ. સ. ૧૯૪૭માં સરકારે ૨૦૦ ઉપરાંતની વસ્તીવાળાં જે ગામોમાં પીવાના પાણીની સગવડ ન હોય ત્યાં કૂવા કરવાની એક યોજના ઉપાડી હતી. દરેક તાલુકામાં આવી સગવડની કેટલાં ગામોને જરૂર છે તેની તપાસ કરતાં નીચેની વિગતો એકઠી થઈ હતી.

**ખેડા જિલ્લામાં ૨૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામોમાં પીવાના પાણીની સગવડની વિગત દર્શાવતું પત્રક**

**(ઈ. સ. ૧૯૪૭)**

| તાલુકો | ૨૦૦ ઉપરાંતની વસ્તીવાળાં ગામો | પાણીની સગવડવાળાં ગામો | પાણીની અગવડવાળાં ગામો: જૂના કૂવા મરામત કરવાના | નવા કૂવા કરવાના |
|---|---|---|---|---|
| **બ્રિટીશ પ્રદેશ** | | | | |
| આણંદ | ૭૧ | ૩૮ | ૨૮ | ૭ |
| મહેમદાવાદ | ૫૯ | ૩૩ | ૧૪ | ૧૨ |
| કપડવણજ | ૮૪ | ૩૪ | ૨૬ | ૨૪ |
| નડિયાદ | ૯૦ | ૫૮ | ૨૭ | ૭ |
| ઠાસરા | ૯૩ | ૪૮ | ૪૬ | ૬ |

| તાલુકો | ૨૦૦ ઉપરાંતની વસ્તીવાળા ગામો | પાણીની સગવડવાળા ગામો | પાણીની અગવડવાળાં ગામો: જૂના કૂવા મરામત કરવાના | પાણીની અગવડવાળાં ગામો: નવા કૂવા કરવાના |
|---|---|---|---|---|
| **બ્રિટીશ પ્રદેશ** | | | | |
| બોરસદ | ૯૧ | ૬૮ | ૨૨ | ૦ |
| માતર | ૭૩ | ૭૮ | ૪૦ | ૩ |
| **જૂના દેશી રાજ્યોના પ્રદેશોમાં** | | | | |
| ખંભાત | ૬૮ | ૬૨ | ૬૫ | ૬ |
| પેટલાદ | ૮૪ | ૮૪ | ૬૦ | ૦ |
| ભાદરણ | ૩૨ | ૩૨ | ૪ | ૦ |
| વોડાસર | — | — | — | ૪ |
| વાડાશિનોર | — | ૧૦૪ | ૧૨ | ૨ |
| આતરસુંબા | — | ૫૪ | — | ૨ |
| કુલ | ૭૪૯ | ૬૪૩ | ૩૪૫ | ૭૩ |

ઉપરની વિગતે નવા કૂવા કરવા તથા જૂનાની મરામત કરવા ત્રણ વર્ષનો કાર્યક્રમ તૈયાર કરવામા આવ્યો હતો જૂના કૂવાની મરામત કરવાની જવાબદારી જિલ્લા લોકલ બોર્ડની હતી આ યોજના પ્રમાણે ઈ સ ૧૯૫૩ સુધીમા એકંદરે ૫૮ ગામોમા નવા કૂવા થયા છે અને ૨૨ મરામતના કામો થયા છે તે અંગે સરકારે નીચેની વિગતે ખર્ચ કર્યું છે

| વર્ષ | નવા કૂવા માટે થયેલુ ખર્ચ રૂ | મરામતના કામો માટે લોકલબોર્ડને આપેલી ગ્રાન્ટ રૂ |
|---|---|---|
| ૧૯૪૯–૫૦ | ૧,૮૬,૦૨૦ | — |
| ૧૯૫૦–૫૧ | ૬૧,૧૯૨ | ૧,૫૪,૯૫૬ |
| ૧૯૫૧–૫૨ | ૪૫,૦૮૯ | — |
| ૧૯૫૨–૫૩ | ૧૯, ૪૭ | ૮૪,૫૨૭ |
| | ૩,૧૨,૭૪૮ | ૨,૩૯,૪૮૦ |

આ બધા જૂના-નવા સાર્વજનિક કૂવાઓનો વહીવટ હાલ જિલ્લા લોકલ બોર્ડને હસ્તક છે જે ગામોમા પંચાયતો સ્થપાય છે તે ગામોના સાર્વજનિક કૂવાઓનો વહીવટ જે તે પંચાયતને સોંપાયો છે સાર્વજનિક કૂવા ગળાવવા માટે લોકલ બોર્ડ મારફત નાણાંની મદદ આપવાનુ સરકારે તાજેતરમા જાહેર કર્યું છે

ગામતળમા આવેલા કૂવાઓ ઉપરાંત ગામની સીમના ખેતરોમા ખેતીના ઉપયોગ માટે ઘણા કૂવા બનાવેલા હોય છે આ કૂવાઓમા એન્જિન પંપ મૂકી ખેતરોમા પાણી પાવાની પ્રવૃત્તિ છેલ્લા કેટલાંક વર્ષથી વધી હોવાથી, આ બધા કૂવાની વખતોવખત ગણતરી થતી રહે છે લોકલ બોર્ડ, રેવન્યુ ખાતુ, ઇજનેરી ખાતું અને ખેતીવાડી ખાતુ એમ ચાર સરકારી ખાતા તરફથી પોતપોતાના દૃષ્ટિની દૃષ્ટિએ આ ગણતરીઓ થતી હોઈ, કૂવાઓના પ્રકાર અને તેમની સંખ્યાના પ્રમાણભૂત આંકડા મળી શકતા નથી જે કંઈ વિગતો મળે છે તે ઉપરથી અંદાજે કહી શકાય કે આ જિલ્લામા આશરે કુલ ૨૭,૦૦૦ કૂવા હશે તે પૈકી આશરે ૩૦૦૦ કૂવામાથી પીવાનુ તેમજ વપરાશનુ પાણી લેવાય છે, ૧૦,૦૦૦ કૂવા અવાવરુ પડી રહેલા છે, અને ૧૪,૦૦૦ કૂવામાથી ખેતીના ઉપયોગનુ પાણી લેવાય છે +

ખેડા જિલ્લાના આશરે ૧૦૦૦ ગામો માટે પીવાના પાણીના ૩૦૦૦ કૂવા છે, એમ સ્વીકારીએ તો એક ગામ દીઠ લગભગ ત્રણ કૂવા થયા જિલ્લાની કુલ વસ્તી આશરે ૧૬ લાખની ગણીએ તો એક કૂવો સરેરાશ ૫૦૦ થી ૫૫૦ માણસને પીવાનુ પાણી પૂરુ પાડે છે એમ કહી શકાય માણસ દીઠ એકંદરે બે ગેલન પાણી રોજ પીવાના તથા બીજા કામમા વપરાય છે, એમ મનાય છે આ ગણતરીએ દરેક કૂવામા રોજ સરેરાશ ૫૦૦ ગેલન પાણીનો આવરો હોવો જોઈએ જિલ્લાની તમામ વસ્તીને આ ગણતરી પ્રમાણે હાલના કૂવાથી જરૂરી પાણી મળી રહે છે કે કેમ તેની કોઈએ તપાસ કરેલી નથી આમ છતા એ હકીકત છે કે પીવાના પાણીની તંગીની ફરિયાદ આ જિલ્લામા ભાગ્યે જ સંભળાય છે નહાવા ધોવાના પાણીની ખોટ કેટલેક અંશે તળાવોથી પુરાય છે ઢોરને માટે તેમજ કપડા ધોવા માટે પણ ઘણના ભાગે આ જ પાણી વપરાય છે પણ આનો આધાર વરસાદ ઉપર રહે છે વરસાદ અનિશ્ચિત હોઈ, તળાવો ભરાવાનુ પણ અનિશ્ચિત હોય છે નદીકાંઠાના ગામોના લોકો નહાવાધોવા તથા ઢોરો માટે નદીના પાણીનો ઉપયોગ કરે છે કેટલાક લોકો તો તે પાણી પીએ છે પણ ખરા

+ આ આંકડા ૧૯૫૧–૫૨ના વર્ષના છે તે પૂનાની સરકારી એગ્રીકલ્ચરલ એન્જિનિયરની ઑફિસમાથી મેળવેલા છે

**વૉટરવર્ક્સ :** આ સંજોગોના ઉપાય તરીકે કૂવાઓમા એન્જિન પંપ મૂકી કે હેન્ડ પમ્પ મૂકી, પાણી મેળવવાની પદ્ધતિ પ્રચારમા આવતી જાય છે કેટલાક ગામોમા એન્જિન પંપ વડે પાણી કાઢી કૂવાઓ ઉપર જ મૂકેલા નળ વડે લોકોને પાણી આપવામા આવે છે આનાથી દોરડા વડે પાણી ખેંચવાની મહેનત બચે છે એથી આગળ વધીને આખા ગામને ઘેર ઘેર નળ વાટે પાણી આપી શકાય એવા યુરોપીય પદ્ધતિનાં વૉટરવર્ક્સ પણ થવા માડયા છે આ પ્રવૃત્તિને ઉત્તેજન આપવા માટે સરકારના આરોગ્યખાતા તરફથી એકંદર ખર્ચની અડધી રકમની મદદ આપવામા આવે છે તે ઉપરાત વૉટરવર્ક્સની રચના માટે ઇજનેરી સલાહ પણ અપાય છે આવુ એક વૉટરવર્ક્સ બાધતા આજની મોઘવારીને લીધે ગામની વસ્તીની દરેક વ્યક્તિ દીઠ રૂ ૩૦ થી ૩૫ પરિસ્થિતિ પ્રમાણે ખર્ચ આવે છે

વૉટરવર્ક્સ કરવા માટે પ્રથમ તો ગામની બહાર અનુકૂળ સ્થળે કૂવો પસંદ કરવામાં આવે છે, અથવા નવો બનાવવામા આવે છે કૂવામા પાણીનો પુરવઠો જોઇતા પ્રમાણમા રહે તે માટે સામાન્ય રીતે કૂવાને તળિયે બોરિંગ કરવામાં આવે છે બોરિંગ એટલે ખૂબ ઊડાણમાથી વહેતુ પાણી મેળવવા કૂવાને તળિયેથી પાઈપો ઉતારી કરેલો શારડો આ પાણી પીવાલાયક છે કે નહિ તેની વૈજ્ઞાનિક તપાસ સરકારી આરોગ્યખાતું કરી આપે છે+ તે પછી એ પાણી ખેંચવા માટે કૂવામા એન્જિન પંપ મૂકવામા આવે છે પંપ વડે બહાર નીકળતુ પાણી ભરી રાખવા માટે જમીનથી જરૂરની ઊંચાઈએ લોખંડની અથવા સિમેન્ટની મોટી ટાંકી બાધવામા આવે છે. તેમા આખા ગામને જોઈતુ પાણી માઈ શકે એવી સગવડ હોય છે આ ટાંકીને બીજા નાના નળ જોડી આખા ગામમા જાહેર સ્થળોએ તેમજ લોકોના ઘરોમા તેમની સગવડ પ્રમાણે પાણી આપવાની વ્યવસ્થા કરવામા આવે છે આ રીતે પાણીનો વપરાશ વધી જવાથી ગામમા ગંદકી અને રોગચાળો થતો અટકે તે માટે વૉટરવર્ક્સ સાથે જ ભૂગર્ભ-ગટરો કરવાની પ્રથા હોય છે આ રીતે તૈયાર થયેલા વૉટરવર્ક્સનો વહીવટ સામાન્ય રીતે ગ્રામ પંચાયત કે મ્યુનિસિપાલિટી કરે છે કેટલેક સ્થળે ખાનગી માલિકીના વૉટરવર્ક્સ પણ છે

+ તે ઉપરાત આણંદના કૃષિગોવિદ્યાભવનમા પણ આ તપાસ કરી આપવામા આવે છે એ સંસ્થા તરફથી મળેલી આ વિષેની જાણવા જેવી માહિતી આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપી છે

ખંભાત, તારાપુર, નાર, સુણાવ, સોજિત્રા, ધર્મજ, કરમસદ, ભાદરણ, ઉત્તરસંડા, નડિયાદ, કપડવણજ, મહેમદાવાદ, ખેડા, ઓડ, સારસા, ખંભોળજ, ચિખોદરા, સાકરોલ વગેરે આ જિલ્લાના જાણીતા ગામોમા ઉપરના પ્રકારના વૉટરવર્ક્સ સ્થપાયા છે ભૂગર્ભ ગટર માત્ર કપડવંજમા જ છે અને નડિયાદમા ભૂગર્ભ ગટરોની લાઈનો નખાઈ રહી છે ૧૯૫૪મા એ કામ પૂરુ થશે એમ મનાય છે નીચેના ગામોએ વૉટરવર્ક્સ કરવા બાબત સરકાર સાથે પત્રવ્યવહાર ચાલે છે —

| તાલુકા | ગામ |
|---|---|
| આણંદ | આમરખા, કરમસદ, બોરિયાવી, ચીખોદરા, વહેરા, વાસદ, બેડવા |
| નડિયાદ | નરસંડા, મંજીપુરા, મહુધા |
| બોરસદ | બામણગામ, આકલાવ, દાવોલ, પીપળાવ, વાસણા, રાસ, ડભાસી, ગંભીરા |
| ઠાસરા | ઠાસરા |
| પેટલાદ | પાળજ, મહેળાવ, |
| મહેમદાવાદ | સિંહુજ |

નડિયાદનુ વૉટરવર્ક્સ ખુલ્લુ મૂકતા સરકારી અધિકારીએ કહ્યુ હતુ કે આખા મુંબઈ રાજ્યમા સૌથી વધારે વૉટરવર્ક્સવાળો આ જિલ્લો છે.

વૉટરવર્ક્સની પ્રવૃત્તિનો ગામેગામ ફેલાવો થાય તે માટે ગામ લોકોને જરૂરી સલાહ-મદદ આપવાની યોજના વલ્લભવિદ્યાનગરમા સ્થપાયેલા ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળે કરેલી છે જે ગામને વૉટરવર્ક્સ કરવુ હોય તે ગામમાથી કોઈ વ્યક્તિ, પંચાયત કે મ્યુનિસિપાલિટી તરફથી જો આ મંડળને પત્ર લખવામા આવે તો તેના ઇજનેરો તે ગામનો 'સર્વે' કરી નકશા અને અંદાજ તૈયાર કરી આપે છે આ માટે અંદાજી ખર્ચનો સવા ટકો મહેનતાણા તરીકે લેવામા આવે છે. સરકારે અંદાજ મંજૂર કર્યા પછી જો તે પ્રમાણે બાંધકામ કરવાનું એ જ મંડળને સોંપવામા આવે તો તે કામ પણ મંડળ તરફથી કરાવી આપવામા આવે છે તે બદલ અંદાજના પાચ ટકા મહેનતાણા તરીકે લેવામા આવે છે આ કામમા વપરાતા નળ તથા બીજી ચીજો બનાવવાનુ કારખાનુ પણ મંડળ ચલાવે છે તેમા બનેલી ચીજો જરૂર પડે સસ્તે દરે મંડળ તરફથી પૂરી પાડવામા આવે છે.

**કૂવાનું મહત્વ : ઇજનેરી માહિતી :** વૉટરવર્ક્સ અને બોરિંગની પ્રવૃત્તિનો પ્રચાર વધી રહ્યો છે, અને જિલ્લાના મોટા ભાગને નહેરોનો લાભ મળવાની શકયતા છે. તો પણ નિષ્ણાતો માને છે કે કૂવાનું મહત્ત્વ ઘટવાનું નથી. ચરોતરની ભૂમિ રસાળ હોઈ તેના પર ગમે તેટલું પાણી પડે તો પણ એ ભૂમિ એ પાણી જીરવી શકે એમ છે. વળી નહેરો થયા પછી તેનું પાણી દરેક ખેતરને બારે માસ મળવાનું નથી. એ તો વારાફરતી જ મળ્યા કરશે. એટલે નહેરનું પાણી જે ઋતુમાં નહિ મળતું હોય તે ઋતુમાં ખેડુતો ખેતી માટે કૂવાનું પાણી જ લેશે, અને આખું વર્ષ દરેક ઇલાજે ખેતીની આબાદી ચાલુ રાખશે. અત્યારે કૂવામાં પાણી ઘટી ગયાની જે બૂમો પડે છે અને તેને લીધે એકએક કૂવામાં જે ઘણાં બોરિંગ કરાવવાં પડે છે તેને બદલે નહેરો થયા પછી કૂવાઓમાં પાણીના પુરવઠાની સ્થિતિ સુધરશે અને પાણી ખૂટશે નહિ, એમ પણ નિષ્ણાતો માને છે. આ કારણે કૂવા વિષેની ઇજનેરી માહિતી સામાન્ય નાગરિકને ઉપયોગી હોઈ તે નીચે આપી છે.

**કૂવા માટે સ્થળની પસંદગી :** કૂવો કયાં ખોદવાથી જરૂરી પાણી મળી રહે એ નક્કી કરવા માટે કોઈ વૈજ્ઞાનિક રીત હજુ સુધી શોધાઈ નથી. ગામડાંઓમાં કોઈક ઠેકાણે પાણી-કળા (પાણી કળનાર-પારખનાર) મળી આવે છે. જમીનમાં કયાં, કેટલે, કેવું અને કેટલું પાણી મળશે તે આ લોકો પોતાની નૈસર્ગિક શક્તિથી બતાવવા પ્રયત્ન કરે છે. પરંતુ આ ઇલમ ઝાઝો સમય ટકતો નથી. આમ છતાં ચરોતરમાં મોટે ભાગે કોઈ પણ સ્થળે ઓછીવત્તી ઊંડાઈએ પાણી મળી રહે છે, એવો આજ સુધીનો લોકોનો અનુભવ છે, અને બોરિંગની સગવડથી ગમે તે સ્થળે કૂવો થઈ શકે છે. ચાલુ કૂવાઓની ઊંડાઈ ૨૦થી ૮૫ ફૂટની હોય છે. આ મર્યાદાઓ જુદે જુદે સ્થળે જુદી જુદી હોય છે. તેથી કોઈ પણ સ્થળે કૂવો ખોદવા માટે તે વિસ્તારના ભૂપૃષ્ઠનું જ્ઞાન મેળવી લેવું સલાહભર્યું ગણાય.

ગામ વચ્ચે આવેલા કૂવાઓનાં પાણી સામાન્ય રીતે ખેરવાદ કે ભાંભર હોય છે. તેનું કારણ એ મનાય છે કે ગામલોકોનું નહાવાધોવાનું તથા મળમૂત્રનું પાણી જમીનમાં ઊતરે છે અને તે કૂવાઓમાં ઝમે છે. આ કારણે પીવાના પાણીના કૂવામાં બોરિંગ કરાવવું સલાહભર્યું છે. બોરિંગની સગવડ ન થઈ શકે તેમ હોય તો પીવાના પાણીનો કૂવો ગામના ઉપવાણના ભાગમાં કરવો એ સલાહભર્યું છે આ જિલ્લાનો ઢાળ ખાસ કરીને ઉત્તરપૂર્વમાંથી દક્ષિણ-પશ્ચિમ તરફ જાય છે. તેથી સામાન્ય રીતે ગામની પશ્ચિમનો ભાગ પૂર્વ ભાગ કરતાં નીચો હોય છે. આ રીતે જોતાં, ગામના પૂર્વ કે ઉત્તર ભાગમાં પીવાના પાણી માટે કૂવા બાંધવો જોઈએ. એ હિસાબે આવેલા કૂવાનાં પાણી દક્ષિણ-પશ્ચિમના કૂવાઓનાં પાણીની સરખામણીમાં મીઠાં અને આરોગ્યપ્રદ હોય છે.

**કૂવાની પહોળાઈ :** કૂવો કેટલો પહોળો કરવો તેનો આધાર તેનો શો ઉપયોગ કરવાનો છે તે ઉપર રહે છે. અહીં આપણે પીવાના પાણી માટેના કૂવાનો વિચાર કરીએ છીએ. આવા કૂવા ૭થી ૨૦ ફૂટ વ્યાસના સામાન્ય રીતે હોય છે. જ્યાં વધારે માણસો એકી સાથે પાણી ખેંચવાનાં હોય ત્યાં કૂવો પહોળો જોઈએ. થોડા માણસો માટે સાંકડી કૂઈ ચાલે. પહોળા કૂવામાથી પાણીનો આવરો પણ વધારે નીકળે એ દેખીતુ છે.

**કૂવાનું ખોદકામ :** ચરોતર પ્રદેશમાં કૂવા ખોદતી વખતે કેટલીકવાર જમીનથી ૩૦-૩૨ ફૂટ નીચે રેતીનું પડ આવે છે. આ પડ કેટલેક સ્થળે ૧૨ થી ૧૫ ફૂટ સુધીનું ઊંડાઈમાં હોય છે. કોઈ કોઈ સ્થળે આ પડ નથી હોતું. જ્યાં એ નથી હોતું ત્યાં કૂવો સહેલાઇથી ખોદી શકાય છે. પણ જ્યાં આ પડ આવે છે ત્યાં કૂવો ખોદાવનારની મુશ્કેલીઓ વધી જાય છે. એક તો આ પડની રેતી અતિ બારીક હોય છે, અને બીજું રેતીની ઊંડાઈનો કોઈને ખ્યાલ નથી હોતો. આથી કૂવામાં જેમ જેમ ખોદતા જાય છે તેમ તેમ ચારે બાજુથી રેતી અંદર ધસે છે અને લાંબે સુધી ઊંડી બખોલો પડી જાય છે. કામ કરનારને આથી ગભરાટ છૂટે છે. નિષ્ણાતોની સલાહ છે કે ચરોતરની માટી ઘણી જ સખત હોવાથી આવું પડ આવે ત્યારે ગભરાવાની જરૂર નથી. આવું પડ ઘણે ભાગે બહુ ઊંડાણ સુધી હોતું નથી. એટલે ઊંડી બખોલો થાય છતાં કામ ચાલુ રાખવાનો વાંધો નથી. નીચેનું સખત માટીનું પડ દેખાય ત્યાં સુધી આ રેતી કાઢ્યે રાખવી, અને પછીથી સખત માટીના પડ ઉપર અંદરગાળે ચણતર કરીને પોલાણનો ભાગ પૂરી દેવો, જેથી આગળ જતાં કૂવાનું ચણતર કરતી વખતે એ ચણતર ઉપર આ રેતીનું દબાણ થાય નહિ, અગર તો પાણી ઊતરીને માટી ભીની થવાથી કૂવા ઉપર તેનું દબાણ થાય નહિ.

આ પ્રમાણે બે કઠણ પડ વચ્ચેના પોલાણમાં ચણતર કર્યા પછી જ કૂવાનું ખોદકામ આગળ ચલાવવું. એમ કરતાં

લગભગ ૬૦ ફૂટ ઊંડાઈએ મરડવળું આવે છે. તે લગભગ પાંચ ફૂટ જાડું હોય છે. એની નીચે રેતીનું પડ હોય છે. તેમાં પાણીનો પુરવઠો હોય છે. આમ ચરોતર પ્રદેશમાં સામાન્ય રીતે આશરે ૬૫ ફૂટ ઊંડાઈએ પાણી લાગે છે. જ્યાં જુદાજુદા તાલુકાઓમાં આ ઊંડાઈનું માપ ઓછુંવત્તું હોય છે. હવે પછીના પ્રકરણમાં આપેલું કૂવાઓની વિગતનું પત્રક જોવાથી આ તફાવતનો ખ્યાલ આવશે.

**કૂવાનું ચણતર :** પાણી પહેલી વાર ઝમતું દેખાય એટલે વધુ ઊંડું ખોદવું જોખમકારક મનાય છે. તેથી પાણી આવે કે તરત જ ખોદવાનું બંધ કરી લાકડાનું 'ચક્ર' કૂવામાં ઉતારવામાં આવે છે. આ ચક્ર ઉપર ૧૫ થી ૨૦ ફૂટ ઊંચી ઈંટોની કૂંડી ચણવામાં આવે છે. આ પછી ચક્ર નીચે સાવચેતીથી ખોદતા જઈ, ચક્ર સહિત કૂંડીને ધીમે ધીમે નીચે ઉતારવામાં આવે છે. આ કામ ખાસ કારીગરો જ કરી શકે છે. કાળજી રાખવામાં ન આવે તો કૂંડી વાંકી બેસવાનો અને ફાટી જવાનો સંભવ છે. આ રીતે કૂંડી નીચે ઊતરી રહ્યા પછી એની ઉપર અગર આસપાસ સંજોગો પ્રમાણે કૂવાના મથાળા સુધી ભીંત ચણી લેવામાં આવે છે. આ ભીંત એ જ કૂવો. એની પાછળ જે પોલાણ રહે તે માટીથી પૂરી દેવાય છે. પછી એ કૂવાને એકએ વર્ષ ઠરવા દઈ તે ઉપર થાળું બાંધવામાં આવે છે. આ થાળું જમાનથી પાંચેક ફૂટ ઊંચું હોય છે. કૂવાને તળિયે લાકડાના ચક્રને બદલે 'રી-ઈનફોર્સ્ડ સિમેન્ટ કોંક્રીટ'નું ચક્ર પણ બનાવી શકાય છે.

કૂવાના મથાળાની આજુબાજુ ગોળાકાર થાળું બાંધવાથી પાણી ભરવા માટે વધુમાં વધુ માણસોને સગવડ મળી શકે છે. આ થાળા ઉપર નહાવાધોવાથી ગંદુ પાણી કૂવામાં જાય છે અને તેમાંના પાણીને બગાડે છે, તેથી કૂવાને કાંઠે નહાવા-ધોવાની મનાઈ કરવી જોઈએ. એ માટે કૂવાથી સહેજ દૂર સગવડ કરી આપવી જોઈએ.

કેટલીક જગાએ કૂવામાં પાણી ઘટી જાય તેના ઉપાય તરીકે અંદર ઓળ કૂંડીઓ નાખવામાં આવે છે. આવા કૂવામાંથી પાણી ખેંચનાં ઘડો કે એવું વાસણ ઓળ કૂંડી ઉપર અથડાય નહિ તે માટે કૂવાનું મથાળું કૂવાની અંદર ઝૂલતું બનાવવું પડે છે.

કૂવામાંથી પાણી ખેંચવા માટે મથાળે ગરગડીઓ મૂકવાથી પાણી ખેંચવામાં ઓછી મહેનત પડે છે ગરગડીઓ કૂવાની અંદર ઝૂલતી મૂકવામાં આવે તો તેથી પાણી ખેંચનારને બહાર ઊભા રહેવા માટે વધુ જગા મળી શકે છે. આવી ગરગડીઓ કૂવાની ચારે બાજુ મૂકવામાં આવે તો ઘણાં માણસો એકી સાથે એ સગવડનો લાભ લઈ શકે. આવી ગરગડીઓવાળા કૂવા આ જિલ્લામાં ઘણે સ્થળે જોવા મળે છે.

કૂવાઓ ખુલ્લા હોવાથી પાણી ખેંચનાર કૂવાની અંદર ઊથલી પડવાનો સંભવ રહે છે. આમ બનતું અટકાવવા માટે ગામઈ કૂવાઓ ઉપર જાળીઓ નાખી દેવી એ સલામતીભર્યું છે. કેટલાંક ગામોમાં કૂવાઓને આવી જાળીઓ નાખેલી છે.

**સિમેન્ટની કૂંડીઓ :** કૂવામાં કૂંડી ઉતારવાનું કામ જોખમભરેલું છે. તેના ઉપાય તરીકે ચરોતર ગ્રામોદ્ધાર મંડળ સિમેન્ટ કોંક્રિટની એક ફૂટ ઊંચી અને ત્રણથી આઠ ફૂટ વ્યાસની 'રિંગો' તૈયાર કરે છે. એમાં લોઢાના સળિયા નાખવામાં આવે છે. તેથી ઈંટોની કૂંડીની માફક ફાટ પડતી નથી. આ રિંગો કૂવાને તળિયે સિમેન્ટ કોંક્રિટના ચક્ર ઉપર એક ઉપર એક ગોઠવી, તેનાં દાંતા સિમેન્ટથી ચોંટાડી, જેટલી ઊંચાઈની કૂંડી જોઈએ તેટલી ઊંચાઈની સહેલાઇથી બનાવી શકાય છે. એના ઉપર વજન મૂક્યા પછીથી નીચે ખોદકામ શરૂ થઈ શકે છે. જેમ જેમ ખોદકામ વધતું જાય છે તેમ તેમ કૂંડી નીચે ઊતરતી જાય છે. ખોદકામ એક સરખું થવું જોઈએ, જેથી કૂંડી વાંકી બેસે નહિ. છતાં કદાચ કૂંડી વાંકી રહે તો સામી બાજુએ ખોદવાથી તે સીધી કરી શકાય છે. આ રીતે ઘણે થોડે ખર્ચે અને નિષ્ણાતની મદદ વગર કૂંડી ઉતારી શકાય છે. કૂંડી પૂરેપૂરી ઊતર્યા પછીથી ઉપર ઠેઠ જમીનના મથાળા સુધી રિંગો ગોઠવીને કૂવો પૂરો કરી શકાય છે. મોટા માપનો કૂવો કરવો હોય તો મોટી રિંગો આખી અથવા ટુકડાના રૂપમાં પણ બનાવી શકાય છે. આ જાતની રિંગોનો પ્રચાર વધતો જાય છે, કારણ કે રેતીની અંદર તો આ કૂંડી ઉતારવી બહુ સહેલું થઈ પડે છે.

**કંડિયા કૂવા :** જૂના વખતમાં જ્યાં પાણીનાં તળ બહુ ઊતળાં (છીછરાં) હતાં ત્યાં ઓછે ખર્ચે કૂવો કરવા [illegible] કાળી માટી અને ગધેડાની લાદનું મિશ્રણ કરીને [illegible] પેઠે ગોલી (પગ વડે ખૂંદી) તે વડે કૂંડ બનાવવામાં [illegible] આ કૂંડને ઈંટોની પેઠે પકવી લેતા. કૂવાને [illegible] રાખવો હોય તે હિસાબે આ કૂંડની [illegible] આવતી. પછી તેના એકથી બાકી ફૂટ [illegible]

કરતા. એની જાડાઈ તથા ઊંચાઈ લગભગ ચારેક ઇંચ રહેતી અને છાપરાનાં પતરાંને જેમ ગેડો–ગડીઓ વાળેલી હોય છે તેવી આ કુંડને પણ ગેડો પાડવામાં આવતી, જેથી કરીને તે આસપાસની માટીનો ધક્કો ઝીલી શકે. કૂવાની અંદર આવા કુંડની બે દિવાલો બનાવી, તેમની વચ્ચે માટી ભરવામાં આવતી. કૂવો જેમ ખોદાતો જાય તેમ જમીનને માથેથી કુંડ ગોઠવવાની શરૂઆત થતી અને ધીમે ધીમે તેને નીચે ઉતારતા. પાણી આવ્યા પછી માણસ કુંડ ગોઠવી શકે ત્યાં સુધી કુંડ ગોઠવવાનું કામ થતુ. આ કૂવાને 'કંડિયો કૂવો' કહેતા. જ્યાં પાણીનો આવરો બહુ હોય ત્યાં જ આવા કૂવા થઈ શકતા, કારણ કે એમા પાણી ખૂટે ત્યારે કુંડી ઉતારવાની સગવડ તે વખતમાં નહોતી, અગર પાણીની અંદર પણ બહુ ઊંડે ઉતરી શકાય એમ નહોતું. કૂવો કરતી વખતે પાણીના ચુવા આવ્યા પછી કોસ ચાલુ રહેતા અને કોસથી કમરપુર પાણીથી વધારે પાણી જો ન ખેંચી શકાય તો તેટલી ઊંડાઈએ કૂવાનું કામ બંધ કરવામાં આવતું. આવા કંડિયા કૂવા માતર તાલુકામાં આવેલા રતનપુર લિફ્ટ ઇરિગેશન વિસ્તારમાં શેઢી નદીને કિનારે જોવા મળે છે. આ કૂવાને તળિયે છેક નદી સુધી નળ નાખી તેમાં નદીનું પાણી લેવાની સગવડ હતી, તેથી તેને 'નળીયા કૂવા' પણ કહે છે.

**બોરિંગ :** સામાન્ય રીતે જમીનના તળમાં પાણીવાળાં થરો એક કરતાં વધારે હોય છે. એટલે જો કૂવામાં પાણીનો આવરો પૂરતો ન હોય તો કૂવાને તળિયેથી ઊંડાણમાં આવેલા પાણીના થર સુધી ખોદાણ કરી વધુ પાણી મેળવવામાં આવે છે. આ રીતે ઊંડાણમાં આવેલા બીજા થરમાંથી પાણી લેવાય ત્યારે 'પાતળ ફોડયું' એમ કહેવાય છે. આ માટે યાંત્રિક સાધનોથી ખોદકામ કરવાની પદ્ધતિને 'બોરિંગ' કહે છે. આ પદ્ધતિ વીસમી સદીમાં પ્રચારમાં આવી છે. આને માટે જમીનના નીચલા થરોની ઊંડાઈઓ વિષે પદ્ધતિસર તપાસ થયેલી નથી. પરંતુ સાધારણ રીતે ચરોતરમાં સો–સવાસો ફૂટ નીચે પાણી મળી આવે છે. એટલે કે કૂવાનું તળિયું ૬૦ ફૂટ ઊંડુ હોય તો તેથી નીચે ૪૦થી ૬૫ ફૂટ ઊંડે પાણીનું બીજું તળ મળે. એથી નીચે બીજા થર દોઢસો, બસો, ત્રણસો, અને સાડાત્રણસો ફૂટ ઊંડાઈએ મળેલા છે. આ બધા થર એકસરખા હોતા નથી. બોરિંગ કરેલા થર ઉપર તેમાં રહેલા પાણીનું સતત દબાણ થતું હોવાથી એ પાણી કૂવાના પાણીની સપાટી સુધી ઘણે ભાગે આવે છે.

**બોરિંગની ક્રિયા :** બોરિંગ એટલે કાણું પાડવાની ક્રિયા. બાંધકામની ભાષામાં એને 'શારડો કરવો' એમ કહે છે. આ માટે જુદી જુદી જાતનાં હાથથી ચાલતાં તેમજ યંત્રોથી ચાલતાં સાધનો વપરાય છે. સો ફૂટની અંદર જ જો પાણીવળું મળી જતું હોય, તેમજ પાણીવળાં સુધીનાં જમીનનાં વળાં પોચાં હોય, તો હાથથી ચાલતાં બોરિંગનાં સાધનો સહેલાઈથી વાપરી શકાય છે. આ સાધનોમાં કેટલાંક સાધનો શારડીની જાતનાં કાણું પાડવાનાં, કેટલાંક કોદાળી જેવાં ખોદવા માટેનાં, અને કેટલાંક રેતી કાઢવા માટેનાં હોય છે.

જેમ જેમ બોરિંગ થતું જાય તેમ તેમ ખાડામાં ચારથી છ ઇંચ વ્યાસનો લોખંડનો નળ (પાઈપ) ઓળંબે (બરાબર ઊભો) ઉતારતા જવાનું હોય છે. એ નળને છેડે 'શૂ–કટર' નામનું તીક્ષ્ણ ધારવાળું સાધન બેસાડેલું હોય છે. જ્યારે નળ ઉપરથી ફેરવાય ત્યારે એ સાધન પોતે જમીનને કોરતું જાય છે. આ ક્રિયા દરમ્યાન 'બોર'માં (કાણામાં) પાણી ભરી રાખવામાં આવે છે, જેથી ખોદવાનું કામ સહેલું બને છે. કોઈ વખત રેતીવળું આવે ત્યારે બોરમાં ભરેલા પાણીનું દબાણ રેતીને ધસતી અટકાવે છે. સામાન્ય રીતે આખો દિવસ નળની અંદર ખોદવાનું કામ કરવામાં આવે છે. રાત્રી દરમિયાન નળને અદ્ધર બાંધી રાખવામાં આવે છે, જેથી તે પોતાના વજનથી નીચે ઊતરી ન જાય. બીજે દિવસે સવારે કામ ચાલુ કરતા પહેલાં બોરમાં પાણી આવ્યું છે કે નહિ તેની 'સેંડ–પંપ' ચલાવીને તપાસ કર્યા પછી નળ આગળ બેસાડવામાં આવે છે અને ખોદવાનું કામ આગળ ચલાવાય છે.

આ રીત વાપરવાના બે ફાયદા છે. પહેલો એ કે અંદર જે કાચું કાણું થાય તેની માટી પાણીથી પોચી થઈ જવાથી નળ ઉતારવાનું કામ સહેલું બને છે. બીજો ફાયદો એ છે કે એ વળામાં જો પાણીનો નબળો પ્રવાહ આવી ગયેલો હોય તો તેને ખુલ્લો થવાનો સમય મળે છે અને તેથી જો પાણી લાગ્યું હોય તો બીજે દિવસે સવારે તપાસ કરતાં તે જણાઈ આવે છે. આમ લાગેલા પાણીનું વળું દબાઈ જવાનો સંભવ રહેતો નથી.

**ટ્યુબવેલ :** કૂવાને તળિયેથી યાંત્રિક શારડા વડે ખોદકામ કરી જે પાતાળ કૂવો કરવામાં આવે તેને બોરિંગ તરીકે ઓળખવામાં આવે છે. એ જ જાતનું ખોદકામ જમીનને મથાળેથી કરી, તેમાં ટ્યુબ એટલે નળી બેસાડવામાં આવે, તેવા કૂવાને 'ટ્યુબવેલ' (નળીનો કૂવો) કહેવામાં આવે છે. પીવાના પાણી માટે કરેલા ટ્યુબવેલમા સામાન્ય રીતે ચાર–

ટચી પાઈપનો ઉપયોગ કરવામા આવે છે આના ટ્યુબવેલ ઉપર હેન્ડ પપ મૂકી તેમાથી કલાકે ૪૦૦ થી ૫૦૦ ગેલન પાણી ખેચી શકાય છે ઘરગથ્થુ ઉપયોગ માટે જ આવા ટ્યુબવેલ કામમા આવી શકે ગામની જરૂરિયાત આનાથી પૂરી પડી શકે નહિ ખેતી માટે અને વૉટરવર્કસ માટે મોટા ટ્યુબવેલ બનાવી શકાય છે તેની માહિતી આગળના પ્રકરણમા આપી છે

**વાવો :** કૂવામા ઊતરી હાથ વડે પાણી ભરી શકાય તે માટે પ્રાચીન સમયમા કૂવાને મવાળેથી તળિયા સુધી પગથિયા બનાવતા આવા પગથિયાંવાળા કૂવા ઉપર વિવિધ પ્રકારની કરામતવાળા સ્થાપત્ય રચાતા તેના બે પ્રકાર છે વાવ અને કુંડ વાવ ભૂગર્ભ મહેલ જેવી હોય છે તેમા કૂવાને તળિયેથી બે કે ત્રણ માળ બાધી મથાળે ઘુમટ રચેલો હોય છે એને લીધે અંદર ઠંડક રહે છે કુંડ ખુલ્લો હોય છે તેમા કૂવાની ચારે બાજુ પગથિયાવાળા ઓવારા બાધેલા હોય છે બ્રિટિશ ખેડા જિલ્લામા ૨૨૫ વાવો હતી, એમ ઈ સ ૧૮૭૭ના અગ્રેજી ગેઝેટિયરમા નોધાયુ હતુ કુંડ માત્ર બે જ સ્થળે હોવાનુ જાણવામા છે એક મોજિત્રામા અને બીજો કપડવણજમા આ જાતના કૂવા ઇતિહાસના અવશેષો રૂપે જોવા-સમજવા જેવા હોય છે પરંતુ હાલ એવા કૂવા બધાતા નથી

વાવનુ પાણી પીવાથી વાળાનો રોગ થતો હોવાથી, વાવનો ઉપયોગ નહિ જેવો જ થાય છે તેથી ઘણી વાવો પુરાઈ ગઈ છે અને ઘણી બિસ્માર હાલતમા છે કેટલીક વાવોનુ પાણી પીવાના કામમા વપરાતુ હોવાથી લોકોમા વાળાનો ઉપદ્રવ થતો, તેથી તમામ વાવોને કૂવાના રૂપમા ફેરવી નાખવાનુ સરકારે જિલ્લા લોકલ બોર્ડને જણાવેલુ છે આ નીતિ અનુસાર વાવમા ભડ ચણી લઈ તેની અંદર ઊતરવાની સગવડ બંધ કરી દેવામાં આવે છે અને કૂવામાથી પાણી ખેચવા માટે મથાળે ગરગડિયો મૂકવામા આવે છે. આ કામ માટે લોકલ બોર્ડે ઈ સ ૧૯૪૯-૫૦મા કરેલી તપાસને પરિણામે વાવો વિષે નીચેની માહિતી નોધાઈ છે બધી મળી જિલ્લામા ૭૬ વાવ છે તે વાવોને બંધ કરીને તેમને કૂવાના રૂપમા ફેરવવાનુ કામ ચાલે છે

### ખેડા જિલ્લામાં આવેલી વાવોની હકીકત

| તાલુકો | ગામો (વાવોની સંખ્યા) |
|---|---|
| ખંભાત | તારાપુર (૧), મેનપુરા (૧), ખંભાત (૪), કુલ ૬ વાવ |
| બોરસદ | બોરસદ (૧), નીસરાયા (૧), ઓચાઅણ (૧), નાપાતળપદ (૧), કુલ ૪ વાવ |
| આણંદ | ભાલેજ (૧), ખેરડા (૧), વડોદ (૧), સારસા (૧), ઓડ (૧), વણસોલ (૧), ઉમરેઠ (૧), પણસોરા (૧), કુલ ૮ વાવ |
| પેટલાદ | પેટલાદ (૧), મોજિત્રા (૧) સીનસાઈ (૧), પરોળી (૧), કુલ ૩ વાવ |
| નડિયાદ | નડિયાદ (૨), મહુધા (૨), વડથલ (૧), ઘોઘાનાડા (૧), પીપલગ (૧), મિત્રાલ (૧), ફતેપુર (૧), પીજ (૧), વસો (૧), કુલ ૧૧ વાવ |
| માતર | માતર (૧), ત્રાજ (૧), વાનરી (૧), ખાધલી (૧), શીહોલડી (૧), મહેળજ (૧), કુલ ૬ વાવ |
| મહેમદાવાદ | ખભાલી (૧), મોદજ (૧), વરસોળા (૧), મહેમદાવાદ (૧), કુલ ૪ વાવ. |
| કપડવણજ | ભૂતિયા (૧), અનરા (૧), ચીખલોડ (૧), આતરસુબા (૧), કોઅમ (૧), વાવનુ મુવાડુ (૧), ભાઈની ફૂઈ (૧), નીરમાળી (૧), કુલ ૮ વાવ, |
| ઠાસરા | બનાદા (૧), પડાળ (૧), ચેતરસુબા (૧), કોસાડી-વાવરોલી તાબે (૧), ખડગોધરા (૧), કુલ ૫ વાવ |
| વાડાશિનોર | વાડાશિનોર (૧), રાજપુર (૧), લીમડી (૧), રૈયોલી (૧), પાંડવા (૧), સરોડા (૧), સાલેયા (૧), કોયડમ (૧), ભાણજીની વાવ (૧), ભરોડી (૧), વરધરા (૧), લીબરવાડી (૧), ભાટપુર (૧), બોડેલી (૧), વીરપુર (૧), કુલ ૨૦ વાવ |

**આધાર:**—૧ સરકારી આસિસ્ટટ એગ્રીકલ્ચરલ એન્જિનિયર શ્રી નટવરલાલ ચતુરદાસ શાહ, બી એસસી (એજી), એ એમ આઈ ઇ, એ એમ આઇ બી એ ઇ (લંડન) એમણે ખાસ લખી આપેલો લેખ ૨ શ્રી ભાઈલાલભાઇ દ્વાભાઈ પટેલે આપેલી માહિતી ૩ ખેડા જિલ્લા લોકલ બોર્ડ અને ખેડા જિલ્લા વિકાસ મંડળ તરફથી મળેલી માહિતી

# ૮

## પરિશિષ્ટ

## પીવાના પાણીની વૈજ્ઞાનિક તપાસ વિષે માહિતી

પાણી પીવા લાયક છે કે નહિ તે તેની બે દ્રષ્ટિએ તપાસ કરવાની હોય છે. રાસાયણિક પરીક્ષા અને જંતુપરીક્ષા. આ બને પરીક્ષા કર્યા બાદ અમેરિકન વૈજ્ઞાનિકોએ નક્કી કરેલાં નીચે આપેલાં ધોરણો પ્રમાણે પાણી હોય તો તે પીવા લાયક છે એમ કહી શકાય પણ આવા ધોરણોવાળા કૂવાનાં પાણી આ જિલ્લામાં ભાગ્યે જ હોય છે. ખાસ કરીને કુલ ક્ષારો આ પ્રદેશના કૂવાઓમાં વિશેષ હોય છે. ક્ષારોનું પ્રમાણ જરા વધારે હોય તો પાણી પીવાને માટે લાયક નથી એમ કહી શકાય નહિ. આથી પાણી પીવા લાયક ઠરાવવા માટે રાસાયણિક ધોરણોમાં ફેરફાર કરવો પડે છે. સાધારણ રીતે કુલ ક્ષારો ૨૦૦ હોય ત્યાં સુધી આ જિલ્લાનું પાણી પીવાલાયક મનાય છે

### પીવાનાં પાણી માટે અમેરિકન રાસાયણિક ધોરણો

| રાસાયણિક તત્ત્વ કે લક્ષણ | પ્રમાણ |
|---|---|
| ૧ ડહોળાશ | નહિ હોવી જોઈએ |
| ૨ રંગ | રંગહીન |
| ૩ વાસ | વાસહીન |
| ૪ કુલ ક્ષારો | ૫૦–એક લાખ ભાગ પાણીમા |
| ૫ ક્લોરીન | ૧ ૫થી૧૦ એક લાખ ભાગ પાણીમાં |
| ૬ ઓકિસજન આહકતા | ૨ થી ૫ |
| ૭ નાઈટ્રોજન એમોનિયાના રૂપમાં | ૦·૦૨ થી ૩ |
| ૮ નાઇટ્રોજન આલ્બ્યુમિનોઈડ એમોનિયાના રૂપમાં | ૦·૧૫–૦·૨૦ |
| ૯ નાઈટ્રોજન નાઇટ્રાઈટના રૂપમાં | ૦.૦૦૫ |
| ૧૦ નાઇટ્રોજન નાઈટ્રેટના રૂપમાં | ૦·૫–૨·૦ |
| ૧૧ આલ્કલીનીટી | ૩૦·૦ એક લાખ ભાગ પાણીમાં |
| ૧૨ જંતુઓ | ૧૦૦–૫૦૦–એક સી. સી. માં |
| ૧૩ કોલોન બેસીલસ | નહિ હોવી જોઈએ. |

ઉપરની માહિતી આણંદના કૃષિગોવિદ્યાભવન તરફથી મળેલી છે. એ સંસ્થામાં પાણીની વૈજ્ઞાનિક તપાસ કરી આપવા માટે નીચેના નિયમો છે.

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ ફી : પીવાના પાણી માટે | ૨૫—૦—૦ |
| ખેતી ઉપયોગી પાણી માટે | ૫—૦—૦ |
| ઔદ્યોગિક ઉપયોગના પાણી માટે | ૧૫—૦—૦ |

૨ **નમૂનો મોકલવા વિષે :** વૈજ્ઞાનિક તપાસ માટે પાણીનો નમૂનો ઓછામાં ઓછો એક શેર હોવો જોઈએ અને તેને તદ્દન ચોખા (રિપરિટના) બાટલામાં ભરીને ચોખ્ખા બુચથી બંધ કરેલો હોવો જોઈએ.

પાણી જો ખેતીના ઉપયોગમાં લેવાનું હોય તો જે જમીનમાં તેનો ઉપયોગ કરવાનો હોય તે જમીનનો પ્રકાર તેમજ તેમાં ઉગાડવામાં આવનાર પાક વગેરે માહિતી લખી જણાવવી.

જે સ્થળેથી નમૂનો મોકલવામાં આવ્યો હોય તે સ્થળનું નામ, મોકલનારનું પૂરેપૂરું નામ-સરનામું અને કયા હેતુ માટે વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાનું છે તે સર્વ હકીકત સ્પષ્ટ રીતે લખી જણાવવી.

ઉપરની માહિતી તથા ફીની રકમ નમૂના સાથે જ મોકલવી.

૩ **પરિણામ :** વૈજ્ઞાનિક તપાસનું પરિણામ, અભિપ્રાય સહિત, નમૂનો મોકલનારને સરનામે ટપાલથી લખી જણાવવામાં આવશે.

૪ **પત્રવ્યવહારનું સરનામું :** સંચાલક, કૃષિગોવિદ્યાભવન, આણંદ

**આધાર :** કૃષિગોવિદ્યાભવન આણંદના સંચાલક ડૉ. સી. સી. શાહ તરફથી મળેલી માહિતી.

★

# ૯
# સિંચાઈના કૂવા

**કૂવાઓની સંખ્યા :** ખેતીની સિંચાઈ માટે વપરાતા કૂવાઓની ઈ. સ. ૧૯૫૧–૫૨ના વર્ષની તાલુકાવાર વિગતો નીચેના કોઠામાં આપી છે. દરેક તાલુકામાં લેવાતા પાક તથા સિંચાતી જમીનની વિગત પણ તેમાં બતાવવા પ્રયત્ન કર્યો છે.

**ખેડા જિલ્લામાં આવેલા કૂવાઓની વિગત દર્શાવતું પત્રક (ઈ. સ. ૧૯૫૧–૫૨)**

| ક્રમાંક | તાલુકો | કૂવાની સંખ્યા | | કૂવાઓની સરેરાશ વિગતો | | | કૂવાના તળનો પ્રકાર | સરેરાશ પિયત થતી જમીનનું ક્ષેત્રફળ | સદર જમીનમાં થતા પાક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | | સિંચાઈ માટે વપરાતા | અવડ | કૂવાને મથાળેથી તળિયા સુધીની એકંદર ઊંડાઈ (ફૂટ) | સૂકી ઋતુમાં મથાળેથી કૂવાના પાણીનું નીચામાંનીચી સપાટીએ ઊંડાણ (ફૂટ) | વરસાદની ઋતુમાં કૂવાને મથાળેથી પાણીની સપાટીસુધીનું ઊંડાણ (ફૂટ) | | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧ | ખભાત | ૫૧૮ | ૮૫૦ | ૨૦ થી ૪૦ | ૨૦ થી ૩૦ | ૧૫ થી ૨૫ | રેતાળ અને કાદવવાળું | ૨૧૦૦૦ એકર | બાજરી, જુવાર, તમાકુ, ઘઉં વગેરે |
| ૨ | બોરસદ | ૬૨૬ | ૨૨૨૮ | ૮૦ | ૭૫ | ૭૦ | ખડકવાળું | ૯૩૯૦ એકર | તમાકુ, ઘઉં, બાજરી શાકભાજી, ડાંગર |
| ૩ | પેટલાદ | ૭૦૨ | ૩૨૮૫ | ૭૫ થી ૮૫ | ૭૦ થી ૮૦ | ૬૫ થી ૭૫ | રેતાળ અને કાદવવાળું | ૧૪૩૭૫ એકર | ઘઉં, બાજરી, શાકભાજી તમાકુ વગેરે |
| ૪ | આણંદ | ૨૧૮૭ | ૫૭૧ | ૮૫ થી ૯૦ | ૮૦ | ૭૫ | રેતાળ | ૪૨૨૯૫ એકર | તમાકુ, બાજરી, ઘઉં, શાકભાજી, કેળાં વગેરે |
| ૫ | નડિયાદ | ૧૯૪૫ | ૯૦૭ | ૩૫ થી ૪૦ | ૪૦ થી ૫૦ | ૨૦ થી ૨૫ | રેતી, કાદવ, અને ખડકવાળું | ૩૦૦૦૦ એકર | તમાકુ, ડાંગર, ઘઉં, જુવાર, શાકભાજી, કોદરા, વગેરે |
| ૬ | માતર | ૧૬૧૦ | ૭૧૩ | ૬૦ | ૫૦ થી ૫૫ | ૩૦ થી ૩૫ | રેતાળ, કાળી માટીવાળું | ૬૪૪૦ એકર | ઘઉં, બાજરી, ડાંગર, શાકભાજી, જુવાર વગેરે |
| ૭ | મહેમદાવાદ | ૨૪૧૫ | ૩૭૦ | ૫૮ | ૫૦ | ૬૨ | રેતાળ, કાદવવાળું | ૩૦૦૦ એકર | ઘઉં, જુવાર, શાકભાજી, ડાંગર વગેરે |
| ૮ | કપડવણજ | ૧૮૩૦ | ૭૦૩ | ૩૦ થી ૭૦ | ૨૦ થી ૪૦ | ૧૦ થી ૨૦ | રેતાળ | ૪૦૦૦ એકર | ઘઉં, તમાકુ, બાજરી, કેળાં, શાકભાજી અને ફળ |
| ૯ | ઠાસરા | ૮૩૭ | ૧૪૯ | ૪૫ | ૪૫ | ૨૫ થી ૩૦ | ખડકાળ | ૨૬૨૫ એકર | ઘઉં, શાકભાજી, બટાટા, તમાકુ વગેરે |
| ૧૦ | બાલાશિનોર | ૧૩૨૭ | ૨૪૫ | ૩૫ | ૩૫ | ૨૦ થી ૨૫ | રેતાળ અને કાદવવાળું | ૩૫૦ એકર | ઘઉં, શાકભાજી, તમાકુ વગેરે |

# ૮

## પરિશિષ્ટ

## પીવાના પાણીની વૈજ્ઞાનિક તપાસ વિષે માહિતી

પાણી પીવા લાયક છે કે નહિ તે તેની બે દૃષ્ટિએ તપાસ કરવાની હોય છે. રાસાયણિક પરીક્ષા અને જંતુપરીક્ષા. આ બને પરીક્ષા કર્યા બાદ અમેરિકન વૈજ્ઞાનિકોએ નક્કી કરેલાં નીચે આપેલાં ધોરણો પ્રમાણે પાણી હોય તો તે પીવા લાયક છે એમ કહી શકાય. પણ આવા ધોરણોવાળા કૂવાના પાણી આ જિલ્લામાં ભાગ્યે જ હોય છે. ખાસ કરીને કુલ ક્ષારો આ પ્રદેશના કૂવાઓમાં વિશેષ હોય છે. ક્ષારોનું પ્રમાણ જરા વધારે હોય તો પાણી પીવાને માટે લાયક નથી એમ કહી શકાય નહિ. આથી પાણી પીવા લાયક ઠરાવવા માટે રાસાયણિક ધોરણોમાં ફેરફાર કરવો પડે છે. સાધારણ રીતે કુલ ક્ષારો ૨૦૦ હોય ત્યાં સુધી આ જિલ્લાનુ પાણી પીવાલાયક મનાય છે

### પીવાનાં પાણી માટે અમેરિકન રાસાયણિક ધોરણો

| રાસાયણિક તત્ત્વ કે લક્ષણ | પ્રમાણ |
|---|---|
| ૧ ડહોળાશ | નહિ હોવી જોઈએ |
| ૨ રંગ | રંગહીન |
| ૩ વાસ | વાસહીન |
| ૪ કુલ ક્ષારો | ૫૦-એક લાખ ભાગ પાણીમા |
| ૫ ક્લોરીન | ૧ પથી૧૦ એક લાખ ભાગ પાણીમાં |
| ૬ ઓક્સિજન આકર્ષતા | ૨ થી ૫ |
| ૭ નાઈટ્રોજન એમોનિયાના રૂપમાં | ૦·૦૨ થી ૩ |
| ૮ નાઇટ્રોજન આલ્બ્યુમિનોઈડ એમોનિયાના રૂપમાં | ૦·૧૫-૦·૨૦ |
| ૯ નાઈટ્રોજન નાઇટ્રાઈટના રૂપમાં | ૦.૦૦૫ |
| ૧૦ નાઇટ્રોજન નાઈટ્રેટના રૂપમાં | ૦·૫-૨·૦ |
| ૧૧ આલ્કલીનીટી | ૩૦·૦ એક લાખ ભાગ પાણીમાં |
| ૧૨ જંતુઓ | ૧૦૦-૫૦૦-એક સી. સી. માં |
| ૧૩ કોલોન બેસીલસ | નહિ હોવી જોઈએ. |

ઉપરની માહિતી આણંદના કૃષિગોવિદ્યાભવન તરફથી મળેલી છે. એ સંસ્થામાં પાણીની વૈજ્ઞાનિક તપાસ કરી આપવા માટે નીચેના નિયમો છે.

| | રૂ. આ. પા. |
|---|---|
| ૧ ફી : પીવાના પાણી માટે | ૨૫—૦—૦ |
| ખેતી ઉપયોગી પાણી માટે | ૫—૦—૦ |
| ઔદ્યોગિક ઉપયોગના પાણી માટે | ૧૫—૦—૦ |

૨ નમૂનો મોકલવા વિષે : વૈજ્ઞાનિક તપાસ માટે પાણીનો નમૂનો ઓછામાં ઓછો એક શેર હોવો જોઈએ અને તેને તદ્દન ચોખા (સ્પિરિટના) બાટલામાં ભરીને ચોખ્ખા બુચથી બંધ કરેલો હોવો જોઈએ.

પાણી જો ખેતીના ઉપયોગમાં લેવાનું હોય તો જે જમીનમાં તેનો ઉપયોગ કરવાનો હોય તે જમીનનો પ્રકાર તેમજ તેમાં ઉગાડવામાં આવનાર પાક વગેરે માહિતી લખી જણાવવી.

જે સ્થળેથી નમૂનો મોકલવામાં આવ્યો હોય તે સ્થળનું નામ, મોકલનારનું પૂરેપૂરું નામ-સરનામું અને કયા હેતુ માટે વૈજ્ઞાનિક પૃથક્કરણ કરવાનું છે તે સર્વ હકીકત સ્પષ્ટ રીતે લખી જણાવવી.

ઉપરની માહિતી તથા ફીની રકમ નમૂના સાથે જ મોકલવી.

૩ પરિણામ : વૈજ્ઞાનિક તપાસનું પરિણામ, અભિપ્રાય સહિત, નમૂનો મોકલનારને સરનામે ટપાલથી લખી જણાવવામાં આવશે.

૪ પત્રવ્યવહારનું સરનામું : સંચાલક, કૃષિગોવિદ્યાભવન, આણંદ

આધાર : કૃષિગોવિદ્યાભવન આણંદના સંચાલક ડૉ. સી. સી. શાહ તરફથી મળેલી માહિતી.

★

# ૯
# સિંચાઈના કૂવા

**કૂવાઓની સંખ્યા :** ખેતીની સિંચાઈ માટે વપરાતા કૂવાઓની ઈ. સ. ૧૯૫૧–૫૨ના વર્ષની તાલુકાવાર વિગતો નીચેના કોઠામાં આપી છે. દરેક તાલુકામાં લેવાતા પાક તથા સિંચાતી જમીનની વિગત પણ તેમાં બતાવવા પ્રયત્ન કર્યો છે.

**ખેડા જિલ્લામાં આવેલા કૂવાઓની વિગત દર્શાવતું પત્રક (ઈ. સ. ૧૯૫૧–૫૨)**

| ક્રમાંક | તાલુકો | કૂવાની સંખ્યા: સિંચાઈ માટે વપરાતા | કૂવાની સંખ્યા: અવડ | કૂવાઓની સરેરાશ વિગતો: કૂવાને મથાળેથી તળિયા સુધીની એકંદર ઊંડાઈ (ફૂટ) | કૂવાઓની સરેરાશ વિગતો: સૂકી ઋતુમાં મથાળેથી કૂવાના પાણીનું નીચામાંનીચી સપાટીએ ઊંડાણ (ફૂટ) | કૂવાઓની સરેરાશ વિગતો: વરસાદની ઋતુમાં કૂવાને મથાળેથી પાણીની સપાટી સુધીનું ઊંડાણ (ફૂટ) | કૂવાના તળનો પ્રકાર | સરેરાશ પિયત થતી જમીનનું ક્ષેત્રફળ | સદર જમીનમાં થતા પાક |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧ | ખંભાત | ૫૧૮ | ૮૫૦ | ૨૦ થી ૪૦ | ૨૦ થી ૩૦ | ૧૫ થી ૨૫ | રેતાળ અને કાદવવાળું | ૨૧૦૦૦ એકર | બાજરી, જુવાર, તમાકુ, ઘઉં વગેરે |
| ૨ | બોરસદ | ૬૨૬ | ૨૨૨૮ | ૮૦ | ૭૫ | ૭૦ | ખડકવાળું | ૯૩૯૦ એકર | તમાકુ, ઘઉં, બાજરી શાકભાજી, ડાંગર |
| ૩ | પેટલાદ | ૭૦૨ | ૩૨૮૫ | ૭૫ થી ૮૫ | ૭૦ થી ૮૦ | ૬૫ થી ૭૫ | રેતાળ અને કાદવવાળું | ૧૪૩૭૫ એકર | ઘઉં, બાજરી, શાકભાજી તમાકુ વગેરે |
| ૪ | આણંદ | ૨૧૮૭ | ૫૭૧ | ૮૫ થી ૯૦ | ૮૦ | ૭૫ | રેતાળ | ૪૨૨૯૫ એકર | તમાકુ, બાજરી, ઘઉં, શાકભાજી, કેળાં વગેરે |
| ૫ | નડિયાદ | ૧૯૪૫ | ૯૦૭ | ૩૫ થી ૪૦ | ૪૦ થી ૫૦ | ૨૦ થી ૨૫ | રેતી, કાદવ, અને ખડકવાળું | ૩૦૦૦૦ એકર | તમાકુ, ડાંગર, ઘઉં, જુવાર, શાકભાજી, કોદરા, વગેરે |
| ૬ | માતર | ૧૬૧૦ | ૭૧૩ | ૬૦ | ૫૦ થી ૫૫ | ૩૦ થી ૩૫ | રેતાળ, કાળી માટીવાળું | ૬૪૪૦ એકર | ઘઉં, બાજરી, ડાંગર, શાકભાજી, જુવાર વગેરે |
| ૭ | મહેમદાવાદ | ૨૪૧૫ | ૩૭૦ | ૫૮ | ૫૦ | ૬૨ | રેતાળ, કાદવવાળું | ૩૦૦૦ એકર | ઘઉં, જુવાર, શાકભાજી, ડાંગર વગેરે |
| ૮ | કપડવણજ | ૧૮૩૦ | ૭૦૩ | ૩૦ થી ૭૦ | ૨૦ થી ૪૦ | ૧૦ થી ૨૦ | રેતાળ | ૪૦૦૦ એકર | ઘઉં, તમાકુ, બાજરી, કેળાં, શાકભાજી અને ફળ |
| ૯ | ઠાસરા | ૮૩૭ | ૧૪૯ | ૪૫ | ૪૫ | ૨૫ થી ૩૦ | ખડકાળ | ૨૬૨૫ એકર | ઘઉં, શાકભાજી, બટાટા, તમાકુ વગેરે |
| ૧૦ | વાડાસિનોર | ૧૩૨૭ | ૨૪૫ | ૩૫ | ૩૫ | ૨૦ થી ૨૫ | રેતાળ અને કાદવવાળું | ૩૫૦ એકર | ઘઉં, શાકભાજી, તમાકુ વગેરે |

કૂવાઓની સંખ્યા ઉપરથી જણાય છે કે વરસાદની અનિશ્ચિતતાને પહોંચી વળવા તેમજ રવીપાક (શિયાળુ પાક) લેવા માટે ખેડૂતોએ સારી સંખ્યામાં કૂવા બનાવેલા છે. કોઠો જોતાં જણાય છે કે અર્ધા સંખ્યાના કૂવા હવડ પડેલા છે. આનું મુખ્ય કારણ એ છે કે એન્જિન પંપો બેસાડી લોકોએ સિંચાઈ કરવા માંડી હોવાથી એક એન્જિન પંપથી લગભગ સો વીઘાં જેટલી જમીનને પાણી આપી શકાય છે, એટલે આવી એન્જિન પંપ હેઠળની જમીનમાં આવેલા બાકી રહેતા પંપ વિનાના કૂવાઓ નિરુપયોગી બને છે. બીજું, કૂવાઓમાં પાણી ઊંડાં ગયાં હોવાથી કોસ ખેંચીને સિંચાઈ કરવાનું કામ ખર્ચાળ અને મુશ્કેલ બન્યું છે. એને લીધે પણ કેટલાક કૂવાઓ હવડ પડ્યા છે.

**કોસ : બે પ્રકાર :** એન્જિન પંપોનો પ્રચાર થતા પહેલાં કૂવામાંથી કોસ વડે પાણી ખેંચી હાળિયા મારફતે ખેતરોમાં પાણી પહોંચાડવાની પ્રથા હતી. કોસ એટલે આશરે ત્રીસ ગેલન પાણી માય એવો ચામડાનો કોથળો. સામાન્ય રીતે તે બે પ્રકારના હોય છેઃ સૂંઢિયો કોસ અને રાશિયો કોસ. રાશિયા કોસને રામિયો કોસ પણ કહે છે. *

**સૂંઢિયો કોસ :** આ કોસ છીછરા એટલે લગભગ ૫૦ ફૂટ સુધીની ઊંડાઈના કૂવા માટે વાપરી શકાય છે. તેનું તળિયું સૂંઢ જેવું લાંબુ અને ખુલ્લા મોંવાળું હોય છે. રચના એવી હોય છે કે કોસ કૂવામાંથી ઉપર આવે ત્યારે આ સૂંઢનું મોં ઊંચું રહે છે, જેથી પાણી કૂવામાં પાછું પડતું નથી. પરંતુ કોસ થાળા ઉપર આવતાં આ સૂંઢ નીચી નમી જાય છે, અને તેમાંનું પાણી પોતાની મેળે થાળામાં ઠલવાઈ જાય છે. આને લીધે આ કોસને ઝીલવા તથા ઠાલવવા થાળા ઉપર માણસની જરૂર પડતી નથી. પાણી ઠલવાઈ રહેતા સુધી કોસ ખેંચનાર બળદ ઊભા રહે છે. પછી તે પાછે પગલે કૂવા તરફ ચાલે છે. બળદ જેમ જેમ પાછા હઠે છે તેમ તેમ કોસ પોતાના વજનથી જ પોતાની મેળે કૂવામાં ઊતરે છે, અને બળદને લીધે એની ગતિ કાબૂમાં રહે છે. પાછા હઠતાં હઠતાં બળદ થાળા સુધી પહોંચે એટલે કોસ કૂવામાં ઊતરી રહે છે અને તેમાં પાણી આપોઆપ ભરાય છે. પછી બળદને હાંકવામાં આવે છે, એટલે કોસ ઉપર આવે છે અને ઉપર જણાવ્યું તેમ થાળામાં આપોઆપ ઠલવાય છે.

**રાશિયો કે રામિયો કોસ :** ઊંડા કૂવા ઉપર આવી રીતે બળદને પાછા હઠાવવાનું કામ મુશ્કેલ હોય છે. તેથી એવા કૂવા માટે રાશિયો કે રામિયો કોસ વપરાય છે. એમાં લાંબી રાશ–જાડું દોરડું–વપરાય, માટે એને રાશિયો કોસ કહે છે. આ કોસ જ્યારે કૂવામાંથી થાળા ઉપર આવે છે ત્યારે તેને ઝીલવા થાળા ઉપર ઊભો રહેલો માણસ 'આવ્યો રે રામ!' એવા શબ્દથી બૂમ મારે છે. આ કારણે તે રામિયો કોસ પણ કહેવાય છે. થાળા ઉપરની બૂમ સાંભળી કોસ હાંકનાર વરત(દોરડું)માંથી લોડ (વરત અને ઝૂંસરાના દોરડાને સાંધવાની લાકડાની ખીલી) ખેંચી લે છે, જેથી વરત છૂટી થાય છે અને કૂવા ઉપર આવેલો પાણીનો ભરેલો કોસ થાળા ઉપર ઠાલવી શકાય છે. આ કોસને સૂંઢ હોતી નથી. તેથી કોસને ઝીલીને, થાળાની ધારે ગોઠવીને થાળામાં ઠાલવવાનો હોય છે. એમ કરતાં પાણી કૂવામાં ન પડી જાય તેની કાળજી રાખવાની હોય છે. આ કોસને બળદથી છૂટો પાડેલો હોવાથી તેને કૂવામાં ઉતારવાનું કામ થાળા ઉપર ઊભેલા માણસે જ કરવાનું હોય છે. કૂવામાં ઉતારતાં કોસની ગતિ ઘણી ઝડપથી વધતી જાય છે. તેને કાબૂમાં રાખવા માટે ઘણું બળ વાપરવું પડે છે. આ કારણે રામિયો કોસ સૂંઢિયા કોસ કરતાં થોડો નાનો હોય છે. વળી કૂવો જેમ ઊંડો તેમ આ કોસનું કદ નાનું થતું જાય છે એક કલાકે કોસની જે સંખ્યા ખેંચી શકાય તેમાં પણ ઊંડાઈના પ્રમાણમાં ઘટાડો થતો જાય છે. ખેતી માટે પાણીની જરૂરિયાત ઘણી હોય છે. દા. ત. એક વીઘું જમીનને એક વખત ૨॥ ઈંચ પાણી પાવામાં ૫૨૦૦૦ ગેલન પાણી જોઈએ છે. ૮૦ ફૂટ ઊંડા કૂવામાંથી એક કલાકે એક હજાર ગેલન પાણી કોસથી ભાગ્યે જ ખેંચી શકાય. આ ઉપરથી જણાશે કે ૬૦ ફૂટથી વધારે ઊંડા કૂવામાં કોસથી પાણી ખેંચી સિંચાઈ કરવી તે શક્ય તેમજ લાભદાયક નથી.

**એન્જિનપંપો :** આખા જિલ્લામાં હાલ આશરે ૨૦૦ કોસ ભાગ્યે જ ચાલતા હશે. કોસનો વપરાશ ઘટતો જાય છે અને તેનું સ્થાન યાંત્રિક સાધનો લઈ રહ્યાં છે. યાંત્રિક સાધનોમાં પંખાવાળા (સેંટ્રિફ્યુગલ) પંપ અને ઓઈલ એન્જિનોનો વપરાશ ઘણો વધ્યો છે. ખેડા જિલ્લામાં એન્જિન પંપની સંખ્યા ચારેક હજારની છે એમ મનાય છે.

જે કૂવા ઉપર પંપ મૂકવામાં આવે છે તેમાં ઘણે ભાગે બોરિંગ કરેલું હોય છે. તેને લીધે કૂવામાં પાણીનો પુરવઠો અખૂટ રહે છે. પાણી બહાર ખેંચવાનું કામ પંપ કરે છે

* પાણી ૪૦ ફૂટથી ઓછી ઊંડાઈએ હોય તો રેંટ વડે તે ખેંચી શકાય. આવા રેંટ દક્ષિણમાં જોવા મળે છે, પરંતુ ખેડામાં તે ભાગ્યે જ વપરાય છે.

અને પંપને ચલાવવાનું કામ એન્જિન કરે છે ખેડા જિલ્લામાં સામાન્ય રીતે ૧૦ થી ૩૦ હો પાવરનાં એન્જિનો મૂકાય છે આ એન્જિનો સામાન્ય રીતે એક સિલિંડરના આડા અને મધ્યમસર ગતિના ચાર ધક્કાના સિદ્ધાંત ઉપર ચાલતાં હોય છે કેટલાંક એન્જિન ઉપર પંપ ઉપરાંત લોટની ઘંટી અથવા ડાંગર ભરડવાનો સંચો પણ ગોઠવેલો હોય છે એન્જિન ઉપરથી પટા દ્વારા પંપ ચલાવવા માટે આવશ્યક પ્રતિધરા તેમજ ગરગડીઓની આયોજના કરવામાં આવેલી હોય છે

જે કૂવા ઉપર પંપ ગોઠવ્યો હોય તેની ઉપર જરૂરિયાત પ્રમાણે દસથી બાર ફૂટ ઊંચી એક ટાંકી કરવામાં આવે છે પંપનું પાણી પ્રથમ આ ટાંકીની અંદર નાખવામાં આવે છે અને ત્યાંથી નળ દ્વારા ખેતરોમાં પહોંચાડવામાં આવે છે આ નળ સિમેંટના હોય છે તે ટાંકીને તળિયેથી શરૂ થઈ ખેતરોમાં દૂર દૂર સુધી ભૂગર્ભમાં પથરાયેલા હોય છે આ રચનાથી ટાંકીમાંનું પાણી ઝડપથી વહી શકે છે અને નીચાણવાળી જમીનોમાં થઈને પણ તે ઊંચાણવાળી જમીનોમાં સરળતાથી જઈ શકે છે કાચા ખુરના ઢાળિયામાં પાણી સુકાઈ જવાથી, જમીનમાં ચુસાઈ જવાથી અને ઢાળિયા ફાટી જવાથી પાણીનો જે બગાડ થાય છે તે આ રચનાથી થતો નથી

મોટા ભાગના પંપોની જાવકનળી (ડિલિવરી પાઈપ) ત્રણથી ચાર ઈંચની હોય છે અને ચૂસણ-નળી (સકશન પાઈપ) ચારથી પાંચ ઈંચની હોય છે ત્રણ ઈંચની જાવકનળી અને ચાર ઇંચની ચૂસણનળીવાળા પંપને ત્રણ-ચાર (૩-૪)નો પંપ કહે છે ત્રણ-ચાર (૩-૪) ઈંચના પંપ કલાકે આશરે દશથી બાર હજાર ગેલન પાણી આપે છે અને ચાર-પાંચ ઈંચના પંપ કલાકે ૧૬ થી ૨૦ હજાર ગેલન પાણી આપે છે

**એન્જિનમાં પંપોમાં રોકાતી મૂડી:** કૂવો, બોરિંગ, પંપ, એન્જિન, ચબૂતર, ટાંકી, નળ, વગેરે મળી એક એન્જિન પંપ પાછળ, પંપની સાઈઝના પ્રમાણમાં ૧૫ હજારથી ૫૦ હજાર રૂપિયા સુધીનો ખર્ચ લાગે છે એક એન્જિનપંપ પાછળ સરેરાશ વીસથી પચીસ હજાર રૂપિયાની મૂડીનું રોકાણ ગણીએ તો ખેડા જિલ્લાના ચાર હજાર એન્જિનપંપો માટે એકંદરે આશરે દસ કરોડ રૂપિયાની મૂડીનું રોકાણ થએલું છે એમ સહેજે જણાઈ આવે આ મૂડીનું રોકાણ ધંધાદારી પદ્ધતિ ઉપર થએલું છે પંપના માલિકો ખેતીના કામે વેચાતું પાણી આપે છે આ જાતના એન્જિનપંપોનો વધુ પ્રચાર બીજા વિશ્વયુધ્ધના વખતમાં, એટલે ૧૯૪૨ પછીના ગાળામાં, થએલો છે સામાન્ય અનાજ, શાકભાજી, ઘાસ, અને ખાસ કરીને તમાકુના સારા ભાવો ખેડૂતના હાથમાં આવતા હોવાથી ખેડૂતો સિંચાઈનો પાણીનો વધુ ખર્ચ ઉપાડીને પણ તમાકુ તેમજ તેના જેવા બીજા નાણાંપાકો વધુ પ્રમાણમાં કરતા હતા ૧૯૫૨ની સાલથી તમાકુના ભાવોમાં મંદી આવી હોવાથી તમાકુના ખેડૂતને તેમજ એન્જિનપંપના માલિકને ઘણો સખત આર્થિક ફટકો પડેલો છે અને ૧૯૫૩ની સાલમાં તો ઘણા એન્જિન પંપો બંધ કરવા પડ્યા છે, કારણ ૧૯૫૨ની સાલના પાણીના પૈસા હજી વસૂલ થયા નથી ઘણા પંપ માલિકો એક બે લાખ રૂપિયાની ઉઘરાણી લઈને ફરે છે કેટલાક પંપ માલિકો તો પંપને માટે જોઈતા ક્રૂડ વગેરેના પૈસા ભરવા માટે ઉઘરાણી પતેલી ન હોવાથી પોતાની જમીનો પણ વેચી રહ્યા છે આ બધા ઉપરાંત અનાજના ભાવોની પણ સામાન્ય નરમાઈ હોવાથી પાણી ખેંચવાના ગેલન દીઠ ખર્ચમાં ક્યાં અને કેવી રીતે ઘટાડો થઈ શકે તેની ઉપર વિચાર કરવાનો સમય આવી લાગ્યો છે સિંચાઈ માટે વપરાતા પાણીના જથ્થામાં પણ જ્યાં જ્યાં કરકસર થઈ શકે ત્યાં ત્યાં તે કરવાની જરૂરિયાત ઊભી થઈ છે

**પંપોની પસંદગી:** પરંતુ હાલ તરત આપણે પાણી ખેંચવાના સામાન્ય ખર્ચનો જ વિચાર કરીશું પાણી ખેંચવાનું કામ પંપ કરતો હોવાથી પંપની પસંદગીમાં ખાસ કાળજી રાખવાની જરૂર છે પંપ ચલાવવા માટે જોઈતી શક્તિનો આધાર પંપની કાર્યક્ષમતા (એફીશિયન્સી) ઉપર તેમજ ખેંચાણની એકંદર ઊંડાઈ ઉપર રહે છે આથી જે સારી જાતના પંપ વાપરે તેને તેમજ છીછરા કૂવાવાળાઓને પાણી ખેંચવાનો ખર્ચ ઓછો આવે એ સ્વાભાવિક છે પંપો એન્જિનથી ચાલતા હોવાથી જે એન્જિનમાં બાળવાનાં તેમજ ઊંજવાનાં તેલ હલકી જાતનાં સસ્તાં વાપરી શકાય તે એન્જિન એકંદરે વધુ સસ્તું પડે, એ દેખીતું છે આ દૃષ્ટિએ એન્જિનની પસંદગીમાં પણ ધ્યાન રાખવાની જરૂર છે એન્જિન ખરીદતી વખતે જે એન્જિનમાં ઓછામાં ઓછી ભાંગતૂટ થતી હોય તેવી જાતના, તેમજ જેના સ્પેર પાર્ટસ જરૂર વખતે તાત્કાલિક મળી શકે તેવી જાતના એન્જિન ખરીદવા હિતાવહ છે

**સિંચાઈનું ખર્ચ.** કોસ અને એન્જિનથી પાણી ખેંચવાના ખર્ચની સરખામણી થઈ શકે એમ નથી ઊંડા કૂવા ઉપર કોસ ચલાવવાનું ખર્ચ એન્જિન પંપ કરતાં વધારે આવે એ

દેખીતુ છે રામિયા કોસ ઉપર રોજના બે માણસ જોઈએ એ આપણે ઉપર જોઈ ગયા છીએ ૭૦ ફૂટનો ઊંડો કૂવો હોય તો રોજનુ વધુમાં વધુ આઠ હજાર ગેલન પાણી કોસથી ખેચી શકાય આ હિસાબે ઉનાળામાં એક વીઘાથી વધુ જમીનની સિંચાઈ કોસથી થઈ શકે નહિ આ એક વીઘા જમીનને પાણી પાવા માટે સાત દિવસ કોસ ચલાવવો પડે આ સાત દિવસ માટે એક મજૂર પાણી પાવા માટે અને એક મજૂર થાળા ઉપર જોઈએ બળદ અને બળદનો હાંકેડુ એ ખેડૂતના પોતાના ઘરના છે એમ માની લઈએ તો પણ સાત દિવસની બે માણસની મજૂરી રોજના એક માણસના રૂપિયા દોઢ પ્રમાણે ૨૧ રૂપિયા થઈ કોસનુ, ચાકળાનુ તથા વરતનુ ઘસારાખર્ચ તથા બળદોને જે વધારામા દાણખાણ આપવા પડે તે બધુ જુદુ અને મુકા બલે એન્જિન પપથી એટલુ જ પાણી ખેચવાનુ ખર્ચ આશરે દોઢ રૂપિયો થાય આ વિગતો ઉપરથી જણાશે કે કોસ એન્જિનપપની હરીફાઈમા આ જમાનામા ટકી શકે એમ નથી

એવો અદાજ છે કે ખેડા જિલ્લામા પાણી ખેચવા માટે અત્યારના એન્જિન, પપ, તેલ વગેરેના ભાવો પ્રમાણે એક હજાર ગેલનને લગભગ અઢીથી ત્રણ આનાનો ખર્ચ આવે છે આ ખર્ચમાં મૂડીનુ વ્યાજ, ઘસારાખર્ચ, દેખરેખખર્ચ, વગેરે પણ આવી જાય છે એવો પણ અદાજ છે કે જો યુનિટે બે આના કરતાં ઓછો દર હોય તો એકદરે વીજળીનો પાવર ઓઇલએન્જિન કરતાં સસ્તો પડે છે

**વીજળીની મોટરો :** ખેડા જિલ્લામા હાલ ગ્રીડની વીજળીનો પ્રચાર વધતો જાય છે અને વીજળીના દર પણ સસ્તા છે, એટલે જ્યા જ્યા શકય હોય ત્યા ત્યા પપ ચલાવવા માટે વીજળીની મોટરો વાપરવી એ સલાહભરેલુ છે વીજળીની મોટરો તથા પપ ગોઠવવાનુ ખર્ચ ઘણુ ઓછુ આવતુ હોવાથી, વ્યક્તિગત ખેડૂતો પોતપોતાની જરૂરિયાત માટે જ પોતાના કૂવામા પપ ગોઠવી લે એ પણ એમને માટે શ્રેયસ્કર છે આમ થવાથી વ્યક્તિગત ખેડૂત પોતાને જોઈએ તેટલુ પાણી પોતાને જોઈએ ત્યારે મેળવી શકશે કૂવામા પાણીના ખેચાણનુ પ્રમાણ કમી થવાથી પાણીનુ લેવલ પણ બહુ નીચે નહિ જાય આથી પણ ખેડૂતને પાણી ખેચવાના ખર્ચમા પરોક્ષ રીતે ફાયદો થશે

**ટ્યુબવેલ :** એન્જિન પપ ગોઠવવા માટે કૂવામા પાણીનો આવરો વધુ જોઈએ એ દેખીતુ છે આવો આવરા બોરિંગ કરવાથી મળતો હોવાથી, કૂવા વધુ પહોળા ખોદાવવાની જરૂર રહેતી નથી અત્યારે બોરિંગમાથી સીધુ પાણી ખેચી શકાય તેવી જાતના ટરબાઇન પપ મળે છે આ જાતના પપ મૂકવા માટે ૭ ઇંચ કે તેથી મોટી સાઇઝનુ બોરિંગ (ટ્યુબવેલ) જોઈએ કૂવો કરવો અને પછી તેમા બોરિંગ કરવુ એના કરતાં લગભગ આઠ ઇંચ સાઇઝનો જમીન ઉપરથી સીધા ટ્યુબવેલ કરવો એ વધુ સલાહભરેલુ છે આઠ ઇંચ સાઇઝનો ૨૦૦ ફૂટ ઊંડો ટ્યુબવેલ ૫૦૦૦ થી ૭૦૦૦ રૂપિયામા થઈ શકે છે કૂવો કરી બોરિંગ કરાવે તો તેનો ખર્ચ આથી કદાચ વિશેષ થાય પણ ઓછો ન થાય, એટલે જ્યા એન્જિન અથવા તો વીજળીની મોટર મૂકી સિંચાઈ માટે અગર વોટરવર્કસ માટે વધારે પ્રમાણમા પાણી ખેચવાનુ છે ત્યા ખુલ્લા કૂવા કરવાનો કઈ અર્થ નથી કદાચ એન્જિન અગર વીજળીની મોટર બગડે તો ખુલ્લા કૂવામાંથી પાણીનો ઉપયોગ થઈ શકે એ હેતુથી ઘણા ભાઈઓ ખુલ્લા કૂવાને પસદગી આપે છે પરતુ એમની ધારણા ખોટી છે એન્જિન મૂકી જ્યા સો વીઘાંની સિંચાઈ કરવામા આવતી હોય તેવા ઊંડા કૂવા ઉપર કદાચ એન્જિન બગડે તો પણ એક અગર બે બળદની જોડથી બેથી વધારે વીઘાની સિંચાઈ આપવી શકાય નહિ, એ આપણે ઉપર જોઈ ગયા છીએ. એટલે જ્યા પાવર વાપરવાનો છે ત્યા ખુલ્લા કૂવા રાખવાનો કોઈ પણ જાતનો લાભ નથી

**ટરબાઈન પપ :** ટરબાઈન પપની કિંમત સેંટ્રિફ્યુગલ પપ કરતા પાચથી ૭ હજાર રૂપિયા વધારે છે પરતુ સેંટ્રિફ્યુગલ પપ કરતા ટરબાઈન પપની કાર્યક્ષમતા લગભગ ૨૫ ટકા વધારે હોય છે આમ હોવાથી જ્યા સેંટ્રિફ્યુગલ પપ માટે ૨૦ હૉ પાનુ એન્જિન જોઈએ, ત્યા ટરબાઈન પપ માટે તેટલુ જ પાણી ખેચવા માટે ૧૫ હૉ પાનુ એન્જિન જોઈએ આથી ટરબાઈન પપમા એન્જિન તેમજ યત્રસરના મૂડી રોકાણમા બચાવ થાય છે આ ઉપરથી જોઈ શકાશે કે ટરબાઈન પપ ગોઠવવાથી એકદર મૂડીખર્ચ ખાસ વધારે થતો નથી, જ્યારે તેનુ એન્જિન ચલાવવા જોઈતા તેલમા વાર્ષિક ઘણો બચાવ થઈ શકે છે

**ટ્યુબવેલ બનાવવાની ક્રિયા :** ખેડા જિલ્લા માટે ટ્યુબવેલ અને ટરબાઈન પપ વાપરવાની હિમાયત કરી છે એટલે ટ્યુબવેલ કેવી રીતે બનાવી શકાય તે વિશે થોડી માહિતી આપવી એ જરૂરનુ છે

કૂવામા કરવામાં આવતા બોરિંગનો ઉલ્લેખ અગાઉના

પ્રકરણમાં આવી ગયો છે ટ્યુબવેલ પણ એક જાતનું બોરિંગ જ છે ફેર એટલો જ કે સામાન્ય બોરિંગ કૂવાને તળિયેથી કરવામાં આવે છે, જ્યારે ટ્યુબવેલ જમીનના મથાળાથી કરવામાં આવે છે બોરિંગમાં એક જ પાઈપ ઉતારવામાં આવે છે, ત્યારે ટ્યુબવેલમાં પ્રથમ મોટી સાઈઝનું બોરિંગ કરી પછી તેમાં નાની સાઈઝની પાઈપો ઉતારવામાં આવે છે આઠ ઇંચનો ટ્યુબવેલ કરવો હોય તો પ્રથમ બોરિંગ ૧૨ ઇંચથી ૧૬ ઈંચનું કરવું પડે છે તે માટે વપરાતા મશીનોના મુખ્ય બે પ્રકાર હોય છે એક પર્કસન ટાઈપનું (ફટકા મારનારું) અને બીજું, રોટરી ટાઈપનું (શારડો કરનારું) જો ટ્યુબવેલ માટે પર્કસન ટાઈપનું મશીન વાપરવું હોય તો બોરિંગ કરતી વખતે અનુકૂળ સાઈઝની કેસિંગ પાઈપોની જરૂર પડે છે દા ત આઠ ઇંચના ટ્યુબવેલ માટે પ્રથમ બોર કરવું હોય તો ૧૬ ઈંચની કેસિંગ પાઈપોની જરૂર પડે પાણી લાગી ગયા પછી ૧૬ ઈંચ સાઈઝની પાઈપોમાં આઠ ઈંચની પાઈપો ઉતારવામાં આવે છે જ્યાં જ્યાં પાણીવાળું લાગેલું હોય તેટલા ભાગની સાથે જાળીવાળી પાઈપો (સ્ટ્રેઈનર) રાખવામાં આવે છે આવી રીતે પાઈપો ઉતાર્યા પછી ૧૬ ઈંચની કેસિંગ પાઈપો ધીમે ધીમે પાછી ખેંચવામાં આવે છે એર કોમ્પ્રેશર (હવાનું મશીન) ચલાવી બોરિંગને ખીલવવામાં આવે છે, એટલે કે પાણીવાળા થરમાંથી ઝીણી રેતી, વગેરે બહાર ખેંચી કાઢવામાં આવે છે સાથે સાથે આઠ ઇંચ અને મોટા ઇંચની પાઈપોની વચ્ચેનો ભાગ પસંદ કરેલી સાઈઝના કાંકરાથી (ગ્રેવલથી) ભરી દેવામાં આવે છે સામાન્ય બોરિંગ કરતાં ટ્યુબવેલની રચનામાં કેટલો ફેર છે અને કેટલી મહેનત કરવી પડે છે તેનો આ ઉપરથી ખ્યાલ આવશે ટ્યુબવેલમાં જાળીવાળી પાઈપોની મદદથી એક કરતાં વધારે પાણીના થરનો લાભ એકી સાથે લઈ શકાય એ એનો વિશેષ ફાયદો છે પર્કસન ટાઈપના બોરિંગ મશીનથી રોજનું પાંચથી ત્રીસ ફૂટ સુધીનું કામ થઈ શકે છે કામની પ્રગતિનો આધાર જમીનની જાત અને સખ્તાઈ ઉપર રહે છે

રોટરી ટાઈપના મશીનથી રોજ સોથી દોઢસો ફૂટ કામ થઈ શકે છે આ ટાઈપનાં મશીનોમાં પ્રથમ બોર માટે કેસિંગ પાઈપની પણ જરૂર પડતી નથી એક જાતની ચીકણી માટીનું પ્લાસ્ટર બોરિંગના હોલની (કાણાની) દીવાલ ઉપર મારી દેવામાં આવે છે, જેથી દીવાલ ધસી પડતી નથી અને કાણું પૂરાઈ જતું નથી પાણી લાગ્યા પછી ૨૪ કલાકની અંદર સ્ટ્રેઈનર પાઈપો (જાળીવાળી નળીઓ) વગેરે ટ્યુબવેલ માટેની પાઈપો ઉતારી દેવી પડે છે રોટરી ટાઈપથી કામ એકંદરે ઝપાટાબંધ થાય છે, તેમજ સસ્તું પણ થાય છે કામની ઝડપ વધારે હોવાથી કોઈ વખતે આવેલું પાણીનું દબાઈ જવાનો પણ સંભવ રહે છે

**ભૂગર્ભના પાણીનો પુરવઠો :** ખેડા જિલ્લામાં દાસરા-વાડાશિનોર સિવાય કોઈ ભાગમાં ખાસ પથ્થરવાળું લાગતું નથી જમીનથી ૧૦૦ થી ૪૦૦ ફૂટની ઊંડાઈમાં બે થી ત્રણ પાણીના થરો મળે છે પાણી હમેશાં રેતીવાળામાં જ મળે છે અત્યારે લગભગ ચાર હજાર એન્જિન ૫૫ કામ કરતા હોવાથી ભૂગર્ભમાંથી પાણીના ખેંચાણનું પ્રમાણ ઘણું જ વધી ગયું છે ઉપરાંત છેલ્લા દશકાના કેટલાક વરસોમાં વરસાદનું પ્રમાણ ઓછું થયું હોવાથી ભૂગર્ભના પાણીને જોઈતો પુરવઠો મળી શક્યો નથી આથી કૂવાઓમાં તેમજ બોરિંગોમાં પાણીના લેવલ ઘણા નીચે ગયા છે કોઈ ઉપાય યોજવામાં ન આવે તો પાણી ખૂટી જવા અને ૧૦ કરોડ રૂપિયાનું પાણી થવા સંભવ છે વરસાદનું પાણી જમીનમાં પચી નીચે જાય છે અને તે પાણી જ કૂવા તેમજ બોરિંગોને પુરવઠો પૂરો પાડે છે કૂવાના પાણીનો પુરવઠો સ્થાનિક વરસાદ ઉપર આધાર રાખે છે, જ્યારે બોરિંગના પાણીનો પુરવઠો કોઈ દૂરના પ્રવાહ સાથે સંકળાયેલો હોવાથી તે સ્થળના વરસાદના પ્રમાણ ઉપર આધાર રાખે છે

ખેડા જિલ્લાના ભૂપૃષ્ઠનું લેવલ તપાસતાં જણાઈ આવે આવે છે કે તેનો ઢાળ ઉત્તર-પૂર્વથી દક્ષિણ-પશ્ચિમ તરફ છે આમ હોવાથી સંભવ છે કે ખેડા જિલ્લાના બોરિંગનો પુરવઠો તેની સરહદ ઉપર આવેલી તેમજ પશ્ચિમ-દક્ષિણ તરફ વહેનારી મહીસાગર જેવી નદીઓ સાથે સંબંધ વરાવતો હોય મહીસાગર નદી ઉપર યોગ્ય સ્થળે એટલે કે જે જગાએથી નદીનું પાણી ભૂગર્ભમાં જતું હોય તેના નીચેના ભાગમાં બંધ બાંધવામાં આવે તો બોરિંગને અખૂટ પાણી મળવા સંભવ છે વરસાદનું પાણી પણ જેમ બને તેમ જમીનમાં વધુ પચે તે માટે સ્થળે સ્થળે મોટા તળાવ બંધાવવા એ પણ હિતાવહ છે

---

આધાર (૧) પૂનાની સરકારી એગ્રીકલ્ચરલ એન્જિનિયરની કચેરીમાંથી મળેલી માહિતી (૨) એ જ કચેરીના આસિસ્ટંટ એગ્રીકલ્ચરલ એન્જિનિયર શ્રી નટવરલાલ ચતુરદાસ શાહે ખાસ લખી આપેલો લેખ (૩) શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલે આપેલી માહિતી

# ૧૦

# તળાવો (૧)

**માનવ પુરુષાર્થના બળે :** ચરોતરની ભૂમિની જે અનેક વિશિષ્ટતાઓ છે તેમાં માનવરચિત તળાવોને પણ ગણાવી શકાય. માતર, ખંભાત, ઠાસરા કે નડિયાદ તાલુકાના કોઈ એકાદ ગામમાં જઈને એના એકાદ વિશાળ તળાવને ચોમાસામાં સમુદ્રની જેમ હિલોળા દેતું જોવું એ પણ જીવનનો અનોખો લહાવો છે. ખંભાત તાલુકામાં કનેવાલનું, માતર તાલુકામાં પરિયેજનું, નડિયાદ તાલુકામાં નિઝામપુરાનું અને ઠાસરા તાલુકામાં સાવલીનું, આ મોટાં તળાવો કુદરત અને માનવશક્તિના સંયુક્ત ને નમૂનેદાર પુરુષાર્થના પુરાવા રૂપે છે.

આ જિલ્લામાં જેને અત્યંત મોટાં કહી શકાય ને જેમાંનાં કેટલાંક પ્રથમ વર્ગનાં તળાવો ગણાય છે, તે બધાં મોટે ભાગે દુષ્કાળનાં વરસો દરમિયાન રાહતનાં કામો સરકારે ખોલ્યાં તે વખતે બંધાયેલાં છે.

**તળાવો : સંખ્યા :** આ જિલ્લામાં કુદરતે રચેલું એકેય મોટું તળાવ નથી. પરંતુ લગભગ તમામ મોટાં ગામોની ભાગોળોએ સરસ ઓવારાવાળાં તળાવો છે. નાનાં ગામોની ભાગોળોએ પણ ઓવારા બાંધ્યા વિનાના તળાવો છે. તે ઉપરાંત ખેતરોમાં પાણી લેવા માટે ઘણાં ગામોની સીમમાં નાની મોટી અનેક તળાવડીઓ જોવામાં આવે છે. કેટલાંક ગામોમાં ગામઈ તેમજ સીમનાં મળી દસથીયે વધુ તળાવો છે. આ રીતે નાનાં મોટાં બધાં તળાવોની સંખ્યા આશરે પાંચ હજાર જેટલી હશે એમ કહી શકાય. ઈ. સ. ૧૮૭૯માં છપાયેલા ખેડા જિલ્લાના ગેઝેટિયરમાં પૃ. ૧૩ ઉપર તે વખતના બ્રિટિશ ખેડા જિલ્લાનાં તળાવોની સંખ્યા ૪૦૭૯ નોંધેલી છે.

**ગામઈ તળાવો :** ઇજનેરોનું એવું માનવું છે કે આ જિલ્લામાં સામાન્ય રીતે બધે સ્થળે કાયમ પાણી આપે તેવાં નદી–નાળાં નહિ હોવાથી અને પાણી એ મનુષ્યજીવનની રોજની મુખ્ય જરૂરિયાત હોવાથી જ્યાં જ્યાં ગામ વસ્યાં ત્યાં રોજના વપરાશના પાણીની જરૂર પૂરી પાડવા માટે તળાવ કરવાની જરૂર ઊભી થઈ. અને તળાવોનું મૂળ આ જરૂરિયાતમાંથી જ નખાયું. એટલે જેમ જેમ ગામમાં ઘર બંધાતાં ગયાં તેમ તેમ એ ઘર બાંધવામાં જોઈતી ઈંટો પાડીને જે ખાડા થતા ગયા તે તળાવના રૂપમાં ફેરવાતા ગયા. આ ઈંટો પાડવાની જમીન પસંદ કરવામાં ગામના લોકોએ એટલી એક કાળજી રાખેલી કે એ સ્થળ વરસાદના પાણીના વહેણ ઉપર પસંદ થયેલું. એટલે આવી જાતના તળાવની શરૂઆત કંઈ પણ ખર્ચ કર્યા વગર થયેલી, અને જ્યારે ખાડો મોટો થઈ ગયેલો અગર તો નીચે રેતાળ કે મરડાળું આવેલું ત્યારે એ ખોદવાનું કામ બંધ થયેલું. પછી તો જેમ ગામની વસ્તી વધતી ગઈ તેમ સમગ્ર ગામલોકોએ ભેગા થઈને તળાવની ચારે તરફ પાળો બાંધીને ફક્ત તેમાં પાણી આવવાનાં તથા વધારાનું પાણી નીકળી જવાનાં દ્વાર રાખેલાં. અને ત્યાર પછીથી ગામના સખી ગૃહસ્થોએ ઓવારા બંધાવેલા અને ઢોરને તળાવોમાં ઊતરવા માટે ખડિયાટ પણ બંધાવેલા. પછી તો આ તળાવોના કાંઠા ઉપર ગામના પીવાના પાણીના કૂવા થયા. તળાવનું પાણી માટીમાં થઈને કૂવામાં આવતું, જેથી તે શુદ્ધ થઈને આવતું.

આવાં તળાવો ગામઈ તળાવો કહેવાય છે. તે ગામની સ્થાપના સાથે જ રચાયાં છે. જે સ્થળોએ ગામ મોટાં થતાં ગયાં ત્યાં જરૂરિયાત પ્રમાણે તળાવોની સંખ્યા વધતી ગઈ. દાખલા તરીકે નડિયાદ જેવા શહેરમાં નવ ભાગોળો થઈ એટલે કે આવાં નવ તળાવો થયાં.

**ધોયાં તળાવો :** ગામઈ તળાવોમાં સીમનું અને ગામનું મેલું અને વનસ્પતિના કોહવાટવાળું પાણી જો સીધેસીધું આવે તો તે જમીનમાં ઝમીને પીવાના પાણીના કૂવામાં પણ આવે, અને લોકોના સ્વાસ્થ્યનો બિગાડ કરે. આથી દરેક ગામે આ ગામના મુખ્ય તળાવની સાથે એક બીજું નાનું તળાવ પણ ખોદેલું હતું. આ તળાવને 'ધોયું તળાવ' કહેતા. આ ધોયા તળાવમાં વરસાદનું ડહોળું, ગંદું પાણી આવતું તેમાં કાંપ-કચરો, ઝાડનાં ખરેલાં પાન વગેરે અનેક ચીજો ખેંચાઈ આવતી. સીમમાંથી અને ગામમાંથી જે પાણી આવતું તે નાના પ્રવાહોમાં આવતું અને તેની વધારે ગતિ હોવાથી તે માર્ગમાં પડેલો આ બધો કચરો ખેંચી લાવતું. ધોયા તળાવમાં પ્રવેશ થતાં જ આ નાના પ્રવાહોને વિશાળ જગા મળતી, જેથી તેમની ગતિ બંધ થઈ પાણી સ્થિર થતું. આ રીતે પાણી સ્થિર થવાથી બધો કાંપ-કચરો ધોયામાં તળિયે બેસી જતો, અને પછીથી નીતરેલું પાણી લોકોએ

બનાવેલા એક કાંસ વાટે ગામના મુખ્ય તળાવમાં જતું, જે ઝમીને પીવાના પાણીના કૂવામાં આવતું. શિયાળા પછી જ્યારે ધોયાં સુકાઈ જતાં ત્યારે લોકો આ ઠરેલો કાંપ–કચરો ખોદીને ખેતરોમાં લઈ જતા, જે ઉતમ ખાતરની ગરજ સારતો; અને ધોયું તેની અસલ સ્થિતિમાં કાયમ રહેતું. ગામનાં મુખ્ય તળાવોમાં નીતરેલું પાણી આવવાથી તે કાંપથી પુરાતું નહિ.

અંગ્રેજી રાજ્યઅમલમાં તળાવ, ધોયાં વગેરે સરકારી માલિકીનાં થયાં. જે લોકો ધોયાં ખોદતા હતા તેમના ઉપર આસ્તે આસ્તે રેવન્યુખાતાનું દબાણ વધતું ગયું, અને તેમના દંડ થવા લાગ્યા. પરિણામે બધાં ધોયાં પુરાઈ ગયાં. આખા જિલ્લામાં આજે ભાગ્યે જ કોઈ ધોયું સિલકમાં રહ્યું હશે. પુરાઈ ગયેલાં ધોયાંની જમીન સરકારે હરાજી કરીને વેચી દીધી. કેટલેક સ્થળે તેમાં ખેતરો થયાં છે, કેટલેક સ્થળે મકાનો પણ બંધાયાં છે. અને આજે મુખ્ય તળાવ એ ધોયું બન્યું છે. ગામનો અને સીમનો બધો કાંપ–કચરો મુખ્ય તળાવોમાં આવે છે, તળાવો પુરાતાં જાય છે, એટલું જ નહિ પણ પાણીમાં આવેલા કચરા અને વનસ્પતિના કોહવાટથી તે સડાવાળું પાણી પીવાના પાણીના કૂવામાં આવે છે પાણી પીતાં જે સહેજ વાસ આવે છે તેનું કારણ આ સડો છે. આજે પણ કેટલાંક ગામોના કૂવાનું પાણી પીતાં એવી વાસ આવે છે. આવું પાણી આરોગ્ય બગાડનારું હોય છે. આજે ગામેગામ વોટરવર્ક્સની જરૂર ઊભી થઈ છે; જે દ્વારા બોરિંગનું ઊંડું પાણી લઈ પૂરતું ને ચોક્ખું પીવાનું પાણી પૂરું પાડી શકાય.

**સીમની તળાવડીઓ :** આમ તો ચરોતરની જમીન સપાટ કહેવાય છે, પણ ખરું જોતાં તે પૂરેપૂરી સપાટ નથી. ચરોતરનું ભૂપૃષ્ઠ નદીઓના કાંપથી બનેલું છે. અને એ કાંપ સર્વ સ્થળે એકસરખો પથરાયેલો નથી. જેથી કુદરતી રીતે થોડા ખાડા ટેકરા થયેલા છે. પવને પણ એમાં કંઈક ભાગ ભજવેલો છે. જ્યાં ઝાડનાં ઝુંડ હોય કે ઝાંખરાં ઊગ્યાં હોય ત્યાં પવન રેતીના ઢગલા કરી દે, અને જમીનમાં ખાડાટેકરા રચી દે. આ રીતે ગામ બહાર ખુલ્લી જમીનોમાં જે ખાડા બનેલા તેમાં વરસાદનું પાણી ભરાઈ રહેવાથી સીમની તળાવડીઓ બનેલી.

આ સિવાય સીમની તળાવડીઓ બનવાનું એક બીજું પણ ઐતિહાસિક કારણ છે. મહીસાગર અને સમુદ્રના સંગમ ઉપર પ્રાચીન સમયમાં જ્યારે મહીનગર ઉર્ફે નગરા બંદર થયું ત્યારે એ બંદરમાંથી અનેક ધોરી માર્ગો ઉત્તર–પૂર્વ તરફ અને દક્ષિણ તરફ ભારતવર્ષના દૂર દૂરના પ્રદેશો સુધી પથરાયા. અને ગાડાં તથા પોઠોની અવરજવરથી આ ધોરી માર્ગો ધીરે ધીરે ઘસાતા જવાથી આજુબાજુની જમીન કરતાં નીચે ઊતરતા ગયા. તેથી કરીને એ ધોરી માર્ગો ચોમાસાનું પાણી વહી જનાર માર્ગો પણ બન્યા. આ માર્ગોમાં જ્યાં જ્યાં ખાડા હતા ત્યાં પાણી ભરાઈ રહેતું. આ રીતે રચાયેલા ખાડાઓના પાણીનો ખેતીના કામમાં ઉપયોગ કરવા ખેડૂતોએ તે ખાડાને સુધારી તળાવડીઓ બનાવી, અને નજીકની પોતાની જમીનોમાં ચારેબાજુ પાળીઓ બાંધી ડાંગર રોપવાની ક્યારીઓ રચી. ચોમાસામાં છેલ્લો વરસાદ જ્યારે ન હોય ત્યારે આ તળાવડીઓમાંથી પાણી લઈને ખેડૂતો પાક સારી રીતે પકવી લેતા. અને આવી તળાવડીઓ જો મોટી હોય અને શિયાળામાં પાણી ટકી રહે એવું હોય તો એમાં શિંગોડાં, કમળ કે પોયણાંનો પાક લેતા. આ તળાવડીઓથી બીજો પણ એક લાભ થતો. વરસાદના પાણીનો સંગ્રહ થતાં એ પાણી જમીનમાં ઊતરતું અને કૂવામાં પાણીનાં તળ ઊંચાં રહેતાં. પરંતુ આજે સીમની આવી ઘણીખરી તળાવડીઓ પુરાઈ ગઈ છે.

**સિંચાઈની ગ્રામપદ્ધતિ :** જ્યાં આવી તળાવડીઓ હયાત છે ત્યાં ખેડૂતો તેનું પાણી ખેતી માટે બે રીતે લે છે. એક સૂપડાથી અને બીજું ચડસું કે ઝીલાથી. જ્યાં તળાવડીના પાણીની સપાટી કરતાં પાણી લઈ જવાના ઢાળિયાનું તળ લગભગ બેએક ફૂટ ઊંચું હોય છે ત્યાં સૂપડાથી તળાવડીનું પાણી ઢાળિયામાં નંખાય છે. પણ જ્યાં એ ઊંચાઈ લગભગ ચારપાંચ ફૂટની થાય છે ત્યાં ચડસું કે ઝીલું વપરાય છે. ચડસું એ એક લાંબા સૂપડા જેવી લાકડાંનાં પાટિયાંની રચના છે. તેમાં તળિયે બારતેર ફૂટ લાંબું અને ફૂટ–સવાફૂટ પહોળું પાટિયું હોય છે. એને એક છેડે લગભગ પંદર–સોળ ઇંચ ઊંચું પાટિયું જડેલું હોય છે અને ત્યાંથી સૂપડાની જેમ બંને બાજુએ બે પાટિયાં જડેલાં હોય છે. એ પાટિયાં એક છેડે પંદર–સોળ ઇંચ ઊંચાં હોય છે, જ્યારે બીજે છેડે એની ઊંચાઈ લગભગ નહિવત્ હોય છે. આમ સૂપડામાં અને ચડસામાં ફેર એટલો છે કે સૂપડું આગળથી પહોળું અને પાછળથી સાંકડું હોય છે જ્યારે ચડસું પહોળાઈમાં બંને છેડે સરખું અને સૂપડા કરતાં ઘણું લાંબું હોય છે. આ ચડસું તળાવડીને કિનારે જમીનમાં બે બાજુએ લાકડાં રોપીને તેની વચ્ચે એવી રીતે ગોઠવવામાં આવે છે કે તેનો

પાટિયાની દીવાલવાળો છેડો તળાવડીમાં રહે છે અને આગળનો ખુલ્લો છેડો ઢાળિયા ભણી રહે છે. એવી રચના કરેલી હોય છે કે ચડસું ચલાવનાર માણસ ચડસાને પગથી દબાવે છે અને સાથે સાથે તે રચનામાં બાંધેલું દોરડું ખેંચે છે એટલે ચડસાનો તળાવડીમાંનો પાછળનો છેડો ઊંચો આવે છે અને તેમાં ભરાયેલું બધું પાણી આગળને ખુલ્લે છેડેથી ઢાળિયામાં ઠલવાય છે. પાણી ખાલી થતાં ચડસું આપોઆપ તળાવડીમાં નમે છે અને તેમાં પાછું પાણી ભરાય છે. એ રીતે તળાવડીનું પાણી ઢાળિયામાં લેવાની ક્રિયા ચાલે છે.

**કેટલાંક મોટાં તળાવો :** જૂના વખતમાં મહીસાગરનાં પૂર જ્યારે કાંઠાની બહાર ઊભરાતાં ત્યારે એ પૂરનાં પાણી માર્ગમાં કાંપ ઠાલવતાં ઠાલવતાં આગળ વધતાં અને બીજી બાજુથી વાત્રકનાં પૂરનાં ઊભરાયેલાં પાણી પણ કાંપ ઠાલવતાં ઠાલવતાં આગળ વધતાં. બંને પાણી જે સ્થળે ભેગાં થતાં અગર તો જે નદીમાં પૂર આવ્યું હોય તે નદીનાં પૂરનાં પાણી આ સંયોગની જગાએ આવતાં ત્યાં લગભગ નીતરાં થઈ જતાં. આ ક્રિયાથી નદીના કાંઠા આગળની જમીન ઊંચી રહેતી, અને ત્યાંથી સંયોગની ભૂમિ સુધી ઢાળ રચાતો. આમ આ સંયોગનું સ્થળ બંને નદીઓના કાંઠા કરતાં નીચું થયેલું. તે પછી લાંબે ગાળે આ બંને નદીઓ ઊંડી થઈ ગઈ, પૂર ઊભરાતાં બંધ થયાં. તેમ છતાં ચરોતરમાં બે નદીઓ વચ્ચેનું આ સંયોગસ્થળ નીચામાં નીચું રહેલું છે. એટલે એ સ્થળ ઉપર જો આડા બંધ બાંધવામાં આવે તો વરસાદનું પાણી ભરાઈને સરોવર થાય અને તે પાણીનો ખેતીના કામમાં ઉપયોગ થાય એમ ઈજનેરી માન્યતા છે. કહે છે કે જૂના વખતમાં આ વાત લોકોને સમજાઈ હતી, અને તે વખતના રાજાઓએ આવી જાતનાં તળાવો કરાવ્યાં હતાં. ખંભાત તાલુકાનું કનેવાલ તળાવ એ આ જાતનું છે. અસામલી આગળ સાબરમતીમાંથી નહેર કાઢીને તે વાટે આ તળાવમાં પાણી વાળવામાં આવ્યું હતું. અને એ જ પાણી નહેર આગળ લંબાવીને ખંભાતના નારેશ્વર તળાવમાં લઈ જવામાં આવતું હતું. અત્યારનાં પરિયેજ, ત્રાણજા વગેરે તળાવો આ માર્ગ ઉપર વરસાદનું પાણી વહી જતું અટકાવીને તેનો ખેતીના કામમાં ઉપયોગ કરવા માટે થયેલાં છે. આવાં તળાવોમાંથી નહેરો વાટે ખેતરોમાં પાણી આપવામાં આવે છે.

**ખેતી ઉપયોગી તળાવો :** આ તમામ તળાવોનો વહીવટ બ્રિટિશ યુગથી સરકારના હાથમાં છે. તે પૈકી ખેતી ઉપયોગી તળાવોને ઇરિગેશન ટેન્કસ (પિયતનાં તળાવો) કહે છે. આ પૈકી મોટાં તળાવો પહેલા વર્ગનાં ગણાય છે. તેનો વહીવટ જાહેર બાંધકામખાતા પામે છે. અને તે સિવાયનાં નાનાં તળાવો બીજા વર્ગનાં ગણાય છે, તેનો વહીવટ મુખ્યત્વે રેવન્યુ(મહેસુલ)ખાતા પાસે છે.

**પહેલા વર્ગનાં તળાવો :** પહેલા વર્ગનાં તળાવોના વહીવટ માટે 'પી. ડબલ્યુ. ડી. વોલ્યુમ ૧' નામના પુસ્તકના પરિચ્છેદ ૩૦૫ થી ૩૧૦માં નિયમો અને પદ્ધતિ ઠરાવેલાં છે. એ નિયમો પ્રમાણે આ તળાવોના કાયમી ખર્ચ (કૅપિટલ એક્સપેન્ડિચર) તથા વખતોવખત થતી ઊપજના હિસાબ રાજ્યના એકાઉન્ટન્ટ જનરલ (મધ્યસ્થ હિસાબનીશ) રાખે છે. અમુક તળાવ એની યોજના પ્રમાણે સરકારને આવક આપનારું નીવડયું કે નહિ, એ દષ્ટિએ ખર્ચ અને આવકના આંકડા ઉપર નજર રાખવામાં આવે છે. ઠરેલી મુદતમાં જો ધાર્યું ઉત્પન્ન ન મળે તો તે તળાવને અનુત્પાદક ગણવામાં આવે છે. પરંતુ જો એમ માલૂમ પડે કે અમુક તળાવ પૂરતું ઉપયોગી નથી અને તેને માટે કાયમી મૂડીનું ખાતું ચાલુ રાખવાની જરૂર નથી, તો સરકારની મંજૂરીથી એ તળાવનું મૂડીખાતું બંધ કરવામાં આવે છે.

લોકોની માગણી અને તળાવમાં રહેતો પાણીનો પુરવઠો એ બે વિગતો ધ્યાનમાં લઈ, આ તળાવોમાંથી લોકોને પાણી વહેંચવાની વ્યવસ્થા કરવામાં આવે છે. આને માટે ખેડૂતોએ મુકરર કરેલા પત્રકમાં અરજી કરવાની હોય છે. તેમાં ખેતરનો 'સર્વે નંબર' અને તે ખાતે નીકળતું સરકારી લેણું ખાસ બતાવવાનાં હોય છે. આ અરજીનો નિકાલ ડેપ્યુટી એંજિનિયર કરે છે. જો આ બાબતમાં સલાહ આપવા માટે સમિતિ નીમેલી હોય તો તેની સલાહ જરૂર પડયે લેવામાં આવે છે. જો કોઈ ખેડૂત વગર પરવાનગીએ આ સરકારી તળાવના પાણીનો ઉપયોગ કરે તો તળાવનો વહીવટ કરનાર સરકારી કારકુન તેનો પંચક્યાસ કરી પંચનામું ભરે છે. અને તેના ઉપરી મારફતે તે એક્ઝિક્યુટીવ એંજિનિયરને પહોંચાડવામાં આવે છે. તે ગુના બદલ પાણીના દર કરતાં વધારેમાં વધારે ત્રણ ગણો દર શિક્ષારૂપે વસૂલ થઈ શકે એવો નિયમ છે. આ માટે 'બોમ્બે કેનાલ રૂલ્સ' બનાવેલા છે. તે ઉપરાંત ઈ. સ. ૧૮૭૯નો 'ઈરિગેશન એક્ટ' પણ આ વહીવટને લાગુ પડે છે.

આ તળાવોમાંથી આપવાના પાણીની કિંમતના દર ત્રણ વર્ષે સરકાર મંજૂર કરે છે, તે માટે જિલ્લા કલેક્ટર સાથે મળીને બાંધકામખાતાએ યોગ્ય સમયે સરકાર સમક્ષ

દરખાસ્તો મંજૂર કરાતી હોય છે આ દરખાસ્તો બાંધકામ ખાતાના મોટા અધિકારી ખેતીવાડીખાતાના વડા મારફતે સરકારને મોકલે છે તે પ્રમાણે હરેના દર મુજબ વસૂલ કરવાની રકમનુ એક પત્રક બનાવવામા આવે છે તે મહેસૂલ ખાતાને મોકલાય છે એ ખાતુ પત્રકમા જણાવ્યા પ્રમાણની રકમો ખેડૂતો પાસેથી વસૂલ કરે છે વસૂલ થયેલી રકમોનો હિસાબ મહેસૂલખાતા તરફથી બાંધકામખાતાને મોકલવામા આવે છે બાંધકામખાતુ આ વસૂલાત ઉપર નજર રાખે છે અને જો વસૂલાતમા શિથિલતા જણાય તો તાકીદ કરે છે

આ પ્રકારના પહેલા વર્ગના તળાવો આ જિલ્લામા નીચે પ્રમાણે ચાર છે — નાવરોલી (તા ઠાસરા), સાવલી (તા કપડવણજ), ત્રાણજા-નગરામા (તા માતર) ફતેતળાવ (તા ખંભાત) આ તળાવોની વધુ માહિતી હવે પછીના પ્રકરણમા આપી છે

**બીજા વર્ગનાં તળાવો :** આ તળાવો પહેલા વર્ગની અપેક્ષાએ નાના હોય છે છતા એ તળાવો બાંધવાનો મુખ્ય હેતુ પણ પિયતનો જ હોય છે આ તળાવો સામાન્ય રીતે ઝાઝુ ઉત્પન્ન ન આપે તેવા ગણાતા હોઈ ગૌણ મહત્ત્વના ગણાય છે, અને તે સામાન્ય રીતે મહેસૂલખાતાના હાથમા રહે છે તેના પાણીના દર સેટલમેન્ટ ઑફિસર નક્કી કરે છે ઈ સ ૧૮૭૯ના ઇરિગેશન ઍક્ટનુ દશમુ પ્રકરણ આ પ્રકારના તળાવોને લાગુ પડે છે

આ જિલ્લામા આ પ્રકારના ૨૦૬* જેટલા તળાવો છે તે પૈકી ઠાસરા તાલુકામા આવેલુ સૈયાત તળાવ પી ડબ્લ્યુ ડી ખાતાના વહીવટમા છે તે ઉપરાંત નીચેના ૯ તળાવો પણ એ ખાતાના વહીવટમા છે રાણી પોરડા, તા ઠાસરા, ધુવડિયા, તા વાડાશિનોર વાક તળાવ, તા માતર, દલોલી તળાવ, તા ખંભાત, વાયા તળાવ, તા ખંભાત મહેમદાવદ તળાવ, તા માતર, નડુ તળાવ, તા ખંભાત અલગ નહેર, તા ખંભાત, સકરેજ તળાવ, તા ખંભાત આ નવ તળાવને હજી બીજા વર્ગના જાહેર કરવામા આવ્યા નથી પણ તે માટે જરૂરી તુમારો હાલમા ચાલી રહ્યા છે વળી તે નવેય તળાવોને પી ડબ્લ્યુ ડી ખાતામાથી રેવન્યુખાતાને સોંપી દેવા બાબતના તુમારો પણ ચાલે છે આ બધા તળાવોની અંદરની જમીન પાણી ઓછુ હોય ત્યારે પી ડબ્લ્યુ ડી ખાતુ ખેડૂતોને એક એકરે ૩ ૮) લોકલફંડ સેસના દરે ખેડવા આપે છે

ઉપર જણાવેલા પહેલા અને બીજા વર્ગના તળાવો ઉપરાંત પણ જિલ્લામા પિયતના ઉપયોગની ૧૭૭૧ જેટલી બીજી નાની તળાવડીઓ છે તે રેવન્યુખાતાના હાથમા છે આ તળાવડીઓની નજીકની જમીનના માલિકોને તેના પાણીના હેજનો તથા પિયતનો લાભ મળી શકે છે, તેથી તે જમીન-માલિકો પાસેથી સરકાર મહેસૂલ ઉપરાંત સેટલમેન્ટના આધારે દરવેની હિમાયત કાયમ લે છે

તાજેતરમા તમામ પિયતના તળાવોની માહિતી જિલ્લા કલેક્ટરની કચેરી મારફતે જિલ્લાની પી ડબ્લ્યુ ડી ખાતાની કચેરીમા એકઠી કરવામા આવી છે તે માટે તળાવોના પાચ પ્રકાર પાડવામા આવ્યા છે (૧) પિયતના તળાવો, (૨) ઇનામદાર તળાવો, (૩) વ્યક્તિની માલિકીના તળાવો, (૪) પીવાના પાણીના તળાવો, (૫) કાયમી બંધારાવાળા તળાવો આ પાચેય પ્રકારના તળાવોની વિગતો એકઠી કરવા અનુક્રમે 'એ', 'બી', 'સી', 'ડી', અને 'ઈ', એવી સંજ્ઞાવાળા પત્રકો બનાવવામા આવ્યા છે આ પત્રકો ઉપરથી તૈયાર થયેલી યાદીઓ પ્રમાણે પેટલાદ તાલુકા સિવાય નવેય તાલુકાઓમા પિયતના તળાવો છે, ઇનામદાર તળાવો માત્ર ખંભાત અને કપડવણજ તાલુકામા છે, વ્યક્તિમાલિકીના તળાવો માત્ર નડિયાદ તાલુકામા છે, જ્યારે પીવાના પાણીના તથા કાયમી બંધારાવાળા તળાવો એક પણ તાલુકામા નથી ઉપર ગણાવેલા તમામ પ્રકારના તળાવોની સંખ્યાનો આંક નીચે આપ્યો છે :

* આ અને આ પ્રકરણમા આપેલા તળાવોની સંખ્યાના બીજા આંકડા પી ડબ્લ્યુ ડી અને રેવન્યુખાતાની કચેરીમાથી મળેલી માહિતીને આધારે તૈયાર કર્યા છે પરંતુ એ માહિતી અદ્યતન અને સંપૂર્ણ નહિ હોવાથી આંકડા અંદાજી સમજવા

### ખેડા જિલ્લાનાં તળાવોની પ્રકાર દીઠ સંખ્યા

| | તાલુકો | પહેલા વર્ગના તળાવો | બીજા વર્ગના તળાવો | પિયતની નાની તળાવડીઓ | વ્યક્તિમાલિકીના તળાવો | ઇનામદાર તળાવો |
|---|---|---|---|---|---|---|
| ૧ | ખંભાત | ૧ | ૨ | ૨૭૮ | — | ૨૧ |
| ૨ | બોરસદ | — | — | ૯૮ | — | — |
| ૩ | પેટલાદ | — | — | — | — | — |

| તાલુકો | પહેલા વર્ગનાં તળાવો | બીજા વર્ગનાં તળાવો | પિયતની નાની તળાવડીઓ | વ્યક્તિમાલિકીનાં તળાવો | ઇનામદાર તળાવો |
|---|---|---|---|---|---|
| ૪. આણંદ | — | ૯ | ૬૪૧ | — | — |
| ૫. નડિયાદ | — | ૧૫ | ૧૬ | ૧૪ | — |
| ૬. માતર | ૧ | ૯૧ | ૧૦૪ | — | — |
| ૭. મહેમદાવાદ | — | ૨૨ | ૨૭૯ | — | — |
| ૮. કપડવણજ | ૧ | ૨૫ | ૩૧૦ | — | ૨ |
| ૯. ઠાસરા | ૧ | ૩૭ | ૩૨ | — | — |
| ૧૦. વાડાશિનોર | — | ૫ | ૧૩ | — | — |
| કુલ. | ૪ | ૨૦૬ | ૧૭૭૧ | ૧૪ | ૨૩ |

એકજ ગામમાં ઉપર જણાવેલાં જુદા જુદા પ્રકારનાં તળાવો હોવાથી એમ કહી શકાય કે સરકારને મહેસૂલી આવક થતી હોય તેવાં તળાવોવાળાં ગામોની સંખ્યા આ જિલ્લામાં લગભગ ૨૦૦ થી ૨૫૦ની હશે.

**તળાવો સમરાવવાની સરકારી યોજનાઓ:** તળાવો સમરાવવા માટે સરકારે ઈ.સ. ૧૯૫૦–૫૧માં આખા રાજ્ય માટે બે યોજનાઓ મંજૂર કરી હતી. એક યોજના એક કરોડ રૂપિયાની અને બીજી યોજના ચાલીસ લાખ રૂપિયાની હતી. તે પૈકી ખેડા જિલ્લાને અનુક્રમે આશરે ત્રણ લાખ અને બે લાખ રૂપિયા મળ્યા હતા. તે પૈકી પહેલી રકમમાંથી તા. ૩૦–૩–૫૩ સુધીમાં ૩૮ કામો થયાં હતાં. જ્યારે બીજી રકમમાંથી ૭ કામો મંજૂર થયાં છે. આ બધાં કામોની યાદી પરિશિષ્ટરૂપે આપી છે.

આધાર: (૧) જૂનું ખેડા જિલ્લાનું ગેઝેટિયર, (૨) શ્રી. ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલે આપેલી માહિતી, (૩) પી. ડબ્લ્યુ. ડી. ખાતાની ખેડાની કચેરી, કલેકટર-કચેરી તથા કેટલીક મામલતદાર-કચેરીઓમાંથી મળેલી માહિતી.

*

# ૧૦

## પરિશિષ્ટ

## મુંબઈ સરકારની તળાવો સમરાવવાની યોજનાઓ

**[૧] રૂા. એક કરોડની લોનની યોજના:** ૧૯૫૦–૫૧માં સરકારે આ યોજના મંજૂર કરી હતી. તા. ૩૦–૩–૫૩ના રોજ આ યોજના પૂરી થતી હતી. પણ જૂન ૧૯૫૩ સુધી તેને લંબાવવાની મંજૂરી આપવામાં આવી હતી. આ યોજના મુજબ ખેડા જિલ્લામાં નીચે પ્રમાણેનાં ૩૮ કામો પૂરાં થયાં હતાં:

| અ.નં. | સુધારકામ ક્યાં ક્યાં થયું? | અંદાજી ખર્ચ રૂપિયા |
|---|---|---|
| ૧. | જેઠોલી, તા. વાડાશિનોર પાસેનું ભંડર કોતર | ૩૮૨૭ |
| ૨. | મરીડા, તા. નડિયાદનું ગામતળાવ | ૩૬૨૦ |
| ૩. | કાસોર, તા. આણંદનું શેર તળાવ | ૩૬૦૫ |
| ૪. | બામણગામ તા માતરનું ગામતળાવ | ૩૦૭૧ |
| ૫. | ખાત્રજ, તા. મહેમદાવાદનું ગડાજી તળાવ | ૧૫૦૦ |
| ૬. | ખંભાતમાં કનેવાળ તળાવની વહેલી ડિસ્ટ્રીબ્યુટરી નં. ૧ | ૩૦૧૦ |
| ૭. | „ „ „ „ „ નં. ૨ | ૯૩૦ |
| ૮. | „ „ „ „ „ નં. ૪ | ૩૦૭૩ |
| ૯. | „ „ „ „ „ નં. ૫ | ૨૩૧૫ |
| ૧૦. | ભૂમસ, તા. નડિયાદનું ગામ તળાવ | ૨૨૨૦ |

| | | |
|---|---|---|
| ૧૧. | પાળજ, તા પેટલાદના કાનાનાળા તળાવની ફીડર ચેનલ | ૧૯૮૦ |
| ૧૨. | દેવકીવણુસોલ, તા મહેમદાવાદનુ ગામતળાવ | ૩૫૦૦ |
| ૧૩. | અલીણા, તા નડિયાદનુ ધનેલાવ તળાવ | ૨૩૯૬ |
| ૧૪. | દેવ, તા વાડાસિનોરનુ પિયત તળાવ | ૭૫૦૦ |
| ૧૫ | કબોપા, તા વાડાશિનોરનુ ધનેલાવ તળાવ | ૧૩૨૦ |
| ૧૬ | ચેતરસુબા, તા ઠાસરાનુ ગામ-તળાવ | ૪૮૨૦ |
| ૧૭ | ડડુસર તા નડિયાદનુ મોનીસર તળાવ | ૩૩૭૭ |
| ૧૮ | લસૂન્દ્રા, તા કપડવણજનુ મહાલતાજાન | ૨૭૯૫ |
| ૧૯. | માતર તાલુકાના હલોની તળાવનુ ક્રોસ-રેગ્યુલેટર | ૧૯૪૦ |
| ૨૦. | નિઝામપુર, તા નડિયાદનુ વીજળી તળાવ | ૨૭૦૮ |
| ૨૧ | દેવાતજ, તા પેટલાદનુ ગામ તળાવ | ૪૬૫૦ |
| ૨૨. | વધાસ તા વાડાશિનોરનુ „ „ | ૬૦૦૦ |
| ૨૩ | „ „ „ „ „ | ૪૦૦૦ |
| ૨૪ | લસૂન્દ્રા, તા કપડવણજનુ કુંડસર તળાવ | ૨૯૩૭ |
| ૨૫. | લસૂન્દ્રા, તા કપડવણજનુ કુંડસર તળાવ | ૨૫૬૨ |
| ૨૬. | મૂલિયાડ, તા ઠાસરાનુ ભાયદા તળાવ | ૪૦૦ |
| ૨૭. | નિસરાયા, તા બોરસદનુ કાકડિયા તળાવ | ૧૪૦૦ |
| ૨૮. | વસો અને ઊઢેળા વચ્ચેના ગાડા રસ્તાપર બધ | ૩૬૧૪ |
| ૨૯. | મહેમદાવાદ તાલુકાનુ ચાનવાયા તળાવ | ૪૧૯ / ૧૮૯૧ |
| ૩૦. | રાણીપોરડા તળાવ | ૧૦૬૫૬૩ |
| ૩૧. | આણંદ-મોગરી કાસ | ૭૭૦ |
| ૩૨ | દુગારી, તા ખભાતનુ મોટુ તળાવ | ૪૯૭૩ |
| ૩૩. | ત્રાજ, તા માતરનુ ગામતળાવ | ૭૧૫૮ |
| ૩૪ | „ „ નારસગ અને ઢેડી તળાવ | ૫૧૪૨ |
| ૩૫ | ભુધજ, તા ખભાતનુ ગામતળાવ | ૮૮૯૨ |
| ૩૬ | સંદેશર, તા આણંદનું ગામતળાવ | ૨૮૬૯ |
| ૩૭. | માતર તાલુકાના કાળિયા વહેળાનુ ક્રોસ-રેગ્યુલેટર | ૭૧૮ |
| ૩૮. | માતર-ઊઢેળાનો કાસ | ૧૫૦૦ |

**[૨] રૂા. ચાલીસ લાખની યોજના :** આ યોજના ગુજરાત માટે હતી તેમાથી ખેડા વિભાગને ભાગે સાત કામો મજૂર થયા છે તે નીચે મુજબ છે

| અ.નં. | કામનું સ્થળ | અંદાજી ખર્ચ રૂપિયા |
|---|---|---|
| ૧. | થાનોર-હાડેવા કાસ, તા માતર | ૫૩૦૦૦ |
| ૨. | કનેવાળ તળાવ, તા ખભાત | ૬૭૪૭૬ / ૧૬૦૫૦ |
| ૩. | લિબાસીનુ નારદા તળાવ | ૧૫૦૦૦ |
| ૪. | વરસડાનુ વડુ તળાવ | ૨૧૫૧૮ |
| ૫ | ચાનવાયા તળાવ | ૧૪૪૮૧ |
| ૬. | અતીસરનુ તળાવ | ૬૩૬૦ |
| ૭. | રત્નાગર તળાવ | ૧૫૧૬૧ |

★

# ૧૧
# તળાવો (૨)

ગયા પ્રકરણમા ગણાવેલા કેટલાક મોટા તળાવોની માહિતી આ નીચે આપી છે

## વાંઘરોલી તળાવ

**સ્થળ :** ઠાસરા સ્ટેશનથી નવ માઇલ ઉપર વાઘરોલી ગામ આવેલું છે, એની હદમા આ તળાવ છે ત્યાથી નજીકનુ સ્ટેશન પાંચ માઇલ ઉપર અઘાડી છે આ તળાવ બધાયુ તે પહેલા એ સ્થળે એક જૂનુ તળાવ હતુ અને 'ખાગ્વો' નામનો વહેળો તેની નજીકમા વહેતો હતો તળાવના ટેકરા બે બાજુ લબાની વહેળાને બાવી દેવામા આવ્યો અને એ રીતે જૂનુ તળાવ પણ એમા જોડાઈ ગયુ આ વહેળો તે

વખતના વાડાશિનોર રાજ્યની સંમતિથી આ નક્કી થયું હતો અને વાનની ગામ આગળ નદી નર્મદામાં ભળી જતો હતો

**બાંધકામનું વર્ષ અને ખર્ચ** : ઈ સ ૧૮૭૦માં તળાવ ગાળવાના કામ તરીકે આ તળાવ ખોદવાનું શરૂ થયું હતું અને પાછળથી જાહેર બાંધકામ ખાતાના એક કામ તરીકે રૂ ૨૮,૨૯૩ને ખર્ચે તે પૂરું કરવામાં આવ્યું હતું

**પાણીના આવરાનો વિસ્તાર અને પાણીનું આવરણ : (Catchment area and run off)** તળાવનું તળ ૫૧૭ એકરનું છે પાણીના આવરણનો વિસ્તાર ૧૭ ચોરસ માઈલ છે, અને તે વિસ્તારની લંબાઈ ૫ ૭૫ માઈલ છે સરેરાશ ૭૨ ઇંચ વરસાદ પડે એ ગણતરીએ પાણીના પ્રવાહનો અંદાજ બાંધવામાં આવેલો છે આવરણના વિસ્તારમાં જેટલું પાણી પડે તેનો ૧/૭ ભાગ તળાવમાં આવે એવી ગણતરી અંદાજવામાં આવેલી છે સામાન્ય રીતે સારો વરસાદ એકસામટો પડે તો આ તળાવ ભરાઈ જાય છે, અને છલકાય છે પાંચ-સાત વર્ષે એકાદ વાર તે ઊભરાય છે અને સારા વરસાદની ખૂબ જ અછત હોય ત્યારે તળાવ ભરાતું નથી પણ આવો પ્રસંગ દસ પંદર વર્ષે એકાદ વાર આવે છે પાણીનું બધું આવરણ સ્થાનિક વરસાદ ઉપર આધાર રાખે છે અને તે બધું પાણી આજુબાજુના સપાટ અને ખેડેલા ખેતરોમાંથી આવે છે

**બંધ** : આ તળાવનો બંધ ખાસ પસંદ કરેલી માટીનો બનાવેલો છે તેની લંબાઈ ૬૮૭૦ ફૂટ છે પહોળાઈ મથાળે ૧૦ ફૂટ છે તેનો પાણી તરફનો ઢાળ ત્રણથી એક ફૂટ, અને પાછળનો ઢાળ બેથી એક ફૂટ છે પાણી તરફનો ઢાળ પાણીના મોજાંને લીધે ધોવાઈ ગયો હતો તેના ઉપર ચારથી ૭ ઇંચ જાડું મેટલનું પડ બનાવી તેની ઉપર ગ્રેનાઈટ સ્ટોન્સ (મોટા પથ્થર) જડી દેવામાં આવ્યા હતા આ બંધમાંથી પાણી ઝમતું હોવાથી તે ઝમતા પાણીના નિકાલ માટે નીક બનાવવામાં આવી છે બંધની આથી વધુ ઊંચાઈ ૧૮ ફૂટ છે

**વેસ્ટ વિયર (Waste Weir)-છલામણી** : વેસ્ટ વિયર બે વિભાગમાં વહેંચાયેલો છે એક ૫૦ ફૂટ લાંબો ખુલ્લી જમીનવાળો છે, અને બીજા ઉપર ૩૦૦ ફૂટ લાંબી દીવાલ છે, જેમાં ૫'×૫'ના બાર ગાળા છે તે જમણી બાજુએ છે આ આખો વેસ્ટ વિયર દર સેકંડે ૭૭૭૭ ઘનફૂટ પાણી બહાર કાઢી નાખવાની શક્તિ ધરાવે છે અતિશય વરસાદ પડે ત્યારે તળાવ ભરાયા પછી તેની સહીસલામતી ખાતર વધારાનું પાણી કાઢી નાખવા માટે આ બંધના ગરનાળાં કામ આપે છે હજી સુધીમાં આ બંધના નહેર વાર નિષ્ફળ ગઈ નથી ઈ સ ૧૮૭૭ના મોટા નવેમ્બર વખતે આ વેસ્ટ વિયર ચાલુ કામ આપતું હતું પાણી જવાની નહેર (વેસ્ટ વિયર ચેનલ) જેનો આકાર વર્તુળાકાર હતો અને ઢાળ ... એક ફૂટનો હતા તથા પાણી જવાની ગતિ એક સેકંડ આશરે પાંચ ફૂટની હતી, તેની અંદર પાણીના વધુ જોસને લીધે નુકસાન થયેલ તે આગળ નહેરોના સુધારા કરવામાં આવેલા છે અને હવે આખી યોજના સંતોષકારક કામ આપે છે

**નહેરો** : આ તળાવમાંથી બે મુખ્ય નહેર અને ચાર શાખાઓ કાઢેલી છે તેની કુલ લંબાઈ ૧૭ ૨૬ માઈલ છે તેનાથી ૨૦૦૦ થી ૨૫૦૦ એકર જેટલી જમીનનું પિયત થઈ શકે એમ છે મુખ્ય નહેરોના તળિયાની સપાટી (Sill level) નીચે પ્રમાણે છે

| | | |
|---|---|---|
| રાઈટ બેંક કેનાલ (જમણી બાજુની નહેર) | આર એલ * | ૮૬.૫૬ |
| લેફ્ટ બેંક કેનાલ (ડાબી બાજુની નહેર) | ,, | ૮૪ ૦૦ |
| બબાડાની હાઈ લેવલ કેનાલ (બબાડાની ઊંચી સપાટીની નહેર) | ,, | ૯૨ ૨૦ |

લેફ્ટ બેંક કેનાલમાંથી એક સેકંડે ૨૧ ઘનફૂટ પાણી વહે તેવી તેની શક્તિ છે રાઈટ બેંક કેનાલમાંથી એક સેકંડે ૫૦ ઘનફૂટ પાણી વહે તેવી તેની શક્તિ છે આ શક્તિ શરૂઆતની છે આગળ જતા બબાડાની શાખા આગળ તેની શક્તિ એક સેકંડે ૧૧ ઘનફૂટ થાય છે

* તળાવના વધારાના પાણીના નિકાલની ઇજનેરી રચનાને અંગ્રેજીમાં 'વેસ્ટ વિયર' કહે છે એને માટે પંચમહાલ બાજુએ 'આવણો' શબ્દ વપરાય છે ખેડા જિલ્લામાં તેને માટે 'છલતી' અથવા 'છલામણી' શબ્દ વપરાય છે

* આર એલ એટલે રીડ્યુસ્ડ લેવલ (Reduced level) અમુક સ્થળનું કલ્પિત લેવલ (સપાટી) નક્કી કર્યા પછી બીજા લેવલો તેની સરખામણીમાં જણાવવાની ઇજનેરી પદ્ધતિ હોય છે સામાન્ય રીતે કલ્પિત લેવલ હંમેશા ૧૦૦ ધારવામાં આવે છે તેને અંગ્રેજીમાં આર્બિટ્રરી લેવલ (Arbitrary level) કહે છે આ લેવલની સરખામણીમાં બીજા સ્થળના જે લેવલ આવે તેને 'આર એલ' કહે છે દા ત કલ્પિત સ્થળનું લેવલ ૧૦૦ છે તે સ્થળથી બીજું સ્થળ બે ફૂટ નીચું હોય તો તેનું લેવલ આર એલ ૯૮ કહેવાય, અને તે કલ્પિત સ્થળ કરતા બે ફૂટ ઊંચું હોય તો તેનું લેવલ આર એલ ૧૦૨ કહેવાય

આ બધી નહેરો અને શાખાઓ જમીનના કુદરતી ઢાળને માફક આવે એ રીતે બનાવવામાં આવેલી છે. ખોદકામમાંથી નીકળેલી માટી નહેરને બે કિનારે પાથરી દીધેલી છે. અને એ રીતે નહેરની બંને બાજુએ નહેરના નિરીક્ષણ માટે રસ્તા બનાવેલા છે. નહેરોની બંને બાજુએ જરૂરી ભૂંગળાં ગોઠવેલાં છે. તેનાથી ખેતરોમાં પાણી મોકલવાનું સુગમ બને છે. તે ઉપરાંત નહેરનું વધારાનું પાણી વહી જવા માટે તેમજ બહારનું પાણી આવતું અટકાવવા માટે જરૂરી ચણતરનાં ગરનાળાં મૂકેલાં છે.

બલાદાની હાઇલેવલ કેનાલ, લેફ્ટ બેંક કેનાલ અને રાઇટ બેંક કેનાલની **ડભાલી** તથા **જરગાલ**ની શાખાઓ શેઢી નદીને મળે છે. રાઇટ બેંક કેનાલ અને તેની **સાંઢેલી** તથા **પીપલવાડાની** શાખાઓ નજીકનાં તળાવોમાં મળે છે. સાંઢેલી તથા પીપલવાડાની શાખાઓ ગામતળાવને પણ પાણી આપે છે.

**પાણીનો પુરવઠો :** તળાવમાં ૧૯૯.૪૮ મિલિયન ઘનફૂટ પાણી માઈ શકે છે. એક મિલિયન ઘનફૂટ પાણીથી ૧૦ થી ૧૫ એકર જમીનને પાણી પૂરું પડે એમ ગણીએ તો આ તળાવથી ૨૦૦૦ થી ૨૫૦૦ એકર જમીનને પાણી મળી શકે એમ છે.

આ તળાવમાંથી ખરીફ પાકમાં પાણી પૂરું પાડતાં જો વધે તો તે પછી રવી પાકમાં અને શક્ય હોય તો ઉનાળુ પાકમાં પણ પાણી આપી શકાય છે. ખાસ કરીને આજે પાણી અનાજ પકવવા માટે જ અપાય છે. ચોમાસામાં ડાંગર, શિયાળામાં ઘઉં-ચણા અને ઉનાળામાં ચંદ્રિયું-જુવારના પાકને પસંદગી અપાય છે.

**આ તળાવને પૂરક તથા તે અંગેનાં ગૌણ કામ:** **સણાદરા** ગામની હદમાં અને રાઇટ બેંક કેનાલના બે માઇલ અને એક ફરલાંગથી સેઢક નામનો એક વહેળો એક માઇલ અને ત્રણ ફરલાંગના અંતરે આવેલો છે. તેની ઉપર પાણી રોકે તેવો બંધારો (Pick-up-weir પિક-અપ-વિયર) બાંધીને એનું પાણી રાઇટ બેંક કેનાલમાં વાળવામાં આવ્યું છે. તેનાથી નહેરના પાણીમાં ઉમેરો થાય છે અને વધુ પિયત થઈ શકે છે.

**અગત્યનાં બાંધકામો :** આ તળાવ અંગે નીચેનાં બાંધકામો જોવા જેવાં છે.

(૧) રાઇટબેંક કેનાલનું રેગ્યુલેટર (પાણી નહેરમાં લઈ જવા માટે તળાવની પાળ ઉપર બાંધેલું હોજ જેવું બાંધકામ રેગ્યુલેટર કહેવાય છે. આ હોજમાં બારણાંવાળાં બારાં હોય છે. બારણાં ઓછાવત્તાં ઉઘાડી તે વાટે નહેરમાં જરૂરી પાણી કાઢી શકાય છે.)

(૨) વેસ્ટ વિયર

(૩) રાઇટ બેંક કેનાલના પાંચમા માઇલના પાંચમા ફરલાંગમાં પડતો ઊભો ધોધ (Vertical fall વર્ટિકલ ફોલ).

**પિયતની પદ્ધતિ :** આ નહેરો અને તેમની શાખાઓ મોટે ભાગે જમીનમાં ખોદેલી છે. તેથી ખેતરોમાં તે પાણી આપવા માટે તેને ઊંચું ચઢાવવું પડે છે. આને માટે કામચલાઉ માટીના બંધ બાંધવામાં આવે છે. અથવા નહેરની વચ્ચે બાંધેલાં ખાંચાવાળાં બાંધકામોમાં પાટિયાં બેસાડવામાં આવે છે. આ રીતે ઊંચું ચઢેલું પાણી નહેરોના કિનારામાં બનાવેલાં નાનાં બારાં મારફતે બહાર નીકળે છે. અને તે પછી તે એક ખેતરથી બીજા ખેતરે ક્યારીઓમાં ફેલાય છે. પાણીને ખેતરોમાં પહોંચાડવા માટે પદ્ધતિસરની નીકો બનાવેલી નથી.

**પાણીના દર :** ઈ. સ. ૧૯૫૨-૫૩માં સરકારે મંજૂર કરેલા અને લાગુ કરેલા પાણીના દર નીચે પ્રમાણે હતા :

| | | |
|---|---|---|
| ખરીફ પાક માટે (ડાંગર), એક એકરે | રૂ. | ૫) |
| બીજા ખરીફ પાક માટે, ,, ,, | રૂ. | ૨।। |
| રવી પાક, એક એકરે... ... ... ... | રૂ. | ૪) |
| ઉનાળુ પાક, એક એકરે... ... ... .. | રૂ. | ૬) |
| એક વાર પિયત કરવા માટે એક એકરે | રૂ. | ૧।। |

## સાવલી તળાવ

**સ્થળ :** આ તળાવ કપડવણજ તાલુકામાં **સાવલી**, **ચીખલોડ** અને **વિશ્વનાથપુરા** ગામોની હદમા આવેલું છે. ડાકોર-કપડવણજ રસ્તા ઉપર પૂર્વ બાજુએ સાતમા માઇલમા 'ગાંડિયો' નામનો વહેળો આવેલો છે. તે રસ્તાને ઓળંગીને પૂર્વથી પશ્ચિમ બાજુ વહે છે. તેની ઉપર આ તળાવનો રસ્તાને સમાન્તર મુખ્ય બંધ બાંધવામાં આવ્યો છે. તળાવથી નજીકનું રેલ્વે સ્ટેશન પાંચ માઇલ ઉપર કપડવણજ છે.

**બાંધકામની તારીખ :** ઈ. સ. ૧૯૦૨માં દુષ્કાળ ગદત માટે આ તળાવ ખોદવાનું શરૂ કરવામાં આવ્યું હતું અને દુષ્કાળ પૂરો થતાં એ જ વર્ષના નવેમ્બર માસમાં એ કામ બંધ કરવામાં આવ્યું હતું. પાછળથી ઈ. સ. ૧૯૧૦માં સામાન્ય કામ તરીકે તે પૂરું કરવામાં આવ્યું હતું. તેનું ખર્ચ રૂ. ૨,૩૨,૨૫૧) સરકારે મંજૂર કર્યું હતું.



સાવલી તળાવનું એક દૃશ્ય

**પાણીના આવરણનો વિસ્તાર :** પાણીના આવરણનો વિસ્તાર ૧૬ ચો. માઇલ અને પાણીનો પ્રવાહ ૧૬૭.૮૫ મિલિયન ઘનફૂટ ગણવામાં આવ્યો છે. સરેરાશ ૩૬" વરસાદ પડે ત્યારે આવરણના વિસ્તારમાં જેટલું પાણી પડે તેનો ૧/૭ ભાગ તળાવમાં આવે એવી ગણતરી ગણી આ તળાવની રચના થઈ છે.

**બંધ :** બંધની લંબાઈ ૭૫૫૦ ફૂટ છે. પહોળાઈ મથાળે ૧૦ ફૂટ છે. બંધનો પાણી તરફનો ઢાળ ત્રણ ફૂટે એક ફૂટ, અને પાછળનો ઢાળ બે ફૂટે એક ફૂટ, એ પ્રમાણે છે. આ બંધથી ગાંડિયા વહેળાને રોકવામાં આવેલો છે. આ બંધ બાંધવા માટેની માટી થોડે દૂર આવેલી જમીનમાંથી ખોદી લાવવામાં આવી હતી. આ બંધની માટી સારી જાતની નથી. જ્યારે પલળે છે ત્યારે તે નરમ બની જાય છે. આને લીધે ગાંડિયા વહેળાના નાળાના ભાગમાં ૧૦ ફૂટ પહોળો અને ૨૬૦ ફૂટ લાંબો ખાસ પસંદ કરેલી કાળી માટીનો પાયો નાખવામાં આવ્યો હતો. જ્યારે તળાવમાં પહેલી વાર પાણી ભરવામાં આવ્યું ત્યારે માટી પોચી હોવાથી બંધ તળિયેથી ખસી ગયેલો અને નાળાના ભાગમાં ફાટ પડી હતી. આ કામ શરૂઆતમાં દુષ્કાળરાહત અંગે કરેલું હોઈ બંધ કરાયેલું નાળું બંને બાજુથી ખૂલી ગયેલું, અને તેને પરિણામે તળાવ તૂટી ગયેલું. ત્યાર પછી લગભગ અડધા માઈલ દૂર આવેલા કાંસમાંથી સારી માટી ખોદી લાવી આ તૂટેલા ભાગને સમગાવવામાં આવેલો. વધારામાં આ બંધને મજબૂત બનાવવા તેની બહારની બાજુએ ૨૧ ફૂટ પહોળો અને ૧૧॥ ફૂટ ઊંચો એક પાળો બનાવવામાં આવ્યો છે. પાળાની અંદરના ઢાળ ઉપર જાડા પથ્થરનું એક પડ પાથરી તે ઉપર મોટા પથ્થર બેસાડવામાં આવ્યા છે. જમીન હલકા પ્રકારની અને બાંધકામ નબળું એ કારણે કેટલાંક વર્ષ સુધી આ તળાવમાં ૧૦ ફૂટથી વધારે પાણી ભરવું સલામત નથી એમ મનાતું. આના ઉપાય તરીકે પાણીના નિકાલનો માર્ગ નીચો કરવા ૮૦ ફૂટ પહોળી અને ૫ ફૂટ ઊંડી તથા ૧૨૫૦ ફૂટમાં એક ફૂટના ઢાળવાળી એક નીક બનાવવામાં આવી હતી. થોડા વર્ષ પછી ઉપર જણાવેલો ભય દૂર થતાં પાણીના નિકાલની દીવાલ ઊંચી બનાવવા માટે ૭ બારાં આ નીકને મથાળે મૂકવામાં આવ્યાં અને તેમાંથી નાનાં બારાં મારફતે પાણી નીકળી શકે તેવી વ્યવસ્થા કરવામાં આવી. આ વ્યવસ્થાથી તળાવ તૂટી જવાનો ભય દૂર થયો છે. અને તળાવ દર વર્ષે આર. એલ. ૧૦૩.૫ ફૂટ ભરાય છે. તળાવનું ઊંડાણ ૧૬.૮૬ ફૂટ છે.

**વેસ્ટ વિયર (છલામણી) :** વધારાના પાણીના નિકાલ માટેનો વેસ્ટ વિયર બે ભાગમાં વહેંચાયેલો છે. એકમાં પાછળ કૂંડી સાથેની ૩૦૦ ફૂટ લાંબી દીવાલ છે. તેમાં ૫'×૩½' નાં ૭ બારાં છે. બીજા ભાગમાં ૭૦૦ ફૂટ લાંબી દીવાલ જ છે. તેની ઉપર થઈને પાણી વહી જાય છે. વધારાના પાણીના નિકાલ માટે બેથી ત્રણ ફૂટ ઊંડી, ૧૦૦૦ ફૂટ પહોળી એક નીક ખોદવામાં આવી છે અને આ નીક ડાકોરથી કપડવંજ જતા ધોરી માર્ગને જે સ્થળે ઓળંગે છે તે સ્થળે ત્રણ ફૂટ પાણી પડે તેવી કૂંડી સાથેની એક દીવાલ બાંધેલી છે. આ નીક ધોવાઈ ન જાય તે માટે ૨½'×૩' નો એક સિમેન્ટનો ઓટલો બાંધવામાં આવ્યો છે.

આ વેસ્ટ વિયર ૧૧ ચો. માઈલના વિસ્તારમાં એક કલાકે એક ઇંચ વરસાદ પડે એ ગણતરી ગણી બાંધવામાં આવેલો છે. એની શક્તિ એક સેકંડે ૭૧૯૯ ઘનફૂટ પાણી કાઢવાની છે.

**નહેરો :** તળાવની આજુબાજુની જમીનને પાણી આપવા માટે બે નહેરો કાઢવામાં આવી છે. એક ડાબી બાજુએ છે, જેના તળિયાની સપાટી આર. એલ. ૮૮ છે. બીજી જમણી બાજુની નહેરના તળિયાની સપાટી આર. એલ. ૮૯ છે.

ડાબી બાજુની નહેરમાંથી એક શાખા કાઢવામાં આવી

છે. એના વડે મુખ્ય નહેરના વિસ્તારને પેલે પાર આવેલાં ઊંચાણવાળાં ખેતરોમાં પાણી આપી શકાય છે. આ નહેર અમુક ભાગમાં માટીકામ કરી બાંધેલી છે. અને અમુક ભાગમાં ખોદીને કાઢવામાં આવેલી છે. જ્યાં આગળ નહેર માટી કામથી બાંધેલી છે ત્યાં આગળ પાળના ઢાળ દોઢ ફૂટે એક ફૂટ પ્રમાણે છે; અને જ્યાં આગળ ખોદીને કાઢવામાં આવેલી છે ત્યાં આગળ ઢાળ એક ફૂટે એક ફૂટ પ્રમાણે છે. નહેરનું તળિયું ૩ થી ૩॥ ફૂટ પહોળું છે. થોડેક સુધી એનો ઢાળ સમધારણ છે. પણ પછીથી તે ઝડપથી નીચો ઊતરતો જાય છે. આને લીધે પાણીની ગતિ વધી જતી અટકાવવા માટે તથા જમીન ખોદાઈ જાય નહિ તે માટે નહેર ઉપર ઢાળને રોકવા માટે ઘણે સ્થળે ચણતરના બંધ બાંધેલા છે. અને એ રીતે નહેરમાં એક સેકંડે વધારેમાં વધારે ૨.૧ ફૂટ પાણી વહે એવી વ્યવસ્થા કરાઈ છે.

આ નહેરમાંથી ૨૨૦૦ એકર જમીનમાં પાણી આપી શકાય એમ છે. તે પૈકી પાણીનો ઉપયોગ થઈ શકે એવો વિસ્તાર ૧૮૦૦ એકર છે. બાકીનો ૪૦૦ એકર જેટલો વિસ્તાર ઊંચો હોવાથી ત્યાં પાણી અપાતું નથી. આ નહેર શરૂઆતમાં એક સેકંડે ૫૧ ઘનફૂટ અને અંતે ૩૧ ઘનફૂટ પાણી વહેવડાવે એવી શક્તિ ધરાવે છે. ૧૨ થી ૧૫ દિવસમાં આખા વિસ્તારને એકી સાથે ૭ ઇંચ પાણી આપી શકાય એવી આ નહેર શક્તિ ધરાવે છે. જ્યાં જ્યાં આ નહેર ગાડામાર્ગો અને કોતરોને ઓળંગે છે ત્યાં ત્યાં જરૂરી બાંધકામ સારી રીતે કરેલાં છે. જ્યાં જ્યાં પિયતની દૃષ્ટિએ પાણી ખાલી કરી નાખવાની જરૂર પડે ત્યાં ત્યાં નહેરમાં જરૂરી બારાં પાડેલાં છે. નહેરો ખોદતાં નીકળેલી માટી વડે ઊંચી પાળો બનાવવામાં આવી છે. આજુબાજુ પાણીની રેલથી જમીન ઢંકાઈ જાય ત્યારે આ પાળીઓ ઉપરથી, આવજા થઈ શકે છે. અને એ માર્ગે નહેરની તપાસ થઈ શકે છે.

આ નહેરની શાખાઓ એક સેકંડે દસથી બાર ઘનફૂટ પાણી વહેવડાવી શકે છે. અને તેમાંથી આશરે ૫૦૦ એકરના વિસ્તારમાં પાણી ફરી શકે છે. ગાંડિયા વહેળાને જમણે કાંઠે આવેલી ડાંગરની જમીનને પાણી આપવા માટે નહેરની એક શાખા ચાલુ કરવામાં આવી છે. આ શાખા દર સેકંડે ૧૪ ઘનફૂટ પાણી આપી શકે છે, જે વડે ૧૨થી ૧૫ દિવસમાં આજુબાજુના ૩૦૦ એકરના વિસ્તારને ૬" પાણીનું એક પિયત આપી શકાય છે. બાકીની વિગતો ડાબી બાજુની નહેરના જેવી જ છે. શરૂઆતમાં આ નહેર ૬થી ૧૦ ફૂટ ઊંડી છે. અને પછી આગળ જતાં તે આજુબાજુની જમીનના ઢાળના પ્રમાણમાં ઓછીવત્તી ઊંડી થતી જાય છે. રસ્તા ઓળંગવા તથા ખેતરોમાં પાણી પહોંચાડવા જરૂરી ગરનાળાં, સાઈફન, બારાં વગેરે બાંધકામ કરેલાં છે.

નીચેનાં બીજા વર્ગનાં તળાવો આ મુખ્ય સાવલી તળાવનાં પેટા તળાવો છે. અને એ બધાં સાવલીની ડાબી તથા જમણી નહેરમાંથી ભરી શકાય છે:

(૧) પંડોળું તળાવ, દહિયપ આગળ
(૨) મસાણિયા તળાવ, ,,
(૩) કોશ તળાવ, ,,
(૪) વસનાતિયા તળાવ, કઠાણા આગળ
(૫) ભમેવાલ તળાવ, ,,

**પાણીનો પુરવઠો:** તળાવ પૂરેપૂરું ભરાય ત્યારે તેની સપાટી આર. એલ. ૧૦૩.૫૦ હોય છે. તે વખતે તળાવમાં ૧૭૨.૨૬ મિલિયન ઘનફૂટ પાણી માઈ શકે છે. આ તળાવનું પાણી ફરી શકે તેવી તમામ જમીનનું ક્ષેત્રફળ ૪૭૦૦ એકર થાય છે. દર વર્ષે ખરીફ ઋતુમાં આશરે ૧૬૦૦થી ૨૨૦૦ એકર જમીનને પાણી આપવામાં આવે છે. ખરીફ પછી પાણી હોય તો રવીપાક તેમજ ઉનાળુ પાક માટે પણ પાણી આપવામાં આવે છે.

**અગત્યનાં બાંધકામો:** તળાવની પાળ ઉપર જમણી બાજુની નહેરનું રેગ્યુલેટર, ડાબી બાજુની નહેરનું રેગ્યુલેટર, વેસ્ટ વિયર અને તેમાં મૂકેલાં બારાં, એ બધાં જોવા જેવાં છે.

## ત્રાણજા—નગરામા તળાવો

**સ્થળ:** આ તળાવો **ત્રાણજા** અને **નગરામા** નામના એક બીજાથી ૧½ માઇલને અંતરે આવેલાં બે ગામોની હદમાં આવેલાં છે. નગરામાનું તળાવ લિંબાસીથી ગાડા માર્ગે ત્રણેક માઇલ દૂર છે. લિંબાસીથી **માતર–સિંજીવાડા** રોડ નામના લોકલ બોર્ડના રસ્તા ઉપર, **માતર**થી સાત માઇલ અને **ખેડા**થી દસ માઇલ છેટે છે. ખેડાથી લિંબાસી જવા માટે પાકી સડક છે. આ તળાવ નજીક કોઈ રેલવે સ્ટેશન નથી. ત્રાણજાનું તળાવ નગરામાથી ૧½ માઇલ દૂર છે. ખાસ કરીને લવાલ કાંસના પાણીથી આ તળાવો ભરવામાં આવે છે. હિસાબી દૃષ્ટિએ આ બે તળાવોનો વહીવટ ભેગો થાય છે તેથી તેમનાં નામ સાથે બોલાય છે.

ત્રાણજા અને કઠોડાનું તળાવ તથા નજીકની જમીન

જોડી દઈને ત્રાણજાનું તળાવ બનાવાયું છે. અને નગરામા તથા મરાળાનાં તળાવ તથા નજીકની જમીન જોડી દઈને નગરામાનું તળાવ બનાવેલું છે. ત્રાણજા તળાવની ચોપાસ માટીની મજબૂત પાળો બાંધેલી છે, જ્યારે નગરામા તળાવની ત્રણ બાજુએ પાળો બાંધી છે, અને ચોથી બાજુએ જમીન ઊંચી હોવાથી પાળની જરૂર પડી નથી.

**બંધાવ્યાની તારીખ :** આ તળાવો ઈ. સ. ૧૯૦૨માં દુષ્કાળરાહતના કામ માટે શરૂ કરવામાં આવ્યાં હતાં. એ કામ ઈ. સ. ૧૯૦૪માં ફરીથી લેવાયું હતું, અને ઈ. સ. ૧૯૦૬માં પૂરું થયું હતું.

**આવરણનો વિસ્તાર :** ત્રાણજાના તળાવનો વિસ્તાર ૧૮૫ એકર અને નગરામાના તળાવનો ૧½ ચો. મા. છે. આ વિસ્તારમાં જે પાણી વરસે તે અને લવાલ કાંસનું પાણી તળાવોમાં ભરાય છે. તળાવોથી બે માઈલ દૂર લવાલના કાંસમાંથી પાણી લેવા માટે ખાંધલી ગામ આગળ રેગ્યુલેટર બાંધેલું છે. એ સ્થળેથી કાંસના બે ફાંટા પડે છે. તે આ બે તળાવમાં જાય છે. પાણીનું આવરણ પૂરતું નહિ હોવાથી આ તળાવો સારા પ્રમાણમાં સામટો વરસાદ પડે તો જ ભરાય છે. તળાવની પાળોની વચ્ચેનો વિસ્તાર સપાટ છે, અને દર વર્ષે તળાવમાં પાણી ન હોય તેવો ભાગ ખેડૂતોને ખેતી કરવા ભાડે અપાય છે.

**બંધ :** આ બંને તળાવોના બંધ વાંકાચૂકા છે. ત્રાણજાના તળાવના બંધની સળંગ લંબાઈ ૧૫,૧૦૦ ફૂટ છે, અને નગરામાના તળાવના બંધની સળંગ લંબાઈ ૭૫૦૦ ફૂટ છે. આ બંધોની મથાળાની પહોળાઈ ૧૦ ફૂટ, પાણી તરફનો ઢાળ ૩ : ૧, અને બહારનો ઢાળ ૨ : ૧ છે. દર વર્ષે જરૂરી મરામત કરવામાં આવતી હોવાથી આજસુધી આ બંધો ટકી રહ્યા છે. એમની સૌથી વધુ ઊંચાઈ અનુક્રમે ૧૫·૮૪ અને ૨૦·૬૬ ફૂટ છે.

**વેસ્ટ વિયર (છલામણી):** નગરામા તળાવમાંથી વધારાનું પાણી બહાર નીકળી શકે તે માટે જમીનની છલામણી છે. જ્યારે ત્રાણજાના તળાવમાંથી વધારાનું પાણી બહાર કાઢવા માટે ચણતરની છલામણી છે. ત્રાણજાના તળાવની છલામણીની સળંગ લંબાઈ ૧૦૦ ફૂટ છે, અને નગરામાના તળાવની છલામણીની સળંગ લંબાઈ ૨૫૦ ફૂટ છે. આ વ્યવસ્થાનો લાભ લેવાની ભાગ્યે જરૂર પડે છે, કેમકે તળાવ પૂરેપૂરાં ભરાતાં નથી.

**પાણી આપવાની વ્યવસ્થા :** તળાવની બહાર આવેલાં ખેતરોને પાણી આપવા માટે તળાવની પાળ ઉપર નાળાં મૂકેલાં છે. દરેક તળાવને આવાં પાંચ નાળાં છે. ત્રાણજા તળાવના ચોથા નાળા આગળથી એક 'ત્રાણજા નહેર' કાઢેલી છે. તે ત્રાજના સીમાડા સુધી જાય છે. નગરામા તળાવના છેલ્લા નાળા આગળથી પણ એક નહેર કાઢેલી છે, તે અસલાલી નજીક આવી ત્રાણજા નહેરને મળે છે. આ નહેરો વાટે આજુબાજુનાં તેમજ દૂરનાં ખેતરોને પાણી મળી શકે તેમ છે. જ્યારે તળાવોનાં બાકીનાં નાળાં મારફતે તળાવોની આજુબાજુની જમીનોને પાણી મળી શકે છે. જોકે આશરે છેલ્લા પાંચેક વર્ષમાં તો માત્ર ત્રાણજા તળાવ જ ભરાય છે અને તેમાંથી પાણી આપી શકાય છે. પણ નગરામા તળાવ ભરાતું નથી.

**પાણીનો પુરવઠો :** ત્રાણજાના તળાવમાં ૭૦·૭૬ મિલિયન ઘનફૂટ અને નગરામાના તળાવમાં ૯૭·૧૪ મિલિયન ઘનફૂટ પાણી સમાઈ શકે એમ છે.

## સૈયાંત તળાવ

**સ્થળ :** આ તળાવ કાસરા તાલુકાના સૈયાંત અને બોરડી ગામોની હદમાં આવેલું છે. તે ડાકોર-મહુધા માર્ગ ઉપર છઠ્ઠા માઈલ નજીક અને ડાકોર સ્ટેશનથી ઉત્તર-પશ્ચિમે સાત માઈલ દૂર છે. એ સ્થળે એક વહેળો આવેલો છે. તેમાં બંધ બાંધીને એ બંધના છેડા બે બાજુ લંબાવી આજુબાજુની ઊંચી જમીન સાથે જોડી દેવામાં આવ્યા છે. એ રીતે આ તળાવ બન્યું છે.

**બાંધકામની તારીખ :** આ તળાવ ઈ. સ. ૧૯૦૨માં દુષ્કાળરાહતના કામ અંગે ખોદવામાં આવ્યું હતું. પાછળથી ઈ. સ. ૧૯૧૨માં સામાન્ય બાંધકામ તરીકે પૂરું કરવામાં આવેલું. સરકારના તા. ૭ ઑક્ટોબર ૧૯૧૩ના ઠરાવ નંબર એ. આઈ. ૧૦૧૬૦થી એનું ખર્ચ રૂ. ૧,૩૪,૧૦૫ મંજૂર કરવામાં આવ્યું હતું.

**પાણીના આવરણનો વિસ્તાર :** આ તળાવના પાણીના આવરણનો વિસ્તાર ૧૨·૫ ચો. માઈલ છે. તળાવનું તળ ૬૬૩ એકરનું છે. તળાવમાં ૧૩૫ મિલિયન ઘનફૂટ પાણી સમાવવાની શક્તિ છે, તેમાંથી ૧૩૦ મિલિયન ઘનફૂટ પાણી પિયતના ઉપયોગમાં લઈ શકાય એમ છે. આવરણનો વિસ્તાર ઠીક ઠીક ઊંચોનીચો છે. મૂળ તે ઘાસથી ઢંકાયેલો રહેતો. હવે તેમાં ઘણા સ્થળે ખેતી થાય છે. તેથી જ્યારે વરસાદ ૧"થી ઓછો હોય ત્યારે પાણીના પ્રવાહને વહેતાં અડચણ પડે છે.

**બંધ :** આ તળાવનો બંધ ખાસ પસંદ કરેલી માટીનો બનાવેલો છે. તેની લંબાઈ ૮૬૦૦ ફૂટ છે. તેના મથાળાની

પહોળાઈ ૧૦ ફૂટ, અંદરનો ઢાળ ૩:૧ અને બહારનો ઢાળ ૨:૧ છે. એની સૌથી વધુ ઊંચાઈ ૨૨ ફૂટ છે. બંધાઈ ગયા પછી તરત ઈ. સ. ૧૯૧૩માં અને ફરીથી ૧૯૨૭માં રેલ વખતે, એમ બે વાર આ તળાવ તૂટ્યું હતું. પરંતુ તે તરત જ સમરાવી દેવામાં આવ્યું હતું. તેની ઊંચી પાળ તરફનો અને વહેળાની નજીકનો અંદરનો ઢાળ કાળા પથ્થર વડે જડેલો છે. તેને લીધે બંધની દીવાલ મજબૂત બનેલી છે. અને ફાટ પડી પાણી બહાર નીકળવાનો સંભવ એનાથી અટકે છે.

**વેસ્ટ વિયર (છલામણી):** વધારાના પાણીના નિકાલ માટે જે વેસ્ટ વિયરની રચના કરેલી છે તે સંતોષકારક કામ આપે એવી છે

**નહેરો:** આ તળાવમાંથી ત્રણ મુખ્ય નહેરો અને ત્રણ શાખાઓ કાઢવામાં આવી છે. એમની કુલ લંબાઈ ૧૧.૧૦ માઈલ છે. આ નહેરો નજીકનાં નાનાં તળાવો અથવા વહેળાઓમાં વાળેલી છે. આ નહેરો ઉપર સાઈફન, બારાં વગેરે જરૂરી બાંધકામો કરેલાં છે. નહેરો ખોદતાં નીકળેલી માટી વડે બંને બાજુએ પાળો બનાવેલી છે.

**પાણીનો પુરવઠો:** આ તળાવમાં ૧૩૫ મિલિયન ઘનફૂટ પાણી માઈ શકે છે. એક મિલિયન ઘન ફૂટ પાણી વડે ૧૫ એકર જમીનને પિયત થાય એ હિસાબે આ તળાવના પાણી વડે ૧૯૫૦ એકર જેટલી જમીનને પાણી આપી શકાય એમ છે. આ જમીન પૈકી ૧૦૦૦ એકર ક્યારી જમીન છે.

આ તળાવ સાથે સંબંધ ધરાવતાં પેટા તળાવો કે નહેરો નથી.

## રાણી પોરડાનું તળાવ

**સ્થળ:** આ તળાવ ઠાસરા તાલુકામાં **રાણીપોરડા** અને **ઓઝરાળા** નામનાં ગામો નજીક આવેલું છે. તે ડાકોર શહેરના ઉત્તર-પૂર્વ ખૂણાથી બાર માઈલ છેટે છે. ઓઝરાળા ગામ આગળ એક વહેળો આવેલો છે. એ વહેળાના ઊંચાણના ભાગમાં ગામ વસેલું છે. એ ઊંચાણવાળી જમીનમાંથી વહેળો નીકળે છે. તેની ઉપર રાણીપોરડા ગામ પાસે એક બંધ બાંધેલો છે. આ બંધ માટીનો છે, આ માટી બંધથી થોડે દૂર આવેલી જમીનને ખોદીને મેળવેલી છે. વહેળાને તળિયે ૭ ફૂટ પહોળી નીક બનાવવામાં આવી છે. બંધને મજબૂત બનાવવા માટે તેનો અંદરનો ઢાળ ઊંચાણ બાજુએ ઈંટો અને મુરમથી ચણી લેવામાં આવ્યો છે. તેની લંબાઈ ૫૩૬૦ ફૂટ અને પહોળાઇ મથાળે ૬ ફૂટ છે. ઊંચાઈ વધારેમાં વધારે ૨૪.૨૫ ફૂટ છે. આ તળાવ ૧૯૪૮માં બાંધવામાં આવ્યું હતું. ૧૯૫૦-૫૧માં ઘણો વરસાદ પડવાથી તેનો બંધ તૂટ્યો હતો. તે સમરાવી લેવામાં આવ્યો હતો. પરંતુ ૧૯૫૧-૫૨માં તે પાછો બીજે સ્થળેથી તૂટ્યો હતો. આ સ્થળે સમારકામ ચાલે છે, અને આ પુસ્તક છપાઈને પ્રકટ થશે ત્યારે કદાચ એ પૂરું પણ થયું હશે.

## કનેવાળ તળાવ

**સ્થળ:** આ તળાવ ખંભાત તાલુકાના **વલ્લી** નામના ગામ નજીક આવેલું છે. ખંભાતની ઉત્તરે **ખંભાત-માટલા-કૂઈ રસ્તાના સોળમા માઈલ ઉપર** ખંભાતથી ૧૬ માઈલ દૂર છે. અત્યારનો ખંભાત-માટલાકૂઈ રસ્તો એના બંધની ગરજ સારે છે. તે ૨૦ ફૂટ પહોળો છે. એની સૌથી વધુ ઊંચાઈ ૧૨ ફૂટ અને ઢાળ ૨:૧ ફૂટ છે. બંધની જમીન પીળી અને કાળી માટીના મિશ્રણવાળી છે.

## અગત્યની વિગતો

તળાવનું ક્ષેત્રફળ.............૧૩૦૪ એકર
પાણીના આવરણનો વિસ્તાર......૩૧.૪ ચો. મા.
તળાવની પાણી સમાવવાની શક્તિ...૧૬૬.૮૭ મિલિયન ઘનફૂટ
તળાવથી પિયત કરવાની શક્યતા...૨૦૦૦ એકર
તળાવનું પાણી પહોંચી શકે તેટલી
જમીનનું ક્ષેત્રફળ..............૩૦૦૦ એકર

ઈ. સ. ૧૯૫૩માં આ તળાવની પાળ અને છલામણીનું લેવલ એક ફૂટ ઊંચું લેવાનું કામ શરૂ કરવામાં આવ્યું છે. આથી તળાવની પાણી સમાવવાની શક્તિ વધશે, અને ૧૦૦૦ એકર વધારે જમીનમાં પાણી આપી શકાશે.

---

આધાર: એક્ઝિક્યુટીવ એન્જિનિયર, પ. વ. ડી., ખેડાની કચેરીમાંથી ૧૯૩૨ માં તૈયાર કરાયેલી તળાવો અંગેની ઇજનેરી માહિતી મળેલી. તે ડેપ્યુટી એંજિનિયર ડાકોર, અને ખેડાની કચેરીઓની મદદથી અદ્યતન બનાવીને અત્રે આપી છે.

★




ચરોતર સર્વસંગ્રહ ૧૯૫૪

# ૧૨
# ખારી નદીની કલમબંધી નહેર

**અલંગ નહેર :** સાબરમતી નદીમાંથી કાઢેલી, માતર તાલુકાના અસામલી ગામથી શરૂ થઈ ખંભાત શહેરના નારેશ્વર તળાવને મળતી અલંગ નહેર એ ખેડા જિલ્લાની સૌથી જૂની નહેર છે. એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. આ સિવાય સાબરમતી નદીમાંથી કોઈ નહેર ખેડા જિલ્લામાં કાઢેલી નથી.

**ખારી નદી :** અસામલીની ઉત્તરે ચારેક માઈલ ઉપર પાલ્લા ગામ આગળ વાત્રક નદી સાબરમતીને મળે છે. ત્યાંથી ઉત્તરે ચારેક માઈલ છેટે વારસંગથી થોડે દૂર ખારી નદીનો પૂર્વ ફાંટો અને ત્યાંથી ઉત્તરે ચારેક માઇલ છેટે રસિકપુરા આગળ એ જ નદીનો પશ્ચિમ ફાંટો સાબરમતીને મળે છે. ખારી નદીના આ બે ફાંટા પૈકી પૂર્વ ફાંટો **ખારી** કહેવાય છે. અને પશ્ચિમ ફાંટો **ખારોલો** કહેવાય છે. ખારી નદીનું મૂળ સાબરકાંઠા જિલ્લામાં હિંમતનગરની પૂર્વે આવેલા રેતાળ-પ્રદેશ (Sandunes સેન્ડડ્યુન્સ)માં છે. ત્યાંથી સાબરકાંઠા અને અમદાવાદ જિલ્લાના પ્રદેશોમાં આશરે સો માઈલનો પ્રવાસ કરી એ નદી મહેમદાવાદ તાલુકાના લાલી ગામ આગળ ખેડા જિલ્લામાં પ્રવેશે છે. લાલી ગામ ખારી નદીમાંથી પોતાના હક જેટલી જમીનમાં કોસથી ઊંચકીને પાણી લે છે. તે વિના એને આ નદીમાંથી પાણી મળી શકે તેવી શકયતા નથી. લાલીથી દક્ષિણે આઠેક માઈલ ઉપર પીંગળજ ગામ આવેલું છે. એ ગામ આગળથી ખારી નદીના ઉપર જણાવેલા બે ફાંટા બને છે. ત્યાંથી ઉત્તર–પશ્ચિમે બાઈ તળાવ એને કિનારે જ છે. ત્યાંથી લાલી સુધી નદીના માર્ગમા **બીડજ** ગામ આવે છે. બીડજ અને બાઈ તળાવની વચ્ચે નદીએ સહેજ પૂર્વ તરફ વળાંક લીધેલો છે. પીંગળજ નજીક આવેલા નદીના બે ફાંટાના ઉગમસ્થાન ઉપર **કલ્યાણભટ્ટનું તળાવ** આવેલું છે. આ વિસ્તારની પશ્ચિમે ખેડા જિલ્લાની સરહદ બહાર **બારેજાનું તળાવ** છે. ખારી નદીમાં ભારે મોટું પૂર આવે ત્યારે નદી છલકાય તે વખતે બારેજાના તળાવમાં આ નદીનું પાણી જાય છે.

ખારી નદીમાંથી નાની નહેરો અને કાંસ કાઢેલા છે. તે મારફતે ખારીનું પાણી એ વિસ્તારમાં આવેલાં તળાવોને મળે છે. એ જ રીતે પીંગળજની દક્ષિણ–પૂર્વે કાસીપુરા ગામ આગળ ગોબળજ નામનું મોટું તળાવ છે. એ તળાવને પાણી આપવા કનેરા ગામની ઉત્તરે ખારી નદીમાંથી પગી કાંસ કાઢેલો છે. ગોબળજ તળાવને દક્ષિણ કિનારે ગોબળજ ગામ છે. અને એની દક્ષિણે કેટલાંક તળાવો આવેલાં છે. એ રીતે ગોબળજ તળાવમાંથી કાંસ કે નહેરો મારફતે એની આજુબાજુના વિસ્તારને પાણી મળે છે.

પીંગળજથી નીકળતો ખારી નદીનો પશ્ચિમ ફાંટો—ખારોલો—**નવાગામ** આગળ થઇને ચલિંદ્રા ગામ આગળથી વળાંક લઈ પશ્ચિમે સાબરમતી તરફ વહે છે. સાબરમતી નદીનો એક નાનો વહેળો એની પૂર્વે આવેલાં **રસૂલપુરા** અને **મહીજડા** ગામો તરફથી **વરોડા** આગળ થઈ પૂર્વ–દક્ષિણે વહે છે. આ ફાંટો ચલિંદ્રા તરફથી આવતા ખારોલાને મળે છે. અને એ રીતે સાબરમતી અને ખારીનો સંયુક્ત પ્રવાહ કલોલી આગળ થઇને રસિકપુરા આગળ સાબરમતીને મળે છે. રસૂલપુરાથી દક્ષિણે સાબરમતીનો પટ ગોળાકાર અને પહોળો બને છે. ત્યાંથી ખારોલાના સંગમ સુધી બે નદીઓ પોતાની વચ્ચે થોડા થોડા માઈલનું અંતર રાખીને વહે છે. ખારી નદીના આ નાના ફાંટા ખારોલાને કિનારે મુખ્ય ગામ **નવાગામ** છે. તે તેના ડાંગરના પાક માટે પ્રખ્યાત છે. ચલિંદ્રાની દક્ષિણે એવું જ બીજું પ્રખ્યાત ગામ **નાયકા** છે.

પીંગળજથી નીકળતો ખારી નદીનો પૂર્વ ફાંટો ખારોલાને સમાંતર વહે છે. આ ફાંટો પીંગળજથી એના મુખ સુધી **બારેક માઈલ** લાંબો હશે. એને કિનારે કાશીપુરા, પાણસોલી વગેરે ગામો આવેલાં છે. ચલિંદ્રા આગળ ખારોલાથી ભરાતું, નાયકાની કયારીને પાણી આપવા માટેનું, ચલિંદ્રા તળાવ બાંધેલું છે. તે નાયકાથી એક માઈલ દૂર છે, અને ખારી નદીમાંથી ભરાતું બેરાઈ આગળ બેરાઈ નામનું તળાવ બાંધેલું છે. બેરાઈ તળાવ ખારીની પશ્ચિમે અને ચલિંદ્રા તળાવ ખારોલાની પૂર્વે છે. એની બરાબર સામે બેરાઈની પૂર્વે વડાળા અને દલાલનાં બીજાં બે તળાવો છે. તે ગોબળજના તળાવ સાથે કાંસથી જોડાયેલાં છે. ગોબળજના તળાવને પશ્ચિમ–દક્ષિણ કાંઠે **પાણસોલી** ગામ બરાબર સામે પશ્ચિમ તરફ ત્રણેક માઈલ ઉપર

ખારી નદી અમદાવાદ જિલ્લામા નદી જેવી અને ખેડા જિલ્લામા નહેર જેવી છે પીગળજ રેગ્યુલેટર ઉપર એની પહોળાઈ ૪૦ થી ૫૦ ફૂટ અને ઊડાઈ વધારેમા વધારે ૮ ફૂટ છે ત્યાથી દક્ષિણે ખારી તથા ખારીવાની પહોળાઈ ૨૦ ફૂટ અને ઊડાઈ ૬ ફૂટ છે આ નદીને કનેરાના બધથી પીગળજ સુધી ખોદીને સીધી કરેલી છે

**કલમબધી ગામો :** આ રીતે બનેલા ખારી નદીના પ્રદેશ પૈકી બાઈ તળાવથી નાયકા સુધીનો અગિયાર ગામોનો બનેલો પ્રદેશ કમલબધી નહેર વિસ્તાર કહેવાય છે તેમા નહેરો આવેલી છે આ નહેરોનો શાતિથી અને વ્યવસ્થિત રીતે લાભ લેવાય તે માટે બ્રિટિશ સરકારે એક પચ નીમેલુ એણે જે નિયમો ઘડયા તેને '૧૮૪૩ની કલમબધી' કહેવામા આવે છે, અને આજે પણ તે કલમબધીમા ઘડેલા નિયમો પ્રમાણે પાણી અપાય છે એ નિયમોને આધીન હોવાથી એ ગામો અને એ વિસ્તાર 'કલમબધી ગામો કે વિસ્તાર' તરીકે ઓળખાય છે એ ગામોના નામ કનેરા, મલારપુરા, પીગળજ, નવાગામ, પાણસોલી, ઢઢાલ, ભેરાઈ, ગોવિદપુરા, ચલિદ્રા, નાયકા, કઠવાડા

**કલમબધીનો ઇતિહાસ :** બ્રિટિશરાજ્ય પહેલાં આ ગામો આગળ ખારી નદી ખેતરોની જમીનની સપાટીએ વહેતી હતી તેથી નદીમાં માટીના તથા ઘાસ-લાકડાંના કાચા બેડા બાધી પાણીના પ્રવાહને લોકો બાધી દેતા અને તેમાંથી જરૂર પ્રમાણે પોતાનાં ખેતરોને પાણી આપતા. બારોટોના ચોપડામા આવતા ઉલ્લેખો ઉપરથી લોકો માને છે કે આ પદ્ધતિ લગભગ ૬૦૦ વર્ષથી ચાલતી હતી એના ઉપર કોઈ નિયમન નહિ હોવાથી અછતના સમયમા લોકોને પાણી માટે પરસ્પર ટટા થતા ગામ ગામ વચ્ચે મારામારી થતી ખૂનો પણ થયેલા

બ્રિટિશઅમલની શરૂઆતમા આ પરિસ્થિતિ સરકારના ધ્યાનમા આવતા ઈ સ ૧૮૦૫મા સરકારે આ નદીનો વહીવટ પોતાના હાથમા લીધો *ઈ સ ૧૮૪૩મા આ વહીવટને વ્યવસ્થિત કરવા નિયમો ઘડી કાઢવા માટે એક પચ નીમવામા આવ્યુ તેમા કેપ્ટન ફુલ જેમ્સ, બે અમલદારો, અજુભાઈ પી દેશાઈ અને હરિભાઈ ભાઈભા અમીન હતા

આ પચે પરિસ્થિતિનો અભ્યાસ કરી નીચેના ગામોને ખારી નદીમાથી પાણી લેવાના વારા કરી આપ્યા કનેરા, મલારપુરા, પીંગળજ, અને નવાગામ. ત્યાર પછી ઈ સ ૧૮૫૩મા ફરીથી એક સમિતિ નીમવામા આવી તેણે બાકીના ગામો માટે વારા કરી આપ્યા એ રીતે ઈ સ ૧૮૫૩થી કલમબધી ગામોનુ જૂથ સ્થાયુ અને તે જૂથના દરેક ગામને પાણી લેવાના વારા નીચે પ્રમાણે નક્કી થયા

**ઈ સ ૧૮૫૩ની કલમબધી પ્રમાણે ખારી નદીમાંથી પાણી લેવાનુ સમયપત્રક**

| ગામનુ નામ | કેટલા વારા | દરેક વારાના દિવસ | જેમાથી પાણી લેવાનુ |
|---|---|---|---|
| કનેરા | ૨ | ૩ | ખારી |
| મલારપુરા | ૩ | ૨ | ખારી |
| પીગળજ | ૩ | ૧ | ખારી (ખારીનો બધ કરીને) |
| કાશીપુરા | ૩ | ૧ | ખારી |
| ભઠિયો બધ | ૩ | ૩ | ખારી (ખારીલો બધ કરીને) |
| પાણસોલી | ૩ | ૩ | ખારી |
| ઢઢાલ | ૩ | ૩ | ખારી |
| ભેરાઈ | ૩ | ૩ | ખારી |
| ગોવિદપુરા | ૩ | ૧ | ખારી |
| નાયકા | ૩ | ૩ | ખારી |
| નવાગામ, કઠવાડા, ચલીદ્રા | ૩ | ૧૧ | ખારીલો |

ઈ સ ૧૮૫૦ સુધી આ પાણી લેવા માટે કાચા બધ બધાતા હતા પરતુ ઈ સ ૧૮૫૦થી રૂ ૬૦૦૦ને ખર્ચે પાકા બધ બાધવામા આવ્યા પાણીની આવજા માટે તેમા દરવાજા મૂકવામા આવ્યા આ દરવાજાને અગ્રેજીમા 'સ્લૂસ' (Sluice) કહે છે તેથી આ 'સ્લૂસ'નો લાભ આપવાની યોજનાને સરકારી વહીવટમા 'ખારી સ્લૂસીઝ સિસ્ટિમ' કહે છે અને લોકો 'કલમબધી યોજના' પણ કહે છે

**ઈ. સ ૧૮૭૪ની નવી વ્યવસ્થા :** ઈ સ ૧૮૫૩થી ૧૮૭૩ સુધી ઉપરના પત્રક પ્રમાણે આ વ્યવસ્થા ચાલી તે પછી એ અગે ફરી વિચારણા કરવા નીચેના ગૃહસ્થોની એક સમિતિ નીમવામા આવી (૧) ડબ્લ્યુ એચ પ્રેસ્ટ, કલેક્ટર, ખેડા, પ્રમુખ, (૨) કર્નલ પ્રેસકોટ, સુપ્રિન્ટેન્ડન્ટ, ગુજરાત સર્વે, (૩) ગી ડી લિટલ, એક્ઝિક્યુટીવ એન્જિનિયર, ખેડા, (૪) જે. ડી ફરગ્યુસન, માઇ ઇરિગેશન એન્જિનિયર

* તે વખતે ઉપરના અગિયાર પૈકી નવાગામ, કઠવાડા અને ચલિદ્રા અમદાવાદ જિલ્લામા હતા, અને બાકીના ખેડા જિલ્લામા હતાં

આ સમિતિએ સંપૂર્ણ તપાસ પછી નીચે મુજબ નવા વારા નક્કી કરી આપ્યા

| ક્રમાંક | ગામ | બંધનો ક્રમાંક | વારાની સંખ્યા | દરેક વારાના દિવસો | બંધ ક્યાં આવ્યો |
|---|---|---|---|---|---|
| ૧ | કનેરા | ૨ | ૨ | ૩ | મુખ્ય ખારીમા |
| ૨ | મલારપુરા | ૩ | ૩ | ૨ | મુખ્ય ખારીમા |
| ૩ | પીંગળજ | ૪ | ૩ | ૧ | ખારીમા |
| ૪ | કાશીપુરા (મલારપુરા) | ૫ | ૩ | ૧ | ખારીમા |
| ૫ | છઠિયાં, નવાગામ, પાણસોલી, પીંગળજ | ૬ | ૩ | ૩ | ખારીમા |
| ૬ | પાણસોલી, નવાગામ, ઢઢાલ | ૭ | ૩ | ૨ | ખારીમા |
| ૭ | ભેરાઈ | ૯ | ૩ | ૨ | ખારીમા |
| ૮ | ગોવિંદપુરા | ૯ | ૩ | ૨ | ખારીમા |
| ૯ | નાયકા | ૮ | ૩ | ૩ | ખારીમા |
| ૧૦ | નવાગામ, ચલિન્દ્રા, કઠવાડા | ૧૩ | ૩ | ૧૧ | ખારોલો |
| ૧૧ | નવાગામ, ચલિન્દ્રા | ૧૦ | ૩ | ૧૧ | ખારોલો |

ઉપરના પત્રકમા ૨થી૧૩ નંબરના બંધોની ગણતરી છે પહેલા નંબરનો બંધ એમાં નથી તે બંધ બીડજ-બારેજાની દૃષ્ટિએ બાંધેલો પરંતુ ભારે મોટા પૂર સિવાય ત્યા પાણી પહોંચે તેમ નહિ હોવાથી અને એ ગામોએ પૂર સિવાય કદી પાણી નહિ લીધેલું હોવાથી એ બંધ રદ કરવામા આવેલો છે, અને એ ગામોને કલમનંધી જૂથમા ગણેલા નથી

ચોથા તથા છઠ્ઠા બંધના વારામા બંધ નંબર ૧૧, ૧૨, અને ૧૩ને બંધ ગણી શકાય કનેરા, મલારપુરા, પીંગળજ અને છઠ્ઠા બંધના વારા દરમ્યાન ખારોલામા ઝરણ સિવાયનું પાણી આવે નહિ આ સિવાય બાકીના અગિયાર દિવસો તેરમા બંધેથી નવાગામ, કઠવાડા અને ચલિંદ્રાને તથા દસમા બંધેથી નવાગામ ને ચલિંદ્રાને પાણી મળે આ વ્યવસ્થા અત્યારે પણ અમલમા છે

૧૧ તથા ૧૨ નંબરના બંધ અનુક્રમે જાબુડિયા તથા મેશિયા કાંસમા આવેલા છે અને તે ચોથા તથા છઠ્ઠા બંધના વારા દરમ્યાન બંધ રહે છે જાબુડિયા કાંસથી નવાગામ, ચલિંદ્રા, પીંગળજ અને કઠવાડાની કેટલીક જમીનને પાણી મળે છે. મેશિયા કાંસથી નવાગામ અને કઠવાડા–સ્લૂસની જમીનને પાણી મળે છે કઠવાડામા બે પ્રકારની જમીન છે · (૧) નીચવાણી અને ખારીના પાણીથી સિંચાતી જમીન 'કઠવાડા સ્લૂસ' કહેવાય છે (૨) ઉપવાણી અને ખારીકટ કેનાલથી સિંચાતી જમીન 'કઠવાડા કટ' કહેવાય છે

પત્રકમા જણાવ્યા પ્રમાણેની વ્યવસ્થા દર વર્ષે સામાન્ય રીતે સપ્ટેમ્બરની ૨૨ મી તારીખથી નવેમ્બરની ૧૫ મી તારીખના ગાળામા ચાલે છે તે સિવાયના દિવસોમા લોકો સગવડ પ્રમાણે પાણી મેળવે છે

**ખારીકટ કેનાલ અને કલમબંધી વિસ્તાર:** ખેડા જિલ્લામા આવેલી ખારીનદીના પાણીની ઉપર પ્રમાણે વ્યવસ્થા થઈ તે જ અરસામા, ઈ સ ૧૮૭૪મા, એ નદીના અમદાવાદ જિલ્લામા આવેલા પ્રવાહનું પાણી ત્યાના લોકોને મળે તે માટે 'હાથમતી કેનાલ' બાંધવામા આવી હતી તે પછી ઈ સ ૧૮૭૮મા રાયપુર ગામ પાસે ખારી નદીમાં આશરે ૨૦૦ ફૂટ લાંબો બંધ બાંધી 'ખારીકટ કેનાલ' નામની નહેર બાંધવામા આવી હતી તે પછી ઈ. સ ૧૮૮૦–૮૨મા કલમબંધી ગામો તથા ખારીકટના ગામોને પાણીનો પૂરતો પુરવઠો મળે તે માટે પ્રાંતીજની બોખનો જળભંડાર બાંધવામા આવ્યો છે

ખારીકટ નહેરનો લાભ અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાના અસલાલી, બારેજા, જેતલપુર, વટવા વગેરે ૨૧ ગામોને આપવાનુ ઠર્યું હતુ પરંતુ એ બધા ગામો માટે પૂરતુ પાણી એ નહેરમા હતુ નહિ. એટલે એ નહેરમા ખૂટતુ પાણી ખારી નદીમાથી જ વાળી લેવામા આવતુ તેને પરિણામે કલમબંધી ગામોને પાણીની તંગી પડતી આની ફરિયાદ થતી ત્યારે ઇરિગેશન ખાતુ જણાવતુ કે કલમબંધી ગામોને હરકત ન આવે એ રીતે ખારીના પૂરનુ જ પાણી ખારીકટમા લેવાય છે એ જ ખાતુ હાથમતી અને બોખના જળભંડારનો પણ વહીવટ કરતુ હોવાથી કલમબંધી ગામોને એ સગવડોનો પણ લાભ મળતો નહિ આ રીતે ખારીકટ અને તેને અંગેની બીજી નહેરો કલમબંધી વિસ્તારને લાભ આપવાને બદલે નુકસાન કરનારી નીવડી એને લીધે ખારીકટના ગામો અને કલમબંધી ગામો વચ્ચે તકરારો ચાલ્યા કરતી છેવટે ઈ સ ૧૯૦૪મા ઇરિગેશન ખાતાએ જાહેર કર્યું કે પાણી સરકારનુ હોઈ, સરકાર પોતાને ફાવે ત્યા

તેને લઈ જઇ શકે અને પરિણામે ખારીકટ વિસ્તારને પાણી મળતુ ચાલુ રહ્યુ અને કલમબધી વિસ્તારને માટે વિક્ષેપો ઊભા થયા

ઉપરના સંજોગોમા નાયકા તથા બેરાઈ ગામોની જમીનોને પૂરતુ પાણી નહિ મળતુ હોવાથી એ બે ગામો માટે ચલિન્દ્રા અને બેરાઇ ગામા આગળ બે જળભંડાર બાંધવામા આવ્યા તે પૈકી ચલિન્દ્રા આગળનુ તળાવ ચલિન્દ્રા તળાવ કહેવાય છે તેની પાણીસગ્રહ-શક્તિ ૪૫ મિલિયન ઘનફૂટ છે અને બેરાઈ તળાવની શક્તિ ૩૪ મિલિયન ઘનફૂટ છે ખારી નદીમા પૂર આવે છે ત્યારે નદીનુ વધારાનુ પાણી આ તળાવોમાં સંગ્રહાય છે

**ઈ સ. ૧૯૦૫ થી ૧૯૨૫ સરકાર સામે દાવો ।** ઇરિગેશન ખાતાના ઉપર જણાવેલા નિર્ણયથી કલમબધી ગામોના ડાંગર વસતા માટે ગના હક (ર૦પારિયન રાઈટ્સ)નો ભગ થતો હતો તે સામે રક્ષણ મેળવવા એ ગામોએ ઈ. સ ૧૯૦૫મા અમદાવાદની સેશન્સ કોર્ટમા તે વખતની સરકાર-સેક્રેટરી આફ સ્ટેટ્સ ફાર ઇન્ડિયા–ઉપર દાવો માંડયો. આ દાવો ૨૧ વર્ષ ચાલ્યો તા ૨૦-૧૧-૧૯૨૫ને રોજ મુબઈ હાઈકોર્ટે ખારી, ભુજવો તથા પ્રાતોજ મોખના કુદરતી પાણી ઉપરના કલમબધી ગામોના રાઈપેરિયન હકો માન્ય રાખી એ ગામોને જ્યા સુધી એ પાણીની જરૂર હોય ત્યાં સુધી એને બીજે વાળી જવા બાબત મુબઈ સરકાર ઉપર કાયમનો મનાઈ હુકમ ફરમાવ્યો ત્યારથી કલમબધી ગામોને ખારી નદીનુ પાણી અગાઉ પેઠે નિયમિત મળવા લાગ્યું.

ઈ સ ૧૯૦૫થી ૧૯૨૫ના ૨૦ વર્ષના ગાળામ કલમબધી ગામોના પાણીના હક છીનવાઇ જવાથી, એ ગામોની ખેડાણ જમીનનો વિસ્તાર ૧૦,૦૦૦ એકરથી ઘટીને ૪૦૦૦ એકર થઇ ગયો હતો સ્થિતિ એવી થયેલી કે ચોમાસાની શરૂઆતમા વરસાદ સારો થાય એટલે આ ગામો ડાંગરનુ ધરુ નાખી, જમીનો ખેડી તૈયાર કરે, ત્યા તો નદીનુ પાણી ખારીકટમા વાળી લેવામા આવતુ એટલે પેલી ખેડેલી જમીનો સુકાઈ જતી તેને વરાપમા પગલે ખેડી તેમા કપાસ, જુવાર વવાતા એવામા પાછો વરસાદ થતા એ જમીનો ઉપર નદીના પાણી ફરી વળતા તેને લીધે કપાસ, જુવાર બગડવાઇ જતા એ કાઢીને પાછી એમા ડાગરો રોપતા, તો પાણીના અભાવે એ ડાગરો બળી જતી, એમ કલમબધી વિસ્તારનો ખેડૂત નહિ ઘરનો કે નહિ ઘાટનો બની ગયો હતો એની પાયમાલી એટલી હદ સુધી ગઇ હતી કે એની કન્યા એની નાતમા કઇ લેતુ નહિ અને એના દીકરાને કન્યા મળતી નહિ એને મુકાબલે ખારીકટના ગામોમા ખેતી આગે થતી હતી.

**ઈ સ. ૧૯૩૮ થી ૧૯૪૨ :** ઈ સ ૧૯૨૫ પછી પાણી મળતુ હોવાથી આ સ્થિતિ સુધરવા લાગી તેમ છતા પાણીના માપ અંગે કલમબધી ગામોને સરકાર સાથે ઝઘડા ચાલુ રહેતા રાયપુર બધથી ૧૦ માઇલ દૂર સાબરમતી નદીનુ પાણી ખારી નદીમા નાખવામા આવતુ એ પાણી રાયપુર આવે ત્યા સુધી નદીની રેતમા અને સૂર્યના તાપમા કેટલું ઘટતુ તેની ગણતરી બાબતમા આ તકરારો પડતી ઈ સ ૧૯૩૮મા આ મુદ્દાની તકરાર ગંભીર બની ગઈ કલમબધી ગામોની ડાગરો છતે પાણીએ બળી ગઈ તે વખતના મહેસૂલી પ્રધાન શ્રી મોરારજી દેસાઈએ આ પ્રશ્નનો નિકાલ કરી આપ્યો તેને પરિણામે ખારી અને સાબરમતી નદીનુ પાણી ખારીકટ ગામો અને કલમબધી ગામો વચ્ચે વહેચી આપવાનો એક કરાર થયો

**ઈ. સ. ૧૯૪૮નો આખરી કરાર :** ઈ સ ૧૯૪૭મ સ્વરાજ્ય મળ્યા પછી મેશ્વાની નહેર બાધવાનો સરકારે વિચાર કરવા માંડયો આ વખતે એમ વિચારાયુ કે જો કલમબધી ગામો મેશ્વાની નહેરનુ પાણી લે અને તેના બદલામા ખારીનદીનું પાણી ખારીકટમા જવા દે, તો ખારીકટના ગામોની અડચણ દૂર થાય અને બને વિસ્તારો આબાદ થાય પરંતુ પાછલા કડવા અનુભવને લીધે કલમબધી ગામો પોતાના રાઇપેરિયન હક્કો છોડવા રાજી ન હતા આથી નિરાશ નહિ થતાં ખારીકટના ખેડૂતોએ કલમબધી ગામોને આ બાબતમા મનાવી લેવા જિલ્લાના સેવકો શ્રી રવિશંકર મહારાજ, શ્રી માધવલાલ શાહ અને શ્રી ગવરભાઈ નાથાભાઈ પટેલને આગ્રહ કર્યો એ લોકસેવકોના પ્રયત્નથી કલમબધી ગામો મેશ્વા નહેરનુ પાણી મળવાની ખાતરી મળે તો ખારીકટ ઉપરના પોતાના હક્કો છોડવા સમત થયા એ અગે તા ૨૨-૫-૧૯૪૮ને રોજ નવાગામ મુકામે સરકાર અને કલમબધી ગામોના પ્રતિનિધિઓ વચ્ચે કરાર થયો.

**કલમબધી જમીનોનું ક્ષેત્રફળ અને ઉત્પન્ન :** ઉપર પ્રમાણે પાણીનો પુરવઠો કાયમ મળતો થવાથી કલમબધી ગામોનુ ડાગરનુ ઉત્પન્ન ઘણુ વધ્યુ છે ડાગર લણી લીધા પછી એ જ જમીનમા ઘઉ પકવવામા આવે છે આ ઘઉને પાણી પાવાનુ હોતુ નથી ચોમાસાના ભેજથી જ એ પાકે છે. આ રીતે ચોમાસુ અને શિયાળો એ બે ઋતુમા આ જમીનોમાં ખેતી થાય છે ઉનાળુ પાક એમાં થતો નથી,

કડી મહીજની દક્ષિણ-પૂર્વે ગલકી નામનું તળાવ આવેલું છે. આ તળાવમાંથી નીચે પ્રમાણે ચાર કાંસ કાઢેલા છે. એક કનીજ તરફ, એક સાંખેજ તરફ અને બે વાસણા મારગિયા તરફ. એ રીતે ગલકી તળાવ ગોબલજના તળાવ જેવું મહત્ત્વનું તળાવ છે. અને ખારી, મોનિયો વહેળો, મેશ્વા અને વાત્રકને કાંઠે આવેલાં ગામો અનેક કાંસથી જોડાયેલાં છે.

**મેશ્વા નહેરની રચના :** રાસ્કા ગામની ઉત્તર-પૂર્વે એકેક માઈલ ઉપર મેશ્વા નદીમાં એક નીચો બંધ (Pick-up weir પીક-અપ વિયર) બાંધવામાં આવ્યો છે. આ સ્થળ બારેજડી સ્ટેશનથી આશરે ૭ માઈલ પૂર્વ તરફ છે. મેશ્વા નદીના મૂળથી ત્યાં સુધીના લગભગ ૬૭૦ ચોરસ માઈલ વિસ્તારનું વરસાદનું પાણી બંધ આગળ એકઠું થાય છે. એ પાણી નહેર વાટે મહેમદાવાદ અને માતર તાલુકાનાં ગામોને મળે એવી રચના કરવામાં આવી છે. મુખ્ય નહેર નવ માઈલ લાંબી છે. તે રાસ્કાથી દક્ષિણ-પશ્ચિમે બીડજ સુધી લંબાય છે. બીડજ આગળનો એનો છેડો ખારી નદીને મળે છે. મહીજ પાસે આ નહેરમાંથી દક્ષિણ તરફ એક શાખા કાઢેલી છે. તે કાઝીપુરા શાખા કહેવાય છે. તે ૧૪ માઈલ લાંબી છે. તેનો છેલ્લો છેડો છેક રઢુની દક્ષિણે વારસંગ નજીક આવેલો છે. કાઝીપુરા સુધી આ શાખા મોનિયા વહેળાને સમાંતર વહે છે. તે ખારી અને મોતિયાની વચ્ચે આવેલી છે. કાઝીપુરા ગોબલજની પૂર્વે અને સમાદરાની દક્ષિણ-પશ્ચિમે આવેલું છે. તે આજુબાજુનાં સ્થળો સાથે કાંસથી જોડાયેલું છે. આ રીતે રાસ્કાથી રઢુ સુધીના મેશ્વાના કિનારાના પ્રદેશને મેશ્વા નહેરનો લાભ મળે છે. તેમાં માતર તાલુકાનાં ફલમમંધી જૂથનાં ૧૧ ગામો ઉપરાંત મહેમદાવાદ અને માતર તાલુકાનાં નીચેનાં ગામોનો સમાવેશ થાય છે.

| ક્રમાંક | ગામ | ક્યારી જમીન (એકરમાં) |
|---|---|---|
| ૧ | મહીજ | ૧૦૪૨ |
| ૨ | સાંખેજ | ૬૦૩ |
| ૩ | સમાદરા | ૬૯૪ |
| ૪ | વાસણા | ૧૦૦૯ |
| ૫ | સારસા | ૭૫૩ |
| ૬ | કાઝીપુરા | ૩૩૩ |
| ૭ | હરિયાળા | ૪૪૧ |
| ૮ | ગોબલજ | ૧૪૧૨ |
| ૯ | લાલી | ૩૧૪ |
| ૧૦ | બીડજ | ૩૩૨ |
| ૧૧ | કનીજ | ૨૮૧ |
| ૧૨ | ગોરપુરા | ૮૬ |
| | | ૭૩૦૦ |

આ રીતનાં ૨૩ ગામો નહેરના પિયત વિસ્તાર (કમાન્ડ એરિયા)માં આવે છે. એટલે કે એ ગામોની આશરે ૧૬,૦૦૦ એકર જમીનને નહેરનું પાણી સ્વાભાવિક રીતે મળે છે. જ્યારે પાણી વધારે હોય ત્યારે નીચેનાં (માતર તાલુકાનાં) ગામોને આપી શકાય તેમ છે : વડાળા (ક્ષેત્રફળ ૨૯૦ એકર), વાવડી (૧૫૯ એકર), ડામરી (૩૩૨ એકર), શેત્રા (૧૨૯ એકર), વાસણા (૩૫૦ એકર), ચાંદણા (૨૬૮ એકર), રઢુ (૯૫૩ એકર).

આ વિસ્તારમાં ગલકી, ગોબલજ, ભેરાઈ અને ચલિંદ્રાનાં ચાર તળાવો આવેલાં છે. આ પૈકી પહેલાં બે તળાવોને પાણી આપવા મેશ્વાની મુખ્ય નહેરમાંથી નાની નહેરો કાઢેલી છે. બાકીનાં બે ખારી સાથે જોડાયેલાં છે. આ તળાવોની પાણીસંગ્રહ શક્તિ અનુક્રમે ૫૦, ૧૩૦, ૩૪ અને ૪૫ મિલિયન ઘનફૂટ છે. તે ઉપરાંત મહીજ, સમાદરા, ગોબલજ, વડાળા આગળ અનુક્રમે શેર, સમાદરા, ફોઈવાળા, વડાળા, નામનાં નવાં તળાવો બાંધી શકાય તેમ છે. તે માટે વિચારણા ચાલે છે.

**બંધનું બાંધકામ :** મેશ્વા નહેરનો રાસ્કા આગળનો બંધ ભારત સરકારની મધ્યસ્થ સિંચાઈ સમિતિના બારમા નંબરના પ્રકાશનમાં આપેલા 'રેતાળ પાયા ઉપર બંધ બાંધવાના સિદ્ધાન્તો' મુજબ યોજેલો છે. એનું બાંધકામ ૧ : ૩ : ૬ના પ્રમાણના સિમેન્ટ કોંક્રીટનું કરેલું છે. તેના ઉપરના તથા નીચેના છેડે પોલાદી પાઈલ્સની દીવાલો બેસાડેલી છે. તે ઠોકીને જમીનમાં ઉતારેલી છે. બંધની લંબાઈ ૫૪૫ ફૂટ, તેના મથાળાની પહોળાઈ ૫ ફૂટ, તળિયાની પહોળાઈ ૧૨૯ ફૂટ, અને નદીના તળથી ઊંચાઈ ૧૦½ ફૂટ છે. બંધ મથાળે ૫ ફૂટ પહોળો છે. અને તેના ઉપરથી જતા પાણીનું વહેણ વધારેમાં વધારે થઈ શકે તે માટે તે મથાળું 'અર્ધ અંડાકાર' બનાવવામાં આવ્યું છે. બંધને જમણે છેડે મુખ્ય દરવાજા સાથે લાગીને ૨૫ ફૂટ લાંબો નદીનો દરવાજો રાખવામાં આવ્યો છે. નદીની ઊંડી-સ્પષ્ટ નીક બનાવવા માટે એક આંતરારૂપ દીવાલ (Divide wall-ડિવાઈડ વોલ) છેક મુખ્ય દરવાજાની સામે સુધી બાંધેલી છે. મુખ્ય દરવાજાની સીધી રેખા સાથે



મેશ્વા નહેરનું એક ક્રોસ રેગ્યુલેટર

કાટખૂણા કરતાં સહેજ મોટો કોણ થાય એ પ્રમાણે નદીનો દરવાજો ગોઠવવામાં આવ્યો છે. નહેરના મુખ ઉપર અને નદીના દરવાજાને અડીને ૨૫ ફૂટ લંબાઈના બે ગાળામાંથી નહેરમાં પાણી લેવામાં આવે છે. આ દરેક ગાળામાં દરવાજાઓ ગોઠવવામાં આવ્યા છે, તે ઉપર–નીચેના એ પ્રમાણે બે વિભાગમાં ગોઠવવામાં આવ્યા છે, જેનાથી ઉપરનું ગાર (Silt–સિલ્ટ) વગરનું પાણી નહેરમાં લેવાની સગવડ મળે છે. આ દરવાજાઓ લોખંડના પૈડા ઉપર ખસે છે. તેમને સહેલાઇથી ખસેડવા માટે યાંત્રિક રચનાથી સમતોલ વજનની (Counter–Weights-કાઉન્ટર વેઈટ્સની) ગોઠવણ કરવામાં આવી છે. આ દરવાજાઓ મદ્રાસ રાજ્યના વિજયવાડામાં આવેલા સરકારી કારખાનામાં બનાવેલા છે. ચોમાસામાં બંધનું દૃશ્ય ખૂબ જ રમણીય લાગે છે.

**નહેરની વધુ વિગતો :** મુખ્ય નહેર ઉપલી સપાટીએ ૬૦' થી ૬૫' પહોળી, તળિયે ૧૮ ફૂટ પહોળી અને ૬ ફૂટ ઊંડું પાણી જઈ શકે તેવી છે. કેટલેક સ્થળે તે ૩૦ થી વધુ ઊંડી છે. તેનો ઢાળ ૪૪૦૦ ફૂટ લંબાઈએ એક ફૂટ છે. આ નહેર એક સેકંડે ૩૩૪ ઘનફૂટ પાણી લઈ જઈ



મેશ્વા નહેરનું એક સાઈફન

શકે છે આ નહેરની કાળુપુરા શાખાનું કદ તેની શરૂઆતના ભાગમાં દર સેકંડે ૧૧૦ ઘનફૂટ પાણી લઈ જવા માટે પૂરતું છે તે આઠ ફૂટ પહોળી અને પાયથી ૭ ફૂટ ઊંડી છે તેનો ઢાળ ૧૫૦૦ ફૂટ લંબાઈએ એક ફૂટ નાખવામાં આવ્યો છે

મુખ્ય નહેર ઉપર ૪ ક્રોસ રેગ્યુલેટર, ૭ સાઇફન અને પાચ રસ્તા માટેના નાળા બાંધેલા છે એની કાળુપુરા શાખા ઉપર ૪ ક્રોસ રેગ્યુલેટર ૧ એકવેડક્ટ અને ૮ રસ્તાના નાળા છે *

**નહેર બાંધવાનું ખર્ચ:** આ નહેર બાંધવામાં એકંદરે રૂપિયા ૫૨ લાખ જેટલું ખર્ચ થયું હતું તેની વિગત નીચે પ્રમાણે છે

| | | |
|---|---|---|
| ૧ | બંધનું બાંધકામ | ૭ ૧૭ ૨૮ લાખ |
| ૨ | મુખ્ય નહેર, નહેરની શાખા તથા પેટા શાખાઓ માટેનું માટીકામ | ૧૦ ૪૮ લાખ |
| ૩ | મુખ્ય નહેર તથા શાખા ઉપરના ચણતર કામો | ૮ ૭૫ લાખ |
| ૪ | મકાનો | ૧ ૧૫ લાખ |
| ૫ | જમીનોનું વળતર | ૧ ૪૭ લાખ |
| ૬ | પરચુરણ કામો | ૦ ૫૦ લાખ |
| | એકંદર ખર્ચ | રૂ ૪૦ ૬૩ લાખ |
| ૭ | કામ ઉપર સીધો ખર્ચ– નોકરો તથા યંત્રો વગેરેનો | ૧૧ ૮૧ લાખ |
| ૮ | કામ ઉપર આડકતરો ખર્ચ | ૦ ૦૮ લાખ |
| | | ૫૨ ૫૨ લાખ, |

* રેગ્યુલેટર એટલે કેનાલમાં આગળ પાળે બંધ બાંધી તેમાં ઊભા કે આડા પાટિયા (નિડલ્સ) અગર દરવાજા નાખી પાણી રોકવાની અથવા બાજુમાં ચઢાવવાની વ્યવસ્થા

સાઇફન એટલે નીચે નાળામાં થઈને કેનાલનું પાણી જાય અને ઉપર થઈને રસ્તો તથા ચોમાસાના પાણીનું વહેણ જાય તેની વ્યવસ્થા

એકવેડક્ટ એટલે નીચે નદી કે વહેળાનું પાણી જાય અને ઉપર થઈને કેનાલનું પાણી જાય તેવું બાંધકામ

**નહેરનો ઉપયોગ અને પાણીના દર:** આ નહેરનું પાણી મુખ્યત્વે ખેતીના કામમાં વપરાય છે તેને લીધે મુખ્યત્વે ડાંગર અને ઘઉં પાકે છે નહેરના પાણીને લીધે આજુબાજુ આવેલા કૂવાના પાણીની સપાટી ઊંચી આવે છે થોડા પ્રમાણમાં લોકો નાહવા ધોવામાં પણ નહેરનું પાણી વાપરે છે પરંતુ એ પાણી પીવાના કામમાં આવતું નથી

આ નહેર ઇરિગેશનનું પ્રથમ વર્ગનું બાંધકામ ગણાય છે તેને માટે નીચેને દરે પાણીવેરો લેવાય છે

| પાક | એકર દીઠ દર રૂા | મુદત |
|---|---|---|
| ડાંગર | ૧૦–૦–૦ | આખી ઋતુ (ખરીફ) |
| બીજો ખરીફ પાક | ૫–૦–૦ | આખી ઋતુ (ખરીફ) |
| શિયાળુ પાક | ૧૦–૦–૦ | આખી ઋતુ (ખરીફ) |
| ઉનાળુ પાક | ૧૨–૦–૦ | આખી ઋતુ (ખરીફ) |

ઉપરના વેરાથી સરકારને થયેલી આવકના આંકડા નીચે પ્રમાણે છે

| વર્ષ ઈ સ | પાણીવેરો રૂા |
|---|---|
| ૧૯૫૦–૫૧ | ૬૦,૯૭૨ |
| ૧૯૫૧–૫૨ | ૧૪,૦૨૧ |
| ૧૯૫૨–૫૩ | ૫૪,૪૦૪ |

આ નહેરથી જે જે વિસ્તારને લાભ થયો છે તે તે વિસ્તારો પાસેથી સરકાર સુધારણાવેરો (બેટરમેન્ટ ચાર્જ) લેવાનું વિચારે છે ઉપરનો પાણીવેરો કલમબંધી સિવાયના ગામો પાસેથી લેવાય છે તે સિવાય એ ગામો પાસેથી મહેસૂલ જુદું લેવાય છે કલમબંધી ગામો પાસેથી હિમાયતી મહેસૂલ લેવાય છે તેમાં પાણીવેરો આવી જાય છે આ હિમાયતી મહેસૂલ બીજા ગામોના મહેસૂલના ધોરણ ઉપર મુકાય એવો સંભવ છે

**ઇતિહાસ:** મેશ્વા નહેરની યોજના સૌથી પ્રથમ ઈ સ ૧૮૯૦માં તૈયાર કરવામાં આવેલી તેમાં સાત વર્ષ સુધી સુધારા વધારા વિચારવાના આખરે નાણાભીડને કારણે તે ઈ સ ૧૮૯૭માં છોડી દેવામાં આવેલી તે પછી ઈ સ ૧૯૦૫માં અને ઈ સ ૧૯૨૬માં એનો ફરીથી વિચાર થયો પરંતુ ગયા પ્રકરણમાં જણાવ્યું છે તે કારણે કલમબંધી ગામો આ યોજનામાં જોડાવા તૈયાર થતા નહિ, તેથી એનો અમલ થઈ શકતો નહિ છેક ઈ સ ૧૯૩૮માં મુંબઈ સરકાર રચાઈ ત્યાં સુધી આ સંજોગો ચાલુ હતા તે વખતના કોંગ્રેસ સર

કારના બાંધકામ ખાતાના પ્રધાન શ્રી નૂરીએ કનમનધી ગામોને મેશ્વા નહેરની યોજનામા સામેલ થવા સમજાવેલા પણ તેમને તે વખતે સ્પષ્ટ નકાર સાંભળવા પડેલો તે પછીનો ઇતિહાસ ગયા પ્રકરણમા આવી ગયો છે

**યુદ્ધોત્તર વિકાસની યોજના તરીકે :** ઈ સ ૧૯૪૫મા તૈયાર થયેલ મુંબઈ રાજ્યના યુદ્ધોત્તર નવરચના અને વિકાસના કાર્યક્રમમા આ યોજનાને વધુ ઊંચુ સ્થાન આપવામા આવ્યુ હતુ એટલે સ્વરાજ્ય સ્થપાતા જ એ કામ હાથમા લેવાયુ અને કનમનધી ગામો સાથે સમાધાન થતા જ આ માટે 'અમદાવાદ ઇરિગેશન ડિવિઝન, અમદાવાદ,' નામની સરકારી ઓફિસ ખોલવામા આવી બંધ બાંધવાની જગા પસંદ કરવામા ઠીક ઠીક સમય ગયો, ત્યારપછી નકશા અને અંદાજપત્રકો તૈયાર થયા પછી યંત્રોનો પ્રશ્ન આવ્યો યંત્રો આવતા અને તે ચલાવવાનુ શીખતા વર્ષો નીકળી જાય એમ હતુ, તેથી આખી યોજના માણસો વડે જ પાર પાડવાનુ ઠર્યું

**બાંધકામનો ઇતિહાસ :** એ રીતે ઈ સ ૧૯૪૯ની શરૂઆતમા નહેર બાંધવાનુ શરૂ થયુ મુખ્ય નહેર બનાવવા માટે ૧૮,૧૮,૫૦૦૦ ઘનફૂટ માટીકામ કરવુ પડ્યુ હતુ તે માટે ૨૫ ફૂટ અને તેથી વધુ ઊંડાઈએથી સાધારણ રીતે સખત માટી ખોદી કાઢવાની હતી આ સખત મજૂરીનુ કામ મજૂરોથી જ બાર માસમા પૂરૂ કરવામા આવ્યુ હતુ

બંધ અને મુખ્ય દરવાજાનુ કામ ઈ સ ૧૯૪૯ના નવેમ્બરની અધવચમા શરૂ કરી ઈ સ ૧૯૫૦ના જુલાઈની અધવચમા-એટલે માત્ર ૭½ માસમા પૂરૂ કર્યું હતુ પચીસ માઈલની આ નહેરની રચનામા નહેરની મુખ્ય લાઈન ઉપરના પુલ સહિત અનેક ચણતર-કામો, શાખાઓ અને નાળા આવેલા છે એ ● ઈ સ ૧૯૫૦ના ફેબ્રુઆરી માસની અધવચમા શરૂ કરી એ જ સાલના જૂન માસને અંતે પૂર્ણ કરવામાં આવ્યા હતા, અને તે પછી આવતા ચોમાસાથી જ એનો ઉપયોગ શરૂ થયો હતો

આ રીતે લગભગ દોઢ વર્ષના ટૂંકા સમયમા યંત્રોની મદદ વિના માનવમજૂરીથી જ આ નહેરનુ કામ પાર પાડવામા આવ્યુ હતુ તેમા સરકારી અધિકારીઓ, કૉન્ટ્રાક્ટરો અને મજૂરોએ રાતદિવસ તનતોડ મહેનત કરી હતી એ બધાને રાજ્યના બાંધકામ ખાતાના પ્રધાન શ્રી [illegible] મહેતાની પ્રેરણા અને પીઠબળ હતાં રાજ્ય-પ્રજાના સહકારથી, કેવળ માનવબળનો ઉપયોગ કરવાથી આ દિશામાં મહાન

કાર્યો પાર પાડી શકાય તેમ છે, એનુ આ નહેર એક ઉત્તમ દૃષ્ટાન્ત છે

**મંગળ કામગીરી** ઈ સ ૧૯૫૦થી ૧૯૫૩ના ત્રણ વર્ષના ટૂંકા સમયમા આ નહેરે પોતાની ઉપયોગિતા નિ શંકપણે સાબિત કરી છે, કેમકે એનુ પાણી મળવાથી એનો લાભ લેનાર ગામોના પાકનુ ઉત્પન્ન અપૂર્વ રીતે વધ્યુ છે ચોમાસુ વરસાદ હોય તો પાણી પૂરતુ મળે છે તેને લીધે એક ઋતુમા ત્રણ લાખ મણ ડાંગર પાકે છે તે ઉપરાંત ઘઉં તથા ઉનાળુ જુવાર પણ સારા પ્રમાણમા થાય છે

વરસાદની અનિયમિતતાને કારણે અવારનવાર નહેરમા પાણીની તંગી ઊભી થાય છે આના ઉપાય માટે ૧૪૦૦ મિલિયન ઘનફૂટની શક્તિવાળો જળભંડાર મેશ્વા નદીના ઉપરના ભાગમા શામળાજી આગળ બાંધવાનુ વિચારાયુ છે એ યોજનાના ખર્ચનો અંદાજ ૫૦ લાખ રૂપિયા ગણાય છે ખેડૂતો આ અંગે સરકારને લોન આપવાનુ વિચારે છે આ ઉપરાંત ઉપર જણાવ્યુ છે તેમ કેટલાક તળાવો બાંધવાનુ પણ વિચારાયુ છે મેશ્વા નદીમાથી હવે કોઈ નવી નહેર કાઢવાને અવકાશ નથી

**મહેમદાવાદ તાલુકાના ગામોનો અસંતોષ :** ઈ સ ૧૯૫૧-૫૨મા કમી વરસાદને કારણે મેશ્વા નહેરમા ડાંગરને દાણા ફૂટવાને સમયે ઑક્ટોબર માસમા જ પાણી ૩૫ ક્યુસેક જેટલુ ઓછુ થઈ ગયેલુ આખા વિસ્તારમા કનમનધી ગામોની ૮૦૦૦ એકર અને બીજા ગામોની ૩૦૦૦ એકર મળી કુલ ૧૧૦૦૦ એકર જમીનને પૂરતુ પાણી આપવા માટે નહેરમા આશરે ૧૫૦ ક્યુસેક્સ પાણી જોઈએ. એટલે પાણીની તંગીને લીધે કનમનધી ગામોની અર્ધા કરતા વધારે ડાંગર બળવાનો ભય ઊભો થયો એ જ વખતે મહીજ વગેરે ગામોએ પાણીની માગણી કરી આનો નિકાલ કરવા પરિષદ ભરાઈ, પાકની તપાસ થઈ નિષ્ણાતોના અભિપ્રાયો લેવાયા એમના હકના ઉત્તર [illegible] પણ વધુ [illegible] ઉત્પન્ન [illegible] દૃષ્ટિએ કનમનધી ગામોને પાણી આપવામા આવ્યુ [illegible] ગામ મહીજ વગેરે ગામોની થોડી ડાંગર [illegible] ગયી ગામોના પણ ૫૦૦૦ એકરની ડાંગર [illegible]

ઉપરના બનાવથી મહેમદાવાદ તાલુકાના [illegible] ગામો નારાજ થયા અને [illegible] કનમનધી ગામોની વિરુદ્ધ લાગણી [illegible] તેઓ [illegible]

અંદાજો ઈ. સ. ૧૯૨૯માં તૈયાર થયા. મુંબઈ સરકારના ઉત્તર ગુજરાત સર્કલના સુપરિન્ટેન્ડિંગ એન્જિનિયરે આ યોજના તા. ૨૮મી માર્ચ, ૧૯૩૪ને રોજ સરકારની મંજૂરી માટે રજૂ કરી હતી. પરંતુ નાણાંભીડને કારણે સરકારે એ મુલતવી રાખી હતી.

ઈ. સ. ૧૯૪૫મા ઉપરની જ યોજના સહજ ફેરફાર સાથેની 'યુદ્ધોત્તર પુનર્રચના કાર્યક્રમ'માં સામેલ કરવામાં આવી હતી. એને સરકારી મંજૂરી માટે રજૂ કરતાં ચીફ એન્જિનિયર શ્રી. સી. છ. કાળેએ એવી સૂચના કરી હતી કે આખી યોજનાના બે ભાગ પાડવા. પહેલે તબક્કે પાણી ભરી રાખવાનું સરોવર બાંધવું. ઈ. સ. ૧૯૪૭માં સરકારે આ યોજના મુલતવી રાખી હતી. તે માટે નીચેનાં કારણો દર્શાવવામાં આવ્યાં હતાં (૧) ચોમાસા પછી મહી નદીના પાણીનો પ્રવાહ ઝડપથી ઘટી જતો હોવાથી શ્રી. કાળેએ કરેલી સૂચના મુજબ પહેલા તબક્કાનું કામ લાભદાયી નીવડે નહિ. (૨) કડાણા આગળ બંધ બાંધવાની નવી યોજનાનું* સ્થળ પ્રથમ તપાસી આખી યોજના નવેસર મંજૂરી માટે રજૂ કરવી.

ઉપર જણાવેલા અભિપ્રાયોનો રદિયો આપતા ઉત્તર ગુજરાત સર્કલના સુપરિન્ટેડિંગ એન્જિનિયર શ્રી. એન. છ. કે. મૂર્તિએ આખી યોજના ફરીથી સરકાર આગળ રજૂ કરી. તેમાં સમજાવ્યું કે અગાઉ જણાવ્યા પ્રમાણે યોજનાના બે ભાગ પાડવા એ શક્ય હતું એટલું જ નહિ, પણ સલાહભર્યું પણ હતું. એના સમર્થનમાં એમણે જણાવ્યું કે સતારા તરફ કરાડ નજીક કૃષ્ણા નદી ઉપર અને હિંમતનગર નજીક હાથમતી નદી ઉપર સરોવર સિવાયના બંધની મદદથી ચાલતી નહેરો થોડું પાણી હોવા છતાં સફળતાથી કામ કરી રહી છે. મહી નદીના વિસ્તારમાં ૨૫ થી ૩૦ ઇંચ સરેરાશ વરસાદ પડે છે. એટલે પાણીની તંગી પડવાનો સંભવ ઓછો છે. અને વરસાદ વહેલો આવે તો આ યોજનાથી દર વર્ષે ૭૫૦૦૦ થી ૧૦૦,૦૦૦ એકર ડાંગરને પાણી મળી શકે. આ રીતે પહેલા તબક્કાની યોજના સ્વયંસંપૂર્ણ છે.

શ્રી. મૂર્તિએ વધુમાં જણાવ્યું કે ઉપર પ્રમાણે પહેલા તબક્કાની યોજના પૂરી થઇ બીજા તબક્કાનું કામ શરૂ થશે તે દરમ્યાન નહેરથી જમીન ઉપર કેવી અસર થાય છે, તેનું અવલોકન થઈ શકશે. નહેરથી પાણી આપવાનું કામ થોડે થોડે વધારી શકાશે. એનું ઉત્પાદન નાણાંપાકને મુકાબલે સ્થિર કરી શકાશે. જ્યારે જ્યારે બારમાસી નહેરો દાખલ કરવામાં આવે છે, ત્યારે ત્યારે નાણાંપાક પકવનાર ખેડૂતને તે રુચતું નથી, કેમકે નહેરોને લીધે નાણાંપાક અને ખાદ્યપાકની ખેતી વચ્ચે હરીફાઈ ચાલે છે. આ સંભવિત અનિષ્ટ આ યોજનાથી ટાળી શકાશે. તે ઉપરાંત, પહેલા તબક્કાની યોજના પાર પાડવાના સમય દરમ્યાન બીજા તબક્કાની યોજનાની વિગતોનો વિચાર કરવાનો સમય મળશે.

ઉપરની દલીલો ધ્યાનમાં લઈ, મુંબઈ સરકારે બે તબક્કાની મહી નહેરની યોજના ઈ. સ. ૧૯૪૮ના ઑગસ્ટ માસમા સ્વીકારી અને તે પૈકીના પ્રથમ તબક્કા માટે જ તમામ વિગતો, નકશાઓ અને અંદાજો તૈયાર કરી મંજૂરી માટે રજૂ કરવાની સૂચના કરી, તે પ્રમાણે 'મહી કૅનાલ ડિવિઝન'ના એક્ઝિક્યુટીવ એન્જિનિયરે આખી યોજનાની વિગતો તૈયાર કરી. અને તા. ૨૨-૫-૧૯૫૦ના પી. ડબ્લ્યુ. ડી. ખાતાના સરકારી પત્ર નં. ૮૯૩૬-/૩૬ થી આ યોજના રૂ. ૪,૨૬,૬૬,૭૨૯ને ખર્ચે ઉપાડવાનું મંજૂર થયું.

આ યોજના મુંબઈ રાજ્યની મોટી નહેર યોજનાઓ પૈકીની એક છે. મુંબઈ રાજ્યની પ્રથમ પંચવર્ષીય યોજનામાં એનો સમાવેશ થયેલો છે. એના પહેલા તબક્કામાં ઠાસરા તાલુકાના વણાકબોરી ગામ આગળ મહી નદી ઉપર



વણાકબોરીના બંધના પાયાના ખોદકામ અર્થે સુરંગો મૂકવા થતી પૂર્વતૈયારી

* મૂળ યોજનામા પાનમ નદી ઉપર જે સરોવર બાંધવાનું હતું તેની સંગ્રહક શક્તિ ૫૦૦૦ મિલિયન ઘનફૂટની હતી. તે વખતના સંજોગોમાં એથી મોટું સરોવર બાંધવા માટે નાણાં મળે એમ નહોતું. પરંતુ ૧૯૪૫માં બીજા વિશ્વયુદ્ધને લીધે નાણાંની છૂટ હતી, તેથી કડાણા આગળ એક લાખ મિલિયન ઘનફૂટની સંગ્રહક શક્તિવાળું મહાન સરોવર બાંધવાનો વિચાર કરવામાં આવેલો



વણુકબોરીના બંધના પાયાનું ખોદકામ

આડોઅંધ બાંધવાનો છે. ત્યાંથી વહેરાખાડી સુધી ૪૪ માઇલ ૧૫ થી ૫૦ ફૂટ ઊંડી મુખ્ય નહેર બંધાશે. એમાંથા બે શાખાઓ નીકળશે : (૧) નડિયાદ શાખા (૨) પેટલાદ શાખા. પહેલી શાખાની લંબાઈ આશરે ૩૭ માઇલ અને બીજી શાખાની લંબાઈ આશરે ૩૯ માઇલ થશે. આ પહેલા તબક્કાની નહેરોથી ઠાસરા, આણંદ, નડિયાદ, પેટલાદ અને બોરસદ તાલુકાઓની એકંદરે ૨૧/૨ લાખ એકર જમીનને લાભ મળશે. બીજા તબક્કામાં આ નહેર બાકીના તાલુકાઓમાં લંબાવવાની યોજના છે. મુખ્ય શાખા બોરસદ થઈને આશરે ૧૭ માઇલની લંબાઈમાં દહેવાણ સુધી જશે. પેટલાદ શાખા કરમસદના કાંસને સમાંતર રહીને મહી નદીના મુખ સુધી જશે. નડિયાદ શાખા નડિયાદથી નરસંડા થઈ તારાપુર આગળ ત.રાપુરના કાંસ સાથે મળી જશે. નડિયાદથી બીજો ફાંટો પીજ આગળ લવાલના કાંસને મળશે. નડિયાદથી ત્રીજો ફાંટો અલીંદ્રા (તા. માતર)ને માર્ગે લવાલ સુધી જશે. એ માર્ગે હેરંજ આગળથી માતરનો કાંસ છે. એ માતરનો કાંસ તથા લવાલનો કાંસ એક બીજાને સમાતર વહી ત્રાજ આગળથી વાત્રક નદી સાથે જોડાય છે આ રીતે મહી નહેરનાં પાણી માતર તાલુકામાં વાત્રકના મુખ સુધી પહોંચશે. તે પછી ઠાસરા તાલુકામાં અંગાડી ગામ આગળથી એક શાખા ઠાસરા તાલુકાની મધ્યમાં થઈને શેઢી નદી તથા નડિયાદ–કપડવણજ રેલવે લાઈનને ઓળંગી, મહુધાની ઉત્તરે થઈ ખેડાની પૂર્વે શેઢી નદીને મળશે. ખેડાની પશ્ચિમે મેશ્વા અને ખારીની નહેરો આવેલી છે. એ રીતે મહી નદીની બંને તબક્કાની નહેરો પૂરી થતાં કપડવણજ પ્રદેશ સિવાયના આખા ખેડા જિલ્લામાં નહેરો રચાશે, અને હવે પછી આપેલી વાત્રક નહેરની યોજનાનો અમલ થશે તો કપડવણજ તાલુકાને પણ નહેરોનો લાભ મળશે. એ રીતે આખો જિલ્લો નહેરોવાળો બનશે.

મહી નદીની બીજા તબક્કાની નહેરોથી ૯ લાખ એકર જમીનને લાભ મળશે. આખી યોજનાના પહેલા તબક્કામાં નીચેના ગામો આવે છે.

## યોજનાના પહેલા તબક્કામાં આવતાં ગામો

**ઠાસરા તાલુકો:** ઠાસરા, રસુલપુર (ઠાસરા), ઔરંગપુરા, પીલોલ, વણોતી, ઢુંડી, જલાનગર, બાધરપુરા, શાહપુર, ઉપલેટ, કોતરિયા, ગુમડિયા, આગરવા, વમાલી, ઉભા, મરઘાકુઈ, વજેવાલ, સીમળજ, જાખેડ, રખિયાલ, કાલસર, અકલાચા, હરખોલ, નેસ, ટુણાદરા, પાંડવણિયા, ભદ્રાસા, ચીતલાવ, અમૃતપુરા, રાણિયા, અંબાવ, સાઢેલી, ડાકોર, પડાળ, સરનાલ, અંધાડી, ડાભસર, બોરડી, આ ગામો ઉપરાંત બીજાં સાત પરાં (કુલ ૪૫ ગામ).

**આણંદ તાલુકો:** અરડી, ઘોરા, થામણા, ઊમરેઠ, પણસોરા, વણસોલ, મેઘવા, લીંગડા, નવાપુરા, ભાટપુરા, બેચરી, સુરેલી, ધૂળેટા, સુંદલપુરા, અહીમા, શીલી, ભરોડા, બડાપુર, તારપુરા, અજરપુરા, કામોર, બોરિયાવી, સામરખા, ભાલેજ, ખાનકૂવા, સરદારપુરા, રાહતગાવ, તરણોલ, ગામડી, કુંજરાવ, ઓડ, રાસનોલ, ખંભોળજ, પરતાપપુરા, ખાનપુર, સારસા, બેડવા, ચીખોદરા, વઘાસી, ઝીંટાડિયા, મોગરી, હાડગુડ, વડોદ, મોગર, રામનગર, વહેરા, ખેરડા, આંકલાવડી, રાજુપુરા, વાસદ, નાવલી, વાંસખીલિયા, ખાંધલી, નાપાડ તળપદ, નાપાડ વાંટા, અડાસ, સુંદણ, આ ગામો ઉપરાંત બીજાં ૭ પરાં (કુલ ૨૫ ગામ).

**નડિયાદ તાલુકો:** નડિયાદ, ઉત્તરસંડા, ચકલાશી, કંજરી, મંજીપુરા, કમળા, અરેરા, મરીડા, વાલ્લા, હાથજ, નવાગામ, જાવોલ, સોડપુર, મહોળેલ, મોંઘરોલી, અલિંદ્રા, સુરાશામળ, ચલાલી, કંજોડા, સલુણ તળપદ, સલુણ વાંટા, આ ગામો ઉપરાંત બીજાં ચાર પરાં (કુલ ૨૫ ગામ).



ખોદાયેલી નહેર

**બોરસદ તાલુકો:** નાપા તળપદ, નાપા વાંટા, ધોબીકૂઇ, સિંગલાવ, નામણ, દહેમી, કસુંબાડ, પામોલ, હરખાપુરા,



એક્ઝિક્યુટીવ એંજિનિયર, ઠાસરાનો બંગલો

હળદરી, ખડોલ (હળધરી), આસોદર, અંબાવ, કંથારિયા, બેટાસી, કહાનવાડી (કુલ ૧૬ ગામ).

**પ્રગતિ:** ઉપરની યોજના પ્રમાણે મહી નદીની માપણીનું કામ ઈ. સ. ૧૯૪૮માં શરૂ થયું હતું. ત્યારથી ૧૯૫૩ના ઉનાળા સુધીમાં બંધનું તેમજ મુખ્ય નહેરનું માપણીનું કામ પૂરું થઈ ગયું હતું. નડિયાદ અને પેટલાદની શાખાઓ તેમજ મુખ્ય નહેરનું બીજી માપણીનું કામ પણ થઈ ગયું હતું.

આ ઉપરાંત હવે બંધ અંગે નમૂનાના પ્રયોગો, બોરિંગો, ભૂસ્તરશાસ્ત્રીય સંશોધન વગેરે કામો પણ પૂરાં થયાં છે.



નહેરનું ખોદકામ

અને એ બધાને પરિણામે બંધ બાંધવાનું સ્થળ વણાકબોરી આગળ નક્કી થઈ ગયું છે. એ સ્થળે પાયો ખોદી બંધ બાંધવાનું કામ શરૂ થઈ ગયું છે. ઠાસરા તેમજ વણાકબોરી આગળ જરૂરી મકાનો, હાંડિયા ગામથી બંધના સ્થળ સુધીનો સાત માઈલનો કાચો રસ્તો, વગેરે કામો પૂરાં થઈ ગયાં છે. મુખ્ય નહેર ખોદવાનું કામ શરૂ થયું છે. તેને પરિણામે અઢી માઈલ જેટલી નહેર ખોદાઈ પણ છે.



ટ્રેક્ટર—સ્ક્રેપર

આ નહેરની પહેલા તબક્કાની યોજના ૧૯૫૬ સુધીમાં પૂરી થવાની ગણતરી છે. તે પછી બીજા તબક્કાની યોજના હાથ ધરાશે. નહેર અંગે ઈ. સ. ૧૯૫૦–૫૧માં રૂ. ૨૬ લાખ, ૧૯૫૧–૫૨માં રૂ. ૧૭ લાખ, ૧૯૫૨–૫૩માં રૂ. ૮ લાખ ખર્ચાયા છે. અને ૧૯૫૩–૫૪માં રૂ. ૮ લાખ ૨૦ હજાર ખર્ચવાની જોગવાઈ કરેલી છે.



બુલડોઝર

**યંત્રો:** આ નહેરયોજનાના કામ માટે નીચે પ્રમાણેનાં યંત્રો ખરીદવામાં આવ્યાં છે:– **જમીન ખોદનાર યંત્રો:** ૫ ટ્રેક્ટર-સ્ક્રેપર્સ (૧૩ ક્યુ. યાર્ડ શક્તિવાળાં), ૫ ટ્રેક્ટર સ્ક્રેપર્સ (૮ ક્યુ. યાર્ડ શક્તિવાળાં) ૩ બુલડોઝર, ૧ ગ્રેડર, ૧ રૂટર. **ખડક ફોડનાર અને ઉપાડનાર યંત્રો:** ૭ કોમ્પ્રેસર



એર–કોમ્પ્રેશર મશીન

(૩૧૦. ક્યુ ફીટનાં), ૧૪ જેકહેમર, ૧ શોવેલ, ૪ ડેકાવિલ ટ્રેક, ૪ કોંક્રીટ મિક્સર. **વાહનો:** ૧૨ ટ્રક, ૩ જીપ ગાડીઓ, ૨ એમ્બ્યુલન્સ વગેરે. **વર્કશોપનો સામાન:** ૨ જનરેટિંગ સેટ, ૩ પંપિંગ સેટ, રૂ. ત્રેસઠ લાખની કિંમતના સ્પેરપાર્ટ્સ.



હિસ્ટર ક્રેઈન [ઊંટડો]

**વહીવટ:** આ નહેરયોજનાના કામ માટે ખોલાયેલી મુખ્ય વિભાગીય કચેરી તે 'મહી કેનાલ કન્સ્ટ્રક્શન ડિવિઝન, ઠાસરા' એ નામથી ઓળખાય છે. તેના વડા અધિકારી 'એક્ઝિક્યુટીવ એંજિનિયર' કહેવાય છે. આ કચેરીને તાબે ઠાસરામાં જ એક યંત્રવિભાગની અને એક બાંધકામ વિભાગની એમ બે વિભા-

ગીય કચેરીઓ છે તે ઉપરાંત એક પેટા કચેરી વણાકબોરીમા અને એક માપણી કચેરી ઊમરેઠમા છે આ બધી પેટા કચેરીઓના વડા 'સબડિવિઝનલ ઑફિસર' કહેવાય છે આ મુખ્ય અને પેટા કચેરીઓના હગામી સ્ટાફ ખાતે આશરે વાર્ષિક રૂ દોઢ લાખ ખર્ચ થાય છે

## વાત્રક નહેરની યોજના

**ટૂંક ઇતિહાસ :** આ યોજના વાત્રક નદીના ડાબી બાજુના કિનારા ઉપર નહેર કાઢવા માટે છે એટલે એ ખેડા જિલ્લાના વિસ્તાર માટે છે આ યોજનાનો પહેલો વિચાર ઈ સ ૧૯૨૫મા મેશ્વા, મહી વગેરે ગુજરાતની નદીની નહેરોની યોજનાઓ કરતી વખતે તે વખતના ઇજનેર શ્રી સી ટી પટેલે કર્યો હતો એને પરિણામે તે વખતના ખેડા અને પચમહાલ વિભાગના એક્ઝિ એન્જિનિયરે જે યોજના સરકાર સમક્ષ રજૂ કરેલી તેમા વાત્રક નદી ઉપર વાડાશિનોર તાલુકાની ઉત્તરે આવેલા પહાડી પ્રદેશમા ભીમપુરા ગામ નજીક સરોવર બાધવાનુ હતુ તેમાથી ૭૦૦૦૦ એકર જમીનને પાણી મળી શકે એવી મોટી નહેરો કાઢવાની હતી એના ખર્ચનો આંકડો રૂ ૧ ૨૧ કરોડ અદાજવામા આવ્યો હતો, પરતુ નાણાભીડને લીધે એ યોજના પડી રહી હતી

પાછળથી યુદ્ધોત્તર પુનર્રચના અને વિકાસના કાર્યક્રમમા એનો સમાવેશ કરવામા આવ્યો એને પરિણામે ઈ સ ૧૯૪૫મા એ અગે વિગતવાર તપાસ આરભાઈ એમા એવુ માલૂમ પડ્યુ કે સરોવર બાધવાની યોજનામા કેટલાક તાલુકદારો અને ઠાકોરોની જમીન ડૂબે તેમ હતુ એ જમીનના માલિકો જમીન છોડવા તૈયાર નહોતા તેથી ઈ સ ૧૯૪૭મા એમ ઠર્યુ કે સરોવર બાધવાનો વિચાર પડતો મૂકવો અને માત્ર આડો બધ તથા નહેર બાંધવાને માટે વિગતોની તપાસ કરવી આ માટે રતનપુરા, ખડાલ અને હરાલ એ ત્રણ સ્થળોએ તપાસ કરવામા આવી દરમ્યાન રાજ્ય ભળવાથી ઉપર જણાવેલી વહીવટી મુશ્કેલીઓ દૂર થતા સરોવરની યોજના પાછી હાથ પર લેવામા આવી તપાસમા એમ જણાયુ કે ઉપર જણાવેલા ભીમપુરા ગામ નજીક કૂડિયા અને મગોડી ગામો આગળ બે બધ બાધવાનુ વધુ અનુકૂળ થશે તેથી એ વિચાર પ્રમાણે વિગતોની તપાસ હાથ ધરવામા આવી એને પરિણામે ઈ સ ૧૯૪૯ના ડિસેમ્બર માસમા અમદાવાદ ઈરિગેશન ડિવિઝનના એક્ઝિ એન્જિનિયરે એવી યોજના રજૂ કરી કે કૂડિયા આગળ સરોવર બાધવુ અને ત્યાથી સીધી નહેરો કાઢવી. એનાથી ૯૭,૦૦૦ એકર જમીનને પાણી મળી શકશે આ યોજના પણ આર્થિક તગીને લીધે મુલતવી રાખવામા આવેલી

**હાલની યોજના :** ઉપર પ્રમાણે વાત્રક નહેરની યોજનામા દરેક વખતે સરોવર બાધવાનો વિચાર કરેલો છે આનુ મુખ્ય કારણ એ છે કે માત્ર બધવાળી યોજનામા વરસાદની અનિશ્ચિતતાને લીધે નહેરો દ્વારા પાણી મળવાની ખાતરી થતી નથી બીજી બાજુ નાણાની તગી હોવાથી અને મોંઘવારી હોવાથી મોટે ખર્ચે સરોવર બાધવુ મુશ્કેલ પડે છે તે સાથે જ દેશમા અન્નની તગી ટાળવા માટે નહેરોની યોજના ખાસ જરૂર છે આ બધુ ધ્યાનમા લઈને આડો બધ બાધી નહેરો બનાવવાની યોજના ફરી એકવાર વિચારી જવાની એક દરખાસ્ત તૈયાર કરવામા આવી છે કેમકે જો નાણા અને ઇજનેરો મળી શકે તો એવી નાની યોજના જલદીથી પાર પાડી શકાય તેમ હોય છે આ નાની યોજનાના નહેરમાર્ગ મારફતે જમીનોની સિંચાઈનુ કામ શરૂ કરી શકાશે અને જ્યારે સરોવર બાધી શકાશે ત્યારે એ કામ પાકુ થશે અને વધારે વિસ્તારને સિંચાઈનો લાભ આપી શકાશે

ઈ સ ૧૯૦૭થી ૧૯૨૭ના ગાળામા તથા તે પછી ૧૯૪૬ના વર્ષથી કપડવણજ નજીકના રતનપુર આગળ વાત્રક નદીનુ માપ લેવાયેલુ છે બધ બાધવાને માટે પસદ કરેલા સ્થળ આ જગાએથી થોડા માઈલ દૂર છે અહી સુધી નદીમા આવતા પાણીના આવરણનો વિસ્તાર ૯૯૫ ચો મા છે અને એ વિસ્તારમા સરેરાશ ૩૨ ઇંચ વરસાદ પડે છે ચોમાસાની ઋતુમા અને રવીપાકની ઋતુમા અનુક્રમે આ વિસ્તારમાથી ૪૦૦ અને ૫૦૦ ક્યુસેક્સ પાણી બધ આગળ એકઠુ થાય એવી ગણતરી છે સૂકી ઋતુમા ૩૦ ક્યુસેક્સ પાણી મળી રહેશે એમ જણાયુ છે આ રીતની નહેર પાયથી સાત માઈલ લાંબી થશે તે ઊડી ખોદવી પડશે એનુ ખર્ચ આશરે રૂ ૫૦ લાખ થશે તેમા રૂ ૩૦ લાખ બધ ખાતે અને રૂ ૨૦ લાખ નહેર ખાતે થશે એવો અદાજ છે એના પાણીથી ખરીફ ઋતુમા ૧૫૦૦૦ એકર અને રવીપાકની ઋતુમા ૫૦૦૦ એકર જમીનને પાણી મળવાનો અદાજ છે

બધની ઊંચાઈ નદીને તળિયેથી ૨૦ ફૂટ થાય, અને નહેર એ વિસ્તારમા આવતા ઊંચા નીચા પ્રદેશમા કાળજીપૂર્વક ખોદવામા આવે તો ખર્ચ ઘટાડી શકાય આ યોજના પ્રમાણે ૧૯૫૩ના નવેમ્બર માસમા પાક લણાઈ રહ્યા પછી તરત તપાસણી શરૂ થશે તે એ ત્રણ માસમા જ પૂરી થશે

ત્યાર પછી આખી યોજનાની પાકી વિગતો તૈયાર કરવામાં આવશે અને તે સરકારની મંજૂરી માટે મોકલવામાં આવશે. ત્યાં સુધી ઉપરની વિગતો અંદાજી સમજવી. એમાં ફેરફાર થવાનો સંભવ ખરો. આ યોજનાનું કામ પણ 'મહી કેનાલ કન્સ્ટ્રકશન ડિવિઝન, ઠાસરા' એ નામની ઓફિસમાં થાય છે. એ માટે કોઈ જુદી ઓફિસ ખોલેલી નથી.

આધાર : (૧) એક્ઝિક્યુટીવ એંજિનિયર, મહી કેનાલ કન્સ્ટ્રકશન ડિવિઝન, ઠાસરાની કચેરીમાંથી મળેલી માહિતી. (૨) એક્ઝિક્યુટીવ એંજિનિયર, પી. ડબ્લ્યુ ડી; ખેડાની કચેરીમાંથી મળેલી માહિતી. (૩) શ્રી. ફૂલસિંહજી ડાભી (એમ. પી.) એ તા. ૧૧-૭-૧૯૫૩ના 'લોકમત' સાપ્તાહિકમાં પ્રગટ કરેલી માહિતી.

# ૧૫.

# રતનપુરનું સિંચાઈ મથક

**શરૂઆત :** ઇ. સ. ૧૯૪૨માં રતનપુર આગળ લિફ્ટ ઇરિગેશન યોજના (સિંચાઈ મથક) કરવાનું જાહેર બાંધકામ-ખાતાએ વિચારેલું, અને તે માટે જરૂરી પ્લાન એસ્ટિમેટ વગેરે પણ તૈયાર કરેલા. પરંતુ તેનો કંઈ અમલ થયેલો નહિ. ત્યાર પછી ૧૯૪૭માં આ યોજનાનું કામ જૂના પ્લાન એસ્ટિમેટમાં સુધારાવધારા કરીને હાથ ધરવામાં આવેલું, અને ૧૯૪૯માં યોજના પ્રમાણે નહેરો વગેરેનું બાંધકામ લગભગ પૂરું થઈ ગયેલું.

**યોજનાનું સ્થળ :** માતર તાલુકાના રતનપુર ગામ આગળ શેઢી નદી વહે છે. ગામની સીમને છેડે પશ્ચિમ દિશામાં ગામથી લગભગ પોણા માઇલના અંતરે શેઢી નદીને કિનારે આ યોજનાનું સ્થળ પસંદ કરવામાં આવ્યું છે.

**સ્થળના લાભ :** રતનપુરની નજીકમાં જ શેઢી નદી વહે છે. આગળ જતાં ત્રણેક માઇલ છેટે આ નદી વાત્રકને મળે છે. વાત્રકના મિલનસ્થાન સુધીના લગભગ પાંચેક માઇલના વિસ્તારમાં શેઢી નદી વાત્રક કરતાં આઠ ફૂટ નીચી વહે છે, આથી રતનપુર આગળ હમેશાં બારેક ફૂટ ઊંડું પાણી ભરેલું રહે છે. વળી જ્યારે વરસાદની અછત હોય ત્યારે પણ વાત્રકનું તળ ઊંચું હોવાથી તેનું પાણી રતનપુર આગળના શેઢી નદીના નીચાણના ભાગમાં સહેલાઈથી વાળી શકાય એમ છે. આથી આ યોજનાને પાણીના પુરવઠાનો સારો ફાયદો મળી શકે એમ છે.

**રચના :** શેઢી નદીને કિનારે બાર બાર ફૂટ વ્યાસના બે કૂવા (જેકવેલ) જોડાજોડ બનાવવામાં આવ્યા છે. આ કૂવા જમીનના તળથી ૪૦ ફૂટ ઊંડા છે. આમાંના એક કૂવાને તળિયે નદીના તળની સપાટીએ ૨૪ ઇંચ વ્યાસની ૬૪ ફૂટ લાંબી એક પાઇપ (ઇનલેટ પાઇપ) છેક નદીના પ્રવાહ સુધી નાખી છે. વળી આ કૂવાને તળિયે ૩૦ ઇંચ વ્યાસની બીજી પાઇપ નાખીને તેને બીજા જોડેના કૂવા સાથે જોડવામાં આવી છે. આમ નદીનું પાણી પહેલા કૂવામાં આવે છે, અને તેમાંથી બીજા કૂવામાં જાય છે. આ બંને કૂવામાં સારા પ્રમાણમાં પાણી ભરાઈ રહે તો પંપથી પાણી ખેંચવાનું અનુકૂળ પડે એટલા માટે કૂવા નદીના તળથી દસબાર ફૂટ ઊંડા કરવામાં આવેલા છે. બંને કૂવામાં પાણી ખેંચવા માટે ૫૭ અને ૬૬ હોર્સપાવરનાં બે રસ્ટન એંજિન કૂવાઓની બાજુમાં યંત્રઘર બાંધીને તેમાં મૂકવામાં આવ્યાં છે, અને કૂવાઓમાં ૧૨" × ૧૦"ના પંપ મૂકવામાં આવેલા છે. આ બંને પંપની પંપિંગ કેપેસિટી ૧૦ ક્યુસેક્સ છે.

આ બે કૂવાની જોડે એક કૂંડી (ડિલિવરી ચેમ્બર) બાંધવામાં આવી છે, અને તેને આશરે ૫૦ ફૂટ છેટે બાંધેલા હોજ (હેડ-રેગ્યુલેટર) સાથે પાઇપથી જોડવામાં આવી છે. કૂવાઓનું પાણી કુંડીમાં અને ત્યાંથી હોજમાં જાય છે, અને ત્યાંથી ત્રણ દિશામાં કાઢેલી ત્રણ નહેરો વાટે આસપાસની જમીનોને પાણી પૂરું પાડવામાં આવે છે. આ ત્રણ નહેરો તે રાઇટ કેનાલ (જમણી નહેર), લેફ્ટ કેનાલ (ડાબી નહેર) અને સેન્ટ્રલ કેનાલ (મધ્યસ્થ નહેર)ના નામે ઓળખાય છે.

**રાઇટ કેનાલ :** આ નહેર પશ્ચિમ દિશામાં આવેલા સોખડા ગામની લગભગ ત્રણ ભાગની જમીનને પાણી પૂરું પાડે છે. એનાથી વર્ષ દરમિયાન આશરે ૫૦૦ એકર જમીનને પાણી મળે છે. તે બે માઇલ લાંબી અને પાંચ ફૂટ પહોળી છે. તે



હેડ રેગ્યુલેટર

આજુબાજુની જમીનની લગભગ સરખી સપાટીએ વહે છે અને દોઢ ફૂટ ઊંડાઈમાં તેમાં પાણી વહે છે. આજુબાજુની જમીનને પાણી આપવા માટે તેમા ૧૦ આઉટલેટ (બારી) મૂકેલાં છે.

હેડ–રેગ્યુલેટરથી આ નહેર પર આગળ ચાલતાં આવતા એક વહેળા આગળ સાઇફન, તે પછી ખેતરોમાં જવાના રસ્તા ઓળંગવા બે ગરનાળાં, ત્યાંથી આગળ સોખડા ગામની ભાગોળના મોટા વહેળા આગળ ૩૦૦ ફૂટ લાંબું મોટું સાઇફન, અને તેની આગળ જતાં સોખડાથી ખેડા જવાના કાચા રસ્તે સાઇફનની વ્યવસ્થા કરેલી છે. આ સાઇફનથી પચાસેક ફૂટના અંતરે નહેરના બે ફાંટા થાય છે. એક ફાંટો સીધો ખેડા–માતર રોડને ઓળંગી સોખડા ગામના ભાડામાં જાય છે અને બીજો ફાંટો દક્ષિણ દિશાએ વહે છે તે એક



રાઈટ કેનાલ

માઇલ લાંબો છે. વળી આ ફાંટાની વચ્ચે એક ૬૦ ફૂટ લાંબું સાઇફન છે અને ત્યાંથી એક ૨,૦૦૦ ફૂટનો જુદો ફાંટો પણ કાઢેલો છે. આ જુદા ફાંટા ઉપર લગભગ ૯૦૦ ફૂટ છેટે સીમનો રસ્તો ઓળંગવા એક ૧૮ ફૂટ લાંબું ગરનાળું બનાવેલું છે.

**સેન્ટ્રલ કેનાલ :** આ નહેર ત્રણ નહેરોની મધ્યમાં વહેતી હોવાથી તેને સેન્ટ્રલ કેનાલ (મધ્યસ્થ નહેર) કહે છે. વર્ષ દરમિયાન તે રતનપુર, વણસર અને ઊંદેળા એ ત્રણ ગામોની આશરે ૬૦૦ એકર જમીનને પાણી પૂરું પાડે છે. તે પણ બે માઇલ લાંબી તથા પાંચ ફૂટ પહોળી છે, અને તેમા દોઢ ફૂટની ઊંડાઈમાં પાણી વહે છે.

આ નહેરની આસપાસની જમીન બહુ જ નીચી છે, તેથી હેડ રેગ્યુલેટરથી ૮૦૦ ફૂટ લાંબી, ૨૪ ઇંચ વ્યાસની એક પાઇપ-લાઇન ભૂગર્ભમાં નાખવામાં આવી છે. જ્યાં તે પાઇપ–લાઇન પૂરી થાય છે ત્યાં એક કૂંડી બનાવી છે અને એ કૂંડી આગળની જમીનની સપાટી ઊંચી છે એટલે પાઇપ-લાઇનની જરૂર નહિ હોવાથી નહેર વાટે પાણી જવાની વ્યવસ્થા કરી છે. આ નહેર પર આગળ જતાં રતનપુરના સીમાડામાં જવાને રસ્તે એક ગરનાળું છે. ત્યાંથી આગળ પાછી જમીનની સપાટી ઘણી ઊંચી છે, તેથી લગભગ ૫૦૦ ફૂટ સુધીની લંબાઈમાં નહેર દસબાર ફૂટ ઊંડાઈમાં વહે છે. તે પછી આગળ જતાં નહેર પાછી જમીનની સપાટીએ આવી જાય છે અને તેથી આગળ જમીન પાછી બહુ જ નીચી છે એટલે એક ૩૦૦ ફૂટ લાંબું સાઇફન બનાવવામાં આવ્યું છે. સાઇફનથી આગળ જતાં નહેર માતર–નડિયાદ રસ્તો ઓળંગે છે. ત્યાં એક ૪૦ ફૂટ લાંબું નાળું છે. ત્યાંથી આગળ જતાં નહેર બંને બાજુ બારસો ફૂટ સુધીના અંતરમાં વણસરની જમીનને પાણી પૂરું પાડે છે. અહીં જમીન ઊંચી હોવાથી એક માઇલ સુધી એટલે કે ઊંદેળાના સીમાડા સુધી તે પાંચ ૭ ફૂટ ઊંડાઈમાં વહે છે. માતર–નડિયાદ રસ્તો ઓળંગ્યા પછી નહેર ઉપર સીમમાં જવાના રસ્તા ઉપર ત્રણ ગરનાળાં બાંધેલાં છે.

**લેફ્ટ કેનાલ :** આ નહેર સૌથી નાની છે. તે પૂર્વ દિશાએ રતનપુર ગામ તરફ વહે છે અને વર્ષ દરમ્યાન રતનપુરની સીમની ૧૫૦ એકર જમીનને પાણી પૂરું પાડે છે. તેમાં પણ દોઢ ફૂટ ઊંડાઈમા પાણી વહે છે.

આ નહેર આજુબાજુની જમીન કરતાં ૨॥ થી ૩ ફૂટ ઊંચી છે, તેથી આસપાસની ઊંચામાં ઊંચી જમીનને પણ



રાઈસ કેનાલ પરની એક ડાંગરની ક્યારી

પાણી પૂરું પાડી શકાય છે. આ નહેર પર ખાસ કરીને ડાંગરનો પાક જ કરવામાં આવે છે, અને તેનો ઉતારો પણ સારા પ્રમાણમાં થાય છે તેથી તેને રાઇસ કેનાલ (ડાંગરની નહેર) પણ કહે છે.

આ નહેર પર ૬ આઉટલેટ (બારાં) છે. હેડ-રેગ્યુલેટરથી લગભગ ૫૦૦ ફૂટ છેટે એક વહેળો આવે છે. ત્યાં ૧૨૦ ફૂટનું સાઇફન છે. ત્યાંથી આગળ જતાં નહેર ખેડા-નડિયાદ રોડને ઓળંગે છે. ત્યાં ૫૦ ફૂટનું સાઇફન છે. રોડ ઓળંગીને નહેર તરત જ પૂરી થઈ જાય છે.

**વહીવટ :** આ નહેરનો વહીવટ બે જુદી જુદી ઑફિસોના હાથમાં છે. પાણીની વહેંચણીનું કામ જિલ્લા ખેતીવાડી અધિકારીને સોંપવામાં આવ્યું છે. આથી નહેર ઉપર એક આસિસ્ટંટ એગ્રિકલ્ચર ઑફિસરની નિમણૂક કરવામાં આવેલી છે. તેઓ પાણીના પુરવઠા પ્રમાણે ખેડૂતોને પાણી વહેંચી આપે છે. તેમના હાથ નીચે એક પટાવાળા છે. તે નહેરનાં બારાં ખોલવાં, ઑફિસ કામમાં મદદ કરવી, વગેરે કામો કરે છે.

આ સિવાય નહેર અંગેનું સિવિલ અને મિકેનિકલ કામ સંભાળવાનું એગ્રિકલ્ચર એંજિનિયર ટુ ગવર્મેન્ટ, બી. એસ., પૂનાને સોંપવામાં આવ્યું છે. તેથી તેઓના હાથ નીચેની આસિસ્ટંટ એગ્રિકલ્ચર એંજિનિયર, ઇનચાર્જ લિફ્ટ ઇરિગેશન સ્કીમ્સ, ભરૂચની કચેરી તરફથી નહેરનું કામ સંભાળવા, નહેર ઉપર એક ઓવરસિયર, એક મિકેનિકલ સુપરવાઇઝર, બે એંજિન ડ્રાયવર, બે ઑઇલમેન, અને એક વૉચમેનની નિમણૂક થયેલી છે.

અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાના મીરોલી ગામે પણ આવી લિફ્ટ ઇરિગેશન યોજના કરવામાં આવેલી છે એટલે અત્રેના ઓવરસિયર અને મિકેનિકલ સુપરવાઇઝર બંને સ્થળની દેખરેખ રાખે છે. ઓવરસિયરનું હેડક્વાર્ટર રતનપુર છે, જ્યારે મિકેનિકલ સુપરવાઇઝરનું હેડક્વાર્ટર મીરોલી છે. નહેરની દેખરેખ અને મરામત વગેરેનું કામ ઓવરસિયર જરૂરી મજૂરોને કામચલાઉ રોકીને કરાવે છે, જ્યારે મિકેનિકલ સુપરવાઇઝર એંજિન વગેરેની સંભાળ રાખે છે.

**પાણીના દર :** કોઈપણ પાકની ઋતુ થવા પહેલાં એક મહિના અગાઉથી ખેડૂતોએ આસિસ્ટંટ એગ્રિકલ્ચર ઑફિસરને તેમની પાસેથી મફત મળતા ફોર્મમાં પાણી માટે અરજી કરવાની હોય છે. અરજીઓ મળ્યા પછીથી પાણીના પુરવઠા પ્રમાણે પાણીની વહેંચણી કરી આપવામાં આવે છે.

૧૫મી જૂનથી ૧૪મી ઑક્ટોબર સુધી ખરીફ મોસમ ગણાય છે. તે મોસમમાં પાણીનો દર નીચે મુજબ હોય છે :–

ડાંગર—એક એકરના, મોસમમાં રૂ. ૪૦
બાવટો-કોદરા—એક એકરના, મોસમમાં રૂ. ૧૦

૧૫મી ઑક્ટોબરથી ૧૪મી ફેબ્રુઆરી સુધી રવી મોસમ ગણાય છે. તે મોસમમાં પાણીના દર નીચે મુજબ હોય છે :–

ઘઉં—એક એકરના, મોસમમાં રૂ. ૧૫
મેથી—એક એકરના, મોસમમાં રૂ. ૪૦

આ દર ઉપરાંત ખેડૂતોને રૂપિયે ત્રણ આના લેખે લોકલ ફંડ તથા જમીન મહેસૂલ (ત્રણ આના લોકલ ફંડ સાથે) ભરવાનું હોય છે. આમ છતાં ખેડૂતોને નહેરથી ડાંગરના પાકમાં સારો ફાયદો થતો માલૂમ પડ્યો છે.

**નહેરની શક્તિ :** ત્રણેય મોસમના પાક લેવાય તો આ નહેર વર્ષ દરમ્યાન ૧૮૭૨ એકર જમીનને પાણી પૂરું પાડી શકે એવી ગણતરી છે. પણ આજે તો ફક્ત ખરીફ અને રવી એ બે પાકો જ લેવાય છે. ખાસ કરીને ડાંગરનો પાક વિશેષ સારો છે. ડાંગરમાં સુતરસાળ અને જીરાસાળ બે જાત થાય છે, જ્યારે ઘઉંમાં કેનફાડ અને નેફાડ એ બે જાત સારી થાય છે. બાવટો-કોદરા અને મેથી બહુ ઓછા પ્રમાણમાં કરાય છે.

**યોજનાનું ખર્ચ :** આ યોજનાનુ મિકેનિકલ ખર્ચ રૂ ૬૫૦૩૦ તથા સિવિલ ખર્ચ રૂ ૨૧૪,૫૯૮ મળી કુલ રૂ ૨૭૯,૬૨૮ ખર્ચ થયુ છે

**ઉપસંહાર :** આ નહેર શરૂઆતમા ચોમાસામા તૂટી જવાના પ્રસગો બનતા હતા ૧૯૫૦મા તો નદીમા પુષ્કળ પૂર આવેલુ તેથી રાઈટ કેનાલ ઘણી જગાએ તૂટી ગઈ હતી પણ વળી જ મુશ્કેલીઓ વેઠીને, તથા રાતદિવસ શ્રમ કરીને નહેરનુ સુધારકામ કરી આશરે ૩૦૦ એકર જમીનના રવી પાકનો બચાવ કરવામા આવેલો

આધાર રતનપુરના માજી મુખી અને માતર તાલુકાના કોંગ્રેસી કાર્યકર જ ઇનાયતખા હયાતખા પઠાણે લખાવેલી હકીકત, તથા પૂનાની સરકારી એગ્રિકલ્ચરલ એન્જિનિયરની કચેરી તરફથી મળેલી માહિતી

# ૧૬

# રસ્તા

**ટૂંક ઈતિહાસ : બ્રિટિશ અમલની શરૂઆત (ઈ સ ૧૮૦૦ થી ૧૮૬૩) :** બ્રિટિશ યુગની શરૂઆતના ખેડા જિલ્લાના જાહેરમાર્ગોની હાલતનુ જૂના ગેઝેટિયરમા નીચે પ્રમાણે વર્ણન આપેલુ છે –'ઈ સ ૧૮૪૪મા ખેડા ગામના દક્ષિણ દરવાજાથી રતનપુર ગામ નજીક આવેલી શેઢી નદી ઉપરના લાકડાના પુલ સુધી, આશરે એક માઈલનો રસ્તો બાંધેલો હતો તે સિવાય એક પણ બાંધેલો રસ્તો ખેડા જિલ્લામા હતો નહિ જિલ્લાના ધોરી માર્ગો અને એ માર્ગોને જોડનાર નાના માર્ગો મુખ્યત્વે ગાડાના ચીલા વડે બનેલા હતા આ માર્ગો કેટલેક સ્થળે ઊંચાનીચા અને સાંકડા હતા જમીન રેતાળ હોવાથી આ માર્ગો ગાડાને ભારે પડતા અને ચોમાસામા તેમના ઉપર કેટલેક સ્થળે પાણી ફરી વળતુ પરતુ ઋતુ કોરી પડતા જ તે પાછા ચાલુ થઈ જતા ગામો વચ્ચે આવેલા નાના માર્ગોની હાલત આનાથી બદતર હતી આ માર્ગો ઘણા સાંકડા હતા અને કેટલેક સ્થળે એમના ઉપર ઝાડના ઠુંઠા અને ડાળીઓ એવા ઝૂકેલા રહેતા કે ગાડા અને ઘોડેસવારોને એવા માર્ગો ઉપર થઇને પસાર થવાનુ મુશ્કેલ પડતુ '*

**ઈ. સ ૧૮૬૩ થી ૧૮૭૮ :** ઈ સ ૧૮૬૩ સુધી ઉપર વર્ણવેલી સ્થિતિમા કઈ સુધારો થયો નહોતો એ વર્ષમા પહેલી વાર 'લોકલ ફડ સેસ' નામનો વેરો નાખવામા આવ્યો, ત્યારથી રસ્તાઓ સુધારવા અને પાકા બનાવવાની શરૂઆત થઈ એ પછી ઈ સ ૧૮૭૮ સુધી આ પ્રવૃત્તિ ચાલુ રહી તેને પરિણામે મુખ્ય ૭ રસ્તાઓ તૈયાર થયા તેમની શાખાઓ સહિત કુલ લબાઈ ૧૦૦ માઈલ હતી આ પૈકી ૭૨ માઈલને મેટલ અથવા લાઇમ સ્ટોન નાખી પાકા કરવામા આવ્યા હતા આ માર્ગો ઉપર આવતા નદી–નાળા ઉપર ઘણેખરે સ્થળે પુલ કે નાળા બાંધવાનાં હતા વાસદ–કનીજ વચ્ચેની રેલવે લાઈનથી જિલ્લાના બે ભાગ પડે છે તે પૈકી ઉત્તર–પૂર્વનો ભાગ મોટો છે એ ભાગમા મુખ્ય બે માર્ગો હતા એક માર્ગ કપડવણજથી નડિયાદ સુધીનો, અને બીજો કપડવણજથી ડાકોર સુધીનો આ રીતે ઉત્તર–પૂર્વના પ્રદેશનુ બે મુખ્ય માર્ગો વડે રેલવે સાથે સધાન કરેલુ હતુ આ બે માર્ગો પૈકી નડિયાદ તરફનો ૨૭ માઈલનો માર્ગ જમીનથી ઊચો, પુલોવાળો, પણ મેટલ વિનાનો હતો ડાકોર તરફનો ૨૦ માઈલનો માર્ગ પથ્થરોથી જડેલો હતો

દક્ષિણ–પશ્ચિમે વાસદથી બોરસદ વચ્ચે ૧૧ માઈલનો રસ્તો બાંધ્યો હતો એના ઉપર લાઇમ સ્ટોન નાખ્યા હતા, અને પુલ પણ બાંધ્યા હતા એ રસ્તો બારે માસ કામ આપતો હતો વાસદથી ઉત્તરે મહેમદાવાદ સ્ટેશનથી પશ્ચિમે ખેડા સુધીનો ૭ માઈલનો માર્ગ એ જ પ્રકારનો હતો ખેડાથી એ માર્ગ પશ્ચિમે ૧૨ માઈલ ઉપર આવતી સાબરમતી નદી સુધી લબાવેલો હતો ત્રીજો માર્ગ માતરથી ખેડા, ૭ માઈલ ઉત્તરે, અને ચોથો માર્ગ માતરથી નડિયાદ, તેર માઈલ પૂર્વે બધાયો હતો

**બ્રિટિશ યુગ પહેલાં :** બ્રિટિશ સત્તાને મોગલ સામ્રા-

* ગેઝેટિયર ઓફ ધી બોમ્બે પ્રેસિડેન્સી, પુસ્તક-૪, ખેડા અને પચમહાલ (ઈ સ ૧૮૭૯), પૃ ૯૮

જ્યનો વારસો મળ્યો હતો મોગલ સામ્રાજ્યમા અને તેનીયે પહેલા આખા દેશમા એક છેડેથી બીજે છેડે જમીન–માર્ગે ઝડપથી આવજા થઈ શકે તેવા ધોરી માર્ગો હતા એ ધોરી માર્ગો ખેડા જિલ્લા સાથે સકળાયેલા હતા

**બ્રિટિશ નીતિ :** બ્રિટિશ રાજ્યની શરૂઆતથી રેલવે થતા સુધી એ રાજ્યે જૂના મોગલાઈ માર્ગોનો જ લાભ લીધો હતો રેલવે થયા પછી જે માર્ગો એ રાજ્યે બાધ્યા તે મુખ્યત્વે રેલવે સ્ટેશનોને જિલ્લાના મુખ્ય સ્થળો સાથે જોડવાના હેતુથી બાધ્યા હતા જમીનમાર્ગોનો વિકાસ એ દેશની આબાદી વધારવાનુ મુખ્ય સાધન છે એ દૃષ્ટિએ જાહેર માર્ગો બાધવાનુ કામ બ્રિટિશ રાજ્યે નહિ જેવુ જ કર્યુ હતુ એ કામ કરવાની સત્તા પ્રાંતો, સ્થાનિક મ્યુનિસિપાલિટીઓ, અને ગ્રામપચાયતોને સોંપાઈ હતી અને નાણાને અભાવે આ સસ્થાઓ આ દિશામા કઈ કરી શકતી નહોતી

**પ્રથમ વિશ્વયુદ્ધ પછી : ઈ સ ૧૯૧૮થી ૧૯૨૫ :** ઈ સ ૧૯૧૪–૧૮ના પ્રથમ વિશ્વયુદ્ધ પછી આ સ્થિતિમા પલટો શરૂ થયો યુદ્ધ બધ થતા જ લશ્કરમા વપરાતી મોટરોનો જગી જથ્થો નાગરિક વપરાશ માટે સસ્તામા વેચાયો એને લીધે દેશમા મોટર બસો દોડવા માડી એ રીતે ઉપર જણાવેલા માર્ગો ઉપર ખેડા જિલ્લામા પણ ખાનગી મોટર બસો ઈ સ ૧૯૨૦–૨૫ના અરસામા ફરવા માડી

**ઈ સ ૧૯૨૭થી ૧૯૩૯ :** મોટર–બસોનો વ્યવહાર શરૂ થવાથી રસ્તાઓનો વસારો વધી પડયો અને તેની દુરસ્તી ઉપર ધ્યાન આપવાની સરકારને ફરજ પડી આ પ્રશ્નની તપાસ કરવા ઈ સ ૧૯૨૭મા મધ્યસ્થ ધારાસભાએ શ્રી એમ આર જયકરને પ્રમુખપદે એક સમિતિ નીમી પ્રાંતિક સરકારો અને સ્થાનિક પચાયતો નાણાને અભાવે રસ્તાઓ વિકસાવી શકતી નહોતી તેથી પેટ્રોલ પર દર ગેલને બે આના સરચાર્જ નાખીને 'સેટ્રલ રોડ ફડ'ની સ્થાપના કરવી, અને તે ભડોળમાથી પ્રાંતોને રસ્તાઓના વિકાસ માટે ગ્રાન્ટો આપવી, એવી ભલામણ **જયકર સમિતિએ** કરી એને પરિણામે ઈ સ ૧૯૨૯મા **સેટ્રલ રોડ ફંડની** સ્થાપના થઈ આ એક રાષ્ટ્રીય ભડોળ હતુ અને એનો લાભ આખા દેશને મધ્યસ્થ સરકાર મારફતે મળવાનો હતો એની મુદત પાચ વર્ષની રાખેલી પરતુ પાછળથી એને કાયમી સ્વરૂપ અપાયુ હતુ

ત્યાર પછી ઈ સ ૧૯૩૪મા **ઈન્ડિયન રોડ કોંગ્રેસની** સ્થાપના કરવામા આવી આ એક અર્ધ–સરકારી સસ્થા છે તે રસ્તાઓના વિકાસ તથા તે અગેના સશોધનનુ કામ કરે છે

**ઈ. સ. ૧૯૪૩ : નાગપુર યોજના :** ઈ સ ૧૯૩૯મા બીજુ વિશ્વયુદ્ધ શરૂ થયુ ત્યારે રસ્તાઓની અગત્ય વધી પડી સેટ્રલ રોડ ફડમાથી પ્રાંતોને ગ્રાન્ટો મળતી હતી પરતુ એનાથી રસ્તાઓનો ઝાઝો વિકાસ થયો નહોતો એટલે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ગિમ્માર રસ્તાઓથી જ વ્યવહાર ચલાવવો પડયો આ અનુભવે રસ્તાઓની અગત્ય ગભીર રીતે સ્વીકારાઈ અને યુદ્ધોત્તર વિકાસ યોજનાઓમાં રસ્તાઓના વિકાસને મહત્ત્વનુ સ્થાન અપાયુ ઈડિયન રોડ કોંગ્રેસની સૂચનાથી ઈ સ ૧૯૪૩ના ડિસેમ્બર માસમા દેશભરના રસ્તાના નિષ્ણાત ઇજનેરોની એક પરિષદ નાગપુરમા ભરવામા આવી એ પરિષદે રસ્તાઓના વિકાસ માટે દશ વર્ષની એક યોજના ઘડી કાઢી એ યોજના 'નાગપુર યોજના' તરીકે ઓળખાય છે આ યોજનાને લીધે ભારતભરમા રસ્તાઓનો ઝડપથી વિકાસ થઈ રહ્યો છે આ સજોગોનો લાભ ખેડા જિલ્લાને પણ મળી રહ્યો છે

**રોડ પ્રોજેક્ટ સબ ડિવિઝન, ખેડા** યુદ્ધોત્તર રસ્તાઓની યોજનાઓ ઘડવા સરકારે પૂનામા એક ખાસ ઓફિસ ખોલી હતી તેના તાબાની એક ઓફિસ મુબઈમા ખોલી હતી અને મુબઈની આફિસના તાબાની એક આફિસ ખેડામા ખોલી હતી એ પૈકી પૂના અને મુબઈની આફિસોએ પોતાનુ કામ પૂરુ કર્યુ હોઈ, તેમને બધ કરવામા આવી છે ખેડાની ઑફિસ હજી ચાલુ છે તે **'રોડ પ્રોજેક્ટ સબ ડિવિઝન ઑફિસ'** (રસ્તાઓની યોજના કરનાર પેટા કચેરી) કહેવાય છે તેમાં ખેડા ઉપરાંત અમદાવાદ અને પચમહાલ જિલ્લાના રસ્તાઓની યોજનાઓ તૈયાર થતી હતી, પરતુ હાલમા માત્ર ખેડા જિલ્લાના રસ્તાઓની યોજનાઓનુ કામ થાય છે ઉપર જણાવેલી યુદ્ધોત્તર રસ્તાઓની નાગપુર યોજનાને ઈ સ ૧૯૫૨મા સુધારીને ખેડા જિલ્લાના રસ્તાઓ વિકસાવવાની પાકી યોજના તૈયાર કરવામા આવી છે આ યોજના મુબઈ રાજ્યની પ્રથમ પચવર્ષીય યોજનાનુ એક અગ છે એની નીતિને અનુસરીને ખેડા જિલ્લાના રસ્તાઓ વિકસાવવાનુ કામ હાલ ચાલે છે

**રસ્તાઓના પ્રકાર** સરકારી વહીવટમા રસ્તાઓના મુખ્ય બે પ્રકાર છે (૧) મધ્યવર્તી રસ્તાઓ અથવા ધોરી માર્ગો (નેશનલ હાઈવેઝ), (૨) રાજ્યના રસ્તાઓ (સ્ટેટ રોડઝ)

**મધ્યવર્તી રસ્તાઓ** મધ્યવર્તી રસ્તાઓ આખા દેશના એક છેડાથી બીજા છેડા સુધી વિસ્તરેલા છે તે જુદા જુદા રાજ્યોના રાજધાનીના શહેરો ઔદ્યોગિક કેન્દ્રો અને બંદરોને સાંકળે છે તે ઉપરાંત પડોશી દેશોની સરહદો સાથે પણ એ જોડાયેલા છે આવા મધ્યવર્તી રસ્તાઓ મુખ્યત્વે ચાર છે (૧) કલકત્તાથી પેશાવર, (૨) કલકત્તાથી મદ્રાસ, (૩) મદ્રાસથી મુંબઈ, (૪) મુંબઈથી દિલ્હી આ પૈકી મુંબઈથી દિલ્હી જતો મધ્યવર્તી માર્ગ વડોદરાથી અમદાવાદ જતા વાસદ આગળથી ખેડા જિલ્લામાં પ્રવેશે છે આ માર્ગ હાલમાં વાસદથી બોરસદ આણંદ, નડિયાદ, ખેડા, વાસણા, નાયકા અને બારેજા થઈ અમદાવાદ જાય છે તેની ખેડા જિલ્લામાં લંબાઈ ૬૦ માઈલની છે પરંતુ હવે આ લાંબા માર્ગને ટૂંકો કરવા માટે વાસદથી બોરિયાવી સુધીનો અને ખેડાથી હરિયાળા તથા કનેરા થઈ બારેજા સુધીનો, એ બે માર્ગ ટૂંકા અને સીધા બનાવવાના છે એનું કામકાજ હાલમાં ચાલી રહ્યું છે તે કામ પૂરું થતા જે નવો ટૂંકો માર્ગ થશે તે જ કાયમી મધ્યવર્તી માર્ગ ગણાશે એની ખેડા જિલ્લામાં લંબાઈ ૪૩.૫ માઈલની હશે

**મધ્યવર્તી રસ્તાઓનો નિભાવ :** આ મધ્યવર્તી રસ્તાઓ ભારત સરકાર બાંધે છે અને નિભાવે છે ખેડા જિલ્લામાં આવેલા આ પ્રકારના રસ્તાઓ માટે ખર્ચના અંદાજો ખેડાની ખેડા જિલ્લાની બાંધકામખાતાના અધિકારીની કચેરી તૈયાર કરે છે એ અંદાજો પ્રમાણે સગવડ પ્રમાણે ભારત સરકાર આ જિલ્લામાં આવેલો મધ્યવર્તી રસ્તો સમારવાના દર વર્ષે ખર્ચ મંજૂર કરે છે આ રકમને ચાલુ મરામત ભંડોળ (કરંટ રિપેર ફંડ) કહે છે આ રીતે મળેલી રકમમાંથી રસ્તાનું પરચુરણ સમારકામ કરવામાં આવે છે દા ત મેટલ ઊખડી ગયા હોય તો તે નીણી લેવાય રસ્તો ઉબાડો થયો હોય તો ત્યાં માટી નખાય ધારો તૂટી ગઈ હોય તો તે સાંધી લેવાય નાળા સમરાવાય સીમાચિહ્નો (માઈલ સ્ટોન્સ) રંગાવાય આથી વધુ કામો કરવાની જરૂર પડે તો તે સ્પેશિયલ રિપેર (ખાસ મરામત) કહેવાય છે તે માટે અલગ અંદાજપત્રકો બનાવવા પડે છે અને તે પ્રમાણે સગવડ હોય તો વધુ રકમ મંજૂર થાય છે ઈ સ ૧૯૫૨-૫૩માં ભારત સરકારે ખેડા જિલ્લાના મધ્યવર્તી રસ્તાઓની ચાલુ મરામત ખાતે રૂા ૧,૭૦,૧૯૬ અને ખાસ મરામત ખાતે રૂા ૨,૨૨,૬૨૫ આપ્યા હતા

**રાજ્યના રસ્તાઓ :** રાજ્યના રસ્તાઓ ચાર પ્રકારના હોય છે (૧) રાજ્યના ધોરી માર્ગો (સ્ટેટ હાઈવેઝ) સામાન્ય રીતે આ રસ્તાઓ રાજ્યના જિલ્લાઓને સાંકળતા હોય છે (૨) જિલ્લાના મુખ્ય રસ્તા (મેજર ડિસ્ટ્રિક્ટ રોડઝ) સામાન્ય રીતે આ રસ્તા નજીકના જિલ્લાઓને સાંકળતા હોય છે (૩) જિલ્લાના નાના રસ્તા (અધર ડિસ્ટ્રિક્ટ રોડઝ) સામાન્ય રીતે આ રસ્તા એક તાલુકાથી બીજા તાલુકાને સાંકળતા હોય છે (૪) ગામ રસ્તા (વિલેજ રોડઝ) સામાન્ય રીતે આ રસ્તા તાલુકાના ગામોને સાંકળતા હોય છે

ખેડા જિલ્લામાં હાલમાં રાજ્યના ધોરી માર્ગો ત્રણ છે આ પૈકી પહેલો **નડિયાદથી ડાકોર થઈ પાલી મારફતે** ગોધરા તરફ જાય છે તે ગોધરાથી દાહોદ, છાપરા સાંતરોડ જાંબુઘોડા થઈ કાઠી જાય છે આ રસ્તાની લંબાઈ ખેડા જિલ્લામાં ૪૧.૨ માઈલ છે તે પૈકી ૧૯.૮ માઈલ લોકલ બોર્ડના વહીવટમાં છે અને ૨૧.૪ માઈલ પી ડબ્લ્યુ ડીના વહીવટમાં છે બીજો રસ્તો **ખેડાથી મહેમદાવાદ, મહુધા** થઈ ડાકોર જાય છે તે ૩૪.૯ માઈલ લાંબો છે, અને પી ડબ્લ્યુ ડીના વહીવટમાં છે ત્રીજો રસ્તો **નડિયાદથી કપડવણજ થઈ જિલ્લા બહાર બીબીપુર થઈ મોડાસા** જાય છે તે ૩૨ માઈલ લાંબો છે તેમાં બીજા ત્રણ માઈલનો ટુકડો નડિયાદ ગામની બહાર બાંધવાનો બાકી છે તે પણ પી ડબ્લ્યુ ડીના વહીવટમાં છે

આ ઉપરાંત અમદાવાદથી કઠલાલ, લસુંદ્રા, વડદલા અને વાડાશિનોર થઈ મહીકાંઠે આવેલા સાગ્રિયા સુધીનો ૪૦.૫ માઈલનો રસ્તો, તથા નડિયાદ આગળના મધ્યવર્તી રસ્તાને મોડાસા તરફ જતા રાજ્યના ધોરી માર્ગ સાથે જોડતો ચાર માઈલનો રસ્તો, એ બે બીજા રસ્તા બાંધવાના છે એ રીતે ખેડા જિલ્લામાં આ પાંચેય 'રાજ્યના ધોરી માર્ગો'ની કુલ લંબાઈ ૧૫૫.૧ માઈલ થશે

**રસ્તાઓની કુલ સંખ્યા અને લંબાઈ :** ઉપરના પાંચ તથા બાકીના તમામ પ્રકારના રસ્તાઓની યાદી આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપી છે તેના સારરૂપે કહી શકાય કે જિલ્લાના મુખ્ય રસ્તા ૨૫ છે તેમની કુલ લંબાઈ ૧૫૭.૭ માઈલ છે નાના રસ્તા ૭૪ છે તેમની કુલ લંબાઈ ૪૮૨.૯૫ માઈલ છે ગામ રસ્તા ૨૭૨ છે તેમની કુલ લંબાઈ ૩૮૪.૫૫ છે તમામ પ્રકારના રસ્તાની કુલ સંખ્યા ૩૭૧ અને કુલ લંબાઈ ૧૨૨૪.૩ માઈલ છે

**દર ચોરસ માઈલે પ્રમાણ** ખેડા જિલ્લાનું કુલ ક્ષેત્રફળ

ઈ સ ૧૯૫૧ની ગણતરી પ્રમાણે ૨૫૬૪૨ ચોરસ માઈલ છે એ હિસાબે ઉપરની વિગત પ્રમાણે ખેડા જિલ્લામાં દર ચોરસ માઈલે સરેરાશ લગભગ અર્ધો (૫) માઈલનો રસ્તો આવેલો છે ભારતદેશમા આ પ્રમાણ ઈ સ ૧૯૫૧મા દર ચોરસ માઈલે ૨ માઈલનુ હતુ એની સરખામણીમા ખેડા જિલ્લાના રસ્તાની સરેરાશ બેથી અઢીગણી થાય બ્રિટન અને અમેરિકામા આ પ્રમાણ અનુક્રમે ૨ ૦૨ અને ૧૦૧ છે એટલે કે ભારત કરતા અનુક્રમે દશગણુ અને પાચગણુ છે

**રસ્તાઓનુ બાંધકામ અને પહોળાઈ** સામાન્ય રીતે આજે બધા જ પ્રકારના રસ્તાની પહોળાઈ વીસેક ફૂટ છે તેની મધ્યમા વાહન વ્યવહાર માટે બાર ફૂટની પહોળાઈનો મેટલ કે ડામરનો રસ્તો હોય છે, અને આજુબાજુએ માટી હોય છે હવે આ રસ્તાઓ જ્યારે સુધારવામા આવશે ત્યારે તે વધુ પહોળા બનાવવાની સરકારી નીતિ છે તે મુજબ નેશનલ હાઈવેઝ કુલ ૩૨ ફૂટ પહોળા થશે તેમા વચ્ચે બાર ફૂટ પહોળાઈમા ડામર, તેની આજુબાજુ પાચ પાચ ફૂટની પહોળાઈમા કકર તથા તે પછી પાચ પાંચ ફૂટની પહોળાઈમા માટી નાખવામા આવશે તે જ રીતે સ્ટેટ હાઈવેઝ ૩૦ ફૂટના થશે તેમા વચ્ચે ૧૨ ફૂટમા ડામર અને આજુબાજુ માટી આવશે મેજર ડિસ્ટ્રીક્ટ રોડઝ ૨૪ ફૂટના થશે તેમા વચ્ચે ૧૨ ફૂટમા ડામર અને આજુબાજુ માટી આવશે અધર ડિસ્ટ્રીક્ટ રોડઝ ૨૦ ફૂટના થશે તેમા વચ્ચે બાર ફૂટમા કકર અને આજુબાજુ માટી આવશે જ્યારે વિલેજ રોડઝ કુલ ૧૬ ફૂટ પહોળા માટીના થશે નાણાની સવડ થતી જાય તેમ તેમ નેશનલ હાઈવેઝ અને સ્ટેટ હાઈવેઝને સિમેન્ટ કોંક્રીટના બનાવવાની પણ સરકારી નીતિ છે

**બાંધકામના પ્રકાર:** બાધકામની દૃષ્ટિએ રસ્તાઓના ૭ પ્રકાર છે (૧) કાચા રસ્તા અથવા ફેર વેધર રોડઝ (૨) માટીના રસ્તા અથવા અનમેટલ્ડ રોડઝ (૩) પાકા રસ્તા અથવા વૉટર બાઉન્ડ મેકાડમ રોડઝ (ડબ્લ્યુ બી એમ મેટલ્ડ રોડઝ) (૪) કાકરાવાળા રસ્તા અથવા કકર રોડઝ (૫) કોંક્રીટના રસ્તા (૬) ડામરના રસ્તા અથવા એસ્ફાલ્ટ રોડઝ

**કાચા રસ્તા અથવા ફેર વેધર રોડઝ:** કુદરતી જમીનના ખાડા–ટેકરા સરખા કરી આ રસ્તા બનાવેલા હોય છે માત્ર સૂકી ઋતુમા જ તેમનો ઉપયોગ થઈ શકે છે ચોમાસામા એમના ઉપર પાણી ફરી વળવાથી આ રસ્તા ઉપર વાહનો ફરી શકતા નથી દર વર્ષે એમની મરામત કરવી પડે છે તે મોટે ભાગે ગામડાને એક બીજા સાથે અથવા ધોરી માર્ગ સાથે જોડે છે

**માટીના રસ્તા અથવા અનમેટલ્ડ રોડઝ:** ઉપર પ્રમાણે કાચા રસ્તા ઉપર જરૂરી માટી પૂરી, રોલ ફેરવી, જે રસ્તો બનાવાય તે 'અનમેટલ્ડ' કહેવાય છે કેટલીક વાર આવા રસ્તા ઉપર ચારથી પાચ ઇંચ 'મોરમ' (નાના કાકરા તથા માટીનુ મિશ્રણ) પાથરવામા આવે છે

**પાકા રસ્તા અથવા વૉટર બાઉન્ડ મેકાડમ રોડઝ:** આ રસ્તા એવા હોય છે કે તેમની આરપાર પાણી જઈ શકે નહિ એ કારણે તે 'વૉટર બાઉન્ડ' કહેવાય છે આ જાતના રસ્તા બાધવાની શરૂઆત મેકાડમ નામના ઇજનેરે કરેલી હોવાથી એવા રસ્તા એના નામથી ઓળખાય છે

આ રસ્તા બાંધવા માટે પ્રથમ ઉપર પ્રમાણે માટીકામ થયા પછી તેની ઉપર ઇટો, મરડિયા, ગ્રેવલ, કે રબલ જે નજીકમાંથી મળી શકે અને સસ્તુ પડે તે ત્રણથી ૭ ઇંચ જાડુ પાથરવામાં આવે છે આ પડને એડિંગ અથવા તળ કહે છે તેની ઉપર ચારથી ૭ ઇંચ જાડો મેટલનો થર ચઢાવવામા આવે છે આ મેટલ દોઢથી બે ઇંચના હોય છે આ મેડિંગ ઉપર રોલ ફેરવવામા આવે છે પછી તેના સાધામા મરડિયા પૂરવામા આવે છે અને ફરીથી એના ઉપર રોલ ફેરવવામા આવે છે આ રીતે તૈયાર થયેલો રસ્તો મેટલ્ડ અથવા ડબ્લ્યુ બી મેટલ્ડ રોડ કહેવાય છે

**કંકર રોડઝ:** આ પ્રકારના રસ્તામા ઉપર પ્રમાણે એડિંગ બન્યા પછી એના ઉપર ચારથી ૭ ઇંચ કકર (મરડિયો) પાથરી, પાણી નાખી રોલ ફેરવાય છે અથવા ધૂબાથી ટીપી તળને સરખુ બનાવાય છે અને પછી એના ઉપર માટી છાંટી દેવાય છે

**કોંક્રીટ રોડઝ** આ પ્રકારના રસ્તામા ઉપર પ્રમાણે એડિંગ કર્યા પછી ચારથી પાચ ઇંચ સુધીની જાડાઇના, લોખડના સળિયા વિનાના, સિમેન્ટ કોંક્રીટના સ્લેબો (ચોરસા) ભરવામાં આવે છે આ રીતનુ બાધકામ રસ્તાની મધ્યમા બાર ફૂટ પહોળુ કરવામા આવે છે આ રીતે તૈયાર થયેલા મધ્યના સિમેન્ટ કોંક્રીટના રસ્તાની બને બાજુએ ચારથી પાચ ફૂટ એસ્ફાલ્ટનો રસ્તો કરવામા આવે છે, જેથી મોટરો ક્રોસિંગ વખતે ગતિ ઓછી કર્યા સિવાય આ એસ્ફાલ્ટના છેડાઓ ઉપર ખસી શકે આ છેડાઓનો ઉપયોગ આટલો જ હોવાથી એમને મધ્યના ભાગ જેટલા મજબૂત બનાવવાની જરૂર

મનાતી નથી.

જૂના મેટલ્ડ રોડને સુધારીને આ પ્રકારનો રસ્તો નડિયાદથી ડાકોર સુધીનો બનાવવામાં આવ્યો છે. અને ડાકોરથી સેવાલિયા સુધીનો તથા નડિયાદથી કપડવણજ થઈ ધનગુરા સુધીનો બની રહ્યો છે.



નડિયાદ–ડાકોરનો સિમેંટ કોંક્રીટનો રસ્તો

**એસ્ફાલ્ટ રોડઝ:** આ પ્રકારના રસ્તા માટે ઉપર પ્રમાણે ખોદિંગ કરી તેના ઉપર ત્રણેક ઇંચ મેટલ પાથરી, પૂરતુ પાણી નાખી, રોલ ફેરવવામાં આવે છે. પછી તેના ઉપર ફરીથી બેથી ત્રણ ઇંચ મેટલ પાથરી, પાણી નાખી, રોલ ફેરવાય છે. ત્યાર પછી સાંધા પૂરવા માટે મરડિયો અથવા મોરમ નાખી, પાણી નાખી, ફરીથી રોલ ફેરવાય છે. એ રીતે તૈયાર થયેલા તળ ઉપર ઓછામાં ઓછા એકથી બે માસ વાહનોને ફરવા દેવામાં આવે છે. એ રીતે રસ્તો બરાબર જામે છે ત્યાર પછી એને બ્રશથી સાફ કરી તેના ઉપર પોણા ઇંચની જાડાઈ થાય એટલી, ડામર સાથે ભેળવેલી કપચી અને ગ્રીટ પાથરી, રોલ ફેરવવામાં આવે છે. પછી તેના ઉપર રેતી પાથરી દેવાય છે.

**રાજ્યના રસ્તાઓનો નિભાવ:** રાજ્યના ચારેય પ્રકારના રસ્તાઓનો વહીવટ રાજ્ય–સરકાર કરે છે. તેના નિભાવ માટે ઉપર દર્શાવ્યું છે તે રીતે અંદાજપત્રો પ્રમાણે સરકાર દર વર્ષે રકમો મંજૂર કરે છે અને ઠરેલાં ધોરણોએ ખર્ચ થાય છે. ઈ. સ. ૧૯૫૨–૫૩માં રાજ્યની સરકારે ખેડા જિલ્લા ખાતે ચાલુ મરામત માટે રૂ. ૧,૪૬,૦૦૦ અને ખાસ મરામત માટે રૂ. ૫,૧૦,૬૪૨ મંજૂર કર્યા હતા.

**ગામોની અંદરના રસ્તા:** આ પ્રકરણમાં ગણાવેલા રસ્તા દેશ, પ્રાંત, જિલ્લા, તાલુકા અને ગામોને એક–બીજા સાથે જોડે છે. પરંતુ ગામોની અંદરના વ્યવહાર માટે આ જિલ્લામાં થોડાક અપવાદ સિવાય કોઈ પણ શહેર કે ગામમાં પાકા રસ્તા નથી. આ રસ્તા બાંધવાની ફરજ સ્થાનિક મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામપંચાયતોની છે. તે નાણાંને અભાવે આ બાબતમાં કંઈ કરી શકતી નથી. એટલે આ જિલ્લામાં ગામોનાં કુદરતી જમીનતળ ઉપર જ માણસો તેમજ વાહનો આવજા કરે છે. જે ગામો કે શહેરોમાં પાકા રસ્તા દેખાય છે તે આ પ્રકરણમાં ગણાવેલા પ્રકારના જાહેર માર્ગો છે. ગામના રસ્તાઓનો વહીવટ સ્થાનિક પંચાયતો કે મ્યુનિસિપાલિટીઓ કરે છે.

**અંતિમ ધ્યેય:** કોઈ પણ ગામને રસ્તો જોઈતો હોય તો રાજ્યના જાહેર બાંધકામખાતાના પ્રધાનને અરજી કરવાની હોય છે. તે અરજી મુજબ જરૂરિયાત જોઈને ઘટતું કરવામાં આવે છે. જો કે દરેક ગામને જરૂરી રસ્તા મળી રહે એ સરકારી નીતિનું અંતિમ ધ્યેય છે, અને તે પ્રમાણે સરકારે જિલ્લાના રસ્તાઓની યોજના બનાવેલી છે.

આધાર: (૧) એક્ઝિક્યુટીવ એંજિનિયર, પી. ડબ્લ્યુ. ડી., ખેડાની કચેરી તથા ખેડા જિલ્લા લોકલ બોર્ડની કચેરીમાંથી મળેલી માહિતી (૨) વ્યાપાર ડિરેક્ટરી ૧૯૫૧–૫૨, જન્મભૂમિ પ્રકાશન લિમિટેડ, મુંબાઈ–૧.

★

# ૧૬

## પરિશિષ્ટ

## ખેડા જિલ્લામાં આવેલા ચાલુ અને થવાના રસ્તાઓ દર્શાવતું પત્રક

(નીચેના પ્રકાર દર્શાવ્યા છે નેશનલ હાઇવેઝ, સ્ટેટ હાઇવેઝ, મેજર ડિસ્ટ્રિક્ટ રોડ્ઝ, અધર ડિસ્ટ્રિક્ટ રોડ્ઝ, અને વિલેજ રોડ્ઝ)

| ક્રમાંક | રસ્તાનું નામ | એકંદર લંબાઈ | જૂના રસ્તાની લંબાઈ ડિલો મો | પ વ ડી | નવા થનાર રસ્તાની લંબાઈ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | **મધ્યવર્તી રસ્તાઓ (નેશનલ હાઇવેઝ)** | | | | |
| ૧ | મુંબઈથી વડોદરા વાસદ, બોરિયાવી, નડિયાદ, ખેડા, થઈ અમદાવાદ સુધી (હરિયાળા, કનેરા, બારેજા થઈને) | ૪૩૫ | — | ૧૭ | ૨૬૫ |
| | **રાજ્યના ધોરી માર્ગો (સ્ટેટ હાઇવેઝ)** | | | | |
| ૧ | નડિયાદથી ડાકોર થઈ ગોધરા મારફતે દાહોદ, ઈંદોર, સાગર, જબલપુર અને કાશી સુધી | ૪૧૨ | ૧૯૮ | ૨૧૪ | — |
| ૨ | ખેડા મહેમદાવાદ અને મહુધા થઈ ડાકોર | ૩૪ | — | ૩૪ | — |
| ૩ | અમદાવાદથી કુહા, મીરઝાપુર, કઠલાલ, વસુંદ્રા, વડદલા, વાડાશિનોર થઈ સાકરિયા સુધી | ૪૦૫ | — | — | ૪૦૫ |
| ૪ | નડિયાદથી કપડવણજ થઈ બીબીપુરા અને મોડાસા સુધી | ૩૫ | — | ૩૨ | ૩ |
| ૫ | વડોદરા–અમદાવાદ વચ્ચેનો મધ્યવર્તી માર્ગ અને નડિયાદ બીબીપુરા વચ્ચેનો રાજ્યનો ધોરીમાર્ગ એ બે માર્ગોને નડિયાદ આગળ જોડનાર ટુકડો | ૪ | — | — | ૪ |
| | **જિલ્લાના મુખ્ય રસ્તા (મેજર ડિસ્ટ્રિક્ટ રોડ્ઝ)** | | | | |
| ૧ | ડાકોરથી કપડવણજ સુધી | ૧૮ | — | ૧૮૮ | — |
| ૨ | ખંભાતથી તારાપુર ઝીણુજ અને ઉંટવાડા થઈને ખેડા સુધી | ૩૩૬ | ૧૮૧ | ૬૦ | ૮૧ |
| ૩ | પાલીથી વાડાશિનોર અને વીરપુર થઈ લુણાવાડા સુધી | ૪૦૨ | — | ૩૪૨ | ૬૦ |
| ૪ | બાવળા-રોડ થી વાસણા થઈ ખેડા સુધી | ૧૧૫ | ૬૧ | — | — |
| ૫ | ઉંટેલીયાથી ગુંદી, રાયપુર રીંઆ રોણપુર થઈ ભાનાના સુધી | ૧૩૫ | — | — | ૧૩૫ |
| ૬ | મહેમદાવાદથી કઠલાલ સુધી | ૧૬૦ | — | — | ૧૬૪ |
| ૭ | ડાસરાથી વાઘરોલી થઈ ડરોલી સુધી | ૨૦૦ | | — | ૨૮૦ |
| ૮ | ડાસરાથી જનોડ સુધી | ૨૨૦ | — | — | ૨૨૦ |
| | અહીમાથી ઓડ ભાટેજ, ચમનારી થઈ ઉત્તરસંડા સુધી | ૧૦ | — | — | ૧૦ |
| ૧૦ | ડાજથી અનિંદ્રા, વસો, પીજ થઈ નડિયાદ સુધી | ૧૬૦ | — | — | ૧૬૦ |
| ૧૧ | આણંદથી ચીખોદરા, સારસા થઈ લીંગડા સુધી | ૨૭૦ | — | — | ૨૨૦ |
| ૧૨ | લીંગડાથી ભાલેજ થઈ આણંદ સુધી | ૧૩૦ | — | — | ૧૩૦ |

| ક્રમાંક | રસ્તાનું નામ | એકંદર લંબાઈ | જૂના રસ્તાની લંબાઈ ડિ. લો. બો. | પ. વ. ડી. | નવા બનાવ રસ્તાની લંબાઈ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧૩ | બોરસદથી વાસદ સુધી | ૧૧૩ | ૧૧૩ | — | — |
| ૧૪ | નારનીથી ઉમેટા સુધી | ૧૧૫ | — | — | ૧૧૫ |
| ૧૫. | આણંદથી સોજિત્રા સુધી | ૧૭૦ | — | ૩૦ | ૧૪૦ |
| ૧૬ | ખંભાતથી પેટલાદ સુધી | ૧૬૩ | ૬૧ | ૧૦૨ | — |
| ૧૭ | બોરસદથી પેટલાદ સુધી | ૨૨૦ | — | — | — |
| ૧૮ | કઠલાલથી પાવી સુધી | ૨૪૦ | — | — | ૨૪૦ |
| ૧૯ | પીપળાવથી કાસર, ગાના થઈ વસો સુધી | ૧૦૫ | — | — | ૧૦૫ |
| ૨૦ | બોરસદ-અલારસાથી કોસિંદ્રા થઈ આકલાવ સુધી | ૯૦ | — | — | ૯૦ |
| ૨૧ | અંબુજથી આંતરસુંબા, નિર્માળી, મોટી ઝેર થઈ દહેગામ સુધી | ૨૧૦ | — | — | ૨૧૦ |
| ૨૨ | વડગામથી ખાકસર, માટલાકૂઈ, કાનાવાડા થઇ સીબાસી સુધી | ૨૪૫ | — | — | ૨૧૫ |
| ૨૩ | બોરિયાવીથી આણંદ થઈ બોરસદ થઈ ભાદરણ સુધી | ૨૦૦ | — | ૨૦૦ | — |
| ૨૪ | ખેડાથી બારેજા તરફ-ખેડા જિલ્લાની હદ સુધી | ૧૨૧ | — | ૧૨૧ | — |
| ૨૫ | બાલાસિનોરથી ... | ૪૮૨ | — | ૧૦૨ | ૩૮૦ |
| | **જિલ્લાના નાના રસ્તા (અધર ડિસ્ટ્રિક્ટ રોડ્ઝ)** | | | | |
| | **કપડવણજ તાલુકો** | | | | |
| ૧ | ખડાલથી કાકરખાડ થઈ અંબુજ સુધી | ૬૫ | — | — | ૬૫ |
| ૨ | નવાગામથી બેટાવાડા થઈ નિર્માળી સુધી | ૬૦ | — | — | ૬૦ |
| ૩ | છીપડીથી નરાલ, ખડાલ, આતરોલી થઈ કપડવણજ સુધી | ૧૦૫ | — | — | ૧૦૫ |
| ૪. | કપડવણજથી આંતરસુંબા, પુનાદરા થઈ ઊંટડિયા મહાદેવ સુધી | ૧૧૦ | — | — | ૧૧૦ |
| ૫ | કપડવણજથી કવાંટ, ગરના, વ્યાસવાસણા સુધી | ૭૦ | — | — | ૭૦ |
| ૬. | ખડાલથી તોરણા તરફ (નડિયાદ કપડવણજ માર્ગ સુધી) | ૬૦ | — | — | ૪૫ |
| ૭ | કઠલાલથી મીનાવાડા થઈ રૂપપુરા સુધી | ૭૦ | — | — | ૭૦ |
| ૮ | આભલથી વ્યાસવાસણા થઈ ગેતાર તરફ (કપડવણજ બાલાસિનોર માર્ગ સુધી) | ૮૦ | — | — | ૮૦ |
| ૯ | મોટી ઝેરથી થવાદ થઈ દંતાલી સુધી | ૭૦ | — | — | ૭૦ |
| ૧૦ | નિર્માળીથી વ્યાસવાસણા સુધી | ૪૦ | — | — | ૪૦ |
| ૧૧ | ભોરાળાથી વાઘાસિનોર તરફ (અમદાવાદ કઠલાલ મારફતે સાકરિયા તરફના રાજ્યના ધોરી માર્ગ સુધી) | ૧૨૧ | — | — | ૧૨૧ |
| | | ૯૫૧ | — | — | ૮૩૬ |
| | **કાસરા તાલુકો** | | | | |
| ૧. | કાસરાથી આગરવા, કાવસર થઈ ઉમરેઠ સુધી | ૧૦૫ | — | — | ૧૦૫ |

| ક્રમાંક | રસ્તાનું નામ | એકંદર લંબાઈ | જૂના રસ્તાની લંબાઈ ડિ. લો. બો. | પ. વ. ડી. | નવા થનાર રસ્તાની લંબાઈ |
|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૨. | ડાકોરથી કાલસર થઈ રાણિયા સુધી | ૯.૦ | — | — | ૯.૦ |
| ૩. | ડભાલીથી સણાદરા, વાંધરોલી, બલાઢા થઈ હરમાલિયા સુધી | ૭.૫ | — | — | ૭.૫ |
| | | ૨૭.૦ | — | — | ૨૭.૦ |
| | **નડિયાદ તાલુકો** | | | | |
| ૧. | અલિંદ્રાથી મહોળેલ થઈ પાલડી સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૨. | ચૂણેલથી ઊમરેઠ થઈ સુંદલપુર સુધી | ૧૩.૦ | — | — | ૧૩.૦ |
| ૩. | નડિયાદથી મરીડા થઈ ત્વલઇ સુધી | ૭.૦ | — | — | ૭.૦ |
| ૪. | વડતાલથી નરસંડા થઈ ઉત્તરસંડા સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૫. | વળેટવાથી પીપળાતા થઈ નડિયાદ સુધી | ૫.૫ | — | — | ૫.૫ |
| ૬. | ઉત્તરસંડાથી બોરિયાવી સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૭. | સંધાણાથી પીજ સુધી | ૩.૦ | — | — | ૩.૦ |
| ૮. | ગોઠાજ રેલવે સ્ટેશનથી દેવાપુરા થઈ નડિયાદ-મહુધા સુધી | ૫.૦ | — | — | ૫.૦ |
| ૯. | સણાલીથી ચૂણેલ સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૧૦. | ઘોઘાવાડાથી વાસણા થઈ મહિસા સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| | | ૫૩.૫ | — | — | ૫૩.૫ |
| | **મહેમદાવાદ તાલુકો** | | | | |
| ૧. | મહીજથી કનીજ સ્ટેશન સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૨. | બારેજાથી મહેમદાવાદ સુધી | ૯.૦ | — | — | ૯.૦ |
| ૩. | ખેડા કેમ્પની શાખા | ૨.૨ | — | ૨.૨ | — |
| ૪. | નેનપુરથી સણસોલી, ઘોડાસર, થઇ હલધરવાસ સુધી | ૧૧.૦ | | | ૧૧.૦ |
| ૫. | મહેમદાવાદથી સણસોલી, આમસરણ થઈ શેહીસા સુધી | ૪.૦ | | | ૪.૦ |
| ૬. | સરસવણીથી અકલાચા, સિંહુજ, મૂળજ, નડિયાદ થઇ મહુધા સુધી | ૧૨.૫ | | | ૧૨.૫ |
| ૭. | ખુમરવાડથી ગોઠાજ થઈ સિંહુજ સુધી | ૧૧.૦ | | — | ૧૧.૦ |
| ૮. | વાસણા સણાદરાથી વાસણા મારગિયા સુધી | ૪.૦ | | — | ૪.૦ |
| | | ૫૭.૭ | — | ૨.૨ | ૫૫.૫ |
| | **આણંદ તાલુકો** | | | | |
| ૧. | પરતાપપુરાથી ખંભોળજ સુધી | ૪.૦ | — | — | ૪.૦ |
| ૨. | નાવલીથી મોગર સુધી | ૭.૫ | — | — | [illegible] |
| ૩. | કરમસદ ગામથી કરમસદ સ્ટેશન સુધી | ૨.૦ | — | — | [illegible] |
| | | ૧૩.૫ | — | — | [illegible] |

કાયદેસર ફરિયાદો નોંધી શકે તે માટે દરેક બસ-સ્ટેંડ ઉપર તેમજ દરેક વાહનમા એક ફરિયાદપોથી રાખવામા આવશે ફરિયાદપોથીનુ સ્વરૂપ અને કયા બસ-સ્ટેંડ ઉપર તે રાખવી તે વિભાગીય અધિકારી ઠરાવશે

(૨) આવી ફરિયાદો ચોખવટથી અને સહેલાઈથી સમજાય તે રીતે લખવી, અને તે સાથે ફરિયાદીએ પોતાનુ પૂરેપૂરુ નામ, સરનામુ અને ફરિયાદ લખ્યાની તારીખ સ્પષ્ટ અને સારી રીતે વચાય એવા અક્ષરે લખવા

(૩) વાહનના વ્યવસ્થાપક (મૅનેજર) અથવા તેની પરમિટ ધરાવનાર જે હોય તેણે ફરિયાદપોથીમા નોંધાયેલી દરેક ફરિયાદ ઉપર તરત જ ધ્યાન આપવુ જોઈએ, ફરિયાદનુ કારણ નાબૂદ કરવુ જોઈએ અથવા એવુ ફરી બને નહિ તેમ કરવુ જોઈએ, અને ફરિયાદ નોંધાયા તારીખથી એક અઠવાડિયામા વાહનની પરમિટ આપનાર વિભાગીય અધિકારીને એ બાબતનુ નિવેદન મોકલી આપવુ જોઈએ આ નિવેદન સાથે ફરિયાદની નકલ અને તે અંગે કરેલી કામગીરીની હકીકત આપવી જોએ એ નિવેદનની નકલ ફરિયાદ કરનારને પણ મોકલવી જોઈએ

(૪) ફરિયાદપોથી વાહનમા તથા બસ-સ્ટૅન્ડ ઉપર એવી સુરક્ષિત રાખવી જોઇએ કે તેને કોઈ ખસેડી શકે નહિ અને જ્યારે જ્યારે કોઈપણ મુસાફર ફરિયાદ નોંધવા માટે અથવા મોટરવાહનખાતાના મદદનીશ ઈન્સ્પેકટરથી ઊતરતા દરજ્જાના નહિ એવા કોઈપણ અધિકારી જોવા માટે તે માગે ત્યારે ત્યારે તે મળે એવી વ્યવસ્થા રાખવી જોઇએ

× × × ×

### (૪) તાત્કાલિક સારવારનાં સાધનો રાખવા બાબત પૃ ૬૭, કલમ ૧૫૩-એ :

દરેક જાહેર મુસાફરીના વાહનમા તાત્કાલિક સારવારની એક પેટી રાખવી તેમા નીચેની ચીજો હોવી જોઈએ

૧ વખતોવખત સરકારે મંજૂર કરેલ તાત્કાલિક સારવાર માટેની સૂચનાઓની પત્રિકા

૨ આગળીને બાંધવાના સ્ટરીલાઇઝ કરેલા પાટા નગ ૨૪

૩ હાથે કે પગે બાંધવાના સ્ટરીલાઇઝ કરેલા પાટા નગ ૧૨

૪ મોઢા અથવા શરીરને ઢાંકી શકાય એવા મોટા પાટા નગ ૧૨

૫ દાઝ્યા ઉપર બાંધવાના નાના પાટા નગ ત્રણ, મોટા નગ બે અને વધારાનો મોટો નગ એક

૬ સ્ટરીલાઇઝ કરેલા રૂવાળા ઊનના (કૉટન-વૂલના) અર્ધા ઔંસના પડીકા નગ બે

૭ બે ટકાના ટિકચર આયોડીનની એક શીશી

૮ સાલ વોલેટાઇલની એક શીશી

આંખમા નાખવાની દવા ભરી શકાય તેવી ખાલી શીશી જેના ઉપર ડાટો અને પીંછી લગાડેલા હોય તેવી

૧૦ દવાખાનામા વપરાતા કાચ-એ ઔંસ

### (૫) વાહનને પાટિયુ લગાડવા બાબત કલમ ૧૫૪: વાહન ઉપર લખવાની વિગતો

વાહન કયા જવાનુ છે અને કયે માર્ગે થઈને જવાનુ છે તે વિગતો વાહન ઉપર પ્રદર્શિત કરવી – એવી શરત વિભાગીય અધિકારી પરમિટ આપતી વખતે વાહનના માલિક સાથે કરી શકશે

### (૬) મુસાફરોનો સામાન લઈ જવાની સગવડ રાખવા બાબત: કલમ ૧૫૫.

(૧) મુસાફરોનો સામાન વાજબી પ્રમાણમા સલામત રીતે અને વરસાદથી સુરક્ષિત સ્થિતિમા લઈ જઈ શકાય એવી સગવડ વાહનમા રાખવી–એવી શરત પરમિટ આપતી વખતે વિભાગીય અધિકારી કરી શકશે

(૨) કલમ ૬૦ને આધીન રહીને વાહનના છાપરા ઉપર, એના ભંડારિયામા અથવા અલગ રાખેલા વિભાગમા માલ-સામાન લઈ જઈ શકાશે પરંતુ જ્યારે છાપરા ઉપર આ રીતે માલ-સામાન લઈ જવાય ત્યારે તેના ઉપર સળિયાનો કઠેરો બનાવી સામાનને પૂરતુ રક્ષણ મળે એમ કરવુ જોઈશે

(૩) પ્રવેશદ્વાર અથવા બહાર નીકળવાના માર્ગને રોકે એ રીતે કોઈપણ મુસાફરીના વાહનમા માલ-સામાન લઈ જઈ શકાશે નહિ

★

# ૧૮

# વાહનવ્યવહાર : પ્રકીર્ણ માહિતી

**બસ સર્વિસ :** જ્યાં સ્ટેટ ટ્રાન્સપોર્ટ (એસ. ટી.)નો વિસ્તાર થયેલો નથી તેવા માર્ગો ઉપર ખાનગી માલિકો તરફથી મુસાફરોને માટે બસ સર્વિસ ચાલે છે. એનું માહિતીપત્રક આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૧) તરીકે આપ્યું છે. સ્ટેટ ટ્રાન્સપોર્ટના ૫૫ માર્ગો અને ખાનગી બસ સર્વિસના ૫૧ માર્ગો મળી કુલ ૧૦૬ જેટલા માર્ગો ઉપર ખેડા જિલ્લામાં આ રીતે મોટર–મુસાફરીની સગવડ છે. આ સર્વિસો માટે સરકારે ઠરાવેલા ભાડાના દર કાચા રસ્તા પર એક માઇલે એક મુસાફર દીઠ બાર પાઈ અને પાકા રસ્તા પર નવ પાઈ છે.

**વ્યક્તિગત યાંત્રિક વાહનો :** આ સિવાય ખેડા જિલ્લામાં ટુરિંગ કાર, ટેક્સી, જીપ, સ્ટેશનવેગન, મોટરસાઇકલ, બાઇસિકલ વગેરે પ્રકારનાં આધુનિક યાંત્રિક વાહનો પણ સારી સંખ્યામાં વપરાય છે. બધાં વાહનો મોટે ભાગે વ્યક્તિગત માલિકીનાં હોય છે. પેસેંજર બસો ઉપરાંત માલસામાન લઈ જનારી લોરીઓ અને કેટલીક ટેક્સીઓ ભાડેથી ફરે છે. આ જિલ્લામાં રીક્ષા કે ઓટોરીક્ષા નથી.



ઘોડાગાડી

પગે ચલાવવાની સાયકલ સિવાય બાકીનાં વાહનોને 'મોટર વેહિકલ્સ એક્ટ' લાગુ પડે છે. એને આધીન રહીને તમામ વાહનો ચલાવવા માટે લાઇસન્સ લેવું પડે છે, વિવિધ પ્રકારના વેરા ભરવા પડે છે, અને વાહન ચલાવનારે તથા લોકોએ આ અંગે કેટલાક નિયમો અને શિષ્ટાચાર પાળવાનું ઠરેલું છે.

**મુસાફરીનાં અન્ય વાહનો : ઘોડાગાડી :** નડિયાદ, આણંદ, પેટલાદ, બોરસદ, ડાકોર, ખંભાત વગેરે મોટાં ગામોમાં રેલવે સ્ટેશનેથી ગામમાં જવા માટે ભાડાની ઘોડાગાડીઓ ફરે છે. એની સંખ્યા ઈ. સ. ૧૯૪૮–૪૯માં ૨૨૦ અને ૧૯૪૯–૫૦માં ૨૧૨ હોવાનું નોંધાયું છે. એ જ વર્ષોમાં એ પ્રકારનાં વાહનો હાંકવાનું લાઇસન્સ ધરાવનારની સંખ્યા અનુક્રમે ૩૧૬ અને ૨૮૨ હતી. યાંત્રિક વાહનવ્યવહાર–ખાસ કરીને સ્ટેટ ટ્રાન્સપોર્ટ–વધવાથી આ વાહનનો ઉપયોગ ઘટતો જાય છે. આણંદ જેવા શહેરમાં તો સ્ટેશનેથી ગામમાં જવા માટે સ્ટેટ ટ્રાન્સપોર્ટની બસ પણ ચાલે છે. ઈ. સ. ૧૯૫૩માં ઘોડાગાડીઓની સંખ્યા ૨૦૦થી વધુ હોય એમ મનાય છે. આ જિલ્લાની ઘોડાગાડી છત્રીથી ઢંકેલી, ચાર બેઠકોવાળી અને એક ઘોડો જોડેલી હોય છે. એને માટે લાઇસન્સો આપવાં, ભાડાના દર ઠરાવવા, એ ફરજો સ્થાનિક મ્યુનિસિપાલિટીઓને બજાવવાની કાયદાથી સત્તા છે.

**બળદગાડું :** આ જિલ્લાનું અસલી વાહન બળદગાડું છે. તે સોળેક ફૂટ લાંબું, આગળથી સાંકડું અને ઊંચું, તથા પાછળથી ત્રણેક ફૂટ પહોળું અને નીચું, લાકડાનાં જાડાં પૈડાંવાળું હોય છે. એના ઉપર કપાસના છોડની સોટીઓ ગૂંથીને બનાવેલું બેથી ત્રણ ફૂટ ઊંચું પાંજરું ગોઠવવામાં આવે છે. આ ગાડાને બે બળદ જોડવામાં આવે છે. એમાં ૭ થી ૧૧ માણસ બેસી શકે છે. આ વાહન ભાડેથી ચલાવવાનું લાઇસન્સ સ્થાનિક મ્યુનિસિપાલિટી કે પંચાયત આપે છે. આવાં ભાડેથી ફરનાર ગાડાંની સંખ્યા ઈ. સ. ૧૯૪૮–૪૯માં ૪૭૫ અને ૧૯૪૯–૫૦માં ૩૨૩ નોંધાઈ હતી. એ જ વર્ષોમાં ગાડું હાંકવાનું લાઇસન્સ ધરાવનારની સંખ્યા અનુ-



ગાડુ–પાંજરાંવાળું

ક્રમે ૫૨૭ અને ૩૮૪ હતી હમણા હમણા શહેરોમા મોટર ટાયરના પૈડાવાળા ગાડા ચાલુ થયેલા જોવા મળે છે જૂના લાકડાના પૈડાવાળા ગાડા કરતા ખૂબ ઓછી મહેનતે સરળ તાથી આ ગાડુ પાકા રસ્તા ઉપર ચાલી શકે છે

**ડમણિયું, એક્કો, શિગરામ, રથ કે માફો, પાલખી અને મ્યાનો** એ નામના વાહનો પણ આ જિલ્લામા પ્રચલિત હતા ડમણિયુ એ અર્ધા ગાડા જેવુ, ચાર માણસ બેસે એવુ, ચોરસ વાહન છે એને એક કે બે બળદ ખેચે છે એક્કો એટલે એક બળદથી ખેચાતુ, એક કે બે માણસો બેસે એવુ ચોરસ વાહન શિગરામ–શીઘ્રયાન–એના નામ પ્રમાણે ઉતાવળથી દોડનારુ છત્રીથી ઢાકેલુ ડમણિયા જેવુ વાહન હોય છે શુભ પ્રસગોએ એનો ઉપયોગ આગેવાન વર્ગના લોકોમાં થતો રથ કે માફો એ સૌથી વધુ માન પામતુ, ઘૂઘરા, છત્રવિકા, છત્રી અને કોતરકામ તથા વિવિધ કારીગરીથી શોભતુ, ધીમી ગતિવાળું વાહન છે પ્રાચીન સમયમા તે યુદ્ધ માટે વપરાતુ હશે તેમા રાજા–મહારાજાઓ અને વીર યોદ્ધાઓ બેસતા હશે નજીકના ભૂતકાળમા એનો ઉપયોગ લગ્નપ્રસગે થતો પરણ્યા પછી વરવહુને એમાં બેસાડી વરને ઘેર લઈ જવાનો રિવાજ હતો આણે જતી વહુને પણ એ વાહનમા સાસરે લઈ જતા પાલખી અને મ્યાનો માણસને ખભે મૂકીને ઊંચકી શકાય તેવા વાહનો છે પાલખી ઉપરથી ઢાકેલી અને બે બાજુ ખુલ્લી હોય છે મ્યાનો પાલખી જેવુ પણ બધ થઇ શકે તેવુ વાહન છે એમા સ્ત્રીઓ બેસે છે ઉચ્ચ દરજ્જાના મનુષ્યોને માટે શુભ પ્રસગોએ આ વાહનો વપરાતા હતા લગ્નપ્રસગે એમનો ઉપયોગ થતો તે થોડા વર્ષોથી જ બધ થયો છે દેવોના વરઘોડામા આ વાહનો હજી જોવા મળે છે આ બધા વાહનો હવે ભૂતકાળના અવશેષો રૂપે કેટલાક લોકોના ડેલામાં પડી રહ્યા છે મોટર રાણીએ એ સૌનુ સ્થાન હરી લીધુ છે

**ઘોડા :** રેલવે આવતા પહેલા ઝડપી મુસાફરી માટે ઘોડાનો ઉપયોગ આ જિલ્લામા સામાન્ય હતો અત્યારે દૂરના ગામડામા હજી એ ચાલુ છે ઈ સ ૧૯૫૧ની ગણતરીમા આ પ્રાણીની સખ્યાની વિગત નીચે પ્રમાણે નોધાઇ હતી

**ખેડા જિલ્લામાં ઘોડાની સંખ્યા (ઈ. સ. ૧૯૫૧)**

| ઘોડાનો પ્રકાર | ખંભાત | બોરસદ | પેટલાદ | આણંદ | નડિયાદ | માતર | મહેમદાવાદ | કપડવણજ | ઠાસરા | વાડાશિનોર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **ઘોડા** | | | | | | | | | | | |
| ૧ થી ૩ વર્ષના | ૫૧ | ૩૧ | ૭ | ૫૨ | ૬૮ | ૨૪ | ૧૯ | ૩૭ | ૩૮ | ૪૫ | ૩૭૨ |
| ૩ વર્ષથી મોટા | ૧૫૮ | ૪૦ | ૫૮ | ૪૪ | ૪૪ | ૨૭ | ૧૯ | ૧૭૨ | ૧૫૩ | ૧૧૫ | ૮૩૦ |
| **ઘોડીઓ** | | | | | | | | | | | |
| ૧ થી ૩ વર્ષની | ૯૮ | ૨૯ | ૧૬ | ૨૭ | ૨૯ | ૬૮ | ૪૪ | ૧૦૧ | ૪૭ | ૫૧ | ૫૧૫ |
| ૩ વર્ષથી મોટી | ૧૮૮ | ૪૪ | ૨૪ | ૬૧ | ૪૭ | ૭૩ | ૩૧ | ૩૦૦ | ૧૮૬ | ૧૨૫ | ૧૦૭૯ |
| **વછેરા** | | | | | | | | | | | |
| ૧ વર્ષ સુધીનાં | ૮ | ૪ | — | — | ૩ | ૧૧ | ૧ | ૨૭ | ૧૬ | ૧૯ | ૮૯ |
| સરવાળો | ૫૦૩ | ૧૪૮ | ૧૦૫ | ૧૮૪ | ૧૯૧ | ૨૦૩ | ૧૧૪ | ૬૪૭ | ૪૪૦ | ૩૬૦ | ૩૯૮૫ |



ગાડુ–પાંજરા વિનાનુ

**માલ ખેચનાર વાહનો : મોટર લોરી :** જેમ મુસાફરી માટે વપરાતા બળદગાડાનુ સ્થાન મોટરે લીધુ છે તેમ માલ ખેચનાર બળદગાડાનુ સ્થાન 'મોટર લોરી' લઈ રહી છે આ જિલ્લામા એની શરૂઆત ઈ સ ૧૯૩૩ પછીથી થઈ હતી આઈસ મિલો, જિનો, વગેરે ઉદ્યોગોનો માલ ખેચવા માટે આ વાહનનો પ્રથમ ઉપયોગ થવા માંડયો ઈ સ ૧૯૩૯ સુધી આ વાહનની સખ્યા ૨૦–૨૫ હતી બીજા



મોટર-ટાયરનો પૈડાવાળો એકો



ડમણિયુ

વિશ્વયુદ્ધની અસરને લીધે રેલવે ઉપર દબાણ વધ્યુ લોકોની આર્થિક સ્થિતિ સુધરી માલની હેરફેર ઝડપથી કરવાની જરૂર વધી આ સજોગોને લીધે મોટર લોરીનો ઉપયોગ વધવા લાગ્યો પરતુ એને માટે જોઈતુ પેટ્રોલ માપસરથી જ મળતુ હોવાથી, લોકોને આ વાહન માટે જોઈતી પરમિટો બહુ જ મર્યાદિત પ્રમાણમા મળતી ૨૫ લોરી સરકારી માલ ખેચવા માટે અને ૨૫ બીજી એમ એ સમયમાં ૫૦ લોરીઓને પરમિટ અપાતી

૧૯૪૫ પછી ગેસપ્લેટ અથવા ડિઝલ એન્જિન લગાડીને મોટરો ફેરવવાની પરમિટો અપાવા લાગી આનો લાભ



શિગરામ



મોટર લૉરી

એટલો બધો લેવાયો કે ૧૯૪૫–૪૬થી આજ સુધીમાં આ જિલ્લામાં મોટર લૉરીઓની સંખ્યા ૩૫૦ થી ૪૦૦ સુધી પહોંચી છે ૧૯૪૫ના અરસામાં તો બોરસદ જેવા એક જ ગામમાં આ સંખ્યા ૬૦ થી ૭૦ સુધી પહોંચી હતી આ રીતે ટ્રાન્સપોર્ટ (વાહન વ્યવહાર) એક મહત્ત્વનો ધંધો બની રહ્યો છે એક ગામથી બીજે ગામ તેમજ એક જ ગામમાં માલ–સામાનની હેરફેર માટે આ વાહનનો ઉપયોગ અત્યારે થાય છે આ જિલ્લાની માલ–ગાડીઓ મોડાસા, તલોદ, માનપુર, ગોધરા, દાહોદ, વડોદરા, અમદાવાદ, વીરમગામ, રાજકોટ, જામનગર અને વઢવાણ સુધી જાય છે આજે આ ધંધો કરનાર વેપારીઓ અને મોટર માલિકોની સંખ્યા ૬૫ જેટલી છે તા ૧લી ડિસેમ્બર, ૧૯૫૦થી ભાડે માલ ખેંચવા માટે સ્ટેટ ટ્રાન્સપોર્ટની લૉરીઓ ચાલુ થઈ ગઈ છે અને નડિયાદ વિભાગ ખાતે શરૂઆતમાં ૩૫ લૉરીઓ લાવવામાં આવી છે એ રીતે સ્ટેટ ટ્રાન્સપોર્ટ આ ક્ષેત્રમાં પણ પ્રવેશ કર્યો એટલે આ ધંધાનું પણ ક્રમે ક્રમે રાષ્ટ્રીયકરણ થશે એ નક્કી છે

**ભાડાના દર :** મોટર લૉરીના ભાડાનો દર એક ટન વજન માટે દર માઈલે ૦–૮–૦ સરકારે ઠરાવેલો છે સામાન્ય રીતે એક લૉરી ૪ ટન વજન ખેંચી શકે એટલે ચાર ટન વજન ખેંચવાનું ભાડું એક માઈલે રૂ ૨–૦–૦ સરકારથી ઠરેલું છે આ ભાડું એક જ ફેરાનું છે આ સિવાય બીજી રીતે બે ફેરા એટલે જતાઆવતાનું ભાડું એક લૉરીએ દર માઈલે રૂ ૧–૦–૦ ઠરેલું છે આમાં લૉરી અને ફેરા કરવા બંધાયેલી છે, અને એક ફેરો ખાલી હોય તો પણ ભાડું પૂરેપૂરું આપવા માલનો માલિક બંધાયેલો છે આ સરકારે ઠરાવેલા દર કરતાં હાલમાં હરીફાઈને લીધે ઘણા નીચા દરો ચાલે છે તે નીચેની યાદી ઉપરથી જણાશે

| રસ્તો | કુલ અંતર માઈલ | આજે લેવાતો ભાડાનો દર (દર કાચા મણે) | સરકારે નક્કી કરેલા દર પ્રમાણે ભાડાનો દર (દર કાચા મણે) |
|---|---|---|---|
| નડિયાદથી મોડાસા | ૬૭ | ૦–૬–૦ | ૦—૮—૬ |
| નડિયાદથી કપડવણજ | ૨૭ | ૦–૩–૦ | ૦—૩–૧૦ |
| નડિયાદથી અમદાવાદ | ૪૦ | ૦–૩–૦ | ૦—૫—૮॥ |
| નડિયાદથી બોરસદ | ૨૭ | ૦–૩–૦ | ૦—૩–૧૦ |
| નડિયાદથી વીરમગામ | ૭૬ | ૦–૬–૦ | ૦–૧૦–૧૦ |
| નડિયાદથી ગોધરા | ૫૨ | ૦–૬–૦ | ૦—૭—૫ |
| નડિયાદથી તલોદ | ૭૭ | ૦–૬–૦ | ૦–૧૦–૧૦ |
| નડિયાદથી ખેડા | ૧૩ | ૦–૧–૬ | ૦—૧–૧૦ |
| નડિયાદથી આણંદ | ૧૩ | ૦–૧–૬ | ૦—૧–૧૦ |
| નડિયાદથી મહેમદાવાદ | ૧૮ | ૦–૨–૦ | ૦—૨ |

સરકારે ઉપર જણાવેલા દરો ૧૯૪૭–૪૮માં





ખાથલારી

હતા. ત્યાર પછી લોરીની કિંમત, તેનું નિભાવ ખર્ચ, વેરો વગેરે ખર્ચા વધ્યા છે. છતાં લોકો સરકારે બાંધેલા દર કરતાં ઓછા દરે આ ધંધો ચલાવે છે, એ તીવ્ર હરીફાઈની સાબિતી આપે છે. નીચેની વિગતો આ ધંધામાં વધેલા ખર્ચનો ખ્યાલ આપે છે:

### મોટરલોરીના ધંધાના ખર્ચની વિગતોનું પત્રક.

| ખર્ચના પ્રકાર | ૧૯૪૮–૪૯ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|
| લોરીની કિંમત | ૧૦,૦૦૦ | ૧૮,૦૦૦ |
| પેટ્રોલની કિંમત | ૨—૫–૦ ગેલન | ૨–૧૫–૬ ગેલન |
| સ્પેર પાર્ટસની કિંમત | ૧૦૦ | ૧૫૦ |
| મોટર ટેક્સ | ૫૨૦ (વાર્ષિક) | ૯૮૦ (વાર્ષિક) |
| મ્યુનિ. ટેક્સ | ૧૦૦ (વાર્ષિક) | ૨૦૦ વાર્ષિક) |

આ વાહન ચલાવવા અંગેના સરકારી કાયદા તથા વહીવટી નિયમોની જાણવા જેવી ટૂંક માહિતી પરિશિષ્ટ (૨)માં આપી છે.

**બળદગાડાં :** ઉપર જણાવેલાં લાઈસન્સથી ચાલતાં બળદગાડાં મુસાફરો ઉપરાંત માલની પણ હેરફેર કરવામાં વપરાય છે. એક ગાડામાં બે કળશી (૩૨ કાચા મણ) વજન સામાન્ય રીતે માય છે. જરૂર પડ્યે એક ઉપર બીજું પાંજરું ચઢાવીને આ ગાડાંમાં માલ ભરી શકાય છે. બે કળશીથી વધુ વજન પણ કોઈ વાર ભરાય છે. પરંતુ એથી વધુ બળદ ભાગ્યે જ જોડાય છે.

ખેતીના કામે બળદગાડું મુખ્ય વાહન તરીકે હજી પ્રચારમાં છે. ઈ. સ. ૧૯૫૧ની ગણતરી પ્રમાણે આ વાહનની સંખ્યા ૫૩,૬૪૫ હતી અને બળદની સંખ્યા ૧,૭૩,૫૭૬ હતી. એની તાલુકાવાર વિગત નીચેના કોઠામાં આપી છે:—

### ખેડા જિલ્લામાં ગાડાં અને બળદની સંખ્યા (૧૯૫૧)

| વાહન | ખંભાત | બોરસદ | પેટલાદ | આણંદ | નડિયાદ | માતર | મહેમદાવાદ | કપડવણજ | ઠાસરા | વાડાશિનોર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગાડાં | ૫૨૯૦ | ૫૩૯૬ | ૫૦૫૦ | ૮૭૩૬ | ૭૬૬૭ | ૩૪૮૨ | ૩૮૬૯ | ૬૪૮૮ | ૫૦૫૪ | ૨૬૮૧ | ૫૩૬૪૫ |
| બળદ | ૧૩૬૨૪ | ૧૧૯૯૪ | ૧૧૭૯૩ | ૨૦૧૩૧ | ૨૨૦૪૧ | ૧૧૮૮૩ | ૧૫૧૬૩ | ૨૮૦૭૩ | ૧૯૮૬૭ | ૧૮૯૮૦ | ૧૭૩,૫૭૬ |

**હાથગાડીઓ :** આ વાહન મોટાં ગામોમાં જ જોવા મળે છે. તેને રેંકડી અથવા લારી પણ કહે છે. એની સંખ્યા ઈ. સ. ૧૯૪૮–૪૯માં ૩૭૬ અને ૧૯૪૯–૫૦માં ૩૫૯ હતી. એ હાંકવાનું લાઈસન્સ ધરાવનારની સંખ્યા એ જ વર્ષોમાં અનુક્રમે ૩૯૫ અને ૩૮૪ હતી. આ કામ મોટે ભાગે મારવાડી મજૂરો કરતા જોવા મળે છે.

**ગધેડાં, ખચ્ચર અને ઊંટ :** આ પ્રાણીઓ પણ માલની હેરફેર માટે વપરાય છે. આ પૈકી ખચ્ચરો માત્ર કપડવણજ તાલુકામાં ૧૯૦ અને બોરસદ તાલકામાં ૧ હોવાનું ઈ. સ ૧૯૫૧માં નોંધાયું હતું. ગધેડાં ગામેગામ હોય છે. ઊંટ દરેક તાલુકામાં થોડાં થોડાં હોય છે. એ બંનેની વિગત નીચેના કોઠામાં આપી છે

### ખેડા જિલ્લામાં ગધેડાં અને ઊંટની સંખ્યા (૧૯૫૧)

| પ્રાણી | ખંભાત | બોરસદ | પેટલાદ | આણંદ | નડિયાદ | માતર | મહેમદાવાદ | કપડવણજ | ઠાસરા | વાડાશિનોર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **ગધેડાં** | | | | | | | | | | | |
| ૧થી૩ વર્ષનાં | ૫૫ | ૧૮૫ | ૧૪૬ | ૪૯૨ | ૧૦૩ | ૩૦ | ૫૯ | ૧૦૪ | ૪૦ | ૫૪ | ૧૨૪૮ |
| ૩ વર્ષથી મોટાં | ૬૧ | ૧૨૪ | ૧૯૯ | ૪૯૧ | ૨૫૮ | ૨૦૪ | ૫૮ | ૧૨૮ | ૧૨૫ | ૬૦ | ૧૭૦૮ |
| **ગધેડીઓ** | | | | | | | | | | | |
| ૧થી૩ વર્ષની | ૬૦૯ | ૧૨૮ | ૧૩૦ | ૧૪૬ | ૧૩૬ | ૪૫ | ૧૧૦ | ૨૫૨ | ૧૨૫ | ૧૨૩ | ૧૩૦૪ |
| ૩ વર્ષથી મોટી | ૧૨૨ | ૧૪૬ | ૩૩૪ | ૨૮૨ | ૩૨૧ | ૨૦૩ | ૨૦૪ | ૪૩૫ | ૨૩૪ | ૩૬૧ | ૨૬૪૨ |

| પ્રાણી | ખંભાત | બોરસદ | પેટલાદ | આણંદ | નડિયાદ | માતર | મહેમદાવાદ | કપડવણજ | ઠાસરા | વાડાશિનોર | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ખોલકાં ૧ વર્ષ સુધીનાં | ૨૬ | ૩ | ૩૬ | ૭ | ૩ | ૩૬ | — | ૧૧૦ | ૩૦ | ૨૫ | ૨૭૬ |
| સરવાળો | ૩૭૩ | ૫૮૬ | ૮૪૫ | ૧૩૯૮ | ૮૨૧ | ૫૧૮ | ૪૩૧ | ૧૦૨૯ | ૫૫૪ | ૬૨૩ | ૭૧૭૮ |
| ઊંટ | ૯૩ | ૨૦ | ૧૮ | ૨૫ | ૩૮ | ૧૧ | ૩૨ | ૨૨૪ | ૮૦ | ૧૫૦ | ૬૯૧ |

**જળમાર્ગનો વાહનવ્યવહાર: દરિયા માર્ગ:** ખંભાતના અખાતમાંથી દરિયામાર્ગે ખંભાત બંદર તથા તેની નજીકના કાંઠાનાં ગામોએ કેટલોક વ્યવહાર નાનાં વહાણો અને હોડીઓ મારફતે ચાલે છે. એનું નિયમન મધ્યસ્થ સરકારનું જકાત ખાતું કરે છે. એની પ્રાદેશિક કચેરી વડોદરામાં છે. આ કચેરી વહાણો તથા હોડીઓ માટે લાઇસન્સ આપે છે.

**નદીમાર્ગ: હોડીઓ:** જિલ્લામાં આવેલી નદીઓને કિનારેથી સામે કાંઠે આવજા કરવા માટે હોડીઓ વપરાય છે. આ માટે કોઈપણ સ્થળે પાકા ઓવારા બાંધેલા નથી. પરંતુ ભાડાની હોડીઓ ફેરવવા માટે જિલ્લા લોકલ બોર્ડ પાસેથી લાઇસન્સ લેવું પડે છે. તે માટે અરજી કરવાની હોય છે. લાઇસન્સ ફી વાર્ષિક એક રૂપિયો હોય છે. લાઇસન્સ તાજું કરવા માટે દર વર્ષે જે તે સ્થળના ઓવરસિયર હોડીની તપાસ કરી તેની સારી સ્થિતિનું પ્રમાણપત્ર આપે છે. આ માટે પાંચ રૂપિયા ફી લેવાય છે. ત્યારપછી એક રૂપિયો વાર્ષિક ફી લઈ લોકલ બોર્ડના પ્રમુખ એ લાઇસન્સ તાજું કરી આપે છે

આ હોડીઓ આગ અને ચણજના લાકડાની બનેલી



હોડી

હોય છે. તે બીલીમોરા તરફ બને છે. એ માટેનું લાકડું લુણાવાડા અને સુરત તરફનાં જંગલોમાં પાકે છે. દરેક હોડી ઉપર સઢ, બિલાડો, હલેસાં, ડોલ, દોરડું, અને વાંસ હોય છે. આવી હોડીમાં કેટલા માણસો બેસી શકે છે તથા કેટલો માલ લઈ શકાય તેની વિગત લાઇસન્સમાં લખેલી હોય છે. એની કિંમત અગાઉ રૂ. ૫૦૦થી ૭૦૦ થતી એના આજે રૂ. ૨૫૦૦ થાય છે. મહીસાગરમાં ફરતી મોટી હોડીની કિંમત રૂ. ૧૫૦૦ થતી તેના આજે રૂ. ૪૫૦૦ થાય છે.

આ હોડીઓ પૈકી કેટલીક ખાનગી માલિકીની હોય છે તો કેટલીક લોકલ બોર્ડની માલિકીની પણ છે.

નદીમાં પૂર ન હોય ત્યારે બધી હોડીઓ મુસાફર દીઠ એક આનો ભાડું લે છે. પૂર હોય ત્યારે બે આના લેવાય છે. સાથે વજન હોય તો દર બંગાળી મણે સામાન્ય સંજોગોમા એક આનો અને પૂર વખતે બે આના ભાડું લેવાય છે. આ દરો લોકલ બોર્ડ નક્કી કરી આપે છે. સંજોગો પ્રમાણે એમાં ફેરફાર થાય છે. જિલ્લામા બધે સ્થળે સરખા દર લેવાય છે.

ટપાલ લઈ જનાર સરકારી નોકરને હોડીમા કાયદાની રૂએ મફત લઈ જવામાં આવે છે.

જિલ્લાની તમામ મુખ્ય નદીઓને કિનારે આ વ્યવહાર ચાલે છે. એકંદરે ૪૦ મથકોએ કુલ ૬૦ હોડીઓને ૧૯૫૩માં લાઇસન્સ અપાયેલાં હતાં. તેની વિગતોનુ પત્રક પરિશિષ્ટ (૩) મા આપ્યું છે.

**હવાઈ વાહનવ્યવહાર :** આ જિલ્લામાં હવાઈ વ્યવહારનું મથક નથી. પરંતુ મુંબઈથી કરાંચી અને સૌરાષ્ટ્ર તરફ જતાં હવાઈ વાહનો આ જિલ્લા ઉપર થઈને પસાર થાય છે. આ વાહનોનો લાભ મળી શકે તે માટે એક નાનું હવાઈ-મથક (એરોડ્રોમ) બનાવવાની યોજના સરકારે વિચારી છે તે માટે કંજરી અને બોરિયાવી (તા. નડિયાદ) વચ્ચે આવેલા કંજરીનાં સરકારી સગની જમીનને સપાટ બનાવવા માટે એનું 'બ્લોક લેવલિંગ' પણ કરવામાં આવ્યું છે.

**વાહનવ્યવહાર ઉપર નભતી વસ્તી :** યાંત્રિક સાધનો વધવાને કારણે વાહનવ્યવહાર એક મહત્ત્વનો ધંધો બનતો જાય છે. આ ધંધા ઉપર કુલ ૧૬૨૯૭ મનુષ્યો નભે છે, એમ ઈ. સ. ૧૯૫૧ની ગણતરીમાં નોંધાયું છે. તે પૈકી ૧૬૦૨ મોટર ચલાવનાર છે અને ૧૭૯૧ રેલવેના નોકરો છે. આ ઉપરાંત વાહન ચલાવવાના પરચુરણ ધંધા ઉપર નભનારની વિગત નીચે પ્રમાણે નોંધાઈ છે:—ગાડાં ચલાવનાર, ૨૩૫; ઘોડાગાડીવાળા, ૨૨૯; હાથગાડીવાળા, ૬૬; ગધેડાંવાળા, ૧૦૪; ઊંટવાળા, ૫૧; રેલવે મજૂરો, પોર્ટરો, ૧૮૫; સાઈકલો ભાડે આપનાર, ૯; સાઈકલો સમારનાર, ૧૧; મોટર મિકેનિક, ૨૪; જળમાર્ગે વાહન ચલાવનાર, ૯; ઈતર ૫૪; કુલ ૪૩૬૫. આ બધા મનુષ્યો આ ધંધા ઉપર જ નભે છે. તે સિવાય બાકી રહેલાં લગભગ બાર હજાર મનુષ્યો આ ધંધામાંથી અંશતઃ નિર્વાહ મેળવે છે, કે આ ધંધામાંથી કમાણી કરનાર ઉપર આધાર રાખે છે. આ વિગતો નીચેના કોઠામાં આપી છે:—

## વાહન વ્યવહારના ધંધામાં રોકાયેલી વસ્તી દર્શાવતું પત્રક (ઈ. સ. ૧૯૫૧)

| વસ્તીનું વર્ગીકરણ | ગ્રામ વિસ્તારો–તાલુકાનાં જૂથ | | | | | નગરવિસ્તારો–તાલુકાનાં જૂથ | | | આખા જિલ્લાના સરવાળો | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | નડિયાદ અને માતર | કપડવણજ અને મહેમદાવાદ | આણંદ વાડાસિનોર અને ઠાસરા | પેટલાદ અને ખંભાત | બોરસદ | નડિયાદ, કપડવણજ માતર અને મહેમદાવાદ | વાડાસિનોર, આણંદ અને ઠાસરા | ખંભાત પેટલાદ અને બોરસદ | ગ્રામ વિસ્તાર | નગર વિસ્તાર | કુલ એકંદર |
| (૧) આ ધંધાની કમાણી ઉપર નભનાર (સ્વાશ્રયી) | | | | | | | | | | | |
| પુ. | ૩૧૩ | ૨૮૦ | ૩૬૬ | ૧૨૦ | ૫૩ | ૧૪૯૦ | ૯૮૨ | ૭૬૦ | ૧૦૩૨ | ૩૨૩૨ | ૪૨૬૪ |
| સ્ત્રી. | ૪ | ૩ | ૫ | ૪ | — | ૪૦ | ૨ | ૮ | ૧૬ | ૫૦ | ૬૬ |
| (૨) આ ધંધાની કમાણી ઉપર નભનાર–પણ જાતે નહિ કમાનાર આશ્રિત | | | | | | | | | | | |
| પુ. | ૧૬૭ | ૫૫૫ | ૩૫૪ | ૧૦૦ | ૫૨ | ૧૩૪૨ | ૧૦૬૦ | ૮૧૪ | ૯૨૮ | ૩૨૧૬ | ૪૧૪૪ |
| સ્ત્રી. | ૨૪૬ | ૩૭૪ | ૫૯૯ | ૨૩૫ | ૬૭ | ૨૩૦૯ | ૧૭૩૩ | ૧૩૧૮ | ૧૫૨૧ | ૫૩૬૦ | ૬૮૮૧ |
| (૩) આ ધંધાની કમાણી ઉપર નભનાર–જાતે કમાનાર આશ્રિત | | | | | | | | | | | |
| પુ. | ૩૩ | ૩૮ | ૫૫ | ૮ | ૬ | ૨૨૫ | ૪૨ | ૯૫ | ૧૪૦ | ૩૬૨ | ૫૦૨ |
| સ્ત્રી. | ૩૬ | ૫૬ | ૬૭ | ૧૨ | ૨૨ | ૧૩૯ | ૩૭ | ૭૧ | ૧૯૩ | ૨૪૭ | ૪૪૦ |
| (૪) કુલ એકંદર | | | | | | | | | | | |
| પુ. | ૪૧૩ | ૫૭૩ | ૭૭૫ | ૨૨૮ | ૧૧૧ | ૩૦૫૭ | ૨૦૮૪ | ૧૬૬૯ | ૨૧૦૦ | ૬૮૧૦ | ૮૯૧૦ |
| સ્ત્રી. | ૨૮૬ | ૪૩૩ | ૬૭૧ | ૨૫૧ | ૮૯ | ૨૪૮૮ | ૧૭૭૨ | ૧૩૯૭ | ૧૭૩૦ | ૫૬૫૭ | ૭૩૮૭ |

આધાર : (૧) રીજિયોનલ ટ્રાન્સપોર્ટ ઓથોરીટી તરફથી મળેલી માહિતી. (૨) શ્રી. હસમુખભાઈ માણેકલાલ પરીખે આપેલી માહિતી, (૩) સ્ટેટિસ્ટિકલ એબ્સ્ટ્રેક્ટ ફોર ધી બોમ્બે સ્ટેટ, ૧૯૫૧, (૪) સેન્સસ હેન્ડ બૂક, ખેડા જિલ્લો, ૧૯૫૧. (૫) શ્રી. છોટાલાલ અનોપરામ વ્યારે આપેલા આંકડા

# ૧૮

## પરિશિષ્ટ (૧)

## ખેડા જિલ્લામાં ચાલતી ખાનગી બસ સર્વિસનું પત્રક (ઇ. સ. ૧૯૫૩)

| ક્રમાંક | રસ્તાનું નામ | કેટલી બસો દોડે છે | સંચાલક |
|---|---|---|---|
| | **૧. ખંભાત તાલુકો** | | |
| ૧. | ખંભાતથી કડાણા | ૧. | વી. સી. દેસાઈ તરફથી વહીવટ કર્તા નસીબખાન રહીમખાન પઠાણ, બોરસદ |
| ૨. | ખંભાતથી ગોલાણા | ૧. | કેમ્બે તાલુકા ટ્રાન્સપોર્ટ કંપની, ખંભાત |
| ૩. | ખંભાતથી વડગામ | ૧. | અબ્દુલ રસુલ હાજીભાઈ શેખ, ખંભાત |
| ૪. | ખંભાતથી ધોળકા | ૧. | ગુલામ રસુલ હાજીભાઇ શેખ, ખભાત |
| ૫. | ખંભાત સ્ટેશનથી ખંભાત બજાર | ૧. | ફીદાહુસેન મિયાંભાઈ, ખંભાત |
| ૬. | ખંભાતથી ધંધુકા | ૧. | શંકરલાલ મણિલાલ પટેલ, ખંભાત |
| | **૨. બોરસદ તાલુકો** | | |
| ૭. | બોરસદથી ખંભાત | ૧. | સરદાર પટેલ ટ્રાન્સપોર્ટ કંપની, બોરસદ |
| ૮. | બોરસદથી વીરસદ | ૧. | સરદાર પટેલ ટ્રાન્સપોર્ટ કંપની, બોરસદ |
| ૯. | બોરસદથી દહેવાણ | ૧. | વી. સી. દેસાઈ તરફથી વહીવટકર્તા નસીબખાન રહીમખાન પઠાણ, બોરસદ |
| ૧૦. | બોરસદથી પેટલાદ | ૧. | ચંદુભાઈ પ્રભુદાસ, બોરસદ |
| ૧૧. | બોરસદથી ઉમેટા | ૧. | સોમાભાઈ ઝવેરભાઈ પટેલ, બોરસદ |
| | **૩. પેટલાદ તાલુકો** | | |
| ૧૨. | સુણાવથી બોરસદ | ૧. | સુણાવ ગ્રુપ ટ્રાન્સપોર્ટ કંપની, સુણાવ |
| ૧૩. | પીપળાવથી પેટલાદ | ૧. | સુણાવ ગ્રુપ ટ્રાન્સપોર્ટ કંપની, સુણાવ |
| ૧૪. | પેટલાદથી વટાદરા | ૧. | હરગોવિંદદાસ લક્ષ્મીચંદ શાહ, ધર્મજ |
| ૧૫. | પેટલાદથી ધર્મજ | ૧ | હરગોવિંદદાસ લક્ષ્મીચંદ શાહ, ધર્મજ |
| ૧૬. | પેટલાદથી બાંધણી | ૧. | ભાઈચંદ દામોદરદાસ શાહ, પેટલાદ |
| ૧૭. | પેટલાદથી જલુંધ | ૧. | મોહનલાલ એમ. પંડયા, જલુંધ |
| ૧૮. | પેટલાદથી વટાદરા | ૧. | મોહનલાલ એમ. પંડયા, જલુંધ |
| ૧૯. | પેટલાદથી સોજિત્રા | ૧. | નબીજી વહોરા, સોજિત્રા |
| ૨૦. | નારથી નાર સ્ટેશન | ૧. | મણિભાઈ ખુશાલભાઈ પટેલ, નાર |
| ૨૧. | પેટલાદથી પલાણા | ૧. | પરસોતમ ફૂલાભાઈ પટેલ, વસો |
| ૨૨. | પેટલાદથી દામોલ | ૧. | મેસર્સ ગોરધનભાઈ છોટાભાઇ એન્ડ કં., પીજ |
| | **૪. આણંદ તાલુકો** | | |
| ૨૩. | આણંદથી પીપળાવ | ૧. | નડિયાદ મોટર ટ્રાન્સપોર્ટ કંપની, નડિયાદ |
| ૨૪. | આણંદથી કરમસદ | ૧. | નડિયાદ મોટર ટ્રાન્સપોર્ટ કંપની, નડિયાદ |

| ક્રમાંક | રસ્તાનું નામ | કેટલી બસો દોડે છે | સંચાલક |
|---|---|---|---|
| ૨૫ | આણંદથી મહેળાવ | ૧ | નડિયાદ મોટર ટ્રાન્સપોર્ટ કંપની, નડિયાદ |
| ૨૬ | આણંદથી પીપળાવ | ૧ | આશાપુરી ટ્રાન્સપોર્ટ કંપની, પીપળાવ |
| ૨૭ | આણંદથી પેટલાદ | ૧ | આશાપુરી ટ્રાન્સપોર્ટ કંપની, પીપળાવ |
| ૨૮ | આણંદથી પીપળાવ | ૧ | સુણાવ સુરત ટ્રાન્સપોર્ટ કંપની, સુણાવ |
| ૨૯ | આણંદથી નાપાડ | ૨ | આણંદ-નાપાડ ટ્રાન્સપોર્ટ કંપની, નાપાડ |
| ૩૦ | આણંદથી નાવલી | ૧ | નાવલી સહકારી વિકાસ મંડળ, નાવલી |
| ૩૧ | આણંદથી આંકલાવ | ૨ | આંકલાવ ટ્રાન્સપોર્ટ કંપની, આંકલાવ |
| ૩૨ | વિદ્યાનગરથી આણંદ | ૪ | ચારુતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. વિદ્યાનગર |
| ૩૩ | ખેતીવાડીથી આણંદ | ૧ | ખેતીવાડી કૉલેજ, આણંદ |
| ૩૪ | આણંદથી બાકરોલ | ૧ | ચીમનભાઈ દાદુભાઈ દેસાઈ, બાકરોલ |
| ૩૫ | આણંદથી ખંભોળજ | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૩૬ | આણંદથી ખંભોળજ | ૧ | છગનલાલ નરોત્તમદાસ રાણા, ખંભોળજ |
| ૩૭ | ઓડ ગામથી ઓડ સ્ટેશન | ૧ | ઓડ ટ્રાન્સપોર્ટ કંપની, ઓડ |
| ૩૮ | ઓડથી ઉમરેઠ | ૧ | ઓડ ટ્રાન્સપોર્ટ કંપની, ઓડ |
| ૩૯ | સારસાથી નાવલી | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૪૦ | સારસાથી ઉમરેઠ | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૪૧ | સારસાથી નાવલી | ૧ | મહમદભાઈ યુ. વહોરા, સારસા |
| ૪૨ | સારસાથી નાવલી | ૧ | એ. જી. વહોરા, સારસા |
| | **૫ નડિયાદ તાલુકો** | | |
| ૪૩ | મહુધાથી છીપડી | ૧ | પટેલ ઓટોમોબાઈલ્સની કંપની, મહુધા |
| ૪૪ | નડિયાદથી પીજ | ૧ | કેરા ડિસ્ટ્રીક્ટ બસ કોરપોરેશન, નડિયાદ |
| ૪૫ | નડિયાદથી સોજિત્રા | ૧ | કેરા ડિસ્ટ્રીક્ટ બસ કોરપોરેશન, નડિયાદ |
| ૪૬ | ઓરિયાવીથી દેવાતજ | ૧ | કેરા ડિસ્ટ્રીક્ટ બસ કોરપોરેશન નડિયાદ |
| | **૬ માતર તાલુકો** | . | નથી |
| | **૭ મહેમદાવાદ તાલુકો** | . | નથી |
| | **૮ કપડવણજ તાલુકો** | | |
| ૪૭ | કપડવણજથી આતરસુંબા થઈ કેર | ૧ | જે. કે. બત્તીવાલા, કપડવણજ |
| ૪૮ | કપડવણજથી નિર્માલી થઈ કેર | ૧ | કેર બસ કોરપોરેશન, કપડવણજ |
| ૪૯ | કપડવણજથી અંતિસર | ૧ | રસુલબેગ અમીનબેગ, કપડવણજ |
| | **૯ ઠાસરા તાલુકો** | | |
| ૫૦ | સેવાલિયાથી જનોડ | ૧ | ચીમનલાલ મગનલાલ નગરશેઠ, વાડાસિનોર |
| | **૧૦ વાડાસિનોર તાલુકો** | | |
| ૫૧ | વાડાસિનોરથી વીરપુર | ૧ | કાન્તિલાલ એન્ડ કંપની વીરપુર |

# ૧૮

## પરિશિષ્ટ (૨)

## મોટરનો કાયદો તથા તેના વહીવટ અંગે જાણવા જેવી માહિતી

**પુસ્તકો :** નીચેના પુસ્તકોમાં સામાન્ય નાગરિકે જાણવા જેવી માહિતી આપેલી છે (૧) મોટર વેહિકલ્સ એક્ટ, ૧૯૩૯ (૨) મોટર વેહિકલ રૂલ્સ ૧૯૪૦ (૩) મોટર વેહિકલ્સ ટેક્સ એક્ટ ૧૯૩૫ (૪) મોટર વેહિકલ્સ ટેક્સ રૂલ્સ ૧૯૪૦ (૫) ધી મોટરિસ્ટ્સ મેન્યુઅલ (૬) ધી ઇંડિયન હાઈવે કોડ (૭) મોટરના કાયદાનું માર્ગદર્શન આમાંથી પહેલા પાંચ મુંબઈ સરકારનાં પ્રકાશનો છે, દરેક મોટર ચલાવવાનું લાઇસન્સ ધરાવનારે પાંચમા પુસ્તકનો અભ્યાસ કરવો પડે છે છ અને સાત એ બે ખાનગી સંસ્થાઓનાં પ્રકાશન છે સાતમા પુસ્તકના કર્તા અને પ્રકાશકનું સરનામું આ પ્રમાણે છે પોપટલાલ મણિલાલ શાહ ૪૮૮૪, જગાભાઈ ટાવર બિલ્ડિંગ, બાદશાહના હજીરાને નાકે, માણેકચોક, અમદાવાદ પુસ્તકની કિંમત ૩ ૩) છે તેમાં મોટર માલિકો, ડ્રાઈવરો વગેરેને રોજના ઉપયોગની કાયદાની માહિતી આપેલી છે

**સરકારી તંત્ર** મુંબઈ રાજ્યના વાહન વ્યવહાર ખાતાના વડા સ્ટેટ ટ્રાન્સપોર્ટ આફિસર કહેવાય છે તેમનું સરનામું સ્ટેટ ટ્રાન્સપોર્ટ આફિસર ઈન્ડસ્ટ્રિયલ એસ્યોરન્સ બિલ્ડિંગ, ચર્ચગેટ, મુંબઇ

વહીવટને માટે આખા રાજ્યના પ્રાદેશિક વિભાગો (રિજિયન્સ) પાડવામાં આવ્યા છે એક વિભાગમાં એકથી વધુ જિલ્લા હોય છે ખેડા જિલ્લો અમદાવાદ વિભાગમાં આવે છે એની કચેરી નોર્થ ગુજરાત રિજિયનલ ટ્રાન્સપોર્ટ આફિસર (આર ટી ઓ )ની કચેરી કહેવાય છે ગુજરાતીમાં એને 'ઉત્તર ગુજરાત વિભાગીય વાહન વ્યવહાર કચેરી' કહે છે એના તાબામાં ખેડા ઉપરાંત બીજા પાંચ જિલ્લા છે આ કચેરીનું સરનામું રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર, ઉત્તર ગુજરાત, કેમ્પ, અમદાવાદ

વિભાગીય અધિકારીની કચેરી તરફથી ફક્ત ખેડા જિલ્લા માટે એક સબ ઑફિસ સ્થાપવામાં આવી છે તે કચેરીમાં એક ઇન્સ્પેક્ટરની નિમણૂંક કરવામાં આવેલી છે તેનું સરનામું રીજિયોનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર, સબ ઑફિસ, સ્ટેશનરોડ, નડિયાદ

ઓટોમોબાઈલનો ડિપ્લોમા અથવા મિકેનિકલ એન્જિનિયરિંગની ડિગ્રી અને ઓછામાં ઓછા બે વર્ષનો મોટર રિપેરિંગનો અનુભવ તથા બધી ગાડીઓ ચલાવવાનું ઓછામાં ઓછું બે વર્ષનું પાકું લાઇસન્સ આટલી લાયકાતવાળાને પરીક્ષા લઈ ઇન્સ્પેકટરના હોદ્દા માટે પ્રોબેશન ઉપર લેવાય છે તે દરમ્યાન ખાતાની પરીક્ષા પાસ કરે તો તે જગા ઉપર તે કાયમ થઈ શકે આ હોદ્દાથી આગળ ચઢતાં સુપરવાઇઝર, તેમાંથી એસિસ્ટંટ રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર અને તેમાંથી રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર થવાય છે ઇન્સ્પેક્ટરના હોદ્દાનો પગાર રૂ ૨૦૦-૨૦૦-૨૨૫-૧૫-૩૦૦ છે એના હાથ નીચે એસિસ્ટંટ ઇન્સ્પેક્ટર હોય છે, પણ આ જિલ્લામાં તે નથી આ જિલ્લાની આ કચેરીમાં એ મેટ્રિક ક્લાર્ક છે આ કચેરીમાં ખેડા જિલ્લાના વાહનોને મુખ્યત્વે નોંધવાનું કામ થાય છે આ રીતે નોંધાયેલા વાહનોનો જ ઉપયોગ થઈ શકે છે મોટર વાહનના ઈ સ ૧૯૩૯ના કાયદાના પ્રકરણ ત્રણની ૨૨મી કલમ આ બાબતમાં લાગુ પડે છે

**વાહનોની નોંધણીના નંબરો** વાહન નોંધાવવા માટે ફોર્મ 'ઈ'માં અરજી કરવાની હોય છે તે સાથે વાહનના પ્રકાર પ્રમાણે ઠરેલી ફી ભરવી પડે છે નોંધણીનો દાખલો ફોર્મ 'જી'માં અપાય છે તેમાં વાહનને નંબર અપાય છે ખાનગી ઉપયોગના વાહનને ઓળખવા માટે BYA અને ભાડાના વાહનને ઓળખવા માટે BYD એવી સંજ્ઞાઓ આખા ઉત્તર ગુજરાત વિભાગ માટે હાલમાં ચાલુ છે આ સંજ્ઞા સાથે નંબર અપાય છે એ સંજ્ઞા તથા નંબર વાહનની આગળ કે પાછળ દૂરથી દેખાય તે રીતે વાહન ઉપર લગાડવાનો હોય છે આ માટે ફી લઈને પ્લેટ આપવામાં આવે છે

**વાહનના પ્રકારો** કાયદામાં વાહનોના નીચે પ્રમાણે પ્રકાર ઠરાવેલા છે મોટર સાઈકલ, મોટરકાર (ખાનગી ઉપયોગની ગાડી) મોટર કેબ (છ અથવા તેથી ઓછા માણસ બેસે એવી ભાડાની ગાડી) ડિલિવરી વાન (માલ પહોંચાડવાની નાની ગાડી) લાઈટ ટ્રાન્સપોર્ટ વેહિકલ (સહેજ મોટી માલ ગાડી), હેવી ટ્રાન્સપોર્ટ વેહિકલ (મોટી માલ ગાડી—સામાન્ય લોરી) વગેરે ખેડા જિલ્લામાં મુખ્યત્વે આ બધા પ્રકારના મોટર વાહનો ચાલે છે નોંધણી ફીના દર આ પ્રમાણે છે મોટર સાઈકલના રૂ ૫), હેવી ગાડીના રૂ ૩૨) અને તે બે સિવાયની બાકીની ગાડીઓના રૂ ૧૬) આ ફીમાંથી ઉત્તર ગુજરાત વિભાગમાં સરકારને ઈ સ ૧૯૫૨માં રૂ ૧૧૮૫ ની આવક થઇ હતી એટલે ખેડા જિલ્લામાંથી સરકારને આશરે વાર્ષિક રૂ ૨૦૦૦ની આ પ્રકારે આવક થતી હશે

**ડ્રાઈવર તરીકેનું લાઇસન્સ મેળવવાનો વિધિ** અમુક વાહનના ડ્રાઈવર થવા માટે અમુક વાહનના ડ્રાઈવર થવા ઇચ્છનારે સૌ પ્રથમ ફોર્મ 'એલ એલ આર એ'માં વિગતો ભરીને પોતાની હદના લાઇસન્સિંગ અધિકારીને અરજી કરવાની હોય છે ખેડા જિલ્લામાં આ માટે નડિયાદની કચેરીમાં અરજી કરવાની હોય છે આ અરજીનું ફોર્મ સદર કચેરીમાંથી મફત મળે છે પછી અરજદારની મૌખિક પરીક્ષા

# ૧૮

## પરિશિષ્ટ (૨)

## મોટરનો કાયદો તથા તેના વહીવટ અંગે જાણવા જેવી માહિતી

**પુસ્તકો:** નીચેના પુસ્તકોમા સામાન્ય નાગરિકે જાણવા જેવી માહિતી આપેલી છે (૧) મોટર વેહિકલ્સ એક્ટ ૧૯૩ (૨) મોટર વેહિકલ રૂલ્સ ૧૯૪૦ (૩) મોટર વેહિકલ્સ ટેક્સ એક્ટ ૧૯૩૫ (૪) મોટર વેહિકલ્સ ટેક્સ રૂલ્સ ૧૯૪૦ (૫) ધી મોટરિસ્ટ્સ મેન્યુઅલ (૬) ધી ઇંડિયન હાઈવે કોડ (૭) મોટરના કાયદાનુ માર્ગદર્શન આમાથી પહેલા પાચ મુબઈ સરકારના પ્રકાશનો છે, દરેક મોટર ચલાવવાનુ લાઈસન્સ ધરાવનારે પાચમા પુસ્તકનો અભ્યાસ કરવો પડે છે છ અને સાત એ બે ખાનગી સસ્થાઓના પ્રકાશન છે સાતમા પુસ્તકના કર્તા અને પ્રકાશકનુ સરનામુ આ પ્રમાણે છે પોપટલાલ મણિલાલ શાહ ૪૦૮૪, જગાભાઈ ટાવર બિલ્ડિંગ બાદશાહના હજીરાને નાકે, માણેકચોક, અમદાવાદ પુસ્તકની કિમત રૂ ૩) છે તેમા મોટર માલિકો, ડ્રાઈવરો વગેરેને રોજના ઉપયોગની કાયદાની માહિતી આપેલી છે

**સરકારી તત્ર** મુબઈ રાજ્યના વાહન વ્યવહાર ખાતાના વડા સ્ટેટ ટ્રાન્સપોર્ટ ઓફિસર કહેવાય છે તેમનુ સરનામુ સ્ટેટ ટ્રાન્સપોર્ટ ઓફિસર ઈન્ડસ્ટ્રિયલ એસ્યોરન્સ બિલ્ડિંગ ચર્ચગેટ, મુબઇ

વહીવટને માટે આખા રાજ્યના પ્રાદેશિક વિભાગો (રિજિયન્સ) પાડવામા આવ્યા છે એક વિભાગમા એકથી વધુ જિલ્લા હોય છે ખેડા જિલ્લો અમદાવાદ વિભાગમા આવે છે એની કચેરી નોર્થ ગુજરાત રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઓફિસર (આર ટી ઓ)ની કચેરી કહેવાય છે ગુજરાતીમા એને 'ઉત્તર ગુજરાત વિભાગીય વાહન વ્યવહાર કચેરી' કહે છે એના તાબામા ખેડા ઉપરાત બીજા પાચ જિલ્લા છે આ કચેરીનુ સરનામુ રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઓફિસર, ઉત્તર ગુજરાત, ભદ્ર, અમદાવાદ

વિભાગીય અધિકારીની કચેરી તરફથી ફક્ત ખેડા જિલ્લા માટે એક સબ ઓફિસ સ્થાપવામા આવી છે તે કચેરીમા એક ઇન્સ્પેકટરની નિમણૂક કરવામા આવેલી છે તેનુ સરનામુ રીજિયોનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર, સબ ઑફિસ, સ્ટેશનરોડ, નડિયાદ

ઓટોમોબાઈલનો ડિપ્લોમા અથવા મિકેનિકલ એન્જિનિયરિંગની ડિગ્રી અને ઓછામા ઓછા બે વર્ષનો મોટર રિપેરિંગનો અનુભવ તથા બધી ગાડીઓ ચલાવવાનુ ઓછામા ઓછુ બે વર્ષનુ પાકુ લાઇસન્સ આટલી લાયકાતવાળાને પરીક્ષા લઈ ઈન્સ્પેક્ટરના હોદ્દા માટે પ્રોબેશન ઉપર લેવાય છે તે દરમ્યાન ખાતાની પરીક્ષા પાસ કરે તો તે જગા ઉપર તે કાયમ થઈ શકે આ હોદ્દાથી આગળ ચઢતા સુપરવાઇઝર, તેમાથી એસિસ્ટંટ રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર અને તેમાથી રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર થવાય છે ઇન્સ્પેકટરના હોદ્દાનો પગાર રૂ ૨૦૦-૨૦૦-૨૨૫-૧૫-૩૦૦ છે એના હાથ નીચે એસિસ્ટંટ ઇન્સ્પેક્ટર હોય છે, પણ આ જિલ્લામા તે નથી આ જિ ની આ કચેરીમા એ મોટિક કલાર્ક છે આ કચેરીમા ખેડા જિલ્લાના વાહનોને રજિસ્ટર નોંધવાનુ કામ થાય છે આ રીતે નોંધાયેલા વાહનોનો જ ઉપયોગ થઈ શકે છે મોટર વાહનના ઈ સ ૧૯૩૯ના કાયદાના પ્રકરણ ત્રણની ૨૨મી કલમ આ બાબતમા લાગુ પડે છે

**વાહનોની નોંધણીના નબરો** વાહન નોંધાવવા માટે ફોર્મ 'ઈ'મા અરજી કરવાની હોય છે તે સાથે વાહનના પ્રકાર પ્રમાણે ઠરેલી ફી ભરવી પડે છે નોંધણીનો દાખલો ફોર્મ 'જી'મા અપાય છે તેમા વાહનને નબર અપાય છે ખાનગી ઉપયોગના વાહનને ઓળખવા માટે BYA અને ભાડાના વાહનને ઓળખવા માટે BYD જેવી સજ્ઞાઓ આપી ઉત્તર ગુજરાત વિભાગ માટે હાલમા ચાલુ છે આ સજ્ઞા સાથે નબર અપાય છે એ સજ્ઞા તથા નબર વાહનની આગળ ને પાછળ દૂરથી દેખાય એ રીતે વાહન ઉપર લગાડવાનો હોય છે આ માટે રી લઈને પ્લેટ આપવામા આવે છે

**વાહનના પ્રકારો** કાયદામા વાહનોના નીચે પ્રમાણે પ્રકાર ઠરાવેલા છે મોટર સાઈકલ, મોટરકાર (ખાનગી ઉપયોગની ગાડી), મોટર કેબ (૭ અથવા તેથી ઓછા માણસ બેસે એવી ભાડાની ટેક્સી) ડિલિવરી વાન (માલ પહોંચાડવાની નાની ગાડી), લાઈટ ટ્રાન્સપોર્ટ વેહિકલ (સહેજ મોટી માલ ગાડી) હેવી ટ્રાન્સપોર્ટ વેહિકલ (મોટી માલ ગાડી-સામાન્ય લોરી) વગેરે ખેડા જિલ્લામા મુખ્યત્વે આ બધા પ્રકારના મોટર વાહનો ચાલે છે નોંધણી ફીના દર આ પ્રમાણે છે મોટર સાઈકલના રૂ ૫), હેવી ગાડીના રૂ ૩૨), અને તે બે સિવાયની બાકીની ગાડીઓના રૂ ૧૬) આ ફીમાથી ઉત્તર ગુજરાત વિભાગમા સરકારને ઈ સ ૧૯૫૨મા રૂ ૧૧૮૫૦ની આવક થઇ હતી એટલે ખેડા જિલ્લામાથી સરકારને આશરે વાર્ષિક રૂ ૨૦૦૦ની આ પ્રકારે આવક થતી હશે

**ડ્રાઈવર તરીકેનુ લાઇસન્સ મેળવવાનો વિધિ** અગત વાહનના ડ્રાઈવર થવા માટે અગત વાહનના ડ્રાઇવર થવા ઇચ્છનારે સૌ પ્રથમ ફોર્મ 'એલ એલ આર એ'મા વિગતો ભરીને પોતાની હદના લાઇસન્સિંગ અધિકારીને અરજી કરવાની હોય છે ખેડા જિલ્લામા આ માટે નડિયાદની કચેરીમા અરજી કરવાની હોય છે આ અરજીનુ ફોર્મ સદર કચેરીમાથી મફત મળે છે પછી અરજદારની મૌખિક પરીક્ષા

| ક્રમાંક | રસ્તાનુ નામ | કેટલી બસો દોડે છે | સચાલક |
|---|---|---|---|
| ૨૫ | આણદથી મહેળાવ | ૧ | નડિયાદ મોટર ટ્રાન્સપોર્ટ કપની, નડિયાદ |
| ૨૬ | આણદથી પીપળાવ | ૧ | આગાપુરી ટ્રાન્સપોર્ટ કપની, પીપળાવ |
| ૨૭ | આણદથી પેટલાદ | ૧ | આગાપુરી ટ્રાન્સપોર્ટ કપની, પીપળાવ |
| ૨૮ | આણદથી પીપળાવ | ૧ | સુણાવ ગ્રુપ ટ્રાન્સપોર્ટ કપની, સુણાવ |
| ૨૯ | આણદથી નાપાડ | ૨ | આણદ-નાપાડ ટ્રાન્સપોર્ટ કપની, નાપાડ |
| ૩૦ | આણદથી નાવલી | ૧ | નાવલી સહકારી વિકાસ મડળ, નાવલી |
| ૩૧ | આણદથી આકલાવ | ૨ | આકલાવ ટ્રાન્સપોર્ટ કપની, આકલાવ |
| ૩૨ | વિદ્યાનગરથી આણદ | ૪ | ચારુતર ગ્રામોદ્ધાર સહકારી મડળ લિ વિદ્યાનગર |
| ૩૩ | ખેતીવાડીથી આણદ | ૧ | ખેતીવાડી કૉલેજ, આણદ |
| ૩૪ | આણદથી બાકરોલ | ૧ | ચીમનભાઈ દાદુભાઈ દેસાઈ, બાકરોલ |
| ૩૫ | આણદથી ખભોળજ | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૩૬ | આણદથી ખભોળજ | ૧ | છોગાલાલ નરોત્તમદાસ રાણા, ખભોળજ |
| ૩૭ | ઓડ ગામથી ઓડ સ્ટેશન | ૧ | ઓડ ટ્રાન્સપોર્ટ કપની, ઓડ |
| ૩૮ | ઓડથી ઉમરેઠ | ૧ | ઓડ ટ્રાન્સપોર્ટ કપની, ઓડ |
| ૩૯ | સારસાથી નાવલી | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૪૦ | સારસાથી ઉમરેઠ | ૧ | છોટાલાલ ગોકળદાસ રાણા, સારસા |
| ૪૧ | સારસાથી નાવલી | ૧ | મહમદભાઈ યુ વહોરા, સારસા |
| ૪૨ | સારસાથી નાવલી | ૧ | એ જી વહોરા, સારસા |
| | **૫ નડિયાદ તાલુકો** | | |
| ૪૩ | મહુધાથી છીપડી | ૧ | પટેલ ઓટોમોબાઈલ્સની કપની, મહુધા |
| ૪૪ | નડિયાદથી પીજ | ૧ | કેરા ડિસ્ટ્રીકટ બસ કોરપોરેશન, નડિયાદ |
| ૪૫ | નડિયાદથી સોજિત્રા | ૧ | કેરા ડિસ્ટ્રીકટ બસ કોરપોરેશન, નડિયાદ |
| ૪૬ | ભારિયાવીથી દેવાતજ | ૧ | કેરા ડિસ્ટ્રીકટ બસ કોરપોરેશન નડિયાદ |
| | **૬ માતર તાલુકો** | .. | નથી |
| | **૭ મહેમદાવાદ તાલુકો** | . | નથી |
| | **૮ કપડવણજ તાલુકો** | | |
| ૪૭ | કપડવણજથી આતરસુબા થઈ ઝેર | ૧ | જે કે બત્તીવાલા, કપડવણજ |
| ૪૮ | કપડવણજથી નિર્માની થઈ ઝેર | ૧ | ઝેર બસ કોરપોરેશન, કપડવણજ |
| ૪૯ | કપડવણજથી અતિસર | ૧ | રસુલબેગ અમીનબેગ, કપડવણજ |
| | **૯ ઠાસરા તાલુકો** | | |
| ૫૦ | સેવાલિયાથી જનોડ | ૧ | ચીમનલાલ મગનલાલ નગરશેઠ, વાડાશિનોર |
| | **૧૦ વાડાશિનોર તાલુકો** | | |
| ૫૧ | વાડાશિનોરથી વીરપુર | ૧ | કાન્તિલાલ એન્ડ કો વીરપુર |

# ૧૮

## પરિશિષ્ટ (૨)

## મોટરનો કાયદો તથા તેના વહીવટ અંગે જાણવા જેવી માહિતી

**પુસ્તકો:** નીચેના પુસ્તકોમાં સામાન્ય નાગરિકે જાણવા જેવી માહિતી આપેલી છે (૧) મોટર વેહિકલ્સ એક્ટ, ૧૯૩ (૨) મોટર વેહિકલ રૂલ્સ ૧૯૪૦ (૩) મોટર વેહિકલ્સ ટેક્સ એક્ટ ૧૯૩૫ (૪) મોટર વેહિકલ્સ ટેક્સ રૂલ્સ ૧૯૦ (૫) ધી મોટરિસ્ટસ મેન્યુઅલ (૬) ધી ઇન્ડિયન હાઈવે કોડ (૭) મોટરના કાયદાનું માર્ગદર્શન આમાંથી પહેલા પાંચ મુંબઈ સરકારના પ્રકાશનો છે દરેક મોટર ચલાવવાનું લાઈસન્સ ધરાવનારે પાંચમા પુસ્તકનો અભ્યાસ કરવો પડે છે છ અને સાત એ બે ખાનગી સંસ્થાઓના પ્રકાશન છે સાતમા પુસ્તકના કર્તા અને પ્રકાશકનું સરનામું આ પ્રમાણે છે પોપટલાલ મણિલાલ શાહ ૪૦૮૪, જમાભાઈ ટાવર બિલ્ડીંગ, બાદશાહના હજીરાને નાકે માણેકચોક, અમદાવાદ પુસ્તકની કિંમત ૩) છે તેમાં મોટર માલિકો ડ્રાઈવરો વગેરેને રોજના ઉપયોગની કાયદાની માહિતી આપેલી છે

**સરકારી તંત્ર** મુંબઈ રાજ્યના વાહન વ્યવહાર ખાતાના વડા સ્ટેટ ટ્રાન્સપોર્ટ ઑફિસર કહેવાય છે તેમનું સરનામું સ્ટેટ ટ્રાન્સપોર્ટ ઑફિસર ઈન્ડસ્ટ્રિયલ એસ્યોરન્સ બિલ્ડિંગ ચર્ચગેટ, મુંબઇ

વહીવટને માટે આખા રાજ્યના પ્રાદેશિક વિભાગો (રિજિયન્સ) પાડવામાં આવ્યા છે એક વિભાગમાં એકથી વધુ જિલ્લા હોય છે ખેડા જિલ્લો અમદાવાદ વિભાગમાં આવે છે એની કચેરી નોર્થ ગુજરાત રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર (આર ટી ઓ)ની કચેરી કહેવાય છે ગુજરાતીમાં એને 'ઉત્તર ગુજરાત વિભાગીય વાહન વ્યવહાર કચેરી' કહે છે એના તાબામાં ખેડા ઉપરાંત બીજા પાંચ જિલ્લા છે આ કચેરીનું સરનામું રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર, ઉત્તર ગુજરાત, ભદ્ર, અમદાવાદ

વિભાગીય અધિકારીની કચેરી તરફથી ફક્ત ખેડા જિલ્લા માટે એક સબ ઑફિસ સ્થાપવામાં આવી છે તે કચેરીમાં એક ઇન્સ્પેક્ટરની નિમણૂક કરવામાં આવેલી છે તેનું સરનામું રીજિયોનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર સબ ઑફિસ, સ્ટેશનરોડ નડિયાદ

ઑટોમોબાઈલનો ડિપ્લોમા અથવા મિકેનિકલ એન્જિનિયરિંગની ડિગ્રી અને ઓછામાં ઓછો બે વર્ષનો મોટર રિપેરિંગનો અનુભવ તથા બધી ગાડીઓ ચલાવવાનું ઓછામાં ઓછું બે વર્ષનું પાકું લાઇસન્સ આટલી લાયકાતવાળાને પરીક્ષા લઈ ઇન્સ્પેક્ટરના હોદ્દા માટે પ્રોબેશન ઉપર લેવાય છે તે દરમ્યાન ખાતાની પરીક્ષા પાસ કરે તો તે જગા ઉપર તે કાયમ થઈ શકે આ હોદ્દાથી આગળ ચઢતા સુપરવાઇઝર, તેમાંથી એસિસ્ટંટ રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર અને તેમાંથી રિજિયનલ ટ્રાન્સપોર્ટ ઑફિસર થવાય છે ઇન્સ્પેક્ટરના હોદ્દાનો પગાર રૂ ૨૦૦–૨૦૦–૨૨૫–૧૫–૩૦૦ છે એના હાથ નીચે એસિસ્ટંટ ઇન્સ્પેક્ટર હોય છે, પણ આ જિલ્લામાં તે નથી આ જિલ્લાની આ કચેરીમાં એક મેટ્રિક ક્લાર્ક છે આ કચેરીમાં ખેડા જિલ્લાના વાહનોને ગાયસર નોંધવાનું કામ થાય છે આ રીતે નોંધારના વાહનોનો જ ઉપયોગ થઈ શકે છે મોટર વાહનના ઈ સ ૧૯૩૯ના કાયદાના પ્રકરણ ત્રણની ૨૨મી કલમ આ બાબતમાં લાગુ પડે છે

**વાહનોની નોંધણીના નંબરો** વાહન નોંધાવવા માટે ફાર્મ 'ઈ'માં અરજી કરવાની હોય છે તે સાથે વાહનના પ્રકાર પ્રમાણે ઠરેલી ફી ભરવી પડે છે નોંધણીનો દાખલો ફૉર્મ 'જી'માં અપાય છે તેમાં વાહનને નંબર અપાય છે ખાનગી ઉપયોગના વાહનને ઓળખવા માટે BYA અને ભાડાના વાહનને ઓળખવા માટે BYD જેવી સંજ્ઞાઓ આખા ઉત્તર ગુજરાત વિભાગ માટે હાલમાં ચાલુ છે આ સંજ્ઞા સાથે નંબર અપાય છે એ સંજ્ઞા તથા નંબર વાહનની આગળ કે પાછળ દૂરથી દેખાય એ રીતે વાહન ઉપર લગાડવાનો હોય છે આ માટે રીલાઈન પ્લેટ આપવામાં આવે છે

**વાહનના પ્રકારો** કાયદામાં વાહનોના નીચે પ્રમાણે પ્રકાર ઠરાવેલા છે મોટર સાઈકલ મોટરકાર (ખાનગી ઉપયોગની ગાડી), મોટર કેબ (છ અથવા તેથી ઓછા માણસ બેસે એવી ભાડાની ટેક્સી) ડિલિવરી વાન (માલ પહોંચાડવાની નાની ગાડી), લાઈટ ટ્રાન્સ પોર્ટ વેહિકલ (સહેજ મોટી માલ ગાડી) હેવી ટ્રાન્સપોર્ટ વેહિકલ (મોટી માલ ગાડી–સામાન્ય લૉરી) વગેરે ખેડા જિલ્લામાં મુખ્યત્વે આ બધા પ્રકારના મોટર વાહનો ચાલે છે નોંધણી ફીના દર આ પ્રમાણે છે મોટર સાઈકલના રૂ ૫) હેવી ગાડીના રૂ ૩૨) અને તે બે સિવાયની બાકીની ગાડીઓના રૂ ૧૬) આ રીમાંથી ઉત્તર ગુજરાત વિભાગમાં સરકારને ઈ સ ૧૯૫૨માં રૂ ૧૧૮૫૦ની આવક થઈ હતી એટલે ખેડા જિલ્લામાંથી સરકારને આશરે વાર્ષિક રૂ ૨૦૦૦ની આ પ્રકારે આવક થતી હશે

**ડ્રાઈવર તરીકેનું લાઇસન્સ મેળવવાનો વિધિ** અંગત વાહનના ડ્રાઈવર થવા માટે અંગત વાહનના ડ્રાઇવર થવા ઇચ્છનારે સૌ પ્રથમ ફૉર્મ 'એલ એલ આર એ'માં વિગતો ભરીને પોતાની હદના લાઇસન્સિંગ અધિકારીને અરજી કરવાની હોય છે ખેડા જિલ્લામાં આ માટે નડિયાદની કચેરીમાં અરજી કરવાની હોય છે આ અરજીનું ફાર્મ સદર કચેરીમાંથી મફત મળે છે પછી અરજદારની મૌખિક પરીક્ષા

લેવાય છે એમા મુખ્યત્વે ટ્રાફિકના કાયદાની માહિતી વિષે પ્રશ્નો પૂછાય છે આ માટે અરજદારે 'મોટરિસ્ટ મેન્યુઅલ' વાચેલુ હોવુ જોઈએ આ પરીક્ષામા પાસ થાય તો બે રૂપિયાની ફી લઈ તેને ત્રણ માસ માટે કાચુ લાઇસન્સ આપવામા આવે છે આ મુદત દરમ્યાન મોટર હાકતા તે શીખી લે અને અગત ઉપયોગ માટે મોટર હાકવાની હોય તો ફોર્મ 'જે'મા બે રૂપિયાની ફી સાથે અરજી કરવાની હોય છે એ ઉપરથી લાઇસન્સ આપનાર અધિકારી અરજદારને પરીક્ષા(ટેસ્ટ) માટે બોલાવે છે એમા પાસ થાય તો પાચ રૂપિયા ફી લઈને પાકુ લાઇસન્સ ફોર્મ 'ડી'મા આપવામા આવે છે આ લાઇસન્સ દર વર્ષે તાજુ કરાવવુ પડે છે જો મુદતસર તાજુ (રિન્યુ) કરાવે તો ત્રણ રૂપિયાની ફી લઈ એક વર્ષની મુદત માટે તે તાજુ કરી આપવામા આવે છે મુદત વીતી ગયાને પદરથી વધુ દિવસ થઇ જાય તો આ માટે પાચ રૂપિયાની ફી આપવી પડે છે

આ લાઈસન્સ મેળવનારની ઓછામા ઓછી ઉમર પૂરા ૧૮ વર્ષની હોવી જોઇએ જ્યારે ભાડાની ગાડી ફેરવવાના લાયસન્સ માટે ઓછામા ઓછા વીસ વર્ષની ઉમર હોવી જોઇએ

**ધધાદારી ડ્રાઈવર માટે** આ પ્રકારનો ડ્રાઈવર થવા ઇચ્છનારે ફોર્મ 'એ' અને ફોર્મ 'સી' એમ બે ફોર્મ ભરવા પડે છે તે સાથે પોતાના ત્રણ ફોટા સામેલ કરવાના હોય છે ફોર્મ 'સી'મા અરજદારની શારીરિક લાયકાતનુ પ્રમાણપત્ર દાક્તર પાસે ભરાવવાનુ હોય છે બાકીની વિગતો ઉપર પ્રમાણે હોય છે

**ભાડાની મોટર કેમ (ટેક્સી) તથા પેસેન્જર બસના ડ્રાઈવર થનાર માટે** આ પ્રકારનો ડ્રાઈવર થવા ઇચ્છનારે 'એન પી એસ એ' નામનુ ફોર્મ ભરવુ પડે છે આ ઉપરાત મોટર ચલાવવાનો એક વર્ષનો અનુભવ હોવાનુ અને ઓછામા ઓછુ એક વર્ષનુ જૂનુ લાયસન્સ રજૂ કરવુ પડે છે અને જે માણસને ત્યા ડ્રાઇવર તરીકે નોકરી કરવાની હોય તે અરજદારને લાઈસન્સ મળે નોકરીમા રાખવાનો છે એવો દાખલો પણ રજૂ કરવાનો હોય છે આ બધા કાગળો રજૂ થયા પછી કામદાર થનારની ચાલચલગત અગે તપાસ કરવામા આવે છે તે પછી મોટર વાહનના કાયદાની કલમ ૮૨ અને ૮૩ની મૌખિક પરીક્ષા લેવાય છે તેમા પાસ થાય તો લાઈસન્સ અને બિલ્લો (બિજ) આપવામા આવે છે લાઈસન્સની ફી લેવાતી નથી બિલ્લાની કિમત બે રૂપિયા લેવાય છે

**મોટર વેહિકલ ટેક્સ (મોટર વેરો)** દરેક નોધાયેલા વાહન ઉપર કાયદાથી ઠરેલો વેરો (ટેક્સ) લેવાય છે તેના દરો વાહનના વજન ઉપર ઠરાવેલા છે આ માટે માલ ભરેલી પૂરી જાગનુ વજન કરવામા આવે છે એને 'રજીસ્ટર્ડ લેડન વેઈટ' (R L W) કહે છે ટેક્સ એક્ટ પ્રમાણે વાહનનો વાર્ષિક ટેક્સ નીચે મુજબ લેવાય છે

(૧) મોટર સાઇકલ માટે રૂ ૨૪થી ૩૨ સુધીનો,

(૨) માલગાડી માટે રૂ ૨૫૦ થી રૂ ૧૩૪૮ સુધીનો અને તેનાથી ઉપર દર પાચ હડ્રેવેટ દીઠ રૂપિયા ૬૭ વધુ

(૩) પેસેન્જર ગાડીઓ માટે બે પેસેન્જરની ગાડીના રૂ ૧૨૦ થી માડી ૭૦ પેસેન્જરની ગાડીના રૂ ૨૩૫૨ સુધીનો અને તે પછી દર પેસેન્જર દીઠ રૂ ૩૨ વધુ

(૪) ટુરિંગ કાર માટે રૂ ૭થી રૂ ૨૦૦ સુધીનો

આ ટેક્સ પેટ્રોલની ગાડીઓ માટેના છે જો ગાડી પેટ્રોલ સિવાય બીજા કોઈ બળતણથી ચાલતી હોય તો તેના ઉપર ૫૦ ટકા ટેક્સ વધુ લેવાય છે ખેડા જિલ્લામા વધારેમા વધારે વજનવાળી અને તે મુજબ સૌથી વધુ વેરો ભરનારી ગાડીઓ સ્ટેટ ટ્રાન્સપોર્ટની છે તેમા 'જનતા' ગાડી મોખરે છે તેનો વેરો રૂ ૨૦૦૦થી વધુ થાય છે

આ વેરો છ માસિક, ત્રિમાસિક કે માસિક પણ ભરી શકાય છે પરતુ જેમ મુદત ઓછી તેમ વેરાની રકમ કઈક વધુ થાય છે આ વેરાની આવકના આકડા આખા ઉત્તર ગુજરાત વિભાગના નીચે પ્રમાણે છે

| વર્ષ | આવક રૂ |
|---|---|
| ૧૯૪૮–૪૯ | ૧૫૦૬૪૮૦ |
| ૧૯૪૯–૫૦ | ૧૫૨૧૫૮૫ |
| ૧૯૫૦–૫૧ | ૧૨૧૬૬૦૧ |
| ૧૯૫૧–૫૨ | ૧૯૮૯૪૨૩ |
| ૧૯૫૨–૫૩ | ૨૨૦૫૧૮૩ |

આ ઉપરથી કહી શકાય કે આ વેરાથી સરકારને ખેડા જિલ્લામાથી આશરે ચાર લાખ રૂપિયાની વાર્ષિક આવક થતી હશે ઉપરાત મ્યુનિસિપાલિટી તરફથી પણ આ વાહનો ઉપર લેવાય છે તેના દર સ્થાનિક નિયમો પ્રમાણે જુદા જુદા હોય

# ૧૮

## પરિશિષ્ટ (૩)

## હોડીઓનાં મથકો અને સંખ્યા દર્શાવતું પત્રક

| ક્રમાંક | નદી | મથક | હોડીની સંખ્યા |
|---|---|---|---|
| | | **ઠાસરા તાલુકો** | |
| ૧. | મહી | કુણી | ૧ |
| ૨ | મહી | જનોડ-ખોરડી | ૨ |
| ૩. | મહી | રાણિયા-સિહોરા | ૧ |
| ૪. | મહી | પાલીને આરે | ૧ |
| ૫ | મહી | સોનીપુરને આરે | ૧ |
| | | **આણંદ તાલુકો** | |
| ૬. | મહી | રાજુપુરા | ૧ |
| ૭. | મહી | વહેરાખાડી | ૧ |
| ૮. | મહી | વાસદ-ફજલપુરને આરે | ૧ |
| | | **બોરસદ તાલુકો** | |
| ૯. | મહી | બદલપુરથી બીડજ | ૧ |
| ૧૦ | મહી | બદલપુરથી કારેલી | ૪ |
| ૧૧. | મહી | દહેવાણથી કારેલી | ૧૪ |
| ૧૨ | મહી | ગાજણાથી ડબકા | ૨ |
| ૧૩ | મહી | ગંભીરા-ડબકા | ૧ |
| ૧૪ | મહી | ચમારા-સંખિયાડ | ૧ |
| ૧૫ | મહી | બામણગામ-ઉમરાયા | ૧ |
| ૧૬ | મહી | ઉમેટા | ૧ |
| ૧૭. | મહી | કહાનવાડી | ૧ |
| ૧૮. | મહી | વાલવોડ-કરખડીને આરે | ૧ |
| ૧૯. | મહી | ગંભીરા અને મંજીપુરને આરે | ૧ |
| ૨૦ | મહી | આમરોલને આરે | ૧ |
| | | **ખંભાત તાલુકો** | |
| ૨૧ | મહી | ધુવારણને આરે | ૧ |
| | | | કુલ...૩૯ |
| ૨૨. | સાબરમતી | ગલિયાણાને આરે | ૧ |
| | | **માતર તાલુકો** | |
| ૨૩ | સાબરમતી | ચિત્રાસરને આરે | ૧ |
| | | | કુલ...૨ |

| ક્રમાંક | નદી | મથક | હોડીની સંખ્યા |
|---|---|---|---|
| | | **તાલુકો માતર** | |
| ૨૪. | ખારી | વારસંગ બાડાને આરે | ૧ |
| | | | કુલ...૧ |
| | | **તાલુકો માતર** | |
| ૨૫. | વાત્રક | મહેળજના ભોઇપાળે આરે | ૧ |
| ૨૬. | વાત્રક | વારસંગ-બરોડાને આરે | ૧ |
| ૨૭. | વાત્રક | વાસણા | ૧ |
| ૨૮. | વાત્રક | કોશિયલ અને ચાંદણાને આરે | ૧ |
| | | **મહેમદાવાદ તાલુકો** | |
| ૨૯. | વાત્રક | ખેડાના સદનશા પીરને આરે | ૧ |
| ૩૦. | વાત્રક | હળદરવાસને આરે | ૧ |
| ૩૧. | વાત્રક | ઘોડાસરને આરે | ૧ |
| ૩૨. | વાત્રક | મોદજ અને માંકવાને આરે | ૧ |
| ૩૩. | વાત્રક | સણુસોલી અને મહેમદાવાદને આરે | ૧ |
| | | **કપડવણજ તાલુકો** | |
| ૩૪ | વાત્રક | છીપિયાલ અને બારમેવાડાના આરે | ૧ |
| ૩૫. | વાત્રક | ઉત્કંઠેશ્વરને વાઘજીપુરને આરે | ૧ |
| ૩૬. | વાત્રક | આતરસુંબા અને વડાદરાને આરે | ૧ |
| ૩૭ | વાત્રક | આદાવત અને અપરજીને આરે | ૧ |
| ૩૮. | વાત્રક | સરખેજને આરે | ૧ |
| | | | કુલ...૧૪ |
| | | **નડિયાદ તાલુકો** | |
| ૩૯. | શેઢી | આલજડાને આરે | ૧ |
| | | **માતર તાલુકો** | |
| ૪૦. | શેઢી | દૈદરાબાદને આરે | ૧ |
| | | | કુલ...૨ |

કુલ હોડીઓની સંખ્યા...૫૮

# ૧૯

# રેલવેવ્યવહાર

**રાષ્ટ્રીયકરણ :** મોટરવાહનના વ્યવહારની માફક રેલવે-વ્યવહારનું પણ રાષ્ટ્રીયકરણ કરવામાં આવેલું છે. સ્વરાજ્ય સ્થપાતા પહેલાં ભારત દેશમાં કુલ ૩૫ રેલવેઓ હતી. તે પૈકી ૨૨ મધ્યસ્થ સરકારના તાબામાં હતી. તે બધીનું એકીકરણ કરી તમામ રેલવેના ૭ પ્રાદેશિક વિભાગો કરવામાં આવ્યા છે. આ પૈકી 'વેસ્ટર્ન રેલવે'ના પ્રદેશમાં ખેડા જિલ્લાની રેલવેશાખાઓનો સમાવેશ થાય છે.

**વેસ્ટર્ન રેલવે :** વેસ્ટર્ન રેલવેનું ઉદ્‌ઘાટન તા. ૫–૧૧–૧૯૫૧ને રોજ થયું હતું. તેમાં જૂની બી. બી. એન્ડ. સી. આઈ., સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને જયપુર રેલવેઓ, તથા જોધપુર રેલવેનાં બે જંક્શનોનો સમાવેશ થાય છે. એની કુલ લંબાઈ ૫૯૭૩ માઈલ છે. તે નીચેના પ્રદેશોમા પથરાયેલી છે, મુંબઈ રાજ્યના પશ્ચિમ અને ઉત્તર દિશાના પ્રદેશો, આખો સૌરાષ્ટ્ર, કચ્છનો એક ખૂણો, મધ્યભારતનો એક મોટો ભાગ અને રાજસ્થાનનો પૂર્વભાગ એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) બ્રોડ ગેજ વિભાગ, આમાં નેરો ગેજ વિભાગ પણ આવી જાય છે. એનું કેન્દ્ર મુંબઈમાં છે. એના નેરો ગેજ વિભાગનું કેન્દ્ર વડોદરા નજીક પ્રતાપનગર છે. (૨) ઉત્તરનો મિટર ગેજ વિભાગ. એનું કેન્દ્ર અજમેર છે. (૩) દક્ષિણનો મિટર ગેજ વિભાગ. એનુ કેન્દ્ર ગોંડળ છે. આ પૈકી ખેડા જિલ્લાની રેલવેઓ મુંબઈ અને પ્રતાપનગરના કેન્દ્રોના તાબામા છે.

**ખેડા જિલ્લાની રેલવેલાઈનો :** *ખેડા જિલ્લામાં ૧૩૬¾ માઈલની ૫ બ્રોડ ગેજ લાઈનો અને ૬૪ માઈલની બે નેરો ગેજ લાઈનો મળી કુલ ૨૦૦¾ માઈલની ૭ રેલવેલાઈનો છે. બ્રોડ ગેજ ૫' ૬" અને નેરો ગેજ ૨' ૬" પહોળી છે.

* પુસ્તકની શરૂઆતમાં મૂકેલા ખેડા જિલ્લાના ત્રિરંગી નકશામાં આ રેલવે લાઈનો બતાવેલી છે.

આ લાઈનો ઉપર બધાં મળી ૫૮ સ્ટેશનો છે. તે પૈકી ૬ જંક્શનો છે.

**મુખ્ય લાઈન :** મુંબઈથી અમદાવાદ જતી રેલવેલાઈન વડોદરાથી બીજા સ્ટેશન રણોલી પછી મહી નદી ઓળંગી વાસદ સ્ટેશનેથી ખેડા જિલ્લામાં પ્રવેશે છે. ત્યાંથી ૩૬ માઈલ ઉત્તરે કનીજ સ્ટેશન આગળ આ લાઇનની ખેડા જિલ્લાની હદ પૂરી થાય છે. આ ખેડા જિલ્લાની મુખ્ય અને મધ્યસ્થ રેલવેલાઈન છે. રેલવે ટાઈમટેબલમાં તેનો 'વડોદરા–આણંદ અમદાવાદ–વીરમગામ લાઈન'મા સમાવેશ થાય છે. આ લાઈન ઉપર નીચેનાં અગિયાર સ્ટેશનો આવેલા છે : વાસદ (જંક્શન), અડાસ–રોડ, નાવલી, આણંદ (જંક્શન), બોરિયાવી (જંક્શન), ઉત્તરસંડા, નડિયાદ (જંક્શન), ગોઠાજ, મહેમદાવાદ–ખેડારોડ, નેનપુર, કનીજ.

આણંદ એ સૌથી જૂનું અને મુખ્ય જંક્શન છે ત્યાથી ત્રણ લાઈનો નીકળે છે. એક પૂર્વે ડાકોર થઈ ગોધરા તરફ જાય છે. બીજી પશ્ચિમ–દક્ષિણે પેટલાદ થઈ ખંભાત જાય છે. ત્રીજી ઉત્તર–પશ્ચિમે બોરિયાવી થઈ વડતાલ–સ્વામીનારાયણ જાય છે.

**ડાકોર લાઈન :** ડાકોર લાઈન ઈ. સ. ૧૮૭૪મા શરૂ થઈ હતી. તે 'આણંદ–ડાકોર–ગોધરા લાઈન' કહેવાય છે. આણંદથી સેવાલિયા સુધી તેનું અંતર ૩૨ માઈલ છે. તેના ઉપર નીચેનાં ૯ સ્ટેશનો આવેલા છે: આણંદ, સદાનાપુરા, ભાલેજ, ઓડ, ઊમરેઠ, ડાકોર, ઠાસરા, અંગાડી, સેવાલિયા.

આ લાઈન સેવાલિયા આગળ મહી નદીને ઓળંગી ગોધરા (જિ પંચમહાલ)ની હદમાં પ્રવેશે છે. સેવાલિયા ઠાસરા તાલુકામા છે. તેની ઉત્તરે વાડાશિનોર તાલુકામા રેલવે નથી પરંતુ સેવાલિયામાં આવેલા સિમેન્ટના કારખાનાએ પોતાના ઉપયોગ માટે વાડાશિનોર સુધી ખાનગી



નડિયાદનું રેલવેસ્ટેશન

| ક્રમાંક | નદી | મથક | હોડીની સંખ્યા |
|---|---|---|---|
| | | **તાલુકો માતર** | |
| ૨૪. | ખારી | વારસંગ ભાડાને આરે | ૧ |
| | | | કુલ...૧ |
| | | **તાલુકો માતર** | |
| ૨૫. | વાત્રક | મહેળજના ભોઇયાળે આરે | ૧ |
| ૨૬. | વાત્રક | વારસંગ-ખરોડાને આરે | ૧ |
| ૨૭. | વાત્રક | વાસણા | ૧ |
| ૨૮. | વાત્રક | કોરિયલ અને ચાંદણાને આરે | ૧ |
| | | **મહેમદાવાદ તાલુકો** | |
| ૨૯. | વાત્રક | ખેડાના સદનશા પીરને આરે | ૧ |
| ૩૦. | વાત્રક | હળદરવાસને આરે | ૧ |
| ૩૧. | વાત્રક | ઘોડાસરને આરે | ૧ |
| ૩૨. | વાત્રક | મોદજ અને માંકવાને આરે | ૧ |
| ૩૩. | વાત્રક | સણુસોલી અને મહેમદાવાદને આરે | ૧ |
| | | **કપડવણજ તાલુકો** | |
| ૩૪. | વાત્રક | છીપિયાલ અને બારમેવાડાના આરે | ૧ |
| ૩૫. | વાત્રક | ઉત્કંઠેશ્વરને વાઘજીપુરને આરે | ૧ |
| ૩૬. | વાત્રક | આતરસુંબા અને વટાદરાને આરે | ૧ |
| ૩૭ | વાત્રક | આદાવત અને અપરજીને આરે | ૧ |
| ૩૮. | વાત્રક | સરખેજને આરે | ૧ |
| | | | કુલ...૧૪ |
| | | **નડિયાદ તાલુકો** | |
| ૩૯. | શેઢી | આલજડાને આરે | ૧ |
| | | **માતર તાલુકો** | |
| ૪૦. | શેઢી | દેદરાબાદને આરે | ૧ |
| | | | કુલ...૨ |

કુલ હોડીઓની સંખ્યા...૫૮

★

# ૧૯
# રેલવેવ્યવહાર

**રાષ્ટ્રીયકરણ :** મોટરવાહનના વ્યવહારની માફક રેલવે-વ્યવહારનું પણ રાષ્ટ્રીયકરણ કરવામાં આવેલું છે. સ્વરાજ્ય સ્થપાના પહેલાં ભારત દેશમાં કુલ ૩૫ રેલવેઓ હતી. તે પૈકી ૨૨ મધ્યસ્થ સરકારના તાબામાં હતી. તે બધીનું એકીકરણ કરી તમામ રેલવેના ૭ પ્રાદેશિક વિભાગો કરવામાં આવ્યા છે. આ પૈકી 'વેસ્ટર્ન રેલવે'ના પ્રદેશમાં ખેડા જિલ્લાની રેલવેશાખાઓનો સમાવેશ થાય છે.

**વેસ્ટર્ન રેલવે :** વેસ્ટર્ન રેલવેનું ઉદ્ઘાટન તા. ૫–૧૧–૧૯૫૧ને રોજ થયું હતું. તેમાં જૂની બી. બી. એંડ. સી. આઈ., સૌરાષ્ટ્ર, રાજસ્થાન અને જયપુર રેલવેઓ, તથા જોધપુર રેલવેનાં બે જંકશનોનો સમાવેશ થાય છે. એની કુલ લંબાઈ ૫૯૭૩ માઈલ છે. તે નીચેના પ્રદેશોમાં પથરાયેલી છે, મુંબઈ રાજ્યના પશ્ચિમ અને ઉત્તર દિશાના પ્રદેશો, આખો સૌરાષ્ટ્ર, કચ્છનો એક ખૂણો, મધ્યભારતનો એક મોટો ભાગ અને રાજસ્થાનનો પૂર્વભાગ એવા ત્રણ વિભાગ પાડવામાં આવ્યા છે. (૧) બ્રોડ ગેજ વિભાગ, આમાં નેરો ગેજ વિભાગ પણ આવી જાય છે. એનું કેન્દ્ર મુંબઈમાં છે. એના નેરો ગેજ વિભાગનું કેન્દ્ર વડોદરા નજીક પ્રતાપનગર છે. (૨) ઉત્તરનો મિટર ગેજ વિભાગ. એનું કેન્દ્ર અજમેર છે. (૩) દક્ષિણનો મિટર ગેજ વિભાગ. એનું કેન્દ્ર ગોંડળ છે. આ પૈકી ખેડા જિલ્લાની રેલવેઓ મુંબઈ અને પ્રતાપનગરનાં કેન્દ્રોના તાબામાં છે.

**ખેડા જિલ્લાની રેલવેલાઈનો :** *ખેડા જિલ્લામાં ૧૩૬¾ માઈલની ૫ બ્રોડ ગેજ લાઈનો અને ૬૪ માઈલની બે નેરો ગેજ લાઈનો મળી કુલ ૨૦૦¾ માઈલની ૭ રેલવેલાઈનો છે. બ્રોડ ગેજ ૫' ૬'' અને નેરો ગેજ ૨' ૬'' પહોળી છે.

* પુસ્તકની શરૂઆતમાં મૂકેલા ખેડા જિલ્લાના ત્રિરંગી નકશામાં આ રેલવે લાઈનો બતાવેલી છે.

આ લાઈનો ઉપર બધાં મળી ૫૮ સ્ટેશનો છે. તે પૈકી ૬ જંકશનો છે.

**મુખ્ય લાઈન :** મુંબઈથી અમદાવાદ જતી રેલવેલાઈન વડોદરાથી બીજા સ્ટેશન રણોલી પછી મહી નદી ઓળંગી વાસદ સ્ટેશનેથી ખેડા જિલ્લામાં પ્રવેશે છે. ત્યાંથી ૩૬ માઈલ ઉત્તરે કનીજ સ્ટેશન આગળ આ લાઈનની ખેડા જિલ્લાની હદ પૂરી થાય છે. આ ખેડા જિલ્લાની મુખ્ય અને મધ્યસ્થ રેલવેલાઈન છે. રેલવે ટાઈમટેબલમાં તેનો 'વડોદરા–આણંદ અમદાવાદ–વીરમગામ લાઈન'માં સમાવેશ થાય છે. આ લાઈન ઉપર નીચેનાં અગિયાર સ્ટેશનો આવેલાં છે : વાસદ (જંકશન), અડાસ–રોડ, નાવલી, આણંદ (જંકશન), બોરિયાવી (જંકશન), ઉત્તરસંડા, નડિયાદ (જંકશન), ગોઠાજ, મહેમદાવાદ–ખેડારોડ, નેનપુર, કનીજ.

આણંદ એ સૌથી જૂનું અને મુખ્ય જંકશન છે. ત્યાંથી ત્રણ લાઈનો નીકળે છે. એક પૂર્વે ડાકોર થઈ ગોધરા તરફ જાય છે. બીજી પશ્ચિમ–દક્ષિણે પેટલાદ થઈ ખંભાત જાય છે. ત્રીજી ઉત્તર–પશ્ચિમે બોરિયાવી થઈ વડતાલ–સ્વામીનારાયણ જાય છે.

**ડાકોર લાઈન :** ડાકોર લાઈન ઈ. સ. ૧૮૭૪માં શરૂ થઈ હતી. તે 'આણંદ–ડાકોર–ગોધરા લાઈન' કહેવાય છે. આણંદથી સેવાલિયા સુધી તેનું અંતર ૩૨ માઈલ છે. તેના ઉપર નીચેનાં ૯ સ્ટેશનો આવેલા છેઃ આણંદ, સદાનાપુરા, ભાલેજ, ઓડ, ઉમરેઠ, ડાકોર, ટાસરા, અંઘાડી, સેવાલિયા. આ લાઈન સેવાલિયા આગળ મહી નદીને ઓળંગી ગોધરા (જિ. પંચમહાલ)ની હદમાં પ્રવેશે છે. સેવાલિયા ઠાસરા તાલુકામાં છે. તેની ઉત્તરે વાડાસિનોર તાલુકામાં રેલવે નથી. પરંતુ સેવાલિયામાં આવેલા સિમેન્ટના કારખાનાએ પોતાના ઉપયોગ માટે વાડાસિનોર સુધી ખાનગી



નડિયાદનું રેલવેસ્ટેશન



વાસદના પુલ ઉપરથી પસાર થતી મોટી ગાડી

રેલવે બનાવેલી છે. વાડાશિનોરને થોડા સમયથી સેવાલિયાનું 'આઉટ સ્ટેશન' બનાવવામાં આવ્યું છે. એને લીધે એ બે મથકો વચ્ચે રેલવે તરફથી માલની હેરફેર કરવાની સગવડ થઈ છે. આ લાઈન બ્રોડ ગેજ છે.

આણંદ જંકશનનું મુખ્ય મકાન પથ્થરનું બાંધેલું હોઈ આકર્ષક છે. ૧૯૫૨માં એમાં નવા સુધારાવધારા કરવામાં આવ્યા છે. ડાકોરનું પ્લેટફોર્મ ૧૪૭૦ ફૂટ લાંબું છે દુનિયાનાં લાંબા પ્લેટફોર્મોમાં આ પ્લેટફોર્મનો ક્રમ ૧૯મો આવે છે. સેવાલિયા સ્ટેશન મુખ્ય લાઈનથી બહાર કાઢેલા ફાંટા ઉપર છે તેથી એ સ્ટેશને આવજા કરવા માટે ગાડીઓને મુખ્ય લાઈન ઉપરથી પાછી હઠાવવી પડે છે. સેવાલિયા નજીક મહી ઉપરનો પુલ નીચો હોવાથી સેવાલિયા અને ટીંબા વચ્ચેનો વ્યવહાર ખોરવાઈ જવાના પ્રસંગો બનતા. તાજેતરમા રૂા. ૧૦ લાખના ખર્ચે ત્યા નવો પુલ તૈયાર થયો છે, એટલે હવે સળંગ અને કાયમી વ્યવહાર ચાલશે.

**ખંભાત રેલવે :** ખંભાત લાઈન બે કટકે બંધાઈ હતી. આણંદથી પેટલાદ સુધીનો ભાગ ઈ. સ. ૧૮૯૧માં અને પેટલાદથી ખંભાતનો ભાગ ઈ. સ. ૧૯૦૧માં. તે વખતે પેટલાદનો પ્રદેશ વડોદરા રાજ્યને તાબે હતો અને ખંભાતનો પ્રદેશ ખંભાત રાજ્યને તાબે હતો. આ લાઈન બ્રોડ ગેજ છે. અને તે ૩૩ માઈલ લાંબી છે. તે 'આણંદ-પેટલાદ-ખંભાત લાઈન' કહેવાય છે. તેના ઉપર નીચેનાં દશ સ્ટેશનો આવેલાં છે: આણંદ (જંકશન), કરમસદ, અગાસ, દંતાલી, પેટલાદ (જંકશન), નાર, તારાપુર, યાવરપુરા, સાયમા, ખંભાત. ખંભાતથી ઉત્તરે માતર તાલુકા તરફ કે પશ્ચિમે સૌરાષ્ટ્ર તરફ રેલવે નથી. છેલ્લી યોજના મુજબ તારાપુરથી ભાવનગર સુધીની રેલવે બાંધવાનું નક્કી થયેલું છે.

**વડતાલ લાઈન :** આણંદથી વડતાલ-સ્વામીનારાયણની લાઈન ૮¾ માઈલ લાંબી છે. તે ઈ. સ. ૧૯૨૯ના અરસામાં બંધાઈ હતી. આ લાઈન બોરિયાવી થઈને જાય છે. તે પણ બ્રોડગેજ છે.

આણંદ પછી બીજું મહત્ત્વનું જંકશન નડિયાદ છે. તેનું જૂનું સ્ટેશન તોડી તાજેતરમાં ફરી બાંધવામાં આવ્યું છે ખેડા જિલ્લામાં આ સ્ટેશન સૌથી નવું અને ભવ્ય છે ત્યાંથી બે લાઈનો નીકળે છે. એક ઉત્તર-પૂર્વમાં કપડવણજ જાય છે અને બીજી પશ્ચિમ-દક્ષિણે ભાદરણ જાય છે. આ બંને લાઈનો નેરો ગેજ છે.

**કપડવણજ લાઈન:** કપડવણજ લાઈન ઈ. સ. ૧૯૧૧માં શરૂ થઈ હતી. તે ૨૮ માઈલ લાંબી છે. તે 'નડિયાદ-કઠલાલ-કપડવણજ લાઈન' કહેવાય છે. તેના ઉપર નીચેનાં દશ સ્ટેશનો આવેલાં છે: નડિયાદ, વીણા, નદગામ, મહુધા, ભાનેર, કઠલાલ, પોરડા-ભાટેરા, તોરણા, દાસલવાડા-આંતરોલી રોડ, કપડવણજ.



નડિયાદ-કપડવણજની નાની ગાડી

**ભાદરણ લાઈન:** ભાદરણ લાઈન કુલ ૩૬ માઈલ લાંબી છે. તે 'ભાદરણ-પેટલાદ-નડિયાદ લાઈન' કહેવાય છે. તેનો ભાદરણથી પીજ સુધીનો ૩૨½ માઈલનો ભાગ વડોદરા રાજ્યે ઈ. સ. ૧૯૧૩માં શરૂ કર્યો હતો. પીજથી નડિયાદનો

૩૩ માઈલનો ભાગ ઈ. સ. ૧૯૫૩માં જોડાયો. આ લાઈન ઉપર નીચેનાં પંદર સ્ટેશનો આવેલાં છે: ભાદરણ, ઝારોળા, બોચાસણ (જંકશન), ધર્મજ, સુંદરણા, વિશ્રામપુરા, પેટલાદ, વીરોલ, સોજિત્રા, ડભોઉ, મલાતજ, દેવા, વસો, પીજ, નડિયાદ (જંકશન). આ રીતે આ લાઈન નડિયાદમાં 'વડોદરા–આણંદ–અમદાવાદ–વીરમગામ લાઈન' ઓળંગે છે. પેટલાદ સ્ટેશને 'આણંદ–ખંભાત લાઈન'ને ઓળંગે છે અને બોચાસણ સ્ટેશને 'વાસદ–કઠાણા લાઈન'ને ઓળંગે છે.

**કઠાણા લાઈન :** આ લાઈન 'વાસદ–કઠાણા લાઈન' કહેવાય છે. તે વાસદથી મહીકાંઠે ખંભાત તરફ આવેલી છે. તે પ્રથમ ઈ. સ. ૧૯૩૦ના ઓક્ટોબરમાં શરૂ થઈ હતી. બીજા વિશ્વયુદ્ધ વખતે ઈ. સ. ૧૯૪૧ના ડિસેમ્બરમાં એના પાટા ઉખાડી યુદ્ધના કામે મોકલવામાં આવ્યા હતા. એ લાઈન ફરીથી ઈ. સ. ૧૯૫૩માં શરૂ થઈ છે. તે કુલ ૨૭ માઈલ લાંબી અને બ્રોડ ગેજ છે. એનું છેલ્લું સ્ટેશન કઠાણા ખંભાતની નજીક હોઈ, તે ખંભાત સાથે જોડાવા સંભવ છે. આ લાઈન ઉપર નીચેનાં ૯ સ્ટેશનો આવેલાં છે : વાસદ, ભેટાસી, આંકલાવ, દાવોલ, બોરસદ, બોચાસણ (જંકશન), વીરસદ, રાસ, કઠાણા.

**ગાડીઓ :** ઉપર ગણાવેલ સાત લાઈનો પૈકી મુખ્ય લાઈન ઉપર એક દિવસમાં ૭ પેસેંજર, એક એક્સપ્રેસ અને ત્રણ મેલ ટ્રેન મળી કુલ ૧૦ ગાડીઓ આવ–જા કરે છે. તે પૈકી બે પેસેંજર ટ્રેન વડોદરાથી, એક આણંદથી, એક વલસાડથી અને બે મુંબઈથી ઊપડી અમદાવાદ જાય છે અને એ જ સ્ટેશનોએ પાછી ફરે છે. એક્સપ્રેસ (ફ્રન્ટ) અને મેઈલ ટ્રેનો મુંબઈથી ઊપડી અમદાવાદ અને તેથી આગળ વીરમગામ સુધી જાય છે અને ત્યાંથી મુંબઈ પાછી ફરે છે. વાસદ–કઠાણા લાઈન ઉપર બે મિક્સ્ડ ટ્રેનો દોડે છે. તે વડોદરાથી ઊપડે છે અને ત્યાં પાછી જાય છે. ડાકોર લાઈન ઉપર ચાર પેસેંજર ટ્રેનો દોડે છે. તે આણંદથી ઊપડી ગોધરા જઈ પાછી આવે છે. ખંભાત લાઈન ઉપર એક મિક્સ્ડ અને બે પેસેંજર ટ્રેનો દોડે છે. તે આણંદથી ઊપડી ખંભાત જઈ પાછી આવે છે. વડતાલ લાઈન ઉપર બે શટલ ટ્રેનો (અડધિયો) દોડે છે. તે આણંદથી ઊપડી વડતાલ જઈ પાછી આણંદ આવે છે. ભાદરણ લાઈન ઉપર બે મિક્સ્ડ ટ્રેનો દોડે છે. તે નડિયાદથી ઊપડી ભાદરણ જઈ નડિયાદ પાછી આવે છે. કપડવણજ લાઈન ઉપર ચાર મિક્સ્ડ ટ્રેનો દોડે છે. તે નડિયાદથી ઊપડી કપડવણજ જઈ પાછી નડિયાદ આવે છે. આ ઉપરાંત એક મિક્સ્ડ ટ્રેન બોચાસણ સુધી અને એક શટલ ટ્રેન નડિયાદથી સોજિત્રા સુધી દોડે છે.

**રેલવે ટાઇમટેબલ :** રેલવે ખાતા તરફથી દર માસે 'રેલવે ટાઇમટેબલ' અંગ્રેજીમાં પ્રકટ થાય છે. તેમાં આ બધી ગાડીઓનાં સમયપત્રકો તથા મુસાફરી અંગેની જાણવા જેવી માહિતી આપેલી હોય છે. ટાઇમટેબલની હિંદી અને ગુજરાતી આવૃત્તિઓ પણ પ્રસિદ્ધ થાય છે. એમાં સામાન્ય નિયમો તથા ભાડું વગેરેની માહિતી આપેલી હોય છે. ટાઇમટેબલની નકલ દરેક સ્ટેશને ટિકિટબારી ઉપર ચોટાડેલી હોય છે. મુસાફરી માટે ટિકિટના દરો પણ એ જ સ્થળે તખતામાં મૂકેલા હોય છે. આ બે પત્રકોની મદદથી ગાડીનો સમય અને ટિકિટની કિંમત જાણી શકાય છે. રેલવેનું ગુજરાતી ટાઇમટેબલ તાજેતરમાં અમદાવાદ અને વડોદરાથી ખાનગી પ્રકાશનો રૂપે પણ પ્રકટ થવા માંડ્યાં છે.

દરેક ગાડીને ઓળખવા નામ અને નંબર આપેલા હોય છે. જે ગાડી કેન્દ્રમાંથી બહાર નીકળે તે 'ડાઉન ટ્રેન' અને જે કેન્દ્ર તરફ પાછી ફરે તે 'અપ ટ્રેન' કહેવાય છે. સામાન્ય રીતે બધી ગાડીઓનું કેન્દ્ર મુંબઈ ગણાય છે અને રેલવેના ટાઇમટેબલમાં બ્રોડ ગેજનાં બધાં સ્ટેશનોનું અંતર મુંબઈથી ગણીને બતાવેલું હોય છે. પરંતુ નાની લાઈનો ઉપર દોડતી ગાડીઓ જંકશનોએથી કે મુખ્ય લાઈનના કોઈ સ્ટેશનેથી ઊપડતી હોય છે. ટાઇમટેબલોમાં આ વિગતો આપેલી હોય છે.

રેલવેના દરેક સ્ટેશને ઈન્ડિયન સ્ટેન્ડર્ડ ટાઇમ પ્રમાણે કામ થાય છે. તેના સમયપત્રકમાં ૨૪ કલાકનો દિવસ ગણાય છે. દિવસની શરૂઆત રાતના ૧૨ વાગ્યાથી ગણાય છે. એ રીતે રાતના એક વાગે દિવસનો પહેલો કલાક પૂરો થાય અને તે પછી એક એક કલાક ગણતાં મધ્ય રાત્રીએ (રાતના બાર વાગે) ૨૪મો કલાક પૂરો થાય. આમ રાતના એક વાગ્યાથી બપોરના ૧૨ વાગ્યા સુધીના સમયમાં બાર કલાક પૂરા થાય. તે પછીના સમય માટે રેલવેની ભાષામાં ૧૩ કલાક, ૧૪ કલાક એવા આંકડા બોલાય છે. આ રીતે સાંજના ૭ વાગ્યાનો સમય ૧૯ કલાક કહેવાય. આવા ૧૩થી ૨૪ સુધીના આંકડામાંથી ૧૨નો આંકડો બાદ કરીએ એટલે બપોર પછીનો, સાંજનો કે રાત્રીનો સમય સમજાય.

**રેલવે ગાડીમાં મળતી સગવડો :** રેલવે ગાડીમાં મુસાફરો માટે વિવિધ પ્રકારની સગવડો રાખેલી હોય છે. વધારે ભાડું આપે તેને વધારે સગવડ મળે છે. રેલવે ગાડીમાં

ડબ્બાના આ દૃષ્ટિએ પાંચ વર્ગ (ક્લાસ) રાખેલા હતા. ઍર કન્ડિશન્ડ, પહેલો, બીજો, ઇન્ટર અને ત્રીજો. આ પૈકી ૧લી ઑક્ટોબર ૧૯૫૩થી પહેલો વર્ગ નાબૂદ કરવામાં આવ્યો છે. ઍર કન્ડિશન્ડ ડબો સૌથી વધુ સગવડવાળો હોય છે. તેમાંની હવા નહિ ગરમ, નહિ ઠંડી એવી સુખકારક રાખવામાં આવે છે. સૂવાની, દાતણપાણીની, નાહવાની, વગેરે સગવડો એમા હોય છે. પહેલા અને બીજા વર્ગમા હવાને સુખકારક બનાવવાની યાંત્રિક સગવડ હોતી નથી. એ માટે પંખા હોય છે. સૂવા માટે બેઠકની ઉપર એક પથારી થઈ શકે એવી સગવડ હોય છે. દરેક બેઠક ઉપર ચાર માણસ બેસી શકે અથવા એક માણસ સૂઈ શકે એટલી જગા હોય છે, અને તેના ઉપર ગાદી સજ્જેલી હોય છે. તે સિવાયની બધી સગવડો ઍર કન્ડિશન્ડ ડબા જેવી પણ કંઈક ઓછી કિંમતી હોય છે. ઇન્ટરના વર્ગમાં બેઠકો ત્રીજા વર્ગ જેવી પણ ગાદીવાળી હોય છે. તેમાં પંખા હોય છે. સૂવાની સગવડ પહેલા–બીજા વર્ગ જેવી હોતી નથી. ત્રીજા વર્ગમાં બેઠકોને ગાદી હોતી નથી. એક બેઠક ઉપર પાંચ માણસ બેસે એટલી જગા હોય છે ડબામાં કેટલાં માણસો માટે જગા છે એ દર્શાવતું નાનું પાટિયું ડબાના બારણા ઉપર લગાડેલું હોય છે. દરેક બેઠક ઉપર સામાન મૂકવા માટે એક પાટિયું હોય છે. બેઠકની નીચેની ખાલી જગામાં પણ સામાન મૂકી શકાય છે. આ વર્ગના ડબામાં સૂવાની સગવડ હોતી નથી. હાલમાં નવા ડબાઓમાં પંખાની સગવડ કરવામાં આવી છે. પાયખાનાં હોય છે.

સામાન્ય રીતે એક્સપ્રેસ અને મેઈલ ટ્રેનમાં બધા વર્ગના ડબા હોય છે. જનતા એક્સપ્રેસમાં માત્ર ત્રીજા વર્ગના ડબા જોડવામાં આવે છે. પેસેંજર ટ્રેનમાં ઍર કન્ડિશન્ડ અને પહેલા વર્ગના ડબા હોતા નથી. મિક્સ્ડ ટ્રેનમાં માત્ર બીજા અને ત્રીજા વર્ગના જ ડબા હોય છે. તે ઉપરાંત તેમાં ગુડ્ઝના ડબા પણ જોડવામાં આવે છે. કઈ ટ્રેઈનમાં કયા વર્ગના ડબા હોય છે એની વિગત ટાઇમટેબલમાં આપેલી હોય છે.

એક્સપ્રેસ અને મેઈલ ટ્રેનમાં શાકાહારી અને માંસાહારી ભોજન કરવા માટે અલગ ડબાની સગવડ હોય છે. ત્યાં જઈને અથવા પોતાના ડબામાં મંગાવીને ભોજન કે નાસ્તો થઇ શકે છે. ભોજનની સગવડવાળા ડબાના નોકરો આ માટે મુસાફરોને દરેક સ્ટેશને પૂછપરછ કરતા રહે છે. આ સગવડ માટે લેવાના દર રેલ્વેએ ઠરાવેલા હોય છે. તેની છાપેલી યાદી દરેક ફેરિયા પાસે હોય છે અને રેલવે ટાઇમટેબલમાં પણ એની માહિતી આપેલી હોય છે. પેસેંજર ટ્રેનમાં ઠંડાં પીણાં અથવા ચા મળે એવી સગવડ કેટલેક સ્થળે હોય છે.

**રેલવે સ્ટેશનોએ મળતી સગવડો :** લગભગ દરેક રેલવે જંક્શને અગર મોટાં સ્ટેશને ચા–બીડી–પાન વેચાતાં મળી શકે છે. અને પાણીની સગવડ રેલવે તરફથી દરેક મોટાં સ્ટેશનોએ હોય છે. જ્યારે નાની ગાડીઓની લાઈનો ઉપર ઉનાળામાં ગાડીની અંદર જ ટ્રાવેલિંગ વૉટરમૅનની વ્યવસ્થા કરવામાં આવે છે. આણંદ સ્ટેશને રેલવે તરફથી ભોજનગૃહની સગવડ રાખેલી છે. તેમા સામાન્ય રીતે ભોજનની તથા નાહવાની સગવડ દરેક ગાડી વખતે મળે છે. અગાઉથી તાર કરીને ખબર આપી શકાય છે. આ માટેનો તાર રેલવે મફત મોકલે છે. આ ઉપરાંત ચા–નાસ્તાની સગવડ આણંદના દરેક પ્લેટફૉર્મ ઉપર છે. ભોજન–સ્નાન, ચા–નાસ્તો વગેરે માટે રેલવેએ ઠરાવેલા દર લેવાના હોય છે. તેની છાપેલી યાદી દરેક વેચનાર પાસે તેમજ રેલવે ગાર્ડમાં હોય છે. વર્તમાનપત્રો અને ચોપડીઓની એક દુકાન પણ એ સ્ટેશનમાં છે.

નીચેનાં સ્ટેશનોએ ચા–નાસ્તાની દુકાનોની સગવડ રાખેલી છે : વાસદ, બોરિયાવી, નડિયાદ, મહેમદાવાદ–ખેડારોડ, ભાલેજ, ઉમરેઠ, સેવાલિયા, અગાસ, પેટલાદ, ખંભાત, બોચાસણ, સોજિત્રા, મહુધા, કપડવણજ.

આણંદ અને નડિયાદ સ્ટેશનોએ ઠંડા પાણીની સગવડ રેલવેએ તાજેતરમાં કરી છે. આણંદ, નડિયાદ, પેટલાદ આ ત્રણ સ્ટેશનો ઉપર વર્તમાનપત્રો અને ચોપડીઓની દુકાન છે

**વેઇટિંગ રૂમો :** નીચેનાં સ્ટેશનોએ વેઇટિંગ રૂમોની સગવડ છે: આણંદ, ભાદરણ, ભાલેજ, બોરિયાવી, ખંભાત, ડાકોર, કપડવણજ, મહેમદાવાદ–ખેડારોડ, નડિયાદ, પેટલાદ, સોજિત્રા, તારાપુર, ઉમરેઠ, વાસદ, આણંદ, ખંભાત, ડાકોર અને નડિયાદનાં સ્ટેશનોએ પુરુષો અને સ્ત્રીઓ માટે અલગ વેઇટિંગ રૂમો છે.

આ વેઇટિંગ રૂમોમાં નાહવાધોવાની, સંડાસની અને આરામ લેવા માટે ખુરસી–ટેબલ વગેરે સાધનોની સગવડો હોય છે. આ સગવડોનો લાભ માત્ર ઉપલા વર્ગના મુસાફરોને જ મળે છે. આ રૂમો ગાડી આવવા પહેલાં બે કલાક ઉઘાડવામાં આવે છે, અને ગાડી ઊપડી ગયા પછી બે કલાકે તે બંધ કરવામાં આવે છે. રાતની ગાડીમાંથી ઊતરેલા મુસાફરો સવાર સુધી તેમાં રહી શકે છે અને રાતની ગાડીમાં જનાર મુસાફરો

પોતાની ગાડી ઊપડે ત્યાં સુધી એમાં રહી શકે છે. કૂતરાઓને એમાં રાખવાની મનાઇ છે.

**ક્લોક રૂમ :** આણંદ અને નડિયાદના સ્ટેશને આ સગવડ છે. તેમાં નિયમ પ્રમાણે ફી ભરીને એક માસ સુધી મુસાફરનો સામાન રાખી શકાય છે. ફીના દર પહેલા ચોવીસ કલાકે એક દાગીને બે આના અને ત્યારપછીના દરેક ચોવીસ કલાક અથવા તેથી ઓછી મુદત માટે દાગીના દીઠ એક આનો છે.

આ રીતે દાગીના સાચવવા આપ્યા બદલ રસીદ આપવામાં આવે છે, અને એ રસીદ જે પાછી આપે તેને સદર દાગીના પાછા આપવામાં આવે છે. એથી વિશેષ જવાબદારી રેલવેખાતું લેતું નથી. એક માસથી વધુ મુદત જો ક્લોક રૂમમાં દાગીના પડી રહે તો તેને નધણિયાતી મિલકત ગણવામાં આવે છે.

**દરદીને ફેરવવાની સગવડ :** આ સગવડ આણંદ અને નડિયાદ સ્ટેશને છે. સ્ટ્રેચર મળી શકે છે

**મજૂરો, પોર્ટરો :** સ્ટેશન ઉપર મુસાફરોનો સામાન ફેરવવા માટે મજૂરો હોય છે. તેમને તે કામ કરવાની પરવાનગી માટે રેલવે તરફથી લાયસન્સ આપેલું હોય છે. સામાન્ય રીતે આવા મજૂરો લાલ ફેંટા અને ખાખી કોટ પહેરે છે તથા તેમના હાથ ઉપર રેલવે તરફથી આપેલો પિત્તળનો બિલ્લો લગાડેલો હોય છે. એ બિલ્લા ઉપર તે મજૂરનો લાયસન્સ નંબર કોતરેલો હોય છે.

આવા મજૂરો ગાડીમાંથી સામાન સ્ટેશનની બહાર કાઢી આપે છે અથવા એક ગાડીમાંથી બીજી ગાડીમાં ફેરવી આપે છે. આને માટે એક ફેરે 'હેડ લોડ' (Head Load) ત્રણ આના વધારેમાં વધારે મજૂરીનો દર રેલવેએ ઠરાવી આપેલો છે. 'હેડ લોડ' એટલે આશરે એક પાકા મણ સુધીનું વજન. તેમાં એક અથવા વધારે મુદ્દા હોઈ શકે. એક માણસ એકસાથે જેટલું ઉપાડી શકે એમ વાજબી રીતે કહી શકાય એટલું વજન ત્રણ આનામાં મજૂરે ઊંચકવું જોઈએ. આ બાબતમાં મજૂર વધારે પડતા પૈસા માગે તો તેનો નંબર લખી લઈ સ્થળ ઉપર કામ કરતા સ્ટેશન માસ્તરને એ બાબતની ખબર આપવી જોઈએ, અને સ્ટેશનમાં રાખેલી ફરિયાદપોથીમાં ફરિયાદ નોંધવી જોઈએ

**સ્વચ્છતા :** ગાડીઓના ડબા અને તેમાં આવેલાં પાયખાનાં સાફ રાખવા માટે આણંદ સ્ટેશને રેલવે તરફથી ભંગી રાખવામાં આવે છે. સ્ટેશન માસ્તર અથવા ગાર્ડને વિનંતી કરવાથી આ ભંગીની સેવાનો લાભ લઈ શકાય છે.

**ટિકિટો :** ગાડી ઊપડવાના સમય પૂર્વે અર્ધાથી એક કલાકની મુદતમાં દરેક સ્ટેશને ટિકિટબારી ખોલવાનો સામાન્ય નિયમ હોય છે. આણંદ અને નડિયાદ સ્ટેશનોએ આ મુદત ગાડી ઊપડતા પહેલાં બે કલાકની છે. ગાડી ઊપડતા પહેલા પાંચ મિનિટે આ કામ દરેક સ્ટેશને બંધ કરવામાં આવે છે.

**ટેલિગ્રામ :** રેલવે વ્યવહારને બાધ ન આવે તે રીતે રેલવે સ્ટેશનેથી ટેલિગ્રામ (તાર) મોકલવાની સગવડ તમામ સ્ટેશનોએ હોય છે. આ સગવડ ટપાલ અને તાર વિષેની ગાઇડમાં આપેલા નિયમો પ્રમાણે અપાય છે

**માલ સામાન મોકલવા બાબત :** માલસામાન ત્રણ પ્રકારે રેલવે મારફતે મોકલી શકાય છે. (૧) મુસાફરના અંગત સામાન તરીકે. આને 'લગેજ' કહે છે. (૨) પાર્સલ તરીકે આ પ્રકારે મોકલેલો માલ 'તૈયારીમાં' એટલે બનતી ઉતાવળે ગાડીમાં ચઢાવવામાં આવે છે, (૩) 'ગુડઝ' તરીકે. આ પ્રકારનો માલ 'ગુડઝ ટ્રેન' એટલે માલગાડીમાં મોકલાય છે. તે રેલવેની અનુકૂળતાએ રવાના થાય છે.

**રેલવેનું વહીવટી તંત્ર :** આ અંગે ઉપયોગી માહિતી રેલવેના ટાઇમટેબલમાં આપેલી હોય છે. તેમાંથી ખેડા જિલ્લાની રેલવે લાઈનોના વહીવટી તંત્ર વિષે જાણવા જેવી માહિતી પરિશિષ્ટરૂપે આપી છે.

☆

# ૧૯

# પરિશિષ્ટ

## ખેડા જિલ્લાની રેલવેલાઈનોના વહીવટીતંત્ર વિષે જાણવા જેવી ઉપયોગી માહિતી

૧ ખેડા જિલ્લાની બ્રોડ ગેજ રેલવેલાઈનોનો વહીવટ અમદાવાદના ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટને હસ્તક છે તેમનુ સરનામુ ડી ટી એસ , અમદાવાદ રેલવે સ્ટેશન, અમદાવાદ

નેરો ગેજ લાઈનોનો વહીવટ પ્રતાપનગર (વડોદરા)ના ડિસ્ટ્રિક્ટ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટને હસ્તક છે તેમની કચેરી પ્રતાપનગર સ્ટેશનથી નજીક આવેલી છે

ઉપરના બને અધિકારીઓને નીચેની બાબતોની ફરિયાદો તથા અન્ય પ્રકારની કામગીરી માટે અરજી કરવાની હોય છે

**ફરિયાદો તથા કામગીરીના પ્રકાર :** રેલવેના નોકરોની અસભ્યતા, કામ પ્રત્યે બેદરકારી વગેરે વિષેની ફરિયાદ અને ગાડીઓમા રાખેલા સાધનો, બત્તીઓ પખા, ગદકી, પાણી, ખોરાક વગેરેમા દેખાતી ખામીઓ સદર ઑફિસરો મારફતે રેલવે તત્રને પહોચાડવાની ખાસ વિનતી કરવામા આવેલી છે દરેક સ્ટેશને મદદનીશ સ્ટેશન માસ્તરની ઑફિસમા ફરિયાદપોથી રાખવામા આવે છે તેમા ગાડીના સમયપત્રક, ટિકિટ આપવામા થતી અનિયમિતતા, ચા-નાસ્તો વેચનાર વિરુદ્ધની ફરિયાદો, અન્ય સગવડો વગેરે બાબતની ફરિયાદો નોધી શકાય છે ગાડીઓમા જોડેલી ડાઇનિંગ કાર (ભોજન કરવા માટેનો ડબ્બો) અને અલ્પાહારગૃહોમા પણ ફરિયાદપોથીઓ રાખવામા આવે છે

૨ ઉપરના પ્રકારની ફરિયાદો અથવા સૂચનાઓ નીચેને સરનામે પણ મોકલી શકાય છે **એસિસ્ટટ સેક્રેટરી (કમ્પ્લેઇન્ટ્સ એન્ડ એન્ટિકરપ્શન), જનરલ ઑફિસ ઑફ ધી વેસ્ટર્ન રેલવે, ચર્ચગેટ, મુબઈ** ફરિયાદ કે સૂચના કરનારે પોતાનુ પૂરેપૂરુ નામ અને સરનામુ લખવુ જોઈએ, જેથી તેમને ઉત્તર મળી શકે પત્રો અધિકારીના નામથી નહિ લખતા તેમના હોદ્દાના નામથી લખવા જોઈએ એમ કરવાથી પત્રોનો નિકાલ જલદી થાય છે

૩ વેસ્ટર્ન રેલવેની મુખ્ય ઓફિસ મુબઈમા ચર્ચગેટ ઉપર આવેલી છે એના જનરલ મૅનેજરનો ટેલિફોન ન ૨૬૬૧ અને એનુ ટેલિગ્રાફિક સરનામુ ' Bombarodi Bombay ' ( બૉમબરોડા બૉમ્બે )એ પ્રમાણે છે એ ઑફિસમા જુદાજુદા વિભાગો છે તે બધાની યાદી વેસ્ટર્ન રેલવેના કોઈપણ ટાઇમ ટેબલમાથી મળી શકશે તેમ છતા જનરલ મૅનેજરને કાગળ લખવાથી તેમની મારફતે યોગ્ય સ્થળે એ કાગળ પહોચશે એમ માની શકાય

૪ રેલવે વાપરનાર લોકો તરફથી લોકોની જરૂરિયાતો, સગવડો, અને ફરિયાદો બાબત રેલવે તત્રને સલાહ આપવા માટે એક સમિતિ નીમવામા આવેલી છે તેનુ નામ 'રિજિયનલ રેલવે યુઝર્સ કન્સલ્ટિંગ કમિટી, મુબઈ,' એ પ્રમાણે છે એના અધ્યક્ષ વેસ્ટર્ન રેલવેના રિજિયનલ ટ્રાફિક સુપરિન્ટેન્ડન્ટ છે તે સિવાય એમા બાર સભ્યો છે તેમની યાદી રેલવે ટાઇમટેબલમા હોય છે આ સભ્યો લોકોના જુદા જુદા વર્ગનુ પ્રતિનિધિત્વ ધરાવે છે એમાના ઘણાખરા મુબઈના રહેવાસી છે તે પૈકી અમદાવાદના સભ્યોના નામ અને સરનામા નીચે આપ્યા છે

૧ શ્રી નદદાસ હરિદાસ, ઠે વસતભુવન, શાહીબાગ, અમદાવાદ પ્રતિનિધિ, ધી અમદાવાદ મિલ ઓનર્સ એસોસિયેશન, અમદાવાદ

૨ શ્રી ચદ્રકાન્ત મોતીલાલ જગાભાઈવાળા
ઠે બિહારી મિલ્સ લિમિટેડ, પો બો ન ૪, અમદાવાદ
પ્રતિનિધિ, ગુજરાત વેપારી મહામડળ, અમદાવાદ
(આ મડળ ગુજરાત ચેમ્બર ઓફ કોમર્સ પણ કહેવાય છે)

૩ શ્રી સારાભાઇ છોટાલાલ કાશીપારેખ,
ઠે ૫૬૪, રીડ રોડ, રેલવેપુરા પોસ્ટ, અમદાવાદ-૨
પ્રતિનિધિ, રેલવે પેસેન્જર્સ એસોસિયેશન, અમદાવાદ

**રેલવે પેસેન્જર્સ એસોસિયેશન** · રેલવે વાપરનાર મુસાફરોના હક્કોનુ રક્ષણ કરવા નવા હક્કો મેળવવા, તથા મુસાફરોનુ સગઠન કરવા આ એસોસિયેશન ઈ સ ૧૯૩૮મા સ્થપાયુ છે તેનુ સરનામુ નીચે પ્રમાણે છે -

**રેલવે પેસેન્જર્સ એસોસિયેશન, રીડ રોડ, અમદાવાદ**

આ એસોસિયેશનના કાર્યપ્રદેશમા ખેડા જિલ્લાની રેલવે લાઈનો આવી જાય છે તેથી રેલવેનો વધુ સારો લાભ લઈ શકાય તે માટે અથવા જરૂર પડે ત્યારે આ એસોસિયેશનના સભ્ય બનીને તેમજ વખતોવખત પોતાની મુશ્કેલીઓ તેની સમક્ષ રજૂ કરીને તેનો લાભ લેવો જોઈએ એના સભ્ય થવા માટે વાર્ષિક લવાજમ ચાર આના છે અને એ લવાજમ ભરનાર સોળ વર્ષની ઉપરના કોઈપણ સ્ત્રી-પુરુષ એના સભ્ય બની શકે છે એનુ બધારણ છાપેલુ છે તે એની ઑફિસેથી મળી શકે છે

ખેડા જિલ્લામા નડિયાદ, આણદ, કપડવણજ અને પેટલાદ ખાતે આ રેલવે પેસેન્જર્સ એસોસિયેશનની શાખાઓ છે અને ઈ સ ૧૯૫૨-૫૩ના વર્ષની અદર લગભગ ૫૦૦ જેટલા સભ્યો આ ત્રણેય શાખાઓ ઉપર થઈને નોધાયા હતા આ શાખાઓ તરફથી રેલવે મુસાફરોની મુસીબતો અગે તથા તેમને જરૂરી સગવડો આપવા

બાબત અવારનવાર અધિકારીઓનું ધ્યાન ખેંચવાનું કામ કરવામાં આવે છે

**પ્લેટફોર્મ ટિકિટની વ્યવસ્થા** ખેડા જિલ્લામાં નીચેના સ્ટેશનોએ પ્લેટફોર્મ ટિકિટ આપવાની વ્યવસ્થા છે અગાસ આણંદ ભાલેજ બોરિયાવી ખંભાત ડાકોર કપડવણજ કરમસદ મહુધા મહેમદાવાદ-ખેડા રોડ નડિયાદ (બંને લાઈનો ઉપર) પેટલાદ સેવાલિયા ઠાસરા ઉમરેઠ વાસદ અને નડિયાદ-ભાદરણ લાઈનનાં સ્ટેશનો

**ટિકિટ અગાઉથી મેળવવા બાબત** બ્રોડ ગેજ લાઈન ઉપર ત્રણસો માઈલ કરતાં વધારે અંતરની મુસાફરી કરવાની હોય અને મીટર ગેજ લાઈન ઉપર બસો માઇલથી વધારે અંતરની મુસાફરી કરવાની હોય તો એક દિવસ અગાઉ ઇન્ટર અને ત્રીજા વર્ગની ટિકિટો ખેડા જિલ્લામાં નીચેના સ્ટેશનોએથી મેળવી શકાય છે આણંદ ખંભાત ડાકોર નડિયાદ પેટલાદ

**રિટર્ન ટિકિટો બાબત** નીચેનાં સ્ટેશનો વચ્ચે તેમની સામે જણાવ્યા પ્રમાણેની મુદત માટે જવાઆવવાની રિટર્ન ટિકિટો મળી શકે છે તેને માટે જવાઆવવાનો ભાડાનો સામટો દર લેવાય છે

| સ્ટેશન | મુદત |
|---|---|
| ૧ અમદાવાદ અને આણંદની વચ્ચે | ૪ દિવસ |
| ૨ અમદાવાદ અને મહેમદાવાદ ખેડા રોડની વચ્ચે | ૪ દિવસ |
| ૩ અમદાવાદ અને નડિયાદની વચ્ચે | ૪ દિવસ |

જે દિવસથી ટિકિટ આપવામાં આવે તે દિવસની મધરાતથી તેની મુદત ગણાય છે રિટર્ન ટિકિટ વરાવનાર એ ટિકિટ વડે રસ્તામાં ઊતરી શકે નહિ તેમ જ મુકરર કરેલા સ્ટેશનથી આગળ મુસાફરી કરી શકે નહિ આવી ટિકિટ ખરીદ્યા પછી રેલવેને પાછી આપી શકાતી નથી તેમ તે ન વપરાય તો તેના નાણાં પાછાં મળી શકતાં નથી

**પૂનમને દિવસે** નીચેના સ્ટેશનોએથી પૂનમને દિવસે ડાકોર જવા માટે રિટર્ન ટિકિટો આપવામાં આવે છે તે માટે જતાં આવતાંનું ભાડું એકીસાથે લેવામાં આવે છે આવી ટિકિટો પૂનમના દિવસ પહેલાં અને પૂનમના દિવસ સુધી વેચાય છે અને પૂનમ પછી ત્રણ દિવસ સુધી તે ચાલી શકે છે પરંતુ ઠાસરા અને ઉમરેઠમાંથી અપાયેલી ટિકિટો જે દિવસે અપાઈ હોય તે દિવસ સુધી જ ચાલે છે એટલે કે એ સ્ટેશનેથી રિટર્ન ટિકિટ લઈ ડાકોર જનાર મુસાફરે તે દિવસે પાછા ફરવું જોઈએ આવી ટિકિટ વરાવનાર જતાં કે આવતાં રસ્તામાં ઊતરી શકે નહિ

**સ્ટેશનોનાં નામ** આણંદ અધારી ભાલેજ બોરિયાવી ખંભાત મહેમદાવાદ-ખેડા રોડ નડિયાદ નાનવી ઓડ, પેટલાદ અહનાપુરા સેવાલિયા ઠાસરા ઉમરેઠ વાસદ

**નુકસાની અથવા વળતર મેળવવા બાબત** રેલવેના કાયદાની કલમ ૭૭ મુજબ થયેલા નુકસાનનું વળતર મેળવવા માટે અથવા વધારે વસૂલ થયેલાં નાણાં પાછાં મેળવવા માટે છ (૬) માસની અંદર નીચેને સરનામે અરજી કરવી જોઈએ —

ધી જનરલ મૅનેજર (કોમર્શિયલ)
અથવા
ધી ચીફ કોમર્શિયલ સુપરિન્ટેન્ડન્ટ વેસ્ટર્ન રેલવે
જનરલ આફિસીઝ (કોમર્શિયલ બ્રાન્ચ) ચર્ચગેટ મુંબઈ

આ પ્રકારનાં નાણાં મેળવવા માટે છાપેલું અરજીપત્રક આવે છે તે સ્ટેશન માસ્તર પાસેથી મળે છે તે ઉપરાંત અરજીમાં શું શું લખવું જોઈએ તેની વિગત રેલવે ગાઇડમાં આપી છે તે જોઈને દરેક વિગત સાથે અરજી કરવી જોઈએ

રેલવેની જોખમદારી ઉપર મોકલાવેલા માલમાં ઘટ પડે અથવા નુકસાન થાય તો તેનું વળતર રૂપિયા પચાસ સુધી નીચેના સ્ટેશનોના સ્ટેશનમાસ્તરોને ચૂકવવાની સત્તા છે —

આણંદ નડિયાદ પેટલાદ ગોજિત્રા ખંભાત વગેરે તે ઉપરાંત અમદાવાદના ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટને ૩ [illegible] સુધીનું વળતર ચૂકવવાની સત્તા છે

જો વળતર મેળવવાના કામે રેલવે અધિકારીને રૂબરૂ મળવા જવું પડે તો અગાઉથી પોતાના કેસની બધી વિગતો તૈયાર કરી જોઈએ અને અધિકારી સાથે મળવાના સમયની તિથિ ઉપર સમજૂતી કરી લેવી જોઈએ નહિ તો ફેરો પડવાનો સંભવ રહે છે જરૂર પડે તો આ બાબતમાં પત્રવ્યવહાર કરી મળવાનો સમય નક્કી કરી લેવો જોઈએ

આધાર રેલવે ટાઈમટેબલ તથા રેલવે તરફથી પ્રસિદ્ધ થયેલા બીજા કેટલાક પુસ્તકો,

# ૨૦

# ટપાલ, તાર અને ટેલિફોન

**ટપાલખાતું :** ટપાલ, તાર અને ટેલિફોન એ સંદેશા પહોંચાડનાર સાધનો છે. એ ત્રણે સાધનો મળી સરકારી ભાષામાં 'પોસ્ટ્સ ઍન્ડ ટેલિગ્રાફ્સ' કહેવાય છે. એનો વહીવટ મધ્યસ્થ સરકારનું સંદેશા વ્યવહાર ખાતું (મિનિસ્ટ્રી ઑફ કોમ્યુનિકેશન્સ) કરે છે. તેમાં સંદેશાવ્યવહાર ખાતાના પ્રધાન, નાયબપ્રધાન તથા મંત્રી હોય છે. તેમના હાથ નીચે આ ખાતા તરફથી ટપાલખાતું ચલાવનાર કચેરીના વડા 'ડાયરેક્ટર જનરલ ઑફ પોસ્ટ્સ ઍન્ડ ટેલિગ્રાફ્સ' હોય છે. અને એમના હાથ નીચે વિવિધ રીતે ઓળખાતા બીજા અધિકારીઓ હોય છે. એ રીતે સૌ મળીને આ ખાતાનું નિયંત્રણ કરે છે.

**ટપાલવ્યવહાર :** કાગળપત્રો, મનીઑર્ડરો, પાર્સલો વગેરેની હેરફેર ટપાલવ્યવહાર કહેવાય છે. ટપાલવ્યવહાર માટે ભારત દેશના બાર વિભાગ (સર્કલ) પાડેલા છે : પશ્ચિમ બંગાળ, બિહાર, મુંબઈ, મધ્ય હિંદ, મદ્રાસ, પંજાબ, ઉત્તર પ્રદેશ, આસામ, ઓરિસ્સા, દિલ્હી, રાજસ્થાન, અને આંધ્ર. ખેડા જિલ્લાનો ટપાલવ્યવહાર મુંબઈ વિભાગમાં છે. એ વિભાગના વડા અધિકારી 'પોસ્ટ માસ્ટર જનરલ' કહેવાય છે. વહીવટી સગવડ માટે મુખ્ય વિભાગના પેટાવિભાગો પાડેલા છે. તે 'ડિવિઝન' કહેવાય છે. ખેડા જિલ્લાનો ટપાલવ્યવહાર વડોદરા ડિવિઝનમાં છે. એના ઉપરી સિનિયર સુપરિન્ટેન્ડન્ટ ઑફ પોસ્ટ ઑફિસીઝ' કહેવાય છે. એમના હાથ નીચે એક આસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડન્ટ અને આઠ ઈન્સ્પેક્ટરો છે. સ્થાનિક ટપાલકચેરીના ઉપરી 'પોસ્ટ માસ્ટર' કહેવાય છે. તેમના મદદનીશ 'ડેપ્યુટી પોસ્ટ માસ્ટર' અને તેમના મદદનીશ 'અસિસ્ટંટ પોસ્ટ માસ્ટર' કહેવાય છે. આ અધિકારીઓને જરૂર પ્રમાણે કારકુનો અપાય છે. ટપાલ વહેંચનાર 'પોસ્ટમેન' કે ટપાલી કહેવાય છે. ગામડાંમાંથી ટપાલ લાવવા-લઈ જવાનું કામ કરનાર 'રનર' કહેવાય છે. ગામડામાં ટપાલ વહેંચનાર 'વિલેજ પોસ્ટમેન' કહેવાય છે. આ બધાનું નિયમન ઈન્સ્પેક્ટર કરે છે.

**ટપાલકચેરીઓના પ્રકાર :** જિલ્લાના મુખ્ય મથકે આવેલી ટપાલકચેરી 'હેડ પોસ્ટ ઑફિસ' (મુખ્ય ટપાલકચેરી) કહેવાય છે. તેનાથી ઊતરતી કક્ષાની 'સબ ઑફિસ' (પેટા કચેરી) કહેવાય છે. એની તાબાની નાની ટપાલકચેરી 'બ્રાન્ચ ઑફિસ' (શાખા-કચેરી) કહેવાય છે. હેડ ઑફિસ મુખ્યત્વે આખા જિલ્લાની કચેરીઓના હિસાબોનું નિયમન કરે છે. બ્રાન્ચ ઑફિસના હિસાબ સબ-ઑફિસ રાખે છે અને સબ-ઑફિસ હેડ ઑફિસને પોતાના તથા બ્રાન્ચ-ઑફિસના હિસાબો મોકલી આપે છે. સબ-ઑફિસ મોટા ગામોમાં અને બ્રાન્ચ ઑફિસ નાના ગામોમાં ખોલવામાં આવે છે. હેડ અને સબ-ઑફિસોનું સંચાલન ટપાલખાતાના નોકરોને સોંપાય છે, જ્યારે બ્રાન્ચ ઑફિસોનું કામ એ જ ખાતાના નિવૃત્ત થયેલા નાના પગારના નોકરોને અથવા ગ્રામપંચાયતના મંત્રીઓ, શિક્ષકો, વેપારીઓ કે ખેડૂત જેવા સ્થાનિક કાર્યકરોને મહેનતાણું આપીને સોંપવામાં આવે છે. જે ટપાલકચેરીઓ ટપાલ ઉપરાંત તારનું પણ કામ કરે છે તે 'કમ્બાઈન્ડ ઑફિસીઝ (સંયુક્ત કચેરીઓ) કહેવાય છે. ટેલિફોન માટે આ જ ખાતા તરફથી અલગ ખાતું ચાલે છે.

**ખેડા જિલ્લાની ટપાલકચેરીઓ :** 'પોસ્ટ ઍન્ડ ટેલિગ્રાફ ગાઈડ' નામની અંગ્રેજી ચોપડીમાં ટપાલખાતાના કામકાજ અંગેના નિયમોની તમામ માહિતી આપેલી છે એના બીજા ભાગમાં ભારત દેશમાં આવેલી તમામ ટપાલકચેરીઓની વર્ગીકૃત યાદી આપેલી છે. એ યાદી ઉપરથી તૈયાર કરેલી ખેડા જિલ્લાની ટપાલકચેરીઓની તાલુકાવાર યાદી પરિશિષ્ટ રૂપે આપી છે. એ ઉપરથી સામા પાન ઉપર આપેલું પત્રક તૈયાર કર્યું છે.

આ પત્રક ઉપરથી સ્પષ્ટ થાય છે કે જિલ્લાનાં કુલ ૯૯૫ ગામોમાંથી ૨૫૬ ગામ તથા ૫ પરાંમાં કુલ ૨૬૭ ટપાલકચેરીઓની સગવડ છે. તે પૈકી ચાર ગામો બે ટપાલકચેરીઓવાળાં અને એક ગામ ત્રણ ટપાલકચેરીઓવાળું છે. ખેડામાં તારની સગવડવાળી હેડ પોસ્ટ ઑફિસ છે. ૨૯ ગામોમાં નીચે પ્રમાણે તારની સગવડવાળી ૩૦ સબ પોસ્ટ ઑફિસો છે : ખંભાત, ભાદરણ, બોરસદ, ધર્મજ, નાર, પેટલાદ, સારસા, સોજિત્રા, સુણાવ, વાસદ, અડાસ, આણંદ, બોરિયાવી, ચીખોદરા, કરમસદ, ઊમરેઠ, વલ્લભવિદ્યાનગર, મહુધા, નડિયાદ, સાંથપીપળી-નડિયાદ, ઉત્તરસંડા, વસો, માતર, મહેમદાવાદ, કપડવણજ, કઠલાલ, ડાકોર, ઠાસરા, સેવાલિયા સિમેન્ટ વર્ક્સ,

## ખેડા જિલ્લાની ટપાલ કચેરીઓની તાલુકાવાર યાદી

| તાલુકો | હેડ પોસ્ટ ઑફિસ તાર સાથે (TH) | સબ ઑફિસ તાર સાથે (TS) | સબ ઑફિસ તાર વિના (S) | બ્રાન્ચ ઑફિસ (B) | પબ્લિક કૉલ ઑફિસ (PCO) | કુલ ટપાલ કચેરીઓ | ટપાલ કચેરીની સગવડવાળાં કુલ ગામો | તાલુકાનાં કુલ ગામો |
|---|---|---|---|---|---|---|---|---|
| ખંભાત | — | ૧ | ૧ | ૧૫ | ૧ | ૧૭ | ૧૬ | ૧૦૭ |
| બોરસદ | — | ૨ | ૨ | ૪૬ | ૧ | ૫૦ | ૫૦ | ૬૫ |
| પેટલાદ | — | ૫ | ૧ | ૨૭ | ૩ | ૩૩ | ૩૦+૨ પરાં | ૮૩ |
| આણંદ | — | ૯ | ૪ | ૩૪ | ૩ | ૪૭ | ૪૩+૨ પરાં | ૭૯ |
| નડિયાદ | — | ૫ | — | ૩૫ | ૨ | ૪૦ | ૩૯ | ૧૦૨ |
| માતર | — | ૧ | — | ૧૫ | — | ૧૬ | ૧૬ | ૮૨ |
| મહેમદાવાદ | ૧ | ૧ | — | ૧૬ | ૨ | ૧૮ | ૧૮ | ૭૯ |
| કપડવણજ | — | ૨ | — | ૧૭ | ૧ | ૧૯ | ૧૯ | ૧૬૬ |
| ઠાસરા | — | ૩ | — | ૧૮ | — | ૨૧ | ૧૯+૧ પરું | ૧૦૧ |
| વાડાશિનોર | — | ૧ | — | ૫ | — | ૬ | ૬ | ૧૦૩ |
| સરવાળો | ૧ | ૩૦ | ૮ | ૨૩૦ | ૧૩ | ૨૬૭ | ૨૫૬+૫ પરાં | ૯૯૫ |

વાડાશિનોર. ૭ ગામોમાં નીચે પ્રમાણે તારની સગવડ વિનાની ૮ સબ પોસ્ટ ઑફિસો છે: ચીતારી બજાર–ખંભાત, આંકલાવ, વીરસદ, પેટલાદ–સ્ટેશન ઉપર, એગ્રિકલ્ચર ઇન્સ્ટિટ્યુટ–આણંદ, આણંદ–ટાઉન, ભાલેજ, ઓડ. ૨૩૦ ગામોમાં માત્ર બ્રાન્ચ ઑફિસો છે.

**આર. એમ. એસ.:** ટપાલની હેરફેર કરવા માટે ટપાલખાતા તરફથી મોટાં રેલવે સ્ટેશનોએ મેઇલ ઑફિસો સ્થાપેલી છે. તે ઉપરાંત રેલવે ટ્રેનના ડબા આ કામે વપરાય છે. તે માટે એ ડબામાં ખાસ સગવડો કરેલી હોય છે. એમાં ટપાલપેટી પણ હોય છે. આ વ્યવસ્થાને 'રેલવે મેઇલ સર્વિસ' કહે છે. એને 'આર. એમ. એસ.' એવા ટૂંકા નામથી ઓળખવામાં આવે છે. ખેડા જિલ્લામાં આણંદ અને નડિયાદ સ્ટેશનોએ આવી એક એક ઑફિસ છે. આણંદની આર. એમ. એસ. ઑફિસ તેના સ્ટેશનની નજીક જ, મુખ્ય પ્લૅટફૉર્મ ઉપર આવેલી છે. નડિયાદની આર. એમ. એસ. ઑફિસ સ્ટેશનની બહાર, નજીકના ધોરી માર્ગ ઉપર આવેલી છે. ગામડાંની ટપાલકચેરીઓમાં નંખાયેલી ટપાલ આ બે ઑફિસોએ 'રનર' મારફતે અથવા બસ સર્વિસ મારફતે પહોંચાડાય છે. સ્ટેટ ટ્રાન્સપોર્ટ થવાથી તેનો લાભ ટપાલવ્યવહારને મળવા માંડ્યો છે.

**તાર ટેલિફોન: વહીવટી તંત્ર:** તારવ્યવહારનો વહીવટ પણ ટપાલખાતું કરે છે. પરંતુ તેની વ્યવસ્થા ટપાલવ્યવહારથી અલગ છે. આ વ્યવસ્થાની બે શાખાઓ છે: ટ્રાફિક (તાર લેવા અને પહોંચાડવાનું કામ) અને ઇજનેરી (યાંત્રિક કામ). ટ્રાફિક શાખાના વડા 'ડેપ્યુટી ડાયરેક્ટર–જનરલ ટેલિગ્રાફ્સ' કહેવાય છે. ઇજનેરી શાખાના વડા 'ચીફ એન્જિનિયર' કહેવાય છે. ટેલિફોન આ ખાતાનું અંગ છે. પરંતુ તે અલગ વિભાગ ગણાય છે. તેના નિયામક પણ 'ડેપ્યુટી ડાયરેક્ટર જનરલ ટેલિગ્રાફ્સ' છે. આ બધા અધિકારીઓ મુખ્ય અધિકારી–ડાયરેક્ટર જનરલ દિલ્હીના હાથ નીચે કામ કરે છે.

દરેક પ્રાદેશિક વિભાગ (સર્કલ)ના વડા તારવ્યવહારનું નિયમન પણ કરે છે. એ રીતે મુંબઈ વિભાગના વડા–પોસ્ટમાસ્ટર–જનરલ–એના તારવ્યવહારના પણ વડા નિયામક છે. એમના હાથ નીચે આ વ્યવહારની ટ્રાફિક શાખા સંભાળનાર 'ડાયરેક્ટર ઑફ ટેલિગ્રાફ' કહેવાય છે. ઇજનેરી વહીવટ

માટે આખા દેશના ૨૫ વિભાગો (ડિવિઝન) પાડેલા છે. તે પૈકી ખેડા જિલ્લાનો તારવ્યવહાર અમદાવાદ ડિવિઝનમાં છે. તેના અધિકારી 'ડિવિઝનલ એંજિનિયર, ટેલિગ્રાફ્સ' અમદાવાદ કહેવાય છે. ખેડા જિલ્લાના ટેલિફોન પણ આ અધિકારીના વહીવટમાં છે.

**તાર ઓફિસો:** ઉપર જણાવ્યું છે તે પ્રમાણે ખેડા જિલ્લામાં ૩૧ સ્થળોએ તારવ્યવહારની સગવડ છે. તે સિવાય જે ગામોમાં રેલ્વેસ્ટેશન હોય પણ ટપાલ કચેરીમાં તારની સગવડ ન હોય ત્યાં સ્ટેશનેથી તાર કરી શકાય છે.

**ટેલિફોન:** ખેડા જિલ્લાના ટેલિફોનોના વહીવટ ડિવિઝનલ એંજિનિયર, ટેલિગ્રાફ્સ, અમદાવાદના હાથમાં છે. એ કચેરીએ ટેલિફોનના વહીવટ માટે પોતાના પ્રદેશમાં જૂથ પાડેલાં છે. જેને સબ ડિવિઝન્સ કહે છે. ખેડા જિલ્લામાં આવેલી ટેલિફોન કચેરીઓ અમદાવાદ સબ ડિવિઝનના વડોદરા ગ્રુપમાં ગણાય છે. વડોદરા ગ્રુપનો વહીવટ એંજિનિયરિંગ સુપરવાઈઝર, ટેલિફોન્સ, વડોદરાના હાથમાં છે.

ખેડા જિલ્લામાં ત્રણ પ્રકારની ટેલિફોન વ્યવસ્થા છે. (૧) **પબ્લિક કોલ ઓફિસ:** સામાન્ય રીતે ટપાલકચેરી સાથે આ કચેરી જોડેલી હોય છે. ટપાલખાતાએ ઠરાવેલા નિયમો પ્રમાણે ફી ભરીને કોઈ પણ નાગરિક આ સ્થળેથી ટેલિફોન કરી શકે છે, તેમ દૂરને સ્થળેથી તેની સાથે આ ટેલિફોન ઉપર વાત થઈ શકે છે. આ માટે જરૂરી વ્યવસ્થા ટપાલકચેરી કરી આપે છે. નીચેનાં તેર ગામોએ આવી જાહેર ટેલિફોન ઓફિસો સ્થપાઈ છે: આણંદ, ભાદરણ, ધર્મજ, કપડવણજ, ખેડા, નડિયાદ, પેટલાદ, વાસદ, મહેમદાવાદ, સોજીત્રા, વસો, વલ્લભવિદ્યાનગર, ખંભાત. (૨) **અંગત ટેલિફોન:** મોટાં ગામોમાં પબ્લિક કોલ ઓફિસ ઉપરાંત ઠરેલા નિયમો પ્રમાણે ભાડું ભરીને કોઈ પણ નાગરિક પોતાને ઘેર ટેલિફોન વસાવી શકે એવી વ્યવસ્થા છે. નીચેનાં ૭ ગામોએ આવી સગવડ છે: પેટલાદ (૪૫ ગ્રાહકો), ખેડા (૧૦ ગ્રાહકો), નડિયાદ (૯૫ ગ્રાહકો), કપડવણજ (૫૦ ગ્રાહકો), આણંદ (૬૦ ગ્રાહકો), ખંભાત (૩૭ ગ્રાહકો).

આ પૈકી ખેડા, પેટલાદ અને ખંભાતમાં 'ઑટોમેટિક એક્સચેન્જ'ના વ્યવસ્થા છે, તે માટે ડાયલ (આંકડાવાળું ચક્ર)વાળું બેઠા ઘાટનું ટેલિફોન યંત્ર વપરાય છે. આ યંત્રનું ડાયલ ફેરવવાથી એ સ્થળે આવેલા કોઈ પણ ટેલિફોન સાથે જોડાણ થઈ શકે છે. તે માટે ટેલિફોન કેન્દ્રની મદદ લેવી પડતી નથી. બાકીનાં ગામોએ સાદી 'એક્સચેન્જ પદ્ધતિ' છે. તે માટે દરેક ગામે ટેલિફોન મથક હોય છે. ત્યાં યંત્ર ગોઠવેલું હોય છે અને તે ચલાવવા માટે ઓપરેટર રહે છે. આ પદ્ધતિથી ચાલતું ટેલિફોન યંત્ર હોય છે. એની ઉપરથી રિસીવર ઉપાડી કાને ધરતાં જ ઓપરેટરનો અવાજ સંભળાય છે. તેને જરૂરી નંબર કહેવામાં આવે એટલે નંબર સાથે તે જોડાણ કરી આપે છે. એટલે કે આ પદ્ધતિમાં ટેલિફોન જોડવા માટે ઓપરેટરની જરૂર પડે છે. (૩) **ટ્રંકકોલ:** જિલ્લા બહારનાં સ્થળોએ ટેલિફોન કરવા માટેની વ્યવસ્થા 'ટ્રંક કોલ' કહેવાય છે. તે માટે નિયમો છે. તેની ચોપડી એક આનાની કિંમતે મળે છે.

આ સિવાય રેડિયો ટેલિફોન સર્વિસ અને ફોનોગ્રામ સર્વિસ પણ ખેડા જિલ્લામાં છે. તેની માહિતી ડિરેક્ટરીમાંથી મળશે.

**ટેલિફોન અંગે મળતી ખાસ સગવડ:** સરકારે જ્યાં ટેલિફોન એક્સચેન્જ ન ખોલ્યાં હોય તેવા કોઈ પણ ગામે એક્સચેન્જ ખોલાવવા માટે તે ગામ તરફથી સરકારને પચાસ હજાર રૂપિયા વીસ વર્ષ માટે ડિપોઝીટ મળે તો તરત જ ટેલિફોન એક્સચેન્જ નાખવાની વ્યવસ્થા થાય છે આણંદ અને કપડવણજમાં એજ રીતે વ્યવસ્થા થયેલી છે.

સરકારે જ્યાં પબ્લિક કોલ ઓફિસની વ્યવસ્થા ન કરી હોય તેવાં ગામમાં જો તે વ્યવસ્થા જોઈતી હોય તો તે ગામે સરકારને અમુક આવકની ખાત્રી આપવી પડે છે. બોરસદમાં આ ખાત્રી અપાઈ હોવાથી ટ્રંક સમયમાં જ પબ્લિક કોલ ઓફિસની વ્યવસ્થા થવાની છે. ઉમરેઠમાં એવી વ્યવસ્થા કરાવવા ગામ તરફથી પ્રયત્નો થઈ રહ્યા છે.

**બ્રોડકાસ્ટિંગ:** રેડિયો મારફતે જે સંદેશા સંભળાય છે તે બ્રોડકાસ્ટિંગ કહેવાય છે. આ પ્રવૃત્તિ પણ મધ્યસ્થ સરકારના વહીવટ નીચે છે. એનું નિયમન કરનાર ખાતું 'મિનિસ્ટ્રી ઓફ ઈન્ફોર્મેશન એન્ડ બ્રોડકાસ્ટિંગ' કહેવાય છે. આ [illegible] તથા રંજન કાર્યક્રમો બ્રોડકા[illegible] કરવા) માટે જુદે જુદે [illegible] છે. ખેડા જિલ્લામાં [illegible] નજીક અમદાવાદ અને [illegible]થી પ્રચારમાં [illegible]ામાં સારી [illegible] લેવું પડે

છે તેની વાર્ષિક ફી રૂ ૧૫ છે આ વહીવટ પણ ટપાલ ખાતુ કરે છે કોઈ પણ હેડ કે સબ પોસ્ટ ઓફિસે આ માટે અરજી કરી ફી ભરી લાઇસન્સ મેળવી શકાય છે અને તાજુ પણ કરાવી શકાય છે જે માણસ વગર લાઇસન્સે અગર જૂનુ લાઇસન્સ તાજુ કરાવ્યા વગર રેડિયો રાખે તે દંડને પાત્ર થાય છે દંડ ૧૫થી ૫૦ રૂપિયા સુધીનો થઈ શકે છે પોસ્ટમાસ્ટર જનરલને આ દંડ કરવાની સત્તા આપવામા આવી છે આવા ગુનેગારની તપાસ રાખવા માટે જરૂર પ્રમાણે ડિવિઝનવાર એક અગર બે અથવા તેથી વધુ પણ વાયરલેસ ઇન્સ્પેક્ટરોની નિમણૂક કરવામા આવે છે ખેડા જિલ્લાના આવા ગુનાઓની તપાસ રાખનાર વાયરલેસ ઇન્સ્પેક્ટરની કચેરી વડોદરામા છે

ગ્રામજનોને રેડિયોનો લાભ આપવા માટે મુબઈ સરકાર તરફથી ખાસ યોજના ચાલે છે એ યોજના પ્રમાણે જિલ્લાના ગામોમા મુકાયેલા રેડિયોની સારસભાળ રાખવા માટે ખેડા જિલ્લામા નડિયાદ ખાતે એક અધિકારીની નિમણૂક થયેલી છે તેમનુ સરનામુ ટેક્નિકલ આસિસ્ટટ, રૂરલ બ્રોડકાસ્ટિંગ સેશન, નડિયાદ જે ગામને રેડિયો જોઈતો હોય તેણે આ અધિકારીને અરજી કરવાની હોય છે તે અરજી ખાતાના વડા એન્જિનિયર-ઇન-ચાર્જ, રૂરલ બ્રોડકાસ્ટિંગ સેશન, ઇંગ્લિશ થિયેટર બિલ્ડિંગ, ચર્ચગેટ, મુબાઈ-૧ સજોગો પ્રમાણે મજૂર કરે છે

આ યોજના પ્રમાણે ખેડા જિલ્લાના નીચેના ૩૩ ગામોમા ૩૩ બેટરીથી ચાલતા રેડિયો છે અલારસા, આકલાવ, અતિસર, આતરસુબા, આમોદર, ભાદરણ, બોરસદ, દાવોલ, ધર્મજ, ઢુણાદરા, કનીજ, કાસોર, લમૂદ્રા, મહુધા, માતર નાયકા, નાર, પીપળાવ, રઢુ, સારસા સેવાલિયા, સિહુજ, સીજીવાડા, સોજિત્રા, સુણાવ, દાસરા, વાજ, ઉત્તરસડા, વડોદ, વડથલ વાસ્વાળી, વાસદ, વીરસદ નીચેના ૮ ગામોમા ૧૪ ઇલેક્ટ્રિક પાવરથી ચાલતા રેડિયો ગોઠવવામા આવ્યા છે આણદ (બે રેડિયો), ચકલાશી, ખેડા, કપડવણજ, મહેમદાવાદ, નડિયાદ (૭ રેડિયો), ઊમરેઠ, કજરી

આધાર [૧] પોસ્ટ અન્ડ ટેલિગ્રાફ ગાઈડ ભા ૧ ૨, જૂન ૧૯૫૨ [૨] ટેલિફોન ડિરેક્ટરી અમદાવાદ ડિવિઝન ગ્રુપ સી, એપ્રિલ ૧ ૫૩, [૩] સિનિયર સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોસ્ટ ઓફિસીઝ, વડોદરાની કચેરીમાથી મળેલી માહિતી [૪] પોસ્ટ ખાતાના કેટલાક અનુભવી જાણકારોએ આપેલી માહિતી

# ૨૦

## પરિશિષ્ટ

## ટપાલ કચેરીઓની તાલુકાવાર વર્ગીકૃત યાદી (ઈ. સ. ૧૯૫૩)

(નોધ ઈ સ ૧૯૫૨મા પ્રગટ થયેલી ટપાલખાતાની અગ્રેજી ગાઈડના બીજા ભાગમા તે સાલ સુધીની ખેડા જિલ્લામા આવેલી ટપાલકચેરીઓની માહિતી મળી શકે છે પરતુ તે માહિતીમા ઈ સ ૧૯૫૩ આખર સુધીની વિગતો ઉમેરીને નીચેની યાદી તયાર કરી છે

ટપાલખાતાના વહીવટ પ્રમાણે ટપાલકચેરીમા જે કામો થાય છે તેને આધારે ટપાલકચેરીઓનુ વર્ગીકરણ કરેલુ છે તે વર્ગીકરણ સમજવા માટે ટપાલખાતાની ગાઈડમા જે સકેતો વાપર્યા છે તેમાથી ટપાલકચેરીઓના વહીવટી પ્રકાર દર્શાવતા મુખ્ય સકેતોનો આ યાદીમા ઉપયોગ કર્યો છે એ સકેતોની સમજ નીચે પ્રમાણે છે H = હેડ પોસ્ટ આફિસ S = સબ પોસ્ટ ઓફિસ, TS = સબ પોસ્ટ ઓફિસ તારની સગવડ સાથે, TH = હેડ પોસ્ટ આફિસ તારની સગવડ સાથે B = બ્રાન્ચ પોસ્ટ ઓફિસ PCO = પબ્લિક કોલ ઓફિસ (ટેલિફોનની) )

**ખભાત તાલુકો**

TS (PCO) ખભાત
S ચીતારી બજાર-ખભાત
B નગરા, રાળજ શકરપુર ઉદેલ કાણીસા મોરજ, પીપળોઇ સાયમા તારાપુર બામણવા ફિણાવ જલસણ કલમસર, વટાદરા વત્રા
કુલ ૧૭

**બોરસદ તાલુકો**

TS (PCO) ભાદરણ

માટે આખા દેશના ૨૫ વિભાગો (ડિવિઝન) પાડેલા છે. તે પૈકી ખેડા જિલ્લાનો તારવ્યવહાર અમદાવાદ ડિવિઝનમાં છે. તેના અધિકારી 'ડિવિઝનલ એંજિનિયર, ટેલિગ્રાફ્સ' અમદાવાદ કહેવાય છે. ખેડા જિલ્લાના ટેલિફોન પણ આ અધિકારીના વહીવટમાં છે.

**તાર ઑફિસો:** ઉપર જણાવ્યું છે તે પ્રમાણે ખેડા જિલ્લામાં ૩૧ સ્થળોએ તારવ્યવહારની સગવડ છે. તે સિવાય જે ગામોમાં રેલ્વેસ્ટેશન હોય પણ ટપાલ કચેરીમાં તારની સગવડ ન હોય ત્યાં સ્ટેશનેથી તાર કરી શકાય છે.

**ટેલિફોન:** ખેડા જિલ્લાના ટેલિફોનોના વહીવટ ડિવિઝનલ એંજિનિયર, ટેલિગ્રાફ્સ, અમદાવાદના હાથમાં છે. એ કચેરીએ ટેલિફોનના વહીવટ માટે પોતાના પ્રદેશમાં જૂથ પાડેલાં છે. જેને સબ ડિવિઝન્સ કહે છે. ખેડા જિલ્લામા આવેલી ટેલિફોન કચેરીઓ અમદાવાદ સબ ડિવિઝનના વડોદરા ગ્રુપમાં ગણાય છે. વડોદરા ગ્રુપનો વહીવટ એંજિનિયરિંગ સુપરવાઈઝર, ટેલિફોન્સ, વડોદરાના હાથમાં છે.

ખેડા જિલ્લામાં ત્રણ પ્રકારની ટેલિફોન વ્યવસ્થા છે. (૧) **પબ્લિક કૉલ ઑફિસ:** સામાન્ય રીતે ટપાલકચેરી સાથે આ કચેરી જોડેલી હોય છે. ટપાલખાતાએ ઠરાવેલા નિયમો પ્રમાણે ફી ભરીને કોઈ પણ નાગરિક આ સ્થળેથી ટેલિફોન કરી શકે છે, તેમ દૂરને સ્થળેથી તેની સાથે આ ટેલિફોન ઉપર વાત થઈ શકે છે. આ માટે જરૂરી વ્યવસ્થા ટપાલકચેરી કરી આપે છે. નીચેનાં તેર ગામોએ આવી જાહેર ટેલિફોન ઑફિસો સ્થપાઈ છેઃ આણંદ, ભાદરણ, ધર્મજ, કપડવણજ, ખેડા, નડિયાદ, પેટલાદ, વાસદ, મહેમદાવાદ, સોજિત્રા, વસો, વલ્લભવિદ્યાનગર, ખંભાત. (૨) **અંગત ટેલિફોન:** મોટાં ગામોમાં પબ્લિક કૉલ ઑફિસ ઉપરાંત ઠરેલા નિયમો પ્રમાણે ભાડું ભરીને કોઈ પણ નાગરિક પોતાને ઘેર ટેલિફોન વસાવી શકે એવી વ્યવસ્થા છે. નીચેનાં ૭ ગામોએ આવી સગવડ છે: પેટલાદ (૪૫ ગ્રાહકો), ખેડા (૧૦ ગ્રાહકો), નડિયાદ (૯૫ ગ્રાહકો), કપડવણજ (૫૦ ગ્રાહકો), આણંદ (૬૦ ગ્રાહકો), ખંભાત (૩૭ ગ્રાહકો).

આ પૈકી ખેડા, પેટલાદ અને ખંભાતમાં 'ઑટોમેટિક એક્સચેન્જ'ની વ્યવસ્થા છે, તે માટે ડાયલ (આંકડાવાળું ચક્ર)વાળું ખેડા ઘાટનું ટેલિફોન યંત્ર વપરાય છે. આ યંત્રનું ડાયલ ફેરવવાથી એ સ્થળે આવેલા કોઈ પણ ટેલિફોન સાથે જોડાણ થઈ શકે છે. તે માટે ટેલિફોન કેન્દ્રની મદદ લેવી પડતી નથી. બાકીનાં ગામોએ સાદી 'એક્સચેન્જ પદ્ધતિ' છે. તે માટે દરેક ગામે ટેલિફોન મથક હોય છે. ત્યાં યંત્ર ગોઠવેલું હોય છે અને તે ચલાવવા માટે ઑપરેટર રહે છે. આ પદ્ધતિથી ચાલતું ટેલિફોન યંત્ર હોય છે. એની ઉપરથી રિસીવર ઉપાડી કાને ધરતાં જ ઑપરેટરનો અવાજ સંભળાય છે. તેને જરૂરી નંબર કહેવામાં આવે એટલે નંબર સાથે જોડાણ કરી આપે છે. એટલે કે આ પદ્ધતિમાં ટેલિફોન જોડવા માટે ઑપરેટરની જરૂર પડે છે. (૩) **ટ્રંકકૉલ** જિલ્લા બહારના સ્થળોએ ટેલિફોન કરવા માટેની વ્યવસ્થા 'ટ્રંક કૉલ' કહેવાય છે. તે માટે નિયમો છે. તેની ચોપડી એક આનાની કિંમતે મળે છે.

આ સિવાય રેડિયો ટેલિફોન સર્વિસ અને ફોનોગ્રામ સર્વિસ પણ ખેડા જિલ્લામાં છે. તેની માહિતી ડિરેક્ટરીમાંથી મળશે.

**ટેલિફોન અંગે મળતી ખાસ સગવડ:** સરકારે જે ટેલિફોન એક્સચેન્જ ન ખોલ્યાં હોય તેવા કોઈ પણ ગામે એક્સચેન્જ ખોલાવવા માટે તે ગામ તરફથી સરકારને પચાસ હજાર રૂપિયા વીસ વર્ષ માટે ડિપોઝીટ મળે તો તરત જ ટેલિફોન એક્સચેન્જ નાખવાની વ્યવસ્થા થાય છે આણંદ અને કપડવણજમાં એજ રીતે વ્યવસ્થા થયેલી છે.

સરકારે જ્યાં પબ્લિક કૉલ ઑફિસની વ્યવસ્થા ન કરી હોય તેવાં ગામમાં જો તે વ્યવસ્થા જોઇતી હોય તો તે ગામે સરકારને અમુક આવકની ખાત્રી આપવી પડે છે. બોરસદમાં આ ખાત્રી અપાઈ હોવાથી ટૂંક સમયમાં જ પબ્લિક કૉલ ઑફિસની વ્યવસ્થા થવાની છે. ઊમરેઠમાં એવી વ્યવસ્થા કરાવવા ગામ તરફથી પ્રયત્નો થઈ રહ્યા છે.

**બ્રોડકાસ્ટિંગ:** રેડિયો મારફતે જે સંદેશા સંભળાય છે તે બ્રોડકાસ્ટિંગ કહેવાય છે. આ પ્રવૃત્તિ પણ મધ્યસ્થ સરકારના વહીવટ નીચે છે. એનું નિયમન કરનાર ખાતું 'મિનિસ્ટ્રી ઑફ ઈન્ફોર્મેશન ઍન્ડ બ્રોડકાસ્ટિંગ' કહેવાય છે આ ખાતા તરફથી સમાચારો તથા રંજન કાર્યક્રમો બ્રોડકાસ્ટ કરવા (રેડિયો મારફતે જાહેર કરવા) માટે જુદે જુદે સ્થળે બ્રોડકાસ્ટિંગ મથકો સ્થાપેલાં છે. ખેડા જિલ્લામાં આવું એક મથક નથી. પરંતુ એની નજીક અમદાવાદ અને વડોદરામાં એવાં મથકો છે. આ બીજાં મથકોએથી પ્રચાર મુકાતા કાર્યક્રમોનો લાભ લેનાર રેડિયો ખેડા જિલ્લામાં સારી સંખ્યામાં છે. આ રેડિયો રાખવા માટે લાઇસન્સ લેવું પડે

છે તેની વાર્ષિક ફી રૂ ૧૫ છે આ વહીવટ પણ ટપાલ ખાતુ કરે છે કોઈ પણ હેડ કે સબ પોસ્ટ ઓફિસે આ માટે અરજી કરી ફી ભરી લાઇસન્સ મેળવી શકાય છે અને તાજુ પણ કરાવી શકાય છે જે માણસ વગર લાઇસન્સે અગર જૂનુ લાઇસન્સ તાજુ કરાવ્યા વગર રેડિયો રાખે તે દંડને પાત્ર થાય છે દંડ ૧૫થી ૫૦ રૂપિયા સુધીનો થઈ શકે છે પોસ્ટમાસ્ટર જનરલને આ દંડ કરવાની સત્તા આપવામા આવી છે આવા ગુનેગારોની તપાસ રાખવા માટે જરૂર પ્રમાણે ડિવિઝનવાર એક અગર બે અથવા તેથી વધુ પણ વાયરલેસ ઇન્સ્પેક્ટરોની નિમણૂક કરવામા આવે છે ખેડા જિલ્લાના આવા ગુનાઓની તપાસ રાખનાર વાયરલેસ ઇન્સ્પેક્ટરની કચેરી વડોદરામા છે

ગ્રામજનોને રેડિયોનો લાભ આપવા માટે મુબઈ સરકાર તરફથી ખાસ યોજના ચાલે છે એ યોજના પ્રમાણે જિલ્લાના ગામોમા મુકાયેલા રેડિયોની સારસભાળ રાખવા માટે ખેડા જિલ્લામા નડિયાદ ખાતે એક અધિકારીની નિમણૂક થયેલી છે તેમનુ સરનામુ ટેક્નિકલ આસિસ્ટટ, રૂરલ બ્રોડકાસ્ટિગ સેક્શન, નડિયાદ જે ગામને રેડિયો જોઈતો હોય તેણે આ અધિકારીને અરજી કરવાની હોય છે તે અરજી ખાતાના વડા એન્જિનિયર-ઇન-ચાર્જ, રૂરલ બ્રોડકાસ્ટિગ સેક્શન, ઇરોઝ થિયેટર બિલ્ડિગ, ચર્ચગેટ, મુબાઈ-૧ સજોગો પ્રમાણે મજૂર કરે છે

આ યોજના પ્રમાણે ખેડા જિલ્લાના નીચેના ૩૩ ગામોમા ૩૩ બેટરીથી ચાલતા રેડિયો છે અધારી, આકલાવ, અતિસર, આતરોલી, આમોદર, ભાદરણ, બેટાસી દાવોલ, ધર્મજ, ઢુણાદરા, કનીજ, કરનાલ, નસૂદ્રા, મહુધા, માતર, નાયકા, નાર, પીપળાવ, રઢુ, સારસા, સેવાલિયા, સિહુજ, સીજીવાડા, સોજિત્રા, સુણાવ, દાસરા, ત્રાજ, ઉત્તરસડા, વડોદ, વડથલ, વાસ્વાળી વાસદ, વીરસદ નીચેના ૮ ગામોમા ૧૪ ઇલેક્ટ્રિક પાવરથી ચાલતા રેડિયો ગોઠવવામા આવ્યા છે આણદ (બે રેડિયો), ચકલાશી, ખેડા, કપડવણજ, મહેમદાવાદ, નડિયાદ (૭ રેડિયો), ઊમરેઠ, કજરી

આધાર [૧] પોસ્ટ એન્ડ ટેલિગ્રાફ ગાઈડ ભા ૧ ૨, જૂન ૧૯૫૨ [૨] ટેલિફોન ડિરેક્ટરી અમદાવાદ ડિવિઝન સુપ સી, એપ્રિલ ૧ ૫૩, [૩] સિનિયર સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોસ્ટ ઓફિસીઝ, વડોદરાની કચેરીમાથી મળેલી માહિતી [૪] પોસ્ટ ખાતાના કેટલાક અનુભવી જાણકારોએ આપેલી માહિતી

# ૨૦

## પરિશિષ્ટ

## ટપાલ કચેરીઓની તાલુકાવાર વર્ગીકૃત યાદી (ઈ. સ. ૧૯૫૩)

(નોધ ઈ સ ૧ ૫૨મા પ્રગટ થયેલી ટપાલખાતાની અગ્રેજી ગાઈડના બીજા ભાગમા તે સાલ સુધીની ખેડા જિલ્લામા આવેલી ટપાલકચેરીઓની માહિતી મળી શકે છે પરતુ તે માહિતીમા ઈ સ ૧ ૫૩ આખર સુધીની વિગતો ઉમેરીને નીચેની યાદી તૈયાર કરી છે

ટપાલખાતાના વહીવટ પ્રમાણે ટપાલકચેરીમા જે કામો થાય છે તેને આધારે ટપાલકચેરીઓનુ વર્ગીકરણ કરેલુ છે તે વર્ગીકરણ સમજવા માટે ટપાલખાતાની ગાઈડમા જે સકેતો વાપર્યા છે તેમાથી ટપાલકચેરીઓના વહીવટી પ્રકાર દર્શાવતા મુખ્ય સકેતોનો આ યાદીમા ઉપયોગ કર્યો છે એ સકેતોની સમજ નીચે પ્રમાણે છે H = હેડ પોસ્ટ ઓફિસ S = સબ પોસ્ટ ઓફિસ, TS = સબ પોસ્ટ ઓફિસ તારની સગવડ સાથે TH = હેડ પોસ્ટ આફિસ તારની સગવડ સાથે B = બ્રાન્ચ પોસ્ટ ઓફિસ PCO = પબ્લિક કોલ ઓફિસ (ટલિફોનની) )

**ખભાત તાલુકો**

TS (PCO) ખભાત
S ચીતારી બજાર-ખભાત
B નગરા, રાળજ શકરપુર ઉદેલ કાણીસા, મારજ, પીપલોઇ સાયમા તારાપુર બામણવા ફિણાવ જલસણ કનસર, વગદરા વત્રા
કુલ-૧૭

**બોરસદ તાલુકો**

TS (PCO) ભાદરણ

S : આકલાવ, વીરસદ

TS બોરસદ

B : બામણગામ, બીલપાડ, ગંભીરા, ખેડાસા, કિંખલોડ, ઉમેટા, કોસિંદ્રા, પીપળી, અંબાવ, આમરોલ, આસોદર, ભેટાસી, કંથારિયા, કહાનવાડી, ખડોલ, મુજકુવા, દેદરડા, દહેમી, કાવીઠા, નાપા, પામોલ, સિંગલાવ, વહેરા, દહેવાણ, ગાજણા, કનકાપુરા, સાંતોલ, સિસવા, વાલવોડ, અલારસા, બોચાસણ, બોચાસણ રેલવે સ્ટેશન ઉપર, બોદાલ, ડભાસી, દાવોલ, ઝારોળા, નિસરાયા, રાસ, ઉંદેલ, વાસણા, સૈજપુર, બદલપુર, જંત્રાલ, કાલુ, કણભા, કઠાણા

કુલ-૫૦

**પેટલાદ તાલુકો**

TS (PCO) ધર્મજ, પેટલાદ, સોજિત્રા

TS : નાર, સુણાવ.

S : પેટલાદ રેલવે સ્ટેશન ઉપર

B : આશી, બોરિયા, મોરડ, સિહોલ, ચાંગા, પાડગોલ, સંજાયા, રણોલી, [ધર્મજ], વડદલા, બાધણી, મહેળાવ, ડેમોલ, રામોલ, આમોદ, કાસર, ખડાણા, પાળજ, પંડોળી, પીપળાવ, પોરડા, સુંદરણા, ડભોઉ, દેવા, ગાડા, મઘરોલ, મલાતજ, મરિયમપુરા

કુલ-૩૩

**આણંદ તાલુકો**

TS (PCO) . વાસદ, આણંદ, વલ્લભવિદ્યાનગર

TS અડાસ, બોરિયાવી, ચાંખોદરા, કરમસદ, ઊમરેઠ, સારસા

S : આણંદ એગ્રિકલ્ચર ઈન્સ્ટીટ્યુટ, આણંદ ટાઉન, ભાલેજ, ઓડ

B : બેડવા, ગામડી, મોગર, રામનગર, રતનપુરા, સામરખા, સદેસર, સુંદણ, વહેરાખાડી, બાકરોલ, ગાના, મોગરી, નાપાડ, નાવલી, અજરપુરા, કણભઈપુરા, કાસોર, ખાનકુવા, કુંજરાવ, રાસનોલ, તરણોલ, લાંભવેલ, વલાસણ, અહીમા, ભરોડા, શીલી, સુંદનપુરા, સુરેલી, લીંગડા, પણસોરા, થામણા, ખેરડા, ખંભોળજ

કુલ-૪૭

**નડિયાદ તાલુકો :**

TS(PCO) . નડિયાદ, વસો

TS મહુધા, સાથપીપળી (નડિયાદ), ઉત્તરસંડા

B ચકલાશી, કંજરી, મહમદપુરા, નરસંડા, વડતાલ, ભાનેર, અલીણા, નૃણેલ, હેરંજ, મહિસા, નાનીખડોલ, સાસ્તાપુર, સોડપુર, આખડોલ, અલિંદ્રા, બામરોલી, ચલાલી, ડભાણ, દાવડા, દાવજ, ડેરિયાવી, મોઘરોલી, મરીડા, મિત્રાલ, મહોળેલ, પવાણા, પીજ, પીપલગ, પીપળાતા, સલાણ, સુરાસામળ, ટુંડેલ, વડથલ, વીણા, ભુમેલ

કુલ ૪૦

**માતર તાલુકો :**

TS માતર

B . નવાગામ, નાયકા, રઢુ, વાસણાબુઝર્ગ, અલિંદ્રા, લિંબાસી, ત્રાજ, ચાંગુન, ઊંડેળા, મંધાણા, પરિએજ, મીઠ્ઠાવાડા, ભલાડા, દેથલી, ખાધલી

કુલ . ૧૬

**મહેમદાવાદ તાલુકો :**

TS(PCO) : મહેમદાવાદ

TH(PCO) ખેડા

B સિંહુજ, અકલાચા, ઘોડાસર, હળદરવાસ, જરાવત, (બાર મુવાડા), કાચ્છઈ, કનીજ, લાલી, મહીજ, મોકવા, મોદજ, નેનપુર, સરસવણી, વાકવાળી, વરસોલા, ડંઠણ

કુલ . ૧૮

**કપડવણજ તાલુકો :**

TS(PCO) કપડવણજ

TS કઠલાલ

B અંતિસર, બેટાવાડા, ઝેર, નિર્માળી, વ્યાસવાસણા, અનારા, ફાગવેલ, લસુંદ્રા, વટોલ, છીપિયાલ, આતરોલી, ભાટેરા, છીપડી, કાણિયેલ, ખડાલ, પિઠાઇ, તોરણા

કુલ . ૧૯

**ઠાસરા તાલુકો :**

TS ડાકોર, ઠાસરા, સેવાલિયા સિમેન્ટ વર્ક્સ

B : વનોડા, ચેતરસુંબા, આગરવા, અંધાડી, ઢુણાદરા, કાલસર, ફાગી, મેનપુર, પડાળ, રાણિયા, સેવાલિયા સ્ટેશન ઉપર, સોનીપુર, વાડદ, વણોતી, વસો [ઠાસરા], વાઘરોલી, પીપળવાડા, સાંઢેલી

કુલ : ૨૧

**વાડાશિનોર તાલુકો :**

TS વાડાશિનોર,

B . પાડવા, જનોડ, વડદના, વરધરી, ખરોડ

કુલ ૬

---

**નોંધ :** પીજ, ચકલાશી, વડતાલ, વરોદ, તારાપુર, ચાંગા વગેરે ગામોમાં હાલમાં બ્રાન્ચ પોસ્ટ આફિસો છે પણ નજીકના ભવિષ્યમાં ત્યાં સબ પોસ્ટ આફિસો થનાર છે તે પછી બીજા કેટલાક ગામોમાં પણ ક્રમે ક્રમે સબ પોસ્ટ આફિસો થનાર છે

# ૨૧

# વીજળીકરણ

**આરંભ : ખાનગી સાહસો :** ઈ. સ. ૧૯૨૯માં શ્રી. એચ. એમ. મહેતા નામના ઉદ્યોગપતિએ સરકારી લાઇસન્સ મેળવી જાહેર પ્રજાને વીજળીની સગવડ આપવાનો પ્રથમ પ્રયાસ નડિયાદમાં શરૂ કર્યો હતો. તે પહેલાં નડિયાદ અને આણંદમાં ખ્રિસ્તી મિશનો તરફથી ચાલતી ઇસ્પિતાલોમાં ડાયનેમો દ્વારા વીજળી ઉત્પન્ન કરી વીજળીના દીવાની સગવડ કરવામાં આવી હતી. એવી જ સગવડ તે અરસાના ખેડા જિલ્લાના કલેક્ટર શ્રી. ચક્રવર્તીએ પોતાના બંગલામાં કરી હતી.

ઈ. સ. ૧૯૩૬માં મેસર્સ જે. બી. માણેકજી એન્ડ કંપનીએ આણંદમાં લોકોને વીજળીની સગવડ આપવાનો આરંભ કર્યો. ત્યાર પછી ડાકોર, ઊમરેઠ, કપડવણજ, પેટલાદ, ખંભાત વગેરે સ્થળોએ ખાનગી કંપનીઓએ આ સગવડો ઊભી કરી. તે ઉપરાંત ભાદરણ મ્યુનિસિપાલિટીએ પણ પોતાના ઉપયોગ માટે વીજળી ઉત્પન્ન કરવાની વ્યવસ્થા કરી હતી.

ઉપર ગણાવેલાં સ્થળોએ વીજળીનાં કારખાનાં સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ લોકોને વીજળીના દીવાની સગવડ આપવાનો હતો. એ ઉદ્દેશ પાર પાડવા સાથે ધીમે ધીમે એ કારખાનાંઓમાં ઉત્પન્ન થતી વીજળીનો લાભ જે તે સ્થળે આવેલા નાના ઉદ્યોગો ચલાવવાના કામમાં લેવાવા માંડયો. તાજેતરમાં સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા મુંબઈ રાજ્યનાં 'સ્ટેટિસ્ટિકલ એબ્સ્ટ્રેક્ટ'માં ઉપરનાં પૈકી પાંચ ગામોએ ઉત્પન્ન થયેલી તથા વપરાયેલી વીજળીના ઈ. સ. ૧૯૪૭ અને ૧૯૪૮ના આંકડા પ્રસિદ્ધ થયા છે. તે આ નીચે આપ્યા છેઃ—

### ખેડા જિલ્લાનાં મોટાં ગામોમાં વીજળીશક્તિનું ઉત્પાદન તથા વપરાશ દર્શાવતા આંકડા (ઈ. સ. ૧૯૪૭ અને ૧૯૪૮)

(આધાર : 'સ્ટેટિસ્ટિકલ એબ્સ્ટ્રેક્ટ ઓફ બોમ્બે સ્ટેટ, ૧૯૫૧.' પૃષ્ઠ ૫૪૧.)

| ક્રમાંક | પેઢીનું નામ | વર્ષ | ઉત્પન્ન થયેલી અથવા ખરીદાયેલી વિદ્યુત શક્તિ કિલોવોટમાં કલાક (હજારમાં) | વેચાયેલી કિલોવોટ કલાક [હજારમાં] ઘરગથ્થુ વપરાશ: ગરમી અને શક્તિ | ઘરગથ્થુ વપરાશ: બત્તી અને પંખા | વેપારની પ્રવૃત્તિ માટે બત્તીઓ અને નાના યંત્રો: ગરમી અને શક્તિ | વેપારની પ્રવૃત્તિ માટે: બત્તી અને પંખા | ઔદ્યોગિક પ્રવૃત્તિ માટે: લો અને મિડિયમ વોલ્ટેજ | ઔદ્યોગિક પ્રવૃત્તિ માટે: હાઈ વોલ્ટેજ | જાહેર બત્તીઓ | અન્ય પ્રકારના ઉપયોગ | વિદ્યુતનો એકંદર વપરાશ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧. | ધી આણંદ ઇલેક્ટ્રિક સપ્લાય કં. લિ. | ૧૯૪૭ | ૮૨૩ | ૨ | ૧૨૯ | ૩ | ૨૭ | ૫૦૧ | — | ૨૧ | ૯ | ૬૯૨ |
| | | ૧૯૪૮ | ૮૩૨ | ૧૫ | ૧૮૨ | ૫ | ૮ | ૪૪૫ | — | ૨૨ | ૧૮ | ૬૯૫ |
| ૨. | ધી ખંભાત ઇલેક્ટ્રિક સપ્લાય | ૧૯૪૭ | ૧૪૦૩ | ૪ | ૨૭૩ | ૧૮ | — | ૬૬૩ | — | ૬૯ | ૨૨૨ | ૧૨૪૯ |
| | | ૧૯૪૮ | ૧૫૮૦ | ૪ | ૩૦૮ | ૨૪ | — | ૭૨૨ | — | ૭૧ | ૨૬૧ | ૧૩૯૦ |
| ૩. | ધી ડાકોર-ઊમરેઠ ઇલેક્ટ્રિક સપ્લાય કં. લિ. | ૧૯૪૭ | — | — | — | — | — | — | — | — | — | — |
| | | ૧૯૪૮ | — | — | — | — | — | — | — | — | — | — |
| ૪. | ધી નડિયાદ ઇલેક્ટ્રિક કં. લિ | ૧૯૪૭ | ૮૯૫ | ૧ | ૧૧૦ | — | ૧૬૬ | ૩૦૮ | — | ૮૫ | ૩૯ | ૭૦૯ |
| | | ૧૯૪૮ | ૧૦૭૬ | ૧ | ૧૩૨ | — | ૨૦૦ | ૩૩૪ | — | ૯૧ | ૬૭ | ૮૨૫ |
| ૫. | પેટલાદ ઇલેક્ટ્રિફિકેશન યોજના | ૧૯૪૭ | ૧૨૫ | — | ૯૭ | ૮૮ | — | — | — | ૨૭ | ૬ | ૨૧૮ |
| | | ૧૯૪૮ | ૧૬૫ | — | ૧૩૧ | ૧૦૧ | — | — | — | ૩૦ | ૩ | ૨૬૫ |
| | કુલ | ૧૯૪૭ | ૩૨૪૬ | ૭ | ૬૦૯ | ૧૦૯ | ૧૯૩ | ૧૪૭૨ | — | ૨૦૨ | ૨૭૬ | ૨.૮૬૮ |
| | | ૧૯૪૮ | ૩૬૫૩ | ૨૦ | ૭૫૩ | ૧૩૦ | ૨૦૮ | ૧૫૦૧ | — | ૨૧૪ | ૩૪૯ | ૩૬૭૫ |

આ આંકડા ઉપરથી ખ્યાલ આવશે કે વીજળીનું ઉત્પાદન સ્થાનિક વપરાશ પૂરતું મર્યાદિત છે. લગભગ દરેક ગામોમાં વીજળીનો ઉપયોગ ઔદ્યોગિક હેતુઓ માટે થાય છે. પરંતુ તે ઉપયોગ ઘણો મર્યાદિત છે. એટલે કે મોટે ભાગે આ વીજળીનો ઉપયોગ ઘરગથ્થુ અને જાહેર રોશની તથા એવી અન્ય સગવડો માટે થાય છે.



નડિયાદ-ગ્રીડ મથકના ટ્રાન્સફોર્મરનું એક દૃશ્ય

**વીજળીનું મહત્ત્વ:** વીજળીના દીવા સામાન્ય રીતે આકર્ષક લાગે છે અને એનો ઝગઝગાટ સામાન્ય માણસને આંજી નાખે તેવો હોય છે. પરંતુ વીજળીનું મહત્ત્વ એટલા પૂરતું જ નથી. એ તો કુદરતે બક્ષેલી મહાન શક્તિ છે. એનો ઉપયોગ કરવાથી પ્રજાની આબાદીમાં અસાધારણ વધારો કરી શકાય છે. આ હકીકત વિજ્ઞાનની પ્રગતિને આભારી છે અને એનો લાભ પશ્ચિમના દેશોએ એટલો બધો લીધો છે કે એ દેશોમાં હવાપાણીની માફક વીજળી એ જીવનની એક અગત્યની જરૂરિયાત ગણાય છે. આજે સર્વત્ર એમ મનાય છે કે સસ્તી અને વિપુલ પ્રમાણમાં મળી શકતી વીજળી કોઈ પણ દેશની ખેતી અને ઉદ્યોગોની સુતેલી શક્તિને બહાર લાવવામાં ઘણો મોટો ફાળો આપી શકે તેમ છે. એટલું જ નહિ પણ વીજળીશક્તિ ઉત્પન્ન કરવાની તાકાત ઉપરથી કોઈ પણ દેશની ધન ઉત્પન્ન કરવાની શક્તિનું માપ અંકાય છે. અને અમુક પ્રદેશમાં વ્યક્તિદીઠ જેટલા પ્રમાણમાં વીજળી શક્તિનો વપરાશ અમલમાં હોય તે ઉપરથી તે દેશની પ્રગતિ, સમૃદ્ધિ અને જીવનધોરણનો ખ્યાલ બાંધવામાં આવે છે.

**સરકારી ઇલેક્ટ્રિક ગ્રીડખાતું:** આ દૃષ્ટિએ ખેડા જિલ્લામાં વીજળીપ્રચાર માટે થએલા પ્રયત્નો અત્યંત અલ્પ ગણાય. પરંતુ સરકારે આ પ્રશ્નનું મહત્ત્વ સ્વીકાર્યું છે, અને આખા ભારતદેશમાં વીજળીનો વિપુલ પ્રમાણમાં પ્રચાર કરવાના ધ્યેયથી ઈ. સ. ૧૯૪૮માં મધ્યસ્થ ધારાસભાએ 'ધી ઇલેક્ટ્રિસિટી (સપ્લાય) એક્ટ, ૧૯૪૮' એ નામનો કાયદો પસાર કર્યો છે. આ કાયદામાં એવી જોગવાઈ છે કે દેશનાં જુદાં જુદાં રાજ્યોમાં વીજળીપ્રચાર કરવા માટે મંડળો કાઢવાં. મુંબઈ રાજ્યમાં એવું મંડળ હજી નીકળ્યું નથી. પરંતુ મુંબઈ રાજ્ય ભારતદેશમાં અન્ય રાજ્યોને મુકાબલે વીજળીપ્રચારમાં સૌથી મોખરે છે. અને તેણે ઉપરનો કાયદો પસાર થતા પહેલાં ઈ. સ. ૧૯૪૪માં 'ઇલેક્ટ્રિક ગ્રીડ ડિપાર્ટમેન્ટ' એ નામનું વીજળી પ્રચાર કરવાનું સ્વતંત્ર ખાતું ખોલેલું છે. એનો ઉદ્દેશ જ્યાં અન્ય લાઈસન્સદારો તરફથી વીજળીની સગવડ ન કરેલી થઈ હોય ત્યાં ઓછામાં ઓછે ખર્ચે અને બને તેટલી કાર્યક્ષમતાથી સુસંકલિત સ્વરૂપમાં વીજળી પૂરી પાડવાનો છે. આ ઉદ્દેશને અનુસરીને એ ખાતા તરફથી વીજળીપ્રચારની શક્યતાઓની તપાસ કરવામાં આવે છે. અને ગામડાંઓ સુધી વીજળી પહોંચી શકે તે માટે શક્ય તે યોજનાઓ કરવામાં આવે છે. આ યોજનાઓમાં નાના ઉદ્યોગો, ગૃહઉદ્યોગો અને ખેતીમાં વીજળીનો ઉપયોગ દાખલ થાય એ એક અગત્યનું ધ્યેય છે અને સરકાર તે માટે ગામડાંને ખાસ સવલતો આપે છે.



ગ્રીડની વીજળી લાઇન ઉપરનો એક ટાવર-પિલર (થાંભલો)

**ઉત્તર ગુજરાત ગ્રીડ યોજનાઓ:** સરકારી ઈલેક્ટ્રિક ગ્રીડ ખાતાએ ઉપરના ધ્યેયથી મુંબઈરાજ્યમાં વિવિધ યોજનાઓ શર

કરી છે તે પૈકી 'નોર્થ ગુજરાત ગ્રીડ સ્કીમ્સ' એટલે કે ઉત્તર ગુજરાતની ગ્રીડ યોજનાઓના કાર્ય પ્રદેશમાં ખેડા જિલ્લાનો પ્રદેશ આવી જાય છે આ યોજના મુજબ અમદાવાદ અને વડોદરા વચ્ચેના સિત્તેર માઈલના વિસ્તારમાં ૬૬૦૦૦ વોલ્ટ અને અમદાવાદથી કલોલ સુધીના ચૌદ માઈલના વિસ્તારમા ૩૩૦૦૦ વોલ્ટ વીજળી પહોંચાડવાની જોગવાઈ કરવામાં આવી છે તે પૈકી ૬૬૦૦૦ વોલ્ટવાળી લાઈનમાં એટલે કે ખેડા જિલ્લાના વિસ્તારવાળી લાઈનમાં ગ્રીડ વીજળીના તાર નખાઈ ગયા છે અમદાવાદથી વડોદરા વચ્ચેના માર્ગ ઉપર રેલવે ગાડીમાંથી દૂર દૂર નજર નાખતાં મોટાં મોટાં તોતિંગ મિનારા જેવા, એલ્યુમિનિયમ ધાતુના જેવા ચળકતા રંગનાં, લોખંડી ટાવરો અને એના ઉપર દૂર દૂર ચાલ્યાં જતાં તારના દોરડાં એ આ વિસ્તારમાં આવી રહેલી વીજળીશક્તિના પુરાવા છે

**મુખ્ય વીજળી મથક : સાબરમતી:** ગ્રીડ યોજનાનો અર્થ જુદાં જુદા પેટા મથકોએ વીજળી ઉત્પન્ન કરી તે મુખ્ય કેન્દ્ર ઉપર મોકલવી અને ત્યાંથી મુકરર થયેલા વિસ્તારમા ગ્રાહકોને એ વીજળીશક્તિ પહોંચાડવી, એવો થાય છે આ રીતે ઉત્તર ગુજરાતનુ ગ્રીડ-મથક અમદાવાદ છે ત્યા સાબરમતીને કિનારે મોટુ પાવર-હાઉસ છે એમાંથી અગાઉ અમદાવાદ શહેરને વીજળી પૂરી પડતી હતી એની શક્તિ ૬૭૦૦૦ કિલોવોટ વીજળીશક્તિ ઉત્પન્ન કરવા જેટલી હતી તેમાં ઉમેરો કરીને ૯૭૫૦૦ કિલોવોટ વીજળી ઉત્પન્ન થઈ શકે એવી વ્યવસ્થા કરવામા આવી હતી એટલાથી ઉત્તર ગુજરાતની ગ્રીડ યોજના માટે જરૂરી વીજળી મળી રહેશે એમ ધારવામાં આવેલુ પરતુ લોકોની માગ જોતાં સરકારે એ મથકની વીજળી ઉત્પન્ન કરવાની શક્તિ વધે તે માટે જરૂરી સાધનો ઉમેરવા નક્કી કર્યું છે તે મુજબ પ્રથમ ૪૫,૦૦૦ કિલોવોટ અને આગળ ઉપર ૧,૨૦,૦૦૦ કિલોવોટ વીજળીશક્તિ ઉત્પન્ન થઈ શકે એવા સાધનો સ્થપાશે હાલ સાબરમતીની નદીને બે કાંઠે, સામસામાં, અર્ધા માઈલને અંતરે, આ પાવર-હાઉસનાં ટાવરો આવેલાં છે તેમની દરેકની ૧૭૯ ફૂટની ઊંચાઈ જોનારને મુગ્ધ કરે છે

**પેટા મથકો :** સાબરમતીના મુખ્ય મથકની વીજળીનો પ્રવાહ બારેજડી આવે અને ત્યાંથી ૨૦ માઈલના વિસ્તારમાં તેનો પ્રચાર થાય એ દૃષ્ટિએ બારેજડીને ગ્રીડ યોજનાનુ એક પેટા મથક બનાવવામા આવ્યુ છે બારેજડી પછી બીજુ પેટા મથક નડિયાદ છે અને ત્રીજુ પેટા મથક આણંદ છે નડિયાદ અને આણંદ એ બને મથકોએથી વીસ વીસ માઈલના વિસ્તારમા વીજળી પહોંચાડવાની યોજના છે તે પૈકી નડિયાદ મથકના વિસ્તારમા જરૂરી વ્યવસ્થા થઈ ગઈ છે તેને પરિણામે ઊમરેઠ, ખેડા, માતર, મહેમદાવાદ, વગેરે સ્થળોએ ગ્રીડની વીજળીનો લાભ મળવા લાગ્યો છે આણંદ મથકેથી બોરસદ, પેટલાદ વગેરે સ્થળોએ પણ વીજળીનો લાભ મળવા લાગ્યો છે પેટલાદથી આગળ વધીને ખંભાત સુધીના પ્રદેશનો એ મથકના કાર્યક્ષેત્રમાં સમાવેશ કરવામા આવશે આ વ્યવસ્થા મુજબ ઈ સ ૧૯૫૪ની આખર સુધીમા ખેડા જિલ્લાના એંસઠ (૬૬) ગામોને વીજળી મળતી થશે એ ગામોની તાલુકાવાર યાદી નીચેના પત્રકમાં આપી છે –

## ગ્રીડ યોજનામાં આવતાં ખેડા જિલ્લાનાં ગામો
## (ઈ. સ. ૧૯૫૪ની આખર સુધી)

**બોરસદ તાલુકો :** દહેમી, દેદરડા, દાવોલ, નાપા, પામોલ, મોચાસણ, ઓદાલ, બોરસદ

**પેટલાદ તાલુકો :** આશી

**આણંદ તાલુકો :** અજરપુરા, અડાસ, કરમસદ, ચીખોદરા, થામણા, નાપાડ, નાવલી, પણસોરા, ભેડના, બોરિયાવી, મોગર, લાંભવેલ, લીંગડા, વડોદ, વહેરા, વણમોલ, વાસદ, સામરખા, સારસા

**નડિયાદ તાલુકો :** અલિન્દ્રા, ઉતરસંડા, કણજરી, કંજોડા, કેરિયાવી, ચકલાસી, ડભાણ, ડુમરાલ, દાવડા, ભુમેલ, નરસંડા, પીપળાતા, ભૂમેલ મહમદપુરા, મરીડા, મહોળેલ, માંજરોની વડતાલ, સલૂણ, સુરાસામળ, સોડપુર, ટેરજ

**માતર તાલુકો :** અલિન્દ્રા, ત્રાંજા, માતર, સંધાણા, સોખડા

**મહેમદાવાદ તાલુકો :** કનીજ, ખુમરવાડ, ખેડા-ટાઉન, ખેડા-સીમ, મહીજ, મહેમદાવાદ

સપાટ નથી, પણ કોતરોની બનેલી છે. એ જમીન રેતાળ હોઈ વરસાદથી ધોવાઈ જઈ મોટાં કોતરોની બનેલી છે. એ કોતરોમાં ઊગેલી ઝાડી જો સાચવી રાખવામાં આવે તો એના મૂળની જાળોને લીધે જમીન ધોવાતી અટકે છે. આ કારણે આ પ્રદેશનાં જંગલો સાચવી રાખવાની સરકારી નીતિ હોઈ કોઈપણ લીલું ઝાડ કાપવામાં આવતું નથી. માત્ર મરેલાં ઝાડ કોઈવાર વેચવામાં આવે છે. આ જંગલો ઉત્પન્ન મેળવવાના સાધનરૂપ ગણાતાં નથી. તે સંરક્ષિત પ્રકારનાં ગણાય છે. એમાં ફક્ત બળતણને લાયક લાકડાં આપે તેવાં ઝાડો થાય છે. ઈમારતી ઝાડી ત્યાં થતી નથી. છતાં કોઈ કોઈ જગાએ ઈમારતી ઝાડ અને વાંસ ઉગાડવામાં આવ્યાં છે, અને તે સારી સ્થિતિમાં ઊગ્યાં છે. બાવળ, બોરડી, કેરડા, પરપલ, કરંજ, હીંગોરી, એન્દ્રોખ, દૂધી, ગોરડ, ખીજડો, આશિત્રો, વિકળો, ઉંઝિયો, સીમલ, લીમડો વગેરે કુદરતી રીતે ઊગે છે. તે ઉપરાંત સાગ, ચંદન, સેવન, ખેર, સીસમ, વાંસ વગેરે ઝાડો ભૂતકાળમાં ઉગાડવામાં આવેલાં, અને જ્યાં ઊગ્યાં છે ત્યાં સારી રીતે ઊછરી ગયાં છે.

**આનરસુંબાની સરકારી કચેરી :** આ જંગલોનો વહીવટ કરવા માટે આનરસુંબામાં સરકારી કચેરી છે તેનું નામ–સરનામું, 'આનરસુંબા સબ રેંજ ફોરેસ્ટ ઓફિસ, મુકામ–પોસ્ટ આનરસુંબા, દહેગામ થઈને, એ. પી. રેલવે', એ પ્રમાણે છે. એના વહીવટમાં ખેડા જિલ્લાની હદ બહાર્નાં માઝમ નદી ઉપરનાં જંગલો પણ છે. આ કચેરી ઈ. સ. ૧૯૧૬માં વડોદરા રાજ્યના અમલમાં સ્થપાઈ હતી. તેની ઉપલી કચેરી સાબરકાંઠા જિલ્લામાં હિંમતનગરમાં આવેલી છે. એ 'સબ ડિવિઝનલ ફોરેસ્ટ ઑફિસરની કચેરી' કહેવાય છે.

આનરસુંબાની કચેરીના વડા અધિકારી 'સબ રેંજ ફોરેસ્ટ ઓફિસર' કહેવાય છે. તેમના હાથ નીચે વાઘજીપુર મથકે 'રાઉન્ડ ઓફિસર' છે. તે ઉપરાંત સાત 'બીટ ગાર્ડો' છે. આ નવ અધિકારીઓ વચ્ચે આખા વિસ્તારના જંગલોની વ્યવસ્થાનું કામ વહેંચેલું છે. તેમને મદદ કરવા એક 'શાઈટર ગાર્ડ' છે. આ કચેરી પાછળ વાર્ષિક રૂ. ૮૫૦૦નું ખર્ચ થતું હોવાનો અંદાજ છે.

વાઘજીપુર મુકામે એક ફોરેસ્ટ આઉટપોસ્ટ છે. તેમાં એક ફોરેસ્ટર અને એક ગાર્ડ રહે છે. આ મકાનમાં પ્રવાસ કરતા ઓફિસરોના મુકામ માટે પણ થોડી વ્યવસ્થા છે.

વાઘજીપુરમાં જંગલખાતા તરફથી એક નર્સરી કરવામાં આવે છે. તેમાં ઉજ્જડ જગાઓમાં રોપવા માટે તેમજ વનમહોત્સવની ઉજવણી વખતે પૂરા પાડવા માટે હજારોની સંખ્યામાં રોપાઓ ઉછેરવામાં આવે છે.

**વાડાશિનોરનાં જંગલો :** વાડાશિનોર પ્રદેશનાં જંગલો લગભગ આખા વાડાશિનોર તાલુકામાં પથરાયેલાં છે. આ જંગલોમાં સાગ, બાવળ, મહુડા, શીમળા, ખેર, અરડુસા, ખાખરા, ટીમરુ, વગેરે પ્રકારનાં ઝાડો થાય છે. નવાં ઝાડ ઉગાડવા માટે સરકારે 'એગ્રીસિલ્વી સિસ્ટમ' નામની પદ્ધતિ દાખલ કરી છે. એમાં ખેતી સાથે ઝાડોના રોપા ઉછેરવાની યોજના છે. જે ખેડૂત એ યોજના પ્રમાણે ખેતી કરવાનું સ્વીકારે તેને ત્રણ વર્ષ માટે વગર વીઘોટીએ જમીન ખેડવા અપાય છે. એ જમીનમાં ૨૪–૨૪ ફૂટને અંતરે ચાસ પાડી તેમાં શીમળા, અરડુસા, ખેર, બાવળ, વગેરેનાં બી નાખી રોપાઓ ઉત્પન્ન કરવાના હોય છે અને ચાસ વચ્ચેની બાકી રહેલી જમીનમાં ખેતી કરવાની હોય છે. એ રીતે ખેતી સાથે ઝાડોનું જતન કરવાનું હોય છે. જો ખેડૂત પહેલે વર્ષે આ પદ્ધતિએ સારી મહેનત લે અને સરકારી અધિકારીને સંતોષ આપે તો તેને વધુ જમીન આપવામાં આવે છે.

આ ઉપરાંત લોકો ઝાડ વાવવામાં અને તેને ઉછેરવામાં રસ લેતા થાય અને એ રીતે રાજ્યમાં ઝાડોની સંખ્યા વધે તે માટે સરકારે દર વર્ષે તા. ૧૫મી ઓગસ્ટ (સ્વાતંત્ર્ય પર્વ)ને દિવસે 'વનમહોત્સવ' ઊજવવાની પ્રથા ઈ. સ. ૧૯૪૮થી શરૂ કરી છે. આ પ્રસંગે જિલ્લામાં ઝાડો રોપવા માટે જરૂરી રોપાઓ પૂરા પાડવાનું કામ જંગલખાતાએ કરવાનું હોય છે. એ માટે વાડાશિનોર પ્રદેશમાં પણ રોપાઓ તૈયાર કરવામાં આવે છે.

**વહીવટી કચેરી:** આ જંગલોનો વહીવટ કરનાર કચેરી વાડાશિનોરમાં છે. તેના અધિકારી 'રેંજ ફોરેસ્ટ ઓફિસર' કહેવાય છે. આ કચેરી સરકારી મકાનમાં બેસે છે તે જૂના વાડાશિનોર રાજ્યના સમયમાં ઈ. સ. ૧૯૦૧માં શરૂ થઈ હોવાનું મનાય છે. હાલ એની ઉપલી કચેરી ગોધરામાં છે. તે 'ડિવિઝનલ ફોરેસ્ટ ઓફિસ' કહેવાય છે. એ કચેરી પંચમહાલ જિલ્લાનાં જંગલોનો વહીવટ કરે છે. વાડાશિનોરની કચેરી ખેડા જિલ્લાની હદનાં જંગલો ઉપરાંત તેની પડોશમાં આવેલા પંચમહાલ જિલ્લાના લુણાવાડા પ્રદેશના વડધરી મહાલ તથા ખાનપુર મહાલના નરોડા વિભાગનાં જંગલોનો પણ વહીવટ કરે છે. એ રીતે આ કચેરીના

તાબામાં કુલ ૯૧ ચોરસ માઈલના વિસ્તારમાં જંગલો છે. તે પૈકી ૪૮ ચોરસ માઈલ ખેડા જિલ્લાની હદમાં છે.

વાડાશિનોરના રેંજ ફોરેસ્ટ ઑફિસરના હાથ નીચે ચાર રાઉન્ડ ફોરેસ્ટર છે. તે પૈકી એકનું મથક વાડાશિનોર, બીજાનું વીરપુર, ત્રીજાનું વડઘરી અને ચોથાનું નરોડા છે. દરેક રાઉન્ડ ફોરેસ્ટરના હાથ નીચે બેથી ૭ સુધી રાઉન્ડના કામકાજ પ્રમાણે બીટ ગાર્ડ છે. આ બધા મળી વાડાશિનોર તાલુકાનાં જંગલોનો વહીવટ કરે છે. રેંજ ફોરેસ્ટ ઑફિસરની મદદમાં એક કારકુન, એક ઑફિસ ઓર્ડરલી અને એક તહેનાતી બીટ ગાર્ડ છે. તે ઉપરાંત જંગલનો માલ ચોરીછૂપીથી, વગર પરવાને, બહારગામ ન જાય, તેમ એવો માલ બહારગામથી જંગલમાં આવે નહિ, તેની ચોકી રાખવા વાડાશિનોરમાં એક કાયમી નાકેદાર (ડેપો ઑફિસર) રહે છે, અને એવો એક હંગામી નાકેદાર વીરપુરમાં રહે છે. આ કચેરીનું વાર્ષિક ખર્ચ રૂ. ૨૫૦૦૦ હોવાનો અંદાજ છે.

જંગલમાં આવેલાં વાર્ષિક કુપોમાંનાં ઝાડોની ગણતરી કરવી, નિયમ પ્રમાણે તેમના ઉપર રંગ લગાડી નંબરો લખવા, ઝાડોનું રક્ષણ કરવું, જંગલને કોઈ આગ લગાડે નહિ, બંધ ભાગમાં ઢોરો પેસી જઈ બગાડ કરે નહિ એની દેખરેખ રાખવી, જંગલનાં લાકડ તથા અન્ય ઉત્પન્નનું હરાજીથી વેચાણ કરવું, વગેરે કામો ઉપર ગણાવેલા અધિકારીઓએ સરકારી ધારાધોરણો પ્રમાણે કરવાનાં હોય છે. તે ઉપરાંત જંગલોનો નાશ થવાથી શું નુકસાન થાય છે, અને જંગલો સાચવવાથી તથા વધારવાથી શા ફાયદા છે તેની લોકોને સમજૂતી આપવાનું કામ પણ એ અધિકારીઓએ કરવાનું હોય છે.

**જંગલોની પેદાશ :** આ જંગલોની મુખ્ય પેદાશ સાગ તથા બાવળ છે. હલકી પેદાશ મહુડાં, ડોળી, ગુંદર, આવળની છાલ, ટીમરુ તથા ખાખરાનાં પાન, અને જુદાજુદા પ્રકારના પથ્થર છે.

જૂના વાડાશિનોર રાજ્યમાં જોઈએ તેવી સાચવણી નહિ હોવાથી જંગલોમાં સાગ અને બાવળનાં પુખ્ત ઉંમરનાં ઝાડો હાલ પૂરતી સંખ્યામાં નથી. તેથી મોટા કદનું સાગનું ઈમારતી લાકડું અને બળતણનું લાકડું હાલ ઝાઝું મળતું નથી.

સને ૧૯૫૦–૫૧ થી ૧૯૫૨–૫૩ સુધી વાડાસિનોર રેંજનાં જંગલોમાંથી સરકારને નીચે મુજબના માલનું વેચાણ થયું હતું :—

| વર્ષ | ઈમારતી કાઠી ઘનફૂટ | જલાઉ કાઠી ઘનફૂટ | કુલ ઘનફૂટ | ઊપજેલી કિંમત રૂપિયા |
|---|---|---|---|---|
| ૧૯૫૦—૫૧ | ૧૫૫૨૫૦.૦૦ | ૩૮૦૭૮.૦૦ | ૧૯૩૩૨૮.૦૦ | ૮૧૩૧૨ |
| ૧૯૫૧—૫૨ | ૫૮૨૫.૦૦ | ૫૦૦૦.૦૦ | ૧૦૮૨૫.૦૦ | ૨૧૬૬ |
| ૧૯૫૨—૫૩ | ૧૯૭૩.૦૧ | ૫૦૨૫.૦૦ | ૬૯૯૮.૦૧ | ૨૨૨૧ |
| કુલ | ૧૬૩૦૪૮.૦૧ | ૪૮૧૦૩.૦૦ | ૨૧૧૧૫૧.૦૧ | ૮૫૬૯૯ |

આ જંગલોમાંથી સાગનાં વળા–વળી આશરે ૧૦૦ કોડી અને બળતણ આશરે ૧૫૦ ગાડાં વાર્ષિક નીકળે છે, એવો અંદાજ છે. આ પૈકી વળા–વળી એક કોડીના રૂ. ૧૦ના ભાવથી અને બળતણ એક ગાડાના રૂ. ૫થી ૭ના ભાવથી વેચવામાં આવે છે. હાલ આ જંગલોમાં કોલસા પાડી શકાય એવી ઝાડી નથી.

જંગલનો સુધારો થાય અને તેમાંથી ઘટતું વાર્ષિક ઉત્પન્ન મળે તે માટે જંગલો શાસ્ત્રીય રીતે સંભાળવામાં આવે છે. આ માટે મુંબઈ રાજ્યના 'રિસર્ચ ઍન્ડ વર્કિંગ પ્લાન્સ સરકલ'ની દોરવણી પ્રમાણે કામ કરવાની પદ્ધતિ નક્કી થાય છે. સાધારણ રીતે આ પદ્ધતિ નીચે પ્રમાણે છે:

૧. એમ માનવામાં આવ્યું છે કે, આ જંગલનાં ઝાડે જોઈતો માલ ૩૦ વર્ષના ગાળામાં તૈયાર કરી શકે છે તેથી ફોરેસ્ટના દરેક ભાગના ૩૦ વિભાગ પાડવામાં આવે છે અને દર વર્ષે એક, એ પ્રમાણે દરેક વિભાગ કાપવામાં આવે છે.

૨. આવી રીતે દરેક વિભાગ કાપ્યા પછી તેમાં નવી ઉછેરણી કરવાની જરૂર હોય તો નવા પ્લાન્ટેશન (રોપા) ઉગાડવામાં આવે છે અને પ્રથમનાં પાંચ વર્ષો સુધી તેમની સંભાળ રાખવામાં આવે છે.

૩. વિભાગ કપાયાના પાંચમા વર્ષે જે તે વિભાગમાં 'ક્લીનિંગ' કરવામાં આવે છે. એટલે કે ખરાબ ઝાડો કાઢી નાખવામાં આવે છે અને મુખ્ય મુખ્ય જાતિઓનાં ઝાડોને મદદ આપવામાં આવે છે.

૪. વિભાગ કપાયાના પંદરમા વર્ષે જે તે વિભાગમાં 'થીનિંગ' કરવામાં આવે છે. એટલે કે દરેક ઝાડને પૂરતી જગ્યા, પૂરતો પ્રકાશ વગેરે મળી રહે તે માટે ઘીચ ઝાડી હોય તો તે આછી કરવામાં આવે છે.

મહુડાં, ડોળી, ગુંદર વગેરે ચીજો ગરીબ જંગલવાસી પ્રજા જંગલમાં ફરીને વીણી લે છે. આ પૈકી મહુડાં એ મહુડાના ઝાડનાં ફૂલ છે અને ડોળી એ એજ ઝાડનું ફળ છે. ગરીબ લોકો એ બંને ચીજોનો ખોરાક તરીકે ઉપયોગ કરે છે. મહુડાંનું ફૂલ ગળચટું અને માદક હોય છે. એમાંથી દારૂ બને છે. અને રોટલા પણ બને છે. ડોળીમાંથી ડોળિયું નામનું તેલ બને છે. તે ગરીબ લોકો ખાવામાં વાપરે છે અને મુખ્યત્વે એનો સાબુ બનાવવામાં ઉપયોગ થાય છે. આ બંને ચીજો આશરે ૫૦૦થી ૧૦૦૦ કાચા મણ જેટલી લોકો વીણે છે અને તેના કાચા મણે રૂ. ૮થી ૯ ઊપજે છે.

ગુંદર કાચા મણ ૬૦૦થી ૭૦૦ સુધી નીકળે છે. તે પણ લોકો ઉપર પ્રમાણે વીણે છે. તેના એક કાચા શેરે ૬થી ૭ આના ઊપજે છે.

ટીમરુનાં પાન બીડી બનાવવામાં વપરાય છે. તે આશરે ૩૦૦૦ કાચા મણ જેટલાં થાય છે. તેનું વેચાણ જાહેર હરાજીથી ટેન્ડર દ્વારા કરવામાં આવે છે. તેનો બજારભાવ કાચા મણના રૂા. ૮થી ૯ હોય છે. ઈ. સ. ૧૯૫૨–૫૩માં સરકારને આ પાનની આવક રૂા. ૪૨૭૭ થઈ હતી.

ખાખરાનાં પાન મફત વીણવા દેવામાં આવે છે. તેના પડા બાંધી લોકો વેચે છે. તેમાંથી મુખ્યત્વે પતરાળાં–પડિયા બને છે.

આવળની છાલ ચામડાં રંગવાના કામમાં લેવાય છે. તે ચમાર લોકો જંગલમાંથી એકઠી કરે છે. તે માટે એક બોરીના પાંચ આના રોયલ્ટી રૂ સરકારને ભરવી પડે છે. એમાંથી સરકારને વાર્ષિક રૂા. ૨૫થી ૩૦ આવક થાય છે.

આ જંગલોમાંથી ઇમારતી પથ્થર નીકળે છે. સલાટ લોકો આ પથ્થર સ્થળ ઉપર જ ઘડે છે. તેમાંથી કુંભી, થાંભલા, લાદીઓ, વગેરે ઘાટ બને છે. ઘડેલા પથ્થર ઉપર એક ખાસે રૂા. ૬ અને ઘડ્યા વિનાના પથ્થર ઉપર એક ખાસે રૂા. ૩ના દરે સરકાર રોયલ્ટી લે છે. આ પ્રકારે સરકારને વાર્ષિક આશરે રૂા. ૧૦૦૦ની આવક થાય છે.

આધારઃ ગોધરા અને હિંમતનગરની જંગલ ખાતાની કચેરીઓ તરફથી મળેલી માહિતી.

# ૨૩
# વનસ્પતિઓ

**પરિચય :** 'ચરોતરની ચારે દિશ, તરુ, તમાકુ ને તુર' એવો એક દોહરો છે. એ સૂચવે છે કે ચરોતર વનસ્પતિથી ભરપૂર છે. પરંતુ આખા જિલ્લામાં ત્રણે ઋતુમાં કઈ કઈ વનસ્પતિઓ–સપુષ્પ તેમજ અપુષ્પ, સ્થલજ તેમજ જલજ–ઊગે છે તે ચોક્કસ જાણવાનું કોઈ આધારભૂત સાધન નથી. હાલ વલ્લભવિદ્યાનગરમાં આ વિષયનો શાસ્ત્રીય અભ્યાસ થવા માંડ્યો છે. પરંતુ હજી એ આરંભદશામાં છે. તેથી નદીઓ અને વનસ્પતિઓના અભ્યાસી શ્રી. શિવશંકર પ્રા. શુક્લ પાસે આ પ્રકરણ ખાસ તૈયાર કરાવ્યું છે. તેમણે ખેડા જિલ્લાનો પ્રવાસ કરી, જાતે અવલોકન કરીને, આ પ્રકરણ લખી આપ્યું છે. તેમાં ખેડા જિલ્લાની વનસ્પતિઓનો આછો પરિચય આપવાનો જ હેતુ છે.

**ખેતીના પાકો :** ખેડા જિલ્લો અને તેમાંયે ખાસ કરીને ચરોતર તરીકે જાણીતો પ્રદેશ તો ગુર્જરી મૈયાનો બગીચો ગણાય. ત્યાંના જગપ્રસિદ્ધ ખેડૂતો શું નથી પકવતા! તમામ પ્રકારનાં અનાજ, જીરું, મરચાં, મેથી, રાઈ,

તથા વિવિધ પ્રકારની તમાકુ, મગફળી ને કપાસ, તથા ફળવૃક્ષો ને છાયાવૃક્ષો એ ચરોતરની ખેતી છે. તે બધી વનસ્પતિઓ જ છે. શાકભાજી પણ એમાં આવી જાય. એ બધી વનસ્પતિઓ જાણીતી હોઈ, એનો અહીં માત્ર ઉલ્લેખ જ બસ થશે.

**ફૂલઝાડ :** વળી બાગબગીચાઓમાં જે ફૂલઝાડ હોય-વૃક્ષો, છોડ કે વેલ-તે ગુજરાતનાં હોય તેમજ પરદેશી કે પરપ્રાંતીય પણ હોય. આસોપાલવ આફ્રિકાથી આવ્યું છે એમ કહીએ તો કોણ માને? મધુમાલતી મૂળે પરદેશી છે એમ કહીએ તો સૌ હસે. વળી રસ્તા ઉપર છાયાવૃક્ષ તરીકે ઉગાડવામાં આવતાં સુગંધીદાર, સુંદર ને પીપુડી આકારનાં સફેદ ફૂલોનાં ભૂચનાં ઝાડ (મેરિંગટોનિયા) ગુજરાતનાં નથી એમ કહીએ તો કોણ કબૂલ કરે! આમ ફૂલવૃક્ષોને બાગવાનીનો અલગ વિષય ગણી તેને પણ અહીં સ્થાન આપ્યું નથી.

**આયુર્વેદની દૃષ્ટિએ :** હવે બાકી જે વનસ્પતિઓ રહી તેમનું આપણે વિહંગાવલોકન કરીએ. આયુર્વેદની દૃષ્ટિએ ખેડા જિલ્લો સામાન્ય રીતે જંગલ પ્રદેશ છે. જંગલ એટલે જ્યાં બહુ પાણી અને બહુ વૃક્ષો ન હોય તેવો પ્રદેશ. પણ કેટલેક ઠેકાણે તે મિશ્ર દેશ છે. છતાં તે ઉત્તર ગુજરાત જેવો ઉજ્જડ નથી. તેમજ મહારાષ્ટ્રના પાર્વતીય પ્રદેશ જેવો અનુપ-પાણી ને જંગલોથી ભરચક-પણ નથી. વનસ્પતિ કુદરતી રીતે ઊગવાનો આધાર તે પ્રદેશના વરસાદ, જમીન અને હવામાન ઉપર રહે છે. એ દૃષ્ટિએ આપણે તેને પાંચ ભાગમાં વહેંચી નાખી તપાસીએ.

**ઉત્તર-પૂર્વે :** ઉત્તર-પૂર્વે આ જિલ્લો છેક રાજસ્થાનને અડકયો છે. અરવલ્લીની ટૂંકો છેક ડેભારી અને વીરપુર સુધી આવી છે. દેવ અને વીરપુર વચ્ચે ધામોદનો ડુંગર છે, તે પણ ગણાય તો અરવલ્લીનું વિખૂટું પડી ગયેલું બચ્ચું જ. ત્યાંથી શેઢી અને મહોર નીકળે છે. ધૃતનંદા-પયોનંદા વીરપુરની પેલી મેરથી ચાલી આવે છે. તેની હદ લુણાવાડાની હદને મહીના જમણા કિનારા સુધી મળે છે. એ બધો વિભાગ વનસ્પતિઓથી ભર્યોભાદર્યો છે. પંચમહાલને ઘણી રીતે મળતી વનસ્પતિઓ ત્યાં ઊગે છે.

**પશ્ચિમે :** પશ્ચિમે દરિયા કિનારો ગણાય. છતાં એક રીતે ન પણ ગણાય. જો કે દહેવાણ સુધી મહીમાં પાણી ખારાં થાય છે ને વડગામ સુધી સાબરમતીમાં ભરતી આવે છે, છતાં ખંભાતનો અખાત એ આ બે નદીઓનો જ અંતિમ ભાગ છે. એટલે ખુલ્લા દરિયા કિનારા પર અથવા તેની ખાડીઓમાં ઊગતી ખાસ દરિયાને જ લાક્ષણિક ગણાય એવી મર્યાદવેલ અને ચેરિયાં ત્યાં ઊગેલાં દેખાતાં નથી. છતાં ખારી જમીનમાં થતી મોરસ નામની ભાજી ત્યાં થાય છે.

**પૂર્વ-દક્ષિણે :** વાડાશિનોર ને ખાનપુર મહાલની હદ આગળથી મહી ખેડા જિલ્લાની સીમામાં પેસી છેક ખંભાત આગળ સમુદ્રમાં ભળી જાય છે. તેટલી ખેડા જિલ્લાની પૂર્વ-દક્ષિણ સીમા છે. વાસદ સુધી એને કિનારે સારા પ્રમાણમાં વનસ્પતિઓનો ભંડાર છે. આણંદથી મહીના પુલ સુધી રેલવે બહાર ડોકિયું કાઢી રાખીએ તોયે ઘણી ચીજો જોવા મળે છે. એ બધી વનસ્પતિઓ સામા કિનારાના પંચમહાલ અને પાંડુમેવાસને મળતી છે. પંચમહાલની ખાસ વનસ્પતિઓ એટલે સાગ, ખાખરા અને કડા. જો કે પાનમની પૂર્વે ડુંગરો, જંગલો અને પાણી વધુ હોઈ વનસ્પતિભંડાર વધુ ઘાડ ને કંઈક જુદા પ્રકારનો છે. તો પણ મહી અને પાનમ વચ્ચે જેવી વનસ્પતિઓ થાય છે તેવી મહી અને ઊમરેઠ-આણંદ સુધીમાં થાય છે. સાગ પંચમહાલ કરતાં ઓછા અને કાસરા સુધી. ખાખરા તો છેક ઊમરેઠ અને આણંદ સુધી. અને તેથી તો શેઢી નદીને 'પલાશવનચારિણી' કહી છે. કડા પણ ઠીક ઠીક થાય છે. સફેદ ફૂલનો આકડો જે પંચમહાલમાં બહુ જોવા નથી મળતો તે અહીં દેખાવા માંડે છે.

**ઉત્તર-પશ્ચિમે:** ખેડા જિલ્લાની ઉત્તર હદ અમદાવાદ અને સાબરકાંઠા એ બે જિલ્લાઓને લાગેલી છે. વાત્રક, મેશ્વા, ખારી અને મહોર, વરાંસી એ બાજુએથી વહેતી આવે છે. એ જૂથ એક બિંદુએ ખેડામાં એકઠું થઈ જાય છે, અને પછી પશ્ચિમ સરહદે વહેતી સાબરમતીમાં ભળે છે. આ ઉત્તર-પશ્ચિમ છેડો મરુ પ્રદેશની કંઈક અસર નીચે છે. છતાં ઉપલી નદીઓ તેમાં અમી પૂરે છે. ખૂર અથવા બુવાડો એ મરુ ભૂમિની લાક્ષણિક વનસ્પતિ છે. તે સફેદ છોડ છેક બિકાનેર સુધી ઢગલાબંધ ફેલાયેલો જોવા મળે છે. ઉત્તર ગુજરાતમાં તે છે, અને વાત્રક કિનારાથી છેક કપડવણજના મહોર-વરાંસીના કિનારાઓ સુધી ફેલાયેલો જોઈ શકાય છે. છતાં એ બધા વિભાગોમાં તથા ચરોતરના અન્ય વિભાગમાંયે વધુમાં વધુ ઊગનાર તો ગાડરિયું ને શરપંખો છે. ગાડરિયા નામનો છોડ આડેધડ ઊગે છે, તે ખેતીને નુકસાનકારક છે. શરપંખો પણ છોડ જ છે. તે બરોળ માટે ઉત્તમ દવા છે.

**મકરોડી કે ઠેકી:** ઉત્તર-પશ્ચિમ વિભાગમાં ખેડા જિલ્લાની

ઔદ્ભિજ્જ ભૂગોળની દૃષ્ટિએ મહત્ત્વનું જે ખાસ વૃક્ષ દેખાય છે તે તો મકરોડી કે દેડી ચરોતરમાં તેને વરાખડી કહે છે આના સૂકા ફળ મકરોડાં તરીકે અમદાવાદમાં ગાંધીઓને ત્યાં વેચાય છે સુવાવડમાં ગોળ, સૂવા ને મકરોડાંનો કવાથ પવામાં આવે છે તેનાથી ગર્ભાશય અને આંતરડાં ચોખ્ખાં થાય છે આ વનસ્પતિ અમદાવાદના ચંડોળા તળાવથી તે છેક મહી નદીના કિનારા સુધી ઊગેલી દેખાય છે પણ ચંડોળાથી આગળ અમદાવાદની બીજી હદોએ જોવા મળતી નથી આ ઝાડ ખેડા જિલ્લાની વાનસ્પતીય ભૂગોળને છેક ચંડોળાના કિનારા સુધી લઈ આવે છે જો કે રાજકીય હદ બારેજાથી નવાગામ જતાં બે માઇલ પર છે

**ખારી અને મેશ્વાનો પ્રદેશ :** અમદાવાદથી બારેજાને રસ્તે વાત્રકકાંઠ સુધીની સાઇકલયાત્રા શરદ ઋતુમાં ફક્ત વનસ્પતિઓ જોવા માટે જ મે કરી હતી આ વિભાગને ખેડાની બે નદીઓ ખારી અને મેશ્વાએ ભર્યોભાદર્યો કર્યો છે ખારી તો પોતે જ બે કાંઠે વહેતી આવે છે ને મેશ્વાની નહેર આ બાજુ જ પાણી લાવે છે એટલે ચોમેરદમ નજર દોડે ત્યાં સુધી ડાંગરના પીળા ખેતરો સિવાય બીજું ખાસ કંઈ નજરે ચડતું નથી માર્ગવૃક્ષોમાં ખાસ કરીને આંબા, આમલી, કણજી, લીમડા અને ક્યાંક કોઠીના ઝાડ જોવા મળે છે વાડોમાં મોટે ભાગે થોર ને ક્યાંક ધાણીદાળિયા ડોકિયાં કરે, ક્યાંક ખરસાણી પણ હોય કંગોઈ, હાથલો થોર, કાચકી પણ દેખાય એ બધી વાડવાડોલિયાંની વનસ્પતિઓ ઉપર દોડી, વેલ, ગરણી, અડીમણી, ચણકચીભડી, પાડવેલા, આખફૂટામણી, ભમરડી વગેરેની વેલો પથરાયેલી હોય વાડો ઉપર થતી આ વેલીઓ આખાયે ખેડા જિલ્લામાં સર્વત્ર જોવા મળે-વિવિધ ઋતુએ વિવિધ રૂપે ચંડોળાથી વાત્રક સુધીના પૌરી માર્ગની બન્ને બાજુએ નહેરના અને તળાવોનાં પાણીની જાણે કે બે નાનકડી નદીઓ જ વહી રહેલી દેખાય તેમાં પારાવાર પોયણાં ખીલેલાં હોય ચરોતરનાં કેટલાંક તળાવોમાં કમળ થાય છે કેટલીક તળાવડીઓમાં પોયણાં (કુમુદ) પણ થાય છે પણ ચંડોળાથી વાત્રક સુધી રસ્તાની બન્ને બાજુના પાણીમાં મે જેટલા પ્રમાણમાં પોયણાં ઊગેલાં જોયાં એટલાં એકસામટાં તો બીજે ભાગે જ થતાં હશે પોયણાંની સાથે સાથે નાળો, જળભાંગી, રતવેલિયો, જળનેવો, ધાનાજરિયા પણ ખરાં વેતસ ને ચિગો પણ હોય જ

**વાડાની વનસ્પતિ :** વાડો બનાવવા માટેની વનસ્પતિઓનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે એવી એક વનસ્પતિ-હાથલા થોર-ને સાફ કરવા માટે તેમાંથી જ ઉત્પન્ન થતાં કુચિનલ જંતુઓને છોડેલા એ જંતુઓએ હાથલા થોરનો ધાણ વાળી નાખ્યો છે પણ તે મહાસંહાર પછી પણ તે વનસ્પતિ સર્વનાશમાંથી તો બચી જ છે, ને હજુ પણ તે વાડોમાં ક્યાંક ક્યાંક ઊગેલી દેખાય છે દુકાળમાં તેનાં ફાંફડાં બાફીને ઢોરને ખવડાવાય છે એનાં જીંડવામાંથી સરસ, પૌષ્ટિક અને સ્વાદુ રસ મળે છે ધાણીદાળિયાને કેટલેક ઠેકાણે 'ગંધાતુ' પણ કહે છે તેના લેટિન નામ 'લેંટના' ઉપરથી મરાઠીમાં તેનું 'ટણટણી' નામ બન્યું હોવાનો સંભવ છે તેની બે જાતો લાલ ને પીળી વાદળી-લેંટના ઇંડિકા અને લેંટના કેમેરા) આપણે ત્યાં વાડોમાં થાય છે મેક્સિકોમાં એના મૂળનો કવાથ મેલેરિયામાં અપાય છે ને ફાયદાકારક જણાયો છે પણ આપણે ત્યાં તેનો કોઈ કશો જ ઉપયોગ કરતું નથી વાડોમાં અરણી પણ થાય છે જૂના વખતમાં તેના લાકડાના બે ટુકડા ઘસી અગ્નિ પાડવામાં આવતો અરણ્ય નામ પણ કદાચ તે અરણી ઉપરથી પડ્યું હશે તેના મૂળ 'દશમૂળ'માંનાં એક છે તેનાં નાનાં સફેદ ફૂલની સુગંધી રાતે અને પરોઢિયે જંગલને મઘમઘતું કરી મૂકે છે કોઈ ઠેકાણે ગોરિંદી, મેંદી અને ઇંગોરિયા પણ ઊગેલા હોય છે

કેટલીક સુંદર વનસ્પતિઓ કે જે બાગોમાં વાવી શકાય એમ છે અને કેટલેક ઠેકાણે વવાય પણ છે, તેમાંની ચિત્રક ખાસ કરીને સફેદ-ભાગે છે વઢવાડિયું (સંસ્કૃત-લાંગલી, લેટિન-ગ્લોરિયોસા સુપર્બા)ની વેલ એનાં અગ્નિશિખા જેવાં પુષ્પો અને લહેરિયાં પાન ફેલાવીને જ્યારે પથરાઈ હોય છે ત્યારે ત્યાં થંભી ગયા વગર રહેવાતું નથી વળી, ડુંગરોમાં મોરવેલ (સંસ્કૃત-મૂર્વા, લેટિન-ક્લેમેટિસ ટ્રાઇલોબા) જ્યારે પોતાનાં ત્રેખડાં પાન અને સુંદર ફૂલો સાથે કળા કરીને પથરાઈ હોય છે ત્યારે એ મુસાફરનો આનંદ બન્યા વગર રહેતી નથી હનુમાનવેલ પોતાનાં ઝીણાં લાલ ફૂલ અને સુવાની ભાજીનાં પાન જેવાં પાન લઈને જ્યારે વાડો ઉપર ચઢી જાય છે ત્યારે દૂધભર્યા થોર હરખાયા વગર રહેતા નહિ હોય આમ તો નાની મોટી અનેક વનસ્પતિઓ વિવિધ સૌંદર્યવાળી હોય છે વળી વસંતમાં ગરમાળો, ખાખરા વગેરે વનની શોભાને શૃંગાર ચડાવે છે

**મધ્યભાગ ચરોતરમાં:** ખેડા જિલ્લાનો મધ્યભાગ અને ખાસ કરીને ચરોતર ગાળો ખેતીના લગભગ બધી જ જાતના પાકો, આંબા, આમલી, લીમડા, અરડવો, કણજી,

સરેશ વગેરે વૃક્ષો તથા બાગબગીચાઓમાં ઊગતી પરપ્રાંતીય કે પરદેશી વનસ્પતિઓવાળો છે. વળી જુદા જુદા પાકોમાં પણ જુદી જુદી વનસ્પતિઓ 'નીંદ' (નીંદવાનું ઘાસ) તરીકે પણ ઊગી નીકળતી હોય છે. દા. ત. : ઘઉંની સાથે જવાસો અને ચોખાની બાજુ તથા બાજરી સાથે લાંપડી, વળી કેટલેક ઠેકાણે કોઠમડીના વેલા પણ ખેતરોમાં ઊગી નીકળ્યા હોય છે. એરંડીના પાકમાં જમીન પર કેટલીક વાર ઇંદ્રવરણાંના વેલા પોતાનાં ગોળ ફળોના આકાર અને રંગનાં પણ કડવાં ફળોની સાથે પથરાયેલા પડ્યા હોય છે.

**નદીઓની વનસ્પતિ:** જુદી જુદી નદીઓના કિનારા ને વાંધાં વિવિધ વનસ્પતિઓવાળાં હોય છે. પણ નદીની રેતી અને પાણીમાં તો સામાન્ય રીતે છીણી, વેતસ, ભાંગરો, જળબ્રાહ્મી, રતવેલિયો, બોયરિંગણી, શેવાળ અને ઘાબાજરિયાં ઊગી નીકળ્યાં હોય છે. તટ પર ઊભેલાં વૃક્ષો, અન્ય મોટી વેલો અને છોડવાનાં મૂળ જોઈએ તો તે નદીઓની ભેખડ આગળ જ્યાં માટી ધોવાઈ ગઈ હોય ત્યાં સહેલાઇથી મળી શકે છે.

**ઔદ્યોગિક શક્યતાવાળી વનસ્પતિ:** વનસ્પતિ આપણને કંઈ એકલાં પાક કે દવાઓ જ આપે છે એમ નથી. તે તો રેસા, ઇમારતી લાકડાં, બળતણ, લાખ, ગુંદર વગેરે પણ આપે છે. ઇમારતી લાકડાં માટે સાગ, સીસમ, મહુડો, શીમળો, સીવણ વગેરે વૃક્ષો છે. શીમળો દીવાસળી માટે તથા નાનાં હોડકાં તથા થાળી–રકાબી વગેરે બનાવવા માટે પણ મહત્ત્વનો છે. વળી તે મોચરસ નામનો ગુંદર પણ આપે છે. તેનાં ફૂલમાંથી તેનાં ફૂલ તથા મૂળ દવા તરીકે ઉપયોગી છે. તેનાં ફૂલમાંથી નીકળતું રૂ પણ ઓશિકાં ભરવા વપરાય એવું છે. બહેડાનાં ફળ બહેડાં એ આયુર્વેદની પ્રસિદ્ધ ઔષધિ છે.

ગુંદર માટે બાવળ, કડાયો, ખેર, ગૂગળ, સરગવો, ખાખરો, શીમળો વગેરે વૃક્ષો મહત્ત્વનાં છે. બાવળ તો બળતણ, કોલસા, ખેતીનાં ઓજાર માટેનું લાકડું અને 'ટેનિન' નામનું તત્વ પણ આપે છે. કડાયો એની સાવ સફેદ અને રાખોડી રંગની કાગળ જેવી પાતળી છાલ તથા વિશિષ્ટ આકારની દૃષ્ટિએ વિશિષ્ટ વૃક્ષ છે. ઘાડા જંગલમાં તે ઊભું હોય ત્યારે હબસીઓમાં યુરોપિયન ઊભો હોય એવું તે દેખાય છે. વળી તેના થડ ઉપર નામ પણ કોતરી શકાય છે અને તે કાયમ ટકી રહે છે.

તંતુ માટે તો કપાસ પ્રસિદ્ધ છે પણ તે તો ખેતીનો પાક થયો. જોકે કાનમ જેટલો કપાસ ખેડા જિલ્લો ઉતારી શકતું નથી. શીમળા અને આકડાના રૂમાંથી તંતુ કાઢી શકાય તેમ છે, પણ તેવો ખાસ પ્રયત્ન થયો નથી. રેસા માટે કેનફી ('એગે અમેરિકાના' અને 'એગે મેક્સિકાના') બહુ મહત્ત્વની વનસ્પતિ છે. પહેલાં તેને ખાસ વાવવામાં આવતી અને તેમાંથી રેસા કાઢવાનો ઉદ્યોગ ચાલતો. આજે પણ તે માટે મહારાષ્ટ્રમાં તેનો ઉપયોગ થાય છે. હવે સરકાર તેને પુનર્જીવન આપવાની વિચારણા કરી રહી છે. તે વાડોમાં અને બીજી ઉજ્જડ જગ્યાઓમાં આપમેળે ઊગે છે. તેની વાડો પણ થઈ શકે. અઘિયાર, મરડાશિંગી, ભીંડી, આમેત્રો, ધામણ, હુંબ વગેરેમાંથી પણ સારા રેસા બનાવી શકાય. આ બધી વનસ્પતિઓ ખેડા જિલ્લામાં ઊગે છે

તેલ માટે તલ, મગફળી, કસુંબી અને દિવેલી વવાય છે. આપણે ત્યાં કસુંબીના તેલનો બહુ ઉપયોગ થતો જોયો નથી. પણ મહારાષ્ટ્રમાં 'કરડિયા તેલ' તરીકે તે ઘણું જ વપરાય છે. કણજી અને મહુડાંની ડોળીનું તેલ નીકળે છે. દારૂડીનાં બીમાંથી જે તેલ કાઢવામાં આવે છે તે બાળવામાં જરૂર કામ આવે. સરગવાના બીજનું તેલ ઘડિયાળોમાં પૂરવાના 'બેન ઓઇલ' તરીકે વાપરી શકાય. 'રોહીશ' એ ઝીંઝવા ઘાસની જાતનું ઘાસ છે. તેનો લાલ–પીળો રંગ ગોચરોને શોભાયમાન બનાવી મૂકે છે. તે ઘાસમાંથી જે તેલ નીકળે છે તે દવા તરીકે બહુ જાણીતું છે. તે સુગંધીદાર તેલ વા ઉપર ચોળવા વપરાય છે.

**વૈદકીય વનસ્પતિ:** થોડા–વધુ પ્રમાણમાં એકેએક વનસ્પતિ ઔષધિ છે. પણ ખાસ કરીને પાણીસાદડ (અર્જુન), કડો, નસોતર, આમળાં, બહેડાં, આકડો, સાટોડી, સારિવા, ગળો, શતાવરી, અરણી, સીવણ, સરગવો, ધંતૂરો, ધોળો વછનાગ, કમળ, પોયણાં, લાણો, શરપંખા વગેરે ખૂબ ઉપયોગી છે. આ દૃષ્ટિએ ખેડા જિલ્લામાં ઘણાં સ્થાનો એવાં છે કે જ્યાં દિવ્ય ઔષધિઓ ઊગે છે, પણ તેમને કોઈ ઓળખવા જતું નથી. તેમનો ઉપયોગ જોઈએ તેવો થતો નથી, દા: ત: અંધાડીનાં કોતરો, અભ્યાસુ વનસ્પતિશાસ્ત્રીઓ અને સંશોધક વૈદોની વાટ જોઈને બેઠાં છે. ઊંટડિયા મહાદેવ તથા કેદાર બાજુની ઝાડીઓ, સેવાનિ[illegible] છેક વીરપુર અને પછી વીરપુરથી રાજસ્થાનની [illegible] [illegible]તીય પ્રદેશ વનસ્પતિ [illegible] [illegible]મંત્રણ પાઠ [illegible] [illegible]ધી જ નદીઓના [illegible] [illegible]યાં અનેક [illegible] પાણી સીંચીને [illegible] છે. આણ [illegible] વચ્ચેના

તમામ સ્થળોએ ઠીક ઠીક સંભાર છે. આમ ગુર્જરી મૈયાનો આ બગીચો કુદરતી રીતે ઊગતી અનેક વનસ્પતિઓથી છવાયેલો છે.

**કુદરતી ફળો :** જંગલમાં ઊગતાં કુદરતી ફળોમાં સીતાફળ, રાયણ, ટીંબરું, બોર, ગુંદાં, કંથારાં, અને કરમદાં છે. તે બધાં જુદી જુદી ઋતુમાં થાય છે. અથાણા માટે કુમળાં બીલાં અને વાંસની ગાંઠોનો ઉપયોગ થઈ શકે. ફૂલોનું શાક કે અથાણું થઈ શકે. એમાં કડાનાં ફૂલ, દોડીનાં ફૂલ અને મીઠા સરગવાનાં ફૂલ ગણી શકાય.

**સ્થાનિક અભ્યાસની જરૂર :** આ તો આછી રૂપરેખા દોરી છે, પણ આ દૃષ્ટિ લક્ષમાં રાખી જો ખેડા જિલ્લાના જુદા જુદા પ્રદેશો પોતાની વનસ્પતિઓનો અભ્યાસ કરે, તેમની યાદી બનાવે અને તેમને ઉપયોગમાં લે તો કુદરતે આપેલી અપાર આર્થિક સંપત્તિ કામમાં લઈ શકાય. દરેક ગામની પ્રાથમિક શાળામાં સ્થાનિક વનસ્પતિઓનો પ્રત્યક્ષ પરિચય કરાવવો જોઇએ. માધ્યમિક શાળાઓમાં તો તે માટે જિલ્લાનું પર્યટન કરાવવું જોઈએ. અને ખેડા જિલ્લાના અધ્યાપન મંદિરો તથા મહાવિદ્યાલયોમાં તેના નમૂનાના ભંડાર (હર્બેરિયમ) હોવા જોઈએ. વનસ્પતિવેત્તાઓ, વૈદ્યો, શિક્ષકો અને આ વિષયમાં રસ લેતાં સૌ કોઈ જો આમાં યથાશક્તિ ભાગ લે તો ઘણુંબધું કાર્ય થઈ શકે. આ દિશામાં કાર્ય કરનારને કંઈક ઉપયોગી થાય એ હેતુથી ખેડા જિલ્લાની વનસ્પતિઓની ટૂંકી યાદી પરિશિષ્ટરૂપે આપી છે.

# ૨૩

# વનસ્પતિઓ

## પરિશિષ્ટ

### ખેડા જિલ્લાની વનસ્પતિઓની યાદી (ખેતીના પાકો અને ફળફૂલની વનસ્પતિઓ આમાં લીધી નથી)

**વૃક્ષ**

૧. અણિયાર
૨. અરલવો
૩. અંકોલ
૪. આશોવરો
૫. આંબલી
૬. આંબળી
૭. આંબો
૮. ઉમરડો
૯. કડો
૧૦. કઢાયો
૧૧. કણુજરો
૧૨. કદંબ
૧૩. કપીલો
૧૪. કરમદી
૧૫. કરંજ (કણઝી)
૩૧. ટીમરુ
૩૨. તણુછ
૩૩. તાડ
૩૪. દૂધલો
૩૫. ધામણ
૩૬. ધાવડો
૩૭. પાણીસાદડ (અર્જુન)
૩૮. પીપળ
૩૯. પીંપળો
૪૦. પીલુ (વરખડી)
૪૧. બકાન લીમડો
૪૨. બાવળ
૪૩. બિયો
૪૪. બેઢી
૪૫. બોરડી
૧૬. કાચકી
૧૭. કાળિયો સરસ
૧૮. કોસંબ
૧૯. કોઠી
૨૦. ખાખરો
૨૧. ખેર
૨૨. ગઢબોરડી
૨૩. ગંરમાળો
૨૪. ગાંગી
૨૫. ગૂગળ
૨૬. ગુન્દી (નાનાં)
૨૭. ગુન્દી (મોટાં)
૨૮. ચરેલ
૨૯. જાંબુ
૩૦. જેઠીમખ
૬૧. સાગ
૪૬. મવેડી
૪૭. મહુડો
૪૮. મીંઢળ
૪૯. રાયણ
૫૦. રોણ
૫૧. વડ
૫૨. વરણો
૫૩. વરાંખલી (ઢિકી, મકરોડી)
૫૪. વીકળો
૫૫. વેલ્લંતરો
૫૬. શમી
૫૭. શીમળો
૫૮. સરગવો (મીઠો તેમ કડવો)
૫૯. સરેરો
૬૦. સંધેસરો
૩૦. સમુદ્રશોષ

# ૨૪
# પશુધન

**ખેડા જિલ્લાનું પશુધન :** જે પશુઓ માનવસમાજની સંપત્તિ વધારવામાં કામમાં લેવાય છે તે પશુધન ગણાય છે ઈ સ ૧૯૫૧મા થયેલી ગણતરી પ્રમાણે ખેડા જિલ્લાના પશુધનની તાલુકાવાર વિગતો આ પ્રકરણને છેડે પરિશિષ્ટ રૂપે આપી છે એ ગણતરીમા બળદ, ગાય, ભેંસ, બકરા, ઘેટા, ઘોડા, ગધેડા, ઊંટ, ખચ્ચર ને ડુક્કર કે ભુંડનો સમાવેશ થાય છે આ પકી બળદ, ઘોડા, ગધેડા, ઊંટ અને ખચ્ચર એ ભારવહન કરનારા પશુઓ છે એ દૃષ્ટિએ આ પશુઓનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે પરતુ એ બધામા બળદનો ઉપયોગ મુખ્યત્વે ખેતીમા થતો હોવાથી એ સૌથી વધુ મહત્ત્વનુ પશુ છે તે પછી ભેંસ અને ગાય દૂધ આપનારા મહત્ત્વના પશુઓ છે ઘેટા–બકરાની સખ્યા જોતા આ જિલ્લામા તેમનુ મહત્ત્વ ગૌણ છે ડુક્કરનુ પણ તેમજ છે ઘેટા–બકરાં દૂધ અને ઊન આપે છે બકરાના ઊનને 'જાટ' કહે છે તે ખાટલાનુ વાણ, થેલા કે ધાબળા બનાવવાના ઉપયોગમા આવે છે ઘેટા–બકરાં તથા ડુક્કર માંસ આપે છે માંસ આપનાર પ્રાણીઓમા મરઘા–બતકાં પણ આવી જાય છે એ પ્રાણીઓ માંસ ઉપરાંત ઇડા આપે છે તેમની વિગત પણ પરિશિષ્ટમા આપી છે માંસાહાર આ જિલ્લાના લોકો પકી જૂજ સખ્યા કરે છે, તેથી એ વિષય પણ આર્થિક દૃષ્ટિએ ગૌણ છે આમ આર્થિક સંપત્તિ તરીકે આ જિલ્લામાં ત્રણ પશુઓ મહત્ત્વનાં છે બળદ, ગાય અને ભેંસ આ ત્રણ પશુઓની વિગતવાર માહિતી આ પ્રકરણમા આપવાનો પ્રયત્ન કરીશુ

**ભેંસ : સખ્યા :** પરિશિષ્ટમા આપેલા આંકડા ઉપરથી જણાશે કે આ જિલ્લામાં ભેંસની સખ્યા બીજા બધાં પશુઓ



કાંકરેજી ગાય

કરતાં વધારે છે. પુખ્ત ઉંમરની ભેંસો કુલ ૧,૯૭,૩૬૧, પાડા-પાડીઓ ૧,૪૧,૧૯૭ અને પુખ્ત ઉંમરના પાડા ૧૮૩૮ એ રીતે ભેંસ જાતિનાં કુલ પશુની સંખ્યા ૩,૪૦,૩૯૬ થાય છે. તેમાંથી નરપશુ એટલે નાના મોટા પાડાની સંખ્યા ૧૮,૧૬૦ બાદ કરીએ તો માદાપશુ એટલે ભેંસની સંખ્યા ૩,૨૨,૨૩૬ થાય છે. આ પૈકી લગભગ ૨ લાખ દૂધ આપનારી ભેંસો ગણી શકાય. જિલ્લાની કુલ વસતી આશરે સોળ લાખ ગણીએ તો આઠ માણસે એક ભેંસ આ જિલ્લામાં છે એવો અંદાજ આંકી શકાય. જિલ્લાની પોણા ભાગની વસતી ખેતીનો ધંધો કરે છે. એ ધંધો કરનાર લગભગ દરેક કુટુંબ ભેંસ રાખે છે, એ આ જિલ્લાની ખાસ વિશેષતા છે. ઉપરના આંકડા પણ આ વિશેષતા સાબિત કરે છે.

**ભેંસની જાત અને તેનું ઉત્પન્ન:** ખેડા જિલ્લાની ભેંસો ચરોતરી અથવા સુરતી પ્રકારની હોય છે. તે રંગે કાળી, મધ્યમ કદની, બેઠા બાંધાની, નીચી, સ્વભાવે ઘણી શાંત અને દૂધાળ જાનવર તરીકે લગભગ તમામ લક્ષણો ધરાવે છે. દિલ્હી, મહેસાણા અને સૌરાષ્ટ્ર પ્રદેશની ભેંસ કરતાં આ ભેંસ કંઇક ઓછું દૂધ આપે છે. પરંતુ વેતરની મુદતના મોટા ભાગ દરમ્યાન તે નિયમિત સરખું દૂધ આપે છે, એ એનો લાભ છે. સારી માવજતવાળી ચરોતરી ભેંસ લગભગ ૧૩થી ૧૪ માસના અંતરે વિયાય છે, અને વેતર દરમ્યાન ૧૦થી ૧૧ માસ દૂધ આપે છે. એટલે તે માત્ર ૩થી ૪ માસ જ વસૂકેલી રહે છે. આવી ભેંસ સવાર-સાંજ મળી દરરોજ આશરે કાચા ૮ શેરથી ૧૦ શેર દૂધ આપે છે. એ રીતે એક વેતરનું એનું સરેરાશ દૂધ ૨૫૦૦થી ૨૭૦૦ રતલ થાય છે. વેતર દીઠ ૪૦૦૦ રતલ ઉપરાંત દૂધ આપનારી ચરોતરી ભેંસોના નમૂના પણ સારા પ્રમાણમાં હોય છે. આ ભેંસની બજાર કિંમત રૂ. ૩૦૦થી ૫૦૦ સુધી ગણાય છે.

ચરોતરનો ખેડૂત ખૂબ મહેનતુ અને કરકસરવાળો છે. એણે ભેંસને નિર્વાહના એક પૂરક સાધન તરીકે અપનાવેલી છે. પુરુષ ખેતરમાં ખેતી સંભાળે છે, અને સ્ત્રી ઘર આગળ ભેંસ સંભાળે છે. આ ભેંસ ખેડૂતના કુટુંબને દૂધ-ઘી ઉપરાંત ખેતીને ઉપયોગી ખાતર આપે છે. એ ત્રણેય ચીજોમાંથી રોકડ આવક પણ થાય છે. ખેડૂત-સ્ત્રીને નવરાશને સમયે તે એક કાયમનું કાર્યક્ષેત્ર પૂરું પાડે છે, અને ગરીબ વિધવા સ્ત્રીને તે ગુજરાનનું અમૂલ્ય સાધન બની રહે છે. આ પ્રાણી આ જિલ્લામાં એટલું વ્યાપક છે કે તેના ઉત્પન્નમાંથી દૂધ, ઘી, માખણ અને ચામડાના ઉદ્યોગો નાના મોટા પાયા પર વિકસેલા છે. હાલ આ ઉદ્યોગો વિકસાવવા માટે આ જિલ્લામાં અનેક પ્રકારના પ્રયત્નો ચાલી રહ્યા છે. ખેડૂતને ઘેર તો ભેંસ એક ગૃહઉદ્યોગ છે, તેમજ ઘી-દૂધ વેચવાની એક નાની હાટડીની એ ગરજ સારે છે. અને ચરોતરનો ખેડૂત એનાથી એવો ટેવાઈ ગયો છે કે 'જેને ઘેર કાળી તેને સદાય દિવાળી' એવી કહેવત પડી ગઈ છે.

**ગાય: સંખ્યા અને જાત:** આ જિલ્લામાં ગાયોની સંખ્યા પુખ્ત ઉંમરની ૩૭,૭૧૯ અને વાછરડાં ૫૧,૫૮૩ મળી કુલ ૮૯,૩૦૨ થાય છે. આ પૈકી દૂધ આપનારી ગાયો માત્ર ૧૭,૧૮૧ છે, અને દૂધ આપવાની શક્યતાવાળી વાછરડીઓ ૯,૩૧૫ છે. ભેંસોની સરખામણીમાં આ સંખ્યા અતિ અલ્પ ગણાય. એ બતાવે છે કે આ જિલ્લામાં ગાય આર્થિક દૃષ્ટિએ ગૌણ મહત્ત્વનું પશુ છે.

ઉપયોગિતાની દૃષ્ટિએ ગાયની જાતના ત્રણ વર્ગ પાડવામાં આવે છે: (૧) દૂધાળ જાત (૨) બેકાજગરી જાત અને (૩) ખેતીકામ માટેની જાત. આ પૈકી ત્રીજા પ્રકારની એટલે ખેતીકામ માટેની જાત આ જિલ્લામાં નથી. પહેલા પ્રકારની પણ નથી એમ કહી શકાય. એટલે આ જિલ્લામાં મુખ્યત્વે બેકાજગરી જાતની ગાયો છે. તે દૂધ ઉપરાંત બળદ આપે છે. આ ગાયો મુખ્યત્વે ઉત્તર ગુજરાતના પાલણપુર પ્રદેશમાં આવેલા કાંકરેજ તાલુકામાંથી ઊતરી આવેલી છે, તેથી તે કાંકરેજ-કાંકરેજી-ગાય કહેવાય છે. બીજી જાત સૌરાષ્ટ્રના ગીર પ્રદેશની 'ગીર જાત' કહેવાય છે. આ બન્ને પ્રકારની ગાયો આ જિલ્લામાં જોવા મળે છે. તેમની કિંમત ૨૦૦થી ૩૦૦ રૂપિયા ગણાય છે.

**કાંકરેજી ગાય:** કાંકરેજી ગાયનો રંગ સફેદ દૂધ જેવો અથવા રાખોડિયો એટલે રૂપાના જેવો, કાળાશ પડતો ધોળો, હોય છે. એને મુંજડો રંગ પણ કહે છે. એનો ચહેરો ટૂંકો અને કપાળ પહોળું, વચમાં ખાડાવાળું રકાબી જેવું હોય છે. નાકની આસપાસ એક ઇંચ પહોળું આછા રંગનું કુંડાળું હોય છે. આંખો ચળકતી અને કાન લાંબા, નીચે ઝૂલતા હોય છે. આ ગાયનાં શિંગડાં અર્ધ ચંદ્રાકારે વળેલાં, લાંબાં કુંડળ જેવાં હોય છે. એની ડોકની નીચે લટકતી ગોદડી સાધારણ કદની હોય છે, લાંબી હોતી નથી. ઊંચાઈ ૧૨થી ૧૪ મૂઠ અને વજન ૨૦થી ૨૫ કાચા મણ હોય છે.

**ગીર જાતની ગાય:** ગીર જાતની ગાય લાલ-ધોળા અથવા કાળા-ધોળા રંગની હોય છે. તે કાંકરેજી ગાય કરતાં

એનાં આ લક્ષણોથી જુદી પડે છે. આ જાતની કેટલીક ગાયોનો રંગ ગોરો–લાલ (ગળકડો), લાલ તથા ધોળાં ધાબાં-વાળો, કાબરચીતરો (કાળો અને ધોળો), અથવા માંકડો એટલે લાલ, કાળા અને ધોળા રંગના મિશ્રણવાળો હોય છે. આ જાતનું માથું ગોળ આકારનું, હાથીના કુંભસ્થળની માફક કપાળમાંથી ઊપસેલું ને મોટું હોય છે. આને લીધે તેની આંખો પ્રમાણમાં ઝીણી લાગે છે. એના કાન લાંબા લાંબા, આખા મોઢા પર ઢળકતા, નાકનાં ફોરણા સુધી પહોચતા હોય છે. શિંગડાં મોટાં, જાડાં ને પછવાડેથી મોઢિયા પાસેથી વળેલાં હોય છે. આઉ (બાવલું) મોટું અને સરખી રીતે ગોઠવાયેલા, મોટા આંચળવાળું હોય છે. ડોકની નીચે લટકતી ગોદડી લાંબી, ઝૂલતી હોય છે. આ ગાયની ઊંચાઈ ૧૦થી ૧૩ મૂઠ ને વજન ૨૦થી ૨૩ કાચા મણ હોય છે.

**ગોપાલનનાં મથકો :** ચરોતરનો ખેડૂત ભાગ્યે જ ગાય રાખે છે. જે કંઈ ગાયો આ જિલ્લામાં છે તે મુખ્યત્વે રબારીઓ ને ભરવાડો પાસે છે. આ લોકોની વસ્તી ૨૬,૮૯૦ની છે. એમાં રબારીઓ કરતા ભરવાડોની સંખ્યા ઓછી છે. ભરવાડોમાં નાનાભાઈ અને મોટાભાઈ એવા બે વર્ગ છે. તેમની વસ્તી માતર અને ખંભાત તાલુકામાં છે. વાડાશિનોર તાલુકા સિવાય બીજા બધા તાલુકામાં રબારીઓ છે. આ લોકોની પાસે ૨૦ હજારથી ૨૫ હજાર જેટલી ગાયો હોવાનું મનાય છે. રબારીઓ અને મોટાભાઈ ભરવાડો કાંકરેજ જાતની ગાયો રાખે છે, જ્યારે નાનાભાઈ ભરવાડો ગીર જાતની ગાયો રાખે છે. ગીર જાતની ગાયો ખંભાત તાલુકામાં અને થોડે અંશે માતર તાલુકામાં છે. તળ ચરોતરની બહાર આવેલા કપડવણજ, વાડાશિનોર અને ઠાસરા તાલુકામાંના થોડા ભાગમાં ખેડૂતો પોતે ગાયો રાખે છે. તે ગાયો કાંકરેજ જાતની બગડેલી ઓલાદની છે. આ ગાયો કરતાં કંઈક સારી ગાયો રબારી–ભરવાડો પાસે છે. તે પણ શુદ્ધ કાંકરેજી નથી. તેમાં ગીર, કાંકરેજ અને નકામા આખલાઓની ઓલાદનું મિશ્રણ થયેલું છે. તેમ છતાં આ લોકો સાંઢની પસંદગીમાં બહુ ધ્યાન આપે છે.

સારી કાંકરેજી ગાયો આણંદની કૃષિગોવિદ્યાભવન સંસ્થામાં, બોચાસણની આદર્શ ગૌશાળામાં અને માતર તાલુકાનાં અસામલી–નાયકા ગામોમાં છે. તે ઉપરાંત ડાકોરમા શ્રી. રણછોડજીના મંદિરની ગૌશાળામાં ને ભરતદાસજી મહારાજની ગૌશાળામાં પણ કાંકરેજી તથા તેને મળતી ગાયો સારી સંખ્યામાં છે.



કાંકરેજી સાંઢ

ગીર જાતની ગાયોની મોટી સંખ્યા ખંભાત તાલુકામાં નાનાભાઈ ભરવાડો પાસે છે. તેમાં પણ બીજી ઓલાદોનું મિશ્રણ થયેલું છે. મહેમદાવાદ તાલુકાના બીડજ ગામની આશ્રમ–ગૌશાળામાં ગીર જાતની સારી ગાયો ઠીક જથામાં છે.

**ગાયનું દૂધનું ઉત્પાદન :** દૂધ–ઉત્પાદનની દૃષ્ટિએ ગીર જાતની ગાય શ્રેષ્ઠ ગણાય છે. તે સરેરાશ એક વેતરે ૧૫૦૦થી ૧૭૦૦ રતલ દૂધ આપે છે. સારી માવજત અને ખોરાક મેળવતી એ જાતની કેટલીક ગાયો વેતર દીઠ ૬૦૦૦થી ૭૦૦૦ દૂધ આપ્યાના દાખલા નોંધાયા છે. આને મુકાબલે કાંકરેજી ગાય વેતર દીઠ ૧૦૦૦થી ૧૫૦૦ રતલ દૂધ આપે છે, અને એ જ પ્રકારની સારી કક્ષાની ગાય વેતર દીઠ ૨૫૦૦થી ૩૦૦૦ રતલ દૂધ આપે છે. છતાં અપવાદરૂપે કાંકરેજી ગાયોએ ગીર જાતની ગાયોના જેટલું દૂધ આપ્યાના દાખલા પણ નોંધાયા છે.

**ગાય અને ભેંસની સરખામણી:** ચરોતરનો ખેડૂત ગાય કરતાં ભેંસ વધુ પસંદ કરે છે. તેનુ કારણ એ છે કે ગાયના દૂધ કરતાં ભેંસના દૂધમા ચરબીનું પ્રમાણ વધારે હોવાથી ભેંસના દૂધનું ઉત્પન્ન આર્થિક રીતે વધારે લાભદાયી હોય છે. પરંતુ ગાય અને ભેંસના દૂધનો તુલનાત્મક અભ્યાસ કરતાં સાબિત થયું છે કે બધી રીતે જોતા ભેંસ કરતાં ગાય વધુ લાભકારી છે. ગાયના દૂધમાં પીળો કેરોટિન નામનો

પદાર્થ હોય છે. તે બુદ્ધિ, તેજ અને ચપળતા વધારનાર છે. આ કેરોટિન ભેંસના દૂધમાં નથી. તેથી ભેંસનું દૂધ જડતા અને મેદ વધારનાર ગણાય છે. ગાય રોગોની સામે ટક્કર ઝીલી શકે છે, જ્યારે ભેંસને રોગનો ભોગ બનતાં વાર લાગતી નથી. ગાય ચપળ અને સ્વચ્છતાપ્રિય પ્રાણી છે, ભેંસ આળસુ અને ગંદુ પ્રાણી છે. ભેંસ પાળવાનું ખર્ચ ગાય પાળવાના ખર્ચ કરતાં થોડું વધુ આવે છે. ગાયનું છાણ રોગરહિત અને ભેંસનું છાણ રોગવાળું મનાય છે. ગાયના વાછડામાંથી ખેતીને ઉપયોગી બળદ થતો હોવાથી અને ભેંસના પાડાનો ઉપયોગ ખેતીમાં નહિ થતો હોવાથી પાડા કરતાં વાછરડાની કિંમત વધુ આવે છે. આ બધી રીતે વિચારતાં નિષ્ણાતો એવા અભિપ્રાય ઉપર આવ્યા છે કે આ દેશમાં ભેંસ કરતાં ગાયનું રક્ષણ, પાલન ને સંવર્ધન થાય એ બધી રીતે હિતાવહ છે.

**ગાયનું મહત્ત્વ અને તેનો પ્રચાર :** ભારત દેશમાં પ્રાચીન સમયથી ગાય સૌથી વધુ પવિત્ર પ્રાણી ગણાય છે. એના શરીરમાં દેવોનો વાસ મનાય છે. દરેક શુભ પ્રસંગે ગાયના શુકન જોવાય છે અને અનેક પ્રસંગે એની પૂજા થાય છે. પોતાના રોજના ભોજનમાંથી પ્રથમ ગોગ્રાસ અલગ કાઢી પછી ભોજન લેવાનો હિંદુઓમાં રિવાજ છે. એ રીતે યજ્ઞમાં આહુતિ આપવા માટેના હવિષ્ય અન્નની માફક ગોગ્રાસ એ દરેક હિંદુનો અગત્યનો યજ્ઞભાગ ગણાય છે. આ બધું હાલ ઓછું થયું છે, પરંતુ આજના વિજ્ઞાને ઉપર જણાવેલ ગાયનું મહત્ત્વ જણાવતો જે નિર્ણય આપ્યો છે તે પ્રાચીન ભારતવાસીઓએ ગાયને અર્પેલા મહત્ત્વનું સચોટ સમર્થન કરે છે. અને આ કારણે એક બાજુથી ગાયનો પુનરુદ્ધાર કરવા સદ્‌ગત મહાત્મા ગાંધીજીની પ્રેરણાથી દેશના આગેવાન સેવકોએ વિવિધ પ્રયત્નો આદર્યા છે, અને બીજી બાજુએ સરકારે ઢોરોની ઓલાદ સુધારવા અને તેમાં ખાસ કરીને ગાયની ઓલાદ સુધારી તેને આર્થિક રીતે વ્યાપક બનાવવા વિવિધ પ્રયત્નો આદર્યા છે. ગુજરાતમાં ગાંધીજીએ સ્થાપેલા સાબરમતી નદી પાર આવેલા હરિજન આશ્રમમાં 'ગુજરાત ગોસેવા સંઘ' નામની સંસ્થા ચાલે છે. તેના આશ્રય નીચે ખેડા જિલ્લાના માતર તાલુકામાં અસામલી, નાયકા અને હરિયાળા ગામોએ 'સહકારી ખેતી ગોપાલન મંડળીઓ' સ્થપાઈ છે અને ગોપાલન તથા ખેતીનું કાર્ય તેમની દ્વારા થઈ રહ્યું છે. આ ઉપરાંત ઓચાસણમાં આવેલા વલ્લભ વિદ્યાલયમાં મૂગા વિદ્યાર્થીઓને દૂધ આપવાના હેતુથી રાખેલી ગાયમાંથી હાલ 'આદર્શ ગૌશાળા' નામની ગોસંવર્ધન કરનારી સંસ્થા વિકાસ પામી છે. ત્યાં શુદ્ધ કાંકરેજી ગાયો વસાવી તેમની ઓલાદ સુધારવાના પ્રયત્ન થાય છે. એને મુંબઈ સરકારના પશુઉછેરખાતાએ એક પશુઉછેર કેન્દ્ર તરીકે માન્ય કરેલી છે. તે ઉપરાંત મહેમદાવાદ તાલુકાના બીડજ ગામની આશ્રમ ગૌશાળામાં પણ ગીર જાતની સારી ગાયો રાખી ગોપાલનની પ્રવૃત્તિ ખીલવવાનો પ્રયત્ન થાય છે.

**કૃષિગોવિદ્યાભવન, આણંદ :** પરંતુ, આ દિશામાં અગત્યનું કામ કરનાર સૌથી વધુ મહત્ત્વનું મથક આણંદનું કૃષિગોવિદ્યાભવન છે. ત્યાં યુનિવર્સિટીની પદવીઓ આપનાર શેઠ બંસીલાલ અમૃતલાલ કૃષિમહાવિદ્યાલય ઉપરાંત બે મહત્ત્વની સંસ્થાઓ આવેલી છે; એકનું નામ શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિવિદ્યાલય છે. તેમાં ખેતીનું શિક્ષણ અપાય છે. અને બીજીનું નામ શેઠ મુંગાલાલ ગોઈન્કા પશુ વિદ્યાલય છે. તેમાં પશુધનનો શાસ્ત્રીય અભ્યાસ કરવાનું શીખવાય છે. આ સંસ્થા ઈ. સ. ૧૯૪૦-૪૧માં સ્થપાઈ હતી. તેનો મુખ્ય ઉદ્દેશ પશુ-ઉછેર અને પશુ-સંવર્ધનનું શિક્ષણ આપી કાંકરેજ વંશના પશુધનનો શાસ્ત્રીય વિકાસ કરવાનો હતો. એ માટે સરકારે સુરત અને ઉત્તર ગુજરાતમાં આવેલા છારોડી મથકનાં પોતાનાં ફાર્મ આ સંસ્થાના વહીવટમાં મૂક્યાં છે. તે ઉપરાંત સંસ્થાનું પોતાનું પણ પશુ-ઉછેરનું સ્વતંત્ર ફાર્મ છે. એમાં શાસ્ત્રીય સંશોધન થાય છે. એ સંશોધનનાં પરિણામો ખેડા જિલ્લા માટે જ નહિ, પરંતુ આખા ભારત દેશ માટે પશુ-ઉછેર અને મુખ્યત્વે ગાય જાતનાં પશુની સુધારણા અને પ્રચારની બાબતમાં ક્રાંતિકારી નીવડે એવી પ્રગતિ થઈ રહી છે.

**મહાગુજરાતનું પશુધન :** જાન્યુઆરી ૧૯૫૩માં અમદાવાદમાં ગુજરાતના સંશોધન કાર્યકર્તાઓની પરિષદ મળી હતી. તેના કૃષિવિજ્ઞાન વિભાગના પ્રમુખપદેથી આણંદની આ સંસ્થાના સંચાલક, ખેડા જિલ્લાના જ વતની, ડૉ. મગનભાઈ પટેલે 'મહાગુજરાતનું પશુધન' એ નામનું ટૂંકું પણ સંગીન માહિતીથી ભરેલું વ્યાખ્યાન આપ્યું હતું. એ વ્યાખ્યાનના આરંભમાં તેમણે જણાવ્યું હતું કે દુનિયાનાં દુધાળાં ઢોર પૈકી ૩૦ ટકા જેટલાં ઢોર ભારત દેશમાં છે. પરંતુ એમનું વાર્ષિક દૂધ ઉત્પાદન દુનિયાના કુલ દૂધ ઉત્પાદનના ફક્ત ૯ ટકા છે. આપણી ગાય અને ભેંસનું સરેરાશ વાર્ષિક દૂધ ઉત્પાદન અનુક્રમે ૪૧૩ ને ૧૧૧૦ રતલ છે એને મુકાબલે નેધરલેન્ડની ગાય ૮૦૦૦ રતલ, ઓસ્ટ્રેલિયાની ગાય

૭૦૦૦ રતલ અને અમેરિકાની ગાય ૫૦૦૦ રતલ દૂધ આપે છે. એકલા મુંબઈ રાજ્યની વાત લઈએ તો અહીંની ગાય માત્ર ૧૪૦ રતલ અને ભેંસ ૮૪૦ રતલ દૂધ આપે છે. મહાગુજરાતની ગાય ૩૪૫ રતલ અને ભેંસ ૧૮૧૦ રતલ દૂધ આપે છે. આ રીતે દુનિયાની સરખામણીમાં ભારતના ઢોરની દૂધ ઉત્પાદક શક્તિ ઘણી ઓછી છે. પરદેશોમાં એક ગાય જેટલું દૂધ આપે છે તેટલું દૂધ મેળવવા આપણા દેશમાં ૧૨થી ૧૫ ગાયો નિભાવવી પડે છે.

**ગાયની ઉપયોગિતા સાબિત કરતી વૈજ્ઞાનિક વિગતો:** ઉપર વર્ણવેલી સ્થિતિના ચાર કારણો ડૉ. મગનભાઈ જણાવે છે. તેમાંનું મુખ્ય એ છે કે, દૂધ-ઉત્પાદન માટે ભેંસ અને ગાય એ બંને પ્રકારનાં ઢોર રાખવાની પ્રથાથી એકે પ્રકારના ઢોરનો વિકાસ સાધી શકાયો નથી. આ હકીકત આ જિલ્લા માટે ઘણી મહત્ત્વની છે. આ ઉપરાંત ડૉ. મગનભાઈએ ગણાવેલાં બીજાં ત્રણ કારણો પણ મહત્ત્વનાં છે. પરંતુ એ વિષયો આ પ્રકરણની મર્યાદા બહાર હોઈ અહીં એમની ચર્ચા અસ્થાને ગણાય.

આ વિષયનું વધુ વિવેચન કરતાં ડૉ. મગનભાઈ કહે છે કે : મહાગુજરાતના પશુપાલકો ભેંસને દૂધઉત્પાદનના મુખ્ય સાધન તરીકે અને ગાયને બળદ મેળવવાના મુખ્ય સાધન તરીકે ગણે છે. તેથી ખોરાકનો મોટો ભાગ અને માવજત દૂધ આપનારી ભેંસ અને કામ આપનાર બળદને મળે છે, જ્યારે તેમને પેદા કરવામાં સરખો ભાગ ભજવતાં પાડા અને ગાય તરફ દુર્લક્ષ અપાય છે. આ સંજોગોમાં ગાય કે ભેંસ, એ બેમાંથી એકેનો ઉદ્ધાર ન થાય એ દેખીતું છે. ગાય કે ભેંસ એ બેમાંથી આર્થિક દૃષ્ટિએ ખેડૂતને કયું ઢોર પોસાય તેમ છે તેનું માર્ગદર્શન મેળવવા કૃષિગોવિદ્યા-ભવન, આણંદના ઉછેરકેન્દ્ર ઉપર એક સામાન્ય પ્રયોગ કરવામાં આવ્યો હતો. આ પ્રયોગના પરિણામે એમ તારવી શકાયું છે કે એક કાંકરેજી ગાયે સરેરાશ દૈનિક ૧૩ રતલ અને એક સુરતી ભેંસે ૧૧·૪ રતલ દૂધ આપ્યું હતું, જ્યારે એક ભેંસને એક ગાય કરતાં દાણ અને ઘાસ મળી દોઢ ગણા ખોરાકની જરૂર પડી હતી. આ હિસાબે ભેંસનું એક રતલ દૂધ ઉત્પન્ન કરવામાં જેટલો ખર્ચ લાગે તેટલા ખર્ચમાં ગાયનું ૧॥ રતલ દૂધ ઉત્પન્ન થાય એમ કહી શકાય.

ઉપરની હકીકત પુરવાર કરે છે કે ભેંસ કરતાં ગાય આર્થિક રીતે વધુ પસંદ કરવા યોગ્ય પ્રાણી છે, અને તેથી ગાયનો પ્રચાર એ રાષ્ટ્રીય મહત્ત્વનો વિષય છે. આ પ્રશ્નના ઉકેલમાં મદદ થઈ શકે એ હેતુથી આણંદની સંસ્થામાં કાંકરેજ ઓલાદની ગાયોના સંવર્ધનનું કાર્ય છેલ્લાં દસ બાર વર્ષથી ચાલે છે. એનો મુખ્ય હેતુ કાંકરેજ ઓલાદની ગાયોને ભેંસો જેટલાં માવજત અને પોષણ આપી, તેમની સારા બળદ ઉત્પન્ન કરવાની ખાસિયત જાળવી રાખી, દૂધ ઉત્પાદન વિકસાવવાનો છે. આ ધ્યેયથી ઉત્તર ગુજરાતના ઉછેરપ્રદેશમાંથી બની શકે તેટલાં સાનુકૂળ લક્ષણોવાળી ગાયો સને ૧૯૪૧-૪૨ના વર્ષમાં ખરીદી આ કાર્યની શરૂઆત કરવામાં આવી હતી. આમાંથી સંવર્ધન માટે લેવામાં આવેલી ૨૦ ગાયોનું ૩૧૦ દિવસના વેતરનું સરેરાશ દૂધ ઉત્પાદન ૩૦૮૯ રતલનું હતું, જ્યારે તેમની પ્રથમ પેઢીની તૈયાર થયેલી ગાયોનું સરેરાશ દૂધઉત્પાદન ૩૦૩ દિવસના એક વેતરનું ૪૩૧૨ રતલ આવ્યું છે. આ જ પ્રમાણે પ્રથમ પેઢીની ગાયોમાંથી બીજી પેઢીની વાછરડીઓ ઉદ્ભવી છે. તેમાંની તૈયાર થયેલી કેટલીક ગાયોએ એક અગર બે વેતર પૂરાં કર્યાં છે, અને તેમનુ ૩૩૭ દિવસના એક વેતરનું સરેરાશ દૂધઉત્પાદન ૫૦૨૫ રતલ આવ્યું છે, જે અમેરિકાની દૂધાળ ગાયોના વાર્ષિક દૂધઉત્પાદનની બરોબરી કરે છે.

ડૉ. મગનભાઇ જણાવે છે : "પરદેશોની કોઈ સારામાં સારી ગાય વેતરનું ૪૦થી ૪૨ હજાર રતલ દૂધ આપે છે એવું આપણે જ્યારે સાંભળીએ છીએ ત્યારે આપણે સ્વાભાવિક રીતે અંજાઈ જઈએ છીએ અને આપણે માટે એ આકાશકુસુમવત્ લાગે છે. પણ અમારો આ દિશાનો અનુભવ અને પ્રયોગ એમ સૂચવે છે કે ઢોરને પરદેશમાં અપાતી માવજત, ખોરાક અને ચોક્કસ દૃષ્ટિવાળી સંભાળ મળે તો આપણે ત્યાં પણ આવી ગાયોનું સંવર્ધન થાય તેવી પૂરી શકયતા છે. સંસ્થાના ઉછેરકેન્દ્રના ધણમાં વેતરે ૭૫૦૦થી ૧૦,૦૦૦ રતલ દૂધ આપનારી કેટલીક ગાયો અસ્તિત્વમાં છે. તે આવી શકયતાની ખાતરી આપે છે. ખાસ ઉત્સાહજનક વાત એ છે કે વધુ દૂધઉત્પાદન શક્તિ ધરાવતી ગાયોએ સારી કાર્યશક્તિવાળા બળદો નીપજી શકે તેવા વાછરડા આપ્યા છે. આમ ગાયો બહુ દૂધાળ બનતાં તેના બળદો હલકી જાતના થશે એ વહેમ પણ ખોટો પડયો છે. કાંકરેજ ગાયોની દૂધઉત્પાદન શક્તિ સારા પ્રમાણમાં ખીલવી શકાય તેમ છે, તથા તેમનું દૂધ ભેંસો કરતાં ઓછા ખર્ચે ઉત્પન્ન કરી શકાય છે એની પ્રતીતિ થતા હાલ આ જ ગાયોના

સંવર્ધન ઉપર અમે ધ્યાન કેન્દ્રિત કર્યું છે."

**બળદ : સંખ્યા :** આ જિલ્લામાં બળદની સંખ્યા કુલ ૧,૭૪,૧૬૩ છે. તે પૈકી ૧૪૫૯ વીર્યવાળા આખલા, અને ૧૧૨૫ નકામા આખલા બાદ કરીએ તો કામ આપે તેવા બળદની સંખ્યા ૧,૭૩,૫૭૯ થાય છે. પરિશિષ્ટમાં ગાયોનાં વાછરડાંની સંખ્યા દર્શાવતું પત્રક આપ્યું છે. તેમાં ૧થી ૩ વર્ષના વાછરડાની સંખ્યા ૨૬,૮૭૯ અને તેથી નાની ઉંમરનાની સંખ્યા ૮,૩૨૪ મળી કુલ સંખ્યા ૩૫,૨૦૩ થાય છે. બળદોની કુલ સંખ્યા લગભગ પોણા બે લાખ છે. એ જોતાં આ આંકડાથી સ્પષ્ટ થાય છે કે આ જિલ્લામાં બળદો ઉછેરવામાં આવતા નથી. પણ બહારથી લાવવામાં આવે છે આ બળદો મુખ્યત્વે ઉત્તર ગુજરાતમાંથી આવે છે. તે કાંકરેજ અને ગીર જાતના હોય છે. કાંકરેજી બળદ ઊંચા, ખડતલ, મજબૂત બાંધાના અને ચાલવામાં પાવરધા હોય છે. એમના લાંબા પગને લીધે આ બળદ આ જિલ્લાની રેતાળ અને ઊંડી ગોરાડવાળી ભૂમિને વધુ માફક આવે છે આ જિલ્લાનો માલદાર ખેડૂત આ જાતના ઊંચા, રંગે ધોળા, રૂપાળા અને સહેજ વળેલાં મોટાં શિંગડાંવાળા બળદ રાખવામાં ગૌરવ માને છે. પરંતુ આ જિલ્લામાં ખેતીની જમીન નાના નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયેલી હોવાથી મોટા ભાગના ખેડુતો પાસે જમીનના નાના નાના ટૂકડા જ રહ્યા છે. આવા ખેડૂતોને ઉપર વર્ણવેલા, શુદ્ધ કાંકરેજ ઓલાદના બળદ મોંઘા પડે છે, તેથી સામાન્ય ખેડૂત સાધારણ કદના બળદ પસંદ કરે છે. આવા બળદ ઉછેરવા માટે આ જિલ્લામાં જૂના વખતમાં ઘણા વાડા હતા. તેમાં આણંદ તાલુકાના બાકરોલ ગામનો વાડો પ્રખ્યાત હતો. પરંતુ હાલ તેનું નામનિશાન નથી. હાલ તો બંને પ્રકારના બળદ ઉત્તર ગુજરાતમાંથી આવે છે. મોટે ભાગે રબારીઓ તેનો વેપાર કરે છે. પાકિસ્તાન થતા પહેલાં સિંધીઓ આવા બળદો આ જિલ્લામાં વેચવા આવતા હતા. હવે તે બંધ થયું છે.

**કાંકરેજી બળદ :** કાંકરેજી બળદ માઈલોના માઈલ સુધી એકધારી ઝડપે ચાલી શકે છે. તે પોતાની 'રવાલ' અથવા 'રેલન્તી' ચાલથી વખણાય છે. આ ચાલમાં બળદ શરીરનું કોઈ પણ અંગ હલાવ્યા વગર માત્ર પગની જ ગતિથી, હાલતે શિંગડે, છાતી, ડોક ઊંચી રાખી, પાછલા પગનો પંજો આગલા પગના પગલાથી એક વેંત આગળ લઈ જાય છે આ ચાલ 'સવાઈ ચાલ' પણ કહેવાય છે.

બીજી જાતના બળદોના મુકાબલે કાંકરેજી જાતનો બળદ ભરાવદાર બાંધાનો અને વજનમાં ભારે હોય છે. તેનું માથું મધ્યમાં રકાબી જેવા છીછરા ખાડાવાળું, વિશાળ કપાળવાળું, અને ચંદ્રાકાર શિંગડાંથી શોભતું હોય છે. આ શિંગડાં તેના મૂળના ઉપરના ભાગ સુધી ચામડીથી મઢેલાં હોય છે આ પ્રાણીનું શરીર મજબૂત, છાતી પહોળી, વાંસો સીધો, ખુંધ સુંદર વિકસેલી અને મૂતરિયું થોડું લટકતું હોય છે. એની કિંમત રૂા. ૮૦૦થી ૧૦૦૦ સુધી હોય છે, અને ધાવણ છોડાવેલા વાછડાની કિંમત રૂપિયા ૧૦૦થી ૧૫૦ સુધીની હોય છે.



કાંકરેજી બળદ

**ગીર જાતિના બળદ :** જેનાથી કાંકરેજી બળદ ન ખરીદી શકાય તે ગીર જાતિનો બળદ ખરીદે છે. આ બળદ કાંકરેજી બળદ કરતાં કામ આપવામાં કંઈક મોળો હોય છે. તેની કિંમત રૂા. ૫૦૦થી ૭૦૦ સુધીની હોય છે. કાંકરેજી બળદની સરખામણીમાં તેનું કદ મધ્યમસરનું પણ બાંધો મજબૂત, સુદૃઢ અને હૃષ્ટપુષ્ટ હોય છે. એનો દેખાવ સરસ અને આકર્ષક, સ્વભાવ માયાળુ, સમજદાર, નમ્ર અને શાન્ત હોય છે. એની ચાલ ધીમી, હળવી ને ગંભીર હોય છે.

આગળ પડતું ઊપસેલું ભવ્ય કપાળ, વિશિષ્ટ પ્રકારે વળેલાં શિંગડાં અને લાંબા, પહોળા અને લટકતા કાન એ લક્ષણો વડે આ ઓલાદની શુદ્ધતા પારખી શકાય છે. એનો રંગ સામાન્ય રીતે લાલ, અને શરીરના કેટલાક ભાગમાં સફેદ, કાળાં અગર પીળાશ પડતાં ધાબાં હોય છે. કોઈક વખત આખા શરીરનો રંગ ધોળો હોય છે. તેમાં શામળા કે ભૂરા રંગનાં ધાબાં હોય છે. ખાસ મહત્ત્વની વિગત એ હોય છે

કે જે રંગનાં ધાબાં હોય છે તે જ રંગ ખૂંધ અને પાછલા થાપામા જોવામા આવે છે પીઠ પર વેરો અથવા ખૂનો રંગ હમેશા જરૂરી લક્ષણ મનાય છે

આ બળદને કઠણ ખરી હોય છે તે ડુંગરાળ પ્રદેશ એટલે કઠણ જમીન માટે ભારે ઉપયોગી નીવડે છે તેનુ મૂળ વતન દક્ષિણ સૌરાષ્ટ્રમા આવેલુ ગીરનુ જગલ છે આ બળદો પણ રબારીઓ પાસેથી વેચાતા મળી શકે છે



કૃત્રિમ જનનેન્દ્રિયમાં પાડાનુ વીર્ય લેવામાં આવે છે.

**પાડા :** ભેસ તેમજ ગાય બનેની દૂધ ઉત્પાદક શક્તિ વધે અને ગાય સારા બળદ આપી શકે તે માટે બને પ્રકારના પશુઓને ફળવે એવા નરપશુઓ એટલે કે પાડા અને સાઢ પૂરતી સખ્યામાં હોવા જોઈએ આંકડા જોતા જણાય છે કે લગભગ બે લાખ પુખ્ત ઉમરની ભેસો સામે માત્ર ૧૫૫૪ વીર્યવાળા પાડા છે આ હિસાબે લગભગ બસો ભેસ દીઠ એક પાડો આવે, જ્યારે ૫૦થી ૬૦ ભેસ દીઠ એક પાડો જરૂરી મનાય છે વળી આ પાડા તદુરસ્ત અને ઉત્તમ ઓલાદના હોવા જોઈએ પરતુ, આ જિલ્લામા પાડો ખેતીના કામમા વપરાતો નથી, અને તે દૂધ આપતો નહિ હોવાથી તેની ખાસ કિંમત ઊપજતી નથી તેથી ખેડૂત પાડાને ઉછેરતો નથી એટલુ જ નહિ પણ તેને ભૂખે મારી નાખે છે આ કારણે આ જિલ્લામાં પાડા ઝાઝી સખ્યામા ઉત્પન્ન થતા નથી જે થોડા પાડા છે તે ભેસો ફળાવવાનો ધધો કરવા માટે વાઘરી લોકો રાખે છે તેમને પશુ–ઉછેરના શાસ્ત્રનુ જ્ઞાન નહિ હોવાથી તેમના પાડા મારફતે ભેસોની જે ઓલાદ પેદા થાય છે તે તદુરસ્ત અને પૂરતી ઉત્પાદક શક્તિવાળી હોવાની કઈ ખાતરી હોતી નથી



કૃત્રિમ વીર્યદાન અર્થે ચોકઠામાં કબજે કરેલી ભેસ

**સાંઢ :** ગાયના સાઢનુ પણ એવુ જ છે બલ્કે એ વિષયમાં તો સ્થિતિ વધુ ખરાબ છે જિલ્લામા ભાગ્યે ૧૭૦ જેટલા સાઢ સારા હશે એમ અનુભવીઓનું માનવુ છે બાકીના સાઢ ખેડૂતોએ ખસી કર્યા વિનાના નકામા બાગર આખલાઓ છે જે ગાય ત્રણ વર્ષે ફળવી જોઈએ તે પોષણને અભાવે છ–સાત વર્ષ સુધી વિયાતી નથી આખલાઓની અછત એટલી બધી છે કે ટોળાબધ ગાયો વાંઝણી ફરે છે

રઝળતા આખલાઓને ખસી કરવા માટે મુબઈ રાજ્યમા 'બોમ્બે કેટલ ઇમ્પ્રુવમેન્ટ એક્ટ ઓફ ૧૯૩૩' નામનો કાયદો અમલમા છે આ કાયદાને આધારે ગોસ ર્ધ

અમલદારને રખડતા નમાલા સાંઢને ખસી કરવાનો અધિકાર છે. પહેલાં વાઘરીઓને હાથે તેમની રીતે ખસી કરાવવાનો રિવાજ હતો તેથી આખલાઓને બહુ દુઃખ થતું અને લોહી પણ નીકળતું. હાલ નવી વૈજ્ઞાનિક પદ્ધતિએ ખસી કરવામાં આવે છે, તેનાથી ઢોરને જરા પણ દુઃખ થતું નથી.



ભેંસને કૃત્રિમ વીર્યદાન આપવામાં આવે છે.

**સારી ઓલાદના પાડા-સાંઢ અને કૃત્રિમ વીર્યદાન :** આણંદની કૃષિગોવિદ્યાભવન સંસ્થામાં પશુ-ઉછેરના જે પ્રયોગો ચાલે છે તે ઉપરથી સિદ્ધ થયેલી મહત્ત્વની હકીકતો ઉપર જણાવી છે. એમાં એક વાત એ છે કે પરદેશોની માફક આપણી ભેંસ તથા ગાયને સારી માવજત, સારો ખોરાક અને શાસ્ત્રીય દષ્ટિવાળી સંભાળ આપવામાં આવે તો તેમનું દૂધઉત્પાદન વધારી શકાય એમ છે, અને ભેંસ કરતાં ગાય બધી રીતે વધુ આબાદીસૂચક છે. આ બે સંગીન હકીકતોનો લાભ ખેડા જિલ્લાની પ્રજાને મળે તે માટે સારી ઓલાદના પાડા તથા સાંઢ લોકોને પૂરા પાડવાની વ્યવસ્થા સરકાર-મદદથી એ સંસ્થાએ કરવા માંડી છે. પરંતુ શાસ્ત્રીય ધોરણે યોગ્ય ગણાય તેવાં ઉચ્ચ ઓલાદનાં નરપશુઓ જોઈતી સંખ્યામાં નહિ હોવાથી અને લોકો આ વિષયનું મહત્ત્વ નહિ સમજતા હોવાથી આ વ્યવસ્થાનો ઝાઝો લાભ લોકોને મળી શક્યો નથી. આના એક ઉપાય તરીકે કૃત્રિમ વીર્યદાન આપવાની પદ્ધતિનો અખતરો પણ એ સંસ્થાએ પ્રચારમાં મૂક્યો છે. એમાં સારા નરપશુનું વીર્ય કૃત્રિમ જનનેન્દ્રિયમાં એકઠું કરી લાંબો સમય જીવંત રહી શકે તેવા રસાયણમાં બેજવી રેફ્રિજરેટરમાં રાખવામાં આવે છે તે સંઘરી રાખેલા વીર્યને વૈજ્ઞાનિક સાધનો વડે તેનું માદા પશુને ઋતુકાળમાં દાન આપવામાં આવે છે. તેનાથી આશાજનક પરિણામો આવતાં જણાય છે. આ પ્રવૃત્તિ આરંભદશામાં હોઈ તેનાં ધ્યાન ખેંચે તેવાં પરિણામો હજી આવી શક્યાં નથી.

**ગાયોના પ્રચાર માટે સરકારી ઉત્તેજન:** ખેડૂતો ગાયો પાળતા થાય તે માટે ગાય ખરીદીમાં ગાય દીઠ રૂપિયા સોની મદદ આપવાની યોજના સરકારે ઈ. સ. ૧૯૪૮-૫૦ ના અરસામાં દાખલ કરી હતી. પણ આ જિલ્લાના ખેડૂતોએ એનો પૂરતો લાભ લીધો નહોતો. જાતવાન કાંકરેજી આખલાઓની ખરીદીમાં હાલ સરકાર ૭૫ ટકા મદદ આપે છે, અને તે ઉપરાંત ૭ માસ સુધી માસિક રૂ. ૧૨ લેખે ખાણ ખોરાકીની મદદ મળે છે.



કૃત્રિમ વીર્યદાનથી પેદા થયેલાં એક સરખા સ્વાસ્થ્યવાળાં ઊંચી ઓલાદનાં વાછરડાં

**બકરાં-ઘેટાં** આ જિલ્લામા પુખ્ત ઉંમરના બકરા એક દર ૩૪,૬૧૪ અને ઘેટાં ૭,૬૯૦ છે આ જિલ્લામા મુખ્યત્વે રબારીઓ, ભરવાડો, વાઘરીઓ, રાવળિયા અને મુસલમાન લોકો ઘેટા-બકરા પાળે છે પરંતુ મોટા ભાગના ઘેટા-બકરા તો ભરવાડો રાખે છે તેઓ આ જિલ્લાના કાયમી વતની નથી પરંતુ ઉનાળામા સૌરાષ્ટ્ર તરફથી હજારોની સંખ્યામા બકરા-ઘેટા અને ગવેડા લઈ તેઓ આ તરફ આવે છે ઉનાળામા ખેતીનો પાક લેવાઈ ગયેલો હોવાથી આ પ્રદેશના ખેતરો ખાલી હોય છે તેની વાડોમાં આવેલા ઝાડના પાંદડા ને બાગા-ઝાખરા આ પશુઓને ખોરાક પૂરો પાડે છે આ ભરવાડો ખેતરના માલિકની રજા લઈ પોતાનાં બકરાં-ઘેટા સાથે ખેતરમા પડાવ નાખે છે, અને આજુબાજુના વિસ્તારમાં પોતાના ઢોરને ચરાવવા લઈ જાય છે રાત્રે એ બધા ઢોર પડાવને સ્થળે પાછા આવે છે આ ક્રમ ચોમાસા સુધી ચાલે છે કોઈ વાર ચોમાસા પહેલા પણ ભરવાડનો મુકામ ખેતરમાંથી ઊઠી જાય છે ખેડૂતને આ વ્યવસ્થાથી વગર ખર્ચે ઘેટા-બકરાનુ સારુ ખાતર મળે છે કોઈક વાર આના બદલામા ખેડૂત ભરવાડને ઢોરોના ખોરાક માટે અનાજ આપે છે

**ઘાસચારો ગૌચરો** ઢોરોના ઘાસચારા માટે આ જિલ્લામા દરેક ગામને છેડે ખુલ્લા ગૌચરો રાખેલા હતા એ ગૌચરોમા ગામના ઢોર ગોવાળિયા મારફતે અથવા વ્યક્તિગત વ્યવસ્થાથી રોજ ચરવા જતાં આ પદ્ધતિ હજુ પણ ઘણા ગામોમા ચાલુ છે ગૌચરોમા કુદરતી ઘાસ અને ઝાડવાનો ચારો ઢોરને મળી રહેતો પરંતુ વખત જતા ગૌચરની જમીનોનો વિસ્તાર એક યા બીજા કારણે ઘટતો ગયો છે તેમા પદ્ધતિસર ઘાસ ઊગાડવાની વ્યવસ્થા નહિ હોવાથી નકામાં ઝાડ-ઝાંખરા વધુ પ્રમાણમા ઊગે છે, અને નાની જગ્યામા ઘણા ઢોર ફરતા હોવાથી ઘાસ ઊગતા ઊગતા જ ઢોરના પગથી દબાઈ જાય છે આને લીધે ગૌચરથી ઢોરને પૂરતુ પોષણ મળતુ નથી આમ છતા ઘેરથી ખુલ્લી હવામા બહાર ફરવા જવાને લીધે થતી કસરત, ચોખ્ખુ પીવાનુ પાણી, અને હવા અજવાળાનો લાભ તેનાથી મળતો અને હજી પણ મળે છે એને લીધે ઢોરના આરોગ્યને લાભ થાય છે આ જાતની વ્યવસ્થાનો લાભ નજીવા ખર્ચે ઢોરોનો માલિક લઈ શકે છે એક ઢોરની ચરાઈ મહિને એક રૂપિયો સામાન્ય રીતે હોય છે

**શેઢા અને મિશ્ર ખેતીમાંથી મળતો ઘાસચારો:** ગૌચરનો લાભ ખાસ કરીને ચોમાસામા અને દિવસે જ મળી શકે છે તેથી ચોમાસા સિવાયની ઋતુઓમાં અને દરરોજ રાત્રિના સમયમા ઢોરને ઘરઆગળે ઘાસદાણો નીરવો પડે છે દૂધાળા ઢોરને તેની માલિક ખેડૂત સ્ત્રી માવજતપૂર્વક ગોતુ નીરે છે અને જે ઘાસ જોઈએ તે મોટે ભાગે તેના ખેતરમાંથી તેને મળી રહે છે આ માટે આ જિલ્લાની ખેતીની બે પ્રકારની વિશેષતા છે એક એ કે, આ જિલ્લાના તમામ ખેતરોને વાડો હોય છે આ વાડોની નજીક દસ-વીસ ફૂટ જગા છોડીને ખેતરની ખેડ કરવામાં આવે છે આ બીન-ખેડાયેલી જમીન 'શેડો' (શેઢો) કહેવાય છે આ શેઢા ઉપર ઊગેલુ ઘાસ ખેડૂત દરરોજ ભારો બાંધીને સાંજે ઘેર લઈ જાય છે, અને પોતાના ઢોરને નીરે છે ચોમાસામા આ રીતે જરૂરી ઘાસ મળી રહે છે તે ઉપરાંત એક બીજી વ્યવસ્થા એવી છે કે આ ખેતરોમાં મિશ્ર ખેતી કરવામા આવે છે એટલે કે બાજરી, ડાંગર, બાવટો વગેરે અનાજની સાથે બીજા હલકા પ્રકારનાં અનાજ કે કઠોળ પણ વાવવામા આવે છે લગભગ તમામ અનાજનુ એવી રીતે મિશ્રણ કરવામા આવે છે કે એક અનાજ તૈયાર થાય તે પછીથી બીજુ અનાજ થાય છે અને એ બંનેમાથી ઢોરને ઘાસચારો મળી રહે છે એટલે ખેતરમાથી પાક લણાઈ ગયા પછી થોડા સમય સુધી વિવિધ પ્રકારની લીલોતરી ઢોરને માટે લઈ શકાય છે અને એ તમામ પ્રકારના અનાજો જે છોડ ઉપર ઊગે છે તે છોડના સૂકા ઘાસ-પાંદડા વગેરે ઢોરને ખોરાક તરીકે આપી શકાય છે આ કારણે આ જિલ્લાના ખેડૂતને ભાગ્યે જ બહારથી ઘાસ લાવવુ પડે છે ઢોર ઉછેરવાની સુધરેલી પદ્ધતિના અખતરા આ જિલ્લામા ચાલી રહ્યા છે તેમા ઘાસ ઉત્પન્ન કરવાની પદ્ધતિનો પણ સમાવેશ થાય છે તેને પરિણામે સાઈલેજ પધ્ધતિથી લીલુ ઘાસ સાચવી રાખી તે બારે માસ મળી શકે તેવી વ્યવસ્થાનો પ્રચાર થવા લાગ્યો છે

**રબારી-ભરવાડોની મુશ્કેલી** ઉપરની ઘાસચારાની સગવડોનો લાભ મોટે ભાગે ભેંસ અને બળદને મળે છે ઘેટાં-બકરા પણ એનો લાભ લે છે પરંતુ, ગાયને પાળનાર મુખ્યત્વે રબારી અને ભરવાડ લોકો હોય છે તેઓ ખેતી કરતા નહિ હોવાથી અને બીજી રીતે સાધનવાળા નહિ હોવાથી તેમને પોતાના ઢોરોના ઘાસચારા માટે ગૌચરો પર જ આધાર રાખવા પડે છે તેમના ઢોરોને ઘર આગળ ઘાસ નીરવાની સગવડ હોતી નથી તેઓ ચોમાસાની ઋતુમાં રાજસ્થાન કે સૌરાષ્ટ્ર જેવા દૂરના પ્રદેશોમા પોતાના ઢોરને ચરાવવા લઈ જાય છે એ પ્રદેશોમા લાપડા નામનુ ઘાસ થાય છે તે દિવાળી આવતા ખલાસ થઈ જાય છે આથી

તેઓને દિવાળી પછી પાછા અહીં આવવું પડે છે બીજી ખેડૂતોની માફક તેમની પાસે ખેતીમાંથી ઉત્પન્ન કરેલું નીરણ નહિ હોવાથી તેમનાં ઢોરને પૂરતું પોષણ મળતું નથી આ સ્થિતિના ઉપાય તરીકે ગુજરાત ગોસેવા સંઘ તરફથી આ જિલ્લાના માતર તાલુકાનાં અસામલી, નાયકા અને હરિયાળા ગામોમાં ગોપાલન સાથે ખેતી થઈ શકે એવી સહકારી મંડળીઓ સ્થાપવામાં આવી છે તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે

**પાંજરાપોળો :** હિંદુ અને જૈન ધર્મો પશુઓની હિંસા કરવાનો નિષેધ કરે છે તેને લીધે નકામાં ઢોર કતલખાનામાં નહિ મોકલતા તેમને પોષવા માટે જૂના વખતમાં જૈન અને વૈષ્ણવ સંપ્રદાયના નાગરિકોએ ગામેગામ પાંજરાપોળો સ્થાપી હતી આ પાંજરાપોળો કેવળ દયાભાવથી નકામાં ઢોરોને પોષતી હતી જેની પાસે ઢોર નકામું પડે તે પાંજરાપોળમાં મૂકી આવે તેવો રિવાજ હતો હાલ કેટલીક પાંજરાપોળો આ જિલ્લામાં ચાલુ છે પરંતુ તેમાં ગોપાલન કે પશુસંવર્ધનનું કામ થતું નથી અને ખાસ કરીને ભેંસો કતલખાનામાં મોકલવાથી સારાં નાણાં મળતાં હોવાથી ભેંસોના વેપારીઓ આ જિલ્લામાંથી વસૂકી ગયેલી ભેંસો મુંબઈના કતલખાનામાં મોકલી આપે છે

**રખડતાં ઢોર ઉપર કાયદાનો અંકુશ :** એક પેઢી પર આ જિલ્લાના ગામોમાં રખડતી ગાયો સારી સંખ્યામાં જોવા મળતી ગધેડાં અને બકરાં પણ તે રીતે રખડતાં પરંતુ, આ રીતે ઢોર રખડતાં રાખવાની કાયદાથી મનાઈ કરવામાં આવી છે એ કાયદાને આધારે દરેક ગામમાં પંચાયત કે ગામના મુખીના નિયમન હેઠળ ઢોરોને પૂરવાના વાડા રાખેલા હોય છે કોઈપણ રખડતું ઢોર બીજા માણસને કે તેના પાકને નુકસાન કરે તો તેને પકડીને આ વાડામાં કબજે કરી શકાય છે અને ફરિયાદ કરવામાં આવે તો ઢોરના માલિકને ઢોર રખડતું મૂકવા બદલ શિક્ષા કરવામાં આવે છે અગર ઢોર જપ્ત થઈ શકે છે આમ છતાં શેરીમાં રઝળતા કૂતરાંને આ કાયદો લાગુ પડતો નથી તેમ આ જિલ્લાના લોકો શોખની ખાતર કે જીવદયાની ભાવનાથી પણ ભાગ્યે જ કૂતરાં પાળે છે તેથી રખડતા કૂતરાંનો ઉપદ્રવ આ જિલ્લામાં ચાલુ છે માન હડકાયું કૂતરું કોઈને કરડે તેની સારવાર સરકારી હૉસ્પિટલ મારફતે થઈ શકે છે

**ઢોરનાં દવાખાનાં :** પશુધનનું આર્થિક મહત્ત્વ ધ્યાનમાં લઈ તેમનું આરોગ્ય સાચવવા માટે અને તેમને થતા રોગો મટાડવા માટે આ જિલ્લાની લોકલ બોર્ડ તરફથી નીચેના મથકોએ ઢોરનાં દવાખાનાં સ્થપાયેલાં છે આણંદ, નડિયાદ, બોરસદ, મહેમદાવાદ, કપડવણજ, ડાકોર, અને માતર આ સિવાય નીચેના ગામોમાં સરકારી ઢોરોના દવાખાના છે ભાદરણ, સોજિત્રા અને પેટલાદ નગરમાં ઢોરોનું દવાખાનું બંધાવાનું છે આ દવાખાનાઓમાં આજુબાજુના ગામોનાં ઢોરોની માવજત થાય છે દવાખાના તરફથી ડૉક્ટર મોકલી ગામેગામ જાનવરોને દવા આપવામાં આવે છે ચેપી રોગોથી સાવધ રહેવા સૂચના આપવામાં આવે છે, તથા ચેપી રોગો થતા અટકાવવાની રસી પણ મુકાય છે વાછરડાંને સુધરેલી પદ્ધતિથી ખસી કરવાની સગવડ પણ આ દવાખાનામાં રાખેલી છે

---

આધાર ૧ શ્રી નટુભાઈ સોલંકી કૃત 'ગોપાલન' (ઈ સ ૧૯૫૩), ૨ શ્રી કમલાપતિ અંબાલાલ શુક્લ કૃત 'ગુજરાતનું ગોધન' (ઈ સ ૧૯૫૩), ૩ શ્રી વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી અને નગીનભાઈ સોમાભાઈ શેઠ સંપાદિત 'ખેડૂતપોથી' (ઈ સ ૧૯૪૮) ૪. ગુજરાત ગોસેવા સંઘનો અહેવાલ (ઈ સ ૧૯૫૩), ૫ સહકારી ખેતી ગોપાલન મંડળીઓનો અહેવાલ (ઈ સ ૧૯૫૨), ૬ કૃષિગોવિદ્યાભવન, આણંદના સંચાલક ડૉ મગનભાઈ ડા પટેલે 'ગુજરાત સંશોધન કાર્યકર્તા પરિષદ'ના દ્વિતીય અધિવેશનમાં કૃષિવિજ્ઞાનના પ્રમુખ તરીકે આપેલું 'મહાગુજરાતનું પશુધન' વિષય પરનું વ્યાખ્યાન (ઈ સ ૧૯૫૩), ૭ ખેડા જિલ્લા લોકલ બોર્ડ તરફથી મળેલી જાનવરના દવાખાનાની માહિતી, શ્રી ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ વિદ્યાનગર, શ્રી માનસિંહભાઈ બા દેસાઈ, મરીડા, અને શ્રી જશભાઈ ર પટેલ, કૃષિગોવિદ્યાભવન, આણંદ,ના લેખો, તથા શ્રી શંકરલાલ એચ વ્યાસ, કૃષિગોવિદ્યાભવન આણંદ, તરફથી મળેલી માહિતી

★.

# ૨૪

# પશુધન

## પરિશિષ્ટ

### ખેડા જિલ્લાના પશુધનની તાલુકાવાર સંખ્યા (ઈ. સ. ૧૯૫૧ની ગણતરી પ્રમાણે)

(નોંધ : ઘોડાં, ગધેડાં, ઊંટ, અને ખચ્ચરની સંખ્યાના આંકડા પ્રકરણ ૧૮માં આપ્યા છે. તે અને નીચે આપેલા બધા આંકડા શ્રી. છોટાલાલ અ. વ્યાસે આપ્યા છે.)

#### ભેંસ જાતિનાં પશુઓ–પુખ્ત ઉંમરની માદાઓ (ભેંસો)

| તાલુકો | દૂઝણી ત્રણ વર્ષથી વધુ ઉંમરની | વસૂકી ગયેલી ત્રણ વર્ષથી વધુ ઉંમરની | વાંઝણી ત્રણ વર્ષથી વધુ ઉંમરની | કામ આપે તેવી ત્રણ વર્ષથી વધુ ઉંમરની | બાકીની ત્રણ વર્ષથી વધુ ઉંમરની | કુલ ભેંસો |
|---|---|---|---|---|---|---|
| ખંભાત | ૧૧,૫૦૯ | ૩,૮૫૬ | ૫૭૭ | ૬ | ૬ | ૧૫,૯૫૪ |
| પેટલાદ | ૧૭,૯૯૪ | ૪,૭૮૬ | ૧,૪૩૯ | — | — | ૨૪,૨૧૯ |
| બોરસદ | ૧૫,૭૪૪ | ૫,૫૨૯ | ૩૦૭ | ૧૧૧ | ૧૦ | ૨૧,૭૦૧ |
| આણંદ | ૨૦,૪૪૫ | ૫,૮૮૫ | ૩૮૧ | ૧૩૩ | — | ૨૭,૦૦૪ |
| નડિયાદ | ૨૦,૩૮૪ | ૭,૦૮૨ | ૬૬૬ | ૧૭ | — | ૨૮,૧૪૯ |
| માતર | ૭,૨૯૦ | ૩,૯૫૬ | ૪૭૨ | ૨૫ | — | ૧૧,૭૧૩ |
| મહેમદાવાદ | ૧૦,૩૯૦ | ૫,૩૪૩ | ૭૫૭ | ૫૫ | ૧ | ૧૬,૫૪૬ |
| કપડવણજ | ૧૫,૪૪૩ | ૮,૨૭૭ | ૧,૭૪૦ | ૧૯ | ૧૪ | ૨૫,૪૬૩ |
| ઠાસરા | ૮,૪૮૧ | ૪,૩૬૪ | ૧,૪૬૩ | ૨૬ | ૩ | ૧૪,૩૩૭ |
| વાડાસિનોર | ૬,૩૨૭ | ૪,૧૮૫ | ૧,૮૦૨ | ૩ | ૮ | ૧૨,૨૪૫ |
| કુલ...... | ૧,૩૩,૯૭૭ | ૫૩,૧૮૩ | ૯,૬૦૪ | ૩૯૫ | ૪૨ | ૧,૯૭,૩૬૧ |

#### ભેંસ જાતિનાં પશુઓ–પુખ્ત ઉંમરના નર (પાડા)

| તાલુકો | પાડા, ત્રણ વર્ષથી વધુ ઉંમરના વીર્યવાળા | પાડા–કામ આપે એવા ત્રણ વર્ષથી વધુ ઉંમરના | બીજા | કુલ પાડા |
|---|---|---|---|---|
| ખંભાત | ૫૫૪ | ૧૮ | ૫ | ૫૭૭ |
| પેટલાદ | ૧૮૯ | ૧૬ | ૪ | ૨૦૯ |
| બોરસદ | ૧૦૪ | ૬ | ૮ | ૧૧૮ |
| આણંદ | ૧૭૦ | ૪૪ | ૩૯ | ૨૫૩ |
| નડિયાદ | ૧૬૩ | ૧૨ | ૨ | ૧૭૭ |
| માતર | ૮૭ | ૪ | — | ૯૧ |
| મહેમદાવાદ | ૫૬ | ૧ | ૩૪ | ૯૧ |
| કપડવણજ | ૧૨૬ | ૨૨ | ૫૪ | ૨૦૨ |
| ઠાસરા | ૬૫ | ૪ | — | ૬૯ |
| વાડાસિનોર | ૪૦ | ૧૧ | — | ૫૧ |
| કુલ...... | ૧,૫૫૪ | ૧૩૮ | ૧૪૬ | ૧,૮૩૮ |

## ભેંસ જાતિનાં બાળપશુઓ-પાડાપાડીઓ

| તાલુકો | પાડાઓ-એક વર્ષની અંદરના | પાડીઓ-એક વર્ષની અંદરની | પાડાઓ એકથી ત્રણ વર્ષની ઉંમરના | પાડીઓ એકથી ત્રણ વર્ષની ઉંમરની | કુલ |
|---|---|---|---|---|---|
| ખંભાત | ૮૧૯ | ૪,૩૮૯ | ૬૬૫ | ૪,૨૬૪ | ૧૦,૧૩૭ |
| પેટલાદ | ૬૭૬ | ૫,૪૦૪ | ૩૫૭ | ૬,૨૧૩ | ૧૨,૬૫૦ |
| બોરસદ | ૯૭૫ | ૪,૧૪૨ | ૪૬૨ | ૭,૯૦૭ | ૧૩,૮૮૬ |
| આણંદ | ૧,૦૯૯ | ૫,૯૯૦ | ૧,૦૦૬ | ૭,૫૦૨ | ૧૫,૫૯૭ |
| નડિયાદ | ૧,૦૧૪ | ૮,૧૫૬ | ૫૦૪ | ૧૧,૦૩૯ | ૨૦,૭૧૩ |
| માતર | ૮૯૦ | ૩,૬૯૫ | ૩૮૭ | ૪,૫૦૬ | ૯,૪૭૮ |
| મહેમદાવાદ | ૮૯૮ | ૪,૬૭૨ | ૮૩૫ | ૮,૨૧૬ | ૧૪,૬૨૧ |
| કપડવણજ | ૧,૯૩૦ | ૭,૩૨૮ | ૧,૩૧૮ | ૧૧,૮૨૧ | ૨૨,૩૯૭ |
| ઠાસરા | ૮૧૫ | ૪,૨૩૭ | ૫૯૫ | ૬,૮૧૩ | ૧૨,૪૬૦ |
| વાડાશિનોર | ૫૨૮ | ૨,૩૧૯ | ૫૪૯ | ૫,૨૩૨ | ૮,૬૨૮ |
| કુલ...... | ૯,૬૪૪ | ૫૧,૩૬૨ | ૬,૬૭૮ | ૭૩,૫૧૩ | ૧,૪૧,૧૯૭ |

## ગાય જાતિનાં પશુઓ — પુખ્ત ઉંમરની માદાઓ (ગાયો)

| તાલુકો | દૂઝણી-ત્રણ વર્ષ ઉપરની ઉંમરની | વસૂકી ગયેલી ત્રણ વર્ષ ઉપરની ઉંમરની | વાઝણી ત્રણ વર્ષ ઉપરની ઉંમરની | કામ આપે તેવી ત્રણ વર્ષથી મોટી ઉંમરની | બાકીની ત્રણ વર્ષથી મોટી ઉંમરની | કુલ ગાયો |
|---|---|---|---|---|---|---|
| ખંભાત | ૩,૫૨૦ | ૧,૭૧૧ | ૨૭૮ | ૧૯૧ | ૧૪ | ૫,૭૧૪ |
| પેટલાદ | ૯૧૧ | ૬૨૨ | ૨૯ | — | — | ૧,૫૬૨ |
| બોરસદ | ૩૮૭ | ૨૦૯ | ૩૩ | — | ૭ | ૬૩૬ |
| આણંદ | ૬૫૨ | ૫૮૮ | ૩૭ | ૮૨ | — | ૧,૩૫૯ |
| નડિયાદ | ૯૪૨ | ૯૯૮ | ૮૪ | — | — | ૨,૦૨૪ |
| માતર | ૧૯૭૯ | ૨,૪૬૮ | ૧૦૪ | — | — | ૪,૫૫૧ |
| મહેમદાવાદ | ૧,૧૧૯ | ૧,૫૮૧ | ૨૮ | ૫ | ૧ | ૨,૭૩૪ |
| કપડવણજ | ૨,૮૨૦ | ૩,૪૯૫ | ૪૬૧ | ૨૪ | ૧૪ | ૬,૮૧૪ |
| ઠાસરા | ૧,૫૦૦ | ૧,૬૭૨ | ૩૨૨ | ૨૧ | — | ૩,૫૧૫ |
| વાડાશિનોર | ૩,૩૫૧ | ૪,૩૪૩ | ૧,૦૭૫ | ૩૧ | ૧૦ | ૮,૮૧૦ |
| કુલ | ૧૭,૧૮૧ | ૧૭,૬૮૭ | ૨,૪૫૧ | ૩૫૪ | ૪૬ | ૩૭,૭૧૯ |

## ગાય જાતિનાં બાળપશુઓ : વાછરડા—વાછરડીઓ

| તાલુકો | વાછરડા-એક વર્ષથી ઓછી ઉંમરના | વાછરડીઓ-એક વર્ષથી ઓછી ઉંમરની | વાછરડા એકથી ત્રણ વર્ષની ઉંમરના | વાછરડીઓ એકથી ત્રણ વર્ષની ઉંમરની | કુલ વાછરડાં |
|---|---|---|---|---|---|
| ખંભાત | ૧,૨૧૩ | ૧,૨૬૧ | ૨,૪૭૭ | ૧,૧૯૫ | ૬,૧૪૬ |
| પેટલાદ | ૪૨૪ | ૨૨૯ | ૨,૦૬૩ | ૨૫૬ | ૨,૯૭૨ |
| બોરસદ | ૩૬૭ | ૧૯૧ | ૧,૮૯૪ | ૨૪૩ | ૨,૬૯૫ |
| [illegible]ંદ | ૫૯૦ | ૬૦૫ | ૧,૬૭૪ | ૫૫૧ | ૩,૪૨૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નડિયાદ | ૭૦૪ | ૩૨૫ | ૨,૯૩૦ | ૨૯૧ | ૪,૨૪૦ |
| માતર | ૯૭૬ | ૮૧૭ | ૧,૯૧૧ | ૭૫૧ | ૪,૪૫૫ |
| મહેમદાવાદ | ૮૨૦ | ૩૮૮ | ૨,૮૨૪ | ૪૪૪ | ૪,૪૭૯ |
| કપડવણજ | ૧,૩૬૯ | ૧,૧૬૫ | ૪,૬૯૦ | ૧,૭૧૫ | ૮,૯૩૯ |
| ઠાસરા | ૭૨૩ | ૭૦૬ | ૨,૯૭૪ | ૧,૦૮૮ | ૫,૪૯૧ |
| વાડાસિનોર | ૧,૧૩૮ | ૧,૩૭૮ | ૩,૪૪૨ | ૨,૭૯૧ | ૮,૭૪૯ |
| કુલ | ૮,૩૨૪ | ૭,૦૬૫ | ૨૬,૮૭૯ | ૯,૩૧૫ | ૫૧,૫૮૩ |

## ગાય જાતિનાં પુખ્ત ઉંમરનાં નરપશુઓ (બળદ-સાંઢ)

| તાલુકો | સાંઢ, ત્રણ વર્ષથી વધુ ઉંમરના વીર્યવાળા | બળદો કામ આપે તેવા ત્રણ વર્ષથી વધુ ઉંમરના | આખલા નકામા ત્રણ વર્ષથી વધુ ઉંમરના | કુલ બળદ જાતિનાં પશુઓ |
|---|---|---|---|---|
| ખંભાત | ૧૭૦ | ૧૩,૬૨૪ | ૪૭ | ૧૩,૮૪૧ |
| પેટલાદ | ૧૦ | ૧૧,૭૯૩ | ૪ | ૧૧,૮૦૭ |
| બોરસદ | ૭૭૪ | ૧૧,૯૯૪ | ૩૮ | ૧૨,૮૦૬ |
| આણંદ | ૨૨ | ૨૦,૧૩૧ | ૭૫૬ | ૨૦,૯૦૯ |
| નડિયાદ | ૨૬ | ૨૨,૦૪૧ | ૧૨૮ | ૨૨,૧૯૫ |
| માતર | ૨૬ | ૧૧,૧૮૩ | ૪ | ૧૧,૯૧૩ |
| મહેમદાવાદ | ૪૪ | ૧૫,૧૯૩ | ૨૯ | ૧૫,૨૬૬ |
| કપડવણજ | ૨૦૪ | ૨૮,૦૭૩ | ૮૮ | ૨૮,૩૬૫ |
| ઠાસરા | ૧૫૭ | ૧૯,૮૬૭ | ૧૫ | ૨૦,૦૩૯ |
| વાડાસિનોર | ૨૬ | ૧૮,૯૮૦ | ૧૬ | ૧૯,૦૨૨ |
| કુલ…… | ૧,૪૫૯ | ૧,૭૩,૫૭૯ | ૧,૧૨૫ | ૧,૭૪,૧૬૩ |

## બકરાં – નર અને માદા

| ાલુકો | એક વર્ષ સુધીની ઉંમરનાં | એકથી ત્રણ વર્ષની ઉંમરનાં નર | એકથી ત્રણ વર્ષની ઉંમરના માદા | એકથી ત્રણ વર્ષની ઉંમરનાં કુલ | ત્રણ વર્ષથી વધુ ઉંમરનાં નર | ત્રણ વર્ષથી વધુ ઉંમરના માદા | ત્રણ વર્ષથી વધુ ઉંમરનાં કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ભાત | ૭૬૨ | ૭૯૨ | ૩,૦૦૧ | ૩,૭૯૩ | ૨૫૩ | ૨,૮૭૦ | ૩,૧૨૩ |
| ટલાદ | ૭૧૦ | ૧૯૨ | ૩,૨૯૪ | ૩,૪૮૬ | ૧૨૬ | ૨,૦૮૬ | ૨,૨૧૨ |
| ોરસદ | ૮૧૬ | ૨૩૭ | ૨,૮૧૦ | ૩,૦૪૭ | ૧૩ | ૨,૫૪૮ | ૨,૫૫૧ |
| ાણંદ | ૭૦૬ | ૫૧૯ | ૪,૪૦૨ | ૪,૯૨૧ | ૨૮૯ | ૩,૬૨૪ | ૩,૯૧૩ |
| ડિયાદ | ૧,૫૯૮ | ૫૨૭ | ૭,૩૩૧ | ૭,૮૫૮ | ૧૦૨ | ૨,૧૦૫ | ૨,૨૦૭ |
| ાતર | ૬૬૭ | ૧૫૦ | ૨,૩૪૨ | ૨,૯૯૨ | ૧૫૮ | ૨,૩૩૨ | ૨,૪૯૦ |
| હેમદાવાદ | ૧,૧૭૨ | ૩૮૦ | ૫,૦૦૯ | ૫,૩૮૯ | ૯૨ | ૨,૨૩૨ | ૨,૩૨૪ |
| પડવણજ | ૨,૭૨૮ | ૫૫૬ | ૭,૧૩૫ | ૭,૬૯૧ | ૪૪૮ | ૬,૯૧૬ | ૭,૩૬૪ |
| સરા | ૧,૧૧૦ | ૨૪૨ | ૩,૦૧૦ | ૩,૨૫૨ | ૨૦૬ | ૪,૦૨૫ | ૪,૨૩૧ |
| ડાસિનોર | ૧,૬૬૮ | ૫૪૬ | ૪,૭૦૧ | ૫,૨૪૭ | ૩૦૦ | ૪,૧૮૯ | ૪,૪૮૯ |
| …… | ૧૧,૮૪૬ | ૪,૧૪૧ | ૪૩,૨૩૫ | ૪૭,૩૭૬ | ૧,૯૮૭ | ૩૨,૯૨૭ | ૩૪,૯૧૪ |

## ઘેટાં—નર અને માદા

| તાલુકો | એકવર્ષ સુધીની ઉંમરનાં | એકથી ત્રણ વર્ષની ઉંમરનાં નર-ઘેટાં | એકથી ત્રણ વર્ષની ઉંમરનાં માદા-ઘેટાં | એકથી ત્રણ વર્ષની ઉંમરનાં કુલ | ત્રણ વર્ષથી વધુ ઉંમરનાં નર | ત્રણ વર્ષથી વધુ ઉંમરનાં માદા | ત્રણ વર્ષથી વધુ ઉંમરનાં કુલ |
|---|---|---|---|---|---|---|---|
| ખંભાત | ૧૪૨ | ૫૬૩ | ૧,૯૫૬ | ૨,૫૧૯ | ૨૩૩ | ૯૮૯ | ૧,૨૨૨ |
| પેટલાદ | ૧૯૮ | ૧૬૯ | ૯૦૭ | ૧,૦૭૬ | ૪૦ | ૫૩૬ | ૫૭૬ |
| બોરસદ | ૭૨ | ૪૫ | ૩૧૦ | ૩૫૫ | ૪૦ | ૩૫૭ | ૩૯૭ |
| આણંદ | ૫૯ | ૩૨ | ૧૧૭ | ૧૪૯ | ૩૨ | ૧૯૫ | ૨૨૭ |
| નડિયાદ | ૧૮૬ | ૧૬૭ | ૧,૪૮૪ | ૧,૬૫૧ | ૪૩ | ૩૬૩ | ૪૦૬ |
| માતર | ૧૧૦ | ૬૨ | ૬૮૩ | ૭૪૫ | ૮૯ | ૭૩૦ | ૮૧૯ |
| મહેમદાવાદ | ૧૨૯ | ૧૨૪ | ૫૩૧ | ૬૫૫ | ૨૯ | ૩૬૮ | ૩૯૭ |
| કપડવણજ | ૫૮૫ | ૪૬ | ૧,૧૧૭ | ૧,૧૬૩ | ૫૦ | ૧,૩૧૭ | ૧,૩૬૭ |
| ઠાસરા | ૪૬૮ | ૩૪૧ | ૩,૪૯૭ | ૩,૮૩૮ | ૧૪૮ | ૨,૭૧૮ | ૨,૩૬૬ |
| વાડાસિનોર | ૪૮ | ૪૦ | ૧૧૭ | ૧૫૭ | ૨૨ | ૧૬૧ | ૧૮૩ |
| કુલ...... | ૧,૯૯૭ | ૧,૫૮૯ | ૧૦,૭૧૯ | ૧૨,૩૦૮ | ૭૨૬ | ૭,૨૩૪ | ૭,૯૬૦ |

## મરઘાં-બતકાં

| તાલુકો | મરઘાઓ | મરઘીઓ | મરઘીના બચ્ચાં | કુલ મરઘાં | બતક નર | બતક માદા | બતકનાં બચ્ચાં | કુલ બતક |
|---|---|---|---|---|---|---|---|---|
| ખંભાત | ૩૧૬ | ૧,૧૯૮ | ૫૬૮ | ૨,૦૮૨ | — | — | — | — |
| પેટલાદ | ૩૫૩ | ૧,૧૪૪ | ૪૨૭ | ૧,૯૨૪ | ૩ | ૩ | — | ૬ |
| બોરસદ | ૨૧૧ | ૧,૧૫૭ | ૨,૪૨૫ | ૩,૭૯૩ | ૧ | ૩ | ૨૪ | ૨૮ |
| આણંદ | ૫૬૦ | ૧,૧૪૦ | ૮૨૬ | ૨,૫૨૬ | ૬ | ૧૫ | ૬ | ૨૭ |
| નડિયાદ | ૫૯૫ | ૨,૧૧૪ | ૧,૨૧૦ | ૩,૯૧૯ | — | — | — | — |
| માતર | ૨૫૪ | ૬૭૮ | ૬૨૫ | ૧,૫૫૭ | ૪ | ૪ | — | ૮ |
| મહેમદાવાદ | ૧૮૯ | ૫૫૪ | ૩૩૭ | ૧,૦૮૦ | — | — | — | — |
| કપડવણજ | ૬૦૫ | ૧,૫૪૧ | ૧,૧૦૯ | ૩,૧૫૫ | — | — | — | — |
| ઠાસરા | ૬૯૫ | ૧,૬૯૫ | ૧,૩૨૪ | ૩,૭૧૪ | — | ૫ | — | ૫ |
| વાડાસિનોર | ૧,૨૫૮ | ૪,૪૧૯ | ૫,૧૮૬ | ૧૦,૮૬૫ | — | ૩ | — | ૩ |
| કુલ...... | ૫,૦૩૬ | ૧૫,૬૪૦ | ૧૪,૦૩૭ | ૩૪,૬૧૫ | ૧૪ | ૩૩ | ૩૦ | ૭૭ |

# ૨૫.

# ખેતરાઉ પ્રાણીઓ

**ખેતરાઉ પ્રાણીઓ :** આ જિલ્લામાં જંગલો નહિ જેવાં જ છે અને ખેતી એટલી વિકાસ પામી છે કે માણસને મારી ખાનારાં, હિંસક અને બિહામણાં જંગલી પ્રાણીઓ આ જિલ્લામાં લગભગ નથી એમ કહીએ તો ચાલે પરંતુ ખેતરોમાં આવેલાં ઝાડો, વાડો અને નદીઓનાં કોતરોમાં થતી વનસ્પતિ ઉપર નભનારાં, અનેક પ્રકારનાં ખેતરાઉ પ્રાણીઓ આ જિલ્લામાં જોવા મળે છે. એ બધાંની વ્યવસ્થિત ગણતરીને અભાવે જાણકાર પાસેથી મળેલી માહિતી તથા જૂનાં ગેઝેટિયરોમાં આપેલી વિગતોને આધારે આ પ્રકરણમાં કેટલાંક જાણીતાં પ્રાણીઓ વિષે માહિતી આપી છે.

**સિંહ :** બ્રિટિશ રાજ્યની શરૂઆતમાં મહી નદીનાં કોતરોમાં સિંહ જોવા મળતા હતા. એ કોતરોમાં છેલ્લો સિંહ ઈ. સ. ૧૮૨૯માં મરાયો હતો એમ જાણકાર કહે છે.

**વાઘ :** ઈ. સ. ૧૮૮૦માં છપાયેલા, જૂના મુંબઈ ઇલાકાના બ્રિટિશ ગેઝેટિયરના વોલ્યુમ ૬માં પાન ૧૮૩ ઉપર, જણાવે છે કે :–

પ્રાચીન હિંદુ રાજ્યોના સમયમાં મહી નદીના મુખ નજીક જંગલી પ્રાણીઓ એટલાં બધાં હતા કે ખંભાત નજીકનું એક શહેર 'વાઘવતી' એટલે 'વાઘવાળી નગરી' કહેવાતું હતું. છેક અઢારમી સદીના અંત સુધી ખંભાત શહેર નજીક વાઘ અને સિંહ જોવામાં આવતા. ઈ. સ. ૧૭૮૧માં સર ચાર્લ્સ મેલેટ નામના બ્રિટિશ રેસિડેન્ટે સાબરમતીને કિનારે આવેલા કુરા ગામ નજીક, ખંભાતની ઉત્તરે આશરે વીસ માઈલ ઉપર, એક સિંહ માર્યો હતો. સ્થાનિક લોકો એને ઊંટિયો વાઘ કહેતા અને એ જાતનાં પ્રાણીમાં તે સૌથી મજબૂત અને ભયાનક મનાતો. એ સિંહ ઊંટના જેવા પીળાશ પડતા રંગનો હતો. એને પટા કે ડાઘા ન હતા. તે ઊંચો નહિ, પણ ભરાવદાર, વિશાળ કપાળ તથા માથાવાળો અને તાકાતવાન હતો. એ અરસામાં સાબરમતીના કિનારાનાં ગામોમાં શિકારી પ્રાણીઓનો ભય એટલો બધો હતો કે દરરોજ સંધ્યાકાળે ગામ લોકો પોતાનાં ઢોરને ગામના કિલ્લામાં પૂરી દેતાં.*

ખેડા જિલ્લા વિષેના બ્રિટિશ ગેઝેટિયરમાં લખે છે કે : ઈ. સ. ૧૮૬૭ સુધીના દશકામાં મહી નદીનાં કોતરોમાં વાઘ હંમેશાં જોવામાં આવતો. પરંતુ ખેતીનો વિકાસ થવાથી અને યુરોપિયન શિકારીઓના પ્રયત્નોથી આ પ્રાણીની સંખ્યા એટલી બધી ઘટી ગઈ છે કે હવે તે જવલ્લે જ જોવા મળે છે. ઈ. સ. ૧૮૭૬માં ચાર વાઘ મારવામાં આવ્યા હતા. પરંતુ તે પછીનાં ચાર વર્ષમાં એક પણ વાઘ મરાયો ન હતો. ઈ. સ. ૧૮૨૫માં ખેડા જિલ્લાના મહીકાંઠા ઉપર સંખ્યાબંધ વાઘ હતા. બિશપ હેબરે નોંધ્યું છે કે એ વર્ષની શરૂઆતમાં એક વાઘ મોટા લશ્કરની વચ્ચેથી એક માણસને ઉપાડી ગયો હતો. ઈ. સ. ૧૮૨૩માં મહેમદાવાદથી ૭ માઈલ ઉપર આવેલા રોહિસા ગામ નજીક વાઘ ટેકરો નામનું એક સ્થળ હતું. ત્યાં ઘણા વાઘ આવતા. હાલ (ઈ. સ. ૧૯૫૩) કોઈકવાર ગામડામાં એ વાઘ આવી ચડ્યાના સમાચાર વર્તમાનપત્રોમાં પ્રગટ થાય છે. પરંતુ સામાન્ય રીતે હવે ખેડા જિલ્લામાં વાઘ રહ્યો નથી એમ કહી શકાય.

**દીપડો :** વાઘના જેવું દીપડો નામનું પ્રાણી પણ વિરલ બનતું જાય છે, એમ ઉપરના પુસ્તકમાં નોંધ્યું છે. એ પ્રાણી મહીકાંઠે જોવા મળતું. ઈ. સ. ૧૮૭૨થી ૧૮૭૭ સુધીનાં પાંચ વર્ષમાં પાંચ દીપડા મારવામાં આવ્યા હતા.

**વરુ :** વરુ પણ વિરલ થતું હોવાની નોંધ જૂના ગેઝેટિયરમાં છે. તો પણ તે અરસામાં (૧૮૭૫–૭૭) ચાર પાંચનાં જૂથમાં વરુઓ કેટલીક વાર જોવા મળતાં. ઠાસરા તાલુકાના માળ પ્રદેશમાં અને મહી નદીનાં કોતરોમાં વરુ અને દીપડા હજી પણ કોઈક વાર જોવા મળે છે.

**શિયાળ–હરણ :** તરસ, શિયાળ, લોંકડી, અને હરણ–એ

* એ જ પુસ્તકમાં નોંધે છે કે:– ઈ. સ. ૧૪૨૦થી ૧૪૪૪માં થઈ ગયેલો નિકોલો કોન્ટો નામનો લેખક જણાવે છે કે : "ખંભાતમાં જંગલી પશુઓ ઘણી મોટી સંખ્યામાં જોવા મળે છે. એ પશુઓને ઘોડા જેવી કેશવાળી હોય છે અને તેમના શિંગડાં એટલાં લાંબાં હોય છે કે જ્યારે માથું પાછળ નમાવવામાં આવે ત્યારે એ શિંગડાં પૂંછડાને અડકે છે. આ શિંગડાં પાણી ભરીને લઈ જવાના વાસણ તરીકે વપરાય છે. અલબત્ત આ જાતનાં પ્રાણીઓ હવે અસ્તિત્વમાં નથી.

પ્રાણીઓ આ પ્રદેશમા સારી સખ્યામા હતા શિયાળ તો હજી પણ સધ્યાકાળે ખેતરોમા ભૂકતા સભળાય છે, અને કોઈક વાર ગામમા પણ આવી ચઢે છે આ પ્રાણીઓ મરઘા-બતકાને ઉપાડી જાય છે હરણ પણ કોઈક વાર દેખાય છે

**કૂતરુ :** કૂતરુ એ બહુ જાણીતુ ખેતરાઉ પ્રાણી છે તે ખેતર કરતા ગામમા વધુ જોવા મળે છે એને લોકો પાળતા નથી, પણ ખાવાનુ આપે છે તેના બદલામા એ ગામનુ રખવાળુ કરે છે

**બિલાડી:** વાઘની જાતનુ આ જાણીતુ પ્રાણી પણ ખેતરાઉ હોવા છતા વસતીમાં ચોરી છૂપીથી ફરે છે ઘરમા પેસી જઈને દૂધ-ઘી અને રાધેલો ખોરાક ખાઈ જાય છે પરતુ તે સાથે ઘરના ઉદરોનો શિકાર કરી, એના ઉપદ્રવથી લોકોને બચાવ છે

***વણિયેર:** આ પ્રાણી બિનાડી જાતનુ, ભૂખરા, રાખોડિયા રગનુ હોય છે એનુ કદ પહોળાઈમાં બિલાડીથી સહેજ નાનુ હોય છે પણ એની લબાઈ બિનાડીથી કઈક વધુ, પૂછડી પણ લાબી અને મોઢાણુ, અણિયાળુ હોય છે આ પ્રાણીને ગોળ બહુ ભાવે છે અનાજની બાપરણી નહોતી ત્યારે લોકો બાર માસ ચાલે એટની ચીજો ભરી રાખતા એમાં ગોળના માટના પણ હોય આ માટના તાજા આવે ત્યારે તે ખાવા વણિયેર ઘરમા ઘૂસી જાય અને જો ગોળનુ માટનુ તેને મળી જાય, તો અકરાતિયુ થઈને તે ગોળ ખાઈ જાય, એ બનાવ સામાન્ય હતો ઘરમા પેસેનુ વણિયેર ધાવણાં બાળકોને પણ ઉપાડી જાય છે આથી 'જો વણિયેર આવ્યુ!' એમ કહી બાળકોને બીવરાવવાનો પણ રિવાજ છે

વણિયેર એ બિનાડીની જેમ માસાહારી પ્રાણી છે જગનનાં ઝાડ ઉપર ચઢીને માળામા ઊઘતા પક્ષીઓને તે પકડીને ખાઈ જાય છે મોર જેવા મોટા પક્ષીને પણ તેનો બહુ ડર લાગે છે તેથી એ પક્ષી ઝાડની ટોચે પાતળામા પાતળી ડાળ ઉપર બેસે છે તેમ છતા જો વણિયેર ત્યા જઈ ચઢે તો મોરની જિંદગી જોખમમા આવી પડે

વલ્લભ વિદ્યાનગરમા આવા પ્રાણીઓનો શાસ્ત્રીય અભ્યાસ કરવાની સગવડો થઈ છે ત્યા જીવતુ વણિયેર પકડી લાવવા માટે વાઘરીઓ પાસે ફાસા નખાવેના પણ ફાસામા પેસના જ વણિયેરનુ ગળુ ભરાઈ જવાથી તે ગુગળાઈને મરી ગયેનુ પરતુ એક વખત એ જ સસ્થાના ચોગાનમા આવેના પાણીના ભરેના હોજમા પગટિયે એક વણિયેર પડેનુ એની બૂમાબૂમથી લોકો જાગી ગયા અને તેમણે પ્રાણીશાસ્ત્રના અધ્યાપક પ્રો ચાંદાણાને ખબર આપી એમણે તરત જ એ વણિયેરને જીવતુ પકડી લીધુ આ વણિયેર ને ત્યાં ખોરાકની પૂરતી કાળજી રાખવા છતા, સારી પેઠે ગોળ આપવા છતા, નણેક માસ પછી મરી ગયેનુ એમા પ્રો ચાંદાણે એક વિશિષ્ટતા જોઈ હતી કે એની ડૂટીમાથી એક પદાર્થ નીકળતો હતો, જેની વાસ બહુ સારી આવતી હતી તેને એક જાતની કસ્તૂરી કહી શકાય એ પદાર્થના ગુણ ધર્મની માહિતી મળી નથી બધા વણિયેરમાથી આવો પદાર્થ નીકળે છે કે કેમ તે પણ જણાયુ નથી

**રોઝ :** ચરોતરમા સૌથી વધુ જાણીતુ ખેતરાઉ પ્રાણી રોઝ છે દેખાવે ઘોડા જેવુ, ભૂખરા લાલ રગનુ આ પ્રાણી ગાય જેટલુ ઊચુ હોય છે, અને ડોક ઊચી રાખીને બેવકૂફની માફક તાકી રહેતુ દેખાય છે એના આવા દેખાવને લીધે બેવકૂફ માણસને રોઝની ઉપમા આપવામા આવ છે 'નગ દીઠો નદિ તે રોઝ' એ શબ્દોમા કવિ પ્રેમાનદે આ પ્રાણીને અમર કર્યુ છે એમા પણ એની બેવકૂફીનો જ ઉલ્લેખ છે આ પ્રાણીની ખરીઓ ગાયની ખરીઓ જેવી હોય છે, અને એનુ માસ પણ ગાયના માસ જેવુ હોય છે આ કારણે તે 'નીલ ગાય' એટલે નીલા-ભૂખરા રગની ગાય કહેવાય છે એમ મનાય છે કે રોઝ નર અને ગાયનો સગમ થાય તો તેનાથી ઉત્પન્ન થયેલો વાછડો બહુ સારો હોય છે આના પુરાવા મળ્યા હોય એમ જણાયુ નથી પરતુ બહુ તેજી બળદને લોકો 'રોઝની ઓલાદનો બળદ' કહે છે આવા બળદમા અને સામાન્ય બળદમા બીજો કોઈ ફેર જણાતો નથી

ચરોતરની ખેતીને નુકસાન કરનારા પશુઓમાં રખાગીની રખડતી ગાયો પછી રોઝનો નબર આવે છે આ પ્રાણી પાચ-દસના ટોળામા ખેતીને રજાડતુ જોવા મળતુ જૂના વખતમા એનો રજાડ એટલો બધો હતો કે એક ભજનમા એની ફરિયાદ કરેલી છે 'ગયડ, રોઝડાને વાળો, સતોના ખેતરે રીદને બેનાડો!' વાડ કૂદવામા ગાય કરતા પણ રોઝ વધારે ચપળ છે બેચાર ખેડૂતો ભેગા થઈને ગાયને પકડી શકે છે અને વધારે ખેડૂતો ભેગા થાય તો વધારે ગાયો પણ પકડી શકે અને તેમને ગામના 'ડબા'મા પૂરી શકે, પરતુ રોઝને પકડવાનુ અશકય છે એ તો મૃગની પેઠે લાબી ફાળે દોડે છે અને ઊચી વાડો પણ કૂદી શકે છે

* અહી થી પ્રકરણના અત સુધીની માહિતી વલ્લભવિદ્યાનગરના સ્થાપક શ્રી ભાઈલાલભાઈ દા પટેલ પાસેથી મેળવેલી છે તે મોટે ભાગે એમની જ ભાષામા આપી છે એમા એમના અગત અવલોકનો અને અનુભવોના ઉલ્લેખો છે

જૂના વખતમાં રાજાઓએ રોઝને ગાય માનીને પોતાના રાજ્યમાં તેને મારવાની મનાઈ કરી હતી. એ વખતનાં મહાજનો પણ જીવદયાને નામે રોઝ મારવા સામે સખત વિરોધ કરતાં. બ્રિટિશ અમલમાં સરકાર, લોકલબોર્ડ કે ગામ તરફથી શિકારીઓ રોકી આ પ્રાણીનો નાશ કરવાના પ્રયત્નો થયા હતા. શિકારીઓ રોઝની પૂંછડી નિશાની તરીકે બતાવે એટલે એમને રોઝ માર્યા બદલ ઠરેલું ઈનામ આપવામાં આવતું. ઈનામ સિવાય પણ અનેક શિકારીઓ રોઝનો શિકાર કરવા તૈયાર હોય છે, કેમકે એનું માંસ સારું ગણાય છે, અને એનાં ચામડાં તથા હાડકાંના સારા પૈસા ઉપજે છે.

આ પ્રાણીને પકડીને પાળવાના તેમજ ગાડીએ જોડવાના અખતરા થયેલા છે, પણ તેમાં કોઈને સફળતા મળી નથી. રોઝ એટલું જંગલી છે કે તેને પાળવું અશક્ય છે.

**ભૂંડ (ડુક્કર) :** બ્રિટિશ અમલની શરૂઆતમાં ચરોતરનાં ગામોમાં ભૂંડ અથવા ડુક્કરનાં ટોળેટોળાનો ઉપદ્રવ હતો. તે પાકને ઘણું નુકશાન કરતાં. એ ઉપદ્રવ એટલો બધો વધી પડેલો કે આગેવાન લોકોએ વાઘરીઓ રોકી ભૂંડને ગાડાંમાં ભરી ભરીને ગામ બહાર કાઢી મૂકેલાં. ઈ. સ. ૧૮૩૦માં ઉમરેઠમાં ૬૦૦૦થી ૭૦૦૦ ભૂંડ હતાં. તે તમાકુ સિવાય બધા પાક ખાઈ જતાં. ભૂંડની વસતી પશ્ચિમે સાબરમતી કાંઠે વૌઠા–પાલ્લા આગળથી શરૂ થઈ ઉત્તર–પૂર્વે મેશ્વા અને વાત્રક કાંઠે ઠેઠ કપડવણજ સુધી અને ઠાસરા સુધી હતી, એમ જૂના ગેઝેટિયરમાં જણાવે છે. હાલ ૧૯૫૧ની ગણતરી પ્રમાણે ખેડા જિલ્લામાં કુલ ૫૫૦ ભૂંડ છે. તે પૈકી ૫૩૮ ભૂંડ નડિયાદ તાલુકામાં છે. માતર, વાડાસિનોર, આણંદ અને ઠાસરા તાલુકામાં એકે ભૂંડ નથી. ખંભાતમાં ૧, બોરસદમાં ૨, મહેમદાવાદમાં ૫, પેટલાદમાં ૧, અને કપડવણજમાં ૩ ભૂંડ નોંધાયેલાં છે.

ભૂંડ એટલું કદરૂપું અને ગંદું પ્રાણી છે કે એવાં લક્ષણોવાળી ચીજનો તિરસ્કાર કરવા 'ભૂંડું' વિશેષણ વપરાય છે. આ પ્રાણી ખેતીને ઘણું નુકશાન કરે છે. તે પાક ખાધા કરતાં વધુ બગાડે છે. મગફળી જેવા પાક જમીનની અંદર હોવાથી બીજાં પ્રાણીઓથી બચે છે. પણ ભૂંડ તો એને જમીનમાંથી ખોતરી કાઢીને ખાય છે તથા બગાડે છે. આ પ્રાણીને ગંદકી ખાસ ભાવે છે.-દક્ષિણ હિંદનાં ગામડાંમાં લોકો ગામ બહાર મળત્યાગ કરવા જાય છે. એ ગંદકી સાફ કરવા ગામમાં ભૂંડોને ખાસ વસાવવામાં આવે છે. એ ભૂંડો બધી વિષ્ટા ખાઈ જાય છે અને એ રીતે ગામ ચોખ્ખાં રહે છે. ગુજરાત સિવાય હિંદનાં ગામડાં તેમજ શહેરોમાં લોકો ભૂંડ રાખે છે. એનું માંસ ઘણું સ્વાદિષ્ટ મનાય છે. મુસલમાનો સિવાય દુનિયાની બધી માંસાહારી પ્રજાઓ આ માંસ હોંશથી ખાય છે આ કારણે યુરોપમાં 'ભૂંડની ખેતી' કરવામાં આવે છે. એટલે કે મોટી સંખ્યામાં એને ઉછેરી એના માંસનો વેપાર કરવામાં આવે છે. આ માંસ 'પોર્ક' કહેવાય છે.

**સૂવર :** ભૂંડને જ્યારે બંને બાજુ નીચેના દાંત ફૂટીને હોઠની બહાર નીકળે છે ત્યારે એને સૂવર કહે છે. માદાને આવા દાંત ફૂટતા નથી. નીચેના જડબાના દાંત ઊભા ઉપર આવે છે, જ્યારે ઉપરના જડબાના દાંત ગોળ વળી નીચે જાય છે. સૂવર જ્યારે જ્યારે ખાવામાંથી નવરું પડે છે ત્યારે ત્યારે જડબું હલાવી ઉપર–નીચેના દાંત ઘસ્યા કરે છે, જેથી એના દાંત હંમેશાં અણિયાળા, તીક્ષ્ણ ધારવાળા રહે છે. હુમલો કરવાનું સૂવર પાસે આ એક ભારે હથિયાર છે.

સૂવરનો શિકાર કરવાને માટે શિકારીઓ ઘોડે બેસીને સૂવરને ચારે બાજૂથી ઘેરે છે અને જે બાજુ સૂવર દોટ મૂકે તે બાજુનો ઘોડેસવાર તેને ભાલો મારે છે. જો સૂવર દૂર હોય તો પહેલાં તેને તીરથી મારતા, હાલ બંદૂકની ગોળીથી મારે છે. પણ ઘણી વખત મરતાં મરતા તો સૂવર ઘોડાના પગ વચ્ચે પેસીને એની સાથળ ચીરી નાખે છે. ભોંય ઉપર જો કોઈ માણસ ઊભો હોય તો તેને પણ નીચે પટકી ઘાયલ કરે છે. અગર કોઈ કોઈ વખત જાનથી મારી નાખે છે. વકર્યો ભૂંડ સૂવર કહેવાય છે. તે બહુ સીધી દોટ મૂકે છે, અને એની દોડવાની ગતિ બહુ જ જલદ હોય છે.

જૂના વખતમાં જ્યારે રાજાઓ કે જમીનદારો પોતાનાં શિકારગાહ રાખતા ત્યારે રક્ષિત જંગલની અંદર એક ગોળ રસ્તો બનાવતા, અને આ રસ્તાના કેન્દ્રમાં મુખ્ય શિકારી અગર શિકારીઓ માટે બેસવાની ગોઠવણ કરતા અને ત્યાં સૌ બેસતા. આ શિકારીઓ ગોઠવાઈ જાય અને સલામતીની ખબર મળે, તે પછી બહાર હાંકોરો કરવા માટે ગોઠવેલા માણસો હાંકોરો શરૂ કરતા, અને હાંકોરો કરતા કરતા, ડબા વગાડતા વગાડતા ચારે બાજુથી જંગલને ઘેરીને આસ્તે આસ્તે કુંડાળું નાનું અને નાનું કરતા જતા. આથી જંગલનાં પ્રાણીઓ જંગલની અંદરની બાજુ તરફ દોડતાં અને પેલો ખુલ્લો ગોળ રસ્તો આવે ત્યાં તે રસ્તે દોડવાનું શરૂ કરતાં. શિકારીઓ આ રીતે સહેલાઈથી શિકાર કરી શકતા.

સૂવરનો સલામતીથી શિકાર કરવાને માટે આ યોજના સારામાં સારી ફાવતી અને રાજાઓ, મોટા જમીનદારો અને તેમના મહેમાનોને એનાથી વિના જોખમે શિકારની મોજ મળતી. હાલ સાવર અને વાત્રકકાંઠાના રજપૂતો આવો શિકાર કરવા કોઈ કોઈ વાર નીકળે છે, એમ સાંભળ્યું છે.

જ્યારે અસુરો પૃથ્વીને સમુદ્રમાં ખેંચી ગયા હતા ત્યારે વિષ્ણુએ વારાહ–સૂવરનો અવતાર લઈને પૃથ્વીને પોતાના દાંત ઉપર બેસાડીને બહાર ખેંચી કાઢી હતી એવી પૌરાણિક કથા છે. વિષ્ણુના દશ અવતારમાં વારાહનો પણ એક અવતાર છે. હિંદમાં દરેક સ્થળે આ વારાહ અવતારની પણ પૂજા થતી હતી. હિંદુઓ સૂવરના દાંતને શુભ શુકન માની ઘરમાં રાખે છે એ આ પૂજાનો અવશેષ હશે.

**જરખ :** જરખ એ મોટા ભરવાડી કૂતરા જેવડું પ્રાણી છે. એનો રંગ સફેદ હોય છે અને તેમાં કાળા પટા હોય છે, જેથી અંધારામાં તે વાઘના બચ્ચા જેવું લાગે છે. એના પાછલા બે પગ લાંબા હોઈ ઘસડાતા દેખાય છે. એના દાંત અને નહોર બંને મજબૂત હોય છે, જે વડે તે નાનાં પ્રાણીઓનો શિકાર કરી શકે છે. શાહુડીની પેઠે આ પ્રાણી માટીમાં બોડ ખોદીને અંદર ભરાઈ રહે છે. ઘણી જગાએ જ્યાં રસ્તાની નળીઓ ઊંડી ગયેલી હોય છે અને બંને બાજુનાં ખેતરો ઊંચાં બનેલાં હોય છે ત્યાં રસ્તા અને ખેતર વચ્ચેની ભેખડમાં આ પ્રાણીની બોડ હોય છે. આ બોડનું મોઢું ૧૨–૧૫ ઇંચ લાંબું, ૬ ઇંચ પહોળું અને તેની અંદરની ઊંડાઈ ૬થી ૮ ફૂટ જેટલી હોય છે. આ બોડમાં જરખ આખો દિવસ નિરાંતે બેસી રહે છે.

જરખ મુખ્યત્વે કૂતરાનો શિકાર કરે છે. પરંતુ કોઈ કોઈ વખત તેણે ગધેડાને પણ મારી નાખ્યાના દાખલા સાંભળ્યા છે. આ પ્રાણી માણસથી ડરે છે, પણ જો સપડાઈ જાય તો માણસ ઉપર પણ હુમલો કરે છે.

જરખની ચરબી લોકો સંઘરી રાખે છે અને વા ઉપર ચોપડવામાં તેનો ઉપયોગ કરે છે.

વિદ્યાનગરની સ્થાપના થયા પછી ત્યાં બે જરખ મારી નાખવામાં આવ્યાં હતાં. એક જરખનાં બધાં હાડકાં એ સંસ્થાના સંગ્રહસ્થાનમાં છે.

**શાહુડી :** કોઈ વાર ખેતરોમાં કાબરચીતરા રંગની, અણીદાર, લીસી અને ચમકતી સળીઓ રસ્તે જતાં હાથ લાગે છે. જૂના વખતમાં એનો કલમ બનાવવામાં ઉપયોગ થતો. એ સિસોળિયું કહેવાય છે. તે શાહુડીના શરીર ઉપર હજારોની સંખ્યામાં ઊગે છે. સિસોળિયાં ધારણ કરનારી શાહુડી કદમાં બિલાડીના જેવડી હોય છે પણ બિલાડી કરતાં તે વધારે જાડી હોય છે અને સિસોળિયાં ફુલાવે ત્યારે ૧૨થી ૧૫ ઇંચ વ્યાસના ઘેરાવાવાળી થાય છે.



શાહુડી

શાહુડી એ શિકારી પ્રાણી છે. જ્યારે તે કોઈ માણસ કે પ્રાણી ઉપર હુમલો કરે છે ત્યારે પોતાના શરીર ઉપરનાં સિસોળિયાંને પીંછાંની માફક ઊભાં કરી દે છે. અને પાછે પગલે હઠતી હઠતી પોતાનો શિકાર બનેલા માણસ કે પ્રાણીના પગ વચ્ચે પેસી જઈ સિસોળિયાં તેના અંગમાં ભોંકી દે છે. આ સિસોળિયાં માણસ કે પશુના અંગમાં ભોંકાયા પછી શાહુડીના અંગમાંથી છૂટાં પડી જઈ, જે અંગમાં તે ચોંટયાં હોય તેમાં આસ્તે આસ્તે વધારે ને વધારે ખૂંપતાં જાય છે. માણસ એમને ખેંચી કાઢી શકે છે, પણ બીજાં પ્રાણીઓ તેમ કરી શકતાં નથી. એટલે પગ ઘસીને તેઓ એ સિસોળિયાં ભાંગી નાખે છે. પણ શરીરમાં ખૂંપેલું સિસોળિયું અંદર જ રહે છે. એને લીધે એ શરીરમાંનું માંસ સડે છે, શરીરનો એ ભાગ નકામો બને છે, અને છેવટે એ પ્રાણી મરી જાય છે.

વાઘને જ્યારે શાહુડીનો ભેટો થઈ જાય છે ત્યારે શાહુડી ઘણુંખરું વાઘના પાછલા બે પગ વચ્ચે ઘૂસી જઈને વાઘની જાંઘમાં પોતાનાં સિસોળિયાં ભોંકી દે છે. સામાન્ય રીતે વાઘ પોતાના શિકારને ગળામાંથી પકડે છે. પરંતુ ફુલાવેલાં સિસોળિયાંવાળી આ શાહુડીને કોઈ પણ જગાએથી પકડવાનો તેને લાગ મળતો નથી. એટલે શાહુડી વાઘને પોતાનાં સિસોળિયાંમાં ફસાવી દે છે. આવો વાઘ પાછળથી જંગલનાં પ્રાણીઓને પકડવા કૂદકો મારી શકતો નથી અને તેથી ન છૂટકે માણસ કે જેને કૂદકો માર્યા સિવાય પકડી શકાય છે તેનો એ શિકાર કરવા માંડે છે. આવો વાઘ કે વાઘણ 'નરભક્ષી' કહેવાય છે. જ્યારે જ્યારે નરભક્ષી વાઘ કે વાઘણ મરાયા પછી તેની ચામડી ઉતારવામાં આવી છે ત્યારે ત્યારે

તેની જાંઘમાંથી સિસોળિયાંના ટુકડા નીકળેલા છે. જાંઘની ચામડીમાં કાણાં માલૂમ પડયાં છે અને તે સ્થળનું માંસ સડેલું જણાયું છે. આમ વાઘને નરભક્ષી બનાવવાનું કારણ શાહુડી હોય છે.

સ્ત્રી–પુરુષો ખેતરમાં કામ કરતાં હોય ત્યારે અથવા ખેતરમાંથી ઘેર જતાં હોય ત્યારે આવો નરભક્ષી વાઘ કે વાઘણ એટલી ચૂપકીથી હુમલો કરે છે કે સ્ત્રી–પુરુષો ટોળામાં હોય તો પણ વાઘ આવવાની તેમને ખબર પડતી નથી. આવો વાઘ પવનની દિશા બહુ સારી રીતે સમજે છે. અને પવનથી માણસને પોતાની વાસ ન આવે તેની સાવચેતી લે છે. એટલે પવનની વિરુદ્ધ દિશામાંથી જ આ વાઘ હુમલો કરવા આવે છે અને તેનો ભોગ બનેલ માણસની ચીસ ઓચિંતા સંભળાય ત્યારે જ જોડેનાં માણસોને એની ખબર પડે છે. બીજાં માણસોની નજર સામે જ આ વાઘ પોતાના શિકારને લઈને નાસી જાય છે, એનાં કપડાં વગેરે તોડી ફાડીને કાઢી નાંખે છે અને પછી તેનું માંસ ખાય છે. આવા નરભક્ષી વાઘને મારવો એ કોઈ વિરલ બહાદુર શિકારીઓ જ કરી શકે છે. જ્યાં સુધી એ ન મરાય ત્યાં સુધી ત્રીજે કે ચોથે દિવસે તે એકાદ માણસને મારતો રહે છે. આને લીધે કેટલીક વખત જંગલમાં કે તેની સરહદ ઉપર આવેલાં ગામો તારાજ થઈ જાય છે અથવા લોકો ડરના માર્યા ગામ ખાલી કરીને ચાલ્યા જાય છે. આકર્ષક લાગતાં સિસોળિયાં કેવા વિનાશનું મૂળ બને છે તેનો આથી ખ્યાલ આવે છે.

શાહુડી ખેતીના પાકને ઘણું નુકસાન કરે છે. એનો અનુભવ વલ્લભવિદ્યાનગરમાં રસ્તાઓ ઉપર ઝાડ વાવવાનું શરૂ થયું ત્યારે થયો હતો. જે સ્થળે એ સંસ્થાની વર્કશોપ હાલ બનાવેલી છે તે સ્થળે શાહુડીનાં ઘણાં દર હતાં. આ દર જરખના દર કરતાં બહુ ઊંડાં હોય છે. તાજાં વાવેલાં ઝાડ આ દરમાંની શાહુડીઓ ખોદી નાખતી અને મૂળિયાં ખાઈ જતી. આંબા વાવ્યા હોય તો તેના ગોટલા પણ ખાઈ જતી. આનો ઉપાય કરવા માટે વાઘરીઓને રોકવા પડેલા. એમણે તારના ગાળા નાખીને છએક શાહુડીઓ પકડેલી. ગાળામાં ભરાયેલી શાહુડીને પકડી લેવા વાઘરી હાજર હોય નહિ અને સપડાયેલી શાહુડી ખેંચાખેંચ કરે. આને પરિણામે શાહુડીનું ગળું તારથી દબાતું જાય અને છેવટે શાહુડી મરી જાય. આ રીતે લગભગ ૭ શાહુડીઓ મરી ગઈ, ત્યાર પછી વિદ્યાનગરમાં ઝાડ ઊછરતાં થયાં છે.

બે શાહુડીઓ જીવતી પકડાયેલી તે નાની હતી. તેમના ઉપર કોથળો નાખીને તેમને પકડવામાં આવેલી. તે ત્યાંના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવી છે.' તેમની સંભાળ રાખતાં માલૂમ પડયું છે કે આ પ્રાણી એને ખોરાક આપનાર માણસને ઓળખે છે. તેના હાથમાંથી શક્કરિયાં, કેરીઓ, ઘાસ, પાંદડાં વગેરે ચીજો ખાય છે. આ ખોરાક આપનાર નોકર જ્યારે પાંજરામાં પેસે છે કે પાંજરું સાફ કરે છે ત્યારે અંદરની શાહુડીઓ શાંતિથી બેસી રહે છે. પણ જો બીજો કોઈ માણસ પાંજરાની બહાર ઊભો રહે કે તેની નજીક આવે કે તરત એ શાહુડીઓ પોતાનાં સિસોળિયાં ફુલાવે છે. શાહુડી હુમલો કરે તો તેને ડાંગો વડે મારી શકાય છે. તેનાં સિસોળિયાં ડાંગોના ફટકા સામે ટકી શકતાં નથી. ખાસ કરીને શાહુડીનું મોઢું તથા માથું બહુ કોમળ હોય છે. એ ભાગ ઉપર જો ફટકો પડે તો શાહુડી તરત જ મરી જાય છે. માંસ ખાનાર લોકો શાહુડીના માંસને બહુ પસંદ કરે છે. વાઘરી લોકો તો ખાસ આ પ્રાણીનું માંસ ખાય છે.

**સસલાં :** ચરોતરમાં ફક્ત બદામી રંગના સસલાં થાય છે. એ પણ જમીનમાં દર કરીને તેની અંદર રહે છે. ચરોતરનાં ખેતરોમાં કોઈ કોઈ વખત આવાં નાનાં નાનાં દરો જોવા મળે છે.



**સસલું**

સસલું એ બહુ નાનું પ્રાણી છે. એને લીધે ખેતીને ખાસ નુકસાન નથી. શિકારી પ્રાણીઓથી કે માણસથી બચવા માટે ઇશ્વરે એને એક જ સાધન આપ્યું છે–એની નાસી છૂટવાની શક્તિ. તેમ છતાં તે થોડું બેવકૂફ પણ છે. માણસથી તે બહુ જલદી છેતરાય છે અને વાઘરીના ફાંસામાં સહેલાઈથી આવી શકે છે. પણ એને બંદૂકથી મારનારા શિકારીઓએ એને મારવાની બહુ સારી યુક્તિઓ શોધી રાખી છે. સસલાંનાં દર શોધ્યા પછી શિકારી બંદૂક લઈને ત્યાં જાય છે. સંધ્યાકાળે

એક કે વધુ મીણબત્તીઓ સળગાવીને અસનાના દર આગળ મૂકે છે એ નવાઈની વસ્તુ જોવા સસના એ પછી એક ત્યાં આવે છે શરૂઆતમાં તો દરમાંથી મોઢું બહાર કાઢી જોઈ તરત પાછું ખેંચી લે છે પણ ધીરે ધીરે હિંમત આવતાં તે બહાર આવે છે અને મીણબત્તી સામે જોઈને ઊભા રહે છે શિકારી જે અત્યાર સુધી ધીરજ રાખીને બંદૂક તાકીને ભોંય પર લાંબો થયેલો હોય છે તે હવે બંદૂક ફોડે છે બંદૂકમાં ચાર કે છ ઝરાવાળી કારતૂસો હોય છે એટલે એક જ બારમાં કોઈ કોઈ વખત એકથી વધારે સસના શિકારનો ભોગ બને છે, અને શિકારીના હાથમાં આવે છે ઘોળા સસના સહેલાઈથી પાળી શકાય છે, પણ ચરોતરના બદામી રંગના સસના પાળવા મુશ્કેલ છે વિદ્યાનગરમાં એક બચ્ચું પકડીને તેને પાળવાના પ્રયત્નો થયા હતા, પણ તે બચ્ચું લાંબું જીવી શક્યું નહિ

**ઘો :** ચરોતરમાં પાટલા ઘો ઘણી હોય છે 'ઘો મરવાની થાય ત્યારે વાઘરીવાડે જાય,' એવી કહેવત છે એનો અર્થ એટલો જ કે ઘોનું માંસ બહુ સ્વાદિષ્ટ હોય છે, જેથી વાઘરી લોકો તેને મારી નાખે છે અને ખાવાના ઉપયોગમાં લે છે ઘો કરડે છે અને કરડીને માંસ પણ કાપી લે છે પરંતુ એનામાં ઝેર નથી

જૂની વાર્તાઓમાં પાટલા ઘો વિષે એવું સંભળાય છે કે જ્યાં ઊંચે ચઢવાનું હોય અને તે માટે સાધન કે સગવડ ન હોય એવી દીવાલ કે પર્વત ઉપર પાટલા ઘોને પૂંછડે રેશમનું પાતળું દોરડું બાંધીને ચઢાવવામાં આવતી ઉપર ચઢેલી પાટલા ઘો અમુક સ્થળે પહોંચે ત્યારે નીચે ઊભેલો માલિક દોરી હલાવતો, એટલે પાટલા ઘો એ જ સ્થળની નજીકમાં નહોર ભરાય એવી ખડબચડી જગા શોધીને ચોંટી જતી પછીથી એ દોરી પકડીને નીચેનો માણસ ઉપર ચઢી જતો માણસનું વજન આવવા છતાં ઘો પોતાનું સ્થાન છોડતી નહિ અને તેની પૂંછડી પણ તૂટતી નહિ બીજી એક માન્યતા એવી છે કે વાઘરી લોક ઘો પાળે છે, અને ચોરી કરવામાં ઉપરની રીતે જ એનો ઉપયોગ કરે છે મરાઠી ભાષામાં ઘોને માટે 'ઘોરપડ' શબ્દ વપરાય છે અને આ 'ઘોરપડ' રાખનાર લશ્કરના એક સરદારને ઘોરપડેની અટક હતી આ બધી વાતો કેટલે અંશે સાચી છે તે જાણવાનું કંઈ સાધન નથી અત્યારે તો ઘોનો ઉપયોગ વાઘરી લોક ફક્ત માંસ ખાવા માટે કરે છે, અને ઘોના ચામડામાંથી નાની નાની ચીજો બનાવવામાં આવે છે

પાટલા ઘો કરતાં જુદી જાતની, તેનાથી વળી નાની, અને ડાચકાથી સહેજ મોટી એવી ચંદન ઘો નામની ઘો ચરોતરમાં હોવાનું મનાય છે આ ચંદન ઘો જો કરડે તો માણસ તાત્કાલિક મરણ પામે છે, એમ પણ મનાય છે જાણકારો કહે છે કે આ માન્યતા એ એક મોટો વહેમ છે ચંદન ઘો જેવી કોઈ ચીજ નથી જેને ચંદન ઘો તરીકે લોકો ઓળખે છે તે પાટલા ઘોનું બચ્ચું હોય છે તે કરડે છે ખરું પણ ઝેરી હોતું નથી

**સાપ : નાગ :** ચરોતરમાં સાપ ઘણી જાતના છે પણ તેમાં ઝેરી જાતો બહુ થોડી છે તેમાં નાગ, ચીતળો અને કાળો એ ત્રણ મુખ્ય છે નાગના મોંમાં તાળવે ઝેરની કોથળી હોય છે, તેની નીચે બંને બાજુ દાંત પોલા હોય છે નાગ જ્યારે બચકું ભરે છે ત્યારે જેને બચકું ભર્યું હોય તેને બીજા મજબૂત દાંતથી પકડે છે, અને તેની સાથે એના માંસમાં પેલા પોલા દાંત પણ ખૂંપે છે બચકું ભર્યા પછીથી તરત જ સાપ અમળાય છે અને અમળાવાથી પેલા પોલા દાંત ઝેરની કોથળીને દબાવે છે કોથળી દબાવાથી તેમાંનું ઝેર દાંતના પોલા છિદ્ર વાટે પેલા મજબૂત દાંત ભેરવેલા માંસમાં પ્રવેશ કરે છે આ રીતે શરીરમાં ઝેરનો પ્રવેશ થયા પછીથી નાગ બચકું છોડી દે છે બચકું ભર્યા પછીથી નાગ અમળાય તે પહેલાં જો તેને ઝાટકો મારવામાં આવે અને તે છૂટો થઈ શકે તો તેનો ભોગ બનેલ માણસ અગર પ્રાણી બચી જાય છે કારણ કે એકલું બચકું ભરવાથી ઝેર દાખલ થતું નથી નાગ જેને કરડે તેના શરીરમાં ઝેર દાખલ થાય તે માટે નાગને અમળાવું પડે એ આવશ્યક ક્રિયા છે એક વખત આ ઝેર શરીરમાં ઊતર્યું કે તરત જ એ લોહી સાથે ભળી જાય છે અને લોહી શરીરમાં ફરતું હોવાથી તેમાં ભળેલું ઝેર લોહી સાથે હૃદયમાં જાય છે આને લીધે જે મનુષ્ય કે પ્રાણીને નાગ કરડ્યો હોય તેનું થોડા વખતમાં જ મૃત્યુ થાય છે મંત્રથી કે કોઈ જાતની દવાઓથી કે બાધા-આખડીથી નાગના ઝેરમાંથી કોઈ બચી શકે એમ નથી હાલમાં નાગના ઝેરમાંથી જે દવાઓ બનાવેલી છે તેનું ઇન્જેક્શન તરત જ, પાંચ મિનિટમાં જ, આપી શકાય તો જ નાગના ઝેરમાંથી માણસ બચી શકે છે કેટલાક માણસો નાગ કરડે કે તરત જ ઘવાયેલું અંગ કાપી નાખે છે, આથી તે બચી જાય છે પણ આવા બહાદુર માણસો તો બહુ વિરલ હોય છે બાકી તો બધા જ નાગ કરડવાથી મૃત્યુ પામે છે

**ચીતળો :** ચીતળો એ પણ ચરોતરનો એક પ્રકારનો ઝેરી

સાપ છે તે કરડવાથી માણસ સડી સડીને મરે છે, એમ કહેવાય છે તેના હાડકાના કાટા જો પગમા લાગે તો તેથી પણ માણસ સડી સડીને મરે છે, એમ કહેવાય છે આ કારણે ચીતળાને અગર કોઈ પણ સાપને કદાચ જો કોઈ મારે તો તેને સારી રીતે બાળી મુકવામાં આવે છે, કે જેથી તેના હાડકાના કાટાથી પણ કોઈને નુકસાન થાય નહિ

**કાંટ :** કાટ એ બહુ નાનો સાપ છે એને શરીરે સફેદ, ભૂખરા અને કાળા પટા હોય છે આ પટાથી એ તરત જ ઓળખાઈ આવે છે

**ધામણ :** આ સિવાયના ચરોતરના બીજા સાપો ઝેરી નથી ચરોતરમા ધામણો છે, જે છથી સાત ફૂટ સુધીની લાબી જોવામા આવેલી છે પણ તે ખેડૂતનો બહુ ઉપયોગી મિત્ર છે એક રીતે તો બધા જ સાપ ખેડૂતોના મિત્રો છે, કારણ કે તે ખેતરમાથી ઉદરોને ખાઈ જાય છે જો સાપ ન હોય તો ઉદરો એટલા બધા વધી જાય કે દર સાત ઉદરિયો દુકાળ પડે એટલે કે બધો પાક ઉદરો ખાઈ જાય અને ખેડૂતના હાથમા કઈ પણ પાક આવે નહિ આથી કરીને સાપને સંસ્કૃતમા ક્ષેત્રપાળ કહેલો છે ક્ષેત્રપાળ એટલે ખેતરનુ રક્ષણ કરનાર ઝેરી સાપો તો ખેડૂતને કોઈ વખત કરડે છે પણ ખરા પણ આ નિર્દોષ સાપો તો કદી કરડે તો પણ તેમનુ ઝેર ચડતુ નથી

**આંધળી ચાકરણ :** ધામણ પછી જાણીતી જાતોમા આંધળી ચાકરણ છે એના પૂછડાનો અને મોઢાનો આકાર સરખો હોય છે એને લીધે લોકોમા એવી માન્યતા છે કે આંધળી ચાકરણને બે મો હોય છે, પણ ખરી વાત એ છે કે આંધળી ચાકરણને એક જ મો હોય છે, અને તે મો તરફની દિશાએ જ ચાલે છે પૂછડા તરફની દિશાએ તે ચાલી શકતી નથી

**વિદ્યાનગરમાં પકડાયેલા નાગ :** વિદ્યાનગરમા અત્યાર સુધીમા ઘણાત નાગો જીવતા પકડાયા હશે એ વિષયના રસિયા પ્રો ચૌહાણ તો નાગને જુએ કે તરત જ હાથથી નાગનુ મો પકડી લે છે અને તેને હસતા હસતા લઈ જઈને પાંજરામા પૂરી દે છે પણ નાગની એક ભારે ખાસિયત છે તે બહુ જ કિન્નાખોર પ્રાણી છે જો તમે પાંજરાની નજદીક જાઓ તો તમને બચકુ ભરવા માટે તે જોરથી ફેણ મારે છે અને ફેણ પાંજરાની જાળીને પછડાતા તે પાછી પડે છે, અગર તો તમે ઊભા રહો ત્યા સુધી ફેણ માંડીને એ ફુત્કાર કર્યા કરે છે આ કિન્નાખોર નાગ જ્યા સુધી પાંજરામા હોય છે ત્યા સુધી કઈ પણ ખાતો નથી, એટલુ જ નહિ પણ તમે પાંજરામા ઉદર કે દેડકુ મૂકો અને ત્યા ગમે તેટલો વખત રાખો છતા એ એને ખાતો નથી એ તો સત્યાગ્રહ કરે છે અને આમરણાંત ઉપવાસ કરે છે એને જીવતો રાખવા માટે એને પરાણે ખવરાવવુ પડે છે મોઢામા કાચની નળી ઘાલી ઉપરથી દૂધ રેડે છે અગર તો ચીપિયાથી મો પહોળુ કરીને એમા માંસના નાના નાના ટુકડા ઘાલે છે આ રીતે એક નાગને વધારેમા વધારે છ મહિના સુધી જિવાડી શકાયો હતો બાકી તો અનશનવ્રતથી તે બે ત્રણ મહિનામા મરી જાય છે નાગના આ સ્વભાવને લીધે મદારીઓ પણ જે નાગને પકડી લાવે છે તેને મહિના–દોઢ મહિના પછીથી જંગલમા છોડી દે છે અને પાછા બીજા પકડે છે



નાગ

**નાગ વિષે વધુ વિગતો :** નાગને દૂધ પાવા મદારીઓને લોકો જે પૈસા આપે છે તે પૈસાનુ દૂધ પવાતુ નથી, કારણ કે નાગ એની મેળે દૂધ પીતો જ નથી નાગને કાન કે કાનને સ્થળે કાણા પણ હોતા નથી મોરલીનો નાદ સાભળીને નાગ દરમાથી બહાર નીકળે છે, એ વાતમા પણ કઈ તથ્ય નથી મદારી જ્યારે મોરલી વગાડતો હોય છે ત્યારે મોરલી જેમ ફરતી હોય છે તેમ નાગ પણ એની ફેણ ફેરવતો હોય છે લોકો માને છે કે નાગ મોરલીના નાદે ડોલે છે, પણ ખરી વાત તો એ છે કે નાગ મોરલી ઉપર ઘા કરવાને માટે મોરલીની દિશામા એની ફેણ ફેરવતો હોય છે અને નાગ ઘા ન કરી શકે એટલી દૂર મદારી મોરલી રાખતો હોય છે આ રીતે આ તમાશો સારી રીતે ચાલે છે જે પોલા દાતથી નાગ બચકુ ભર્યા પછી પોતાનુ ઝેર બીજાના શરીરમા ઉતારી શકે છે એ પોલા દાત જો પાડી નાખવામા આવે તો નાગની ઝેર આપવાની શક્તિ નાબૂદ થાય છે અને દાત પાડયા પછી નાગ પણ ધામણ જેવો નિર્દોષ થાય છે.

નાગને પકડયા પછી તરત જ મદારીઓ નાગના આ પોના દાત ખેચી કાઢે છે પણ આ દાત અઠવાડિયામાં ફરીથી ઊગે છે, એટલે નાગનુ મો તપાસીને દર વખતે ઊગતા દાંત ચીપિયાથી ખેચી કાઢવા પડે છે વંનભવિદ્યાનગરમાં આ દાત ખેચી કાઢવાનુ' કામ નિયમિતપણે ચાલતુ હતુ નાગની કિન્નાખોરીની વાત ઉપર આવી એને હિસાબે આધળી ચાકરણ બહુ જ ગરીબ જાત છે પાંજરામા પણ એ એનો ખોરાક શાતિથી લે છે અને એના તરફથી કોઈ પણ જાતની ગરબડ થતી નથી આધળી ચાકરણો વિદ્યાનગરના પ્રાણી ખાતામા વરસોથી જીવતી રહી છે આપની બીજી કોઈ જાતો જીવતી પકડાઈ નથી, જેથી તેનો અભ્યાસ થઈ શકયો નથી

**સર્પદંશના ઉપાય:** જ્યારે સાપ કરડે છે ત્યારે માણસને આઘાત લાગે છે અને આઘાતથીજ તે ઘણી વખત મરી જાય છે ઉપર લખ્યુ તે ધામણ વગેરે સાપ ઝેરી નથી, એનો અર્થ એટલો જ કે નાગ કે કાટ જેવા સાપોનુ ઝેર એટલુ ભારે હોય છે કે તેમાથી માણસ કે કોઈ પ્રાણી બચી શકે જ નહિ, જ્યારે બીજા સાપોનુ ઝેર ઓછુ કાતિલ હોવાથી એ જીવલેણ નીવડતુ નથી અને વગર દવાએ પણ માણસ આપોઆપ સાજો થઈ જાય છે વીછીના ઝેરની જેમ આવા સાપોનુ ઝેર પણ ધીમે ધીમે ઊતરી જાય છે પણ આવે વખતે ઘવાયેલા માણસને આઘાત ન લાગે તે માટે લોકો તેને સાપ ઉતારનાર પાસે લઈ જાય છે અને એ શ્રદ્ધાથી જ માણસ બચી શકે છે હકીકતમા તો નાગ કે કાટના ઝેર ઉપર ઝેર ઉતારનારનુ જોર ચાલતુ નથી

એક એવી માન્યતા છે કે કેળનો રસ પાવાથી સાપનુ ઝેર ચઢતુ નથી સિંધમા જ્યારે નહેરો ખોદવાનુ કામ ચાલતુ હતુ ત્યારે નહેર ખોદનારાં મશિન ચોવીસે કલાક કામ કરતાં હતા માણસો પ્રથમ ચાર કલાક કામ કરે પછી તેમને આઠ કલાક છૂટ મળતી અને પછીથી પાછા તેઓ ચાર કલાક કામ કરવા આવતા આ રીતે ચાર કલાક જતા અને ચાર કલાક આવતાં માણસોને પોતાના રહેવાના ઠેકાણાથી મશિનને સ્થળે આવવુ પડતુ એ માર્ગે જગલમા સાપનો તો કઈ તોટો જ નહોતો તેથી અવારનવાર માણસોને રસ્તામા સાપ કરડતા આના ઉપાય માટે મશિનમા કામ ચાલુ કરતા પહેલા જ ૭ ૭ માઈલને અતરે દરેક સ્ટોર અને બગલામા કેળ વાવી દીધી હતી લોકોને આની ખબર હતી, એટલે સાપ કરડે કે તરત માણસો દરદીને બગલે લઈને આવે, ત્યાં તાબડતોબ કેળનો છોડ કાપી નાખવામા આવતો, કેળના થડિયાને કાપીને એમાથી રસ કાઢવામાં આવતો અને દરદીથી જેટલો પી શકાય તેટલો, ગોટથી અર્ધો શેર, રસ એને પિવડાવી દેવાતો આવા દરદીને ઊઘવા દેવા નહિ ચારે બાજુ માણસો એને ઘેરીને બેસતા અને એને બેઠો રાખીને જાગતો રાખતા વચ્ચે વચ્ચે ખાડ ખવડાવતા ૭ વર્ષ સુધી દર મહિને આવા સર્પદશના બે ત્રણ કેસો આવતા જેમા આ ઉપાયને લીધે કાઈ મર્યો ન હતો મબર છે કે એમા ઝેરી સાપો નહિ હોય પરતુ લોકોને હમેશા મનમા હિમત રહેતી કે કેળનુ પાણી પીવાથી સાપનુ ઝેર ઊતરી જાય છે આ માન્યતા દરેકમા એવી દઢ થઈ ગઈ હતી, કે તેને લીધે સર્પદશનો આઘાત લોકોને લાગતો નહિ

**નોળિયો:** નોળિયો એ શિકારી પ્રાણી છે એને સૌ ઓળખે છે ખાસ કરીને સાપનો તો એ શિકાર કરે છે જ સાપનો એ મોટામા મોટો શત્રુ છે લોકોમા એવી માન્યતા છે કે સાપ અને નોળિયાની જ્યારે લડાઈ ચાલતી હોય છે ત્યારે નોળિયાને જો સાપ કરડે તો નોળિયો વાડમા જઈને કઈક વનસ્પતિ સૂઘી આવે છે, જેથી તેનુ સાપનુ ઝેર ઊતરી જાય છે આ વનસ્પતિને નોળવેલ કહે છે પણ આ વાતમા કઈ તથ્ય નથી ખરી રીતે તો નોળિયો એટલુ બધુ ચાલાક પ્રાણી છે કે સાપ તેને કરડી શકતો જ નથી સાપમા પણ વધારેમા વધારે ઝેરી અને વધારેમા વધારે જોરથી હુમલો કરનાર સાપ એ નાગ છે આ નાગ અને નોળિયાનો જ્યારે ભેગ થઈ જાય છે ત્યારે નાગને અગર તો નાગ અને નોળિયાને બનેને મરણ જ છુટકો થાય છે શરૂઆતમાં તો નોળિયો જ્યા નાગની નજીક આવે છે કે નાગ ફેણ માડીને હુમલો કરવાની તૈયારી કરે છે, અને એને જ્યા લાગે છે કે નોળિયાને બચકુ ભરી શકાશે, ત્યા એ જોરથી ફેણનો ઘા કરે છે નાગનુ મો ભોયે અડતા પહેલા તો નોળિયો ખસી ગયેલો હોય છે અને નાગની ફેણ જોરથી ભોંયે અથડાય છે વળી પાછો નાગ ફેણ ઊંચી કરે છે નોળિયો નજીક આવે છે અને નાગ ઘા કરે છે, નોળિયો ભાગે છે અને નાગની ફેણ જમીન સાથે અથડાય છે નાગ નાસી શકતો નથી, કારણ કે જો તે નાસવા જાય તો તો નોળિયો પાછળથી આવીને તેના ટુકડા કરે આ કારણે ખરા રજપૂતની પેઠે નાગ પીઠ બતાવતો નથી, પણ છાતીના ઘા ઝીલે છે આમ ફેણ પછડાતા પછડાતા નાગની તાકાત કમી થતી જાય છે પછી તો જે ઘા થાય છે તે બહુ જ ધીમા નાગ શક્તિહીન થયો હોય છે ફેણ ઊચકતા અને બચકુ ભરવાનો પ્રયત્ન કરતા પણ એને જોર પડે છે આ

ગતિમાં પૂરેપૂરી મંદતા આવી જતાં સાપ જ્યારે કેણનો ઘા કરતો હોય છે ત્યારે નોળિયો નાસી જવાને બદલે નાગનું મોં પકડી લે છે. મોંની પકડ એવી કરેલી હોય છે કે સાપને માટે છૂટવું અશક્ય બને છે. નાગના માથામાં જ નોળિયાના દાંત પેસે છે, પણ તેથી નાગ સ્વબચાવનો કે વેર લેવાનો પ્રયત્ન છોડતો નથી. એકદમ નાગ નોળિયાના શરીરની આસપાસ ભરડો લે છે અને તે ભરડો એ એના સંપૂર્ણ બળથી લે છે. ભરડાથી નોળિયાનું શરીર કચડાઈ જાય તે પહેલાં નાગના માથામાં નોળિયાના દાંત ભરાએલા હોવાથી નાગનું મૃત્યુ થાય છે. મૃત્યુ થતાં જ ભરડો છૂટે છે, અને નોળિયો નાગનું યથેચ્છ ભોજન કરે છે. પણ જો નાગ થોડો વખત વધારે જીવી જાય છે તો આ ભરડાથી નોળિયાનું પણ મૃત્યુ થાય છે, અને નાગનું મોં નોળિયાના મોંઢામાં ને નોળિયાનું શરીર નાગના ભરડામાં, એ રીતે બંને એક સાથે મરી જાય છે. કોઈ કોઈ વખત નાગ અગર સાપ નોળિયાને દૂરથી જુએ છે કે તરત જ નજીકમાં જે દર હોય તેમાં ઘૂસી જાય છે. નોળિયાની દોટ એટલી બધી જબરી હોય છે કે ઘણી વખત તો નાગ અગર સાપની પૂંછડી પકડી પાડે છે અને પૂંછડી નોળિયાના મોંઢામાં રહે છે, તૂટી જાય છે, અને નાગ કે સાપ ભાગી જાય છે.

આ ઉપરથી એમ ન માનવું કે નોળિયો ફક્ત માંસાહારી પ્રાણી હશે. ચૂલા આગળ રોટલા, રોટલી કે ભાખરી જો કોઈ પણ ચીજ ઉઘાડી પડી હોય અને નોળિયો આવે, અને એને હાંકનાર કોઈ હાજર ન હોય તો તે બધી ચીજ ઉઠાવી જઈ નોળિયો નિરાંતે એનું ભોજન કરે છે.

પરગામ જતાં રસ્તામાં નોળિયો ડાબી તરફથી જમણી તરફ જાય તો મુસાફરો એને સારા શુકન ગણે છે અને જમણી તરફથી ડાબી તરફ આડો ઊતરે તો તેને અપશુકન ગણે છે. નોળિયાને મરાઠીમાં 'મુંગૂસ' કહે છે. અને આ મરાઠી નામ અંગ્રેજી ભાષામાં પણ ચઢી ગયું છે, જેથી અંગ્રેજીમાં પણ તે જ શબ્દ 'મંગૂઝ' રહેલો છે. સંસ્કૃતમાં એને 'નકુલ' કહે છે, કારણ કે પ્રાણી, પશુ કે પક્ષી, એમાંના કોઈ પણ વર્ગમાં નોળિયાનું સ્થાન નથી. નકુળ એટલે કુળ વગરનો.

# ૨૬
# પંખીઓ

તે નાદ કરતો ફરે વનમાં, કહે, દુ:ખ કહુ કોને?

કવિ એમ કહેવા માગે છે કે દમયંતીના ગળાનો સુંદર ગોળ આકાર જોઈ હોલો શરમાય છે અને કોને કહું? કોને કહુ?' એવો કરુણ અવાજ કરતો વનમાં ફરે છે આમાં પણ હોલાના કરુણ અવાજનો ઉલ્લેખ છે આ પંખી ઘણુ કોમળ અને બીકણ છે તેથી બીકણ માણસને હોલાની ઉપમા આપવામા આવે છે 'હોનાભડકણ' એ શબ્દ પ્રયોગમાં પણ આ જ હકીકતનો ઉલ્લેખ છે

**કોકડિયો કુંભાર :** આ પક્ષીના નર અને માદા બને 'કુભ, કુભ' એવો અવાજ કરે છે તેથી સસ્કૃતમા તેને कुक्कुटकुम्भकार કહે છે એનો અર્થ 'કુભ, કુભ અવાજ કરનારો કૂકડો' એવો થાય છે એના ઉપરથી જ તે ગુજરાતીમા કોકડિયો કુભાર કહેવાય છે એનો રગ કૃમેદ એટલે કાળાશ પડતો ઘેરો લાલ (અગ્રેજીમા 'બ્રાઉન') હોય છે એનુ કદ કાગડા કરતા મોટુ હોય છે તે હમેશા સીમમા જ રહે છે અને મોરની પેઠે કળા કરે છે પરતુ એને પીંછા બહુ થોડા હોવાથી કળા કરતી વખતે મોરની સરખામણીમા તે ઘણો ક્ષુદ્ર દેખાય છે આને લીધે જ્યારે કોઈ નાનો માણસ મોટાની નકલ કરવા જાય ત્યારે કહેવાય છે કે 'મોરે કળા કરી તો કોકડિયા કુભારે પણ કરી'

**કાળિયો કોશી :** આ પક્ષી ખેડા જિલ્લામા રેલવેમાર્ગે આણદ અને વાસદની વચ્ચે તારના દોરડા ઉપર બેઠેલુ ઘણીવાર જોવા મળે છે કદમા તે કાબર જેવડુ હોય છે એનો રગ કાગડા કે કોયલના જેવો એકદમ કાળો અને પાછળી પૂછડીનાં પીછાં ગોળ વળીને એકબીજાને અળગી રહેલાં હોય છે તે મીઠા સરોદથી લાબી સિસોટી વગાડે છે મોટે ભાગે તે ખેતરમાં જ જોવા મળે છે

**લેલાં :** ધૂળિયા રગનાં કાબર જેવડા આ પક્ષી પાચસાત એકઠા થઈને તે તે તે એવો અવાજ કરતા કોઈવાર બારી ઉપર આવી ચડે છે, તેમ સીમમા પણ એ જ રીતે જોવા મળે છે એમના માળામા બપૈયો નામનુ પક્ષી ઈંડા મૂકી જાય છે તે ઈંડા લેલાની માદા સેવે છે અને તેમાથી જન્મેલા બચ્ચા મોટા થઈ ઊડતા થાય ત્યા સુધી એમનુ એ લાલન પાલન કરે છે

**લક્કડખોદ** આ પક્ષી પણ કાબર જેવડુ હોય છે એને માથે કલગી હોય છે એની ચાચ અણીયાળી, લાંબી અને ઘણી કઠણ હોય છે ઝાડની છાલમા રહેતા જતુઓ એ એનો ખોરાક છે તેથી તે ઝાડમા સતત ચાચો મારી ખાડા પાડતુ હોય છે આ ક્રિયા તે એટલા જોરથી કરે છે કે એનો અવાજ દૂરથી સભળાય છે અને આ પ્રમાણે સતત લાકડાને ખોદ ખોદ કરતુ હોવાથી જ તેનુ નામ લક્કડખોદ પડયુ છે

**સૂડો :** સૂડો એ પોપટની જાતનુ પક્ષી છે પોપટને ગળે કાળો કાંઠલો હોય છે, સૂડાને એવો કાઠલો હોતો નથી ચરોતરમાં જ થઈ ગયેલા કવિ શામળ ભટે 'સૂડા બોતેરી' નામના ગ્રથમા આ પક્ષીને અમર કર્યુ છે એની ખાસિયત એ છે કે ખેતરમા તૈયાર થયેલા પાકના ડૂડામાથી બીજા પક્ષીની પેઠે દાણા વીણી વીણીને નહિ ખાતા પોતાની કાતર જેવી ચાચથી તે આખા ડૂડાને કાપી નાખે છે એને લીધે ડૂડુ ભોય ઉપર પડીને ખરાબ થાય છે આમાની કેરીઓ, જામફળ, વગેરે કિમતી ફળોને પણ તે આ જ રીતે બગાડે છે આને લીધે આ પક્ષી ખેડૂતોનુ દુશ્મન છે સદ્ભાગ્યે એની સખ્યા બહુ હોતી નથી તો પણ ખેડૂત એનાથી એવો ત્રાસેલો છે કે ખેતરમા તૈયાર થયેલો પાક ખાઈ જનાર પખીઓને ઉડાડવા તે 'હડો, હડો' એવી બૂમો પાડતો હવામા ગોફણમાથી ગોળા છોડે છે આને લીધે કહેવત પડી છે કે 'ખાય બધા અને ટોકાય હડો'

**વાગોળ :** સૂડાની માફક આ પ્રાણી પણ ફળના પાકને નુકસાન કરનારુ છે તે રગે કાળુ હોય છે અને રાત્રે જ જોઈ શકે છે તેથી આખી રાત દૂર દૂર સુધી ફળાઉ ઝાડ ઉપરથી ફળ ખાયા કરે છે તે એટનુ બધુ ખાય છે અને ખાધેલુ વાગોળ્યા કરે છે કે તેને આખો દિવસ ઝાડા થયા કરે છે દિવસે તે મોટે ભાગે વડની ડાળો કે વડવાઈઓને વળગીને ઊંધે માથે લટકી રહે છે ઝાડા થતા હોવાથી પોતાની જ વિષ્ટા તેના મો ઉપર થઈને પસાર થાય છે છતા પણ આ પ્રાણીને એનાથી સૂગ ચડતી નથી ઉનાળાની બપોરે ગામની ભાગોળે આવેલા વડ ઉપર આ પક્ષી હાર બધ લટકતા જોવા મળે છે એની વિશેષતા એ છે કે એને કાન અને આચળ હોય છે અને બીજા પક્ષીઓ જ્યારે ઈંડાં મૂકે છે ત્યારે આ પક્ષી પશુઓની માફક બચ્ચાને જન્મ આપે છે આ દષ્ટિએ પક્ષીઓમા વાગોળ અને ચામાચીડિયું એ બે અપવાદરૂપ છે પ્રાણીજગતમા આ ભેદ ઓળખવા માટે કહેવત છે કે 'કાન એટલા થાન અને મીંડા એટલા ઈંડા' એટલે કે જે પ્રાણી (પશુ કે પક્ષી)ને કાન હોય તેને સ્તન હોય, અને જે પ્રાણીને કાનને સ્થાને મીંડા હોય તે ઈંડા મૂકે અને ઈંડા સેવાયા પછી તેમાથી બચ્ચા નીકળે આ કહેવત પશુ-પક્ષી સિવાયના પ્રાણીઓને માટે પણ સાચી છે

દાંત સાપ, કાચબો, ગરાળી, ગો, મગર, માછલા દેડકાં વગેરેને કાન હોતા નથી અને તેઓ ઈંડાં મૂકે છે એમાં પણ માછલાની જાતનું મગરમચ્છ પ્રાણી કાનવાળું હોઈ બચ્ચાંને જન્મ આપે છે

**ઘુવડ :** ઘુવડ પણ વાગોળના જેવું નિશાચર (રાત્રે ફરનારું) અને અંધારામાં જોનારું પક્ષી છે તે સમડી જેવડું હોય છે એની ચાંચ ઘણી મજબૂત હોય છે અને એનામાં તાકાત પણ ઘણી હોય છે એની આંખોની કીકી ઘણી મોટી હોવાથી તે મારફતે આંખમાં વધારે પડતો પ્રકાશ દાખલ થાય છે એટલે દિવસના પ્રકાશથી તે અંજાઈ જાય છે અને એ કારણે તે દિવસે જોઈ શકતું નથી દિવસે તેને અંધારામાં સંતાઈ રહેવું પડે છે મોટે ભાગે અવાવરુ ઘર કે ઝાડની બખોલમાં તેનો વાસ હોય છે પણ રાતનો એ રાજા છે બધાં પક્ષીઓ જ્યારે રાત્રે આરામ લે છે અને સામાન્ય રીતે અંધારામાં જોઈ શકતાં નથી, ત્યારે ઘુવડ મોજથી એમના માળા ચૂંથે છે અને તેમને મારી ખાય છે

ઘુવડ અને કાગડા વચ્ચે કાયમની દુશ્મનાવટ હોય છે તેથી સંસ્કૃતમાં ઘુવડ કાકારિ (કાગડાનો દુશ્મન) કહેવાય છે તે રાત્રે કાગડાઓને મારે છે પરંતુ દિવસે જો કોઈ કાગડો એને જોઈ જાય તો એના ઉપર આફત આવી પડે છે ઘુવડને જોતા જ કાગડો અમુક પ્રકારની 'કા, કા' શરૂ કરી દે છે તે સાંભળતા જ કોણ જાણે કયાંથી વીસ–પચ્ચીસ કાગડાઓનું ટોળું ભેગું થઈ જાય છે અને ઘુવડને ચાંચો મારવાનું શરૂ કરી દે છે ઘુવડ આ હુમલાથી બચવા પાંખો ફફડાવતું જાય છે, ઊડે છે, ઝાડમાં કે નજીકના ઘરમાં પેસી જવાનો પ્રયત્ન કરે છે પણ કાગડાઓ એને છોડતા નથી તેઓ તો ઘુવડ થાકે અને ભોંય પર પડે ત્યાં સુધી એનો પીછો પકડી રાખે છે, અને તે ભોંય પર પડયા પછી એનું ભોજન કરે છે

ઘુવડ બે પ્રકારની બોલી બોલે છે જેમાંથી મુઓ, મુઓ એવી બોલી અપશુકનિયાળ ગણાય છે અને બીજી બોલી સારા શુકન ગણાય છે

**ચીબરી :** ચીબરી કદમાં હોવાથી સહેજ મોટી અને કબૂતરથી સહેજ નાની હોય છે એનું મોં ઘુવડના મો જેવું હોય છે આ બન્ને પક્ષીઓના મોંનો ઘાટ માણસના મો જેવો હોય છે તેને આંખો અને પાંપણ માણસના જેવા હોય છે આંખો ગોળ હોય છે અને નાકને બદલે ચાંચ હોય છે જે ચાંચ માણસના નાક જેવી દેખાય છે, પણ એનું કામ કરે છે ઘુવડની પેરે ચીબરી અંધારામાં–ઝાડની બખોલોમાં–રહે છે મુસાફરી કરવા નીકળતી વખતે જો ચીબરીનો અવાજ સંભળાય તો તે બહુ મહત્ત્વનો ગણાય છે ડાબા કે જમણા હાથ તરફ અમુક બાજુનો અવાજ સારા શુકન ગણાય છે અને અમુક બાજુનો અવાજ અપશુકન ગણાય છે વાર્તાઓમાં આ શુકનોનો ઉલ્લેખ આવે છે

**શકરોબાજ :** આ પક્ષી હોલાથી સહેજ મોટું, કબૂતર જેવડું, સફેદ ચળકતા રંગનું કે ભૂખરા રંગનું અને વિકરાળ આંખોવાળું હોય છે તે એટલી ઝડપથી નાના પક્ષીઓને ઉપાડી જાય છે કે કદાચ બધા પક્ષીઓમાં–સમડી કરતા પણ એની ઝડપ વધારે હશે એના આ લક્ષણને લીધે ચાલાક માણસને શકરાબાજની ઉપમા આપવામાં આવે છે

**બાજ :** કદમાં હોલાના જેવડું, રંગે સમડીના જેવું, આ એક શિકારી પક્ષી છે એના નહોર એટલા બધા મજબૂત અને તીક્ષ્ણ હોય છે કે જે પક્ષી કે પ્રાણી ઉપર તે બેસે તેના શરીરમાં એ નહોર ઘૂસી જાય છે અને તેને લીધે એની પકડમાંથી શિકાર છટકી શકતો નથી આ રીતે આ પક્ષી પોતાના પંજા વડે સસલાં, હરણનાં બચ્ચાં વગેરે પ્રાણીઓના ગળાની પકડ લે છે અને પછી તેમની આંખો ફોડી નાખે છે આંખો ફૂટયાથી એનો ભોગ બનેલું પ્રાણી આંધળું થઈ જમીન ઉપર પડી જાય છે

સિંધ અને પંજાબમાં ઘણા શિકારીઓ આ પક્ષીને પાળે છે આવો પાળેલો બાજ ઉપર પ્રમાણે શિકાર કર્યા પછી માલિક આવતા સુધી શિકાર ઉપર ચોંટી રહે છે, તેને ખાતો કે બગાડતો નથી માલિક આવે એટલે તે માલિકને એ શિકાર સોંપી દે છે આ સેવા બદલ માલિક બાજને ખવડાવે છે, એની સાથે ગેલ કરે છે, એને પોતાના હાથના કાંડા ઉપર બેસાડે છે કાંડા ઉપર અથવા શરીરના બીજા જે ભાગ ઉપર શિકારી આ પક્ષીને બેસાડે છે ત્યાં ચામડાનો પટો બાંધી રાખેલો હોય છે જો એવો પટો ન બાંધી રાખે તો બાજના નહોર એ સ્થળે ખૂંપી જાય શીખ લોકોના છેલ્લા ગુરુ ગોવિંદસિંહે આવો બાજ પાળ્યો હતો એમનાં ચિત્રોમાં હાથ ઉપર હમેશા બાજ બેઠેલો હોય છે

**ગરુડ :** ગરુડ એ સમડી અને ગીધના જેવું પક્ષી છે એનું કદ સમડીના જેવડું પણ ગીધથી નાનું હોય છે તેની બે જાત હોય છે એકનો રંગ સફેદ અને ચાંચ પીળાશ પડતી હોય છે એને ધોળવો ગરુડ કહે છે બીજી જાતના ગરુડનો રંગ સમડીના રંગ જેવો હોય છે એને માટે ખાસ નામ નથી બન્ને જાતના ગરુડની આંખમાં કંઈક કરકારી

દેખાય છે. એમને ઓળખવાની ખાસ નિશાની તે એમની પૂંછડી છે. સમડીની પૂંછડીમાં વચ્ચે ત્રિકોણ આકારનો કાપ હોય છે. ગીધની પૂંછડી પાછળથી ગોળ આકારની હોય છે. ગરુડ કદમાં સમડીના જેવું હોય છે પણ તેની પૂંછડી ગીધની પૂંછડી જેવી ગોળ હોય છે. આ નિશાનીથી ગરુડ અચૂક ઓળખાય છે. આ ત્રણે પક્ષીએ ટોળામાં સાથે ફરતાં દેખાય છે. મોટે ભાગે તે માંસાહાર કરે છે. અને મરી ગયેલાં ઢોરનાં મડદાં ચૂંથતાં જોવા મળે છે.

સામાન્ય માન્યતા એવી છે કે ગુજરાતમાં ગરુડ પક્ષી હોતું નથી. પરંતુ ઉપર જણાવ્યું તે પ્રકારનું ગરુડ ગુજરાતમાં અને ચરોતરમાં પણ જોવા મળે છે. એ હલકો પ્રકાર છે. ઉત્તમ પ્રકારનું ગરુડ પક્ષીઓનો રાજા ગણાય છે. એ એટલું બધું બળવાન હોય છે કે બકરાને પણ ઉપાડી આકાશમાં લઈ જાય, માઈલ દોઢ માઈલ ઊંચાઈએ જઈ એની સાથે રમે, ત્યાંથી એને છોડી દે અને તે જમીન પર પડે તે પહેલાં ઝડપ મારી તેને હવામાંથી અદ્ધર ઊંચકી જઈ ફરી પાછું ઊંચે ઊડી જાય. એમ પોતાના શિકારને અધમૂઓ કર્યા પછી જ તે એને પોતાના માળામાં લઈ જાય છે અને એના માંસની મિજબાની ઉડાવે છે. ગુજરાતનાં ગરુડ એ પ્રકારનાં નથી એ સાચી વાત છે. ગુજરાતી ગરુડ ઉપર વર્ણવ્યું તેમ ગીધ-સમડીનાં ટોળામાં જોવા મળે છે. તે એટલું બધું નિર્માલ્ય હોય છે કે કોઈ વાર એણે પકડેલું દેડકું કાગડાઓ 'કા, કા' કરીને એની પાસેથી પડાવી જાય છે. હિંદુ ધર્મશાસ્ત્રોમાં ભગવાન વિષ્ણુના વાહન તરીકે ગરુડને મોટો મહિમા આપેલો છે. આ પ્રખ્યાત પક્ષીરાજ ગરુડ હિમાલયની ગિરિમાળાઓમાં ઊંચે ઊંચે પર્વતની કંદાણોમાં રહે છે. એશિયા માઈનોર, સ્કોટલેન્ડ, દક્ષિણ આફ્રિકા, આલ્પ્સ, કેનેડા અને અમેરિકાના રૉકી પર્વતોમાં પણ એવા ગરુડ થાય છે.

## યાયાવર પક્ષીઓ

**અબાબિલ :** આ પક્ષી દરેક ઉનાળે ચરોતર પ્રદેશમાં આવે છે. એનો રંગ કાળો હોય છે. અંગ્રેજીમાં એને સ્વોલો (Swallow) કહે છે. ગુજરાતીમાં એનો અર્થ 'ચકલી' કરવામાં આવે છે. પરંતુ સ્વોલો એ ચકલી નથી. એનું ખરું નામ અબાબિલ છે. આ પક્ષી ગામેગામ ઉનાળામાં માટીનું અથવા માટીમાં પીંછાંનું મિશ્રણ કરીને પોતાનું ઘર બાંધે છે. જ્યાં મકાનને છજું હોય, દરવાજો હોય, બાંધકામ આગળ આવેલું હોય અને ભીંત સહેજ પાછળ હોવાથી કોલો પડતો હોય એવાં સ્થળોએ આ ઘર બંધાય છે. વડતાલમાં સ્વામીનારાયણના મંદિરમાં જવાના દરવાજા ઉપર આવાં અનેક ઘરો બાંધેલાં જોવા મળે છે. એ ઘરનું કદ બીલા જેવડું કે નાળિયેર જેવડું હોય છે. અંદર પેસવાનું કાણું લગભગ એક ઈંચ વ્યાસનું, નીચેની બાજુએ હોય છે. આ પક્ષીઓ સંધ્યાકાળે ગોળ ગોળ ઊડતાં દેખાય છે. બીજાં પક્ષીઓની પેઠે તેઓ અંગૂઠાના અભાવે જમીન ઉપર બેસી કે ચાલી શકતાં નથી. તેઓ બધી ક્રિયાઓ ઊડતાં ઊડતાં જ કરે છે. પોતાનું ઘર બાંધવા પીંછાં જોઈએ કે ખાવા માટે જીવડાં જોઈએ તો તે હવામાં ઊડતાં પીંછાં અને જીવડાંને પકડે છે. જમીન ઉપર પડેલાં પીંછા કે ભીની માટી જોઈતી હોય તો તે પણ ઊડતાં ઊડતા જ ચાંચ વડે ઉઠાવી જાય છે. કોરી માટી એ જ રીતે ઉઠાવીને પોતાની લાળવડે ભીની કરે છે અને પછી તેનો ઉપયોગ કરે છે.

**કોયલ :** આ પણ ઉનાળામાં આવનારું પક્ષી છે. કવિઓએ એના મધુર ટહુકાનાં ગુણગાન કરી એને ખૂબ જાણીતું કરેલું છે. ઉનાળામાં આંબાવાડિયામાં અને લીમડાની ઘટાઓમાં સંતાઈને તે ટહુકા કરે છે. એ ટહુકા કરનાર માદા કોયલ હોય છે, એમ માનીને કવિઓએ 'કોયલડી' એવા વહાલસોયા નામથી એના ઉપર કવિતાઓ લખેલી છે, પરંતુ માણસના કાનને આનંદ આપનાર મીઠો ટહુકો માદા કોયલ કરતી નથી. એ તો નર કોયલનો ટહુકો હોય છે. નર કોયલ રંગે કાળો, કાગડાથી સહેજ નાના કદનો હોય છે. ઘણા કાગડાઓને ગળે ઝાંખા કાળા રંગનો પટો હોય છે. એવો કાળો પટો નર કોયલના ગળે હોતો નથી. એનું શરીર સર્વ અંગે કાળું હોય છે. કાગડાની સરખામણીમાં એનો કાળો રંગ વધુ ઘેરો અને ચળકતો હોય છે. માદા કોયલ કદમાં નર કોયલ જેવડી જ હોય છે. પણ તેનો રંગ રાખોડી જેવો હોય છે, અને એના આખા શરીર ઉપર $\frac{1}{8}$ ઈંચ વ્યાસનાં ગોળ ધોળાં ટપકાં હોય છે. જાણે ચાંદીના બુટ્ટાવાળો સિલેટિયા રંગનો કિનખાબ પહેર્યો હોય, એવી એ દેખાય છે. આ માદા કોયલ 'ક્લિક્, ક્લિક્' એવો અવાજ કરે છે.

આ પક્ષી વિષે બીજી એક મહત્ત્વની વાત જાણવા જેવી છે. જ્યારે માદા કોયલને ઈંડાં મૂકવાનો વખત આવે છે ત્યારે નર કોયલને પણ એ શુભ સમાચારની ખબર પડી જાય છે. બંને જણ ભેગાં મળીને આ પ્રસંગને સફળતાથી ઊજવવાની તૈયારી કરે છે. એ પક્ષીઓમાં ઈંડાં સેવવા માટે



કાગડો

જરૂરી ગરમી હોતી નથી. તેથી બપૈયો જેમ લેલાંના માળામાં ઈંડાં મૂકી આવે છે, તેમ કોયલ કાગડીના માળામાં ઈંડાં મૂકી આવે છે.

કાગડો એ કોઈથી છેતરાય નહિ એવું પક્ષી છે. એને છેતરવા માટે કોયલનું જોડું તરકીબ રચે છે. કયા ઝાડ ઉપર કઈ કાગડીના માળામાં ઈંડાં મૂકવાં તે ઈંડાં મૂકવાનો વખત થના પહેલાં જ કોયલ દંપતી નકકી કરે છે. પછીથી એ ક્રિયાનો સમય આવતાં પ્રથમ નર કોયલ મુકરર કરેલા ઝાડ ઉપર જઈ બોલવા માંડે છે. એના અવાજથી કાગડો ચિડાય છે અને એને મારવા દોડે છે. નર કોયલ પોતાના અવાજથી કાગડાને ચીડવતો ચીડવતો એક ડાળેથી બીજે ડાળે ફરી નજીકના બીજા ઝાડ ઉપર ઊડી જાય છે. કાગડો પણ એની પાછળ જાય છે, અને એ ઝાડ ઉપર પણ બંને વચ્ચે ઉપર પ્રમાણે સંગ્રામ જામે છે. આમાં થોડો વખત જાય છે એટલે કાગડાની મદદે કાગડી પણ જાય છે. નર કોયલ એ બંનેને લઈને નજીકના ત્રીજા ઝાડ ઉપર જાય છે અને એમને ફેરવ્યા કરે છે. આ બધો વખત માદા કોયલ તાકીને બેસી રહેલી હોય છે. કાગડી તેના માળામાંથી બહાર જાય છે કે તરત તે માળામાં દાખલ થાય છે. માળામાં કાગડીનાં ઈંડાં પડેલાં હોય અને પોતાનાં ઈંડાં માટે જગા ન હોય તો એક બે ઈંડાં તે પગવડે નીચે પાડી દે છે. જગાની સંકડાશ ન હોય તો કાગડીનાં ઈંડાંને તે નુકસાન કરતી નથી. પણ પૂરતી જગાની ખાતરી કર્યા પછી જ તે કાગડીના માળામાં પોતાના ઈંડાં મૂકી દે છે. ઈંડાં મૂકવાનું કામ પૂરું થયા પછી માદા કોયલ નર કોયલ તરફ ઊડતી ઊડતી જાય છે. એને આવતી જોઈને નર કોયલ એની પાછળ જાય છે.

ઉપર પ્રમાણે નર કોયલને ઉડાડી મૂકીને જાણે કિલ્લો સર કર્યો હોય તેમ કાગડો-કાગડી પોતાના માળામાં પાછાં ફરે છે અને ત્યાં પોતાનાં ઈંડાં સાથે કોયલનાં ઈંડાં પણ સેવે છે. ઈંડાંમાંથી જ્યારે બચ્ચાં નીકળે છે ત્યારે એમાં તો કાગડાનાં બચ્ચાં સાથે કોયલનાં બચ્ચાં પણ હોય છે. કોયલનાં* બચ્ચાં બે જાતનાં હોવાથી કાગડીના માળામાં ત્રિરંગી બચ્ચાંની જમાત જામે છે. એમાં રંગ ઉપરાંત ખોરાકનો પણ ભેદ હોય છે. કાગડીનાં બચ્ચાં માંસ તેમજ રાંધેલું અનાજ વગેરે બધું ખાય છે, પણ કોયલનાં બચ્ચાં તો કેવળ શાકાહારી હોય છે. કાગડી કીડા, માંસના ટુકડા, વગેરે ખોરાક લાવે તે કાગડીનાં બચ્ચાં ખાય, પણ કોયલનાં બચ્ચાં તો એને અડે પણ નહિ. એટલે એમને માટે ભાતના દાણા, રોટલીના ટુકડા વગેરે પ્રકારનો ખોરાક કાગડી વીણી લાવે અને એમને ખવડાવે. આમાં પણ એક મુશ્કેલીનો કાગડીને નિકાલ કરવો પડે છે. તે એ કે કાગડીનાં બચ્ચાં મજબૂત હોઈ વારે વારે કોયલનાં બચ્ચાંને મારવા જાય છે. પણ કાગડી તેમને એમ કરવા દેતી નથી. કોઈક વાર કોયલનાં બચ્ચાંનું રક્ષણ કરવા પોતાનાં બચ્ચાંને તે ચાંચ વડે મારે છે પણ ખરી. આ રીતે કોયલનાં બચ્ચાં મોટાં થઈ ઊડતાં શીખે ત્યાં સુધી કાગડી એમનું રક્ષણ કરે છે. આમ કોયલ પારકે હાથે ઊછરે છે તેથી સંસ્કૃતમાં પરભૃતા પારકાએ ઉછેરેલી-કહેવાય છે.

**સુઘરી (સુગૃહી)**: આ શિયાળામાં આવનારું પક્ષી છે. એનો રંગ ઝાંખો પોપટિયો, કદ બુલબુલ જેવડું કે તેથી સહેજ નાનું તથા ચાંચ બહુ લાંબી અને અણિયાળી હોય છે. એ ચાંચ વડે તે સુંદર માળો બાંધે છે અને એની એ ખાસિયતને લીધે તે સુગૃહી-સારા ઘરવાળી-એ નામથી ઓળખાય છે.

ખેતરોમાં ઝાડની પાતળી ડાળીઓએ સુઘરીના માળા લટકતા જોવામાં આવે છે. ખાસ કરીને બાવળની ડાળીઓએ [illegible] માળા હોય છે. આ માળા ઘાસ ગૂંથીને બનાવેલા [illegible] છે. તે ઝાડને છેડે પાતળી ડાળી ઉપર લટકતા [illegible] આવે છે, તેનું કારણ એ છે કે એ સ્થળેથી શિકારી [illegible] કે પક્ષીઓ એ માળો ઉખાડી જઈ શકે નહિ, [illegible] પેસીને ઈંડાંને ચોરી જાય નહિ. એમાં પેસ[illegible] બિલના ઘરના દ્વાર જેવું હોય છે. આ [illegible] હોય છે કે અંદર ઘી ગળવામાં તેના [illegible] માળામાંથી ઘી પસાર થતાં તેમાં [illegible] ભરાઈ રહે છે અને ચોખ્ખું ઘી [illegible]

સુઘરીનો માળો બાંધવાનું કામ નર પક્ષી કરે છે, માદા કરતી નથી. આ પક્ષી આ પ્રદેશમાં આવતાં જ એનો નર માળો બાંધવાનું શરૂ કરી દે છે. જ્યારે બધા માળા બંધાઈ જાય છે, ત્યારે માદાઓ એક પછી એક આવવા લાગે છે. પ્રથમ આવનારી માદા એકે એકે બધાં ઘર તપાસીને પોતાને પસંદ પડે તે ઘરમાં રહી જાય છે. આ રીતે ઘર બાંધનાર નર સાથે સ્વયંવર કરીને એ માદા સંસાર માંડે છે. બીજી માદાઓ પણ એ જ રીતે વર્તે છે અને એક પછી એક સુઘરીઓનાં ઘર મંડાય છે. આ સંબંધ એક મોસમ પૂરતો જ હોય છે. માળામાં જન્મેલાં બચ્ચાંને પાંખો આવ્યા પછી તે ઊડતાં થાય એટલે સુઘરી ઉનાળો આવતાં ઠંડા મુલકમાં ઊડી જાય છે, અને ત્યાં એને બીજો નર પસંદ પડે તો તેની સાથે એ ઘર માંડે છે. આ એક જાતનું 'કૉન્ટ્રેક્ટ મૅરેજ' – બાંધી મુદતનું લગ્ન – કહેવાય.

**દરજીણ :** દરજણ રંગે લગભગ સુઘરી જેવી હોય છે. તેની ચાંચ પાતળી અને અણિયાળી હોય છે. કદમા તે ચકલી કરતાં પણ નાની હોય છે. જેમ માણસ કપડું સીવે છે તેમ આ પક્ષી દોરો કે ઘાસ લઈ પાંદડાંને સીવીને માળો બનાવે છે, તેથી એનું નામ દરજણ પડેલું છે. ઓછામાં ઓછી મહેનતે આવું કામ કરવાની કળા તે જાણે છે. વિદ્યાનગરમાં ત્રણેક વરસના એક આંબાના છોડ ઉપર એક વખત આ દરજણ આવીને બેઠી, રૂમાંથી દોરો ખેંચી કાઢ્યો, અને આંબા ઉપર લટકતાં ત્રણ પાંદડાં ભેગાં કરી એ દોરા વડે તેમને સીવી લીધાં. માળો ઝટ તૈયાર થયો. તેમાં થોડું રૂ મૂકીને એણે બે સુંદર ઈંડાં મૂકી દીધાં. આવું ચતુર એ પક્ષી છે.

**ચાસ :** આ પક્ષી ચોમાસું પૂરું થતાં, તળાવમાં પાણી ભરાયેલાં હોય તે અરસામાં ચરોતરમાં આવે છે. મેઘધનુષ્યના તમામ રંગો એના શરીરમાં પૂર્યા હોય એવું સુંદર એ હોય છે. એનો મુખ્ય ખોરાક માછલાં હોવાથી એ માટે જરૂરી લાંબી ચાંચ એને હોય છે. તળાવ–તળાવડીઓમાં પાણી સુકાઈ જતાં આ પક્ષી પોતાને માછલાં મળે એવે સ્થળે નદીકિનારાઓ ઉપર ચાલ્યાં જાય છે. દશેરાને દિવસે જો ચાસ જોવામાં આવે તો આખા વરસને માટે તે શુભ શુકન મનાય છે. રજપૂતો એને વરસ દરમ્યાન મળનારા વિજયની નિશાની તરીકે ઓળખતા હતા.

**જ્હેયો :** ભાદરવો–આસો માસમાં જ્યારે ખેતરોમાં પાક લગી રહ્યા હોય છે તે અરસામાં આ પક્ષીનાં ટોળેટોળાં ચરોતરમાં ઊતરી પડે છે. આ પક્ષી કદમાં કાબર જેવું હોય છે. એનો રંગ કાબરના રંગ કરતાં જરા વધારે ખુલતો હોય છે. માથા ઉપર કલગી, ચાંચ પીળી અને આંખો ઉપર પણ પીળાં કુંડાળાં હોય છે. આ પક્ષીને ઉડાડવા માટે ખેડૂતે સતત હાજર રહેવું પડે છે. જો ખેડૂત એમ ન કરે તો એ પક્ષી ખેતર સાફ કરી નાખે છે. એની હોનારત તીડના જેવી હોય છે. અલબત્ત, તેની સંખ્યા તીડ જેટલી હોતી નથી, એટલે તીડના જેટલું નુકસાન એનાથી થતું નથી. વળી તે યાયાવર પક્ષી હોઈ, જ્યારે આવી ચડે ત્યારે જ નુકસાન કરે છે. પણ મોસમમાં એનાથી ચેતતા રહેવું પડે છે.

**સારસ :** લાલ ચાંચવાળું, મોર જેવડું, આ પક્ષી ચોમાસું ગયા પછી જીવાત ખાવા માટે ખેતરોમાં ફરતું માલૂમ પડે છે. સાધારણ રીતે એનો વસવાટ નદી–નાળાંને કાંઠે હોય છે. ત્યાં ભીનાશમાં ઊગેલા નાના નાના છોડની અંદર તે ઈંડાં મૂકે છે અને એવાં સ્થળોએ તે બારે માસ જોવા મળે છે.

સારસ હંમેશાં એની જોડમાં ફરતાં હોય છે. એમાંથી એક મરણ પામે તો બીજું ઝૂરી ઝૂરીને મરી જાય છે, એવી માન્યતા છે. એ માન્યતાને આધારે આ પક્ષીને કવિઓએ પ્રેમી યુગલનું પ્રતીક માનેલું છે. એક વખત એક લંગડું થયેલું સારસ પેટલાદના સ્ટેશન યાર્ડમાં સ્ટાફના ક્વાર્ટર્સ તરફ ઘણા વરસ સુધી ફરતું રહ્યું હતું. એ બતાવે છે કે ઉપરની માન્યતા સર્વાંશે સાચી નથી. ખેડૂતો આ પક્ષીને સરસડાં કહે છે.

**બતક :** અમુક જાતની બતકો આ પ્રદેશમાં શિયાળામાં હિમાલય તરફથી આવે છે, અને શિયાળો પૂરો થતાં પાછી ચાલી જાય છે. તેઓ નદીકાંઠે અને નહેરખાતાનાં મોટાં સરોવરો ઉપર ત્રણ માસ વસવાટ કરે છે.

**ચક્રવાક :** આ બતકની જાતનું પક્ષી છે. શિયાળો શરૂ થતાં હિમાલય તરફથી બતકોનાં ટોળાં આ પ્રદેશમાં મોટાં તળાવો ઉપર અથવા નદીકાંઠા ઉપર ઊતરી આવે છે, ત્યારે તેમાં ચક્રવાક પણ હોય છે. શિયાળો પૂરો થઈ જતાં આ પક્ષી હિમાલય તરફ ચાલ્યાં જાય છે.

ચક્રવાકનાં નરમાદાની જોડી દિવસે સાથે ફરે છે અને રાત્રે તેમને જુદાં પડવાનું હોય છે. તેથી માદા પક્ષી રાત્રે વિરહની ચીસો પાડયા કરે છે. પ્રેમાનંદ કવિએ નીચેની પંક્તિઓમાં આ હકીકતનો ઉપયોગ કર્યો છે. એ પંક્તિઓ નળરાજા બાહુક બન્યા પછી હંમેશાં રાત્રે સતી વખતે

બોલતો હતો

> જે ચક્રવાક દિવસે વહુ સાથ રાખે
> તે સગ રગ રમના રવિતાપ ચાખે,
> રાતે વિજોગ થકી ચદ્રકિરણ ખૂચે,
> જો દુઃખ હોય દિલમા કશુ યે ન રુચે

એ જ હકીકત ઉપર રચાયેલુ કવિ કાન્તનુ 'ચક્રવાક' નામનુ કાવ્ય પણ ગુજરાતી સાહિત્યમા જાણીતુ છે

**હંસ** આ પણ બતકની જાતનુ પક્ષી છે બતક અને ચક્રવાકના ટોળાંમા એ પણ આ પ્રદેશમાં આવતુ હોય છે અગ્રેજીમા જેને સ્વોન (Swan) કહે છે, તે જ આ હંસ છે, એમ કેટલાક માને છે પરતુ હસ એ સ્વાન નથી હસ તો એક જાતની બતક છે એનુ ખરુ સ્વરૂપ જૂની મૂર્તિઓમા જોવા મળે છે વલ્લભવિદ્યાનગરમા બ્રહ્માની એક પ્રાચીન મૂર્તિ આણેલી છે, તેમા બ્રહ્માના વાહન તરીકે હસની પણ મૂર્તિ છે તે સિવાય અસામલીથી આણેલા એક પથ્થર ઉપર એક બીજાની સામે જોતા બે હસ કોતરેલા છે તે પણ વલ્લભવિદ્યાનગરમાં રાખેલા છે

સ્વોન પક્ષીની ડોક બહુ લાંબી અને ઉપરથી ગોળાઈમા વળેલી હોઈ સુન્દર દેખાય છે પ્રખ્યાત ચિત્રકાર રવિવર્માએ દોરેલા દમયતી અને હસના ચિત્રમાં આ સ્વોન ચીતરેલો છે વડોદરાના પ્રખ્યાત સ્માપી બાગમાં જે સ્થળે પાણીનો એક ફુવારો ઉડતો હતો અને પાણીમા રહેતા પક્ષી માટેનુ તારની જાળીવાળુ મોટુ પાંજરુ બનાવેલુ હતુ, ત્યા આ જાતના સ્વોન રાખેલા હતા

હસ દૂધ અને પાણીના મિશ્રણમાથી દૂધને જુદુ પાડી દૂધ જ પીએ છે, એમ મનાય છે.

**જળકૂકડી :** ચોમાસામા જ્યારે તળાવો ભરાય છે ત્યારે આ પક્ષી કોઈ કોઈ વખત દેખા દે છે એનો રગ કાળો હોય છે હવામા ઊડતા ઊડતા તળાવામાં આવેલા માછલા ઉપર નજર પડે કે તરત એ સીધી પાણીમા ડૂબકી મારે છે અને ઘડીભર પાણીમા અદૃશ્ય થઈ જઈ માછલુ પકડીને બહાર આવે છે એ પાણીમાં તરી પણ શકે છે પાણી સુકાતાં તે દેખાતી નથી

**બપૈયો :** આ પક્ષી પપૈયો કે ચાતક પક્ષી પણ કહેવાય છે તે વરસાદના ટીપા જ પીએ છે, એમ મનાય છે 'પપૈયા તો પિયુ પિયુ બોલે' એ શબ્દોમા આ પક્ષીના મધુર અવાજની તારીફ છે એ પણ પ્રેમનુ પ્રતીક ગણાય છે અને કવિઓનુ માનીતુ છે તે લેલાના માળામા ઈંડા મૂકે છે આ પક્ષી ચરોતરમા શિયાળામા આવે છે

**બુલબુલ :** એ શિયાળામા આવનારુ પક્ષી છે કદમા ચકલીથી સહેજ મોટુ, શરીરે સહેજ ભૂખરા રગનુ, માથે સુદર લાલ કલગીવાળુ આ પક્ષી બહુ મીઠો અવાજ કરે છે એની પાખ ઉપર લગભગ ત્રણ ઇચ વ્યાસનુ લાલ રગનુ ગોળ ચિહ્ન હોય છે આ પણ કવિઓનુ માનીતુ પક્ષી છે તેના જેવા મીઠા અવાજવાળી વ્યક્તિને 'બુલબુલ'ની ઉપમા આપવામા આવે છે

**કૂંજડી : ક્રૌંચ :** 'ચોકને આગણે ચાદની રે' એ ગરબામા આ પક્ષીનો નીચે મુજબ ઉલ્લેખ થયેલો છે

> કૂંજલડી રે, સદેશો અમારો જઈ પ્રીતમને કહેજો જી રે,
> પ્રીતિ કાચના અમે પખીડા, પ્રીતમસાગર વિના સૂના
> સૂના જી રે,

એ જ પક્ષીએ વાલ્મિકી ઋષિને રામાયણ રચવાની પ્રેરણા આપી હતી એમ કહેવાય છે સસ્કૃતમા એને क्रौंच કહે છે ક્રૌંચ ઉપરથી 'કૂજ' અને તે ઉપરથી 'કૂંજડી' એવા શબ્દ થયેલો છે પ્રેમીઓના સદેશા મોકલવા માટે કવિઓએ આ પક્ષીને પસદ કર્યુ છે કારણ કે તે દૂર દૂર સુધી ઊડી શકે છે, અને શિસ્તબદ્ધ ટોળાના રૂપમા આકાશમા જોવા મળે છે મોખરે એક પક્ષી, એની પાછળ બે, એની પાછળ ત્રણ, એની પાછળ ચાર, એમ એરોપ્લેનના આકારમા એકસરખા વધતા જતા ત્રિકોણના રૂપમા 'કઉ, કઉ' એવો દૂર સુધી સભળાતો અવાજ કરતા તે આકાશમા ઊચે ઊડે છે એમની લાબી ડોક અને પગ ઊડતી વખતે સીધી લીટીમા આવી જાય છે આ નિશાનીથી તે એકલ દોકલ હોય તો પણ ઓળખી શકાય છે સધ્યાકાળે આકાશમા એના ટોળા ઘણીવાર જોવા મળે છે આ પક્ષી ચરોતરમાં શિયાળામા આવે છે અને ઉનાળો બેસતા પાછા ફરે છે

★

# ૨૭
# કીટકો

**વિષયપરિચય :** પશુપંખીની માફક કીટકો એટલે નાનાં જીવજંતુઓ મનુષ્યના જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે. મનુષ્યના તેમજ તેની સાથે સંબંધ ધરાવતાં પ્રાણીઓ અને વનસ્પતિઓના આરોગ્ય ઉપર આ જીવજંતુઓ અનેક રીતે હુમલા કરે છે, અને વિવિધ પ્રકારનું નુકસાન કરે છે. આ પ્રકારના નુકસાનથી બચવા માટે હાલના વિજ્ઞાને આ જીવ-જંતુઓનો બારીક અભ્યાસ કરી વિવિધ ઉપાયો યોજ્યા છે. 'કીટકશાસ્ત્ર' નામનો સ્વતંત્ર વિષય અભ્યાસનું ક્ષેત્ર બન્યો છે. ખેતીનું શાસ્ત્ર ભણનારને આ વિષયનો અભ્યાસ કરવાની તક મળે છે. પરંતુ સામાન્ય નાગરિકને તેમજ ઉચ્ચશિક્ષણનો લાભ જેમને નથી મળ્યો એવા હજારો ખેડૂતોને આ જ્ઞાન સહેલાઈથી મળી શકે તેમ નથી. આ કારણે આણંદની એગ્રિકલ્ચર કોલેજના કીટકશાસ્ત્ર વિભાગના વિદ્વાન અધ્યાપકો ડૉ. હરિભાઇ કે. પટેલ અને શ્રી. રાવજીભાઈ સી. પટેલની પાસે ખેડા જિલ્લામાં થતા કીટકોની માહિતી આપતું આ પ્રકરણ ખાસ તૈયાર કરાવ્યું છે. એમાં ખેતીને તથા ખેડૂતના આરોગ્યને નુકસાન કરનારા મહત્ત્વના કીટકો ઓળખવાની તથા તેમનાથી થતા ઉપદ્રવના ઉપાય યોજવાની વ્યવહારુ માહિતી આપેલી છે. એ વિષયમાં વધુ માર્ગદર્શનની જેમને જરૂર હોય અને ખાસ કરીને ખેતીના પાક ઉપર જીવાતનો ઉપદ્રવ લાગે ત્યારે તેના તાત્કાલિક ઉપાય યોજવા માટે સલાહમદદની જેમને જરૂર હોય તેમણે ઉપર જણાવેલી આણંદની એગ્રિકલ્ચર કૉલેજના પ્રિન્સિપાલ સાહેબ સાથે પત્રવ્યવહાર કરવો અથવા રૂબરૂ જઈ હકીકત રજૂ કરવી. તે ઉપરથી એ સંસ્થા તરફથી બનતી ત્વરાએ વ્યવહારુ માહિતી પૂરી પાડવામાં આવે છે. સલાહ લેવા જનારે ઉપ-દ્રવ લાગેલા છોડ તેમજ જે કીટકથી ઉપદ્રવ થયો હોય તે બન્ને સાથે લઈ જવાં જરૂરી છે જેથી વખત ન ગુમાવવો પડે અને તાત્કાલિક ચોક્કસ ઉપચાર બતાવી શકાય.

**કીટકનાં મુખ્ય લક્ષણો :** કીટકો હાડકાં વગરનાં સાંધાવાળાં શરીરવાળાં પ્રાણીઓમાં આવી જાય. કીટકનું શરીર માથું, છાતી અને પેટ અથવા પેઢુ એમ ત્રણ ભાગમાં વહેંચાયેલું છે. માથાના ભાગ ઉપર મૂછની એક જોડ હોય છે. તેનાથી તે સ્પર્શની લાગણી અનુભવી શકે છે. સંયુક્ત આંખની એક જોડ છે અને તે સિવાય એકથી ત્રણ સુધી સાદી આંખ હોય છે. છાતીના ત્રણ પેટા વિભાગ પૈકી દરેક ભાગમાંથી નીચેની બાજુએ પગની એક એક જોડ હોય છે. જ્યારે બીજા અને ત્રીજા ભાગમાં ઉપરની બાજુએ પાંખની એક એક જોડ આવેલી હોય છે. પેટ અથવા પેઢુને છેવટના ભાગ ઉપર પ્રજનન માટેના બાહ્ય અવયવો હોય છે. તે સિવાય પેઢુના ભાગ ઉપર કોઈ જાતના બાહ્ય અવયવો હોતા નથી. ટૂંકમાં ૭ પગવાળાં, હાડકાં વગરનાં અને સાંધાવાળા અવયવોવાળાં પ્રાણીઓને કીટકો કહેવામાં આવે છે. આમ કરોળિયો, ઇતિરડી વગેરે પ્રાણીઓ કીટકોને મળતાં આવતાં હોવા છતા કીટકો નથી, કેમકે તેમને પગની ચાર જોડ હોય છે.

**કીટકો : જીવનક્રમ :** સામાન્ય રીતે કીટકો માદા કીટકે મૂકેલાં ઈંડાંમાંથી પેદા થાય છે. માદા ત્રણચારથી માંડી હજાર સુધી ઈંડાં મૂકે છે. આ ઈંડાંનો રંગ, આકાર તથા તે મૂકવાની પદ્ધતિ જુદા જુદા કીટકો માટે જુદી જુદી હોય છે. થોડાક કીટકોની માદાઓ ઈંડાંને બદલે સીધાં બચ્ચાંને જ જન્મ આપે છે આવા કીટકો દ્વિપક્ષી તેમજ ત્વક્પક્ષી વર્ગના કીટકોમાં જોવા મળે છે. મોલો પણ એ પ્રમાણે જ પ્રજનન કરે છે.

તમામ કીટકોમાં જન્મ્યા પછી તેમના જીવનમાં રૂપાન્તર થાય છે. એટલે કે પુખ્ત થવા માટે તેમને જુદી જુદી અવસ્થાઓમાંથી પસાર થવું પડે છે. આ રૂપાન્તર બે જાતનું થાય છેઃ (૧) સંપૂર્ણ અને (૨) અપૂર્ણ.

સંપૂર્ણ રૂપાન્તરવાળાં (ચિત્ર નં. ૧. અ,બ) કીટકોના જીવનમાં ચાર અવસ્થાઓ જોવા મળે છે : ઈંડાં, ઇયળ, કોશેટો અને પુખ્ત કીટક. આવા કીટકોમાં ઈંડાંમાંથી ઇયળો નીકળે છે. તે પુખ્ત કીટક કરતાં ઘણાજ જુદા પ્રકારની હોય છે. તેથી એમાંથી થનાર મુખ્ય કીટકનો સામાન્ય માણસને માત્ર ઇયળ જોવાથી ખ્યાલ આવી શકતો નથી. વળી મોંના ભાગ, બીજા અવયવો અને ખોરાક વગેરે બાબતમાં પણ એ ઇયળો પુખ્ત કીટકોથી ખૂબ જુદી પડી જાય છે. કોશેટા અવસ્થા આ કીટકોના રૂપાન્તરમાં અગત્યનો ભાગ ભજવે છે. તે અવસ્થામાં કીટક સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે, ખોરાક લેતો નથી, હલનચલન પણ નજીવું કરે છે. પરંતુ તેના શરીરમાં મહત્ત્વના



(૧) અ સંપૂર્ણ રૂપાન્તર [સરસરિયું જીવડું]

આંતરિક ફેરફાર થઈ અને તેમાંથી પુખ્ત કીટક બહાર આવે છે. કૂદાં, મધમાખી, ઢાલપક્ષી કીટકો, માખી, વગેરે આ જાતના કીટકો છે.

અપૂર્ણ રૂપાન્તરમાં (જુઓ ચિત્ર ૨. અ,બ) કીટકને ત્રણ અવસ્થાઓ હોય છે: ઈંડું, બચ્ચું અને પુખ્ત કીટક. આ કીટકોમાં ઈંડામાથી બચ્ચા નીકળે છે, જે પુખ્ત કીટકને મળતાં આવે છે. પરંતુ તે કદમાં નાનાં હોય છે, પાંખ વગરનાં હોય છે, અને પ્રજનન કરી શકતાં નથી. ખાવાની પદ્ધતિ, મોના પ્રકાર, શરીરનો આકાર વગેરે બાબતોમાં તે પુખ્ત કીટકને મળતાં આવે છે. દા. ત. તીડ, ચૂસિયાં, મધિયો વગેરે.

**કીટકોના લાભાલાભ :** બધા જ કીટકો આપણને નુકસાન કરતા હોય છે એમ નથી. કેટલાક તો આપણને ખૂબ જ ફાયદાકારક હોય છે. પાકમાં ફૂલ બેસે ત્યારે ફલીકરણની ક્રિયામાં તેઓ અગત્યનો ભાગ ભજવે છે. કેટલાક પાકોમાં તો તેમની હાજરી સિવાય ફલીકરણ પૂરતુ થતું નથી. એટલે દાણા બેસતા નથી, અને ઉતાર ખૂબ ઘટી જાય છે. ફૂલમાંથી પરાગ મેળવવા આ કીટકો ફૂલમાં ભમે છે અને તેમ કરતાં ફૂલનાં પરાગકણોને એક ફૂલમાંથી બીજા ફૂલમાં લઈ જાય છે, જેથી ફલીકરણ સરળ બને છે. આમ કીટકો સ્વાર્થ સાથે પરમાર્થ કરે છે.

રેશમ, લાખ, મધ, કેટલાક રંગો વગેરે પણ કીટકોની જ પેદાશ છે. આ પેદાશને લઈને મોટા વેપાર ઉદ્યોગ ખીલ્યા છે. તીડ જેવાં પુષ્કળ ચરબીવાળા કીટકનો ખોરાક તરીકે ઉપયોગ કરવામાં આવે છે.

તે સિવાય કેટલાક કીટકો બીજા કીટકો ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. આવા કીટકભક્ષી કીટકોમાંના કેટલાયે કીટકો પાકને નુકસાન કરનાર કીટકો ઉપર જીવતા હોય છે. એટલે આવા નુકસાન કરતારા કીટકોને કાબૂમાં લેવાના કામમાં આ કીટકભક્ષી કીટકો આપણને ખૂબ જ મદદ કરે છે. દા: ત: લેડી બર્ડ બીટલ નામનો તુવેરની દાળ જેવા આકારવાળો કીટક અને તેની ઇયળ અવસ્થા મોલો નામની



(૧) બ સંપૂર્ણ રૂપાન્તર [શણનાં પાન ખાનાર ઇયળ]




(૨) અ. અપૂર્ણ રૂપાન્તર [તમાકુનો તીતીઘોડો]

શેરડીના સાંઠા કોરી ખાનાર કીટકનાં ઈંડાં ઉપર ગુજરાન ચલાવી તેમનો નાશ કરે છે. થોરી નામના કાંટાવાળા થોર જે જાહેર રસ્તા, ગોચર વગેરે જગ્યાઓએ પુષ્કળ ઊગતા હતા તેમના નાશ માટે રેડ કોચીનિયલ નામની જીવાતનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. તેને પરિણામે અત્યારે થોરીનો નમૂનો પણ કોઈક જ સ્થળે જોવા મળે છે.

કીટકો ખેડૂતના પાકને નુકસાન કરવા ઉપરાંત બીજી કેટલીક રીતોએ પણ તેને નુકસાન કરે છે. દા. ત. માખી, મચ્છર, ચાંચડ, માકણ, જૂ, વગેરે ગૃહોપદ્રવી કીટકો ખેડૂતને, તેના કુટુંબને તથા ઢોરને ખૂબ જ હેરાન કરે છે, અને કેટલાક ભયંકર રોગોનો ફેલાવો કરે છે. કોઠાર, કોઠીઓ, તેમજ કોથળાઓમાં ભરી રાખેલા અનાજમાં કિલ્લાં, ભોટવાં, ઝીંઝણી આંધળાં છીવડાં, ફૂદી વગેરે જાતજાતના કીટકો પડે છે અ[ને] અનાજને સડાવી નાખે છે. જૂ, ચાંચડ, ઘામાં પડતા જીવ[ડાં] વગેરે જાનવરોની તબિયત નબળી કરી નાખવા ઉપરાં[ત] તેમનામાં કેટલાક રોગનો ફેલાવો કરે છે. સૌથી વધુ નુકસા[ન] ખેડૂતના ઊભા પાકમાં થાય છે. પાકમાં કીટકોને લઈને [...]

જીવાતને ખાઈ જાય છે, અને એ રીતે તેના ફેલાવા ઉપર કાબુ રાખવામાં મદદ કરે છે. એ સિવાય બીજા પણ કેટલાક કીટકો મોલો ઉપર જીવન ગુજારતા જોવા મળે છે. આ બધા કીટકો આપણને ખૂબ જ ઉપયોગી છે. દા. ત મેન્ટીસ નામનો તીતીઘોડાની જાતનો કીટક પાકમાંથી ઇયળો વીણી ખાય છે. માટીનાં દર બનાવતી કેટલીક ભમરીઓ પણ પાકમાંથી કીટકોની ઇયળો પકડી લાવી ખોરાક માટે તેમને દરમાં મૂકી રાખે છે. આ સિવાય કેટલીયે જાતજાતની ભમરીઓ અને બીજા કીટકો કેટલાએ કીટકો ઉપર ગુજરાન ચલાવતા જોવા મળે છે. આ ભમરીઓ પોતાના ભક્ષ્યના શરીરમાં અથવા તેની ઉપર ઈંડાં મૂકે છે. એ ઈંડાં સેવાતાં જે ઈયળ નીકળે છે તે ભક્ષ્યને ખાવા માંડે છે અને તેનો નાશ કરે છે. કેટલીક જીવાતો બીજી જીવાતોના ઈંડાં ઉપર ગુજરાન ચલાવે છે, જ્યારે કેટલીક તેમને કોશેટા અવસ્થામાં મારી નાખે છે. આવા કીટકો આપણને નુકસાન કરતા કીટકોનો નાશ કરીને આપણને સારો ફાયદો કરી આપે છે. દા: ત: ટ્રાઈકોગ્રામા માઈન્યુટમ નામની એક જાતની ભમરી




(૨) બ. અપૂર્ણ રૂપાન્તર [શાકભાજીનું ચૂસિયું]

પ્રકારે નુકસાન થાય છે. કેટલાક કીટકો પાકનાં પાન, ડાળી, ફળ, ફૂલ વગેરેને ચાવી ખાઈ જાય છે, જ્યારે કેટલાયે તેમાંથી રસ ચૂસીને તેમને નબળાં બનાવી દે છે. આ રસ ચૂસનાર કીટકો પૈકી કેટલાક તો રસ ચૂસવા ઉપરાંત વાયરસ નામના પાકને લાગતા ભયંકર રોગનો ફેલાવો કરે છે.

**કીટકોને નાશ કરવાના ઉપાય** : કીટકોના નાશ માટે જુદી જુદી ઘણી રીતો છે. તેમાંની મુખ્ય એ નીચે મુજબ છે : (૧) કુદરતી રીત (Natural Control), (૨) કૃત્રિમ રીત (Applied Control).

**(૧) કુદરતી રીત** : આબોહવાની અસર : અતિશય ગરમી, ઠંડી કે વરસાદથી ઘણા કીટકોનો નાશ થાય છે. દા. ત. અતિશય ગરમી–ઠંડીથી કોશેટા મરી જાય છે; અતિશય વરસાદથી કાતરા, ઈંડાં વગેરે ધોવાઈ જાય છે.

પ્રદેશની ભૂગોળના આધારે કેટલાક કીટકો નાશ પામે છે અથવા આગળ ફેલાતા અટકે છે. નદી, નાળાં, પર્વતો અને સરોવરો વગેરેથી ઘણા કીટકોનો ફેલાવો થતો અટકી જાય છે.

એક જીવાત બીજી જાતની જીવાત ઉપર પોતાનું જીવન ગુજારી પહેલી જીવાતનો નાશ કરે છે. દા. ત. શેરડીના સાંઠા કોરી ખાનાર કીટકનાં ઈંડાં ઉપર એક જાતની ભમરી (ટ્રાઈકોગામા માઇન્યુટમ) જીવન ગુજારી તેનો નાશ કરે છે. 'લેડી બર્ડ બિટલ' હંમેશાં પોતાના ખોરાક તરીકે ઉપયોગ કરીને મોલો (Aphis)નો નાશ કરે છે. જંતુઓને થતા રોગને લઈને પણ તેમનો નાશ થાય છે. કાબરો, લેલાં, અને બીજાં કેટલાંક પંખીઓ, કાતરા અને બીજી ઇયળો ખાઈ જાય છે અને તેમનો નાશ કરે છે. આમ કુદરતી રીતેજ કીટકોનો નાશ થાય છે. જ્યાં તેમની વૃદ્ધિ ચાલુ રહેતી હોવાથી મનુષ્યને બીજી વધુ અસરકારક રીતો શોધવાની ફરજ પડી છે.

**(૨) કૃત્રિમ રીતો** : અ. રાસાયણિક પદ્ધતિ (Chemical Control).

ઝેરી દવાઓના ઉપયોગથી કીટકોનો નાશ કરવો તેને રાસાયણિક પદ્ધતિ કહે છે. આવાં ઝેરી રસાયણો મુખ્યત્વે ત્રણ પ્રકારનાં આવે છે : (૧) જે ખાવાના ખોરાક સાથે પેટમાં જઈ ઝેરી અસર કરી કીટકોનો નાશ કરે છે. આવાં રસાયણોને પેટનાં ઝેર કહે છે. (૨) જે કીટકના શરીરને ચોંટતાં જ તેનો નાશ કરે તે રસાયણને સ્પર્શઘ્ન ઝેર કહે છે. (૩) જે રસાયણો ઝેરી વાયુ ઉત્પન્ન કરી કીટકને ગુંગળાવીને મારી નાખે છે, તેવાં ઝેરને વાયુરૂપી ઝેર કહે છે. આ ત્રણ જાતનાં ઝેર બધી જાતના કીટકો ઉપર સરખી અસર કરતાં નથી. કીટકને માફક આવે તેજ જાતના ઝેરનો ઉપયોગ કર્યો હોય તોજ ધારી અસર ઉપજાવી શકાય છે.

**પેટનાં ઝેર** : જે કીટકોને ચાવીને ખાઈ શકાય તેવા મોંના ભાગ છે તેવા કીટકોના નાશ માટેજ આ જાતનાં ઝેર વાપરવામાં આવે છે. મુખ્ય વપરાતાં ઝેર નીચે પ્રમાણે છે : ૧. લેડ આર્સેનેટ, ૨. કેલ્શિયમ આર્સેનેટ, ૩. પેરિસ ગ્રીન ૪. સોડિયમ ફ્લુઓરાઈડ, ૫. સોડિયમ આર્સેનેટ, ૬. મેગ્નેશિયમ આર્સેનેટ, ૭. બેરિયમ કાર્બોનેટ, ૮. ઝીંક ફોસ્ફાઈડ ૯. સ્ટ્રિકનીન સલ્ફેટ ૧૦. નિકોટીન ૧૧. ગેમેક્ષીન ૧૨. ડી. ડી. ટી. વગેરે.

પેટનાં ઝેર ભૂકારૂપે તેમજ પ્રવાહીરૂપે વાપરી શકાય છે. ભૂકારૂપે વાપરવાં હોય તો તેમને ચૂનો, ચાક, રાખ, ઘઉંનું થુલું, ગંધક, રસ્તાની ઝીણી ધૂળ વગેરે પૂરક પદાર્થો સાથે મેળવવામાં આવે છે અને પ્રવાહી રૂપે છાંટવાં હોય તો પાણી, કેરોસીન, અગર ક્રૂડ ઓઈલ, સાબુ વગેરે સાથે મેળવવામાં આવે છે. આ પૂરક પદાર્થો ઝેરી હોતા નથી પરંતુ ઝેરી દવાઓ સાથે ભેળવવાથી દવાની મારણશક્તિ વધારે છે, અને છાંટવાની દવાઓ એક સરખી રીતે વનસ્પતિના ભાગો પર છાંટવામાં સરળતા પડે છે. તે ઉપરાંત જ્યાં છાંટી હોય ત્યાં સારી રીતે ચોંટી રહેવામાં મદદ કરે છે અને ધારી અસર કરે છે. આવાં ઝેર ભૂકા રૂપે અથવા પ્રવાહી રૂપે કેટલા પ્રમાણમાં વાપરવાં તેની ટૂંક નોંધ નીચેના કોઠામાં આપી છેઃ

| ઝેરનું નામ | ભૂકારૂપે કેટલા પ્રમાણમાં | પ્રવાહી રૂપે કેટલા પ્રમાણમાં | નોંધ |
|---|---|---|---|
| (૧) લેડ આર્સેનેટ | ૧ ભાગ દવા ૮ ભાગ ફોડેલા ચૂનાનો બારીક ભૂકો | ૧ રતલ દવા ૫૦ ગેલન પાણી | ૧ ગેલન પાણી બરાબર ૧૦ રતલ |
| (૨) કેલ્શિયમ „ | ૧ ભાગ દવા ૧૦ ભાગ ફોડેલા ચૂનાનો બારીક ભૂકો | ૧ રતલ દવા ૫૦ ગેલન પાણી | |
| (૩) ગેમેક્ષીન | જુદી જુદી બનાવટો બજારમાં તૈયાર મળે છે | | સ્પર્શઘ્ન ઝેર તરીકે પણ કામ આવે છે. |

| | | |
|---|---|---|
| (૪) ડી. ડી. ટી. | | |
| (૫) નિકોટીન | | |
| (૬) બેરિયમ કાર્બોનેટ<br>(૭) ઝીંક ફોસ્ફાઈડ | ૧ ભાગ ઝીંક ફોસ્ફાઈડ ૨૦ ભાગ બાજરીનો અથવા ઘઉંનો લોટ અથવા ૧ ભાગ બેરિયમ કાર્બોનેટ અને ૫ ભાગ લોટ બરાબર મેળવી તેમાં પાણી નાખી સોપારી જેવી ગોળીઓ બનાવી ઉંદર ખાય તેમ મૂકવી. | ઉંદર મારવા માટે વપરાય છે. |

કોઈપણ ભૂકો એકરે લગભગ ૧૦થી ૨૦ રતલ જોઈએ અને જો પ્રવાહી તરીકે વાપરીએ તો એકરે ૪૦થી ૫૦ ગેલનની જરૂરિયાત પડે છે. કાતરા માટે પેરિસ ગ્રીનના પોઈઝન બેઈટની નીચેની બનાવટ વપરાય છે અને તે ઘણી જ અસરકારક છેઃ (૧) ચોખાની કુસકી, ઘઉંનું ભૂસું અથવા ગમે તે કઠોળનાં છોડાં અને તે ન મળે તો લાકડાનો વહેર ૧૦૦ રતલ, (૨) પેરીસ ગ્રીન ૪–૬ રતલ, (૩) ગોળની રસી ૨ ગેલન, (૪) પાણી ૭–૮ ગેલન આશરે.

૧૦૦ રતલ ભૂસું લઈ તેને બરાબર સાફ કરી તેમાં ૪થી ૬ રતલ પેરીસ ગ્રીન બરાબર ભેળવી દેવું. ત્યાર પછી ગોળની રસી નાખવી (અથવા ૮થી ૧૦ રતલ ગોળનું પાણી). પછી ભૂસાનો લાડવો વળે પરંતુ તેને દબાવતાં પાણી ન નીકળે અને છોડી દેતાં છૂટા સુરમા જેવો થઈ જાય ત્યાં સુધી પાણી નાખવું. ત્યાર બાદ થોડો ટાઈમ આને દબાવીને રાખી મૂકવું. પછીથી આ બનાવટને ઉપયોગમાં લેવી. આ પોઈઝન બેઈટ કાતરા, તીતીઘોડા, ઇયળો (ચિત્ર ૪I) તથા મરચાં અને તમાકુનાં થડ કાપી ખાનાર કીટક વગેરે ઉપર એકરે ૧૫ રતલના હિસાબે સરખું વેરવું. (નોંધઃ– થડ કાપી ખાનાર ઇયળો સામે સાંજના વખતે છોડની આજુબાજુ વેરવું. કારણ કે આ કીટકને રાત્રે ખાવાની ટેવ છે, જે રાત્રે બહાર આવતાં જ છોડની આજુબાજુ વેરેલી બનાવટ ખાશે અને મરી જશે. તીતીઘોડા, કાતરા વગેરે માટે બને ત્યાંસુધી સવારના ૮થી ૧૦ વાગ્યા સુધીમાં વેરવામાં વાંધો નથી. આવાં ઝેર વાપરવાનાં હોય ત્યારે કીટકની તે સમયે હાજરીની જરૂર નથી. તેઓ ગમે ત્યારે બહાર આવી તેને ખાતાં મરણ પામે છે. ઝેર છાંટેલાં શાકભાજી અને ફળ ધોઈને ઉપયોગમાં લેવાં જોઈએ.)

**સ્પર્શઘ્ન ઝેરઃ** આ જાતનાં ઝેર પેટમાં લેવાની જરૂર નથી, અને તેનો સ્પર્શ થવાથી કીટક મરી જાય છે. કીટક હાજર હોય ત્યારે જ તેમનો ઉપયોગ કરવામાં આવે છે. રસ ચૂસીને ખાનાર કીટકો જેવા કે મોલો, મશી, થ્રિપ્સ, તીડિયાં (Leaf hoppers), કપાસનાં રાતાં તેમજ ઝાંખાં ચૂસિયાં વગેરેના નાશ માટે જ વપરાય છે. આ જાતનાં ઝેર વાપર્યાં હોય તે શાકભાજી અને ફળ પણ ૧૫–૨૦ દિવસ પછી જ ઉપયોગમાં લેવાં અથવા બરાબર ધોઈ નાખ્યા બાદ ઉપયોગમાં લેવાં. આવાં ઉપયોગી ઝેર નીચે પ્રમાણે છે :

(૧) તમાકુનો ઉકાળો : ૧ રતલ તમાકુના ભૂકાને ૧ ગેલન પાણીમાં ૦ાા કલાક ઉકાળવો. પછી ગાળી લઈ તેમાં પાશેર સાબુ ઓગાળી નાખવો. આ મિશ્રણ વાપરવું હોય ત્યારે તેમાં ૬થી ૭ ભાગ પાણી ઉમેરી છાંટવું.

(૨) કેરોસીન–સાબુનું મિશ્રણ : ૧ ગેલન પાણી લઈ તેમાં ૧ રતલ સાબુ નાખી ગરમ કરી ઓગાળવો. સાબુ ઓગળી ગયા બાદ ચૂલા ઉપરથી ઉતારી લઈ, તેમાં ૨ ગેલન કેરોસીન ધીમેધીમે ઉમેરી અને પાણી બરાબર હલાવવું. ત્યાર બાદ પિચકારી કે પંપથી પાણી અને કેરોસીનને બરાબર એકરૂપ બનાવી દેવું. મિશ્રણ એકરૂપ થયું કે નહિ તેની ખાત્રી કરવા એક ટીપું પાણીમાં નાખી જોવું. કેરોસીન જુદું પડી પાણી ઉપર તરે તો હજી તેને પંપથી બરાબર એકરૂપ થાય ત્યાં સુધી હલાવવું. વાપરતી વખતે આ મિશ્રણમાં ૧૩ ગણું પાણી ઉમેરવું. આને મોલો, મશી, ચૂસિયાં અને થ્રિપ્સ વગેરે માટે વાપરવામાં આવે છે.

(૩) ગંધક–ચૂનાનું મિશ્રણ : ૨ રતલ ગંધકમાં ૧ ગેલન પાણીમાંથી થોડું પાણી ઉમેરી રાબડી બનાવવી. બાકીનું પાણી લઈ તેમાં ૧ રતલ ચૂનો નાખી પાણી ઉકાળવું. ચૂનો ફૂટી રહ્યા પછી તેમાં બાકીનું પાણી નાખી ઉકાળવું. ઉકાળતી વખતે હલાવવાનું ચાલુ રાખવું. લગભગ ૪૫ મિનિ-

ટથી ૧ કલાક ઉકાળવું. ઉકાળતાં જેટલું પાણી બળી જાય તેટલું ઉમેરતા રહેવું. જ્યારે મિશ્રણનો રંગ કેરીના રંગ જેવો થાય અને ગંધક છૂટો દેખાય નહિ, ત્યારે કપડાથી ગાળી લેવું. જ્યારે કોઈ પણ જીવાત ઉપર આ મિશ્રણ છાંટવું હોય ત્યારે તેમાં ૪૯ ભાગ બીજું પાણી ઉમેરવું. એકરે ૪૦થી ૫૦ ગેલન જોઈશે. ઝાડ માટે ઝાડ દીઠ ૧થી ૨ ગેલન જોઇશે.

(૪) ક્રૂડ ઓઈલ ઇમલ્શન બજારમાં તૈયાર મળે છે. એક ભાગ દવાને ૮થી ૧૦ ભાગ પાણીમાં ઓગાળી છાંટવી.

(૫) માછલીના તેલનો સાબુ (ફિશ ઓઈલ રેઝીન સોપ) બજારમાં તૈયાર મળે છે. ૬ રતલ દવા ૧૦૦ ગેલન પાણીમાં મેળવી છાંટવી. વધારે કઠણ જીવાત માટે ૧ રતલ દવા ૫થી ૮ ગેલન પાણીમાં ઓગાળી છાંટવી.

(૬) બ્લેક લીફ ફોર્ટી અથવા નિકોટીન સલ્ફેટ (૪૦%) બજારમાં તૈયાર મળે છે. ૧ ભાગ દવા ૮૦૦ ભાગ પાણીમાં મેળવી અને છાંટવા માટે તૈયાર થએલા મિશ્રણના દર ૧૦૦ ગેલને ૪ થી ૬ રતલ જેટલો સાબુ ઓગાળી છાંટવાના કામમાં લઇ શકાય.

(૭) સાબુ : ૧ રતલ સાબુ ૫થી ૮ ગેલન પાણીમાં ઓગાળીને છાંટવું.

(૮) ડી. ડી. ટી. બજારમાં જુદા જુદા વપરાશ માટે જુદી જુદી બનાવટો તૈયાર મળે છે. સાધારણ રીતે કીટકો સામે વપરાતાં ઝેરોમાં ૫થી ૧૦ ટકા ચોખ્ખું ડી. ડી. ટી. હોય છે.

(૯) ગેમેક્ષીન : આ પણ સ્પર્શઘ્ન ઝેર તરીકે સારી રીતે વપરાય છે અને કીટકોનો અસરકારક રીતે નાશ કરે છે. લીલાં શાકભાજી તથા કંદમૂળના પાકમાં ગેમેક્ષીન, પાક તૈયાર થવા અગાઉ દોઢથી એક મહિનામાં છાંટવું જોઈએ નહિ, કારણ કે તેની ગંધ જલદ હોય છે અને તેનો પાશ શાકભાજીમાં બેસી જાય છે. જુદા જુદા ઉપયોગ માટે જુદી જુદી બનાવટો તૈયાર આવે છે અને ઇમ્પીરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રીઝના સ્થાનિક એજન્ટ પાસેથી તે વિગત સાથે મળે છે.

(૧૦) પાયરેથ્રમ અને ડેરીસની બનાવટો : આ દવાઓ વનસ્પતિમાંથી બનાવેલી હોય છે. અને તે માણસને નુકસાન કર્યા સિવાય કીટકોનો નાશ કરે છે. શાકભાજીના પાકને લાગતી જીવાતો સામે આનો ઉપયોગ કરવામાં આવે છે. આવા પાકોની શરૂઆતની સ્થિતિમાં ગેમેક્ષીન, ડી. ડી. ટી, કલોરડેન, ડાયાલ્ડ્રીન, ટોકઝેફીન વગેરે દવાઓનો ઉપયોગ કરી શકાય છે. પરંતુ શાકભાજી તૈયાર થવા લાગે ત્યારે આનો ઉપયોગ કરવો સલાહભર્યું નથી, કેમકે તેની અસર લાંબો સમય ચાલે છે એટલે તે વાપરનારને નુકસાન થવા સંભવ છે. પાકની આવી સ્થિતિમાં પાયરેથ્રમ અને ડેરીસની બનાવટો ખૂબજ ઉપયોગી નીવડે છે.

ટોકઝેફીન, કલોરડેન, આલ્ડ્રીન, ડાયાલ્ડ્રીન વગેરે પણ સ્પર્શઘ્ન દવાઓ છે અને કીટકોનો નાશ કરવામાં તે અગત્યનો ભાગ ભજવે છે. આનો ઉપયોગ હજી આપણે ત્યાં બરાબર થતો નથી અને તેથી બજારમાં છૂટથી મળતી પણ નથી.

આ સિવાય પેરેથાયન, હેટ્પ (Hetp), ટેપ્પ (Tepp) વગેરે ફોસ્ફરસનાં રસાયણો ખૂબજ અસરકારક છે. આ રસાયણો પાક ઉપર છાંટવાથી તે છોડમાં ચુસાઈ જાય છે અને એવા છોડ ૪થી ૬ અઠવાડિયાં સુધી કીટકોને ઝેરી નીવડે છે. માણસ અને બીજાં પ્રાણીઓને પણ આ ઝેરની ખૂબજ કાતિલ અસર થાય છે અને તેથી તેનો ઉપયોગ ખૂબ કાળજીપૂર્વક કરવો પડે છે. બજારમાં મળતી પેરેથાયનની બનાવટો ફોલીડોલ ઈ–૪૦૫, અથવા ફોસ્ફર્નો લિક્વીડ–૨૦ વગેરેનો ઉપયોગ જાણકારની હાજરી સિવાય કરવો એ જોખમભરેલું છે.

**વાયુરૂપી ઝેર :** તે ફક્ત બંધિયાર જગ્યાઓ, જેવી કે અનાજ ભરવાના કોઠાર, કોઠીઓ, હવા બંધ રહી શકે તેવાં ગોડાઉન વગેરેમાં પડેલી જીવાતો સામેજ વાપરવામાં આવે છે. બધાંજ વાયુરૂપી ઝેર મનુષ્ય તેમજ પ્રાણીઓ માટે ઝેરી હોવાથી ખાસ કાળજી રાખ્યા સિવાય વાપરવાં નહિ.

| ઝેરનું નામ | પ્રમાણ દર હજાર ઘનફૂટે રતલ |
|---|---|
| ૧. હાઈડ્રોસાઈનિક એસીડ ગેસ | ૦\|\|\| |
| ૨. કાર્બન ડાય સલ્ફાઇડ | ૧૦ |
| ૩. ઇથિલીન ડાયકલોરાઇડ<br>કાર્બન ટેટ્રાકલોરાઇડ | ૧૦ થી ૧૮ |
| ૪. સલ્ફર ડાયોકસાઇડ (ગંધક બાળવો) | ૪ થી ૮ |
| ૫. મિથિલ બ્રોમાઇડ | ૨ |

**ર. યાંત્રિક પદ્ધતિ (Mechanical Measures) :** (૧) ખેતરમાં કાનરા કે બીજી ઇયળો પડી હોય તો આખું ખેતર પાણીથી ભરી દેવામાં આવે છે. આનાથી ઇયળો

પાણીમાં તરી જાય છે અથવા પાણીમાંજ મરી જાય છે. (૨) હાથથી નાશ કરવો :– કાનરા, તીતીઘોડા વગેરે સહેલાઈથી હાથે વીણી નાખી તેમનો નાશ કરી શકાય છે. (૩) જાળીથી પકડીને નાશ કરવો : મોસંબીનાં ફૂદાં અને બીજી મોટી જીવાતો જાળીથી સહેલાઈથી પકડી શકાય છે. (૪) પડદા કે કોથળીઓ બાંધી કીટકથી બચાવ કરવો : દાડમના કીડાથી અને મોસંબીના ફૂદાથી બચવા દાડમ અને મોસંબી ઉપર કોથળીઓ બાંધવી. (૫) ખાઇ ખોદવી :– કાતરા માટે ખેતર કે ધરૂવાડિયાની ચારે તરફ સીધી દીવાલવાળી ખાઈ ખોદવાથી કાતરા તેમાં પડી જાય છે અને આગળ જઈ શકતા નથી. (૬) પ્રકાશપીંજરાં : અજવાળાથી આકર્ષવા માટે કેરોસીનવાળા પાણીથી ભરેલી થાળીમાં ફાનસ કે પેટ્રોમેક્ષ મૂકવાથી ફૂદીઓ અને બીજા કેટલાક કીટકો આકર્ષાય છે, અને પાણીમાં પડી નાશ પામે છે.

ક. **ચોખ્ખી ખેતી :** નીચેનાં સૂચનોનો અમલ કરવાથી પણ કીટકોનો ઉપદ્રવ અસરકારક રીતે ઓછો થઈ જાય છે. ૧. પાકની ફેરબદલી : એક ને એક પાક દર વર્ષે ન લેતાં પાક બદલતા રહેવું જોઈએ, જેથી ઉપદ્રવ ઓછો થાય, અને જીવાત ખેતરમાં કાયમી ન થઈ જાય. ૨. કીટક સામે ટક્કર ઝીલે તેવો પાક પસંદ કરવો. ૩. જીવાતોના ઉપદ્રવથી બચવા પાકની સહેજ આગળ–પાછળ વાવણી કરવી. દા. ત. શેરડીનું વાવેતર જૂન–જુલાઈ કરતાં ડિસેમ્બર–જાન્યુઆરીમાં કરવાથી સાંઠા કોરી ખાનાર ઇયળનો ઉપદ્રવ ઓછો લાગે છે. ૪. ઉપદ્રવ લાગેલા છોડનો તરતજ નાશ કરવો. ૫. ઊંડી ખેડ : પાક લીધા પછી તરતજ ખેડ કરવી, જેથી કીટકના કોશેટા ઈંડાં વગેરે જમીન ઉપર આવતાં જ ગરમીથી નાશ પામે અથવા પક્ષીઓ ખાઈ જાય. ૬. સુડ–બાંટ કરી શેઢા, પાળીઓ સાફ રાખવા. ૭. નીંદામણનો નાશ કરવો અને નીંદામણ થવા દેવું નહિ, જેથી કીટકને સંતાઈ રહેવાનું અથવા ખોરાકની અછતમાં જીવન ગુજારવાનું સાધન મળે નહિ. ૮. ખાતર, પાણી અને યોગ્ય માવજતથી પાકને તંદુરસ્ત રાખવો જેથી તે જીવાત સામે ટક્કર ઝીલી શકે.

ઢ. **કાયદા કાનૂનથી :–** જીવાત લાગેલા વિસ્તારમાંથી બીજા વિસ્તારમાં જીવાત લાગેલું ઘાસ, અનાજ અથવા બિયારણ વગેરે હેરફેર કરવાની બંધી કરવી : હમણાં સરકારે કાયદો કર્યો છે, કે કોઇ જીવાત અમુક ભાગ અથવા ખેતરમાં લાગી હોય, અને તેનો ફેલાવો થાય તેમ લાગતું હોય, તો સરકાર એવા ખેતરના માલિકોને કીટકોનો નાશ કરવાનું ફરમાવશે. જો ખેતરમાલિક તેમ નહિ કરે, તો સરકાર તેના નાશ માટે યોગ્ય પગલાં લેશે અને તે અંગેનો ખર્ચ ખેતરમાલિક પાસે વસૂલ કરશે આ સિવાય પરદેશની જીવાતો દેશમાં દાખલ થાય નહિ તે માટે મધ્યસ્થ સરકારની તૂલ રક્ષક સંસ્થા સારી તકેદારી રાખે છે, અને જરૂરી કાયદા કાનૂનો કરાવે છે.

**કીટકોની વર્ગીકૃત માહિતી :** ચરોતરના પ્રદેશની ખેતી અને ખેડૂત–જીવન ઉપર અસર કરનારા મહત્ત્વના કીટકો વિષે જાણવા જેવી માહિતી ટૂંકમાં વર્ગીકરણ કરીને હવે પછી આપી છે. તેમાં નીચેના વર્ગના કીટકો ગણાવ્યા છે: (૧) એક કરતાં વધુ પાકને નુકસાન કરનારા, (૨) જુદા જુદા પાકોને નુકસાન કરનારા, (અ) અનાજ વર્ગના પાકોને લગતા, (આ) રેસાવાળા પાકોને લગતા, (ઇ) કઠોળના પાકોને લગતા, (ઈ) તેલીબિયાંના પાકોને લગતા, (ઉ) પરચૂરણ પાકોને લગતા, (ઊ) શાકભાજીના પાકોને લગતા, (એ) ફળફળાદિના પાકોને લગતા, (૩) સંગ્રહી રાખેલા અનાજમાં પડતી જીવાતો, (૪) ગૃહોપદ્રવી કીટકો.

**(૧) એક કરતાં વધુ પાકને નુકસાન કરનારા કીટકો :**

**કાતરા :** (જુઓ ચિત્ર ૩): કાતરા એક જાતની ફૂદીની ઇયળો હોય છે. તેમના શરીર ઉપર લાંબા વાળ ઘણા જ હોય છે. ફૂદીની પાંખનો રંગ સફેદ હોય છે અને પહેલી પાંખની આગળની કિનારી લાલ હોય છે તથા બીજી પાંખમ કાળાં ટપકાં હોય છે. પેડુનો ભાગ લાલ અથવા પીળો હોય છે. આ ઇયળો ઊગતા પાકને ખાઈ જઈને ખૂબ જ નુકસાન કરે છે. પહેલા વરસાદ પછી ફૂદીઓ સુષુપ્ત અવસ્થામાંથી બહાર નીકળે છે અને પ્રજનન કર્યા બાદ માદા પાક ઉપર અથવા વાડનાં પાન ઉપર ઈંડાં મૂકે છે ઈંડાં સેવાતાં તેમાંથી નાની ઇયળો નીકળે છે. ૨૦–૨૧ દિવસની તેની ઇયળ અવસ્થામાં તે ખૂબ ખાય છે અને ત્યારબાદ વાડ તરફ જવા માંડે છે. વાડમાં અને એવી બીજી જમીનમાં તે ખેત્રણ ઈંચની ઊંડાઈએ કોશેટા બનાવીને બીજા ચોમાસા સુધી સુષુપ્ત અવસ્થામાં પડી રહે છે. આમ કાતરાનો ઉપદ્રવ ચોમાસાની શરૂઆતમાં થાય છે અને વરસમાં એક જ વખત તેનો જીવનક્રમ પૂરો થાય છે.

આ કીટકના નાશ માટે વરસાદની શરૂઆત થાય ત્યાર પછી તરત જ ખેતરોમાં, રાતના વખતે પ્રકાશપાંજરાં મૂકવાથી ફૂદીઓ જેવી બહાર આવે કે તરત જ પાંજરાના પ્રકાશથી આકર્ષાઈને તેમાં પડી મરી જશે. આ કાર્ય સહકારી ધોરણે



(૩) કાતરાની કૂદી

કરવામાં આવે તો મોટા ભાગની કૂદી ઈંડાં મૂકે તે પહેલાં નાશ પામે, જેથી તે સાલ ઉપદ્રવ બહુ થાય નહિ. નિયમિત રીતે બેત્રણ વરસ સુધી તેમ કરવાથી જીવાતનો ઉપદ્રવ નિવારી શકાય.

કાતરાને ખેતરમાં પેસતા અટકાવવા માટે ખેતરની ચારે તરફ ફરતી ખાઈ ખોદવી. ખાઈમાં ગેમેક્ષીન ૧૦ ટકા ભૂકી અથવા પેરીસ ગ્રીન ભેળવીને પોઈઝન બેઈટ નાખવાથી તે મરી જશે. કાતરાના કોશેટા આખું વરસ વાડની જમીનમાં રહે છે, એટલે વાડની જમીનમાં કાળજીપૂર્વક સડ બાંટ કરવાથી કોશેટા નાશ પામશે અથવા પંખીઓ તેને વીણી ખાશે.

**તીતીઘોડા :** (જુઓ ચિત્ર ૪): ખપેડી, ડાંગરનો તીતીઘોડો, વગેરે જાતના તીતીઘોડા ચરોતરના પ્રદેશમાં ખૂબ જ ,નુકસાન કરે છે. તીતીઘોડા જમીનમાં તેમજ ખેતરના માળા ઉપર પોતાનું પેઢું ખોસી ૧થી ૩ ઇંચની ઊંડાઈ સુધી ગોટીના આકારમાં સંખ્યાબંધ ઇંડાં મૂકે છે. એટલે દિવાળી પછી જમીન ખેડી નાખી હોય અને પાળા પણ ખોદી કાઢ્યા હોય તો તેમાં રહેલાં ઈંડાં તાપમાં સુકાઈ જાય અથવા પક્ષીઓ તેમને વીણી ખાય. ઈંડાંમાંથી નાનાં બચ્ચાં નીકળે છે. તેમને પાંખો હોતી નથી, એટલે તે કૂદકા મારી શકે છે. તેમના નાશ માટે ૫ ટકા ગેમેક્ષીનનો ભૂકો છાંટવો જોઈએ અથવા ગેમેક્ષીન વાપરીને બનાવેલી પૉઈઝન બેઈટનો ઉપયોગ કરવો જોઈએ. તીતીઘોડા લાગ્યા હોય તેવા પાક ઉપર ડામરવાળું પતરું ખેંચવાથી તીતીઘોડા તેની ઉપર પડતાં જ




(૪) [ ચાવીને ખાનાર કીટકો ] I ઇયળ, II તીતીઘોડો, III ઢાલપક્ષી કીટક

ચોંટી જાય છે. આવા ચોંટી ગયેલા તીતીઘોડાનો પાછળથી સહેલાઈથી નાશ કરી શકાય છે. પાંખોવાળા તીતીઘોડા પડ્યા હોય તેવા પાક ઉપર ૧૦ ટકા ગેમેક્ષીનનો પાઉડર છાંટવાથી તેમનો નાશ થાય છે.

**ગાભમારાની ઇયળો :** (Stem Borers) પાકનાં થડ કોરી ખાનાર ઇયળોને ગાભમારાની ઇયળો તરીકે ઓળખવામાં આવે છે. જુવાર, મકાઈ, શેરડી, ડાંગર, ઘઉં, રીંગણ, કપાસ અને બીજા સંખ્યાબંધ પાકોમાં આ જાતની ઇયળોને લઈને પાકને ખૂબ જ નુકસાન થાય છે. આ ઇયળ થડનો ભાગ અથવા ડાળીનો ભાગ કોરી ખાય છે, એટલે છોડ અથવા ડાળી ચીમળાવા લાગે છે અને પાછળથી સુકાઈ જાય છે આ ઇયળોનાં ફૂદાં પ્રકાશથી આકર્ષાય છે, એટલે ખેતરમાં પ્રકાશપીંજરાં મૂકવાથી ફાયદો થાય છે. ઇયળો છોડને લાગી હોય તેવા આખા છોડનો અથવા તેના થડ કે ડાળીને ફાડી નાખી તેમાંથી ઇયળોનો નાશ કરવો જોઈએ. આ ઇયળોની માદાઓ છોડ ઉપર ઈંડાં મૂકે છે અને ઈંડાંમાથી ઇયળ નીકળીને થડ અથવા ડાળીમાં ભરાઈ જઈ તેને કોરી ખાય છે. એટલે શરૂઆતથી જ પંદર દિવસને અંતરે ·૨ ટકા ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ છાંટવામાં આવે તો ઇયળો નીકળીને થડ અથવા ડાળીમાં ભરાઈ જાય તે પહેલાં જ નાશ પામે. સમયસર અને નિયમિત રીતે તે પ્રમાણે કરવાથી ઉપદ્રવ ખૂબ ઘટી જાય છે.




(૫) ઉધેઈ

**ઉધેઈ :** (જુઓ ચિત્ર ૫) આ કીટક લાકડું અને બીજા વનસ્પતિના ભાગો ઉપર જીવે છે. મકાનોમાં વપરાયેલું લાકડું, ખેતરમાં પાક માટે કરવામાં આવેલા માંડવા, લાકડાનાં ઓજારો, બગીચાઓ અને પાકમાં એને લીધે ખૂબ જ નુકસાન થાય છે. તે જીવતા લીલા ભાગને ખાતી નથી. પરંતુ ઝાડની છાલ, રોગ લાગવાથી અથવા બીજી કોઈ રીતે નુકસાન થવાથી મરી ગયેલા છોડના ભાગોને ખાવાનું શરૂ કરે છે, એટલે પાક તંદુરસ્ત હોય ત્યાં સુધી ઉધેઈથી તેને બહુ નુકસાન થતું નથી.

ઉધેઈનો જીવનક્રમ મજાનો છે. તેનો રાફડો તોડતાં તેમાંથી સંખ્યાબંધ નાની ઉધેઈઓ નીકળે છે. તે બધાં જ મજૂરો હોય છે અને તે જ ખોરાક તરીકે છોડને ખાઈને નુકસાન કરે છે. રાફડા પણ તે જ બાંધે છે. તેમાં મો માથાવાળી તથા લાંબાં જડબાંવાળી ઉધેઈ પણ કેટલીક હોય છે. એ ઉધેઈ સૈનિકો છે. તે રાફડાનું રક્ષણ કરવું, દુશ્મનોનો સામનો કરવો, વગેરે જાતનું કામ કરે છે. આ સિવાય તેમનામાં રાજા અને રાણી હોય છે. તે જમીનમાં પોતાના ખાસ ઓરડામાં રહે છે. પુખ્ત રાણીનું શરીર ૨ થી ૨॥ ઇંચ લાંબું હોય છે અને માથું અને છાતી ખૂબ નાનાં હોય છે. એના પેટનો ભાગ ખૂબ મોટો હોય છે. રાજા અર્ધો પોણો ઇંચ લાંબો હોય [illegible] અને તે રાણીની સાથે જ રહે છે. એ [illegible] રોકાયેલાં રહે છે. મજૂરો તેમને [illegible] ઓરડો સાફ રાખે [illegible] દુશ્મન નીચે [illegible]

ઉપર રાફડા બાંધે છે, જ્યારે કેટલીક જમીનની અંદર રાફડા બાંધે છે. જમીન ઉપર રાફડા બાંધનારી જાત ઝાડનાં ઠૂંઠાં, લાકડાના ઢગલા અને ઝાંખરાં વગેરેને આશરે રાફડો બનાવે છે. એની રાણીનો ઓરડો છેક નીચે હોય છે. મોટે ભાગે આવા રાફડા કાળી જમીનમાં જોવા મળે છે. જમીનની અંદર રાફડા બાંધનારી જાત રેતાળ જમીનમાં વધુ પ્રમાણમાં હોય છે. ચરોતરમાં સામાન્ય રીતે જમીનની અંદર રાફડા બાંધનારી ઉધેઈ મળી આવે છે. આ ઉધેઈમાં રાણીને શોધી કાઢવી તે મુશ્કેલ કાર્ય છે.

જમીન ઉપર રાફડા બાંધનારી ઉધેઈનો નાશ કરવાનું કાર્ય પ્રમાણમાં ઘણું સહેલું છે. એનો રાફડો ખોદી નાખી તેમાંથી રાણીનો નાશ કરવાથી આ જાતની ઉધેઈ આપોઆપ મરી જાય છે. અથવા એવા રાફડામાં કાણું પાડી તેમાં કોઈક જાતનું વાયુરૂપી ઝેર નાખી તેને બંધ કરી દેવાથી પણ ઉધેઈના કુટુંબોનો નાશ થાય છે. વાયુરૂપી ઝેર ન મળે તો ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ રેડવાથી પણ એ ઉધેઈનો નાશ થાય છે. પરંતુ જમીનમાં રાફડા બાંધનારી ઉધેઈનો નાશ કરવાનું કાર્ય અત્યંત કપરું છે, કારણકે તેમાંથી રાણી શોધી કાઢવી એ મુશ્કેલ કાર્ય છે. આથી આવી ઉધેઈ જે વિસ્તારમાં થાય છે ત્યાં તેનો નાશ કરવા કરતાં તે પાકને લાગતી અટકાવવી એ જ એનો ખરો ઉપાય છે. એમ કરવા માટે પીત પાકોને પાણી આપવાનું લાંબો સમય મુલતવી રાખવું નહિ. પાણી આપવાથી ઉધેઈના જમીનની અંદરના રાફડા પુરાઈ જાય છે અને તે ઉપરાંત પાણીને લઈને ઉધેઈ જમીનમાં ઊંડે ઊતરી જાય છે. એટલે તે પાકને નુકસાન કરી શકતી નથી. બે પાણી વચ્ચે ગાળો લાંબો હોય તો ઉધેઈને છોડ સુધી આવી રહેવા તથા નુકસાન કરવા પૂરતો સમય મળી રહે છે. પાણી આપતી વખતે પાણી સાથે ક્રુડ ઓઈલ આપવાથી ઉધેઈ તેનાથી દૂર ભાગે છે, એટલે પાકને નુકસાન ઓછું થાય છે. દિવેલીના ખોળથી પણ ઉધેઈ દૂર ભાગે છે. એટલે ખાતર તરીકે દિવેલીનો ખોળ વાપરવાથી ઉધેઈને કારણે થતું નુકસાન ઓછું થાય છે. સાંકડે ગાળે રોપવામાં અથવા વાવવામાં આવતા પાકો સામે ઉપરના ઉપચારો લેવામાં આવે છે. વધુમાં ૫ ટકા ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનો ભૂકો બી સાથે મેળવીને વાવવાથી ઉધેઈને લીધે શરૂઆતમાં થતું નુકસાન ઓછું કરી શકાય છે. મોટા ગાળે રોપવામાં આવતા પાકો જેવા કે કપાસ, ફળફળાદિના છોડ, ઝાડ વગેરેને પણ ઉધેઈને લઈને સારા પ્રમાણમાં નુકસાન થાય છે. ફળફળાદિના ઝાડની છાલ ઉપર ઉધેઈ રાફડા બાંધીને છાલ કાપી ખાય છે. પરિણામે અંદરનો જીવતો ભાગ બહાર આવતાં તે પણ મરી જાય છે. એ રીતે ઉધેઈ તેમા સારા પ્રમાણમાં નુકસાન કરે છે. ફળફળાદિ તથા ફૂલનાં ઝાડ જ્યારે નાનાં હોય છે ત્યારે ઉધેઈથી તેમને ખૂબ જ નુકસાન થાય છે અને તે પ્રત્યે બેદરકાર રહેવાથી મોટા ભાગનાં ઝાડ નાશ પામે છે. ઉધેઈની શરૂઆત વરસાદની ઋતુ પતી ગયા પછી થાય છે. એટલે છેલ્લા વરસાદ પછી નવાં રોપેલાં તથા નાનાં ઝાડને થડ આગળ ખામણું કરી, ૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી મિશ્રણ ૧।।–૨ રતલ જેટલું આપી, ખામણું વાળી નાખ્યું હોય તો લાંબા સમય સુધી ઉધેઈ લાગી શકતી નથી. મોટાં થયેલાં ઝાડને ઉધેઈથી બચાવવા માટે ૫ ટકા ડી. ડી. ટી.વાળું કેરોસીન (નિરોસીડ ૫ ટકા), અગર ડામર અથવા દિવેલ ઝાડને નીચેના ૧–૧।। ફૂટ જેટલા ગાળામાં ચારે તરફ ફરતું લગાડ્યું હોય તો ઉધેઈ લાગતી નથી. નાની કલમો માટે આનો ઉપયોગ કરવો જોઈએ નહિ. તે માટે ૨ ટકા ડી. ડી. ટી.નું પાણીનું મિશ્રણ વાપરવું હિતાવહ છે. ઝાડનાં થડ તેમજ બીજાં લાકડાં ઉપર દિવેલ અથવા ડામર ચોપડવાથી નવ માસ સુધી ઉધેઈથી રક્ષણ મળે છે. ઘણા લોકો ગેરૂ (રંગી) ચોપડે છે. પરંતુ તેનાથી કંઈ જ રક્ષણ મળતું નથી.

**તીડિયાં :** (Jassids અથવા Leaf hoppers): કપાસ, રીંગણી, બટાટા, ડાંગર, દિવેલા વગેરે ઘણા પાકોને નુકસાન કરનારી આ અગત્યની જાત છે. આંબાને મધિયો લાગે છે, તે પણ આ વર્ગનો જ કીટક છે. તીડિયાંનો આકાર ફાચર જેવો હોય છે. અને પાકનાં પાન, ફૂલ, ડાળીઓ વગેરેમાંથી રસ ચૂસવા ઉપરાંત વાયરસ વર્ગના પાકમાં લાગતા રોગોનો તે ફેલાવો કરે છે. જુદા જુદા પાકમાં જુદી જુદી જાતનાં તીડિયાં પડે છે. તેમનો રંગ પણ જુદો જુદો હોય છે. કદમાં તે નાનાં હોય છે. માદા પાનમાં અને તેની નસોમાં ઈંડાં મૂકે છે. તેમાંથી જે બચ્ચાં નીકળે છે તે પણ પુખ્ત વયના કીટકની માફક પાનમાંથી રસ ચૂસીને મોટાં થાય છે. તે પાનની નીચેની બાજુએ રહે છે, અને સહેજ દખલ કરતાં ત્રાંસાં ચાલે છે. શરૂઆતમાં તેમનો રંગ પીળાશ પડતો લીલો હોય છે. પુખ્ત ઉંમરનાં તીડિયાં સહેજ દખલ થતાં ઊડીને નાસી જાય છે. આંબામાં મધિયો પડે છે તેના શરીરમાંથી એક જાતનો ચીકણો પદાર્થ નીકળે છે. આ

પદાર્થ નીચેનાં પાનની બાજુએ પડતાં તે ચળકાટ મારે છે. થોડા વખત પછી તેની ઉપર એક જાતની કાળી ફુગ પેદા થાય છે. એટલે ઝાડ કાળાં દેખાવા માંડે છે, અને પાન કોકડાઈ જાય છે. કેટલીક વખતે વધુ ઉપદ્રવ થતાં સવારમાં ઝાડ નીચે એ ગળપણવાળા પદાર્થની ઝરમર પડતી પણ દેખાય છે. આ જીવાતને કાબૂમાં લેવા માટે જ્યારે શિયાળામાં મધિયાના પુખ્ત વયના કીટકો થડ ઉપર સંતાઈ રહેલા હોય ત્યારે ૨ ટકા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ છાંટવું જોઈએ અને નવાં પાન તથા ફૂલ આવે તે વખતે એનાં બચ્ચાં પાન ઉપર મોટી સંખ્યામાં દેખાય ત્યારે ૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી મિશ્રણ છાંટવું જોઈએ. ફૂલ આવે ત્યારે ગંધક અને ૫ ટકા ડી. ડી. ટી.નો ભૂકો અર્ધો હિસ્સે મેળવી છાંટવો જોઈએ, જેથી મોરને થતો છારો નામનો રોગ પણ નાશ પામે. બીજાં તીડિયાં માટે ગંધક અને ડી ડી ટી.ના ભૂકાનું મિશ્રણ છાંટવાથી ફાયદો થાય છે.

**મોલો : (Aphis)** : (જુઓ ચિત્ર ૬) : રીંગણી, કપાસ, વાલ, ઘિલોડી, પરવળ, દૂધી અને બીજાં ઘણી જાતનાં શાકભાજીને મોલોને લીધે ખૂબ નુકસાન થાય છે. તે હંમેશાં પાનની નીચેની બાજુએ રહે છે અને તેના રસ ચૂસવાથી પાન કોકડાઈ જાય છે. આ કોકડાઇ ગયેલાં પાનમાં મોલો સલામત રહે છે અને તેના નાશ માટે વાપરવામાં આવતી દવા તેની ઉપર બરાબર લાગતી નથી. તેના શરીરમાંથી પણ ગળપણવાળો પદાર્થ નીકળે છે, એટલે કીડીઓ, મંકોડા વગેરે ત્યાં ફરતાં જોવામાં આવે છે. આ ગળપણવાળા પદાર્થને લીધે પણ છોડ ઉપર એક જાતની કાળી ફૂગ પેદા થાય છે. મોલો તીડિયાંથી પણ નાની હોય છે. વરસના મોટા ભાગમાં તે પાંખ વગરની હોય છે. અને આ પાંખ વગરની મોલો માદાઓ જ હોય છે. તેમને પ્રજનન માટે નરની જરૂર પડતી નથી. એ ઈંડાંને બદલે બચ્ચાંને જન્મ આપે છે, વળી તે રસ ચૂસતાં ચૂસતાં બચ્ચાંને જન્મ આપે છે. અને જન્મેલાં બચ્ચાં તરત જ તેની આજુબાજુ ગોઠવાઈ જઈ રસ ચૂસવાનુ શરૂ કરે છે. આથી પાન ઉપર મોલોની સંખ્યા વધતી જાય છે. અને સંખ્યા વધતાં તે ચાલીને બીજા પાન ઉપર અથવા છોડ ઉપર જાય છે. એ રીતે આ જીવાત ધીમે ધીમે પ્રસરી જાય છે. કેટલીક માદાઓને પાછળથી પાંખો આવે છે એટલે તે ઊડીને બીજા પાકમાં ફેલાઈ જાય છે.

કુદરતી રીતે મોલો ખાઈને જીવનાર ઘણા કીટકો છે, તે મોલોની જોરથી ફેલાતી વસ્તીને અટકાવી દે છે. મોલોના નાશ માટે એવાં ઝેર વાપરવાં જોઈએ કે જે મોલોને ખાઈને જીવતા કીટકોને નુકસાન કર્યા સિવાય મોલોનો નાશ કરે આવી કાળજી લેવામાં ન આવે તો શરૂઆતમા તો મોલો ઓછી થઈ જાય, પરંતુ તેમની ઉપર જીવતા કીટકોનો પણ નાશ થવાથી પાછળથી મોલો ખૂબ વધી જવાની શક્યતા છે. ઉપદ્રવની શરૂઆતથી જ તેની ઉપર તકેદારી રાખવી જોઈએ નાના વિસ્તારમાં એ લાગે કે તરત જ સડેલા પાનનો નાશ કરવો જોઈએ અથવા દવા છાંટવી જોઈએ ઉપદ્રવ વધુ ફેલાઈ ગયા પછી એ કામ વધુ મુશ્કેલ બને છે. તેના નાશ માટે નિકોટીન સલ્ફેટ અથવા તમાકુનો ઉકાળો છાંટવો જોઈએ.



(૬) મોલો

**થ્રિપ્સ : (Thrips)** : (જુઓ ચિત્ર ૭) આ કીટકને પાકની જૂ તરીકે પણ કેટલાક ઓળખે છે. તે મોલોથી પણ બારીક હોય છે અને દૃગ્કાચની મદદ વિના તેને જોવામા મુશ્કેલી પડે છે. તે ઘણા પાકોને નુકસાન કરે છે. થોડાવત્તા પ્રમાણમાં તે દરેક પાક ઉપરથી મળી આવે છે. ડુંગળી, વરિયાળી, કૅબેજ, કૉલીફ્લાવર, કપાસ વગેરે પાકોને તે ખૂબ જ નુકસાન કરે છે. તેના મોના ભાગ રસ ચૂસી શકે તેવા હોય છે. એ વડે તે



(૭) अ શકરિયાનું ફૂદુ, ब થ્રિપ્સ क. રાઇની માખી

પાનની સપાટી ઉપર બારીક કાણા પડી દે છે અને તેમાંથી જે રસ ઝમે છે તેને ચુસી લે છે આને લાધે સપાટી ઉપરનુ પાનનું પડ તેટના ભાગમા મરી જઈ સફેદ થઈ જાય છે આ જીવાતના નાશ માટે ૨ ટકા ડી ડી ટી નુ પ્રવાહી મિશ્રણ છાટવુ જોઈએ. ઉપદ્રવ વધારે હોય તો ૧ ભાગ નિકેટીન સલ્ફેટ ૫૦૦ ભાગ પાણીમાં મેળવી થોડો ધોવાનો સબુ મેળવી છાટવુ

**ફળ કોરી ખાનાર ઇયળો** આ પ્રકારના પુખ્ત વયના કીટકોની માદાઓ ફળ, ફૂલ, પાન અથવા છોડના બીજા કોઈ ભાગ ઉપર ઈંડાં મૂકે છે ઈંડા સેવાતા નાની ઇયળો નીકળીને ફળમાં પેસી જાય છે આમાંની કેટલીક ઇયળો જો તે વખતે ફળ ન થયાં હોય તો પાન પણ ખાય છે આ કીટકો પૈકી જે ફળમા ઈંડાં નથી મૂકતા તેમના નાશ માટે ઈંડા મૂકવાના સમયની ખાતરી કરીને અથવા તો ફૂલ બેસવાના થાય ત્યાંરથી જ દર પદર દિવસના અતરે ૨ ટકા પાણીમિશ્રિત ડી ડી ટી છાંટવામાં આવે તો ઉપદ્રવ ઓછો લાગે છે એક વખત ઇયળ ફળમા પેસી ગયા પછી તેમનો નાશ કરવાનુ કામ મુશ્કેલ છે ઇયળ લાગેલા ફળ વીણી નાખીને તેમનો નાશ કરવાથી જીવાતનો ઉપદ્રવ આગળ ફેલાતો અટકાવી શકાય છે ફળમાખી આ કીટકો પૈકી એક છે તેની માદા ફળમા નાના સફેદ જથાબધ ઈંડા મૂકે છે એમાથી ઇયળ નીકળીને ફળ કોરી ખાવાનુ શરૂ કરે છે, ફળમા ટૂવા પડી જાય છે અને કેટનાક કોહવાઇને ખરી પડે છે અથવા ઇયળો મોટી થઈ જાય તો જમીન ઉપર પડી જઈ તેમા કોશેટા બનાવે છે મોટા ભાગના વેલાવાળા શાકભાજી, કેટલાક ફળો વગેરેને આનો ઉપદ્રવ ખૂબ થાય છે આને કબુમા લેવા માટે ટૂવાવાળા ફળો વીણી લઈ તેમનો નાશ કરવો જોઈએ અને પાકમાં દર અઠવાડિયે ટાર્ટર

ઇમેટિક, લેડ આર્સેનેટ અથવા વાસ વગરનું ગેમેક્ષીન ગોળવાળા પાણીમાં મેળવીને છૂટું છૂટું છાંટવું જોઈએ. પુખ્ત વયની ફળ–માખીઓ ગોળથી આકર્ષાઈ આને ખાઈને મરી જશે, એટલે ઉપદ્રવ આપોઆપ ઓછો થઈ જશે.

## ૨ જુદા જુદા પાકોને નુકસાન કરનારા કીટકો

**(અ) અનાજ વર્ગના પાકને લગતા : જુવાર અને મકાઈ :** આ પાકોમાં (આર્મીવર્મ) ઊભરાતી ઇયળો પડે છે. (જુઓ ચિત્ર ૮). આ એક ફૂદીની ઇયળ છે અને તે મોટી સંખ્યામાં દેખાય છે. એક ખેતર પૂરું કર્યા પછી બીજા ખેતરમાં તે આગળ વધે છે. આ ઇયળો પાકનાં પાન ખાઈ જાય છે, એટલે પાક ઠૂંઠાં જેવો થઈ જાય છે. આ કીટકોને લઈને ઘણીવાર પાક બિલકુલ ઊતરતો નથી. એમના નાશ માટે કોઈ પણ જાતનાં પેટનાં ઝેર છાંટવાં. ૫ ટકા ગેમેક્ષીનનો ભૂકો પાક ઉપર છાંટવાથી તે નાશ પામે છે. આ ઇયળો જેને લાગી હોય તેવા પાકની આજુબાજુ ખાઈ ખોદવી અને તેમાં ગેમેક્ષીનનો ભૂકો છાંટવો, જેથી ઇયળો બીજા ખેતર તરફ આગળ વધતાં તેમાં પડી જઈ ગેમેક્ષીનને લઈને મરી જશે



(૮) ઊભરાતી ઇયળની ફૂદી

આ સિવાય જુવારમાં તીતીઘોડા, ગાભમારાની ઇયળ, મોલો વગેરેને લઈને પણ સારા પ્રમાણમાં નુકસાન થાય છે.

**ડાંગર :** ડાંગરમાં બેત્રણ જાતની ઇયળો દેખાય છે. આ બધી ઇયળોના નાશ માટે પાકમાં પેટનાં ઝેરનો ઉપયોગ કરવો જોઈએ, અથવા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ પાક ઉપર છાંટવું જોઈએ. તે ઉપરાન્ત ડાંગરમાં ચૂસિયાં, તીડિયાં વગેરેને લઈને પણ ઘણી વખત ખૂબ જ નુકસાન થાય છે. આવા કીટકોના નાશ માટે ૦·૨ ટકા ડી. ડી. ટી. નું પ્રવાહી મિશ્રણ છાંટવું જોઇએ. ચૂસિયાં દૂધિયા દાણા તથા છોડમાંથી રસ ચૂસી લે છે, એટલે દાણા બરાબર જામતા નથી. આ ચૂસિયાં કદમાં મોટાં હોય છે અને બહુ ઊડતાં નથી. એટલે હાથજાળીથી પકડીને તેમનો સહેલાઈથી નાશ કરી શકાય છે. શેઢા, પાળી વગેરે સાફ રાખવાં જોઈએ અને પાકમાં ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ છાંટવું જોઈએ.

**શેરડી :** 'શેરડીની ગાભમારાની ઇયળ' : આ ઇયળો શેરડીના સાંઠા કોરી ખાય છે. આ ઇયળો બે જાતની થાય છે: એક શેરડીને નીચેના ભાગમાંથી કોરી ખાય છે, જ્યારે બીજી (ટૂંજડો) શેરડીને ટોચના ભાગમાંથી કોરી ખાય છે. આ ઇયળને લઈને શેરડી આગળ વધતી અટકી જાય છે અને છેલ્લી ગાંઠમાંથી બીજા પીલા ફૂટવા માંડે છે. આ ઇયળને લઈને શેરડીનો ઉતાર ખૂબ ઘટી જાય છે, કેમકે શેરડી બરાબર લાંબી થતી નથી. આ કીટકોનાં ઈંડાં ઉપર ટ્રાઈકોગ્રામા માઇન્યુટમ નામની ભમરી પોતાનું જીવન ગુજારે છે, એટલે આવી ભમરી દર એકરે એક લાખ પ્રમાણે (દર ૧૫ દિવસે ૩૩૦૦૦થી ૩૪૦૦૦) પાકમાં છૂટી મૂકવાથી તે આ કીટકનાં ઈંડાં શોધી તેમનો નાશ કરે છે. આવી ઇયળો જેમને લાગી હોય તેવા છોડ શોધી કાઢી તેમનો નાશ કરવો જોઈએ. શેરડી નાની હોય ત્યારે બે વખત માટી ચઢાવવી (Earthing up) જોઈએ.

**શેરડીનું ફુદફુદિયું (પાયરીલા) :** (જુઓ ચિત્ર ૯): આ મધિયાના વર્ગનો એક કીટક છે, તે પણ શેરડીમાં થાય છે. તેનાં બચ્ચાં તથા પુખ્ત વયના કીટક પાનમાંથી રસ ચૂસીને પાકને ખૂબ જ નુકસાન કરે છે. તેનાં બચ્ચાંને પેટુને છેડે બે પૂંછડાં હોય છે. પુખ્ત વયના કીટકને ચાર પાંખો હોય છે અને પેટુને છેડે પૂંછડા જેવું કંઇ હોતું નથી. વળી તે બચ્ચાં કરતાં ખૂબ જ જુદા આકારનું હોય છે. આ જીવાતને લઈને શેરડીનો પાક ઓછો ઊતરે છે અને વધુમાં તેમાંથી ખાંડનું પ્રમાણ ખૂબ ઘટી જાય છે. જીવાત વાકરી અથવા સુકાઈ ગયેલાં પાનની નીચેની બાજુએ ઈંડાં મૂકે છે, એટલે ઊભા પાકમાંથી વાકરી વીણાવી લઈ તેનો નાશ કરવાથી ઈંડાં નાશ પામે છે. ૦·૨૫ ટકા ડી



(૯) ફુદફુદિયાની ત્રણ અવસ્થા

ડી. ટી. અથવા ૦.૨૫ ટકા ગેમેક્ષીનના પ્રવાહી મિશ્રણને પાકમાં છાંટવાથી પણ આ જીવાત નાશ પામે છે. દર એકરે ૫ ટકા ગેમેક્ષીન પાઉડર ૪૦–૫૦ રતલના હિસાબે છાંટવો. પરંતુ પાક મોટો હોવાથી છાંટવાનું કામ સહેજ મુશ્કેલ પડે છે. રાતના વખતે પાકમાં ગેમેક્ષીન ધૂમ્રજનક સળગાવવાથી આ જીવાત મરી જાય છે. બજારમાં તેની તૈયાર ગોટીઓ મળે છે.

**શેરડીની ધોળી મશી** : (જુઓ ચિત્ર ૧૦) : આ જીવાતનો પુખ્ત વયનો કીટક કદમાં નાનો અને રંગે ભૂખરો હોય છે



(૧૦) શેરડીની ધોળી મશી

માદા પાનની નીચેની બાજુએ હરોળમાં ઈંડાં મૂકે છે. આમાંથી બચ્ચાં નીકળીને શેરડીના પાન ઉપર ફેલાઈ જાય છે. ત્યાર બાદ તે પાનમાંથી રસ ચૂસવાનું શરૂ કરે છે અને એક જ જગાએ રહીને રસ ચૂસ્યા કરે છે. બચ્ચાંનો રંગ સફેદ હોય છે. લીંબુમાં પણ આવી જ જાતની મશી થાય છે. બચ્ચાં તથા ઈંડાં પાનની નીચેની બાજુએ હોય છે, એટલે તેમનો નાશ કરવા માટે દવાઓ પાનની નીચેની બાજુએ છંટાય તેની કાળજી લેવી જોઈએ. બચ્ચાંના નાશ માટે કેરોસીન–પાણીનું મિશ્રણ અથવા .૨ ટકા પાણીમિશ્રિત ગેમેક્ષીન છાંટવું જોઈએ. ઉપદ્રવની શરૂઆત થાય ત્યારથી જ છાંટવાની શરૂઆત કરવી જોઈએ. પાંખોવાળી મશી ઈંડાં મૂકતી દેખાય કે તરત જ ગેમેક્ષીન છાંટી દેવું જોઈએ, જેથી તેમનો નાશ થાય, અને પાન ઉપર બચ્ચાં જામી જાય ત્યાર બાદ કેરોસીન–પાણીનું મિશ્રણ છાંટવાથી ફાયદો થાય છે. દવા છાંટવાનું દર પંદર દિવસે નિયમિત ચાલુ રાખવું જોઈએ. શરૂઆતમાં ઈંડાં મૂકેલાં પાન કાપી લઈ નાશ કરવામાં આવે તો પણ ઉપદ્રવ વધતો નથી.

આ સિવાય શેરડીમાં ગાંઠા આગળ રસ ચૂસતો શેરડીનો ચીટકો અથવા દેવી (મીલી બગ્ઝ Mealy Bugs) નામની પણ એક જાતની જીવાત થાય છે. તે સાંઠા ઉપરની પાનની ભૂંગળી નીચે ભરાઈ રહે છે. પાયરીલાના નાશ માટે પાકમાંથી વાકરી ભેગી કરતાં આ મીલી બગ્ઝનો પણ નાશ થાય છે. આ સિવાય શેરડી તથા ડાંગરમાં તીતીઘોડાને લઈને પણ કોઈ કોઈ વાર સારા પ્રમાણમાં નુકસાન થાય છે. તેને કાબૂમાં લેવાના ઉપચારો ઉપર આપેલા છે.

**બાજરી : કાંસિયાં** : (જુઓ ચિત્ર ૧૧) : આ ઢાલપક્ષી કીટકની ઇયળ જમીનમાં થાય છે અને તીતીઘોડાનાં ઈંડાંનો નાશ કરે છે. કાંસિયાં ચૂલ (બાજરી વગેરેનાં કણસલા ઉપર થતી નાનાં ફૂલોની રુવાંટી) બેસે ત્યારે બાજરીનાં ડૂંડાં ઉપર જોવા મળે છે અને તે ચૂલ ખાઈ જાય છે. આમ થવાથી ડૂંડાં બરાબર ભરાતાં નથી અને ઉતાર ઘટી જાય છે. કાંસિયાં શરીરની ચામડીને ઘસાતાં ફોલ્લા પડી જાય છે. તેમના નાશ માટે તેમને કેરોસીનવાળા પાણીમાં ખંખેરી લેવાં જોઈએ. તેમની ઉપર દવા છાંટવાનું કામ મુશ્કેલ છે. પ્રકાશપીંજરાં મૂકવાથી પણ તેમનો નાશ કરી શકાય છે. આ કીટકની બચ્ચા અવસ્થા ઉપયોગી છે, કારણ કે તે જમીનમાં મૂકેલાં તીતીઘોડા (તીડ)નાં ઈંડાં ખાઈ જાય છે.



(૧૧) બાજરીનું કાંસિયું

બીજા અનાજવર્ગના પાકો, જેવા કે બાવટો, કોદરા વગેરેમાં ખાસ પ્રકારની જીવાત લાગતી નથી.

(આ) **રેસાવાળા પાકોને લગતા : કપાસ : જીંડવાં કોરી ખાનારી ટપકાંવાળી ઇયળ** : (જુઓ ચિત્ર ૧૨) : કપાસના પાકને આ ઇયળને લઈને ખૂબ જ નુકસાન થાય છે. કપાસ સિવાય ભીંડા, કાંસકી, હોલીહૉક્સ વગેરે ઉપર પણ તે ગુજરાન ચલાવે છે. ભીંડામાં પણ આ ઇયળને લઈને ખૂબ જ નુકસાન થાય છે. પાક નાનો હોય ત્યારે તે કપાસ અથવા ભીંડાની કુમળી ડાળીઓ કોરી ખાય છે. આના પરિણામે છોડની વૃદ્ધિ અટકી જાય છે. જીંડવાં બેસે ત્યારે આ ઇયળ જીંડવા કોરી ખાવાનું શરૂ કરે છે. ફૂલનું નાનું જીંડવું થાય ત્યારથી જ તે નુકસાન કરવાની શરૂઆત કરે છે. એટલે ફૂલ ઊઘડના પહેલાં જ તેને એણે કોરી ખાધું હોય



(૧૨) જીંડવાં કોરી ખાનાર ટપકાંવાળી ઇયળ

છે આને લીધે ફૂલ ચીમળાઈને ખરી પડે છે. આ ઇયળનો રંગ કાળાશ પડતો હોય છે અને એના શરીર ઉપર સફેદ ટપકાં હોય છે. આવી જ બીજી ગુલાબી રંગની એક ઇયળ કપાસનાં જીંડવાંમા- લાગે છે. પરંતુ તે પાન ખાતી નથી, ફક્ત જીંડવા જ કોરી ખાય છે. આ ઇયળનો ઉપદ્રવ બી મારફતે ફેલાય છે, એટલે જીવાત ન હોય તેવા કપાસિયા બી માટે વાપરવા. કપાસિયાને જીવાતથી મુક્ત કરવા માટે સૂર્યના ખેત્રણુ તાપ આપવા અથવા કાર્બન ડાઈસલ્ફાઈડનો ઉપયોગ કરવો. ટપકાંવાળી ઇયળના નાશ માટે પાક ઊતરી રહ્યા પછી કરાંઠીઓ ખેતરમાં ન રહેવા દેતાં તરત જ ખોદી નાખવી જોઇએ અને તે વખતે ભીંડા, કાસકી તથા હૉલીહૉક્સ વગેરે છોડનો પણ નાશ કરવો જોઇએ. આમ કરવાથી જીવાતનું પ્રજનન અટકી જાય છે. બધા જ ખેડૂતો આવી કાળજી લે તો જીવાત આપોઆપ ઓછી થઈ જાય. ઉપદ્રવની શરૂઆત ડાળીઓ ઉપર થાય છે, એટલે શરૂઆતમાં જીવાત લાગેલી ડાળીઓ તોડી નાખી તેમાંથી ઇયળોનો નાશ કરવો જોઈએ. ઇયળ લાગેલાં ફૂલ વીણી લઇ તેમનો નાશ કરવો જોઈએ. ૫ ટકા ડી. ડી. ટી. તથા ગંધકનો ભૂકો સરખા પ્રમાણમાં મેળવીને પાક ઉપર છાંટવાથી જીંડવાં કોરી ખાનાર ઇયળ, તીડિયા, તથા પાન વાળી ખાનાર ઇયળ વગેરેનો નાશ થાય છે દેશી કપાસમાં આ જીવાતનો ઉપદ્રવ ઓછો થાય છે. પરંતુ હમણાં શોધાએલા લાંબા તારવાળા કપાસમાં જીવાતોનો ઉપદ્રવ ખૂબ થાય છે. એટલે આવા કપાસનુ વાવેતર કરતા પહેલાં જીવાતના નાશ માટે યોગ્ય દવાઓ અને યંત્રો વસાવી લેવાં જોઈએ.

**કપાસનાં પાન વાળી ખાનાર ઇયળ :** નવા શોધાએલા કપાસમાં આ ઇયળને લઈને ખૂબ જ નુકસાન થાય છે. તે કપાસના પાનને પિપૂડી જેવું બનાવી દે છે, અને તેમાં ભરાઈ રહી પાનને કાપી ખાય છે ભીંડામાં પણ આ ઇયળ તે પ્રમાણે જ નુકસાન કરે છે. પરંતુ ભીંડામાં તેનો ઉપદ્રવ ઓછા પ્રમાણમાં થાય છે. આ ઇયળના ઉપદ્રવથી બચવા ભીંડા તેમજ કપાસમાંથી વળી ગયેલાં પાન વીણી લઈ તેમનો ઇયળો સાથે નાશ કરવો જોઈએ. ગંધક અને ૫ ટકા ડી. ડી. ટી. સરખા પ્રમાણમાં મેળવી પાકમાં છાંટવાથી પણ સારો ફાયદો થાય છે. શરૂઆતમાં ઇયળ ભીંડા ઉપર જીવન ગુજારે છે, એટલે એ વખતે ભીંડામાંથી તેવાં પાન વીણી નાખી તેમનો નાશ કરવામાં આવે તો કપાસમાં તેનો ઉપદ્રવ ઓછો થાય છે.

**કપાસનું થડ કોરી ખાનાર લાલપક્ષી કીટક :** આ કીટકની ઇયળ કપાસની કરાંઠીમાં ભરાઈ રહે છે અને છાલની નીચે રહીને થડ કોરી ખાય છે. તેને લઈને થડ ઉપર ગાંઠ પડી જાય છે. ઇયળ કોશેટો પણ થડમાં જ બનાવે છે. માદા કીટક છાલની નીચે ઈંડાં મૂકે છે તેમાંથી ઇયળ નીકળીને ત્યાં જ ખાવાનુ શરૂ કરે છે. ચરોતર પ્રદેશમાં આ જીવાતને લઈને ખાસ નુકસાન થતું નથી. તેના નાશ માટે પાક ઊતરી રહ્યા પછી કરાંઠીઓ ખોદી કાઢવી અને એવા ગાંઠાવાળા છોડનો નાશ કરવો.

આ સિવાય કપાસમાં જીંડવાં બેસે ત્યારે લાલ ચૂસિયાં મોટા પ્રમાણમાં નુકસાન કરતાં માલૂમ પડે છે. બચ્ચાં તથા પુખ્ત વયના કીટકો પોતાની સૂંઢ જીંડવાંમાં નાખી દઈ તેમાંથી રસ ચૂસી લે છે. પરિણામે જીંડવાં બરાબર જામતાં નથી. આ સિવાય ભૂખરાં ચૂસિયાં પણ થાય છે. તે ખૂબ નાનાં હોય છે. આને લઈને પાકને ખાસ નુકસાન થતું નથી. તે ઊઘડી ગયેલાં કાલાંમાં ભરાઈ રહે છે. એટલે એવાં કાલાં વિણાવી લેવાં જોઈએ. લાલ ચૂસિયાં કદમાં મોટાં હોય છે, એટલે તેમને હાથે પકડવાનું અથવા કેરોસીનવાળા પાણીમાં ખંખેરી લેવાનું સહેલું પડે છે. બચ્ચાં પણ જથ્થાબંધ રહે છે, ત્યાં તેમની ઉપર કોઈ જાતનું સ્પર્શઘ્ન ઝેર છાંટીને અથવા કેરોસીનવાળા પાણીમાં ખંખેરી લઈને તેમનો સહેલાઈથી નાશ કરી શકાય છે. કપાસમાં મેલો તથા થ્રિપ્સને લઈને પણ ખૂબ જ નુકસાન થાય છે, તેમના નાશ માટે અગાઉ બતાવ્યા પ્રમાણે ઉપચારો કરવા જોઈએ.

**શણ :** શણનાં પાન ખાનારી ઇયળ : (ચિત્ર ૧૦) આ ઇયળ શણનાં પાન ખાઈને ખૂબ જ નુકસાન કરે છે. ઉપદ્રવ વધુ થાય

ત્યારે ફક્ત પાકનાં ઠૂંઠાં જ બાકી રહે છે. ઇયળના નાશ માટે કોઈ પણ જાતનું પેટનું ઝેર વાપરી શકાય છે. આ સિવાય શણનાં પાન ખાનાર નાની ઢાલપક્ષી જાત પણ શણનાં પાનમાં કાણાં પાડી દે છે. આ કીટકનો પણ ઉપરનો ઉપચાર કરવાથી નાશ થાય છે.

(૬) **કઠોળના પાકોને લગતા : તુવેરનાં ચૂસિયાં** : આ ચૂસિયાં વાલની શિંગોમાંથી પણ રસ ચૂસીને નુકસાન કરે છે. આને લઈને દાણા નબળા પડી જાય છે. આ ચૂસિયાંની માદા શિંગો ઉપર જથાબંધ બદામી રંગનાં ઈંડાં મૂકે છે. આવી ઈંડાંવાળી શિંગો વિણાવી લઈ તે ઉપરથી ઈંડાંનો નાશ કરવો જોઈએ. આ ચૂસિયાં કદમાં મોટાં હોય છે. એટલે હાથે વીણીને તેમનો સહેલાઈથી નાશ કરી શકાય છે. બચ્ચાં શિંગો ઉપર જથાબંધ રહે છે, એટલે એવી બચ્ચાંવાળી શિંગો વિણાવી લઈ તેમનો નાશ કરવો જોઈએ.

**તુવેરની શિંગ કોરી ખાનાર ઇયળ** : (જુઓ ચિત્ર ૧૩): આ ઇયળ શિંગો કોરી નાખી તેમાંથી દાણા ખાઈ જાય છે. આવી સડેલી શિંગો સહેલાઈથી ઓળખાઈ આવે છે. એટલે તેમને હાથે વીણી લઈ તેમનો નાશ કરવો જોઈએ. તુવેરનો પાક તૈયાર થાય એટલે તેને થડમાંથી કાપી નાખવો જોઈએ. ઠૂંઠાં ફરીથી ફૂટી તેના ઉપર પ્રજનન ચાલુ ન રહે તે માટે તે પણ ખોદી કાઢવાં જોઈએ.

ચણાનાં પોપટાં કોરી ખાનાર ઇયળ પણ ઉપર પ્રમાણે જ નુકસાન કરે છે, એટલે તેને પણ કાબૂમાં લેવા માટે ઉપરના ઉપચારો કરવા જોઈએ. ઉપદ્રવ વધુ થાય ત્યારે ૫ ટકા ડી. ડી. ટી. નો છંટકાવ કરવાથી ઉપદ્રવ કાબૂમાં આવી જાય છે.



(૧૩) તુવેરશિંગ કોરી ખાનાર ઇયળ

(૬) **તેલીબિયાંના પાકોને લગતા : તલનાં પાન ખાનાર ઇયળ** : (જુઓ ચિત્ર ૧૪): આ ઇયળ ૨–૨॥ ઇંચ લાંબી હોય છે અને તલનાં પાન ખાઈ જાય છે. સામાન્ય રીતે આને લઈને ખાસ નુકસાન થતું નથી, પરંતુ ઉપદ્રવ વધુ હોય ત્યારે હાથે વીણી લઈ સહેલાઈથી તેમનો નાશ કરી શકાય છે.

**દિવેલાનાં પાન ખાનાર ઘોડિયા ઇયળ** : દિવેલાના પાકને આ ઇયળને લીધે ખૂબ જ નુકસાન થાય છે. તે પાન ખાઇ જાય છે ઉપદ્રવ વધુ થાય ત્યારે પાનની નસો જ બાકી રહે છે અને ખેતરમાં પાકનાં ઝાંખરાં જ દેખાય છે. આમ પાનનો નાશ થવાથી છોડનો ઉતાર ઘટી જાય છે અને ઘણી વખત છોડ મરી પણ જાય છે. આ ઇયળ ચાલતી વખતે ઘોડો થઈને ચાલે છે, એટલે એને ઘોડિયા ઇયળ કહેવામાં આવે છે. એને કાબૂમાં લેવા માટે ઉપદ્રવની શરૂઆતથી જ ખેતરમાં ફરતા ફરતા જે ઇયળો હાથ લાગે તેમનો નાશ કરવો જોઈએ. ઇયળો લાંબી હોય છે અને સહેલાઈથી દેખાઈ આવે છે. એટલે તેમને પકડી નાશ કરવાનું સહેલું પડે છે. ઉપદ્રવ ખૂબ થયો હોય તો પાકમાં લેડ આર્સેનેટ અથવા ૧૦ ટકા ગેમેક્ષીનનો ભૂકો છાંટવો જોઈએ.

**દિવેલીઓ કોરી ખાનાર ઇયળ** : આ ઇયળ ઘોડમાંથી ડોડવાં કોરી ખાય છે. ઘોડની નીચેના ભાગમાં જ્યાં નર ફૂલ હોય છે ત્યાં જાળું બનાવી આ ઇયળ ભરાઇ રહે છે અને ત્યાંથી ડોડવાં ઉપર જઈ તેને કોરી ખાય છે. આમ ડોડવા ખવાઈ જતાં ઉતાર ઓછો આવે છે. ઉપદ્રવ દેખાય ત્યારે ઘોડની નીચેના નર ફૂલના ભાગમાંથી ઇયળોનાં જાળાં વીણી લઇ તેમનો નાશ કરવો જોઈએ. દિવેલાના છોડ પાક ઊતરી રહ્યા પછી ખોદી કાઢવા જોઈએ, જેથી તેમનું પ્રજનન ચાલુ રહે નહિ.

**મગફળી** : મગફળીના પાકને મોલો અને ઉધેઈને લીધે ખૂબ જ નુકસાન થાય છે. તે માટેની માહિતી અગાઉ આપવામાં આવી છે, તે પ્રમાણે ઉપાયો કરવા. તે સિવાય ચુસિયું પણ મગફળીના સીંગદાણાને નુકસાન કરે છે. તેનો હાથે વીણીને સહેલાઈથી નાશ કરી શકાય છે. ઉપદ્રવ ખૂબ થાય ત્યારે સ્પર્શઘ્ન ઝેરનો ઉપયોગ કરવો જોઈએ.

**(ઉ) પરચૂરણ પાકોને લગતા : તમાકુ** : ચરોતરમાં આ અગત્યનો પાક છે. તમાકુમાં નિકોટીન નામનું ઝેરી તત્ત્વ હોવા છતાં સંખ્યાબંધ કીટકો તેને ખાઈને જીવન ચલાવે છે. આ જીવાતો પૈકી તમાકુનાં થડ કાપી ખાનાર ઇયળ, પાન ખાનાર ઇયળ, થડ કોરી ખાનાર ઇયળ, ખપેડી, નાની હાલપક્ષી જીવાતો, થ્રિપ્સ વગેરે મુખ્ય છે. આ જીવાતોને લઈને પાકને ધરુવાડિયામાં તથા ફેર રોપણી થયા બાદ ખેતરમાં થોડો સમય સુધી ખૂબ જ નુકસાન થાય છે.




(૧૪) તલનાં પાન ખાનાર ઇયળનું ફૂદું

**તમાકુનાં થડ કાપી ખાનાર ઇયળ :** આ ઇયળનો ઉપદ્રવ ધરુવાડિયામાં થાય ત્યાં સુધી ખાસ નુકસાન જણાતું નથી. પરંતુ ફેર રોપણી બાદ જ્યારે ઉપદ્રવ થાય છે ત્યારે તેને લઈને ખૂબ જ નુકસાન થાય છે. રોપાયેલા ખેતરમાંથી એક છોડનો નાશ થાય તો ૯ ચોરસ ફૂટ જેટલી જગ્યા ખાલી પડી જાય છે. આ ઇયળ દિવસે જમીનમાં સંતાઈ રહે છે અને રાતના વખતે બહાર નીકળી છોડને થડ આગળથી કાપી તેને ખાવા માંડે છે. આવી જ જાતની ઇયળો બટાટા, મરચી વગેરેને પણ લાગે છે. એમના નાશ માટે તમાકુમાં રોપણી પછીની માવજત કરતી વખતે છોડની આજુબાજુની જમીનમાં સંતાઈ રહેલી ઇયળ શોધી કાઢી તેનો નાશ કરવો જોઈએ. પેરિસ ગ્રીનથી બનાવેલી પોઈઝન બેઈટ સાંજના વખતે છોડની આજુબાજુ વેરવી. આને લઈને ઇયળ છોડને ખાતા પહેલાં પોઈઝન બેઈટ ખાઈને મરી જશે.

**તમાકુનાં પાન ખાનારી ઇયળ :** આ ઇયળ ધરુવાડિયામાં તમાકુના છોડને તેનાં પાન ખાઈને નુકસાન કરે છે. સામાન્ય રીતે આ ઇયળથી થતાં નુકસાનનું પ્રમાણ ઘણું ઓછું છે. ધરુવાડિયામાં ઘાસ, કચરો સાફ કરતાં ઇયળો વીણી નાખી તેનો નાશ કરવો જોઈએ. ઉપદ્રવ વધુ થાય ત્યારે ૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી મિશ્રણ અથવા ટોકઝેફીનનો ભૂકો છાંટવાથી ઉપદ્રવ કાબૂમાં આવી જાય છે.

**થડ કોરી ખાનાર ઇયળ :** તમાકુના પાકને આ જીવાતને લઈને સારા પ્રમાણમાં નુકસાન થાય છે. આ ઇયળો ૩-૮ ઈંચ જેટલી લાંબી થાય છે. ઉપદ્રવની શરૂઆત ધરુવ[illegible] તેમજ ખેતરમાં થાય છે. માદા ફૂદી તમાકુનાં પાનમાં છૂટાં છૂટાં ઈંડાં મૂકે છે. ઈંડાં સેવાઈને ઇયળ નીકળે એટલે તે પાન કોરીને તેમાં પેસી જાય છે, ત્યાંથી તે પાનની નસ વાટે તમાકુના થડમાં ચાલી જાય છે અને ત્યાર બાદ ત્યાં ને ત્યાં જ રહીને થડ કોરી ખાય છે. આ રીતે થડને નુકસાન થવાથી ત્યાં ગાંઠ થાય છે અને છોડ આગળ વધતા અટકી જાય છે. ધીમે ધીમે બાજુમાંથી બીજા પીલા ફૂટવા માંડે છે. આમ ઇયળ લાગેલા છોડને શરૂઆતથી ગાંઠ થાય છે, તે નાના રહી જાય છે અને પાછળથી પીલા ફૂટવા માંડે છે. જીવાતનો ઉપદ્રવ મોટે ભાગે ધરુવાડિયામાંથી શરૂ થાય છે. કેટલાક છોડને તો ધરુવાડિયામાં જ ગાંઠ થઈ જાય છે. આવા છોડ ફેર રોપણી વખતે કાઢી નાખવા જોઈએ. પરંતુ કેટલાક છોડ ઉપર જીવાતનાં ઈંડાં હોય અથવા નાની ઇયળ લાગી હોય, ત્યાં ઉપદ્રવની શરૂઆત હોવાથી તેમનાં બાહ્ય લક્ષણો પૂરેપૂરાં દેખાતાં નથી. એવા છોડ ફેર રોપણી વખતે નહિ ઓળખાવાથી ખેતરમાં રોપાઈ જાય છે અને પાછળથી ઉપદ્રવ દેખાય છે. તે ઉપર માદા ફૂદી તમાકુ રોપાઈ ગયા બાદ પણ તેની ઉપર ઈંડાં મૂકીને ખેતરમાં પણ ઉપદ્રવ કરે છે. આવા ગાંઠાવાળા છોડની પેદાશ લગભગ બિલકુલ આવતી નથી. એટલે ઉપદ્રવ વધતો હોય ત્યારે ઉતાર ઘટી જાય છે. આના ઉપાય માટે ધરુવાડિયાના છોડ ૧॥-૨ ઇંચ ઊંચાઈના થાય ત્યારથી દર અઠવાડિયે પાકમાં ·૨ ટકા ડી. ડી. ટી. અથવા ટોકઝેફીનનો ભૂકો છાંટવામાં આવે તો ઈંડાંમાંથી ઇયળ નીકળીને પાનમાં પેસી જાય તે પહેલાં જ

તે મરી જાય, અથવા ત્યાર બાદ માત્ર ઈંડાં મૂકવા આવે ત્યારે નાશ પામે. ફેર રોપણી પછી ખેતરમાં આ કાર્ય ચાલુ રાખવાથી ખેતરમાં લાગતો ઉપદ્રવ ઓછો થઈ જાય છે. ધરુવાડિયામાં તથા ખેતરમાંથી આવા ગાંઠાવાળા છોડ તોડી નાખી તેમાંથી ઇયળનો નાશ કરવો જોઈએ, જેથી ઉપદ્રવ આગળ ફેલાતો અટકી જાય.

ખપેડી, ઢાલપક્ષી, જીવાતો વગેરે પણ ધરુવાડિયામાં તેમ જ ખેતરમાં પાન ખાઈને સારા પ્રમાણમાં નુકસાન કરે છે. એટલે તેમના નાશ માટે ૫ ટકા ડી. ડી. ટી. અથવા ટોકઝેરીનનો ભૂકો પાક ઉપર તેમજ જમીન ઉપર છાંટવો જોઇએ.

**વરિયાળી : થ્રિપ્સ :** (જુઓ ચિત્ર ૭ ब) વરિયાળીની ફેર રોપણી બાદ ખેતરમાં થ્રિપ્સ લાગે છે અને તેને લઈને ખૂબ જ નુકસાન થાય છે. તેમના નાશ માટે ઉપાયો કરવામાં ન આવે તો આખો ય પાક સુકાઈ જાય છે. આને લઈને પાન સુકાવા લાગે છે અને પાન ઉપર જીવાતની હધારનાં કાળાં અસંખ્ય ટપકાં દેખાય છે. આવી નિશાની દેખાય એટલે પાકમાં ·૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી છાંટવું જોઈએ. પંદર દિવસને અંતરે બે વખત છાંટવાથી ઉપદ્રવ કાબૂમાં આવી જાય છે.

**(ઊ) શાકભાજીના પાકોને લગતા : રીંગણીનાં પાન ખાનાર** ઢાલપક્ષી કીટક: (જુઓ ચિત્ર ૪ III) આ કીટક અર્ધ ગોળ પીળા બદામી રંગનો છે. તેના શરીર ઉપર ૧૨ અથવા ૨૮ કાળાં ટપકાં હોય છે. ઇયળો તેમજ પુખ્ત ઉંમરના કીટકો રીંગણી બટાટા, કારેલી વગેરે પાકોના પાન ખાઈને ખૂબ જ નુકસાન કરે છે. કારેલીના પાકને તો ખૂબ જ નુકસાન થાય છે. આ ઇયળો પીળા રંગની હોય છે, અને તેના શરીર ઉપર કાંટા-વાળા વાળ હોય છે, ઉપદ્રવ વધુ હોય છે ત્યારે પાન જાળી જેવાં થઈ જાય છે, એટલે છોડ નબળા પડી જાય છે, અને પરિણામે ઉતાર ખૂબ ઘટી જાય છે. આ ઉપદ્રવને કાબૂમાં લેવા ઇયળો તથા પુખ્ત ઉંમરના કીટકોનો નાશ કરવો જોઈએ. તે માટે ૫ ટકા ગેમેક્ષીન અથવા ટોકઝેરીનનો ઉપ-યોગ કરવો જોઈએ. ફળ બેસવા માંડે ત્યાર બાદ ઉપદ્રવ ચાલુ રહે તો પાયરેથ્રમનો ભૂકો છાંટવો જોઈએ. ખેતરમાં બીજાં કામ કરતી વખતે પાનની નીચેની બાજુએ શંકુ આકારનાં પીળા રંગનાં જથાબંધ ઈંડાં હોય છે. તે વીણી લઈ તેમનો નાશ કરવો જોઈએ અને સાથે સાથે ઇયળો તથા પુખ્ત ઉંમરના કીટકો પણ જેટલા હાથ લાગે તેટલાનો નાશ કરવો જોઈએ.

**રીંગણીનાં થડ અને ફળ કોરી ખાનાર ઇયળ :** આ ઇયળ પાકો નાના હોય છે ત્યારે રીંગણીનાં થડ તથા ડાળી કોરી ખાઈને નુકસાન કરે છે. આવી ઇયળ લાગેલી ડાળીઓ સુકાવા માંડે છે. પાછળથી જ્યારે રીંગણ બેસવાનું શરૂ થાય ત્યારે તે રીંગણ કોરી ખાવાનું શરૂ કરે છે. આ ઉપદ્રવને કાબૂમાં લેવા માટે જે ડાળીઓને ઇયળ લાગે તેમનો નાશ કરવો જોઈએ. ઇયળ લાગેલાં નાનાં ફૂલ તથા ફળ તોડી નાખી તેમનો નાશ કરવો જોઈએ.

**રીંગણીનાં પાન વાળી ખાનાર ઇયળ :** આ ઇયળ પીળા રંગની કાળાં ટપકાંવાળી હોય છે. તેના શરીર ઉપર લાંબા પાતળા વાળ હોય છે. તે રીંગણીના પાનને ધારેએથી સાંધી લઈ કોકડું બનાવી દે છે અને તેમાં ભરાઈ રહીને પાનને અંદરથી કાપી ખાય છે, એટલે એવાં પાન સુકાવા માંડે છે. આ ઇયળને લીધે ખાસ નુકસાન થતું નથી. છતાં તેના કાબૂ માટે એવાં વાળી નાખેલાં પાન વીણી લઈ તેમનો નાશ કરવો જોઈએ અથવા પાનમાંથી ઇયળ કાઢી લઈ તેનો નાશ કરવો જોઇએ.

**રીંગણીની લેસ બગ :** આ એક જાતનું ચૂસિયું છે. ઉનાળુ રીંગણીમાં આને લઈને ખૂબ નુકસાન થાય છે. એનાં બચ્ચાં તથા પુખ્ત કીટકો પાનમાં સૂંઢ નાખીને પાન-માંથી રસ ચૂસી લે છે. પરિણામે જે પાન ઉપર આ કીટકો હોય તે પીળાં થઈ જાય છે, અને છોડ આગળ વધતા અટકી જાય છે. આવાં પીળાં પાનની નીચેની બાજુએ ખૂબ બચ્ચાં તથા પુખ્ત કીટકો જોવા મળે છે. એમની હધારને લીધે આવાં પાન નીચેની બાજુએ કાળાં ટપકાં પડી જાય છે. આ ઉપદ્રવ છોડ નાના હોય છે ત્યારે ખૂબ થાય છે. પંદર દિવસને અંતરે બે વખત પાકમાં ·૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી મિશ્રણ છાંટવાથી આ જીવાત કાબૂમાં આવી જાય છે.

આ સિવાય રીંગણીમાં કાતરા જેવી લાંબા વાળવાળી ઇયળ લાગે છે. તે પાનમાં કાણાં પાડી દે છે. આના નાશ માટે ·૫ ટકા ડી. ડી. ટી.નો ભૂકો છાંટવો જોઈએ. તડતડિયાં પણ સારા પ્રમાણમાં નુકસાન કરે છે અને તેમના નાશ માટે ગંધક, ડી. ડી. ટી.નો ભૂકો છાંટવો જોઈએ. મોલોને લઈને કોઈ કોઈ વખત ખૂબ નુકસાન થાય છે. તેમના નાશ માટે નિકોટીન સલ્ફેટ છાંટવું જોઈએ.

**બટાટાનું ફૂદું :** આ ફૂદાની ઇયળ વખારમાં તેમજ ખેત-

રમાં બટાટાના પાકને ખૂબ જ નુકસાન કરે છે. આ ઇયળ બટાટા કોરી ખાય છે, એટલે બટાટા સડી જાય છે. ઇયળ અવસ્થા પૂરી થતાં આ કીટક બટાટા ઉપર અથવા તેની ગુણ ઉપર કોશેટો બનાવે છે. આનો ઉપદ્રવ વખારમાં ખૂબ થાય છે. ખેતરમાં ઉઘાડા રહી ગયેલા બટાટા ઉપર માદા ઈંડાં મૂકે છે, એટલે બટાટા ઉઘાડા રહેવા દેવા જોઈએ નહિ અને વારંવાર તેમના ઉપર માટી ચઢાવતા રહેવું જોઈએ. બટાટા વીણી લઈ ખેતરમાં ઢગલો કરવામાં આવે તો તેને નાડપત્રીથી ઢાંકી રાખવા જોઈએ. ઢગલો ખુલ્લો રાખવાથી માદા તેની ઉપર ઈંડાં મૂકી જાય છે અને પાછળથી બટાટા સડી જાય છે. બટાટા ખોદી લીધા પછી રહી ગયેલા, કપાઈ ગયેલા વગેરે બટાટા વિણાવી લઈ તેમનો નાશ કરવો જોઈએ, જેથી જીવાતનું પ્રજનન ચાલુ રહે નહિ વખારમાં બટાટા લઈ ગયા પછી તેમને સરખા પાથરી દઈ તેની ઉપર રેતીનો થર કરવો જોઈએ, જેથી ફૂદાંને ઈંડાં મૂકવાની જગ્યા ન મળે અને બટાટામાં ઇયળો હોય તો તેનાથી ફૂદી રૂપે બહાર ન નીકળી શકાય. આ રીતે રાખેલા બટાટામાંથી સડી ગયેલા બટાટા વારંવાર વીણી નાખી તેમનો નાશ કરવો જોઈએ. બટાટાની ગુણીઓ ભરેલી હોય તો તેની ઉપર ૫ ટકા ડી ડી. ટી. નો ભૂકો છાંટવો જોઈએ. આ સિવાય બટાટાનાં ગોદામ સારાં હોય તો વાયુરૂપી ઝેરનો ઉપયોગ કરવાથી પણ જીવાતનો નાશ થાય છે.

**બટાટાનાં થડ કાપી ખાનાર ઇયળ :** આ ઇયળ તમાકુનાં થડ કાપી ખાનાર ઇયળની માફક દિવસે જમીનમા સંતાઈ રહે છે અને રાતના બહાર આવી બટાટાની ડાળીઓ કાપી ખાય છે. આને લઈને પાક નબળો પડી જાય છે. આ ઉપદ્રવને કાબૂમાં લેવા માટે પેરિસગ્રીન વાપરીને બનાવેલી પોઇઝન બેઈટ સાંજના વખતે છોડની, આજુબાજુ વેરવી, દિવસે છોડની આજુબાજુની જમીનમાંથી ઇયળો શોધી કાઢી તેમનો નાશ કરવો.

આ સિવાય તડતડિયાં તથા મોલોને લીધે કોઈ કોઈ વખત ખૂબ નુકસાન થાય છે. આવા સંજોગોમાં તેમનો નાશ કરવા માટે અગાઉ બતાવ્યા પ્રમાણે ઉપચારો કરવા જોઈએ.

**શકરિયાંમાં પડના સૂંઢવાળા ઢાલપક્ષી કીટક :** આ કીટક રંગે રતાશ પડતા કાળા હોય છે. તેમની ઇયળ શકરિયાં કોરી ખાય છે, તેથી એ પાક સડી જાય છે. મોસમમાં આને લઈને ખૂબ જ ઉપદ્રવ થાય છે. માદા વેલામાં કાણું પાડી તેમાં ઈંડાં મૂકે છે, તેમાંથી જે મેદ નીકળે છે તે શકરિયાંને લાગે છે અને કોશેટો પણ તે શકરિયામાં જ બનાવે છે. આ ઉપદ્રવ લાગેલા શકરિયાંના વેલા રોપવાથી આ કીટકોનો ફેલાવો થાય છે. એટલે ઉપદ્રવવાળા ખેતરમાંથી વેલા બી તરીકે લેવા જોઈએ નહિ. પાક ખોદી લીધા પછી સૂકા વેલા ભેગા કરી બાળી મૂકવા અને જમીનમાં રહી ગયેલાં શકરિયાં પણ વિણાવી લઈ તેમનો ઉપયોગ કરી લેવો જોઈએ અથવા નાશ કરવો જોઈએ. અગાઉ શકરિયાંના ઊગેલા વેલા ખોદી નાખી તેમનો નાશ કરવો જોઈએ. વેલા રોપતા પહેલાં તેમને લેડ આર્સેનેટવાળા પાણીમા બોળવા જોઈએ

**શકરિયાંનું ફૂદું :** (જુઓ ચિત્ર ૭ગ) · આ ફૂદાની ઇયળ શકરિયાનાં પાન ખાઈ જાય છે. તલનાં પાન ખાનાર ઇયળની માફક આ પણ ૨–૨॥ ઇંચ લાંબી થાય છે એટલે હાથે વીણી નાખી સહેલાઈથી તેમનો નાશ કરી શકાય છે.

**વેલાવાળાં શાકભાજીના કીટકો :** દૂધી, કોળી, વગેરે ઉપર પડતા ઢાલપક્ષી કીટકો : આ કીટકો વેલાવાળાં શાકભાજીનાં પાન ખાઈ જાય છે. આનો મેદ જમીનમાં થાય છે. અને તે છોડનાં મૂળ ખાઈ જાય છે. આ કીટકો બે રંગના હોય છે : રાતા અને કાળા. આ કીટકોના નાશ માટે પાક ઉપર પેટનાં ઝેર છાંટવામાં આવે છે. ઉપદ્રવ વધુ હોય ત્યારે પાયરેથ્રમનો ભૂકો છાંટવાથી સારા પ્રમાણમાં ફાયદો થાય છે. તે ઉપરાંત હાથજાળીથી પકડીને પણ તેમનો નાશ કરી શકાય છે.

**ફળમાખી :** (જુઓ ચિત્ર ૧૫ ક) : વેલાવાળાં શાકભાજીમાં ફળમાખીને લઈને ખૂબ નુકસાન થાય છે. આના નાશ માટે અગાઉ બતાવ્યા પ્રમાણે નિયમિત ઉપચાર કરવા જોઈએ.

**પરવળ, ઘિસોડી વગેરેનાં પાન ખાનાર ઇયળ :** દૂધીને પણ આ ઇયળ લાગે છે. તે પાન ઉપરાંત ફળ પણ ખાઈ જાય છે. ફળ નાનાં હોય ત્યારે તે કોરીને તેમાં પેસી જાય છે અને અંદરથી આખું ફળ કોરી ખાય છે. બે પાન ચોંટાડી દઈ તેની વચ્ચે ભરાઈ રહી તે પાન પણ આ ઇયળ કાપી ખાય છે. એને લીધે ઘણી વખત સારા પ્રમાણમાં નુકસાન થાય છે. તેને કાબૂમાં લેવા માટે પાક ઉપર ગેમેક્સીનનુ પ્રવાહી મિશ્રણ છાંટવું જોઈએ.

આ સિવાય આ પાકોમાં મોલોને લઈને ખૂબ નુકસાન



(૧૫) અ. ફળમાખી, બ. મોસંબીનો રસ ચુસનાર કૂદી, ક. લિંબુનાં પાન ખાનાર હથારિયા ઇયળનું પતંગિયું, ડ. ઇયળ લાગેલું લીંબુનું પાન, કૂદું, ઇયળ અવસ્થા

થાય છે. એટલે તેના નાશ માટે નિકોટીન સલ્ફેટ અથવા તમાકુનો ઉકાળો વાપરવો જોઈએ.

**મૂળા, મોગરી, કેબેજ વગેરેને લાગતા કીટકો :** ડાયમન્ડ બેક મોથ : કેબેજ અને કોલીફ્લાવરની આ અગત્યની જીવાત છે. આ કૂદીની ઇયળો નાની હોય છે. તે પાનની નીચેની બાજુએ રહીને પાનને ખાઈ જાય છે. એ સિવાય આ પાકોમાં કેબેજના પતંગિયાની ઇયળ તથા કેબેજની ઘોડિયા ઇયળને લઈને પણ ખૂબ નુકસાન થાય છે. આ ઇયળો પણ કેબેજનાં પાન ખાઈ જાય છે. કેબેજના દડામાં હધાર કરે છે, એટલે એને લીધે કેબેજની કિંમત પણ ઓછી ઉપજે છે. આ બધી ઇયળોના નાશ માટે પાક નાનો હોય ત્યારે કોઇ પણ જાતનું પેટનું ઝેર છાંટવાથી ફાયદો થાય છે. પરંતુ પાક મોટો થયા પછી ઉપદ્રવ દેખાય તો તેમાં પાયરેથ્રમ છાંટવું જોઈએ.

મોલો પણ આ પાકોને ખૂબ જ નુકસાન કરે છે. એટલે એના નાશ માટે અગાઉ બતાવ્યા પ્રમાણે ઉપાયો કરવા.

**શાકભાજીનું ચૂસિયું :** આ ચૂસિયું મૂળા, મોગરી, કેબેજ, કોલીફ્લાવર, રાઈ વગેરેને ખૂબ નુકસાન કરે છે. બચ્ચાં તથા પુખ્ત કીટકો પાનમાંથી રસ ચૂસે છે અને તેને પરિણામે છોડ સુકાવા લાગે છે. ઘણીવાર આ ચૂસિયાં બહુ મોટી સંખ્યામાં નીકળી આવે છે ત્યારે પાક બિલકુલ ઊતરતો નથી. આના નાશ માટે હાથજાળીનો ઉપયોગ કરવો જોઈએ અથવા પાકમાં ડી. ડી. ટી નો ભૂકો છાંટવો જોઈએ

**રાઈની માખી :** (જુઓ ચિત્ર ૭ક): આ માખીની ઇયળ કાળા રંગની હોય છે. મૂળા, મોગરી વગેરેને આ ઇયળ ખૂબ નુકસાન કરે છે. તે પાનમાં મોટાં મોટાં કાણાં પાડી દે છે. વધુમાં આ પાક ઉપર એક જાતની નાની કાળી ઢાલપક્ષી જીવાત થાય છે. તે પણ પાનમાં નાનાં નાનાં કાણાં પાડીને પાન ખરાબ કરી નાખે છે. પાક ઉપર પાયરેથ્રમ અથવા ડી. ડી. ટી. નો ભૂકો છાંટવાથી આ બંનેનો નાશ કરી શકાય છે. ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનો ઉપયોગ કર્યા પછી શાકભાજી બરાબર સાફ કરીને જ બજારમાં વેચવા

માટે મોકલવાં જોઈએ લીલાં વપરાતાં શાકભાજીમાં ગેમેક્ષીનનો ઉપયોગ કરવાથી તેની ગંધ બેસી જાય છે, એટલે તેનો ઉપયોગ હિતાવહ નથી. આ બધું જોતાં ,શાકભાજીને લાગતી જીવાતોના નાશ માટે પાયરેથ્રમ અથવા તેની બીજી બનાવટો વાપરવી એ ઈચ્છવાજોગ છે.



**(૧૬) આંબાનો મધિયો**

**(એ) ફળફળાદિના પાકોને લગતા : આંબાનો મધિયો :** (જુઓ ચિત્ર ૧૬ ): આંબાના પાકને નુકસાન કરતી આ અગત્યની જીવાત છે. શિયાળાની શરૂઆતમાં નવાં પાન તથા મોર આવે ત્યારે આ જીવાતનાં બચ્ચાં તથા પુખ્ત કીટકો મોર તથા નવાં પાન અને ડાળીઓમાંથી રસ ચુસીને ખૂબ જ નુકસાન કરે છે. આ સમય દરમ્યાન કેટલાય પુખ્ત ઉંમરના કીટકો થડની ઉપર ભરાઈ બેઠેલા જોવા મળે છે. એટલે ત્યાં એમનો નાશ કરવા માટે ·૨ ટકા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્રણ થડ તથા ડાળાં ઉપર છાંટવાથી આવા સંતાઈ રહેલા પુખ્ત કીટકો નાશ પામે છે, જેથી પાછળથી બહુ ઉપદ્રવ થતો નથી. મોર આવી ગયા પછી ગંધકનો ભૂકો છાંટવાથી છારો નામનો રોગ લાગતો નથી, તેમજ મધિયો પણ ઓછો થઈ જાય છે. ગંધક અને ૫ ટકા ડી. ડી. ટી. નો ભૂકો સરખા પ્રમાણમાં મેળવીને છાંટવાથી રોગ તેમજ મધિયો બંને કાબૂમાં આવી જાય છે.

**આંબાનો મેઢ:** (જુઓ ચિત્ર ૧૭ અ બ) : આ મેઢને લઈને આંબાના ઝાડને ખૂબ નુકસાન થાય છે. ઘણી વખત મોટાં મોટાં ઝાડ પણ સુકાઈ જાય છે. આની માદા છાલની નીચે ઈંડાં મૂકે છે. આ ઈંડાંમાંથી નીકળીને મેઢ છાલ કોચી અંદર ઊતરતો જાય છે, અને એ રીતે તે ધીમે ધીમે થડ કોચી ખાય છે. તેની હગારના ભૂકાથી કાણું પુરાઈ જાય છે એટલે બહારથી મેઢ લાગ્યાની ખાસ નિશાની દેખાતી નથી. થડની જે બાજુએ વધુ નુકસાન થાય તે બાજુની ડાળીઓ [illegible]વા માંડે છે અને એમ ધીમે ધીમે આખું ઝાડ સુકાઈ જાય છે. આનો ઉપાય કરવા, જે ભાગ મેઢે કોરી ખાધો હોય તે સહેજ ખોલી નાખી તેમાં વાંકો તાર નાખી મેઢને ખેંચી કાઢવાનો પ્રયત્ન કરવો. એમાં સફળતા ન મળે તો તેમાં પિચકારીથી ૨ ભાગ કાર્બન બાઈસલ્ફાઈડ, ૧ ભાગ ક્રીઓસોટ, અને ૧ ભાગ ક્લોરોફોર્મનું મિશ્રણ અથવા પેટ્રોલ ભરી કાણું ભીની ચીકણી માટીથી બરાબર બંધ કરી દેવું. આમ કરવાથી દવાની વરાળ તેમાં ફેલાઈ જઈને મેઢને મારી નાખે છે. આ સિવાય કેરીને પણ ફળમાખીને લઈને નુકસાન થાય છે. મોડી તૈયાર થતી કેરીમાં આ નુકસાન વધુ થાય છે. આંબાનાં પાન વા ખાનાર ઇયળ, પાન ખાનાર ઢાલપક્ષી કીટક, તથા ડા કોરી ખાનાર ઇયળ આંબાની નવી ફૂટતી ડાળીને ૫ પ્રમાણમાં નુકસાન કરે છે. ગેમેક્ષીન ૫ ટકાનો છંટક કરવાથી આ જીવાતોનો નાશ કરી શકાય છે

આંબાનાં નવાં ફૂટતાં પાનમાં બળિયાને લઈને ૫ સારા પ્રમાણમાં નુકસાન થાય છે. જૂન–જુલાઈ મહિના જે નવાં પાન આવે છે તેની ઉપર મચ્છરના જેવી નાની માખી ઈંડાં મૂકે છે અને તેમાંથી ઇયળો નીકળ પાનમાંનો ભાગ ખાવા માંડે છે. આને લઈને પાનમાં ના નાના બળિયા પેદા થાય છે. પાન જાડાં થઈ જાય છે અ એમનો આકાર તથા રંગ પણ બદલાઈ જાય છે. આ પાન પૂરતો ખોરાક બનાવી શકતાં નથી અને તેથી કેર એનો ઉતાર ખૂબ ઘટી જાય છે. જૂન, જુલાઈ અને ઓગ મહિનામાં દર અઠવાડિયે ·૧ ટકા ગેમેક્ષીનનું પ્રવાહી મિશ્ર નવાં ફૂટતાં પાન ઉપર છાંટવાથી પાકને આ જીવાત લાગ અટકાવી શકાય છે. માર્ચ–એપ્રિલ મહિનામાં બળિયા લાગે પાન તોડાવી લઈ તેમને બાળી મૂકવાથી આ જીવાતનો ના થાય છે, જેથી બીજી ઋતુમાં એનો ઉપદ્રવ ઓછો થાય

**ઉધેઈ :** આ જીવાત આંબાનાં ઝાડ અને બીજાં ઝા ખૂબ નુકસાન કરે છે, તેનાથી ઝાડનું રક્ષણ કરવા માટે ઉપાયો અગાઉ બતાવવામાં આવ્યા છે, તે પ્રમાણે અમ કરવાથી ઝાડને બચાવી શકાય છે.

**લીંબુનાં પાન ખાનાર હઘારિયા ઇયળ :** (જુ ચિત્ર ૧૫ ક): આ ઇયળનો રંગ પક્ષીની હઘાર જેવો હ છે. તે લીંબુનાં પાન કાપી ખાય છે. છોડ નાના હોય ત્ય એનો ખૂબ જ ઉપદ્રવ થાય છે. એને લીધે છોડ ઘણી વખ સુકાઈ જાય છે. આવા નાના છોડ ઉપરથી હાથે વીણી તેમનો સહેલાઈથી નાશ કરી શકાય છે અથવા લેડ આર્સે




(૧૭) अ. ब. આંબાનો મેઢ क. દાડમનાં પાન ખાનાર ઇયળનું ફૂદું

નેટ કે ૫ ટકા ગેમેક્ષીનનો ભૂકો છાંટવાથી પણ તેમનો નાશ કરી શકાય છે. મોટા છોડ ઉપર આ ઇયળોથી બહુ નુકસાન થતું નથી.

**લીંબુનાં પાન કોરી ખાનાર ઇયળ :** (ચિત્ર ૧૫ ड) આ ઇયળ લીંબુનાં કુમળાં પાન કોરી તેમાં ભરાઈ જાય છે. આને લઈને પાન કોકડાઈ જાય છે ઉપદ્રવ વધુ હોય તો ઉતાર ઘટી જાય છે. જો કે આને લઈને ખાસ નુકસાન થતું નથી. ઉપદ્રવ ખૂબ હોય તો નિકોટીન સલ્ફેટ ૧ રતલ દવા ૫૦૦ ભાગ પાણી તથા ૨½ રતલ સાબુમાં મેળવીને છાંટવાથી ઉપદ્રવ કાબૂમાં લાવી શકાય છે. સામાન્ય સંજોગોમાં આવાં પાન તોડી તેને બાળી દેવાં જોઈએ; જેથી ઉપદ્રવ આગળ વધતો અટકે.

**લીંબુની મશી :** ચરોતરમાં તમાકુની માફક લીંબુની ખેતી પણ બહુ અગત્યની છે. ચરોતરના ખેડુતોની આર્થિક સદ્ધરતા આ બે પાક ઉપર નિર્ભર છે. લીંબુમાં મશીને લઈને ખૂબ જ નુકસાન થાય છે. ઘણી વખત છોડ સુકાઈ જાય છે અથવા લીંબુ બેસતાં જ નથી. આ જીવાતના નાશની સફળતાનો ઘણો આધાર સહકારી ધોરણે ઉપાયો કરવામાં રહેલો છે, કેમકે તેના પુખ્ત કીટકો લાંબા અંતર સુધી ઊડીને ઉપદ્રવનો ફેલાવો કરે છે. મોટા ભાગનું નુકસાન તો મશીનાં બચ્ચાંને લઈને જ થાય છે. પાનની નીચે કાળાં ટપકાં જેવાં ચોંટી રહેલાં જે જીવડાં હોય છે તે જ આ જીવાતનાં બચ્ચાં છે. જ્યારે સફેદ પુખ્ત કીટકો સેંકડોની સંખ્યામાં નવાં ફૂટતાં પાન ઉપર બેઠેલા

આવાં પાનની નીચેની બાજુએ બારીકાઈથી જોતાં, ઘડિયાળની કમાનની માફક વર્તુલાકારમાં ગોઠવાયેલાં નાનાં નાનાં અસંખ્ય ઈંડાં મૂકેલાં જોવા મળે છે. તેમાંથી બચ્ચાં નીકળીને પાનને જ લાગી જાય છે. આ બચ્ચાંના શરીરમાંથી ગળપણવાળો પદાર્થ નીકળે છે, તે નીચેના પાનની ઉપરની બાજુએ પડતાં ત્યાં એક જાતની કાળી ફૂગ પેદા થાય છે. આ કાળી ફૂગ પાન ઉપર આખું પડ બનાવી તેની ખોરાક બનાવવાની શક્તિ ઘટાડી નાખે છે, અને ઝાડ પણ કાળાં પડી જાય છે. પાનની નીચેની બાજુએથી કાળાં બચ્ચાંનો સફળતાપૂર્વક નાશ કરવાથી એ ફૂગ આપોઆપ નાશ પામે છે, એટલે એની ચિંતા કરવાનું કોઈ કારણ નથી. બચ્ચાંનો નાશ કરવા કરતાં તેમને પેદા થતાં અટકાવવામાં આ પ્રશ્નની સફળતાની ચાવી રહેલી છે. એટલે સફેદ નાના પુખ્ત કીટકનો નાશ કરવાથી આ પ્રશ્ન આપોઆપ ઉકેલાઈ જાય. દવાઓ છાંટવા કરતાં બાગની બરાબર કાળજી લેવાથી પૈસા, મહેનત તથા વખતનો બચાવ થાય છે. સામાન્ય રીતે બગીચાઓમાં ખૂબ જ ઘાસ થવા દેવામાં આવે છે, અને લઈને બગીચાનું હવામાન ખૂબ જ ભેજવાળું રહે છે. આ ભેજવાળું હવામાન જીવાતને સારું માફક આવે છે, એટલે બીજી ખેતીની માફક લીંબુની વાડીઓ પણ ખેડકામ કરીને સાફ રાખવી એ બહુ આવશ્યક છે. સૂર્યનો તાપ પણ તેમાં ઘણો અગત્યનો છે. ઝાડને ગમે તેમ ઊગવા ન દેતાં તેને સરખાં કાપી નાખવાથી સૂર્યનો તાપ ઝાડમાં ઊંડે સુધી ફેલાઈ શકે અને એને લઈને હવામાનમાંથી ભેજ ઓછો થવા ઉપરાંત તાપમાં જીવાત નાશ પામે. નિયમિત ખેડકામ કરી, ખાતર અને જરૂરી પાણી આપીને લીંબુનાં ઝાડને તંદુરસ્ત રાખવાં. આમ કરવાથી જીવાત સામે ટક્કર ઝીલવાની ઝાડની શક્તિ વધે છે અને જીવાત ઓછી લાગે છે. આવી જાતની ખેતીપદ્ધતિ લીંબુની વાડીઓવાળા ખેડૂતો અપનાવે નહિ ત્યાં સુધી આ જીવાતના નાશ માટે દવાઓનો ઉપયોગ કરવાથી સારો ફાયદો ઉઠાવી શકાય નહિ એ ખેતીપદ્ધતિએ જીવાત લાગવાની શક્યતાઓ બિલકુલ ઓછી થઈ જાય છે, અને તેમ છતાંય જો જીવાત લાગે તો એકાદ બે વખત દવા છાંટવાથી પાકને થતું નુકસાન જરૂર અટકાવી શકાય છે. આ જીવાતના પુખ્ત કીટકોના નાશ માટે ઝાડ ઉપર ·૨ ટકા ગેમેક્સીનનું પ્રવાહી મિશ્રણ છાંટવાથી સારો ફાયદો થાય છે અને કેટલાંક બચ્ચાં પણ નાશ પામે છે. જ્યારે પાકમાં બચ્ચાંનું પ્રમાણ ખૂબ હોય ત્યારે કેરોસીન-પાણીનું મિશ્રણ અઠવાડિયાને આંતરે બે ત્રણ વખત છાંટવાથી બચ્ચાંનો નાશ થાય છે. જિલ્લાના મોટા ભાગનાં ગામોમાં ઊભી કરવામાં આવેલી સોસાયટીઓ અને ગ્રામ પંચાયતોએ સત્તાનો ઉપયોગ કરીને પણ આ પ્રશ્નને સામુદાયિક રીતે હાથ ધરવો જોઈએ. તમાકુના કરતાં પણ લીંબુની ખેતી આવક તથા મહેનતની દૃષ્ટિએ વધુ ફાયદાકારક હોવાથી આ પ્રશ્ન ખેડા જિલ્લામાં બહુ મહત્ત્વનો છે.

**મોસંબીનો રસ ચૂસનાર ફૂદી :** (જુઓ ચિત્ર ૧૫ વ): ફૂદા અવસ્થામાં નુકસાન કરનાર આ એકજ કીટક છે. સામાન્ય રીતે ફૂદાં પાકને કોઈરીતે નુકસાન કરતા નથી. પરંતુ આ ફૂદું મોસંબીના ફળમાં તેની સૂંઢ દાખલ કરી રસ ચૂસી લે છે. પરિણામે ફળ પોચું પડી જઈ કોહવાવા લાગે છે અને અંતે ખરી પડે છે. આવાં ખરી પડેલાં ફળ દબાવવાથી તેમાંથી રસની સેરો નીકળે છે. આ ફૂદું દિવસે સંતાઈ રહે છે અને રાત્રે જ રસ ચૂસે છે. તેની ઇયળ વાડમાં થતા ગળો જેવા વેલા ઉપર થાય છે. તે ૨–રા ઇંચ લાંબી હોય છે. એક ફૂદું દરરોજ વધુમાં વધુ ૨૦ જેટલાં ફળ બગાડે છે. મોસંબી સિવાય બીજાં લીંબુની જાતનાં ફળો ઉપર પણ તે ઉપદ્રવ કરે છે.

એને કાબૂમાં લેવા માટે ફળ ઉપર કાપડ અથવા કાગળની કોથળીઓ ચઢાવી દેવી જોઈએ. ખાંડમિશ્રિત ઝેરી પ્રવાહી નાની છીછરી થાળીઓમાં મૂકવાથી ફૂદાં તે પીને મરી જશે. રાતના વખતે પ્રકાશપીંજરાનો ઉપયોગ કરવો. ગળોની જાતના વેલા આજુબાજુની વાડોમાં રહેવા ન દેવા.

**દાડમનાં ફળ કોરી ખાનાર ઇયળ :** આ જીવાતનું માદા પતંગિયું કુમળાં ફળ ઉપર તથા ફૂલમાં ઈંડાં મૂકે છે. તેમાંથી ઇયળ નીકળીને દાડમ કોરી ખાય છે. ઇયળ કાળા રંગની હોય છે. અને પુખ્ત ઉંમરની થતાં ફળની ડાળી ઉપર કોશેટો બનાવે છે. ફૂલ બેસે ત્યારે તેની ઉપર નાની કાગળની કોથળી બાંધીને માદા પતંગિયાને ઈંડાં મૂકતાં અટકાવી શકાય છે. મોટા વિસ્તારમાં આ કાર્ય મુશ્કેલ પડે છે. સડી ગયેલાં ફળ વીણી નાખી તેમનો નાશ કરવાથી ઉપદ્રવ આગળ ફેલાતો અટકી જાય છે. ·૨ ટકા ડી. ડી. ટી.નું પ્રવાહી મિશ્રણ પાકને ફૂલ બેસવાનાં શરૂ થાય ત્યારથી પંદર દિવસના અંતરે નિયમિત છાંટવાથી ઉપદ્રવ ઘણો જ ઓછો થઈ જાય છે.

**દાડમનાં પાન ખાનાર ઇયળનું ફૂદું :** (ચિત્ર ૧૭ ક) આ ફૂદીને લઈને ખાસ નુકસાન થતું નથી. આની ઇયળો દાડમનાં પાન કાપી ખાઈને નુકસાન કરે છે. ઉપદ્રવ વધારે

હોય તો કોઈ પણ પેટનાં ઝેર અથવા ડી. ડી. ટી.નો ઉપયોગ કરવો.

**(૩) સંઘરી રાખેલા અનાજમાં પડતી જીવાતો :** કોઠીઓ, કોઠારો અને કોથળાઓમાં સંગ્રહી રાખેલા અનાજમાં ઘણી જાતના કીટકો નુકસાન કરે છે. આ કીટકો અનાજને ખાઈ જવા ઉપરાંત ખાવાં બનાવીને તથા હગાર કરીને અનાજને બગાડે છે. જીવાતથી તથા ભેકાળજીથી બગડતા અનાજનો જથ્થો ભારત દેશમાં દર વર્ષે ૨૦ લાખ ટન જેટલો થાય છે. આમાં ઉંદરથી થતો બગાડ ઉમેરવામાં આવે તો તે વધીને ૩૦ લાખ ટન જેટલો થાય, એમ અંદાજ કાઢવામાં આવ્યો છે. ચોખામાં પડતાં ચાંચવાં, ઝીંઝણી, ડાંગરની ફૂદી, કઠોળમાં પડતાં ભોટવાં, આંધળાં જીવડાં, કિલ્લાં, લોટમાં પડતાં ફૂદાં, વગેરે કીટકો આપણા સંગ્રહી રાખેલા અનાજને નુકસાન કરે છે. આ કીટકોથી થતું નુકસાન ખેડૂતો જાણતા હોવાથી તેની બીજી વિગતમાં ન ઊતરતાં, નુકસાન અટકાવવા શા ઉપાયો યોજવા જોઈએ તે ટૂંકમાં આપીશું.

ચાંચવાં, ભોટવાં, વગેરે કેટલાક કીટકો ખેતરમાં જ ઉપદ્રવ શરૂ કરે છે, અને તૈયાર થયેલ અનાજ સાથે તે ગોદામ અથવા કોઠારમાં જઇ ઉપદ્રવ ચાલુ રાખે છે. 'મૂલં નાસ્તિ કુતઃ શાખા'એ સંસ્કૃત કહેવત મુજબ અનાજને કોઠાર કે કોઠીમાં ભરતા પહેલાં બરાબર સાફ કરવામાં આવે તો ઉપદ્રવ લાગતો જ નથી. આ જાતની કાળજી લેવી એ અનાજને બચાવવાનો સહેલો ઉપાય છે. તે માટે અનાજને ભરતા પહેલાં તે બરાબર તડકે તપાવી નાખવું જોઈએ અને કોઠી તથા કોઠારને વાળીઝૂડી બરાબર સાફ કરવાં જોઈએ. તરાડો, સાંધા વગેરેમાં ભરાઈ રહેલા કીટકોના નાશ માટે કોઠીઓ ખાલી થાય એટલે તેને સાફ કરી, અંદર સળગતી મીણબત્તી મૂકી, કોઠી બરાબર સીલ કરી દેવી જોઈએ. આમ કરવાથી તેમાંની હવામાંનો પ્રાણવાયુ બળી જતાં મીણબત્તી હોલવાઈ જશે અને કીટકો પ્રાણવાયુના અભાવે મરી જશે. આવી રીતે કોઠીને બંધ કર્યા પછી ઓછામાં ઓછા ૧૫ થી ૨૦ દિવસ સુધી તેને ખોલવી જોઈએ નહિ. એમાં અનાજ ભરતા પહેલાં એને થોડો સમય ખુલ્લી રાખવી જોઈએ, જેથી તેમાંની ઝેરી હવા બહાર નીકળી જાય. કોઠી ભરાઈ ગયા બાદ તેમાં સળગતી મીણબત્તી મૂકી તેબંધ કરી દેવી. આમ ચોખ્ખી હવા કોઠીમાં ન મળતાં કીટકો નાશ પામે છે.

અનાજને તાપમાં સૂકવવાથી તેમાં કીટકો હોય તો તે નાસી જાય છે. ઈંડાં તથા ઇયળો હોય તો તે નાશ પામે છે અને અનાજ સુકાવાથી કઠણ બને છે, એટલે કીટકો તેને ખાઈ શકતા નથી. આ કારણે અનાજને હંમેશાં બરાબર સૂકવીને જ કોઠીઓમાં ભરવું જોઈએ. એવું પુરવાર કરવામાં આવ્યું છે કે ચોખામાં ભેજનું પ્રમાણ ૮ ૦/૦થી ઓછું હોય તો જીવડાં પડતાં જ નથી. અને આ નિયમ કોઠારની બધી જીવાતને લાગુ પડે છે.

ચોખા, ઘઉં, દાળ વગેરે અનાજને દિવેલથી મોવાથી તેને કીટકો નુકસાન કરતા નથી, કારણ કે અનાજ ઉપર દિવેલનું પાતળું પડ થઈ જતાં જીવાતો તેને પકડીને ખાઈ શકતી નથી. વધુમાં જીવાતો દિવેલથી દૂર ભાગે છે. એટલે આવી રીતે દિવેલથી મોવામાં આવેલા અનાજમાં કીટકો લાગતા નથી.

કઠોળને ભોટવા લાગતાં અટકાવવા તેને ઝીણી રેતી અથવા રેતાળ દડમાં દબાવી રાખવામાં આવે છે. આનાથી જીવાત ઈંડાં મૂકવા માટે બીજા દાણા ઉપર જઈ શકતી નથી અને દડમાં દબાઈને નાશ પામે છે. એટલે ઉપદ્રવ લાગેલો હોય તો તે આગળ વધી શકતો નથી.

આવા કીટકોના નાશ માટે પારો પણ મોટા પ્રમાણમાં વાપરવામાં આવે છે. સામાન્ય રીતે પારો ભેળવેલી છાણની થપેલીઓ અનાજમાં ભેળવવામાં આવે છે. કેટલીક જગ્યાઓએ પારો છાણ સાથે બરાબર ભેળવી દઈ તેમાં રાખ ભેળવી, તે રાખ અનાજમાં ભેળવવામા આવે છે. અનાજમાં આ રીતે ભેળવાયેલ પારામાંથી ધીમે ધીમે ઝેરી વાયુ નીકળે છે અને તે કીટકોને મારી નાખે છે. આ રીત સારી પણ જોખમભરેલી છે, કેમકે પારો સહેજ પણ ખાવામાં આવે તો ઝેરી અસર કરે છે.

આ બધી રીતો અનાજમાં કીટકો ન લાગે તે માટે અજમાવવામાં આવે છે, પરંતુ અનાજમાં ઉપદ્રવ લાગ્યો હોય તો કેવા ઉપાયો કરવા જોઈએ, તે પણ અગત્યનો વિષય છે.

અનાજમાં જીવડાં દેખાય કે તરત જ બધું અનાજ બહાર કાઢી નાખી, તડકે સૂકવી નાખવું. આમ કરવાથી પુખ્ત કીટકો ઊતરીને ચાલ્યા જાય છે અને બીજી અવસ્થાઓના કીટકો તાપને લઈને નાશ પામે છે. કોઠારમાં અનાજ ફરીથી ભરતા પહેલાં તેને બરાબર સાફ કરી નાખવો અને તેમાં તરાડો પડી હોય તેને બરાબર બંધ કરી દેવી. તેમાં

દર હજાર ઘનફૂટે ૨ આંસ ગેમેક્ષીન ધુમ્રજનકની ગોટી બાળવી અને ધૂમાડો બરાબર જામી જાય ત્યાર બાદ તેમાં અનાજ ભરવું.

મોટા કોઠારોમાં વાયુરૂપી ઝેરનો ઉપયોગ કરવાથી સારો ફાયદો થાય છે. ખેડૂતોને આનો ઉપયોગ માફક આવે તેવો નથી, કેમકે તે માટે લેવાની કાળજી અને અમુક ઉપયોગ કરતી વખતે મોં ઉપર બાંધવાનાં ખાસ સાધનો મોંઘાં પડી જાય. છતાં કારબન ડાઇસલ્ફાઇડ, ક્લોરોપિક્રિન, મિથિલ બ્રોમાઈડ વગેરે ખાસ જોખમ સિવાય વાપરી શકાય. સારા કોઠારોમાં જમીન તળિયા ઉપર ૧૦ ટકા ડી. ડી. ટી. અથવા ગેમેક્ષીનનો ભૂકો છાંટી તેની ઉપર કોથળા ઢાંકી અર્ધે સુધી અનાજ ભરવું, કોઠાર અર્ધો ભર્યા બાદ કોથળા ઢાંકી તે ઉપર ફરીથી દવા છાંટીને તેની ઉપર ફરીથી કોથળા ઢાંકી દઈએ બીજા કોથળાના પડ ઉપર અનાજ ભરવું અને એવી જ રીતે કોઠાર ભરાયા પછી છેક ઉપર કોથળા ઢાંકી તે ઉપર બરાબર દવા છાંટવી. આ રીત વાપરવાથી કીટકો લાગે તે પણ મરી જાય છે અને દવાને અનાજમાં ભળી જતી અટકાવી શકાય છે. આવી દવાઓને અનાજમાં ભેળવવાથી અનાજને તો સારી રીતે બચાવી શકાય છે. પરંતુ તેમની અસર લાંબો વખત જળવાઈ રહેતી હોવાને લીધે અનાજ ખાનારને નુકસાન થવાનો સંભવ છે. આ કારણે દવાઓને અનાજમાં ભેળવવાનું સલામતીભર્યું નથી. અનાજની ગુણીઓ ઉપર આ દવા છાંટવાથી પણ ઉપદ્રવ લાગતો નથી. એટલે ગુણોની થપ્પીઓ બનાવતી વખતે થપ્પીના દરેક થરમાં દવા છાંટવી જોઈએ. આમ કરવાથી પણ અનાજમાં દવા ભળતી નથી. થપ્પી પૂરી ગોઠવાઈ ગયા પછી તેની ચારે તરફ જમીન ઉપર દર સો ચોરસ ફૂટે ૬થી ૮ ઔંસના હિસાબે દવા છાંટવી જોઈએ, જેથી જીવડાં ચાલીને ત્યાં જતાં મરી જાય.

(૪) ગૃહોપદ્રવી કીટકો : માખી : સામાન્ય રીતે નિર્દોષ લેખાતી માખી માણસ જાતને ખૂબ જ નુકસાન કરે છે. તે ખેડૂતને તથા તેના ઢોરને આરામના સમયમાં તેમજ કામ કરતાં હેરાન કરે છે. તે ઉપરાંત ટાઇફોઇડ, મરડો અને ક્ષય વગેરે ભયંકર રોગોનાં જંતુઓને તે પોતાના શરીર ઉપર એક જગ્યાએથી બીજી જગ્યાએ લઈ જાય છે. માણસનો ખોરાક, દૂધ અને એવી બીજી ખાવાપીવાની વસ્તુઓ ઉપર માખી પેટ ભરવા બેસે છે. તે વખતે પોતાનું શરીર સાફ કરતાં રોગનાં અસંખ્ય જંતુઓ તે એ ચીજોમાં ખેરવી પાડે છે. એ રીતે એની મારફતે રોગોનો ફેલાવો થાય છે.

મચ્છર : મચ્છરની માદા માણસના શરીરમાંથી રસ ચૂસે છે. એમાંય એનોફિલિસ નામનાં મચ્છરની માદા મેલેરિયા નામના ભયંકર તાવનો ફેલાવો કરે છે. આ મેલેરિયાનાં જંતુઓ મચ્છરના શરીરમાં પોતાના જીવનની અમુક અવસ્થાઓ પૂરી કરીને મચ્છરની લાળ સાથે માણસના શરીરમાં દાખલ થાય છે. આ જંતુઓ લોહીના લાલ કણ ખાઈ જઈ તેમનો નાશ કરે છે, એટલે તાવ આવે છે. આ ઉપરાંત મચ્છરની બીજી પણ કેટલીક જાતો માણસના શરીરમાંથી રસ ચૂસીને ખૂબ જ હેરાન કરે છે અને રાતના આરામથી ઊંઘવા પણ દેતી નથી. જંગલના વિસ્તારમાં અને એવી બીજી કેટલીક જગ્યાઓએ તો મચ્છરને લીધે માણસને રહેવું પણ અશક્ય બની જાય છે.

માકણ : આ જીવાત પણ માણસનું લોહી ચૂસીને હેરાન કરે છે. ખાટલા, ગોદડા, જમીન, કપડાં અને દીવાલની તરાડોમાં તે ભરાઈ રહે છે. રાતના વખતે આપણે ઊંઘતા હોઈએ ત્યારે બહાર નીકળી આપણા શરીરમાંથી લોહી ચૂસીને તે આપણને ઊંઘમાં ખલેલ પહોંચાડે છે. માદા ખાટલા તથા ગોદડાંમાં ૫થી ૫૦ જેટલાં સફેદ ઈંડાં મૂકે છે. આ ઈંડાંમાંથી બચ્ચાં નીકળીને પુખ્ત માકણની જેમ લોહી ચૂસીને મોટાં થાય છે.

ચાંચડ : ચાંચડ પ્લેગ નામના ભયંકર રોગનો ફેલાવો કરે છે. તે આપણું લોહી ચૂસીને ખૂબ હેરાન કરે છે. તેને પાંખો હોતી નથી, પરંતુ તેના પગની ત્રીજી જોડ લાંબી અને મજબૂત હોય છે, તેથી તે સહેલાઈથી કૂદી શકે છે. તે જમીન અને દીવાલની તરાડોમાં ભરાઈ રહે છે. માદા કૂતરાં, બિલાડાં તથા વાછરડાંના વાળ ઉપર ઈંડાં મૂકે છે. આ ઈંડાં ઘરમાં ખરી પડે છે. આમાંથી નાની ઇયળો નીકળીને તરાડોમાં ભરાઈ રહે છે. ખોરાક તરીકે તે છાણ અથવા લોહીનો ઉપયોગ કરે છે. આ ઇયળ કોશેટો બનાવે છે અને તેમાંથી ચાંચડ નીકળે છે. આમ ચાંચડનો ઉપદ્રવ પાળેલાં જાનવરોની સ્વચ્છતાના અભાવે અથવા રખડતાં જાનવરો ઘરમાં આવી જવાથી વધી જાય છે.

જૂ : નિયમિત સ્નાન ન થતું હોય અને વાળની કાળજી ન લેવાતી હોય તો જૂનો ઉપદ્રવ વધી જાય છે. જ્યાં ઘણા માણસો ભેગા થતા હોય ત્યાં જૂ એક માણસના શરીર ઉપરથી બીજાના શરીર ઉપર જાય છે. ગમે તેના ખાટલામાં સૂવાથી, બીજાના કાંસકાથી માથું ઓળવાથી, અથવા બીજાનાં કપડાં પહેરવાથી કેટલીયે જૂની હેરફેર થાય છે. તે શરીરના

વાળ અથવા માથાના વાળમાં ભરાઈ રહે છે, અને શરીર માંથી લોહી ચૂસે છે માદા જૂ વાળ સાથે ચોંટાડીને સેંદ ઈ-ગા-લીખ-મૂકે છે અને તે સેવાતાં તેમાથી નાની જૂ નીકળે છે તે પણ લોહી ચૂસીને હેરાન કરે છે

**સિલ્વર ફિશ :** જૂના દસ્તાવેજોનાં પોટનાં, પુસ્તકો ભરેના કબાટ વગેરેમાં ગાજરના આમરવાળુ, નગ પૂછડીવાળુ, નાનુ જીવડુ જોવા મળે છે તે આ છે તે કાગળ, ગુંદર, અને બીજા કાર્બોદિત વસ્તુઓને ખોરાક તરીકે વાપરે છે આમ તે અગત્યના કાગળો ખાઈ જઈને સારા પ્રમાણમાં નુકસાન કરે છે

**આંતરી :** ગરમ તથા રેશમી કપડા પેટીમા ભરી રાખવાથી આ ઇયળનો ઉપદ્રવ થાય છે આ ઇયળો કપડા કાતરી ખાય છે તેને આંતરી તરીકે ઓળખવામા આવે છે

**વંદા :** આ સામાન્ય જાત છે તે ખાદ્ય પદાર્થો ઉપર ખોરાકની શોધમાં ફરે છે તેની હવાર ખરાબ વાસ મારે છે ગંદી અને અંધારી જગ્યાઓએ તે ખાસ જોવા મળે છે, કેમકે તેમને અજવાળામા રહેવાનુ માફક આવતુ નથી

ઉંદર આ પ્રાણી અનાજ ખાઈ જાય છે તેમાં લીંડીઓ કરી તેને ખરાબ કરી નાખે છે કપડા કાપી નાખે છે ઘરમાં દર બનાવીને માટીના ઢગના બહાર કાઢે છે રાતના દોડાદોડ કરી ઊંઘમા ખલેલ પહોંચાડે છે અને તે ઉપરાંત બીજી ઘણી રીતે તે માણસને હેરાન કરે છે નર અને માદા ભેગી થતુ ઉંદરનુ એક જોડુ એક વર્ષ દરમ્યાન ૮૦૦ ઉંદરનુ કુટુંબ બની જાય છે આ સિવાય ખેતરમાં પણ ઉંદરોને લઈને ખૂબ જ નુકસાન થાય છે દા ત તે જમીનમાં દર બનાવીને માટીના મોટા ઢગલા બહાર કાઢે છે, તેથી કેટલાયે છોડ દબાઈ જાય છે, અને કેટલાયે છોડને કાપીને તેમનાં ડૂંડાં તે ખાઈ જાય છે

આ બધાના ઉપદ્રવને કાબૂમાં રાખવા સ્વચ્છતા જાળવવી એ ઘણુ જ આવશ્યક છે રહેવાનાં મકાનો હવા ઉજાસવાળાં હોવા જોઈએ ઢોરના વાડા જુદા રાખવા જોઈએ અને તેમને બાંધવાની જગ્યા બરાબર સાફ રાખવી જોઈએ છાણ ગમે ત્યાં ન નાખતા ઉકરડામા વ્યવસ્થિત નાખવુ જોઈએ પાણીની ગટરો રસ્તા ઉપર ખુલ્લી રાખવી જોઈએ નહિ પાળેલાં ઢોરને વખતો વખત નવરાવીને સાફ રાખવાં જોઈએ આમ બધી જાતની સાફસફી રાખવાથી આ જીવાતનો ઉપદ્રવ ઓછો થઈ જાય છે

માખી છાણ અને ઉકરડામાં પ્રજનન કરે છે, એટલે વ્યવસ્થિત ઉકરડા રાખવાથી તેનુ પ્રજનન ઓછુ થઈ જતાં ઉપદ્રવ આપોઆપ ઓછો થઈ જાય છે નિયોસીડ અથવા ફ્લીટ નામની દવાઓ મળે છે તે ઘરમા છાંટવાથી પણ માખી મરી જાય છે મચ્છર ગટરોમા પ્રજનન ચલાવે છે, એટલે ગટરો, રસ્તામાં ભરાઈ રહેતુ પાણી, વગેરે સાફ રાખવાથી મચ્છરનો ઉપદ્રવ ઓછો થઈ જાય છે ઉપરની દવાઓ છાંટવાથી તેમનો પણ નાશ થાય છે તે સિવાય ઘરમાં, દીવાલ ઉપર, તેમજ ખૂણેખાંચરે 'ગેગી મલેરિયા સ્પ્રે' અથવા 'ગેમેક્ષીન વેટેબલ પાઉડર' પાણીમા મેળવીને છાટવાથી લાંબા સમય સુધી મચ્છરથી મુક્ત રહી શકાય છે ખાટલામાં ગોદડાં ઉપર, તથા દીવાન ઉપર નિયોસીડ અથવા ફ્લીટ છાંટવાથી માકણનો ઉપદ્રવ નાશ પામે છે ખાટલા, ગોદડાં વગેરેને તાપમા સૂકવી નાખવાથી પણ માકણ ઊતરીને ચાલ્યા જાય છે, અથવા મરી જાય છે અને ઈંડા પણ મરી જાય છે ઘરને ચૂનાથી ધોળી નાખવુ જોઈએ, જેથી તરાડોમા ભરાઈ રહેલા માકણ નાશ પામે ચાંચડના નાશ માટે ઢોરના તબેલામા, જમીનતળિયા ઉપર, ભીંતની તરાડોમા, વગેરે જગ્યાઓએ ૫ ટકા ડી ડી ટી અથવા ગેમેક્ષીનનો પાઉડર છાંટવાથી ઇયળો સાથે તેમનો નાશ થાય છે નાનાં વાછરડાં ઉપર તેનો ઉપદ્રવ હોય તો ગેમેક્ષીન વેટેબલ પાઉડરના પાણીથી તેમને પલાળી રાખી સારા પાણીથી નવરાવી નાખવા જૂના નાશ માટે માથુ નિયમિત ચોળીને તથા ઓળીને સાફ રાખવુ જોઈએ કપડા, ખાટલા ગોદડાં વગેરે સૂકી નાખવા જોઈએ ૨ ૫ ટકા ફીનોલ પાણીમા ઓગાળી પાયરથ્રમવાળા પાણીથી માથુ ધોઈ નાખવાથી જૂનો નાશ થાય છે ત્યાર બાદ લીબુથી માથુ બરાબર ચોળી નાખવાથી લીખો પણ ઊખડીને નીકળી જાય છે સિલ્વર ફિશના નાશ માટે દસ્તાવેજો, ચોપડીઓ, અને બીજા અગત્યના કાગળોમાં ૧૦ ટકા ડી ડી ટીનો ભૂકો છાંટવો જોઈએ વંદાના નાશ માટે પાયરેથ્રમનો ભૂકો રસોડામાં તથા તેમની ભરાઈ રહેવાની જગ્યાઓએ છાંટવો જોઈએ આ ભૂકો માણસને નુકસાન કર્યા સિવાય કીટકોનો નાશ કરે છે આંતરીથી કપડાં બચાવવા તેમને વારવાર સાફ કરતા રહેવુ અને પેટીઓમા નેપ્થેલીનની ગોળીઓ – ડામરની ગોળીઓ – રાખવી જોઈએ ઉંદરથી બચવા માટે કેટલાએ ઉપચારો પ્રચલિત છે તેમાંના મુખ્ય નીચે પ્રમાણે છે

હવાઉજાસવાળા સિમેન્ટના સારાં મકાનોમાં ઉંદરનો ત્રાસ બહુ થતો નથી રહેવાના તથા અનાજ ભરવાના ઓરડાવાળા મકાનમાં ઘાસ ભરવુ જોઈએ નહિ વાસમા

ઉંદરને સંતાવાની જગ્યા ખૂબ મળી રહે છે. પાણીના નળ, ખાળ વગેરે જગ્યાઓએ જાળીઓ બેસાડવી, જેથી ઉંદર ઘરમાં પ્રવેશી શકે નહિ. બિલાડી પાળવી, જે શિકાર કરીને અથવા નસાડી મૂકીને ઉંદરને ઓછા કરશે. ઉંદરિયાનો ઉપયોગ કરવો. ઉંદરિયામાં સારા ખાદ્ય પદાર્થો રાખીને રાત્રે જ્યાં ઉંદર બહુ જ ફરતા હોય ત્યાં મૂકવાથી ઉંદર તેમાં પકડાઈ જાય છે. આમ પકડાઈ ગયેલા ઉંદરને જીવતા છોડી મૂકવા જોઈએ નહિ. તેમને ખોરાક સાથે ઝેર ભેળવીને આપવાથી પણ તેમનો સારી રીતે નાશ કરી શકાય છે. આ માટે બેરિયમ કાર્બોનેટ અથવા ઝીંક ફોસ્ફાઈડનો ઉપયોગ કરવો. ઝીંક ફોસ્ફાઈડ ખૂબ જ અસરકારક છે, અને તે ૨૦ ભાગ લોટમાં ૧ ભાગ પાણી સાથે મેળવીને, તેની ગોળીઓ બનાવી મૂકવામાં આવે છે. બેરિયમ કાર્બોનેટ ૫ ભાગ લોટ સાથે ૧ ભાગ મેળવીને ઉપર બતાવ્યા પ્રમાણે જ વાપરવામાં આવે છે. ઘરમાં આનો ઉપયોગ કરવાથી મરી ગયેલા ઉંદર શોધી કાઢવામાં તકલીફ પડે છે. એટલે એ દૃષ્ટિએ વિચાર કરીને તેનો ઉપયોગ કરવો. આ ઝેર માણસને પણ હાનિકર અસર કરે છે. એટલે તેની ગોળીઓ કોઈના ખાવામાં ન આવે તેની કાળજી લેવી. ગોળીઓ બનાવનારે તરત જ સાબુથી હાથ ધોઈ નાખવા જોઈએ. બીજે દિવસે ગોળીઓ વીણી લઈ તેમને જમીનમાં ઊંડે દાટી દેવી, જેથી બાળકોના હાથમાં ન જાય. ખેતરમાં આનો ઉપયોગ બહુ જ અસરકારક છે. તે સિવાય ઉંદરના દરમાં ફૂંકવા માટે 'સાયનોગેસ ડસ્ટ' નામની બનાવટ પણ ખૂબ જ અસરકારક છે. આ દવાના ધુમાડાથી ઉંદર મરી જાય છે. આ દવા પણ માણસને માટે ખૂબ ઝેરી છે, એટલે તેનો ઉપયોગ કરતાં ખૂબ જ કાળજી લેવી જોઈએ. આ દવા ઉંદરના દરમા પંપથી ઉડાડવી અને તે પછી દર ઉપર માટી નાખી તે બરાબર બંધ કરવું જોઈએ.

# ૨૮

# જનસંખ્યા (૧)

**ઈ. સ. ૧૯૫૧ની વસતીગણતરી :** બ્રિટિશ સરકારે દર દસ વર્ષે એક વાર ભારત દેશની વસતીગણતરી કરવાની પ્રથા ઈ. સ. ૧૮૭૨થી દાખલ કરી હતી. એ પ્રથા પ્રમાણે બ્રિટિશ અમલમાં છેલ્લી વસતીગણતરી ઈ. સ. ૧૯૪૧માં થઈ હતી. આ પ્રથા ભારત દેશના નવા રચાયલા પ્રજાસત્તાક રાજ્યબંધારણમાં અપનાવવામાં આવી છે. એ બંધારણની કલમ ૨૪૬ (૧)ના પરિશિષ્ટ ૭ના ૬૯મા મુદ્દામાં આ માટે જોગવાઈ કરેલી છે. તે મુજબ પ્રજાસત્તાક ભારતની પહેલી વસતીગણતરી ઈ. સ. ૧૯૫૧ના ફેબ્રુઆરી માસની ૯મી તારીખથી શરૂ થઈ, ત્રીજી માર્ચે પૂરી થઈ હતી. આ વસતીગણતરીમાં બંધારણમાં ઠરાવ્યા મુજબ ભારતનાં 'અ,' 'બ,' 'ક' રાજ્યો અને 'ડ' વિભાગના પ્રદેશોની વસતીનો સમાવેશ થયો હતો. જમ્મુ અને કાશ્મીરના 'બ' વિભાગના રાજ્યમાં રાજકીય પરિસ્થિતિને કારણે આ ગણતરી થઈ ન હતી. આસામમાં નાગા જાતીય વિસ્તારોનો પણ આ ગણતરીમ સમાવેશ કરવામાં આવ્યો હતો. સિક્કિમ રાજ્યનું પણ એમ જ હતું. સામાન્ય રીતે તા. ૧લી માર્ચને રોજ હયાતી ધરાવતાં દરેક સ્ત્રી, પુરુષ અને બાળકને આ ગણતરીમાં લેવામાં આવ્યાં હતાં. એમાં અપવાદ એટલો જ હતો કે પરદેશી રાજ્યોનાં એલચી ખાતાંના નોકરોને તથા ભારતનાં બંદરોએ લાંગરેલાં પરદેશી યુદ્ધજહાજોના અધિકારીઓને આ ગણતરીમાંથી બાકાત રાખવામાં આવ્યા હતા. દરેક વ્યક્તિની માહિતી નોંધવા માટે અલગ પત્રક યોજવામાં આવ્યું હતું, અને ઘેર ઘેર ફરીને દરેક વ્યક્તિને પ્રશ્નો પૂછીને તેને વિષેનું પત્રક ભરવામાં આવ્યું હતું. આ માટે જિલ્લાના કલેક્ટરની આગેવાની નીચે હજારો કાર્યકર્તાઓ રોકવામાં આવ્યા હતા અને આખું કામ સંપૂર્ણ વ્યવસ્થાપૂર્વક પાર પાડવામાં આવ્યું હતું.

**વસતીગણતરીનાં નિવેદનો :** ખેડા જિલ્લામાં થયેલ આ વસતીગણતરીની વિગતો મુખ્યત્વે 'ખેડા જિલ્લા સેન્સસ હેન્ડ બૂક, ૧૯૫૩' એ નામની અંગ્રેજી ચોપડીમાં પ્રસિદ્ધ થયેલી છે. તે મુંબઈની સરકારી બૂક ડેપો (ઠે. ચર્નીરોડ ગાર્ડન્સ, મુંબઈ–૪)માંથી રૂા. ૨–૮–૦ની કિંમતે મળી શકે છે. આ ચોપડીમાં ખેડા જિલ્લાને લગતાં વિવિધપ્રકારનાં પત્રકો ઉપરાંત તમામ તાલુકાઓ અને ગામોની વસતી વિ[illegible] સારરૂપ માહિતી પણ આપેલી છે. તેમાં ગામનું નામ, તે[illegible] ક્ષેત્રફળ, તેમાં આવેલાં ઘરો, કુટુંબો, સ્ત્રી–પુરુષની સંખ્યા

ભણેલાની સંખ્યા, ધંધાવાર વર્ગો વગેરે માહિતી છે. પરંતુ આ બધી વિગતો ઉપરથી ફલિત થતી ખેડા જિલ્લાની વસતીની પરિસ્થિતિની સમાલોચના કોઈ પુસ્તકમાં કરેલી નથી.

આખા ભારત દેશની વસતીગણતરીનાં નિવેદનો ક્રમે ક્રમે પ્રસિદ્ધ થવા માંડયાં છે તે ઉપરાંત મુંબઈ, સૌરાષ્ટ્ર અને કચ્છનાં રાજ્યોની વસતીગણતરીનાં નીચેનાં નિવેદનો પ્રસિદ્ધ થયાં છે :–

સેન્સસ ઑફ ઇંડિયા, ૧૯૫૧, વૉલ્યુમ ૪, બોમ્બે, સૌરાષ્ટ્ર એન્ડ કચ્છ, ભાગ ૧ (રિપોર્ટ એન્ડ સબસિડિયરી પેપર્સ), ભાગ ૨ (એ), ભાગ ૨ (બી).

આ મુખ્ય નિવેદનો ઉપરાંત મુંબઈ સરકાર તરફથી 'સ્ટેટિસ્ટિકલ ઍબ્સ્ટ્રેક્ટ ઑફ બોમ્બે સ્ટેટ, ૧૯૫૧' એ નામનું આંકડાઓના સંગ્રહનું પુસ્તક પણ પ્રસિદ્ધ થયું છે. આ બધાં પુસ્તકોમાં ખેડા જિલ્લાની જનતાની સ્થિતિનો વિવિધ દૃષ્ટિએ અભ્યાસ થઈ શકે એવા આંકડા આપવામાં આવ્યા છે. એ બધાનો અભ્યાસ કરી જાણવા જેવી મહત્ત્વની હકીકતો આ અને તેની પછીનાં પ્રકરણોમાં તારવી આપી છે. આ પ્રકરણો વલ્લભવિદ્યાનગરની કૉમર્સ કૉલેજના યુવાન અધ્યાપક શ્રી. મનુભાઈ મો. શાહ, એમ. કૉમ. એમણે તૈયાર કરી આપ્યાં છે.

**નાગરિકોનું રાષ્ટ્રીય રજિસ્ટર :** આ વસતીગણતરીમાં ભારતીય નાગરિકોનું રાષ્ટ્રીય રજિસ્ટર બનાવવાની યોજના કરવામાં આવી હતી. આ યોજના ભારત દેશમાં પહેલી જ વાર થઈ હતી. વસતિગણતરી માટે દરેક વ્યક્તિ માટે જે પત્રકો ભરાયાં હતાં તેમાંથી નીચેના નમૂનામાં જણાવ્યા મુજબના મુદ્દાઓ લઈ આ પત્રકો ગામે ગામ તૈયાર કરવામાં આવ્યાં હતાં:

### નાગરિકોના રાષ્ટ્રીય રજિસ્ટરના પત્રકમાં રખાતી વિગતો

૧. ઘર અથવા કુટુંબનો નંબર
૨. કુટુંબનો અનુક્રમ નંબર
૩. કુટુંબમાં રહેતા શખ્સોનો ક્રમવાર નંબર
૪. નામ
૫. કુટુંબના વડા સાથેનું સગપણ
૬. સ્ત્રી કે પુરુષ
૭. ધર્મ
૮. ખાસ વર્ગ
૯. સામાજિક સ્થિતિ
૧૦. ઉંમર
૧૧. આશ્રિતપણું } આર્થિક સ્થિતિ
૧૨. નોકરી } આર્થિક સ્થિતિ
૧૩. જીવન નિર્વાહનાં મુખ્ય સાધનો
૧૪. જીવન નિર્વાહનાં ગૌણ સાધનો
૧૫. અક્ષરજ્ઞાન અને કેળવણી
૧૬. શેરો

આ પત્રકો ઉપરથી કુલ વસતીની ૪ ટકા સંખ્યાને નમૂના તરીકે લઈ જે તે ગામની વસતીના કુટુંબનું કદ નક્કી કરવામાં આવ્યું હતું. આ પત્રકો દરેક ગામ, દરેક મ્યુનિસિપલ ઑફિસ તથા તાલુકા ઑફિસોએ રાખવાનું ઠર્યું છે. જેમને સ્થાનિક વસતીની સામાજિક પરિસ્થિતિનો અભ્યાસ કરવો હોય તેમને આ પત્રકો ખાસ ઉપયોગી નીવડે તેવાં છે. આ વિષે વધુ માહિતી જિલ્લા કલેક્ટરની કચેરીમાંથી મળી શકે છે.

**વસતીનું વર્ગીકરણ : આર્થિક ધોરણ :** ભૂતકાળમાં થયેલી વસતીગણતરીમાં તમામ વિગતો જ્ઞાતિ અને કોમવાર ગોઠવવામાં આવતી. ઈ. સ. ૧૯૫૧ની ગણતરીમાં કોમી ધોરણ રદ કરી આર્થિક ધોરણે વર્ગીકરણ કરવામાં આવ્યું છે. આ માટે જીવન ગુજરાનની દૃષ્ટિએ આખી વસતિના બે મુખ્ય વર્ગ પાડવામાં આવ્યા છે :–

કૃષક (ખેતી ઉપર નભનાર) અને અકૃષક (એટલે ખેતી સિવાયની પ્રવૃત્તિઓ ઉપર નભનાર).

કૃષક વર્ગમાં ચાર પેટા વર્ગો પાડયા છે : (૧) જમીનદાર વર્ગ, એટલે જમીનના માલિક અને ખેતી કરનાર, (૨) જમીનના માલિક નહિ, પરંતુ ખેતી કરનાર, (૩) ખેતમજૂરો, (૪) જમીનદારો, ખેતી નહિ કરનાર અને ખેતીની આવક ઉપર નભનાર. એ જ રીતે અકૃષક વર્ગના ચાર પેટા વર્ગ પાડવામાં આવ્યા છે : (૧) ખેતી સિવાયના ઉદ્યોગોમાં રોકાયેલા, (૨) વેપારમાં રોકાયેલા, (૩) વાહનવ્યવહારના ધંધામાં રોકાએલા, (૪) અન્ય નોકરીઓ અને આવકનાં પરચૂરણ સાધનોવાળા. વળી આ દરેક વર્ગમાં કમાનાર અને આશ્રિતો (એટલે કુટુંબની આવક ઉપર નભનાર) એવા વર્ગો પણ પાડયા છે. વધારામાં ખેડા જિલ્લા માટે આ આંકડાઓનું તાલુકાવાર સંકલન કરવાને બદલે બેથી ચાર તાલુકાઓ જોડી પટ્ટા (Tracts ટ્રૅક્ટસ) બનાવી આંકડા ગોઠવવામાં આવ્યા છે.

**આંકડાઓની મર્યાદાઓ :** બધા આંકડાઓ ગોઠવવા માટે એ, બી, સી, ડી, વગેરે સંજ્ઞાઓથી સમસ્ત દેશને માટે એક જ પ્રકારનાં પત્રકો યોજેલાં છે. અને એ જ સંજ્ઞાઓ વાપરી ઉપર ગણાવેલાં સરકારી નિવેદનોમાં વિગતો આપેલી છે. આમાં ખેડા જિલ્લાની સેન્સસ હેન્ડ બૂકમાં 'એ' 'બી' અને 'ડી' સંજ્ઞાવાળાં પત્રકોમાં સમસ્ત વસતીના આંકડા છે, 'સી' સંજ્ઞાવાળાં પત્રકોમાં નમૂના ગણતરી (Sample Count સેમ્પલ કાઉન્ટ) ને આધારે તૈયાર થયેલા છે. એમાં પણ કેટલાક આંકડા ૪ ટકા નમૂના ગણતરી ઉપર રચાયેલા છે, તો કેટલાક ૧૦ ટકા ઉપર રચાયેલા છે.

આ ગણતરી ઈ. સ. ૧૯૫૧માં થયેલી હોઈ આ લખતી વખતે એના આંકડા ભૂતકાળનો વિષય બન્યા છે. છતાં આ પ્રકરણોમાં એમને માટે વર્તમાનકાળ વપરાયો છે. ગણતરી થયા પછી વસતીમાં વધઘટ થઈ હશે અને ભવિષ્યમાં થયા કરશે. એટલે આ આંકડા પરિસ્થિતિનો સામાન્ય ખ્યાલ આપવા પૂરતા ઉપયોગી છે, એનાથી કોઈ કાયમી હકીકત રજૂ થતી નથી. વધારામાં આ વસતીગણતરીની અનેક રીતે ચોકસાઈ કરેલી હોવા છતાં એમાં અનેક નાની ક્ષતિઓ પણ હશે. કેટલાક આંકડાઓની સત્યતા વિશે પ્રથમ દૃષ્ટિએ જ શંકા ઊઠે એવું છે: દા: ત: ખેડા જિલ્લા અંગેના નિવેદનમાં ૩થી ૧૨ માસ સુધી બેકાર રહેલ સ્ત્રી-પુરુષોની સંખ્યા ૧૬૬૨ જણાવી છે. આજે ચોતરફ બેકારી પ્રસરેલી અનુભવાય છે. એ સંજોગોમાં આ આંકડો કેટલો સાચો હશે તે વિશે જરૂર શંકા ઊઠે. આમ આ પ્રકરણોમાં આપેલી માહિતી ઉપર ગણાવેલા સંજોગોથી મર્યાદિત છે એ ધ્યાનમાં રાખવું જોઈએ.

**કુલ વસતી : ભારતવર્ષ અને મુંબઈ રાજ્યમાં સ્થાન :** મુંબઈ રાજ્યના અઠ્ઠાવીસ જિલ્લાઓમાં, કુલ વસતીને ધોરણે, ખેડા જિલ્લાનો અનુક્રમાંક સાતમો આવે છે. બૃહદ મુંબઈ જિલ્લો ૨૮,૩૯,૨૭૦ની વસતી સાથે પહેલે સ્થાને વિરાજે છે. તે પછી ૧૯,૫૦,૯૭૬; ૧૮,૨૭,૮૪૨; ૧૭,૨૬,૯૦૮; ૧૭,૧૧,૬૬૪; અને ૧૬,૮૫,૬૩૦ની વસતી ધરાવતા અનુક્રમે પૂના, સુરત, બેલગામ, રત્નાગિરિ તથા અમદાવાદ જિલ્લાઓ આવે છે. ખેડા જિલ્લાની કુલ જનસંખ્યા ૧૬,૧૨,૪૨૬ની છે. સમગ્ર ભારતવર્ષના જિલ્લાઓમાં વધુમાં વધુ વસતી ધરાવનાર મદ્રાસ રાજ્યના મલબાર જિલ્લાની વસતીના ત્રીજા ભાગથી તે કંઈક ઓછી છે. બીજી બાજુ, સારા હિન્દુસ્થાનમાં ઓછામાં ઓછી જનસંખ્યા આસામ રાજ્યના તીરપ સરહદના પ્રાંતની ૫,૨૬૩ છે, અને મુંબઈ રાજ્યમાં ૪૭,૨૮૨ની તદ્દન આછી વસતીવાળો જિલ્લો ડાંગનો છે. એ સાથે સરખાવતાં ખેડા જિલ્લાની વસતી ઘણી ગાઢ ગણાય. ખેડા જિલ્લાને અડીને પડોશમાં પથરાયેલા અમદાવાદ, સાબરકાંઠા, ભરૂચ, વડોદરા, અને પંચમહાલ એ પાંચ જિલ્લાની જનસંખ્યા અનુક્રમે ૧૬,૮૫,૬૩૦, ૬,૮૪,૦૧૭; ૭,૦૬,૦૩૫; ૧૧,૬૪,૭૪૬ અને ૧૧,૪૮,૪૩૨ છે.

**વસતીનો વધારો :** ઉપર જણાવ્યું તેમ જિલ્લાની કુલ વસતી ૧૬,૧૨,૪૨૬ છે. તે ૧૯૪૧ની વસતી કરતા ૨,૭૬,૧૨૯ વધારે છે. ઈ. સ. ૧૯૦૧ના આંકડાને મુકાબલે એટલે કે પચાસ વર્ષના અંતર પછી આ વધારો ૫,૭૫,૧૭૭ થાય છે. આ આંકડાઓમાં વિલીન થયેલા વિસ્તારો અંગેના આંકડા સમાવી લેવામાં આવેલા છે. એટલે એમાં જિલ્લાની નવરચના થવાને કારણે ઐતિહાસિક અસંગતતા નથી.

**કુલ વસતી : જન્મસ્થળની દૃષ્ટિએ પૃથક્કરણ :** ઉપરની સંખ્યાનું વ્યક્તિના જન્મસ્થળની દૃષ્ટિએ વર્ગીકરણ કરવામાં આવ્યું છે. તેનું પત્રક પરિશિષ્ટ (૧) રૂપે આપ્યું છે. તે જોતાં જણાશે કે કુલ ૧૬,૧૨,૪૨૬ મનુષ્યો પૈકી ખેડા જિલ્લામાં જન્મેલાંની સંખ્યા ૧૪,૮૭,૬૪૭ છે. આ ઉપરાંત જિલ્લામાં જન્મેલાં પણ જેમની ગણતરી જિલ્લા બહાર થયેલી એવાંની સંખ્યા ૧,૧૪,૩૦૦* એટલે કુલ સંખ્યાના ૭.૦૯ ટકા થાય છે. આ સંખ્યા જિલ્લામાં જન્મેલાંની ઉપરની સંખ્યામાં ઉમેરીએ તો જિલ્લામાં જન્મેલાં મનુષ્યોની કુલ સંખ્યા ૧૬,૦૧,૯૪૭ થાય. આમાં હિંદ બહાર ગયેલા જિલ્લાના વતનીઓનો સમાવેશ થતો નથી એ ધ્યાનમાં રાખવું જોઈએ.

હવે ઉપર જણાવેલા પત્રકમાં જોતાં જણાશે કે કુલ વસતીમાં ખેડા જિલ્લામાં જન્મેલાં મનુષ્યો ઉપરાંત મુંબઈ રાજ્યના બીજા જિલ્લાઓમાં જન્મેલાં મનુષ્યોની સંખ્યા ૮૩,૬૮૮ છે. પડોશનાં રાજ્યોમાં જન્મેલાંની સંખ્યા ૩૨,૬૭૫ બીજાં રાજ્યોમાં જન્મેલાંની સંખ્યા ૨૬૫૫ અને હિંદના અન્ય પ્રદેશોમાં જન્મેલાંની સંખ્યા ૩૩ છે. એમ એકંદરે આ જિલ્લામાં ભારતમાં જન્મેલાં મનુષ્યની સંખ્યા ૧૬,૦૬,૬૯૮ છે. બાકીનાં મનુષ્યો પરદેશોમાં જન્મેલાં છે. તે પૈકી એશિયામાં જન્મેલાં ૩૦૪૬, યુરોપમાં જન્મેલાં ૬૦, આફ્રિકામાં જન્મેલ ૨૫૯૪, અમેરિકામાં જન્મેલાં ૨૩, અને ઓસ્ટ્રેલિયામાં જન્મેલાં ૫ છે.

* આધાર : મુંબઈ રાજ્યની વસતીગણતરીનું અંગ્રેજી નિવેદન ભાગ-૧, પૃ. ૧૦




**સાર રૂપ માહિતીનું પત્રક :** પરિશિષ્ટ (૨)મા ખેડા જિલ્લાની વસતીનું સાર રૂપ માહિતી દર્શાવતું પત્રક આપેલું છે. તેમાં તાલુકાવાર આંકડા છે. તેમાથી તથા ખેડા જિલ્લાની સેન્સસ હેન્ડબૂકમાંથી મહત્ત્વના આંકડા નીચેના પત્રકમા આપ્યા છે:

## ખેડા જિલ્લાની તાલુકાવાર વસતી

| ક્રમાંક | તાલુકો | ક્ષેત્રફળ ચોરસ માઈલ | નગરો | ગામો | જન સંખ્યા | | | દર ચોરસ માઈલે વસતીની સરેરાશ ઘીચતા |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | કુલ | પુરુષો | સ્ત્રીઓ | |
| ૧. | ખંભાત | ૩૯૮.૬ | ૨ | ૧૦૩ | ૧૩૪૩૧૬ | ૭૯૮૩૧ | ૬૪૪૮૫ | ૩૩૭ |
| ૨. | બોરસદ | ૨૩૨.૪ | ૩ | ૯૩ | ૨૧૯૯૩૪ | ૧૧૪૫૭૯ | ૧૦૫૩૫૫ | ૯૪૬ |
| ૩. | પેટલાદ | ૧૮૩.૨ | ૫ | ૭૮ | ૧૯૩૮૩૩ | ૧૦૧૬૪૩ | ૯૨૧૯૦ | ૧૦૫૮ |
| ૪. | આણંદ | ૨૬૦.૦ | ૧૩ | ૬૬ | ૨૫૧૩૬૫ | ૧૩૩૨૯૦ | ૧૧૮૦૭૫ | ૯૬૭ |

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ૫. | નડિયાદ | ૨૪૧·૦ | ૫ | ૯૫ | ૨૪૬૪૭૦ | ૧૨૯૫૫૨ | ૧૧૬૯૧૮ | ૧૦૨૩ |
| ૬. | માતર | ૨૨૨·૭ | ૧ | ૮૧ | ૭૭૫૯૨ | ૪૦૬૩૯ | ૩૬૯૫૩ | ૩૪૮ |
| ૭. | મહેમદાવાદ | ૧૯૩·૪ | ૨ | ૭૫ | ૧૦૯૯૫૩ | ૫૬૬૨૬ | ૫૩૩૨૭ | ૫૬૯ |
| ૮. | કપડવણજ | ૩૭૯·૮ | ૩ | ૧૬૩ | ૧૭૭૪૨૮ | ૯૧૮૦૧ | ૮૫૬૨૭ | ૪૬૭ |
| ૯. | ઠાસરા | ૨૫૧·૯ | ૨ | ૯૪ | ૧૨૧૮૬૯ | ૬૪૧૯૨ | ૫૭૬૭૭ | ૪૮૪ |
| ૧૦. | વાડાશિનોર | ૨૦૧·૨ | ૨ | ૯૮ | ૭૯૬૬૬ | ૪૧૦૯૭ | ૩૮૫૬૯ | ૩૯૬ |
| | ખેડા જિલ્લો | ૨૫૬૪·૨ | ૩૮ | ૯૪૬ | ૧૬૧૨૪૨૬ | ૮૪૩૨૫૦ | ૭૬૯૧૭૬ | ૬૨૯ |

ઉપરના કોઠામાં આપેલી વિગતોથી જણાય છે કે:

**ક્ષેત્રફળ :** ખેડા જિલ્લાનું કુલ ક્ષેત્રફળ ૨૫૬૪·૨ ચોરસ માઈલ છે. આ વિસ્તાર દસ તાલુકામાં વહેંચવામાં આવ્યો છે. તે પૈકી મોટામાં મોટો ખંભાત તાલુકો અને નાનામાં નાનો પેટલાદ તાલુકો છે. સમગ્ર ખેડા જિલ્લાનું ક્ષેત્રફળ સૌરાષ્ટ્ર સહિતના મુંબઈ રાજયના કુલ ક્ષેત્રફળના ·૦૨ ટકા અને ભારત દેશના કુલ ક્ષેત્રફળના ·૦૦૨ ટકા જેટલું થાય છે.

**સ્ત્રી–પુરુષનું પ્રમાણ :** જિલ્લાની કુલ વસતી પૈકી ૮, ૪૩, ૨૫૦ પુરુષો અને ૭, ૬૯, ૧૭૬ સ્ત્રીઓ છે. એ બતાવે છે કે દર એક હજાર સ્ત્રી–પુરુષે સ્ત્રીની સંખ્યા કરતાં પુરુષોની સંખ્યા ૪૬ વધારે છે. તાલુકાવાર આંકડા જોતાં પણ જણાય છે કે એકંદરે દરેક તાલુકામાં સ્ત્રીઓ કરતાં પુરુષોની સંખ્યા વધારે છે.

**નગરો :** જિલ્લામાં કુલ ૩૮ નગરો નોંધાયાં છે. તેમની તાલુકાવાર વિગતો નીચેના કોઠામાં આપી છે :–

## ખેડા જિલ્લામાં નગરો અને તેમની વસતી

| ક્રમાંક | તાલુકો | નગરનું નામ (વસતી) (૧૯૫૪માં જે નગરોમાં મ્યુનિસિપાલિટીઓ છે તેના ઉપર *નિશાની કરી છે.) |
|---|---|---|
| ૧. | ખંભાત | ખંભાત* (૩૯,૦૩૮), તારાપુર (૫૮૩૩) |
| ૨. | બોરસદ | બોરસદ* (૨૦,૬૩૭), ભાદરણ* (૬૬૪૩', આંકલાવ (૮૧૪૪) |
| ૩. | પેટલાદ | પેટલાદ* (૨૯,૬૬૭), સોજિત્રા* (૧૨,૧૯૫), ધર્મજ* (૮૪૪૧), મહેળાવ (૫૯૪૧), નાર (૭૪૯૮) |
| ૪. | આણંદ | આણંદ* (૨૫,૭૬૭), ઊમરેઠ* (૧૮,૬૭૪), બોરિયાવી (૬૮૧૯), ઓડ (૧૧,૧૪૨), કરમસદ (૧૧,૦૧૮), સામરખા (૯૩૫૫), સારસા (૭૫૮૭), ચીખોદરા (૬૩૨૪), વડોદ (૬૨૯૧), અડાસ (૬૧૮૮), ભાલેજ (૬૧૬૫), નાપાડવટિ (૫૧૮૪), નાપાડ તલપદ (૩૫૧૧) |
| ૫. | નડિયાદ | નડિયાદ* (૬૨,૬૪૫), ચકલાશી (૧૨,૭૪૮), મહુધા (૯૧૨૭), પીજ (૫૧૪૭), વસો* (૯૯૪૫) |
| ૬. | માતર | માતર (૫૨૮૩) |
| ૭. | મહેમદાવાદ | ખેડા* (૭૭૧૪), મહેમદાવાદ* (૯૪૯૨) |
| ૮. | કપડવણજ | કપડવણજ* (૨૨,૩૧૯), આતરસુંબા (૨૪૧૪), કઠલાલ (૬૭૯૬) |
| ૯. | ઠાસરા | ડાકોર* (૧૦,૫૭૫), ઠાસરા (૬૨૦૧) |
| ૧૦ | વાડાશિનોર | વાડાશિનોર* (૧૩,૦૬૯), વીરપુર (૩૯૯૮) |

આ વિગતો જોતાં જણાય છે કે ૩૮ નગરો પૈકી ૧૩ નગરો આણંદ તાલુકામાં છે, જે સંખ્યા બીજા તાલુકાઓ કરતાં સૌથી વધારે છે. પેટલાદ તાલુકાનાં પાંચ નગરો પૈકી ત્રણમાં મ્યુનિસિપાલિટી છે, ત્યારે આણંદ તાલુકાનાં ૧૩ નગરો પૈકી માત્ર બેમાં જ મ્યુનિસિપાલિટીઓ છે. એકંદરે ૩૮ નગરોમાંથી ૧૫ નગરોમાં મ્યુનિસિપાલિટીઓ છે.

વસતીની દૃષ્ટિએ નડિયાદ સૌથી મોટું નગર છે. તેની વસતી ૬૨,૬૪૫ની છે. એટલે આ જિલ્લામાં એક લાખ અને તેથી વધારે વસતીવાળું એક પણ નગર નથી. નડિયાદ પછી વસતીના ક્રમે મોટાં કહેવાય તેવાં નગરો નીચે પ્રમાણે




છે · ખંભાત, પેટલાદ, આણુદ, કપડવણજ, અને બોરસદ. બાકીના નગરોની વસતી વીસ હજારથી ઓછી છે નાનામાં નાનુ નગર કપડવણજ તાલુકાનું આતરસુબા છે તેની વસતી ૨૪૧૪ છે

વસતીજૂથ પ્રમાણે આ નગરોનું વર્ગીકરણ નીચેના કોઠામાં આપ્યુ છે

**નગરોનું વસતીજૂથ પ્રમાણે વર્ગીકરણ**

| વસતીજૂથ | નગર સંખ્યા | નગરોનાં નામ |
|---|---|---|
| ૫૦,૦૦૦થી ઉપર | ૧ | નડિયાદ |
| ૨૦,૦૦૦થી ૫૦,૦૦૦ | ૫ | ખંભાત, આણુદ બોરસદ, કપડવણજ, પેટલાદ |
| ૧૦,૦૦૦થી ૨૦,૦૦૦ | ૭ | ઉમરેઠ, સોજિત્રા, વાડાશિનોર, ડાકોર, ચકલાશી, ઓડ, કરમસદ |
| ૫૦૦૦થી ૧૦,૦૦૦ | ૨૨ | ખેડા, મહુધા, મહેમદાવાદ, વસો, નાર, ભાદરણ, ધર્મજ, મહેળાવ, માતર, તારાપુર, પીજ, આકલાવ, ઠાસરા, કઠલાલ, ચીખોદરા, સામ- |

| | | |
|---|---|---|
| | | રખા, અડાસ, વડોદ, નાપાડ–વાંટા. |
| ૫૦૦૦થી નીચે | ૩ | વીરપુર, નાપાડ–તળપદ, આતરસુંબા. |

જે સ્થળને પાંચ હજાર અથવા તેથી વધુ વસતી હોય, મ્યુનિસિપાલિટી હોય, લશ્કરી થાણું હોય અને જેને નગરનાં લક્ષણો હોય એવાં સ્થળને *નગર (ટાઉન)* ગણવાનું ધોરણ રાખેલું છે. તેમ છતાં પાંચ હજારની વસતી હોય અને નગરનાં લક્ષણો જેને ન હોય એવાં સ્થળોને નગર નહિ ગણતાં ગામો ગણેલાં છે. દા. ત. : દાવોલ, કઠાણા, છીપડી, અલીણા, ઉત્તરસંડા, કાસર, પંડોળી અને પાલી. એથી ઊલટું નાપાડતળપદ, આતરસુંબા અને વીરપુરની વસતી પાંચ હજાર કરતાં ઓછી હોવા છતાં એમને નગરનાં લક્ષણ હોવાથી ગામ નહિ ગણતાં નગરો ગણ્યાં છે

ઈ. સ. ૧૯૪૧માં નીચેનાં સ્થળો નગરો ન હતાં. તે ૧૯૫૧માં નગરો ગણાયાં છે : અડાસ, ભાલેજ, બોરિયાવી, ચીખોદરા, કરમસદ, નાપાડ વાંટા, નાપાડ તળપદ, ઓડ, સામરખા, સારસા, વડોદ, વીરપુર, આંકલાવ, કઠલાલ, ચકલાશી, મહુધા અને દાસરા. આ હકીકત એ ગામોની પ્રગતિની સૂચક છે.

ગામો : જે ગામો મહેસૂલ ખાતાના દફતરે નોંધાયેલાં છે અને વસતીવાળાં છે તેમની સંખ્યા ઉપરના પત્રકમાં આપેલી છે. એ રીતે જિલ્લામાં કુલ ૯૪૬ ગામ છે.* ગામોને લગતાં પરાંને જે તે ગામનો એક ભાગ ગણી વસતીની ગણતરી કરેલી છે. તેથી પરાંની સંખ્યા જુદી બતાવેલી નથી.

તાલુકાઓની દષ્ટિએ જોઈએ તો સૌથી વધુ ગામડાં કપડવણજ તાલુકામાં (૧૬૩) છે, જ્યારે આણંદ તાલુકામાં આ સંખ્યા ઓછામાં ઓછી (૬૬) છે. કપડવણજ પછી ખંભાત તાલુકો ૧૦૩ ગામોવાળો છે.

વસતીની દષ્ટિએ માતર તાલુકાનો ક્રમ છેલ્લો આવે છે. અને આણંદ તાલુકાનો પહેલો આવે છે. તે પછી નડિયાદ, બોરસદ, પેટલાદ, કપડવણજ, ખંભાત, દાસરા, મહેમદાવાદ, અને વાડાશિનોર આવે છે. આ પૈકી આણંદ, બોરસદ અને નડિયાદ તાલુકાની વસતી બે લાખથી વધુ છે, જ્યારે વાડાશિનોર અને માતર તાલુકાઓની વસતી એક લાખથી ઓછી છે, અને બાકીનાની એકથી બે લાખની વચ્ચે છે.

વસતીજૂથ પ્રમાણે ગામોની સંખ્યાનું વર્ગીકરણ નીચેના કોઠામાં આપ્યું છે :

## વસતીજૂથ પ્રમાણે ગામોની સંખ્યાનું તાલુકાવાર વર્ગીકરણ

| ક્રમાંક | તાલુકો | ૫૦૦૦થી ૧૦૦૦૦ | ૨૦૦૦થી ૫૦૦૦ | ૧૦૦૦થી ૨૦૦૦ | ૫૦૦થી ૧૦૦૦ | ૫૦૦થી નીચે | કુલ ગામો |
|---|---|---|---|---|---|---|---|
| ૧. | ખંભાત | — | ૮ | ૨૩ | ૨૫ | ૪૭ | ૧૦૩ |
| ૨. | બોરસદ | ૨ | ૩૬ | ૩૨ | ૧૯ | ૪ | ૯૩ |
| ૩. | પેટલાદ | ૨ | ૧૮ | ૩૩ | ૧૯ | ૬ | ૭૮ |
| ૪. | આણંદ | — | ૨૮ | ૨૨ | ૧૨ | ૪ | ૬૬ |
| ૫. | નડિયાદ | ૨ | ૨૪ | ૨૯ | ૨૭ | ૧૩ | ૯૫ |
| ૬. | માતર | — | ૮ | ૨૦ | ૨૧ | ૩૨ | ૮૧ |
| ૭. | મહેમદાવાદ | — | ૧૪ | ૧૭ | ૨૧ | ૨૩ | ૭૫ |
| ૮. | કપડવણજ | ૧ | ૧૬ | ૩૬ | ૩૬ | ૭૪ | ૧૬૩ |
| ૯. | દાસરા | ૧ | ૧૫ | ૨૪ | ૨૫ | ૨૯ | ૯૪ |
| ૧૦. | વાડાશિનોર | — | ૫ | ૧૨ | ૨૭ | ૫૪ | ૯૮ |
| | ખેડા જિલ્લો | ૮ | ૧૭૨ | ૨૪૮ | ૨૩૨ | ૨૮૬ | ૯૪૬ |

*વસતી વિનાનાં ગામો પણ સરકારના મહેસૂલી દફતરે નોંધાયેલાં હોય છે. તેમનો આમાં સમાવેશ થતો નથી. વસતી ગણતરી થયા પછી વલ્લભવિદ્યાનગરને સરકારે ગામ તરીકે માન્ય રાખ્યું છે.

**નગરવાસી અને ગ્રામવાસી વસતીનું પ્રમાણ :** આ જિલ્લાની કુલ વસતીના ૨૮ ટકા નગરવાસી છે, અને ૭૨ ટકા ગ્રામવાસી છે, એ જોતાં નગરવાસી અને ગ્રામવાસી વસતીનું પ્રમાણ આ જિલ્લામાં ૭=૧૮ આવે છે. આ પ્રમાણ મુંબઈ રાજ્ય માટે ૫=૧૧નું છે. એ બતાવે છે કે ખેડા જિલ્લામાં મુંબઈ રાજ્યને મુકાબલે નગરવાસી વસતીનું સરેરાશ પ્રમાણ કંઈક વધારે છે.

તાલુકાઓની દષ્ટિએ જોઈએ તો નડિયાદ અને આણંદ તાલુકાઓમાં નગરવાસી અને ગ્રામવાસી વસતીની સંખ્યામાં ઝાઝો તફાવત નથી. પેટલાદ તાલુકાની વસતીનો ૨/૫ ભાગ, ખંભાતનો ૧/૩ ભાગ, વાડાશિનોરનો ૧/૫ ભાગ, બોરસદ–કપડવણજ–મહેમદાવાદનો ૧/૬ ભાગ, ઠાસરાનો ૧/૮ ભાગ, અને માતરની વસતીનો ૧/૧૫ ભાગ નગરવાસી છે. આંકડા પરિશિષ્ટ (૨)માંથી મળશે.

**વસતીની ઘીચતા :** ક્ષેત્રફળની દષ્ટિએ જોતાં ખેડા જિલ્લામાં દર ચોરસ માઈલે સરેરાશ વસતીનું પ્રમાણ ૬૨૯ આવે છે. મુંબઈ રાજ્ય માટે આ આંકડો ૩૦૨ અને સમગ્ર ભારત દેશ માટે ૨૮૧ આવે છે. એ જોતાં ખેડા જિલ્લામાં વસતીની ઘીચતા મુંબઈ રાજ્ય કરતાં બમણાથી પણ વધુ અને ભારત દેશને મુકાબલે લગભગ સવાબે ગણી છે.

તાલુકાઓની દષ્ટિએ જોતાં સૌથી વધારે ઘીચ વસતી પેટલાદ તાલુકામાં (૧૦૫૮) છે. તે પછી નડિયાદ તાલુકામાં (૧૦૨૩) છે. આ રીતે અસલી ચરોતર બનાતો પેટલાદ તાલુકો જિલ્લામાં સૌથી વધુ ગાઢ વસતીવાળો છે. ઓછામાં ઓછી ઘીચતા ખંભાત તાલુકામાં (૩૩૭) છે. એનાથી નજીકનો આંકડો માતર તાલુકાનો (૩૪૮) છે. આ બધા આંકડા ભારત દેશ અને મુંબઈ રાજ્યના એ પ્રકારના આંકડાથી વધારે છે. એ બતાવે છે કે આ જિલ્લો ભારત દેશમાં એક ઘીચ વસતીવાળો પ્રદેશ છે.

**વધઘટ :** એકંદરે ભૂતકાળને મુકાબલે આ જિલ્લાની વસતી વધેલી છે એનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. તાલુકાઓની દષ્ટિએ જોતાં એકંદરે વસતીનું વલણ વધવા તરફ છે. તો પણ કોઈ તાલુકામાં છેલ્લા દસકાને મુકાબલે વસતી વધી છે તો કોઈમાં ઘટી છે. વળી ગ્રામવાસી વસતી અને નગરવાસી વસતીની વધઘટ તાલુકા પૂરતો સ્વતંત્ર અભ્યાસનો વિષય બને તેવી છે. એ માટે પરિશિષ્ટ (૨)માં આપેલું સારરૂપ પત્રક જિજ્ઞાસુએ જોઈ લેવું.

**ધાર્મિક કોમવાર વસતી :** હિન્દુ, મુસલમાન, હિન્દી–ખ્રિસ્તી, અને ઇતર એવા ચાર વર્ગો પાડી ધાર્મિક કોમોની દષ્ટિએ ખેડા જિલ્લાની વસતીનું વર્ગીકરણ નીચેના કોઠામા આપ્યું છે. તેમાં હિન્દુઓમાં જૈનોનો સમાવેશ કરેલો છે. શીખ, બૌદ્ધ, પારસી (જરથુસ્તી), યહુદી વગેરેને ઇતરમાં ગણેલા છે.

## ખેડા જિલ્લાની કોમવાર વસતી

| જિલ્લો : તાલુકાના પટ્ટા : | | : હિન્દુ : | : મુસલમાન : | : હિંદી ખ્રિસ્તી : | : ઇતર : |
|---|---|---|---|---|---|
| ૧. ખેડા જિલ્લો | ગ્રામ | ૧૦૬૨૪૩૩ | ૬૬૯૨૨ | ૨૭૩૨૪ | ૨૧૨ |
| | નગર | ૩૬૮૧૦૩ | ૭૪૮૬૦ | ૧૧૭૬૭ | ૮૦૫ |
| | કુલ. | ૧૪૩૦૫૩૬ | ૧૪૧૭૮૨ | ૩૯૦૯૧ | ૧૦૧૭ |
| ૨. અ. નડિયાદ–માતર | ગ્રામ | ૧૯૨૧૭૧ | ૧૯૩૫૦ | ૭૫૯૯ | ૪૭ |
| આ. કપડવણજ–મહેમદાવાદ | ગ્રામ | ૨૨૬૯૯૨ | ૯૭૪૦ | ૧૯૦૩ | ૧૧ |
| ઇ. નડિયાદ–કપડવણજ–મહેમદાવાદ | નગર | ૧૨૧૪૯૯ | ૨૮૧૫૬ | ૩૮૯૯ | ૭૬ |
| | કુલ. | ૫૪૦૬૬૨ | ૫૭૨૪૬ | ૧૩૪૦૧ | ૧૩૪ |

| જિલ્લો | | તાલુકાના પટા | | હિન્દુ | મુસલમાન | હિંદી ખ્રિસ્તી | ઈતર |
|---|---|---|---|---|---|---|---|
| ૩ | | આણંદ-વાડાશિનોર-ઠાસરા | ગ્રામ | ૭૬૪૦૧૬ | ૧૯૭૫૧ | ૧૧૬૫૪ | ૧૧૧ |
| | | | નગર | ૧૨૯૨૪૧ | ૨૨૮૪૧ | ૫૬૭૫ | ૬૬૧ |
| | | | કુલ | ૩૯૮૨૪૭ | ૪૧૫૯૭ | ૧૭૭૭૯ | ૭૭૭ |
| ૪ | અ | પેટલાદ-ખભાત | ગ્રામ | ૨૦૪૫૪૭ | ૧૧૬૫૮ | ૩૩૧૩ | ૧૮ |
| | આ | બોરસદ | ગ્રામ | ૧૭૪૭૦૭ | ૬૯૭૩ | ૭૮૫૫ | ૨૫ |
| | ઇ | પેટલાદ-ખભાત-બોરસદ | નગર | ૧૧૭૩૬૩ | ૨૪૩૬૩ | ૨૭૪૩ | ૬૮ |
| | | | કુલ | ૪૯૬૬૧૭ | ૪૨૯૪૪ | ૮૪૧૧ | ૬૧૧ |

આ ઉપરથી જણાય છે કે ખેડા જિલ્લામા દર દસ હજારની વસતીએ હિન્દુની વસતી ૮૮૭૨, મુસલમાનોની ૮૭૯, હિંદીખ્રિસ્તીની ૨૪૨ અને ઇતર કોમોની માત્ર ૭ છે સરખામણી માટે નીચેના પત્રકમા આ આકડા ભારત દેશ અને મુબઈ રાજયના એ પ્રકારના આકડા સાથે મૂકેલા છે

### કોમવાર વસતીની સરખામણી*

| પ્રદેશ | દર દસ હજારની વસતીએ | | | |
|---|---|---|---|---|
| | હિદુ | મુસલમાન | હિંદીખ્રિસ્તી | ઇતર |
| સમગ્ર ભારતદેશ | ૮૫૪૪ | ૯૯૩ | ૨૩૦ | ૨૩૩ |
| મુબઈ રાજય સૌરાષ્ટ્ર સહિત | ૮૯૯૪ | ૮૩૦ | ૧૩૨ | ૪૪ |
| ખેડા જિલ્લો | ૮૮૭૨ | ૮૭૯ | ૨૪૨ | ૭ |

જિલ્લામા જૈનોની સખ્યા ૧૫,૫૩૧, બૌદ્ધોની ૧૧, શીખોની ૨૦૯, જરથુસ્તી પારસીઓની ૬૩૨, અને યહૂદીઓની ૧૪ છે

હિદુઓના ૧/૪ ભાગની વસતી નગરવાસી છે, જ્યારે મુસલમાનોમા અડધા ઉપરના નગરવાસી છે હિંદીખ્રિસ્તીઓની ૭૦ ટકા વસતી ગ્રામવાસી છે અને ઇતર કોમોના ૮૦ ટકા નગરવાસી છે દલિત વર્ગોની કુલ જનસખ્યા ૧,૩૩,૩૨૩ની છે, જેમા ૭૧,૦૪૩ પુરુષો અને ૬૨,૨૮૦ સ્ત્રીઓ છે

**ઘરદીઠ વસતીનું પ્રમાણ :** વસ્તીગણતરીમા વસતીવાળા ઘરોની ગણતરી કરેલી છે અને એ ડિસ્ટ્રિક્ટ સેન્સસ હૅન્ડબુકમા આપેલી છે એ ઉપરથી જણાય છે કે આ જિલ્લામા વપરાતા દરેક ઘરમાં સરાસરી ૫ માણસ રહે છે કપડવણજ અને બોરસદમા આ પ્રમાણ અનુક્રમે ૫ ૪૬ અને ૫ ૩૭ છે, જે સૌથી વધુ છે ખભાતમા ૪ ૭૦ છે, જે ઓછામા ઓછુ છે ગ્રામવિસ્તારો અને નગરવિસ્તારોની વચ્ચેના ઘર દીઠ માન ૦૪નો જૂજ તફાવત જણાય છે

**કુટુંબનું કદ :** કુલ વસતીના ૪ ટકાનો નમૂનો લઈ કુટુબના કદ વિષે માહિતી તારવવામા આવી છે તે નીચેના પત્રકમાં આપવામાં આવી છે આમા નાનુ, મધ્યમ મોટુ અને ઘણુ મોટુ એવા કુટુબના કદ પ્રમાણે ચાર પ્રકાર પાડેલા છે

### ખેડા જિલ્લામાં કુટુબનુ કદ દર્શાવતા આંકડા

| | | સખ્યા | | |
|---|---|---|---|---|
| | | કુલ | ગ્રામવાસી | નગરવાસી |
| કુટુબ સખ્યા | | ૩૪૬૨૦૪ | ૨૪૬૨૯૪ | ૮૮૯૧૦ |
| કુટુબ વસતી | કુલ | ૧૫૯૪૦૩૮ | ૧૧૪૩૦૯૩ | ૪૫૦૯૪૫ |
| | પુરુષ | ૮૩૨૫૬૨ | ૫૯૬૪૫૧ | ૨૩૬૧૧૧ |
| | સ્ત્રી | ૭૬૧૪૭૬ | ૫૪૬૬૪૨ | ૨૧૪૮૩૪ |

* આધાર સદેશ તા ૨૨-૫-૫૩ના પાન ૧ના સમાચાર-ફકરા ઉપરથી ગણેલા આકડા

| | | | |
|---|---|---|---|
| નમૂના કુટુંબ સંખ્યા | ૧૩૪૪૪ | ૯૪૪૯ | ૩૯૯૫ |
| નમૂના કુટુંબ-વસ્તી કુલ | ૬૧૯૯૫ | ૪૪૧૩૭ | ૧૭૮૫૮ |
| પુરુષ | ૩૨૪૬૩ | ૨૩૦૯૨ | ૯૩૭૧ |
| સ્ત્રી | ૨૯૫૩૨ | ૨૧૦૪૫ | ૮૪૮૭ |
| કુટુંબનું કદ– | | | |
| નાનું– ૩ કે ઓછાં માણસો કુટુંબ સંખ્યા | ૪૯૪૭ | ૩૩૪૬ | ૧૬૦૧ |
| જનસંખ્યા | ૧૦૭૧૪ | ૭૩૬૮ | ૩૩૪૬ |
| મધ્યમ– ૪–૬ માણસો કુટુંબ સંખ્યા | ૫૯૩૬ | ૪૨૯૦ | ૧૬૪૬ |
| જનસંખ્યા | ૨૯૭૬૪ | ૨૧૫૯૧ | ૮૧૭૩ |
| મોટું– ૭–૯ માણસો કુટુંબ સંખ્યા | ૨૧૪૬ | ૧૫૩૮ | ૬૦૮ |
| જનસંખ્યા | ૧૬૬૭૯ | ૧૧૯૭૨ | ૪૭૦૭ |
| ઘણું મોટું–૧૦ અને વધુ માણસો કુટુંબ સંખ્યા | ૪૧૫ | ૨૭૫ | ૧૪૦ |
| જનસંખ્યા | ૪૮૩૮ | ૩૨૦૬ | ૧૬૩૨ |

આ ઉપરથી જણાય છે કે લગભગ ૩૭ ટકા કુટુંબો નાનાં છે અને તે કુલ વસતીના ૧૭ ટકા જનસંખ્યા ધરાવે છે. ૪૪ ટકા કુટુંબો મધ્યમ છે અને તે કુલ વસતીના ૪૮ ટકા જનસંખ્યા ધરાવે છે. એ જૂથમાં કુટુંબસંખ્યા વધુમાં વધુ છે. લગભગ ૧૬ ટકા મોટાં કુટુંબો છે અને તે કુલ વસતીના ૨૭ ટકા જનસંખ્યા ધરાવે છે, જ્યારે ૩ ટકા ઘણાં મોટાં કુટુંબો છે, જે કુલ વસતીના ૮ ટકા જનસંખ્યા ધરાવે છે.

નીચેના કોઠામાં ગ્રામવાસી તથા નગરવાસી કુટુંબોની કદવાર ટકાવારી આપી છે:

**ગ્રામવાસી અને નગરવાસી કુટુંબોની કદવાર ટકાવારી**

| કુટુંબ | ટકાવારી | |
|---|---|---|
| | ગ્રામવાસી | નગરવાસી |
| નાનું | ૩૫ | ૪૦ |
| મધ્યમ | ૪૫ | ૪૧ |
| મોટું | ૧૬ | ૧૫ |
| ઘણું મોટું | ૩ | ૪ |

આ ઉપરથી જણાય છે કે ગામડાંમાં મધ્યમ અને મોટાં કુટુંબોની સંખ્યા વધુ છે, જ્યારે શહેરમાં ઘણાં મોટાં કુટુંબોની સંખ્યા વધુ છે. એક બાજુ કંગાલિયત અને બીજી બાજુ આલિશાન બંગલા અને એશઆરામની સાબિતી!

**સામાજિક દૃષ્ટિએ વસતીનું પૃથક્કરણ:** જિલ્લાની વસતીનાં દર સૈકે ૪૭ જણ પરણેલાં છે. તેમાં પુરુષોના ૪૫ ટકા અને સ્ત્રીઓના ૬૧ ટકા પરિણીત છે. ૯ ટકા વસતી વૈધવ્ય પામેલી છે. વિધવાઓની સંખ્યા વિધુરોની સંખ્યાના બમણા કરતાંય વધુ છે.

૫૦ વરસ ઉપરની ઉંમરનાં માણસોના ૩ ટકા અપરિણીત નોંધાયાં છે. ખાસ કરીને પુરુષો જ પરણ્યા વિના રહેલા જણાયા છે. તેમની ટકાવારી ૭ છે. છતાં દર ત્રણસો સ્ત્રીએ એક સ્ત્રી કુંવારી નોંધાઈ છે. આ હકીકત 'ડોસો કુંવારો રહ્યો જાણ્યો છે, ડોસી નહિ' એ લોક કહેવતને ખોટી ઠરાવે છે. વળી આ વયજૂથમાંથી કુલ જનસંખ્યાનો અડધ ઉપરનો ભાગ વૈધવ્યગ્રસ્ત છે. આમાં સ્ત્રીઓમાં ૭૫ ટકા વિધવાઓ બનેલી છે, જ્યારે પુરુષોમાં ૩૪ ટકા વિધુરો બનેલા છે. વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ નથી, જ્યારે વિધુરોને એવી છૂટ છે એ પ્રથાની આ આંકડાથી સાબિતી મળતી જણાય છે

૧૫ વરસની નીચેની ઉંમરનાં બાળકોમાં દર સેંકડે અગિયાર પરણેલાં છે. તેમાં બાલિકા-લગ્નની ટકાવારી ૧૬ અને બાળક-લગ્નની ૬ આવે છે. આ આંકડા સૂચક છે. સારડા એક્ટને પસાર થયે એક પેઢી વીતી ગયા છતાં ખેડા જિલ્લાની બાળવસતીના ૧૧ ટકા બાળલગ્નની બદીના ભોગ હજુ પણ બની રહ્યા છે, તે સરકાર તેમજ સમાજસેવકોએ ધ્યાનમાં લેવા જેવું છે. કાયદાની બીકે નહિ નોંધાયેલાં છૂપાં બાળલગ્નો ગણતરીમાં લેવામાં આવે તો બાળલગ્નનું દબાણ એથી પણ ભારે હોવાનું જણાશે. એ બીના ખરેખર શોક ઉપજાવે છે કે ૧૫ વરસ નીચેની ઉંમરની બાલિકાઓમાંથી ·૩ ટકા તો એ ઉંમરની હદ વટાવતા પહેલાં જ વિધવાઓ બની ગઈ છે.

જિલ્લાની છૂટાછેડા લેનાર જનસંખ્યા ૨૭૦ હતી. તેમાં ૧૬૮ પુરુષો હતા અને ૧૦૨ સ્ત્રીઓ હતી. એમની ઉંમર-જૂથ પ્રમાણે વિગતો નીચેના કોઠામાં આપી છે:

**છૂટાછેડા લેનાર જનસંખ્યા (ઉંમર-જૂથવાર)**

| ઉંમર-જૂથ | છૂટાછેડા લેનારની સંખ્યા | | |
|---|---|---|---|
| | કુલ | પુરુષ | સ્ત્રી |
| ૫ થી નીચે | — | — | — |
| ૫–૧૪ | ૭ | ૨ | ૫ |

| | | | |
|---|---|---|---|
| ૧૫–૨૪ | ૫૪ | ૨૭ | ૨૭ |
| ૨૫–૩૪ | ૧૦૨ | ૬૮ | ૩૪ |
| ૩૫–૪૪ | ૬૫ | ૪૪ | ૨૧ |
| ૪૫–૫૪ | ૨૫ | ૧૭ | ૮ |
| ૫૫–૬૪ | ૧૬ | ૧૦ | ૬ |
| ૬૫–૭૪ | ૧ | — | ૧ |
| ૭૫થી ઉપર | — | — | — |

આ કોઠા ઉપરથી જણાશે કે ૫થી ૧૪ વરસના સગીરગાળા સિવાય લગભગ દરેક ઉમરજૂથમાં સ્ત્રીઓ કરતાં પુરુષોની છૂટાછેડા લેનાર સંખ્યા વધુ છે ૧૫થી ૨૪માં બંનેની સંખ્યા સરખી છે, ૨૫થી ૩૪માં પુરુષ-સંખ્યા બમણી છે, ૩૫થી ૪૪માં અને ૪૫થી ૪૪માં બમણા કરતાં સહેજ વધુ છે

નીચેના પત્રકમાં અપરિણીતોની ઉમર-જૂથવાર વિગતો આપી છે

**અપરિણીતોની ઉંમર-જૂથવાર સંખ્યા**

| ઉમર-જૂથ | | અપરિણીત પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| ૧૫–૨૪ | કુલ | ૭૧૪૭ | ૨૦૮૬ |
| | ગ્રામ | ૪૫૫૨ | ૧૨૦૨ |
| | નગર | ૨૫૯૫ | ૮૮૪ |
| ૨૫–૩૪ | કુલ | ૧૨૭૩ | ૮૬ |
| | ગ્રામ | ૮૬૪ | ૫૮ |
| | નગર | ૪૦૯ | ૨૮ |
| ૩૫–૪૪ | કુલ | ૫૪૦ | ૩૬ |
| | ગ્રામ | ૩૮૮ | ૨૦ |
| | નગર | ૧૫૨ | ૧૬ |
| ૪૫–૫૪ | કુલ | ૩૫૬ | ૬૮ |
| | ગ્રામ | ૨૨૮ | ૬૪ |
| | નગર | ૧૨૮ | ૪ |
| ૫૫–૬૪ | કુલ | ૩૪૩ | ૫ |
| ૬૫–૭૪ | કુલ | ૮૫ | ૪ |
| ૭૫થી ઉપર | કુલ | ૧૫ | ૩ |

આ આંકડા ઉપરથી સ્પષ્ટ થાય છે કે દરેક ઉમર-જૂથમાં કુંવારી સ્ત્રીઓ કરતાં કુંવારા પુરુષોની સંખ્યા ઘણી વધુ છે જિલ્લાની વસતી અનેક જ્ઞાતિઓની બનેલી છે લગ્નવ્યવસ્થા દરેક જ્ઞાતિના રીતરિવાજોથી મર્યાદિત હોય છે ૧૯૫૧ની વસતીગણતરીમાં આ હકીકત નોંધાઈ નથી, તેથી ઉપરના આંકડાને આધારે સમગ્ર વસતીની સામાજિક સ્થિતિ વિશે ચોક્કસ અનુમાન તારવી શકાય નહિ

# ૨૮

## પરિશિષ્ટ ૧

### ખેડા જિલ્લાની કુલ વસતીનું જન્મસ્થળની દૃષ્ટિએ પૃથક્કરણ દર્શાવતું પત્રક*

| જન્મસ્થળ–જિલ્લો, રાજ્ય અથવા દેશ | કુલ જનસંખ્યા | પુરુષો | સ્ત્રીઓ |
|---|---|---|---|
| અ ભારતમાં જન્મેલાં | | | |
| ૧ મુંબઈ રાજ્યના જિલ્લાઓમાં જન્મેલા | ૧૫,૭૧,૩૩૫ | ૮,૨૦,૭ ૮ | ૭,૫૦,૫૫૭ |
| ક ખેડા જિલ્લામાં જન્મેલાં | ૧૪,૭૭,૬૪૭ | ૭,૬૧,૭૦૮ | ૬,૯૫,૯૩૯ |
| ખ અન્ય જિલ્લાઓમાં જન્મેલા | ૮૩,૬૮૮ | ૨૯,૦૩૦ | ૫૪,૬૫૮ |
| ૨ મુંબઈ રાજ્યની બહારના રાજ્યોમાં જન્મેલા | ૩૫,૩૬૩ | ૧૯,૩૨૮ | ૧૬,૦૩૫ |
| ક મુંબઈ રાજ્યની પડોશના રાજ્યોમાં જન્મેલા | ૩૨,૬૧૫ | ૧૭ ૩૩૪ | ૧૫ ૩૮૧ |
| ખ અન્ય રાજ્યોમાં જન્મેલા | ૨,૬૫૫ | ૧,૯૭૩ | ૬૮૨ |
| ગ ભારતમાં અન્યત્ર જન્મેલા | ૩૩ | ૨૧ | ૧૨ |
| | કુલ (અ) ૧૬,૦૬,૬૫૮ | ૮,૪૦,૦૬૬ | ૭,૬૬,૬૩૨ |

| | | | |
|---|---|---|---|
| **આ. ભારતની બહાર આવેલા રશિયા સહિતના એશિયાના દેશોમાં જન્મેલાં** | | | |
| ૧. અફઘાનિસ્તાન | ૬ | ૫ | ૧ |
| ૨. બર્મા | ૬૮ | ૨૯ | ૩૯ |
| ૩. સિલોન | ૭ | ૫ | ૨ |
| ૪. ચીન | ૨ | ૨ | — |
| ૫. નેપાળ | ૧૪૦ | ૧૦૪ | ૩૬ |
| ૬. પાકિસ્તાન | ૨૭૬૫ | ૧૬૮૫ | ૧૦૮૦ |
| ૭. મલાયા અને સામુદ્રધુનીના પ્રદેશો | ૮ | ૫ | ૩ |
| ૮. રશિયા | — | — | — |
| ૯. એશિયાના અન્ય દેશોમા | ૫૦ | ૨૩ | ૨૭ |
| કુલ. (આ) | ૩૦૪૬ | ૧૮૫૮ | ૧૧૮૮ |
| **ઇ. રશિયા સિવાયના યુરોપના દેશોમાં જન્મેલાં** | | | |
| ૧. યુ. કે. અને ઉત્તર આયર્લૅન્ડ | ૧૭ | ૬ | ૧૧ |
| ૨. આયર | ૮ | ૪ | ૪ |
| ૩. યુરોપમા અન્યત્ર | ૩૫ | ૨૨ | ૧૩ |
| કુલ. (ઇ) | ૬૦ | ૩૨ | ૨૮ |
| **(ઈ) આફ્રિકામાં જન્મેલાં** | | | |
| ૧. કેનિયા | — | — | — |
| ૨. મોરિશિયસ | — | — | — |
| ૩. મોઝાંબિક | — | — | — |
| ૪. દક્ષિણ આફ્રિકા | — | — | — |
| ૫ આફ્રિકામાં અન્યત્ર | ૨૫૯૪ | ૧૨૮૦ | ૧૩૧૪ |
| કુલ (ઈ) | ૨૫૯૪ | ૧૨૮૦ | ૧૩૧૪ |
| **(ઉ) અમેરિકામાં જન્મેલાં** | | | |
| ૧. કેનેડા | ૩ | ૨ | ૧ |
| ૨. યુનાઈટેડ સ્ટેટ્સ | ૧૧ | ૧ | ૧૦ |
| ૩ અમેરિકામા અન્યત્ર | ૯ | ૯ | — |
| કુલ (ઉ) | ૨૩ | ૧૨ | ૧૧ |
| **(ઊ) ઓસ્ટ્રેલિશિયામાં જન્મેલા** | | | |
| ૧. ઓસ્ટ્રેલિયા | ૧ | — | ૧ |
| ૨. ન્યુઝીલેન્ડ | ૩ | ૨ | ૧ |
| ૩. ઓસ્ટ્રેલિશિયામાં અન્યત્ર | ૧ | — | ૧ |
| કુલ (ઊ) | ૫ | ૨ | ૩ |
| **(એ) દરિયા ઉપર જન્મેલા** | — | — | — |
| સરવાળો : | ૧૬,૧૨,૪૨૬ | ૮,૪૩,૨૫૦ | ૭,૬૯,૧૭૬ |

આધાર : મુંબઈ રાજ્યની વસતીગણતરીનું અંગ્રેજી નિવેદન, ભાગ : ૨ (એ), પૃ. ૨૦૦.

**સમજૂતી** : સામા પાને આપેલું પત્રક મુંબઈ, સૌરાષ્ટ્ર અને કચ્છ અંગેના ૧૯૫૧ની વસતી-ગણતરીના નિવેદનના ભાગ ૨એ, પૃષ્ઠ ૨૯૨ ઉપરથી લીધું છે એ 'ટેબલ ઈ (E)' એવી સંજ્ઞાથી ઓળખાય છે એ પત્રકમાં વસતી ઉપરાંત જીવન ગુજરાના પ્રકાર પ્રમાણે વર્ગીકરણ પણ આપેલું છે એ ભાગ અહીં ઉતાર્યો નથી જે આંકડા નીચેના પત્રમાં આપ્યા છે તેમાં મુખ્યત્વે પહેલી માર્ચ, ૧૯૫૧ને દિવસે જે સ્થિતિ હતી તેની વિગતો છે સાતમા ખાનામાં ૧૯૪૧ના વર્ષના જે આંકડા આપ્યા છે તે વિલીન થયેલા વિસ્તારો સહિતના છે, જેથી ૧૯૪૧ અને ૧૯૫૧ એ બે વર્ષો વચ્ચેના ગાળામાં નવીન ખેડા જિલ્લાની વસતીમાં થયેલી વધઘટનો સાચો ખ્યાલ આવી શકે છે અને ખાના ૮, ૯માં બતાવેલી વધઘટ પણ એ જ રીતે નવા ખેડા જિલ્લાની વસતીના આંકડાના સંબંધમાં સમજવાની છે પરંતુ ૧૯૪૧ના વર્ષની વસતીના આંકડામાં ગ્રામવાસી અને નગરવાસી વસતી જે બતાવી છે તે ૧૯૪૧ના વર્ષમાં જે સ્થિતિ હતી તે રજૂ કરે છે અમુક વિસ્તાર દસ વર્ષ ઉપર ગ્રામવાસી ગણાતો હોય તે અત્યારે નગરવાસી બન્યો હોય એ કારણે જૂના આંકડા નવા આંકડાથી સહેજ ભિન્ન છે એમ સમજવાનું છે

ક્ષેત્રફળના આંકડા વસતી ગણતરી માટે બે સ્થળેથી મેળવવામાં આવ્યા હતા એક જિલ્લા કલેક્ટર પાસેથી અને બીજા સરવેયર જનરલ ઓફ ઈન્ડિયા પાસેથી આ પૈકી જિલ્લા કલેક્ટર પાસેથી મળેલા આંકડા આ નીચેના પત્રકમાં લેવામાં આવ્યા છે એમાં અપૂર્ણાંક છોડી દેવામાં આવ્યા છે સરવેયર જનરલ પાસેથી મળેલો આંકડો ૨૫૪૧.૭ ચોરસ માઈલ છે, જ્યારે કલેક્ટર પાસેથી મળેલો આંકડો ૨૫૬૪.૨ ચોરસ માઈલ છે આ પૈકી કલેક્ટરનો આંકડો વધુ ખરો હોવાનો સંભવ છે

# ૨૯
# જનસંખ્યા (૨)

**જન્મ-મરણના આંકડા** : મુંબઈ સરકારે પ્રસિદ્ધ કરેલા સ્ટેટિસ્ટિકલ એબસ્ટ્રેક્ટમાં પાન ૪૪૨ ઉપર આપેલા પત્રકમાંથી ખેડા અને તેની પડોશના પાંચ જિલ્લાના ઈ સ ૧૯૫૦ના વર્ષની અંદાજી જનસંખ્યાના દર હજારે જન્મ-મરણનું પ્રમાણ બતાવતા આંકડા આ નીચે આપ્યા છે

**જન્મ-મરણના આંકડા (૧૯૫૦) દર એક હજારે**

| જિલ્લો પ્રદેશ રાજ્ય | જન્મ-આંક પુરુષ | જન્મ-આંક સ્ત્રી | જન્મ-આંક કુલ | મૃત્યુ-આંક પુરુષ | મૃત્યુ-આંક સ્ત્રી | મૃત્યુ-આંક કુલ |
|---|---|---|---|---|---|---|
| ખેડા | ૧૪.૮૯ | ૧૨.૯૫ | ૨૭.૮૪ | ૧૫.૬૦ | ૧૬.૧૬ | ૧૫.૮૭ |
| સાબરકાંઠા | ૧૬.૪૩ | ૯.૬૭ | ૨૬.૧૦ | ૧૦.૪૨ | ૧૦.૯૭ | ૧૦.૬૮* |
| અમદાવાદ | ૧૮.૧૧ | ૧૬.૫૮ | ૩૪.૬૯ | ૧૯.૩૪ | ૨૨.૩૦ | ૨૦.૫૮ |
| પંચમહાલ | ૧૫.૬૬ | ૧૪.૬૬ | ૩૦.૩૨ | ૧૧.૯૧ | ૧૧.૨૮ | ૧૧.૬૦ |
| વડોદરા | ૧૪.૮૯ | ૧૩.૭૧ | ૨૮.૬૦ | ૧૩.૪૯ | ૧૩.૮૬ | ૧૩.૬૭ |
| ભરૂચ | ૧૭.૭૭ | ૧૬.૬૦ | ૩૪.૩૭ | ૨૧.૫૯ | ૨૧.૨૨ | ૨૧.૪૧ |
| મુંબઈ રાજ્ય | ૧૬.૯૮ | ૧૫.૮૧ | ૩૨.૭૯ | ૧૮.૩૧ | ૧૮.૩૨ | ૧૮.૩૧ |

**જન્મ—આંક (કુલ)** : આ ઉપરથી જણાશે કે ઈ સ ૧૯૫૦માં ખેડા જિલ્લાની સમગ્ર વસતીનો જન્મ-આંક ૨૭.૮૪નો હતો, જે સામે મુંબઈ રાજ્યની વસતીનો જન્મ-આંક ૩૨.૭૯ હતો એટલે કે ખેડા જિલ્લા કરતાં મુંબઈ રાજ્યમાં દર હજારે સરાસરી પાંચ બાળકો વધુ જન્મ્યાં હતાં મુંબઈ રાજ્યમાં ઓછામાં ઓછો જન્મ-આંક ધરાવનાર *બનાસકાંઠા જિલ્લો હતો તેનો આંક ૨૨.૮૩ હતો થાણા તથા સાબરકાંઠાના આંક પણ અનુક્રમે ૨૪.૪૪ અને ૨૬.૧૦ હતા બાકીના બધા જિલ્લાના જન્મ-આંક ખેડા જિલ્લાના આંકથી વધારે હતા બીજી બાજુ, પશ્ચિમ ખાનદેશ જિલ્લાનો જન્મ-આંક મુંબઈ રાજ્યના સર્વ જિલ્લાઓમાં વધારેમાં વધારે હતો, એટલે કે ૪૧.૦૩ હતો (ખેડા જિલ્લાના આંકથી આ આંકડો

* સાબરકાંઠા અને બનાસકાંઠા જિલ્લાના આ આંકડા અધૂરી વિગતો ઉપરથી તૈયાર થયેલા હોઈ, સાચા નથી

૩૦ ટકા જેટલો વધુ હતો) તે પછી ૩૯ ૧૮, ૩૮ ૮૭, ૩૮·૬૬, ૩૮·૬૫, અને ૩૮·૬૫ના આંક અનુક્રમે ધારવાડ કાનડા બેલગાંવ, કોલ્હાપુર અને સોલાપુર જિલ્લાઓ આવે છે મુંબઈ રાજ્યના બધા જિલ્લાના આંકડા તપાસતાં સામાન્ય અનુમાન એમ નીકળે છે કે ગુજરાત પ્રદેશના જિલ્લાઓના જન્મ-આંક મહારાષ્ટ્ર-પ્રદેશના જિલ્લાઓના જન્મ-આંક કરતા ઠીક ઠીક પ્રમાણમા નીચા છે

**જન્મ-આંક [પુરુષનો]:** રાજ્યમાં પુરુષ જાતિનો સૌથી ઓછો જન્મ-આંક ૧૨ ૨૭નો છે તે પણ બનાસકાંઠાનો છે થાણા જિલ્લાનો આ આંક ૧૨ ૭૧ છે ૧૮ ૮૮ના આંકવાળો રત્નાગિરિ જિલ્લો આ બાબતમાં ત્રીજુ સ્થાન લે છે ચોથો અનુક્રમાંક ખેડા તેમજ વડોદરા જિલ્લાઓ વચ્ચે વહેંચાય છે કારણ કે બંનેનો આંક એકસરખો-૧૮ ૮૮નો-છે પશ્ચિમ ખાનદેશનો આંક સૌ કરતાં વધુ છે (૨૧ ૧૧) તેથી ઊતરતે ક્રમે ૨૦ ૦૫, ૧૯ ૯૮, ૧૯ ૯૫ અને ૧૯ ૮૨વાળા કાનડા, ધારવાડ, કોલ્હાપુર અને સોલાપુર જિલ્લા આવે છે ગુજરાત વિસ્તારમા અમદાવાદ અને ભરૂચ જિલ્લાના પુરુષ જન્મઆંક વધુમાં વધુ-૧૮ ૧૧ અને ૧૭ ૭૨-છે

**જન્મઆંક [સ્ત્રીનો]:** દરેક જિલ્લામાં સ્ત્રી-જન્મઆંક પુરુષ-જન્મઆંક કરતા ઓછો જ છે પુરુષ-જન્મઆંકનો વધારો સમસ્ત રાજ્યમા ઓછામાં ઓછો માત્ર ·૦૮નો છે અને તે ડાંગ જિલ્લાનો છે એટલે કે ત્યા સ્ત્રી-પુરુષ જન્મપ્રમાણ લગભગ સરખુ જ ગણાય અહમદનગર તથા રત્નાગિરિ જિલ્લાઓમાં આ તફાવત અનુક્રમે ૫૪ અને ૬૨નો છે સાબરકાંઠામા સ્ત્રી-જન્મનો આંક ૮ ૬૭નો જ નોંધાયેલો છે એટલે કે ત્યાં દર હજાર પુરુષ જન્મે ૬ ૭૫ ઓછી સ્ત્રીઓ જન્મી હતી નાસિકનો આ આંક-તફાવત ૩ ૪૭નો છે ખેડા જિલ્લામા આ આંકડો ૧ ૮૪નો છે ગુજરાતના બીજા જિલ્લાઓ કરતા ખેડા જિલ્લામા સ્ત્રી-જન્મ પ્રમાણ ઓછુ છે એમ સરખામણીમાં જણાય છે

**મૃત્યુઆંક (કુલ):** પત્રકમાના મૃત્યુઆંક વિભાગને તપાસીએ તો જણાશે કે મુંબઈ રાજ્યના ૧૮ ૩૧ના આંક સામે ખેડા જિલ્લાનો આંક ૧૫ ૮૭નો છે મુંબઈ રાજ્યમાં ઓછામાં ઓછો મૃત્યુઆંક બતાવતા જિલ્લાઓ અનુક્રમે સાબરકાંઠા (૧૦ ૬૮), થાણા (૧૧ ૦૭), પંચમહાલ (૧૧ ૬૦) હતા વધુમાં વધુ મૃત્યુઆંક અનુક્રમે સોલાપુર (૨૪ ૦૪), બીજાપુર (૨૨ ૬૧) તથા પશ્ચિમ ખાનદેશ (૨૨ ૧૩)ના હતા ગુજરાતમાં ભરૂચ તથા અમદાવાદ જિલ્લાના મૃત્યુઆંક અનુક્રમે સૌથી વધુ-૨૧ ૮૧ તથા ૨૦ ૬૬-ના

**મૃત્યુઆંક (પુરુષ-સ્ત્રી):** પુરુષો કરતા સ્ત્રીઓનુ મરણ પ્રમાણ સામાન્ય રીતે વધુ જણાય છે આ પ્રમાણ મુંબઈ શહેર માટે સૌથી વધુ (૬) જણાયુ છે અમદાવાદમાં પણ દર હજારની વસતીએ પુરુષો કરતા ત્રણ વધુ સ્ત્રીઓ યમશરણ થયેલી નોંધાઈ છે ખેડા જિલ્લામા પુરુષ-મરણનો આંક ૧૫ ૭૦નો હતો, જ્યારે સ્ત્રી-મૃત્યુનો આંક ૧૬ ૬૬નો હતો આ સામે મુંબઈ રાજ્યમાં સ્ત્રી-પુરુષ મરણના આંક લગભગ સરખા-૧૮ ૩૧/૩૨ હતા પુરુષમૃત્યુનો આંક ૧૦ ૪૨ (સાબરકાંઠા) અને ૨૪ ૧૭ (સોલાપુર) વચ્ચે ફરતો જણાયો છે આમ પુરુષની બાબતમા એક જિલ્લાના મૃત્યુ પ્રમાણથી બમણા કરતાંયે વધુ મૃત્યુપ્રમાણ એ જ રાજ્યના બીજા જિલ્લામાં હોય એ શોચનીય સ્થિતિ તપાસ માગી લે છે નોંધપાત્ર આંકડા થાણા (૧૧·૪૮), પંચમહાલ (૧૧ ૮૧), વડોદરા (૧૩ ૪૯), બનાસકાંઠા (૧૩ ૯૫), પશ્ચિમ ખાનદેશ (૨૨ ૨૫) અને કોલાબા (૨૧ ૯૧)ના છે સ્ત્રીઓનુ મૃત્યુ પ્રમાણ થાણામાં ઓછામાં ઓછુ (હજારે ૧૦ ૬૪નુ) હતુ જ્યારે સોલાપુરમાં વધારેમા વધારે ૨૩ ૮૬ના આંકનુ હતુ પંચમહાલનો સ્ત્રી-મૃત્યુઆંક ૧૧ ૨૮નો હતો, જ્યારે ખેડાનો ૧૬ ૧૬નો હતો મુંબઈ અને અમદાવાદ શહેરોના આંક ૨૨ ૯૫ તથા ૨૨ ૩૦ના હતા એટલા આંક સોલાપુર સિવાયના બાકીના બીજા કોઈ પણ જિલ્લાના ન હતા

**જન્મમરણ: ૧૯૪૮થી ૧૯૫૦:** ખેડા જિલ્લામા તથા મુંબઈ રાજ્યમા જન્મ તથા મરણના આંકમાં ૧૯૪૮થી ૧૯૫૦ સુધીમાં થયેલ ફેરફારના અંદાજી આંકડા સરખામણી માટે નીચેના પત્રકમાં આપ્યા છે

**જન્મ-મરણના ઈ સ ૧૯૪૮થી ૧૯૫૦ના ગાળાના આંકડા**

| પ્રદેશ | વર્ષ | જન્મ-આંક | | | મૃત્યુ-આંક | | |
|---|---|---|---|---|---|---|---|
| | | પુરુષ | સ્ત્રી | કુલ | પુરુષ | સ્ત્રી | કુલ |
| ખેડા | ૧૯૪૮ | ૧૮ ૮૩ | ૧૬·૩૫ | ૩૫ ૧૮ | ૨૦ ૨૨ | ૨૦·૦૦ | ૨૦ ૬૧ |
| જિલ્લો | ૧૯૪૯ | ૧૨ ૦૭ | ૧૦·૪૭ | ૨૨·૫૪ | ૧૬·૭૩ | ૧૭·૩૬ | ૧૭·૫૪ |

| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૯૫૦ | ૧૪ ૮૯ | ૧૨ ૯૫ | ૨૭ ૮૪ | ૧૫ ૬૦ | ૧૬ ૧૬ | ૧૫ ૮૭ |
| મુબઈ | ૧૯૪૮ | ૧૭ ૨૬ | ૧૬.૬૯ | ૩૩ ૩૫ | ૨૧ ૫૦ | ૨૧ ૬૦ | ૨૧ ૫૭ |
| રાજ્ય | ૧૯૪૯ | ૧૫ ૮૯ | ૧૪ ૭૮ | ૩૦ ૬૭ | ૧૯ ૧૩ | ૧૯.૩૯ | ૧૯ ૨૫ |
| | ૧૯૫૦ | ૧૬ ૯૮ | ૧૫ ૮૧ | ૩૨ ૭૯ | ૧૮ ૩૧ | ૧૮.૩૨ | ૧૮ ૩૧ |

ઉપરના આકડાનો ગ્રાફ દોરવામા આવે તો જણાશે કે જન્મના કુલ આકનો વળાક (curve) પહેલાં નીચો જાય છે ને પાછો ૧૯૫૦મા ઊચો વહેવા માડે છે ખેડા જિલ્લાની બાબતમા આ ચઢઊતર ખૂબ જલદ છે મૃત્યુઆકના વળા-કનુ વહેણુ સતત નીચે જાય છે આમા પણ ખેડા જિલ્લાની ચાલ વધુ ઢળતી છે આ વળણુ ચાનુ રહે તે ઈચ્છનીય ગણાય લોકોની સર્વસામાન્ય તદુરસ્તીમા જેમ સુધારો થાય તેમ મૃત્યુઆક ઘટે જીવનધોરણુ ઊચે લઈ જવા તેમજ વૈદકીય સારવાર સસ્તી ને વ્યાપક બનાવવાનો દરેક પ્રયત્ન જારી રાખવો જોઈએ ખેડા જિલ્લામા ૧૯૪૮મા પુરુષ-મૃત્યુપ્રમાણુ સ્ત્રીમૃત્યુપ્રમાણુ કરતા વધુ હતુ તે સ્થિતિ ઊનટપનટ થઈ ગઈ છે

**બાળમરણુના આંક :** નીચેના પત્રકમાં ખેડા સહિત ૭ જિલ્લાના તેમજ મુબઈ રાજ્યના (નગરવાસી તેમજ ગ્રામ વાસી વસતીના) ૧૯૫૦ના વર્ષના બાળમરણુના આંક આપ્યા છે

### બાળમરણુના આંકડા (૧૯૫૦)

| પ્રદેશ જિલ્લો-રાજ્ય | દર હજાર જન્મે બાળમરણુનો આંક | | |
|---|---|---|---|
| | નગરવાસી | ગ્રામવાસી | કુલ |
| ખેડા | ૧૪૨ ૫૬ | ૧૩૯.૪૩ | ૧૪૧.૮૦ |
| સાબરકાંઠા | ૮૫ ૯૪ | ૧૧૦ ૬૬ | ૮૮ ૪૯ |
| અમદાવાદ | ૯૪ ૧૨ | ૧૮૪ ૨૭ | ૧૫૦ ૧૧ |
| પચમહાલ | ૬૮ ૨૪ | ૭૧ ૪૫ | ૬૮ ૫૬ |
| વડોદરા | ૮૩ ૭૮ | ૧૦૦ ૮૭ | ૯૦ ૧૨ |
| ભરૂચ | ૧૫૧ ૯૪ | ૧૧૫ ૪૦ | ૧૪૪ ૭૭ |
| મુબઈરાજ્ય | ૧૨૪ ૭૯ | ૧૩૨ ૬૭ | ૧૨૬.૮૨ |

બાળમરણુના હાઉનો પડછાયો આપણા રાજ્ય ઉપર હજુ કેટના વિરાટ સ્વરૂપે પ્રસરેલો રહ્યો છે તે આ આકડા સ્પષ્ટ કરી આપે છે રાજ્યના દર હજાર બાળકે ૧૨૭ તો બાલ્યકા ળમાંજ ઇહલોકથી વિદાય લે છે બાળમૃત્યુનો આ આંક અહમદનગર જિલ્લા માટે તો ૧૮૦ ૫૪ જેટલો ભયાનક છે પૂનાનો આંક ૧૬૦ ૪૭ અને ખેડાનો ૧૪૧ ૮૦ છે મુબઈ રાજ્યમાં બાળમરણુનુ ઓછામા ઓછુ પ્રમાણુ પચમહાલ જિલ્લામા ૬૮ ૫૬નુ છે રત્નાગિરિ, મહેસાણા, સાબરકાંઠા તથા વડોદરા જિલ્લાના આંક પણ ૮૨ ૮૪, ૮૫ ૭૧, ૮૮ ૪૯ તથા ૯૦ ૧૨ હોઈ ત્યા બાળમરણુનુ પ્રમાણુ ૧૦ ટકાથી ઓછુ છે પરતુ બાકીના જિલ્લાઓમા તે પ્રમાણુ ઘણુ વધુ છે ખેડા જિલ્લાનો ૧૪ ટકાથી ય વધુ આક ચિંતાનો વિષય ગણાય

આંકડાને વિગતથી તપાસતાં બીજી હકીકત એ તરી આવે છે કે સન ૧૯૫૦માં જિલ્લાઓની-ખાસ કરીને મુબઈ રાજ્યના દક્ષિણી જિલ્લાઓની-બહુમતીની બાબતમાં ગ્રામવાસી કરતા નગરવાસી વસતીમા બાળમરણુનુ પ્રમાણુ વધુ હતુ, એટલે લગી કે કાનડામા તો દર હજાર જન્મે ગામડામાં મરતા બાળકોથી સવા બે ગણા બાળકો નગરવાસી વસતીમાંથી મરી ગયેલા નોધાયા છે અહમદનગર, કોલાબા, પૂર્વ ખાનદેશ અને ધારવાડમાં પણ દર હજારે મૃતબાળકોનો સખ્યા-તફાવત અનુક્રમે ૭૩, ૬૭, ૬૧ અને ૫૨ જેટલો છે ગુજરાતના કેટલાક જિલ્લાઓમા આથી ઊલટુ છે એ તો ઉપરના પત્રક ઉપરથી દેખાઈ આવે છે ઉપરાત બનાસકાંઠામાં ૧૦૮ ૨૬ના નગરવાસી આંકડા સામે ૨૧૦ ૪૭નો ગ્રામવાસી આકડો છે તેવી જ રીતે અમદાવાદના કિસ્સામાં નગરવાસી કરતા ગ્રામવાસી બાળ મરણુ પ્રમાણુ લગભગ બમણુ છે હા, અમરેલી જિલ્લો અપવાદરૂપ છે ત્યા બાળમરણુના ૨૩ ૯૨ના ગ્રામવાસી આકથી નગરવાસી આક પાચ ગણો છે ખેડા જિલ્લામાં તો આ બને આંક સરખા જ છે એ પત્રક ઉપરથી તરી આવે છે

**બાળમરણુના આંક : ૧૯૪૮થી ૧૯૫૦ :** નીચેના પત્રકમા ખેડા જિલ્લાના તથા મુબઈ રાજ્યના આ આકડામાં ૧૯૪૮થી ૧૯૫૦ના ત્રણુ વર્ષ દરમ્યાન થયેલા ફેરફારની વિગતો આપી છે :

**બાળમરણના ઈ. સ. ૧૯૪૮થી ૧૯૫૦ના ગાળાના આંકડા**

| પ્રદેશ | વર્ષ | દર હજાર જન્મે બાળમરણનો આંક | | |
|---|---|---|---|---|
| | | નગરવાસી | ગ્રામવાસી | કુલ |
| ખેડા જિલ્લો | ૧૯૪૮ | ૧૨૯·૬૦ | ૧૫૪·૬૦ | ૧૩૪·૮૬ |
| | ૧૯૪૯ | ૧૭૯·૮૫ | ૨૦૪·૯૧ | ૧૮૬·૨૪ |
| | ૧૯૫૦ | ૧૪૨·૫૬ | ૧૩૯·૪૩ | ૧૪૧·૮૦ |
| મુંબઈ રાજ્ય | ૧૯૪૮ | ૧૩૭·૦૬ | ૧૫૩·૩૧ | ૧૩૬·૭૦ |
| | ૧૯૪૯ | ૧૩૬·૦૬ | ૧૫૪·૯૮ | ૧૪૦·૫૭ |
| | ૧૯૫૦ | ૧૨૪·૭૯ | ૧૩૨·૬૭ | ૧૨૬·૮૨ |

સને ૧૯૪૯માં આ આંક જિલ્લા તેમજ રાજ્ય બંનેમાં વધી ગયો હતો. જિલ્લામાં આ વધારો હજારે ૫૦ જેટલો હતો, જ્યારે રાજ્યનો માત્ર ૪ હતો. પછીના વર્ષમાં જિલ્લાના આંકમાં ૪૫નો ઘટાડો થયો, ત્યારે રાજ્યના આંકમાં ૧૪નો ઘટાડો થયો. બંને પ્રદેશોમાં ગ્રામવાસી બાળમરણનો આંક નગરવાસી આંકની સરખામણીમાં સારા પ્રમાણમાં સુધર્યો છે.

**બાળમરણ: વયજૂથ પ્રમાણે:** બાળમરણની ભયંકરતા, સને ૧૯૪૯ના વર્ષનાં, ઉંમરજૂથવાર મૃત્યુ–સંખ્યા દર્શાવતા નીચેના બે પત્રક ઉપરથી વધુ માલૂમ પડશે:

**વયજૂથ પ્રમાણે બાળમરણનું પ્રમાણ : ૧૯૫૦, મુંબઈ રાજ્ય**

| : વય–જૂથ : | નગરવાસી | ગ્રામવાસી : | કુલ . | . પુરુષ : | સ્ત્રી : |
|---|---|---|---|---|---|
| ૧ થી ૭ દિવસ | ૨૧૪૫૪ | ૮૧૭૯ | ૨૯૬૩૩ | ૧૬૭૭૧ | ૧૨૮૬૨ |
| ૮ થી ૩૦ દિવસ | ૧૫૬૮૬ | ૫૭૪૮ | ૨૧૪૩૪ | ૧૧૬૧૫ | ૯૮૧૯ |
| ૧ થી ૬ માસ | ૪૧૫૮૫ | ૧૨૪૨૭ | ૫૪૦૨૨ | ૨૮૫૮૬ | ૨૫૪૩૬ |
| ૬ થી ૧૨ માસ | ૨૭૨૧૫ | ૧૧૫૨૪ | ૩૮૭૩૯ | ૧૯૪૯૧ | ૧૯૨૪૮ |
| ૧ થી ૫ વર્ષ | ૧૧૬૧૩૦ | ૩૨૨૬૨ | ૧,૪૮,૩૯૨ | ૭૪૦૯૧ | ૭૪૩૦૧ |
| સરવાળો | ૨,૨૨,૦૮૦ | ૭૦,૧૪૦ | ૨,૯૨,૨૨૦ | ૧,૫૦,૫૫૪ | ૧,૪૧,૬૬૬ |
| ૫થી ૧૫ વર્ષ | ૩૮૪૧૯ | ૯૭૭૬ | ૪૮,૧૯૫ | ૨૩,૪૮૯ | ૨૪,૭૦૬ |
| કુલ સંખ્યા | ૪,૮૯,૩૮૩ | ૧,૫૪,૫૦૭ | ૬,૪૩,૮૯૦ | ૩,૩૧,૫૧૮ | ૩,૧૨,૩૭૨ |

આ આંકડા ઉપરથી ફલિત થાય છે કે: (૧) બાળમરણનું પ્રમાણ ગ્રામવાસી કરતાં નગરવાસી વસતીમાં આશરે ત્રણ ગણું વધારે છે. (૨) જેમ વય–જૂથ નાનું તેમ પુરુષ–બાળકોનો મૃત્યુ–આંક સ્ત્રી–બાળકોના કરતાં વધારે છે. (૩) આપેલી મૃતસંખ્યાના ૪૫ ટકા તો પાંચ વર્ષનાં બાળકોના છે. આ તારવણી સાથે ખેડા જિલ્લાના આંકડા ઉપરથી ફલિત થતી હકીકત સરખાવવા જેવી છે. નીચેનું પત્રક તે પૂરી પાડે છે.

**વય-જૂથ પ્રમાણે બાળમરણનું પ્રમાણ : ૧૯૫૦, ખેડા જિલ્લો**

| : વય–જૂથ : | : નગરવાસી : | : ગ્રામવાસી : | : કુલ : | : પુરુષ : | : સ્ત્રી : |
|---|---|---|---|---|---|
| ૧ થી ૭ દિવસ | ૫૧૮ | ૨૫૪ | ૭૭૨ | ૪૦૯ | ૩૬૩ |
| ૮ થી ૩૦ દિવસ | ૬૪૬ | ૨૬૮ | ૯૧૪ | ૪૭૨ | ૪૪૨ |
| ૧ થી ૬ માસ | ૨૫૭૪ | ૭૦૮ | ૩૨૮૨ | ૧૬૬૬ | ૧૬૧૬ |
| ૬ થી ૧૨ માસ | ૨૨૨૧ | ૧૦૫૧ | ૩૨૭૨ | ૧૫૮૩ | ૧૬૮૯ |
| ૧ થી ૫ વર્ષ | ૭૮૯૪ | ૧૯૦૩ | ૯૭૯૭ | ૫૦૨૦ | ૪૭૭૭ |
| સરવાળો | ૧૩૮૫૩ | ૪૧૮૪ | ૧૮૦૩૭ | ૯૧૫૦ | ૮૮૮૭ |
| ૫ થી ૧૫ વર્ષ | ૧૫૧૬ | ૫૦૨ | ૨૦૧૮ | ૧૦૫૬ | ૯૬૨ |
| કુલ સંખ્યા | ૨૫૭૪૭ | ૭૮૩૫ | ૩૩૫૮૨ | ૧૭૩૩૧ | ૧૬૨૫૧ |

આમ ખેડા જિલ્લામાં પણ બાળમરણનું પ્રમાણ ગ્રામવાસી કરતાં નગરવાસી વસતીમાં આશરે ત્રણ ગણું વધારે છે. વય-જૂથોમાં ૧ થી ૬ માસ, ૧ થી ૫ વર્ષ અને ૫ થી ૧૦ વર્ષનાં જૂથોમાં આ મરણ પ્રમાણો વધુ છે. વળી ૬ થી ૧૨ માસના વય-જૂથ સિવાય બીજામાં પુરુષ-બાળકોનો મૃત્યુ-આંક સ્ત્રી-બાળકોના કરતાં વધારે છે. મરણની કુલ સંખ્યાના ૫૪ ટકા તો પાંચ વર્ષનાં બાળકોના છે. મુંબઈ રાજ્યની ટકાવારીથી આ પ્રમાણ ૯ ટકા વધુ છે. એ જોતાં જિલ્લામાં બાળમરણનો ભાર ઘણો વધુ છે એ સ્પષ્ટ થાય છે.

**મૃત્યુનાં કારણો [રોગો] :** જિલ્લાની વસતીના જે તે કારણવાર મૃત્યુસંખ્યાના સને ૧૯૪૮ તથા ૧૯૪૯ના વર્ષોના આંકડા નીચેના પત્રકમાં આપ્યા છેઃ

## ખેડા જિલ્લામાં મૃત્યુનાં કારણો [રોગો] દર્શાવતા આંકડા

| વર્ષ | પ્રદેશ | કોગળિયું | બળિયા ઓરી | મરકી | તાવ: મલેરિયા | તાવ: ઇન્ફ્લુએન્ઝા | તાવ: પ્રકીર્ણ | તાવ: કુલ | મરડો ઝાડા | શ્વાસોચ્છ્વાસ અંગેના રોગો | ઇજા | ઇતર કારણો | સર્વ કારણો |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૮ | નગરવાસી | ૯૧ | ૧૭ | — | ૮ | — | ૫૦૮૦ | ૫૦૮૮ | ૩૫૧ | ૬૦૫૭ | ૧૬૯ | ૫૦૧૮ | ૧૬૭૯૧ |
| | ગ્રામવાસી | ૩૪ | ૬ | — | ૨૩ | — | ૨૧૨૫ | ૨૧૪૮ | ૧૦૯ | ૬૦૯ | ૫૪ | ૧૨૦૯ | ૪૧૬૯ |
| | કુલ | ૧૨૫ | ૨૩ | — | ૩૧ | — | ૭૨૦૫ | ૭૨૩૬ | ૪૬૦ | ૬૬૬૬ | ૨૨૩ | ૬૨૨૭ | ૨૦૯૬૦ |
| ૧૯૪૯ | નગરવાસી | ૩ | ૧૧૮ | — | ૧૯ | — | ૧૧૮૩૩ | ૧૧૮૫૨ | ૪૮૭ | ૪૪૬૦ | ૧૨૯ | ૮૬૯૮ | ૨૫૭૪૭ |
| | ગ્રામવાસી | — | ૧૩૬ | — | ૧૬ | — | ૪૫૩૭ | ૪૫૫૩ | ૨૪૭ | ૮૦૭ | ૬૯ | ૨૦૨૩ | ૭૮૩૫ |
| | કુલ | ૩ | ૨૫૪ | — | ૩૫ | — | ૧૬૩૭૦ | ૧૬૪૦૫ | ૭૩૪ | ૫૨૬૭ | ૧૯૮ | ૧૦૭૨૧ | ૩૩૫૮૨ |

નગરવાસી વસતીનું મરણ પ્રમાણ લગભગ દરેક કારણથી વધુ છે તે આ પત્રક પુરવાર કરે છે. નગરોનાં બંધિયાર હવામાન, વસતીની ગીચતા અને કામકાજની તથા વાહનવ્યવહારની ઝડપી ગતિને કારણે નગરવાસી વસતી શ્વાસોચ્છ્વાસના રોગો તેમજ અકસ્માત-ઇજાનાં કારણોની વધુ પડતી ભોગ થઈ પડે છે, તે બીના ચોક્કસ રીતે આગળ તરી આવે છે.

**આયુષ્ય :** ઈ. સ. ૧૯૫૧ની કુલ વસતીની ૧૦ ટકાનો નમૂનો લઈ ખેડા જિલ્લાની વસતીના આયુષ્યનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે. તેમાં સો વર્ષની આયુષ્યરેખા વટાવી જનાર માત્ર એક જ ગ્રામવાસી પુરુષ હતા અને તેમની ઉંમર ૧૦૨ વર્ષની હતી, બાકીની વસતીની ઉંમરવાર વહેંચણી નીચેના પત્રકમાં દર્શાવી છે :

## ખેડા જિલ્લાની વસતીની ઉંમર દર્શાવતું પત્રક [૧૯૫૧]

| ઉંમર | ગ્રામવાસી: પુરુષ | ગ્રામવાસી: સ્ત્રી | નગરવાસી: પુરુષ | નગરવાસી: સ્ત્રી | જનસંખ્યા: કુલ | જનસંખ્યા: પુરુષ | જનસંખ્યા: સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|
| ૧૦૦ | ૮ | ૪ | — | ૩ | ૧૫ | ૮ | ૭ |
| ૯૮ | ૧ | — | ૧ | — | ૨ | ૨ | — |
| ૯૭ | — | ૨ | — | ૧ | ૩ | — | ૩ |
| ૯૬ | ૧ | ૧ | ૧ | — | ૩ | ૨ | ૧ |
| ૯૫ | ૨ | ૧૪ | ૩ | — | ૧૯ | ૫ | ૧૪ |
| ૯૧ થી ૯૪ | ૩ | ૧૮ | ૧ | ૨ | ૨૪ | ૪ | ૨૦ |
| ૮૧ થી ૯૦ | ૮૫ | ૧૦૦ | ૨૯ | ૨૪ | ૨૩૮ | ૧૧૪ | ૧૨૪ |
| ૭૧ થી ૮૦ | ૪૩૪ | ૫૯૦ | ૨૨૮ | ૧૯૬ | ૧૪૪૮ | ૬૬૨ | ૭૮૬ |
| ૫૬ થી ૭૦ | ૧૮૬૫ | ૧૮૫૯ | ૮૮૩ | ૬૬૨ | ૫૨૬૯ | ૨૭૪૮ | ૨૫૨૧ |
| કુલ | ૨૩૯૯ | ૨૫૮૮ | ૧૧૪૬ | ૮૮૮ | ૭૦૨૧ | ૩૫૪૫ | '૩૪૭૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૬ થી ૫૫ | ૩૦૬૧૯ | ૨૭૮૦૯ | ૧૨૪૪૪ | ૧૧૪૬૮ | ૮૨૩૪૦ | ૪૩૦૬૩ | ૩૯૨૭૭ |
| ૦ થી ૧૫ | ૨૬૦૮૪ | ૨૩૮૦૨ | ૯૮૮૭ | ૮૫૩૯ | ૬૮૩૧૨ | ૩૫૯૭૧ | ૩૨૩૪૧ |
| કુલ | ૫૯૧૦૨ | ૫૪૧૯૯ | ૨૩૪૭૭ | ૨૦૮૯૫ | ૧૫૭૬૭૩ | ૮૩૫૭૯ | ૭૫૦૯૪ |

ઉપરનું પત્રક સેન્સસ હેન્ડબૂકમાં આપેલા સી. ૫ના નામના પત્રક ઉપરથી બનાવેલું છે. તેમાં આપેલા ઉંમરનાં વર્ષો પ્રમાણેના આંકડા તપાસતાં એક વાત તરી આવે છે કે અમુક વરસની ઉંમર ધરાવતી જનસંખ્યા તેમનાં આજુ-બાજુનાં વરસોની વયવાળી જનસંખ્યા કરતાં ઘણી વધુ હોય છે. દા: ત: ૧૦, ૧૫, ૨૦, ૨૫ આમ પાંચના ગુણાંકનાં વર્ષોમાંની સંખ્યાની જે તે પડોશી વરસોમાંની સંખ્યા સાથે સરખામણી કરતાં મોટી અસમાનતા જણાઈ આવે છે. કદાચ અડસટ્ટે નોંધાયેલી ઉંમરો આ માટે કારણભૂત હોય. તેવી જ રીતે વર-કન્યાને પરણવાની ઉંમરો અનુક્રમે ૧૮ અને ૧૫માં પણ સંખ્યા પ્રમાણ વધુ છે. આ વય-વર્ષોમાં જૂઠી ઉંમરો નોંધાવવાનું એક કારણ કદાચ સારડા એક્ટનો ભય હોય. ૧૨, ૨૨, ૩૨ અને ૬૨નાં વર્ષોમા પણ આવી અસમાનતા માલૂમ પડે છે, તે શા કારણે તે સમજાતું નથી. પરંતુ આ સર્વ આંકડા એક વિચિત્ર પરિસ્થિતિના સૂચક છે. એને લીધે વસતી ગણતરીની વાસ્તવિકતા વિષે શંકા ઊઠવાનો સંભવ છે.

**કાર્યકારી ઉંમર : ૧૬થી ૫૫ વર્ષ :** આમ છતાં પત્રક ઉપરથી આપણે ચોક્કસ બે અનુમાનો તારવી શકીએ તેમ છીએ. પ્રથમ તો દર સો માણસે માત્ર સાડાચાર સ્ત્રી પુરુષો ૫૫ વર્ષ ઉપરની ઉંમરનાં છે. એટલે કે જો સરકારી નિયમ પ્રમાણે ૫૫ વરસની ઉંમરને નિવૃત્ત થવાની ઉંમર ગણીએ તો, વસતીના ૯૫½ ટકાથી ય વધુ તો તે પહેલાં જ સ્વધામ પહોંચી જાય છે. ગામડાં અને શહેરોમાં લગભગ સરખી સ્થિતિ પ્રવર્તે છે. આ એક ગંભીર બીના છે.

બીજું, ૫૨ ટકા વસતી ૧૬થી ૫૫ વરસની ઉંમર ધરાવે છે. એને કાર્યકારી વસતી (Working Population) ગણીએ તો ૧૬ વર્ષથી ઓછી ઉંમરનાં બાળકોની ટકાવારી ૪૩½ આવે છે. આ હકીકત આપણે ભૂખમરાની ખીણ તરફ વણરોકાયેલાં ગબડતાં જઈએ છીએ તે જ પૂરવાર કરે છે. અન્ન-વસ્ત્રનાં ખાનાર-વાપરનાર બિન-રોક ટોક વધ્યે જાય છે. જ્યારે એ સાધનો ઉત્પન્ન કરનાર પ્રૌઢો ઓછાં રહે છે. જ્યાં લગી જીવનની જરૂરિયાતો પૂરતાં સાધનો પેદા કરનાર કાર્યકુશળ જનસંખ્યાની ટકાવારી તેમજ આયુષ્યરેખાની લંબાઈ વધશે નહિ, જ્યાં લગી તેમની શારીરિક તેમજ માનસિક તંદુરસ્તી સુધરશે નહિ ત્યાંલગી પ્રજાનું જીવનધોરણ ઊંચે લઈ જવાના સઘળા પ્રયાસો કામિયાબ નીવડશે નહિ. રોજી-રોટીના, શિક્ષણના તેમજ જાહેર સ્વચ્છતા તથા સુખાકારીના કાર્યક્રમો ઉપરાંત દર્દીઓની સારવાર માટે વધારે ને વધારે સગવડની વ્યવસ્થા પણ કરવી પડશે. જિલ્લામાં આ સગવડો અભ્યાસનાં વર્ષો દરમ્યાન કેટલી હતી તે જોઈએ.

**શહેર સુખાકારી અને વૈદકીય મદદ :** જિલ્લામાં રાજ્યનાં, સુધરાઈનાં અને સ્થાનિક, ખાનગી તથા રાજ્યની મદદ ઉપર નભતી ઇસ્પિતાલો તથા દવાખાનામાં ૧૯૪૯ના વર્ષમાં સારવાર પામનાર દર્દીઓની સંખ્યા નીચેના પત્રકમાં આપી છે.

### ખેડા જિલ્લામાં ઇસ્પિતાલો અને દર્દીઓની સંખ્યા દર્શાવતું પત્રક (૧૯૪૯)

| ઇસ્પિતાલનો પ્રકાર | ઇસ્પિતાલની સંખ્યા | સારવાર પામેલા દર્દીઓની કુલ સંખ્યા | દવા લઈ જનાર દર્દીઓની સંખ્યા: પુ. | સ્ત્રી | બાળકો | કુલ | દવાખાનામાં રહી સારવાર લેનાર દર્દીઓની સંખ્યા: પુ. | સ્ત્રી | બાળકો | કુલ | દવાખાનામાં રહી સારવાર લેનાર દર્દીઓની મરણ ટકાવારી | ખાટલાની સંખ્યા: પુ. | સ્ત્રી. | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સરકારી | ૨૪+ | ૧૮૫૩૦૭ | ૫૮૯૬૨ | ૫૮૫૯૨ | ૬૪૮૪૨ | ૧૮૨૩૯૬ | ૧૧૧૫ | ૧૫૫૧ | ૨૪૫ | ૨૯૧૧ | ૨.૯ | ૫૭ | ૬૨ | ૧૧૯ |
| સ્થાનિક અને સુધરાઈની | ૨૧* | ૧૧૭૯૨૪ | ૪૨૦૩૭ | ૨૮૮૯૯ | ૪૩૯૭૮ | ૧૧૪૯૩૪ | ૧૧૨૬ | ૧૨૫૯ | ૬૩૫ | ૩૦૨૦ | ૨.૦ | ૬૬ | ૧૦૫ | ૧૭૧ |
| કુલ | ૪૫ | ૩૦૩૨૪૧ | ૧૦૦૯૯૯ | ૮૭૪૯૧ | ૧૦૮૮૨૦ | ૨૯૭૩૧૦ | ૨૨૪૧ | ૨૮૧૦ | ૮૮૦ | ૫૯૩૧ | ૨.૪ | ૧૨૩ | ૧૬૭ | ૨૯૦ |

+ પાંચ ઇસ્પિતાલની માહિતી મળી નથી.

* બે ઇસ્પિતાલની માહિતી મળી નથી.

ઉપરાંત ગ્રામવિસ્તારોમા આવેલાં દવાખાનાંને રાજ્ય તરફથી આર્થિક મદદ આપવાની પ્રથા છે તે આધારે જે મદદો અપાયેલી તથા દર્દીઓની જે સારવારની સગવડ મળેલી તેની માહિતી નીચેના પત્રકમાં આપવામાં આવી છે સરખામણી માટે પ્રાદેશિક વિગતો પણ આપવામા આવી છે

**રાજ્યની આર્થિક મદદ મેળવનાર ગ્રામ વિસ્તારોનાં દવાખાનાંનો લાભ લેનાર સંખ્યા દર્શાવતું પત્રક (૧૯૪૯)**

| પ્રદેશ | આર્થિક મદદ મેળવતા દવાખાના-કેન્દ્રોની સંખ્યા | | | | સારવાર મેળવનાર દર્દીઓની સંખ્યા | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | વિનાયતી | આયુર્વેદિક | યુનાની | કુલ | પુરુષ | સ્ત્રી | બાળકો | કુલ |
| ખેડા જિલ્લો | — | ૨૩ | — | ૨૩ | ૧૬૧૩૮ | ૯૯૯૨ | ૧૭૮૯૦ | ૪૪૦૨૦ |
| ગુજરાત પ્રદેશ | ૧૬ | ૬૪ | ૮ | ૮૮ | ૮૧૮૪૬ | ૫૦૨૬૬ | ૭૫૮૫૪ | ૨૦૭૯૬૬ |
| દક્ષિણી પ્રદેશ | ૬૪ | ૧૨૦ | ૩ | ૧૮૭ | ૨૮૦૬૫૧ | ૧૫૦૧૪૭ | ૨૦૪૫૦૭ | ૬૩૫૩૦૫ |
| કોંકણ પ્રદેશ | ૨૦ | ૫૭ | — | ૭૭ | ૭૪૩૨૦ | ૪૪૯૮૫ | ૬૧૨૧૮ | ૧૮૦૫૨૩ |
| મુંબઈ રાજ્ય | ૧૦૦ | ૨૪૧ | ૧૧ | ૩૫૨ | ૪૩૬૮૧૭ | ૨૪૫૩૯૮ | ૩૪૧૫૭૯ | ૧૦૨૩૭૯૪ |

આ પત્રક ઉપરથી એક વાત સ્પષ્ટરૂપે રજૂ થાય છે કે ગ્રામીણ ગુજરાતને ગ્રામીણ મહારાષ્ટ્ર કરતા ઘણી ઓછી આર્થિક મદદ વૈદકીય રાહત પરત્વે મળે છે સાથે જ ખેડા જિલ્લામા વૈદ્યોને જ આ લાભ મળે છે

નીચેના પત્રકમાં, જિલ્લાની તમામ પ્રકારની વૈદકીય સંસ્થાઓમા જે દર્દીઓ દવાની તેમજ વાઢકાપની (શસ્ત્ર ક્રિયાન) સારવાર પામ્યા છે તેમની વિવિધ રોગો પરત્વેના સંખ્યાઓ રજૂ કરવામા આવી છે સરખામણી માટે મુંબઈ રાજ્યના કુલ આંકડા પણ આપ્યા છે

**ખેડા જિલ્લામાં દર્દીઓની રોગવાર વિગત દર્શાવતુ પત્રક**

સમજૂતી : વિગતોમા (૧) બહાર રહી દવા લેનાર, (૨) દવાખાનામાં રહી દવા કરાવનાર, (૩) મૃત્યુ પામનાર

| રોગનો પ્રકાર | વિગતો | ખેડા જિલ્લો | મુંબઈ રાજ્ય |
|---|---|---|---|
| ૧ કોગળિયુ | ૧ | — | ૩૩૩ |
| | ૨ | ૨ | ૨૪૦ |
| | ૩ | — | ૭૪ |
| ૨ મરડો તથા ઝાડા | ૧ | ૧૭૬૯૪ | ૨૮૮૮૫૫ |
| | ૨ | ૧૩૬ | ૧૩૮૧ |
| | ૩ | ૫ | ૧૧૮ |
| ૩ ડીપ્થેરિયા | ૧ | ૫ | ૪૬૭ |
| | ૨ | ૩ | ૬૫૮ |
| | ૩ | — | ૧૫૫ |
| ૪ 'એન્ટેરિક' તાવ | ૧ | ૨૫૨ | ૧૪૯૩૩ |
| | ૨ | ૪૩ | ૫૬૯૮ |
| | ૩ | ૪ | ૮૭૬ |
| ૫ સીફીલીસ | ૧ | ૬૫૮ | ૩૧૬૮૨ |
| | ૨ | ૨૭ | ૧૭૨૨ |
| | ૩ | — | ૨૮ |
| ૬ હૃદય ભાગોના બીજા રોગો | ૧ | ૬૯૯ | ૫૨૩૭૪ |
| | ૨ | ૨૬ | ૧૧૧૪ |
| | ૩ | ૧ | ૯ |
| ૭ ઇન્ફ્લુએન્ઝા | ૧ | ૩૮૯૪ | ૯૫૮૦૫ |
| | ૨ | — | ૫૧૩ |
| | ૩ | — | — |
| ૮ રક્તપિત | ૧ | ૧૭ | ૫૨૧૦ |
| | ૨ | ૧ | ૨૨૫૫ |
| | ૩ | — | ૧૧૩ |
| ૯ મલેરિયા | ૧ | ૪૮૫૫૦ | ૭૭૫૮૦૧ |
| | ૨ | ૨૮૦ | ૯૩૫૩ |
| | ૩ | ૨ | ૧૦૨ |
| ૧૦ મરકી | ૧ | — | ૨૫૯ |
| | ૨ | — | ૯૫ |
| | ૩ | — | ૨૮ |
| ૧૧ ન્યુમોનિયા | ૧ | ૩૨૧૬ | ૪૨૧૩૪ |
| | ૨ | ૧૫૯ | ૭૯૯૩ |
| | ૩ | ૭ | ૯૪૩ |
| ૧૨ બીજી જાતના તાવો | ૧ | ૧૭૬૯ | ૫૩૩૨૧ |
| | ૨ | ૧૬ | ૧૦૩૬ |

| | | | |
|---|---|---|---|
| | ૩ | ૧ | ૧૫ |
| ૧૩. બળિયા | ૧ | ૧૮ | ૧૧૬૯ |
| | ૨ | ૨ | ૨૦૬૩ |
| | ૩ | ૧ | ૪૬૬ |
| ૧૪. ક્ષય | ૧ | ૧૪૭૨ | ૫૨૭૭૩ |
| | ૨ | ૧૨૩ | ૧૦૨૬૪ |
| | ૩ | ૧૧ | ૧૭૩૬ |
| ૧૫ ટાઇફોઇડ | ૧ | ૧૨ | ૧૬૪૭ |
| | ૨ | — | ૯૭ |
| | ૩ | — | ૬૪ |
| ૧૬. જ્ઞાનતંતુઓના રોગો | ૧ | ૨૭૧ | ૮૦૬૦૨ |
| | ૨ | ૧૪ | ૪૩૪૩ |
| | ૩ | — | ૬૨૧ |
| ૧૭ માનસિક રોગો | ૧ | ૪ | ૨૫૩૯ |
| | ૨ | ૨ | ૫૦૪ |
| | ૩ | — | ૮ |
| ૧૮ આંખના રોગો | ૧ | ૫૭૦ | ૩૫૪૪૫૦ |
| | ૨ | ૧૪ | ૭૫૦૫ |
| | ૩ | — | ૩ |
| ૧૯ કાનના રોગો | ૧ | ૩૦૯ | ૨૩૪૩૯૫ |
| | ૨ | ૨ | ૭૮૨ |
| | ૩ | — | ૫ |
| ૨૦ નાકના રોગો | ૧ | ૨૩૭૨ | ૫૭૭૦૬ |
| | ૨ | ૨૪ | ૧૨૯૩ |
| | ૩ | — | ૩ |
| ૨૧. ઇજાઓ | ૧ | ૧૪૨૨૨ | ૩૭૨૨૪૦ |
| | ૨ | ૬૫૦ | ૨૧૬૩૯ |
| | ૩ | ૨૮ | ૧૨૮૧ |
| ૨૨. અનિશ્રમ | ૧ | ૪૪૩૧ | ૨૫૩૦૧ |
| | ૨ | ૧૮૧૮ | ૪૪૭૦૫ |
| | ૩ | ૬ | ૨૯૬ |
| ૨૩. શ્વાસોચ્છ્વાસના રોગો(ન્યુમોનિયા અને ક્ષય સિવાયના) | ૧ | ૨૬૨૩૨ | ૪૦૬૬૫૨ |
| | ૨ | ૨૪૯ | ૭૩૭૯ |
| | ૩ | ૩ | ૪૩૦ |
| ૨૪. ઇતર રોગ તથા દર્દો | ૧ | ૧૨૩૯૫૭ | ૨૩૭૭૫૦૪ |
| | ૨ | ૧૮૫૮ | ૧૦૫૩૨૯ |
| | ૩ | ૬૨ | ૬૯૧૭ |
| ૨૫ સરવાળો | ૧ | ૨૯૭૯૧૩ | ૫૩,૩૩,૩૫૮ |
| | ૨ | ૫૫૦૭૭ | ૨,૪૭,૮૬૮ |
| | ૩ | ૧૫૨ | ૧૪,૭૯૨ |
| ૨૬ શસ્ત્રક્રિયાઓ | ૧ | ૧૩૧૨૦ | ૨,૧૮,૭૫૦ |
| | ૨ | ૩૬૮૫ | ૭૫,૩૧૨ |
| | ૩ | ૯ | ૧૮૧૭ |

જાહેર સુખાકારી વધારવા માટે હજુ વધુ વ્યાપક યોજનાઓ અમલમાં આવે તે ઇષ્ટ છે, એટલું તો ઉપરના આંકડા જરૂર જાહેર કરે છે. સોળ લાખ ઉપરની વસતીમાં ત્રણ લાખથીય ઓછી જનતાને ૧૯૪૯મા દવાખાનાની સેવાઓનો લાભ મળ્યો હતો. એક જ વ્યક્તિએ એકથી વધુવાર માંદગી ભોગવી હોય એ એવડી ગણતરી ધ્યાનમાં લઈએ તો આ સંખ્યા ઘણી ઘટી જાય. એટલે કે વૈદકીય સારવાર માટે વસતીના છઠ્ઠા ભાગ પૂરતી જ જોગવાઈ હજુ થઈ છે એમ ગણાય.

# ૩૦

# જનસંખ્યા (૩)

**વસતીની ધંધાવાર વહેંચણી :** અગાઉ જણાવ્યું છે તેમ ઈ સ ૧૯૫૧ની વસતીગણતરીનાં નિવેદનોમાં વસતીનું વર્ગીકરણ જીવનગુજારાનાં સાધનો એટલે ધંધાની દૃષ્ટિએ કરેલું છે. ખેડા જિલ્લાની વસતીનું આ દૃષ્ટિએ કરેલું વર્ગીકરણ દર્શાવતું પત્રક આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૧) રૂપે આપ્યું છે. એ જ પત્રક પછી જીવનગુજારાના વર્ગો વય–જૂથવાર દર્શાવતું બીજું પત્રક પરિશિષ્ટ (૨) રૂપે આપ્યું છે. આ બીજું પત્રક અભ્યાસીઓને ખાસ ઉપયોગી હોઈ એના પરથી ફલિત થતી હકીકત અત્રે નહિ આપતાં, મુખ્ય પત્રકમાં રજૂ થયેલી કેટલીક મહત્ત્વની હકીકત નોંધી છે.

પરિશિષ્ટ (૧)માંનું મોટું પત્રક જોવાથી જણાશે કે ખેડા જિલ્લાની ૧૬·૧૨ લાખની વસતીમાંથી ૧૧·૪૭ લાખની વસતી ખેતી કરનાર, કરાવનાર અને તેમના આશ્રિતોની છે. એટલે કે જિલ્લાની ૭૧ ટકા ઉપરાંતની વસતી

ખેતીદ્વારા પોતાનું ગુજરાન ચલાવે છે. એમાંના ૭.૮૯ લાખ મનુષ્યો મુખ્યત્વે પોતાની માલિકીની જમીન ઉપર નભે છે, ૧.૯૪ લાખ મનુષ્યો બીજાની માલિકીની જમીન ખેડનાર તથા તેમનાં કુટુંબીજનો છે, ૧.૦૮ લાખ ખેત-મજૂરો છે અને બાકીનાં .૫૬ લાખ એટલે ૫૬ હજાર જાતે ખેતી નહિ કરનાર જમીનદારો તથા તેમનાં આશ્રિતો છે. બાકીની ૨૯ ટકા વસતીમાંથી ૧.૪૮ લાખ મનુષ્યો ખેતી સિવાયના ઉત્પાદન કાર્યમાં રોકાયેલાં છે. વેપાર-વાણિજ્ય ઉપર નભનારની સંખ્યા ૯૭ હજાર છે. વાહન વ્યવહારનો ધંધો કરનાર ૧૬ હજાર છે અને બાકીનાં ૨.૦૪ લાખ મનુષ્યો પરચૂરણ ધંધા રોજગાર ઉપર નભે છે. આ આંકડામાં કમાનાર તથા તેમનાં આશ્રિતો તમામનો સમાવેશ થાય છે.

ઉપરની વિગતોથી સ્પષ્ટ થાય છે કે ખેડા જિલ્લો ખેતીપ્રધાન પ્રદેશ છે. ખેતી સિવાયના અન્ય પરચૂરણ ધંધા ઉપર નભનાર વસતી પૈકી જે મનુષ્યો પરચૂરણ ઉદ્યોગો અને ધંધા કરી તેની આવકમાંથી જ સ્વાશ્રયી જીવન ગાળે છે એમની સંખ્યા દર્શાવતું પત્રક પરિશિષ્ટ (૩) રૂપે આપ્યું છે. એમાં મુખ્ય ધંધાની કુલ સંખ્યા ૧૨૬ જણાવી છે અને એ ધંધાઓમાં રોકાયેલી વસતીનો સરવાળો ૧.૨ લાખ થાય છે. કુલ અકૃષક વર્ગની વસતી ૪.૬૫ લાખ થાય છે. એની સામે સ્વાશ્રયી વસતીનો આ આંકડો ૧.૨ લાખ વિચારતાં સમજાશે કે એક પૂરું કમાનાર વ્યક્તિની આવકમાંથી ૩ થી ૪ મનુષ્યો નભે છે. આવકની વિગતો વસતીગણતરીનાં નિવેદનોમાં અન્યત્ર મળતી નથી. એટલે આ આંકડાની મદદથી લોકોની આર્થિક સ્થિતિનું માપ નીકળી શકતું નથી. પરંતુ જિલ્લાની મોટા ભાગની વસતી હિન્દુ છે અને હિન્દુ કુટુંબ વ્યવસ્થામાં મુખ્ય પુરુષ કમાય અને અન્ય એ કમાણી ભોગવે, એ સ્થિતિ છે, તે આ આંકડાથી સૂચવાય છે એમ કહી શકાય.

પરિશિષ્ટ (૩)માં આપેલી ધંધાઓની યાદી સામાજિક પરિવર્તનનું ચિત્ર પણ રજૂ કરે છે. જૂના ઉદ્યોગધંધા ઓછા થઈ નવા ધંધા તેમનું સ્થાન લઈ રહ્યા છે, એ હકીકત એ યાદીમાંથી જોઈ શકાય છે.

**અનુત્પાદક સાધનો ઉપર નભનાર :** જિલ્લામાં ૪૮૯૬ મનુષ્યો અનુત્પાદક સાધનોમાંથી આવક મેળવી સ્વાશ્રયી જીવન ગાળે છે. તેમની વિગત નીચે પ્રમાણે છે:—

| | જનસંખ્યા |
|---|---|
| (૧) અકૃષક મિલકતમાંથી આવક ઉપર નભનાર | ૧૧૪૯ |
| (૨) નિવૃત્તિ વેતન, છાત્રવૃત્તિ, ફંડફાળો તથા ઇતર મદદ ઉપર નભનાર | ૧૧૯૬ |
| (૩) જેલવાસીઓ, ગાંડાની ઇસ્પિતાલોમાં રહેનાર, અન્નક્ષેત્રોમાં વસનાર, અને નાણાંકિય મદદ મેળવનાર. | ૮૬૦ |
| (૪) ભિખારીઓ અને રખડેલો. | ૧૪૪૦ |
| (૫) બીજાં અનુત્પાદક કાર્યમાંથી મળનાર આવક ઉપર નભનાર | ૨૫૧ |
| કુલ. | ૪૮૯૬ |

**સ-અક્ષરતા અને શિક્ષણની કક્ષાવાર જનસંખ્યા :** પાછળના પાને આપેલા પત્રકમાં ખેડા જિલ્લાની વસતી પૈકી અક્ષરજ્ઞાન ધરાવનાર અને શિક્ષણની જુદી જુદી કક્ષા પ્રમાણે શિક્ષણ પામેલાં સ્ત્રી-પુરુષોની સંખ્યા આપી છે.

એ પત્રક ઉપરથી જણાય છે કે જિલ્લામાં વિદ્યાપીઠના પદવીધારીઓની કુલ સંખ્યા ૩૬૪૬ છે. તેમાંથી નવમા ભાગની સંખ્યા સ્ત્રીઓની છે. સ્ત્રીઓ મુખ્યત્વે કલા-વિજ્ઞાનની તેમજ શિક્ષણ વિષયક પદવીઓ ધરાવે છે. પદવીધરોનો ચોથો ભાગ જ ગામડાંમાં વસે છે, ૭૫ ટકા પદવીધરો નગરવાસી છે. જિલ્લાની ૭૨ ટકા જનસંખ્યા ગામડાંમાં વસે છે. એ સાથે આ આંકડો સરખાવતાં એમ લાગ્યા વિના રહેતું નથી કે પદવીધરો પદવી મેળવતાં જ ગામડાં છોડી વેપારધંધા અર્થે નગરોમાં વસવાટ કરે છે. ઇન્ટર સાયન્સ કે ઇન્ટર આર્ટ્સ થયેલ સંખ્યામાંથી પણ માત્ર ૧૧ ટકા ગામડાંમાં રહ્યા છે. મેટ્રિક થયેલ સંખ્યાના ૧૮ ટકા અને માધ્યમિક શિક્ષણ લેનારમાંથી પણ ૨૯ ટકા જ ગ્રામવાસી છે. એ સર્વ આંકડા પણ ઉપર તારવેલા અનુમાનને જ ટેકો આપે છે. વળી, મોટા ભાગના (ત્રીજા ભાગથીય ઉપર) પદવીધરો શિક્ષણવિષયક પદવી ધરાવે છે. તેમની સેવા પણ પ્રમાણમાં ગામડાં કરતાં શહેરોને ઘણી વધુ મળે છે. ઇજનેરી પદવીધરોના ૮૩ ટકા નગરવાસી છે, અને ખાસ દિલગીરી ઉપજાવનારી તો એ હકીકત છે કે ખેતીની કોલેજોમાં શિક્ષણ લઈ પદવીઓ મેળવનાર ૧૧૮માંથી માત્ર ૫ જ ગ્રામવાસી છે. ઢોરોના રોગોના ૭ નિષ્ણાતોમાંથી ગામડાંમાં વસનાર એક પણ નથી અને ડૉક્ટરોનાય ૭૭ ટકા નગરોમાં જ પોતાનો ધંધો જમાવતા બેઠા છે. ટૂંકમાં ગ્રામવસતીને તો આ સૌ ઉચ્ચ પદવીધરોની સેવાઓનો નહિવત્ જ લાભ મળે છે.

## ખેડા જિલ્લાની શિક્ષિત જનસંખ્યાનું કક્ષાવાર વર્ગીકરણ દર્શાવતું પત્રક. ઇ. સ. ૧૯૫૧

| શિક્ષણની કક્ષા | કુલ સંખ્યા | | | ગ્રામવાસી સંખ્યા | | | નગરવાસી સંખ્યા | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | કુલ માણસો | પુરુષ | સ્ત્રી | કુલ માણસો | પુરુષ | સ્ત્રી | કુલ માણસો | પુરુષ | સ્ત્રી |
| સ–અક્ષરતા | ૪,૩૯,૫૪૪ | ૩,૧૩,૪૨૦ | ૧,૨૬,૧૨૪ | ૨,૭૨,૦૩૩ | ૨,૦૫,૮૭૧ | ૬૬,૧૬૨ | ૧,૬૭,૫૧૧ | ૧,૦૭,૫૪૯ | ૫૯,૯૬૨ |
| માધ્યમિક | ૧૮,૮૮૫ | ૧૬,૪૯૮ | ૨,૩૮૭ | ૫,૫૯૬ | ૫,૨૩૪ | ૩,૬૨ | ૧૩,૨૮૯ | ૧૧,૨૬૪ | ૨,૦૨૫ |
| મેટ્રિક કે સરખી કક્ષાની | ૬,૬૧૪ | ૫,૯૬૦ | ૬૫૪ | ૧,૨૦૯ | ૧,૧૬૨ | ૪૭ | ૫,૪૦૫ | ૪,૭૮૯ | ૬૦ |
| ઇન્ટર આર્ટ્સ કે સાયન્સ, કલા કે વિજ્ઞાન | ૧,૦૩૫ | ૯૭૬ | ૫૯ | ૧૧૯ | ૧૧૪ | ૫ | ૯૧૬ | ૮૬૨ | ૫૪ |
| **ડીગ્રી કે ડિપ્લોમા :** | | | | | | | | | |
| આર્ટ્સ કે સાયન્સના ગ્રેજ્યુએટ –સ્નાતક | ૯૧૧ | ૮૫૩ | ૫૮ | ૧૩૩ | ૧૨૮ | ૫ | ૭૭૮ | ૭૨૫ | ૫૩ |
| આર્ટ્સ કે સાયન્સના પોસ્ટ–ગ્રેજ્યુએટસ–અનુસ્નાતક | ૧૧૨ | ૧૦૭ | ૫ | ૧૪ | ૧૩ | ૧ | ૯૮ | ૯૪ | ૪ |
| શિક્ષણ વિષયક | ૧,૩૪૩ | ૧,૦૬૫ | ૨૭૮ | ૫૬૪ | ૪૯૧ | ૭૩ | ૭૭૯ | ૫૭૪ | ૨૦૫ |
| ઇજનેરી | ૨૭૭ | ૨૭૭ | — | ૪૭ | ૪૭ | — | ૨૩૦ | ૨૩૦ | — |
| ખેતી વિષયક | ૧૧૮ | ૧૧૮ | — | ૫ | ૫ | — | ૧૧૩ | ૧૧૩ | — |
| ઢોરોના રોગો વિષયક | ૭ | ૬ | ૧ | — | — | — | ૭ | ૬ | ૧ |
| વ્યાપાર વિષયક | ૮૩ | ૮૨ | ૧ | ૨૨ | ૨૨ | — | ૬૧ | ૬૦ | ૧ |
| કાયદા વિષયક | ૩૩૫ | ૩૩૪ | ૧ | ૧૮ | ૧૮ | — | ૩૧૭ | ૩૧૬ | ૧ |
| દાક્તરી | ૩૬૮ | ૩૩૪ | ૩૪ | ૮૩ | ૮૧ | ૨ | ૨૮૫ | ૨૫૩ | ૩૨ |
| ઇતર | ૯૨ | ૬૩ | ૨૯ | ૩૨ | ૩૦ | ૨ | ૬૦ | ૩૩ | ૨૭ |

આધાર : સેન્સસ હેન્ડબુક, ૧૯૫૩, પૃ. ૧૩૮–૧૪૦–૧૪૨

**સ-અક્ષરતાનું પ્રમાણ :** જે વ્યક્તિ કોઇ પણ સાદો મૂળાક્ષર વાંચી તેમજ લખી શકે તેને સ-અક્ષર એટલે અક્ષરજ્ઞાન ધરાવનાર ગણવાનું ધોરણ આ વસતી ગણતરીમાં સ્વીકારવામાં આવ્યું હતું. દુનિયાના ઘણા દેશોમાં માત્ર મૂળાક્ષર વાંચી શકનારને સ-અક્ષર (Literate) ગણવામાં આવે છે. એ જોતાં ભારત દેશે સ-અક્ષરતા માટે નક્કી કરેલું આ ધોરણ વધુ સંગીન હતું એમ મુંબઇ રાજ્યની વસતીગણતરીનું નિવેદન લખનાર જણાવે છે.*

ખેડા જિલ્લાની વસતી પૈકી કુલ વસતી અને નિરક્ષર વસતીનું વય-જૂથવાર વર્ગીકરણ દર્શાવતું પત્રક પરિશિષ્ટ (૪) રૂપે આપ્યું છે. એ જોતાં જણાશે કે કુલ વસતી પૈકી માત્ર ૨૯·૧૩ ટકા જ સ-અક્ષર છે. એટલે કે લગભગ ૭૧ ટકા વસતી ઈ. સ. ૧૯૫૧માં નિરક્ષર હતી. વડોદરા રાજ્યમાં ઈ. સ. ૧૯૦૬થી પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત હતું. સામાન્ય રીતે ખેડા જિલ્લામાં કેળવણીનો પ્રચાર વધારે ગણાય છે; અને પ્રૌઢશિક્ષણ અને તેને લગતી પ્રવૃત્તિઓ પણ ચાલે છે. તેમ છતાં નિરક્ષરતાનું પ્રમાણ ૭૧ ટકા જેટલું છે એ હકીકત ઘણી ગંભીર અને પ્રજાની આંખ ઉઘાડે તેવી છે.

વધારે ઝીણવટથી પૃથક્કરણ કરતાં જણાય છે કે નગરવિસ્તારોમાં ૪૨ ટકા વસતી સ-અક્ષર છે, જ્યારે ગ્રામવિસ્તારોમાં એ પ્રમાણ ૨૪ ટકાનું છે.

**સ્ત્રી-પુરુષમાં સ-અક્ષરતાનું પ્રમાણ :** સ્ત્રી-પુરુષની દૃષ્ટિએ જોતાં સ-અક્ષર સ્ત્રી-પુરુષોની ટકાવારી નીચે પ્રમાણે આવે છે:—

| | ટકાવારી |
|---|---|
| **(૧) પુરુષની સ-અક્ષરતા** | |
| (૧) સમગ્ર જિલ્લો | ૪૦·૩૨ |
| (૨) ગ્રામવાસી | ૩૬ |
| (૩) નગરવાસી | ૫૪ |
| **(૨) સ્ત્રીની સ-અક્ષરતા** | |
| (૧) સમગ્ર જિલ્લો | ૧૬·૮૫ |
| (૨) ગ્રામવાસી | ૧૨ |
| (૩) નગરવાસી | ૨૯ |

સમગ્ર જિલ્લાની દૃષ્ટિએ જોતાં ૪૦·૩૨ ટકા પુરુષોની સામે ૧૬·૮૫ ટકા સ્ત્રીઓ અક્ષરજ્ઞાન ધરાવે છે. ગ્રામવાસી વસતીમાં ૩૬ ટકા પુરુષો અને ૧૨ ટકા સ્ત્રીઓ સ-અક્ષર છે. નગરવાસી વસતીમાં ૫૪ ટકા પુરુષો અને ૨૯ ટકા સ્ત્રીઓ સ-અક્ષર છે. આ આંકડા સ્પષ્ટ કરે છે કે એકંદરે એક ભણેલી સ્ત્રી દીઠ બેથી ત્રણ ભણેલા પુરુષો આ જિલ્લામાં છે. સ્ત્રી-પુરુષના શિક્ષણની વિષમતાનું પ્રમાણ ગામડાંમાં વધારે છે આ વિગતો સ્ત્રી શિક્ષણને ઓછામાં ઓછું બમણું વ્યાપક બનાવવાની તાત્કાલિક જરૂરિયાત સાબિત કરે છે. વધારામાં, કક્ષાવાર શિક્ષણના આંકડા ઉપર આપ્યા છે તે જોતાં જણાય છે કે કુલ ૬,૨૬,૧૨૪ સ-અક્ષર સ્ત્રીઓમાંથી માત્ર ૨,૩૮૭ માધ્યમિક શાળામાં પહોંચી છે. તે પૈકી માત્ર ૬૫૪ મૅટ્રિક થઈ છે. એની સામે ૫,૯૬૦ મૅટ્રિક થયેલા પુરુષોની સંખ્યા સરખાવતાં જણાશે કે શિક્ષિત પુરુષને મોટે ભાગે અશિક્ષિત અથવા અલ્પશિક્ષિત સ્ત્રીથી ચલાવી લેવું પડે છે. શિક્ષણના પ્રચાર સાથે સામાજિક રીતરિવાજોમાં ક્રાન્તિકારી પલટાની તાત્કાલિક જરૂર આ આંકડાથી પુરવાર થાય છે.

વળી ૫થી ૧૪ વર્ષની બાલવસતીને શાળામાં જતી ગણીએ તો તેમાં પણ ૪૧,૪૯૦ની નમૂના વસતીમાંથી ૨૬,૫૮૪ નિરક્ષર છે. નગર વિસ્તારમાં ૧૧,૧૬૨માંથી ૫,૯૨૪ બાળકો નિરક્ષર છે. ગ્રામવિસ્તારમાં ૩૦,૩૩૭માંથી ૨૦,૬૬૦ બાળકો નિરક્ષર છે. આ કક્ષાનાં તમામ બાળકો શાળામાં જતાં હોવાં જોઈએ એ આધુનિક ધોરણ જોતાં ફરજિયાત કેળવણીની વ્યવસ્થા વધુ અસરકારક બનાવવાની જરૂરિયાત આમાંથી ફલિત થાય છે.

**શિક્ષણનો જીવનવ્યવસાય સાથે સંબંધ :** જુદી જુદી કક્ષાઓનું શિક્ષણ લેનાર જીવનના કયા કયા વ્યવસાયોમાં રોકાયેલા છે તેની વિગત વર્ગીકૃત વિગતો પરિશિષ્ટ (૫)માં આપી છે. એ જોતાં જણાય છે કે હાલના ભણતરને જીવન વ્યવસાય સાથે ઝાઝો સંબંધ નથી. ખેતી વિજ્ઞાનની પદવી લઈને ૧૧૮ વ્યક્તિઓમાંથી ૮૮ ખેતી સિવાયના ધંધા કરે છે. વેપારની પદવી લેનાર ૮૩માંથી માત્ર ૧૧ જ વેપારમાં રોકાયેલા છે. આ બધી વિગતો એ પત્રકમાં જોવા મળશે. આનો અર્થ એ થયો કે શિક્ષણ ધ્યેય વિનાનું છે, અને તેની પાછળ થતી મહેનત અને ખર્ચાતું નાણું લગભગ નકામું જાય છે. અલબત્ત, શિક્ષિત વ્યક્તિ એક યા બીજા પ્રકારે શિક્ષણનો લાભ આજીવિકા મેળવવામાં ઉઠાવે છે. પરંતુ એણે મેળવેલા વિશિષ્ટ જ્ઞાનનો લાભ એ અંગેની વિશિષ્ટ પ્રવૃત્તિને નહિ જેવો જ મળે છે.

* આધાર : મુંબઇ રાજ્યનું ઇ. સ. ૧૯૫૧ની વસતીગણતરીનું અંગ્રેજી નિવેદન ભાગ ૧લો પૃષ્ઠ ૧૩૭.

બીજી હકીકત એ નીકળે છે કે ભણેલા વર્ગમાંથી મોટો ભાગ ગામડાં છોડી શહેરોમાં વસે છે અને જે ગામડાંમાં રહે છે તેમના ભણતરનો ત્યાં ઉત્પાદક રીતે ઉપયોગ નહિ જેવો થાય છે. શિક્ષણપ્રથા સમૂળી ક્રાંતિ માગે છે એમ જે ચોતરફ સંભળાય છે તેની આ આંકડાથી સાબિતી મળે છે.

**નિર્વાસિતો :** ભારતવર્ષના ટૂકડા થવાની સાથે પૂર્વ અને પશ્ચિમ પાકિસ્તાનના પ્રદેશોમાંથી હિંદુઓની મોટી સંખ્યા સ્થળાંતર કરી ભારતવર્ષમાં ચાલી આવી. એ વસતી ઠેરઠેર પથરાઈ ગઈ. ખેડા જિલ્લામાં પણ આવા નિર્વાસિતો આવી વસ્યા છે. તેમની સંખ્યાની વિગતો નીચે આપી છે.

### ખેડા જિલ્લામાં નિર્વાસિતોની સંખ્યા

| સંખ્યા | કુલ | ગ્રામવાસી | નગરવાસી |
|---|---|---|---|
| કુલ | ૨,૫૮૨ | ૧,૫૪૧ | ૧,૦૪૧ |
| પુરુષ | ૫૭૩ | ૩૨૧ | ૨૫૨ |
| સ્ત્રી | ૨,૦૦૯ | ૧,૨૨૦ | ૭૮૯ |

ઈ. સ. ૧૯૪૬થી નિર્વાસિતોનું આગમન થવા લાગ્યું. તે વરસમાં કુલ ૨૮ જણ આવ્યા. ૧૯૪૭ અને ૧૯૪૮માં એમની સંખ્યા એકદમ વધી ગઈ. તે વરસોમાં અનુક્રમે ૧૬૩૯ (૯૪૮ પુરુષ + ૬૯૧ સ્ત્રી) અને ૮૧૪ (૫૦૬ પુરુષ + ૩૦૮ સ્ત્રી) મનુષ્યો આવ્યાં. બાકીનાં પછીનાં ત્રણ વરસમાં આવ્યાં છે. આ સર્વ નિર્વાસિતોમાંથી વિશાળ બહુમતી પશ્ચિમ પાકિસ્તાનમાંથી જ આવેલી છે. પૂર્વ પાકિસ્તાનનો પ્રદેશ છોડી આવનારનો આંકડો માત્ર ૧૭નો જ છે.

પત્રક ઉપરથી માલૂમ પડે છે કે આવેલા નિર્વાસિતોમાંથી લગભગ પાંચમા ભાગની વસતી જ ગામડાંમાં જઈ વસી છે. બીજા ચાર ભાગની વસતીએ તો નગરોમાં જ નિવાસ કર્યો છે. તાલુકાના પટ્ટાવાર એમની વહેંચણી નીચેના પત્રકમાં આપી છે:

### ખેડા જિલ્લાના નિર્વાસિતોની પ્રદેશવાર સંખ્યા

| વિસ્તારપટ્ટા | કુલ | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| **ગ્રામ વિસ્તારો** | | | |
| ૧. નડીઆદ–માતર | ૨૧૪ | ૧૧૯ | ૯૫ |
| ૨. કપડવણજ–મહેમદાવાદ | ૬૬ | ૪૧ | ૨૫ |
| ૩. આણંદ–વાડાશિનોર–ઠાસરા | ૨૬૪ | ૧૪૨ | ૧૨૨ |
| ૪. પેટલાદ–ખંભાત | ૧૯ | ૧૨ | ૭ |
| ૫. બોરસદ | ૧૦ | ૭ | ૩ |
| **નગર વિસ્તારો** | | | |
| ૧. નડીઆદ–કપડવણજ–માતર–મહેમદાવાદ | ૧,૩૮૦ | ૮૨૧ | ૫૫૯ |
| ૨. વાડાશિનોર–આણંદ–ઠાસરા | ૪૭૮ | ૨૯૦ | ૧૮૮ |
| ૩. ખંભાત–બોરસદ–પેટલાદ | ૧૫૧ | ૧૦૯ | ૪૨ |

આધાર: કોઠો D ૫-૧ પાન ૧૨૮–૧૩૧ સેન્સસ હેન્ડબુક–૧૯૫૩.

હિજરતી વસતી વિવિધ ધંધામાં ગોઠવાઈ ગઈ છે. તેની ધંધાવાર વહેંચણી નીચેના પત્રકમાં દર્શાવી છે:

### ખેડા જિલ્લાના નિર્વાસિતોની ધંધાની દૃષ્ટિએ વિગતો

| ધંધાનો વર્ગ | કુલ | પુરુષ | સ્ત્રી |
|---|---|---|---|
| **અ કૃષક વર્ગો** | | | |
| ૧. સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ-માલિકીની જમીન ખેડનારા તથા તેમના આશ્રિતો | ૪૮ | ૨૯ | ૧૯ |

| | | | |
|---|---|---|---|
| ૨. સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ-માલિકીની નહિ તેવી જમીન ખેડનારા તથા તેમનાં આશ્રિતો | ૨૪ | ૧૬ | ૮ |
| ૩. ખેતમજૂરો તથા તેમનાં આશ્રિતો | ૧૧૬ | ૬૨ | ૫૪ |
| ૪. બેકાડુ જમીન માલિકો | ૧ | ૧ | — |
| સરવાળો. | ૧૮૯ | ૧૦૮ | ૮૧ |
| **આ અકૃષક વર્ગો** | | | |
| ૫. ખેતી સિવાય અન્ય ઉત્પાદનમાંથી ગુજરાન મેળવનાર તથા તેમનાં આશ્રિતો | ૪૨૭ | ૨૫૧ | ૧૭૬ |
| ૬. વેપાર વાણિજ્યમાંથી ગુજરાન મેળવનાર તથા તેમનાં આશ્રિતો | ૮૭૯ | ૫૩૯ | ૩૪૦ |
| ૭. વાહન વહેવારમાંથી ગુજરાન મેળવનાર તથા તેમનાં આશ્રિતો | ૧૨૭ | ૭૪ | ૫૩ |
| ૮. ઇતર-પરચૂરણ-ધંધાઓમાંથી ગુજરાન મેળવનાર તથા તેમનાં આશ્રિતો | ૯૬૦ | ૫૬૯ | ૩૯૧ |
| સરવાળો. | ૨,૩૯૩ | ૧,૪૩૩ | ૯૬૦ |
| અ તથા આ નો સરવાળો. | ૨,૫૮૨ | ૧,૫૪૧ | ૧૦,૪૧ |

આધાર: કોઠો ડી. ૫-૨ પાન ૧૩૨-૧૩૩ સેન્સસ હેન્ડબૂક, ૧૯૫૩.

આ ઉપરથી દેખાઈ આવે છે કે માત્ર સાત ટકા હિજરતીઓ જ ખેતીના ધંધામાં પડ્યા છે. તેમાંય મોટો ભાગ તો ખેત-મજૂરોના કુટુંબોનો જ છે. કુલ વસતીનો ત્રીજા ઉપરાંતનો ભાગ વિવિધ પ્રકારના વેપારમાં ગોઠવાઇ ગયો છે ૫૭૩ની ગ્રામવાસી વસતીમાંથી પણ માત્ર ૧૮૧ જ ખેતીનો ધંધો કરે છે. બાકીના બીજા ધંધામાં રોકાયેલા છે.

**પરદેશી નાગરિકો :** જિલ્લામાં રહેતા અહિન્દી નાગરિકોની સંખ્યા નીચેના પત્રકમાં દર્શાવાઈ છે.

**ખેડા જિલ્લામાં અહિન્દી નાગરિકોની સંખ્યા, (૧૯૫૧)**

| સંખ્યા | કુલ | ગ્રામવાસી | નગરવાસી |
|---|---|---|---|
| કુલ | ૨૮૭ | ૧૮૧ | ૧૦૬ |
| પુરુષ | ૧૪૦ | ૮૩ | ૫૭ |
| સ્ત્રી | ૧૪૭ | ૯૮ | ૪૯ |

આમાંથી પાકિસ્તાની નાગરિકોની સંખ્યા ૧૯૪ છે, જેમાં ૧૦૧ પુરુષો છે અને ૯૩ સ્ત્રીઓ છે. એમાંથી ૮૬ ટકા ઉપરાંત ગામડાંમાં વસે છે. બાકીની ૯૩ની વસતીમાંથી ૩૭ બ્રિટિશરો (બધા નગરવાસી), ૧૭ અમેરિકનો (બધા નગરવાસી), ૧૩ નેપાલીઓ, ૮ અફઘાનો (બધા નગરવાસી), ૫ સ્પેનિયાર્ડો અને ૩ પોર્ટુગીઝો છે. બેલ્જિયનો અને ચીનાઓ બબ્બે છે અને ઓસ્ટ્રેલિયન, બર્મીઝ, સિલોનીઝ, વલંદા, જર્મન અને ન્યુઝીલેન્ડર એ દરેક એક-એકની સંખ્યામાં આ જિલ્લામાં વસે છે.

[1]આધાર : કોઠો ડી-૬ પાન ૧૩૪-૧૩૭, સેન્સસ હેન્ડબૂક (૧૯૫૩).

**ભાષાઓ :** વસતીગણતરીમાં નોંધાયેલો ખેડા જિલ્લાના વતનીઓની ભાષાઓ દર્શાવતું પત્રક પરિશિષ્ટ (૬) રૂપે આપ્યું છે. એ ઉપરથી જણાશે કે જિલ્લાની લગભગ ૯૫½ ટકા વસતીની માતૃભાષા ગુજરાતી છે. બાકીનામાંથી લગભગ ૩½ ટકા વસતીની માતૃભાષા ઉર્દૂ છે. રાજસ્થાની અને કચ્છી બોલનાર મુખ્યત્વે લારીવાળા તેમજ મજૂરી કરનાર મારવાડીઓ છે. સિંધી, પંજાબી, બંગાળી અને ઉર્દૂ માતૃભાષા નિર્વાસિતોની છે. યુરોપીય માતૃભાષાઓ ધરાવનાર ખાસ કરીને મિશનરીઓ-ધર્મપ્રચારકો છે. કુલ વસતીના લગભગ ૩ ટકા માતૃભાષા ઉપરાંત એક ઉપભાષા જાણે છે. નોંધપાત્ર બિના એ છે કે ઉપભાષા જાણનારમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા લગભગ બમણી છે.

# ૩૦

## પરિશિષ્ટ (૧)

### ખેડા જિલ્લાની વસતીનું ધંધાવાર વર્ગીકરણ દર્શાવતું

| તાલુકો | જનસંખ્યા | | |
|---|---|---|---|
| | કુલ | પુરુષ | સ્ત્રી |
| ૧ | ૨ | ૩ | ૪ |
| ખેડા જિલ્લો | ૧૬,૧૨,૪૨૬ | ૮,૪૩,૨૫૦ | ૭,૬૯,૧૭૬ |
| ગ્રામ | ૧૧,૫૬,૮૯૧ | ૬,૦૪,૩૬૦ | ૫,૫૨,૫૩૧ |
| નગર | ૪,૫૫,૫૩૫ | ૨,૩૮,૮૯૦ | ૨,૧૬,૬૪૫ |
| આણંદ | ૨,૫૧,૩૬૫ | ૧,૩૩,૨૯૦ | ૧,૧૮,૦૭૫ |
| ગ્રામ | ૧,૨૭,૩૪૦ | ૬૬,૯૮૫ | ૬૦,૩૫૫ |
| નગર | ૧,૨૪,૦૨૫ | ૬૬,૩૦૫ | ૫૭,૭૨૦ |
| વાડાશિનોર | ૭૯,૬૬૬ | ૪૧,૦૯૭ | ૩૮,૫૬૯ |
| ગ્રામ | ૬૨,૫૯૯ | ૩૨,૩૦૫ | ૩૦,૨૯૪ |
| નગર | ૧૭,૦૬૭ | ૮,૭૯૨ | ૮,૨૭૫ |
| બોરસદ | ૨,૧૯,૯૩૪ | ૧,૧૪,૫૭૯ | ૧,૦૫,૩૫૫ |
| ગ્રામ | ૧,૮૪,૫૧૦ | ૯૬,૪૨૪ | ૮૮,૦૮૬ |
| નગર | ૩૫,૪૨૪ | ૧૮,૧૫૫ | ૧૭,૨૬૯ |
| ખંભાત | ૧,૩૪,૩૧૬ | ૬૯,૮૩૧ | ૬૪,૪૮૫ |
| ગ્રામ | ૮૯,૪૪૫ | ૪૬,૭૯૫ | ૪૨,૬૫૦ |
| નગર | ૪૪,૮૭૧ | ૨૩,૦૩૬ | ૨૧,૮૩૫ |
| કપડવણજ | ૧,૭૭,૪૨૮ | ૯૧,૮૦૧ | ૮૫,૬૨૭ |
| ગ્રામ | ૧,૪૫,૮૯૯ | ૭૫,૩૫૮ | ૭૦,૫૪૧ |
| નગર | ૩૧,૫૨૯ | ૧૬,૪૪૩ | ૧૫,૦૮૬ |
| માતર | ૭૭,૫૯૨ | ૪૦,૬૩૯ | ૩૬,૯૫૩ |
| ગ્રામ | ૭૨,૩૦૯ | ૩૭,૮૭૧ | ૩૪,૪૩૮ |
| નગર | ૫,૨૮૩ | ૨,૭૬૮ | ૨,૫૧૫ |
| મહેમદાવાદ | ૧,૦૯,૯૫૩ | ૫૬,૬૨૬ | ૫૩,૩૨૭ |
| ગ્રામ | ૯૨,૭૪૭ | ૪૭,૭૯૭ | ૪૪,૯૫૦ |
| નગર | ૧૭,૨૦૬ | ૮,૮૨૯ | ૮,૩૭૭ |
| નડિયાદ | ૨,૪૬,૪૭૦ | ૧,૨૯,૫૫૨ | ૧,૧૬,૯૧૮ |
| ગ્રામ | ૧,૪૬,૮૫૮ | ૭૭,૦૫૦ | ૬૯,૮૦૯ |
| નગર | ૯૯,૬૧૨ | ૫૨,૫૦૨ | ૪૭,૧૧૦ |
| પેટલાદ | ૧,૯૩,૮૩૩ | ૧,૦૧,૬૪૩ | ૯૨,૧૯૦ |
| ગ્રામ | ૧,૩૦,૦૯૧ | ૬૮,૪૫૫ | ૬૧,૬૩૬ |
| નગર | ૬૩,૭૪૨ | ૩૩,૧૮૮ | ૩૦,૫૫૪ |
| ઠાસરા | ૧,૨૧,૮૬૯ | ૬૪,૧૯૨ | ૫૭,૬૭૭ |
| ગ્રામ | ૧,૦૫,૦૯૩ | ૫૫,૩૨૦ | ૪૯,૭૭૩ |
| નગર | ૧૬,૭૭૬ | ૮,૮૭૨ | ૭,૯૦૪ |

આધાર : સેન્સસ હેન્ડબુક, ૧૯૫૩, પૃષ્ઠ. ૧૪૮-૧૫૧, ટેબલ 'ઇ'

## પત્રક (ઇ. સ. ૧૯૫૧)

| કૃષક વર્ગો | | | |
|---|---|---|---|
| ૧. સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ. માલીકીની જમીન ખેડનારાં તથા તેમનાં આશ્રિતો. | | ૨. 'સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ.-માલીકીની નહિ તેવી જમીન ખેડનારાં તથા તેમનાં આશ્રિતો. | |
| પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
| ૫ | ૬ | ૭ | ૮ |
| ૪,૧૨,૧૭૮ | ૩,૭૬,૪૬૬ | ૧,૦૨,૬૯૪ | ૯૧,૬૭૩ |
| ૩,૭૧,૯૮૧ | ૩,૪૧,૦૧૨ | ૭૯,૬૮૭ | ૭૧,૬૦૭ |
| ૪૦,૧૯૭ | ૩૫,૪૫૪ | ૨૩,૦૦૭ | ૨૦,૦૬૬ |
| ૫૦,૫૧૧ | ૪૪,૬૧૮ | ૨૩,૧૯૨ | ૨૦,૬૧૩ |
| ૩૪,૦૨૭ | ૩૦,૨૯૫ | ૧૨,૮૧૪ | ૧૧,૫૧૫ |
| ૧૬,૪૮૪ | ૧૪,૩૨૩ | ૧૦,૩૭૮ | ૯,૦૯૮ |
| ૨૯,૬૭૩ | ૨૮,૦૧૪ | ૧,૦૫૭ | ૯૨૮ |
| ૨૮,૧૫૧ | ૨૬,૬૮૨ | ૭૭૬ | ૬૮૨ |
| ૧,૫૨૨ | ૧,૩૩૨ | ૨૮૧ | ૨૪૬ |
| ૫૬,૩૫૯ | ૫૧,૮૩૪ | ૨૪,૨૭૫ | ૨૧,૯૮૮ |
| ૫૩,૧૨૫ | ૪૮,૭૮૧ | ૨૦,૫૭૨ | ૧૮,૬૦૫ |
| ૩,૨૩૪ | ૩,૦૫૩ | ૩,૭૦૩ | ૩,૩૮૩ |
| ૩૨,૪૮૭ | ૨૯,૫૩૭ | ૬,૧૭૪ | ૫,૪૫૭ |
| ૩૦,૫૭૪ | ૨૭,૬૪૨ | ૫,૩૯૪ | ૪,૮૫૨ |
| ૧,૯૧૩ | ૧,૮૯૫ | ૭૮૦ | ૬૦૫ |
| ૬૦,૭૭૫ | ૫૭,૦૭૭ | ૨,૪૧૬ | ૨,૩૧૯ |
| ૫૯,૧૫૪ | ૫૫,૫૮૪ | ૧,૯૬૯ | ૧,૯૦૫ |
| ૧,૬૨૧ | ૧,૪૯૩ | ૪૪૭ | ૪૧૪ |
| ૨૨,૪૪૧ | ૨૦,૩૨૯ | ૪,૯૯૦ | ૪,૩૮૬ |
| ૨૧,૭૬૭ | ૧૭,૭૪૧ | ૪,૬૭૬ | ૪,૧૩૧ |
| ૬૭૪ | ૫૮૮ | ૩૧૪ | ૨૫૫ |
| ૩૨,૬૨૨ | ૩૦,૭૨૬ | ૪,૪૦૫ | ૪,૦૫૮ |
| ૩૧,૮૨૦ | ૩૦,૦૨૮ | ૩,૯૧૪ | ૩,૫૯૫ |
| ૮૦૨ | ૬૯૮ | ૪૯૧ | ૪૬૩ |
| ૫૫,૨૯૫ | ૪૯,૪૭૨ | ૧૩,૧૭૨ | ૧૧,૫૮૭ |
| ૪૬,૬૯૭ | ૪૧,૯૯૪ | ૧૯,૨૬૮ | ૯,૧૯૧ |
| ૮,૫૯૮ | ૭,૪૭૮ | ૨,૯૦૪ | ૨,૩૯૬ |
| ૩૫,૯૮૧ | ૩૧,૪૨૯ | ૧૬,૨૩૯ | ૧૪,૨૪૮ |
| ૩૧,૪૮૭ | ૨૭,૪૭૭ | ૧૩,૦૩૨ | ૧૧,૪૯૯ |
| ૪,૪૭૪ | ૩,૯૫૨ | ૩,૨૦૭ | ૨,૭૪૯ |
| ૩૬,૦૩૪ | ૩૩,૪૩૦ | ૬,૭૭૪ | ૬,૦૮૯ |
| ૩૫,૧૭૯ | ૩૨,૭૮૮ | ૬,૨૭૨ | ૫,૬૩૨ |
| ૮૫૫ | ૬૪૨ | ૫૦૨ | ૪૫૭ |

કૃષક વર્ગો

| તાલુકો | ૩. ખેતમજૂરો તથા તેમનાં આશ્રિતો. |  | ૪. બેઠાડુ જમીન માલીકો |  |
|---|---|---|---|---|
|  | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
|  | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ખેડા જિલ્લો | ૫૫,૯૮૪ | ૫૧,૮૭૯ | ૨૫,૪૬૨ | ૩૦,૩૧૫ |
| ગ્રામ | ૪૬,૮૯૭ | ૪૩,૩૪૬ | ૧૪,૮૬૩ | ૧૮,૪૩૭ |
| નગર | ૯,૦૮૭ | ૮,૫૩૩ | ૧૦,૫૯૯ | ૧૧,૮૭૮ |
| આણંદ | ૯,૨૧૩ | ૮,૫૮૫ | ૪,૬૩૧ | ૫,૧૬૬ |
| ગ્રામ | ૫,૦૯૯ | ૪,૭૮૬ | ૧,૯૩૩ | ૧,૯૬૨ |
| નગર | ૪,૧૧૪ | ૩,૭૯૯ | ૨,૯૯૮ | ૩,૨૦૪ |
| વાડાશિનોર | ૧,૧૯૮ | ૯૮૧ | ૨૫૭ | ૪૨૫ |
| ગ્રામ | ૧,૧૧૫ | ૯૩૭ | ૧૪૭ | ૩૦૮ |
| નગર | ૮૩ | ૪૪ | ૧૧૦ | ૧૧૭ |
| બોરસદ | ૭,૩૪૬ | ૬,૬૪૭ | ૨,૬૬૬ | ૩,૩૧૭ |
| ગ્રામ | ૬,૭૧૪ | ૬,૦૨૩ | ૧,૫૮૦ | ૧,૯૭૮ |
| નગર | ૬૩૨ | ૬૨૪ | ૧,૦૮૬ | ૧,૩૩૯ |
| ખંભાત | ૪,૫૩૭ | ૪,૪૮૨ | ૧,૯૧૩ | ૨,૧૫૭ |
| ગ્રામ | ૩,૬૯૩ | ૩,૬૬૦ | ૧,૨૨૯ | ૧,૪૩૯ |
| નગર | ૮૪૪ | ૮૨૨ | ૬૮૪ | ૭૧૮ |
| કપડવણજ | ૪,૬૬૪ | ૪,૦૭૮ | ૨,૨૭૦ | ૨,૫૫૧ |
| ગ્રામ | ૪,૫૨૯ | ૪,૦૦૪ | ૧,૬૪૬ | ૧,૯૦૦ |
| નગર | ૧૩૫ | ૭૪ | ૬૨૪ | ૬૫૧ |
| માતર | ૩,૭૬૭ | ૩,૫૮૦ | ૧,૪૮૦ | ૧,૮૧૧ |
| ગ્રામ | ૩,૭૪૨ | ૩,૫૪૭ | ૧,૩૯૫ | ૧,૬૯૦ |
| નગર | ૨૫ | ૩૩ | ૮૫ | ૧૨૧ |
| મહેમદાવાદ | ૩,૧૮૨ | ૩,૧૨૬ | ૧,૭૯૨ | ૨,૧૮૦ |
| ગ્રામ | ૩,૧૦૯ | ૨,૯૯૬ | ૧,૫૮૧ | ૧,૯૮૨ |
| નગર | ૭૩ | ૧૩૦ | ૨૧૧ | ૧૯૮ |
| નડિયાદ | ૭,૪૦૨ | ૬,૯૫૧ | ૪,૨૩૧ | ૫,૦૪૮ |
| ગ્રામ | ૫,૯૭૪ | ૫,૫૩૯ | ૨,૩૩૦ | ૨,૮૭૯ |
| નગર | ૧,૪૨૮ | ૧,૪૧૨ | ૧.૯૦૧ | ૨,૧૬૯ |
| પેટલાદ | ૯,૨૫૮ | ૮,૭૪૪ | ૪,૯૯૪ | ૬,૧૧૬ |
| ગ્રામ | ૭,૮૬૧ | ૭,૪૮૮ | ૨,૪૫૪ | ૩,૪૦૩ |
| નગર | ૧,૩૯૭ | ૧,૨૫૬ | ૨,૫૪૦ | ૩,૦૧૩ |
| ઠાસરા | ૫,૪૧૭ | ૪,૭૦૫ | ૧,૨૨૮ | ૧,૫૪૪ |
| ગ્રામ | ૫,૦૬૧ | ૪,૩૬૬ | ૮૬૮ | ૧,૧૯૬ |
| નગર | ૩૫૬ | ૩૩૯ | ૩૬૦ | ૩૪૮ |

અ-કૃષક વર્ગો

નીચેના ધંધામાથી જીવન ગુજારો મેળવનાર તથા તેમનાં આશ્રિતો

| ૫. ખેતી સિવાય અન્ય ઉત્પાદન | | ૬. વેપાર-વાણિજ્ય | |
|---|---|---|---|
| પુરુષ ૧૩ | સ્ત્રી ૧૪ | પુરુષ ૧૫ | સ્ત્રી ૧૬ |
| ૭૯,૮૨૬ | ૬૮,૦૬૨ | ૫૧,૦૧૨ | ૪૬,૩૬૮ |
| ૩૫,૫૨૦ | ૨૯,૭૪૪ | ૧૩,૦૯૭ | ૧૨,૦૧૯ |
| ૪૪,૩૦૬ | ૩૮,૩૧૮ | ૩૭,૯૧૫ | ૩૪,૩૪૯ |
| ૯,૯૩૧ | ૮,૨૭૩ | ૯,૮૧૧ | ૮,૨૫૬ |
| ૩,૬૨૬ | ૨,૯૭૮ | ૧,૦૬૭ | ૧,૮૨૦ |
| ૬,૩૦૫ | ૫,૨૦૫ | ૭,૮૪૪ | ૬,૪૩૬ |
| ૨,૫૫૪ | ૨,૧૮૮ | ૨,૩૨૫ | ૨,૨૯૧ |
| ૧,૧૧૩ | ૯૨૭ | ૨૫૪ | ૧૯૯ |
| ૧,૪૪૧ | ૧,૨૬૧ | ૨,૦૭૧ | ૨,૦૯૨ |
| ૬,૧૮૫ | ૫,૫૧૨ | ૪,૫૭૫ | ૪,૧૯૯ |
| ૪,૧૭૮ | ૩,૬૫૯ | ૨,૩૧૮ | ૨,૧૧૮ |
| ૨,૦૦૭ | ૧,૮૬૩ | ૨,૧૫૭ | ૨,૦૮૧ |
| ૧૦,૭૭૫ | ૯,૩૦૦ | ૪,૦૯૦ | ૪,૬૭૪ |
| ૨,૬૬૯ | ૨,૨૬૮ | ૭૮૩ | ૭૫૫ |
| ૮,૧૦૬ | ૭,૦૩૨ | ૪,૨૦૭ | ૩,૯૧૯ |
| ૬,૦૪૧ | ૫,૦૩૧ | ૫,૨૧૧ | ૫,૦૬૦ |
| ૩,૨૮૧ | ૨,૯૨૬ | ૧,૩૩૫ | ૧,૩૦૩ |
| ૩,૬૬૦ | ૩,૦૦૫ | ૩,૮૭૬ | ૩,૭૫૭ |
| ૨,૮૫૧ | ૨,૪૧૫ | ૧,૨૬૯ | ૧,૧૮૧ |
| ૨,૬૦૬ | ૨,૮૦૫ | ૧,૦૧૨ | ૯૫૬ |
| ૨૪૫ | ૨૧૦ | ૨૫૭ | ૨૮૫ |
| ૪,૬૩૧ | ૪,૧૯૮ | ૨,૮૯૩ | ૨,૬૮૬ |
| ૩,૦૫૫ | ૨,૬૮૭ | ૧,૧૪૮ | ૧,૦૨૧ |
| ૧,૫૭૬ | ૧,૫૧૧ | ૧,૭૪૫ | ૧,૬૬૫ |
| ૧૫,૬૨૧ | ૧૩,૧૩૧ | ૧૧,૨૫૩ | ૧૦,૦૦૫ |
| ૪,૪૨૮ | ૩,૬૮૧ | ૧,૮૧૬ | ૧,૬૪૯ |
| ૧૧,૧૯૩ | ૯,૪૫૦ | ૯,૪૦૭ | ૮,૭૫૬ |
| ૧૫,૦૧૦ | ૧૩,૧૯૬ | ૬,૭૭૯ | ૫,૯૨૫ |
| ૬,૪૫૩ | ૫,૫૬૯ | ૧,૬૫૭ | ૧,૫૦૬ |
| ૮,૫૫૭ | ૭,૬૨૭ | ૪,૭૨૨ | ૪,૪૧૯ |
| ૫,૩૨૭ | ૩,૦૦૮ | ૨,૩૦૬ | ૨,૦૯૧ |
| ૪,૧૧૧ | ૨,૮૪૪ | ૮૦૭ | ૬૦૭ |
| ૧,૨૧૬ | ૧,૦૬૪ | ૧,૪૯૯ | ૧,૩૯૯ |

અ–કૃષક વર્ગો

| | નીચેના ધંધામાંથી જીવન ગુજારો મેળવનાર તથા તેમના આશ્રિતો | | | |
|---|---|---|---|---|
| | ૭. વાહન વહેવાર | | ૮. ઈતર (પરચૂરણ) ધંધા અને આવકનાં સાધનો | |
| તાલુકો | પુરુષ ૧૭ | સ્ત્રી ૧૮ | પુરુષ ૧૯ | સ્ત્રી ૨૦ |
| ખેડા જિલ્લો | ૮,૯૧૦ | ૭,૩૮૭ | ૧,૦૭,૧૮૪ | ૯૭,૦૨૬ |
| ગ્રામ | ૨,૧૦૦ | ૧,૭૩૦ | ૪૦,૨૧૫ | ૩૪,૬૩૬ |
| નગર | ૬,૮૧૦ | ૫,૬૫૭ | ૬૬,૯૬૯ | ૬૨,૩૯૦ |
| આણંદ | ૨,૧૭૧ | ૧,૮૬૦ | ૨૩,૮૩૦ | ૨૦,૭૦૪ |
| ગ્રામ | ૪૯૬ | ૪૩૩ | ૭,૩૨૩ | ૬,૫૬૬ |
| નગર | ૧,૬૭૫ | ૧,૪૨૭ | ૧૬,૫૦૭ | ૧૪,૧૩૮ |
| વાડાશિનોર | ૧૮૩ | ૧૩૨ | ૩,૮૫૦ | ૩,૬૧૦ |
| ગ્રામ | ૧૪ | ૪ | ૭૩૫ | ૫૫૫ |
| નગર | ૧૬૯ | ૧૨૮ | ૩,૧૧૫ | ૩,૦૫૫ |
| બોરસદ | ૬૬૯ | ૫૩૯ | ૧૨,૫૦૪ | ૧૧,૩૦૯ |
| ગ્રામ | ૧૧૧ | ૮૯ | ૭,૮૨૬ | ૬,૮૩૩ |
| નગર | ૫૫૮ | ૪૫૦ | ૪,૬૭૮ | ૪,૪૭૬ |
| ખંભાત | ૫૨૯ | ૪૩૮ | ૮,૪૨૬ | ૮,૪૪૦ |
| ગ્રામ | ૫૯ | ૫૪ | ૨,૩૯૪ | ૧,૯૮૦ |
| નગર | ૪૭૦ | ૩૮૪ | ૬,૦૩૨ | ૬,૪૬૦ |
| કપડવણજ | ૬૭૫ | ૫૦૪ | ૮,૮૪૯ | ૮,૧૦૭ |
| ગ્રામ | ૧૮૮ | ૧૧૪ | ૩,૨૫૬ | ૨,૮૦૫ |
| નગર | ૪૮૭ | ૩૯૦ | ૫,૫૯૩ | ૫,૩૦૨ |
| માતર | ૧૯૮ | ૧૬૫ | ૩,૬૪૩ | ૩,૦૮૬ |
| ગ્રામ | ૮૦ | ૬૫ | ૨,૫૯૩ | ૨,૧૦૩ |
| નગર | ૧૧૮ | ૧૦૦ | ૧,૦૫૦ | ૯૮૩ |
| મહેમદાવાદ | ૮૨૯ | ૭૨૪ | ૬,૨૭૨ | ૫,૬૨૯ |
| ગ્રામ | ૩૮૫ | ૩૧૯ | ૨,૭૮૫ | ૨,૩૨૨ |
| નગર | ૪૪૪ | ૪૦૫ | ૩,૪૮૭ | ૩,૩૦૭ |
| નડિયાદ | ૨,૩૪૧ | ૧,૮૧૪ | ૨૦,૨૩૭ | ૧૮,૯૧૦ |
| ગ્રામ | ૩૩૩ | ૨૨૧ | ૫,૨૦૪ | ૪,૬૫૪ |
| નગર | ૨,૦૦૮ | ૧,૫૯૩ | ૧૫,૦૩૩ | ૧૪,૨૫૬ |
| પેટલાદ | ૮૧૦ | ૭૬૦ | ૧૨,૯૭૨ | ૧૧,૭૭૨ |
| ગ્રામ | ૧૬૯ | ૧૯૭ | ૫,૩૪૨ | ૪,૭૯૭ |
| નગર | ૬૪૧ | ૫૬૩ | ૭,૬૩૦ | ૬,૯૭૫ |
| ઠાસરા | ૫૦૫ | ૪૫૧ | ૬,૬૦૧ | ૫,૪૫૯ |
| ગ્રામ | ૨૬૫ | ૨૩૪ | ૨,૭૫૭ | ૨,૦૨૧ |
| નગર | ૨૪૦ | ૨૧૭ | ૩,૮૪૪ | ૩,૪૩૮ |

# ૩૦

## પરિશિષ્ટ (૨)

## ખેડા જિલ્લાની વસતીનું ધંધાવાર વર્ગીકરણ : વય-જૂથ પ્રમાણે : ઈ. સ. ૧૯૫૧

| વય-જૂથ | નમૂના-ગણતરી પ્રમાણે જનસંખ્યા | | | કૃષક વર્ગો | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | ૧. સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ-માલિકીની જમીન ખેડનારાં તથા તેમના આશ્રિતો | | ૨. સંપૂર્ણતયા અથવા મુખ્યત્વે સ્વ-માલિકીની નહિ તેવી જમીન ખેડનારાં તથા તેમના આશ્રિતો | | ૩. ખેતમજૂરો તથા તેમનાં આશ્રિતો | | ૪. ખેડાઉ જમીન-માલિકો | |
| | કુલ | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
| ૦ થી ૧ | ૬,૧૫૬ | ૨,૯૮૯ | ૩,૧૬૭ | ૧,૪૯૦ | ૧,૭૭૩ | ૩૩૬ | ૩૧૭ | ૧૬૪ | ૧૮૭ | ૮૧ | ૮૧ |
| ૧ થી ૪ | ૧૬,૨૬૨ | ૮,૪૪૮ | ૭,૮૧૪ | ૪,૨૧૭ | ૩,૯૫૦ | ૧,૦૯૧ | ૧,૦૬૪ | ૫૨૨ | ૪૧૦ | ૨૦૯ | ૨૩૨ |
| ૫ થી૧૪ | ૪૧,૪૯૯ | ૨૨,૨૭૮ | ૧૯,૨૨૧ | ૧૧,૪૪૮ | ૯,૬૩૩ | ૨,૭૦૭ | ૨,૪૭૬ | ૧,૩૮૮ | ૧,૧૯૯ | ૭૪૫ | ૬૬૬ |
| ૧૫થી૨૪ | ૨૮,૪૪૭ | ૧૪,૬૮૨ | ૧૩,૭૬૫ | ૬,૮૮૭ | ૬,૫૭૫ | ૧,૬૨૧ | ૧,૬૭૦ | ૧,૧૧૯ | ૮૭૩ | ૪૫૮ | ૫૧૫ |
| ૨૫થી૩૪ | ૨૪,૬૪૧ | ૧૨,૫૯૦ | ૧૨,૦૫૧ | ૬,૦૨૨ | ૫,૮૬૬ | ૧,૫૫૨ | ૧,૪૩૭ | ૯૭૭ | ૯૦૪ | ૧૯૭ | ૩૫૧ |
| ૩૫થી૪૪ | ૧૮,૮૧૨ | ૧૦,૦૫૦ | ૮,૭૬૨ | ૪,૭૮૨ | ૪,૦૬૭ | ૧,૨૩૮ | ૧,૦૩૧ | ૬૬૨ | ૭૧૫ | ૨૨૧ | ૪૦૦ |
| ૪૫થી૫૪ | ૧૨,૩૮૭ | ૬,૬૧૩ | ૫,૭૭૪ | ૩,૩૧૪ | ૨,૭૯૫ | ૭૮૯ | ૬૭૧ | ૪૧૬ | ૪૪૦ | ૨૦૪ | ૩૨૧ |
| ૫૫થી૬૪ | ૭,૮૪૩ | ૪,૧૭૪ | ૩,૬૬૯ | ૨,૧૨૧ | ૧,૭૪૬ | ૪૯૮ | ૩૮૨ | ૨૫૬ | ૨૬૯ | ૨૧૬ | ૨૮૬ |
| ૬૫થી૭૪ | ૩,૫૨૯ | ૧,૭૪૧ | ૧,૭૮૮ | ૮૫૭ | ૯૩૩ | ૧૬૨ | ૧૫૩ | ૮૩ | ૧૧૧ | ૧૮૦ | ૧૬૭ |
| ૭૫ અને તેથી વધારે | ૧,૨૭૪ | ૬૦૬ | ૬૬૮ | ૨૫૭ | ૩૮૩ | ૬૩ | ૪૮ | ૨૮ | ૧૯ | ૬૯ | ૫૪ |
| ઉંમર જણાવેલી નહિ તેવા | ૨૦ | ૧૦ | ૧૦ | ૬ | ૨ | — | .૧ | — | ૧ | — | ૨ |
| કુલ. | ૧,૬૦,૮૭૦ | ૮૪,૧૮૧ | ૭૬,૬૮૯ | ૪૧,૪૦૧ | ૩૭,૭૩૨ | ૧૦,૦૮૭ | ૯,૨૮૦ | ૫,૬૪૫ | ૫,૧૨૮ | ૨,૫૮૦ | ૩,૦૭૫ |

અકૃષક વર્ગો

નીચેના ધંધામાંથી જીવન ગુજરાન મેળવનાર તથા તેમનાં આશ્રિતો

| વય-જૂથ | | ૫ ખેતી સિવાય અન્ય ઉત્પાદન | | ૬. વેપાર વાણિજ્ય | | ૭ વાહન વહેવાર | | ૮. ઇતર (પરચૂરણ) ધંધા અને આવકના સાધનો | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | કુલ | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી | પુરુષ | સ્ત્રી |
| ૦ થી ૧ | ૬,૧૫૬ | ૨૯૭ | ૨૫૯ | ૨૦૮ | ૧૮૭ | ૪૩ | ૪૨ | ૩૭૦ | ૩૨૦ |
| ૧ થી ૪ | ૧૬,૨૬૦ | ૭૬૨ | ૬૯૬ | ૫૧૪ | ૪૮૯ | ૭૪ | ૭૦ | ૧,૦૫૮ | ૮૬૪ |
| ૫ થી૧૪ | ૪૧,૪૯૯ | ૧,૮૨૯ | ૧,૬૭૫ | ૧,૩૩૭ | ૧,૦૭૪ | ૨૦૨ | ૧૭૯ | ૨,૬૨૨ | ૨,૩૧૯ |
| ૧૫થી૨૪ | ૨૮,૪૪૭ | ૧,૫૯૭ | ૧,૨૮૯ | ૯૨૯ | ૮૪૯ | ૧૫૩ | ૧૬૯ | ૨,૦૦૮ | ૧,૮૨૫ |
| ૨૫થી૩૪ | ૨૪,૬૪૧ | ૧,૩૫૬ | ૧,૧૨૨ | ૬૬૫ | ૭૦૬ | ૧૬૭ | ૧૩૮ | ૧,૬૫૪ | ૧,૫૨૭ |

| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૩૫થી૪૪ | ૧૮,૮૧૨ | ૧,૧૧૮ | ૭૬૯ | ૬૩૫ | ૫૨૦ | ૧૨૪ | ૬૬ | ૧,૨૪૦ | ૧,૧૯૪ |
| ૪૫થી૫૪ | ૧૨,૩૮૭ | ૫૫૮ | ૪૫૩ | ૪૦૧ | ૩૦૪ | ૪૯ | ૩૨ | ૮૮૨ | ૭૫૮ |
| ૫૫થી૬૪ | ૭,૮૪૩ | ૩૧૮ | ૨૬૭ | ૨૩૫ | ૨૧૩ | ૧૭ | ૨૨ | ૫૧૩ | ૪૮૪ |
| ૬૫થી૭૪ | ૩,૫૨૯ | ૧૧૪ | ૧૨૦ | ૮૩ | ૬૭ | ૧૨ | ૬ | ૨૨૦ | ૨૩૧ |
| ૭૫અનેતેથી વધારે | ૧,૨૭૪ | ૫૫ | ૩૯ | ૨૮ | ૩૦ | ૩ | ૩ | ૧૦૩ | +૨ |
| ઉંમર જણાવેલી નહિ તેવા | ૨૦ | — | — | ૩ | ૨ | — | — | ૧ | ૨ |
| કુલ. | ૧,૬૦,૮૭૦ | ૭,૯૧૪ | ૬,૬૮૯ | ૫,૦૩૮ | ૪,૪૪૧ | ૮૪૪ | ૭૨૮ | ૧૦,૬૭૨ | ૯,૬૧૬ |

આધાર :— 'ક'—૨ (પાન ૩૫૪; સેન્સસ ઑફ ઈન્ડિયા, ગ્રંથ-૪, ભાગ : ૨-વ)

# ૩૦

## પરિશિષ્ટ (૩)

## ખેડા જિલ્લાની વસતી પૈકી અ-કૃષક વર્ગના ઉદ્યોગધંધાની આવક ઉપર નભનાર માત્ર સ્વાશ્રયી મનુષ્યોની સંખ્યા (૧૯૫૧)

| અનુ. નંબર | ધંધો, ધંધો કરનારા | જનસંખ્યા |
|---|---|---|
| ૧. | સોડા લેમન વગેરે પીણાં બનાવવાનો | ૫૦ |
| ૨. | દુકાનો–સોડા લેમન વગેરે પીણાં અને બરફ વેચવાનો | ૧૧ |
| ૩. | કલાકારો, શિલ્પકારો અને પ્રતિમાકારો | ૧૦૦ |
| ૪. | જ્યોતિષીઓ | ૧૨૦ |
| ૫. | પાઉં–બીસ્કીટ બનાવતી બેકરીઓ અને બીજા ખાદ્ય-ઉદ્યોગો | ૧૪૭ |
| ૬. | શરાફી તથા નાણાં ધીરધારનો | ૧,૦૦૮ |
| ૭. | હજામો | ૨,૪૦૪ |
| ૮. | વાંસ વગેરેની ટોપલીઓ બનાવનાર | ૫૩૪ |
| ૯. | બીડીઓ વાળનાર | ૨,૩૪૨ |
| ૧૦. | લુહાર | ૧,૨૯૮ |
| ૧૧. | ચોપડા-પુસ્તક બાંધનાર | ૬ |
| ૧૨. | ઇંટો, ટાઇલ્સ અને એવો બાંધકામનો માટીનો સામાન બનાવવાનો | ૨૫૬ |
| ૧૩. | સાવરણીઓ, સાદડીઓ તથા ઇતર લક્કડ ઉત્પાદન | ૪૨૭ |
| ૧૪. | મકાન બાંધકામ | ૧૩૬ |
| ૧૫. | ખાટકી | ૯૦ |
| ૧૬. | માખણ, ચીઝ, વગેરે ડેરીનો સામાન બનાવનાર | ૬૪૦ |
| ૧૭. | ઢોર ઉછેરવાનો | ૨,૮૬૩ |
| ૧૮. | સુથારી | ૩,૦૦૬ |
| ૧૯. | સીમેન્ટની ચીજો બનાવનાર | ૧,૭૦૬ |
| ૨૦. | જલાઉ કોલસા તૈયાર કરનાર | ૨ |
| ૨૧. | સેવાધર્મી સંસ્થાઓમાં કામ કરનાર | ૧૦ |
| ૨૨. | સિનેમા અને બીજાં આનંદપ્રમોદનાં સાધનોમાં કામ કરનાર | ૯૧ |
| ૨૩. | ઉદ્યોગમંડળની કારકુની | ૪ |
| ૨૪. | દવાખાનાના કમ્પાઉન્ડરો | ૧૮ |
| ૨૫. | રસોઈયા–ઘરખાનગી નોકરો | ૩૬ |
| ૨૬. | કંસારા | ૧૭ |
| ૨૭. | કાપડનું રંગકામ, બ્લીચીંગ, છાપકામ | ૫૦ |
| ૨૮. | કપાસ લોઢવાનું, રૂને પીંજવાનું અને તેની ગાંસડીઓ બાંધવાનું કામ | ૪૯ |
| ૨૯. | રૂ કાંતવા-વણવાનું કામ | ૯,૩૮૬ |
| ૩૦. | કટલર્સ | ૬૧ |
| ૩૧. | જંગલ-સંરક્ષણ | ૨૫ |
| ૩૨. | તાર, ટેલિફોનનાં દોરડાં નાખવાનો તથા તેમને ચાલુ હાલતમાં રાખવાનો | ૧૭ |
| ૩૩. | બીજાં વર્ગીકરણ નહિ કરેલાં કાર્યોનાં બાંધકામ તથા સમારકામો | ૩૯૮ |
| ૩૪. | ધોબી | ૩૯૩ |
| ૩૫. | ડોકટરો–૧. રજિસ્ટર્ડ દાક્તરી ધંધાદારીઓ | ૭૧૨ |
| | ૨. વૈદ અને હકીમો | ૧૧ |
| ૩૬. | ઘર ખાનગી નોકરો | ૧,૫૭૯ |
| ૩૭. | પીણાં તથા ખાદ્યોના ફેરિયાઓ | ૨ |

| ક્રમ | વિગત | સંખ્યા |
|---|---|---|
| ૩૮ | શિક્ષણ-સેવાઓ— | |
| | ૧ પ્રાધ્યાપકો, અધ્યાપકો, અને સંશોધકો | ૮૨ |
| | ૨ શિક્ષણ સંસ્થાઓમાં નોકરી કરનાર | ૪૭૮ |
| | ૩ શિક્ષકો | ૪,૫૭૮ |
| ૩ | વીજળી પૂરી પાડવાનો | ૧૪૨ |
| ૪૦ | લોખંડના કારખાના તથા ઈજનેરી કામ | ૨૩૦ |
| ૪૧ | વીજળીના સાધનો-પંખા વગેરે બનાવવાના | ૬૬ |
| ૪૨ | મચ્છીમારી | ૪૫ |
| ૪૩ | દારૂખાનું બનાવવાનો | ૪૬ |
| ૪૪ | ફરનીચર બનાવવાનો | ૫૮૪ |
| ૪૫ | ફળફળાદિ રોપવાનો | ૪૨ |
| ૪૬ | માળીઓ | ૬૫ |
| ૪૭ | સોનીઓ | ૧,૮ ૨ |
| ૪૮ | સરકારી નોકરો | |
| | ૧ મુંબઈ સરકારના | ૩,૭ ૩ |
| | ૨ ભારત સરકારના | ૧૯ |
| ૪૯ | ભાડભૂંજા (ચણા વગેરે શેકનાર) | ૩૧ |
| ૫૦ | કાચની બંગડીઓ બનાવનાર | ૭૨ |
| ૫૧ | બંદૂક સમારનાર | ૪ |
| ૫૨ | હાથથી ડાંગર અને બીજા ધાન્ય ખાંડનાર | ૧૫૪ |
| ૫૩ | હેટ બનાવનારા | ૫ |
| ૫૪ | ફેરિયાઓ અને લારીવાળાઓ | ૨૦૫ |
| ૫૫ | ગોવાળિયાઓ | ૭૪૬ |
| ૫૬ | ઈસ્પિતાલો અને સ્વાસ્થ્યના ધંધામાં નોકરીએ રહેલા | ૧૮૨ |
| ૫૭ | ભરત ગૂંથણ અને કીડિયાકામ કરનાર | ૨૬ |
| ૫૮ | હોટલ અને રેસ્ટોરાં | ૨,૦૬૭ |
| ૫ | શિકારીઓ | ૪ |
| ૬૦ | બરફ બનાવનાર | ૫૫ |
| ૬૧ | વીમો | ૫૮ |
| ૬૨ | લોખંડ અને પોલાદ બનાવનાર, વેલ્ડિંગ સાંધા કરનાર સહિત | ૧૪૨ |
| ૬૩ | નહેરો તથા બીજા ખેતીના કામો | ૩૯૯ |
| ૬૪ | હાથીદાંત અને હાડકાંની ચીજોની બનાવટ | ૩૦ |
| ૬૫ | લેખકો, તંત્રીઓ, છાપા ચલાવનાર (જરનાલિસ્ટ) | ૮ |
| ૬૬ | શણની ગાસડીઓ બનાવનાર | ૬ |
| ૬૭ | વકીલો | ૨૯૮ |
| ૬૮ | વકીલોના ગુમાસ્તા | ૪૦ |
| ૬૯ | જોડા સિવાયની ચામડાની બીજી વસ્તુઓ બનાવનાર તથા સમારનાર | ૧૦ |
| ૭૦ | ચૂનો પાડનાર-લાઇમ બરનર્સ | ૨૬ |
| ૭૧ | કડિયા | ૨,૪૬૦ |
| ૭૨ | અણઘડ મજૂરો | ૨૪,૧૪૬ |
| ૭૩ | લુહાર અને કંસારા સિવાયના ધાતુકામ કરનાર | ૧૫૦ |

| ક્રમ | વિગત | સંખ્યા |
|---|---|---|
| ૭૪ | અનાજ-દાણાના દળનાર | ૩૦ |
| ૭૫ | દાયણો-મિડવાઈવ્ઝ | ૧ |
| ૭૬ | મોટર ડ્રાયવરો-ઘર ખાનગી | ૫૦ |
| ૭૭ | સંગીતના વાદ્યો બનાવનાર | ૨૭ |
| ૭૮ | સુધરાઈના નોકરો | ૧,૨૮૯ |
| ૭ | નર્સો | ૧૫૮ |
| ૮૦ | સુગંધીઓ અને માથાના તેલ, અત્તર વગેરે બનાવનાર | ૧૦ |
| ૮૧ | કાગળ અને કાગળની બનાવટો બનાવનાર | ૫૩ |
| ૮૨ | રંગ, વારનીસ વગેરે બનાવનાર | ૧૪૬ |
| ૮૩ | રંગારા તથા ગૃહસુશોભનકારો | ૨૬ |
| ૮૪ | છબી પાડનારા | ૨૧ |
| ૮૫ | દવાઓ બનાવનાર | ૪ |
| ૮૬ | પોલીસ | ૧,૫૭૩ |
| ૮૭ | ટપાલ ખાતાના નોકરો | ૪૧૨ |
| ૮૮ | કુંભારો | ૨,૫૮૪ |
| ૮૯ | કુકડા બતકો વગેરે ઉછેરવા | ૩૦૩ |
| ૯૦ | પાદરીઓ સાધુઓ અને ધાર્મિક કાર્યકરો | ૧,૦૮૩ |
| ૯૧ | છાપખાનાના કારીગરો | ૧૩૯ |
| ૯૨ | ફોટોગ્રાફની ચીજો તેમજ ચશ્મા વગેરે બનાવનાર | ૪૦ |
| ૯૩ | ખાણ-ખોદકામ | ૧૬૫ |
| ૯૪ | ધાતુ-ખનિજોની ખાણોનું ખોદકામ | ૧૩ |
| ૯૫ | રેડિયો સમારકામ | ૫ |
| ૯૬ | મકાન-જમીન વગેરે મિલકતો | ૭ |
| ૯૭ | ધાર્મિક મકાનો, સ્મશાન, તેમજ શબ દાટવાના સ્થળોએ નોકરો | ૧,૦ ૨ |
| ૯૮ | રસ્તો પુલ અને બીજા વાહન વહેવારના સાધનોનું બાંધકામ તથા સમારકામ | ૪૨૪ |
| ૯૯ | દોરડા વણનાર | ૩૧ |
| ૧૦૦ | રબરની ચીજો બનાવનાર | ૨ |
| ૧૦૧ | લાકડા વહેરવા વગેરે | ૪૫ |
| ૧૦૨ | સ્વાસ્થ્યના કામો | ૧૦૨ |
| ૧૦૩ | વૈજ્ઞાનિક સાધનો બનાવનાર | ૯ |
| ૧૦૪ | જોડા બનાવનાર તથા સાંધનાર | ૧,૫૭૫ |
| ૧૦૫ | રેશમની આંટીઓ બનાવનાર-ગરગડીઓ ભરનાર | ૭ |
| ૧૦૬ | સાબુ બનાવનાર | ૨૪૩ |
| ૧૦૭ | સ્ટેનોગ્રાફરો-લઘુલિપિ ટાઈપિસ્ટો અને હિસાબ તપાસનીસો | ૧૦ |
| ૧૦૮ | ખાંડ ઉદ્યોગ | ૩૦ |
| ૧૦ | દરજીઓ | ૨૮૮ |
| ૧૧૦ | ચમારકામ-ચામડિયા | ૧૬૩ |
| ૧૧૧ | ટેલિફોન | ૧ |
| ૧૧૨ | તમાકુ અને તપકીરની બનાવટ | ૩૪૯ |
| ૧૧૩ | રમકડાંની બનાવટ | ૨૦ |

| | |
|---|---|
| ૧૧૪. વાહન વહેવાર | |
| ૧ રેલવે અ. રેલવેના નોકરો | ૧,૭૬૧ |
| આ. રેલવેના મજૂરો (પોર્ટરો) | ૧૮૫ |
| ૨ જમીન ઉપરનો : અ ગવેડાંના માલિક | ૧૦૪ |
| આ સાયકલો ભાડે આપનાર | ૯ |
| ઇ ગાડાંના માલિકો તથા હાંકેડુઓ | ૨૩૫ |
| ઈ ઊંટના માલિકો | ૫૧ |
| ઉ હાથલારીવાળા | ૬૧ |
| ઊ મોટર | ૧,૬૦૨ |
| એ ગાડીવાળાઓ | ૨૨૯ |
| ૩ જળમાર્ગ : | ૯ |
| ૪ ઇતર : | ૫૪ |
| ૧૧૫ વાહન વહેવારનાં સાધનોનુ સમારકામ : | |
| ૧. સાયકલ સમારકામ | ૧૧ |
| ૨. મોટર મીકેનીકો | ૨૪ |
| ૧૧૬. છૂટક વેપાર : | |
| ૧. બગડીઓ | ૧૮ |
| ૨ પુસ્તકો તેમજ સ્ટેશનરી વેચનાર | ૧૫૦ |
| ૩. ખોરાક માટે પ્રાણીઓ | ૪૭૬ |
| ૪. સાયકલો | ૭૦ |
| ૫. ટોપલીઓ | ૩૮ |
| ૬. કપડાંલત્તા | ૨,૩૭૫ |
| ૭. દવાઓ તેમજ કેમીકલ સ્ટોર્સ-વેચનાર | ૧૪૦ |
| ૮. વિજળીનાં સાધનો | ૪૧ |
| ૯. ઇંડાં અને મરઘાં-બતકાં | ૨૯ |
| ૧૦. જલાઉ લાકડાં તથા કોલસા | ૬૬૧ |
| ૧૧. ફરનીચર | ૨૪ |
| ૧૨. ફૂલ-હાર | ૫૮ |
| ૧૩. હાર્ડવેર એન્ડ કટલરી-લોખંડનો સામાન | ૧,૦૨૫ |
| ૧૪. ઝવેરાત અને દાગીનાઓ | ૫૭૫ |
| ૧૫. પગરખાં અને ચામડાની વસ્તુઓ | ૧૭૨ |
| ૧૬. ફળફળાદિ તથા શાકભાજી | ૨,૧૦૦ |
| ૧૭ જનરલ સ્ટોર્સ | ૪,૨૧૫ |
| ૧૮. અનાજ તથા દાળ | ૪,૬૨૩ |
| ૧૯. દૂધ, દહીં, મલાઈ, માખણ, મસ્કો વગેરે | ૮૩૫ |
| ૨૦. કાચ | ૧૨ |
| ૨૧. માંસ | ૨૭૦ |
| ૨૨. આંખનાં સાધનો તથા ઘડિયાળો | ૪૯ |
| ૨૩. પાન બીડી તથા તમાકુ | ૬૬૦ |
| ૨૪ મોટરના છૂટા ભાગો | ૪૧ |
| ૨૫. ફોટોગ્રાફનો સામાન તથા સંગીતનાં વાદ્યો | ૧૬ |
| ૨૬. પેટ્રોલ તથા કેરોસીન | ૭૫ |
| ૨૭. મીઠાઈ | ૪૬૩ |
| ૨૮. ખાંડ તથા મરીમસાલા | ૧૧૯ |
| ૨૯. પથ્થર, રેતી તથા ઇંટાળા | ૪૮ |
| ૩૦. રંગકામ | ૧૦ |
| ૩૧. તપકીર તથા તમાકુ | ૧૨ |
| ૩૨. તેલ | ૧૬ |
| ૧૧૭. જથાબંધ વેપાર : | |
| ૧. અનાજ | ૧૦૭ |
| ૨. ખોરાક માટે પ્રાણીઓ | ૧૦ |
| ૩. કપડાલત્તા | ૧૦ |
| ૪. તમાકુ | ૧૧૪ |
| ૫. અનાજ સિવાયની ચીજો | ૬૦ |
| ૧૧૮. કાપડ-પરચુરણ માલની બનાવટ | ૧,૧૧૭ |
| ૧૧૯. તમાકુ-રોપાણ | ૨૮૮ |
| ૧૨૦. રસી મૂકનારા | ૬ |
| ૧૨૧. વનસ્પતિ તેલ કાઢનાર | ૬૬૫ |
| ૧૨૨. ગ્રામકચેરીઓ અને નોકરો | ૮૩૪ |
| ૧૨૩. પાણીનો પુરવઠો-ઘરખાનગી | ૧૨૩ |
| ૧૨૪. વાયરલેસ સરવીસ | ૧ |
| ૧૨૫. ઘડિયાળ સમારનાર | ૬૨ |
| ૧૨૬. કઠિયારાઓ | ૮૬૩ |

આધાર : સેન્સસ હેન્ડબુક ૧૯૫૩, પૃ. ૮૦-૮૫.

# ૩૦

## પરિશિષ્ટ (૪)

### ખેડા જિલ્લાની નિરક્ષર જનસંખ્યાનું વય-જૂથવાર વર્ગીકરણ, ૧૯૫૧

| વય-જૂથ | | | જિલ્લાની વસતી કુલ | આમવાસી | નગરવાસી |
|---|---|---|---|---|---|
| નમૂના વસતી | કુલ | પુરુષ | ૮૪,૧૮૧ | ૬૦,૨૫૮ | ૨૩,૯૨૩ |
| | | સ્ત્રી | ૭૬,૬૮૯ | ૫૫,૨૯૦ | ૨૧,૩૯૯ |
| | નિરક્ષર | પુરુષ | ૪૯,૮૩૨ | ૩૮,૭૪૫ | ૧૧,૦૮૭ |
| | | સ્ત્રી | ૬૪,૧૦૦ | ૪૮,૮૮૧ | ૧૫,૨૧૯ |
| ૦થી ૪ વર્ષ | કુલ | પુરુષ | ૧૧,૪૩૭ | ૮,૨૨૯ | ૩,૨૦૮ |
| | | સ્ત્રી | ૧૦,૯૮૧ | ૮,૧૩૬ | ૨,૮૪૫ |
| | નિરક્ષર | પુરુષ | ૧૧,૪૩૭ | ૮,૨૨૯ | ૩,૨૦૮ |
| | | સ્ત્રી | ૧૦,૯૮૧ | ૮,૧૩૬ | ૨,૮૪૫ |

| વય | | | કુલ | | |
|---|---|---|---|---|---|
| ૫થી ૯ વર્ષ | કુલ | પુરુષ | ૧૧,૦૦૭ | ૮,૧૪૦ | ૨,૮૬૭ |
| | | સ્ત્રી | ૯,૪૭૪ | ૬,૯૭૭ | ૨,૪૯૭ |
| | નિરક્ષર | પુરુષ | ૮,૫૭૧ | ૬,૫૪૦ | ૨,૦૩૧ |
| | | સ્ત્રી | ૮,૧૨૯ | ૬,૨૦૫ | ૧,૯૨૪ |
| ૧૦થી ૧૪ વર્ષ | કુલ | પુરુષ | ૧૧,૨૭૧ | ૮,૧૨૦ | ૩,૧૫૧ |
| | | સ્ત્રી | ૯,૭૪૭ | ૭,૧૦૦ | ૨,૬૪૭ |
| | નિરક્ષર | પુરુષ | ૩,૬૮૨ | ૩,૦૨૧ | ૬૬૧ |
| | | સ્ત્રી | ૬,૨૦૨ | ૪,૮૯૪ | ૧,૩૦૮ |
| ૧૫થી ૨૪ વર્ષ | કુલ | પુરુષ | ૧૪,૬૮૨ | ૧૦,૧૯૩ | ૪,૪૮૯ |
| | | સ્ત્રી | ૧૩,૭૬૫ | ૯,૫૮૩ | ૪,૧૮૨ |
| | નિરક્ષર | પુરુષ | ૬,૩૭૭ | ૫,૧૦૮ | ૧,૨૬૯ |
| | | સ્ત્રી | ૧૦,૧૧૪ | ૭,૮૫૩ | ૨૨૬ |
| ૨૫થી ૩૪ વર્ષ | કુલ | પુરુષ | ૧૨,૫૯૦ | ૯,૧૭૮ | ૩,૪૧૨ |
| | | સ્ત્રી | ૧૨,૦૫૧ | ૮,૭૯૯ | ૩,૨૫૨ |
| | નિરક્ષર | પુરુષ | ૬,૪૪૬ | ૫,૨૫૪ | ૧,૧૯૨ |
| | | સ્ત્રી | ૧૦,૦૭૧ | ૭,૮૫૧ | ૨,૨૨૦ |
| ૩૫થી ૪૪ વર્ષ | કુલ | પુરુષ | ૧૦,૦૫૦ | ૭,૧૫૯ | ૨,૮૯૧ |
| | | સ્ત્રી | ૮,૭૬૨ | ૬,૧૭૭ | ૨,૫૮૫ |
| | નિરક્ષર | પુરુષ | ૫,૨૪૦ | ૪,૧૫૬ | ૧,૦૮૪ |
| | | સ્ત્રી | ૭,૫૨૨ | ૫,૭૦૩ | ૧,૮૧૯ |
| ૪૫થી ૫૪ વર્ષ | કુલ | પુરુષ | ૬,૬૧૩ | ૪,૭૩૨ | ૧,૮૮૧ |
| | | સ્ત્રી | ૫,૭૭૮ | ૪,૧૦૮ | ૧,૬૬૬ |
| | નિરક્ષર | પુરુષ | ૩,૮૯૨ | ૩,૧૪૬ | ૭૪૬ |
| | | સ્ત્રી | ૫,૧૯૩ | ૩,૯૧૩ | ૧,૨૮૦ |
| ૫૫થી ૬૪ વર્ષ | કુલ | પુરુષ | ૪,૧૭૪ | ૨,૯૨૪ | ૧,૨૫૦ |
| | | સ્ત્રી | ૩,૬૬૯ | ૨,૬૦૩ | ૧,૦૬૬ |
| | નિરક્ષર | પુરુષ | ૨,૬૯૨ | ૨,૧૩૮ | ૫૫૪ |
| | | • સ્ત્રી | ૩,૫૧૨ | ૨,૫૫૫ | ૯૫૭ |
| ૬૫થી ૭૪ વર્ષ | કુલ | પુરુષ | ૧,૭૪૧ | ૧,૧૮૨ | ૫૫૯ |
| | | સ્ત્રી | ૧,૭૮૮ | ૧,૩૨૧ | ૪૬૭ |
| | નિરક્ષર | પુરુષ | ૧,૦૭૩ | ૮૪૩ | ૨૩૦ |
| | | સ્ત્રી | ૭૧૪ | ૨૯૨ | ૪૨૨ |
| ૭૫ વર્ષ ઉપર | કુલ | પુરુષ | ૬૦૬ | ૩૯૬ | ૨૧૦ |
| | | સ્ત્રી | ૬૬૮ | ૪૭૮ | ૧૯૦ |
| | નિરક્ષર | પુરુષ | ૪૧૫ | ૩૦૬ | ૧૦૯ |
| | | સ્ત્રી | ૬૫૪ | ૪૭૨ | ૧૮૨ |
| અનિશ્ચિત ઉંમર | કુલ | પુરુષ | ૧૦ | ૫ | ૫ |
| | | સ્ત્રી | ૧૦ | ૮ | ૨ |
| | નિરક્ષર | પુરુષ | ૭ | ૪ | ૩ |
| | | સ્ત્રી | ૮ | ૭ | ૧ |

આધાર. કોઠા સી–૪, પાન ૧૦૪ થી ૧૧૧, સેન્સસ હેન્ડ બુક, ૧૯૫૩.

# ૩૦

## પરિશિષ્ટ (૫)

## શિક્ષણનો જીવનવ્યવસાય સાથે સંબંધ દર્શાવતું શિક્ષિત વસતીનું વર્ગીકરણ, ૧૯૫૧

| શિક્ષણની કક્ષા | કુલ સંખ્યા | ગ્રામવાની સંખ્યા | નગરવાસી સંખ્યા |
|---|---|---|---|
| ૧. સ–અક્ષર | ૪,૩૯,૫૪૪ માંથી ૨,૪૮,૮૮૩ પોતાની કે પારકી જમીન ખેડીને કે ખેતમજૂરી કરીને જીવન ગુજારો કરે છે, ૨૪,૫૦૧ જાતે ખેતી નહિ કરનાર બેઠાડુ જમીનદારો છે, બાકીના અન્ય ઉત્પાદન વેપાર–વાણિજ્ય, વાહન વહેવાર અને પરચૂરણ ધંધામાં કામ કરે છે. | ૨,૭૨,૦૩૩ની વસતીમાથી ૨,૨૦,૦૪૫ પહેલા ચાર કૃષક વર્ગોમા, ૧૮,૧૮૦ અન્ય ઉત્પાદક કાર્યોમા, ૧૧,૫૯૩ વેપારમા અને બાકીના ઇતર ધંધામા રોકાએલા છે. | ૧,૬૭,૫૧૧માથી ૫૩,૩૩૯ ખેતીના પ્રથમ ચાર વર્ગોમા, ૩૦,૯૮૧ ઇતર ઉત્પાદનમા અને ૩૩,૮૫૬ વ્યાપારમા રોકાયેલા છે. |

| | | | |
|---|---|---|---|
| ૨ માધ્યમિક | ૧૮૮૮૫ જણમાથી ૮૫૧૭ પોતાની જમીન ખેડનાર છે, ૨,૮૭૭ બેઠાડુ જમીનદારો છે, ૩૧૪૫ વાણિજ્યમા પરોવાયેલા છે, અને બાકીના બીજા ધધા કરે છે | ૫,૫૬માથી ૩,૦૧૦ પોતાની જમીન ખેડનાર છે, ૮૫૧ બેઠાડુ જમીનદાર છે, ૮૬૦ વેપાર કરે છે અને બાકીના ઈતર ધધામા કામ કરે છે | ૧૦,૮૮ માથી ૧,૫૮૭ પોતાની જમીન ખેડે છે, ૧, ૮૮ જમીનદારો છે અને ૩,૪૮૦ વેપાર કરે છે |
| ૩ મેટ્રિક કે સરખી કક્ષા | ૬,૬૧૪માથી ૧,૮૨૩ પોતાની જમીન ખેડે છે ૫૪૮ બેઠાડુ જમીનદાર છે, ૧ ૪૨૫ વાણિજ્યમા રોકાયા છે, બાકીના અન્ય ધધા કરે છે | ૧ ૨૮૮માથી ૪૨૬ પોતાની જમીન ખેડે છે, ૧૭૩ જમીનદારો છે, ૬૬ વેપાર-વાણિજ્યમા વળગી ગયા છે અને બાકીના બીજા ધધાઓમા રોકાઈ ગયા છે | ૫ ૮૯૫માથી ૫ ૭ પોતાની જમીન ખેડે છે, ૭૫ જમીનદારી કરે છે અને ૧, ૫ વેપારમા રોકાયેલા છે |
| ૪ ઈન્ટર આર્ટ્સ ને સાયન્સ | ૨ ૦૧૧ માણસોમાથી માત્ર ૨૪૩ ખેતીના ચારેય વર્ગોમા રોકાયેલા છે ૨૭ વેપારમા પડ્યા છે જ્યારે બાકીના બીજા ત્રણ ધધામા રોકાયા છે | ૧૧ માથી ત્રીસ પોતાની જમીન ખેડે છે ૨૧ જમીનદારો છે અને બાકીના બીજા ધધાઓમા જોડાઈ ગયા છે | ૯૧૬માથી ૧૨૦ પોતાની જમીન ખેડનાર છે ૫૮ જમીનદારો છે, અને ૭૭૩ વેપારી ... અને પેઢીઓમા જોડાઈ ગયેલા છે |
| ૫ આર્ટ્સ-સાયન્સના સ્નાતકો | ૧૧માથી ૪૫ પોતાની જમીન ખેડે છે ૮૦ બેઠાડુ જમીનદારો છે ૧૧૩ વેપારમાથી આજીવિકા મેળવે છે, અને બાકીના બીજા ધધાઓમા રોકાયેલા છે | ૧૩૩માથી ૭૩ પોતાની જમીન ખેડે છે, ૧૪ જમીનદારો છે ૭ વાણિજ્યક્ષેત્રમા પ્રવેશ્યા છે અને બાકીના બીજા ધધાઓમા રોકાયેલા છે | ૭૭૮માથી ૭૭ પોતાની માલિકીની જમીન ખેડે છે, ૬૬ જમીનદારો છે અને ૧૦૬ વાણિજ્યમાથી રોજી રળે છે |
| ૬ આર્ટ્સ-સાયન્સના અનુસ્નાતકો | ૧૧૨માથી ૧૦૯ની સખ્યા પરચૂરણ ધધાના વર્ગમા નોધાઈ છે | ૧૪માથી ૧૦ જણ જાડમા એટલે પરચૂરણ વર્ગમા નોધાયેલા છે | ૮૮માથી ... તો પરચૂરણ ધધાના વર્ગમા નોધાયેલા છે |
| ૭ શિક્ષણની પદવી ધરાવનાર | ૨ ૪૦૮માથી ૧૮૭ ખેતીના ધધામા પરોવાયેલા છે ચારેય વર્ગોમા જેમાથી ૫૭ બેઠાડુ જમીનદારો છે બાકીના પરચૂરણ ધધામા રોકાયેલા છે | ૫૮૪માથી ૧૨૪ ખેતીના ધધામા—જેમા ૩૬ જમીનદારો છે—રોકાયા છે બાકીના મુખ્યત્વે શિક્ષકનો ધધો કરે છે | ૭૭૮માથી ૫૦ કૃષક ધધાઓમા, જેમા ૨૨ જમીનદારીના ધધામા રોકાયેલા છે |
| ૮ ખેતી વિષયક પદવીઓ | ૧૧૮માથી માત્ર ૪ પોતાની જમીન ખેડે છે ૨ પારકી જમીન ખેડે છે, ૧૦ ખેત-મજૂરીની કક્ષામા નોધાયા છે, ૧૨ બેઠાડુ જમીનદારો છે, ૨ વાણિજ્યક્ષેત્રમા અને બાકીના ૮૮ ઇતર ધધામા રોકાયેલા છે | ૫માથી ૨ પોતાની જમીન ખેડે છે, ૨ જમીનદારો છે, ને ૧ પરચૂરણ ધધામા નોધાયા છે | ૧૧૩માથી ૨ જ પોતાની જમીન ખેડે છે, ૭ જ પારકી જમીન ખેડે છે, ૧૦ ખેતમજૂરો છે ૧૦ જમીનદારો છે, ૨ વાણિજ્યમા રોકાયેલા છે અને ૮૭ પરચુરણ ધધામા વહેચાયેલા છે |
| ૯ વેપાર વાણિજ્યના પદવીધરો | ૮૩મા થી માત્ર ૧૧ જ વેપારમા પ્રવેશ્યા છે બાકીના ઇતર ધધા કરે છે. | ૨૨માથી ૧ જ વાણિજ્યના ધધામા પડ્યા છે બાકીનામાથી ૬ જમીનદારો છે અને ૩ પોતાની જમીન ખેડે છે | ૬૧મા થી ૨ પોતાની જમીન ખેડે છે ૧૨ અન્ય ઉત્પાદનના વર્ગમા નોધાયા છે અને ૧૦ વેપારમા રોકાયેલા છે. |

| | | | |
|---|---|---|---|
| ૧૦. કાયદાના પદવીધરો વકીલો | ૩૩૫માંથી ૧૩ પોતાની જમીન ખેડે છે તથા ૨૨ બેઠાડુ જમીનદારો છે. બાકીના પરચૂરણ ધંધામાં રોકાયેલા છે. | ૧૮માંથી ૧૧ જમીનદારી કરે છે, ૨ વેપાર ધંધો કરે છે અને ૩ પોતાની જમીન ખીલવે છે. | ૩૧૭ માંથી ૧૦ જમીનદારો છે, ૧૧ પોતાની જમીન ખેડે–ખેડાવે છે, ૧૨ વેપાર ધંધામાં ગુંથાઇ ગયા છે અને બાકીનામાંથી મોટો ભાગ વકીલાત કરે છે. |
| ૧૧. દાકતરી પદવીધરો ડોકટરો. | ૩૬૮માંથી ૧૦ પોતાની જમીન ખેડે છે, તથા ૯ બેઠાડુ જમીનદારો છે. બાકીના પરચૂરણ ધંધામાં રોકાયેલા છે. | ૮૩માંથી ૬ પોતાની જમીન ઉપર નભે છે, ૪ બેઠાડુ જમીનદારો છે, બાકીની બહુમતી દાકતરી ધંધો કરે છે. | ૨૮૫માંથી ૪ પોતાની જમીન ખેડે છે–ખેડાવે છે, ૫ જમીનદારો છે અને ૭ વેપાર વાણિજ્યના વર્ગમાં નોંધાયા છે. |

આધાર: ફોડો 'ડી'–૭. પાન ૧૩૮–૧૪૩, સેન્સસ હેન્ડબૂક. ૧૯૫૩.

# ૩૦

## પરિશિષ્ટ ૬

## ખેડા જિલ્લામાં બોલાતી ભાષાઓનું પત્રક, ૧૯૫૧

| ભાષા | માતૃભાષા | | | ઉપ–ભાષા | | |
|---|---|---|---|---|---|---|
| | કુલ | પુરુષ | સ્ત્રી | કુલ | પુરુષ | સ્ત્રી |
| ગુજરાતી | ૧૫,૪૧,૯૪૯ | ૮,૦૪,૭૯૧ | ૭,૩૭,૧૫૮ | ૭,૭૮૧ | ૨,૫૮૩ | ૫,૧૯૮ |
| ઉર્દૂ | ૫૫,૧૨૭ | ૨૯,૨૪૯ | ૨૬,૩૭૮ | ૩૭,૯૭૫ | ૧૪,૬૫૩ | ૨૩,૩૨૨ |
| રાજસ્થાની | ૩,૯૨૩ | ૨,૨૭૮ | ૧,૬૪૫ | ૧,૭૩૨ | ૭૧૧ | ૧,૯૭૧ |
| મરાઠી | ૩,૪૭૬ | ૧,૯૭૭ | ૧,૪૯૯ | ૧,૬૫૦ | ૧૭૯ | ૧,૪૭૧ |
| હિંદી | ૨,૯૮૨ | ૨,૧૬૧ | ૮૨૧ | ૧,૨૬૫ | ૨૧૪ | ૧,૦૫૧ |
| સિંધી | ૧,૫૮૩ | ૯૬૪ | ૬૧૯ | ૭૩૯ | ૧૪૭ | ૫૯૨ |
| કચ્છી | ૧,૦૬૭ | ૬૪૮ | ૪૧૯ | ૫૯૮ | ૨૮૩ | ૩૧૫ |
| પંજાબી | ૪૪૧ | ૨૭૦ | ૧૭૧ | ૨૩૦ | ૩૩ | ૧૯૭ |
| હિંદુસ્તાની | ૨૨૪ | ૧૪૯ | ૭૫ | ૧૩૩ | ૨૪ | ૧૦૯ |
| તામીલ | ૧૮૧ | ૧૨૪ | ૫૭ | ૧૦૨ | ૪૦ | ૬૨ |
| ભીલી | ૧૩૩ | ૭૪ | ૫૯ | ૧૫ | ૩ | ૧૧ |
| પુસ્તુ | ૧૧૩ | ૮૯ | ૨૪ | ૭૯ | ૪૨ | ૩૭ |
| કાનડી | ૧૦૧ | ૫૩ | ૪૮ | ૬૫ | ૩૩ | ૩૨ |
| કોંકણી | ૧૦૦ | ૭૫ | ૨૫ | ૮૧ | ૫૫ | ૨૬ |
| તેલુગુ | ૯૫ | ૫૫ | ૪૦ | ૪૪ | ૧૧ | |
| બંગાળી | ૯૦ | ૫૬ | ૩૪ | ૫૪ | ૩૧ | – |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ઈંગ્લીશ | ૮૦ | ૩૭ | ૪૩ | ૩૬ | ૭ | ૨૯ |
| સ્પેનીશ | ૭૩ | ૬૭ | ૬ | ૬૩ | ૭ | ૫૬ |
| મલયાળી | ૭૧ | ૫૭ | ૧૪ | ૩૪ | ૧૮ | ૧૬ |
| નેપાળી | ૭૧ | ૫૩ | ૧૮ | ૨૫ | ૬ | ૧૯ |
| અરબી | ૧૭ | ૫ | ૧૨ | ૧૪ | ૧૨ | ૨ |
| પોર્ટુગીઝ | ૧૩ | ૮ | ૫ | ૯ | ૮ | ૧ |
| બર્મીઝ | ૬ | ૪ | ૨ | ૧ | ૧ | — |
| ચીની | ૪ | ૨ | ૨ | — | — | — |
| ફારસી | ૩ | ૩ | — | — | — | — |
| જર્મન | ૨ | — | ૨ | ૧ | ૧ | — |
| આફ્રિકન | ૧ | ૧ | — | — | — | — |
| કુલ : | ૧૬,૧૨,૪૨૬ | ૮,૪૩,૨૫૦ | ૭,૬૯,૧૭૬ | ૫૩,૭૨૬ | ૧૯,૬૫૭ | ૩૪,૫૬૯ |

આધાર : કોઠો ડી — ૧, પાન ૧૧૬–૧૨૫, સેન્સસ હેન્ડબુક, ૧૯૫૩

# ૩૧

## સ્થાપત્ય

**સ્થાપત્ય–અર્થ અને મહત્ત્વ :** સ્થાપત્ય એટલે બાંધકામ. એમાં નાની મોટી ઇમારતોથી માંડી સૂક્ષ્મ કોતરકામવાળી મૂર્તિઓ અને તેને લગતી વિવિધ કળાઓ પણ આવી જાય. આધુનિક ઇજનેરી વિદ્યાએ સિદ્ધ કરેલા મોટા પુલો, રસ્તાઓ નહેરો વગેરે પ્રકારનાં બાંધકામ પણ એમાં આવે. એની સાથે જ ગામો અને નગરોની રચનાકળા પણ એમાં આવી જાય.

સમાજની સમૃદ્ધિ અને સંસ્કૃતિ તેના સ્થાપત્યમાં મૂર્તિમંત થાય છે. આ સમૃદ્ધિ વચ્ચે જન્મનાર અને જીવન ગુજારનાર એની સગવડો–અગવડોથી એટલો ટેવાઈ ગયેલો હોય છે કે એના ગુણદોષનો તે ભાગ્યે જ તટસ્થ રીતે વિચાર કરે છે. પરંતુ પરદેશી મુસાફરનું એ તરફ ઝટ ધ્યાન જાય છે અને ઘણીવાર પરદેશીઓએ કરેલાં વર્ણનો ઉપરથી સ્થાનિક પ્રજાને પોતાના સ્થાપત્ય વિષે જાણવાનું મળે છે.

ચરોતર પ્રદેશના સ્થાપત્ય વિષે પદ્ધતિસર અભ્યાસ કરીને ગ્રંથો લખાયા હોય એવું જાણવામાં નથી. ગુજરાતના સ્થાપત્ય વિષે લખાયેલા લેખોમાં અને પુસ્તકોમાં ચરોતરના સ્થાપત્યના છૂટક છૂટક ઉલ્લેખો મળી શકે છે. પરંતુ એ ઉલ્લેખો ઉચ્ચ કળામય અને પ્રાચીન સ્થાપત્યને લગતા જ ઘણે ભાગે હોય છે. વર્તમાન ઇમારતો અને ગામો તથા નગરોની રચનાઓ વિષે શાસ્ત્રીય માહિતી ભાગ્યે જ કોઈ પુસ્તકમાં જોવા મળે છે. આજે નવરચનાનાં અનેક કામો થઈ રહ્યાં છે. તે સંજોગોમાં આ વિષયનું સામાન્ય જ્ઞાન દરેક નાગરિકને હોવું આવશ્યક છે, એ કારણે ચરોતર પ્રદેશનાં સ્થાપત્યનાં થોડાંક લક્ષણોની માહિતી આ પ્રકરણમાં આપવાનો પ્રયત્ન કરીશું. તેમાં મુખ્ય ચાર મુદ્દા આવશે : (૧) ગામો અને નગરોની રચના, (૨) લોકોને રહેવાનાં ઘરો, (૩) દેવમંદિરો અને (૪) પ્રાચીન સ્થાપત્યો.

**ગામો અને નગરોની રચના :** કોઈપણ ગામ કે નગરની રચના સમજવા માટે તેના નકશાની તથા તેની આજુબાજુની ભૂગોળ અને તેના ઇતિહાસના જ્ઞાનની જરૂર પડે છે. આ દૃષ્ટિએ ચરોતરનાં ગામોની માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપવા પ્રયત્ન કર્યો છે. પ્રથમ દૃષ્ટિએ વિચાર કરતાં ખ્યાલ આવશે કે ચરોતરનાં ગામો અને નગરોનું

હાલનું સ્વરૂપ રેલવે અને જાહેર ધોરીમાર્ગોની સગવડોથી વિકસતું રહ્યું છે. સામાન્ય રીતે મૂળ ગામથી માઈલ બે માઈલ દૂર રેલવેસ્ટેશનો થયાં તથા રેલવેસ્ટેશન અને ગામ વચ્ચે અવરજવરનો ધોરીમાર્ગ કાં તો બાંધવામાં આવ્યો, અથવા આપોઆપ રચાયો. એ માર્ગે વખત જતાં પાણીની પરબો, ચા-બીડીની દુકાનો, વીશીઓ, લોજો, પરચૂરણ માલસામાનની દુકાનો, શાળાઓ, સરકારી કચેરીઓ, ઈસ્પિતાલો વગેરે બંધાતાં ગયાં. એમ મૂળ ગામ અને રેલવેસ્ટેશન વચ્ચે આધુનિક શહેરોની સગવડો થતી ગઈ છે અને અસલ ગામ એની પાછળ પોતાનો જૂનો ઇતિહાસ સાચવી ટકી રહ્યું છે.

જ્યાં રેલવે નથી કે નવા રસ્તા અને મોટર બસનાં મથકો હજી થયાં નથી એવાં ગામો ઉપર નવા સંજોગોની અસર થયેલી હોવા છતાં ત્યાં જૂની રચના સચવાઈ રહેલી છે. અમુક ગામની રચનામાં અમુક લક્ષણો કેમ આવ્યાં તે સમજવા ઈતિહાસના જ્ઞાનની જરૂર પડે છે. દા૦ ત૦ મોટા ભાગના ગામો રેલવે આવના પહેલાંના યુગમાં વસેલાં છે અને રચાયેલાં છે. એ ગામો કોઈ ધોરી માર્ગ, નદી કિનારો કે ખેતીની સગવડને કારણે અસ્તિત્વમાં આવ્યાં છે. એમાં પણ ઈતિહાસના જુદા જુદા સંજોગોને લીધે ફેરફારો થયેલા છે. કેટલાયે ગામો જમીનમા દટાઈ ગયેલાં છે અને એ જ સ્થળે નવાં ગામો વસેલાં છે. વળી એક જ ગામે એકથી વધુ વાર સ્થળાંતર કર્યું છે.

સામાન્ય રીતે એમ કહી શકાય કે હાલનાં ગામો મોગલાઈ અને મરાઠા યુગના સંજોગોનું પરિણામ છે. ઘણા ગામોની આજુબાજુ કોટ-કિલ્લા હતા. તેના અવશેષો હજી પણ જોવા મળે છે. ગામની બહાર મોટાં તળાવો, વાવો, અને કૂવા એ આ ગામોનું બીજું મોટું લક્ષણ છે. જ્યાં કિલ્લા નથી ત્યાં 'કાંકર' નામનાં કાંટાવાળાં ઊંચાં ઝાડની વાડો ગામની આજુબાજુ વાવવામા આવતી. એ વાડોની ચોતરફ કાંસ કે ખાઈઓ પણ ખોદવામાં આવતી. એમાં પાણી ભરાતાં એ ઓળંગવાનું મુશ્કેલ બનતું* અને એને લીધે ધાડપાડુઓ કે લશ્કરના હુમલાથી ગામનું રક્ષણ થતું. સામાન્ય રીતે ગામની ભાગોળે વડનાં મોટાં ઝાડ હજી પણ જોવા મળે છે. ગામમાં પ્રવેશ કરવાનું કે ગામમાંથી બહાર જવાનું એ સિમાચિહ્‌ન હોય છે. એ હદની બહાર કૂવા-વાવ વટાવી સ્મશાનભૂમિ આવેલી હોય છે. લગભગ દરેક સ્મશાનભૂમિ ઉપર શિવાલય હોય છે. ત્યાં પીંપળા, વડ અને સમડા (શમીવૃક્ષ)નાં ઝાડો ખાસ જોવા મળે છે. ગામ અને સ્મશાનભૂમિ વચ્ચે કે તેનાથી યે પાર ખુલ્લી જમીનો ગોચર માટે રાખેલી હોય છે. તે 'ચરો' કહેવાય છે. એ ચરા પછી ગામનાં ખેતરો આવે છે.

**ઘરો:** બીજા પ્રદેશોની માફક આ પ્રદેશના ખેડૂતો પોતાના ખેતરમાં ઘર બાંધી રહેતા નથી. માત્ર ખેતમજૂરો જ માલિકનાં ખેતરોમાં ઝૂંપડાં કે ઘરો બાંધી રહે છે. આવા વસવાટો પરા કહેવાય છે. જમીનના માલિકો તો ગામમાં જ રહે છે. ગામની અંદર ગામ વસાવનાર મૂળ પુરુષ અને તેમના વંશજોનું નિવાસસ્થાન મધ્યસ્થળે અથવા અન્યત્ર ધ્યાન ખેંચે તેવે સ્થળે હોય છે. રસ્તા મધ્યમ કદના અથવા સાંકડા હોય છે. બે કે તેથી વધુ રસ્તા એકબીજાને ઓળંગતા હોય તેવે સ્થળે ચોક કે ચકલું એ નામની વિશાળ જગા ગામે ગામ હોય છે.

ઘરોની ગોઠવણ મોટે ભાગે ખડકીઓ કે પોળોના રૂપમાં હોય છે. આ ખડકીઓમાં પાંચ-પંદરથી પચીસ-પચાસ સુધી ઘરો એવી રીતે બાંધેલા હોય છે કે એ ઘરોમા પ્રવેશ કરવા માટે ખડકીના મુખ્ય દ્વારમાંથી પસાર થવું પડે છે. એ રીતે રાત્રે અથવા સંકટ હોય તો દિવસે પણ ખડકી બંધ કરવાથી ઘરોનું રક્ષણ થઈ શકે છે. આવી ખડકીઓની બહાર પણ ધોરીમાર્ગ ઉપર મકાનોની હારો આવેલી હોય છે. સામાન્ય



બ્રહ્માની મૂર્તિ–મહીસા

*આ મેળામાં આ પ્રકારના ગામો 'ટાઉન' (Town) કહેવાતા.

રીતે ખડકીઓ અને પોળોમાં એક જ જ્ઞાતિ, કોમ કે કુટું-બનાં મનુષ્યો વસે એવી મૂળ રચના હતી. ખેડૂત વર્ગ હજી પણ એ વ્યવસ્થાને વળગી રહેલો છે. અન્યવર્ગની ખડકીઓ અને પોળોમાં જ્ઞાતિ કે કોમનું ધોરણ અત્યારે ભાગ્યે જ જળવાય છે. એટલે બ્રહ્મપોળમાં બ્રાહ્મણો બિલકુલ ન હોય અથવા વાણિયાવાડમાં માત્ર પાટીદાર જ રહેતા હોય એવું જોવા મળશે.

આ જિલ્લાનાં મકાનો સામાન્ય રીતે ઈંટેરી અને બે માળનાં હોય છે. હિંદુસ્તાનમાં બહુ ઓછાં સ્થળોએ ગામ-ડાંમાં પણ આવાં મકાનો જોવા મળે છે, એવું વિધાન સદ્‌ગત મહાત્મા ગાંધીજીએ ઈ. સ. ૧૯૧૮માં ખેડાના સત્યા-ગ્રહ નિમિત્તે આ જિલ્લામાં ફરતાં ઉચ્ચારેલું. આ વિધાન હજી પણ સાચું છે. લોકોની આર્થિક સ્થિતિ બીજા પ્રદે-શોને મુકાબલે સારી હોવાની આ નિશાની છે. ગરીબ વર્ગ માટીનાં મકાનોમાં રહે છે. છતાં એવા લત્તાઓમાં પણ ઈંટેરી મકાનો જોવા મળે છે.

આ મકાનોની વચ્ચે આગેવાન વર્ગની હવેલીઓ, ઊંચાં અગાસીવાળાં મકાનો, કોમી તેમજ સાર્વજનિક ધર્મશાળાઓ, દેવમંદિરો, શાળાઓ, દવાખાનાં વગેરે પ્રકારની ઇમારતો ગામેગામ લોકોની આબાદી અને પ્રગતિશીલતાની સાબિતી રૂપે જોવા મળશે. ખંભાત, તારાપુર, પેટલાદ, બોરસદ, સોજિત્રા, ભાદરણ, વર્મંજ, વસો, આણંદ, નડિયાદ, ડાકોર, ઊમરેઠ, કપડવણજ, ખેડા, મહેમદાવાદ વગેરે જેવાં મોટાંનાનાં નગરોમાં વિશાળ, ઊંચી અને આકર્ષક ઇમારતો જોવા મળે છે.

**ઘરોની બાંધણી :** રહેવાનાં સામાન્ય મકાનોની રચના મોટે ભાગે 'રાજવલ્લભ' નામના શિલ્પશાસ્ત્રના ગ્રંથને અનુ-સરીને થયેલી છે એમ જાણકારો કહે છે. પહોળાઈ બનતા સુધી ૮-૯ ગજ (૧૬-૧૮ ફૂટ), લંબાઈ જેટલી હોય તેના પ્રમાણમાં આગળ રવેશી એટલે એક કે ત્રણ બાજુથી ખુલ્લો ઓટલાવાળો ભાગ, તેની પાછળ પરસાળ અને તેની પાછળ ઓરડો એ પ્રમાણે વિભાગ પાડી જૂનાં ઘરો રચેલાં છે. રવેશી અને પરસાળની બાજુમાં રસોડું-પાણિયારું સગવડ પ્રમાણે કરેલું હોય છે. ખડકી હોય તો રવેશીની સામે ખુલ્લો ચોક આવે અને મકાન જાહેર રસ્તા ઉપર હોય તો રવેશી પછી ઓટલો આવે એવી સામાન્ય રચના હોય છે. જો જમીન વધારે લાંબી હોય તો સૌથી આગળ બેઠક, પછી ચોક, પછી રવેશી, પછી પરસાળ અને પછી ઓરડો. એથી પણ વધારે જમીન હોય તો પાછળ રવેશી, બીજો ચોક, અલગ રસોડાં, અને કોઢાર અથવા વાડો અને ઢોર બાંધવાની જગા એ પ્રમાણે રચના થતી, અને એવાં મકાનો સારી સંખ્યામાં જોવા મળે છે.

ઘરની ઊંચાઈ સામાન્ય રીતે દોઢ માળની રખાતી. ઉપર સદ્‌ગત ગાંધીજીનું જે વિધાન ટાંક્યું છે તે આ પ્રકા-રનાં દોઢ માળનાં મકાનોની વ્યાપકતા સૂચવે છે. માત્ર શ્રીમંતોનાં મકાન અઢી માળનાં એટલે ત્રણ માળનાં બંધાતાં. આવાં નાનાં મકાનોને અગાસીઓ હોતી નથી. માત્ર અપ-વાદ તરીકે કોઈકને હોય છે ખંભાતમાં નાનાં મોટાં તમામ મકાનોને અગાસીઓ છે.

**ભયના સંજોગોની અસરો :** આ મકાનો એવા સંજો-ગોમાં બંધાયાં હતાં કે જ્યારે ચોરી, ધાડ, લૂંટ અને લશ્કરી હુમલાનો ભય કાયમ હતો. મોગલ યુગમાં આ ભય ચરોતર પ્રદેશમાં એટલો બધો હતો કે મોગલોની તિજોરી સુરતથી અમદાવાદ જતાં ચરોતરને રસ્તે નહિ આવતાં ભરૂચથી વડો-દરા, ત્યાંથી ડભોઈ, ત્યાંથી ચાંપાનેર, ત્યાંથી લુણાવાડા, ત્યાંથી તલોદ, અને ત્યાંથી અમદાવાદ જતી. જ્યારે જ્યારે મોગલ બાદશાહનાં નાણાં સુરતથી અમદાવાદ લઈ જવા માટે ચરોતરમાં થઈને જતાં ત્યારે તે ખચ્ચિત લૂંટાતાં એમ ઈતિહાસના અભ્યાસીઓ જણાવે છે. અકબર બાદ-શાહના લશ્કરની પાછલી હરોળ મહીસાગર ઓળંગતી વખતે લૂંટાઈ હતી. મરાઠાઓ પણ અમદાવાદથી વડોદરા જતાં જો મહીસાગર સલામતીથી ઓળંગાય તો છુટકારાનો દમ લેતા. ચોરીલૂંટના ભયના આ વાતાવરણની અસર ચરોતરનાં ઘરોની બાંધણીમાં અને ગામોની રચનામાં થયેલી છે. ગામોને કિલ્લો કે કોટ બાંધતા એ ઉપર જણાવ્યું છે. રસ્તા સાંકડા રાખતા તેનું કારણ પણ એ જ હતું. પોળો અને ખડકીઓ પણ એ જ કારણે રચાઈ હતી. એ જ કારણે મકાનોમાં ઓછામાં ઓછાં બારીબારણાં રાખવામાં આવતાં. ઘર બંધ કર્યા પછી બહારથી બારણું ઊંચું કરી તેને ચણિયારામાંથી ખસેડી ચોર અંદર ન પેસે તે માટે ચણિયારા આગળ બે સાંકળો કે ભૂંગળો રાખવામાં આવતી. કેટલાક લોકો ઘરની અંદરની ભીંતો ઉપર લાકડાનાં પાટિયાં જડી દેતા, જેથી ભીંત કોચીને ચોર બહારથી અંદર ન આવી શકે. ચરોતરનાં ઘરોમાં અંધારું હોય છે. એનો ખુલાસો પણ આ સંજો-ગોમાં મળે છે.

**ઈંટો અને ચણતર :** ભયના સંજોગોની અસર મકા-

નોમાં વપરાતી ઈંટો અને તેમના ચણતર ઉપર પણ થયેલી છે ચરોતર પ્રદેશમાંથી મળી આવેલી જૂનામાં જૂની ઈંટો લગભગ ૨૩૦૦ વર્ષ પહેલાંની એટલે મૌર્યવંશના રાજાઓના સમયની છે એ ઈંટોનું માપ ૧૭–૧૮ ઇંચ લંબાઈ, ૧૧½થી ૧૨ ઇંચ પહોળાઈ અને ૩થી ૩½ ઇંચ જાડાઈ એ પ્રમાણે હોય છે એ બતાવે છે કે એટલા જૂના સમયમાં પણ મકાનો મજબૂત બનાવવાની જરૂર રહેતી અને ઈતિહાસનો ક્રમ જોતાં જણાય છે કે એટલા જૂના વખતથી તે બ્રિટિશ રાજ્ય સ્થપાયું ત્યાં સુધી આ પ્રદેશમાં ચોરી, ધાડ, અને લૂંટના ભય વારંવાર સૈકાઓ સુધી રહેતા આવ્યા છે એવા ભયના સમયમાં ઈંટો અને ચણતર મજબૂત બનાવવાની પ્રથા અમલમાં આવે એવો ભય ન હોય ત્યારે એ બાબતમાં ધોરણ બદલાય આમ ઉપર જણાવેલી ઈંટોના યુગ પછી ૫૦૦–૭૦૦ વર્ષ, એટલે ગુપ્તકાળમાં, ઈંટોનાં માપ ૧૫–૧૬ ઇંચ લંબાઈ, ૮½ ઇંચ પહોળાઈ, અને ૩ ઇંચ જાડાઈનાં થયાં તે પછી ૨૦૦–૩૦૦ વર્ષ એટલે વલ્લભીકાળમાં એ માપ ૧૨–૧૩ ઇંચ લંબાઈ, ૬–૭ ઇંચ પહોળાઈ અને ૨½ ઇંચ જાડાઈનાં થયાં તે પછીના સોલંકી યુગમાં (ઈ સ દશમાથી તેરમા સૈકામાં) ૧૦–૧૨ ઇંચ લંબાઈ, ૬ ઇંચ પહોળાઈ અને ૨ ઇંચ જાડાઈની ઈંટો થઈ અને તે પછીનો યુગ જેમાં હાલનાં મકાનો બંધાયાં તે યુગની ઈંટોનાં માપ ૭–૮ ઇંચ લંબાઈ, ૫ ઇંચ પહોળાઈ અને ૧¾ ઇંચ જાડાઈનાં થવા લાગ્યાં એ ઈંટો વચ્ચેની ભીંતની પહોળાઈ જે પહેલાં ૧½થી ૨ ફૂટ રહેતી તે મેળવી લેવા આ ટૂંકી ઈંટોની વચ્ચે રોડાં પૂરવાનો રિવાજ ચાલુ થયો અત્યારે ઈંટોનાં માપ ૯ ઇંચ × ૪।। × ૨।। ઇંચ થયેલાં છે અને તેમની વચ્ચે રોડા પુરાય છે આ રીતે જેમ ઈંટો નાની થતી ગઈ અને વચ્ચે રોડાં આવતાં ગયાં તેમ તેમ ભીંતો કોચવાની સગવડ વધતી ગઈ રાજ્ય વ્યવસ્થા સારી હોય અને લોકોને પૂરતા કામ–ધંધા મળી રહેતા હોય ત્યારે ચોરનો ભય ઓછો થાય અને એ સંજોગો નબળા પડે ત્યારે ચોરીલૂંટ વધી પડે બ્રિટિશયુગ સ્થપાતાં આ ભય નાબૂદ થયો ચોરીલૂંટ ભૂતકાળની વાતો બની ગઈ, અને અત્યારે એ અંધારા ઘરોમાં અજવાળાં લાવવા નવા ઇજનેરી જ્ઞાનનો લાભ લઈ બારીબારણાં મુકાય છે, વિવિધ પ્રકારના ફેરફારો થાય છે એટલું જ નહિ પણ આધુનિક ઇજનેરી વિદ્યા પ્રમાણે સિમેન્ટ–લોખંડનાં નવાં ભવ્ય મકાનો બંધાય છે અને ગામ બહાર નાના નાના પ્લોટ પાડી ઘર બાંધનારી મંડળીઓ યોજીને નવી આમરચનાઓ થવા લાગી છે

**એક મહત્ત્વની વિશેષતા :** ચરોતર પ્રદેશ ખંભાત બંદરની પશ્ચાદ્ભૂમિ (Hinterland) છે એ બંદરની જાહોજલાલી અને ચડતી પડતીના લાભ તથા ગેરલાભ ખંભાતથી કપડવણજ સુધીના આખા પ્રદેશ ઉપર અસર કરી ગયા છે એ અસર એના સ્થાપત્યમાં અને એને કારણે લોકોમાં બંધાયેલી અનેક સારી ખોટી ભાવનાઓમાં હજી પણ જળવાઈ રહેલી છે એમાં મહત્ત્વની હકીકત એ છે કે જૂના વખતથી જ અતિશય સમૃદ્ધ અને ગરીબ તથા મધ્યમ વર્ગનાં મનુષ્યો આ પ્રદેશમાં સાથે રહેતા આવ્યા છે આ આર્થિક અસમાનતા એક બીજામાં ઈર્ષા પ્રેરે નહિ તે માટે ચરોતરના શિલ્પીઓએ મકાનોની રચનામાં તવંગર અને ગરીબ વચ્ચે ઝાઝો ભેદ ન દેખાય એવી નીતિ રાખેલી છે, અને એને ધર્મભાવનાનું રૂપ આપેલું છે મધ્યમ કદનાં ઘરો આ પ્રદેશમાં વધારે જોવા મળે છે એની પાછળ આ રહસ્ય છે બે માળ કે ત્રણ માળનાં ઘરો છે પરંતુ તેથી વધારે ઊંચાં ઘરો થોડાં જ જોવા મળશે લોકોના રીતરિવાજમાં પણ આ ભાવનાની અસર છે શ્રીમંતાઈનું પ્રદર્શન સાચો શ્રીમંત ન કરે એવી ભાવના આ પ્રદેશનાં લોકોમાં પ્રાચીન કાળથી ચાલી આવે છે ગરીબ અને શ્રીમંતના મકાનમાં કોઈ ધ્યાન ખેંચે તેવો ફરક હોય તો તે એટલો જ કે શ્રીમંતના મકાનની ભીંતોને ચૂનાની છો લગાવવામાં આવતી હાલની ભાષામાં એને 'પ્લાસ્ટર કરવું' કહે છે સામાન્ય સ્થિતિના ઘરમાં આવી છો હોતી નથી એટલું જ નહિ પણ સામાન્ય સ્થિતિનો માણસ શ્રીમંત બને તો પણ મકાનને છો લગાવી શ્રીમંતાઈનું પ્રદર્શન કરતા અચકાય છે અત્યારે આ માનસ ઝડપથી પલટાઈ ગયું છે શ્રીમંતાઈનું પ્રદર્શન કરવાની વૃત્તિ વધી ગઈ છે અને ગરીબ વર્ગ પણ એ પ્રવાહમાં તણાઈ રહ્યો છે

**ચૂનો–છો :** ઘરો બાંધવાની કળા બાબતમાં ચરોતર પ્રદેશની બીજી એક વિશેષતા જાણવા જેવી છે તે એ છે કે મકાનો ચણવા માટે આ પ્રદેશમાં ચૂનાનો વપરાશ મુસલમાની રાજ્યઅમલ પછીથી શરૂ થયો છે તે પહેલાં હિંદુ રાજ્યઅમલમાં ચૂનાને બદલે ઈંટો વચ્ચે માટી પૂરેલી જોવામાં આવે છે એ જ યુગમાં પાછળથી ઈંટો છોલીને વાપરવામાં આવતી, જેથી બે ઈંટો વચ્ચે ઓછામાં ઓછી માટી પૂરવી પડે આ પદ્ધતિને 'સળી ગાળાથી કરેલું ચણતર' કહેતા એટલે કે બે ઈંટો વચ્ચેનો સાંકડો ગાળો ભાગ્યે જ ⅛ ઇંચ (સળી જેટલો) રહેતો આ પદ્ધતિથી મકાનનું બધું વજન પાયા ઉપર સલામતીથી પહોંચાડી શકાતું અને ઈંટ ચણતરમાં મુકાયા પછીથી ભાગતી નહિ હિંદુ રાજ્યઅમલ પહેલાંન

પ્રાચીન સ્થાપત્યોના જે અવશેષો હાલ હયાત છે– દા ત સોજિત્રા અને કપડવણજના કુંડો અથવા જૂની વાવો– એમાં પથ્થરો એવી સારી રીતે ઘડેલા છે, કે કોઈ પણ જાતના ચૂના સિવાય તે એક ઉપર એક ગોઠવી શકાયા છે જ્યાં બે પથ્થરો જોડવાની જરૂર પડી છે ત્યાં તાંબાના પાટા વડે એ જોડાણ કરેલુ છે આ માટે પાટાના આકાર અને લંબાઈ પ્રમાણે પથ્થરને કોરી તેમાં પાટો બેસાડી વચ્ચે રહેતી ખાલી જગા સીસાના રસથી પૂરી દેવામાં આવતી, જેથી પથ્થર આઘાપાછા ખસે નહિ

ઉપર કહ્યુ તેમ ચૂનાનો વપરાશ મુસલમાની રાજ્ય પછી શરૂ થયો આ ચૂનો મેળવવા જ્યાં મરડવાળી જમીન હોય ત્યાંથી મરડિયા ખોદી લાવી, ગામની સીમમાંથી જ મળતાં વરખડાનાં કે વડ–પીપળાનાં હલકાં લાકડાં વડે ભઠ્ઠીઓમાં તેમને પકવી ચૂનો તૈયાર કરવામાં આવતો આ ચૂનાનો ઉપયોગ બનતા સુધી છો બનાવવામાં થતો સામાન્ય માણસો છોને બદલે બે ઈંટો વચ્ચેના દાંતામાંથી થોડી માટી ખેતરીને તેમાં ચૂનો પુરાવતા આ પદ્ધતિને ‘ચૂનાની ટીપ કરવી’ એમ કહેવાય છે ગરીબ માણસોનાં ઘર માત્ર ઈંટ–માટીનાં રહેતાં આમ એકંદરે ચૂનાનો વપરાશ બહુ જ ઓછો હતો અને જે ચૂનો વપરાતો તે બહુ જ કરકસરથી અને કાળજીથી વપરાતો

છો એટલે પકવેલો ચૂનો આ ચૂનાના નાના ઢગલા કરીને અથવા હોજમાં પલાળીને તેમાં દરરોજ સારી પેઠે પાણી નાખવામાં આવતુ આ રીતે કોવડાવેલા ચૂનાને સારી પેઠે ઠાવકીને તે વડે પ્લાસ્ટર કરતા પ્લાસ્ટર કર્યા પછી તેના ઉપર સતત પાણી રેડ્યા કરવાનો રિવાજ હતો છોને જેમ પાણી પાય તેમ તે મજબૂત થાય અને સુવાળી થાય જેટલી છો વાપરી હોય તેનાથી સો ગણુ પાણી વપરાય તો કામ ઉત્તમ થાય અને જેમ પાણી ઓછુ વપરાય તેમ છો ઊતરતી કોટીની થાય આ ઉપરથી કહેવત પડેલી છે કે ‘મણ છો અને સો મણ પાણી, તો છો રાણી, નહિ તો ધૂળધાણી’ આવી છો મકાનને ઠંડુ રાખે છે માટીના ચણતરવાળી ભીંતો પણ એ ગુણ ધરાવે છે અત્યારે વપરાતો સિમેન્ટ જલદી ગરમ થઈ જાય છે અને તેથી સિમેન્ટના પ્લાસ્ટરવાળા મકાન ઉનાળામાં અસહ્ય થઈ પડે છે

**ભોંયતળિયાં :** ચૂનાનો વપરાશ આજના જેવો વ્યાપક નહિ હોવાથી અને પથ્થરો પણ આ પ્રદેશમાં નહિ પાકતા હોવાથી, આ પ્રદેશની સામાન્ય જનતાના ઘરોમાં ભોંયતળિયુ માટીથી લીંપવાનો રિવાજ છે ગાય, ભેંસ કે બળદના છાણમાં ગોરમટી માટી ભેળવી ઘસ્તુ ભોંયતળિયુ સરસ ઓકળીઓ પાડીને લીંપવાની કળા આ જિલ્લામાં સારી રીતે ખીલેલી હતી હવે તે લુપ્ત થતી જાય છે ગરીબ વર્ગના મકાનોમાં અને ભીંતોએ આ કળા હજી પણ જોવા મળે છે સિમેન્ટનો પ્રચાર વધવાથી અને શહેરોની અસરથી આ લીંપણની જગાએ સુંદર લાદીઓ, પથ્થરો, અને ઈંટો ઉપર સિમેન્ટ પાથરી પ્લાસ્ટર કરેલા ભોંયતળિયાં બનાવવાની પ્રથા હવે દાખલ થઈ છે

**છાપરાં :** આ મકાનોના છાપરાં પાણી ઝડપથી વહી જાય એવા જમીન તરફ ઢળતા હોય છે તેમના ઉપર માટીના અર્ધગોળ લાંબા નળિયાં ગોઠવવાનો રિવાજ સર્વત્ર હતો આ નળિયા ગામના કુંભાર જ બનાવતા ઈંટો પણ તેઓ જ પૂરી પાડતા બ્રિટિશ સમયમાં લેખંડનો વપરાશ વધવા માંડ્યો અને છાપરા માટે નીકોવાળા (કોરુગેટેડ) પતરાં વાપરવાનુ શરૂ થયુ તે સાથે બ્રિટિશ પદ્ધતિના સપાટ નળિયાં પણ દાખલ થયાં, જે મેંગ્લોરી નળિયાં તરીકે આ પ્રદેશમાં ઓળખાય છે હવે સિમેન્ટનો વપરાશ વધવાથી સિમેન્ટનાં સપાટ અથવા નીકોવાળા પતરાં પણ વપરાવા લાગ્યા છે અને બળતા ઘણા મકાનોમાં છાપરાને બદલે સિમેન્ટની અગાશીઓ ને ધાબાં પણ થવા લાગ્યા છે

**નાહવાની સગવડ અને પાણીનો નિકાલ** જૂનાં ઘરોમાં શ્રીમંતોને ઘેર નાહવાની અલગ ઓરડીઓ જોવા મળે છે

સામાન્ય માણસને ઘેર નાહવાની ઓરડી હોતી નથી તેમ પાણીના નિકાલની પણ સગવડ બ્રિટિશ સમય સુધી લોકોનાં ઘરોમાં ન હતી પાણી ભરી રાખવા માટે ઘરના ખૂણામાં કે પાણિયારાને છેડે ઊંડી કૂંડીઓ બનાવવામાં આવતી એને ખાળકૂંડી કહેતા એમાંથી પાણી ઉલેચીને બહાર રસ્તા ઉપર ઢોળવામાં આવતુ આ પ્રથા બંધ કરીને જમીનમાં ખાડો ખોદી તેમાં માટીની કોઠીઓ ઉતારી અથવા ચણતર કરી ‘દટણ’ નામની રચના કરવામાં આવતી અને પાણી તેમાં વાળવામાં આવતુ આ પદ્ધતિ હજી પણ ચાલુ છે તો પણ તેનો લાભ વસતીનો મોટો ભાગ લઈ શકતો નથી પાણીના નળ થવાથી પાણીનો વપરાશ વધ્યો છે પણ તેના નિકાલ માટે જાહેર ગટરો હજી રચાઈ નથી જો કે એ દિશામાં પ્રયત્નો ગતિમાન થયા છે

**સંડાસ :** જૂનાં મકાનોમાં સંડાસની વ્યવસ્થા પણ શ્રીમંતોને ત્યાં જ હતી, અને તેમાં પણ દટણ પદ્ધતિનો ઉપયોગ

કરવામાં આવતો વસતીનો મોટો ભાગ ગામ બહાર મળત્યાગ કરવા જતો અને નાનાં બાળકો ફળિયામાં ઘર આગળ કે શેરીને નાકે હાજતે જતાં આ માટે સ્થળે સ્થળે જગા અનામત રાખવામાં આવતી હાલ મોટા ગામોમાં લોકો પોતાને ઘેર જાજરૂ બાંધતા થયા છે મ્યુનિસિપાલિટીઓ તરફથી જાહેર જાજરૂ પણ કેટલેક સ્થળે થયાં છે અને કોઈક સંસ્થાઓએ ને વ્યક્તિઓએ સેપ્ટિક ટેંકો પણ બાંધી છે તો પણ સંડાસનો પ્રશ્ન પૂરેપૂરો બધે સ્થળે ઉકલેલો જણાતો નથી



વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય, વલ્લભવિદ્યાનગર

**શ્રીમંતોનાં મકાનો :** સામાન્ય નાગરિકનાં ઘરોની વચ્ચે શ્રીમંતોની નાનીમોટી હવેલીઓ ખાસ કરીને મોટાં ગામોમાં ધ્યાન ખેંચતી હોય છે આ હવેલીઓની રચના રાજદરબાર કે રાજમહેલોને અનુસરતી હોય છે હવે શ્રીમંતો યુરોપીય પધ્ધતિના બંગલા બાંધવા લાગ્યા છે અને તેની સંખ્યા દિનપ્રતિદિન વધતી જાય છે



દેસાઈની હવેલી–આકરોલ

**બગીચા :** આ બધાં મોટાં નાનાં મકાનો હારબંધ બાંધેલાં હોઈ, એમનાં આંગણામાં બગીચો ભાગ્યે જ જોવા મળશે ગરીબોનાં ઘરની પાછળ ખુલ્લા વાડા હોય છે મધ્યમવર્ગ અને શ્રીમંતોનાં આંગણામાં તુલસીક્યારા અને એકાદ ફૂલઝાડ હોય છે એ સિવાય ફૂલઝાડની વાડીઓ તો ગામ બહાર અથવા દેવમંદિરોમાં જ હોય છે

**જાહેર મકાનો :** ઘરો પછી સાર્વજનિક મકાનોનો વિચાર કરતાં બ્રિટિશ યુગમાં મુખ્યત્વે ખ્રિસ્તી દેવળો, શાળાઓ, ઈસ્પિતાલો, દવાખાનાં, પુસ્તકાલયો અને થોડાં સરકારી મકાનો નવાં બંધાયાં છે છેલ્લા દસકામાં આણંદ, નડિયાદ, પેટલાદ, જેવા સ્થળોએ ભવ્ય કૉલેજો બંધાઈ છે

આ આધુનિક મકાનો ઉપરાંત બ્રિટિશ યુગ પહેલાં બંધાયેલાં જાહેર મકાનોમાં કોમી કે સાર્વજનિક ધર્મશાળાઓ અને મંદિરો સારી સંખ્યામાં ગામેગામ જોવા મળે છે ધર્મશાળાઓ, સેંકડો માણસો બેસી કથાવાર્તા સાંભળી શકે, ભોજન લઈ શકે, રાતવાસો કરી શકે, તેવી વિશાળ હોય છે લગભગ તમામ દેવમંદિરોને પોતપોતાના અનુયાયીઓની સંખ્યાના પ્રમાણમાં જરૂરી જગા પૂરી પાડે તેવી વિશાળ ધર્મશાળાઓ કે સભામંડપો હોય છે

મંદિરો મોટા ગામોમાં તો શેરીએ શેરીએ જોવા મળે છે આ પ્રદેશમાં વૈષ્ણવ, સ્વામીનારાયણ, શૈવ, જૈન, મુસ્લિમ

અને ખ્રિસ્તી એ ૭ ધર્મો–સંપ્રદાયોનાં દેવાલયો ધ્યાન ખેંચે તેવાં હોય છે. તે ઉપરાંત અંબાજી, બહુચરાજી, કાળિકા વગેરે પ્રકારની માતાઓ, બળિયાદેવ, ભાથીખત્રી, એ દેવોનાં મંદિરો પણ હોય છે. વૈષ્ણવ સંપ્રદાયની હવેલીઓ ઉપરાંત એ પ્રકારના નાના સંપ્રદાયો અને સ્થાનિક સંતોનાં મંદિરો પણ હોય છે. બધાંમાં રામજી મંદિરો વિશાળ સગવડોવાળાં હોય છે.

**દેવમંદિરો : એમનો સમય :** ઉપર જોયું છે તેમ ખ્રિસ્તી દેવળો બ્રિટિશ યુગમાં બંધાયાં છે. એમનાં શિખરો શંકુ આકારનાં કે ચોરસ રાજમુગટના આકારનાં ગેરુઆ રંગનાં હોય છે. મોટે ભાગે આ દેવળો ગામ બહાર હોય છે. સ્વામીનારાયણ સંપ્રદાયનાં મંદિરો પણ બ્રિટિશ અમલમા બધાયાં છે. એ સિવાયના લગભગ તમામ મંદિરો અને મસ્જિદો બ્રિટિશ સમય પહેલાંનાં અને તે પણ અલ્લાઉદ્દીન ખિલજીએ ગુજરાતને લૂંટયું તે સમય (ઈ. સ ૧૨૯૭) પછીનાં છે. ઉપર જણાવ્યું છે તેમ એ સમયથી તે બ્રિટિશોનું રાજ્ય સ્થપાયું ત્યાં સુધી આ પ્રદેશમાં ચોરી, લૂંટ અને લશ્કરી હુમલાનો ભય સતત ચાલુ હતો, અને એ સંજોગોના અસર જેમ ઘરોની બાંધણીમાં થઇ છે તેમ મંદિરોનાં સ્થાપત્યોમાં પણ થયેલી છે. લગભગ તમામ ધર્મો અને સંપ્રદાયોનાં મંદિરોમાં દેવોને અંધારા ગર્ભગૃહમાં પધરાવવામાં આવે છે અને ત્યાંથી દૂર રહીને લોકોએ દર્શન કરવાનાં હોય છે. એ હકીકત ઉપરના ઐતિહાસિક સંજોગોનું પરિણામ છે.

એ જ ઐતિહાસિક સંજોગોની અસર મંદિરોના ઘુમટોમાં પણ જોવા મળે છે. એનું એક લક્ષણ એ છે કે મુસલમાનો હિંદુ મંદિરોને દેખે ત્યાંથી નાશ કરતા તેથી હિંદુ મંદિરો બાંધનારે પોતાનાં મંદિરોના ઘુમટને બહારથી મુસ્લિમ મસ્જિદનું રૂપ આપવાની યુક્તિઓ અજમાવેલી. બીજું, મુસ્લિમો આવ્યાં પહેલાં હિંદુઓની ઘુમટ બાંધવાની પદ્ધતિ એવી હતી કે તેને લીધે મોટા ઘુમટો રચી શકાતા નહિ. મોટા ઘુમટો રચવાની પદ્ધતિ પ્રથમ રોમન લોકોએ ખીલવેલી. તેમની પાસેથી એ જ્ઞાન મુસલમાનોએ મેળવેલું અને મુસલમાનો પાસેથી તે સમયના હિંદુઓને એ જ્ઞાન મળેલું. એ જ્ઞાન મુસ્લિમ યુગમાં બંધાયેલાં હિંદુ મંદિરોમાં પણ વપરાય છે.

**વૈષ્ણવ મંદિરો :** ચરોતર પ્રદેશમાં વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરોમાં ડાકોરનું શ્રી રણછોડરાયનું મંદિર જગવિખ્યાત છે. તે મરાઠાયુગમાં બંધાયું છે. એમાં પ્રાચીન હિંદુ, મુસ્લિમ અને દક્ષિણ ભારતનાં સ્થાપત્યોનું મિશ્રણ છે. એવું જ પરંતુ નાનું મંદિર સારસામાં છે. તે કુબેરદાસનું મંદિર કહેવાય છે. ભયનું વાતાવરણ ઠેઠ અકબરના સમય સુધી હતું અને તે સમય સુધીમાં બંધાયેલાં મંદિરોમાં બહારનો ભભકો ઓછો રાખવામાં આવતો. મરાઠાઓના સમયમાં મુસલમાનોનો ભય ન હતો. એટલે એ સમયથી હિંદુ મંદિરોમાં કંઈક આકર્ષક તત્ત્વો ઉમેરવાની છૂટ લેવાતી થઈ. ડાકોર અને સારસાનાં મંદિરોમાં આ સંજોગોની અસર જોવા મળે છે. એમાં શોભા છે, પણ શિખરોના આકાર મુસ્લિમ તાજુતોના જેવા રાખેલા છે. કદાચ મુસલમાનોનો હુમલો થાય તો ઘુમટ ઉપરથી તેને મુસ્લિમ મસ્જિદ સમજી હુમલાખોરો તોડે નહિ એવી કોઈ માન્યતા એની પાછળ રહેલી જણાય છે. બ્રિટિશ યુગમાં મુસલમાનોનો ભય તદ્દન નાબૂદ થયો, અને મંદિરોના સ્થાપત્યમા પ્રકાશ અને આત્મવિશ્વાસ દેખાવા માંડયાં એનું પરિણામ સ્વામીનારાયણના મંદિરોમાં જોવા મળે છે. એ મંદિરો બ્રિટિશ સમયમાં બધાયાં છે એમાં પ્રાચીન પ્રણાલી પ્રમાણે ગર્ભગૃહ ઉપર શિખરો અને આગળના ભાગ ઉપર દર્શનાર્થીઓ માટે મંડપ રચી તેના ઉપર ઘુમટ બાંધવામાં આવ્યા છે. આ આગળના ઘુમટ મુસલમાની ઘુમટો જેવા હોય છે. એ રીતે એક બાજુ મુસલમાનોનો ભય છોડી હિંદુઓએ પ્રાચીન પ્રણાલી જાગ્રત કરી છે તો બીજી બાજુ મુસલમાની સ્થાપત્યની અસરને પણ અપનાવી લીધી છે.



રણછોડજીનું મંદિર, ડાકોર

**શિવાલયો :** ચરોતરમાં શૈવ સંપ્રદાયનાં દેવાલયો ગામેગામ અને મોટાં ગામોમાં તો શેરીએ શેરીએ હોય છે. 'ખંભાતનો ઈતિહાસ' લખનાર શ્રી. રત્નમણિરાવના મત પ્રમાણે શૈવ સંપ્રદાયનો પ્રચાર આ પ્રદેશમાં સૌથી વધારે હતો. આમ છતાં ચરોતરમાં કોઈ શિવાલય ડાકોરના રણછોડરાયજીના મંદિર જેવું જગવિખ્યાત નથી. જે શિવાલયો છે તે નાનાં ગોળ ઘુંમટ અને અણીદાર શિખરોના મિશ્રણવાળાં તથા ઉપર નોંધ્યાં છે તેવાં મુખ્ય લક્ષણવાળાં છે.

**જૈન મંદિરો :** જૈનોનાં મંદિરો નાનાં હોય કે મોટાં હોય પણ આકર્ષક અને કળાકારીગરીથી ભરપૂર હોય છે. લગભગ તમામ જૈન મંદિરોમાં આરસ છૂટથી વાપરેલો હોય છે. મુસલમાનોના આગમન પહેલાં જૈનો આ પ્રદેશમાં ગામેગામ પથરાયેલા હતા અને તેમનાં મંદિરો પણ ગામેગામ હતાં. અલાઉદ્દીન ખિલજીના સમય પહેલાંની આ વાત છે. એ સમય પાટણની જાહોજલાલીનો હતો, અને તે વખતે ખંભાત ગુજરાતનું મુખ્ય બંદર હોઈ ગુજરાતનો ઘણો-ખરો વેપાર એ બંદર મારફતે ચાલતો. એ સમયમાં પાટણની રાજધાનીનું મંત્રીપદ જૈનોના હાથમાં હતું. ખંભાતમાં પણ જૈન મંત્રીઓનું શાસન હતું. એટલે એ સમયમાં ખંભાત શહેરમાં તેમજ તેને લગતા ચરોતર પ્રદેશમાં અનેક જૈન મંદિરો બંધાયાં હતાં. અલ્લાઉદ્દીન ખિલજી અને તેની પછીના મુસલમાનોએ ગુજરાતની લૂંટ કરી તેમાં ખંભાત અને ચરોતર પ્રદેશ પણ લૂંટયો. એને પરિણામે તે સમયનાં જૈન તેમજ હિંદુ મંદિરો લગભગ તમામ નાશ પામ્યાં હતાં. ચરોતર પ્રદેશમાં કે ખંભાતમાં મુસલમાન યુગ પહેલાંનાં હિંદુ કે જૈન મંદિરો જોવા મળતાં નથી, તેનું કારણ આ છે.

પરંતુ અકબર બાદશાહના વખતમાં ગુજરાતના જૈન મુનિ હિરવિજયસૂરીએ રાજદરબારમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કર્યું હોવાથી તે સમયમાં ગુજરાતમાં અનેક જૈન મંદિરો બંધાયાં અથવા જૂના મંદિરોનો જીર્ણોદ્ધાર થયો. એ યુગમાં ખંભાતમાં પણ નવાં જૈન મંદિરો થયાં. જૈનો પાસે પૈસો પુષ્કળ હતો પણ તે વખતે મુસલમાનોનો ડર એટલો બધો હતો કે આબુનાં જૈન મંદિરોના જેવી અદ્‌ભુત કળાકારીગીરી ખંભાતનાં મંદિરોમાં લાવી શકાઈ નહિ. એટલું જ નહિ પણ જરૂર પડે તો મૂર્તિઓ સંતાડી દેવા માટે છૂપાં ભોંયરાં દરેક મંદિરમાં કરવામાં આવ્યાં છે, અને દ્રવ્યનો ઉપયોગ મંદિરની અંદર કળાકારીગીરી રચવા માટે અને કિંમતી ચીજો વાપરવામાં થયો છે. ભીંતો આરસથી જડેલી છે અને તેના ઉપર સુંદર ચિત્રો ચીતરવામાં આવ્યાં છે, જે મુસલમાન યુગની કળાનો ખ્યાલ આપે છે. આ મંદિરોનાં બારણાં ઉપર સોના ચાંદીનાં પતરાં જડવામાં આવ્યાં છે અને એમાં બેસાડેલી દેવોની મૂર્તિઓ આરસની કે સોનાની હોય છે. એ મૂર્તિઓની આંખોએ તથા હાથેપગે કિંમતી હીરા અથવા એવા પ્રકારનાં આભૂષણો જડેલા હોય છે. આ ઉપરાંત પુસ્તક લખવાની કળાને પણ જો સ્થાપત્યનું એક અંગ ગણીએ તો આ જૈન મંદિરોમાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોના ભંડારો પણ છુપાયેલા છે આ બધાં લક્ષણોવાળાં મંદિરો ખંભાતમાં જોવા મળે છે તે ઉપરાંત માતરનું સાચાદેવનું મંદિર જૈન જગતમાં ઘણું પ્રખ્યાત છે. કપડવણજ, નડિયાદ, બોજીત્રા, વસો, ખેડા અને બીજાં ગામોમાં પણ એ જ લક્ષણોવાળાં નાનાં મોટાં જૈન મંદિરો છે.



સ્થંભણ પાર્શ્વનાથ દેરાસરનો આગળનો ભાગ
ખંભાત

આ બધાં જૈન મંદિરોમાં સોજિત્રાનું જૈન મંદિર



વાસુ પૂજ્યના દેરાસરનો એક ભાગ [કપડવણજ]

સૌથી જૂનુ છે મુસલમાનોએ હિંદુ અને જૈન મંદિરોનો નાશ કર્યો તે વખતે સોજિત્રાના જૈનોએ આ લૂંટફાટની ખબર પડતાં પોતાના મંદિરોમાંથી મૂર્તિઓ ઉઠાવી સંતાડી દીધી અને દરેક મંદિર ઉપર જ્યાં જ્યાં શિખરની શરૂઆત થાય છે ત્યાં ત્યાં મુસ્લિમ મસ્જિદમા હોય છે તેવા મહેરાબ (કમાનના આકારનુ ચણતર) બંધાવી દીધા. મસ્જિદમા નિમાજ પઢાવતી વખતે આ મહેરાબ આગળ મુલ્લાં ઊભા રહે છે એટલે મુસલમાનોને મન એ પવિત્ર હોય છે એ મહેરાબ જોઈ મુસલમાનો એ મંદિરો નહિ તોડે એવી ધારણા હતી અને એ ધારણા ખરી પડી હતી એ રીતે નાશમાંથી બચેલા ત્રણ જૈન દેરાસરો સોજિત્રામા હજી પણ હયાત છે અને તે 'મિયાભાઈના ગોખ' તરીકે ઓળખાય છે અકબર બાદશાહના વખતમાં હિંદુઓ અને જૈનોને એમની માન્યતા પ્રમાણે છૂટ અપાઈ ત્યારથી સોજિત્રાના એ જૈન મંદિરોમા મૂર્તિઓ પાછી ગોઠવાઈ અને પૂજાની શરૂઆત થઈ

**મસ્જિદો :** મહેમદાવાદ, કપડવણજ જેવાં જિલ્લાનાં ઘણાં ગામોમા નાની મોટી મસ્જિદો છે પરંતુ જોવા લાયક મસ્જિદ તો ખંભાતમાં જાણીતી જુમ્મા મસ્જિદ છે તેની માહિતી 'ખંભાતનો ઈતિહાસ' એ નામના પુસ્તકમા વિગતથી આપેલી છે એ ઉપરાંત ખંભાતમા મોગલ દરબારો અને નવાબના મકેનો મુસ્લિમ સ્થાપત્યનો ખ્યાલ મેળવવા માટે જોવા જેવા છે

**પ્રાચીન સ્થાપત્યો :** મુસ્લિમ યુગ પહેલાનુ સ્થાપત્ય એ વિદ્વાનોએ શોધખોળ કરવાનો વિષય છે આ કાર્ય વલ્લભ-વિદ્યાનગરમાં યોજાયેલા પુરાતત્ત્વ વિભાગમા તાજેતરમા શરૂ કરવામા આવ્યુ છે એને પરિણામે ત્યાં ગુજરાતના પ્રાચીન સ્થાપત્યોના નમૂનાઓનો એક વિશાળ સંગ્રહ એકઠો થયો છે આ પ્રકરણમા ચરોતરના સ્થાપત્યની મોટીક હકીકતો આપી શકાઈ છે તે પણ આ પ્રવૃત્તિને આભારી છે



જુમ્મા મસ્જિદ, કપડવણજ

જેમ જેમ સંશોધન થતુ જાય છે તેમ તેમ એક હકીકત વધુ ને વધુ સ્પષ્ટ થતી જાય છે કે ખંભાતથી શરૂ થતો ચરોતર પ્રદેશ ઘણી પ્રાચીન સંસ્કૃતિનો વારસ છે ખંભાત ઘણુ પ્રાચીન બંદર છે એ તો જાણીતી વાત છે પરંતુ એ સ્થળે દક્ષિણની મહી અને સાબરમતી નદીઓ હજારો વર્ષથી ત્યાં વહેતી હોવાથી એ નદીઓનો કાંપ ઠરવાને લીધે ખંભાત બંદરને વખતોવખત પોતાનુ સ્થળ



એક પ્રાચીન મસ્જિદ, મહેમદાવાદ

બદલતા રહેવું પડયું છે કહેવાય છે કે અત્યારનું ખંભાત એ બારમી વખતનો વસવાટ છે અને હવે પછી જો એ બંદરની નવરચના કરવામાં આવશે તો એ તેરમે સ્થળે થશે. આ બાર વસવાટોનો ઈતિહાસ 'ખંભાતનો ઈતિહાસ' નામના પુસ્તકમાંથી કંઈક અંશે જાણી શકાય છે.

એ બધામાંથી બીજી મહત્ત્વની વાત એ જાણવા મળે છે કે હાલના ખંભાત નજીક નગરા નામનું જે ગામ આવેલું છે તે ખંભાતનું સૌથી પહેલું એટલે જૂનામાં જૂનું બંદર હતું. તે મહીનગર ઉર્ફે નગરાના નામથી ઓળખાતું. આ પ્રાચીન બંદરના અવશેષો હાલના નગરા ગામે હજી પણ જોવા મળે છે. એમાં એ નગરની ચોતરફ આવેલા કિલ્લાના અવશેષો પણ છે. તે ઉપરથી ખ્યાલ આવે છે કે એ કિલ્લાની ભીંતની પહોળાઈ ૬ ફૂટથી પણ કંઈક વધારે હશે. આ નગરનો સમય આજથી ઓછામાં ઓછાં ૨૩૦૦ વર્ષ ઉપરનો મનાય છે. તે સમયે નગરા એક સમૃદ્ધ બંદર હતું અને તે ઉપરથી એમ કહી શકાય કે એ બંદરની આજુબાજુનો ચરોતર પ્રદેશ પણ એ સમયથી આબાદી અને ચડતીપડતી ભોગવતો આવ્યો છે. આ હકીકતની સાબિતી-રૂપે જમીનમાં દટાયેલા પડેલા પ્રાચીન નગરોના અવશેષો ચરોતરમાં અનેક સ્થળે છે. આણંદ તાલુકામાં આવેલા થામણા અને તેની નજીકના ખીજલપુર ગામમાં આ અવશેષો છે. સેવાલિયા નજીક આવેલું ગળતીશ્વર પણ એવા જ



ગળતીશ્વરના ઘુમ્મટની છત

પ્રાચીન નગરનો અવશેષ છે. સાબરમતીને કિનારે આવેલા અસામલી ગામેથી એવા અવશેષો ગયે વર્ષે જ મળ્યા છે. તે ઉપરાંત નદીકિનારાનાં બીજાં ગામોમાં તપાસ કરવામાં આવે તો એવા અવશેષો મળવાનો સંભવ છે.



૩૪] પાછળના ખૂણેથી ગળતીશ્વરનું એક દૃશ્ય

**નગરાની પ્રાચીન મૂર્તિઓ : બ્રહ્માની મૂર્તિ :** નગરામાં પ્રાચીન મૂર્તિઓ હજી જોવા મળે છે. તેમાંની એક બ્રહ્માની ખંડિત મૂર્તિ વલ્લભવિદ્યાનગરમાં લાવવામાં આવી છે અને તે વલ્લભવિદ્યાનગરના જન્મસ્થાન ગણાતા ઐતિહાસિક આંબા નીચે રાખવામાં આવી છે. વિદ્યાનગરના સંચાલકો એની તમામ પ્રવૃત્તિઓનું સર્જન એ મૂર્તિ સમક્ષ બેસીને કરે છે. એ મૂર્તિ ૬ ફૂટ ઊંચી અને એક જ આરસના પથ્થરમાંથી કોતરેલી છે. એનું દરેક અંગ અને ઉપાંગ મૂર્તિવિધાનના માનસારના ગ્રંથ પ્રમાણે સપ્રમાણ બનાવેલું છે. પુરાતત્ત્વના અભ્યાસીઓ માને છે કે હિંદમાં તેમજ હિંદ બહાર બ્રહ્મદેશ, જાવા, હિંદી ચીન, વગેરે અનેક સ્થળોએ મળી આવેલી બ્રહ્માની અનેક જાતની મૂર્તિઓમાં નગરામાંથી મળેલી આ મૂર્તિ સાથે સરખાવી શકાય એવી સુંદર એક પણ મૂર્તિ નથી. નગરામાં બ્રહ્માની મૂર્તિઓ આજે પણ પૂજાય છે. એ મૂર્તિઓ પણ મનુષ્યના કદની આરસપહાણમાંથી બનાવેલી છે. હિંદભરમાં પૂજાતી બ્રહ્માની બીજી મૂર્તિઓને મુકાબલે નગરાની આ મૂર્તિઓ કારીગરીની

દૃષ્ટિએ ઘણી ઉચ્ચ કોટીની છે આ ઉપરાંત બુદ્ધ ભગવાનની પદ્માસન વાળી બેઠેલી કાળા પથ્થરની એક મૂર્તિ પણ નગરામાં છે તે મનુષ્યના કદ કરતાં લગભગ દોઢા કદની હશે નગરા ઉપરાંત મહીસા, કાસ્લાન એ બે સ્થળોએ આવી પ્રાચીન મૂર્તિઓ છે અને તપાસ કરવામાં આવે તો બીજા અનેક સ્થળોએથી એવી મૂર્તિઓ મળવાનો સંભવ છે

**બ્રહ્માની મૂર્તિનો પોષાક :** ઉપર વર્ણવેલી નગરામાંથી આણેલી મૂર્તિમાં દર્શાવેલા બ્રહ્માને હાલનીએના જેવી નિકોર



બ્રહ્માની મૂર્તિ–વલ્લભવિદ્યાનગર

આકારની દાઢી છે એમણે કિનખાબનો બનાવેલો જાંઘિયો (ચડ્ડી અથવા હાફપેન્ટ) પહેરેલો છે બાકીનું શરીર એકદમ ખુલ્લું છે અલંકારો અનેક છે આ જાતનો જ પોષાક મહારાજાધિરાજ ચક્રવર્તી કુમારપાળના એક ચિત્રમાં જોવા મળે છે એ ચિત્રમાં મહારાજા કુમારપાળે કમ્મર કમરથી જાંઘ સુધીનો ભાગ ઢાંક્યો અને ઢીંચણ તથા એની નીચેનો બાકીનો ભાગ ખુલ્લો રહે એવું ચડ્ડી જેવું વસ્ત્ર પહેરેલું છે જૂના વખતમાં સંપત્તિની ખોટ ન હતી અલંકારોમાં સોનું, ચાંદી મોતી, હીરા, વગેરે કિંમતી ધાતુઓ અને ઝવેરાત વપરાતાં પરંતુ એ જમાનામાં વસ્ત્રનો વપરાશ બહુ ઓછો હતો, અને રાજામહારાજાઓ પણ વસ્ત્ર ઓછું વાપરતા એ હકીકત આ મૂર્તિ અને ચિત્રમાંથી જાણવા મળે છે આમ છતાં ગુજરાતમાં વસ્ત્ર એટલું બધું તૈયાર થતું કે તે ખંભાત બંદરેથી દુનિયાના ચીન દેશ [illegible] યુરોપ સુધી મોકલાતું અને એની ખ્યાતિ એટલી બની હતી કે દુનિયામાં ખંભાત 'દુનિયાના વસ્ત્ર' તરીકે ઓળખાતું હતું

**પ્રાચીનતાનો એક વધુ પુરાવો :** નગરામાંથી, સોજિત્રામાંથી, આણંદમાંથી, ખેડામાંથી મૌર્ય સમયની એટલે લગભગ ૨૩૦૦ વર્ષોની ઈંટો મળેલી છે એ પણ ચરોતર પ્રદેશની અતિ પ્રાચીન સંસ્કૃતિની સાબિતી આપે છે પરંતુ સોજિત્રામાંથી શુંગકાળની એટલે ઈ સ પૂર્વે ૧૫૦–૨૦૦ના અરસાની એક મૂર્તિ મળેલી છે એનાથી એમ માનવાને કારણ મળે છે કે મૌર્ય સામ્રાજ્યના સમયમાં એટલે ચંદ્રગુપ્ત મૌર્યથી સમ્રાટ અશોકના રાજ્ય અમલમાં મહીસાગરને મુખે નગરા બંદર અસ્તિત્વમાં હતું અને તે બંદરેથી ઉત્તરમાં તથા પૂર્વમાં આખા ભારત દેશ સાથે વેપાર ચાલતો

**મૂર્તિઓ ઉપરથી મળતી વધુ વિગતો :** નગરામાંથી આણેલી બ્રહ્માની મૂર્તિને જનોઈ પહેરાવેલી છે સાથે સાથે તેને મૃગચર્મનો પટ્ટો પણ છે, અને કમર ઉપર પારસીઓના જેવી કસ્તી બાંધેલી છે આ કસ્તીની ગાંઠ પણ પારસીઓની માફક પાછળની બાજુએ બાંધેલી છે લસુન્દ્રાથી નૃત્ય કરતી એક મૂર્તિ મળી આવેલી છે વાળના અંબોડા જુદી જુદી રીતે બાંધવાની કળા દર્શાવતી અનેક મૂર્તિઓ ચરોતરમાંથી મળી આવે તેમ છે કાનની બુટમાં ૧ ઇંચ વ્યાસનાં મોટાં કાણાં કરીને તેમાં વરેણાં ઘાલેલાં હોય એવી મૂર્તિ અસામલીથી મળેલી છે અંબોડામાં કેવડાનાં પાંચ પાન સારી રીતે કાપીને ખોસેલાં હોય એવી પણ એક મૂર્તિ લસુન્દ્રાથી મળી છે વળી સોજિત્રામાંથી એક પુરાણી સૂર્યમૂર્તિ મળી આવી છે એના ઉપર ઈરાનની અસર સ્પષ્ટ જણાય

છે. આવી સૂર્યમૂર્તિઓ ચરોતરમાં બીજાં કેટલાંક સ્થળોએ પણ મળે છે. આ બધી વિગતો ચરોતર પ્રદેશમાં પ્રાચીન કાળમાં ખીલેલી સંસ્કૃતિનો કંઈક ખ્યાલ આપે છે.

**નગરામાંથી નીકળેલા ધોરી માર્ગો :** નગરા બંદરને લીધે ભારતના ઉત્તર અને પૂર્વ તરફના દૂર દૂર સુધીના પ્રદેશોનો માલ ચરોતર પ્રદેશમાં થઈને એ બંદર ઉપર સતત ઠલવાતો અને એ બંદરે દરિયાપારના દેશોમાંથી આવેલો માલ એ જ માર્ગોએ થઈને ભારતના જુદા જુદા પ્રદેશોમાં પહોંચતો. આ વ્યવહારને કારણે નગરાથી અનેક ધોરી માર્ગો ભારતમા પ્રસર્યા અને તે ચરોતરમાં થઈને પસાર થયા. આ માર્ગો ઠેઠ બ્રિટિશ યુગમાં રેલવે આવી ત્યાં સુધી અસ્તિત્વમાં હતા. એમાંના મુખ્ય માર્ગો ત્રણ હતા. આ માર્ગોએ થઈને વણઝારાઓ મારફતે ઘણોખરો વેપાર ચાલતો. લશ્કરો પણ એ માર્ગોએ થઈને આવજા કરતાં. રજપૂતાના, માળવા, અને ઠેઠ ગંગાજમનાના પ્રદેશો સુધી આ વ્યવહાર ચાલતો. માલ લઈ જનાર અને લાવનાર પોઠો (બળદ, ગધેડાં, ઊંટ, ઘોડા વગેરે માલ ખેંચનાર પ્રાણીઓનાં ટોળાં) રોજ આઠ દસ માઈલ આ માર્ગો ઉપર ચાલતાં અને અનુકૂળ સ્થળે રાતવાસો કરતાં. જ્યાં આવી પોઠો પડતી ત્યાં માલનાં ખરીદવેચાણ માટે નાનાંમોટાં શહેરો જામ્યાં હતાં. મેવાડ અને ત્યાંથી આગળના કનોજ જવાના રસ્તા ઉપર સોજિત્રા, નડિયાદ, મહુધા, કપડવણજ, વગેરે શહેરો થયાં હતાં. ઉજ્જૈનના રસ્તા ઉપર પેટલાદ, આણંદ, ડાકોર, થામણા વગેરે હતાં અને પાટણને માર્ગે માતર, પીજ, ખેડા વગેરે અસ્તિત્વમાં આવ્યાં હતાં. એ બધાંમાં સોજિત્રા ખંભાતથી સૌથી વધુ નજીકનું વેપારનું કેન્દ્ર હતું અને એ કેન્દ્રમાં થઈને ઉત્તર તથા પૂર્વ તરફથી આવતા માર્ગો પસાર થતા હતા. સોજિત્રામાં જૈનોનાં સૌથી વધુ પ્રાચીન મંદિરો છે અને મેવાડા જૈનોનું એ વતન ગણાય છે, એનો ખુલાસો આ ઐતિહાસિક સંજોગોમાંથી મળે છે.

**પ્રાચીન વેપાર અને આબાદી :** સોજિત્રાની અને એને પરિણામે ચરોતરની અતિ પ્રાચીનતાનો પુરાવો સોજિત્રામાંથી મળેલી શુંગકાળની એટલે કે ઇ. સ. પૂર્વે ૧૫૦–૨૦૦ વર્ષની એક મૂર્તિમાંથી મળે છે, એ ઉપર આવી ગયું. ગુપ્ત સામ્રાજ્યના અવશેષો રૂપે કપડવણજ અને સોજિત્રાના કુંડો હજી પણ હયાત છે. તે ઉપરાંત પીજ, ઓડ, અસામલી વગેરે સ્થળોએથી ગુપ્ત સમ્રાટ પરમ ભાગવત રાજાધિરાજ શ્રી કુમારગુપ્ત મહેંદ્રાદિત્યના સિક્કાઓ પણ મળ્યા છે. એ કાળમાં ગુપ્તોનું સામ્રાજ્ય હિંદ ઉપરાંત બ્રહ્મદેશ, સિયામ અને હિંદી ચીન સુધીના દૂર દૂર સુધીના બેટોમાં પહોંચેલું હોવાથી હિંદનો વેપાર તે વખતે અપૂર્વ રીતે વધ્યો હતો. દુનિયાનું એટલું બધું સોનું તે વખતે હિંદમાં આવ્યું હતું કે ચાર તોલા ચાંદીમાં એક તોલો સોનું મળતું અને એક તોલા સોનાની કિંમત બસો તોલા તાંબું હતું. આ સમયમાં નગરા બંદર જાહોજલાલીની ટોચે હશે એમ અનુમાન થઈ શકે છે. અત્યારે જેમ રેલવે અને મોટર લોરીઓ મારફતે અઢળક માલસામાનની હેરફેર રેલવેસ્ટેશનોએ અને મુંબઈ જેવાં બંદરોએ ધમાલપૂર્વક થતી જોવા મળે છે, એવી જ ધમાલપૂર્વક માલની હેરફેર નગરા બંદરથી ચરોતર પ્રદેશમાંના ધોરી માર્ગોએ વણજારાની પોઠો મારફતે થતી હશે. એ પોઠો સાથે હજારો મનુષ્યો પણ એ માર્ગો ઉપર આવજા કરતાં હશે. આ બધાં મનુષ્યો અને પ્રાણીઓ તેમની સાથે અન્નવસ્ત્ર અને બીજી અનેક ચીજો લાવતાં હશે અને લઈ જતાં હશે. એ બધાંની જરૂરિયાતો ચરોતરમાં આવેલાં નાનાં મોટાં ગામો અને શહેરોમાંથી પૂરી પડતી હશે.

**તળાવો, વાવો :** એ બધાની યાદ આપતાં કેટલાંક સ્થાપત્યો ચરોતરમાં હજી જળવાઈ રહ્યાં છે. તેમાંનાં મહત્ત્વનાં સ્થાપત્યો તે ચરોતરનાં તળાવો અને વાવો છે. નડિયાદ ગામમાં નવ ભાગોળો છે અને એ નવે ભાગોળે તળાવો આવેલાં છે. એ જ લક્ષણ લગભગ તમામ ગામોનું છે અને વાવો પણ આવાં ગામોએ તેમજ અત્યારે નહિ વપરાતા માર્ગોમાં જોવા મળે છે. તે આ ઐતિહાસિક સંજોગોના અવશેષો છે. એ બધામાં સ્થાપત્યની દૃષ્ટિએ જાણવા જેવી બે ચીજો છે. એક સોજિત્રામાં આવેલો કુંડ અને બીજો કપડવણજમાં આવેલો કુંડ. કપડવણજના કુંડના એક થાળા ઉપર સિદ્ધરાજે બંધાવેલું એક તોરણ છે. એ તોરણના સ્થાપત્યને હાલની ગુજરાત યુનિવર્સિટીએ પોતાના શિલ્ડમાં અપનાવ્યું છે. જાણકારો માને છે કે કપડવણજના કુંડ જેવો કુંડ હિંદમાં ભાગ્યે જ હશે તે 'કુંડવાવ'ને નામે ઓળખાય છે. એનો સમય મોડામાં મોડો ઈ. સ. ના સાતમા સૈકાનો ગણી શકાય. સોજિત્રાનો કુંડ એથી ઊતરતા પ્રકારનો, પણ એ જ સમય અથવા તે પછીના સમયનો હશે એમ કહી શકાય.

**પથ્થરો :** વાવો, તળાવો, કુંડો વગેરે પ્રકારનાં સ્થાપત્યો બાંધવામાં મોટા મોટા પથ્થરો વપરાયેલા છે, આ પથ્થરો ધ્રાંગધ્રાથી, જોધપુરથી, આબુથી, ડુંગરપુરથી, સોનગીરની ગિરિમાળાઓમાંથી, ગોધરાથી અને ચાંપાનેરથી આવેલા છે. આવાં દૂર દૂરનાં સ્થળોએથી મોટા મોટા પથ્થરો લાવવા

દૃષ્ટિએ ઘણી ઉચ્ચ કોટીની છે આ ઉપરાંત બુદ્ધ ભગવાનની પદ્માસન વાળી બેઠેલી કાળા પથ્થરની એક મૂર્તિ પણ નગરામાં છે. તે મનુષ્યના કદ કરતાં લગભગ દોઢા કદની હશે નગરા ઉપરાંત મહીસા, કઠલાલ એ બે સ્થળોએ આવી પ્રાચીન મૂર્તિઓ છે અને તપાસ કરવામાં આવે તો બીજાં અનેક સ્થળોએથી એવી મૂર્તિઓ મળવાનો સંભવ છે

**બ્રહ્માની મૂર્તિનો પોષાક :** ઉપર વર્ણવેલી નગરામાંથી આણેલી મૂર્તિમાં દર્શાવેલા બ્રહ્માને ઇરાનીઓના જેવી ત્રિકોણ



બ્રહ્માની મૂર્તિ–વલ્લભવિદ્યાનગર

આકારની દાઢી છે. એમણે કિનખાબનો બનાવેલો જાંઘિયો (ચડ્ડી અથવા હાફપેન્ટ) પહેરેલો છે. બાકીનું શરીર એકદમ ખુલ્લું છે. અલંકારો અનેક છે. આ જાતનો જ પોષાક મહારાજાધિરાજ ચક્રવર્તી કુમારપાળના એક ચિત્રમાં જોવા મળે છે. એ ચિત્રમા મહારાજા કુમારપાળે ફક્ત કમરથી જાંઘ સુધીનો ભાગ ઢંકાય અને ઢીચણ તથા એની નીચેનો બાકીનો ભાગ ખુલ્લો રહે એવું ચડ્ડી જેવું વસ્ત્ર પહેરેલું છે. જૂના વખતમાં સંપત્તિની ખોટ ન હતી અલંકારોમા સોનું, ચાંદી, મોતી, હીરા, વગેરે કિંમતી ધાતુઓ અને ઝવેરાત વપરાતાં. પરંતુ એ જમાનામાં વસ્ત્રનો વપરાશ બહુ ઓછો હતો, અને રાજામહારાજાઓ પણ વસ્ત્ર ઓછું વાપરતા એ હકીકત આ મૂર્તિ અને ચિત્રમાંથી જાણવા મળે છે. આમ છતાં ગુજરાતમાં વસ્ત્ર એટલું બધું તૈયાર થતું કે તે ખંભાત બંદરેથી દુનિયાના બીજા દેશોમા ઠેઠ યુરોપ સુધી મોકલાતું અને એની ખ્યાતિ એટલી વધી હતી કે દુનિયામા ખંભાત 'દુનિયાના વસ્ત્ર' તરીકે ઓળખાતું હતું

**પ્રાચીનતાનો એક વધુ પુરાવો :** નગરામાંથી, સોજિત્રામાંથી, આણંદમાંથી, ખેડામાંથી મૌર્ય સમયની એટલે લગભગ ૨૩૦૦ વર્ષોની ઈંટો મળેલી છે. એ પણ ચરોતર પ્રદેશની અતિ પ્રાચીન સંસ્કૃતિની સાબિતી આપે છે. પરંતુ સોજિત્રામાંથી શુંગકાળની એટલે ઈ. સ. પૂર્વે ૧૫૦–૨૦૦ના અરસાની એક મૂર્તિ મળેલી છે. એનાથી એમ માનવાને કારણ મળે છે કે મૌર્ય સામ્રાજ્યના સમયમાં એટલે ચંદ્રગુપ્ત મૌર્યથી સમ્રાટ અશોકના રાજ્ય અમલમાં મહીસાગરને કાંઠે નગરા બંદર અસ્તિત્વમાં હતું અને તે બંદરેથી ઉત્તરમાં તથા પૂર્વમાં આખા ભારત દેશ સાથે વેપાર ચાલતો.

**મૂર્તિઓ ઉપરથી મળતી વધુ વિગતો :** નગરામાંથી આણેલી બ્રહ્માની મૂર્તિને જનોઈ પહેરાવેલી છે. સાથે સાથે તેને મૃગચર્મનો પટ્ટો પણ છે, અને કમર ઉપર પારસીઓના જેવી કસ્તી બાંધેલી છે. આ કસ્તીની ગાંઠ પણ પારસીઓની માફક પાછલી બાજુએ બાંધેલી છે. લસુંદ્રાથી નૃત્ય કરતી એક મૂર્તિ મળી આવેલી છે. વાળના અંબોડા જુદી જુદી રીતે બાંધવાની કળા દર્શાવતી અનેક મૂર્તિઓ ચરોતરમાંથી મળી આવે તેમ છે. કાનની બુટમાં ૧ ઇંચ વ્યાસનાં મોટાં કાણાં કરીને તેમા ઘરેણાં ઘાલેલાં હોય એવી મૂર્તિ અસામલીથી મળેલી છે અંબોડામાં કેવડાનાં પાંચ પાન સારી રીતે કાપીને ખોસેલા હોય એવી પણ એક મૂર્તિ લસુંદ્રાથી મળી છે. વળી સોજિત્રામાંથી એક પુરાણી સૂર્યમૂર્તિ મળી આવી છે. એના ઉપર ઈરાનની અસર સ્પષ્ટ જણાય

છે. આવી સૂર્યમૂર્તિઓ ચરોતરમાં બીજાં કેટલાંક સ્થળોએ પણ મળે છે. આ બધી વિગતો ચરોતર પ્રદેશમાં પ્રાચીન કાળમાં ખીલેલી સંસ્કૃતિનો કંઈક ખ્યાલ આપે છે.

**નગરામાંથી નીકળેલા ધોરી માર્ગો :** નગરા બંદરને લીધે ભારતના ઉત્તર અને પૂર્વ તરફના દૂર દૂર સુધીના પ્રદેશોનો માલ ચરોતર પ્રદેશમાં થઈને એ બંદર ઉપર સતત ઠલવાતો અને એ બંદરે દરિયાપારના દેશોમાંથી આવેલો માલ એ જ માર્ગોએ થઈને ભારતના જુદા જુદા પ્રદેશોમાં પહોંચતો. આ વ્યવહારને કારણે નગરાથી અનેક ધોરી માર્ગો ભારતમાં પ્રસર્યા અને તે ચરોતરમાં થઈને પસાર થયા. આ માર્ગો ઠેઠ બ્રિટિશ યુગમાં રેલવે આવી ત્યાં સુધી અસ્તિત્વમાં હતા. એમાંના મુખ્ય માર્ગો ત્રણ હતા. આ માર્ગોએ થઈને વણઝારાઓ મારફતે ઘણોખરો વેપાર ચાલતો. લશ્કરો પણ એ માર્ગોએ થઈને આવજા કરતાં. રજપૂતાના, માળવા, અને ઠેઠ ગંગાજમનાના પ્રદેશો સુધી આ વ્યવહાર ચાલતો. માલ લઈ જનાર અને લાવનાર પોઠો (બળદ, ગધેડાં, ઊંટ, ઘોડા વગેરે માલ ખેંચનાર પ્રાણીઓનાં ટોળાં) રોજ આઠ દસ માઈલ આ માર્ગો ઉપર ચાલતાં અને અનુકૂળ સ્થળે રાતવાસો કરતાં. જ્યાં આવી પાઠો પડતી ત્યાં માલનાં ખરીદવેચાણ માટે નાનાંમોટાં શહેરો જામ્યાં હતાં. મેવાડ અને ત્યાંથી આગળના કનોજ જવાના રસ્તા ઉપર સોજિત્રા, નડિયાદ, મહુધા, કપડવણજ, વગેરે શહેરો થયાં હતાં. ઉજ્જૈનના રસ્તા ઉપર પેટલાદ, આણંદ, ડાકોર, થામણા વગેરે હતાં અને પાટણને માર્ગે માતર, પીજ, ખેડા વગેરે અસ્તિત્વમાં આવ્યાં હતાં. એ બધાંમાં સોજિત્રા ખંભાતથી સૌથી વધુ નજીકનું વેપારનું કેન્દ્ર હતું અને એ કેન્દ્રમાં થઈને ઉત્તર તથા પૂર્વ તરફથી આવતા માર્ગો પસાર થતા હતા. સોજિત્રામાં જૈનોનાં સૌથી વધુ પ્રાચીન મંદિરો છે અને મેવાડા જૈનોનું એ વતન ગણાય છે, એનો ખુલાસો આ ઐતિહાસિક સંજોગોમાંથી મળે છે.

**પ્રાચીન વેપાર અને આબાદી :** સોજિત્રાની અને એને પરિણામે ચરોતરની અતિ પ્રાચીનતાનો પુરાવો સોજિત્રામાંથી મળેલી શુંગકાળની એટલે કે ઇ. સ. પૂર્વે ૧૫૦–૨૦૦ વર્ષનાં એક મૂર્તિમાંથી મળે છે, એ ઉપર આવી ગયું. ગુપ્ત સામ્રાજ્યના અવશેષો રૂપે કપડવણજ અને સોજિત્રાના કુંડો હજી પણ હયાત છે. તે ઉપરાંત પીજ, ઓડ, અસામલી વગેરે સ્થળોએથી ગુપ્ત સમ્રાટ પરમ ભાગવત રાજાધિરાજ શ્રી કુમારગુપ્ત મહેંદ્રાદિત્યના સિક્કાઓ પણ મળ્યા છે. એ કાળમાં ગુપ્તોનું સામ્રાજ્ય હિંદ ઉપરાંત બ્રહ્મદેશ, સિયામ અને હિંદી ચીન સુધીના દૂર દૂર સુધીના બેટોમાં પહોંચેલું હોવાથી હિંદનો વેપાર તે વખતે અપૂર્વ રીતે વધ્યો હતો. દુનિયાનું એટલું બધું સોનું તે વખતે હિંદમાં આવ્યું હતું કે ચાર તોલા ચાંદીમાં એક તોલો સોનું મળતું અને એક તોલા સોનાની કિંમત બસો તોલા તાંબું હતું. આ સમયમાં નગરા બંદર જાહોજલાલીની ટોચે હશે એમ અનુમાન થઈ શકે છે. અત્યારે જેમ રેલવે અને મોટર લોરીઓ મારફતે અઢળક માલસામાનની હેરફેર રેલવેસ્ટેશનોએ અને મુંબઈ જેવાં બંદરોએ ધમાલપૂર્વક થતી જોવા મળે છે, એવી જ ધમાલપૂર્વક માલની હેરફેર નગરા બંદરથી ચરોતર પ્રદેશમાંના ધોરી માર્ગોએ વણજારાની પોઠો મારફતે થતી હશે. એ પોઠો સાથે હજારો મનુષ્યો પણ એ માર્ગો ઉપર આવજા કરતાં હશે. આ બધાં મનુષ્યો અને પ્રાણીઓ તેમની સાથે અન્નવસ્ત્ર અને બીજી અનેક ચીજો લાવતાં હશે અને લઈ જતાં હશે. એ બધાંની જરૂરિયાતો ચરોતરમાં આવેલાં નાનાં મોટાં ગામો અને શહેરોમાંથી પૂરી પડતી હશે.

**તળાવો, વાવો :** એ બધાની યાદ આપતાં કેટલાંક સ્થાપત્યો ચરોતરમાં હજી જળવાઈ રહ્યાં છે. તેમાંનાં મહત્ત્વનાં સ્થાપત્યો તે ચરોતરનાં તળાવો અને વાવો છે. નડિયાદ ગામમાં નવ ભાગોળો છે અને એ નવે ભાગોળે તળાવો આવેલાં છે. એ જ લક્ષણ લગભગ તમામ ગામોનું છે અને વાવો પણ આવાં ગામોએ તેમજ અત્યારે નહિ વપરાતા માર્ગોમાં જોવા મળે છે. તે આ ઐતિહાસિક સંજોગોના અવશેષો છે. એ બધામાં સ્થાપત્યની દૃષ્ટિએ જાણવા જેવી બે ચીજો છે. એક સોજિત્રામાં આવેલો કુંડ અને બીજો કપડવણજમાં આવેલો કુંડ. કપડવણજના કુંડના એક થાળા ઉપર સિદ્ધરાજે બંધાવેલું એક તોરણ છે. એ તોરણના સ્થાપત્યને હાલની ગુજરાત યુનિવર્સિટીએ પોતાના શિલ્ડમાં અપનાવ્યું છે. જાણકારો માને છે કે કપડવણજના કુંડ જેવો કુંડ હિંદમાં ભાગ્યે જ હશે. તે 'કુંડવાવ'ને નામે ઓળખાય છે. એનો સમય મોડામાં મોડો ઈ. સ. ના સાતમા સૈકાનો ગણી શકાય. સોજિત્રાનો કુંડ એથી ઊતરતા પ્રકારનો. પણ એ જ સમય અથવા તે પછીના સમયનો હશે એમ કહી શકાય.

**પથ્થરો :** વાવો, તળાવો, કુંડો વગેરે પ્રકારનાં સ્થાપત્યો બાંધવામાં મોટા મોટા પથ્થરો વપરાયેલા છે, આ પથ્થરો ધ્રાંગધ્રાથી, જોધપુરથી, આબુથી, ડુંગરપુરથી, સોનગીરની ગિરિમાળાઓમાંથી, ગોધરાથી અને ચાંપાનેરથી આવેલા છે. આવાં દૂર દૂરનાં સ્થળોએથી મોટા મોટા પથ્થરો લાવવા



કુંડવાવનું તોરણ-કપડવણજ

માટે ખાસ પ્રકારનાં ગાડાં બનાવવામાં આવતાં. આ ગાડાંને નાના કદનાં, પહોળાં, બે કે ચાર પૈડાં રાખવામાં આવતાં. અને એના ઉપર પથ્થરની શિલાઓ ચઢાવવામાં આવતી. ગાડાંમાં ભરેલા વજનના પ્રમાણમાં બે, ચાર, છ કે આઠ બળદોની જોડી જોડવામાં આવતી. આવા ગાડાનો એક નમૂનો ખંભાતની જુમ્મા મસ્જિદમાં ૭૦૦ વર્ષથી સચવાયેલો અત્યારે પણ જોવા મળે છે.

**ઈતિહાસજૂની સંસ્કૃતિનો વારસો :** આ રીતે ચરોતરના સ્થાપત્યમાં ઈતિહાસજૂની સમૃદ્ધિ અને સંસ્કૃતિ દટાયેલી તેમજ મૂર્તિમંત થયેલી જોઈ શકાય છે. એ ઈતિહાસ ઓછામાં ઓછો ૨૫૦૦ વર્ષ જૂનો છે. આ ૨૫૦૦ વર્ષના ગાળામાં અનેક પ્રકારના લોકો અહીં આવી વસ્યા છે, નાશ પામ્યા છે, તેમ ચાલ્યા પણ ગયા છે. આર્યોના આગમન પહેલાં અહીં અસુર જાતિના લોકો વસતા હતા. તેઓ સ્થાપત્ય અને વહાણવટાનું ઉત્તમ કોટીનું જ્ઞાન ધરાવતા હતા. શક્તિ-માતાઓની પૂજા એ એમની સંસ્કૃતિનો વારસો છે, એમ 'ખંભાતનો ઈતિહાસ'ના કર્તાએ એ પુસ્તકમાં જણાવ્યું છે. મૌર્ય સામ્રાજ્ય સ્થપાતા પહેલાં અહીં ઢોરઉછેર ઉપર નભનારી જાતિઓ રહેતી હોવી જોઈએ એમ અભ્યાસીઓ અનુમાન કરે છે. આભિરો કે આહિરોનું ગણરાજ્ય આ પ્રદેશમાં હતું એમ ઇતિહાસ કહે છે. કેટલાંક ગામોની સ્થાપના ભરવાડો કે રબારીઓએ કરેલી છે, એવી માહિતી આ પુસ્તક માટે મળેલી છે, તે ઉપરથી આ હકીકતને ટેકો મળે છે. તે પછી શક લોકો આ પ્રદેશ ઉપર ઘણો વખત રાજ્ય કરી ગયા. ભેંસ એ આ પ્રદેશનું લાક્ષણિક પ્રાણી છે. એ બતાવે છે કે જૂના વખતમાં એ પ્રાણીને જોઈતો ઘાસચારો અહીં સારા પ્રમાણમાં મળતો હશે અને એને પાળનાર અને એના ઉત્પન્ન ઉપર નભનાર એના જેવા રંગના શરીરોવાળા કાળી લોકો એક કાળે આ ભૂમિ ઉપર મોટી સંખ્યામાં રહેતા હશે. એ જ રીતે આ પ્રદેશની વનસ્પતિના વિવિધ પ્રકારના સ્વાદ લેવા અહીં અનેક પ્રકારનાં સ્થાયી તથા યાયાવર પક્ષી રહેતાં હોવાથી એ પક્ષીઓનો શિકાર કરનાર વર્ગ અહીં એક કાળે મોટા પ્રમાણમાં હશે. મહારાજા કુમારપાળના વખતમાં જૈન ધર્મનું પ્રાબલ્ય વધવાથી શિકાર કરવાની મનાઈ કરવામાં આવી હતી. તેથી શિકારીવર્ગ નાબૂદ થયો. પણ એ વર્ગના વંશજો હાલના વાઘરીઓ રૂપે હજી હયાત છે. વળી રજપૂતાના, ઉત્તર હિંદ અને માળવાના લોકોનો આ પ્રદેશમાં કાયમ અવરજવર પ્રાચીનકાળથી ચાલુ છે. એમાંના કેટલાક લોકોએ અહીં કાયમ વસવાટ કરેલો છે. દક્ષિણમાંથી ચાલુક્યો અને રાષ્ટ્રકૂટોએ આ પ્રદેશ ઉપર થોડો વખત રાજ્ય કરેલું. વરાડ અને મધ્યપ્રાંતના વાકાટકોએ પણ અહીં રાજ્ય કરેલું. પાટણના ગુર્જર રજપૂતો, તેમની પછી આવેલા વિવિધ પ્રકારના મુસલમાનો, મરાઠાઓ, અંગ્રેજો અને ખંભાત બંદરે વેપાર અર્થે આવજા કરનાર અનેક પ્રકારના પરદેશીઓ, એ બધાઓએ ચરોતર પ્રદેશમાં વસવાટ કરી અથવા લડાઈઓ લડી અથવા પોતપોતાના પ્રદેશના માલ અહીં લાવી આ પ્રદેશની આબાદી કે બરબાદી કરવામાં સમય પ્રમાણે ભાગ ભજવલો છે. એની અસર આ પ્રદેશના સ્થાપત્ય ઉપર થઈ છે, એટલું જ નહિ પણ એના લોકોના પોશાક, રીતરિવાજ અને ભાષા ઉપર પણ આ બધા લોકોના સંસર્ગની અસર છે. સ્થાપત્યની સાથે જ આ બધી સાંસ્કૃતિક અસરોનો પણ ખ્યાલ રાખવો જરૂરી છે.

---

**આધાર :** આ પ્રકરણમાંની ઘણીખરી માહિતી વલ્લભવિદ્યાનગરના સર્જક અને ચરોતરના ઈતિહાસ અને સ્થાપત્યના ખાસ અભ્યાસી શ્રી. ભાઈલાલભાઈ દા. પટેલ તરફથી મળી છે.

# ૩૨

# વપરાશી ચીજો અને વેપાર (૧)

**વિષયપરિચય :** જે ચીજો જીવનનિર્વાહ માટે રોજ વપરાય છે તે હાલના અર્થશાસ્ત્રની ભાષામાં વપરાશી ચીજો કહેવાય છે. જે પ્રવૃત્તિ દ્વારા આવી ચીજો ઉત્પન્ન થાય છે કે બનાવાય છે તે ઉદ્યોગ કહેવાય છે અને જે પ્રવૃત્તિ દ્વારા એ ચીજોનું વેચાણ કે વહેંચણી થાય છે તે વેપાર કહેવાય છે.

ગુજરાત વેપારી પ્રજાનો મુલક છે. એ રીતે દેશમાં અને પરદેશોમાં ગુજરાતીઓની ઓળખ થાય છે. ગુજરાતના આ વેપારીઓમાં કચ્છ–કાઠિયાવાડના લોહાણા, વાણિયા, ખોજા, વોરા અને ઉત્તર ગુજરાત તથા અમદાવાદ ને ખેડા જિલ્લાના વાણિયા-પટેલો મુખ્ય છે એમ કહીએ તો એમાં કશું ખોટું નહિ ગણાય.

**વેપારી કોમો :** જૂનાં બ્રિટિશ ગેઝેટિયરો જોતાં જણાય છે કે ઓગણીસમી સદીના અંત સુધી ગુજરાતમાં અને ખેડા જિલ્લામાં પણ વાણિયા જાતિઓ મોટે ભાગે વેપાર દ્વારા પોતાનું ગુજરાન ચલાવતી હતી. એમાં ખેડા જિલ્લામાં ખડાયતા, શ્રીમાળી, પોરવાડ, લાડ, નીમા, મેવાડા, ઓસવાળ, દેશવળ, એ મુખ્ય હતા. એ બધામાં ખડાયતાની સંખ્યા સૌથી વધારે હતી. તે ઉપરાંત લોહાણા નામની કોમ પણ ખાસ વેપાર કરનાર કોમ હતી. આજે પણ આ કોમો મોટે ભાગે વેપાર કરે છે. પરંતુ બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી વાણિયા ઉપરાંત બ્રાહ્મણો, પાટીદારો અને મુસલમાનો પણ વેપાર કરતા આવ્યા છે, અને આજે પણ કરે છે. તે ઉપરાંત હાલના સંજોગોમાં જેની પાસે નાણું હોય તે વેપાર કરતો થયો છે. એટલે વેપારના ક્ષેત્રમાં લગભગ તમામ કોમોના લોકો દાખલ થયા છે. એથી ઊલટું વેપાર કરનારી વાણિયા કોમમાંથી ઘણા લોકો ખેતી, કારીગરી અને મિલ-મજૂરીનાં ક્ષેત્રોમાં પડયા છે.

**પરદેશમાં :** ખેડા જિલ્લાનો વેપારી વતનમાં જ વેપાર કરે છે એમ નથી. એ તો આખા જગતમાં ફેલાયો છે. પરોશના વડોદરા, અમદાવાદ, પંચમહાલ અને સુરત જિલ્લાઓમાં અને મુંબઈ શહેરમાં તો ચરોતરના વેપારીઓ સારી સંખ્યામાં છે જ. પરંતુ ત્યાંથી આગળ ઉત્તર ગુજરાત, સૌરાષ્ટ્ર, કચ્છ, મારવાડ, રજપુતાના, મહારાષ્ટ્ર, મદ્રાસ, બંગાળ, આસામ, યુ. પી., સી. પી., પંજાબ અને દહેરાદુન એમ ભારતદેશમાં સર્વત્ર ચરોતરના વેપારીઓ નાનાં યા મોટાં વેપારી સાહસો લઈને બેઠેલા જોવા મળે છે.

ભારતની બહાર દક્ષિણ આફ્રિકા અને પૂર્વ આફ્રિકા ચરોતરના વેપારીઓનો માનીતો સાહસપ્રદેશ છે. તે ઉપરાંત પૂર્વમાં સિંગાપુર, હોંગકોંગ, ફીજી, અને જાપાન સુધી પણ ચરોતરના વતનીઓ વેપાર ધંધાર્થે ગયેલા છે. પશ્ચિમમાં ઇંગ્લેંડમાં (ખાસ કરીને લંડનમાં), ફ્રાંસમાં, પેરિસમાં અને અન્ય દેશોમાં પણ ચરોતરના સાહસિક વેપારીઓ યશસ્વી કામકાજ કરી રહ્યા છે.

**વેપાર કરનારી વસતી :** ઈ. સ. ૧૯૫૩ની વસતીગણતરીના નિવેદનમાં ખેડા જિલ્લામાં વેપાર ઉપર નભનાર વસતીની વિગત આપી છે. એમાં જણાવ્યા પ્રમાણે ગ્રામ વિસ્તારોમાં ૧૩૦૯૭ પુરુષો અને ૧૨૦૧૯ સ્ત્રીઓ તથા નગર વિસ્તારોમાં ૩૭૯૧૫ પુરુષો અને ૩૪૩૪૯ સ્ત્રીઓ વેપાર ઉપર નભે છે. એમ કુલ ૫૧૦૧૨ પુરુષો અને ૪૬૩૬૮ સ્ત્રીઓ મળી એકંદરે ૯૭૩૮૦ મનુષ્યો વેપાર ઉપર નભે છે.

આ સંખ્યા જિલ્લાની કુલ વસતીના લગભગ ૬ ટકા થાય. આ પૈકી ગ્રામ વિસ્તારોમાં ૫૮૭૧ પુરુષો અને ૪૨૫ સ્ત્રીઓ, તથા શહેર વિસ્તારોમાં ૧૪૭૩૨ પુરુષો અને ૬૪૬ સ્ત્રીઓ એમ કુલ ૨૦૬૦૬ પુરુષો અને ૧૦૭૧ સ્ત્રીઓ મળી ૨૧૬૭૭ મનુષ્યો વેપારની કમાણીથી સ્વાશ્રયી જીવન ગાળી શકે છે. તે ઉપરાંત ૨૯૩૫ પુરુષો અને ૧૬૩૪ સ્ત્રીઓ વેપારમાંથી થોડીક આવક મેળવે છે બાકીના ૨૭૪૭૧ પુરુષો અને ૪૩૬૬૩ સ્ત્રીઓને ઉપર જણાવેલાં કમાનાર સ્ત્રી પુરુષોની આવક ઉપર નભવાનું હોય છે. આ આંકડા ઉપરથી ખ્યાલ આવે છે કે કુલ લગભગ ૧ લાખ વેપારી વસતીમાંથી કમાનારની સંખ્યા ૧/૪ ભાગથી સહેજ વધારે છે. એટલે એક કમાઉ વેપારી પુરુષ કે સ્ત્રીને ઓછામાં ઓછાં ત્રણ બિનકમાઉ મનુષ્યો પોષવાનાં હોય છે.

**વેપારીઓ અને વેપારી પેઢીઓના પ્રકાર :** જથ્થાબંધ વેપારી, દલાલો કે કમિશન એજન્ટો અને છૂટક વેપારી એ ત્રણ પ્રકારના વેપારીઓનો ઉલ્લેખ આ પછીનાં પ્રકરણોમાં ઘણી વાર કરવામાં આવ્યો છે. આ પૈકી જથ્થાબંધ (હોલસેલ) વેપારી મુખ્યત્વે ઘણા મોટા જથ્થામાં માલ ખરીદીને બીજા

વેપારીઓને નાના-મોટા જથ્થામાં વેચે છે. તેઓ ઘણું કરીને એક યા બે પાંચ ચીજોનો વેપાર આ પ્રકારે કરે છે. આવા વેપારીઓ દરેક વેપારી મથકે હોય છે. પરંતુ તેમની સંખ્યા આ જિલ્લામાં બહુ મોટી નથી

ખેડૂતોનો માલ વેચી આપનાર બજારના દલાલો પોતે દુકાન કે વખાર રાખી વેપાર કરતા નથી. તેમનું મુખ્ય કામ સોદો કરી આપવાનું હોય છે. કેટલાક પ્રકારના સોદામાં દલાલ નાણાં ચૂકવવાનું કામ પણ કરે છે. આ ઉપરાંત બીજા પ્રકારે પણ દલાલીનો ધંધો થાય છે. એને આડતનો ધંધો કહે છે. એ ધંધામાં આડતિયો બીજાના ઓર્ડરથી સ્થાનિક માલ ખરીદે છે અને તે દેશાવર મોકલે છે, અથવા સ્થાનિક વેપારીના ઓર્ડરથી બહારગામનો માલ ખરીદે છે અને તે સ્થાનિક વેપારીને પૂરો પાડે છે. આ જાતના વેપારમાં આડતિયાને ઓર્ડર આપનાર વેપારી વતી નાણાંનું જોખમ ખેડવાનું હોય છે, અને તે બાબતમાં આડતિયા તથા વેપારી વચ્ચે સંજોગો પ્રમાણે સમજૂતી કે લેખી કરાર થાય છે.

પરદેશી કંપનીઓએ આ પ્રકારના વેપારને એજન્સીના રૂપમાં ખીલવ્યો છે અને એ પદ્ધતિએ વેપાર કરનાર વેપારી 'કમિશન એજન્ટ' કહેવાય છે. જૂની આડતપદ્ધતિ અને આ પદ્ધતિમાં મોટો ફેર એ છે કે કમિશન એજન્ટ માલ બનાવનાર કંપની કે કારખાના સાથે અમુક વિસ્તારમાં એ કંપનીનો બનાવેલો માલ ખપાવવાની જવાબદારી સ્વીકારે છે. એમાં માલ કેટલો ખપાવવો, કયા ભાવથી વેચવો, તે બદલ એજન્ટને દલાલી શું મળે, નાણાં ક્યારે ભરવાનાં વગેરે પ્રકારની શરતોવાળો કરાર થાય છે, અને તે કરાર પ્રમાણે એજન્ટ માલ મગાવી ઠરેલા વિસ્તારમાં તેનું વેચાણ કરે છે. આ વેચાણ કરવા માટે તે પોતે પોતાને ખર્ચે અથવા કંપનીને ખર્ચે મોટી દુકાન જેને ડેપો કહેવામાં આવે છે તે રાખે છે, અથવા કંપનીની સંમતિથી સબએજન્ટો, ડીલરો, સ્ટોકિસ્ટો વગેરે પ્રતિનિધિઓ નીમે છે. અને માલની માંગ ઊભી કરવા માટે કારખાના તરફથી જાહેરખબરો પ્રસિદ્ધ થાય છે તથા ગામે ગામ પ્રચાર કરનાર તથા ઓર્ડરો મેળવનાર સેલ્સમેનો રોકવામાં આવે છે.

જૂના પ્રકારનો આડતનો ધંધો કરનાર વેપારીઓ આ જિલ્લામાં સારા પ્રમાણમાં છે. પરંતુ તેઓ આડત ઉપરાંત માથાનો વેપાર પણ કરે છે. ખાસ કરીને નડિયાદમાં ખેતીની [illegible] વેપાર આ પ્રકારે મોટા પ્રમાણમાં થાય છે. બીજાં મથકોએ પણ થોડા થોડા આ પ્રકારના વેપારીઓ છે.

યુરોપીય પદ્ધતિની એજન્સીઓ લઈ વેપાર કરનારની સંખ્યા પણ આ જિલ્લામાં વધી રહી છે. લગભગ તમામ પ્રકારના યાંત્રિક માલનું વેચાણ આ પ્રકારે થાય છે. તેમાં કેરોસીન, પેટ્રોલ, સિમેન્ટ અને દવાઓ મુખ્ય છે.

છૂટક અથવા પરચૂરણ વેપારી પોતાની દુકાનમાં પોતાના ઘરાકોને જરૂરની તમામ પ્રકારની ચીજો રાખે છે. સામાન્ય રીતે નાનાં ગામડાંમાં મીઠાથી માંડી કાપડ સુધી તમામ વપરાશી ચીજો રાખવાનો રિવાજ હોય છે મોટાં ગામોમાં કાપડ, અનાજ, કરિયાણું, ઘી-તેલ, લોખંડ, ઇમારતી સામાન વગેરે પ્રકારે પરચૂરણ માલ વેચનારી દુકાનો હોય છે. એટલે કે કાપડની દુકાને માત્ર વિવિધ પ્રકારનું કાપડ મળી શકે, ત્યાં અનાજ ન મળી શકે. એવું જ બીજા પ્રકારની દુકાનોમાં સમજવું. થોડાં વર્ષોથી યુરોપીય પદ્ધતિના પ્રકારના વિવિધ સ્ટોર્સ નીકળવા લાગ્યા છે. તેમાં સ્થાનિક પેદાશની ચીજો સિવાયનો કારખાનામાં બનેલો માલ મોટે ભાગે વેચાય છે દવાઓ, કટલરી, ચા, સ્ટેશનરી વગેરે પ્રકારનો માલ આવા સ્ટોર્સમાં મળે છે.

જેમને દુકાન માંડી બેસવાનું સાધન નથી તેવા લોકો ચાર પૈડાંવાળી લારી રાખીને, અથવા ટોપલામાં કે પોટલામાં રાખેલો માલ મજૂર પાસે ઊંચકાવીને, અથવા જાતે પોતાનાથી ઊંચકાય તેટલો માલ પેટીમાં, કોથળામાં કે ટોપલામાં ભરીને વેચવા નીકળે છે. આ પ્રકારના વેપારીઓ ફેરિયા કહેવાય છે શાકભાજી, કાપડ, રમકડાં, સ્ટેશનરી, કટલરી, વર્તમાનપત્રો વગેરે આ પ્રમાણે વેચનાર ફેરિયાઓની સંખ્યા છેલ્લાં થોડાં વર્ષોમાં ઘણી વધી ગઈ છે. ખાસ કરીને મુસ્લિમો અને તાજેતરમાં આવેલા નિર્વાસિતો આ જાતનો વેપાર વિશેષ કરતા જોવા મળે છે. આ ફેરિયાઓ મોટાં ગામોમાં જ ફરે છે એમ નહિ, તેઓ દૂર દૂરનાં ગામડાંમાં પણ ફેરી કરવા જાય છે. મોટા રસ્તાઓના ફૂટપાથ ઉપર પણ તેઓ ઊભા રહીને કે દુકાન માંડીને પોતાનો માલ વેચતા હોય છે.

આ બધા પ્રકારે થતા વેપારમાં માલના બદલામાં નાણું લેવા-આપવાનું સામાન્ય છે. કોઈ પણ ચીજની કિંમત હાલની દુનિયામાં નાણાંથી અંકાય છે. પરંતુ જ્યારે નાણું આજની માફક સર્વવ્યાપી ન હતું ત્યારે એક માલના બદલામાં બીજા પ્રકારનો માલ આપી લોકો પોતાની જરૂરિયાતો મેળવી લેતા. વેપારનું એ પ્રાથમિક સ્વરૂપ હતું. આ પ્રકારે ગરીબ લોકો હજી પણ પોતાનો માલ વેચતા જોવા મળે છે. દા: ત: શાકના બદલામાં અનાજ લેનાર

શાકવાળીઓ ગામડાંમાં હોય છે કેટલીક વાર કેળાં, પપૈયાં, અને બરફ જેવી ચીજો દાણાના બદલામાં ગામડાંમાં વેચાતી જોવા મળે છે

વેપાર કરવા માટે માલ ખરીદવા અને બજારની માગ પ્રમાણે તેનો જથ્થો ભરી રાખવા નાણાની જરૂર પડે છે અને જેની પાસે પૂરતું નાણું હોય તે જ દુકાન માંડી શકે છે જૂના વખતમા અમુક જ કોમ કે જ્ઞાતિના લોકો વેપાર કરતા આવા લોકો પાસે વંશપરંપરાથી વેપાર માટે જરૂરી મૂડી રહેતી અથવા તેમને તે માટે જરૂરી સગવડ અન્ય વેપારીઓ આપતા આવી પેઢીગત વેપાર કરનારી કોમો હજી પણ છે અને તેઓ મોટે ભાગે વ્યક્તિગત માલિકીથી અથવા ભાગીદારીની પદ્ધતિથી નાની મોટી પેઢીઓ ચલાવે છે આમાં મોટે ભાગે કુટુંબીજનો જ માલિક અથવા ભાગીદાર હોય છે આવા પ્રકારના ભાગીદારો વચ્ચે કોઈ કાયદેસર કરાર કરેલો હોતો નથી માત્ર જ્યારે કોઈ કુટુંબીજન પેઢીમાંથી છૂટો થાય ત્યારે તે બાબતની સામસામી ફારગતીઓ લખવાનો રિવાજ હોય છે તે સિવાય પેઢીનો વહીવટ મુખ્યત્વે કૌટુંબિક સગવડ અને સંબંધ પ્રમાણે ચાલે છે

કુટુંબીઓ ન હોય તેવી એક, બે કે વધુ વ્યક્તિઓ ભાગીદારીઓમાં વેપાર કરે ત્યારે પરસ્પર થયેલી સમજૂતી મુજબ લેખી કરાર કરે છે આ પ્રકારના ભાગીદારીના કરારો અંગે સરકારનો 'પાર્ટનરશિપ એક્ટ' અમલમા છે અને તે પ્રમાણે ભાગીદારીનો દસ્તાવેજ બનાવી તેને સરકારમાં રજિસ્ટર કરાવવાનુ સામાન્ય ધોરણ છે આ પ્રકારે ભાગીદારી પેઢી રજિસ્ટર કરાવવાથી ભાગીદારોને અનેક પ્રકારના લાભ છે અને વેપારીઓ એ લાભ હવે સમજતા થયા છે એટલે ભાગીદારી પેઢીઓ રજિસ્ટર કરાવવાની પ્રથા હવે સામાન્ય બનતી જાય છે આવી ભાગીદારી પેઢીઓ આ જિલ્લામાં સારી સંખ્યામા છે

ભાગીદારી પછી જે એક વેપારની પદ્ધતિ છે તે લિમિટેડ કંપનીની છે આ માટે લિમિટેડ કંપનીનો ખાસ કાનૂન છે અને તેના ખાનગી અને જાહેર એવા બે પ્રકાર છે એ રીતે રજિસ્ટર થયેલી કંપનીઓને 'લિમિટેડ કંપનીઓનો કાયદો' પણ લાગુ પડે છે લિમિટેડ કંપનીના ભાગીદાર શેરહોલ્ડર કહેવાય છે એમાં ભાગીદાર એટલે શેરહોલ્ડરને પોતાની જવાબદારી પોતે જેટલા શેર લીધા હોય તેટલા પૂરતી જ કંપનીના બંધારણથી તથા લિમિટેડ કંપનીના કાયદાઓથી મર્યાદિત હોય છે. સામાન્ય ભાગીદારીમા ભાગીદારોએ ઠરાવેલી શરતોવાળો દસ્તાવેજ સરકારના ભાગીદારીના કાયદા પ્રમાણે સરકારમાં નોંધાવવાનો હોય છે એને મુકાબલે લિમિટેડ કંપનીના ઉદ્દેશો અને પેઢી ચલાવવા માટેના નિયમો સરકારના 'કંપની એક્ટ'મા ઠરેલા નિયમો પ્રમાણે યોજવા પડે છે. એ રીતે કંપનીનુ બંધારણ બને છે એને 'આર્ટિકલ્સ ઓફ એસોસિએશન' કહેવામાં આવે છે. આ રીતે રચાયેલી લિમિટેડ કંપનીનો લાભ એ છે કે એમાં સૌની જવાબદારી શેરનાં પોતે રોકેલાં નાણાં જેટલી જ મર્યાદિત હોય છે

લિમિટેડ કંપનીઓ બે જાતની હોય છે પ્રાઇવેટ અને પબ્લિક પ્રાઇવેટ લિમિટેડ કંપનીમાં વધારેમાં વધારે પચાસ શેરહોલ્ડરો લઈ શકાય છે અને તેનુ સરવૈયુ છપાવીને પ્રસિદ્ધ કરવાનુ ફરજિયાત નથી પબ્લિક લિમિટેડ કંપનીમાં કંપનીના ધારાધોરણને અનુસરનાર કોઈ પણ વ્યક્તિ સામાન્ય રીતે કંપનીનો શેર ખરીદી શકે છે અને તેનુ સરવૈયુ દર વરસે છપાવીને પ્રસિદ્ધ કરવાનું ફરજિયાત હોય છે

ખેડા જિલ્લામાં જે મોટા મોટા ઉદ્યોગો છે તે સિવાય વેપારના ક્ષેત્રમાં જાહેર લિમિટેડ કંપની જોવા મળતી નથી હમણાં હમણાં વેપારના ક્ષેત્રમાં ખાનગી લિમિટેડ કંપની રજિસ્ટર કરાવી વેપાર કરવાની થોડી થોડી શરૂઆત થઈ છે પરંતુ પોતાનો આગવો અને ભાગીદારીથી વેપાર કરવાની બે જ પદ્ધતિઓ આ જિલ્લામા સૌથી વધુ પ્રચલિત છે

આ જિલ્લામાં ગત યુદ્ધસમયમાં સહકારી ધોરણે વેપાર કરનાર મંડળીઓ, સ્ટોરો, સારી મોટી સંખ્યામાં અસ્તિત્વમાં આવ્યા છે સરકારી અંકુશોથી મળતી ચીજો આ પ્રકારની મંડળીઓ મારફતે લોકોને પૂરી પાડવાની સરકારની નીતિ હતી એણે આવી મંડળીઓ રચવાનુ લોકોને ખાસ પ્રોત્સાહન આપ્યુ હતુ આ ઉપરાંત ખેડૂતો, કારીગરો અને થોડી આવકવાળા નોકરોને સહકારી મંડળીઓ દ્વારા સંગઠિત કરવાની હીલચાલ પણ આવી મંડળીઓ વધારવામાં કારણભૂત છે આ વિષયની વધુ માહિતી આગળના પ્રકરણમા આવશે આવી મંડળીઓ રચવા માટે ઓછામા ઓછા ૧૧ સભ્યોની જરૂર પડે છે અને એમને સહકારી કાયદા અનુસાર બંધારણ રચીને સહકારી ખાતાની રજિસ્ટ્રારની ઓફિસમાં નોંધાવવાની હોય છે લિમિટેડ કંપની કરતાં આ પ્રકારની મંડળીમાં લોકોને વેપાર કરવાની વધુ સરળતા હોય છે, અને જેઓ વેપારી ન હોય તેઓ પણ આવી મંડળીઓ રચી વેપારના તમામ લાભો મેળવી શકે છે

**નામું** : વેપારમા નાણું એ એનો પાયો છે, તેમ નામું એ એની સફળતાની ચાવી છે વેપારીએ ગણતરીબાજ તો થવુ

જ પડે છે. પરંતુ તે ઉપરાંત પોતાનાં નાણાંનો અને બીજાઓ સાથેની લેવડદેવડનો પદ્ધતિસર ચોકસાઈપૂર્વક હિસાબ રાખવો એ એની શાખ સાચવવા માટે તથા એના વેપારને સદ્ધર બનાવવા માટે આવશ્યક પ્રવૃત્તિ છે. વેપારી માત્ર નાણાંની આવક જાવકનો હિસાબ રાખે છે અને દરરોજ સાંજે તે મેળવી જોઈ સિલક કાઢે છે. આ જિલ્લામાં આ પ્રથા સર્વત્ર જોવા મળે છે.

સામાન્ય રીતે પરચૂરણ લેવડદેવડ નોંધી રાખવા દરેક દુકાનદાર કાચી નોંધપોથી રાખે છે. એને જૂના વખતમાં ઓળિયું કે સુડિયું કહેતા. આ પ્રકારની નોંધ લાકડાના પાટિયા ઉપર અથવા સ્લેટ ઉપર લખવાની પદ્ધતિ પણ હતી હવે તો બાંધેલી નોટબૂકો વપરાય છે. નવી પદ્ધતિના સ્ટોરોમાં અને સહકારી મંડળીઓમાં બિલ ફાડવાનો રિવાજ પણ દાખલ થયો છે. વેચાણવેરાને લીધે આવાં બિલ જૂની પદ્ધતિના વેપારીઓને પણ ફાડવાં પડે છે.

ઉપર પ્રમાણે કાચી નોંધો અને બિલબૂકો ઉપરથી રોજની લેવડદેવડનો હિસાબ લખાય છે. એ રોજમેળ કહેવાય છે. આવેલાં નાણાં જમા થાય અને આપેલાં નાણાં ઊધરે. કાગળની ડાબી બાજુએ જમા પાસું અને જમણી બાજુએ ઉધાર પાસું, એ પદ્ધતિએ રોજમેળ લખાય છે. કેટલાક વેપારીઓ બેચાર દિવસે કે મહિને પણ મેળ મેળવે છે. આ રોજમેળ ઉપરથી દરેક વ્યક્તિના કે વિષયના હિસાબ જુદા તારવવામાં આવે છે. એવી રીતે દરેક વ્યક્તિ કે વિષયના જુદા હિસાબ જેમાં હોય એવા ચોપડાને ખાતાવહી કહે છે. દરેક વેપારી પાસે આ બે ચોપડા મુખ્ય હોય છે. તે ઉપરાંત સંજોગો અને જરૂર પ્રમાણે વિવિધ પ્રકારના ચોપડા પણ વેપારીઓ રાખે છે. વેચાણવેરો, આવકવેરો, અંકુશિત માલનાં વિવરણો વગેરે પ્રકારે ચોપડા સરકારમાં રજૂ કરવાની પ્રથા દાખલ થવાથી ધીમે ધીમે નામું લખવાની જૂની પદ્ધતિ નવું સ્વરૂપ ધારણ કરતી જાય છે. સહકારી મંડળીઓમાં સહકારી ખાતાની દોરવણી પ્રમાણે અંગ્રેજી પદ્ધતિનું નામું ગુજરાતીમાં લખાય છે. તો પણ આ જિલ્લાના મોટા ભાગના વેપારીઓ જૂની પદ્ધતિએ કામકાજ કરતા હોવાથી તેઓ દેશી નામાની પદ્ધતિને અનુસરે છે. તેમ તેમના ચોપડા પણ જૂની પદ્ધતિએ 'અમદાવાદી કાગળ' બાંધી બનાવેલા હોય છે. આ વેપારીઓ ગુજરાતી પાંચ સાત અને બહુ તો અંગ્રેજી લગભગ એટલાં જ ધોરણો સુધી ભણેલા હોય છે.

હવે પછીનાં પ્રકરણોમાં આ જિલ્લામાં જુદી જુદી વપરાશની ચીજોનો જે વેપાર થાય છે તેની વિગતો આપી છે.

આધાર : (૧) જૂના બ્રિટિશ ગેઝેટિયર (૨) ખેડા ડિસ્ટ્રિક્ટ સેન્સસ હેન્ડબુક – ૧૯૫૬ (૩) વેપારીઓને પૂછીને મેળવેલી માહિતી

# ૩૩

# વપરાશી ચીજો અને વેપાર (૨)

ખેડા જિલ્લાનો સૌથી મોટો ઉદ્યોગ ખેતી છે, અને ખેતીની પેદાશમાંથી તથા જિલ્લાની અન્ય કુદરતી સંપત્તિમાંથી ઉદ્ભવેલા બીજા અનેક નાના મોટા ઉદ્યોગો પણ આ જિલ્લામાં ચાલે છે. એ વિષે આ પુસ્તકમાં અન્ય સ્થળે વિગતવાર માહિતી આપવાની યોજના છે. તેથી આ અને તેની પછીનાં થોડાંક પ્રકરણોમાં રોજના વપરાશની ચીજો અને તેમના વેપાર વિષે જાણવા જેવી માહિતી આપી છે.

**ખેતીની પેદાશો :** આ જિલ્લો ખેતીપ્રધાન હોઈ એની સૌથી મોટી પેદાશ ખેતીમાંથી મળે છે. લગભગ તમામ પ્રકારનાં અનાજ, કઠોળ, તેલીબિયાં, કપાસ, તમાકુ, કરિયાણું, શાકભાજી, ફળો વગેરે પ્રકારની ચીજો આ જિલ્લાની જમીનમાં પાકે છે.

અનાજમાં બાજરી, ડાંગર, ઘઉં, બાવટો. કોદરા, એ મુખ્ય પાકો છે. કઠોળમાં તુવેર, ચણા, મગ, મઠ, અડદ, વાલ અને ચોળા મુખ્ય છે. તેલીબિયાંમાં સૌથી વધુ પાક મગફળીનો છે. તે પછી તલ, દિવેલી ઉર્ફે એરંડી, રાઈ, વગેરે થાય છે. કરિયાણામાં વરિયાળી, જીરું, મેથી, રાઈ, અસારિયો, વગેરે થાય છે. તમાકુ, કપાસ, કરિયાણું અને મગફળી એ જિલ્લાના નાણાં લાવનાર પાકો છે અને તે વિપુલ પ્રમાણમાં થાય છે.

શાકભાજીમાં લગભગ તમામ પ્રકારનાં શાકભાજી થાય છે. પરંતુ બટાટા, સૂરણ, આદુ, ડુંગળી, લસણ એ મુખ્ય છે.

તે પછી કોબીજ, ફલાવર, રીંગણ, ભીંડા, કોળું, દૂધી, મૂળા, ચોળી, ટમેટાં, ગવાર, પરવળ, સરગવો અને દરેક જાતની ભાજી જિલ્લામાં અનેક સ્થળે થાય છે.

ફળોમાં કેળાં, લીંબુ, આંબા, પપૈયા એ ચારની વાડીઓ આ જિલ્લાના ખેડૂતોએ ખીલવી છે. તે ઉપરાંત રાયણ, બોર, કોઠાં, બીલાં, ગુંદાં, મોસંબી, દાડમ, વગેરે ફળો પણ સારા પ્રમાણમાં થાય છે.

આ પૈકી ઘણી ચીજોનો વેપાર આ જિલ્લામાં નાના મોટા પ્રમાણમાં ચાલે છે. એ વેપાર બધા પ્રકારના માલ માટે એકસરખી પદ્ધતિએ થતો નથી. અનાજના વેપારી મોટે ભાગે અનાજનો વેપાર કરે છે. કરિયાણાના વેપારીઓ માત્ર કરિયાણાનો વેપાર કરે છે. તેલીબિયાં અને તેમાં પણ મગફળી અને તેના તેલનો વેપાર કરનાર ખાસ વેપારીઓ હોય છે. તમાકુનો વેપાર એનાં અલગ ધોરણોએ ગોઠવાયેલો છે. કપાસનું પણ તેમજ છે. શાકભાજી અને ફળોનો વેપાર છેલ્લાં થોડાં વર્ષોમાં વિકાસ પામ્યો છે. એ વેપાર કરનાર વેપારીઓ પણ અલગ હોય છે.

**અનાજ : અંકુશો અને માપબંધી :** છેલ્લાં દસ બાર વર્ષથી વિશ્વવ્યાપી યુદ્ધને લીધે આખા ભારતદેશમાં અનાજના ઉત્પાદન અને વેપાર ઉપર સરકારે અંકુશો મુકેલા હતા. આ જિલ્લામાં આ અંકુશોની શરૂઆત ઈ. સ. ૧૯૪૩થી થઈ હતી. સને ૧૯૪૭માં તે રદ કરવામાં આવ્યા હતા. તે પછી સને ૧૯૪૯થી તે ફરીથી મૂકવામાં આવ્યા અને ૧૯૫૧ના આખરે ચોખા સિવાય લગભગ તમામ પ્રકારનાં અનાજ ઉપરના અંકુશો રદ કરવામાં આવ્યા છે.

અંકુશોના અમલ માટે ખેડા જિલ્લાને માપબંધી વિસ્તાર અને ગ્રામવિસ્તાર એવા બે ભાગમાં વહેંચવામાં આવ્યો હતો. પ્રજાને નિયમિત બાંધેલા ભાવે અનાજ મળે તે માટે બંને પ્રકારના વિસ્તારોમાં જરૂરના પ્રમાણમાં અનાજ વહેંચણીનાં કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં. આ કેન્દ્રોએથી વ્યક્તિ દીઠ રોજના ૧૨ ઔંસના માપથી કાયદેસર અનાજ વેચવામાં આવતું હતું. દરેક વ્યક્તિની નોંધ કરી, તેને માપબંધીથી મળનાર અનાજની વિગત જણાવતી સીધાચિઠ્ઠી (રેશનકાર્ડ) આપવામાં આવતી અને એ રજૂ થાય તો જ અનાજ મળતું. સંજોગો પ્રમાણે અનાજ વેચવાની અને હેરફેરની અંકુશ-પદ્ધતિમાં ફેરફારો કરવામાં આવતા. વળી ખેડૂતોએ પકવેલું અનાજ વખતોવખત ભાવ ઠરાવીને સરકાર પોતે ખરીદી લેતી. તેથી વેપારીઓને આ વર્ષોમાં અનાજનો વેપાર કરવાની મનાઈ હતી. તે ઉપરાંત ખેડૂતોના પાકના પ્રમાણમાં તેમની પાસેથી ફરજિયાત અનાજ ખરીદવામાં આવતું. તેને લેવી પદ્ધતિ (ફરજિયાત ઉઘરાણું) કહેતા. આ ઉપરાંત દેશના અનાજોના પુરવઠાની કરકસર કરવા માટે જાહેર જમણવારો ઉપર અંકુશો મૂકવામાં આવ્યા હતા. અનાજ ઉપરાંત ખાંડ, ગોળ, કેરોસીન, પેટ્રોલ, કાપડ, સિમેન્ટ, લોખંડ, દીવાસળી વગેરે વપરાશી ચીજો ઉપર પણ અંકુશો હતા. હવે એ બધા અંકુશો લગભગ નાબૂદ થયા છે અને કેટલાક પ્રકારના માલનો વેપાર કરવા માટે લાઇસન્સો આપવાની પદ્ધતિ દાખલ થઈ છે. એમાં પણ ફેરફારો થતા રહે છે.

અંકુશો અને માપબંધી ગયાં છે. પરંતુ જિલ્લાના સમાજ ઉપર તે ઘેરી અસરો મૂકતાં ગયાં છે. અનાજની દૃષ્ટિએ આ અસરોનું કંઈક માપ નીકળી શકે તે માટે આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૧) માં માપબંધીને પરિણામે આ જિલ્લામાં યોજાયેલાં સરકારી ગોડાઉનો, સરકારી માપબંધી ખાતાનું ખર્ચ, માપબંધીની દુકાનો, અંકુશિત અનાજોની ખરીદ તથા વેચાણના આંકડા તથા ભાવો, વગેરેની વિગતો આપતાં પત્રકો આપ્યાં છે.

**અનાજના વેપારની જૂની પદ્ધતિ :** છેલ્લા વિશ્વયુદ્ધ પહેલાં વેપાર જ્યારે મુક્ત હતો ત્યારે ખેડૂતો પોતાનો માલ ગાડામાં ભરીને પડોશના શહેરમાં કે જ્યાં ભાવ વધારે ઊપજે તેવું લાગે તેવા બજારમાં જતા. મોટાં ગામો અને શહેરોમાં આવો માલ લઈ આવનાર ગાડાંને ઊભા રહેવા માટે જગાઓ મુકરર થયેલી હતી. એ સ્થળે વેપારીઓ પણ જતા. ખેડૂતનો માલ વેપારીને વેચવા માટે દલાલો હતા. ખેડૂત પોતાને ફાવતો દલાલ પસંદ કરે, એ દલાલ વેપારીને માલનો નમૂનો બતાવી સોદો કરે અને સોદો નક્કી થતાં વેપારી માલ જોખી લે. આ રીતે વેચાયેલો માલ જોખવા માટે ખાસ તોલાટો રહેતા. નાનાં ગામોમાં પણ આ પદ્ધતિ હતી. વેપારી ઉપરાંત સારી સ્થિતિના લોકો બારે માસ ચાલે તેટલો અનાજનો જથ્થો આ પદ્ધતિએ ખરીદતા.

આ પ્રકારની વેચાણ પધ્ધતિમાં ખેડૂતના માલ ઉપર અનેક પ્રકારના કર ચડતા. દલાલ સોદો કરી આપે તે બદલ દલાલી ચડે, પછી માલ પ્રમાણે તોલનો પણ જુદો પ્રકાર રહેતો. દા : ત : મણના વજનથી ભાવ કરેલો હોય છતાં એક મણના ૪૦ શેરને બદલે ૪૨ કે ૪૫ શેર લેવાતા. વળી

નમણ જુદી. તે ઉપરાંત ધર્માદા, મહેતા-સુખડી, કડદાની પ્રથા, મૂઠી, વગેરે પ્રકારે ખેડૂત પાસેથી માલની કિંમતમાંથી નાણાં લેવાતાં. એમ ખેડૂતને પોતાના માલનાં નાણાં ઓછાં મળતાં. ખેડૂત બજારભાવથી અને વેપારીઓની યુક્તિપ્રયુક્તિઓથી અજાણ હોઈ અનેક રીતે છેતરાતો. કોઈ વાર તેને પોતાના માલનાં નાણાં મળવામાં પણ વિલંબ થતો. વેપારી એ માલ ખરીદે તે પછી પણ તે માલ ઉપર પણ દલાલી ચડતી અને તેથી છૂટક ખરીદનારને માલ મોંઘો પડતો.

**માર્કેટ એક્ટ : બજારનિયમનધારો :** ઉપરની પરિસ્થિતિનો ઉપાય કરવા સરકારે ઈ સ. ૧૯૩૯માં 'માર્કેટ એક્ટ' એટલે ખેતીવાડીના ઉત્પન્નની ખરીદી અને વેચાણનો કાયદો પહેલ વહેલો પસાર કર્યો. આ કાયદાનો અમલ ઈ. સ. ૧૯૪૮થી ખેડા જિલ્લામાં પણ શરૂ થયો છે. એની કાર્યપધ્ધતિ ટૂંકમાં નીચે પ્રમાણે છે :—

**માર્કેટ કમિટી :** જે વિસ્તારને માર્કેટ એક્ટ લાગુ કરવામાં આવે તેની પધ્ધતિસર જાહેરાત કરવામાં આવે છે. એ રીતે જાહેર કરેલા વિસ્તારમાં ખેતીના માલની ખરીદી અને વેચાણનું નિયમન કરવા માટે સ્થાનિક હિત-સંબંધ ધરાવનાર વર્ગોના પ્રતિનિધિઓની તાલુકાવાર માર્કેટ કમિટીઓ નીમવામાં આવે છે. તેમાં ખેડૂતોના પ્રતિનિધિ ૬, વેપારીઓના પ્રતિનિધિ ૫, લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટી અથવા પંચાયતોના પ્રતિનિધિ ૧, અને સરકારના પ્રતિનિધિ ૩ એમ કુલ ૧૫ સભ્યો હોય છે. આ સમિતિ સદર વિસ્તાર માટે ખરીદવેચાણનું નિયમન તથા અન્ય વ્યવસ્થા કરે છે.

**બજાર વિસ્તાર :** સામાન્ય રીતે આખા તાલુકાને અથવા તેના કોઈ ચોક્કસ વિસ્તારને આ કાયદા હેઠળ બજાર વિસ્તાર તરીકે જાહેર કરવામાં આવે છે. આવા વિસ્તારમાં કાયદો લાગુ પાડ્યા પછી કોઈ પણ વેપારી, દલાલ, કમિશન એજન્ટ કે તોલાટ વગર લાઈસન્સે કામ કરી શકતો નથી. આ કામ માટેનાં લાઈસન્સો માર્કેટ કમિટી આપે છે.

**માર્કેટ યાર્ડ :** આવા બજારવિસ્તારમાં માર્કેટ યાર્ડ એટલે બજાર ભરવાનું ચોગાન માર્કેટ કમિટી પસંદ કરે છે અને એ ચોગાનમાં માર્કેટ કમિટીની ઓફિસ, તથા માલના ઢગલા કરવા માટે, ગાડાં ઊભાં રહેવા માટે, તથા અન્ય કામકાજ માટે સગવડો કરવામાં આવે છે.

**ખુદ બજાર :** માર્કેટ યાર્ડથી પાંચથી આઠ માઈલના વિસ્તારમાં આવેલા ગામડાંને ખુદ બજાર તરીકે જાહેર કરવામાં આવે છે. આ ખુદ બજારના ગામોમાં ઉપર જણાવેલાં લાઈસન્સો ધરાવનાર પૈકી કોઈ લાઈસન્સદાર વેપાર કે વ્યવહાર કરી શકે નહિ. માત્ર પરચૂરણ વેપારી તેને માટે નક્કી થયેલી શરતોને આધીન રહી વેપાર કરી શકે છે.

**અન્ય વિગતો :** ખેતીના કયા કયા પાકોને આ નિયમન લાગુ પડે છે, તેની પણ જાહેરાત કરવામાં આવે છે. માર્કેટ યાર્ડમાં કામકાજ કરવાનો સમય સામાન્ય રીતે સવારે ૮થી ૧૨ અને તે પછી ૨થી ૬ વાગ્યાનો હોય છે. માર્કેટનું વર્ષ પહેલી સપ્ટેમ્બરથી શરૂ થઈ બીજા વર્ષના ઓગસ્ટની ૩૧મી તારીખે પૂરું થાય છે. કામકાજની મોસમ નવેંબર કે ડિસેમ્બરથી જૂન સુધીની હોય છે.

**કાર્યપદ્ધતિ :** આ માર્કેટ યાર્ડોમાં ખેડૂતો માલ ભરેલાં ગાડાં લઈને જાય છે. મુકરર કરેલે સ્થળે માલના ઢગલા કરે છે. લાઈસન્સ ધરાવનાર વેપારી આ ઢગલાનો માલ જુએ છે, તપાસે છે અને પછી માલની હરાજી બોલાય છે. હરાજીમાં જે વેપારી વધુ ભાવ બોલે તેને એ માલ ખરીદવાની પરવાનગી મળે છે. માલ તોલવા માટે લાઇસન્સ ધરાવનાર તોલાટો હોય છે અને તેમને આપવાની મજૂરી માર્કેટ કમિટીએ નક્કી કરેલી હોય છે. તે જ રીતે જે માલમાં દલાલી આપવાની હોય તે માલ માટે દલાલીના દર પણ નક્કી કરેલા હોય છે. ભાવ કાચા મણ પ્રમાણે નક્કી થાય છે. પરંતુ માલનું વજન કરવામાં સરકારના વજનમાપના કાયદા પ્રમાણે તોલમાપ વપરાય છે.

ઉપર પ્રમાણેના વ્યવહારમાં કંઈ તકરાર પડે તો તેની પતાવટ કરવા માટે એક પેટા સમિતિ નીમવામાં આવે છે.

**માર્કેટ ફી :** માર્કેટ યાર્ડનું સંચાલન કરવામાં થતું ખર્ચ મેળવવા માટે 'માર્કેટ ફી' અથવા 'માર્કેટ સેસ' એ નામનો કર લેવાય છે. આ કર ખેડૂતોએ, એટલે માલ વેચનારે આપવાનો હોય છે અને તેની રકમ માર્કેટ કમિટિ નક્કી કરે છે. આ રીતની આવકમાંથી માર્કેટ યાર્ડના વહીવટનું ખર્ચ મેળવવાનું હોય છે.

**માર્કેટયાર્ડો : મથકો :** ઉપરની વ્યવસ્થાવાળા માર્કેટયાર્ડો ખેડા જિલ્લામાં નડિયાદ, આણંદ, કપડવણજ, મહેમદાવાદ, ઠાસરા, ઊમરેઠ, એટલાં સ્થળોએ સ્થપાયાં છે. આ સ્થળોના માર્કેટ યાર્ડો મેઈન (મુખ્ય) યાર્ડ ગણાય છે. તેમના તાબામાં સબ (પેટા) યાર્ડો આવેલા છે તે નીચે પ્રમાણે છે : મહુધા (નડિયાદ), વાસદ (આણંદ), કઠલાલ (કપડવણજ), ખેડા (મહેમદાવાદ), ડાકોર અને સેવાલિયા (ઠાસરા) આ મુખ્ય યાર્ડો અને પેટા યાર્ડો માટેની ઓફિસો જે તે ગામે

આવેલી છે, અને સંચાલન કરનાર ઑફિસનું નામ સામાન્ય રીતે 'એગ્રિકલ્ચરલ પ્રોડયુસ માર્કેટ કમિટી' એ પ્રમાણે લખાય છે અને તેના સેક્રેટરી સાથે પત્રવ્યવહાર થાય છે.

**માર્કેટ યાર્ડોના લાભ :** ઉપર પ્રમાણે માર્કેટ યાર્ડો થવાથી જૂની પદ્ધતિના અનાજના વેપારમાં ચાલતી ઘણી ગેરરીતિઓ ઓછી થઈ છે. ખેડૂતને માલના સારા ભાવ મળે છે અને નાણાં રોકડાં મળે છે. ખરીદનારને એટલે વેપારીને માલ ખરીદવા માટે ગામેગામ રખડવાની જરૂર રહી નથી. માલમાં ભેળસેળ થતી અટકી છે.

આખાયે જિલ્લામાં જિલ્લાના ખેતીના પાકોના વેપારની પદ્ધતિ આવી છે: ખેડૂત પોતાનો માલ, જેવો કે અનાજ, કઠોળ, તેલીબિયાં વગેરે જ્યાં માર્કેટ ધારા મુજબ યાર્ડો છે ત્યાં મોટાં મથકોએ લાવે છે, દલાલો એ હરાજી દ્વારા વેચાવે છે. ત્યાંથી સામાન્ય રીતે જથ્થાબંધ વેપારી અગર કમિશન એજન્ટ એ માલ ખરીદે છે અને જથ્થાબંધ વેપારી નાના છૂટક વેપારીને કે દેશાવરથી ટપાલ હોય તે મુજબ ત્યાંના વેપારીને એ માલ મોકલે છે. આ એક સર્વસામાન્ય ખેતીના પાકોની વેપારી પદ્ધતિ છે.

નાનાં ગામોમાં નાનો વેપારી ખેડૂત પાસે એ લાવે તે પ્રમાણમાં માલ ખરીદે છે. એ માલ પોતાની દુકાનમાં અમુક જથ્થામાં ભેગો થાય એટલે મોટા શહેરના મથક ઉપર આવીને મોટા વેપારીને પોસાણ મુજબ વેચી નાખે છે.

લગભગ આ બધી જ ચીજોના ભાવ મણના થતા હોય છે અને ૪૦ શેરના મણ પ્રમાણે તોલીને એ લેવાય છે અને વેચાય છે. સામાન્ય રીતે આ બધો જ માલ કંતાનની ગુણીઓમાં ભરાય છે. અનાજ માટે પાંચ મણની ગુણ થાય છે જ્યારે બીજા પાકોમાં જેવી વસ્તુ તે મુજબ બેથી પાંચ મણ સુધીની ગુણો ભરાય છે.

ભાવો અંગે કોઈ જ મુકરર ધોરણ હોતું નથી. જેવી માંગ અને જેવો માલનો આવરો, આ બેની ખેંચતાણમાં જ માલના ભાવ મુકરર થાય છે. એનું કોઈ ચોક્કસ ધોરણ હોતું નથી.

પ્રદેશની દૃષ્ટિએ જથ્થાબંધ વેપારી, કમિશન એજન્ટો, દલાલો, છૂટક પરચૂરણ વેપાર કરતો વેપારી, આવા પ્રકારો જુદા જુદા વેપારીઓના ગણાવી શકાય.

**માર્કેટ યાર્ડોમાં થયેલા અનાજના વેચાણની વિગત :** ઉપર ગણાવેલા ખેડા જિલ્લાના માર્કેટ યાર્ડોમાં ઈ. સ. ૧૯૫૧–૫૨માં થયેલા વેપારની વિગતો આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૨)માં આપી છે. એમાં જે અનાજોની વિગતો આપી છે તે ઉપરથી જે તે વિસ્તારમાં પાકેલા અનાજના જથ્થાનો તથા તેના વેચાણભાવનો ખ્યાલ આવી શકે છે.

સરકારના અંકુશવાળી ચીજોના ભાવ અને જથ્થાની વિગતો પરિશિષ્ટ (૧) નાં પત્રકોમાં આપી છે. તે અન્ય વિગતો સાથે સમગ્ર પરિસ્થિતિનો કંઈક ખ્યાલ આપી શકશે.

**મથકવાર માહિતી :** હવે જિલ્લાનાં મુખ્ય મથકોએ થતા અનાજના વેપારની સામાન્ય માહિતી જોઈએ.

**નડિયાદ તાલુકો :** ખેડા જિલ્લામાં નડિયાદ શહેર એ ખેતીના બધા પાકોના વેપારનું સૌથી મોટું મથક છે. ખેડૂતોનો માલ ખરીદનાર વેપારી અને ખેડૂત વચ્ચે દલાલી કરનાર નડિયાદમાં દલાલોનો એક મોટો વર્ગ છે. એ દલાલ મારફતે જ ખેડૂત પોતાનો માલ બજારમાં વેચવા મૂકે છે. વેપારીઓ બજારમાં આવતાં દલાલો માલની હરાજી શરૂ કરે છે. હરાજીમાં સૌથી વધુ નાણાં બોલનારને એ માલ મળે છે. પરંતુ એનાં નાણાં વેપારી ચૂકવતો નથી, પણ દલાલ પોતે ચૂકવે છે. માલ વેચી આપ્યા બદલ આ નાણાંમાંથી દલાલ પોતાની દલાલી કાપી લે છે. પાંચ રૂપિયે મણનો માલ હોય તો મણે ૧ આનો, દસ રૂપિયે મણનો માલ હોય તો મણે ૨ આના, અને એથી ઉપરની કિંમતનો માલ હોય તો મણે ૩ આના દલાલી લેવાય છે. આ પ્રમાણે ખેડૂતને હિસાબ ચૂકવ્યા પછી દલાલ વેપારી પાસેથી હિસાબ કરી પોતાનાં નાણાં લે છે. વેપારીને આ પદ્ધતિથી તાત્કાલિક રોકડ નાણાં આપવાં પડતાં નથી, એટલી એને આમાં સગવડ મળે છે. નડિયાદ શહેરમાં આવા દસેક મુખ્ય દલાલો છે.

ખેડા જિલ્લામાં સ્થપાયેલા માર્કેટ યાર્ડોમાં લગભગ આ પદ્ધતિ છે. પરંતુ નડિયાદમાં આ પદ્ધતિ અસલથી ચાલુ હોવાથી માર્કેટ યાર્ડની પ્રવૃત્તિ ત્યાં વધુ સફળ થઈ છે.

નડિયાદનું માર્કેટ યાર્ડ સલૂણ દરવાજા બહાર આવેલું છે. ત્યાં ઑફિસ માટે સુંદર મકાન બાંધવામાં આવ્યું છે. અનાજ, કઠોળ ને આ જિલ્લામાં પાકતું બધા પ્રકારનું કરિયાણું, તેલીબિયાં બધું અહીં આ યાર્ડમાં વેચાવા માટે આવે છે. આ માલને ઢગલા કરી હરાજી માટે મૂકવા પાકો શેડ બાંધવામાં આવ્યો છે. ખેડૂતોને પીવા માટે પાણીની સગવડ કરવામાં આવી છે. તેમને બેસવા માટે ઑફિસની બંને બાજુએ બે ઓસારા બાંધવામાં આવ્યા છે. બળદને

પાણી પીવા માટે હવાડો બાંધવામાં આવ્યો છે. તે ઉપરાંત યાર્ડમાં વીજળીના દીવાની સગવડ થઈ છે.

આ માર્કેટ યાર્ડ નડિયાદ તાલુકાનું અને જિલ્લાનું ખેતીના પાકોનું મુખ્ય બજાર છે. એની મોસમ નવેંબરથી જૂન સુધીની છે. અહીં અનાજ ઉપરાંત, કઠોળ, વરિયાળી, જીરું, રાઈ, મેથી, અને આંબોળિયાં તથા કોકડીના પાકો ખાસ વેચાવા આવે છે. દિવાળી પછી તરત અનાજની આવક શરૂ થાય છે. તે પછી કઠોળ, તે પછી ઊતરતે શિયાળે અને બેસતે ઉનાળે તુવેર, ઘઉં, વરિયાળી, જીરું વગેરે પાકો વેચાવા આવે છે. પરિશિષ્ટમાં આપેલા આંકડા ઉપરથી જણાશે કે નડિયાદ એ ખેડા જિલ્લાનું સૌથી મોટું કરિયાણા બજાર તો છે જ, પરંતુ જીરું અને વરિયાળીના વેપારનું સમગ્ર ભારતનું એક અગત્યનું કેન્દ્ર પણ છે. કરિયાણાના પાકોમાં વરિયાળી, જીરું ઉપરાંત આંબોળિયાં અને કોકડીનો પણ સમાવેશ થાય છે. આ પાકો મુખ્યત્વે દિલ્હી, પંજાબ, અને ઉત્તર ભારતના પ્રદેશોમાં જાય છે.

**આંબોળિયાં :** આંબોળિયાં એ કેરીમાંથી બનતું કરિયાણું છે. કાચી કેરીને છોલી, કાપી, એના નાના કટકા કરી એ કટકા સૂકવવામાં આવે છે. એ રીતે તૈયાર થયેલો માલ આંબોળિયું કહેવાય છે. દાળ-શાકમાં આમલીની જગાએ ખટાશ મેળવવા એનો ઉપયોગ થાય છે. આ જિલ્લાના લોકો એનો ખાસ ઉપયોગ કરતા નથી. પરંતુ એની મોટી ખપત ઉત્તર ભારતમાં અને ખાસ કરીને દિલ્હી-પંજાબમાં છે. એને મૂળ સ્વરૂપમાં અથવા 'આમચૂર' બનાવીને ત્યાંના લોકો ખાય છે. આ ચીજ ખેડા જિલ્લામાંથી જ અને ખાસ કરીને નડિયાદમાંથી જ એ પ્રદેશોમાં જાય છે. જિલ્લાના તમામ ભાગોમાં આવાં આંબોળિયાં બને છે. પરંતુ એની ખરીદી દેશાવરના વેપારીઓ નડિયાદના વેપારીઓ મારફતે કરતા હોવાથી જિલ્લાનો આ પ્રકારનો મોટા ભાગનો માલ નડિયાદમાં વેચાવા આવે છે અને નડિયાદથી કમિશન એજન્ટો મારફતે તે દેશાવર જાય છે. આ બધા પાકો તોલથી વેચાય છે. અને ૪૦ શેરના મણના એના ભાવ થાય છે. નડિયાદમાં આ કરિયાણાનો વેપાર મુખ્યત્વે સલૂણ બજારના વેપારીઓ અને કમિશન એજન્ટો કરે છે. જ્યારે અનાજ-કઠોળના વેપાર અમદાવાદી બજારના વેપારીઓ ને કમિશન એજન્ટો કરે છે.

નડિયાદ શહેર ઉપરાંત આ તાલુકાના મહુધા ગામમાં બીજો માર્કેટ યાર્ડ છે. આ માર્કેટ યાર્ડ મહુધાના રેલવે-સ્ટેશન નજીક આવેલો છે. પરંતુ એ નામનો જ છે. ત્યાં વાસ્તવમાં કશું કામ થતું નથી. આ ગામમાં જે ખેતીના પાકો, અનાજ કઠોળ, તેલીબિયાં આવે છે તે વેપારીઓ લે છે ને પછી એને મોટા વેપારીઓને વેચે છે.

**બટાટા :** નડિયાદ તાલુકામાં ચકલાશી ગામ જિલ્લાનું બટાટા પેદા કરનારું સૌથી મોટું મથક છે. ત્યાંના બટાટા હજારો મણ દર વર્ષે મુંબઈ અને બીજા પ્રદેશોમાં જાય છે.

**આણંદ તાલુકો :** આણંદ તાલુકામાં આણંદ, ઊમરેઠ અને વાસદ એ ત્રણે ખેતીના પાકોના વેપારનાં મોટાં મથકો છે. એ ત્રણેય સ્થળે માર્કેટ યાર્ડો સ્થપાયા છે. એ ત્રણેય માર્કેટ યાર્ડોની મોસમ ડિસેમ્બરથી જૂનની છે.

આણંદનો માર્કેટ યાર્ડ નડિયાદ રોડ ઉપર આવેલો છે. તેને માટે જમીન ભાડેથી રાખેલી છે. મકાન હજી બંધાયું નથી. પરંતુ મોસમમાં કામચલાઉ શેડ બાંધી જરૂરી સગવડો ઊભી કરવામાં આવે છે.

ઊમરેઠનો માર્કેટ યાર્ડ બજારની બાજુમાં છે અને વાસદનો માર્કેટ યાર્ડ સ્ટેશન નજીક આવેલો છે. બેમાંથી એકે સ્થાને હજી મકાનો બંધાયાં નથી. વાસદમાં આણંદની માફક સગવડ આપવામાં આવે છે. ઊમરેઠમાં હજી સંતોષકારક સગવડો આપી શકાઈ નથી.

ઉપરના ત્રણે માર્કેટ યાર્ડોમાં મુખ્યત્વે કઠોળ વેચાવા આવે છે. તેમાં સૌથી વધારે પાક તુવેરનો હોય છે વાસદ તો ખાસ તુવેરને માટે જાણીતું છે અને ત્યાં તુવેરની દાળ બનાવવાની ખળીઓ સારી સંખ્યામાં છે. તુવેર પછી ચણા, મઠ, મગ, અને અડદનો વેપાર સારા પ્રમાણમાં આણંદમાં ખાસ કરીને થતો જોવામાં આવે છે. ઊમરેઠમાં મગફળી બીજા પાકો કરતાં વધારે વેચાવા આવે છે. ઊમરેઠ એ નડિયાદ પછી કાચા માલનું બીજા નંબરનું મહત્વનું બજાર છે.

**શાક-ફળો :** આણંદ તાલુકામાં ઉપર ગણાવેલા પાકો ઉપરાંત શાક અને ફળ સારા પ્રમાણમાં થાય છે. આણંદની આસપાસ કેળાંની ઘણી વાડીઓ થઈ છે. તેમાં પાકેલાં કેળાંની ભરેલી લોરીઓ મોસમમાં ચારે તરફ દોડતી જોવા મળે છે. કેળાંનું વેચાણ મણના હિસાબે થાય છે. જિલ્લામાં અને જિલ્લા બહાર પણ આ માલ જાય છે. એનો વેપાર કરનાર ખાસ દલાલો હોય છે.

એ જ રીતે આણંદ તાલુકામાં બોરિયાવી ગામ શાકભાજી પેદા કરનારું એક મહત્વનું કેન્દ્ર છે. ત્યાંથી હજારો મણ

સુરણ, આદુ, અને બીજાં અનેક પ્રકારનાં શાકભાજી છેક મુંબઈ સુધી જાય છે.: એનો વેપાર કરનાર પણ ખાસ વેપારીઓ હોય છે. કાછિયા અને મુસ્લિમ વેપારીઓ આ ધંધામાં પડેલા છે. કેટલાક ખેડૂતો પોતાની વાડીઓનો માલ જાતે પણ મુંબઈ મોકલે છે. આણંદ તાલુકામાં તમાકુ પણ સારા પ્રમાણમાં પાકે છે. એના વેપારની વિગત હવે પછી આપી છે.

**બોરસદ તાલુકો :** બોરસદ તાલુકો પણ આણંદ તાલુકાની માફક અનાજ, કઠોળ, અને તમાકુના પાક માટે જાણીતો છે. આ તાલુકામાં બોરસદ ઉપરાંત આંકલાવ એ બીજું વેપારનું મથક છે. આ તાલુકામાં માર્કેટ યાર્ડ સ્થપાયો નથી, પણ બોરસદમાં એ સ્થપાવાનો સંભવ છે.

**પેટલાદ તાલુકો :** બોરસદની સાથે જ પેટલાદ તાલુકો પણ અનાજ, કઠોળ અને તમાકુ મોટા પ્રમાણમાં પકવે છે. એ તાલુકામાં પેટલાદ ઉપરાંત સોજિત્રા, ધર્મજ વગેરે ગામોએ નાનાં મોટાં બજારો છે. આ તાલુકામાં માર્કેટ યાર્ડો સ્થપાયા નથી.

**ખંભાત તાલુકો :** તળ ચરોતરની પશ્ચિમે આવેલા ખંભાત તાલુકામાં આજના કાયદા મુજબ માર્કેટ યાર્ડ સ્થપાયો નથી. પરંતુ ખંભાત રાજ્ય વખતથી જ અનાજ વેચવા માટે ખેડૂતો આવે, જે ખરીદવા વેપારી આવે, તે માટેનુ એક પાકું મોટું સ્થળ ત્યાં મુકરર થયેલું છે જ. આ તાલુકામાં મુખ્યત્વે ઘઉં અને ચણા પાકે છે. અહીંના ભાલ પ્રદેશમાં પાકતા ઘઉં ભાલિયા ઘઉં કહેવાય છે. મોસમમાં તે ખંભાતના બજારમાં મોટા જથ્થામાં વેચાવા આવે છે અને વેપારીઓ ખેડૂતો પાસેથી એ ખરીદી લઈ જિલ્લામાં તથા જિલ્લા બહાર મોકલે છે.

ખંભાત પછી એ તાલુકામાં તારાપુર વેપારનું બીજું મથક ગણાય છે.

**માતર તાલુકો :** ખંભાતની ઉત્તરે માતર તાલુકો આવેલો છે. એ તાલુકામાં પણ માર્કેટ યાર્ડ નથી. તે સ્થપાવાનો સંભવ છે. આ તાલુકો મુખ્યત્વે ડાંગર અને ઘઉં, ચણા પકવે છે. તેમાં ડાંગર મુખ્ય છે. સરકારી અંકુશોને લીધે આ તાલુકાનો ખેતીનો પાક છેલ્લા એક દસકાથી મોટે ભાગે સરકાર પાસે જ જતો. તેથી વેપારીઓઓને એ માલ ખરીદવાનો અવકાશ નહિ જેવો હતો. હવે ઘઉં–ચણા અંકુશોમાંથી મુક્ત થયા છે.

આ તાલુકામાં વેપારનું મથક કહી શકાય એવું એકે સ્થળ નથી. મોટે ભાગે નડિયાદના અને જિલ્લાનાં બીજાં મથકોના વેપારીઓ જાતે અથવા એમના દલાલો તાલુકામાં ફરીને ખેડૂતો પાસેથી માલ ખરીદી જાય છે.

**મહેમદાવાદ તાલુકો :** માતરની પડોશમાં મહેમદાવાદ તાલુકો છે. ત્યાં મહેમદાવાદમાં સ્ટેશન નજીક તાજેતરમાં જ માર્કેટ યાર્ડ સ્થપાયો છે. બીજો માર્કેટ યાર્ડ ખેડામાં બસ સ્ટેન્ડ નજીક આવેલો છે. એની મોસમ ડિસેમ્બરથી જૂન માસની છે. આ તાલુકામાં લગભગ તમામ પ્રકારનાં અનાજ પાકે છે. તેમાં ડાંગર મુખ્ય છે. તાલુકાનું મોટું વેપારનું મથક મહેમદાવાદ છે. આ તાલુકાનો ઘણો કાચો માલ નડિયાદના બજારમાં પણ વેચાવા જાય છે.

**કપડવણજ તાલુકો :** મહેમદાવાદની પડોશમાં કપડવણજ તાલુકો છે. આ તાલુકામાં અનાજ ઉપરાંત કપાસ અને મગફળી મુખ્ય પાકો છે. તેમાં કપડવણજ અને કઠલાલમાં માર્કેટ યાર્ડો સ્થપાયા છે. કપડવણજનો માર્કેટ યાર્ડ સ્ટેશન નજીક આવેલો છે. તેના ઉપર ઑફિસ માટે આલિશાન મકાન બાંધવામાં આવ્યું છે. ખેડૂતોને માટે એક શેડ બાંધવામાં આવ્યો છે અને પાણી તથા ઉતારાની વ્યવસ્થા કરવામાં આવી છે.

કઠલાલનો માર્કેટ યાર્ડ પણ સ્ટેશન નજીક આવેલો છે. ત્યાં પણ કપડવણજની માફક સગવડો છે. આ બન્ને માર્કેટ યાર્ડોની મોસમ ડિસેમ્બરથી જૂનની છે.

આંકડા જોતાં જણાય છે કે આ બે માર્કેટ યાર્ડોમાં જિલ્લામાં સૌથી વધુ મગફળી વેચાવા આવે છે અને કપડવણજમાં સૌથી વધુ કપાસ વેચાવા આવે છે. તમાકુ પછી આ જિલ્લાના આ બે સૌથી મોટા નાણાંપાકો છે. આ તાલુકો એના વેપાર માટે પણ મશહૂર છે.

મગફળીનો મોટા ભાગનો પાક માર્કેટ યાર્ડોમાંથી મિલોવાળા સીધા જ હરાજી દ્વારા ખરીદી લે છે. દલાલો મારફતે પણ આ ખરીદી થાય છે. કપાસનો પાક વેચવા માટે આ તાલુકાના કપાસ પકવનાર ખેડૂતોએ સહકારી મંડળીઓ કરેલી છે. આ મંડળીઓ પાસેથી મિલમાલિકો અથવા રૂના વેપારીઓ સીધા કે દલાલો મારફતે કપાસ ખરીદે છે. જ્યારે ભાવ સારા ઊપજે એમ હોય ત્યારે જ મંડળીઓ પોતાનો માલ વેચે છે. માલ પકવનારાઓએ આ જાતનું સંગઠન કરેલું હોવાથી એમને સારા ભાવ મળતા રહ્યા છે.

**ઠાસરા તાલુકો :** કપડવણજની પડોશમાં ઠા[illegible] આવેલો છે. આ તાલુકાનો મુખ્ય પાક કપ[illegible]

ઠાસરા, ડાકોર, અને સેવાલિયા એ ત્રણે સ્થળે માર્કેટ યાર્ડો સ્થપાયા છે. એ ત્રણે માર્કેટ યાર્ડો જે તે ગામના રેલવેસ્ટેશન નજીક છે. ત્યાં હજી પદ્ધતિસરની સગવડો થઈ નથી. આ માર્કેટ યાર્ડોની વેપારની મોસમ ડિસેમ્બરથી જૂનની છે.

આ તાલુકાનો અનાજ–કઠોળનો ઘણો માલ ઉમરેઠ અને નડિયાદનાં બજારોમાં સીધો વેચાવા જાય છે. સેવાલિયામાં અનાજ, કઠોળ, મગફળી, વગેરે પાકો થોડા પ્રમાણમાં આવે છે. ત્રણે માર્કેટ યાર્ડોમાં મુખ્ય પાક કપાસનો આવે છે. એમાં સૌથી વધારે કપાસ ડાકોરમાં આવે છે. ઠાસરામાં પણ લગભગ એટલા જ કપાસ આવે છે. વેપારીઓ ઉપરાંત, ડાકોર અને ઠાસરાનાં જિનો કપાસ ખરીદીને તેને પીલે છે. કપડવણજની માફક આ તાલુકાના કપાસ પકવનારાઓએ પોતાની સહકારી મંડળી કરેલી છે. એ મંડળી પણ બજાર ભાવે કપાસ ખરીદે અને પછી કપાસમાંથી રૂ બનાવી સારા ભાવ આવે ત્યારે એ વેચે છે. આ રૂ ખરીદનાર મુંબઈની મિલોના શેઠિયાઓ વતી દલાલોની પેઢીઓ ડાકોરમાં જામેલી છે.

કપાસનો ભાવ મણ અને ભારથી થાય છે, જ્યારે રૂનો ભાવ ગાંસડીના હિસાબથી થાય છે.

**વાડાશિનોર તાલુકો :** ઠાસરા પછી વાડાશિનોર તાલુકામાં બાજરી, કઠોળ, તેલીબિયાં, કરિયાણું વગેરે બધા ખેતી પાકો થાય છે. આ તાલુકામાં હજી માર્કેટ યાર્ડ સ્થપાયો નથી. પણ વાડાશિનોરમાં તે સ્થપાવાનો સંભવ છે. વાડાશિનોર અને વીરપુરમાં બજારો છે પણ ત્યાં માલની ખપત કે વેચાણ બહુ ઓછું હોય છે. અહીંના વેપારીઓ મુખ્યત્વે કાચો માલ ખરીદે છે અને તેને નડિયાદ, કપડવણજ કે ગોધરા તરફ વેચે છે અથવા દેશાવર મોકલે છે.

**તમાકુનો પાક અને વેપાર :** ચરોતર પ્રદેશ એના તમાકુના પાક માટે ભારતવર્ષમાં મશહુર છે. આ પાક આ જિલ્લામાં ઓછેવત્તે અંશે થાય છે. પરંતુ એનું સૌથી વધુ ઉત્પાદન નડિયાદ, આણંદ, બોરસદ અને પેટલાદ એ ચાર તાલુકાઓના બનેલા તળ ચરોતરના પ્રદેશમાં છે. ચરોતર પ્રદેશને આબાદ કરવામાં આ પાકે ઘણો મોટો ભાગ ભજવેલો છે.

તમાકુનો વેપાર માર્કેટ યાર્ડોના કાર્યક્ષેત્રમાં હજુ મુકાયો નથી. એના વેપારની પદ્ધતિ વિશિષ્ટ પ્રકારની છે. એને માટે ચોક્કસ બજારો નક્કી હોતાં નથી, તેથી આ માલ ખરીદવા માટે વેપારીને દલાલોની સાથે અથવા દલાલોની મારફતે ગામેગામ ખેડુતોને ઘેર ફરવું પડે છે. આવી દલાલી કરનાર વેપારીઓ ગામેગામ હોય છે.

ખેડૂત પાસેથી તમાકુના નમૂના લઈ સ્થાનિક દલાલ વેપારી પાસે જાય છે. માલની જાત પ્રમાણે વેપારી ભાવ કહે છે. દલાલ એ ભાવ ખેડૂતને જણાવે છે. અગાઉના ભાવ સાથે જો આ નવા માલના ભાવનો મેળ ખાય તો ખેડૂત પોતાનો માલ વેચવાનો સોદો નક્કી કરે છે અને પછી એ માલ વેપારીવતી દલાલ અનુકૂળતાએ તોલાવી લઈ વેપારીને રવાના કરે છે.

દલાલ જ ખેડૂતને પૈસા ચૂકવે છે. આ પૈસા ખૂબ લાંબા વખતે ચૂકવવાનો રિવાજ છે. દલાલી તરીકે ખેડૂત પાસેથી દલાલ ૬થી ૧૨ ટકા સુધી રકમ કાપી લે છે. આ અંગે કોઈ ચોક્કસ ધોરણ હોતું નથી. માલનો ભાવ મણના હિસાબે થાય છે. થોડાં વર્ષો ઉપર એક મણના ૪૦ શેરને બદલે ૪૨ કે ૪૫ શેર પ્રમાણે વજન લેવાનો રિવાજ હતો. હવે ૪૦ શેર પ્રમાણે વજન થાય છે.

ઉપર પ્રમાણે ખરીદેલી તમાકુ ભરવા માટે અને તેને વિવિધ પ્રકારે તૈયાર કરી વેચવા માટે વેપારીઓ મોટી મોટી વખારો રાખે છે. એને તમાકુની ખળીઓ કહે છે. આવી ખળીઓમાં જુદા જુદા બરની તમાકુ મજૂરો પાસે સાફ કરાવીને એના જુદા જુદા જથ્થા કરવામાં આવે છે, આને પાલો કરવાની વિધિ કહે છે. આવી ખળીઓ જિલ્લાનાં તમામ મોટાં ગામોમાં ઓછામાં ઓછી એક બે તો જોવા મળે જ. પરંતુ નડિયાદ, આણંદ, ઓડ, ચીખોદરા, બોરસદ, એ બધાં તમાકુનાં મોટાં મથકો છે.

આ જિલ્લાનો તમાકુનો માલ જિલ્લામાં મુખ્યત્વે બીડી બનાવવામાં વપરાય છે. લોકો હૂકામાં તથા છીંકણીના રૂપમાં પણ એનો ઉપયોગ કરે છે. પરંતુ વધારે તો જિલ્લા બહાર આ માલની નિકાસ થાય છે. મધ્ય પ્રદેશમાં ગોંદિયા, તુમસર, તિરોડા, ભંડારા, બિલાસપુર, જબલપુર, વગેરે સ્થળોએ આ જિલ્લાના અનેક મોટા વેપારીઓની પેઢીઓ અને બીડી બનાવવાનાં કારખાનાં આવેલાં છે. તે ઉપરાંત, કલકત્તામાં, યુ. પી. માં, બિહાર–ઓરિસ્સા, આસામ, અને પૂર્વ પાકિસ્તાનના પ્રદેશોમાં આ જિલ્લાના વતનીઓની તમાકુ, બીડી અને બીડીપાનની દુકાનો ઠેર ઠેર આવેલી છે. આ બધાં સ્થળોએ આ જિલ્લામાં પેદા થતી તમાકુ જાય છે. મધ્યપ્રદેશમાં કરોડોની સંખ્યામાં બનતી બીડીઓમાં આ જિલ્લાની તમાકુ વિશેષ વપરાય છે. આ બીડીઓ અને તમાકુની સૌથી મોટી ખપત પૂર્વ પાકિસ્તાનમાં હતી. છેલ્લાં બે વર્ષથી એ

પ્રદેશમાં તમાકુ નહિ જતી હોવાથી તમાકુના વેપારમાં આ જિલ્લામાં મંદી આવી ગઈ છે. એને લીધે જિલ્લામાં અને જિલ્લા બહાર અત્યાર સુધી વધી રહેલી તમાકુની દુકાનો હવે વધતી અટકી ગઈ છે. ભારત–પાકિસ્તાન સંબંધો વેપારની દૃષ્ટિએ અગાઉની માફક ચાલુ ના થાય અને પાકિસ્તાન આ દેશની તમાકુ મોટા પાયા ઉપર અગાઉની માફક ન ખરીદે તો આ જિલ્લાના તમાકુના પાક અને વેપારનું ભાવિ ઉજ્જવળ નથી એમ કહી શકાય.

તાજેતરમાં આણંદ તાલુકાના ચીખોદરા ગામે અખિલ ભારત તમાકુ પરિષદ મળી હતી. એ આ જિલ્લાનું તમાકુ ઉત્પન્ન કરનાર કેન્દ્ર તરીકે મહત્ત્વ સૂચવે છે. વળી આ જિલ્લામાં તમાકુના વેપારીઓનું મંડળ પણ છે અને તમાકુના વેપારને આધુનિક પદ્ધતિએ સુધારવા માટે તમાકુના ઉત્પાદકોની એક સહકારી મંડળી પણ કાઢવાનું વિચારાયું છે. એ પણ આ જિલ્લામાં તમાકુના વેપારનું મહત્ત્વ સૂચવે છે.

**નિકાસ અને આયાત :** ખેતીની પેદાશોના વેપારની જે થોડી હકીકતો જોઈ તેમાંથી આટલાં તારતમ્યો તારવી શકાય છે: આ જિલ્લો તમાકુ ખૂબ પકવે છે અને એ આ જિલ્લામાં નિકાસ વેપારની નાણુંપાકની એક સૌથી મહત્ત્વની ચીજ છે. ઠાસરા-કપડવણજ તાલુકામાં પાકતો કપાસ એ નિકાસ વેપારની મહત્ત્વની ચીજ છે. કપાસ અને રૂનો વેપાર એ પેદાશ ઉપર જ ત્યાં મુખ્યત્વે થાય છે. આ જિલ્લામાં કપડવણજ તાલુકામાં, ઠાસરા તાલુકામાં, ને નડિયાદ તાલુકાના કેટલાક પ્રદેશોમાં પાકતી મગફળી અને બીજાં તેલીબિયાં એ જિલ્લાની તેલોની જરૂરિયાત પૂરી પાડે છે. એટલું જ નહિ પણ તે તેલો જિલ્લાની નિકાસ વેપારની મહત્ત્વની ચીજો પણ છે. આ જિલ્લામાં કઠોળ એ પણ એક મહત્ત્વની નિકાસ વેપારની ચીજ છે. આ જિલ્લાની તુવેર અને તેની દાળ દેશાવરમાં ઊંચા પ્રકારની ગણાય છે.

આ જિલ્લામાં અનાજ, કઠોળ, તેલીબિયાં, કરિયાણું, કપાસ, તમાકુ, વગેરે પાકો પાકતા હોવા છતાં અને તેમાંના કેટલાક પાકોની જિલ્લામાંથી નિકાસ થતી હોવા છતાં એ જ ચીજોની આયાત પણ થાય છે. જેમકે આ જિલ્લાની તુવેરદાળ દેશાવર જાય છે, પરંતુ ઉત્તર પ્રદેશની તુવેર અને એની દાળ આ જિલ્લામાં મોટા પાયા ઉપર આવે છે. આ જિલ્લાનું તેલ બહાર જાય છે, જ્યારે જિલ્લામાં છેક દક્ષિણથી તેલ આવે છે. આ જિલ્લામાં બાજરી ખૂબ પાકે છે છતાં ઉત્તર પ્રદેશની બાજરી પણ ખૂબ આવે છે. આમ કેટલીક ખેતીની પેદાશની ચીજોમાં આયાત અને નિકાસનો બન્ને તરફી વેપાર થાય છે એ હકીકત મહત્ત્વની છે.

આધાર : ૧. ડિસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટની કચેરીમાંથી મળેલી માહિતી
૨. નડિયાદની માર્કેટિંગ ઈન્સ્પેક્ટરની કચેરીમાંથી મળેલી માહિતી ૩. વેપારીઓને પૂછીને મેળવેલી માહિતી.

# ૩૩

## પરિશિષ્ટ (૧)

## ખેડા જિલ્લામાં માપબંધી અંગે વિવિધ પ્રકારના આંકડા (ઈ. સ. ૧૯૪૯થી ૧૯૫૩)

**આધાર :** ડિસ્ટ્રિક્ટ સપ્લાય ઓફિસમાંથી મળેલી માહિતી.

### [૧] ખેડા જિલામાં પુરવઠા ખાતાની તમામ કચેરીઓનું વાર્ષિક ખર્ચ દર્શાવતું પત્રક

| વર્ષ | ખર્ચ |
|---|---|
| ૧૯૪૯—૫૦ | ૪,૧૬,૦૫૩—૦—૦ |
| ૧૯૫૦—૫૧ | ૫,૦૪,૬૬૬—૦—૦ |
| ૧૯૫૧—૫૨ | ૪,૧૧,૬૨૮—૯—૬ |
| ૧૯૫૨—૫૩ | ૩,૦૧,૬૪૩-૧૧—૦ |

## [૨] ખેડા જિલ્લામાં માપબંધી અંગે કાયમી સરકારી ગોડાઉનો ધરાવતાં મથકોની તાલુકાવાર યાદી

| નડિયાદ તાલુકો | આણંદ તાલુકો | બોરસદ તાલુકો | પેટલાદ તાલુકો | ખંભાત તાલુકો | મહેમદાવાદ તાલુકો | માતર તાલુકો | કપડવણજ તાલુકો | ઠાસરા તાલુકો | વાડાસિનોર તાલુકો |
|---|---|---|---|---|---|---|---|---|---|
| નડિયાદ | આણંદ<br>ઉમરેઠ | બોરસદ<br>વાસદ | પેટલાદ | ખંભાત | મહેમદાવાદ<br>મહીજ | માતર<br>નવાગામ<br>નાયકા | કપડવણજ | ઠાસરા<br>ડાકોર | વાડાસિનોર |

## [૩] ખેડા જિલ્લામાં માપબંધીનું અનાજ પૂરું પાડનારાં ગ્રામ વિસ્તારનાં કેન્દ્રો દર્શાવતું પત્રક

| | માપબંધીનાં કેન્દ્રો | | | | | |
|---|---|---|---|---|---|---|
| તાલુકો | મંડળીઓ મારફતે | ગ્રામ પંચાયત મારફતે | મ્યુનિસિપાલિટી મારફતે | ગ્રામ કમિટી મારફતે | ખાનગી વ્યક્તિ મારફતે | કુલ દુકાનો |
| નડિયાદ | ૨૦ | — | — | — | ૩ | ૨૩ |
| આણંદ | ૧૪ | — | — | ૧ | ૨ | ૧૭ |
| બોરસદ | ૧૭ | ૧ | — | ૧ | — | ૧૯ |
| પેટલાદ | ૪ | — | — | ૧ | — | ૫ |
| ખંભાત | ૧૨ | — | — | ૧ | ૪ | ૧૭ |
| માતર | ૭ | — | — | — | — | ૭ |
| મહેમદાવાદ | ૧૨ | — | ૧ | ૧ | ૧ | ૧૫ |
| કપડવણજ | ૨૦ | — | — | ૩ | — | ૨૩ |
| ઠાસરા | ૭ | — | — | ૫ | ૧ | ૧૩ |
| વાડાસિનોર | ૨ | — | — | — | ૨ | ૪ |
| ખેડા જિલ્લો | ૧૧૫ | ૧ | ૧ | ૧૩ | ૧૩ | ૧૪૩ |

## [૪] ખેડા જિલ્લામાં સરકારે ખરીદેલાં અનાજોની વિગત દર્શાવતું પત્રક (બંગાળી મણમાં) લેવી સાથે

| | વર્ષ | | | |
|---|---|---|---|---|
| અનાજનો પ્રકાર | ૧૯૪૯–૫૦ ખરીદ+લેવી | ૧૯૫૦–૫૧ ખરીદ+લેવી | ૧૯૫૧–૫૨ ખરીદ | ૧૯૫૨–૫૩ (એપ્રિલ ૪, ૧૯૫૩ સુધી) ખરીદ |
| ડાંગર | ૯૫,૮૦૬+૧,૮૧,૩૮૧ | ૪૦૪૮૨૯+૨૭૭૬૧૮ | ૫૭,૬૯૦ | ૨,૪૦,૭૭૫ |
| બાજરી | ૩,૯૨,૭૩૭ | ૧૮૩૦ | ૩૬,૬૨૪ | ૧૫,૭૭૯ |
| જુવાર | ૬૧૬૧ | ૩૬૦ | ૮૪૬૨ | ૪૫૮ |
| ઘઉં | ૨,૫૧,૮૧૯ | ૨,૬૫,૨૪૩ | ૭૨,૦૪૫ | ૧,૩૦,૮૮૨ |
| પરચુરણ અનાજ | ૩૧,૧૮૭ | ૧૫,૭૮૦ | ૪૫૧ | ૩૪૫ |
| કુલ | ૭,૭૭,૭૫૦+૧,૮૧,૩૮૧ | ૬,૮૮,૦૪૨+૨,૭૭,૬૧૮ | ૧,૭૬,૨૭૨ | ૩,૮૮,૨૩૯ |

## [૫] ખેડા જિલ્લામાં માપબંધીની વ્યવસ્થાદ્વારા વેચાયેલા અનાજની એકંદર વિગત (બંગાળી મણ)

| અનાજ | વર્ષ | | | |
|---|---|---|---|---|
| | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ (માર્ચ ૧૯૫૩ સુધી) |
| ચોખા (બં. મણ) | ૧,૦૧,૯૨૧ | ૩,૦૦,૦૧૪ | ૭૪,૬૬૪ | ૪૬,૯૧૭ |
| ઘઉં ,, | ૪,૦૩,૯૭૪ | ૪,૧૦,૪૦૯ | ૩,૦૨,૮૨૯ | ૭૫,૨૦૯ |
| બરછટ અનાજ ,, | ૩,૯૨,૫૭૮ | ૨,૮૨,૫૩૨ | ૧,૮૮,૨૦૩ | ૩૨,૧૪૪ |
| કુલ | ૮,૯૮,૪૭૩ | ૯,૯૨,૯૫૫ | ૫,૬૫,૬૮૬ | ૧,૫૪,૨૭૦ |

## [૬] ખેડા જિલ્લામાં અંકુશોની વ્યવસ્થાને પરિણામે સરકારે ખરીદેલાં (ખરીફ અને રવી પાકનાં) અનાજોના ખરીદભાવો દર્શાવતું પત્રક

| અનાજનો પ્રકાર | વર્ષ | | | | |
|---|---|---|---|---|---|
| | ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
| | રૂ. આ પા. | રૂ. આ. પા. | રૂ. આ પા | રૂ. આ પા. | રૂ. આ પા. |
| **ખરીફપાક** | | | | | |
| **ડાંગર** | | | | | |
| પંખાળી, બાસમતી, | | | | | |
| દિલ્હી કમોદ | ૨૨—૮—૦ | ૨૦—૪—૦ | ૨૦—૪—૦ | ૨૦—૪—૦ | ૨૦—૪—૦ |
| કમોદ | ૨૦–૧૦—૦ | ૧૮—૮—૦ | ૧૮—૮—૦ | ૧૮—૮—૦ | ૧૮—૮—૦ |
| જીરાસાળ અને કોલમ | ૧૮—૬—૦ | ૧૬–૧૨—૦ | ૧૬–૧૨—૦ | ૧૬–૧૨—૦ | ૧૬–૧૨—૦ |
| સુખવેલ | ૧૬—૮—૦ | ૧૪–૧૪—૦ | ૧૪–૧૪—૦ | ૧૪–૧૪—૦ | ૧૪–૧૪—૦ |
| ઇલાયચી | ૧૫—૦—૦ | ૧૩—૮—૦ | ૧૩—૮—૦ | ૧૩—૮—૦ | ૧૩—૮—૦ |
| સુતરસાળ અને સાઠી | ૧૪—૪—૦ | ૧૨–૧૨—૦ | ૧૨–૧૨—૦ | ૧૨–૧૨—૦ | ૧૨–૧૨—૦ |
| વારી | — | ૧૦—૨—૦ | ૧૦—૨—૦ | ૧૦—૨—૦ | ૧૦—૨—૦ |
| **ચોખા** | | | | | |
| પંખાળી, બાસમતી, | | | | | |
| દિલ્હી કમોદ | ૩૧–૧૨—૦ | ૨૭—૭—૦ | ૨૮–૧૦—૦ | ૨૮–૧૦—૦ | ૨૯–૧૪—૦ |
| કમોદ | ૨૯—૩—૦ | ૨૫—૧—૦ | ૨૬—૨—૦ | ૨૬—૨—૦ | ૨૭—૪—૦ |
| જીરાસાળ અને કોલમ | ૨૬—૫—૦ | ૨૨–૧૨—૦ | ૨૩–૧૨—૦ | ૨૩–૧૨—૦ | ૨૪–૧૨—૦ |
| સુખવેલ | ૨૩—૭—૦ | ૨૦—૪—૦ | ૨૧—૨—૦ | ૨૧—૨—૦ | ૨૨—૦—૦ |
| ઇલાયચી | ૨૧—૬—૦ | ૧૯–૧૩—૦ | ૧૯—૪—૦ | ૧૯—૪—૦ | ૨૦—૦—૦ |
| સુતરસાળ અને સાઠી | ૨૦–૧૪—૦ | ૧૮–૧૨—૦ | ૧૮–૧૨—૦ | ૧૮–૧૨—૦ | ૧૯—૮—૦ |
| વારી | — | ૧૫—૦—૦ | ૧૫—૦—૦ | ૧૫—૦—૦ | ૧૫–૧૦—૦ |
| **પરચૂરણ અનાજો** | | | | | |
| જુવાર | ૧૨—૦—૦ | ૧૧—૦—૦ | ૧૧—૦—૦ | ૧૧—૦—૦ | ૧૧—૦—૦ |
| બાજરી | ૧૩—૦—૦ | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ |
| જવ (છાડાવાળા) | ૧૨—૦—૦ | — | — | — | ૧૨—૦—૦ |
| મકાઈ | ૧૦—૦—૦ | ૯—૪—૦ | ૯—૪—૦ | ૯—૪—૦ | — |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રાગી અથવા બાવટો અથવા નાગલી | ૧૦—૦—૦ | ૯—૦—૦ | ૯—૦—૦ | ૯—૦—૦ | ૯—૦—૦ |
| કોદરા, બાવટો, સવા અને બીજું છડેલું બરછટ અનાજ | ૯—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ |
| વારી | ૯—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ | ૮—૦—૦ |
| સવા, બાવટો અને કોદરા છોડાંવાળા | — | ૫—૮—૦ | ૫—૮—૦ | ૫—૮—૦ | ૫—૮—૦ |
| **રવીપાક** | | | | | |
| ઘઉં-શાલિયા, સફેદ અને તેના જેવી જાતો | ૨૧—૦—૦ | ૧૮-૧૪—૦ | — | — | — |
| લાલ કાઠા, ચંદુસી અને પોપટિયા ખુશ્કો, પુસા-પર અને તેના જેવી બીજી જાતો છોડાં વિનાની | ૧૮—૦—૦ | ૧૬—૪—૦ | ૧૬—૪—૦ | ૧૬—૪—૦ | ૧૬—૪—૦ |
| પોપટિયા છોડાવાળા અને તેના જેવી બીજી જાતો | ૧૨—૦—૦ | ૧૦-૧૨—૦ | — | — | — |
| જવ-છોડાવાળા | – | ૧૦-૧૨—૦ | ૧૦-૧૨—૦ | ૧૦-૧૨—૦ | ૧૦-૧૨—૦ |
| ચણા | — | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ | ૧૨—૦—૦ |
| ઘઉં-લાલ, કેનફાડ, ને નેફાડ-૪ | — | — | ૧૮-૧૪—૦ | ૧૮-૧૪—૦ | ૧૮-૧૪—૦ |
| પોપટિયા છરેલા અને ટકાડી | — | — | ૧૪-૧૪—૦ | ૧૪-૧૪—૦ | ૧૪-૧૪—૦ |
| ઘઉં-વાજિયા અને મઠિયા | — | — | ૧૨—૨—૦ | ૧૨—૨—૦ | ૧૨—૨—૦ |
| પોપટિયા છોડાંવાળા | — | — | ૯—૮—૦ | ૯—૮—૦ | ૯—૮—૦ |

## [૭] ખેડા જિલ્લામાં માપબંધીદ્વારા વેચાયેલાં સ્થાનિક પેદાશનાં અનાજોના ભાવ દર્શાવતું પત્રક (રૂ. આ. પા. માં)

| અનાજનો પ્રકાર | ૧૯૫૦-૫૧ | | ૧૯૫૧-૫૨ | | ૧૯૫૨-૫૩ | |
|---|---|---|---|---|---|---|
| | છૂટક બં. મણના | જથાબંધ બં. મણના | છૂટક બં. મણના | જથાબંધ બં. મણના | છૂટક બં. મણના | જથાબંધ બં. મણના |
| ઘઉં | — | — | — | — | — | — |
| જુવાર | ૧૧-૧૪—૦ | ૧૧—૬—૦ | ૧૨—૧—૪ | ૧૧—૯—૪ | ૧૨—૧—૪ | ૧૧—૯—૪ |
| બાજરી | ૧૨-૧૪—૮ | ૧૨—૬—૮ | ૧૩—૫—૪ | ૧૨-૧૩—૪ | ૧૩—૫—૪ | ૧૨-૧૩—૪ |
| જવ છોડાંવાળા | — | — | — | — | — | — |
| મકાઇ | ૧૦—૦—૦ | ૯-૮—૦ | ૧૦—૩—૪ | ૯-૧૧—૪ | ૧૦—૩—૪ | ૯-૧૧—૪ |
| રાગી, બાવટો, નાગલી | ૯-૧૨—૮ | ૮—૪—૮ | ૧૦—૦—૦ | ૯—૮—૦ | ૧૦—૦—૦ | ૯—૮—૦ |
| કોદરા, બાવટો, સવા છોડાંવાળાં | ૬—૦—૮ | ૫—૮—૮ | ૬—૦—૮ | ૫—૮—૮ | ૬—૦—૮ | ૫—૮—૮ |
| વારી | — | — | ૮-૧૫—૪ | ૮—૭—૪ | ૮-૧૫—૪ | ૮—૭—૪ |
| કોદરા, બાવટો, સવા, છરેલા | ૮-૧૨—૦ | ૮—૪—૦ | ૮-૧૫—૪ | ૮—૭—૪ | ૮-૧૫—૪ | ૮—૭—૪ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| **ચોખા** | | | | | | |
| પંખાળી, બાસમતી | ૩૧—૦—૮ | ૩૦—૮—૮ | ૩૧-૧૦—૮ | ૩૧—૨—૮ | ૩૧-૧૦—૮ | ૩૧—૨—૮ |
| કમોદ | ૨૮—૫—૪ | ૨૭-૧૩—૪ | ૨૮-૧૫—૪ | ૨૮—૭—૪ | ૨૮-૧૫—૪ | ૨૮—૭—૪ |
| જીરાસાળ અને કોલમ | ૨૫-૧૩—૪ | ૨૫—૫—૪ | ૨૮—૫—૪ | ૨૭-૧૩—૪ | ૨૮—૫—૪ | ૨૭-૧૩—૪ |
| સુખવેલ | ૨૨-૧૪—૮ | ૨૨—૬—૮ | ૨૩—૫—૪ | ૨૨-૧૩—૪ | ૨૩—૫—૪ | ૨૨-૧૩—૪ |
| ઇલાયચી | ૨૦-૧૩—૪ | ૨૦—૫—૪ | ૨૧—૪—૦ | ૨૦-૧૨—૦ | ૨૧—૪—૦ | ૨૦-૧૨—૦ |
| સુતરસાળ અને સાઠી | ૨૦—૬—૮ | ૧૯-૧૪—૮ | ૨૦-૧૩—૪ | ૨૦—૫—૪ | ૨૦-૧૩—૪ | ૨૦—૫—૪ |
| વારી ચોખા | — | — | ૧૬-૧૦—૮ | ૧૬—૨—૮ | ૧૬-૧૦—૮ | ૧૬—૨—૮ |
| જીરાસાળ, કોલમ | — | — | ૨૬—૪—૦ | ૨૫-૧૨—૦ | ૨૬—૪—૦ | ૨૫-૧૨—૦ |
| **ડાંગર** | | | | | | |
| પંખાળી, બાસમતી | ૨૧-૧૪—૦ | ૨૧—૬—૦ | ૨૨—૪—૮ | ૨૧-૧૨—૮ | ૨૨—૪—૮ | ૨૧-૧૨—૮ |
| કમોદ | ૨૦—૦—૦ | ૧૯—૮—૦ | ૨૦—૬—૮ | ૧૯-૧૪—૮ | ૨૦—૬—૮ | ૧૯-૧૪—૮ |
| જીરાસાળ અને કોલમ | ૧૮—૨—૦ | ૧૭-૧૦—૦ | ૧૮—૮—૮ | ૧૮—૦—૮ | ૧૮—૮—૮ | ૧૮—૦—૮ |
| સુખવેલ | ૧૬—૦—૮ | ૧૫—૮—૮ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ |
| ઇલાયચી | ૧૪—૯—૪ | ૧૪—૧—૪ | ૧૫—૦—૦ | ૧૪—૮—૦ | ૧૫—૦—૦ | ૧૪—૮—૦ |
| સુતરસાળ અને સાડી | ૧૩-૧૨—૦ | ૧૩—૪—૦ | ૧૪—૨—૮ | ૧૩-૧૦—૮ | ૧૪—૨—૮ | ૧૩-૧૦—૮ |
| વારી ડાંગર | — | — | ૧૧—૪—૦ | ૧૦-૧૨—૦ | ૧૧—૪—૦ | ૧૦-૧૨—૦ |
| **ઘઉં** | | | | | | |
| ભાલિયા સફેદ | ૨૦—૬—૮ | ૧૯-૧૪—૮ | — | — | — | — |
| ભાલ, કાઠા, ચંદુશી | ૧૭-૧૧—૪ | ૧૭—૩—૪ | — | — | — | — |
| પોપટિયા છરેલા | ૧૬—૦—૮ | ૧૫—૮—૮ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ |
| પોપટિયા છોડાંવાળા | ૧૦—૬—૮ | ૯-૧૪—૮ | ૧૦-૧૦—૦ | ૧૦—૨—૦ | ૧૦-૧૦—૦ | ૧૦—૨—૦ |
| વાજિયા, મઠિયા | ૧૩—૨—૦ | ૧૨-૧૦—૦ | ૧૩—૮—૮ | ૧૩—૦—૮ | ૧૩—૮—૮ | ૧૩—૦—૮ |
| સફેદ ટકાડી | ૧૬—૦—૮ | ૧૫—૮—૮ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ | ૧૬—૭—૪ | ૧૫-૧૫—૪ |
| પુસા-૫૨ | ૧૭-૧૧—૪ | ૧૭—૩—૪ | — | — | — | — |
| નેફાડ-૪ | ૨૦—૬—૮ | ૧૯-૧૪—૮ | — | — | — | — |
| જવ-છોડાંવાળા | ૧૧-૧૦—૮ | ૧૧—૨—૮ | ૧૧-૧૪—૦ | ૧૧—૬—૦ | ૧૧-૧૪—૦ | ૧૧—૬—૦ |
| ચણા | ૧૩—૨—૦ | ૧૨-૧૦—૦ | — | — | — | — |
| ઘઉં ઉચ્ચ કોટિના-ભાલિયા સફેદ, નેફાડ-૪ | — | — | ૨૦-૧૩—૪ | ૨૦—૫—૪ | ૨૦-૧૩—૪ | ૨૦—૫—૪ |
| પુસા-૫૨, ભાલ કાઠા, ચંદુશી | — | — | ૧૭-૧૪—૮ | ૧૭—૬—૮ | ૧૭-૧૪—૮ | ૧૭—૬—૮ |

# પરિશિષ્ટ ૨

## ખેડા જિલ્લાના માર્કેટ યાર્ડોમાં ઈ. સ. ૧૯૫૧-૫૨માં થયેલા વેપારની માહિતી

આધાર : નડિયાદના માર્કેટિંગ ઇન્સ્પેક્ટરની કચેરીમાંથી મળેલી માહિતી.

(૧) ખેડા જિલ્લાના માર્કેટ યાર્ડોમાં વેપાર કરવા નોંધાયેલા વેપારીઓની વિગત દર્શાવ[illegible] —

| વેપારીનો વર્ગ | માર્કેટ યાર્ડ નડિયાદ | આણંદ | ઉમરેઠ | મહેમદાવાદ | કપડવંજ |
|---|---|---|---|---|---|
| અ | ૮૭ | ૩૨ | ૨૬ | ૧૮ | [illegible] |
| બ | ૭ | ૨૧ | ૩ | [illegible] | [illegible] |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ક | ૫૮૫ | — | ૧૨ | — | ૨૧૭ | ૧૮૦ |
| ખ | ૧૫ | — | ૭૨ | — | — | ૧૮૧ |
| જનરલ કમિશન એજન્ટ | — | — | — | — | ૮૫ | ૫ |
| દલાલ | — | — | — | — | ૯ | — |
| પરચૂરણ વેપારી | — | ૧૭૮ | — | ૧૨૧ | — | — |

## (૨) ખેડા જિલ્લાના માર્કેટ યાર્ડોમાં થયેલા વેપારના આંકડા દર્શાવતું પત્રક

| | માર્કેટ યાર્ડ | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | નડિયાદ | | આણંદ | | ડાકોર | | મહેમદાવાદ | |
| માલનો પ્રકાર | બ. માપ | સરેરાશ ભાવ દર બ. માપે 1 | બ. માપ | સરેરાશ ભાવ દર બ. માપે 2 | બ. માપ | સરેરાશ ભાવ દર બ. માપે 3 | બ. માપ | સરેરાશ ભાવ દર બ. માપે ૪ |
| કોદરા | ૧૧૪૬ | ૧૮-૦-૦ | — | — | — | — | ૮૧ | ૧૮-૨-૦ |
| બાવટો | ૮૫૮૨ | ૧૬-૦-૦ | — | — | ૩૭૮૪ | ૧૬-૧-૦ | ૮૬૮૪ | ૧૬-૦-૦ |
| કઠોળ | | | | | | | | |
| તુવેર | ૩૦ | ૧૮-૧૨-૦ | ૮૬૨૮ | ૧૮-૬-૦ | ૨૬૦૮ | ૧૬-૮-૦ | ૫૬૮૪ | ૧૭-૬-૦ |
| ચણા | — | — | ૬૪૮૬ | ૧૫-૦-૦ | — | — | — | — |
| મગ | — | — | ૧૬૩૬ | ૨૨-૨-૦ | ૧૩૪૭ | ૧૪-૦-૦ | — | — |
| મઠ | ૫૪ | ૧૬-૧૨-૦ | ૪૫૦૮ | ૧૪-૦-૦ | — | — | ૧૫૦ | ૧૬-૧૪-૦ |
| અડદ | — | — | ૧૧૪૪ | ૨૧-૪-૦ | — | — | ૨ | ૨૧-૦-૦ |
| વાલ | — | — | ૪૫ | ૨૦-૮-૦ | — | — | — | — |
| ચોળા | — | — | — | — | — | — | ૧૧ | ૧૪-૧૨-૦ |
| તેલીબિયાં | | | | | | | | |
| તલ | ૪૨૩ | ૩૪-૦-૦ | — | — | — | — | ૫૭૫ | ૩૨-૧૦-૦ |
| દિવેલી | ૪૭૭ | ૨૨-૮-૦ | — | — | — | — | ૧૩૪ | ૨૨-૪-૦ |
| મગફળી | — | — | — | — | ૫૧૫૨ | ૧૯-૦-૦ | — | — |
| કરિયાણું | | | | | | | | |
| વરિયાળી | ૨૪૬૩ | ૮૮-૦-૦ | — | — | — | — | — | — |
| જીરું | ૯૮૩૧ | ૬૩-૦-૦ | — | — | — | — | — | — |
| રાઈ | ૧૧૮૫ | ૧૭-૦-૦ | — | — | — | — | — | — |
| મેથી | ૬૩૩ | ૧૬-૧૨-૦ | — | — | — | — | — | — |
| કપાસ | — | — | — | — | — | — | — | — |
| તમાકુ | — | — | — | — | — | — | — | — |

માર્કેટ યાર્ડ

| માલનો પ્રકાર | કપડવણજ |  | કઠલાલ |  | ઠાસરા |  | ડાકોર |  | સેવાલિયા |  |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
|  | બં. મણ | સરેરાશ ભાવ દર બં. મણે | બં. મણ | સરેરાશ ભાવ દર બં. મણે | બં. મણ | સરેરાશ ભાવ દર બં. મણે | બં. મણ | સરેરાશ ભાવ દર બં. મણે | બં. મણ | સરેરાશ ભાવ દર બં. મણે |
|  | ૫ |  | ૬ |  | ૭ |  | ૮ |  | ૯ |  |
| કોદરા | — | — | — | — | — | — | — | — | ૬ | ૧૮-૦-૦ |
| બાવટો | — | — | — | — | — | — | — | — | ૪ | ૧૫-૧૪-૦ |
| કઠોળ |  |  |  |  |  |  |  |  |  |  |
| તુવેર | — | — | — | — | — | — | — | — | ૧૫૬૮૮ | ૧૮-૧૨-૦ |
| ચણા | — | — | — | — | — | — | — | — | — | — |
| મગ | — | — | — | — | — | — | — | — | ૮ | ૨૩-૦-૦ |
| મઠ | — | — | — | — | — | — | — | — | ૩૩૪ | ૧૬-૧૦-૦ |
| અડદ | — | — | — | — | — | — | — | — | — | — |
| વાલ | — | — | — | — | — | — | — | — | — | — |
| ચોળા | — | — | — | — | — | — | — | — | ૧૨૬ | ૧૮-૬-૦ |
| તેલીબિયાં |  |  |  |  |  |  |  |  |  |  |
| તલ | — | — | — | — | — | — | — | — | ૩૫ | ૩૦-૦-૦ |
| દિવેલી | — | — | — | — | — | — | — | — | ૨૬૧ | ૨૫-૦-૦ |
| મગફળી | ૧૪૪૭૫ | ૧૯-૦-૦ | ૨૩૯૬૦ | ૧૬-૪-૦ | — | — | — | — | ૧૩૭૪ | ૧૭-૬-૦ |
| કરિયાણું |  |  |  |  |  |  |  |  |  |  |
| વરિયાળી | — | — | — | — | — | — | — | — | — | — |
| જીરું | — | — | — | — | — | — | — | — | — | — |
| રાઈ | — | — | — | — | — | — | — | — | — | — |
| મેથી | — | — | — | — | — | — | — | — | — | — |
| કપાસ | ૭૦૭૦૪ | ૩૯-૩-૦ | — | — | ૩૨૪૫૩ | ૩૫-૦-૦ | ૩૮૫૬૮ | ૩૫-૦-૦ | ૧૨૦૮૭ | ૩૫-૦-૦ |
| તમાકુ | — | — | — | — | — | — | — | — | — | — |

## (૩) ખેડા જિલ્લામાં માર્કેટ યાર્ડોમાં લેવાતી દલાલી, તોલાઈ તથા મજૂરીના દરની વિગત દર્શાવતું પત્રક

| વિગત | સ્થળ | દર |
|---|---|---|
| **દલાલી** | | |
| છૂટું, વરિયાળી માટે: દર ૧૦૦ રૂ.ના વેચાણ ઉપર વેચનારે આપવાની | નડિયાદ | ૧—૮—૦ |
| છૂટું, વરિયાળી સિવાયની બીજી નિયમન કરેલી ચીજો માટે: દર ૧૦૦ રૂ.ના વેચાણ ઉપર વેચનારે આપવાની | નડિયાદ | ૦—૧૨—૦ |
| બધી ચીજો માટે: દર ૧૦૦ રૂ.ના વેચાણ ઉપર ખરીદનારે આપવાની | આણંદ | ૦—૧૦—૦ |
| ફટકિયા દલાલી-બધી ચીજો માટે: દર ખાં. મણે ખરીદનારે આપવાની | આણંદ | ૦—૦—૬ |
| દર ૧૦૦ રૂ.ના વેચાણ ઉપર વેચનારે આપવાની | ઉમરેઠ અને મહેમદાવાદ | ૦—૧૨—૦ |
| કપાસ માટે દર ભારે: | કપડવંજ અને ડાકોર | ૧—૦—૦ |
| મગફળી માટે દર મણે: | કપડવંજ | ૦—૦—૬ |
| અનાજ, કઠોળ અને તેલીબિયાં માટે: દર ૧૦૦ રૂ.ના વેચાણ ઉપર વેચનારે આપવાની | ડાકોર | ૦—૮—૦ |
| **તોલાઈ** | | |
| છૂટું, વરિયાળી માટે: દર ખાં. મણે વેચનારે આપવાની | નડિયાદ | ૦—૧—૦ |
| છૂટું, વરિયાળી સિવાયની બાકીની નિયમન કરેલી ચીજો: દર ખાં. મણે વેચનારે આપવાની | નડિયાદ | ૦—૦—૬ |
| બધી ચીજો માટે: મજૂરી સાથે દર ખાં. મણે ખરીદનારે આપવાની | આણંદ | ૦—૦— |
| મગફળી માટે: મજૂરી સાથે દર ૧૦૦ ગુણે | કપડવંજ | ૩—૮—૦ |
| બધી ચીજો માટે: મજૂરી સાથે દર ખાં. મણે વેચનારે આપવાની | ઉમરેઠ | ૦—૧—૦ |
| | મહેમદાવાદ | ૦—૦—૬ |
| કપાસ માટે મજૂરી સાથે દર ભારે ખરીદનારે આપવાની | ડાકોર | ૦—૪—૦ |
| અનાજ, કઠોળ અને તેલીબિયાં માટે મજૂરી સાથે દર ૧ મણે ખરીદનારે આપવાની | ડાકોર | ૦—૨—૦ |
| **મજૂરી:** | | |
| બધી ચીજો માટે: દર ખાં. મણે વેચનારે આપવાની | નડિયાદ | ૦—૦—૩ |
| બધી ચીજો માટે: દર ખાં. મણે ખરીદનારે આપવાની | નડિયાદ | ૦—૦—૩ |

# ૩૪

# વપરાશી ચીજો અને વેપાર (૩)

આ પ્રકરણમાં અનાજ સિવાયની અન્ય ખાદ્ય ચીજો અને તેમને લગતી કેટલીક બીજી ચીજો વિષે માહિતી આપી છે.

દૂધ : અનાજ પછી આ જિલ્લામાં વ્યાપક રીતે ઉત્પન્ન થતી અને વપરાતી ચીજ દૂધ છે. દૂધનો ઉપયોગ મોટે ભાગે પીવામાં, ચા પીવામાં, રાત્રે વાળુ કરવામાં, અને દૂધપાક, બાસુદી, બરફી, પેંડા વગેરે પ્રકારની મીઠાઇઓ બનાવવામાં થાય છે. આ પૈકી રોજની જરૂરિયાતો બે રીતે પૂરી પડે છે. એક તો દૂધ ઉત્પન્ન કરનાર ખેડૂત કે રબારી લોકોને ઘેર જઈને તેમની જરૂર પ્રમાણે દૂધ પૂરું પાડે છે અથવા લોકો દૂધ ઉત્પન્ન કરનાર ખેડૂત કે રબારીને ઘેર જઈ દૂધ લઈ આવે છે મોટાં ગામોમાં ખેડૂતો પાસેથી દૂધ ખરીદી લઈ તેની દુકાન અથવા ઘેર ઘેર ફરી છૂટક દૂધ વેચવાની પદ્ધતિ છે. મીઠાઈ બનાવવા માટે છૂટક ખરીદનાર અથવા મીઠાઈ બનાવનાર આ પદ્ધતિએ દૂધ મેળવે છે. કેટલાંક ગામોમાં બરફી, પેંડા બનાવવા માટે માવો તૈયાર કરવાની ભઠ્ઠીઓ ચાલે છે. એ માવો જિલ્લા બહાર વેચાવા જાય છે.

દૂધનો ઉપયોગ યુરોપીય પદ્ધતિએ ખીલવવા માટે બ્રિટિશ અમલમાં પરદેશીઓએ આ જિલ્લાના કેટલાક ગામોમાં ડેરીઓ શરૂ કરી હતી તે પૈકી આણંદમાં આવેલી પોલસન ડેરી હયાત છે. આ ડેરી ખેડૂતો પાસેથી દૂધ ખરીદી યાંત્રિક સાધનોથી માખણ અને મલાઈ ઉત્પન્ન કરે છે અને કેસીન નામનો પદાર્થ પણ બનાવે છે. આ માલ જિલ્લા બહાર વેચાવા જાય છે. કેટલાક વેપારીઓ પણ આ જાતની પ્રવૃત્તિઓ ચલાવે છે.

સ્વરાજ સ્થપાયા પછી આ જિલ્લાના દૂધના ઉદ્યોગને વૈજ્ઞાનિક અને આર્થિક દૃષ્ટિએ ખીલવવા માટે જિલ્લાના આગેવાનોએ આણંદમા 'દૂધ ઉત્પાદક સઘ' નામની એક મધ્યસ્થ સહકારી મડળી ઊભી કરી છે તેની સાથે અનેક ગામોમા એવા પ્રકારની નાની મડળીઓ જોડાયેલી છે આ બધી મડળીઓ મારફતે દૂધનુ ઉત્પાદન વધારવા, તેને સુધારવા અને તેનો પદ્ધતિસર વેપાર કરવા મધ્યસ્થ સઘ પ્રયત્ન કરી રહ્યો છે આ સઘ તરફથી રોજ આશરે એક લાખ રતલ દૂધ આણદથી મુબઈ ખાસ રેલવેવેગન દ્વારા મોકલવામા આવે છે એ સઘે માખણ અને ઘી વેચવાનુ પણ શરૂ કર્યું છે મહેમદાવાદ તરફનુ દૂધ રબારીઓ મારફતે અમદાવાદના બજારોમાં પણ વેચાવા જાય છે

**ઘી :** ઘી એ દૂધમાંથી ઉત્પન્ન થતી આ જિલ્લામા જ નહિ પણ આખા ભારતદેશમા અનાજ જેટલી જ વ્યાપક રીતે વપરાતી પેદાશ છે घृत वै आयु એટલે ઘી તો આયુષ્ય આપનાર ચીજ છે, ऋण कृत्वा घृत पीबेत् એટલે દેવુ કરીને પણ ઘી પીવુ, એવા સૂત્રો આ દેશમાં પ્રચલિત છે આ જિલ્લામાં ગત વિશ્વયુદ્ધ પહેલા ઘીનો ઉપયોગ એ લોકો બધો સામાન્ય હતો કે દરેક પ્રકારના ભોજનમા એક યા બીજા પ્રકારે ઘી વપરાતુ 'ઉપર ઘીના જમણ' એ આ જિલ્લાના સામાજિક રિવાજોનુ મુખ્ય લક્ષણ હતુ દેવમદિરોમા દીવા પણ ઘીના જ થતા અને હજી પણ થાય છે કેટલાક પ્રસગોએ બ્રાહ્મણોને ઘી પાવાનો રિવાજ હતો અને જાનોમાં તથા લાંબી મુસાફરીએ જનાર બળદોને પણ ઘી પવાતુ ઘીની પેદાશ એટલી બધી હતી કે સુરત, વડોદરા મુબઈ, ભાવનગર બોટાદ વગેરે મથકોએથી વેપારીઓ આ જિલ્લામા ઘી ખરીદવા આવતા ઈ સ ૧૮૭૦–૭૫ના ગાળામાં આ જિલ્લામાથી આઠ લાખ રૂપિયાનુ ઘી બહાર જતુ એમ નોધાયુ છે

પરતુ ગતવિશ્વયુદ્ધના સજોગોએ આ જિલ્લામાં ઘીના ઉત્પાદનની તથા વપરાશની સ્થિતિ પલટી નાખી છે દૂધની નિકાસ થતી હોવાથી અને એ દ્વારા નાણા જલદી મળતા હોવાથી લોકો દૂધ વેચી દેતા થયા છે યુદ્ધના સજોગોએ મોંઘવારી વધારી દીધી હોવાથી ઘી વાપરવુ લોકોને પોસાતુ નથી કુદરતી ઘીની જગાએ વનસ્પતિ ઘી (વેજિટેબલ ઘી) પ્રમાણમાં સસ્તુ અને જોઈએ તેટલુ મળી શકે છે આને લીધે આ જિલ્લામા ઘીનુ ઉત્પાદન તેમજ વપરાશ ઘણા ઘટી ગયાં છે તેમ છતા રોજના ભોજનમા રોટલા, રોટલી, ખીચડી, ભાત વગેરે વાનીઓમાં શક્તિ પ્રમાણે છટો ઘી ખાવાનો રિવાજ હજુ ચાલુ છે સાધનસપન્ન માણસો સારા માઠા પ્રસગોએ હજી પણ સારા પ્રમાણમાં ઘી વાપરે છે

ઘી ઉત્પન્ન કરવા માટે આ જિલ્લામા ખાસ કારખાનાં નથી જે કઈ ઘી ઉત્પન્ન થાય છે તે ભેંસ રાખનાર ખેડૂતો પોતે જ પોતાના ઘરમા ઉત્પન્ન કરે છે પદ્ધતિ એવી છે કે પોતાના ઢોરનુ જે દૂધ ખાવામાંથી અને વેચવામાથી બચે તેમાં છાશ કે દહીં મેળવી દહીં બનાવવામા આવે છે બે–પાચ દિવસે આ રીતે એકઠું થયેલુ દહીં વલોવી તેનુ માખણ બનાવવામા આવે છે આવાં બે ચાર વલોણાંનુ માખણ એકઠુ થાય એટલે તેને ચૂલા ઉપર ગરમ કરી–તાવી–ઘી તૈયાર કરવામા આવે છે આ રીતે મહિનામાં એકબે વાર ઘી તૈયાર થાય છે તેને માટીના નાના મોટા ગાડવામાં ભરીને ખેડૂત પોતે જ બજારમા વેચવા જાય છે આ ઘી ખરીદનાર નાના મોટા વેપારીઓ ગામડામા તેમજ શહેરોમા હોય છે તેઓ ગાડવાનુ ઘી ડબામા ભરે છે પછી તે ડબા બધ અથવા છૂટક વેચે છે જિલ્લામા ઘીનાં મથક ગણાય એવાં સ્થળોમા મહેમદાવાદ ખાસ જાણીતુ છે એક અદાજ પ્રમાણે આ કેન્દ્રમાથી લગભગ ૩૨,૪૦,૦૦૦ રતલ ઘી નિકાસ થાય છે જેની હાલના ભાવે કિંમત ૮૧,૦૦,૦૦૦ રૂપિયા ગણાય * તે ઉપરાત નડિયાદ કપડવણજ, ઉમરેઠ, પેટલાદ વાડાશિનોર, વગેરે સ્થળોએ પણ ઘી જથાબધ મળી શકે છે તેમ છતા જિલ્લામા ઘીનુ ઉત્પાદન એટલુ બધુ ઘટ્યુ છે કે હવે તો સૌરાષ્ટ્રનુ ઘી અહીં વપરાવા આવે છે

ઘીનો વેપાર મણ અને શેરના ભાવથી થાય છે એની શુદ્ધિ માટે સરકારનો 'ભેળસેળ નિયમન ધારો' છે પરતુ એનો અમલ ભાગ્યે જ થતો હશે શુદ્ધ ઘી મેળવવુ એ આજના જમાનામા ઘણુ મુશ્કેલ છે

**વનસ્પતિ ઘી .** ઉપર કહ્યુ તેમ કુદરતી ઘીનુ સ્થાન વનસ્પતિ ઘી લઈ રહ્યુ છે આ ઘી ઉત્પન્ન કરનાર કોઈ કારખાનુ આ જિલ્લામા નથી જે વનસ્પતિ ઘી આ જિલ્લામાં વપરાય છે તે મુખ્યત્વે ડાલડાનુ આવે છે તે ઉપરાંત અન્ય પરચૂરણ કપનીઓનુ પણ આવે છે આ બધી કપનીઓ સ્થાનિક વેપારીઓને પોતાના એજન્ટો તરીકે નીમે છે એ એજન્ટો નાના વેપારીઓને જરૂર મુજબ માલ

---

* 'ગુજરાતનુ ગોધન', પૃષ્ઠ ૧૨, કર્તા–કમલાપતિ અબાલાલ શુક્લ, ઈ સ ૧૯૫૩

પૂરો પાડે છે એક રતલથી બત્રીસ રતલના ડબ્બામાં આ ઘી ભરેલું હોય છે તેના ઉપર આકર્ષક છાપેલાં લગાડેલાં હોય છે એના ભાવ કંપનીઓ તરફથી બાંધેલા હોય છે અને એ બાંધેલા ભાવે જ એ ઘીનું વેચાણ થાય છે

તેલ : ઘી મોંઘું થવાથી ગરીબ–મધ્યમ વર્ગના લોકો તેલનો વધુ ઉપયોગ કરતા થયા છે લગભગ ચાળીસ વર્ષ ઉપર આ જિલ્લામાં ખાવાના ઉપયોગ માટે મુખ્યત્વે તલનું અને તે પછી કાગરીનું તેલ વપરાતું હતું આ બંને પ્રકારનાં તેલનો વપરાશ આજે ઘટી ગયો છે મગરીનું તો નામનિશાન રહ્યું નથી માત્ર ઘરડા માણસો જ એનું નામ જાણે છે તલનું તેલ પણ ઘીની માફક પૈસાદાર વર્ગ જ વાપરી શકે છે એ બંનેની જગાએ મગફળી આવી ગઈ છે મગફળીની પેદાશ આ જિલ્લામાં એક પેઢી ઉપર બિલકુલ ન હતી આજે તેનો પાક વિપુલ પ્રમાણમાં થાય છે ઉપર જણાવેલું વનસ્પતિ ઘી એમાંથી જ બને છે તે ઉપરાંત રોજના ખોરાકમાં પણ મગફળીનું જ તેલ વપરાય છે આ માટે કપડવણજ, કઠલાલ, અને નડિયાદમાં મગફળીનું તેલ ઉત્પન્ન કરનાર મિલો આવેલી છે એ મિલોમાંથી તથા દેશાવરથી ડબ્બા ભરીને અથવા પીપો અને ટાંકીઓ ભરીને વેપારીઓ આ તેલ મોટા જથ્થામાં મગાવે છે તેમની પાસેથી નાના વેપારીઓ છૂટક વેચવા આ તેલના ડબ્બા લઈ જાય છે આવા જથ્થાબંધ તેમજ છૂટક તેલ વેચનાર વેપારીઓ આ જિલ્લાનાં મોટાં ગામોમાં સંખ્યાબંધ જોવામાં આવે છે નાનાં ગામડાંમાં પરચૂરણ માલની સાથે દુકાનદારો આ તેલ વેચે છે

જિલ્લા બહારનું તેલ મુખ્યત્વે પંચમહાલ જિલ્લાના ગોધરા અને ડેગાવ મથકોએથી અને દક્ષિણ ભાગના હૈદરાબાદથી આવે છે કપડવણજની તેલની મિલોનું તેલ જિલ્લા બહાર પણ વેચાવા જાય છે. એ રીતે સ્થાનિક માલ અને દેશાવરના માલ વચ્ચે હરીફાઈ ચાલે છે પરંતુ જ્યારે ભાવ નીચા હોય ત્યારે મોટે ભાગે આ જિલ્લામાં સ્થાનિક તેલ જ વપરાય છે

તેલના હાજર માલના વેપાર ઉપરાંત વાયદાનો વેપાર પણ થાય છે એવો વાયદાના તેલનો વેપાર કરનાર વેપારી પેઢીઓ પણ આ જિલ્લામાં છે

તલનું તેલ મુખ્યત્વે ઘાણીઓમાં તલ પીલીને તૈયાર કરવામાં આવે છે પૈસાદાર વર્ગ ઉપરાંત ગ્રામ ઉદ્યોગોને ઉત્તેજન આપવાની ભાવનાવાળા કેટલાક લોકો આ તેલ વાપરવાનો આગ્રહ રાખે છે

આ જિલ્લામાં દિવેલનો ઉપયોગ અથાણાંમાં, દવામાં અને મશીનો ઊંજવામાં થાય છે આની ખપત એટલી બધી ઓછી છે કે એનો અલગ વેપાર થતો નથી તેલના વેપારી જ દિવેલ પણ વેચે છે જિલ્લાની બધી તેલની મિલો મગફળી સાથે દિવેલીઓ પણ પીલે છે આ દિવેલ જિલ્લા બહાર સાબુ બનાવવામાં વપરાય છે તેથી એની પરદેશમાં નિકાસ થાય છે ખાસ કરીને કપડવણજની મિલો તેની નિકાસ કરે છે

દિવેલ પછી સરસિયું અને ડોળિયું એ ગૌણ મહત્ત્વનાં આ જિલ્લામાં ઉત્પન્ન થતાં તેલો છે સરસિયું સરસવ નામના તેલીબિયામાંથી નીકળે છે તેનો ઉપયોગ અથાણાંમાં થાય છે જૂના વખતમાં આ ઉપયોગ વધારે વ્યાપક હતો હાલ તે ઘણો જ ઘટી ગયો છે

ડોળિયું મહુડાના ઝાડ ઉપર થતા ડોળી નામના ફળનું તેલ છે ગરીબ લોકો એને પહેલાં રોજ ખાતા અત્યારે પણ થોડુંઘણું તો તેઓ ખાય છે પરંતુ મોટે ભાગે આ તેલ સાબુ બનાવવામાં વપરાય છે અને તે જિલ્લામાં આવેલાં સાબુનાં કારખાનાંમાં તેમજ ઘરગથ્થુ સાબુ બનાવવામાં જાય છે

ગોળ : દૂધ, ઘી અને તેલની માફક ગોળ અને ખાંડ એ પણ આ જિલ્લાના લોકોની રોજના ભોજનમાં વપરાતી ચીજો છે આ બંને ચીજો શેરડીમાંથી બને છે આ જિલ્લામાં શેરડીની ખેતી થવા લાગી છે પરંતુ તેમાંથી ગોળ કે ખાંડ ઉત્પન્ન થઈ શકે તેટલા પ્રમાણમાં શેરડીનો પાક અહીં થતો નથી એટલે આ બંને ચીજો જિલ્લા બહારથી લાવવી પડે છે. યુદ્ધકાળમાં આ ચીજોના વેપાર ઉપર સરકારી અંકુશ હતો હવે એ અંકુશ રદ થવાથી એનો વેપાર વેપારીઓના હાથમાં આવ્યો છે

આ જિલ્લામાં ત્રણ પ્રકારનો ગોળ મુખ્યત્વે વપરાય છે તેમાં સૌથી વધુ વપરાતો ગોળ ઉત્તર પ્રદેશનાં મુઝફ્ફરપુર, મિરત, હાપુર, અને સિતાપુરનાં કેન્દ્રો ઉપરથી આવે છે તે 'ચાકુનો ગોળ' કહેવાય છે દાળ, શાક, અને એવી સામાન્ય ભોજનની વાનીઓમાં આ ગોળ વપરાય છે ઊંચો, મધ્યમ, અને હલકો એ ક્રમે એના એક, બે અને ત્રણ એવા નંબર પાડવામાં આવે છે ઊંચી જાતનો ચાકુનો ગોળ ખૂબ મીઠો, પીળો, રતાશ પડતો અને ચિકાશવાળો હોય છે ગઠ્ઠાવાળો અને સહેલાઈથી ભાંગી શકાય તેવો હોવાથી વાપરવામાં એ બહુ અનુકૂળ પડે છે

આ ગોળ કોથળામાં ભરાઈને આવે છે, અને મણના ભાવે વેચાય છે છૂટક વેચનાર વેપારીઓ એને શેરના ભાવથી કે રૂપિયાના ભાવથી વેચે છે

બીજા પ્રકારનો ગોળ દક્ષિણ ભારતમાંથી આવે છે તે દોઢથી પોણાબે મણના રવાના રૂપમા હોય છે આ રવા કંતાનમાં બાંધેલા હોય છે મહારાષ્ટ્રમાં કોપરગાવ, બેલાપુર, કોલ્હાપુર, બરામતી, લાસલગાવ, એ ગામોએ શેરડી ખૂબ થાય છે ત્યાંના ખેડૂતો પોતાનાં ખેતરોમાં શેરડીનો રસ કાઢી એ રસ તાવડામાં ઉકાળીને એનો ગોળ બનાવે છે એ ગોળના રવા ગાડા ભરીને તેઓ બજારોમાં વેચવા લઈ જાય છે આ જિલ્લાના વેપારીઓ જાતે જઈને અથવા આડતિયા મારફતે હરાજીમાંથી આ માલ ત્યાંના બજારોમાં ખરીદે છે અને ત્યાંથી વેગનો ભરી લાવી આ જિલ્લામાં વેચે છે આ ગોળને પણ ચઢતા-ઊતરતા ક્રમે એક, બે, ત્રણ એવા નબરો આપવામાં આવે છે તે ઉત્તર પ્રદેશના ગોળને મુકાબલે કંઈક મોંઘો પડે છે તેથી આ જિલ્લામાં એનો વપરાશ અગાઉ કરતા ઘટ્યો છે

ગોળની ત્રીજી જાત સુરત જિલ્લાના ગણદેવી, વલસાડ વગેરે પ્રદેશોમાંથી આવે છે તે 'માટલાનો ગોળ' કહેવાય છે ત્યાના ખેડૂતો આ ગોળ બનાવીને માટીનાં જાડા માટલામાં ભરીને અહીં મોકલે છે આ પ્રકારનો ગોળ સ્વાદિષ્ટ, પરતુ ચીકણો પાતળો-અર્ધપ્રવાહી રૂપમા-હોય છે સ્વાદમાં તે સહેજ ખારાશવાળો અને ભભરો હોય છે તે અન્ય પ્રકારના ગોળ કરતા વધુ પૌષ્ટિક મનાય છે

*એકદરે વાર્ષિક ૬૦૦થી ૭૦૦ વેગન જેટલો ગોળ આ* જિલ્લાની પ્રજાના વપરાશ માટે બહારથી આવે છે એવો વેપારી અદાજ છે આ માલ જથ્થાબંધ મગાવનાર વેપારીઓ હોય છે પરતુ એકલા ગોળનો વેપાર કરનાર વેપારીઓ બહુ ઓછા છે અનાજ અને કઠોળનો વેપાર કરનાર વેપારીઓ મોટે ભાગે ગોળનો પણ વેપાર કરતા હોય છે ગામડાંમા કરિયાણાની દુકાનોએ મોટે ભાગે ગોળ પણ વેચાય છે

ગોળના ધંધાના પ્રારભ વિષે એવુ કહેવાય છે કે ઈ સ ૧૮૫૮ની સાલમા સૌ પ્રથમ ઉત્તર પ્રદેશમાંથી ગોળ મગાવી તેને ફરીથી ગરમ કરી માટલા ભરવાનુ કામ નડિયાદના નીચેના ચાર વેપારીઓએ શરૂ કરેલુ શ્રી હીરાભાઈ કલ્યાણભાઈ પટેલ, શ્રી આશાભાઈ મનોરભાઈ પટેલ, શ્રી ત્રિભોવનદાસ મોહનલાલ શાહ, અને શ્રી હરિલાલ ધનજીભાઈ શાહ

**ખાંડ :** ખાંડ પણ આ જિલ્લામાં બહારથી આવે છે મુખ્યત્વે બિહાર, ઉત્તરપ્રદેશ અને દક્ષિણ ભારતની મિલોમાં બનતી ખાંડ અહીંના વેપારીઓ પોતાના આડતિયા મારફતે એ પ્રદેશોનાં શહેરોમાંથી ખરીદે છે અને વેગનો ભરીને અહીં લાવે છે ગુણી અને મણના એમ બે પ્રકારના ભાવથી આ માલ વેચાય છે જિલ્લામા બધા શહેરોમાં જથ્થાબધ તેમજ છૂટક ખાંડ વેચનાર વેપારીઓ હોય છે ગામડામાં કરિયાણાના વેપારીઓ આ માલ વેચે છે

ખાંડમા ઘણી જાતો આવે છે પરતુ આ જિલ્લામાં મોરસ નામની ખાંડ સર્વત્ર વપરાય છે એની ધોળાશ અને દાણાના નાના મોટા કદ પ્રમાણે એના એક, બે, ત્રણ એવા ચઢતા-ઊતરતા પ્રકાર ગણાય છે અત્યત સફેદ, મોટા અને સરખા દાણાવાળી મોરસ સારામા સારી ગણાય છે

મોરસ પછી બૂરુ નામે ઓળખાતી દાણા વગરની લોટ જેવી ખાંડ પણ આ જિલ્લામાં વપરાય છે એનો ઉપયોગ મુખ્યત્વે લાડુ બનાવવામા તથા કેટલીક મીઠાઈઓ બનાવવામાં થાય છે સામાન્ય વપરાશ માટે લોકો એને પસદ કરતા નથી

**સાકર :** આ જિલ્લામાં સાકરનો વપરાશ નહિ જેવો છે. મુખ્યત્વે ધાર્મિક પ્રસગોએ અને દવા તરીકે એનો ઉપયોગ થાય છે ખાંડમાંથી સાકર બનાવવાનાં બે-ત્રણ કારખાનાં આ જિલ્લામા થયાં છે નડિયાદમાં શ્રી જેઠાલાલ છોટાલાલ શાહ અને શ્રી મૂળજીભાઈ મથુરભાઈ બોરિયાવીવાળા, આ રીતે સાકર બનાવે છે, અને એમનો માલ જિલ્લા બહાર પણ જાય છે

**મસાલા :** રોજિંદા ખોરાક સાથે મરચુ, હળદર, રાઈ, મેથી, જીરુ, ધાણા વગેરે મસાલા ખાવાનો આ જિલ્લામાં સામાન્ય રિવાજ છે

આ બધા મસાલામાં હળદર સિવાયના બધા મસાલા મોટે ભાગે આ જિલ્લામાંજ પાકે છે હળદર અને મરચાંની વિશેષ આયાત થાય છે ધાણા પણ વિશેષ બહારથી આવે છે જ્યારે જીરુ, રાઈ, મેથી, આ જિલ્લામાં સારા પ્રમાણમાં પાકે છે

સામાન્ય રીતે રોજિંદા ખોરાકમાં દાળ, શાક, કઢી, વગેરેમાં તેલનો વઘાર કરી એમાં મરચુ, હીંગ, રાઈ, મેથી, વગેરે નાખવાનો રિવાજ છે આ મસાલાની મૂળ ચીજો પહેલાં તો સૌ ઘેર લાવતા ને જરૂર મુજબ ખાંડી એનો ઉપયોગ કરતા હવે મોટે ભાગે બધા મસાલા દળેલા તૈયાર જ

મળે છે. 'ગાંધી'ને નામે ઓળખાતો વેપારી વર્ગ આવા તમામ પ્રકારના મસાલા, તેમજ મરી, સૂંઠ, લવિંગ, વગેરે ગરમ મસાલાની ચીજો પણ વેચે છે. ગરમ મસાલા રોજિંદા ખોરાકમાં ખાવાનો આ જિલ્લામાં ખાસ રિવાજ નથી. પરંતુ શરદીમાં ઉકાળો કરીને પીવામાં, અથવા પાપડ જેવી ચીજોમાં તે વપરાય છે.

**કરિયાણું: સૂકો મેવો:** આ જિલ્લામાં કરિયાણું ને તેમાં પણ ખાસ કરીને ઇલાયચી, સૂકો મેવો, જેવો કે બદામ, કાજુ, દ્રાક્ષ, પિસ્તાં, ચારોળી, અંજીર, વગેરે ખૂબ મોટા પાયા ઉપર બહારથી આયાત થાય છે.

આખા ભારતમાં કરિયાણા માટે નડિયાદ એક મોટું કેન્દ્ર બજાર ગણાય છે. દરેક જાતનો સૂકો મેવો મગાવીને આખા ગુજરાતમાં ને સૌરાષ્ટ્રમાં પૂરો પાડવાનું કામ નડિયાદના સલૂણ બજારના કરિયાણાના વેપારીઓ કરે છે. ઇલાયચી પાકે છે મલબાર કાંઠે હાવેરીમાં, પરંતુ એનો ખૂબ માલ નડિયાદ આવે છે ને એના ભાવ નડિયાદની બજારમાં પડે છે. સૂકો મેવો પાકિસ્તાન અને દિલ્હીથી આવે છે. આ બધી ચીજો મણના ભાવે વેચાય છે. આ જિલ્લામાં મોટે ભાગે પૈસાવાળા લોકો આ ચીજો વાપરે છે અગર મીઠાઈ વગેરેમાં વપરાય છે.

જિલ્લામાં મધ્યમ વર્ગ અને ઉપલા વર્ગોના ઘરોમાં મુખવાસ ખાવાનો રિવાજ છે. એમાં સોપારી, ઇલાયચી, ધાણાની દાળ, લવિંગ વગેરે ચીજોનું પ્રાધાન્ય હોય છે. જ્યારે પાન ખાવાનો એક સામાન્ય રિવાજ છે, એમાં ઇલાયચી, લવિંગ, સોપારી વપરાય છે.

**ચા:** ચા આ જિલ્લાના લોકોની એક મહત્ત્વની રોજિંદી જરૂરિયાત બની ગઈ છે. તેનો વપરાશ એટલો બધો વધ્યો છે કે આ જિલ્લામાં એ વેપારની મહત્ત્વની ચીજ ગણાય છે. એનો જથ્થાબંધ વેપાર કરનાર વેપારીઓ આ જિલ્લામાં છે અને ગોળખાંડની માફક કરિયાણાની દુકાને તે છૂટક વેચાય છે.

આ જિલ્લામાં મુખ્યત્વે આસામની ચા આવે છે. અહીંના જ વતની, ચાના મોટા વેપારીઓ, મેસર્સ છો. અંબાલાલ એક્સપોર્ટ લિ., છો. અંબાલાલ, પી. ઉમેદભાઈની કંપની વગેરે કલકત્તામાં ચાના બગીચામાંથી આવતા માલને લિલામમાંથી ખરીદે છે અને તેમની પાસેથી આ જિલ્લાના વેપારીઓ એ માલ અહીં મંગાવે છે.

આ નાનાં પડીકાંમાં તેમજ મોટી ચોરસ પેટીઓમાં ભરીને આવે છે. સામાન્ય રીતે મોંઘી ચા વાપરનાર વર્ગ બ્રુક બોન્ડ અને લિપ્ટન કંપનીઓનાં સીલબંધ પડીકાં વાપરે છે. એથી ઊતરતા વર્ગના વપરાશ માટે વેપારીઓ પેટીઓમાં ભરેલી જથ્થાબંધ ચા મંગાવે છે. ચાના જથ્થાબંધ અને છૂટક વેપાર કરનારા એમ બે પ્રકારના વેપારીઓ જિલ્લાના દરેક મુખ્ય શહેરમાં છે. એ પેટીઓમાંથી નાના વેપારીઓને જરૂર પ્રમાણે છૂટી ચા વેચવામાં આવે છે. આ માલ રતલના ભાવથી વેચાય છે.

જો કે મોટા ભાગની ચા આસામની જ વપરાય છે, તો પણ તાજેતરમાં નિલગિરીની ચા પણ આ જિલ્લામાં આવવા લાગી છે અને નડિયાદમાં એક વેપારીએ એનો વેપાર શરૂ કર્યો છે.

**બળતણ:** આ જિલ્લામાં ઘરગથ્થુ કામો માટે બળતણ તરીકે મુખ્યત્વે લાકડું વપરાય છે. તે ઉપરાંત થોડાં વર્ષોથી કોલસો પણ વપરાવા લાગ્યો છે. કેરોસીન ફાનસ અને ચીમનીઓના દીવા કરવામાં તથા સ્ટવમાં વપરાય છે. કારખાનાંમાં ખનિજ કોલસો, અંગ્રેજીમાં જેને 'હાર્ડકોક' કહે છે તે પણ વપરાય છે. વીજળી પણ દાખલ થઈ છે. તેની વિગત અગાઉ આવી ગઈ છે. ખેડૂત વર્ગ પોતાના ખેતરમાંથી જ બળતણ માટે જરૂરી લાકડાં મેળવી લે છે અને તદ્દન ગરીબ લોકો રસ્તામાંથી છાણ વીણી લાવી તેનાં છાણાં બનાવી, તે બળતણ તરીકે વાપરે છે.

બાળવાનું લાકડું બે પ્રકારે મળે છે. એક તો ખેડૂતો પોતે જ પોતે ખેતરમાં કાપેલાં ઝાડનાં નાનાં મોટાં લાકડાં ગાડામાં ભરીને મોટાં ગામોમાં વેચવા જાય છે. ખાસ કરીને દિવાળી પછીના હોળી સુધીના સમયમાં આ પ્રકારનાં લાકડાં ભરેલાં ગાડાં બજારમાં આવે છે. એવાં ગાડાં 'હેલ' કહેવાય છે. લોકો પોતાની જરૂર પ્રમાણે આ મોસમમાં બારે માસ ચાલે એટલું બળતણ ખરીદી લે છે. એક હેલ અથવા તેથી વધુ હેલો સામટી કિંમત કરીને ખરીદવામાં આવે છે. મોટે ભાગે ગામની ભાગોળે જ આ સોદો થાય છે અને સોદો થયા પછી હેલવાળો પોતાનું ગાડું હાંકી ખરીદનારના ઘર આગળ તેમાંનાં લાકડાં ઠાલવે છે. આવી હેલો સાથે જ લાકડાં ચીરનાર મજૂરો ફરતા હોય છે. તેમની પાસે આ લાકડાં ચિરાવવામાં આવે છે. તે માટે મજૂરી અલગ અપાય છે. પછી એ લાકડાં ઘરમાં માળિયા ઉપર કે બીજી કોઈ અનુકૂળ જગાએ ભરી લેવામાં આવે છે.

બળતણ ખરીદવાની સામાન્ય પદ્ધતિ એ હતી, અને

હજી પણ ગામડાંમાં તે ચાલુ છે. પરંતુ હવે જલાઉ લાકડાં વેચવાનાં પીઠાં પણ થવા લાગ્યાં છે. તેઓ ઉપર જણાવેલી હેલો ખરીદીને તેનાં લાકડાં ચિરાવી મોટા જથ્થામાં એકઠાં કરી રાખે છે. પછી એ લાકડાં સો મણના ભાવથી તેમ જ છૂટક મણના ભાવથી તેઓ વેચે છે. આ ઉપરાંત પંચમહાલ તરફથી લાકડાંના ગોળ કટકા પણ આ જિલ્લામાં વેચાવા આવે છે. તે ત્રણચાર ફૂટ લાંબા અને ઓછાવત્તા જાડા હોય છે. એવા કટકા 'ગંડેરી' કહેવાય છે. તે મૂળ સ્વરૂપમાં અથવા ફાચરાના રૂપમાં પીઠાવાળા વેચે છે.

**કોલસા :** ઉપર જણાવ્યું તેમ ઘરગથ્થુ વપરાશમાં દેશી કોલસાનો ઉપયોગ થોડાં વર્ષોથી જ ખાસ કરીને શહેરોમાં દાખલ થયો છે. મુખ્યત્વે લુહાર, કંસારા, સોની વગેરે કારીગરો પોતાની ભઠ્ઠીમાં કે કારખાનાંમાં હાર્ડ કોક ઉપરાંત આ કોલસાનો પણ ઉપયોગ કરતા અને હજી પણ કરે છે.

આ રીતે વપરાતા કોલસા જંગલોમાં ઝાડોને બાળીને બનાવવાનો મોટો ઉદ્યોગ થોડાં વર્ષોથી ખીલ્યો છે. આ જિલ્લામાં કપડવણજ, માતર, નડિયાદ વગેરે તાલુકાઓના જુદા જુદા ભાગોમાં ખેડૂતો આંબા, આમલી, બાવળ, મહુડા વગેરે ઝાડોને પાડી, એનાં લાકડાંને બાળીને કોલસા બનાવે છે. આ કોલસાનાં ગાડાં ભરી શહેરોમાં તેઓ વેચવા લઈ જાય છે. વેચવાનું કામ આડતિયા મારફતે થાય છે. ભાવ મણને હિસાબે ઠેરાવવામાં આવે છે. તેની છૂટી વખારો ભરાય છે અથવા કોથળામાં ભરીને તે સીવી લઈને મોટા જથ્થામાં સંઘરો કરવામાં આવે છે.

ઉપરની રીતે વેચાતા કોલસા લાકડાંના વેપારીઓ જ મોટે ભાગે ખરીદે છે, અને જલાઉ લાકડાં સાથે વેચે છે. આ જાતનો વેપાર અને કોલસાનો વપરાશ મોટાં ગામોમાં જ છે. નાનાં ગામોમાં હજી એનો પ્રચાર નથી.

ખનિજ કોલસો મુખ્યત્વે કારખાનામાં વપરાય છે. એનો લાભ એ છે કે તે જલદી સળગતો નથી, પરંતુ એક વખત સળગ્યા પછી એમાંથી એટલી બધી ગરમી મળે છે કે ગમે તે ધાતુ પણ એનાથી ઓગળી જાય છે. આ માલ બિહારની કોલસાની ખાણોમાંથી આવે છે. એનો વેપાર કરનાર વેગનબંધ માલ મગાવે છે અને પછી વાપરનાર જરૂરના પ્રમાણમાં છૂટક મણના ભાવે તે લઈ જાય છે.

**કેરોસીન :** કેરોસીન એ પણ ખનિજ તેલ છે. તે 'ગ્યાસતેલ' કહેવાય છે. આ માલ વેચનાર દેશ પરદેશની મોટી કંપનીઓએ આ જિલ્લામાં પોતાના એજન્ટો મૂકેલા છે. સામાન્ય રીતે ચાર ગેલનનો સીલબંધ ડબ્બો વેચાય છે. પરચૂરણ માલ વેચનાર નાના વેપારીઓ આ ડબ્બામાંથી શીશી ભરીને છૂટક ઘરાકોને વેચે છે. ખેડા જિલ્લાનાં લગભગ તમામ મોટાં ગામોમાં આ માલ વેચનાર એજન્ટો કે સબ-એજન્ટો હોય છે.

**તાંબા-પિત્તળનાં વાસણ :** પાણી ભરવા માટે, રાંધવા અને અનાજ ભરવા માટે ઠેઠ બ્રિટિશ યુગ આવતા સુધી લોકો માટીનાં વાસણ વાપરતા હતા. ધાતુનાં વાસણમાં મુખ્યત્વે કાંસાનાં વાસણ વપરાતાં. રોટલા બનાવવાનો લોટ મસળવા માટેની કથરોટ ગરીબ વર્ગ લાકડાની જ વાપરતો. આ લાકડાની કથરોટ આજે ભાગ્યે જ જોવા મળે. કાંસાની થાળી લગ્નપ્રસંગે વરકન્યાને અપાતાં વાસણોમાં હજી પણ એક રિવાજ તરીકે અપાય છે. ગરીબ વર્ગ કાંસાનું તાંસળું હજી પણ વાપરે છે. અનાજ ભરવાની માટીની કોઠીઓને સ્થાને જસતનાં પતરાંની કોઠીઓ અને ટીનના ડબ્બાનો પ્રચાર વધ્યો છે. પાણી ભરવા માટે તાંબા-પિત્તળનાં પવાલાં, તપેલાં, બેડાં, લોખંડની બાલદીઓ. રાંધવા માટે પિત્તળની તપેલીઓ અને જમવા માટે પિત્તળનાં થાળી-વાટકા, લોટા-પ્યાલા અને અન્ય પ્રકારનાં નાનાં મોટાં વાસણોનો પ્રચાર ખૂબ વધી ગયો છે. તે ઉપરાંત તાજેતરમાં પરદેશથી આવતાં 'સ્ટેઇનલેસ સ્ટીલ'નાં અતિ કીમતી વાસણો પણ પ્રચારમાં આવતાં જાય છે. એક દશકા ઉપર આ જાતનાં વાસણોને બદલે 'જર્મન સિલવર'નાં વાસણો વધુ પ્રચારમાં હતાં. જે ચીજો ઉચ્ચ વર્ણના અને પૈસાદાર લોકો જ ખરીદી શકતા અને વાપરતા તેનો આજે સર્વ સામાન્ય વપરાશ જોવા મળે છે. તાંબા-પિત્તળનાં વાસણો વસાવવાનો મોહ એકેએક ગૃહિણીને વારસામાં મળેલો હોય છે. અને એનું પ્રદર્શન એકેએક ઘરમાં પાણિયારે, રસોડામાં તેમજ ઓરડા-પરસાળમાં છાજલીઓ ઉપર ગોઠવેલું જોવામાં આવે છે.

આ જિલ્લામાં ધાતુનાં વાસણ બનાવનાર કંસારા નામની એક વિશિષ્ટ જ્ઞાતિ છે. 'કંસારા' એ શબ્દ સંસ્કૃત કંસકાર ઉપરથી થયેલો છે. એનો અર્થ 'ધાતુનું વાસણ ઘડનાર' એવો થાય છે. 'કાંસુ' શબ્દ માટે કાંસ્ય એવો સંસ્કૃત શબ્દ છે. એનો અર્થ 'મિશ્ર ધાતુ' થાય છે. આમ કંસ અથવા કાંસ્ય એ શબ્દો કંસારા જ્ઞાતિના નામમાં હજી પણ જીવતા છે. એ બતાવે છે કે ઘણા પ્રાચીન સમયથી આ જિલ્લામાં ધાતુનાં વાસણ બનાવવાનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલતો આવે છે. યંત્રોની હરીફાઈમાં આ જૂનો

ઉદ્યોગ તો તૂટી ગયો છે. પરંતુ એને સ્થાને એ જ ઉદ્યોગ નવું રૂપ ધારણ કરીને ખીલવા લાગ્યો છે. નડિયાદ અને ખંભાત એનાં જાણીતાં મથકો છે. એમાં નડિયાદ સૌથી મોખરે છે. ત્યાં કંસારાનાં સોએક કુટુંબો પોતાનો પ્રાચીન ઉદ્યોગ એક યા બીજા પ્રકારે સાચવી રહ્યાં છે.

આ જિલ્લામાં ધાતુનાં વાસણોનો વેપાર બે પ્રકારે ચાલે છે. એક તો વેપારીઓ તાંબા-પિત્તળનાં પતરાં જિલ્લા બહારથી મંગાવી કંસારા કારીગરોને તે વાસણો ઘડવા માટે આપે છે. કારીગરો એ પતરામાંથી વિવિધ પ્રકારનાં વાસણો ઘડે છે. એ કામ માટે વેપારીઓ એમને મહેનતાણું આપે છે, અને તૈયાર થયેલાં વાસણો તેમની પાસેથી લઈ પોતાની દુકાને તે વેચે છે. લગભગ તમામ પ્રકારનાં વાસણો આ પદ્ધતિએ જૂના વખતમાં તૈયાર થતાં. પરંતુ યંત્રોથી બનેલો ચળકતો માલ જેમ જેમ આવતો ગયો તેમ તેમ આ ઉદ્યોગ ઘટતો ગયો અને અત્યારે અમુક પ્રકારનાં મોટાં વાસણો સિવાય આ પદ્ધતિએ ઝાઝાં વાસણો આ જિલ્લામાં હાલ બનતાં નથી. મુખ્યત્વે તાંબાનાં બેડાં, કઢૈયાં અને કથરોટો તથા પિત્તળનાં પત્રાલાં, પવાલીઓ, તપેલીઓ ને કથરોટો એટલા પ્રકારનો માલ આ પદ્ધતિએ તૈયાર થાય છે અને તે બનાવનાર કંસારા, નડિયાદ, ઉમરેઠ, ખંભાત, કપડવણજ વગેરે મોટાં ગામોમાં છે.

થાળી, વાડકા, લોટા, પ્યાલા વગેરે નાનાં વાસણો મુખ્યત્વે પંજાબ અને મુંબઈથી તૈયાર આવે છે. એ પ્રકારનાં વાસણો બનાવનાર કારખાનાં નડિયાદ અને ખંભાતમાં સ્થપાયાં છે. પરંતુ આ જિલ્લાની જરૂરિયાતો હાલ ઉપર ગણાવેલાં બે મુખ્ય મથકોના માલથી પૂરી પડે છે અને એ માલ કંઈક સસ્તો પણ હોય છે.

વાસણો ઉપરાંત વાસણોના ભંગારનો ધંધો આ જિલ્લામાં વિકસેલો છે. તૈયાર વાસણો પૂરાં પાડનાર પંજાબ પ્રદેશના કારખાનાંવાળા આ જિલ્લામાંથી વેપારીઓ મારફતે તાંબા પિત્તળનાં જૂનાં વાસણોનો ભંગાર વજનથી ખરીદે છે. એ ભંગારને ગાળી એના ગઠ્ઠા કરીને પતરાં બનાવનાર રોલિંગ ફેક્ટરીઓને એ વેચે છે. આ રીતે પરદેશથી આવતાં તાંબા-પિત્તળનાં પતરાં સાથે આ વેપારીઓ સફળ હરીફાઈ કરી શકે છે. આ જિલ્લામાં વાસણો બનાવવા માટે જે પતરાં આવે છે તે આ રીતે તૈયાર થયેલાં હોય છે. એમ પંજાબ નાનાં વાસણો ઉપરાંત તાંબા-પિત્તળનાં પતરાં પણ આ જિલ્લાને પૂરાં પાડે છે. આ ઉપરાંત કલકત્તાની રોલિંગ ફેક્ટરીઓમાંથી પણ પતરાં આવે છે. પરંતુ પંજાબ સાથે આ પ્રકારના માલની લેવડ-દેવડ આ જિલ્લામાં લાખ્ખો રૂપિયાની કિંમતની થાય છે.

આ જિલ્લાના લોકો એલ્યુમિનિયમનાં વાસણો પણ વાપરે છે. તે મુખ્યત્વે જીવણલાલ એન્ડ કંપની, અને અમુલખ અમીચંદની કંપનીનાં હોય છે.

જૂજ અપવાદો બાદ કરતાં તાંબા-પિત્તળનાં વાસણના ભાવ રતલના વજનથી થાય છે. ભંગાર પણ રતલનાં વજનથી ખરીદાય છે.

**લોખંડનાં વાસણ :** લોખંડનાં વાસણો જિલ્લા બહારથી મોટે ભાગે આવે છે. છતાં જિલ્લામાં પણ ડબગર અને વહોરા લોકો લોખંડનાં વિવિધ પ્રકારનાં પતરાંમાંથી અનાજ ભરવાની કોઠીઓ અને ડબ્બા વગેરે બનાવે છે. તે ઉપરાંત લોખંડની તિજોરીઓ, ફર્નિચર, ખાટલા, વગેરે પણ આ જિલ્લામાં બને છે અને તે જિલ્લા બહાર પણ જાય છે.

**બારદાન :** અનાજ ભરવા માટે વેપારીઓ જે કોથળા વાપરે છે તે બારદાન કહેવાય છે. તે વેચનાર વેપારી પણ હોય છે. એ માલ કલકત્તા તરફથી આવે છે. જૂનાં બારદાન ખરીદી તેને સમારી વેચવાની પદ્ધતિ પણ હોય છે. કાપડની ગાંસડીઓ બાંધવામાં કંતાન વપરાય છે. તે પણ કલકત્તા તરફથી આવે છે.

આધાર : વેપારીઓને પૂછીને મેળવેલી માહિતી.

# ૩૫.

## વપરાશી ચીજો અને વેપાર (૪)

અનાજ અને ખાદ્ય ચીજો તથા વાસણો પછી રોજના વપરાશની ચીજોમાં કાપડ, ઇમારતી સામાન, ઘરેણાં, યંત્રોને લગતી ચીજો અને બીજી કેટલીક પરચૂરણ ચીજો બાકી રહે છે. તેના વેપારની માહિતી આ પ્રકરણમાં આપી છે.

કાપડ : બ્રિટિશ યુગ પહેલાં આ જિલ્લામાં હાથવણાટનું વિવિધ પ્રકારનું કાપડ ગામેગામ બનતું હતું. પરંતુ મિલ ઉદ્યોગનો વિકાસ થતાં કાપડનો આ ગૃહઉદ્યોગ લગભગ નાશ પામ્યો હોવા છતાં હજી પણ હરિજન વણકરો અને ભાવસાર, કાછિયા, સાળવી, શેખડા, વગેરે પ્રકારના કારીગરો એને સાચવી રહ્યા છે. જૂની હાથશાળો ઉપરાંત યંત્રથી ચાલતી હેન્ડલૂમો જિલ્લામાં કેટલેક સ્થળે ચાલે છે. ખંભાત જેવા સ્થળમાં કસબી સાડીઓ પણ બને છે. સુંદર કારીગરીવાળી શેતરંજી બનાવનાર એકાદ જૂનો કારીગર પણ ત્યાં છે. તે ઉપરાંત આ જિલ્લામાં નડિયાદ, પેટલાદ, અને ખંભાતમાં થઈને કાપડની પાંચ મોટી મિલો છે.

આ રીતે આ જિલ્લામાં કાપડ ઉત્પન્ન થાય છે અને તેમાંનું થોડુંઘણું અહીંના લોકો વાપરે છે પણ ખરા. પરંતુ અહીં ઉત્પન્ન થતું મોટા ભાગનું કાપડ તો જિલ્લા બહાર જ વેચાવા જાય છે, અને જિલ્લાના લોકોની કાપડની જરૂરિયાત અન્ય પ્રદેશોમાંથી આવતા વિવિધ પ્રકારના કાપડથી પૂરી પડે છે.

મોટા ભાગની વસતી ખેડૂતોની હોવાથી અને એ વર્ગ સામાન્ય રીતે જાડું કાપડ વાપરતો હોવાથી, જાડા બરના કાપડની ખપત આ જિલ્લામાં સૌથી વધુ છે. મોટે ભાગે વીસથી ત્રીસ નંબરના મિલના સૂતરનું કાપડ અહીંના લોકો વાપરે છે. આ કાપડ મુખ્યત્વે અમદાવાદની મિલોમાંથી આવે છે. એમાં જાડાં ધોતિયાં, સફેદ અને ખાખી જાડું જીન, ચારથી પાંચ વારની જાડી સાડીઓ, ગવન, શેલાં, વિવિધ પ્રકારની બીજી સાડીઓ, સેનો, માદરપાટ વગેરે પ્રકારો મુખ્ય હોય છે. ગરીબ તેમજ મધ્યમ વર્ગ આ જાતનાં કાપડ વાપરે છે. શહેરમાં રહેનાર અને પૈસાદાર વર્ગ જાત જાતનું ઝીણું કાપડ પણ વાપરે છે. તેમાં જિલ્લાની મિલોનું કાપડ–ખાસ કરીને નડિયાદની ન્યુ શોરોક મિલનાં ધોતી, સાડી, મલમલ, વોયલ અને શર્ટિંગ – ખાસ ખપે છે. પરંતુ મોટા ભાગના લોકો તો મુખ્યત્વે અમદાવાદની મિલોનું કાપડ વાપરે છે, તે ઉપરાંત મદ્રાસ અને મુંબઈની મિલોનું કાપડ પણ વપરાય છે. આ પૈકી મદ્રાસની બાકિંગહામ મિલનું કોટિંગ બહુ પ્રચારમાં છે. એ પૂરતા પ્રમાણમાં નહિ આવતું હોવાથી બજારમાં એની હંમેશાં ખેંચ રહે છે. ધોતિયાં અને શર્ટિંગ અમદાવાદ તથા મુંબઈની મિલોનાં આવે છે. ચોરસા અને ફેન્સી સાડીઓનાં વિવિધ પ્રકારનાં કાપડ મુંબઈની મિલોનાં વિશેષ આવે છે. શેતરંજીઓ મદ્રાસ અને ઇંદોર તરફની મિલોની આવે છે.

ગરમ કાપડ આ જિલ્લામાં માત્ર શિયાળામાં જ વપરાય છે અને તેથી એનો વેપાર પણ શિયાળમાં જ ચાલે છે મુખ્યત્વે મુંબઈની રેમન્ડ મિલ અને કાનપુરની ધારીવાલ મિલનાં ગરમ કાપડ વપરાય છે.

સારા પ્રસંગોએ–ખાસ કરીને લગ્નો વખતે–તમામ પ્રકારના લોકો શક્તિ મુજબ રેશમી કાપડ પહેરે છે. સ્ત્રીઓ આ પ્રકારનું કાપડ વિશેષ વાપરે છે. મોંઘું હોવાથી ગરીબ વર્ગને એ પરવડતું નથી.

રેશમી કાપડમાં બનારસી સાડીઓ પ્રચલિત છે. તે ઉપરાંત મૈસૂરી રેશમ અને સુરતનો જરી ભરેલો રેશમી કાપડનો માલ સારા પ્રમાણમાં આ જિલ્લાના લોકો વાપરે છે.

છેલ્લાં કેટલાંક વર્ષોથી ચમક નામથી ઓળખાતું બનાવટી રેશમ પ્રચારમાં આવ્યું છે. એ કાપડ મુંબઈનાં કારખાનાંમાં બને છે. દેખાવે સાચા રેશમ જેવું અને ભાવમાં ઘણું સસ્તું હોઈ, ગરીબ વર્ગ આ જાતનું રેશમી કાપડ વાપરતો થયો છે.

ગતયુદ્ધસમયમાં અને તે પછી કાપડના વેપાર ઉપર સરકારે અંકુશો મૂકેલા હતા. અત્યારે કાપડના ખરીદ–વેચાણ ઉપર સરકારી અંકુશ નથી. અંકુશો હતા ત્યારે સામાન્ય રીતે વ્યક્તિ દીઠ સરેરાશ ૧૦થી ૧૩ વાર સુધી કાપડ અપાતું હતું. આ પ્રમાણ ઘણું ઓછું ગણાતું હતું. તેમાં પણ બીજા પ્રદેશોને મુકાબલે કંઈક ઊંચું જીવનધોરણ ધરાવતા આ જિલ્લાની પ્રજા માટે તો એ વધારે પડતું ઓછું પડતું. પરંતુ આ હિસાબે માણસ દીઠ ઓછામાં ઓછું સરેરાશ ૧૫ વાર કાપડ ગણીએ તો આ જિલ્લાની સોળ લાખ વસતી માટે ઓછામાં ઓછું ૨,૪૦,૦૦,૦૦૦ વાર કાપડ જોઈએ. અને બધી જાતના કાપડનો સરેરાશ ભાવ એક વારનો એક રૂપિયો મૂકીએ તો વાર્ષિક લગભગ રૂા. અઢી કરોડનો કાપડનો વેપાર આ જિલ્લામાં થતો હશે એમ કહી શકાય. આ અંગે સત્તાવાર આંકડા મળી શકતા નથી.

આ જિલ્લામાં કાપડના મુખ્ય ત્રણ પ્રકારના વેપારીઓ જોવા મળે છે. પહેલો પ્રકાર કાપડનો જથ્થાબંધ વેપાર કરનાર વેપારીઓનો છે. આ વેપારીઓ ગાંસડીબંધ માલ મંગાવી આખી ગાંસડી અગર તેમાંથી થોડા થોડા જથ્થામાં જથ્થાબંધ ભાવે નાના વેપારીઓને પોતાનો માલ વેચે છે. તેઓ પરચૂરણ માલ કે છૂટક માલ વેચતા નથી. આવા વેપારીઓની સંખ્યા આખા ખેડા જિલ્લામાં ૪૦–૫૦ જેટલી હશે.

બીજા પ્રકારના કાપડના વેપારી છૂટક માલ વેચે છે

જિલ્લાના કોઈ પણ શહેર કે મોટા ગામમાં એવા વેપારી-ઓની દુકાનો જોવા મળશે. આ પ્રકારના વેપારીઓ પોતાના ગ્રાહકોની જરૂરિયાત મુજબ વિવિધ પ્રકારનું કાપડ રાખે છે અને વેચે છે. તેઓ કાપડ સિવાય બીજી કોઈ ચીજનો વેપાર કરતા નથી.

ત્રીજા પ્રકારનો વેપારી ગામડામાં રહે છે. તે તમામ પ્રકારની વપરાશી-ચીજો સાથે કાપડ પણ વેચે છે. મોટે ભાગે નાનાં ગામોમાં આ પ્રકારની દુકાનો હોય છે.

કાપડનો વેપાર આ જિલ્લામાં મોટે ભાગે ઉધાર પદ્ધતિએ થાય છે. એટલે કે એક વેપારી બીજા વેપારી પાસેથી ઉધાર માલ લાવે છે, તે પોતાના ગ્રાહકોને એ પ્રમાણે જ ઉધાર માલ વેચે છે અને જેમ જેમ નાણાં વસૂલ થતાં જાય તેમ તેમ તે માલ આપનારને ચૂકવાય છે. આનું કારણ એ છે કે આ માલ વાપરનાર મોટા ભાગના લોકો ખેડૂત હોય છે અને તેઓ ઉધાર ખરીદવા ટેવાયેલા હોય છે. ખાસ કરીને લગ્નગાળામાં તેઓ કાપડ ખરીદે છે. એનાં નાણાં બીજી મોસમમાં અનાજ સારું પાકે અને વેચાય ત્યારે ચૂકવાય છે. આ રીતે કાપડના કેટલાય વેપારીઓ ખેડૂતોની સાથે પેઢીઓથી સંબંધ ધરાવે છે અને ગામડાંમાં તેમની ઉઘરાણી સતત ચાલુ હોય છે.

સામાન્ય રીતે બધી જાતના કાપડનું વેચાણ ૩૬ ઇંચનો એક વાર એ માપથી અને ભાવથી થાય છે. ધોતિયાં, ટુવાલ, ચાદરો, સાડીઓ, શેત્રંજી, કામળા વગેરે પ્રકારનાં કાપડ એક નંગ અથવા જોટાના ભાવે પણ વેચાય છે. ક્યારેક મિલોમાંથી કાપડના ટુકડા વેચાવા આવે છે. તે રતલના ભાવે પણ વેચાય છે. તાજેતરમાં સીવેલાં તૈયાર કપડાં જિલ્લા બહારથી વેચાવા આવવા લાગ્યાં છે. તે નંગથી વેચાય છે.

**ઇમારતી સામાન : લાકડું :** ઘરો બાંધવા માટે જે લાકડું વપરાય છે તે ઇમારતી લાકડું કહેવાય છે. તેમાં જુદી જુદી જાતો હોય છે. ગતવિશ્વયુદ્ધ પહેલાં 'બર્માટીક'ને નામે ઓળખાતું ઇમારતી લાકડું આ જિલ્લામાં ઘણું વપરાતું. તે બર્માથી આવતું હતું. યુદ્ધ સમયથી એની આયાત બંધ થઈ છે. આજે મુખ્યત્વે વલસાડી અને જબલપુરી સાગ એને બદલે વપરાય છે. આ લાકડું સુરત જિલ્લામાં ડાંગનાં જંગલોમાંથી અને મધ્ય પ્રદેશનાં જંગલોમાંથી આવે છે. ડાંગનાં જંગલોનું લાકડું વલસાડી કહેવાય છે. તે ગોળાના કદમાં ઘનફૂટના હિસાબે આવે છે. એની જરૂરી સાઈઝો કપાવીને ઘનફૂટથી વેપારીઓ વેચે છે. આ લાકડું વહેરવાનો ધંધો કરનાર વહેરણિયા મજૂરો ગામે ગામ રહેતા. તેઓ પોતાનાં કરવતો વડે મોટાં લાકડાં વહેરવાનું કામ કરતા.

હવે શહેરોમાં બેનસો મશીનો ગોઠવાયાં છે. આ લાકડું વહેરનાર યંત્રો ઇલેક્ટ્રિકથી કે એંજિનથી ચાલે છે, અને ખૂબ ઝડપથી મોટા જથ્થામાં વિવિધ પ્રકારનાં લાકડાં જોઈતા કદમાં વહેરી આપે છે.

મધ્ય પ્રદેશમાંથી આવતું ઘણુંખરું લાકડું તૈયાર સાઈઝોનું આવે છે. આંબા અને લીમડાનાં પાટિયાં પણ તૈયાર મળે છે. આ પાટિયાં જિલ્લામાંથી તેમજ મદ્રાસ અને કાલિકટ તરફથી આવે છે. તે ખંભાત અને ભાવનગરનાં બંદરોએ ઊતરી ત્યાંથી આ જિલ્લામાં દાખલ થાય છે.

ગરીબ લોકો પોતાનાં ઘરો બાંધવા વાસ-વળીઓ વાપરે છે. આ માલ પંચમહાલ અને રાજપીપળાનાં જંગલોમાંથી વિશેષ આવે છે. તે કોડી અને નંગના ભાવે વેચાય છે.

ઉપર ગણાવેલા પ્રકારનું ઇમારતી લાકડું ફર્નિચર બનાવવાના કામમાં પણ વપરાય છે અને ફર્નિચરનો પ્રચાર વધતો જાય છે. એનો વેપાર ખૂબ મહત્ત્વનો બન્યો છે.

ઇમારતી લાકડાનો વેપાર કરનાર પીઠાં કે લાટીઓ નડિયાદ, પેટલાદ, ખંભાત, આણંદ, ડાકોર, મહેમદાવાદ, કપડવણજ, બોરસદ વગેરે તમામ મોટાં ગામોમાં છે. તે ઉપરાંત જિલ્લાના અને ખાસ કરીને નડિયાદના દેસાઈઓ તથા બીજા પટેલ ભાઈઓ આખા ગુજરાતમાં ઇમારતી લાકડાંની લાટીઓ નાખીને પડેલા છે. જિલ્લામાં નાનાં મોટાં ગામો અને શહેરોમાં થઈને સોએક લાટીઓ હશે.

**ઈંટો :** મકાન બાંધવા માટે જોઈતી ઈંટો જિલ્લામાં જ બને છે. એ બનાવનાર દલવાડીઓ મોટા મોટા કોન્ટ્રાક્ટ રાખે છે અને સ્થળ ઉપર ઈંટવાડા બનાવી ઈંટો પાડી આપે છે અથવા પોતે રાખેલા કાયમ ઈંટવાડામાં માગ પ્રમાણે ઈંટો પકવી પૂરી પાડે છે.

**નળિયાં :** છાપરા ઉપર અર્ધગોળ નળિયાં વાપરવાનો રિવાજ આ જિલ્લામાં હતો. ગામડાંમાં હજી પણ એવાં નળિયાં વપરાય છે અને તે સ્થાનિક કુંભારો બનાવી આપે છે. મોટે ભાગે નળિયાંને બદલે લોખંડનાં કે સિમેન્ટનાં પતરાંનો વપરાશ વધ્યો છે અને મોટાં મકાનો ઉપર સિમેન્ટનાં ધાબાં કે અગાસીઓ બનાવવાની ફેશન વધતી જાય છે.

**ચૂનો :** જૂના વખતમાં ઘરો બાંધવામાં ચૂનો વપરાતો. હવે

એનો વપરાશ ઘટયો છે. છતાં જરૂરી ચૂનો જિલ્લામાં જ પકવવામાં આવે છે. તે પકવનાર ને વેચનાર વેપારીઓ પણ છે.

**સિમેન્ટ :** ચૂનાને બદલે સિમેન્ટનો વપરાશ સર્વત્ર થાય છે. યુદ્ધસમયથી આ માલ ઉપર અંકુશ મુકાયેલો છે. તે હજી પણ ચાલુ છે. એટલે સિમેન્ટનો વેપાર કરવા માટે સરકારની પરમિટ મેળવવી પડે છે. આવી પરમિટો સહકારી મંડળીઓને સિમેન્ટ બનાવનાર કંપનીઓના એજન્ટોને કે એમણે માન્ય કરેલા સિમેન્ટના નાના વેપારીઓને મળે છે. આ સિમેન્ટ મેળવવા માટે શહેરના લોકોએ મુંબઇના 'સિમેન્ટ અને લોખંડ કન્ટ્રોલર'ની પરવાનગી લાવવી પડે છે અને ગામડામાં તાલુકાના મામલતદાર તથા તેમની સાથે કામ કરવા માટે સરકારે નીમેલી સિમેન્ટ વહેંચનાર સમિતિઓ પરમિટો આપે છે.

સિમેન્ટના ભાવ સરકારે ટનના હિસાબે નક્કી કરેલા છે. એ હિસાબે ૧૧૨ રતલ સિમેન્ટ થાય એવી શણની થેલીઓમાં આ માલ ભરાય છે અને એક થેલીના ભાવથી તે વેચાય છે.

મોટે ભાગે એ. સી. સી. કંપનીનો અને દિગ્વિજય કંપનીનો કમળ છાપનો સિમેન્ટ આ જિલ્લામાં આવે છે. આ જિલ્લામાં સેવાલિયા ગામે થોડા વર્ષથી એ. સી. સી. કંપનીએ સિમેન્ટ બનાવવાનું કારખાનું નાખ્યું છે એટલે હવે તેનો સિમેન્ટ આ જિલ્લાને મળે છે. કંપનીના સ્ટોકિસ્ટો પાસે પણ હવે માલ આવે છે અને તે પરમિટથી આપે છે.

**રેતી :** મકાનો ચણવા માટે સિમેન્ટમાં રેતી ભેળવવાની જરૂર પડે છે. તેથી રેતીનો વપરાશ પણ ઘણો વધી ગયો છે. જિલ્લામાં આવેલી મહીનદીની કાચરિયા અને દાણાદાર રેતી આ કામમાં બહુ સારી ગણાય છે અને એનો જ વપરાશ જિલ્લામાં સર્વત્ર થાય છે.

મહીકાંઠે આવેલાં ટીંબા, દુવા અને વાસદ એ આ રેતી પૂરી પાડનારાં મુખ્ય મથકો છે. ત્યાંથી વેગનબંધ રેતી મંગાવી વેપારીઓ ઘરાકોને કોથળીના ભાવે વેચે છે. મૂળ મથકોએ આ માલ બ્રાસના ભાવથી મળે છે. જેમને મોટા જથ્થામાં વાપરવાની જરૂર હોય તેઓ સીધા મૂળ મથકોએથી બ્રાસના ભાવે વેગનબંધ માલ ખરીદે છે. જ્યારે વેપારી મોટે ભાગે થેલીના હિસાબે રેતી વેચે છે.

**પથ્થર :** સિમેન્ટ, રેતી પછી મકાન બાંધવામાં વિવિધ પ્રકારના પથ્થરોની જરૂર પડે છે તેમાં ભોંયતળિયે કે ભીંતોએ જડવા માટે સપાટ, ચોરસ કે લંબચોરસ, પથ્થરો અને લાદીઓ મુખ્ય છે. તે ઉપરાંત કપચી એટલે પથ્થરના નાના ટૂકડા ધાબાં બનાવવા માટે વપરાય છે. આ બધા પથ્થરો મોટે ભાગે કોટા તરફથી આવે છે. સિમેન્ટની ચળકતી લાદીઓ મુંબઈ તરફથી આવે છે. બાંધકામના સામાનના વેપારી સિમેન્ટ, રેતી, સાથે આ બધા પ્રકારના પથ્થરો પણ વેચે છે. પથ્થરોના જાડાઇ પ્રમાણે પ્રકાર પાડેલા હોય છે અને તે સો ઘનફૂટના ભાવે વેચાય છે. આ જિલ્લામાં વલ્લભવિદ્યાનગર ખાતે પણ હવે લાદીઓ બને છે અને એ સસ્તી પણ પડે છે.

**લોખંડ :** મકાનો બાંધવામાં તથા બીજાં પરચુરણ કામોમાં લોખંડનો વપરાશ ઘણો વધ્યો છે. યુદ્ધ સમય દરમ્યાન એના ઉપર અંકુશો હતા. હવે પતરાં સિવાય બીજા પ્રકારના લોખંડ ઉપરથી અંકુશો ઊઠી ગયા છે. પતરાં મેળવવા માટે પરમિટની જરૂર પડે છે. તે સિવાય લોખંડનો બીજો સામાન વેપારીઓ છૂટથી વેચે છે. તેમનો ઘણોખરો માલ મુંબઈ અને કલકત્તાનાં નાનાં મોટાં અનેક કારખાનાંમાંથી આવે છે. પતરાં, સળિયા, વગેરે પ્રકારનું લોખંડ ટન અને મણના ભાવથી વેચાય છે. ખીલા, ખીલીઓ, મિજાગરાં વગેરે નાની ચીજો રતલથી, નંગથી કે ડઝનથી વેચાય છે. આ પ્રકારનો માલ વેચનાર વેપારીઓ જુદા હોય છે. તે 'લોખંડવાળા' કહેવાય છે. અંગ્રેજીમાં લોખંડના સામાનને 'હાર્ડવેર' કહે છે. તેથી આ વેપારીઓ 'હાર્ડવેર મરચન્ટસ' પણ કહેવાય છે. તેઓ મકાન રંગવા માટેના રંગ અને બીજો સામાન પણ વેચે છે. એવા વેપારીઓ શહેરમાં તથા મોટાં ગામોમાં હોય છે.

**ઘરેણાં :** આ જિલ્લામાં સોનારૂપાનાં ઘરેણાં બધા વર્ગમાં પ્રચલિત છે. ગરીબ વર્ગ અને મુસ્લિમ કોમો [illegible] દાગીના પસંદ કરે છે. તે સિવાય મોટા ભાગની [illegible] કરીને હિંદુઓની ઉચ્ચ વર્ણની નારીઓ સોનાનાં [illegible] પહેરે છે, અને પોતપોતાની [illegible] પ્રમાણે તેનો [illegible] વાનો આગ્રહ રાખે છે. [illegible] ઘરેણાંનો [illegible] લાગ્યો છે. ઘરેણાં [illegible] બીજા [illegible] વપરાય છે. [illegible] છે. દેવપૂજામાં [illegible] વપરાય છે. [illegible] લોકો વિવિધ [illegible] સુના અત્યારે [illegible] છે. [illegible] છે: ઘરેણાં [illegible] છે. તે [illegible] ,૪૦ [illegible] છે.

[illegible]

ગેલનમાં પીપોમાં ભરીને લોકોને આપવામાં આવે છે. એના ભાવ ગેલનથી થાય છે. આ તેલ ઉપર પણ અંકુશો હતા, તે હવે રદ થયા છે.

**મિલજિન સ્ટોર્સ :** મોટર સ્પેર્સની માફક મિલો અને જિનોને માટે જોઈતા છૂટક ભાગો વેચનાર પેઢીઓ પણ આ જિલ્લામાં છે. એ માલ 'મિલજિન સ્ટોર્સ' કહેવાય છે. તે મોટે ભાગે પરદેશથી આવે છે અને જિલ્લાના ગ્રાહકો ઉપરાંત પડોશના પ્રદેશોમાં પણ તેની ખપત આ પેઢીઓ મારફત થાય છે.

**અન્ય યાંત્રિક સામાન :** ઈલેક્ટ્રિકનો પ્રચાર વધવાથી એને અંગેના સામાનનો વેપાર કરનાર પેઢીઓ પણ જામવા લાગી છે. રેડિયો અને સાઈકલો વેચનાર તથા તેનું સમારકામ કરનાર દુકાનો પણ થવા લાગી છે. ટાઇપરાઇટરો અને તેનો સામાન વેચનાર, તોલમાપનાં સાધનો વેચનાર તથા તેનું સમારકામ કરનાર વગેરે પ્રકારના યાંત્રિક સામાન વેચનાર પેઢીઓ પણ થવા લાગી છે.

આધાર : વેપારીઓને પૂછીને મેળવેલી માહિતી.

# ૩૯

# વંપરાશી ચીજો અને વેપાર–પ્રકીર્ણ માહિતી (૫)

**કાયદાનું નિયમન :** અગાઉનાં પ્રકરણોમાં આપેલી માહિતી ઉપરથી ખ્યાલ આવ્યો હશે કે વેપારની પ્રવૃત્તિ ઉપર સરકારના કાયદાનું નિયમન કાયમ બન્યું છે. માલ ઉત્પન્ન કરનાર ખેડૂત કે કારીગર અને માલ વાપરનાર સામાન્ય ઘરાક એ બેની વચ્ચે વેપારી પોતાને મન ફાવતો નફો કે કાર્યપદ્ધતિ હવે રાખી શકે તેમ નથી. એણે એક બાજુ માલ ઉત્પન્ન કરનારનું અને બીજી બાજુ માલ વાપરનારનું પણ હિત સાચવવાનું છે. આ માટે માર્કેટ એક્ટ, વખારધારો અને વિવિધ પ્રકારનાં લાઇસન્સો ઉપરાંત વેપારના ક્ષેત્રમાં બીજા અનેક પ્રકારના કાયદાઓ અમલમાં આવી ગયા છે. એ કાયદાઓનું વેપારીને તેમજ સામાન્ય જનતાને જેટલું જ્ઞાન વધારે હોય અને સંબંધ ધરાવતા સૌ કોઈ એનું જેટલું વફાદારીથી પાલન કરે એટલું પ્રજાને વધુ સુખ મળે અને વેપારની પ્રવૃત્તિ વધુ વ્યવસ્થિત અને માનને પાત્ર બને.

વેપારના ક્ષેત્રમાં રોજ સામાન્ય લેવડદેવડ કરનારે જાણવા જેવા માત્ર ત્રણ કાયદાની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપીશું. તેમાં સૌથી મહત્ત્વનો કાયદો વજનમાપને લગતો છે. સામાન્ય જનતા એનાથી અજાણ હોઈ એ બાબતમાં તે ઘણીવાર છેતરાય છે.

**વજનમાપનો કાયદો :** છેક ઈ. સ. ૧૮૨૭માં બ્રિટિશ રાજ્યની મુંબઈ સરકારે તોલમાપનો કાયદો કરેલો અને તેનો અમલ કરવાનું કામ જિલ્લાની પોલીસને સોંપવામાં આવેલું. તે પછી તેમાં ઉત્તરોત્તર સુધારા થઈ છેવટે ઈ. સ. ૧૯૩૨માં એ કાયદો ફરીથી પસાર કરવામાં આવ્યો હતો. તેનો અમલ થોડા જિલ્લાઓમાં ઈ. સ. ૧૯૩૫ની ૧લી ઑગસ્ટથી શરૂ થયો હતો અને ૧૯૩૬ના માર્ચની પહેલી તારીખથી એ આખા મુંબઈ રાજ્યમાં શરૂ થયો છે. વજનમાપનાં મૂળ ધોરણ (Standards સ્ટેન્ડર્ડ્ઝ) કેવી રીતે રાખવાં, તેની તપાસણી કેટલી મુદત પછી કરવી, વજનમાપ કેવી રીતે છાપવાં અને તપાસવાં, કાયદાનો ભંગ થાય તો કેવાં પગલાં લેવાં, વગેરે બાબતોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ કાયદાના અમલનું કામ રાજ્યના ઉદ્યોગખાતાને સોંપેલું છે. એ ખાતા તરફથી આ જિલ્લામાં વજનમાપની તપાસણી કરનાર ઈન્સ્પેક્ટરો રાખેલા છે. તેમની કચેરીઓ વિષે માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. અહીં કાયદાથી ઠરેલાં વજનમાપની ટૂંક વિગત આપીશું.

આ જિલ્લામાં અનાજ અને તેના જેવી સ્થૂલ ચીજોનું વજન કરવા માટે શેર, મણ અને તેના વિભાગો તથા ગુણાકો પ્રચારમાં હતા. દા. ત. : ૪૦ રૂપિયા ભારનો શેર, અઢી રૂપિયા ભારનું એક અધોળ, બે અધોળનું એક નવટાંક, વગેરે વિભાગો હતા અને ૪૦ શેરનો એક મણ, ૧૬ મણની એક કળશી, ૩૨ મણનું એક બેઢિયું એવા ગુણાકો હતા. આ બધું રદ કરીને એની જગાએ શેર અને મણના વિભાગો તથા ગુણાકો નીચે પ્રમાણે રાખવામાં આવ્યા છે :

**શેર :** ૧૮૦ ગ્રેઈનનો ૧ તોલો, ૮૦ તોલાનો ૧ શેર, ૪૦ શેરનો ૧ મણ. આમ ગ્રેઈન, તોલો, શેર, અને મણ એ

ઈમ્પિરિયલ ગેલનમાં એક ગેલનના આઠ પિંટનુ ધોરણ રાખ્યું છે.

પ્રવાહી ચીજો વેચવા માટે આ જિલ્લામાં શેર કે અર્ધો શેર પ્રવાહી માય એવાં વાસણ વાપરવાનો રિવાજ છે. આવાં વાસણ બશેર સુધીના વજન સુધી વાપરવાની છૂટ છે. ખાસ કરીને આ જિલ્લામાં દૂધ આ રીતે વેચાય છે. પરંતુ એ માટે વપરાતાં માપવાનાં વાસણ સરકારે મંજૂર કરેલાં હોવાં જોઈએ અને તેના ઉપર મંજૂરીની છાપ જોઈએ. દૂધ સિવાય તેલ અને જમાવેલાં તેલ બશેર સુધી આ રીતે વેચી શકાય એ ઉપર જણાવ્યું છે. આ સિવાય બીજાં પ્રવાહી વાસણથી માપીને વેચવાનો રિવાજ નથી અને કાયદામાં પણ એની છૂટ નથી.

કેરોસીન, પેટ્રોલ અને તેના જેવા પ્રવાહી પદાર્થો માટે ગેલન અને પિંટનાં માપ ઠરાવેલાં છે. તે પણ છાપેલાં હોવાં જોઈએ.

**લંબાઈ–પહોળાઈ માપવા માટે નીચેનાં માપ ઠરેલાં છે:–**

૧ વારના ત્રણ ફૂટ, ૧ ફૂટના ૧૨ ઇંચ, ૨૨૦ વારનો ૧ ફર્લોંગ, ૧૭૬૦ વારનો ૧ માઈલ.

આ જિલ્લામાં ગજ, વાર, વામ, હાથ, તસુ, આંગળ, વગેરે પ્રકારનાં માપ લંબાઈ પહોળાઈ માટે આજ સુધી વપરાતાં આવ્યાં છે તેને બદલે હવે ઉપરનાં માપ કાયદેસર ઠર્યાં છે.

ચોરસ માપ અને ઘન માપ માટે નીચેનાં માપ ઠરાવવામાં આવ્યાં છે:

૧૦૦ સ્કવેર ફીટ (ચોરસ ફૂટ)=૧ સ્કવેર માપ (ચોરસ માપ) ક્ષેત્રફળ માપવા માટે

૧૦૦ ક્યુબિક ફીટ (ઘનફૂટ)=૧ ખાસ–રેતી, પથ્થર, લાકડું, વગેરે ચીજો માપવા માટે.

૧ ગુંઠો = ૧૨૧ સ્કવેર યાર્ડ (ચોરસ વાર)–જમીન માપણી માટે

૧ એકર=૪૮૪૦ સ્કવેર યાર્ડ (ચોરસ વાર)–જમીન માપણી માટે

જમીન માપણી માટે વીઘું અને ગુંઠો આજસુધી વપરાતાં હતાં. તેને બદલે ગુંઠો, એકર, સ્કવેર યાર્ડ અને સ્કવેર ફૂટ અમલમાં આવ્યા છે.

લાકડું, પથ્થર, રેતી, જમીન, વગેરે પ્રકારની ચીજો માપવા માટે આ બધાં માપો વાપરવાં જોઈએ.

**ત્રાજવાં:** વજન કરવા માટે આ જિલ્લામાં ત્રાજવાં વાપરવાનો રિવાજ છે. આ ત્રાજવાં સરકારી તોલમાપ ખાતા તરફથી સીલ–સિક્કાવાળાં જ રાખવાં જોઈએ એવું કાયદો ફરમાવે છે. એ ન રાખનાર ગુનેગાર ઠરે છે. ત્રાજવાં વિવિધ રીતે ખામીભર્યાં રાખીને ઓછું વજન આપી શકાય છે અને વધારે વજન લઈ શકાય છે. આ ખામી દૂર કરવા માટે કાયદામાં એમ ઠરાવવામાં આવ્યું છે કે ત્રાજવાં વાપરનાર દુકાનદારે ત્રાજવાંની દાંડીને આંકડા કે સાંકળ ઉપર લટકાવીને જ રાખવી જોઈએ. હાથે દાંડી પકડી જોખવાની મનાઈ છે. ફેરિયાઓને હાથે જોખવાની છૂટ રાખેલી છે.

આ સિવાય વિવિધ પ્રકારની ચીજો જોખવા માટે વિવિધ પ્રકારના કાંટા અને યંત્રથી ચાલતાં વજનિયાં પ્રચારમાં છે. તેનાથી પણ સંબંધકર્તા વ્યક્તિઓએ સારી રીતે માહિતગાર રહેવું જોઈએ.

**શોપ એક્ટ યાને ગુમાસ્તા ધારો:** દુકાનો ઉઘાડવા તથા બંધ કરવા માટે અને દુકાનોમાં નોકરી કરતા નોકરો અને ગુમાસ્તાઓને બીજા મજૂરોની માફક કામકાજના કલાકો તથા આરામ બાબતમાં ધારાધોરણો પ્રમાણે સગવડો મળે તે માટે સરકારે ઇ. સ. ૧૯૪૮માં બોમ્બે શોપ્સ એન્ડ એસ્ટાબ્લિશમેન્ટ એક્ટ' એ નામનો કાયદો અને તેના પેટા નિયમો કરેલા છે. આ કાયદો ખેડા જિલ્લામાં નડિયાદ, આણંદ, ઊમરેઠ, પેટલાદ, કપડવણજ, અને ખંભાત એ છ ગામોમાં લાગુ કરવામાં આવ્યો છે. એનો વહીવટ જે તે ગામની મ્યુનિસિપાલિટીને સોંપેલો છે. દરેક મ્યુનિસિપાલિટી આ કામ માટે ઇન્સ્પેકટર રાખે છે. તેને મદદ કરવા જરૂરી સ્ટાફ આપવામાં આવે છે.

સામાન્ય રીતે ૨૫૦૦૦થી વધુ વસતીવાળાં ગામોમાં આ કાયદો લાગુ કરવાનું ધોરણ છે. જ્યાં કાયદો લાગુ કરવામાં આવે ત્યાં જુદા જુદા પ્રકારની દુકાનોવાળાએ કામકાજનો સમય કયો રાખવો, આરામનો સમય કયા ધોરણે રાખવો, દુકાનમાં અઠવાડિયે કેટલા દિવસ રજા પાળવી કે ન પાળવી વગેરે બાબતો નક્કી કરી તેની જાહેરાત કરવામાં આવે છે અને તે પ્રમાણે દુકાનોવાળા વર્તે છે કે નહિ તેની તપાસ કરવાનું કામ ઉપર જણાવેલા ઇન્સ્પેકટરને સોંપવામાં આવે છે.

સામાન્ય રીતે દુકાનોને આઠ કલાક અને હોટેલો તથા થિયેટરોને નવ કલાક કામ કરવાનું ઠરેલું છે. મોટે ભાગે સવારના ૫–૦થી રાતના ૧૨–૦ વાગ્યા સુધીમાં તમામ

# ૩૭

# ચલણી નાણું

**પ્રાસ્તાવિક :** સંપત્તિ, ધન કે દોલતની કિંમત આંકવા માટે નાણું એટલે ધાતુના સિક્કા અથવા એવું બીજું કોઈ સાધન વાપરવાનો રિવાજ સેંકડો વર્ષથી ચાલ્યો આવે છે. આજે તો નાણું જ સર્વ સંપત્તિ માપવાનું સાધન બન્યું છે તેથી દેશનાં ચલણી નાણાંનું જ્ઞાન દરેક નાગરિક માટે આવશ્યક છે.

બ્રિટિશ રાજ્ય સ્થપાતા પહેલાં ભારત દેશના જુદા જુદા ભાગોમાં જુદી જુદી રાજસત્તાઓ હતી. એ દરેક રાજસત્તા પોતપોતાની નિશાનીવાળા સિક્કા ચલણી નાણા તરીકે વાપરતી. એ રીતે ખેડા જિલ્લામાં બ્રિટિશો આવતા પહેલાં ગાયકવાડી સત્તાનો બાબાશાહી રૂપિયો ચાલતો હતો. ખંભાત પ્રદેશમાં ખંભાતના નવાબનો ખંભાતી રૂપિયો ચાલતો હતો. પરંતુ બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૮૩૫માં પોતાના નામનો ચાંદીનો રૂપિયો પ્રથમ દાખલ કર્યો. તે રૂપિયો વડોદરા તથા ખંભાતનાં રાજ્યોમાં પણ આગળ જતાં દાખલ થયો. ત્યારથી ખેડા જિલ્લામાં બ્રિટિશ સરકારે ઘડેલા કાયદા પ્રમાણે ચલણી નાણું વ્યવહારમાં વપરાય છે. અત્યારે હાલની પ્રજાસત્તાક સરકારે આખા ભારત દેશમાં પોતાના નામના સિક્કાનું ચલણ દાખલ કર્યું છે. બ્રિટિશ અમલમાં ચલણી નાણાંના સિક્કા ઉપર બ્રિટિશ સમ્રાટની છાપ હતી. તેને બદલે પ્રજાસત્તાક રાજ્યના ચલણી સિક્કાઓ ઉપર અશોક સ્થંભની છાપ દાખલ કરવામાં આવી છે. અને ભારતના 'ગણરાજ્ય'નાં તમામ રાજ્યોમાં એક જ પ્રકારનું નાણું ફરતું થાય એવા કાયદા કરવામાં આવ્યા છે. એ રીતે ખેડા જિલ્લામાં હાલ વપરાતું નાણું પ્રજાસત્તાક ભારતના કાયદા પ્રમાણે ચાલે છે. તે સિવાયનું નાણું કોઈ બનાવી શકે નહિ તેમ વાપરી શકે નહિ એવો કાયદો છે.

**હિંદી ચલણનો ટૂંક ઈતિહાસ :** ઉપર જણાવ્યું તેમ બ્રિટિશ રાજ્યમાં એક જ પ્રકારનો ચાંદીનો રૂપિયો કાયદેસર ઈ. સ. ૧૮૩૫થી દાખલ થયો. એ રૂપિયાનું વજન ૧૮૦ ગ્રેઈન રાખવામાં આવ્યું હતું અને તેમાં વાપરવાની ચાંદીની શુદ્ધિનું પ્રમાણ ૧૧/૧૨ ઠરેલું હતું. આ પછી ઈ. સ. ૧૮૬૧માં કાગળનું નાણું કાઢી શકાય તેવો 'Paper Currency Act'–પેપર કરન્સી એક્ટ (કાગળના ચલણનો કાયદો) એ નામનો કાયદો પસાર કરવામાં આવ્યો. એ કાયદાથી સરકારના કોઈ એક ખાતાને કાગળનું નાણું ચલણમાં મૂકવાની કાયદેસર સત્તા મળી. તે પછી પ્રથમ વિશ્વયુદ્ધમાં કાગળની નોટોનું નાણું સારા પ્રમાણમાં ફરતું થયું. બીજા વિશ્વયુદ્ધમાં આ ચલણનો ફુગાવો વધી ગયો. ચાંદીના રૂપિયાનું મુખ્ય ચલણ તરીકેનું મહત્ત્વ ઘટી ગયું. તે પછી ઈ. સ. ૧૯૪૭ના ઓગસ્ટ માસમાં પ્રજાસત્તાક રાજ્ય સ્થપાતાં કેટલાક ઔપચારિક ફેરફારો કરવામાં આવ્યા. તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે.

**હાલનાં ચલણી નાણાંના મુખ્ય પ્રકાર :** હાલ ભારત દેશમાં મુખ્યત્વે ત્રણ પ્રકારનું કાયદેસર નાણું ચાલે છે. (૧) રિઝર્વ બેન્ક તરફથી નીકળતી કાગળની નોટો, (૨) એક રૂપિયાનો સિક્કો (એમાં હિન્દ સરકારે ૧૯૪૦ના જુલાઈથી કાઢેલી એક રૂપિયાની નોટો પણ આવી જાય છે.), (૩) નાના સિક્કા.

આ ત્રણે પ્રકારનું જે નાણું હાલ પ્રચારમાં છે તે પૈકી નેવું ટકા નાણું કાગળની નોટોનું છે, એવો નિષ્ણાતોનો અંદાજ છે. બાકીના દસ ટકામાં ધાતુના તમામ પ્રકારના સિક્કા આવી જાય છે.

**ગત બે યુદ્ધો દરમ્યાન થયેલી પ્રગતિ :** છેલ્લાં બે વિશ્વયુદ્ધ દરમ્યાન યુદ્ધના સંજોગોને લીધે ભારતદેશની નાણાંપદ્ધતિ ઉપર પ્રાસંગિક ફેરફારો થયેલા. પરંતુ ખાસ કરીને બીજા વિશ્વયુદ્ધને લીધે આ પદ્ધતિ પર કાયમી અસર થઈ છે. રૂપિયો અને કાગળની નોટો એ બે પ્રકારનાં નાણાંનો પ્રચાર છેલ્લાં ચાળીશ વર્ષમાં કેવો હતો તે પાછળ આપેલા પ્રચલિત ચલણના પ્રમાણમાં ફેરફાર દર્શાવતા પત્રકમાં દર્શાવ્યું છે. તેનો અભ્યાસ કરતાં જણાશે કે રૂપિયા કરતાં નોટોનું ચલણ ઘણું વધારે હોય છે. અને આ તફાવત બીજા વિશ્વયુદ્ધના સમય દરમ્યાન ખીલ્યો છે.

ઈ. સ. ૧૮૯૩માં આખી દુનિયામાં ચાંદીનો ભાવ ઘટી જવાથી હિન્દમાં ચાંદીના રૂપિયાનું નાણું પાડવાનું બંધ કરવું પડયુ હતું. આ બનાવથી ચાંદીનો રૂપિયો કાયમને માટે મુખ્ય ચલણી નાણાં તરીકે (સ્ટેન્ડર્ડ તરીકે) નહિ

અવેજના ૪૦ ટકાથી ઓછી ન થવી જોઈએ, અને સોનાના સિક્કા અથવા સોનું, એકંદરે રૂપિયા ૪૦ કરોડની કિંમતથી ઓછાં ન થવાં જોઈએ. અત્યારે રિઝર્વ બેન્કમાં જે સોનું છે તે ૭ મિલિયન (સિત્તેર લાખ) ઔંસ કરતાં સહેજ વધારે છે. આંતરરાષ્ટ્રીય હુંડિયામણને ધોરણે એની કિંમત ૨૪૭ મિલિયન ડૉલર થાય છે.

ઈ. સ. ૧૯૩૪ના રિઝર્વ બેંકના કાયદાથી રિઝર્વ બેંકને પોતાના નામની નોટો કાઢવાની સત્તા મળી હતી. જો આવી નોટો કાઢવામાં આવે તો તેને મધ્યસ્થ સરકારની ગેરંટી મળે એમ ઠર્યું હતું. આ કાયદા અનુસાર રિઝર્વ બેંકે ઈ. સ. ૧૯૩૮ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી માસમાં રૂપિયા પાંચ અને રૂપિયા દસની નોટો કાઢી હતી. તે પછી એ જ વર્ષમાં એ જ બેંકે રૂપિયા સો, રૂપિયા હજાર અને રૂપિયા દસ હજારની નોટો કાઢી હતી. રૂપિયા પચાસ અને રૂપિયા પાંચસોની નોટો રિઝર્વ બેંકે કાઢી ન હતી. પરંતુ હિંદ સરકારે અગાઉ કાઢેલી એ પ્રકારની નોટો કાયદેસર ચલણમાં ચાલુ રહી હતી. બીજું વિશ્વયુદ્ધ આવ્યું તે વખતે ૧૧/૧૨ શુદ્ધિવાળી ચાંદીનો રૂપિયો ચાલુ હતો. એ રૂપિયો લોકો સંઘરવા લાગ્યા. એને લીધે એની અછત ન આવી પડે એના એક સાવચેતીના ઉપાય તરીકે હિંદ સરકારે ઈ. સ. ૧૯૪૦ના જુલાઈ માસમાં એક રૂપિયાની નોટો કાઢી. આ અગાઉ પ્રથમ વિશ્વયુદ્ધમાં પણ ચાંદીનો બચાવ કરવાના હેતુથી આવી એક રૂપિયાની નોટો કાઢવામાં આવી હતી. ઈ. સ. ૧૯૧૯–૨૦માં એકંદરે રૂપિયા ૧૫૪ કરોડની નોટો ફરતી હતી. તે પૈકી રૂપિયા ૧૩.૪૯ કરોડની નોટો આ પ્રકારની હતી. આ રીતે ૧૯૪૦માં કાઢેલી એક રૂપિયાની નોટો પણ લોકપ્રિય બની છે. પરંતુ આ નોટોની જવાબદારી ભારત સરકારની છે, રિઝર્વ બેંકની નથી. આ નોટો કાઢવાનો હેતુ તે વખતે ચાલતી ઓછામાં ઓછી કિંમતની (એટલે રૂપિયા પાંચની) નોટ: કરતાં ઓછી કિંમતની નોટોની સગવડ આપવાનો હતો. એ જ હેતુને અનુસરીને તારીખ ૧લી ફેબ્રુઆરી ૧૯૪૩થી રિઝર્વ બેંકે પણ રૂપિયા બેની નોટો કાઢી હતી.

**બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અને તે પછી થયેલો ચલણનો વિકાસ :** બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ચલણી નાણાંનો ઝડપથી વિકાસ થયો. આ વિકાસ કેટલી હદે થયો હતો તેનો ખ્યાલ નીચેના પત્રક ઉપરથી આવશે. એ પત્રકમાં યુદ્ધ દરમ્યાન તથા તે પછીનાં વર્ષોમાં નાણું લોકોએ કેટલું પચાવી દીધું તે દર્શાવતા આંકડા આપ્યા છે.

## બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન અને તે પછી થયેલો ચલણનો વિકાસ દર્શાવતું પત્રક

(લોકોએ નોટો તથા સિક્કા કેટકેટલા પચાવ્યા તે દર્શાવ્યું છે)

(આંકડા કરોડ રૂપિયામાં આપ્યા છે)

| વર્ષ | નોટો | રૂપિયાનો સિક્કો* | નાના સિક્કા | કુલ |
|---|---|---|---|---|
| **બીજા વિશ્વયુદ્ધનો ગાળો** | | **અવિભક્ત હિંદ** | | |
| ૧૯૩૯–૪૦ | + ૪૬.૭૪ | + ૧૦.૦૮ | + ૨.૨૧ | + ૬૯.૦૩ |
| ૧૯૪૦–૪૧ | + ૧૫.૪૫ | + ૩૩.૨૩ | + ૪.૨૮ | + ૫૨.૯૬ |
| ૧૯૪૧–૪૨ | + ૧૪૧.૧૮ | + ૭.૧૮ | + ૫.૦૬ | + ૧૫૩.૪૨ |
| ૧૯૪૨–૪૩ | + ૨૬૧.૮૫ | + ૪૪.૯૩ | + ૧૧.૬૪ | + ૩૧૮.૪૨ |
| ૧૯૪૩–૪૪ | + ૨૩૮.૯૧ | + ૨૫.૬૦ | + ૧૮.૪૬ | + ૨૮૨.૯૭ |
| ૧૯૪૪–૪૫ | + ૨૦૨.૩૯ | + ૧૦.૦૫ | + ૧૯.૨૦ | + ૨૩૧.૬૪ |
| ૧૯૪૫–૪૬ | + ૧૩૩.૮૯ | + ૧૮.૩૫ | + ૯.૯૮ | + ૧૬૨.૨૨ |
| કુલ | ૧૦૪૦.૪૧ | ૧૪૯.૪૨ | ૭૦.૮૩ | ૧૨૬૦.૬૬ |

સરખામણીમાં ઈ. સ. ૧૯૪૫માં સો રૂપિયાની નોટોનો પ્રચાર ૪૧.૨ ટકા માલૂમ પડયો હતો. કાળાં બજાર અને કરચોરી અટકાવવા માટે ઈ. સ. ૧૯૪૬ના જાન્યુઆરી માસમાં રૂપિયા પાંચસો અને તેથી વધુ કિંમતની નોટો ચલણમાંથી રદ કરવાનો વટહુકમ બહાર પાડવામાં આવ્યો. તેને લીધે પણ નોટોના વિવિધ પ્રકારના પ્રચારોમાં ફેરફાર થયો. હાલ નીચેની કિંમતની નોટો પ્રચારમાં છેઃ રૂપિયા ૧૦૦, રૂપિયા ૧૦, રૂપિયા ૫, અને રૂપિયા ૨. એ પૈકી રૂપિયા સોની નોટો સૌથી વધુ પ્રચારમાં છે અને તે પછી રૂપિયા દસની નોટોનું પ્રમાણ આવે છે.

**નાણાંની મોસમો :** ભારત દેશમાં નાણાંની તેજી અને મંદી એવી બે મોસમો હોય છે. તેજીની મોસમ સપ્ટેમ્બર આખરે અથવા ઓક્ટોબરની શરૂઆતમાં આવે છે, અને ફેબ્રુઆરી આખરમાં પૂરી થાય છે : કોઈ વાર તેજીની મોસમ એપ્રિલ–મે સુધી પણ ચાલે છે ત્યાર પછીના માસ મંદીના હોય છે. તેજીના સમયમાં નાણાંની ઘણી માગ હોય છે અને મંદીના સમયમાં નાણાંની છૂટ હોય છે. આ રીતે તેજી અને મંદીના બે પ્રવાહો નિયમિત અનુભવાય છે. ભારત દેશની નાણાંવ્યવસ્થાની એ એક ખાસિયત છે. અનુભવીઓ એનાથી પરિચિત હોય છે. ગત વિશ્વયુદ્ધ પહેલાં આ મોસમો લગભગ નિયમિત હતી. યુદ્ધ દરમ્યાન નાણાંનો ફુગાવો સતત ચાલુ હતો અને મંદી જેવું કંઈ ન હતું, તો પણ નિયમિત મંદીની મોસમમાં ફુગાવાની અસર ઓછી જણાતી. એ રીતે યુદ્ધ દરમ્યાન પણ આ તેજીમંદીની મોસમોનો અનુભવ ચાલુ રહ્યો હતો. યુદ્ધ પૂરું થતાં નાણાંનો પ્રવાહ શાંતિના સમયને અનુકૂળ બન્યો, અને મોસમી પ્રવાહો વધુ સ્પષ્ટ રીતે અનુભવાવા લાગ્યા. પરિણામે છેલ્લાં બે ત્રણ વર્ષથી તેજીના સમયમાં નાણાં વધુ વપરાય છે, અને મંદીના સમયમાં તે બહાર આવે છે. જો સરકાર આ બાબતમાં કોઈ અસરકારક પગલાં ભરે તો આ મોસમી પ્રવાહો ઉપર તેની અસર થાય છે ખરી.

**રિઝર્વ બેન્ક પાસેના અવેજોની વિગત :** નોટો સામેના રિઝર્વ બેંક પાસેના અવેજમાં યુદ્ધ દરમ્યાન સ્ટર્લીંગ સિક્યોરિટીઝમાં ઘણો મોટો વધારો થયો છે. નીચેના પત્રકમાં આ અવેજની વિગતો આપી છે. તે જોવાથી આ હકીકત સમજાશે.

## રિઝર્વ બેન્કના નોટો ખાતાના અવેજોની વિગતો દર્શાવતું પત્રક (કરોડ રૂપિયામાં)

આ અવેજ એક રૂપિયા સિવાયની નોટો સામે છે. એક રૂપિયાની નોટો મધ્યસ્થ સરકાર કાઢે છે અને તેથી એ નોટો સામે રિઝર્વબેન્ક કંઇજ અવેજ નથી રાખતી.

| ક્રમાંક | અવેજનો પ્રકાર | એપ્રિલ ૫, ૧૯૩૫ | ઓગસ્ટ ૧૯૩૯* | ઓગસ્ટ ૧૯૪૫* | જૂન ૩૦, ૧૯૪૮ | જુલાઈ ૧૦, ૧૯૫૩ |
|---|---|---|---|---|---|---|
| ૧ | એકંદરે કાઢેલી નોટો | ૧૮૬ | ૨૧૭ | ૧૧૫૪ | ૧૩૫૧ | ૧૧૩૬ * |
| ૨ | સોનાના સિક્કા અને સોનું | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૪ | ૪૦ |
| ૩ | સ્ટર્લીંગ સિક્યોરિટીઝ× | ૪૯ | ૬૦ | ૧૦૩૪ | ૧૧૩૫ | ૬૦૩ |
| ૪ | એક રૂપિયાના સિક્કા | ૫૦ | ૭૬ | ૧૭ | ૪૩ | ૯૧ |
| ૫ | રૂપિયાની સિક્યોરિટીઝ | ૪૩ | ૩૭ | ૫૮ | ૧૨૮ | ૪૪૦ |
| ૬ | ત્રીજી અને પહેલી વિગત વચ્ચેનું પ્રમાણ (ટકા) | ૨૬ | ૨૭ | ૯૦ | ૮૪ | ૫૩ |
| ૭ | બીજી તથા ત્રીજી વિગત સાથે લેતાં તેનું પહેલી વિગત સાથેનું પ્રમાણ (ટકા) | ૫૦ | ૪૮ | ૯૩ | ૮૭ | ૫૫ |
| ૮ | પાંચમી અને પહેલી વિગત વચ્ચેનું પ્રમાણ (ટકા) | ૨૩ | ૧૭ | ૫ | ૯ | ૩૯ |

* વરસના છેલ્લા શુક્રવારે *ચોખ્ખો આંકડો (બધા પ્રકારના હવાલા નાખ્યા પછી)

× ફોરેઈન સિક્યોરિટીઝ તા. ૧લી જાન્યુઆરી ૧૯૪૯થી

આધાર : રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયા તરફથી પ્રસિદ્ધ થતાં અઠવાડિક નિવેદનો (અંગ્રેજી)

વપરાય તો તેને લીધે જે ચાંદી વધે તે ચાંદી યુનાઈટેડ સ્ટેટ્સ પાસેથી અગાઉ ઉછીની લીધેલી ચાંદી પાછી વાળવામાં વાપરી શકાય. આ હેતુથી નિકલનો રૂપિયો જૂન ૧૯૪૭માં બહાર પાડવામાં આવ્યો. તે અગાઉ ૧૯૪૬ના મે માસમાં અડધા અને પા રૂપિયાના સિક્કા શુદ્ધ નિકલના બહાર પડી ચૂકયા હતા. અગાઉ કાઢેલા ચાર ધાતુના બનેલા રૂપિયા અડધા અને પાવલીઓ હવે નીકળતાં નથી, પણ તે ચલણમાં ચાલુ છે.

**નાના સિક્કા :** હાલ નીચેના નાના સિક્કા પ્રચારમાં છેઃ અડધો રૂપિયો, પા રૂપિયો (પાવલી), બે આની, એક આનો અડધો આનો અને એક પૈસો. આ પૈકી અડધો અને પાવલી મૂળ ચાંદીના બનતા હતા. તેને બદલે યુદ્ધ દરમ્યાન પ્રથમ તેમાં ચાંદીનું અડધું પ્રમાણ કરવામાં આવ્યું અને પાછળથી એ સિક્કા શુદ્ધ નિકલની ધાતુના દાખલ કરવામાં આવ્યા. એનો નિર્દેશ ઉપર આવી ગયો. બાકી રહેલા નાના સિક્કા–બે આની, એક આનો અને અર્ધો આનો – ઈ. સ. ૧૯૪૨થી ઈ. સ. ૧૯૪૬ના જાન્યુઆરી સુધી નિકલ અને પિત્તળની ધાતુના મિશ્રણના બનતા હતા. આ મિશ્રણ કરવાનો હેતુ સિક્કા પાડવાનું ખર્ચ બચાવવાનો હતો અને તે અખતરો હતો. પરંતુ એ મિશ્રણ સંતોષકારક નીવડયું નહિ. તેથી યુદ્ધ પહેલાં જે ધાતુ વપરાતી હતી તે 'ક્યુપ્રો–નિકલ' નામનું મિશ્રણ વાપરવાનું ઠર્યું. આ નવી ધાતુના સિક્કા જાન્યુઆરી ૧૯૪૬થી નીકળવા લાગ્યા.

પાઈ અને અર્ધા પૈસા ટંકશાળોએ ૧૯૪૩–૪૪થી પાડવાનાં બંધ કર્યાં. લડાઈમાં ફુગાવાના પરિણામે આ નાના સિક્કાઓની કિંમત નજીવી થઈ ગઈ, અને સાધારણ ચલણ તરીકે એમનો વપરાશ લગભગ બંધ થઈ ગયો. પાઈઓનો ઉપયોગ હવે ઘણું કરીને બેંકો અને કેટલાંક સરકારી ખાતાઓમાં હિસાબો કામમાં થાય છે.

**દશાંશ પદ્ધતિના સિક્કા :** બ્રિટન અને તેના સામ્રાજ્યના કેટલાક દેશો સિવાય બાકીના તમામ દેશોમાં દશાંશ પદ્ધતિના સિક્કા ચાલે છે. એ પ્રકારના સિક્કા આ દેશમાં પણ દાખલ કરવાનો વિચાર ઈ. સ. ૧૯૪૫માં કરવામાં આવ્યો હતો. એને માટે એક કાયદાનો ખરડો સરકારે તૈયાર કર્યો હતો. અને તેના ઉપર જાહેર મત મેળવવા પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ સરકાર બીજાં અગત્યનાં કામોમાં રોકાયેલી હોવાથી આ સુધારાનો પ્રસ્તાવ ત્યાં જ અટકી ગયો હતો.

**હૂંડિયામણ :** દેશના નાણાંવ્યવહાર માટે અમુક સિક્કાને ધોરણ ઠરાવવામાં આવે, અને એ ધોરણને હિસાબે પરદેશી સિક્કાઓ માટેના હૂંડિયામણના દર નક્કી થાય એ નાણાંતંત્રના મહત્ત્વના બે પ્રશ્નો છે. આપણે ઉપર જોયું તેમ ભારત દેશમાં ચાંદીનો રૂપિયો એ નાણાંનું મુખ્ય ધોરણ હતું. એક વખત એવો હતો કે આ ધોરણ બદલીને સોનાના સિક્કાનું ધોરણ રાખવું એમ સરકાર તેમજ પ્રજાની ઈચ્છા હતી. પરંતુ સંજોગોને લીધે આ બાબતમાં દેશની નીતિ વારંવાર બદલાતી રહી છે. ઈ. સ. ૧૮૯૩માં ચાંદીના સિક્કા છૂટથી છાપવાનું બંધ કરવામાં આવ્યું અને દેશના ચલણ પરત્વેના અવેજો લંડનમાં રાખવાની પ્રથા બ્રિટિશ અમલમાં રહી. તેને લીધે વીસમી સદીની શરૂઆતનાં વરસોમાં પરદેશી હૂંડિયામણની બાબતમાં સોનાનું ધોરણ ખીલ્યું. એટલે કે ભારત દેશને પરદેશી નાણું જોઈતું હોય તો એ નાણાંને હિસાબે જેટલું સોનું થાય તેટલું ભારત દેશે આપવું પડે. આ પ્રકારનું હૂંડિયામણ પ્રથમ વિશ્વયુદ્ધ ચાલુ થયું ત્યાં સુધી રહ્યું. એ યુદ્ધ દરમ્યાન ચાંદીની કિંમત વધતી જવાથી હૂંડિયામણના દર વારંવાર વધતા રહ્યા. એટલે કે પરદેશી નાણાંના બદલામાં અગાઉ કરતાં ઓછા રૂપિયા આપવા પડતા. આ રીતે વધેલો હૂંડિયામણનો દર યુદ્ધ પૂરું થયા પછી ચાલુ રાખી શકાયો નહિ. કયો દર માફક આવે એ ઘણાં વરસ સુધી નક્કી થઈ શકયું નહિ. ઈ. સ. ૧૯૭૭માં સોનાની ધાતુ (Gold Bullion)નું ધોરણ સ્વીકારવાનું ઠર્યું. તેને પરિણામે એક રૂપિયાની કિંમત એક શિલિંગ ૭ પેન્સ ઠરાવવામાં આવી. ત્યાર પછી ઈ. સ. ૧૯૩૧ના સપ્ટેમ્બરમાં ઈંગ્લેંડમાં સોનાનું ધોરણ મોકૂફ રાખવામાં આવ્યું. તેને પરિણામે હિંદ દેશે 'સ્ટર્લિંગ એક્સચેન્જ સ્ટેન્ડર્ડ' એટલે રૂપિયાના બદલામાં પાઉંડનું હૂંડિયામણ સ્વીકાર્યું. ઈ. સ. ૧૯૩૪માં રિઝર્વ બેંક સ્થાપવાનો કાયદો થયો. તેને પરિણામે સરકારે ઠરાવેલા ભાવથી બ્રિટિશ સ્ટર્લીંગ (પાઉંડ) ખરીદવાની તથા વેચવાની ફરજ રિઝર્વ બેંક પર આવી. ત્યાર પછી આંતરરાષ્ટ્રીય નાણાંમંડળ 'ઈન્ટરનેશનલ મોનિટરી ફંડ' સ્થપાયું. ભારત તેનું સભ્ય બન્યું. આ મંડળના સભ્યોને માથે એવી ફરજ નાખવામાં આવી કે પોતપોતાના દેશમાં ચાલતાં નાણાંની કિંમત સોનું અથવા યુનાઈટેડ સ્ટેટ્સના ડોલરમાં ઠરાવવી, અને એ પ્રકારના હૂંડિયામણના દર આંતરરાષ્ટ્રીય નાણાં મંડળને જણાવવા. આ ફરજને લીધે ભારત સરકારે રૂપિયાની કિંમત એક શિલિંગ ૭ પેન્સ ચાલુ રાખવાનું ઠરાવ્યું. એ હિસાબે હિંદી રૂપિયાની કિંમત યુનાઈટેડ સ્ટેટ્સના ૩૦.૨૨૫ સેન્ટ અથવા ૦.૨૬૮૬૦૧

જરૂરિયાતની ખાતરી કર્યા પછીજ નાણું ધીરતો. આ લેવડદેવડનો હિસાબ નાણાં ધીરનાર વેપારી જ રાખતો અને એનો ચોપડો જે બોલે તે ઉપર કરજદાર વિશ્વાસ રાખી દેવું ચૂકવતો. આ રીતે ગામ લોકોની નાણાંની જરૂરિયાત પૂરી પાડનાર વેપારી 'શાહુકાર' કહેવાતો. ખેડૂતનો એ હિતચિંતક અને સંકટ સમયે સહાય કરનાર માબાપ જેવો હતો.

**કાયદા :** સમય જતાં શાહુકાર તેના અસામીઓની નિર્બળતાનો અને અજ્ઞાનતાનો લાભ લેવા લાગ્યો. નાણું ધીરવામાં કોથળી છોડામણ, વટાવ, વ્યાજ, વ્યાજનું વ્યાજ એવા અનેક પ્રકારે કરજદારના ઉપર બોજો નંખાતો ગયો. વાત એટલે સુધી વધી કે ગરીબ અને નિરક્ષર ખેડૂત શાહુકારનો વંશપરંપરાનો કરજદાર બનતો ગયો. બીજી બાજુ બ્રિટિશ રાજ્યમાં જેમ બીજી બાબતોમાં કાયદા થયા તેમ નાણાંની લેવડદેવડમાં પણ કાયદા દાખલ થયા. અત્યારે એ કાયદા વિવિધ પ્રકારે વધ્યા છે અને નાણાંની લેવડદેવડમાં કાયદાની દૃષ્ટિએ લેનાર અને આપનારનું હિત સચવાય એવી ચોક્કસ પ્રથાઓ અમલમાં છે. એનાથી દરેક નાગરિકે માહિતગાર રહેવાની જરૂર છે.

**પહોંચ આપવી :** સામાન્ય લેવડદેવડમાં નાણું આપ્યા બદલ લેખિત પહોંચ લેવાની પ્રથા હવે કાયમ બની છે. વીસ રૂપિયાથી વધુ રકમ જેને મળી હોય તેણે આ પહોંચ ઉપર એક આનાની રેવન્યુ ટિકિટ ચોડીને પોતાની સહી આપવી જોઈએ, એવો કાયદો છે. જો ટિકિટ ન ચોડી હોય તો તે પહોંચને પુરાવા તરીકે કોર્ટ સ્વીકારતી નથી, અથવા અમુક પટ દંડ સાથે સ્વીકારે છે. જૂની પ્રથાને વળગી રહેલા વેપારીઓ આ પ્રકારે પહોંચ આપતાં કે વેચેલા માલનું બિલ આપતાં હજી પણ અચકાય છે. પરંતુ નાણાં આપનાર કાયદેસર પહોંચ માગે કે બિલ માગે તે આપવું અને પોતે તે પ્રમાણે માગીને લેવું એ જરૂરી છે.

**ખાતું પાડવું અગર દસ્તાવેજ કરવો :** જ્યારે ધણી માગે ત્યારે પૈસા પાછા આપવાના હોય અને બીજી કંઈ શરતો ન મૂકવાની હોય ત્યારે સાધારણ રીતે વચનચિઠ્ઠી (પ્રોમિસરી નોટ) લખી આપવામાં આવે છે. તેને પ્રચલિત શબ્દોમાં ખાતું પાડી આપવું કહે છે. કાયદા મુજબ આવું ખાતું ત્રણ વર્ષે હિસાબ કરી ફરીથી તાજું કરી આપવું આવશ્યક લેખાય છે. આવાં ખાતાં પાડવામાં રૂ. ૨૦) ઉપરાંતની રકમો માટે રકમ પ્રમાણે એકથી ચાર આનાની રેવન્યુ ટિકિટો ચોડવાની હોય છે.

આ સિવાય વસૂલાતના હપ્તા અથવા અન્ય કોઈ શરતો જો દાખલ કરવાની હોય તો તેને માટે દસ્તાવેજ કરી આપવો પડે છે. આ દસ્તાવેજ સરકારી સ્ટેમ્પના કાગળ ઉપર લખાય છે. તે કાગળ કેટલી કિંમતનો વાપરવો એનો આધાર કરજની રકમ ઉપર રહે છે.

દસ્તાવેજમાં નાણાં લેનાર ધણીનું મતું અને બે સાક્ષીઓનાં મતાં કરવાની જરૂર પડે છે. જ્યારે ખાતામાં સાક્ષીની જરૂર પડતી નથી.

**ધીરધારનો ધંધો :** સામાન્ય વેપારી–ખાસ કરીને પરચૂરણ માલનો વેપારી–અને તે પણ ગામડામાં રહેનાર–પોતાના ઘરાકોને પરચૂરણ ચીજો વેચવા ઉપરાંત, ઉપર જણાવ્યું તે રીતે, સારામાઠા પ્રસંગોએ નાણું ધીરવાનો ધંધો પણ કરતો હોય છે. જેની પાસે નાણું વધારે પ્રમાણમાં હોય તેવા લોકો માત્ર નાણું ધીરવાનો ધંધો પણ કરે છે. તે લોકો નાણું માગનાર આસામીની સામાન્ય આબરૂ ઉપર વિશ્વાસ રાખીને અથવા મકાન, જમીન, સોના–ચાંદીનાં ઘરેણાં વગેરે પ્રકારની મિલકતને અવેજમાં લઈને નાણું ધીરે છે. કરજદાર વાયદા પ્રમાણે નાણું ન ચૂકવી શકે તો તેના બદલામાં મૂકેલો અવેજ લેણદાર ખરીદી લે છે. અથવા વેચી નાખી પોતાનું લેણું વસૂલ કરે છે એ રીતે કરજદારને પોતાની મિલકત ગુમાવવાનો વખત આવે છે.

**ઋણરાહત ધારો :** આ પદ્ધતિની ધીરધાર ઉપર બ્રિટિશ અમલમાં પહેલું નિયમન 'ડેક્કન એગ્રિકલ્ચરલ એક્ટ'થી દાખલ કરવામાં આવેલું. એ કાયદાનો મુખ્ય મુદ્દો 'દામ દોપટ' નો હતો. એટલે કે લેણદાર ધીરેલી મૂડીનું વ્યાજ વધારેમાં વધારે એ મૂડી જેટલું જ લઈ શકતો. મતલબ કે વ્યાજ ગણતાં ધીરેલી મૂડી બમણી થાય ત્યાં સુધી તે વ્યાજ લેવાને કાયદેસર હકદાર ગણાતો. પરંતુ આ કાયદાથી ખેડૂતને ઝાઝી રાહત મળતી નહોતી. તેના કરજનો બોજો વધ્યે જતો હતો, અને આખા મુંબઈ રાજ્યમાં આવા કરજદારોની સંખ્યા એટલી મોટી થઈ ગઈ હતી કે જ્યાં સુધી એમને કરજમાંથી મુક્ત કરવામાં ન આવે ત્યાં સુધી એવા લોકો કદી સ્વાશ્રયી અને આબાદ થઈ શકે નહિ એવો લોકમત બંધાયો હતો. એટલે ખેડૂતોને જૂના દેવાના અસહ્ય બોજમાંથી મુક્ત કરવા મુંબઈ સરકારે 'ઋણરાહત ધારો' અમલમાં મૂક્યો હતો. એ ધારા અન્વયે મુંબઈ રાજ્યમાં ખેડૂતોના દેવાનો નિકાલ કરવા માટે ખાસ ન્યાયાધીશની કચેરીઓ ઉઘાડવામાં આવી હતી. ખેડા જિલ્લામાં પણ એવી તાલુકા દીઠ અકેકી કચેરી સ્થપાઈ હતી. આને લીધે ઘણા ખેડૂતોના

આ એક જ પ્રવૃત્તિ કરતા હોય છે તેઓ બીજી ચીજો ખરીદવા કે વેચવાનો વેપાર કરતા હોતા નથી આવા નાણાંની આપલેનો ધંધો કરનાર વેપારીઓ જૂના વખતમા 'નાણાવટી' કહેવાતા પાછળથી તેઓ 'શરાફ' કહેવાયા હાલ એ બંને શબ્દો સમાન અર્થમા વપરાય છે

શાહુકાર, નાણાવટી અને શરાફ એ ત્રણ શબ્દોના અર્થમાં ઝાઝો ફેર નથી, તો પણ શાહુકાર મોટે ભાગે ગામડામા ખેડૂતો અને બીજા પરચૂરણ જરૂરિયાતવાળા લોકો સાથે નાણાંની ધીરધારનો ધંધો કરે છે, જ્યારે નાણાવટી કે શરાફ મોટા વેપારીઓ સાથે કે મૂડીદારો સાથે નાણાંની આપલેનો ધંધો કરે છે શાહુકાર શબ્દ મૂળ સંસ્કૃત 'साधुकार' એ શબ્દ ઉપરથી બનેલો છે એમાં એની પ્રમાણિકતા અને શુભ બુદ્ધિનો નિર્દેશ છે 'નાણાવટી' એ શબ્દ સંસ્કૃત 'नाणक-वृत्ति' એ ઉપરથી બનેલો છે એ બતાવે છે કે નાણાવટી એ મુખ્યત્વે નાણાની લેવડદેવડ ઉપરથી થતી કમાણી ઉપર જીવનાર વેપારી છે 'શરાફ' શબ્દ અરબી ભાષાનો છે એમાં 'નાણાવટી' શબ્દના અર્થ ઉપરાત ચોકસાઈ, માણસાઈ અને લાયકાતના અર્થો સૂચવાય છે

ખેડા જિલ્લો એના લોકોના મહેનતુ અને કરકસરવાળા સ્વભાવ માટે જાણીતો છે ગમે તેમ કરીને નાણુ બચાવવુ અને તે શરાફને ત્યા જમા રાખવુ એવી પ્રથા આ જિલ્લાના લોકોમા પ્રાચીન કાળથી ચાલી આવે છે તે ઉપરાંત જૂના વખતમા મુસાફરીએ જનારને નાણાનુ જોખમ સાથે રાખવામા રસ્તામાં લૂંટાવાનો કાયમ ભય રહેતો એને કારણે આ જિલ્લાના નાણાવટીઓ દેશના તેમજ પરદેશનાં બજારોમા હૂંડી કે રુક્કાની પદ્ધતિથી નાણાની આપલે કરતા આ પ્રકારે નાણાવટુ કરનાર વેપારીઓ જિલ્લાના લગભગ તમામ મોટાં ગામોમાં હતા વાણિયા, નાગરો અને ખેડાવાળો ખાસ કરીને આ ક્ષેત્રમાં પ્રતિષ્ઠા ધરાવતા હતા એમના ઉચ્ચ ચારિત્ર્યની, પ્રમાણિકતાની, ધનિકતાની, સખાવતની અને શાખની રસિક વાતો જૂના લોકો પાસેથી સાંભળવા મળે છે એ પ્રકારના નાણાવટી કે શરાફોના કેટલાક વંશજો જિલ્લામા હજી પણ જૂની પદ્ધતિએ શરાફીનો ધંધો ચલાવી રહ્યા છે કેટલાક અને ખાસ કરીને વાણિયા અને ખેડાવાળો આ ધંધો જિલ્લા બહાર, મોટે ભાગે ભરૂચ જિલ્લો, સુરત જિલ્લો અને મદ્રાસ રાજ્યમા હજી પણ ચલાવે છે અલબત્ત, આ પ્રકારના શરાફોને પણ હવે ઉપર જણાવેલો 'શાહુકાર ધારો' લાગુ પડે છે, અને આ કાયદા અન્વયે લાઈસન્સ ધરાવનાર ખેડા જિલ્લાના વેપારીઓની જે વિગત ઉપર આપી છે તેમાં આ પ્રકારના શરાફોનો પણ સમાવેશ થાય છે એ વિગતમા માત્ર કરજે ધીરેલા નાણાની જ માહિતી છે થાપણોની માહિતી એમાં નથી એ ધ્યાનમા લેવા જેવુ છે

**શરાફી વહીવટ :** હાલની બૅન્કો ન હતી તે પહેલાં ઉપર જણાવેલા શરાફો બૅન્કોનુ કામ કરતા એને લીધે જૂની શરાફીના ધંધાની કાર્યપદ્ધતિ સારી પેઠે ખીલેલી હતી એ કાર્યપદ્ધતિ નવા સંજોગોથી બદલાતી જાય છે તો પણ જૂના શરાફો હજી એને વળગી રહેલા છે તેથી એની માહિતી અત્રે ટૂંકમા આપવી આવશ્યક છે

**રુક્કો:** રુક્કો એ હૂંડીનુ નાનુ સ્વરૂપ છે કોઈ વેપારી પાસે એનો ખાતેદાર પૈસા લેવા જાય, પણ વેપારી પાસે તે આપવાની તે વખતે સગવડ ન હોય અથવા બારોબાર બીજા ધણી પાસેથી પૈસા અપાવવા હોય તો વેપારી કોઈ બીજા વેપારી ઉપર ખાતેદારને પૈસા આપવા બાબતનો કાગળ લખી આપે છે આવા કાગળને ચિઠ્ઠી કે રુક્કો કહે છે જે વેપારી ઉપર રુક્કો લખાયેલો હોય તે રુક્કો જોઈને તેમાં જણાવેલી રકમ ખાતેદારને અથવા રુક્કો લાવનારને આપે છે

**હૂંડી :** પરગામ રૂપિયા મોકલવા માટે અથવા પરગામમા જરૂર પડયે નાણુ મેળવવા માટે હૂંડી લખવાનો જૂની પદ્ધતિમા રિવાજ છે આ હૂંડી હાલની બૅન્કોમાં વપરાતા ચેક જેવી છે ચેક એ હૂંડીપદ્ધતિનુ સુધરેલુ સ્વરૂપ છે ચેકનો ગેરઉપયોગ ન થાય તે માટે હાલ જે જે પ્રકારની સાવચેતીઓ લેવાય છે અને તે માટે જેવા નિયમો કરવામાં આવ્યા છે તે પ્રકારની તમામ સાવચેતીઓ અને એને પરિણામે ચોક્કસ રૂઢિઓ હૂંડીની બાબતમા પણ જૂના શરાફોએ ખીલવેલી છે

હૂંડી એ એક પ્રકારનો પત્ર છે એમાં હૂંડી લખનાર, હૂંડી ચૂકવનાર અને હૂંડીનાં નાણાં મેળવનાર એ ત્રણ વ્યક્તિ વચ્ચે વ્યવહાર થાય છે એમાં જેને હૂંડીનાં નાણાં મળવાના હોય તે હૂંડીના 'રાખ્યાવાળા' કહેવાય છે જે માણસ હૂંડી લખે તે 'લખનાર' કહેવાય છે જેના ઉપર હૂંડી લખવામાં આવે એટલે કે હૂંડીમા લખેલાં નાણાં ચૂકવવાની જેની જવાબદારી હોય તેના જોગ એટલે એનુ નામ લખીને, એને સંબોધન કરીને, હૂંડી લખેલી હોય છે કેટલાક મોટા વેપારીઓ અને શરાફો હૂંડીની છાપેલી ચોપડીઓ તૈયાર રાખે છે હૂંડીમાં અમુક પ્રકારની જ ભાષા લખાય છે, અને તેના અર્થ શરાફો જ બરાબર સમજે છે આમાં બીજી સાવચેતીઓ ઉપરાંત ખાસ સાવચેતી એ લેવાય છે કે

હૂંડી લીધા પછી તેની જરૂર ન હોય અને તે પાછી આપવી હોય તો પાછી આપી શકાય છે. એવા સંજોગોમાં હૂંડીનાં પૂરેપૂરાં નાણાંને બદલે હૂંડી વેચવાનો જે બજારભાવ ચાલતો હોય તે પ્રમાણે નાણાં મળી શકે છે. આ હકીકત ધ્યાનમાં લેવા જેવી છે. આ ઉપરાંત પણ બીજી ઘણી વિગતો આ અંગે જાણવા જેવી હોય છે.

**બેંકિંગ :** જૂની શરાફીને બદલે હવે યુરોપીય પદ્ધતિની શરાફીનો પ્રચાર વધી રહ્યો છે. આ શરાફીને બેંકિંગ કહે છે. 'બેંક' એ અંગ્રેજી શબ્દ છે. એનો અર્થ 'નદી કિનારો' અથવા 'નદી કિનારાના જેવો ઢળતો ટેકરો' થાય છે. ઘણા જૂના સમયમાં ઈટાલીમાં લોમ્બાર્ડ નામના શરાફો આવા કિનારા ઉપર અથવા કિનારે લાંગરેલાં વહાણોમાં બેઠક બનાવીને નાણાંની લેવડદેવડ કરતા. એ બેઠકને માટે ઈટાલિયન ભાષામાં 'બેન્કો' (અંગ્રેજી 'બેન્ચ'=બેસવાની પાટલી) એવો શબ્દ વપરાતો. એ ઉપરથી શરાફી કામકાજ કરનાર સ્થળ કે પેઢીને અંગ્રેજીમાં 'બેંક' ,કહે છે, શરાફી કામકાજને 'બેંકિંગ' કહે છે અને શરાફને 'બેન્કર' કહે છે.

બેંક સામાન્ય રીતે એક વ્યક્તિની પેઢી નહિ પણ શેર હોલ્ડરોની બનેલી લિમિટેડ કંપની હોય છે. આને માટે ખાસ કાયદો થયેલો છે. તે 'બેંકિંગ કંપનીઝ એક્ટ' કહેવાય છે.

શેર હોલ્ડરો અને નાણાંની થાપણો મૂકનાર જનતાના હિત માટે બેંકની મૂડી અને અનામત ફંડ બાબતમાં કાયદાથી અમુક નિયમો ઠરેલા છે. વળી તમામ બેંકો ઉપર દેશની મધ્યસ્થ બેંક જે 'રિઝર્વ બેંક ઓફ ઈન્ડિયા' કહેવાય છે તેની દેખરેખ અને નિયમન હોય છે.

**બેંકોના પ્રકાર :** મુખ્યત્વે બેંકો ચાર પ્રકારની હોય છે.

**(૧) એક્સચેંજ બેંક :** જે બેંકો આપણા દેશનાં નાણાં ઉપરાંત મુખ્યત્વે પરદેશી હૂંડિયામણનું તથા પરદેશી નાણાંની હેરફેર કે લેવડદેવડનું કામકાજ કરે છે તે એક્સચેંજ બેંકો કહેવાય છે. આ પ્રકારની એકેય બેંક ખેડા જિલ્લામાં નથી. **(૨) શિડ્યુઅલ્ડ બેંક :** રિઝર્વ બેંક ઓફ ઈંડિયાએ ઠરાવેલા ધોરણે ચાલતી તેની યાદીમાં દાખલ થયેલી બેંકને શિડ્યુઅલ્ડ બેંક કહે છે. આવી પાંચ બેંકની શાખાઓ આ જિલ્લામાં નીચે પ્રમાણે છે (૧) ઈમ્પિરિયલ બેંક ઓફ ઇન્ડિયા લિ. શાખા–નડિયાદ, (હેડ ઓફિસ મુંબઈ) (૨) દેવકરણ નાનજી બેંકિંગ કંપની લિ. શાખાઓ –નડિયાદ અને આણંદ. (હેડ ઓફિસ મુંબઈ) (૩) સેન્ટ્રલ બેંક ઓફ ઇંડિયા, લિ., શાખા–નડિયાદ (હેડ ઓફિસ મુંબઈ) (૪) પંજાબ નેશનલ બેંક લિ., શાખા–નડિયાદ (હેડ ઓફિસ દિલ્હી) (૫) બેંક ઓફ બરોડા લિ. શાખાઓ –પેટલાદ અને કપડવણજ, (હેડ ઓફિસ વડોદરા).

**(૩) સહકારી બેંક :** આ પ્રકારની બેંકોનું નિયમન સરકારનું સહકારીખાતું કરે છે. આવી બેંકોનો મોટામાં મોટો લાભ એ છે કે એનાથી શેરહોલ્ડરોમાં સહકાર અને સંગઠનની ભાવના ખીલે છે. ખેડા જિલ્લાનાં જુદાં જુદાં ગામોમાં આવી બેંકો સ્થાનિક લોકોની સેવા અને સહકારથી ખીલેલી છે. એ બેંકો સ્થાનિક લોકોમાં જરૂર પ્રમાણે નાણાંની લેવડદેવડ કરવા ઉપરાંત વેપાર ઉદ્યોગોને ઉત્તેજન આપે છે તથા પોતાના નફામાંથી પોતાના કાર્યક્ષેત્રના પ્રદેશમાં જનસેવાની પ્રવૃત્તિઓને મદદ પણ આપે છે.

સહકારી બેંકોના ચાર મુખ્ય પેટા વિભાગો હોય છે : (अ) મધ્યસ્થ નાણાં ધીરનારી સહકારી બેંકો : આ પ્રકારની બેંકો મોટે ભાગે ફક્ત ખેડૂતોના અને સહકારી મંડળીઓના હિતમાં સ્થાપવામાં આવે છે. જિલ્લામાં આવેલી આ પ્રકારની બાર બેંકો નીચે પ્રમાણે છે : ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક લિ. નડિયાદ, અને તેની મહેમદાવાદ, માતર, કપડવણજ, આણંદ, બોરસદ, દાસરા, ઊમરેઠ, ખંભાત, પેટલાદ અને વાડાશિનોરમાં આવેલી દસ શાખાઓ, તથા ભાદરણ તા. કો. ઓપરેટીવ બેંક લિ., ભાદરણ (ब) પીપલ્સ અથવા અર્બન કો. ઓપરેટીવ બેંકો : આ પ્રકારની બેંકો ફક્ત સહકારી મંડળીઓ સિવાયનો નાનો વેપારી વર્ગ અને બિનખેડૂત સામાન્ય પ્રજાજનોના હિતમાં સ્થપાય છે. જિલ્લામાં આવેલી આ પ્રકારની આઠ બેંકો નીચે પ્રમાણે છે : ૧ ઉત્તરસંડા પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ., ૨. ખેડા પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ. ૩ વસો સહકારી બેંક લિ. ૪ સોજિત્રા કો–ઓપરેટીવ બેંક લિ., ૫ કરમસદ કો–ઓપરેટીવ બેંક લિ., ૬ મહેમદાવાદ અર્બન પીપલ્સ કો–ઓપરેટીવ બેંક લિ., ૭ ઊમરેઠ અર્બન કો–ઓપરેટીવ બેંક લિ., ૮ ક્રમ્બે (ખંભાત) હિંદુ મરચંટ્સ કો–ઓપરેટીવ બેંક લિ.

(क) ઔદ્યોગિક સહકારી બેંકો : આ પ્રકારની બેંકો સહકારી મંડળીઓ મારફતે ચાલતા નાના મોટા ઉદ્યોગોના હિતમાં સ્થપાય છે. જિલ્લામાં આ પ્રકારની બેંકો નથી

(ड) લેન્ડ મોર્ટગેજ સહકારી બેંકો : આ પ્રકારની બેંકો

જમીનમાલિકોને જમીન ઉપર લાંબી મુદત માટે નાણાં ધીરે છે. અને હપ્તાથી નાણાં વસૂલ કરે છે. આવી બેંકોની મદદથી ખેડૂતો પોતાનાં જમીનસુધારણાનાં કામો કરી શકે છે. જિલ્લામાં આવી એક બેંક નડિયાદમાં છે. તે 'ખેડા જિલ્લા સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક, નડિયાદ' એ નામે ઓળખાય છે.

આ બધામાં 'ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક' એ સૌથી મોટી બેંક છે. એના વિકાસની તથા કામકાજની વિગતો હવે પછીના પ્રકરણમાં વિસ્તારથી આપવાની છે. આ બેંક જિલ્લાની અને ખાસ કરીને ગ્રામવિસ્તારની આર્થિક ખીલવણી કરવાના હેતુથી સ્થાપવામાં આવી છે. તેની સાથે જિલ્લાની બાકીની બધી સહકારી બેંકો તથા મોટા ભાગની સહકારી મંડળીઓ જોડાઇ ગઈ છે.

(૪) ઉપરના ત્રણ પ્રકારમાં ન આવતી હોય તેવી બેંકો ચોથા પ્રકારમાં આવે. એવી કોઈ બેંક આ જિલ્લામાં નથી.

સહકારી સિવાયની બધી બેંકો 'જોઈન્ટ સ્ટોક બેંકો' કહેવાય છે.

**બેંકોની કાર્યપદ્ધતિ: ખાતું ખોલવા બાબત:** બેંક એ જનતાનો કાયદાએ માન્ય કરેલો શરાફ છે. એ કોઈ વ્યક્તિ નથી, પરંતુ સંસ્થા છે. એનું બંધારણ કાયદા પ્રમાણે ઘડેલું હોય છે. અને એનો વહીવટ બંધારણ પ્રમાણે ચાલે છે. એટલે આજની દુનિયામાં વ્યક્તિગત શરાફ કરતાં બેંક સાથે નાણાંની લેવડદેવડ કરવી એ વધારે સલામતીભર્યું અને લાભકારી છે.

જોઈન્ટ સ્ટોક બેંક સાથે લેવડદેવડ કરવા માટે એના શેરહોલ્ડર બનવાની જરૂર હોતી નથી. માત્ર ધારાધોરણ પ્રમાણે અરજી કરવાથી અને કોઈ ખાતેદારનું ઓળખાણ આપવાથી કોઈપણ બેંકમાં ખાતું ખોલી શકાય છે. સહકારી બેંકનો લાભ લેવા માટે આ વિધિ ઉપરાંત તેના ધારાધોરણમાં નિયમ હોય તો તેના સભાસદ બનવું જરૂરનું હોય છે. સભાસદ બનવાથી બેંકના નફાનો ફાળો અને બીજા પણ લાભ જો બંધારણમાં કે પેટા નિયમોમાં કરેલા હોય તો મળી શકે છે.

કોઈ પણ બેંકમાં ખાતું ખોલવા માટે ઓછામાં ઓછી અમુક રકમ બેંકમાં નિયમ મુજબ જમા કરાવવી પડે છે. સામાન્ય રીતે ત્રણ પ્રકારનાં ખાતાં હોય છે: બચતખાતું (સેવિંગ્ઝ એકાઉન્ટ), ચાલુ ખાતું (કરન્ટ એકાઉન્ટ), અને બાંધી મુદતનું ખાતું (ફિક્સ્ડ ડિપોઝિટ એકાઉન્ટ). કેટલીક બેંકો–ખાસ કરીને સહકારી બેંકો – લોકોને નાણું બચાવવાની ટેવ પાડવા ફરજિયાત બચતનું ખાતું રાખવાનો નિયમ રાખે છે. એ ખાતામાં નિયમથી ઠરેલી ઓછામાં ઓછી રકમ જમા રહેવી જ જોઈએ અને વરસમાં અમુક રકમ એમાં ઉમેરવી જ જોઈએ, એવો પણ નિયમ હોય છે. આ સિવાય ઉપર જણાવેલાં ત્રણ પ્રકારનાં ખાતાંમાં ઓછામાં ઓછી કેટલી રકમ જમા રાખવી જોઈએ તે બાબત જુદી જુદી બેંકોમાં જુદા જુદા નિયમો હોય છે. પણ સહકારી બેંકોમાં ગરીબોને પણ પાલવે એટલી નાનામાં નાની રકમ જમા રાખવાની જોગવાઈ કરાય છે. ખાતેદાર વધુ રકમ બચાવી જમા રાખવા પ્રેરાય તે માટે અમુક રકમથી વધારે નાણું જમા હોય તો તેના ઉપર વ્યાજ આપવાનો રિવાજ હોય છે. એથી ઊલટું નિયમથી ઠરેલી ઓછામાં ઓછી રકમ કરતાં જો જમા રહેતી રકમ ઘટી જાય તો કાં તો ખાતું બંધ કરવામાં આવે છે અથવા ખાતું ચાલુ રાખ્યા બદલ નિયમથી ઠરેલી ફી લેવામાં આવે છે. ખાતામાં રકમ જમા ન હોય તો બેંક સાથે લેવડદેવડ થઈ શકતી નથી.

**નાણું ભરવા બાબત:** બેંકમાં નાણાં ભરવા માટે નાણાંની વિગત તથા ખાતેદારનું નામ અને અન્ય વિગત દર્શાવતું એક પત્રક ભરવાનું હોય છે. અંગ્રેજીમાં એને 'પે ઈન સ્લિપ' કહે છે. ગુજરાતીમાં એ 'નાણાં ભરવાનું ફૉર્મ' કહેવાય છે. એ ફૉર્મ ભરીને નાણાં સાથે રજૂ કરવાથી બેંકનો કારકુન અથવા કેશિયર એ ફૉર્મ અને નાણાં સ્વીકારી નાણાં મળ્યા બદલ ફૉર્મની સ્થળપ્રત ઉપર સિક્કો મારી ? પાછી આપે છે.

સામાન્ય રીતે આ પ્રકારની લેવડદેવડ કરવા માટે બેંકમાં જગાઓ મુકરર કરેલી હોય છે, અને એવી મુકરર કરેલી જગ્યાએ જ આ કામકાજ થાય છે. આવું કામકાજ સરળતાથી થઈ શકે તે માટે બેંકના કાર્યાલયમાં એક પડદો ભરી લઈ તેની પાછળ બેંકના નોકરોને બેસવાની યોજના કરેલી હોય છે. ખાતેદારે એ પડદાની બહાર ઊભા રહેવાનું હોય છે. લેવડદેવડ કરવા માટે એ પડદામાં રેલવેની ટિકિટબારીના જેવી નાની બારીઓ બનાવેલી હોય છે.

**નાણું ઉપાડવા બાબત:** બેંકમાથી નાણું ઉપાડવા માટે ખાતેદારને બેંક તરફથી 'ચેક બુક' આપવામાં આવે છે. સેવિંગ્ઝ ખાતાવાળા અઠવાડિયામાં અમુક જ દિવસ નાણું ઉપાડી શકે એવો સામાન્ય નિયમ હોય છે. થોડો પગાર કમાનાર અથવા નાની રકમની બચત કરી શકે તેવા લોકો

સામાન્ય રીતે આ પ્રકારનું ખાતું બેંકમાં રાખે છે. ચાલુ ખાતામાંથી દરરોજ ફાવે એટલી વખત નાણું ઉપાડી શકાય છે. તેને માટે ચેક લખવો પડે છે. બાંધી મુદતનાં ખાતાનાં નાણાં તે અંગે બેંક તરફથી મળેલી પાવતી ભરપાઈ કરી આપ્યેથી મુદત પાકયે મળે છે. થાપણ મૂકનાર મુદત પાકયે જો નાણાં ન લે તો ત્યાર પછીની તારીખનું વ્યાજ તેને મળતું નથી. આવી થાપણ મુદત પૂરી થયા પછી નવી મુદત માટે ચાલુ રખાવી શકાય છે.

ચેક વિષે: અગાઉ જણાવ્યું છે તેમ ચેક એ જૂની પદ્ધતિની હૂંડીનું સુધરેલું સ્વરૂપ છે. દરેક બેંક પોતાની આંતરિક વ્યવસ્થા સાથે મેળ રહે તે રીતે ચેકનું ફોર્મ છપાવે છે. તેમાં અનુક્રમાંક, ખાતા નંબર, બેંકનું નામ, સરનામું, ચેક લખ્યાની તારીખ, કોને નાણાં આપવાં, કેટલાં નાણાં આપવાં, ચેક લખનારની સહી, વગેરે વિગતો પૈકી કેટલીક છાપેલી હોય છે, અને કેટલીક ખાલી જગામાં ભરવાની હોય છે.

ચેક લખવામાં તારીખ અને રકમ ચોકસાઇથી લખવાં જોઈએ એક પણ અક્ષર છેકાવો ન જોઈએ. તે ઉપરાંત નાણાં જેને આપવાં હોય અને જે રીતે આપવાં હોય તે ચેકમાંથી સ્પષ્ટ સમજાય એ રીતે વિગતો ભરવી જોઈએ. આ માટે બેંકના વહીવટનું સૂક્ષ્મ જ્ઞાન હોવું જરૂરી હોય છે. દા: ત: ચેકના ફોર્મમાં 'પે ટુ' ( Pay to... ) એવા શબ્દો લખી ખાલી લીટી છાપેલી હોય છે. એ લીટીને છેડે 'ઓર બેરર/ઓર્ડર' એવા શબ્દો છાપેલા હોય છે. આ બેમાંથી 'ઓર્ડર' શબ્દ છેકી નાખવામાં આવે તો 'બેરર' શબ્દ બાકી રહે. તે ચેક 'બેરરનો ચેક' કહેવાય છે. આવો ચેક ગમે તેના નામનો હોય અને ગમે તે લઈને બેન્કમાં જાય તો પણ તેને કશી પણ પડપૂછ કર્યા વગર સહી લઈને ચેકની રકમ રોકડી આપવામાં આવે છે. એથી ઊલટું જો 'બેરર' શબ્દ છેકી નાખવામાં આવે તો 'ઓર્ડર' શબ્દ બાકી રહે. તે ચેક 'ઓર્ડરનો ચેક' કહેવાય છે. આવો ચેક જે ધણીના નામનો હોય તે ધણી જેને નાણાં આપવાનો હુકમ કરે (લખી જણાવે) તેને નાણાં મળે છે. આ ચેકમાં જે ધણીના નામનો ચેક હોય, તેણે ચેકની પાછળ 'ફલાણાને આપજો' એમ સૂચવીને સહી કરવી પડે છે, અને તે ઉપરાંત નાણાં લેનાર ધણી સહી કરે છે ત્યારે નાણાં મળે છે.

સલામતી માટે ચેકના ઉપરના ખૂણામાં ડાબી બાજુએ બે ત્રાંસી લીટીઓ દોરવાનો રિવાજ છે. એનો અર્થ એવો છે કે આ બે લીટીમાં નામ લખ્યું છે, તે માણસને ખાતે આ ચેકનાં નાણાં જમા કરજો. પણ સાધારણ રીતે બે ત્રાંસી લીટી વચ્ચે કોઈ નામ લખતા જ નથી, કે જેથી તે ચેક ગમે તેને ખાતે જમા કરાવી શકાય. ક્રોસ ચેકનાં નાણાં રોકડાં મળે નહિ, પણ કોઈ આસામીનું બેંકમાં ખાતું હોય તેના ખાતામાં તે ચેકની રકમ જમા કરાવી શકાય. ક્રોસ ચેકની પાછળ પણ જે આસામીના નામનો ચેક હોય તેણે સહી કરવી પડે છે; પણ તે ચેક રજૂ કરનારને સહી કરવી પડતી નથી; કારણ કે તે તો કોઈના ખાતામાં જમા કરાવે છે.

બેરર ચેક ભાગ્યે જ લખાય છે. લેનારની ખાસ ઇચ્છા હોય તો જ બેરર ચેક અપાય છે, કારણ કે તે ખોવાય કે ચોરાય તો તેનાં નાણાં ગમે તે લઈ ખાઈ જાય. ઓર્ડર ચેક પણ ખોટી સહી કરી નાણાં ગેરવલ્લે પડવાનો સંભવ છે; તેથી ઘણુંખરું લોકો ક્રોસ ચેક જ લખે છે, કે જેથી તે ગેરવલ્લે પડે તો પણ તેનાં નાણાં કોઈ લઈ શકે નહિ, અને કોઈ બીજાએ પોતાના ખાતામાં જમા કરાવ્યાં હોય તો તેનો પત્તો મેળવી શકાય.

ચેકની બાબતમાં બીજી મહત્ત્વની વિગત તે ચેક લખનારની સહી છે. ખાતું ખોલતી વખતે અરજી સાથે અરજદારની નમૂનાની સહી લેવામાં આવે છે. ખાતેદાર બેંક સાથેના વ્યવહારમાં એ નમૂના પ્રમાણે દરેક વખતે સહી કરશે એવો એનો અર્થ થાય છે. વળી ખાતેદાર કોઇ લિમિટેડ કંપની હોય, સંસ્થા હોય કે ભાગીદારી પેઢી હોય તો એ કંપની, સંસ્થા કે પેઢીવતી ચેક ઉપર કોણ સહી કરશે અને તે કેવા રૂપે કરશે તેની શરૂઆતમાં જ લેખિત નોંધ બેંકને આપવી પડે છે. જ્યારે જ્યારે ચેક બેંકમાં રજૂ થાય છે ત્યારે ત્યારે તેના ઉપરની સહી મૂળ નમૂનાની સહી સાથે મેળવી જોવામાં આવે છે અને એમાં સહેજ પણ શંકા પડે કે ફેરફાર માલૂમ પડે તો ચેક પાછો મોકલવામાં આવે છે.

આ ઉપરાંત જે ચેક રજૂ કર્યો હોય તે બેંકે ખાતેદારને આપેલી ચેકની ચોપડીમાંથી જ છે કે બીજો છે તેની પણ ખાતરી કરવામાં આવે છે અને તે પછી જ ચેકનાં નાણાં ચૂકવવામાં આવે છે. નાણાં ચૂકવતા પહેલાં નાણાં લેનારની ચેકની પાછળ સહી લેવામાં આવે છે. તે ઉપરાંત જરૂર જણાય તો ઓળખાણ પણ માગવામાં આવે છે.

ચેક અંગેના બીજા અનેક પ્રકારના જાણવા જેવા નિયમો હોય છે. તે પાસબુકમાં છાપેલા હોય છે.

**વટાવ :** પોતાના ગામમાં બેંક હોય અને એ બેંક ઉપર ખાતેદાર ચેક લખી આપે તો તે ચેકનાં નાણાં તરત મળી શકે છે. પરંતુ સ્થાનિક બેંક ઉપર ચેક લખ્યો હોય અને નાણાં લેનાર પરગામ હોય તો એ ચેકનાં નાણાં કોઈ બીજી બેંક મારફતે વસૂલ કરવાં પડે છે. આવા વ્યવહારમાં બીજી બેંક વટાવ લે છે. એ જ રીતે પોતાના ગામની બેંકમાં નાણાં ભરીને બહારગામની બેંક મારફતે પૈસા મેળવવા હોય તો પોતાના ગામની બેંક વટાવ લઈને માગણી પ્રમાણે બીજી બેંક ઉપર ચેક લખી આપે છે.

**ડ્રાફ્ટ :** ચેક મારફતે નાણાં મળવામાં ઉપર જણાવ્યું તેમ લાંબો વિધિ થતો હોવાથી વિલંબ થવાનો સંભવ હોય છે, તેથી જેને તરત નાણાં જોઈતાં હોય તેણે 'ડિમાન્ડ ડ્રાફ્ટ' મેળવવો જોઇએ કે ઘરાકને આપવો જોઈએ. ડિમાન્ડ ડ્રાફ્ટ જે બેંક ઉપર લખેલો હોય તે બેંકમાં રજૂ કરવાથી તરત જ પૂરેપૂરા પૈસા મળે છે. તે માટે પૈસા લેનારે સહી આપવી પડે છે. પરંતુ જે વ્યક્તિ ડિમાન્ડ ડ્રાફ્ટ કઢાવે તેણે બેંકને તેનાં નાણાં પહેલાં રોકડાં ભરવાં પડે છે અને તે માટે વટાવ પણ આપવો પડે છે. સલામતી ખાતર ડિમાન્ડ ડ્રાફ્ટ પણ ક્રોસ થઇ શકે છે અને એવો ડ્રાફ્ટ ખાતામાં જમા થઈ શકે છે. તેનાં નાણાં રોકડાં મળતાં નથી.

**હિસાબ :** ઉપર પ્રમાણે નાણાં જમા કરવામાં આવે અને ઉપાડવામાં આવે તેની બેંકમાં નોંધ રહે છે અને તે અંગેના તમામ કાગળો બેંક સાચવી રાખે છે. તે ઉપરાંત દરેક ખાતેદારને તેની લેવડદેવડનો ખ્યાલ રહે તે માટે બેંક તરફથી પાસબૂક (ઉજત) આપવામાં આવે છે. એ પાસબૂક અવારનવાર બેંકમાં આપવાથી ખાતેદારના ખાતામાં થયેલી નોંધો તારીખવાર એમાં નોંધી આપવામાં આવે છે. એની મદદથી ખાતેદાર પોતાનો હિસાબ ચોકસાઈપૂર્વક નોંધી શકે છે, તેમ સમજી શકે છે. આ ઉપરાંત દર ત્રણ માસે કે છ માસે બેંક તરફથી ખાતેદારને તેના ખાતામાં કેટલી રકમ જમા છે તેની પત્રથી લેખી ખબર આપવામાં આવે છે. એ રીતે બેંક સાથેની લેવડદેવડનો હિસાબ વખતોવખત ચોખ્ખો કરી ખાતેદારને તેનાથી વાકેફ રાખવામાં આવે છે.

**બાંધી મુદતની થાપણ :** સામાન્ય નાગરિક ઉપર જણાવેલી પદ્ધતિએ બેંકમાં પોતાની બચતનાં નાણાં જમા રાખી જરૂર પ્રમાણે રકમ મેળવી શકે છે. એ રીતે નાણાં સચવાય છે. ખર્ચ ઉપર સંયમ રહે છે, અને વ્યવહાર સરળતાથી ચાલે છે. નાની બચત ઉપરાંત મોટી રકમ બેંકમાં જમા રાખવાની હોય ત્યારે બાંધી મુદતની થાપણ તરીકે તે બેંકમાં રાખી શકાય છે. એવી થાપણ ઉપર ૧½ ટકાથી ૩ ટકા સુધી વ્યાજ મળવાનો સંભવ હોય છે. આ બાબતમાં બેંકના સંચાલકને મળવાથી જરૂરી માહિતી મળે છે.

**વેપાર માટે :** સામાન્ય લેવડદેવડ ઉપરાંત વેપાર કે એવા ધંધાદારી કામે બેંકનો લાભ લેવા માટે દરેક બેંક જુદા જુદા જુદા નિયમો રાખે છે. સામાન્ય રીતે અવેજ કે જામીનગીરી વિના બેંક કોઈને નાણું ધીરતી નથી. ખાનગી શરાફ ઘરેણાં, જમીન, મકાન, કે વ્યક્તિની જામીનગીરીના અવેજમાં નાણાં ધીરે છે. એને બદલે બેંક સરકારી સિક્યોરિટીઓ, પ્રતિષ્ઠિત કંપનીઓના શેર, વીમાની પોલિસીઓ કે પ્રતિષ્ઠિત વ્યક્તિની જામીનગીરી ઉપર નાણાં ધીરે છે. આ ઉપરાંત વેપારીને તેના માલના અવેજમાં નાણાં ધીરવાની પદ્ધતિ બેંકોએ દાખલ કરી છે. આ પદ્ધતિએ જેને નાણાં જોઈતાં હોય તેણે પોતાનો માલ બેંકને બતાવવો પડે છે બેંકના પ્રતિનિધિઓ એ માલ જોયા પછી તેના ઉપર કેટલું ધીરાણ થઈ શકે તેની બેંકના ડિરેકટરોને ભલામણ કરે છે અને તે પછી એ માલ ઉપર સામાન્ય રીતે તેની બજાર કિંમતના ૭૫ ટકા જેટલી રકમ ધીરવામાં આવે છે. આ રીતે અવેજમાં લીધેલો માલ સલામત રહે તે માટે અને નાણાં વસૂલ થાય તે માટે બેંક તરફથી વિવિધ પ્રકારની શરતો મૂકવામાં આવે છે અને તે પ્રમાણે કરજદારે વર્તવું પડે છે. બેંક તરફથી આ પ્રકારની સગવડોનો લાભ વેપારીઓ હજી હમણાં જ સમજતા થયા છે. એને લીધે વેપાર ઉદ્યોગમાં ચેતન આવતું જાય છે.

**ક્રેડિટ (શાખ):** કેટલાક વેપારીઓને 'ક્રેડિટ' આપવામાં આવે છે. એનો અર્થ એ થાય છે કે વેપારીના ખાતામાં જે રકમ જમા હોય તે કરતાં વધુ રકમ તે જરૂર પ્રમાણે બેંકમાંથી ઉપાડી શકે. એની મર્યાદા નક્કી કરી એ મર્યાદા જેટલી તેની શાખ (ક્રેડિટ) બેંક માન્ય રાખે છે. વેપારને મદદ કરવાની આ પણ એક રીત છે. જૂની શરાફીમાં આ તત્ત્વ હતું, તેને મર્યાદિત બનાવી બેંકોએ અપનાવી લીધું છે.

**સેઈફ ડિપોઝિટ વોલ્ટ :** નાણાંની લેવડદેવડ ઉપરાંત લોકોનાં ઘરેણાં, કિંમતી કાગળો, અને એવી ચીજો સલામત રહે અને લોકો પોતાની જરૂર પ્રમાણે એ વસ્તુઓ મૂકી જાય તથા લઈ જાય એવી સગવડ પણ કેટલીક બેંકોમાં અથવા સ્વતંત્ર રીતે કરવામાં આવે છે. આ સગવડને 'સેઈફ ડિપોઝિટ વોલ્ટ' કહે છે. એને એક જાતની મોટા પાયા ઉપર રચેલી

જાહેર તિજોરી કહી શકાય. એમાં નાનાં નાનાં ખાનાં બનાવેલાં હોય છે. એમાંનું એક અથવા વધુ ખાનાં બેંકના નિયમો પ્રમાણે ભાડે રાખી શકાય છે અને એ ખાનામાં ઘરેણાં, વગેરે મૂકી ખાતેદાર એને બંધ કરી દે ત્યાર પછી એને અંગેની ખાતેદારને આપેલી ચાવીની મદદ સિવાય એ ખાનું ઊઘડી શકતું નથી. આ પ્રકારની જાહેર તિજોરીઓ શહેરોમાં પ્રચારમાં છે. નડિયાદમાં એવી એક જાહેર તિજોરી સ્થાપવામાં આવી છે. તેનું નામ 'નડિયાદ સેફ ડિપોઝિટ વોલ્ટ' છે. ખંભાતની હિંદુ મરચંટસ બેંક તરફથી પણ આવી સેફ ડિપોઝિટ વોલ્ટની વ્યવસ્થા કરવામાં આવેલી છે.

**અન્ય સેવાઓ :** આ ઉપરાંત સભાસદોની મિલકતોનો વહીવટ કરવો, ઉઘરાણી વસૂલ કરવી, સગીરને શિક્ષણ આપવું વગેરે પ્રકારની સેવા પણ બેંકો–ખાસ કરીને સહકારી બેંકો–કરી શકે છે અને કોઇ કોઈ સ્થળે એ સેવાઓ ચાલુ પણ છે.

**નાણાં રોકવાનાં અન્ય સાધનો :** બેંકો ઉપરાંત ટપાલ ખાતામાં સેવિંગ ખાતું હોય છે. સરકાર તરફથી 'નેશનલ સેવિંગ સર્ટિફિકેટ' ખરીદી સરકારમાં નાણું જમા રાખી શકાય છે. સરકાર, મ્યુનિસિપાલિટીઓ, લોકલ બોર્ડ વગેરે પ્રકારની જાહેર સંસ્થાઓ જનસેવાની પ્રવૃત્તિઓ રચવા માટે લોકો પાસેથી વખતોવખત નાણાં કરજે સ્વીકારે છે અને તે ઉપર બાંધી મુદ્દતનું વ્યાજ આપે છે. આ માટે જાહેર 'લોનો' કાઢવામાં આવે છે. લિમિટેડ કંપનીઓ મૂડી મેળવવા માટે શેર કાઢે છે. એમાં પણ નાણાં રોકાય છે. તે ઉપરાંત નાણું બચાવવા માટે વીમા ઉતારવાની પ્રથા પણ સારી પેઠે ખીલેલી છે. આ બધાં સાધનોથી નાણું સચવાય છે અને વ્યાજ કે નફાના રૂપમાં આવક થાય છે ખેડા જિલ્લાના લોકો આ સાધનોનો પણ સારો લાભ લે છે.

આધાર : (૧) શ્રી ચીમનલાલ મગનલાલ શાહ બી. એસ સી., એ. આઇ આઇ. બી.; મેનેજર, દેના બેંક, નડીઆદ શાખા, એમણે લખી આપેલો લેખ

(૨) ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક લિ., નડિયાદના અધ્યક્ષ શ્રી. છોટાલાલ અનુપરામ વ્યાસે આપેલી માહિતી.

# ૩૯

# સહકારી પ્રવૃત્તિ

**સહકારી પ્રવૃત્તિ :** સહકારના સિદ્ધાંત ઉપર સ્થાપેલી વેપારી મંડળીઓ અને બેંકોના ઉલ્લેખો અગાઉનાં પ્રકરણોમાં આવી ગયા છે. એ પ્રકારની શરાફી, વેપારી, ઔદ્યોગિક અને સામાજિક ઉન્નતિ સાધવાના ધ્યેયવાળી વિવિધ પ્રકારની મંડળીઓ આ જિલ્લામાં મોટી સંખ્યામાં કામકાજ કરી રહી છે. આ સહકારી પ્રવૃત્તિ એ વસ્તુતઃ વર્ગભેદોને નષ્ટ કરી દેશના ઉદ્ધાર માટે નવીન અર્થકરણની એક મહાન હીલચાલ છે. એ વીસમી સદીમાં જ જન્મ પામી છે, અને પ્રગતિ કરી રહી છે. આ જિલ્લામાં આ હીલચાલ કેવી રીતે વિકાસ પામી છે અને હાલ તેનું સ્વરૂપ કેવું છે તેનો ટૂંક ખ્યાલ આ પ્રકરણમાં આપ્યો છે.

**શરૂઆત :** ભારત દેશમાં સહકારી પ્રવૃત્તિ ચલાવવા માટે બ્રિટિશ સરકારે ઈ. સ. ૧૯૦૪માં સહકારી મંડળીઓનો કાયદો પ્રથમ અમલમાં મૂકયો હતો. તે આખા દેશને લાગુ પાડવામાં આવ્યો હતો. ખેડા જિલ્લામાં તે સમયથી જ સહકારી પ્રવૃત્તિ શરૂ થઈ હતી. ઈ. સ. ૧૯૦૫માં સ્થપાયેલી ઉત્તરસંડા, અને છાપરાની તથા તે પછી ૧૯૧૩ સુધીમાં સ્થપાયેલી વટાદરા, સીસવા, રઢુ, ભુવેલ, પીપળોઈ, વાસણાબુઝર્ગ, પિડાઈ, વગેરે ગામોની શરાફી મંડળીઓ હજી હયાત છે. તે આજે પણ સારું કામકાજ કરે છે એટલું જ નહિ પણ તેમની પાસે સારી રકમનાં અનામત ફંડો અને બીજાં ફંડો છે. પિડાઈ સહકારી મંડળીએ પોતાનું મકાન બંધાવેલું છે, અને પુસ્તકાલયનું મકાન બાંધી ગામને અર્પણ કરેલું છે. આ મંડળીઓ કાયદામાં થયેલા ફેરફારનો લાભ લઈ શરાફી મંડળીઓમાંથી પરિવર્તન પામી વિવિધ કાર્યકારી મંડળીઓ બનેલી છે.

**૧૯૦૪થી ૧૯૧૨ :** ઇ. સ. ૧૯૦૪ના કાયદામાં મુખ્યત્વે ખેડૂત વર્ગના લોકોને માટે જ નાણાં ધીરનારી સહકારી મંડ-

ળીઓ સ્થાપવાની જોગવાઈ કરેલી હતી. એ માટે સરકાર તરફથી મંડળીઓને કરજ ધીરવામાં આવતું. ખેડૂતો પોતાની મેળે મંડળી રચે અને તેઓની પોતાની સમગ્ર મિલકત ઉપર સરકાર પાસેથી કે બેંક પાસેથી સસ્તા વ્યાજના દરે મંડળીમાં કરજ લાવી તેની મારફતે પોતાની આર્થિક જરૂરિયાતો પૂરી પાડે અને એ રીતે શાહુકારના કપરા વ્યાજમાંથી બચી ખેતી કરી શકે એ આવી મંડળીઓનો ઉદ્દેશ હતો. ઈ. સ. ૧૯૧૨માં હિંદ સરકારે પ્રથમનો કાયદો સુધાર્યો અને ધીરાણ ઉપરાંત ઔદ્યોગિક તથા અન્ય આર્થિક હેતુઓ માટે પણ સહકારી મંડળીઓ સ્થાપવાની એ કાયદાથી સગવડ આપવામાં આવી. એનો લાભ લોકોને મળે તે માટે પ્રચાર કરવા માનદ સહકારી અધિકારીઓ નીમવામાં આવ્યા. આને પરિણામે તે વખતના મુંબઈ ઈલાકામાં મંડળીઓની સંખ્યા વધવા માંડી અને એ મંડળીઓને નાણાં ધીરવા માટે મુંબઈ ઈલાકામાં 'ધી બોમ્બે પ્રોવિન્શિયલ કો–ઓપરેટીવ બેંક લિમિટેડ'ની સ્થાપના થઈ.

**ઈ. સ. ૧૯૧૮થી ૧૯૨૫:** પ્રથમ વિશ્વયુદ્ધ પૂરું થયા પછી ઈ. સ. ૧૯૧૭–૧૮માં હિંદને પ્રાન્તિક સ્વરાજ મળ્યું તેને પરિણામે ઈ. સ. ૧૯૧૮માં મધ્યસ્થ સરકારે સહકારી પ્રવૃત્તિ ચલાવનાર સહકારી ખાતાનો વહીવટ મુંબઈ સરકારને સોંપ્યો. ઈ. સ. ૧૯૨૫માં મુંબઈની ધારાસભાએ 'બોમ્બે કો–ઓપરેટીવ સોસાઈટીઝ એક્ટ' એ નામનો કાયદો પસાર કર્યો. મૂળ મધ્યસ્થ સરકારનો કાયદો ફક્ત ખેડૂતો અને કારીગરોને જ લાભ આપે તેવો હતો તેમાં સુધારો કરી એક જ પ્રકારની જરૂરિયાતવાળા તમામ લોકોને પોતાની જરૂરિયાતો મેળવવા માટે સહકારી મંડળી ઊભી કરવાની સગવડ આપવામાં આવી. આ પ્રકારની સગવડવાળો સહકારી કાયદો આખા ભારત દેશમાં મુંબઈ સરકારે જ પહેલી વાર કર્યો હતો. આને લીધે ખેડૂતોમાં ધીરધાર કરનારી મંડળીઓ ઉપરાંત શહેરોમાં ધીરધાર કરનારી, માલ વેચી આપનારી, બી પૂરું પાડનારી, મકાનો બાંધી આપનારી વગેરે પ્રકારની મંડળીઓ કાઢવાની સગવડ થઈ.

**પ્રથમ ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક: (ઈ. સ. ૧૯૨૦થી ૧૯૨૫):** ઈ. સ. ૧૯૨૦માં 'ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક'ની સ્થાપના થઈ હતી. ત્યાં સુધીમાં આ જિલ્લાનાં ગામડાંમાં લગભગ ૧૭૦ જેટલી ધીરધાર કરનારી મંડળીઓ સ્થપાઈ ચૂકી હતી. એ બધી મંડળીઓને અગાઉ જણાવેલી 'ધી બોમ્બે પ્રોવિન્શિયલ કો–ઓપરેટીવ બેંક લિમિટેડ' ધીરાણ કરતી હતી અને એ બેંકનું આ જિલ્લાની તમામ સહકારી મંડળીઓ પાસે લેણું હતું. જિલ્લાની મધ્યસ્થ સહકારી બેંક સ્થપાતાં પ્રાંતની મધ્યસ્થ સહકારી બેંકનાં તમામ જૂનાં અને તાજાં લેણાંની જવાબદારી જિલ્લા બેંકે લઈ લેવી જોઈએ એવી પ્રાંતની મધ્યસ્થ બેંકની માગણી થતાં બંને બેંકોના સંચાલકો વચ્ચે મતભેદ પડ્યો. આનું મુખ્ય કારણ એ હતું કે મંડળીઓને જે ધીરાણ કરેલું હતું તે જલદીથી વસૂલ થાય એવું ન હતું એમ જિલ્લા બેંકના સંચાલકોને લાગેલું. મંડળીઓ સ્થાપવાના અને પ્રોવિન્શિયલ બેંક મારફતે તેમને ધીરાણ કરવાના અતિ ઉત્સાહનો ગેરલાભ લઈ ગામડાંની મંડળીઓમાં ઘણે ઠેકાણે તકસાધુઓ ઘૂસી ગયા હતા. તેઓ મંડળીઓ સ્થપાતા પહેલાં ધીરધારનો ધંધો કરતા હતા અને હવે તે જ માણસો મંડળીઓના સેક્રેટરી કે ચેરમેન બની બેઠા હતા. પોતાનું વસૂલ ન થઈ શકે તેવું લેણું મંડળીમાંથી નાણાં ધીરી તેમણે વસૂલ કરી લીધું હતું. અને એ રીતે જૂના શાહુકારોનાં ડૂબતાં લેણાંની જવાબદારી મંડળીઓના માથા ઉપર આવી પડી હતી. શરૂઆતમાં મંડળીઓનો ધીરાણ માટેનો વ્યાજનો દર દર રૂપિયે દર મહિને દોઢ પાઈથી બે પાઈ જેટલો હતો. મધ્યસ્થ પ્રાંતિક બેંકનો ધીરાણ માટેનો વ્યાજનો દર એ વખતે ઘણો ઊંચો હતો, કારણ કે એ બેંકને આખા ઈલાકામાં એકસરખો દર રાખવાનો હતો. એ દર ઈલાકાના દક્ષિણ પ્રદેશમાં ઘણો સામાન્ય ગણાતો. પણ આ જિલ્લાના ખેડૂતોને તે ભારે પડતો હતો. આ કારણે પ્રતિષ્ઠિત ખેડૂતો જિલ્લાની સહકારી મંડળીઓના સભાસદ થયા ન હતા. માત્ર નીચલી કોટીના ખેડૂતો અને ખેતમજૂરો જ એ મંડળીઓમાં જોડાયા હતા. આ મંડળીઓ ઉપર સરકારી દેખરેખ નજીવી હતી. વરસમાં ફક્ત એક વખત સરકારી ઑડિટર હિસાબો તપાસવા જતા હતા અને પ્રચારકામ માટે સરકારે ઓનરરી ઓરગેનાઈઝરો નીમેલા હતા. આને લીધે જોઈએ તેવી દેખરેખ રહેતી નહિ. આ સંજોગોનો ખૂબ લાભ લેવાયો હતો. ધીરાણ કર્યા પછી મોસમમાં તે વસૂલ આવવું જોઈએ તે આવ્યું ન હતું અને મુદત વીતેલી બાકી વધ્યે જતી. આમ છતાં સમાધાન કરી ખેડા જિલ્લા મધ્યસ્થ બેંકે ઈ. સ. ૧૯૨૫માં પ્રોવિન્શિયલ બેંકનું લગભગ તમામ ધીરાણ માથે લઈ લીધું. એમાં શરત એ હતી કે એ લેણું જેમ જેમ વસૂલ થતું જાય તેમ તેમ તે રકમ જિલ્લાની બેંક પ્રોવિન્શિયલ બેંકને ભરે, અને જિલ્લાની બેંકનું કામકાજ સારી રીતે ચાલે તે માટે પ્રોવિન્શિયલ બેંક તેને વધુ 'કેશ ક્રેડિટ' આપે. લેણું વસૂલ કરવા માટે એમ ઠર્યું

હતું કે જૂની બાકીવાળા સભાસદો પાસેનું લેણું વસૂલ કરવા તે સભાસદોની જમીનો ગીરો લખી લેવી અને તેમને થોડુંઘણું ધીરાણ કરવું. પરંતુ જે નવા સભાસદો દાખલ થાય તેમને પૂરેપૂરું ધીરાણ કરવાનું ધોરણ રાખવામાં આવ્યું હતું.

આમ છતાં જૂનું લેણું વસૂલ કરવું ઘણું મુશ્કેલ બન્યું. કારણ એ હતું કે યુદ્ધ સમયમાં વધેલા ભાવો ઈ. સ. ૧૯૨૭થી નીચા જવા લાગ્યા. એ વર્ષમાં અતિવૃષ્ટિ થઈ અને રેલ આવી, એટલે ખેતી નિષ્ફળ ગઈ. ઈ. સ. ૧૯૨૬, ૧૯૨૮, ૧૯૨૯, ૧૯૩૧ અને ૧૯૩૨માં ઉપરા ઉપરી સખત હીમ પડવાથી તમામ પાક બળી ગયો. ખેડૂતો દર વર્ષની માફક ખેતી પાછળ ખર્ચ કરતા અને વર્ષ આખરે પાક નષ્ટ થતો. આ બધાં વર્ષોમાં ખેતી ખર્ચ ઉપરાંત ઘરખર્ચ પણ એમને ભોગવવાનું રહેતું. એમ ખેડૂત બેવડા ખર્ચના બોજા નીચે દબાયેલો રહ્યો અને તેને લીધે તે મંડળીઓનું દેવું આપી શક્યો નહિ. જિલ્લામાં સ્થપાયેલી મધ્યસ્થ બેંકને મંડળીઓ વખતસર વસુલાત આપી શકી નહિ અને તે સંજોગોને લીધે પ્રાંતિક બેંક પ્રત્યેની જવાબદારી જિલ્લા મધ્યસ્થ બેંક અદા કરી શકી નહિ.

જિલ્લા બેંકે નવું ધીરાણ કરવાનું બંધ કર્યું. પ્રાંતિક બેંકનું માતર તાલુકામાંનું જૂનું લેણું વસૂલ નહિ આવવાથી તે સંબંધે વિચાર કરી તે જવાબદારીમાંથી પોતાને વાજબી અંશે મુક્ત કરવા જિલ્લા બેંકે પ્રાંતિક બેંક આગળ પોતાનો અવાજ રજૂ કર્યો. એનું પરિણામ સંતોષકારક નહિ આવવાથી છેવટના ઉપાય તરીકે અથવા તો વિકટ સંજોગોના આડકતરા પરિણામરૂપે જિલ્લામાંની લગભગ ૩૫ મંડળીઓને એક સામટી લિક્વીડેશનમાં લઈ જવામાં આવી. એમાંની ઘણી મંડળીઓ માતર તાલુકાની હતી.

ઉપરના પગલાની અસર એ થઈ કે લિક્વીડેશનમાં ગયેલી મંડળીઓ પાસેના જિલ્લા બેંકના લગભગ બે લાખ રૂપિયાના લેણાનું વ્યાજ મળતું બંધ થયું, અને જિલ્લા બેંકની સ્થિતિ દિવસે દિવસે બગડતી ગઈ. ખેડૂતોની સ્થિતિ પણ ઉત્તરોત્તર બગડતી જતી હતી. તેની અસર ગામડાંની મંડળીઓ ઉપર અને મંડળીઓની ખરાબ સ્થિતિની અસર જિલ્લાની મધ્યસ્થ બેંક ઉપર વધુ ને વધુ ઘેરી થતી ગઈ. જિલ્લા બેંક પ્રાંતિક બેંકને હપ્તા પ્રમાણે કરજ ભરી શકી નહિ. એને પરિણામે પ્રાંતિક બેંકે જિલ્લા બેંકને આપેલી કેશ ક્રેડિટની સગવડ બંધ કરી. હવે જિલ્લા બેંકને માટે નાણાં ધીરનાર કોઈ શરાફ રહ્યો નહિ. બીજી બાજુ મંડળીઓને ધીરધાર કરવા માટે જિલ્લા બેંક લોકો પાસેથી જે થાપણો લેતી હતી તે થાપણો પરત લેવાની લોકોએ માગણીઓ કરવા માંડી. જેમ જેમ એ માગણીઓ પ્રમાણે થાપણો પરત આપવામાં ઢીલ થતી ગઈ તેમ તેમ થાપણ મૂકનારાઓની અધીરાઈ વધતી ગઈ અને બેંકમાંથી તેમનો વિશ્વાસ ઊઠી ગયો. બેંકની વ્યવસ્થાપક સમિતિએ એક અખતરા તરીકે બેંકનો વહીવટ સરકારને સોંપ્યો. વ્યવસ્થાપક સમિતિની તમામ સત્તાઓ આપીને એક સરકારી અધિકારીને બેંક ચલાવવા માટે નીમવામાં આવ્યો. એને સલાહ આપવા માટે એક સલાહકાર સમિતિની નિમણૂક કરવામાં આવી.

જિલ્લા બેંકે પોતાનાં લેણાંના અવેજમાં જે સ્થાવર મિલકતોનાં ગીરો ખતો કરી લીધાં હતાં તે ઉપરની નવી વ્યવસ્થા થયા પછી પ્રોવિન્શિયલ બેંકને લખી આપવામાં આવ્યાં. એને પરિણામે બંને બેંકોના સંબંધોમાં સુધારો થયો. કંઈક અંશે બેંક પ્રત્યે લોકોનો વિશ્વાસ વધ્યો. ખેડૂતોમાં કરેલું ધીરાણ વસૂલ કરવા જપ્તી અમલદારો નિમાયા અને અને સખ્તાઈના ઈલાજો લેવાયા. આ ઈલાજોથી ગરીબ બાકીદારોના દેવાં પેટે તેમના જમીનોની મિલકતો હરાજ થવા માંડી. આને લીધે સહકારી મંડળીઓ પ્રત્યે અને સહકારી ચળવળ પ્રત્યે લોકોમાં ઘૃણા અને ત્રાસ ઉત્પન્ન થયાં.

આવાં સખત પગલાંથી જોકે બેંકનાં નાણાંની વસૂલાત આવવી શરૂ થઈ, પરંતુ બેંક ચલાવવાની જવાબદારી સહકારી પ્રવૃત્તિના મૂઠીભર આગેવાનોને માથે આવી પડી. સહકારી મંડળીઓને અને તેમને કરજદાર સભાસદોને કરજની વસૂલાત માટે નષ્ટ કરવામાં આવે તો જ બેંક બચી શકે તેમ હતું. પરંતુ એમ કરવાથી આ જિલ્લાની આખી સહકારી ચળવળ મૃતપ્રાય થઈ જાય તેમ હતું. એટલે બેંક ચલાવવાની જવાબદારીમાંથી મુક્ત થવાના એક ઉપાય રૂપે જિલ્લા બેંકને લિક્વીડેશનમાં લઈ જવામાં આવી. પરંતુ તેમ થતાં તે વખતની જિલ્લાની પચાસેક સારી મંડળીઓને ધીરધાર કરનારું સાધન બંધ થયું. આ સંજોગોમાં સરકારે મંડળીઓને સીધું ધીરાણ કરવું એમ ઠર્યું, પરંતુ એ ધીરાણની શરતો એટલી બધી કડક અને અવ્યવહારુ હતી કે આખા વર્ષમાં ફક્ત એક જ મંડળીના એક જ સભાસદને આશરે રૂ. ૬૦ જેવી નાની રકમનું ધીરાણ થઈ શક્યું હતું.

**સુપરવાઇઝિંગ યુનિયનો : ૧૯૪૧-૪૨ સુધી :** આ સમય દરમ્યાન બોરસદ તાલુકાનું, આણંદ

તાલુકાનું, તથા માતર, મહેમદાવાદ, કપડવણજ અને નડિયાદ તાલુકાઓનું એમ ત્રણ સુપરવાઇઝિંગ યુનિયનો અસ્તિત્વમાં આવ્યાં હતાં. તેમાં એકંદરે ચાર સુપરવાઇઝરો રોકીને સહકારી મંડળીઓ ઉપર દેખરેખ રાખવાનું કામ થતું હતું. એ યુનિયનો ચલાવવા માટે મંડળીઓ પોતાના ધીરાણના દર સેંકડે આઠ આના પ્રમાણે ફાળો આપતી હતી. ખૂટતી રકમ ધીરધાર કરનારી બેંક અને સરકાર તરફથી સરખે ફાળે મળતી હતી. યુનિયનોની વ્યવસ્થાપક સમિતિઓ મંડળીઓના પ્રતિનિધિઓની બનેલી હતી. બેંક અને સરકારના એક એક પ્રતિનિધિ એમાં બેસતા હતા. બેંક બંધ થવાથી એના તરફથી મળતો ફાળો બંધ થયો અને એને લીધે યુનિયનો ચલાવવાં અશક્ય બન્યાં.

આ સંજોગોમાં બોરસદ તાલુકા સુપરવાઈઝિંગ યુનિયનને ત્યાંની મંડળીઓની ઈચ્છાને માન આપી બેંકિંગ યુનિયનમાં ફેરવી દેવામાં આવ્યું. તેણે તે તાલુકામાં દેખરેખ ઉપરાંત ધીરધારનું કામ પણ શરૂ કર્યું. આખા જિલ્લાની લિક્વીડેશનમાં ગયેલી મંડળીઓનાં તથા લિક્વીડેશનમાં ગયેલી જિલ્લા બેંકનાં લેણાંની વસૂલાતનાં અને બીજાં કામો કરવા માટે સરકારી ખર્ચે એક ઑડિટર અને રિકન્સ્ટ્રકશન ઑફિસરની નવી જગા ઉઘાડીને એ જગા ઉપર એક અમલદારની નિમણૂક કરવામાં આવી. ચાલતી મંડળીઓની દેખરેખનું કામ પણ એ અમલદારને જ સોંપાયું. આ કામમાં તેને મદદ કરવા માટે બોરસદ તાલુકા સિવાયના બાકીના ૭ તાલુકાઓનાં સુપરવાઈઝિંગ યુનિયનોના ત્રણ સુપરવાઈઝરો પૈકી એકને કમી કરી બાકી રહેલા બેને તેના હાથ નીચે નીમવામાં આવ્યા અને જિલ્લામાં ધીરધારનું કામકાજ કરવા માટે પ્રોવિન્શિયલ બેંકને આ જિલ્લો સોંપવામાં આવ્યો.

બોરસદ તાલુકા બેંકિંગ યુનિયન બે વર્ષ કામ કરી બંધ પડ્યું. ઈ. સ. ૧૯૪૧–૪૨માં તેને પણ લિક્વીડેશનમાં લઈ જવામાં આવ્યું.

**ઈ. સ. ૧૯૪૩–૪૪ સુધી :** ખેડૂતોને માથે ગજા ઉપરાંતનાં દેવાં થઈ ગયાં હતાં. તેમાંથી અને સહકારી મંડળીઓનાં દેવાંમાંથી તેઓ કદી મુક્ત થઈ શકશે નહિ એવી નિરાશા વ્યાપી હતી. તેથી ખેડૂતો નિરુદ્યમી અને આળસુ બની ગયા હતા. આ સ્થિતિના ઉપાય તરીક તમામ સહકારી મંડળીઓના સભાસદોની આર્થિક સ્થિતિ અને તેમની ઋણ અદા કરવાની શક્તિની તપાસ કરી તેમની શક્તિ પ્રમાણે વગર વ્યાજના ૧૦, ૧૫ કે ૨૦ વર્ષના જેવી લાંબી મુદતના હપ્તા કરી આપવામાં આવ્યા. માતર તાલુકામાં આ કામ કરવા માટે કોંગ્રેસ કાર્યકર શ્રી રાવજીભાઈ નાથાભાઈ પટેલે ખૂબ જહેમત ઉઠાવી હતી. આ પ્રમાણે નક્કી થયેલા હપ્તાઓ મુજબ વસૂલ થઈ શકે તેવી રકમ કેટલી છે તે નક્કી કરી બાકી રહેતું વધારાનું લેણું જતું કરી મંડળીઓના લેણાનો અને તે ઉપરથી બેંકના લેણાનો નવો આંકડો નક્કી કરવામાં આવ્યો. આ તબક્કા આખરે ઈ. સ. ૧૯૪૩–૪૪માં આખા જિલ્લામાં લિક્વીડેશનમાં ગયેલી મંડળીઓ સિવાયની લગભગ ૯૦ ગ્રામ શરાફી મંડળીઓ ચાલુ હતી. લિક્વીડેશનમાં ગયેલી મંડળીઓના બાકીદારોને પણ વગર વ્યાજના હપ્તા બાંધી અપાયા હતા.

**બીજા વિશ્વયુદ્ધ સુધી :** ઈ. સ. ૧૯૩૯–૪૦માં યુરોપમાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું તે વખતે આ જિલ્લામાં સહકારી પ્રવૃત્તિની સ્થિતિ ઉપર પ્રમાણે હતી. ઈ. સ. ૧૯૨૫માં સહકારી કાયદો સુધારવામાં આવ્યો હતો અને વિવિધ હેતુઓ માટે સહકારી મંડળીઓ નીકળી શકે તેમ હતું. પરંતુ ઈ. સ. ૧૯૪૦ સુધી શરાફી મંડળીઓ સિવાય બીજા પ્રકારની મંડળીઓ બ્રિટિશ ખેડા જિલ્લામાં નીકળી ન હતી. માત્ર ઠાસરા તાલુકામાં રૂ વેચનારી અને નડિયાદમાં ઘરો બાંધનારી મંડળીઓ સ્થપાઈ હતી. આ ઉપરાંત 'ચરોતર એજ્યુકેશન સોસાઈટી'ના પ્રણેતા શ્રી મોતીભાઈ અમીન અને તેમના સાથીદારોએ મળી 'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિમિટેડ' એ નામની વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ લેવામાં જરૂરી નાણાં ધીરનારી સહકારી મંડળી સ્થાપી હતી. તેનું કાર્યાલય આણંદમાં તેમજ વડોદરામાં એમ બે સ્થળે નોંધાવવામાં આવ્યું હતું. પરંતુ તેનું કામકાજ વડોદરામાં રહીને થતું હતું. એ જ અરસામાં શ્રી. મોતીભાઈ અમીનના પ્રયાસથી વસોમાં કેટલીક સહકારી મંડળીઓ નીકળી હતી, અને તે વખતના વડોદરા રાજ્યના તાબાના પેટલાદ તથા ભાદરણ તાલુકાઓમાં કેટલીક વધુ સહકારી મંડળીઓ પણ અસ્તિત્વમાં આવી હતી.

**બીજું વિશ્વયુદ્ધ : ખેડા જિલ્લા સહકારી ખરીદ-વેચાણ સંઘ લિમિટેડ :** બીજું વિશ્વયુધ્ધ થતાં હિંદને પણ એમાં જોડી દેવામાં આવ્યું. દેશની મુક્તિ માટે ઝઝૂમી રહેલી રાષ્ટ્રિય મહાસભાએ (કોંગ્રેસે) એની સામે વિરોધ કર્યો અને મહાત્મા ગાંધીજીના આદેશથી હિંદભરમાં યુદ્ધવિરોધી વ્યક્તિગત સત્યાગ્રહ શરૂ કરવામાં આવ્યો. આ વખતે સહકારી પ્રવૃત્તિ ઉપર જણાવ્યું છે તે સંજોગોમાં આવી

પડેલી હોવાથી તે અળખામણી બની ગયેલી હતી, અને આઝાદી માટેની અસહકારની ચળવળની એ વિરોધી ચળવળ છે એવી માન્યતા સમજુ માણસોમાં પણ વ્યાપી હતી. એટલે સહકારી પ્રવૃત્તિનો પુનરુદ્ધાર કરવાનું કામ તે વખતે અતિ વિકટ બનેલું હતું. આ સંજોગોમાં જાણીના કિસાન કાર્યકર, આ જિલ્લાના જ વતની શ્રી. ઇન્દુલાલ યાજ્ઞિકે એક સભા બોલાવી. તેમાં, 'ખેડા જિલ્લા સહકારી ખરીદવેચાણ સંઘ' સ્થાપવાનો તેમણે અનુરોધ કર્યો અને એને પરિણામે એ સંઘ સ્થપાયો પણ ખરો. આ જ વખતે તે વખતની બ્રિટિશ સરકાર યુદ્ધને કારણે અનાજ ઉપર અંકુશો મૂકવા ઇચ્છતી હતી. પરંતુ એ વાતાવરણમાં ખેડુતો પોતાનો માલ સરકારને આપશે કે કેમ તે વિષે સરકારને શંકા હતી. તેથી તેણે જિલ્લાના ઉપર જણાવેલા સહકારી ખરીદવેચાણ સંઘનો સંપર્ક સાધ્યો અને આખા જિલ્લામાંથી અનાજ ખરીદી લેવાનું કામ ઉપાડી લેવા તેને સમજાવવામાં આવ્યું. સંઘે આખા જિલ્લાને બદલે નડિયાદ, માતર, કપડવણજ, અને મહેમદાવાદ એ ચાર તાલુકાઓમાં જ ખરીદી કરવાનું કામ ઉપાડી લીધું અને ૧૧ મુખ્ય સ્થળોએ ગોડાઉનો રાખી એ કામ આગળ ચલાવ્યું.

**આણંદ અને અન્ય તાલુકાઓના સંઘો :** એજ સમયે અંકુશિત માલની વહેંચણી કરવાનું કામ પણ સરકારને શરૂ કરવું પડયું અને તે કામ પણ ઉપરના સંઘને સોંપવામાં આવ્યું. આગળ જતાં સરકારે ખરીદીનું કામ ક્રમે ક્રમે પોતાને હસ્તક લીધું અને વહેંચણીનું કામ સહકારી સંસ્થાઓ મારફતે ઉકેલવા માંડયું. ખેડા જિલ્લાના દાસરા, આણંદ અને બોરસદ તાલુકાઓનું આ પ્રકારનું કામ ઉપાડી લેવા એકાએક 'આણંદ તાલુકા સહકારી ખરીદવેચાણ સંઘ' સ્થાપવામાં આવ્યો. તે પછી તાલુકે તાલુકે સહકારી સંઘો સ્થપાયા અને જે તે તાલુકાનું કામ જે તે તાલુકાના સંઘને સોંપવામાં આવ્યું. નડિયાદ તળમાં માલ વેચનારા ભંડારો સ્થપાયા. એમણે નડિયાદનું માપબંધીનો માલ વેચવાનું કામ ઉપાડી લીધું.

ઉપર પ્રમાણે તાલુકા સંઘો સ્થપાવાથી ખેડા જિલ્લા સહકારી ખરીદવેચાણ સંઘને પોતાની પ્રવૃત્તિ ફક્ત નડિયાદ તાલુકાનાં ગામો પૂરતી સંકેલી લેવી પડી. પાછળથી એ સંઘે ધીમે ધીમે તમામ તાલુકાઓના મધ્યસ્થી તરીકે કાપડ, લોખંડ, તથા સિમેન્ટ જેવી ચીજોની વહેંચણીનું કામ હાથમાં લીધું.

**વિવિધ કાર્યકારી મંડળીઓ :** આ બધાથી સહકારી ચળવળ પ્રત્યેની યુદ્ધ પહેલાંની લોકોની ઘૃણા જતી રહી અને લોકો સહકારી મંડળીઓ સ્થાપવા માટે ઊમટવા લાગ્યા. આ ઉત્સાહ પાછળ સેવાની ભાવના કે સહકારી પ્રવૃત્તિ પ્રત્યેના હેત કરતાં અંકુશિત માલની વહેંચણી હસ્તગત કરવાની ઇંતિજારી વધારે પ્રબળ હતી. અગાઉ બહુ સમજાવટ પછી એક મંડળી ઊભી થતી તેને બદલે હવે ટપોટપ સહકારી મંડળીઓ ઊભી થવા લાગી. આ બધી મંડળીઓ મોટે ભાગે ખરીદવેચાણના ઉદ્દેશવાળી અથવા વિવિધ કાર્યકારી મંડળીઓ હતી. તા. ૩૦–૬–૧૯૪૯ને રોજ આ જિલ્લામાં આ પ્રકારના કન્ઝ્યુમર્સ સ્ટોર્સ ૭૭ જેટલા હતા અને તેમના સભાસદોની કુલ સંખ્યા ૧૯૯૫૩ હતી.

આમ યુદ્ધના સંજોગોને લીધે થયેલી આ જિલ્લાની સહકારી પ્રવૃત્તિની પ્રગતિ મોટે ભાગે અંકુશોને આભારી હતી. પરંતુ સ્વરાજ સ્થપાયા પછી આ પ્રવૃત્તિમાં ઝડપી પ્રગતિ થતી રહી છે. નવી સરકારે અમુક પ્રકારની સહકારી મંડળીઓને નાણાંની મદદ આપવાની નીતિ સ્વીકારી છે, તે ઉપરાંત એ મંડળીઓને મધ્યસ્થ સહકારી બેંક તરફથી કરજે પણ નાણાં મળે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. આને લીધે લોકો સહકારી મંડળીઓ કાઢવા તરફ વળ્યા છે.

**તા. ૩૦–૬–૫૩ સુધીની એકંદર પ્રગતિ :** તારીખ ૩૦–૬–૫૩ને રોજ આ જિલ્લામાં એકંદરે ૬૯૭ ગામોમાં કુલ ૬૦૦* સહકારી મંડળીઓ ચાલુ હાલતમાં હતી. એના સભ્યોની સંખ્યા ૯૨૯૭૮ હતી. આ સંખ્યા જિલ્લાની કુલ ગ્રામવસતીના ૨૯ ટકા થાય છે. સરકારે નીમેલી 'નાણાવટી કમિટી'એ ઈ. સ. ૧૯૫૨–૫૩ના વર્ષને અંતે ૩૦ ટકા ગ્રામવસતી અને ૫૦ ટકા ગામો સહકારી પ્રવૃત્તિમાં જોડાય એ લક્ષ્યથી કામ કરવાની ભલામણ કરી હતી. એ જોતાં આ જિલ્લાએ એ લક્ષ્ય સિદ્ધ કર્યું છે એમ કહી શકાય.

આ પ્રગતિ સ્વરાજ સ્થપાયા પછી થઈ છે એ પાછળ આપેલા સહકારી પ્રવૃત્તિના પ્રગતિદર્શક પત્રક ઉપરથી જણાશે.

**ખેડૂતોને ધીરાણ કરનારી તથા વિવિધ કાર્યકારી મંડળીઓ :** ઉપર જણાવેલી ૬૦૦ સહકારી મંડળીઓ

* તા. ૩૧–૧૨–૫૩ને રોજ આ સંખ્યા ૬૧૧ થઇ હતી.

## ખેડા જિલ્લામાં સહકારી પ્રવૃત્તિનું સારરૂપ પ્રગતિદર્શક પત્રક (તા. ૩૦-૬-૪૮થી૩૦-૬-૫૩)

| ક્રમાંક મંડળીનો પ્રકાર | મંડળીની સંખ્યા | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૩૦-૬-૪૮ | ૩૦-૬-૪૯ | ૩૦-૬-૫૦ | ૩૦-૬-૫૧ | ૩૦-૬-૫૨ | ૩૦-૬-૫૩ |
| | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| ૧ મધ્યસ્થ બેંકો (લેંડ મોર્ટગેજ બેંક સિવાયની) | — | ૩ | ૩ | ૩ | ૨ | ૨ |
| ૨ ગ્રામ શરાફી મંડળીઓ (લેંડ મોર્ટગેજ બેંક સાથે) | ૧૯૨ | ૨૯૮ | ૩૪૬ | ૩૯૪ | ૪૩૬ | ૪૪૪ |
| ૩ બિનશરાફી મંડળીઓ | ૮૫ | ૧૩૬ | ૧૩૬ | ૧૩૮ | ૧૪૮ | ૧૪૩ |
| ૪ યુનિયનો | ૧ | ૧૦ | ૧૧ | ૧૧ | ૧૧ | ૧૧ |
| કુલ | ૨૭૮ | ૪૪૭ | ૪૯૬ | ૫૪૬ | ૫૯૭ | ૬૦૦ |

| ક્રમાંક મંડળીનો પ્રકાર | સભ્યોની સંખ્યા | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ૩૦-૬-૪૮ | ૩૦-૬-૪૯ | ૩૦-૬-૫૦ | ૩૦-૬-૫૧ | ૩૦-૬-૫૨ | ૩૦-૬-૫૩ |
| | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ મધ્યસ્થ બેંક (લેંડ મોર્ટગેજ બેંક સિવાયની) | — | ૧૬૫૮ | ૧૮૯૧ | ૨૨૧૩ | ૨૫૪૪ | ૨૫૫૩ |
| ૨ ગ્રામ શરાફી મંડળીઓ (લેંડ મોર્ટગેજ બેંક સાથે) | ૨૬,૬૦૧ | ૩૫,૪૧૮ | ૪૧,૨૬૮ | ૪૬,૫૦૧ | ૫૧,૫૩૫ | ૫૫,૬૫૮ |
| ૩ બિનશરાફી મંડળીઓ | ૧૫,૯૦૫ | ૩૩,૫૧૯ | ૩૧,૨૬૩ | ૩૩,૨૪૪ | ૩૬,૧૪૦ | ૩૪,૬૮૬ |
| ૪ યુનિયનો | ૨૩ | ૪૪ | ૨૨૬ | ૨૯૫ | ૩૨૪ | ૨૮૨ |
| કુલ | ૪૨,૫૨૯ | ૭૦,૬૩૯ | ૭૪,૬૪૬ | ૮૨,૨૫૩ | ૯૦,૫૪૩ | ૯૩,૨૭૯ |

પૈકી અર્ધ ઉપરાંત મંડળીઓ એક યા બીજા પ્રકારે ખેતી અને ખેડૂતનું હિત વધારનાર ઉદ્દેશોવાળી છે. આ પૈકી ખેડૂતોને ધીરાણ કરનાર ગ્રામશરાફી મંડળીઓ તથા વિવિધ કાર્યકારી મંડળીઓની સંખ્યા તા. ૩૦-૬-૪૮ને રોજ ૧૪૮ હતી તે તા. ૩૦-૬-૫૩ને રોજ ૨૬૬ થઈ હતી એટલે કે પાંચ વર્ષમાં એ પ્રકારની મંડળીઓમાં ૧૧૮નો વધારો થયો હતો. આ પાંચ વર્ષ દરમિયાન આ પ્રકારની મંડળીઓના કામકાજની પ્રગતિ દર્શાવતું પત્રક નીચે આપ્યું છે.

### ગ્રામ શરાફી તથા વિવિધ કાર્યકારી મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક (૧૯૪૭-૪૮ થી ૧૯૫૨-૫૩)

| વિગતો | ઈ. સ. ૧૯૪૭-૪૮ | ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૫૦-૫૧ | ૧૯૫૧-૫૨ | ૧૯૫૨-૫૩ |
|---|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૧૪૮ | ૨૦૮ | ૨૨૨ | ૨૫૧ | ૨૬૨ | ૨૬૬ |
| સભ્યોની સંખ્યા | ૧૦૮૦૩ | ૧૫૯૨૦ | ૧૭૭૪૬ | ૨૦૬૦૫ | ૨૨૨૩૧ | ૨૩૮૫૬ |
| શેર ભંડોળ | ૨૨૭૦૨૬ | ૩૬૯૨૯૯ | ૪૦૬૧૬૩ | ૫૯૮૩૫૩ | ૬૨૧૦૯૧ | ૭૦૨૧૬૭ |
| સભાસદ-થાપણો | ૨૮૧૨૪ | ૨૩૪૩૨૭ | ૨૩૫૬૮૧ | ૨૪૭૧૩૭ | ૨૫૪૦૨૯ | ૨૨૧૪૪૫ |
| બિનસભાસદ-થાપણો | — | ૨૩૫૫૪૫ | ૨૦૬૮૯૯ | ૧૮૬૨૯૧ | ૪૧૧૨૯૪ | ૩૪૨૧૦૩ |
| બેંકલોન | ૧૧૨૯૩૧ | ૫૨૨૧૫૨ | ૧૮૭૪૯૭ | ૨૫૧૦૩૧ | ૬૩૯૫૯૫ | ૬૧૩૫૦૯ |
| બહારનું કરજ | ૬૨૦૮૦ | ૧૩૦૪૭૭ | ૬૧૯૧૧ | ૧૨૭૫૬ | ૩૬૨૯૬ | ૫૧૬૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અનામત અને બીજાં ભંડોળ | ૧૭૧૧૬૫ | ૪૪૭૬૪૩ | ૫૨૫૫૮૭ | ૮૬૨૯૪૮ | ૭૬ ૪૨૯ | ૮૬૫૩૫૩ |
| કામકાજનું ભંડોળ | ૬૦૧૩૨૬ | ૧૯૨૯૪૪૩ | ૧૬૨૩૧૩૮ | ૨૦૭૪૩૧૬ | ૨૭૨૩૭૫૨ | ૨૭૪૯૭૬૭ |
| કરજ બાકી | ૨૩૪૧૫૭ | ૪૭૬૭૨૦ | ૫૩૨૫૦૮ | ૫૨૬૬૯૨ | ૮૭૭૦૧૬ | ૯૬૫૬૦૧ |
| નવું ધીરાણ | ૧૭૩૮૦૨ | ૨૬૨૭૧૦ | ૪૬૧૩૩૨ | ૪૯૩૨૬૫ | ૭૫૫૩૧૮ | ૬૬૭૯૧૪ |
| વસુલાત | ૧૩૭૯૩૬ | ૧૯૩૦૫૯ | ૪૦૬૧૬૬ | ૪૯૬૩૩૦ | ૪૭૪૯૯૪ | ૫૭૬૩૦૦ |

**નવી મધ્યસ્થ સહકારી બેંક :** આ ઝડપી પ્રગતિને લીધે જિલ્લામાં મધ્યસ્થ શરાફી મંડળીની જરૂર જણાતાં તા. ૧૧-૪-૧૯૪૯ને રોજ 'ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક' રજિસ્ટર કરાવવામાં આવી હતી, અને એની સ્થાપનાના પહેલે જ વર્ષે એટલે કે સપ્ટેમ્બર ૧૯૫૦થી એપ્રિલ ૧૯૫૧ સુધીના નવ માસના ટૂંકા ગાળામાં એ બેંકે પોતાની નડિયાદની મધ્યસ્થ ઓફિસ ઉપરાંત જિલ્લામાં ૧૦ શાખાઓ ખોલી હતી. એની છેલ્લાં ત્રણ વર્ષની પ્રગતિ દર્શાવતું પત્રક નીચે આપ્યું છે :

**ખેડા જિલ્લા મધ્યસ્થ સહકારી બેંક લિ.ના કામકાજનું પ્રગતિદર્શક પત્રક (ઈ. સ. ૧૯૫૧થી ૧૯૫૩)**

| વિગતો | તા. ૩૦-૬-૫૧ | તા. ૩૦-૬-૫૨ | તા. ૩૦-૬-૫૩ |
|---|---|---|---|
| **સભાસદ સંખ્યા** | | | |
| ૧. વ્યક્તિગત | ૯૪૮ | ૧,૬૯૧ | ૨,૬૬૧ |
| ૨. મંડળીઓ | ૨૫૦ | ૩૬૧ | ૩૯૫ |
| વસુલ આવેલું શેરભંડોળ | ૨,૩૭,૬૦૦ | ૬,૭૯,૦૨૦ | ૬,૮૭,૯૭૦ |
| અનામત અને બીજાં ભંડોળ | ૫૧ | ૨૩,૧૬૩ | ૩૨,૮૫૦ |
| **થાપણો** | | | |
| ૧. વ્યક્તિઓની | ૯,૫૩,૬૬૦ | ૧૩,૬૦,૨૦૧ | ૧૬,૦૬,૬૧૯ |
| ૨. મંડળીઓની | ૧૬,૬૭,૭૫૯ | ૧૯,૬૫,૮૨૪ | ૨૮,૩૩,૬૬૭ |
| કામકાજનું ભંડોળ | ૨૮,૮૯,૦૭૦ | ૪૪,૫૮,૨૦૮ | ૫૩,૮૧,૨૧૧ |
| **ધીરાણ** | | | |
| ૧. વ્યક્તિઓને | ૪,૫૭૩ | ૧,૦૫,૨૦૭ | ૧,૦૬,૪૪૦ |
| ૨. મંડળીઓને | ૧૦૯,૯૦,૬૬૦ | ૩૫૯,૭૩,૬૮૩ | ૨૦૦,૯૨,૯૭૮ |
| **વસુલાત** | | | |
| ૧. વ્યક્તિઓ પાસેથી | ૨,૧૧૭ | ૪૯,૧૬૫ | ૧૬.૬૯૭ |
| ૨. મંડળીઓ પાસેથી | ૯૦,૯૬,૧૯૭ | ૩,૫૦,૫૭,૧૨૧ | ૨,૧૧,૩૦,૯૦૨ |
| **કરજ બાકી** | | | |
| ૧. વ્યક્તિઓ પાસે | ૨૪૫૬ | ૪૮,૪૯૮ | ૧,૩૮,૨૪૧ |
| ૨. મંડળીઓ પાસે | ૧૮,૯૪,૪૬૭ | ૨૮,૧૧,૦૨૭ | ૧૭,૭૩,૧૦૦ |
| નફો અથવા ખોટ | −૧૧,૮૬૬ | +૩૪,૩૨૪ | +૩૮,૧૪૬ |

**તાલુકા વિકાસ મંડળો :** ઉપર જણાવેલી મધ્યસ્થ બેંક અને ખેડૂતોને નાણાં ધીરનારી તથા વિવિધ કાર્યકારી અન્ય મંડળીઓ ઉપરાંત ખેતીના ઉદ્યોગને ઉત્તેજન મળે એવી બીજી અનેક પ્રકારની મંડળીઓ સ્વરાજ સ્થપાયા પછીથી અસ્તિત્વમાં આવી છે. આ પૈકી જિલ્લાના દસેય તાલુકામાં એક એક તાલુકા વિકાસમંડળ/એસોસિયેશન સ્થપાયેલાં છે. તે પૈકીના નડિયાદ અને આણંદ તાલુકા ડેવલપમેન્ટ એસોસિયેશનો સિવાયનાં બીજાં મંડળો જિલ્લા ગ્રામ વિકાસ મંડળના એજંટ તરીકે કામ કરે છે. આ મંડળો મુખ્યત્વે ખેડૂતોને ખેતીના કામને ઉપયોગી માલ સામાન લોખંડ,

સિમેન્ટ, ખાતર વગેરે પુરા પાડે છે. આ પ્રવૃત્તિના કામકાજની વિગત નીચેના પત્રકમાં આપી છે:

## ખેડા જિલ્લાનાં તાલુકા વિકાસમંડળો મારફતે વહેંચાયેલા માલસામાનની વિગત દર્શાવતું પત્રક (ઇ. સ. ૧૯૫૧થી ૧૯૫૩)

| માલનો પ્રકાર | ૧૯૫૧—૫૨ વજન | ૧૯૫૧—૫૨ ઊપજેલી કિંમત રૂ. | ૧૯૫૨—૫૩ વજન | ૧૯૫૨—૫૩ ઊપજેલી કિંમત રૂ. |
|---|---|---|---|---|
| લોખંડ | ૧૬૨૩ ટન | ૬,૫૯,૮૯૬ | ૧૪૯૯ ટન | ૯,૪૩,૭૫૦ |
| સિમેન્ટ | ૪૫૦૭ ટન | ૪,૮૪,૭૨૮ | ૫૧૮૬ ટન | ૫,૭૦,૨૦૪ |
| ખાતરો | ૧૧૯૭ ટન | ૧,૧૮,૭૦૨ | ૭૩૪ ટન | ૨,૯૪,૪૭૧ |
| સુધારેલાં બી | ૧૫,૮૬૧ ટન | ૧,૩૯,૬૧૭ | ૧૬,૫૬૯ બં. મણ | ૬,૬૩,૮૫૬ |
| ઓજાર | ૪૫૨ ટન | ૨,૧૮,૬૩૨ | ૨૩૪ ટન | ૧,૦૯,૧૨૫ |

આ બધાં તાલુકા વિકાસમંડળો પૈકી માતર તાલુકા વિકાસ મંડળની પ્રવૃત્તિઓ ખાસ નોંધપાત્ર છે. એ મંડળ તરફથી માતરમાં એક કારખાનું ચાલે છે. એમાં ખેતીનાં ઓજારો, ઘરગથ્થુ ચીજો અને પંપોને ઉપયોગી છૂટક ભાગો તૈયાર કરવામાં આવે છે. તે ઉપરાંત ખેતીને ઉપયોગી મોટાં ઓજારો એ મંડળે ખરીદ્યાં છે તે ખેડૂતોને ભાડે વાપરવા આપવામાં આવે છે.

**ખેતી વિષયક મંડળીઓ:** સહકારના સિદ્ધાંત ઉપર લોકો ખેતી કરવાની પ્રવૃત્તિ ખીલવે એને સરકાર ઉત્તેજન આપે છે. એને લીધે આ જિલ્લામાં ખેતી કરનારી નવ સહકારી મંડળીઓ અસ્તિત્વમાં આવી છે, તે પૈકી એક જોઇન્ટ ફાર્મિંગ, એક કલેકટીવ ફાર્મિંગ, અને સાત ટેનંટ ફાર્મિંગ સોસાઈટીઓ છે. આ મંડળીઓના કામકાજની પ્રગતિ દર્શાવતું પત્રક નીચે આપ્યું છે:

## ખેતી વિષયક સહકારી મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક: (૧૯૪૮-૪૯થી૧૯૫૨-૫૩)

| વિગતો ઈ. સ. | ૧૯૪૮—૪૯ | ૧૯૪૯—૫૦ | ૧૯૫૦—૫૧ | ૧૯૫૧—૫૨ | ૧૯૫૨—૫૩ |
|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૩ | ૩ | ૮ | ૮ | ૯ |
| સભાસદ સંખ્યા | ૭૭ | ૧૦૩ | ૧૭૪ | ૧૭૪ | ૧૮૯ |
| શેર ભંડોળ | ૧૦,૬૮૦ | ૨૩,૭૯૫ | ૩૪,૫૨૫ | ૩૫,૨૪૦ | ૪૪,૫૫૦ |
| બેંકનું કરજ બાકી | ૪૧૧૯ | ૧૫,૩૬૬ | ૧૧૬૫ | ૧૬,૬૨૨ | ૧૬,૨૬૪ |
| સરકારી કરજ બાકી | ૫૩,૦૦૦ | ૮૩,૬૦૦ | ૭૨,૭૮૧ | ૭૧,૦૧૧ | ૬૦,૭૬૯ |
| બહારનું કરજ | ૩૮,૬૪૪ | ૯૨,૧૭૨ | ૧,૦૧,૮૨૩ | ૯૩,૮૬૯ | ૧૦૨,૫૫૦ |
| અનામત અને બીજાં ભંડોળ | ૭૭ | ૪૫૨૮ | ૧૩,૧૦૮ | ૫૭,૦૯૯ | ૬૭,૭૫૫ |
| કામકાજનું ભંડોળ | ૧૦૭,૩૨૦ | ૨૧૯,૪૬૧ | ૨૩૨,૩૦૨ | ૨૭૩,૮૪૧ | ૨૯૨,૭૯૨ |
| સરકાર તરફથી મળેલી મફત મદદ (સબસીડી) | ૬૭૬૧ | ૧૫,૦૦૧ | ૧૫,૮૩૩ | ૧૮૦૦ | ૬૦૦ |
| ખેડાયેલી જમીન એકર—ગૂંઠામાં | ૪૨૨—૨ | ૪૫૩—૧૫ | ૬૨૯—૮ | ૮૭૧—૯ | ૯૨૩—૩૨½ |
| ઉત્પન્ન થયેલા પાકની કિંમત | ૬૮,૬૨૨ | ૫૮,૨૩૭ | ૧૦૬,૯૮૬ | ૬૮૪૧૯ | ૧૧૨,૩૦૦ |

ઉપરની નવ મંડળીઓ ઉપરાંત તાજેતરમાં એક નવી કલેકટીવ ફાર્મિંગ સોસાયટી નોંધાયેલી છે. આમ એકંદરે જિલ્લામાં આજે ખેતી કરનારી દસ મંડળીઓ થઈ છે.

**પિયત મંડળીઓ:** વધુ અનાજ ઉત્પન્ન કરવાની પ્રવૃત્તિને

ઉત્તેજન આપવા સરકારે ખેતરોમાં પંપો મૂકવા માટે ખેડૂતોને ઉદારતાથી મદદ આપવાની નીતિ સ્વીકારી હતી. એને લીધે આ જિલ્લામાં છેલ્લાં પાંચ વર્ષમાં ૩૬ લિફ્ટ ઈરિગેશન યોજનાઓ જન્મ પામી હતી. અત્યારે ૧૮ યોજનાઓ સહકારી ધોરણે ચાલે છે, તે ઉપરાંત અન્ય મંડળીઓએ આ યોજનાઓનો લાભ લીધો છે. એ રીતે કુલ ૪૬ લિફ્ટ ઈરિગેશન યોજનાઓ આ જિલ્લામાં તા. ૩૦-૬-૫૩ને રોજ હયાત હતી. એમની વિગત નીચેના પત્રકમાં આપી છે.

## ખેડા જિલ્લામાં સરકારી મદદથી ચાલતી પિયત યોજનાઓની વિગત દર્શાવતું પત્રક (તા. ૩૦-૬-૫૩)

| લાભ લેનાર મંડળીઓના પ્રકાર | મંડળીઓની સંખ્યા | યોજનાઓની સંખ્યા | પિયત થઈ શકે તેવી જમીનનું ક્ષેત્રફળ-એકર ગૂંઠા |
|---|---|---|---|
| પિયત મંડળીઓ | ૧૮ | ૨૦ | ૧૮૧૮-૧૭ |
| ખેત મંડળીઓ | ૩ | ૩ | ૩૬૦- ૦ |
| વિવિધ કાર્યકારી મંડળીઓ | ૧૭ | ૧૭ | ૧૭૦૭-૧૧ |
| ખરીદવેચાણ સંઘો | ૪ | ૫ | ૭૨૯- ૦ |
| બીજા પ્રકારની મંડળીઓ | ૧ | ૧ | ૬૪૮- ૦ |
| કુલ | ૪૩ | ૪૬ | ૫૨૬૨-૨૮ |

ઉપર જણાવેલી મંડળીઓને પંપો ખરીદવા મદદ તરીકે તેમજ કરજરૂપે અનુક્રમે રૂ. ૩૦૫૩૦૨ અને રૂ. ૯૪૫૭૯ આપવામાં આવ્યા હતા. એ મંડળીઓએ ઈ. સ. ૧૯૫૨-૫૩ના વર્ષમાં ૩૪૬૫ એકર જમીનને પાણી પાયું હતું અને એકંદરે રૂ. ૩૦૬૨૯૮ની કિંમતનો પાક ઉત્પન્ન કરવામાં એનાથી મદદ થઈ હતી.

**દૂધઉત્પાદક સંઘ :** ઈ. સ. ૧૯૪૫ના નવેમ્બર માસમાં મુંબઈ સરકારે આ જિલ્લાના આણંદ શહેરમાંથી ૨૬૬ માઈલ દૂર આવેલા મુંબઈ શહેરને દૂધ પૂરું પાડવાની યોજના શરૂ કરી હતી. શરૂઆતમાં આ પ્રવૃત્તિનું સંચાલન ખાનગી ડેરીઓ અને કોન્ટ્રાક્ટરોના હાથમાં હતું. એને લીધે દૂધ ઉત્પન્ન કરનાર ખેડૂતોને સરકારે ઠરાવી આપેલા ઊંચા ભાવોનો લાભ મળતો નહોતો. આનો ઉપાય કરવા ગામડાંમાં દૂધ-ઉત્પાદક સહકારી મંડળીઓ કાઢી આણંદમાં એનું મધ્યસ્થ કેન્દ્ર સ્થાપવાનો નિર્ણય કરવામાં આવ્યો અને ઈ. સ. ૧૯૪૬-૪૭ના વર્ષમાં એવી થોડીક મંડળીઓ કાઢવામાં આવી. આ પ્રવૃત્તિનું સંગઠન કરવા માટે ૧૯૪૬-૪૭ના વર્ષમાં 'ખેડા જિલ્લા સહકારી દૂધઉત્પાદક સંઘ લિ.'ની સ્થાપના થઈ. એનું મથક આણંદ રાખવામાં આવ્યું. પછી આ સંઘના કાર્યક્ષેત્રમાં જુદાં જુદાં ગામોમાં વધુને વ દૂધઉત્પાદક મંડળીઓ નીકળતી ગઈ. ઈ. સ. ૧૯૫૨-૫૩૨ એમની સંખ્યા ૬૧ હતી. આ મંડળીઓ મુખ્યત્વે પોતાન સભાસદો પાસેથી તેમજ અન્ય ઉત્પાદકો પાસેથી સરકારે ઠરાવેલ ધોરણે દૂધ ખરીદે છે. તે ઉપરાંત કપાસિયા, લીલું ઘ.સ વગેરે ચીજો પૂરી પાડે છે. આ કામકાજની પ્રગતિ નીચેન પત્રક ઉપરથી જોઈ શકાશે:

## ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક (૧૯૪૬-૪૭થી ૧૯૫૨-૫૩)

| વર્ષ | મંડળીઓની સંખ્યા | સભાસદ સંખ્યા | દૂધની હેરફેર-રતલમાં | કપાસિયા બં. મણ | શેર ભંડોળ | અનામત અને બીજાં ભંડોળ | નફો |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૬—૪૭ | ૫ | ૨૮૦ | ૧૩૬૮૭૦ | ૩૦,૦૦૦ | ૨૧૯૦ | ૧૧૨૪ | — |
| ૧૯૪૭—૪૮ | ૮ | ૪૩૨ | ૧૮૧૮૮૪૬ | ૧૨૦૦૦ | ૪૫૯૦ | ૫૩૮૬ | — |
| ૧૯૪૮—૪૯ | ૧૩ | ૯૨૪ | ૨૮૧૩૨૮૨ | ૮૫૦૦ | ૧૧૧૫૫ | ૯૮૫૦ | ૮૦૩૬ |
| ૧૯૪૯—૫૦ | ૨૭ | ૧૯૯૫ | ૫૫૫૦૪૭૨ | ૧૬૫૦૦ | ૨૨૭૩૮ | ૩૧૯૪૪ | ૫૮૪૧૫ |
| ૧૯૫૦—૫૧ | ૩૩ | ૩૯૭૫ | ૧૦૮૯૩૯૦૦ | ૩૭૦૨૯ | ૪૯૪૭૫ | ૩૪૩૭૦ | ૧૮૨૭૫૩ |
| ૧૯૫૧—૫૨ | ૫૬ | ૮૯૮૨ | ૧૯૪૮૬૪૪૭ | ૩૮૬૫૫ | ૧૦૩૫૪૫ | ૨૨૭૮૦૮ | ૩૪૬૧૨૨ |
| ૧૯૫૨—૫૩ | ૬૧ | — | ૨૭૬૧૨૯૩૧ | — | ૧૩૦૬૩૫ | ૫૬૮૧૨૨ | |

દૂધની જાત સુધારવા માટે, તેનું ઉત્પન્ન વધારવા માટે અને દૂધ આપનાર ઢોરોની ઓલાદ સુધારવા માટે ઉપરના સંઘ તરફથી વિવિધ યોજનાઓ હાથ ધરવામાં આવી છે. એ યોજનાઓને સરકારની મિલ્ક ડેપો તરફથી નાણાંની મદદ મળે છે.

આ સંઘ મારફતે દરરોજ સરેરાશ ૩૭૫૦૦ રતલ દૂધની હેરફેર થાય છે. ઈ. સ. ૧૯૫૨–૫૩ના વર્ષમાં એકંદરે ૧,૩૬૯ ૪,૮૮૧ રતલ દૂધ એકઠું થયું હતું. આ પ્રવૃત્તિથી જિલ્લાના દૂધઉત્પાદકોને સારો ફાયદો થયો છે. એને વધુ કાર્યક્ષમ બનાવવા માટે દૂધઉત્પાદક સંઘે અદ્યતન ડેરી રચવાનો નિર્ણય કર્યો છે, અને તેને માટે જમીન પણ ખરીદવામાં આવી છે.

ખરીદવેચાણ સંઘો : ખેતી પછી ખરીદવેચાણના ક્ષેત્રમાં પણ સહકારી પ્રવૃત્તિએ પ્રવેશ કર્યો છે. આ જિલ્લામાં ખરીદવેચાણ સંઘો ૧૫, રૂ વેચનાર મંડળીઓ ૪, ફળ અને શાકભાજી ઉગાડનાર મંડળ ૧, અને અન્ય પ્રકારની વેચાણ મંડળીઓ ૨ મળી કુલ ૨૨ ખરીદવેચાણ મંડળીઓ તા. ૩૦–૬–૫૩ને રોજ હયાત હતી. એમના કામકાજની વિગત નીચેના પત્રકમાં આપી છે :

## ખેડા જિલ્લામાં આવેલી ખરીદ વેચાણનું કામ કરતી સહકારી મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક. ( ઈ. સ. ૧૯૫૦–૫૧થી ૧૯૫૨–૫૩ )

| વર્ષ | મંડળીઓની સંખ્યા | સભ્યોની સંખ્યા વ્યક્તિગત | સભ્યોની સંખ્યા મંડળીઓ | ખેતી વિષયક તથા ઈતર સાધનો પૂરાં પાડેલાં તેની કુલ કિંમત | કામકાજનું ભંડોળ | નફો અથવા ખોટ* |
|---|---|---|---|---|---|---|
| ૧૯૫૦–૫૧ | ૨૨ | ૯૧૯૦ | ૧૮૩ | ૧૬૯૬૧૦૬૯ | ૨૫૦૮૯૨૩ | + ૨૯૯૬૭૦<br>– ૫૧૭૯૬ |
| ૧૯૫૧–૫૨ | ૨૪ | ૧૦૧૫૨ | ૨૦૩ | ૧૭૯૯૪૬૭૦ | ૩૬૦૧૯૩૪ | + ૫૧૭૯૬<br>– ૫૬૫૯૧ |
| ૧૯૫૨–૫૩ | ૨૨ | ૧૦૫૪૬ | ૨૩૪ | ૧૧૨૬૩૧૫૪ | ૩૧૪૭૫૬૬ | + ૧૪૮૯૮૮<br>– ૩૬૧૨૫ |

* દરેક સાલની કુલ મંડળીઓમાંથી કેટલીક મંડળીઓએ નફો કરેલો તે + નિશાનીથી બતાવ્યો છે, અને બાકીની મંડળીઓને ખોટ આવેલી તે – નિશાનીથી બતાવી છે.

**આદ્યોગિક મંડળીઓ :** સહકારી પ્રવૃત્તિનો લાભ ઈ. સ. ૧૯૪૬થી સરકારે ગ્રામ ઉદ્યોગો તથા ગૃહ ઉદ્યોગોને આપવા માંડયો છે, અને તે માટે સહકારી ખાતામાં એક ઉદ્યોગ વિભાગ કાઢી તેના સંચાલન માટે જિલ્લામાં એક ખાસ અધિકારીની નિમણૂક કરી છે. ગૃહ-ઉદ્યોગોને તેમજ વ્યક્તિગત કારીગરોને ઉત્તેજન આપવા માટે સરકાર નાણાંની મદદ તથા કરજ વિવિધ યોજનાઓ દ્વારા આપે છે. તે પૈકી સહકારી ઉદ્યોગ મંડળીઓને ઉત્તેજન આપવું એ એક અગત્યની પ્રવૃત્તિ છે.

આ જિલ્લામાં તા. ૩૦–૬–૫૩ના રોજ એકંદરે ૩૩ આદ્યોગિક સહકારી મંડળીઓ હતી, તેમની વર્ગીકૃત વિગત નીચે પ્રમાણે છે :—

| ઔદ્યોગિક મંડળીના પ્રકાર | મંડળીની સંખ્યા |
|---|---|
| ખેડા જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળ | ૧ |
| વણકરોની મંડળીઓ | ૧૪ |
| ચામડાં પકવનારી મંડળીઓ | ૫ |
| નેતર અને વાંસકામ કરનારની મંડળીઓ | ૬ |
| સ્ત્રીઓની સહકારી મંડળીઓ | ૩ |
| પરચુરણ મંડળીઓ : | |
| છીપાઓની મંડળી | ૧ |
| અકીક ઉદ્યોગ વિકાસ મંડળી | ૧ |
| મીઠું પકવનારની મંડળી | ૧ |
| ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ | ૧ |
| | ૩૩ |

આ ૩૩ મંડળીઓ પૈકી કેટલીક મંડળીઓની ટૂંક માહિતી આ નીચે આપી છે :

**ખેડા જિલ્લા ઔદ્યોગિક મંડળ :** નડિયાદમાં આવેલું આ મંડળ ઔદ્યોગિક મંડળીઓમાં ઘણું મહત્ત્વનું મંડળ છે. તે ઇ. સ. ૧૯૪૬માં સ્થાપવામાં આવ્યું હતું. એનો ઉદ્દેશ જિલ્લાના ગૃહઉદ્યોગોને કાચો માલ ખરીદી આપવામાં, તૈયાર માલ વેચી આપવામાં તથા માલના ઉત્પાદનની પદ્ધતિઓ સુધારવામાં મદદ કરવાનો છે. અંકુશોના દિવસોમાં અંકુશિત સૂતર પૂરું પાડવામાં ઘણી મહત્ત્વની સેવાઓ આ મંડળે બજાવી હતી. એનું પ્રગતિદર્શક પત્રક આ નીચે આપ્યું છે :

## ખેડા જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળ લિ.નું પ્રગતિદર્શક પત્રક (૧૯૪૮-૪૯થી૧૯૫૨-૫૩)

| વિગતો | ઈ. સ. ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૫૦-૫૧ | ૧૯૫૧-૫૨ | ૧૯૫૨-૫૩ |
|---|---|---|---|---|---|
| સભાસદ સંખ્યા | ૧૬૪ | ૧૭૪ | ૨૨૦ | ૧૯૩ | ૧૮૦ |
| શેર ભંડોળ | ૧૯૩૯૫ | ૨૦૨૨૫ | ૨૦૪૦૫ | ૨૧૯૦૫ | ૧૮૨૨૫ |
| સભાસદોની તથા બિન-સભાસદોની થાપણો | ૫૪૮૬ | ૨૮૯૦૩ | ૨૭૮૮૦ | ૬૬૧૧૫ | ૩૫૧૩૭ |
| અનામત તથા બીજાં ભંડોળ | ૪૩૧૯૩ | ૫૧૯૨૧ | ૬૫૨૬૨ | ૧૦૨૬૯૪ | ૧૧૯૭૪૯ |
| કામકાજનું ભંડોળ | ૩૩૨૫૨૪ | ૧૦૧૦૪૯ | ૨૬૮૦૪૧ | ૫૬૫૪૧૪ | ૧૭૩૭૦૩ |
| નફો અથવા ખોટ | + ૧૫૫૩૫ | + ૧૩૧૯૪ | + ૩૧૫૬૮ | + ૧૯૫૮૧ | - ૬૮૩૫૭ |

**સ્ત્રીઓની મંડળીઓ :** બાકી રહેલી ઔદ્યોગિક મંડળીઓમાં સ્ત્રીઓની મંડળીઓ એ એક પ્રગતિસૂચક બીના છે. આ મંડળીઓમાં સ્ત્રીઓ જ સભ્ય હોય છે અને એ સ્ત્રી-સભ્યોને દરજીકામ, ભરતગૂંથણ, પાપડ અને મસાલા બનાવવા વગેરે પ્રકારનું કામ શીખવવામાં આવે છે. આ મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક નીચે પ્રમાણે છે :

## સ્ત્રીઓની મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક

| વિગતો | ઈ. સ. ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૫૦-૫૧ | ૧૯૫૧-૫૨ | ૧૯૫૨-૫૩ |
|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૧ | ૨ | ૩ | ૩ | ૩ |
| સભાસદની સંખ્યા | ૧૨ | ૮૩ | ૪૧૦ | ૩૩૬ | ૩૫૫ |
| શેર ભંડોળ | ૬૧૦ | ૧૩૯૬ | ૪૨૨૪ | ૪૪૩૯ | ૪૬૩૬ |
| સભાસદો અને બિનસભાસદોની થાપણો | — | ૫૨ | ૮૨ | ૭૧૬ | ૭૮૯ |
| અનામત અને બીજા ભંડોળ | ૩ | ૨૩૭ | ૨૨૧૬ | ૧૯૮૪ | ૩૩૯૫ |
| કામકાજનું ભંડોળ | ૬૧૩ | ૧૬૮૫ | ૬૫૨૨ | ૯૦૫૯ | ૧૦૪૬૭ |
| નફો અથવા ખોટ | — | + ૧ | + ૩૪૬ | + ૧૦૧૧ | + ૩૪૫ |

**વણકર, ચમાર વગેરે કારીગરોની મંડળીઓ :** જિલ્લાના વણકરોની કાર્યપદ્ધતિ સુધારવા માટે સરકાર તરફથી એક ફરતી ઔદ્યોગિક શાળા આ જિલ્લામાં ચાલે છે. તે હાલમાં રૂણજ તા. પેટલાદમાં કામ કરે છે. તે ઉપરાંત ગામડાંનો ઉદ્યોગ ચલાવનાર મંડળીઓને તે ઉદ્યોગના બે નિષ્ણાત શિક્ષકોની સેવાઓ સરકારના ખર્ચે આપવામાં આવે છે. તેઓ હાલમાં માતર અને બોદાલ (તા. બોરસદ)માં કામ કરે છે. વધારામાં આ બધા ગૃહઉદ્યોગોને ઉત્તેજન મળે અને તેમના માલનો ફેલાવો થાય તે માટે નડિયાદમાં એક વેચાણ ભંડાર (સેલ્સ ડેપો) સરકાર તરફથી ચાલે છે. આ ભંડારમાં જિલ્લાના તેમજ દેશના કારીગરોએ બનાવેલાં હાથશાળનાં કાપડ, અને અન્ય કારીગરીનો માલ વેચવા માટે રાખવામાં આવે છે. દેશનો કોઈ પણ કારીગર પોતાનો માલ વેચવા માટે આ વ્યવસ્થાનો લાભ લઈ શકે છે. નીચેનાં પત્રકોમાં આ મંડળીઓની પ્રગતિની વિગતો આપી છે :

## વણકરોની મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક

| વિગતો | ઈ. સ. ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૬ | ૧૦ | ૧૩ | ૧૩ | ૧૪ |
| સભાસદની સંખ્યા | ૧૩૬૮ | ૧૫૫૬ | ૨૦૭૦ | ૧૯૪૪ | ૧૯૩૦ |
| શેર ભંડોળ | ૧૫૨૦૫ | ૨૨૪૩૫ | ૪૪૩૬૦ | ૪૪૪૧૦ | ૪૪૦૪૦ |
| સભાસદો અને બિનસભાસદોની થાપણો | ૨૧૯૬૨ | ૨૪૪૨૧ | ૧૭૭૫૦૦ | ૩૩૦૦૫૪ | ૩૪૮૬૦ |
| અનામત અને બીજાં ભંડોળ | ૮૯૭૩ | ૧૧૮૬૫ | ૧૨૮૫૭ | ૧૯૪૮૮ | ૨૨૨૪૬ |
| કામકાજનું ભંડોળ | ૬૪૨૧૬ | ૫૮૭૨૧ | ૨૪૩૪૬૪ | ૪૨૨૪૩૭ | ૧૦૨૭૫૨ |
| નફો અથવા ખોટ | +૮૮૯<br>−૮૬૫ | +૭૫૬<br>−૧૭૯૩ | +૧૧૩૯૦<br>−૮૮૬ | +૧૫૨૬<br>−૫૦૦૦૨૩ | +૧૨૮<br>−૨૨૨૪૯ |

## ચામડાં પકવનારની મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક

| વિગતો | ઈ. સ. ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૨૦૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૨ | ૪ | ૬ | ૬ | ૫ |
| સભાસદની સંખ્યા | ૧૪૭ | ૧૭૧ | ૧૭૮ | ૧૭૪ | ૧૭૩ |
| શેર ભંડોળ | ૩૫૦૦ | ૪૧૪૫ | ૫૪૪૫ | ૫૫૦૫ | ૫૫૧૦ |
| સભાસદો અને બિનસભાસદોની થાપણો | — | ૨૭૦ | ૧૨૨૦ | ૮૫૨ | ૪૬૯૭ |
| અનામત અને બીજાં ભંડોળ | ૧૪૭ | ૧૭૧ | ૨૦૭ | ૨૭૦૭ | ૩૨૨૦ |
| કામકાજનું ભંડોળ | ૩૬૪૭ | ૧૪૫૮૬ | ૧૬૦૯૯ | ૧૫૦૨૭ | ૨૦૦૧૭ |
| નફો અથવા ખોટ | −૧૯ | −૭૯ | −૪૬૦ | +૧૮૩<br>−૧૧૬<br>−૧૮૨ | +૪૪૩ |

## નેતર અને વાંસકામ કરનારી મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક

| વિગતો | ઈ. સ. ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૨ | ૨ | ૪ | ૬ |
| સભાસદોની સંખ્યા | ૩૦ | ૩૦ | ૫૦ | ૭૪ |
| શેર ભંડોળ | ૩૨૦ | ૪૨૦ | ૮૨૦ | ૮૦૦ |
| સભાસદો અને બિનસભાસદોની થાપણો | — | ૫૫૧ | ૧૦૦ | ૧૨ |
| અનામત અને બીજાં ભંડોળ | ૩૦ | ૩૦ | ૫૬ | ૩૪૫ |
| કામકાજનું ભંડોળ | ૩૫૦ | ૧૨૮૭ | ૨૯૭૬ | ૪૭૬૨ |
| નફો અથવા ખોટ | −૭ | −૨૬૭ | +૧૬૬<br>−૧૨૩ | +૭૦<br>− ૧ |

## પરચૂરણ મંડળીઓનું પ્રગતિદર્શક પત્રક

| વિગતો | ઈ.સ. ૧૯૪૮–૪૯ | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|---|---|---|
| મંડળીઓની સંખ્યા | ૧ | ૨ | ૨ | ૪ | ૪ |
| સભાસદની સંખ્યા | ૧૦૪૬ | ૧૧૯૫ | ૧૪૭૯ | ૧૬૬૩ | ૧૬૬૩ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શેર ભંડોળ | ૪૬૮૩૦૦ | ૫૧૮૬૬૦ | ૬૮૪૧૧૨ | ૬૮૩૪૮૦ | ૬૭૮૫૮૦ |
| સભાસદો અને બિન–સભાસદોની થાપણ | ૫૩૬૯૫૮ | ૨૮૯૯૫૯ | ૧૪૯૦૫૪ | ૭૬૧૬૨ | ૫૫૧૩૦ |
| અનામત અને બીજાં ભંડોળ | ૨૧૦૯૯૯ | ૫૨૦૯૯ | ૬૨૩૦૯ | ૭૨૯૮૭ | ૮૨૩૨૧ |
| કામકાજનું ભંડોળ | ૧૨૨૬૧૦૧ | ૧૨૬૦૪૧૫ | ૧૨૮૬૭૯૬ | ૧૨૬૭૩૭૦ | ૧૨૭૧૭૯૪ |
| નફો અથવા ખોટ | + ૪૧૩૮૨ | + ૩૨૪૮૪ | +૨૬૮૦૭ | +૨૯૨૦૮ | + ૩૦૦૯૦ |

**જિલ્લાની બીજી કેટલીક અગત્યની મંડળીઓ : ચરોતર સહકારી ગ્રામોદ્ધાર મંડળ લિ. :** ચરોતરનાં ગામડાંમાં પાણીના નળ, વીજળીના દીવા, રસ્તા અને વીજળીથી ચાલતા ગૃહઉદ્યોગો ગાજતા કરવાની આ મંડળના પ્રણેતાઓની મુરાદ છે. એ દિશામાં કાર્યની શરૂઆત થઈ ગઇ છે. ખેડૂતોને ઉપયોગી સિમેન્ટના નળ, પંપોના સ્પેર-પાર્ટ્સ વગેરે માલ સામાન બનાવવા ત્યાં કારખાનાં સ્થપાયાં છે, અને એ બધો માલ લોકોને કિફાયત ભાવે વેચવામાં આવે છે.

**ખેડા જિલ્લા આરોગ્ય સહકારી મંડળ લિમિટેડ :** આ મંડળ નડિયાદમાં આવેલું છે. એવું મંડળ અન્યત્ર હોવાનું જાણવામાં નથી. તે આયુર્વેદિક કૉલેજ અને દવાખાનું બહુ સસ્તી રીતે ચલાવે છે. વધારામાં દેશી દવાઓ અને ભસ્મો શાસ્ત્રીય રીતે તૈયાર કરવાની અને તે સસ્તેથી વેચવાની પ્રવૃત્તિ તેણે ઉપાડી છે. આ મંડળનો હેતુ ખેડા જિલ્લાના લોકોની શારીરિક તંદુરસ્તી વધારવાનો છે અને ફરતું દવાખાનું રાખી ગામડે ગામડે લોકોને ઘેર બેઠાં વૈદકીય મદદ પહોંચાડવાની તેની ઉમેદ છે.

**ભૂવેલ વિવિધ કાર્યકારી સહકારી મંડળી :** આ મંડળી આ જિલ્લાની ગ્રામશરાફી મંડળીઓમાં પોતાના સભાસદોને અમૂલ્ય સેવા આપવામાં સૌથી મોખરે છે. તે ઈ. સ. ૧૯૧૩માં રજિસ્ટર થયેલી. આજે તેની આર્થિક સ્થિતિ ઘણી સદ્ધર છે. શરાફીના કામકાજ ઉપરાંત સભાસદોના લાભાર્થે આ મંડળીએ વીમાનું કામકાજ પણ હાથ ધર્યું છે. મંડળી સભાસદો વતી દર સાલ રૂ. ૩૦૦૦નું પ્રિમિયમ ભરે છે.

**પછાત વર્ગોના ઉદ્ધારની મંડળીઓ :** સહકારી પ્રવૃત્તિની મદદથી પછાત વર્ગોના ઉદ્ધારની હિમાયત ઘણાં વર્ષોથી થતી આવી છે અને આ જિલ્લામાં એ ક્ષેત્રમાં શરૂઆતથી જ પ્રયત્નો થતા રહ્યા છે, તા. ૩૦–૬–૫૭ને રોજ એકંદરે ૬૦ જેટલી સહકારી મંડળીઓ પછાતવર્ગોના હિતની પ્રવૃત્તિઓ કરતી હતી. તેમનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે :

| ક્રમાંક | મંડળીનો પ્રકાર | મંડળીની સંખ્યા |
|---|---|---|
| ૧ | ધીરાણ કરનારી (પગારદાર નોકરોની) | ૧૫ |
| ૨ | ઘરો બાંધનારી | ૨૦ |
| ૩ | ખેતી કરનારી | ૧ |
| ૪ | ઔદ્યોગિક | ૧૩ |
| ૫ | નેતર અને વાંસકામ કરનારી | ૬ |
| ૬ | ચમારોની | ૫ |
| | | ૬૦ |

આ પૈકી ઔદ્યોગિક પ્રવૃત્તિઓ ચલાવનાર મંડળીઓની વિગત ઉપર આવી ગઇ છે. બાકીની વિષે ટૂંક માહિતી નીચે પ્રમાણે છે :

**પછાત વર્ગોની ધીરાણ કરનારી મંડળીઓ :** 'ધી નડિયાદ ઠાકોરજી મહારાજ કો–ઓપરેટીવ ક્રેડિટ સોસાઈટી લિ.' એ નામની મંડળી નડિયાદમાં આવેલી છે. તે ઇ. સ. ૧૯૧૩માં રજિસ્ટર થઈ હતી. પછાતવર્ગોને નાણાં ધીરનારી આ જિલ્લાની એ પ્રથમ મંડળી હતી. ચાલીસ વર્ષની એની કારકિર્દી દરમિયાન એણે સુંદર પ્રગતિ સાધી છે. આવી મ્યુનિસિપાલિટીઓ અને એવી સ્થાનિક સ્વરાજ્ય[illegible] સંસ્થાઓમાં કામ કરનાર હરિજન નોકરોને નાણાં ધીર[illegible] કુલ ૧૫ મંડળીઓ છે.

**પછાતવર્ગની ખેતમંડળી :** માતર તાલુકાના [illegible] ગામમાં આવેલી 'અગાસ [illegible] ખેતી કરનારી [illegible] મંડળી લિ' તા. ૧૭–૧૨–[illegible] રોજ રજિસ્ટર [illegible] હતી. પછાતવર્ગોની ખેતી કરનારી આ [illegible] એના માત્ર ચૌદ જ [illegible] છે. [illegible] કરે છે. એમને [illegible]

જમીન દસ વર્ષના પટાથી ભાડે આપી છે તે પૈકી પહેલાં પાંચ વર્ષ મહેસૂલ માફ કર્યું છે આ મંડળીએ ૧૦૨ એકર જમીનમાં ખેતી વિકસાવી છે સરકારે એને મદદરૂપે તેમજ કરજરૂપે રૂ ૪૨૦૦ની મદદ કરી છે

**પછાતવર્ગોની ઘરો બાંધનારી મંડળીઓ :** પછાત વર્ગોને ઘરો બાંધવાનુ ઉત્તેજન મળે તે માટે ૨૦ મંડળીઓ સ્થપાઈ છે આ પૈકી ૧૭ મંડળીઓ યુદ્ધોત્તર પુનર્રચનાની ૨૬૯મી યોજના અન્વયે નોંધવામા આવી છે બાકીની ત્રણ હરિજન નોકરોની છે આમાંની આઠ મંડળીઓ માટે 'લૅન્ડ એક્વીઝીશન ઍક્ટ' પ્રમાણે જમીનો મેળવવામાં આવી છે બાકીની મંડળીઓ માટે એ પ્રમાણે જમીનો મેળવવાનુ કામ ચાલે છે

**નિરીક્ષણ અને સંગઠન :** ઉપર ગણાવેલી વિવિધ હેતુઓવાળી અને સતત વધતી જતી સહકારી મંડળીઓના કામકાજ અને હિસાબોની દેખરેખ રાખવા, સહકારી પ્રવૃત્તિનુ સંગઠન કરવા અને તે માટે જરૂરી કાર્યકર્તાઓ તૈયાર કરવા પણ કેટલાક જુદા જુદા સહકારી મંડળો સ્થપાયા છે તેમની ટૂંક માહિતી નીચે પ્રમાણે છે

**ખેડા જિલ્લા સહકારી મલ્ટિપરપઝ ઍન્ડ સેલ સોસાયટીઝ સુપરવાઇઝિંગ ફેડરેશન લિ :** આ નામની મંડળી ખેડા જિલ્લામા આવેલી ખરીદ વેચાણ કરનારી મંડળીઓ, દૂધ ઉત્પાદક સંઘ અને બીજી મોટી રૂ વેચનારી મંડળીઓના હિસાબો ઉપર દેખરેખ રાખવાનુ કામ કરે છે એની ઝીણવટભરી દેખરેખને લીધે ઉપર ગણાવેલી મોટી મંડળીઓનુ વ્યવસ્થિતભર્યું હિસાબી કામ ઘણુ નિયમિત અને ચોકસાઈભર્યુ થઈ શક્યુ છે

**સુપરવાઇઝિંગ યુનિયનો :** આ ઉપરાંત જિલ્લામાં આવેલી જુદી જુદી મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખનાર ઠાસરા અને વાડાસિનોરનુ એક તથા બાકીના દરેક તાલુકા દીઠ એક, એમ કુલ નવ સુપરવાઇઝિંગ યુનિયનો એજ પ્રકારનુ કામ કરી રહ્યા છે

**ખેડા જિલ્લા સહકારી બોર્ડ :** આ બોર્ડ સહકારના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનુ, તેને માટે કાર્યકર્તાઓ તૈયાર કરવાનુ અને જિલ્લામાં સહકારી પ્રવૃત્તિનો વિકાસ સાધવાનુ કાર્ય કરે છે એના પ્રમુખ જાણીતા સહકારી કાર્યકર્તા શ્રી માધવલાલ શાહ છે

**સહકારી તંત્ર :** સહકારી પ્રવૃત્તિના નિયમન માટે સરકારે અલગ ખાતુ યોજેલુ છે તેની આ જિલ્લા માટેની મધ્યસ્થ કચેરી નડિયાદમા છે એની વધુ માહિતી આ પુસ્તકમા અન્યત્ર આપવામા આવશે

આધાર ૧ શ્રી રણછોડભાઈ મનોરભાઈ પટેલે લખી આપેલો લેખ ૨ આસિસ્ટંટ રજિસ્ટ્રાર, કો-ઑપરેટીવ સોસાઈટીઝ, નડિયાદની ઑફિસમાંથી મળેલી માહિતી

# ૪૦

# આરોગ્ય

**આરોગ્ય : રાષ્ટ્રીય મહત્ત્વ :** પ્રજાના આરોગ્યનો પ્રશ્ન તેની આર્થિક આબાદીના જેટલો જ બલ્કે તેથી પણ વધુ મહત્ત્વનો છે જો પ્રજા તંદુરસ્ત ન હોય, તેની કાર્યશક્તિનુ ધોરણ સંતોષકારક ન હોય અને તેનુ સરેરાશ આયુષ્ય ૫૦ વર્ષથી ઉપર ન હોય તો એવી પ્રજા આર્થિક આબાદી સાધી શકે નહિ, પોતાની પાસેની સંપત્તિનો લાભ ઉઠાવી શકે નહિ અને બહારના આક્રમણ સામે પોતાનુ રક્ષણ કરી શકે નહિ આ કારણથી દુનિયાના પ્રગતિમાન દેશોમાં પ્રજાના આરોગ્યની સરકાર તરફથી અનેક રીતે સંભાળ રખાય છે એટલુ જ નહિ પણ જાહેર આરોગ્યનુ ધોરણ સુધરે અને જળવાઈ રહે એ માટે અનેક પ્રકારના ઉપાયો અને સાધનો આજની દુનિયામા મળી શકે છે

બ્રિટિશ અમલમાં આ પ્રશ્ન ઉપર સરકારે થોડુ ધ્યાન આપ્યુ હતુ પરંતુ એ સરકારે પ્રજાના આરોગ્યનુ રક્ષણ કરવા માટે આદરેલી પ્રવૃત્તિઓનો લાભ બહુ થોડા લોકોને મળી શકતો સ્વરાજ સ્થપાયા પછી આ પ્રશ્નનો સમસ્ત પ્રજાના હિતની દૃષ્ટિએ વિચાર થવા માંડ્યો છે અને એને પરિણામે વિવિધ પ્રવૃત્તિઓ થવા માંડી છે

**આરોગ્ય વિષે સૂચક આંકડા** આ જિલ્લાના લોકોના આરોગ્યની સ્થિતિનો ખ્યાલ આપે એવા મહત્ત્વના આંકડા

આ પુસ્તકના ૨૯મા પ્રકરણમાં આપ્યા છે. એ બધાનો એકંદર અભ્યાસ કરતાં જણાય છે કે આ જિલ્લામાં લોકોના આરોગ્યનું સામાન્ય ધોરણ અન્ય પ્રદેશો કરતાં કંઈક સારું છે. પરંતુ એ પ્રકરણમાં આપેલી સ્ત્રી–પુરુષોની ઉંમરવાર સંખ્યા ઉપરથી ખ્યાલ આવે છે કે ૧૬થી ૫૫ વર્ષની ઉંમરનાં, જેને કાર્યકારી વસતી કહી શકાય એવાં, મનુષ્યોની સંખ્યા હોવી જોઈએ તે કરતાં ઘણી ઓછી છે. એકંદર વસતીના ૫૨ ટકા લોકોના આરોગ્યને સુધારવા માટે ખાસ પ્રવૃત્તિઓ યોજવાની જરૂર છે, એનું આ એક જ હકીકત ઉપરથી સૂચન થાય છે.

**ત્રણ મુખ્ય બાબતો :** આરોગ્યનો આધાર મુખ્યત્વે ત્રણ સંજોગો ઉપર રહે છે: (૧) પૌષ્ટિક ખોરાક, (૨) સ્વચ્છ રહેણીકરણી અને (૩) રોગોનો ઈલાજ.

**ખોરાક :** આ ત્રણ પૈકી આ જિલ્લાના લોકોનો ખોરાક એકંદરે સંતોષકારક છે એમ કહી શકાય. તો પણ આજના વૈજ્ઞાનિક ધોરણોએ આખી પ્રજાના ખોરાકનું ધોરણ સુધારવાને કેટલો અવકાશ છે તેની વૈજ્ઞાનિક તપાસ થવી જોઈએ.

**સ્વચ્છતા :** રહેણીકરણીની બાબતમાં પણ આ જિલ્લાના લોકોનું અંગત સ્વચ્છતાનું ધોરણ એકંદરે સંતોષકારક ગણી શકાય. પરંતુ સામાજિક સ્વચ્છતાની બાબતમાં એમ કહી શકાય તેમ નથી. ઘરનો કચરો, ગંદું પાણી, છાણમૂતર વગેરે રોગ ઉત્પન્ન કરનાર ચીજો ઘરનાં આંગણામાં જ નાખવાની કે શેરીને નાકે ફેંકી આવવાની આદત લોકોમાં જૂના વખતથી ચાલી આવે છે. ગ્રામ પંચાયતો અને મ્યુનિસિપાલિટીઓ સ્થપાવાથી આ પ્રકારનો કચરો સાફ કરવાની વ્યવસ્થા કેટલાંક ગામોમાં વર્ષોથી ચાલે છે. લોકલ બોર્ડ મારફતે તેમજ સરકાર મારફતે આ પ્રવૃત્તિમાં કંઈક કંઈક મદદ મળતી રહી છે. ગાંધીસપ્તાહ પ્રસંગે શ્રમયજ્ઞો દ્વારા, સફાઈ સપ્તાહો દ્વારા, એમ વિવિધ રીતે સેવાભાવી કાર્યકરો ગ્રામસફાઈના ઉત્સવો યોજે છે. પરંતુ આખા જિલ્લાનો વિચાર કરીએ તો આ સગવડોનો લાભ માત્ર મોટાં ગામોમાં જ મળતો દેખાશે. તેમાં પણ ગ્રામપંચાયતો સ્વરાજ સ્થપાયા પછી જ વધવા માંડી છે. મ્યુનિસિપાલિટીઓ કુલ ૩૮ નગરોમાંથી માત્ર ૧૫ નગરોમાં જ છે. એ જોતાં એ સંસ્થાઓ દ્વારા સમગ્ર વસતીના આરોગ્યનું રક્ષણ અલ્પ પ્રમાણમાં જ થઈ શકે એ દેખીતું છે.

**ડિસ્ટ્રિક્ટ હેલ્થ ઓફિસ :** સરકાર આ પરિસ્થિતિથી વાકેફ હોઈ એના ઉપાય કરવા માટે જિલ્લામાં ડિસ્ટ્રિક્ટ હેલ્થ ઓફિસરની કચેરી ખોલવામાં આવી છે. રોગો થતા અટકાવવા માટે તથા ચેપી રોગો સામે તાત્કાલિક પગલાં લેવા માટે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓ કરવાની સગવડો આ કચેરી મારફતે યોજવામાં આવે છે. રોગ થયા પછી તે મટાડવા કરતાં રોગ થતો અટકાવવો એ વધુ મહત્ત્વનું ગણાય છે. એ જોતાં આ કચેરીનું મુખ્ય કામ રોગો થતા અટકાવવાનું છે અને તે માટે જરૂરી સાધનો પૂરાં પાડવા ઉપરાંત આરોગ્યરક્ષણ વિષેના જ્ઞાનનો ફેલાવો કરવો એ પણ એની મુખ્ય ફરજ છે.

ઉપર જણાવી તે પ્રકારની જાહેર આરોગ્યના રક્ષણની પ્રવૃત્તિઓ ચલાવવા માટે મુંબઈ રાજ્યના ઉત્તર, મધ્ય અને દક્ષિણ એવા ત્રણ વિભાગ પાડી કામની વહેંચણી કરવામાં આવી છે. તે પૈકી ઉત્તર વિભાગમાં ખેડા જિલ્લાનો સમાવેશ થાય છે. આ દરેક વિભાગના વડા અધિકારી 'આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ પબ્લિક હેલ્થ' કહેવાય છે. તેમના ઉપરી 'ડિરેક્ટર ઓફ પબ્લિક હેલ્થ' કહેવાય છે. અને તેઓ રાજ્યના પ્રધાનો પૈકી આરોગ્ય પ્રધાનના હાથ નીચે આખા રાજ્યના આરોગ્યરક્ષણનો વહીવટ કરે છે. ખેડા જિલ્લાના આરોગ્ય અધિકારીની કચેરી નડિયાદમાં મિશન રોડ ઉપર રામતલાવડી ઉપરની અરવિંદ સોસાયટીમાં આવેલી છે. અને તેની ઉપલી કચેરી (આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ પબ્લિક હેલ્થ, ઉત્તર વિભાગ) અમદાવાદમાં છે.

જિલ્લાના આરોગ્ય અધિકારીના હાથ નીચે એક એપીડેમિક મેડિકલ ઓફિસર છે. તેઓનું મથક પણ નડિયાદ છે.

આરોગ્યરક્ષણનું કામ કરવા માટે ચાર સેનિટરી ઈન્સ્પેક્ટરો રાખેલા છે. તેઓ નડિયાદ, આણંદ, બોરસદ અને પેટલાદ એ ચાર તાલુકાઓમાં કામ કરે છે. તે ઉપરાંત ૭ સેનિટરી સબ–ઈન્સ્પેક્ટરો છે. તેઓ વસો, ઠાસરા, ખંભાત, બોરસદ, ડાકોર, અને વીરપુર એ ૭ સ્થળોએ કામ કરે છે. વધારામાં શીતળા ટાંકવા માટે નીચેનાં સ્થળોએ વેક્સિનેટર[illegible] રાખવામાં આવ્યા છે : ૧ આણંદ, ૨. ઊમરેઠ, ૩. [illegible] ૪. ભાદરણ, ૫. વીરસદ, ૬. સોજિત્રા, ૭. [illegible] ખંભાત, ૯. નડિયાદ શહેર વિભાગ, ૧૦. [illegible] માતર, ૧૨. મહેમદાવાદ, ૧૩ ખેડા, ૧૪. [illegible] અંતરસુંબા, ૧૬. ઠાસરા અને ૧૭. [illegible]

આ બધા અધિકારીઓને વિવિધ[illegible] વામાં આવે છે અને વખતોવખત [illegible]

આવે તે પ્રમાણે તેમણે કરવાનું હોય છે. તેઓએ પોતાને સોંપેલા વિસ્તારોમાં ફરતા રહી આ ફરજો બજાવવાની હોય છે.

**આરોગ્યરક્ષણની પ્રવૃત્તિઓ : કાયદા :** આરોગ્યરક્ષણની દૃષ્ટિએ આ રાજ્યમાં કેટલાક કાયદા અમલમાં છે. દા: ત: 'મેડિકલ પ્રેકટીશનર્સ ઍકટ, ૧૯૩૮'એ નામના કાયદા અન્વયે દરેક દાક્તરે, વૈદે અને હકીમે વૈદકનો ધંધો કરવા માટે સરકારમાં પોતાનું નામ નોંધાવવું પડે છે. જે દાક્તર કે વૈદ આ રીતે નોંધાયેલા ન હોય તેમને વૈદકનો ધંધો કરવાની મનાઈ હોય છે. એ જ રીતે ઘી તેલ જેવા ખાદ્ય પદાર્થોમાં ભેળસેળ ન થઈ શકે એવો કાયદો છે. જન્મમરણની નોંધ ગામની પંચાયત કે મ્યુનિસિપાલીટીમાં દરેકે કરાવવાની હોય છે. આ પ્રકારના કાયદાઓનો અમલ થાય છે કે નહિ તે જોવાની ફરજ ઉપર ગણાવેલા સેનિટરી ઈન્સ્પેકટરોની હોય છે.

**શીતળા ટાંકવા :** શીતળા ટંકાવવાની પ્રથા આ જિલ્લામાં ઈ. સ. ૧૮૬૯-૭૦થી શરૂ થઈ હતી. પાછળથી એ બાબત પણ કાયદો થયેલો છે. એ કાયદો આખા જિલ્લામાં લાગુ પડેલો નથી. માત્ર નડિયાદ, કપડવણજ, બોરસદ અને ઊમરેઠ એ ચાર મ્યુનિસિપાલિટીઓએ પોતાના વિસ્તારોમાં બળિયા ટંકાવવાનું ફરજિયાત કરેલું છે અને તે માટે જરૂરી સગવડો પણ એ મ્યુનિસિપાલિટીઓ તરફથી આપવામાં આવે છે. જ્યાં કાયદો લાગુ નથી એવે સ્થળે કેટલાક લોકો બળિયા ટંકાવવાની સરકારી સગવડોનો લાભ લેતા નથી. પરંતુ ઉપર જણાવેલા બળિયા ટાંકનાર અધિકારીઓ બારે માસ ફરીને બળિયા ટાંકવાનું કામ કરે છે અને પત્રિકાઓ વહેંચી લોકોને એ વિષયનું જ્ઞાન આપે છે.

**તાત્કાલિક ઉપાયો :** શીતળા, ટાઈફોઈડ, પ્લેગ, કૉલેરા વગેરે જાતના ચેપી રોગો અટકાવવા માટે જિલ્લા અધિકારીની કચેરીએ ખાસ તકેદારી રાખવાની હોય છે. રોગ ફેલાય એવા સંજોગોની કોઈપણ સ્થળેથી બાતમી મળે કે તરત ત્યાં દોડી જઈ જરૂરી તપાસ આરંભી તાત્કાલિક ઉપાય યોજવામાં આવે છે. દા: ત: કોઈ કૂવાના પાણીમાં દોષ માલૂમ પડે તો તે પાણીને રોગમુક્ત કરવા માટે તેમાં દવા નાંખવામાં આવે છે. કોઈ ગામને પાણી તપાસાવવું હોય તો તે માટે જરૂરી વ્યવસ્થા કરી આપવામાં આવે છે. એ જ રીતે ઉંદરોનો નાશ કરવા તેમજ કૉલેરાની રસી મૂકવા જરૂરી પગલાં લેવાય છે. વળી નિશાળો, રમતગમતનાં મેદાનો, ધર્મશાળાઓ, કારખાનાં, થિયેટરો, તળાવ, કૂવા, બજારૂ, મૂતરડીઓ વગેરે જાહેર સ્થળો ઉપર આરોગ્યની દૃષ્ટિએ દેખરેખ રાખી ત્યાં પૂરતી સ્વચ્છતા જળવાય તે માટે તજવીજ કરવામાં આવે છે. જાહેર મેળાઓ, દુષ્કાળ વગેરે ખાસ પ્રસંગોએ આરોગ્ય સચવાય તે માટે ખાસ પ્રબંધ કરવામાં આવે છે.

**ગામડાંમાં સ્વચ્છતા પ્રચાર :** જે ગામોમાં પંચાયતો સ્થપાઈ નથી ત્યાં લોકો આરોગ્ય રક્ષણ માટે સ્વચ્છતા જાળવતાં શીખે તે માટે દરેક તાલુકામાં પંચાયત વગરનાં દસ ગામ પસંદ કરી જાહેર સ્થળો સાફ કરવાની તથા ઉકરડા યોગ્ય સ્થળે નાખતાં શીખવવાની ખાસ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે. આને માટે કામ કરનાર 'સેનિટરી સ્કવૉડ' એટલે આરોગ્યરક્ષણનું કામ કરનાર ટુકડીઓ રોકવામાં આવે છે. વળી ગામડાંમાં ઉકરડા નાંખવાની જગાઓ ગામથી દૂર રહે અને ગામનો કચરો એકઠો કરી તેને ખાડામાં દાટી તેનું કૉમ્પોસ્ટ ખાતર બનાવવામાં આવે તે માટે જરૂરી તપાસ રાખવામાં આવે છે તથા લોકોને સલાહ આપવામાં આવે છે.

**આરોગ્ય વિષે જ્ઞાન પ્રચાર :** આ બધા ઉપરાંત, આરોગ્યના વિષયોનું લોકોને જ્ઞાન આપવા પત્રિકાઓ, પ્રદર્શનો, ચિત્રપટો, ભીંતપત્રો અને ભાષણોની મદદથી પ્રચાર કામ કરવામાં આવે છે. આ માટે જરૂરી સાહિત્ય સરકાર તરફથી પૂરું પડાવામાં આવે છે.

**સાધનસજ્જ મોટર :** કોઈ જગાએ રોગ ફાટી નીકળે ત્યારે તેને ફેલાતો અટકાવવા તથા નાબૂદ કરવા ઝડપી કાર્ય શરૂ થઈ શકે તે માટે ઈ. સ. ૧૯૪૯થી આ જિલ્લાને એક ખાસ મોટર આપવામાં આવી છે. તે 'એપિડેમિક ટ્રક' કહેવાય છે. આ મોટરમાં જરૂરી દવાઓ, જંતુનાશક દ્રવ્યો વગેરે સાધનો તૈયાર હોય છે. તેમાં આરોગ્ય કચેરીના તમામ કાર્યકરો બેસી શકે તેવી સગવડ છે. ચેપી રોગ શરૂ થયાની ખબર મળતાં જ આરોગ્ય અધિકારી તેમના મદદનીશોને લઈને સ્થળ ઉપર પહોંચી જાય છે અને રોગ ફેલાતો અટકાવવા તથા રોગનો ભોગ બનેલા દર્દીઓની સારવાર કરવા બનતી ઉતાવળે વ્યવસ્થા ગોઠવી દે છે. જો રોગનો ફેલાવો વધી ગયો હોય તો જિલ્લા આરોગ્ય અધિકારી પૂના તાર કરીને ખાતામાંથી એક 'મોબાઈલ હાઈજિન યુનિટ' નામથી ઓળખાતા ફરતા દવાખાનાની મોટરટ્રક મંગાવે છે. એ મોટરમાં પચાસ પથારીઓ થઈ શકે તેવી સુસજ્જ ઈસ્પિતાલનો તંબુ હોય છે. એ તંબુ ઠોકી તરત જ ઈસ્પિતાલ શરૂ કરી શકાય છે. જરૂર પડે તો આજુબાજુનાં ગામડાંમાંથી દર્દીઓને આ ઈસ્પિતાલમાં લાવવા તથા પાછા મૂકી આવવા એપિડેમિકટ્રકનો ઉપયોગ કરવામાં

આવે છે. આ રીતે સ્વરાજ સ્થપાયા પછી (ઈ. સ. ૧૯૪૭થી) આરોગ્યરક્ષણની ખાસ વ્યવસ્થા સરકાર તરફથી કરવામાં આવી છે. તે અગાઉ ખેડા અને ભરૂચ જિલ્લા માટે 'ઈન્સ્પેક્ટર ઑફ સેનિટેશન ઍન્ડ વૅક્સિનેશન' એ નામની એક ઑફિસ ભરૂચમાં હતી. એ ઑફિસના તાબામાં આ જિલ્લા માટે ૧૧ વૅક્સિનેટરો હતા. તે ઉપરાંત વડોદરા રાજ્યના પ્રદેશોમાં સેનિટરી ઈન્સ્પેક્ટરો હતા. પરંતુ ઉપર વર્ણવ્યું છે તે પ્રકારની સેવાઓ આ જિલ્લામાં ઈ. સ. ૧૯૪૭ પહેલાં મળતી ન હતી.

**પ્લેગ :** ગૅઝેટિયર ઑફ બૉમ્બે પ્રેસિડન્સી, વૉ. ૩ બી (૧૯૧૪), એ અંગ્રેજી પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે, ઈ. સ. ૧૮૯૮ના સપ્ટેમ્બર સુધી આ જિલ્લામાં પ્લેગનો રોગ થયો ન હતો. એ મુદત પહેલાં આ રોગનો ભોગ બનેલા ૧૦૫ દરદીઓ આ જિલ્લામાં આવેલા. તેમની મારફતે પ્લેગનો રોગ પ્રથમ ઊમરેઠમાં ફેલાયો હતો. પ્રથમ રાણા લોકોને એ લાગુ પડેલો. પછીથી તે બીજાં ગામોમાં ડાકોર સુધી ફેલાયો. પછી આણંદમાં, અને પછી ઠાસરા તાલુકામાં ફેલાયો હતો. ઇ. સ. ૧૯૦૬–૦૭માં આ રોગ આખા જિલ્લામાં ફાટી નીકળેલો–ખાસ કરીને નડિયાદ, બોરસદ અને આણંદ તાલુકાઓમાં. ઇ. સ. ૧૯૧૦–૧૧ સુધીમાં જિલ્લાની કુલ વસતીના ૧૦ ટકા (એટલે ૭૨,૨૪૫ મનુષ્યો) એને લીધે મરણ પામ્યાં હતાં.

આ રોગ છેલ્લો ૧૯૩૫માં બોરસદ તાલુકામાં થયેલો. એના નિવારણ અર્થે સરદાર વલ્લભભાઈ પટેલની દોરવણી નીચે જિલ્લાની કૉંગ્રેસ સમિતિએ ખાસ પ્રબંધ કર્યો હતો. હાલના ધારાસભ્ય, મૂળ સોજિત્રાના વતની, મુંબઇના જાણીતા ક્ષયરોગનિષ્ણાત ડૉ. ભાસ્કર પટેલે જિલ્લાના સ્વયંસેવકોની મદદથી સખત પરિશ્રમ ઉઠાવી એ રોગને નાબૂદ કર્યો હતો. તે પછી આ જિલ્લામાં પ્લેગ થયો નથી, અને એ રોગ આ જિલ્લામાંથી નાબૂદ થયો છે એમ મનાય છે.

**મલેરિયાની નાબૂદી :** મલેરિયા એટલે ટાઢિયો તાવ (ઠીમજ્વર) આ જિલ્લામાં જૂના વખતથી પ્રચલિત છે. એ તાવ મચ્છર કરડવાથી આવે છે એ હવે જાણીતી વાત છે. અને એને નાબૂદ કરવાના ચોક્કસ ઉપાયો આજની દુનિયાને હાથ લાગ્યા છે. સ્વરાજ્ય સ્થપાયા પછી સરકારે મલેરિયાનિવારણની ઝુંબેશ આખા રાજ્યમાં ઉપાડી છે. એનો લાભ આ જિલ્લાને પણ મળવા લાગ્યો છે. તે માટે સરકારની 'મલેરિયા કન્ટ્રોલ સ્કિમ' તરફથી ખાસ કચેરી ઇ. સ. ૧૯૪૯થી નડિયાદમાં ખોલવામાં આવી છે. આ કચેરીના વડા 'મલેરિયા મેડિકલ ઑફિસર' (ઠીમજ્વર પ્રતિબંધક અમલદાર) કહેવાય છે. તેમના ઉપરી 'આસિસ્ટંટ ડિરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ (મલેરિયા), પૂના' છે, અને તેઓ ડિરેક્ટર ઑફ પબ્લિક હેલ્થ, પૂનાના હાથ નીચે કામ કરે છે. આ રીતે મલેરિયા મેડિકલ ઑફિસર જિલ્લા આરોગ્ય અધિકારીથી સ્વતંત્ર રીતે કામ કરે છે. છતાં એ બંને અધિકારી સરખા દરજ્જાના હોઈ જરૂર પડ્યે એક બીજાની ઑફિસના કામ પર દેખરેખ રાખવાનું કામ કરે છે. મલેરિયા મેડિકલ ઑફિસરની કચેરી મિશનરોડ ઉપર 'પુરુષોત્તમ આશ્રમ' નામના મકાનમાં આવેલી છે. શરૂઆતમાં માતર, મહેમદાવાદ, કપડવણજ અને ઠાસરા એ તાલુકાઓના પ્રદેશોને મલેરિયાગ્રસ્ત વિસ્તારો ગણવામાં આવેલા. પાછળથી દેશી રાજ્યોનું વિલીનીકરણ થતા કપડવણજ તાલુકામાં આતરસુંબાનો પ્રદેશ ઉમેરાયો. તે ઉપરાંત વાડાશિનોરનો પ્રદેશ, ખંભાતનો પ્રદેશ અને પેટલાદ શહેર પણ મલેરિયાગ્રસ્ત વિસ્તારો તરીકે સ્વીકારાયાં. આ પ્રદેશોમાં મલેરિયાનિવારણ ઝુંબેશ ઉપર જણાવેલી ઑફિસ તરફથી શરૂ કરવામાં આવી છે. એની મુખ્ય પ્રવૃત્તિ દર વર્ષે જૂનથી ઑક્ટોબર માસ સુધીના પાંચ માસના ગાળામાં ઉપર ગણાવેલા ખાસ વિસ્તારોમાં ઘેરેઘેર ડી. ડી. ટી. નામની જંતુનાશક દવા છાંટવી એ છે. આ માટે આ કચેરીને ૭ કાયમી મલેરિયા સેનેટરી ઇન્સ્પેક્ટરો આપવામાં આવ્યા છે, તે ઉપરાંત મલેરિયાની ઋતુઓમાં તેઓને મદદ કરવા હવાલદારો અને સિપાઈઓ રોકવામાં આવે છે.

**ડી. ડી. ટી. છાંટવાની પ્રવૃત્તિ :** ડી. ડી. ટી. છાંટવાનું કામ ઉપર જણાવેલી મુદતના ગાળામાં એક વર્ષમાં બે વખત કરવાનું હોય છે. તે માટે ડી. ડી. ટી. પાઉડરને પાણીમાં ભેળવી ડી. ડી. ટી.ના પ્રવાહી મિશ્રણનો જંગી પુરવઠો તૈયાર કરવો પડે છે. આ કામ મુખ્ય કચેરીએ થાય છે. ત્યાંથી ઠરેલા કાર્યક્રમ પ્રમાણે તમામ સાધનો લઈને ગામ દીઠ એક હવાલદાર અને ત્રણ સિપાઈઓની ટુકડીઓ ગામડાંમાં પહોંચી જાય છે. આ કામ ઉપર મલેરિયા ઈન્સ્પેક્ટર દેખરેખ રાખે છે. વળી મલેરિયા મેડિકલ ઑફિસર તથા આસિસ્ટંટ મેડિકલ ઑફિસર ગામે ગામ ફરી કામ બરાબર થાય છે કે નહિ તેની તપાસ રાખે છે. લોકો આ પ્રવૃત્તિનો બરાબર લાભ લે તે માટે આગલે દિવસે ગામમાં સાદ પડાવી ખબર આપવામાં આવે છે અને એકેએક ઘરના ખૂણા–ખોચરામાં સારી પેઠે ડી. ડી. ટી. છાંટવામાં આવે છે.

આ પ્રવૃત્તિનું કામ ઝડપથી થાય તે માટે સરકાર તરફથી ચાર મોટર લોરીઓ આપવામાં આવી છે અને તેને સરકારને ખર્ચે નિભાવવામાં આવે છે એજ રીતે ડી ડી. ટી છાંટવાનુ કામ કરનાર હવાલદારો તથા સિપાઈઓ મળી આશરે સવાસોથી દોઢસો માણસો આ પ્રવૃત્તિમાં મોસમના પાંચ માસ કામ કરે છે

**મલેરિયાના દર્દીઓની તપાસ :** ડી ડી ટી છાટવા ઉપરાત મલેરિયાથી પીડાતા દર્દીઓની તથા ખાસ કરીને બાળકોની તપાસ મલેરિયા મેડિકલ આફિસર કરે છે તેમાં બાળકોનુ લોહી તથા તેમની બરોળ ખાસ તપાસવામાં આવે છે વળી એક મહેમદાબાદ તાલુકા ખાતે અને બીજા માતર તાલુકા ખાતે, એમ બે 'ઇન્સેક્ટ કલેક્ટર' (ડીમજ્વરનાં મચ્છરો ગોધનાર) રોકવામાં આવ્યા છે તેઓ નક્કી કરેલાં ગામોમાંથી ખાસ સાવનો વડે મચ્છરો પકડી લાવે છે અને નડિયાદ આફિસમા મલેરિયા મેડિકલ આફિસર તથા આસિસ્ટંટ મેડિકલ આફિસર તે મચ્છરો કેવા પ્રકારના છે તેની સૂક્ષ્મદર્શક યંત્ર વડે શાસ્ત્રીય તપાસ કરે છે આ બધા પરથી મલેરિયાનો પ્રચાર વટ્યો કે વધ્યો તે નક્કી થઈ શકે છે

મલેરિયા નિવારણની પ્રવૃત્તિ વર્ષમાં માત્ર પાંચ માસ ચાલતી હોઈ બાકીના સાત માસ એ વિષયના અધિકારીઓ જિલ્લાની આરોગ્ય કચેરીની પ્રવૃત્તિઓમા તાકીદ તે કામગીરી બજાવે છે

**ઈ. સ ૧૯૫૩ની કામગીરી :** ઈ સ ૧૯૫૩ના જૂનથી ઑક્ટોબર માસની પાંચ મહિનાની મોસમમા એકદરે ૧૪૯૫ ૮ ચોરસ માઈલના વિસ્તારમા ડી ડી ટી છાટવામાં આવ્યું હતુ. એ વિસ્તારની કુલ વસતી ૭,૩૦,૪૮૧ અને ગામો તથા પરાં મળીને ગામડાંની સખ્યા ૭૩૦ હતી

**ત્રણ વર્ષની પ્રગતિ :** આ પ્રવૃત્તિ ૧૯૪૯થી શરૂ થઈ એની ખાસ કચેરી ખાતે ૧૯૫૦-૫૧ના વર્ષમાં રૂ ૨,૨૩,૭૯૧, ૧૯૫૧-૫૨મા રૂ ૧,૭૫,૭૪૩ અને ૧૯૫૨-૫૩મા રૂ ૧૨,૯૨૮ સરકારે ખર્ચ કર્યુ હતુ આ ત્રણ વર્ષના પ્રયાસોને પરિણામે મલેરિયાનિવારણ યોજના દાખલ થયા પહેલા (ઈ સ ૧૯૪૭-૪૮માં) મલેરિયાના દર્દીઓનુ જે પ્રમાણ હતુ તે ઉત્તરોત્તર કેટલું બધું ઘટી ગયુ છે, એ નીચેના આંકડા પરથી જોઈ શકાય છે

## (૧) ખેડા જિલ્લાના મલેરિયાગ્રસ્ત તાલુકાઓમાં મલેરિયાનિવારણની ઝુંબેશથી મલેરિયાના દરદીઓમાં થયેલો ઘટાડો દર્શાવતું પત્રક (૧૯૪૭થી ૧૯૫૨)

| પ્રદેશ | ઈ. સ ૧૯૪૭ | | ૧૯૪૮ | | ૧૯૪૯ | |
|---|---|---|---|---|---|---|
| | મલેરિયાના દરદી | કુલ દરદી | મલેરિયાના દરદી | કુલ દરદી | મલેરિયાના દરદી | કુલ દરદી |
| કપડવણજ | ૧૯૧૬ | ૧૧૯૪૦ | ૨૦૫૭ | ૧૦૯૧૯ | ૧૭૪૨ | ૧૧૩૨૮ |
| માતર | ૭૧૦ | ૩૧૨૪ | ૫૧૫ | ૨૮૪૪ | ૩૭૨ | ૨૭૬૦ |
| મહેમદાવાદ | ૧૮૫૦ | ૬૮૩૫ | ૧૨૮૮ | ૪૯૨૦ | ૧૫૧૫ | ૫૨૦૦ |
| ડાકોર | ૧૪૧૦ | ૭૩૪૪ | ૧૪૦૪ | ૯૯૧૮ | ૧૭૧૧ | ૭૪૯૦ |
| ખંભાત | ૨૫૫૯ | ૧૧૩૪૦ | ૨૩૧૧ | ૯૪૮૮ | ૨૩૦૭ | ૭૬૪૨ |

| પ્રદેશ | ઈ સ ૧૯૫૦ | | ૧૯૫૧ | | ૧૯૫૨ | |
|---|---|---|---|---|---|---|
| | મલેરિયાના દરદી | કુલ દરદી | મલેરિયાના દરદી | કુલ દરદી | મલેરિયાના દરદી | કુલ દરદી |
| કપડવણજ | ૧૩૨૧ | ૧૧૭૯૩ | ૯૪૮ | ૧૧૭૧૭ | ૭૨૯ | ૧૦૪૪૫ |
| માતર | ૬૩૧ | ૪૦૦૨ | ૪૯૮ | ૪૧૪૦ | ૩૭૪ | ૩૮૯૧ |
| મહેમદાવાદ | ૧૨૯૯ | ૫૦૩૯ | ૧૩૦૬ | ૫૫૦૮ | ૭૫૪ | ૧૦૬૭૪ |
| ડાકોર | ૨૫૫૯ | ૧૩૬૯૪ | ૨૧૦૬ | ૧૩૬૫૫ | ૧૮૪૬ | ૮૭૧૨ |
| ખંભાત | ૨૩૧૦ | ૬૩૯૭ | ૧૨૫૫ | ૧૨૯૮૮ | ૧૨૫૭ | ૧૪૭૯૬ |

## (૨) મલેરિયાગ્રસ્ત વિસ્તારોમાં બરોળના દરદીઓની ટકાવારી

| પ્રદેશ | ૧૯૪૭–૪૮ | ૧૯૪૯–૫૦ | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ |
|---|---|---|---|---|---|
| કપડવણજ | ૨૩·૮ | ૨૨·૧ | ૧૫·૬ | ૧·૮ | ૧·૫ |
| માતર | ૪૧·૭ | ૨૪·૭ | ૯·૪ | ૩·૪ | ૧·૩ |
| મહેમદાવાદ | ૨૪·૯ | ૨૪·૩ | ૧૧·૩ | ૧·૭ | ૧·૯ |
| દસક્રો | ૪૪·૩ | ૨૫·૩ | ૧૮·૧ | ૨·૮ | ૨·૩ |
| ખંભાત | — | — | — | ૫·૮ | ૧·૬ |

નોંધ : (૧) ખંભાત તાલુકાને સને ૧૯૫૦થી યોજનામાં દાખલ કર્યો છે (૨) વાડાસિનોર તાલુકાના આંકડા મળ્યા નથી.

**રોગ નિવારણ : દવાખાનાં :** અત્યાર સુધી આરોગ્યરક્ષણની પ્રવૃત્તિઓ ગણાવી. હવે રોગનિવારણની પ્રવૃત્તિઓ જોઈએ.

**જૂના ગેઝેટિયરમાં આપેલી વિગતો :** જૂના બ્રિટિશ ખેડા જિલ્લાના ગેઝેટિયરમાં જણાવ્યું છે કે અંગ્રેજ સરકારને આ જિલ્લામાં સૌ પ્રથમ મલેરિયા તાવનો પ્રચાર માલૂમ પડેલો. ખેડા ગામની આબોહવા તેમને એવી સરસ લાગેલી કે ૧૯મી સદીની શરુઆતમાં એ સ્થળે ગોરા લશ્કરનું મથક સ્થાપવામાં આવેલું. ઈ. સ ૧૮૨૦થી ૧૮૩૦ના ગાળામાં કેટલાક ઉપદ્રવોને લીધે એ સ્થળ ગોરા લશ્કરને માટે સલામત નહિ લાગવાથી ગોરા લશ્કરને ત્યાંથી ખસેડવામાં આવ્યું હતું. પાછળથી એ પ્રદેશની આબોહવા સુધરી હતી. તેથી ઘણાં વર્ષો સુધી ત્યાં કોઈ મોટો ઉપદ્રવ દેખાયો ન હતો. ઈ. સ. ૧૮૭૬માં નડિયાદમાં કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળ્યો હતો. તે રોગ ૪૯૭૩ મનુષ્યોને લાગુ પડેલો અને તેમાંથી ત્રીજા ભાગના મૃત્યુ પામેલા. શરૂઆત માર્ચ માસથી થયેલી રોગનું જોર જૂન માસ સુધી કાયમ રહેલું અને ધીમે ધીમે વર્ષાઋતુ જામતાં તે નાબૂદ થયેલો.

**પ્રથમ સરકારી દવાખાનાં :** ઈ. સ. ૧૮૬૬થી આ જિલ્લામાં સરકારી દવાખાનાં ઉઘાડવાનું શરૂ થયું. સને ૧૮૭૭ સુધીમાં ખેડાની સિવિલ હોસ્પિટલ, પોલીસ હોસ્પિટલ, અને બીજાં ૭ મળીને કુલ આઠ દવાખાનાં બ્રિટિશ ખેડા જિલ્લામાં હતાં એ તમામનાં મકાન સરકારી હતાં. કેટલાંકને માટે સખાવતો મળી હતી

ખેડાની સિવિલ હોસ્પિટલ સને ૧૮૭૩માં રૂ. ૨૯,૪૮૦ના ખર્ચથી બાંધવામાં આવી હતી. તેના ખર્ચમાં ખેડા મ્યુનિસિપાલિટી અને લોકલ ફંડનો ફાળો મળ્યો હતો.

મહેમદાવાદમાં સને ૧૮૭૧માં, નડિયાદમાં ૧૮૬૬માં, બોરસદમાં ૧૮૬૭માં, મહુધામાં ૧૮૬૯માં અને ડાકોર તથા કપડવણજમાં ૧૮૬૬માં દવાખાનાં ખોલવામાં આવ્યાં હતાં. *

ઉપરનાં દવાખાનાં શરૂ થયાં તે અરસામાં ખેડા જિલ્લામાં નીચેના રોગ પ્રચલિત હતા અથવા અવારનવાર થતા હતા: મલેરિયા, મરડો વગેરે જાતની આંતરડાંની ફરિયાદ, લિંગરોગ (સીફિલિસ) શરદી અને ચામડીનાં દર્દો, સંધિવા, ઝાડા, કાન અને આંખનાં દર્દો અને ડાકોરમાં અવારનવાર કોલેરા.

**બ્રિટિશ અમલ પછી** ઉપર ગણાવેલાં શરૂઆતનાં દવાખાનાં સ્થપાયાં પછી આજ સુધીમાં સ્થાનિક લોકોના પ્રયાસથી આ જિલ્લામાં નાનાં મોટાં અનેક દવાખાનાં સ્થપાયાં છે પરંતુ બ્રિટિશ સરકારની નીતિ દરેક જિલ્લામાં એક જ સરકારી દવાખાનું રાખવાની હતી એ રીતે બ્રિટિશ અમલમાં ખેડાની સિવિલ હોસ્પિટલ આ જિલ્લાનું મુખ્ય દવાખાનું હતું. તાલુકાઓ માટે મ્યુનિસિપાલિટીવાળા મથકોએ જે તે મ્યુનિસિપાલિટી તરફથી દવાખાનાં ચાલતાં એમને સરકારી મદદ મળતી દેશી રાજ્યોમાં જે તે રાજ્ય તરફથી પોતપોતાની પ્રજાની સેવા અર્થે વિવિધ સ્થળે દવાખાનાં નીકળ્યાં હતાં જિલ્લાની નવરચના થવાથી આ બધાં દવાખાનાં મુંબઈ સરકારના વહીવટમાં મુકાયાં છે અને તેમનું સંચાલન જિલ્લાની સિવિલ હોસ્પિટલના વડા અધિકારી, જે સિવિલ સર્જન કહેવાય છે, તેમના હાથમાં છે. રાજ્યના આરોગ્ય પ્રધાનના હાથ નીચે સર્જન જનરલ નામના અધિકારી રાજ્યનાં દવાખાનાંનો વહીવટ સંભાળે છે જિલ્લાના સિવિલ સર્જન એ અધિકારીને જવાબદાર રહીને કામ કરે છે.

આ રીતે ખેડા જિલ્લામાં ખેડાની સિવિલ હોસ્પિટલ

* આ દવાખાનાં પૈકી મહેમદાવાદ, બોરસદ અને કપડવણજનાં દવાખાનાં આજે જે તે મ્યુનિસિપાલિટીના તાબામાં છે, ડાકોરનું સરકારના તાબામાં છે, અને મહુધાનું લો. બો. ના તાબામાં છે.

ઉપરાંત બીજાં બાવીસ દવાખાનાં સરકારના વહીવટથી ચાલે છે. તે પૈકી ડાકોરની 'કોટેજ હોસ્પિટલ' એકલી નવી સરકાર તરફથી નીકળી છે. તે સિવાયનાં બાકીનાં એકવીસ દવાખાનાં દેશી રાજ્યોનું આ જિલ્લામાં વિલીનીકરણ થવાથી સરકારને હસ્તક આવ્યાં છે. આ બધાં દવાખાનાં દેશી રાજ્યોના અમલમાં સરકારને ખર્ચે નભતાં હતાં. તેમને વિલીનીકરણની શરતો અનુસાર નવી સરકારે પોતાના ખર્ચે નભાવવાનું ઠરેલું છે. આ તમામ દવાખાનામાં મળી શકતી સગવડોની વિગત આ પ્રકરણને છેડે પરિશિષ્ટમાં આપી છે.

ઉપરનાં તમામ દવાખાનાંનો વહીવટ સરકારો ધારાધોરણ પ્રમાણે હાલ ચાલે છે અને એ ધારાધોરણો જિલ્લાની સિવિલ હોસ્પિટલમાં પણ અમલમાં છે. એટલે સિવિલ હોસ્પિટલની નીચે આપેલી વિગતો ઉપરથી બાકીનાં સરકારી દવાખાનાંના વહીવટનો પણ ખ્યાલ આવશે.

**ખેડાની સિવિલ હોસ્પિટલ : સગવડો :** આ હોસ્પિટલમાં મળતી સગવડોની વિગત પરિશિષ્ટમાં આપી છે.

**સ્ટાફ :** હોસ્પિટલના વડા અધિકારી (સિવિલ સર્જન)ના હાથ નીચે અન્ય દાક્તરો, કંપાઉન્ડરો, નર્સો તથા ખાસ વિષયના જાણકાર માનદ દાક્તરો સેવા આપે છે.

**કામકાજનો સમય :** સામાન્ય સમય સવારના ૮થી૧૨ વાગતા સુધીનો છે. તે દરમિયાન દરદીને તપાસીને દવા આપવામાં આવે છે. રવિવાર ને તહેવારના દિવસોએ હોસ્પિટલ બંધ રહે છે. આને લીધે દરદીને વેઠવું ન પડે તે માટે આગલે દિવસે બે દિવસની દવા આપવામાં આવે છે. કોઈ પણ સંજોગોમાં હોસ્પિટલ લાગલાગટ બે કે વધારે દિવસ બંધ રાખવામાં આવતી નથી. અકસ્માતની સારવાર દિવસ કે રાત્રિના કોઈપણ સમયે અને રવિવાર તથા તહેવારના દિવસોએ પણ કરવામાં આવે છે.

**દરદીઓ અને સગવડો :** દરદીઓ બે પ્રકારના હોય છે : દવા લઈ જનારા (આઉટ–ડોર) દરદીઓ તથા હોસ્પિટલમાં રાખીને સારવાર કરવી પડે તેવા (ઈનડોર) દરદીઓ. ઈનડોર દરદીઓ માટે હોસ્પિટલમાં ૩૬ પથારીઓ (ખાટલાવાળી) છે. તેમાંની ૨૪ પુરુષો માટે અને ૧૨ સ્ત્રીઓ માટે છે. પુરુષ માટેની ૨૪ પથારીઓમાંથી ૪ પથારીઓ માંદા પોલીસો માટે અનામત રાખી છે. સ્ત્રીઓ માટેની ૧૨ પથારીઓમાંથી ૪ પથારીઓ પ્રસૂતિ માટે અનામત રાખી છે.

**પ્રસૂતિગૃહ :** પ્રસૂતિ માટેની ઉપર જણાવેલી ચાર પથારીઓ માટે એક પ્રસૂતિગૃહ રૂ. ૯૦૦૦ના ખર્ચે સને ૧૯૪૧માં બાંધવામાં આવ્યું છે. તેમાંની અડધી રકમ સરકારે આપી હતી, રૂ. ૩૦૦૦ ખેડાના શ્રી. રી. બી. પરીખનાં ધર્મપત્ની શ્રીમતી મૂળીબાઈએ આપ્યા હતા, અને રૂ. ૧૫૦૦ ખેડાના વતની શ્રી. એન. એસ. શાહે આપ્યા હતા. આ પ્રસૂતિગૃહનો લાભ સારી રીતે લેવાય છે.

**ફીનું પ્રમાણ :** મુંબઈ સરકારે તા : ૧૨–૧૧–૧૯૫૩ના એક ઠરાવથી સરકારી દવાખાનાંમાં દવા તથા સારવાર લેવા આવનાર ઇસમોના નીચે મુજબ ચાર વર્ગ પાડયા છે : (૧) મુંબઇ, વડોદરા, અમદાવાદ, પૂના અને શોલાપુર, એ શહેરોમાં જેમની કૌટુંબિક માસિક આવક રૂ ૧૮૦થી ઓછી અને બાકીના બીજા વિસ્તારોમાં જેમની કૌટુંબિક માસિક આવક રૂ. ૧૫૦થી ઓછી હોય તે પહેલા વર્ગના ઇસમો ગણાય. (૨) જેમની કૌટુંબિક માસિક આવક પહેલા વર્ગના ઇસમ કરતા વધુ અને રૂ ૩૦૦થી નીચે હોય તે બીજા વર્ગના ઇસમો ગણાય. (૩) જેમની કૌટુંબિક માસિક આવક રૂ. ૩૦૧થી૫૦૦ સુધીની હોય તે ત્રીજા વર્ગના ઇસમો ગણાય. (૪) જેમની કૌટુંબિક માસિક આવક રૂ. ૫૦૦થી વધુ હોય, અથવા જેઓ માસિક રૂ. ૬૦૦ કે તેથી વધુ મહેસૂલ ભરતા હોય, અથવા જેઓની બધી જમીન જો આકારવામાં આવે તો રૂ ૬૦૦ કે તેથી વધુ મહેસૂલ થાય એમ હોય તેઓ ચોથા વર્ગના ઇસમો ગણાય.

આ પૈકી ચોથા પ્રકારના ઇસમોને સામાન્ય રીતે આઉટ ડોર દર્દીઓ તરીકે દવા આપવામાં આવતી નથી. છતાં કોઈને દાક્તરી સલાહની ખાસ જરૂર હોય તો તેને દાક્તર એકવાર તપાસે છે. તેની ફીના રૂ. ૫ ઠરાવ્યા છે. ત્યાર પછી ખાસ જરૂર લાગે તો ખાનગી રાહે તે દાક્તરની સારવાર ચાલુ રાખી શકાય છે.

આઉટ ડોર દર્દીઓ પાસે ઉપર જણાવેલા વર્ગવાર નીચે પ્રમાણે દવાની ફી લેવામાં આવે છે :

| વર્ગ | રોજની ફી |
|---|---|
| ૧ | ૦–૧–૦ |
| ૨ | ૦–૮–૦ |
| ૩ | ૧–૦–૦ |

ઇનડોર દર્દીઓ માટે વર્ગવાર નીચે પ્રમાણે રોજની ફી લેવાય છે.

| વર્ગ | મુંબઈ વ. શહેરોની હોસ્પિટલોમાં | બાકીના વિસ્તારની હોસ્પિટલોમાં | દવાખાનાંમાં |
|---|---|---|---|
| ૧ | મફત | મફત | મફત |
| ૨ | ૨–૦–૦ | ૧–૮–૦ | ૦–૧૨–૦ |
| ૩ | ૫–૦–૦ | ૪–૦–૦ | ૨–૦–૦ |
| ૪ (ફક્ત તાત્કાલિક રાહતની જરૂરવાળા કેસો માટે) | ૧૦–૦–૦ | ૮–૦–૦ | ૪–૦–૦ |

નોંધ :–(૧) ઉપર જણાવેલી ઇનડોર દર્દીઓની દરરોજની ફીમાં ખોરાક, નર્સની સારવાર, દવા, દર્દીના ઝાડા, પેશાબ વગેરેની તપાસ, એ એક્ષરે ફોટા અને બીજાં સામાન્ય નસ્તરનાં કામકાજ વગેરે આવી જાય છે. (૨) વધારાના એક્ષરે ફોટાની જરૂર પડે તો તે માટે જુદા દર ઠરાવેલા છે. (૩) દાક્તર લખી આપે તે બહારથી લાવવાની દવાઓના પૈસા દર્દીએ જુદા આપવાના હોય છે. જો હોસ્પિટલમાં ગરીબોના હિતાર્થે ફંડ રાખવામાં આવતું હોય તો તે હોસ્પિટલના અધિકારી એ ફંડમાંથી ગરીબોને બહારથી લાવવાની દવાઓ ખરીદવામાં મદદ કરી શકે છે. (૩) પ્રસૂતિના કેસોમાં ઉપરની ફી ઉપરાંત તે જ ફીની પાંચગણી રકમ ખાસ પ્રસૂતિની ફી તરીકે લેવામાં આવે છે. (૫) આ સિવાય ફી અંગે સરકારે બીજા પણ કેટલાક નિયમો કરેલા છે.

બાર વર્ષથી નીચેની ઉંમરનાં બાળકોની ઇનડોર કે આઉટડોર દર્દીઓ તરીકે ઉપર જણાવેલી ફીની અર્ધી ફી લેવાય છે.

**કેટલીક ખાસ સગવડો :** જેમને હડકાયું કૂતરું કરડેલું હોય તેવા દરદીઓની સારવાર આ ઇસ્પિતાલમાં કરવામાં આવે છે. આને માટે ૧૪ દિવસનો ૧૪ ઇંજેકશનો આપવાનો કોર્સ છે. દરદી મામલતદારનું કે જિલ્લા લોકલબોર્ડના અધિકારીનું સર્ટિફિકેટ રજૂ કરે તો સારવાર મફત કરવામાં આવે છે. પૈસાપાત્ર ઇસમો પાસેથી ૧૪ દિવસની સારવાર માટે રૂા. ૫–૮–૦ લેવામાં આવે છે.

આ ઉપરાંત ઇંદ્રિયજન્ય ગુપ્ત વ્યાધિઓની સારવાર પણ થઈ શકે છે.

**એમ્બ્યુલન્સ કાર :** જિલ્લાના અંતર્ગત વિસ્તારને લાભ આપવા માટે એક એમ્બ્યુલન્સ કાર સિવિલ હોસ્પિટલને આપવામાં આવી છે, જેથી દૂરનાં ગામેથી દરદીને હોસ્પિટલમાં ત્વરાથી લાવી શકાય છે. આ માટે ઠરાવ્યા પ્રમાણે ફીનો દર રાખવામાં આવ્યો છે.

**સેંટ જોન એમ્બ્યુલન્સ એસોસિયેશન :** આ એસોસિયેશનનું મથક ખેડામાં રાખવામાં આવ્યું છે. સિવિલ સર્જન જિલ્લા પૂરતા માનદ ચેરમેન તરીકે કામ કરે છે. અકસ્માત પ્રસંગે પ્રાથમિક મદદ આપવાનું કામ આ એસોસિયેશનમાં ઠરાવ્યા પ્રમાણે શીખવવામાં આવે છે. પોલીસોમાંથી કેટલાકને તથા સ્થાનિક હાઈસ્કૂલના વિદ્યાર્થીઓને પણ આ તાલીમ આપવામાં આવે છે. અત્યાર સુધીમાં ૬૫૧ શખસોને આવી 'ફર્સ્ટ એઈડ તાલીમ' આપવામાં આવી છે. તેમાંથી ૬૨૭ને પ્રમાણપત્રો આપવામાં આવ્યાં છે.

**તંદુરસ્તીનું પ્રમાણપત્ર :** જિલ્લાના સરકારી નોકરોને નોકરીમાં દાખલ થતી વખતે શારીરિક લાયકાતનું સિવિલ સર્જનનું પ્રમાણપત્ર રજૂ કરવું પડે છે. આવું પ્રમાણપત્ર ન મળે તો તેને નોકરીમાં રાખી શકાય નહિ.

**મફત સારવાર :** નીચે જણાવેલા પ્રકારના ઇસમોને મફત સારવાર મળે છે :—

૧ સરકારી નોકરો તથા તેમનાં કુટુંબની વ્યક્તિઓને.

૨ સરકારી હોસ્પિટલો અને દવાખાનાંના માનદ દાક્તરો તથા નર્સોને.

૩ તમામ દાક્તરી અભ્યાસ કરતા વિદ્યાર્થીઓને.

૪ જેમનો કોર્ટમાં કેસ ચાલતો હોય તેવા કેદીઓને અને પોલીસ ખાતા તરફથી [illegible] આવેલા [illegible] કેસોને.

૫ ગ્રામ વિસ્તારોમાં [illegible] યોજના [illegible] ખાનામાં કામ કરતા દાક્તરોને.

**મ્યુનિસિપલ દવાખાનાં :** જિલ્લામાં [illegible] ૨ આણંદ, [illegible] અને [illegible] ૧૯ બીજાં ૭ મ્યુનિસિપલ દવાખાનાં છે. [illegible] ૧૨ નાંમાં [illegible] છે, અને [illegible] ૯૮ દાક્તર [illegible] મ્યુનિસિપલ [illegible] હોસ્પિ[illegible] [illegible] દવાખાનાંને [illegible] [illegible] [illegible]

[illegible] : [illegible]

પુનર્રચનાની યોજનાઓ ઘડી કાઢી હતી તે પકી એક વદકીય રાહત-કેન્દ્રો ખોલવાની યોજના (એસ એમ પી સ્કીમ) હતી તે યોજના મુજબ ગ્રામવિસ્તારોમાં વૈદકીય રાહત-કેન્દ્રો ખોલવામાં આવે છે ગામડાંમાં સેવા આપનાર ડિગ્રીધર દાકતરોની તગીને લીધે આ દવાખાનાં પૈકી કેટ લાકમાં આયુર્વેદિક વદો કામ કરે છે આવાં દવાખાનાંના દાકતરો એસ એમ પી દાકતરો (સબસીડાઇઝડ મેડિકલ પ્રેકટીશનર) કહેવાય છે આ દવાખાનાના નિભાવ માટે ½ ખર્ચ જિલ્લા લોકલ બોર્ડ આપે છે, અને ½ ખર્ચ સરકાર આપે છે, ને તેની ઉપર જિલ્લા લોકલ બોર્ડ તથા સિવિલ સર્જનની દેખરેખ રહે છે ખેડા જિલ્લાના નીચે મુજબનાં ૨૭ ગામોમાં આવા દવાખાના ચાલે છે

**તા આણંદ** સુન્દલપુર **તા કપડવણજ** આન્તરોલી, છીપડી, રવદાવત, અનારા **તા ખંભાત** ખટનાલ **તા ઠાસરા** અજુપુરા સાદિરી, નેસ ખડગોધરા, વાડદ, મેનપુરા **તા. નડિયાદ** ચૂણેલ, મહોસા **તા બોરસદ** ગાજણા, બદલપુર, આમોદર **તા મહેમદાવાદ** વાસણા મારગિયા, મોદજ, મરસવણી **તા. માતર** ચિનાસર, ભીજવાડા, તીબાસી, મધાણા, હાડેવા, વડાળા

**જિલ્લા લોકલ બોર્ડનાં દવાખાનાં** જિલ્લા લોકલ બોર્ડ તરફથી ગ્રામ વિસ્તારોમા દવાખાનાં ચલાવવામા આવે છે તે પૈકી મોટા ભાગનાં એલોપેથિક અને થોડા આયુર્વેદિક દવાખાનાં છે જિલ્લામાં નીચે મુજબના ૩૦ ગામોમાં આવાં દવાખાનાં છે

**તા. આણંદ** અજરપુરા, કરમસદ, ઉજરાવ, ઓડ, સારસા, થામણા **તા. કપડવણજ** લસુન્દ્રા, નિર્માળી, પુનાદરા **તા ખંભાત** વરસડા **તા. ઠાસરા** ઠાસરા **તા નડિયાદ** મહુધા, અલીણા, અલીન્દ્રા, ચકલાસી, નરસંડા **તા. પેટલાદ** સુણાવ, પીપળાવ **તા બોરસદ** વીરસદ, રાસ, નાપા ભીલપાડ **તા મહેમદાવાદ** હળધરવાસ, કનીજ, રૂદણ **તા માતર** માતર, ખાધલી, રઢુ, નવાગામ **તા વાડાશિનોર :** જનોડ

આ સિવાય તા ૧-૪-૧૯૫૪થી ખડ ન (તા કપડવણજ) ઉમેટા (તા બોરસદ) અને ઘોડાસર (તા મહેમદાવાદ)ના દવાખાનાનો કબજો લોકલ બોર્ડને હસ્તક આવ્યો છે

**આરોગ્ય મંડળોનાં દવાખાનાં** જૂના વડોદરા રાજ્યમાં ગ્રામવિસ્તારોને વૈદકીય સારવારની પ્રવૃત્તિઓ માટે રાજ્ય તરફથી ઉદાર મદદો મળતી હતી, તેનો લાભ લેવા તે સમયના પેટલાદ અને ભાદરણ તાલુકાઓમાં આરોગ્યમંડળો સ્થપા હતાં તે પૈકી પેટલાદ મહાલ આરોગ્ય મંડળ ઇ સ ૧૯૨૭ શરૂ થયેલુ અને ભાદરણ મહાલ આરોગ્ય મંડળ ઇ સ ૧૯૪૪થી શરૂ થયેલુ એ બંને મંડળો હજી ચાલુ છે- કે અગાઉનો પેટલાદ તાલુકો નવા સ્વરૂપે હાલ કાયમ છે પરંતુ ભાદરણ તાલુકો હાલ અસ્તિત્વમાં નથી આ આરોગ્ય મંડળોનો હેતુ પોતપોતાના પ્રદેશમાં જે ગામમાં દવાખાનું કાઢવાની જરૂર જણાય અને તે માટે જરૂરી સગવડ મળે ત્યાં દવાખાનાં ખોલવાનો છે આ બંને મંડળો લોકલ બોર્ડ મદદ આપે છે પેટલાદમાં એક તથા ભાદરણ એક એમ બંને વિસ્તારોમાં આ દવાખાનાની દેખરેખ રાખવા બોર્ડે બે નિરીક્ષકોની નિમણુક કરેલી છે

આ મંડળો તરફથી બે પ્રકારનાં દવાખાનાં ચાલે છે

**(૧) વૈદવાળાં દવાખાનાં.** આ દવાખાનામાં આયુર્વેદની ડિગ્રી (ડી એ એસ એફ મુબઈ અથવા એ વી વી પૂના) ધરાવતા દાક્તરો રોકવામાં આવે છે જે ગામમાં આવું દવાખાનું જોઈતું હોય તેણે વાર્ષિક રૂા ૧૫૦ આપવા પડે છે ગામ તે રકમ આપે તો તેમાં રૂા ૩૦૦ લોકલ બોર્ડ તરફથી અને રૂા ૩૦૦ સરકાર તરફથી ઉમેરાય છે એ રીતે રૂા ૭૫૦ માંથી દર વર્ષે રૂા ૪૫૦ની દવાઓ લાવવામાં આવે છે, અને રૂા ૩૦૦ તેના વ્યવસ્થા ખર્ચમાં વપરાય છે આ સિવાય જો કઇ વધારે ખર્ચ થાય તો જે તે આરોગ્ય મંડળ તે ભોગવી લે છે

આજે પેટલાદ મહાલ આરોગ્ય મંડળને હસ્તક નીચેનાં ૧૧ ગામોમાં આવાં વૈદવાળાં દવાખાનાં ચાલે છે કાવીઠા, ગાડા, ચાંગા, ડભોઉ, પલાણા, બાકરોલ, અગાસસ્ટેશન, ભડકદ, મલાતજ, મોગરી અને રામોલ.

ભાદરણ મહાલ આરોગ્ય મંડળને હસ્તક નીચેનાં ૭ ગામોમાં આવાં દવાખાનાં ચાલે છે બામણગામ, કોશિન્દ્રા, વાલવોડ, સિસવા, ઝારોળા, રણોલી અને વટાદરા

**(૨) ગ્રામદવાખાનાં :** આ દવાખાનામાં ડૉક્ટરની નિમણૂક કરવામાં આવતી નથી ગામના સેવાભાવી શિક્ષકો કે કાર્યકરો આ પ્રકારનાં દવાખાના ચલાવે છે તેમાં પ્રાથમિક સારવારની અને સામાન્ય દર્દોની દવાઓ રાખવામાં આવે છે અને દર્દીઓને જરૂર પડયે વહેંચાય છે આ જાતનાં દવાખાનાંના ચાર પ્રકાર છે. તેમાં ગામે રૂા ૭૫, ૫૦, ૨૫, કે ૧૫ આપવાના હોય છે અને ગામ એ ચાર જાતની રકમોમાંથી જેટલી રકમ આપે તેટલી જ રકમ લોકલ બોર્ડ તેમાં ઉમેરે છે

લોકલ બોર્ડ તથા ગામ મદદની જેટલી રકમ થાય તેની દોઢી રકમ સરકાર તરફથી લોકલ બોર્ડને મળે છે. એટલે એ રકમની ⅘ રકમ દવાખાનાને મદદરૂપે અપાય છે, અને બાકીની ⅕ રકમ આવાં દવાખાનાંના નિરીક્ષણ માટે લોકલ બોર્ડ તરફથી રોકાયેલા વૈદના પગાર પેટે વાપરવામાં આવે છે.

પેટલાદ મહાલ આરોગ્ય મંડળને હસ્તક આજે નીચેનાં ૩૧ ગામોમાં આવાં ગ્રામ દવાખાનાં ચાલે છે: કાસોર, દેવા, પલોલ, સિહોલ, સંજાયા, ફલોલી, માલાવાડા, રામપુરા, સીમરડા, સુંદરણા, દંતાલી, કણિયા, ધૂરેલી, પાડગોલ, પેટલી, ભંડેરજ, માણજ, શેખડી, જોળ, અગાસ, ત્રંબોવડ, બામરોલી, બાંટવા, રાવલી, રૂણ, રૂણજ, મોરડ, મઘરોલી, લિંબાસી, વીરોલ અને સુંદરા.

ભાદરણ મહાલ આરોગ્ય મંડળને હસ્તક આજે નીચેનાં ૯ ગામોમાં આવાં દવાખાનાં ચાલે છે: લાલપુરા, પીપળી, સુંદણ, જોશીકૂવા, જહાજ, ભૂવેલ, જલુંધ, પીપળોઈ અને ચમારા.

**મિશનરી દવાખાનાં :** સરકારી દવાખાનાં પછી લોકહિતની દષ્ટિએ નોંધપાત્ર, જૂનાં અને જાણીતાં દવાખાનાં ખ્રિસ્તી મિશનરીઓનાં છે. તેમનાં નામ નીચે પ્રમાણે છેઃ- (૧) એમરી હોસ્પિટલ, આણંદ. (૨) આઈ. પી. મિશન હોસ્પિટલ, આણંદ. (૩) આઇ. પી. મિશન હોસ્પિટલ, બોરસદ. (૪) મેથોડિસ્ટ મિશન હોસ્પિટલ, નડિયાદ. (૫) મરિયમપુરા કેથોલિક મિશન હોસ્પિટલ, પેટલાદ.

ઉપર જણાવેલાં દવાખાનાં સરકારી મદદ મેળવતાં નથી. એમનો વહીવટ જે તે ખ્રિસ્તી મિશન તરફથી થાય છે. આ દવાખાનાંની વિશેષતા એ છે કે એના સંચાલકો ધર્મભાવનાથી દર્દીઓની સેવા કરે છે. ખ્રિસ્તી ધર્મમાં માંદા અને રોગીઓની સેવા એ ઇશ્વરની સેવા ગણાય છે. એ માન્યતા આ પ્રવૃત્તિની પાછળ રહેલી છે. આને લીધે તદ્દન ગરીબ અને નિરાધાર દર્દીઓને એ દવાખાનાંમાં મફત સારવાર મળે છે. અને સામાન્ય રીતે દવા તથા અન્ય સેવા માટે ફી ઠરેલી હોવા છતાં દર્દીની સ્થિતિ જોઈ એ ફી લેવાય છે.

આ પાંચ દવાખાનાં પૈકી બોરસદનું મિશન દવાખાનું ખાસ કરીને સ્ત્રીઓની સેવા કરે છે. ત્યાં પ્રસૂતિગૃહ પણ છે.

આણંદની એમરી હોસ્પિટલ અને નડિયાદની મેથોડિસ્ટ હોસ્પિટલ ગુજરાતભરમાં પ્રખ્યાત છે.

**આણંદની એમરી હોસ્પિટલ: કેન્સરની સારવાર:** એમરી નામની બાઈએ પોતાની બેનના સ્મરણાર્થે ગુજરાતમાં દવાખાનું ખોલવા મુક્તિફોજ મિશનને સારી જેવી રકમ ભેટ આપી. આ સખાવતમાંથી આણંદમાં મિશન હોસ્પિટલ બાંધવામાં આવી અને તે દાનવીર બાઈનું નામ તે સાથે જોડાયું. દવાખાનાના દરવાજા આગળ રાણનું ઝાડ આવેલું હોઈ તેને લોકો 'રાણવાળું દવાખાનું' એ નામે પણ ઓળખે છે. ઈ સ. ૧૯૦૩થી ચાલતા દવાખાનાને સને ૧૯૩૨થી ડૉ. ફ્રુકની સેવાઓ મળવા માંડી. તે પછી ગુજરાતભરમાં એ પ્રથમ કક્ષાનું દવાખાનું થઈ પડ્યું. આ દવાખાનાએ આણંદ સ્ટેશનની નજીકના વિસ્તારમાં એક વિશાળ કંપાઉન્ડ આંતર્યું છે. તેમાં ૨૫૫ પથારીઓ ખાટલા ધરાવતા વિભાગો છે. તે કાયમ ભરાયલા રહે છે. અને તે ઉપરાંત દરરોજ ૩૦૦થી ૪૦૦ જેટલા બહારના દરદીઓ દવા લઈ જાય છે. સને ૧૯૫૩ના નવેમ્બર માસથી ડૉ. ફ્રુક આ હોસ્પિટલમાંથી છૂટા થઈ પોતાને વતન ગયા છે. જનતાએ તેમને ભાવભરી વિદાય આપી છે અને તેમની સેવાની યાદ તાજી રાખવા રૂ. એક લાખની રકમ એકઠી કરી તે વડે આ હોસ્પિટલમાં કેન્સરની સારવાર થાય એવી સગવડો ઊભી કરવાનું ઠરાવ્યું છે. ટૂંક સમયમાં જ એ કામ પૂરું થતાં આ હોસ્પિટલમાં કેન્સરની સારવાર માટેનું ગુજરાતનું એક માત્ર કેન્દ્ર કામ કરતું થશે.

**આઈ. પી. મિશન હોસ્પિટલ, આણંદ:** ઈ. સ. ૧૯૦૪થી સ્થપાયેલી આ હોસ્પિટલ એમરી હોસ્પિટલની બાજુમાં જ આવેલી છે. તેમાં લીમડાનાં ઘણાં વૃક્ષો હોવાથી લોકો તેને 'લીમડાવાળું દવાખાનું' એ નામે પણ ઓળખે છે. તેમાં ડૉ. હાના નામના એક બાહોશ ડૉકટરે ઘણી સુંદર સેવા આપી હતી. તેથી તે ડૉ. હાનાનું દવાખાનું પણ કહેવાય છે. આજે આ હોસ્પિટલમાં ડૉ. રૂથરફોર્ડ સેવાઓ આપી રહ્યા છે.

**મેથોડિસ્ટ હોસ્પિટલ, નડિયાદ:** આ હોસ્પિટલ ડૉ. કોરપ્રોન નામના એક બાહોશ અમેરિકન ડૉકટરે સને ૧૯૧૧ માં શરૂ કરી હતી. સને ૧૯૩૨થી ૧૯૫૩ સુધીનો જમાનો ડૉ. ફ્રુકનો હતો, તો તે પહેલાંનો સને ૧૯૧૧થી ૧૯૩૨ સુધીનો જમાનો ડૉ. કોરપ્રોનનો હતો. તેમણે નડિયાદ-ડભાણ સડક ઉપર નડિયાદની મ્યુનિસિપલ હદમાં એક નાના દવાખાનામાંથી એક વિશાળ કંપાઉન્ડ આંતરતું ભવ્ય મિશન હોસ્પિટલ ખીલવ્યું છે. તેમાં ઇનડોર દરદીઓ માટેના ૧૩૯ ખાટલા છે. અને અદ્યતન સાધનોથી સુસજ્જ દવાખાનું ચાલે છે. ડૉ. કોરપ્રોન પછી હાલના ડૉ. ઓલ્ડ્રિચ આવ્યા છે, તેમણે દવાખાનાની કીર્તિ જાળવી

રાખી છે તથા દાક્તરી સગવડો ઉત્તરોત્તર વિકસાવી છે.

**વધુ ખ્રિસ્તી દવાખાનાં :** 'સ્થંભની આપણી સ્વામિનીનું દવાખાનુ' (Hospital of our Lady of Pillar) એ નામની મિશનરી સ્ત્રી–દાક્તરોએ નડિયાદમાં બે દવાખાનાં ઈ. સ. ૧૯૫૩માં શરૂ કર્યાં છે. એક દવાખાનું ઉત્તરમાં અમદાવાદી દરવાજાથી સેશન્સ કોર્ટમાં જવાના રસ્તા ઉપર અને બીજું દક્ષિણમાં રેલવેસ્ટેશન નજીકની પોલીસલાઈન પાસે શરૂ કર્યું છે. આ સ્ત્રી દાક્તરો સવારમાં ૮થી૧૨ સુધી પ્રથમના દવાખાનામાં કામ કરે છે અને ૩થી૬ વાગતા સુધી બીજા દવાખાનામાં કામ કરે છે.

તે ઉપરાંત કેથોલિક મિશન તરફથી એક નવી હોસ્પિટલ આંકલાવ–ઉમેટાના માર્ગ ઉપર બંધાવા માંડી છે એવા સમાચાર પ્રગટ થયા છે.

**અન્ય ધર્માદા દવાખાનાં :** ખ્રિસ્તી મિશનોનાં દવાખાના ઉપરાંત જિલ્લામાં ઘણે સ્થળે સ્થાનિક લોકોની સખાવતોથી ચાલતાં દવાખાનાં પણ છે.

**પ્રસૂતિગૃહ :** ખેડાની સિવિલ હોસ્પિટલના પ્રસૂતિગૃહનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. તે ઉપરાંત આણંદમાં આવેલાં બે મિશન દવાખાનાં, નડિયાદની મેથોડિસ્ટ મિશન હોસ્પિટલ, બોરસદની આઇ. પી. મિશન હોસ્પિટલ એ ચાર મિશન હોસ્પિટલોમાં સ્ત્રીઓ માટે અલગ વૉર્ડ રાખવામાં આવ્યા છે તથા ત્યાં પ્રસૂતિગૃહની વ્યવસ્થા છે. નડિયાદ મ્યુનિસિપલ ડિસ્પેન્સરી સાથે પણ પ્રસૂતિગૃહ માટેના બે વૉર્ડ તથા ખાસ ડીગ્રીધર સ્ત્રી–દાક્તર તથા નર્સો છે. ઉપરાંત, ખાનગી સખાવતથી સ્થપાયેલું નડિયાદનું શ્રી. સમજુલક્ષ્મી માધવલાલ પ્રસૂતિગૃહ, સદગત ડૉ. ઉમરાવસિંગની માનદ સેવા ને દેખરેખથી લગભગ છેલ્લાં ૨૦ વર્ષથી સેવા આપી રહ્યું છે. હાલ તેના માનદ્ સુપરિન્ટેન્ડન્ટ ડૉ. રમણિકલાલ એચ દેસાઈ છે.

નીચે જણાવેલાં સરકારી ખર્ચે ને સિવિલ સર્જનની દેખરેખ તળે મુકાયેલાં સરકારી દવાખાનાં સાથે પ્રસૂતિગૃહો છેઃ–

| | | નર્સની સંખ્યા |
|---|---|---|
| ૧ | કૉટેજ હોસ્પિટલ, ડાકોર | ૨ |
| ૨ | શ્રી. સયાજી હોસ્પિટલ, પેટલાદ | ૩ |
| ૩ | ઝનાના હોસ્પિટલ, ખંભાત | ૩ |
| ૪ | ધર્મજ ડિસ્પેન્સરી | ૧ |

તે ઉપરાંત કપડવણજ, સોજિત્રા, ભાદરણ, નાર, ઉત્તરસંડા, રાસ, વગેરે જાણીતાં ગામોમાં પણ પ્રસૂતિગૃહો છે અને કેટલાંક દવાખાનાંમાં પ્રસૂતિ માટે મિડવાઈફો અને નર્સોની સગવડો છે. આ સિવાય જિલ્લા લો. બો. તરફથી ચાલતાં મહુધા, અલીણા, કનીજ, નાપા, નવાગામ, ઓડ, પીપળાવ અને સુણાવ એ આઠ ગામોમાં પણ દવાખાનાં સાથે પ્રસૂતિગૃહો ચાલે છે. બહુધા પ્રસૂતિગૃહોનો ઉગમ ખાનગી સખાવતોમાંથી થયો છે. જૂની દાયણની પદ્ધતિનું સ્થાન પ્રસૂતિગૃહોએ લીધું છે, અને તે દિનપ્રતિદિન વધતાં જાય છે. તેનાથી પ્રસૂતા સ્ત્રીઓનું મરણપ્રમાણ તથા બાળમરણપ્રમાણ ઘટ્યું છે. ૧૯૫૦ની સાલમાં કુલ ૩૦૫ અને ૧૯૫૧માં ૨૬૪ સ્ત્રીઓનાં મરણ સુવાવડમાં થયાં હતાં.

**દાક્તરો અને વૈદ્યો :** જિલ્લાના દરેક મોટાં શહેરોમાં તથા તાલુકાનાં મોટાં ગામોમાં વૈદકીય સારવારનો ધંધો કરનાર દાક્તરો અને વૈદ્યો છે. ઈ. સ. ૧૯૫૧ની વસ્તી ગણતરીમાં આ ધંધાથી નભનારની કુલ સંખ્યા પુરુષ ૧૦૭૫ અને સ્ત્રી ૧૮૧ મળી એકંદરે ૧૨૫૬ નોંધાઈ હતી. આ પૈકી આ ધંધાથી સ્વતંત્ર રીતે નભનાર રજિસ્ટર્ડ મેડિકલ પ્રેક્ટિશનર્સ ૬૮૮ પુરુષો અને ૨૪ સ્ત્રીઓ મળી કુલ ૭૧૨ હતા. અને વૈદ્યો અને હકીમો ૭ પુરુષો અને ૪ સ્ત્રીઓ મળી ૧૧ હતા. આમાં મોટાં દવાખાનાંમાં કામ કરનાર તબીબી કાર્યકરોનો પણ સમાવેશ થાય છે. ગ્રામવિસ્તારો અને નગરવિસ્તારોમાં આ સંખ્યા કેવી રીતે વહેંચાયેલી છે તે સામા પાન ઉપર મૂકેલા દાક્તરી ધંધો કરનાર વસ્તીનું પ્રદેશવાર વર્ગીકરણ દર્શાવતા પત્રકમાં બતાવ્યું છે. એ ઉપરથી ખ્યાલ આવે છે કે ગ્રામવિસ્તારોમાં તબીબી સેવાઓનો વિકાસ થવાની ઘણી જરૂર છે.

**ખાનગી દાક્તરોનાં નોંધપાત્ર દવાખાનાં :** સરકારી તેમજ ધર્માદા ઈસ્પિતાલોની માફક વ્યક્તિગત દાક્તરોની ઈસ્પિતાલો પણ આ જિલ્લામાં છે. તેમાંની નીચે જણાવેલી ઈસ્પિતાલો જાણીતી છે :–

આણંદમાં–ડૉ દોશીનું આંખનું દવાખાનું અને ડૉ. હીરાલાલ અને ડૉ. જશભાઈ તરફથી ચાલતી આઈ હોસ્પિટલ

મહેમદાવાદમાં–ડૉ ડેવીડની ટી. બી. હોસ્પિટલ.

વલ્લભ વિદ્યાનગરમાં–ડૉ. ઈશ્વરભાઈની વલ્લભ હોસ્પિટલ.

કપડવણજમાં–જયંત સાર્વજનિક દવાખાનું.

નડિયાદમાં–મહાગુજરાત ગ્રુપ ઓફ હોસ્પિટલ્સનું દવાખાનું

**સૂક્ષ્મદર્શક યંત્રો અને એક્ષરેનાં યંત્રો :** રોગોની ચિકિત્સા કરવા માટે દર્દીનું લોહી, થૂંક, પેશાબ, ઝાડો વગેરે સૂક્ષ્મદર્શક યંત્રથી તપાસવાની પદ્ધતિ હાલના વૈદક

## ખેડા જિલ્લામાં દાક્તરી ધંધો કરનાર વસતીનું પ્રદેશવાર વર્ગીકરણ, ઈ. સ. ૧૯૫૧

( આધાર : સેન્સસ હેન્ડ બુક, ૧૯૫૧ )

| ધંધો | | | તાલુકાનો ગ્રામવિસ્તાર | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | | | નડિયાદ અને માતર ૧ | કપડવણજ અને મહેમદાવાદ ૨ | આણંદ વાડાશિનોર અને ઠાસરા ૩ | પેટલાદ અને ખંભાત ૪ | બોરસદ ૫ |
| મેડિકલ અને બીજી હેલ્થ માટેની નોકરી | કુલ | પુરુષ | ૫૨ | ૪૩ | ૫૭ | ૫૪ | ૪૬ |
| | | સ્ત્રી | ૩ | — | ૧ | ૭ | ૪ |
| નોકરીમાં રાખનાર | | પુરુષ | — | — | ૩ | ૫ | — |
| | | સ્ત્રી | — | — | — | — | — |
| નોકરી કરનાર | | પુરુષ | ૪૭ | ૪૩ | ૩૨ | ૩૧ | ૨૯ |
| | | સ્ત્રી | ૩ | — | — | ૩ | ૪ |
| સ્વતંત્ર રીતે કામ કરનાર | | પુરુષ | ૫ | — | ૨૨ | ૧૮ | ૧૭ |
| | | સ્ત્રી | — | — | ૧ | ૪ | — |

| ધંધો | | | તાલુકાનો નગરવિસ્તાર | | | જિલ્લાનો કુલ | | |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | નડિયાદ, કપડવણજ, માતર અને મહેમદાવાદ ૬ | વાડાશિનોર આણંદ અને ઠાસરા ૭ | ખંભાત પેટલાદ અને બોરસદ ૮ | ગ્રામવિસ્તાર ૯ | નગરવિસ્તાર ૧૦ | કુલ ૧૧ |
| મેડિકલ અને બીજી હેલ્થ માટેની નોકરી | કુલ | પુરુષ | ૩૩૫ | ૨૬૦ | ૨૨૮ | ૨૫૨ | ૮૨૩ | ૧૦૭૫ |
| | | સ્ત્રી | ૬૩ | ૩૮ | ૬૫ | ૧૫ | ૧૬૬ | ૧૮૧ |
| નોકરીમાં રાખનાર | | પુરુષ | ૪૭ | ૨૬ | ૨૧ | ૮ | ૯૪ | ૧૦૨ |
| | | સ્ત્રી | ૧ | ૩ | ૨ | — | ૬ | ૬ |
| નોકરી કરનાર | | પુરુષ | ૧૯૭ | ૧૪૫ | ૧૧૩ | ૧૮૨ | ૪૫૫ | ૬૩૭ |
| | | સ્ત્રી | ૫૧ | ૩૧ | ૫૪ | ૧૦ | ૧૩૬ | ૧૪૬ |
| સ્વતંત્ર કામ કરનાર | | પુરુષ | ૯૧ | ૮૯ | ૯૪ | ૬૩ | ૨૭૪ | ૩૩૬ |
| | | સ્ત્રી | ૧૧ | ૪ | ૯ | ૫ | ૨૪ | ૨૯ |

શાસ્ત્રમાં ખીલેલી છે. તે ઉપરાંત શરીરની અંદરના અવયવોની સ્થિતિ તપાસવા માટે એક્ષરેની મદદથી ફોટો પાડવામાં આવે છે, અથવા 'સ્ક્રીનિંગ' કરવામાં આવે છે. આ પ્રકારની સેવાઓ માટેનાં સાધનો ઘણાં કિંમતી હોય છે. મોટી ઈસ્પિતાલોમાં તો એ સાધનો લગભગ દરેક સ્થળે હોય છે. તે ઉપરાંત આ જિલ્લાના કેટલાક ખાનગી દાક્તરોએ પણ આ સાધનો વસાવ્યાં છે.

આ પ્રકારનાં સાધનો ધરાવનાર ઈસ્પિતાલો તથા દાક્તરોની યાદી આ નીચે આપી છે. તેમાં જે ઈસ્પિતાલ કે દાક્તરને ત્યાં બંને સાધનો છે તેમનાં નામ આગળ કોઈ નિશાની કરી નથી. જેમને ત્યાં એકલું સૂક્ષ્મદર્શક યંત્ર છે તેમના નામ આગળ (સૂ. દ.) એવા અક્ષરો લખ્યા છે. અને જેમને ત્યાં માત્ર એક્ષરે છે તેમના નામ આગળ (એક્ષરે) એવા શબ્દો લખ્યા છે.

### યાદી

(૧) તમામ મિશન હોસ્પિટલો
(૨) આણંદમાં-મ્યુનિસિપલ હોસ્પિટલ (સૂ. દ.) ડૉ. વાળંદ (સૂ. દ.) ડૉ. ગોરધનભાઈ (એક્ષરે)

(૩) ડાકોરમાં–કોટેજ હોસ્પિટલ
(૪) પેટલાદમાં– શ્રી. સયાજી હોસ્પિટલ, તથા ડૉ. રામભાઈ (એક્ષરે)
(૫) ખંભાતમાં–કેનેડી હોસ્પિટલ તથા ડૉ. જોશી (એક્ષરે)
(૬) મહેમદાવાદમાં– ડૉ. ડેવીડની ટી. બી. હોસ્પિટલ
(૭) નડિયાદમાં– મ્યુનિસિપલ હોસ્પિટલ (સ. દ.); મહાગુજરાતનું દવાખાનું (સ. દ.), ડૉ. ઈશ્વરભાઈ પટેલ; ડૉ. રમણિકલાલ એચ. દેસાઈ (સ. દ.); ડૉ. રતિલાલ પટેલ; ડૉ. વિનુભાઈ પટેલ (સ. દ); ડૉ. વિનોદચંદ્ર અને ડૉ. મુક્તાબહેન (સ. દ); ડૉ. ભગવાનસિંગ (સ. દ.); ડૉ. નટવરલાલ ગાંધી (એક્ષરે.)

જે નામો મળી શક્યાં તે જ અહીં આપ્યાં છે. બીજાં વધુ હોવાનો પણ સંભવ છે.

**પશુઓનાં દવાખાનાં:** આ વિષયનો ઉલ્લેખ 'પશુધન' નામના પ્રકરણમાં આવી ગયો છે.

**દાક્તરોનાં એસોસિયેશનો:** આણંદ, નડિયાદ અને ઉમરેઠમાં દાક્તરોનાં એસોસિયેશનો છે. આખા જિલ્લા માટે આયુર્વેદિક વૈદ્યોનું મંડળ તથા ખેડા જિલ્લા લોકલ બોર્ડનાં દવાખાનાંના દાક્તરોનું એક એસોસિયેશન પણ છે. આ બધાં મંડળો પોતપોતાના હિતનું રક્ષણ કરવા ઉપરાંત દાક્તરી ધંધાના પ્રશ્નો વિષે વિચારોની આપલે કરે છે. અને દાક્તરી ધંધામાં થયેલી નવી શોધખોળો તથા તે અંગેના સાહિત્યથી એક બીજાને વાકેફ રાખે છે.

**મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી, નડિયાદ:** ઈ. સ. ૧૯૩૫માં નડિયાદના સ્વ. વૈદ્ય સુંદરલાલ જોષીને પ્રમુખપદે ખેડા જિલ્લાના આયુર્વેદિક વૈદ્યોની પરિષદ ભરવામાં આવી હતી. તે પછી બીજે વર્ષે ૧૯૩૬માં નડિયાદના શ્રી. દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈના પ્રમુખપદે મહાગુજરાત આયુર્વેદિક પ્રાંત પ્રતિનિધિ પરિષદ નડિયાદમાં ભરાઈ હતી. આ પરિષદમાં મહાગુજરાત આયુર્વેદિક મેડિકલ સોસાયટી નડિયાદમાં સ્થાપવામાં આવી હતી. અને એ સોસાયટી તરફથી નડિયાદમાં આયુર્વેદિક કૉલેજ સ્થાપવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. સુણાવના શ્રી. જોરાભાઈ શંકરભાઈ પટેલના વારસોએ પોતાના પિતાનું નામ જોડવાની શરતે આ કૉલેજ માટે રૂા. ૫૫૦૦૧ આપવાથી ઈ. સ. ૧૯૩૮થી એ કૉલેજની શરૂઆત કરવામાં આવી હતી. હાલ એ કૉલેજ બંધાઈ ગઈ છે. વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ પણ બંધાઈ છે અને એ જ સંસ્થા તરફથી ઈ. સ. ૧૯૪૦થી આયુર્વેદિક હોસ્પિટલ પણ શરૂ કરવામાં આવી છે. એનું મકાન પણ બંધાઈ ગયું છે, અને તેમાં ૩૦ ખાટલાની સગવડ છે. વધારામાં એ કૉલેજના વિદ્યાર્થીઓને દવાઓ બનાવવાનું જ્ઞાન આપી શકાય એ ઉદ્દેશથી એ જ સંસ્થા તરફથી 'ખેડા જિલ્લા આરોગ્ય સહકારી મંડળી લિમિટેડ' નામની સહકારી સંસ્થાદ્વારા આયુર્વેદિક દવાઓ બનાવનાર એક ફાર્મસી પણ ચાલે છે.

---

આધાર: (૧) જૂનાં ગેઝેટિયરો (૨) ખેડા જિલ્લાના સિવિલ સર્જન, હેલ્થ ઑફિસર અને મલેરિયા મેડિકલ ઑફિસર તરફથી મળેલી માહિતી. (૩) નડિયાદના ડૉ. ઈશ્વરભાઈ પટેલ પાસેથી મળેલી માહિતી. (૪) ખેડા જિલ્લા સેન્સસ હેન્ડબુક, ૧૯૫૩

*

# ૪૦

## પરિશિષ્ટ

### ખેડા જિલ્લાનાં સરકારી દવાખાનાંની વિગત દર્શાવતું પત્રક (૧૯૫૨-૫૩)

| ક્રમાંક | દવાખાનાનું નામ તથા સરનામું | એકલી દવા આપવામાં આવે છે કે શસ્ત્રક્રિયા (ઓપરેશન) કરવામાં આવે છે ? | દવાખાનામાં કેટલી પથારીઓની (ખાટલાની) સગવડ છે ? | | |
|---|---|---|---|---|---|
| | | | પુરુષો માટે | સ્ત્રીઓ માટે | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | **ખંભાત તાલુકો** | | | | |
| ૧. | કેનેડી હોસ્પિટલ, ખંભાત | બંને પ્રકારની ગોઠવણ છે. | ૮ | ૪ | ૧૨ |
| ૨. | ઝનાના હોસ્પિટલ, ખંભાત | ફક્ત દવા આપવામાં આવે છે. | — | ૮ | ૮ |
| ૩. | વરસડા ડિસ્પેન્સરી, વરસડા | ,, | — | — | — |
| ૪. | ટી. ડી. ડિસ્પેન્સરી, તારાપુર | ,, | — | — | — |
| ૫. | કાણીસા ડિસ્પેન્સરી, કાણીસા | ,, | — | — | — |
| | **બોરસદ તાલુકો** | | | | |
| ૬. | ઉમેટા ડિસ્પેન્સરી, ઉમેટા | ,, | — | — | — |
| ૭. | ભીલપાડ ડિસ્પેન્સરી, ભીલપાડ | ,, | — | — | — |
| | **પેટલાદ તાલુકો** | | | | |
| ૮. | શ્રી સયાજી હોસ્પિટલ, પેટલાદ | બંને પ્રકારની ગોઠવણ છે. | ૨૦ | ૧૨+૧૦ | ૩૨+૧૦ |
| ૯. | સોજિત્રા ડિસ્પેન્સરી, સોજિત્રા | ફક્ત દવા આપવામાં આવે છે | — | — | — |
| ૧૦. | ધર્મજ ડિસ્પેન્સરી, ધર્મજ | ,, | — | ૩ | ૩ |
| ૧૧. | નાર ડિસ્પેન્સરી, નાર | ,, | — | — | — |
| ૧૨. | મહેળાવ ડિસ્પેન્સરી, મહેળાવ | ,, | — | — | — |
| ૧૩. | બાંધણી ડિસ્પેન્સરી, બાંધણી | ,, | — | — | — |
| | **નડિયાદ તાલુકો** | | | | |
| ૧૪. | વસો ડિસ્પેન્સરી, વસો | ,, | — | ૩ | ૩ |
| ૧૫. | પીજ ડિસ્પેન્સરી, પીજ | ,, | — | — | — |
| | **મહેમદાવાદ તાલુકો** | | | | |
| ૧૬. | સિવિલ હોસ્પિટલ, ખેડા | બંને પ્રકારની ગોઠવણ છે | ૨૪ | ૧૨ | ૩૬ |
| ૧૭. | ધોડાસર ડિસ્પેન્સરી, ધોડાસર | ફક્ત દવા આપવામાં આવે છે | — | — | — |
| | **કપડવણજ તાલુકો** | | | | |
| ૧૮. | દૂણાદરા ડિસ્પેન્સરી, દૂણાદરા | ,, | — | — | — |
| ૧૯. | આતરસુંબા ડિસ્પેન્સરી, આતરસુંબા | ,, | — | ૧ | ૧ |
| ૨૦. | ખડાલ ડિસ્પેન્સરી, ખડાલ | ,, | — | — | — |
| | **ઠાસરા તાલુકો** | | | | |
| ૨૧. | કોટેજ હોસ્પિટલ, ડાકોર | બંને પ્રકારની ગોઠવણ છે | ૬ | ૧૨ | ૧૮ |
| | **વાડાશિનોર તાલુકો** | | | | |
| ૨૨. | વુડવર્ડ ડિસ્પેન્સરી, વાડાશિનોર | ફક્ત દવા આપવામાં આવે છે | — | — | |
| ૨૩. | વીરપુર ડિસ્પેન્સરી, વીરપુર | ,, | ૩ | ૧ | |

| દવાખાના સાથે પ્રસુતિગૃહ છે ? | કેટલી નર્સ કામ કરે છે | ઍક્ષરે કે એવી બીજી ખાસ સગવડ છે ? | રિમાર્ક |
|---|---|---|---|
| ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૧. નથી | — | વીજળી અને ઍક્ષરેની સગવડ છે | હડકાયાં કૂતરાં કરડેલા ઇસમોની સારવાર થાય છે |
| ૨. છે | ૩ | વીજળી અને વૉટરવર્કર્સની સગવડ છે | — |
| ૩. નથી | — | — | — |
| ૪. ,, | — | — | — |
| ૫. ,, | — | — | — |
| ૬. ,, | — | — | — |
| ૭. ,, | — | — | — |
| ૮. છે. [દસ ખાટલાની સગવડ છે] | ૫+૩ | વીજળી અને ઍક્ષરેની સગવડ છે | હડકાયાં કૂતરા કરડેલા ઇસમોની સારવાર થાય છે |
| ૯. નથી | ૧ | વીજળી અને વૉટરવર્ક્સ છે | |
| ૧૦. છે | ૧ | વૉટરવર્ક્સ છે | — |
| ૧૧. નથી | ૧ | — | — |
| ૧૨. ,, | — | — | — |
| ૧૩. ,, | — | — | — |
| ૧૪. ,, | ૧ | વૉટરવર્ક્સ છે | — |
| ૧૫. ,, | ૧ | — | — |
| ૧૬. છે | ૪ | ના ઍક્ષરે લેવાનું સાધન નથી અને વીજળીનું સાધન નથી એટલે એવી જરૂરિયાતવાળા દર્દીને સિવિલ હૉસ્પિટલ અમદાવાદમાં મોકલવામાં આવે છે | હડકાયાં કૂતરાં કરડેલા-ની સારવાર થાય છે |
| ૧૭. નથી | — | — | — |
| ૧૮. ,, | — | — | — |
| ૧૯. છે | ૧ | — | — |
| ૨૦. — | — | — | — |
| ૨૧. છે | ૨ | વીજળી અને ઍક્ષરેની સગવડ છે | હડકાયાં કૂતરાં કરડેલા ઇસમોની સારવાર થાય છે |
| ૨૨. નથી | ૧ | — | — |
| ૨૩. ,, | — | — | — |

# ૪૧

# શિક્ષણ—સામાન્ય રૂપરેખા

**શિક્ષણ : રાજકીય મહત્ત્વ :** શિક્ષણનુ મહત્ત્વ ઓછેવત્તે અંશે સૌ કોઈ સમજે છે અને સ્વીકારે છે પરંતુ આજની દુનિયામાં અને ખાસ કરીને નવા સ્થપાયેલા પ્રજાસત્તાક ભારતદેશમાં આ મહત્ત્વ અપૂર્વ અને અસાધારણ રીતે વધ્યુ છે દેશનાં તમામ બાળકોને ચૌદ વર્ષની ઉમર સુધી મફત અને ફરજિયાત શિક્ષણ આપવાની ફરજ રાજ્યબંધારણમાં સરકારને માથે નાખવામાં આવી છે, અને બંધારણ અમલમાં આવ્યુ ત્યારથી દસ વર્ષની અંદર એટલે તા ૨૬–૧–૬૦ સુધીમા આખા દેશમાં આટલુ શિક્ષણ સર્વવ્યાપી બનાવવા રાજ્ય પ્રયત્ન કરશે એમ પણ એમાં જણાવ્યુ છે તેથી એ ઉમરના તમામ બાળકોને—છોકરા તેમજ છોકરીઓને—શિક્ષણની તમામ સગવડો બને એટલી જલદી મળે એ ધ્યેયથી સરકારે પોતાની રાજ્યનીતિ ગોઠવવાની છે બીજી બાજુ બિન સાંપ્રદાયિક પ્રજાસત્તાક રાજ્યના નાગરિકો તરીકે આ દેશના લોકોને પ્રૌઢ મતાધિકાર મળેલો છે એ અધિકારની રૂએ ૨૧ વર્ષ અને તેથી મોટી ઉમરના તમામ સ્ત્રી–પુરુષોને રાજકીય ધારાસભાઓના પ્રતિનિધિઓની ચૂટણી વખતે મત આપવાનો હક મળેલો છે

રાજ્યનુ બંધારણ અને તે અન્વયે ચાલતી રાજ્યવહીવટની પદ્ધતિ એવાં છે કે જાહેર પ્રશ્નોના અભ્યાસ વિના અને તેમના વ્યવહારુ જ્ઞાન વિના સામાન્ય મતદાર ધારાસભાના ઉમેદવારની લાયકાતનો વિવેકપૂર્વક તોલ બાંધી શકે નહિ એનો અર્થ એ થયો કે સરકાર ચૌદ વર્ષની ઉમર સુધી તમામ નાગરિકોને મફત અને ફરજિયાત શિક્ષણ આપે તો પણ મતાધિકારની ઉમરે પહોંચતા સુધી બને એટલા વધુ નાગરિકોએ શિક્ષણ લેવાનુ અને વિવિધ વિષયોનુ ઉચ્ચ પ્રકારનુ જ્ઞાન મેળવવાનુ ચાલુ રાખવુ જોઈએ એટલુ જ નહિ પણ પુખ્તવયે પહોંચ્યા પછી જાહેર પ્રશ્નોમાં રસ લેતા રહી નાગરિક તરીકેની પોતાની ફરજો બજાવવાની લાયકાત સદા તાજી રાખવી જોઈએ આ હકીકત જોતાં સરકાર તરફથી યોજાતી શિક્ષણની પ્રવૃત્તિઓમાં જે કઈ ખામી હોય તે પૂરી લેવાની અને સ્વરાજ્યના નાગરિક તરીકે જરૂરી લાયકાત પ્રાપ્ત કરવાની ફરજ પ્રજાએ પણ ગંભીર રીતે ઉપાડી લેવી જોઈએ બલકે શિક્ષણની બાબતમાં તો પ્રજાએ જ સરકારને માર્ગદર્શક બનવુ જોઈએ

**હુન્નર ઉદ્યોગો—શીખવા માટે :** આમ શિક્ષણ એ આજની દુનિયામાં રાજકીય મહત્ત્વનો વિષય બની ગયો છે પરંતુ એની અસર અને એનુ મહત્ત્વ જીવનના એકે એક ક્ષેત્રમાં વ્યાપતા જાય છે તમામ પ્રકારના ધંધાઓ અને હુન્નરઉદ્યોગો દુનિયાના બીજા દેશોમાં ઉચ્ચ પ્રકારના શાસ્ત્રીય જ્ઞાનને આધારે નવસર્જન પામી ચૂક્યા છે ઉચ્ચ કક્ષાના ઈજનેરથી માંડી ગંદકી સાફ કરનાર ઝાડુવાળા સુધી તમામ પ્રકારના કારીગરોને માટે શાસ્ત્રીય જ્ઞાન આજની દુનિયાએ ખીલવ્યુ છે એમા બાળઉછેર અને ઘરકામનો પણ સમાવેશ થાય છે આ પ્રકારનુ જ્ઞાન 'ટેકનિકલ નોલેજ' કહેવાય છે એનો પ્રચાર ભારતદેશમા અત્યારે વધી રહ્યો છે તેથી હુન્નરઉદ્યોગો અને વેપાર–ધંધામાં દુનિયાની હરીફાઈ સામે ટકી રહેવા માટે શાસ્ત્રીય જ્ઞાન લેવુ એ એક અનિવાર્ય જરૂરિયાત બની ગઈ છે

**નીતિ અને ચારિત્ર્યના ઘડતર માટે** રાજકારણમાં તનવારનુ સ્થાન અક્ષરજ્ઞાને લીધુ છે વંશપરંપરા અપાતુ હુન્નરઉદ્યોગ અને વેપારધંધાનુ જ્ઞાન ટેક્નિકલ શાળાઓ અને કૉલેજોમા અપાય છે આ ઉપરાંત સંસ્કાર આપવાનુ, નીતિ અને ચારિત્ર્ય ઘડવાનુ કામ જે જૂના વખતમા ધર્મગુરુઓ અને ધાર્મિક રીતરિવાજો મારફતે થતુ તે હવે શિક્ષણ દ્વારા થઈ રહ્યુ છે ખાસ કરીને ભારતદેશનુ રાજ્ય બિન સાંપ્રદાયિક છે એટલે તે કોઈ પણ એક ધાર્મિક સંપ્રદાયનુ પ્રતિનિધિ નથી, પણ ધાર્મિક માન્યતાઓમા સૌને સ્વતંત્રતા આપવામાં માને છે, તેથી ધાર્મિક સંપ્રદાયો મારફતે ઘડાતી પ્રજાની સામુદાયિક નીતિરીતિ ઘડવાની ફરજ પણ શિક્ષણને માથે આજે આવી પડી છે [illegible] એક ધર્મ કે સંપ્રદાયના આચારવિચારમા માનતી હોય છતા એનુ સામાજિક વર્તન રાજ્યનીતિ ઉપર રચાયેલા આચારવિચારથી હવે ઘડાતુ રહેવાનુ છે દા ત હિંદુ ધર્મના આચારોમાં અસ્પૃશ્યતા એક અગત્યનો આચાર હોવા છતા એને કાયદાથી નાબૂદ કરવામાં આવ્યો છે, અને અસ્પૃશ્યતાના સિદ્ધાંત ઉપર રચાયેલા ભેદભાવ છોડી એકબીજા સાથે સમાનતાથી વર્તવાની લોકોને ફરજ પડી છે આ

તત્ત્વને લીધે લોકોના આચારવિચાર નવેસરથી ઘડવાની જરૂર ઊભી થઈ છે. આમ શિક્ષણને રાજકીય, ધંધાદારી તેમજ ધાર્મિક એટલે સાંસ્કારિક એ ત્રણે હેતુઓ સિદ્ધ કરવાના છે. આજની શિક્ષણ પ્રવૃત્તિઓમાં આ દૃષ્ટિએ અપૂર્વ ફેરફારો થઈ રહ્યા છે. એ ફેરફારો સમજવા અને તેનો લાભ લેવો એ આજને તબક્કે દરેક નાગરિકનું એક મહાન અને પાયાનું કર્તવ્ય બની રહ્યું છે. જે શ્રદ્ધા અને આદર આજ સુધી ધર્મ પ્રત્યે હતાં એવી શ્રદ્ધા અને આદર શિક્ષણ પ્રત્યે હવેની દુનિયામાં સ્થાપવાની જરૂર ઊભી થઈ છે.

**હાલનું શિક્ષણ : બ્રિટિશોનો વારસો :** અત્યારે શિક્ષણની જે પ્રવૃત્તિઓ ચાલે છે તે બ્રિટિશ રાજ્યઅમલનો વારસો છે. સ્વરાજ્ય સ્થપાયા પછી એ પ્રવૃત્તિઓમાં કેટલાક ઝડપી ફેરફારો થયા છે, તો પણ ઉપર ગણાવી તે નવી જરૂરિયાતો એનાથી સંતોષાતી નહિ હોવાથી સરકાર તેમજ પ્રજા તરફથી શિક્ષણનું નવસર્જન કરવા અનેક પ્રયાસો ચાલી રહ્યા છે. એ બધા પ્રયાસોની માહિતી અહીં આપી શકાય નહિ. તેથી માત્ર ચાલુ પ્રવૃત્તિઓ વિષે જ ટૂંક માહિતી આપીશું.

**કેળવણી અને શિક્ષણ :** શિક્ષણને માટે વધુ વિશાળ અર્થવાળો શબ્દ 'કેળવણી' છે. કેળવણી એ જન્મથી મૃત્યુ સુધી સતત ચાલતી પ્રક્રિયા છે. એ ક્રિયાને વેગ મળે, એમાં પદ્ધતિ, વ્યવસ્થા અને સંગઠન આવે એવી પ્રવૃત્તિને 'શિક્ષણ'નું નામ અપાય છે.

**શિક્ષણશાસ્ત્ર :** માણસને શાળામાં મોકલવામાં આવે કે ન આવે તો પણ જીવન ટકાવી રાખવા માટે પોતાના અનુભવ અને નજીકમાં મળી શકતાં સાધનોની મદદથી દરેક વ્યક્તિ કંઈને કંઈ જ્ઞાન અને તાલીમ મેળવ્યા કરે છે. ભારતદેશમાં મોટા ભાગનાં મનુષ્યો અભણ હોવા છતાં એમનો જીવન-નિર્વાહ ચાલે છે, તે તેમનામાં રહેલી આ કુદરતી શક્તિને આભારી છે. પરંતુ માણસના શરીરમાં છુપાયેલી કુદરતી શક્તિઓને શિક્ષણની મદદથી ખીલવવામાં આવે તો તેનાથી માણસની કાર્યશક્તિ તેમજ સુખઃદુખ ભોગવવાની શક્તિમાં અસાધારણ વધારો થાય છે. શિક્ષણની મહત્તા એને લીધે છે. અને એ કારણે બીજા હુન્નરઉદ્યોગોની માફક શિક્ષણ આપવાનો હુન્નર પણ એક શાસ્ત્ર રૂપે ખીલતો જાય છે. શિક્ષણશાસ્ત્ર એ ઈજનેરી, દાક્તરી વગેરે વિદ્યાઓની માફક એક શક્તિશાળી શાસ્ત્ર બની રહ્યું છે. અને શિક્ષણની નવરચના કરવા હાલ જે પ્રયત્નો થઈ રહ્યા છે તેમાં આ નવા શિક્ષણશાસ્ત્રનો ઉપયોગ થાય છે.

**શિક્ષણની કક્ષાઓ :** મનુષ્ય જીવનના વિશાળ અને સૂક્ષ્મ અભ્યાસ ઉપરથી શિક્ષણશાસ્ત્રે શિક્ષણની અમુક કક્ષાઓ નક્કી કરી છે. અનુભવે એમાં ફેરફાર થતા રહે છે. તો પણ શિક્ષણનો વ્યવહાર એ કક્ષાઓ અંગેના સર્વમાન્ય સિદ્ધાંતોને આધારે ચાલે છે.

**પૂર્વ પ્રાથમિક કક્ષા:** જન્મથી જ બાળક પોતાની મેળે શિક્ષણ લેવા માંડે છે. ત્રણ વર્ષનું થતા સુધીમાં તે પોતાના શરીરના અવયવો વાપરતાં શીખી જાય છે. એ ઉંમરે તે પોતાના પગ ઉપર ટટ્ટાર રહીને ચાલી કે દોડી શકે છે અને જીવનવ્યવહારની પ્રાથમિક ક્રિયાઓ એણે શીખી લીધી હોય છે. એ અવસ્થા આવતાં જ બાળશિક્ષણની કક્ષા શરૂ થાય છે. આ કક્ષાના શિક્ષણ માટે બાળમંદિરો સ્થપાવા લાગ્યાં છે. એમાં ૩ થી ૬ વર્ષ સુધીના બાળકોને શિક્ષણ આપવાની સગવડો હોય છે. આ કક્ષાના શિક્ષણને પૂર્વ પ્રાથમિક શિક્ષણ કહે છે. શિક્ષણશાસ્ત્ર માને છે કે આ કક્ષાએ માનવીના ભાવિ જીવનનો પાયો નંખાય છે. એનામાં જે કંઈ શક્તિઓ હોય છે તેની કેળવણી આ કક્ષાનાં ત્રણ વર્ષમાં જ શરૂ થાય છે અને તે પાયારૂપ હોય છે તેથી આ કક્ષાનું શિક્ષણ એ સર્વ શિક્ષણનો પાયો છે.

**પ્રાથમિક, માધ્યમિક, ઔદ્યોગિક અને ઉચ્ચ શિક્ષણની કક્ષાઓ :** સામાન્ય રીતે ૫થી ૧૨ વર્ષની ઉંમરનું શિક્ષણ પ્રાથમિક શિક્ષણ કહેવાય છે. તે પછીનાં ચાર કે પાંચ વર્ષનું શિક્ષણ માધ્યમિક શિક્ષણ કહેવાય છે અને તે પછીની કક્ષા ઉચ્ચ શિક્ષણ અથવા યુનિવર્સિટીનું શિક્ષણ કહેવાય છે. પ્રાથમિક શિક્ષણ પછી વિવિધ પ્રકારના ઉદ્યોગો, ધંધાઓ અને કારીગરીઓનું શિક્ષણ લેવાની સગવડો મળી શકે છે. એ પ્રકારનું શિક્ષણ ઔદ્યોગિક શિક્ષણ કહેવાય છે. ઉચ્ચ કક્ષાના શિક્ષણમાં પણ હુન્નર ઉદ્યોગો શીખવાની સગવડો હોય છે. પરંતુ એ સગવડોમાં શાસ્ત્રીય સિદ્ધાંતોનું વધારે ઊંડું જ્ઞાન અપાય છે. જ્યારે ઔદ્યોગિક શાળાઓમાં જરૂર પૂરતું શાસ્ત્રીય જ્ઞાન આપી જે તે વિષયની વ્યવહારુ તાલીમ આપવામાં આવે છે.

**ડિગ્રી, ડિપ્લોમા, અને સર્ટિફિકેટ :** ઉચ્ચ કક્ષાના શિક્ષણને પરિણામે ડિગ્રી અથવા પદવી મળે છે. એ એક પ્રકારનું પ્રમાણપત્ર કે સર્ટિફિકેટ હોય છે. એનું મહત્ત્વ બીજાં પ્રમાણપત્રો કરતાં વધારે ગણાય છે. ઔદ્યોગિક શાળાઓ કે સંસ્થાઓનું શિક્ષણ પૂરું કર્યા પછી પણ પ્રમાણપત્રો

મળે છે. તે મોટે ભાગે ડિપ્લોમા કહેવાય છે. એ ડિગ્રી કરતાં ઊતરતી કક્ષાનું પ્રમાણપત્ર મનાય છે. આ સિવાય પ્રાથમિક શિક્ષણ પૂરું કર્યા પછી તેમજ માધ્યમિક શિક્ષણ પૂરું કર્યા પછી સરકાર તરફથી જાહેર પરીક્ષાઓ લેવાય છે અને તેમાં પાસ થનારને સરકારના કેળવણીખાતા તરફથી પ્રમાણપત્રો આપવામાં આવે છે. આ પ્રમાણપત્રો આગળ અભ્યાસ કરવા માટે તથા સરકારી અને અન્ય પ્રકારની નોકરીઓ મેળવવા માટે કામ લાગે છે 'પ્રમાણપત્ર'ને જૂના વખતમાં 'દાખલો' કહેતા.

**પ્રૌઢ શિક્ષણ ઉર્ફે સમાજ શિક્ષણ :** બાળપણથી પુખ્તવય સુધી શિક્ષણ મેળવવા માટે સામાન્ય નાગરિકને ઉપર ગણાવેલા પ્રકારોની શિક્ષણની સગવડો મુંબઈ રાજ્યમાં અને ભારતદેશમાં મળી શકે છે. પરંતુ મોટા ભાગનાં પુખ્ત ઉંમરનાં મનુષ્યો અભણ હોવાથી તેમને લખવાંવાંચનાં કરવા ખાસ પ્રયત્નો ઘણાં વર્ષોથી શરૂ થયેલા છે. એવા મોટી ઉંમરના લોકોને અપાતું શિક્ષણ પ્રૌઢ શિક્ષણ કહેવાય છે. શરૂઆતમાં એ શિક્ષણમાં મુખ્યત્વે વાંચવા લખવાનું શીખવવાની યોજના હતી. હવે એ વિષયો ઉપરાંત રાજ્યબંધારણ, ઇતિહાસ, નાગરિક શાસ્ત્ર વગેરે વિષયોનું જ્ઞાન આપવાની યોજનાઓ પણ થઈ છે અને તેથી પ્રૌઢ શિક્ષણને હવે **સમાજશિક્ષણના** નામથી ઓળખવામાં આવે છે.

**પુસ્તકાલય પ્રવૃત્તિ:** લોકો શાળા છોડ્યા પછી ભણેલું ભૂલી ન જાય અને સતત વાંચન કરતા રહી દુનિયામાં રોજ વધી રહેલા જ્ઞાનથી વાકેફ રહે તે માટે શિક્ષણના એક પૂરક અંગ તરીકે પુસ્તકપ્રચાર સતત કરતા રહેવાની જરૂરિયાત પણ આજની દુનિયામાં અનિવાર્ય મનાય છે. પુસ્તકપ્રચારની પ્રવૃત્તિને કાયમ કરવા માટે શાળાઓની માફક પુસ્તકાલયો સ્થાપવાની પ્રથા પણ સારી પેઠે ખીલી છે. એને **પુસ્તકાલય પ્રવૃત્તિના** નામથી ઓળખવામાં આવે છે.

**શિક્ષણનું સરકારીતંત્ર : કેળવણી ખાતું :** શિક્ષણનો પ્રચાર કરવા માટે મુંબઈ રાજ્યના પ્રધાનમંડળમાં કેળવણી-પ્રધાન અલગ નીમવામાં આવે છે. તેમની ઑફિસ મુંબઈમાં છે. તેમના હાથ નીચે સરકારી કેળવણીખાતું શિક્ષણ પ્રચારની વિવિધ પ્રવૃત્તિઓ કરે છે. એના અધિકારી 'ડિરેક્ટર ઑફ એજ્યુકેશન' કહેવાય છે. એમની ઑફિસ પૂનામાં છે.

**બાલમંદિરોને માન્ય કરવાની પ્રથા :** પૂર્વ પ્રાથમિક શિક્ષણના પ્રચાર માટે સરકાર તરફથી ખાસ પ્રયત્ન થતા નથી. એ કક્ષાના શિક્ષણનો પ્રચાર શિક્ષણપ્રેમી આગેવાનો લોકો પાસેથી નાણાં મેળવી કરે છે સરકાર તરફથી આ કક્ષાની શિક્ષણ સંસ્થાઓને એટલે કે બાલમંદિરોને માન્ય કરવામાં આવે છે, પણ નાણાંની સગવડના અભાવે બધાંને ગ્રાન્ટ આપવામાં આવતી નથી.

**પ્રાથમિક શિક્ષણનું સંચાલન : અધિકૃત સ્થાનિક સંસ્થાઓ :** પ્રાથમિક શિક્ષણ સર્વત્ર મફત અને ફરજિયાત બને એ માટે મુંબઈ સરકાર તરફથી સ્વરાજ્ય મળ્યા પછી ઝડપી પ્રયત્નો શરૂ કરવામાં આવ્યા છે. પરંતુ એ બાબતનો આખા રાજ્યને લાગુ પડે એવો કાયદો હજુ થયો નથી. ઇ. સ. ૧૯૨૩માં બ્રિટિશ સરકારે 'પ્રાથમિક કેળવણીનો કાયદો' પસાર કર્યો હતો એમાં હાલની સરકારે ઇ. સ. ૧૯૪૭માં સુધારા કર્યા છે. એ કાયદા અન્વયે પ્રાથમિક શિક્ષણનો વહીવટ કરવાની સત્તા તેમજ જવાબદારી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓને એટલે જિલ્લા લોકલબોર્ડોને તથા મ્યુનિસિપાલિટીઓને સોંપવામાં આવી છે જે લોકલબોર્ડ કે મ્યુનિસિપાલિટી આ જવાબદારી ઉઠાવવા તૈયાર હોય એને સરકાર શિક્ષણપ્રચાર માટેની 'અધિકૃત સંસ્થા' તરીકે માન્ય રાખે છે. તે અંગ્રેજીમાં 'લોકલ ઓથોરિટી' કહેવાય છે. આ રીતે માન્ય થયેલી અધિકૃત સંસ્થા પોતાના વિસ્તારમાં સરકારે ઠરાવેલાં ધારાધોરણો પ્રમાણે શાળાઓ ખોલવાનું અને તેમનો વહીવટ કરવાનું કામ કરે છે. આ કામમાં સરકાર તરફથી નાણાંની મદદ મળે છે, અને આખા વહીવટી તંત્ર ઉપર દેખરેખ તેમજ નિયમન રાખવા સરકારના કેળવણી ખાતા તરફથી શાળા અધિકારી (ઍડમિનિસ્ટ્રેટિવ ઑફિસર) સરકારના ખર્ચે નીમવામાં આવ્યા છે. આ અધિકારી ઉપરાંત શાળાઓના વહીવટની તેમજ તેમાં અપાતા શિક્ષણની પદ્ધતિસર તપાસ કરી દોરવણી આપવા એજ ખાતા તરફથી જિલ્લામાં ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર તથા તેમના તાબામાં ૨૫ આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરોની નિમણૂક કરવામાં આવી છે.

**શાળામંડળો અને શાળાસમિતિઓ :** પ્રાથમિક શાળાઓના પ્રચાર અને વહીવટ માટે અધિકૃત સંસ્થા તરફથી શાળામંડળ નીમવાની જોગવાઈ હોય છે. અધિકૃત જિલ્લા લોકલ બોર્ડ તરફથી આ કામ માટે જે મંડળ નિમાય તે **જિલ્લા શાળામંડળ** (ડિસ્ટ્રિક્ટ સ્કૂલ બોર્ડ) કહેવાય છે અને અધિકૃત મ્યુનિસિપાલિટી તરફથી જે મંડળ નિમાય તે **મ્યુનિસિપલ શાળામંડળ** કહેવાય છે. મ્યુનિસિપાલિટીવાળા ગામોમાં મ્યુનિસિપાલિટી 'અધિકૃત સંસ્થા' તરીકે માન્ય હોય કે ન હોય તો પણ સ્થાનિક શાળાઓના વહીવટમાં મદદ કરવા આવી ?

નીમવામાં આવે છે

ઉપર પ્રમાણે સરકાર તેમજ સ્થાનિક સંસ્થાઓએ નીમેલા કાર્યકરોના સહકારથી જિલ્લામાં પ્રાથમિક શિક્ષણના વહીવટનું કામ ચાલે છે

**માધ્યમિક શિક્ષણનું સંચાલન** માધ્યમિક શિક્ષણના વહીવટનું કામ સરકારી કેળવણીખાતું કરે છે બ્રિટિશ અમલમાં એક જિલ્લામાં માત્ર એક જ સરકારી હાઈસ્કૂલ નિભાવવાની નીતિ હતી એથી વધુ હાઈસ્કૂલો જરૂર પ્રમાણે લોકો સ્થાપે અને નિભાવે તે માટે નાણાંની મદદ કરવાની એ સરકારની નીતિ હતી, અને તે માટે 'ગ્રાન્ટ ઇન એઇડ કોડ' એ નામની માધ્યમિક શાળાઓને નાણાંની મદદ આપવાની નિયમાવલી અમલમાં હતી હાલની સરકારે પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત કરવાની નીતિ સ્વીકારેલી હોઈ તે ખાતે અગાઉ કરતાં અનેકગણું ખર્ચ સરકારને ઉઠાવવું પડે છે તેથી માધ્યમિક શિક્ષણનો તમામ બોજો પ્રજા ઉપાડી લે અને સરકાર તેમાં શક્ય હોય તેટલી મદદ કરે એવી નીતિ સ્વીકારાઈ છે વધારામાં બ્રિટિશ અમલમાં સરકારી ગ્રાન્ટનો લાભ લઈ અનેક ખાનગી વ્યક્તિઓએ માધ્યમિક શાળાઓ કાઢી હતી, અને તેમાં નફાખોરી વધતી જતી હતી એના ઉપાય તરીકે હવે જે માધ્યમિક શાળાઓ સાર્વજનિક ટ્રસ્ટ, કેળવણીમંડળ, કે સહકારી મંડળી મારફતે ચાલતી હોય તેમને જ મદદ આપવાનું વિચારવામાં આવ્યું છે અને સરકારી હાઈસ્કૂલને ધંધાદારી શિક્ષણ આપતા વલણવાળી બનાવવાની નીતિ સ્વીકારાઈ છે

**એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરો (કેળવણી અધિકારીઓ):** પ્રાથમિક તેમજ માધ્યમિક શિક્ષણ ઉપર દેખરેખ રાખવા માટે બહુ જૂના સમયથી આખા ઇલાકાના ઉત્તર, મધ્ય અને દક્ષિણ એવા ત્રણ વિભાગ પાડી 'એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર' નામના કેળવણી અધિકારી દરેક વિભાગ માટે નીમવામાં આવતા તેને બદલે તાજેતરમાં તા ૧-૬-૫૩થી દરેક જિલ્લા માટે એ જ દરજ્જાના **'જિલ્લા વિદ્યાધિકારી'** નીમવાની પ્રથા શરૂ કરવામાં આવી છે એમના હાથ નીચેના અધિકારી **'ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર'** કહેવાય છે અને તેમના મદદનીશો **'આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર'** કહેવાય છે તેઓ બધા મળી પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓની તપાસણી કરવાનું તેમજ પ્રાથમિક શાળાઓની જાહેર પરીક્ષાઓ લેવાનું કામ કરે છે આ ઉપરાંત સરકાર માન્ય પુસ્તકાલયો તપાસવાં, સમાજશિક્ષણની પ્રવૃત્તિઓ ચલાવવી વગેરે પ્રકારની ફરજો પણ તેમને બજાવવાની હોય છે

**અભ્યાસક્રમો: પ્રાથમિક શાળાંત પરીક્ષા:** પ્રાથમિક શાળામાં એકથી સાત ધોરણનો અભ્યાસક્રમ હોય છે તે પૈકી પહેલાં ચાર ધોરણ **નીચલી કક્ષા (લોઅર પ્રાયમરી સ્ટેજ)** કહેવાય છે અને બાકીનાં ત્રણ ધોરણ ઉપલી કક્ષા **(અપર પ્રાયમરી સ્ટેજ)** કહેવાય છે

૭ ધોરણ પૂરાં કર્યાં હોય તેવા વિદ્યાર્થીઓ પ્રાથમિક શાળાંત પરીક્ષામાં બેસી શકે છે પહેલાં તે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા કહેવાતી આ પરીક્ષા માટેની ગોઠવણ પૂનાના ડિરેક્ટર ઑફ એજ્યુકેશનની કચેરી મારફતે થાય છે પરીક્ષા માટેનો અભ્યાસક્રમ મુંબઈ રાજ્યના ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક એ ત્રણે પ્રાંતો માટે એકસરખો હોય છે એટલે ત્રણેય પ્રાંતો માટે પ્રશ્નપત્રો એકસરખા કાઢવામાં આવે છે, પરંતુ તે જે તે પ્રદેશની માતૃભાષામાં લખાય છે દરેક પ્રદેશના ભાષાવાર પ્રશ્નપત્રો તૈયાર કરવાની વગેરે વ્યવસ્થા માટે બોર્ડ નીમેલું હોય છે આ પરીક્ષામાં બેસનાર વિદ્યાર્થીઓની ઉત્તરવહીઓ તપાસવાનું કામ જિલ્લામાં મુખ્ય કેન્દ્રોએ નિમાયેલી પરીક્ષક સમિતિઓ કરે છે, અને તેમાં સફળ થનાર વિદ્યાર્થીઓને સરકાર તરફથી પ્રાથમિક શાળાંત પ્રમાણપત્ર મળે છે પ્રમાણપત્ર તલાટી, શિક્ષક, વગેરેની નોકરી માટે સરકારે માન્ય રાખેલું છે

**મિડલ સ્કૂલ, એ વી સ્કૂલ અને હાઈસ્કૂલ** માધ્યમિક શાળામાં અગાઉ ૧થી ૭ ધોરણ હતાં તેમાં શરૂઆતથીજ અંગ્રેજી ભાષા શીખવાતી અને પ્રાથમિક શાળાનું ચોથું ધોરણ પસાર કરનાર માધ્યમિક શાળાના પહેલા ધોરણમાં દાખલ થઈ શકતા માધ્યમિક ધોરણ ૧થી ૩ સુધીની કક્ષા **મિડલ સ્કૂલ** કહેવાતી માત્ર ૧થી ૫ ધોરણો શીખવનાર મિડલ સ્કૂલને **એ વી. સ્કૂલ** (એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ) પણ કહેતા, અને ધોરણ ૪થી ૭ કે ૬થી ૭ શીખવનાર શાળા હાઈસ્કૂલ કહેવાતી.

**પ્રાથમિક અને માધ્યમિક ધોરણોની નવી યોજના** હવે પ્રાથમિક પહેલા ધોરણથી માધ્યમિક કક્ષાના છેલ્લા ધોરણ સુધી **અગિયાર ધોરણો** યોજવામાં આવ્યાં છે તે પૈકી પહેલાં સાત પ્રાથમિક કહેવાય છે અને ૮થી ૧૧ ધોરણો માધ્યમિક કહેવાય છે અંગ્રેજી ભાષાનું શિક્ષણ આઠમા ધોરણથી શરૂ કરવાનું ઠરેલું છે અને અંગ્રેજી સિવાયના તમામ વિષયો માતૃભાષા દ્વારા શીખવવાનું ફરજિયાત કરવામાં આવ્યું છે અંગ્રેજી ભાષાનું

શિક્ષણ માધ્યમિક શાળાનાં પહેલા ત્રણ ધોરણોમાંથી નીકળી જવાને લીધે જૂની મિડલ સ્કૂલનાં ત્રણ ધોરણ એ હવે પ્રાથમિક શાળાની ઉપલી કક્ષાનાં ધોરણ બની ગયાં છે. એટલે જૂની હાઈસ્કૂલોનાં પહેલાં ત્રણ ધોરણો અને પ્રાથમિક શાળાનાં ધોરણ ૫, ૬, ૭ એ બેમાં સરખોજ અભ્યાસક્રમ હવે અમલમાં આવ્યો છે. ફેર એટલોજ છે કે પ્રાથમિક શાળાઓનો વહીવટ લોકલબોર્ડ કે મ્યુનિસિપાલિટીના હાથમાં છે અને અને ત્યાં શિક્ષકો તથા સાધનો ઊતરતી કોટીનાં હોય છે, ત્યારે હાઈસ્કૂલોનો વહીવટ ખાનગી માલિકોને કે મંડળોને હસ્તક છે અને ત્યાં શિક્ષકો તેમજ સાધનો વધુ સારાં હોય છે.

**માધ્યમિક શાળાંત પરીક્ષા** (એસ. એસ. સી. ઇ.) ધોરણ ૧થી ૪, ૫થી ૭ અને ૮થી ૧૦ એ પ્રમાણે વિભાગો પાડી એમનો અભ્યાસક્રમ સરકારી કેળવણીખાતું નક્કી કરે છે. ૧૧મા ધોરણની પરીક્ષા **માધ્યમિક શાળાંત પરીક્ષા** કહેવાય છે. તે પરીક્ષા લેવા માટે એક અલગ મંડળ નીમવામાં આવ્યું છે, તે માધ્યમિક શાળાંત પરીક્ષા મંડળ (સેકંડરી સ્કૂલ લીવિંગ સર્ટિફિકેટ એક્ઝામિનેશન બોર્ડ) કહેવાય છે. તેનું બંધારણ અલગ છે. એ બંધારણ પ્રમાણે એના અધિકારીઓ નિમાય છે અને તેઓ માધ્યમિક શાળાંત પરીક્ષા આખા રાજ્યમાં યોજે છે. એને માટે અભ્યાસક્રમ પણ એજ મંડળ વખતો વખત નક્કી કરે છે અને એ પરીક્ષામાં પસાર થનારને **એસ. એસ. સી. એક્ઝામીનેશન સર્ટિફિકેટ** (માધ્યમિક શાળાંત પરીક્ષાનું પ્રમાણપત્ર) એ મંડળ તરફથી આપવામાં આવે છે.

**ઔદ્યોગિક શિક્ષણ : નવરચનાના પ્રયાસો :** ઔદ્યોગિક શિક્ષણનો પ્રચાર કરવા માટે પ્રાથમિક શાળાઓના અભ્યાસક્રમમાં ઉદ્યોગનાં તત્ત્વો દાખલ કરવામાં આવ્યાં છે. પરંતુ બધી શાળાઓમાં એવાં તત્ત્વોવાળો અભ્યાસક્રમ અમલમાં નથી. માધ્યમિક શાળાઓમાં અભ્યાસક્રમ બહારની 'ઇતર પ્રવૃત્તિ' તરીકે ઘરગથ્થુ અથવા અન્ય પ્રકારના ઉદ્યોગો શીખવાની સગવડો કેટલીક શાળાઓ આપતી હતી. તે ઉપરાંત હવે એસ. એસ. સી. પરીક્ષાના અભ્યાસક્રમમાં અનેક ઉદ્યોગોમાંથી એક બે પસંદ કરી એ પરીક્ષામાં બેસી શકાય એવી ગોઠવણ થઈ છે. અત્યારે આખા દેશની માધ્યમિક શિક્ષણ પદ્ધતિની નવરચના કરવા મધ્યસ્થ સરકારે પ્રયત્નો આરંભ્યા છે. તે માટે એક તપાસપંચ નીમવામાં આવ્યું હતું. એ પંચે સરકારને પોતાની ભલામણોનું નિવેદન આપી દીધું છે અને તે પ્રસિદ્ધ પણ થઈ ગયું છે. એ નિવેદનમાં રજૂ કરેલા વિચારો પ્રમાણે મુંબઈ રાજ્યના માધ્યમિક શિક્ષણમાં ફેરફારો થવાનો અને તેને પરિણામે શિક્ષણમાં ઉદ્યોગનું તત્ત્વ વધુ વ્યવસ્થિત રીતે ગોઠવાવાનો સંભવ છે.

**ઔદ્યોગિક શિક્ષણખાતું : અભ્યાસક્રમો અને સંસ્થાઓ :** આ રીતે પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સિવાય ઉદ્યોગોનું જ જ્ઞાન અને તાલીમ આપવાના હેતુથી સરકારે ઔદ્યોગિક શિક્ષણનો પ્રચાર કરનાર એક અલગ ખાતું ખોલ્યું છે. એના વડા '**ડાયરેક્ટર ઑફ ટેકનિકલ એજ્યુકેશન**' કહેવાય છે. તેમની ઑફિસ મુંબઈમાં છે. માત્ર ચાર ધોરણ ભણેલાંથી માંડી ઠેઠ યુનિવર્સિટી સુધીનું શિક્ષણ પામેલાં માટે વિવિધ પ્રકારનું ઔદ્યોગિક શિક્ષણ લેવાની સગવડો મુંબઈ રાજ્યમાં તેમજ આખા ભારતદેશમાં સરકારે યોજવા માડી છે અને તેમાંની ઘણી અમલમાં પણ આવી ગઈ છે. સામાન્ય હાઈસ્કૂલમાં ધોરણ આઠથી મુખ્યત્વે ઉદ્યોગો શીખવનાર હાઇસ્કૂલ **ટેકનિકલ હાઈસ્કૂલ** કહેવાય છે. એમાં મુખ્યત્વે ઇજનેરી વિષયો શીખવાય છે. તે ઉપરાંત વેપારી વિષયો શીખવનાર હાઈસ્કૂલ **કોમર્શિયલ હાઈસ્કૂલ** અને ખેતીનો વિષય શીખવનાર હાઈસ્કૂલ **એગ્રિકલ્ચરલ હાઈસ્કૂલ** કહેવાય છે. એ ઉપરાંત લગભગ તમામ કારીગરીના ધંધાઓનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવા માટે તેમજ વ્યવહારુ તાલીમ મેળવવા માટે સરકારે '**ડિપ્લોમા કોર્સિઝ**' અને '**એપ્રેન્ટીસ સ્કિમ**' એ બે પ્રકારે અનેક અભ્યાસક્રમો યોજ્યા છે અને તેનો લાભ મળી શકે છે.

**ધંધાર્થી માર્ગદર્શન :** વિદ્યાર્થીએ અભ્યાસ માટે કયો ઉદ્યોગ પસંદ કરવો અથવા ભણી રહ્યા પછી કયો ધંધો પસંદ કરવો એની સલાહ અને માહિતી આપવા માટે સરકારના ઉદ્યોગ શિક્ષણ ખાતામાં **ધંધાર્થી માર્ગદર્શન** આપનાર એક વિભાગ ખોલવામાં આવ્યો છે. એ વિભાગ તરફથી ધંધાઓની માહિતી વિદ્યાર્થીઓને મળે તે માટે પુસ્તકો, પત્રિકાઓ, વ્યાખ્યાનો વગેરે સાધનોથી પ્રચારકામ કરવામાં આવે છે. અને શિક્ષકો આ પ્રચારનું જ્ઞાન આપી શકે તે માટે તેમને તાલીમ પણ આપવામાં આવે છે. એવા શિક્ષકો 'કેરિયર માસ્ટર' કહેવાય છે.

**ઉચ્ચ શિક્ષણ : યુનિવર્સિટીઓ :** માધ્યમિક કક્ષા પછીનું ઉચ્ચ શિક્ષણ આપવા માટે યુનિવર્સિટી નામની સં[illegible] સ્થાપવાની પ્રથા બ્રિટિશ અમલથી શરૂ થઈ છે. 'યુનિવર્સિ[illegible]' એ અંગ્રેજી શબ્દ છે. એને માટે ગુજરાતીમાં 'વિ[illegible]' કે 'વિદ્યાપીઠ' એવા શબ્દો વપરાય છે. [illegible] વિષયોનું ઉચ્ચ કક્ષાનું શિક્ષણ આપવા [illegible]

છે અથવા બીજાઓએ કાઢેલી કોલેજોને માન્ય કરે છે, અને પોતે કરેલા નિયમો પ્રમાણે જાહેર પરીક્ષાઓ લઈ પોતાના તરફથી પ્રમાણપત્રો આપે છે. આ પ્રકારની ઉચ્ચ શિક્ષણ આપનાર યુનિવર્સિટી કાઢવા માટે સરકારે અલગ કાયદો કરેલો છે, તે 'યુનિવર્સિટી એક્ટ' કહેવાય છે. જે સંસ્થાને સરકાર આ કાયદા અન્વયે માન્ય કરે તેને જ યુનિવર્સિટી તરીકે શિક્ષણનું કામ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. બ્રિટિશ અમલમાં મુંબઈ પ્રાંતમાં માત્ર મુંબઈમાં જ આવી એક યુનિવર્સિટી હતી. તે 'યુનિવર્સિટી ઑફ બૉમ્બે' કહેવાય છે. સ્વરાજ સ્થપાયા પછી મુંબઈ રાજ્યમાં યુનિવર્સિટીઓની સંખ્યા વધી ગઈ છે. 'ગુજરાત યુનિવર્સિટી' અમદાવાદમાં ગુજરાત માટે, અને 'વડોદરા યુનિવર્સિટી' વડોદરામાં વડોદરા પ્રદેશ માટે સ્થપાઈ છે. ખેડા જિલ્લામાં 'ગ્રામ વિદ્યાપીઠ' સ્થાપવાના ધ્યેયથી આણંદ નજીક વલ્લભ-વિદ્યાનગર રચવામાં આવ્યું છે.

**ઉપસંહાર :** આ પ્રકરણમાં શિક્ષણનું મહત્વ, શિક્ષણની વિવિધ કક્ષાઓ અને શિક્ષણ પ્રચાર માટે સરકારે યોજેલાં વહીવટી તંત્રો, એ મુદ્દાઓની સામાન્ય માહિતી આપી છે. ખેડા જિલ્લામાં વિવિધ કક્ષાઓનું શિક્ષણ આપવા માટે કેવી કેવી સગવડો છે, અને તેનો કેટલા પ્રમાણમાં લાભ લેવાય છે તેની માહિતી હવે પછીનાં પ્રકરણોમાં આપી છે.

# ૪૨

# પૂર્વપ્રાથમિક શિક્ષણ

**બાલમંદિર :** પૂર્વપ્રાથમિક શિક્ષણ આપનાર શાળા 'બાલમંદિર' કહેવાય છે. એને 'શિશુવિહાર,' 'બાલવાડી' એવાં નામો પણ અપાય છે. એમાં ત્રણ કે ચાર વર્ષની ઉંમરથી બાળક દાખલ થઈ શકે છે અને બે વર્ષ સુધી શિક્ષણ મેળવે છે. આ શિક્ષણ–ઇટાલીમાં થઈ ગયેલાં ઈ. સ. ૧૯૫૨માં જ અવસાન પામેલાં–મૅડમ મોન્ટેસોરીએ ખીલવેલા શાસ્ત્રને આધારે મુખ્યત્વે યોજાય છે. એને માટે બાળકો છૂટથી હરીફરી શકે એટલી વિશાળ જગા અને હવાઉજાસવાળો એક ઓરડો, રમતગમત માટેનું મેદાન, બગીચો, અને શાસ્ત્રીય સાધનોની જરૂર પડે છે. સાધનો એવાં હોય છે કે તેમની મદદથી બાળકની તમામ ઇંદ્રિયો, વિચારશક્તિ, લાગણીઓ અને વર્તન કેળવી શકાય છે.

**અભ્યાસક્રમ :** બાલમંદિરના શિક્ષણ માટે કોઈ ચોક્કસ અભ્યાસક્રમ ઠરેલો હોતો નથી. તો પણ એ કક્ષાના શિક્ષણનું ધ્યેય અને તેની કાર્યપદ્ધતિ નિશ્ચિત થયેલાં છે અને એ માટે ખાસ તાલીમ પામેલા શિક્ષકોની જરૂર પડે છે. એવા શિક્ષકો 'મોન્ટેસોરી શિક્ષક' કહેવાય છે.

**શિક્ષણપદ્ધતિ :** શિક્ષણશાસ્ત્ર નહિ જાણનાર મોટેરાં બાળકોને ભય અને લાલચથી કાબૂમાં રાખે છે. બાળક જ્યારે જ્યારે સ્વાશ્રયી બનવા પ્રયત્ન કરે છે ત્યારે ત્યારે આ વડીલો એનું રક્ષણ કરવા જતાં એની શક્તિઓના સ્વાભાવિક આવિર્ભાવને રોકતાં હોય છે. એવી રોકટોકને અવગણીને પણ બાળક પોતાની કુદરતી પ્રેરણાને વશ થઈ વડીલોએ મનાઈ કરેલાં કામો કે ક્રિયાઓ કરે છે, ત્યારે એને ધોલ, ગાળો અને માર પડે છે અને મનાઈ હુકમોની તેમજ ધમકીઓની પરંપરા એને સંભળાવવામાં આવે છે. બાળક સાથેના વર્તનની આ આખી પ્રથા બાલસ્વભાવના અજ્ઞાન ઉપર રચાયેલી છે, એ હવે સિદ્ધ થઈ ચૂક્યું છે. એને બદલે બાળકને એની કુદરતી પ્રેરણા પ્રમાણે વર્તવાની સગવડ આપવી, ભય, લાલચ, અને માર મારવાનાં સાધનોનો ત્યાગ કરવો અને જેમ જેમ બાળકની છૂપી શક્તિઓ સમજાતી જાય તેમ તેમ તેમને યોગ્ય ક્રિયાઓ વડે ખીલવવી, એ બાલશિક્ષણની સાચી રીત છે, એમ મનાય છે.

બાલમંદિરની શિક્ષણપ્રણાલી આ માન્યતા ઉપર રચાયેલી છે. તે મુખ્યત્વે બાળકની કુદરતી શક્તિઓનો અવરોધ ન થાય એ રીતે વર્તન કરવાની બાળકને સગવડો આપે છે. દરેક પ્રસંગે બાળકનું સ્વાતંત્ર્ય, સ્વમાન અને સ્વાશ્રય સચવાય એ આ શિક્ષણપ્રણાલીનો પાયાનો સિદ્ધાન્ત છે. બાલમંદિર તરફથી જે જે ક્રિયાઓ અને પ્રવૃત્તિઓ યોજાય છે તેમાં બાળકની કુદરતી શક્તિઓને ખીલવવાનો હેતુ મુખ્ય હોય છે. એમ કરતાં બાળકની પાંચે ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એવી રીતે કેળવાય છે કે પાંચ–૭ વર્ષની નાની ઉંમરથી જ બાળક એક સ્વતંત્ર, સ્વમાની અને સ્વાશ્રયી નાગરિક બની રહે છે. તે ઉપરાંત વાચન, લેખન અને

અંકગણિતના વિષયો પણ એને આપોઆપ આવડતા જાય છે. એ રીતે બાલમંદિરનાં બે વર્ષ દરમ્યાન જો શાસ્ત્રીય રીતે શિક્ષણ અપાયું હોય તો બાળક પાંચ–છ વર્ષની ઉંમરે પ્રાથમિક શાળામાં જવા માટે તૈયાર થાય છે.

**બાલમંદિરોની સંખ્યા :** ખેડા જિલ્લામાં આશરે ૩૩ બાલમંદિરો ચાલે છે. તેમની મળી શકી તેટલી વિગતો આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપી છે. જિલ્લામાં નાનમોટાં મળી લગભગ એક હજાર ગામો છે. એ દરેક માટે ઓછામાં ઓછું એક બાલમંદિર જોઈએ, એમ સ્વીકારીએ તો જિલ્લામાં ઓછામાં ઓછાં એક હજાર બાલમંદિરો હોવાં જોઈએ. એની સામે માત્ર ૩૩ બાલમંદિરોની સંખ્યા અતિ અલ્પ ગણાય. જે બાલમંદિરો છે તે મોટે ભાગે મોટાં ગામોમાં જ છે, અને તે તે ગામોનાં બાળકોની સંખ્યાના પ્રમાણમાં પણ એ પૂરતાં નથી. વળી દરેક બાલમંદિરનો લાભ લેવા માટે ફી આપવી પડે છે. એટલે માત્ર પૈસાદાર લોકોજ એ લાભ લઈ શકે છે. આ બાલમંદિરોના કામકાજનું શાસ્ત્રીય નિરીક્ષણ કરી એને સુધારવા માટે કોઈ મધ્યસ્થ તંત્ર નથી. એટલે એ અપવાદરૂપ બાલમંદિરોમાં અપાતા શિક્ષણના ગુણદોષનો આધાર કેવળ શિક્ષક અને તેને પોષનાર વ્યવસ્થાપકો ઉપર રહે છે.

**અલ્પ પરિણામ :** આ સંજોગોનું એક પરિણામ એ છે કે બાલમંદિરની તાલીમ પામેલાં બાળકો જ્યારે પ્રાથમિક શાળામાં જાય છે ત્યારે તેમને એવી તાલીમ વિનાના બાળકોની વચ્ચે રહી, અશાસ્ત્રીય પદ્ધતિએ મળતું શિક્ષણ લેવું પડે છે. એટલે બાલમંદિરની તાલીમ આગળ વધવાને બદલે અટકી જાય છે અને ભુંસાઈ જાય છે. આમ છતાં એ તાલીમ પામેલા બાળકની સંસ્કારિતા અને બીજી આવડતો છૂપાં રહેતાં નથી.

**પૂર્વપ્રાથમિક શિક્ષણ–માનવતાનો પાયો :** પૂર્વપ્રાથમિક શિક્ષણનો પ્રચાર આમ નહિ જેવો હોવાથી, એને લોકો પૈસાદારો માટેનું અને શહેરીઓના જ લાભનું શિક્ષણ માને છે. હકીકત તો એ છે કે મેડમ મોન્ટેસોરીએ મંદ બુધ્ધિનાં બાળકોને સુધારવાના પ્રયત્નો કરતાં કરતાં આ શિક્ષણપદ્ધતિની શોધ કરી હતી. અને તેનો પ્રથમ પ્રયોગ ગરીબ મજૂરોનાં સામાન્ય બાળકો ઉપર સફળતાથી કરવામાં આવ્યો હતો. એટલે બાલમંદિરની શિક્ષણપ્રણાલી માત્ર પૈસાદાર કે શહેરી બાળકો માટે જ નથી, પણ તમામ બાળકો માટે છે. તમામ ભાવિ શિક્ષણનો એ પાયો છે, અને મેડમ મોન્ટેસોરી તો છેલ્લે સુધી કહેતાં હતાં કે યુદ્ધખોરી વિનાની, સ્નેહ, સહકાર અને સેવાભાવ ઉપર રચાયેલી નવીન માનવતા ખીલવવા માટે આખી શિક્ષણપ્રણાલી આ પૂર્વપ્રાથમિક કક્ષાથી નવેસર રચવાની જરૂર છે. ખેડા જિલ્લામાં પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ સાર્વત્રિક થતું જાય છે. એ જોતાં આ પાયાની કક્ષાના શિક્ષણને સાર્વત્રિક બનાવવાની જરૂરિયાતનો પણ સ્વીકાર થવો જોઈએ.

**ખેડા જિલ્લો : પૂર્વપ્રાથમિક શિક્ષણનું જન્મસ્થાન :** આ બાબતમાં ખાસ જાણવા જેવી હકીકત એ છે કે ખેડા જિલ્લો તો ગુજરાતના પૂર્વપ્રાથમિક શિક્ષણનું જન્મસ્થાન છે. ગુજરાતની પ્રથમ મોન્ટેસોરી શાળા ઈ. સ. ૧૯૧૫માં વસોમાં શરૂ થઈ હતી અને એ શાળા જોયા પછી બાલ-શિક્ષણના પ્રચારનો ભેખ લેવાની પ્રેરણા જાણીતા બાલ-શિક્ષાગુરૂ સદ્‌ગત ગિજુભાઈને મળી હતી.

આ પ્રથમ મોન્ટેસોરી શાળા હજી વસોમાં હયાત છે. તે મૂળ 'નવી ગુજરાતી શાળા' કહેવાતી અને હાલ 'પુરૂષોત્તમ ભોગીલાલ નવી ગુજરાતી શાળા' કહેવાય છે. એમાં બાળવર્ગથી ચોથા ધોરણ સુધીનું શિક્ષણ નવા સિદ્ધાંતો પ્રમાણે આપવાનો પ્રથમ અખતરો શરૂ કરવામાં આવ્યો હતો. આજે એ પ્રથમ પ્રયોગની તાજગી ત્યાં નથી. છતાં એની પ્રણાલીઓ જીવંત છે, અને એના બાલવર્ગને અલગ કાઢી 'જશભાઈ મગનભાઈ બાલમંદિર' નામની સ્વતંત્ર સંસ્થા યોજવામાં આવી છે. તે વસોનાં બાળકોને પૂર્વપ્રાથમિક કક્ષાનું શિક્ષણ આપે છે.

**પ્રથમ પ્રયોગની પ્રેરક વાતો : વિદ્યાદાનનો પવિત્ર દિવસ :** લગભગ ચાલીસ વર્ષ ઉપર આ પ્રયોગ કેવા સંજોગોમાં શરૂ થયો અને તેને આજ સુધી કેવી રીતે નિભાવવામાં આવ્યો તેની રસિક, પ્રેરક અને બોધક વિગતો 'મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય' એ નામના પુસ્તકમાં આપેલી છે. ખેડા જિલ્લામાં પૂર્વપ્રાથમિક શિક્ષણનો વિકાસ કરવા માટે એ તમામ વિગતો માર્ગદર્શક થાય એવી છે. એમાં સૌથી વધુ ઉપયોગી હકીકત એ છે કે શિક્ષણની પ્રવૃત્તિઓને મદદ કરવા માટે લોકો બે આના કે તેથી વધુ રકમનાં નાનાં નાનાં દાન આપતાં તથા ઉઘરાવતાં શીખે એ હેતુથી વર્ષમાં એક વખત 'વિદ્યાદાનનો પવિત્ર દિવસ' દર ભાઈબીજે ઉજવવાની પ્રથા વસો ગામમાં ઈ. સ. ૧૯૧૫થી ચાલે છે. એને લીધે માત્ર એક જ દિવસમાં રૂ. ૫૦૦થી ૧૦૦૦ જેવી રકમ આશરે દશ હજારની વસ્તીવાળા એ ગામમાંથી મળે છે. અને એ રકમમાંથી [illegible] મંદિર ઉપરાંત શિક્ષણની નાની નાની પ્રવૃ[illegible] છે. આ પ્રથા બીજાં ગામોએ પણ [illegible].

એના પ્રણેતા સદ્ગત મોતીભાઈ અમીનની આકાંક્ષા તો એને આખા ચરોતરમા ફેલાવવાની હતી એ માટે એમણે 'ચરોતર એજ્યુકેશન સોસાયટી'દ્વારા તા ૧૦-૪-૧૯૩૮ને દિવસે આણંદ તાલુકામાં વિદ્યાદાનનો પવિત્ર દિવસ ઉજવવાનો સફળ પ્રયોગ કર્યો હતો અને એ પ્રયોગ બીજે વર્ષે આખા ચરોતરમાં અજમાવવાનો એમનો સંકલ્પ પાર પડે તે પહેલાં જ તેઓ અવસાન પામ્યા હતા

**બાલદિન** પૂર્વપ્રાથમિક અને પ્રાથમિક કક્ષાનાં બાળકોના હિતની સદ્ગત મોતીભાઈ અમીને વસોમાં સ્થાપેલી બીજી અસરકારક યોજના તે દર વર્ષે વસંત પંચમીને દિવસે ઉજવાતું બાલપર્વ છે એને 'બાલદિન' કહે છે. એ દિવસે ગામનાં તમામ બાળકો—આશરે ૧૨૦૦—એક સ્થળે એકઠાં થાય છે તેમના મનોરંજન અને બોધ માટે વિવિધ કાર્યક્રમો યોજાય છે એ દિવસે લોકોના હૃદયમાં બાલમહિમા જાગ્રત થાય છે અને બાળકોના હિતની અનેક યોજનાઓ વિચારાય છે પૂર્વપ્રાથમિક શિક્ષણના વ્યાપક પ્રચાર માટે ગામેગામ આવાં બાલપર્વો ઉજવવાની જરૂર છે

**કાર્યકરો** એથી યે વધુ મહત્ત્વની બિના તો એ છે કે આ પ્રવૃત્તિના પ્રણેતા સદ્ગત મોતીભાઈ અમીન જનસેવાનાં અનેક કાર્યોમા સતત રોકાયેલા રહેતા છતા વસોની નવી ગુજરાતી શાળા એમને સૌથી વધુ પ્રિય હતી પોતે વસોમા હોય ત્યારે સવારે વહેલા ઊઠી, શાળા શરૂ થતા પહેલાં, તેઓ અચૂક એ શાળાના સ્થળ ઉપર બધાથી પહેલા પહોંચી જતા નવી ગુજરાતી શાળા કઈ રીતે કાર્યનો આરંભ કરે છે અને તેમાં શાસ્ત્રીયતા જળવાય છે કે નહિ તેનું તેઓ બારીક નિરીક્ષણ કરતા અને શિક્ષકોને માર્ગદર્શન આપતા આ સેવાકાર્ય જીવનના અંત સુધી એમણે છોડ્યુ નહોતું પૂર્વપ્રાથમિક શિક્ષણ એ તમામ શિક્ષણનો પાયો છે, એની ઊંડી પ્રતીતિ એમને થયેલી હતી અને એની ખીલવણીને એમણે ધર્મકાર્ય માન્યુ હતું એવા કાર્યકરો દ્વારા જ એ ધર્મકાર્ય આગળ વધી શકે ઉપર જણાવ્યુ છે તેમ જો ઓછામાં ઓછાં એક હજાર બાલમંદિરોની આ જિલ્લા માટે જરૂરિયાત સ્વીકારીએ તો એટલા જ તાલીમ પામેલા બાલશિક્ષકો પણ જોઈએ એનો અર્થ એ થયો કે બાલશિક્ષકો તૈયાર કરવા માટે આ જિલ્લામાં એક કૉલેજ હોવી જોઈએ અથવા ચાલુ ટ્રેનિંગ કૉલેજોમાં એ માટે સગવડો થવી જોઈએ અને આ પ્રવૃત્તિમાં સુશિક્ષિત સ્ત્રી-પુરુષોને જોડવા જોઈએ આ કક્ષાનુ શિક્ષણ એ મુખ્યત્વે સ્ત્રીઓનુ કાર્યક્ષેત્ર છે તેથી સ્ત્રીઓ એમા જોડાય એ માટે આગ્રહ અને પ્રચાર થવો જોઈએ

**આધાર**: (૧) નડિયાદના જાણીતા બાલશિક્ષક શ્રી મુળજીભાઈ ભક્ત મારફતે મળેલી માહિતી (૨) 'મોતીભાઈ અમીન-જીવન અને કાર્ય'-કર્તા: પુરુષોત્તમ છ શાહ (૩) કેટલાક બાલમંદિરો તરફથી મળેલી માહિતી

# ૪૨

## પરિશિષ્ટ

### ખેડા જિલ્લામાં ચાલતાં બાલમંદિરો

**ખંભાત તાલુકો**: (૧) **ખંભાત-નૂતન બાલમંદિર**: સ્થાનિક સંસ્થાએ ૧૯૪૫મા સ્થાપેલુ ૭૮ બાળકો ૩ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂ ૨) વાર્ષિક ખર્ચ રૂ ?૬૫ જેટલુ (૨) **ખંભાત-કમલાલક્ષ્મી બાલવાડી** સ્થાનિક સંસ્થાએ ૧૯૪૫મા સ્થાપેલી ૭૫ બાળકો ૨ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૨) વાર્ષિક ખર્ચ રૂ ૧૫ ૬ જેટલુ.

**બોરસદ તાલુકો**: (૧) **આકલાવ-બાલમંદિર** આકલાવ બાલ કેળવણી મંડળ ચલાવે છે (૨) **ભાદરણ: સ્વ વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલ મૉન્ટેસોરી બાલમંદિર**: પ્રગતિ મંડળ, ભાદરણે તા ૧-૫-૧૯૩૪ના રોજ સ્થાપેલુ. ૧૨૬ બાળકો ૪ શિક્ષકો વાર્ષિક ખર્ચ રૂા ૫૮૯૩ જેટલુ

**પેટલાદ તાલુકો**: (૧) **પેટલાદ-મહિલા મંડળ બાલમંદિર** મહિલા મંડળ-પેટલાદે ૧૯૪૯મા સ્થાપેલુ ૫૫ બાળકો ભણે છે ૨ શિક્ષકો મકાન સંસ્થાનુ ક્રીડાંગણ છે વાર્ષિક ખર્ચ રૂા ૨૧૦૦) જેટલુ [૨] **ચાંગા-બાલમંદિર**: સ્થાનિક સંસ્થાએ તા ૧-૪-૫૨ના રોજ સ્થાપેલુ ૪૯ બાળકો ૧ શિક્ષક [૩] **ધર્મજ બાલમંદિર**: બંધુ સમાજે ૧૯૭૬મા સ્થાપેલુ ૮૧ બાળકો ૨ શિક્ષકો વાર્ષિક ખર્ચ રૂ. ૫૦૦૦) જેટલુ [૪] **સોજિત્રા – મણિલાલ રણછોડભાઈ પટેલ બાલમંદિર**: સ્થાનિક સંસ્થાએ તા ૨૮-૧-૩૬ના રોજ સ્થાપેલુ ૭૫ બાળકો ૨ શિક્ષકો મકાન સંસ્થાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૦-૧૨-૦ વાર્ષિક ખર્ચ રૂ ૨૦૦૦) જેટલુ મુખ્ય શિક્ષક તાલીમ પામેલા છે

**આણંદ તાલુકો**: (૧) **આણંદ-શિશુવિહાર-ચરોતર એજ્યુકેશન સોસાયટી.** સોસાયટીએ ૧૯૪૭મા સ્થાપેલુ ૧૩૮

બાળકો ૫ શિક્ષકો તે પૈકી ૪ તાલીમ પામેલા મકાન માલિકીનુ ક્રીડાંગણ છે ફી ૨ રૂા, વાર્ષિક ખર્ચ રૂા ૧૮૮૭૫ જેટલુ (૨) આણંદ-શારદા બાલમંદિર : શારદા હાઈસ્કૂલ, આણંદના સંચાલકોએ ૧-૪-૧૯૫૧ના રોજ સ્થાપેલુ ૭૨ બાળકો ૨ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે (૩) વલ્લભવિદ્યાનગર, -મગનભાઈ કીશાભાઈ કુમારમંદિર : ચારુતર વિદ્યામંડળે તા ૧-૩-૪૯ના રોજ સ્થાપેલુ બાલમંદિરથી પ્રાથમિક ચાર ધોરણ સુધીના અભ્યાસની સગવડ છે તે બધા ધોરણોમા કુલ ૮૭ બાળકો ભણે છે ૪ શિક્ષકો મકાન માલિકીનુ ક્રિડાંગણ છે (૪) નાપાડ-પટેલ બાલમંદિર : સ્થાનિક સંસ્થાએ તા ૧૫-૬ ૫૦ના રોજ સ્થાપેલું ૨૫ બાળકો ૧ શિક્ષક (૫) કરમસદ-બાલમંદિર : નાગરિક સમિતિએ ૧૯૪૪મા સ્થાપેલુ ૫૯ બાળકો ૨ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી ૦-૮-૦ વાર્ષિક ખર્ચ રૂ ૧૧૯૮ જેટલુ (૬) ઓડ-બાલમંદિર ઓડ કેળવણી મંડળે તા ૧૫-૮-૫૩ના રોજ સ્થાપેલુ ૩૦ બાળકો, ૧ શિક્ષક

**નડિયાદ તાલુકો : નડિયાદ-ફૂલચંદ બાપુજી બાલમંદિર :** આ બાલમંદિરની પાંચ શાખાઓ છે તેનો વહીવટ ફૂ. બા સમિતિ કરે છે (૧) પચકૂઈ શાખા સ્થા તા ૧૫-૬-૩૪ ૧૦૦ બાળકો ૨ શિક્ષક, ૪ શિક્ષિકાઓ વાર્ષિક ખર્ચ રૂ ૪૦૯૩ જેટલુ (૨) મહાલક્ષ્મી માતાવાળી શાખા : (આ શાખામા બાલમંદિર ઉપરાત પ્રાથમિક શાળાના ચાર ધોરણ સુધીના અભ્યાસની સગવડ છે) ૧૯૪૯મા સ્થપાયેલી ૫૦ બાળકો ૧ શિક્ષક, ૨ શિક્ષિકાઓ વાર્ષિક ખર્ચ રૂ ૨૬૫૫) જેટલુ (૩) અનાથાશ્રમ શાખા ૧૯૪૯મા સ્થપાયેલી ૪૩ બાળકો ૧ શિક્ષિકા વાર્ષિક ખર્ચ રૂ ૬૦૦) જેટલુ (૪) ન્યુ શોરોક મિલ શાખા : ૧૯૫૦માં સ્થપાયેલી ૪૨ બાળકો ૧ શિક્ષક, ૧ શિક્ષિકા, વાર્ષિક ખર્ચ રૂ ૧૫૦૦) જેટલુ (૫) મોઢવાડી શાખા ૧૯૫૩મા સ્થપાયેલી ૬૦ બાળકો ૧ શિક્ષક, ૨ શિક્ષિકાઓ

આ પાચે શાખાઓ માટે ફૂ બા સમિતિને નડિયાદ મ્યુનિ વાર્ષિક રૂ ૫૦૧) ગ્રાન્ટ આપે છે. પાંચ શાખાઓ પૈકી મિલ અને અનાથાશ્રમના મકાન મફત ઉપયોગ કરવા મળેલા છે, જ્યારે બાકીની ત્રણ શાખાઓના મકાન ભાડાના છે મહાલક્ષ્મી માતાવાળી શાખા સિવાયની ચારેય શાખાઓમા ક્રીડાંગણો છે દરેક શાખામા માસિક ફી રૂ ૩) લેવાય છે તેડાગર બાઈઓની વ્યવસ્થા છે તેની કાંઈ જુદી ફી લેવાતી નથી

**(૬) ઉત્તરસંડા : કુબેરભાઈ સોમાભાઈ બાલમંદિર :** ૩૮ બાળકો ૧ શિક્ષક મકાન સ્થાનિક સંસ્થાનુ વાર્ષિક ખર્ચ રૂા ૫૦૦) જેટલુ **(૭) વસો-શ્રી જશભાઈ મગનભાઈ પટેલ બાલમંદિર** : વસો કેળવણી મંડળે ૧૯૧૫મા સ્થાપેલુ વાર્ષિક રૂા ૨૬૫) ગ્રાન્ટ મળે છે ૧૭૫ બાળકો ૨ શિક્ષકો તે પૈકી ૧ તાલીમ પામેલા, ૧ સંગીત શિક્ષક મકાન ભાડાનુ ક્રીડાંગણ છે વાર્ષિક ખર્ચ રૂા ૨૪૮૦ જેટલુ સને ૧૯૪૩મા સંસ્થાને રૂા ૪૦૦૦)નુ ટ્રસ્ટ ફંડ મળ્યુ તેથી શ્રી જશભાઈ મગનભાઈનુ નામ જોડવામા આવ્યુ **(૮) પીજ-બાલવાડી :** સ્થાનિક સંસ્થાએ ૧૯૪૪મા સ્થાપેલી ૭૫ બાળકો, ૧ શિક્ષક મકાન ભાડાનું ક્રીડાંગણ છે ફી રૂા ૧) વાર્ષિક ખર્ચ રૂા ૧૨૫૦ જેટલુ તેડાગર બાઈ છે

**માતર તાલુકો : નવાગામ-શ્રી સારાભાઈ નારણભાઈ બાલમંદિર :** સ્થાનિક સંસ્થાની માલિકીનુ ૪૨ બાળકો ૧ શિક્ષક મકાન માલિકીનુ ક્રીડાંગણ છે ફી રૂા ૧) વાર્ષિક ખર્ચ રૂા ૧૫૦૦)

**મહેમદાવાદ તાલુકો : (૧) મહેમદાવાદ-બાલસંસ્કાર કેન્દ્ર** બાલસંસ્કાર કેન્દ્ર-મહેમદાવાદ તાલુકાએ તા ૧૪-૧૨-૫૮ના રોજ સ્થાપેલુ ૫૬ બાળકો, ૧ શિક્ષક મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૨) વાર્ષિક ખર્ચ રૂા ૧૮૦૦) જેટલુ **(૨) મહેમદાવાદ સાર્વજનિક બાલમંદિર** માલિકી નાગરિક સમિતિની ૧૧૨ બાળકો ૩ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૨) વાર્ષિક ખર્ચ રૂા ૨૫૩૩ જેટલુ

**કપડવણજ તાલુકો : કપડવણજ-મુગટ બાલમંદિર :** સેવાસંઘે ૧૯૪૪મા સ્થાપેલુ ૪૩ બાળકો ૨ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૨) વાર્ષિક ખર્ચ રૂા ૨૫૦૦) જેટલુ

**ઠાસરા તાલુકો : ડાકોર-બાલમંદિર :** સંસ્થાન હાઈસ્કૂલ ડાકોર સંચાલિત ૧૦૫ બાળકો ૩ શિક્ષકો મકાન માલિકીનુ ફી રૂા ૩)

**વાડાશિનોર તાલુકો : વાડાશિનોર-બાલમંદિર :** દશા નીમા યુવક મંડળે ૧૯૪૫મા સ્થાપેલુ ૭૫ બાળકો ૨ શિક્ષકો મકાન ભાડાનુ ક્રીડાંગણ છે ફી રૂા ૨) વાર્ષિક ખર્ચ રૂપિયા ૩૩૦૧) જેટલુ

---

નોંધ : જેટલા બાલમંદિરોની જે જે વિગતો મળી તેટલી અહી આપી છે

★

# ૪૩

# પ્રાથમિક શિક્ષણ (૧)

**ધોરણો અને વયમર્યાદા :** સ્વરાજ સ્થપાતા પહેલાં પ્રાથમિક શિક્ષણમાં એક વર્ષ બાળવર્ગ અને તે પછી ૧થી ૭ સુધી એક એક વર્ષનું એક એક ધોરણ એમ કુલ ૮ વર્ષનો અભ્યાસક્રમ હતો. એમાંથી બાળવર્ગ કમી કરીને સાત ધોરણનો અભ્યાસક્રમ રાખવામાં આવ્યો છે. પહેલા ધોરણમાં અગાઉ સાત વર્ષની ઉંમરનાં બાળકોને જ દાખલ કરવામાં આવતાં તેને બદલે હવે પાંચ વર્ષનાં બાળકોને પણ પહેલા ધોરણમાં દાખલ કરવાનું ઠર્યું છે. એટલે હાલ પાંચમા વર્ષથી પ્રાથમિક શિક્ષણ શરૂ થાય છે અને તે સાત વર્ષ ચાલે એટલે બાર વર્ષ પૂરા થતાં બાળક પ્રાથમિક શિક્ષણ પૂરું કરે છે. પરંતુ બધાં બાળકો પાંચમે વર્ષે શાળામાં જતાં નથી એટલે પહેલાં ધોરણમાં ૫થી ૭ વર્ષનાં અને એ રીતે છેલ્લા ધોરણમાં ૧૨ થી ૧૪ વર્ષની ઉંમરનાં બાળકો હોય છે.

**અભ્યાસક્રમ :** પ્રાથમિક શાળાનો અભ્યાસક્રમ સ્વરાજ સ્થપાયા પછી (ઈ. સ. ૧૯૪૯–૫૦) નવેસર રચવામાં આવ્યો હતો. ત્યારપછી એ અભ્યાસક્રમમાં ધોરણ ૫–૭ માટે ફરીથી ફેરફાર કરવામાં આવ્યા છે અને એ નવો અભ્યાસક્રમ ઈ. સ. ૧૯૫૫ના જૂન માસથી અમલમાં આવવાનો છે.

તમામ પ્રાથમિક શાળાઓ એક જ અભ્યાસક્રમ ચુસ્ત રીતે શીખવે એવી અપેક્ષા આજ સુધી રખાતી હતી. પરંતુ જિલ્લામાં અને આખા રાજ્યમાં જુદા જુદા પ્રકારની શાળાઓ છે. તેમની પાસે શિક્ષકો અને સાધનો જુદી જુદી કોટીનાં હોય છે. વળી શિક્ષણપદ્ધતિની બાબતમાં પણ મતભેદો પ્રવર્તે છે. શાસ્ત્રીય તાલીમ પામેલા શિક્ષકો પૂરતા પ્રમાણમાં નથી અને જૂની માધ્યમિક શાળાઓમાં નીચલાં ધોરણોમાંથી અંગ્રેજી કમી કરવાને લીધે એ ધોરણોને પણ હવે ઉપર જણાવેલો સુધરેલો અભ્યાસક્રમ લાગુ પાડવામાં આવ્યો છે. આ બધા સંજોગો ધ્યાનમાં લઈ અભ્યાસક્રમની રૂપરેખાને કાયમ રાખી વિગતોમાં સંજોગો પ્રમાણે ફેરફાર કરવાની છૂટ રાખવામાં આવી છે.

સુધરેલા અભ્યાસક્રમનું બીજું મહત્ત્વનું લક્ષણ એ છે કે તમામ વિષયોના શિક્ષણમાં વ્યવહારુ માહિતી અને તાલીમનાં તત્ત્વો દાખલ કરવામાં આવ્યાં છે. વાચન, લેખન, ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, વગેરે ઉપરાંત ઉદ્યોગો, વ્યાયામ, સંગીત, અને કળાના વિષયોને પણ સ્થાન અપાયું છે. કન્યાઓ માટે આ સામાન્ય અભ્યાસક્રમ ઉપરાંત આરોગ્યવિજ્ઞાન અને ગૃહવિજ્ઞાનના વિષયો ખાસ રાખવામાં આવ્યા છે. આજ સુધી આ બધા વિષયોનું શિક્ષણ આપવા છૂટક છૂટક પ્રયત્નો થતા હતા. તેમને હવે સત્તાવાર અભ્યાસક્રમમાં સમાવી દેવાયાં છે. એટલે એ વિષયોના શિક્ષણની આજ-સુધી ચાલતી પરચૂરણ પ્રવૃત્તિઓની આ પ્રકરણમાં નોંધ લીધી નથી. આ અભ્યાસક્રમની વિગતો છાપેલી પુસ્તિકારૂપે મુંબઈ અને પૂનાની સરકારી બુક ડેપોમાંથી જૂજ કિંમતે મળી શકે છે. કોઈપણ સુશિક્ષિત માબાપ આ અભ્યાસક્રમથી વાકેફ થઈ એને અનુસરીને પોતાનાં બાળકોને શિક્ષણ આપી શકે છે, અથવા શાળામાં અપાતા શિક્ષણ ઉપર નજર રાખી પોતાનાં બાળકોનું શિક્ષણ સંગીન બનાવી શકે છે.

**પાઠ્યપુસ્તકો :** પ્રાથમિક શાળા માટે ચાર ધોરણ સુધીની વાચનમાળાઓ સરકારે તૈયાર કરી છે અને તે તથા વિદ્યાપીઠની સરકારે મંજૂર કરેલી વાચનમાળાઓ શાળાઓમાં વપરાય છે. તે સિવાયનાં પાઠ્યપુસ્તકો સરકારે મંજૂર કર્યાં હોય તેમાંથી શાળામંડળ પસંદ કરે છે અને તેનાં જ પુસ્તકો બધી શાળાઓમાં વાપરવાનું ધોરણ સરકારે ઠરાવેલું છે.

**વ્યાયામપ્રવૃત્તિ :** ઉપર જણાવ્યું છે તેમ વ્યાયામને હવે અભ્યાસક્રમમાં સત્તાવાર સ્થાન મળ્યું છે, તે માટે શિક્ષકોને તાલીમ આપવાની સગવડો પણ થઈ છે અને આ વિષયના શિક્ષણ ઉપર દેખરેખ રાખવા ઇન્સ્પેક્ટરો પણ રોકવામાં આવે છે.

**સ્કાઉટ પ્રવૃત્તિ :** 'ધી ભારત સ્કાઉટ્સ એન્ડ ગાઈડ્ઝ, બોમ્બે સ્ટેટ' એ નામની સરકાર માન્ય સંસ્થા મુંબઈ રાજ્યમાં સ્કાઉટ પ્રવૃત્તિનું સંચાલન કરે છે. તેના હેડક્વાર્ટરના વડા 'કમિશ્નર' કહેવાય છે. તેઓનું સરનામું 'ચુનીલાલ મહેતા સ્કાઉટ હટ, મહાત્માગાંધી રોડ, મુંબઈ–૧' છે. આ સંસ્થા તરફથી ખેડા જિલ્લામાં પણ સ્કાઉટ પ્રવૃત્તિ ચાલે છે. તેનું સંચાલન 'મંત્રી, ખેડા જિલ્લા ભારત સ્કાઉટ્સ એન્ડ ગાઈડ્ઝ, (શારદા હાઈસ્કૂલ, આણંદ)' કરે છે. ૧૯૫૨–૫૩ના વર્ષમાં ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓમાં તાલુકાવાર નીચે પ્રમાણેની સ્કાઉટ અને ગર્લ ગાઈડની ટુકડીઓ અને સંખ્યા હતી :

| તાલુકો | સ્કાઉટની ટુકડીઓ | સ્કાઉટની સંખ્યા | ગર્લ ગાઈડની ટુકડીઓ | ગર્લ ગાઈડની સંખ્યા |
|---|---|---|---|---|
| ૧. ખંભાત | ૫ | ૯૦ | — | — |
| ૨. બોરસદ | ૩ | ૪૭ | — | — |
| ૩. પેટલાદ | ૩ | ૭૩ | ૨ | ૬૯ |
| ૪. આણંદ | ૧૨ | ૩૦૭ | ૨ | ૫૦ |
| ૫. નડિયાદ | ૧ | ૪૮ | ૨ | ૫૮ |
| ૬. માતર | ૩ | ૬૪ | — | — |
| ૭. મહેમદાવાદ | ૧ | ૨૦ | — | — |
| ૮. કપડવણજ | ૫ | ૧૮૨ | ? | ૬૦ |
| ૯. ઠાસરા | — | — | — | — |
| ૧૦. વાડાશિનોર | — | — | — | — |
| | ૩૩ | ૮૩૧ | ૬ (?) | ૨૩૭ |

**દૃશ્ય શિક્ષણ :** મેજિક લેન્ટર્ન, સિનેમા, વગેરે સાધનોની મદદથી શિક્ષણ આપવાની પદ્ધતિનો પ્રચાર સર્વત્ર વધી રહ્યો છે. આ માટે મુંબઈ સરકારે ખાસ સાધનો તૈયાર કરાવ્યાં છે અને તેમનો લાભ રાજ્યની શાળાઓને આપવા માટે મુંબઈમાં ખાસ અધિકારી નીમ્યા છે. તે 'ડેપ્યુટી ઈન્સ્પેક્ટર ફોર વિઝ્યુઅલ ઈન્સ્ટ્રક્શન' (દૃશ્ય શિક્ષણના મદદનીશ અધિકારી) કહેવાય છે. તેમના તરફથી સરકારી સાધનો શાળાઓને તેમની માગણી પ્રમાણે મોકલવામાં આવે છે. ખેડા જિલ્લા લોકલ બોર્ડ પણ આ સાધનોનો લાભ તેના તાબાની શાળાઓને આપે છે. ઈન્સ્પેક્ટરો શાળા તપાસવા કે ફેરણી માટે જાય ત્યારે આ સાધનો વારાફરતી પોતાની સાથે લઈ જાય અને પોતાના તાબાની શાળાઓનાં બાળકોને એનો લાભ આપે એવી વ્યવસ્થા કરવામાં આવે છે. અલબત્ત, જ્યાં વીજળીની સગવડ હોય ત્યાં જ આ લાભ આપી શકાય છે. તેથી એનો પ્રચાર ઓછો થાય એ દેખીતું છે.

**કામકાજનો સમય વગેરે :** શાળાઓનો સમય, તથા વર્ષ દરમિયાન પાળવાની રજાઓ દર સાલ શાળામંડળ નક્કી કરે છે. સામાન્ય રીતે શાળામાં શીખવવાનો સમય વર્ષ દરમ્યાન નીચે મુજબ નક્કી થાય છે :

| | |
|---|---|
| (૧) નવેમ્બરથી ફેબ્રુઆરી | ૧૧–૦થી ૫–૦ |
| દર શનિવારે | ૮–૦થી ૧૧–૩૦ |
| (૨) માર્ચથી જૂન | ૭–૦થી ૧૧–૧૫ |
| દર શનિવારે | ૭–૦થી ૧૧–૧૫ |
| (૩) જુલાઈથી સપ્ટેમ્બર | ૧૧–૦થી ૫–૦ |
| દર શનિવારે | ૭–૩૦થી ૧૦–૪૫ |
| (૪) ઑક્ટોબર આખો | ૭–૦થી ૧૧–૧૫ |

દર રવિવારે રજા રાખવામાં આવે છે. તે સિવાય વર્ષ દરમિયાન સામાન્ય રીતે નીચેના તહેવારોની રજાઓ પળાય છે : ખ્રિસ્તી બેસતું વર્ષ, ઉત્તરાયણ, સ્વાતંત્ર્યદિન, સર્વોદય મેળો, મહાશિવરાત્રી, હોળી, ધૂળેટી, રામનવમી, મહાવીર જયંતી, શબેબરાત, ગુડફ્રાઈડે, રમજાન ઈદ, રથયાત્રા, દેવપોઢી એકાદશી, બકરી ઈદ, બળેવ, ગોકળઆઠમ, નંદ મહોત્સવ, ગણેશ ચતુર્થી, મહોરમ, અનંત ચૌદશ, ગાંધી જયંતિ, દશેરા, શરદ પૂનમ, વાઘબારસ, ધનતેરશ, કાળી ચૌદશ, દિવાળી, હિંદુ બેસતું વર્ષ, ભાઈબીજ, દેવઊઠી એકાદશી, ઈદ–એ–મિલાદ (બારાવફાત), દેવ દિવાળી, ઈસુ ખ્રિસ્તનો જન્મ દિવસ. આ રજાઓ ઉપરાંત સ્થાનિક તહેવારની ત્રણ રજાઓ પાળવાની છૂટ અપાય છે.

જ્યાં અલગ કન્યાશાળાઓ હોય છે ત્યાં જેઠ મહિનામાં વટ સાવિત્રી વ્રતની એક અને અષાઢ મહિનામાં અલુણા વ્રતની પાંચ રજાઓ પાળવાની મંજૂરી અપાય છે. પણ તે ૭ દિવસના બદલામાં ઉપર જણાવેલી રજાઓમાંથી અમુક ૭ દિવસની રજાઓ કાપી લેવામાં આવે છે. જ્યાં કન્યા શાળાઓ જુદી જુદી નથી હોતી ત્યાં જે કન્યાઓ જેઠ અષાઢના વ્રતના દિવસોમાં શાળામાં આવવા ખુશી ન હોય તેમને રજા અપાય છે, પરંતુ નિશાળમાં જે શિક્ષિકાઓ હોય તો તેમણે નોકરી પર હાજર રહેવાનું હોય છે.

સામાન્ય રીતે મેની ૧૦મીથી જૂનની ૬ઠ્ઠી સુધી ઉનાળાની વેકેશન હોય છે, અને ઓકટોબરની ૨૯મીથી નવેમ્બરની ૧૧મી સુધી દિવાળી વેકેશન હોય છે.

તહેવારની રજા આ વેકેશનોમાં અગર રવિવારે આવી જતી હોય તો તેને બદલે બીજી રજા પાળવાની હોતી નથી.

શિક્ષકોને વર્ષ દરમિયાન ૧૫ કેઝ્યુઅલ રજાઓ મળે છે. બે તહેવારો વચ્ચે લીધેલી કેઝ્યુઅલ રજામાં તહેવારો ગણતરીમાં લેવાતા નથી, પરંતુ બે કેઝ્યુઅલ રજાઓ વચ્ચે આવતા તહેવારો અગર રવિવારો કેઝ્યુઅલ રજાની ગણતરીમાં લેવાય છે.

શાળામંડળ તરફથી અપાતી સામાન્ય સૂચનાઓ મુજબ શાળાઓમાં કેટલીક રજાઓના દિવસે નીચે મુજબ પ્રવૃત્તિઓ થાય છે :

(૧) શાળાની સ્થાપન તારીખના ઉત્સવને દિવસે શિક્ષકો અને વિદ્યાર્થીઓ વિદ્યાદાનનો ફાળો ઉઘરાવે છે. અને જે ફાળો આવે તેનો શાળામંડળની કચેરીએ રિપોર્ટ કરવામાં આવે છે.

(૨) દરેક રજાનું મહત્વ આગલે દિવસે શિક્ષકો વિદ્યાર્થીઓને સમજાવે છે.

(૩) નીચેના દિવસો ઉત્સવદિન ગણી, તે દિવસો રજાના દિવસ ન ગણતાં કામના દિવસો ગણી, તે દિવસોએ રવિવાર આવતો હોય તો પણ શિક્ષકો શાળા ઉઘાડી ઉત્સવનું મહત્ત્વ અને તેનો ટૂંકો ઇતિહાસ બાળકોને સમજાવે છે, અને ગામના સહકારથી તે ઉત્સવ ઉજવવામાં આવે છે :

૩૦મી જાન્યુઆરી (પૂ. મહાત્મા ગાંધીજીની હત્યાનો દિન–સર્વોદય દિન).

૧૫મી ઓગસ્ટ–(અંગ્રેજો હિંદ છોડી ચાલ્યા ગયેલા અને હિંદ સ્વતંત્ર થયેલું તે દિન).

રેંટિયા બારશ (ભાદરવા વદ ૧૨).

તા. ૧૫મી ડિસેમ્બર (સરદાર નિર્વાણ દિન)

શાળાની સ્થાપન તારીખ.

(૪) રજાઓમાં અનુકૂળતા મુજબ વિદ્યાર્થીઓને આજુબાજુનાં જોવા લાયક ઐતિહાસિક સ્થળોએ પર્યટન અર્થે લઈ જવામાં આવે છે.

**ફી :** લોકલ બોર્ડની માન્ય કરેલી શાળાઓમાં નીચેનાં ધોરણોએ ફી લેવાય છે:— ધો. ૧થી ૪માં બિલકુલ ફી લેવાતી નથી. ધો. ૫થી ૭માં લોકલફંડ ભરનારનાં બાળકો પાસે માસિક ત્રણ આના ફી લેવાય છે, અને લોકલફંડ ન ભરનારનાં બાળકો પાસે જેટલામું ધોરણ તેટલા આના ફી લેવાય છે. વડોદરા રાજ્યનાં વિલીનીકરણ થયેલાં ગામોમાં આ ધોરણ હજી લાગુ કરાયું નથી. ત્યાં જૂનું વધારે ફીનું ધોરણ ચાલુ રાખ્યું છે.

ખાનગી શાળાઓ ઉપરના ધોરણ કરતાં વધુ ફી લઈ શકે છે અને કેટલેક સ્થળે આ ફીનું ધોરણ માસિક આઠ આનાથી બે રૂપિયા સુધીનું હોય છે.

**પછાત કોમોને ખાસ સવલતો :** પછાત કોમોને પ્રાથમિક શિક્ષણ મફત આપવામાં આવે છે હરિજન બાળકોને અન્ય સવર્ણ હિન્દુ બાળકો સાથે જ બેસાડવામાં આવે છે. તે ઉપરાંત એ કોમોના લાયક વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા લાયકાતનાં ઇનામો તથા ધો. ૫–૬ માટે ખાસ શિષ્યવૃત્તિઓ અપાય છે. એમને માટે ખેડા, મહેમદાવાદ, નડિયાદ, બોચાસણ, બોરસદ, બોદાલ, વગેરે સ્થળોએ ખાસ છાત્રાલયો ખોલવામાં આવ્યાં છે. શિક્ષકોની પસંદગીમાં આ કોમોને માટે પસંદગીનું ધોરણ હળવું કરી ખાસ ઉત્તેજન અપાય છે. આને લીધે આ કોમો પોતાનાં બાળકોના શિક્ષણમાં રસ લેતી થઈ છે. ઈ. સ. ૧૯૫૧–૫૨માં પ્રાથમિક શિક્ષણ લેતાં આ પ્રકારનાં બાળકોની સંખ્યા ૨૧૩૧૦ હતી.

**શાળાઓના પ્રકાર :** વહીવટની અનુકૂળતા માટે તેમજ અભ્યાસક્રમ જુદા હોવાને કારણે શાળાઓના વિવિધ પ્રકાર પાડવામાં આવ્યા છે. પ્રથમ તો જેમાં માત્ર છોકરાઓ ભણતા હોય તેવી પ્રાથમિક શાળા આ જિલ્લામાં **'કુમારશાળા'** કહેવાય છે. જેમાં માત્ર કન્યાઓ ભણતી હોય તેવી શાળા **'કન્યાશાળા'** કહેવાય છે. જે શાળામાં છોકરાઓ અને કન્યાઓ સાથે ભણતાં હોય તે **'મિશ્રશાળા'** કહેવાય છે. કુમારશાળામાં કન્યાઓ અને કન્યાશાળામાં છોકરાઓ દાખલ થઈ શકે છે, પણ તે અપવાદ તરીકે. અને એવા અપવાદ બાળકોની સંખ્યા અલ્પ હોઈ, એવી શાળાઓના મૂળ પ્રકાર કાયમ રાખવામાં આવે છે. માત્ર જેમાં છોકરા–છોકરીઓની સંખ્યા લગભગ સરખી હોય તે જ **મિશ્રશાળા** કહેવાય છે. વળી ધોરણ ૧થી ૭ શીખવનારી શાળા ફર્સ્ટ ગ્રેડ **(પ્રથમ શ્રેણીની)** શાળા કહેવાય છે અને તેથી ઓછાં ધોરણ શીખવનારી શાળા સેકંડ ગ્રેડ **(દ્વિતીય શ્રેણીની)** શાળા કહેવાય છે. કુમારશાળા, કન્યાશાળા અને મિશ્રશાળા એ ત્રણેયને આ પેટા પ્રકારો લાગુ પડે છે. શિક્ષણનો પ્રચાર

વધને હોવાથી નાનાં ગામોમાં પણ શાળાઓ થવા લાગી છે. ૪૫ વિદ્યાર્થીઓ હોય તો એક શિક્ષક સરકાર પૂરો પાડે છે. એ રીતે એક શિક્ષકની શાળાઓ અને બે, ત્રણ, ચાર, પાંચ કે ૭ ધોરણની શાળાઓ નાનાં ગામોમાં હોય છે. એ શાળાઓમાં ઉપરનાં ધોરણોમાં પૂરતી સંખ્યા નહિ હોવાથી એમને માટે શિક્ષકો મેળવવાનું મુશ્કેલ બને છે. આના ઉપાય તરીકે ખેડા જિલ્લામાં ઉપર જણાવી તેવી નાની શાળાઓનાં બાળકો નજીકની પ્રથમ શ્રેણીની શાળામાં જઈ શકે એ રીતે શાળાઓનાં જૂથ રચવામાં આવ્યાં છે. અને એક જૂથ માટે માન્ય થયેલી મધ્યસ્થ શાળાને **જૂથ શાળા** કહેવામાં આવે છે. દરેક તાલુકામાં એ રીતે જૂથશાળાઓ આવેલી છે. તેમની યાદી આ પ્રકરણને છેડે **પરિશિષ્ટ (૧)** રૂપે આપી છે.

મુખ્યત્વે આ જિલ્લામાં પ્રાથમિક શિક્ષણનો વહીવટ જિલ્લા લોકલ બોર્ડના હાથમાં છે. તે ઉપરાંત નડિયાદની મ્યુનિ. પોતાની હદમાં પ્રાથમિક શિક્ષણનો વહીવટ કરે છે. આ બંને અધિકૃત સંસ્થાઓ તરફથી ચાલતી શાળાઓના વહીવટી પ્રકાર ઉપર ગણાવ્યા છે.

આ ઉપરાંત જુદાં જુદાં ગામોમાં આવેલાં કેળવણી મંડળો, ખ્રિસ્તી મિશનો, સર્વોદય યોજના, સરકારી અધિકારીઓ, વ્યક્તિઓ, કોમી સંસ્થાઓ, વગેરે તરફથી આ જિલ્લામાં પ્રાથમિક શાળાઓ ચાલે છે. એ શાળાઓ લોકલ બોર્ડ માન્ય કરે છે અને સગવડ હોય તો તેમને ગ્રાંટ પણ આપે છે. આવી શાળાઓ **એપ્રુવ્ડ સ્કૂલ્સ** એટલે **માન્ય શાળાઓ** કહેવાય છે. આ પ્રકારની શાળાઓની તાલુકાવાર યાદી આ પ્રકરણને છેડે **પરિશિષ્ટ (૨)** રૂપે આપી છે.

પ્રાથમિક શિક્ષણના કાયદામાં એવી જોગવાઈ છે કે પ્રાદેશિક ભાષા સિવાયની બીજી કોઈ ભાષા બોલનાર વિદ્યાર્થીઓ પૂરતા પ્રમાણમાં હોય તો એવા વિદ્યાર્થીઓને માટે એમની માતૃભાષા દ્વારા શિક્ષણ આપી શકાય એવી શાળાઓ કાઢવી. આવી શાળાઓ માટે અભ્યાસક્રમ તો બીજી શાળાઓના અભ્યાસક્રમ જેવો જ હોય છે, માત્ર ભાષાનો એમાં તફાવત હોય છે. આ જોગવાઈ અનુસાર જેમની માતૃભાષા ઉર્દૂ છે તેવાં મોટે ભાગે મુસ્લિમ બાળકો માટે અલગ શાળાઓ આ જિલ્લામાં ચાલે છે. આ પ્રકારની શાળા **ઉર્દૂશાળા** કહેવાય છે.

આ ઉપરાંત કેટલીક પ્રાથમિક શાળાઓમાં ખેતીનું શિક્ષણ આપવાની ખાસ વ્યવસ્થા હોય છે. તે ખેતીના વિકલ્પવાળી પ્રાથમિક શાળા (**એગ્રીકલ્ચરલ બાયસ સ્કૂલ**) કહેવાય છે. ખેડા જિલ્લામાં છેલ્લાં ત્રીસ વર્ષથી આવી શાળાઓ ચાલે છે. વળી 'ઉદ્યોગ દ્વારા કેળવણી' એ સિદ્ધાંત ઉપર રચાયેલી પાયાની કેળવણી અથવા બુનિયાદી તાલીમ આપનારી શાળાઓ છેલ્લાં થોડાં વર્ષથી પ્રચારમાં આવી છે. એવી શાળાઓ **બેઝીક સ્કૂલ** કહેવાય છે. એમાં કોઈ પણ એક સ્થાનિક ઉદ્યોગને મધ્યમાં રાખી, એને શિક્ષણનું માધ્યમ બનાવી એ વડે પ્રાથમિક શિક્ષણનો સામાન્ય અભ્યાસક્રમ શીખવવાનો હોય છે.

સામાન્ય રીતે પ્રાથમિક શાળા સાથે છાત્રાલય હોતું નથી. પરંતુ પરદેશ ગયેલાં માબાપોનાં બાળકો દેશમાં રહીને પ્રાથમિક શિક્ષણ મેળવી શકે તે માટે આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતી પ્રાથમિક શાળા અંગે છાત્રાલય પણ ચલાવવામાં આવે છે. એ શાળા **બાળગૃહ શાળા** કહેવાય છે. એ જ શાળા સાથે પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવા માટે અધ્યાપન મંદિર (ટ્રેઈનિંગ કૉલેજ) ચાલે છે. એ સંસ્થાના શિક્ષકો ઉપર જણાવેલી બાળગૃહ શાળાના વિદ્યાર્થીઓને જરૂર પ્રમાણે પોતાની તાલીમ માટે પાઠ આપે છે. આ રીતે જે પ્રાથમિક શાળાનો ઉપયોગ શિક્ષકોની તાલીમના પાઠો આપવા માટે થતો હોય તે **પ્રેક્ટીસિંગ સ્કૂલ** કહેવાય છે.

ઉપર ગણાવેલા શાળાઓના તમામ પ્રકારોની તાલુકાવાર સંખ્યા દર્શાવતું પત્રક આ પ્રકરણને છેડે **પરિશિષ્ટ (૩)** રૂપે આપ્યું છે.

**ફરજિયાત શિક્ષણ :** સ્વરાજ સ્થપાયાથી પ્રાથમિક શિક્ષણ મફત અને ફરજિયાત તમામ બાળકોને મળે એવી સગવડ કરવાની ફરજ સરકારને માથે આવી છે. એ ફરજ અદા કરવા માટે એક હજારથી વધુ વસ્તીવાળાં ગામોમાં ૭ થી ૧૧ વર્ષનાં બાળકો ફરજિયાત શાળામાં જતાં થાય એવો કાયદો સરકારે જ્યાં જ્યાં જરૂર અને અનુકૂળતા હોય ત્યાં ત્યાં ઈ. સ. ૧૯૪૭–૪૮થી લાગુ કરવા માંડ્યો છે. ખેડા જિલ્લામાં ઈ. સ. ૧૯૫૨–૫૩ના વર્ષ આખરે ૧૯૪૧ની વસતી ગણતરી મુજબનાં એક હજારની વસતીવાળાં તથા અનધિકૃત મ્યુનિસિપાલિટીઓવાળાં ગામો મળી કુલ ૪૧૭ ગામોમાં આ કાયદો લાગુ કરવામાં આવ્યો હતો. પરંતુ ૧૯૫૪ના જૂનથી ૧૯૫૧ની વસતી ગણતરી મુજબનાં હજાર ઉપરાંતની વસ્તીવાળાં બીજાં ૮૨ ગામોમાં ફરજિયાત કેળવણીનો કાયદો લાગુ કરવાનું નક્કી થયું છે. એ (૪૧૭+૮૨) ૪૯૯ ફરજિયાત શાળાઓ ઉપરાંત બીજાં ગામોમાં પણ

પ્રાથમિક શાળાઓ છે, એ બધાનો સરવાળો કરતાં ૧૯૫૨-૫૩ના વર્ષ આખરે એકંદરે ૬૪૯ ગામોમાં શાળાઓ થઈ હતી. ત્યાર પછી ૧૯૫૪ના ફેબ્રુઆરીમાં બીજાં ૪૯ ગામોમાં શાળાઓ ખોલવામાં આવી છે. એટલે એકંદરે (૬૪૯+૪૯) ૬૯૮ ગામોમાં શાળાઓ થઈ છે. જિલ્લામાં ગામો ૯૪૬ તથા નગરો ૩૮ મળી કુલ ગામો ૯૮૪ છે. તે ઉપરાંત અનેક પરાં છે. આ ગામો તેમજ પરાંમાં જ્યાં માગણી થાય ત્યાં અથવા અનુકૂળ જણાય ત્યાં લોકલ બોર્ડ તરફથી શાળાઓ ખોલવામાં આવે છે. સામાન્ય રીતે સાતસોથી ઉપરની વસતી-વાળાં ગામોમાં શાળા ખોલવાનું ધોરણ હતું. હવે તે બદલીને ૫૦૦થી ઉપરની વસ્તીવાળાં ગામોમાં શાળા ખોલવાનું ધોરણ નક્કી થયું છે. અને તે મુજબ એવાં જિલ્લાનાં બધાંજ ગામોમાં શાળાઓ ખોલવામાં આવી છે. ઉપરનાં કુલ ૯૮૪ ગામો પૈકી બાકી રહેલાં જે ૨૮૬ ગામોમાં શાળા નથી તે ૫૦૦ થી ઓછી વસતીવાળાં છે.

નડિયાદ સિવાય નીચેની ૧૨ મ્યુનિસિપાલિટીઓવાળાં ગામોમાં ફરજિયાત શિક્ષણનો કાયદો લાગુ કરવામાં આવ્યો છે:– આણંદ, ઊમરેઠ, ડાકોર, કપડવણજ, વસો, બોરસદ, મહેમદાવાદ, પેટલાદ, ભાદરણ, વસો, સોજિત્રા, ધર્મજ, અને વાડાશિનોર. વડોદરા રાજ્યના તમામ ગામોમાં ફરજિયાત કેળવણીનો કાયદો ઈ. સ. ૧૯૦૬થી અમલમાં હતો. એ ગામોની શાળાઓ હવે લોકલ બોર્ડના વહીવટમાં આવી છે. પરંતુ વડોદરા રાજ્યના ફરજિયાત કેળવણીના કાયદાનો અમલ વિલીનીકરણ પછી પણ નાનામોટા દરેક ગામને માટે ચાલુ રાખવામાં આવ્યો છે. જો કે વડોદરા રાજ્ય વખતની ફરજિયાત કેળવણી માટેની બાળકની વય મર્યાદા ૬થી ૧૪ વર્ષ સુધીની હતી તે ઘટાડીને આખા જિલ્લાની જેમ ૭ થી ૧૧ વર્ષ સુધીની કરી છે. ફરજિયાત શિક્ષણની દષ્ટિએ આ જિલ્લામાં શાળામાં જવાને યોગ્ય ઉંમરનાં કેટલાં બાળકો શાળામાં જતાં થયાં છે, કાયદાનું પાલન નહિ કરવા બદલ કેટલાં માબાપો ઉપર કામ ચલાવવામાં આવ્યું છે, વગેરે વિગતો નીચેના પત્રકમાં આપી છે:

## ફરજિયાત શિક્ષણના પ્રગતિદર્શક આંકડા

| વિગત | ઈ. સ. ૧૯૫૧-૫૨ | ઈ. સ. ૧૯૫૨-૫૩ |
|---|---|---|
| શાળાએ જવા યોગ્ય (૭થી ૧૧ વર્ષની) ઉંમરનાં બાળકો | ૧,૪૪,૬૫૫ | ૧,૪૩,૫૮૯ |
| કાયદાના અમલ માટે બજાવેલી નોટિસો | ૧૨,૮૭૮ | ૧૧,૫૫૪ |
| નોટિસો ને પરિણામે દાખલ થયેલાં બાળકો | ૧૧,૬૧૯ | ૯૩૨૯ |
| નોટિસોને પરિણામે દાખલ થયેલાં બાળકોની એકંદર ટકાવારી | ૮૨.૪ | ૭૨.૦ |
| હાજરીની ટકાવારી | ૭૧.૬ | ૭૯.૬ |
| કાયદાના ભંગ માટે કોર્ટમાં દાખલ કરેલા મુકરદમા | ૭૪૧૮ | ૧૪,૬૯૩ |
| ચાલેલા મુકરદમા | ૨૮૦૧ | ૩૪૦૦ |
| ચાલવાના બાકી મુકદરમા | ૪૩૧૯ | ૧૦૬૨૮ |
| પાછા ખેંચેલા મુકરદમા | ૨૯૮ | ::૫ |
| વસૂલ થયેલો દંડ (રૂપિયા) | ૩૬૧૧-૯-૦ | ૩૧૧૮-૪-૦ |

**શાળાઓ અને વિદ્યાર્થીઓની સંખ્યા :** ઈ. સ. ૧૯૫૨-૫૩ના વર્ષ આખરે જિલ્લા લોકલ બોર્ડ, મ્યુનિસિપાલિટીઓ અને ખાનગી સંચાલકોની શાળાઓની તથા તેમાં ભણનાર વિદ્યાર્થીઓની સંખ્યા નીચે પ્રમાણે હતી:

| શાળાઓનો પ્રકાર | શાળાની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા છોકરાઓ | કન્યાઓ |
|---|---|---|---|
| સરકારી | ૧ | ૨૦૪ | — |
| **જિલ્લા લો. બો.ની** | | | |
| ૧. ઉદ્યોગવાળી શાળાઓ | ૧૭૦ | ૨૪૫૩૮ | ૧૯૫૨૭ |
| ૨. ખેતી શાળાઓ | ૭ | ૨૫૯૩ | ૨૯૨ |
| ૩. ખેડિક શાળા | ૧ | ૧૨૫ | ૧૨૫ |

| શાળાઓનો પ્રકાર | શાળાની સંખ્યા | વિદ્યાર્થીઓની સંખ્યા છોકરાઓ | વિદ્યાર્થીઓની સંખ્યા કન્યાઓ |
|---|---|---|---|
| ૪. ઉર્દૂ શાળાઓ | ૯ | ૧૧૨૫ | ૬૨૫ |
| ૫. બાકીની બીજી મિશ્ર કુમાર અને કન્યાશાળાઓ | ૬૯૯ } | ૬૮૭૭૭ | ૩૦૫૭૭ |
| ૬. અનધિકૃત મ્યુનિ.ની | ૬૫ } | | |
| નડિયાદ મ્યુનિ.ની અધિકૃત | ૨૭ | ૩૯૪૬ | ૨૫૬૫ |
| મદદ મેળવતી | ૨૩૬ | ૮૬૦૮ | ૪૮૭૬ |
| મદદ નહિ આપેલી | ૨૯ | ૪૪૫ | ૩૦૦ |
| ખાસ પ્રકારની | ૩ | ૩૬૩ | ૨૭૯ |
| | ૧૨૪૭ | ૧૧૦૭૨૪ | ૫૯૧૬૬ |

**કુમારશાળા, મિશ્રશાળા અને કન્યાશાળાની સંખ્યા:** ઉપર જણાવેલી શાળાઓ પૈકી લો. બો.ની શાળાઓમાં કેટકેટલાં ધોરણો શીખવાય છે અને તેમાં છોકરા તથા કન્યાઓની સંખ્યાનું પ્રમાણ કેવું છે તે જાણી શકાય એવું પત્રક **પરિશિષ્ટ (૪)**માં આપ્યું છે.

એ પત્રકને છેડે આપેલા સરવાળા જોતાં જણાય છે કે એકંદરે એક લાખ જેટલા છોકરાઓ અને તેથી અર્ધી કન્યાઓ શાળામાં જાય છે. કુલ ૯૫૧ શાળાઓ પૈકી ૮૮૯ કુમાર અને મિશ્રશાળાઓ છે અને ૬૨ કન્યાશાળાઓ છે. કુમારશાળાઓમાં કન્યાઓ ભણે છે, પરંતુ કન્યાશાળાઓમાં છોકરાઓ ભણતા નથી.

ઈ. સ. ૧૯૪૬–૪૭માં જિલ્લાની શાળાએ જતી કન્યાઓની સંખ્યા ૧૯૪૯૫ હતી, તે ૧૯૫૨–૫૩માં આશરે ૬૦,૦૦૦ (સાઠ હજાર) થઈ છે. એ વધારો ફરજિયાત શિક્ષણને આભારી છે. પરંતુ કન્યાઓની વસતીના પ્રમાણમાં આ પ્રગતિ સંતોષકારક ન ગણાય.

**કન્યાઓનું શિક્ષણ:** અભ્યાસક્રમમાં કન્યાઓને માટે આરોગ્યવિજ્ઞાન, ગૃહવિજ્ઞાન, ઉદ્યોગો, વગેરે વિષયો ઉમેરવામાં આવ્યા છે. સાત ધોરણવાળી કન્યાશાળાઓમાં આ વિષયો શીખવાની સગવડો આપવામાં આવે છે.

**શિક્ષકો: લયાકાત અને સંખ્યા:** પ્રાથમિક શાળાના શિક્ષક થવા માટે ઉમેદવારે ઓછામાં ઓછી લાયકાત તરીકે પ્રાથમિક શાળાંત પરીક્ષાનું પ્રમાણપત્ર મેળવેલું હોવું જોઈએ. તે ઉપરાંત એ લાયકાત મેળવ્યા પછી થોડો સમય શાળામાં કામ કરીને બે વર્ષ માટે પ્રાથમિક શિક્ષક માટેની ટ્રેઈનિંગ કોલેજમાં તાલીમ લેવાની હોય છે. એવા તાલીમ પામેલા શિક્ષકોને જ નોકરીમાં કાયમ કરવાની અને વિશેષ બઢતીઓ આપવાની નીતિ સરકારે સ્વીકારી છે. મેટ્રિક, એસ. એસ. સી., કે એવી લાયકાતવાળી વ્યક્તિઓને આ તાલીમ માટે ખાસ પસંદ કરવામાં આવે છે તેમને બે વર્ષને બદલે એક વર્ષ તાલીમ લેવાની હોય છે. આ દૃષ્ટિએ શિક્ષકોની સંખ્યા નીચેના પત્રકમાં આપી છે તે ઉપરથી જણાશે કે આ જિલ્લામાં આશરે ૫૦ ટકા પ્રાથમિક શિક્ષકો તાલીમ પામેલા છે.

### ખેડા જિલ્લામાં પ્રાથમિક શિક્ષકોની સંખ્યા દર્શાવતું પત્રક: (૧૯૫૨–૫૩)

| શાળાનો પ્રકાર | પુરુષ શિક્ષકો | | | સ્ત્રી શિક્ષકો | | |
|---|---|---|---|---|---|---|
| | તાલીમ પામેલા | તાલીમ વિનાના | કુલ | તાલીમ પામેલી | તાલીમ વિનાની | કુલ |
| જિલ્લા સ્કૂલ બોર્ડની તથા અનધિકૃત મ્યુનિ.ની | ૧૬૩૪ | ૧૬૪૪ | ૩૨૭૮ | ૩૭૦ | ૪૮૩ | ૮૫૩ |
| જિલ્લા સ્કૂલ બોર્ડ માન્ય કરેલો | ૬૧ | ૨૪૪ | ૩૦૫ | ૧૮ | ૭૯ | ૯૭ |
| કુલ | ૧૬૯૫ | ૧૮૮૮ | ૩૫૮૩ | ૩૮૮ | ૫૬૨ | ૯૫૦ |
| નડિયાદ મ્યુનિ.ના | ૬૧ | ૩૯ | ૧૦૦ | ૪૦ | ૨૦ | ૬૦ |
| નડિયાદ મ્યુનિ.ની મદદ મેળવતી | ૧૧ | ૧૧ | ૨૨ | ૬ | ૩ | ૯ |
| કુલ | ૭૨ | ૫૦ | ૧૨૨ | ૪૬ | ૨૩ | ૬૯ |

**ટ્રેઈનિંગ કોલેજો :** પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવા માટે આ જિલ્લામાં આણંદ, કડલાલ તથા બોરસદમાં ટ્રેઈનિંગ કોલેજો છે. તે 'અધ્યાપન મંદિર' પણ કહેવાય છે. તે પૈકી કડલાલની ટ્રેઈનિંગ કોલેજ સરકારી છે. આણંદની ટ્રેઈનિંગ કોલેજ ચરોતર એજ્યુકેશન સોસાયટી ચલાવે છે. આ બંને સંસ્થાઓમાં માત્ર પુરુષ શિક્ષકોને તાલીમ આપવાની વ્યવસ્થા છે અને બંનેમાં બેઝિક શિક્ષણ આપવાની તાલીમ આપાય છે. બોરસદ ટ્રેઈનિંગ કોલેજ ખ્રિસ્તી મિશનરીઓ ચલાવે છે. તેમાં માત્ર સ્ત્રીશિક્ષકોને તાલીમ અપાય છે.

**ઉદ્યોગ શિક્ષણની તાલીમ :** ઉદ્યોગનું શિક્ષણ આપવાની લાયકાત આવે તે માટે અનુભવી પ્રાથમિક શિક્ષકોને ફક્ત ઉદ્યોગની તાલીમ મળે એવા ટૂંકા અભ્યાસક્રમો યોજવામાં આવ્યા છે અને તે પ્રમાણેની તાલીમ આપવાની સગવડ પુરુષોને માટે બોચાસણના વલ્લભવિદ્યાલયમાં અને સ્ત્રીઓને માટે નડિયાદના વિઠ્ઠલ કન્યાવિદ્યાલયમાં છે. આ બંને સંસ્થાઓને આ સેવાઓ બદલ સરકાર નાણાંની મદદ કરે છે.

**ઉદ્યોગ શિક્ષણ વિષે આંકડા :** ઈ. સ. ૧૯૫૧-૫૨ના વર્ષ આખરે વિવિધ ઉદ્યોગો શીખવતી શાળાઓ અને તે તે ઉદ્યોગ જાણનાર આ જિલ્લાના તાલીમ પામેલા શિક્ષકોની સંખ્યા નીચેના પત્રકમાં આપી છે

## ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓમાં ઉદ્યોગોના શિક્ષણ અંગે વિગતો દર્શાવતું પત્રક ઈ. સ. ૧૯૫૧-૫૨

| વિગત | ઉદ્યોગ | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| | કાંતણ | વણાટકામ* | ખેતી+ | શાકભાજીની વાડી° | પૂંઠાકામ | સુથારીકામ | પાયાની કેળવણી× |
| ઉદ્યોગ શીખવતી પ્રાથમિક શાળાઓ | ૧૭૧ | ૨૮ (કાંતણ સાથે) | ૭ (ખેતીના વિકલ્પવાળી) | ૬ | — | — | ૧ |
| ઉદ્યોગની તાલીમ પામેલા શિક્ષકો | ૪૨૬ | ૭૪ | ૨૨ | — | ૧ | ૪ | ૪ |

ઉપરના આંકડા ઉપરથી ખ્યાલ આવે છે કે ઉદ્યોગનું શિક્ષણ આપી શકાય એ માટે શિક્ષકો કે શાળાઓ આ જિલ્લામાં પૂરતી સંખ્યામાં નથી. બલકે એમની સંખ્યા અતિ અલ્પ છે. જે શાળાઓમાં અલ્પાંશે પણ લાંબી મુદત સુધી ઉદ્યોગનું શિક્ષણ આપી શકાયું છે તેમાંથી બહાર નીકળેલાં બાળકો અન્ય શાળાઓમાં તૈયાર થયેલાં બાળકો કરતાં કેટલે અંશે ચઢતી યા ઊતરતી આવડતવાળાં હોય છે તે જાણવાનું સાધન નથી. પરંતુ ઈ. સ. ૧૯૫૧-૫૨માં કાંતણ અને વણાટકામ પાછળ આ જિલ્લાની સ્કૂલ બોર્ડે રૂ. ૨૩,૯૮૭ ખર્ચ્યા હતા. તેની સામે રૂ. ૨૭,૫૬૫નું ઉત્પાદન થયું હતું. તે જ પ્રમાણે બાગાયતના શિક્ષણ માટે થયેલા રૂ. ૧૦૮૮ના ખર્ચ સામે ઉત્પાદનની કિંમત રૂ. ૧૧૧૪ આવી હતી. એ બતાવે છે કે ઉદ્યોગોનું શિક્ષણ અચૂક લાભદાયી થવાનો સંભવ છે.

**બેઝિક શિક્ષણ :** હાલમાં માત્ર ગંભીરામાં જ લો. બો.ની બેઝિક શાળા ચાલે છે. પણ હવે બીજાં વધુ ગામોની શાળાઓને બેઝિક શાળાઓ બનાવવાનું વિચારાયું છે. આ સિવાય બોચાસણના વલ્લભવિદ્યાલયની પ્રાથમિક શાળામાં બેઝિક શિક્ષણ અપાય છે. તે શાળાને સરકારી ગ્રાન્ટ મળે છે. આ ગંભીરા અને બોચાસણની શાળાઓમાં કાંતણ-વણાટકામને શિક્ષણના માધ્યમ તરીકે રાખવામાં આવ્યું છે.

**શિક્ષકોની પસંદગી :** જિલ્લા શાળા મંડળની શાળાઓ માટે શિક્ષકોની પસંદગી કરવા માટે સરકારી નિયમોને અનુસરી 'નોકર મંડળની પસંદગી કરનાર સમિતિ' (સ્ટાફ સિલેક્શન બોર્ડ)નીમવામાં આવે છે. તેમાં જિલ્લાના વિદ્યાધિકારી (એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર), શાળામંડળના અધ્યક્ષ

* કાંતણ સાથે વણાટવાળી આ શાળાઓ તાલુકાવાર નીચેનાં ગામોમાં છે : **તા. ખંભાત :** ગોરજ. **તા. બોરસદ :** અલારસા, કંથારિયા, વીરસદ, બોદાલ, દાવોલ, ગંભીરા, પામોલ. **તા. પેટલાદ :** સુણાવ, પંડોળી, પીપળાવ. **તા. આણંદ :** થામણા, અડાસ, સારસા. **તા. નડિયાદ :** મહોળેલ, ડભાણ, મહુધા. **તા. માતર :** નાયકા. **તા. મહેમદાવાદ :** અકલાચા, સિંહુજ, બીડજ, લાલી. **તા. કપડવણજ :** કપડવણજ, આંતરોલી. **તા. ઠાસરા :** ડાકોર, કાલસર, નેસ.

\+ નીચેનાં ગામોમાં આ શાળાઓ આવેલી છે : નાર, સિહોલ, રમોલ, ગાના, ચકલાશી, ઉત્તરસંડા, બામણગામ.

° નીચેનાં ગામોની શાળાઓમાં શાકભાજીની વાડીનું (કિચન ગાર્ડનિંગનું) શિક્ષણ અપાય છે : સુણાવ, વાસદ, થામણા, ગોરજ, વીરસદ, નાયકા.

× આ શાળા ગંભીરા (તા. બોરસદ)માં છે.

અને એડમિનિસ્ટ્રેટિવ ઓફિસર (શાળા અધિકારી)એ ત્રણ સભ્યો હોય છે. તે પૈકી 'એ. ઓ.' મંત્રી તરીકે કામ કરે છે. શિક્ષકની નિમણૂક કરવા માટે જરૂર પડે ત્યારે વર્તમાનપત્રોમાં જાહેરાત કરી ઠરાવેલી મુદત સુધીમાં જે તે જગાની લાયકાતવાળા ઉમેદવારોની અરજીઓ માગવામાં આવે છે. એ અરજીઓ ઉપરથી યોગ્ય લાગતા ઉમેદવારોને રૂબરૂ બોલાવી જરૂરી પૂછપરછ પછી નિમણૂકો કરવામાં આવે છે.

**શિક્ષકોના પગાર :** શિક્ષકોના પગાર માટે હાલ નીચેના માસિક દર અમલમાં છે :

(૧) તાલીમ નહિ પામેલા શિક્ષક માટે રૂ. ૩૫–૧–૪૦
(૨) તાલીમ પામેલા શિક્ષક માટે રૂ. ૪૦–૧–૫૦–૧½–૬૫
(૩) તાલીમ પામેલા શિક્ષક માટે ખાસ પસંદગીનો દર રૂ. ૬૫–૨½–૯૦

આ ઉપરાંત ઠરેલા ધોરણોએ મોંઘવારીભથ્થું પણ આપવામાં આવે છે. તેના દર નીચે પ્રમાણે છે :

રૂ ૩૦થી ૫૦ના પગારવાળાને રૂ. ૩૫
રૂ. ૫૧થી ૧૦૦ના પગારવાળાને રૂ ૪૫

વડોદરા રાજ્યના જૂના શિક્ષકોના રૂ. ૮૦થી ૧૦૦ના જે ગ્રેડ હતા તે ચાલુ રાખવામાં આવ્યા છે.

**વધુ અભ્યાસ માટે ઉત્તેજન :** સામાન્ય રીતે પ્રાથમિક શાળાનો શિક્ષક પ્રાથમિક શાળાંત પરીક્ષા પાસ કરેલો હોય છે. તે જો એસ. એસ. સી. પરીક્ષા પાસ કરે તો તેને રૂ. ૧૦ પગારમાં વધારો કરી આપવાનું શરૂ કર્યું. તેનો સારો લાભ લેવાયો હતો. પરંતુ સને ૧૯૫૪ પછી એ લાભ આપવાનું સરકારે બંધ કર્યું છે.

**નોકરીની શરતો :** પગારના બદલામાં શિક્ષકોએ દરરોજ લગભગ સાડા પાંચ કલાક શાળામાં નોકરી કરવાની હોય છે. તેમને મળતી વાર તહેવારની રજાઓ ઉપરાંત વરસમાં ૧૫ દિવસ આકસ્મિક (કેઝ્યુઅલ) રજાઓ ચઢતે પગારે મળે છે. તે ઉપરાંત માંદગીની, અડધા પગારની, કપાતા પગારની વગેરે રજાઓ અપાય છે, તે માટે નિયમો નક્કી કરેલા છે. ઉપરના દરો અને નોકરીની શરતો સરકારે મંજૂર કર્યા છે.

**પ્રાથમિક શિક્ષકોનાં મંડળો :** પ્રાથમિક શિક્ષકોનું સંગઠન કરવા અને તેમનાં હિતોનું રક્ષણ કરવા મુંબઈ રાજ્યમાં પ્રાથમિક શિક્ષકોનું એક મંડળ છે. તેને સરકારે માન્ય રાખેલું છે. એ મંડળ સાથે જોડાયેલું ખેડા જિલ્લાના પ્રાથમિક શિક્ષકોનું મંડળ છે અને નડિયાદ તાલુકાના પ્રાથમિક શિક્ષકોનું એક અલગ મંડળ પણ છે. જિલ્લામાં આવેલાં આ બે શિક્ષકમંડળો વિષે આ પુસ્તકમાં અન્યત્ર માહિતી આપવામાં આવી છે.

**સાધનો :** શાળાઓ સ્થાપવા માટે જમીન, મકાન અને લાકડીસામાન તથા અન્ય સાધનોની જરૂર પડે છે. તે માટે જો સ્થાનિક લોકો સખાવતથી નાણાં આપે તો નાણાં આપનારનું નામ શાળા અથવા તેના કોઈ અંગ સાથે સરકાર–મંજૂરીથી જોડવામાં આવે છે. સામાન્ય રીતે લાકડીસામાન અને શાળાના ચાલુ કામકાજ માટેનાં પુસ્તકો, નકશા, કાગળો, વગેરે ચીજો લોકલ બોર્ડ પોતાને ખર્ચે પૂરાં પાડે છે. મકાનો માટે ખાસ સમિતિ દ્વારા કેટલીક યોજનાઓનો અમલ થાય છે. તેની માહિતી આગળના પ્રકરણમાં આપી છે.

**આવકનાં સાધનો :** જિલ્લા લોકલ બોર્ડ જિલ્લામાં વિવિધ સેવાઓ આપે છે. તેના ખર્ચને પહોંચી વળવા જમીન મહેસૂલ ઉપરાંત 'લોકલ સેસ' એ નામનો સ્થાનિક વેરો ઉઘરાવવામાં આવે છે. એ વેરાની તમામ આવક લોકલ બોર્ડને મળે છે. એમાંથી એક રૂપિયે પંદર પાઈના હિસાબે જે રકમ થાય તે કેળવણીના કામ માટે લોકલ બોર્ડ શાળા મંડળને આપે છે. તે ઉપરાંત શિક્ષણ પ્રવૃત્તિ માટે શાળા મંડળને જે ખર્ચ કરવું પડે તે સરકારે આપવાનું હોય છે. સરકાર વખતોવખત પોતાની સગવડ પ્રમાણે આ ખર્ચ દર વર્ષે મંજૂર કરે છે. ફરજિયાત શિક્ષણ દાખલ કરવાને લીધે સરકાર તરફથી મળતી આ મદદમાં અગાઉના કરતાં ઘણો વધારો થયો છે. નીચેના ખર્ચના આંકડા આ પરિસ્થિતિનો ખ્યાલ આપે છે—

**ખેડા જિલ્લા શાળામંડળનું ખર્ચ દર્શાવતું પત્રક**

| વર્ષ | ખર્ચ રૂ. |
|---|---|
| ૧૯૪૫–૪૬ | ૧૦,૬૪,૯૧૬ |
| ૧૯૪૬–૪૭ | ૧૪,૭૮,૩૮૦ |
| ૧૯૪૭–૪૮ | ૨૧,૬૨,૪૭૪ |
| ૧૯૪૮–૪૯ | ૩૩,૨૮,૪૫૫ |
| ૧૯૪૯–૫૦ | ૪૨,૩૬,૩૯૬ |
| ૧૯૫૦–૫૧ | ૪૮,૧૧,૬૬૨ |
| ૧૯૫૧–૫૨ | ૪૮,૬૨,૭૦૫ |
| ૧૯૫૨–૫૩ | ૪૭,૭૩,૧૮૩ |

આ ઉપરથી ખ્યાલ આવે છે કે સ્વરાજ્ય મળના પહેલાં આ જિલ્લાનુ શાળામંડળ શિક્ષણ પ્રવૃત્તિ પાછળ રૂ આઠ લાખ ખર્ચતુ હતુ, તેને બદલે છેલ્લા થોડા વર્ષથી એ ખર્ચ રૂ ૫૦ લાખની નજીક પહોચ્યુ છે આ ખર્ચ અને આવક કેવે કેવે પ્રકારે થાય છે તેનો નીચેના પત્રક ઉપરથી ખ્યાલ આવશે

**ખે. જિ. શાળામંડની આવક-જાવક દર્શાવતું પત્રક (૧૯૫૨-૫૩)**

| આવકનો પ્રકાર | રૂપિયા |
|---|---|
| લોકલસેસ | ૧૧૩૭૧૯ |
| સુધરાઈઓ તરફથી | |
| કેળવણી અંગે ફાળો | ૧૦૮૦૩૮ |
| શાળાઓની ફી | ૩૭૨૮૪ |
| દંડની આવક | ૫૮૮ |
| બક્ષીસ ફંડ | ૧૦૫૦ |
| ડિપોઝિટ અને એડવાન્સ | ૧૧૦૧૧ |
| પરચૂરણ ઉપજ | ૨૮૬૩૯ |
| સરકારી ગ્રાન્ટ | ૪૨૫૦૦૪૬ |
| | કુલ ૪૫,૫૦,૩૭૫ |

જાવક

| ખર્ચનો પ્રકાર | રૂપિયા |
|---|---|
| નોકરોનો પગાર | ૨૧૫૨૭૧૩ |
| નોકરોના ભથ્થાં | ૧૭ ૨૩૦૯ |
| કચેરી અંગેનું ખર્ચ (ભાડુ, પોસ્ટેજ, સ્ટેશનરી, ફોર્મ્સ વગેરે) | ૧૨૧૬૧ |
| શાળાઓ અંગેનુ ખર્ચ (ભાડાં, સામાન્ય મકાન સુધારણાનુ ખર્ચ, ફર્નિચર, ચોપડીઓ, મુસાફરી-ભથ્થાં વગેરે) | ૧૮૭૫૨૧ |
| પેન્શન .. | ૪૨૮૭૯ |
| શાળામંડળનાં સભ્યોનાં મુસાફરી ખર્ચ | ૭૭ |
| ખાનગી શાળાઓને મદદ . | ૧૮૩૬૦૨ |
| શાળાઓમાં કાંતણ ઉદ્યોગ અંગે ખર્ચ | ૨૦૪૦૯ |
| ઑફિસ અંગે આકસ્મિક ખર્ચ | ૩૦૯ |
| શાળા અંગે આકસ્મિક ખર્ચ . | ૨૭૫ |
| શાળાઓનાં મકાનોની ખાસ સુધારણા | ૬૩૬૪૪ |
| ડિપોઝિટ અને એડવાન્સ | ૧૯૫૮૨ |
| બક્ષિસ ફંડ . | ૮૮ |
| | ૪૭૭૩૧૮૩ |

આધાર ખેડા જિલ્લા શાળા મંડળની કચેરીમાંથી મળેલી માહિતી

# ૪૩

# પ્રાથમિક શિક્ષણ (૧)

## પરિશિષ્ટ (૧)

**ખેડા જિલ્લા શાળામંડળની જૂથ શાળાઓની યાદી ઈ સ ૧૯૫૨-૫૩.**

| ક્રમાક જૂથ શાળા | તાબાની શાળાઓ |
|---|---|
| | **ખંભાત તાલુકો** |
| ૧ ખંભાત | ખંભાત, શકરપુર, મેતપુર, નગરા |
| ૨ ઊંદેલ | ઊંદેલ, નાનુ કનોદરા, વારોના, પોપટનાન |
| ૩ વત્રા | વત્રા, ભૂરેલ, ખટનાલ, નારણપરા, કલમસર |
| ૪ રાળજ | રાળજ, વાસના |
| ૫ સાયમા | સાયમા, હરિયાણ, માનુ, ટીંબા, કણઝટ જલ્લા, કાળી તળાવડી |
| ૬ બામણવા | બામણવા, જહાજ |
| ૭ જલુંધ | જલુંધ, પીપળોઈ |
| ૮ જલસણ | જલસણ, કાણીસા, ફિણાવ |
| ૯ વટાદરા | વટાદરા, બનેજડા, કાંધરોટી |
| ૧૦ ઝીણુજ | ઝીણુજ, ખુધજ, રંગપુર, ભડરેજ |

| | |
|---|---|
| ૧૧ તારાપુર | તારાપુર, ટીંટવાડા, મોભા તારાપુર ઉર્ફે |
| ૧૨ મોરજ | મોરજ, આમલિયારા |
| ૧૩ ઈંદરણજ | ઈંદરણજ, મહિયારી, ખાનપુર, કાનાવાડા વાલ્લદાપુરા |
| ૧૪ રીંઝા | રીંઝા, પચેગામ |
| ૧૫ વડગામ | વડગામ |
| ૧૬ મીતલી | મીતલી, ગોલાણા |
| ૧૭ વરસડા | વરસડા, વલ્લી |
| ૧૮ પાદરા | પાદરા, ખામ્સર |
| ૧૯ પાંદડ | પાંદડ |
| ૨૦ ગલિયાણા | ગલિયાણા |
| ૨૧ ખડા • | ખડા |
| ૨૨ ખડોધી | ખડોધી, હુવારણ |
| ૨૩ દહેડા | દહેડા |
| ૨૪ શેહણી | શેહણી |

## બોરસદ તાલુકો

| | |
|---|---|
| ૧ અલારસા | અલારસા |
| ૨ બોરસદ | બોરસદ, તોરણાવ માતા, ગોબરપુરા, વધાવાડા, નાવડ, વાસણા, નિસરાયા, કસારી |
| ૩ રાસ | રાસ, સૈજપુર, અમિયાદ, પુરબિયાપુરા, કરોલ, ઝારોળા, વાસણા |
| ૪ વીરસદ | વીરસદ, ખાનપુર, જંત્રાલ, દાદપુરા, રણોલી |
| ૫ બોચાસણ | બોચાસણ ડભાસી, બોચાસણ સ્ટેશન, ગ્રેલ, ગોરેલ |
| ૬ આંકલાવ | આમ્લાવ, કોસિન્દ્રા, ભેટીકુવા, રણપીપળી, આમરોલ, નવાખલ, ગંભીરપુરા |
| ૭ ઉમેટા | ઉમેટા, આસરમા, હઠીપુરા, સંખિયાડ, ચમારા, રામપુરા, ખરોલ (ઉમેટા) |
| ૮ ભેટાસી | ભેટાસી, અંબાવી, કહાનવાડી, કથારિયા, માડવાપુર, બાણપુરા, લાલપુરા તાબે કહાનવાડી |
| ૯ આસોદર • | આસોદર, અંબાવ, મુજકુવા |
| ૧૦ નાપા | નાપા, ધોભીકુઇ |
| ૧૧ પામોલ | પામોલ, ટરખાપુરા, દહેમી, સિંગલાવ |
| ૧૨ દાવોલ | દાવોલ બોદાલ |
| ૧૩ વહેરા | વહેરા, દેદરડા, સંતોકપુર |
| ૧૪ કાવીઠા | કાવીઠા |
| ૧૫ ખડોલ : | ખડોલ ઝારોળી |
| ૧૬ બદલપુર | બદલપુર, જૂનુ બદલપુર, કાંઠુ |
| ૧૭ દહેવાણ | દહેવાણ અંબેરાવપુરા, ઝાકળિયાપુરા, કંઢોરીપુરા, કનકાપુરા, ગોરવા, આકલિયાપુરા |
| ૧૮ કઠાણા | કઠાણા, કઠાણા સ્ટેશન, ડાલી, રામપુરા, કણભા, સિંધાપુરા |
| ૧૯ ગાજણા | ગાજણા, સારોલ, તાડિયાપુરા, પિપોદ્રાપુરા, ઊમતાવ |
| ૨૦ ભાદરણ | ભાદરણ, ભાદરણિયા, વડેલી, વાઠિયેલ |
| ૨૧ વાલવોડ | વાલવોડ, સિસવા |
| ૨૨ ગંભીરા | ગંભીરા ઝીલોડ, બામણગામ |
| ૨૩ ફીંખલોડ | ફીંખલોડ, ભીલપાડ, નાની શેરડી, લાલપુરા, નવાપુરા |
| ૨૪ પીપળી • | પીપળી, ખેડાસા, રામપરાતાબે ખેડાસા મોટી શેરડી |

## પેટલાદ તાલુકો

| | |
|---|---|
| ૧ પેટલાદ • | પેટલાદ, વટાવ, વિશ્રામપુરા ગોખરી, દાવલપુરા, ભવાનીપુરા, લક્કડપુરા, રૂપિયાપુરા, શાહપુર, વિશ્નોલી, રંગાઈપુરા, દંતાલી, જેસરવા |
| ૨ સોજિત્રા | સોજિત્રા મેઘપરા નબીપુર વીરોલ, દેવાતજ, ડાલી, ખાનપુર તાબે દેવાતજ, લીંબાલી |
| ૩ વીરોલ | વીરોલ, દંતાલી, ફાગણી, સીમરડા |
| ૪ સિહોલ | સિહોલ, ભાટિયેલ, મોરડ |
| ૫ રામોલ | રામોલ |
| ૬ ડેમોલ | ડેમોલ, નવાગામ |
| ૭ ચાંગા | ચાંગા, ચરેડી, કનોલી |
| ૮ મહેળાવ • | મહેળાવ, ઘુંટેલી |
| ૯ પાડગોલ | પાડગોલ |
| ૧૦ મલાતજ | મલાતજ, પેટલી |
| ૧૧ કાસર • | કાસર, કાસરપાચની |
| ૧૨ બાંધણી | બાંધણી, જેઠવાપુરા, તાબે બાંધણી |
| ૧૩ ધર્મજ | ધર્મજ, સુંદરણા, ભાલેલ |
| ૧૪ નાર | નાર, કોઠાવી, ખણુસોલ, રામોદડી, રણુજ, માણુજ, માનપુરા, સાંગેજ |
| ૧૫ ગાડા • | ગાડા, પરોલ, બાલિંટા |
| ૧૬ દેવા | દેવા, વરસદપુરા, તાબે દેવા, રણુ |
| ૧૭ ભડકદ | ભડકદ બારવા |
| ૧૮ ડભોઉ | ડભોઉ, મધરોલ |
| ૧૯ સુણાવ | સુણાવ |
| ૨૦ પાળજ | પાળજ, પીપળાવ, ઈસણાવ, ભાટિયાપુરા, (તા આપુદ), ઈસરામા |
| ૨૧ પંડોળી | પંડોળી, દેવકાપુરા, તાબે પંડોળી, ખડાણા, ભેગણ, આમોદ, સિનવઈ |
| ૨૨ પોરડા | પોરડા, અરડી, રવીપુરા, વિશ્નોલી |
| ૨૩ વડદલા | વડદલા, દંતેલી, ભુરાઈ, કણિયા, ધૈર્યપુરા, સુંદરા, ખડાણા. |

૨૪ આશી — આશી, બોરિયા, અગાસ, દંદાફવા, (તા બોરસદ) નુરફવા, (તા બોરસદ)

## આણંદ તાલુકો

૧ અડાસ — અડાસ, દેણાપુરા, રામનગર, સુંદણ

૨ અજરપુરા — અજરપુરા, સોલાપુર, તાબે કાસર, સૈયદપુરા

૩ આણંદ — આણંદ, રૂપાપુરા, (તાબે આણંદ,) ગામડી, હાડગુડ, ચીટોડિયા, જહાંગીરપુરા, (તાબે હાડગુડ)

૪ ઓડ — ઓડ, મનુભાઈપુરા, ભરોડા, છત્રપુરા, રણછોડપુરા, બાછપુરા.

૫ બોરિયાવી. — બોરિયાવી, નદાણિયાચરો, (તાબે બોરિયાવી,) લાભવેલ

૬ ભાલેજ — ભાલેજ, રાહતગાવ, બડાપુરા, જતખલા, દાગજીપુરા, ખાનકૂવા, કાસર, ફતેહપુરા

૭ ચીખોદરા — ચીખોદરા વઘાસી

૮ ગાના — ગાના, મેઘવા (ગાના), વાસખીલિયા

૯ કરમસદ — કરમસદ, બાકરોલ, વનાસણ દેવરાજપુરા, વલ્લભવિદ્યાનગર, મોગરી

૧૦ કુંજરાવ — કુંજરાવ, તરઘોલ, રાસનોલી, વાપુરા (તાબે તરઘોલ,) લાલપુરા, બીલેશ્વર

૧૧ નાપાડ — નાપાડ, દામપુરા, તાબે નાપાડ, કસુંબાડ (તા બોરસદ)

૧૨ નાવલી — નાવલી, ઝાખરિયા, ખાંધલી

૧૩ ખાનપુર. — ખાનપુર, વાલિનાથપુરા (તાબે ખાનપુર,) પરતાપપુરા

૧૪ પણસોરા — પણસોરા, વટખરી, મેઘવા (બડાપુરા), ઝાલા બોરડી, ગોરા, વણસોલ, હેમરાજપુરા, અરડી

૧૫ રતનપુરા — રતનપુરા, બેચરી, ગંગાપુરા (તાબે ભાલેજ,) હમીદપુરા, આણીપુરા

૧૬ સદેસર — સદેસર

૧૭ સામરખા — સામરખા, રામપુરા, વાઘપુરા, અજુપુરા, રાવગાપુરા, ભાટિયાપુરા, સદાનાપુરા

૧૮ સારસા — સારસા, ખેટવા, ખંભોળજ

૧૯ સુંદલપુરા — સુંદલપુરા, સુરેલી, ધુળેટા

૨૦ શીલી — શીલી, દેવરામપુરા, ગોરવાડ, નવાપુરા (તા ગોરવાડ)

૨૧ થામણા : — થામણા, લીંગડા, માસરા (તા. ઠાસરા)

૨૨ ઊમરેઠ — ઊમરેઠ, ભાટપુરા

૨૩ વહેરાખાડી — વહેરાખાડી, ખેરડા, મહાદેવપુરા.

૨૪ વડોદ — વડોદ, ગોપાળપુરા, મોગર, રૂપારેલ ટેકરી

૨૫ વાસદ — વાસદ, રાજુપુરા, આકલવડી

૨૬ ખાંખણપુર. — ખાંખણપુર

## નડિયાદ તાલુકો

૧ ઉત્તરસંડા — ઉત્તરસંડા, ફતેહપુર, ગુતાલ, બિલેલ

૨ નરસંડા — નરસંડા, મહમદપુરા

૩ વડતાલ — વડતાલ, કિશોરપુરા, (તાબે વડતાલ,) બેધ (તા આણંદ), ગનતયા (તા પેટલાદ) બામરોલી (તા પેટલાદ)

૪ કંજરી — કંજરી, બદેચરપુરા, (તાબે કંજરી)

૫ આખડોલ — આખડોલ, કોતલિયા, (તાબે આખડોલ) વણોતવા

૬ મિત્રાલ — મિત્રાલ

૭ સલુણ — સલુણ, શંકરપુરા (તાબે સલુણ,) હરીપુરા (તાબે સલુણ) કનતડા,

૮ ડભાણ — ડભાણ, સિનાડ, કમળા, મહુધપુરા, દેગામ

૯ પીપળાતા — પીપળાતા, દેરિયાવી, આનંદપુરા (તાબે દેરિયાવી)

૧૦ પીપલગ — પીપલગ, ડુમરાલ

૧૧ દાવડા — દાવડા, બામરોલી, દંતાલી

૧૨ મરીડા. — મરીડા, જૂના બિલોદરા, નવું બિલોદરા

૧૩ હાથજ — હાથજ, હાથજની મુવાડી, (તાબે હાથજ) વાલ્લા, નવાગામ

૧૪ વીણા. — વીણા, મંગળપુર

૧૫ અરેરા — અરેરા, રામપુરા (તાબે અરેરા,) નારણપુરા, અલધજ

૧૬ ખૂંટજ. — ખૂંટજ, બગડ, નીધવી

૧૭ મહુધા. — મહુધા, ફીણાવ, ડડુસર, મહેમદાવાદનું મુવાડ, બૂમસ

૧૮ અલીણા — અલીણા, રામનગર (તાબે અલીણા) મિયાપુર (તાબે અલીણા,) સરદારપુરા, (તાબે અલીણા) સાલ્ગિયા (તાબે અલીણા,) શેરી

૧૯ મહીસા. — મહીસા, કાકલિયા (તાબે મહીસા) ખાખરાની મુવાડી (તાબે મહીસા) નિઝામપુર

૨૦ વાસણા — વાસણા, મપારિયા, ગોરડા

૨૧ ઘોઘાવાડા — ઘોઘાવાડા, નીઘાલિયા, રઘનાથપુરાની મુવાડી

૨૨ ભાનેર — ભાનેર, મિનાવાડા, તોરણિયા

૨૩ વડથલ — વડથલ, ઘંટોડી

૨૪ નાની ખડોલ — નાની ખડોલ, રૂપપુરા

૨૫ કપડૂપુર — કપડૂપુર, બાઉંચાની મુવાડી (તાબે કપડૂપુર)

૨૬ ચકલાશી — ચકલાશી, રામપુરા, દેવકાપુરા, રામપરા (તાબે ચકલાશી) નંદનપુરા (તાબે ચકલાશી) દેવનગર (તાબે ચકલાશી,) બીખાઉમેદનો કૂવો (તાબે ચકલાશી)

૨૭ સાસ્તાપુર. — સાસ્તાપુર, કડી, ખલાડી

| | |
|---|---|
| ૨૮ સુરાસામળ | સુરાસામળ, મકુડિયાપુરા, ચલાલી, વાઘરીનુ મુવાડુ, (તાબે ચલાલી) |
| ૨૯ મહોળેલ | મહોળેલ, રાજ તલાવડી, ઉલનાનવોલ પાલડી, ગલિંદ્રા, મોધરોલી પાનચા, ખોડા હાલાની પાલડી (તાબે પાનડી) |
| ૩૦ સોડપુર | સોડપુર મોટા બારચા, કોતર (તાબે સોડપુર,) મુલેસર, અંધારી આમલી |
| ૩૧ સણાલી | સણાલી, નાનાવગા, ચાપાજીની મુવાડી |
| ૩૨ ચુણેલ | ચુણેલ, હેરંજ, વડવાળી મુવાડી (તાબે હેરંજ) |
| ૩૩ પીજ | પીજ, હુ ટેલ |
| ૩૪ વસો | વસો, પલાણા, ગગાપુરા, રામપુરા |
| ૩૫ નદગામ | નદગામ, વીણાની મુવાડી |
| ૩૬ ઊંદરા | ઊંદરા, ઇટાવાની મુવાડી, ગોપી તળાવ મુવાડી (તાબે ઊંદરા) |

### માતર તાલુકો

| | |
|---|---|
| ૧ રઢુ | રઢુ, પથાપુર (તાબે રઢુ) રસિકપુરા, ચાદણા, વાસણા, વારસંગ, ખરોડા |
| ૨ માતર | માતર, ખડિયારાપુરા કોશિયલ |
| ૩ સંધાણા | સંધાણા હૈજરાબાદ |
| ૪ રતનપુર | રતનપુર, સોખડા વણસર, આત્રોલી, રવવાણજ |
| ૫ નાજ | નાજ |
| ૬ મહેળજ. | મહેળજ |
| ૭ પુનાજ | પુનાજ |
| ૮ ચાણજ | ચાણજ |
| ૯ માછીએલ | માછીએલ |
| ૧૦ દેથલી | દેથલી, માલાવાડા, નારોલી |
| ૧૧ ખાધલી | ખાધલી, લવાલ, હેરંજ |
| ૧૨ અલિંદ્રા | અલિંદ્રા, સિહોલડી, ઊંઢેળા, મલિયાતજ |
| ૧૩ સીંજીવાડા | સીંજીવાડા, પરિયેજ, નવાપરા (તાબે સીંજીવાડા) બામણગામ |
| ૧૪ હાડેવા | હાડેવા |
| ૧૫ ભલાડા | ભલાડા |
| ૧૬ લીંબાસી | લીંબાસી, સાયલા |
| ૧૭ નાયકા | નાયકા, કલોલી |
| ૧૮ નવાગામ | નવાગામ |
| ૧૯ ધરોડા | ધરોડા |
| ૨૦ કનેરા | કનેરા |
| ૨૧ ગોબળજ | ગોબળજ |
| ૨૨ હરિયાળા | હરિયાળા વાટવી, જેસવા (તાબે હરિયાળા) |
| ૨૩ અનામવા | અસામની વસ્તાણા |

### મહેમદાવાદ તાલુકો

| | |
|---|---|
| ૧ મહેમદાવાદ | મહેમદાવાદ, ખાત્રજ, સણુમોની. |
| ૨ વાઠનાળી | વાડવાળી, અરેરી, કેસરાની મુવાડી (તાબે કેસરા) |
| ૩ સિંહુજ | સિંહુજ, કેસરા નવચેતન |
| ૪ અકલાચા | અકલાચા, શનુંદા, રીંછોલ |
| ૫ રૂદણ | રૂદણ, વણુસોની કરોલી, વડવાળી મુવાડી (તાબે કરોલી) ઝાલાભાઈની મુવાડી, નળિયા |
| ૬ સરસવણી | સરસવણી ગંગાભાઈની મુવાડી (તાબે સરસવણી) |
| ૭ મોકવા | મોકવા |
| ૮ મોદજ | મોદજ અમરાપુરા (તાબે મોદજ) |
| ૯ ઘોડાસર | ઘોડાસર નવાપુરા કુણા ચારણનુ મુવાડુ (તાબે નવાપુરા,) જાલમપુરા |
| ૧૦ હળદરવાસ | હળદરવાસ હાથનોલી |
| ૧૧ બારમુવાડા | બારમુવાડા |
| ૧૨ સાખેજ | સાખેજ સાદરા, સમાદરા પરસાતજ, વાસણા ખુર્દ |
| ૧૩ વરસોળા | વરસોળા દેવકી વણસોલ છત્રસાહની મુવાડી, (તાબે વણસોલ) |
| ૧૪ સૂઢા (વણસોલ) | સૂઢા (વણસોલ) |
| ૧૫ કાચ્છઈ | કાચ્છઇ કતકપુરા છાપરા |
| ૧૬ કનીજ | કનીજ |
| ૧૭ નેનપુર | નેનપુર, આમસરણ |
| ૧૮ રાસ્કા | રાસ્કા શેઢીસા |
| ૧૯ ખેડા | ખેડા ખુમરવાડ ટાકટિયા ખેડાકેમ્પ |
| ૨૦ લાલી | લાલી, કમિયાપુરા |
| ૨૧ બીડજ | બીડજ, મીટજ આશ્રમ સારસા (ઈનામી) વાસણા મારગિયા |
| ૨૨ મહીજ | મહીજ |
| ૨૩ ગોઠાજ | ગોઠાજ, ગાડવા સમસપુર |

### કપડવણજ તાલુકો

| | |
|---|---|
| ૧ કપડવણજ | કપડવણજ નવાગામ રેલગઢ સોનીપુરા, ગરા |
| ૨ આમલિયારા | આમલિયારા અંકલઈ (તાબે આમલિયારા) ગઢિયારા (તાબે આમલિયારા) |
| ૩ સુણદા | સુણદા ધડઆ નૃતિયા ચંદનગર (તાબે સુણદા) દુધાથલ વીરણિયા (તાબે બતિયા) |
| ૪ અલવા | અલવા, બેટાવાડ બાવાનુ મુવાડુ (તાબે બેટાવાડ) મુગજિયા (તાબે બેટાવાડ) |
| ૫ આતરોલી | આતરોલી, દાસલવાડ, ભગવાનદની મુવાડી (તાબે આતરોલી) |
| ૬ ભાગેરા | ભાગેરા પોરડા બારેશ, દાપટ |
| ૭ તોરણા | તોરણા, તીરાપુરા (તાબે તોરણા) કાશિરાલ, જેતપુર (તાબે કાશિરાલ) |
| ૮ લેટર | લેટર, વડાલી, વણઝારિયા |

| | |
|---|---|
| ૯ લસુંદ્રા | લસુંદ્રા લાડવેલ, ફલજીપુરા, લક્ષ્મીપુરા (તાબે લસુંદ્રા) |
| ૧૦ ફાગવેલ | ફાગવેલ મનોરથની મુવાડી, નવું મુવાડુ તાબે ફાગવેલ, આશારામનુ મુવાડુ (તાબે ફાગવેલ,) ખોરડા, ફાગવેલ |
| ૧૧ અંતિસર | અંતિસર, નારનુ મુવાડુ (તાબે અંતિસર) ગોકાનુ મુવાડુ (તાબે અંતિસર) |
| ૧૨ અનારા | અનારા, કઠાણા, ઢાઢીયા (તાબે અનારા) |
| ૧૩ સાવલી | સાવલી, દહિઅપ, નનાપુરા (તાબે દહિઅપ) દાણા |
| ૧૪ વડોલ | વડોલ, માલઈટાડી, વિઠ્ઠલપુરા (તાબે વડોલ) |
| ૧૫ ચીખલોડ | ચીખલોડ |
| ૧૬ છીપડી | છીપડી, મુડેલ, રતનપુર, અરાલ માટી મુડેલ, નાની મુડેલ, ગાગજીનુ મુવાડુ, કનસર, છીપિયાલ, કુવેલની મુવાડી (તાબે છીપિયાલ,) નવી છીપડી (તાબે છીપડી) |
| ૧૭ કઠલાલ | કઠલાલ પટાડ (તાબે કઠલાલ) શાહપુર વર્ગ હિંમતપુરા (તાબે કઠલાલ) શાહપુર |
| ૧૮ પિઠાઇ | પિઠાઈ, સોનાપુરા (તાબે પિઠાઈ) અત્રિપુર બગડોલ, સરાલી, બાડીની મુવાડી (તાબે સરાલી,) તાતરિયા (તાબે સરાલી,) બરકુંડા |
| ૧૯ આતરસુંબા | આતરસુંબા, ઉકરડીનુ મુવાડુ, કોસમ |
| ૨૦ પુનાદરા | પુનાદરા, વાઘજીપુર, કેવડિયા |
| ૨૧ અજમાવતકોટ | અજમાવતકોટ, અપરૂજી, ડેડિયા કૂઈ, (તાબે અપરૂજી,) રવદાવત, પીપરિયા (તાબે રવદાવત) |
| ૨૨ ખડાલ | ખડાલ, સંદેસર ચરેડ |
| ૨૩ કાકરખાડ | કાકરખાડ, સરખેજ, તેજલિયાની મુવાડી (તાબે કાકરખાડ,) બદરપુર |
| ૨૪ ઝેર | ઝેર, અમોય, નરસિંહપુર, ધડિયા |
| ૨૫ નિર્માળી | નિર્માળી, આથ્યેલ, સિહોરા, તેલનાર |
| ૨૬ વ્યાસવાસણા | વ્યાસવાસણા, ઝડા |
| ૨૭ સોરણા | સોરણા, ગોઠ્ઠરામપુરા |
| ૨૮ દણાદરા | દણાદરા, ખડોલ માતરિયા |
| ૨૯ થવાદ | થવાદ, કાશીપુરા, કાવઠ |

## ઠાસરા તાલુકો

| | |
|---|---|
| ૧ ડાકોર | ડાકોર |
| ૨ સુઈ | સુઇ, સેવાપુરા, (તાબે સુઇ) |
| ૩ ખોરડી | ખોરડી, મોર આમલી, વલ્લવપુરા |
| ૪ સૈયાંત | સૈયાત, અમૃતપુરા |
| ૫ ચંદાસર | ચંદાસર, એકલવેલ્લ, ગોળજ |
| ૬ રખિયાલ | રખિયાલ, આગરવા, હુંડી, શામળિયા, વણોતી |
| ૭ ઢુણાદરા | ઢુણાદરા, પાડનતિયા, નરપૂબિયા, મંજુપુરા |
| ૮ કાલસર | કાલસર |
| ૯ નેસ | નેસ, ભદાસા |
| ૧૦ રાણિયા | રાણિયા, કથારઈ (તાબે રાણિયા,) ડુંગરીપુરા (તાબે રાણિયા) |
| ૧૧ જેસાપુરા | જેસાપુરા, મીઠાપુરા, (તાબે જેસાપુરા) |
| ૧૨ ચેતરસુંબા | ચેતરસુંબા, રસાલિયા |
| ૧૩ ઠાસરા | ઠાસરા, જલાનગર, શાહપુર, રસુલપુર, (તાબે ઠાસરા) |
| ૧૪ ગુમડિયા | ગુમડિયા, હુંબા |
| ૧૫ અંબાડી | અંબાડી, ચપટિયા ટાબસર અગાવ |
| ૧૬ વાડદ | વાડદ, ડભાલી, જરગાલ |
| ૧૭ વસો | વસો, ભસમકૂઈ (તાબે વસો,) મોનગા, નેતરિયા |
| ૧૮ પીપળવાડા | પીપળવાડા ભરવડી |
| ૧૯ ઓઝરાળા | ઓઝરાળા |
| ૨૦ સાઢેલી | સાંઢેલી, ઉભાઈની મુવાડી (તાબે સાંઢેલી) |
| ૨૧ નણાદરા | નણાદરા, ખેરાનુ મુવાડુ (તાબે નણાદરા) |
| ૨૨ વાઘરોલી | વાઘરોલી, સણાદરા, માપરાનુ મુવાડુ |
| ૨૩ સેવાલિયા સ્ટેશન | સેવાલિયા સ્ટેશન, સેવાલિયા ગામ, માલવણ, સોનીપુર, છીંકારિયા, બરોલિયા, (તાબે સોનીપુર) |
| ૨૪ કૂણી | કૂણી, મેનપુરા, વાલીનાથ, પડાળ, ટીંબાનુ મુવાડુ, મોકાનુ મુવાડુ, (તાબે કૂણી,) રસુલપુર (પડાલ), રોઝવા |
| ૨૫ વનોડા | વનોડા, મટીઇટાડા, પરબિયા |
| ૨૬ અજુપુરા | અજુપુરા |

## વાડાશિનોર તાલુકો

| | |
|---|---|
| ૧ વાડાશિનોર | વાડાશિનોર, રાજપુર, સલિયાવડી |
| ૨ વડદલા | વડદલા કથરજીનુ મુવાડુ, ડેડિયા |
| ૩ જેઠોલી | જેઠોલી, પરબિયા, સુતારિયા, રૈયોલી |
| ૪ ગુંથલી | ગુંથલી, ભેરાપુરા |
| ૫ પાંડવા | પાંડવા, કંબોપા, દેવ |
| ૬ ઓઠવાડ | ઓઠવાડ |
| ૭ જનોડ | જનોડ, મોટણનુ મુવાડુ, વિરુદરા, કડેયા |
| ૮ વીરપુર | વીરપુર, કાસુડી, સરાડિયા |
| ૯ ખેરોલી | ખેરોલી, કુંભરવાડી, ગધારી |
| ૧૦ ડેભારી | ડેભારી, ગુંદીનુ મુવાડુ. |
| ૧૧ કોયડમ | કોયડમ, સાનેયા |
| ૧૨ બાર | બાર, લીંબરવાડા. |
| ૧૩ ભાંથલા | ભાંથલા |
| ૧૪ ખરોડ | ખરોડ |

★

# ૪૩

# પ્રાથમિક શિક્ષણ (૧)

## પરિશિષ્ટ (૨)

## ખેડા જિલ્લામાં ચાલતી ખાનગી પ્રાથમિક શાળાઓની યાદી (ઇ. સ. ૧૯૫૨-૫૩)

### ખંભાત તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
બામણવા, શકરપુર.

**આઈ. પી. મિશન, આણંદ સંચાલિત**
હરિપુરા, ખંભાત.

**ખંભાત તાલુકા પ્રાથમિક કેળવણી મંડળ, ખંભાત સંચાલિત**
કરબારા, વૈણજ, ભીમતળાવ, હૈદરપુરા, લક્ષ્મીપુરા, ઈસરવાડા, તરકપુર, ગોરાડ, છુચકા, સીલરામપુરા, બાજીપુરા, આંબાખાડ, નવી-આખોલ, હસનપુરા, ચીતરવાડા, લુણેજ, હુગારી, મોટું કલોદરા, સાડ, મોતીપુરા

**મેનેજર એમ. ટી. ખંભાત સંચાલિત**
મદ્રેસા-તૈયબીઆ

**સેક્રેટરી મે. જૈ. કન્યાશાળા ખંભાત સંચાલિત**
ચંદનબાઈ જૈન કન્યાશાળા, ખંભાત

### બોરસદ તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
આસોદર, દહેવાણ, કઠાનવાડી, બદલપુર, વીરસદ.

**એમ. ઈ. મિશન, નડિયાદ સંચાલિત**
કંથારિયા, એરાસા, અલારસા.

**આર. સી. મિશન, બોચાસણ સંચાલિત**
બેટાસી, બોરસદ, દાવોલ, આંકલાવ, બોચાસણ, કંથારિયા વરેલી.

**આઈ. પી. મિશન, બોરસદ સંચાલિત**
બ્રૂકહિલ, કલોસપુર.

**ખંભાત તાલુકા પ્રા. કેળવણી મંડળ, ખંભાત સંચાલિત**
કનકાપુરા

**વ્યવસ્થાપક નૂ. ગુ. શા. બોરસદ સંચાલિત**
નૂતન ગુજરાતી શાળા, બોરસદ

**એમ. પી. જૈન કન્યાશાળા, બોરસદ સંચાલિત**
મુક્તિવિજય જૈન કન્યાશાળા, બોરસદ.

**ચીમનલાલ રેવાશંકર સંચાલિત**
ઉનેલી

**સામંતસિંહ રામસિંહ મોલંકી સંચાલિત**
ધનાવસી

### પેટલાદ તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
આશી

**આર. સી. મિશન, મરિયમપુરા સંચાલિત**
આમોદ, મરિયમપુરા, પંડોળી, સુણાવ.

**આર. સી. મિશન, કરમસદ સંચાલિત**
ફાગણી

**આઈ. પી. મિશન, ખંભાત સંચાલિત**
પાળજ

### આણંદ તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
આણંદ, ભાલેજ, ઓડ, રતનપુરા, સારસા, વાસદ, સામરખા, કુંજરાવ.

**એસ એ. મિશન (કન્યા), આણંદ સંચાલિત**
આણંદ (કન્યા શાળા)

**એમ. ઈ. મિશન નડિયાદ સંચાલિત**
ઓડ, સુંદલપુર, ખંભોળજ, અજરપુરા, બટાપુરા, પણસુરા, ઉમરેઠ, થામણા, તરણોલ, વઘાસી, વરોદ, ગોગર, અડાસ

**આર. સી. મિશન, નડિયાદ સંચાલિત**
લીંગડા.

**આર. સી. મિશન, ખંભોળજ સંચાલિત**
ખંભોળજ, ખેરડા, રાસનોલ, વહેરા.

**આર. સી. મિશન, આણંદ સંચાલિત**
ગામડી, આણંદ, રાવળાપુરા, લાંભવેલ, સામરખા, બાકોજ, ચીખોદરા, બેટવા, વરોદ, નાવલી, મોગર, જીટોડિયા, રાજુપુરા, નાપાડ.

**આર. સી. મિશન, કરમસદ સંચાલિત**
કરમસદ, વલાસણ, સંદેસર.

**આઈ. પી. મિશન, આણંદ સંચાલિત**
આણંદ (કન્યાશાળા).

**મદ્રેસા ઇસ્લામિયા, આણંદ સંચાલિત**
મદ્રેસા તાલીમુલ ઇસ્લામિયા, આણંદ.

**મદ્રેસા ઇસ્લામિયા, ઉમરેઠ સંચાલિત**
મદ્રેસા બદરિયા, ઉમરેઠ.

**શારદા હાઈસ્કૂલ આણંદ સંચાલિત**
શારદા બાળશાળા, આણંદ.
**જીતસિંહ ભીમસિંહ રાજ સંચાલિત**
ધોળી
**ચુંથાભાઇ ભલાભાઇ સંચાલિત**
ખાંધીપુરા

## નડિયાદ તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
ધોધાવાડા, ડભાણ, ચૂણેલ, સલુણ, ઉત્તરસંડા.
**એમ. ઇ. મિશન, નડિયાદ સંચાલિત**
હેરંજ, અલિન્દ્રા, ખરોલ, ભાનેર, મહુધા, સાસ્તાપુર, પીપળાતા, ડુમરાલ.
**આર. સી. મિશન, મહેમદાવાદ સંચાલિત**
ભાનેર
**આર. સી. મિશન, નડિયાદ. સંચાલિત**
ઉત્તરસંડા, ડભાણ, મરીડા, સલુણ, ચકલાશી.
**આર. સી. મિશન, વડતાલ (નડિયાદ) સંચાલિત**
બ્મેલ, નરસંડા, વડતાલ, આખડોલ.
**આઈ. પી. મિશન સ્કૂલ, આણંદ સંચાલિત**
બર્કલીપુર (તાબે ચકલાશી)
**મામલતદાર, નડિયાદ સંચાલિન**
ફલોલી, બલાડી, બલોલ, હાથનોલી, નાગરેલ, અરજનપુરકોટ ખાંડીવાવ.
**વ્યવસ્થાપક, નવી ગુજરાતી શાળા, વસો સંચાલિત**
વસો
**રાવજીભાઇ મોતીભાઈ પટેલ સંચાલિત**
મંગળપુર

## માતર તાલુકો

**એસ. એ. મિશન, નડિયાદ સંચાલિત**
અલિંદ્રા, ઊંદેળા.
**સર્વોદય યોજના, ભલાડા સંચાલિત**
શેખુપુર, મસાલા, ખરેંટી, રણાસર, અસલાલી, વસાઈ, પીરોજ, દલોલી, નધાનપુર, ઇંદરવરણા, નગરામા, ભેરાઈ.
**મામલતદાર, માતર સંચાલિત**
ઊંટઇ, વાવડી, પાણસોલી, ચિત્રાસર, ચલિંદ્રા, શેત્રા, ગરમાળા, વડાળા, કાછીપુરા.
**તાલુકા કેળવણી મંડળ, ખંભાત સંચાલિત**
સોખડા, નાંગેલી.

## મહેમદાવાદ તાલુકો

**એમ. ઈ. મિશન, નડિયાદ સંચાલિત**
નવચેતન, વાણુસોલી, કનીજ.

**એસ. એ. મિશન, ખેડા કેમ્પ સંચાલિત**
ખેડા કેમ્પ
**હીરાજી વાઘાજી સંચાલિત**
દલપજીની મુવાડી
**અમરસિંહ રતનસિંહ ચૌહાણ સંચાલિત**
વીરોલ

## કપડવણજ તાલુકો

**એમ. ઈ. મિશન, નડિયાદ સંચાલિત**
તોરણા, કઠલાલ, આંતરોલી.
**આર. સી. મિશન, નડિયાદ સંચાલિત**
લસૂંદ્રા
**મામલતદાર, કપડવણજ સંચાલિત**
બક્રોરનું મુવાડું, જલોયા, આલમપુર, કલાજી, ગાડવેલ ખરોલ–અમીનપુરા.
**સૈયદ અલીઅહમદ સૈયદઅહમદ સંચાલિત**
મદ્રેસા અંજુમને–ઈસ્લામ, કપડવણજ.
**સુલેમાન હાજીઆદમભાઈ, કપડવણજ સંચાલત**
મદ્રેસા શેખુલઇસ્લામ કપડવણજ.
**એમ. એમ. કપડવણજ સંચાલિત**
મદ્રેસા મોહમદિયા કપડવણજ.
**સવગનભાઈ દેવશીભાઈ સંચાલિત**
ગોઠાડી–લાટ.
**ફૂલાભાઈ ડાહ્યાભાઈ સોલંકી સંચાલિત**
ભાડાનો ક્વો.
**મંગળદાસ બેચરદાસ સંચાલિત**
ચારણિયા
**સોમાભાઈ જમાભાઇ ડાભી સંચાલિત**
મોતીપુર (તાબે રવદાવત)
**ખોડાભાઈ ઝવેરભાઇ પટેલ સંચાલિત**
દંતાલી
**સુલેમાન લલ્લુભાઈ વહોરા સંચાલિત**
સિંગોડિયા
**ચીમનલાલ જેઠાલાલ બારોટ સંચાલિત**
મીરનપુર
**રતાભાઈ હિરાભાઇ સંચાલિન**
ભાયલાકૂઇ
**ઉમરભાઈ આદમભાઇ મુન્શી સંચાલિત**
નાનુ–મુવાડું
**હાજીસિંહ રતનસિંહ ઝાલા સંચાલિત**
જોરાપુરા
**ફૂલાજી કોદાજી સંચાલિત**
અગરજીનું મુવાડું.

ચંદુલાલ પૂંજાભાઈ સંચાલિત
સાલોડ

વાસુદેવ ગીરધરલાલ સંચાલિત
નારપુરા

હરીભાઈ ખેતાભાઇ પટેલ સંચાલિત
વિષ્ણુપુરા

છગનભાઈ ખાનાભાઈ સંચાલિત
ભગતનું સુવાડું

લક્ષ્મણસિંહ ભાવસિંહ સંચાલિત
ગંગિયાલ

## ઠાસરા તાલુકો

એમ. ઈ. મિશન, નડિયાદ સંચાલિત
વસો, ખડગોધરા, પડાળ, ફણી, સણાદરા, વણોતી, આગરવા, ઢુણાદરા, વી ઝોલ, કાલસર.

આર. સી. મિશન, નડિયાદ સંચાલિત
ખાખરિયા (તાબે વાંઘરોલી).

આઈ. પી. મિશન, આણંદ સંચાલિત
કેરીપુર

જિલ્લા હરિજન સેવક સંઘ બોરસદ, સંચાલિત
બલાઢા

સંસ્થાન હાઈસ્કૂલ, ડાકોર સંચાલિત
ડાકોર પ્રાથમિક શાળા

મામલતદાર, ઠાસરા સંચાલિત
ચીતલાવ, રતનજીનું સુવાડું, અકલાચા, હરખોલ, હરમતિયા (તાબે રૈઝવા), નખેડ, સંગોલ, સાંદેલિયા, થોર પોરડા, કોઠાનું સુવાડું, બાવરપુરા, રુસ્તમપુરા, મૂલિયાડ, મરઘાકૂઈ, પીપળિયા (તાબે સોનિપુર).

શંકરભાઈ ભાથીભાઈ પરમાર સંચાલિત
ભાડીપુરા (તાબે ઉભા)

રૂમાલસિંહ હઠીસિંહ પરમાર સંચાલિત
નાનું કોતરિયા

મલહારસિંહ દેવજીભાઇ રાઠોડ સંચાલિત
ફતેપુરા (તાબે વાંઘરોલી)

ધૂળાભાઈ ફૂલાભાઇ પરમાર સંચાલિત
ઉપલેટ

ધૂળાભાઇ કોહ્યાભાઈ પરમાર સંચાલિત
ભાવના (તાબે મહીઈટાડી)

મદ્રેસા ઇસ્લામિયા ઠાસરા સંચાલિત
ઠાસરા મદ્રેસા, ઠાસરા

## વાડાશિનોર તાલુકો

એમ. ઈ. મિશન, નડિયાદ સંચાલિત
કરણપુર, રાજપુર, વડધરા.

ખેડા જિલ્લા હરિજન સેવક સંઘ, બોરસદ સંચાલિત
વાડાશિનોર હરિજન શાળા.

ગ્રામ સેવા સમાજ, વાડાશિનોર સંચાલિત
ફેલસાણી, હાંડિયા (વાડાશિનોર), સરોડા, નવગામા.

મામલતદાર, વાડાશિનોર સંચાલિત
રળિયાતા, હાડિયા (વીરપુર), ખાંડીવાવ, ખાટા, કોતરગોર, મનવરપુરા, મૂળનું સુવાડું, ખોડીડુંગરી, કુંવરજી શાળા-વાડાશિનોર.

કાંતિલાલ પરીખ સંચાલિત
બળિયાદેવ

એમ. બી. વાડાશિનોર સંચાલિત
મદ્રેસા બુરહાનિયા-વાડાશિનોર.

એક્ઝિક્યુટિવ એન્જિનિયર, મહી કેનાલ લિ. સંચાલિત
વણુક બોરી

દેસાઈભાઇ હરજીભાઇ પટેલ સંચાલિત
આરાપુર

નટવરલાલ કોદરલાલ શાહ સંચાલિત
પાંસરોડા

હીરાભાઇ ફૂલાભાઇ ઠાકોર સંચાલિત
દોલત પોરડા

# ૪૩

# પ્રાથમિક શિક્ષણ ૧

## પરિશિષ્ટ (૩)

## ખેડા જિલ્લાની પ્રાથમિક શાળાઓની પ્રકાર દીઠ સંખ્યા દર્શાવતું પત્રક (ઇ. સ. ૧૯૫૨-૫૩)

| શાળાનો પ્રકાર | તાલુકા | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ખંભાત | બોરસદ | પેટલાદ | આણંદ | નડિયાદ | માતર | મહેમદાવાદ | કપડવણજ | ઠાસરા | વાડાસિનોર | કુલ |
| **લો. બો.ની શાળાઓ** | | | | | | | | | | | |
| **૧. કુમાર અને મિશ્રશાળાઓ** | | | | | | | | | | | |
| પ્રથમ શ્રેણીની | ૧૦ | ૩૩ | ૨૦ | ૩૭ | ૩૭ | ૧૪ | ૧૬ | ૨૯ | ૨૨ | ૭ | ૨૨૧ |
| દ્વિતિય શ્રેણીની | ૬૦ | ૭૭ | ૬૯ | ૭૪ | ૭૪ | ૩૯ | ૪૫ | ૧૩૮ | ૬૦ | ૨૮ | ૬૬૧ |
| **૨. કન્યાશાળા ::** | | | | | | | | | | | |
| પ્રથમ શ્રેણીની | ૨ | ૬ | ૯ | ૧૨ | ૭ | ૧ | ૨ | ૨ | ૨ | ૧ | ૪૪ |
| દ્વિતિય શ્રેણીની | ૩ | ૨ | ૭ | ૩ | ૧ | — | — | ૧ | ૧ | — | ૧૮ |
| ૩. જૂથ શાળા | ૨૪ | ૨૪ | ૨૪ | ૨૬ | ૩૬ | ૨૩ | ૨૩ | ૨૯ | ૨૬ | ૧૪ | ૨૪૯ |
| ૪. ઉર્દૂ શાળા :: | ૨ | ૧ | ૧ | ૧ | ૨ | — | ૬ | ૧ | — | — | ૪ |
| ૫. ખેતીના વિકલ્પવાળી શાળા | — | ૧ | ૪ | ૧ | ૨ | — | — | — | — | — | ૮ |
| ૬. બેઝીક સ્કુલ | — | ૧ ગંભીરા+ | — | — | — | — | — | — | — | — | ૧ |
| **અન્ય માન્ય શાળાઓ** | | | | | | | | | | | |
| ૧. મંડળોની | ૨૧ | ૩ | — | ૧ | ૧ | ૧૪ | — | — | ૨ | ૫ | ૪૭ |
| ૨. ખ્રિસ્તી મિશનની | ૪ | ૧૭ | ૭ | ૪૫ | ૨૫ | ૨ | ૪ | ૪ | ૧૨ | ૩ | ૧૨૩ |
| ૩. મુસ્લીમોની (ખાનગી) | ૧ | — | — | ૨ | — | — | — | ૫ | ૧ | ૧ | ૧૦ |
| ૪. અન્ય વ્યક્તિ સંચાલિત | — | ૨ | — | ૨ | ૮ | ૯ | ૨ | ૨૦ | ૨૦ | ૧૪ | ૭૭ |
| ૫. બાલગૃહશાળા | — | — | — | ૧* | — | — | — | — | — | — | ૧ |
| ૬. પ્રેક્ટિસિંગ સ્કૂલ | — | ૧ | — | ૧ | — | — | — | ૧(કઠલાલ) | — | — | ૩ |
| ૭. નડિયાદ મ્યુનિ.ની | — | — | — | — | ૨૦ | — | — | — | — | — | ૨૦ |
| ૮. નડિયાદ મ્યુનિ.ની મદદ મેળવતી | — | — | — | — | ૭ | — | — | — | — | — | ૭ |

+ બોચાસણના વલ્લભ વિદ્યાલયની પ્રાથમિક શાળામાં પણ બેઝિક શિક્ષણ અપાય છે.

* આ શાળા આણંદમાં કૃષિગોવિદ્યાભવન તરફથી ચાલે છે. તેનો અભ્યાસક્રમ અલગ છે. પ્રાથમિક ચાર ધોરણ પૂરાં કર્યાં પછી એમાં દાખલ થઈ શકાય છે

# ૪૩

## પરિશિષ્ટ (૪)

## ખેડા જિલ્લા શાળામંડળની પ્રાથમિક શાળાઓની તાલુકાવાર સંખ્યા દર્શાવતું પત્રક, ઈ. સ. ૧૯૫૨–૫૩

**સમજૂતી :** કુ–મિ=કુમારશાળા તથા મિશ્રશાળા; ક=કન્યાશાળા

| ક્રમાંક | તાલુકો | પ્રકાર | સાત ધોરણવાળી | | | છ ધોરણવાળી | | | પાંચ ધોરણવાળી | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | શાળાઓ | છોકરાઓ | કન્યાઓ | શાળાઓ | છોકરાઓ | કન્યાઓ | શાળાઓ | છોકરાઓ | કન્યાઓ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૧ | ખંભાત | કુ–મિ | ૧૦ | ૨૩૫૧ | ૬૪૫ | ૬ | ૬૬૫ | ૫૪૪ | ૧૨ | ૮૪૨ | ૪૦૭ |
| | | ક | ૨ | — | ૮૬૪ | — | — | — | ૧ | — | ૧૯૬ |
| ૨ | બોરસદ | કુ–મિ | ૩૩ | ૮૪૦૮ | ૩૩૫૮ | ૮ | ૧૬૨૧ | ૪૪૮ | ૮ | ૬૯૫ | ૩૪૧ |
| | | ક | ૬ | — | ૧૫૯૨ | ૧ | — | ૧૯૦ | ૧ | — | ૧૮૨ |
| ૩ | પેટલાદ | કુ–મિ | ૨૦ | ૧૭૬૦ | ૬૦૦ | ૯ | ૧૫૯૫ | ૨૯૧ | ૧૫ | ૧૫૨૮ | ૯૭૫ |
| | | ક | ૯ | — | ૩૬૮૭ | ૫ | — | ૧૧૨૯ | — | — | — |
| ૪ | આણંદ | કુ–મિ | ૩૭ | ૧૧૧૮૭ | ૨૧૨૦ | ૯ | ૧૫૫૮ | ૬૮૪ | ૧૪ | ૧૨૬૩ | ૫૪૫ |
| | | ક | ૧૨ | — | ૩૮૫૮ | ૨ | — | ૪૬૩ | — | — | — |
| ૫ | નડિયાદ | કુ–મિ | ૩૭ | ૯૩૯૬ | ૨૪૫૦ | ૭ | ૯૨૭ | ૪૧૯ | ૭ | ૫૪૧ | ૩૨૩ |
| | | ક | ૭ | — | ૨૦૧૪ | — | — | — | — | — | — |
| ૬ | માતર | કુ–મિ | ૧૪ | ૨૫૫૬ | ૯૮૦ | ૪ | ૫૯૮ | ૨૯૬ | ૬ | ૪૫૭ | ૪૬૬ |
| | | ક | ૧ | — | ૧૬૯ | — | — | — | — | — | — |
| ૭ | મહેમદાવાદ | કુ–મિ | ૧૬ | ૪૪૪૬ | ૧૧૭૯ | ૩ | ૪૯૪ | ૧૬૦ | ૫ | ૫૫૫ | ૨૩૧ |
| | | ક | ૨ | — | ૧૦૦૧ | — | — | — | — | — | — |
| ૮ | કપડવણજ | કુ–મિ | ૨૯ | ૫૩૪૪ | ૨૪૦૬ | ૫૭ | ૪૬૬ | ૨૧૪ | ૯ | ૬૨૩ | ૨૪૩ |
| | | ક | ૨ | — | ૭૫૩ | — | — | — | — | — | — |
| ૯ | ઠાસરા | કુ–મિ | ૨૨ | ૩૪૦૦ | ૬૩૦ | ૧૦ | ૧૦૬૯ | ૩૦૪ | ૩ | ૨૨૮ | ૭૪ |
| | | ક | ૨ | — | ૫૩૮ | — | — | — | — | — | — |
| ૧૦ | વાડાસિનોર | કુ–મિ | ૭ | ૨૩૨૪ | ૨૮૭૭ | ૭ | ૭૩૫ | ૭૫ | ૩ | ૨૨૩ | ૨૯ |
| | | ક | ૧ | — | ૪૦૭ | — | — | — | — | — | — |
| | | કુલ | ૨૬૯ | ૫૧૧૭૮ | ૨૯૫૩૮ | ૧૨૮ | ૯૬૨૮ | ૫૨૧૭ | ૮૪ | ૬૯૫૫ | ૩૭૭૨ |

| ચાર ધોરણવાળી | | | ત્રણ ધોરણવાળી | | | બે ધોરણવાળી | | | સરવાળો | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શાળાઓ | છોકરાઓ | કન્યાઓ | શાળાઓ | છોકરાઓ | કન્યાઓ | શાળાઓ | છોકરાઓ | કન્યાઓ | શાળાઓ | છોકરા | કન્યાઓ | કુલ બાળકો |
| ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ |
| ૨૭ | ૨૯૩૦ | ૫૯૫ | ૧૩ | ૬૬૧ | ૧૬૪ | ૨ | ૧૩૪ | ૬૬ | ૭૦ | ૭૮૮૯ | ૨૪૨૧ | ૧૧૮૩૩ |
| ૨ | — | ૪૬૩ | — | — | — | — | — | — | ૫ | — | ૧૫૨૩ | |
| ૪૬ | ૪૦૫૨ | ૧૮૫૨ | ૧૩ | ૪૧૩ | ૧૬૮ | ૨ | ૩૬ | ૨૬ | ૧૧૦ | ૧૫૨૨૫ | ૬૧૯૩ | ૨૩૩૮૨ |
| — | — | — | — | — | — | — | — | — | ૮ | — | ૧૯૬૪ | |
| ૪૧ | ૩૩૦૪ | ૧૩૪૬ | ૪ | ૧૯૫ | ૫૬ | — | — | — | ૮૯ | ૮૩૮૨ | ૩૨૨૮ | ૧૬૮૮૩ |
| ૨ | — | ૪૫૭ | — | — | — | — | — | — | ૧૬ | — | ૫૨૭૩ | |
| ૩૯ | ૨૯૧૦ | ૧૦૩૩ | ૧૦ | ૧૧૩૪ | ૪૧૩ | ૨ | ૨૬૮ | ૭ | ૧૧૧ | ૧૮૩૨૦ | ૪૮૦૨ | ૨૭૬૬૦ |
| ૧ | — | ૨૧૭ | — | — | — | — | — | — | ૧૫ | — | ૪૫૩૮ | |
| ૫૫ | ૨૬૩૭ | ૯૫૯ | ૫ | ૧૪૧ | ૭૮ | — | — | — | ૧૧૧ | ૧૩૬૪૨ | ૪૨૨૯ | ૨૦૨૧૨ |
| ૧ | — | ૩૨૭ | — | — | — | — | — | — | ૮ | — | ૨૩૪૧ | |
| ૨૪ | ૧૧૫૮ | ૪૭૪ | ૩ | ૮૧ | ૨૨ | ૨ | ૩૩ | ૨૭ | ૫૩ | ૪૮૮૩ | ૨૦૬૫ | ૭૧૧૭ |
| — | — | — | — | — | — | — | — | — | ૧ | — | ૧૬૯ | |
| ૩૫ | ૧૮૬૯ | ૬૪૫ | ૨ | ૬૩ | ૨૩ | — | — | — | ૬૧ | ૭૩૨૭ | ૨૨૩૮ | ૧૦૫૬૬ |
| — | — | — | — | — | — | — | — | — | ૨ | — | ૧૦૦૧ | |
| ૬૫ | ૩૧૯૮ | ૧૮૨૬ | ૭ | ૭૨૧ | ૯૧ | — | — | — | ૧૬૭ | ૧૦૩૫૨ | ૪૭૮૦ | ૧૬૨૨૪ |
| ૧ | — | ૩૩૯ | — | — | — | — | — | — | ૩ | — | ૧૦૯૨ | |
| ૩૨ | ૧૪૯૪ | ૪૬૧ | ૧૨ | ૭૩૨ | ૧૨૪ | ૩ | ૧૪૧ | ૫૦ | ૮૨ | ૭૦૬૪ | ૧૬૪૩ | ૯૫૦૯ |
| — | — | — | ૧ | — | ૩૫૪ | — | — | — | ૩ | — | ૮૯૨ | |
| ૧૮ | ૭૬૨ | ૧૩૬ | — | — | — | — | — | — | ૩૫ | ૪૦૭૪ | ૫૨૭ | ૫૦૦૮ |
| — | — | — | — | — | — | — | — | — | ૧ | — | ૪૦૭ | |
| ૩૮૯ | ૨૪૩૪૪ | ૧૧૧૩૦ | ૭૦ | ૪૧૪૧ | ૧૪૯૩ | ૧૧ | ૬૧૨ | ૧૭૬ | ૯૫૧ | *૯૭૧૫૮ | ૫૧૩૪૬ | ૧૪૮૫૦૪ |

(કુ. મિ. ૮૮૯+ક. ૬૨)

# ૪૪

# પ્રાથમિક શિક્ષણ (૨)

**ખેડા જિલ્લા શાળામંડળ :** ઈ. સ. ૧૯૪૭ના પ્રાથમિક કેળવણીના સુધરેલા કાયદા અન્વયે જિલ્લા શાળા મંડળમાં ૧૨થી ૧૬ સભ્યો નીમી શકાય છે. આ ધોરણે ખેડા જિલ્લા માટે સભ્યોની પસંદગીનાં ધોરણો સરકારે નીચે પ્રમાણે ઠરાવ્યાં છે:–

**ત્રણ સભ્યો :** સરકાર તરફથી નીમાય છે તે પૈકી એક પ્રાંતિક સરકારના કોઈ અધિકારી, બીજા મેટ્રિક અથવા પ્રાંતિક સરકાર માન્ય કરે તેવી, તેવા જ પ્રકારની અથવ

એથી વધારે ઊંચા પ્રકારની શૈક્ષણિક લાયકાત ધરાવનાર અને બીજા પ્રાથમિક કેળવણી પદ્ધતિ અથવા સંસ્થાના અનુભવી હોય છે.

**બે સભ્યો :** જિલ્લા શાળામંડળના તાબાની અનઅધિકૃત મ્યુનિસિપાલિટીઓના પ્રતિનિધિઓ હોય છે. તેઓ સદર મ્યુનિસિપાલિટીઓના સભ્યો હોવા જ જોઈએ એવું નથી. એ વિસ્તારની કોઈપણ લાયક વ્યક્તિઓની પસંદગી થઈ શકે છે.

**એક સભ્ય :** પછાત ગણાતી શેડ્યુલ્ડ કોમના પ્રતિનિધિ હોય છે.

**ત્રણ સભ્યો :** ઓછામાં ઓછા મેટ્રિક (હવે એસ. એસ. સી) પાસ અથવા બે વર્ષની પ્રાથમિક શિક્ષકની તાલીમ લીધી હોય તેવી લાયકાત ધરાવનાર હોય છે.

**સાત સામાન્ય સભ્યો** હોય છે. એ રીતે ખેડા જિલ્લામાં ૧૬ સભ્યોનું શાળામંડળ રચવામાં આવ્યું છે. આ સભ્યોની પસંદગી લોકલ બોર્ડના સભ્યો ચૂંટણી પદ્ધતિએ કરે છે. તેમાં સામાન્ય સભ્ય તરીકે ઉમેદવારી કરનારે ઓછામાં ઓછી પ્રાથમિક શાળાંત પરીક્ષા પાસ કરેલી હોવી જોઈએ અને હરિજન વગેરે પછાત કોમોના પ્રતિનિધિએ ચાર ધોરણ પાસ કરેલાં હોવા જોઈએ, એવું ધોરણ છે.

ઉપર પ્રમાણે બનેલા શાળામંડળ માટે એ જ સભ્યો પોતાનામાંથી એક અધ્યક્ષ (ચેરમેન) અને એક ઉપાધ્યક્ષ (વાઈસ ચેરમેન)ની ચૂંટણી કરે છે.

આ શાળામંડળની કચેરી નડિયાદમાં ડભાણ જવાને માર્ગે પટેલ હોલ નામના લોકલ બોર્ડની કચેરીના મકાનમાં આવેલી છે.

**શાળા મંડળ અને લોકલ બોર્ડ :** આ રીતે શાળા-મંડળ રચવા માટે સભ્યોની ચૂંટણી કરવાનું તથા નિયમ પ્રમાણે લોકલ સેસમાંથી એક રૂપિયે પંદર પાઈ પ્રમાણે નાણાંની મદદ આપવાનું–એ બે કામ સિવાય લોકલ બોર્ડ શાળા મંડળના કામમાં કોઈ જાતની દરમ્યાનગીરી કરતી નથી.

**કામગીરી : એ. ઓ.:** લોકલ બોર્ડ તરફથી શિક્ષણ પ્રવૃત્તિનો તમામ વહીવટ ઉપરની રીતે રચાયેલું શાળામંડળ કરે છે. શાળા સ્થાપવા માટે જમીન મેળવવી, મકાન મેળવવું કે બાંધી આપવું, સરંજામ પૂરો પાડવો, શિક્ષકો પૂરા પાડવા, એમના ઉપર દેખરેખ અને નિયમન રાખવાં, શાળાઓમાં કામકાજ માટેના કલાકો અને રજાઓ નક્કી કરવાં, અભ્યાસક્રમોમાં જરૂરી ફેરફારો અંગે સરકારને સલાહ સૂચનાઓ આપવી, વગેરે તમામ પ્રકારનાં કામો સરકારના ઈન્સ્પેક્ટરોના સહકારથી આ મંડળે કરવાનાં હોય છે. એના વહીવટી કામકાજના ઉપરી અધિકારી તરીકે સરકાર તરફથી **શાળા અધિકારી** એટલે **એડમિનિસ્ટ્રેટિવ ઑફિસર** સરકારને ખર્ચે નીમવામાં આવે છે. આ અધિકારી શાળા મંડળ વતી તેણે નક્કી કરેલાં અંદાજપત્રકો અને ધારાધોરણો પ્રમાણે તમામ પ્રકારનો વહીવટ કરે છે. તે એક બાજુ સરકારને જવાબદાર છે, અને બીજી બાજુ શાળામંડળને પણ જવાબદાર છે.

**કેળવણી અધિકારીઓ (ઈન્સ્પેક્ટરો) :** શાળામંડળના તાબાની તમામ શાળાઓનું નિરીક્ષણ કરી તેમને કાર્યક્ષમ રાખવા સરકાર તરફથી ઈન્સ્પેક્ટરો નીમવામાં આવે છે. એમની સંખ્યા ઇ. સ. ૧૯૫૨–૫૩માં ૨૫ હતી. આ અમલદારો મદદનીશ કેળવણી અધિકારી (આસિસ્ટંટ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર – A. D. E. I.) કહેવાય છે. એમના ઉપરી નાયબ વિદ્યાધિકારી (ડેપ્યુટી એ. ઈ.) અને એમના ઉપરી જિલ્લા વિદ્યાધિકારી (ડિસ્ટ્રિક્ટ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર) કહેવાય છે. તેમની કચેરીઓ નડિયાદ સ્ટેશન નજીક જૂની સરકારી હોસ્ટેલના મકાનમાં બેસે છે.

તમામ ઈન્સ્પેક્ટરો સરકારી નોકરો છે. તે પૈકી મદદનીશો અનુભવી પ્રાથમિક શિક્ષકો, અને ગ્રેજ્યુએટ શિક્ષકોમાંથી પસંદ કરેલા છે. નાયબ વિદ્યાધિકારી ખાતાના બીજા વર્ગની પાયરીના અને જિલ્લા વિદ્યાધિકારી પ્રથમ વર્ગની પાયરીના છે.

**જિલ્લા વિદ્યાધિકારીની કામગીરી :** આ અધિકારી અને તેમના મદદનીશો મળી આખા જિલ્લાની તમામ પ્રકારની શાળાઓનું નિરીક્ષણ કરે છે. તે પૈકી મદદનીશ અધિકારીઓને પ્રાથમિક શાળાઓના નિરીક્ષણની કામગીરી મોટે ભાગે સોંપાય છે. તેઓ જિલ્લાની બંને અધિકૃત સંસ્થાઓની શાળાઓ વરસમાં એક વાર તપાસે છે. તે માટે આખા જિલ્લાના વિભાગો પાડી, સગવડ પ્રમાણે દરેક મદદનીશ અધિકારીને કામ વહેંચી આપવામાં આવે છે. આવા વિભાગો 'બીટ' કહેવાય છે. એક બીટમાં આશરે ૩૫–૪૦ શાળાઓ હોય છે અને તેમની તપાસણીનું કામ એક મદદનીશ અધિકારીને સોંપવામાં આવે છે.

**શાળા તપાસણીની પદ્ધતિ :** શાળાની તપાસણી માટે સરકારી ખાતા તરફથી કાર્યપદ્ધતિ નક્કી થયેલી હોય છે. તેમાં શિક્ષકોની કામગીરી ઉપરાંત ભણનારની સંખ્યા, હાજરી, સાધનો, હિસાબ, વગેરે પણ તપાસવાનાં હોય છે. તે ઉપરાંત શાળાના શિક્ષકોની ફરિયાદો, તેમને લોકો તરફથી ફરિયાદો, વગેરે કામોનો પણ '

સાહેબ તરફથી સોંપવામાં આવે તે સ્થળ ઉપર જઈને કરવાનો હોય છે.

આ તમામ બાબતોના નિરીક્ષણનું નિવેદન તૈયાર કરી તેની એક નકલ એ. ઓ. ને મોકલવામાં આવે છે. એમાં કરેલી સૂચનાઓનો અમલ થાય એવી એ. ઓ. વ્યવસ્થા કરે છે. એ અમલ થયો છે કે નહિ તે બીજી તપાસણી વખતે જોવામાં આવે છે.

તમામ પ્રકારની પ્રાથમિક શાળાઓ ઉપરાંત સમાજ-શિક્ષણના વર્ગો અને સરકાર હસ્તક ચાલતાં વાંચનાલયો-પુસ્તકાલયોનું નિરીક્ષણ પણ એ જ અધિકારીઓએ કરવાનું હોય છે.

**ઈન્સ્પેકટરોનાં માસિક સંમેલનો :** ઈન્સ્પેકટરોને જરૂરી સલાહ સૂચનાઓ આપી શકાય અને તેમના કામ અંગે તેમજ શિક્ષણના પ્રશ્નો અંગે વિચારોની આપ લે થઈ શકે તે માટે ડે. એ. ઈ. દર માસની પહેલી તારીખે પોતાની કચેરીએ તમામ આ. ડે. એજ્યુ. ઈન્સ્પેકટરોનું સંમેલન યોજે છે.

**શિક્ષકોની પરિષદો :** એ જ રીતે શિક્ષણના પ્રશ્નોની ચર્ચાઓ કરવા શિક્ષકોની પરિષદ ભરવાની પ્રથા શિક્ષકોના સંઘ તરફથી શરૂ કરવામાં આવી છે.

**પરીક્ષાઓ :** તમામ પ્રાથમિક શાળાઓમાં વરસમાં બે વાર પરીક્ષાઓ લેવાય છે. છેલ્લી વાર્ષિક સિવાયની તમામ પરીક્ષાઓ જે તે શાળાના શિક્ષકો જ લે છે અને પરિણામો નક્કી કરે છે. વાર્ષિક પરીક્ષા માટે ચોથા અને સાતમા ધોરણના પ્રશ્નપત્રો આખા જિલ્લાની તમામ માન્ય શાળાઓ માટે સરખા કાઢવામાં આવે છે અને તેમની છાપેલી નકલો દરેક શાળા ઉપર મોકલી આપવામાં આવે છે. આ પ્રશ્નપત્રો યોજવાનું, છપાવવાનું અને શાળાઓને પહોંચાડવાનું કામ શાળા મંડળની કચેરી કરે છે. પરંતુ તેમના જવાબો તપાસી પરિણામો નક્કી કરવાનું કામ જે તે શાળાના મુખ્ય શિક્ષકો પોતાના શિક્ષકોની મદદથી કરે છે. આ પૈકી સાતમા ધોરણની પરીક્ષા પાસ કરનાર વિદ્યાર્થી માધ્યમિક શાળાના આઠમા ધોરણમાં દાખલ થઈ શકે છે અને તેને તે માટે તેમજ અન્ય ઉપયોગ માટે પ્રાથમિક સાતમું ધોરણ પાસ કર્યાનું પ્રમાણપત્ર શાળા આપી શકે છે.

**પ્રાથમિક શાળાંત પરીક્ષા :** આ પરીક્ષા આખા રાજ્ય માટે એક જ દિવસે (એપ્રિલ માસમાં) સરકારી કેળવણી ખાતા તરફથી યોજાય છે. તેના પ્રશ્નપત્રો ખાતા તરફથી તૈયાર કરી, રાજ્યની પ્રદેશિક ભાષાઓમાં તેમને તરજૂમો કરી, છાપવામાં આવે છે. સરકારમાન્ય કોઈ પણ પ્રકારની પ્રાથમિક શાળાના સાતમા ધોરણનો અભ્યાસ પૂરો કરનાર આ પરીક્ષા આપી શકે છે. કન્યાઓ, ખેતી, બાગાયત, બેઝિક, વગેરે પ્રકારના વિશિષ્ટ અભ્યાસક્રમોના વિષયો માટે જરૂરી પ્રશ્નપત્રો અલગ કાઢવામાં આવે છે અથવા સામાન્ય પ્રશ્નપત્રોમાં વિકલ્પો રાખી એ વિષયોના અભ્યાસક્રમને યોગ્ય ન્યાય અપાય છે. નવો અભ્યાસક્રમ થયા પહેલાં કન્યાઓ માટે આ પરીક્ષા અલગ થતી. તે પ્રથા બંધ કરી કન્યાઓએ પણ છોકરાઓ સાથે જ પરીક્ષા આપવાની પ્રથા દાખલ કરવામાં આવી છે.

**પરીક્ષાની ફી :** આ પરીક્ષા માટે સામાન્ય ફી ત્રણ રૂપિયા છે. પછાત કોમના ઉમેદવાર માટે એક રૂપિયો છે.

**પરીક્ષાનાં કેન્દ્રો :** ખેડા જિલ્લામાં પ્રાથમિક શાળાંત પરીક્ષામાં બેસનાર દર વર્ષે લગભગ ૮૦૦૦ ઉમેદવારો હોય છે. આ તમામ ઉમેદવારોને એક જ સ્થળે બેસાડવાનું મુશ્કેલ હોવાથી તેમજ દૂર દૂરનાં ગામડાંમાંથી એમને આવવાનું અગવડભર્યું પડે તેથી જિલ્લાના તાલુકાઓમાં આ માટે નીચેનાં પરીક્ષાકેન્દ્રો નક્કી કરેલાં છે: નડિયાદ, આણંદ, બોરસદ, પેટલાદ, ખંભાત, ડાકોર, કપડવણજ, કઠલાલ, વાડાસિનોર. ઉમેદવારે કયા કેન્દ્રમાં પરીક્ષા આપવા જવાનું છે તેની શાળામંડળ મારફતે ખબર આપવામાં આવે છે. સંગીત, ઉદ્યોગો વગેરે ખાસ વિષયોની પરીક્ષા માટે ખાસ કેન્દ્રો નક્કી કરવામાં આવે છે. આવા પરીક્ષાર્થીઓને પરીક્ષાના દિવસોએ જરૂરી સગવડો આપવા કોઈ કોઈ સ્થળે ગામલોકો તરફથી બંદોબસ્ત કરવામાં આવે છે, બાકી તો પરીક્ષાર્થીઓ ખાનગી સંબંધીઓને ત્યાં ઊતરવાની ગોઠવણ કરી લે છે.

આ કેન્દ્રોએ પરીક્ષાનું સંચાલન કરવા ત્રણ પરીક્ષા સમિતિઓ નીમેલી છે. દરેક સમિતિ માટે એક એક પ્રમુખ છે અને તેમની વચ્ચે કેન્દ્રોની વહેંચણી નીચે પ્રમાણે થયેલી છે:-

૧ પ્રમુખ, પ્રા. શા. પરીક્ષા, સમિતિ, નડિયાદ
 કેન્દ્રો : નડિયાદ

૨ પ્રમુખ, પ્રા. શા. પરીક્ષા સમિતિ, ડે. એ. ઈ. નડિયાદ
 કેન્દ્રો : આણંદ, પેટલાદ, બોરસદ, ખંભાત, વાડાસિનોર, કપડવણજ.

૩ પ્રમુખ, પ્રા. શા. પરીક્ષા સમિતિ, કઠલાલ
 કેન્દ્રો : કઠલાલ, ડાકોર.

સદર પરીક્ષક સમિતિઓમાં જરૂરી સરકારી અને બિન સરકારી સભ્યો લેવામાં આવે છે.

આ પરીક્ષાની ઉત્તરવહીઓ તપાસવા માટે જિલ્લા વિદ્યાધિકારી યોગ્ય લાયકાત ધરાવતી વ્યક્તિઓની પસંદગી કરે છે, તેમાં પરીક્ષા સમિતિના સભ્યો ઉપરાંત જરૂર હોય તો બીજાઓનો સમાવેશ કરવામાં આવે છે. ઉત્તરવહીઓ તપાસવાનું કામ પૂરું થયે પરિણામ જે તે કેન્દ્રની ઓફિસેથી જાહેર કરવામાં આવે છે. તે માટે જિલ્લા વિદ્યાધિકારી દરેક સમિતિના પ્રમુખને જરૂરી ખબર આપે છે. તેમાં જણાવેલી તારીખે ને સમયે જ, બધાં કેન્દ્રોએ એકી વખતે પરિણામ જાહેર થાય છે અને તેના ૨૪ કલાક અગાઉ એ પરિણામોની નકલો વર્તમાનપત્રોને મોકલવામાં આવે છે. પાસ થનાર ઉમેદવારોને પ્રાથમિક શાળાંત પરીક્ષાનું પ્રમાણપત્ર સરકાર તરફથી મળે છે. તેના ઉપર જિલ્લા વિદ્યાધિકારી સરકાર વતી સહી કરે છે.

**સરકારી શિષ્યવૃત્તિઓ (સ્કોલરશીપો):** બ્રિટિશ અમલમાં અંગ્રેજી શિક્ષણનો મોભો ગુજરાતી શિક્ષણ કરતાં વધારે હતો. તેથી એ શિક્ષણ લેવાનું સામાન્ય શક્તિશાળી બાળકોને તેમજ પછાત વર્ગનાં બાળકોને ઉત્તેજન મળે તે માટે સરકાર તરફથી ખાસ શિષ્યવૃત્તિઓ આપવાની પ્રથા દાખલ કરવામાં આવી હતી. આ માટે જાહેર હરીફાઈ થાય એવી પરીક્ષાઓ લેવાતી અને દરેક ધોરણે પ્રમાણે સારાં પરિણામ લાવનાર વિદ્યાર્થીઓને એ શિષ્યવૃત્તિઓ મળતી.

હાલ હાઈસ્કૂલની નીચલાં ધોરણોમાંથી અંગ્રેજી રદ કરવામાં આવ્યું છે તો પણ ઉપર જણાવેલી સરકારી શિષ્યવૃત્તિઓની પ્રથા જરૂરી ફેરફારો સાથે ચાલુ રાખવામાં આવી છે.

સરકારી શિષ્યવૃત્તિઓ મુખ્યત્વે બે પ્રકારની છે : **મિડલ સ્કૂલ સ્કોલરશીપ અને હાઈસ્કૂલ સ્કોલરશીપ.** આ પૈકી મિડલ સ્કૂલ સ્કોલરશીપ માટે ચોથા ધોરણનાં અને હાઈસ્કૂલ સ્કોલરશીપ માટે સાતમા ધોરણનાં બાળકો હરીફાઈ કરી શકે છે. પ્રથમ સ્કોલરશીપની પરીક્ષા પાસ કરનારને ધોરણ ૫, ૬, ૭માં અને બીજી સ્કોલરશીપની પરીક્ષા પાસ કરનારને ધોરણ ૮, ૯, ૧૦, ૧૧માં અભ્યાસ કરવા માટે નિયમથી ઠરેલી રકમો શિષ્યવૃત્તિ તરીકે મળે છે. આ પ્રવૃત્તિના વહીવટ માટે સરકારે સમિતિ નીમેલી છે. તેના પ્રમુખ નડિયાદની સરકારી હાઈસ્કૂલના હેડમાસ્તર છે. તેમની પાસેથી આ શિષ્યવૃત્તિઓ અંગેના નિયમો અને બીજી માહિતી મળી શકે છે. એની સારરૂપ વિગતો નીચેના પત્રકમાં આપી છે, તે ઉપરથી જણાશે કે પછાત વર્ગો માટે થોડી શિષ્યવૃત્તિઓ અનામત રાખેલી છે. એ ઉપરાંત મુસ્લિમો માટે સરકાર પાસે 'કાઝી શાહબુદ્દીન ફંડ' છે તેમાંથી માસિક રૂ. ૫ની માત્ર એક શિષ્યવૃત્તિ ચાર વર્ષ માટે આપવામાં આવે છે. તે ધોરણ ૮, ૯, ૧૦, ૧૧માં જ મળે છે.

## સરકારી શિષ્યવૃત્તિઓની વિગતો દર્શાવતું પત્રક

| વિગતો | મિડલ સ્કૂલ સ્કોલરશીપ | હાઈસ્કૂલ સ્કોલરશીપ |
|---|---|---|
| કયા ધોરણ માટે : | ધો. ૫, ૬, ૭ | ધો. ૮, ૯, ૧૦, ૧૧ |
| ખુલ્લી હરીફાઈ માટે | | |
| શિષ્યવૃત્તિઓની સંખ્યા | ૨૫ | ૨૪ |
| ઉમર–છોકરા માટે | ૧૨ વર્ષ | ૧૫ વર્ષ |
| છોકરી માટે | ૧૩ વર્ષ | ૧૬ વર્ષ |
| માસિક રકમ | રૂા. ૪ ત્રણે ધોરણમાં | રૂા. ૫ ધોરણ ૮<br>રૂા. ૬ ધોરણ ૯<br>રૂા. ૮ ધો. ૧૦, ૧૧ |
| પ્રવેશ ફી રૂા. ૧ | | |
| પછાત વર્ગો માટે | | |
| શિષ્યવૃત્તિઓની સંખ્યા | ૮ | ૮ |
| ઉમર–છોકરા માટે | ૧૩ વર્ષ | ૧૬ વર્ષ |
| છોકરી માટે | ૧૪ વર્ષ | ૧૭ વર્ષ |
| માસિક રકમ | રૂા. ૬ ત્રણે ધોરણોમાં | રૂા. ૭½ ધોરણ ૮<br>રૂા. ૯ ધોરણ ૯<br>રૂા. ૧૨ ધોરણ ૧૦, ૧૧ |
| પ્રવેશ ફી નથી | | |

**શિષ્યવૃત્તિની હરીફાઈ માટે પરીક્ષાઓ :** બંને પ્રકારની શિષ્યવૃત્તિઓ માટે હરીફાઈ કરવા જાહેર પરીક્ષાઓ લેવાય છે. તેમાં ચોથા ધોરણના અભ્યાસક્રમની કસોટી થાય એવા પ્રશ્નપત્રો હોય છે. બંને પ્રકારની શિષ્યવૃત્તિઓ માટેના હરીફોને આ એક જ પ્રકારના પ્રશ્નપત્રો અપાય છે આ પ્રશ્નપત્રો માનસશાસ્ત્રના સિદ્ધાન્તો પ્રમાણે બુદ્ધિચાતુર્યની કસોટી કરે તેવા હોય છે. તેમના જવાબો ઠરાવેલી મુદતમાં પ્રશ્નપત્રમાં જ લખવાના હોય છે. સામાન્ય રીતે એક કલાકની મુદત અપાય છે.

**શાળાનાં મકાનો : સંખ્યા :** બાળકોની શારીરિક તેમજ માનસિક તંદુરસ્તી માટે હવાઉજાશવાળા અને રમતગમતનાં મેદાનો નજીકમાં જ હોય તેવા મકાનો જરૂરી ગણાય છે. પરંતુ જિલ્લાની કુલ શાળાઓ પૈકી મોટા ભાગની શાળાઓને આ દૃષ્ટિએ જરૂરી મકાનો નથી. આજે શાળાઓ માટે શાળામંડળ પાસે માલિકીનાં ૩૫૬, ભાડાનાં ૬૯૧ અને વગર ભાડાનાં ૨૭૨ મળી કુલ ૧૩૧૯ મકાન છે.

**પાળીપદ્ધતિ :** ફરજિયાત શિક્ષણ દાખલ થવાથી બાળકોની સંખ્યા ઘણી વધી છે. ઘણાં ગામોમાં એ બધાને ચાલુ મકાનોમાં બેસાડી શકાતાં નથી તેથી અમુક વર્ગો સવારે ભરાય અને અમુક વર્ગો બપોર પછી ભરાય એવી પદ્ધતિ એવાં સ્થળોએ રાખવી પડી છે. આને 'શિફ્ટ સિસ્ટમ' એટલે 'પાળી પદ્ધતિ' કહે છે. ઈ. સ. ૧૯૫૧–૫૨થી ૩૧૪ શાળાઓમાં આ પદ્ધતિ ચાલે છે.

**મકાનોનાં માપ વિષે સરકારી ધોરણ :** કોઈ પણ ગામે શાળા માટે મકાન બાંધવું હોય તો તેનું કદ ગામની વસતીના ૧૫ ટકા જેટલાં બાળકોના શિક્ષણની સગવડો થઈ શકે તેવું હોવું જોઈએ, એમ સરકારે ઠરાવ્યું છે. તે માટે જરૂરી જમીનનાં માપ અને ખંડોની સંખ્યા નીચેના પત્રકમાં દર્શાવ્યાં છે :

**મકાનોનાં કદ વિષે ઠરેલી વિગતો**

| વિદ્યાર્થીઓની સંખ્યા | ખંડની સંખ્યા | જમીન | | | | કુલ | |
|---|---|---|---|---|---|---|---|
| | | મકાન માટે | | રમતો માટે | | | |
| | | એ. | ગુંઠા | એ. | ગુંઠા | એ. | ગુંઠા |
| ૧૬૦–૨૪૦ | ૪ થી ૮ | ૧/૨ | ૧ | ૨ | ૩ | ૨ ૧/૨ | ૪ |
| ૨૪૦–૩૨૦ | ૬ થી ૯ | ૧ | ૦ | ૩ | ૪ | ૪ | ૪ |
| ૩૨૦–૪૦૦ | ૯ થી ૧૨ | ૧ | ૨૦ | ૪ | ૫ | ૫ | ૨૫ |
| ૪૦૦–૪૮૦ | ૧૨ | ૧ | ૨૦ | ૫ | ૬ | ૬ | ૨૬ |

**મકાનો માટે સરકારી મદદનાં ધોરણો :** પ્રાથમિક કેળવણીના કાયદામાં આ અંગે જોગવાઈ કરેલી છે. તેમાં એમ ઠરેલું છે કે શાળાના મકાનના બાંધકામના ખર્ચનો ૧/૪ ભાગ તથા તે માટે પૂરતી જમીન જો ગામલોકો આપે તો બાંધકામના ખર્ચનો બાકીનો ૩/૪ ભાગ સરકાર આપે. પણ જો ગામ ખર્ચનો ૧/૩ ભાગ અથવા તેથી વધુ ફાળો આપે તો તે ગામને મકાન બાંધી આપવામાં પહેલી પસંદગી અપાય છે. આ શરતોએ જે ગામ શાળાનું મકાન બાંધવા માગણી કરે તેને માટે પસંદ કરેલી જમીન ઉપર બાંધવાના મકાનના નકશા–અંદાજો વગેરે લો. બોર્ડના ઈજનેર તપાસે છે. ત્યાર બાદ સરકારી ગ્રાન્ટ આવ્યે મકાન બાંધવાનું શરૂ થાય છે આ રીતે બંધાનાર મકાનો માટે સરકાર દર વર્ષે જિલ્લાવાર મદદની રકમો નક્કી કરે છે.

પછાત કોમની વસતીવાળા ગામને મકાન બાંધી આપવાની બાબતમાં ખાસ ઉત્તેજન અપાય છે. વળી જો કોઈ વ્યક્તિ શાળાના મકાનના કુલ ખર્ચના ૧/૩ ભાગ જેટલી રકમ દાનમાં આપે તો તેનું અથવા તે જણાવે તેનું નામ શાળાના મકાન સાથે જોડાય છે. એક ઓરડા માટે રૂા. ૧૦૦૦) અથવા વધુ દાન જે આપે તેના નામની તખતી તે ઓરડામાં મુકાય છે. ૨૨'×૧૮'ના એક ઓરડાનું અંદાજી ખર્ચ આજે રૂ. ૩૨૦૦ ગણવામાં આવે છે. એટલે આશરે ૨૨૦૦ રૂપિયા દાન આપનારનું નામ એક ઓરડાવાળી શાળાના મકાન સાથે જોડાય છે. કોઈ વ્યક્તિ શાળાનું મકાન બાંધવા જમીન બક્ષિસ આપે તો તે બાબતનો ઉલ્લેખ કરતી તખતી શાળાના મકાનમાં મૂકવામાં આવે છે.

મકાન બાંધવાના કામને જે તે પ્રકારે વેગ મળે તે માટે સરકારે એક વધુ યોજના મંજૂર કરી છે. તે મુજબ કોઈ ગામ પોતાને ખર્ચે સરકારી ધારાધોરણ અને પ્લાન પ્રમાણે મકાન બાંધી આપે તો તેને ઓરડા દીઠ દર માસે રૂા. ૮ ભાડું અપાય છે. એવા મકાનની જરૂરી મરામત જિલ્લા સ્કૂલ

બોર્ડ કરી લે છે, જો કે આમાં એક શરત એ હોય છે કે જ્યારે સરકાર પાસે નાણાંની જોગવાઈ થાય ત્યારે સરકાર ઓરડાના ખર્ચ તરીકે ગણાતા રૂ. ૩૨૦૦ના કુલ એટલે રૂ. ૨૪૦૦ ગ્રાન્ટ તરીકે ગામને આપે એટલે મકાન શાળા મંડળનું થઈ જાય.

**શાળાનાં મકાનો બાંધનાર સમિતિ :** પ્રાથમિક કેળવણીના કાયદામાં કરેલી જોગવાઈ પ્રમાણે ગામડાંમાં શાળાનાં મકાનો બંધાય તે માટે જરૂરી પ્રબંધ કરવા સરકાર તરફથી 'ડિસ્ટ્રીક્ટ સ્કૂલ બિલ્ડિંગ કમિટી' નીમવામાં આવે છે. તેમાં નીચેના સભ્યો જે તે હોદ્દાની રૂઈએ નિમાય છે :– (૧) જિલ્લા લો. બો.ના પ્રમુખ, (૨) શાળામંડળના એડમિનિસ્ટ્રેટીવ ઓફિસર, (૩) ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટર (મંત્રી), (૪) જિલ્લાના રાજ્ય ધારાસભાના જિલ્લામાં વસતા પ્રતિનિધિઓ, (૫) જિલ્લાના ત્રણેય પ્રાંત ઓફિસરો, (૬) બે સરકાર નિયુક્ત બિનઅધિકારી સભ્યો, (૭) લો. બો.ના ઇજનેર, (૮) પ. વ. ડી.ના એક્ઝિક્યુટીવ એંજિનિયર, (૯) શાળામંડળના અધ્યક્ષ.

**સમિતિએ બાંધેલાં મકાનો :** આ સમિતિ ઉપર જણાવેલી યોજનાઓ પ્રમાણે જિલ્લામાં શાળાઓનાં મકાનો બંધાવવા તજવીજ કરે છે. ઈ. સ. ૧૯૫૨–૫૩ આખર સુધીમાં આ સમિતિ મારફતે બંધાયેલાં મકાનો તથા તે અંગેના ખર્ચની વિગતો નીચે આપી છે :–

| શાળા બંધાઈ હોય તે ગામ | મકાનોના ઓરડાની સંખ્યા | જનતાનો ફાળો રૂા. | સરકારી મદદ રૂા. | કુલ ખર્ચ રૂા. |
|---|---|---|---|---|
| ૧. શેરી (તા. નડિયાદ) | ૨ | ૧૬૦૦ | ૨૪૦૦ | ૪૦૦૦ |
| ૨. મહોળેલ ,, | ૭ | ૫૬૦૦ | ૧૬૮૦૦ | ૨૨૪૦૦ |
| ૩. નાવલી (તા. આણંદ) | ૭ | ૫૬૦૦ | ૧૬૮૦૦ | ૨૨૪૦૦ |
| ૪. મંજીપુરા (તા. ઠાસરા) | ૪ | ૩૨૦૦ | ૯૬૦૦ | ૧૨૮૦૦ |
| ૫. બોદાલ (તા. બોરસદ) | ૩ | ૨૪૦૦ | ૭૨૦૦ | ૯૬૦૦ |
| ૬. જંત્રાલ ,, | ૭ | ૫૬૦૦ | ૧૬૮૦૦ | ૨૨૪૦૦ |
| ૭. જોડવાપુરા (તાબે બાંધણી તા. પેટલાદ) | ૨ | ૧૬૦૦ | ૪૮૦૦ | ૬૪૦૦ |
| ૮. સિહુંજ (તા. મહેમદાવાદ) | ૭ | ૫૬૦૦ | ૧૬૮૦૦ | ૨૨૪૦૦ |
| ૯. કઠલાલ (કન્યાશાળા–તા. કપડવણજ) | ૫ | ૪૦૦૦ | ૧૨૦૦૦ | ૧૬૦૦૦ |

આ સિવાય બીજાં ત્રીસેક ગામોએ પોતાના ખર્ચે મકાનો બાંધી શાળામંડળને સુપરત કર્યાં છે.

**નડિયાદ મ્યુનિસિપાલિટીની પ્રા. શિ. પ્રવૃત્તિ :** જિલ્લા લોકલ બોર્ડ ઉપરાંત નડિયાદની મ્યુનિસિપાલિટીને સરકારે સ્થાનિક પ્રાથમિક શિક્ષણના વહીવટ માટે અધિકૃત સંસ્થા તરીકે માન્ય કરેલી છે, એનો ઉલ્લેખ અગાઉ થઈ ગયો છે. આ અધિકાર અન્વયે એ મ્યુનિસિપાલિટી ઈ.સ. ૧૯૨૬થી પોતાના વિસ્તારમાં આવેલી પ્રાથમિક શાળાઓનો વહીવટ કરે છે. ખેડા જિલ્લામાં આ પ્રકારની કામગીરી બજાવનાર આ એક જ મ્યુનિસિપાલિટી છે. હવે પછી બીજી મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામપંચાયતો પોતપોતાના વિસ્તારના પ્રાથમિક શિક્ષણની જવાબદારી ઉપાડી લે એવી અપેક્ષા રખાય છે. તેથી નડિયાદ મ્યુનિસિપાલિટીની આ પ્રવૃત્તિની માહિતીનો સાર એક નમૂના તરીકે અત્રે આપવામાં આવે છે.

**નડિયાદ મ્યુનિસિપલ શાળામંડળ :** આ મંડળ ૧૨ સભ્યોનું બને છે. તેનાં સભ્યો નીચેના પ્રકારે ચૂંટાય છે કે નિમાય છે; બે સભ્યો : સરકારનું કેળવણી ખાતું નીમે છે. દસ સભ્યો મ્યુનિસિપાલિટીના સભાસદો ચૂંટણી કરીને નીમે છે. આ સભ્યો મ્યુનિસિપાલિટીના સભાસદો જ હોય એવું જરૂરી નથી. પરંતુ તે પૈકી એક પછાત કોમોના પ્રતિનિધિ હોવા જોઈએ. ત્રણ સભ્યો ઓછામાં ઓછા મેટ્રિક અગર સેકન્ડ ઇયર ટ્રેઈન્ડ શિક્ષક જેટલી લાયકાત ધરાવનાર કેળવણીકાર હોવા જોઈએ. અને છ સભ્યો સામાન્ય હોવા જોઈએ. આ રીતે નિમાયલા ૧૨ સભ્યો પોતામાંથી એક ચેરમેન અને એક વાઇસ ચેરમેન ચૂંટે છે અને એ બધા મળી મ્યુનિસિપલ શાળામંડળ (સ્કૂલ બોર્ડ) કહેવાય છે. એ મંડળ મ્યુનિ.ની તમામ પ્રાથમિક શાળાઓનો વહીવટ કરે છે. એમાં મ્યુનિસિપાલિટી કંઈ દરમ્યાનગીરી

કરતી નથી જે કામગીરી જિલ્લા શાળામંડળ બજાવે છે તેવા પ્રકારની કામગીરી આ મ્યુનિસિપલ શાળામંડળને પણ બજાવવાની હોય છે નડિયાદ શહેરના બાળકોનું શિક્ષણ સારું કે નરસું બને એનો તમામ આધાર આ શાળામંડળ ઉપર છે

**એડમિનિસ્ટ્રેટીવ ઓફિસર :** આ શાળામંડળના તાબાની શાળાઓનો વહીવટ કરવા મરજર તરફથી સરકારી ખર્ચે એ ઓ નિમાય છે તેમને દફતરી કામકાજમા મદદ કરવા બે કારકુનો આપવામાં આવે છે આ અધિકારી જિલ્લા શાળામંડળના એ ઓ ની માફક જ તેમના તાબાની શાળાઓનો વહીવટ કરે છે

**અભ્યાસક્રમ, પાઠયપુસ્તકો,** વગેરે આ બાબતોમાં સરકારી નિયમો પ્રમાણે વર્તવાનુ હોય છે ફેર એ છે કે મ્યુનિસિપલ શાળામંડળ જિલ્લા શાળામંડળથી સ્વતંત્ર રીતે સ્થાનિક સંજોગો પ્રમાણે જરૂરી ફેરફારો સરકારની મંજૂરીથી કરી શકે છે

**ફી અને અન્ય આવક :** નડિયાદની મ્યુનિ શાળાઓમાં વિદ્યાર્થી દીઠ માસિક બે આના ફી લેવાય છે આ ફી કન્યાઓએ આપવાની હોતી નથી જે છોકરાનાં માબાપ કે વાલી જમીન મહેસૂલ ભરતા હોય તેમની પાસેથી માત્ર એક આનો લેવાય છે

ફી ઉપરાંત સખાવતોથી પણ નાણાં મેળવાય છે સરકાર તરફથી કુલ ખર્ચના પચાસ ટકા મદદ મળે છે, બાકીનુ ખર્ચ મ્યુનિને કરવાનું હોય છે

**શાળાઓની સંખ્યા :** નડિયાદ મ્યુ શાળામંડળના વહીવટમાં કુલ ૨૦ પ્રાથમિક શાળાઓ છે તે પૈકી ૧૫ છોકરાઓની અને ૫ કન્યાઓની છે વળી શહેરમાં ૭ ખાનગી શાળાઓ છે તે પૈકી પાંચ ચાર ધોરણવાળી છે અને બાકીની બે સાત ધોરણની છે

મ્યુનિની ૨૦ શાળાઓ પૈકી બે છોકરાની શાળાઓમાં ફક્ત ધોરણ ૫, ૬, અને ૭ના વર્ગો ચાલે છે એ જ ધોરણોની કન્યાઓ માટે માત્ર એક શાળા છે બાકીની ૧૭ શાળાઓમાં ૧થી ૪ના વર્ગો ચાલે છે છોકરાઓની શાળામાં કન્યાઓને અને કન્યાઓની શાળામા છોકરાઓને દાખલ કરવામાં આવે છે પરંતુ જે શાળામા છોકરાઓની સંખ્યા વધુ હોય તે છોકરાની શાળા અને જેમા કન્યાઓની સંખ્યા વધુ હોય તે કન્યાશાળા કહેવાય છે આ રીતે નડિયાદની તમામ મ્યુનિ શાળાઓના ધોરણ ૩ સુધી મિશ્રશાળાઓ છે, અને તે પછીના ધોરણોમાં પણ છોકરાઓ અને કન્યાઓ કેટલેક સ્થળે સાથે ભણે છે

એક શાળામાં સિંધી નિર્વાસિતોના બાળકોને ગુજરાતી ઉપરાંત સિંધી શીખવવાની વ્યવસ્થા કરવામાં આવી છે

**વિદ્યાર્થીઓની સંખ્યા અને હાજરી** – ઉપર પ્રમાણે ચાલતી છોકરાઓ અને કન્યાઓની શાળાઓમાં ભણતા બાળકોની સંખ્યા નીચેના પત્રકમાં દર્શાવી છે —

**નડિયાદ મ્યુનિસિપલ શાળાઓમાં વિદ્યાર્થીઓની સંખ્યા અને સરેરાશ દૈનિક હાજરી દર્શાવતુ**

**પત્રક : ઈ. સ. ૧૯૫૨–૫૩**

| કક્ષા | સામાન્ય વસતીમાંથી | | પછાત વર્ગોમાંથી | | સરવાળો | | એકંદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | છોકરા | કન્યાઓ | છોકરા | કન્યાઓ | છોકરા | કન્યાઓ | |
| **છોકરાઓની શાળાઓમાં** | | | | | | | |
| ધોરણ ૧ થી ૪માં | ૨૮૭૬ | ૭૨૭ | ૪૧૭ | ૬૭ | ૩૨૯૩ | ૭૯૪ | ૪૦૮૭ |
| ધોરણ ૫ થી ૭માં | ૧૨૫૩ | ૬૧ | ૧૦૬ | ૦ | ૧૩૫૯ | ૬૧ | ૧૪૨૦ |
| સરવાળો | ૪૧૨૯ | ૭૮૮ | ૫૨૩ | ૬૭ | ૪૬૫૨ | ૮૫૫ | ૫૫૦૭ |
| **કન્યાઓની શાળાઓમા** | | | | | | | |
| ધોરણ ૧ થી ૪માં | ૫૭ | ૧૩૨૬ | ૧૫ | ૩૮ | ૭૨ | ૧૩૬૪ | ૧૪૩૬ |
| ધોરણ ૫ થી ૭માં | ૦ | ૬૯૭ | ૦ | ૧૦ | ૦ | ૭૦૭ | ૭૦૭ |
| સરવાળો | ૫૭ | ૨૦૨૩ | ૧૫ | ૪૮ | ૭૨ | ૨૦૭૧ | ૨૧૪૩ |
| એકંદર સરવાળો | ૪૧૮૬ | ૨૮૧૧ | ૫૩૮ | ૧૧૫ | ૪૭૨૪ | ૨૯૨૬ | ૭૬૫૦ |

**દરરોજની સરેરાશ હાજરી :** (૧) મ્યુનિ. શાળાઓમાં છોકરાની—૨૯૪૨, કન્યાઓની—૧૭૩૧.
(૨) ખાનગી શાળાઓમાં: છોકરાઓની—૮૪૪, કન્યાઓની—૧૧૯.

**શિક્ષકો :** મ્યુનિ.ની પોતાની ૨૦ શાળાઓમાં આજે (૧૯૫૩–૫૪માં) કુલ ૧૬૮ શિક્ષકો છે. તે પૈકી ૧૦૫ પુરુષો અને ૬૩ સ્ત્રીઓ છે. એમાંથી ૬૫ પુરુષો અને ૪૭ સ્ત્રીઓ મળી કુલ ૧૧૨ શિક્ષકો ટ્રેઈન્ડ (તાલીમ પામેલાં) છે અને ૪૦ પુરુષો અને ૧૬ સ્ત્રીઓ મળી ૫૬ શિક્ષકો અનટ્રેઈન્ડ (તાલીમ વિનાનાં) છે.

એ સિવાયની મ્યુનિ.ના વહીવટ નીચેની ખાનગી ૭ શાળાઓમાં ૨૨ પુરુષો અને ૯ સ્ત્રીઓ મળી કુલ ૩૧ શિક્ષકો છે. તે પૈકી ૧૧ પુરુષો અને ૬ સ્ત્રીઓ ટ્રેઈન્ડ છે, બાકીનાં અનટ્રેઈન્ડ છે.

મ્યુનિ. શાળાઓના શિક્ષકોએ પોતાનું સ્થાનિક શિક્ષક મંડળ સ્થાપેલું છે તેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

**પરીક્ષાઓ :** જિલ્લાની અન્ય પ્રાથમિક શાળાઓની માફક નડિયાદની શાળાઓમાં પણ પરીક્ષાઓ લેવાય છે. ફેર એ છે કે નડિયાદની મ્યુનિ. શાળાઓ જિલ્લા શાળામંડળની શાળાઓથી અલગ રહી સ્વતંત્ર ઘટક તરીકે સાત ધોરણ સુધીની પોતાની આંતરિક પરીક્ષાઓની વ્યવસ્થા કરે છે.

**શાળાતપાસણી :** સરકારી અધિકારીઓ જિલ્લાની અન્ય શાળાઓની માફક નડિયાદની મ્યુનિ. શાળાઓની તપાસણી કરે છે અને તેનાં નિવેદનો એ મ્યુનિ.ના એ. ઓ.ને મોકલે છે.

**મકાનો :** નડિયાદ મ્યુનિ.ની પોતાની ૨૦ શાળાઓ કુલ ૨૧ મકાનોમાં બેસે છે. તે પૈકી ૯ મકાનો મ્યુનિ.ની માલિકીનાં છે, અને ૧૨ ભાડાનાં છે. એક શાળા અર્ધી મ્યુનિ.ના મકાનમાં અને અર્ધી ભાડાના મકાનમાં બેસે છે. તે સિવાય બાકીનાં મકાનોમાં એક એક શાળા બેસે છે. આ મકાનો પૈકી ૬ ખાનગી સખાવતોથી બંધાવી મ્યુનિ.ને સોંપેલાં છે. આ સખાવતો મેળવી મકાનો બંધાવી આપવામાં સ્થાનિક શિક્ષક મંડળે યશસ્વી સેવાઓ બજાવી છે અને હજી બજાવે છે. સખાવતોમાં ખાસ નોંધપાત્ર ફાળો નડિયાદના સુપ્રસિદ્ધ સંતરામ મંદિરનો છે. એ મંદિરના તાબાની જમીનમાં મંદિરને ખર્ચે બે સુંદર મકાનો બાંધી શાળાઓના ઉપયોગ માટે એ મકાનો મ્યુનિ.ને સોંપવામાં આવ્યાં છે. એ પૈકી એકમાં ધોરણ ૫, ૬, ૭ના છોકરાઓ અને બીજામાં ધોરણ ૫–૬–૭ની કન્યાઓ બેસે છે. ખેડા જિલ્લામાં ખ્રિસ્તી મિશનરીઓ પરદેશથી આવી પોતાને ખર્ચે પછાત કોમોના લાભ માટે અનેક સ્થળે શાળાઓ ચલાવે છે. એને મુકાબલે હિંદુ ધર્મના વિવિધ સંપ્રદાયો પ્રાથમિક શિક્ષણના પ્રચાર માટે કંઈ જ સેવા કરતા નથી. એમને માટે સંતરામ મંદિરની આ પ્રવૃત્તિ ખાસ માર્ગદર્શક છે.

નડિયાદ મ્યુનિસિપાલિટીની શાળાઓ માટે મકાનો પૂરતાં હોવાથી ત્યાં પાળીપદ્ધતિની જરૂર પડતી નથી.

**આવક–ખર્ચ :** નડિયાદ મ્યુનિ. હસ્તકની શાળાઓનાં આવક–ખર્ચના આંકડા નીચેના પત્રકમાં આપ્યા છે:—

## નડિયાદ મ્યુનિ. શાળાઓનાં આવક–ખર્ચ દર્શાવતું પત્રક (૧૯૫૨–૫૩)

### (૧) મ્યુનિ.ની માલિકીની શાળાઓ :

| આવકના પ્રકાર | છોકરાની ૧૫ શાળા માટે | કન્યાઓની ૫ શાળા માટે |
|---|---|---|
| મ્યુનિનું ફંડ | રૂ. ૬૦૦૧૩ | રૂ. ૨૭૨૧૨ |
| ફીની આવક | ૩૨૮૩ | — |
| પરચુરણ આવક | ૨૦૦ | ૨૯ |
| જિ. લો. બોર્ડની મદદ | ૧૭૫૦ | ૭૪૯ |
| સરકારી મદદ | ૭૯૪૫૪ | ૩૪૦૫૦ |
| સરવાળો | ૧૪૪૭૦૦ | ૬૨૦૪૦ |

કુલ આવક ૨,૦૬,૭૪૦

| ખર્ચના પ્રકાર | છોકરાની ૧૫ શાળા માટે | કન્યાઓના ૫ શાળા માટે |
|---|---|---|
| શિક્ષકોના પગાર | રૂ. ૧૩૦૬૩૩ | રૂ ૫૫૯૫૦ |

કુલ ખર્ચ ૧,૮૬,૫૮૩

### (૨) ખાનગી શાળાઓ

| આવકના પ્રકાર | છોકરાની ૬ શાળાઓ | કન્યાઓની ૧ શાળા |
|---|---|---|
| ફીની આવક | ૧૨૬૪ | — |
| પરચુરણ આવક | ૨૦૩૦૬ | ૨૦૪૮ |
| મ્યુનિ.નો ફાળો | ૩૮૪૪ | ૪૭૨ |
| સરકારનો ફાળો | ૩૮૪૫ | ૪૭૧ |
| સરવાળો | ૨૯૨૫૯ | ૨૯૯૧ |
| કુલ આવક | ૨૨૨૫૦ | |

| ખર્ચના પ્રકાર | છોકરાની ૬ શાળાઓ | કન્યાઓની ૧ શાળા |
|---|---|---|
| શિક્ષકોના પગાર | ૨૫૪૬૭ | ૨૬૬૯ |

કુલ ખર્ચ રૂા. ૨૮૧૩૬

**ફરજિયાત શિક્ષણ :** કેળવણીની બાબતમાં સરકારની નીતિ નગરવિસ્તારો કરતાં ગ્રામવિસ્તારોને વધુ ઉત્તેજન આપવાની છે. એટલે જિલ્લા લો. બો. ને સરકાર કુલ ખર્ચના ૯૬ ટકા જેટલી મદદ કરે છે, જ્યારે નડિયાદ મ્યુનિ.ને કુલ ખર્ચના ૫૦% જેટલી જ મદદ કરે છે. આથી જો નડિયાદમાં ફરજિયાત શિક્ષણ દાખલ કરવામાં આવે તો મ્યુનિ.નું ખર્ચ વધી જાય, અને તેને પહોંચી વળવા માટે નવા કરવેરા નાખવા પડે. આ કારણે મ્યુનિ. ફરજિયાત શિક્ષણ દાખલ કરી શકી નથી

આધાર : (૧) ખેડા જિલ્લા શાળા મંડળની તથા જિલ્લા વિદ્યાધિકારીની કચેરીઓમાંથી મળેલી માહિતી (૨) નડિયાદ મ્યુનિસિપલ શાળા મંડળની કચેરી તરફથી મળેલી માહિતી.

# ૪૫.

# પ્રૌઢશિક્ષણ ઉર્ફે સમાજશિક્ષણ

**પ્રથમ રાત્રિશાળા : ઈ. સ. ૧૯૧૫ :** વસોમાં પ્રથમ મોન્ટેસોરી શાળા સ્થપાઇ તે જ વર્ષે એ ગામમાં મોટી ઉંમરના માણસોને અક્ષરજ્ઞાન તથા સામાન્ય જ્ઞાન આપવા માટે રાત્રીશાળા શરૂ કરવામાં આવી હતી. (તા. : ૧–૧૧–૧૯૧૫)

**દેશભક્ત ગોખલેની અસર :** દેશભરમાં 'ઠક્કર બાપા'ના પુનિત નામથી જાણીતા થયેલા સદ્‌ગત અમૃતલાલ વિ. ઠક્કર એ અરસામાં મોટા પગારની નોકરી છોડી દેશભક્ત ગોખલેએ સ્થાપેલી દેશસેવાના ધ્યેયવાળી પૂનાની 'સર્વન્ટસ ઓફ ઈંડિયા સોસાયટી'માં જોડાયા હતા. એ જ ગોખલે અને એમના ગુરુ રાનડેના ઉપદેશોથી રંગાયેલા શ્રી. મોતીભાઇ અમીને તે વખતે વડોદરા રાજ્યની સરકારી નોકરીમાં રહી ચરોતરમાં કેળવણી પ્રચારનાં કાર્યોનો આરંભ કર્યો હતો. ઈ. સ. ૧૯૦૬માં પેટલાદના અંગ્રેજી શાળાના હેડમાસ્તરને હોદ્દે નોકરી કરતાં એમણે તે જમાનાની સુપ્રસિદ્ધ પેટલાદ બોર્ડિંગ સ્થાપી હતી અને એ બોર્ડિંગ દ્વારા લોકપ્રિય પુસ્તકાલય પ્રવૃત્તિનો આરંભ કર્યો હતો. એમની એ પ્રવૃત્તિની કદર કરીને તે વખતના શ્રીમંત મહારાજા સયાજીરાવ ગાયકવાડે એમને, તે વખતે શરૂ થયેલા વડોદરા રાજ્યના પુસ્તકાલય ખાતાના મદદનીશ સંચાલક નીમ્યા હતા. એ જ અરસામાં (ઈ. સ. ૧૯૧૦) વસોમાં સરકારમદદ અને લોકમદદથી સાર્વજનિક પુસ્તકાલયનું ભવ્ય મકાન ખુલ્લું મુકાયું હતું. વસોમાં જનસેવાનાં કાર્યો કરવા માટે 'વસો યુવક મંડળ' સ્થપાયું હતું. પેટલાદમાં એ જ પ્રકારની વિવિધ પ્રવૃત્તિઓ દ્વારા ચરોતરમાં અંગ્રેજી શિક્ષણનો પ્રકાશ ફેલાવા માંડ્યો હતો. આ સંજોગોમાં એક ગુજરાતીએ દેશસેવાના ધ્યેયવાળી પૂનાની સંસ્થામાં જીવન સમર્પણ કર્યાનો બનાવ ચરોતરના કાર્યકર્તાઓને માટે પ્રેરક અને પાવનકારી હતો. એવા વિરલ ગુજરાતી દેશસેવકના સત્સંગનો લાભ પેટલાદ અને વસોના યુવકોને મળે એ હેતુથી શ્રી ઠક્કર બાપાને પેટલાદ અને વસો લઈ જવામાં આવેલા. વસોમાં એમની એ પ્રથમ મુલાકાતનું પુણ્ય સ્મરણ કાયમ કરવા માટે જ રાત્રિશાળા કાઢવામાં આવેલી અને તે પછી તરત પેટલાદમાં પણ ત્યાંની રંગશાળાના મજૂરોને અક્ષરજ્ઞાન આપવા રાત્રીશાળા કાઢવામાં આવી હતી.

એ વર્ષોમાં દેશભરમાં 'ફરજિયાત કેળવણી' દાખલ કરવા દેશભક્ત ગોખલેએ પ્રચંડ આંદોલન જગાવ્યું હતું. એની અસરથી પ્રૌઢશિક્ષણની હિમાયત થવા માંડી હતી. વસો અને પેટલાદની ઉપર જણાવેલી રાત્રીશાળાઓ એ અસરનું જ પરિણામ કહી શકાય. એ પહેલાં ચરોતરમાં પ્રૌઢશિક્ષણના પ્રયત્નો થયા હોય તો તે જાણવામાં નથી. પરંતુ એ પછી ઘણા પ્રયત્નો થયા હતા. ઈ. સ. ૧૯૨૦થી રાષ્ટ્રિય મુક્તિની ચળવળને પરિણામે આ પ્રયત્નો ઘણા વધ્યા હતા. પરંતુ એ બધાની આધારભૂત વિગતો એકત્ર થયેલી નથી.

**ઈ. સ. ૧૯૧૫થી ૧૯૩૭ :** પેટલાદની રાત્રીશાળા થોડો સમય ચાલી બંધ પડી હતી. પરંતુ વસોની રાત્રીશાળા લગભગ ૨૫ વર્ષ સુધી ચાલી હતી. એને માટે જરૂરી ફાનસ, સ્લેટપેન, વાચનમાળાઓ, શિક્ષક વિગેરે સાધનો 'વસો યુવક મંડળ' તરફથી પૂરાં પાડવામાં આવતાં. એક પણ પ્રૌઢ જો

સુધી ભણવા તૈયાર હોય ત્યાં સુધી એ શાળા ચાલુ રાખ વાનુ ધ્યેય નક્કી કરવામાં આવ્યુ હતુ, અને સદ્ગત મોતીભાઈ અમીન પોતે વસોમા હોય ત્યારે અચૂક તેની મુલાકાત લઈ, કાર્યકરોને તથા ભણનારને પ્રોત્સાહન આપતા વસોના સાર્વજનિક પુસ્તકાલયમાં જ આ પ્રવૃત્તિ ચાલતી એનો લાભ લેનાર પ્રૌઢો પાછળથી એ જ પુસ્તકાલયનો પણ લાભ લેતા સતત પચીસ વર્ષ સુધી ચાલેલી આ રાત્રીશાળા શ્રી મોતીભાઈ અમીનના અવસાન પછી (ઈ સ ૧૯૩૯) ભણનારને અભાવે બધ કરવામાં આવેલી

**ઈ સ ૧૯૩૭થી ૧૯૪૭ :** બ્રિટિશ અમલના છેલ્લા દસકામાં ઈ સ ૧૯૩૫માં મળેલા રાજકીય સુધારાને પરિણામે ઈ સ ૧૯૩૭માં મુબઈ પ્રાંતની રાષ્ટ્રિય મહાસભાએ (કોંગ્રેસે) પહેલી વાર ધારાસભાઓની ચૂટણીમા ભાગ લીધો અને તેમાં જ્વલત ફતેહ મેળવી પ્રધાનપદો સ્વીકાર્યા એ પ્રથમ કોંગ્રેસ પ્રધાનમડળે મુબઈ પ્રાંતમાં લોકહિતની જે અનેક પ્રવૃત્તિઓ ઉપાડી તેમાં પ્રૌઢશિક્ષણ પણ એક અગત્યની પ્રવૃત્તિ હતી ગોખલેજીએ ઉપાડેલી સાર્વત્રિક શિક્ષણપ્રચારની ઝુબેશ પછીનાં લગભગ ત્રીસ વર્ષ સુધી તે વખતના મુબઈ પ્રાંતમા સેવાભાવે ચાલેલી પ્રૌઢશિક્ષણની સખ્યાબધ પ્રવૃત્તિઓને એ રીતે પ્રથમ વાર રાજ્યઆશ્રયનો લાભ મળે એવા સજોગો આવ્યા પ્રૌઢશિક્ષણનો પ્રચાર કરવા એક સમિતિ નીમવામા આવી એ સમિતિની ભલામણથી પ્રૌઢશિક્ષણનો અભ્યાસક્રમ પ્રથમ શ્રેણી અને બીજી શ્રેણી એવા બે ભાગમાં વહેચવામાં આવ્યો એ અભ્યાસક્રમ રાત્રીશાળાઓમાં શીખવાય, તે માટે જરૂરી ફાનસ–કેરોસીન, સ્લેટપેન, નોટબુક વગેરે સાધનો સરકાર આપે, અને પ્રથમ શ્રેણીમા પાસ થનાર પ્રૌઢ દીઠ રૂ ૪ અને બીજી શ્રેણીમા પાસ થનાર પ્રૌઢ દીઠ રૂ ૫ રાત્રીશાળાના કાર્યકરને વેતન મળે, એવી યોજના થઈ આ યોજનાનો લાભ ખેડા જિલ્લામા પણ લેવાવા માડેલો પરતુ ઈ સ ૧૯૪૨ની 'હિંદ છોડો'ની ઐતિહાસિક ચળવળમા આ પ્રવૃત્તિ બધ પડી અને ઈ સ. ૧૯૪૭માં સ્વરાજ્ય સ્થપાતા એને ફરીથી વ્યવસ્થિત સ્વરૂપ આપવાના ઝડપી પ્રયત્નો શરૂ થયા તેમા મુબઈ રાજ્યના ગુજરાત, મહારાષ્ટ્ર અને કર્ણાટક એવા ત્રણ મુખ્ય વિભાગો પાડી તે દરેક પ્રદેશમાં પ્રૌઢશિક્ષણના સચાલન માટે પ્રૌઢશિક્ષણ સમિતિઓ નીમવાનુ ઠર્યું

**ગુજરાત પ્રાદેશિક પ્રૌઢશિક્ષણ સમિતિ ૧૯૪૭** એ રીતે તા. ૨૭–૧૦–૧૯૪૭ને રોજ સુરત જિલ્લાના શ્રી કનૈયાલાલ નાનાભાઈ દેસાઈને અધ્યક્ષપદે ૧૫ સભ્યોની બનેલી 'ગુજરાત પ્રાદેશિક પ્રૌઢશિક્ષણ સમિતિ' રચવામાં આવી તેના માનદ મત્રી તરીકે શ્રી કલ્યાણજી વિ મહેતા અને પગારદાર મત્રી તરીકે શ્રી દાદાભાઈ પુ અમીન હતા પાછળથી દેશી રાજ્યોનુ મુબઈ રાજ્યમા વિલીનીકરણ થવાને કારણે આ સમિતિની તા ૧૦–૧૨–૧૯૪૯થી ત્રણ વર્ષ માટે ફરી રચના કરવામા આવી તેમાં વિલીન થયેલા પ્રદેશોના પ્રતિનિધિઓ તરીકે અમદાવાદ વિભાગના તથા વડોદરા વિભાગના વિદ્યાધિકારીઓ (E I) ને લેવામાં આવ્યા

**જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિઓ** ત્યાર પછી જિલ્લાઓમા વ્યવસ્થિત કાર્ય થઈ શકે એ હેતુથી નીચેનાં ધોરણોએ પસદ કરેલા બાર સભ્યોની **જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિઓ** રચવામા આવી છ સભ્યો જિલ્લા શાળામડળના સભ્યો માંથી, પાંચ સભ્યો પ્રૌઢશિક્ષણના કાર્યમાં રસ લેનાર જિલ્લાની વ્યક્તિઓમાંથી, એક સભ્ય જિલ્લાના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર આ બાર સભ્યો ઉપરાત જિલ્લા શાળામડળના અધ્યક્ષને સમિતિના અધ્યક્ષ તરીકે અને એઓ ને મત્રી તરીકે નીમવામાં આવ્યા ખેડા જિલ્લા માટે પણ એ પ્રમાણે સમિતિ રચાઈ

**કેન્દ્રિત અને બિનકેન્દ્રિત વિસ્તારો** પ્રવૃત્તિના સચાલન માટે જેમ જિલ્લા સમિતિઓ રચાઈ તેમ તેના પ્રચાર માટે જિલ્લાના કેન્દ્રિત વિસ્તાર (Compact area) અને બિનકેન્દ્રિત વિસ્તાર (Non-compact area) એવા વિભાગો પાડવામાં આવ્યા કેન્દ્રિત વિસ્તારમાં એક મુખ્ય મથક નક્કી કરી તેની આજુબાજુના દસ માઈલના વિસ્તારમાં દરેક ગામે પ્રૌઢશિક્ષણનો વર્ગ ખોલવાનુ આ યોજનાનુ ધ્યેય હતુ એ માટે દરેક જિલ્લામાં એક ખાસ 'પ્રૌઢશિક્ષણ અધિકારી' નીમવામાં આવ્યા હતા એમને કેન્દ્રિત વિસ્તારમાં પ્રૌઢશિક્ષણના પ્રચારની કામગીરી સોંપવામાં આવી હતી બિનકેન્દ્રિત વિસ્તારો માટે આ કામગીરી જિલ્લાના ડેપ્યુટી એ ઈ ના હાથ નીચેના આસિસ્ટટ ડે એ ઈ ને સોંપવામાં આવી હતી ગામે ગામ ફરી અભણ પ્રૌઢોને શિક્ષણ લેવા પ્રેરવા, એમને માટે વર્ગો ચલાવે એવા કાર્યકરો જે તે ગામમાંથી જ ઊભા કરવા, અને પછી ચાલુ થયેલા વર્ગો સરકારી ધારાધોરણો પ્રમાણે ચાલે ને સફળ થાય એ માટે તકેદારી રાખવી, એ ફરજો આ અધિકારીઓએ બજાવવાની હતી

આ વ્યવસ્થા એક અખતરારૂપે હતી એ પ્રમાણે ખેડા જિલ્લામાં ડાસરાને પ્રથમ કેન્દ્રિત વિસ્તારના મથક તરીકે

પસંદ કરવામાં આવ્યું હતું. અખતરો સફળ થતો જણાતાં, આ કેન્દ્રિત વિસ્તારો વધારવામાં આવ્યા. એ રીતે ઠાસરા પછી માતર, કપડવણજ, મહેમદાવાદ, ખંભાત અને વાડાશિનોર મળીને ખેડા જિલ્લામાં કુલ ૬ કેન્દ્રિત વિસ્તારો બન્યા."

**સમાજશિક્ષણ : નવી વ્યવસ્થા :** : સ્વરાજ્ય સ્થપાયું ત્યાં સુધી પ્રૌઢ શિક્ષણમાં મુખ્યત્વે અક્ષરજ્ઞાન એટલે વાચન–લેખન શીખવાતું. સ્વરાજ્યમાં પ્રૌઢ મતાધિકાર મળવાથી ૨૧ વર્ષ અને તેથી મોટી ઉંમરના તમામ નાગરિકોને દેશના જાહેર પ્રશ્નોનું જ્ઞાન હોવું જરૂરી બન્યું. આ કારણે પ્રૌઢ શિક્ષણના અભ્યાસક્રમમાં અક્ષરજ્ઞાન સાથે સ્વચ્છતા, આરોગ્ય, ગ્રામ-પંચાયત, રાજ્યતંત્ર, વગેરે વિષયો ઉમેરવાનું ઠર્યું અને એને 'સમાજશિક્ષણ' એવું નામ અપાયું. તા. ૫–૭–૧૯૪૮ને રોજ મુંબઈ રાજ્યના કેળવણી પ્રધાનના સલાહકાર શ્રી કે. જી. સૈયદીનને પ્રમુખપદે મળેલી સભામાં આ નિર્ણય લેવાયો હતો. ત્યારથી 'પ્રૌઢ શિક્ષણ' એ 'સમાજશિક્ષણ' તરીકે ઓળખાય છે. એ બદલાએલા ધ્યેયને અનુરૂપ અભ્યાસક્રમો ઘડવા, પુસ્તકો રચવાં, કાર્યકરોને તાલીમ આપવી, વગેરે પ્રવૃત્તિઓ પણ ત્યારથી શરૂ કરવામાં આવી. વળી જિલ્લા પ્રૌઢ શિક્ષણ સમિતિઓને બદલે આખી પ્રવૃત્તિનું નિયમન જિલ્લાના ડે. એ. ઇ.ને સોંપવામાં આવ્યું. એટલે કેન્દ્રિત વિસ્તારો માટે નિમાયેલા ખાસ અધિકારીઓ પણ એ નિયમન નીચે મુકાયા અને બિનકેન્દ્રિત વિસ્તારો માટે આ પ્રવૃત્તિ ચલાવનાર આસિસ્ટંટ ડે. એ. ઇ તો એ નિયમન નીચે પ્રથમથી જ હતા. આમ જિલ્લા પ્રૌઢશિક્ષણ સમિતિઓ રદ થઈ અને આખી પ્રવૃત્તિ સરકારી કેળવણી ખાતાનું એક અંગ બની. ગુજરાતના બધા જિલ્લાઓની આ પ્રવૃત્તિ ઉપર દેખરેખ રાખવા માટે પ્રાદેશિક **સમાજશિક્ષણ અધિકારી** નીમવામાં આવ્યા. તેમનું મુખ્ય મથક સુરત રાખવામાં આવ્યું. જિલ્લાના ડે. એ. ઇ, પોતાના તાબાના અધિકારીઓની ભલામણ ઉપરથી આ પ્રાદેશિક અધિકારીને જે ભલામણો કરે તેને આધારે જિલ્લાની સમાજશિક્ષણ પ્રવૃત્તિનું સંચાલન થાય અને ગ્રાન્ટો મળે એવી વ્યવસ્થા થઈ.

**કેન્દ્રિત વિસ્તારો રદ થયા (૧૯૫૨) :** પાછળથી ફરજિયાત શિક્ષણ દાખલ થતાં સરકારને એ ખાતે ખર્ચ વધી પડ્યું. એટલે ખર્ચમાં કાપકૂપ કરવાના હેતુથી સમાજશિક્ષણ માટેના ખાસ અધિકારીઓની જગાઓ રદ કરવામાં આવી અને અને તેમના હસ્તકના કેન્દ્રિત વિસ્તારોમાં ચાલતા સમાજશિક્ષણના વર્ગોના સંચાલનની જવાબદારી આસિ. ડે. એ. ઇ.ને સોંપવામાં આવી. ફરજિયાત શિક્ષણને લીધે આ પ્રકારના અધિકારીઓ વધ્યા હોવાથી આ વ્યવસ્થા શક્ય બની. પરંતુ કેન્દ્રિત વિસ્તારો એથી રદ થયા અને સમાજ-શિક્ષણની પ્રવૃત્તિ મુખ્યત્વે પ્રાથમિક શિક્ષણની એક શાખા બની રહી.

**સમાજશિક્ષણનો વર્ગ શરૂ કરવાનો વિધિ :** કોઈપણ શિક્ષક અથવા શિક્ષણ આપી શકે તેવો કાર્યકર સમાજ-શિક્ષણના વર્ગો ચલાવી શકે છે. એવા વર્ગોને રજિસ્ટર કરી, નાણાંની મદદો આપવા માટે સરકારે નિયમો કરેલા છે તે નિયમોની ચોપડી સુરતમાં આવેલી ગુજરાત પ્રદેશના સમાજ-શિક્ષણ અધિકારીની કચેરીમાંથી મળી શકે છે. આ ચોપડીમાં આપેલી માહિતી જાણી લઈ, તેમાં આપેલા નિયમો પ્રમાણે પ્રથમ વર્ગ શરૂ કરવો જોઈએ અને પછી તેને સરકારમાં નોંધાવવા માટે છાપેલા ફોર્મમાં જિલ્લાના ડે એ ઇ.ને અરજી મોકલવી જોઈએ. એ અરજી ઉપરથી ડે. એ. ઇ. પોતાના મદદનીશો મારફતે વર્ગની તપાસ કરાવી, યોગ્ય લાગે તો સુરતના પ્રાદેશિક અધિકારીને ભલામણ કરે. એ ઉપરથી વર્ગ સરકારી દફતરે નોંધાય અને તે ચલાવનાર શિક્ષકને એ નોંધણીનો દાખલો મોકલવામાં આવે. આ રીતે નોંધાયેલા વર્ગના કાર્યકરને સરકારી નિયમો પ્રમાણે ગ્રાન્ટ મળે છે.

**નિરક્ષર પ્રૌઢોની યાદી :** વર્ગ રજિસ્ટર કરાવવાની અરજી સાથે તે ગામમાં નિરક્ષર પ્રૌઢોનાં નામોની યાદી તૈયાર કરી મોકલી આપવી પડે છે. આવી યાદી પર ગામના પાંચ આગેવાનોની સહી લીધેલી હોવી જોઈએ, તથા તેમણે એવી ખાતરી આપવી જોઈએ કે તેઓ આ કામમાં પૂરેપૂરો સહકાર આપશે. વર્ગ શરૂ કરવા માટે ઓછામાં ઓછા ૧૫ નિરક્ષર પુરુષ–પ્રૌઢો અથવા ૧૦ નિરક્ષર સ્ત્રી–પ્રૌઢોની સંખ્યા હોવી જોઈએ. દરેક વર્ગ માટે એકજ કાર્યકર્તાને રજિસ્ટર કરવામાં આવે છે. તેને જ ગ્રાન્ટ આપવામાં આવે છે. અને સઘળાં કામો માટે તેને જ જવાબદાર ગણવામાં આવે છે.

**સાધનો :** શરૂઆતમાં સમાજશિક્ષણ લેતા પ્રૌઢોને સરકાર તરફથી સ્લેટ, ચોપડી, પેન, ફાનસ, ઘાસતેલ વગેરે મળતાં હતાં. પાછળથી સરકાર તરફથી આ સગવડ મળતી બંધ થઈ છે. શિક્ષણ લેતા પ્રૌઢને રૂપિયો, બે રૂપિયા ખર્ચ વર્ગની મુદત દરમ્યાન થાય તેટલી રકમ તે પ્રૌઢ પોતે આપે અથવા તો ગામ લોક ફાળો કરીને આપવાની વ્યવસ્થા કરે તેવી અપેક્ષા સરકાર રાખે છે.

**મકાન :** જિલ્લાના જે ગામમાં શાળા હોય તે ગામમાં જિલ્લા સ્કૂલ બોર્ડના એડમિનિસ્ટ્રેટીવ ઓફિસરની પરવાનગી મેળવી શાળાના મકાનમાં રાત્રીએ વર્ગ ચલાવવાની સગવડ મળી શકે છે. શાળામાં બ્લેક બોર્ડ (કાળું પાટિયું) હોય છે, તેનો ઉપયોગ પણ કરી શકાય છે. શાળા ન હોય તેવા ગામમાં ચોરામાં કે ધર્મશાળામાં વર્ગ ઉઘાડી શકાય છે. આવે સ્થળે બ્લેક બોર્ડ ન હોય તો સુરતના સમાજ-શિક્ષણ અધિકારીની પરવાનગી મેળવી શાળામંડળ તરફથી તે આપી શકાય છે. વર્ગ બંધ થયે એ બ્લેક બોર્ડ ડે. એ. ઈ. ને સોંપી દેવું પડે છે.

**અભ્યાસક્રમ :** અગાઉની માફક સમાજશિક્ષણનો નવો અભ્યાસક્રમ પણ બે શ્રેણીમાં વહેંચવામાં આવ્યો છે. પહેલી શ્રેણી માટે ચાર માસ અને બીજી માટે ૭ માસની મુદત છે. આ મુદતો દરમ્યાન પ્રાથમિક શાળાના પહેલા અને બીજા ધોરણ જેટલું અક્ષરજ્ઞાન આપવાનું હોય છે તે ઉપરાંત આરોગ્ય, નાગરિકશાસ્ત્ર, ઈતિહાસ, ભૂગોળ, સામાન્ય જ્ઞાન, સ્થાનિક ઉદ્યોગો, મનોરંજન વગેરે વિષયોનું પણ કંઈક કંઈક શિક્ષણ આપવાનું હોય છે. મનોરંજનમાં ભજન, ગીત, ગરબા, રાસ, રમતો, કાવ્યસંમેલનો, વગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે. ગામડાંના લોકો આ પ્રકારનું મનોરંજન પોતાની રીતે કરતા હોય છે. જૂના વખતમાં એના બીજા અનેક પ્રકારો હતા એ બધાનો આ શિક્ષણ-પ્રવૃત્તિ દ્વારા પુનરુદ્ધાર થઈ શકે એવો આ અભ્યાસક્રમ છે. મનોરંજન કાર્યક્રમ માટે સરકાર દર વર્ષે જિલ્લાવાર સવડ પ્રમાણે આર્થિક મદદ કરે છે. તે મુજબ ખેડા જિલ્લાને ઈ. સ. ૧૯૫૨-૫૩માં રૂ. ૧૦૦) અને ૧૯૫૩-૫૪માં રૂ. ૭૦ મળ્યા હતા.

**પરીક્ષા :** અભ્યાસક્રમ પૂરો કરી ભણનાર પ્રૌઢો પરીક્ષા માટે તૈયાર થાય એટલે વર્ગ ચલાવનાર કાર્યકરે જિલ્લાના ડે. એ. ઈ. ને ખબર આપવાની હોય છે. ખબર મળ્યા પછી એ અધિકારી પરીક્ષાની તારીખ નક્કી કરી કાર્યકરને જણાવે છે અને તે બીટના આસી. ડે. એ. ઈ. સ્થળ પર જઈ પરીક્ષા લે છે. પરીક્ષા લેવા પહેલાં કાર્યકર પાસેથી લેખી ખાતરી લેવામાં આવે છે કે –'જે પ્રૌઢોની પરીક્ષા લેવાની છે તે પ્રથમ નિરક્ષર હતા, અગાઉ ભણેલા નહોતા. ભણેલા પ્રૌઢ હોય છતાં તેને નિરક્ષર ગણાવી વર્ગમાં દાખલ કરવા અને તેમને તૈયાર કર્યા છે તેમ જણાવી તેની ગ્રાન્ટ લેવી એ ફોજદારી ગુનો છે તેમ મને માલુમાહિતી છે.'

**પરિણામપત્રક :** પરીક્ષાઅધિકારી પરીક્ષાના પરિણામ-પત્રકની એક નકલ કાર્યકરને આપે છે અને એ પરિણામ-પત્રક સાથેનું પરીક્ષાનું નિવેદન છાપેલા ફોર્મમાં ભરી એની બે નકલો જિલ્લાના ડે. એ. ઈ. ઉપર મોકલે છે. એ નિવેદન સુરતના પ્રાદેશિક સમાજશિક્ષણ અધિકારીને મોકલી આપવામાં આવે છે. એ ઉપરથી ગ્રાન્ટ મંજૂર થાય છે અને ડે એ. ઈ. મારફતે તે વહેંચાય છે.

**ગ્રાન્ટના દર :** અત્યાર સુધી સવર્ણ પ્રૌઢો કે હરિજન પ્રૌઢોના વર્ગો ચલાવનારને એક સરખી ગ્રાન્ટ મળતી હતી. પણ તાજેતરમાં (૧૯૫૪માં) હરિજન પ્રૌઢોના શિક્ષણને વધુ ઉત્તેજન આપવા સરકારે તેમના વર્ગોની ગ્રાન્ટમાં વધારો કર્યો છે.

આજે સવર્ણોના વર્ગો માટે ગ્રાન્ટના અગાઉનાજ દર ચાલુ રખાયા છે. તેમાં દરેક ઉત્તીર્ણ થયેલા પ્રૌઢ દીઠ પ્રથમ શ્રેણીમાં રૂ. ૪) અને બીજી શ્રેણીમા રૂ ૫) લેખે ગ્રાન્ટ અપાય છે. પણ જે વર્ગમાં ૫૦ ટકા કે તેથી વધુ સંખ્યા હરિજન પ્રૌઢોની હોય તેવા વર્ગો માટે આજે દરેક ઉત્તીર્ણ થયેલા પ્રૌઢ દીઠ પ્રથમ શ્રેણીમાં રૂ. ૬) અને બીજી શ્રેણીમાં રૂ ૯-૮-૦ ગ્રાન્ટ અપાય છે, તે ઉપરાંત વર્ગમાં જોઈતા કેરોસીનના ખર્ચ પેટે પહેલી અને બીજી શ્રેણીમાં અનુક્રમે રૂ ૪) અને રૂ ૫) વધારાના અપાય છે.

સવર્ણ પ્રૌઢોના વર્ગો માટે કેરોસીન માટે ગ્રાન્ટ અપાતી નથી તેમ છતાં તેની એક બીજી રીતે વ્યવસ્થા થાય છે. ભારત સરકારે દરેક વર્ષે પહેલી નવેમ્બરનો દિવસ 'સમાજ-શિક્ષણ દિન' તરીકે ઉજવવાનું નક્કી કર્યું છે. તે મુજબ આ જિલ્લામાં પ્રૌઢ શિક્ષણ વર્ગો ચાલતા હોય ત્યાં એ દિન ઉજવાય છે. તે દિવસે આ શિક્ષણ પ્રવૃત્તિને અનુરૂપ કાર્યક્રમો યોજાય છે, અને ગામમાંથી ફાળો પણ ઉઘરાવવામાં આવે છે. આ ફાળામાંથી ૭૫% રકમ સ્થાનિક વર્ગના કાર્યકર્તાને કેરોસીન ખર્ચમાં વાપરવા અપાય છે, અને ૨૫% રકમ જિલ્લા શાળામંડળ મારફતે 'ગુજરાત સમાજશિક્ષણ સમિતિ, સુરત'ને મોકલવામાં આવે છે.

**નિરક્ષર પ્રૌઢોની યાદી :** ઉપર પ્રમાણે પરીક્ષાનું પરિણામ જાહેર થયા પછી, ગામના નિરક્ષર પ્રૌઢોની મૂળ યાદીમાંથી પરીક્ષા પાસ કરનારનાં નામ કમી કરવામાં આવે છે. એ રીતે ગામના નિરક્ષરોની સંખ્યાનો હિસાબ રહે છે.

**સ્ત્રી-પ્રૌઢો અને સ્ત્રી-કાર્યકરો :** આ પ્રવૃત્તિનો લાભ સ્ત્રીઓ ઝાઝી સંખ્યામાં લેતી નથી તેને માટે સ્ત્રીકાર્યકરોની જરૂર પડે છે. આવી સ્ત્રીકાર્યકરો તૈયાર કરવા માટે કસ્તુરબા

ટ્રસ્ટ ફંડમાંથી અમદાવાદ જિલ્લાના દસક્રોઈ તાલુકાના કોઆ ગામે એક વિદ્યાલય ચાલે છે. તેમાં ઓછામાં ઓછું ચાર પાંચ ચોપડી ભણેલી મોટી ઉંમરની સ્ત્રીઓને સંસ્થાને ખર્ચે તાલીમ આપવામાં આવે છે. આ રીતે તાલીમ પામેલી સ્ત્રી કાર્યકરો એ જ ટ્રસ્ટ તરફથી સંસ્કાર કેન્દ્રો ચલાવે છે. એમણે ટ્રસ્ટને ખર્ચે તાલીમ લીધેલી હોવાથી આ કેન્દ્રોમાં શિક્ષિકા તરીકે અમુક મુદત સુધી સેવા આપવાની હોય છે. તે માટે તેમને પગાર આપવામાં આવે છે. આ અંગે વધુ માહિતી નીચેને સરનામેથી મળી શકે : શ્રીમતી સરલાદેવી સારાભાઈ, રિટ્રીટ, શાહીબાગ, અમદાવાદ, ૪.

**સમાજશિક્ષણ વર્ગમાં દાખલ થવા બાબત :** આવા વર્ગમાં ૧૪થી ૫૦ વર્ષ સુધીના કોઇ પણ નિરક્ષર પ્રૌઢને નાતજાતના ભેદ વગર દાખલ કરવામાં આવે છે. ગામમાં શાળા ન હોય તે કારણે ૧૪ વર્ષથી નાની ઉમરનાં બાળકોને દાખલ કરી શકાય છે જે કોઈ શખસ પહેલા ધોરણમા ભણ્યા પછી શાળામાંથી ઊઠી ગયો હોય અને એને સમાજશિક્ષણ વર્ગમાં દાખલ થવું હોય તો તેને બીજી શ્રેણીમાં દાખલ કરી શકાય છે. તેણે આ બાબતમાં જરૂરી ખાતરી આપવી પડે છે. બીજું ધોરણ ભણેલાને આ વર્ગમાં દાખલ કરી શકાતા નથી. એવા પ્રૌઢો પુસ્તકો વાંચી પોતાનું જ્ઞાન વધારે એવી અપેક્ષા રાખવામાં આવે છે.

**પ્રૌઢો માટે વધુ વાચનનું સાહિત્ય :** સમાજશિક્ષણ વર્ગની બે શ્રેણીની પરીક્ષા પાસ કરનાર પ્રૌઢો ભણેલું ભૂલી ન જાય અને એમાં ઉમેરો કરતા રહે તે માટે એમને માફક આવે એવી ચોપડીઓ અને સામયિકો પ્રકટ થવા માંડ્યાં છે તેની માહિતી આ પ્રવૃત્તિના પ્રાદેશિક અધિકારીની સુરતની કચેરીએથી અથવા જિલ્લાના વિદ્યાધિકારી પાસેથી મળી શકે છે.

**પ્રગતિદર્શક આંકડા :** ઈ સ ૧૯૪૫થી ૫૩ સુધીમાં આ પ્રવૃત્તિદ્વારા ચાલેલા વર્ગો અને તે પાછળ સરકારે કરેલું ખર્ચ વગેરે માહિતી પરિશિષ્ટ રૂપે આપી છે.

આધાર - ૧ 'મોતીભાઇ અમીન-જીવન અને કાર્ય' કર્તા પુરુષોત્તમ છ. શાહ ૨. ગુજરાત પ્રાદેશિક સમાજ-શિક્ષણ અધિકારીનું નિવેદન. ૩. ખેડા જિલ્લા વિદ્યાધિકારીની કચેરીમાંથી મળેલી માહિતી.

# ૪૫.

## પરિશિષ્ટ (૧)

### ખેડા જિલ્લાના પ્રૌઢ શિક્ષણની પ્રગતિના આંકડા

**પત્રક ૧ (ઈ. સ. ૧૯૪૫-૪૮)**

| વર્ષ | વર્ગોની સંખ્યા | ભણતા પ્રૌઢોની સંખ્યા | | | પાસ થયેલા પ્રૌઢો | | | આપેલી ગ્રાન્ટ |
|---|---|---|---|---|---|---|---|---|
| | | પુ. | સ્ત્રી. | કુલ. | પુ. | સ્ત્રી. | કુલ. | રૂા આ. પા |
| ૧૯૪૫—૪૬ | ૯૫ | ૨૧૩૭ | ૧૦૬ | ૨૨૪૩ | ૬૨૭ | ૧૧ | ૬૩૮ | ૪૮૧૫-૦—૦ |
| ૧૯૪૬—૪૭ | ૮૧ | ૧૫૩૬ | ૬૪ | ૧૬૦૦ | ૯૮૫ | — | ૯૮૫ | ૬૭૮૧-૦—૦ |
| ૧૯૪૭—૪૮ | ૧૦૬ | ૨૫૩૨ | ૯૫ | ૨૬૨૭ | ૨૦૫૨ | ૬૮ | ૨૧૨૦ | ૧૨૧૪૬-૯—૩* |

* સાધન ગ્રાંટ...રૂા. ૩૩૦૭-૯-૩ શિક્ષણ ગ્રાંટ... રૂા. ૮૮૩૯-૦-૦

## પત્રક ૨ (૧૯૪૮-૫૩)

| વર્ષ તથા વિસ્તાર | વર્ગોની સંખ્યા શ્રેણી ૧ પુ. | સ્ત્રી. | કુલ | શ્રેણી ૨ પુ. | સ્ત્રી. | કુલ | આખા વર્ષ દરમ્યાન પાસ થયેલા પ્રૌઢોની સંખ્યા શ્રેણી ૧ પુ. | સ્ત્રી. | કુલ | શ્રેણી ૨ પુ. | સ્ત્રી. | કુલ | શિક્ષણ ગ્રાંટ | સાધન ગ્રાંટ | સ્પે. ઓ. અંગેનું ખર્ચ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| **૧૯૪૮-૪૯** | | | | | | | | | | | | | | | |
| (અ) કેન્દ્રિત વિસ્તાર | ૧૫૧ | ૧ | ૧૫૨ | ૧૪૮ | ૧ | ૧૪૯ | ૪૪૦૯ | ૨૯૬ | ૪૭૦૫ | ૪૬૨ | ૧૭ | ૪૭૯ | | | |
| ભિનકેન્દ્રિત વિસ્તાર | ૨૧૩ | ૬ | ૨૧૯ | ૬ | – | ૬ | ૩૪૭૯ | ૩૦૩ | ૨૭૮૨ | ૨૬ | ૧ | ૨૭ | | | |
| સરવાળો: | ૩૬૪ | ૭ | ૩૭૧ | ૧૫૪ | ૧ | ૧૫૫ | ૭૮૮૮ | ૫૯૯ | ૮૪૮૭ | ૪૮૮ | ૧૮ | ૫૦૬ | ૩૬૪૭૮-૦-૦ | ૧૪૯-૧-૯ | ૯૯૦૩-૦-૦ |
| **૧૯૪૯-૫૦** | | | | | | | | | | | | | | | |
| (બ) કેન્દ્રિત વિસ્તાર | ૧૨૮ | ૪ | ૧૩૨ | ૭૨ | – | ૭૨ | ૧૮૮૭ | ૬૩ | ૧૯૫૦ | ૬૪૮ | ૨૨ | ૬૭૦ | | | |
| ભિનકેન્દ્રિત વિસ્તાર | ૧૮ | – | ૧૮ | ૧૨ | – | ૧૨ | ૨૬૮ | ૨૨ | ૨૯૦ | ૧૨૩ | – | ૧૨૩ | | | |
| સરવાળો: | ૧૪૬ | ૪ | ૧૫૦ | ૮૪ | – | ૮૪ | ૨૧૫૫ | ૮૫ | ૨૨૪૦ | ૭૭૧ | ૨૨ | ૭૯૩ | ૧૨૯૨૫-૦-૦ | ૫૦૪૬-૧૨-૩ | ૧૫૯૮૪-૦-૦ |
| **૧૯૫૦-૫૧** | | | | | | | | | | | | | | | |
| (ક) કેન્દ્રિત વિસ્તાર | ૧૫૦ | ૧૩ | ૧૬૩ | ૧૦૪ | ૫ | ૧૦૯ | ૩૯૪૫ | ૩૧૬ | ૪૨૬૧ | ૧૬૮૮ | ૮૯ | ૧૭૭૭ | | | |
| ભિનકેન્દ્રિત વિસ્તાર: | ૩૩ | – | ૩૩ | ૭ | – | ૭ | ૫૪૧ | ૯ | ૫૫૦ | ૧૫૫ | – | ૧૫૫ | | | |
| સરવાળો: | ૧૮૩ | ૧૩ | ૧૯૬ | ૧૧૧ | ૫ | ૧૧૬ | ૪૪૮૬ | ૩૨૫ | ૪૮૧૧ | ૧૮૪૩ | ૮૯ | ૧૯૩૨ | ૨૮૮૮૯-૦-૦ | ૨૫૩૫-૧-૯ | ૧૮૫૨૪-૦-૦ |
| **૧૯૫૧-૫૨** | | | | | | | | | | | | | | | |
| (ડ) કેન્દ્રિત વિસ્તાર (બંને શ્રેણી) | ૧૭૬ | ૧૪ | ૧૯૦ | – | – | – | ૫૬૪ | ૧૧૯ | ૬૮૩ | ૧૮૪ | ૪૩ | ૨૨૭ | ૬૨૧૧-૦-૦ | — | — |
| ભિનકેન્દ્રિત વિસ્તાર | ૭૬ | ૩ | ૭૯ | – | – | – | ૭૪૫ | ૪૧ | ૭૮૬ | ૧૦૪ | ૩ | ૧૦૭ | ૨૬૭૬-૦-૦ | — | — |
| સરવાળો: | ૨૫૨ | ૧૭ | ૨૬૯ | – | – | – | ૧૩૦૯ | ૧૬૦ | ૧૪૬૯ | ૨૮૮ | ૪૬ | ૩૩૪ | ૮૮૮૭-૦-૦ | — | — |
| **૧૯૫૨-૫૩** | | | | | | | | | | | | | | | |
| ખેડા જિલ્લો (બંને શ્રેણી) | – | – | ૨૩૭ | – | – | – | ૨૮૯૬ | ૫૦૮ | ૩૪૦૪ | ૭૬૨ | ૫૧ | ૮૧૩ | ૧૭૭૭૧-૦-૦ | — | |

નોંધ: (અ) આ કેન્દ્રિત વિસ્તારમા માતર, ઠાસરા, કપડવણજ અને [illegible] સમાવેશ [illegible] વિસ્તારમાં માતર, ઠાસરા, કપડવણજ, મહેમદાવાદ, [illegible] અને [illegible] કેન્દ્રિત વિસ્તાર ઉપરના (બ) મુજબ છે. (ક) આ [illegible] વાડાશિનોરનો સમાવેશ થયો છે.

# ૪૫.

## પરિશિષ્ટ (૨)

### ખેડા જિલ્લામાં ચાલતા સમાજશિક્ષણ વર્ગોની તાલુકાવાર યાદી, ઈ. સ. ૧૯૫૨-૫૩

**ખંભાત તાલુકો** ખંભાત (૧૪ વર્ગ) ૧ ગવારા, ૨-૩ પાચદાટડી (બે વર્ગ), ૪ કડિયાપોળ, ૫ રાવળિયાવાડ, ૬ તીન લીમડી, ૭ લિબચિયા, ૮ નવાબસ્ટ્રીટ, વાઘરીવાસ, ૧૦ લાલ મહોલ્લો ૧૧ મદાઈ, ૧૨ આમન સામન મહોલો, ૧૩ કુતાપોળ, ૧૪ રબારીવાડી, અકબરપુર (બે વર્ગ) ૧ ચુનારવાડ (પુ), ૨ ચુનારવાડ (સ્ત્રી), તારાપુર, વટવાડ, નેજા, સાલચા, તોરણશા, હસનપુરા-કુલ ૨૨ વર્ગ

**બોરસદ તાલુકો** ભેગામી, વાસણા કાવિઠા, મુજકુવા, ભદરડા, વીરસદ, નિસરાયા, ગોરેલ (૨), નવાપુરા, -થારિયા, આગોદર, મહાનવાડી, બોચાસણ, બાપુપરા, બીનપાડ (૨) ધનાવસી, સીંગલાવ, કણભા, બનેજડા, જંત્રાલ, ભાદરણ દાવાલ (૨), દહેવાણ, કનકાપુરા, અંબા, પામોલ, દહેમી, ઉમટા કુલ ૩૧ વર્ગ

**પેટલાદ તાલુકો** વીરોલ (૨), સોજિત્રા (૨), સંજાયા (૨) દેવાતજ (૨), મુણાવ, નારદવપરા, કાસોર, બાવળી (૨), પાલેજ (૨) પોરડા, (૪), રવિપરા, પાડગોલ, મોતડિયાપરા, બામણોલી, પાળજ (૨)-કુલ ૨૫ વર્ગ

**આણંદ તાલુકો** ગાના, કરમસદ, કુંજરાવ, વાલીનાથપરા વરસેદ ઉમરેઠ (૫), બેચરી, પણસોરા, આણંદ (૨), હાડગુડ, અજરપુરા, ગાના, સદાનાપુરા, જોળ, વાસદ, મોગરા, પણસોરા-કુલ ૨૨ વર્ગ

**નડિયાદ તાલુકો** બરૈયાની મુવાડી, કપડગુર સણાલી (બ), સગાવી (૨), મહીસા, વાસણા, પારૈયા, જૂના બિલોદરા કડી, અલીણા, હાથજ, સલણ બેચરપુરા (તા૦ કજરી) ઉત્તરસંડા (૪), પીપળાતાનુ નાગાનુ પરુ, હાથીપરા, કંજોડા, ડાકાણ, નારદનપુરા, ચકલાસી ( ), ભીખા ઉમેદનો કૂવો (તા૦ ચકલાસી), ભાનેર, ડેરિયાલી (૨), કીરાપુરા, પીપળાતા, આનંદપુરા અડાદરા, નડિયાદ, સીધાલી, ખૂટજ, બામરોલી મરીદા, પાનસી, મંઘા દિશાવ, વડથલ (૨), ખગડુ, કજરી, માઘરોલી પીપલગ, વીણા-કુલ ૪૮ વર્ગ

**માતર તાલુકો** રસિકપુરા, ઈશ્વરણા, પીંગળજ, પાણગોલી, નવાગામ-કુલ ૫ વર્ગ

**મહેમદાવાદ તાલુકો** વીંઝનટ (બાર મુવાડા), સુંઢાવણસોલ (૩), વીરોલ, આમેજ, ખુમરવાડ, પરસાતજ, ઝાબાની મુવાડી-કુલ ' વર્ગ

**કપડવણજ તાલુકો** કનેસર (૨), નિરાપુરા, દરિયાસાગાનુ મુવાડુ (તા૦ લગુદા), વીરણિયા, કપડવણજ (૭), કલાજીનુ મુવાડુ, દાસલવાડા, આમિયા (તા૦ છીપડી) તોગલી, ખાટનુ મુવાડુ (તા૦ છીપડી), કાકરખાડ (૨), તોરણા, અતિસર, લસુંદ્રા, અગલ, દ્વેલની મુવાડી, દારાખાટની મુવાડી, મોગ રામપુરા, ગુગનિયા ઝેર, સોનાપરા, થવાદ, છીપડી, ભટેરા-કુલ ૩૧ વર્ગ

**ઠાસરા તાલુકો** માલવણ ગુમડિયા, સામતપુરા, ચોરગોરડા, ચેતરસુંબા, નેસ, તરઘઈયા, ભીમકૂઈ, ઓઝરાળા, અઘાડી (૧), પીપરિયા, નાગોલ, માસરા, રામજળપુરા, હુંસી, વાડદ (૨), સેવાલિયા, એકલવેલુ, આગરવા, પીઝોલ, રુસ્તમપુરા, ગાડિયાની મુવાડી (તા૦ અઘાડી), ડાભેર (૩), બોરડી, ટુણાદરા, સાંઢેલી, સાઢેલિયા, રાજનત, છીકારિયા, ભદાસા, ચાણી-કુલ ૩૬ વર્ગ

**વાડાસિનોર તાલુકો** . સલિયાવડી, વીરપુર, નવગામા, વાડાસિનોર (૨), બળિયાદેવ, કરણપુર, ભાટપુર-કુલ ૮ વર્ગ

☆

# ૪૬

# માધ્યમિક શિક્ષણ (૧)

**બ્રિટિશ સમયની અંગ્રેજી શાળાઓ :** પ્રાથમિક શાળા એટલે ગુજરાતી શાળા અને માધ્યમિક શાળા એટલે અંગ્રેજી શાળા એવો ખ્યાલ બ્રિટિશ અમલની શિક્ષણ યોજનાથી બંધાયો હતો. બંને પ્રકારની શાળામાં ૧થી ૭ ધોરણ હતાં. ગુજરાતી શાળાનું ચોથું ધોરણ પાસ કરનાર અંગ્રેજી શાળાના પહેલા ધોરણમાં દાખલ થઈ શકતો. જો ગુજરાતી સાતમું ધોરણ પાસ કરનાર પહેલાં ત્રણ ધોરણનો અંગ્રેજીનો વિષય તૈયાર કરી તેની ખાસ પરીક્ષામાં પાસ થાય તો તેને અંગ્રેજી શાળાના ચોથા ધોરણમાં દાખલ કરી શકાતો. એનો અર્થ એ હતો કે ગુજરાતી શાળાનાં ૫–૬–૭ અને અંગ્રેજી શાળાનાં ધોરણ ૧–૨–૩ એ બેમાં અંગ્રેજી સિવાય બાકીના વિષયોનો અભ્યાસક્રમ લગભગ સરખો હતો. ફેર એ હતો કે ગુજરાતી શાળામાં નજીવી ફી લેવાતી અને શિક્ષકો તથા સાધનો કંગાલ હતાં. એને મુકાબલે અંગ્રેજી શાળામાં એક રૂપિયાથી ત્રણ રૂપિયા જેટલી માસિક ફી નીચલાં ધોરણોમાં લેવાતી અને શિક્ષકો તથા સાધનો સારાં હતાં. એટલે જે લોકો અંગ્રેજી શાળાની ફી ભરી શકતા તેઓ પોતાનાં બાળકોને પહેલેથી જ અંગ્રેજી શાળામાં મૂકતા. આ સંજોગોમાં જ્યાં સાતે ય ધોરણની અંગ્રેજી શાળા–જેને હાઈસ્કૂલ કહેતા તે – ન નીકળી શકે ત્યાં પણ ગુજરાતી સાત ધોરણની શાળા હોવા છતાં લોકો ત્રણ, ચાર કે પાંચ ધોરણની અંગ્રેજી શાળા કાઢતા. આવી શાળા મિડલ સ્કૂલ કે એ. વી. સ્કૂલ કહેવાતી. એ રીતે બ્રિટિશ અમલની શિક્ષણપદ્ધતિ પ્રમાણે માધ્યમિક શાળાઓ આ જિલ્લામાં સંખ્યાબંધ નીકળી હતી.

**ઐતિહાસિક ફેરફાર : માતૃભાષા દ્વારા શિક્ષણ :** સ્વરાજ્ય સ્થપાયા પછી શિક્ષણ પદ્ધતિમાં થયેલા અનેક સુધારાઓમાં જેને ઐતિહાસિક ગણી શકાય એવો સુધારો એ થયો કે માધ્યમિક શાળાનાં પહેલાં ત્રણ ધોરણમાંથી અંગ્રેજી શીખવવાનું બંધ કરવામાં આવ્યું. આ ફેરફારથી અંગ્રેજીનું શિક્ષણ બગડશે અને તેથી વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ લેવામાં, તેમજ પરદેશો સાથેના વેપારધંધા ચાલુ રાખવામાં દેશને ઘણી મુશ્કેલીઓ વેઠવી પડશે, એવો હાઉ કેટલાક લોકોએ ઊભો કર્યો. વળી પહેલાં ત્રણ ધોરણમાં અંગ્રેજી નીકળી જાય એટલે અંગ્રેજી શાળાનાં એ ધોરણોમાં ભણનારની સંખ્યા પણ ઘટે. આ કારણે પણ એ ફેરફારનો વિરોધ થયો. એને લીધે સરકારે અંગ્રેજી ત્રીજા ધોરણમાં અંગ્રેજીનો વિષય શીખવવાની વિકલ્પે છૂટ આપી. તે પછી બેએક વર્ષમાં જ એ બાબતમાં વધારે છૂટની માગણી અંગ્રેજી-પ્રેમીઓએ કરી અને નીચલાં ધોરણોમાંથી રદ થયેલું અંગ્રેજી ફરી દાખલ થાય એવા સંજોગો ઘડીભર આવી ગયા. છેવટે ઈ. સ. ૧૯૫૩–૫૪માં સરકારે આ બાબતનો ચુકાદો આપી દીધો અને હવે જૂની માધ્યમિક શાળાનાં નીચલાં ત્રણ ધોરણમાંથી એટલે નવી યોજના પ્રમાણેનાં ધોરણ ૫–૬–૭ માંથી અંગ્રેજી કાયમને માટે નીકળી ગયું છે. એટલું જ નહિ પણ તમામ વિષયો ભણનારની માતૃભાષામાં–એટલે આ જિલ્લામાં ગુજરાતી ભાષામાં શીખવવાનું ઠર્યું છે. એમ **હાલની માધ્યમિક શાળાઓમાં શિક્ષણનું માધ્યમ માતૃભાષા છે અને અંગ્રેજી એક પરદેશી ભાષા તરીકે શીખવાય છે.**

**નવી માધ્યમિક કક્ષા : એસ. એસ. સી. પરીક્ષા :** અગાઉનાં પ્રકરણોમાં જણાવ્યું છે તે પ્રમાણે પ્રાથમિક અને માધ્યમિક એ બંને કક્ષાઓ મળી સળંગ ૧થી ૧૧ ધોરણની નવી શિક્ષણયોજના હાલની સરકારે અમલમાં મૂકી છે. તેમાં ધોરણ ૧થી ૭ પ્રાથમિક કક્ષા ગણાય છે. અને ધોરણ ૮થી ૧૧ માધ્યમિક કક્ષા ગણાય છે. આમાં સાતમું ધોરણ પૂરું કર્યા પછી પ્રાથમિક શાળાંત પરીક્ષા સરકાર તરફથી જાહેર પરીક્ષા તરીકે લેવાય છે. એ જ રીતે માધ્યમિક કક્ષાનું છેલ્લું ધોરણ ૧૧મું પૂરું કર્યા પછી સેકંડરી સ્કૂલ લીવિંગ સર્ટિ-ફિકેટ (એસ. એસ. સી. એક્ઝામિનેશન) એટલે કે માધ્ય-મિક શાળાંત પરીક્ષા એ નામની જાહેર પરીક્ષા લેવાય છે. આ પરીક્ષાને બદલે બ્રિટિશ અમલમાં હાઈસ્કૂલનું સાતમું ધોરણ પૂરું કર્યા પછી મુંબઈ યુનિવર્સિટી તરફથી 'મેટ્રિ-ક્યુલેશન એક્ઝામિનેશન' એટલે કે 'મેટ્રિકની પરીક્ષા' એ નામની જાહેર પરીક્ષા લેવાતી. એ પરીક્ષામાં પાસ થનાર મુખ્યત્વે યુનિવર્સિટીની કૉલેજોમાં દાખલ થવાને લાયક ગણાતો. તે ઉપરાંત સરકારી નોકરીઓ માટે પણ એ લાયકાત મહત્ત્વની ગણાતી. આને બદલે નવી યોજેલી એસ. એસ. સી. પરીક્ષા પાસ કરવાથી વિવિધ હેતુઓ સધાય એવા નિયમો અને વિકલ્પીય વિષયોની જોગવાઈ કરવામાં આવી છે. મુંબઈ રાજ્યમાં તેમજ દેશનાં બીજાં રાજ્યોમાં અનેક

યુનિવર્સિટીઓ છે. વિવિધ પ્રકારની ઔદ્યોગિક અને ધંધાદારી શાળાઓ તથા કોલેજો નીકળી છે. એ બધામાં એસ. એસ. સી. પરીક્ષા પાસ કરનાર દાખલ થઈ શકે તેમજ સરકારી અને બીજી જાહેર નોકરીઓ એ લાયકાતથી મેળવી શકે એવો અભ્યાસક્રમ અને તેમાં પાસ થવાનાં ધોરણો રાખવામાં આવ્યાં છે.

**સંક્રાન્તિકાળની પરિસ્થિતિ :** ઉપર પ્રમાણે ફેરફારો થયા હોવા છતાં શાળાઓની પુનર્રચના એ ફેરફારોને અનુરૂપ હજી પૂરેપૂરી થઇ નથી. એને લીધે જૂની મિડલ સ્કૂલો, એ. વી. સ્કૂલો અને હાઇસ્કૂલોમાં નીચલાં ધોરણો કાં તો બંધ થયાં છે અથવા એમાં ભણનારની સંખ્યા ઘટી છે અને પ્રાથમિક શાળાઓમાં સંખ્યા વધી છે. આ બધી શાળાઓ જૂની રૂઢિને લીધે હજી માધ્યમિક શાળાઓ કહેવાય છે. તેમને માટે વપરાતાં 'ઇંગ્લિશ સ્કૂલ', 'મિડલ સ્કૂલ', 'એ. વી. સ્કૂલ,' 'હાઇસ્કૂલ', એવાં અંગ્રેજી નામો હજી ચાલુ છે. ઈ. સ. ૧૯૨૦થી ચાલેલી 'રાષ્ટ્રીય કેળવણી'ની ચળવળની અસરથી આ નામો માટે 'વિનય મંદિર', 'વિદ્યાલય,' 'શારદા મંદિર,' એવા દેશી શબ્દો પ્રચાર પામ્યા છે. પરંતુ આ નવી માધ્યમિક શાળા માટે સરકારે હજી નવું દેશી નામ સત્તાવાર યોજ્યું નથી. ખેડા જિલ્લાની ઈ. સ. ૧૯૫૩માં ચાલતી માધ્યમિક શાળાઓની સંપૂર્ણ યાદી આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપી છે. તેમાં શાળાઓનાં નામ તથા શીખવાતાં ધોરણોની વિગતો જોવાથી આ પરિસ્થિતિનો ખ્યાલ આવશે.

**વિદ્યાર્થીઓની એકંદર સંખ્યા :** પરિશિષ્ટમાં આપેલા પત્રક ઉપરથી સમજાય છે કે આ જિલ્લાની નાનીમોટી મળીને કુલ ૮૨ માધ્યમિક શાળાઓમાં આશરે ૨૫ હજાર વિદ્યાર્થીઓ ભણે છે. તે પૈકી ૩૦૦૦થી ૩૨૦૦ જેટલી કન્યાઓ છે.

**સહશિક્ષણ :** મોટા ભાગની કન્યાઓ છોકરાઓ સાથે જ શિક્ષણ લે છે, જેને 'સહશિક્ષણ' કહે છે. તે આમ આ જિલ્લામાં સામાન્ય છે. પરંતુ એ સમજપૂર્વક યોજાયેલી પરિસ્થિતિ નથી. સમાજના ઉપલા થરમાં શિક્ષણની ભૂખ જાગેલી હોવાથી, શિક્ષિત કન્યાઓની લગનના બજારમાં માંગ થતી હોવાથી, બાળલગ્નો બંધ થવાથી અને ગામડાંમાં કન્યાશાળાઓનો પૂરતો પ્રચાર નહિ હોવાથી ન છૂટકે કન્યાઓને છોકરાઓ સાથે માધ્યમિક શાળામાં ભણવા દેવામાં આવે છે. લગભગ દરેક માધ્યમિક શાળામાં કન્યાઓ ઓછીવત્તી સંખ્યામાં છે. કેટલીક શાળાઓમાં આ સંખ્યા ૫૦થી વધુ છે, કેટલીકમાં ૧૦૦થી અને ૧૫૦થી પણ વધુ છે. આ હકીકત ધ્યાનમાં લઈ કન્યાઓની સગવડો સચવાય અને તેમનાં હિતોનું રક્ષણ થાય તે માટે સરકારી ખાતાએ કેટલાક નિયમો કર્યા છે. અલબત્ત, આ નિયમો ન છૂટકે જ પળાય છે. મતલબ કે કન્યાઓને એમની વિશિષ્ટ જરૂરિયાતો પ્રમાણે શિક્ષણની સગવડો મળે એવી પરિસ્થિતિ કોઈક જ શાળામાં હશે.

**કન્યાશાળાઓ :** જિલ્લામાં ઈ. સ. ૧૯૫૩-૫૪ના વર્ષમાં એકંદરે સાત માધ્યમિક કન્યાશાળાઓ હતી તે પૈકી નડિયાદનું 'વિદ્યુલ કન્યા વિદ્યાલય' સરકારમાન્ય હોવા છતાં એક સ્વતંત્ર અભ્યાસક્રમવાળી, આશ્રમપદ્ધતિએ ચાલતી સંસ્થા છે. તે વિષે આ પુસ્તકમાં અન્યત્ર વધુ માહિતી આપી છે. તે સિવાયની ૭ કન્યાશાળાઓ પૈકી નડિયાદની 'ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ' એ એક જ કન્યાશાળા ધોરણ ૫થી ૧૧ સુધી શિક્ષણ આપતી સંપૂર્ણ માધ્યમિક શાળા છે. બાકીની કન્યાશાળાઓમાં આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ તાજેતરમાં શરૂ કરેલું 'કસ્તુરબા કન્યાવિદ્યાલય' ધોરણ ૫થી ૯ શીખવે છે. તે ક્રમે ક્રમે ધોરણ ૧૧ સુધી શીખવતી હાઇસ્કૂલ બનશે. બાકીની ખંભાત, પેટલાદ, ભાદરણ, અને ઊમરેઠમાં આવેલી કન્યાશાળાઓ તો મિડલ સ્કૂલો જ કહેવાય એવી છે. આ બધી શાળાઓમાં સરકારી અભ્યાસક્રમ જ શીખવાય છે.

**ઉદ્યોગધંધા શીખવતી શાળાઓ :** આ જિલ્લાનો મુખ્ય ઉદ્યોગ **ખેતી** છે. એનું શિક્ષણ આપવા માટે આણંદમાં **કૃષિગોવિદ્યાભવન** નામની મહાન સંસ્થા સ્થપાયેલી છે. એમાં કૃષિવિદ્યા (ખેતી) અને ગોવિદ્યા (પશુ ઉછેર) એ બે વિષયો શીખવા માટે શાળા છે. એનો અભ્યાસક્રમ સરકારે માન્ય કરેલો છે. પરંતુ તે સામાન્ય માધ્યમિક શાળાના અભ્યાસક્રમથી સ્વતંત્ર છે. આ સિવાય ખેતીનું શિક્ષણ આપતી કોઈપણ માધ્યમિક શાળા આ જિલ્લામાં નથી. કૃષિગોવિદ્યાભવન તરફથી ખેતીના વિષયની એક કોલેજ ચાલે છે ખરી, પણ તેની માહિતી આગળ આવશે.

**વેપારી વિષયો** સરકારી અભ્યાસક્રમ પ્રમાણે શીખવનાર એક માધ્યમિક શાળા આણંદમાં ચરોતર મુસ્લિમ એજ્યુકેશન ટ્રસ્ટ તરફથી ચાલે છે. ધર્મજની હાઇસ્કૂલમાં પણ આ વિષયો શીખવવાની જોગવાઈ હવે કરવામાં આવી છે.

**'દેશીનામું'** શીખવવા માટે કેટલીક શાળાઓમાં વર્ગો ચાલે છે. પણ તે સરકારી અભ્યાસક્રમથી અલગ છે.

ઈજનેરી અને યાંત્રિક વિષયો શીખવવા માટે સરકારે ટેક્નિકલ હાઈસ્કૂલ નામની નવા પ્રકારની શાળા યોજી છે. સામાન્ય માધ્યમિક શાળાના ધોરણ ૮થી આ વિષયોનો અભ્યાસક્રમ શિખવાય છે અને ધોરણ ૧૧મું પૂરું કર્યા પછી એ વિષયોની એસ. એસ. સી. પરીક્ષા આપી શકાય છે. આ પરીક્ષા પસાર કરનાર ઔદ્યોગિક કોલેજોમાં સહેલાઈથી દાખલ થઈ શકે છે અને કારખાનાંની નોકરીઓમાં એ લાયકાતવાળાઓને ગ્રેજ્યુએટ કરતાં પણ પહેલી પસંદગી મળે છે.

આ પ્રકારની સ્વતંત્ર ટેક્નિકલ હાઈસ્કૂલ કપડવણજમાં સ્થપાઈ છે. જ્યારે વલ્લભવિદ્યાનગરની હાઈસ્કૂલમાં ધો. ૮થી એ વિષય વિકલ્પે લેવાની સગવડ કરવામાં આવી છે.

**ચાલુ માધ્યમિક શાળાઓનું કક્ષાની દૃષ્ટિએ વર્ગીકરણ :** આ બધી હકીકતો ઉપરથી ખ્યાલ આવે છે કે આ જિલ્લાની મોટા ભાગની માધ્યમિક શાળાઓ સરકારી અભ્યાસક્રમોમાં થયેલા ફેરફારોને પરિણામે જન્મેલી અને રૂપાંતર પામેલી જૂની અંગ્રેજી શાળાઓ જ છે. પરિશિષ્ટમાં આપેલા પત્રકમાં જણાવેલી શાળાઓની સંખ્યાનું નીચે આપેલું પૃથક્કરણ આ હકીકતને વધુ સ્પષ્ટ કરે છે.

## ખેડા જિલ્લાની માધ્યમિક શાળાઓની સંખ્યાનું કક્ષાની દૃષ્ટિએ પૃથક્કરણ : ૧૯૫૨–૫૩

| ધોરણો | શાળાની સંખ્યા | ધોરણો | શાળાની સંખ્યા |
|---|---|---|---|
| ૫ થી ૧૧ | ૩૮ | ૫ થી ૮ | ૩ |
| ૬ થી ૧૧ | ૫ | ૬ થી ૮ | ૨ |
| ૭ થી ૧૧ | ૫ | ૭ થી ૮ | ૨ |
| ૮ થી ૧૧ | ૩ | માત્ર ૮મું | ૧ |
| | ૫૧ | | ૮ |
| | | ૫ થી ૭ | ૧ |
| ૬ થ ૧૦ | ૨ | ૬ થી ૭ | ૧ |
| | | | ૨ |
| ૮ થી ૧૦ | ૨ | | |
| | ૪ | | |
| ૫ થી ૯ | ૯ | કુલ શાળાઓ ૮૨ | |
| ૬ થી ૯ | ૧ | | |
| ૭ થી ૯ | ૬ | | |
| ૮ થી ૯ | ૧ | | |
| | ૧૭ | | |

**માધ્યમિક શાળામાં દાખલ થવા બાબત :** અગાઉ જણાવ્યા પ્રમાણે પ્રાથમિક શાળાનું સાતમું ધોરણ પાસ કરનાર વિદ્યાર્થી માધ્યમિક શાળાના આઠમા ધોરણમા દાખલ થઈ શકે છે. આ માટે લગભગ તમામ મોટી શાળાઓ વિદ્યાર્થી પાસે, પ્રવેશપત્ર ભરાવે છે. તેમાં વિદ્યાર્થીએ પાસ કરેલી છેલ્લી વાર્ષિક પરીક્ષાનું પરિણામ અને તે બાબતનો શાળાનો દાખલો (પ્રમાણપત્ર) સામેલ કરવાનાં હોય છે. ધોરણ ૫–૬–૭માં દાખલ થનારે પણ એ પ્રમાણે પ્રવેશપત્ર ભરીને 'દાખલો' રજૂ કરવો પડે છે સરકારમાન્ય શાળાના વિદ્યાર્થીને જ દાખલ કરવામાં આવે છે. તે સિવાયની શાળામાંથી આવનાર વિદ્યાર્થીની પ્રવેશપરીક્ષા લેવાય છે અને તેના પરિણામ ઉપરથી વિદ્યાર્થીની કક્ષા નક્કી કરી એ કક્ષામાં–ધોરણમાં–એને દાખલ કરવામાં આવે છે, અને એની જરૂરી મંજૂરી ઇન્સ્પેક્શન વખતે ઇન્સ્પેક્ટર આપે છે. મુંબઈ રાજ્ય બહારના પ્રદેશો કે પરદેશોમાંથી આવનાર વિદ્યાર્થીએ પોતાના સર્ટિફિકેટની આધારભૂતતાની ખાત્રી માટે તેની ઉપર જે તે પ્રદેશના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરની સહી લાવવી પડે છે. તેના જ સર્ટિફિકેટને આધારે વિદ્યાર્થીને પ્રવેશ મળે છે.

આ ઉપરાંત એક જ ગામ કે શહેરની સ્થાનિક શાળાઓમાં શાળાબદલી સામાન્ય રીતે દરેક સત્રની શરૂઆતનાં બે અઠવાડિયાંમાં જ થઈ શકે છે.

દરેક વર્ગમાં ૪૪ વિદ્યાર્થીઓ રાખી શકાય એવો સામાન્ય નિયમ છે. માત્ર ધોરણ ૧૧માં નાપાસ થઈ ફરી દાખલ થવા ઇચ્છતા ૧૦ વધુ વિદ્યાર્થીઓ દાખલ કરી શકાય છે. આ બાબતમાં અપવાદ કરવા માટે જિલ્લા વિદ્યાધિકારીની પરવાનગી લેવી પડે છે.

**માહિતીપત્ર :** કેટલીક છાત્રાલયવાળી મોટી શાળાઓ છાપેલું 'માહિતીપત્ર' રાખે છે. તેમાં શાળા અંગે જાણવા જેવી માહિતી આપેલી હોય છે.

**ફી :** આ જિલ્લાની સરકારી માધ્યમિક શાળામાં નીચેના દરે ફી લેવાય છે. ધો. ૮માં રૂ. ૪–૮–૦ ધોરણ ૯માં રૂ. ૫–૦–૦ ધોરણ ૧૦માં રૂ ૫–૮–૦ ધો. ૧૧માં રૂ. ૬–૦–૦ બિનસરકારી માધ્યમિક શાળાઓમાં લેવાતી ફી માટે ઓછામાં ઓછા રૂ. ૩થી રૂ. ૬. અને વધુમાં વધુ તેથી ઠેઠી રકમની મર્યાદાઓ સરકારે ઠરાવી છે. એ રીતે ધોરણ ૫ માટે ઓછામાં ઓછા રૂ ૩ અને તે પછીનાં આગળનાં ધોરણ માટે વધતાં વધતાં ધોરણ ૧૧માં ઓછામાં ઓછી રૂ. ૬ સુધી ફી લઈ શકાય છે. જે શાળા રૂ. ૩થી ૬ની ઠેઠી રકમ કરતાં વધુ ફી લે છે તેને સરકાર ગ્રાન્ટ આપતી નથી. કઈ શાળામાં કેટલી ફી લેવાય છે તે જે તે

શાળાના આચાર્ય પાસેથી અથવા તેના 'માહિતી પત્રક'માંથી જાણી શકાય છે.

**સત્ર ફી :** ઉપર જણાવેલી માસિક ફી ઉપરાંત પાણી, ચિત્રકળા, સંગીત, રમતો, વાચનાલય, પ્રવાસ વગેરે સગવડો માટે સત્ર ફી લેવાય છે. તે માટે દરેક સત્રમાં વિદ્યાર્થી દીઠ વધારેમાં વધારે ધો. ૫ ની માસિક ફી જેટલી રકમ લઈ શકાય એવો સરકારી નિયમ છે. આ ફીની આવક કઈ કઈ પ્રવૃત્તિઓ માટે ખર્ચાઈ તેનો હિસાબ અલગ રખાય છે. આ સિવાય વિદ્યાર્થીઓ પાસેથી વધારાની ફી લઈ શકાતી નથી.

**ફી-માફી અને શિષ્યવૃત્તિઓ :** વિદ્યાર્થીઓની કુલ સંખ્યાના વધુમાં વધુ ૧૦થી ૧૫ ટકા સંખ્યાને ફીમાંથી મુક્તિ આપી શકાય, એવો સરકારી નિયમ છે, એ ધોરણ સાચવીને દરેક શાળા લાયક હોય એવા ગરીબ વિદ્યાર્થીઓને ફીમાંથી આખી અથવા અર્ધી માફી આપે છે. કેટલીક શાળાઓ પોતાના શિક્ષકોનાં બાળકોને આ લાભ ખાસ આપે છે. પછાત વર્ગના વિદ્યાર્થીઓને મફત ભણાવવા જોઈએ એવો સરકારી નિયમ છે અને તે વિદ્યાર્થીઓની ફી સરકાર આપે છે. આ ઉપરાંત સને ૧૯૫૦થી શાળાઓ તે પહેલાંનાં વર્ષોમાં જે માફી આપતી તેથી ૩ ટકા વધુ આપે તો એ ત્રણ ટકાનું ખર્ચ સરકાર ઉપાડે છે. આ સિવાય સરકારે સ્થાપેલી જાહેર શિષ્યવૃત્તિઓ અને સ્થાનિક દાતાઓ તથા વિવિધ જ્ઞાતિઓ વગેરેએ સ્થાપેલી શિષ્યવૃત્તિઓના લાભ માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને મળી શકે છે. શાળાના આચાર્યને પૂછી આ બધી સવલતોથી વાકેફ રહેનાર વાલીઓ અને વિદ્યાર્થીઓ એના લાભ ઉઠાવે છે.

**પ્રગતિપત્રક :** શાળાઓમાં વિદ્યાર્થીની પ્રગતિની નોંધ રાખવા માટે છાપેલું પ્રગતિપત્રક રાખવામાં આવે છે. તે વિદ્યાર્થીએ ફરજિયાત ખરીદવું પડે છે. શાળામાં વખતોવખત લેવાતી પરીક્ષાનાં પરિણામો, વસૂલ થતી ફી, વિદ્યાર્થીની હાજરી, વર્તણૂક વગેરે વિગતોની નોંધો દર માસે કે અનુકૂળ મુદતે લખીને આ પ્રગતિપત્રક વિદ્યાર્થી મારફતે એના વાલીને મોકલવામાં આવે છે. એ વાંચીને વાલી પોતાના બાળકની શાળાની કારકિર્દીથી માહિતગાર રહે છે અને તેના હિત માટે જરૂરી તજવીજ કરી શકે છે. કેટલીક શાળાઓ વાર્ષિક પરિણામો છાપેલા પત્રકમાં ભરીને વાલીઓને પહોંચાડે છે.

**દૈનિક કાર્યક્રમ :** આ જિલ્લાની માધ્યમિક શાળાઓના કામકાજનો સમય સામાન્ય રીતે સવારના ૧૧થી સાંજના પાંચ વાગ્યા સુધીનો હોય છે. શનિવારે કેટલીક શાળાઓ સવારના ૭ કે ૭-૩૦ થી ૧૧ કે ૧૧-૩૦ સુધીનો સમય રાખે છે. ઉનાળામાં એપ્રિલથી જુલાઈ સુધી ગરમીના દિવસોમાં સવારનો સમય રખાય છે. સામાન્ય રીતે અઠવાડિયાના ૩૦ કલાક શિક્ષણપ્રવૃત્તિ ચાલવી જોઈએ એમ સરકારે ઠરાવ્યું છે. રોજના કામકાજના સમયના સામાન્ય રીતે આઠ વિભાગ પાડવામાં આવે છે. તે દરેક વિભાગ 'પિરિયડ' કે 'તાસ' કહેવાય છે. દરેક પિરિયડ ૩૦ થી ૪૦ મિનિટનો હોય છે. પહેલા બે પિરિયડ પછી ૧૫ મિનિટ અને પાંચમા પિરિયડ પછી ૪૫ મિનિટની રજા પાડવામાં આવે છે. શાળાના કાર્યની શરૂઆત સમૂહપ્રાર્થનાથી અને તેની પૂર્ણાહુતિ રમતો કે કવાયતથી થાય છે. શાળા છૂટ્યા પછી ઐચ્છિક વર્ગોની અનેક પ્રવૃત્તિઓ છેક સંધ્યાકાળ સુધી ચાલે છે. કોઈ વાર રાત્રે પણ શિક્ષણ પ્રવૃત્તિ ચલાવાય છે.

**શાળાનું વર્ષ :** માધ્યમિક શાળાઓનું વર્ષ માર્ચ માસથી શરૂ થઇ ફેબ્રુઆરીમાં પૂરું થાય, એવી પદ્ધતિ ઈ. સ. ૧૯૪૯થી ૧૯૫૧ સુધી અજમાવવામાં આવી હતી. તેમાં ફેરફાર કરીને ૧૯૫૨થી જૂન માસના બીજા અઠવાડિયાથી શરૂ કરી એપ્રિલના અંત સુધીનું શાળાકીય વર્ષ ઠરાવવામાં આવ્યું છે. આ વર્ષનાં બે સત્ર પાડવામાં આવે છે. પહેલું સત્ર જૂનથી ઑક્ટોબર સુધીનું અને બીજું નવેમ્બરથી એપ્રિલ સુધીનું હોય છે. ઑક્ટોબર-નવેમ્બરના ગાળામાં દિવાળીની (૨૧ દિવસની) અને મે-જૂનના ગાળામાં ઉનાળાની (૪૨ દિવસની) લાંબી રજાઓ અપાય છે. તે ઉપરાંત વધુમાં વધુ ૪૨ દિવસની તહેવારની તેમજ આકસ્મિક રજાઓ દરેક શાળા પોતાના સંજોગો પ્રમાણે રાખી શકે છે. આ રજાઓની કુલ સંખ્યા ૧૦૫થી વધુ ન હોવી જોઈએ એવો નિયમ છે. એ રીતની રજાઓની યાદી વર્ષની શરૂઆતમાંજ તૈયાર કરી, જિલ્લાના વિદ્યાધિકારીને મંજૂરી માટે મોકલવાની હોય છે. એ ઉપરાંત દર શનિવારે અર્ધો દિવસ અને રવિવારે આખો દિવસ તમામ શાળાઓમાં રજા પળાય છે. તહેવારોમાં સ્થાનિક તહેવારો સાથે કેટલાક રાષ્ટ્રીય તહેવારો પાળવાની પ્રથા છે.

**અભ્યાસક્રમ : : ધો. : ૫થી ૭ : :** ઈ. સ. ૧૯૪૯-૫૦માં સુધારેલાં ધોરણ ૫થી ૭ નો અભ્યાસક્રમ ફરીથી સુધારવામાં આવ્યો છે. અને તે ઈ. સ. ૧૯૫૫થી અમલમાં આવવાનો છે. એમાં સ્વભાષા (ગુજરાતી), ગણિત, (નામું અને ભૂમિતિ સાથે), ઇતિહાસ ભૂગોળ, વિજ્ઞાન અને સામાન્ય જ્ઞાન, નાગરિકશાસ્ત્ર, હિન્દી, ચિત્રકામ, સંગીત, ગમે તે એક ઉદ્યોગ અને વ્યાયામ શીખવાની યોજના છે. આ અભ્યાસ-

ક્રમમાં વ્યવહારુ માહિતી અને તાલીમનાં તત્ત્વો દાખલ કરવામાં આવ્યાં છે, એ અગાઉ જણાવ્યું છે.

**ધો. : ૮થી ૧૦ : :** ધો. ૮થી ૧૦માં હાલ ૧૯૫૩–૫૪માં નીચેના વિષયો શીખવાય છે : સ્વભાષા (ગુજરાતી), હિંદી, અંગ્રેજી, સંસ્કૃત અથવા વિકલ્પે ફારસી, જર્મન, ફ્રેંચ વગેરે પ્રાચીન તેમજ યુરોપીય ભાષાઓ પૈકી ગમે તે એક, ઇતિહાસ, ભૂગોળ, ગણિતશાસ્ત્ર, વિજ્ઞાન, ચિત્રકલા અને વ્યાયામ આ અભ્યાસક્રમ પણ ક્રમે ક્રમે સુધારવાની સરકારી નીતિ છે.

**ધો. ૧૧ એસ. એસ. સી. પરીક્ષા માટે : :** ધો. ૧૧નો અભ્યાસક્રમ એસ. એસ. સી. એક્ઝામિનેશન બોર્ડે નક્કી કરેલો છે. એનું ધ્યેય ત્રિવિધ હેતુઓ સાધવાનું છે, એ ઉપર આવી ગયું. આ અભ્યાસક્રમના વિષયોનાં નીચે પ્રમાણે નવ જૂથ (ગ્રૂપ) યોજેલાં છે. : :–

જૂથ (ગ્રૂપ) ૧ : (अ) : આમાં અંગ્રેજી કે હિંદી, એ

જૂથ ૮ : અંગ્રેજી નામું (બૂક-કીપિંગ અને એકાઉન્ટ્સ,) ટાઇપ રાઈટિંગ અને શોર્ટહેન્ડ.

જૂથ ૯ : આમાં બધા મળી ૧૭ વિષયો છે તેમાં સંચાકામ, વીજળી, રેડિયો, હાથકંતામણ ને હાથવણાટ, સંચાથી થતું વણાટકામ, દરજીકામ, ભરતકામ વગેરે છે.

આ નવ જૂથમાંથી પોતાની રુચિ અને ભાવિ શિક્ષણ કે ધંધાની જરૂરિયાત પ્રમાણે વિદ્યાર્થી પસંદગી કરી શકે એવા નિયમો કરેલા છે. એને આધીન રહીને એસ. એસ. સી. પરીક્ષાનો ઉમેદવાર ઓછામાં ઓછા સાત અને વધુમાં વધુ દસ વિષયો પરીક્ષા માટે લઈ શકે છે, જેમાં ૧લા જૂથના બે વિષયો આવવાજ જોઈએ.

નોંધપાત્ર હકીકત એ છે કે અંગ્રેજીને બદલે હિંદી લઈને એસ. એસ. સી. પરીક્ષામાં બેસી શકાય છે. પણ એવા વિદ્યાર્થીને માટે ઉચ્ચ શિક્ષણમાં દાખલ થવાને અવકાશ

'ઇન્ટરમિડિયેટ પરીક્ષા પાસ કરનાર માધ્યમિક શાળામાં ચિત્ર શિક્ષકની નોકરી મેળવી શકે છે. એથી ઊંચી લાયકાત માટે ' ડ્રોઈંગ ટીચર ' ડ્રોઈંગ આર્ટ માસ્ટર ' એ સંજ્ઞાઓ-વાળાં પ્રમાણપત્રો પણ મળી શકે છે.

ખેડા જિલ્લામાં 'ચરોતર ચિત્ર શિક્ષક સંઘ' પંદરેક વર્ષથી સ્થપાયેલો છે એ સંઘ તરફથી દર વર્ષે ચરોતર ચિત્ર-કળા પ્રદર્શન અનુકૂળ સ્થળે ભરવામાં આવે છે. પ્રદર્શનમાં રજૂ થતાં ઉત્તમ ચિત્રોની પસંદગી કરી ઈનામો પણ અપાય છે આ પ્રવૃત્તિ તે અગાઉ ચરોતર એજ્યુકેશન સોસાયટીએ શરૂ કરેલી. અને આજે સોસાયટી સંઘને પ્રદર્શન ભરવા માટે ગ્રાન્ટ આપે છે.

**સંગીત :** સંગીતનો વિષય નવા અભ્યાસક્રમમાં ધો. ૭ સુધી વિકલ્પે દાખલ થયો છે. એસ. એસ. સી. પરીક્ષામાં પણ એને સ્થાન મળ્યુ છે. પરંતુ આ જિલ્લાની થોડી શાળાઓમાં સંગીતનું શિક્ષણ ઘણાં વર્ષોથી ઐચ્છિક પ્રવૃત્તિ તરીકે અપાય છે. આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ તેની સ્થાપનાની શરૂઆતથી આ પ્રવૃત્તિ ભારે ખર્ચ વેઠીને જમાવી છે એ સંસ્થાના સંગીત શિક્ષકની સેવાઓનો લાભ બીજા ગામોને મળે એવી વ્યવસ્થા ઘણાં વર્ષો સુધી ચાલી હતી. હવે તો સંગીતના શિક્ષણ માટે જરૂરી લાયકાતવાળા શિક્ષકો મળવા માંડયા છે અને પૂનાની ગાંધર્વ મહાવિદ્યાલયની સંગીતની પરીક્ષાઓ આપી શકાય એ માટે વિદ્યાર્થીઓને તાલીમ અપાય છે તે માટે આ જિલ્લામાં આણંદ, નડિયાદ અને પેટલાદ એ ત્રણ કેન્દ્રો છે. દર વર્ષે આ જિલ્લા-માંથી સંખ્યાબંધ વિદ્યાર્થીઓ આ પરીક્ષાઓ આપે છે.

**વ્યાયામ :** બ્રિટિશ સમયની શિક્ષણ પદ્ધતિમાં વિદ્યાર્થી-ઓની શારીરિક તાલીમને યોગ્ય સ્થાન અપાયું નહોતું. પરદેશી રમતો શાળાના સમય પછી રમાતી પણ તે એક શોખ તરીકે, શિક્ષણના હેતુથી નહિ. આને લીધે ઊગતી પ્રજાની તંદુરસ્તી બગડતી જતી હતી અને દેશના આગે-વાનો એ પ્રત્યે જાગ્રત થયા હતા. ગુજરાતમાં આ પ્રશ્નના ઉકેલ માટે ભરૂચના શ્રી છોટુભાઇ પુરાણી અને તેમના ભાઈ શ્રી અંબુભાઇ પુરાણીએ છેક ઈ. સ ૧૯૧૨-૧૫થી વ્યાયામ પ્રચારની પ્રવૃત્તિ ઉપાડી હતી. એમના સંસર્ગથી પ્રેરાયેલા આ જિલ્લાના યુવાનોએ લગભગ એજ વર્ષોથી આ જિલ્લામાં વ્યાયામ પ્રચારનું કાર્ય સતત ત્રીસેક વર્ષ સુધી સેવાભાવે ચાલુ રાખ્યું હતુ. એ અંગે આ પુસ્તકમાં અન્યત્ર માહિતી આપી છે. એ ઉપરથી ખ્યાલ આવશે કે ' જિલ્લામાં ઘણાં ગામોમાં સેવાભાવી યુવાનોના પ્રયાસથી સ્થાનિક વિદ્યાર્થીઓને વ્યાયામની તાલીમ આપવા માટે વ્યાયામ શાળાઓ સ્થપાયેલી છે. અને શાળાના સમય બહાર એ વ્યાયામશાળાઓમાં શાસ્ત્રીય વ્યાયામ, દેશી તેમજ પરદેશી રમતો અને અન્ય પ્રવૃત્તિઓ ઘણાં વર્ષોથી ચાલે છે

દર વર્ષે જિલ્લાના કોઈ એક ગામે ' ચરોતર વ્યાયામ વીર સંમેલન ' યોજાય છે. સને ૧૯૨૦ની સાલથી ચ. એજ્યુકેશન સોસાયટી તરફથી આ પ્રવૃત્તિ થાય છે, અને તેમાં દોડ, કૂદ, રમતો વગેરેની હરીફાઈઓ યોજાય છે.

સ્વરાજ્ય સ્થપાયા પછી વ્યાયામને શિક્ષણક્રમમાં સ્થાન અપાયુ છે. તે માટે શિક્ષકોને તાલીમ આપવા કાંદીવલી (મુંબઈમાં) અને રાજપીપળામાં કોલેજો સ્થપાઈ છે અને એ ઉપરાંત આ જિલ્લામા ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી તેમજ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી લાંબી રજાઓ દરમ્યાન એક માસના અભ્યાસક્રમો યોજી વ્યાયામશિક્ષકો તૈયાર કરવાના વર્ગો ચલાવવામાં આવે છે. વળી ઉપર જણા-વેલી કોલેજોમાં તાલીમ લઈ સરકારી નોકરીમાં જોડાયેલા શિક્ષકો અને ઇન્સ્પેક્ટરો પણ સરકારી તેમજ લો. બો. ના શિક્ષકોને તાલીમ આપવા આવા વર્ગો ભરવા લાગ્યા છે. આ બધી પ્રવૃત્તિઓને લીધે હવે આ જિલ્લામાં વ્યાયામની તાલીમ પામેલા શિક્ષકો અને વિદ્યાર્થીઓ સારી સખ્યામાં મળી શકે છે અને શાળાઓ પણ આ વિષયના શિક્ષણ ઉપર લક્ષ આપતી થઈ છે.

જિલ્લામાં ચાલતી કેટલીક વ્યાયામશાળાઓને સરકાર ગ્રાન્ટ આપે છે. તેમા અને પ્રગતિશીલ શાળાઓમાં તો વ્યાયામપ્રવૃત્તિ માટે વિપુલ સાધનો વસાવવામાં આવ્યાં છે અને એવી શાળાઓના વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ જાહેર હરીફાઈ ઓમાં ભાગ લઈ ઉચ્ચ પ્રકારના વિજયો સિદ્ધ કરે છે.

સામાન્ય માધ્યમિક શાળાઓમાં પણ લગભગ દરરોજ ઓછામાં ઓછો અર્ધો કલાક–શાળાના સમયપત્રકનો છેલ્લો સમય–રમતગમત માટે રખાય છે. તે પૈકી બે દિવસ દરેક વર્ગને છૂટી છૂટી કવાયત અને દર શનિવારે આખી શાળાને સમૂહ કવાયત કરાવવામાં આવે છે. તે ઉપરાંત સરકારે દર ડિસેમ્બર માસમાં ત્રણ દિવસ માટે **'શારીરિક કેળવણી દિન'** ઊજ-વવાની પ્રથા શરૂ કરી છે તે દિવસોમાં સામાન્ય રીતે ગામની નાની મોટી તમામ શાળાઓના (અને કૉલેજ હોય તો કૉલેજોના પણ) વિદ્યાર્થીઓ વ્યાયામ અંગેનાં સૂત્રો પોકારતા સરઘસરૂપે ગામમાં ફરે છે અને ગામલોકો સમક્ષ સમૂહ કવાયત, રમતો તથા અંગકસરતના પ્રયોગો ને હરી-ફાઈઓનું પ્રદર્શન યોજવામાં આવે છે.

આ રીતે વ્યાયામ, રમતો અને તંદુરસ્ત શરીરનો આદર્શ હવે શિક્ષણમાં કાયમ બનતો જાય છે.

**દાક્તરી તપાસ :** માધ્યમિક શાળામાં ભણતા તમામ વિદ્યાર્થીઓની વર્ષમાં એક વાર દાક્તરી તપાસ કરવાની પ્રથા થોડાં વર્ષથી આ જિલ્લામાં દાખલ થઇ છે. તેમાં વિદ્યાર્થીનું વજન, ઊંચાઈ, છાતીની પહોળાઈ, વગેરે માપવામાં આવે છે. આંખ, નાક, કાન, દાંત, છાતી, ગળાના કાકડા, વગેરે તપાસવામાં આવે છે. એ બધાની નોંધો રખાય છે અને જો કંઈ ખામી માલૂમ પડે તો તે સુધારવા વાલીને લેખિત સૂચના મોકલવામાં આવે છે.

**ઇતર પ્રવૃત્તિઓ :** અંગ્રેજી શિક્ષણપદ્ધતિની ઉણપો પૂરવા માટે દૈનિક સમયપત્રકની બહારના સમયમાં ચાલતી વ્યાયામ, પ્રવાસ, ઉદ્યોગો, રંજન, વગેરે પ્રવૃત્તિઓ 'ઇતર પ્રવૃત્તિઓ' કહેવાતી. આમાંની ઘણી પ્રવૃત્તિઓ નવા અભ્યાસક્રમમાં સ્થાન પામી છે. છતાં અત્યારના ઝડપથી પલટાઈ રહેલા સમાજમાં અનેક 'ઇતર પ્રવૃત્તિઓ' શાળામાં ચાલતી રહે છે. તેમાંની નીચે જણાવેલી કેટલીક શાળાજીવનનું કાયમી અંગ બની ગઇ છે.

**પ્રવાસ :** પ્રવાસ એ શિક્ષણની એક આવશ્યક પ્રવૃત્તિ મનાય છે. આ જિલ્લાની અગ્રગણ્ય અંગ્રેજી શાળાઓમાં તેને પહેલેથી સ્થાન મળેલું હતું અને અત્યારે તો લગભગ દરેક શાળા વર્ષમાં એક-બે વાર પોતાના વિદ્યાર્થીઓ માટે નાનામોટા પ્રવાસો યોજે છે. તેના ખર્ચ પેટે થોડી રકમ શાળા આપે છે અને બાકીની વિદ્યાર્થીઓ પાસેથી લેવાય છે. આ પ્રવાસો મુખ્યત્વે પ્રસિદ્ધ સ્થળો જોવાના હેતુથી યોજાતા પણ હવે પ્રસિદ્ધ ઉદ્યોગો, શિક્ષણ સંસ્થાઓ, વગેરે જોવા માટે પણ પ્રવાસો યોજાવા લાગ્યા છે. વળી ગ્રામ-જીવનનો અભ્યાસ કરવા, સાહસવૃત્તિ ખીલવવા, સંશોધન કરવા, એવા વિશિષ્ટ હેતુઓથી પગપાળા પ્રવાસો પણ યોજાય છે.

**ઉત્સવો અને પ્રવૃત્તિઓ :** વાર્ષિક પરીક્ષા પછી કે તે પહેલાં એક મેળાવડો યોજવાની પ્રથા અંગ્રેજી શાળાઓમાં શરૂઆતથી હતી. એ પ્રથા લગભગ દરેક શાળામાં જીવંત છે. એ પ્રસંગે વિદ્યાર્થીઓના વાલીઓ તથા શાળામાં રસ લેતા નાગરિકોને આમંત્રણ આપી સભા ભરવામાં આવે છે. એ સભા સમક્ષ વિદ્યાર્થીઓની કામગીરીના વિવિધ નમૂના રજૂ કરવામાં આવે છે. આમાં રમતો, વ્યાખ્યાનો, સંવાદો, સંગીત વગેરે મુખ્ય હોય છે. તે ઉપરાંત ચિત્રકળા, ઉદ્યોગો, વગેરેનાં અલગ પ્રદર્શનો પણ યોજાય છે. રાત્રે નાટ્યપ્રયોગો, ગરબા, સિનેમા વગેરે પણ હોય છે. વળી મોટા તહેવારો પણ હવે શાળાઓ તરફથી ઉજવાવા માંડયા છે. આ પ્રસંગે પ્રસિદ્ધ નેતાઓ, વિદ્વાનો, સેવકો, વગેરેનાં ઉદ્‌બોધનોનો લાભ વિદ્યાર્થીઓને અપાય છે.

**દૃશ્ય શિક્ષણ :** અગાઉ જણાવ્યું છે તે પ્રમાણે દૃશ્ય શિક્ષણનાં સાધનો સરકાર તરફથી મળી શકે છે. તેનો લાભ લેવા ઉપરાંત આ જિલ્લાની કેટલીક માધ્યમિક શાળાઓમાં સિનેમા પ્રોજેક્ટર, મેજિક લેન્ટર્ન, એપિડાયોસ્કોપ, વગેરે સાધનો વસાવવામાં આવ્યાં છે અને તેમની મદદથી વિદ્યાર્થીઓને વિવિધ વિષયોનું જ્ઞાન આપવામાં આવે છે. સ્થાનિક સિનેમાગૃહોમાં વિદ્યાર્થીઓને ઉપયોગી ચિત્રપટો સસ્તે દરે દેખાડવાની વ્યવસ્થા અવારનવાર કરવામાં આવે છે.

**પુસ્તકાલય :** વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તક સિવાય 'ઇતર વાચન'ની ટેવ પાડવી, એ હવે શિક્ષણક્રમમાં ફરજિયાત કર્યું છે. એ પહેલાં આ જિલ્લામાં વાચનપ્રચાર સારા પ્રમાણમાં હતો. તેથી માધ્યમિક શાળાઓમાં વિદ્યાર્થીઓ માટે પુસ્તકાલયો રાખવાની પ્રથા ઠીક પ્રમાણમાં ખીલેલી છે. વિદ્યાર્થીઓ પુસ્તકો ઉપરાંત વર્તમાનપત્રો અને સામયિકો પણ વાંચતા થયા છે આ માટે અલગ વાચનાલયો યે જાતાં જાય છે, અને વિદ્યાર્થીઓની કક્ષા પ્રમાણે તેમને માફક આવે તેવાં પસંદ કરેલાં પુસ્તકોના વર્ગવાર સંગ્રહો યોજી તેનો લાભ આપવાની પદ્ધતિ પ્રચારમાં આવતી જાય છે.

**ઉદ્યોગો :** કાંતણ, વણાટ, સુથારકામ, લુહારકામ, દરજીકામ, બાગાયત વગેરે ઉદ્યોગો 'ઇતર પ્રવૃત્તિ' તરીકે શીખવવાની પ્રથાઓ કેટલીક શાળાઓમાં છે. કેટલીક શાળાઓમાં ટાઇપ રાઇટિંગ, અંગ્રેજી નામું, દેશી નામું, વગેરે વિષયોની પરીક્ષાઓ માટે શિક્ષણ આપવાની સગવડો છે.

**સમાજસેવા :** માંદાની સારવાર, સ્મશાનયાત્રામાં જવું, આગ લાગે ત્યારે મદદ કરવી, મેળાઓ, સભાઓ વગેરે પ્રસંગે સેવા આપવી, એવા પ્રકારની સમાજસેવા કરવાની વિદ્યાર્થીઓને તક આપવી એ પણ શિક્ષણનું એક અગત્યનું અંગ ગણાય છે. આ જિલ્લાની શાળાઓમાં આ અંગ પણ સ્થાન પામતું જાય છે. પ્રગતિશીલ શાળાઓમાં આ માટે કાળજીપૂર્વક પ્રણાલીઓ ખીલવવામાં આવી છે. થોડાં વર્ષોથી શરૂ થયેલા 'શ્રમયજ્ઞો'માં પણ આ જિલ્લાની શાળાઓ યથાશક્તિ ફાળો આપે છે.

**સ્કાઉટ અને લશ્કરી તાલીમ** : આ જિલ્લામાં સ્કાઉટ પ્રવૃત્તિ ઝાઝી લોકપ્રિય બની નથી. થોડી શાળાઓમાં જ એ પ્રવૃત્તિ ચાલે છે. પરંતુ સ્વરાજ સ્થપાયા પછી લશ્કરી તાલીમ માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓને આપવાની સરકારે વ્યવસ્થા કરી હતી. પૂનાની લશ્કરી છાવણીમાં સરકારને ખર્ચે ગ્રેજ્યુએટ શિક્ષકને મોકલી ત્રણ માસની લશ્કરી તાલીમ તેને અપાતી. એ રીતે તાલીમ પામેલો શિક્ષક શાળાનાં ધોરણ ૯, ૧૦ અને ૧૧ના વિદ્યાર્થીઓને પસંદ કરી ૩૩ વિદ્યાર્થીઓની એક લશ્કરી ટુકડી રચતો. તે 'નેશનલ કેડેટ કોર (જુનિયર)' કહેવાતી. આ ટુકડીને એ શિક્ષક પ્રાથમિક લશ્કરી તાલીમ આપતો. આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતી ડી. એન. હાઈસ્કૂલમાં આ તાલીમ અપાતી. પણ સને ૧૯૫૩માં ખર્ચની કાપકૂપની દૃષ્ટિએ મુંબઈ સરકારે આ પ્રવૃત્તિ બંધ કરી છે. મધ્યસ્થ સરકાર તરફથી શાળાના ખર્ચે એ પ્રવૃત્તિ ચલાવવાની તૈયારી બતાવાઈ છે. અને ચરોતર એજ્યુકેશન સોસાયટીએ એ રીતે પોતાના ખર્ચે પણ એ પ્રવૃત્તિ ચાલુ રાખવાનું નક્કી કર્યું છે.

**ખાનગી ટ્યુશનો** : શાળાના સમય બહાર વિદ્યાર્થીઓ પાસેથી ખાસ વેતન લઈને તેમને શાળામાં શીખવતા વિષયો શીખવવાની પ્રવૃત્તિ ટ્યુશન કહેવાય છે. આ પ્રવૃત્તિ છેલ્લાં દશ વર્ષમાં ખાસ કરીને શહેરોમાં એટલી વધી હતી કે શિક્ષકો તેમને મળતા પગારથી પણ વધુ કમાણી ટ્યુશનોથી મેળવતા. ખાનગી ટ્યુશનોનું વ્યસન લાગતું. એમને પરીક્ષામાં પાસ કરાવવા શિક્ષકો અનેક પ્રકારની ગેરરીતિઓ વાપરતા. આ બધું અટકે અને જેને જરૂર હોય તેવા વિદ્યાર્થીઓને ટ્યુશનની સગવડ મળે તે માટે સરકારે નિયમો કર્યા છે.

ટ્યુશનો અંગે પહેલો નિયમ એ છે કે શાળાના આચાર્ય ખાનગી ટ્યુશન આપી શકે નહિ. જો કોઈ વિદ્યાર્થીને કોઈ શિક્ષકનું ખાનગી ટ્યુશન રાખવું હોય તો તે માટે આચાર્યની પરવાનગી લેવી પડે છે. રોજના બે કલાક, અને તે દરમ્યાન વધુમાં વધુ પાંચ વિદ્યાર્થીઓને ટ્યુશન આપવાની પરવાનગી આપી શકાય છે. પરવાનગી આપતી વખતે ટ્યુશન આપવાના કલાક, વિદ્યાર્થીઓની સંખ્યા, વેતન, વગેરે વિગતો નક્કી કરીને તેનું એક રજિસ્ટર રાખવું પડે છે અને તે જિલ્લા વિદ્યાધિકારી વાર્ષિક નિરીક્ષણ વખતે તપાસે છે. પાંચથી વધુ વિદ્યાર્થીઓને એકી સાથે ટ્યુશન આપવું એ ટ્યુશન વર્ગ ચલાવ્યો ગણાય છે. આવા વર્ગો ચલાવવાની મનાઈ કરેલી છે.

**કો-ઓપરેટીવ સ્ટોર્સ** : વિદ્યાર્થીઓને સહકારી ધોરણે કામ કરવાની તાલીમ મળે તે માટે કેટલીક શાળાઓમાં વિદ્યાર્થીઓને જરૂરી ચીજોના ખરીદવેચાણ માટે કો-ઓપરેટીવ સ્ટોર ચલાવવામાં આવે છે. નાની નાની રકમોના શેર વડે આવા સ્ટોરનું બંધારણ રચવામાં આવે છે અને તે મારફતે પાઠ્યપુસ્તકો, કાગળ, પેનસિલો વગેરે ખરીદી વિદ્યાર્થીઓને વાજબી ભાવે વેચવામાં આવે છે. વિદ્યાર્થી શાળા છોડે ત્યારે તેણે ખરીદેલા શેરની રકમ તેને પાછી મળે છે. અલબત ઘણી થોડી શાળાઓમાં આ પ્રવૃત્તિ જામેલી છે.

**છાત્રાલયો** : પરિશિષ્ટમાં આપેલા પત્રક ઉપરથી ખ્યાલ આવે છે કે ઘણી શાળાઓમાં બહારગામના વિદ્યાર્થીઓ ભણવા આવે છે. આમાંના ઘણા નજીકના ગામમાંથી પગે ચાલીને શાળામાં જાય છે. આણંદ અને નડિયાદ જેવાં સ્થળોએ કેટલાંક કુટુંબો પોતાનાં બાળકોને અભ્યાસ કરાવવાના હેતુથી જ ઘર માંડીને રહે છે. આ ઉપરાંત કેટલાંક ગામમાં શાળા તરફથી અથવા જુદી જુદી કોમો તરફથી માધ્યમિક શાળાઓનો લાભ લેનાર વિદ્યાર્થીઓને રહેવા જમવા માટે છાત્રાલયો છે. તેમાંનાં કેટલાંક તો જો કે છાત્રોના અભાવે બંધ જ રહે છે. જિલ્લામાં શાળાઓનાં છાત્રાલયોની અંદાજી સંખ્યા વીસેકની છે. તે પૈકી જેટલાની મળી શકી તેટલાની માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. કેટલાંક ગામોમાં સેવાભાવી શિક્ષકો વિદ્યાર્થીઓ માટે અભ્યાસગૃહો ચલાવે છે. એમાં વિદ્યાર્થીઓ પોતાનો શાળા પછીનો સમય ગાળે છે. માત્ર જમવા માટે જ ઘેર જાય છે. આ અભ્યાસગૃહોમાં વિદ્યાર્થીઓને રોજના પાઠો કરવાની, વહેલા ઊઠી નિયમિત જીવન જીવવાની, વ્યાયામ કરવાની વગેરે પ્રકારની તાલીમ આપી શકાય છે.

**પરીક્ષાઓ** : કેટલીક શાળાઓમાં દર અઠવાડિયે અથવા એવા કોઈ ટૂંકા ગાળાને અંતે જે તે વિષયોની પરીક્ષાઓ વિષયશિક્ષકો પોતે લે છે. એમાં મુખ્યત્વે ટૂંકા ગાળામાં શીખવાયેલા શિક્ષણવસ્તુ ઉપરથી કસોટીપત્રો યોજવામાં આવે છે. આ પરીક્ષાઓ શાળા માટે ઐચ્છિક છે–શાળા પોતાના શિક્ષણને વ્યવસ્થિત રાખવા પોતાની મેળે આવી પરીક્ષાઓ યોજે છે. પરંતુ સરકારી નિયમ પ્રમાણે દરેક શાળામાં વર્ષ દરમ્યાન દરેક સત્રમાં એક એમ એકંદર બે વખત પરીક્ષા લેવાય છે. આ તમામ પરીક્ષાઓ શાળા પોતે લે છે. આ પૈકી છેલ્લી પરીક્ષા વાર્ષિક પરીક્ષા કહેવાય છે એના પરીણામ ઉપરથી વિદ્યાર્થીઓને ઉપલા ધોરણમાં ચઢાવાય છે. ધો. ૧૧ માટે આ છેલ્લી પરીક્ષા 'પ્રિલિમિનરી

પરીક્ષા' કહેવાય છે. એસ. એસ. સી. પરીક્ષામાં બેસવાની અરજી કરવાની વિદ્યાર્થીની લાયકાત આ પ્રિલિમિનરી પરીક્ષાના પરિણામ ઉપરથી નક્કી થાય છે. જે વિદ્યાર્થીઓ લાયક ઠરે છે તેમને જ એ અરજીનું છાપેલું ફોર્મ આપવામાં આવે છે. મોટા ભાગની શાળાઓ સંગઠન કરી આ પ્રિલિમિનરી પરીક્ષા માટે સમાન પ્રશ્નપત્રો યોજે છે.

ધો ૧૧નો પ્રિલિમિનરી પરીક્ષાના પરિણામ ઉપરથી અપાતાં 'ફોર્મ' બાબતમાં શાળાના આચાર્યનો નિર્ણય છેવટનો ગણાય છે. તેથી બધી શાળાઓમાં આ અંગે એક સરખું ધોરણ સચવાતું નથી અને જેમને ફોર્મ મળતું નથી તેવા વિદ્યાર્થીઓ ફોર્મ મેળવવા અનેક પ્રકારનાં દબાણ ઊભાં કરે છે. બીજી બાજુ મેટ્રિકનાં અને એસ. એસ. સી. પરીક્ષાનાં પરીણામો ઘણાં કંગાલ આવે છે. આના ઉપાય તરીકે સરકારે સારાં પરિણામ લાવનારી શાળાઓને જ ધોરણે ઠરેલી ગ્રાન્ટ આપવાની અને નબળાં પરિણામવાળી શાળાઓની ગ્રાન્ટમાં કાપ મૂકવાની નીતિ જાહેર કરી છે.

**પાસ થવા માટે મેળવવાના માર્ક : ધો. ૫થી ૧૦ માટે :** દરેક વિષયમાં પાસ થવા માટે વિદ્યાર્થીએ ઓછામાં ઓછા ૩૫ ટકા માર્ક મેળવવા જોઈએ, એવું ધોરણ છે.

**એસ. એસ. સી. પરીક્ષામાં પાસ થવા બાબત :** એસ. એસ. સી પરીક્ષામાં પાસ થવા માટે પણ સામાન્ય રીતે દરેક વિષયમાં ૩૫ ટકા માર્ક મેળવવા જોઈએ એવો નિયમ છે. પરંતુ એ બાબતમાં નીચેના ખાસ નિયમો જાણવા જેવા છેઃ (૧) ઉમેદવાર એક કે બે વિષયોમાં નાપાસ થતો હોય અને બંનેમાં મળીને ૬થી વધુ માર્ક ન ખૂટતા હોય તો તે પૂરા કરવા માટે એના માર્કનો કુલ સરવાળો ૪૦ ઉપરાંત જેટલા ટકા થતો હોય તેટલા માર્ક તેના વિષયોમાં ઉમેરવામાં આવે છે. (૨) ઉપર પ્રમાણે માર્ક ઉમેરી આપવા છતાં ઉમેદવાર નાપાસ થાય, તો પણ જો તેને કોઈ વિષયમાં ૫૦ ટકાથી વધુ માર્ક મળ્યા હોય તો ભવિષ્યમાં જ્યારે તે ફરી પરીક્ષામાં બેસે ત્યારે તે વિષયની પરીક્ષામાંથી એને મુક્તિ (Exemption એક્ઝેમ્પશન) આપવામાં આવે છે. આ મુક્તિનો લાભ લેવાનું ઐચ્છિક છે. (૩) જો કોઈ વિષયમાં ૫૫ ટકા માર્ક મળે તો તે વિષયમાં 'ક્રેડિટ' (માન) અને ૭૦ ટકા મળે તો તે વિષયમાં 'ડિસ્ટિંક્શન' (યશ) આપવામાં આવે છે. એટલે કે પરીક્ષા પાસ કર્યા બાબતના પ્રમાણપત્રમાં એવા શબ્દો વાપરી એ બાબતની નોંધ લખવામાં આવે છે. (૪) એસ. એસ. સી. પરીક્ષા પાસ કરનારને એ પરીક્ષા લેનાર મંડળ (બોર્ડ)ના મંત્રીની સહીવાળું પ્રમાણપત્ર મળે છે. તેમાં પરિણામની ગુણવત્તા ત્રણ ગ્રેડથી નોંધવામાં આવે છે. બધા વિષયોના કુલ માર્કના ૬૦ ટકા માર્ક અથવા ઓછામાં ઓછી પાંચ ક્રેડિટ, અથવા ત્રણ ડિસ્ટિંક્શન મેળવનારને ફર્સ્ટ ગ્રેડ (પ્રથમ વર્ગ) અપાય છે. એ જ ક્રમે લેતાં કુલ માર્કના ૪૫ ટકા અથવા ચાર ક્રેડિટ અથવા બે ડિસ્ટિંક્શન મેળવનારને સેકન્ડ ગ્રેડ (બીજો વર્ગ) અને માત્ર ૩૫થી ૪૪ ટકા માર્ક મેળવનારને થર્ડ ગ્રેડ (ત્રીજો વર્ગ) અપાય છે.

**એસ. એસ. સી. પરીક્ષાનાં કેન્દ્રો અને પરીક્ષા આપનાર વિદ્યાર્થીઓની સંખ્યા :** આ જિલ્લામાં આણંદ, નડિયાદ, પેટલાદ અને કપડવણજ એ ચાર સ્થળોએ એસ. એસ. સી. પરીક્ષાનાં કેન્દ્રો સ્થપાયાં છે. ૧૯૫૩માં પરીક્ષા આપનાર અને તેમાં પાસ થનાર વિદ્યાર્થીઓની વિગત નીચેના પત્રકમાં આપી છે:

## એસ. એસ. સી. પરીક્ષામાં ખેડા જિલ્લાનાં કેન્દ્રોએ બેઠેલા પરીક્ષાર્થીઓની વિગત દર્શાવતું પત્રક, (સને ૧૯૫૩)

| કેન્દ્ર | ૧૯૫૩, માર્ચ | | | | | | ૧૯૫૩, ઓક્ટોબર | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પરીક્ષાર્થીઓ | | | પાસ થનાર | | | પરીક્ષાર્થીઓ | | | પાસ થનાર | | |
| | છોકરાઓ | કન્યાઓ | કુલ | છોકરાઓ | કન્યાઓ | કુલ | છોકરાઓ | કન્યાઓ | કુલ | છોકરાઓ | કન્યાઓ | કુલ |
| નડિયાદ | ૯૮૮ | ૯૦ | ૧૦૭૮ | ૩૩૪ | ૨૨ | ૩૫૬ | ૬૨૫ | ૭૮ | ૭૦૩ | ૯૧ | ૧૧ | ૧૦૨ |
| આણંદ | ૧૨૩૪ | ૯૫ | ૧૩૨૯ | ૪૬૦ | ૩૧ | ૪૯૧ | ૮૦૫ | ૫૭ | ૮૬૨ | ૧૨૦ | ૧૧ | ૧૩૧ |
| પેટલાદ | ૪૭૧ | ૩૦ | ૫૦૧ | ૧૪૨ | ૬ | ૧૪૮ | — | — | — | — | — | — |
| સરવાળો | ૨૬૯૩ | ૨૧૫ | ૨૯૦૮ | ૯૩૬ | ૫૯ | ૯૯૫ | ૧૪૩૦ | ૧૩૫ | ૧૫૬૫ | ૨૧૧ | ૨૨ | ૨૩૩ |

**ઇનામો અને શિષ્યવૃત્તિઓ :** : ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવા, શક્તિશાળી વિદ્યાર્થીઓને ઉત્તેજન આપવા વગેરે હેતુઓ માટે કેટલીક સ્થાનિક માધ્યમિક શાળાઓ પાસે ઇનામો અને શિષ્યવૃત્તિઓ આપવાનાં ટ્રસ્ટ ફંડો છે. મેટ્રિક પાસ થનાર વિદ્યાર્થીઓ પૈકી અમુક વિષયોમાં સૌથી વધુ માર્ક્સ મેળવનાર વિદ્યાર્થીઓને ઇનામો આપવાની પ્રથા આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીએ શરૂ કરી હતી. તે માટે એ સંસ્થા પાસે ટ્રસ્ટ ફંડો છે. એમાંથી હજી પણ એસ એસ. સી. પરીક્ષા પસાર કરનાર વિદ્યાર્થીઓને ઇનામો અપાય છે. મેટ્રિકની પરીક્ષામાં ચરોતરની તમામ શાળાઓ પૈકી જે શાળાનો વિદ્યાર્થી સૌથી વધુ માર્ક્સ મેળવે તે શાળાને ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી એક શિલ્ડ ભેટ આપવામાં આવે છે. એ શિલ્ડ બીજે વર્ષે એવી લાયકાત મેળવનાર બીજી શાળાને મળે છે. એમ એ દર વર્ષે ફરતું રહે છે. અને શિલ્ડ મેળવનાર શાળાનું નામ વર્ષ સાથે શિલ્ડ ઉપર કોતરવામાં આવે છે.

આ ઉપરાત શિક્ષણમાં બીજી રીતે મદદ કરવાના હેતુથી ચરોતર એજ્યુકેશન સોસાયટી પાસે ઘણાં ટ્રસ્ટ ફંડો છે. તેની માહિતી એ સંસ્થામાંથી મળી શકે છે.

નડિયાદની શાળાઓમાંથી એસ. એસ. સી. પરીક્ષામાં સૌથી વધુ માર્ક્સ મેળવનાર બે વિદ્યાર્થીઓને દરેકને રૂા. ૧૦ની ભાઉસાહેબ સ્કોલરશિપ મળે છે. જો નાણાંની સગવડ હોય તો ત્રીજી સ્કોલરશિપ પણ અપાય છે. આ સ્કોલરશિપ કોલેજમાં આગળ અભ્યાસ કરવા માટે જ એક વર્ષ સુધી આપવામાં આવે છે. એને અંગે એક ટ્રસ્ટ ફંડ છે. તેનો વહીવટ સરકારનું કેળવણી ખાતું કરે છે.

એસ. એસ સી. ની પરીક્ષામાં વિવિધ વિષયોમાં સૌથી વધુ માર્ક્સ મેળવનારને ઇનામો તથા શિષ્યવૃત્તિઓ આપવા માટે એસ એસ. સી. પરીક્ષામંડળ પાસે પણ વિવિધ ફંડો છે. તેની વિગત દરેક શાળાના આચાર્ય ઉપર મોકલવામાં આવે છે.

તે ઉપરાંત હોશિયાર અને ઓછા સાધનવાળા વિદ્યાર્થીઓને આગળ અભ્યાસ કરવા માટે સરકાર તરફથી ચાર વર્ષની મુદત સુધી સ્કોલરશિપો આપવાની વ્યવસ્થા છે. તેની માહિતી પણ શાળાના આચાર્યો ઉપર એસ. એસ. સી. પરીક્ષા થતા અગાઉ મોકલી આપવામાં આવે છે. આ છાપેલા ફોર્મ ઉપર ઉમેદવારે કોલેજમાં દાખલ થયા પછી અરજી કરવાની હોય છે. માસિક રૂા. ૨૦ પ્રમાણે આ સ્કોલરશિપો અપાય છે. તે ઉપરાંત વિદ્યાર્થી પછાત વર્ગનો હોય તો શિક્ષણફી તથા ચોપડીઓ માટે પણ રકમો અપાય છે

**સંસ્કૃત પાઠશાળાઓ :** : કાશી અને કલકત્તામાં સંસ્કૃત સાહિત્ય અને શાસ્ત્રોની પરીક્ષાઓ લેવાય છે. એ પ્રકારનું શાસ્ત્રજ્ઞાન આપવા માટે આ જિલ્લામાં ૬ પાઠશાળાઓ ચાલે છે. તે પૈકી પેટલાદ, નડિયાદ અને ડાકોરની પાઠશાળાઓ ઉપર જણાવેલી પરીક્ષાઓ માટે શિક્ષણ આપે છે. જિલ્લા વિદ્યાધિકારી એ સંસ્થાઓના વહીવટ ઉપર દેખરેખ રાખે છે. એ ત્રણ સંસ્થાઓ સરકારી ગ્રાંટ લેતી નથી. પરંતુ બાકીની નીચે જણાવેલી પાઠશાળાઓ સરકારી ગ્રાંટ લે છે : (૧) ખડાયતા સંસ્કૃત પાઠશાળા, નડિયાદ, (૨) મોઢ મિત્ર સંસ્કૃત પાઠશાળા, નડિયાદ, (૩) વેદ સંસ્કૃત પાઠશાળા, ચકલાશી. આ બધી પાઠશાળાઓ પૈકી કેટલીક સાથે છાત્રાલયો પણ છે.

**ધંધાર્થી માર્ગદર્શન :** : વિદ્યાર્થીઓ કયો ધંધો પસંદ કરવો, ધંધાની દૃષ્ટિએ અભ્યાસક્રમમાંથી કયા વિષયો પસંદ કરવા એ બાબતમાં માનસશાસ્ત્રની મદદથી માર્ગદર્શન આપવાની શાસ્ત્રીય પદ્ધતિ યુરોપમાં ખીલી છે. તેનો લાભ આપવા માટે મુંબઈ સરકારે એક સ્વતંત્ર ખાતું ખોલ્યું છે. એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. આ પ્રવૃત્તિનો લાભ લેવાનું આ જિલ્લામાં હજી શરૂ થયું નથી. માત્ર કેટલીક શાળાઓમાં આ અંગે વિદ્યાર્થીઓને થોડી માહિતી આપવામાં આવે છે. પરંતુ એ ખાતા સાથે પત્રવ્યવહાર કરવાથી અથવા રૂબરૂ જઈ મળવાથી ઘણી ઉપયોગી માહિતી મળી શકે છે.

**ઔદ્યોગિક શિક્ષણ સંસ્થાઓ :** : એસ. એસ. સી. પછી ઉદ્યોગ ધંધાનું શિક્ષણ લેવા માટે મુંબઈ રાજ્યમાં કેટલીક સંસ્થાઓ નીકળી છે. ખેડા જિલ્લામાં વિદ્યાનગર ખાતે બિરલા એંજીનિયરિંગ કોલેજમાં સિવિલ, મિકેનિકલ અને ઇલેક્ટ્રિક એંજિનિયરિંગના ડિપ્લોમાના અભ્યાસક્રમની પૂરતી જોગવાઈ છે. એ અંગેની વધુ માહિતી એ કોલેજમાંથી મળી શકે.

**એપ્રેન્ટિસ યોજના :** : ૧૬થી ૨૦ વર્ષની ઉમરના માધ્યમિક શાળામાં થોડુંઘણું ભણેલા વિદ્યાર્થીઓ ઉદ્યોગોનું શિક્ષણ લઈ શકે એવી યોજના સરકારે થોડાં વર્ષોથી શરૂ કરી છે. તેમાં દાખલ થનાર વિદ્યાર્થીને માસિક રૂા. ૧૫થી ૩૦ સુધી પગાર મળી શકે છે. પછાત વર્ગના વિદ્યાર્થી

રૂા ૨૫ શિષ્યવૃત્તિ આપવામાં આવે છે આવા વિદ્યાર્થીઓએ થોડો વખત ઔદ્યોગિક શાળામાં શિક્ષણ લેવાનું અને બાકીનો સમય કારખાનામાં કે મિલમાં કામ કરવાનું હોય છે અમદાવાદમાં આવેલી આર સી ટેકિનકલ ઈન્સ્ટિટ્યુટ અને મુંબઈની વિક્ટોરિયા જ્યુબિલી ટેક્નિકલ ઈન્સ્ટિટ્યુટમાં આ યોજના પ્રમાણે શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવી છે તેમાં મિકેનિકલ એન્જિનિયરિંગ, મિલનું કાંતણ અને વણાટકામ, ડાઈંગ અને બ્લીચિંગ, છાપકામ, દીવાસળી બનાવવી વગેરે ઉદ્યોગોની તાલીમ અપાય છે નીચેના સરનામે પત્રવ્યવહાર કરવાથી આ અંગે વધુ માહિતિ મળી શકે છે —

જોઈન્ટ ટેકિનકલ ડિરેક્ટર, ગવર્નમેન્ટ ઑફ મુંબઈ

c/o એલ્ફિન્સ્ટન ટેક્નિકલ સ્કૂલ,

ક્રૂકશેન્ક રોડ, મુંબઈ ૧

પત્રવ્યવહાર માટે ચાર આનાની ટિકિટો બીડવી પડે છે

આધાર. (૧) ખેડા જિલ્લાના વિદ્યાધિકારીની કચેરીમાંથી મળેલી માહિતી (૨) સરકારી ગ્રાન્ટ ઈન–એઈડ કોડ (૩) ધાટેપત્લીકરનો રિપોર્ટ (૪) એસ એસ સી પરીક્ષાના નિયમો, ૧૯૫૦ (૫) જિલ્લાની માધ્યમિક શાળાઓ તરફથી મળેલી માહિતી (૬) દા ન હાઈસ્કૂલ આણંદના આચાર્ય શ્રી ઈશ્વરભાઈ જેઠાભાઈ પટેલે આપેલી માહિતી વગેરે

# ૪૬

## પરિશિષ્ટ

## ખેડા જિલ્લાની માધ્યમિક શાળાઓની યાદી (૧૯૫૧–૫૩)

**સમજૂતી** આ યાદી મુખ્યત્વે ૧૬મી જુલાઈ ૧૯૫૩ના સરકારી ગેઝેટમા પ્રગટ થયેલી માધ્યમિક શાળાઓની યાદી અને આ પુસ્તક માટે જિલ્લાની માધ્યમિક શાળાઓમાથી મળેલી માહિતીને આધારે તયાર કરી છે આ શાળાઓની માહિતી ઇ સ ૧૯૫૧ પરથી ૧૯૫૩–૫૪ સુધીના ગાળામા ક્રમે ક્રમે મળેલી છે તેથી વિદ્યાર્થીઓની સંખ્યાના આકડા એ ગાળાના છે કોઈ અમુક વર્ષના નથી કોઈ કોઈ શાળાના આકડા મળ્યા પણ નથી છતા એ આકડા એકદર સંખ્યાનો અદાજ ખ્યાલ આપે છે

આ યાદીમા કન્યાઓ માટેની માધ્યમિક શાળાઓ તથા ઔદ્યોગિક માધ્યમિક શાળાઓ જાડા અક્ષરે છાપી છે તે ઉપરાંત આમા જ્યા * આની નિશાની આપી છે એ શાળા કે ગામમા છાત્રાલય છે એમ સમજવુ જો કે છાત્રોને અભાવે કેટલાક છાત્રાલયો બધ રહે છે વળી આથી વધુ શાળાઓને કે ગામોને છાત્રાલયો હોવાનો સભવ છે પરતુ ચોક્કસ માહિતી નહિ મળવાથી એ દર્શાવ્યા નથી યાદી પાછળના પાના પર આપી છે

| ક્રમાંક | ગામ | શાળાનું નામ | સંચાલક |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| **ખંભાત તાલુકો** | | | |
| ૧ | ખંભાત | * ખંભાત હાઈસ્કૂલ | ખંભાત કેળવણી મંડળ |
| ૨ | ખંભાત | મદ્રેસા તૈયબીયા મિડલ સ્કૂલ | મં ત કમિટી |
| ૩ | ખંભાત | ખંભાત મિડલ સ્કૂલ | ખંભાત કેળવણી મંડળ |
| ૪ | ખંભાત | ખંભાત એજ્યુકેશન સાર્વજનિક સોસાયટી ગર્લ્સ મિડલ સ્કૂલ | કેળવણી મંડળ |
| ૫ | તારાપુર | તારાપુર ઇંગ્લિશ સ્કૂલ | સરકાર |
| ૬ | કાણિસા | એ વી સ્કૂલ | કેળવણી મંડળ |
| ૭ | જલસણ | શ્રી જલસણ એ વી સ્કૂલ | જલસણ કેળવણી મંડળ |
| **બોરસદ તાલુકો** | | | |
| ૧ | બોરસદ | * ઇ એમ હાઈસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૨ | ભાદરણ | ટી બી હાઇસ્કૂલ | સરકાર |
| ૩ | ભાદરણ | કન્યા વિદ્યાલય | પ્રગતિ મંડળ |
| ૪ | વીરસદ | વસનદાસ હાઈસ્કૂલ | વીરસદ કેળવણી મંડળ |
| ૫ | આકલાવ | હાઈસ્કૂલ | માધ્યમિક કેળવણી મંડળ |
| ૬ | ઝારોળા | એ વી સ્કૂલ | કેળવણી મંડળ |
| ૭ | કાવીઠા | એ વી સ્કૂલ | એ વી સ્કૂલ મંડળ |
| ૮ | રાસ | એ વી સ્કૂલ | કેળવણી મંડળ, |
| **પેટલાદ તાલુકો** | | | |
| ૧ | પેટલાદ | એન કે હાઇસ્કૂલ | સરકાર |
| ૨ | પેટલાદ | ન્યુ એજ્યુકેશન હાઈસ્કૂલ | માલિકી |
| ૩ | પેટલાદ | રૂક્ષ્મણિબાઇ હાઇસ્કૂલ | બોર્ડ ઑફ સ્કૂલ |
| ૪ | સોજિત્રા | * એમ એમ હાઇસ્કૂલ | સરકાર |
| ૫ | સોજિત્રા | એ વી સ્કૂલ | સ્કૂલ ટીચર્સ સોસાયટી |
| ૬ | ધર્મજ | વી એન હાઇસ્કૂલ | કેળવણી મંડળ |
| ૭ | નાર | નાર હાઇસ્કૂલ | કેળવણી મંડળ |
| ૮ | સુણાવ | વી બી હાઈસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૯ | ચાંગા | બી એ પટેલ હાઇસ્કૂલ | કેળવણી મંડળ |
| ૧૦ | મહેળાવ | શારદા મંદિર | કેળવણી મંડળ |
| ૧૧ | પીપળાવ | એ વી સ્કૂલ | સ્કૂલ કમિટી |
| ૧૨ | ગાડા | એ વી સ્કૂલ | પ્રગતિ મંડળ |
| ૧૩ | ડભોઉ | એ વી સ્કૂલ | કેળવણી મંડળ |
| ૧૪ | મલાતજ | એ વી સ્કૂલ | કેળવણી મંડળ |
| ૧૫ | રામોલ | એ વી સ્કૂલ | કેળવણી મંડળ |
| **આણંદ તાલુકો** | | | |
| ૧ | આણંદ | * ડિ એન હાઇસ્કૂલ | ચરોતર એજ્યુકેશન સોસાયટી |
| ૨ | આણંદ | કસ્તુરબા કન્યાવિદ્યાલય | ચરોતર એજ્યુકેશન સોસાયટી |
| ૩ | આણંદ | * શારદા હાઇસ્કૂલ | બોર્ડ ઓફ ડિરેક્ટર્સ, શારદા હાઈસ્કૂલ લિ૰ |

| શીખવાતાં ધોરણો | વિદ્યાર્થીઓની સંખ્યા: છોકરાઓ: ગામના | બહાર ગામના | કુલ | કન્યાઓ: ગામની | બહાર ગામની | કુલ | ભણનારની એંકદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૮-૧૧ | ૪૮૯ | ૭૮ | ૫૬૭ | ૮૭ | — | ૮૭ | ૬૫૪ |
| ૫—૮ | ૫૨ | — | ૫૨ | ૪૮ | — | ૪૮ | ૧૦૦ |
| ૫—૮ | ૪૨૨ | ૭૫ | ૪૯૭ | ૨૭ | — | ૨૭ | ૫૨૪ |
| ૫—૭ | — | — | — | — | — | — | — |
| ૬-૧૦ | ૧૩૦ | ૩૦ | ૧૬૦ | ૨૪ | — | ૨૪ | ૧૮૪ |
| ૫-૧૧ | ૪૭ | ૧૮૩ | ૨૩૦ | ૧૦ | — | ૧૦ | ૨૪૦ |
| ૫—૯ | ૬૫ | ૮૮ | ૧૫૩ | ૫ | — | ૫ | ૧૫૮ |
| ૫-૧૧ | ૭૦૦ | ૩૫૪ | ૧૦૫૪ | ૭૫ | — | ૭૫ | ૧૧૨૯ |
| ૭-૧૧ | ૩૦૦ | ૬૦ | ૩૬૦ | ૩૦ | — | ૩૦ | ૩૯૦ |
| ૫-૧૦ | — | — | — | ૧૫૪ | — | ૧૫૪ | ૧૫૪ |
| ૫-૧૧ | ૨૫૫ | ૮૦ | ૩૩૫ | ૭૧ | — | ૭૧ | ૪૦૬ |
| ૫-૧૧ | ૧૯૩ | ૧૦૭ | ૩૦૦ | ૧૫ | — | ૧૫ | ૩૧૫ |
| ૭—૯ | ૫૨ | ૨૫ | ૭૭ | ૧૮ | — | ૧૮ | ૯૫ |
| ૭—૯ | ૧૦૦ | ૫૦ | ૧૫૦ | ૭ | ૧ | ૮ | ૧૫૮ |
| ૭—૮ | ૧૮ | ૨૭ | ૪૫ | — | — | — | ૪૫ |
| ૭-૧૧ | ૩૦૦ | ૭૪ | ૩૭૪ | ૨૮ | — | ૨૮ | ૪૦૨ |
| ૬-૧૧ | — | — | ૪૫૨ | ૮૮ | -- | ૮૮ | ૫૪૦ |
| ૭—૯ | — | — | — | — | — | — | — |
| ૭-૧૧ | ૩૬૫ | ૫૪ | ૪૧૯ | ૫૩ | — | ૫૩ | ૪૭૨ |
| ૫-૧૦ | ૧૫૦ | ૭૫ | ૨૨૫ | ૫૦ | -- | ૫૦ | ૨૭૫ |
| ૬-૧૧ | ૩૪૭ | ૭૪ | ૪૨૧ | ૧૧૭ | — | ૧૧૭ | ૫૩૮ |
| ૭-૧૧ | ૩૬૯ | ૪૩ | ૪૧૨ | ૫૧ | — | ૫૧ | ૪૬૩ |
| ૫-૧૧ | ૨૨૭ | ૧૯૪ | ૪૨૧ | ૧૦૦ | — | ૧૦૦ | ૫૨૧ |
| ૫-૧૧ | ૧૫૩ | ૧૫૦ | ૩૦૩ | ૪૬ | — | ૪૬ | ૩૪૯ |
| ૬-૧૧ | ૧૭૫ | ૬૫ | ૨૪૦ | ૧૦ | ૧૭ | ૨૭ | ૨૬૭ |
| ૫—૯ | ૧૦૯ | ૩૬ | ૧૪૫ | ૧૧ | ૭ | ૧૮ | ૧૬૩ |
| ૬—૮ | ૩૫ | — | ૩૫ | ૧૩ | -- | ૧૩ | ૪૮ |
| ૭—૯ | ૪૦ | ૩૦ | ૭૦ | ૧૦ | — | ૧૦ | ૮૦ |
| ૫—૭ | ૪૫ | ૩ | ૪૮ | ૮ | — | ૮ | ૫૬ |
| ૮ | ૨૯ | — | ૨૯ | — | — | — | ૨૯ |
| ૫-૧૧ | ૪૫૮ | ૨૫૦ | ૭૦૮ | ૨૯ | — | ૨૯ | ૭૩૭ |
| ૫—૯ | — | — | — | ૨૦૯ | — | ૨૦૯ | ૨૦૯ |
| ૫-૧૧ | ૪૫૬ | ૨૩૪ | ૬૯૦ | ૧૨૭ | ૧ | ૧૨૮ | ૮૧૮ |

| ક્રમાંક | ગામ | શાળાનું નામ | સંચાલન |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૪. | આણંદ | * પાયોનિયર હાઇસ્કૂલ | આણંદ કેળવણી મંડળ |
| ૫ | આણંદ | ઈસ્માઈલ ગફૂરભાઈ કપુરવાલા હાઈસ્કૂલ ઓફ કોમર્સ | ચ. સુ. એજ્યુકેશન ટ્રસ્ટ |
| ૬. | આણંદ | * સેન્ટ ઝેવિયર્સ હાઇસ્કૂલ | જિસસ સોસાયટી |
| ૭. | વલ્લભવિદ્યાનગર | * સી. જે. શારદા મંદિર અને ટેકનિકલ હાઈસ્કૂલ | ચારુતર વિદ્યામંડળ |
| ૮. | કરમસદ | સરદાર વલ્લભભાઈ પટેલ હાઇસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૯. | ઉમરેઠ | ન્યુબિલી ઈન્સ્ટિટયુટ | ન્યુબિલી ઇન્સ્ટિટયુટ બોર્ડ |
| ૧૦. | ઉમરેઠ | એચ. એમ. દવે હાઇસ્કૂલ | ઉમરેઠ એજ્યુકેશન સોસાયટી |
| ૧૧. | ઉમરેઠ | ગર્લ્સ ઇન્સ્ટિટયુટ | ન્યુબિલી ઈન્સ્ટિટયુટ બોર્ડ |
| ૧૨. | ઓડ | સરદાર પટેલ વિનય મંદિર | ઓડ કેળવણી મંડળ |
| ૧૩. | બાલેજ | બાલેજ હાઇસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૧૪. | નાપાડ | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ | નાપાડ તલપદ કેળવણી મંડળ |
| ૧૫. | સારસા | મોતીભાઇ વેણીભાઇ સાર્વજનિક હાઇસ્કૂલ | સારસા સાર્વજનિક કેળવણી મંડળ ફંડ |
| ૧૬. | વાસદ | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૧૭. | નાવલી | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ | મિત્ર મંડળ, નાવલી |
| ૧૮. | વડોદ | સેકંડરી ઇંગ્લિશ સાર્વજનિક સ્કૂલ | મેનેજિંગ કમિટિ |
| ૧૯. | બોરિયાવી | સરદાર પટેલ ઇંગ્લિશ સ્કૂલ | બોરિયાવી કેળવણી મંડળ |
| ૨૦. | ચીખોદરા | એમ. એમ એન્ડ સન્સ ઇંગ્લિશ સ્કૂલ | માલિકી |
| ૨૧. | ખંભોળજ | ઇંગ્લિશ સ્કૂલ | કેળવણી મંડળ, ખંભોળજ |
| ૨૨. | મોગરી | ઇંગ્લિશ સ્કૂલ | મોગરી કેળવણી મંડળ |
| **નડિયાદ તાલુકો** | | | |
| ૧. | નડિયાદ | * ગર્વમેન્ટ હાઇસ્કૂલ | સરકાર |
| ૨. | નડિયાદ | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ | માલિકી |
| ૩. | નડિયાદ | શ્રી સરસ્વતી હાઈસ્કૂલ | માલિકી |
| ૪. | નડિયાદ | સિટી હાઇસ્કૂલ | માલિકી |
| ૫. | નડિયાદ | બાસુદીવાળા પબ્લિક હાઈસ્કૂલ | ખેડા જિલ્લા કેળવણી મંડળ |
| ૬. | નડિયાદ | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ ફોર ગર્લ્સ | માલિકી |
| ૭. | નડિયાદ | વિઠ્ઠલ કન્યાવિદ્યાલય | વિ. ક. કેળવણી મંડળ |
| ૮. | વસો | * એ. જે. હાઇસ્કુલ | વસો કેળવણી મંડળ |
| ૯. | ઉત્તરસંડા | ભારત હાઈસ્કૂલ | ભારત હાઇસ્કૂલ કેળવણી મંડળ |
| ૧૦. | નરસંડા | બી. એમ પટેલ હાઈસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૧૧. | મહુધા | મહુધા કેળવણી મંડળ હાઇસ્કૂલ | મહુધા કેળવણી મંડળ |
| ૧૨. | પીજ | મહાત્મા ગાંધી વિનય મંદિર | શાળા સમિતિ |
| ૧૩. | ચકલાસી | હાઈસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૧૪. | પલાણા | એ. વી. સ્કૂલ | કેળવણી મંડળ, પલાણા |
| **માતર તાલુકો** | | | |
| ૧. | માતર | શ્રી સર્વોદય વિનય મંદિર | માતર કેળવણી મંડળ |

| શીખવાતા ધોરણો | વિદ્યાર્થીઓની સંખ્યા | | | | | | ભણનારની એકંદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | છોકરાઓ | | | કન્યાઓ | | | |
| | ગામના | બહારગામના | કુલ | ગામની | બહારગામની | કુલ | |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૫-૧૧ | ૨૦૪ | ૧૧૦ | ૩૧૪ | ૪૦ | — | ૪૦ | ૩૫૪ |
| ૫-૧૧ | ૧૧૨ | ૪૫ | ૧૫૭ | — | — | — | ૧૫૭ |
| ૫-૧૧ | ૧૬૦ | ૨૦૦ | ૩૬૦ | ૪ | — | ૪ | ૩૬૪ |
| ૫-૧૧ | ૫૦ | ૨૩૫ | ૨૮૫ | ૩૩ | ૨૦ | ૫૩ | ૩૩૮ |
| ૫-૧૧ | ૪૩૦ | ૧૪૦ | ૫૭૦ | ૧૩૭ | — | ૧૩૭ | ૭૦૭ |
| ૫-૧૧ | ૫૮૮ | ૧૭૯ | ૭૬૭ | ૧૬૬ | — | ૧૬૬ | ૯૩૩ |
| ૫-૧૧ | ૩૬૨ | ૮૦ | ૪૪૨ | ૬૦ | — | ૬૦ | ૫૦૨ |
| ૮-૧૦ | — | — | — | — | — | — | — |
| ૫-૧૧ | ૪૩૪ | ૬૦ | ૪૯૪ | ૭૨ | — | ૭૨ | ૫૬૬ |
| ૫-૧૧ | ૧૫૭ | ૧૭૯ | ૩૩૬ | ૧૮ | — | ૧૮ | ૩૫૪ |
| ૫-૧૧ | ૧૩૩ | ૩૦ | ૧૬૩ | ૨૬ | — | ૨૬ | ૧૮૯ |
| ૫-૧૧ | ૨૨૩ | ૬૮ | ૨૯૧ | — | — | — | ૨૯૧ |
| ૫-૧૧ | ૧૭૦ | ૬૫ | ૨૩૫ | ૧૬ | — | ૧૬ | ૨૫૧ |
| ૫—૯ | ૯૭ | ૫૩ | ૧૫૦ | ૨ | — | ૨ | ૧૫૨ |
| ૫—૯ | ૭૮ | ૨૧ | ૯૯ | ૨ | — | ૨ | ૧૦૧ |
| ૮—૯ | ૪૩ | ૧૭ | ૬૦ | — | — | — | ૬૦ |
| ૬—૮ | ૮૬ | ૩૬ | ૧૨૨ | ૩ | ૪ | ૭ | ૧૨૯ |
| ૫—૮ | ૮૩ | ૧૦ | ૯૩ | ૨૩ | ૧ | ૨૪ | ૧૧૭ |
| ૬—૭ | ૨૪ | ૨ | ૨૬ | ૫ | ૨ | ૭ | ૩૩ |
| ૮-૧૧ | ૧૮૦ | — | ૧૮૦ | ૪૦ | — | ૪૦ | ૨૨૦ |
| ૫-૧૧ | ૯૪૨ | ૧૫૦ | ૧૦૯૨ | — | — | — | ૧૦૯૨ |
| ૫-૧૧ | ૩૨૦ | ૫૦ | ૩૭૦ | ૨૪ | — | ૨૪ | ૩૯૪ |
| ૫-૧૧ | ૨૫૩ | ૪૦ | ૨૯૩ | ૩૨ | — | ૩૨ | ૩૨૫ |
| ૫-૧૧ | ૩૬૭ | ૫૫ | ૪૨૨ | ૬૨ | — | ૬૨ | ૪૮૪ |
| ૫-૧૧ | — | — | — | ૪૬૨ | ૮ | ૪૭૦ | [illegible] |
| ૫-૧૧ | — | — | — | ૧૪ | ૧૨૬ | ૧૪૦ | [illegible] |
| ૫-૧૧ | ૩૪૭ | ૧૦૦ | ૪૪૭ | ૮૯ | — | ૮૯ | [illegible] |
| ૫-૧૧ | ૨૫૦ | ૧૦૦ | ૩૫૦ | ૮૦ | — | ૮૦ | [illegible] |
| ૫-૧૧ | ૧૨૫ | ૮૦ | ૨૦૫ | ૨૫ | — | ૨૫ | [illegible] |
| ૬-૧૧ | ૧૯૪ | ૧૫૦ | ૩૪૪ | ૩૮ | — | ૩૮ | [illegible] |
| ૬-૧૧ | ૧૯૦ | ૩૦ | ૨૨૦ | ૩૦ | — | [illegible] | [illegible] |
| ૫—૯ | ૧૫૦ | ૨૫ | ૧૭૫ | ૧૧ | [illegible] | [illegible] | [illegible] |
| ૭—૮ | ૮૭ | ૧૫ | ૧૦૨ | | | | |
| ૭-૧૧ | ૭૩ | ૫૨ | ૧૨૫ | | | | |

| ક્રમાંક | ગામ | શાળાનું નામ | સંચાલક |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |
| ૨. | લિંબાસી | * નવચેતન વિદ્યાલય | સ્કૂલ કમિટી |
| ૩. | અર્લીંદ્રા | એ. વી. સ્કૂલ | સ્કૂલ કમિટી |
| ૪. | ખાંધલી | એ. વી. સ્કૂલ | ઇન્ગ્લિશ સ્કૂલ કમિટી |
| **મહેમદાવાદ તાલુકો** | | | |
| ૧. | મહેમદાવાદ | શેઠ જે. એચ. સોનાવાલા હાઇસ્કૂલ | ખેડા હાઇસ્કૂલ બોર્ડ મહેમદાવાદ મ્યુનિ. |
| ૨. | ખેડા | એડવર્ડ મેમોરિયલ હાઇસ્કૂલ | મેનેજમન્ટ બોર્ડ |
| ૩. | મહિજ | શ્રી સરસ્વતીમંદિર | મેનેજિંગ કમિટી |
| ૪. | હળદરવાસ | * પ્રેમધર્મ મિડલ સ્કૂલ | વિદ્યોત્તેજક મંડળ |
| ૫. | કનીજ | એ. વી. સ્કૂલ | કેળવણી મંડળ |
| **કપડવણજ તાલુકો** | | | |
| ૧. | કપડવણજ | મ્યુનિસિપલ હાઇસ્કૂલ | કપડવણજ મ્યુનિસિપાલિટી |
| ૨. | કપડવણજ | * શ્રી સી. એન. વિદ્યાલય | કેળવણી મંડળ |
| ૩. | કપડવણજ | * પી. એન. ટેક્નિકલ હાઇસ્કૂલ | કેળવણી મંડળ |
| ૪. | કઠલાલ | * શેઠ એમ. આર. હાઈસ્કૂલ | વકીલ કે. એમ. કેળવણી મંડળ |
| ૫. | લસુંદ્રા | ઇંગ્લિશ સ્કૂલ | કેળવણી મંડળ |
| ૬. | આતરસુંબા | શ્રી આતરસુંબા વિદ્યાલય | આતરસુંબા કેળવણી મંડળ |
| **ઠાસરા તાલુકો** | | | |
| ૧. | ઠાસરા | જે. એમ દેસાઈ હાઇસ્કૂલ | મેનેજિંગ કમિટી |
| ૨. | ડાકોર | * સંસ્થાન હાઈસ્કૂલ | રણછોડરાયજી કેળવણી મંડળ |
| **વાડાશિનોર તાલુકો** | | | |
| ૧. | વાડાશિનોર | કોરોનેશન હાઇસ્કૂલ | કેળવણી મંડળ, વાડાશિનોર |
| ૨. | વીરપુર | મિડલ સ્કૂલ | સરકાર |

# ૪૭

# માધ્યમિક શિક્ષણ—૨

**શિક્ષકો : લાયકાત :** મેટ્રિક, એસ. એસ. સી. અને તેથી આગળની યુનિવર્સિટીની પરીક્ષાઓ પાસ કરનાર અંડર-ગ્રેજ્યુએટ, ગ્રેજ્યુએટ કે ડબલ ગ્રેજ્યુએટ માધ્યમિક શાળાનો શિક્ષક થવાને લાયક ગણાય છે. પ્રાથમિક શાળાના 'ટ્રેઈન્ડ' શિક્ષકોને પણ માધ્યમિક શાળામાં રોકી શકાય છે.

શિક્ષણ આપવું, એ એક શાસ્ત્રીય પ્રવૃત્તિ છે, એમ હવે સર્વમાન્ય ગણાય છે. તેથી દરેક શિક્ષકે શિક્ષણશાસ્ત્રની કંઇક ને કંઇક તાલીમ લેવી પડે છે તે માટે હવે મુંબઈ રાજ્યમાં સગવડો પણ વધી છે. ગ્રેજ્યુએટ શિક્ષકોને એક વર્ષ શિક્ષણશાસ્ત્રની તાલીમ આપી બી. ટી.ની ડિગ્રી આપવામાં આવે છે. એ ડિગ્રી લીધા પછી એમ. ઈ. ડી., પી. એચ. ડી. એવી વધુ લાયકાત સૂચવતી ડિગ્રીઓ પણ મુંબઈ

| શીખવતાં ધોરણો | વિદ્યાર્થીઓની સંખ્યા | | | | | | ભણનારની એકંદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | છોકરાઓ | | | કન્યાઓ | | | |
| — | ગામના | બહારગામના | કુલ | ગામની | બહારગામની | કુલ | |
| ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૫-૧૧ | ૬૫ | ૧૨૫ | ૧૯૦ | ૨૫ | — | ૨૫ | ૨૧૫ |
| ૬-૧૦ | ૬૦ | ૫૦ | ૧૧૦ | ૧૫ | — | ૧૫ | ૧૨૫ |
| ૭—૮ | ૧૫ | ૧૫ | ૩૦ | ૫ | — | ૫ | ૩૫ |
| ૫-૧૧ | ૨૬૧ | ૯૧ | ૩૫૨ | ૫૮ | — | ૫૮ | ૪૧૦ |
| ૫-૧૧ | ૨૭૫ | ૫૭ | ૩૩૨ | ૬૫ | ૧ | ૬૬ | ૩૯૮ |
| ૫—૯ | ૬૦ | ૩૫ | ૯૫ | ૧૭ | — | ૧૭ | ૧૧૨ |
| ૫—૯ | ૫૮ | ૭૦ | ૧૨૮ | — | — | — | ૧૨૮ |
| ૫—૮ | ૧૦૫ | ૩૦ | ૧૩૫ | ૨૨ | — | ૨૨ | ૧૫૭ |
| ૫-૧૧ | ૪૧૯ | ૮૫ | ૫૦૪ | ૧૧૨ | — | ૧૧૨ | ૬૧૬ |
| ૫-૧૧ | ૩૬૦ | ૫૭ | ૪૧૭ | ૯૦ | — | ૯૦ | ૫૦૭ |
| ૮-૧૧ | ૧૨૫ | ૩૫ | ૧૬૦ | ૧ | — | ૧ | ૧૬૧ |
| ૫-૧૧ | ૨૮૧ | ૨૪૨ | ૫૨૩ | ૨૯ | — | ૨૯ | ૫૫૨ |
| ૬—૯ | ૩૮ | ૩૧ | ૬૯ | — | ૧ | ૧ | ૭૦ |
| ૮-૧૦ | ૪૦ | ૩૮ | ૭૮ | ૪ | — | ૪ | ૮૨ |
| ૫-૧૧ | ૨૦૦ | ૭૪ | ૨૭૪ | ૨૮ | — | ૨૮ | ૩૦૨ |
| ૫-૧૧ | ૩૪૬ | ૧૮૭ | ૫૩૩ | ૪૩ | ૩ | ૪૬ | ૫૭૯ |
| ૫-૧૧ | ૩૧૦ | ૮૨ | ૩૯૨ | ૬૩ | ૩ | ૬૬ | ૪૫૮ |
| ૭—૯ | ૪૨ | ૧૫ | ૫૭ | ૧ | — | ૧ | ૫૮ |
| | | | ૨૨૬૪૦ | | | ૩૮૨૬ | ૨૬૪૬૬ |

રાજ્યની યુનિવર્સિટીઓમાં મળી શકે છે. મેટ્રિક અને અંડર ગ્રેન્યુએટ શિક્ષકો ટી ડી. નામનો ડિપ્લોમા મેળવી શકે છે. તે માટે કૉલેજમાં એક વર્ષ જવું પડે છે. એસ. ટી. સી. નો ડિપ્લોમા નોકરી કરતાં કરતાં ગમે તે શિક્ષક મેળવી શકે છે. કેટલાક શિક્ષકો ઇંગ્લેંડ અને અમેરિકા જઈને પણ શિક્ષણશાસ્ત્રની પદવીઓ લઈ આવે છે.

સામાન્ય રીતે માધ્યમિક શાળાનાં નીચલાં ધોરણોમાં અંડર ગ્રેન્યુએટ અને ઉપલાં ધોરણોમાં ગ્રેન્યુએટ શિક્ષકો રોકાય છે. કોઈ પણ શિક્ષકને શિક્ષણશાસ્ત્રની તાલીમ પૂરી કર્યા વિના નોકરીમાં કાયમ કરવો નહિ એવો સરકારે નિયમ કર્યો છે. તેથી તાલીમ પામેલા શિક્ષકો ઝડપથી વધી રહ્યા છે. તો પણ તાલીમ નહિ પામેલા શિક્ષકો હજી મોટી સંખ્યામાં છે અને શાળાના વહીવટમાં શાસ્ત્રીય દષ્ટિ તેમજ શાસ્ત્રીય સિદ્ધાંતોનો આગ્રહ હજી જોઈએ તેટલાં કાયમ થયાં નથી.

ખેડા જિલ્લામાં આવેલી માધ્યમિક શાળાઓમાં નોકરી કરતા શિક્ષકોની સંખ્યા અંદાજે એક હજાર જેટલી છે.

**મકાનો :** આ જિલ્લામાં મોટા ભાગની માધ્યમિક શાળાઓ સ્થાનિક લોકોએ કેળવણી મંડળો રચીને સાર્વજનિક હિતની દષ્ટિએ સ્થાપેલી છે. તેથી ઘણીખરી મોટી હાઈસ્કૂલોને

અદ્યતન સગવડોવાળાં ભવ્ય મકાનો છે. નાની મિડલ સ્કૂલોને પણ કેટલેક સ્થળે પૂરતી સગવડોવાળાં મકાનો છે. આ બધાં મકાનો લોકોની સખાવતથી બંધાયાં છે. જ્યાં નવાં મકાનો બાંધી શકાયાં નથી ત્યાં ગામની ધર્મશાળા કે એવા કોઈ અનુકૂળ મકાનમાં આ શાળાઓ બેસે છે, તો પણ કેટલીક શાળાઓ મકાનની બાબતમાં અગવડ વેઠે છે. નડિયાદ જેવા શહેરમાં આ અગવડ ખાસ અનુભવાય છે. વિદ્યાર્થી દીઠ ૧૦ ચોરસ ફીટ જગા મળે એવા માપના ખંડોમાં વર્ગો ભરવા જોઈએ અને ગરમીના વખતમાં મકાન અસહ્ય રીતે ગરમ ન થાય એટલી ઓછામાં ઓછી સગવડ બાળકોને મળવી જોઈએ, એ હવે સર્વમાન્ય ગણાય છે.

**રમતનાં મેદાનો :** મકાન ઉપરાંત રમતગમતનાં મેદાનો પણ દરેક શાળા માટે આવશ્યક મનાય છે. આ બાબતમાં પણ આ જિલ્લાની ઘણી માધ્યમિક શાળાઓએ જરૂરી સગવડો મેળવી છે. જે શાળાને નજીકમાં રમતગમતનું મેદાન નથી તે ગામ બહાર એવી સગવડ મેળવી લે છે. આ માટે જમીન મેળવી આપવામાં સરકાર મદદ કરે છે. જિલ્લાના કલેક્ટર એ બાબતમાં જરૂરી સત્તા ધરાવે છે.

**બ્રિટિશ શિક્ષણનીતિ :** બ્રિટિશ સરકારે પોતાના રાજ્ય-વહીવટમાં સસ્તા પગારે નોકરી કરી શકે એવા અંગ્રેજી જાણનાર દેશી નોકરો તૈયાર કરવાના હેતુથી જ પોતાની શિક્ષણ અંગેની નીતિ રચી હતી, એ જાણીતી હકીકત છે. એ નીતિનો નિર્ણય કરતાં પહેલાં બ્રિટિશ રાજ્યકર્તાઓમાં તીવ્ર મતભેદ હતો, તો પણ આખરે એ નીતિ જ અમલમાં આવી હતી. એ નીતિ ઈ સ ૧૮૫૪થી અમલમાં આવી હતી. એટલે લગભગ સો વર્ષ સુધી ભારતદેશની માધ્યમિક તેમજ ઉચ્ચ શિક્ષણની સંસ્થાઓનું સ્વરૂપ એનાથી ઘડાયું છે. એનું એક લક્ષણ અંગ્રેજી ભાષાની મદદથી શિક્ષણ આપવું એ હતું. એનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે. બીજું લક્ષણ ધાર્મિક વિષયો નહિ શીખવવા એ હતું. તેમ છતાં ખ્રિસ્તી મિશનરીઓ, જેમણે અંગ્રેજી શિક્ષણ આ દેશમાં પ્રથમ દાખલ કર્યું હતું, તેઓ પોતાની શિક્ષણ-સંસ્થાઓમાં ખ્રિસ્તી ધર્મનું શિક્ષણ આપતા અને તે સામે વાંધો લેવાતો નહોતો. એનું પરિણામ એ આવ્યું કે ખ્રિસ્તી શિક્ષણસંસ્થાઓ મારફતે એક બાજુ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થતો રહ્યો અને બીજી બાજુ અખ્રિસ્તી એટલે સરકાર તેમજ લોકો તરફથી ચાલતી જાહેર શિક્ષણસંસ્થાઓમાં વિવિધ ધર્મસંપ્રદાયોને માનનાર વિદ્યાર્થીઓ ભણતા હોવા છતાં એ વિદ્યાર્થીઓને એમના ધર્મસંપ્રદાયો વિષે બિલકુલ જ્ઞાન અપાતું નહિ.

બ્રિટિશ શિક્ષણનીતિનું ત્રીજું મહત્ત્વનું લક્ષણ એ હતું કે માધ્યમિક શાળાઓ સરકાર તરફથી દરેક જિલ્લામાં નમૂનારૂપે એક એક ચલાવાતી. એ શાળાઓ ભવ્ય મકાનોમાં બેસતી અને વિપુલ સાધનોથી સજ્જ રહેતી. શિક્ષકો પણ ઊંચી લાયકાતવાળા ત્યાં મૂકવામાં આવતા. એ શાળાઓમાં ભણનાર વિદ્યાર્થીઓ પ્રતિષ્ઠિત મનાતા. આથી વધુ શાળાઓ કાઢવી હોય તો તે લોકોએ કાઢવી જોઈએ અને સરકાર એમને અમુક શરતોએ નાણાંની મદદ કરે તથા માન્ય રાખે એવી પદ્ધતિ દાખલ કરવામાં આવી હતી એને અનુસરીને માધ્યમિક શાળાઓને મદદ કરવા માટે ગ્રાંટ-ઈન એઈડ કોડ એ નામની નિયમાવલી રચવામાં આવી હતી. સરકારી કેળવણી ખાતું પણ એ નીતિ અને નિયમોને અનુસરીને યોજવામાં આવ્યું હતું. આ વ્યવસ્થા અનુસાર ઈ સ. ૧૮૫૬માં બ્રિટિશ ખેડા જિલ્લાનાં નડિયાદ અને ખેડા એ બે ગામોમાં એક એક સરકારી અંગ્રેજી શાળા ખોલવામાં આવી હતી.

**ઈ. સ. ૧૮૫૬થી ૧૯૦૬ અને તે પછી :** ઈ. સ. ૧૯૦૬માં જ્યારે વડોદરા રાજ્યમાં ફરજિયાત કેળવણીનો કાયદો અમલમાં મુકાયો અને સદ્ગત મોતીભાઈ અમીને પેટલાદની અંગ્રેજી શાળાના હેડમાસ્તર તરીકે તે જમાનાની સુપ્રસિદ્ધ પેટલાદ બોર્ડિંગ સ્થાપી ત્યારે ખેડા જિલ્લાના ઉપર જણાવેલા બે ગામો ઉપરાંત માત્ર ખંભાત અને ઉમ-રેઠમાં હાઈસ્કૂલો ચાલતી હતી. તે ઉપરાંત પેટલાદ, સોજિત્રા વસો અને કરમસદમાં અંગ્રેજી ૪–૫ ધોરણો શીખવતી શાળાઓ હતી, અને બીજાં કેટલાંક ગામોમાં એવી શાળાઓ ખોલવાના પ્રયત્નો ચાલતા હતા. ખુદ પેટલાદમાં શ્રી. મોતી-ભાઈ અમીને ખાનગી સાહસ ખેડીને બોર્ડિંગ સાથે મેટ્રિકનો વર્ગ શરૂ કર્યો હતો. પેટલાદ બોર્ડિંગ ઝડપથી વિકાસ પામી અને એ દ્વારા ચરોતર પ્રદેશમાં કેળવણી પ્રચારનું વાતાવરણ ફેલાતું ગયું. એ જ બોર્ડિંગમાંથી આગળ અભ્યાસ કરી ગ્રેજ્યુએટ બનેલા કેટલાક સાહસિક યુવાનોએ પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટીના દૃષ્ટાંતમાંથી પ્રેરણા લઈ એવી સંસ્થા ચરોતર માટે સ્થાપવા શ્રી. મોતીભાઈ અમીનને આગ્રહ કર્યો અને ઈ. સ ૧૯૧૬માં ચરોતર એજ્યુકેશન સોસાયટી નામની સુપ્રસિદ્ધ સંસ્થા આણંદમાં સ્થપાઈ. પેટલાદ બોર્ડિંગની કાર્યપદ્ધતિ અને સેવાભાવ એ સંસ્થા દ્વારા કાયમી મૂર્ત સ્વરૂપ પામ્યાં ત્યારથી આજ સુધીનાં ૩૮ વર્ષથી એ સંસ્થા

દ્વારા માધ્યમિક શિક્ષણના પ્રચારનું પ્રેરક વાતાવરણ ચરોતર પ્રદેશમાં સતત પ્રસરતું રહ્યું છે. નડિયાદ અને ઉમરેઠની ખાનગી માલિકીની શાળાઓ બાદ કરતાં ચરોતર પ્રદેશની લગભગ તમામ માધ્યમિક શાળાઓ આ વાતાવરણથી પરોક્ષ રીતે કે પ્રત્યક્ષ રીતે પ્રેરાયેલી અને રંગાયેલી છે. એમાંની કેટલીક શાળાઓનો વહીવટ પણ ચરોતર એજ્યુકેશન સોસાયટી કરે છે. એ જ સોસાયટી દ્વારા આખા ચરોતર પ્રદેશમાં ગામે ગામે કેળવણી મંડળો સ્થાપી તેમનું સોસાયટી સાથે સંયોજન કરી શિક્ષણ પ્રવૃત્તિને એક આદર્શ પ્રજાકીય પ્રવૃત્તિ બનાવવાનું એના આદ્ય પ્રણેતાનું સ્વપ્ન હતું. એના પ્રયોગ રૂપે વસોમાં કેળવણી મંડળ સ્થાપી વિવિધ પ્રવૃત્તિઓ જમાવવામાં આવી હતી. એવાં બીજાં મંડળો ભાદરણ, ધર્મજ, નાર, સુણાવ, ખંભાત કઠલાલ વગેરે ઘણાં ગામોમાં જામેલાં છે.

ગયા પ્રકરણમાં આપેલી આ જિલ્લાની માધ્યમિક શાળાઓની યાદીમાં કુલ ૮૨ શાળાઓ પૈકી માત્ર ૬ શાળાઓ સરકારી છે. તે પૈકી પાંચ તો દેશી રાજ્યોના વિલીનીકરણની શરતોને લીધે સરકારને સ્વીકારવી પડી છે. બાકીની ૭૮માંથી ૨ મ્યુનિસિપાલિટીઓ ચલાવે છે, ૬ ખાનગી માલિકીની છે અને ૬૮નું સંચાલન કેળવણી મંડળો અથવા સમિતિઓ કરે છે. આમ આ જિલ્લાની માધ્યમિક શિક્ષણ પ્રવૃત્તિ મોટે ભાગે પ્રજાના પુરુષાર્થથી ખીલેલી છે, એ એની વિશેષતા છે.

**હાલની સરકારી નીતિ :** હાલની સરકારી નીતિ પ્રાથમિક શિક્ષણ પાછળ વધુ ધ્યાન આપવાની છે. માધ્યમિક શિક્ષણનો બોજો લોકો ઉપાડે એવી અપેક્ષા સરકાર રાખે છે. તેથી જિલ્લામાં માત્ર એક જ સરકારી હાઈસ્કૂલ રાખી બાકીની સરકારી હાઈસ્કૂલો સ્થાનિક લોકો કેળવણી મંડળો રચી સંભાળી લે એમ સરકાર ઇચ્છે છે. આ ઉપરાંત સરકારે એ પણ જાહેર કર્યું છે કે ખાનગી માલિકીને બદલે સાર્વજનિક ટ્રસ્ટ અથવા કેળવણી મંડળ તરફથી ચાલતી માધ્યમિક શાળાઓને સરકારમદદ માટે પહેલી પસંદગી મળશે, એટલું જ નહિ, પણ ખાનગી માલિકીના વહીવટની શાળાઓની ગ્રાન્ટમાં કાપ મૂકાશે. પરિણામે ટૂંક મુદતમાં તે શાળાઓને ટ્રસ્ટ અથવા મંડળોના રૂપમાં ફેરવાવું પડશે. આ ઉપરાંત સહકારી મંડળીઓ રચી તે મારફતે શાળાઓ ચલાવાય તેને ઉત્તેજન આપવાની પણ સરકારી નીતિ છે. આજસુધી પરદેશી સરકારને આશ્રયે ખીલેલી આ જિલ્લાની માધ્યમિક શાળાઓને પ્રજાના પુરુષાર્થથી વધુ વિકસાવવા માટે અને આખા જિલ્લાની શિક્ષણપ્રવૃત્તિનું સંગઠન કરવા માટે આ સરકારી નીતિ એક અપૂર્વ તક પૂરી પાડે છે.

**ગ્રાન્ટ–ઈન એઈડ કોડ :** માધ્યમિક શાળાઓ લોકો સ્થાપે અને ચલાવે એવી સરકારી નીતિ મૂળથી હતી અને એ જ નીતિ હાલની સરકારે ચાલુ રાખી છે. તેથી એ બાબતમાં સરકારે કરેલા નિયમોથી અને એટલી વિગતોથી લોકો માહિતગાર રહે એ જરૂરનું છે. આ નિયમો ગ્રાન્ટ–ઈન એઈડ કોડ કહેવાય છે અને તેની છાપેલી નકલ નજીવી કિંમતે સુપરિન્ટેન્ડન્ટ, યરવડા પ્રિઝન પ્રેસ, યરવડા, પૂના એ સરનામે લખવાથી મળે છે. આ નિયમોનો સાર એ છે કે લોકોએ સ્થાપેલી માધ્યમિક શાળા સાર્વજનિક હોવી જોઈએ અને તેના વહીવટ ઉપર સરકારની દેખરેખ અને અંકુશ રહેવો જોઈએ. આ બાબતોમાં સરકારને સંતોષ થાય તો જ સરકાર નાણાંની મદદ કરે.

**ઘાટે–પરુલેકર સમિતિ :** બ્રિટિશ અમલની ઉપર જણાવેલી સરકારી નીતિનો લાભ લેનાર સેંકડો માધ્યમિક શાળાઓ મુંબઈ પ્રાંતમાં નીકળી હતી. એ શાળાઓ સરકારી નિયમો પાળવા છતાં અનેક બાબતોમાં મનસ્વી ધારાધોરણો રાખતી. તેથી એક જ ગામ કે શહેરની શાળાઓ વચ્ચે હરીફાઈ ચાલતી, વિદ્યાર્થીઓને ખર્ચનો બોજો વધતો રહેતો, શિક્ષકોનું શોષણ થતું અને ખાનગી શાળા એટલે નફાખોરીની સંસ્થા એવો લોકમત બંધાયો હતો. આ સ્થિતિની તપાસ કરી, તેને સુધારવા માટે જરૂરી ભલામણો કરવા તા ૧૫–૫–૧૯૪૭ના ઠરાવ નં. ૬૮૦૩થી સરકારી ખાતાએ એક સમિતિ નીમી હતી. તે 'ઘાટે–પરુલેકર સમિતિ' તરીકે ઓળખાય છે. એ સમિતિએ ૧૯૪૭ના વર્ષ આખર સુધીમાં પોતાની ભલામણોનું નિવેદન સરકારને મોકલી આપ્યું હતું. તેને પરિણામે ખાનગી તેમજ કેળવણી મંડળોની માધ્યમિક શાળાઓના વહીવટ ઉપર ગ્રાન્ટ–ઈન એઈડ કોડ ઉપરાંત વધુ નિયંત્રણો મુકાયાં છે. એકંદરે આ નિયંત્રણોથી આ તમામ માધ્યમિક શાળાઓના વહીવટમાં એકરૂપતા આવી છે અને તેટલે અંશે એ શાળાઓ સરકારી શાળાઓની હરોળમાં આવતી જાય છે.

આ સમિતિએ કરેલી ફી, ટ્યુશનો અને તાલીમ પામેલા શિક્ષકોને જ કાયમ કરવા બાબતની ભલામણોને આધારે સરકારે કરેલા નિયમોના ઉલ્લેખો અગાઉ આવી ગયા છે. તે સિવાયની કેટલીક મહત્ત્વની બાબતો નીચે પ્રમાણે છે :–

**શિક્ષકોના પગાર :** તમામ પ્રકારના શિક્ષકો માટે પગારના દર નક્કી કરવામાં આવ્યા છે. ખાનગી શાળાના શિક્ષકને

એના જેવી લાયકાતવાળા સરકારી શાળાના શિક્ષક જેટલો જ પગાર મળે એવો સિદ્ધાંત એમાં સ્વીકારાયો છે. તે ઉપરાંત ખાનગી શાળાનો શિક્ષક સરકારી ગેઝેટેડ હોદ્દા માટે ઉમેદવારી કરી શકે એમ પણ ઠર્યું છે. હાલ નીચેના દરો અમલમાં છે:

મેટ્રિક, અંડર ગ્રેજ્યુએટ : રૂ. ૫૦–૩–૧–૫૬ ક્યુ. બી. ૧૨૦
ગ્રેજ્યુએટ : રૂ. ૭૦–૨–૧–૭૪ ક્યુ. બી. ૨૦૦

**નોકરીની શરતો :** ખાનગી :શાળાઓના ખામીભર્યા વહીવટને લીધે શિક્ષકોને પગાર ઉપરાંત નોકરીની શરતોની બાબતમાં પણ ઘણા અન્યાય થતા હતા. તેથી શિક્ષકો પણ પોતાના કર્તવ્ય પ્રત્યે શિથિલ હતા. આ સ્થિતિના ઉપાય માટે ઈ. સ. ૧૯૪૦માં સરકારી ખાતાએ શિક્ષકોની નોકરીની નમૂનારૂપ શરતો ઘડી દરેક શાળા ઉપર મોકલી હતી. એ નમૂનાને આધારે સ્થાનિક સંજોગો સાથે મેળ બેસે એવી શરતો બનાવી દરેક શાળાએ સરકાર પાસે તે મંજૂર કરાવવી પડે છે અને એની એક નકલ શિક્ષકને નોકરીમાં રાખતાં આપવી પડે છે. એ શરતોનું શિક્ષકે તેમજ શાળાએ પાલન કરવાનું હોય છે. આ બાબતમાં મતભેદ પડે તો શિક્ષક કેળવણી ખાતાને ફરિયાદ કરી ન્યાય મેળવી શકે છે.

**શિક્ષકોની સંખ્યા :** દસ વર્ગ માટે ૧૩ થી ૧૫ શિક્ષક એ ધોરણે માધ્યમિક શાળામાં આખા સમયનું કામ કરનાર શિક્ષકો રોકવાનું ઠરેલું છે. એમાં હેડમાસ્તર, ચિત્રશિક્ષક, સંગીતશિક્ષક, વ્યાયામશિક્ષક, હિંદીશિક્ષક, કારકુન વગેરે તમામ પ્રકારના શિક્ષકોનો સમાવેશ થાય છે. જેમ વર્ગો વધારે એમ શિક્ષકોની સંખ્યા કંઈક ઓછી રાખી શકાય છે. નાની શાળામાં એક વર્ગે ૧.૫ અને મોટીમાં ૧.૩ શિક્ષકનું ધોરણ પૂરતું મનાય છે.

**હેડમાસ્તર, પ્રિન્સિપાલ અને સુપરવાઈઝર :** સામાન્ય રીતે માધ્યમિક શાળાનો વડો શિક્ષક હેડમાસ્તર કહેવાય છે. શાળામાં દસથી વધુ વર્ગો હોય તો હેડમાસ્તરને મદદ કરવા એક અનુભવી ટ્રેઈન્ડ શિક્ષકને સુપરવાઈઝર તરીકે તેના ગ્રેડ કરતાં માસિક રૂા. ૨૦ વધારે પગાર આપી નીમી શકાય છે. મોટી શાળા માટે હેડમાસ્તર ઉપરાંત પ્રિન્સિપાલ નીમવાની છૂટ રાખેલી છે. એવી શાળા વધારેમાં વધારે ચાર સુપરવાઈઝરો રોકી શકે છે. શાળાના સગાંસંબંધીઓને આ મહત્ત્વની જગાઓ ઉપર ગેરવાજબી રીતે ન નીમી દે તે માટે પણ આ નિયંત્રણો મૂકેલાં છે.

**પ્રોવિડન્ટ ફંડ :** શિક્ષકોના પગાર ઉપરાંત પ્રોવિડન્ટ ફંડની યોજના પણ છે. એ યોજના પ્રમાણે શિક્ષકના પગારમાંથી દર મહિને દર રૂપિયે એક આના લેખે રકમ કાપી લઈ તેથી અર્ધી રકમ શાળાના વ્યવસ્થાપક તરફથી ઉમેરી, એ રકમ શિક્ષકના નામથી પોસ્ટ ઑફિસ સેવિંગ્ઝ બેંકમાં જમા મૂકવામાં આવે છે. શિક્ષક જ્યારે નોકરીમાંથી નિવૃત્ત થાય ત્યારે તે ખાતે જમા થયેલી રકમ ઉપરાંત તે રકમમાં શાળાએ જેટલી રકમ આપી હોય તેટલી રકમ સરકાર તરફથી ગ્રાન્ટ તરીકે મળી શકે, એવા નિયમો કરેલા છે. એક શાળામાંથી બીજીમાં જનાર શિક્ષકની નોકરીની મુદત આ બાબતમાં સળંગ ગણાય છે. તેથી એકનિષ્ઠાથી નોકરી કરનાર શિક્ષકને વૃદ્ધાવસ્થામાં સારી રકમ મળવાનો સંભવ રહે છે.

**સરકારી મદદનાં ચાલુ ધોરણો :** દરેક જિલ્લામાં અને જિલ્લાના તાલુકાઓમાં ગ્રામ અને નગર એવા વિસ્તારો ઠરાવ્યા છે. ગ્રામવિસ્તારોમાં આવેલી ખાનગી શાળાઓને કુલ ખર્ચના ૩૩⅓ ટકા એટલે ત્રીજો ભાગ અને નગરવિસ્તારમાં આવેલી શાળાઓને ૩૦ ટકા ગ્રાન્ટ આપવાનું સામાન્ય ધોરણ છે. આ નિભાવ ગ્રાન્ટ કહેવાય છે. એમાં સરકાર પોતાની નાણાંભીડને કારણે ઘટાડો કરી શકે છે.

નિભાવ ગ્રાન્ટ ઉપરાંત શિક્ષકોને અપાતા મોંઘવારી ભથ્થાની રકમ ઉપર ૫૦ ટકા ગ્રાન્ટ સરકાર આપે છે. એમાં ઘટાડો કરવામાં આવતો નથી. તે ઉપરાંત પ્રોવિડન્ટ ફંડ ખાતે વ્યવસ્થાપકો તરફથી થતા ખર્ચ ઉપર, વ્યાયામશિક્ષણના ખર્ચ ઉપર, એમ કેટલીક વિશિષ્ટ ગણાતી બાબતોના ખર્ચ ઉપર વિશેષ ગ્રાન્ટ પણ અપાય છે.

આ બધા પ્રકારે ખેડા જિલ્લાની ખાનગી માધ્યમિક શાળાઓને અપાયેલી ગ્રાન્ટોના કેટલાક આંકડા નીચે પ્રમાણે હતા.

| વર્ષ | ગ્રાન્ટની રકમ-રૂપિયા |
|---|---|
| ૧૯૪૯–૫૦ | ૨,૦૦,૯૫૫ |
| ૧૯૫૦–૫૧ | ૬,૦૭,૩૩૫ |
| ૧૯૫૧–૫૨ | ૬,૮૪,૪૯૦ |

જો કોઈ શાળા નફો કરતી હોય અને તે નફાની રકમ શાળાના કુલ ખર્ચના ૧૦ ટકાથી વધુ હોય તો તે વધારા જેટલી રકમ ગ્રાન્ટમાંથી કાપી લેવામાં આવે છે. વળી ખર્ચના ૧૦ ટકા જેટલો નફો હોય તો ગ્રાન્ટ મળે ખરી પરંતુ એ નફાની રકમ ઈલાયદી જમા રાખવી પડે. આવી રકમ શાળાના ૬ માસના ખર્ચના જેટલી જ શકે અને તે શાળાના હિત માટે જ ખર્ચવી પડે છે.

**કેળવણી ખાતાના નોકરોના વર્ગ :** સરકારી કેળવણી ખાતાની નોકરી માટે નોકરોના આ જિલ્લાની દૃષ્ટિએ જાણવા જેવા નીચે પ્રમાણે વર્ગ છે:

| વર્ગ | નોકરોના હોદ્દા |
|---|---|
| ૧ | એજ્યુકેશનલ ઇન્સ્પેકટર |
| ૨ | ડે. એ. ઈ., ટ્રેઈનિંગ કોલેજના પ્રિન્સિપાલ, જિલ્લા શાળામંડળના એ. ઓ; નડિયાદ મ્યુનિ. શાળામંડળના એ. ઓ., સરકારી હાઈસ્કૂલના આચાર્ય. |
| ૩ | આ. ડે. એ. ઇ., સરકારી હાઈસ્કૂલના શિક્ષકો, ટ્રેઈનિંગ કોલેજના અધ્યાપકો. |
| ૪ | કારકુનો, પટાવાળા વગેરે |

આ પૈકી વર્ગ ૧ અને ૨ના નોકરોના 'ગેઝેટેડ ઓફિસરો' કહેવાય છે. તેમની નિમણૂક ફેરબદલી વગેરેની જાહેરાતો સરકારી ગેઝેટમાં થાય છે. આ નોકરીઓ માટે ખાનગી શાળાના શિક્ષકો પણ ઉમેદવારી કરી શકે છે.

**જિલ્લા વિદ્યાધિકારી :** અગાઉ જણાવ્યું છે તે પ્રમાણે તા. ૧–૬–૫૩થી ખેડા જિલ્લા માટે જિલ્લા વિદ્યાધિકારીની (એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની) નિમણૂક થઇ છે. તેમના હાથ નીચે એક ડે. એ. ઈ. અને ૨૫ આસિસ્ટંટ ડે એ. ઇ. તથા જરૂરી કારકુનો છે. આ અધિકારીની કચેરી નડિયાદની સરકારી બોર્ડિંગના મકાનમાં સ્ટેશન નજીક આવેલી છે. ઉપર ગણાવેલા કેળવણી અધિકારીઓ પ્રાથમિક તેમજ માધ્યમિક શાળાઓની તપાસણીનું કામ કરે છે.

**શાળાઓની વાર્ષિક તપાસણી :** માધ્યમિક શાળાઓની તપાસણી જિલ્લાના વિદ્યાધિકારી પોતાના મદદનીશોની મદદથી વર્ષમાં એક વાર કરે છે. આ માટેની કાર્યપદ્ધતિ સરકારે ઠરાવેલી છે. તેમાં દરેક ધોરણમાં અપાતા શિક્ષણનું અને દરેક શિક્ષકના કામનું નિરીક્ષણ કરી તેની નોંધો લખવા ઉપરાંત સરકારી નિયમોનું પાલન થાય છે કે નહિ, ચોપડા, હિસાબ, પત્રકો વગેરે પદ્ધતિસર રહે છે કે નહિ તેની ઝીણવટભરી તપાસ કરવામાં આવે છે. એ રીતે શાળાના વહીવટ ઉપર સરકારી નિયંત્રણ અને દેખરેખ રહે છે.

**એસ. એસ. સી. એકઝામિનેશન બોર્ડ :** માધ્યમિક શાળાની પરીક્ષા લેનાર મંડળનું નામ એસ. એસ. સી. એકઝામિનેશન બોર્ડ છે. તેનું સરનામું નીચે પ્રમાણે છે:–

એસ. એસ. સી. એકઝામિનેશન બોર્ડ, બાકિન્ટી હોલ, પૂના—૧.

આ બોર્ડનું બંધારણ રાજ્યની ધારાસભાએ મંજૂર કરેલું છે. તેની છાપેલી નકલ ઉપરને સરનામે લખવાથી મળી શકે છે.

એસ. એસ. સી. પરીક્ષા માટેના અભ્યાસક્રમો, પરીક્ષાના કાર્યક્રમો, તે અંગેનો સામાન, પરિણામો વગેરે તમામ કામગીરી આ બોર્ડે બજાવવાની હોય છે. તે માટે બોર્ડના સભ્યોમાંથી પેટા સમિતિઓ નીમવામાં આવે છે.

**પરીક્ષકો અને મોડરેટરો :** એસ. એસ. સી. પરીક્ષા લેવા માટે દર વર્ષે અનુકૂળ સમયે છ સભ્યોની એક સમિતિ બોર્ડ તરફથી નિમાય છે. આ સમિતિ પરીક્ષાના પ્રશ્નપત્રો યોજનાર (પેપરસેટરો), તે તપાસનાર (પરીક્ષકો) અને તેમના ઉપર દેખરેખ રાખનાર (મોડરેટરો) નીમે છે. જેમણે કોલેજમાં કે હાઈસ્કૂલમાં ઓછામાં ઓછાં ચાર વર્ષ શિક્ષણનું કામ કર્યું હોય તેવા ઉમેદવારને આ કામ માટે નીમવામાં આવે છે. તે માટે દરેક શાળા–કોલેજ ઉપર પરિપત્રો મોકલી અરજીઓ માગવામાં આવે છે અને તે ઉપરથી પસંદગી થાય છે.

દરેક વિષય માટે ત્રણ પેપરસેટરો હોય છે. આઠ પરીક્ષકે એક મોડરેટર હોય છે અને એક પરીક્ષક ૫૦૦ જવાબપત્રો તપાસે એ ગણતરીએ પરીક્ષકો નિમાય છે. આ બધા મળી પ્રશ્નપત્રોના જવાબો, માર્ક આપવાનાં ધોરણો વગેરેની ચર્ચા કરે છે. તે પછી પરીક્ષકો જવાબો તપાસે છે. એ તપાસેલા જવાબો મોડરેટરો જુએ છે ને જરૂરી સલાહ સૂચના આપે છે. આ કામગીરી માટે એ તમામને મહેનતાણું મળે છે.

**એસ. એસ. સી. પરીક્ષાનું સ્થાનિક સંચાલન :** એસ. એસ. સી. પરીક્ષા વર્ષમાં બે વાર માર્ચ અને ઑકટોબર એ બે માસમાં લેવાય છે. આખા મુંબઈ રાજ્યમાં એક જ સમયપત્રક પ્રમાણે તે લેવાતી હોઈ, વિદ્યાર્થીઓની અનુકૂળતા માટે સ્થાનિક મથકો નક્કી કરવામાં આવે છે. એવા દરેક મથકે એક 'ચીફ કન્ડકટર' (મુખ્ય સંચાલક) અને તેને મદદ કરવા 'કંડકટરો' અને 'સુપરવાઈઝરો' નીમવામાં આવે છે. ચીફ કન્ડકટર પૂનાના મધ્યસ્થ બોર્ડ સાથે જરૂરી પત્રવ્યવહાર કરી, પરીક્ષાના સંચાલન માટે વિગતો નક્કી કરે છે અને તે પ્રમાણે દરેક મથકે પ્રશ્નપત્રો તથા કોરા જવાબપત્રોની નકલો પહોંચાડવામાં આવે છે. પ્રશ્નપત્રો દરેક મથકે છપાય છે.

પરીક્ષા માટે વિદ્યાર્થીઓને એક કે તેથી વધુ મ[illegible]માં બેસવાની સગવડ કરવામાં આવે છે. દરેક એ[illegible]

વિદ્યાર્થીઓની નોંધ રાખવી, તેમને પ્રશ્નપત્રો વહેંચવા, કોરા જવાબપત્રો આપવા. અને તેમના ઉપર દેખરેખ રાખવી, એ ફરજો સુપરવાઈઝરે બજાવવાની હોય છે. આ કામો માટે કન્ડકટર તેમજ સુપરવાઈઝરોને મહેનતાણું મળે છે. પરીક્ષાના સંચાલન માટે ઝીણવટથી નિયમો કરેલા છે.

**એસ. એસ. સી. પરીક્ષા માટે અરજી અને ફી :** એસ. એસ. સી. પરીક્ષામાં બેસવા માટે સરકારમાન્ય માધ્યમિક શાળા મારફતે છાપેલા ફોર્મમાં અરજી કરવાની હોય છે. તે સાથે પંદર રૂપિયા ફી આપવી પડે છે. આ ફીની પહોંચ પરીક્ષામાં દાખલ થતી વખતે સુપરવાઈઝરને બતાવવી પડે છે. માંદગીને કારણે પરીક્ષામાં ન બેસી શકાય એ અંગેની ખબર પરીક્ષા શરૂ થતા અગાઉ ૨૪ કલાક પહેલાં બોર્ડના સેક્રેટરીને વિધિસર જણાવવામાં આવે તો આ ફીની અર્ધી રકમ પાછી મળી શકે છે. ઉમેદવાર જો પરીક્ષા અગાઉ મૃત્યુ પામે તો આખી રકમ પરત અપાય છે. તે સિવાય કોઈપણ સંજોગોમાં એ રકમ પાછી મળી શકતી નથી

**એસ. એસ. સી. પરીક્ષાનું પરિણામ અને તેના માર્ક મેળવવા બાબત :** એસ. એસ. સી. પરીક્ષાનું પરિણામ સામાન્ય રીતે વર્તમાનપત્રોમાં પ્રગટ થાય છે. તેની તારીખ અગાઉથી જાહેર કરવામાં આવે છે. તેજ તારીખે દરેક શાળાને પણ એ પરિણામ ટપાલથી મોકલવામાં આવે છે.

પાસ થયાનાં સર્ટિફિકેટ શાળા ઉપર બોર્ડ તરફથી પરિણામ જાહેર થયા પછીથી પાંચ છ મહિને મોકલવામાં આવે છે. પણ તે અગાઉ આગળ અભ્યાસ કરવા બીજી સંસ્થાઓમાં અરજી કરનાર વિદ્યાર્થીઓને પોતાની એસ. એસ. સી. પરીક્ષાના માર્કની જરૂર પડે છે. એટલે એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે પરિણામ જાહેર થયા પછીથી ચારેક દિવસમાં દરેક વિદ્યાર્થીએ મેળવેલા માર્કનાં સર્ટિફિકેટ વિદ્યાર્થીવાર શાળામાં પહોંચતાં કરવામાં આવે છે. બે રૂપિયાની જરૂરી ફી આપી હરકોઈ વિદ્યાર્થી એ સર્ટિફિકેટ શાળાની ઓફિસેથી મેળવી શકે છે. એકાદ મહિનામાં ન લેવાઈ ગયેલાં સર્ટિફિકેટ અને લેવાઈ ગયેલાં સર્ટિફિકેટની ફીની રકમ શાળાએ બોર્ડને મોકલી દેવાની હોય છે. એટલે તે મુદત પછીથી માર્કના સર્ટિફિકેટ માટે પૂના બોર્ડના સેક્રેટરીને રૂા. ૨ના મનીઓર્ડર સાથે અરજી કરવી પડે છે.

દરેક પ્રશ્નપત્રના તથા પ્રેક્ટિકલ પરીક્ષાના અલગ અલગ માર્ક મેળવવા માટે પરિણામ બહાર પડયા પછી ૭ માસની મુદત સુધીમાં દરેક ઉમેદવારે પાંચ રૂપિયા ફી બોર્ડના સેક્રેટરીને મોકલવી પડે છે.

નાપાસ થયેલો વિદ્યાર્થી કોઈ વિષયમાં પોતાના જવાબો ફરી તપાસાવવા ઈચ્છે તો તે માટે દસ રૂપિયા ફી સાથે પોતાની શાળા મારફતે અરજી કરવાની હોય છે. પરિણામ જાહેર થયા પછી દોઢ માસની મુદતમાં આવી અરજી પહોંચાડવી જોઇએ. આ તપાસને પરિણામે જો પરીક્ષા લેનાર કચેરીની કે પરીક્ષકોની કંઇ ભૂલ માલૂમ પડે તો તે પ્રમાણે સુધારેલું પરિણામ જાહેર કરવામાં આવે છે અને ઉમેદવારે ભરેલી તપાસણી ફી તેને પાછી આપવામાં આવે છે.

---

આધાર : ગયા પ્રકરણમાં આપેલા તમામ આધારો ઉપરાંત (૧) 'શ્રી. મોતીભાઇ અમીન-જીવન અને કાર્ય,' કર્તા, પુ. છ. શાહ : (૨) હિસ્ટ્રી ઓફ એજ્યુકેશન, કર્તા, નુરલા.

# ૪૮

# ઉચ્ચ શિક્ષણ

**મુંબઈ યુનિવર્સિટી અને તેની સાથે જોડાયેલી કોલેજો :** ઉચ્ચ શિક્ષણનો હેતુ રાષ્ટ્રજીવનને ઉપયોગી વિવિધ વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન આપવાનો હોય છે. એ માટે યુનિવર્સિટી એટલે વિશ્વવિદ્યાલય કે વિદ્યાપીઠ એ નામની કાયદાથી સ્થપાયેલી સંસ્થા કાઢવાની પ્રથા બ્રિટિશ સરકારે કરી હતી. મુંબઈ પ્રાંતમાં મુંબઈ યુનિવર્સિટી સાથી પ્રથમ ઈ. સ. ૧૮૫૪માં મુંબઈમાં સ્થપાઈ હતી. તે યુનિવર્સિટી મુખ્યત્વે અભ્યાસક્રમો યોજી પરીક્ષાઓ લઈ ડિગ્રીઓ આપવાનું કા[illegible] કરતી. આ અભ્યાસક્રમો પ્રમાણે શિક્ષણ આપવા મા[illegible] સરકાર તરફથી પ્રાંતના દરેક ભાષાપ્રદેશમાં એક એક કોલે[illegible] હતી દા. ત: મુંબઈમાં એલ્ફિન્સ્ટન કોલેજ, પૂનામાં ડેક્ક[illegible] કોલેજ, અને અમદાવાદમાં ગુજરાત કોલેજ સરકાર તરફથી

ચાલતી. તે સિવાય પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી તરફથી પૂનામાં પ્રથમ ફરગ્યુસન કૉલેજ સ્થપાઈ હતી અને તે પછી બીજી કૉલેજો પણ લોકોએ સ્થાપી હતી. ગુજરાતમાં વડોદરા રાજ્ય તરફથી બરોડા કૉલેજ અને સુરતમાં સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી તરફથી એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ સ્થપાઇ હતી. તે ઉપરાંત ભાવનગર અને જૂનાગઢમાં પણ કૉલેજો નીકળી હતી.

**રાષ્ટ્રીય કેળવણીની પ્રથમ હીલચાલ :** આ બધી કૉલેજોમાં અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ અપાતું. મોટે ભાગે એ શિક્ષણ લેનાર સરકારી નોકરીઓમાં જોડાતા અને સરકારી નોકરી એ ભણેલાઓનો ખાસ પ્રતિષ્ઠિત ધંધો મનાતો. એમના જ્ઞાનનો લાભ જનસમાજને નહિ જેવો જ મળતો. આ પરિસ્થિતિ સામે ઠેઠ બંગભંગના સમયથી (ઈ. સ. ૧૯૦૫–૦૬થી) પોકાર ઊઠવા માંડયો હતો. પરંતુ ગુજરાતમાં તો એવો જોરદાર પોકાર મહાત્મા ગાંધીજીએ જ ઈ. સ. ૧૯૧૬માં ઉઠાવ્યો હતો અને ઇ. સ. ૧૯૨૦માં બ્રિટિશ સરકાર સામે અસહકારની લડત તેમણે પહેલ વહેલી જાહેર કરી ત્યારે સરકારી કૉલેજોને બદલે રાષ્ટ્રીય કૉલેજો સ્થાપવાની હીલચાલ એમની પ્રેરણાથી દેશભરમાં વ્યાપી હતી. એ હીલચાલને પરિણામે અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠ નામની રાષ્ટ્રીય દષ્ટિએ ઉચ્ચ શિક્ષણ આપનારી સંસ્થા મહાત્મા ગાંધીજીએ સ્થાપી હતી. એ સંસ્થા અનેક ઝંઝાવાતોમાંથી પસાર થવા છતાં હજી જીવંત છે.

**સ્વરાજ સ્થપાયા પછી :** ૧૯૨૦ પછી અંગ્રેજી શિક્ષણ ખૂબ વગોવાયું અને તેને બદલે રાષ્ટ્રીય ભાવના અને દેશની વાસ્તવિક જરૂરિયાતોને સંતોષે એવી શિક્ષણ પદ્ધતિવાળી કૉલેજો સ્થપાય, એ માટે અનેક પ્રકારની વિચારસરણીઓ જાહેર થતી રહી. એ બધાને પરિણામે સ્વરાજ મળતાંની સાથે જ મુંબઈ રાજ્યમાં વિવિધ અભ્યાસક્રમોવાળી યુનિવર્સિટીઓ સ્થપાઈ. તે પૈકી ગુજરાતમાં અમદાવાદની ગુજરાત યુનિવર્સિટી અને વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી એ બે ખેડા જિલ્લાની દષ્ટિએ તદ્દન નજીકની અને મહત્ત્વની ગણાય.

**ચરોતરમાં કૉલેજની શરૂઆત :** ચરોતર પ્રદેશના પેટલાદ તાલુકામાં એક કૉલેજ કાઢવાની શકયતા છેક ૧૯૩૫થી વિચારાઈ હતી. પરંતુ તે માટે કોઈ સક્રિય પ્રયત્ન થયો નહોતો. ઈ. સ. ૧૯૪૪માં ચરોતર એજ્યુકેશન સોસાયટીએ આ દિશામાં કાર્ય શરૂ કરવા માટે આણંદમાં એક સભા બોલાવી અને ચરોતરના કેળવણીમાં રસ લેતા સદ્‌ગૃહસ્થોની એક સમિતિ આ અંગે વિચાર કરવા નિમાઈ. વર્ષોની વિચારણા બાદ વિદ્યાનગરની કલ્પના જન્મી અને શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ તથા શ્રી. ભીખાભાઈ કુબેરભાઈ પટેલે એ કામ ઉપાડી લીધું. પરિણામે વિદ્યાનગરમાં સૌથી પહેલું વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય સને ૧૯૪૭માં સ્થપાયું. એજ અરસામાં પેટલાદના આગેવાનોએ પેટલાદમાં એક કૉલેજ કાઢવાનું ઠરાવ્યું અને તે પછી નડિયાદમાં પણ કૉલેજ કાઢવાનો નિર્ણય થયો. અત્યારે એ કૉલેજો પોતપોતાની રીતે જામી છે અને કાર્ય કરી રહી છે.

**ગુજરાત અને વડોદરાની યુનિવર્સિટીઓ :** ઉપરની ત્રણે કૉલેજો સ્થપાઈ તે વખતે (૧૯૪૬થી ૧૯૪૭માં) અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની હીલચાલ ચાલતી હતી અને વડોદરામાં વડોદરાની અલગ યુનિવર્સિટી સ્થપાઈ ચૂકી હતી. વડોદરાની યુનિવર્સિટી એ 'રેસિડેન્શિયલ યુનિવર્સિટી' છે. તે પોતે કૉલેજો સ્થાપે છે અને ચલાવે છે. તેની કૉલેજો સાથે જ તેનાં પોતાનાં છાત્રાલયો છે અને એ સંસ્થાઓમાં જે શિક્ષણ અપાય છે તેની પરીક્ષા લઇ એ યુનિવર્સિટી પોતે જ પદવીઓ આપે છે. એ યુનિવર્સિટી જૂના વડોદરા રાજ્યના છેલ્લા દિવસોમાં એ રાજ્યનાં નાણાંથી સ્થપાઈ હતી તેથી એ રાજ્યના જૂના નાગરિકોને એનો લાભ મળે એવી એના બંધારણમાં જોગવાઈ છે. પરંતુ વડોદરા બહાર આ યુનિવર્સિટી કૉલેજો સ્થાપતી નથી કે માન્ય કરી શકતી નથી. ગુજરાત યુનિવર્સિટીનું કાર્યક્ષેત્ર સમસ્ત ગુજરાત છે. એ રીતે ખેડા જિલ્લાની કૉલેજો પ્રથમ મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાઈ હતી અને ગુજરાત યુનિવર્સિટી સ્થપાયા પછી ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાઇ છે.

**ચરોતરમાં વધુ કૉલેજો :** ઈ. સ. ૧૯૪૬માં અને ૧૯૪૭માં ઉપર પ્રમાણે પેટલાદ, વલ્લભવિદ્યાનગર, અને નડિયાદમાં આર્ટ્સ અને સાયન્સની કૉલેજો સ્થપાઈ. તે પહેલાં ૧૯૩૮માં નડિયાદમાં આયુર્વેદિક કૉલેજ સ્થપાયેલી હતી. તે ઘણાં વર્ષો સુધી નિર્બળ હાલતમાં ચાલ્યા પછી હાલ સુધારા પર આવી છે. ઈ. સ. ૧૯૪૭ પછી વલ્લભવિદ્યાનગરમાં બીરલા એંજિનિયરિંગ કૉલેજ અને બી. જે. કૉલેજ ઓફ કૉમર્સ એમ બીજી બે કૉલેજો સ્થપાઈ છે. તે ઉપરાંત આણંદમાં ઈ. સ. ૧૯૩૮–૪૦ના અરસામાં કૃષિ-ગોવિદ્યાભવન નામની સંસ્થા સ્થપાઈ હતી. તેની ગોવિદ્યા

વિદ્યાર્થીઓની નોંધ રાખવી, તેમને પ્રશ્નપત્રો વહેંચવા, કોરા જવાબપત્રો આપવા, અને તેમના ઉપર દેખરેખ રાખવી, એ ફરજો સુપરવાઈઝરે બજાવવાની હોય છે. આ કામો માટે કન્ડકટર તેમજ સુપરવાઈઝરોને મહેનતાણું મળે છે. પરીક્ષાના સંચાલન માટે ઝીણવટથી નિયમો કરેલા છે.

**એસ. એસ. સી. પરીક્ષા માટે અરજી અને ફી :** એસ. એસ. સી. પરીક્ષામાં બેસવા માટે સરકારમાન્ય માધ્યમિક શાળા મારફતે છાપેલા ફોર્મમાં અરજી કરવાની હોય છે. તે સાથે પંદર રૂપિયા ફી આપવી પડે છે. આ ફીની પહોંચ પરીક્ષામાં દાખલ થતી વખતે સુપરવાઈઝરને બતાવવી પડે છે. માંદગીને કારણે પરીક્ષામાં ન બેસી શકાય એ અંગેની ખબર પરીક્ષા શરૂ થતા અગાઉ ૨૪ કલાક પહેલાં બોર્ડના સેક્રેટરીને વિધિસર જણાવવામાં આવે તો આ ફીની અર્ધી રકમ પાછી મળી શકે છે. ઉમેદવાર જો પરીક્ષા અગાઉ મૃત્યુ પામે તો આખી રકમ પરત અપાય છે. તે સિવાય કોઈપણ સંજોગોમાં એ રકમ પાછી મળી શકતી નથી.

**એસ. એસ. સી. પરીક્ષાનું પરિણામ અને તેના માર્ક મેળવવા બાબત :** એસ. એસ. સી. પરીક્ષાનું પરિણામ સામાન્ય રીતે વર્તમાનપત્રોમાં પ્રગટ થાય છે. તેની તારીખ અગાઉથી જાહેર કરવામાં આવે છે. તેજ તારીખે દરેક શાળાને પણ એ પરિણામ ટપાલથી મોકલવામાં આવે છે.

પાસ થયાનાં સર્ટિફિકેટ શાળા ઉપર બોર્ડ તરફથી પરિણામ જાહેર થયા પછીથી પાંચ છ મહિને મોકલવામાં આવે છે. પણ તે અગાઉ આગળ અભ્યાસ કરવા બીજી સંસ્થાઓમાં અરજી કરનાર વિદ્યાર્થીઓને પોતાની એસ. એસ. સી. પરીક્ષાના માર્કની જરૂર પડે છે. એટલે એવી વ્યવસ્થા કરવામાં આવી છે કે પરિણામ જાહેર થયા પછીથી ચારેક દિવસમાં દરેક વિદ્યાર્થીએ મેળવેલા માર્કનાં સર્ટિફિકેટ વિદ્યાર્થીવાર શાળામાં પહોંચતાં કરવામાં આવે છે. એ રૂપિયાની જરૂરી ફી આપી હરકોઈ વિદ્યાર્થી એ સર્ટિફિકેટ શાળાની ઓફિસેથી મેળવી શકે છે. એકાદ મહિનામાં ન લેવાઈ ગયેલાં સર્ટિફિકેટ અને લેવાઈ ગયેલાં સર્ટિફિકેટની ફીની રકમ શાળાએ બોર્ડને મોકલી દેવાની હોય છે. એટલે તે મુદત પછીથી માર્કના સર્ટિફિકેટ માટે પૂના બોર્ડના સેક્રેટરીને રૂ. ૨ના મનીઓર્ડર સાથે અરજી કરવી પડે છે.

દરેક પ્રશ્નપત્રના તથા પ્રેક્ટિકલ પરીક્ષાના અલગ અલગ માર્ક મેળવવા માટે પરિણામ બહાર પડયા પછી ૭ માસની મુદત સુધીમાં દરેક ઉમેદવારે પાંચ રૂપિયા ફી બોર્ડના સેક્રેટરીને મોકલવી પડે છે.

નાપાસ થયેલો વિદ્યાર્થી કોઈ વિષયમાં પોતાના જવાબો ફરી તપાસાવવા ઇચ્છે તો તે માટે દસ રૂપિયા ફી સાથે પોતાની શાળા મારફતે અરજી કરવાની હોય છે. પરિણામ જાહેર થયા પછી દોઢ માસની મુદતમાં આવી અરજી પહોંચાડવી જોઇએ. આ તપાસને પરિણામે જો પરીક્ષા લેનાર કચેરીની કે પરીક્ષકોની કંઇ ભૂલ માલૂમ પડે તો તે પ્રમાણે સુધારેલું પરિણામ જાહેર કરવામાં આવે છે અને ઉમેદવારે ભરેલી તપાસણી ફી તેને પાછી આપવામાં આવે છે.

---

આધાર : ગયા પ્રકરણમાં આપેલા તમામ આધારો ઉપરાંત (૧) 'શ્રી. મોતીભાઇ અમીન—જીવન અને કાર્ય,' કર્તા, પુ. છ. શાહ : (૨) હિસ્ટ્રી ઓફ એજ્યુકેશન, કર્તા, નુરલ્લા.

# ૪૮

# ઉચ્ચ શિક્ષણ

**મુંબઈ યુનિવર્સિટી અને તેની સાથે જોડાયેલી કોલેજો :** ઉચ્ચ શિક્ષણનો હેતુ રાષ્ટ્રજીવનને ઉપયોગી વિવિધ વિષયોનું શાસ્ત્રીય જ્ઞાન આપવાનો હોય છે. એ માટે યુનિવર્સિટી એટલે વિશ્વવિદ્યાલય કે વિદ્યાપીઠ એ નામની કાયદાથી સ્થપાયેલી સંસ્થા કાઢવાની પ્રથા બ્રિટિશ સરકારે શરૂ કરી હતી. મુંબઈ પ્રાંતમાં મુંબઈ યુનિવર્સિટી સૌથી પ્રથમ ઈ. સ. ૧૮૫૪માં મુંબઈમાં સ્થપાઈ હતી. તે યુનિવર્સિટી મુખ્યત્વે અભ્યાસક્રમો યોજી પરીક્ષાઓ લઈ ડિગ્રીઓ આપવાનું કામ કરતી. આ અભ્યાસક્રમો પ્રમાણે શિક્ષણ આપવા માટે સરકાર તરફથી પ્રાંતના દરેક ભાષાપ્રદેશમાં એક એક કોલેજ હતી દા. ત. : મુંબઇમાં એલ્ફિન્સ્ટન કોલેજ, પૂનામાં ડેક્કન કોલેજ, અને અમદાવાદમાં ગુજરાત કોલેજ સરકાર તરફથી

ચાલતી. તે સિવાય પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટી તરફથી પૂનામાં પ્રથમ ફરગ્યુસન કૉલેજ સ્થપાઈ હતી અને તે પછી બીજી કૉલેજો પણ લોકોએ સ્થાપી હતી. ગુજરાતમાં વડોદરા રાજ્ય તરફથી બરોડા કૉલેજ અને સુરતમાં સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી તરફથી એમ. ટી. બી. આર્ટ્સ કૉલેજ સ્થપાઈ હતી. તે ઉપરાંત ભાવનગર અને જૂનાગઢમાં પણ કૉલેજો નીકળી હતી.

**રાષ્ટ્રીય કેળવણીની પ્રથમ હીલચાલ :** આ બધી કૉલેજોમાં અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ અપાતું. મોટે ભાગે એ શિક્ષણ લેનાર સરકારી નોકરીઓમાં જોડાતા અને સરકારી નોકરી એ ભણેલાઓનો ખાસ પ્રતિષ્ઠિત ધંધો મનાતો. એમના જ્ઞાનનો લાભ જનસમાજને નહિ જેવો જ મળતો. આ પરિસ્થિતિ સામે ઠેઠ બંગભંગના સમયથી (ઈ. સ. ૧૯૦૫-૦૬થી) પોકાર ઊઠવા માંડ્યો હતો. પરંતુ ગુજરાતમાં આ એનો જોરદાર પોકાર મહાત્મા ગાંધીજીએ જ ઈ. સ. ૧૯૧૬માં ઉઠાવ્યો હતો અને ઈ. સ. ૧૯૨૦માં બ્રિટિશ સરકાર સામે અસહકારની લડત તેમણે પહેલ વહેલી જાહેર કરી ત્યારે સરકારી કૉલેજોને બદલે રાષ્ટ્રીય કૉલેજો સ્થાપવાની હીલચાલ એમની પ્રેરણાથી દેશભરમાં વ્યાપી હતી. એ હીલચાલને પરિણામે અમદાવાદમાં ગુજરાત વિદ્યાપીઠ નામની રાષ્ટ્રીય દૃષ્ટિએ ઉચ્ચ શિક્ષણ આપનારી સંસ્થા મહાત્મા ગાંધીજીએ સ્થાપી હતી. એ સંસ્થા અનેક ઝંઝાવાતોમાંથી પસાર થવા છતાં હજી જીવંત છે.

**સ્વરાજ સ્થપાયા પછી :** ૧૯૨૦ પછી અંગ્રેજી શિક્ષણ ખૂબ વગોવાયું અને તેને બદલે રાષ્ટ્રીય ભાવના અને દેશની વાસ્તવિક જરૂરિયાતોને સંતોષે એવી શિક્ષણ પદ્ધતિવાળી કૉલેજો સ્થપાય, એ માટે અનેક પ્રકારની વિચારસરણીઓ જાહેર થતી રહી. એ બધાને પરિણામે સ્વરાજ મળવાની સાથે જ મુંબઈ રાજ્યમાં વિવિધ અભ્યાસક્રમોવાળી યુનિવર્સિટીઓ સ્થપાઈ. તે પછી ગુજરાતમાં અમદાવાદની ગુજરાત યુનિવર્સિટી અને વડોદરાની મહારાજા સયાજીરાવ યુનિવર્સિટી એ બે ખેડા જિલ્લાની દૃષ્ટિએ તદ્દન નજીકની અને મહત્ત્વની ગણાય.

**ચરોતરમાં કૉલેજની શરૂઆત :** ચરોતર પ્રદેશના પેટલાદ તાલુકામાં એક કૉલેજ કાઢવાની શક્યતા છેક ૧૯૩૫થી વિચારાઈ હતી. પરંતુ તે માટે કોઈ સક્રિય પ્રયત્ન થયો નહોતો. ઈ. સ. ૧૯૪૪માં ચરોતર એજ્યુકેશન સોસાયટીએ આ દિશામાં કાર્ય શરૂ કરવા માટે આણંદમાં એક સભા બોલાવી અને ચરોતરના કેળવણીમાં રસ લેનારા સદ્‌ગૃહસ્થોની એક સમિતિ આ અંગે વિચાર કરવા નિમાઈ. વર્ષેકની વિચારણા બાદ વિદ્યાનગરની કલ્પના જન્મી અને શ્રી ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ તથા શ્રી. ભીખાભાઈ કુબેરભાઈ પટેલે એ કામ ઉપાડી લીધું. પરિણામે વિદ્યાનગરમાં સૌથી પહેલું વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય સને ૧૯૪૭માં સ્થપાયું. એજ અરસામાં પેટલાદના આગેવાનોએ પેટલાદમાં એક કૉલેજ કાઢવાનું ઠેરાવ્યું અને તે પછી નડિયાદમાં પણ કૉલેજ કાઢવાનો નિર્ણય થયો. અત્યારે એ કૉલેજો પોતપોતાની રીતે જામી છે અને કાર્ય કરી રહી છે.

**ગુજરાત અને વડોદરાની યુનિવર્સિટીઓ :** ઉપરની ત્રણે કૉલેજો સ્થપાઈ તે વખતે (૧૯૪૬થી ૧૯૪૭માં) અમદાવાદમાં ગુજરાત યુનિવર્સિટી સ્થાપવાની હીલચાલ ચાલતી હતી અને વડોદરામાં વડોદરાની અલગ યુનિવર્સિટી સ્થપાઈ ચૂકી હતી. વડોદરાની યુનિવર્સિટી એ 'રેસિડેન્શિયલ યુનિવર્સિટી' છે. તે પોતે કૉલેજો સ્થાપે છે અને ચલાવે છે. તેની કૉલેજો સાથે જ તેના પોતાનાં છાત્રાલયો છે અને એ સંસ્થાઓમાં જે શિક્ષણ અપાય છે તેની પરીક્ષા લઈ એ યુનિવર્સિટી પોતે જ પદવીઓ આપે છે. એ યુનિવર્સિટી જૂના વડોદરા રાજ્યના છેલ્લા દિવસોમાં એ રાજ્યનાં નાણાંથી સ્થપાઈ હતી તેથી એ રાજ્યના જૂના નાગરિકોને એનો લાભ મળે એવી એના બંધારણમાં જોગવાઈ છે. પરંતુ વડોદરા બહાર આ યુનિવર્સિટી કૉલેજો સ્થાપતી નથી કે માન્ય કરી શકતી નથી. ગુજરાત યુનિવર્સિટીનું કાર્યક્ષેત્ર સમસ્ત ગુજરાત છે. એ રીતે ખેડા જિલ્લાની કૉલેજો પ્રથમ મુંબઈ યુનિવર્સિટી સાથે જોડાઈ હતી અને ગુજરાત યુનિવર્સિટી સ્થપાયા પછી ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાઈ છે.

**ચરોતરમાં વધુ કૉલેજો :** ઈ. સ. ૧૯૪૬માં અને ૧૯૪૭માં ઉપર પ્રમાણે પેટલાદ, વલ્લભવિદ્યાનગર, અને નડિયાદમાં આર્ટ્સ અને સાયન્સની કૉલેજો સ્થપાઈ. તે પહેલાં ૧૯૩૮માં નડિયાદમાં આયુર્વેદિક કૉલેજ સ્થપાયેલી હતી. તે ઘણાં વર્ષો સુધી નિર્બળ હાલતમાં ચાલ્યા પછી હાલ સુધારા પર આવી છે. ઈ. સ. ૧૯૪૭ પછી વલ્લભવિદ્યાનગરમાં બીરલા એંજિનિયરિંગ કૉલેજ અને બી. જે. કૉલેજ ઓફ કૉમર્સ એમ બીજી બે કૉલેજો સ્થપાઈ છે. તે ઉપરાંત આણંદમાં ઈ. સ. ૧૯૩૮-૪૦ના અરસામાં કૃષિ-ગોવિદ્યાભવન નામની સંસ્થા સ્થપાઈ હતી. તેની ગોવિદ્યા

(પશુઉછેર) શીખવનાર સંસ્થા એ વિષયના 'પોસ્ટ ગ્રેજ્યુએટ' અભ્યાસ માટે મુંબઈ યુનિવર્સિટી તરફથી સંશોધનના કેન્દ્ર તરીકે માન્ય થઇ છે અને ખેતીવાડીની બી. એસસી. ની ડિગ્રી સુધીનું શિક્ષણ આપવા માટે એ સંસ્થાની સાથે 'બંસીલાલ અમૃતલાલ કોલેજ ઓફ એગ્રિકલ્ચર' એ નામની અલગ કોલેજ સ્થપાઇ છે.

**ચરોતરની કોલેજોમાં વિદ્યાર્થીઓની સંખ્યા :** એ રીતે એકંદરે આઠ કોલેજો ખેડા જિલ્લામાં વિવિધ વિષયોનું ઉચ્ચ શિક્ષણ હાલ આપી રહી છે. તે દરેક વિષે વધુ માહિતી અન્યત્ર આપી છે. એ તમામ કોલેજોમાં ભણતા વિદ્યાર્થીઓની સંખ્યા પરિશિષ્ટમાં આપી છે. તે ઉપરથી ખ્યાલ આવે છે કે બધી કોલેજોમાં થઈને આશરે ત્રણ હજાર વિદ્યાર્થીઓ શિક્ષણ લે છે. તે પૈકી આશરે સો સ્ત્રી–વિદ્યાર્થીઓ છે. આમાં જિલ્લાના વિદ્યાર્થીઓ ઉપરાંત આખા દેશમાંથી આવનાર વિદ્યાર્થીઓનો પણ સમાવેશ થાય છે.

**છાત્રાલયો :** એ તમામ કોલેજો સાથે પોતપોતાનાં છાત્રાલયો છે. તે ઉપરાંત વિદ્યાનગરની નજીકમાં આવેલું **'વલ્લભ સેવા આશ્રમ'** એ નામનું એક સ્વતંત્ર છાત્રાલય ખાસ નોંધપાત્ર છે. આ છાત્રાલય સાધન વિનાના અથવા સ્વાશ્રયથી આગળ વધવા માગતા વિદ્યાર્થીઓને રહેવાની સગવડ આપે છે. એ વિદ્યાર્થીઓ વિદ્યાનગરની કોલેજોમાં ભણવા ઉપરાંત ફાજલ સમયમાં એવા આશ્રમની પ્રવૃત્તિમાં ઉત્પાદક શ્રમ કરી શકે છે. એ કમાણીથી તેઓ શિક્ષણનાં સાધનો ખરીદી શકે અને ઘેરથી અનાજ લાવી જાતે રસોઈ કરી ખોરાકનો પ્રશ્ન ઉકેલે છે. એ રીતે તદ્દન નજીવે ખર્ચે ઉચ્ચશિક્ષણ લઇ શકાય એવી પદ્ધતિ આ છાત્રાલયમાં ખીલવવાનો આશય છે.

**ઉચ્ચશિક્ષણનું માધ્યમ :** અંગ્રેજી મારફતે ઉચ્ચ શિક્ષણ આપવાની બ્રિટિશ પદ્ધતિ શિક્ષણશાસ્ત્રની દૃષ્ટિએ તેમજ દેશના સમગ્ર હિતની દૃષ્ટિએ ઘણી નુકસાનકારક હતી. તેથી નવા સ્થપાયેલા પ્રજાસત્તાક ભારત દેશના બંધારણમાં અંગ્રેજીને બદલે હિંદીને રાષ્ટ્રભાષા તરીકે સ્વીકારવામાં આવી છે. બંધારણ અમલમાં આવ્યું ત્યારથી ૧૫ વર્ષની અંદર દેશનો રાજ્યવહીવટ હિંદીમાં અથવા પ્રાદેશિક ભાષામાં ચાલે એવું બંધારણમાં ઠર્યું છે. એટલે યુનિવર્સિટીઓએ એ મુદત સુધીમાં હિંદી અથવા પ્રાદેશિક ભાષામાં શિક્ષણ આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. આ કારણે અંગ્રેજીને શિક્ષણના માધ્યમ તરીકે ક્યારે બંધ કરવું એ બાબતમાં દેશના જુદા જુદા કેળવણીકારોમાં મતભેદ પ્રવર્તે છે. વળી અંગ્રેજી નાબૂદ કર્યા પછી ઉચ્ચ શિક્ષણનું માધ્યમ પ્રાદેશિક ભાષા રહે કે હિંદી એ બાબતમાં પણ ઉગ્ર મતભેદ છે.

**ગુજરાત યુનિવર્સિટીના ઠરાવો :** પરંતુ ગુજરાત યુનિવર્સિટીએ તાજેતરમાં આ બાબતમાં ઠરાવો કર્યા છે. એમ એમ ઠરાવવામાં આવ્યું છે કે અંગ્રેજીને માધ્યમ તરીકે ચાલુ રાખવાની મુદત વધારેમાં વધારે દસ વર્ષ સુધી રહેશે એટલે કે મોડામાં મોડું ઈ. સ. ૧૯૬૪ સુધીમાં ગુજરાત યુનિવર્સિટી સાથે જોડાયેલી કોલેજોમાંથી અંગ્રેજી માધ્યમ તરીકે બંધ થશે. એને બદલે હિંદી અથવા ગુજરાતી માધ્યમ તરીકે આવશે. એની શરૂઆત તરીકે ઈ. સ ૧૯૫૪માં થનારી પરીક્ષાઓમાં પહેલા વર્ષના આર્ટ્સના વિદ્યાર્થીઓ ગુજરાતી અથવા હિંદીમાં જવાબો લખી શકશે. ૧૯૫૫ના વર્ષથી આર્ટ્સના પહેલા વર્ષમાં, ૧૯૫૬થી આર્ટ્સના બીજા વર્ષમાં શિક્ષણ તેમજ પરીક્ષા માટે હિંદી અથવા ગુજરાતી વાપરી શકાશે અને ૧૯૫૭ સુધી જ અધ્યાપકો અંગ્રેજીની મદદથી શીખવી શકશે. આગળના વર્ગો માટે તેમજ વિજ્ઞાનની શાખાઓના અભ્યાસક્રમો માટે આ ફેરફારો લાગુ પાડવા બાબત ૧૯૫૫ના વર્ષમાં ચર્ચા કરવાનું ઠરાવવામાં આવ્યું છે. અલબત્ત, અંગ્રેજી એક પરદેશી ભાષા તરીકે તો શીખવાશે જ.

**વલ્લભ વિદ્યાનગર : ભાવિ ગ્રામ વિદ્યાપીઠ :** વલ્લભ વિદ્યાનગરનો હેતુ ચરોતરના પ્રદેશનાં ગામડાંની પુનર્રચના થઈ શકે એવા પ્રકારનું શિક્ષણ આપનાર ગ્રામવિદ્યાપીઠ (રુરલ યુનિવર્સિટી) ખીલવવાનો છે એ ધ્યેયથી ત્યાં વિવિધ પ્રવૃત્તિઓ ચાલી રહી છે. એનો ખ્યાલ આ પુસ્તકમાં અન્યત્ર અલગ પ્રકરણમાં આપ્યો છે. આ ધ્યેયને તેમજ એને પહોંચવા માટે અજમાવવામાં આવેલી કાર્યપદ્ધતિને દેશના તમામ આગેવાનોનો ટેકો મળેલો છે અને તેની ખૂબ જ પ્રશંસા થયેલી છે.

**શિષ્યવૃત્તિઓ, ઇનામો વગેરે :** ઉપરની તમામ કોલેજોમાં અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને ઉત્તેજન મળે તે માટે જે તે કોલેજોમાં વિવિધ પ્રકારની શિષ્યવૃત્તિઓ સ્થપાઇ છે. વિવિધ પ્રકારની હરીફાઇઓ યોજી ઇનામો પણ અપાય છે. તેની માહિતી જે તે કોલેજમાંથી મળી શકે.

આ ઉપરાંત ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ તરફથી પણ કોલેજમાં ભણતાં બહેનો અને ભાઇઓને માટે શિષ્યવૃત્તિઓની જોગવાઈ કરવામાં આવી છે. તે અંગેની વધુ માહિતી સોસાયટીમાંથી મળી શકે.

**ઉચ્ચ અભ્યાસ માટે લોન :** ઈ.સ. ૧૯૦૬માં સદ્‌ગત મોતીભાઈ અમીને પેટલાદ બોર્ડિંગ સ્થાપી ત્યારથી ચરોતરના વિદ્યાર્થીઓને ઉચ્ચ શિક્ષણ લેવામાં નાણાંની મદદ આપવાની પ્રથા એમણે શરૂ કરી હતી. જરૂર પ્રમાણે ધનિક મિત્રો પાસેથી તેઓ વિદ્યાર્થીઓને કરજે નાણાં મેળવી આપતા. એ નાણાં પાછાં ફરતાં બીજા વિદ્યાર્થીઓને આપી શકાતાં. એ પદ્ધતિએ તેમણે વિદ્યાર્થીઓને વર્ષો સુધી મદદ કરી હતી અને એ નાણાંને 'પેટલાદ લોન ફંડ' એવું નામ આપ્યું હતું. પાછળથી **'ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.'** એ નામથી ઉચ્ચ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓને કરજે નાણાં ધીરનારી સહકારી મંડળી એમણે ઈ.સ. ૧૯૨૦-૨૨માં સ્થાપી હતી. એ મંડળીનો વહીવટ બંધારણ પૂર્વક શ્રી મોતીભાઈ પોતે માનદ મંત્રી તરીકે કરતા અને તેનું કાર્યાલય તેમણે વડોદરામાં સ્થાપેલા, કમાટીબાગમાં આવેલા, ચરોતર બોર્ડિંગ હાઉસમાં હતું. એ બોર્ડિંગ હાઉસ હજી વડોદરામાં કૉલેજના વિદ્યાર્થીઓને માટે ચાલુ છે. પરંતુ ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.નું કાર્યાલય ત્યાંથી આણંદમાં ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં લઈ જવામાં આવ્યું છે. એની વધુ માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. ઉચ્ચ શિક્ષણ માટે કરજે નાણાં મેળવવા ઇચ્છનાર વિદ્યાર્થીએ એ મંડળની કાર્યપદ્ધતિથી વાકેફ થવા જેવું છે. પરદેશ અભ્યાસ કરવા જનારને પણ એ મંડળ નાણાં ધીરે છે.

# ૪૮

## પરિશિષ્ટ

### ખેડા જિલ્લામાંની કૉલેજો અને તેમાં ભણતા વિદ્યાર્થીઓની વિગત દર્શાવતું પત્રક ૧૯૫૩-૫૪

| સંસ્થાનું નામ અને સ્થળ | સ્થાપનાની તારીખ | પ્રથમ વર્ષ | | | બીજું વર્ષ | | |
|---|---|---|---|---|---|---|---|
| | | પુરુષ વિદ્યાર્થી | સ્ત્રી વિદ્યાર્થી | કુલ | પુરુષ વિદ્યાર્થી | સ્ત્રી વિદ્યાર્થી | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
| **પેટલાદ** | | | | | | | |
| પેટલાદ કૉલેજ : આર્ટ્સ | ૨૦-૬-૧૯૪૬ | ૧૫ | ૧ | ૧૬ | ૨૫ | ૧ | ૨૬ |
| સાયન્સ | | ૩૫ | ૧ | ૩૬ | ૨૪ | ૨ | ૨૬ |
| **આણંદ** | | | | | | | |
| બંસીલાલ અમૃતલાલ કૉલેજ ઑફ એગ્રિકલ્ચર, આણંદ | ૧૫-૫-૧૯૪૭ | — | — | — | — | — | — |
| વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય : આર્ટ્સ | ૨૧-૬-૧૯૪૭ | ૬૨ | ૭ | ૬૯ | ૬૦ | ૭ | ૬૭ |
| સાયન્સ | | ૩૧૦ | ૧૬ | ૩૨૬ | ૪૦૪ | ૬ | ૪૧૦ |
| બિરલા એંજિનિયરિંગ કૉલેજ | ૨૦-૬-૧૯૪૮ | — | — | — | — | — | — |
| બી. જે. કૉમર્સ કૉલેજ | ૧-૬-૧૯૫૧ | ૫૧ | — | ૫૧ | ૪૫ | — | ૪૫ |
| **નડિયાદ** | | | | | | | |
| જે. એન્ડ જે. કૉલેજ ઑફ સાયન્સ એન્ડ સી. બી. પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યુટ આર્ટ્સ | જૂન ૧૯૪૭ | ૯૦ | ૧૦ | ૧૦૦ | ૯૮ | ૧૦ | ૧૦૮ |
| સાયન્સ | | ૧૦૩ | — | ૧૦૩ | ૫૭ | ૩ | ૬૦ |
| આયુર્વેદિક કૉલેજ, નડિયાદ | ૩૦-૬-૧૯૩૮ | ૨૫ | ૬ | ૩૧ | ૨ | ૧ | ૩ |

| સંસ્થાનું નામ અને સ્થળ | ત્રીજું વર્ષ પુરુષ વિદ્યાર્થી | ત્રીજું વર્ષ સ્ત્રી વિદ્યાર્થી | ત્રીજું વર્ષ કુલ | ચોથું વર્ષ પુરુષ વિદ્યાર્થી | ચોથું વર્ષ સ્ત્રી વિદ્યાર્થી | ચોથું વર્ષ કુલ | એકંદર સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|
| | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ |
| **પેટલાદ** | | | | | | | |
| પેટલાદ કૉલેજ : આર્ટ્સ | — | — | — | — | — | — | ૪૨ |
| સાયન્સ | ૧૩ | — | ૧૩ | ૮ | — | ૮ | ૮૩ |
| **આણંદ** | | | | | | | |
| બંસીલાલ અમૃતલાલ કૉલેજ એગ્રીકલ્ચર, આણંદ | — | — | — | — | — | — | ૧૪૭ |
| વિઠ્ઠલભાઇ પટેલ મહાવિદ્યાલય : આર્ટ્સ | ૨૧ | ૪ | ૨૫ | ૧૪ | ૬ | ૨૦ | ૧૬૧ |
| સાયન્સ | ૧૩૩ | — | ૧૩૩ | ૮૯ | ૪ | ૯૩ | ૬૬૨ |
| બિરલા એંન્જિનિયરીંગ કૉલેજ | — | — | — | — | — | | ડિગ્રી કોર્સ ૪૩૧<br>ડિપ્લોમા કોર્સ ૨૨૮ |
| બી. જે. કોમર્સ કૉલેજ | ૬ | — | ૬ | ૧ | — | ૧ | ૧૪૭ |
| **નડિયાદ** | | | | | | | |
| જે. એન્ડ જે. કૉલેજ ઓફ સાયન્સ એન્ડ સી. બી. પટેલ આર્ટ્સ ઇન્સ્ટિટ્યુટ આર્ટ્સ | ૫૨ | ૪ | ૫૬ | ૪૩ | ૭ | ૫૦ | ૩૧૪ |
| સાયન્સ | ૧૬ | ૨ | ૧૮ | ૧૦ | — | ૧૦ | ૧૬૧ |
| આયુર્વેદિક કૉલેજ, નડિયાદ | — | — | — | — | — | — | ૩૪ |
| | | | | | | કુલ | ૨૭૪૦ |

# ૪૯

# પુસ્તકાલય પ્રવૃત્તિ

**શિક્ષણનું પૂરક સાધન :** પુસ્તકાલય પ્રવૃત્તિ એ સાર્વત્રિક શિક્ષણનું એક પૂરક સાધન છે. લોકો ભણેલું ભૂલી ન જાય, અને જગતમાં સતત થઇ રહેલી પ્રગતિથી માહિતગાર રહી પોતાની લાયકાત તાજી રાખે તે માટે પુસ્તકો વાંચવાની તેમને ટેવ પડવી જોઈએ અને તે માટે શાળાની માફક જ લોકોને પોતાના ગામમાં પુસ્તકોની સગવડ મળે, એ લોકજીવનની એક અગત્યની જરૂરિયાત ગણાય છે.

**પ્રથમ પુસ્તકપ્રચાર :** બ્રિટિશ રાજ્યમાં શિક્ષણનો પ્રચાર શરૂ થતાંની સાથે જ લોકોમાં પુસ્તક વાંચવાની ભૂખ જાગૃત થઇ હતી. અંગ્રેજ અમલદારો, ખ્રિસ્તી પાદરીઓ અને કૉલેજોના પ્રોફેસરો એ ત્રણ પ્રકારના અંગ્રેજો મારફતે છાપેલાં પુસ્તકોનો પ્રચાર થવા માંડયો હતો. આજથી સો વર્ષ ઉપર છાપેલું પુસ્તક એ આ જિલ્લામાં નવાઈની ચીજ હતી. તેથી જે લોકો થોડુ ઘણું પણ ભણતા તેમને ઘરમાં પુસ્તક વસાવવાનો અને નવીન પુસ્તક મળે તો વાંચવાનો સ્વાભાવિક રીતે જ મોહ લાગતો. આવું શિક્ષણ આગેવાન કુટુંબોના છોકરાઓ જ લેતા અને તેઓ પોતાના ગામમાં કે શેરીમાં પુસ્તકાલયો સ્થાપવા પ્રેરાતા. આ રીતે અનેક વ્યક્તિઓએ પોતાના ઘરમાં કે ગામમાં પુસ્તકાલયો વસાવવાં શરૂ કર્યાં હતાં.

**પ્રથમ પુસ્તકાલય : ઈ. સ. ૧૮૬૩ :** જૂના અંગ્રેજી ગેઝેટિયરને આધારે કહી શકાય કે આ જિલ્લાનું પ્રથમ સાર્વજનિક પુસ્તકાલય જિલ્લાના પાટનગર ખેડામાં ઈ. સ. ૧૮૬૩માં સ્થપાયું હતું. તે વખતના બ્રિટિશ ખેડા જિલ્લાના કલેક્ટર મિ. હેડોના નામ ઉપરથી તેને 'હેડો ઈન્સ્ટિટ્યુટ' એવું નામ આપવામાં આવ્યું હતું. એ પુસ્તકાલય માટે કંઈક રકમ લોકો પાસેથી અને બાકીની ખેડા મ્યુનિસિપાલિટી પાસેથી મળી હતી. ઈ. સ. ૧૮૭૭-૭૮માં એ પુસ્તકાલયમાં લવાજમ આપીને નોંધાયેલા સભ્યોની સંખ્યા ૪૬ હતી. એ વર્ષની એની કુલ આવક રૂ. ૫૧૦ અને ખર્ચ રૂ. ૫૫૦ નોંધાયું હતું. પુસ્તકોની સંખ્યા ૧૫૫૨ હતી. ચાર અંગ્રેજી અને સાત ગુજરાતી વર્તમાનપત્રો ત્યાં લોકોને વાંચવા માટે મૂકવામાં આવતાં હતાં.

**પ્રથમ વર્તમાનપત્રો : ઈ. સ. ૧૮૫૬થી ૧૮૯૦ :** ઉપરનું પુસ્તકાલય સ્થપાયું તે પહેલાં છેક ઇ. સ. ૧૮૫૬માં

ખેડામાંથી 'ખેડા જાતિ પ્રકાશ' નામનું અઠવાડિક પ્રકટ થવા માંડયું હતું. તે પછી ચાર વર્ષે (૧૮૬૦માં) 'ખેડા વર્તમાન' શરૂ થયું હતું. પહેલાની ૧૧૫ અને બીજાની ૧૫૩ નકલો શિલા પ્રેસમાં છાપેલી ઈ. સ. ૧૮૭૮માં વેચાતી હતી. એ સિવાય નડિયાદથી 'નડિયાદ દુનિયાદાદ' (૧૮૭૧માં) અને મહુધાથી 'અદલ ઈન્સાફ' નામનાં સામયિકો નીકળવા લાગ્યાં હતાં, પણ તે ઈ. સ. ૧૮૭૮માં ચાલુ ન હતાં. ઈ. સ. ૧૮૮૪માં ઊમરેઠમાંથી 'ઊમરેઠ સમાચાર' નામનું બે પાનાંનું અઠવાડિક દર રવિવારે નીકળતું તે પણ શિલાપ્રેસમાં છપાતું. તેની ૨૫ નકલો ખપતી અને લવાજમ દોઢ રૂપિયો હતું. ઈ. સ. ૧૮૯૦માં એ જ ગામમાંથી 'શ્રી રણછોડ દરબાર પત્રિકા' દર સોમવારે પ્રકટ થતી. તેમાં સમાચાર છપાતા.

**ઈ. સ. ૧૮૭૭–૭૮ સુધી :** ઇ. સ. ૧૮૭૭–૭૮માં ખેડા ઉપરાંત નીચેનાં બાર ગામોમાં વાચનાલયો હતાં, એમ જૂના ગેઝેટિયરમાં નોંધાયું છે :—

## ખેડા જિલ્લાનાં પ્રથમ વાંચનાલયો

| ગામનું નામ | વર્તમાનપત્રો | | પુસ્તકોની સંખ્યા |
|---|---|---|---|
| | અંગ્રેજી | ગુજરાતી | |
| કપડવણજ | ૧ | ૨ | ૬૦૧ |
| કઠલાલ | — | ૨ | ૫૦ |
| ઠાસરા | ૧ | ૬ | ૧૮ |
| ડાકોર | — | ૫ | ૨૯૨ |
| નડિયાદ | ૩ | ૧૬ | ૬૪૪ |
| મહેળાવ | — | ૨ | ૨૪ |
| મહુધા | — | ૪ | ૪૪૪ |
| મહેમદાવાદ | — | ૭ | ૩૭૬ |
| આણંદ | — | ૧ | ૧૯ |
| નાપાડ | — | ૨ | ૫૧ |
| ઊમરેઠ | ૧ | ૩ | ૩૨૨ |
| વીરસદ | — | ૩ | ૪૯ |

ઉપરની વિગતો સૂચવે છે કે ઈ. સ. ૧૮૭૭–૭૮ સુધીમાં આ જિલ્લામાં તમામ તાલુકા મથકોએ પુસ્તકપ્રચાર શરૂ થઈ ગયો હતો. એ વખતનાં આ જિલ્લાનાં દેશી રાજ્યોનાં ગામોમાં પણ એ પ્રચાર પ્રસર્યો હશે એમ માની શકાય.

**નડિયાદની નેટિવ જનરલ લાયબ્રેરી : ઈ. સ. ૧૮૭૯ :** હાલ જ્યાં નડિયાદનું મ્યુનિસિપલ દવાખાનું છે તેની બરાબર સામે ઈ. સ. ૧૮૭૯માં નડિયાદના તે વખતના જાણીતા વિદ્વાન શ્રી. દોલતરામ કૃપારામ પંડયાએ એક હોલ બંધાવી તેને 'કિરપારામ હોલ' એવું નામ આપ્યું હતું અને તેમાં 'નેટિવ જનરલ લાયબ્રેરી' એ નામનું પુસ્તકાલય શરૂ કર્યું હતું. એ માટે તેમણે નાણાં પણ આપ્યાં હતાં. એ સ્થળે હાલના મ્યુનિસિપલ દવાખાના જોડે આવેલા પ્રસુતિગૃહવાળા કમ્પાઉન્ડમાં ત્રીસેક વર્ષ ઉપર દીવાની કચેરી હતી. એ કચેરીના વકીલો આ 'નેટીવ જનરલ લાયબ્રેરી'નો ઉપયોગ કરતા. તે વખતના લગભગ બધા જ વકીલો એના સભ્ય થતા. દીવાની કોર્ટ એ સ્થળેથી ખસેડી મહુધાની સડકને રસ્તે લઈ જવામાં આવી તે પછી એ પુસ્તકાલય નિસ્તેજ થઈ ગયું. પરંતુ ત્રણેક વર્ષ ઉપર સદ્‌ગત ગોકળદાસ દ્વારકાદાસ તલાટીના વારસોએ એ પુસ્તકાલયને સજીવન કરવા સદ્‌ગતનું નામ પુસ્તકાલયની સાથે જોડવાની શરતે રૂા. ૩૦૦૦નું દાન આપ્યું છે. હાલ એના વહીવટ માટે એક સમિતિ નીમવામાં આવી છે અને પુસ્તકાલય સવારના ૮ થી ૧૨ તથા સાંજના ૪થી ૬ સાર્વજનિક ઉપયોગ માટે ખુલ્લું મૂકવામાં આવે છે. આ પુસ્તકાલય માટે મકાન તૈયાર હોવાથી હાલના સંજોગોમાં એને વિકસાવી શકાય તેમ છે.

**નડિયાદનું ડાહીલક્ષ્મી પુસ્તકાલય : ઈ. સ. ૧૮૯૨થી ૧૯૦૫ :** ઉપરનું પુસ્તકાલય સ્થપાયા પછી તેર વર્ષે નડિયાદમાં હાલનું જાણીતું શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય સ્થપાયું હતું. શ્રી ડાહીલક્ષ્મી તે નડિયાદના સુપ્રસિદ્ધ સાક્ષર સદ્‌ગત મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનાં પત્ની થાય. ઈ સ. ૧૮૯૦માં શ્રી મનઃસુખરામે પોતાનાં માતુશ્રી ઉમેદકુમારીના સ્મારક તરીકે 'શ્રી ઉમેદકુમારી મંદિર' નામનું મકાન બંધાવવા માંડયું હતું. એ મકાનમાં પોતાની પાસેનો વિશાળ પુસ્તકસંગ્રહ મૂકી તે નડિયાદવાસીઓને વાંચવા મળે એવી તેમણે વ્યવસ્થા કરી હતી. પાછળથી તેમનાં પત્ની અવસાન પામવાથી એ પુસ્તકસંગ્રહ સાથે તેમાં બીજાં પુસ્તકો ઉમેરીને તેમણે સદ્‌ગત શ્રી ડાહીલક્ષ્મીનું નામ જોડયું. એ રીતે બનેલા ડાહીલક્ષ્મી પુસ્તકાલયને ઉમેદકુમારી મંદિરમાં રાખવાનું ઠરાવ્યું. પાછળથી ઈ. સ. ૧૮૯૮માં ઉમેદકુમારી મંદિર તેમજ ડાહીલક્ષ્મી પુસ્તકાલય બંનેને સાર્વજનિક ઉપયોગ માટે તેમણે ખુલ્લાં મૂક્યાં અને એના વહીવટ માટે નડિયાદના શ્રી પુરુષોત્તમદાસ વિહારીદાસ દેસાઈને પ્રમુખપદે એક વ્યવસ્થાપક મંડળ નીમ્યું. આગળ જતાં ઇ. સ. ૧૯૦૫માં ઉપરની બંને મિલકતોના કાયમી નિભાવ તથા વહીવટ માટે સંરક્ષણ લેખ (ટ્રસ્ટ ડીડ) કરવામાં આવ્યો. એ લેખથી રૂા. ૩૦,૦૦૦ના

ખર્ચે બંધાયેલું શ્રી ઉમેદકુમારી મંદિર, રૂ. ૨૫,૦૦૦ની કિંમતનાં પુસ્તકોવાળું શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય, એ બંને મિલકતોના નિભાવ માટે રૂ. ૨૫૦૦૦ની સરકારી લોન, અને શ્રી મનઃસુખરામના રચેલાં પુસ્તકોના પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦ની વધારાની સરકારી લોન—એ બધું મળીને એકંદરે રૂ. ૯૦,૦૦૦ની કિંમતની મિલકત સાર્વજનિક પુસ્તકાલયના રૂપમાં ટ્રસ્ટીઓને સોંપવામાં આવી. આ પ્રકારની પુસ્તકાલયની સંસ્થા ખેડા જિલ્લામાં તે વખતે અપૂર્વ હતી, અને બીજી કોઈ એવી સંસ્થા સ્થપાયાની માહિતી ન મળે ત્યાં સુધી એમ કહી શકાય કે આ જિલ્લાનું એ પ્રથમ મહાન સાર્વજનિક પુસ્તકાલય હતું. એક જ વ્યક્તિએ એ સર્જ્યું હતું અને એના નિભાવની તેમજ વહીવટની સદ્ધર સગવડો કરી લોકસેવામાં તે અર્પણ કર્યું હતું. એ એના સ્થાપકના વિદ્યાપ્રેમનું અને સેવાભાવનું પ્રતીક હતું, એટલું જ નહિ પણ આ જિલ્લાની ભૂમિમાં છુપાયેલા વિદ્યાપ્રેમનું પણ એ મૂર્ત સ્વરૂપ હતું.

**ખેડાની શ્રી સુમતિરત્નસુરી જૈન લાયબ્રેરી : ઈ. સ. ૧૯૦૪ :** ડાહીલક્ષ્મી પુસ્તકાલયનું ટ્રસ્ટ ડીડ થયું તે પહેલાં ઈ. સ. ૧૯૦૪ના ઑગસ્ટ માસની પહેલી તારીખે એક બીજું સાર્વજનિક પુસ્તકાલય ખેડામાં જૈન આચાર્ય શ્રી સુમતિરત્નસુરીજીને હસ્તે ખુલ્લું મુકાયું હતું. એ પુસ્તકાલય ખુલ્લું મૂકતી વખતે આચાર્યશ્રીએ એ પુસ્તકાલયને રૂા. ૧૦૦૦ની કિંમતનાં જૈન સાહિત્યનાં પુસ્તકો ભેટ આપ્યાં હતાં અને એમનું નામ પુસ્તકાલય સાથે જોડવામાં આવ્યું હતું. એનો ઉપયોગ નાતજાતના ભેદ વગર સૌ કોઈ કરી શકે એ પ્રકારનો વહીવટ રાખવામાં આવ્યો હતો. ઈ.સ. ૧૯૨૧ સુધી આ પુસ્તકાલય ભાડાના મકાનમાં રખાયું હતું. પછીથી વ્યવસ્થાપકોએ જ મકાન રૂ. ૨૦૦૦માં ખરીદી લઈ રૂ. ૧૩૦૦ને ખર્ચે તેની મરામત કરાવીને ગુજરાત વિદ્યાપીઠના તે સમયના આચાર્ય શ્રી ગીદવાણીને હસ્તે ખુલ્લું મુકાવ્યું હતું.

**સાક્ષરભૂમિ નડિયાદ : ઈ. સ. ૧૮૫૪માં** મુંબઈ યુનિવર્સિટી સ્થપાઈ તે પહેલાં છેક ઈ. સ. ૧૮૨૬થી ખેડા જિલ્લાના બ્રિટિશ પ્રદેશમાં ગુજરાતી શાળાઓ નીકળી હતી. ત્યારથી વીસમી સદીના આરંભ સુધીનો સમય અંગ્રેજી કેળવણીની શરૂઆતનો સમય હતો. દોલતરામ કૃપારામ પંડ્યા, મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી, મણિલાલ નભુભાઈ દ્વિવેદી, બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા, હરિદાસ બિહારીદાસ દેસાઈ, નાથાભાઈ અંબિયળદાસ દેસાઈ, ગોવિંદભાઇ હાથીભાઈ દેસાઈ—એ બધા એ જમાનાના અંગ્રેજી કેળવણી પામેલા પહેલા ફાલના નડિયાદવાસીઓ હતા. એમની સાહિત્ય પ્રવૃત્તિ અને રાજ્યકારભારની યશસ્વી કારકિર્દી ગુજરાતમાં જાણીતી છે. નડિયાદ એમને લીધે સાક્ષરભૂમિ કહેવાય છે. એમનાં પુસ્તકો અને એમનાં જીવંત દૃષ્ટાંતોથી ખેડા જિલ્લાની તે વખતની યુવાન પેઢી શિક્ષણ લેવા, સાહિત્ય વાંચવા અને સાહિત્યનો પ્રચાર કરવા પ્રેરણા પામતી હતી.

**વસોમાં પુસ્તકાલયો : પ્રથમ પ્રયાસો : ઈ. સ. ૧૮૮૦થી ૧૮૯૬ :** આ વાતાવરણમાં વસોના શ્રી મોતીભાઈ અમીન પોતાના ગામમા નવી નીકળેલી અંગ્રેજી શાળામાં ભણી વધુ અભ્યાસ માટે વડોદરા ગયા. (ઈ. સ. ૧૮૮૯). વડોદરામાં અભ્યાસકાળ દરમ્યાન જ પોતાના સાથી વિદ્યાર્થીઓ પાસેથી નાનો નાનો ફાળો ઉઘરાવવાની શરૂઆત કરી તેમણે ઈ. સ. ૧૮૯૦માં વસોમાં 'વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય' (સ્ટુડન્ટસ લાયબ્રેરી) શરૂ કર્યું. તે પહેલાં ઈ. સ. ૧૮૮૦માં એ જ ગામના બીજા યુવકોએ પુસ્તકાલયની શરૂઆત કરી હતી. વળી ઈ. સ. ૧૮૯૬માં માસિક લવાજમ લઈ સાર્વજનિક પુસ્તકાલય શરૂ કરવાનો પ્રયાસ પણ તે ગામમાં થયો હતો. અંગ્રેજી કેળવણી ગામડાંમાં જ્ઞાનનો પ્રકાશ કેવી રીતે ફેલાવતી થઈ હતી તેનો આ હકીકતોથી કંઈક ખ્યાલ આવે છે. બીજાં ગામોમાં પણ એવા પ્રયાસો થયા હશે. પરંતુ વસો ગામના આ પ્રયાસોમાંથી ઈ સ. ૧૮૮૯માં સ્થપાયેલું 'વિદ્યાર્થી સમાજ પુસ્તકાલય' ખાસ ઐતિહાસિક મહત્ત્વનું ગણાય કેમ કે એ પુસ્કાલયની કાર્યપદ્ધતિમાં એના પ્રણેતા શ્રી મોતીભાઈ અમીને પાછળથી વિકસાવેલી સાર્વજનિક પુસ્તકાલય પ્રવૃત્તિનાં બીજ રહેલાં હતાં. એની વધુ વિગત 'મોતીભાઈ અમીન—જીવન અને કાર્ય' એ પુસ્તકમાં આપેલી છે.

**મોતીભાઇ અમીન : એમનું મિત્રમંડળ : ઇ. સ. ૧૯૦૪-૦૫ :** ઈ. સ. ૧૯૦૪-૦૫માં જ્યારે નડિયાદમાં ડાહીલક્ષ્મી પુસ્તકાલયનું ટ્રસ્ટ ડીડ થતું હતું તે અરસામાં શ્રી મોતીભાઈ અમીન પાટણની અંગ્રેજી શાળામાં શિક્ષક હતા, અને પોતાના વિદ્યાર્થીઓને તેમજ સાથી શિક્ષકોને પુસ્તકો વાંચવાનો શોખ લગાડતા હતા. આ માટે તેમણે એક મિત્રમંડળ જમાવ્યું હતું. તેમાં મોતીભાઈ એક પુસ્તક સૂચવે તે એક મિત્ર વાંચવાનું માથે લે. પછી એ જ મિત્રને ઘેર સભા ભરાય ત્યાં વાંચેલા પુસ્તક ઉપર પેલા મિત્ર વિવેચન કરે, તેનો સાર કહે અથવા નિબંધ વાંચે. જે મિત્ર આ

પ્રમાણે પુસ્તક વાંચવાનુ અને સભામાં હાજર રહેવાનુ સ્વીકારે તે જ આ મંડળનો સભ્ય થઈ શકતો એમાં પચાસ ઉપરાંત સભ્યો થયા હતા

એ અરસામાં 'સંસારમાં સ્વર્ગ' (કર્તા, અમૃતલાલ સુંદરજી પઢિયાર) અને 'સંગીત નીતિ વિનોદ' (ભાવનગર રાજ્ય તરફથી પ્રસિદ્ધ થયેલુ) એ બે પુસ્તકો તેમના વાંચવામાં આવ્યાં એ પુસ્તકો તેમને ખૂબ આકર્ષક અને મોહક લાગ્યાં અને એવાં પુસ્તકોનો ગામડાંમા પ્રચાર થાય એ માટે તેઓ મનમા યોજનાઓ વિચારવા લાગ્યા એ પછી ઇ સ ૧૯૦૫ના ડિસેમ્બર માસમાં તેઓ પેટલાદની તે વખતની પાંચ ધોરણવાળી અગ્રેજી શાળાના હેડમાસ્તર નિમાયા ત્યાં જઈને તરત તા ૧૬—૧—૧૯૦૬ને રોજ તેમણે પેટલાદ બોર્ડિંગ સ્થાપી, અને તે પછી બેએક માસમાં જ 'મિત્રમંડળ પુસ્તકાલયો' નામની ગામડાંમા પુસ્તકપ્રચાર થઈ શકે એવી એક યોજના ઈ સ ૧૯૦૬ના માર્ચ માસમા જાહેર કરી, જુલાઇ માસની પહેલી તારીખથી અમલમા મૂકી

**મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના ઇ. સ ૧૯૦૬** આજ અરસામાં વડોદરામાં પ્રાથમિક શિક્ષણ ફરજિયાત કરવાનો કાયદો અમલમાં આવ્યો હતો તે પહેલાં વડોદરામાં પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવા માટે ટ્રેનિંગ કોલેજ નીકળી ચૂકી હતી એ કોલેજના પ્રિન્સિપાલ તરીકે 'કાન્ત' નામથી જાણીતા કવિ શ્રી મણિશંકર રત્નજી ભટ્ટ હતા તેમણે 'શિક્ષણનો ઇતિહાસ' એ નામનુ આજે પણ અજોડ ગણાય એવુ શિક્ષણશાસ્ત્રનુ મહાન પુસ્તક ગુજરાતીમા લખી પ્રગટ કરેલુ હતુ એમના પ્રેરક સંસર્ગમા આવેલા વડોદરા રાજ્યના પ્રાથમિક શિક્ષકો એ જમાનામાં ગામડાંમાં પ્રસરતા જતા હતા શ્રી મોતીભાઈએ વાતાવરણમા કોલેજ શિક્ષણ પામ્યા હતા અને શિક્ષણનો પ્રચાર કરવાની ધાર્મિક ભાવનાથી મુલ્કી ખાતામાં મળેલી નોકરી છોડી દઈને, ગ્રેજ્યુએટ શિક્ષકને નિયમથી જે પગાર મળે તે કરતા પણ ઓછો પગાર સ્વીકારીને તેમણે શિક્ષકની સરકારી નોકરી લીધી હતી તેમણે ટ્રેનિંગ કોલેજના શિક્ષકોને પુસ્તકપ્રચારનુ મહત્ત્વ સમજાવ્યુ અને જે શિક્ષક પોતે નોકરી કરતા હોય તે ગામમાંથી દસ-પંદર રૂપિયા ઉઘરાવીને શ્રી મોતીભાઈને મોકલી આપે તે શિક્ષકને ગામના ઉપયોગ માટે બીજી એટલી રકમ ઉમેરીને, એકંદરે વીસથી ત્રીસ રૂપિયાની કિંમતનાં વર્તમાનપત્રો અને પુસ્તકો પહોંચાડવાની તેમણે તૈયારી બતાવી એ જમાનામાં ગામડાંમા જવા માટે હાલના જેવાં રેલવે કે મોટરબસના સાધનો ન હતાં ટપાલ પણ બહુ ઓછા ગામોમાં હતી એવા સંજોગોમાં દુનિયાના અવનવા સમાચાર આપે એવાં વર્તમાનપત્રો અને વિવિધ જ્ઞાન આપે તેવાં પુસ્તકો ગામડાંમા પહોંચે એવી આ યોજના શિક્ષકોને એકદમ આકર્ષક લાગી અને પચાસ ગામોમાં એનો અમલ કરવાનુ નક્કી થયુ નડિયાદનુ ડાહીલક્ષ્મી પુસ્તકાલય અને મિત્રમંડળ પુસ્તકાલયોની ગામડાંમાં પુસ્તકાલયો ખોલવાની આ યોજના લગભગ એક સાથે જન્મ્યાં હતા એ એક ઐતિહાસિક અકસ્માત હતો

**વડોદરા રાજ્યની પ્રથમ 'સર્ક્યુલેટિંગ લાયબ્રેરીઝ' ઈ સ. ૧૯૦૭** એ જ અરસામાં વડોદરાના યુવાન મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડ અમેરિકામાં મુસાફરી કરતા હતા ત્યાં સાર્વજનિક પુસ્તકાલયોના પ્રચારની શાસ્ત્રીય પદ્ધતિ તે અરસામાં નવી ખીલેલી હતી એ પ્રવૃત્તિ પોતાના રાજ્યમા શરૂ કરવાનો તેમણે તરત નિર્ણય કર્યો અને એ માટે રૂ ૩૦,૦૦૦ ખર્ચવાની યોજના કરવાનો પોતાના દીવાનને અમેરિકામાંથી જ હુકમ મોકલ્યો એને પરિણામે સર્ક્યુલેટિંગ લાયબ્રેરીઝ (ફરતાં પુસ્તકાલયો)ની યોજના ઈ સ ૧૯૦૭માં અમલમાં આવી મિત્રમંડળ પુસ્તકાલયોની યોજનાને શરૂ થયે થોડા જ માસ થયા એટલામાં એનો એટલો બધો લાભ લેવાવા લાગ્યો હતો કે એને માટે નાણા મેળવવાની જરૂર ઊભી થઈ હતી એટલે સરકારી યોજના પ્રસિદ્ધ થઈ કે તરત એનો લાભ મિત્રમંડળ પુસ્તકાલયોને મળે એવો પ્રયત્ન કરવામાં આવ્યો અને થોડી આનાકાની પછી સરકારે એ લાભ એને આપવા માંડયો

**મિત્રમંડળ પુસ્તકાલયો યોજનાનુ સંચાલન** મિત્રમંડળ પુસ્તકાલયોને વર્તમાનપત્રો તથા પુસ્તકો પૂરાં પાડવાનુ કામ પેટલાદ બોર્ડિંગમાંથી વિદ્યાર્થીઓની મદદ લઈ કરવાનુ રાખેલુ એ કામ એટલુ બધુ વધી ગયુ કે બોર્ડિંગમાં જ પુસ્તકો ખરીદવાની અને તે ગામડાંમાં પહોંચાડવાની મોટી દુકાન મંડાઈ વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકોને માટે આ એક અણધારી રસિક પ્રવૃત્તિ બની રહી નવાં નવાં પુસ્તકો જોવાનાં અને વાંચવાનાં મળે એ એક અસાધારણ લાભ હતો તે ઉપરાંત પુસ્તકો મંગાવવાં, ગામડાંમાં તે પહોંચાડવાં, તેના હિસાબ રાખવા વગેરે કામો કરવાની શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓને તક મળી, એ પણ એમની કેળવણીમાં ઉમેરો કરનારુ હતુ આગળ જતાં શ્રી મોતીભાઈએ વિદ્યાર્થીઓ અને શિક્ષકોની સેવાભાવે મદદ મેળવીને જ

પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવી હતી. એટલું જ નહિ પણ આવા પ્રકારનાં સાર્વજનિક કામો વિદ્યાર્થીઓ શાળામાં ભણતાં ભણતાં જ કરવા માંડે તો તેમનું ચારિત્ર્ય ખીલે અને ભાવી પ્રજા સાર્વજનિક દૃષ્ટિવાળી થાય એવું તે માનતા અને તેનો આગ્રહપૂર્વક અમલ કરતા–કરાવતા.

**'ગદ્યપદ્યસંગ્રહ' : પ્રથમ ગુજરાતી 'ડાઇજેસ્ટ' :** વર્તમાનપત્રો અને સામયિકોમાં આવતા સારા લેખો પોતે પ્રથમ વાંચી, તે વિદ્યાર્થીઓ વાંચે તે માટે છાપેલા લખાણમાં લાલ પેન્સિલથી નિશાનીઓ કરી વિદ્યાર્થીઓને તે વાંચવાની શ્રી મોતીભાઈ ભલામણ કરતા. આ પ્રવૃત્તિને પણ તેમણે મિત્રમંડળ પુસ્તકાલયોની યોજના દ્વારા પ્રચારમાં મૂકી. એ યોજનામાં જે માત્ર આઠ આનાનો ફાળો આપે તેને વર્ષમાં એક વખત ગુજરાતી ગ્રંથકારોના ઉત્તમ લેખોના સંગ્રહનું આશરે ૮૦ પાનનું પુસ્તક ભેટ આપવાનું ઠરાવ્યું હતું. એ યોજના અનુસાર 'ગદ્યપદ્યસંગ્રહ' નામનું પ્રથમ પુસ્તક પ્રગટ થયું. તેની એક જ વર્ષમાં ત્રણ આવૃત્તિઓ નીકળી અને ત્રણ હજાર નકલો ખપી ગઈ. એ અનુભવથી પ્રેરાઈ માત્ર એક રૂપિયાના લવાજમમાં 'ગદ્યપદ્યસંગ્રહ' નામનું માસિક ઈ. સ. ૧૯૦૮થી પ્રગટ કરવાનું શરૂ કરવામાં આવ્યું. એમાં ગદ્ય અને પદ્યના પસંદ કરેલા ઉત્તમ લેખો ઉપરાંત પેટલાદ બોર્ડિંગ અને મિત્રમંડળ પુસ્તકાલયોના સમાચાર પણ છાપવામાં આવતા. હાલ અંગ્રેજીમાં 'રીડર્સ ડાઇજેસ્ટ' પરદેશથી આવે છે. એના જેવાં 'મિલાપ' અને 'બીજ' નામનાં માસિક ગુજરાતીમાં હાલમાં નીકળવા લાગ્યાં છે એ પ્રકારનું આ 'ગદ્યપદ્યસંગ્રહ' એ ગુજરાતનું પ્રથમ માસિક હતું. પાછળથી આ જ પ્રવૃત્તિ તરફથી કેટલાંક પુસ્તકો પણ પ્રસિદ્ધ કરવામાં આવ્યાં હતાં

**વસોનું સાર્વજનિક પુસ્તકાલય : ઇ. સ. ૧૯૧૦ :** ઉપર પ્રમાણે 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના લોકપ્રિય બની અને તેને રાજ્યની મદદ પણ મળી એટલે એનો પ્રચાર કરવા શ્રી. મોતીભાઈ અવકાશે ગામડાંમાં ફરવા લાગ્યા. એ રીતે એમણે વસોમાં અગાઉ સ્થપાયેલા પુસ્તકાલયને પણ સજીવન કર્યું અને એમના પ્રયાસથી સરકારી મદદનો લાભ એ ગામના પુસ્તકાલયને મળવાનું નક્કી થયું. એનાથી ઉત્સાહિત થઈ વસોમાં સાર્વજનિક પુસ્તકાલય માટે ૭ હજાર રૂપિયાને ખર્ચે એ જમાનામાં અપૂર્વ અને આલિશાન ગણાય એવું મકાન એમણે લોકોના સહકારથી બંધાવ્યું. એ ખાતે રૂ. ૧૫૦૦ દેવું પણ પોતાને જોખમે કર્યું. એ પુસ્તકાલય તા. ૩૦–૧–૧૯૧૦ને દિવસે મહારાજા સયાજીરાવના ભાઈ શ્રીસંપતરાવ ગાયકવાડને હાથે ખુલ્લું મુકાયું હતું.

**વડોદરાના પુસ્તકાલય ખાતાના મદદનીશ સંચાલકને હોદ્દે શ્રી. મોતીભાઈની નિમણૂક : ઈ. સ. ૧૯૧૧ :** વસોનું પુસ્તકાલય ખુલ્લું મુકાયું તે પહેલાં વડોદરાના મહારાજા અમેરિકાના પ્રવાસેથી પાછા આવી ગયા હતા. તેમણે મિ. બોર્ડન નામના પુસ્તકાલયશાસ્ત્રના અમેરિકન નિષ્ણાતને પોતાના આવતા પહેલાં જ વડોદરા મોકલ્યા હતા અને એમની સલાહ પ્રમાણે વડોદરા રાજ્યમાં પુસ્તકાલયખાતું ખોલવાનું ઠરાવ્યું હતું. તેમને મદદ કરવા તા. ૪–૧–૧૯૧૧થી શ્રી મોતીભાઈને 'આસિસ્ટંટ ટુ ધી ડાયરેક્ટર ઑફ સ્ટેટ લાયબ્રેરીઝ' એ હોદ્દા ઉપર નીમવામાં આવ્યા. એ નિમણૂક એક વર્ષ માટે જ હતી અને શ્રી બોર્ડન સાથે લોકરુચિનો અભ્યાસ કરી રાજ્યને અનુકૂળ યોજના તૈયાર કરવામાં મદદ કરવાનું કામ તેમણે કરવાનું હતું. પરંતુ મિ. બોર્ડન એક વર્ષમાં શ્રી મોતીભાઈથી એટલા આકર્ષાયા કે તેમણે મોતીભાઈને પાછા પેટલાદ જવા દીધા નહિ પણ બે વર્ષ પછી વડોદરા રાજ્યની નોકરી છોડી અમેરિકા પાછા ફરતાં તેમણે પોતાના હોદ્દાનો હવાલો શ્રી મોતીભાઈને સોંપ્યો. પાછળથી એ હોદ્દા ઉપર બીજા નિષ્ણાતો આવ્યા અને ગયા અને મોતીભાઈએ જીવનભર છેક ૧૯૩૫ સુધી એ બધાના મદદનીશને હોદ્દે રહી વડોદરા રાજ્યની ગ્રામ પુસ્તકાલય પ્રવૃત્તિ કેવી રીતે ખીલવી એની રસિક માહિતી એમના જીવનચરિત્રમાં વિગતથી આપેલી છે.

**કોમી નહિ પણ સાર્વજનિક ભાવના માટે શ્રી મોતીભાઈનો આગ્રહ :** પેટલાદમાં મિત્રમંડળ પુસ્તકાલયોની પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી ત્યારે એ પ્રવૃત્તિને સાર્વજનિક નહિ રાખતાં પાટીદાર કોમ પૂરતી મર્યાદિત રાખવાની કેટલાક મિત્રોએ માગણી કરેલી. પરંતુ એ માગણી નહિ સ્વીકારતાં શ્રી મોતીભાઈએ એ પ્રવૃત્તિને સાર્વજનિક રાખવાનો સિદ્ધાંત મક્કમતાથી અમલમાં મૂકેલો. તે પછી ચરોતર એજ્યુકેશન સોસાયટી સ્થાપતી વખતે ચરોતર પ્રદેશની વ્યાખ્યા સંકુચિત નહિ રાખતાં હાલ રચાયેલા ખેડા જિલ્લાના આખા પ્રદેશને એમણે ચરોતર જિલ્લો ગણવાનું ઠરાવ્યું હતું. આજથી પચાસ વર્ષ ઉપર આ ભાવના અને દૃષ્ટિ એમણે સ્વીકારી હતી એ ખાસ નોંધપાત્ર હકીકત છે, કેમ કે પાછળથી એ સાર્વજનિક દૃષ્ટિ અને સેવાભાવના વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં અને એ દ્વારા ચરોતર પ્રદેશના ગામડાંની બીજી પ્રવૃત્તિઓમાં પણ અમલમાં મુકાયાં હતાં. એ બધાને લીધે ચરોતર પ્રદેશની ગામડાંની પ્રજાને સાર્વજનિ

પ્રવૃત્તિઓ ચલાવવાની તાલીમ મળી હતી.

**ચરોતરમાં બાળસાહિત્યની શરૂઆત : ઇ. સ. ૧૯૨૧ :** બાળશિક્ષણ પ્રત્યે કેળવણીકારોનું ધ્યાન હજુ તો દોરાયું નહોતું અને તેની અગત્ય સમાજના મોટા ભાગને સમજાઈ નહોતી તે યુગમાં બાળકો માટે પુસ્તકો કે વાંચન-સાહિત્ય સર્જવાનું કોઈને ન જ સૂઝે તે સ્વાભાવિક છે. છતાં સને ૧૯૧૪ના અરસામાં વસોમાં શ્રી મોતીભાઈ અમીનના પ્રયત્નથી નૂતન પદ્ધતિનું બાળમંદિર શરૂ થયા પછી તે તરફ ગુજરાતના કેળવણીકારો અને શિક્ષણશાસ્ત્રીઓનું ધ્યાન ખેંચાવા માંડયું હતું. અને બાળકોને સહેલી અને સરળ ભાષામાં રસિક વાંચન પૂરું પાડવાની જરૂર સમજાવા લાગી હતી. આ દિશામાં સને ૧૯૨૧માં ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદમાંથી "બાળમિત્ર" માસિક કાઢીને શ્રી મોતીભાઈએ પુસ્તકાલય પ્રવૃત્તિના બાળવિભાગની શરૂઆત કરી હતી. આજે પણ આ માસિક પોતાની વિશિષ્ટતા સાચવી રહ્યું છે એટલું જ નહી પણ બાળસાહિત્યમાં તેણે પોતાનું ઉચ્ચ સ્થાન ટકાવી રાખ્યું છે. આમ ચરોતરમાં સૌથી પહેલું બાળમાસિક આણંદથી પ્રસિદ્ધ થયું હતું.

**ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિ : ઇ. સ. ૧૯૩૧થી ૧૯૩૫:** વડોદરા રાજ્યની નોકરી કરતાં કરતાં શ્રી મોતીભાઈ અમીન મોટે ભાગે એ રાજ્યમાં આવેલા ચરોતર પ્રદેશને (પેટલાદ અને ભાદરણ તાલુકાઓને) પોતાની સેવાઓનો બને એટલો લાભ આપતા. પરંતુ ચરોતર એજ્યુકેશન સોસાયટીના બંધારણમાં જણાવેલા આખા ચરોતર પ્રદેશને એ ભૂલ્યા ન હતા. ઈ. સ. ૧૯૩૫માં વડોદરા રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી એમણે ચરોતર પ્રદેશમાં પુસ્તકાલય પ્રવૃત્તિ સંપૂર્ણપણે ખીલવવાના કાર્યક્રમ આરંભ્યો હતો. આની શરૂઆત તો તે પહેલાં કરી દીધેલી હતી. તે માટે ઈ. સ. ૧૯૩૧માં 'ચરોતર' માસિક શરૂ કર્યું હતું. એ જ વર્ષમાં 'ચરોતર ફરતું પુસ્તકાલય' શરૂ કરી ચરોતર પુસ્તકાલય પ્રવૃત્તિને વિકસાવવા માટે 'ચરોતર'માં વિવિધ માહિતી પ્રગટ કરવા માંડી હતી. આ માહિતીને સર્વસંગ્રહનું રૂપ આપી શકાય તેની શરૂઆત તરીકે 'પેટલાદ સર્વસંગ્રહ', ઈ. સ. ૧૯૩૩માં તૈયાર કરાવ્યો હતો. ઈ. સ. ૧૯૩૪માં પ્રથમ ગુજરાત પુસ્તકાલય પરિષદ અમદાવાદમાં ભરાઈ. એ પરિષદને બીજે વર્ષે આણંદમાં ભરવાનું આમંત્રણ પણ એમણે આપ્યું હતું. એ પ્રસંગે ચરોતરમાં ઓછામાં ઓછી સો વાચનાલયો ચરોતર એજ્યુકેશન સોસાયટી દ્વારા ખોલવાની યોજના કરી હતી અને એ યોજના હિંદના દાદા સદ્ગત દાદાભાઈ નવરોજીના સ્મારક ફંડમાંથી મદદ મળે એવી ગોઠવણ થઈ હોવાથી એ વાચનાલયોને દા. ન. વાંચનાલયોનું નામ આપવાનું શરૂ કર્યું હતું.

**આણંદમાં બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ : ૧૯૩૯ :** બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ છેક ૧૯૩૯ના જાન્યુઆરીની ૧૫મી એ ભરાઈ, ત્યાં સુધીમાં તો ચરોતરમાં બસોએક વાચનાલયો નીકળી ચૂક્યાં હતાં. એ પરિષદ પ્રસંગે પુસ્તકાલય પ્રવૃત્તિનું પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. તેમાં ચરોતરના લેખકોનાં પુસ્તકોનો વિભાગ ખાસ અલગ ગોઠવ્યો હતો. એ પરિષદનું ઉદ્‌ઘાટન તે વખતના કોંગ્રેસ પ્રધાનમંડળના પ્રથમ વડાપ્રધાન નામદાર ખેર સાહેબે કર્યું હતું. શ્રી મોતીભાઈ તે પહેલાં થોડા દિવસ ઉપર બીમાર પડયા હતા. તેથી પરિષદમાં હાજર રહી શક્યા નહોતા અને પાછળથી તા. ૧-૨-૧૯૩૯ને રોજ તેમનું અવસાન થયું હતું. આ પહેલાં, પ્રથમવાર સત્તા ઉપર આવેલા કોંગ્રેસ પ્રધાનમંડળે પ્રૌઢશિક્ષણના એક અંગ તરીકે પુસ્તકાલય પ્રવૃત્તિને વેગ આપવા પુસ્તકાલયખાતું યોજવાનું વિચાર્યું હતું અને એ કામમાં પોતાના અનુભવનો લાભ આપી શકાય તે માટે શ્રી મોતીભાઈએ સરકારને પોતાની સેવાઓ આપવાનું શરૂ કર્યું હતું. પરંતુ એમના અવસાનને લીધે સરકાર એમની સેવાઓ લઈ શકી નહોતી. પાછળથી વિશ્વયુદ્ધ શરૂ થતાં કોંગ્રેસ પ્રધાનમંડળ સરકારમાંથી નીકળી ગયું તો પણ એમણે શરૂ કરેલી નીતિને લીધે સરકાર તરફથી પુસ્તકાલયોને ગ્રાન્ટો મળે એવા નિયમો થોડો વખત ચાલુ રહ્યા હતા. એને લીધે દા. ન. વાંચનાલયોને સારી ગ્રાન્ટો મળી હતી. પાછળથી સરકારી ગ્રાન્ટો ઓછી થતાં એ વાચનાલયો પૈકી કેટલાંક બંધ થયાં હતાં. છતાં ચરોતર એજ્યુકેશન સોસાયટીએ એ પ્રવૃત્તિ ચાલુ રાખી હતી અને હજી પણ એ ચાલુ છે.

**ભીક્ષુ અખંડાનંદજી :** પેટલાદ બોર્ડિંગમાં 'મિત્રમંડળ પુસ્તકાલયો'ની યોજના શરૂ થઈ તે જ અરસામાં ચરોતરના બોરસદ તાલુકાના વતની એક લુહાણા ગૃહસ્થે સંન્યાસી બની, મુંબઈમાંથી પુસ્તકપ્રચારનું પુણ્ય કાર્ય આરંભ્યું હતું. એમનું નામ ભીક્ષુ અખંડાનંદજી. સંન્યાસી થયા પછી એમને જણાયું કે ધાર્મિક પુસ્તકો લોકો સમજી શકે એવી ભાષામાં સસ્તે ભાવે મળતાં નથી. તેથી એવાં પુસ્તકો છપાવી સસ્તી કિંમતે વેચવાનું જીવનકાર્ય એમણે ઉપાડયું હતું. એને લીધે શ્રી મોતીભાઈ સાથે એમને મૈત્રી થઈ

હતી અને બંને મળી પુસ્તકપ્રચારની અનેક યોજનાઓ વિચારવા લાગ્યા હતા. પાછળથી ચરોતર એજ્યુકેશન સોસાયટી સ્થપાતાં 'સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય' આણંદમાં એ સોસાયટીની જ એક પ્રવૃત્તિ તરીકે સ્થાપવાનો પણ વિચાર કરવામાં આવેલો. પરંતુ આખરે એ સંસ્થા અમદાવાદમાં સ્થપાઈ હતી. તેમ છતાં અખંડાનંદજી અને મોતીભાઈ અમીન એકબીજાના સંપર્કમાં રહેતા અને પરસ્પર સલાહ લઈ પોતપોતાની રીતે જ્ઞાનપ્રચારની પ્રવૃત્તિ વિકસાવ્યે જતા. અખંડાનંદજીની એ સંસ્થાએ પોતાની 'વિવિધ ગ્રંથમાળા' અને બીજી અનેક યોજનાઓ વડે શ્રી મોતીભાઈની પુસ્તકાલયની પ્રવૃત્તિને વેગ આપવામાં અમૂલ્ય ફાળો આપેલો છે. એને લીધે આજે એક પણ પુસ્તકાલય એવું નહિ હોય જેમાં 'સસ્તું સાહિત્ય' ન હોય. આજે અખંડાનંદજી નથી, પણ એમણે સ્થાપેલી સંસ્થા એમનું કાર્ય આગળ ધપાવી રહી છે. 'સસ્તુ સાહિત્ય એટલે ઊંચામાં ઊંચું સાહિત્ય' એવો મુદ્રાલેખ એ સંસ્થાએ જાહેર કર્યો છે અને 'અખંડઆનંદ' માસિક દ્વારા એના સ્થાપકનું અર્થપૂર્ણ નામ ગુજરાતમાં ઘેરઘેર પ્રચાર પામ્યું છે. ચરોતરની–અને ગુજરાતની–પુસ્તકાલયની પ્રવૃત્તિ સાથે આ રીતે ચરોતરના એક બીજા પુણ્ય પુરુષનું તપ સંકળાયેલું છે, એ હકીકત નોંધપાત્ર છે.

**મુંબઈ સરકારે નીમેલી પુસ્તકાલય વિકાસ સમિતિ : ૧૯૩૯–૪૦ :** ઈ. સ ૧૯૩૭–૩૮ની કોંગ્રેસ સરકારે મુંબઈ પ્રાંતમાં પુસ્તકાલય પ્રવૃત્તિ ખીલવવા માટે આરંભેલા પ્રયાસોને પરિણામે ઈ. સ. ૧૯૩૯ના ડિસેમ્બરમાં તે વખતની મુંબઈ સરકારે પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસની શક્યતાની તપાસ કરવા એક 'પુસ્તકાલય વિકાસ સમિતિ' નીમી હતી. સરકારનો વિચાર એવો હતો કે મુંબઈમાં એક પ્રાંતીય મધ્યસ્થ પુસ્તકાલય સ્થાપવું અને મુંબઈ બહાર પૂના, અમદાવાદ અને ધારવાડ એ ત્રણ સ્થળોએ ત્રણ પ્રાદેશિક પુસ્તકાલયો સ્થાપવાં. આ માટે સ્થાનિક પુસ્તકાલયોની તપાસ કરવી અને ચાલુ પુસ્તકાલયો ઉપર જણાવેલા પ્રકારનાં પુસ્તકાલયોના રૂપમાં ફેરવી શકાય કે કેમ, અને જો ફેરવી શકાય તો તે માટે કેવી શરતો રાખવી, તથા મધ્યસ્થ અને પ્રાદેશિક પુસ્તકાલયોનું સ્વરૂપ કેવું રાખવું વગેરે બાબતોની તપાસ કરી તે અંગે ભલામણો કરવાનું કામ એ સમિતિને સોંપવામાં આવ્યું હતું. એને પરિણામે એ સમિતિએ સરકાર સમક્ષ રજૂ કરેલું નિવેદન સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલું છે. તે મુંબઈના સરકારી પ્રેસમાંથી પાંચ આનાની કિંમતે મળી શકે છે.

**સમિતિની ભલામણો :** એ નિવેદનમાં એ સમિતિએ મધ્યસ્થ અને પ્રાદેશિક પુસ્તકાલયો સ્થાપવા અંગે પોતાના અભિપ્રાયો જણાવેલા છે. તે ઉપરાંત દરેક જિલ્લામાં, તાલુકામાં, અને ગામોમાં પુસ્તકાલયો સ્થાપવા અંગે પણ ભલામણો કરેલી છે. એ બધી ભલામણોનો સાર એવો કે મુંબઈમાં એક મધ્યસ્થ પુસ્તકાલય સ્થપાય. એ પુસ્તકાલય રાજ્યમાં પ્રગટ થતાં તમામ કોપીરાઈટ પુસ્તકોનો સંગ્રહ રાખે. તે ઉપરાંત બીજાં પુસ્તકો તો તેમાં હોય જ. પરંતુ આખા રાજ્યનાં પુસ્તકાલયોની કાર્યવાહીને દોરવણી આપવાનું કામ પણ એ મધ્યસ્થ પુસ્તકાલય કરે એવી રૂપરેખા દોરવામાં આવી છે. એનું જ નાનું સ્વરૂપ તે પ્રાદેશિક પુસ્તકાલયો. ઉપર જે ત્રણ કેન્દ્રો ગણાવ્યાં તે મુંબઈ રાજ્યના ત્રણ મુખ્ય ભાષાઓ બોલનાર પ્રદેશોમાં આવેલાં કેન્દ્રો છે. એ પ્રાદેશિક પુસ્તકાલયોમાં જે તે ભાષામાં પ્રગટ થયેલાં કોપીરાઈટવાળાં પુસ્તકો એકઠાં થતાં જાય અને તે પ્રદેશનાં નાનાં મોટાં પુસ્તકાલયોને એ પુસ્તકાલય જરૂરી દોરવણી આપતું રહે, એવી એને વિષે કાર્યરેખા આલેખવામાં આવી છે. એ જ પ્રમાણે દરેક જિલ્લામાં એક જિલ્લા પુસ્તકાલય હોય. તાલુકામાં તાલુકા પુસ્તકાલય હોય. મોટાં ગામોમાં નગર પુસ્તકાલય અને નાનાં ગામોમાં ગ્રામ પુસ્તકાલય એવા પ્રકારો સૂચવવામાં આવ્યા છે.

ઉપર પ્રમાણે જુદા જુદા પ્રકારનાં પુસ્તકાલયો સરકાર પોતે સ્થાપે તો આખી પ્રવૃત્તિના ખર્ચને સરકારથી પહોંચાય નહિ તેથી ચાલુ પુસ્તકાલયોમાંથી જરૂર પૂરતાં પુસ્તકાલયોની પસંદગી કરીને તેમને ઉપર ગણાવેલા પ્રકારનાં પુસ્તકાલયો તરીકે માન્ય કરવાં અને તેમને જરૂરી મદદ કરવી એવી નીતિની સમિતિએ ભલામણ કરી છે.

**હાલની સરકારે આરંભેલી પુસ્તકાલય પ્રવૃત્તિ:** સ્વરાજ્ય સ્થપાયા પછી, હાલની સરકારે ઉપરની ભલામણો પ્રમાણે મુંબઈ રાજ્યમાં પુસ્તકાલય પ્રવૃત્તિનો વહીવટ શરૂ કર્યો છે. રાજ્યના મધ્યસ્થ પુસ્તકાલય તરીકે મુંબઈમાં ટાઉન હોલમાં આવેલા રોયલ એશિયાટિક સોસાયટીના પુસ્તકાલયને પસંદ કરવામાં આવ્યું છે. ગુજરાતના પ્રાદેશિક પુસ્તકાલય તરીકે અમદાવાદમાં આવેલા ગુજરાત વિદ્યાપીઠના પુસ્તકાલયને પસંદ કરવામાં આવ્યુ છે અને ખેડા જિલ્લાના જિલ્લા પુસ્તકાલય તરીકે નડિયાદના ડાહીલક્ષ્મી પુસ્તકાલયને (ઈ. સ. ૧૯૪૮થી) પસંદગી મળી છે. આ ઉપરાંત તાલુકા પેટા પુસ્તકાલયો, નગર પુસ્તકાલયો અને ગ્રામ પુસ્તકાલયો તરીકે

ખેડા જિલ્લાનાં ઘણાં પુસ્તકાલયોને સરકારે માન્ય કર્યાં છે. તે બધાંની યાદી આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૧) રૂપે આપી છે.

**નવા વહીવટમાં જૂના વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોનું સ્થાન :** વડોદરા રાજ્યનું વિલીનીકરણ થવાથી એ રાજ્યનાં પુસ્તકાલયોનો વારસો પણ મુંબઈ રાજ્યને મળ્યો છે. એ પુસ્તકાલયોને મૂળ વડોદરા રાજ્ય જે ધોરણે નાણાંની મદદ કરતું હતું તે ધોરણે મુંબઈ રાજ્યે પણ મદદ કરવી પડે એવી વિલીનીકરણની એક શરત હતી. એટલે એ પુસ્તકાલયોનો એક અલગ પ્રકાર ગણવામાં આવે છે. વળી વડોદરા રાજ્યના સમયમાં એ રાજ્યની મદદથી ચરોતરનાં કેટલાંક ગામોમાં મહિલા પુસ્તકાલયો અને બાલ પુસ્તકાલયો સ્થપાયેલાં છે. તેમનો પણ એક અલગ પ્રકાર ગણવાનું ઠરેલું છે. પરિશિષ્ટમાં આપેલી યાદીઓમાં આ પ્રકારનાં પુસ્તકાલયોનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે.

**નવા વહીવટમાં દા. ન. વાંચનાલયોનું સ્થાન :** ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતાં દા. ન. વાંચનાલયો સરકારની યોજનામાં ગ્રામ પુસ્તકાલયો ગણાય છે. એટલે પરિશિષ્ટ(૧)માં આપેલી યાદીઓમાં આ વાચનાલયોનો સમાવેશ થાય છે. પરિશિષ્ટ (૨)માં આ દા. ન. વાંચનાલયો જુદાં પણ તારવી બતાવ્યાં છે.

**સરકારી મદદનાં ધોરણો અને આવકનાં અન્ય સાધનો :** ઉપર ગણાવેલા પ્રકારનાં પુસ્તકાલયોને માન્ય કરવા અંગે તેમજ સરકારી ગ્રાંટ આપવા અંગે પુસ્તકાલય વિકાસ સમિતિએ ભલામણો કરેલી છે. તેને આધારે સરકારે હાલની વહીવટી પદ્ધતિ ગોઠવી છે. તે બાબતમાં જાણવા જેવી હકીકત એ છે કે સરકાર પુસ્તકાલયો સ્થાપવા માટે ઝાઝી મદદ કરી શકતી નથી. વખતો વખત સરકાર પાસે નાણાંની સગવડ હોય તેના પ્રમાણમાં જુદા જુદા પ્રકારનાં પુસ્તકાલયોને તેમની લાયકાત અને જરૂરના પ્રમાણમાં મદદો આપવામાં આવે છે. ખેડા જિલ્લામાં જિલ્લા પુસ્તકાલય માટે રૂ. ૪૦૦૦ સુધી વાર્ષિક મદદ અપાય છે. તે ઉપરાંત એ પુસ્તકાલયને નડિયાદ મ્યુનિસિપાલીટી વાર્ષિક રૂ. ૫૦૦ની મદદ કરે છે. ખેડા જિલ્લામાં તાલુકા પેટા પુસ્તકાલયોની સંખ્યા ૧૧ છે. તે દરેકને હાલ સરકાર તરફથી વાર્ષિક રૂ. ૪૫૦થી ૫૦૦ની મદદ મળે છે. નગર પુસ્તકાલયોની સંખ્યા આ જિલ્લામાં ૭ છે. તે દરેકને રૂ. ૭૫થી ૧૦૦ જેટલી સરકારી મદદ મળે છે. ગ્રામ પુસ્તકાલયોને પ્રથમ વર્ષે રૂ. ૫૦ અને પછીથી વાર્ષિક રૂ. ૧૮ સુધી સરકારી મદદ આપવામાં આવે છે. ચરોતર એજ્યુકેશન સોસાયટી તરફથી ચાલતાં દા. ન. વાચનાલયોને તેમજ વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોને આ ધોરણે મદદ મળે છે. આ બધાં મળી આ જિલ્લાનાં ગ્રામ પુસ્તકાલયોની સંખ્યા ૨૬૬ છે. તે ઉપરાંત ચાર મહિલા અને ચાર બાલ પુસ્તકાલયો છે. તે જૂના વડોદરા રાજ્યનાં ગામોમાં છે. ઓછામાં ઓછી સરકારી મદદ જેટલાં જ નાણાં દરેક પુસ્તકાલયે લોકમદદ તરીકે મેળવવાનું ફરજિયાત હોય છે. એ માટે દરેક પુસ્તકાલયને બંધારણ હોય છે. તેમાં જણાવ્યા પ્રમાણે સભ્યો પાસેથી લવાજમ અને લોકો પાસેથી દાનના રૂપમાં નાણાં મેળવાય છે. પુસ્તકો અને વર્તમાનપત્રોના પ્રકાશકો પણ કેટલીક રાહતો આપે છે. કેટલાંક પુસ્તકાલયોને કાયમી આવકનાં સાધનો પણ હોય છે.

**સરકારમાન્ય પુસ્તકાલયનો વહીવટ :** સરકારી મદદ મેળવનાર તમામ પુસ્તકાલયોનો લાભ સાર્વજનિક ધોરણે આપવાનું ફરજિયાત હોય છે. પુસ્તકો કોઈ પણ જાતનું લવાજમ લીધા સિવાય વાચકોને પુસ્તકાલયમાં બેસીને વાંચવા માટે આપવાં જોઈએ એવો સામાન્ય નિયમ છે. લવાજમ ભરીને સભ્ય થયેલા વાચકો પુસ્તકો ઘેર વાંચવા માટે લઈ જઈ શકે છે.

પુસ્તકાલયના મકાન માટે સરકાર હાલ નાણાંની મદદ કરતી નથી. સામાન્ય રીતે જે પુસ્તકાલયને પોતાનું મકાન હોય તેના વ્યવસ્થાપકને સરકારી ધારાધોરણો પ્રમાણે વહીવટ ચલાવવાનું કબૂલ રાખે તો તેવા પુસ્તકાલયોને જ સરકાર તાલુકા પેટા પુસ્તકાલય તરીકે માન્ય રાખે છે. આ રીતે સરકારમાન્ય થયેલાં પુસ્તકાલયોએ સરકારના નિયમ પ્રમાણે હિસાબ રાખવા પડે છે, અને પુસ્તકો ગોઠવવાની તથા તેનાં નોંધપત્રકો રાખવાની વ્યવસ્થા સરકાર સૂચવે તે પ્રમાણે કરવી પડે છે. સરકાર તરફથી આ પુસ્તકાલયોની દર વરસે તપાસણી કરવામાં આવે છે. નગર પુસ્તકાલયને પણ લગભગ ઉપરનાં જ ધોરણો લાગુ પડે છે. ગ્રામ પુસ્તકાલયો માટે મકાન સિવાયની બીજી સામાન્ય શરતો પણ એ જ પ્રકારની હોય છે.

**સરકારી તંત્ર :** સરકારનું પુસ્તકાલયખાતું એ કેળવણીખાતાનું એક અંગ ગણાય છે. તે માટે કેળવણી પ્રધાનના હાથ નીચે પુસ્તકાલય ખાતાના વડાની નિમણૂક કરવામાં આવી છે. તેઓ 'ક્યુરેટર ઓફ લાયબ્રેરીઝ' એવા હોદ્દાથી ઓળખાય છે. તેમની કચેરી મુંબઈમાં ટાઉન હોલમાં છે. તેમના હાથ નીચે પ્રાદેશિક અધિકારીઓ છે. તેઓ 'એસિસ્ટંટ

કયુરેટર ઓફ લાયબ્રેરીઝ' એ હોદ્દાથી ઓળખાય છે. ખેડા જિલ્લો અમદાવાદના પ્રાદેશિક અધિકારીના તાબામાં છે. તેમનું સરનામું નીચે પ્રમાણે છેઃ—

આસિસ્ટંટ કયુરેટર ઓફ લાયબ્રેરીઝ,

એમ. આર. હોસ્ટેલ, શાહીબાગ, અમદાવાદ.

પુસ્તકાલયો સ્થાપવાં, માન્ય કરવાં તથા તેમને અંગે ગ્રાંટોની ભલામણ કરવાનું કામ આ અધિકારીની કચેરીમાં થાય છે. જિલ્લા, તાલુકા, અને નગર પુસ્તકાલયો, મહિલા અને બાલ પુસ્તકાલયો તથા જૂનાં વડોદરા રાજ્યનાં ગ્રામ પુસ્તકાલયોની તપાસણી પણ એ અધિકારી કરે છે. ઉપરનાં તમામ પુસ્તકાલયોને ગ્રાંટો વહેંચવાનું કામ અને અન્ય ગ્રામ પુસ્તકાલયોની તપાસણીનું કામ જિલ્લાના મદદનીશ કેળવણી અધિકારીઓ કરે છે.

**વિલીન થયેલી વડોદરા રાજ્ય પુસ્તકાલય પ્રવૃત્તિનાં ઉપયોગી અંગો :** આ રીતે મુંબઈ રાજ્યમાં સરકારે પુસ્તકાલય પ્રવૃત્તિને ઉત્તેજન આપવાનું શરૂ કર્યું છે. પરંતુ ઝડપથી વધી રહેલા શિક્ષણનો વિસ્તાર જોતાં જ્યાં શાળા હોય ત્યાં પુસ્તકાલય હોય એ સ્થિતિ સાર્વત્રિક બનવી જોઈએ એમ પુસ્તકાલય પ્રવૃત્તિના નિષ્ણાતો માને છે. એ ધ્યેય વડોદરા રાજ્યમાં પણ પૂરેપૂરું સધાયું ન હતું, તો પણ એ રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિ એ ધ્યેયની નજીક પહોંચી હતી. એ સિદ્ધિ જેટલી રાજ્યઆશ્રયને આભારી હતી તેટલી જ પ્રજાના પુરુષાર્થને આભારી પણ હતી. એનો ઘણો યશ સદ્‌ગત મોતીભાઈ અમીનને લોકોએ આપ્યો છે. શ્રી મોતીભાઈએ પોતાની જાતથી શરૂ કરી ગામેગામ ફરી ગામડાંના લોકોને પુસ્તકાલયો સ્થાપવા પ્રેર્યા હતા. એને માટે જરૂરી સેવાભાવી કાર્યકર્તાઓ તૈયાર કર્યા હતા. આખી પ્રવૃત્તિનું સંગઠન અને વિકાસ સાધવા માટે લોકમત સદા જાગૃત રહે તે માટે વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદ સ્થાપવામાં આવી હતી. એ પરિષદનું કામ ઠેઠ ગામડાં સુધી જીવંત રહે તે માટે તાલુકાઓનાં પુસ્તકાલય મંડળો રચવામાં આવ્યાં હતાં. દરેક પુસ્તકાલય એક બંધારણપૂર્વકની સાર્વજનિક સંસ્થાના રૂપમાં ચાલે એવા એને માટે નિયમો કર્યા હતા. રાજ્યની તેમજ ઉપર જણાવેલા પુસ્તકાલય મંડળોની પ્રવૃત્તિઓનો સંદેશો સતત ફેલાતો રહે તે માટે 'પુસ્તકાલય' માસિક પ્રગટ કરવામાં આવતું હતું. હજારોની સંખ્યામાં સ્થપાયેલાં પુસ્તકાલયોને સહેલાઈથી ઓછામાં ઓછે ખર્ચે પુસ્તકો તેમજ અન્ય ...ન પૂરાં પાડવા માટે વડોદરામાં 'પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ' એ નામની વેપારી સંસ્થા જમાવવામાં આવી હતી. પુસ્તકાલયોના નિભાવ માટે ટ્રસ્ટ ફંડો સ્થાપવાની પ્રથા ખીલવવામાં આવી હતી, અને પુસ્તકાલયોનો વહીવટ કરનાર શાસ્ત્રીય તાલીમ પામેલા ગ્રંથપાલો તૈયાર કરવાની પ્રવૃત્તિ પણ ખીલવવામાં આવી હતી. તે ઉપરાંત દર વર્ષે વસંત પંચમીને દિવસે પુસ્તકાલય પર્વણી ઉજવવાની પ્રથા તથા વર્ષમાં એક વાર શિષ્ટ વાચનની પરીક્ષા લેવાની પ્રથા અને ફરતા પુસ્તકાલયની વ્યવસ્થા ખીલવવામાં આવી હતી. પુસ્તકાલય પ્રવૃત્તિ અંગે જાણવા જેવી બાબતોનું સાહિત્ય પણ છપાવી પ્રગટ કરવામાં આવ્યું હતું. આ બધું ક્રમે ક્રમે સતત ત્રીસ વર્ષના અનેક સેવાભાવી કાર્યકરોના અને શિક્ષકોના પરિશ્રમથી થયું હતું. તે ઉપરાંત કોઈ પણ સારું પુસ્તક જુએ તો તે પોતાના મિત્રોને ભેટ આપવું, સેંકડો માણસોને તે વંચાવવું અને પુસ્તકાલયો પાસે તે ખરીદાવી લેખક પ્રકાશકને ઉત્તેજન આપવું, એ કાર્ય શ્રી મોતીભાઈ અમીન મૂગી રીતે જીવનભર કરતા રહ્યા હતા. જ્ઞાનપ્રચારને એક ધાર્મિક કાર્ય ગણી તેની ઝીણામાં ઝીણી વિગતમાં ઊતરીને તેમણે તેને પોતાના જીવનમાં તેમજ વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમાં મૂર્તિમંત કરી બતાવ્યું હતું. તેમની પુસ્તકાલય પ્રવૃત્તિની આ સેવાઓની કદર કરીને ઈ. સ. ૧૯૩૩માં મદ્રાસ રાજ્યના અધ્યારમાં ભરાયેલી અખિલ હિંદ ગ્રામ પુસ્તકાલય પરિષદે તેમને ग्रंथालय उद्यम पितामह એ નામનું બિરદ આપ્યું હતું અને એમના સ્મારક રૂપે ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં 'મોતીભાઈ અમીન અધ્યાપન મંદિર' નામની પ્રાથમિક શિક્ષકોને તાલીમ આપવા માટેની ભવ્ય સંસ્થા પ્રજાને ખર્ચે સ્થપાઈ છે ને સુંદર સેવા બજાવી રહી છે.

**ગુજરાત પુસ્તકાલય મંડળ અને ખેડા જિલ્લા પુસ્તકાલય મંડળ :** વડોદરા રાજ્યનું વિલીનીકરણ થવાથી એ રાજ્યનાં પુસ્તકાલયો મુંબઈ રાજ્યમાં ભળી ગયાં. તે સાથે એ પુસ્તકાલયોનું સંગઠન કરનાર રાજ્ય પુસ્તકાલય પરિષદ અને તેની સાથે સંકળાયેલાં તાલુકા મંડળો વિસર્જન પામ્યાં કે નવસર્જન પામ્યાં. હાલ ગુજરાત પુસ્તકાલય મંડળ સ્થપાયેલું છે. તેનું કાર્યાલય અમદાવાદમાં છે. એની સાથે જોડાયેલાં ગુજરાતનાં બીજા જિલ્લાઓનાં પુસ્તકાલય મંડળો છે. તે જ રીતે ખેડા જિલ્લા પુસ્તકાલય મંડળ નડિયાદમાં સ્થપાયું છે. તેના પ્રમુખ નડિયાદના ડાહીલક્ષ્મી પુસ્તકાલયના માનદ મંત્રી શ્રી બહેચરદાસ મ. શાહ અને મંત્રી જૂના વડોદરા રાજ્ય પુસ્તકાલય પરિષદના મંત્રી વસોના

શ્રી રામભાઈ કા પટેલ છે તેનુ કાર્યાલય ડાહીલક્ષ્મી પુસ્ત કાલયમાં છે આ મડળ સને ૧૯૫૩મા જ અસ્તિત્વમાં આવ્યુ હોવાથી હજુ તેનુ કામકાજ બહુ મર્યાદિત રહ્યુ છે જિલ્લાના ૧૦ તાલુકામાંથી ફક્ત નડિયાદ, પેટલાદ, બોરસદ, ખભાત અને કપડવણજ એ પાચ તાલુકામાં તાલુકા પુસ્ત કાલય મડળોની રચના થઈ શકી છે બીજા તાલુકામાં આવાં મડળો રચવાનુ કામ બાકી છે તાલુકા પુસ્તકાલય મડળોનુ કામ તાલુકાનાં પુસ્તકાલયોને દોરવણી આપવાનુ અને નવીન પુસ્તકાલયો ઉઘાડવાનુ છે, પણ આર્થિક તગીના કારણે તેમજ સરકારમદદ મળવાનાં ઉદાર ધોરણો બધ થવાના કારણે નવીન પુસ્તકાલયો ઉઘાડવાનુ કામ ધીમી ગતીએ ચાલે છે

ઉપર જણાવેલુ 'પુસ્તકાલય' માસિક અને પુસ્ત કાલયોને પુસ્તકો પૂરા પાડનાર 'પુસ્તકાલય સ સ મડળ લિ' અગાઉની જેમ સેવાઓ આપી રહ્યાં છે અને સરકાર માન્ય પુસ્તકાલયો એ બે પ્રવૃત્તિઓનો લાભ લઈ શકે એવી સરકારે છૂટ રાખેલી છે

**પરિશિષ્ટના સારરૂપ પત્રક :** આ પ્રકરણમાં ગણાવેલાં સરકારી મદદ મેળવતા પુસ્તકાલયોની તાલુકાવાર અને પ્રકારવાર યાદીઓ પરિશિષ્ટમા આપી છે તેનુ સારરૂપ પત્રક આ નીચે આપ્યુ છે એ ઉપરથી હાલ આ જિલ્લાની પુસ્તકાલય પ્રવૃત્તિની સ્થિતિનો ખ્યાલ આવશે સરકારી મદદ નહિ મેળવતાં બીજા ઘણા પુસ્તકાલયો જિલ્લામાં છે તેમનો પરિશિષ્ટની યાદીઓમાં સમાવેશ થયેલો નથી આ તમામ પુસ્તકાલયોમાંથી જેમની વિગતો મળી છે તેમની માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપી છે આ ઉપરાંત ઘણી માધ્યમિક શાળાઓમા અને તમામ કોલેજોમાં સમૃદ્ધ પુસ્તકાલયો છે પરતુ પ્રાથમિક શાળાઓમા હજી તે જોઈએ તેવાં નથી જિલ્લાની પુસ્તકાલય પ્રવૃત્તિનો સમગ્ર ખ્યાલ કરવામાં આ બધી વિગતો ધ્યાનમા રહે એ જરૂરી છે

## ખેડા જિલ્લાની પુસ્તકાલય પ્રવૃત્તિનું સારરૂપ વિગતો દર્શાવતું પત્રક : ૧૯૫૩–૫૪

( **નોંધ :** માત્ર સરકારમાન્ય પુસ્તકાલયોની જ સખ્યા દર્શાવી છે )

| તાલુકો | નગરો | ગામો | પુસ્તકાલયો | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | જિલ્લા | તાલુકા | નગર | કુલ | મહિલા | બાલ | ગ્રામ | કુલ | કુલ પુસ્તકાલયો |
| ખભાત | ૨ | ૧૦૫ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૩ | ૧૩ | ૧૪ |
| બોરસદ | ૩ | ૯૨ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૪૫ | ૪૫ | ૪૬ |
| પેટલાદ | ૫ | ૭૮ | ૦ | ૨ | ૫ | ૭ | ૩ | ૩ | ૬૬ | ૭૨ | ૭૯ |
| આણદ | ૧૩ | ૬૭ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૩૧ | ૩૧ | ૩૨ |
| નડિયાદ | ૫ | ૯૭ | ૧ | ૦ | ૨ | ૩ | ૧ | ૧ | ૩૩ | ૩૫ | ૩૮ |
| માતર | ૧ | ૮૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૯ | ૧૯ | ૨૦ |
| મહેમદાવાદ | ૨ | ૭૫ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૫ | ૧૫ | ૧૬ |
| કપડવણજ | ૩ | ૧૬૩ | ૦ | ૨ | ૦ | ૨ | ૦ | ૦ | ૨૮ | ૨૮ | ૩૦ |
| ઠાસરા | ૨ | ૯૯ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૪ | ૧૪ | ૧૫ |
| વાડાશિનોર | ૨ | ૧૦૧ | ૦ | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૨ | ૨ | ૩ |
| | ૩૮ | ૯૫૮ | ૧ | ૧૧ | ૭ | ૧૯ | ૪ | ૪ | ૨૬૬ | ૨૭૪ | ૨૯૩ |

**આધાર** (૧) નૂતુ અગ્રેજી ગેઝેટિયર, (૨) મુબઈના કયુરેટર ઓફ લાયબ્રેરીઝ, પ્રાદેશિક આસિસ્ટટ કયુરેટર ઓફ લાયબ્રેરીઝ અમદાવાદ અને જિલ્લા વિદ્યાધિકારી, નડિયાદ–એ કચેરીઓમાથી મળેલી માહિતી, (૩) પુસ્તકાલય વિકાસ સમિતિનો હેવાલ, ૧૯૪૮ (૪) શ્રી રામભાઈ કા પટેલ, વસો તરફથી મળેલી માહિતી (૫) જિલ્લાના પુસ્તકાલયો તરફથી મળેલી

(૬) 'મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય' પુસ્તક

# ૪૯

# પુસ્તકાલય પ્રવૃત્તિ

## પરિશિષ્ટ (૧)

## ખેડા જિલ્લાનાં સરકારી મદદ મેળવતાં પુસ્તકાલયોની તાલુકાવાર પ્રકારવાર યાદી

## ઇ. સ. ૧૯૫૩-૫૪

### ખંભાત તાલુકો

### એકંદર સંખ્યા : ૧૪

૧. તાલુકા પુસ્તકાલય : ખંભાત એજ્યુકેશન સોસાયટીની શેઠ જે. જે. લાયબ્રેરી, ખંભાત.

૨. ગ્રામ પુસ્તકાલય : વડોદરા રાજ્યનાં : કાણીસા, જલસણ, જહુંધ, ભંડરેજ, ટીંબા, પીપલોઈ, ફીણાવ, વટાદરા, બ્રૂરેલ (કુલ : ૯) બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : ખટનાલ (૧૯૪૬), માલુ (૧૯૪૭), રાળજ (૧૯૩૮), વત્રા (૧૯૪૨), રસુલપુર (૧૯૪૯) કુલ : ૪ એકંદર ગ્રામ પુસ્તકાલય: ૯+૪=૧૩

### બોરસદ તાલુકો

### એકંદર સંખ્યા ૪૬

૧. તાલુકા પુસ્તકાલય : બાઈ માણેકબાઈ ફ્રી લાયબ્રેરી, બોરસદ.

ગ્રામ પુસ્તકાલયો : વડોદરા રાજ્યનાં : કાવીઠા, કિંખલોડ, કોસિંદ્રા, ગંભીરા, ચમારા, જોશીકૂવા, ઝારોળા, બામણગામ, મોટી શેરડી, રણોલી, રૂપેલ, લાલપુર, વાસણા, રાસ, સીસવા, પીપળી કુલ ૧૫

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : અલારસા (૧૯૩૪), આસોદર (૧૯૫૧), આંકલાવ (૧૯૨૧), ઉમેટા (૧૯૩૬), ઉમલાવ (૧૯૪૮), કંથારિયા (૧૯૩૮), ખરોલ (૧૯૩૬), ખાનપુર (૧૯૩૪), ગાજણા (૧૯૪૧), ડભાસી (૧૯૨૦), ઢુંડાકૂવા (૧૯૪૯), દહેમી (૧૯૩૫), દાવોલ (૧૯૫૦), દેદરડા (૧૯૪૫), ધોબીકૂવા (૧૯૫૩), પામોલ (૧૯૩૩), બદલપુર (૧૯૩૭), બનેજડા (૧૯૪૨), બોચાસણ (૧૯૨૦), બોદાલ (૧૯૨૮), રાસ (૧૯૨૦), વાસણા (૧૯૪૩), વીરસદ (૧૯૩૨), સંતોકપુરા (૧૯૪૯), સાલોલ – સીંગળાવ (૧૯૫૩), સુરકૂવા (૧૯૪૧), નવાપુરા (૧૯૫૦), ઝાકળીઆપરા (૧૯૪૫), કસુંબાડ (૧૯૫૨) – એકંદર ગ્રામ પુસ્તકાલય ૧૫+૩૦=૪૫

### પેટલાદ તાલુકો

### એકંદર સંખ્યા ૭૯

નોંધ : આ તાલુકાના તમામ મોટાં પુસ્તકાલયો જૂના વડોદરા : છે.

૧. તાલુકા પુસ્તકાલય : (૧) પરીખ ચંદુલાલ કેશવલાલ સાર્વજનિક પુસ્તકાલય, પેટલાદ. (૨) શ્રી મગનભાઈ કાશીભાઈ સાર્વજનિક પુસ્તકાલય, બાદરણ.

૨. નગર પુસ્તકાલય : (૧) સાર્વજનિક પુસ્તકાલય, સોજિત્રા, (૨) ધર્મજ મોતીભાઈ ડાહ્યાભાઈ સાર્વજનિક પુસ્તકાલય, ધર્મજ, (૩) સાર્વજનિક પુસ્તકાલય, નાર. (૪) શેઠ ભાઈલાલભાઈ મકનદાસ સાર્વજનિક પુસ્તકાલય. મહેળાવ (૫) સાર્વજનિક પુસ્તકાલય, કાસર.

૩. મહિલા-બાલ પુસ્તકાલય : (૧) સાર્વજનિક બાલ પુસ્તકાલય, પેટલાદ. (૨) રાવબહાદુર મગનલાલ દલપતરામ ખખ્ખર બાલપુસ્તકાલય, બાદરણ. (૩) ચંચળબેન મહિલા પુસ્તકાલય, નાર, (૪) સાર્વજનિક બાલપુસ્તકાલય, નાર (૫) શ્રી નાથીબાઇ મહિલા પુસ્તકાલય, ચાંગા (૬) શ્રી કૂનીબા સાર્વજનિક મહિલા પુસ્તકાલય, સોજિત્રા.

૪. ગ્રામ પુસ્તકાલયો : વડોદરા રાજ્યનાં : અગાસ, અરડી, કણિયા, કલોલી, કોઠાવી, ખણસોલ, ગાડા, ધુંદેલી, ચાંગા, ડભોઉ, ડાલી, ડેમોલ, ત્રંબોવડ, થલેંડી, દંતાલી, દેવા, ધૈર્યપુરા, નવાગામ, પલોલ, પાણેલ, પેટલી, બામણોલી, બાલિંટા, બાંધણી, બાંટવા, બોરિયા, ભડકદ, ભાટિયેલ, ભાલેલ, ભૂરાકૂઇ, મધરોલ, મલાતજ, માણજ, માનપુરા, મેઘલપુર, મોરડ, રામોદડી, રામોલ, રૂણજ, લીંબાલી, વટાવ, વિરનોલી, વિશ્રામપુરા, વીરોલ, શેખડી, સંજાયા, સીલવાઈ, સિહોલ, સીમરડા, સુણાવ, સુંદરણા, સુંદરા, રૂણ, સણસોલ, શ્રી નાથીબાઈ, પાડગોલ-કુલ ૫૬

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : આમોદ (૧૯૧૮), આશી (૧૯૪૪), ઈસણાવ (૧૯૨૫), દાવલપુરા (૧૯૪૬), પાળજ -પીપળાવ (૧૯૧૦), પોરડા-વીરોલ (૧૯૩૬), શાહપુર-સુણાવ (૧૯૦૬), કુલ ૧૦ એકંદર ગ્રામ પુસ્તકાલયો ૫૬+૧૦=૬૬

### આણંદ તાલુકો

### એકંદર સંખ્યા : ૩૨

૧. તાલુકા પુસ્તકાલય : સાર્વજનિક પુસ્તકાલય, આણંદ

૨. ગ્રામ પુસ્તકાલયો : વડોદરા રાજ્યનાં : જોળ, ઝાલાબોરડી, બાકરોલ, સુંદણ, મોંધી, રાવળાપુરા – કુલ ૬

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : ઓડ (૧૯૪૧), ખાનકૂવા (૧૯૩૯), ખેરડા (૧૯૪૯), ગાના (૧૯૩૫), ગામડી (૧૯૫૧), ઘોરા (૧૯૪૬), તરણોલ (૧૯૨૭), થામણા (૧૯૪૭), નાપાડ (૧૯૩૧), નાવલી (૧૯૪૨), પણસોરા (૧૯૪૯), મેઘવા (૧૯૪૭) રતનપુરા (૧૯૨૮), રાજુપુરા (૧૯૫૩), રામનગર (૧૯૨૦), રાસનોલ (૧૯૩૫), રાહતળાવ (૧૯૫૨), લાંભવેલ (૧૯૫૨), લીંગડા (૧૯૫૦), વધાસી, વણસોલ (૧૯૪૭), વાસદ (૧૯૨૮), શીલી, સરદારપુરા, સારસા (૧૯૩૭) – કુલ ૨૫ એકંદર ગ્રામ પુસ્તકાલય ૬+૨૫=૩૧

## નડિયાદ તાલુકો

### એકંદર સંખ્યા ૩૮

૧. જિલ્લા પુસ્તકાલય : શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય, નડિયાદ

૨. નગર પુસ્તકાલય : (૧) વસો મોતીભાઈ અમીન સાર્વજનિક પુસ્તકાલય, વસો (વડોદરા રાજ્યનું) (૨) સાર્વજનિક પુસ્તકાલય, પીજ (વડોદરા રાજ્યનું).

૩. મહિલા–બાલ પુસ્તકાલય : (૧) હરિબા મહિલા પુસ્તકાલય, વસો. (૨) સાર્વજનિક બાલ પુસ્તકાલય, વસો (બંને વડોદરા રાજ્યનાં).

૪. ગ્રામ પુસ્તકાલયો : વડોદરા રાજયનાં : ગંગાપુર, પલાણા, રામપુર, કુલ ૩

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે): અલીણા (૧૯૪૮), અલીંદ્રા (૧૯૫૨), કપડપુર (૧૯૫૧), કેરિયાવી, ખુંટજ (૧૯૪૮), ગુતલ (૧૯૪૨), ચલાલી (૧૯૪૬), ચુણેલ (૧૯૩૮), દેગામ (૧૯૪૮), નાની ખડોલ (૧૯૩૫), પીપલગ (૧૯૪૬), ફીણાવ (૧૯૪૭), બામરોલી (૧૯૩૭), નવાબિલોદરા (૧૯૪૬), મરીડા (૧૯૪૭), મહીસા, મહુધા (૧૯૪૨), મહોળેલ (૧૯૨૨), મિત્રાલ, મોટી ખડોલ (૧૯૪૭), રામપુરા, વડતાલ (૧૯૪૨), વાસણા (૧૯૩૮), વીણા (૧૯૨૪), સણાલી (૧૯૪૦), સાસ્તાપુર (૧૯૪૧), સુરાશામળ, સૌડપુર (૧૯૪૬), હાથજ (૧૯૫૩), હમીરની મુવાડી (૧૯૪૫) – કુલ ૩૦ એકંદર ગ્રામ પુસ્તકાલયો ૩+૩૦=૩૩

## માતર તાલુકો

### એકંદર સંખ્યા ૨૦

૧. તાલુકા પુસ્તકાલય : શ્રી ઉમેદભાઈ નારણભાઇ પટેલ સાર્વજનિક પુસ્તકાલય, નવાગામ

૨. ગ્રામ પુસ્તકાલય : વડોદરા રાજ્યનાં : માલાવાડા. કુલ ૧.

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : અલીંદ્રા (૧૯૧૮), ક્લોલી (૧૯૪૩), ખાંધલી (૧૯૦૭), ચાંદણા (૧૯૪૭), ત્રાજ (૧૯૩૫), ત્રાણજા (૧૯૩૮), દેથલી (૧૯૩૮), નવાગામ (૧૯૧૮) નાયકા (૧૯૩૭), નાંદોલી (૧૯૩૭), પુનાજ, બલાડા (૧૯૫૦), મલિયાતજ (૧૯૪૭), માછિયેલ (૧૯૫૦), લીંબાસી (૧૯૨૦) વાસણાબુઝર્ગ (૧૯૪૫), સંધાણા (૧૯૪૦), સોખડા (૧૯૪૭), એકંદર ગ્રામ પુસ્તકાલયો ૧+૧૮=૧૯

## મહેમદાવાદ તાલુકો

### એકંદર સંખ્યા ૧૬

૧. તાલુકા પુસ્તકાલય : હેડો ઈન્સ્ટિટ્યુટ અને ખેડા લાયબ્રેરી, ખેડા.

૨. ગ્રામ પુસ્તકાલય, (સ્થાપનાનાં વર્ષ સાથે) : અકલાચા (૧૯૫૧), કાચ્છઈ (૧૯૪૭), ખેડા (૧૯૪૦), ઘોડાસર (૧૯૧૬), મહીજ (૧૯૫૧), મોદજ (૧૯૪૬), રાસ્કા (૧૯૪૫), રૂદણ (૧૯૨૨), રીંછોલ (૧૯૪૬), સુંઢાવણસોલ (૧૯૪૯), દેવકીવણસોલ (૧૯૪૯), વરસોળા (૧૯૩૫), સરસવણી (૧૯૩૬), વણસોલ (૧૯૩૯), માનકૂવા (૧૯૫૨), એકંદર ગ્રામ પુસ્તકાલયો ૧૫:

## કપડવણજ તાલુકો

### એકંદર સંખ્યા ૩૦

૧. તાલુકા પુસ્તકાલય : (૧) પરીખ પુરુષોત્તમદાસ હરગોવિંદદાસ મહાજન લાયબ્રેરી, કપડવણજ, (૨) શેઠ મણિલાલ રણછોડદાસ સાર્વજનિક પુસ્તકાલય, આતરસુંબા, (વડોદરા રાજ્યનું).

૨. ગ્રામ પુસ્તકાલય : વડોદરા રાજયનાં : આંબવેલ, ઉકરડીનું મુવાડું, કાણિયેલ, ઘડિયા, વડાલી, બાપજીપુર, વ્યાસવાસણા, શીહોરા, ઝંડા–કુલ ૯

બાકીનાં (સ્થાપનાનાં વર્ષ સાથે) : અંતિસર (૧૯૩૬), કડલાલ (૧૯૩૯), ખડોલ (૧૯૫૦), ચીખલોડ (૧૯૪૮), છીપડી (૧૯૨૭), છિપીયાલ (૧૯૫૧), તોરણા (૧૯૨૭), નિકાઇ (૧૯૨૯), ફાગવેલ (૧૯૫૨), ફુલછત્રપુરા (૧૯૪૪), ભરકુંડા (૧૯૪૮), લક્ષ્મણપુરા (૧૯૫૩), લસૂંદ્રા (૧૯૨૮), વડોલ (૧૯૪૮), લક્ષ્મીપુરા (૧૯૩૮), કાપડીની વાવ (૧૯૫૩), મોટી મુડેલ (૧૯૪૭), અજમાવતકોટ (૧૯૩૨), રણછોડપુરા (૧૯૪૫), કુલ ૧૯. એકંદર ગ્રામ પુસ્તકાલયો ૯ + ૧૯ = ૨૮.

## ઠાસરા તાલુકો

### એકંદર સંખ્યા ૧૫

૧. તાલુકા પુસ્તકાલય : શ્રી ડાકોર લાયબ્રેરી, ડાકોર.

૨. ગ્રામ પુસ્તકાલય (સ્થાપનાનાં વર્ષ સાથે) : આગરવા (૧૯૩૫), કાલસર (૧૯૩૯), ઢુણી (૧૯૫૨), ગોળજ (૧૯૫૩), ચેતરસુંબા (૧૯૪૭), નેસ (૧૯૪૨), મંજીપુરા (૧૯૪૪), રખિયાલ (૧૯૫૧), રાણિયા (૧૯૫૦), રૂસ્તમપુરા (૧૯૩૯), વસો (૧૯૫૨), સોનીપુર (૧૯૫૨), સોનૈયા (૧૯૪૯), સેવાલિયા (મેનપુરા) (૧૯૫૦), કુલ ૧૪.

## વાડાશિનોર તાલુકો

### એકંદર સંખ્યા ૩

૧. તાલુકા પુસ્તકાલય : હિતેચ્છુ મંડળ લાયબ્રેરી, વાડાશિનોર.

૨. ગ્રામ પુસ્તકાલય (સ્થાપનાનાં વર્ષ સાથે) : દેવ (૧૯૫૦), વીરપુર (૧૯૩૮), એકંદર ગ્રામ પુસ્તકાલયો ૨

# ૪૯

## પરિશિષ્ટ (૨)

## ખેડા જિલ્લામાં ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ તરફથી મદદ મેળવતાં ‘દા. ન. વાંચનાલયો’ની તાલુકાવાર યાદી : (૧૯૫૩)

(નોંધ : આ દા. ન. વાંચનાલયોને સરકારી મદદ પણ મળે છે, એટલે સરકારી મદદ મેળવનાર પુસ્તકાલયોમાં આ વાચનાલયો આવી જાય છે પણ આ યાદીમાં તે જુદાં તારવી બતાવ્યાં છે)

**તા. ખંભાત** : રાળજ, માલુ, વત્રા, ખરનાળ [કુલ ૪]

**તા. બોરસદ** : રેદરડા, દહેમી, પામોલ, બદલપુર, બોચાસણ, બનેજડા, રાસ, વાસણા, ગીગલાવ, સુરકૂવા, સંતોકપુરા, આંકલિયાપુરા [પો. દહેવાણ], દાવોલ, આરોદર, અલારસા, આગરી, ઉમલાવ, કથારિયા, કસુંબડ, ખરોલ, ખાનપુર, ગાજણા, ડભાસી, હુડાકૂવા [કુલ ૨૪]

**તા. પેટલાદ** : આમોદ, ઈસણાવ, દાવલપુરા, પાળજ, પીપળાવ, પોરડા, વીરોલ, શાહપુર [કુલ ૮]

**તા. આણંદ** : અજરપુરા, અડાસ, આણંદ (૨), આંકલાવડી, કાસર, ખાનકૂવા, ખાવલી, ગાના, ધોરા, તરણોલ, નાપાડ, નાવલી, રામનગર, મેઘવા (બડાપુરા), રતનપુરા, રાહતળાવ, રાસનોલ, વઘાસી, વણસોલ, વહેરાખાડી, સામરખા, સારસા, સંદેસર, ઝાંગડિયા, ઓડ, સદાનાપુરા (પો. આણંદ), લીંગડા, ગામડી, પણસોરા, રાવળાપુરા [કુલ ૩૧]

**તા. નડિયાદ** : અલિંદ્રા, ખૂટજ, ગુતાલ, ચૂણેલ, ચલાલી, નવું બિલોદરા, નાનીખરોલ, ફિણાવ [પો. મહુધા], બામરોલી, મરીડા, મહોળેલ, મિત્રાલ, મોટી ખરોલ, પીપલગ, વડથલ, વીણા, સાગ્તાપુર, ગુરાસામળ, ગોકુલપુર, ડાયજ, વાસણા, મટીસા, કપુર, હમીરસિંહની મુવાડી [કુલ ૨૪]

**તા. માતર** : અલિંદ્રા, ખાધલી, ચાદણા, ત્રાજ, નવાગામ, નાયકા, નાગોલી, મલિયાતજ, માછિયેલ, લીંબાસી, કઠોલી, ગોબડા, સંધાણા, દેથલી, પુનાજ [કુલ ૧૫]

**તા. મહેમદાવાદ** : હળદરવાસ, મહુધા, કાંઠડી, ખેડા, દેવકી વણસોલ, મોદજ, રાસ્કા, રીંછોલ, વણસોલી, વરસોળા, ઘોડાસર, વણસોલસૂંઢા, નવાપુરા, સરસવણી, અકલાચા [કુલ ૧૫]

**તા. કપડવણજ** : અજમાનત કોટ, અંતિસર, કઠલાલ, માંકડીની વાવ [પોસ્ટ કપડવણજ], છીપડી, તોરણા, પિઠાઈ, ફૂલછત્રપુરા, મોટી મુડેલ, લસુંદ્રા, લક્ષ્મણપુરા લાટ, વડોલ, ચીખલોડ, ફાગવેલ, લક્ષ્મણપુરા, છીપિયાલ [કુલ ૧૬]

**તા. ઠાસરા** : આગરવા, કલસર, ચેતરસુંબા, ડુણાદરા, નેસ, મજીપુરા, રૂસ્તમપુરા [પોસ્ટ સેવાલિયા], ગોનૈયા [પો. અંઘાડી], ગેવનિયા [મિનપુરા] [પો. પડાળ], ખેરડા, રાણિયા, વસો [કુલ ૧૨]

**તા. વાડાશિનોર** : વીરપુર, દેવ [કુલ ૨]

**દસેય તાલુકાનાં કુલ વાંચનાલય . ૧૫૨**

# ૫૦

## હસ્તલિખિત ગ્રંથો અને પ્રાચીન જ્ઞાનભંડારો

**હસ્તલિખિત ગ્રંથો ઐતિહાસિક પરંપરા** : ગયા પ્રકરણમાં વર્ણવેલી પુસ્તકાલય પ્રવૃત્તિ એ અમેરિકા અને યુરોપમાંથી આવેલી, ત્યાં છેલ્લાં દોઢસો વર્ષમાં ખીલેલી લોકશિક્ષણની પદ્ધતિ છે ત્રણસોએક વર્ષ ઉપર પુસ્તક છાપવાનું યંત્ર શોધાયું તેથી જ આ પદ્ધતિ ખીલી શકી છે. તે પહેલાં જગતના તમામ દેશોમાં ગ્રંથ રચવાનું કામ ધર્મપ્રચારકો અને તેમના સંસર્ગમાં આવેલા થોડાક વિદ્વાનો જ કરી શકતા. ઘણા જૂના સમયમાં એટલે કે વેદોના વખતમાં પુસ્તક છાપવાનું યંત્ર તો નહોતું જ. પરંતુ હાલના જેવા કાગળો પણ ત્યારે નહોતા. તે સમયે ઋષિમુનિઓ જે કંઈ જ્ઞાન આપતા તે મૌખિક જ હતું. પાછળથી એ જ્ઞાન શિલાલેખો રૂપે પથ્થરો ઉપર, તાંબાનાં પતરાં ઉપર અને

તાડપત્ર ઉપર લખાવા માંડ્યું. ઘણાં સૈકા સુધી એમ ચાલ્યું. એને પરિણામે તાડપત્ર ઉપર લખેલા ગ્રંથો અસ્તિત્વમાં આવ્યા. તે પછી એ જ પદ્ધતિએ કાગળ ઉપર અને કપડા ઉપર ગ્રંથો લખાવા લાગ્યા. એક ગ્રંથ રચાયા પછી તેની નકલ કરવા માટે માણસો રોકવા પડતા તે લહિયા કહેવાતા. આ લહિયાઓ તાડપત્ર ઉપર તેમજ કાગળ ઉપર સુંદર અક્ષરે મૂળ ગ્રંથની નકલો ઉતારતા એ નકલોને સુંદર ચિત્રોથી તેઓ શણગારતા અને એવા ગ્રંથોની મદદથી પ્રાચીન ગુરુઓ પોતાના શિષ્યોને જ્ઞાન આપતા. 'ભણતાં પંડિત નીપજે, લખતાં લહિયો થાય'. એ કહેવત આ ઐતિહાસિક પરંપરાનો પુરાવો છે. હાથે પુસ્તકની નકલ ઉતારવાની પ્રથા આ જિલ્લામાં છેક વીસમી સદીની શરૂઆત સુધી ચાલુ હતી. ઘણાં કુટુંબોમાં આજે પણ હાથે લખેલાં પુસ્તકો મળી શકે. છેક પેટલાદ બોર્ડિંગ સુધી આ પ્રથા ચાલુ રહી હતી. એ બોર્ડિંગના જાણીતા શિક્ષક સદ્ગત કરુણાશંકર માસ્તર પોતાના વિદ્યાર્થીઓને છપેલાં પુસ્તકો ઉતારી લેવાની પ્રેરણા આપતા અને એ જમાનામાં શિક્ષણ પામેલા કેટલાક શિક્ષકો એ રીતે પોતાને ગમી ગયેલાં પુસ્તકો ઉતારી પણ લેતા.

**ચરોતરમાં હસ્તલિખિત ગ્રંથો :** લગભગ તમામ ધાર્મિક સંપ્રદાયોનું સાહિત્ય હસ્તલિખિત સ્વરૂપમાં લોકોને ઘેરથી તેમજ ધર્મમંદિરોમાંથી મળી શકે તેમ છે. કેટલાક સંપ્રદાયો પોતાનો ધર્મગ્રંથ નહિ છપાવવામાં માને છે. તપાસ કરવામાં આવે તો એવા ગ્રંથો પણ મળી શકે. તે ઉપરાંત ચરોતર કવિઓ અને વિદ્વાનો ત્યાં થઈ ગયા છે. ખંભાતમાં હાલ પ્રાથમિક શાળાના મુખ્ય શિક્ષક તરીકે કામ કરી રહેલા શ્રી. નર્મદાશંકર ત્ર્યંબકરામ ભટ્ટે આ વિષયમાં કેટલીક શોધખોળ કરી છે અને તે ઉપરથી તેમણે ખંભાતના સ્થાનિક સામયિકમાં કેટલાક લેખો પ્રગટ કરેલા છે. તે ઉપરાંત ખંભાતમાં તેમજ ખેડા, કપડવણજ, નડિયાદ, મહુધા વગેરે સ્થળોએ આવેલા જૈન મંદિરોમાં પ્રાચીન જૈન કવિઓ, મુનિઓ, અને વિદ્વાનોએ રચેલા હસ્તલિખિત ગ્રંથોના ભંડારો છે. તે પૈકી કેટલાક ભંડારોની અનેક વિદ્વાનોએ મુલાકાતો લીધી છે અને હજી લે છે. ખાસ કરીને ખંભાતનો 'શાન્તિનાથ જૈન જ્ઞાનભંડાર' તાડપત્રીના પુસ્તકો માટે વિખ્યાત છે. દેશ–પરદેશના સાધુઓ–વિદ્વાનોએ તે પુસ્તકોનો ઉપયોગ કર્યો છે. ડૉ. પીટર્સન નામના પરદેશી વિદ્વાને ઈ. સ ૧૮૮૨–૮૩માં એ ભંડારની મુલાકાત લઈ તેમાંના ગ્રંથોની પ્રથમવાર સૂચિ તૈયાર કરી હતી. તે 'પીટર્સનના રિપોર્ટ'ને નામે પ્રગટ થયેલ છે. તેની નકલ વડોદરાની ઓરિએન્ટલ લાયબ્રેરીમાં છે. પીટર્સન પછી સં. ૨૦૦૬માં સુપ્રસિદ્ધ સંશોધક, મૂળ કપડવણજના વતની, હાલ પૂજ્ય મુનિશ્રી પુણ્યવિજયજીના નામથી ઓળખાતા જાણીતા જૈન મુનિએ આ બધાં પુસ્તકોની સૂચિ તૈયાર કરી છે, જે હજી અપ્રકટ છે. એ રીતે મુનિશ્રી પુણ્યવિજયજી આ વિષયના ખાસ અભ્યાસી હોઈ તેમણે આ પુસ્તક માટે ખાસ લેખ લખી આપ્યો છે, તે તેમના શબ્દોમાં આ નીચે આપ્યો છે :

કે દક્ષિણના કોઈ પણ પ્રદેશમાં જઈ બ્રાહ્મણપરંપરાના પ્રાચીન ગ્રંથસંગ્રહોને જોવા માગીએ તો તે કોઈને કોઈ વ્યક્તિગત કુટુંબની માલિકીના જ મળશે. પરંતુ શ્રમણ-પરંપરામાં એથી ઊલટું જ છે. બૌદ્ધ, જૈન જેવી પરંપરાઓ શ્રમણપરંપરામાં સમાય છે. જો કે સામાન્ય રીતે શ્રમણો અથવા ભિક્ષુઓ ગૃહસ્થના અવલંબનથી જ ધર્મ કે વિદ્યાનું રક્ષણ કે વૃધ્ધિ કરે છે, તો પણ તેમનું પોતાનું જીવન તો અપરિગ્રહના સિદ્ધાન્ત ઉપર જ ટકેલું છે. તેમનો કોઈ આત્મીય પુત્ર-પરિવાર હોતો જ નથી. એટલે એમના સંગૃહીત કે સંરક્ષિત સંગ્રહો સાંઘિક માલિકીના જ રહ્યા છે અને આજે પણ છે.

**જૈન જ્ઞાનભંડારો : સાંઘિક સંપત્તિ :** જૈન પરંપરાના ભિક્ષુઓ ભારતની બહાર ગયા જ નથી. એટલે એમના શાસ્ત્રસંગ્રહો મુખ્યપણે ભારતમાં જ રહ્યા છે. પ્રાયઃ હિંદુસ્તાનનો એવો કોઈ ભાગ નહિ હોય જ્યાં નાનો મોટો જૈન પુસ્તકસંગ્રહ ન મળે. દૂર દક્ષિણના કર્ણાટક, આંધ્ર, તામિલ, આદિ દેશોથી લઈ ઉત્તરના પંજાબ, યુક્તપ્રાન્ત સુધી અને પૂર્વના બંગાલ, બિહારથી લઈ પશ્ચિમના કચ્છ, કાઠિયાવાડ સુધી જૈન જ્ઞાનભંડારો આજે પણ વર્તમાન છે, પછી ભલે તે ક્યાંક ક્યાંક નામના પણ હોય. આ બધા ય ભંડારો સાંઘિક માલિકીથી જ સ્થપાયેલા છે અને 'સાંઘિક સંપત્તિ છે' એ જ કારણ છે કે આ જ્ઞાનભંડારોની ઉત્તરોત્તર વૃદ્ધિ અને તેના સંરક્ષણમાં આખો સંઘ ભાગ લે છે અને એ જ કારણ છે કે અંધાધૂંધી અને જૂના જમાનામાં સેંકડો આમરડો અને બધાઓ આવવા છતાં હજારેની સંખ્યામાં પ્રાચીન જ્ઞાનભંડારો સુરક્ષિત રહી શક્યા છે અને એથી જ આજે કાળના પ્રભાવથી, રાજદ્વારી વિપ્લવોને લીધે, ઉધેઈ વગેરે જીવજંતુઓથી ખવાઈ જવા છતાં અને જ્ઞાનરક્ષા પ્રત્યેની બેદરકારી અથવા તદ્વિષયક સમજણની ખામીને કારણે લાખોની સંખ્યામાં આપણો કિંમતી ગ્રંથરાશિ નષ્ટ-ભ્રષ્ટ અને શીર્ણવિશીર્ણ થઈ જવા છતાં આજે પણ નનામોટાં ગામ-શહેરોના જૈન સંઘો પાસે જે જ્ઞાનભંડારો છે તેમાં લગભગ વીસથી પચીસ લાખ જેટલાં પુસ્તકો સચવાઈ રહ્યાં છે.

સામાન્ય રીતે વૈદિક, બૌદ્ધ, આદિ પરંપરાઓના ગ્રંથોની સાથે મારો સમાનભાવ અને સંબંધ તેવો જ છે જેવો જૈન પરંપરાઓના જ્ઞાનભંડારો સાથે. તેમ છતાં મારા કાર્યનો મુખ્ય સંબંધ, પરિસ્થિતિને અનુસરીને, જૈન જ્ઞાનભંડારો સાથે રહ્યો છે. એટલે તેના અનુભવને આધારે જ અહીં હકીકતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

**જૈન જ્ઞાનભંડારો : એકંદર સંખ્યા :** ભારતમાં ઓછામાં ઓછાં પાંચસો ગામ-શહેર એવાં હશે જ્યાં જૈન જ્ઞાનભંડારો વિદ્યમાન છે. પાંચસોની સંખ્યા, એ તો સ્થાનોની સંખ્યા છે, ભંડારોની નહિ. ભંડારો તો કોઈ એક શહેર કે એક ગામમાં પંદર વીસથી લઈ બે-પાંચ સુધી પણ વર્તમાન છે પાટણમાં વીસથી અધિક ભંડારો છે, તો અમદાવાદ, સુરત, વડોદરા, મુંબઈ, જેસલમેર, બિકાનેર, જોધપુર આદિ સ્થાનોમાં દસ-દસ, પંદર-પંદર આસપાસ હશે-છે. ભંડારનું ગ્રંથ-સંખ્યાપ્રમાણ એક સરખું નથી. કોઈ કોઈ ભંડારમાં પચીસ હજાર જેટલા ગ્રંથો છે તો કોઈમાં બસો-પાંચસો ગ્રંથો પણ છે. ભંડારોનું મહત્ત્વ પણ જુદી જુદી દૃષ્ટિએ આંકવામાં આવે છે. કોઈમાં ગ્રંથસંખ્યા અધિક છે, તો વિષયની વિવિધતા ઓછી છે. કોઈમાં વિષયવૈવિધ્ય ઘણું હોય છે ત્યારે પ્રાચીનતા ઓછી હોય છે. કોઈમાં પ્રાચીનતા અધિક છે તો કોઈમાં જૈનેતર બૌદ્ધ, વૈદિક જેવી પરંપરાના મહત્ત્વપૂર્ણ ગ્રંથો શુદ્ધ સ્વરૂપમાં સંગ્રહાયેલા છે, તો કોઈમાં થોડા ગ્રંથો પણ એવા હોય છે કે જે તે ભંડાર સિવાય દુનિયાના કોઈ ભાગમાંથી એ હજી સુધી મળી શક્યા નથી. ખાસ કરીને આવા ગ્રંથો બૌદ્ધ પરંપરાના જ છે. કોઈમાં સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન ગુજરાતી, રાજસ્થાની, હિંદી, વ્રજભાષા, ફારસી, મરાઠી, આદિ ભાષાવૈવિધ્યની દૃષ્ટિએ ગ્રંથરાશિનું મહત્ત્વ છે ત્યારે કોઈમાં પ્રાચીન તાડપત્ર, વસ્ત્રપત્ર અને વિધવિધ પ્રકારની ચિત્રસમૃદ્ધિનું મહત્ત્વ છે.

સૌરાષ્ટ્ર, ગુજરાત અને રાજસ્થાનનાં જુદાં જુદાં સ્થાનોમાં હું રહ્યો છું અને તે પ્રદેશમાં પ્રવાસ પણ મેં કર્યું છે. એ રીતે મેં લગભગ ચાલીસ મહત્ત્વનાં સ્થાનોના ભંડારો જોયા છે અને લગભગ પચાસેક ભંડારોમાં તો પ્રત્યક્ષ બેસીને કામ કર્યું છે. આટલા પરિમિત અનુભવથી જે સાધનસામગ્રી જાણવામાં આવી છે અને પ્રાપ્ત થઈ છે તેના આધારે હું કહી શકું છું કે વૈદિક, બૌદ્ધ અને જૈન પરંપરાના પ્રાચીન તથા મધ્યયુગીન શાસ્ત્રોના સંશોધનમાં જેમને રસ છે તેમને માટે આ જ્ઞાનભંડારોમાં અપરિમિત સામગ્રી ઠસોઠસ ભરેલી પડી છે.

**શ્વેતાંબર પરંપરાના ભંડારો :** શ્વેતાંબર, દિગંબર, સ્થાનકવાસી અને તેરાપંથી-આ ચાર જૈન સંપ્રદાયો પાસે જ્ઞાન ભંડારો છે. સામાન્યતઃ તો હું આ ચારેય પરંપરાના જ્ઞાનભંડારોથી થોડોઘણો પરિચિત છું જ, તેમ છતાં મારો મુખ્ય સંબંધ અને પરિચય શ્વેતાંબર પરંપરાના ભંડારોથી જ રહ્યો છે. મને લાગ્યું છે કે વિષય અને ભાષાના વૈવિધ્યની નજરે, ગ્રંથસંખ્યાની નજરે, પ્રાચીનતાની દૃષ્ટિએ, ગ્રંથોનું

કદ, પ્રકાર, સુશોભન આદિની અપેક્ષાએ તથા અલભ્ય–દુર્લભ્ય અને સુલભ છતાં શુદ્ધ એવા બૌદ્ધ, વૈદિક જેવી જૈનેતર પરંપરાના બહુમૂલા વિવિધ વિષયક ગ્રંથોના સંગ્રહની દૃષ્ટિએ શ્વેતાંબર પરંપરાના અનેક જ્ઞાનભંડારો જેટલા મહત્ત્વના છે તેટલા મહત્ત્વના બીજા ભંડારો નથી.

**ગ્રંથોના ત્રણ પ્રકાર અને પ્રાચીનતા :** સામાન્ય રીતે મારા જોવામાં આવેલા ગ્રંથો ત્રણ પ્રકારના છે. (૧) તાડપત્રીય (૨) કાગળના અને (૩) કપડા ઉપર લખાયેલા. તાડપત્રીય ગ્રંથો વિક્રમની નવમી શતાબ્દીથી લઈ સોળમી શતાબ્દી સુધીમાં લખાયેના મળે છે. કાગળ ઉપર લખાયેલા ગ્રંથો વિક્રમની તેરમી શતાબ્દીથી શરૂ કરી આજ સુધીના વિદ્યમાન છે. મધ્ય એશિયાની યારકંદ નગરીની દક્ષિણે ૬૦ માઈલ ઉપર રહેલા કુગિયર સ્થાનમાંથી ડો. વેબરને મળેલા કાગળ ઉપર લખાયેલા ચાર ગ્રંથો, વિક્રમની ચોથી શતાબ્દીમાં લખેલા મનાય છે અને તાડપત્રીય એક નાટકની ખંડિત પ્રતિ મળી આવી છે, જે વિક્રમના પહેલા સૈકાની આસપાસ લખાયેલી મનાય છે. પરંતુ એટલી પ્રાચીન તાડપત્રીય કે કાગળ ઉપર લખાયેલી કોઈ પોથી જૈન ભંડારોમાં જોવામાં નથી આવી, તેમ બીજે કયાંય હોવાનું સાંભળવામાં પણ આવ્યું નથી. મેં તો પ્રાચીનમાં પ્રાચીન જેસલમેરના તાડપત્રીય જ્ઞાનભંડારમાં અનુમાને વિક્રમની નવમી શતાબ્દીમાં લખાયેલી શ્રી જૈનભદ્રગણિક્ષમાશ્રમણકૃત 'વિશેષાવશ્યક મહાભાષ્ય'ની તાડપત્રીય પ્રતિ અને ખંભાતની–જૈનશાળામાંના શ્રીનીતિવિજયજી જૈન જ્ઞાનભંડારમાં વિ. સં. ૧૨૩૨માં લખાયેલી શ્રી જિનેશ્વરાચાર્યકૃત કથાકોષની સટીક પ્રતિ જ જોઈ છે.

**ગ્રંથો : સંખ્યા અને વસ્તુ :** મેં જાતે નજરે જોયેલા ગ્રંથોમાં તાડપત્રીય ગ્રંથોની સંખ્યા લગભગ પંદરસો જેટલી અને કાગળના ગ્રંથોની સંખ્યા બે લાખ કરતાં પણ અધિક છે. એ કહેવાની જરૂરત નથી કે આમાં બધા ય જૈન જ્ઞાનભંડારોની ગ્રંથ સંખ્યાનો સમાવેશ નથી થતો. એ તો વીસથી પચીસ લાખ જેટલી છે એ ઉપર કહેવાઈ ચૂકયું છે.

પ્રસ્તુત ભંડારોમાં જૈનદર્શનને લગતું સર્વાંગીણ સાહિત્ય વિપુલ પ્રમાણમાં સંગ્રહાયેલ હોય જ, પરંતુ તદુપરાંત જૈન–જૈનેતર વ્યાકરણ, કાવ્ય, કોશ, અલંકાર, છંદ, નાટક, નાટયશાસ્ત્ર, શિલ્પ, જ્યોતિષ, આયુર્વેદ–વૈદક, કામશાસ્ત્ર, અર્થશાસ્ત્ર તેમજ દાર્શનિક સાહિત્ય આદિને લગતા ગ્રંથોની પ્રાચીન હસ્તલિખિત પ્રતિઓનો હજારોની સંખ્યામાં સંગ્રહ થયેલો છે, જે પૈકીના સંખ્યાબંધ બૌદ્ધ વૈદિક ગ્રંથો એવા છે જેની નકલો ખુદ બૌદ્ધો અને વૈદિકોના સંગ્રહોમાંથી મળવી દુર્લભ છે. આ રીતે જૈન પ્રજાએ સંગ્રહેલા જ્ઞાનભંડારો સાંપ્રદાયિક માલિકીના હોવા છતાં ગ્રંથસંગ્રહની દૃષ્ટિએ આ સંગ્રહો અસાંપ્રદાયિક અને વ્યાપક છે. જેમ વિદ્યા પ્રત્યે આદરભાવથી પ્રેરાઈને જૈન પ્રજા અને જૈનાચાર્યોએ જ્ઞાનસંગ્રહો સંઘર્યા છે તે જ રીતે એ જ ભાવનાથી પ્રેરાઈને, જૈનાચાર્યોએ વ્યાકરણ, કાવ્ય, કોશ, અલંકાર, છંદ, નાટક, જ્યોતિષ, દાર્શનિક આદિ વિવિધ વિષયને લગતા સેંકડો વૈદિક, બૌદ્ધ ગ્રંથો ઉપર વ્યાખ્યા–ટીકાઓ રચી એ સાહિત્યને સમૃદ્ધ બનાવ્યું છે.

**લેખનકળા :** આ ભંડારોમાં લખાયેલા ગ્રંથો મુખ્યત્વે કાળી શાહીથી લખાયેલા છે, તે છતાં સોના–ચાંદીની શાહીથી લખાયેલા ગ્રંથો પણ મોટી સંખ્યામાં છે. તાડપત્ર અને કાગળ ઉપર લખાયેલી સેંકડો ગ્રંથ પ્રતિઓ એવી છે જેમાં આદર્શ ચિત્રકળાએ જીવંત રૂપ લીધું છે. જેમાંનાં ચિત્રો જોતાં આપણે ત્યાં પ્રાચીન યુગમાં રંગોનું નિર્માણ કેવું અને કેટલું વિવિધતાભર્યું હતું એનું મિશ્રણ કેટલું વૈજ્ઞાનિક હતું કે જે રંગો આજે સાતસો સાતસો અને એથી પણ અધિક વર્ષો વીતી જવા છતાં ઝાંખા કે ફિક્કા પડયા નથી, રંગો સાથે મેળવવામાં આવતાં શ્લેષદ્રવ્યો પણ કેટલી નિપુણતાથી મેળવવામાં આવતાં હતાં કે જેથી એ રંગો તાડપત્ર, કાગળ કે લાકડાની પટ્ટિકાઓ ઉપરનાં ચિત્રોમાં જેમ ને તેમ આજ સુધી અનાબાધપણે ટકી રહ્યા છે, તેમજ એ જમાનામાં આપણે ત્યાં વેષ–વિભૂષા વગેરે કેવાં હતાં તેનો આપણને ખ્યાલ આવી શકે છે. તે સાથે જ્ઞાનભંડારમાંથી લિખિત પોથીઓ જોતાં એ પણ સમજી શકાય છે કે લેખનના યુગમાં આપણે ત્યાં લિપિ, લેખનકળા, તેમજ તાડપત્ર, કાગળ, શાહી આદિ જેવાં સાધન–વાહનોએ કેવો વૈવિધ્યભર્યો વિકાસ સાધ્યો હતો. કાગળોના હુન્નર–ઉદ્યોગનો ઇતિહાસ લખનારે તો આ ભંડારો જરૂર જોવા જોઈએ જેથી ધ્યાનમાં આવે કે આપણે ત્યાં પ્રાચીન યુગમાં પ્રાન્ત–પ્રાન્તમાં કેવા જુદી જુદી જાતના અને બટર પેપર કરતાં ય ઝીણા અને કાર્ડ કરતાંય જાડા, છતાં ટકાઉ અને કાળાશ ન પકડે તેવા કાગળો બનતા હતા.

**ચરોતરના જ્ઞાનભંડારો :** આપણા જ્ઞાનભંડારોના વ્યાપક પરિચય વિષે ટૂંકમાં જણાવ્યા પછી આપણે ચરોતરના જ્ઞાનભંડારો તરફ આવીએ.

ચરોતર પ્રદેશમાં ખંભાત, ખેડા, નડિયાદ, મહુધા અને કપડવણજ. એ સ્થાનોમાં મહત્ત્વના ગ્રંથસંગ્રહો છે. ચરોતર પ્રદેશના આ બધા જ્ઞાનસંગ્રહોમાં માત્ર ચરોતરની દૃષ્ટિએ જ નહિ, પરંતુ સમગ્ર ભારતમાં મહત્ત્વભર્યા ગણાતા ગ્રંથ-સંગ્રહોમાં ખંભાતનો ગ્રંથસંગ્રહ વિશિષ્ટ સ્થાન પામેલો હોઈ તેનું આપણે ઠીક ઠીક નિરીક્ષણ કરીએ.

**ખંભાતના ભંડારો :** ખંભાતમાંના કેટલાક ભંડારો અસ્તવ્યસ્ત થઈ વિખરાઈ જવા છતાં પણ આજે ત્યાં અતિ વિશાળ ગણી શકીએ તેવો અને તેટલો ગ્રંથરાશિ છે. ત્યાં આજે ચાર સંગ્રહો છે: (૧) શ્રી શાંતિનાથ તાડપત્રીય જૈનભંડાર, (૨) સૂરિસમ્રાટ શ્રી વિજયનેમિસૂરિ મહારાજનો ભંડાર, (૩) જૈનશાળામાંનો શ્રીનીતિવિજયજી મહારાજનો જૈન જ્ઞાનભંડાર અને (૪) તપગચ્છના શ્રીપૂજ્યજીનો ભંડાર. આ ચાર ભંડારો પૈકી શરૂઆતના ત્રણ ભંડારો અતિ સુવ્યવસ્થિત છે ચોથો ભંડાર ભૂગર્ભમાં અને દુર્વ્યવસ્થામાં પડેલો છે. ચાર ભંડારો પૈકી ગ્રંથસંખ્યાની નજરે શ્રીસૂરિ-સમ્રાટનો ગ્રંથસંગ્રહ પ્રથમ સ્થાને છે. અને શ્રીનીતિવિજયજીનો સંગ્રહ બીજે નંબરે આવે, પરંતુ પ્રાચીનતાની દૃષ્ટિએ, તાડપત્રીય મહત્ત્વના સંગ્રહની નજરે કે પ્રાચીનતમ ચિત્ર-સમૃદ્ધિના સંગ્રહની દૃષ્ટિએ અને બીજી અનેક દૃષ્ટિએ શ્રી શાંતિનાથ-તાડપત્રીય ગ્રંથસંગ્રહ અતિ ગૌરવવંતો છે.

**શ્રી શાંતિનાથ તાડપત્રીય ભંડાર :** શ્રી શાંતિનાથના આ ભંડારમાં એકંદર ૨૯૧ તાડપત્રીય પોથીઓ છે. જેમાંની સંખ્યાબંધ પ્રતિઓ કળાપૂર્ણ ચિત્રકળા અને ચિત્ર-શોભનોથી અલંકૃત છે. સાહિત્યની દૃષ્ટિએ આ સંગ્રહમાં ઘણી સામગ્રી છે, જે અતિપ્રાચીન હોઈ સંશોધનની દૃષ્ટિએ ઘણી જ મહત્ત્વની છે. આ સંગ્રહમાં લખાયેલી પોથીઓ થોડીએક વિક્રમના બારમા સૈકામાં લખાયેલી છે, પણ તેરમા-ચૌદમા સૈકામાં લખાયેલી પોથીઓ ઘણી છે. કેટલીક પોથીઓ પંદરમા સૈકામાં લખાયેલી પણ છે. છતાં તેરમા-ચૌદમા સૈકામાં લખાયેલી પોથીઓ ઘણી છે. 'महानिशीथसूत्र'ની એક પોથી ખડાયતા-ખડાયતા જ્ઞાતિના જૈનશ્રાવકે લખાવેલી છે, એથી ખડાયતા જ્ઞાતિમાં જૈનધર્મને અનુસરનારા હતા એ જાણવા મળે છે. ખડાયતા જ્ઞાતિના જૈન આચાર્યોનો ઉલ્લેખ પણ મળે છે. સાવદેવી નામની શ્રાવિકાએ પોતાને હાથે લખેલી એક પોથી પણ આ ભંડારમાં છે. આપણે ત્યાં સ્ત્રીઓની પ્રવૃત્તિને લગતા ઉલ્લેખો જે થોડાઘણા મળી આવે છે તેમાં આ ઉલ્લેખ મહત્ત્વની વસ્તુ છે. આ પોથી વિક્રમના તેરમા સૈકાના પૂર્વાર્ધમાં લખાયેલી લાગે છે. આચાર્ય શ્રીહરિભદ્રસૂરિ વિરચિત 'योगशास्त्र' નામના અલભ્ય ગ્રંથની નકલ પહેલવહેલી આ પોથીમાં જ જોવા મળી છે.

આ ભંડારમાંની ઘણી ખરી પોથીઓના અંતમાં ગ્રંથ લખનાર-લખાવનારના પરિચયને લગતી પુષ્પિકા અને તેમાં વિશિષ્ટ વિગતો નોંધાયેલી છે, જેમાં ભૌગોલિક, રાજકીય, સામાજિક આદિ ઇતિહાસને લગતી કેટલીય સામગ્રી છે. એક પુષ્પિકામાં દર્ભાવતી-ડભોઈને લાટદેશમાં 'लाटदेशालंकारिणीदर्भवतीस्थाने' એમ જણાવેલ છે. તેમજ વિ. સંવત ૧૨૧૨માં લખાયેલી એક પોથી જે ગુર્જરેશ્વર ચૌલુક્યરાજ શ્રી કુમારપાલદેવના રાજ્યમાં લખાયેલી છે, તેની પુષ્પિકામાં दण्डनायक श्रीवोसरिलाटदेशमण्डले मही – दमुनयोरन्तराले सन (२) व्यापारानन्नुपरिपन्थयनीत्येवं काले प्रवर्तमाने આ પ્રમાણે ઉલ્લેખ છે, એથી આપણને જાણવા મળે છે કે ચૌલુક્ય-રાજ્યકાળ દરમ્યાન મહી નદી અને દમણના વચ્ચેનો પ્રદેશ લાટદેશ મનાતો હતો, તે સમયે ત્યાંનો દંડનાયક વોસરી હતો અને ત્યાંનો લશ્કરી કાબૂ તેના હાથમાં હતો. ગુર્જરેશ્વરોની રાજ્યસીમા ક્યાં સુધી પહોંચી હતી તે પણ આથી જાણવા મળે છે.

સાહિત્યની દૃષ્ટિએ સંશોધકો માટે આ ભંડારમાં ઘણી સામગ્રી છે. જૈન આગમો, પ્રકરણો, કથાસાહિત્ય, દાર્શનિક સાહિત્ય વગેરે ઘણુંઘણું છે. સિદ્ધહેમ વ્યાકરણની ઘણી પ્રતિઓ છે. મહાકવિ કાલિદાસના રઘુવંશની અને વાક્પતિરાજના ગઉડવહો પ્રાકૃત કાવ્યની પ્રાચીન પ્રતિઓ આમાં છે. જયમંગલકૃત कविशिक्षा અને રવિગુપ્તાચાર્ય તેમજ પરાંવાચાર્ય મુમ્મુણિદેવકૃત સૂક્તાવલીઓ આ સંગ્રહમાંજ છે कहारयणकोस, आग्यानकमणिकोस सटीक, मुनिसुव्रतस्वामिचरित्र, अममस्वामिचरित्र, जयंतीप्रकरण सटीक, निःशेष सिद्धान्त पर्याय, चैत्यवंदनादिसूत्र ઉપરની કુલપ્રભની વૃત્તિ આદિ ઘણ ગ્રંથો ફક્ત આ ભંડારમાંથીજ પ્રાપ્ત થયા છે.

આ બધાયની સાથે સવિશેષ ધ્યાન ખેંચે તેવી એક વસ્તુ એ છે કે – ગુર્જરેશ્વર મહામાત્ય શ્રી વસ્તુપાલે સ્વહસ્તે વિ. સં. ૧૨૯૦માં લખેલી धर्माभ्युदय महाकाव्यनी અતિ મહત્ત્વપૂર્ણ પોથી આ ભંડારમાં સચવાઈ રહી છે.

**ખંભાતનો બીજો ભંડાર :** ખંભાતમાં જ બીજો ભંડાર સૂરિસમ્રાટ શ્રી વિજયનેમિસૂરિજી મહારાજનો છે. આ ભંડાર જ્ઞાનશાળામાં વિદ્યમાન છે. તેમાં એકંદર વીસ હજાર હસ્તલિખિત ગ્રંથો હોવાનું જાણવામાં આવ્યું છે. મુખ્યત્વે આ ભંડાર કાગળ ઉપર લખાયેલી પોથીઓનો છે. એમ





ધર્માભ્યુદય મહાકાવ્યની પ્રતમાંનાં વસ્તુપાલના હસ્તાક્ષરવાળાં પાન

અતિ વિપુલ અને મહત્ત્વના સાહિત્યનો સંગ્રહ છે, અને એ ભંડારના સંગ્રાહક સૂરિસમ્રાટ અને તેમનો પરિવાર વિદ્વાન તેમજ વિશેષજ્ઞ હોઈ આ સંગ્રહ ગ્રંથસંખ્યા અને સાહિત્યની દૃષ્ટિએ અતિ મહત્ત્વનો છે.

**ખંભાતનો ત્રીજો જ્ઞાનભંડાર:** ત્રીજો ભંડાર જૈન શાળામાં શ્રીનીતિવિજયજી મહારાજનો છે, જેમાં એકંદર લગભગ પાંચ હજાર સંખ્યામાં જૈન ગ્રંથોનો પ્રાચીન અને શ્રેષ્ઠતમ સંગ્રહ છે. વિ. સં. ૧૨૩૨માં કાગળ ઉપર લખાયેલી પોથી આ સંગ્રહમાં જ છે. આજસુધીમાં મેં જે સંખ્યાબંધ પ્રાચીન–પ્રાચીનતમ જ્ઞાનસંગ્રહો જોયા છે તેમાં કાગળ ઉપર લખાયેલી જૂનામાં જૂની પોથી આ એક જ જોવામાં આવી છે. જેસલમેરના પ્રાચીન સંગ્રહમાં કાગળ ઉપર લખાયેલી જૂનામાં જૂની પોથી વિ. સં. ૧૨૪૬ અને ૧૨૭૯ની છે જ્યારે અહીં ૧૨૩૨ની છે. આ ભંડારમાં વિક્રમની પંદરમી સદીના ઉત્તરાર્ધમાં કે સોળમીના પ્રારંભમાં લખાયેલી સુવર્ણાક્ષરી સચિત્ર પ્રાચીન પોથી છે જે એટલી સારી દશામાં છે કે તે પ્રતિ જાણે અત્યારે જ લખાયેલી હોય. તેની લિપિનું સૌષ્ઠવ અને તેનું સુવર્ણ એ ઉભય અતિ-આકર્ષક છે. પ્રતિનું દર્શન કરતાં એ ચેતનવંતી હોય તેમજ લાગે છે. આવી જ પ્રાણવંતી સુવર્ણાક્ષરી એક પોથી જેસલમેરના તપગચ્છીય જ્ઞાનભંડારમાં છે. આ રીતે આ બન્ને ય પ્રતિઓ બહુ જ સારી અને સુઘડ રીતે સચવાઇ રહી છે.

**વીસમી સદીના તાડપત્રોના ગ્રંથો:** શ્રી નીતિવિજયજી મહારાજના સંગ્રહ સાથે પરિશિષ્ટરૂપે ત્યાંના જ નિવાસી અને ભંડારના સંરક્ષક શેઠ શાંતિલાલ મણિલાલનો સંગ્રહ જોડાયેલો છે જેમાં ચાલુ સદીમાં લખાયેલી તાડપત્રીય પ્રતિઓ અને ચાંદીની શાહીથી લખાયેલ કલ્પસૂત્ર અને નવસ્મરણની સચિત્ર પ્રતિઓ છે. તાડપત્રીય પ્રતિ માટે તાડપત્ર મેળવ્યાં છે. એ અતિશ્લક્ષ્ણ શ્રીતાડ જેવાં ન હોવા છતાં ય એકંદર બહુ જ સારાં છે. પંદરમા સૈકામાં જે સ્થૂલ તાડપત્ર ઉપર લખાયેલા કેટલાક ગ્રંથો પાટણ–ખંભાત–જેસલમેરના તાડપત્રીય ગ્રંથસંગ્રહોમાં જોવામાં આવે છે તેને મળતાં આ તાડપત્રો છે. આ જમાનામાં આવાં સારાં તાડપત્રો મેળવવા કોશિશ કરનારને આપણે ધન્યવાદ જ આપીએ છીએ. હવે પ્રશ્ન એક જ છે કે એના ઉપર જે લખાણ કરવામાં આવ્યું છે તે કેટલું ટકી રહે છે. લેખનના વાહન તરીકે કાગળોને અતિ મહત્ત્વ અપાયા પછી આપણે ત્યાં તાડપત્રીય લેખન અને તેના માટે ઉપયોગી શાહીની બનાવટની રીતો બહુ જ જલદી ભુલાઈ ગઈ છે. પાટણ, ખંભાત, જેસલમેરના તાડપત્રીય સંગ્રહમાંની વિક્રમના પંદરમા સૈકાના પ્રારંભ સુધી લખાયેલી તાડપત્રીઓનાં તાડપત્ર, તેની શાહી, તેનું લખાણ, લેખન વિષેની ચોકસાઈ વગેરે જોઇએ અને એ જ સૈકાના

બીજા ચરણથી લખાયેલ તાડપત્રીય પ્રતિઓ જોઈએ તો તેમાં એ ચોકસાઈ અને શાહીની બનાવટ વગેરેમાં ભારે પરિવર્તન થઈ ગયેલું નજરે પડે છે. કેટલાય ગ્રંથોના લખાણમાંથી શાહી પતરી થઈને ઊખડી જવાથી અક્ષરો દેખાતા નથી. જો કે પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં તથા આચાર્યશ્રી દેવસુંદરસૂરિ અને ખરતર આચાર્ય શ્રી જિનભદ્રસૂરિ વગેરેએ વિક્રમના પંદરમા સૈકાના ઉત્તરાર્ધમાં જે તાડપત્રીય ગ્રંથસંગ્રહો લખાવેલ છે તેનાં તાડપત્ર, શાહી, વગેરે ઘણું જ સારું છે તે છતાંય પરાપૂર્વથી ચાલ્યા આવતા સૌષ્ઠવ અને પારમ્પર્યમાં તો ખામી દેખાય જ છે. એટલે આજે આ પ્રવૃત્તિ કરનારે ચોકસાઈ રાખવી જ જોઈએ અને આજના વિજ્ઞાનિકોનો આ માટે ઉપયોગ કરવો જ જોઈએ.

ચાંદીથી લખાયેલ પ્રતિઓમાં ખર્ચ ઘણું કર્યું છે અને ભભકદાર ચિત્રો કરવા–કરાવવા પ્રયત્ન કર્યો છે. પરંતુ આજની વિકસતી શાસ્ત્રીય ચિત્રકળા અને રંગોની પસંદગી આદિને કશુંજ સ્થાન નથી.

**ખેડાનો ભંડાર :** ખેડામા શ્રીસુમતિરત્નસૂરિનો ભંડાર છે. આ ભંડાર ધીરે ધીરે વીખરતો જાય છે. તે છતાં આમાં આજે પણ લગભગ હજારેકથી અધિક પ્રાચીન કાગળ ઉપર લખાયેલ ગ્રંથો છે. એકંદરે ભંડાર ઠીક છે.

**નડિયાદના ભંડારો :** નડિયાદમાં મુનિશ્રી નરોત્તમવિજયજીનો સંગ્રહ છે અને ત્યાંની સાર્વજનિક લાયબ્રેરીમાં 'અ. સૌ. ડાહીલક્ષ્મી'ના નામનો હસ્તલિખિત સંગ્રહ છે. શ્રીમતી ડાહીલક્ષ્મીનો સંગ્રહ એકંદર બહુ જ સારો છે પણ તેની વ્યવસ્થા કશી જ નથી. ગમે તે રીતે પોટલા બાંધીને ગ્રંથો રાખવામાં આવ્યા છે. પુસ્તકોની સુરક્ષા કરવાની જે આવડત જૈન પ્રજાને ત્યાં અને જૈન સાધુઓને છે તેવી સામાન્ય રીતે બીજે નથી એ નિર્વિવાદ વસ્તુ છે. ડાહીલક્ષ્મીના સંગ્રહમાં સાહિત્યદૃષ્ટિએ સંગ્રહ સારો છે.

આ સંગ્રહમાં પો. ૧૧માં વિ. સંવત ૧૫૨૨માં લખેલુ દેવસૂરિકૃત પ્રાકૃત पउमप्पहचरिय છે. પોથી ૧૩માં ૩૯–૪૭ નંબર સુધીમાં ૨૮૯ પાનાનો શિલ્પગ્રંથોનો સંગ્રહ છે, જેમાં મંડનસૂત્રધારકૃત રાજવલ્લભ, રૂપમંડન, લિંગપંચકસત્રવિધિ, પ્રાસાદમંડન આ પાંચ ગ્રંથો અને વિશ્વકર્માકૃત વાસ્તુમંજરી તથા રૂપાવતાર, પ્રાસાદપ્રતિમા વિચાર, દશપદવાસ્તુ આ ગ્રંથો છે. પોથી ૧૮માં કલ્યાકરકૃત સર્વસંગીતસાર, પોથી ૨૪માં રઘુદામોદરકૃત સંગીતદર્પણ. પોથી ૭૭માં સંગીત રત્નાવલી „ સુધાકલશકૃત સંગીતસારોદ્ધાર, મોખદેવ–સુવર્ણકાર–કૃત સંગીતસારકલિકા, પોથી ૧૯માં નીલકંઠકૃત શબ્દશોભા, શ્રીવત્સલાંછનકૃત કાવ્યપ્રકાશટીકા, પોથી ૩૪માં સરસ્વતી તીર્થકૃત કાવ્યપ્રકાશટીકા, પોથી ૨૬માં ભદ્રબાહુસંહિતા, પોથી ૩૯માં નલોદયકાવ્યટીકા, હેમવિજયગણિકૃત કથારત્નાકર આદિ જેવા વિશિષ્ટ ગ્રંથોનો સંગ્રહ છે.

આ ઉપરાંત આ સંગ્રહમાં શ્રીકંઠવિરચિત રસકૌમુદી નામના નાટ્યશાસ્ત્ર વિષયક ગ્રંથનો નવ પાનાનો પ્રથમ અધ્યાય છે. આ આખો ગ્રંથ મળે તો અતિ મહત્ત્વનો છે. આ આખો ગ્રંથ દશ અધ્યાયમાં રચાયેલો છે. ગ્રંથકારે જણાવ્યું છે તે પ્રમાણે द्वारावत्या समीपे नगनगरपुरे क्ष्मापतिः पूर्वभागे, जामश्रीशत्रुशल्यः सकलजनमनोरंजक पुण्यराशि । श्री कण्ठरतत्सभाया कविरमलमति. विप्रवर्यः, શ્રીકંઠ જાતે બ્રાહ્મણ હતો અને જામનગરના જામરાજા શ્રી શત્રુશલ્યની સભાનો એ માન્ય કવિ હતો.

હિંદી ગ્રંથોનો સંગ્રહ જોવા ઈચ્છનારે આ સંગ્રહમાંની ૩૦, ૩૧ અને ૩૬ પોથીઓ ખાખી જોવી જોઈએ. એકંદર આ સંગ્રહ ઘણો સારો છે. પરંતુ એને ગોદામમાં કોથળા ખડકી રાખે તેમ ન ખડકી રાખતાં બહુ સારી રીતે સાચવવાની, સુરક્ષિત કરવાની અને વ્યવસ્થિત યાદી કરવાની જરૂરત છે.

**મહુધાનો ભંડાર:** મહુધામાં મુનિવર શ્રી પં. કીર્તિમુનિજીનો જ્ઞાનભંડાર છે. ભંડાર સુરક્ષિત અને વ્યવસ્થિત છે. આ સંગ્રહમાં હજાર કે તેથી કંઈ અધિક ગ્રંથો છે. ગ્રંથસંગ્રહ ઘણો જ સારો છે. યશોવિજયોપાધ્યાયકૃત ગ્રંથોનો સંગ્રહ આમાં સારો છે. ત્રિષષ્ટિશલાકાપુરુષચરિતમહાકાવ્યના પાંચમા પર્વની એક તાડપત્રીય પોથી પણ આ સંગ્રહમાં છે.

**કપડવણજનો ભંડાર :** કપડવણજમાં અષ્ટાપદના મંદિરમાં, પંચના ઉપાશ્રયે અને મીઠાભાઇના ઉપાશ્રયે એમ ત્રણ ઠેકાણે જ્ઞાનભંડારો છે. આ ત્રણેયમાં અષ્ટાપદજીનો ભંડાર મોટો છે. બાકીના બે ભંડારો નાના નાના છે. છતાં ત્રણેય ભંડારો અતિ મહત્ત્વના છે. પંચના ઉપાશ્રયના ગ્રંથસંગ્રહમાં જે વિપ્રકીર્ણ પાનાં જોવામાં આવ્યાં છે અને આજે ત્યાં જે અપૂર્ણ ગ્રંથો છે એ જોતા એ ભંડાર અષ્ટાપદના ભંડાર કરતાંય વિશિષ્ટ હશે એમ લાગે છે. પરંતુ અત્યારે તો આ ભંડાર અસ્તવ્યસ્ત થઈ નાનો બની ગયો છે. પંચના આ ભંડારમાં શ્રી ભાવવિજયોપાધ્યાયકૃત ઉત્તરાધ્યયનસૂત્રટીકાની પ્રતિ છે જે ગ્રંથકારે પોતે લહિયા પાસે લખાવીને જાતે જ સંશોધન કરેલી છે. અષ્ટાપદના ભંડા-

રમાં તત્વાર્થસૂત્રની સુવર્ણાક્ષરી પ્રતિ છે, પરંતુ તે બહુ સારી રીતે લખાયેલી નથી. ભંડારો એકંદર સારા છે. એમાં બધા મળીને બેએક હજારથી વધારે ગ્રંથોનો સંગ્રહ છે

ઉપસંહાર : અહીં પ્રસંગોપાત અતિ ટૂંકમાં ચરોતરના જ્ઞાનભંડારો વિષે લખવામાં આવ્યું છે પરંતુ ખરી રીતે એ જ્ઞાનભંડારો શું છે અને આપણી પ્રજા માટે એ કેવા, કેટલા અને કઈ દૃષ્ટિએ ઉપયોગી અને મહત્ત્વના છે, એ જાણવા માટે આ ગ્રંથોનું અધ્યયન અને જ્ઞાનભંડારોનું સાક્ષાત સ્થિરચિત્તે અડિંગા લગાવીને અવલોકન કરવું જોઈએ.

# ૫૧

# જમીન મહેસૂલ—આકારણી

**જમીન મહેસૂલ-એનું મહત્ત્વ :** જમીન મહેસૂલ એટલે જમીન ઉપર લેવાતો સરકારી કર. આ કર સરકાર માટે આવકનું મહત્ત્વનું સાધન છે. જૂના વખતમાં તો એ સરકારી આવકનું મુખ્ય સાધન હતું અને રાજકીય ઉથલપાથલોને પરિણામે એ કરના સ્વરૂપમાં તથા તે વસૂલ કરવાની પદ્ધતિમાં વખતો વખત ફેરફારો થતા. એ બધાની અસર જિલ્લાની આબાદી ઉપર તેમજ લોકોના સંસ્કારો ઉપર પણ થતી. હાલ લોકોના રીતરિવાજો, તેમની સારીમાઠી ટેવો અને તેમની આર્થિક સ્થિતિ જે સ્વરૂપમાં છે તે સ્વરૂપ ઘડવામાં ભૂતકાળની મહેસૂલ પદ્ધતિઓએ ઘણો મોટો ભાગ ભજવેલો છે. હાલની ચાલુ મહેસૂલ પદ્ધતિ બ્રિટિશ અમલનો વારસો છે. એમાં હાલની સરકારે ઘણા મહત્ત્વના સુધારા કર્યા છે અને હજી વધુ સુધારા થવાનો સંભવ છે. પરંતુ દૂરના ભૂતકાળમાં કે ભવિષ્યમાં નહિ ઊતરતાં હાલ જે કાયદા અને કાર્યપદ્ધતિ અમલમાં છે તેની જ ટૂંક માહિતી અત્રે આપી છે.

**ત્રણ મુખ્ય બાબતો :** જમીનનું મહેસૂલ નક્કી કરવામાં મુખ્યત્વે ત્રણ બાબતો જોવાય છે: એક તો જમીનનું માપ, બીજું જમીનની ફળદ્રૂપતા અને ત્રીજું કયા હકથી જમીનનો ભોગવટો થાય છે તે.

**પાયાનું એકમ : ગામ :** મહેસૂલની દૃષ્ટિએ ગામ કે ગામડું એ પાયાનું એકમ છે દરેક ગામની જમીનની હદો નક્કી કરેલી હોય છે. એ હદોની અંદર જે જમીનમાં ગામ વસેલું હોય તે ગામઠાણ કે ગામતળ કહેવાય છે. તેની બહાર ખેતીની જમીનો એટલે ખેતરો આવેલાં હોય છે. ખેતરો અને ગામની વચ્ચે ગૌચરની જમીન અલગ રાખેલી હોય છે. આ ત્રણે પ્રકારની જમીનોની હદો અને માપ નક્કી કરેલાં હોય છે. તે ઉપરાંત આ જમીનોમાં આવેલાં ઝાડ, કૂવા, તળાવ વગેરેની નોંધો પણ સરકારે તૈયાર કરેલી હોય છે.

આ તમામ જમીનોના વહીવટ માટે સરકારનો મહેસૂલી કાયદો છે, તે લેન્ડ રેવન્યુ કોડ' કહેવાય છે.

**માપણી કચેરીઓ :** જમીનોની માપણીઓ કરી તે ઉપરથી મહેસૂલની આકારણી કરવાનું કામ કરવા સરકારે માપણીખાતું યોજેલું છે. એ ખાતાની જિલ્લા માટેની કચેરી 'ડિસ્ટ્રિક્ટ સર્વે ઓફિસ' કહેવાય છે. ખેડા જિલ્લા માટે આ ઓફિસ ખેડામાં આવેલી છે એના તાબામાં નીચેનાં ૧૧ સ્થળોએ સિટી સર્વે ઓફિસો આવેલી છે : ખંભાત, બોરસદ, પેટલાદ, સોજિત્રા, આણંદ, ઉમરેઠ, નડિયાદ, વસો, ખેડા, મહેમદાવાદ અને કપડવણજ.

ઉપર ગણાવેલી ઓફિસો 'સર્વે સેટલમેન્ટ ઓફિસો' પણ કહેવાય છે, કેમકે એ ઓફિસો તરફથી જમીનોની માપણી ઉપરાંત મહેસૂલની આકારણી એટલે દરો ઠરાવવાનું કામ પણ થાય છે. માપણી પ્રમાણે જમીનમાલિકો ખેતરોનાં હદ નિશાન સારી સ્થિતિમાં રાખે એ જોવાની ફરજ આ ઓફિસોની હોય છે દર દસ વર્ષે હદનિશાન તાજાં કરવામાં આવે છે. મહેસૂલની આકારણી નક્કી કરવા માટે જમીનોમાં થતા પાકના પ્રકાર દીઠ આંકડા તૈયાર કરી તે આ ઓફિસો સરકારને મોકલી આપે છે.

સિટી સર્વે ઓફિસોમાં ખેતરોના છાપેલા નકશા રાખવામાં આવે છે. એ નકશા સરકારે ઠરાવેલી કિંમતે વેચાતા મળી શકે છે. જમીનોની માપણી જેમાં નોંધેલી હોય છે એ પત્રકોની નકલ પણ નિયમ પ્રમાણે અરજી કરવાથી મળી શકે છે અરજી ઉપર ત્રણ આનાની કોર્ટ ફીની ટિકિટ ચોડવાની હોય છે અને તે તાલુકાના સર્વે ઓફિસરને એટલે મામલતદારને સંબોધીને લખવાની હોય છે.

**માપણી અને આકારણી : ટૂંક ઇતિહાસ :** બ્રિટિશ સરકારે આ જિલ્લાની માપણીનું કામ સૌ પ્રથમ ઈ. સ. ૧૮૨૦થી ૧૮૨૬ સુધી કર્યું હતું. એ પરિણામે બ્રિટિશ અમલના પ્રાથમિક ૮ તાલુકાઓ રચાયા હતા પાછળથી એ તાલુકાઓનાં ગામડાંમાં ફેરફાર થવાને લીધે બધી વિગતોની ચોકસાઈ કરવાની જરૂર ઊભી થવાથી ઈ. સ ૧૮૬૩–૬૭માં જમીનોની માપણી અને આકારણી ફરીથી કરવામાં આવી હતી. ઈ સ. ૧૮૯૫–૯૬થી એટલે કે બીજી માપણી પછી ૩૦ વર્ષે ફરીથી માપણી તેમજ આકારણી કરવામાં આવી હતી. ઈ સ. ૧૮૬૩–૬૭ની આકારણી એ મૂળ આકારણી (અંગ્રેજીમાં ઓરીજીનલ સેટલમેન્ટ) કહેવાય છે. તે પછીની ૧૮૯૫–૯૬ની આકારણી પ્રથમ સુધારેલી આકરણી (ફર્સ્ટ રિવિઝન સેટલમેન્ટ) કહેવાય છે. તે પછી ઈ સ ૧૯૪૦માં નીચેના પાચ બ્રિટિશ તાલુકાઓની આકારણી નવેસર કરવામાં આવી હતી : બોરસદ, આણંદ, ઠાસરા, કપડવણજ, અને નડિયાદ તે બીજી સુધારેલી આકારણી (સેકન્ડ રિવિઝનન સેટલમેન્ટ) કહેવાય છે. બાકી રહેલા બે તાલુકાની આકારણી સુધારવાનું કામ બાકી રહ્યું હતુ તે હજી થયું નથી. તેથી ઉપરના પાંચ તાલુકાઓની આકારણી સુધારેલા દરે થાય છે. અને બીજા બે તાલુકાઓની આકારણી જૂના દરોએ થાય છે વળી બ્રિટિશ જિલ્લામાં દેશી રાજ્યો ભળવાથી નવા રચાયેલા તાલુકાઓમાં ભળેલાં દેશી રાજ્યોનાં ગામોને હજી તેમની જૂની આકારણી લાગુ પાડવામાં આવે છે.

**જમીનનાં માપ :** આ પુસ્તકમાં પૃ ૨૯૯ ઉપર જણાવ્યા પ્રમાણે હાલના વજનમાપના કાયદામાં ફૂટ, વાર, ગૂંઠા, અને એકર એ માપો જમીન માપવા માટે સ્વીકારવામાં આવ્યાં છે. તેમાં ૧ ગૂંઠો = ૧૨૧ ચોરસવાર; ૪૦ ગૂંઠા = ૧ એકર = ૪૮૪૦ ચો. વાર એવું કોષ્ટક છે.

પરંતુ જૂની પ્રથામાં ૧ વીઘું = ૨૦ વસા, ૧ વસો = ૨૦ વીસવાસી એવું કોષ્ટક હતું અને લોકો હજી પણ એનો ઉપયોગ કરે છે. આ માપો ક્યારે અમલમાં આવ્યાં અને ઉપરના નવા કોષ્ટક સાથે એનો કેવો સંબંધ છે, એ પ્રશ્નોની તપાસ કરતાં માલૂમ પડે છે કે ગુજરાતની જમીનોની પ્રથમ માપણી મોગલ બાદશાહ અકબરના સમયમાં તેના મુલકી પ્રધાન રાજા ટોડરમલે ઈ સ. ૧૫૮૩થી ૧૫૯૨ સુધીમાં કરી હતી. એમાં હાલના કપડવણજ તાલુકાની ભૂમિનો ... થયો નહોતો. ઉપર જણાવેલું વીઘાનું કોષ્ટક તે વખતે અમલમાં આવ્યું હશે એમ લાગે છે. એ કોષ્ટક પ્રમાણેનાં માપ લેવા કેવાં સાધનો વપરાયાં હતાં તેની માહિતી મળતી નથી. પરંતુ એક વીસવાસી એટલે પાંચ હાથ પહોળાઈ અને પાંચ હાથ લંબાઈ એવો અર્થ થતો અને હાથનું માપ નક્કી કરવા પાંચ જુદા જુદા હાથની લંબાઈ લેવાતી, એમ જૂના મહેસૂલી રિપોર્ટોમાં નોંધાયું છે. એ રીતે વીઘું એ ઓગણીસમી સદીમાં સ્વીકારાયેલું ચોરસ માપ છે

ઈ સ ૧૮૨૦–૨૬માં બ્રિટિશ સરકારે જ્યારે પહેલીવાર માપણી કરી ત્યારે વીઘું અને તેના વિભાગો માટે કોઈ પ્રમાણભૂત માપ પ્રચારમાં ન હતું. તપાસ કરતાં એમ માલૂમ પડેલું કે પાંચ હાથની લંબાઈ માપવા માટે એક ડંડો (અંગ્રેજીમાં 'રોડ') વપરાતો તેને ગૂંઠો કહેતા આવા ૨૦ ગૂંઠા એટલે ૧૦૦ હાથની લંબાઈને વીઘાની એક બાજુની લંબાઈ ગણતા. એ રીતે ૧૦૦×૧૦૦=૧૦,૦૦૦ ચોરસ હાથ એવું કોષ્ટક ગણાતું પરંતુ હાથનું પ્રમાણભૂત માપ નક્કી ન હતુ. એ નક્કી કરવા માટે તે વખતના માપણી અમલદાર લેફ. કર્નલ વિલિયમ્સે આજુબાજુનાં ૧૦ પરગણાંમાંથી ગૂંઠાના ૧૦ ડંડાઓ એકઠા કરી, એ ડંડાઓની સરાસરી લંબાઈ ઉપરથી ગૂંઠાનું પ્રમાણભૂત માપ ઠરાવ્યું. તે ૯૬ ઈંચ એટલે બરાબર ૮ ફૂટ હતું. એ હિસાબે એક હાથનું ચોક્કસ માપ ૧૯.૨ ઇંચ કર્યું હતું.

ઉપરનાં માપોને આધારે બ્રિટિશ સરકારે જમીનમાપણી માટે જે કોષ્ટકો તૈયાર કર્યાં તે નીચે પ્રમાણે હતાં :–

## બ્રિટિશ અમલમાં જમીન માપણીનાં કોષ્ટક

### (૧) લંબાઈ માપવાનું કોષ્ટક

૧ હાથ = ૧.૬ ફૂટ = ૧૯.૨ ઇંચ

૫ હાથ = ૧ ગૂંઠો = ૮ ફૂટ = ૯૬ ઇંચ

૧૦૦ હાથ = ૨૦ ગૂંઠા = ૧ વીઘાની એક બાજુની લંબાઈ = ૧૬૦ ફૂટ = ૧૯૨૦ ઇંચ

### (૨) ચોરસ માપનું કોષ્ટક

| દેશી ચો. માપ | = ચો. ઇંચ | = ચો. ફૂટ | = ચો. વાર |
|---|---|---|---|
| ૧ વીસવાસી | = ૯૨૧૬ | = ૬૪ | = ૭.૧૧ |
| ૨૦ વીસવાસી = ૧ વસો | = ૧૮૪૩૨૦ | = ૧૨૮૦ | = ૧૪૨.૨૨ |
| ૨૦ વસા = ૧ વીઘું | = ૩૬૮૬૪૦૦ | = ૨૫૬૦૦ | = ૨૮૪૪.૪૪ |
| ૬૮૦.૬૨ વીસવાસી = ૩૪.૦૩ વસા = ૧.૭૦ વીઘાં = ૧ એકર | = ૬૨૭૨૬૪૦ | = ૪૩૫૬૦ | = ૪૮૪૦ |

આ કોષ્ટકો પ્રમાણે ૧ વીઘું = ·૫૮૭૭ એકર, અને ૧ એકર = ૧ વીઘુ ૧૪ વસા, અને ·૦૬૨ વીસવાસી થાય આ માપો પ્રમાણે બ્રિટિશ અમલમાં જમીનોના હિસાબ ગણાતા એ પૈકી એક એકરના ૪૮૪૦ ચો વારનુ માપ અત્યારે સ્વીકારાયુ છે જૂના માપોમાં વીઘુ વસો, અને વીસવાસી એ માપો હતા, પણ ગૂંઠા ન હતો તેને બદલે અત્યારે ગૂંઠા રાખીને વીઘું અને તેના વિભાગો ૨૬ કર્યા છે એને બદલે વાર, ફૂટ અને ઈંચ સ્વીકારાયા છે. *

જૂની પદ્ધતિમાં વીઘા ઉપર મહેસૂલ ગણાતુ. તેથી એને 'વિઘોટી' કહેતા બ્રિટિશ અમલમા એકર ઉપર મહેસૂલ ગણાવાથી અંગ્રેજી શબ્દ 'એકરેજ' વપરાતો હાલ ખેડૂનો મહેસૂલને 'ભરણુ' કહે છે

**જમીનોના પ્રકાર** મહેસૂલની આકારણી માટે ફળદ્રુપતાની દૃષ્ટિએ જમીનોના ક્યારી, બાગાયત, જિરાયત, ભાઠું, વગેરે પ્રકારો પાડવામાં આવ્યા છે

ડાંગર પાકે એવી જમીન ક્યારી જમીન કહેવાય છે ફળફળાદિ અને શાકભાજી પકવનારી જમીન બાગાયત જમીન કહેવાય છે ખેડા જિલ્લામાં નહેરોની સગવડ નહિવત્ હોવાથી બાગાયત જમીન ઘણી ઓછી છે ક્યારી અને બાગાયત સિવાયની અનાજ, તેલીબિયાં વગેરે પકવતી જમીન જિરાયત જમીન કહેવાય છે અને નદી કિનારાની ખેતી ઉપયોગમાં લઈ શકાય તેવી જમીન ભાઠાની જમીન કહેવાય છે ક્યારી, બાગાયત અને જિરાયત જમીનના પાછા આકાશિયા, હિમાયત વગેરે પ્રકારો પાડેલા છે વરસાદના પાણીથી જ પાક પકવતી જમીન આકાશિયા કહેવાય છે અને કૂવો, તળાવ વગેરે સાધનથી પાણી મળી શકતુ હોય તેવી હિમાયતની જમીન ગણાય છે

**ભોગવટાના હક્કોના પ્રકાર :** મહેસૂલ નક્કી કરવામાં બીજો મુદ્દો ભોગવટાના પ્રકારનો છે સામાન્ય રીતે જમીન સરકારની માલિકીની ગણાય છે બ્રિટિશ સત્તા સ્થપાઈ ત્યારે લોકો પાસે જે જમીનો હતી તે તેમને ભૂતકાળમાં વિવિધ પ્રકારે મળેલી હતી દા. ત જૂના વખતના રાજાઓ બ્રાહ્મણોને ગામો દાનમાં આપતા સિપાઈઓને લશ્કરમાં સેવા બજાવ્યા બદલ ગામો ઈનામમાં અપાતાં મુસલમાનો અને રજપૂતો વચ્ચે સેંકડો વર્ષ સુધી લડાઈટંટા ચાલેના તેમાં મુસલમાની સત્તાઓ સ્થપતાં રજપૂત લોકોને સંતોષવા મુસલમાન રાજાઓએ ઘણાં ગામોમાં રજપૂતોને અમુક જમીન અલગ કાઢી આપેલી તે 'વાંટા' એ નામથી ઓળખાતી કેટલાક લોકોને રાજા તરફથી અમુક જમીન 'પસાયતા' તરીકે મળેલી હતી આ અને એવા પ્રકારે લોકો પાસેથી જમીનો બ્રિટિશ અમલમાં હતી લોકોને એ બાબતમાં અસંતોષનુ કારણુ ન મળે એ માટે બ્રિટિશ સરકારે એ બધા પ્રકારોના હક્કો કાયમ રાખીને તેની શરૂઆતની મહેસૂલ પદ્ધતિ ગોઠવી હતી ક્રમે ક્રમે એ જૂના હક્કોમાં ફેરફાર કરતાં કરતાં ઉપર જણાવેલી ઈ સ ૧૯૪૦મા થયેલી છેલ્લી માપણી અને તેના ઉપર રચાયેલી મહેસૂલની આકારણી વખતે બ્રિટિશ સરકારે જમીનના ભોગવટાના અમુક પ્રકારો માન્ય રાખ્યા હતા એ પ્રકારો સિવાયની જમીન ખાલસા અથવા સરકારી જમીન કહેવાતી આ ખાલસા અથવા સરકારી જમીનને સામાન્ય મહેસૂલી કાયદો લાગુ પડતો, જ્યારે સરકારે માન્ય રાખેલા વ્યક્તિગત ભોગવટાના વિવિધ પ્રકારો માટે અલગ નિયમો કરવામા આવ્યા હતા એ પ્રકારો નીચે પ્રમાણે હતા (૧) ભાગીદારી અને નરવાદારી ભોગવટો, (૨) મહેવાસી ભોગવટો (૩) મલેકી ભોગવટો, (૪) તાલુકદારી ભોગવટો, (૫) વાંટાદારી ભોગવટો, (૬) ઈનામી ભોગવટો આ પૈકી ઇનામી ભોગવટા સિવાય તમામ વિશિષ્ટ પ્રકારના ભોગવટાઓને હાલની સરકારે કાયદાથી નાબૂદ કર્યાં છે અને બાકી રહેલો ઇનામી ભોગવટો પણ નાબૂદ કરવાનો સરકાર વિચાર કરે છે એટલે હવે ઈનામી જમીનો સિવાયની તમામ જમીનોને સરકારનો સામાન્ય મહેસૂલી કાયદો લાગુ પડે છે આમ છતાં ઉપર જણાવેલા ભોગવટાના પ્રકારોની અસરો જિલ્લાના લોકજીવનમાં હજી ચાલુ છે તેથી એની ટૂંક માહિતી નીચે આપી છે

**નરવાદારી, ભાગદારી અને પાટીદારી :** નરવા' શબ્દ 'નિર્વાહ' ઉપરથી થયેલો છે એમ મનાય છે એનો અર્થ એ થાય કે નરવાદારી ભોગવટાની જમીન કોઈક કાળે

---

* ઉપરની ઇ સ ૧૮૨૮થી ૧૮૨૯ના ગાળામા થયેલી માપણીના અનુભવ ઉપરથી તે વખતના મુંબઇના ગવર્નર સર જોહન માલ્કમે તા ૧૫-૧૨-૧૮૩૦ને રોજ એક ઠેકાણે નોંધ કરી હતી કે દેશી અમલદારોએ નકશા બનાવવામા ઘણી જ કુશળતા દેખાડી છે સામાન્ય સૂચનાઓ મળતા દેશી અધિકારીઓ આવા કામ બાહોશીથી પાર પાડી શકે છે શરૂઆતમા જે કામ માટે યુરોપિયન ઑફિસર નીમવામા આવતા તે કામ હલકા પગારના દેશી અધિકારીઓને સોંપાતા વાર્ષિક ૩ એક લાખને ખર્ચે થતા કામો માત્ર ૩૯ હજારમા થઈ શક્યા છે [જૂનું અંગ્રેજી ગૅઝેટિયર, પૃષ્ઠ ૯૮ ઉપરની પાદટીપ]

નિર્વાહ એટલે ભરણપોષણના હેતુથી ખેડૂતને આપવામા આવેલી એટલે એ પ્રકારનો હક્ક તે માલિકી હક્ક હતો આ પ્રકારે જમીનો લોકો પાસે ક્યારે આવી તે ચોક્કસાઇ પૂર્વક જાણી શકાતુ નથી બ્રિટિશ ગેઝેટિયરમાં જણાવ્યા પ્રમાણે આ હક્કના દસ્તાવેજી પુરાવા બ્રિટિશ સરકારને લોકો આપી શક્યા ન હતા. પરતુ અકબરે નરવાદારી રદ કરી હતી અને મરાઠાઓએ તે શરૂ કરી હતી એટલે નરવાદારી પ્રથા અકબર પહેલાંથી ચાલતી આવી હશે એમ અનુમાન થઇ શકે છે. બ્રિટિશ ખેડા જિલ્લામા આણંદ, બોરસદ, અને નડિયાદ તાલુકામાં ૯૦ નરવાદારી ગામો હતાં તે બ્રિટિશ રાજ્યના અન્ત સુધી કાયમ હતાં આ ઉપરાંત વડોદરા રાજ્યના પેટલાદ અને ભાદરણ તાલુકાઓમા પણ નરવાદારી ગામો હતા આ જિલ્લાની આ એક વિશેષતા હતી

નરવાદારી પ્રથામાં ગામની જમીનોની માલિકી મુખ્યત્વે અમુક કુટુબોની જ હતી એ કુટુબો વચ્ચે જમીનોના ભાગ પાડવામાં આવ્યા હતા અને દરેક ભાગનો માલિકી હક્ક જે તે કુટુબનો હતો તે 'ભાગીદારી ભોગવટો' કહેવાતો મહેસૂલની રકમ આખા ગામની સમગ્ર જમીન ઉપર આકારવામા આવતી અને તે ભાગીદારો ઉપર તેમના ભાગના પ્રમાણમાં ફાળવવામા આવતી તે રકમ એકઠી કરી ગામનો પટેલ સરકારને ભરી દેતો આ પદ્ધતિ મૂળમા હતી મોગલાઈના પેવટના સમયમાં આ પ્રથામાંથી પાટીદારી પ્રથા ઉદ્ભવી. એટલે કે મૂળ નરવાદારો જમીનોના માલિકો બ્રાહ્મણ વાણિયા, મુસલમાન વગેરે હતા. એ લોકો પાટીદાર, કોળી, બારૈયા, વગેરે કોમોને ખેડૂત તરીકે રાખી ખેતી કરાવતા. તેમની ગેરવહીવટ, રાજકીય અધાધૂધી, વગેરે સજોગને લીધે પાટીદાર ખેડૂતોના આગેવાનોએ અઢારમી સદીની શરૂઆતમાં સરકારનો સહકાર સાધી નરવાદારી ભોગવટાના હક્કો પોતાને નામે ચઢાવી દીધા 'ભાગ'ને માટે 'પાટી' શબ્દ વપરાતો–તેથી નરવાદારી ભાગીદારો 'પાટીદારો' કહેવાયા.

બ્રિટિશ યુગની શરૂઆતમાં ઉપર પ્રમાણે મુખ્યત્વે હાલના પાટીદારો નરવાદારી ભોગવટાની જમીનોના માલિકો હતા. લગભગ ૧૦૦ વર્ષથી તેમણે એ ભોગવટો પ્રાપ્ત કર્યો હતો એટલે નરવાદારી ગામોમાં પાટીદારો લગભગ રાજા જેવા હતા તેઓ સરકારને મહેસૂલ ભરતા, પરતુ જમીનોનો વહીવટ કરવામાં રસ ન હતા મોટે ભાગે પોતાની જમીન ઉપર ખેડૂતો વસાવીને તેઓ ખેડૂત પાસે ખેતી કરાવતા. એ રીતે પાટીદારની જમીનમાં ખેતી કરવા જે ખેડૂત વસે તે પાટીદારનો આસામી બનતો એમાં પાટીદારના જેવાજ કણબી ખેડૂતો પણ હતા તેમ બારૈયા, કોળી, વાઘરી વગેરે પ્રકારના ખેડૂતો પણ હતા. આ ઉપરાંત પાટીદાર પોતાના ગામમાં બ્રાહ્મણ, વાણિયા, સુથાર, લુહાર, હજામ, વગેરે પ્રકારના વિવિધ સેવાઓ આપનાર લોકોને વસાવતા, તેમની પાસેથી અમુક શરતોએ સેવાઓ લેતા, તથા તેમને તેમના ધધા ચલાવવામાં સગવડો પણ આપતા જેને પાટીદારિયા ગામો કહે છે તે આ રીતે રચાયાં હતાં અને આ જિલ્લાની એ વિશેષતા હતી પાટીદાર હોવુ એ ગૌરવભર્યું ગણાતું અને જમીનનો માલિકી હક્ક વશપરંપરાથી પાટીદારને મળેલો હતો, તેથી પાટીદાર પોતાની જમીન ખીલવવા તનતોડ મહેનત કરતો એને લીધે એની જમીન ખૂબ કેળવાતી અને તેમાથી તેને સારુ ઉત્પન્ન મળતુ ખેડા જિલ્લાની ખેતી ભારતદેશમા પ્રખ્યાત થઈ છે તે આ સજોગોને આભારી છે આ પ્રથામાંથી બીજા અનેક સારાંમાઠાં પરિણામ પણ આવેલાં છે પરતુ એ વિષયને અહીં સ્થાન નથી. હાલની સરકારે આ પ્રથા નાબૂદ કરી છે

**મલેકી ભોગવટો :** ઈ સ. ૧૪૮૩મા પાવાગઢના ઘેરામાં મહમૂદ બેગડાને હાલના મલેકોના પૂર્વજોએ મદદ કરેલી તેના બદલામા મહી નદીની ઉત્તર અને ઉત્તર–પૂર્વ બાજુ પરનો ૯૦ ચો માઈલના વિસ્તારનો પ્રદેશ તેમને ઇનામમા આપવામા આવેલો આ પ્રદેશમાં મૂળ ૧૨ ગામ હતાં તેમાથી વધીને ૨૭ થયા હતા આ ગામો મલેકોની માલિકીનાં હતા. તેમણે રાજ્યને કઈ વેરો ભરવાનો ન હતો. આ મૂળ સ્થિતિ હતી પરતુ મરાઠા યુગમાં આ ગામો પાસેથી ઊધડ જમાબધી લેવામાં આવતી તે પછી ગાયકવાડ સરકારે એ ગામો ઉપર ઘાસદાણાનો વેરો નાખ્યો હતો. કેટલાક મલેકી ગામો વાડાસિનોરના નવાબને જમાબધી આપતા હતાં. બ્રિટિશ સમયમાં મલેકો જેટલી જમીન ખેડતા હતા તેટલી તેમની પાસે ઈનામી જમીન તરીકે રહેવા દઈ, બાકીની જમીન જે ખેડૂતોને ખેડવા આપેલી તેનો સરકારે કબજો લીધો હતો અને તેના બદલામાં મલેકોને એક રૂપિયે સાતથી નવ આના સુધીની રકમ સરકારે આપવાનુ નક્કી કરવામાં આવ્યુ હતુ આ રીતે સરકાર તરફથી મલેકોને વગર મહેનતે જમાબધી મળતી તેથી તેઓ એદી થઈ ગયા હતા અને પાયમાલીની સ્થિતિમાં આવી રહ્યા હતા હાલની સરકારે આ પ્રથા પણ રદ કરી છે

**મહેવાસી ભોગવટો :** આ પ્રકારનો ભોગવટો મહી નદીના કિનારા પર આવેલાં થોડાં ગામોમા હતો એ ગામોએ

ઊધડ જમાબંધી ભરવાની હતી. એ જમાબંધીમાં વધારો થઈ શકે નહિ એવી શરત હતી આની પાછળનો ઇતિહાસ એવો છે કે અઢારમી સદીનાં પાછલાં વર્ષોમાં મોગલ સત્તા નબળી પડી તે સન્જોગોમાં ગુજરાતમાં મરાઠાઓ વારંવાર ચઢાઈઓ કરતા. નવાબો અને ઠાકોરો એક બીજાને દબાવી દેવા અને સત્તા જમાવવા લડાઈ-ટંટા કરતા આ સંજોગોમાં બ્રિટિશ રાજ્ય આખરે સ્થપાયુ તે વખતે જે પ્રદેશો શાંત હતા અને સીધી રીતે વર્તતા તે 'રાસ્તી' કહેવાયા, અને તોફાની પ્રદેશો 'મહેવાસી' (મહીવાસી) કે મેવાસી કહેવાયા મોટે ભાગે મહીકાંઠાના રજપૂત ઠાકોરો વગેરે આ પ્રકારના હતા. તેમની સાથે ઉપર પ્રમાણે ઊધડ જમાબંધીની શરતે સરકારે સુલેહ કરી હતી એનો અર્થ એ હતો કે મહીવાસી જમીનદારો સરકારને શરત પ્રમાણે ઊધડ જમાબંધી ભરે એટલે પોતાની જમીનના તેઓ સપૂર્ણ માલિક હતા પરંતુ એ માલિકીનો તેઓ સદુપયોગ કરી શકયા નહિ અને બ્રિટિશ સમયમા તેમની સ્થિતિ પછાત જ રહી એ હકકો પણ હાલની સરકારે નાબૂદ કર્યા છે

**તાલુકદારી ભોગવટો :** તે આ જિલ્લામાં નથી.

**વાંટાદારી ભોગવટો :** જયારે આખુ ગામ એક જમીન ધણીને કબજે હોય તેને તાલુકદારી ભોગવટાનુ ગામ કહેવામાં આવે છે, પણ ગામનો અમુક ભાગ એક જણના કબજામાં હોય ત્યારે તેને વાંટો કહેવામાં આવે છે આવા વાંટા ખેડા જિલ્લામાં કેટલાક છે વાંટાદારીનો ભોગવટો કરનાર મોટે ભાગે તાલુકદાર જેવા ગણાય છે.

અસલના રજપૂત રાજાઓના વંશજોના કબજામાં છૂટક ગામ કે વિસ્તાર હતા જયારે મુસ્લિમ આક્રમણ થયુ ત્યારે આ રજપૂત રાજ્યના અવશેષોના અધિકાર પૂચવી લેવા પ્રયત્ન થયા, જેનો રજપૂતોએ અવિરત વિરોધ કર્યો આખરે સમાધાન તરીકે રજપૂત રાજ્યકર્તાઓના વંશજોને તેમના કબજાની જમીનનો ચોથો ભાગ વગર મહેસૂલે ભોગવવા દેવામાં આવ્યો કેટલાક સન્જોગોમાં જમીન મહેસૂલ પેટે જૂજ રકમ સલામી તરીકે લેવાનુ નક્કી કર્યુ અંગ્રેજોએ જયારે જમીન માપણી કરી ત્યારે આ વાંટાદારો કોઈ પણ જાતનો દસ્તાવેજી પુરાવો રજૂ કરી શકયા ન હતા વાંટાદારી ભોગવટો બ્રિટિશ શાસનના અંત સુધી ટકી રહ્યો હતો પણ આજની સરકાર તાલુકદારી ભોગવટા સાથે આ વાંટાદારી ભોગવટો પણ નાબૂદ કર્યો છે.

**ઈનામી ભોગવટો :** ગામની સેવા કરનાર રાવણિયા, રખોપા વગેરે સેવકવર્ગને અને દેવસ્થાનો, બ્રાહ્મણો, બારોટો, નરવાદારો, પાટીદારો વગેરેને સરકાર તરફથી વંશપરંપરાના ઉપભોગ માટે જમીનો આપવામાં આવેલી તે ઈનામી જમીનો કહેવાય છે તે લગભગ સાત પ્રકારની હોય છે એ અંગે મહેસૂલ નહિ ભરવાનુ હોવાથી કે જૂજ ભરવુ પડતુ હોવાથી એ જમીનોની વધુ કિંમત ઉપજતી તેથી મૂળ માલિકો પાસેથી શાહુકારો અગર બીજા પૈસાદારો પાસે એ જમીન ગઈ છે. આ હકો હજી નાબૂદ થયા નથી પરંતુ એ દિશામાં સરકાર વિચાર કરે છે

**કબજો, ભોગવટો અને માલિકી :** જમીનોની બાબતમાં આ ત્રણ શબ્દોના અર્થ જાણવા જેવા છે અગાઉ જણાવ્યુ તેમ જમીનનો માલિક સરકાર મનાય છે. સરકાર ખેડૂતને કે જમીનદારને અમુક શરતોએ એ જમીન ખેતી કરવા માટે આપે એટલે એ શરતોનુ પાલન થાય ત્યાં સુધી એ જમીનનો ભોગવટો અમુક વ્યકિતને મળે એ શરતોમાં ફેરફાર થાય અથવા એ શરતો નાબૂદ થાય તો ભોગવટાનો પ્રકાર બદલાય સામાન્ય રીતે જેના નામ ઉપર સરકારને દફતરે જમીન નોંધાયેલી હોય તે પોતાને એ જમીનનો માલિક ગણે છે પરંતુ એ સપૂર્ણ માલિકીનો હકક નથી પણ શરતી માલિકીનો હકક છે-એટલે કે ભોગવટો છે અંગ્રેજીમાં એને માટે 'ટેન્યોર' (Tenure) એવો શબ્દ વપરાય છે ભોગવટો અમુક માણસનો હોય, એટલે કે અમુક માણસના નામે જમીન સરકારમાં નોંધાયેલી હોય અને સરકારી વેરો પણ એ નામથી જમા થતો હોય છતાં પણ જમીનનો કબજો બીજા કોઈના હાથમાં હોય એવુ વ્યવહારમાં બને છે દા ત એક જમીનદાર પાસે સો વીઘાં જમીન હોય તેમાંથી થોડીક જમીન એક ખેડૂત ઘણાં વર્ષોથી ખેડતો હોય તો એ જમીનનો કબજો એ ખેડૂત પાસે હોય લાંબો વખત આવો કબજો જેણે ભોગવ્યો હોય તે એ કબજો છોડવા રાજી હોતો નથી અને તેને લીધે ઝઘડા થાય છે હાલની સરકારે કરેલા ગણોતધારામાં આ મુદ્દાથી સ્થપાયેલા ખેડૂતના હિતનુ રક્ષણ કરવામાં આવ્યુ છે તે એ કાયદા વિષેની હવે પછીની માહિતિમા જણાશે

**ગણોતધારો** ઉપર પ્રમાણે ખાસ હકકોવાળા ભોગવટા નાબૂદ કરીને સરકારે તમામ જમીનોને મહેસૂલની બાબતમા સમાન કક્ષાએ મૂકી છે એનો હેતુ તમામ જમીનોની ખીલવણી સરખે ધોરણે થાય અને તેને પરિણામે જમીનોનુ ઉત્પન્ન વધે તથા ખેતી કરનાર ખેડૂતવર્ગ આબાદ થાય તે છે.

આ રીતે માલકીની પદ્ધતિમાં સુધારો કરવા જતાં વિવિધ પ્રકારના હક્કો ભોગવનારનું હિત સચવાય અને એ હક્કોને આધારે મૂળ જમીનદારોના આશ્રિતો બનેલા ખેડૂતોનું પણ હિત સધાય એ માટે ઈ. સ. ૧૯૪૮માં હાલની સરકારે ગણોતધારો અમલમાં મૂક્યો છે. એને પરિણામે મૂળ જમીનદારોના ઘણા હક્કો ઓછા થયા છે. અને એ જમીનદારોના તાબામાં રહી ભાડુતી ખેડૂતો તરીકે ખેતી કરનાર ખેડૂતોને નવા હક્કો મળ્યા છે.

**ગણોતપધ્ધતિ :** આ કાયદાની કલમો સમજવા માટે જૂના જમીનદારોની ભાડુતી ખેડૂતોને જમીન ખેડવા આપવાની પધ્ધતિની થોડી વિગતો જાણવી જરૂરની છે. તેમાંથી મુખ્ય હકીકત એ છે કે નરવાદારી ભોગવટો ધરાવનાર તથા અન્ય પ્રકારના જમીનદારો પોતાની જમીન ખેડવા માટે કાયમી અને હંગામી એમ બે પ્રકારના ભાડુતી ખેડૂતો રાખતા. કાયમી ખેડૂતને રદ કરી શકાતો નહિ. પરંતુ હંગામી ખેડૂતને ગમે ત્યારે બદલી શકાય એવી શરતો રહેતી. આ બંને પ્રકારના ખેડૂતો મૂળ જમીનદારને સંતોષ આપે ત્યાં સુધી જમીન ખેડી શકતા. એમાં સામાન્ય પ્રથા એ હતી કે ખેડૂત જમીનદારની જમીનમાં ખેતી કરે તેના બદલામાં જમીનદારને રોકડ રકમ આપે અથવા ખેતરમાં ઉત્પન્ન થયેલા પાકમાંથી ઠરાવેલ પ્રમાણમાં ભાગ આપે એવો બંને વચ્ચે કરાર થતો. એ કરારને ગણવતપટો કહેતા. એ કરારનો ખરડો છાપેલા રૂપમાં બજારમાં વેચાય છે. એ પ્રમાણે જે ખેડૂતે જમીનદાર સાથે ગણવતપટો કર્યો હોય તે 'ગણોતિયો' કહેવાય છે. એને આધારે જે રકમ જમીનદારને અપાય છે તે સાથ કહેવાય છે. એ રીતે જમીનદાર બીજા ખેડૂતોને પોતાની જમીન સાથે અથવા ભાગે ખેડવા આપે એવી પ્રથા ખીલેલી છે. આ પ્રથામાં ખેતી માટે જમીન ખેડવી, તેમાં ખાતર નાખવું, બી વાવવું, પાણી પાવું, નીંદવું લણવું વગેરે તમામ કામો ખેડૂતે કરવાનાં હોય છે. તેનું ખર્ચ પણ ખેડૂતે ભોગવવાનું હોય છે. કેટલાક જમીનદારો આ ખર્ચમાં ભાગ પણ આપે છે. તો પણ મહેનત અને કાળજી તો ખેડૂતની જ હોય છે. લાંબો વખત આ પ્રકારે એક જ જમીન એક ખેડૂત ખેડે એટલે એને એ જમીન માટે મમતા બંધાય છે અને જમીનદાર તથા ખેડૂત વચ્ચે પણ મીઠો સંબંધ જળવાય છે. પરંતુ ખેડૂતને જમીન ઉપર કોઈ સ્થિરતા નહોતી. જમીનદાર ગમે ત્યારે વર્ષોથી ખેતી કરતા ખેડૂતને ગમે ત્યારે જમીન ઉપરથી પોતાનું હિત સાધવા કાઢી મૂકતો. આ સ્થિતિમાં ખેડૂત બેકાર બનતો અને એવું વારંવાર બને એવો ભય દરેક ભાડૂતી ખેડૂતને માટે કાયમ રહેતો, એટલે ખેડૂત કદી આબાદ થતો નહિ અને તેની સ્થિતિ કંગાલ રહેતી. આ સ્થિતિ સુધારવા માટે અનેક પ્રકારની ચળવળો ચાલી હતી. હાલની સરકારે આ બધી ચળવળો અને બીજા સંજોગો ધ્યાનમાં લઈ ખેડૂતની સ્થિતિ સુધારવાના હેતુથી ગણોતધારો પસાર કરેલો છે. એનો અમલ કરવા જતાં કેટલાક કોયડા ઊભા થયા છે પરંતુ ખેડૂતની ધોરી છતાં મક્કમ પ્રગતિ થઈ રહી છે. આ કાયદાની મુખ્ય કલમો નીચે પ્રમાણે છે :

**ગણોતધારાની મહત્ત્વની કલમો :** (૧) ગણોતધારો અમલમાં આવ્યો તે પહેલાં ૭ વર્ષથી કરાર પ્રમાણે ગણોત ભરીને જે ખેડૂતે ખેતી કરી હોય તે ખેડૂત ખેતરનો **સંરક્ષિત ગણોતિયો** આ કાયદાથી બને છે, એટલે કે જ્યાં સુધી એ ખેડૂત જમીનદારને અગાઉની માફક દર વર્ષે ગણોત ભરતો રહે ત્યાં સુધી એ ખેતરમાં ખેતી કરવાનો તેને હક્ક મળે છે અને તે હક્કને લીધે જમીનદાર વધુ ગણોત મેળવવાના લોભથી એક ગણોતિયાને ખસેડી બીજાને એની જગાએ લાવી શકતો નથી.

(૨) આ કાયદાથી ખેડૂતને ખરીફ પાકમાં $\frac{3}{4}$ ભાગ અને રવીપાકમાં $\frac{2}{3}$ ભાગ મળે છે એટલે જમીન માલિકને ભાગે અનુક્રમે $\frac{1}{4}$ અને $\frac{1}{3}$ ભાગ રહે છે.

(૩) ખેડૂતે ખેતરમાં ઉછેરેલા ઝાડની પૂરી માલિકી ખેડૂતને મળે છે.

(૪) ગણવતપટો થયા પછી દસ વર્ષ સુધી એ પટામાં જણાવેલા દરથી જમીન ખેડવાનો હક્ક ખેડૂતને મળે છે.

(૫) ખેડૂત મરી જાય તો તેના હકો તેના વારસદારને પણ મળે છે.

(૬) જમીનદાર જમીન વેચે તો પણ ખેડૂતનો ખેડહક જતો નથી, એટલે જમીનની નામફેરી થાય પણ ખેડૂત કાયમ રહે છે.

(૭) વર્ષ નિષ્ફળ જાય અને સરકાર જમીન મહેસૂલ મોકુફ રાખે અગર ઓછું લેવાનું ઠરાવે તો તે પ્રમાણમાં ખેડૂતને પણ જમીનદારે રાહત આપવાનું ઠરેલું છે.

આ કલમોથી ખેડૂત નિશ્ચિંત બને છે, અને ખેતી સારી રીતે કરવામાં તેનું દિલ ચોંટે છે.

ગણોતધારામાં જમીનદારને પણ રક્ષણ આપવામાં આવ્યું છે. તેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છેઃ—

(૧) જો નક્કી કરેલી તારીખ સુધીમાં ખેડુત જમીનદારને કરાર પ્રમાણે ગણોત ભરે નહિ તો ખેડુતનો સંરક્ષિત ગણોતિયા તરીકેનો હક્ક રદ થાય છે.

(૨) ખેડૂત ગણોત ન ભરતો હોય પણ ભાગ આપતો હોય તો નિયમ પ્રમાણે ભાગ જમીનદારને ન આપે ત્યારે અથવા જમીનદારને નુકશાન થાય એ રીતે ખેતરમાં બગાડ કરે એવા સંજોગોમાં પણ તેનો ખેડૂત તરીકેનો હક રદ થાય છે.

(૩) જમીનદાર ખેડૂતને આપેલી જમીન જાતે ખેડવા માગતો હોય તો અમુક નિયમોને આધીન રહીને તે જમીન તેને મળી શકે છે.

(૪) ખેતરનું ગણોત વધારે-ઓછું કરવામાં, ભાગની બાબતમાં, કે જમીનનો કબજો બદલવાની બાબતમાં જમીનદાર અને ખેડૂત વચ્ચે મતભેદ ઊભો થાય એવા સંજોગોમાં તાલુકાના સરકારી અમલદારની લવાદીનો સ્વીકાર કરવામાં આવ્યો છે.

(૫) જમીનદાર પોતાની જમીન વેચવા માગતો હોય તો સૌ પ્રથમ તે જમીન તેણે પોતાના ખેડૂતને વેચવી જોઈએ. એ ખેડૂત એ જમીન ખરીદવા તૈયાર ન હોય તો પડોશની જમીન ખેડનાર ખેડૂતને તે વેચવી જોઈએ અથવા જો સહકારી ખેડૂત મંડળ એ સ્થળે હોય તો એને એ જમીન વેચવી જોઈએ. એમ પણ ન બની શકે તો જે કોઈ સખસ જાતે જમીન ખેડી ખેતી કરવા માગતો હોય તેને એ જમીન વેચી શકાય. અત્યાર સુધી જેણે ખેતી ના કરી હોય તેવો કોઈ સખસ જાતે ખેતી કરવાના હેતુથી આવી જમીન ખરીદવા માગે તો જિલ્લા કલેકટરની પરવાનગીથી તે એ જમીન ખરીદી શકે છે. આ રીતે જમીનના વેચાણ ઉપર મૂકેલા અંકુશને લીધે જે જમીન ખેડતો નથી અને ખેડવાનો નથી તેના હાથમાં જમીન જતી અટકે એવો આ કાયદો છે.

ઉપરના સામાન્ય નિયમો અને સિદ્ધાંતો ઉપરાંત જમીનમાલિક અને તેના ગણોતિયાના હિતમાં એક વધુ મુદ્દો ઠરાવવામાં આવ્યો છે. તે એ છે કે જમીનદાર પાસે વ્યક્તિગત કુટુંબ દીઠ ૫૦ એકર અને અવિભક્ત કુટુંબ માટે વધુમાં વધુ ૨૦૦ એકર જમીન રહી શકે. તેથી વધુ જમીન કોઈની પાસે હોય તો તે વધારાની જમીન ખરીદી લેવાનો હક સંરક્ષિત ગણોતિયાને આપવામાં આવ્યો છે. જો આવી જમીન ગણોતિયાને ખરીદવી હોય તો તે માટે તાલુકાના મામલતદારને તે અરજી કરી શકે છે, અને મામલતદાર ઠરાવે તે કિંમતે એ જમીન ખરીદી શકાય છે. ઉપર જણાવેલી મર્યાદાઓ સાચવીને જ મામલતદાર જમીનદાર પાસેથી ગણોતિયાને જમીન અપાવે છે.

ગણોતિયા પાસેની સારી જમીન જમીનમાલિક પડાવી ન લે તે માટે પણ કાયદામાં જોગવાઈ છે. જમીનદાર અને ખેડૂત વચ્ચે ઉપસ્થિત થતા વાંધા પતાવવાના અધિકાર તાલુકાના મામલતદારને આપવામાં આવ્યા છે. મામલતદારના ચુકાદા ઉપર કલેકટરને અપીલ થઈ શકે છે અને કલેકટરના ચુકાદા વિરુદ્ધ ન્યાય મેળવવા રેવન્યુ ટ્રિબ્યુનલને અપીલ થઈ શકે છે.

આ રીતે ગણોતધારાથી જમીન માલિક અને ખેડૂતનાં સાચાં હિતોનું રક્ષણ કરવામાં આવ્યું છે અને જેને સાચેસાચ ખેતી કરવી હોય તેને ઉત્તેજન મળે અને બિનખેડૂતના હાથમાં જમીન જતી અટકે તથા એવા લોકો પાસેની જમીન ખેતી કરનારના હાથમાં જાય એ પ્રકારનો ધારો છે.

**નાના ટુકડાનું એકીકરણ :** જમીનની પેદાશ વધારવા તથા ખેતીને વૈજ્ઞાનિક ઢબે સુધારવા માટે જે અનેક માર્ગો સૂચવવામાં આવે છે તેમાંનો એક માર્ગ જમીનના જે નાના ટુકડાઓ થઈ રહ્યા છે તેને અટકાવવામાં અને સુગમતાથી ખેતી થઈ શકે તેવા ખેતરોના મોટા વિસ્તારો બનાવવા તે છે. જમીનોના બેહદ નાના ટુકડા અને ભાગ અને પેટા ભાગ ખૂબ પ્રમાણમાં પડી ગયા છે જેથી ખેતીને એકંદરે નુકશાન થાય છે. નાના ટુકડા માટે બળદ, બિયારણ અને ખેતીનાં સાધનો સંઘરવાનું ખેડૂતને પાલવતું નથી. એક કરતાં વધુ ટુકડા ખેડતો હોય તો ખેતીનાં સાધનો એક ઠેકાણેથી બીજે ઠેકાણે લાવલઈજા કરવાં પડે છે. નાના ટુકડાઓને સાચવવામાં, જમીન કેળવવામાં, ખાતરપૂંજો કરવામાં, વાડથી સુરક્ષિત રાખવામાં તથા તેમાં ઝાડ ઉછેરવામાં ખેડૂતને રસ રહેતો નથી, તેમજ તેને પાલવતું પણ નથી.

આ પરિસ્થિતિ દૂર કરવા માટે સરકારે ૧૯૪૭નો મુંબઈનો જમીનના ટુકડા પડતા અટકાવતો અને ખાતાઓનું એકીકરણ કરતો 'ધી બોમ્બે પ્રીવેન્શન ઓફ ફ્રેગમેન્ટેશન એન્ડ કોન્સોલિડેશન ઓફ હોલ્ડિંગ એકટ' એ નામનો કાયદો પસાર કર્યો છે. આ કાયદાનો હેતુ જમીનોના નાના ટુકડા થતા અટકાવવાનો અને આવા નાના ટુકડાઓનું એકીકરણ કરવાનો હોવાથી તેની ગ્રામ અર્થકારણ પર સંગીન અસર

પડવા સંભવ છે. આ કાયદા અન્વયે કોઈ પણ ગામ, મહાલ, તાલુકો અથવા તાલુકાના ભાગ માટે 'સ્ટેન્ડર્ડ એરિયા' (ખેડવાને માટે નાનામાં નાના ટુકડાનું ક્ષેત્રફળ કેટલું હોવું જોઇએ તે) નક્કી કરવામાં આવે છે.

સ્ટેન્ડર્ડ એરિયાથી નાના ટુકડા હોય તો પાડોશના ખાતેદાર સિવાય બીજા કોઈને તેવા નાના ટુકડા વેચી શકાય નહિ. જમીનનો બદલો કરતાં તે જમીનના સ્ટેન્ડર્ડ એરિયા કરતાં નાના ભાગ પડી જતા હોય તો કાયદો અટકાવે છે અને મિલકતની વહેંચણી કરતાં જો સ્ટેન્ડર્ડ એરિયા કરતાં નાના ટુકડા તે જમીનના પડી જતા હોય તો તેવી વહેંચણી પણ અટકાવે છે. ઉપરાંત કાયદો સત્તા આપે છે કે સરકાર નાના ટુકડાઓનું એકીકરણ કરવા વ્યવહારુ યોજના ઘડી કાઢે, તેમજ જમીનના ખાતેદારોને નાના ટુકડાઓની અદલા-બદલી કરી એકીકરણ કરવા સમજાવવા પ્રયત્નશીલ થાય. સરકાર રચિત યોજનાનો અમલ કરતાં નાણાંની જરૂર પડે તો તગાવીની રકમ ધીરવાની પણ ગોઠવણ કરી શકે.

આ કાયદા અનુસાર ખેડા જિલ્લામાં પણ જમીનોનુ એકીકરણ કરવાનું કામકાજ ચાલી રહ્યું છે. તે માટે એક લેન્ડ કોન્સોલિડેશન ઓફિસરની નિમણૂક પણ થયેલી છે

**ગૌચર :** ગામડાંના ઢોરને ચરવાને માટે પૂરતી જમીન હોય તે જોવા સરકાર પ્રયત્નશીલ છે. ૧૦૦ ઢોર હોય તો ૪૦ એકર જમીન ગાચરને માટે નીમ રાખવી એવો સરકારનો હેતુ છે. પણ આ બાબત સરકારે કંઈ કાયદો કર્યો નથી. પડતર જમીન હોય તો લોકોપયોગી કામ માટે સરકાર આપી શકે છે. ગામની નજીક ગૌચર જમીન ન હોય તો તે માટે જમીન આપવાની પ્રથમ જરૂરિયાત સરકાર માને છે અને તે પ્રમાણે ગાચર માટે જમીન આપે છે. પણ ગામ નજીકના વિસ્તારમાં પડતર જમીન હોય તો જ આમ થઈ શકે છે.

**લેન્ડ એક્વિઝિશન એક્ટ :** આ એક મહત્ત્વનો કાયદો છે. તે એવો છે કે જાહેર હિત માટે કોઈપણ જમીન સરકાર જમીનદાર કે ખેડૂત પાસેથી ફરજિયાત લઈ શકે છે. તે માટે તેને વળતર આપવામાં આવે છે. આ કાયદો 'લેન્ડ એક્વિઝિશન એક્ટ' કહેવાય છે. કયા સંજોગોમાં આ પ્રકારે જમીન લઈ શકાય અને તેનું વળતર કેવી રીતે નક્કી થાય તે બાબત એમાં નિયમો કરેલા છે. હાલ લોકહિતને માટે આ જિલ્લામાં નહેરો, રસ્તા, રેલવે, શાળાઓ, દવાખાનાં કામો થાય છે. તે માટે જમીન મેળવી આપવા સરકારે ખાસ કચેરી ઈ. સ. ૧૯૪૭થી ખેડામાં ખોલી છે. તે 'લેન્ડ એક્વિઝિશન કચેરી' કહેવાય છે.

**મહેસૂલનો એકંદર આંકડો :** તમામ જમીનોની માપણી કરેલી હોઈ તેમની ફળદ્રુપતા અને બીજા સંજોગો ધ્યાનમાં લઈ સરકારે દરેક તાલુકામાંથી ઉઘરાવવાના મહેસૂલની રકમ નક્કી કરેલી છે તે નીચે પ્રમાણે છે :–

| તાલુકો | મહેસૂલની કુલ ઠરેલી રકમ (રૂપિયા) |
|---|---|
| ખંભાત | ૭,૦૦,૦૫૩ |
| બોરસદ | ૬,૧૭,૯૦૫ |
| પેટલાદ | ૬,૦૦,૦૦૯ |
| આણંદ | ૭,૧૧,૬૭૩ |
| નડિયાદ | ૫,૯૯,૫૭૦ |
| માતર | ૩,૩૮,૧૧૯ |
| મહેમદાવાદ | ૨,૮૬,૩૫૩ |
| કપડવણજ | ૩,૫૭,૧૬૪ |
| ઠાસરા | ૩,૬૪,૧૨૪ |
| વાડાશિનોર | ૨,૦૮,૩૩૩ |
| કુલ : | ૪૭,૮૩,૩૦૩ |

ઉપર પ્રમાણે મહેસૂલી આવક સરકારને થવી જોઇએ. સારાં વર્ષોમાં એ રકમ સામાન્ય રીતે વસૂલ કરવામાં આવે છે. પરંતુ નબળાં વર્ષોમાં એમાં રાહત અપાય છે. એટલે દર વર્ષે કેટલું મહેસૂલ ઉઘરાવવું તે નક્કી કરવા ખાસ પદ્ધતિ યોજેલી છે. તેની તથા મહેસૂલમાં અપાતી રાહતોની માહિતી હવે પછીના પ્રકરણમાં આપી છે.

**ગામોની વધઘટ :** ઉપર જણાવ્યું તેમ દરેક ગામ સાથે સંબંધ ધરાવતી જમીનની માપણી કરી તેમાં આવતું ગામઠાણ, ગોચર, અને ખેતરોની હદો સરકારે નક્કી કરેલી હોય છે. આ હદોમાં ફેરફાર કરવા માટે મહેસૂલના કાયદાની કલમ ૭માં જોગવાઈ કરેલી છે. એમાં જણાવ્યા પ્રમાણે અગાઉથી જાહેરાત કરીને કોઈ પણ ગામડાની હદને વધારી ઘટાડી શકાય છે. બે ત્રણ ગામડાંને જોડી એક મોટું ગામ બનાવી શકાય છે, અથવા નવું ગામડું પણ રચી શકાય છે.

કેટલીકવાર લોકો ગામ ખાલી કરી જાય છે છતાં સરકારી દફતરે એ ગામ ચાલુ રહે છે અને કેટલીક વાર કોઈ જમીન ઉપર લોકો વસવા લાગે છે, છતાં એ વસવાટ ગામ તરીકે નોંધ્યું હોતું નથી પણ તે પરું ગણાય છે.

**ગામ, કસબો અને શહેર :** સામાન્ય રીતે ગામ એ મહેસૂલ ઉઘરાવવા માટે સરકારે યોજેલું નાનામાં નાનું એકમ છે. બ્રિટિશ યુગ પહેલાં મોટા ગામને કસબો કહેતા એમાં ખેતી ઉપરાંત હુન્નર ઉદ્યોગો અને વેપારનાં સાધનો હતાં હાલ અંગ્રેજીમાં જેને 'ટાઉન' કહે છે તે પ્રકારનું કસબો એ જૂના વખતનું ગામ હતું એમ કહી શકાય. આ પુસ્તકમાં વસ્તીગણતરીનાં નિવેદનોમાં સ્વીકારેલી વ્યાખ્યા ધ્યાનમાં લઈ કસબાને માટે (ટાઉનને માટે) 'નગર' શબ્દ વાપરવામાં આવ્યો છે. કસબાથી મોટું ગામ તે શહેર, અંગ્રેજીમાં એને માટે 'સિટી' શબ્દ વપરાય છે. સામાન્ય રીતે એક લાખની વસતીવાળા ગામને અંગ્રેજીમાં 'સિટી' કહેવામાં આવે છે. આવી કોઈ ચોકકસ વ્યાખ્યા શહેર માટે ભૂતકાળમાં હોય એવું જાણ્યમાં નથી. લોકો બહુ મોટા ગામને શહેર કહેતા અને હજી પણ કહે છે.

આધાર : (૧) જિલ્લા કલેકટરની કચેરીમાંથી મળેલી માહિતી (૨) લેન્ડ રેવન્યુ કોડ (૩) જુના મહેસૂલી રિપોર્ટ –ખાસ કરીને 'સિલેકશન ફ્રોમ ધી રેકર્ડ્ઝ ઑફ ધી બોમ્બે ગવર્નમેન્ટ–નંબર ૧૧,' એમાથી ધોળકા, અમદાવાદ અને ખેડા પ્રદેશો અંગેના પ્રથમ રિપોર્ટમાંથી કેટલીક માહિતી લીધી છે. (૪) શ્રી જશભાઇ શિવાભાઈ પટેલ, વકીલ, બોરિયાવી તરફથી મળેલી માહિતી (૫) શ્રી. ભાઈલાલભાઇ લાભાઈ પટેલ પાસેથી મળેલી માહિતી (૬) 'એગ્રેરિયન રીફોર્મ્સ ઇન બોમ્બે,' કર્તા શ્રી ગોવિંદભાઇ ડી. પટેલ, એમ. એ પીએચ ડી. (૧૯૫૦).

# ૫.૨
# જમીન મહેસૂલ–વસૂલાત

**જિલ્લાનું વહીવટી બંધારણ :** જમીન મહેસૂલ વસૂલ કરવા માટે તથા જમીનો અંગેના હકદાવાઓ અને તેને લગતી અનેક બાબતોના વહીવટી કામ માટે સરકારે અલગ ખાતું યોજેલું છે, તે રેવન્યુખાતું, જમીન મહેસૂલખાતું કે મુલકીખાતું કહેવાય છે. એ ખાતા તરફથી જિલ્લાના મહેસૂલખાતાના વડા અધિકારી **કલેકટર** કહેવાય છે. જિલ્લાના દસ નાના વિભાગો પાડવામાં આવ્યા છે. તે દરેક વિભાગ તાલુકો કહેવાય છે. તાલુકાના વહીવટી વડા **મામલતદાર** કહેવાય છે. બે કે તેથી વધુ તાલુકાનાં જૂથ બનાવી દરેક જૂથને **પ્રાંતની** સંજ્ઞા આપવામાં આવી છે. એ રીતે ખેડા જિલ્લાના નીચે પ્રમાણે ત્રણ પ્રાંત પાડેલા છે:–

૧ : પેટલાદ પ્રાંત : એમાં પેટલાદ, ખંભાત અને બોરસદ એ ત્રણ તાલુકા છે.

૨ : આણંદ પ્રાંત : એમાં આણંદ, ઠાસરા અને બાલાસિનોર એ ત્રણ તાલુકા છે.

૩ : નડિયાદ પ્રાંત : એમાં નડિયાદ, મહેમદાવાદ, માતર અને કપડવણજ એ ચાર તાલુકા છે.

આ દરેક પ્રાંતના વડા અધિકારી ડી. ડી. સી. એટલે **ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર** કહેવાય છે આ અધિકારીએ જો આઇ. સી. એસ કે આઈ. એ. એસ. પરીક્ષા પાસ કરેલી હોય તો તે **આસિસ્ટંટ કલેકટર** પણ કહેવાય છે.

એક તાલુકામાં સાઠ (૬૦) કે તેથી વધુ ગામ હોય છે. વીસથી પચીસ ગામોનું જૂથ પાડી એ જૂથને **સર્કલ** કહેવામાં આવે છે. દરેક સર્કલના વડા **સર્કલ ઇન્સ્પેકટર** કહેવાય છે. સર્કલમાં આવેલાં ગામોમાંથી બે કે ત્રણ ગામનું જૂથ પાડી એને 'સેજો' એવી સંજ્ઞા આપવામાં આવી છે. દરેક સેજાનો વહીવટ કરનાર અધિકારી **તલાટી** કહેવાય છે અને દરેક ગામનો વહીવટી અધિકારી **મુખી, પટેલ** કે **પોલીસ પટેલ** કહેવાય છે.

કલેકટરથી માંડી મુખી સુધીના ઉપર ગણાવેલા તમામ વહીવટી અધિકારીઓની ફરજો અને તે અંગેની બીજી વિગતો આગળ બીજા ખંડમાં આપવામાં આવશે જિલ્લામાં આવેલાં ગામો અને તાલુકાઓની સંખ્યા ક્ષેત્રફળ, વસતી, વગેરે વિગતો આ પુસ્તકમાં પૃ. **૨૨૧** ઉપર આપી છે.

**વસૂલાત : સામાન્ય પ્રથા :** ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે તમામ ખેતરોની માપણી કરી, બીજી બધી વિગતો ધ્યાનમાં લઈ દરેક ખેતરને લાગુ પડતા મહેસૂલના દર અને તે ઉપરથી વસૂલ કરવાની મહેસૂલની રકમ સરકારે નક્કી કરેલાં હોય છે. પરંતુ જ્યારે ખેતીનો પાક બરાબર પાકયો હોય ત્યારે જ એ પ્રમાણે ઠરેલું મહેસૂલ વસૂલ કરવામાં આવે છે, નહિ

તો એમાં સંજોગો પ્રમાણે રાહત આપવામાં આવે છે.

**આનાવારી :** મહેસૂલ કેટલું વસૂલ કરવું તે નક્કી કરવા માટે પાક કેવો ઊતરશે તેનો અંદાજ કાઢવામાં આવે છે. પૂરેપૂરી મહેસૂલને લાયક પાક થયો હોય તો તે સોળ આની પાક કહેવાય છે. એ રીતે દર વર્ષે પાકની આનાવારી ઠરાવવા માટે ગામદીઠ પાંચ સખસોની એક સમિતિ નીમવામાં આવે છે. એમાં સર્કલ ઇન્સ્પેક્ટર, તલાટી, મુખી પટેલ અને ગામના બે આગેવાન ખેડૂતો હોય છે. આ સમિતિ ગામના ખેતરોના દરેક જાતના પાકની આનાવારી ઠરાવે છે. તે ઉપરથી આખા ગામના પાકની આનાવારી નક્કી થાય છે. સમિતિનો આ બાબતનો નિર્ણય મામલતદાર એક જાહેરાતના રૂપમાં ગામનો ચોરો ચબૂતરા, ધર્મશાળા વગેરે જાહેર જગાઓની ભીંતો પર ચોડે છે. એ જાહેરાતમાં જણાવેલી વિગતો સામે કોઈને વિરોધ હોય તો તે બાબતની વાંધા અરજીઓ પંદર દિવસમાં મોકલી આપવા લોકોને જાહેર સૂચના આપવામાં આવે છે. જો વાંધા અરજીઓ આવે તો તે ઉપર વિચાર કરી સમિતિએ કરેલા નિર્ણયમાં સુધારો-વધારો કરીફરીથી જાહેરાત કરવામાં આવે છે નહિ તો અગાઉની જાહેરાત પ્રમાણે ઠરેલી આનાવારી કલેક્ટર ઉપર મંજૂરી માટે મોકલી આપવામાં આવે છે. તે ઉપરથી નક્કી થયેલી આનાવારી ધ્યાનમાં લઈ મહેસૂલ વસૂલ કરવા માટે કલેક્ટર હુકમ બહાર પાડે છે આ હુકમ ફેરવી શકાતો નથી

**વસૂલાતની રીત :** મહેસૂલ બે હપ્તામાં વસૂલ કરવામાં આવે છે. તે માટે ગામમાં ઢોલ પિટાવીને હપ્તાની તારીખો જાહેર કરવામાં આવે છે. જો ઠરાવેલી તારીખો સુધીમાં ખેડૂત મહેસૂલ ન ભરી જાય તો તે માટે તેને બીજી મુદત જણાવતી નોટિસ મોકલવામાં આવે છે. આ નોટિસ કાઢ્યા બદલ કસૂરદાર પાસેથી ફી લેવાય છે. આમ છતાં જો મહેસૂલ ન ભરાય તો તે વસૂલ કરવા માટે કસૂરદારની જંગમ કે સ્થાવર મિલકત ઉપર ટાંચ લગાડવામાં આવે છે. ત્યારબાદ જાહેર હરાજીથી એવી મિલકત વેચીને મહેસૂલની લહેણી રકમ વસૂલ કરવામાં આવે છે.

**ભરણાની પહોંચ :** મહેસૂલી વહીવટ માટે દરેક ગામમાં સરકારી મકાન હોય છે તે ચોરો કહેવાય છે. સામાન્ય રીતે તલાટી ચોરામાં બેસીને મહેસૂલ ઉઘરાવે છે. પરંતુ કોઈ ખેડૂત ચોરાની બહાર મહેસૂલ આપે તો તે પણ સ્વીકારાય છે. મહેસૂલ સ્વીકાર્યા બદલ કાયદેસર નક્કી થયેલા નમૂના પ્રમાણે વિગતો દર્શાવતી પહોંચ આપવામાં આવે છે. એ જ વિગતો પ્રમાણે મહેસૂલના હિસાબી ખાતામાં રકમ જમા થાય છે. પહોંચનો કાગળ એ ખાતાના કાગળ સાથે જ જોડેલો હોય છે તે ફાડી આપવાનો હોય છે. પોતાના ખાતામાં કેટલી રકમ ભરાઈ છે અને કેટલી બાકી છે તે તપાસી જોવાનો ખાતેદારને હક હોય છે. ખાતેદાર માગણી કરે તો નિયમ પ્રમાણે ફી લઈને તેને તેના ખાતાની નકલ આપવામાં આવે છે.

**મહેસૂલનાં નાણું અને હિસાબ :** મહેસૂલ વસૂલ કરવામાં હિસાબી કામની જવાબદારી તલાટીની હોય છે. અને નાણું સાચવવાની જવાબદારી ગામના મુખી પટેલની હોય છે. દરરોજ સાંજે વસૂલ થયેલી તમામ રકમ તલાટી પટેલને સોંપી દે છે. એ રકમ પટેલ તાલુકા તિજોરીમાં જમા કરાવે છે. અમુક હદથી વધારે રકમ પટેલ પોતાની પાસે રાખી શકતો નથી આ પ્રમાણે થતી લેવડદેવડનો હિસાબ તલાટીએ રોજમેળના રૂપમાં રાખવાનો હોય છે. દર માસની ૨૫મી તારીખ સુધીની થયેલી વસૂલાત તે મહિનાની કુલ વસૂલાત ગણાય છે. માર્ચની ૩૧મી તારીખ મુલકી વર્ષની આખર તારીખ ગણાય છે. એ તારીખે મહેસૂલનો હિસાબ બંધ કરવામાં આવે છે. ત્યાર પછી નવું મહેસૂલી વર્ષ શરૂ થાય છે.

**દફતરો :** જમીનો, મહેસૂલ, અને એ અંગેની તમામ વિગતોના પત્રકો પદ્ધતિસર રાખવાનું કાયદાથી ઠરેલું છે. એ પત્રકોના નમૂના તથા તેની સમજૂતી '**તલાટી મેન્યુઅલ**' એ નામની ચોપડીમાં આપેલાં છે. એ ચોપડી સરકારી છાપખાનામાંથી રૂા. ૭)ની કિંમતે વેચાતી મળી શકે છે. એમાં આપેલા નમૂના પ્રમાણેનાં દફતરો ગામના ચોરામાં રહે છે. એ દફતરો લખવાની અને સાચવવાની જવાબદારી તલાટીની હોય છે. કુલ ૧૮ જાતનાં પત્રકો રખાય છે. દરેક નાગરિકે એ પત્રકોની વિગતો જાણવા જેવી હોય છે. તેથી એ વિષે ટૂંક માહિતી આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપી છે એ જોવાથી ખ્યાલ આવશે કે જમીનોની માપણી અને માલિકના હકો તથા મહેસૂલના હિસાબ ઉપરાંત બીજી અનેક બાબતો એ પત્રકોમાં નોંધાયેલી હોય છે. તેમાં ગામની વસતીનાં જન્મમરણની નોંધ, શીતળા કાઢ્યાની નોંધ, અને પ્લેગ કૉલેરા વગેરે ચેપી રોગો થયા હોય તો તે અંગેની નોંધો પણ હોય છે.

**રાહતો :** મહેસૂલમાં રાહત આપવા માટે કાયદામાં જોગવાઈ કરેલી છે. જો ચાર આની પાક થયો હોય તો મહેસૂલ લેવાનું મોકૂફ રખાય છે. ચારથી ૭ આની પાક થયો હોય

તો અર્ધું મહેસૂલ લેવાય છે અને ૭ થી આઠ આની થયો હોય તો આખું મહેસૂલ લેવાય છે જે મહેસૂલ મોકૂફ રખાયું હોય તે સારાં વર્ષોમાં વસૂલ કરવામાં આવે છે આઠથી દસ આની પાક થાય ત્યારે અગાઉ મોકૂફ રહેલું મહેસૂલ વસૂલ કરવા તેટલું મહેસૂલ લેવાય છે દસથી બાર આની કે તેથી વધુ પાક થાય ત્યારે એ જ હેતુથી બમણું મહેસૂલ લેવામાં આવે છે એ રીતે સરકાર પોતાની મહેસૂલની આવક ઠરેલા આંકડા પ્રમાણે જ વસૂલ કરે છે જો ઘણાં વર્ષો નબળાં ગયાં હોય અને વારંવાર મહેસૂલમાં રાહત અપાઈ હોય તો સારાં વર્ષોમાં પણ પાછલું લહેણું વસૂલ કરવા વધારેમાં વધારે બમણું મહેસૂલ ઉઘરાવવામાં આવે છે પણ વર્ષથી વધારે મુદતની પાછલી બાકી માફ કરવામાં આવે છે

**દુષ્કાળમાં રાહત :** અનાવૃષ્ટિને લીધે ખેતી નિષ્ફળ ગઈ હોય, લોકો ભૂખે મરતા હોય અને રોજીની શોધમાં ઘરબાર છોડી ચાલ્યા જતા હોય ત્યારે સરકાર તે વિસ્તારને દુષ્કાળ વિસ્તાર જાહેર કરે છે ચાર આની કે તેથી ઓછો પાક નીપજ્યો હોય અને લોકોને પૂરતું અનાજ નથી મળતું તેમ જણાય ત્યારે તે વિસ્તારને સરકારની પરવાનગી મેળવીને કલેક્ટર અછત વિસ્તાર તરીકે જાહેર કરે છે

દુષ્કાળ કે અછત વિસ્તાર તરીકે જાહેર થયેલા પ્રદેશમાં સરકાર તરફથી રાહતનાં કામો ખોલવામાં આવે છે કામ કરી શકે તેવા ગરીબ વર્ગને કામ આપી ઠરાવેલા દામ આપવામાં આવે છે તથા સસ્તા અનાજની દુકાનો ખોલીને તે દ્વારા અનાજ અપાતી જીવન નિભાવવાની ગોઠવણ કરવામાં આવે છે અશક્ત અને અપંગોને દર અઠવાડિયે નક્કી કરેલા ધોરણ પ્રમાણેની મફત મદદ આપવામાં આવે છે એક જ માણસ મજૂરી કરી શકે તેમ હોય અને કુટુંબ મોટું હોવાથી એકની મજૂરીમાંથી કુટુંબનું જીવન નભે તેમ ન હોય તો તેવા કુટુંબના બાળકો માટે પણ મફત મદદ ઠરાવેલા ધોરણ પ્રમાણે આપવામાં આવે છે

રાહત કામો જેવાં કે તળાવ ખોદાવવાં, રસ્તા બાંધવા વગેરે ઉપયોગી કામો શરૂ કરીને સરકાર બે હેતુ સાધે છે એક તો આ કામોમાં મજૂરી કરી લોકો રોજી મેળવે અને તે સાથે તળાવો ખોદાય, રસ્તા દુરસ્ત થાય કે નવા થાય, જેથી લોકોને કાયમને માટે સગવડ મળે

સરકાર યોજિત સસ્તા ભાવની દુકાનેથી અનાજ, ચણા, ખજૂર વગેરે આપવામાં આવે છે કામ ચાલતું હોય તે સ્થળોએ પીવાના પાણીની વ્યવસ્થા પણ કરવામાં આવે છે બપોરના તાપમાં મજૂરો આરામ લઈ શકે તે માટે છાંયો આપતા માંડવા બાંધવામાં આવે છે રોગચાળો ફાટી નીકળે નહિ તે માટે દરેક પ્રકારની તકેદારી રાખવામાં આવે છે મજૂરોની દાક્તરી તપાસ કરવામાં આવે છે અઠવાડિયામાં ૭ દિવસ કામ કરાવવામાં આવે છે અને એક દિવસ રજાનો હોય છે. રજાના દિવસને માટે પણ મજૂરીના રોજિંદા દર પ્રમાણે રકમ આપવામાં આવે છે એટલે કે રજા સહિત પગાર આપવામાં આવે છે

સગર્ભા સ્ત્રીઓ તથા બાળકોને ઠરાવેલા પ્રમાણમાં મફત દૂધ મળી શકે તેવી ગોઠવણ પણ થાય છે

ચોમાસુ શરૂ થાય અને વર્ષ સારું નીવડશે તેવા ચિહ્ન જણાય એટલે રાહત કામો બંધ કરવામાં આવે છે પણ જો ચોમાસુ નિષ્ફળ જાય તો રાહત કામો એક વર્ષ વધુ લંબાવવામાં આવે છે અને ઉપર જણાવેલી સગવડો ચાલુ રાખવામાં આવે છે

ઢોરોને જીવાડવા માટે ઘાસ બહાર ગામથી મંગાવી સસ્તા દરે આપવાની ગોઠવણ શરૂ કરવામાં આવે છે તે જ પ્રમાણે દૂધાળ ઢોર માટે કપાસિયા, ખોળ, ભુસું વગેરે મંગાવી આપી સસ્તા દરે વેચવામાં આવે છે નીરણ કેન્દ્રો ખોલવામાં આવે છે, જ્યાં ગરીબ વર્ગનાં ઢોરને એકત્ર કરી ઘાસ વગેરે આપી જીવાડવામાં આવે છે જિલ્લા બહાર જ્યાં સારો વરસાદ પડયો હોય અને જંગલમાં ઘાસ મળતું હોય તેવા પ્રદેશમાં ઢોરને મોકલી આપવાની વ્યવસ્થા થાય છે આવતું ચોમાસુ સારું માલૂમ પડતાં ઢોરને પાછાં લાવી તેના માલિકને સોંપવામાં આવે છે

છેલ્લા પાંચ વર્ષમાં આ જિલ્લાના નીચેના પ્રદેશોને અછત વિસ્તાર તરીકે જાહેર કરવામાં આવ્યા હતા—

| વર્ષ | વિસ્તાર |
|---|---|
| ૧૯૪૮–૪૯ | માતર તાલુકાના ૧૪ ગામ, ખંભાત તાલુકાનાં ૫૩ ગામ |
| ૧૯૫૧–૫૨ | ખંભાત તાલુકાનાં ૭૪ ગામ, માતર તાલુકાનાં ૨૭ ગામ, બોરસદ તાલુકાનાં ૪૮ ગામ, નડિયાદ તાલુકાનાં ૨૦ ગામ, મહેમદાવાદ તાલુકાનાં ૧૯ ગામ, અને કપ૦ |

કાનાં ૩૪ ગામ.

૧૯૫૨-૫૩ : પેટલાદ અને વાડાશિનોર એ બે તાલુકા સિવાયના બાકીના ૮ તાલુકાનાં ગામો.

**તગાવી :** ખેતીના કામમાં મદદ કરવાના હેતુથી સરકાર ખેડૂતને નાણાં ધીરે છે. તે **તગાવી** કહેવાય છે. આ તગાવી બે હેતુથી અપાય છે:- (૧) બી અને બળદ ખરીદવા, (૨) જમીન સુધારવા, કૂવો કરવા અને પંપ મૂકવા. બી અને બળદ માટે આપેલી તગાવી બીજે વર્ષે જમીન મહેસૂલના હપ્તાની સાથે વસૂલ કરવામાં આવે છે. કૂવો કરવા કે પંપ મૂકવા અપાયેલી તગાવી વાર્ષિક હપ્તાથી દસ વર્ષની મુદ્દતમાં વસૂલ કરવાની હોય છે. સંજોગો જોઈ આ મુદ્દત વધારી આપવામાં આવે છે.

તગાવી મેળવવા માટે છાપેલા ફોર્મમાં તાલુકાના મામલતદારને અરજી કરવાની હોય છે. મામલતદાર અને સર્કલ ઈન્સ્પેક્ટર એ અંગે જરૂરી તપાસ કર્યા પછી અરજીનો નિકાલ કરે છે. ખેડૂત જામીન આપે અથવા બીજો કોઈ અવેજ આપે તો તગાવી જલદી મળી શકે છે.

ઈ. સ. ૧૯૪૭ પછી વરસાદ પાંચેક વર્ષ અનિયમિત હતો. એ સંજોગોમાં ખેતી માટે પાણી મેળવવા આ જિલ્લામાં લોકોએ સારી સંખ્યામાં પંપ મૂક્યા હતા. એ માટે સરકાર તરફથી તેમને તગાવીની ઉદાર મદદો આપવામાં આવી હતી. તે ઉપરાંત ખેડૂતોને ખેતી કામમાં જરૂરી મૂડી મળે એ માટે સંખ્યાબંધ સહકારી મંડળીઓ નીકળેલી છે. તેની માહિતી આગાઉના પ્રકરણમાં આવી ગઈ છે.

આધાર : [૧] જિલ્લા કલેક્ટરની કચેરીમાંથી મળેલી માહિતી
[૨] તલાટી મેન્યુઅલ

# ૫૨

## પરિશિષ્ટ

### ગામના ચોરામાં રહેતાં મહેસૂલી દફતરોની યાદી તથા સમજૂતી

(તલાટી મેન્યુઅલને આધારે)

કુલ ૧૮ પત્રકો રાખવાનાં હોય છે. દરેક પત્રકનો નમૂનો તલાટી મેન્યુઅલમાં છાપેલો હોય છે. એ નમૂના પ્રમાણે છાપેલા પત્રકોના કાગળો સરકારી છાપખાનામાંથી મળે છે. આ નમૂનાઓને ઓળખવા નંબરો આપેલા હોય છે. તે નંબરો વાપરીને દરેક પત્રકની સમજ આ નીચે ટૂંકમાં આપી છે.

**નમૂનો (૧): ગામનું ખેતરવાર પત્રક :** આ પત્રકમાં નોંધવામાં આવતી હકીકત જમાબંધીનો પાયો ગણાય છે. તેમાં જરાયત, બાગાયત, ક્યારી વગેરે પ્રકારો તેમજ સરકારી, ઇનામી વગેરે પ્રકારો સરવે નંબરવાર બતાવવામાં આવે છે. બધા સરવે નંબરોની ઉપર પ્રમાણેની જરાયત, બાગાયત, ક્યારી, ભાડાની જમીનો તથા તે દરેકમાં સરકારી અને ઇનામી જમીનો કેટલી તે બતાવવામાં આવે છે. પત્રક નીચે ગામના બધા સરવે નંબરોનો વિધવિધ પાક પકવતી સરકારી ને ઈનામી જમીનોનો કુલ સરવાળો કરવામાં આવે છે. તે પછી બીનખેડાણ જમીનની હકીકત પણ આપવામાં આવે છે. બીનખેડાણ જમીનમાંથી આવતી ઉપજ આ ં બતાવવામાં આવતી નથી. નમૂના નં ૧ના આ પત્રકમાં સરવે નંબર દીઠ ઠરાવેલો આકાર સરવે સેટલમેન્ટ ખાતેથી નક્કી કરવામાં આવેલો હોય છે.

આ પત્રકમાં પત્રકને મથાળે છેલ્લી કઈ સેટલમેન્ટથી આકાર નક્કી થયો છે તેનું વર્ષ તથા તે પૂરું થવાનું વર્ષ બંને બતાવવામાં આવે છે તથા હપ્તાની તારીખો પણ બતાવવામાં આવે છે.

આ નમૂનાની તારીજ ઘણી અગત્યની છે. જે વર્ષમાં કોઈ પણ સરવે નંબરમાં કંઈ ફેરફાર હોય તે વર્ષમાં તારીજ નવેસરથી લખવી પડે છે. આ તારીજ ઠરાવબંધ (ગામનો નમૂનો નં. ૫)ના પત્રકની હકીકતના પાયા રૂપ છે.

તારીજમાં ગામતળિયાનું ક્ષેત્રફળ સામટું બતાવવામાં આવે છે. ગામતળ પૈકીના કોઈ ટુકડા પટે આપવામાં આવેલા હોય તો તેનું ક્ષેત્રફળ કાયમ ભાડાના પત્રક (નમૂના નં. ૭)માં બતાવવું પડે છે.

આ પત્રકમાં વારંવાર દુરસ્તી થવાનો સંભવ છે. જમીનનું ધોવાણ થવાથી અથવા તો ફરી માપણી થવાથી, ઇનામી જમીન ખાલસા

થવાથી, નવી જમીન ઇનામી તરીકે આપવાથી, જમીન સાર્વજનિક કામમાં જવાથી અગર ખેતી સિવાયના ઉપયોગમાં જવાથી અગર ખેતી સિવાયની જમીન ખેતીમાં પાછી આવવાથી ફેરફાર થવાનો સંભવ છે.

આ નમૂનાને મથાળે ગામનો મોક્ષ દર (એટલે કે જીરાયત, બાગાયત, કયારી વગેરે જમીનો માટે સેટલમેન્ટ ખાતા તરફથી એકર દીઠ ઠરાવેલો દર) લેવામાં આવે છે.

સાર્વજનિક કામ માટે જુદી કાઢેલી જમીન પણ તારીજમાં જુદી બતાવવામા આવે છે.

**નમૂનો નં. ૧ : અ : ફોરેસ્ટ રજિસ્ટર :** જે ગામે પાંચ કરતાં વધારે સરવે નંબર જંગલ માટે નિયત થયેલા હોય તે ગામે આ નમૂનાનું પત્રક રાખવામાં આવે છે. પાંચથી કમી સરવે નંબર હોય તો તેની નોંધ ઉપરના નં. ૧ ના નમૂનાના પત્રકમાં લખાય છે.

**નમૂનો નં. ૨ : બીજી કાયમ ઉપજનું પત્રક :** (૧) ગામતળિયું, રસ્તા, અને એવી બીજી જમીન જે ગામના નમૂના નં. ૧માં ન આવતી હોય તે આ પત્રકમાં લખાય છે. (૨) સરવે નંબર પૈકીની પોતખરાબ જમીન હોય તો પણ ખેતી સિવાયના કામ માટે આવેલી હોય તે આમાં બતાવવામાં આવે છે. (૩) આકારી અગર બિનઆકારી જમીન ખેતીના કામ માટે, ફળઝાડ ઉછેરવા માટે અગર ખાસ શરતોથી જુદા દરથી અથવા અમુક શરતોથી માફી તરીકે આપેલી હોય તેવી જમીન આ પત્રકમાં બતાવવામાં આવે છે. ઉપરની જમીનો પૈકીની પાંચ વરસ અગર તેથી ટૂંકી મુદતને પટે આપેલી જમીન નમૂના નં. ૪ના પત્રકમાં ફરતી પરચૂરણ ઉપજ તરીકે નોંધવામાં આવે છે. પાંચ વરસ અને તે ઉપરાંતની મુદત માટે પટે આપેલી અગર નીમ કરેલી જમીનની ઉપજ નમૂનાના પત્રક નં. ૨ માં કાયમી ઉપજ તરીકે નોંધવામાં આવે છે. આમ લાંબી અગર ટૂંકી મુદત માટે જમીન પટે આપવી ને તેનો દર ઠરાવવો તે કલેકટરની સત્તામાં છે. તે મુજબ મંજૂર થયેલા પટાની મામલતદારે તાલુકાના પત્રક નં. ૨ માં દાખલો રાખી આ નમૂનામાં નોંધ કરવા મંજૂરીનો હુકમ તલાટી તરફ મોકલી આપે છે. પટાની શરતો અને ઉદ્દેશોનું વર્ણન તલાટીએ આ નમૂનાના પત્રકમાં નોંધવાનું છે. પટાની શરતોનો ભંગ થવાને પરિણામે કોઈ પણ પટો જપ્ત થવાને પાત્ર થયો છે તેવી ગામના તલાટી અથવા બીજા મુલકી અધિકારીને ખબર હોય ને તુમાર ચાલતો હોય તો તે પટાના સંબંધમાં કાંઈપણ ભાડુ સ્વીકારવામાં આવતું નથી. નમૂનાના પત્રક નં. ૧ અને નં. ૫ ની તારીજમાં હકીકત દાખલ કરવા સારૂ આ નમૂનાની તારીજ નમૂનામાં બતાવ્યા મુજબ દર વર્ષે નોંધવાની હોય છે. જે વર્ષમાં કંઈ ફેરફાર ન હોય તે વર્ષે તારીજ કરવાની જરૂર હોતી નથી. આ નમૂનો સરવે જમાબંધીની મુદત પૂરી થાય ત્યારે અગર ફાટી ગયો હોય ત્યારે નવેસરથી બનાવવાનો હોય છે.

**નમૂનો નં. ૩ : ઇનામી જમીનનું પત્રક :** ઇનામી જમીન સાત પ્રકારની છે (૧) સરંજામ અને રાજકીય, માત્ર ભોગવટો કરનારની જિંદગી પર્યંતને માટે હોય તેવી (૨) જાત ઇનામ વંશપરંપરાની (૩) દેવસ્થાનની (૪) વતન ઇનામ હંમેશનું બિન-આકારીઆત (૫) વતન ઇનામ વંશપરંપરાનું પરગણાના વતનદાર નોકરનું બિનચાકરીઆત બિનચાકરિયાત એટલે કોઇ સખસની સેવા કે ચાકરી માટે મળેલી જમીન. તેના વારસોને ચાકરી કરવાની હોતી નથી. (૬) ગામનોકરને મળેલી જમીન : નોકરી કરે ત્યાં સુધી જમીન મળે તેવા પ્રકારની આ ઇનામી જમીન છે. આ જમીનના (૧) રૈયત ઉપયોગી (૨) સરકાર ઉપયોગી અ મુલકી બ પોલીસ અને ક મુલકી પોલીસ એવા ત્રણ પેટા પ્રકાર છે. આ ત્રણ પેટા પ્રકારના દરેકમાં વંશપરંપરાના હોય તેવા અને વંશપરંપરાના ન હોય તેવા એવા બે પ્રકાર છે. (૭) ખેતી સિવાયના કામ માટે સાર્વજનિક ઉપયોગ માટે પટે અપાયેલી જમીન. ઈનામી જમીનો માટે પણ ગામ માટે સેટલમેન્ટ ખાતાએ ઠરાવેલા દરે એકર દીઠ ઠરાવેલો દર હોય છે તેમાંથી ઇનામી જમીન તરીકે જે સલામી નક્કી કરેલી હોય છે તે લેવાની હોય છે અને બાકીની રકમ નુકસાન તરીકે ગણાય છે. સાધારણ રીતે આ નમૂનો સરવે સેટલમેન્ટની મુદત સુધી ચલાવવાનો છે. પરંતુ જ્યારે ઘણી દુરસ્તી થાય ત્યારે મેળવણી કરી ફરી લખાય છે.

**નમૂનો નં. ૪ : પરચૂરણ ઉપજનું પત્રક :** નં. ૧, ૨ અને ૩માં સઘળી જાતની કાયમ ઉપજ બતાવવામાં આવી છે. તે સિવાયની બીજી પરચૂરણ ઉપજ જેવી કે પાંચ વરસથી વધારે નહિ તેવી મુદતને માટે આકારી પડતર જમીન ખેડવા માટે આપવામાં આવે તેની ઉપજ, નદી તળિયાની, બેટની, ભાઠાની, ડુંગરાની, ગોચરની, ગામતળિયાની, પાંચ વરસથી ઓછી મુદત માટે મંજૂરીથી ખેડવા આપેલી જમીનની ઉપજ, ઝાડની ઉપજ, બિન પરવાનગીથી પડતર જમીન પર ખેડાણ કર્યાની ઉપજ, જમીન મહેસૂલ નહિ ભરાવાના કારણે થયેલો ચોથાઈ દંડ, નોટીસ ફી, હક વખતસર નહિ નંધાવા બદલ થયેલો દંડ, હરાજી ખર્ચ બદલ વસૂલ થયેલી રકમ, વગેરે ઉપજ આ પત્રકમાં નોંધાય છે.

**નમૂનો નં. ૫ : ઠરાવ બંધ :** ઠરાવ બંધ એટલે ગામની જમીન અને જમીન મહેસૂલનું સરવૈયું. કાયમ તથા ફરતી બને જાતની જમીન મહેસૂલની ઉપજના માગણાની એકંદર હકીકત આ નમૂનામાં બતાવવામાં આવે છે. વળી પાછલા વર્ષ સાથે સરખાવતાં કાયમ ઉપજમાં જે ફેરફાર થયો હોય તે તમામનાં કારણ પણ બતાવવામાં આવે છે. આ નમૂનો તૈયાર થાય કે તરત જ તાલુકાના નમૂનાઓમાં તેમાંની હકીકત દાખલ કરવા સારૂ તલાટીએ મોડામાં મોડી ૩૧મી જુલાઈના રોજ તાલુકે મોકલી દેવો પડે છે.

**નમૂનો નં. ૬ : હક નોંધનું પત્રક :** આ ખાતેદાર, તેમજ કબજેદાર, જે જે હક પ્રકાર ' કરતા હોય તે બાબતની નોંધ કરવામાં આ

હકની નોંધનું તેમજ સરકાર લહેણાનું પત્રક છે, અને દરેક જુદા જુદા કબજેદાર પોતાના કબજામાં જે જમીનનો ટૂકડો હોય તેનો સરકાર ધારો અગર બીજું માગ્યું સરકારને ભરવા માટે જવાબદાર છે, આને પરિણામે પોકળીયા ખાતેદાર (એટલે કે પોતાને નામે ચડેલી જમીનનો ખરેખર કબજો ન હોય તેવા ખાતેદાર) હવે પછી કોઈ ન રહે તેવો આ પત્રકનો હેતુ છે. હકનું પત્રક એ જમીનની મહેસૂલની પદ્ધતિમાં સૌથી મહત્વનો કાગળ છે. કબજા સાથેના હક ઉપરાંત આ પત્રકમાં કબજાવાળાં તથા કબજા સિવાયનાં ગીરોની, જથુ તથા લાંબી મુદતની ખેડની, તથા જમીનમાં બીજા પ્રાપ્ત કરેલા હકો તથા હિતની જેવાં કે ઝાડ, કૂવા વગેરેની નોંધ કરવામાં આવે છે. કોઈ પણ માણસ કંઈ પણ હક સંપાદન કરે તો તેણે તે સંપાદન કર્યાની તારીખથી ત્રણ મહિનાની અંદર તે બાબત ખબર આપવી જોઈએ જે માણસે રજિસ્ટર દસ્તાવેજથી હક સંપાદન કર્યો હશે તેણે એવી ખબર આપી છે તેમ ગણી લેવાય છે. ત્રણ માસની અંદર પ્રાપ્ત કરેલો હક નોંધાવે નહિ તે રૂ. ૨૫ સુધી ફી આપવાને પાત્ર થાય છે. ફી એટલે કે દંડ તરીકે લીધેલી રકમ. પણ દંડ તરીકે 'દંડ' શબ્દ લખાતો નથી.

આ નમૂનાના પત્રકમાં ફેરફાર દાખલ કર્યા પછી તે સંબંધી કંઈ તકરાર છે કે નહિ તેની તલાટીએ ખાત્રી કરવાની હોય છે અને તે માટે ફેરફાર બાબતની નોટિસ ગામના ચોરે ચોંટાડવામાં આવે છે અને જેને તકરાર હોય તેણે એક માસની અંદર તલાટીને હકીકત જાહેર કરવી પડી છે. તકરાર માલમ પડે તો અગર તે સંબંધી કંઈ અરજી આવે તો તે બાબત તલાટીએ તકરારી રજિસ્ટરમાં તે કેસને દાખલ કરવો પડે છે. અવલકારકુન અથવા મામલતદાર અથવા તેથી ઉપરના અમલદારો ગામે આવે ત્યારે પક્ષકારોને સાંભળીને તેનો નિકાલ કરે છે.

જ્યારે કોઈ પણ ફેરફારથી એક નંબરના ટુકડા પડતા હોય ત્યારે તે સંબંધીનું એક પત્રક તલાટીએ રાખવાનું હોય છે તેમજ હિસ્સા ભેગા કરવાનું અગર નંબરો એકત્ર કરવાના હોય તેની પણ તલાટીએ નોંધ રાખવાની હોય છે અને મંજૂરી મળે તે પ્રમાણે અમલ કરવા દેવામાં આવે છે.

**નમૂનો નં. ૭, અ ૭, અને ૧૨ : પાણીપત્રક :** આ ત્રણ માટે એક નમૂનાનું પત્રક છે. આ ત્રણ નમૂના એકત્ર મળીને પાણીપત્રક કહેવાય છે.

**નં. ૭માં** જમીન, તેના કબજેદારનું નામ તથા બીજા કંઈ પણ હક હોય તે બતાવવામાં આવે છે.

**નં. ૭ અ**માં ખેડહક ને ગણોતની રકમ બતાવવામાં આવે છે, તેમજ જમીન ભાગે ખેડાતી હોય તો ભાગનો પ્રકાર તેમજ જમીન કઇ રીતથી ખેડાણ કરવામાં આવી છે તે રીત પણ બતાવવામાં આવે છે.

જમીન ખેડવાની જુદી જુદી રીતો નીચે પ્રમાણે છે :

(૧) કબજેદાર પોતે ખેડતો હોય છે અથવા કોઈ વખતે મજૂર રાખીને ખેડાવે છે.

(૨) કબજેદાર અથવા તેના તરફથી ભાડાની મજૂરીથી ખેડાવે છે.

(૩) ખેડૂત સાંથ આપે છે.

(૪) પાકના અમુક ભાગથી ખેડે છે. હવે સરકારે ૧-૩ ભાગ જમીનદારનો મુકરર કર્યો છે.

(૫) પાકમાં અમુક ઠરાવેલો ભાગ આપે છે. દર વર્ષે ઉચક અનાજ આપવાનું નક્કી ઠરાવેલું હોય છે.

(૬) ઉપરની ૩, ૪, ૫ રીતો પૈકીની કોઈ કોઈ અંશે ત્રણે કે ઓછીવત્તી રીતો સમાતી હોય તેને માટે પરચૂરણ તરીકે ગણોતની રારતની છઠ્ઠી રીત છે.

**નમૂનો નં. ૭ બ :** તે ખેડનોની ખાતાવહી છે. કેટલી જમીન કઈ રીતથી ખેડાયલી છે તે દેખાડનારું પત્રક તલાટીએ રાખવાનું હોય છે, તેને ૭ બ કહે છે. તેનો સરવાળો કરી તેની તારીજ (Summary) કરવાની હોય છે જેથી કઈ રીતથી કેટલી જમીન તે ગામમાં ખેડાય છે તે માલમ પડી શકે.

**નં. ૧૨ :** તેમા વરસાદ રહી ગયા પછી તલાટી નમૂના નં. ૭-૧૨ સાથે સીમમાં વાવેતરની તેમજ ખેડતની નોંધ કરવા જાય છે.

જે ગામમા મિશ્ર વાવેતર થતાં હોય તેનું પ્રમાણ પ્રથમ નક્કી કરીને તલાટી રાખે છે. ખરીફના વાવેતરમાં એક ગુંઠા કરતાં કમી હોય તેમાં વાવેતર પર ધ્યાન આપવાનું હોતું નથી. પીત કરેલા રવીના વાવેતરની બાબતમાં ½ ગુંઠાથી કમી ક્ષેત્રફળવાળા વાવેતર પર ધ્યાન અપાતું નથી. ખરીફ એટલે ચોમાસુ પાક, રવી એટલે શિયાળુ પાક.

ખેતરમાં આવેલા ફળઝાડ બાબત શેરાના કોલમમાં બતાવવામાં આવે છે. પીતના વાવેતર સંબંધમાં કેવી રીતનું પીત કરેલું છે એટલે કે પાણી મેળવેલું છે તેને માટે તળાવમાંથી, કૂવામાંથી, સરકારી નહેરમાથી, અગર બીજી કોઈ રીતે પાણી લેવામાં આવ્યું હોય તેને જુદી જુદી સંજ્ઞા આપવામાં આવે છે. જેમ કે તળાવમાંથી 'ત', કૂવામાંથી 'કૂ', વગેરે.

ખેડહકની તથા તુલની પહેલી તપાસણી કરવાનો વખત સપ્ટેમ્બર માસમાં તથા ઓકટોબરની શરૂઆતમાં છે. (૧૫મી સપ્ટેમ્બરથી ૧૫મી ઓકટોબર) તે વખતે ખરીફના (ચોમાસુ) તેમજ આગોતર કરેલી રવીના તુલોની માહિતી મળી શકે છે.

બીજી વખત તપાસણીનું કામ ગામના વહીવટ પ્રમાણે ડિસેમ્બર, જાનેવારી કે ફેબ્રુઆરી માસમાં કરવામાં આવે છે. કેટલાંક ગામોમાં નવેમ્બર માસ પછી રવીનાં કોઈ પણ વાવેતર કરવામા આવતાં નથી.

વાવેતરની નોંધ કરતી વખતે સરકારી પડતર નંબરો તલાટી ખાસ જુવે છે અને તેમાં કોઈ પણ ખેડૂતે વાવેતર કર્યું હોય

તો તેની તપાસ કરી મામલતદારને રિપોર્ટ કરે છે જેથી બિન પરવાનગીના વાવેતરની ઉપજ લેવા તજવીજ થાય છે ઉપજમાં આકાર ને દંડ ભેગા ગણાય છે

**નમૂનો નં ૮** નમૂના નં ૮ના બે ભાગ છે ૮અ ને ૮બ

૮ અ **જમીનની ખાતાવહી** કે જેમાં એક ખાતેદાર કે કબજેદારે ધારણ કરેલી જમીન, સરવે નંબર, ક્ષેત્રફળ સરકારી જમીનનો આકાર, ઇનામી હોય તો જુડી અને નુકસાન જુદા જુદા બતાવવામાં આવે છે ઈનામી જમીનના સંબંધમાં જુડી અને નુકસાન એ બેઉના ઉપર સરકારના ચાલતા દરે લોકલ ફંડ લેવામાં આવે છે સરકારી જમીનમાં આકાર ઉપર લોકલ ફંડ લેવામાં આવે છે આકાર, જુડી અને લોકલ ફંડ એ ત્રણેનો સરવાળો થાય તેને **સંયુક્ત જમીન મહેસૂલ** કહેવામાં આવે છે જે વર્ષમાં ગામના **નમૂના** નં ૭ ફરી લખવામાં આવે તે વર્ષમાં તલાટીએ આ નમૂનો ફરીથી લખવાનો હોય છે લગભગ દસ વર્ષે ફરી લખવાનું બને છે–પત્રક પૂરું થઈ જાય ત્યારે ત્યાં સુધીના ફેરફાર એટલે જમીન ને આકાર કમી જાદે–થતા હોય તે સુધારા જે તે ખાતામાં કરવામાં આવે છે ૩૧મી માર્ચ પહેલા જમીનની મહાલદારી આપવામાં આવી હોય તો ત્યારપછીના ઓગસ્ટ માસથી તે ફેરફાર અમલમાં લાવવામાં આવે છે ૩૧મી માર્ચ પછી મહાલદારી આપી હોય તો ધારણ કરનારને પછીના વર્ષના મહેસૂલ માટે જવાબદાર ગણવાનો છે ૩૧મી જુલાઈ પહેલા જમીન કબૂલાતથી રાખવામાં આવે તો પહેલી ઓગસ્ટથી શરૂ થતા વર્ષના મહેસૂલ માટે એટલે કે એપ્રિલથી માર્ચ સુધીના વર્ષ માટે જવાબદાર ગણવામાં આવે છે પરંતુ ખાસ કેસોમાં જો તે માસમાં તે ખેતી કરી શકે તેવી રીતના વખતસર જમીનનો કબજો ન મળી શક્યો હોય તો ચાલતા વર્ષનું મહેસૂલ ભરવામાંથી તેને કલેકટરના હુકમથી મુક્ત કરી શકાય છે

ખાતાવહીમાં પ્રથમ ખાલસા જમીન પછી ઇનામી અને પછી ખેતી સિવાયની જમીન ત્રણ ભાગ જુદા લખાય છે

જ્યારે બધા ખાતા લખાઈ રહે ત્યારે કક્કાવારી પ્રમાણે સાંકળિયું તૈયાર કરી ખાતાવહીની આગળ દાખલ કરવામાં આવે છે આ રીતે નમૂના પત્રક પૂરું ભરાઈ જાય ત્યાં સુધી વર્ષોવર્ષ સાંકળિયા હમેશા થતા જાય છે અને વધઘટ નોંધાતી જાય છે

૮ **જમા ઉધારની ખાતાવહી** આ પત્રકમાં પ્રથમ ગયા વર્ષોની મુલતવી રાખેલી (સરકારી મંજૂરી મળવાથી મુલતવી રહેલી) અને મુલતવી નહિ રાખેલી (નહિ આપી શકવાથી મુલતવી રહેલી) આકારની રકમ બતાવવામાં આવે છે તે પછી સરકારી જમીનનું સંયુક્ત મહેસૂલ, ઇનામી જમીનનું સંયુક્ત મહેસૂલ અને ખેતી સિવાયની જમીનનું સંયુક્ત મહેસૂલ અને તે પછી ફરતી પરચૂરણ ઉપજ જો હોય તો તે બતાવવામાં આવે છે તે પછી એકંદર માગણાની રકમ સરવાળા કરતા જે થાય તેમાંથી છૂટ અગર મુલતવી બાદ કરતા બાકી રહે તે માગણાની રકમ બને છે તે પછી હપ્તાની ઠરાવેલી મુદતમાં ખાતેદારો જમીન મહેસૂલ ભરવા જાય તે રકમ રોજમેળમાંથી પહોંચ ફાડી પહોંચના નંબર અને તારીખ સાથે જમા કરવામાં આવે છે રોજમેળમાં જ કાઉન્ટર ફાઈલને પહોંચ હોય છે તે રીતે ઉપર બતાવેલા માગણાની રકમ ને વસૂલ આવેલી રકમ બરાબર મળી રહે તો તે ખાતું પૂરું થયું તેમ ગણાય આ મુજબ જે ગામ નહેર કે તળાવ (ઇરિગેશન) હોય તે ગામ ઇરિગેશનની ખાતાવહી પણ રાખવામાં આવે છે

જમીન મહેસૂલ બે હપ્તે લેવાય છે સાધારણ રીતે રૂ ૫ કરતા વધુ ન હોય તેવી સઘળી જમીન મહેસૂલની ઉપજ પહેલે હપ્તે લેવામાં આવે છે તથા ખેતી સિવાયની તમામ ઉપજ પહેલે હપ્તે વસૂલ કરવાની છે

જમીન મહેસૂલ ગામના ચોરામાં જઈ ખાતેદાર પહોંચ લઈને આપી શકે છે બહારગામ રહેતા ખાતેદાર હોય તે ટપાલ અથવા મનીઓર્ડરથી મહેસૂલ મોકલી શકે છે

ચાલતા તથા પાછલા વર્ષમાં નમૂના નં ૮ અ ને નં ૮ બ જોવાથી પાછલી બાકી સંબંધી સંપૂર્ણ હકીકત જાણી શકાય જો કોઈ ખાતેદાર અભણ હોય તો પોતાના કોઈ મિત્ર પાસે તે હકીકત વંચાવી શકે છે અને તે બતાવવાને તલાટી બંધાયેલ છે પરંતુ તે પોતાની અગર પટેલની હાજરીમાં જોવા દે અને તેમાં જોનારને કાંઈ પણ ફેરફાર કરવાની તક આપે નહિ પરંતુ દાવાના કામ માટે અગર લગ્નની ગોઠવણ કરવા માટે પોતાના ખાતાની નકલ કન્યાના કુટુંબના માણસોને બતાવવાના કારણથી અગર બીજા કોઈ કારણ સારુ નકલ જોઈતી હોય તો તે તેને મેળવવાનો હક છે અને તલાટી કરી લઈ આપે છે

**નમૂનો નં ૯ રોજમેળ** જેમાં આવેલી રકમ નોંધવામાં આવે છે તે પહોંચના રૂપમાં હોય છે અરધિયું પહોંચ તરીકે ફાડી આપવામાં આવે છે

**નમૂનો નં ૧૦ નાણા તિજોરીમાં જમે કરવાનું ચલન** મહિનાની ૨૪મી તારીખ સુધી આવેલું મહેસૂલ છે ભામાં છેલ્લું ૨૫મી તારીખે તાલુકા તિજોરીમાં જમા કરાવે છે પછી આવેલી રકમ આવતા માસમાં તિજોરીમાં જમા કરાવાય છે તલાટી રોજ બરોજ વસૂલ કરી સાંજે ઉઘરાતદાર પટેલને રોજમેળમાં સહી લઈને સોંપી દે છે

**નમૂનો નં ૧૧** આ નમૂનાનું નામ **માગણ તથા વસૂલ બાકીનું તાળાપત્રક** છે આ નમૂનાના એકજ ઉદ્દેશ પૂરો થતો અટકાવવાનો છે બાકીની તપસીલ સિવાય તાલુકાના હિસાબ માટે જોઈતી કોઈ પણ માહિતી આપવાને આ નમૂનો સાધનભૂત થતો નથી

આ નમૂનાનો બીજો ઉપયોગ એ છે કે તેમાંથી મુલતવી રાખેલી તેમજ મુલતવી નહિ રાખેલી એ બન્ને જાતની પાછલી બાકીની જુદી જુદી વર્ષવાર તપસીલ આપણને મળી શકે છે

**નમૂનો નં ૧૨** ની હકીકત ૭, ૭/૧૨ સાથે આપવામાં આવી છે

**નમૂનો નં. ૧૩ : તુલવારીનું પત્રક :** અનાજ, કઠોળ, કંદ, શાકભાજી, તમાકુ, આદુ, શેરડી, એરંડા તથા બીજા કીમતી પાક વગેરે દરેક, ખેતરમાં કેટલી જમીનમાં લગાડવામાં આવ્યા છે તે આ પત્રક બતાવે છે. તે ઉપરથી ગામના બધી જાતના પાકનાં અંદાજપત્રક તૈયાર થાય છે.

**નમૂનો નં. ૧૪ :** ગામની વસતીના જન્મમરણનું પત્રક છે. આ નમુનામાં બીજાં ચાર પેટા પત્રકો છે. ૧૪ અ, ૧૪ બ, ૧૪ ક અને ૧૪ ડ. ૧૪ અ શીતળા કાઢયાનું પત્રક છે, ૧૪ બ : પ્લેગ, કૉલેરા, વગેરે રોગની નોંધનુંપત્રક છે; ૧૪ ક આવા ચેપી રોગો કેટલાને લાગુ પડયા ને કેટલાં મરણ થયાં તે દર્શાવે છે; ૧૪ ડ ઘોડા તથા ઢોરના રોગનું પત્રક છે.

**નમૂનો નં. ૧૫ :** ગામનાં ઢોર તથા આર્થિક સ્થિતિનું પાંચ વર્ષે તૈયાર થતું પત્રક છે

**નમૂનો નં. ૧૬ :** પાણીનાં સાધનોનું પત્રક છે. સરકારી નહેર, ખાનગી નહેર, તળાવ, કૂવા, પમ્પ, વગેરેની નોંધનું પત્રક છે.

**નમૂનો નં. ૧૭ :** પત્રવ્યવહારની આવક જાવકની નોંધ રાખતું પત્રક છે.

**નમૂનો નં. ૧૮ :** આ નમૂનો માત્ર ચોપડીઓ, છાપેલા વટહુકમો જે પટેલ તલાટીના ઉપયોગ માટે મોકલી આપેલા હોય તેની યાદી છે. તુમારો જેમને અનિશ્ચિત મુદ્દત માટે સંઘરી રાખવાના હોય છે તેમને અ નિશાની આપવામાં આવે છે. અ નિશાનીવાળા તુમારો, હુકમો વગેરેની યાદી પણ રાખવામાં આવે છે. દરેક નોંધને જુદો જુદો નંબર આપવાનો હોય છે. ચોપડીઓને પણ અનુક્રમ નંબર આપી સંઘરી રાખવામાં આવે છે અને તેની યાદી રાખવામાં આવે છે.

# ૫૩

# આવકવેરો અને વારસાવેરો

જમીન મહેસૂલ એ જમીનની ઉપજમાંથી લેવાતો સરકારી વેરો છે તે રીતે વેપાર અને અન્ય પ્રકારની પ્રવૃત્તિઓથી થતી કમાણી ઉપર લેવાતો સરકારી વેરો 'આવકવેરો' (ઇન્કમટેક્ષ) કહેવાય છે. તે ઉપરાંત વારસાથી મળતી મિલકત ઉપર પણ સરકારી વેરો લેવાનો કાયદો હાલની સરકારે કર્યો છે તે વારસાવેરો (અંગ્રેજીમાં એસ્ટેટ ડ્યુટી) કહેવાય છે. આ બંને વેરાઓ મધ્યસ્થ સરકારને મોટી આવક આપનાર છે અને એના નિયમો તે મુજબ દરેકને લાગુ પડે છે તેથી એની માહિતી આ પ્રકરણમાં આપી છે.

## ૧. આવકવેરાનો કાયદો

**આવકની વ્યાખ્યા :** આ કાયદામાં આવક કોને કહેવી અથવા તેની વ્યાખ્યા શું તે ટૂંકમાં ચોક્કસપણે આપી શકાય એવી નક્કી કરી નથી, પણ ખેતી સિવાયના ધંધા, વેપાર કે વ્યવસાયમાંથી થતી આવક એવો એનો અર્થ થાય છે. આકસ્મિક ગણાય તેવી (દા. ત. રેસ, લૉટરી, શબ્દવ્યૂહ) આવક કર પાત્ર નથી. આ સિવાયની દરેક આવક વેરા પાત્ર છે. નીચે જણાવેલ ૭ પ્રકારને આવક કહેવાય છે :

૧. પગાર.
૨. જામીનગીરીઓનું વ્યાજ.
૩. મિલકતમાંની આવક.
૪ ધંધા રોજગાર કે વ્યવસાયમાંથી થતાં નફા–નુકસાન.
૫. અન્ય કોઈ સાધનથી થતી આવક.
૬. તા. ૧–૪–૪૬થી ૩૧–૩–૪૮ સુધીના સમયમાં થયેલી મૂડીની વૃધ્ધિ.

નીચે જણાવેલી આવકો આવક હોવા છતાં કર મુક્ત છે:

૧. ખેતીની આવક (હિંદ બહારની ખેતીની આવક માફ ન ગણાય).

૨. ટ્રસ્ટ કે ધાર્મિક સંસ્થાની કોઈ પણ આવક. તે વેપારમાંની હોય તો પણ કર મુક્ત છે. તેની શરતો નીચે પ્રમાણે છે:– (અ) જે આવક હોય તે સાર્વજનિક ધર્માદા કામમાં વપરાવી જોઈએ. (બ) તે સાર્વજનિક ધર્માદા કામ હિંદમાં થતું હોવું જોઈએ. (ક) જો ધર્માદા સંસ્થા ધધો ચલાવતી હોય તો તે ધંધો પોતાના ધ્યેયને માટે હોવો જોઈએ અને તેમાંથી થતી આવક પોતાના ધ્યેયને માટે જ વપરાતી હોવી જોઈએ.

૩. ધર્માદા સંસ્થાએ એકત્ર કરેલું ભંડોળ.

૪. લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી, ગ્રામપંચાયત જેવી સ્થાનિક સંસ્થાની આવક (પોતાની હદમાં કરેલા કામની હોવી જોઈએ) પોતાની હદ બહાર પાણી પૂરું પાડી કે

વીજળી આપીને મેળવેલી આવક કર પાત્ર છે

૫ આકસ્મિક આવક (દા ત શબ્દ પૂર્તિ હરીફાઈ વગેરે)

૬ ભાડાં ભથ્થા વગેરે

૭ ૧–૪–૪૬થી ૩૧–૩–૫૪મા બંધાવેલ મકાનનુ તે બાંધ્યા પછી બે વર્ષનુ ભાડુ

૮ વિદેશી એલચીઓને તેમની સરકાર તરફથી મળતા પગાર

૯ વિદેશી ટ્રેડ કમિશ્નરોને મળતા પગાર

૧૦ પરદેશી પેઢીના નોકરને મળતુ મહેનતાણુ (પણ તેણે હિંદમાં ૯૦ દિવસથી વધારે રહેવુ ન જોઈએ યા બીજો ધંધો પણ ન કરવો જોઈએ)

૧૧ હિંદ અને પરદેશના કરાર પ્રમાણે પરદેશી કોઈ આવે તો તેનો પગાર

૧૨ હિંદી લશ્કરમાં જોડાયેલ નેપાળી સૈનિકનો પગાર તથા તે તેની પરદેશી આવક હિંદમા લાવે તે

૧૩ પ્રોવિડન્ટ ફંડનુ વ્યાજ વગેરે

૧૪ મધ્યસ્થ સરકારના બોન્ડ પરનુ વ્યાજ

૧૫ ટ્રેઝરી સેવિંગ્ઝ ડિપોઝિટનુ વ્યાજ

૧૬ સિલોનની સેન્ટ્રલ બેંકની જામીનગીરીઓનુ વ્યાજ

૧૭ પાર્લામેન્ટ તથા ધારાસભાના સભ્યોને મળતુ ભથ્થુ

૧૮ માન્ય પ્રોવિડન્ટ ફંડના ટ્રસ્ટીઓને મળતુ વ્યાજ

૧૯ હિંદનાં દેશી રાજ્યોના રાજાઓને મળતુ સાલિયાણુ

૨૦ ૩૧–૩–૪૯ પછી કોઈ પણ વૈજ્ઞાનિક સંશોધન સંસ્થાને થતી આવક

૨૧ સંયુક્ત કુટુંબની આવકમાથી તે કુટુંબના જે કોઈ શખ્સને જે રકમ મળે તે

૨૨ નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટનુ વ્યાજ

૨૩ પોસ્ટ ઑફિસ સેવિંગ્સ બેંકમાંથી મળતુ વ્યાજ અને કેશ સર્ટિફિકેટોનુ વ્યાજ

૨૪ અભ્યાસના ખર્ચને માટે મળતી સ્કોલરશિપ

૨૫ શિક્ષણ સસ્થા કે વિદ્યાપીઠની આવક

૨૬ લશ્કરી સભ્યને તેની શારીરિક નુકસાની માટે મળતુ પેન્શન તથા વળતર વગેરે

**પાછલુ વર્ષ :** આવકવેરાના કાયદામાં Previous year (પાછલુ વર્ષ) કોને કહેવાય તે જાણવુ ખાસ જરૂરી છે, કારણ કે ચાલુ સાલે તે પહેલાંની સાલના હિસાબો જોઈ તેના નફાની ઠરેલા આકારણીના દરે તેના પર વેરો લેવામાં આવે છે

આવકવેરાના વર્ષ (Income Tax Year)ની પહેલાંના બાર માસને પાછલુ વર્ષ, અથવા હિસાબી વર્ષ, અથવા આવકનુ વર્ષ કહે છે એટલે ઇન્કમટેક્ષ ઑફિસ તરફથી ઈ સ ૧૯૫૪–૫૫નુ જે ઇન્કમટેક્ષનુ પત્રક ભરવાનુ મળે તેમાં ઈ સ ૧૯૫૩–૫૪નો હિસાબ બતાવવાનો હોય છે

**વ્યક્તિના પ્રકાર :** વળી ઇન્કમટેક્ષમાં Persons (પર્સન્સ) ના જુદા જુદા પ્રકાર હોય છે, જેવા કે વ્યક્તિ (Individual), અવિભક્ત હિંદુ કુટુંબ (H U F), પેઢી (Firm) કંપની, સ્થાનિક સંસ્થા, માણસોનો સમૂહ

**ટૂંક ઇતિહાસ** હિંદુસ્તાનમાં આવકવેરો પહેલવહેલો સને ૧૮૬૦માં સિપાઈઓના બળવા અંગેના ખર્ચને પહોંચી વળવા માટે અમલમાં આવ્યો તેનો દર રૂ ૨૦૦થી ૪૦૦ની આવક ઉપર ૨ ટકા અને ૫૦૦ તથા તેથી ઉપરની આવક હોય તો ૪ ટકા હતો સને ૧૮૮૫ સુધીમાં તે કેટલીક વખત જરૂરિયાત પૂરતો અમલમાં રહ્યો સને ૧૮૮૬માં પગાર (Salary), અને ધંધાની (Profession), આવક પર કર નીચે પ્રમાણે રખાયો હતો રૂ ૫૦૦ થી ૨૦૦૦ની આવક ઉપર એક રૂપિયે ૦–૦–૪ પાઈ પ્રમાણે, રૂ ૨૦૦૦થી ઉપરની આવક માટે એક રૂપિયે ૦–૦–૫ પાઈ પ્રમાણે

સને ૧૯૦૪માં કર માફ આવકની મર્યાદા રૂ ૧૦૦૦ કરવામાં આવી સને ૧૯૧૬માં પહેલા વિશ્વયુદ્ધને લઈને રૂ ૫૦૦૦થી ઉપરની આવક પર રૂપિયે ૬થી ૧૨ પાઈ પ્રમાણે દર નક્કી કર્યા સને ૧૯૧૭માં પ્રથમ વાર રૂ ૫૦૦૦૦ની ઉપરની આવક પર સુપરટેક્ષ નાખવામાં આવ્યો આમ વેરાના વધતા જતા ભારને લઈ આકારણીમાં ચોકસાઈ રાખવાની માગણી કર ભરનારાઓએ કરી અને કાયદામાં ધરમૂળથી ફેરફારો માગ્યા જે વર્ષની આવક હોય તે જ વર્ષે તેના પર તે કર લેવાતા હોવાથી સને ૧૯૧૮માં એક કમિટી નિમાઈ જેના પરિણામે આવકવેરાનો કાયદો (સને ૧૯૨૨)' અસ્તિત્વમાં આવ્યો જેમાં ૧૯૫૩મા આખરી ફેરફારો કરવામાં આવ્યા છે, અને જમ્મુ તથા કાશ્મિર રાજ્ય સિવાય સારાયે હિંદમા તેનો હાલમાં અમલ થાય છે

**આવકવેરાના પ્રકાર અને દર :** આવકવેરામાં ચાર પ્રકારના વેરા છે (૧) આવકવેરો (૨) સુપરટેક્ષ (૩) કોરપોરેશન ટેક્ષ (૪) સરચાર્જ

આવકવેરાના દર દરેક વર્ષના નાણાકીય કાયદામાં સૂચવ્યા પ્રમાણેના નક્કી કરવામાં આવે છે. તે પ્રમાણે હાલમાં (૧૯૫૩-૫૪) વ્યક્તિ માટે રૂા. ૪૨૦૦ અને સંયુક્ત હિંદુ કુટુંબ માટે રૂા. ૮૪૦૦ સુધીની આવક કર માફ છે. આથી વધુ આવક જેની હોય તેની પાસેથી નીચેના દરે કર લેવાય છે.

(અ) વ્યક્તિ, હિંદુ સંયુક્ત કુટુંબ, અનરજિસ્ટર્ડ ફર્મ અને બીજી સંસ્થાઓ માટે

| આવક | ઈન્કમટેક્ષનો દર (એક રૂપિયે) |
|---|---|
| પહેલા રૂા. ૧૫૦૦ | કંઈ નહિ |
| પછીના રૂા. ૩૫૦૦ | રૂા. ૦-૦-૯ |
| પછીના રૂા. ૫૦૦૦ | રૂા. ૦-૧-૯ |
| પછીના રૂા. ૫૦૦૦ | રૂા. ૦-૩-૦ |
| બાકીના પર | રૂા. ૦-૪-૯ |

રૂા ૭૨૦૦ની આવક સુધી સર ચાર્જ લેવાતો નથી. પણ તેથી વધારેની આવક હોય તો ઈન્કમટેક્ષના પાંચ ટકા પ્રમાણે સર ચાર્જ લેવાય છે.

| આવક | સુપરટેક્ષનો દર (એક રૂપિયે) |
|---|---|
| પહેલા રૂ. ૨૫૦૦૦ | કંઈ નહિ |
| પછીના રૂ. ૧૫૦૦૦ | ૦—૩—૦ |
| પછીના રૂ. ૧૫૦૦૦ | ૦—૪—૦ |
| પછીના રૂ. ૧૫૦૦૦ | ૦—૬—૦ |
| પછીના રૂ. ૧૫૦૦૦ | ૦—૭—૦ |
| પછીના રૂ. ૧૫૦૦૦ | ૦—૭—૬ |
| પછીના રૂ. ૫૦૦૦૦ | ૦—૮—૦ |
| બાકીના પર | રૂપિયે ૦—૮—૬ |

સુપરટેક્ષ ઉપર પાંચ ટકા પ્રમાણે સર ચાર્જ લેવાય છે.

(બ) : સ્થાનિક સંસ્થાઓ (લોકલ બોડીઝ) માટે કુલ આવક પર રૂપિયે ૦—૨—૬ લેખે કર લેવાય છે.

(ક) : સહકારી મંડળી યા સંસ્થાની રૂ. ૨૫૦૦૦ સુધીની આવક કર માફ છે.

**આવકવેરાના કાયદામાં કર ભરનારને મળતી રાહતો :**

(૧) કંપની તથા સ્થાનિક સંસ્થાઓ સિવાય દરેકને આવકના પહેલા રૂ. ૧૫૦૦ પર કર ભરવાનો હોતો નથી.

(૨) વ્યક્તિ, સંયુક્ત હિંદુ કુટુંબ, અનરજિસ્ટર્ડ ફર્મ કે માણસોના સમૂહ વગેરેની જાત મહેનતની કમાણીના ૨૦ ટકા જેટલી, રૂ. ૪૦૦૦થી વધુ ન હોય તેની રકમ, કરમાફ છે. કંપનીને આ લાભ મળતો નથી. આ લાભ ઈન્કમટેક્ષ પુરતો જ છે, પણ સુપરટેક્ષ માટે નથી.

(૩) ધર્માદા સંસ્થાને દાન કરેલી રકમ પર ટેક્ષ લાગતો નથી, પણ તે રૂા. ૨૫૦થી ઓછી અને રૂ. ૧ લાખથી વધુ ન હોવી જોઈએ. તે વધુમાં વધુ ધર્માદા કરનારની કુલ આવકનો વીસમો ભાગ હોવો જોઈએ. ધર્માદા કરનાર કંપની હોય તો ઈન્કમટેક્ષમાંથી જ રાહત મળે છે, જ્યારે બીજાને ઈન્કમટેક્ષ અને સુપરટેક્ષ બંનેમાંથી રાહત મળે છે.

(૪) જિંદગીના વિમાનું પ્રિમિયમ તથા પ્રોવિડંડ ફંડમાં ભરાતો પોતાનો હિસ્સો જે આવકના ⅙ ભાગ અથવા રૂ. ૬૦૦૦થી વધવું ન જોઈએ. તેના પર પણ રાહત મળે છે.

(૫) ૧-૪-૪૮ બાદ સ્થપાયેલા નવા ઉદ્યોગો તે સ્થપાયા પછીના ૬ વર્ષમાં જે માલ ઉત્પન્ન કરે તેનો ૬ ટકા નફો ઈન્કમટેક્ષ તથા સુપરટેક્ષ બંનેમાંથી માફ છે.

કર ભરનારની આકારણીનો આધાર તે કેવો 'રહીશ' (Resident રેસિડેન્ટ) છે તેના પર અવલંબે છે.

રહીશના ત્રણ પ્રકાર છે: (૧) સંપૂર્ણ રહીશ, (૨) અપૂર્ણ રહીશ, (૩) બિન રહીશ.

વ્યક્તિએ (૧) જો ગયા વર્ષે હિંદમાં કુલ ૧૮૨ દિવસ ગાળ્યા હોય, (૨) જો ગયા વર્ષે હિંદમાં ૧૮૨ દિવસ પોતે અથવા પોતાને માટે ઘર ભાડે રાખ્યું હોય કે (૩) જો ગયા વર્ષે પ્રાસંગિક તે પરદેશથી તે આવી હોય અને છેલ્લા ચાર વર્ષમાં કુલ ૩૬૫ દિવસ હિંદમાં રહી હોય તો તે 'રહીશ' ગણાય.

પેઢી કે સંયુક્ત કુટુંબ કે માણસોના મંડળની દેખભાળ યા દોરવણી જો હિંદમાંથી થતી હોય તો તે હિંદની 'રહીશ' ગણાય.

કંપની : (૧) જો તેની દેખરેખ સંપૂર્ણ રીતે હિંદમાંથી થતી હોય તો તે હિંદની 'રહીશ' ગણાય. (૨)અથવા તેની હિંદની આવક પરદેશની આવક કરતાં જે વર્ષે વધે તે વર્ષ માટે તે 'રહીશ' ગણાય.

હિંદી પ્રજાજન હિંદમાં ઘર મરાવતો હોય અને આખું ગયું વર્ષ તે હિંદ બહાર રહે તો પણ તે બિનરહીશ ગણાય છે.

**વસૂલાતનું તંત્ર :** આવકવેરો નક્કી તથા વસૂલ કરવા સરકારે રાજ્યવ્યાપી તંત્ર ગોઠવેલું છે. જેમાં એક વિભાગ કાયદાના અમલ માટે અને બીજો વિભાગ વહીવટ માટેનો

માહિતી સપૂર્ણ ન હોવાથી તેના સલાહકારોનો સપર્ક સાધવો જરૂરી છે, જેથી કામ સરળ થાય અને કાયદાનો પૂરો લાભ લઈ શકાય છે સરકાર અને આવકવેરો ભરનાર બને પક્ષે રહેલી ઉણપનો સમન્વય કરી આપવા માટે આવકવેરાના સલાહકાર એક ઉપયોગી અગ છે

## ૭. વારસાવેરો

**પરિચય :** દેશ સ્વતત્ર થયા પછી જ લોકહિતના કામ હાથમાં લેવા દેશની સરકાર પ્રેરાય એ સહજ છે અને એટલે જ સુરાજ્યમાં પૈસાપાત્રને વધુ કર આપવા પડે એ પણ તેટલુ જ સત્ય છે આ દૃષ્ટિએ જ વારસાવેરો તા ૧૫-૧૦-૫૩થી સારાયે હિંદમાં અમલમાં આવ્યો છે, અને તેમાંથી થનારી આવકનાં નાણાં પચવર્ષીય યોજના માટે વાપરવાની સરકારની નેમ છે

આવકવેરો જેમ આવક પરનો વેરો છે અને વેચાણવેરો વેચાણ પર છે તેમ વારસાવેરો વારસો બદલાય તે પર છે તે જમ્મુ અને કાશ્મીર સિવાય સારાયે હિંદને લાગુ પડે છે નોન-શિડયુલ સ્ટેટોની ખેતીની જમીન સિવાય હિંદના દરેક રાજ્યમાં આવેલી સ્થાવર અને જગમ મિલકતો પર તે વેરો લેવાય છે હિંદ બહારની સ્થાવર મિલકત પર આ વેરો લાગતો નથી પણ જગમ મિલકત જેની પરદેશ હોય તેવી વ્યક્તિ મૃત્યુ વખતે હિંદની રહેવાસી હોય તો આ વેરો તે જગમ મિલકત પર લાગે છે

હિંદમાં વારસાવેરો અમલમાં લાવવા માટેનું બિલ સૌ પ્રથમ મધ્યસ્થ ધારાસભામાં સને ૧૯૪૬માં મૂકવામાં આવેલુ ત્યાર પછી ૧૯૪૮માં કામચલાઉ પાર્લામેન્ટમાં મૂકવામાં આવ્યુ જે ફરીથી ૧૯૫૨માં સુધારાવધારા સાથે મુકાયુ લોકસભાએ તેનો પૂરો અભ્યાસ કરીને કેટલીક મિલકતો બાકાત રાખવાની વધુ સગવડો ઉમેરી પાર્લામેન્ટમાં રજૂ કરેલ આ બિલનુ ધ્યેય હાલની આર્થિક અસમાનતા ઓછી કરવા અને દેશની વિવિધ વિકાસ યોજનાઓને નિયોજન સમિતિની ગોઠવણી પ્રમાણે નાણાંકીય મદદ મેળવવાનુ છે હાલ નક્કી કરેલા દર શરૂઆતનાં થોડાં વર્ષો માટે પ્રયોગાત્મક છે

માણસને આવકવેરો દર વર્ષે લાગુ પડે છે જ્યારે વારસાવેરો તેની મૃત્યુ સુધીની કુલ લેવડદેવડો તથા રાચરચીલાને સ્પર્શે છે માણસની તમામ મિલકતનો આકાર (કિંમત) કરવાનુ કામ સરકારના હાથમાં છે ઈંગ્લેંડમાં કોઈ મુદ્દા, મિલકતના આકાર અથવા વેરા સામે હાઈકોર્ટને અપીલ કરવાનો પ્રબધ છે, પણ હિંદમાં અપીલ માટે એવો કોઈ પ્રબધ નથી આ કાયદો પહેલી નજરે બહુ ગુચવણવાળો અને નિરસ લાગે છે, કારણ બાણની કાદબરીની જેમ કાયદાકાનુની સમાસોથી તે ભરપુર છે

કોઈપણ રાજ્ય સિદ્ધાંતની દૃષ્ટિએ સમાજની આર્થિક અસમાનતા દૂર કરવા માટે વારસાવેરો નાખે તો તે ન્યાય છે મૃત્યુ પામેલાને દુનિયાના ભોગો ભોગવવાનો અધિકાર સત્તા નથી અને મૃત્યુ પછી તેનો હિસ્સો સમાજને ભાગે જવો જોઈએ કાયદેસરના વારસદારને પોતાનુ કઈ પણ ગુમાવ્યા વગર જે કઈ મિલકત મળે તેમાં રાજ્યનો પણ હિસ્સો હોવો જોઈએ આ જાતના મતવ્યથી વારસાવેરાને કાયદો ઘડાયો છે

વારસાવેરાનો કાયદો મોટી મિલકતો મૂકી જનારને જેટલો મુઝવણરૂપ છે તેટલોજ વારસો મેળવનારને પણ છે કાયદાને અનુકૂળ રહી કાયદામાં દર્શાવેલી દરેક ગલીનો ઉપયોગ કરવો એ જ તેઓ માટે સૌથી સુગમ રસ્તો છે

વારસાવેરો ન લાગે તે માટેનો રામબાણ ઈલાજ બક્ષિસો છે પણ બક્ષિસ કર્યાના બે વર્ષમાં મૃત્યુ થાય તો વેરો લાગે છે બક્ષિસ જો જાહેર ધર્માદા હેતુઓ માટે કરી હોય તો ૭ માસની તેની મુદત છે. બક્ષિસ યા ટ્રસ્ટ બનાવવા માટે નિષ્ણાતની સલાહ ઘણી જ આવશ્યક છે મૃત્યુ પહેલાંના બે વર્ષ અગાઉ જિંદગીનો વીમો બીજાને નામે કર્યાથી તેટલી રકમ પુરતા વેરામાંથી મુક્તિ મળે છે પણ તેમાં ખાસ સભાળવાનુ એ છે કે વીમાની પોલિસી બીજાને નામે કર્યા પછી પોતે પ્રિમિયમ ભરવું ન જોઈએ સારી એવી મિલકત મૂકી જનાર માટે ઉત્તમ રસ્તો પોતાની મિલકતની કિમત આકી તેના પર ભરવો પડે તેટલા વેરાનો આશરો કરી જિંદગીના વીમાની પોલિસી લઇ સરકારને સુપ્રત કરવી અથવા એટલી રકમ સરકારમાં અનામત મૂકવી કે જે રૂા ૫૦૦૦૦થી ઉપર ન હોય ઉપર જણાવેલી રકમ વેરામાંથી ખાસ બાકાત રાખવામાં આવી છે

**મિલકતની આંકણી (Valuation of Property):** વારસાવેરામાં મિલકતનો આકાર એ મુખ્ય છે કાયદામા કોઈ પણ મિલકતની ખરી કિંમત માણસના મૃત્યુ વખતે તેનો જે બજારભાવ ઊપજે તે ઠરાવી છે સ્ટોક, શેરો યા જામીનગીરીઓ અવસાનના સમયે ચાલતા ભાવથી આંકવાની હોય છે ખેતીની જમીનની કિંમત, તે અરસામાં વેચાયેલી નજીકની જમીનની કિંમત પ્રમાણે અને મોટા લાટની બાબતમાં લેડ સેટલમેન્ટના આકાર પ્રમાણે માન્ય ગણવાની હોય છે મોટી

ઈમારતો યા શહેરમાંની મિલકતોની કિંમત સ્થાનિક કર યા ભાડા ઉપરથી અથવા તો આ બાબતના નિષ્ણાત કિંમત આંકનાર (Valuers) પાસે નક્કી કરાવવાની હોય છે, જ્યારે વીમા પોલિસીઓની કિંમત જે તે વીમા કંપની નક્કી કરે તે રાખવાની હોય છે.

મરનાર વ્યક્તિની મિલકતની આંકણીમાં નીચેની મિલકતોનો સમાવેશ કરવામાં આવતો નથી: (૧) જેમાં મરનારને કોઈ હિત સંબંધ ન હોય તેવી મિલકત. દા. ત. ટ્રસ્ટની મિલકત. (૨) રૂા. ૨૫૦૦ની કિંમત સુધીની, કારીગરનાં ઓજાર, ખેતીવાડીનાં સાધનો કે જેનાથી પોતે જીવનનિર્વાહ ચલાવતો હોય તેવી તમામ ઘરવખરી. (૩) પુસ્તકો કે જે ફરીથી વેચવાનાં ન હોય. (૪) કપડાંલત્તાં (કિંમતી નંગ કે શણગારસજ્જ કપડાં હોય તે નહિ.) (૫) સ્વદેશી, વૈજ્ઞાનિક કે ઐતિહાસિક દૃષ્ટિએ મહત્ત્વનાં ચિત્રો, કળા, છાપકામ, હસ્તલિખિત પ્રતો કે કલાના નમૂના જો તેને સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ જણાવે તે રીતે રાખવામાં આવે યા સરકાર કે વિદ્યાપીઠને વિના મૂલ્યે સુપ્રત કરવામાં આવે તો.

**વારસામાંથી બાદ મળતી રકમો:** નીચે મુજબની રકમો વારસામાં ગણવાની હોતી નથી;

(અ) અંતિમ સંસ્કાર વિધિ ખર્ચ રૂા. ૧૦૦૦ સુધી (બ) દેવું અને બોજા કર્જ; (ક) પોતાના ઉપર આધાર રાખતી કન્યાના લગ્ન ખર્ચ માટેની રકમ (Dowr debts) રૂા. ૫૦૦૦ સુધી. (ડ) પરદેશની મિલકતના વહીવટ માટેનો યા તેને દેશમાં લાવવા માટેનો જરૂરી ખર્ચ, જે મિલકતની કિંમતના ૫ ટકા સુધી હોવો જોઇએ.

હિંદુ સંયુક્ત કુટુંબની મિલકતના પહેલા રૂા. ૫૦,૦૦૦ વેરા મુક્ત છે જ્યારે તે સિવાયની પ્રજાની મિલકતના પહેલા રૂા. ૧,૦૦,૦૦૦ વેરામુક્ત છે.

નીચે જણાવેલી મિલકતો વેરામુક્ત છે પણ વેરાના દર નક્કી કરવામાં તેની ગણતરી થાય છે.

(અ) મૃત્યુ પહેલાં ૭ માસમાં ધર્માદા કરેલી ભેટની રકમ રૂા. ૨૫૦૦ સુધી.

(બ) મૃત્યુ પહેલાં બે વર્ષમાં કરેલી કોઈ પણ બક્ષિસ રૂા. ૧૫૦૦ સુધી.

(ક) જેટલો વારસાવેરો ભરવાનો થતો હોય તેટલી જ રકમની વીમાની પોલિસી, પણ રૂા. ૫૦,૦૦૦થી વધુ ન હોય તેવી સરકારને સુપ્રત કરેલી.

(ડ) સરકાર પાસે વારસાવેરો ભરવા જેટલી જમે મૂકેલી રૂા. ૫૦૦૦૦ થી વધુ ન હોય તેવી રકમ.

(ઇ) મરનારની વીમા પોલિસીનું મળતર રૂ. ૫૦૦૦ સુધી.

(ફ) મરનાર પર આધાર રાખનાર છોકરીઓના લગ્ન માટેની દરેક માટે રૂ. ૫૦૦૦ સુધીની વીમા પોલિસી કે ટ્રસ્ટથી અલગ રાખેલા પૈસા.

બહુ જ ટૂંક સમયમાં જો કોઈ કુટુંબમાં બીજું મૃત્યુ ૧, ૨, ૩, ૪, કે ૫ વર્ષમાં થાય તો વેરાના અનુક્રમે ૫૦ ટકા, ૪૦ ટકા, ૩૦ ટકા, ૨૦ ટકા કે ૧૦ ટકાના હિસાબે વારસાવેરો લેવામાં આવે છે અને રોગચાળો કે અકસ્માતને લઇને, જે મિલકત પર વેરો અપાયો હોય તેવી મિલકતના વારસનું મૃત્યુ વેરો ભર્યા પછીના ત્રણ માસમાં જ જો થાય તો ફરી વેરો લેવાતો નથી.

**પત્રક યા હિસાબો મોકલવા બાબત:** વારસાવેરાનો વહીવટ હાલમાં આવકવેરાખાતું સંભાળે છે. એટલે કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ જે હાલમાં છે તે કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટી ગણાય છે. અને આસિસ્ટંટ કમિશ્નર ઓફ ઇન્કમટેક્ષ તે ડેપ્યુટી કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટી અને ઇન્કમટેક્ષ ઓફિસર તે આસિસ્ટંટ કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટી ગણાય છે.

મિલકતો નાની હોય છતાં જેમને ડિસ્ચાર્જ સર્ટિફિકેટ લેવું જરૂરી લાગે તેમણે મુકરર ફોર્મમાં જે તે વિભાગના આસિસ્ટંટ કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટીને અરજી કરવાની હોય છે. અરજી સાથે હિસાબનું પત્રક પણ રજૂ કરવાનું હોય છે.

જો વારસાવેરો લાગે તેવી મિલકત હોય અને મિલકત રૂા. ૧૦ લાખ ઉપર હોય તો તે માટેનું ફોર્મ કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટીને મોકલવાનું હોય છે, મિલકત રૂા. ૫ થી ૧૦ લાખની હોય તો ડેપ્યુટી કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટીને મોકલવાનું છે અને ૫ લાખથી નીચેની હોય તો આસિસ્ટંટ કોન્ટ્રોલર ઓફ એસ્ટેટ ડયુટીને મોકલવાનું હોય છે.

મિલકતનો વહીવટદાર, ટ્રસ્ટી, હિંદુ અવિભક્ત કુટુંબનો મેનેજર, વાલી, કમિટી અથવા વ્યક્તિ કે જેને મૃત્યુ બાદ મિલકત મળતી હોય તેણે મૃત્યુના ૭ માસમાં જે તે ઓફિસે પત્રક મોકલવાનું હોય છે. કસુર કરનારને રૂા. ૧૦૦૦ યા

વેરાની બમણી રકમનો દંડ કરવાની કાયદામાં જોગવાઈ છે.

**અપીલ :** કોન્ટ્રોલરે નક્કી કરેલ વેરો, દંડ યા મિલકતોની આંકણીની વિરુદ્ધ યા ડિસ્ચાર્જ સર્ટિફિકેટ નહિ આપવાના હુકમ સામે સેન્ટ્રલ બોર્ડ ઓફ રેવન્યુ, ન્યુ દિલ્હીને અપીલ કરવાની હોય છે. અપીલ માટેની મુદત હુકમની તારીખથી ૯૦ દિવસની હોય છે.

જો વેરાના આકારની બાબતની અપીલ હોય તો તે બાબત બે વેલ્યુઅર્સને સોંપવામાં આવે છે તે વેલ્યુઅર્સ બંને પક્ષના નીમેલા હોય છે. જો તે બંને વેલ્યુઅર્સ સમંત ન થાય તો બંને સંમત થઇને નીમેલા ત્રીજા વેલ્યુઅરને તે કામ સોંપાય છે. અને છતાં પણ તેનો નિકાલ આવી શકે એમ ન લાગે તો મધ્યસ્થ સરકારે નીમેલા આ કામ માટેના વેલ્યુઅર્સ પાસે તે બાબત નક્કી કરાવવામાં આવે છે.

**વારસાવેરાના દર :** હાલમાં થોડાં વર્ષો માટે વારસાવેરાના દર નીચે પ્રમાણે નક્કી થયા છેઃ–

**ભાગ અ–સંયુક્ત હિંદુ કુટુંબની મિલકતો માટે**

| મિલકત | વેરાનો દર |
|---|---|
| (૧) પહેલા રૂ. ૫૦૦૦૦ | કંઈ નહિ |
| (૨) પછીના રૂ. ૫૦૦૦૦ | ૫ ટકા |
| (૩) પછીના રૂ. ૫૦૦૦૦ | ૭½ ટકા |
| (૪) પછીના રૂ. ૫૦૦૦૦ | ૧૦ ટકા |
| (૫) પછીના રૂ. ૧ લાખ | ૧૨½ ટકા |
| (૬) પછીના રૂ. ૨ લાખ | ૧૫ ટકા |
| (૭) પછીના રૂ. ૫ લાખ | ૨૦ ટકા |
| (૮) પછીના રૂ. ૧૦ લાખ | ૨૫ ટકા |
| (૯) પછીના રૂ. ૧૦ લાખ | ૩૦ ટકા |
| (૧૦) પછીના રૂ. ૨૦ લાખ | ૩૫ ટકા |
| (૧૧) બાકીના પર | ૪૦ ટકા |

**ભાગ બ–સંયુક્ત હિંદુ કુટુંબની ન હોય તેવી મિલકત પર લાગતા દર**

| મિલકત | વેરાનો દર |
|---|---|
| (૧) પહેલા રૂ. ૧ લાખ | કંઈ નહિ. |
| (૨) પછીના રૂ. ૫૦૦૦૦ | ૭½ ટકા |
| (૩) પછીના રૂ. ૫૦૦૦૦ | ૧૦ ટકા |
| (૪) પછીના રૂ. ૧ લાખ | ૧૨½ ટકા |
| (૫) પછીના રૂ. ૨ લાખ | ૧૫ ટકા |
| (૬) પછીના રૂ. ૫ લાખ | ૨૦ ટકા |
| (૭) પછીના રૂ. ૧૦ લાખ | ૨૫ ટકા |
| (૮) પછીના રૂ. ૧૦ લાખ | ૩૦ ટકા |
| (૯) પછીના રૂ. ૨૦ લાખ | ૩૫ ટકા |
| (૧૦) બાકીના પર | ૪૦ ટકા |

**ભાગ ક–હિંદ બહાર નોંધાએલી કું. ના શેરોની મિલકત પર લાગતા દરઃ** પરદેશમાં નોંધાએલી કું. ના શેર મરનાર માણસ પાસે હોય અને તે કંપની હિંદની રહીશ (Resident) તરીકે ગણાઇ હોય તો તેવી કંપનીઓના શેરની કિંમતના રૂ. ૫૦૦૦ પર વારસા વેરો લેવાતો નથી. તેથી વધારે હોય તો ૭½ ટકાનો દર છે.

પાકિસ્તાન જેવા દેશે પણ ૧૯૪૮માં વારસાવેરાનો કાયદો પસાર કરી દુનિયાના બીજા ૫૦ પ્રગતિશીલ દેશોની હરોળમાં પોતાનો નંબર મૂકયો છે. એટલે આપણા દેશમાં પણ મોડે મોડે વારસાવેરો અમલમાં આવ્યો છે એ એક સુરાજ્યની સ્થાપનાનું ચિહ્ન ગણાય.

**આધારઃ** આ માહિતી નડિયાદની 'આર. એસ. દેસાઈ એન્ડ કંપની' નામની, આ વિષયના કાયદાના સલાહકાર તરીકે કામ કરતી, પેઢીના સંચાલક શ્રી. રમણલાલ સોમેશ્વર દેસાઈ બી. એ , બી. કોમ., એમણે તૈયાર કરી આપી છે.

# ૫૪
# ન્યાયપદ્ધતિ

કાયદાને લાગેવળગે છે ત્યાં સુધી મનુષ્યનાં કૃત્યોને બે વિભાગમાં વહેંચી શકાય : (૧) મનુષ્યો વચ્ચેના મિલકત અને પૈસા સંબંધીના વ્યવહારો, (૨) કાયદાએ ગુનાહિત ગણેલાં કૃત્યો.

મિલકત અને પૈસા સંબંધીના વ્યવહારો માટે કરારનો કાયદો (કોન્ટ્રેક્ટ એક્ટ), મિલકતની ફેરબદલીનો કાયદો

(ટ્રાન્સફર ઑફ પ્રોપર્ટી ઍક્ટ), વારસાનો કાયદો (સકસેશન ઍક્ટ), વગેરે કાયદાઓ ઘડવામાં આવ્યા છે. તે ઉપરાંત હિંદુ, જૈન, મુસ્લિમ વગેરેના ધાર્મિક રીતરિવાજો, સિદ્ધાંતો, ફરમાનો વગેરેની પણ જે તે ધર્મની વ્યક્તિની મિલકત અને વારસા ઉપર મહત્ત્વની અસર થાય છે.

માણસનાં કયાં કૃત્યોને ગુનાહિત ગણવાં તેનો નિર્ણય રાજ્યે કરેલા ફોજદારી કાયદા પ્રમાણે કરવામાં આવે છે.

સામાન્યતઃ મિલકત તથા આર્થિક વ્યવહારો અંગે ન્યાયની અદાલતમાં જે મુકદ્દમાઓ કરવામાં આવે છે, તેને દીવાની કેસ અથવા મુકદ્દમા કહે છે.

માણસનાં ગુનાહિત કૃત્યો અંગે ન્યાયની અદાલતમાં જે મુકદ્દમા ઉપસ્થિત થાય છે તેને ફોજદારી કેસ યાને મુકદ્દમા કહે છે.

દીવાની મુકદ્દમા અને ફોજદારી મુકદ્દમા ચલાવવા માટે દીવાની અને ફોજદારી અદાલતો સ્થાપવામાં આવી છે. આ પ્રકરણમાં દીવાની ન્યાયપદ્ધતિ અને ફોજદારી ન્યાયપદ્ધતિ એ બે વિષય જુદા જુદા આ નીચે રજૂ કર્યા છેઃ

## ૧. દીવાની ન્યાયપદ્ધતિ

**ટૂંક ઇતિહાસ :** હાલની ન્યાયપદ્ધતિ બ્રિટિશ અમલનો વારસો છે. ઠેઠ ઇ. સ. ૧૬૨૨થી આ પદ્ધતિભારત દેશમાં દાખલ થઈ છે. મુંબઈ રાજ્યમાં એની શરૂઆત ઈ. સ. ૧૬૬૯થી થઈ હતી. ઈ. સ ૧૮૫૯માં સૌથી પ્રથમ રીતસરનો દીવાની અદાલતનું કામ ચલાવવાનો નિબંધ (કાયદો) કરવામાં આવ્યો અને સને ૧૮૬૩માં મુંબઇની વરિષ્ઠ અદાલતનો (હાઇકોર્ટનો) કાયદો થયો ત્યાં સુધી જરૂર પ્રમાણે ક્રમે ક્રમે કાયદા થતા અને તેના અમલ માટે 'ફરતી અદાલત' મારફતે ન્યાય અપાતો. એ અદાલત 'કોર્ટ ઑફ સર્કિટ' કહેવાતી અને દરેક જિલ્લામાં મુખ્ય મથકે જઈ ન્યાય કરતી.

સને ૧૮૬૩ના કાયદા મુજબ મુંબઈમાં વરિષ્ઠ અદાલત સ્થપાઇ. સને ૧૮૬૯માં મુંબઇ સિવિલ કોર્ટ ઍક્ટ કરવામાં આવ્યો અને તે કાયદા મુજબ દેશમાં ડિસ્ટ્રિક્ટ જજ, ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ જજ, આસિસ્ટન્ટ ડિસ્ટ્રિક્ટ જજ, ફર્સ્ટ ક્લાસ સબ જજ અને સેકન્ડ ક્લાસ સબ જજની અદાલતો સ્થાપવામાં આવી.

સને ૧૯૨૦ પહેલાં ખેડા જિલ્લાને મહેસૂલી જિલ્લા તરીકે અલગ જિલ્લો ઘણાં વર્ષોથી બનાવવામાં આવ્યો હતો. પરંતુ આ જિલ્લો મુખ્યત્વે ખેતીપ્રધાન હોવાને કારણે, તેમાં દીવાની કામ ઝાઝું નહોતું. તેથી અમદાવાદના ડિસ્ટ્રિક્ટ જજ ખેડા જિલ્લાના પણ ડિસ્ટ્રિક્ટ જજ તરીકે કામ કરતા હતા. આ સમયમાં ખેડા જિલ્લામાં કોઇ પણ જગાએ રૂ. ૫૦૦૦થી ઉપરની કિંમતનો દાવો કરવો હોય તો તે દાવો અમદાવાદના ફર્સ્ટ ક્લાસ સબ જજ સાહેબની અદાલતમાં કરવો પડતો. પરંતુ રૂ. ૫૦૦૦ સુધીની કિંમતના દાવા સાંભળવા માટે તે સમયમાં નડિયાદ, ઊમરેઠ, બોરસદ, ખેડા, કપડવણજમાં દરેક સ્થળે એક સેકન્ડ ક્લાસ સબ જજની અદાલત સ્થાપવામાં આવી હતી. અને આ પાંચ અદાલતોની વચ્ચે તે વખતનો આખો ખેડા જિલ્લો મોટા ભાગે વહેંચી નાખી દરેક કોર્ટની હકુમત નક્કી કરવામાં આવી હતી. તે ઉપરાંત સ્મૉલ કૉઝ દાવાઓ એટલે કે થોડી કિંમતના દાવાઓનો નિકાલ કરવા માટે થોડાં વર્ષો સુધી, અમદાવાદથી એક જજ દરેક મહિને અમુક દિવસે નડિયાદ આવતા. આ પ્રમાણેની આ પાંચે અદાલતોને રૂ ૫૦૦૦ની કિંમત સુધીના લેણાના અગર તો તેટલી કિંમતની મિલકતના તમામ દીવાની દાવા સાંભળવા અને તેનો નિકાલ કરવા માટેનો અધિકાર હતો. હાલમાં આ અદાલતને સિવિલ જજ (જૂનિયર ડિવિઝન) નામ કાયદામાં આપેલ છે અને તેમની હકુમત રૂ. ૫૦૦૦થી વધારી રૂ ૧૦,૦૦૦ની કરી છે. સને ૧૯૨૦માં નડિયાદમાં ખેડા જિલ્લા માટે પ્રથમ વર્ગની અદાલત (ફર્સ્ટ ક્લાસ કોર્ટ) સ્થાપવામાં આવી અને તે અદાલતને ખેડા જિલ્લા ઉપરાંત પંચમહાલ જિલ્લાની પણ ફર્સ્ટ ક્લાસ સબ જજની અદાલત કાયદા મુજબ ગણવામાં આવી. આ રીતે ખેડા અને પંચમહાલ જિલ્લા માટે એક જ ફર્સ્ટ ક્લાસ સબ જજની અદાલત અસ્તિત્વમાં આવી અને ત્યારથી અમદાવાદની પ્રથમ વર્ગની અદાલતમાં આ અદાલતની હકુમતવાળા દાવા માટે જવનું બંધ થયું. સને ૧૯૩૮ની સાલમાં પંચમહાલને માટે પણ એક પ્રથમ વર્ગની અદાલત સ્થાપવામાં આવી. તેથી નડિયાદની પ્રથમ વર્ગની અદાલતને ફક્ત ખેડા જિલ્લા ઉપર જ હકુમત રહી. અત્યારે અમલમાં છે તે કાયદા મુજબ આ પ્રથમ વર્ગની અદાલતનું કાયદેસર નામ 'ફર્સ્ટ ક્લાસ સબજજની કોર્ટ'ને બદલે સિવિલ જજ [સિનિયર ડિવિઝન]ની કોર્ટ કહેવામાં આવે છે, એને તેની હકુમત રૂ. ૫૦૦૦ને બદલે રૂ. ૧૦,૦૦૦ ઉપરના ગમે તેટલી રકમના દાવા સાંભળવાની છે.

સને ૧૯૨૬ના જાન્યુઆરી માસમાં નડિયાદમાં ખેડા જિલ્લા માટે ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજની અદાલતની સ્થાપના કરવામાં આવી અને ખેડા [illegible]

ામ માટે અમદાવાદ જિલ્લામાંથી છૂટો પાડવામાં આવ્યો, યારથી આ જિલ્લા માટે ડિસ્ટ્રિક્ટ કોર્ટ કામ કરે છે.



ડિસ્ટ્રિક્ટ ઍન્ડ સેશન્સ કોર્ટ—નડિયાદ

વડોદરા રાજ્યનું તથા વાડાશિનોર, ખંભાત વગેરે દેશી રાજ્યોનું વિલીનીકરણ થયા બાદ ખેડા જિલ્લામાં સેકન્ડ કલાસ સબ જજની પેટલાદ, ખંભાત અને વાડાશિનોરની અદાલતોનો વધારો થયો છે.

**હાલની અદાલતો :** ખેડા જિલ્લામાં આવેલી જુદી જુદી અદાલતોને નીચે મુજબ ન્યાયનું કામ કરવાની સત્તા અને અધિકાર છે :—

**(૧) ડિસ્ટ્રિક્ટ જજ :** જિલ્લામાં આવેલ તમામ દીવાની અદાલતો ડિસ્ટ્રિક્ટ જજના તાબામાં છે અને ડિસ્ટ્રિક્ટ જજની અદાલત ડિસ્ટ્રિક્ટ કોર્ટ કહેવાય છે. આખા જિલ્લામાં તમામ પ્રકારનાં દીવાની કામ કરવા માટે આ અદાલતને હકુમત અને સત્તા છે અને તે એકલી જ અદાલત આ આ જિલ્લામાં અસલ દીવાની હકુમતવાળી મુખ્ય અદાલત છે.

ડિસ્ટ્રિક્ટ જજના તાબાની દીવાની અદાલતોને જે દીવાની કેસો ચલાવવાની સત્તા છે તે સત્તાઓ ડિસ્ટ્રિક્ટ જજને પણ છે. પરંતુ કાયદામાં એવું નિર્દિષ્ટ કરવામાં આવ્યું છે કે જે કેસો ચલાવવાની સત્તા ડિસ્ટ્રિક્ટ જજના તાબા નીચેની અદાલતોને છે તે કેસો ડિસ્ટ્રિક્ટ જજે નહિ ચલાવવાનાં જે તે અદાલતોએ જ ચલાવવાના હોય છે.

કેટલાક દીવાની દાવા ચલાવવાની સત્તા ડિસ્ટ્રિક્ટ કોર્ટને જ છે. દા. ત. છૂટા છેડાના દાવા, કોપીરાઈટના દાવા, ઈંડિયન કંપનીઝ એક્ટ મુજબનાં કેટલાંક પ્રોસીડિંગ્ઝ વગેરે. તે ઉપરાંત ગાર્ડિયન અને વોર્ડ્ઝ એક્ટ, લ્યુનસી એક્ટ અને ઈંડિયન ટ્રસ્ટ એક્ટની કલમ ૭૩, અને ૭૪ પ્રમાણેની અરજીઓ પણ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં જ થઈ શકે. અમુક સંજોગોમાં વારસા સર્ટિફિકેટ, લેટર્સ ઑફ ઍડમિનિસ્ટ્રેશન, અને વિલનું પ્રોબેટ આપવાની સત્તા ડિસ્ટ્રિક્ટ કોર્ટને જ હોય છે.

ઉપર જણાવેલાં કામો કરવાની સત્તા ઉપરાંત સિવિલ જજ (જૂનિયર ડિવિઝન)ની અદાલતના ફેંસલા ઉપર તમામ અપીલો સાંભળવાની અને તેનો નિકાલ કરવાની સત્તા પણ ડિસ્ટ્રિક્ટ કોર્ટની છે. સિવિલ જજ (જૂનિયર ડિવિઝન) રેન્ટ ઍક્ટ યાને ભાડા નિયમધારા મુજબ જે ફેંસલા કરે તે ફેંસલા ઉપર પણ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં અપીલ કરી શકાય છે.

મ્યુનિસિપાલિટી તેમજ ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડની ચૂંટણી બાબતનો નિકાલ કરવાની સત્તા પણ ડિસ્ટ્રિક્ટ જજને છે. તેમજ ખેડા જિલ્લામાં આવેલી રેલવેની મિલકત ઉપર મ્યુનિસિપાલિટી કર લેવાની આકારણી કરે અને તે બાબતમાં રેલવે અને મ્યુનિસિપાલિટીની વચ્ચે મતભેદ પડે તો તે બાબતનો નિકાલ કરવાની સત્તા ડિસ્ટ્રિક્ટ જજને છે.

**(૨) ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ જજ અગર આસિસ્ટંટ** ડિસ્ટ્રિક્ટ જજની ખેડા જિલ્લામાં કાયમની અદાલત સ્થાપવામાં આવી નથી. પણ જ્યારે કામ વધારે છે એમ જણાય ત્યારે ડિસ્ટ્રિક્ટ જજને મદદ કરવા માટે ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ જજ અગર તો આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ જજની નિમણૂક કરવામાં આવે છે. ઍડિશનલ ડિસ્ટ્રિક્ટ જજ અગર આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ જજને લગભગ ડિસ્ટ્રિક્ટ જજ જેટલા અધિકાર છે. પરંતુ ડિસ્ટ્રિક્ટ જજ જે કામ તેમની કોર્ટમાં મોકલે તે કામ તેમને કરવાનું હોય છે. કામ લેવાની સીધી સત્તા તેમને હોતી નથી. વળી જો તેઓને મ્યુનિસિપલ ચૂંટણી અગર ડિસ્ટ્રિક્ટ લોકલ બોર્ડની ચૂંટણીની તકરાર સાંભળવાની ખાસ સત્તા આપવામાં આવી હોય તો જ તે સાંભળી શકાય, નહિ તો તે સાંભળવાની તેમને સત્તા નથી.



દીવાની અદાલત—નડિયાદ

**(૩) સિવિલ જજ [સિનિયર ડિવિઝન] :** સિવિલ જજ (સિનિયર ડિવિઝન)ની અદાલત ફક્ત નડિયાદમાં આવેલી છે, અને આ અદાલતને અસલ સાધારણ હકુમત રૂા. ૧૦,૦૦૦ની છે. પરંતુ તે ઉપરાંત ગમે તેટલી કિંમતના આખા જિલ્લાના દાવા સાંભળવાને તેને હકુમત અને અધિકાર છે. તે ઉપરાંત રૂા. ૫૦૦ના અગર તેથી વધારે કિંમતના એટલે કે રૂા. ૫૦૦થી રૂા. ૧,૦૦૦ સુધીના દાવા સાંભળવાની ખાસ સત્તા જો તેને આપવામાં આવી હોય તો તે દાવા પણ તે સાંભળે છે. તે ઉપરાંત વારસા સર્ટિફિકેટ, લેટર્સ ઓફ એડમિનિસ્ટ્રેશન તથા વિલનું પ્રોબેટ આપવાની, નાદારીના કાયદા મુજબ નાદારીની અરજી સાંભળવાની, નાદાર ઠરાવવાની તથા નાદારને છેલ્લો છુટકારો આપવાની સત્તા આ અદાલતને છે. જો ડિસ્ટ્રિક્ટ જજ લેન્ડ એકવીઝિશન કાયદા મુજબનાં કામ આ અદાલતને મોકલી આપે તો તે કામનો નિકાલ કરવાની સત્તા પણ એને આપવામાં આવી છે. સરકાર અગર તો સરકારના અમલદાર સામે દાવો ગમે તેટલી રકમનો હોય છતાં આખા જિલ્લામાંથી તેવા દાવા સાંભળવાની સત્તા ફક્ત આ અદાલતને જ છે. હાલ નડિયાદમાં એક સિવિલ જજ (સિનિયર ડિવિઝન)ની અદાલત છે અને બીજી જોઈન્ટ સિવિલ જજ, સિનિયર ડિવિઝનની અદાલત છે.



સિવિલ કોર્ટ–ખેડા

**(૪) સિવિલ જજ, જૂનિયર ડિવિઝન:** ખેડા જિલ્લામાં નડિયાદ, કપડવણજ, ખેડા, આણંદ, ઊમરેઠ, વાડાશિનોર, બોરસદ, પેટલાદ, ખંભાતમાં સિવિલ જજ (જૂનિયર ડિવિઝન)ની અદાલતો આવેલી છે. આ તમામ અદાલતોના ન્યાયાધીશોને રૂા. ૧૦,૦૦૦ સુધીની કિંમતના તમામ દીવાની દાવા સાંભળવાનો અધિકાર છે. અને જો સ્મોલ કોઝના દાવા સાંભળવાની સત્તા આપવામાં આવી હોય તો તે દાવાનો પણ તે અદાલત નિકાલ કરે છે. આ અદાલતોના સ્મોલ કોઝ દાવા સિવાયના તમામ ફેંસલા સામે ડિસ્ટ્રીક્ટ કોર્ટમાં જ અપીલ કરી શકાય છે. આ કોર્ટની હકુમતના ગામ અગર ગામોને જો ભાડાનિયમન કાયદો લાગુ કરવામાં આવ્યો હોય તો એ કાયદાની રૂએ કરવામાં આવતા તમામ દાવા સાંભળવાની સત્તા તે આપવામાં આવી છે.



સિવિલ કોર્ટ–પેટલાદ

**દાવા અરજીનો નમૂનો: ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં:** દાવાની અરજી નીચેની રીતે લખાય છે:- ખેડા જિલ્લાના મે. ડિસ્ટ્રિક્ટ જજ સાહેબની કોર્ટમાં મુ. નડિયાદ

દી. મુ નં. સાલ

ઉ. આશરે વર્ષ. ધંધો. રહેવાસી

વાદી: — —

વિરુદ્ધ

પ્ર. વાદી: — —

દાવો રૂા. —

અમો વાદી ...

સિવિલ જજ (સિનિયર ડિવિઝન) ...

નડિયાદના ...

કોર્ટમાં

ઉ. આશરે વર્ષ

વાદી : —

વિરુદ્ધ

પ્રા વાદી — — —

અમો વાદી નમ્રતાપૂર્વક જણાવીએ છીએ કે

**સિવિલ જજ જૂનિયર ડિવિઝનની કોર્ટમાં :**

નડિયાદના મે સીવીલ જજ (જુનિયર ડિવિઝન) સાહેબની કોર્ટમાં ઠા મુ ન સાલ

ઉ આશરે વર્ષ વધો રહેનારા

વાદી — — —

વિરુદ્ધ

પ્રા વાદી — — —

દાવો ર નો

અમો વાદી નમ્રતાપૂર્વક જણાવીએ છીએ કે

આવી રીતે દાવા અરજીનુ મથાળુ કરવાનુ હોય છે અને દાવાનો ફેસલો થાય ત્યાં સુધીમાં વચ્ચે જે કઈ અરજીઓ આપવી પડે તે દરેકના ઉપર પણ મથાળુ આ મુજબ કરવામાં આવે છે

**દાવા અરજી દાખલ કરવાનો વિધિ :** દીવાની અદાલતમાં દાવો દાખલ કરતી વખતે અદાલતના મુખ્ય કારકુન તે દાવા અરજી બરાબર તપાસી લે છે જો દાવા અરજી ઉપર કાયદા મુજબની જરૂરી ફીનો સ્ટેમ્પ અગર કાગળ ન વપરાયો હોય તો તે દાવો કરનાર વાદીને અગર તેના વકીલને બોલાવીને તે બાબત ખુલાસો માગવામાં આવે છે જો સંતોષકારક ખુલાસો કરવામાં આવે તો દાવાનો નંબર પાડી દાવાના રજિસ્ટરમાં તેને નોંધવામાં આવે છે તેવી જ રીતે જો કોઈ દાવો પ્રાથમિક દષ્ટિએ મુદતમાં નથી એમ લાગે તો તે બાબત ખુલાસો માગવામાં આવે છે, અને તે પછી તે દાવો દાખલ કરવામાં અને નોંધવામાં આવે છે

**સમન્સ :** દાવો દાખલ થાય એટલે તેને લગતા પ્રતિવાદી ઉપર સમન્સ (હાજર રહેવાનો હુકમ) કાઢવામાં આવે છે સમન્સ કાઢવાનો હુકમ થયેથી, 'સમન્સ ભથ્થા' માટે નક્કી કરેલા દર મુજબ વાદીએ સ્ટેમ્પ આપવો પડે છે અને તે પ્રમાણે સ્ટેમ્પ આપેથી કોર્ટના નાજર તે સમન્સ પ્રા વાદી (પ્રતિવાદી)ને બજાવવા માટે બેલિફને સોંપે છે કેટલીક વખત રજિસ્ટર્ડ પોસ્ટથી પણ સમન્સ મોકલવામાં આવે છે જે અદાલતમાં દાવો દાખલ થયો હોય તે અદાલતનુ નામ, દાવાનો નંબર, પક્ષકારનાં નામ અને પ્રા વાદીએ અદાલતમાં હાજર થવાની તારીખ એ વિગતો સમન્સમાં જણાવવામાં આવે છે જો એ પ્રમાણે પ્રા વાદી હાજર ના થાય તો શું પરિણામ આવશે તે પણ એમાં જણાવવામાં આવે છે સમન્સની સાથે દાવા અરજીની નકલ પણ હોય છે તે પ્રા વાદીને આપવાની હોય છે અને પ્રા. વાદીને જે સમન્સ બજાવવામાં આવે તે સમન્સ ઉપર બેલિફ સમન્સ કેવી રીતે બજાવવામાં આવ્યો છે તે બાબત નોંધ કરે છે અને કરેલા નોંધના ખરાપણા બાબત તે પ્રતિજ્ઞા કરે છે એ પ્રમાણે વિધિ કર્યા પછી પ્રા વાદીને સમન્સની નકલ તથા દાવા અરજીની નકલ આપવામાં આવે છે

મુખ્યત્વે પ્રા વાદીને પોતાને જ રૂબરૂમાં સમન્સ બજાવવામાં આવે છે, પરંતુ જો પ્રા વાદી જાતે બેલિફને ના મળે તો પ્રા વાદીના ઘરના પુખ્ત વયના શખ્સને અગર પ્રા વાદી તરફથી સમન્સ લેવાના યોગ્ય અધિકારવાળા શખસને સમન્સ બજાવવામાં આવે છે કોઈ પ્રા વાદી સમન્સ નહિ લેવાના ઇરાદાથી નાસતો ફરે છે એવો જો બેલિફ રિપોર્ટ કરે અને કોર્ટને તે રિપોર્ટ ખરો છે એમ લાગે તો વાદીની અરજ ઉપરથી પ્રા વાદીના રહેવાના સ્થળે સમન્સ ચોડવાનો હુકમ કરવામાં આવે છે તે હુકમની રૂએ બેલિફ પ્રા વાદીના રહેવાના સ્થળે સમન્સ ચોંટાડે તો તે સમન્સ પ્રા વાદીને કાયદેસર બજ્યો છે એમ ગણવામાં આવે છે

જો સમન્સ રજિસ્ટર્ડ પોસ્ટથી મોકલવામાં આવેલ હોય તો તે પોસ્ટ પહોંચ્યા બદલની પાવતી ઉપર ટપાલી પ્રા વાદીની સહી લે છે આ રીતે સમન્સ બજ્યો હોવા છતાં પ્રા૦ વાદી જો અદાલતમાં ઠરેલી તારીખે હાજર ના થાય અને વાદી પ્રા વાદી ઉપર સમન્સ બજ્યો છે તેવુ જજ સમક્ષ પ્રતિજ્ઞાપૂર્વક લેખિત જણાવે (એફિડેવીટ કરે) તો તે સમન્સ કાયદેસર બજ્યો છે એમ ગણવામા આવે છે

કેટલીક વખત વાદી પ્રા વાદીનુ સરનામુ ન જાણતા હોય છતાં દાવો કરે તે વખતે વાદી અદાલતને અરજ કરીને પ્રા વાદી જે ઠેકાણે તેમની જાણ મુજબ છેલ્લામાં છેલ્લા રહેતા હતા તે સ્થળે સમન્સનો કાગળ ચોંટાડીને સમન્સ બજાવવાનો હુકમ મેળવી શકે છે કેટલીક વખત કોર્ટ વર્તમાનપત્રોમાં વાદીના ખર્ચે જાહેરખબર પ્રસિદ્ધ કરવાનો હુકમ કરે છે આ રીતે પણ સમન્સનો અમલ થયો ગણવામાં આવે છે

**દાવાની સુનાવણી :** પ્રા વાદીને સમન્સ બજ્યા બાદ સમન્સમાં જે તારીખની મુદત જણાવવામાં આવી હોય તે મુદતે પ્રા વાદી જાતે અગર તો યોગ્ય રીતે માહિતગાર કરેલા વકીલની મારફતે હાજર થઈ દાવાનો જવાબ યાને પોતાનુ

બચાવનામું અદાલતમાં રજૂ કરે છે. આ પ્રમાણે પ્રા. વાદીનો જવાબ અદાલતમાં રજૂ થયા બાદ બંને પક્ષને જો કંઈ પણ દસ્તાવેજી પુરાવો અદાલતમાં રજૂ કરવો હોય તો તે કરવા માટે તે દાવાની બીજી મુદત ઠરાવવામાં આવે છે. અને તે તારીખે બંને પક્ષકારોને જો દસ્તાવેજી પુરાવો રજૂ કરવો હોય તો તે રજૂ કરે છે. ત્યાર બાદ દાવાનું કામ ચલાવવા દાવામાં ઊભા થતા મુદ્દાઓ કાઢવા માટે બીજી મુદત ઠરાવવામાં આવે છે અને તે મુદતે મુદ્દા નક્કી કરવામાં આવે છે.

ઉપર પ્રમાણે મુદ્દા નક્કી કર્યા બાદ તે દાવો પુરાવા ઉપર એટલે કે સુનાવણી ઉપર રાખવામાં આવે છે. સુનાવણીને દિવસે જો કાઢેલા મુદ્દા પૈકી કોઈ પણ મુદ્દાને સાબિત કરવાનો બોજો કાયદેસર રીતે વાદીને શિર હોય તો વાદીને પોતાનો પુરાવો આપવાની શરૂઆત કરવી પડે છે 'પરંતુ આ સમયે વાદી કોર્ટને અરજ કરી શકે છે કે અમુક મુદ્દાઓ અંગેનો પોતાનો પુરાવો પોતે પ્રા. વાદીનો પુરાવો થઈ રહ્યા બાદ આપશે.

પુરાવાના દિવસ પહેલાં જો કોઈ પણ પક્ષકારને એટલે કે વાદીને અગર પ્રા. વાદીને પોતાના સામા પક્ષને પ્રશ્નો પૂછવા હોય તો તે પ્રશ્નોની યાદી અરજી સાથે કોર્ટને આપવામાં આવે છે. તે પ્રશ્નો પૈકી જેટલા પ્રશ્ન દાવા અંગે પૂછી શકાય તેવા કોર્ટને લાગે તેટલા પ્રશ્નોનો જવાબ આપવાનો હુકમ કરવામાં આવે છે. તેમજ જો કોઈ પક્ષકાર સામા પક્ષકાર પાસે દાવાને લગતા કયા કયા દસ્તાવેજી પુરાવા યાને લેખિત પુરાવા છે તે જાણવા ઇચ્છતા હોય તો તે માગી શકે છે. તે ઉપરથી સામા પક્ષકાર પોતાની પાસે જે જે દસ્તાવેજી પુરાવા હોય તે પ્રતિજ્ઞા ઉપર જણાવે છે તે પછી જે તે પક્ષકારને સામા પક્ષ પાસેનો જે દસ્તાવેજી પુરાવો પોતાના દાવાને સમર્થન કરે એવો લાગે તે પુરાવો તે રજૂ પણ કરાવી શકે છે; તેમજ રજૂ કરેલા દસ્તાવેજી પુરાવા અને ચોપડા વગેરે જોવા માગી શકે છે અને કોર્ટનો હુકમ મેળવી તેની નકલ પણ કરી શકે છે.

**ફેંસલો:** પુરાવાના દિવસે બંને પક્ષોનો પુરાવો લેવામાં આવે છે અને પુરાવો બંધ થયા બાદ બંને પક્ષના વકીલો સામસામી દલીલો કરે છે. ત્યાર બાદ અદાલત પોતાનો નિર્ણય બાંધી, તરત જ ફેંસલો (જજમેન્ટ) આપે છે અગર પોતાની અનુકૂળતાએ ફેંસલો લખીને ઉઘાડી કોર્ટમાં તે જાહેર કરે છે, અને તે ઉપર સહી કરે છે. જ્યાં સુધી અદાલતે ફેંસલા ઉપર સહી ન કરી હોય ત્યાં સુધી તે તેમાં ફેરફાર અને સુધારાવધારા કરી શકે છે. પણ એક વખત ફેંસલા ઉપર સહી કર્યા બાદ તે ફેસલામાં અદાલત કાયદા મુજબ કંઈ પણ ફેરફાર કરી શકે નહિ. અદાલતે ફેંસલો આપ્યો હોય તેના આધારે હુકમનામું કાઢવામાં આવે છે. અને જે પક્ષકારના લાભમાં હુકમનામું થયું હોય તે પક્ષકાર જીત્યા ગણાય છે.

**કરારદાદ:** કેટલીક વખત પક્ષકારો અદાલત ફેંસલો આપે તે અગાઉ અરસપરસ સમજીને પોતાની તકરારોનો નિકાલ કરે છે. એ રીતે કરેલા નિકાલનું લેખિત 'કરારદાદ' કરી બંને પક્ષ તેના ઉપર સહીઓ કરે છે. પછી તે કરારદાદ મુજબ દાવાનું હુકમનામું કરવા તેઓ અદાલતને વિનંતી કરે છે. તે નિકાલ બને પક્ષકારોએ સમજીને કર્યો છે એવી અદાલતને ખાતરી થાય તો તે કરારદાદ મુજબ હુકમનામું કરવાનો હુકમ કરવામાં આવે છે. કરારદાદથી જે હુકમનામું થયું હોય તે હુકમનામાની વિરુદ્ધ કોઈ પણ પક્ષકારને અપીલ કરવાનો અધિકાર નથી. પરંતુ અદાલતના ફેંસલામાં ઉપરથી થયેલા હુકમનામા વિરુદ્ધ અપીલ કરી શકાય છે

**પક્ષકારો ગેરહાજર હોય ત્યારે:** પુરાવાની મુદતે દાવો કરનાર વાદી જો હાજર ન રહે અને અદાલતને તેની ગેરહાજરીનું કારણ વાજબી ના લાગે તો તે દાવો કાઢી નાખવામાં આવે છે. આવા સમયે જો પ્રા. વાદી વાદીનો દાવો કબૂલ કરે તો તે કબૂલત મુજબ વાદી ગેરહાજર હોવા છતાં હુકમનામું વાદીના લાભમાં કરવામાં આવે છે. વળી જો વાદી વાજબી કારણસર ગેરહાજર રહ્યા હોય અને ફરીથી હાજર થઈ અદાલતને એની ખાતરી કરી આપી દાવો ફરી ફાઇલ ઉપર લેવા અરજ કરે તો અદાલત પ્રા. વાદી ઉપર ફરીથી નોટીસ કાઢી તે દાવો ફરી ફાઇલ ઉપર લે છે અને જાણે વાદી ગેરહાજર રહ્યા નહોતા એમ ગણી તે દાવમાં બને પક્ષનો પુરાવો લઈ નિર્ણય કરી ફેંસલો આપે છે.

પુરાવો આપવાની મુદતે જો વાદી હાજર હોય અને પ્રા. વાદી હાજર ન હોય તો પ્રા. વાદીની ગેરહાજરીમાં વાદીનો પુરાવો સાંભળી તે પુરાવા ઉપરથી યોગ્ય લાગે તેવો ફેંસલો અદાલત આપે છે. પરંતુ પાછળથી જો પ્રા. વાદી પોતે ગેરહાજર રહેવાનું વાજબી અને પૂરતું કારણ બતાવી શકે, તો અદાલત વાદી ઉપર નોટિસ કાઢી, વાદીનું કહેવું

સાંભળી, પ્રા. વાદીની ગેરહાજરીમાં કરેલું હુકમનામું રદ કરી, બંને પક્ષનો પુરાવો સાંભળી દાવાનો ફેંસલો કરે છે.

**હુકમનામા ઉપરથી વસૂલાત :** કેસમાં થયેલા હુકમનામા પ્રમાણે જવાબદાર પક્ષ અમલ કરે નહિ, તો તે હુકમનામા ઉપરથી સામો પક્ષકાર દરખાસ્ત ભરી અદાલત મારફતે હુકમનામાનો અમલ કરાવે છે. આ પ્રમાણે કરેલ અમલને 'હુકમનામાની બજવણી કરી' એમ કહેવામાં આવે છે. જો કોઈ હુકમનામાથી એવો હુકમ કરવામાં આવ્યો હોય કે પ્રા. વાદીએ વાદીને અમુક રકમ તથા દાવાનું ખર્ચ આપવું, અને જો પ્રા. વાદી તે પ્રમાણે તમામ રકમ વાદીને આપે નહિ અગર વાદીને આપવા માટે અદાલતમાં રજૂ કરે નહિ, તો વાદી દરખાસ્ત ભરી પ્રા. વાદીની સ્થાવર યા જંગમ મિલકત જપ્ત કરી, વેચાવી, નાણાં વસૂલ કરવા અદાલતને અરજ કરે. અને અદાલત તે મુજબ બેલિફ મારફતે મિલકત જપ્ત કરી, વેચાવી, ઉપજેલાં નાણાંમાંથી બજાવણી કરનાર દરખાસ્તદારને કાયદેસર લેણાં થતાં નાણાં અપાવે છે.

**અપીલ : ક્યાં થઈ શકે ? :** ઉપર મુજબ અદાલતે ફેંસલો આપી હુકમનામું કર્યું હોય અને તે હુકમનામું જે પક્ષની વિરુદ્ધ થયું હોય તેને તે સંતોષકારક અને વાજબી ના લાગે, તો હુકમનામા વિરુદ્ધ અપીલ કરવાનો તેને હક છે.

સિવિલ જજ (સિનિયર ડિવિઝન) તથા સિવિલ જજ (જુનિયર ડિવિઝન)ની અદાલતોના ચુકાદા સામે સામાન્ય રીતે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં અપીલ થઈ શકે છે. આ બાબતમાં એટલું ધ્યાનમાં રાખવાનું હોય છે કે જો દાવાના વિષયની કિંમત રૂા ૧૦૦૦૦ અગર તેથી ઓછી હોય તો અપીલ ડિસ્ટ્રિક્ટ જજની અદાલતમાં જ કરી શકાય. પરંતુ જો દાવાના વિષયની કિંમત રૂા. ૧૦૦૦૦ ઉપરાંત હોય તો તેની અપીલ સીધી મુંબઈની વરિષ્ઠ અદાલતમાં જ કરી શકાય છે.

લેન્ડ એક્વિઝિશન એક્ટ મુજબ લેવાયેલી જમીનનું કલેક્ટરે આપેલું વળતર જો તે જમીનના માલિકને ઓછું પડતું હોય તો તે સામે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં અરજી કરી શકાય છે. આવી અરજીનો ડિસ્ટ્રિક્ટ જજ ફેંસલો આપે છે. ડિસ્ટ્રિક્ટ જજના આ ફેંસલા સામે સીધી વરિષ્ઠ અદાલતમાં જ અપીલ થઈ શકે છે. ચૂંટણી અંગેના કેસોના ફેંસલા સિવાયના બીજા દીવાની કેસોના ફેંસલા ડિસ્ટ્રિક્ટ જજે કર્યા હોય તો તે ફેંસલાઓ સામે પણ વરિષ્ઠ અદાલતમાં જ અપીલ થઈ શકે છે.

જે કેસમાં કાયદાથી અપીલ કરવાનો હક આપવામાં ન આવ્યો હોય તેવા તમામ કેસોમાં વરિષ્ઠ અદાલતમાં રિવિઝન અરજી કરી શકાય છે. રિવિઝન અરજી એટલે કે કેસને ફરીથી તપાસી જવાની માગણી કરતી અરજી.

જો ડિસ્ટ્રિક્ટ જજે આપેલા ફેંસલાથી કોઈ પક્ષકારને અસંતોષ રહે તો અમુક સંજોગોમાં તેને મુંબઈની વરિષ્ઠ અદાલતમાં બીજી અપીલ કરવાનો હક હોય છે. વરિષ્ઠ અદાલતે કરેલા હુકમનામાથી કોઈ પક્ષકારને અસંતોષ હોય તો તેની વિરુદ્ધ દિલ્હીની સર્વોચ્ચ અદાલતમાં (સુપ્રીમ કોર્ટમાં) અપીલ થઈ શકે છે. પરંતુ જો દાવાના વિષયની કિંમત રૂા. ૨૦૦૦૦ અગર તેથી વધુ હોય અને વરિષ્ઠ અદાલત અપીલ કરવાની પરવાનગી આપે તો જ સર્વોચ્ચ અદાલતને અપીલ થઈ શકે. તે સિવાય સર્વોચ્ચ અદાલતને અપીલ કરી શકાય નહિ.

**એપેલેટ કોર્ટની સત્તા :** જે કોર્ટમાં ઉપર જણાવ્યા મુજબ અપીલ કરી શકાય છે તે બધીને એપેલેટ કોર્ટ કહે છે.

જો એપેલેટ કોર્ટને એમ લાગે કે નીચલી અદાલને હુકમનામું કરી આપવું જોઈતું હતું છતાં તેમ કર્યું નથી, તો તે પોતે હુકમનામું કરી આપી શકે. જો એપેલેટ કોર્ટને એમ લાગે કે નીચલી અદાલતે હુકમનામું કરી આપ્યું છે તે હુકમનામું તેણે કરી આપવું જોઈતું નહોતું, તો એપેલેટ કોર્ટ નીચલી અદાલને કરી આપેલું હુકમનામું રદ કરી શકે છે. જો એપેલેટ કોર્ટને એમ જણાય કે નીચલી અદાલને કરેલું હુકમનામું થોડુંક વાજબી છે અને થોડુંક વાજબી નથી, તો એપેલેટ કોર્ટ વાજબી લાગે તેટલું હુકમનામું બહાલ રાખી, બાકીનું રદ કરી શકે છે.

**અપીલની કાર્યપદ્ધતિ :** કોઈ પક્ષકારને ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં અપીલ કરવી હોય તો તે પક્ષકારે અપીલનો મેમો ઘડવો જોઈએ અને તેમાં નીચેની અદાલતે શી શી ભૂલો કરી છે તથા એ કોર્ટના ફેંસલા સામે શી શી હરકતો છે તે જણાવવું જોઈએ. એ રીતે ઘડેલા અપીલના મેમો ઉપર કાયદેસર જરૂરી સ્ટેમ્પ આપી, હુકમનામાની તથા ફેંસલાની સહી સિક્કાવાળી નકલો સહિત એ મેમો ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં રજૂ કરવો જોઈએ. રજૂ થયેલો અપીલનો મેમો તથા ફેંસલો જોતાં ડિસ્ટ્રિક્ટ જજને યોગ્ય લાગે તો તે અપીલ દાખલ કરવાનો હુકમ કરી સામાવાળા (રિસ્પોન્ડન્ટ) ઉપર નોટિસ કાઢવાનો હુકમ કરે. જો ડિસ્ટ્રિક્ટ જજને એમ લાગે કે અપીલ દાખલ કરવા માટે કંઈ પણ કારણ નથી, તો અપીલ

દાખલ કરવાનો હુકમ નહિ કરતાં અપીલની પ્રાથમિક સુનાવણી કરવા ઉપર તેને રાખવામાં આવે. ઠરાવેલે દિવસે અપીલ કરનારને (એપેલન્ટને) અને જો તેનો વકીલ હોય તો વકીલને સાંભળે, અને તે સુનાવણી ઉપરથી યોગ્ય લાગે તો અપીલ દાખલ કરી સામાવાળા (રિસ્પોન્ડન્ટ) ઉપર નોટિસ કાઢવાનો હુકમ કરે. એ પ્રમાણે સુનાવણી કર્યા બાદ પણ જો અદાલતને અપીલ દાખલ કરવાનું યોગ્ય ના લાગે તો તે અપીલને સામાવાળા ઉપર નોટિસ કાઢયા વિના રદ કરે. આ રીતે રદ કરેલી અપીલને 'સમરિલી' રદ કરેલી અપીલ કહેવાય છે. તેવી જ રીતે વરિષ્ઠ અદાલતમાં પણ જો કોઈ અપીલ રજૂ કરવામાં આવે, તો તે અપીલની પ્રાથમિક સુનાવણી કરવામાં આવે છે. તે ઉપરથી એ અપીલ દાખલ કરવા યોગ્ય લાગે તો અદાલત દાખલ કરે, નહિ તો રદ કરે. આવી રીતે પ્રાથમિક સુનાવણી ઉપરથી જો વરિષ્ઠ અદાલત અપીલ રદ કરે તે તે રદ કરવા માટે ફેંસલો લખીને કંઈ કારણો આપવાની જરૂર હોતી નથી. ફક્ત 'સમરિલી રદ કરવામાં આવે છે', એવો હુકમ કરવામાં આવે છે. પરંતુ ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં સમરિલી રદ કરવામાં આવેલી અપીલમાં પણ રીતસર કારણો આપી ફેંસલો આપવાનો હોય છે.

**અદાલત અને જનતાના સંબંધો :** દરેક અદાલતનો ઓરડો, જ્યાં બેસી ન્યાયાધીશ દાવાની અગર ફરિયાદની અગર અપીલની સુનાવણી કરે છે તે ઓરડો, જાહેર જગા ગણવામાં આવે છે. તે ઓરડામાં ખાસ કોઈ કારણસર અમુક જ માણસો સિવાય બીજા માણસોને દાખલ થવાનો ન્યાયાધીશે પ્રતિબંધ કર્યો ના હોય તો તમામ માણસોને તે ઓરડામાં દાખલ થવાનો હક્ક છે. પરંતુ જો ત્યાં કોઈ શખ્સ ગરબડ કરતો હોય અગર બીજી કોઈ રીતે અસભ્ય વર્તન કરતો હોય તો તેને કાઢી મૂકવાનો અને વાજબી લાગે તો યોગ્ય નશિયત કરવાનો ન્યાયાધીશને હક્ક છે. દાવાના પક્ષકારને પોતે જાતે પોતાના દાવાના કામમાં હાજર રહી પોતાની હકીકત જાહેર કરવાનો અને અદાલત સમક્ષ બોલવાનો હક્ક છે અને ન્યાયાધીશ તે સાંભળવા બંધાયેલા છે. દરેક શખ્સે કોર્ટમાં સભ્યતાપૂર્વક વર્તવું જોઈએ અને જો અદાલતનું અપમાન થાય તેવું વર્તન તે કરે અગર બોલે તો ન્યાયાધીશ તેને શિક્ષા કરી શકે છે. કોઈ પણ પક્ષકારને વકીલ રોકી વકીલ મારફતે પોતાની હકીકત ન્યાયાધીશને કહેવાનો હક્ક છે અને ન્યાયાધીશ તે પક્ષકારના વકીલને સાંભળવા બંધાયેલા છે. જો કોઈ પણ દાવામાં કોઈ પણ પક્ષકારને એમ લાગે કે તે દાવાના કામમાં પોતાના સાક્ષી અદાલતમાં હાજર થતા નથી તો અદાલતને અરજ કરી તે સાક્ષીને અદાલત મારફતે હાજર થવાની ફરજ પાડી શકે. સમન્સ બજ્યા છતાં જો સાક્ષી અદાલતમાં હાજર ન થાય, અને જે પક્ષકારનો તે સાક્ષી હોય તે પક્ષકાર અદાલતને એવી અરજ કરે કે તે સાક્ષીને કેદ કરી અદાલતમાં હાજર થવાની ફરજ પાડો, તો તેવા સમયે અદાલત સાક્ષીને માટે કેદનું વૉરંટ કાઢી તેને પકડી અદાલતમાં હાજર થવાની ફરજ પાડી શકે છે.

**દાવો બીજી અદાલતમાં ફેરવવા બાબત :** જો દીવાની અદાલતના કોઈ પણ કામમાં કોઈ પક્ષકારને એમ લાગે કે તેને બરાબર ન્યાય મળશે નહિ અને જે અદાલતમાં પોતાનું કામ હોય તે અદાલત ઉપર તેનો વિશ્વાસ ના રહે તો તે કામ બીજી કોઈ અદાલતને સોંપવા માટે તે પક્ષકાર ઉપલી અદાલતને અરજી કરી શકે છે. તે પક્ષકારની હકીકત વાજબી જણાય તો તે કામ બીજી અદાલતમાં સુનાવણી માટે મોકલવાનો હુકમ કરવા ઉપલી અદાલત હકદાર છે.

**કાગળોની નકલો મેળવવા બાબત :** પોતાના દાવાના કામમાંથી તથા અપીલમાંથી, જજમેન્ટ, હુકમનામું, અગર તો બીજા જે કાગળો રજૂ થયા હોય તેની સહીસિક્કાવાળી નકલો નિયમ મુજબ થતી નકલફી આપીને મેળવવાનો દરેક પક્ષકારને હક્ક છે. તેટલું જ નહિ, પણ પોતે જેનાં પક્ષકાર ના હોય તેવા કામમાંથી પણ, જજમેન્ટ અગર હુકમનામાની સહીસિક્કાવાળી નકલની પોતાને જરૂર છે એવી એફિડેવિટ ગમે તે માણસ કરે, તો તે માટે નિયમ મુજબની ફી આપી નકલ મેળવવાનો તેને કાયદેસર હક્ક છે.

**દાવાનો તાકીદે નિકાલ કરાવવા બાબત :** કાયદા મુજબ બધા દાવાનો જલદી નિકાલ થાય તે માટે પૂરતી તજવીજ રાખવામાં આવે છે અને જાણી જોઈ દાવાના નિકાલ કરવામાં ઢીલ કરવામાં આવતી નથી. તેથી કોઈ પણ દાવાનો જલદી નિકાલ કરાવવા માટે કોઇ ખાસ વિધિ કાયદામાં જણાવી નથી. પરંતુ જો કોઇ પણ પક્ષકારને ખાસ કારણો જણાવી દાવાનો તાકીદે નિકાલ કરાવવો હોય, તો તે માટે અરજી આપવામાં આવે, અને તે અરજીમાં જણાવેલ કારણ અદાલતને યોગ્ય લાગે તો તે દાવાનો બનતી ઉતાવળે નિકાલ કરવાનો અદાલત હુકમ કરે છે.

**કેટલાક મૂળભૂત સિદ્ધાંતો :** હાલની ન્યાયપદ્ધતિના મૂળભૂત સિદ્ધાંતો કાયદો, વાજબીપણું, ન્યાય અને સદ્‌વૃત્તિ (Law, equity, justice, and good conscience

nce ) ઉપર રચેલા છે. ન્યાયનું કામ ચલાવવાની અમુક પ્રકારની રીતો હોવી જોઇએ, તે માટે સિવિલ પ્રોસિજર કોડ યાને દીવાની કામ ચલાવવાની રીતનો નિબંધ રચવામાં આવ્યો છે. સામાન્ય રીતે જે અદાલતની હકુમતમાં દાવાનું કારણ અંશત: અગર પૂરેપૂરુ ઉત્પન્ન થયું હોય તે અદાલતમાં દાવો થઈ શકે છે અથવા જે અદાલતની હકુમતમાં પ્રા. વ.દી કાયમ રહેતા હોય, કે ધંધો રોજગાર કરતા હોય તે અદાલતમાં પ્રા. વ.દી સામે દાવો થઈ શકે છે. એટલે કે વાદી પોતાને સગવડ પડતી અદાલતમાં દાવો લાવી પ્રા. વાદીને તકલીફમાં મૂકી શકે નહિ, પણ પ્રા. વાદીની જ સગવડ સચવાય એવો સિદ્ધાંત અપનાવવામાં આવ્યો છે.

કાયદામાં એવું વિધાન છે કે દાવાઅરજીમાં કાયદાની હકીકત નહિ જણાવતાં ફક્ત પોતાના દાવાને લગતી હકીકત સંક્ષેપમાં જણાવવી જોઇએ, કે જેથી પોતાની સામે શો દાવો છે તે પ્રા વાદી પૂરેપૂરું સમજી શકે.

કોઈ પક્ષકારે મનાઈ હુકમની દાદ માગી હોય અને તે કામમાં તે પક્ષકારની તરફેણમાં 'ઇક્વિટી' હોવાનું અદાલતને માલૂમ ના પડે, તો તે દાદ તેને આપવી નહિ, એવો સિદ્ધાંત રાખવામાં આવ્યો છે. વળી પ્રતિવાદીએ કરેલા કૃત્ય સામે વાદીને વાંધો હોય, તો તે વાંધો ઉઠાવવાના પોતાના હક્કને આધારે જો વાદી પહેલામાં પહેલી તકે વાંધો ન ઉઠાવે અને પ્રા. વાદીએ તે કૃત્ય વાજબી માનીને કરેલું હોય, તો વાદીને પ્રા. વાદીનું કરેલું કૃત્ય કાઢી નંખાવવાની દાદ આપવી નહિ, એવો સિદ્ધાંત છે. આ રીતે પ્રતિવાદીને આ ન્યાય પદ્ધતિમાં બને એટલું રક્ષણ આપેલું છે.

## (૨) ફોજદારી ન્યાયપદ્ધતિ

સને ૧૮૬૨ પહેલાં ભારતમાં ફોજદારી કેસો બ્રિટિશ ફોજદારી કાયદા પ્રમાણે ચૂકવવામાં આવતા. સને ૧૮૬૨ની ૧લી જાન્યુઆરીથી 'હિંદી ફોજદારી કાયદાનો નિબંધ' (Indian Penal Code) અમલમાં આવ્યો. ત્યારથી ફોજદારી કેસો એ નિબંધની કલમોને આધારે ચૂકવવામાં આવે છે. હિંદી ફોજદારી કાયદાના નિબંધમાં જુદા જુદા ગુનાઓની વ્યાખ્યાઓ તેમજ તે ગુનાઓ માટે શું સજા થઇ શકે તે આપવામાં આવ્યું છે. પરંતુ તે ગુનાઓના કેસો અદાલતમાં કેવી રીતે ચલાવવા તે અંગે 'ફોજદારી કેસો ચલાવવાની કાર્યપદ્ધતિના નિબંધ' (Criminal Procedure Code) માં નિયમો ઘડવામાં આવ્યા છે. કાર્યપદ્ધતિના આ નિયમો હેઠળ જુદી જુદી અદાલતો રચવામાં



ફોજદારી અદાલત-પેટલાદ

આવી છે અને આ અદાલતો વચ્ચે ફોજદારી કેસો ચલાવવાની અને સજા કરવાની સત્તાની વહેંચણી કરવામાં આવી છે.

મુંબઈ રાજ્યમાં અત્યાર સુધી જિલ્લાની બધી ફોજદારી અદાલતોના મેજિસ્ટ્રેટોની તથા સેશન્સ જજની નિમણૂંક રાજ્યની સરકાર દ્વારા થતી. જિલ્લાની ( સેશન્સ અદાલત સિવાયની) બધી ફોજદારી અદાલતો જિલ્લા મેજિસ્ટ્રેટ (કલેક્ટર) ના અધિકાર નીચે હતી. ઉપરાંત રાજ્યનો કારોબાર ચલાવતા અમલદારો ( દા. ત : કલેક્ટર) ને અમુક ફોજદારી સત્તાઓ આપવામાં આવેલી હતી. પરિણામે ન્યાયખાતા ઉપર કારોબારી અમલદારોનો ( એટલે કે રાજ્યની સરકારનો) આડકતરો દાબ રહેતો, અને તેથી કરીને ન્યાયના કાર્યમાં દખલ થવાનો સંભવ રહેતો. આથી કરીને સને ૧૯૫૩થી 'બોમ્બે સેપરેશન ઓફ એક્ઝિક્યુટીવ એન્ડ જ્યુડિશિયરી ફંક્શન્સ એકટ ઓફ ૧૯૫૧' એ નામનો કાયદો કરીને ન્યાયનાં અને કારોબારનાં કાર્યો જુદાં પાડવામાં આવ્યાં છે અને તે પ્રમાણે ફોજદારી કેસોની કાર્યપદ્ધતિના નિબંધમાં ઘટતા ફેરફારો કરવામાં આવ્યા છે.

ન્યાય કારોબારનાં કાર્યોના વિભાગીકરણ બાદ આપણા જિલ્લામાં મુખ્યત્વે ત્રણ પ્રકારની ફોજદારી અદાલતો છે: (૧) પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટોની અદાલતો, (૨) સેશન્સ અદાલત અને (૩) કારોબારી મેજિસ્ટ્રેટોની અદાલતો.

**પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટોની અદાલતો :** સામાન્ય રીતે ખેડા જિલ્લામાં દરેક તાલુકા દીઠ એક પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટ નીમવામાં આવ્યા છે. પરંતુ હાલમાં મહેમદાવાદ અને માતર તાલુકાઓ વચ્ચે પ્રથમ વર્ગના એક જ મેજિસ્ટ્રેટ નીમવામાં આવ્યા છે. એ મેજિસ્ટ્રેટની અદાલત બંને

તાલુકાઓમાં અમુક દિવસના આંતરે ફરતી રહે છે. તે જ પ્રમાણે વાડાશિનોર અને ઠાસરા તાલુકા વચ્ચે પણ પ્રથમ વર્ગના એક જ મેજિસ્ટ્રેટ છે. કેટલાક તાલુકાઓમાં જ્યાં વધારે કામ હોય છે ત્યાં એક કરતાં વધારે પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટો નીમવામાં આવે છે. તેમને પ્રથમ વર્ગના વધારાના મેજિસ્ટ્રેટો કહેવામાં આવે છે. દા: ત: નડિયાદ તાલુકામાં બે વધારાના પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટ છે.

સામાન્યત: પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટો બધા જ ફોજદારી ગુનાઓ ચલાવવાની તથા સજા કરવાની સત્તા ધરાવે છે. પરંતુ, ખૂન, ધાડ, લંચરુશવત જેવા કેટલાક ગુનાઓ માટે પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટને સજા કરવાની સત્તા હોતી નથી. આવા ગુનાઓમાં પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટ ફરિયાદપક્ષ અને અને બચાવપક્ષના સાક્ષીપુરાવા તપાસી કેસ ચલાવે છે અને ગુનો બન્યો છે એવું પ્રથમ દર્શને ન લાગે તો તહોમતદારને છોડી મૂકવાનો હુકમ કરે છે. પરંતુ ગુનો બન્યો છે એવું પ્રથમ દર્શને લાગે તો તહોમતદાર ઉપર તહોમતનામું ઘડી કાઢી આખો યે કેસ સેશન્સ અદાલતમાં ચલાવવા મોકલી આપે છે.

**સેશન્સ અદાલત :** સને ૧૯૨૫ સુધી ખેડા જિલ્લાની અને અમદાવાદ જિલ્લાની ભેગી સેશન્સ અદાલત અમદાવાદ ખાતે હતી. સને ૧૯૨૬થી નડિયાદ ખાતે ખેડા જિલ્લાની અલગ સેશન્સ અદાલત નીમવામાં આવી છે. સામાન્ય રીતે દરેક જિલ્લામાં એક જ સેશન્સ જજ નીમવામાં આવે છે. પરંતુ કેટલાક જિલ્લાઓમાં કામ વધુ હોય તો ત્યાં મદદનીશ સેશન્સ જજ નીમવામાં આવે છે. આવા મદદનીશ સેશન્સ જજની સત્તાઓ લગભગ સેશન્સ જજ જેટલી જ હોય છે પણ સેશન્સ જજ મોકલે તેટલા જ કેસો મદદનીશ સેશન્સ જજે ચલાવવાના હોય છે.

જિલ્લાના બધા પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટો અને મદદનીશ સેશન્સ જજ, સેશન્સ જજના અધિકાર નીચે હોય છે. સેશન્સ જજ તેના અધિકાર નીચેના બધા મેજિસ્ટ્રેટોની અદાલતોની કાર્યપદ્ધતિની તપાસ રાખે છે. કોઈ મેજિસ્ટ્રેટ કેસો ચૂકવવામાં ઢીલ કરતો હોય તો તેને તાકીદ આપે છે.

સેશન્સ જજને પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટ જેટલી જ ફોજદારી સત્તાઓ હોય છે. પરંતુ જે ગુનાઓના કેસ ચલાવવાની સત્તા પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટને હોય છે તે કેસો સેશન્સ જજ ચલાવતા નથી. તે ઉપરાંત ખૂન, ધાડ, જેવા ગુનાઓના કેસ ચલાવવાની સત્તા ફક્ત સેશન્સ જજને જ છે. પણ જો સેશન્સ જજ કોઈ આરોપીને મોતની સજા ફરમાવે તો તે સજાને વરિષ્ઠ અદાલત (High Court હાઈકોર્ટ)ની બહાલી મળવી જરૂરી છે.

ન્યાયનાં અને કારોબારી કાર્યોના વિભાગીકરણ બાદ પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટો અને સેશન્સ જજ તેમની ફોજદારી સત્તાઓ તથા નિમણૂકની બાબતમાં વરિષ્ઠ અદાલતના સીધા કાબૂ હેઠળ છે.

**કારોબારી મેજિસ્ટ્રેટો :** સામાન્ત : રાજ્યના જે કારોબારી અમલદારોને ફોજદારી સત્તાઓ આપવામાં આવી હોય છે તેમને કારોબારી (Executive) મેજિસ્ટ્રેટ કહેવામાં આવે છે. ખેડા જિલ્લામાં બે પ્રકારના કારોબારી મેજિસ્ટ્રેટો છે : (૧) તાલુકા મેજિસ્ટ્રેટો, (૨) જિલ્લા મેજિસ્ટ્રેટ.

**તાલુકા મેજિસ્ટ્રેટો :** સામાન્ય રીતે તાલુકાના મામલતદારોને તેમની વ્યક્તિગત લાયકાતો (Qualification) ઉપર કેટલીક ફોજદારી સત્તાઓ આપવામાં આવે છે. તેમને તાલુકા મેજિસ્ટ્રેટો કહેવામાં આવે છે. ન્યાય અને કારોબારનાં કાર્યોના વિભાગીકરણના કાયદા વડે સુધારવામાં આવેલા ફોજદારી કેસોની કાર્યપદ્ધતિના નિબંધ પ્રમાણે તાલુકા મેજિસ્ટ્રેટને નીચે પ્રમાણે અમુક મર્યાદિત સત્તાઓ આપવામાં આવી છે : (૧) તાલુકા મેજિસ્ટ્રેટની હાજરીમાં જ કોઈ શખસ ગુનો કરતો હોય તો તાલુકા મેજિસ્ટ્રેટ તેની ધરપકડ કરી શકે છે. (૨) કોઈ રીઢા ગુનેગારની ધરપકડ કરી શકે છે. (૩) કોઈ શખસે બીજા શખસની ગેરકાયદેસર અટકાયત કરી હોય અથવા ગુના અંગેની કોઈ ચીજ અથવા દસ્તાવેજ કોઈ શખસના કબજામાં હોય તો તે શખસની તથા તેના ઘરની તપાસ કરવા માટે તાલુકા મેજિસ્ટ્રેટ જડતીનું વોરન્ટ કાઢી શકે છે. (૪) જાહેર જગ્યાએ અથવા બીજે સ્થળે ભેગી થયેલી ગેરકાયદેસર મંડળીને લશ્કરી અથવા પોલીસબળથી વિખેરી નાખી શકે છે. (૫) જાહેર સુખાકારી અને આરોગ્યની વિરુદ્ધનાં કૃત્યોને અટકાવી શકે છે. (૬) જો કોઈ શખસ બીજા શખસ સાથે સુલેહશાંતિનો ભંગ કરતો હોય તો તાલુકા મેજિસ્ટ્રેટ સુલેહભંગ કરનાર શખસના જામીન લઈ શકે છે, વગેરે.

**જિલ્લા મેજિસ્ટ્રેટ :** જિલ્લાના કલેક્ટરને જિલ્લા મેજિસ્ટ્રેટ પણ કહેવામાં આવે છે. તેઓને તાલુકા મેજિસ્ટ્રેટોની સત્તા ઉપરાંત પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટની સત્તાઓ હોય છે. જાહેર સલામતી અંગેના ફરમાનો જિલ્લા મેજિસ્ટ્રેટની સહીથી બહાર પાડવામાં આવે છે. પરંતુ જિલ્લા મેજિસ્ટ્રેટને ન્યાય કરવાનું કામ સોંપવામાં આવ્યું નથી.

**ઓનરરી મેજિસ્ટ્રેટો :** પ્રથમવર્ગના અને કારોબારી મેજિસ્ટ્રેટો સિવાય જિલ્લામાં માનદ મેજિસ્ટ્રેટો નીમવામાં આવ્યા છે તે 'ઓનરરી મેજિસ્ટ્રેટો' કહેવાય છે પહેલાં ઓનરરી મેજિસ્ટ્રેટોને ફોજદારી સત્તાઓ આપવામાં આવતી હતી. પરંતુ હવે તેમને ફક્ત એટેસ્ટેશનની સત્તા આપવામાં આવી છે. દા. ત. (૧) વેપારી પેઢીઓને રજિસ્ટર કરવા માટે જે પત્રક ભરવામાં આવે છે તેની ઉપર સહી કરનાર માણસને પોતે ઓળખે છે અને તેણે તેની સહી પોતાની રૂબરૂમાં કરી છે એવું મતું ઓનરરી મેજિસ્ટ્રેટ કરી શકે છે. (૨) વીમા અંગે ભરવાનાં ફોર્મ ઉપર તેઓ ઓળખાણનું મતું આપી શકે છે. (૩) પાસપોર્ટ કઢાવવાની અરજી કરનાર માણસને પોતે ઓળખે છે એવું મતું તેઓ કરી શકે છે વગેરે.

**અપીલો :** પ્રથમવર્ગના મેજિસ્ટ્રેટ તથા તાલુકા મેજિસ્ટ્રેટના ચુકાદા સામે સેશન્સ અદાલતમાં અપીલ થઈ શકે છે સેશન્સ જજ અને મદદનીશ સેશન્સ જજના ચુકાદા સામે વરિષ્ઠ અદાલતને અપીલ થઈ શકે છે.

કેટલાક કેસોમાં અપીલ થઈ શકતી નથી. દા. ત (૧) તહોમતદારે ગુનો કબૂલ કર્યો હોય અને તે કબૂલાત પ્રમાણે મેજિસ્ટ્રેટે તેને સજા કરી હોય તો તે સજા સામે અપીલ થઈ શકે નહિ. પણ સજા અંગે કોઈ કાયદાનો મુદ્દો ઉપસ્થિત થતો હોય તો તે કાયદાના મુદ્દા ઉપર અપીલ થઈ શકે. (૨) પ્રથમ વર્ગના કોઈ મેજિસ્ટ્રેટે કે સેશન્સ જજે તહોમતદારનો ૫૦ રૂપિયા અથવા તેથી ઓછો દંડ કર્યો હોય તો અથવા સેશન્સ જજે ૧ મહિનો અથવા તેથી ઓછી સજા કરી હોય તો તે મેજિસ્ટ્રેટ અથવા સેશન્સ જજની સજા સામે અપીલ થઈ શકે નહિ વગેરે.

જેને અપીલ કરવામાં આવી હોય તે સેશન્સ અથવા વરિષ્ઠ અદાલતનો જજ અપીલ સાંભળ્યા બાદ તહોમતદારની સજા ઓછી કરી શકે અથવા વધારી શકે, તહોમતદારને નિર્દોષ ઠરાવી છોડી મૂકી શકે, અથવા નીચલી અદાલતે નિર્દોષ ઠરાવેલા તહોમતદારને દોષિત ઠરાવી સજા કરી શકે છે.

**રિવિઝન અરજી :** પોતાની હકુમત નીચેની કોર્ટમાં ચાલેલા કોઈ કેસમાં ગંભીર ભૂલ રહી જવા પામી હોય, કાયદેસરની કોઈ વિધિ કરવામાં ન આવી હોય, અથવા થયેલી સજાના કાયદેસરપણા કે યોગ્યતા બાબતમાં શંકા ઊભી થતી હોય તો સેશન્સ અદાલત અથવા વરિષ્ઠ અદા- . પોતાની મેળે અથવા કોઈની અરજી ઉપરથી તે કેસના કાગળો પોતાની સમક્ષ મંગાવી શકે છે અને વાજબી લાગે તો પોતાની ભલામણ તથા કારણો દર્શાવી વરિષ્ઠ અદાલતને નિવેદન (રિપોર્ટ) કરે છે. વરિષ્ઠ અદાલતને યોગ્ય લાગે તો સેશન્સ જજની ભલામણ અંગે યોગ્ય હુકમ કરે છે.

પ્રથમ વર્ગના મેજિસ્ટ્રેટે કોઈ તહોમતદારનો ૫૦ રૂપિયા અથવા તેથી ઓછો દંડ કર્યો હોય અથવા સેશન્સ જજે ૧ મહિનો અથવા તેથી ઓછી સજા કરી હોય તો તે સજા સામે અપીલ ન થઈ શકે પણ રિવિઝન અરજી થઈ શકે.

અત્રે એક નોંધપાત્ર બાબત એ છે કે વરિષ્ઠ અદાલત પોતાની રિવિઝન અંગેની સત્તાઓ વડે નીચલી કોર્ટે નિર્દોષ ઠરાવી છોડી મૂકેલા તહોમતદારને ફરીથી સજા ન કરી શકે.

**ગુનાઓ :** સામાન્યતઃ ફોજદારી ગુનાઓના બે મુખ્ય પ્રકાર છે: કોગ્નિઝેબલ અને નોન–કોગ્નિઝેબલ. જે ગુનાઓમાં પોલીસ મેજિસ્ટ્રેટ પાસેથી હુકમ (વોરંટ) મેળવ્યા સિવાય તહોમતદારની ધરપકડ કરી શકે તે ગુનાઓને કોગ્નિઝેબલ ગુનાઓ કહેવામાં આવે છે ચોરી, ખૂન, ધાડ, લાંચરુશ્વત, હુલ્લડ વગેરે કોગ્નિઝેબલ ગુનાઓ છે. નોન–કોગ્નિઝેબલ ગુનાઓ એટલે જેમાં તહોમતદારની ધરપકડ માટે મેજિસ્ટ્રેટના હુકમની જરૂર પડે છે. કોઈને મારવાની કે નુકસાન પહોંચાડવાની ધમકી આપવી, કોઈની બદનક્ષી કરવી, કોઇની ઉપર હુમલો કરવો, કોઇના ઘરમાં ગેરકાયદેસર પ્રવેશ કરવો વગેરે ગુનાઓ નોન–કોગ્નિઝેબલ ગુનાઓ કહેવાય છે. બીજી રીતે કહીએ તો કોગ્નિઝેબલ ગુનો એ સમાજ સામેનો ગુનો છે અને તેમાં ફરિયાદી તરીકે હંમેશા રાજ્ય એટલે કે સરકાર હોય છે, નોન–કોગ્નિઝેબલ ગુનો એ કોઈ વ્યક્તિ અથવા વ્યક્તિઓ સામેનો ગુનો છે અને તેમાં ફરિયાદી તરીકે તે વ્યક્તિ અથવા વ્યક્તિઓ હોય છે.

**જામીન :** તહોમતદાર તેની સામે કોર્ટમાં કેસ ચાલશે ત્યારે હાજર રહેશે અથવા પોતે તહોમતદારને કોર્ટમાં હાજર કરશે એવી બાંહેધરી કોઈ માણસ આપે તો તે માણસ તહોમતદારનો જામીન થયો એમ કહેવાય છે અને તહોમતદારને પોલીસના કબજામાંથી છૂટો કરવામાં આવે છે. તહોમતદાર કોર્ટમાં તેની સામે કેસ ચાલે ત્યારે હાજર નહિ થાય તો પોતે અમુક દંડ ભરશે એવી બાંહેધરી જામીન થનારા માણસે આપવાની હોય છે અને તે માટે પોતાની પાસે અમુક રૂપિયાની મિલકત અથવા જમીન છે એવો સરકારી દાખલો આપવો પડે છે.

ખૂન, ધાડ, જેવા ગંભીર ગુનાઓમાં સામાન્ય રીતે તહોમતદારને જામીન ઉપર છોડવામાં આવતો નથી. પરંતુ ચોરી, બદનક્ષી, ગેરકાયદેસર પ્રવેશ, અને એવા ગુનાઓમાં તહોમતદાર જામીન ઉપર છૂટી શકે છે.

કોઈ પણ ગુનો બને તો તે ગુનાની ફરિયાદ પોલીસને જ કરવી જોઈએ એવો નિયમ નથી. મૅજિસ્ટ્રેટને સીધી ફરિયાદ કરી શકાય છે.

સામાન્ય રીતે જે મૅજિસ્ટ્રેટની અદાલતની હદમાં ગુનો બન્યો હોય અથવા જે મૅજિસ્ટ્રેટની અદાલતની હદમાં તે ગુનાનું પરિણામ આવ્યું હોય તે મૅજિસ્ટ્રેટને તે ગુનાનો કેસ ચલાવવાની સત્તા છે.

**સમન્સ કેસ અને વૉરંટ કેસ :** ગુનો ગંભીર પ્રકારનો ન હોય તો તહોમતદારની ધરપકડ ન કરતાં તેની સામેનો કેસ અદાલતમાં ચાલે તે વખતે હાજર થઈ પોતાની સામેના આરોપનો જવાબ આપવાનું તેની ઉપર ફરમાન (સમન્સ) કાઢવામાં આવે છે. આવા કેસને સમન્સ કેસ, કહેવામાં આવે છે. ફરમાન કાઢ્યા છતાં તહોમતદાર અદાલતમાં હાજર ન થાય તો તેની સામે ધરપકડનું ફરમાન (વૉરન્ટ) કાઢવામાં આવે છે.

ગુનો ગંભીર પ્રકારનો હોય તો તહોમતદારની સામે હાજર રહેવાનું ફરમાન (સમન્સ) કાઢવાને બદલે મૅજિસ્ટ્રેટ તેની ધરપકડનો હુકમ (વૉરન્ટ) કરે છે. આવા કેસને 'વૉરન્ટ કેસ' કહેવામાં આવે છે.

**અદાલતોની કાર્યપદ્ધતિ :** પોતાની સમક્ષ ચાલતા કેસના દરેક તબક્કાની મૅજિસ્ટ્રેટ લેખિત નોંધ રાખે છે. ફરિયાદી અને તહોમતદારની જુબાનીઓ તથા તેમના સાક્ષીઓની જુબાનીઓ મૅજિસ્ટ્રેટ પોતાના હાથે લખી લે છે. સમન્સ કેસમાં અદાલતની કાર્યપદ્ધતિ નીચે પ્રમાણે હોય છે:—

તહોમતદાર અદાલતમાં રજૂ થાય અથવા તેને રજૂ કરવામાં આવે એટલે મૅજિસ્ટ્રેટ તેને તેની સામેના આરોપની સમજૂતી આપે છે. તહોમતદાર જો ગુનો કર્યાનું કબૂલ કરે તો તે કબૂલાત લખી લઇને મૅજિસ્ટ્રેટ તેને સજા કરે છે. સજા કરવાનાં કારણો દર્શાવતો ચુકાદો મૅજિસ્ટ્રેટે લખવાનો હોય છે.

આરોપી જો ગુનો કબૂલ ન કરે અથવા તેની સામે થયેલા આરોપનો યોગ્ય જવાબ ન આપી શકે તો મૅજિસ્ટ્રેટ ફરિયાદીને પોતાની જુબાની આપવાનું જણાવે છે. ફરિયાદીને પોતાના સાક્ષીઓ રજૂ કરવાની ઇચ્છા હોય તો તે પોતાના સાક્ષીઓની યાદી અદાલતને આપે છે. ફરિયાદી અરજી આપે તો તેના સાક્ષીઓને મૅજિસ્ટ્રેટ પોતાના હુકમથી અદાલતમાં જુબાની આપવા બોલાવે છે.

સૌ પ્રથમ ફરિયાદીની જુબાની લેવામાં આવે છે. આને 'સર તપાસ' કહેવામાં આવે છે. ત્યાર બાદ તહોમતદાર અથવા તેનો વકીલ ફરિયાદીને પ્રશ્નો પૂછે છે. આને 'ઊલટ તપાસ' કહેવામાં આવે છે. તે પછી ફરિયાદીની ઊલટતપાસમાં કોઈ મુદ્દો અસ્પષ્ટ રહી ગયો હોય તો તે મુદ્દાને સ્પષ્ટ કરવા ફરિયાદીનો વકીલ ફરિયાદીને પ્રશ્નો પૂછી શકે છે. આને 'ફરી તપાસ' કહેવામાં આવે છે.

ત્યારબાદ ઉપર પ્રમાણે જ ફરિયાદીના સાક્ષીઓની સર તપાસ, ઊલટતપાસ અને ફરી તપાસ કરવામાં આવે છે.

ત્યાર બાદ તહોમતદાર પોતાના બચાવ માટે જે કહેવું હોય તે મોઢેથી અથવા લેખિત રીતે આપે છે. તેને કોઈ સાક્ષીઓ રજૂ કરવા હોય તો તે તેમ કરી શકે છે. તહોમતદાર અરજી આપે તો તેના સાક્ષીઓને મૅજિસ્ટ્રેટ પોતાના હુકમથી અદાલતમાં જુબાની આપવા બોલાવે છે. તહોમતદારના સાક્ષીઓની ઊલટ તપાસ લેવાનો ફરિયાદીને અથવા તેના વકીલને હક છે.

તહોમતદારના સાક્ષીઓની સર તપાસ, ઊલટ તપાસ, અને ફરી તપાસ થયા પછી મૅજિસ્ટ્રેટ બન્ને પક્ષોની અથવા તેમના વકીલોની દલીલો સાંભળે છે. દલીલો સાંભળ્યા બાદ મૅજિસ્ટ્રેટ ચુકાદો આપે છે.

વૉરંટ કેસોમાં અદાલતની કાર્યપદ્ધતિ નીચે પ્રમાણે હોય છે:

ફરિયાદી તથા તેના સાક્ષીઓની સર તપાસ, ઊલટ તપાસ અને ફરી તપાસ પૂરી થયા બાદ તહોમતદારે ગુનો કર્યો નથી અથવા ગુનો પુરવાર કરવાનો કોઈ પુરાવો નથી એવું મૅજિસ્ટ્રેટને પ્રથમ દર્શને જણાય તો તહોમતદારને છોડી મૂકવાનો હુકમ કરવામાં આવે છે. પરંતુ પડેલા પુરાવા ઉપરથી પ્રથમ દર્શને તહોમતદારે ગુનો કર્યો હોવાનું જણાતું હોય તો તહોમતદાર ઉપર નીચે પ્રમાણે તહોમતનામું ફરમાવવામાં આવે છે:—

"હું (મૅજિસ્ટ્રેટનું નામ તથા હોદ્દો) આથી તમો (આરોપીનું નામ) ઉપર તહોમત મૂકું છું કે તમે (અમુક) સ્થળે (અમુક) સમયે અથવા તે અરસામાં (અમુક) કૃત્ય કરી ફોજદારી કાયદાની કલમ નં.........પ્રમાણે ગુનો કર્યો છે."

ત્યાર બાદ તહોમતદારને તહોમતનામું વાંચી સંભળાવવામાં આવે છે. જો તે ગુનો કબૂલ કરે તો તેને સજા કરવામાં આવે છે.

જો તહોમતદાર ગુનો નાકબૂલ કરે તો તેનો કેસ આગળ ચાલે છે. અગાઉ જુબાની આપી ગયેલા ફરિયાદ પક્ષના કોઈ સાક્ષી અથવા સાક્ષીઓને ફરીથી પ્રશ્નો પૂછવાનો તહોમતદાર અથવા તેના વકીલને હક છે. આને 'વધુ ઊલટ તપાસ' કહેવામાં આવે છે. તહોમતદાર અથવા તેનો વકીલ અગાઉ જુબાની આપી ગયેલા ફરિયાદપક્ષના સાક્ષીઓની વધુ ઊલટ તપાસ માટે માગણી કરે તો તે સાક્ષીઓને અદાલત તરફથી બોલાવવામાં આવે છે. તેમની ઊલટ તપાસ અને ફરી તપાસ બાદ ફરિયાદપક્ષના જો કોઈ સાક્ષીઓ બાકી હોય તો તેમને બોલાવવામાં આવે છે. તેમની સર તપાસ, ઊલટ તપાસ અને ફરી તપાસ કરવામાં આવે છે. અહીં ફરિયાદપક્ષનો કેસ પૂરો થાય છે.

ત્યાર બાદ તહોમતદારને પોતાની સામે પડેલા પુરાવા વિશે કંઈ કહેવું હોય તો તેમ કરવા દેવામાં આવે છે. આ તબક્કે જો તે ગુનો કબૂલ કરે તો કેસ પૂરો થયેલો ગણાય. જો તહોમતદાર ગુનો નાકબૂલ કરે તો કેસ આગળ ચાલે છે અને તહોમતદાર પોતાનો બચાવ શરૂ કરે છે. પોતાની સામે પડેલા પુરાવાનો તહોમતદાર જવાબ આપે છે તેને લેખિત નિવેદન કરવાની છૂટ છે. તેને પોતાના બચાવના સાક્ષીઓ આપવાના હોય તો તે આપી શકે છે. તહોમતદાર અરજ કરે તો તેના સાક્ષીઓને અદાલત મારફત બોલાવવામાં આવે છે. પરંતુ જેવી રીતે તહોમતદારને ફરિયાદપક્ષના સાક્ષીઓની ઊલટ તપાસ લેવાનો હક છે તેવી જ રીતે બચાવપક્ષના સાક્ષીઓની ઊલટ તપાસ લેવાનો ફરિયાદપક્ષને હક છે. બચાવપક્ષના સાક્ષીઓની ઊલટ તપાસ બાદ કોઈ અસ્પષ્ટ મુદ્દાની ચોખવટ માટે તેમની ફરી તપાસ થાય છે. અહીં બચાવપક્ષ પૂરો થયેલો ગણાય છે.

ત્યાર બાદ બંને પક્ષો અથવા તેમના વકીલો કેસમાં પડેલા પુરાવા ઉપર દલીલો કરે છે. દલીલો સાંભળ્યા બાદ મૅજિસ્ટ્રેટ (અથવા સેશન્સ જજ) ચુકાદો આપે છે.

**એસેસરો અને જ્યુરી :** ખેડા જિલ્લામાં સેશન્સ અદાલતમાં ચલાવવાના કેસો એસેસરોની મદદથી ચલાવવામાં આવે છે. જાહેર જનતામાંથી (૨૧ વર્ષથી ઉપર અને ૬૦ વર્ષથી નીચેની ઉંમરના) ઓછામાં ઓછા ત્રણ પુરુષોને અદાલતમાં હાજર રહી કેસમાં બંને પક્ષ તરફથી રજૂ થતો પુરાવો આદિથી અંત સુધી જોઈ સાંભળીને પોતાનો અભિપ્રાય આપવા માટે બોલાવવામાં આવે છે. બંને પક્ષનો પુરાવો પૂરો થયા બાદ બંને પક્ષના વકીલો પોતાની દલીલો એસેસરોને ઉદ્દેશીને કરે છે. દલીલો થયા પછી તહોમતદારે ગુનો કર્યો છે કે કેમ તે વિશે એસેસરોનો અભિપ્રાય પૂછવામાં આવે છે. સામાન્યતઃ સેશન્સ જજ એસેસરોના અભિપ્રાયને વજન આપે છે અને તે પ્રમાણે ચુકાદો આપે છે. પરંતુ એસેસરોનો અભિપ્રાય સેશન્સ જજને બંધનકર્તા નથી. એસેસરોના અભિપ્રાય વિરુદ્ધ જઈ સેશન્સ જજ તહોમતદારને ગુનેગાર ઠરાવી શકે છે અથવા નિર્દોષ ઠરાવી છોડી મૂકી શકે છે.

સામાન્ય રીતે મોટાં શહેરોમાં સેશન્સ અદાલતે ચલાવવાના કેસો જ્યુરીની મદદથી ચલાવવામાં આવે છે. જ્યુરીમાં ઓછામાં ઓછા પાંચ અને વધારેમાં વધારે નવ પુરુષો હોય છે. જે ગુનાની સજા મોત હોય છે તે ગુનાનો કેસ ચલાવવા માટે ઓછામાં ઓછા સાત જ્યુરરો જોઈએ. જ્યુરીના સભ્યોની પસંદગી ચિઠ્ઠી નાખીને કરવામાં આવે છે. જ્યુરીનું કામ એસેસરો જેવું જ હોય છે. પરંતુ જ્યુરરો એટલે કે જ્યુરીના સભ્યોનો નિર્ણય સેશન્સ જજને બંધનકર્તા છે. સેશન્સ જજનો મત જ્યુરીના મતથી વિરુદ્ધ હોય તો સેશન્સ જજ ચૂકાદો આપવાને બદલે પોતાના અભિપ્રાય તથા કારણો સાથે કેસ વરિષ્ઠ અદાલતમાં મોકલી આપે છે

ખેડા જિલ્લામાં જ્યુરીની પ્રથા નથી. જે નાગરિકને એસેસર અથવા જ્યુરર તરીકે બોલાવવામાં આવે તેણે એસેસર અથવા જ્યુરર તરીકે ફરજિયાત પોતાની સેવા આપવી પડે છે. જેની પસંદગી એસેસર અથવા જ્યુરર તરીકે થઈ હોય તે જો જાણી જોઈને અદાલતમાં ગેરહાજર રહે તો તેનો રૂ ૧૦૦ દંડ થાય છે તે દંડ ન ભરે તો ૧૫ દિવસની સાદી કેદની સજા કરવામાં આવે છે. જ્યુરરો તથા એસેસરોને સરકાર તરફથી ભાડુંભથ્થું મળે છે.

**ફોજદારી ન્યાયના મૂળભૂત સિદ્ધાંતો :** (૧) ગુનો બન્યા બાદ ગમે તેટલા સમય પછી પણ ગુનેગારને પકડી તેની ઉપર કેસ ચલાવી શકાય; (૨) તહોમતદાર નિર્દોષ છે એમ માનીને જ ફોજદારી કાયદો આગળ વધે છે; (૩) ગુનો પુરવાર કરવાની જવાબદારી ફરિયાદીની છે. તેણે શંકારહિત રીતે તહોમતદારનો ગુનો સાબિત કરવો જોઈએ. (૪) તહોમતદારે ગુનો કર્યા વિશે સહેજ પણ શંકા જાગે તો તહોમતદારને તે શંકાનો લાભ આપવો જ જોઈએ. એટલે જ

કહેવામાં આવ્યું છે કે, 'દસ ગુનેગાર માણસો છૂટી જાય તેનો વાંધો નહિ. પણ એક નિર્દોષ માણસને સહન કરવું પડે તેમ ન થવું જોઈએ;' (૫) તહોમતદારે પોલીસ સમક્ષ કરેલા નિવેદનનો તહોમતદારનો ગુનો પુરવાર કરવામાં ઉપયોગ ન થઇ શકે, (૬) માણસ ગુનાહિત કૃત્ય કરે એટલે તેણે ગુનો કર્યો જ ગણાય. પણ ફોજદારી કાયદાના નિબંધમાં કેટલાક અપવાદો રાખવામાં આવ્યા છે. ઉદાહરણ :– (અ) પોતાનો બચાવ કરતાં કરતાં માણસ સામા માણસનું મૃત્યુ નિપજાવે તો તેનું એ કૃત્ય ગુનો ગણાતું નથી. જો કે તહોમતદારે તે કૃત્ય સ્વબચાવ માટે કર્યું હતું તેવું સાબિત કરવું પડે છે.

(બ) કાયદાની રૂએ પોતાને મળેલી સત્તાનો શુભ દષ્ટિથી અમલ કરવા જતાં તહોમતદારે કોઈ કૃત્ય ભૂલથી કર્યું હોય તો તેનું તે કૃત્ય ગુનો ગણાતું નથી. દા. ત. એક પોલીસ અમલદાર પાસે 'અ' ની ધરપકડ કરવાનું વોરંટ છે. ભૂલથી તે 'બ' ની ધરપકડ કરે તો તેનું એ કૃત્ય ગુનાહિત લેખાતું નથી. જો કે તેણે પોતાની 'ભૂલ' તથા 'શુભ દષ્ટિ' સાબિત કરવાં પડે છે.

ટૂંકમાં તહોમતદાર જ્યારે એમ કહેતો હોય કે પોતાનું કૃત્ય ફોજદારી કાયદાના અમુક અપવાદની અંદર આવી જતું હોવાથી પોતે ગુનેગાર નથી, ત્યારે તેણે તે અપવાદ સાબિત કરવો જ જોઇએ. જો તે સાબિત ન કરી શકે તો તેનું કૃત્ય ગુનો જ ગણાય.

**વકીલ :** ન્યાયની અદાલતમાં પક્ષકારો પોતાની મેળે પોતાનો કેસ રજૂ કરી શકે. પરંતુ બધા માણસોને કાયદાનું જ્ઞાન હોવાનું શક્ય ન હોવાથી વકીલ વગર ભાગ્યે જ ચાલી શકે છે. વકીલ રોકયા હોય તો કેસ રજુ કરવાનો, અદાલતની સમક્ષ બોલવાનો, તથા કેસ ચલાવવાને લગતા તમામ વ્યવહાર કરવાનો અધિકાર અસીલ વતી વકીલને મળે છે. એક અસીલની વતી વકીલ તરીકે કેસનું કામ સ્વીકાર્યા પછી એ જ વકીલથી સામા પક્ષનું કંઈ પણ કામ સ્વીકારી શકાય નહિ.

સરકારી કામે થતા દાવાઓમાં કામ કરવા સરકારી વકીલ નિમાયેલા હોય છે. સામાન્ય રીતે જિલ્લાની ડિસ્ટ્રિક્ટ કોર્ટના મુખ્ય મથકમાં જ સરકારી વકીલ હોય છે. જરૂર પડયે એમની મદદમાં એક યા વધુ મદદનીશ સરકારી વકીલ નિમાય છે. પ્રથમ વર્ગની ફોજદારી કોર્ટોમાં જે કેસોમાં રાજ્ય પક્ષકાર તરીકે હોય છે તેમાં રાજ્ય તરફથી કેસ રજુ કરવા સરકારી વકીલ (પોલિસ પ્રોસિક્યુટર) નીમવામાં આવ્યા હોય છે. તે જ પ્રમાણે સેશન્સ કોર્ટમાં કામ કરવા માટે પણ સરકારી વકીલ (પબ્લિક પ્રોસિક્યુટર) તથા મદદનીશ સરકારી વકીલો હોય છે.

---

**આધાર:** દીવાની ન્યાયપદ્ધતિનો વિભાગ નડિયાદના જાણીતા વકીલ શ્રી બેચરદાસ મગનલાલ શાહ, બી. એ. એલ એલ. બી., એમણે લખી આપ્યો છે. અને ફોજદારી ન્યાયપદ્ધતિનો વિભાગ શ્રી. અજિતકુમાર ફૂલસિંહજી ડાભી બી. એ. એલ એલ. બી., એમણે લખી આપ્યો છે.

# ૫.૪

## પરિશિષ્ટ

**ખેડા જિલ્લાની અદાલતો :** જિલ્લાની દીવાની અને ફોજદારી અદાલતોની વિગત નીચે પ્રમાણે છે :

**આણંદ : ૩ અદાલતો :**

૧ : સિવિલ જજ, જે. ડી. ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ. (આણંદ પોલીસસ્ટેશનની હદમાંના તમામ કેસો) ૩ : વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટક્લાસ મેજિસ્ટ્રેટ. (આણંદ રેલવે પોલીસસ્ટેશનની અને ખંભોળજ પોલીસસ્ટેશનની હદમાંના તમામ કેસો.)

**ઊમરેઠ : ૨ અદાલતો :**

૧ : સિવિલ જજ જે. ડી. ૨ : ફર્સ્ટ ક્લાસ મેજિસ્ટ્રેટ. (ઊમરેઠ પોલીસસ્ટેશનની હદમાંના તમામ કેસો)

**કપડવણજ : ૨ અદાલતો :**

૧ : સિવિલ જજ, જે. ડી. ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (કપડવણજ તાલુકાની હદમાંના બધા જ કેસો.)

**ખેડા : ૨ અદાલતો :**

૧ : સિવિલ જજ જે. ડી. ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ (માતર તાલુકા અને મહેમદાવાદ તાલુકાની હદમાંના બધા જ કેસો.)

**ખંભાત : ૨ અદાલતો :**

૧ : સિવિલ જજ, જે. ડી ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (ખંભાત તાલુકાની હદમાંના તમામ કેસો.)

**ડાકોર (તા ઠાસરા) : ૧ અદાલત :**

૧ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ.

**નડિયાદ : ૯ અદાલતો :**

૧ : ડિસ્ટ્રિક્ટ અને સેશન્સ જજની અદાલત, ૨ : આસિસ્ટંટ જજ એન્ડ એડિશનલ સેશન્સ જજની અદાલત, ૩ : સિવિલ જજ, એસ. ડી., ૪ : જોઈન્ટ સિવિલ જજ એસ. ડી ,૫ : સિવિલ જજ, જે. ડી. ૬ : સેકંડ જોઈન્ટ સિવિલ જજ, ૭ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (નડિયાદ એ ડિવિઝન પોલીસ સ્ટેશનના તમામ કેસો અને નડિયાદના અને નડિયાદ તાલુકાની હદમાં દારૂબંધી અંગેના કેસો.) ૮ : વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (નડિયાદ રૂરલ અને મહુધા પોલીસસ્ટેશનની હદમાંના બધાજ ગુના–દારૂબંધી સિવાયના અને નડિયાદ મ્યુ.ની હદના તમામ મ્યુનિસિપલ એકટને લગતા કેસો.) ૯ : બીજા વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (નડિયાદ બી ડિવિઝન પોલીસસ્ટેશનના તમામ કેસો અને ચકલાશી પોલીસસ્ટેશનની હદમાંના બધા કેસો, દારૂબંધી અને મ્યુનિસિપાલ એકટ સિવાયના)

**પેટલાદ : ૩ અદાલતો :**

૧ : સિવિલ જજ, જે. ડી. ૨ : જોઈન્ટ સિવિલ જજ, જે. ડી. રેગ્યુલર, ૩ : સેકંડ જોઇન્ટ સિવિલ જજ જે. ડી. ૪ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (પેટલાદ તાલુકાની હદમાંના તમામ કેસો.)

**બોરસદ : ૩ અદાલતો :**

૧ : સિવિલ જજ જે. ડી. ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (બોરસદ અને વીરસદ પોલીસસ્ટેશનની હદમાંના તમામ કેસો ) ૩ : વધારાના જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (ભાદરણ અને આંકલાવ પોલીસસ્ટેશનની હદમાંના તમામ કેસો.)

**વાડાશિનોર : ૨ અદાલતો :**

૧ : સિવિલ જજ, જે. ડી. ૨ : જ્યુડિશિયલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ. (ઠાસરા તાલુકા અને વાડાશિનોર તાલુકાની હદમાંના તમામ કેસો.)

# ૫.૫

# કાયદો અને વ્યવસ્થા—પોલીસતંત્ર

**કાયદો અને વ્યવસ્થા :** લોકોની મિલકત તથા તેમના શરીરનું તેમજ નીતિનું રક્ષણ કરવું એ સરકારની પ્રાથમિક ફરજ ગણાય છે. આને માટે બ્રિટિશ અમલમાં 'હિંદી ફોજદારી કાયદો (ઇંડિયન પિનલ કોડ)' હતો. તે ઉપરાંત મુંબઈ પ્રદેશમાં બોમ્બે પોલીસ એક્ટ, બોમ્બે ડિસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, બોમ્બે વિલેજ પોલીસ એક્ટ' એ નામના કાયદા અમલમાં હતા. આ કાયદાઓથી લોકોમાં સુલેહશાંતિ જળવાઈ રહે, ટંટા-ફિસાદ, ચોરી, લૂંટ, ખૂન. વ્યભિચાર વગેરે બનાવો ન બને એને માટે વ્યવસ્થા કરવામાં આવી હતી. એ કાયદાઓનો ભંગ ન થાય તે માટે પોલીસતંત્ર યોજવામાં આવ્યું હતું. તે ઉપરાંત ક્રમે ક્રમે અનેક કાયદાઓ કરવામાં આવ્યા હતા અને એમનું પાલન કરાવવાની જવાબદારી પણ પોલીસને સોંપવામાં આવી હતી. આ પ્રકારની કાયદો અને વ્યવસ્થા જાળવવાની બ્રિટિશ પધ્ધતિ જરૂરી ફેરફારો સાથે હાલની સરકારે પણ ચાલુ રાખી છે. નીચે આપેલી કાયદાઓની ટૂંકી યાદી ઉપરથી આનો કંઈક ખ્યાલ આવશે :–

હથિયારોનો કાયદો, દારૂગોળાનો કાયદો, ખારીપદાર્થ (સળગી ઊઠે તેવા પદાર્થ)નો કાયદો, ઢોરના અતિક્રમણનો કાયદો, જાનવરોનું ઘાતકીપણું અટકાવવાનો કાયદો, શિકારનો કાયદો, ભાડાનાં વાહનોનો કાયદો, મોટર-વાહનનો કાયદો, રેલવેનો કાયદો, તાર–ટપાલનો કાયદો, નશાબંધીનો કાયદો, જુગાર અટકાવવાનો કાયદો, વેશ્યાવૃત્તિ અટકાવવાનો કાયદો, એક પત્નીવ્રતનો કાયદો, ભિખારીઓનો કાયદો, ગુનાહિત બાળકો માટેનો કાયદો, હરિજનોની સામાજિક મુશ્કેલીઓ દૂર કરવાનો કાયદો, હરિજનોનો મંદિરપ્રવેશનો કાયદો, લાંચરૂશ્વત

વિરોધી કાયદો, વગેરે, વગેરે.

આ બધા કાયદા ગુજરાતીમાં છાપેલા નીચેનાં ઠેકાણાંએ મળી શકે છે: (૧) ડિરેક્ટર, ગવર્મેન્ટ પ્રિન્ટીંગ એન્ડ સ્ટેશનરી, ચનીરોડ, મુંબઇ (૨) ચંદ્રકાન્ત ચીમનલાલ વોરા, કાયદા પુસ્તક પ્રકાશક અને વિક્રેતા. ૬૨-૩ ગાંધી રોડ, અમદાવાદ.

પરદેશી રાજ્ય અમલમાં પ્રજા હંમેશા સરકારથી ડરતી રહેતી અને કાયદાનું શુદ્ધબુધ્ધિથી પાલન કરવાને બદલે એમાંની છટકબારીઓનો લાભ લેવાની વૃત્તિને વળગી રહેવાનું તે પસંદ કરતી. હવે પ્રજાનું પોતાનું રાજ્ય સ્થપાયું છે તેથી રાજ્યના કાયદાઓનું વફાદારીથી પાલન કરવું એ પ્રજાનો ધર્મ બન્યો છે. કાયદો અને વ્યવસ્થા એ લોકશાહી રાજ્યપધ્ધતિમાં સરકારની માફક પ્રજાના પણ ધ્યાનમંત્રો બનવા જોઇએ. યુરોપના લોકશાહી દેશમાં સામાન્ય નાગરિક કાયદાનું ઉલ્લંઘન કરવાને બદલે તેનું પાલન કરવાની વૃત્તિ ધરાવતો હોય છે, એ એનું ખાસ લક્ષણ ગણાય છે. એવું આ દેશમાં હવે સ્વાભાવિક બનવાની જરૂર છે. અને તે માટે કાયદાઓથી માહિતગાર રહેવું એ પ્રથમ જરૂરિયાત છે.

**મુંબઇ-રાજ્યનું પોલીસતંત્ર :** કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે મુંબઈ રાજ્યના પ્રધાનમંડળમાં એક અલગ પ્રધાન છે. તે **'હોમ મિનિસ્ટર'** એટલે ગૃહપ્રધાન કે ગૃહમંત્રી કહેવાય છે. આ રાજ્યના પોલીસખાતાનો વહીવટ તેમને સોંપાયો છે. એ ખાતાના મુખ્ય અધિકારી ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ (આઈ. જી. પી.) કહેવાય છે. તેઓ ગૃહપ્રધાનના હાથ નીચે ગણાય છે. તેમની કચેરી પૂનામાં છે.

પોલીસખાતાની વ્યવસ્થા માટે રાજ્યના ઉત્તર અને દક્ષિણ એવા બે પ્રાદેશિક વિભાગો પાડેલા છે. તે દરેક વિભાગનો પોલિસ અધિકારી ડેપ્યુટી ઇન્સ્પેક્ટર જનરલ ઓફ પોલીસ (ડી. આઈ. જી. પી) કહેવાય છે. ઉત્તર પ્રદેશના ડી. આઇ. જી. પી. ની કચેરી અમદાવાદમાં છે. એ કચેરીના તાબામાં ઉત્તર પ્રદેશના તમામ જિલ્લાઓની પોલીસ વ્યવસ્થાનો વહીવટ મૂકેલો છે. દરેક જિલ્લાનો પોલીસવડા ડિસ્ટ્રિક્ટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ (ડી. એસ. પી.) કહેવાય છે. ખેડા જિલ્લાના ડી. એસ. પી. ની કચેરી ખેડામાં છે.

**ખેડા જિલ્લાની પોલીસ વ્યવસ્થા :** પોલીસ વ્યવસ્થા માટે ખેડા જિલ્લાના ત્રણ પ્રાદેશિક વિભાગો પાડવામાં આવ્યા છે. તે દરેકના તાબામાં નીચે પ્રમાણે તાલુકાઓની વહેંચણી કરવામાં આવી છેઃ-

| વિભાગ | તાલુકા |
|---|---|
| નડિયાદ | નડિયાદ, માતર, મહેમદાવાદ, કપડવણજ. |
| આણંદ | આણંદ, ઠાસરા, વાડાશિનોર |
| પેટલાદ | પેટલાદ, બોરસદ, ખંભાત. |

ઉપર પ્રમાણે દરેક વિભાગનો વડો અધિકારી આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ (એ. એસ. પી) અથવા ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ (ડેપ્યુટી એસ. પી.) કહેવાય છે. ડેપ્યુટી કરતાં આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસનો દરજ્જો ઊંચો ગણાય છે. ઉપરના ત્રણ મથકો પૈકી નડિયાદમાં આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ છે. અને આણંદ તથા પેટલાદમાં ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ છે.

**પોલીસ મથકો અને થાણાં :** દરેક વિભાગીય પોલીસ મથક સાથે સંબંધ ધરાવતા પ્રદેશમાં પોલીસ સ્ટેશનો હોય છે અને દરેક પોલીસ સ્ટેશન સાથે સંબંધ ધરાવતા પ્રદેશમાં આઉટપોસ્ટ હોય છે. કેટલાક પોલીસ સ્ટેશનોને આઉટપોસ્ટ હોતાં નથી. જ્યાં ગુનાનું પ્રમાણ વધારે હોય તેવા પ્રદેશોમાં પોલીસ સ્ટેશન તેમજ આઉટપોસ્ટની સંખ્યા વધારે હોય છે અને આવા દરેક મથકના તાબામાં નજીકનાં ગામડાંનો પોલીસ વહીવટ ગોઠવેલો હોય છે. આ વ્યવસ્થા પ્રમાણે ગોઠવાયેલાં તાલુકાવાર પોલીસ સ્ટેશનો અને આઉટપોસ્ટો તથા તે દરેકના તાબામાં આવેલાં ગામોની સંખ્યા દર્શાવતું પત્રક આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૧) રૂપે આપ્યું છે. તે ઉપરથી ખ્યાલ આવશે કે આખા જિલ્લામાં લગભગ ૩૦ પોલીસ-સ્ટેશનો અને એટલાં જ આઉટપોસ્ટો આવેલાં છે.

**ખેડા જિલ્લાના પોલીસ અધિકારીઓ :** દરેક વિભાગના મુખ્ય અધિકારી સબડિવિઝનલ પોલીસ ઓફિસર (એ. એસ. પી. અગર ડેપ્યુટી એસ. પી.) કહેવાય છે. તેના હાથ નીચે સબ ડિવિઝનલ પોલીસ ઇન્સ્પેક્ટર (એસ. ડી. પી. આઈ.) કહેવાય છે. દરેક પોલીસ સ્ટેશનનો મુખ્ય અધિકારી પોલીસ સબ ઇન્સ્પેક્ટર (પી. એસ. આઈ.) કહેવાય છે. તેને લોકો ફોજદાર [illegible] છે. [illegible] આઉટપોસ્ટમાં હેડ કોન્સ્ટેબલ અને કોન્સ્ટેબલ [illegible] પોલીસ અધિકારીઓ હોય છે. તે [illegible] પ્રકારના હોય છે. એ એમના [illegible] પ્રમાણે [illegible] તેમાં પહેલા અને બીજા [illegible]

કહેવાય છે, અને ત્રીજા ગ્રેડના હેડ કોન્સ્ટેબલ હવાલદાર કહેવાય છે. સામાન્ય પોલીસ એ **પોલીસ કોન્સ્ટેબલ** કહેવાય છે.

સામાન્ય રીતે દરેક પોલીસ થાણામાં એક હેડ કોન્સ્ટેબલ અને ચાર પોલીસ હોય છે. તે પૈકી જરૂર પ્રમાણે હથિયારધારી અને બિનહથિયારધારી પોલીસ હોય છે. હથિયારધારી પોલીસ **આર્મ્ડ કોન્સ્ટેબલ** અને હથિયાર વિનાનો **અનઆર્મ્ડ કોન્સ્ટેબલ** કહેવાય છે.

**ખેડા જિલ્લામાં પોલીસની સંખ્યા :** કયા મથક કેટલા પોલીસ રાખવા તે વખતોવખત સંજોગો જોઈને નક્કી કરવામાં આવે છે. એકંદરે આખા જિલ્લામાં થઈને મુખ્ય અધિકારીઓ ઉપરાંત ૬૦ સબ ઈન્સ્પેક્ટરો (ફોજદારો) અને ૧૭૭૬ પોલીસ છે. એટલે દરેક નાના મોટા મથક દીઠ સરેરાશ ૩૦ પોલીસ આ જિલ્લામાં રહે છે એમ કહી શકાય આ પૈકી ૬૫ ટકા જેટલા પોલીસો જિલ્લાના વતનીઓ છે. બ્રિટિશ અમલમાં જિલ્લાના પોલીસોને જિલ્લા બહાર ફરજ ઉપર મોકલવામાં આવતા નહિ હાલ એ બાબતમાં કાયદો સુધારવામાં આવ્યો છે. તેથી જિલ્લાના પોલીસોને જિલ્લા બહાર પણ બદલી શકાય છે.

**પોલીસનો પોશાક :** બીજા બધા સરકારી અમલદારો કરતાં પોલીસખાતાનો અમલદાર તેના વિશિષ્ટ પોશાકથી ઝટ ઓળખાઈ આવે છે. આ બાબતમાં જે તે અમલદારના દરજ્જા પ્રમાણે પોશાક રાખવામાં આવ્યા છે. સામાન્ય રીતે નાના મોટા તમામ પોલીસ અમલદારો **ખાખી ગણવેશ** પહેરે છે, તેમાં ખાખી ખમીસ, ખાખી હાફ-પેન્ટ અને પોલીસની ટોપી મુખ્ય હોય છે. તે ઉપરાંત દરેક પોલીસે કમર ઉપર પિત્તળના બકલવાળો ચામડાનો કમરપટો પહેરવાનો હોય છે. દરેક બકલ ઉપર પોલીસની ઓળખ આપતો નંબર કોતરેલો હોય છે. એ બકલ પોલિશ કરીને ચકચકતું રાખવાનું હોય છે આ પોશાક પહેરનારે નિયમ પ્રમાણે ઠરેલા પ્રકારના ભારે વજનવાળા જોડા અગર ચંપલો પહેરવાના હોય છે.

ઉપર જણાવેલા સામાન્ય ખાખી પોશાક ઉપરાંત દરેક ફોજદાર અને તેમનાથી ઉચ્ચ દરજ્જાના પોલીસ અમલદારોએ નેવી બ્લુ ટાઈ અને પોતાનો હોદ્દો સૂચવતા ચંદ્રકો બિલ્લા ધારણ કરવાના હોય છે. તેની વિગત નીચે છે:

**ડી. એસ. પી. :** અશોકચક્ર તથા આઈ. પી., આઇ. પી. એસ. અથવા બી. પી. એસ. એવા અંગ્રેજી અક્ષરોવાળો બિલ્લો પહેરે છે. અશોકચક્ર એ હાલનું રાજ્યચિહ્ન છે. આઈ. પી. એટલે કે ઈન્ડિયન પોલીસ એ બ્રિટિશ રાજ્યનો પ્રથમ વર્ગનો પોલીસ અમલદાર સૂચવે છે. હવે ઈ. સ. ૧૯૪૭ પછી એને બદલે આઈ. પી. એસ. (ઇન્ડિયન પોલીસ સર્વીસ) અને બી. પી. એસ. (બોમ્બે પોલીસ સર્વિસ) એવા શબ્દો વપરાય છે. તેમાં પ્રથમના શબ્દો મધ્યસ્થ સરકારની પ્રથમ વર્ગની નોકરી સૂચવે છે અને બી. પી. એસ. એ મુંબઈ રાજ્યની બીજા વર્ગની નોકરી સૂચવે છે.

**એ. એસ. પી. :** ત્રણ સ્ટાર (તારા જેવી આકૃતિ) તથા આઈ. પી. એસ. નો બિલ્લો પહેરે છે.

**ડેપ્યુટી એસ. પી. :** પાંચ વર્ષથી નીચેની નોકરીવાળા બે સ્ટાર અને બી. પી. એસ. નો બિલ્લો પહેરે છે. પાંચ વર્ષથી વધુ નોકરીવાળા ત્રણ સ્ટાર અને બી. પી. એસ. નો બિલ્લો પહેરે છે.

**એસ. ડી. પી. આઇ :** ત્રણ નાના સ્ટાર અને બી. પી. એસ. નો બિલ્લો પહેરે છે.

**પી. એસ. આઈ :** એક નાનો સ્ટાર અને બી. ડી. પી. (બોમ્બે ડિસ્ટ્રિક્ટ પોલીસ) નો બિલ્લો પહેરે છે.

**છુપી પોલીસ :** ઉપર પ્રમાણે પોલીસ અધિકારીઓનો સામાન્ય પ્રકાર છે. તે ઉપરાંત ગુના પકડવામાં મદદ કરવા માટે છુપી પોલીસનું એક અલગ ખાતું રાખવામાં આવ્યું છે. તેને **સી. આઈ. ડી.** (ક્રિમિનલ ઈન્વેસ્ટિગેશન ડિપાર્ટમેન્ટ) કહે છે. તેમાં બે શાખા છે. એક **એસ. આઈ. બી.** ( લોકલ ઈન્ટેલિજન્સ બ્રાન્ચ ) કહેવાય છે. અને બીજી **એલ. સી. બી.** (લોકલ ક્રાઈમ બ્રાન્ચ) કહેવાય છે. આ બંને શાખાઓ માટે એક એક સબ ઈન્સ્પેક્ટર હોય છે અને એ બંનેના ઉપરી તરીકે એક ઈન્સ્પેક્ટર હોય છે.

ખેડા જિલ્લામાં છૂપી પોલીસ ખાતાના ઈન્સ્પેક્ટર ખેડાની ડી. એસ. પી. ની કચેરીમાં કામ કરે છે. એમના હાથ નીચે એ જ કચેરીમાં ખેડા જિલ્લા માટેની એલ. સી. બી. ના સબ ઈન્સ્પેક્ટરની ઓફિસ છે. તેના તાબામાં દસ પોલીસ છે અને એ જ કચેરીની એલ. આઈ. બી. શાખાના સબ ઈન્સ્પેક્ટરની ઓફિસ નડિયાદમાં છે. તેના તાબામ બાર પોલીસ છે.

એલ. આઈ. બી. પોલીસ સાદા પોશાકમાં રહી છૂપી રીતે રાજકીય ચળવળો અને જુદા જુદા રાજકીય પક્ષોની

પ્રવૃત્તિઓની તપાસ રાખે છે. એનું મુખ્ય કામ બાતમી આપવાનું હોય છે. એલ. સી. બી. શાખાની છૂપી પોલીસ ખાતાને જરૂર હોય ત્યારે ગુના પકડવામાં મદદ કરે છે. આ પોલીસ બનાવવાળે સ્થળે ગુપ્ત રીતે લોકોમાં ભળી જઈને ગુનાઓની વિવિધ વિગતો શોધી લાવે છે. તે ઉપરાંત મોટર બસ, રેલવે, મેળા વગેરે જાહેર સ્થળોએ આ છૂપી પોલીસના માણસો સાદા પોશાકમાં ફરતા રહે છે. અને ખિસ્સા કાતરૂઓ, સાયકલ ચોરો વગેરે પ્રકારના ગુનેગારો ઉપર ચાંપતી તપાસ રાખે છે.

**અંગૂઠાની છાપ ઉપરથી ગુનાની તપાસ :** છૂપી પોલીસની વડી ઓફિસ પૂનામાં છે. તે ડી આઈ. જી. પી. ના તાબામાં છે. એ ઓફિસમાં ફીંગર પ્રિન્ટ બ્યુરો નામની એક શાખા ઈ. સ. ૧૯૦૧થી સ્થપાયેલી છે. તેમાં અંગૂઠાની છાપ ઉપરથી ગુનેગારને શોધી કાઢવાનું કામ થાય છે. જેના ઉપર ગુનાનો શક હોય તેવા તેમજ સજા પામેલા શખસોના ડાબા હાથના અંગૂઠાની છાપ એ ઓફિસમાં રાખવામાં આવે છે. જ્યારે કોઈ ગુનેગાર પકડાય છે ત્યારે તેના અંગૂઠાની છાપ લઈ આ ઓફિસમાં મોકલી આપવામાં આવે છે. ત્યાં એ છાપને બીજી એકઠી કરેલી છાપો સાથે સરખાવવામાં આવે છે અને તે ઉપરથી ગુનેગારે અગાઉ કરેલા ગુનાઓની વિગત જો જડે તો જિલ્લાની પોલીસ કચેરીને મોકલી આપવામાં આવે છે. આ પ્રકારની વિગતોનો અભ્યાસ કરવા માટે જિલ્લાની પોલીસ કચેરીમાં **ચીફ ઓપરેટર** નામનો હેડ કોન્સ્ટેબલના દરજ્જાનો ખાસ અધિકારી હોય છે. તેણે આ વિષયની પોલીસ ખાતા તરફથી લેવાતી પરીક્ષા પાસ કરેલી હોય છે.

**લાંચ-રુશવત વિરોધી પોલીસ :** ઉપર જણાવેલા પ્રકારના પોલીસો પ્રજામાં બનતા ગુનાઓનું નિયમન કરવા માટે છે. તે ઉપરાંત સરકારી કચેરીઓમાં લાંચરુશવત લેવા-આપવાની પ્રવૃત્તિ અટકે તે માટે સરકારે પોલીસ ખાતામાં **લાંચરુશવત વિરોધી ખાતું** રાખ્યું છે. એ ખાતાની કામગીરી બજાવવા માટે રાજ્યના દરેક ડી. આઈ. જી. પી. (સી. આઇ. ડી.) ના હાથ નીચે ખાસ પોલીસની ટુકડીઓ રાખવામાં આવી છે. એ રીતે ઉત્તર પ્રદેશના વિભાગ માટે અમદાવાદમાં આ કામ માટે એક ડેપ્યુટી એસ. પી. છે અને તેના હાથ નીચે દરેક જિલ્લામાં એક સબ ઇન્સ્પેક્ટર છે. ખેડા જિલ્લા માટે આ પ્રકારનો સબ ઇન્સ્પેક્ટર નડિઆદમાં રહે છે. તેના હાથ નીચે બે સાદા કોન્સ્ટેબલ રહે છે. તેઓ મુખ્યત્વે કારકુની કામ કરે છે. અને તેમની મદદથી લાંચરુશવત અટકાવવા પ્રયત્નો થાય છે.

સામાન્ય રીતે લાંચ રુશવત લેનાર સરકારી નોકર અંગેનો કેસ એ નોકર જ્યાં નોકરી કરતો હોય તે ખાતામાં તપાસ માટે મોકલી આપવામાં આવે છે અને તે ખાતું એનો નિકાલ કરે છે. ગુનેગાર જણાતાં કેસ થાય છે. લાંચ આપનાર પ્રજાજન ઉપર ફોજદારી કોર્ટમાં લાંચ રુશવત વિરોધી કાયદાને આધારે કામ ચલાવવામાં આવે છે.

**ખેડા જિલ્લાની પોલીસનો ટૂંક ઇતિહાસ :** બ્રિટિશ અમલમાં પોલીસ વ્યવસ્થાનો કાયદો ઈ. સ. ૧૮૨૭થી થયો હતો. ઈ સ. ૧૮૯૦ના જિલ્લા પોલીસ એક્ટથી જિલ્લા માટે પોલીસદળની વ્યવસ્થા કરવામાં આવી હતી. તે પહેલાં જિલ્લાવાર અલગ પોલીસદળની વ્યવસ્થિત યોજના ન હતી. ઈ. સ. ૧૮૫૫માં ખેડા જિલ્લાના પોલીસ સુપરિન્ટેન્ડન્ટ તરીકે મેજર ક્રિથ જહોન નામના અંગ્રેજ અધિકારી હતા. તે પછી જિલ્લામાં પોલીસ ખાતાની રચના થઈ ત્યારથી ડી. એસ. પી. તરીકે ગોરા અધિકારી નિમાતા. માત્ર ૩૦-૩૫ વર્ષથી જ એ હોદ્દા ઉપર દેશી અધિકારીઓ નિમાય છે.

**ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ :** જિલ્લામાં કાયદો અને વ્યવસ્થા જળવાય તેની મુખ્ય જવાબદારી **ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટની** છે. જિલ્લાના **કલેક્ટર** એ જ ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ પણ કહેવાય છે. ડી. એસ. પી. અને તેમના હાથ નીચેના ઠેઠ પોલીસ કોન્સ્ટેબલ સુધીના નાનામોટા અધિકારીઓ તેમની નોકરી અંગે ઠરેલા નિયમો પ્રમાણે ફરજ બજાવે છે. પરંતુ એ તમામની કામગીરી ઉપર ડિસ્ટ્રીક્ટ મેજિસ્ટ્રેટે દેખરેખ રાખવાની હોય છે. પોલીસખાતું પોતાની ફરજ બજાવવામાં શિથિલ હોય, અણધાર્યા સંજોગને લીધે વધારે પોલીસની જરૂર પડે, અથવા એક સ્થળેથી બીજે સ્થળે પોલીસ ખસેડવા પડે, તેવા સંજોગોમાં કલેક્ટર ડી. એસ. પી ને જરૂરી હુકમ કરી શકે છે. અને કલેક્ટરની દરમ્યાનગીરીથી જિલ્લામાં કોઈ પણ સ્થળે, કોઇ પણ પ્રસંગે, પોલીસની મદદ પ્રજાના રક્ષણ માટે મેળવી શકાય છે. સામાન્ય નાગરિકો પણ આ સગવડનો લાભ લઈ શકે છે. તે માટે સબળ કારણો આપી ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને અરજી કરવાની હોય છે.

**પોલીસ અને લશ્કર :** જિલ્લાની પોલીસ એ મુખ્યત્વે જિલ્લાની આંતરિક વ્યવસ્થા જાળવવા માટેનું સાધન છે. કોઈ વખતે હુલ્લડ થાય, બળવો થાય કે જિલ્લા બહારથી હુમલો થાય અને સ્થાનિક પોલીસ તેને પહોંચી શકે તેમ

ન હોય ત્યારે કલેક્ટરને ખબર આપવાથી તેઓ અમદાવાદ કે પુનાની કચેરી મારફતે જરૂરી વધારાની પોલીસ અથવા લશ્કર બોલાવી શકે છે ખેડા જિલ્લામાં લશ્કરી મથક નથી પરંતુ ગુજરાત માટે અમદાવાદમાં લશ્કરી મથક રાખેલુ છે ત્યાંથી જરૂર પડે લશ્કર મોકલવામાં આવે છે

**ગામનો પોલીસ અધિકારી : પોલીસ પટેલ :** ઉપર જણાવ્યા મુજબ દરેક તાલુકામાં પોલીસ સ્ટેશન અને આઉટપોસ્ટો છે પરંતુ દરેક ગામમાં પોલીસ સ્ટેશન કે આઉટપોસ્ટ હોય એવું નથી ઘણા ગામો વચ્ચે એક પોલીસ સ્ટેશન કે આઉટપોસ્ટ રાખેલાં હોય છે એટલે દરેક ગામમાં પોલીસની ફરજો બજાવવા માટે **પોલીસ પટેલ** હોય છે જમીન મહેસૂલ ઉઘરાવનાર પટેલ કે મુખીને પોલીસ પટેલની ફરજો પણ સોંપેલી હોય છે મોટાં ગામોમાં મુખી અને પોલીસ પટેલ જુદા હોય છે એ રીતે કલેક્ટરની માફક ગામના મુખીને મહેસૂલી તેમજ પોલીસની એમ બંને પ્રકારની ફરજો અને સત્તાઓ આપેલી છે

**પોલીસની ફરજો :** પોલીસની ફરજો બે પ્રકારની હોય છે (૧) લોકો તરફથી ફરિયાદો આવે તે નોંધી લઈ ઉપરી અધિકારીને પહોંચાડવી અને (૨) લોકો ગુના કરે નહિ તેની તકેદારી રાખવી તથા ગુનેગારો વિરુદ્ધ ફરિયાદો દાખલ કરવી આ બંને પ્રકારની ફરજો બજાવવા માટે પોલીસ અંગેના ખાસ કાયદા ઉપરાંત જુદા જુદા વિષયોના કાયદા ઓમાં પોલીસની ફરજો ઠરાવેલી છે એ બધાનો સાર એ છે કે પોલીસ સરકારનો પ્રતિનિધિ છે અને સરકારના તેમજ લોકોના હિતમાં તેણે સંજોગો પ્રમાણે સદ્બુદ્ધિથી પોતાને મળેલી સત્તા પ્રમાણે વર્તવાનું હોય છે અને આ ફરજો બજાવવામાં લોકોએ પોલીસને જરૂરી મદદ આપવાની હોય છે.

**ગુનાની ફરિયાદ નોંધવાની પદ્ધતિ :** પોલીસ પટેલ પાસે તેમજ પોલીસ સ્ટેશન તથા આઉટપોસ્ટની કચેરીમાં ફરિયાદ નોંધવા માટે એક ચોપડી રહે છે જેને ફરિયાદ કરવી હોય તે પોલીસ પટેલને અથવા પોતાના પ્રદેશમાં આવેલા પોલીસ સ્ટેશન કે આઉટપોસ્ટના હેડ કોન્સ્ટેબલને પોતાની હકીકત કહે તે ઉપરથી તે અધિકારી ફરિયાદ પોથીમાં ફરિયાદની હકીકત લખી લે છે પછી એ લખાણની હકીકત ફરિયાદીને વાંચી સંભળાવવામાં આવે છે ફરિયાદી તેમાં જરૂરી સુધારાવધારા કરાવી શકે છે તે પછી એ લખાણ ફરિયાદીની સહી કે તેના અંગૂઠાની છાપ લેવામાં

ફરિયાદ પોથીમાં પ્રથમવાર લખાવેલી વિગતોને આધારે ગુનાની તપાસ કરવાની હોય છે તેથી એ વિગતો ચોકસાઈપૂર્વક, નિષ્પક્ષપાતપણે અને કોર્ટમાં કેસ ચલાવવામાં ઉપયોગી થાય તે રીતે લખાવવી જોઈએ નહિ તો ફરિયાદ રદ થાય અથવા ગુનો સાબિત ન થાય એવું બનવાનો સંભવ રહે છે આ પ્રકારે ગુનાની ફરિયાદ ગમે તે વખતે નોંધાવી શકાય છે જો ફરિયાદી પોલિસ પટેલ કે અન્ય અધિકારીને રૂબરૂ ન મળી શકે તેમ હોય તો ટપાલ મારફતે પણ ફરિયાદનું લખાણ મોકલી શકાય છે

**ફરિયાદ નોંધાયા પછી :** પોલીસ પટેલ ફરિયાદપોથી ગામના રાવણિયા મારફતે પોતાના વિસ્તારમાં આવેલા આઉટ પોસ્ટ ઉપર મોકલી આપે છે ફરિયાદી રાવણિયા સાથે આઉટપોસ્ટ ઉપર જઈ શકે છે આઉટપોસ્ટમાં પણ ફરિયાદ પોથી હોય છે તેમાં એ ફરિયાદ નોંધી લેવામાં આવે છે અને પછી ત્યાંથી એ નોંધની નકલ પોલીસ સ્ટેશને મોકલાય છે ગુનો પોલીસ સ્ટેશનના તાબાના કોઈ ગામે થયો હોય તો તે ગામનો મુખી ફરિયાદની નકલ સીધી પોલીસ સ્ટેશને પહોંચાડે છે પોલીસ સ્ટેશને પી એસ આઈ (ફોજદાર) રહે છે તેમની પાસે ફોજદારી કામ ચલાવવાની પદ્ધતિ અંગેના કાયદાની (ક્રિમિનલ પ્રોસીજર કોડની) ૧૫૪મી કલમ પ્રમાણે પ્રાથમિક હકીકત લખવા માટે સરકારે છાપેલી એક ચોપડી હોય છે તે **ફર્સ્ટ ઇન્ફર્મેશન બૂક** કહેવાય છે એમાં એ ફરિયાદ દાખલ કરવામાં આવે છે ત્યાર પછી એની કાયદેસર તપાસ શરૂ થાય છે

ગુના અંગેની પોલીસ તપાસ પૂરી થયા બાદ ફોજદારી અદાલતમાં ગુના અંગેનું 'ચાર્જશીટ' (તહોમત પત્રક) રજૂ કરવામાં આવે છે આ ચાર્જશીટમાં ફરિયાદી તથા તહોમતદારનાં નામ, સાક્ષીઓનાં નામ, મુદ્દામાલ મળ્યો હોય તો તેની વિગત તથા ગુનાનું ટૂંક વર્ણન હોય છે ચાર્જશીટ રજૂ થયા બાદ અદાલતમાં કેસ ચાલે છે

**પોલીસના અધિકારીઓના અધિકારો અને ફરજો :** ગુનાના શક ઉપરથી પોલીસ પટેલથી ડી એસ પી સુધીના કોઈ પણ પોલીસ અધિકારી કોઈ પણ વ્યક્તિને ગીરફતાર કરી તેને અંગે કાયદેસર કાગળો થતા સુધી અટકમાં રાખી શકે છે પરંતુ વોરંટ કાઢવાની સત્તા ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટને જ છે કોઈ પણ ગુંડાને કે ગુનાખોર વ્યક્તિને ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ જિલ્લામાંથી હદપાર કરી શકે છે કે જિલ્લામાં રહેવાની મનાઈ ફરમાવી શકે છે. અમુક સંજોગોમાં ગુનાની

તપાસ માટે ખાનગી મકાનમાં પ્રવેશ કરવાની પોલીસને સત્તા હોય છે. તે સિવાય તપાસના હેતુથી ખાનગી મકાનમાં પ્રવેશ કરવા માટે પોલીસે પણ ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટનો હુકમ મેળવવો પડે છે આ ભેદ સમજવા માટે કાયદાનું જ્ઞાન જરૂરી છે. જાણકારની સલાહ-મદદ આવે પ્રસંગે ખાસ ઉપયોગી નીવડે છે.

પોલીસની ફરજો એવી છે કે તેની નોકરી માટે સમયપત્રક હોતું નથી. દિવસે કે રાત્રે ગમે ત્યારે પોલીસની સેવા માગવાનો લોકોને હક્ક છે અને તે સેવા આપવાની પોલીસની ફરજ છે. એ કારણે પોલીસ ગમે ત્યારે રાજીનામું આપી નોકરી છોડી શકતો નથી. રાજીનામું આપ્યા પછી તેની લેખી મંજૂરી આવતા સુધી તેણે ફરજ બજાવવી પડે છે. વળી ફરિયાદ ન થઈ હોય, છતાં માંદા, અશક્ત, નિરાધાર વગેરે પ્રકારના લોકોનું રક્ષણ કરવું અને તેમને મદદ કરવી એ પણ પોલીસની પ્રાથમિક ફરજ કાયદામાં ઠરેલી છે. એ રીતે પોલીસ પ્રજાનો રક્ષક તેમજ સેવક છે.

**જેલો :** પોલીસે ગિરફતાર કરેલા ગુનેગારને તેની સામેની ફરિયાદ અંગેનો અદાલતનો ફેંસલો જાહેર થતાં સુધી **કાચી જેલમાં** રાખવામાં આવે છે. તેને સબજેલ અથવા લૉકઅપ પણ કહે છે. અદાલતના ફેંસલાને પરિણામે જેને જેલની સજા થઈ હેય તેવા ગુનેગારને રાખવા માટે ગુજરાત પ્રદેશમાં અમદાવાદ નજીક સાબરમતી સ્ટેશન આગળ સેંટ્રલ જેલ આવેલી છે. ખેડા જિલ્લામાંથી જેલની સજા પામેલા ગુનેગારોને એ જેલમાં મોકલી આપવામાં આવે છે. કોઈ વાર સેંટ્રલ જેલમાં કેદીને મોકલતાં વાર લાગે ત્યારે એવા કેદીને જિલ્લાની કોઈ અનુકૂળ સબજેલમાં થેડો વખત રાખે છે. આ રીતે ખેડા જિલ્લામાં માત્ર કાચી જેલો છે તે નીચેનાં ૧૧ સ્થળોએ આવેલી છેઃ- ખેડા, નડિયાદ, માતર, મહેમદાવાદ, કપડવણજ, વાડાસિનોર, ઠાસરા, આણંદ, બોરસદ, પેટલાદ, અને ખંભાત.

**જેલોનો વહીવટ :** ઉપરની ૧૧ સબજેલો પૈકી નડિયાદની સબજેલ મુંબઈ રાજ્યના જેલખાતાની સીધી હુકમનમાં છે. તેના વહીવટ માટે જેલખાતા તરફથી જેલર નિમાય છે અને એ ખાતું એને પગાર આપે છે. ખેડા જિલ્લાની બાકીની સબજેલોના સુપરિન્ટેન્ડન્ટ તરીકે જે તે સ્થળના મામલતદાર કામ કરે છે. એમની જ કચેરીનો ફોજદારી કારકુન એ જેલના જેલર તરીકે કામ કરે છે. એવી જેલની રખેવાળી કરવા દરેક મથકે બે હેડ કૉન્સ્ટેબલ અને ૭ સામાન્ય કૉન્સ્ટેબલ સંત્રી તરીકે રાખવામા આવે છે. આ સંત્રીઓ દિવસના ચોવીસે કલાક જેલ ઉપર વારાફરતી પહેરો ભરે છે, સામાન્ય રીતે દરેક સંત્રીને આઠ કલાકની ફરજ સોંપવામાં આવે છે.

**કેદીને મળતાં કપડાં :** ઉપરની સબજેલોમાં રાખવામાં આવતા બધા કેદીઓને સૂવા માટે શેતરંજી અને કામળા આપવામાં આવે છે. સંસ્કારી વર્ગમાંથી આવતા કેદીને જો તે ગંભીર ગુનામાં સંડોવાયેલો ન હોય તો, જેલ સુપરિન્ટેન્ડન્ટની પરવાનગીથી, પોતાને ઘેરથી મંગાવેલી પથારી, પુસ્તકો, ભોજન, બીડીઓ, વગેરે ચીજો વાપરવાની છૂટ મળે છે. કેસ ચાલે ત્યાં સુધી દરેક કેદી પોતાને ઘેરથી કપડાં મંગાવીને પહેરી શકે છે. સજા થયા પછી દરેક કેદીએ કેદી તરીકેનાં સરકાર તરફથી મળતાં કપડાં પહેરવાં પડે છે. તેમાં પુરુષ માટે ચડ્ડી, પહેરણ, ટોપી, લંગોટ, ટુવાલ, ગરમ કે સુતરાઉ જાકીટ અને સુતરાઉ કામળો હોય છે. સ્ત્રી કેદી માટે, સાડલો, કબજો, અને ચણીયો આપવામાં આવે છે.

**હરવુંફરવું :** સામાન્ય રીતે કેદીઓને હરવાફરવા તથા રમતો માટે દરરોજ એક કલાક ઓરડી બહાર જેલના ચોગાનમાં કાઢવામાં આવે છે. અલબત્ત, તેઓ નાસી છૂટે નહિ એ માટે તેમના ગુનાના પ્રમાણમાં તેમને હળવી કે ભારે બેડીઓ પહેરાવેલી રાખવામાં આવે છે.

**દાક્તરી તપાસ :** દર અઠવાડિયે એક વાર કેદીઓની દાક્તરી તપાસ થાય છે. જો કેદી માંદો પડે અગર ઉપવાસ ઉપર ઊતરે તો જરૂર પ્રમાણે એકથી વધુ વખત તેને દાક્તરી સારવાર આપવામાં આવે છે.

**મુલાકાત અને પત્રવ્યવહાર :** સબ જેલમાં રાખેલો કેદી જો તે સજા પામેલો ન હોય તો જેલના સુપરિન્ટેન્ડન્ટને અરજી કરવાથી, જેલર મારફતે તેનાં સગાંવહાલાંને મળવાની સગવડ તેને અપાય છે. સામાન્ય રીતે જેલરની હાજરીમાં જ કેદી સગાંવહાલાંને મળી શકે છે. એ જ પ્રમાણે જેલ સુપરિન્ટેન્ડન્ટની પરવાનગીથી કેદી પોતાનાં સગાંવહાલાં સાથે પત્રવ્યવહાર પણ કરી શકે છે.

**ખોરાક :** સબ જેલમાં રાખેલા કેદીઓને જેલ તરફથી ઠરેલા સમયપત્રક પ્રમાણે માંસાહારી અને શાકાહારી એ બંને પ્રકારનાં ભોજન અપાય છે. ભોજનમાં વપરાતી ચીજોનું પ્રમાણ દર્શાવતું સમયપત્રક નીચે આપ્યું છેઃ—

## ખેડા જિલ્લાની કાચી જેલોમાં કેદીઓને અપાતા ખોરાકનું સમયપત્રક

નોંધ : આ પત્રકમાં જણાવેલાં વજનોમાં ૧૬ ડ્રામ = ૧ ઔંસ = ૨⅜ રૂપિયાભાર અને ૧૬ ઔંસ = ૧ પાઉંડ (રતલ) એ પ્રમાણે ગણતરી થાય છે.

| ખોરાકના પદાર્થનું નામ | રવિવાર ઔંસ | સોમવાર ઔંસ | મંગળવાર ઔંસ | બુધવાર ઔંસ | ગુરુવાર ઔંસ | શુક્રવાર ઔંસ | શનિવાર ઔંસ |
|---|---|---|---|---|---|---|---|
| ઘઉંનો લોટ | ૧૦ | — | — | ૧૦ | — | — | — |
| જુવારનો લોટ | ૧૦ | ૨૦ | ૨ | ૧૦ | ૨૦ | ૨ | ૨૦ |
| બાજરીનો લોટ | — | — | ૧૮ | — | — | ૧૮ | — |
| દાળ (શાકાહારી માટે) | — | ૪ | ૪ | ૪ | ૪ | ૪ | ૪ |
| દાળ (માંસાહારી માટે) | — | ૪ | ૩ | ૪ | ૩ | ૩ | ૩ |
| ગોળ (શાકાહારી માટે) | ૪ | — | — | — | — | — | — |
| મટન (માંસાહારી માટે) | ૪ | — | — | — | — | — | — |
| મીઠું | દરરોજ આઠ ડ્રામ એટલે કે ૧। રૂપિયાભાર | | | | | | |
| મસાલા | દરરોજ આઠ ડ્રામ એટલે કે ૧। રૂપિયાભાર | | | | | | |
| શાક | અપાય છે. | | | | | | |
| બળતણ | દરરોજ બે રતલ | | | | | | |
| તેલ | પહેલી એપ્રિલથી ૩૦મી સપ્ટેમ્બર સુધી દરરોજ ૬ ડ્રામ એટલે કે એક રૂપિયાભાર જેટલું. પહેલી ઓકટોબરથી ૩૧મી માર્ચ સુધી દરરોજ ૧। રૂપિયાભાર | | | | | | |
| આમલીનો ફાલ | દરરોજ ૪ ડ્રામ એટલે કે ૦। ઔંસ જેટલી ૧લી એપ્રિલથી ૩૦મી સપ્ટેમ્બર સુધી; અને પહેલી ઓકટોબરથી ૩૧મી માર્ચ સુધી દરરોજ ½ ઔંસ. | | | | | | |

**કેદીના વર્ગ :** ગુનેગારને કેદની સજા ફરમાવતી વખતે તેની આર્થિક સ્થિતિ, સામાજિક દરજ્જો, ભણતર, ગુનાનો પ્રકાર વગેરે વિગતો ધ્યાનમાં લઈને કેદી તરીકે તેને 'એ' 'બી 'કે' સી' વર્ગનો ઠરાવવામાં આવે છે. 'બી' વર્ગ કરતાં 'એ' વર્ગવાળા કેદીને સારી સગવડો જેલમાં અપાય છે. સામાન્ય રીતે ગુનેગાર કેદીને 'સી'.વર્ગ અપાય છે.

**જેલમાં શિક્ષણ :** સજા પામીને સેંટ્રલ જેલમાં ગયા પછી કેદીને તેના પ્રકાર પ્રમાણે સગવડો અને કામ અપાય છે. બ્રિટિશ અમલમાં કેદીઓ પાસે સખત મજૂરી કરાવવામાં આવતી અને એમની સાથે ઘણી કડકાઈથી વર્તન થતું. હાલ માનસશાસ્ત્ર અને શિક્ષણશાસ્ત્રની મદદથી કેદીઓને સુધારવાની નીતિ સરકારે સ્વીકારી છે. તેથી કેદીઓને હુન્નરઉદ્યોગ શીખવવાની તથા શિક્ષણ આપવાની પ્રવૃત્તિઓ જેલોમાં શરૂ કરવામાં આવી છે. એને પરિણામે સજા પામેલા એક વખતના ગુનેગારો ફરીથી ગુનો નહિ કરતાં હુન્નર-ઉદ્યોગની મદદથી નીતિમય જીવન ગુજારતા થશે એમ મનાય છે.

**પ્રકાર અને સંખ્યા :** ખેડા જિલ્લામાં છેલ્લાં વર્ષમાં પોલીસ ખાતામાં નોંધાયેલા ગુનાઓના પ્રકાર તથા તેમની સંખ્યા દર્શાવતું પત્રક આ પ્રકરણને છેડે



ડી. એસ. પી. કચેરી–ખેડા

પરિશિષ્ટ (૨) રૂપે આપ્યુ છે પોલીસમા નહિ નોધાયેલા ગુનાઓ એ પત્રકમાં દર્શાવ્યા નથી એ ઉપરથી ખ્યાલ આવશે કે આ જિલ્લામાં હજારોની સખ્યામાં ગજદારી ગુનાઓ બને છે બ્રિટિશ સમયમાં ગુજરાત પ્રદેશમાં આ જિલ્લો સૌથી વધુ ગુનાઓ કરનાર ગણાતો હતો. તે સમયના પ્રમાણમાં આજે ગુનાઓનુ પ્રમાણ ઘટયુ છે

**ગુના અટકાવવા માટે :** ગુના થતા અટક તે માટે પ્રજા હુન્નરઉદ્યોગમાં રોકાયેલી, જીવનનિર્વાહનાં સાધનોની બાબતમાં સતોષી અને સસ્કારી હોવી જોઈએ પોલીસ ખાતામાં પણ એવા જ ગુણોવાળા અધિકારીઓ હોવા જોઈએ બ્રિટિશ સમયમાં પોલીસ ખાતાના નોકરો સમાજના નીચલા થરમાંથી આવતા સસ્કારી અને સારી સ્થિતિના લોકો પોલીસ થવાનુ પસદ કરતા નહિ તે ઉપરાંત ગુનો પકડવામાં તેનજ સાબિત કરવામાં કાયદા પ્રમાણે જે સાક્ષી પુરાવા જોઈએ તે આપવામાં લોકો અનેક પ્રકારના ડરને લીધે પોલીસને જરૂરી સાથ આપતા નહિ. હજી પણ લોકોની મનોવૃત્તિ પોલીસથી દૂર ભાગવાની છે પરતુ સ્વરાજ મળ્યા પછી આ સ્થિતિ સુધારવા માટે સરકારે અનેક રચનાત્મક કામો આરભ્યાં છે તેમા શિક્ષણના સાર્વત્રિક પ્રચાર ઉપરાંત પોલીસ ખાતામા સસ્કારી માણસોની ભરતી થાય અને તેમને જરૂરી તાલીમ મળે તેવી સગવડો વધારવાની નીતિ એ મુખ્ય છે તે ઉપરાત પોલીસને મદદ કરવા માટે 'હોમગાર્ડઝ' (ગૃહરક્ષકો) અને વિલેજ ડિફેન્સ પાર્ટી (ગ્રામરક્ષકો)એ નામનાં નાગરિક પોલીસોનાં દળો ગામે ગામ જમાવવાની પ્રવૃત્તિ સરકારે શરૂ કરી છે ખેડા જિલ્લામા આ પ્રવૃત્તિ મક્કમ રીતે ખીલતી જાય છે તેની માહિતી હવે પછીનાં પ્રકરણોમાં આવશે

આધાર : (૧) ખેડાની ડી એસ પી ની કચેરી તથા કલેક્ટરની કચેરીમાથી મળેલી માહિતી (૨) શ્રી અજિતકુમાર ફૂલસિંહજી ડાભી, બી એ, એલએલ બી, એમણે આપેલી માહિતી

# ૫૫

## પરિશિષ્ટ (૧)

**ખેડા જિલ્લામાં આવેલાં પોલીસ સ્ટેશનો અને આઉટપોસ્ટોની વિગત દર્શાવતુ પત્રક. ઈ સ ૧૯૫૩-૫૪**

નોધ — પોલીસ-સ્ટેશન અને આઉટપોસ્ટના તાબાના ગામોની સખ્યા કૌંસમા દર્શાવી છે આ ગામો પૈકી કેટલાકને તાબે પરા છે તે જે તે ગામમાજ આવી જાય છે જે તે પોલીસ સ્ટેશનની સામે તેના તાબાનુ આઉટપોસ્ટ દર્શાવ્યુ છે

| તાલુકો | પોલીસસ્ટેશનો | આઉટપોસ્ટો |
|---|---|---|
| નડિયાદ | ૧ ન શહેર 'એ' ડિવિઝન | |
| | ૨ ન શહેર 'બી' ડિવિઝન | |
| | ૩ ન ગ્રામ પો સ્ટે (૧૭) | ૧ વસો (૧૫), ૨ વીણા (૧૦), |
| | ૪ ચકલાસી (૧૩) | સોડપુર (૧૧) |
| | ૫ મહુધા (૨૩) | અલીણા (૧૫) |
| મહેમદાવાદ | ૬ મહેમદાવાદ (૬૯) | લાડાસર (૧૩), |
| | ૭ ખેડા (૧૩) | લાલી (૯) |
| માતર | ૮ માતર (૨૫) | રહુ (૨૬) |
| | ૯ અલાડા (૩૨), | |
| કપડવણજ | ૧૦ કપડવણજ (૧૪), | ૧ આતરોલી (૮) ૨ લસુન્દ્રા (૧૧) ૩ અતિસર (૧૬) |
| | ૧૧ કઠલાલ (૨૫) | છીપડી (૧૬) |
| | ૧૨ આતરસુબા (૨૨) | ખડાલ (૧૬), |
| | ૧૩ નિર્માળી (૫૩) | |
| આણદ | ૧૪ આણદ (૩) | ૧ સામરખા (૬), ૨ વલ્લભવિદ્યાનગર (૧૫), ૩ વાસદ (૧૦) |
| | ૧૫. ખભોળજ (૧૨) | ઓડ (૭) |
| | ૧૬ ઉમરેઠ (૧૮) | ભાલેજ (૧૪) |
| ઠાસરા | ૧૭ ઠાસરા (૩૯) | પાલી (૩૯) |
| | ૧૮ ડાકોર (૧૬) | ભદ્રાસા (૧૮) |
| વાડાસિનોર | ૧૯ વાડાસિનોર (૧૮) | પાદવા |
| | ૨૦ વીરપુર (૫૬), | |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ખંભાત | ૨૧. ખં. શહેર (૯) | | | ૨૫. સોજિત્રા (૧૩) | કાસોર |
| | ૨૨. ખં. ગ્રા. (૨૫) | ૧. પાંદડ (૧૫) | | ૨૬. મહેળાવ (૨૦). | |
| | | ૧. કલમસર<br>૩. પીપળોઇ (૧૭) | | ૨૭. ભાદરણ (૧૯) | બામણગામ (૧૪) |
| | ૨૩. તારાપુર (૧૯) | વરસડા (૨૯) | બોરસદ | ૨૮. બોરસદ (૨૩) | |
| પેટલાદ | ૨૪. પેટલાદ તાલુકા (૧૪) | ૧. પંડોળી (૧૨),<br>૨. ધર્મજ (૧૨) | | ૨૯. આંકલાવ (૧૨) | ઉમેટા (૧૦) |
| | | | | ૩૦. વીરસદ (૧૨) | કઠાણા (૧૧) |

# પ.પ.

## પરિશિષ્ટ (૨)

### ખેડા જિલ્લામાં ફોજદારી ગુનાની વિગતો દર્શાવતું પત્રક (૧૯૪૯થી ૧૯૫૩)

| ક્રમાંક | ગુનાની વિગત | ૧૯૪૯ | ૧૯૫૦ | ૧૯૫૧ | ૧૯૫૨ | ૧૯૫૩ |
|---|---|---|---|---|---|---|
| ૧ | ખૂન, ખૂનના પ્રયાસો | ૭૬ | ૬૪ | ૮૦ | ૭૮ | ૬૯ |
| ૨ | ધાડ (પાંચ કે તેથી વધુ માણસો) | ૨૨ | ૧૬ | ૨૪ | ૨૨ | ૨૧ |
| ૩ | લૂંટ (પાંચથી ઓછા માણસો) | ૧૨૮ | ૧૦૫ | ૧૨૫ | ૧૦૭ | ૧૧૦ |
| ૪ | ઘરફોડ અને ચોરી | ૮૧૫ | ૮૦૮ | ૯૦૦ | ૮૫૬ | ૭૧૩ |
| ૫ | સાયકલ ચોરી | ૧૬ | ૨૨ | ૨૮ | ૩૩ | ૨૨ |
| ૬ | ઢોર ચોરી | ૨૦૯ | ૧૬૭ | ૧૦૫ | ૧૧૨ | ૧૧૯ |
| ૭ | સામાન્ય ચોરી | ૧૧૬૬ | ૧૧૪૯ | ૧૧૭૧ | ૧૦૭૦ | ૧૦૪૪ |
| ૮ | ચોરીનો માલ સંઘરવો | ૧૪ | ૧૩ | ૮ | ૭ | ૧૩ |
| ૯ | ઠગાઇ | ૮૦ | ૧૦૬ | ૯૩ | ૬૩ | ૭૫ |
| ૧૦ | વિશ્વાસઘાત | ૮૪ | ૧૦૧ | ૮૧ | ૫૮ | ૧૧૯ |
| ૧૧ | તોફાન | ૨૭૩ | ૩૨૪ | ૨૦૪ | ૧૯૯ | ૨૮૮ |
| ૧૨ | હંગામા-હુલ્લડ (Rioting) | ૫૪ | ૬૮ | ૪૩ | ૨૫ | ૩૨ |
| ૧૩ | શારીરિક ઇજા | ૫૩૦ | ૪૬૨ | ૪૮૨ | ૫૧૫ | ૪૯૦ |
| ૧૪ | મનુષ્ય હરણ | ૫૨ | ૩૭ | ૪૬ | ૩૧ | ૪૧ |
| ૧૫ | પરચૂરણ ગુના | ૫૫૬ | ૭૧૬ | ૭૭૫ | ૭૦૪ | ૬૧૫ |
| | કુલ........ | ૪૦૭૫ | ૪૧૫૮ | ૪૧૦૬ | ૩૮૮૫ | ૩૭૭૧ |
| ૧ | ઇંડિયન પિનલ કોડ પ્રમાણેના ઉપર સિવાયના બીજા ગુના | ૩૭ | ૬૪ | ૬૧ | ૫૨ | ૪૮ |
| ૨ | જુગારના કાયદાના ગુના | ૭૦ | ૬૮ | ૭૯ | ૧૦૫ | ૧૧૨ |
| ૩ | માદકપીણા અને કેફી ચીજોના ગુના | ૮૧૭ | ૧૪૦૧ | ૧૩૧૬ | ૧૬૯૫ | ૧૯૬૩ |
| ૪ | અનાજની માપબંધીના ગુના | ૨૬૯ | ૫૫૮ | ૪૬૩ | ૩૮૩ | ૨૩૦ |
| ૫ | મોટરવાહનના ગુના | ૨૪ | ૨૧ | ૨ | — | — |
| ૬ | પરચૂરણ | ૭૮ | ૨૪૧ | ૭૬૧ | ૧૫૫૪ | ૧૬૪૨ |
| | કુલ........ | ૧૨૯૫ | ૨૩૫૪ | ૨૮૮૦ | ૩૭૮૯ | ૪૦૪૫ |
| | બંનેનો કુલ સરવાળો. | ૫૩૭૦ | ૬૫૧૨ | ૬૯૮૬ | ૭૬૭૪ | ૭૮૧૬ |

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો : પ્રદેશદર્શન

## ખંડ બીજો

## રાજ્યતંત્ર

---

# ૧

## રાજ્યતંત્ર

### (૧) સાર્વભૌમ પ્રજાસત્તાક ભારતદેશનું રાજ્યતંત્ર

**રાજ્યપલટાની તારીખો :** ઈ. સ. ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી તારીખે મધ્યરાત્રીએ અંગ્રેજો પાસેથી હિંદ દેશની રાજ્યસત્તાનો હવાલો હિંદી રાષ્ટ્રીય મહાસભાના (કોંગ્રેસના) આગેવાનોને સોંપાયો. તે જ દિવસથી મુસ્લિમ બહુમતિવાળા હિંદના પ્રદેશો હિંદમાંથી છૂટા પડયા અને તે પ્રદેશોનો બનેલો અલગ દેશ **પાકીસ્તાન** કહેવાયો.

**રાજ્યબંધારણ :** સ્વતંત્ર હિંદનું રાજ્યબંધારણ ઘડવા માટે નિમાયેલી **બંધારણસભા** (કોન્સ્ટીટયુઅન્ટ એસેમ્બલી)એ તા : ૨૬મી નવેમ્બર ૧૯૪૯ને રોજ નવું રાજ્યબંધારણ પસાર કર્યું. એમાં હિંદ દેશને **ભારત** નામથી ઓળખાવ્યો છે. એ બંધારણ અંગ્રેજીમાં લખાયું હતું તેનું હિંદી ભાષાન્તર પ્રસિદ્ધ થયું છે, અને પ્રાદેશિક ભાષામાં પણ ભાષાન્તરો પ્રસિદ્ધ થયાં છે. નૂતન ભારતનું **પાટનગર દિલ્હી** છે.

**રાજકીય દરજ્જો :** રાજ્યબંધારણમાં નૂતન ભારતને **'સૉવરિન ડેમોક્રેટિક રિપબ્લિક'** એવા અંગ્રેજી શબ્દોથી ઓળખાવવામાં આવ્યું છે ગુજરાતીમાં એ માટે **'સાર્વભૌમ પ્રજાસત્તાક પ્રજારાજ્ય'** એવા શબ્દો વપરાય છે. ટૂંકમાં એને **લોકશાહી રાજ્ય** પણ કહે છે.

**આંતરરાષ્ટ્રીય દરજ્જો :** પોતે સાર્વભૌમ પ્રજાસત્તાક પ્રજારાજ્ય હોવા છતાં, ભારતદેશે **બ્રિટિશ કોમનવેલ્થના એક સ્વતંત્ર અને પૂરેપૂરા સભ્ય** તરીકે રહેવાનું પસંદ કર્યું છે. તે ઉપરાંત **સંયુક્ત રાષ્ટ્રોની પરિષદ** (એટલે **યુનાઇટેડ નેશન્સ ઓર્ગેનાઈઝેશન** – (U. N. O. યુનો)નું પણ ભારત એક સભ્ય છે.

**બંધારણનો અમલ :** ઢંઢેરો : તા : ૨૬મી જાન્યુઆરી ૧૯૫૦થી નવું રાજ્યબંધારણ અમલમાં આવ્યું છે. તે દિવસે બ્રિટિશ સરકારના છેલ્લા ગવર્નર જનરલ ચક્રવર્તી રાજગોપાલાચારીએ નવા રાજ્યની જાહેરાતનો ઢંઢેરો બહાર પાડયો હતો. એ ઢંઢેરો બીજા જિલ્લાઓની માફક ખેડા જિલ્લામાં પણ તે વખતના કલેક્ટર શ્રી ચૌધરીએ ખેડા મુકામે જિલ્લાના લોકોની સભા' સમક્ષ વાંચી સંભળાવ્યો હતો.

**મૂળભૂત આદર્શો અને સિદ્ધાંતો :** નવા રાજ્યબંધારણમાં ભારત દેશની પ્રજાએ છેલ્લાં સો વર્ષોમાં ખીલવેલા આદર્શો અને સિદ્ધાંતોને કાયદાનું રૂપ આપવામાં આવ્યું છે. એનો સાર બંધારણની **પ્રસ્તાવનામાં**, તેમાં જણાવેલા **મૂળભૂત અધિકારોમાં**, તથા **રાજનીતિના માર્ગદર્શક સિદ્ધાંતોમાં** આવી જાય છે. તેથી એ ત્રણ વિષયો અંગેની કલમોનો સાર આ પ્રકરણને છેડે પરિશિષ્ટરૂપે આપ્યો છે. રાજ્ય તરફથી તેમજ લોકોના આગેવાનો તરફથી લોકહિત માટે ચાલી રહેલી વિવિધ પ્રવૃત્તિઓ પાછળ આ આદર્શોનું પાલન કરવાનો આશય રહેલો છે. અને એ આદર્શો તથા સિદ્ધાંતો દરેક નાગરિકના જીવનમાં ઊતરે એ રાજ્યબંધારણનું ધ્યેય છે. તેથી એ કલમો ફરી ફરી વાંચવી અને તેનું મનન કરવું એ નૂતન ભારતના એકેએક નાગરિકની પવિત્ર ફરજ છે.

**રાજ્યચિહ્નો :** બંધારણમાં સ્વીકારેલા સિદ્ધાંતો અને આદર્શોના પ્રતીક રૂપે નવાં રાજ્યચિહ્નો રચવામાં આવ્યાં છે. અને તે અંગે નિયમો કરવામાં આવ્યા છે. તેની ટૂંક વિગતો નીચે પ્રમાણે છે :–

**રાષ્ટ્રમુદ્રા :** રાષ્ટ્રમુદ્રા એટલે રાજ્યનો સિક્કો. એ સિક્કા ઉપરથી રાજ્ય ઓળખાય. સાર્વભૌમ પ્રજાસત્તાક ભારતની

રાષ્ટ્રમુદ્રાનું ચિત્ર બનારસ નજીક આવેલા 'સારનાથ' નામના સ્થળેથી ઈ સ ૧૯૦૫મા જડેલા પ્રાચીન અશોકસ્તંભના સિંહશિખરનું પ્રતીક છે એમાં 'સત્યમેવ જયતે' (કેવળ સત્યનો જ જય થાય છે) એવું વેદવાક્ય કોતરેલું છે તે ઉપરાંત અશોક ચક્ર, સિંહની આકૃતિઓ વગેરે વિગતો પણ એમાં છે તે પૈકી અશોકચક્ર એ અહિંસાધર્મનું પ્રતીક છે નૂતન ભારત સત્ય અને અહિંસાના પાયા ઉપર રચાયેલું છે એ આ વિગતોથી સૂચવાયું છે આખા ચિત્રમાં ભારતનો ભવ્ય ભૂતકાળ પણ તાજો થાય છે એની વધુ માહિતી જાન્યુઆરી, ૧૯૫૦ના 'અખંડ આનંદ' માસિકમાં પૃષ્ઠ ૮૭ ઉપર શ્રી નગીનદાસ સંઘવીકૃત 'રાષ્ટ્રમુદ્રા' નામના લેખમાં છે આ રાષ્ટ્રમુદ્રા સરકારી કાગળો, ચલણી નાણું, ટિકિટો વગેરેમાં છાપવામાં આવે છે સરકાર સિવાય બીજું કોઈ એને વાપરી શકે નહિ

**રાષ્ટ્રધ્વજ** : હિંદી રાષ્ટ્રીય મહાસભાએ ૨૫-૩૦ વર્ષ સુધી રાષ્ટ્રધ્વજ તરીકે વાપરેલા ત્રિરંગી ધ્વજને નૂતન ભારતના રાષ્ટ્રધ્વજ તરીકે બંધારણસભાએ તેમજ તેને આધારે રચાયેલી સરકારે સ્વીકાર્યો છે આ રાષ્ટ્રધ્વજ ત્રિરંગી છે તેનો સૌથી ઉપરનો કેસરિયો રંગ શૌર્ય, બલિદાન અને ત્યાગની પ્રેરણા આપે છે વચમાંનો સફેદ રંગ એ શાંતિ અને શુદ્ધિનું પ્રતીક છે નીચેનો લીલો રંગ પ્રેમ, સમૃદ્ધિ, ભ્રાતૃભાવનું પ્રતીક છે ધ્વજની વચ્ચેનું ચક્ર ભારતનું ધર્મચક્ર છે એ ચક્ર સમ્રાટ અશોકના સ્તંભનું ચક્ર છે ઉપરની બધી ભાવનાઓ સર્વત્ર પ્રસરો એ એની ભાવના છે

રાષ્ટ્રમુદ્રાની પેઠે રાષ્ટ્રધ્વજ પણ સરકારનું ચિહ્ન છે છતાં રાષ્ટ્રીય તહેવારો અને પ્રસંગોએ લોકો તે વાપરી શકે છે તે માટે સરકારે કેટલાક નિયમો અને શિષ્ટાચારો ઠરાવ્યા છે તેમાંનો સૌથી મહત્ત્વનો નિયમ એ છે કે સરકારે ઠરાવેલા દિવસો ને પ્રસંગો સિવાય પ્રજાજનો પોતાને ફાવે ત્યારે રાષ્ટ્રધ્વજ ફરકાવી શકે નહિ સામાન્ય રીતે નીચેના પ્રસંગોએ લોકોને માટે રાષ્ટ્રધ્વજ ફરકાવવાની છૂટ રાખેલી છે ૨૬મી જાન્યુઆરી (પ્રજાસત્તાક દિન), એપ્રિલની ૬ઠ્ઠીથી ૧૩મી સુધીનું રાષ્ટ્રીય સપ્તાહ, ૧૫મી ઓગસ્ટ (સ્વાતંત્ર્ય દિન), ૨જી ઓક્ટોબર (ગાંધી જયંતિ), તે ઉપરાંત એવા પ્રસંગો સરકાર વખતોવખત જાહેર કરે છે તે સિવાય રાષ્ટ્રધ્વજ ફરકાવવો કે એનું ચિત્ર છાપવું એ એનું અપમાન કર્યા બરાબર છે અને ગેરકાયદે પણ છે

ઉપર પ્રમાણે સરકારમાન્ય દિવસોએ વાપરવાના રાષ્ટ્રધ્વજ માટે તા ૨૫-૩-૧૯૫૦થી સરકારે નીચે પ્રમાણે માપ નક્કી કરેલાં છે –

| સ્થળ : | ધ્વજનું માપ |
|---|---|
| ઐતિહાસિક કિલ્લાઓ | ૨૧'×૧૪' |
| જિલ્લાનાં વડાં મથકો | ૧૨'×૮' |
| તાલુકાનાં વડાં મથકો | ૬'×૪' |
| ગામનાં વડાં મથકો | ૩'×૨' |
| મોટર ગાડીઓ | ૯"×૬" |

રાષ્ટ્રધ્વજ એ રાષ્ટ્રના (દેશના) ગૌરવનું અને તેની પ્રતિષ્ઠાનું ચિહ્ન છે, તેથી તેનું હમેશાં સન્માન થવું જોઈએ, એનું કદી કોઈએ અપમાન ન કરવું જોઈએ એટલા માટે એનો વેપારી હેતુ માટે ઉપયોગ કરવો એ અયોગ્ય છે તે ઉપરાંત નીચેના શિષ્ટાચારો પળાવા જોઈએ રાષ્ટ્રધ્વજ ઊંધો ફરકાવાય નહિ એના રંગોને ઝાંખા પડવા દેવાય નહિ એને ગાદી, ખુરશી કે વ્યાસપીઠની સપાટી નીચે કદી મુકાય નહિ પગે રગદોળાય એ રીતે એને નંખાય નહિ ફાટેલો ધ્વજ વપરાય નહિ ધ્વજની ટોચ દાંડીની ટોચને સ્પર્શે એ રીતે એને ગોઠવવો જોઈએ રાષ્ટ્રીય ઉત્સવ પૂરો થાય એટલે એને ઉતારી લેવો જોઈએ

**આંતરરાષ્ટ્રીય ધ્વજ** : તા ૨૪મી ઓક્ટોબર એ 'યુનો'નો સ્થાપનાદિન હોવાથી, એ દિવસે ભારત સરકારની કચેરીઓ પર યુનોનો ધ્વજ રાષ્ટ્રધ્વજ સાથે ફરકાવાય છે

**રાષ્ટ્રગીત** : જગવિખ્યાત બંગાળી કવિવર રવિન્દ્રનાથ ઠાકુરનું રચેલું 'જનગણમન' એ શબ્દોથી શરૂ થતું 'ભારત ભાગ્યવિધાતા'ની સ્તુતિનું ગીત સરકારે રાષ્ટ્રગીત તરીકે માન્ય કર્યું છે તે આ પ્રકરણને છેડે પરિશિષ્ટ (૨) રૂપે આપ્યું છે

રાષ્ટ્રમુદ્રા અને રાષ્ટ્રધ્વજની માફક રાષ્ટ્રગીત પણ સરકારે ઠરાવેલા પ્રસંગોએ જ ગાઈ શકાય તેને ગાવા-વગાડવામાં શિષ્ટતા સચવાય તે માટે એની 'સ્વર-લિપિ' પણ સરકાર તરફથી તૈયાર કરવામાં આવી છે આ બાબતમાં મહત્ત્વના સરકારી નિયમો નીચે પ્રમાણે છે —

(૧) રાષ્ટ્રગીત રાષ્ટ્રની સલામી માટે ગવાશે આ સલામી રાષ્ટ્ર પ્રમુખ, ગવર્નરો અને રાજપ્રમુખોને (તેમના કાર્યક્ષેત્રની અંદર) માત્ર બધા વિધિ-પ્રસંગોએ જ અપાશે. (નોંધ : રાષ્ટ્રની સલામી એટલે 'નેશનલ સેલ્યુટ, પ્રેઝન્ટ આર્મ્સ'ના ફરમાન સાથે રાષ્ટ્રગીત વગાડાય છે તે વિધિ)

(૨) પરેડ કે એવા બીજા વિધિ-પ્રસંગોએ રાષ્ટ્રગીત ગવાશે તે ઉપરાંત ૧૫મી ઓગસ્ટ અને ૨૬મી જાન્યુઆરીના દિવસોએ રાષ્ટ્રગીત વગાડવામાં આવશે આ પ્રસંગોએ જ્યારે રાષ્ટ્રધ્વજ ફરકાવવામાં આવશે ત્યારે રાષ્ટ્રધ્વજને સલામી

આપવા રાષ્ટ્રગીત વગાડવામાં આવશે. આવી સલામી ધ્વજને ફરકાવનાર મહાનુભાવ, જેઓ પોતાના દરજ્જા પ્રમાણે સલામી ઝીલશે, તેમને અપાતી નથી, પણ ધ્વજને અપાય છે.

**રાષ્ટ્રગીત નીચે જણાવેલા બિનસરકારી પ્રસંગોએ વગાડાશે નહિ :** (૧) ખાનગી સાહસનું શિલારોપણ કરવાનો પ્રસંગ, (૨) રજિસ્ટર્ડ મંડળી, કારખાનું વગેરેના મકાનનું ઉદ્ઘાટન કરવાનો પ્રસંગ. (૩) શાળાઓ, કોલેજો, ઈસ્પિતાલ, ખાંડનાં કારખાનાં વગેરેની મુલાકાત. (૪) સ્થાનિક સંસ્થાઓ, મંડળીઓ કે મંડળો કે સંસ્થાઓ તરફથી યોજાયેલાં પ્રદર્શનો.

**રાજ્યભાષા :** ભારતના ગણરાજ્યની રાજ્યભાષા તરીકે દેવનાગરી લિપિમાં લખેલી હિંદીને માન્ય કરવામાં આવી છે. બંધારણ અમલમાં આવ્યું ત્યારથી ૧૫ વરસ સુધી અંગ્રેજી ભાષામાં વહીવટ ચલાવવાની છૂટ રાખેલી છે. જરૂર પડે તો આ મુદત વધારી શકાય એવી પણ જોગવાઈ છે. જુદાં જુદાં રાજ્યોના વહીવટ માટે એક અથવા વધુ સ્થાનિક ભાષા વાપરવાનું શક્ય બને એવી કલમો બંધારણમાં છે. એનો અમલ જે તે રાજ્યે કરવાનો છે. કાયદાઓ અંગ્રેજીમાં જ ઘડવાનું ઠરેલું છે. એમાં ફેરફાર કરતા પહેલાં એ અંગે પાર્લામેંટે કાયદો પસાર કરવો પડશે. આમ છતાં ન્યાય આપવાનું કામ સ્થાનિક ભાષામાં થઈ શકે છે.

**ભારત દેશનાં રાજ્યો :** નવા ભારત દેશમાં જૂના બ્રિટિશ પ્રદેશો ઉપરાંત દેશી રાજ્યોના પ્રદેશો પણ જોડવામાં આવ્યા છે. એ બધા પ્રદેશો મળીને ૩૦ રાજ્યોનો આ દેશ બનેલો છે. બંધારણમાં એને માટે 'યુનિયન ઓફ સ્ટેટ્સ' એવા શબ્દો વાપર્યા છે. હિંદીમાં એ માટે ભારતનું 'ગણરાજ્ય' કે 'હિંદી સંઘ' એવા શબ્દો વપરાય છે. જૂના રાજકીય સંબંધો અને બીજા સંજોગો ધ્યાનમાં લઈ આ રાજ્યોના વહીવટી દૃષ્ટિએ 'એ,' 'બી,' 'સી,' 'ડી,' એવા ચાર પ્રકાર પાડેલા છે. એ દરેક પ્રકારમાં કયાં કયાં રાજ્યો છે અને તેમના વહીવટ માટે કેવા કેવા નિયમો છે તે રાજ્યબંધારણમાં આપેલું છે. એમાં ખાસ જાણવા જેવી હકીકત એ છે કે દરેક રાજ્ય ભારતના ગણરાજ્યનું સભ્ય છે. તેથી ગણરાજ્યને વફાદાર રહેવું, એની એકતા સાચવવી અને એને મજબૂત બનાવવું એ દરેક રાજ્યની પ્રાથમિક ફરજ છે. એના બદલામાં ગણરાજ્યની સરકાર દરેક રાજ્યનું રક્ષણ કરવા બંધાયેલી છે. તે ઉપરાંત બીજા અનેક લાભો એના તરફથી મળે એવું બંધારણ છે. આ રીતે ગણરાજ્ય સાથે જોડાયેલું દરેક રાજ્ય પોતાના પ્રદેશનો વહીવટ પોતાની રીતે ગોઠવે અને ચલાવે એ રીતનું પોતપોતાનું અલગ બંધારણ રચવાની જોગવાઈ પણ મૂળ બંધારણમાં કરેલી છે. આમ હોવાથી રાજ્યતંત્રનો વિચાર કરતી વખતે 'ગણરાજ્ય' એટલે મધ્યસ્થ રાજ્ય અને સ્થાનિક કે પ્રાદેશિક રાજ્ય (એટલે, આપણે માટે મુંબઈ રાજ્ય) એમ બે પ્રકારનાં રાજ્યતંત્રોનો ખ્યાલ રાખવો જોઈએ.

**ધારાસભા અને મતાધિકાર :** લોકશાહી રાજ્યવહીવટ કાયદા પ્રમાણે ચાલે છે. કાયદાના આધાર વિના રાજ્યને નામે કોઈ કોઈના ઉપર સત્તા ચલાવી શકે નહિ, એવું રાજ્યબંધારણ છે. કાયદા ઘડવા માટે લોકોએ પસંદ કરેલા પ્રતિનિધિઓનું મંડળ હોય છે. તે **ધારાસભા** કહેવાય છે. લોકશાહી ભારતના બંધારણમાં ધારાસભાઓ રચવા માટે **પુખ્ત વય મતાધિકાર** આપેલો છે. એને આધારે ૨૧ વર્ષ અને તેથી વધુ ઉંમરનાં તમામ સ્ત્રીપુરુષોને ધારાસભાની ચૂંટણીઓમાં મત આપવાનો હક છે. મત આપવા માટે 'પુખ્ત વય' સિવાય બીજી કોઈ લાયકાતનું બંધન રાખેલું નથી. પ્રતિનિધિ તરીકે ઉમેદવારી કરનાર માટે લાયકાતનાં ધોરણો છે. **મધ્યસ્થ ધારાસભા સંસદ કે પાર્લામેન્ટ** કહેવાય છે. તે બે ગૃહમાં વહેંચાયેલી છે. **લોકસભા** (હાઉસ ઓફ ધી પિપલ) અને **રાજ્યપરિષદ** (કાઉન્સિલ ઑફ સ્ટેટ્સ).

**લોકસભામાં** વધુમાં વધુ ૫૦૦ સભ્યો આવી શકે એવો નિયમ છે. સામાન્ય રીતે સાતથી સાડા સાત લાખની વસતી દીઠ એક પ્રતિનિધિ ચૂંટવાનું ધોરણ છે. તે ઉપરાંત કેટલીક બેઠકો અનામત છે, અને કેટલીક રાષ્ટ્રપતિએ પૂરવાની હોય છે.

હાલની (૧૯૫૩-૫૪ની) લોકસભામાં કુલ ૪૯૯ સભ્યો છે. તે પૈકી ૪૯૫ ચૂંટાયેલા, અને ૪ રાષ્ટ્રપતિએ નીમેલા છે. ચૂંટયેલા પૈકી મુંબઈ રાજ્યના ૪૫ અને તે પૈકી ૪ હરિજનો તથા ૪ આદિવાસીઓ છે. તેમાં ગુજરાતના ૧૪ છે. તે પૈકી ૨ ખેડા જિલ્લાના છેઃ શ્રી ફૂલસિંહજી ડાભી (થોડાસરના) અને શ્રી મણિબહેન પટેલ (કરમસદના) ગુજરાતના સભ્યો પૈકી ૧ હરિજન અને ૪ આદિવાસીઓ છે.

લોકસભા દર પાંચ વર્ષે ચૂંટવાનું ધોરણ છે.

મધ્યસ્થ ધારાસભાનું કાર્યાલય **પાર્લામેન્ટ હાઉસ** કહેવાય છે. તે નવી દિલ્હીમાં આવેલું છે.

**રાજ્યપરિષદમાં** જુદાં જુદાં રાજ્યોના પ્રતિનિધિઓ જે તે રાજ્યની ધારાસભામાંથી ચૂંટીને મોકલાય છે. તેમની સંખ્યા

૨૩૮થી વધુ ન હોય એવો નિયમ છે. તે ઉપરાંત ૧૨ સભ્યો રાષ્ટ્રપતિએ નીમવાના હોય છે. એમની પસંદગી સાહિત્ય, કળા, વિજ્ઞાન અને સમાજસેવાનાં ક્ષેત્રોની પ્રસિદ્ધ વ્યક્તિઓમાંથી થાય છે. આ રાજ્યપરિષદને નાણાં સંબંધી કોઈ સત્તા નથી.

હાલ (૧૯૫૩–૫૪)ની રાજ્યપરિષદમાં કુલ ૨૦૪ + ૧૨ = ૨૧૬ સભ્યો છે. તે પૈકી મુંબઈ રાજ્યનાં ૧૭ છે.

રાજ્યપરિષદના ⅓ સભ્યો દર વર્ષે ફારેગ થાય અને તેમની જગાઓ નવી ચૂંટણીથી કે નિમણૂકથી પુરાય એમ ઠરેલું છે.

**ન્યાયપાલિકા (યુનિયન જ્યુડિશ્યરી)** : સમગ્ર ભારત માટે છેવટનો ન્યાય ચૂકવનાર મંડળ 'યુનિયન જ્યુડિશ્યરી' કહેવાય છે. તેમાં ન્યાય આપનાર અદાલત 'સર્વોચ્ચ અદાલત' (સુપ્રિમ કોર્ટ) કહેવાય છે. સુપ્રિમ કોર્ટમાં એક મુખ્ય ન્યાયાધિપતિ (ચીફ જસ્ટીસ) અને સાતથી વધુ નહિ એટલા ન્યાયાધીશો રાખવાનું ઠર્યું છે. આ બધાની નિમણૂક રાષ્ટ્રપતિએ કરવાની છે. સુપ્રિમ કોર્ટ દિલ્હીમાં આવેલી છે.

**મધ્યસ્થ ધારાસભા અને સરકારના હોદ્દેદારો** : લોકસભાના પ્રમુખ અધ્યક્ષ (સ્પીકર) કહેવાય છે અને રાજ્યપરિષદના પ્રમુખ સભાપતિ (ચેરમેન) કહેવાય છે. સ્પીકરની ચૂંટણી લોકસભા પોતાનામાંથી કરે છે.

ભારતના બંધારણીય વડા રાષ્ટ્રપતિ કહેવાય છે. તેમની ચૂંટણી સંસદનાં બંને ગૃહો તથા જુદાં જુદાં રાજ્યોની વિધાનસભાઓએ પાંચ વરસ માટે કરવાની હોય છે.

રાષ્ટ્રપતિની ગેરહાજરીમાં તેમનું સ્થાન સંભાળવા ઉપરાષ્ટ્રપતિની ચૂંટણી થાય છે. આ ચૂંટણી સંસદનાં બંને ગૃહોએ પાંચ વરસ માટે કરવાની હોય છે. ઉપરાષ્ટ્રપતિ એ રાજ્ય પરિષદના સભાપતિ (ચેરમેન) ગણાય છે.

રાષ્ટ્રપતિને તેમનાં કાર્યોમાં સહાય અને સલાહ આપવા પ્રધાનમંડળ છે. તે લોકસભાને જવાબદાર છે. લોકસભામાં ચૂંટાયેલા સભ્યો પૈકી જે રાજકીય પક્ષ બહુમતીમાં હોય તેના નેતાને રાષ્ટ્રપતિ પ્રધાનમંડળ રચવા આમંત્રણ આપે છે. સામાન્ય રીતે એ નેતા વડા પ્રધાન બને છે, અને તેમણે પસંદ કરેલા સભ્યો રાષ્ટ્રપતિની નિમણૂકથી જુદા જુદા વિષયોના પ્રધાનો બને છે.

હાલ મધ્યસ્થ સરકારના મુખ્ય હોદ્દેદારો નીચે પ્રમાણે છે. રાષ્ટ્રપતિ: ડૉ. રાજેન્દ્રપ્રસાદ (બિહાર), ઉપરાષ્ટ્રપતિ: ડૉ. રાધાકૃષ્ણન (મદ્રાસ), સ્પીકર: શ્રી ગણેશ વાસુદેવ માવળંકર (અમદાવાદ, મુંબઈ રાજ્ય), વડા પ્રધાન: પંડિત જવાહરલાલ નહેરુ, (અલ્હાબાદ, ઉત્તરપ્રદેશ).

આ રીતે રચાયેલી સરકારને કાયદાની બાબતમાં જરૂરી સલાહમદદ આપવા માટે 'એટર્ની-જનરલ' હોય છે. સરકારના હિસાબી કામકાજનું નિયમન કરવા માટે 'કોમ્પ્ટ્રોલર એન્ડ ઑડિટર-જનરલ' હોય છે. આ બંને અધિકારીઓની નિમણૂક રાષ્ટ્રપતિ બંધારણમાં ઠરેલા નિયમો પ્રમાણે કરે છે.

લગભગ આ જ પ્રકારના હોદ્દેદારો રાજ્યોની સરકારો માટે છે. તેમની નિમણૂકો માટે બંધારણમાં એવી કલમો છે કે એ સર્વ ઉપર મધ્યસ્થ સરકારનું સીધું કે આડકતરું નિયમન રહે છે.

મધ્યસ્થ સરકારનું કાર્યાલય નવી દિલ્હીમાં આવેલું છે. તે 'સેક્રેટેરિયેટ' કહેવાય છે.

**ધારાસભાઓની સત્તાઓ** : કેટલાક વિષયોના કાયદા કરવાની સત્તા લોકસભા (સંસદ કે પાર્લામેન્ટ)ને છે. કેટલાક વિષયોના કાયદા ઘડવાની સત્તા જે તે રાજ્યની ધારાસભાને છે. કેટલાક કાયદા બંને ધારાસભાઓના સહકારથી ઘડાય છે. રાજ્યની ધારાસભાએ પસાર કરેલો કાયદો મધ્યસ્થ ધારાસભાના કાયદાથી વિરુદ્ધ હોય તો તે સુધારવો પડે કે રદ કરવો પડે છે. રાજ્યના પ્રકાર પ્રમાણે ધારાસભાઓની રચનામાં થોડો ફેર છે. તેથી કયા રાજ્યની ધારાસભાને કેવા કેવા કાયદા ઘડવાની સત્તા છે તે જાણવા માટે રાજ્યબંધારણ જોવું જોઈએ. ખેડા જિલ્લાની દૃષ્ટિએ મધ્યસ્થ ધારાસભા અને મુંબઈ રાજ્યની ધારાસભાની સત્તાઓની વિગતો નીચે આપી છે.

મધ્યસ્થ ધારાસભાને નીચેના વિષયોના કાયદા ઘડવાની સત્તા છે:– લશ્કર, નૌકાદળ અને હવાઈ દળ, પરરાજ્યો સાથેનો સંબંધ, વાહનવ્યવહાર (રેલવે, તાર, ટપાલ, હવાઈ-માર્ગો, સમુદ્રમાર્ગો, વગેરે), આવકવેરો, મિલકતવેરો, પરદેશો સાથેનો તેમજ રાજ્યો વચ્ચેનો વેપાર ઉદ્યોગ વગેરે વગેરે.

મુંબઈ રાજ્યની ધારાસભાને નીચેના વિષયોના કાયદા ઘડવાની સત્તા છે: જાહેર વ્યવસ્થા, પોલીસ, ન્યાય, કેદખાનાં, સ્થાનિક સ્વરાજ્ય (ગ્રામ પંચાયતો, લોકલ બોર્ડો, અને મ્યુનિસિપાલિટીઓ), જાહેર આરોગ્ય અને સ્વચ્છતા, ચિકિત્સાલયો (હૉસ્પિટલો) અને ઔષધાલયો (દવાખાનાં), કેફી પીણાં, કેળવણી, જમીન મહેસૂલ, જંગલો, ખેતીવાડીની

આવક ઉપર તેમજ મિલકત ઉપરના વેરા, જેમની બાબતમાં સંસદને કાયદા ઘડવાની સત્તા છે એવા ઉદ્યોગો સિવાયના બીજા ઉદ્યોગો, રાજ્યની અંદરનો વેપાર ઉદ્યોગ, વેચાણવેરા વગેરે.

**સરકારી નોકરીઓ :** મધ્યસ્થ સરકાર તેમજ રાજ્યોની સરકારો માટે અધિકારીઓ નીમવા અંગે બંધારણમાં ખાસ કલમો છે. એને આધારે સરકારી નોકરોની પસંદગી કરવા માટે મધ્યસ્થ સરકાર માટે તેમજ રાજ્યોની સરકારો માટે 'પબ્લિક સર્વિસ કમિશન' નામનાં મંડળો અલગ અલગ નીમવાનું ઠરેલું છે. હાલનાં આવાં પબ્લિક સર્વિસ કમિશનોનાં સરનામાં નીચે પ્રમાણે છે:–

(૧) ધી યુનિયન પબ્લિક સર્વિસ કમિશન, પાર્લામેન્ટ હાઉસ, ન્યુ દિલ્હી. (૨) ધી બોમ્બે પબ્લિક સર્વિસ કમિશન, બેન્ક ઓફ ઈન્ડિયા બિલ્ડિંગ, મહાત્મા ગાંધી રોડ મુબઈ, ૧.

આ સરનામાંની મદદથી પત્રવ્યવહાર કરવાથી સરકારી નોકરીઓ અંગે જરૂરી માહિતી મળી શકે છે. તે ઉપરાંત સરકારનાં જુદાં જુદાં ખાતાંની નોકરીઓ અંગેના નિયમોની માહિતી આપતાં પુસ્તકો પણ હોય છે. સરકારી નોકરોની સંપૂર્ણ યાદી પણ વખતોવખત છપાય છે. તેમાં તમામ સરકારી નોકરોનાં નામ, હોદ્દા અને પગારોની વિગતો હોય છે. આ બધું સાહિત્ય સરકારી કચેરીઓમાંથી તેમજ સરકારી બુક ડેપોમાંથી મળી શકે સરકારી બુક ડેપોનાં સરનામાં નીચે પ્રમાણે છે:—

(૧) મેનેજર, સિવિલ પબ્લીકેશન્સ, ન્યુ દિલ્હી. (૨) મેનેજર, સરકારી બુક ડેપો, મુંબઈ–૧ (૩) ડાયરેકટર, ગવર્નમેન્ટ પ્રિન્ટિંગ એન્ડ સ્ટેશનરી, મુંબઈ. (૪) મેનેજર, યરવડા પ્રિઝન પ્રેસ, પૂના. (૫) દિલ્હી અને મુંબઈના જાણીતા બુકસેલરો મારફતે પણ સરકારી પુસ્તકો મળી શકે છે.

### (૨) મુંબઇ રાજ્યનું રાજ્યતંત્ર

**દરજ્જો :** ભારતના ગણરાજ્યમાં મુંબઈ રાજ્ય (બોમ્બે સ્ટેટ) 'અ' વર્ગનું છે. તેના વહીવટી વડા ગવર્નર (રાજ્યપાલ) કહેવાય છે. એમની નિમણૂક રાષ્ટ્રપતિ કરે છે. ગણરાજ્યનાં ૩૦ રાજ્યો પૈકી ૧૦ 'અ' વર્ગનાં રાજ્યોમાં વસતીની દૃષ્ટિએ આ રાજ્યનો ક્રમ ત્રીજો છે. ઉત્તર પ્રદેશ અને બિહારનો અનુક્રમે પહેલો અને બીજો છે.

**ધારાસભા :** મુંબઈ રાજ્યની ધારાસભા વિધાનમંડળ કહેવાય છે. તે વિધાનસભા (લેજિસ્લેટિવ એસેમ્બલી) અને વિધાન પરિષદ (લેજિસ્લેટિવ કાઉન્સિલ)એ નામનાં બે ગૃહોમાં વહેંચાયેલી છે.

વિધાનસભા માટે ૬૦થી ૫૦૦ સુધી, અને વિધાન પરિષદ માટે ઉપરની સંખ્યાના ⅓થી વધુ નહિ અને ૪૦ કરતાં ઓછા નહિ એટલા, સભ્યોની મર્યાદા ઠરેલી છે.

વિધાનસભાના સભ્યો આખા રાજ્યમાંથી પુખ્ત વય મતાધિકાર પ્રમાણે ચૂંટાઈને પાંચ વર્ષ માટે આવે છે. પોણા લાખથી એક લાખની વસતી દીઠ એક સભ્ય ચૂંટવાનું સામાન્ય ધોરણ છે.

વિધાનપરિષદના સભ્યોમાંથી કેટલાક રાજ્યપાલ નીમે છે, કેટલાક વિધાનસભા પોતાનામાંથી ચૂંટે છે, અને કેટલાક લોકલ-બોર્ડો, મ્યુનિસિપાલિટીઓ, યુનિવર્સિટીના ગ્રેજ્યુએટો તથા માધ્યમિક શિક્ષકો પોતાનામાંથી ચૂંટે છે. વિધાનસભા અમુક બહુમતીથી ઠરાવ કરીને વિધાનપરિષદ રદ કરી શકે એવું ઠરેલું છે.

મધ્યસ્થ તેમજ રાજ્યની ધારાસભાઓ માટે ચૂંટવાના સભ્યોની સંખ્યા તથા મતદાર વિભાગો વખતોવખત નક્કી કરવા માટે 'ડિલિમિટેશન કમિશન' છે. તેની કચેરી દિલ્હીમાં છે.

વિધાનસભાના પ્રમુખ અધ્યક્ષ (સ્પીકર) કહેવાય છે, તેમને વિધાનસભાના સભ્યો પોતાનામાંથી ચૂંટે છે.

વિધાનપરિષદના પ્રમુખ સભાપતિ (ચેરમેન) કહેવાય છે.

વિધાનસભામાંથી રાજ્યના પ્રધાનમંડળની નિમણૂક મધ્યસ્થ સરકારના પ્રધાનમંડળની પેઠે જ થાય છે. એના વડા મુખ્ય પ્રધાન કે પંત પ્રધાન (ચીફ મિનિસ્ટર, પ્રાઇમ મિનિસ્ટર, કે પ્રિમિયર) કહેવાય છે. આ પ્રધાનમંડળ વિધાનસભાને સામુદિક રીતે જવાબદાર છે.

રાજ્યની સરકારને કાયદાની બાબતમાં સલાહમદદ આપવા માટે 'એડવોકેટ જનરલ' અને હિસાબી કામકાજના નિયમન માટે 'એકાઉન્ટન્ટ જનરલ' છે. તે બંનેની નિમણૂક ગવર્નર કરે છે.

રાજ્યમાં ન્યાયની ઉચ્ચ અદાલત 'હાઈકોર્ટ' કહેવાય છે. તેના વડા ચીફ જસ્ટીસ (મુખ્ય ન્યાયાધિશ) કહેવાય છે. તે ઉપરાંત રાષ્ટ્રપતિ વખતોવખત ઠરાવે એટલા વધાં ન્યાયાધીશો તેમાં નિમાય છે. આ તમામ ન્યાયાધીશોન નિમણૂક રાષ્ટ્રપતિ કરે છે.

**હાલની ધારાસભા :** હાલ (૧૯૫૩–૫૪ની) મુંબઇ રાજ્યની ધારાસભાની વિગતો નીચે પ્રમાણે છે:–

**વિધાનસભા :** કુલ સભ્યો ૩૧૫ + ૧ = ૩૧૬ છે. તે પૈકી ૧૪ ખેડા જિલ્લાના છે. તે પૈકી ૧ હરિજન બેઠક અનામત છે.

**વિધાન પરિષદ :** કુલ સભ્યો ૭૨ છે. તેમની વિગત : ૨૪ લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલિટીઓ તરફથી ચૂંટાયેલા, ૨૪ વિધાનસભાએ ચૂંટેલા, ૬ સરકાર માન્ય વિદ્યાપીઠોના ગ્રેજ્યુએટોએ ચૂંટેલા, ૬ માધ્યમિક શિક્ષકોએ ચૂંટેલા, ૧૨ સાહિત્ય, કળા, વિજ્ઞાન, સમાજસેવા વગેરેમાં ખ્યાતિ મેળવેલા, રાજ્યપાલે નીમેલા. આ બધામાંથી ⅓ દર વર્ષે ફારેગ થાય અને તેમની જગાએ નવા ચૂંટાય અથવા નિમાય એવો નિયમ છે. ચાલુ રાજ્ય વિધાન પરિષદમાં આ જિલ્લાના બે આગેવાનો સભ્યો છે.

**મુંબઈ રાજ્યના હોદ્દેદારો :** મુંબઈ રાજ્યના હોદ્દેદારોની વિગત નીચેના પત્રકમાં આપી છે:

## મુંબઈ રાજ્યના હોદ્દેદારો

| હોદ્દો | નામ | કામગીરી |
|---|---|---|
| ગવર્નર | શ્રી ગિરજાશંકર બાજપાઈ | બંધારણ પ્રમાણે |
| સ્પીકર (વિધાનસભાના પ્રમુખ) | શ્રી કુંતે | ” |
| મુખ્ય પ્રધાન | શ્રી મોરારજી દેસાઈ | ગૃહ, રાજકીય અને સેવાઓનાં ખાતાં. |
| મુખ્ય પ્રધાનનાં માનદ પાર્લામેન્ટરી મંત્રી | શ્રી રાજે નિર્મળાદેવી વિજયસિંહ ભોંસલે | |
| ડેપ્યુટી ચીફ મિનિસ્ટર | શ્રી બી. એસ. હીરે | મહેસૂલ, ખેતીવાડી અને જંગલ |
| નાયબ પ્રધાન | શ્રી મુસ્તફા ફાકી | મહેસૂલ |
| નાયબ પ્રધાન | શ્રી કે. એફ. પાટીલ | ખેતીવાડી અને જંગલો |
| કેળવણી અને કાયદાપ્રધાન | શ્રી દિનકરરાવ દેસાઈ | કેળવણી અને કાયદો |
| નાયબ પ્રધાન | કુ. ઇન્દુમતિ ચીમનલાલ | કેળવણી (શિક્ષણખાતું) |
| પ્રધાન | ડૉ. જીવરાજ મહેતા | નાણાં, ઉદ્યોગ અને દારૂબંધી |
| નાયબ પ્રધાન | ડૉ. ટી. આર. નરવાણે | દારૂબંધી |
| પ્રધાન | શ્રી એમ. પી. પાટીલ | સહકાર અને સ્થાનિક સ્વરાજ્યખાતાં |
| નાયબ પ્રધાન | શ્રી બી. ડી. દેશમુખ | સ્થાનિક સ્વરાજ અને સહકાર |
| પ્રધાન | શ્રી શાંતિલાલ એચ. શાહ | મજૂર અને આરોગ્યખાતું |
| નાયબ પ્રધાન | શ્રી બી. ડી. જતી | જાહેર આરોગ્ય |
| પ્રધાન | શ્રી જી. ડી. તાપસે | પછાતવર્ગો, મત્સ્ય ઉદ્યોગ, પુનર્વસવાટ અને રહેઠાણખાતું |
| નાયબ પ્રધાન | શ્રી ડી. એન. વાંદરેકર | પછાતવર્ગો |
| પ્રધાન | શ્રી વાય. બી. ચવાણ | નાગરિક પુરવઠાખાતું |
| નાયબ પ્રધાન | શ્રી વી. કે. સાઠે | નાગરિક પુરવઠાખાતું |
| પ્રધાન | શ્રી એમ. એમ. નાયક—નિમ્બાલકર | જાહેર બાંધકામ ખાતું |
| નાયબ પ્રધાન | શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ | જાહેર બાંધકામ ખાતું |

**મુંબઈ રાજ્યનું વહીવટીતંત્ર :** ઉપર જણાવેલા હોદ્દેદારો જે સ્થળે બેસીને પોતપોતાની ફરજો બજાવે છે તે સેક્રેટેરિયેટ કહેવાય છે. તે મુંબઈમાં કોટ વિસ્તારમાં આવેલું છે.

સરકારી કામકાજને વિષય પ્રમાણે વિવિધ ખાતામાં [illegible]ં છે. તેની વિગત ઉપર આવી ગઈ. દરેક ખાતાના વહીવટ ઉપર દેખરેખ રાખવા એક સેક્રેટરી (મંત્રી) હોય છે. ધારાસભાએ પસાર કરેલા કાયદા અને ઠરાવોના અમલ માટે પ્રધાનો રાજ્યનીતિ (પોલિસી) ઠરાવે છે. તેનો અમલ સેક્રેટરીની દોરવણી અને દેખરેખ નીચે જે તે ખાતાના વડા અધિકારી મારફતે થાય છે. ખાતાનો વડો ડિરેક્ટર કે

કમિશનર કહેવાય છે. તેની ઑફિસ મુંબઈ, પૂના કે બીજે અનુકૂળ સ્થળે હોય છે. ડિરેક્ટર સરકારી નીતિના અમલ માટે જરૂરી નિયમો ઘડે છે અને એ નિયમો પ્રમાણે વહીવટ કરવા રાજ્યના ત્રણ મુખ્ય ભાષા-પ્રદેશો પાડેલા છે. અને દરેક ભાષા-પ્રદેશમાં જિલ્લાઓ છે. ગુજરાતી ભાષાપ્રદેશ ઉત્તર વિભાગ (નોર્ધર્ન ડિવિઝન) કહેવાય છે. તેમાં નીચેના જિલ્લાઓ આવે છે: અમદાવાદ, અમરેલી મહેસાણા, સાબરકાંઠા, બનાસકાંઠા, ખેડા, વડોદરા, પંચમહાલ ભરૂચ, સુરત, ડાંગ.* તેનું મુખ્ય મથક અમદાવાદ છે. જરૂર પડે તો વડોદરામાં આનો પેટા વિભાગ રાખી દક્ષિણ ગુજરાતના જિલ્લાઓનું કામ એ વિભાગને તાબે રખાય છે. એક જિલ્લા માટે એક કે તેથી વધુ અધિકારી હોય છે. કોઈ બાબતમાં બે જિલ્લા વચ્ચે એક અધિકારી હોય છે. જિલ્લાના સંજોગો પ્રમાણે પેટા વિભાગો પાડી કામની વહેંચણી કરવામાં આવે છે અને તે પ્રમાણે અધિકારીઓ રખાય છે.

આ રીતે મુંબઈ રાજ્યના વહીવટનું તંત્ર ધારાસભાથી ગામડા સુધી ગોઠવવાની સામાન્ય પદ્ધતિ છે. તેમાં જરૂર પ્રમાણે ફેરફાર થતા રહે છે. આ પુસ્તકના પહેલા ખંડનાં પ્રકરણોમાં જે તે વિષયના વહીવટી તંત્રની આછી રૂપરેખા આપવામાં આવી છે. તેમાં મધ્યસ્થ સરકારના વહીવટી તંત્રની વિગતો પણ જરૂર પૂરતી આપી છે. તેના અનુસંધાનમાં થોડી વધુ વિગતો આ પછીનાં થોડાં પ્રકરણોમાં આપવાની યોજના છે.

* મુંબઈ રાજ્યના બાકીના જિલ્લા આ પ્રમાણે છે: અહમદનગર, મુંબઈ ઉપનગર, બેલગામ, બિજાપુર, ધારવાડ, પૂર્વ ખાનદેશ, ખાનદેશ, કનારા, કોલાબા, કોલ્હાપુર, નાશક, પૂના, રત્નાગિરિ, સતારા (ઉત્તર), સતારા (દક્ષિણ), સોલાપુર, થાણા, કુલ ૨૮ જિલ્લા.

## (૩) ખેડા જિલ્લાનું રાજ્યતંત્ર

**જિલ્લાની વિગતો :** ખેડા જિલ્લાનું રાજ્યતંત્ર સમજવા માટે જિલ્લા અંગેની જરૂરી વિગતો આગાઉનાં પ્રકરણોમાં આપેલી છે. તે માટે ખાસ કરીને પ્રકરણ ૧, પૃ. ૧થી ૭, પ્રકરણ ૨૮, પૃ ૨૨૧-૨૨૨ અને પ્રકરણ ૫૧-૫૨ પૃ. ૪૩૧થી ૪૪૬ જોવાં. વધુ માહિતી આ પછીનાં પ્રકરણોમાં આવશે

**ધારાસભાઓમાં જિલ્લાના પ્રતિનિધિઓ :** મધ્યસ્થ ધારાસભા (લોકસભા)માં ખેડા જિલ્લાના બે પ્રતિનિધિઓ છે. તેમનાં નામ આગળ આપ્યાં છે. એમની ચૂંટણી માટે ઉત્તર ખેડા અને દક્ષિણ ખેડા એમ બે મતદાર વિભાગો રાખવામાં આવ્યા હતા.

મુંબઈ રાજ્યની ધારાસભા માટે ખેડા જિલ્લામાં ૧૩ મતદાર વિભાગો હતા. તે પૈકી માતર-ખંભાત વિભાગમાં પછાત જાતિઓ માટે એક વધારે બેઠક અનામત હતી તે સિવાય દરેક વિભાગમાંથી એક ઉમેદવાર ચૂંટવાનો હતો. એ રીતે કુલ ૧૪ પ્રતિનિધિઓ ચૂંટાયા હતા. એ બધા કોંગ્રેસ પક્ષના છે. તેની વિગત નીચેના પત્રકમાં આપી છે:-

### ખેડા જિલ્લાના ધારાસભ્યોની વિગત. ૧૯૫૩-૫૪

| મતદાર વિભાગ | ધારાસભ્યનું નામ | મળેલા મતની સંખ્યા |
|---|---|---|
| ૧. નડિયાદ (દક્ષિણ) | શ્રી. બાબુભાઈ જશભાઈ પટેલ | ૨૮,૭૮૧ |
| ૨. નડિયાદ (ઉત્તર) | શ્રી. ઉદયસિંહ વીરસિંહ વડોદિયા | ૧૩,૨૨૬ |
| ૩. માતર-ખંભાત | શ્રી. માધવલાલ ભાઈલાલ શાહ | ૩૫,૮૦૯ |
| ૪. માતર-ખંભાત | શ્રી. આલાભાઈ નથુભાઈ બાબરિયા | ૩૦,૨૯૮ |
| ૫. મહેમદાવાદ | શ્રી. માણેકલાલ ચુનીલાલ મોદી | ૧૭,૮૮૯ |
| ૬. વાડાશિનોર-કપડવણજ | શ્રી. ચતુરભાઈ જેઠાભાઈ ચૌહાણ | ૧૭,૫૮૩ |
| ૭. કપડવણજ | શ્રી. શંકરલાલ હરજીવનદાસ શાહ | ૧૭,૦૫૧ |
| ૮. આણંદ (દક્ષિણ) | શ્રી. નટવરસિંહજી કેસરીસિંહ સોલંકી | ૨૩,૪૩૬ |
| ૯. આણંદ (ઉત્તર) | શ્રી. મનુભાઈ મહીજીભાઈ પટેલ | ૨૦,૮૧૩ |
| ૧૦. બોરસદ (નં. ૧) | શ્રી. શિવાભાઈ રણછોડભાઈ પટેલ | ૧૫,૦૦૧ |

| | | |
|---|---|---|
| ૧૧. બોરસદ (નં. ૨) | શ્રી. ઈશ્વરભાઈ ખોડાભાઈ ચાવડા | ૧૪,૬૧૭ |
| ૧૨. પેટલાદ (ઉત્તર) | શ્રી. ભાસ્કરભાઈ રામભાઈ પટેલ | ૧૪,૧૫૮ |
| ૧૩. પેટલાદ (દક્ષિણ) | શ્રી. મણિલાલ પ્રભુદાસ પરીખ | ૧૧,૨૦૩ |
| ૧૪. ઠાસરા | શ્રી. ફઝલેઅબ્બાસ તૈયબજી જમીનદાર | ૧૪,૮૯૬ |

**ચૂંટણીઓનું સંચાલન :** ચૂંટણીઓના સંચાલન માટે **ઇલેક્શન કમિશન** નીમવાનું બંધારણમાં ઠરેલું છે. તે પ્રમાણે નિમાયેલું કમિશન ચૂંટણી અંગેની તમામ વ્યવસ્થા ગોઠવે છે. જિલ્લા માટે આ વ્યવસ્થાના વડા અધિકારી કલેક્ટર છે. તેમની કચેરીમાં જિલ્લાની ચૂંટણીઓ અંગેની માહિતીનું અલગ દફતર છે.

**મતદાન મથકો :** ખેડા જિલ્લામાં મત આપવા માટે એક હજાર મતદાર દીઠ એક પોલિંગ સ્ટેશન (મતદાન મથક) રાખવામાં આવ્યું છે. એ હિસાબે આ જિલ્લામાં ૬૫૨ પોલિંગ સ્ટેશનો છે. એક પોલિંગ સ્ટેશનથી બીજા પોલિંગ સ્ટેશન વચ્ચેનું અંતર લગભગ ત્રણ માઇલથી વધુ રાખવામાં આવ્યું નથી. હાલ આ જિલ્લામાં ૬૮૦૦ મતપેટીઓની વ્યવસ્થા રાખી છે. તેથી વધુની જરૂર પડે તો તે માટે તરત જ વ્યવસ્થા થઈ શકે એવી સરકારી જોગવાઈ છે.

**સરકારનું પ્રકાશન ખાતું :** સરકારની પ્રવૃત્તિઓનાં નિવેદનો દર વર્ષે કે થોડાં વર્ષોને અંતરે છપાય છે. વર્તમાનપત્રોમાં એ અંગે સમાચારો પ્રકટ થતા રહે છે. તે ઉપરાંત મધ્યસ્થ સરકાર તેમજ મુંબઈ રાજ્યની સરકારની પ્રવૃત્તિઓની માહિતીનો પ્રચાર કરવા માટે દિલ્હીમાં તેમજ મુંબઈમાં સરકારી પ્રકાશન ખાતાં છે. એ બંને ખાતાં તરફથી પ્રસિદ્ધ થતા સાહિત્યનો ખેડા જિલ્લામાં પ્રચાર કરવા માટે ખેડા જિલ્લાની પ્રકાશન કચેરી નડિયાદમાં ઈ. સ. ૧૯૫૧થી સ્થપાઈ છે. તેનું સરનામું–**પટેલ હોલ, જિલ્લા વિકાસ મંડળની કચેરી,** ડભાણ રોડ, નડિયાદ, એ પ્રમાણે છે. એના અધિકારી 'જિલ્લા પ્રકાશન અધિકારી કહેવાય છે.

**જિલ્લા પ્રકાશન કચેરી :** આ કચેરી દક્ષિણ ગુજરાત માટેની વડોદરામાં આવેલી પ્રાદેશિક પ્રકાશન કચેરીના તાબામાં છે. તેની મારફતે જિલ્લામાં એક પ્રચારગાડી ફરે છે. ખાસ કરીને ગ્રામવિસ્તારોમાં એ જાય છે અને હિંદ સરકારની પ્રવૃત્તિઓને લગતી ફિલ્મો લોકોને બતાવે છે તથા સમજાવે છે. તે સાથે સરકાર તરફથી પ્રકટ થતાં દીવાલપત્રો, પુસ્તિકાઓ, પત્રિકાઓ, વગેરે સાહિત્ય પણ લોકોને બતાવવામાં આવે છે. આ કચેરી જિલ્લાના પત્રકારોના સંપર્કમાં રહી તેમને સરકારની પ્રવૃત્તિઓના સમાચાર આપે છે. જિલ્લા કલેક્ટર વખતોવખત પત્રકાર પરિષદ ભરે છે. તેનાં નિવેદનો આ કચેરી તૈયાર કરે છે. તે ઉપરાંત આ ખાતા તરફથી સરકારને ખર્ચે ગામડાંને રેડિયો આપવામાં આવે છે. તે મારફતે ગ્રામજનોને ઉપયોગી કાર્યક્રમો ગામડાના લોકો સાંભળી શકે છે. ખેડા જિલ્લામાં આ રીતે મુકાયેલા રેડિયોની વિગત આ પુસ્તકમાં પૃ. ૧૪૯ ઉપર આપી છે.

આધાર : (૧) હિંદનું રાજ્યબંધારણ (અંગ્રેજી), (૨) શ્રી. ફૂલસિંહજી ડાભીએ આપેલી વિગતો, (૩) ખેડા જિલ્લા કલેક્ટર કચેરીમાંથી મળેલી માહિતી, (૪) 'બોમ્બે માર્ચીઝ ઓન' એ નામની સરકારી અંગ્રેજી પુસ્તિકા નં. ૮, ૧૯૫૧ની આવૃત્તિમાં આપેલી માહિતી, (૫) ખેડા જિલ્લા પ્રકાશન કચેરીમાંથી મળેલી માહિતી, વગેરે.

# ૧

## પરિશિષ્ટ (૧)

**રાજ્યબંધારણના મૂળભૂત આદર્શો ને સિદ્ધાંતો**
[બંધારણની પ્રસ્તાવના, કલમ ૧૪થી ૩૧ અને ૩૬થી ૫૧નો સાર]

**(૧) બંધારણની પ્રસ્તાવના :** અમે, ભારતના પ્રજાજનોએ ભારતના તમામ નાગરિકોને સામાજિક, આર્થિક અને રાજકીય ન્યાય, વિચાર, વાણી, માન્યતા, ધર્મ અને પ્રાર્થનાનું સ્વાતંત્ર્ય, દરજ્જા, અને તકની **સમાનતા** પ્રાપ્ત કરાવવા માટે તેમજ તે સર્વેમાં વ્યક્તિનું ગૌરવ અને રાષ્ટ્રની એકતાની ખાત્રી આપતી બન્ધુતાની વૃદ્ધિ કરવાને માટે ભારતનું **સાર્વભૌમ લોકશાહી** ગણરાજ્ય રચવાનો દૃઢ સંકલ્પ કર્યો છે.

**(૨) મૂળભૂત અધિકારો :** [બંધારણની કલમ ૧૪થી ૩૧માંથી]

૧. ભારતની ભૂમિમાં રાજ્ય કોઈપણ વ્યક્તિને કાયદાની સમક્ષ સમાનતા કે કાયદાના સમાન રક્ષણથી વંચિત રાખશે નહિ.

૨ (અ) રાજ્ય ભારતના કોઇ પણ નાગરિકની સામે ફકત ધર્મ મૂળવંશ (Race), જાતિ (Caste), લિંગ (sex) કે જન્મ સ્થાનને કારણે ભેદભાવ રાખશે નહિ, (બ) ભારતનો કોઇપણ નાગરિક ફકત ધર્મ મૂળવંશ, જાતિ, લિંગ કે જન્મસ્થાનને કારણે (૧) દુકાનો, સાર્વજનિક ભોજનાલયો, હોટેલો તેમજ સાર્વજનિક મનોરંજનના સ્થાનોમા પ્રવેશ કરવાની બાબતમા, અથવા તો (૨) સંપૂર્ણ રીતે કે થોડેઘણે અંશે રાજ્યની તિજોરીથી પોષાતા કે જાહેર જનતાના ઉપયોગ માટે ખુલ્લા મુકવામા આવેલ કૂવા, તળાવ, સ્નાનઘાટ, રસ્તાઓ અને સાર્વજનિક મળવાના સ્થાનોનો ઉપયોગ કરવાની બાબતમા કોઈ પણ પ્રકારની ગેરલાયકાત, જવાબદારી, નિયંત્રણ અથવા શરતને આધીન બનશે નહિ

૩ રાજ્યની હસ્તકની ગમે તે નોકરી કે નિમણુક અંગે તમામ નાગરિકોને એકસરખી તક રહેશે

૪ અસ્પૃશ્યતાને તદ્દન નાબુદ કરવામા આવે છે અને કોઇ પણ રૂપમા તેના આચરણની મનાઇ કરવામા આવે છે અસ્પૃશ્યતાને કારણે કોઇ પણ પ્રકારની ગેરલાયકાત લાદવી તે કાયદા મુજબ શિક્ષાપાત્ર ગુનો ગણાશે

૫ બંધારણમા દર્શાવેલા વાજબી નિયંત્રણોની મર્યાદામા રહીને તમામ નાગરિકોને વાણી અને વિચારપ્રદર્શનના સ્વાતંત્ર્યનો, શાન્તિપૂર્વક અને હથિયારો વગર ભેગા મળવાનો, મંડળો અને સંઘો રચવાનો, ભારતની સમગ્ર ભૂમિમા મુક્તપણે હરવાફરવાનો, ભારતના કોઈ પણ ભાગમા રહેવાનો કે કાયમી વસવાટ કરવાનો મિલકત પ્રાપ્ત કરવાનો ધારણ કરવાનો તેમજ નિકાલ કરવાનો, અને કોઇ પણ ધંધો કે વેપાર કરવાનો અધિકાર રહેશે

૬ કાયદા દ્વારા સ્થાપિત થયેલી પદ્ધતિ અખત્યાર કર્યા સિવાય કોઈ પણ માણસની જિંદગી અને વ્યક્તિસ્વાતંત્ર્ય લઈ લેવામા આવશે નહિ

૭ માનવપ્રાણીઓનો વેપાર અને બેગાર અને તેને મળતી વેઠની બીજી પ્રથાઓની બંધી કરવામા આવે છે આવી પ્રથા કાયદા મુજબ શિક્ષાપાત્ર ગુનો ગણાશે

૮ ચૌદ વર્ષની નીચેના કોઈ પણ બાળકને કારખાનામા, ખાણમા, કે બીજા કોઇ જોખમકારક ધંધામા કામ કરવા માટે રોકવામા આવશે નહિ

૯ જાહેર વ્યવસ્થા, નીતિ, અને આરોગ્યની જરૂરિયાતોને આધીન રહીને તમામ વ્યક્તિઓને પોતાના અંતઃકરણના આદેશ પ્રમાણે વર્તવાની અને કોઈ પણ ધર્મને મુક્તપણે માનવાની, તેનુ આચરણ કરવાની અને તેનો પ્રચાર કરવાની છૂટ રહેશે

૧૦ (અ) કાયદા દ્વારા મળેલી સત્તા સિવાય કોઇની માલમિલકત લઇ લેવામા આવશે નહિ (બ) કાયદા મુજબ ઠરાવવામા આવેલી, બદલો આપ્યા સિવાય સાર્વજનિક હેતુઓ માટે રાજ્ય કોઇની સ્થાવર-જંગમ મિલકત લઇ શકશે નહિ

(૩) રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતો [બંધારણની ચોથા ભાગમાથી]

૧ રાજ્ય રાષ્ટ્રના જીવનના બધા અંગોમા સામાજિક, આર્થિક, અને રાજકીય ન્યાય પ્રેરનારી સામાજિક વ્યવસ્થા બને તેટલી અસરકારક રીતે રચીને અને તેને રક્ષીને લોકોના કલ્યાણની સ્થાપના કરવા પ્રયત્ન કરશે

૨ રાજ્ય ખાસ કરીને પોતાની નીતિનુ એ પ્રમાણે સંચાલન કરશે જેને પરિણામે (ક) ભારતના પુરુષ તેમજ સ્ત્રી નાગરિકોને સરખી રીતે પોતાની આજીવિકા માટેના પૂરતા સાધનો મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય, (ખ) સમાજ (Community)ની ભૌતિક સંપત્તિની માલિકી અને તેના ઉપરના કાબૂની વહેંચણી એવી રીતે થાય જેથી સામુદાયિક હિત ઉત્તમ રીતે સાધી શકાય (ગ) દેશમા એ પ્રકારની આર્થિક રચના સ્થપાય જેથી ધનસંપત્તિ તથા તેના ઉત્પાદનના સાધનોનુ સાધારણ જનતાને અહિતકારી બને તેવી રીતે કેન્દ્રિકરણ ન થાય, (ઘ) પુરુષો અને સ્ત્રીઓને સરખા કામ માટે સરખુ વેતન મળે, (ચ) શ્રમજીવી પુરુષો તેમજ સ્ત્રીઓની તંદુરસ્તી અને શક્તિનો તથા બાળકોની સુકુમાર અવસ્થાનો દુરુપયોગ ન થાય અને આર્થિક જરૂરિયાતોને કારણે વિવશ બની નાગરિકોને એવા રોજગારોમા પડવુ ન પડે જે તેમની ઉંમર કે શક્તિને પ્રતિકૂળ હોય (છ) બાળકો અને સ્ત્રીઓનુ શોષણથી તેમજ આર્થિક અને નૈતિક પરિત્યાગથી સંરક્ષણ થાય

૩ રાજ્ય ગ્રામપંચાયતો સ્થાપવાના અને સ્વાયત્ત તંત્રના એકમો તેઓ કામ કરી શકે માટે જરૂરી હોય તેવી સત્તા અને અધિકાર તેમને આપવાના પગલા લેશે

૪ રાજ્ય તેના આર્થિક શક્તિ અને વિકાસની મર્યાદાની અંદર તેના દરેક નાગરિકને માટે કામ તથા શિક્ષણ મેળવવાનો તેમજ બેકારી, ઘડપણ, બીમારી અને અંગહાનિની અવસ્થાઓમા તેમજ બીજી અણઘટતા આર્થિક અભાવની દશાઓમા સાર્વજનિક મદદ મેળવવાનો અધિકાર પ્રાપ્ત કરાવી આપવાનો અસરકારક પ્રબંધ કરશે

૫ રાજ્ય કામની ન્યાયી અને માનવતાને યોગ્ય એવી સ્થિતિ પ્રાપ્ત થાય તે માટેનો તેમજ પ્રસુતિ વખતે સહાયતા માટેનો પ્રબંધ કરશે

૬ રાજ્ય ખાસ કરીને ગ્રામવિસ્તારોમા ગૃહઉદ્યોગોનો વિકાસ કરવાના પ્રયાસ કરશે

૭ રાજ્ય આ બંધારણની શરૂઆતથી (તા ૨૬-૧-૧૯૫૦થી) દસ વર્ષની અંદર બધા બાળકોને માટે તેઓ ચૌદ વર્ષ પૂરા કરે ત્યાં સુધી મફત અને ફરજિયાત શિક્ષણની જોગવાઈ કરવા માટે પ્રયત્ન કરશે.

૮ રાજ્ય જનતાના નિર્બળ વર્ગો અને ખાસ કરીને હરિજનો અને આદિવાસીઓના આર્થિક અને શિક્ષણ વિષયક હિતોની વિશેષ કાળજીપૂર્વક ઉન્નતિ સાધશે-તેમજ સામાજિક અન્યાય અને દરેક પ્રકારના શોષણથી તેમનુ રક્ષણ કરશે

૯ રાજ્ય તેના લોકોની આહારપુષ્ટિની સપાટી તથા જીવનનું ધોરણ ઊંચા કરવાના તેમજ સાર્વજનિક આરોગ્યમા સુધારો

કરવાના કાર્યને પોતાના પ્રથમ કર્તવ્યમાનુ એક ગણશે ખાસ કરીને દવા માટેની જરૂર સિવાય કેફી પીણાના તેમજ તંદુરસ્તીને નુકસાન કરે તેવા પદાર્થોના વપરાશની બંધી કરશે

૧૦ રાજ્ય ખાસ કરીને ગાયો, વાછરડાં તેમજ બીજા દુધાળા અને વાહનને ઉપયોગી એવા ઢોરની ઓલાદના રક્ષણ અને સુધારણા માટે તેમજ તેમની કતલની બંધી કરવા માટે પ્રયાસ કરશે

૧૧ રાજ્ય આંતરરાષ્ટ્રીય શાંતિ અને સલામતિ સ્થાપવાના પ્રયત્નો કરશે રાષ્ટ્ર-રાષ્ટ્ર વચ્ચે ન્યાયી અને માનભર્યા સંબંધો જાળવવાના પ્રયત્નો કરશે, પ્રજા-પ્રજા વચ્ચેના સંબંધોમા આન્તરરાષ્ટ્રીય કાનૂન અને સંધિ-કરાર પ્રત્યેની જવાબદારી માટે આદર કેળવશે, અને લવાદી દ્વારા આંતરરાષ્ટ્રીય ઝઘડાની પતાવટને ઉત્તેજન આપશે

**નોંધ** · મૂળભૂત અધિકારો અને રાજ્યનીતિના માર્ગદર્શક સિદ્ધાંતોની વચ્ચેનો તફાવત એ છે કે મૂળભૂત અધિકારોનો ભંગ કરવામા આવે તો ન્યાયની અદાલતો મારફત તેમનું પાલન કરાવી શકાય છે, પરંતુ માર્ગદર્શક સિદ્ધાંતોનો અમલ ન્યાયની અદાલતો મારફત કરાવી શકાતો નથી આમ છતા દેશનુ શાસન કરવામા માર્ગદર્શક સિદ્ધાંતો પણ મૂળભૂત છે અને દેશના મૂળદા કાનૂનો બનાવવામા આ સિદ્ધાંતો લાગુ કરવાની રાજ્યની ફરજ રહેશે

## ૧

## પરિશિષ્ટ (૨)

### ભારતનું રાષ્ટ્રગીત (સરકારે માન્ય કરેલો પાઠ)

[ભાષા બંગાળી કર્તા · રવિન્દ્રનાથ ઠાકુર]

જનગણ મન અધિનાયક જય હે !
ભારત ભાગ્યવિધાતા !
પંજાબ, સિંધ, ગુજરાત, મરાઠા,
દ્રાવિડ, ઉત્કલ, બંગ,
વિન્ધ્ય હિમાચલ, યમુના, ગંગા,
ઉચ્છલ જલધિ તરંગ,
તવ શુભ નામે જાગે,
તવ શુભ આશિષ માગે,
ગાહે તવ યશ ગાથા
જનગણ મંગળદાયક જય હે !
ભારત ભાગ્યવિધાતા !
જય હે ! જય હે ! જય હે !
જય જય જય જય હે !

(* આ ગીત મૂળ ઘણુ લાંબુ છે પરંતુ રાષ્ટ્રગીત તરીકે આટલી શરૂઆતની કડીઓ રાષ્ટ્રના મહત્વના પ્રસંગોએ ગવાય છે)

## ૨

# મહેસૂલી અધિકારીઓ અને કચેરીઓ

કલેકટર · આ જિલ્લાનો કેટલોક ભાગ સને ૧૮૦૩ અને પછી સને ૧૮૧૭મા બ્રિટિશ સરકારના તાબા હેઠળ આવ્યો

સને ૧૮૦૫માં આ જિલ્લામાં સૌ પ્રથમ કલેકટરની નિમણૂક થઈ અને ત્યારથી જુદી કલેકટર ઓફિસની રચના થયેલી જોવા મળે છે.

આ જ વર્ષની અંદર ખેડા શહેરને કલેક્ટરનું મથક ‥વવામાં આવ્યુ અને એને મોટું લશ્કરી મથક પણ ‥ આવ્યુ.

સને ૧૮૩૦માં વળી ખેડા જિલ્લાને અમદાવાદ જિલ્લાના એક ભાગ રૂપે સબકલેકટરનો જિલ્લો બનાવાયો હતો અને વળી સને ૧૮૩૩માં બન્નેનો વહીવટ જુદો કરવામાં આવ્યો ને ત્યારથી ખેડા જિલ્લો તદ્દન સ્વતંત્ર જિલ્લા તરીકે અસ્તિત્વમાં આવ્યો

આ જિલ્લાના વહીવટીતંત્રનો પણ રીતસરનો પ્રારંભ ત્યારથી જ થાય છે

આ જિલ્લાના વહીવટી તંત્રનો પણ રીતસરનો પ્રારંભ ત્યારથી જ થાય છે.



કલેકટર મિ. વિયર

પહેલાં કલેકટર તરીકે અંગ્રેજોની જ નિમણૂક થતી. તે કલેકટરો પ્રજા સાથે હળીમળીને રહેતા. કોઈકોઈ કલેકટર તો પ્રજાના રીતરિવાજો, રહેણીકરણી, વસ્ત્રપહેરવેશ વગેરેમાં પણ ખૂબ રસ લેતા. દૃષ્ટાંતરૂપે એક અંગ્રેજ કલેકટર મિ વિયરનો અને દેશી પોશાકમાં તેમનો તથા તેમનાં પત્નીનો એમ બે ફોટા અત્રે છાપ્યા છે.

'કલેકટર' એ અંગ્રેજી શબ્દ છે. એનો અર્થ 'એકઠું કરનાર' કે 'ઉઘરાવનાર' થાય છે. જિલ્લાનું મહેસૂલ વસૂલ કરનાર અધિકારીને આ સંજ્ઞા બ્રિટિશ સરકારે આપેલી આજે પણ કલેકટરની મુખ્ય ફરજ જમીન મહેસૂલ વસૂલ કરવાની છે. પણ તે ઉપરાંત કાયદો અને વ્યવસ્થા જાળવવાની પણ એમની ફરજ છે તેથી કલેકટર એ ડિસ્ટ્રિકટ મેજિસ્ટ્રેટ પણ છે.

જિલ્લામાં કાયદો અને વ્યવસ્થા જાળવવા માટે પોલીસ ખાતાની કચેરી અલગ છે. તે ઉપરાંત ન્યાય, કેળવણી, આરોગ્ય, સહકાર, ખેતી, ઉદ્યોગો, વગેરે વિષયોની કચેરીઓ પણ છે અને તે દરેક પોતપોતાના ખાતાના ઉપરીના તાબામાં છે. પરંતુ એ તમામ કચેરીઓના કામકાજથી વાકેફ રહી, તેમને જરૂર પડયે સલાહ–સૂચના આપવાની કલેકટરની ફરજ ગણાય છે. તેથી કલેકટર એ જિલ્લાના સૌથી વડા અધિકારી છે.

જિલ્લામાં સરકારવિરોધી પ્રવૃત્તિ થતી હોય, લોકોના જાનમાલને હાનિ થાય એવું કંઈ બને, તો તે અટકાવવાની અને સરકારને તેની જાણ કરવાની ફરજ કલેકટરની છે. એટલે કલેકટર એ જિલ્લા માટે સરકારની સત્તાઓ અને ફરજોના મુખ્ય પ્રતિનિધિ છે.

ઈ. સ. ૧૯૫૩ સુધી ડિસ્ટ્રિકટ મૅજિસ્ટ્રેટ તરીકે કલેકટર ફોજદારી ન્યાયાધીશનું કામ પણ કરતા. પરંતુ ન્યાય અને કારોબારી અલગ પાડવાને લીધે ડિ. મે.ને ન્યાયાધીશની અમુક જ ફરજો બજાવવાની રહી છે તેમાં મુખ્ય



મિ. વિયર અને તેમનાં



કલેકટર કચેરી-ખેડા

ફરજ કાયદો અને વ્યવસ્થા જાળવવાની છે. તે ઉપરાંત કલેકટરને નીચેની ફરજો બજાવવાની હોય છે: (૧) જમીન મહેસૂલ ઉઘરાવવું આ તેમની મુખ્ય ફરજ છે. આ અંગે પોતાના તાબાના અમલદારોની કામગીરીની તેમણે દેખરેખ રાખવાની હોય છે. તે ઉપરાંત નીચેના કાયદાઓના સફળ સંચાલન માટે માર્ગદર્શન આપવાનું હોય છે: લેન્ડ રેવન્યુ કોડ, વતન એકટ, ફોરેસ્ટ એકટ, લેન્ડ એક્વિઝિશન એકટ, કોર્ટ ઓફ વોર્ડઝ એકટ, મામલતદાર્સ કોર્ટ એકટ, વિલેજ પંચાયત એકટ, વગેરે. (૨) સરકારી ખાતાંની કામગીરીના આંકડા એકઠા કરી સાચવવા. (૩) જિલ્લા રજિસ્ટ્રાર, ચૂંટણી નિયામક અને જિલ્લા વિકાસ મંડળના ચેરમેન તરીકેની ફરજો બજાવવી. (૪) પોલીસ ખાતાની કામગીરી ઉપર દેખરેખ રાખવી. (૫) કનિષ્ઠ અને વરિષ્ઠ પ્રકારના જમીન માલિકોના હકોની વ્યવસ્થા કરવી. (૬) સરકારે જેની જવાબદારી લીધી હોય તેવા સગીર વગેરેની મિલકતની દેખભાળ રાખવી, વગેરે.

આ બધી ફરજો બજાવવા માટેની ખેડા જિલ્લાના કલેકટરની કચેરી ખેડામાં આવેલી છે. તેની માહિતી આ પ્રકરણને છેડે પરિશિષ્ટમાં આપી છે કલેકટરની કચેરી સાથે સંબંધ ધરાવતી ખેડામાં આવેલી બીજી કચેરીઓની માહિતી સ્થળે આપી છે. વળી કલેકટરના તાબાની ખેડા બહારનાં વિવિધ સ્થળોએ આવેલી અન્ય કચેરીઓની માહિતી પણ એ જ પરિશિષ્ટમાં આપી છે. એ ઉપરથી કલેકટરની વિશાળ અને વિવિધ કામગીરીઓનો ખ્યાલ આવશે.

કલેકટરના દરજ્જાની સરકારી નોકરી માટે બ્રિટિશ અમલમાં ઈન્ડિયન સિવિલ સર્વિસ (આઈ. સી. એસ) નામની પરીક્ષા ઈંગ્લેંડમાં લેવાતી. તેને બદલે હવે ઈંડિયન એડમિનિસ્ટ્રેટીવ સર્વિસ (આઈ. એ. એસ) નામની પરીક્ષા દિલ્હીમાં લેવાય છે. આ પરીક્ષામાં પાસ થયેલા ઉમેદવારોની યાદી મધ્યસ્થ સરકારના પબ્લિક સર્વિસ કમિશન પાસે રહે છે. એમાંથી જરૂર પ્રમાણે રાજ્યોને કલેકટર કે તેવા દરજ્જાના અધિકારીઓ પૂરા પાડવામાં આવે છે. પરંતુ કલેકટરની પસંદગીમાં અનુભવ અને કાર્યદક્ષતા ખાસ ધ્યાનમાં લેવાય છે. આઈ. એ. એસ. કે આઈ. સી. એસ. ન હોય તેવા અનુભવી ને કાબેલ અમલદારને કલેકટર નીમી શકાય છે.

કલેકટરના હોદ્દા માટે બે કક્ષાના પગારોનું ધોરણ છે: (૧) જુનિયર ટાઈમ સ્કેલ રૂ. ૩૫૦-૫૦-૫૦૦, ૫૪૦-૩૦-૬૦૦-ઈ. બી -૩૦-૮૭૦-૪૦-૯૫૦; (૨) સિનિયર ટાઇમ સ્કેલ : રૂ. ૮૦૦-૫૦-૧૦૦૦-૬૦-૧૩૦૦-૫૦-૧૮૦૦, આઈ. એ. એસ. થયેલા ઓછામાં ઓછાં પાંચ વર્ષની નોકરી-વાળાને સિનિયર ટાઇમ સ્કેલમાં મૂકવામાં આવે છે.

**ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર ઉર્ફે આસિસ્ટંટ કલેકટર :** ખેડા જિલ્લાના દસ તાલુકાઓનાં ત્રણ જૂથ બનાવી દરેકને પ્રાંતનું નામ આપવામાં આવ્યું છે. એ પ્રાંતના અધિકારીને ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટર કહે છે. અધિકારીએ જો આઇ. એ એસની પરીક્ષા પાસ કરેલી હોય તો તે આસિસ્ટંટ કલેકટર કહેવાય છે કલેકટરની નિમણુક માટે આવા અધિકારીને પહેલી પસંદગી મળે છે. આ અધિકારી પ્રાંત ઓફિસર પણ કહેવાય છે. જેમ કલેકટર એ ડિસ્ટ્રિક્ટ મેજિ-સ્ટ્રેટ પણ છે, તેમ ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કલેકટર એ સબડિવિ-ઝનલ ફર્સ્ટ કલાસ મેજિસ્ટ્રેટ પણ છે. તેમની નિમણૂક મહેસૂલ ખાતાના ઊંચી પાયરીના નોકરોમાંથી બઢતી આપીને કરવામાં આવે છે. તે ઉપરાંત તાજા ઉમેદવારને પ્રોબેશનર તરીકે પણ લેવાય છે. એમના પગારનો ગ્રેડ આ પ્રમાણે છે: (૧) ફર્સ્ટ ગ્રેડ રૂ ૬૯૫-૪૫-૮૭૫, (૨) સેકન્ડ ગ્રેડ, રૂ. ૩૫૦-૩૦-૫૦૦ ઈ. બી. - ૩૦-૬૫૦-૪૫-૮૭૫. પગાર ઉપરાંત સ્કેલ મુજબ મોંઘવારી ભથ્થું રૂ. ૭૦ અને કાયમનું ભાડુંભથ્થું રૂ. ૧૯૫ મળે છે.

ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટરની ફરજો અને સત્તાઓ લેન્ડ રેવન્યુ કોડ તેમજ બીજા કાયદાઓને આધારે નીચે પ્રમાણે હોય છે:

(૧) વિભાગના તાલુકાઓમાં તલાટીઓ, મુખીઓ અને પટાવાળા નીમવા, (૨) સરકારી પડતર જમીનોનો કાયમને માટે નિકાલ કરવો, (૩) વિભાગના તાલુકાના મામલતદારોએ મુલકી બાબતમાં કરેલા ઠરાવ યા હુકમની ઉપર જે તે કાયદામાં કરવામાં આવેલી જોગવાઈ પ્રમાણે વિવાદ (અપીલ) સાંભળી તેનો નિકાલ કરવો, (૪) તાબાના મેજિસ્ટ્રેટોની પાસેથી કોઈ પણ ફોજદારી કેસ એક યા બીજા મેજિસ્ટ્રેટને ત્યાં ફેરબદલી કરવો, (૫) પોલીસ ખાતાએ પકડી આણેલા ગાંડા માણસોની વ્યવસ્થા કરવી, (૬) ક્રિમિનલ પ્રોસિજર કોડની કલમ ૧૦૭, ૧૦૮, ૧૦૯, ૧૧૦, ૧૩૩ અને ૧૪૫ નીચે થતા કેસો ચલાવવા અને તેનો નિકાલ લાવવો, (૭) ખાનપાનનાં સ્થળો, જેવાં કે હોટેલ, રસધર, રેસ્ટોરાન્ટ, લોજ વગેરેનો પરવાનો આપવો, (૮) હથિયારોના પરવાના તાજા (રિન્યુ) કરવા, (૯) પાકના રક્ષણ માટેના હથિયારના પરવાના આપવા, (૧૦) જંગલી પ્રાણીઓ અને પશુઓના સંરક્ષણ કાયદા અંગે જરૂરી (Big gameના) પરવાના આપવા, (૧૧) કૂવા માટે રૂ. ૨૫૦૦ સુધી અને બળદ, હળ–લાકડાં વગેરે માટે રૂા ૧૦૦૦ સુધીની તગાવી મંજૂર કરવી, (૧૨) કલેક્ટર જે કામમાં લેન્ડ એક્વિઝિશન ઑફિસર તરીકે નીમે તેવાં કામો લેન્ડ એક્વિઝિશન ઑફિસર તરીકે કરવાં, (૧૩) વિભાગના મુલકી અમલદારોના વહીવટી કામ પર દેખરેખ રાખવી, (૧૪) પરગણામાં ફરવાનું, તાલુકા કચેરીઓનું ઈન્સ્પેક્શન કરવાનું, રેકર્ડ, હદ નિશાનો, સરકારી જમીનનાં દબાણો વગેરે અંગેનું કામ તપાસવાનું.

ખેડા જિલ્લામાં નડિયાદ, આણંદ અને પેટલાદ એ ત્રણ પ્રાંતો છે તે દરેકના પ્રાંત ઑફિસરની કચેરીની માહિતી પરિશિષ્ટમાં આપી છે.

**મામલતદાર :** તાલુકાના વહીવટી ઉપરીને મામલતદાર કહે છે. તેમની સત્તા અને ફરજો તાલુકાની મર્યાદામાં કલેકટરના જેવી જ હોય છે. તે ઉપરાંત સંજોગો પ્રમાણે એમને વધુ ફરજો ને સત્તાઓ સોંપાય છે.

મામલતદાર સામાન્ય રીતે ગ્રેજ્યુએટ હોય છે. તેની પસંદગી પબ્લિક સર્વિસ કમિશન કરે છે અથવા મહેસૂલ ખાતાના નોકરોમાંથી મુંબઈ સરકાર પોતે કરે છે. પસંદગીમાં ડીગ્રી કરતાં અનુભવ અને કાબેલિયતનું મહત્ત્વ વધુ અંકાય છે. દરેક ઉમેદવારે ખાતાની પરીક્ષા પાસ કરેલી હોવી જોઈએ, એવું સામાન્ય ધોરણ છે.

મામલતદારના પગારના ત્રણ ગ્રેડ છે: (૧) સિલેક્શન ગ્રેડ: રૂા. ૪૨૦–૨૦–૫૦૦, (૨) ફર્સ્ટ ગ્રેડ: રૂા. ૩૪૦–૧૫–૪૦૦. (૩) સૅકન્ડ ગ્રેડ: રૂા. ૨૫૦–૧૫–૩૨૫.

**મહાલકારી :** જે તાલુકામાં ૬૦થી ઓછાં ગામ હોય તે મહાલ કહેવાય છે. મહાલના ઉપરીને મહાલકારી કહે છે. ખેડા જિલ્લામાં મહાલ નથી.

**મુલકી અમલદાર :** મહેસૂલના કાયદા અન્વયે પ્રાસંગિક કામો કરવા માટે સરકારના ઠરાવથી નીમેલો કોઈ પણ અમલદાર મુલકી અમલદાર કહેવાય છે.

**મામલતદારની કચેરી :** પ્રાથમિક રીતે મામલતદારની કચેરી એ ખેડૂતો માટેની ન્યાયની કચેરી છે. ખેતીને લગતી જમીનો, કૂવા, મકાનો, નહેરો, વગેરે અંગેના તમામ પ્રશ્નોની પતાવટ આ કચેરીમાં થાય છે. તે કામના નિકાલ માટે મામલતદારને મદદ કરવા વિવિધ પ્રકારના અધિકારીઓ અને કારકુનો હોય છે.

**મામલતદાર કચેરીના મદદનીશ અધિકારીઓ ને નોકરો :** (૧) રેવન્યુ કારકુનો: તેઓ મામલતદારની સીધી દેખરેખ નીચે કામ કરે છે. મેટ્રિક કે એસ. એસ. સી. પરીક્ષા જેણે પાસ કરેલી હોય તેવાને આ જગાએ કલેક્ટર નીમે છે. તેઓ ઊતરતી પાયરીના મુલકી નોકરો (સબોર્ડિનેટ રેવન્યુ સર્વિસ) ગણાય છે. આ જગાના નોકરો ખાતાની પરીક્ષા પાસ કરીને મામલતદાર થઈ શકે છે. એમના બે ગ્રેડ હોય છે: (૧) ફર્સ્ટ ગ્રેડ રૂા. ૮૫–૪–૧૨૫–૫–૧૪૦. (૨) સૅકન્ડ ગ્રેડ: રૂા. ૪૬–૩૮૫ ઈ. બી. ૧૨૫–૫–૧૩૦.

આ કારકુનો વિવિધ કામો કરે છે. દા : ત : જમીનોના તુમારોનો નિકાલ, મહેસૂલની ઉઘરાણી, તગાવી, એસ્ટાબ્લિશમેન્ટ, નહેરો, આપણીના તુમારો, વતન, ખેતી, નિર્વાસિતોની મિલકતો, પંચાયતો, ચૂંટણી, વગેરે, વગેરે.

(૨) અવલકારકુનો : મુલકી ખાતાના અનુભવી કારકુનોમાંથી અવલકારકુનો નિમાય છે. તેમનો ગ્રેડ રૂ. ૧૦૦–૮–૧૪૦–૧૦–૧૬૦ સામાન્ય રીતે હોય છે. તેમને વિવિધ કામગીરીઓ અપાય છે. તે ઉપરથી તેમના હોદ્દા જુદા જુદા હોય છે. દા ત: (૧) તિજોરી અવલ કારકુન, મામલતદાર કચેરીમાં આવેલી 'સબ ટ્રેઝરી' તથા હિસાબી કામો બીજા કારકુનોની મદદથી સંભાળે છે. (૨) એકસ્ટ્રા અવલકારકુન : મામલતદારના મદદ-

નીશ તરીકે કચેરી ઉપર દેખરેખ રાખે છે તથા અન્ય ફરજો બજાવે છે (૩) એડિશનલ એકસ્ટ્રા અવલકારકુન: તેઓ તાલુકાનાં ગામોમાં ફરીને તુમારો તથા તપાસણીનું કામ પતાવે છે (૪) સપ્લાય અવલકારકુન: તેઓ પુરવઠાનું કામ સભાળે છે (૫) સર્કલ ઓફિસર આ પણ અવલકારકુનની ગ્રેડના હોય છે તે સર્કલ ઇન્સ્પેક્ટરોના કામ ઉપર દેખરેખ રાખે છે

(૩) સર્કલ ઇન્સ્પેક્ટર તાલુકાનાં ૨૫ જેટલાં ગામ દીઠ એક સર્કલ ઇન્સ્પેક્ટર હોય છે અનુભવી તલાટીઓને આ જગાએ નીમવામાં આવે છે તેની નિમણૂક ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર કરે છે તેનું કામ તલાટીઓના કામ ઉપર દેખરેખ રાખવાનું હોય છે

(૪) તલાટી: બે કે તેમાંથી વધુ ગામોના જૂથને સેજો કહે છે એવા દરેક સેજાના મહેસૂલી દફતરો રાખવા તથા મહેસૂલ ઉઘરાવવા તલાટીની નિમણૂક થાય છે પ્રાથમિક શાળાન્ત પરીક્ષા પાસ કરેલી હોય તેને આ જગાએ નીમી શકાય છે ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેક્ટર આ નિમણૂક કરે છે તલાટીના પગારનો ગ્રેડ (૧) રૂ ૪૦–૩–૮૫ (૨) રૂ ૪૦–૧–૫૦–૨–૬૦ હોય છે

તલાટી એ ગામ અને તાલુકા કચેરી વચ્ચે કડી સમાન છે એનું મુખ્ય કામ ગામનાં દફતરો સંભાળવાનું છે આ દફતરો ગામના ચોરામાં રહે છે, અને તે અંગે તલાટીને તાલુકા કચેરીએ વારંવાર જવું પડે છે ખેડા જિલ્લામાં તલાટીઓનું એક મંડળ છે તે તલાટીઓનાં હિતોનું રક્ષણ કરે છે

ગામ પટેલ: ગામનો પટેલ એ મુખી કે પોલીસ પટેલ પણ કહેવાય છે તેની મહેસૂલી ફરજો અને ફોજદારી ફરજોનો ઉલ્લેખ અગાઉ ઉપર આવી ગયો છે એ ઉપરથી ખ્યાલ આવ્યો હશે કે મુખી ઉર્ફે પટેલ એ ગામ માટે સરકારનો પ્રતિનિધિ છે જે મહત્ત્વ જિલ્લા માટે કલેક્ટરનું છે, તાલુકા માટે મામલતદારનું છે એ જ મહત્ત્વ ગામ માટે મુખી–પટેલનું છે

નાનાં ગામોમાં એક જ વ્યક્તિને મહેસૂલી તેમજ ફોજદારી ફરજો સોંપાય છે એવી વ્યક્તિ મુખી અથવા ગામ પટેલ કહેવાય છે મોટાં ગામોમાં આ ફરજો માટે બે પટેલો નિમાય છે તે પૈકી મહેસૂલી ફરજો બજાવનાર રેવન્યુ પટેલ અને ફોજદારી ફરજો બજાવનાર પોલીસ પટેલ કહેવાય છે

રેવન્યુ પટેલ: આ પટેલ જમીન મહેસૂલ ઉપરાંત બીજા સરકારી વેરા પણ ઉઘરાવે છે એ બધાં નાણાં સાચવવાની તથા તે સરકારી તિજોરીએ પહોંચાડવાની જવાબદારી આ પટેલની હોય છે તેને આ કામમાં તલાટી મદદ કરે છે પરંતુ તલાટીની મુખ્ય ફરજ ગામનું દફતર રાખવાની છે, અને એ કામ ઉપર પટેલે દેખરેખ રાખવાની હોય છે આ ફરજો અંગેનો પત્રવ્યવહાર પટેલ તલાટીના હોદ્દાને સંબોધીને લખાય છે તે કાગળ પટેલને મળે છે. તે ઉપરથી પટેલ અને તલાટી પોતપોતાની ફરજો વહેંચી લઈ કામનો નિકાલ કરે છે પરંતુ એની છેવટની જવાબદારી પટેલની ગણાય છે

મહેસૂલ અને વેરા ઉઘરાવવા ઉપરાંત, ગામતળ તથા ખેતરોની જમીનના હદ નિશાનની દેખભાળ રાખવી, નહેર, તળાવ, કૂવા વગેરે પિયતનાં સાધનોની દુરસ્તી ઉપર ધ્યાન આપવું, ગામની હદમાં આવેલી સરકારી મિલકતોની સંભાળ રાખવી, મહેસૂલી વહીવટના પરચૂરણ પ્રશ્નો ઉપર નજર રાખવી વગેરે તમામ ફરજો પટેલે બજાવવાની હોય છે ગામમાં ચેપી રોગ કે બીજો ઉપદ્રવ ફાટી નીકળે તો તે વિષે સરકારને ખબર આપવાની જવાબદારી પણ પટેલની છે

પોલીસ પટેલ: આ પટેલની મુખ્ય ફરજો ગામમાં કાયદો અને વ્યવસ્થા જાળવવાની છે તેથી કાયદાભંગના ફોજદારી ગુના ગામમાં બને તો તેની પોલીસ અધિકારીને ખબર આપવાની ફરજ પોલીસ પટેલની છે 'ગ્રામ્ય પોલીસ'ના કાયદામાં એની વધુ વિગતો આપેલી છે આ ઉપરાંત ગામનું જન્મ–મરણનું પત્રક પણ એણે રાખવાનું હોય છે આ ફરજો સરકાર પ્રત્યે છે એવી જ ફરજો ગામ પ્રત્યે પણ એ બજાવે છે ગામલોકની મુશ્કેલીઓ અંગે લોકોને ચોરામાં બોલાવી, તેમના અભિપ્રાયો જાણી, આખી પરિસ્થિતિ સરકાર સમક્ષ રજૂ કરવાનું કામ પોલીસ પટેલ કરે છે તે ઉપરાંત ગામના ફંડોનો વહીવટ કરવો, હિસાબ રાખવા, વગેરે ફરજો પણ એ બજાવે છે

જ્યાં એક જ પટેલ હોય ત્યાં ઉપર ગણાવેલી તમામ ફરજો એ પટેલને બજાવવાની હોય છે બે પટેલ હોય તો તે બંને મળી એ ફરજો બજાવે છે અને બંનેનું કાર્યાલય ગામના ચોરામાં જ હોય છે

પટેલ અને મતાદાર: 'પટેલ' શબ્દ સંસ્કૃત ભાષાના શબ્દ પટ્ટકિલ ઉપરથી અથવા દેશ્ય ભાષાના શબ્દ પટ્ટઇલ ઉપરથી થયેલો મનાય છે જૂના વખતમાં દસ્તાવેજો 'પટ' એટલે કપડા ઉપર લખાતા ગામ કે જ્ઞાતિ અંગેના એવા પટ

સાચવનાર આગેવાન પટ્ટકિલ, પટ્ટઈલ કે પટેલ કહેવાતો. એ રીતે ગામોમાં અને જ્ઞાતિઓમાં પટેલ હતા. હજી પણ હોય છે.

ઉપર પ્રમાણે થતા દસ્તાવેજો ઉપર ગામ કે જ્ઞાતિ તરફથી પ્રતિનિધિ તરીકે સહી કરવી એને મતું કરવું કહેતા. 'મતું' એટલે 'મત' કે 'અભિપ્રાય.' એટલે મતું કરનારે દસ્તાવેજમાં પોતાની સંમતિ આપેલી છે, એવો અર્થ થતો. ગામના વહીવટમાં આ રીતે મતું કરવાનો અધિકાર આગેવાન કુટુંબોના માણસોને જ મળતો અને એને આધારે પટેલની નિમણૂક થતી. બ્રિટિશ સરકારે આ જૂની પ્રથાને કાયદાથી વ્યવસ્થિત કરીને ગામ પટેલની નિમણૂકોના નિયમો બનાવેલા છે. એ નિયમોને અનુસરીને દરેક ગામના મતાદારોનું રજિસ્ટર મામલતદારની કચેરીમાં રાખવામાં આવે છે.

**ગામ પટેલોની નિમણૂક :** આ નિમણૂક બે પ્રકારે થાય છે: એક વંશપરંપરાના હક્કથી અને બીજી પગારથી.

ગામના મતાદારોને પટેલાઈ કે મુખીપણાના વંશપરંપરાના હક્કો હોય છે. તેમાં બે પ્રકાર છે. એકમાં એક જ કુટુંબનો પુરુષ વારસ પેઢી દર પેઢી પટેલ નિમાય છે. એ પ્રકારનો હક્કવાળો મતાદાર 'સોલ રિપ્રિઝન્ટેટીવ મતાદાર' કહેવાય છે. બીજા પ્રકારમાં આ હક્ક ઘણાં કુટુંબો વચ્ચે વહેંચાયેલો હોય છે. તેથી એવાં કુટુંબોના પ્રતિનિધિઓને વારા ફરતી પટેલ નીમવામાં આવે છે. એ પ્રકારના મતાદાર 'રિપ્રિઝેન્ટેટીવ મતાદાર' કહેવાય છે.

પટેલની વંશપરંપરા નિમણૂકનો હક્ક પુરુષ-વારસને જ મળે છે. સ્ત્રીને નહિ. જો માત્ર દીકરી જ વારસદાર હોય તો તેને એ હક્ક રહેતો નથી. પરંતુ કુટુંબની વિધવા, મા અથવા બાપની માને એ હક્ક મળે છે. આવી સ્ત્રી-વારસ જાતે પટેલની ફરજ બજાવી શકતી નથી. એ માટે એણે પોતાના તરફથી યોગ્ય પુરુષ પ્રતિનિધિ નીમવો પડે છે.

ઉપર પ્રમાણે નિમાતા વંશપરંપરાના પટેલોને ભરણ-પોષણ માટે મોટે ભાગે ઈનામી જમીનો મળેલી હોય છે. તેથી તેમને પગાર મળતો નથી.

પગારદાર પટેલને મહેસૂલની આવકને ધોરણે પગાર અપાય છે. તેના દર નીચે પ્રમાણે છે: (૧) મહેસૂલની આવક રૂ. એક હજાર સુધી થાય તો તે રકમ ઉપર ૩ ટકા; (૨) બીજા એક હજાર ઉપર ૨ ટકા. (૩) બે હજારથી વધુ આવક ઉપર એક ટકો. તે ઉપરાંત ચોરા ખર્ચ તથા લોકલ ફંડ વસૂલ કર્યાનું મહેનતાણું અલગ મળે છે.

**ગામ ચોરાના નોકરો :** ગામ પટેલને-ખાસ કરીને પોલીસ પટેલને-કાયદો અને વ્યવસ્થા જાળવવાના કામમાં જરૂર પડયે મદદે બોલાવી શકાય તેવા ગામ નોકરો સરકાર તરફથી નિમાય છે. તે રાવણિયા કે વરતણિયા કહેવાય છે. તેમને રૂ. ૮થી ૧૦ સુધી પગાર અપાય છે, અથવા તે પેટે પસાયતા ઈનામી જમીનો મળેલી હોય છે.

**મહેસૂલી કચેરીઓ :** આ પ્રકરણમાં જણાવેલા કલેક્ટરથી પટેલ સુધીના મહેસૂલી અધિકારીઓની ખેડા જિલ્લામાં આવેલી કચેરીઓની માહિતી પરિશિષ્ટમાં આપી છે. તેમાં દરેક તાલુકામાં આવેલા સર્કલ ઇન્સ્પેક્ટરો, તલાટીઓ, પટેલો, ચોરા, અને સરકારી મુસાફરખાનાંની વિગતો પણ આપી છે.

આધાર : (૧) ખેડાની કલેક્ટર કચેરીમાંથી મળેલી માહિતી (૨) પ્રાંત ઓફિસરો, મામલતદારો અને અન્ય કચેરીઓમાંથી મળેલી માહિતી.

# ૨

## પરિશિષ્ટ

(૧) કલેક્ટર કચેરી, ખેડા

**સ્થળ :** આ કચેરી ખેડા ગામની બહાર વાત્રક નદીને કિનારે આવેલી છે.

**મકાન :** આ કચેરીનું મકાન બ્રિટિશ અમલમાં બંધાયેલું છે. તે ઊંચા ટેકરા ઉપર આવેલું છે અને બે માળનું છે. ઉપલા મજલા ઉપર કલેક્ટર રહે છે, અને નીચલા મજલામાં કચેરી બેસે છે.

**મદદનીશો :** કલેક્ટરને તેમના કામકાજમાં મદદ કરવા માટે એક અંગત મદદનીશ (પર્સનલ આસિસ્ટંટ) છે. તે ડેપ્યુટી કલેક્ટરના દરજ્જાના હોય છે. તેઓ વધારાના ડિસ્ટ્રિક્ટ મેજીસ્ટ્રેટ પણ કહેવાય છે. આ ઉપરાંત કલેક્ટર કચેરીના કામને ત્રણ શાખાઓમાં વહેંચવામાં આવ્યું છે. તે દરેક શાખા માટે એક એક અધિકારી નીમેલો છે. તે ચીટનીસ, હેડક્લાર્ક, અને

**ડેપ્યુટી ચીટનીસ** એવાં નામથી ઓળખાય છે. તે પૈકી પહેલા બે મામલતદારની કક્ષાના અને ત્રીજા અવલકારકુનની કક્ષાના હોય છે. તે ઉપરાંત ૭ અવલકારકુન, ૨૭ સામાન્ય કારકુનો અને ૧૧ પટાવાળા આ કચેરીમાં કામ કરે છે. એનું માસિક પગાર ખર્ચ અંદાજે રૂા. ૮૦૦૦ થાય છે.

ઉપર જણાવેલી ત્રણ શાખાઓમાં વહેંચેલાં કામોની યાદી નીચે પ્રમાણે છેઃ—

**ચીટનીસ શાખા :** (૧) ગામ પટેલની નિમણૂક સંબંધી ઉપસ્થિત થતા પ્રશ્નોની પતાવટ, (૨) જમીનના હકની નોંધણી, (૩) હદ નિશાનના ઝગડાનો નિકાલ, (૪) જમીન વહેંચણી, (૫) જમીન સંબંધી ઉપસ્થિત થતા દરકોઇ પ્રશ્નોનો નિકાલ, (૬) ખેતી માટેની તથા બિનખેતી માટેની જમીન ઠરાવવાના પ્રશ્નોની પતાવટ, (૭) રોકડ હક (મુખી, મતાદાર, દેસાઈગીરી, મજમુંદારી, ગિરાસ, વગેરે માટે અપાતી રોકડ રકમો), (૮) મુલકી હિસાબ, (૯) જમાબંધી, (૧૦) સર્વે સેટલમેન્ટ, (૧૧) આનાવારી, (૧૨) કલેક્ટર તાબાના મુલકી અમલદારોના કામ ઉપર દેખરેખ, (૧૩) સિટી સર્વે, (૧૪) તગાવી, (૧૫) તિજોરીના હિસાબ તૈયાર કરવા, (૧૬) નાણાં ધીરધાર માટે લાઈસન્સ આપવા બાબત, (૧૭) કારકુનોની બદલી, નિમણૂક વગેરે સંબંધી કામગીરી, (૧૮) તિજોરીનું કામ.

**હેડકલાર્ક શાખા :** (૧) લોકલબોર્ડ, મ્યુનિસિપાલિટી, ગ્રામ પંચાયતો જેવી સ્થાનિક સંસ્થાઓના કારભાર ઉપર દેખરેખ ને સંચાલન, (૨) મુલકી હવાલાનાં પિયત તળાવોની સંભાળ, (૩) બધી જ પરચૂરણ બાબતો, (૪) ચૂંટણીઓ–રાજ્યની મધ્યસ્થ સરકારની ચૂંટણીઓની કામગીરી તથા સ્થાનિક સંસ્થાઓની ચૂંટણીઓ ઉપર દેખરેખ.

**ડેપ્યુટી ચીટનીસ :** (૧) કાયદો અને વ્યવસ્થાની જાળવણી, (૨) નિર્વાસિતો (પાકીસ્તાનથી આવેલા)ના પ્રશ્નોનો નિકાલ, (૩) આગરાહત, (૪) હિજરતી મિલકતોની વ્યવસ્થા તથા વહેંચણી, (૫) ૧૪૪મી કલમનો અમલ, (૬) કેરોસીન, પેટ્રોલ, સ્થાયી અને ફરતાં સિનેમા, બંદૂક વગેરે હથિયાર માટે લાઈસન્સ આપવાની બાબત.

ઉપર ગણાવેલી કામગીરીઓ ઓછેવત્તે અંશે પ્રાંત ઓફિસર અને મામલતદાર પણ બજાવે છે. એ બાબતમાં દરેક અધિકારીની ફરજો અને સત્તાઓ કાયદાથી નક્કી થયેલી છે. તેથી દરેક પ્રશ્નનો નિકાલ જે તે અધિકારી પોતપોતાની કાયદાથી ઠરેલી મર્યાદાઓમાં રહીને કરે છે અને તે કારણે લોકો તરફથી મળતી અરજીઓ સ્થળ તપાસ માટે કે નિકાલ માટે કલેક્ટર કચેરીથી ગામના પટેલ સુધી જરૂર પ્રમાણે ફેરવવી પડે છે. આ કારણે કયા કામની અરજી કયા અધિકારીને કરવી એ પ્રથમથી જાણીને યોગ્ય અધિકારીને જ અરજી કરવામાં આવે તો કામનો નિકાલ થવામાં [illegible]ખ ઓછો થવાનો સંભવ રહે છે. વળી કલેક્ટર બે હોદ્દા [illegible] હોવાથી મહેસૂલી અને તેવા પ્રકારના કામોની અરજી કલેક્ટરના હોદ્દાને સંબોધીને લખવી જોઈએ અને ફોજદારી કાયદાને લગતાં કામોની અરજી ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટના હોદ્દાને સંબોધીને લખવી જોઈએ.

કાયદા અન્વયે વહીવટી દૃષ્ટિએ લોકોએ જાણવા જેવી બાબતોની જાહેરાતો કલેક્ટર કચેરી તરફથી વખતોવખત વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થતી રહે છે. અને એ માહિતી કલેક્ટર કચેરીમાંથી જે તે શાખામાંથી રૂબરૂ તપાસ કરવાથી પણ મળી શકે છે.

## આ કચેરીમાં થતાં કેટલાંક કામકાજ

**લાઈસન્સ વિધિ :** ખેતીના તથા અંગત સલામતી માટે બંદૂકનાં લાઈસન્સ આપવાં, હોટેલો, રેસ્ટોરાં ચલાવવા માટે લાઈસન્સ આપવાં, ઝેરી પદાર્થો, સળગી ઊઠે તેવા પદાર્થો સંઘરીને વેચવાનાં લાઈસન્સો આપવાં તથા પરદેશ જવા માટે પાસપોર્ટ આપવા તે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટના હસ્તક રહેલી ફોજદારી સત્તાની કાર્યમર્યાદા છે. દરેક માટે નીચે પ્રમાણે વિધિ નિયત થયો છે :

**(૧) બંદૂક, રિવોલ્વર, રાઈફલના પરવાના બાબત :** ઉપરોક્ત હથિયાર રાખવાના પરવાના જિલ્લાના ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ આપે છે. પરવાના માટે જિલ્લા મેજિસ્ટ્રેટને અરજી કરવાની હોય છે. પરવાનાની ફી નીચે મુજબ છે :- ફુલ્લીવાળી બંદૂક રૂ: ૦–૮–૦; કારતુસવાળી બંદૂક અગર રાઈફલ રૂ: ૫–૦–૦; રિવોલ્વર, પિસ્તોલ રૂ: ૧૦–૦–૦.

ઉપરના પરવાના તાજા કરવાની સત્તા દરેક વિભાગના સબ ડિવિઝનલ મેજિસ્ટ્રેટને આપવામાં આવી છે. પરવાના તાજા કરવાની ફી દર વર્ષે મૂળ લાઇસન્સ ફીની અડધી રકમ છે. ફકત ફુલ્લીવાળી બંદૂકનું લાઇસન્સ તાજું કરી આપવા રાબેતા મુજબની રૂા. ૦–૮–૦ ફી છે. દર વર્ષે લાઇસન્સ તાજું કરાવવું પડે છે.

(૨) હથિયારો અને દારૂગોળો ખરીદવાની પરમીટ માટે પણ જિલ્લા મેજિસ્ટ્રેટ પર અરજી કરવાની હોય છે. તેને માટે કંઇ ફી ભરવી પડતી નથી.

(૩) હથિયારના પરવાનામાં હથિયાર ધારણ કરનારનું નામ દાખલ કરવાની અગર જે પ્રદેશ માટે પરવાનો આપ્યો હોય તેથી વધારે પ્રદેશમાં હથિયાર લઈને ફરવાના પરવાના માટેની અરજી પણ જિલ્લા મેજિસ્ટ્રેટને કરવાની હોય છે. તે દરેક ઉપર ત્રણ આનાની કોર્ટ ફી ટિકિટ ચોડવી પડે છે.

(૪) ઝેરી પદાર્થો, દારૂખાનું, ચિનાઇ ફટાકડા, ફોડવાનો દારૂ, સુરંગનો દારૂ, વગેરે માટે જિલ્લા મેજિસ્ટ્રેટને દસ આનાની કોર્ટ ફી ટિકિટ ચોડી અરજી કરવી પડે છે. પરવાના માટે ફીનું ધોરણ દરેક પદાર્થનો જથ્થો અગર બનાવેલા પદાર્થના જથ્થા પર આધાર રાખે છે.

(૫) પેટ્રોલ, ક્રુડ ઓઈલ, કેરોસીન, કેલ્શ્યમ કારબાઇડ વગેરે રાખવા અગર વેચવાના પરવાના માટે જિલ્લા મેજિસ્ટ્રેટને દસ આનાની કોર્ટ ફી ટિકિટ ચોડી અરજી કરવાની હોય છે. દરેક પદાર્થની જથ્થા પ્રમાણેની પરવાના ફી જુદી જુદી હોય છે.

(૬) પાસપોર્ટ કઢાવવા માટે પ્રથમ 'ડેક્લેરેશન ફોર્મ' (નિવેદન ફોર્મ) ભરી તેના ઉપર કોઈ પણ મેજિસ્ટ્રેટની સહી લેવી પડે છે. ત્યારબાદ જિલ્લા મેજિસ્ટ્રેટને ડેકલેરેશન ફોર્મ પર સહી કરવા અરજી કરવી પડે છે. આ વિધિ માટે કંઇ ફી નથી. જિલ્લા મેજિસ્ટ્રેટની સહી થયા બાદ મુંબઇ પાસપોર્ટ ઓફિસરને પાસપોર્ટ આપવા અરજી કરવી પડે છે. આ અરજી માટે ફીની રકમ જુદા જુદા દેશના પાસપોર્ટ માટે જુદી જુદી નિયત થયેલી હોય છે, જે પાસપોર્ટ સત્તાવાળાઓને પુછાવવાથી જાણી શકાય છે.

(૭) હોટેલ રેસ્ટોરાં, વગેરે માટે જિલ્લા મેજિસ્ટ્રેટ પાસેથી લાઇસન્સ લેવું પડે છે. તેની સામાન્ય ફી રા. ૫ છે. જિલ્લા મેજિસ્ટ્રેટને કરવાની અરજી પર દસ આનાનો સ્ટેમ્પ ચોડવો પડે છે. દર વર્ષે લાઈસન્સ તાજું કરવાની ફી પણ તેટલી જ છે. આવી સાર્વજનિક ખાનપાનની જગા રાખવાના લાઈસન્સમાં એજન્ટનું નામ દાખલ કરવા દસ આનાની કોર્ટ ફી સ્ટેમ્પ ચોડીને જિલ્લા મેજિસ્ટ્રેટને અરજી કરવી પડે છે. અરજી મંજૂર થયે દરેક એજન્ટના નામ દીઠ રૂા. ૧-૦-૦ ફી આપવી પડે છે.

(૮) સિનેમા તથા તેને માટે ટિકિટો વેચવાને માટે જિલ્લા મેજિસ્ટ્રેટને અરજી કરી પરવાનો લેવો પડે છે. સિનેમાના પરવાના માટે કંઇ ફી ભરવાની નથી હોતી પણ ટિકિટ વેચવાના પરવાનાની ફી એક વર્ષ માટે અગર વર્ષ (એપ્રિલથી માર્ચ)ના ભાગ માટે રૂા. ૧૫ સામાન્ય રીતે છે.

(૯) સિનેમા અગર નાટયગૃહો બાંધવા માટે જિલ્લા મેજિસ્ટ્રેટની પ્રથમ પરવાનગી લેવી પડે છે.

**અકસ્માત આગ અંગે અપાતી રાહત :** અકસ્માત આગ લાગવાથી કોઇ કુટુંબ નિરાધાર થઇ ગયું હોય તો જિલ્લા મેજિસ્ટ્રેટને અરજ કરવાની હોય છે. તેમાં પ્રસંગની જરૂરિયાત પ્રમાણે મદદ આપવામાં આવે છે. જિલ્લા મેજિસ્ટ્રેટ પાસે આવી રાહત આપવાનાં નાણાં મેળવવાનાં ત્રણ સાધન છેઃ (૧) સરકારી ગ્રાંટ, (૨) વાડિયા ચેરિટીઝ(સખાવતો)માંથી મળતી રકમ, (૩) જિલ્લા આગ રાહત સમિતિ.

સરકારી ગ્રાંટ તરીકે અમુક મર્યાદિત રકમ દરેક વખતે આપવામાં આવે છે. વાડિયા ચેરિટીઝમાંથી કોઇ જાતની ગ્રાંટ મળતી નથી પણ જિલ્લા મેજિસ્ટ્રેટ [કલેકટર] તરફથી આગના અકસ્માતમાં નિરાધાર થયેલાને મદદ કરવા ભલામણ કરવામાં આવે ત્યારે ટ્રસ્ટના નિયામકો તેમની સવડ પ્રમાણે મદદ કરે છે. જિલ્લા આગ સમિતિ જનતાના ફાળામાંથી નાણાં મેળવે છે. હાલ સમિતિ પાસે રૂ. ૮૦૦૦ જેટલી રકમ છે.

**નિર્વાસિતોને લોન :** પાકીસ્તાનમાંથી આવેલા નિર્વાસિતોને ધંધા અગર મકાનો માટે સરકાર તરફથી લોન મળી શકે છે. તે માટે છાપેલા ફોર્મમાં અરજી કરી તે પર મામલતદારની ભલામણ મેળવી જિલ્લા મેજિસ્ટ્રેટને અરજી કરવાની હોય છે.

આ ઉપરાંત કેદીઓની મુકિત, ફોજદારી મુકદમા, હિજરતી મિલકતો વગેરે બાબતનાં કામ પણ જિલ્લા મેજિસ્ટ્રેટની કચેરીમાં થાય છે.

**(૨) ખેડામાં આવેલી બીજી કચેરીઓ :**

ખેડામાં પોલીસખાતું, બાંધકામખાતું, ન્યાયખાતું, અને સિવિલ હોસ્પિટલ વગેરે અંગેની કચેરીઓ આવેલી છે. તેમની માહિતી અગાઉનાં પ્રકરણોમાં આપી છે. તે ઉપરાંત મહેસૂલ અંગેની તેમજ કલેકટરના તાબાની બીજા વિષયોની કેટલીક કચેરીઓ ખેડામાં કલેકટર કચેરીની અંદર તેમજ એ કચેરીની બહાર આવેલી છે. તેમની ટૂંક માહિતી નીચે આપી છે :-

**(૧) હજૂર મામલતદાર ઉર્ફે ટ્રેઝરી ઑફિસરની કચેરી :** આ કચેરી ખેડામાં આવેલી છે. એ સ્થળ ખેડા નગરના સ્ટેટ ટ્રાન્સપોર્ટ મથકથી કોટ બહાર થોડે દૂર આવેલું છે.

આ કચેરીમાં આખા જિલ્લાનું હિસાબી કામકાજ થાય છે. જિલ્લામાંથી મહેસૂલ તેમજ અન્ય પ્રકારે સરકારને આપવાનાં નાણાં તાલુકા કચેરીઓ મારફત અથવા બારોબાર આ કચેરીમાં ભરાય છે સરકારને નાણાં ભરીને તેની પહોંચ લેવાની હોય છે. એ પહોંચને ચલન કહે છે. એ પ્રકારે સરકારની વતી નાણાં સ્વીકારવાની સત્તા આ કચેરી ઉપરાંત ઇમ્પિરિયલ બેંકને છે એની શાખા નડિયાદમાં છે. સામાન્ય રીતે કોઈ અરજી સાથે નાણાં ભરવાનાં હોય ત્યારે આ બે કચેરીઓ પૈકી ગમે તે એકમાં નાણાં ભરી તેની પહોંચનું ચલન અરજી સાથે સામેલ કરવાની પદ્ધતિ છે.

ખેડાની આ કચેરીમાં હજૂર મામલતદાર ઉપરાંત મહાલકારીની પેડના એક હેડ એકાઉન્ટન્ટ, અવલકારકુનની પેડના પાંચ કારકુનો અને બીજા બાવીસ કારકુનો છે. આ કચેરીનું વાર્ષિક અંદાજી ખર્ચ રૂ. ૬૦,૦૦૦ છે.

**(૨) નેશનલ સેવિંગ્ઝ ઓરગેનાઇઝરની કચેરી :**

**સ્થળ :** જિલ્લા કલેકટરની ઓફિસ, ખેડા. **સ્થાપના :** ઇ. સ. ૧૯૪૮. **ઉદ્દેશ :** નેશનલ સેવિંગ્ઝ એટલે રાષ્ટ્રીય બચતની યોજના એ સરકારી યોજના છે. એની વિગતવાર માહિતી છાપેલી પત્રિકાઓના રૂપમાં આ કચેરીમાંથી મળી શકે છે. આ યોજનાનો હેતુ બાળકથી માંડી સ્ત્રીઓ સુધીના તમામ પ્રકારના નાગરિકો, નાની આવકવાળા તેમજ પૈસાદારો, સૌ કોઈ, નાની નાની રકમો બચાવી કરકસર કરતાં શીખે અને એ રીતે બચેલી રકમો સરકારને ત્યાં જમા રાખે એવી પ્રથા લોકોમાં ખીલવવાનો છે. એનાથી લોકો પોતાનાં નાણાં સાચવી શકે છે, તેના ઉપર વ્યાજ મેળવી શકે છે અને જ્યારે એ નાણાંની જરૂર પડે ત્યારે સહેલાઈથી મેળવી શકે છે અને સરકાર એ નાણાંનો ઉપયોગ લોકોના હિત માટે કરી શકે છે. ટૂંકમાં આ યોજનાથી સરકાર પ્રજાની બેંકનું કામ કરે છે.

આ યોજનાની મધ્યસ્થ કચેરી સિમલામાં

ધી નેશનલ સેવિંગ્ઝ કમિશનર ટુ ધી ગવર્નમેન્ટ ઓફ ઈંડિયા, ગોર્ટન કેસલ, સિમલા.

આ યોજનાનો ખેડા જિલ્લામા પ્રચાર કરવા માટે ખેડા જિલ્લા સ્મોલ સેવિંગ્ઝ કમિટી છે તેના મંત્રી તરીકે આ કચેરીના અધિકારી કામ કરે છે, અને તેના અધ્યક્ષ તરીકે ખેડા જિલ્લાના કલેકટર કામ કરે છે.

આ યોજનાનો લાભ ખેડા જિલ્લામા સારી રીતે લેવાવા માંડયો છે તે નીચેના આકડા ઉપરથી સમજાય છે —

૩૧મી માર્ચ ૧૯૫૨ના રોજ પૂરા થતા વર્ષ દરમ્યાન પાચ વર્ષની મુદતના રૂ ૪૫,૨૪૫ના, સાત વર્ષની મુદતના રૂ ૪૦૬૦ના અને બાર વર્ષની મુદતના રૂ ૩૪૦૭૮૮૦ના નેશનલ સેવિંગ્ઝ સર્ટિફિકેટો ખરીદાયા હતા અને ૩૧મી માર્ચ ૧૯૫૩ના રોજ પૂરા થતા વર્ષ દરમિયાન ઉપરના પ્રકારના ખરીદાયેલા નેશનલ સેવિંગ્સ સર્ટિફિકેટોની કિંમત અનુક્રમે રૂ ૩,૮૯૫, રૂ ૩૦ અને રૂ ૩૮૬૪૩૯૦ હતી .

(૩) દસ્તાવેજ નોંધનાર કચેરી .

નામ ડિસ્ટ્રિકટ રજીસ્ટ્રાર ઓફિસ સ્થળ . ખેડામા કામગીરી ઇ સ ૧૯૦૮ના ઇંડિયન રજિસ્ટ્રેશન એકટ પ્રમાણે દસ્તાવેજો નોધવા માટે દરેક તાલુકામા મામલતદારની કચેરીના ચોગાનમા નોધણી કચેરી હોય છે. એવી દરેક કચેરીમા સામાન્ય રીતે એક નોધણી કામદાર (રજિસ્ટ્રાર) અને એક પટાવાળો હોય છે તે ઉપરાત મોટી કચેરીમા કારકુન પણ હોય છે એ જ કચેરીના ચોગાનમા દસ્તાવેજી કાગળો વેચનાર 'સ્ટેમ્પ વેન્ડરો' અને દસ્તાવેજો લખવાના પરવાના ધરાવનાર લહિયાઓ (રાઈટર) પણ બેસે છે એમને પોતપોતાનુ કામ કરવા માટે પરવાના આપવામા આવે છે તેથી તેઓ 'લાઈસન્સ્ડ ડીડ રાઈટર' કહેવાય છે દસ્તાવેજો લખવા માટે તેમણે લેવાના દર ડિસ્ટ્રિકટ રજિસ્ટ્રારે નકી કરેલા હોય છે અને એની નકલ જે તે પરવાના ધરાવનાર લહિયા પાસે હોય છે

તાલુકાઓમા આવેલી ઉપર જણાવેલી નોધણી કચેરીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવાનુ કામ ખેડાની આ કચેરી કરે છે

તાલુકા કચેરીઓમા નોધાયેલો દસ્તાવેજ બીજે નોધાતો નથી હાલમા ખેડા, મહેમદાવાદ અને વાડાસિનોરની કચેરીઓ સિવાય દરેક તાલુકાની નોધણી કચેરીમા દસ્તાવેજોનો ફોટો પાડી તેની નકલ રાખવામા આવે છે આ કામ માટે દસ્તાવેજો પૂના મોકલવામા આવે છે ત્યા ફિલ્મ નેગેટીવથી ફોટા લેવાય છે ફોટાની નેગેટીવ પૂનાની કચેરીમા રહે છે અને દસ્તાવેજની ફોટો નકલ તાલુકા કચેરીમા રહે છે

નોધાયેલા દસ્તાવેજની નકલ લેવા માટે તાલુકા કચેરીમા અથવા ખેડામા આવેલી જિલ્લાની રેકર્ડ ઓફિસમા નિયમ ફી ભરીને અરજી કરવાની હોય છે

કયા કામ માટે કેટલી કિંમતનો દસ્તાવેજ જોઇએ અને નોધણીનુ કેટલુ ખર્ચ થાય વગેરે બાબતોની માહિતી 'ઇંડિયન સ્ટેમ્પ એકટ' તથા ઇ સ ૧૯૦૮નો 'રજિસ્ટ્રેશન એકટ' અને તે અંગેના નિયમોના છાપેલા પુસ્તકોમા આપેલી છે

(૪) લેન્ડ રેકર્ડ્ઝ કચેરી ઉર્ફે ડિસ્ટ્રિકટ સર્વે ઓફિસ : મુખ્યત્વે આ કચેરી ડિસ્ટ્રિકટ સર્વે ઓફિસ ગણાય છે પરંતુ તેના વડા અધિકારી ડિસ્ટ્રિકટ ઇન્સ્પેકટર ઓફ લેન્ડ રેકર્ડ્ઝ કહેવાય છે તેથી એને લોકો લેન્ડ રેકર્ડ કચેરી પણ કહે છે સ્થળ આ કચેરી ખેડામાં આવેલી છે સ્થાપના : ઇ સ ૧૯૦૩ના અરસામા

મુખ્ય કામગીરી મુખ્યત્વે આ કચેરી ખેડા જિલ્લાના માપણી ખાતાની વડી કચેરી છે ખેડા જિલ્લામા ૧૧ ગામોએ સિટી સર્વે ઓફિસો આવેલી છે જેનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે એ દરેક કચેરી માટે એકએક સિટિ મઇન્ટેનન્સ સર્વેયર હોય છે તેમના ઉપર આ કચેરી વાર્ષિક તપાસણીનુ કામ કરે છે એ ઉપરાત સિટી સર્વે કચેરીના કાર્યક્ષેત્રમા જેનો સમાવેશ નથી થતો તેવી તમામ જમીનોની માપણીનુ કામ આ કચેરી કરે છે

અધિકારીઓ અને સ્ટાફ · આ કચેરીના મુખ્ય અધિકારી ડિસ્ટ્રિકટ ઈન્સ્પેકટર ઓફ લેન્ડ રેકર્ડ્ઝ કહેવાય છે. તેમનો પગાર રૂ ૨૫૦-૧૫-૩૨૫ + નિયમ પ્રમાણે મોધવારી હોય છે તેમની ફરજો જમીનની માપણી, આકારણી, તલાટીના રેકર્ડની તપાસણી, ગામોએ પાકની તપાસણી, બાંધ અગર હદ નિશાનની તપાસણી, સિટી સર્વે ઓફિસોની તપાસણી, ખુલવારીના આકડા તૈયાર કરવા, વગેરે

ઉપરના મુખ્ય અધિકારીને મદદ કરવા હેડ કવાર્ટર એસિસ્ટંટ નામના બીજા અધિકારી છે તેમનો પગાર રૂ ૧૦૦-૮-૧૪૦ + મોંઘવારી હોય છે તેમની ફરજો, સર્વે અંગેના તમામ રેકર્ડ અને તેની દેખરેખ રાખવી, આફિસના સ્ટાફ ઉપર દેખરેખ રાખવી, દુરસ્તી અને માપણીના કામોની તપાસણી કરવી વગેરે છે

આ ઉપરાત ૩૦થી ૩૧ નાનામોટા સર્વેયરો અને એક ડિસ્ટ્રિકટ સર્વેયર આ કચેરી ખાતે હોય છે. સર્વેયરનો ગ્રેડ રૂ ૪૬-૩-૮૫ અને ડિસ્ટ્રિકટ સર્વેયર અથવા તે કક્ષાના અધિકારીનો ગ્રેડ રૂ ૭૦-૩-૮૫-૪-૧૦૫-૫-૧૩૦ હોય છે આખી ઓફિસ ખાતે વાર્ષિક ખર્ચ આશરે રૂ ૬૪,૧૫૦ થાય છે.

કામકાજની વધુ વિગતો . આ ખાતનો ખરો ઉદ્દેશ જનસમૂહને ખેતરોની હદની તકરારમા સિવિલ કોર્ટમા ગયા વગર લેન્ડ રેવન્યુ કોડની કલમ ૧૧૯-૧૨૧ મુજબ જલદી ન્યાય આપવાનો છે એ ઉપરાત ખેતરોમા હદનિશાન દસ વર્ષે નવા કરાવવા, તેમની જાળવણી ઉપર તલાટી અને સર્કલ ઈન્સ્પેકટર પાસે દેખરેખ રખાવવી અને દરેક ગામમા રેકર્ડ ઓફ રાઇટસ (લોકોના હકોનુ પત્રક) અદ્યતન સ્થિતિમા રહે એની તકેદારી રાખવાનો

ઉદ્દેશ પણ છે. આ અંગે સરકારે નિયમો અને હુકમો કરેલા છે. તેનું પાલન કરાવવાનું કામ આ ઓફિસનું છે.

ઉપરના ઉદ્દેશોને અનુસરી કોઈ પણ ઇસમને માપણી અંગેના કાગળોની નકલો જોઇએ તો એ માટે ત્રણ આનાની કોર્ટ ફીની ટિકિટ ચોડીને આ ઓફિસે અરજી કરવાની હોય છે. વળી જમીનો અંગેના છાપેલા નકશા પણ ઓફિસમાંથી વેચાતા મળી શકે છે

કોઈ પણ ઈસમને તેના ખેતરની માપણી કરાવવી હોય તો ત્રણ રેવન્યુ સર્વે નંબરો માટે રૂા. ૧૦-૮-૦ ફી અને દસ આનાની કોર્ટ ફીની ટિકિટવાળી અરજી રજૂ કરવાની હોય છે. આ કામ માટે આ ઓફિસમાં સર્વેયરો રાખેલા છે તેમને અરજીના ક્રમ પ્રમાણે તાલુકાનું કામ વહેંચી આપવામાં આવે છે. એ કામ બદલ આ કચેરી નિયમ પ્રમાણે જે ફી લે છે તે 'નિમતાણો' કહેવાય છે.

ભાઇઓ ભાગની વહેંચણીને કારણે જમીનના ભાગ પાડવા માપણી કરવી પડે તો તે માટે આ કચેરીમાં ખાસ સર્વેયરો હોય છે. તે **પોત હિસ્સા સર્વેયર** કહેવાય છે. આ કામ માટે પણ નિયમ પ્રમાણે નિમતાણો લેવાય છે.

વરસાદ ન હોય એવા દિવસોમાં એટલે નવેમ્બરથી જૂનના ગાળામાં પાણીનું કામ ચાલે છે. ચોમાસામાં માપણી અંગેના સુધારા વધારાનું કામ જિલ્લા કચેરીએ થાય છે.

આ કચેરીમાં કામ કેટલું હોય છે તેનો ખ્યાલ નીચેની વિગતોથી આવી શકે છે:-

| | કુલ કામો | નિકાલ થયેલાં કામો |
|---|---|---|
| વાર્ષિક માપણીનાં કામો | ૧૧૩૩ | ૬૪૦ |
| જમીન આકારણીના કેસો | ૧૮ | ૧૮ |
| નવીન માપેલા હિસ્સા | — | ૪૧૯૫ |

**(૫) લેન્ડ એક્વિઝિશન કચેરી :**

**નામ :** સ્પેશિયલ લેન્ડ એક્વિઝિશન ઓફિસરની કચેરી. **સ્થળ :** ખેડામાં, અદાલતના મકાનમાં, પહેલે માળે, પૂર્વ બાજુએ. **સ્થાપના :** ઇ. સ. ૧૯૪૭. **ઉદ્દેશ :** યુદ્ધોત્તર પુનર્રચનાનાં કામો માટે જમીનો મેળવવાના કામ અંગે આ કચેરી કામચલાઉ સ્થાપવામાં આવી છે. એની મુદત દર વર્ષે લંબાવવામાં આવે છે. એની કામગીરીનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે.

આ કચેરીના વડા સ્પેશિયલ લેન્ડ એક્વિઝિશન ઓફિસર કહેવાય છે. તેઓ ડેપ્યુટી કલેકટરના દરજ્જાના છે. તેમને મદદ કરવા શિરસ્તેદાર, રુરલ ઓફિસર, સર્વે શિરસ્તેદાર, બે કારકુનો, સાત સર્વેયરો અને બાર પટાવાળા છે. વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૩૯,૦૦૦ થાય છે.

**(૬) પુરવઠા કચેરી :** આ કચેરી માપબંધીનાં કામો માટે નડિયાદમાં છે. તે ધીરે ધીરે બંધ થઇ રહી છે. તેના વડા જિલ્લા કલેકટર છે.

**(૩) પ્રાંત ઓફિસરની કચેરીઓ :** ખેડા જિલ્લાના ત્રણ પ્રાંતોના ઓફિસરોની ત્રણ કચેરીઓની હકીકત નીચે પ્રમાણે છે :

## નડિયાદ વિભાગ :

**(૧) નડિયાદ વિભાગના પ્રાંત ઓફિસરની કચેરી :**

**નામ :** ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટરની કચેરી, નડિયાદ પ્રાંત. **સ્થળ :** ખેડા. **કાર્યક્ષેત્ર :** નડિયાદ, કપડવણજ, મહેમદાવાદ અને માતર-એમ ચાર તાલુકાઓ. **મકાન :** મકાન સરકારી છે, સને ૧૮૨૦માં બંધાયેલું છે. તે ગ્રીક સ્થાપત્યની કળાનું છે. પહેલાં આ મકાન ઘણું ઊંચું હતું અને તેમાં અમદાવાદ તથા ખેડા જિલ્લાની સેશન્સ કોર્ટ બેસતી હતી. હાલમાં આ મકાનમાં પ્રાંત ઓફિસ ઉપરાંત સ્પેશિયલ લેન્ડ એક્વિઝિશન ઓફિસ અને નીચેના ભાગમાં સિવિલ કોર્ટ બેસે છે. મકાન ઘણું જૂનું અને ભવ્ય છે. **કાર્યકરો :** મુખ્ય અધિકારી ઉપરાંત એક શિરસ્તેદાર અને બીજા છ કારકુનો હોય છે. વાર્ષિક ખર્ચ આશરે રૂ. ત્રીસ હજાર છે.

**(૨) આણંદ વિભાગના પ્રાંત ઓફિસરની કચેરી :**

**નામ :** ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટરની કચેરી, આણંદ વિભાગ. **સ્થળ :** આણંદ, **મકાન :** ભાડાનું છે. **કાર્યક્ષેત્ર :** આણંદ, ઠાસરા, અને વાડાશિનોર તાલુકા. **કાર્યકરો :** મુખ્ય અધિકારી ઉપરાંત ૧ શિરસ્તેદાર, ૪ કારકુનો, અને ૩ પટાવાળા છે. અંદાજી વાર્ષિક ખર્ચ રૂ. ૨૨,૦૦૦ છે.

**(૩) પેટલાદ વિભાગના પ્રાંત ઓફિસરની કચેરી :**

**નામ :** ડિસ્ટ્રિક્ટ ડેપ્યુટી કલેકટરની કચેરી, પેટલાદ વિભાગ. **સ્થળ :** પેટલાદ, **કાર્યક્ષેત્ર :** પેટલાદ, બોરસદ અને ખંભાત તાલુકા. **ઈતિહાસ :** આ કચેરી વડોદરા રાજ્યના વખતમાં નાયબ સુબાની કચેરી તરીકે ચાલતી, પરંતુ તા. ૧-૮-૪૯થી વડોદરા રાજ્યનું વિલીનીકરણ થવાથી તે તારીખથી એ ઉપર જણાવેલા નામથી ઓળખાય છે.

**કાર્યકરો :** મુખ્ય અધિકારી ઉપરાંત ૧ શિરસ્તેદાર, ૫ કારકુન, ૩ પટાવાળા અને ૧ પાણીવાળો છે. વાર્ષિક ખર્ચ રૂા. ૨૨૩૩૫ છે. **મકાન :** આ કચેરીનું મકાન સરકારી છે. તેના નીચેના ભાગમાં ઓફિસ બેસે છે અને ઉપરના ભાગમાં મુખ્ય અધિકારી રહે છે. મુખ્ય અધિકારીના પગારની ૧૦ ટકા રકમ ભાડા પેટે સરકારમાં આપવાની હોય છે.

**(૪) મામલતદારની કચેરીઓ :** ખેડા જિલ્લાના દસ તાલુકામાં આવેલી મામલતદારની કચેરીઓની ટૂંક વિગત આ નીચે આપી છે. તેમાં 'વિભાગો' નામના મથાળા આગળ જે તે કચેરીમાં થતા કામના વિષયોની વિગત જણાવી છે. તે ઉપરાંત તાલુકા સાથે સંબંધ ધરાવતા સંઘો, વહાટીઓ, મુખીઓ, વગેરેની વિગતો પણ આપી છે.

**ખંભાત તાલુકાના મામલતદારની કચેરી :**

લતદારની કચેરી. **સ્થળ :** ત્રણ દરવાજા

**મકાન** સરકાર માલિકીનુ **વિભાગો** ત્રણ (૧) રેવન્યુ, (૨) સપ્લાય, (૩) તિજોરી **અવલ કારકુનો** ચાર (૧) એક્સ્ટ્રા અવલ કારકુન, (૨) એડિશનલ અવલ કારકુન, (૩) સપ્લાય અવલકારકુન, (૪) તિજોરી અવલ કારકુન **કારકુનો** કુલ ૧૫ રેવન્યુમા ૭, સપ્લાયમા ૧ કારકુન અને ૨ રેશનિંગ તલાટી, તિજોરીમા ૨ તગાવીમા ૩, **સર્કલ** ૧ સર્કલ ઓફિસર, તારાપુર સર્કલ ઇન્સ્પેકટરો કુલ ૩ ખાખસર ખંભાત કલમસર **સેજા** ૪૦ **તલાટીઓ** મુખ્ય તલાટીઓ ૩૯, મદદનીશ તલાટીઓ ૭ **મુખી** ૯ **પટાવાળા** ૮ **ચોરા** ૭૫ **મુસાફરી બંગલા** ચાર (૧) સીવુ બંગલો ખંભાત-ડિસ્ટ્રિકટ બંગલો, (૨) ડાક બંગલો ખંભાત-ઇન્સ્પેકશન બંગલો (૩) ઇન્સ્પેકશન બંગલો તારાપુર, (૪) રેસ્ટ હાઉસ ધુવારણ-ઇન્સ્પેકશન બંગલો **વાર્ષિક ખર્ચ** આશરે રૂા ૧,૦૭,૮૮૯

**બોરસદ તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** બોરસદ **મકાન** સરકાર માલિકીનુ **વિભાગો** પાંચ (૧) રેવન્યુ (૨) મેજિસ્ટ્રેરિયલ, (૩) સપ્લાય (૪) તિજોરી, અને (૫) સર્વે **અવલ કારકુનો** ચાર એડિશનલ એક્સ્ટ્રા અવલકારકુન, એક્સ્ટ્રા અવલકારકુન, ટ્રેઝરી અવલકારકુન, અને સપ્લાય અવલકારકુન

**કારકુનો** કુલ ૧૭ રેવન્યુમા ૧૦, મેજિસ્ટ્રેરિયલમા ૧, સપ્લાયમા ૨, તિજોરીમા ૩, સર્વેમા ૧ **સર્કલ** ૧ સર્કલ ઓફિસર, બોરસદ સર્કલ ઇન્સ્પેકટરો ૩ આંકલાવ, રાસ, ભાદરણ **સેજા** ૪૨ **તલાટીઓ** મુખ્ય તલાટીઓ ૪૨, મદદનીશ તલાટી ૮ **મુખી** ૭, **પટાવાળા** ૧૨ **ડિસ્ટ્રિકટ બંગલા** ભાદરણ, બોરસદ **સરકારી ચોરા** કુલ ૭૦ ૧૫ સરકાર હસ્તકના અને ૫૫ ગ્રામ પંચાયત હસ્તકના **વાર્ષિક ખર્ચ** આશરે એક લાખ રૂપિયા

**પેટલાદ તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** સ્ટેશન રોડ ઉપર, પેટલાદ **મકાન** સરકાર માલિકીનુ **વિભાગ** ત્રણ (૧) રેવન્યુ (૨) તિજોરી, (૩) સપ્લાય **અવલકારકુનો** ચાર (૧) એક્સ્ટ્રા અવલકારકુન, (૨) એડિશનલ એક્સ્ટ્રા અવલકારકુન, (૩) તિજોરી અવલકારકુન, અને (૪) સપ્લાય અવલકારકુન

**કારકુનો** કુલ ૧૫ રેવન્યુમા ૯, તિજોરીમા ૩ અને સપ્લાયમા ૩ **સર્કલ** ૧ સર્કલ ઓફિસર સુણાવ, ૪ સર્કલ ઈન્સ્પેકટરો પેટલાદ ધર્મજ, સોજિત્રા ચાંગા, (ચાંગા સર્કલ તા ૧૫-૨-૫૪થી કમી કરવામા આવ્યુ છે, અને તે ગામોની વહેંચણી બાજુના સર્કલોમા કરવામા આવી છે) **સેજા** ૪૨ **તલાટીઓ** મુખ્ય તલાટીઓ ૪૩, મદદનીશ તલાટીઓ ૫ **મુખી** ૮૩ **સરકારી ચોરા** ૬૬ **પટાવાળા** ૧૧ **ડિસ્ટ્રિકટ બંગલો** ૧ પેટલાદમા **વાર્ષિક ખર્ચ** આશરે રૂા ૧,૧૯,૦૦૦

**આણંદ તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** ડૉ કુકના દવાખાના સામે, આણંદ **મકાન** સરકાર માલિકીનુ **વિભાગો** ત્રણ (૧) રેવન્યુ (૨) ટ્રેઝરી અને (૩) સપ્લાય **અવલકારકુનો** ચાર (૧) તિજોરી અવલકારકુન, (૨) એક્સ્ટ્રા અવલકારકુન, (૩) એડિશનલ એક્સ્ટ્રા અવલકારકુન, અને (૪) સપ્લાય અવલકારકુન

**કારકુનો** કુલ ૧૮ રેવન્યુમા ૧૦, તિજોરીમા ૪ અને સપ્લાયમા ૪ **સર્કલ** સર્કલ ઓફિસર, ઉમરેઠ સર્કલ ઇન્સ્પેકટરો ચાર આણંદ, સારસા, વટાદ, ભાલેજ

**સેજા** ૩૨ **તલાટીઓ** મુખ્ય તલાટીઓ ૩૨, મદદનીશ તલાટીઓ ૧૫ **મુખી** ૯ (પોલીસ તથા રેવન્યુ પટેલો) **પટાવાળા** ૪ પટાવાળા (નાયક સાથે) કચેરીમા અને ૮ પટાવાળા ફેરાતી અમલદારો સાથે કુલ ૧૨ **ડિસ્ટ્રિકટ બંગલા** ત્રણ આણંદ ૨ અને વાસદ ૧

**નડિયાદ તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** સ્ટેશન રોડ, નડિયાદ **મકાન** સરકાર માલિકીનુ **વિભાગો** રેવન્યુ ટ્રેઝરી, સપ્લાય અને નેશનલ એક્સ્ટેન્શન સ્કિમ સ્ટાફ **અવલકારકુનો** એક્સ્ટ્રા અવલકારકુન, એડિશનલ એક્સ્ટ્રા અવલકારકુન, ટ્રેઝરી અવલકારકુન, સપ્લાય અવલકારકુન, અને નેશનલ સ્કીમ અવલકારકુન **કારકુનો** ઉપર ગણાવેલા ચાર વિભાગો માટે અનુક્રમે ૧૦, ૩, ૧, ૧,ની સંખ્યામા મળી કુલ ૧૫ **ગ્રામ સેવકો** ૧૧ છે તેમના મથક સલુણ તલપદ કેરિયાવી, ચલાલી, દાવડા, ચૂણેલ, અલીણા, મહીસા, વીણા, ડભુસર, મંજીપુરા, નરસંડા **તલાટીઓ** મુખ્ય તલાટીઓ ૪૮ મદદનીશ તલાટીઓ ૧૫ **પટાવાળા** ૧૩ **મુખી પટેલો** તાલુકામા રેવન્યુ પટેલ ૭, પોલીસ પટેલ ૧૧ અને રેવન્યુ તથા પોલીસ પટેલ ૯૮ મળી ૧૧૬ની સંખ્યા છે **સેજા** ૪૫ **ચોરા** સરકારી માલિકીના ૬૭ **મુસાફરી બંગલા** બે નડિયાદ અને મહુધા **વાર્ષિક ખર્ચ** ઓફિસ સ્ટાફ રૂા ૩૧૩૪૨ અને તલાટી સ્ટાફ આશરે રૂા ૬૨૧૬ મળી કુલ ૧,૦૭,૫૫૮

**માતર તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** ખેડા-માતર રોડ ઉપર મોટર સ્ટેન્ડની સામે, માતર **મકાન** સરકાર માલિકીનુ **વિભાગો** (૧) સપ્લાય (૨) ટ્રેઝરી, અને (૩) રેવન્યુ **સ્ટાફ** **અવલકારકુનો** ૩ (૧) એક્સ્ટ્રા અવલકારકુન, (૨) સપ્લાય અવલકારકુન (૩) ટ્રેઝરી અવલકારકુન **કારકુનો** કુલ ૨૦ સપ્લાય વિભાગમા ૪, ટ્રેઝરીમા ૨ અને રેવન્યુમા ૧૪ **સર્કલ** સર્કલ ઓફિસર, માતર સર્કલ ઈન્સ્પેકટરો ૪ લીંબાસી, રઢુ, અલીંદ્રા અને માતર **તલાટીઓ** ૩૩ **મુખી** ૮૩ **પટાવાળા** ૧ રેવન્યુ જમાદાર, ૧૨ પટાવાળા **સેજા** ૩૩ **સરકારી ચોરા** ૬૧ **વાર્ષિક ખર્ચ** આશરે એક લાખ રૂપિયા

**મહેમદાવાદ તાલુકાના મામલતદારની કચેરી** **નામ** મામલતદારની કચેરી **સ્થળ** સણસોલી દરવાજા પાસે, મહે

મદાવાદ. **મકાન :** સરકાર માલિકીનું **વિભાગો :** ચાર : રેવન્યુ, ટ્રેઝરી, સપ્લાય અને રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના. **અવલકારકુનો :** પાંચ : (૧) તિજોરી, (૨) એકસ્ટ્રા, (૩) એડિશનલ એકસ્ટ્રા, (૪) સપ્લાય, (૫) રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના : **કારકુનો :** કુલ ૧૮ : રેવન્યુમાં ૧૧, તિજોરીમાં ૨, સપ્લાયમાં ૪, રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજનામાં ૧. **ગ્રામ સેવકો :** કુલ ૭ તેમનાં હેડ ક્વાર્ટર : કતકપુરા, મહીજ, વાંઠવાળી, હળદરવાસ, સરસવણી, મોદજ, અને નેનપુર. તેમના દરેકના ગ્રુપમાં વધારેમાં વધારે ૧૪ અને ઓછામાં ઓછાં ૮ ગામો જોડવામાં આવ્યાં છે. **તલાટીઓ :** મુખ્ય ૭૦. મદદનીશ તલાટીઓ નથી. **મુખી :** ૭૭. **સેજા :** ૩૦. **પટાવાળા :** ૧ જમાદાર અને ૧૩ પટાવાળા. **સરકારી ચોરા :** ૫૧. **સરકારી બંગલા :** ઇન્સ્પેકશન બંગલા ૨ : મહેમદાવાદ અને લાલી. **વાર્ષિક ખર્ચ :** આશરે રૂ. ૯૯,૬૦૦.

**કપડવણજ તાલુકાના મામલતદારની કચેરી : નામ :** મામલતદારની કચેરી **સ્થળ :** મહમદઅલી ચોક, કપડવણજ **મકાન :** સરકાર માલિકીનું. **વિભાગો :** ત્રણ : (૧) રેવન્યુ અને તિજોરી (૨) સપ્લાય અને (૩) રાષ્ટ્રીય વિસ્તરણ સેવાયોજના. **અવલકારકુનો :** પાંચ : (૧) તિજોરી અવલકારકુન (૨) એકસ્ટ્રા અવલકારકુન, (૩) સપ્લાય અવલકારકુન, (૪) રાષ્ટ્રીય વિસ્તરણ સેવાયોજના અવલકારકુન અને (૫) એડિશનલ એકસ્ટ્રા અવલકારકુન, આતરસુંબા **કારકુનો :** કુલ ૧૮. રેવન્યુ અને તિજોરીમાં ૧૩, સપ્લાયમાં ૨, અને રાષ્ટ્રીય વિસ્તરણ સેવાયોજનામાં ૧, ઉપરાંત એડી. અ. કા. આતરસુંબાના હાથ નીચે ૨ કારકુનો છે. **પટાવાળા :** કુલ ૧૪ (કચેરીમાં ૧૨ + ૨ એડિ. એ. અ. કા. આતરસુંબા સાથે)

**રાષ્ટ્રીય વિકાસ યોજના :** આ તાલુકામાં રાષ્ટ્રીય વિકાસ યોજના લાગુ પાડવાથી નીચે જણાવેલા અધિકારીઓની નિમણૂક કરવામાં આવી છે:— ૧. ડેપ્યુટી એન્જિનિયર, ૧ ઓવરસિયર, ૧ ખેતીવાડી અધિકારી, ૧ આસી. જિલ્લા સહકારી અધિકારી, ૨ સોશિયલ ઓરગેનાઇઝર, ૨ વેટરીનરી સ્ટોકમેન. **ગ્રામસેવકો :** બાર ગ્રામસેવકોની નીચેનાં ૧૨ ગ્રૂપ ગામોએ નિમણૂક કરવામાં આવી છે : કપડવણજ, આંતરોલી, રવદાવત, મોટી ઝેર, નિરમાળી, સસૂંદ્રા, કઠલાલ, છીપડી, અંતિસર, વડોલ, આતરસુંબા, આંબલિયારા. **તલાટીઓ :** ૪૮. રાષ્ટ્રીય વિકાસ યોજના હેઠળ તલાટીને મદદનીશ ગ્રામસેવકો કહેવામાં આવે છે. **મુખી :** ૧૬૬. **સેજા :** ૪૮. **સરકારી ચોરા :** ૪૮. **સરકારી બંગલા :** ડિસ્ટ્રિકટ બંગલા : કપડવણજ, લાડવેલ, સુણદા, અને સાવલી **વાર્ષિક ખર્ચ :** આશરે રૂ. ૧, ૬૪, ૦૮૦.

**ઠાસરા તાલુકાના મામલતદારની કચેરી : નામ :** મામલતદારની કચેરી. **સ્થળ :** સ્ટેશન રોડ, ઠાસરા **મકાન :** સરકાર માલિકીનું. **વિભાગો :** રેવન્યુ અને સપ્લાય. **સ્ટાફ :** ૩ અવલ કારકુન : (૧) ટ્રેઝરી અવલકારકુન, (૨) એકસ્ટ્રા અવલકારકુન અને (૩) સપ્લાય અવલકારકુન. **કારકુનો :** રેવન્યુમાં ૧૦, સપ્લાયમાં ૨, કુલ ૧૨ : **પટાવાળા :** ૯. **સર્કલ :** ૧ સર્કલ ઓફિસર, ઠાસરા, ૨ સર્કલ ઇન્સપેકટરો : ૧ પડાલ. ૧ ડાકોર **તલાટીઓ :** મુખ્ય ૩૨. મદદનીશ તલાટીઓ ૮. **મુખી :** ૧૦૫ **સેજા :** ૩૬. **ચોરા :** ૪૪. **સરકારી બંગલા :** ડિસ્ટ્રિકટ બંગલો, ઠાસરા; રેવન્યુ રેસ્ટ હાઉસ, ડાકોર અને પ. વ. ડી બંગલો, ડાકોર. **વાર્ષિક ખર્ચ :** રૂા. ૩૬.૦૦૦ આશરે.

**વાડાશિનોર તાલુકાના મામલતદારની કચેરી : નામ :** મામલતદારની કચેરી. **સ્થળ :** નિશાળના ચોક પાસે, વાડાશિનોર. (તિજોરી સિવિલ કોર્ટ પાસે આવેલી છે, અને રેકર્ડ રાજમહેલના મકાનમાં આવેલું છે.) **મકાન :** મામલતદાર કચેરીનુ મકાન સરકાર માલિકીનું છે. **વિભાગો :** ત્રણ : (૧) રેવન્યુ. (૨) તિજોરી અને (૩) સપ્લાય. **અવલકારકુનો :** ૩ : (૧) તિજોરી અવલકારકુન, (૨) સપ્લાય અવલકારકુન, અને (૩) એકસ્ટ્રા અવલકારકુન, વીરપુર રહે છે. **કારકુનો :** કુલ ૧૨ : તિજોરીમાં ૨, રેવન્યુમાં ૪, ઈલેકશન ખાતે ૧. મનીલેન્ડિંગ ૧. ટેમ્પરરી એકસ્ટ્રા ૨ અને સપ્લાયના ૨. **સર્કલ :** ૧ સર્કલ ઓફિસર વાડાશિનોરમાં રહે છે. ૨ સર્કલ ઈન્સ્પેકટરો : એક સાલેયામાં રહે છે અને બીજા વીરપુરમા રહે છે. **તલાટીઓ :** મુખ્ય તલાટીઓ ૨૬, મદદનીશ તલાટી ૧. **મુખી :** ૯૩, **પટાવાળા :** ૧૦. **સેજા :** ૨૬. **ચોરા :** ૫. **વાર્ષિક ખર્ચ :** કચેરીનું મહેકમનું વાર્ષિક ખર્ચ આશરે રૂા. ૭૦,૦૦૦ તથા પરચૂરણ બીજું ખર્ચ રૂા. પાંચ હજાર.

# ૩

# લોકલ બોર્ડ અને તેની કચેરી

**ટૂંક ઈતિહાસ :** બ્રિટિશ રાજ્યતંત્રની સ્થાપના અને અમલ પહેલાં નાગરિક પ્રદેશો અને વિસ્તારોનો બીનરાજકીય વહીવટ મોટે ભાગે પંચાયતો દ્વારા થતો. તેમાં રાજ્યની કે અધિકારીઓની દખલ ઓછી રહેતી. ગામ કે પ્રદેશના અનુભવી પીઢ મહાજનો દ્વારા આ વહીવટ ચાલતો. બ્રિટિશ રાજ્યવહીવટની નીતિ કેન્દ્રીકરણની હતી, એથી મોટાં મોટાં રાજકીય એકમો રચીને તેનો વહીવટ હાથ ધરવામાં આવ્યો. પરંતુ એ વહીવટ નાગરિકોના સહકાર વગર તો ચલાવાય

એમ હતું જ નહિ. એથી જિલ્લાઓના વિસ્તારોમાં સામાન્ય લોકોપયોગી કાર્યો કરવા માટે સરકારી અમલદારોની દેખરેખ નીચે સ્થાનિક મંડળોની રચનાઓ હાથ ધરવામાં આવી. તેમને 'લોકલ બોર્ડ' કહેતા.

**સને ૧૮૬૩નો કાયદો :** શરૂઆતમાં મુંબઈ રાજ્ય માટે સને ૧૮૬૩નો લોકલ ફંડ કાયદો કરવામાં આવ્યો એ કાયદા મુજબ ખેડા જિલ્લા માટે જિલ્લા લોકલ કમિટી અને તે વખતના સાત તાલુકાઓ માટે સાત તાલુકા લોકલ કમિટીઓ મારફત લોકલ ફંડનો વહીવટ અને જાહેર કામો થતાં. આ કમિટીઓની નિમણૂક સરકાર તેવખતની પોતાની રાજનીતિ અનુસાર કરતી.

**સને ૧૮૮૪નો કાયદો :** એ પછી સને ૧૮૮૪ના 'બોમ્બે લોકલ બોર્ડઝ એક્ટ' મુજબ જિલ્લા લોકલ બોર્ડ અને જિલ્લાના તાલુકાઓ માટે તાલુકા લોકલ બોર્ડો માટેનું નવું બંધારણ અમલમાં આવ્યું. તે અનુસાર મતદારોએ ચૂંટેલા તથા સરકારે નીમેલા એવા સભ્યોવાળાં લોકલ બોર્ડો સ્થપાવા લાગ્યાં આ બોર્ડો ત્રણ વરસ કામ કરતાં, અને તે પછી ફરીથી ચૂંટણી તેમજ નિમણૂક થતી. જિલ્લા બોર્ડમાં પ્રમુખ જિલ્લાના કલેક્ટર રહેતા અને ઉપપ્રમુખની ચૂંટણી બોર્ડ કરતું. જિલ્લા બોર્ડ આખા જિલ્લાનું વાર્ષિક બજેટ મંજૂર કરતું અને તાલુકા બોર્ડોનું બજેટ જે તે તાલુકા બોર્ડો કરતાં. પણ તેને જિલ્લા બોર્ડની બહાલી મેળવવી પડતી લોકલ ફંડ મહેસૂલના એક રૂપિયે એક આના મુજબ રેવન્યુ ખાતા મારફત ઉઘરાવાતું, અને આ મુખ્ય આવકમાંથી રસ્તા, દવાખાનાં, નિશાળો, કૂવા, હવાડા અનેબોર્ડનાં મકાનોની મરામત વગેરે કામો કરાતાં. આ વરસો દરમ્યાન ખેડા જિલ્લાની લોકલ બોર્ડનું મુખ્ય મથક ખેડા હતું.

**મુખ્ય મથક નડિયાદમાં :** તે પછી સને ૧૯૨૧-૨૨થી ખેડા જિલ્લા લોકલ બોર્ડનું મુખ્ય મથક સરકારે ખેડાથી ખસેડી નડિયાદમાં આણ્યું અને જિલ્લા તેમજ તાલુકાનાં લોકલ બોર્ડના પ્રમુખો જે અત્યાર સુધી સરકારી અમલદારો હતા તેમને બદલે ચુંટેયેલા સભ્યોમાંથી પ્રમુખની વરણી કરવાનું દાખલ કરવામાં આવ્યું. ચુંટાયેલા નવ અને સરકારે નીમેલા પંચ મળી કુલ ચૌદ સભ્યોનું સંખ્યાબળ જિલ્લા લોકલ બોર્ડ માટે અને ચુંટાયેલા ૭થી દસ તથા સરકારે નીમેલા બેથી પાંચ સભ્યોનું સંખ્યાબળ તાલુકા બોર્ડો માટે ઠરાવવામાં આવ્યું.

**સને૧૯૨૩નોકાયદો :** સને ૧૯૨૩માં નવો 'લોકલ બોર્ડઝ ... ' આવ્યો. તે મુજબ સને ૧૯૨૫-૨૬માં જિલ્લા તેમજ તાલુકાનાં બોર્ડોની ચૂંટણી કરવામાં આવી. જિલ્લા માટે ૨૨ ચૂંટેલા અને ૬ સરકારે નીમેલા મળીને ૨૮ સભ્યો હતા. તાલુકાઓનાં બોર્ડો માટે નડિયાદ, આણંદ અને બોરસદ જેવા મોટા તાલુકાઓમાં ૧૨ બેઠકો અને મહેમદાવાદ, ગાતર, ઠાસરા અને કપડવણજ જેવા નાના તાલુકાઓમાં ૯ બેઠકો ચૂંટણીથી પુરાતી અને મોટા તથા નાના તાલુકા માટે અનુક્રમે ૪ અને ૩ સભ્યો સરકાર નીમતી. દરેક બોર્ડની મુદત ત્રણ વર્ષની રહેતી.

**સને ૧૯૩૮ થી ૧૯૪૮ : તાલુકા બોર્ડો રદ કરાયાં :** એ પછી સને ૧૯૩૮થી તાલુકા બોર્ડો રદ કરાયાં. તેથી જિલ્લા બોર્ડને વિસ્તૃત કરવામાં આવ્યું, તેમાંથી સરકારી નિમણૂક પણ બંધ કરાઈ, અને સભ્યોની સંખ્યા ૪૨ની રખાઇ. ૪૨ બેઠકોમાંથી ૩૨ બેઠકો સામાન્ય ચૂંટણીથી પુરાતી અને બાકીની ૧૦ બેઠકો અનામત રખાતી. સને ૧૯૪૮થી સભ્યોની સંખ્યા ૪૨થી વધારી ૫૦ની કરવામાં આવી.

**વિલીનીકરણ પછી : સને ૧૯૫૩થી :** સને ૧૯૪૯માં દેશી રાજ્યોનું વિલીનીકરણ થયું. ખેડા જિલ્લામાં કેટલાંક રાજ્યો ભળવાને કારણે નવા થયેલા જિલ્લાનું કદ અને વસતી ધ્યાનમાં લઈ, નવા વિસ્તારના પ્રતિનિધિઓ ઉમેરી, સરકારે કુલ ૬૦ સભ્યોનું બોર્ડ રચ્યું છે. આ ૬૦ બેઠકો પૈકી ૪ બેઠકો સ્ત્રીઓ માટે અને વધુ ૪ બેઠકો શિડ્યુલ્ડ જ્ઞાતિઓ માટે અનામત રાખેલી છે. તમામ બેઠકો ચૂંટણીથી પૂરવામાં આવે છે. જિલ્લાના ગ્રામવસ્તારમાં તમામ પુખ્ત ઉંમરનાં માણસોને અને મ્યુનિસિપલ વિસ્તારમાં જેઓ કંઈ પણ લોકલ ફંડ ભરતા હોય તેઓને પણ મત આપવાનો અધિકાર છે. આ જિલ્લા લોકલ બોર્ડમાં મ્યુનિસિપાલિટીઓના તથા ગ્રામપંચાયતોના પ્રતિનિધિઓ હોતા નથી.

**તાલુકાવાર પ્રતિનિધિત્વ :** ખેડા જિલ્લા લોકલ બોર્ડના ૬૦ સભ્યોનું તાલુકાવાર વર્ગીકરણ નીચે મુજબ છેઃ—

| તાલુકાનું નામ | તાલુકામાંથી ચુંટાયેલા સભ્યોની સંખ્યા | સ્ત્રીની અનામત બેઠક | શિડ્યુલ્ડ કોમની અનામત બેઠક |
|---|---|---|---|
| ખંભાત | ૪ | – | – |
| પેટલાદ | ૭ | – | ૧ |
| બોરસદ | ૯ | ૧ | – |
| આણંદ | ૯ | ૧ | – |

| | | | |
|---|---|---|---|
| નડિયાદ | ૮ | ૧ | – |
| માતર | ૪ | – | ૧ |
| મહેમદાવાદ | ૪ | – | – |
| કપડવણજ | ૭ | ૧ | – |
| ઠાસરા | ૫ | – | ૧ |
| વાડાશિનોર | ૩ | – | ૧ |
| કુલ | ૬૦ | ૪ | ૪ |

આ સભ્યો પ્રમુખશ્રીના હુકમથી બોર્ડના કામ માટે પોતાના રહેઠાણથી પાંચ માઇલ ઉપરાંતની મુસાફરી કરે તો તેમને સામાન્ય રીતે રોજના રૂ. ૫-૦-૦ પ્રમાણે મુસાફરી-ભથ્થું અપાય છે. તે સિવાય તેમને બીજું કંઈ વેતન મળતું નથી.

**હોદ્દેદારો:** ઉપરના સભ્યોમાંથી પ્રમુખ અને ઉપપ્રમુખની ચૂંટણી થાય છે.

**બોર્ડે કરવાનાં કામો:** જિલ્લા બોર્ડે કરવાનાં કામો પૈકી કેટલાંક નીચે મુજબ છે– (૧) લોકોને જવા આવવાના રસ્તાઓ બાંધવા અને નિભાવવા; (૨) માણસનાં દવાખાનાં, જાનવરનાં દવાખાનાં, ધર્મશાળા, અને બીજાં લોકોપયોગી મકાનો બાંધવાં તથા નિભાવવાં, (૩) નાહવા ધોવા તથા પીવાના પાણી માટે કૂવા-તળાવ બાંધવાં તથા નિભાવવાં; (૪) પ્રાથમિક અને ફરજિયાત કેળવણીની વૃદ્ધિ અને નિભાવ માટે જિલ્લા શાળા મંડળને ફાળો આપવો. લોકલ બોર્ડોના નિભાવ માટે સરકાર પ્રજા પાસેથી એક રૂપિયાના મહેસૂલે ત્રણ આના સ્થાનિક વેરો–લોકલ સેસ લે છે. તે ત્રણ આનામાંથી પંદર પાઈ પ્રમાણેનો ફાળો પ્રાથમિક કેળવણી માટે લોકલ બોર્ડે સ્કૂલબોર્ડને આપવાનો હોય છે; (૫) શીતળા ટાંકવાનું ખર્ચ સરકારને આપવું તેમજ જાહેર તંદુરસ્તીનાં સાધન પૂરાં પાડવાં, (૬) બોર્ડ હસ્તક રસ્તાની ધારે અગર નજીક ઝાડ રોપાવવાં, (૭) હડકાયાં કૂતરાંની માવજતનું ખર્ચ કરવું; (૮) બોર્ડની સભા અને સમિતિની સભામાં હાજરી આપતા સભ્યોને સરકારે નક્કી કરેલા ધોરણે ભાડાં–ભથ્થાં આપવાં; (૯) દુષ્કાળના વખતમાં રાહતનાં કામો ઉપાડવાં, (૧૦) હરિજન છાત્રાલયોને મદદ આપવી વગેરે.

**બંધારણ:** ખેડા જિલ્લા લોકલ બોર્ડના બંધારણ અને કામકાજના નિયમોની વધુ વિગતો એની ઓફિસેથી મળી શકે છે.

**પ્રવૃત્તિઓ:** ઉપર ગણાવેલી લગભગ તમામ પ્રવૃત્તિઓ ખેડા જિલ્લા લોકલ બોર્ડ તરફથી ચાલે છે. તે પૈકી ઘણી પ્રવૃત્તિઓના ઉલ્લેખો અગાઉનાં પ્રકરણોમાં આવી ગયા છે. નીચે આપેલી ઈ. સ. ૧૯૫૧–૫૨ના ખર્ચની વિગતો ઉપરથી એ પ્રવૃત્તિઓનો ખ્યાલ આવશે. લોકદિનનાં વધુ ને વધુ કામો લોકલ બોર્ડો ઉપાડી લે એ માટે તેમને ઉત્તેજન આપવાની સરકારી નીતિ છે. તેનો લાભ આ જિલ્લાની લોકલ બોર્ડ ઉત્સાહપૂર્વક લે છે. તેથી તેની પ્રવૃત્તિઓ વધતી જાય છે. એની વધુ વિગતો એ બોર્ડની કચેરીમાંથી મળી શકે.

## *ખેડા જિલ્લા લોકલ બોર્ડની પ્રવૃત્તિઓ અને આવક ખર્ચની વિગતો: ઇ. સ. ૧૯૫૩–૫૪*

| પ્રવૃત્તિનું નામ | આવક | ખર્ચ |
|---|---|---|
| ૧. નોકર મંડળ | મોંઘવારી ભથ્થા અંગે સરકાર તરફથી ૫૦ ટકા ગ્રાન્ટ મળે છે. | ૧૧૧૯૪ |
| ૨. જિલ્લામાં બોર્ડને હસ્તકના ૨૦·૩ માઇલના સિમેન્ટ કોંક્રીટ રોડ, ૩૧·૫૭૦ માઇલના મેટલ રોડ, ૨૨·૫૫૦ માઇલના કંકર રોડ, અને ૧૩૬·૭૩૦ માઇલના ફેરવેધર રોડ તથા ૩૩ ધર્મશાળાઓ. | ૨, ૨૩, ૧૩૬ | ૩, ૭૫, ૨૦૦ |
| ૩. ૨૯ દવાખાનાં | ૧,૦૮૮૦૮ | ૩,૦૬,૯૫૪ |
| ૪. ૭ જાનવરનાં દવાખાનાં | ૫૭૧૯ | ૨૩૭૮૭ |
| ૫ બોર્ડની ઓફિસો, દવાખાનાં તથા બીજાં મકાનો, (ધર્મશાળાઓ સિવાય) કુલ ૩૫ | – | ૨૮,૩૬૦ |
| ૬. બોર્ડના હસ્તકના ગ્રામપંચાયત વિસ્તારો સિવાયની હદમાંના તમામ સાર્વજનિક કૂવા | – | ૧૨૮૩૪૨ |

| | | |
|---|---|---|
| ૭. લોકલફંડ સેસની આવક તથા તે અંગે શાળામંડળને અપાતો ફાળો. | ૧૦,૧૯,૨૧૭ | ૪,૩૦,૫૯૧ |
| ૮. ૬ હરિજન છાત્રાલયોને અપાતી મદદ | – | ૪૪૩૭ |
| ૯. દુષ્કાળ રાહત તથા બોરિંગ મશિનો (૩ બોર્ડના + ૧૨ સરકારે લોન આપેલાં મળી ૧૫ બોરિંગ મશિનો છે. ૨ એરકોમ્પ્રેશર મશિનો છે.) | ૩૫૯,૮૬૬ (આમાં બાકી રહેલી પાછલી સરકારી ગ્રાન્ટનો પણ સમાવેશ થયેલો છે.) | ૯૩૦૪૮ |

કચેરી : ખેડા જિલ્લા લોકલ બોર્ડની કચેરીની માહિતી આ પ્રકરણને છેડે પરિશિષ્ટ રૂપે આપી છે.

આધાર : ખેડા જિલ્લા લોકલ બોર્ડની કચેરીમાંથી મળેલી માહિતી.

# ૩
# પરિશિષ્ટ

## ખેડા જિલ્લા લોકલ બોર્ડની કચેરી

**નામ :** ખેડા જિલ્લા લોકલ બોર્ડ કચેરી. **સરનામું :** પટેલ હોલ, મિશન રોડ, નડિયાદ. **મકાન :** પોતાનું છે.

**કચેરીની યોજના :** નીચે જણાવ્યા પ્રમાણે કચેરીના કામને મુખ્ય બે વિભાગમાં વહેંચેલું છે. (૧) ઈજનેર વિભાગ. તેના વડા એંજિનિયર કહેવાય છે. (૨) બીજો વિભાગ જુદા જુદા પેટા વિભાગો [બ્રાન્ચો]માં વહેંચાયેલો છે. તેના વડા ચીફ ઓફિસર કહેવાય છે. આ બંને વિભાગ ઉપર પ્રમુખ અને બોર્ડનું નિયમન છે.

**ચીફ ઓફિસર :** આમ તો ચીફ ઓફિસર સમગ્ર લોકલ બોર્ડના વહીવટી વડા ગણાય છે. તેઓની નિમણૂક બોર્ડ કરે છે. એ શખસ ગ્રેજ્યુએટની યોગ્યતાવાળા તો હોવા જ જોઇએ એમનો ગ્રેડ ૨૨૦–૧૫–૪૦૦–ઈ. બી. ૨૦–૫૦૦ એ પ્રમાણે હોય છે. મુખ્યત્વે તેઓ નીચેના પેટા વિભાગો સંભાળે છે :

**એડમિનિસ્ટ્રેટીવ બ્રાન્ચ :** આ વહીવટી શાખામાં ઓફિસ એડમિનિસ્ટ્રેશન, લેન્ડ એક્વિઝિશન, મેડિકલ, વેટરીનરી, વગેરે કામો થાય છે. તેના સ્ટાફની વિગત : **હેડક્લાર્ક :** ગ્રેજ્યુએટ કે એસ. એસ. જી. ડી. ગ્રેડ : રૂ. ૧૦૦–૮–૧૪૦–૧૦–૨૦૦. **કારકુનો ૫ :** મેટ્રિક : ૫૫–૩–૮૫ ઇ. બી. ૪–૧૨૫–૫–૧૩૦. ગ્રેજ્યુએટ રૂ. ૬૪–૩–૮૫ ઈ. બી. ૪–૧૨૫–૫–૧૩૦. ઓનર્સ ગ્રેજ્યુએટ : રૂ. ૭૦–૩–૮૫ ઈ. બી. ૪–૧૨૫–૫–૧૩૦. **પટાવાળો :** ભણેલો રૂા. ૩૦–૧–૨–૩૧. **જમાદાર :** ભણેલો : રૂ ૩૦–૨–૩૫. **ઝાડુવાળો :** પૂરા વખતનો. રૂ ૨૫ + મોંઘવારી ભથ્થુ. ઝાડુવાળો થોડા વખતનો રૂ. ૧૫ + ૧૫ મો. ભથ્થુ. **મોટર ડ્રાઈવર :** રૂ. ૬૦–૪–૧૦૦+૩૦ કાયમી મુસાફરી ભથ્થુ. **મોટર કંડકટર** રૂ. ૩૦–૧–૪૦+૧૫ કાયમી મુસાફરી ભથ્થું.

**એકાઉન્ટ બ્રાન્ચ : એકાઉન્ટન્ટ :** લાયકાત : 'લોકલ ફંડ ડ' એસ. એફ. એ.ની બેઝમે પબ્લિક સર્વિસ કમિશને લીધેલી પરીક્ષા પાસ કરેલી જોઇએ. **નિમણૂક :** સીધી થતી નથી. ઓફિસમાંથી સિનિયોરિટી પ્રમાણે ચાન્સ મળે છે. **ગ્રેડ :** ૧૯૦–૧૦–૨૫૦. **કારકુનો :** ૬. તેમાં કામ પ્રમાણે ફેરફાર કરાય છે. બોર્ડની બીજી શાખાઓમાં તેમની હેરફેરી થઇ શકે છે.

**પંચાયત બ્રાન્ચ :**

**ગ્રામ પંચાયતના ઓડિટરો : ૩ :** લાયકાત : પાંચ વર્ષની બોર્ડની નોકરી કરી હોય તેવા એકાઉન્ટસ કલાર્કની પરીક્ષામાં પાસ થયેલા અથવા એસ. એસ. જી. ડી. થયેલા, ગ્રેડ : ૮૫–૫–૧૦૦–૮–૧૪૦+૪૪ કાયમી મુસાફરી ભથ્થું. **કારકુનો : ૪ :**

ઓડિટરો માટે ત્રણ વિભાગ પાડયા છે. (૧) નડિયાદ વિભાગ. તેમાં નડિયાદ, મહેમદાવાદ અને કપડવણજ તાલુકાઓ છે. (૨) પેટલાદ વિભાગ. તેમાં પેટલાદ, ખંભાત અને માતર તાલુકાઓ છે. (૩) આણંદ વિભાગ. તેમાં આણંદ, બોરસદ, વાડાસિનોર અને ઠાસરા તાલુકાઓ છે.

ઓડિટરોને મહિને ૨૦ દિવસ ફરવાનું ઠરાવેલું છે. તેઓને પંચાયતોના હિસાબ તપાસવાના હોય છે. દરેક ઓડિટરને એક એક પટાવાળો હોય છે.

નવા પંચાયત સેક્રેટરીઓને તાલીમ આપવા માટે દર વર્ષે બે મહિનાનો એક વર્ગ આ બ્રાન્ચ તરફથી ગોઠવવામાં આવે છે. પંચાયતના સેક્રેટરીઓને ચાલુ પગારે મફત તાલીમ મળે છે. તે ઉપરાંત પંચાયત તેમને માસિક રૂ. ૨૨–૮–૦ ટ્રેઇનિંગ એલાવન્સ આપે છે.

પંચાયતોને ઉપયોગી ફોર્મના નમૂના વગેરે ઠરાવેલી કિંમતે લોકલ બોર્ડમાંથી પૂરા પાડવામાં આવે છે. પંચાયતોને જરૂર પડયે ઉપયોગી માર્ગદર્શન આ બ્રાન્ચમાંથી કરવામાં આવે છે.

**રેકર્ડ બ્રાન્ચ :** આ બ્રાન્ચમાં એક રેકર્ડ કલાર્ક રાખવામાં

આવે છે, જિલ્લા બોર્ડનુ જૂનુ તથા નવુ દફતર એ રાખે છે, અને બોર્ડને જ્યારે જરૂર પડે ત્યારે તેમાથી જોઇતા કાગળો, તુમારો કાઢી આપે છે

ખભાત અને પેટલાદમા એક એક અને બાકીના તાલુકાઓમા બે બે એમ કુલ ૧૮ વેક્સિનેટરો છે તેઓ સરકારના નોકરો ગણાય છે તેમના ઉપરી ડિસ્ટ્રિક્ટ હેલ્થ ઓફિસર ગણાય છે પણ માત્ર દવાઓ વગેરે તેમને જોઈતા સાધનો તથા કન્ટીજન્સી વગેરે આ બ્રાન્ચ મારફતે પૂરા પડાય છે બોર્ડના દવાખાનામા તથા વેટેરિનરી દવાખાનામા લેવાતી ફીની પહોચ બૂકો તથા સ્ટેશનરી આ બ્રાન્ચ પૂરી પાડે છે બોર્ડની બધી ઓફિસોને પણ ફાર્મ્સ તથા સ્ટેશનરી આ બ્રાન્ચ પૂરા પાડે છે

આ બ્રાન્ચમા છાપેલા ફોર્મ સરકારમાથી ખરીદાય છે અને પૂરા પડાય છે જરૂરી ફાર્મ્સ સ્થાનિક છાપખાનામા પણ ટેન્ડરો માગી છપાવાય છે લોકલ બોર્ડની તમામ ઓફિસો માટે ફરનિચર ખરીદી અપાય છે સ્ટેશનરી ટેન્ડર માગી ખરીદાય છે

રેકર્ડરૂમની બધી વસ્તુઓ આ બ્રાન્ચમા સચવાય છે, તથા જિલ્લા બોર્ડની મિલકતનુ મિલકત-રજિસ્ટર પણ રખાય છે

આ બ્રાન્ચમા એક લાયબ્રેરી છે, જેમા બોર્ડને લગતા કાયદા કાનુનના પુસ્તકો, રિપોર્ટો, પ્રકાશનો વગેરે લગભગ ૪૦૦ની સખ્યામા છે

**બોરિંગ બ્રાન્ચ** બોરિંગ ઓવરસિયર ૧ પગાર રૂા ૭ બોરિંગ ઓપરેટરો ૩ (આ સખ્યામા જરૂર પ્રમાણે વધઘટ થાય છે) ગ્રેડ રૂ ૭૦-૩-૮૫ ૪ ૧૨૫+ ૩૦ કાયમી મુ ભ કારકુનો ૨ પટાવાળો ૧ વૉચમેન ૧

બોર્ડની માલિકીના ૩ તથા સરકારના ૧૨ એમ કુલ ૧૫ બોરિંગ મશિનો છે તથા બીજા બે એરકોમ્પ્રેશર મશિનો છે જેને પોતાના ખેતી ઉપયોગી કૂવા ઉપર અથવા ગામઇ કૂવા ઉપર વોટર વર્ક્સ માટે બોરિંગ કરવુ હોય તેણે બોર્ડના પ્રમુખને અરજી કર્યા પછી, તે અરજી મજૂર થયે પ્રથમ બોરના માપ પ્રમાણે નકી કરેલી ડિપોઝીટની રકમ લેવામા આવે છે અરજી ઓનો નિકાલ ક્રમવાર કરાય છે ડિપોઝીટની રકમમાથી ઠરાવ્યા પ્રમાણેનો ચાર્જ લેવાય છે

**મેડિકલ ઓફિસર** એ વી વી અગર એલ એ એમ અગર ડી એ એસ એફ રૂ ૮૦-૫-૧૪૦ ઇ બી, ૫-૨૦૦ **એલ સી પી એસ અગર એલ એમ પી** રૂ ૧૨૦-૬-૧૮૦ ઈ બી ૮-૨૬૦ ઇ બી ૧૦-૩૦૦ **એમ બી બી એસ અગર એલ સી પી એસ** રૂ ૧૫૦-૬-૧૮૦ ઈ બી ૩-૨૬૦ ઈ બી ૧૦-૩૦૦ **કમ્પાઉન્ડરો** ક્વોલીફાઈડ રૂ ૫૫-૩ ૮૫ ઇ બી ૪-૧૨૫-૫-૧૩૦ નોનક્વોલીફાઈડ રૂ ૪૬-૩-૮૫ ઇ બી ૪-૧૨૫-૫-૧૪૦ **ડ્રેસર** રૂ ૪૫-૧-૫૫ **વેટેરિનરી કમ્પાઉન્ડર** ક્વોલીફાઇડ રૂ ૪૬-૩-૮૫ ઈ બી ૪-૧૦૫ વેટેરિનરી ડ્રેસર ૩૫-૧-૪૫

**એજિનિયરિંગ બ્રાન્ચ** • મુખ્ય એજિનિયર લાયકાત બી ઈ (સિવિલ) ગ્રેડ ૨૨૦-૧૫-૪૦૦ ઈ બી ૨૦- ૫૦૦ ઈ બી ૨૫ ૬૫૦ કાયમી મુસાફરી ભથ્થુ રૂ ૨૬૩ તેમના હાથ નીચે બે એસ ડી ઓ (સબ ડિવિઝનલ ઓફિસર) છે લાયકાત બી ઈ (સિવિલ) ગ્રેડ રૂા ૧૬૦-૧૨-૨૦૮ ઇ બી ૧ -૭૫૨ ઈ બી ૧૨-૪૬૦ ૬૪ કાયમી મુસાફરી ભથ્થુ દરે કને પાચ પાચ તાલુકા સોંપ્યા છે (૧) નડિયાદ, મહેમદાવાદ કપડવણજ, ઠાસરા, વાડાસિનોર અને (૨) આણદ, બોરસદ, પેટલાદ ખભાત, માતર તેઓ પોતાની બીટમા જે જે કામો મજૂર થયા હોય તેની ઉપર દેખરેખ રાખે છે

**ઓવરસિયર** લાયકાત પહેલો ગ્રેડ એન્જિનિયરિંગ ડિપ્લોમા ગ્રેડ રૂ ૮૦ ૫- ૧૦૦ ૮-૧૪૦ ઈ બી ૧૦-૨૨૦ ઈ બી ૧૦-૨૭૦ કાયમી મુસાફરી ભથ્થુ ૪૪ બીજો ગ્રેડ, એજિનિયરિંગ ડિપ્લોમા, ૬૧-૩ ૮૫ ઈ બી ૪-૧૦૫ ઈ બી ૫-૧૩૦

દરેક તાલુકે એક એક ઓવરસિયર છે દસ તાલુકાઓમા દસ ઓવરસિયરો છે જરૂર પ્રમાણે એમને શેડ કારકુનો અપાય છે, જેમનો ગ્રેડ ૪૬ ૩ ૮૫+૧૭ કાયમી મુ ભ હોય છે દરેક ઓવરસિયરને એક ૫ ટાળી પણ હોય છે ઓવરસિયરો પોતાની બીટના કામોના પ્લાન એસ્ટિમેટ વગેરે બનાવે છે અને તે મજૂર થયે તે કામ કરાવવાનુ તથા તેની ઉપર દેખરેખ રાખવાનુ કામ તેઓ કરે છે તેઓ પોતાના તાલુકામા આવેલી બોર્ડની મિલકતની દેખરેખ પણ રાખે છે

આ ઉપરાત એજિનિયરની ઓફિસમા ૧ ડેપ્યુટી એકાઉન્ટન્ટ, ૨ કારકુનો, ૧ આસિ ડ્રાફ્ટસમેન, ૧ ટ્રેસર, અને ૩ પટાવાળાનો સ્ટાફ પણ હોય છે

**ડેપ્યુટી એકાઉન્ટન્ટ** લાયકાત એસ એફ એ ગ્રેડ ૧૦૦-૮-૧૪૦-૧૦ ૨૦૦

**એસિસ્ટટ ડ્રાફ્ટસમેન** ડી સી ઈ રૂા ૭૦-૫-૧૩૦ અનુભવી રૂા ૭૦-૩-૮૫-૪-૧૨૫-૫-૧૩૦ ટ્રેસર ઈન્ટરમિડિએટ ડ્રૉઇગ પરીક્ષા નૉન મેટ્રિક રૂા ૪૬-૩ ૮૫ ઇ બી ૪- ૧૦૫

**સ્ટાફની નિમણૂકો વગેરે** બસો રૂપિયાની નીચેના પગારદારોની નિમણૂક કરવા બોર્ડે પ્રમુખને સત્તા આપેલી છે અને તે ઉપરના પગારદારોની નિમણૂક બોર્ડ કરે છે આ બધાની નિમણૂકો સીધી થાય છે તે માટે ઓફિસમા કામ કરતા તથા બહારના માણસો પણ અરજી કરી શકે છે

લોકલ બોર્ડના કાયમી નોકરોને પ્રૉવિડડ ફડની યોજનાનો લાભ મળે છે પ્રો ફડનો દર દર રૂપિયે સોળ પાઈ પ્રમાણે ઠરાવેલો છે અને પ્રો ફડની રકમ ઉપર બોર્ડ સાડા ત્રણ ટકા પ્રમાણે વ્યાજ આપે છે

# ૪

# મ્યુનિસિપાલિટીઓ અને ગ્રામ પંચાયતો

**સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ :** જિલ્લા લોકલ બોર્ડ એ આખા જિલ્લા માટે લોકહિતનાં કામો કરનારી લોકોના પ્રતિનિધિઓની બનેલી સંસ્થા છે. તેવી રીતે મ્યુનિસિપાલિટી એ નગર, શહેર કે કસ્બા માટેની અને ગ્રામ પંચાયત એ નાના ગામ માટેની લોકહિતનાં કામો કરનારી લોકોની જ સંસ્થાઓ છે. એ બધી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ કહેવાય છે.

**મ્યુનિસિપાલિટીઓ :** સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના ઉપર ગણાવેલા ત્રણ પ્રકારો પૈકી લોકલ બોર્ડની હકીકત ગયા પ્રકરણમાં આપી છે. મ્યુનિસિપાલિટીઓ ત્રણ પ્રકારની હોય છે તે દરેકની રચના અને વહીવટ માટે અલગ અલગ કાયદા છે. સૌથી મોટી મ્યુનિસિપાલિટી 'કોરપોરેશન' કહેવાય છે. એને માટે 'નગરનિગમ' એવો ગુજરાતી શબ્દ યોજવામાં આવ્યો છે. મુંબઈ અને અમદાવાદની મ્યુનિસિપાલિટીઓ આ પ્રકારની છે. એના પછી બીજો પ્રકાર તે બરો મ્યુનિસિપાલિટી અને ત્રીજો પ્રકાર તે ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટી કહેવાય છે. ખેડા જિલ્લામાં નડિયાદમાં બરો મ્યુનિ. છે. તે સિવાય નીચેનાં ૧૪ નગરોમાં ડિસ્ટ્રિક્ટ મ્યુનિ. છે. આણંદ, ઉમરેઠ, કપડવણજ, ખેડા, ખંભાત, ડાકોર, ધર્મજ, પેટલાદ, બોરસદ, ભાદરણ, મહેમદાવાદ, વસો, વાડાસિનોર, સોજિત્રા. એ રીતે ખેડા જિલ્લામાં કુલ ૧૫ મ્યુનિસિપાલિટીઓ છે. તે દરેકની વિગતવાર માહિતી આ પુસ્તકના ડિરેક્ટરી વિભાગમાં આપી છે.

મ્યુનિસિપાલિટીઓના વહીવટ ઉપર સરકારી નિયમન હોય છે, એના અધિકારી ડાયરેક્ટર ઓફ લોકલ ઓથોરિટીઝ કહેવાય છે. આખા ઉત્તર વિભાગ માટે આવા એક અધિકારીની કચેરી અમદાવાદ ખાતે આવેલી છે. ખેડા જિલ્લાની સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ એમના હાથ નીચે ગણાય છે.

મ્યુનિસિપાલિટીઓના કાયદા પ્રમાણે સુધરાઈને પ્રાપ્ત થયેલી મિલકતોનું ઉત્પન્ન, ફંડો, કરવેરા, લાગતો વગેરેમાથી થતી આવક એ જે તે સુધરાઈ પોતાની પ્રવૃત્તિઓ માટે ખર્ચી શકે છે. તે ઉપરાંત લોકસ્થિતિને અનુસરી કાયદા ઘડી તેમજ બક્ષિસો મેળવી મ્યુનિસિપાલિટીઓ પોતાનું ઉત્પન્ન વધારી શકે છે. મ્યુનિસિપાલિટીઓની આર્થિક સ્થિતિ નબળી હોવાથી સરકાર તેમને મોંઘવારી ભથ્થામાં થતા ખર્ચના ½ ભાગની રકમ છેલ્લાં ચાર વર્ષથી ગ્રાંટ તરીકે આપે છે. આ જિલ્લાની મ્યુનિસિપાલિટીઓને પણ આ ગ્રાન્ટ મળે છે.

**મ્યુનિસિપલ મંડળ :** ખેડા જિલ્લાની મ્યુનિસિપાલિટીઓ એક બીજાના પ્રશ્નો જાણી શકે, વિચારોની આપલે કરી શકે અને સરકાર સમક્ષ સંગઠિતરૂપમાં પોતાની માગણીઓ રજૂ કરી શકે તે માટે થોડાં વર્ષથી ખેડા જિલ્લા મ્યુનિસિપલ મંડળ રચવામાં આવ્યું છે.

**ગ્રામ પંચાયત :** ગ્રામ પંચાયતને હાલના નવા રાજ્યબંધારણમાં દેશના રાજ્ય વહીવટ માટેનું પાયાનું એકમ ગણવામાં આવ્યું છે. તેથી દરેક ગામડું આખા દેશના રાજ્યવહીવટનો એક નાનો નમૂનો બની રહે એ ધ્યેયથી મુંબઈ રાજ્યમાં ગ્રામ પંચાયતો અંગે કાયદા કરવામાં આવ્યા છે અને તે મુજબ આખા રાજ્યમાં તેમજ ખેડા જિલ્લામાં ગ્રામ પંચાયતો ખીલવવાની પ્રવૃત્તિ છેલ્લાં થોડાં વર્ષોથી શરૂ થઈ છે. આ આખી પ્રવૃત્તિ હજી આરંભ દશામાં છે. પરંતુ જિલ્લાની પ્રગતિની સંગીનતાનો આધાર એના ઉપર રહેવાનો છે. તેથી એ વિશે સામાન્ય નાગરિકો બને એટલું વધુ વિગતથી જાણે એ ખાસ જરૂરનું છે. આ હેતુથી આ વિષયની માહિતી અત્રે આપવામાં આવે છે.

**જૂનાં મહાજનો અને પંચાયતો :** ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે બ્રિટિશ અમલ પહેલાં ગામડાંનો વહીવટ ગામની પંચાયતો અને મહાજનો કરતાં. તેને લીધે કૂવા, તળાવ, ધર્મશાળા, મંદિરો, બજારો, અન્નક્ષેત્રો, વગેરે સાધનો ગામેગામ બંધાતાં અને તેમના વહીવટ થતા. આ પંચાયતો અને મહાજનો ન્યાય પણ ચૂકવતા. પરંતુ બ્રિટિશ અમલ પહેલાંની અંધાધૂંધીને લીધે એમની સત્તા અને લાગવગ ઘટી ગયાં હતાં અને બ્રિટિશ સત્તા સ્થપાયા પછી બધો કારભાર સરકારે પોતાના હાથમાં લીધો, તેથી પંચાયતો અને મહાજનોની સ્થાનિક સંસ્થાઓ માત્ર નામની જ રહી.

**બ્રિટિશ યુગ : ઈ. સ. ૧૯૩૩ સુધી :** પરંતુ નિશાળો, કૂવા, ધર્મશાળાઓ, વગેરે સ્થાનિક સેવાઓ માટે બ્રિટિશ સર-

કારને 'લોકલ ફંડ' નામના વેરાથી નાણાં ઉઘરાવવાની પ્રથા ઈ. સ. ૧૮૬૩થી દાખલ કરવી પડી. અને એ નાણાંના વહીવટની સત્તા તાલુકા લોકલ કમિટીઓને આપવી પડી. એ રીતે નવા પ્રકારનાં મહાજનો અને પંચાયતો રચાવા માંડયાં. આગળ જતાં ઈ. સ. ૧૮૮૨માં લોર્ડ રિપન નામના વાઈસરોયના સમયમાં 'સ્થાનિક સ્વરાજ્ય'ને લગતો એક ઠરાવ કરવમાં આવ્યો. ઈ. સ. ૧૮૮૪માં 'બોમ્બે લોકલ બોર્ડઝ એકટ' થયો. ઈ. સ. ૧૮૫૦માં બોમ્બે મ્યુનિસિપલ એકટ થયો. ઈ. સ. ૧૯૦૧માં ડિસ્ટ્રિક્ટ મ્યુનિ. એકટ થયો. ઈ. સ. ૧૯૦૫–૦૬માં બંગભંગના બનાવે દેશમાં રાજકીય જાગૃતિ આણી. તેને પરિણામે ઈ. સ. ૧૯૦૭માં સત્તાનું વિકેન્દ્રીકરણ કરવા અંગે ભલામણો કરવા એક રોયલ કમિશન નીમવામાં આવ્યું. એ કમિશને ઈ. સ. ૧૯૦૯માં ભલામણો રજૂ કરી. તેમાં ગ્રામ પંચાયતો સ્થાપવાની અગત્ય ઉપર ભાર મુકાયો. તેને અનુસરીને ઈ. સ ૧૯૧૫માં હિંદ સરકારે પ્રાંતોની સરકારોને ગ્રામ પંચાયતો સ્થાપવા જણાવ્યું. ઈ. સ. ૧૯૨૦માં મુંબઈમાં આ અંગે કાયદો થયો. પરંતુ તેનો અમલ નહિ જેવો જ થયેલો. તે પછી છેક ઈ. સ. ૧૯૩૩માં 'ધી બોમ્બે વિલેજ પંચાયત એકટ' થયો. તેને આધારે થોડી ગ્રામ પંચાયતો ખેડા જિલ્લામાં સ્થપાઈ. પરંતુ તેમની સંખ્યા અતિ અલ્પ હતી.

**ઈ. સ. ૧૯૩૫થી ૧૯૫૦ :** ઇ. સ. ૧૯૩૫માં મળેલા રાજકીય સુધારાને પરિણામે ઈ. સ. ૧૯૩૭માં મુંબઈની પ્રાંતિક સરકારનો વહીવટ કોંગ્રેસ પક્ષના પ્રધાન મંડળોએ લીધો. તેમણે ઈ. સ. ૧૯૩૯માં ગ્રામ પંચાયતોના કાયદામાં મહત્વના ફેરફાર કર્યા. તેમાં ૨૦૦૦ અને તેથી વધુ વસતીવાળાં ગામોમાં ફરજિયાત ગ્રામ પંચાયતો સ્થાપવાનું ઠર્યું હતું. આનો લાભ પણ ખેડા જિલ્લાએ લેવા માંડેલો. પરંતુ થોડા જ સમયમાં કોંગ્રેસ પ્રધાનમંડળે રાજીનામાં આપ્યાં. તે પછી ૧૯૪૨ની લડત ચાલી એટલે આ ક્ષેત્રમાં પ્રગતિ અટકી પડી.

ઈ. સ. ૧૯૪૬થી કોંગ્રેસે ફરીથી રાજ્યવહીવટ હાથમાં લીધો. ઈ. સ. ૧૯૪૭માં ગ્રામ પંચાયતનો કાયદો ફરીથી સુધારવામાં આવ્યો. તેમાં પંચાયતનું કાર્યક્ષેત્ર વિસ્તૃત બનાવાયું, તેને વિશેષ અધિકારો મળ્યા, અને ગામના મહેસૂલનો ૧૫ ટકા ભાગ પંચાયતને તેના ખર્ચ માટે આપવાનું તથા ગામમાં આવેલી સરકારી મિલકતો તેને સોંપવાનું ઠર્યું. ઈ. સ. ૧૯૪૮માં પંચાયતોના મંત્રીઓની નોકરીની શરતો અંગે સરકારે નિયમો કર્યા. ઈ. સ. ૧૯૫૦ થી સ્વરાજ્યનું બંધારણ અમલમાં આવ્યા પછી આ બાબતમાં બીજા અનેક સુધારા થતા રહ્યા છે.

**વડોદરા રાજ્યની પંચાયતો :** વડોદરાના પ્રગતિપ્રેમી મહારાજા શ્રીમંત સયાજીરાવ ગાયકવાડે છેક ઈ. સ. ૧૯૩૦માં 'ગ્રામ પંચાયત નિબંધ' અમલમાં મૂકયો હતો. ઇ સ. ૧૯૦૪થી 'સ્થાનિક પંચાયત નિબંધ' વડોદરા શહેર સિવાય આખા રાજ્યને લાગુ પાડયો હતો. એને લીધે વડોદરા રાજ્યના દરેક ગામમાં અથવા નાનાં ગામોનાં જૂથમાં ગ્રામ પંચાયત સ્થપાઈ હતી. અને કુલ ૨૯૭૦ ગામોમાંથી ૨૧૦૩માં એવી પંચાયતો હતી. ઈ સ ૧૯૪૯માં પલટાયેલા સંજોગોને અનુસરી નવા 'ગ્રામ પંચાયત નિબંધ' અને 'પ્રાંત પંચાયત નિબંધ' કરવામાં આવ્યા હતા. તેને પરિણામે દરેક પંચાયતને ગામના મહેસૂલમાંથી દસ ટકા ઉત્પન્ન આપવાનું ઠર્યું હતું. તે ઉપરાંત જો પંચાયત કર નાખીને ઉત્પન્ન વધારે તો તેના ૫ ટકા સુધી વધુ રકમ મહેસૂલમાંથી આપવાનું ધોરણ રાખ્યું હતું.

**ખંભાત રાજ્યમાં :** જૂના ખંભાત રાજ્યમાં પણ થોડી ગ્રામ પંચાયતો હતી.

**ખેડા જિલ્લામાં પંચાયતો :** ખેડા જિલ્લામાં ભળેલી આ બધી જૂની પંચાયતોને હવે હાલનો સુધારેલો ગ્રામ પંચાયતનો કાયદો લાગુ પાડવામાં આવ્યો છે. જૂની અને નવી મળી ખેડા જિલ્લામાં ઈ. સ. ૧૯૫૩–૫૪માં તાલુકાવાર ગ્રામ પંચાયતોની સંખ્યા નીચે પ્રમાણે હતી:—

| તાલુકો | ગ્રામ પંચાયતની સંખ્યા |
|---|---|
| ખંભાત | ૨૨ |
| પેટલાદ | ૭૪ |
| બોરસદ | ૫૯ |
| આણંદ | ૪૬ |
| નડિયાદ | ૫૧ |
| માતર | ૨૪ |
| મહેમદાવાદ | ૨૯ |
| કપડવણજ | ૩૬ |
| ઠાસરા | ૨૬ |
| વાડાસિનોર | ૩ |
| ખેડા જિલ્લો કુલ : | ૩૭૦ |

**હાલની સરકારી નીતિ :** ઉપર જણાવ્યું તેમ બે હજાર કે તેથી વધારે વસતીવાળાં દરેક ગામે ગ્રામ

સ્થાપના કરવાનું કાયદામાં ફરજિયાત છે. બે હજારથી ઓછી વસતીવાળાં ગામોમાં પણ પંચાયત સ્થાપી શકાય છે. પરંતુ હાલ એક હજારથી ઓછી વસતીવાળાં ગામોમાં પંચાયતો નહિ સ્થાપવાની સરકારી નીતિ છે.

**સભ્યોની સંખ્યા :** ગ્રામ પંચાયતમાં વસતીના પ્રમાણમાં સભ્યોની સંખ્યા નીચે પ્રમાણે નક્કી કરવામાં આવે છે:—

| વસતી | સભ્ય સંખ્યા |
|---|---|
| ૧,૦૦૦ અથવા તે કરતાં ઓછી વસતીવાળા વિસ્તાર માટે | ૭ |
| ૧૦૦૦ અને ૨૦૦૦ વચ્ચેની વસતીવાળા વિસ્તાર માટે | ૯ |
| ૨૦૦૦ અને ૩૦૦૦ વચ્ચેની વસતીવાળા વિસ્તાર માટે | ૧૧ |
| ૩૦૦૦ અને ૪૦૦૦ વચ્ચેની વસતીવાળા વિસ્તાર માટે | ૧૩ |
| ૪૦૦૦ ઉપરની વસતીવાળા વિસ્તાર માટે | ૧૫ |

**ચૂંટણી અને હોદ્દેદારો :** સભાસદોની સંખ્યા નક્કી થઈ જાહેર કરવામાં આવ્યા પછી તેમાં સ્ત્રીઓ માટે સેંકડે ૧૦ ટકા અને હરિજન તથા પછાત વર્ગોની ગામમાં વસતી હોય તો તે વસતીના ધોરણે જેટલી જગાઓ તેમને મળી શકે તે અનામત રાખવાનું ઠરાવી જાહેર કરવામાં આવે છે. તે પછી એ બધા સભાસદોની ચૂંટણી કરવા માટેની કાર્યવાહી શરૂ કરવામાં આવે છે. આ ચૂંટણીનું નિયમન કલેક્ટર કરે છે. સભાસદો ચૂંટાઇને કે નિમાઈને જાહેર કરવામાં આવ્યા પછી તેના સભાસદોની સભા બોલાવવામાં આવે, તેમાં સરપંચની ચૂંટણી થાય. તમક્કાસરની આટલી વીધિઓ થયા પછી પંચાયતની કાયદેસરની રચના થયેલી ગણાય. પંચાયતનો મંત્રી પગારદાર હોય છે. સરપંચને પગાર મળતો નથી.

**સભ્યોની મુદત :** ગ્રામ પંચાયતના સભ્યોની મુદત ૩ વર્ષ માટેની ઠરેલી હોય છે અને જરૂરી કારણોસર કલેક્ટર તેમાં બે વર્ષ સુધીનો વધારો કરી શકે છે. આ મુદત પૂરી થતાં કલેક્ટર તરફથી નવીન સભ્યોની ચૂંટણી કરવામાં આવે છે.

**મતાધિકાર અને ઉમેદવારી :** ઉપર પ્રમાણેની ચૂંટણીમાં મત આપવાનો અધિકાર ગામના રહીશ હોય એવા પુખ્ત વયના તમામ શખસોને છે. તે ઉપરાંત જેઓ ગામમાં રહેતા પરંતુ ઘરવેરો કે જમીનવેરો ભરતા હોય એવા ઘર કે જમીનના માલિકો પણ મતદાર ગણાય છે. બીજી રીતે નાલાયક ન હોય તો સામાન્યતઃ ગામમાં રહેતો હોય એવો ૨૧ વર્ષની ઉંમરનો કોઇ પણ શખસ ગ્રામ પંચાયતનો સભ્ય થવા માટે ઉમેદવારી કરી શકે છે.

**પંચાયતે કરવાનાં કામો :** પ્રત્યેક ગ્રામ પંચાયતને કરવાનાં કામો ફરજિયાત તથા મરજિયાત એમ બે પ્રકારનાં ઠરેલાં છે. (અ) ફરજિયાત કામો : (૧) પીવા તથા વાપરવાનું પાણી પૂરું પાડવું. (૨) સાર્વજનિક રસ્તાઓ, મોરી, બંધારા, નહેર માટે વપરાતા ન હોય તેવા કૂવા અને તળાવો તથા ઈતર સાર્વજનિક સ્થળો અને કામોની સ્વચ્છતા રાખવી. (૩) સાર્વજનિક રસ્તાઓ, મોરી, બંધારા અને પુલો બાંધવા, તેની નિભાવણી કરવી તથા તે દુરસ્ત રાખવા. (૪) ગામની સ્વચ્છતા તથા આરોગ્યરક્ષણ સંબંધીનું કામ કરવું તથા અપાયકારક કૃત્યો અટકાવવાં. (૫) સાર્વજનિક આરોગ્યની જાળવણી તથા સુધારણા કરવી. (૬) પંચાયતની માલિકીનાં અથવા તેને સુપરત થયેલાં સાર્વજનિક મકાનો, ગોચર, અને જંગલની જમીનો અને જાહેર માટે વપરાતાં ન હોય તેવાં તળાવો અને કૂવાઓની નિભાવણી અથવા નિયમન કરવું. (૭) ગામમાં દીવાબત્તીની વ્યવસ્થા કરવી. (૮) મેળા, બજાર, કતલખાનાં અને ગાડીઓના અડ્ડાઓનું નિયમન કરવું. (૯) સ્મશાન અને કબ્રસ્તાન માટેની જગાઓ નક્કી કરવી, તેની નિભાવણી કરવી તથા નિયમન કરવું. બ: મરજિયાત કામો : મરજિયાત કામો પૈકી મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે ગણાવી શકાય : (૧) પાકના અખતરાઓ કરવા. (૨) અસહાય અને માંદા માણસોને રાહત આપવી. (૩) ખેતીની સુધારણા કરવી. (૪) સહકારી ધોરણે ખેતી કરાવવા તજવીજ કરવી. (૫) અન્નભંડારો સ્થાપવા. (૬) ગ્રામ પુસ્તકાલયો અને વાચનાલયો ચલાવવાં. (૭) રસ્તાની બાજુએ અને સવડ પ્રમાણે અન્યત્ર ઝાડ રોપવાં. (૮) કુદરતી આફતમાં આવી પડેલા ગામના લોકોને મદદ કરવી. (૯) ભંગી નોકરો માટે મકાનો બાંધવાં તથા તેની નિભાવણી કરવી. (૧૦) આ સિવાય ગામના રહેવાસીઓનું આરોગ્ય, સહીસલામતી, કેળવણી, સુખસગવડ, અથવા સામાજિક કે આર્થિક આબાદી વધે એવું ગામનું કોઈ પણ પ્રકારનું કામ કરવું.

**ગ્રામ પંચાયતનું ભંડોળ :** ગ્રામ પંચાયતનું મુખ્ય ઉત્પન્ન તેણે નાખેલા કર અને ફીનું છે. તે ઉપરાંત થોડુંઘણું ઉત્પન્ન ન્યાય પંચાયતને કરેલા દંડની રકમનું, કચરાપૂંજાના વેચાણનું, પોતાની મિલકતની આવકનું અને બીજું આવે છે. વળી ગ્રામ પંચાયત નીચે પ્રમાણે કર નાખી શકે છે :

મકાનો અને જમીનો ઉપર, યાત્રાળુ ઉપર, મેળા, ઉત્સવ અને મનોરંજન ઉપર, માલના વેચાણ ઉપર, જકાત, લગ્ન, દત્તકવિધાન અને જમણવાર ઉપર, દુકાન અને હોટેલ ઉપર, મિલ અને કારખાનાં ઉપર, બજાર અને ગુજરી (અઠવાડિક બજાર) ઉપર, ગાડીઓના અડ્ડાઓ ઉપર, અને પાણી ઉપર. આ ઉપરાંત બીજો કંઈ કર કે લાગત બેસાડવાં હોય તો જિલ્લા લોકલ બોર્ડની અનુમતિ અને સરકારની મંજૂરી મેળવવી પડે છે.

**બે વિશેષતાઓ :** ઉપર પ્રમાણે ગામ હિતની વિવિધ પ્રવૃત્તિઓ ચલાવવાની બાબતમાં ગ્રામ પંચાયતની ફરજો અને કાર્યપદ્ધતિ મ્યુનિસિપાલિટીઓ અને લોકલ બોર્ડના જેવી જ મોટે ભાગે છે. માત્ર ગામડાંનું કદ નાનું હોવાથી એને નાની ફરજો સોંપવામાં આવી છે. પરંતુ બે બાબતોમાં ગ્રામ પંચાયત મ્યુનિસિપાલિટી અને લોકલ બોર્ડ કરતાં વિશિષ્ટ પ્રકારની સંસ્થા છે. પ્રથમ તો એ કે તેને મળેલું મરજિયાત કામોનું ક્ષેત્ર ગામની આર્થિક અને સામાજિક નવરચના કરવાની એને તક આપે છે. તે ઉપરાંત ગ્રામ પંચાયતને ન્યાય કરવાની પણ સત્તા આપવામાં આવી છે. એ એની બીજી મોટી વિશિષ્ટતા છે. આ બંને વિશિષ્ટ કામગીરીઓ જેટલે અંશે ગ્રામ પંચાયતો સફળતાથી બજાવી શકે એટલે અંશે ગામડાં સ્વરાજનો પાયો બની શકે છે.

**ન્યાય પંચાયત :** ગ્રામ પંચાયતમાં ન્યાય પંચાયત સ્થાપવા માટે દરેક પંચાયત પોતાની પહેલી સભામાં પોતાના સભ્યોમાંથી પાંચ શખ્સોને ન્યાય પંચાયતની રચના માટે ચૂંટી કાઢે છે અને તે સભ્યો પોતાનામાંથી એક અધ્યક્ષની (ચેરમેનની) ચૂંટણી કરે છે. ગ્રામ પંચાયત જ્યાં બેસતી હોય ત્યાં જ ન્યાય પંચાયત ભરાય છે, અને પંચાયતનો સેક્રેટરી ન્યાયપ્રકરણી કારકુન તરીકે કામ કરે છે. ન્યાય પંચાયત સમક્ષ રૂ ૨૫ સુધીની રકમના નાના સ્વરૂપના દીવાની દાવા અને અમુક ઠરાવેલી બાબતોની ફોજદારી ફરિયાદો દાખલ થઈ શકે છે. જો બંને પક્ષકારો સંમત હોય તો રૂ. ૧૦૦ સુધીની કિંમતના દાવા પણ ન્યાય પંચાયત લઈ શકે છે. દાવાની બાબતમાં રૂ. ૦-૮-૦થી રૂ ૨-૮-૦ સુધીની ફી લેવામાં આવે છે. ફરિયાદમાં આ ફી ફક્ત રૂ. ૦-૮-૦ ઠરાવેલી છે

ન્યાય પંચાયત જે હુકમનામું કરે તેની પતાવટ થાય નહિ તો કલેક્ટર તરફથી જમીન મહેસૂલ રાહે રકમ વસૂલ કરી આપવાની સરકારે સવડ કરી આપી છે. દંડની રકમ ન્યાય પંચાયત પોતે કસૂરદારની જંગમ મિલકત જપ્ત કરીને તથા વેચીને વસૂલ કરી શકે છે, અને તેમ કરતાં રકમ વસૂલ ન થાય તો કલેક્ટર તે રકમ વસૂલ કરી આપે છે.

ખેડા જિલ્લામાં આવેલી ૩૭૦ ગ્રામ પંચાયતો પૈકી નીચેની માત્ર ૫૩ પંચાયતોને 'ન્યાય પંચાયતો'ની સત્તા આપવામાં આવી છે: **તા. પેટલાદ :** સુણાવ, પાળજ, નાર, પડોળી, કુલ : ૪. **તા. બોરસદ :** આંકલાવ, વીરસદ, વાસણા કુલ : ૩. **તા. આણંદ :** સારસા, કુંજરાવ, નાપાડ વાંટો, નાપાડ તળપદ, ઓડ, મોગર, લાંભવેલ, પણસોરા, કરમસદ, સુંદલપુર, આંખરિયા કુલ : ૧૧. **તા. નડિયાદ :** વડતાલ, મહુધા, ઉત્તરસંડા, ચકલાશી, ચૂણેલ, ડભાણ, અલિણા, નરસંડા, આખડોલ, બામરોલી, રામનગર, મહિસા, પલાણા—કુલ : ૧૩. **તા. માતર :** માતર, ભલાડા, નાયકા, રઢુ, ત્રાજ, સિંજીવાડા, કુલ ૬. **તા. મહેમદાવાદ :** સિંહુજ, કનીજ, રૂદણ, સરસવણી, વાંઠવાળી, મોદજ, મોંકવા, સણેજ, કુલ : ૮. **તા. કપડવણજ :** આંતરોલી, કઠલાલ, અંતિસર, લસૂંદ્રા, કુલ : ૪. **તા. ઠાસરા :** ઠાસરા, પાલી, કાલસર, ઢુણાદરા, કુલ : ૪.

સામાન્યતઃ પંચાયતોના સભ્યોની શૈક્ષણિક લાયકાત તથા પંચાયતનો દરજ્જો જોઈને દરેક ન્યાય પંચાયતને ઓછાવત્તા પ્રમાણમાં, ન્યાય આપવાની સત્તા આપવામાં આવેલી છે. જો કે પંચાયતો ન્યાયનું કામ નહિ જેવું જ કરી શકે છે, કેમકે આ પ્રવૃત્તિ લોકોને માટે નવી છે.

પરંતુ આ પરિસ્થિતિ ધ્યાનમાં લઈ પંચાયતોને દોરવણી આપવા સરકારે નડિયાદમાં ખાસ અધિકારી નીમી એક કચેરી સ્થાપી છે. એની વિગતો આ પ્રકરણને છેડે પરિશિષ્ટ રૂપે આપી છે. સરકાર આ પ્રવૃત્તિને કેટલું બધું મહત્ત્વ આપે છે તેનો એ ઉપરથી ખ્યાલ આવે છે.

**ખેડા જિલ્લા ગ્રામ પંચાયત મંડળ : પ્રથમ પ્રયાસો :** ઉપર પ્રમાણેની સરકારી કચેરી સ્થપાતાં પહેલાં પંચાયતોના સંગઠન માટે એક મંડળ સ્થાપવાનો પ્રયત્ન છેક ઈ. સ. ૧૯૪૫થી શરૂ કરવામાં આવ્યો હતો વડોદ ગામની પંચાયતના તે વખતના સરપંચ શ્રી. શનાભાઈ પ્રભુદાસ પટેલે નડિયાદ મુકામે પટેલ હોલમાં તે વખતના ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિના પ્રમુખ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલને પ્રમુખપદે જિલ્લાની પંચાયતોના સરપંચો . . નાયબ સરપંચોની સભા બોલાવી હતી. એ ...
મુજબ ખેડા જિલ્લાની ગ્રામ પંચાયતોની

ઈ. સ. ૧૯૪૧ના જાન્યુઆરીની ૨૮મી તારીખે આણંદ તાલુકાના ગોપાળપુરા ગામે તે વખતની ગુજરાત પ્રાંતિક કોંગ્રેસ સમિતિના મંત્રી શ્રી મોરારજીભાઇ દેસાઇને પ્રમુખપદે મળી હતી. તે પછી બીજી એવી પરિષદ કરમસદ મુકામે શ્રી. રાવજીભાઈ મ. પટેલને પ્રમુખપદે અને ત્રીજી ડભાણ મુકામે શ્રી બાબુભાઈ જશભાઈ પટેલને પ્રમુખપદે મળી હતી. તે પૈકી છેલ્લી બે પરિષદોમાં મુંબઈ સરકારના સ્થાનિક સ્વરાજ ખાતાના પ્રધાન શ્રી વર્તક હાજરી આપી હતી

**મંડળની સ્થાપના :** ઉપરની ત્રણ પરિષદો પછી એ પ્રવૃત્તિના મુખ્ય કાર્યકર્તા શ્રી શનાભાઇ પ્રભુદાસ પટેલ સરકાર તરફથી ગ્રામ પંચાયતોના માનદ યોજક તરીકે બીજા જિલ્લામાં નિમાવાથી ખેડા જિલ્લાની પંચાયતોનું મંડળ સ્થાપવાની દિશામાં પ્રગતિ મંદ પડી હતી. પરંતુ ઈ સ. ૧૯૫૨ના જૂનની ૧૯મી તારીખે પીપળાવના સરપંચ શ્રી. માધવલાલ શંકરલાલ પંડયાના પ્રયાસથી પંચાયતોના સરપંચોની એક સભા નડિયાદમાં મળી હતી. એમાં મંડળનું બંધારણ ઘડવા દસ માણસોની સમિતિ નિમવામાં આવી હતી. બંધારણ ઘડાયા પછી મંડળની પ્રથમ સભા તા. ૨૮-૧૧-૧૯૫૩ને રોજ પટેલ હોલમાં મળી હતી.

ઉપરની સભામાં મંજૂર થયેલા બંધારણમાં તાલુકાને એકમ ગણવામાં આવ્યો છે. ગ્રામ પંચાયતો આ તાલુકા મંડળમાં પોતાના પ્રતિનિધિઓ મોકલે. એ વડે તાલુક ગ્રામ પંચાયત મંડળ બને. આ તાલુકા મંડળ પોતાન તાલુકાની પંચાયતોની સંખ્યાના પ્રમાણમાં પોતાના પ્રતિ નિધિઓ પસંદ કરે. તે વડે જિલ્લા ગ્રામ પંચાયત મંડળ બને. આ રીતે ખેડા જિલ્લા ગ્રામ પંચાયત મંડળ સ્થપાયુ છે. તે માટે વાડાશિનોર સિવાય દરેક તાલુકામાં ગ્રામ પંચા યત મંડળ રચાયાં છે અને દરેક તાલુકા મંડળે જિલ્લ ગ્રામ પંચાયત મંડળમાં પોતાના પ્રતિનિધિઓ ચૂંટીને મોકલી આપ્યા છે. આ મંડળને રજિસ્ટર કરવાની પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે. તેની કાર્યવહીમાં ૯ સભ્યો છે તે ઉપરાંત નીચેના હોદ્દેદારો છે : **પ્રમુખ :** શ્રી ગોરધન ભાઈ શંભુભાઈ પટેલ, નવાગામ. **ઉપપ્રમુખ :** શ્રી મણિ શંકર કૃપાશંકર જોષી કાસોર. **મંત્રી :** શ્રી નટવરલાલ માણેકલાલ ગોર, ઉત્તરસંડા. **ઓડિટર :** શ્રી માધવલાલ શંકરલાલ પંડયા, પીપળાવ.

---

આધાર : [૧] શ્રી શનાભાઇ પ્રભુદાસ પટેલ, વિલેજ પંચાયત ઓર્ગેનાઇઝર [હાલ ગોધરા] એમણે આ માટે ખાસ તૈયાર કરેલ માહિતીપૂર્ણ લેખ. [૨] ખેડા જિલ્લા ગ્રામ પંચાયત મંડળન પ્રમુખ શ્રી ગોરધનભાઈ શંભુભાઈ પટેલ, નવાગામ તરફથી મળેલ માહિતી. [૩] ગ્રામ પંચાયતોના સ્પેશિયલ ઓફિસરની કચેરી નડિયાદમાંથી મળેલી માહિતી. [૪] 'સ્થાનિક સ્વરાજ્ય વ્યાખ્યાન માળા,' સંપાદક : પ્રા કેશુભાઇ શ. દેસાઇ.

# ૪

# પરિશિષ્ટ

## ગ્રામ પંચાયતોના સ્પેશ્યલ ઓફિસરની કચેરી

**નામ :** ખેડા જિલ્લાની ગ્રામ પંચાયતોના ખાસ અમલદારની કચેરી **સ્થળ :** મામલતદારની કચેરીમાં, નડિયાદ. **મકાન :** સરકારી. **સ્થાપના :** સપ્ટેમ્બર, ૧૯૫૦

**અધિકારીઓ :** આ કચેરીના વડા મામલતદારના દરજ્જાના છે. તેઓ ગ્રામ પંચાયતોના ખાસ અધિકારી કહેવાય છે. તેમનો ગ્રેડ રૂ ૨૫૦-૧૫-૩૨૫નો છે પગાર ઉપરાત સરકારી નિયમ મુજબ ભથ્થાંઓ આપવામાં આવે છે. **કારકુન :** ૧ : ગ્રેડ ૪૬-૩-૮૫ ઈ. બી. ૪ ૧૨૫-૫-૧૩૦. **પટાવાળો :** ૧ : ગ્રેડ ૩૦-૧-૨-૩૫

**વાર્ષિક ખર્ચ :** આખી કચેરીનું, તેની બધી પ્રવૃત્તિઓ સાથેનું ક ખર્ચ આશરે રૂા. ૮૦૦૦ થાય છે.

**પ્રવૃત્તિઓ :** નક્કી કરેલ ગામોમાં ગ્રામ પંચાયત સ્થાપવ તથા સ્થપાયા બાદ તેમને કાયદા અન્વયે કામ કરતી કરવા જરૂરી તજવીજ કરવામાં આવે છે. વખતોવખત મુલાકાતો લઇ મુશ્કે લીઓ બાબતમાં જરૂરી સલાહસૂચનો આપવામાં આવે છે. કાયદ અન્વયે જે કંઈ કામો ઉપસ્થિત થાય તેમાં મદદરૂપ થઇ નિકાલ કરાવી આપવામાં આવે છે. જિલ્લાની પચાયતોના પ્રતિનિધિઓનુ એક વાર્ષિક સંમેલન યોજી તેમાં વિચારોની આપ-લે કરી, સર કારી નીતિ સમજાવી જે કંઈ મુશ્કેલીઓ અગર કામો હોય તેન ખુલાસા આપવામાં આવે છે. જરૂર લાગે તો પંચાયતોના હિસાબ તપાસવામાં આવે છે. પંચાયતો તરફથી આવતા ઠરાવોમાં જરૂર જણાયે સૂચનો આપવામાં આવે છે.

**સરકારી સવલતો :** ગ્રામ પંચાયતોને સરકાર તરફથી જમીન મહેસૂલના ૧૫ ટકા પ્રમાણે, સેક્રેટરીના પગાર ખર્ચના ૭૫ ટક

પ્રમાણે, તેમજ પંચાયતના બીજા નોકરમંડળના મોંઘવારીના ૫૦ ટકા પ્રમાણેની ગ્રાન્ટ, જે તે મામલતદારો મારફત જિલ્લા કલેક્ટર તરફથી આપવામાં આવે છે; અને તેના ચોક્કસ હિસાબ રખાઈ જિલ્લા લોકલ બોર્ડ, નડિયાદના ઓડિટરો મારફતે તે તપાસાવવામાં આવે છે.

કેટલીક સરકારી મિલકતોનો વહીવટ કરી તેની ઉપજ પણ પંચાયત મેળવી શકે છે. ઢોર–ડબાનો વહીવટ પણ ગ્રામ પંચાયત કરે છે. આ બધી બાબતોમાં આ કચેરી બનતું કરે છે. તે ઉપરાંત જરૂર પડે તાલુકાના મામલતદારો, જિલ્લા કલેક્ટર, જિલ્લા લોકલ બોર્ડના ઉપ–પ્રમુખ વગેરે અમલદારોની પણ પંચાયતોના વિકાસાર્થે મદદ મળે છે.

# ૫

# ન્યાય અને પોલીસખાતાની કચેરીઓ

## ૧ : ન્યાય ખાતાની કચેરીઓ

આ વિષયની માહિતી પહેલા ખંડમાં ૫૪મા પ્રકરણમાં આવી ગઈ છે. જુઓ પૃ. ૪૫૨ થી ૪૬૬.

## ૨ : પોલીસ ખાતાની કચેરીઓ

પહેલા ખંડના છેલ્લા પ્રકરણમાં પૃ. ૪૬૬ થી ૪૭૪માં પોલીસતંત્ર વિષે આપેલી માહિતીના અનુસંધાનમાં આ વિષયની વધુ માહિતી અત્રે આપવામાં આવે છે.

**ડી. એસ. પી. ની કચેરી અને પોલીસ હેડક્વાર્ટર્સ :** ખેડા જિલ્લાના પોલીસ તંત્રનું નિયમન કરનાર ડી. એસ. પી. ની કચેરી ખેડા કેમ્પમાં આવેલી છે. તે ઉપરાંત પોલીસ હેડ ક્વાર્ટર્સનાં મકાનો પણ તેનો નજીકમાં આવેલાં છે.

**વિભાગીય કચેરીઓ :** પોલીસતંત્રની વ્યવસ્થાના કામમાં ડી. એસ. પી. ને મદદ કરવા માટે નડિયાદ, આણંદ, અને પેટલાદ એ ત્રણ મથકોએ આસિસ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ (એ. એસ. પી.) અથવા ડેપ્યુટી સુપરિન્ટેન્ડન્ટ ઓફ પોલીસ (ડેપ્યુટી એસ. પી.)ની કચેરીઓ આવેલી છે.

આ ત્રણ વિભાગો પૈકી નડિયાદ વિભાગમાં નડિયાદ, માતર, મહેમદાવાદ, અને કપડવણજ તાલુકાઓનાં પોલીસ મથકો તથા થાણાંની વ્યવસ્થા તેમજ દેખરેખનું કામ થાય છે. એની કચેરી નડિયાદમાં સંતરામ મંદિર નજીક રૂરલ પોલીસ સ્ટેશનમાં આવેલી છે.

આણંદ વિભાગના તાબામાં આણંદ, ઠાસરા, અને વાડાસિનોર તાલુકાઓનાં પોલીસ મથકો તથા થાણાં છે. તેની કચેરી આણંદ મામલતદારની કચેરી પાસે આવેલી છે.

પેટલાદ વિભાગને તાબે પેટલાદ, બોરસદ, અને ખંભાત તાલુકાઓનાં પોલીસ મથકો તથા થાણાં છે. તેની કચેરી પેટલાદના મામલતદારની કચેરી પાસે આવેલી છે.

**ડી. એસ. પી. ની કચેરીની કામગીરી અને તેનો સ્ટાફ :** ખેડાની ડી. એસ. પી.ની કચેરી જિલ્લામાં બનતા ગુના તપાસવા તેમજ પકડી પાડવાના કામ પર સતત દેખરેખ રાખે છે, અને જિલ્લાના પોલીસ દળની કામગીરી પણ જુએ છે. આ કચેરીની આંતરિક વ્યવસ્થાના કામમાં મદદ કરવા હોમ ઇન્સ્પેક્ટરના હોદ્દાથી ઓળખાતા એક અમલદાર હોય છે. તે સબ ડિવિઝનલ ઇન્સ્પેક્ટર ઉર્ફે પોલીસ ઇન્સ્પેક્ટરના દરજ્જાના હોય છે. દરેક પોલીસ ઇન્સ્પેક્ટરે ઇન્સ્પેક્ટર બનતા પહેલાં આ ઓફિસમાં બે વર્ષ સુધી હોમ ઇન્સ્પેક્ટર તરીકે તાલીમ લેવી પડે છે.

આ ઉપરાંત ડી. એસ. પી.ની કચેરીમાં જરૂરી કારકુનો તથા પટાવાળાનો સ્ટાફ હોય છે.

**વિભાગીય કચેરીઓની કામગીરી અને તેમનો સ્ટાફ :** ઉપર જણાવેલી વિભાગીય કચેરીઓમાં મુખ્ય અધિકારી ઉપરાંત તેમને મદદ કરવા માટે સબ ડિવિઝનલ પોલીસ ઇન્સ્પેક્ટર ઉર્ફે પોલીસ ઇન્સ્પેક્ટરના હોદ્દાથી ઓળખાતા અમલદાર હોય છે. તે પોતાની કચેરીના તાબામાં આવેલા પોલીસ સબ ઇન્સ્પેક્ટર (ફોજદાર) અને તેમના હાથ નીચેના કોન્સ્ટેબલોની કામગીરી ઉપર દેખરેખ રાખે છે, તથા ગંભીર ગુનાઓ પકડવામાં મદદ કરે છે.

**પોલીસ મથકો અને થાણાંની કચેરીઓ :** પોલીસ સ્ટેશન અને આઉટપોસ્ટ એ પ્રકારની પોલીસ કચેરીઓની વિગત ઉપર જણાવેલા અગાઉના પ્રકરણમાં આવી ગઈ છે. એમનું માસિક પગાર ખર્ચ સ્થળ અને સંજોગો પ્રમાણે ઓછુંવત્તું હોય છે.

**પોલીસ ખાતાના નોકરોના વર્ગ :** પોલીસ ખાતાની નોકરીઓ માટે ચાર વર્ગ પાડેલા છે. પહેલો વર્ગ આઈ.

પી. એસ. એટલે ઇન્ડિયન પોલીસ સર્વિસ કહેવાય છે. ડી. એસ. પી. અને તેમના મદદનીશ હેદ્દેદારો આ વર્ગના હોય છે. બીજો વર્ગ બી. પી. એસ. એટલે બોમ્બે પોલીસ સર્વિસ કહેવાય છે. ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ, હોમ ઇન્સ્પેક્ટર અને સબ ડિવિઝનલ પોલીસ ઇન્સ્પેક્ટર આ વર્ગના હોય છે. ત્રીજો વર્ગ એસ. .પી એસ. એટલે સબોર્ડિનેટ પોલીસ સર્વિસ કહેવાય છે. પોલીસ સબ ઇન્સ્પેક્ટર (ફોજદાર) અને પોલીસ ખાતાની ઓફિસોના કારકુનો વગેરે આ વર્ગના હોય છે. આ વર્ગના સબ ઇન્સ્પેક્ટરોને લાયકાત હોય તો ઉપલા વર્ગમાં બઢતી અપાય છે. ચોથો વર્ગ કોન્સ્ટેબલોનો હોય છે. સામાન્ય પોલીસ આ વર્ગનો હોય છે.

**ભરતી : આઈ. પી. એસ** : પ્રથમ વર્ગના અમલદારોની ભરતી મધ્યસ્થ સરકારનું પબ્લિક સર્વિસ કમિશન કરે છે. તે માટે ઉચ્ચ કેળવણી પામેલા યુવાનોની અરજીઓ જાહેરખબર દ્વારા મંગાવવામાં આવે છે. ઉમેદવારોની પરીક્ષા લેવાય છે. તેમાં બીજા વિષયો ઉપરાંત શારીરિક સ્ફૂર્તિ, ખડતલતા, ચપળતા અને ઝડપથી નિર્ણય લેવાની શક્તિની કસોટીઓ પણ હોય છે. એમાં લાયક નીવડે તેને ડી. એસ. પી. કે તેમના મદદનીશ નીમવામાં આવે છે.

**બી. પી. એસ.ની ભરતી** : બીજા વર્ગના પોલીસ અમલદારોની ભરતી મુંબઈ સરકાર કરે છે. એ માટે યુનિવર્સિટીની ઇન્ટરમિજિયેટ પરીક્ષા જેમણે પાસ કરી હોય તેવા ૨૧થી ૨૩ વર્ષની ઉંમરના યુવાનોની અરજીઓ જાહેર ખબરથી મંગાવવામાં આવે છે. અરજી કરનાર ઉમેદવારો પોલીસખાતાના અધિકારી તરીકે કામ કરી શકે તેમ છે કે નહિ તેની પ્રાથમિક તપાસ માટે પરીક્ષા લેવામાં આવે છે. આ પરીક્ષા લેનાર સમિતિમાં ઉચ્ચ અધિકારવાળા પોલીસ અમલદારો હોય છે. એ રીતે પસંદ થયેલા ઉમેદવારોને નાસિકમાં આવેલી સરકારી પોલીસ ટ્રેઇનિંગ સ્કૂલમાં સરકારને ખર્ચે એક વર્ષ માટે સબ ઇન્સ્પેક્ટર (ફોજદાર)ના હોદ્દા માટે તાલીમ લેવા મોકલવામાં આવે છે. તાલીમ આપ્યા પછી બીજે વર્ષે જેટલાને નોકરીમાં લઈ શકાય તેમ હોય તેટલા જ ઉમેદવારોને પસંદ કરવામાં આવે છે. આ તાલીમ પોલીસ ખાતાના કાયદાઓના અભ્યાસ ઉપરાંત કવાયત, અંગકસરત, ઘોડેસ્વારી, સાયકલ તથા મોટર ચલાવવી, હથિયારો વાપરવાં વગેરે પ્રકારની તાલીમો આપવામાં આવે છે. વળી ઝડપથી નિર્ણય લેવાની શક્તિ, સ્ફૂર્તિ, ચપળતા, નિર્ભ-[illegible], નબળાનું રક્ષણ કરવાની તત્પરતા વગેરે મર્દાનગીન ગુણોની પણ ખાસ અપેક્ષા રખાય છે. આ રીતે તા[illegible] પામેલા ઉમેદવારોને તેની માતૃભાષાના કોઈ પણ જિલ[illegible] સબ ઇન્સ્પેક્ટર તરીકે નીમવામાં આવે છે.

આ ઉપરાંત પોલીસ ખાતાના નીચલા વર્ગના[illegible] વર્ષ સુધીની ઉંમરના શિક્ષિત ફર્સ્ટ ગ્રેડ પોલીસને[illegible] પ્રકારની તાલીમ માટે પસંદ કરવામાં આવે છે અને પણ સબ ઇન્સ્પેક્ટરને હોદ્દે નીમવામાં આવે છે.

સબ ઇન્સ્પેક્ટરને હોદ્દેથી લાયક વ્યક્તિ ક્રમે[illegible] આગળ વધતાં ડી. એસ. પી. ના હોદ્દા સુધી પહોંચી શ[illegible]

**સામાન્ય પોલીસની ભરતી** : સામાન્ય [illegible] કોન્સ્ટેબલની ભરતી કરવા માટે બધાં પોલીસ મથક[illegible] ગામડાંમાં જાહેરાત કરીને અરજીઓ મંગાવવામાં આવે[illegible]

આર્મ્ડ કોન્સ્ટેબલની નિમણૂક માટે ઉમેદવારની ૧૮–૨૨ વર્ષની ઠરેલી છે. તેનો અભ્યાસ ગુજરાતી ચોપડી સુધીનો ઓછામાં ઓછો હોવો જોઈએ. તે [illegible] ઓછામાં ઓછી ઊંચાઈ ૫'–૬" અને છાતીનું માપ ૩૦ ઇંચ જરૂરી ગણાય છે.

અનઆર્મ્ડ કોન્સ્ટેબલ થનારની ઉંમર ૧૮–૨૨ વ[illegible] અભ્યાસ ગુજરાતી ૭ ચોપડીનો, ઊંચાઈ ઓછામાં [illegible] ૫'-૪"ની અને છાતીનું માપ ૩૦–૩૨ ઇંચ હોવાં જો[illegible]

ઉપરના બંને પ્રકારના પોલીસોની શારીરિક તંદુરસ્[illegible] ખાતરી કરવા ખેડાના સિવિલ સર્જન દરેક ઉમેદવારને [illegible] છે, અને તે અંગેની લાયકાતનું પ્રમાણપત્ર આપે છે. આ[illegible] શરતોમાંથી જે પસાર થાય તેને જ કોન્સ્ટેબલની [illegible] માટે પસંદ કરવામાં આવે છે. આ પસંદગી ડી. એસ[illegible] કરે છે. પસંદ થયેલો ઉમેદવાર રિક્રુટ કહેવાય છે.

**રિક્રુટની તાલીમ** : દરેક રિક્રુટને પસંદ કર્યા પછી ખે[illegible] પોલીસ હેડક્વાર્ટર્સમાં તાલીમ માટે રાખવામાં આવે[illegible] જ્યારથી તે રિક્રુટ બને છે ત્યારથી તેને માસિક રૂ. [illegible] પગાર + ૩૫ મોંઘવારી આપવામાં આવે છે. તેમાંથી તાલીમ લેવાની મુદત દરમ્યાન ખર્ચ કરવાની સગવડ મળે[illegible]

ઉપર જણાવેલી પ્રથમ તાલીમ ચાર માસની હોય તેમાં કવાયત (પરેડ), અને કાયદાના અભ્યાસની તા[illegible] અપાય છે. તે પછી રિક્રુટને ૭ માસ માટે તાલુકાના પોલીસ સ્ટેશને અનુભવ માટે મોકલવામાં આવે છે. [illegible] મુદતમાં તેણે ખેડામાં બે માસ સુધી રિફ્રેશર કોર્સ (શિ[illegible] તાજું કરવાની તાલીમ)માં જોડાવાનું હોય છે.

ઉપર પ્રમાણે બાર માસની તાલીમ પૂરી થયા પછી રિક્રુટની પરીક્ષા લેવાય છે. તેમાં કવાયત તથા કાયદાના જ્ઞાનની કસોટી કરવામાં આવે છે. આ પરીક્ષા નીચેના ચાર અમલદારોની સમિતિ મળીને લે છેઃ (૧) ડી. એસ. પી. (૨) પોલીસ પ્રોસિક્યુટર (૩) હોમ ઇન્સ્પેક્ટર (૪) લૉ ઇન્સ્ટ્રક્ટર–આ અધિકારી ખેડાના પોલીસ હેડ ક્વાર્ટર્સમાં રહીને બધા રિક્રુટોને કાયદાનું શિક્ષણ આપે છે. તે સબ ઇન્સ્પેક્ટરના દરજ્જાના હોય છે.

ઉપર પ્રમાણે પરીક્ષામાં સફળ થનાર રિક્રુટને પોલીસ કોન્સ્ટેબલ તરીકે નીમવામાં આવે છે, અને જિલ્લાના કોઈ પણ પોલીસ મથકે ફરજ પર મોકલવામાં આવે છે. સામાન્ય રીતે દરેક પોલીસને તેના તાલુકામાં, જિલ્લામાં, કે જિલ્લા બહારના ભાષા પ્રદેશમાં નીમવાની નીતિ હોય છે. ન છૂટકે જ એને જિલ્લા બહાર નોકરી પર મોકલવામાં આવે છે.

કોન્સ્ટેબલની નોકરી માટે ઓછામાં ઓછી લાયકાતની વિગત ઉપર આપી છે. તે ઉપરાંત મેટ્રિક (હાલ એસ. એસ. સી. ઈ.) કે કોલેજનું પ્રથમ વર્ષ જેણે પાસ કર્યું હોય તેને મુંબઈના આઈ. પી.ની પરવાનગીથી સીધો હેડ કોન્સ્ટેબલ નીમી શકાય છે. આવા હેડ કોન્સ્ટેબલ તેમજ સામાન્ય કોન્સ્ટેબલ પૈકી બાહોશ નીવડેલા ૩૫ વર્ષની અંદરના હેડ કોન્સ્ટેબલને સરકાર ખર્ચે ૭ માસ માટે નાસિકની પોલીસ ટ્રેનિંગ સ્કૂલમાં તાલીમ માટે મોકલી આપવામાં આવે છે. એ રીતે તાલીમ પામ્યા પછી લાયકાતને ધોરણે ઉપરના દરજ્જાની નોકરીમાં બઢતીઓ મળી શકે છે.

સામાન્ય પોલીસ કોન્સ્ટેબલને નોકરીમાં આગળ વધવા માટે પોલીસ ખાતાની પરીક્ષાઓ આપવાની હોય છે.

**હેડક્વાર્ટર્સમાં રિક્રુટો માટે સગવડો** : ખેડા જિલ્લાના પોલીસ હેડ ક્વાર્ટર્સમાં રહેતા રિક્રુટો તાલીમની મુદ્દત દરમ્યાન કુટુંબ સાથે રહી શકતા નથી. તેથી તેમને જમવા અભ્યાસ કરવા, રમત રમવા વગેરે સેવાઓ માટે એ હેડ ક્વાર્ટર્સમાં કેટલીક પ્રવૃત્તિઓ જમાવવામાં આવી છે. તેની ટૂંક માહિતી નીચે પ્રમાણે છે :–

**પોલીસ મેસ (ભોજનગૃહ)** : આ ભોજનગૃહ રિક્રુટોને માટે જ છે. તેની વ્યવસ્થા પણ રિક્રુટો જ કરે છે. તેમાં ખેડા પોલીસ સ્ટેશને નોકરી કરતા કુટુંબ વિનાના પોલીસો પણ ભોજન લઈ શકે છે. ખર્ચ આશરે માસિક રૂા. ૨૦ દરેક જમનારે આપવાનું હોય છે. રસોઇયા અને નોકરોનું ખર્ચ સરકાર આપે છે. ખોરાકમાં સવારે ચા, બપોરે દાળ, ભાત, રોટલી, શાક અને સાંજે ભાખરી, શાક, કચુંબર વગેરે અપાય છે.

**કેન્ટિન (અલ્પાહારગૃહ)** : રિક્રુટ કે પોલીસને ચા-નાસ્તાની સગવડ અહીં મળે છે. એક કપના એક આનાના દરથી ચા આપવામાં આવે છે. બધી વ્યવસ્થા કોન્સ્ટેબલો જ કરે છે.

**પ્રોવીઝન સ્ટોર (પરચૂરણ વસ્તુની દુકાન)** : હેડ ક્વાર્ટર્સમાં રહેતા કોન્સ્ટેબલો તેમજ રિક્રુટોને માટે જરૂરી ચીજો અહીં બજારભાવ કરતાં ઓછી કિંમતે મળે છે, કેમકે બધી ચીજો સામટી ખરીદીને વગર નફે વેચવામાં આવે છે. આ પ્રવૃત્તિની વ્યવસ્થા કોન્સ્ટેબલો કરે છે અને હિસાબી કામ ડી. એસ. પી.ની કચેરીના હિસાબનીશો કરી આપે છે.

ઉપરની ત્રણેય પ્રવૃત્તિઓ ઈ. સ. ૧૯૪૭–૪૮માં તે સમયના ડી. એસ. પી. શ્રી જ્ઞાનભાગે શરૂ કરી હતી.

**લાયબ્રેરી** : પોલીસોના ફાળામાંથી આ પ્રવૃત્તિ ઊભી કરવામાં આવી છે. પગાર વખતે પોલીસો મરજિયાત રીતે આ પ્રવૃત્તિ માટે એક આનો કે બે આના ફાળો આપે છે. વ્યવસ્થા પણ તેઓ જ કરે છે. હાલ ૫૦૦ ઉપરાંત પુસ્તકો છે અને દૈનિક, અઠવાડિક તેમજ માસિક પત્રો પણ આવે છે. આ પ્રવૃત્તિ પણ શ્રી જ્ઞાનભાગે શરૂ કરી હતી.

**દવાખાનું** : સામાન્ય રીતે માંદાઓની સારવાર માટે પોલીસોને ખેડાની સરકારી સિવિલ હોસ્પિટલનો લાભ મળી શકે છે. પરંતુ તે હોસ્પિટલ પોલીસ હેડક્વાર્ટર્સથી ઘણી દૂર હોવાથી હેડ ક્વાર્ટર્સમાં એક નાનું દવાખાનું શરૂ કરવામાં આવ્યું છે. તેમાં સામાન્ય દર્દોની પેટંટ દવાઓ અને સારવાર માટેનાં કેટલાંક સાધનો રાખવામાં આવે છે. આનું ખર્ચ પોલીસ વેલ્ફેર ફંડમાંથી અપાય છે.

**પોલીસ વેલ્ફેર ફંડ : (પોલીસોના કલ્યાણ માટેનું ફંડ)** આ ફંડ માટે દર મહિને કોન્સ્ટેબલ પાસેથી બે આના, હેડ કોન્સ્ટેબલ પાસેથી ચાર આના અને પોલીસ સબ ઇન્સ્પેક્ટર પાસેથી આઠ આના લેવાય છે. કોઈવાર કોઈ ગામે સિનેમા બતાવીને પણ આ ફંડ માટે નાણાં મેળવાય છે. આ ફંડમાંથી જિલ્લાના પોલીસોનાં બાળકોની કેળવણી માટે, માંદાઓની સારવાર માટે વગેરે સેવાઓ માટે નાણાં ખર્ચવામાં આવે છે. આવું ફંડ દરેક જિલ્લામાં રાખવાની પ્રથા છે.

**સ્પોર્ટ્સ ફંડ (રમતો માટેનું ફંડ)** : જિલ્લાના પોલીસો પાસેથી આ ફંડ એકઠું કરવામાં આવ્યું છે. તેમાંથી જિલ્લાનાં

પોલીસ સ્ટેશનોએ પોલીસ માટે વોલીબોલ વગેરે રમતોનાં સાધનો રાખવામાં આવે છે. ખેડાના હેડ ક્વાર્ટર્સમાં હોકી, ફૂટબોલ, ક્રિકેટ, વગેરે રમવાની સગવડ કરવામાં આવે છે. પોલીસો વચ્ચે રમતોની હરીફાઈ યોજાય છે. તે ઉપરાંત જિલ્લામાં રમાતી જાહેર હરીફાઈઓમાં પણ પોલીસોની ટુકડીઓ ભાગ લે છે.

**બાગ અને ક્રીડાંગણ :** હેડ ક્વાર્ટર્સમાં આ પ્રવૃત્તિઓ છે. તેમાં નાનો સરખો બાગ અને બાળકોને રમવા માટે હીંચકા, લપસણાં વગેરે સાધનો છે પોલીસ વેલફેર ફંડમાંથી આનું ખર્ચ મળે છે.

**પોલીસ બેન્ડ :** પોલીસની કવાયત અને કૂચ માટે બેન્ડ (વાજાં વગાડનાર મંડળ)ની જરૂર પડે છે. તે માટે આ બેન્ડ છે. તેમાં 'બ્રાસ બેન્ડ' અને 'પાઇપ બેંડ' એવા બે વિભાગ છે. એકંદરે વીસ પોલીસો બેંડમેન તરીકે કામ કરે છે. વાજાં સાથે થતી પરેડનું દશ્ય આનંદ આપનારું હોય છે.

ઉપર જણાવેલા પોલીસ બેંડની સેવાઓ ઠરાવેલા દરથી જાહેર જનતાને પણ મળી શકે છે. ખેડા ગામમાં આ માટે પહેલા કલાકના રૂ. ૪૦ અને તે પછીના દર એક કલાકના રૂ. ૩૦ લેવાય છે ખેડા ગામની બહાર આ દર પહેલા કલાકના રૂ. ૮૦ અને બીજા કલાકના રૂ. ૭૦ પ્રમાણે લેવાય છે. બેંડની સેવાઓ જેને જોઈએ તેણે બેંડ પાર્ટીને પોતાને ત્યાં લઈ જવા તથા ત્યાંથી પાછી મૂકી જવા માટે પોતાને ખર્ચે મોટર લાવવી પડે છે. બેંડ પાર્ટી હેડ ક્વાર્ટર્સમાંથી નીકળે અને ત્યાં પાછી આવે ત્યાં સુધીનો સમય ગણીને ઉપર જણાવેલા દરે બેંડનું ખર્ચ લેવાય છે.

**આધાર :** ખેડાની ડી. એસ. પી.ની કચેરીમાંથી મળેલી માહિતી.

# ૬

# જાહેર બાંધકામો અને વાહનવ્યવહાર અંગેની કચેરીઓ

**જાહેર બાંધકામ ખાતું :** સરકારના જાહેર બાંધકામ ખાતાને પબ્લિક વર્કર્સ ડિપાર્ટમેન્ટ (પી. ડબ્લ્યૂ. ડી.) કહે છે. આ ખાતાના કાર્યક્ષેત્રમાં લગભગ તમામ પ્રકારનાં સરકારી બાંધકામો અને તેમના વહીવટ અંગેની બાબતોનો સમાવેશ થાય છે. તે નીચેની યાદી ઉપરથી સમજાશે :

(૧) રાજ્યમાંના સરકારી માલિકીનાં બાંધકામો, જમીનો અને મકાનો. (૨) વાહનવ્યવહારનાં સાધનો, જેવાં કે રસ્તા, પુલો, નદી ઓળંગવાના માર્ગો, આંતરિક જળમાર્ગો, મ્યુનિસિપલ ટ્રામવે, દોરડાના રસ્તા, નાની રેલવેઓ વગેરે. (૩) પાણીના પુરવઠાનાં સાધનો, નહેર યોજના, ગટરો, વારિગૃહો (વૉટર વર્કસ) વગેરે. (૪) ગેસ અને તેને લગતાં કામો. (૫) વીજળી ઘરો—સરકારી મકાનોમાં વીજળી. (૬) સુધરાઈઓ માટે સરકાર તરફથી પાતાળકૂવા, પાણીની યોજના, ગટર યોજના, વગેરે યોજનાઓ પાર પાડવી. (૭) આંતરિક જળમાર્ગો પર ઉતારુઓ અને માલ સામાનના કરની આવક. (૮) નાકાવેરા. (૯) આંકડાઓ અને માહિતીઓ. (૧૦) આમાંના કોઈપણ વિષય પર લેવાતી ફી. (૧૧) આ ખાતાને સોંપાયેલાં ઐતિહાસિક સ્મારકો વગેરે.

**શાખાઓ અને અધિકારીઓ :** આ ખાતાનો વહીવટ માટે મુંબઈ સરકારના પ્રધાનમંડળમાં એક પ્રધાન અને એક નાયબ પ્રધાન છે. આખા ખાતાની બે શાખાઓમાં વહેંચણી કરેલી છે. એક શાખા રસ્તા અને મકાનો સંભાળે છે અને બીજી શાખા નહેરોનું કામ સંભાળે છે. બંને શાખાઓના ઉપરી ચીફ એન્જિનિયર કહેવાય છે. બંનેની ઑફિસો મુંબઈમાં છે.

**ગુજરાત પ્રદેશની ઑફિસો :** ગુજરાત પ્રદેશ માટે ઉત્તર ગુજરાત અને દક્ષિણ ગુજરાત એવા બે વિભાગો પાડેલા છે. પહેલા વિભાગનું મુખ્ય મથક અમદાવાદ અને બીજાનું વડોદરા છે. ઉપર જણાવેલી બંને શાખાઓ માટે આ બંને વિભાગોમાં જુદી જુદી ઑફિસો છે. દરેક ઑફિસના અધિકારી સુપ્રિન્ટેન્ડિંગ એન્જિનિયર કહેવાય છે.

**જિલ્લાની ઑફિસો :** ઉપર ગણાવેલી સુપ્રિન્ટેડિંગ ઑફિસોના તાબામાં જિલ્લાઓ માટે એક એક મુખ્ય ઑફિસ હોય છે. તે દરેક ઑફિસના વડા અધિકારી એક્ઝિક્યુટિવ એંજિનિયર કહેવાય છે. એ રીતે ખેડા જિલ્લામાં રસ્તા, મકાનો અને તેવા પ્રકારનાં કામો કરનાર મુખ્ય ઑફિસ ખેડામાં છે. તેની વિગત પરિશિષ્ટમાં આપી છે. એ જ પ્રકારની ખેડા જિલ્લા માટે નહેરોનું કામ કરનાર મુખ્ય ઑફિસ ઠાસરામાં છે. તેની હકીકત પહેલા

ખંડમાં પૃષ્ઠ ૮૯-૯૧ ઉપર આપી છે. વળી ખેડા જિલ્લાની ખારી અને મેશ્વા નદીની નહેરો અમદાવાદની કચેરીના તાબામાં છે તથા મેશ્વા નહેરના વહીવટ માટે બારેજડીમાં એક ઑફિસ ખોલેલી છે. એની માહિતી પૃષ્ઠ ૭૯ અને ૮૪ ઉપર આવી ગઈ છે. વળી ખેડા નજીક શેઢી નદીને કિનારે આવેલા રતનપુરના સિંચાઈ મથકનો વહીવટ ખેતીવાડી ખાતા પાસે છે. તેની વિગત પૃષ્ઠ ૯૩ ઉપર છે.

રસ્તા, મકાનો અને નહેરો ઉપરાંત આ ખાતામાં વીજળી અને આરોગ્ય અંગેનાં બાંધકામોનું કામ પણ થાય છે. તે પૈકી વીજળીખાતું સરકારના ઇલેક્ટ્રિકલ ઍન્જિનિયર સંભાળે છે. તેઓ સુપ્રિન્ટેન્ડિંગ ઍન્જિનિયર પણ કહેવાય છે. તેમના હાથ નીચે ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયર હોય છે. આ ખાતાનું ખેડા જિલ્લાનું કામ અમદાવાદના ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયર કરે છે.

ખેડા જિલ્લામાં ગ્રીડ પદ્ધતિની વીજળી દાખલ કરવામાં આવી છે. તેની ખેડા જિલ્લાની કચેરી નડિયાદમાં છે. તેની માહિતી પૃ. ૧૫૨ અને ૧૫૪ ઉપર આવી ગઈ છે.

જાહેર આરોગ્ય અંગેનાં બાંધકામોમાં વૉટરવર્ક્સ, જાજરૂ, ગટરો, વગેરે પ્રકારનાં કામોનો સમાવેશ થાય છે. આ કામ કરવા માટે આ ખાતામાં આરોગ્ય વિભાગ અલગ હોય છે. તેનો વહીવટ ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયરના દરજ્જાનો અમલદાર કરે છે. ખેડા જિલ્લા માટે આ પ્રકારના અમલદારની કચેરી સુરતમાં છે. એ કચેરીના તાબામાં ખેડા જિલ્લા માટે નડિયાદમાં **નડિયાદ વૉટર સપ્લાય ઍન્ડ ડ્રેઇનેજ સબડિવિઝન** એ નામની કચેરી આવેલી છે. તેની વિગતો પરિશિષ્ટમાં આપી છે.



પી. ડબલ્યુ. ડી. ઑફિસ – ખેડા

**વાહનવ્યવહાર અંગેની કચેરી** : આ વિભાગની કચેરીઓના ઉલ્લેખો અગાઉનાં પ્રકરણોમાં આવી ગયા છે. તેની વિગતો પરિશિષ્ટમાં આપી છે.

આધાર : (૧) ખેડાની એક્ઝિક્યુટિવ ઍન્જિનિયરની ઑફિસેથી મળેલી માહિતી, (૨) વૉટર સપ્લાય ઍન્ડ ડ્રેઇનેજ સબડિવિઝન ઑફિસ, નડિયાદમાંથી મળેલી માહિતી.

# ૬

# પરિશિષ્ટ

## (૧) ખેડાના ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયરની કચેરી અને તેના તાબાની કચેરીઓ

**નામ** : આ કચેરી "ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયર પ. વ. ડી."ની કચેરી કહેવાય છે. તે આખા ખેડા જિલ્લા માટે મકાનો અને રસ્તા બાંધવા માટેની મુખ્ય કચેરી છે. તેની ઉપલી કચેરી અમદાવાદમાં છે. તે સુપ્રિન્ટેન્ડિંગ ઍન્જિનિયરની કચેરી કહેવાય છે. ખેડાની કચેરીના તાબામાં જિલ્લામાં નીચે પ્રમાણેની કચેરીઓ છે.

**કાયમની કચેરીઓ** : (૧) ખેડા સબડિવિઝન ઑફિસ, ખેડા કેમ્પ. (૨) આણંદ સબ ડિવિઝન ઑફિસ, સ્ટેશન સામે આણંદ. (૩) ડાકોર સબ ડિવિઝન ઑફિસ, સ્ટેશન પાસે, ડાકોર.

**કામચલાઉ કચેરીઓ** : (૧) રોડ પ્રોજેક્ટ સબ ડિવિઝન ઑફિસ, ખેડા કેમ્પ. (આ કચેરી રસ્તાઓના પ્લાનિંગનું કામ કરે છે.) (૨) શેઢી બ્રિજ વર્ક્સ ઑફિસ, ખેડા. (૩) મહી બ્રિજ વર્ક્સ ઑફિસ, ઠાસરા. (૪) સાબરમતી બ્રિજ સબ ડિવિઝન ઑફિસ, ધોળકા. (ખેડા જિલ્લાના રસિકપુરા ગામ આગળ સાબરમતી નદી ઉપરના પુલનું કામ આ કચેરી કરે છે.)

**મકાન** : બધી કચેરીઓનાં મકાન સરકારી માલિકીનાં છે.

**સ્થાપના** : ખેડાની કચેરીમાં તા. ૨૦-૧૧-૧૮૯૯થી પહેલા ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયરે ચાર્જ લીધેલો. હાલમાં (સને ૧૯૫૪) ૪૯મા ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયર પાસે ચાર્જ છે.

### ઍક્ઝિક્યુટિવ ઍન્જિનિયરની ઑફિસની યોજના

એ ઍન્જિનિયરની ઑફિસમાં નીચે પ્રમાણેનો

(૧) એકાઉન્ટ બ્રાન્ચ :– મુખ્ય : એકાઉ

કારી ઓફિસનું તમામ હિસાબી કામ સંભાળે છે. તેઓ મધ્યસ્થ સરકારના નોકર ગણાય છે. તેમની નિમણૂક-બદલી સરકારના એકાઉન્ટન્ટ જનરલ કરે છે. તેમનો પગાર પી. ડબલ્યુ ડી. ખાતું આપે છે. તેઓ એક્ઝિક્યુટિવ એંજિનિયરના નાણાં બાબતના મુખ્ય સલાહકાર ગણાય છે. એમની મદદમાં હિસાબી કામકાજ માટે ૭ કારકુનો છે. જરૂર પડે પ્રધાનની મંજૂરીથી એમાં વધારો થઇ શકે છે. એકાઉન્ટન્ટનો ગ્રેડ ૧૩૦-૧૦-૨૫૦ ઈ. બી. ૧૫-૨૬૫ લાયકાત : ખાતાની પરીક્ષા, અનુભવ, વગેરે.

**સ્ટોરકીપર :** સ્ટોર વગેરેની દેખરેખ રાખવા માટે એક સ્ટોરકીપર હોય છે. તેની નિમણુક સીધી થાય છે. તેમનો ગ્રેડ ૭૦-૫ ૧૦૦ ઈ. બી. ૮-૧૪૦ ઇ. બી. ૨૦-૧૫૦ હોય છે. લાયકાતમાં મેટ્રિક્યુલેટ જોવાય છે.

**(૨) હેડ કલાર્ક બ્રાન્ચ :** મુખ્ય હેડ કલાર્ક : આ અધિકારીની મદદમાં ૭ કારકુન છે. તે બધા મળી ખાતા અંગેના જરૂરી પત્ર વહેવારનું કામ કરે છે.

**(૩) ડ્રોઈંગ બ્રાંચ :** આ વિભાગમાં સરકારી રસ્તા, તળાવ, મકાન, વગેરેના નવા અથવા રીપેરિંગ કામના પ્લાન અને એસ્ટિમેટ તૈયાર થાય છે. સબ ડિવિઝનોમાંથી તૈયાર થઈને આવેલા પ્લાન એસ્ટિમેટોની અહીં ચકાસણી થાય છે અને પછી તે સુપ્રિટેન્ડિંગ એંજિનિયર અમદાવાદની ઓફિસે મંજૂરી માટે મોકલવામાં આવે છે. મંજૂરી મળ્યા પછી જે તે ખાતાને નાણાં માટે લખાય છે. નાણાં મળ્યા પછી જે તે સબડિવિઝન મારફતે કામો કરાય છે.

આ વિભાગમાં એક મુખ્ય ઓવરસિયર છે. તેમનો ગ્રેડ રૂા. ૮૦-૫-૧૦૦-૮-૧૮૦ ઈ. બી. ૧૦-૨૨૦ ઇ. બી. ૧૦-૨૭૦ હોય છે. અને લાયકાતમાં બી ઇ. અથવા ડિપ્લોમા તથા કાયમ થયા પછી ખાતાની પરીક્ષા જરૂરી ગણાય છે.

ઓવરસિયરને મદદ કરવા બે મદદનીશ ઓવરસિયરો, એક ડ્રાફ્ટસ મેન, (નકશા બનાવનાર), એક મદદનીશ ડ્રાફ્ટસમેન, બે ટ્રેસર, અને એક કોમ્પ્યુટર (એસ્ટિમેટ વગેરેની ગણત્રી કરનાર) છે.

ડ્રાફ્ટસમેનનો ગ્રેડ અનુભવીને રૂપિયા ૧૦૦-૪-૧૨૦-૫-૧૭૦ હોય છે. સીધી નિમણુક હોય તો રૂપિયા ૧૧૦-૧૦-૧૮૦નો ગ્રેડ હોય છે. ટ્રેસરનો ગ્રેડ રૂપિયા ૪૬-૩-૮૫ ઇ. બી. ૪-૧૦૫ હોય છે. અને લાયકાતમાં ડ્રોઇંગની બે પરીક્ષા અથવા વડોદરા કલાભુવનનું આર્કિટેકટનું સર્ટીફિકેટ જરૂરી ગણાય છે.

**પટાવાળા :** ત્રણ છે, બે ઓફિસ માટે અને એક ફેરણી માટે.

## સબડિવિઝનલ ઓફિસોની યોજના :

સબ ડિવિઝનલ ઓફિસરની કચેરીમાં ૩ કલાર્ક હોય છે, જેમાં એક સિનિયર કલાર્ક કે હેડ કલાર્ક કે સબડિવિઝનલ કહેવાય છે. તે પત્રવ્યવહાર પર ધ્યાન આપે છે.

ત્રણેક ઓવરસિયરો હોય છે. દરેક ઓવરસિયરના ચાર્જમાં ઓછામાં ઓછા ૨૦ થી ૫૦ માઈલ સુધીના જાહેર બાંધકામ ખાતાના રસ્તા અને ઓછામાં ઓછા ૨૦થી ૫૦ સરકારી મકાનો હોય છે. દરેક ઓવરસિયરના હાથ નીચે ઘણુંખરું ૩ કારકુનો હોય છે, જેમને રોડ કારકુનો કહે છે, ને જેમના દરેકના હાથ નીચે ઓછામાં ઓછા ૧૦થી ૨૦ માઇલના રસ્તા અને ૧૦થી ૨૦ સરકારી મકાનો હોય છે, જેની તેઓ દેખરેખ રાખે છે.

આ રોડ કારકુનો કામની જરૂરિયાત પ્રમાણે મુકાદમ તથા મજૂરો રોકી કામ કરાવે છે

**પટાવાળા :** દરેક ઓફિસમાં આઠથી નવ માણસોએ એક પટાવાળો રાખવાનો સામાન્ય સરકારી નિયમ છે.

સબ ડિવિઝન ઓફિસરને સામાન્ય રીતે બે પટાવાળા હોય છે (૧) ઓફિસ માટે, (૨) ફેરણી માટે.

પટાવાળાનો ગ્રેડ ૩૦-૧/૨-૩૫.

**ખર્ચ :** જિલ્લાની એક્ઝિક્યુટિવ એંજિનિયરની અને તાબાની તમામ કચેરીઓનું નિભાવ ખર્ચ ઇ. સ. ૧૯૫૨-૫૩માં રૂપિયા ૨૮૩૦૦૦ હતું. એમાં પગાર, ભથ્થાં, કન્ટિજન્સી, વગેરે તમામ પ્રકારના ખર્ચનો સમાવેશ થાય છે.

## ૨. વોટર સપ્લાય અને ડ્રેઈનેજ સબ-ડિવિઝન

**નામ :** વોટર સપ્લાય એન્ડ ડ્રેઈનેજ સબ ડિવિઝન. **સ્થળ :** નડિયાદ. **સ્થાપના :** સને ૧૯૪૬. **મકાન :** ભાડાનું છે. **કાર્યક્ષેત્ર :** નડિયાદ વોટર સપ્લાય અને ગટરની યોજનાઓ તેમજ ઉત્તર ગુજરાતનાં બીજાં કામોનો વહીવટ કરવા માટે આ કચેરી સ્થાપવામાં આવી છે. **કચેરીનું તંત્ર :** વડા અધિકારી સબ ડિવિઝનલ ઓફિસર કહેવાય છે. તે ડેપ્યુટી એંજિનિયરની ગ્રેડના બી. એસ. ઈ. છે. તેમની મદદમાં ૪ ઓવરસિયરો છે.

**વાર્ષિક ખર્ચ :** આશરે રૂ. ૨૩૫૮૯. **પ્રવૃત્તિઓ :** ઉપર જણાવેલા કાર્યપ્રદેશમાંની જુદી જુદી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ તરફથી સરકારે જે માટે નાણાંની મદદ મંજૂર કરી હોય તેવાં કામો, જેવાં કે વોટર સપ્લાય અને ગટર બાંધકામ વગેરે કરવાનાં હોય છે.

વળી જે સ્થાનિક સંસ્થાઓએ પોતાના પ્રદેશમાં આરોગ્ય અને સફાઈ માટે સુધારણાઓ કરવાની ઈચ્છા પ્રદર્શિત કરી હોય તેમને તે અંગેનાં કામો માટે પ્રારંભિક નોંધો વગેરે તૈયાર કરી આપવાનાં હોય છે, અને જાહેર આરોગ્યના સવાલો માટે જરૂર પડયે સલાહ પણ અપાય છે. **કામોની યાદી :** આ સબ ડિવિઝન તરફથી નીચેનાં કામો અત્યાર સુધીમાં પાર પડાયાં છે.

| કામનું નામ | ખર્ચ |
|---|---|
| ૧. નડિયાદ વોટર સપ્લાય સ્કિમ | રૂ. ૨૦,૬૨,૦૦૦ ચોકખું |
| સુધારેલો ખર્ચ આશરે. | રૂ. ૨૩,૬૪,૫૨૬ કુલ (કામ પૂરું થયું છે.) |

| | |
|---|---|
| ૨. નડિયાદ ગટર યોજના–આશરે સુધારેલો ખર્ચ. | રૂ. ૨૭,૪૨,૯૮૨ કુલ (લગભગ પૂરું થયું છે.) |
| ૩. ખેડા વોટર સપ્લાય યોજના ૧૯૫૩ના માર્ચ સુધી થયેલું ખર્ચ | રૂ. ૪,૦૭,૩૪૪ ચોકખું<br>રૂ. ૪,૦૦,૭૪૫ કુલ (પૂરું થયું છે.) |
| ૪. ઉત્તરસંડા મુકામે હાજરનાં બાંધકામ આશરે ખર્ચ. | રૂ. ૪,૯૯૨ ચોકખું<br>રૂ. ૫,૦૪૨ કુલ (પૂરું થયું છે.) |
| ૫. ઉમરેઠ વોટર સપ્લાય માટે ઉમરેઠ મુકામે બે લાખ ગેલન પાણી માય એવડી ઊંચી ટાંકી આશરે ખર્ચ | રૂ ૧,૩૭,૮૪૯ ચોકખું<br>રૂ ૧,૫૮,૫૨૫ કુલ (બાંધકામ ચાલે છે.) |
| ૬. મહેમદાવાદ મુકામે ૪૦ હજાર ગેલન પાણી માય એવડી ટાંકી આશરે ખર્ચ | રૂ. ૪૬,૪૩૦ ચોકખું<br>રૂ ૫૩,૪૦૦ કુલ (બાંધકામ ચાલેછે.) |
| ૭. ડાકોરમાં ૧૬ હાજરની બે હારનું બાંધકામ. આશરે ખર્ચ | રૂ. ૨૯,૦૨૬ ચોકખું<br>રૂ ૩૩,૩૮૦ કુલ (બાંધકામ ચાલે છે) |

આ બધી યોજનાઓ માટે બરો મ્યુનિસિપાલિટીને ૩૩⅓ ટકા અને ડિસ્ટ્રિક્ટ મ્યુનિસિપાલિટીઓ અને પંચાયતોને ૧૦ ટકા ગ્રાંટ અપાય છે.

આ ઉપરાંત મહેમદાવાદ, ઓડ, ભાદરવાના વોટર સપ્લાય અને કપડવણજની ગટર સુધારણા વગેરે કાર્યો પર આ ખાતુ દેખરેખ રાખે છે.

### ૩. વાહનવ્યવહાર અંગેની કચેરીઓ

**(૧) સ્ટેટ ટ્રાન્સપોર્ટ કચેરી :** જુઓ પૃષ્ઠ ૧૧૩થી ૧૧૫ **(૨) વાહનો અંગેની કચેરીઓ :** જુઓ પૃષ્ઠ ૧૩૫. **(૩) રેલ્વે અંગેની કચેરીઓ :** જુઓ પૃષ્ઠ ૧૪૪ **(૪) ટપાલ, તાર અને ટેલિફોન અંગેની કચેરીઓ :** જુઓ પૃષ્ઠ ૧૪૬ ૧૪૯.

# ૭

# સહકારી ખાતાની કચેરીઓ

(આ વિષયની વધુ માહિતી માટે જુઓ પ્રકરણ ૩૯, પૃષ્ઠ ૩૧૭.)

**મુખ્ય કચેરી :** નામ : સહકારી મંડળીઓના આસિસ્ટંટ રજિસ્ટ્રારની કચેરી. **સ્થળ :** સ્ટેશનરોડ, નડિયાદ (રેલ્વે સ્ટેશનની સામે, પશ્ચિમ દિશાના વિસ્તારમાં) **મકાન :** ભાડાનું. **સ્થાપના :** જુલાઈ ૧૯૪૮.

**ખાતાની યોજના અને ટૂંક ઇતિહાસ :** મુંબઈ રાજ્યની સહકારી પ્રવૃત્તિનું નિયમન વિકાસ ખાતાના પ્રધાનના હાથમાં છે. એ ખાતાના વડા રજિસ્ટ્રાર ઓફ કોઓપરેટિવ્ઝ કહેવાય છે. તેમની કચેરી પૂનામાં છે. તેમના હાથ નીચે જિલ્લાઓની સહકારી પ્રવૃત્તિઓના વડા અધિકારી આસિસ્ટંટ રજિસ્ટ્રાર કહેવાય છે. ઈ. સ ૧૯૪૮ સુધી ખેડા જિલ્લો અમદાવાદના આસિસ્ટંટ રજિસ્ટ્રારની દેખરેખ નીચે હતો. ઈ. સ. ૧૯૪૮ના જુલાઈમાં આ જિલ્લા માટે અલગ આસિસ્ટંટ રજિસ્ટ્રારની નિમણૂક કરવામાં આવી અને તેમના કાર્યક્ષેત્રમાં ખેડા ઉપરાંત સાબરકાંઠા જિલ્લો પણ મૂકવામાં આવ્યો. હાલ (જુલાઈ ૧૯૫૧થી) આ કચેરી માત્ર ખેડા જિલ્લાની સહકારી પ્રવૃત્તિનું સંચાલન કરે છે.

**કચેરીની યોજના :** આ ખાતાનું કામ ત્રણ શાખાઓમાં વહેંચાયેલું છે. (૧) વહીવટી (એડમિનિસ્ટ્રેટિવ) કામ (૨) ઓડિટ (હિસાબ તપાસવા)નું કામ. (૩) માર્કેટિંગ (બજારોના નિયમન)નું કામ. આ ઉપરાંત બીજાં કામો પણ આ ખાતા મારફતે થાય છે. એ બધાંનું નિયમન ખાતાના જિલ્લા વડા અધિકારી આસિસ્ટંટ રજિસ્ટ્રાર કરે છે.

**મુખ્ય અધિકારી : આસિસ્ટંટ રજિસ્ટ્રાર :** તેઓ આખા જિલ્લાની સહકારી પ્રવૃત્તિના વડા છે. **લાયકાત :** ગ્રેજ્યુએટ અને સહકારી પ્રવૃત્તિ અંગે રસ અને જ્ઞાન. **ગ્રેડ :** રૂ. ૨૨૦–૧૫–૪૦૦ ઈ બી. ૨૦–૫૦૦ ઈ. બી. ૨૫–૬૫૦. **નિમણૂક :** પબ્લિક સર્વિસ કમિશન મારફતે જાહેરાત કરીને, અથવા ખાતામાંથી સિનિયર માણસોને લાયકાત જોઈને રજિસ્ટ્રારની ભલામણથી મુંબઈ સરકાર મારફતે.

મદદનીશ અધિકારીઓ : ઉપર ગણાવેલાં કામોમાં આસિ રજિસ્ટ્રારને મદદ કરવા માટે નીચે જણાવેલા વિવિધ પ્રકારના અધિકારીઓ રોકવામાં આવ્યા છે.

(૧) ડિસ્ટ્રિક્ટ કો–ઓપરેટીવ ઓફિસર (જિલ્લા સહકારી અધિકારી) : તેઓને સુપરવાઈઝરોના કામ ઉપર દેખરેખ રાખવી, ડિસ્ટ્રિક્ટ સુપરવિઝન કમિટીના સેક્રેટરી તરીકે કામ કરવું, સહકારી પ્રવૃત્તિના વિકાસ માટે પ્રયત્ન કરવા, વહીવટી કામકાજ સંભાળવું વગેરે પ્રવૃત્તિઓ કરવાની હોય છે. તેઓ ગ્રેજ્યુએટ અથવા જી. ડિ. સી. એ. (ગવર્મેન્ટ ડિપ્લોમા ઇન કો–ઓપરેશન એન્ડ એકાઉન્ટન્સી) ની પરીક્ષામાં પાસ થયેલા હોય છે. તેમની નિમણૂક પૂનાની કચેરી તરફથી થાય છે. તેમનો ગ્રેડ રૂ. ૧૫૦–૧૦ ૨૦૦ હોય છે. તેમને મદદ કરવા એક આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ કો–ઓપરેટીવ ઓફિસર અને તાલુકાના કેન્દ્રોએ સુપરવાઈઝરો હોય છે.

આસિ. ડિસ્ટ્રિક્ટ કો–ઓપરેટીવ ઓફિસરની નિમણૂક પૂનાના રજિસ્ટ્રાર કરે છે. તેઓ ગ્રેજ્યુએટ હોય છે. નિમણૂક થયા પછી એક વર્ષ પૂનાની કો–ઓપરેટીવ ટ્રેનિંગ કોલેજમાં અભ્યાસ કરી હાયર ડિપ્લોમા મેળવે તો તેમને કાયમ કરવામાં આવે છે. તેમનો ગ્રેડ રૂા. ૧૦૦–૮–૧૪૦ હોય છે. સુપરવાઇઝરોની નિમણૂક ડેપ્યુટી રજિસ્ટ્રાર કરે છે તેમનો પગાર, ભથ્થાં વગેરે સરકાર આપે છે. તેઓ યુનિયનોમાં જોડાયેલી સહકારી મંડળીઓની ત્રિમાસિક તપાસણી અને દેખરેખ રાખે છે તથા જરૂરી સૂચનાઓ આપે છે. સહકારી મંડળીઓના કામકાજ ઉપર દેખરેખ રાખવા માટે મંડળીઓએ પોતે જ આ યુનિયનો સ્થાપેલાં છે. ઠાસરા અને વાડાસિનોર તાલુકા વચ્ચે એક જ યુનિયન છે. તે સિવાય તાલુકા દીઠ એક એમ એકંદરે ૯ યુનિયનો છે. આ યુનિયનોને ખર્ચના નિભાવ માટે સરકાર તરફથી ગ્રાન્ટ મળે છે.

(૨) ડિસ્ટ્રિક્ટ ઓફિસર ફોર ઇન્ડસ્ટ્રિયલ કો–ઓપરેટીવ્ઝ એન્ડ વિલેજ ઇન્ડસ્ટ્રીઝ : આ અધિકારી જિલ્લાની તમામ ઔદ્યોગિક સહકારી મંડળીઓના કામ ઉપર દેખરેખ રાખે છે. અને એવી મંડળીઓની રચના તથા વિકાસ માટે પ્રયત્નો કરે છે. મોટે ભાગે બી. એસસી ને આ જગા માટે પસંદ કરવામાં આવે છે. તેમનો ગ્રેડ રૂા. ૧૫૦–૧૦–૨૦૦ હોય છે. તેમને મદદ કરવા એક ઇન્ડસ્ટ્રિ-'પરવાઇઝર નિમેલા છે. તેઓ ઔદ્યોગિક મંડળીઓની ત્રિમાસિક તપાસ તથા દેખરેખનું કામ કરે છે; તથા ઔદ્યોગિક શિક્ષણ આપવા રોકેલા ઇન્સ્ટ્રક્ટર્સના કામ ઉપર દેખરેખ રાખે છે. તેમનો ગ્રેડ રૂા. ૪૬–૩–૮૫ ઈ. બી. ૪–૧૨૫–૫–૧૩૦ હોય છે.

(૩) ઑડિટ સ્ટાફ : જિલ્લાની સહકારી સંસ્થાઓના હિસાબ તપાસવા ઑડિટ સ્ટાફ રાખવામાં આવેલો છે. તેમાં બે ઑડિટર અને ચાર સબ ઑડિટરો છે. ઑડિટરોને ખાસ કરીને મોટી મંડળીઓના હિસાબનું કામ સોંપાય છે, અને બીજી મંડળીઓના હિસાબનું કામ સબ ઑડિટરોને સોંપાય છે. ઑડિટર તરીકેની નિમણૂકમાં ગ્રેજ્યુએટ કે બી. કૉમ. હોય તેને પહેલી પસંદગી અપાય છે, તેઓ જી. ડી. સી. એ. પાસ હોવા જોઇએ. સાધારણ રીતે ખાતામાંથી જ તેમની નિમણૂક થાય છે. તેમનો ગ્રેડ રૂા. ૧૫૦–૧૦–૨૦૦ નો હોય છે. સબ ઑડિટર ખાતામાંથી લેવાય છે. તેમનો ગ્રેડ રૂા. ૧૦૦–૮–૧૪૦–૧૦–૧૫૦નો હોય છે. જિલ્લામાં નડિયાદ, આણંદ, પેટલાદ અને ડાકોરમાં આ સબ ઑડિટરો મૂકેલા છે. તે પૈકી ડાકોર સિવાય દરેક કેન્દ્રના ઑડિટરની ઑફિસ જે તે કેન્દ્રના ગામે છે. ડાકોરના સબ ઑડિટરની ઑફિસ નડિયાદમાં રાખેલી છે. બોરસદમાં સબ ઑડિટરની જગા હતી પણ હાલમાં તે રદ થઈ છે. તે ફરીથી શરૂ થાય એવી વકી છે. નડિયાદના ઑડિટર આસિ. રજિસ્ટ્રારની ઑફિસમાં રહીને ઑડિટને લગતું તુમારી કે તપસણીનું કામ કરે છે.

(૪) ઑફિસ સ્ટાફ : આસિસ્ટંટ રજિસ્ટ્રારની ઑફિસમાં વહીવટી કામ માટે એક હેડક્લાર્ક છે. તેમને મદદ કરવા પાંચ કારકુનો છે. હેડક્લાર્ક એ બધા ઉપર દેખરેખ રાખે છે, અને આસિસ્ટંટ રજિસ્ટ્રારની દોરવણી મુજબ કામ કરે છે. તેમની નિમણૂક ખાતામાંથી થાય છે. તેમનો ગ્રેડ રૂ. ૧૦૦–૮–૧૪૦–૧૦–૧૫૦ હોય છે. કારકુનોનો ગ્રેડ રૂ ૪૬–૩–૮૫–ઈ. બી. ૪–૧૨૫–૫–૧૩૦ હોય છે.

આખા જિલ્લાના સહકારી અધિકારીઓને મદદ કરવા ૧૫થી ૧૬ પટાવાળાનો સ્ટાફ રાખેલો છે. તેમનો ગ્રેડ : નાયક : રૂ. ૩૫–૨–૫૦, બીજા : ૩૦–૧–૨–૩૫.

આ સિવાય જિલ્લામાં સહકારી ખાતાના નીચે જણાવેલા અધિકારીઓ કામ કરે છે :

(૧) સ્પેશ્યલ ઑડિટર : તેઓ બીજા વર્ગના અધિકારી ગણાય છે. તેમની ઑફિસ નડિયાદમાં અમદાવાદી બજારમાં આવેલી છે. તેઓ ખેડા, પંચમહાલ અને સાબરકાંઠા જિલ્લા-

ઓની મોટી અને મહત્ત્વની સહકારી મંડળીઓના હિસાબ તપાસવાનું કામ કરે છે. તેમની લાયકાત : બી. કોમ. અથવા ખાતામાંથી જી. ડી. સી એ, ગ્રેડ : રૂ ૨૨૦-... ૬૫૦. તેમને મદદ કરવા બે ઑડિટરો, ૨ સબઑડિટરો, ૩ કારકુનો, અને ૪ પટાવાળા છે.

(૨) માર્કેટિંગ ઇન્સ્પેક્ટર : જિલ્લામાં 'માર્કેટ એક્ટ' પ્રમાણે સ્થપાયેલા માર્કેટ યાર્ડો ઉપર દેખરેખ રાખવી, સલાહ સૂચનાઓ આપવી, વગેરે કામો તેમને કરવાનાં હોય છે. તેમની કચેરી નડિયાદના માર્કેટ યાર્ડમાં આવેલી છે.

(૩) મિલ્ક ઑર્ગેનાઇઝર : મુંબઈ સરકારની દૂધ યોજના મુજબ ખેડા જિલ્લા દૂધઉત્પાદક સંઘ, આણંદને ખાસ સવલતો અને મદદ અપાય છે. આ સંઘ જિલ્લામાં સ્થપાયેલી દૂધઉત્પાદક સહકારી મંડળીઓ મારફતે દૂધ એકઠું કરીને મુંબઈ પહોંચાડે છે. આ દૂધઉત્પાદક મંડળીઓની રચના અને દેખરેખનું કામ કરવા આણંદ ખાતે સરકારે એક મિલ્ક ઑર્ગેનાઇઝર નીમેલા છે. તેમના ઉપરી પુનાના ડેરી ખાતાના સ્પેશ્યલ આસિ. રજિસ્ટ્રાર છે. મિલ્ક ઑર્ગેનાઇઝરને મદદ કરવા ત્રણ સબઑડિટરો નીમેલા છે.

(૪) લેન્ડ વેલ્યુએશન ઑફિસર : આ નિમણૂક કામચલાઉ છે. તેઓ ખાતામાંથી પસંદ થયેલા હોય છે, અને તેમણે પૂના કો-ઓપરેટીવ ટ્રેનિંગ કોલેજમાં ઋણરાહત અંગેની તાલીમ લીધેલી હોય છે. તેમનો ગ્રેડ રૂ. ૧૦૦-૮-૧૪૦-૧૦-૧૫૦ છે.

આ અધિકારીઓ મુખ્યત્વે ઋણરાહત અંગે દેવાનો નિકાલ કરવાની અરજીઓમાં જમીનોની કિંમત આંકવાનું કામ કરે છે. જિલ્લામાં આવા ત્રણ અધિકારીઓ છે. એક નડિયાદમાં છે. તેમને નડિયાદ, આણંદ, ઊમરેઠ, કપડવણજ, દેગામ અને અમદાવાદની કોર્ટોના કેસોનું કામ સોંપાયું છે. બીજા એક પણ નડિયાદમાં જ છે, તેમને નડિયાદની લેન્ડ મોર્ટગેજ બેંકની લોન અંગેની અરજીઓ મુજબ જમીનોની કિંમત આંકવાનું કામ સોંપેલું છે. ત્રીજા પેટલાદ ખાતે છે, તેઓને પેટલાદ, ખંભાત અને બોરસદની કોર્ટોનું કામ સોંપેલું છે.

---

# ૮

# ખેતી, જંગલો અને પશુધનના ઉદ્યોગોને લગતી કચેરીઓ

**ખેતીવાડી ખાતું :** ખેતીના ઉદ્યોગને ખીલવવા માટે મુંબઈ રાજ્યના પ્રધાનમંડળમાં એક પ્રધાનને ખેતીવાડી અને મહેસૂલખાતું સોંપાયું છે. તેમના હાથ નીચેના નાયબ પ્રધાનને ખેતીવાડી અને જંગલખાતું સોંપાયું છે. તેમના હાથ નીચે જંગલખાતાના અને ખેતીવાડી ખાતાના અલગ અલગ અધિકારીઓ છે. જંગલખાતાના વડા ચીફ કૉન્ઝર્વેટર ઑફ ફોરેસ્ટ (જંગલખાતાના મુખ્ય સંરક્ષક અધિકારી) કહેવાય છે. તેમની કચેરી પૂનામાં છે ખેતીવાડી ખાતાના વડા ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચર કહેવાય છે, તેમના હાથ નીચે રાજ્યના પાંચ વિભાગો (ડિવિઝન) પાડીને દરેક વિભાગ ખાતે એક એક ડેપ્યુટી ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચર નિમેલા છે. ખેડા, વડોદરા, પંચમહાલ, ભરૂચ અને સુરત એ પાંચ જિલ્લાઓ વડોદરા વિભાગમાં આવે છે. એ રીતે વડોદરાના ડેપ્યુટી ડિરેક્ટર ઑફ એગ્રિકલ્ચરના હાથ નીચે ખેડા જિલ્લાના જિલ્લા ખેતીવાડી અધિકારી કામ કરે છે.

**ખેડા જિલ્લા ખેતીવાડી અધિકારીની કચેરી : ઠે :** દેસાઈ વગો, નડિયાદ: આ કચેરી હાલ ભાડાના મકાનમાં બેસે છે. ખાતા તરફથી મળતી તમામ સગવડોનો લાભ ખેડા જિલ્લાના ખેડૂતો આ કચેરીના અને તેના તાબાના અધિકારીઓ મારફતે લઈ શકે છે. તેમાં ખાતર, મગફળીનો ખોળ, જંતુનાશક દવાઓ, સુધારેલાં બી, મિશ્ર ખાતર બનાવવું, જિલ્લાની ખેતીપદ્ધતિ અંગે સલાહ વગેરે સેવાઓ મળે છે.

અગાઉ આ જિલ્લા માટે 'એગ્રિકલ્ચરલ ' ઑફિસર' નામના અધિકારી હતા. તા. ૧-૧૨-૧૯૪૭થી તેમને બદલે 'ડિસ્ટ્રિક્ટ એગ્રિકલ્ચરલ ઑફિસર' (જિલ્લા ખેતીવાડી અધિકારી) નામના અધિકારી નિમાયા છે. તેઓ ગેઝેટેડ ઑફિસર ગણાય છે. તેમની નિમણૂક ખાતામાંથી થાય છે. તેઓ એગ્રિકલ્ચરલ ગ્રેજ્યુએટ હોય છે. તેમનો ગ્રેડ રૂ. ૨૨૦-૧૫ ૪૦૦-ઈ. બી. ૨૦-૫૦૦ ઈ. બી. ૨૫-૬૫૦

ડિસ્ટ્રિક્ટ એગ્રિકલ્ચરલ ઓફિસરના હાથ નીચે તેમની જ ઑફિસમાં એક આસિસ્ટંટ ડિસ્ટ્રિક્ટ એગ્રિકલ્ચરલ ઓફિસર છે. તેમનો ગ્રેડ રૂ. ૨૧૦-૧૦-૩૦૦ છે.

જિલ્લાને રેવન્યુખાતાની મુજબ આણંદ, નડિયાદ અને પેટલાદ એ ત્રણ વિભાગો (પ્રાંતો) પાડેલા છે. આણંદ વિભાગમાં આણંદ, ઠાસરા અને વાડાશિનોર તાલુકાઓનો સમાવેશ થાય છે. નડિયાદ વિભાગમાં નડિયાદ, મહેમદાવાદ, માતર અને કપડવણજ તાલુકાઓનો સમાવેશ થાય છે અને પેટલાદ વિભાગમાં પેટલાદ, બોરસદ અને ખંભાત તાલુકાઓનો સમાવેશ થાય છે. આણંદ, નડિયાદ અને પેટલાદ ખાતે એક એક એગ્રિકલ્ચરલ ઓફિસર નીમ્યા છે. તેમનો ગ્રેડ રૂ. ૮૦-૫-૧૦૦-૮-૧૪૦ ઇ. બી. ૧૦-૨૦૦ છે. તેમને મદદ કરવા દરેક તાલુકા દીઠ ચાર ચાર એગ્રિકલ્ચરલ આસિસ્ટંટ નીમેલા છે. તેઓ પહેલા, બીજા અને ત્રીજા ગ્રેડના હોય છે : પહેલો ગ્રેડ રૂ. ૧૪૦-૧૦-૧૭૦. બીજો ગ્રેડ રૂ. ૫૫-૩-૮૫ ઈ. બી. ૪-૧૨૫-૫-૧૪૦. ત્રીજો ગ્રેડ રૂ. ૫૫-૩-૮૫. આ દરેકને પંદરથી વીસ ગામો સોંપેલાં હોય છે, અને તેમને ખેડૂતોને ખેતીવાડી સંબંધી જરૂરિયાતો અંગે મદદ કરવી, તેમજ પાક, રોગ કે જીવાતના અટકાવ માટે સલાહ સૂચનાઓ આપવી વગેરે કામો કરવાનાં હોય છે. દરેક તાલુકાના ચાર એગ્રિકલ્ચરલ આસિસ્ટંટો પૈકી જે તાલુકા હેડ ક્વાર્ટરમાં રહેતા હોય તે જે તે તાલુકાના 'તાલુકા વિકાસ મંડળ'ના મંત્રી તરીકે પણ કામ કરે છે.

જિલ્લાના નડિયાદ, મહેમદાવાદ, અને કપડવણજ તાલુકાઓમાં રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના દાખલ કરવામાં આવી છે, એટલે આ ત્રણ તાલુકાના એગ્રિકલ્ચરલ આસિસ્ટંટ 'ગ્રામ સેવકો' (પહેલાં જેઓ સર્કલ ઈન્સ્પેક્ટરો કહેવાતા) કહેવાય છે. તેઓને રેવન્યુ, ખેતીવાડી, સહકાર, જાહેર સુખાકારી અને કેળવણીને લગતું કામ કરવાનું હોય છે. તેઓને એમના કામમાં દોરવણી આપવા એક 'ટેકિનકલ ટીમ' નીમવામાં આવી છે. તેમાં ખેતીવાડી. સહકારી, રેવન્યુ, પી ડબ્લ્યુ. ડી તથા પશુરોગચિકિત્સા-એ દરેક ખાતાના અનુભવી અમલદારો નીમેલા છે. આખો તાલુકો એક ઘટક (બ્લૉક) ગણાય છે, અને તાલુકાના મામલતદાર તેના વડા તરીકે 'બ્લૉક ડેવેલપમેન્ટ ઑફિસર' (ઘટકવિકાસ અધિકારી) કહેવાય છે.

જિલ્લા ખેતીવાડી અધિકારીને ઑફિસમાં મદદ કરવા નીચે પ્રમાણે સ્ટાફ છેઃ- (૧) એક હેડક્લાર્ક : ગ્રેડ : રૂા. ૬૦-૨૦૦. (૨) બે સિનિયર ક્લાર્ક : ગ્રેડ : રૂા. ૧૦૦-૮-૧૪૦. (૩) પાંચ જુનિયર ક્લાર્ક : ગ્રેડ : રૂા. ૪૬-૩-૮૫ ઈ. બી. ૪-૧૨૫-૫-૧૩૦. (૪) ત્રણ પટાવાળા : ગ્રેડ : રૂા. ૩૦-૧/૨-૩૫.

દરેક એગ્રિકલ્ચરલ ઑફિસરની ઑફિસમાં એક કારકુન, અને એક પટાવાળો હોય છે.

**ખેતી અંગેનું કામ કરતી બીજી કચેરીઓ : (૧) ચેરમેન-જિલ્લા વિકાસ મંડળ નડિયાદ :** કૂવાનું બાંધકામ, બધાં કામ માટે તગાવી, ખેતીના ઉપયોગ માટે લોખંડ અને સિમેન્ટ, ડિઝલ ઓઈલ, ખેતી માટે પડતર જમીન મેળવવી, વગેરે માટે **(૨) પ્રિન્સિપાલ, કૉલેજ ઑફ્ એગ્રિકલ્ચર, આણંદ:** ખેતીવાડીની ડિગ્રી મેળવવા માટે, ડિગ્રી પછીના અભ્યાસ માટે, ખેતીના વિષયોના ખાસ ટૂંકા અભ્યાસક્રમની તાલીમ માટે, વગેરે.

**ખેતીવાડી સંશોધન કેન્દ્ર, નવાગામ, તા: માતર :** આ કેન્દ્ર, તા. ૧૨-૬-૪૫ને રોજ સ્થપાયું હતું. તેનું મૂળ નામ ડાંગર સંશોધન કેન્દ્ર હતું. ઈ. સ. ૧૯૫૨-૫૩થી એ નામને બદલે હાલનું નામ રાખવામાં આવ્યું છે, તેમાં મુખ્યત્વે ડાંગરની સારી જાતો શોધવા સંશોધન કરવામાં આવે છે. સ્થાનિક ડાંગરની જાતોનું સંશોધન કરી તે ઉપરથી નવી જાતો શોધવી, એ મુખ્ય પ્રવૃત્તિ છે. જાપાની પદ્ધતિની ડાંગરની ખેતીના અખતરા પણ શરૂ કરવામાં આવ્યા છે.

આ કામો માટે આશરે ૫ એકર ૨૦ ગૂંઠા ક્યારી જમીન, ખેતીવાડીને લગતાં ઓજારો, એક જોડ બળદ, એક એંજિન અને પંપ, તથા બીજાં નાનાં મોટાં સાધનો છે.

સ્ટાફની વિગત નીચે પ્રમાણે છે : **મુખ્ય અધિકારી :** એગ્રિકલ્ચરલ ઑફિસર : ખેતીવાડીના ગ્રેજ્યુએટ. ગ્રેડ : રૂ. ૨૧૦-૧૦-૩૦૦. **મદદનીશો :** ૨ : ખેતીવાડીનો ડિપ્લોમા ધરાવનાર. ગ્રેડ : રૂ. ૫૫-૩-૮૫-૪-૧૨૦-૫-૧૪૦. **કારકુન:** ૧ : મેટ્રિક. ગ્રેડ : રૂ. ૫૫થી ૧૩૦. **કાઉન્ટર :** ૧. ખેતીવાડીનો ડિપ્લોમા ધરાવનાર : રૂ. ૪૦-૧-૫૦. **મુકાદમ :** ૧. વૉચમેન : ૧. ખેડૂત : ૧. પટાવાળો : ૧.

આ બધાં સાધનો અને સ્ટાફ ખાતે વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૨૦,૦૦૦ થાય છે. તેમાં વહીવટી તેમજ કાયમી ખર્ચનો સમાવેશ થાય છે. શરૂઆતનાં સાત વર્ષ આ ખર્ચ મુંબઈ સરકાર અને ઈંડિયન કાઉન્સિલ ઑફ એગ્રિકલ્ચરલ રિસર્ચ, ન્યુ દિલ્હી, એમની વચ્ચે સરખે ભાગે વહેંચાતું. તા. ૧-૪-૧૯૫૨થી તમામ ખર્ચ મુંબઈ સરકાર ભોગવે છે.

આ કેન્દ્રનો વાર્ષિક રિપોર્ટ પ્રગટ થાય છે. છેલ્લાં સાત વર્ષનો સંયુક્ત રિપોર્ટ તૈયાર કરેલો છે. તે કેન્દ્રની કચેરીમાં જોવા મળી શકે છે.

**જંગલ ખાતાની કચેરીઓ :** આ માહિતી પૃષ્ઠ ૧૫૫ ઉપર છે.

**પશુધન અંગેની સગવડો :** જુઓ પૃષ્ઠ ૧૬૩થી ૧૭૨.

**વધુ માહિતી :** હવે પછીના ખંડમાં આ વિષે વધુ માહિતી આપી છે. તે ઉપરાંત સરકાર તરફથી 'ખેડૂત બંધુ' નામનું માસિક પ્રગટ થાય છે. તેનું સરનામું નીચે પ્રમાણે છેઃ— 'ખેડૂત બંધુ' C/o. મુંબઈ સરકારનું પ્રકાશન ખાતું, સેક્રેટરિયેટ, કોટ, મુંબઇ–૧. એનું વાર્ષિક લવાજમ રૂ ૩ છે. એમાં ખેતીને લગતી સરકારી સંસ્થાઓ અને યોજનાઓની માહિતી પ્રકટ થાય છે. તે બહુ ઉપયોગી હોય છે. આ અંગેની સરકારી કચેરીઓની યાદી પણ તેમાં અપાય છે. એને આધારે નીચેની હકીકતો આપી છેઃ—

**ખેતીવાડીને લગતી મહત્ત્વની સરકારી કચેરીઓ**

(૧) સેક્રેટરી ટુ ગવર્નમેન્ટ, એગ્રિકલ્ચર એન્ડ ફોરેસ્ટસ ડિપાર્ટમેન્ટ, સેક્રેટેરિયેટ, કોટ, મુંબઇ–૧. ખેતીવાડીની સરકારી નીતિની માહિતી માટે (૨) પૂનાની કચેરીઓ : ૧. ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર, સેંટ્રલ બિલ્ડિંગ, પૂના, નં. ૧. સ્થાનિક ન હોય તેવી ખેતી વિષયક તમામ બાબતોની માહિતી માટે. ૨ : જોઇન્ટ ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર, (એકસ્ટેન્શન), સેંટ્રલ બિલ્ડિંગ, પૂના નં. ૧ બી તથા બીની હેરફેર માટે પરમિટ મેળવવા બાબત તથા 'વધુ અનાજ વાવો'ની ઝુંબેશને લગતી માહિતી માટે. ૩ : જોઈન્ટ ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચરલ એંજિનિયરિંગ, સેંટ્રલ બિલ્ડિંગ, પૂના નં. ૧. પંપની સિંચાઈ યોજના તેમજ સ્થાનિક ન હોય તેવા પ્રકારની ખેતીવાડી તથા તમામ ઇજનેરી બાબતો માટે ૪ : ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર (સંશોધન અને ખેતી શિક્ષણ) પૂના નં. ૧. ખેતી શિક્ષણ અને સંશોધન માટે. ૫ : ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર, ખાતર, (રાસાયણિક ખાતરો અને ગ્રામવિકાસ) પૂના, નં. ૧. ખેતીવાડીની સુધારણા, ખાતર, રાસાયણિક ખાતરો અને ઓજારો માટે. ૬ : ડેપ્યુટી ડાયરેકટર ઓફ એગ્રિકલ્ચર: (ક્રોપ રિસર્ચ) બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫ પાકનાં સુધારેલી જાતનાં બી. માટે. ૭ : એગ્રિકલ્ચરલ એંજિનિયર ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, પૂના, નં. ૫ ઓજારો, ખેતીનાં યંત્રો અને ઇજનેરી કામો, પમ્પ અને એંજિન બેસાડવા માટે, જળશોષક યંત્રોને લગતી માહિતી વિષે. ૮ : મિકેનિકલ કલ્ટિવેશન એંજિનિયર ટુ ગવર્નમેન્ટ, કામા હાઉસ, કોનોટ રોડ, પૂના, નં. ૧. ટ્રેકટર અને બુલડોઝર (યાંત્રિક હળ અને યાંત્રિક પાવડો) વિષે. ૯ : હોર્ટિકલ્ચરિસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. ફળઝાડ અને સુધારેલી જાતના કલમી રોપા અંગે, શાકભાજી, શકરિયાં અને કેળાંની ખેતી વધારવા અંગે ટેકિનકલ સલાહ માટે. ૧૦ : એગ્રિકલ્ચરલ કેમીસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. જમીનની ફળદ્રુપતા અને તેમાં નાખવાના ખાતર વિષે સલાહ, જમીનના નમૂના, ખાતર, પાણી, દૂધ અને ખાદ્ય પદાર્થોના પૃથક્કરણ માટે ૧૧ : એગ્રિકલ્ચરલ એન્ટોમોલોજિસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. જીવાત અને તેના ઉપયોગ વિષે સલાહ માટે ૧૨ : પ્લાન્ટ પેથોલોજિસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. પાકના રોગ અને તેના ઉપાય વિષે સલાહ. ૧૩ : ઇકોનોમિક બોટાનિસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, એગ્રિકલ્ચરલ કોલેજ, પુના, નં. ૫. બીડનો વહીવટ, બીની ચકાસણી, છોડવાની ઓળખ અને લાભદાયક વાવેતરને તેમજ શણ અને શણને બદલે કામ આપે તેવા છોડવાને લગતી માહિતી. ૧૪ : પ્રોફેસર ઓફ એગ્રોનોમી, એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. પૂનાની ખેતીવાડીની કોલેજના ફાર્મની પરિસ્થિતિને ધ્યાનમાં લઈને ખેતી બાબતની માહિતી માટે. ૧૫ : લાઇવસ્ટોક એકસપર્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, મોડર્ન હાઇસ્કૂલ પાસે, જે. એમ. રોડ, પૂના નં. ૪. પશુઉછેર અને સારી ઓલાદનાં પશુની વહેંચણી માટે. ૧૬ : સ્ટેટિસ્ટિશિયન, ડિપાર્ટમેન્ટ ઓફ એગ્રિકલ્ચરલ કોલેજ, પૂના, નં. ૫. ખેતીના આંકડા વિષયક અને મોસમી પરિસ્થિતિ વિષે. ૧૭ : કોમ્પોસ્ટ ડેવેલપમેન્ટ ઓફિસર, બોમ્બે સ્ટેટ, પૂના, નં. ૧. શહેર અને ગામડાંના ખાતર માટે. ૧૮ : પોલ્ટ્રી ડેવેલપમેન્ટ ઓફિસર, ગવર્નમેન્ટ પોલ્ટ્રી ફાર્મ, ખડકી, પૂના, નં. ૩ [illegible] રેલી ઓલાદનાં મરઘાં–બતકાં પૂરાં પાડવા માટે. ૧૯ [illegible] ડેવેલપમેન્ટ ઓફિસર, ફર્ગ્યુસન કોલેજ, [illegible] પાછળ, પૂના, નં. ૪. સુધારેલી ઓલાદનાં ઘેટાં [illegible] પૂરાં પાડવા માટે. ૨૦ : ડેરી ડેવેલપમેન્ટ ઓ[illegible] વેલ્થ બિલ્ડિંગ, લક્ષ્મી રોડ, પૂના [illegible]

કરવા અંગે સલાહ માટે. ૨૧ : સોઇલ કૉન્ઝર્વેશન ઓફિસર ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, કામા હાઉસ, કૉનોટ રોડ, પૂના, નં. ૧. બંધ બાંધવાની તેમજ જમીન-સુધારણાની બીજી યોજનાઓ તથા પડતર જમીનની માપણી અને વર્ગીકરણ માટે. ૨૨ : સ્પેશિયલ ઓફિસર-વેજિટેબલ, સ્વીટ પોટેટો અને બનાનાઝ, બોમ્બે સ્ટેટ, પૂના. શાકભાજીની ખેતી વધારવા તથા શકકરિયાં અને કેળાં ઉગાડવા સંબંધી શાસ્ત્રીય સલાહ માટે. તથા પાક । ખર્ચ, જમીનના ગણોત તેમજ તેને લગતી બીજી બાબતો માટે.

બાકીની કચેરીઓ : ૧. ડિવિઝનલ ઇન્સ્પેક્ટર ઓફ કેટલ બ્રીડિંગ, વડોદરા. સારી ઓલાદના જાનવાન આપલાને ગાય પૂરી પાડવા માટે. ૨. કૉટન બૉટાનિસ્ટ બોમ્બે સ્ટેટ, સુરત. કપાસનો ઉછેર, અંકુરા અને હેકટર માટે. ૩. સોઇલ ફિઝિસીસ્ટ ટુ ગવર્નમેન્ટ, બોમ્બે સ્ટેટ, સોલાપુર. સૂકી ખેતીની પદ્ધતિ અને માટી સંશોધન વિષે સલાહ માટે. ૪. શુગરકેઇન સ્પેશિયાલિસ્ટ, પેડગાંવ, નીરા રેલવે સ્ટેશન. શેરડી અને ગોળ અંગે.

આધાર: જિલ્લા ખેતીવાડી અધિકારીની કચેરીમાંથી મળેલી માહિતી.

# ૯
# વેપાર અને ઉદ્યોગોને લગતી કચેરીઓ

## (૧) વેપારને લગતી કચેરીઓ

**આવકવેરાની કચેરીઓ :** આ વિષયની માહિતી પહેલા ખંડમાં પૃષ્ઠ ૪૪૬થી ૪૫૦ ઉપર આવી ગઈ છે.

**વેચાણવેરાની કચેરીઓ (સેલ્સટેક્ષ ઓફિસો)**

**વેચાણવેરા ખાતું :** વેચાણવેરા ખાતાના આખા મુંબઈ રાજ્યના વડા અધિકારી કલેકટર ઓફ સેલ્સ ટેક્ષ કહેવાય છે. તેમનું સરનામું : ત્રીજે માળે, બેંક ઓફ ઇંડિયા બિલ્ડિંગ, કોટ, મુંબઇ. ૧.

વેચાણવેરાના વહીવટ માટે મુંબઈ રાજ્યના દક્ષિણ, મધ્ય, અને ઉત્તર એવા ત્રણ વિભાગ પાડેલા છે. એ દરેક વિભાગના વડા અધિકારી એસિસ્ટંટ કલેકટર ઓફ સેલ્સ ટેક્ષ કહેવાય છે.

ગુજરાત પ્રદેશ ઉત્તર વિભાગમાં છે. તેની કચેરીનું સરનામું : એસિસ્ટંટ કલેકટર ઓફ સેલ્સ ટેક્ષ, ઉત્તર વિભાગ, વિકટોરિયા બાગ સામે, ભદ્ર, અમદાવાદ.

ઉપરની કચેરીના તાબામાં ખેડા જિલ્લો છે. ખેડા જિલ્લા માટેના અધિકારી ખેડા જિલ્લાના વેચાણવેરા અધિકારી (સેલ્સ ટેક્ષ ઓફિસર) કહેવાય છે.

ખેડા જિલ્લાના વેચાણવેરા ખાતાની વ્યવસ્થા માટે જિલ્લાના નડિયાદ અને પેટલાદ એવા બે મુખ્ય વિભાગો પાડવામાં આવ્યા છે. તે પૈકી નડિયાદ વિભાગના નડિયાદ ને આણંદ એવા બે પેટા વિભાગો છે. તે પૈકી આણંદના પેટા વિભાગની કચેરી ફરતી રહે છે. પેટલાદ વિભાગ અને આણંદનો પેટા વિભાગ એ બેના અધિકારીઓ એડિશનલ સેલ્સ ટેક્ષ ઓફિસર કહેવાય છે. નડિયાદનો વિભાગ એ જિલ્લાની મુખ્ય વેચાણવેરા કચેરી છે. ઉપર પ્રમાણે ખેડા જિલ્લા માટે વેચાણવેર ની ત્રણ કચેરીઓ છે. તે દરેક તેના વડા ઓફિસરના નામથી ઓળખાય છે. દા : ત : ખેડા જિલ્લાના સેલ્સ ટેક્ષ ઓફિસરની કચેરી, નડિયાદ. એ જ રીતે આણંદ વિભાગના એડિશનલ સેલ્સ ટેક્ષ ઓફિસરની કચેરી, આણંદ વગેરે.

**નડિયાદની કચેરી : સ્થળ : પટેલ સોસાયટી, સ્ટેશન સામે, નડિયાદ. મકાન :** ભાડાનું. **સ્થાપના : ઈ. સ. ૧૯૪૬. કાર્યક્ષેત્ર :** ૪ તાલુકાઓ: નડિયાદ, મહેમદાવાદ, માતર અને કપડવણજ. **મુખ્ય અધિકારી :** ઉપર જણાવ્યા પ્રમાણે. તેઓ ગેઝેટેડ ઓફિસર છે. મદદમાં ૫ સેલ્સ ટેક્ષ ઇન્સ્પેકટરો છે. તેઓ ગ્રેજ્યુએટ હોય છે. તે ઉપરાંત ૧ હેડક્લાર્ક, બીજા કારકુનો અને ૭ પટાવાળા છે.

**આણંદના પેટા વિભાગની કચેરી :** આ કચેરીને આણંદ ઠાસરા, અને વાડાશિનોર એ ત્રણ તાલુકાઓનું કામ સોંપવામાં આવ્યું છે. એની મુખ્ય ફરજ પોતાના વિસ્તારમાં કેમોની માત્ર આકારણી કરવાનું છે. બાકીનું બધું કામ નડિયાદની મુખ્ય કચેરી કરે છે. આ કચેરી ફરતી રહે છે. એ ઉપર નોંધ્યું છે. ખાતામાંથી લાયક ગ્રેજ્યુએટોને આ કચેરીના

અધિકારી નીમવામાં આવે છે. તેમની મદદમાં ૫ ઈન્સ્પેક્ટરો હોય છે અને નડિયાદની મુખ્ય ઓફિસમાંથી કારકુનો જરૂર પ્રમાણે મદદમાં અપાય છે.

**પેટલાદની કચેરી : સ્થળ : સ્ટેશન સામે, પેટલાદ. મકાન :** ભાડાનું. **સ્થાપના :** ૧૯૫૩ની અધવચમાં. તે અગાઉ આ કચેરી નડિયાદની કચેરી સાથે જોડાયેલી હતી. **કાર્યક્ષેત્ર :** ૩ તાલુકાઓ : પેટલાદ, ખંભાત અને બોરસદ. મુખ્ય અધિકારીનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. તેમની મદદમાં ૪ ઈન્સ્પેક્ટરો, ૬ કારકુનો અને ૩ પટાવાળા છે.

**માર્કેટિંગ ઇન્સ્પેક્ટરની કચેરી : સ્થળ : માર્કેટ યાર્ડમાં, સલુણ દરવાજા બહાર, નડિયાદ. મકાન :** ભાડાનું. **સ્થાપના :** ૨૦મી જુલાઈ ૧૯૪૮. **કાર્યક્ષેત્ર :** ખેડા જિલ્લામાં સ્થપાયેલા માર્કેટ યાર્ડોને જરૂરી દોરવણી આપવી, નવાં માર્કેટ યાર્ડો સ્થાપવાં, અને 'માર્કેટ એક્ટ,' કોઓપરેટીવ માર્કેટિંગ, લાયસન્સ્ડ વર હાઉસીઝ, વગેરે અંગે કાયદાને અનુસરીને જરૂરી ફરજો બજાવવી એ આ કચેરીનું મુખ્ય કામ છે. માર્કેટ યાર્ડો વિષે પહેલા ખંડમાં પૃષ્ઠ ૨૭૪ થી ૨૭૮ ઉપર અને કોઓપરેટીવ માર્કેટિંગ વિષે અગાઉના પ્રકરણમાં ઉલ્લેખ કર્યો છે.

આ કચેરીના વડા અધિકારી માર્કેટિંગ ઈન્સ્પેક્ટર ગ્રેજ્યુએટ હોય છે. તેમનો ગ્રેડ રૂ. ૧૨૪–૮–૧૪૦–૧૦–૧૯૦. તેમની મદદમાં એક મેટ્રિક્યુલેટ કારકુન રૂ. ૫૫થી ૧૩૦ની ગ્રેડ અને એક પટાવાળો હોય છે. આખી ઓફિસનું વાર્ષિક ખર્ચ આશરે રૂ. ૬૦૦૦ થાય છે.

## (૨) ઉદ્યોગખાતાની કચેરીઓ

**ઉદ્યોગખાતાની યોજના :** રાજ્યના ઉદ્યોગોના વહીવટ માટે પ્રધાનમંડળમાં ઉદ્યોગ પ્રધાન અલગ છે. તેમના તાબામાં ઉદ્યોગખાતું છે. તેના વડા ડિરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝ કહેવાય છે. તેના હાથ નીચે રાજ્યના ત્રણ વિભાગીય પ્રદેશોના વહીવટ કરનાર અધિકારીઓ આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ ઈન્ડસ્ટ્રીઝ કહેવાય છે. તેમના તાબામાં ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્પેક્ટર (સિનિયર તેમજ જુનિયર) એ નામના અધિકારીઓ જિલ્લાઓમાં ઉદ્યોગોનુ નિયમન કરે છે.

ખેડા જિલ્લો વડોદરા વિભાગના આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ ઇન્ડસ્ટ્રીઝના તાબામાં છે. એમની કચેરી વડોદરામાં (ઠે. કોઠીમાં) આવેલી છે.

એ કચેરીના અધિકાર નીચે ખેડા જિલ્લામાં ચાર ઇન્સ્પેક્ટરો છે. તેઓ બે પ્રકારની ફરજો બજાવે છે : (૧) ઉદ્યોગોની દેખરેખ. (૨) વજનમાપના કાયદાનો વહીવટ.

**ઉદ્યોગો અંગેનું કામકાજ :** આ બાબતમાં એ ધ્યાન રાખવું જરૂરી છે કે સરકારે ઉદ્યોગોના ત્રણ વર્ગ પાડેલા છે. તે પૈકી મોટા અને નાના પાયા પરના ઉદ્યોગોનો વહીવટ આ ખાતાની પાસે છે. અને ગ્રામઉદ્યોગો તથા ગૃહઉદ્યોગોનો વહીવટ સહકારી ખાતા પાસે છે. સહકારી ખાતામાં આ માટે અલગ અધિકારી છે. તેની કેટલીક વિગત પહેલા ખંડમાં સહકારી પ્રવૃત્તિના પ્રકરણમાં પૃષ્ઠ ૩૨૬–૨૭ ઉપર આપી છે.

ઉપર પ્રમાણે ખેડા જિલ્લામાં આવેલા મોટા તેમજ નાના પાયા પરના ઉદ્યોગો અંગે જિલ્લાના ઇન્ડસ્ટ્રીઝ ઈન્સ્પેક્ટરોને નીચેની કામગીરીઓ સોંપવામાં આવી છે :–

(૧) કારખાના માટે સિમેન્ટ, લોખંડ, કોક એટલે ખનિજ કોલસો વગેરે જરૂરિયાતોની તપાસ કરી ભલામણો કરવી. (૨) ઈમ્પોર્ટ લાઈસન્સ માટે જરૂરી તપાસ (૩) ઉદ્યોગોને રાજ્યમદદ આપવાના કાયદા પ્રમાણે નાણાંની મદદો આપવા અંગે જરૂરી તપાસ. (૪) ઉદ્યોગો વિષે આંકડા અને બીજી માહિતી એકઠી કરવી.

**વજનમાપ અંગેનું કામકાજ :** ઉપરની ફરજો ઉપરાંત ઇન્ડસ્ટ્રીઝ ઈન્સ્પેક્ટરોને વજનમાપના કાયદાનો અમલ કરાવવાનું કામ પણ સોંપવામાં આવેલું છે. વજનમાપ કાયદાની માહિતી પહેલા ખંડમાં પૃષ્ઠ ૨૯૭–૯૯ ઉપર આપી છે. એ કાયદાનું પાલન થાય છે કે નહિ તે જોવાની ફરજ આ ઈન્સ્પેક્ટરોની છે. એ માટે દરેક ઈન્સ્પેક્ટર પોતાના કાર્યપ્રદેશમાં આવેલા તાલુકામાં બેત્રણ મુખ્ય વેપારી મથકોએ મુકામ રાખી વજનો તથા માપોની તપાસણીનું કામ કરે છે. આ કામ માટે દરેક ઈન્સ્પેક્ટર પાસે સ્ટેન્ડર્ડ વજનમાપ તથા કાંટાનો એક સેટ રહે છે. તે પ્રમાણે વેપારીઓનાં વજનમાપો અને કાંટાઓ તપાસી તે બરાબર હોય તો તેના ઉપર છાપ મારી આપવાની હોય છે. તપાસણીમાં જે વેપારીએ કાયદાનો ભંગ કરેલો જણાય તેના ઉપર કાયદેસર ફરિયાદ કરવાની હોય છે.

**વજનમાપની દુરસ્તી :** વજનમાપ અને કાંટાને દુરસ્ત કરવા માટે કોઈ પણ નાગરિક લાઈસન્સ મેળવીને એ કામ ધંધાના રૂપમાં કરી શકે છે. તે માટે જે તે પ્રદેશમાં આવેલા ઇન્ડસ્ટ્રીઝ ઈન્સ્પેક્ટરને અરજી કરવાની હોય છે. લાયકાતમાં દુરસ્તીનું કામ કરવાની આવડત હોવી જોઈએ. ઈન્સ્પેક્ટર તપાસણી કરવા જાય તે પહેલાં વેપારીઓએ આ પ્રકારની દુરસ્તી કરનાર પાસે પોતાનાં વજનમાપ અને કાંટા પોતાને

ખર્ચે દુરસ્ત કરાવી લેવાં પડે છે, જેથી ઇન્સ્પેક્ટર આવે ત્યારે તેમાં કંઈ ખામી પકડાય નહિ. એક વાર છપાયેલાં વજનમાપો બે વર્ષે ફરીથી તપાસાય છે અને તેમના પર ફરીથી છાપ મારવામાં આવે છે.

**કચેરીઓ:** ઉપર પ્રમાણે ફરજો બજાવનાર ઇન્સ્પેક્ટરોની ચાર કચેરીઓ ખેડા જિલ્લામાં આવેલી છે. દરેકમાં એક ઇન્સ્પેક્ટર, એક મેન્યુઅલ આસિસ્ટંટ (મજૂર) અને એક પટાવાળો હોય છે. ઇન્સ્પેક્ટર સિનિયર અને જુનિયર એમ બે પ્રકારના હોય છે. તેમના ગ્રેડ અનુક્રમે રૂા. ૧૬૦-૧૦-૩૦૦-૧૫-૩૭૫ અને રૂા. ૧૫૦-૭-૧૮૫-૮-૨૨૫, તથા બીજાં મંજૂર થયેલાં ભથ્થાં હોય છે. લાયકાતમાં ઇલેક્ટ્રિકલ અથવા મિકેનિકલ એન્જિનિયરિંગની ગ્રેજ્યુએટની ડિગ્રી અથવા સાયન્સ ગ્રેજ્યુએટની ડિગ્રી કે ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટનો ડિપ્લોમા હોવો જોઈએ. તે ઉપરાંત અંગ્રેજી સાથે એક પ્રાદેશિક ભાષાનું જ્ઞાન, મુંબઈના વજન-માપ ખાતામાં ઓછામાં ઓછી બે માસની તાલીમ અને કોઈ પણ વર્કશોપમાં બે વર્ષ સુધી પ્રત્યક્ષ અનુભવ જરૂરી ગણાય છે. મેન્યુઅલ એસિસ્ટંટનો પગાર રૂા ૪૦-૧-૫૦-૨-૮૦ હોય છે. તેને પ્રાદેશિક ભાષામાં લખતાં વાંચતાં આવડવું જોઈએ તથા મિસ્ત્રી તરીકેના કામનો અનુભવ હોવો જોઈએ.

**નડિયાદ વિભાગના કચેરી: નામ-સરનામું:** જુનિયર ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્પેક્ટરની કચેરી, ઇમ્પિરિયલ બેંક સામે, સ્ટેશન રોડ, નડિયાદ. **મકાન:** ભાડાનું. **સ્થાપના:** ઈ સ. ૧૯૩૬. **કાર્યક્ષેત્ર:** ૩ તાલુકા. નડિયાદ, મહેમદાવાદ અને માતર (લીંબાસી વગર) **વાર્ષિક ખર્ચ:** રૂા. ૮૬૦૦.

**આણંદ વિભાગની કચેરી: નામ-સરનામું:** જુનિયર ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્પેક્ટરની કચેરી, મ્યુનિસિપલ ઓફિસ સામે, આણંદ. **મકાન:** ભાડાનું. **સ્થાપના:** ઈ. સ. ૧૯૩૬. **કાર્યક્ષેત્ર:** ૨ તાલુકા. આણંદ અને બોરસદ. **વાર્ષિક ખર્ચ:** રૂા ૭૩૦૦. **પેટલાદ વિભાગની કચેરી: નામ-સરનામું:** સિનિયર ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્પેક્ટરની કચેરી, ટાવર પાસે, પેટલાદ. **મકાન:** ભાડાનું. **સ્થાપના:** ૧૯૪૯. **કાર્યક્ષેત્ર:** ૨ તાલુકા: પેટલાદ અને ખંભાત તથા માતર તાલુકાનો લીંબાસી વિભાગ. **વાર્ષિક ખર્ચ:** રૂા. ૬૭૦૦.

**કપડવણજ વિભાગની કચેરી: નામ-સરનામું:** [illegible] ઇન્ડસ્ટ્રીઝ ઇન્સ્પેક્ટરની કચેરી, શેઠવાડો, કપડવણજ. **મકાન:** ભાડાનું. **સ્થાપના:** ૧૯૪૮. **કાર્યક્ષેત્ર:** ૩ તાલુકા: કપડવણજ, ઠાસરા અને વાડાશિનોર. **વાર્ષિક ખર્ચ:** રૂા. ૬૯૦૦.

**દારૂબંધી અને આબકારી ખાતાની કચેરી: નામ:** ખેડા વિભાગની દારૂબંધી અને આબકારી ખાતાના સુપરિન્ટેન્ડન્ટની કચેરી. **સ્થળ:** નડિયાદમાં વિક્ટોરિયા જ્યુબિલી બાગ સામે માપબંધી અને આબકારી સબ ઇન્સ્પેક્ટરના રહેવાના સરકારી મકાનના એક ભાગમાં આ કચેરી છે. **સ્થાપના:** દારૂબંધીના અમલ પહેલાં અહીં ખેડા વિભાગના આબકારી ખાતાના સુપરિન્ટેન્ડન્ટની કચેરી હતી. તેનું વડું મથક ખેડા ખાતે હતું. આ સુપરિન્ટેન્ડન્ટને હસ્તક પંચમહાલ જિલ્લો પણ હતો. એ પછી વડું મથક ખેડાથી ગોધરા ફેરવાયું હતું. સને ૧૯૫૦માં, જ્યારે સંપૂર્ણ દારૂબંધી અમલમાં આવી ત્યારે, દરેક જિલ્લામાં દારૂબંધીના પ્રચારકામ ઉપર યોગ્ય દેખરેખ રાખી શકે એ માટે એક સુપરિન્ટેન્ડન્ટની નિમણૂક કરવાનું યોગ્ય મનાયું હતું. આમ ખેડા જિલ્લા માટે ઇ. સ. ૧૯૫૦ના એપ્રિલ માસમાં અલગ સુપરિન્ટેન્ડન્ટની કચેરી અસ્તિત્વમાં આવી. **તંત્ર અને કાર્યપ્રદેશ:** જિલ્લા માટે આ ખાતાના વડા સુપરિન્ટેન્ડન્ટ કહેવાય છે. તે ગેઝેટેડ ઓફિસર હોય છે. તેમની પસંદગી પબ્લિક સર્વિસ કમિશનમાંથી અગર તો ખાતાના સૌથી જૂના માણસને બઢતી આપીને કરવામાં આવે છે. તેમનો ગ્રેડ: રૂ. ૨૨૦-૧૫-૪૦૦ ઈ. બી. ૨૦-૫૦૦ ઈ. બી ૨૫-૬૫૦ છે.

સુપરિન્ટેન્ડન્ટને વહીવટી ફરજોમાં મદદ કરવા મા તેમના ખાતાના ત્રણ સબ ઇન્સ્પેક્ટરો હોય છે, જેમન્ કચેરીઓ (૧) આણંદ, (૨) આણંદ વેરહાઉસ, () નડિયાદ એમ ત્રણ ઠેકાણે છે. જિલ્લાના બધા તાલુકાઓનું કામ આણંદ અને નડિયાદના સબ ઇન્સ્પેક્ટરો વચ્ચે વહેંચાયેલું છે આણંદ વેરહાઉસના અધિકારીને ઔદ્યોગિક હેતુઓ માટે રેક્ટિફાઈડ સ્પિરિટ અને આરોગ્ય તથા જરિયાત અંગે પરવાના ધરાવનારાઓને પરદેશી દારૂ આપવાનું કામ કરવાનું હોય છે.

સબ ઇન્સ્પેક્ટરોનો ગ્રેડ રૂ. ૮૦-૪-૧૨૦-૫-૧૭૦નો હોય છે. **અન્ય કાર્યકરો:** બીજા કાર્યકરો નીચે મુજબ હોય છે:—

**હેડકલાર્ક:** ગ્રેડ: રૂ. ૧૦૦-૮-૧૪૦. ૪ કારકુનો: ગ્રેડ: રૂ. ૪૧-૩-૮૫ ઇ. બી. ૪-૧૨૫-૫-૧૩૦. પટાવાળા: ગ્રેડ: રૂ. ૩૦-½-૩૫.

સબ ઇન્સ્પેક્ટરોના હાથ નીચે આ ખાતાનો પોલીસ સ્ટાફ પણ હોય છે.

**અધિકાર અને પ્રવૃત્તિઓ:** આ ખાતાનું મુખ્ય કામ દારૂબંધીનું પ્રચારકાર્ય કરવાનું અને પ્રોહિબિશન એક્ટ અને ડેન્જરસ ડ્રગ્સ એક્ટ મુજબ વિવિધ અંકુશોનો અમલ કરવાનું હોય છે. આ કાયદાઓ હેઠળ તપાસ, અટકાયત, ધરપકડ, શોધખોળની સત્તાઓ અધિકારીઓને મળેલી છે. મહુડાનાં ફૂલ, રેક્ટિફાઈડ સ્પિરિટ, ડિનેચર્ડ સ્પિરિટ, અફીણ, ભાંગ વગેરે માદક દ્રવ્યો માટેનાં લાઈસન્સોની તપાસ કરીને આ ખાતા તરફથી તેના કેટલાક પરવાના અપાય છે, જ્યારે બીજા કેટલાક પરવાના આ કચેરીની ભલામણથી જિલ્લા કલેક્ટર આપે છે.

નડિયાદની જસમાઈન લેબોરેટરી અને આણંદની સેક્રામેન્ટલ વાઈનની માસ વાઈન ફેક્ટરી પર આ કચેરી તરફથી દેખરેખ રખાય છે. વાર્ષિક ખર્ચ : આશરે રૂ. ૪૫,૦૦૦.

**દારૂબંધીનું પ્રચારકાર્ય :** દારૂબંધીના પ્રચારકાર્યની સામાજિક પ્રવૃત્તિ આ ખાતા તરફથી કરવામાં આવે છે. આ કામમાં જિલ્લાના પ્રકાશન અધિકારી પણ મદદ કરે છે. સહકારી મંડળીઓ તરફથી સંસ્કાર કેન્દ્રો ચલાવાય છે. આ ખાતા તરફથી ખંભાત ખાતે આવું એક સંસ્કાર કેન્દ્ર ચલાવાય છે. આ પ્રચારકાર્ય ભાષણો, વાર્તાઓ, ભજન, કીર્તન, ફિલમ વગેરે દ્વારા કરવામાં આવે છે.

**મધ્યસ્થ સરકારના જકાત ખાતાની કચેરીઓ :** રાજ્યબંધારણમાં જણાવ્યા પ્રમાણે નીચેની ચીજો ઉપર મધ્યસ્થ સરકાર તરફથી જકાત લેવાય છે:–

ઘાસતેલ, દીવાસળી, મિકેનિકલ લાઈટર, મોટર સ્પિરિટ, સિલ્વર, લોખંડના ટૂકડા, ટાયર, વેજિટેબલ ઘી, ખાંડ, તમાકુ, કાપડ, કોફી, ચા, સિગારેટ અને ચિરૂટ. આ જકાત ઉઘરાવનાર ખાતું સેન્ટ્રલ એક્સાઇઝ ડિપાર્ટમેન્ટ કહેવાય છે. તે બંદરોનો પણ વહીવટ કરે છે. આ ખાતું મુંબઈ રાજ્યના ઉપર ગણાવેલા દારૂબંધી અને આબકારી ખાતા કરતાં તદ્દન અલગ છે. તેની આવક સીધી મધ્યસ્થ સરકારને મળે છે.

સેન્ટ્રલ એક્સાઇઝ ખાતાના વહીવટ માટે આખા ભારત દેશના ૧૦ વિસ્તારો યોજવામાં આવ્યા છે. એ દરેક વિસ્તારને 'કલેક્ટોરેટ' કહે છે અને તેનો વડો અધિકારી એક્સાઇઝ કલેક્ટર કહેવાય છે. મહેસૂલી વહીવટ માટે જેને જિલ્લો કહે છે તેને માટે પણ 'કલેક્ટોરેટ' એવો શબ્દ વપરાય છે. તેમજ તેના વડાને પણ 'કલેક્ટર' કહે છે. પરંતુ મહેસૂલી જિલ્લો અને જકાત ખાતાનો 'કલેક્ટોરેટ' એ બેમાં ઘણો તફાવત છે.

ઉપર જણાવેલા દસ કલેક્ટોરેટ પૈકી મુંબઈ અને વડોદરા એ નામના બે કલેક્ટોરેટ મુંબઈ રાજ્યમાં આવેલા છે.

વડોદરાના કલેક્ટોરેટની કચેરી વડોદરામાં કોઠી કચેરીમાં છે. તેના તાબામાં વડોદરા, અમદાવાદ, આણંદ વીરમગામ, જામનગર, એવા પાંચ વિભાગો છે. તે દરેકનો વડો અધિકારી એસિસ્ટંટ એક્સાઇઝ કલેક્ટર કહેવાય છે.

આ વ્યવસ્થા પ્રમાણે ખેડા જિલ્લાના તાલુકાઓને નીચે પ્રમાણે વિભાગોમાં વહેંચવામાં આવ્યા છે :

(૧) વડોદરા વિભાગમાં વાડાશિનોર તાલુકો અને ઠાસરા તાલુકાનાં આશરે પંદર ગામો છે.

(૨) અમદાવાદ વિભાગમાં માતર, મહેમદાવાદ, નડિયાદ અને કપડવણજ તાલુકાઓ છે.

(૩) આણંદ વિભાગમાં ખંભાત, પેટલાદ, આણંદ અને બોરસદ તાલુકાઓ, તથા ઠાસરા તાલુકાનાં ગામો બે જૂથમાં : (૧) બોરિયાવીથી વાસદ સુધી અને (૨) ખંભાતથી ઠાસરા તાલુકાના અંધાડી ગામ સુધીનાં આશરે ૮૫ ગામો

ખંભાત પ્રદેશમાં આવેલા બંદરોનો વહીવટ પણ આ ખાતાના હાથમાં છે.

ખેડા જિલ્લામાંથી એડન સાથે વેપાર ચાલે છે. તે માટે એડન મોકલવાના માલની પરમિટ ઉપરની કચેરીઓમાં એક્સાઇઝ ઇન્સ્પેક્ટર ધારાધોરણ મુજબ કાઢી આપે છે. આવો માલ મુંબઈના વેરહાઉસમાં રાખવામાં આવે છે. ત્યાંથી અધિકૃત એક્સપોર્ટર તેને આગળ રવાના કરે છે.

આ ખાતાની વધુ માહિતી નીચેનાં પુસ્તકોમાંથી મળશે–

(૧) સેન્ટ્રલ એક્સાઇઝ એક્ટ એન્ડ રૂલ્સ. પ્રકાશક : મેનેજર ઑફ પબ્લિકેશન્સ, ન્યુ દિલ્હી. (૨) સેન્ટ્રલ એક્સાઇઝ મેન્યુઅલ (વોલ્યુમ ૧–૨) પ્રકાશક : ઉપર પ્રમાણે.

## (૩) કારખાનાં અને મિલો અંગેની કચેરીઓ

**કારખાનાંના ઇન્સ્પેક્ટરની કચેરીઓ :** કારખાનાંઓ ઉપર નિયમન રાખવા માટે 'ફેક્ટરીઝ એક્ટ' એ નામનો કાયદો છે. એ કાયદાનો અમલ બરાબર થાય એ માટે સરકારે વિવિધ કચેરીઓ ખોલેલી છે. તે પૈકી કારખાનાંઓની તપાસણી કરનાર કચેરી ફેક્ટરી ઇન્સ્પેક્શન

કહેવાય છે. ખેડા જિલ્લાનાં કારખાનાંની તપાસણી માટે આવી બે ઓફિસો છે. એકનું સરનામું : દાંડિયા બજાર, વડોદરા. અને બીજીનું સરનામું : રેલવેપુરા, અમદાવાદ, ૨, એ પ્રમાણે છે. વડોદરાની ઓફિસના અધિકારીને જુનિયર ઇન્સ્પેક્ટર ઓફ ફેક્ટરીઝ અને અમદાવાદની ઓફિસના અધિકારીને સિનિયર ઇન્સ્પેક્ટર ઓફ ફેક્ટરીઝ કહે છે. તેમના ઉપરી ચીફ ઇન્સ્પેક્ટર ઓફ ફેક્ટરીઝ, બોમ્બે સ્ટેટ કહેવાય છે. વડોદરાની કચેરીના તાબામાં આણંદ, પેટલાદ અને ખંભાત તાલુકાઓનાં કારખાનાં છે. અમદાવાદની કચેરીના તાબામાં તે સિવાયનાં એટલે બોરસદ, નડિયાદ, કપડવણજ, માતર, ઠાસરા અને વાડાસિનોર તાલુકાઓનાં કારખાનાં છે.

વડોદરાની કચેરીમાં ૧ નોટિફાઇડ ઇન્સ્પેક્ટર, ૧ કારકુન અને ૫ પટાવાળા છે. અમદાવાદની કચેરીમાં ૫ ઇન્સ્પેક્ટરો ૧ સર્ટિફાઇંગ સર્જન, ૧ લેડી ઇન્સ્પેક્ટર, ૧ હેડક્લાર્ક, ૧૧ કારકુન, અને ૭ પટાવાળા છે. બંને કચેરીઓનું મળીને વાર્ષિક ખર્ચ આશરે એક લાખ રૂપિયા થાય છે.

ઉપર ગણાવેલા અધિકારીઓ અને સ્ટાફની લાયકાત તથા પગારની વિગત નીચે પ્રમાણે છે :–

ગેઝેટેડ સ્ટાફ

| | | |
|---|---|---|
| ૧. સિનિયર ઇન્સ્પેક્ટર | બી. એસ સી. | રૂ. ૭૪૦ |
| ૨. જુનિયર ઇન્સ્પેક્ટર | બી. એસ. સી બી ઈ. | રૂ. ૪૦૦ |
| ૩. નોટિફાઇડ ઇન્સ્પેક્ટર અમદાવાદ | બી. ઇ. | રૂ. ૨૦૦ |
| ૪. પગારના ઇન્સ્પેક્ટર, અમદાવાદ | એલ. ટી. એમ. | રૂ. ૩૭૦ |
| ૫. લેડી ઇન્સ્પેક્ટર, અમદાવાદ | એમ. બી. બી. એસ. | રૂ. ૨૫૦ |
| ૬. સર્ટિફ ઇંગ સર્જન, અમદાવાદ | એમ. બી. બી. એસ. | રૂ. ૨૫૦ |
| ૭. વડોદરાના જુનિયર ઇન્સ્પેક્ટર | બી. ઇ. | રૂ. ૩૫૫ |
| ૮. નોટિફાઇડ ઇન્સ્પેક્ટર | બી. એસ સી. | રૂ. ૨૨૦ |

નોનગેઝેટેડ સ્ટાફ

| | | |
|---|---|---|
| હેડક્લાર્ક | મેટ્રિક | રૂ. ૧૦૦ |
| આંકડા કારકુન | ,, | રૂ. ૮૦ |
| કારકુન | ,, | રૂ. ૫૫ |
| ટાઇપિસ્ટ | ,, | રૂ. ૫૫ |
| પટાવાળા | —. | રૂ. ૩૦ |

**કારખાનાનો કાયદો :** આ કાયદા વિષે જાણવા જેવી માહિતી નીચે પ્રમાણે છે :

આ કાયદો ઈ. સ. ૧૯૪૮માં પસાર થયો, અને ૧૯૪૯ ... ૧ લી તારીખથી અમલમાં છે. તેનો હેતુ કારખાનામાં કામ કરતા કામદારોનું હિત સાચવવાનો છે. તેમાં કામદારોનું આરોગ્ય, તેમની સલામતી માટેનાં સાધનો, તેમના કલ્યાણની સગવડો, કામના કલાકોનું નિયમન, રજાઓ વગેરે બાબતો અંગે નિયમો કરેલા છે. જે સ્થળે વીજળી શક્તિથી કામ થતું હોય ત્યાં દસ કે તેથી વધુ માણસો કામ કરતા હોય તો તે સ્થળ કારખાનું ગણાય છે. જ્યાં વીજળી શક્તિનો ઉપયોગ ન થતો હોય ત્યાં વીસ કે વધુ માણસો કામ કરતા હોય તે સ્થળ કારખાનું ગણાય છે. આવા દરેક કારખાનાને આ કાયદો લાગુ પડે છે. તેમાં ખાણ અગર રેલવેનું કામકાજ કરવા માટેનું શેડ, એનો સમાવેશ થતો નથી.

ઈ. સ. ૧૯૫૩માં મજૂર કલ્યાણ અંગે અલગ કાયદો કરવામાં આવ્યો છે. તેથી મજૂરોના કલ્યાણ અંગેની ફરજો માટે અલગ કચેરી યોજવામાં આવી છે.

**કારખાનું રજિસ્ટર કરાવવા બાબત :** ફેક્ટરીઝ એક્ટની કલમો ૬ અને ૭ અને બોમ્બે ફેક્ટરીઝ રૂલ્સ, ૧૯૫૦ ના નિયમો ૩થી ૧૨ સુધીમાં આપેલી વિગતો મુજબ કારખાનાં રજિસ્ટર કરાવવાં પડે છે. કારખાનું બૃહદ મુંબઈમાં આવેલું હોય તો ફી તરીકે ચેક કે પોસ્ટલ ઓર્ડર ફેક્ટરીઝના ચીફ ઇન્સ્પેક્ટરના નામથી મોકલી શકાય છે; બીજા ઠેકાણાં માટે સ્થાનિક સરકારી તિજોરીમાં નાણાં ભરી તેનું ચલન અને ૨ અને ૩ નંબરનાં ફોર્મ ભરીને તેની સાથે મોકલવાનાં હોય છે.

**સરકારી નિયમનો :** કારખાનાનાં વહીવટ અને કામકાજ ઉપર નીચે જણાવ્યા પ્રમાણેનાં નિયમનો સરકાર તરફથી રાખવામાં આવે છે:–

(૧) ઇન્સ્પેક્ટરો નિયમસર કારખાનાંની તપાસણી કરે છે. એ ઉપરાંત દિવસ અને રાત્રે કારખાનાંની ઓચિંતી મુલાકાત પણ લે છે. (૨) કારખાનાં પર હજી વધારે કાબૂ રહે તે માટે સરકારી લેબર ઓફિસરો, જિલ્લા આરોગ્ય અધિકારી અને મામલતદારોને કારખાનાંના વધારાના ઇન્સ્પેક્ટરો તરીકે ચોક્કસ મર્યાદિત સત્તાઓ સાથે સરકાર નીમે છે, અને તેવી જાહેરાત પણ કરે છે. (૩) દરેક કારખાનાએ પોતાનો પ્લાન અગાઉથી મંજૂર કરાવવો પડે છે, અને કામ શરૂ કરતા પહેલાં ૧૫ દિવસ અગાઉ ફોર્મ નં. ૩માં કામકાજની જાહેરાત કરવી પડે છે. (૪) કાયદા પ્રમાણે દરેક કારખાનાએ લાઇસન્સ મેળવવું પડે છે. (૫) નાના છોકરાઓને નોકરીએ રાખતા પહેલાં કાયદાના હેતુસર જણાવ્યા

મુજબ સર્ટિફાઇંગ સર્જન પાસેથી તેમની લાયકાતનું પ્રમાણપત્ર મેળવવું પડે છે (૬) જે બાળકે ચૌદ વર્ષની ઉમર પૂરી ન કરી હોય તેને કોઈ પણ કારખાનામાં કામે લગાડી શકાતો નથી. (૭) કામદાર પાસે એક દિવસમાં ૮ કલાક અને અઠવાડિયામાં ૪૮ કલાક કરતાં વધારે કામ લઈ શકાય નહિ (૮) પાંચ કલાકનુ કામ પૂરૂં કર્યા પછી, અર્ધો કલાક આરામનો આપવો જોઈએ (૯) કામદારને ચઢતે પગારે રજા આપવી જોઈએ, પણ ભેગી થયેલી રજાઓ બદલ પગાર આપી શકાય નહિ (૧૦) મોટી ઉમરના કામદારને ચાર દિવસ કરતાં ઓછી નહિ અને નાની ઉમરના માટે પાંચ દિવસ કરતાં ઓછી નહિ એટલી રજાઓ કલમ ૭૯ મુજબ આપવાની હોય ત્યાર, તેની રજાઓ શરૂ થતા પહેલાં રજાના સમયનો ચઢેલો પગાર તેને આપવો જોઈએ (૧૧) કારખાનાના વ્યવસ્થાપકોએ ફોર્મ ન ૧૯ મુજબની રજાઓની ચોપડી કામદારોને પૂરી પાડવી જોઈએ (૧૨) કલમ ૨૧માં જણાવેલી મશિનરીનો કોઈપણ ભાગ ખાસ તાલીમ પામેલો પુરુષ-કામદાર જ તપાસી શકે અને તેને તે માટે કારખાના તરફથી ચુસ્ત રીતે બંધબેસતાં કપડાં મફત આપવાં જોઈએ (૧૩) કોઈ પણ સ્ત્રી-કામદારને સાંજના ૭ વાગ્યા પછી કામે લગાડી શકાય નહિ

**લેબર ઓફિસરની કચેરી :** સ્થળ સર્વે બિલ્ડિંગ, કોઠી કચેરી, વડોદરા આ કચેરી ખેડા, પંચમહાલ અને વડોદરા જિલ્લાઓમાં મજૂરોના હિતમાં વિવિધ કાયદાઓનો વહીવટ કરે છે તેના મુખ્ય અધિકારી લેબર ઓફિસર કહેવાય છે તેઓ એડિશનલ ઈન્સ્પેક્ટર ઓફ ફેક્ટરીઝ તેમજ ઇન્સ્પેક્ટર અન્ડર ધી મિનિમમ વેજીઝ એક્ટ, ૧૯૪૮, એવા હોદ્દા પણ ધરાવે છે વળી 'ધી બોમ્બે ઇન્ડસ્ટ્રિયલ રિલેશન્સ એક્ટ' જે કાપડ, રેશમ અને ઊનની મિલો, ખાંડના કારખાનાં, કેટલીક બેંકો વગેરેને લાગુ પાડવામાં આવ્યો છે, તેનો પણ તેઓ વહીવટ કરે છે

ધી મિનિમમ વેજીઝ એક્ટ, ૧૯૪૮ (ઓછામાં ઓછા વેતનનો કાયદો) નીચેના પ્રકારનાં કારખાનાંને લાગુ પડેલો છે, તે બધા પ્રકારનાં કારખાનાં ખેડા જિલ્લામાં આવેલાં છે (૧) જાહેર મોટર વાહનો, (૨) રસ્તાઓનુ બાંધકામ અને મકાનોનું બાંધકામ, (૩) તમાકુ અને બીડીનાં કારખાનાં, (૪) પથ્થરો ભાંગવાનાં કારખાનાં (સ્ટોન બ્રેકિંગ એન્ડ સ્ટોન ક્રશિંગ), (૫) તેલની મિલો, (૬) ચામડાંનાં કારખાનાં (ચમાર કામ તેમજ મોચી કામના), (૭) ડાંગર, આટો, અને દાળ ભરડનાર સંચા

ખેડા જિલ્લામાં આવેલી નીચેની મિલોને ઇન્ડસ્ટ્રિયલ રિલેશન્સ એક્ટ લાગુ પાડવામાં આવ્યો છે —

(૧) નડિયાદની ન્યુ ગોરધન મિલ, (૨) પેટલાદની કેશવ મિલ, રાજરત્ન મિલ, બુલાખીદાસ મિલ, અને રેશમની મિલ, (૩) ખંભાતની શુભલક્ષ્મી મિલ, મહાલક્ષ્મી ટેક્ષટાઇલ મિલ, ઘનશ્યામ મિલ, કેશવલાલ વજેચંદ એન્ડ સન્સ લોકમાન્ય વિવિંગ મિલ, નારાયણ ટેક્ષટાઇલ મિલ, સતીશ ટેક્ષટાઇલ લિ અને શ્રીકૃષ્ણ વિવિંગ મિલ્સ

**મજૂર કલ્યાણ કેન્દ્ર ઠેકાણું જૂની મિલનુ કંપાઉન્ડ, સ્ટેશનરોડ, નડિયાદ**

**મકાન ભાડાનુ સ્થાપના** તા ૨૯-૧૨-૧૯૪૯ અમદાવાદના મજૂર મહાજન સંઘના મંત્રી શ્રી સોમનાથ દવેને હસ્તે ઉદ્‌ઘાટન મુખ્ય અધિકારી લેબર વેલફેર સુપરિન્ટેન્ડન્ટ ગ્રેડ ? ૧૦૦-૫-૧૫૦-૮-૧૯૦. લાયકાત યુનિવર્સિટીની ડિગ્રી ઉપરાંત ટાટા ઇન્સ્ટીટ્યુટનો ડિપ્લોમા અથવા મજૂર કાર્યકર વર્ગની તાલીમ, સામાજિક કાર્યોમાં પાંચ વર્ષનો અનુભવ, ૩૦ વર્ષની ઉમર મદદનીશો (૧) લેડી વેલફેર વર્કર ગ્રેડ ? ૧૦૦-૫-૧૫૦-૮-૧૯૦ (૨) ક્લીનર : ગ્રેડ ? ૩૦-૧-૨-૩૫ (૩) પાર્ટટાઇમ વર્કર ગ્રેડ ? ૩૦ આખી કચેરીનુ વાર્ષિક ખર્ચ આશરે ? ૫૦૦૦થી ૬૦૦૦ વડી કચેરીનુ સરનામુ ડેપ્યુટી કમિશનર ઓફ લેબર વેલફેર, વેલિંગ્ટન સિનેમા બિલ્ડિંગ, ધોબી તળાવ મુંબઈ

**પ્રવૃત્તિઓ** કામદારોના કલ્યાણ માટે ખાસ પ્રયત્નો કરવામાં આવ્યા છે તેને અનુસરીને મુંબઇ રાજ્યમાં ૫૪ મજૂર કલ્યાણ કેન્દ્રો સ્થપાયાં છે તેના 'એ', 'બી', 'સી', 'ડી', એમ ચાર વર્ગો પાડવામાં આવ્યા છે એ પૈકી પ્રથમ વર્ગનાં ત્રણ કેન્દ્રો મુંબઈમાં છે વળી મજૂર કલ્યાણનુ કામ કરનાર કાર્યકરોને તાલીમ આપવા માટે મુંબઇમાં એક શાળા સ્થાપવામાં આવી છે અને અમદાવાદમાં ૨ તાલીમી વર્ગો સ્થપાઇ છે મુંબઈ અને શોલાપુરમાં પણ એવી વર્ગો એક એક છે આ ઉપરાંત મજૂરોના હિતનું રક્ષણ કરવા માટે મજૂર મહાજનો છે તે સરકારમાં રજિસ્ટર્ડ થઈ શકે એવો કાયદો છે તે ધી ઇંડિયન ટ્રેડ યુનિયન એક્ટ ૧૯૨૬ એ નામથી ઓળખાય છે એ કાયદા

યુનિયનો એટલે મજૂર મહાજનો કે કારીગર મહાજનોને રજિસ્ટર કરનાર અધિકારી 'રજિસ્ટ્રાર ઓફ ટ્રેડ યુનિયન્સ, ઓલ્ડ સ્ટેટ, બોમ્બે' એ નામથી ઓળખાય છે. એમનું સરનામું : વેલિંગ્ટન સિનેમા બિલ્ડિંગ ધોબી, તળાવ, મુંબઈ. ૨. ખેડા જિલ્લામાં આ રીતે રજિસ્ટર થયેલાં મજૂર મહાજનોની સંખ્યા ૨૦ છે. તેમની વિગતો આગળના ખંડમાં આવશે.

અહીં જેની વિગત આપી છે તે નડિયાદનું સરકારી મજૂર કલ્યાણ કેંદ્ર 'બી' વર્ગનું છે. તમામ સરકારી મજૂર કલ્યાણ કેંદ્રો ઉપર સિનેમા, રેડિયો, ગ્રામોફોન, નાટક, સંગીત, ભજનો, પ્રવચનો, પ્રદર્શનો, રમતો, વ્યાયામ, શિક્ષણ, પ્રવાસો, દાક્તરી સારવાર, વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે. તેમાં પ્રથમ વર્ગના કેંદ્ર માટે સરકારી મકાન હોય છે અને તે ખાસ સગવડોવાળું હોય છે. 'બી' વર્ગના કેંદ્ર માટે એવું મકાન હોતું નથી. પરંતુ પ્રવૃત્તિઓ 'એ' વર્ગના જેવી જ હોય છે. નડિયાદના કેંદ્રને પણ આ હકીકતો લાગુ પડે છે. એની વધુ વિગત એ કેંદ્રની કચેરીમાંથી મળી શકે.

આધાર : જે તે કચેરી તરફથી મળેલી માહિતી.

# ૧૦

# આરોગ્ય, કેળવણી, પછાતવર્ગ, નિર્વાસિતો, પબ્લિક ટ્રસ્ટો, પાસપોર્ટ અને ધાનકુટાઈ ઉદ્યોગ અંગેની કચેરીઓ

**(૧) પહેલા ખંડમાં આવી ગયેલી માહિતી**

**આરોગ્ય અંગેની કચેરીઓ :** જુઓ પ્રકરણ ૪૦, પૃષ્ઠ ૩૩૧, ૩૩૩, ૩૩૬, ૩૩૮.

**કેળવણી ખાતાની કચેરીઓ :** જુઓ પ્રકરણ ૪૧થી ૪૮. પૃષ્ઠ ૩૪૭થી ૩૪૮, ૩૭૩, ૩૮૨, ૪૦૭.

**જિલ્લા શાળામંડળ કચેરી :** જુઓ પૃષ્ઠ ૩૭૨થી ૩૭૭,

**પુસ્તકાલય ખાતાની કચેરીઓ :** જુઓ પ્રકરણ ૪૯, પૃષ્ઠ : ૪૧૮થી ૪૨૦.

**(૨) પછાતવર્ગ ખાતાની કચેરી**

**પછાતવર્ગ : ટૂંક ઇતિહાસ :** બ્રિટિશ સરકારે દેશની વસતીના એડવાન્સ્ડ (ઉચ્ચ કે આગળ વધેલા), ઇન્ટર મિજિયેટ (મધ્યમ), અને બેકવર્ડ (પછાત) એવા ત્રણ વર્ગ પાડયા હતા અને જુદી જુદી જ્ઞાતિઓના લોકોનું વર્ગીકરણ જ્ઞાતિઓ પ્રમાણે નહિ કરતાં આ ત્રણ વર્ગો પ્રમાણે કરવામાં આવતું. નવું રાજ્યબંધારણ થતાં આ ત્રણ વર્ગો રદ કરી પછાત અને બિનપછાત વર્ગો રાખવામાં આવ્યા છે. પછાતવર્ગના લોકોને રક્ષણ આપવા માટે બંધારણમાં ખાસ જોગવાઈઓ કરવામાં આવી છે. એ જોગવાઈઓ અમુક મુદત માટે જ છે. ત્યાં સુધીમાં પછાતવર્ગોને સમાજની બીજી વસતીની માફક આગળ અને સાધનસંપન્ન બનાવવા માટે સરકારે ખાસ પ્રયત્નો કરવાના છે. આ કામ પછાતવર્ગ ખાતાએ કરવાનું છે, એ દષ્ટિએ મુંબઇ સરકારે તેને વિસ્તૃત કર્યું છે.

**પછાતવર્ગના અર્થ અને તેમાં આવતી જ્ઞાતિઓ :** જે જ્ઞાતિઓ શિક્ષણ બાબતમાં તેમજ આર્થિક, સામાજિક અને સંસ્કારિક રીતે પછાત છે તેવી જ્ઞાતિઓનો પછાતવર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત જે જ્ઞાતિઓને સને ૧૯૨૮નો ગુનેગાર જ્ઞાતિઓનો કાયદો લાગુ પડતો હતો તે જ્ઞાતિઓનો પણ પછાતવર્ગમાં સમાવેશ કરાયો છે. ગુનેગાર જ્ઞાતિઓનો કાયદો રદ કરી હવે કોઈ પણ જ્ઞાતિને જન્મથી ગુનેગાર ગણવાનું બંધ કરવામાં આવ્યું છે. તે ઉપરાંત પાકિસ્તાન (સિંધ)માંથી અહીં આવેલી પછાત જાતિઓ અને નિર્વાસિતો પૈકી કેટલાક પછાતવર્ગના વિદ્યાર્થીઓને પણ રાજ્યના સઘળા પછાતવર્ગોની માફક પછાતવર્ગ અંગેના તમામ લાભો અપાય છે.

મુંબઈ રાજ્યે પછાતવર્ગના ત્રણ વિભાગો પાડયા છે : **(૧) હરિજનો**—એને માટે શેડયુલ્ડ કાસ્ટ એવા શબ્દો વપરાય છે. **(૨) આદિવાસીઓ અને પહાડી જાતિઓ**—આને માટે 'શેડયુલ્ડ ટ્રાઇબ્સ' એવા શબ્દો વપરાય છે. **(૩) બીજી પછાત જાતિઓ :** આને માટે 'અધર બેકવર્ડ કલાસીઝ' એવા શબ્દો વપરાય છે. જેઓ શિક્ષણ બાબતમાં તેમજ આર્થિક, સામાજિક અને સંસ્કારિક રીતે પછાત ગણાય છે તે આ પ્રકારમાં આવે છે.

**ખેડા જિલ્લામાં પછાતવર્ગની જ્ઞાતિઓ:** ઉપરના ત્રણ વર્ગો પ્રમાણે ખેડા જિલ્લામાં પછાતવર્ગોની નીચે પ્રમાણેની જ્ઞાતિઓ વસે છે: (૧) શેડ્યુલ્ડ કાસ્ટ: કુલ ૯ પ્રકાર: ભંગી, ગરોડા, માહ્યાવંશી, મેઘવાલ ઉર્ફે મેઘવાર, નાડિયા, રોહિત, શેનવા ઉર્ફે સિંધવા, તુરી, વણકર. **વસતી:** ૧,૧૪,૩૧૮ (ઈ. સ. ૧૯૫૧ની ગણતરી મુજબ). (૨) **આદિવાસીઓ:** મોટે ભાગે ભીલ. **વસતી:** ૧૯,૦૦૫. (૩) **બીજી પછાત જાતિઓ:** જિલ્લામાં કુલ ૨૧ પ્રકાર: બજાણિયા, બાવા, ભરથરી, ભિસ્તી, ભોઈ, ચારણ, છારા, ડબગર, ઢોલી, ગારુડી, ખારવા, મારવાડી વાઘરી, મોચી, ઓડ, પટ્ટણિયા, રાવળિયા, સલાટ, સલાટ વાઘરી, સરાણિયા, તીરગર, વાઘરી. **વસતી:** ૨,૮૫,૧૩૨.

ઉપર પ્રમાણે ખેડા જિલ્લાની કુલ ૧૬,૧૨,૪૨૬ની વસતી પૈકી પછાતવર્ગોની વસતી ૪,૧૮,૪૫૫ થાય છે, જે કુલ વસતીના ૨૫.૯૫ ટકા જેટલી છે. હવેથી પછાતવર્ગોની યાદીમાં કંઈ પણ વધારો નહિ કરવાનું સરકારે ઠરાવ્યું છે. પરંતુ બંધારણમાં જણાવ્યા પ્રમાણે ચાલુ યાદીઓમાં સુધારા-વધારા કરવા કાકા કાલેલકરના પ્રમુખપણા નીચે હિંદ સરકારે પછાતવર્ગ કમિશનની નિમણૂક કરી છે.

**પછાતવર્ગ ખાતું:** બ્રિટિશ અમલમાં આ ખાતું ઈ. સ. ૧૯૩૧ની સાલમાં શરૂ થયું હતું. તેના અધિકારીને બેકવર્ડ કલાસ ઓફિસર કહેતા. તેને ગુનેગાર જાતિઓનો કાયદો, ભિખારીઓનો કાયદો, ગુનાહિત બાળકોનો કાયદો વગેરે કાયદાઓ અંગેની ફરજો સોંપવામાં આવેલી. ઈ. સ ૧૯૪૭ના જૂન માસની પાંચમી તારીખથી આ ખાતાની પુનર્રચના કરવામાં આવી. તેને પરિણામે એના મુખ્ય અધિકારીને **ડિરેક્ટર ઓફ બેકવર્ડ કલાસ વેલફેરની** સંજ્ઞા આપવામાં આવી. ભિખારીઓ અને બાળકો અંગેના કાયદાનું કામ આ ખાતામાંથી બાતલ કરી કેવળ પછાતવર્ગના કલ્યાણની પ્રવૃત્તિઓ આ ખાતા મારફતે ચલાવવાની વ્યવસ્થા કરવામાં આવી. (તાઃ ૧૩થી ઓગસ્ટ ૧૯૪૯થી).

ઉપર જણાવેલા મુખ્ય અધિકારીને મદદ કરવા ૬ મદદનીશો નીમવામાં આવ્યા છે. તેઓ આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ બેકવર્ડ કલાસ વેલફેર કહેવાય છે. તે પૈકી એક પૂનામાં રહી મુખ્ય અધિકારીના અંગત મદદનીશનું કામ કરે છે. બાકીના પાંચને, રાજ્યના પાંચ વિભાગ પાડી, દરેકને એક એક વિભાગના ઉપરી નીમવામાં આવ્યા છે. પાંચેય વિભાગોમાં પછીને જિલ્લાઓમાં કામ કરવા સારુ બેકવર્ડ કલાસ વેલફેર ઓફિસરો નીમેલા છે. તેઓ સેકંડ ગ્રેડ મામલતદારના દરજ્જાના હોય છે અને તેમના ઉપરી જુનિયર ડેપ્યુટિ કલેક્ટરની પાયરીના હોય છે.

**ખેડા જિલ્લાની કચેરી:** ઉપર જણાવેલી ખાતાની રચના પ્રમાણે ખેડા જિલ્લો અમદાવાદ વિભાગમાં આવે છે. અમદાવાદ વિભાગના આસિસ્ટંટ ડિરેક્ટર ઓફ બેકવર્ડ કલાસ વેલફેરના હાથ નીચે નડિયાદ ખાતે એક બેકવર્ડ કલાસ વેલફેર ઓફિસરની નિમણૂક કરવામાં આવી છે. આ અમલદારને ખેડા અને અમદાવાદ એ બે જિલ્લાનું કામ સોંપવામાં આવ્યું છે. એમની કચેરી મિશન રોડ ઉપર આવેલી છે. એ કચેરીમાં એક જુનિયર ગ્રેડ કારકુન અને બે પટાવાળા આપવામાં આવેલા છે. કચેરીનું વાર્ષિક નિભાવ ખર્ચ રૂ. ૮૦૦૦ જેટલું થાય છે. પણ ૧૯૫૪ના મે મહિનાથી ખેડા જિલ્લો સાબરકાંઠા જિલ્લા સાથે અને અમદાવાદ જિલ્લો અમરેલી જિલ્લા સાથે જોડી દેવાનું સરકારે નક્કી કર્યાના સમાચાર છાપામાં આવ્યા છે. તે મુજબ ખેડા જિલ્લાનું પછાતવર્ગનું કામકાજ હવે ઈડરની ઓફિસેથી થશે.

**જિલ્લા કમિટી:** દરેક જિલ્લાની જેમ ખેડા જિલ્લામાં પણ સરકારે જિલ્લા વિકાસ મંડળના ઉપપ્રમુખના અધ્યક્ષપણા નીચે 'જિલ્લા બેકવર્ડ કલાસ વેલફેર સબ કમિટી'ની નિમણૂક કરેલી છે. આ કમિટી જિલ્લા વિકાસ મંડળના સભ્યોમાંથી રચવામાં આવી છે, અને તેના સેક્રેટરી તરીકે બેકવર્ડ કલાસ વેલફેર ઓફિસર કામ કરે છે. આ કમિટી જિલ્લાના પછાત વર્ગની ઉન્નતિનાં તમામ કાર્યોમાં જરૂર પડયે પછાતવર્ગ ખાતાના અધિકારીને તથા સરકારને યોગ્ય દોરવણી અથવા સલાહ આપે છે.

**પ્રવૃત્તિઓ:** આ ખાતાની સ્થાપના અને તેના સંચાલન પાછળ સરકારે પોતાની નીતિ સ્પષ્ટપણે જાહેર કરેલી છે કે પછાતવર્ગોને રાજ્યની વસ્તીના ભાગ તરીકે દરેક ખાતા તરફથી ચાલતી ઉપકારક પ્રવૃત્તિઓનો લાભ, કોઈ પણ જાતના ભેદભાવ વગર આપવો જોઈએ, અને કોઈ પણ ખાતાની સર્વસામાન્ય પ્રવૃત્તિઓના લાભમાંથી પછાતવર્ગોને બાકાત રાખવા જોઈએ નહિ. વળી, તેમની પછાત દશાનો સામનો કરવાની જરૂરિયાત લક્ષમાં રાખીને, અને બને તેટલા ટૂંકા સમયમાં તેમને બીજી જાતિઓની હરોળમાં લાવવા માટે, પછાતવર્ગોને ખાસ પ્રકારની સવલતો, રાહતો ને મદદ આપવી જોઈએ.

આ દષ્ટિબિંદુથી સરકારે પછાતવર્ગના હિતાર્થે અનેક પ્રકારનાં ફરમાનો કાઢ્યાં છે તેનો અમલ બરાબર થાય એ જોવાની ખાસ ફરજ પછાતવર્ગ ખાતાની છે આમ પછાત વર્ગ ખાતાનો મુખ્ય ઉદ્દેશ રાજ્યના પછાતવર્ગોના ઉત્કર્ષની કાળજી રાખવાનો છે સામાન્ય રીતે આ ખાતાને અમલ બજાવણીનું કાર્ય કરવાનું હોતું નથી તેને તો સરકારનાં બીજા ખાતાંના વનિષ્ઠ સંપર્કમાં રહીને પછાતવર્ગોના ઉત્કર્ષ માટે સરકારે ગ્રહણ કરેલી નીતિ અને યોજનામાં આવેલા કાર્યક્રમો અસરકારક રીતે અમલમાં આવે છે કે કેમ તેની તપાસ રાખવાની હોય છે

**સવલતો :** પછાતવર્ગના વિદ્યાર્થીઓને પ્રાથમિક, માધ્યમિક, અને આદ્યોગિક શાળાઓ તેમજ ઉચ્ચ શિક્ષણ માટેની કોલેજોમાં, કશાય ભેદભાવ વિના દાખલ કરવામાં આવે છે આ બાબતમાં સરકારના કેળવણી ખાતાએ સરકાર માન્ય શાળાઓ માટે કડક નિયમો ઘડેલા છે વળી, એવા વિદ્યાર્થીઓને ફી-માફી આપવાનો, શિક્ષણમાં સાહિત્યો મફત પૂરાં પાડવાનો, શિષ્યવૃત્તિઓ આપવાનો મફત નાસ્તો આપવાનો, પ્રૌઢ શિક્ષણનો, પુસ્તકો વગેરે ખરીદવા માટેની મદદનો, ઉદ્યોગોનું શિક્ષણ આપવાનો, છાત્રાલયોને ગ્રાંટ આપવાનો, વગેરે અનેક પ્રકારની સવલતો ને મદદો આપવાનો પ્રબંધ કરેલો છે

પછાતવર્ગોની આર્થિક સ્થિતિ સુધારવા માટે પણ સરકારે વિવિધ યોજનાઓ અમલમાં મૂકી છે ઢોર-ઉછેર, ખેતીવાડી, સરકારી પડતર જમીન ખેડવા આપવા બાબત, સહકારી ઔદ્યોગિક મંડળીઓ સ્થાપવાના ઉત્તેજન માટે, ઉદ્યોગોની તાલીમ આપવા માટે, વગેરે અનેક પ્રકારની સવલતો આપવાની યોજનાઓ અમલમાં મૂકી છે

તદુપરાંત પછાતવર્ગની સામાજિક સુધારણા માટે, વૈદકીય રાહત માટે, અને સાંસ્કારિક ઉન્નતિ માટે પણ અનેક પ્રવૃત્તિઓ ચલાવાય છે,

અસ્પૃશ્યતા નિવારણ માટે સરકારે ખાસ કાયદો અમલમાં મૂક્યો છે સને ૧૯૪૬નો મુંબઈનો હરિજનોની સામાજિક અડચણો દૂર કરવાનો કાયદો ગવર્નર જનરલની મંજૂરી મળ્યા પછી સને ૧૯૪૭ના એપ્રિલની ૧૨મી તારીખથી અમલમાં આવ્યો છે આ કાયદાથી હરિજનોને, હિંદુઓની બીજી સઘળી જ્ઞાતિઓ અને વર્ગો જે હક્કો નદી, તળાવ, પાણીના નળ, કૂવા, વાહન, જાહેર મકાનો, સાર્વજનિક સ્નાનની જગાઓ, દુકાનો, વગેરે બાબતોમા ભોગવતા હોય તેવા સઘળા હક્કો આપ્યા છે વળી હરિજનોને મંદિર પ્રવેશ અને પૂજા માટેની પણ કાયદાથી છૂટ અપાઈ છે આ કાયદાના ભંગ માટે શિક્ષા પણ રખાઈ છે

જે હરિજનો, તેઓ હરિજનો છે એવું સૂચવતી પોતાની અટકો ફેરવીને બીજી રાખવા માગતા હોય તેમને માટે જરૂરી જાહેરાતો મુંબઈ સરકારના ગેઝેટમાં પૂરી ફી ૧-૧૨-૦ને બદલે રૂ ૦-૮-૦ના સસ્તા દરે છપાવવાની વ્યવસ્થા કરેલી છે

**ખેડા જિલ્લામાં પછાતવર્ગની સંસ્થાઓ** ઉપર ગણાવેલી પ્રવૃત્તિઓનો લાભ ખેડા જિલ્લામાં કેટલા પ્રમાણમાં લેવાય છે તે જાણવા માટે સરકાર તરફથી પ્રગટ થયેલાં પછાતવર્ગ ખાતાનાં નિવેદનો જોવાં જોઈએ શિક્ષણ અને સહકારી પ્રવૃત્તિનો પછાતવર્ગની દષ્ટિએ ઉલ્લેખ આ પુસ્તકમાં અગાઉના પ્રકરણોમા કરેલો છે શિક્ષણ અંગના ઉલ્લેખો માટે જુઓ પૃષ્ઠ ૩૫૬, ૩૭૫, ૩૯૦ વગેરે સહકારી પ્રવૃત્તિના ઉલ્લેખ માટે જુઓ પૃષ્ઠ ૩૨૬થી ૩૩૦ આ ઉપરાંત હરિજન પ્રવૃત્તિ વિષે આગળના ખંડમા વિગતો આવશે

## નિર્વાસિતો અંગે સરકારી ખાતું

**કચેરી** નિર્વાસિતોના નિયમન વગેરે બાબતનું કામકાજ ખેડાની જિલ્લા મેજિસ્ટ્રેટની કચેરી (કલેક્ટરની કચેરી) કરે છે તે માટે જિલ્લામાં કોઈ ખાસ અમલદાર નિમાયા નથી

**સંખ્યા** ભારતથી પાકિસ્તાન જુદું પાડ્યા પછી જિલ્લામાંથી નીચે મુજબની સંખ્યામાં મુસલમાન કુટુંબો પાકિસ્તાન હિજરત કરી ગયાં છે –

તાલુકો આણંદ ૪૩, વાડાશિનોર ૧૬, બોરસદ ૨૭, ખંભાત ૩૬, કપડવણજ ૮, મહેમદાવાદ ૭, માતર ૧૬, પેટલાદ ૩૦, નડિયાદ ૧૨૪ અને ઠાસરા ૩-કુલ ૩૧૩

આ સિવાય પાસપોર્ટથી પાકિસ્તાન ગયેલાઓની વર્ષવાર સંખ્યા નીચે મુજબની છે

સને ૧૯૫૨માં ૬૦ અને ૧૯૫૩ના જુલાઈ માસ સુધીમાં ૨૬

પાકિસ્તાનમાંથી અહીં આવેલાની મુખ્યત્વે બે જાત છે સિંધીઓ અને પંજાબીઓ. સિંધીઓમાં આમિલ અને ખત્રી બે જાતના લોકો આવ્યા છે, તેમાં મુખ્યત્વે ખત્રી જ વધારે છે ૧૯૫૩ આખર સુધીમાં જિલ્લામાં ૮૧૫ જેટલાં નિર્વાસિત કુટુંબો આવીને વસ્યાં છે

**ધંધો રોજગાર :** નિર્વાસિતો ખાસ કરીને હોટેલો, બેકરી, કાપડ અને કરિયાણાના ધંધામાં પડ્યા છે કેટલાક સરકારી

નોકરીમાં જોડાયા છે, તેમાંથી ૧૫ જણ આજ સુધીમાં રેવન્યુ ખાતાની નોકરીમાં છે. કેટલાંક કુટુંબો ખેતીમાં પણ જોડાયાં છે.

**વસવાટ :** આ જિલ્લામાં મુખ્યત્વે નડિયાદમાં તેમની વસ્તી વધારે છે. તે સિવાય આણંદ, પેટલાદ અને કપડવણજમાં પણ તેઓ વસ્યા છે. તે ઉપરાંત એકએક બબ્બે કુટુંબો નાનાં ગામોમાં પણ વસ્યાં છે.

વળી મહેમદાવાદ, માતર અને ખંભાત તાલુકામાં કલમસર વગેરે ગામોમાં કેટલાંક કુટુંબો ખેતીમાં પણ જોડાયાં છે.

આમ બધાય નિર્વાસિતો સ્થાયી બન્યા છે, અને કોઈ ને કોઈ ધંધામાં રોકાયા છે.

**લોનની મદદ :** સરકાર આજસુધી નિર્વાસિતોને ધંધા અંગે લોન આપતી હતી પણ અત્યારે ધંધા અંગે લોન આપવાનું બંધ કર્યું છે. પણ મોટા પાયા પર ધંધો વિકસાવવો હોય તો દિલ્હીના 'રીહેબિલિટેશન એન્ડ ફાયનેંસ એડમિનિસ્ટ્રેશન' ખાતાને અરજી કરીને લોન મેળવી શકાય છે. રૂ ૫,૦૦૦થી વધુ લોન કોઈને આપવામાં આવી નથી.

માતર તાલુકામાં મકાન બાંધવા માટે પણ એક જણને રૂ. ૧૫૦૦ની લોન આપવામાં આવી છે.

સહકારી હાઉસિંગ સોસાયટીઓ માટે નિર્વાસિતોને લોન આપવાની યોજના તાજેતરમાં હાથ ઉપર લેવાઈ છે. તે માટે જમીનો મેળવી આપવાની મદદ કરવાની પણ જોગવાઈ થઈ છે.

**વિદ્યાર્થીઓને સ્કોલરશિપ :** જે નિર્વાસિતો ભણતા હોય તેમને જો અભ્યાસ ચાલુ રાખવો હોય અને આર્થિક સ્થિતિ નબળી હોય તો તેઓ તે બાબતનું કલેક્ટર સાહેબનું સર્ટિફિકેટ મેળવીને કેળવણી ખાતા તરફથી સ્કોલરશિપ મેળવી શકે છે. જિલ્લામાં ૧૯૫૪ના વર્ષમાં પંદરેક જણને એવાં સર્ટિફિકેટ આપવામાં આવ્યાં છે. ખાસ કરીને કોલેજના અભ્યાસ માટે આવાં સર્ટિફિકેટો આપવામાં આવે છે.

**બીજી સવલતો :** સરકારી જમીન વેચાતી આપવાની હોય ત્યારે નિર્વાસિતોની માગણી તરફ પહેલું લક્ષ અપાય છે. નોકરીમાં દાખલ કરવામાં તેમની અરજી પહેલી લક્ષમાં લેવાય છે. હિજરતી મિલકતની જમીન એમને ખેડવા આપવામાં આવે છે, ત્યારે તેમની પાસે પહેલાં ત્રણ વર્ષ માટે જમીનના આકારના (મહેસૂલના) બેવડા ૫૮ જેટલો દર લેવાય છે.

હિજરતી મકાનોમાંથી પણ બને ત્યાં સુધી નિર્વાસિતોને તે ભાડે આપવાનું ધોરણ રહે છે.

**નિયમનનું તંત્ર :** હિજરતીઓની મિલકતના વહીવટ અંગે સરકારે 'એડમિનિસ્ટ્રેશન ઓફ ઇવેક્યુ પ્રોપર્ટી એક્ટ એન્ડ રુલ' કરેલા છે.

અહીંથી કોઈને પાકિસ્તાન જવું હોય કે ત્યાંથી કોઈને અહીં આવવું હોય તો પાસપોર્ટ અને Visa (વીસા)ની જરૂર પડે છે.

(૪) પબ્લિક ટ્રસ્ટ અંગેની કચેરી :

**નામ-સરનામું : પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન ઑફિસ, વડોદરા પ્રદેશ, જૂના સરકાર વાડામાં, માંડવી પાસે, વડોદરા.** **મુખ્ય અધિકારી :** આ કચેરીના વડા આસિસ્ટંટ ચેરિટી કમિશનર કહેવાય છે. તેમને મદદ કરવા દસ માણસોનો સ્ટાફ છે. તેમાં ઇન્સ્પેક્ટરો અને કારકુનો છે. આ ઑફિસ ૭ જિલ્લાઓનો વહીવટ કરે છે : ખેડા, પંચમહાલ, વડોદરા, ભરૂચ, સુરત અને ડાંગ

**બોમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ, ૧૯૫૦ :** આ કાયદો તા. ૨૧મી જાન્યુઆરી ૧૯૫૨થી અમલમાં આવ્યો છે. તેના વહીવટ માટે ગુજરાતના બે પ્રદેશો છે. તે પૈકી એકની હકીકત ઉપર આવી ગઈ. બીજો પ્રદેશ અમદાવાદ પ્રદેશ અને તેનું મુખ્ય મથક અમદાવાદ છે. આ ખાતાની મુખ્ય કચેરી મુંબઈમાં છે. તેના વડા ચેરિટી કમિશનર કહેવાય છે.

આ કાયદાનો હેતુ 'જાહેર ટ્રસ્ટો', જેને માટે લોકો 'ધર્માદા અને જાહેર મિલકતો' એવા શબ્દો વાપરે છે, તેનો વહીવટ ટ્રસ્ટ સ્થાપનાર દાતાઓના મૂળ હેતુઓ પ્રમાણે થાય, ટ્રસ્ટોની રકમો અવાવરુ પડી રહે નહિ અને નાણાંનું રોકાણ સદ્ધર સ્થળે થાય એ માટે સરકાર તરફથી જરૂરી દેખરેખ અને નિયમન રાખવાનો છે. ટ્રસ્ટોના આંતરિક વહીવટમાં સરકાર આ સિવાય કંઈ દખલ કરતી નથી.

આ કાયદા અંગે દરેક જાહેર ટ્રસ્ટને ટ્રસ્ટ ઉત્પન્ન થાય ત્યારથી ૩ માસની અંદર ઉપર જણાવેલી કચેરીમાં રજિસ્ટર કરાવવું પડે છે. તે માટે જરૂરી ફોર્મ, ઉપર જણાવેલી કચેરીમાંથી મફત મળી શકે છે. ટપાલ મારફતે પણ તે મંગાવી શકાય છે. અરજી ઉપર બે રૂપિયાનો કોર્ટ ફી સ્ટેમ્પ લગાડવો પડે છે અને અરજી સાથે ટ્રસ્ટની મિલકતના પ્રમાણમાં ત્રણથી પચીસ રૂપિયા સુધીની રોકડ ફી

ભરવાની હોય છે. ફોર્મ ભરવા અંગે વિગતવાર છાપેલી સૂચનાઓ ફોર્મ સાથે જ મળે છે.

**વ્યાખ્યાઓ** ; જાહેર ટ્રસ્ટોની વ્યાખ્યામાં નીચે પ્રમાણેની સંસ્થાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે : (૧) જાહેર પૂજાસ્થાન માટે વપરાતાં સ્થળો (મંદિરો), (કોઈ પણ આવું સ્થાન આ કાયદા મુજબ જાહેર ટ્રસ્ટ ગણાય તેવું મંદિર છે કે કેમ તે નક્કી કરવામાં તેની માલિકી અથવા તેની આવક લેવાનો હકક કોનો છે એ હકીકત બહુ મહત્ત્વની નથી, પરંતુ તેનો ઉપયોગ શું થાય છે, કોણે કરવાનો છે, કેણ કેવી રીતે કરે છે તે મહત્ત્વની વાત છે.) (૨) મઠો. આ સંજ્ઞામાં આવી સંસ્થા સાથે જોડાયેલી ધાર્મિક પૂજાઅર્ચા અથવા શિક્ષણની સંસ્થાઓનો સમાવેશ થાય છે. ધર્મગુરુઓ, મહંતોની સંસ્થાઓ આ પ્રકારના જાહેર ટ્રસ્ટોમાં આવી જાય છે. (૩) વકફ–એટલે કે ઈસ્લામ ધર્મ પાળનાર શખ્સે ઈસ્લામી કાયદાની રૂએ પવિત્ર, ધાર્મિક અથવા ધર્માદા ગણાતા કોઈ પણ હેતુ માટે કોઈપણ સ્થાવર અથવા જંગમ મિલકતને કાયમને માટે અર્પણ કરી હોય તે. (૪) ઉપર જણાવ્યા સિવાયના કોઈ પણ કોમ અથવા કોમો અથવા તેના કોઈ પણ વિભાગ અથવા વિભાગોના લાભ માટે કરેલાં અથવા હસ્તી ધરાવતાં સાર્વજનિક ટ્રસ્ટો.

આ રીતે જ્ઞાતિ કે પેટા જ્ઞાતિઓના ઉપયોગ કે લાભ માટેનાં ધાર્મિક અથવા ધર્માદા ટ્રસ્ટોને આ કાયદો લાગુ પાડવામાં આવ્યો છે. જ્ઞાતિને માટેનાં કેળવણી ફંડ, છાત્રાલયો, વૈદકિય રાહતનાં ફંડો, ધર્મશાળાઓ વગેરેનો આ વર્ગમાં સમાવેશ થાય છે.

(૫) સને ૧૮૬૦ના મંડળીઓ નોંધવાના કાયદા અન્વયે ધાર્મિક અથવા ધર્માદા અથવા બંને હેતુ માટે રચેલ અથવા નોંધાયેલ મંડળીઓ આ કાયદા મુજબ પબ્લિક ટ્રસ્ટ ગણાય છે. (૬) સાર્વજનિક, ધાર્મિક અથવા ધર્માદા અથવા બંને હેતુ માટેનાં બીજાં સઘળાં સ્પષ્ટ અથવા ગર્ભિત ટ્રસ્ટો. **અપવાદ :** માત્ર રમતગમતના હેતુ માટેનાં ટ્રસ્ટો ધર્માદા ટ્રસ્ટ ગણાતાં નથી.

**શિક્ષાની જોગવાઈ :** રજિસ્ટર કરાવવાને પાત્ર કોઈ પણ સાર્વજનિક ટ્રસ્ટ નોંધાવવામાં આવ્યું ન હોય તો તેવા ટ્રસ્ટ સંબંધમાંના કોઈ હકનો અમલ કરાવવા માટેનો કોઈ દાવો કોર્ટ સાંભળવો નહિ, કે તેનો નિર્ણય કરવો નહિ, તેવું કાયદામાં ઠરાવેલું છે. ઉપરાંત, મુદતસર ટ્રસ્ટ નોંધાવવા માટે અરજી નહિ કરનાર ટ્રસ્ટી રૂપિયા એક હજાર સુધીના [illegible] થાય છે.

**હિસાબ રજૂ કરવો :** સાર્વજનિક ટ્રસ્ટના ટ્રસ્ટીઓની રીતસરનો હિસાબ રાખવાની ફરજ છે. હિસાબ આસો વદ અમાસે, ૩૧ ડિસેમ્બર, ૩૧ માર્ચ અથવા ૩૦ જૂને પૂરા થતા વર્ષ પ્રમાણે વરસ પૂરું થતાં ૭ માસમાં ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ પાસે ઑડિટ કરાવવો જોઈએ અને ઑડિટ થાય ત્યારથી પંદર દિવસમાં સરવૈયું તથા હિસાબનાં સ્ટેટમેન્ટ પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન ઑફિસે ઑડિટરે મોકલી આપવાનાં હોય છે.

વાર્ષિક રૂપિયા ૧૦૦૦થી ઓછી આવકવાળાં ટ્રસ્ટોના ટ્રસ્ટીઓ બીજા માન્ય કરેલા ઑડિટરો પાસે પણ હિસાબ ઑડિટ કરાવી શકે છે.

સંવત ૨૦૧૦ના કારતક સુદ ૧ અથવા ૧૯૫૪ની પહેલી જાન્યુઆરી, પહેલી એપ્રિલ કે પહેલી જુલાઈથી શરૂ થતા વર્ષથી રૂા. ૫૦૦થી ઓછી આવકવાળાં ટ્રસ્ટોને ઑડિટ કરાવવાની ફરજમાંથી મુક્તિ આપવામાં આવી છે. પરંતુ તેવાં ટ્રસ્ટોના હિસાબો તમામ ટ્રસ્ટીઓની સહી સાથે ઠરાવેલા ફોર્મમાં રજૂ કરવાના હોય છે.

કોઈ પણ વેપાર કે ધંધાના રિવાજ કે રૂઢિ અનુસાર વેપારી વ્યવહાર ઉપર ઉઘરાણું કે લાગો લેવાતો હોય અને તેવી રકમ ધર્માદા અથવા ધાર્મિક હેતુ માટે વાપરવા ધારેલી હોય તે આ કાયદામાં 'ધર્માદા' ગણાય છે અને તેને પણ આ કાયદો લાગુ પડે છે. આવી 'ધર્માદા' રકમ લેનાર કે ઉઘરાવનાર તે રકમના ટ્રસ્ટી છે. આ 'ધર્માદા' ની રકમનું રજિસ્ટ્રેશન કે નોંધણી કરાવવાની નથી, પણ તેનો જે હિસાબ રખાતો હોય તેની આવકખર્ચની વિગતો હિસાબી વર્ષ પૂરું થયે ત્રણ માસની અંદર ઠરેલા ફોર્મમાં પબ્લિક ટ્રસ્ટ રજિસ્ટ્રેશન ઑફિસે રજૂ કરવાની છે.

**રોકાણ વગેરે નિયમો :** જે સાર્વજનિક ટ્રસ્ટની મિલકતમાં રોકડ રકમ હોય અને તેનો ઉપયોગ તાત્કાલિક કરવાનો ન હોય તેને ટ્રસ્ટડિડની શરતો મુજબ સરકારી જામીનગીરીઓમાં અથવા સ્થાવર મિલકતોના ગીરોમાં રોકવાની ટ્રસ્ટીની ફરજ છે.

ટ્રસ્ટની કોઈ પણ સ્થાવર મિલકત ચેરિટી કમિશ્નરની અગાઉથી મંજૂરી મેળવ્યા વિના વેચાણ, ગીરો, બક્ષિસ કે બદલો થઈ શકે નહિ. તેવી જ રીતે સાર્વજનિક ટ્રસ્ટની ખેતીની જમીન ૧૦ વર્ષ કરતાં વધુ મુદતના પટાથી અથવા બિનખેતીની જમીન અને મકાન ૩ વર્ષ કરતાં વધુ મુદતના પટે પ્રદેશના આસિ. ચેરિટી કમિશ્નરની મંજૂરી મેળવ્યા વિના આપી શકાય નહિ.

કોઈ સાર્વજનિક ટ્રસ્ટની રકમ વપરાતી ન હોય, તો ટ્રસ્ટના મૂળ હેતુને મળતા હેતુ માટે વાપરવાની રજા મેળવવા માટે મુંબઈના ચેરિટી કમિશ્નરની રજા મેળવી ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં અરજી થઈ શકે છે.

દરેક સાર્વજનિક ટ્રસ્ટે ટ્રસ્ટની આવકના બે ટકા તો ફાળો સરકારને દર વર્ષે આપવાનો હોય છે. પરંતુ દુન્યવી કેળવણી અને વૈદકીય મદદ આપતી સંસ્થાઓને ફાળો આપવામાંથી બાકાત રાખી છે. વળી સં. ૨૦૧૦ના કારતક સુદ ૧ કે સને ૧૯૫૪ના જાન્યુઆરીની પહેલી કે એપ્રિલની પહેલી કે જુલાઈની પહેલી તારીખથી શરૂ થતા વર્ષથી રૂપિયા ૩૦૦થી નીચેની આવકવાળા ટ્રસ્ટોને આ ફાળામાંથી મુક્તિ આપવામાં આવી છે. તા. ૩-૧૨-૫૩થી દાનની આવકને પણ આ ફાળામાંથી મુક્તિ આપવામાં આવી છે.

ટ્રસ્ટના વહીવટ સંબંધમાં જરૂરી સૂચના અને અભિપ્રાય મેળવવા માટે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં ટ્રસ્ટો અરજી કરી શકે છે. ટ્રસ્ટીઓ બદલવા, ટ્રસ્ટની યોજના ઘડવા, ટ્રસ્ટની મિલકત ટ્રસ્ટને માટે કબજે મેળવવા વગેરે માટે ડિસ્ટ્રિક્ટ કોર્ટમાં દાવો થઈ શકે છે.

ટ્રસ્ટમાં ગોલમાલ થઈ હોય તો તે સંબંધમાં ઠરેલી રીતે તપાસ થઈ ચેરિટી કમિશ્નરના હુકમથી રેવન્યુ રાહે ટ્રસ્ટને રકમ ભરપાઈ કરાવી શકાય છે.

**(૫) પરદેશ જવા માટે પાસપોર્ટ મેળવવા અંગેની માહિતી :** પરદેશ જવા માટે પાસપોર્ટ કઢાવવો પડે છે તે માટેની અરજી પાસપોર્ટ ઓફિસરને જિલ્લા મેજિસ્ટ્રેટ (એટલે કલેક્ટર) મારફતે અંગ્રેજીમાં કરવાની હોય છે. આ પાસપોર્ટ ઓફિસર આ પ્રમાણે સંબોધાય છે : Passport officer to the Government of Bombay.

આવી અરજી ડુપ્લિકેટમાં (અસલ અને નકલ સાથે) કરવાની હોય છે. તે માટે છાપેલું ફોર્મ કલેક્ટરની કચેરીમાંથી અથવા પાસપોર્ટ એજંટ પાસેથી મફત મળે છે. ટપાલમાં પણ મંગાવી શકાય છે ફોર્મ છાપેલું ન હોય તો પણ ચાલે. એ અરજીના ફોર્મમાં નીચેના મુદ્દાઓનો સમાવેશ કરવાનો હોય છે : (૧) દરજ્જો. (૨) પ્રવાસનો હેતુ. (૩) રહેવા-જીવવાની સગવડો અને ઠેકાણું (પરદેશમાં), (૪) છેલ્લાં પાંચ વર્ષ દરમ્યાન વસવાટનું સ્થાન, (૫) શિક્ષણ અને બીજી લાયકાતો, (૬) જામીન થનારનું નામ, સરનામું, ધંધો, (૭) કામ, (૮) હાલનું સરનામું, (૯) પિતાનું પૂરું નામ અને સરનામું.

આ પ્રમાણે પાસપોર્ટ અરજીનું ફોર્મ ભરીને તેની સાથે પાસપોર્ટ સાઈઝના પોતાના ફોટાની ૫ નકલો, જન્મનો દાખલો, એન્ટ્રી પરમિટ, ગેરંટી બોન્ડ અને રૂ ૧૦નું તિજોરી-ચલણ સામેલ કરવાનાં હોય છે. તે સાથેના ફોટા ઉપર મેજિસ્ટ્રેટ ફોટાના ખરાપણા વિષે સર્ટિફિકેટ લખી આપે છે.

**જરૂરી સાહિત્યની વિગતો :** જન્મનો દાખલો કે નિશાળનું સર્ટિફિકેટ લાવવું જોઈએ.

મામલતદાર પાસેથી ડોમિસાઈલ સર્ટિફિકેટ મેળવવું જોઈએ. આ ઉપરાંત કોઈ પણ માણસ પાસે દોઢ રૂપિયાના સ્ટેમ્પ પર મેજિસ્ટ્રેટની રૂબરૂમાં બોન્ડ લખાવી આપવું પડે છે. પરદેશ જનાર માણસ જો ત્યાં ગયા પછી નિરાધાર થઈ જાય અને તે દેશની સરકારને તેને કરજ કરી પાછો મોકલવો પડે તો તેનું દેશમાં મોકલવા સુધીનું બધું ખર્ચ તે બોન્ડ લખી આપનારે આપવું એવું બોન્ડમાં દર્શાવાય છે.

જે દેશમાં જવાનું હોય તે માટેની એન્ટ્રી પરમિટ તે દેશમાં જનારે મેળવી લેવી જોઈએ

પાકિસ્તાન સિવાયના કોઈ પણ દેશમાં જનારે પાસપોર્ટ ફીના રૂપિયા દસ અને પાકિસ્તાન જનારે રૂપિયા ત્રણ સરકારી તિજોરીમાં જમા કરાવી તેના ચલણની બે નકલો મેળવવી જોઈએ,

**અરજી અને તપાસ :** ઉપર મુજબના સાહિત્ય સાથેની અરજી રૂબરૂમાં કે રજિસ્ટર્ડ પોસ્ટથી જિલ્લા મેજિસ્ટ્રેટની કચેરીમાં મોકલવાની હોય છે અરજી કરનાર માણસ રૂબરૂમાં અરજી આપવા જાય તો તેણે જાતે જ જવું પડે છે.

જિલ્લા મેજિસ્ટ્રેટ આ અરજીની યોગ્ય તપાસ કરીને પાસપોર્ટ ઓફિસરને અરજી મોકલી આપે છે. અને પાસપોર્ટ ઓફિસર અરજદારે જણાવ્યા મુજબના સરનામે પાસપોર્ટ મોકલી આપે છે.

**આફ્રિકા જવું હોય તો :** આફ્રિકામાં કેનિયા, યુગાન્ડા કે ટાંગાનિકા જવું હોય તો ત્યાંની સરકાર પાસેથી એન્ટ્રિ પરમિટ મેળવવી પડે છે, ને તે પાસપોર્ટની અરજી સાથે સામેલ રાખવી પડે છે. આ પરમિટોના ચાર પ્રકાર છે : (૧) ટૂંકા સમય માટે વિઝીટર્સ પાસ, (૨) એન્ટ્રિ પરમિટ, (૩) ડિપેન્ડન્ટસ પાસ, અને (૪) એકઝમ્પશન સર્ટિફિકેટ.

વિઝીટર્સ પાસ લઈને જનારાઓએ [illegible] ફાળાના ઉપરાણા માટે જતા નથી એવી [illegible] લેખિત ખાત્રી આપવી પડે છે.

એન્ટ્રી પરમિટ નોકરી-ધંધા ઉપર જનારાઓને માટે છે.

ડિપેન્ડન્ટસ પાસ જે આફ્રિકામાં વસતા હોય તેના કુટુંબના માણસો કે આશ્રિતોને મળે છે.

આફ્રિકાના જે રહીશ ગણાતા હોય તેની પુત્રીનો પતિ, જે અહીં રહેતો હોય તેને ખાસ કરીને એક્ઝમ્પશન પાસ મળે છે.

**યુનિયન ઓફ સાઉથ આફ્રિકામાં** નવા માણસો જઈ શકતા નથી. ફક્ત ત્યાં રહેતા હોય તેમનાં સગાંવહાલાં તથા આશ્રિતો (સ્ત્રી અને બાળકો) જઈ શકે છે. તે માટે ત્યાં રહેતો હોય તે માણસ ત્યાંની સરકારને અરજી કરે, તે અરજી ભારતમાં જિલ્લા મેજિસ્ટ્રેટ પર આવે, ત્યાં તપાસ થાય, અને પછી જિલ્લા મેજિસ્ટ્રેટ એ અરજી પર સહી સિક્કા આપે છે. એને પરમિટ રૂપે વાપરી શકાય છે અને પછી તે પરમિટથી ઉપર મુજબનો પાસપોર્ટ માટેનો વિધિ કરવાનો રહે છે.

**નોર્ધર્ન રોડેશિયાની સરકાર** એમ્પ્લોયમેન્ટ લેટર હોય તેને જ ત્યાં જવાની મંજૂરી આપે છે.

**એડન, બર્મા અને સિલોનમાં** જવા માટે ત્યાંની સરકારનું No objection (વાંધો નથી)નું સર્ટિફિકેટ તથા પરમીટ મેળવવાં પડે છે.

ઇંગ્લેંડ, અમેરિકામાં જવા માટે એન્ટ્રી પરમિટની જરૂર નથી. જો કોઈ અભ્યાસ માટે જતું હોય તો પાસપોર્ટનાં ઉપર જણાવેલાં કાગળિયાં ઉપરાંત કોઈ પણ શિડ્યુલ્ડ બેંકનું સર્ટિફિકેટ રજૂ કરવું પડે છે, તે એવી મતલબનું કે જનાર માણસે અગર તેના વાલીએ એ બેંકમાં જનાર માણસને જ્યારે જ્યારે જેટલી જરૂર પડે તેટલાં નાણાં બેંકમાં અનામત રાખેલાં છે, તે ઉપરાંત જે કોલેજમાં ભણવાનું હોય તેનો એડમિશન લેટર પણ રજૂ કરવો પડે છે. જે લોકો ફરવા જતા હોય તે લોકોએ સાથેસાથ ટૂર માટે જાય છે અને તેમની પાસે ટૂર માટે થનાર ખર્ચનાં પૂરતાં નાણાં છે તેની જિલ્લા મેજિસ્ટ્રેટને ખાત્રી કરાવી આપવી પડે છે.

**રોગ સામે સાવચેતી:** પરદેશ જનારે જતા પહેલાં પંદર દિવસ અગાઉ કોલેરાનાં ઇન્જેકશન લેવાં પડે છે અને બળિયા ટંકાવવા પડે છે. આ ઇંજેક્ષન અને બળિયા ટંકાવ્યા પછી સંજોગવશાત પરદેશ જવાનું ન બને તો ૭ મહિના સુધી તે બળિયા અને કોલેરાનું સર્ટિફિકેટ ચાલી શકે છે. જે લોકોને પોર્ટુગીઝ ઈસ્ટ આફ્રિકામાં જવાનું તેમણે યલો ફિવર (પીળા તાવ) નાં ઇંજેક્ષન લેવાં પડે છે. તે લેવા મુંબઈ જવું પડે છે. બીજા જિલ્લામાં તેની રસી હોતી નથી.

**'વિસા' ની વિધિ:** પાસપોર્ટ મળી ગયા પછી જે દેશમાં જવું હોય તે દેશના એલચીની કચેરીમાં જવું પડે છે અને પાસપોર્ટ ઉપર Visa (વિસા) નો સિક્કો લેવો પડે છે. 'વિસા' નો અર્થ એ થાય છે કે આ પાસપોર્ટ ધરાવનાર શખસને તે દેશમાં દાખલ થવા દેવામાં હરકત નથી. 'વિસા' વખતે કોલેરા, બળિયા વગેરેનાં સર્ટિફિકેટ, પરમિટ, પાસપોર્ટ વગેરે તપાસાય છે.

**પ્રવાસની વ્યવસ્થા:** પાસપોર્ટના આધારે જે કંપનીની સ્ટીમર હોય તેની પાસેથી ટિકિટ મેળવી શકાય છે. તે માટે ૧૫ દિવસ અગાઉથી અરજી કરવી પડે છે. જ્યારે એજંટ મારફતે તેથી ટૂંકા સમયમાં પણ ટિકિટ મેળવી શકાય છે.

વીશાની વ્યવસ્થા પણ એજન્ટ મારફતે કરાવવામાં સસ્તી અને સરળ પડે છે. પાસપોર્ટ અને ટિકિટ મેળવ્યા પછીથી 'પ્રોટેકટર ઓફ ઇમિગ્રન્ટસ' પાસેથી No Objection (વાંધો નથી)નું સર્ટિફિકેટ, જવાના એક બે દિવસ અગાઉ મેળવવું પડે છે.

પાકિસ્તાન સિવાયના દેશો માટેનો દરેક પાસપોર્ટ પાંચ વર્ષની મુદત સુધીનો ગણાય છે. એટલે તે મુદત પછી દરેક જણે પાસપોર્ટ રિન્યુ (તાજો) કરાવવો પડે છે.

**પરદેશમાં આપણા કોન્સેલની મદદ:** પરદેશમાં વસતા સંબંધીનો પત્ર ન હોય અને પત્તો મેળવવો હોય તો તે દેશમાં રહેતા આપણા દેશના કોન્સેલને અરજી કરવામાં આવે તો તેઓ તેની તપાસ કરી ભાળ મેળવી આપવામાં મદદ કરે છે.

**ભારતના રાષ્ટ્રપ્રમુખની સૂચના:** પાસપોર્ટમાં નીચે મુજબ લખેલું હોય છે:

These are to request and require in the name of the President of India all those whom it may concern to allow the bearer to pass freely without let or hindrance and to afford him or her every assistance and protection of which he or she may stand in need.

By order of the
President of India,

(સહી) Passport Officer to the Govt,
of Bombay (or Bengal etc.)

**પરદેશ ગયેલાઓની સંખ્યા**: છેલ્લાં ચાર વર્ષમાં ખેડા જિલ્લામાંથી પરદેશ ગયેલાઓની સંખ્યા નીચે પ્રમાણે હતી:

| વર્ષ | સંખ્યા |
|---|---|
| ૧૯૫૦ | ૧૦૪૮ |
| ૧૯૫૧ | ૧૨૮૦ |
| ૧૯૫૨ | ૧૦૬૩+૬૦ પાકિસ્તાનમાં |
| ૧૯૫૩ | ૫૧૪+૨૬ પાકિસ્તાનમાં |
| (જુલાઈની ૨૨મી સુધી) | |

**(૬) ધાનકુટાઈ ઉદ્યોગની કચેરી: નામ-સરનામું**: અખિલ ભારત ખાદી અને ગ્રામોદ્યોગ મંડળ, ધાનકુટાઈ ઉદ્યોગ વિભાગ, પટેલ હોલ, નડિયાદ.

મધ્યસ્થ સરકારની મિનિસ્ટ્રી ઑફ કૉમર્સ ઍન્ડ ઈન્ડસ્ટ્રીઝ તરફથી ખાદી અને ગ્રામોદ્યોગના ઉત્કર્ષ માટે સ્થપાયેલા અખિલ ભારત ખાદી અને ગ્રામોદ્યોગ મંડળના પસંદ કરાએલા ઉદ્યોગો પૈકી હાથછડ વિભાગની ભારત માટેની આ મુખ્ય કચેરી છે.

**ઉદ્દેશ**: આ કચેરીનો ઉદ્દેશ રાજ્ય સરકારોને મળી તેમનાં રાજ્યોમાં ડાંગર ભરડવા માટે ચાલતી રાઇસ મિલો તથા હલરો બંધ કરાવી ચક્કીથી, ઢેંકીથી, ઊખળ તથા મુશળથી હાથે ચોખા બનાવવાનું કામ શરૂ કરાવવું એ છે. હાલમાં હિન્દમાં કુલ ઉત્પન્ન થતી ડાંગરના ૭૦% હાથછડથી અને ૩૦% મિલથી ચોખા તૈયાર થાય છે. હાથછડથી ૪૪ લાખ માણસને રોજી મળે છે. જો મિલો બંધ થાય તો બીજા ૧૭½ લાખ માણસોને રોજી મળે અને સત્ત્વવાળા ચોખા ખાવા મળે. હાથછડમાં મિલ કરતાં ૩% ચોખાનું ઉત્પાદન વધારે આવતું હોવાથી લાખો ટન ચોખા વધારે નીકળે અને ગામડાંઓમાં લાખો બહેનોને રોજી મળે. આ કામ કરવા માટે કેટલાંક રાજ્યોએ મિલ અને હલર્સનાં લાઇસન્સ ઉપર પ્રતિબંધ મૂક્યો છે, કેટલાંક મૂકી રહ્યાં છે.

આ કચેરી મારફતે સહકારી મંડળીઓ સ્થાપી તે મારફત કામ કરાવવામાં આવે છે. અનાજ દળવાની ચક્કીઓ, ભરડવાની ચક્કીઓ, ઢેંકી વગેરેમાં સુધારાઓ કરાવી સહેલાઇથી કામ થઇ શકે એ જાતના પ્રયત્નો કરવામાં આવે છે. ચક્કીના ઊંચી જાતના પત્થરોની શોધખોળ કરવામાં આવે છે. હાથછડથી કામ કરનારને ઉત્તેજન આપવા માટે કામ કરનાર સંસ્થાઓને મં. મણે રૂ. ૦-૬-૦ તરીકે સબસિડી આપવામાં આવે છે. તથા ચક્કી, ઢેંકી, તથા ઊપણવાના પંખા આ કચેરી મારફતે ખરીદનારને અડધી કીંમતે વેચાતા આપવામાં આવે છે.

આ હાથછડની પ્રવૃત્તિના પ્રચાર માટે પ્રદર્શનો યોજી ચક્કીથી, ઢેંકીથી તથા ઊખળમુશળથી હાથછડનું કામ પ્રત્યક્ષ કરી બતાવવામાં આવે છે. અને તાલીમ વર્ગો ખોલી હાથછડનું શિક્ષણ પણ આપવામાં આવે છે. ૧૯૫૪ના માર્ચમાં આવા એક અખિલ ભારત તાલીમવર્ગ અને પ્રદર્શનની યોજના નડિયાદ ખાતે કરવામાં આવી હતી.

**કચેરીની યોજના**: આ ખાતાની ભારતની વડી કચેરી નડિયાદમાં છે. તેનું સંચાલન ઑનરરી ઑરગેનાઇઝર તરીકે શ્રી. રાવજીભાઈ નાથાભાઇ પટેલ કરે છે. તેમને મદદ કરવા એક ડેપ્યુટી ઑરગેનાઇઝર અને એક આસિસ્ટંટ ઑરગેનાઇઝર છે. તે સિવાય એક ટાઈપિસ્ટ કલાર્ક, એકાઉન્ટન્ટ તથા એક પટાવાળો છે. ગુજરાતમાં ત્રણ, મહારાષ્ટ્રમાં ત્રણ અને કર્ણાટકમાં ત્રણ એમ નવ ઇન્સ્પેક્ટરો મંડળીઓ રચવા રાખવામાં આવ્યા છે. આ કચેરી તરફથી દરેક રાજ્યમાં એક સુપરવાઈઝર તથા તેમની કચેરીઓ માટે કલાર્ક, પટાવાળો વગેરે રાખવામાં આવ્યા છે. દરેક સુપરવાઈઝરોના હાથ નીચે ઓછામાં ઓછા ત્રણ, વધુમાં વધુ ૭ સુધી જરૂરિયાત પ્રમાણે ઇન્સ્પેક્ટરો આપવામાં આવ્યા છે.

---

આધાર: જે તે કચેરીમાંથી મળેલી માહિતી.

★

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો : ખંડ ત્રીજો

## ખેતી અને ઉદ્યોગો

---

## ૧

### ખેતીપ્રધાન જિલ્લો

સમગ્ર ભારત દેશ ખેતીપ્રધાન દેશ તરીકે દુનિયામાં જાણીતો છે અને તેમાં પણ આ દેશ ૨૦૦ વર્ષ પરાધીન રહ્યો તે દરમ્યાન પરદેશી શાસકોનું હંમેશાં એ ધ્યેય રહ્યું કે આ દેશ ઇંગ્લંડના આધુનિક યંત્રોથી ચાલતા ઉદ્યોગોને કાચો માલ પૂરો પાડનારો દેશ જ રહે અને એ દષ્ટિએ એ બસો વર્ષ દરમ્યાન દેશમાં પ્રજાના ઘણા મોટા ભાગની આજીવિકાનું સાધન ખેતી જ રહ્યું. દેશમાં જો ખેતીને એક ઉદ્યોગ ગણવામાં આવે તો સૌથી મોટો ઉદ્યોગ ખેતી છે, એમ કહી શકાય.

ઇસ્વી ૧૯૫૧ના આંકડા મુજબ આ દેશની વસતીના ૭૦ ટકા જેટલા લોકો ખેતી ઉપર નભનારા છે.

સમગ્ર મુંબઈ રાજ્યમાં પણ ખેતી ઉપર પ્રજાના ૬૬ ટકા જેટલા લોકો નભે છે.

જ્યારે ખેડા જિલ્લાની અંદર ૧૬,૬૨.૪૨૬ કુલ વસતીમાંથી ૧૧,૪૬,૬૫૧ માનવીઓ ખેતી ઉપર નભનારાં છે. આમાં ૯, ૮૭, ૮૩૦ ગ્રામ વિસ્તારમાં વસે છે. જ્યારે ૧, ૫૮. ૮૨૧ નગર વિસ્તારમાં વસનારાં છે.

આ આંકડા એ હકીકત સ્પષ્ટ કરે છે કે આ જિલ્લાની વસતીના ૬૬ ટકા લોકો ખેતી ઉપર પોતાનો નિભાવ કરે છે. આ હકીકત ઉપરથી આ જિલ્લાના લોકજીવનમાં ખેતીનુ સ્થાન સૌથી મહત્વનું ને વિશિષ્ટ છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

બીજા શબ્દોમાં કહીએ તો આ જિલ્લાનો સૌથી મહત્વનો વ્યવસાય અગર ઉદ્યોગ ખેતી છે.

આ જિલ્લાનાં હવામાન, વરસાદ, જમીનનો પ્રકાર, બધા અંગેની હકીકતો અગાઉનાં પ્રકરણોમાં આપેલી છે. એ જોવાથી ખાતરી થશે કે ખેતી માટે અનુકૂળ એવાં હવાપાણી, સમધારણ વરસાદ અને તમામ પ્રકારની ખેતી માટે આવશ્યક એવા વૈવિધ્યવાળી જમીન આ જિલ્લો ધરાવે છે, અને આ અનુકૂળતા ઉપર જિલ્લાનો ખેડૂત ખૂબ જ મહેનતપૂર્વક, ખડતલ જીવન જીવીને ખેતીકામ કરતો આવ્યો છે અને પરિણામે આ જિલ્લો સમગ્ર દેશમાં ખેતીના વ્યવસાયમાં અત્યંત વિકાસ પામેલો છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે

જિલ્લાની પ્રજાની આર્થિક આબાદી અને આર્થિક અવગતિ, આ બન્નેનો આધાર ખેતીની આબાદી અને ખેતીની નિષ્ફળતા ઉપર જ મુખ્યત્વે રહે છે.

જે વર્ષમાં સારો પાક થયો હોય તે વર્ષ જિલ્લા માટે બધી રીતે આબાદીનું બની રહે છે, એટલે કે સારા પ્રમાણમાં નીપજેલા પાકોને કારણે ખેડૂતને સારો આર્થિક લાભ થાય છે, ખેતી પાકોને કારણે ચાલતા સંખ્યાબંધ ઉદ્યોગો ચાલતા રહે છે, અને તેમાં અનેક માણસોનો નિભાવ થાય છે. આથી ઊલટું, જે વર્ષ મોળું પડયું હોય કે કુદરતી કારણોને લઈને નિષ્ફળ ગયું હોય, એટલે કે જે વર્ષમાં અનાવૃષ્ટિ, અતિવૃષ્ટિ, રેલસંકટ, હિમસંકટ કે તીડ વગેરે ઉપદ્રવના કારણે અછતની કે નાના મોટા દુષ્કાળની પરિસ્થિતિ ઊભી થવા પામી હોય તેવા વર્ષમાં ખેડૂતજનતા તેમજ ખેતી પર નભતા બીજા હજારો માણસોને આર્થિક સંકડામણ વેઠવી પડે છે, અને ઢોરને ઘાસચારાની તંગી પડે .છે. તદુપરાંત ખેતીને આનુષંગિક ઉદ્યોગો છે તે ચાલતા રાખવામાં પણ મુશ્કેલીઓ નડે છે, અને એને પરિણામે એવા ઉદ્યોગોમાં રોકાયેલા બીજા હજારો માણસોના જીવન ઉપર પણ આર્થિક અસર થવા પામે છે.

ઢોર–ઉછેર એ ખેતીનું અગત્યનું અંગ છે. એ કાર્ય લગભગ દરેક ખેડૂત–કુટુંબનો ગૃહઉદ્યોગ બની રહ્યું છે. ખેડા જિલ્લામાં ખેતી કાર્ય કરતા દરેક ખેડૂત–કુટુંબમાં ભેંસ અને બળદને પોષવામાં આવે છે. બળદ ખેતીકાર્ય માટે અને ભારવહન માટે વપરાય છે, જ્યારે ભેંસ દૂધ–ઘી માટેનો ગૃહઉદ્યોગ પૂરો પાડે છે.

આમ ખેતી, ખેત-મજૂરી, ઢોર-ઉછેર અને ખેતીના પાકોને લગતા ઉદ્યોગો–એ બધાં મળીને જિલ્લાનું અર્થતંત્ર રચે છે. એ સર્વથી જિલ્લાનું લોકજીવન પોષાય છે અને સમૃદ્ધ બને છે. જિલ્લાના મોટાભાગના ઉદ્યોગો, તેની રચના, સંચાલન, વૃદ્ધિ કે સંકોચ અને તેમાંથી થતો દ્રવ્યલાભ એ બધાનો આધાર ખેતી પર છે.

ખેતી ખેતરોમાં થાય છે, એથી જિલ્લાની વસતીનો મોટો ભાગ ગામડાંમાં વસે છે. આથી ખેડા જિલ્લાનું અર્થતંત્ર, સમાજરચના અને લોકજીવન ખેતીના ઉદ્યોગને મધ્યવર્તી બનાવીને રચાયેલાં છે. જિલ્લાના સામુદાયિક જીવનનો મુખ્ય આધાર ખેતી છે. આથી જિલ્લાની સર્વદેશીય આબાદી માટે મુખ્યત્વે ખેતીની આબાદી કયા પ્રકારે થાય એનો વિચાર અને યોજના કરવાં પડે છે. વળી, ગામડાંની પુનર્રચના પણ એ જ કારણે એ જ ધોરણે થાય એ અગત્યનો વિષય બની રહે છે.

# ૨

# ખેતીની દૃષ્ટિએ જમીન

ખેડા જિલ્લાની મોટા ભાગની જમીન ગોરાડુ કે બેસર ગોરાડુ પ્રકારની છે. આ જમીન ઘણી ઊંડી, પાણીના સારા નિતારવાળી, નુકસાનકારક ક્ષારરહિત અને ફળદ્રુપ હોઈ સારાય મુંબઈ રાજ્યમાં ખેતી માટે ઘણી જ ઉત્તમ પ્રકારની ગણાય છે. નડિયાદ, આણંદ, બોરસદ અને પેટલાદ તાલુકાઓની લગભગ ૯૫ ટકા જેટલી જમીન આ પ્રકારની છે. જ્યારે ખંભાત, માતર, કપડવણજ, મહેમદાવાદ, ઠાસરા અને વાડાશિનોર તાલુકામાં મધ્યમ કાળી જમીનનું પ્રમાણ વિશેષ છે. આ તાલુકામાં કેટલીક ઠેકાણે નબળી ઝમણશક્તિ ધરાવતી ક્ષારવાળી જમીન પણ જોવામાં આવે છે માતર અને મહેમદાવાદ તાલુકાના દસક્રોઈ પ્રદેશમાં મોટા ભાગની કાળી જમીન ક્ષારવાળી હોઈ મુખ્યત્વે ડાંગરના પાકને માફક આવે છે. એ જ પ્રમાણે ખંભાત અને માતર તાલુકાના 'ભાલપ્રદેશ'ની જમીન કાળી અને નબળી ઝમણશક્તિવાળી છે. આખો પ્રદેશ નિચાણમાં આવેલો હોવાથી ચોમાસાની ઋતુમાં લગભગ બધે પાણી ફરી વળે છે. આથી શિયાળામાં ફક્ત ઘઉં કે ચણાની જરાયત ખેતી આ જમીનમાં થઈ શકે છે. આ સિવાય જિલ્લાની ગોરાડુ જમીન અનેક જાતનાં ધાન્યતૂલો, કઠોળ, તેલીબીયાં, રેશાતૂલો, શાકભાજી અને ફળઝાડની ખેતીને બહુ માફક આવે છે. વળી આ જિલ્લાની ગોરાડુ જમીન પીતની ખેતી માટે ઘણી અનુકૂળ હોઈ જ્યાં જ્યાં પાણીની સગવડ છે ત્યાં ત્યાં એક જ ખેતરમાં બે અને કેટલીક જમીનમાં ચોમાસુ, શિયાળુ અને ઉનાળુ એમ ત્રણ પાક લઈ શકાય છે.

ભૂસ્તરશાસ્ત્રની દૃષ્ટિએ ખેડા જિલ્લાની જમીન અંગેની કેટલીક હકીકત પહેલા ખંડના પ્રકરણ પાંચમાં 'ભૂપૃષ્ઠ' મથાળા હેઠળ આપેલી છે.

ચરોતર પ્રદેશની જમીનનું પ્રત અનેક રીતે ઉત્તમ પ્રકારનું છે, એ આપણે એમાં જોયું છે. હવે એ જમીનનું રાસાયણિક બંધારણ કેવું છે એ જોઈએ.

ઓગણીસમી સદીના અંતમાં મિ. ફૂટ (Mr. Foote) નામના ભૂસ્તરનિષ્ણાતે ગુજરાતની ભૂસ્તરશાસ્ત્રીય તપાસ કરી હતી. જમીનો અને ખડકોનો અભ્યાસ કરીને તેણે લખ્યું છે કે : 'આ પ્રદેશમાં ખનીજ પદાર્થો જોઈતા પ્રમાણમાં નથી ગુજરાતનો મોટો ભાગ એક સપાટ મેદાન છે. ભાગ્યે જ ૧૦ –૨૦૦ ફૂટથી વધારે ઊંચાઈની ટેકરીઓ કે ડુંગરાઓ જોવામાં આવે છે. તેથી કરીને આ પ્રદેશની આબાદી એના ખેડૂત ભરવાડના ખંત અને શ્રમને જ આભારી છે.'

ઉપરનું કથન ચરોતર પ્રદેશને માટે વધુ સાચું છે. આ પ્રદેશમાં છેલ્લાં થોડા વર્ષોમાં સંખ્યાબંધ નાળ કૂવાઓ, (બોરિંગ) કરવામાં આવ્યા છે આ નળાઓ જમીનમાં ઉતારતાં ખડકો તોડવાનો પ્રશ્ન કોઈક જ વાર ઉપસ્થિત થયો હશે. મોટા ભાગે ૩૦૦ ફૂટ સુધી નળ ઉતારતાં રેતી, માટી,

ચીકણી માટી, કે નાના મોટા પથ્થરોના થર જ મળ્યા છે. આ બતાવે છે કે આ પ્રદેશમાં જૂના ખડકો બહુ જ ઊંડે આવેલા હશે, એટલે કે મોટા ભાગનો પ્રદેશ જૂના કે નવા કાંપનો જ બનેલો છે.

જમીનના બંધારણમાં તેમાં રહેલા રજકણો મહત્વનો ભાગ ભજવે છે. જે રજકણો ૨ મિલિમીટરથી મોટાં હોય તેને પથ્થર કે કાંકરા તરીકે ગણી માટીમાં ગણવામાં આવતાં નથી. ૨ મિલિમીટરથી ૨/૧૦ મિલિમીટરનાં રજકણો બરછટ રેતી કહેવાય છે. ૨/૧૦થી ૨/૧૦૦ મિલિમીટરનાં ઝીણી રેતી કહેવાય છે. ૨/૧૦૦થી ૨/૧૦૦૦ મિલિમીટર સિલ્ટ અથવા માટી અને ૨/૧૦૦૦ મિલિમીટરથી બારીક રજકણો ચીકણી માટી કહેવાય છે.

ઉપરના વર્ગીકરણ મુજબ જે જમીનમાં રેતીનું પ્રમાણ ૮૦ ટકા કે તેથી વધુ હોય તેને રેતાળ જમીન કહેવામાં આવે છે. આવી જમીન ખેતીની દૃષ્ટિએ હલકી પ્રતની ગણાય છે. વનસ્પતિના ખોરાક તરીકે જરૂરી તત્ત્વો રેતીમાંથી સહેલાઈથી છૂટાં પડતાં નથી. આવી જમીનની ખેડ, માટીની ચીકણી જમીનની સરખામણીમાં સહેલાઈથી કરી શકાય છે. માટે એવી જમીનને હલકી જમીન (Light Soil) કહે છે.

જે જમીનમાં માટીનું પ્રમાણ ૫૦ ટકા કરતાં વધુ હોય તેવી જમીન ચીકણી જમીન કહેવાય છે. કપાસની કાળી જમીન તરીકે ઓળખાતી જમીન આ પ્રકારની હોય છે.

સાધારણ રીતે ખેડૂત માટીની જમીનને ફળદ્રુપ માને છે, કારણ માટીનાં ઝીણાં રજકણોમાં પોષક તત્ત્વો અને ભેજ ગ્રહણ કરી સાચવી રાખવાની શક્તિ હોય છે. આવી જમીનોમાં પોટાસ, ચૂનો અને મેગ્નેશિયમનું પ્રમાણ સારા જેવું હોય છે.

જે જમીનમાં માટીનું પ્રમાણ ૮૦ ટકા કરતાં વધુ હોય તેવી જમીન ખેતી માટે અનુકૂળ ગણાતી નથી. તેવી જમીનને ભારે-ચીકણી જમીન તરીકે ઓળખવામાં આવે છે. આવી જમીન ખેડા જિલ્લામાં નથી.

બેસર જમીન રેતાળ જમીન કરતાં ભારે અને ચીકણી જમીન કરતાં હલકી હોય છે; અને એમાં રેતી અને માટીનું પ્રમાણ ઉપલા બે પ્રકારની જમીનો કરતાં ઓછું હોય છે. સાધારણ રીતે એમાં સેન્દ્રિય તત્ત્વનું પ્રમાણ પણ વધારે હોય છે. બેસર જમીન ખેતી માટે સારામાં સારી ગણાય છે. તેમાં ખાતર અને પાણી સંગ્રહવાની શક્તિ બહુ સારી હોય છે. સાધારણ રીતે ફળદ્રુપતા માટે જોઈતા બધા જ ગુણ તેમાં હોય છે. એવી જમીન સારા ઝમણવાળી હોઈ પ્રદેશને માફક આવતા ગમે તે તલ તેના ઉપર લઈ શકાય છે. ગોરાડુ જમીન બેસર જમીનનો જ એક પ્રકાર કહી શકાય.

જે જમીનમાં ચૂનો ૨૦ ટકાથી વધુ પ્રમાણમાં હોય તેવી જમીનને ચૂન-ખડ જમીન કહે છે. એવી જમીન ખેડ કરવામાં સહેલી પડે છે. પરંતુ તે મોટે ભાગે પાતળી, છીછરી હોઈ ઓછી ફળદ્રુપતાવાળી હોય છે. જો ચૂનાનું પ્રમાણ ૫ થી ૨૦ ટકા હોય તો તે જમીન માળ કહેવાય છે. કેટલીક માળ જમીનમાં ફોસ્ફોરિક એસિડ સારા પ્રમાણમાં હોય છે.

જે જમીનમાં મરડિયા કે કાંકરા વધુ પ્રમાણમાં હોય તેવી જમીન મરડિયાળ કે કાંકરિયાળ જમીન તરીકે ઓળખાય છે. આવી જમીનની ઉપયોગિતા તેમાં રહેલા રેતીના અને માટીના પ્રમાણ ઉપર જ આધાર રાખે છે-એટલે જે ખેતરમાં પાંચ દસ ટકાથી વધુ કાંકરા-મરડિયા હોય તેવી જમીનની કિંમત તેટલી ઓછી અંકાય.

જે જમીનમાં ક્ષારનું પ્રમાણ એક ટકા કરતાં વધુ હોય તેવી જમીનને ખારી કે ખારણ જમીન કહેવામાં આવે છે. આવી જમીન વનસ્પતિને માફક આવતી નથી, તેથી ખેતી માટે તે નકામી મનાય છે. યોગ્ય જમીન વ્યવસ્થાથી ક્ષારનું પ્રમાણ ઘટાડવું શક્ય છે, અને ત્યાર પછી તેવી જમીનો ખેતીના ઉપયોગમાં લઈ શકાય.

જે જમીનમાં સેન્દ્રિય પદાર્થનું પ્રમાણ વધારે હોય તેને સેન્દ્રિય જમીન કહે છે. આ પ્રકારમાં, જે જમીનોમાં ૮૦ ટકા સેન્દ્રિય પદાર્થ હોય છે તેનો, અને ફળદ્રુપ બાગની જમીન જેમાં ૧૦ ટકા સેન્દ્રિય પદાર્થ હોય તેનો, બન્ને પ્રકારનો સમાવેશ થાય છે. આવી જમીન ખેડા જિલ્લામાં નથી.

ભાઠાની જમીન એ એક અલગ પ્રકારની જમીન છે. તેને જળમય જમીન પણ કહે છે. નદી-નાળાના પ્રવાહમાં ઘસડાઈ આવતા કાંપમાંથી આ જમીન બનેલી હોય છે. તેમાં લાગલાગટ તૂલો લેવા છતાં તેની ફળદ્રુપતા ઓછી થતી નથી.

ચરોતરમાં ઠેકાણે ઠેકાણે ભાઠાની, બેસર અને કાળી જમીન જોવા મળે છે. ભાઠાની જમીન મુખ્યત્વે મહી અને વાત્રકને કાંઠે આવેલી છે, અને તેમાં ઉત્તમ પ્રકારની તંબાકુ અને બાગાયત તૂલો ઘણાં સારાં થાય છે. વાયવ્ય ખૂણામાં આવેલા માતર તાલુકાની જમીન ગોરાડુ બેસર તરીકે ઓળખાય છે. અનેક ઠેકાણે આવી જમીન જોવા મળે છે.

નીચાણવાળા ભાગોમાં ઝીણા કાંપમાથી બનેલી જમીન કાળી દેખાય છે. પણ આ બધી ખરી કાળી જમીનો નથી.

ખાર અને કયારીની માતરની જમીન, કાસરા અને કપડવણજની માળની જમીન, ભાલના કોહવાણની ઝમણ-વગરની જમીન અને મહી નદીના કિનારે મળતી છાછરી જમીન—આ બધીયે કાળી જમીન તરીકે ઓળખાય છે. પરંતુ, આ બધીય જમીનો મોટા ભાગે ગોરાડુના જ પ્રકારો છે. એના ઉપર વરસાદ અનુકૂળ હોય તો એ પાક લઈ શકાય છે.

**જમીનનું પૃથકકરણ :** નીચેના કોઠામાં બે જાતની જમીનનું પૃથક્કરણ આપ્યું છે–

| તત્વો | ગોરાડુ | હલકી ગોરાડુ |
|---|---|---|
| | ટકા | ટકા |
| કાળી માટી અને ઘણો ઝીણો કાંપ | ૧૦થી ૧૩ | ૬થી ૧૦ |
| ઝીણો કાંપ | ૩થી ૫ | ૧થી ૩ |
| સાધારણ કાંપ | ૩થી ૬ | ૧થી ૨ |
| હલકો કાંપ | ૪થી ૨૫ | ૫થી ૧૮ |
| ઝીણી રેતી | ૫૩થી ૬૪ | ૬૬થી ૮૩ |
| મોટી રેતી | ૧થી ઓછો | ૨થી ૧૮ |
| બાળવાથી ઘટાડો | ૩થી ૫ | ૨ |
| સિલિકા | ૮૦થી ૮૫ | ૯૦થી ૯૨ |
| ચૂનો | ૨થી ૪ | ૧ |
| ફોસ્ફોરિક એસિડ | ૦·૧૪થી ૦·૧૮ | ૦·૦૮થી ૦·૧૮ |
| નાઈટ્રોજન | ૦·૦૪૬થી ૦·૦૮૧ | ૦·૦૩૬થી ૦·૦૪૪ |

ઉપરના પૃથકકરણથી જણાશે કે ગોરાડુ જમીનમાં બારીક રેતીનું પ્રમાણ વિશેષ છે, એથી તે ફળદ્રુપ છે, જ્યારે હલકી ગોરાડુમાં મોટી માટીનું પ્રમાણ વધારે છે ને પોષક તત્વો ઓછાં છે.

**ખેતીપ્રદેશો :** હવામાન અને જમીનને કારણે ખેતીપ્રદેશો રચાય છે. આ પ્રદેશોની ખાસિયતો પાક અને તેની જમીન નક્કી કરે છે. ઘણુંખરું પ્રદેશનું નામ એની ખેતીની વિશેષતાનું સૂચન કરે છે. ખેડા જિલ્લામાં નીચે સુજબના મુખ્ય ખેતીપ્રદેશો છે : દસક્રોઈપ્રદેશ, ભાલપ્રદેશ, માળપ્રદેશ, વાડાસિનોરપ્રદેશ, રેતાળપ્રદેશ, ચરોતરપ્રદેશ, બૃહદ ચરોતર. આ બધા અંગે પ્રથમ વિભાગના પાંચમા 'ભૂપૃષ્ઠ'ના પ્રકરણમાં વિગતે ચર્ચા કરી છે.

**જમીનનું ક્ષેત્રફળ અને ઉપયોગ :** હવામાન અને જમીનની પ્રત ઉપર જમીનનો વહેવારુ ઉપયોગ ખેડૂત કરે છે. જમીનના ઉપયોગ પ્રમાણે સરકારી દફતરે નીચે પ્રમાણે એના પ્રકારો પાડેલા છે :–

(૧) ખેડાણ જમીન
- પાક નીચે
- વાસલ (ખેતીમાં)

(૨) બિન–ખેડાણ જમીન
- બિનખેડાણ (ખેતી થઈ શકે)
- જંગલ
- ખેતી માટે બિન-ઉપયોગી

**ખેડાણ જમીન :** પ્રકરણને અંતે આપેલા કોઠા (નં. ૧) ઉપરથી જણાશે કે આ જિલ્લામાં વિલીનીકરણ પહેલાં લગભગ ૧૦ લાખ એકર કુલ જમીન હતી એમાંથી ખેડાણ જમીન ૫૬ લાખ એકરથી વધીને ૮૬ લાખ એકર જેટલી થઈ છે. ખેતીમાં વાસલ જમીનમાં ઘણો જ ફેરફાર પડે છે, એ વરસાદની અનિયમિતતાને લીધે. પહેલાં કરતાં હમણાં વાસલ જમીન ઘટી છે એમ કોઠા ઉપરથી જણાશે.

**બિનખેડાણ જમીન :** બિનખેડાણ જમીનમાં ગામસ્થળ, નદી કે તળાવની જગા, કોતર, ખરાબા વગેરેનો સમાવેશ થાય છે. બિનખેડાણ પણ ખેડવા લાયક જમીનનો ઉપયોગ ચરા માટે થાય છે. પહેલી લડાઈ પહેલાં આવી જમીન ઘણી હતી તે હવે ખેડાણમાં આવી છે, અને એનું પ્રમાણ હાલમાં તો નહિ જેવું રહ્યુ છે. આવી જમીન ફક્ત ૮૦૦૦ એકર જ છે. આ કારણથી આ જિલ્લામાં હવે ખેડાણ હેઠળ જમીન વધવાની શકયતા નથી.

મહી અને વાત્રકનાં કોતરોની જમીન અને ખંભાતના દરિયા કિનારાની ખારી જમીનનો આમાં સમાવેશ થયેલો લાગતો નથી. એ સિવાય માતર અને બીજા તાલુકાઓમાં પણ નીચાણની જગામાં ખાર ઉપર આવેલો હોઈ તેમાં પણ ખેતી થતી નથી. આમાં ઘણી જમીન માલિકોની પણ છે.

**જંગલ અને દરિયા કિનારાની જમીન :** પ્રકરણને અંતે આપેલા કોઠા (નં. ૨) ઉપરથી જણાય છે કે ખેડા જિલ્લામાં જંગલ નહોતાં, પણ વિલીનીકરણ પછી આનંદ-સુંબા અને વાડાસિનોર પ્રદેશનાં જંગલો આવ્યાં છે. તેની વિગત અગાઉ 'જંગલો' વિષેના પ્રકરણમાં આપી છે.

બિનખેડાણ જમીનમાં ખંભાત તાલુકામાં વિશેષ તો દરિયા કિનારાની જમીન છે.

**જમીન અને વસતી :** ખેડા જિલ્લામાં વસતી ઘણી ગીચ છે. વસતીના પ્રમાણમાં ખેડાણ જમીન ઓછી હોવાથી સરેરાશ માથાદીઠ ફક્ત ૦.૮૨ એકર (૩૨. ગૂંઠા) જમીન આવે છે, જે ગુજરાતના બીજા જિલ્લાઓની માથાદીઠ ખેડાણ જમીન કરતાં ઓછી છે. પડતર તેમજ ખેડાણ કરવા લાયક જમીનનું પ્રમાણ બીજા જિલ્લાઓની સરખામણીમાં ઘણું ઓછું હોવાથી આ જિલ્લામાં માથાદીઠ ખેડાણ જમીન વધારવાની ખાસ શકયતા રહી નથી. આ બાબતને લગતા આંકડા નીચે પ્રમાણે છે:—

ખેડા જિલ્લાની કુલ વસતી ૧૬,૧૨,૪૦૦, કુલ જમીન ૧૬,૪૯,૯૦૦ એકર, કુલ ખેડાણ જમીન ૧૩,૩૫,૦૦૦ એકર, કુલ બિનખેડાણ જમીન ૩,૧૪,૯૦૦ એકર, કુલ ચાલુ ખેડાણ-પડતર જમીન ૬૦,૨૦૦ એકર, કુલ બિન–ખેડાણ પૈકી (ખેડાણ-પડતર સિવાય) ખેડાણ કરી શકાય તેવી જમીન ૧૯૦૦ એકર, માથાદીઠ ખેડાણ જમીન ૦.૮૨ એકર.

**ખેતીપદ્ધતિ અને પાકઉત્પાદન :** ૧૯૫૦–૫૧ ના અંદાજ પ્રમાણે આ પ્રદેશની કુલ ખેડાણ જમીનના ૯૪ ટકા જેટલી જમીનમાં જરાયત અને ૬ ટકા જમીનમાં પીતની ખેતી થાય છે. આ ટકાવારીના હિસાબે પીતની ખેતી ગુજરાતના બીજા જિલ્લાઓની સરખામણીમાં સરેરાશ ૨થી૩ ટકા જેટલી વધુ ગણી શકાય.

ખેડા જિલ્લાની ૧૩ લાખ એકર ખેડાણ જમીનમાંથી લગભગ ૧૨ લાખ એકર જમીનમાં વાવેતર થાય છે, અને એ વાવેતર પૈકી ૭ લાખ ૮૦ હજાર એકરમાં અનાજ, ૧ લાખ ૨૦ હજાર એકરમાં કઠોળ (અનાજના પાક સાથે ખાસ કરીને મિશ્ર પાક તરીકે), ૭૦ હજાર એકરમાં રેસાતૂલો અને ૯૬ હજાર એકરમાં તંબાકુ મુખ્યત્વે લેવામાં આવે છે. આ જમીનમાંથી અનાજનું ઉત્પાદન ૧૯૪૯–૫૦ ના અંદાજ પ્રમાણે ૨ લાખ ૨૨ હજાર ટન જેટલું થયું હતું. આ હિસાબે એકર દીઠ ઉત્પન્ન ૬૩૦ રતલ ગણાય.

બોરસદ, પેટલાદ અને આણંદ તાલુકાઓની બધી જમીન ઉપરાંત ઠાસરા, નડિયાદ, મહેમદાવાદ, માતર અને ખંભાત તાલુકાઓની કેટલીક જમીન ગોરાડુ જમીન છે. એનું પ્રમાણ ખેડા જિલ્લાના કુલ ક્ષેત્રફળના ૫૦ ટકા જેટલું છે, એવો અંદાજ છે. ક્ષેત્રફળમાં બીજા નંબરે મોટે ભાગે ઠાસરા તાલુકામાં આવેલી માળની જમીન છે, જેનો અંદાજ ૯ ટકા જેટલો છે. આવી જમીન ઠાસરા ઉપરાંત નડિયાદ, કપડવણજ અને વાડાશિનોર તાલુકાઓમાં પણ થોડા પ્રમાણમાં આવેલી છે. કપડવણજ તાલુકાની મોટા ભાગની જમીન રેતાળ છે. જિલ્લાના કુલ ક્ષેત્રફળના ૧૦ ટકા જેટલી જમીન આવી રેતાળ છે; દક્ષિણનો થોડા ભાગ બાદ કરતાં વાડાશિનોર તાલુકાની જમીન છાછરી અને પથ્થરિયા તરીકે ઓળખાય છે, ને એનું પ્રમાણ કુલ ક્ષેત્રફળના ૮ ટકા જેટલું છે. ખંભાત તાલુકાના પશ્ચિમ વિભાગમાં અને થોડે અંશે માતર તાલુકામાં ખારવાળી જમીન આવેલી છે, તેનું પ્રમાણ પાંચ ટકા હોવાનો અંદાજ છે. બીજી, સાબરમતી નદીના પૂર્વકાંઠા ઉપર આવેલી કાળી જમીન છે. તેના મુખ્ય બે ભાગ પાડી શકાય : (૧) ઉત્તરમાં આવેલી કયારીની જમીન, અને (૨) દક્ષિણમાં આવેલી ભાલની જમીન. કયારીની જમીન માતર તાલુકામાં આવેલા ૨૬ ગામની ઉત્તરે અને મહેમદાવાદ અને માતર તાલુકાઓમાં આવેલી છે. આશરે ૭ ટકા જમીન આ પ્રકારની છે. ૨૬ની દક્ષિણે માતર તાલુકામાં અને ખંભાત તાલુકામાં કાળી જમીન આવેલી છે. આશરે ૭ ટકા જમીન આ પ્રકારની છે.

**પાકનું ક્ષેત્રફળ :** (તાલુકાવાર ને પાકવાર) : આ જિલ્લાના મુખ્ય ખાદ્યપાકો અનાજ, કઠોળ ને તેલીબિયાં છે. તંબાકુ ને કપાસ મુખ્ય બિનખાદ્ય પાકો છે. પાકનું ક્ષેત્રફળ આ પ્રકરણને અંતે આપેલા કોઠા નં. ૩માં વિગતવાર દર્શાવ્યું છે.

સને ૧૮૭૬–૭૭ના સરકારી ગેઝેટ મુજબ તે વર્ષમાં તંબાકુ ૧૦૬૬૧ એકરમાં, કપાસ ૪૧૨૨ એકરમાં, શેરડી ૨૨૧૬ એકરમાં, ગુંદું ૧૬૦૫ એકરમાં, ગળી ૫૩૬ એકરમાં, અફીણ ૧૮૮ એકરમાં, અને કસુમ્બી ૩૦૫૧ એકરમાં તે વખતના ખેડા જિલ્લામાં ઉગાડવામાં આવતાં. તે પૈકી ગળી, કસુમ્બી અને અફીણનું વાવેતર આ જિલ્લામાં તદ્દન બંધ થયું છે, શેરડીનું વાવેતર ઘણું ઘટ્યું છે અને ઔદ્યોગિક પાકો, જેવા કે તંબાકુ, કપાસ અને મગફળીનું વાવેતર ઘણું વધ્યું છે. આ હકીકત કોઠા નં. ૧ ઉપરથી જોઈ શકાય છે.

**તાલુકાવાર પાકની સ્થિતિ :** આ પ્રકરણને અંતે આપેલા કોઠા નં. ૪માં અપાયેલી વિગતો જોતાં જોઈ શકાય છે કે કપડવણજ, (આતરસુંબા), અને વાડાશિનોર તાલુકાઓમાં કે જ્યાં રેતાળ જમીનનું પ્રમાણ વિશેષ છે ત્યાં, મગફળીનો પાક મોટા પ્રમાણમાં થાય છે.

કપડવણજ, ઠાસરા, અને વાડાશિનોરના ગાળામાં કે જ્યાં કાળી બરની જમીન મોટા પ્રમાણમાં છે ત્યાં, કપાસની ખેતી મોટા પ્રમાણમાં થાય છે.

માતર અને ખંભાત તાલુકાઓ, કે જે નિચાણના પ્રદેશ અને ભાલને નામે ઓળખાય છે ત્યાં, કાળી જમીનનું પ્રમાણ વિશેષ હોઇ ઘઉં મોટા પ્રમાણમાં પાકે છે.

નડિયાદ, આણંદ, બોરસદ અને પેટલાદ તાલુકાઓ કે જે ચરોતર પ્રદેશ તરીકે ઓળખાય છે ને જ્યાં ગોરાડુ જમીન મોટા પ્રમાણમાં છે ત્યાં, તંબાકુ મોટા પ્રમાણમાં પાકે છે.

કાસરા, મહેમદાવાદ અને માતર તાલુકાઓની ક્યારી જમીનમાં ડાંગરનો પાક મોટા પ્રમાણમાં થાય છે.

આ કોઠાઓ પરથી જણાય છે કે પાકની વહેંચણી જિલ્લામાં દરેક પ્રદેશના હવામાન અને જમીનની જાત ઉપર થયેલી છે.

ખેડા જિલ્લાને દસ તાલુકાઓમાં વહેંચી નાખવામાં આવ્યો છે. આ તાલુકાઓનું કુલ ક્ષેત્રફળ, ખેતીની જમીનનું ક્ષેત્રફળ અને તેમાં થતા મુખ્ય પાકની વિગતો નીચે પ્રમાણે છે:-

| તાલુકો | કુલ ક્ષેત્રફળ | ખેતીની જમીનનું ક્ષેત્રફળ | મુખ્ય પાક |
|---|---|---|---|
| ખંભાત | ૨૪૭૫૫૮ | ૧૦૦૨૮૩ | બાજરી, ઘઉં, ખરીફ જુવાર |
| ભાદરણ | ૫૧૭૩૭ | ૪૨૮૪૦ | બાજરી, કોદરા |
| બોરસદ | ૧૦૦૩૯૭ | ૩૪૬૩૮ | બાજરી, કોદરા, તમાકુ |
| મહેમદાવાદ | ૧૨૩૮૮૫ | ૯૧૩૫૮ | બાજરી, બાવટો |
| પેટલાદ | ૧૨૨૭૮૬ | ૧૦૭૫૧૧ | બાજરી, ડાંગર, કોદરા, તમાકુ, રવી જુવાર |
| આણંદ | ૧૬૩૬૬૭ | ૧૪૦૫૫૨ | બાજરી, કોદરા, ડાંગર, તમાકુ |
| માતર | ૧૪૨૪૭૨ | ૯ ૪૫૪ | બાજરી, ઘઉં, રવી જુવાર |
| નડિયાદ | ૧૫૪૨૩૯ | ૯૪૬૭૭ | બાજરી, ડાંગર, બાવટો, કોદરા, તમાકુ |
| કાસરા | ૧૬૮૩૯૦ | ૯ ૮૩૬ | બાજરી, ડાંગર, તમાકુ, કપાસ |
| કપડવણજ | ૧૮૦૯૦૯ | '૨૦૦૫૪ | બાજરી, મગફળી, મકાઈ, કપાસ |
| આતરસુંબા | ૪૫૧૦૪ | ૪૩૬૨૦ | બાજરી, મગફળી |
| વાડાસિનોર | ૧૨૪૧૭૭ | ૭૦૭૦૩ | બાજરી, ડાંગર, મકાઈ, કપાસ |

## કોઠો નં. ૧

### ખેડા જિલ્લાની જમીનની આંકણી એકરમાં

| વર્ષ | ખેતી માટે બિનલાયક | બિનખેડાણ | ખેતીમાં વાસલ | ખેડાણ જમીન | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૯૧૧-૧૨ | ૧૨૨૪૪૩ | ૧ ૭૭૧૨ | ૧૭૨૭૪૧ | ૫૨૬૦૯૩ | ૯૩૮૯૮૩ |
| ૧૯૧૨-૧૩ | ૧૨૩૦૫૭ | ૧૧૬૭૭૬ | ૮૭૦૮૩ | ૬૧૨૦૬૯ | ૯૩૮૯૯૫ |
| ૧૯૧૩-૧૪ | ૧૨૪૭૬૦ | ૧૧૩૪૭૫ | ૭૬૫૩૪ | ૬૨૪૨૪૨ | ૯૩૯૦૧૧ |
| ૧૯૧૪-૧૫ | ૧૨૩૩૬૫ | ૭૨૫૧૩ | ૧૦૮૬૪૪ | ૬૩૪૪૨૭ | ૯૩૮૯૪૯ |
| ૧૯૧૫-૧૬ | ૧૩૬૦૩૩ | ૭૨૧૪૬ | ૯૭૭૩૭ | ૭૧૬૯૭૮ | ૧૦૨૨૮૯૪ |
| ૧૯૨૨-૨૩ | ૧૫૩૨૮૨ | ૨૧૫૨૮ | ૫૨૫૭૩ | ૮૦૧૭૩૪ | ૧૦૨૯૧૧૭ |
| ૧૯૨૩-૨૪ | ૧૫૪૨૩૩ | ૨૩૪૧૨ | ૫૭૭૮૨ | ૭૯૩૭૩૨ | ૧૦૨૯૧૫૯ |
| ૧૯૨૪-૨૫ | ૧૫૯૧૨૩ | ૧૯૪૭૪ | ૩૦૬૮૪ | ૮૨૭૮૫૩ | ૧૦૩૬૮૮૪ |
| ૧૯૨૫-૨૬ | ૧૫૯૮૭૧ | ૧૭૬૫૪ | ૪૬૦૩૫ | ૮૧૩૮૧૪ | ૧૦૩૬૯૦૧ |
| ૧૯૩૧-૩૨ | ૧૫૯૨૦૪ | ૧૬૭૫૬ | ૨૯૫૬૮ | ૮૨૨૩૦૦ | ૧૦૩૩૪૪૧ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૯૩૨-૩૩ | ૧૫૯૪૬૨ | ૧૬૮૬૩ | ૨૮૦૧૧ | ૮૨૭૯૧૩ | ૧૦૩૩૩૯૭ |
| ૧૯૩૩-૩૪ | ૧૫૯૪૦૬ | ૧૬૯૦૪ | ૨૩૧૩૨ | ૮૨૯૦૬૧ | ૧૦૩૩૪૬૧ |
| ૧૯૩૪-૩૫ | ૧૫૭૯૫૨ | ૧૬૮૩૭ | ૨૩૦૪૨ | ૮૩૪૦૧૯ | ૧૦૩૩૪૫૬ |
| ૧૯૩૫-૩૬ | ૧૫૭૬૩૨ | ૧૬૧૧૧ | ૨૭૩૨૬ | ૮૩૫૬૨૫ | ૧૦૩૩૪૫૮ |
| ૧૯૪૦-૪૧ | ૧૫૭૬૪૪ | ૧૫૫૯૨ | ૨૫૭૦૦ | ૮૪૩૫૩૧ | ૧૦૩૪૫૩૭ |
| ૧૯૪૧-૪૨ | ૧૫૯૫૧૦ | ૧૩૫૬૩ | ૧૪૨૦૪ | ૮૪૭૪૬૦ | ૧૦૩૪૫૩૭ |
| ૧૯૪૨-૪૩ | ૧૬૧૧૪૧ | ૧૧૩૧૨ | ૧૪૯૫૯ | ૮૪૭૨૧૪ | ૧૦૩૪૬૨૬ |
| ૧૯૪૩-૪૪ | ૧૬૦૯૭૨ | ૧૧૧૧૪ | ૧૩૦૧૨ | ૮૪૯૫૨૮ | ૧૦૩૪૬૨૬ |
| ૧૯૪૪-૪૫ | ૧૬૦૭૦૬ | ૭૯૭૯ | ૧૪૪૪૭ | ૮૫૨૧૧૬ | ૧૦૩૪૬૨૬ |
| ૧૯૪૫-૪૬ | ૧૫૪૨૪૩ | ૭૪૪૮ | ૩૫૪૧૬ | ૮૮૮૧૪૪ | ૯૦૩૪૬૩૨ |
| ૧૯૪૬-૪૭ | ૧૫૪૭૯૫ | ૭૨૫૧ | ૩૨૧૭૮ | ૮૪૬૦૨૭ | ૧૦૩૪૬૩૨ |
| ૧૯૪૭-૪૮ | ૧૫૫૮૮૩ | ૭૦૫૪ | ૨૯૫૩૪ | ૮૪૩૪૬૮ | ૧૦૩૫૩૨૦ |
| ૧૯૪૮-૪૯ | ૧૬૪૮૩૮ | ૮૫૭૫ | ૪૦૭૯૧ | ૮૨૧૧૧૭ | ૧૦૩૫૩૨૦ |
| ૧૯૪૯-૫૦ | ૧૫૮૮૦૧ | ૮૪૭૩ | ૨૪૨૫૨ | ૮૫૬૨૬૫ | ૧૦૪૯૮૦૧ |

## કોઠો નં : ૨

### તાલુકાવાર જમીન એકરમાં

| તાલુકો | બિનખેડાણ જમીન | | બિનખેડાણ (પણ ખેડવા લાયક પડતર) | | જંગલ |
|---|---|---|---|---|---|
| | ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૪૯-૫૦ |
| કપડવણજ | — | ૪૧૦૪૮ | — | ૨૨૫૯ | ૩૫૫૭ |
| ડાસરા | ૩૩૫૦૭ | ૩૦૨૭૭ | ૩૩૪૭ | ૧૬૭૯ | — |
| નડિયાદ | ૧૭૫૧૬ | ૧૮૩૦૩ | ૬૫૧ | ૭૧૭ | — |
| મહેમદાવાદ | ૧૮૧૯૬ | ૧૯૯૪૫ | ૭૮૮ | ૧૮૦૨ | — |
| માતર | ૨૬૧૬૩ | ૨૬૨૫૪ | ૩૧૩૪ | ૩૫૬૭ | — |
| આણંદ | ૧૯૬૫૦ | ૧૮૨૮૬ | ૧૩૬ | ૨૦ | — |
| બોરસદ | — | ૧૯૦૯૫ | — | ૨૪૧ | — |
| પેટલાદ | — | ૧૧૩૨૨ | — | ૮૮ | — |
| ખંભાત | ૬૮૪૬૭ | ૭૪૦૨૦ | ૮૦૬૦ | ૮૦૭૪ | — |
| વાડાશિનોર | ૩૧૭૦૯ | ૩૭૬૩૭ | ૧૦૩૭૫ | ૪૫૮૫ | — |

| તાલુકો | ખેડાણ જમીન | | વાસલ | | કુલ |
|---|---|---|---|---|---|
| | ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૪૮-૪૯ | ૧૯૪૯-૫૦ | ૧૯૪૯-૫૦ |
| કપડવણજ | — | ૧૯૧૬૩૧ | — | ૩૬૯૩ | ૨૪૨૧૮૮ |
| ઠાસરા | ૧૨૨૯૭૭ | ૧૨૭૪૧૪ | ૧૫૬૦ | ૯૭૮ | ૧૬૦૩૪૮ |
| નડિયાદ | ૧૨૩૩૧૫ | ૧૩૧૦૯૯ | ૧૮૪૦ | ૧૩૪૭ | ૧૫૧૪૬૬ |
| | ૮૫૨૬૮ | ૯૫૨૯૩ | ૬૧૯૪ | ૬૭૫૫ | ૧૨૩૭૯૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| માતર | ૮૮૭૮૧ | ૧૦૧૭૭૦ | ૨૩૧૦૬ | ૧૦૯૩૮ | ૧૪૨૫૨૯ |
| આણંદ | ૧૩૪૧૭૫ | ૧૪૫૪૬૯ | ૧૨૦૭ | ૨૪૬ | ૧૦૦૬૬૬ |
| બોરસદ | — | ૧૨૬૧૮૭ | — | ૩૬૪૧ | ૧૪૫૧૬૪ |
| પેટલાદ | — | ૧૧૨૦૦૧ | — | ૧૨૭૭ | ૧૨૪૬૮૮ |
| ખંભાત | ૮૩૭૧૦ | ૧૬૧૦૫૪ | ૪૧૦૧૧ | ૧૨૨૦૬ | ૨૫૫૩૫૪ |
| વાડાશિનોર | ૭૨૮૩૫ | ૭૫૧૧૧ | ૯૨૪૮ | ૧૯૨૮૭ | ૧૩૬૬૨૦ |

## કોઠો નં: ૩

### પાકનું ક્ષેત્રફળ એકરમાં

| પાકનું નામ | ૧૮૮૦–૮૧ | ૧૮૯૦–૯૧ | ૧૯૦૦–૦૧ | ૧૯૧૦–૧૧ | ૧૯૨૦–૨૧ | ૧૯૩૦–૩૧ | ૧૯૪૦–૪૧ | ૧૯૪૯–૫૦ |
|---|---|---|---|---|---|---|---|---|
| જુવાર | ૩૫૧૦૨ | ૫૫૦૧૨ | ૫૩૯૬૧ | ૫૫૧૬૬ | ૩૫૭૩૩ | ૪૦૬૦૦ | ૪૯૮૮૭ | ૧૫૦૭૦ |
| બાજરી | ૧૦૭૦૪૮ | ૨૨૪૦૯૩ | ૨૪૦૯૨૪ | ૧૬૦૫૨૩ | ૧૨૩૬૯૯ | ૧૩૭૧૨૮ | ૧૮૭૧૨૮ | ૨૦૮૯૩૨ |
| ડાંગર | ૬૬૬૧૪ | ૧૦૪૭૭૯ | ૫૦૭૦૭ | ૭૫૩૪૬ | ૬૧૦૧૮ | ૧૦૭૮૪૪ | ૭૩૨૦૮ | ૧૦૧૫૧૯ |
| ઘઉં | ૧૫૬૦૮ | ૧૨૪૩૦ | ૧૧૪૩૧ | ૧૨૨૭૨ | ૪૫૧૮ | ૧૦૨૪૧ | ૭૮૪૦ | ૨૫૬૬૭ |
| કોદરા | ૫૮૧૪૨ | ૧૧૧૯૪૭ | ૬૧૭૮૮ | ૯૫૩૪૬ | — | — | — | ૭૦૯૦૩ |
| બાવટો | ૩૦૫૬૭ | ૫૯૧૦૦ | ૩૧૦૦૦ | ૫૮૦૧૦ | — | ૬૨૭૧૪ | ૫૭૬૮૧ | ૪૯૦૦૪ |
| કુલ અનાજ | ૩૨૧૩૩૪ | ૫૧૯૨૬૫ | ૪૬૬૪૨૧ | ૪૬૩૮૯૫ | — | — | — | ૪૮૩૬૩૭ |
| કુલ કઠોળ | ૩૬૭૬૮ | ૮૩૭૭૪ | ૪૫૪૧૬ | — | — | — | — | ૭૪૭૪૯ |
| કુલ અનાજ કઠોળ | ૩૫૮૧૧૨૦ | ૬૬૩૦૩૯ | ૫૧૧૮૩૭ | — | ૫૫૬૮૫૨ | ૫૪૧૦૪૮ | ૫૨૯૧૨૧ | ૫૫૮૩૮૭ |
| શેરડી | ૮૫૬ | ૪૪૯ | ૧૨ | ૧૮૨ | ૬૨ | ૬૪ | ૯૮ | ૨૪ |
| ફળ અને શાકભાજી | ૮૩૩ | ૬૪૮૪ | ૪૫૯૯ | ૬૪૩૨ | ૩૩૬૦૪ | ૨૯૯૧ | ૪૬૯૨ | ૭૦૭૪ |
| તમાકુ | ૧૦૮૦૨ | ૨૧૫૬૧ | ૧૮૮૨૬ | ૨૩૨૭૯ | ૩૩૩૮૬ | ૪૮૨૮૩ | ૮૭૦૮૨ | ૫૯૭૯૦ |
| મગફળી | — | — | — | — | — | ૨૫૭૪૬ | ૨૮૩૦૮ | ૨૪૮૫૬ |
| તલ | ૧૮૨૪ | ૭૩૭૪ | ૭૮૬૦ | — | ૧૧૯૦૮ | ૧૦૦૧૦ | ૧૩૬૦૫ | ૧૧૩૭૮ |
| દીવેલી | — | — | — | — | — | ૭૫૧૧ | ૪૨૨૫ | ૪૭૧૯ |
| કુલ તેલીબી પાકો | ૩૪૪૦ | ૧૪૬૧૦ | ૧૩૩૩૨ | — | ૩૧૨૨૦ | ૪૩૪૯૧ | ૪૬૧૬૪ | ૪૦૯૫૯ |
| કપાસ | ૩૦૪૧ | ૧૧૨૭૩ | ૧૫૨૮ | ૨૦૩૫૬ | ૮૮૫૧૫ | ૬૮૦૧૯ | ૯૨૫૧૮ | ૫૬૪૭૩ |
| કુલ રેસા પાકો | ૩૭૨૯ | ૧૩૩૪૦ | ૨૦૯૮ | — | — | — | — | ૫૯૯૯૪ |
| કુલ તેજાના પાકો | ૨૯૪૨ | ૩૭૪૦ | ૫૪૨૪ | ૬૭૩૩ | — | ૬૨૬૪ | ૪૧૪૫ | ૨૪૭૩ |
| સંકિયા પાકો | — | — | — | — | ૧૦૩૦૨૩ | ૧૨૬૩૦૮ | ૯૭૮૦૮ | ૧૦૩૪૮૮ |
| કુલ પાકો | ૩૮૨૬૨૫ | ૭૨૪૭૯૫ | ૫૫૮૭૯૮ | ૬૨૬૮૮૪ | ૭૪૯૭૨૭ | ૮૪૧૨૫૫ | ૮૬૫૬૦૪ | ૮૩૧૩૨૯ |
| બેવડા પાકો | ૧૯૨૦૧ | ૧૯૫૦૩ | ૧૮૧૪૮ | ૧૮૪૧૩ | ૮૧૬૦ | ૧૭૯૫૫ | ૨૦૦૭૦ | ૨૩૩૧૦ |
| ચોખ્ખા પાકો નીચે જમીન | ૩૬૩૪૨૪ | ૭૦૫૨૯૨ | ૫૪૦૬૫૦ | ૬૦૮૪૭૧ | ૭૪૧૫૬૭ | ૮૨૩૩૧૦૦ | ૮૪૫૫૩૧ | ૮૨૮૦૧૯ |

કોઠો નં. ૪

જિલ્લાના કુલ પાકના ટકા

| તાલુકો * | ડાંગર | ઘઉં | બીજું અનાજ | અનાજ અને કઠોળ | તમાકુ | કપાસ | મગફળી |
|---|---|---|---|---|---|---|---|
| કપડવણજ | ૫ | ૧ | ૯ | ૮ | ૧ | ૩૪ | ૪૦ |
| ઠાસરા | ૧૫ | ½ | ૮ | ૮ | ૧૪ | ૨૮ | ૮ |
| નડિયાદ | ૧૫ | ૨ | ૧૦ | ૧૧ | ૧૯ | ૨ | ૩ |
| મહેમદાવાદ | ૧૦ | ૨½ | ૮ | ૮ | ૨ | ૭.૫ | – |
| માતર | ૭ | ૨૦ | ૬ | ૮ | ૫ | ½ | – |
| આણંદ | ૧૩ | ૧.૮ | ૧૩½ | ૧૨ | ૨૪ | ½ | ૧ |
| બોરસદ | ૭ | ½ | ૮ | ૭ | ૧૧ | ½ | – |
| પેટલાદ | ૧૧ | ૧ | ૧૧½ | ૧૦ | ૧૫ | – | – |
| ભાદરણ | ૩ | – | ૪ | ૩ | ૫ | – | – |
| આતરસુંબા | ૧ | ½ | ૪ | ૩ | – | ½ | ૨૮ |
| વાડાશિનોર | ૫ | ૨ | ૬ | ૫ | – | ૧૯ | ૨૦ |
| ખંભાત | ૬ | ૬૮ | ૧૨ | ૧૭ | ૪ | ૬½ | – |

* સ્વરાજ્ય આવ્યા પછીથી ભાદરણ અને આતરસુંબા સ્વતંત્ર તાલુકા હતા તે વખતના આ આંકડા છે.

# ૩

# ખેતીની પેદાશનું પ્રમાણ

ખેડા જિલ્લામાં ખોરાક પાકો, જેવા કે, ડાંગર, બાજરી, ઘઉં, કઠોળ, વગેરેનું ઉત્પાદન ૧૯૩૦–૩૧થી ૧૯૪૮–૪૯ સુધીના વર્ષવાર દરેક પાકના તથા તેના ક્ષેત્રફળના આંકડાનો કોઠો આ પ્રકરણને અંતે આપ્યો છે. એ કોઠા નં. ૧ માં આપેલા આંકડા ઉપરથી જણાશે કે ડાંગરમાં ૨૫ ટકા વર્ષ સારાં, ૫૦ ટકા સાધારણ અને ૨૫ ટકા નિષ્ફળ ગયેલાં છે. બાજરીમાં ૩૦ ટકા સારાં, ૬૦ ટકા સાધારણ અને ૧૦ ટકા નિષ્ફળ ગયાં છે. ઘઉંમાં સારાં વર્ષ જૂજ છે. અડધાં સાધારણ અને અડધાં નિષ્ફળ ગયાં છે.

પાકનું આવું અનિયમિત ઉત્પાદન આપણા ખેતી-ઉદ્યોગ માટે એક કોયડા જેવું છે. અણધાર્યાં ખરાબ વર્ષ ઉપરાઉપરી આવે ત્યારે મોટા ભાગના ખેડૂતો સાધન વગરના થઈ જાય છે.

ખેડા જિલ્લામાં એકર દીઠ ઉત્પન્નમાં ઘણી ચઢઊતર ... દીઠ પાકના ઉત્પન્નની વિગતો પરિશિષ્ટમાં આપેલા કોઠા નં. ૨ ઉપરથી જોઈ શકાશે. એ સ્થિતિનું કારણ વરસાદની અનિયમિતતા છે

**સામાન્ય (નૉર્મલ) ઉત્પન્ન** : ખેડા જિલ્લાના મુખ્ય પાકોના બાર આની એટલે સામાન્ય (નૉર્મલ) એકર દીઠ ઉત્પન્નના આંકડા અહીં નીચે આપ્યા છે. આ આંકડા વખતોવખત જરૂર જણાયે સરકાર નક્કી કરે છે, અને એને આધારે દર વર્ષે મહેસૂલી ખાતુ આનાવારી નક્કી કરે છે.

## એકર દીઠ ઉત્પન્ન (રતલમાં)

| પાક | ઇ. સ. ૧૯૩૧–૩૨ | | ઈ સ. ૧૯૫૦–૫૧ | |
|---|---|---|---|---|
| | પીત | કોરાંટ | પીત | કોરાંટ |
| ચોખા | – | ૧૩૨૦ | – | ૧૩૨૦ |
| ઘઉં | ૧૩૦૦ | ૬૦૦ | ૧૩૦૦ | ૬૦૦ |
| બાજરી | – | ૯૭૦ | – | ૯૭૦ |
| કોદરા | – | ૧૨૭૫ | – | ૧૨૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| બાવટો | – | ૧૪૪૦ | – | ૧૪૪૦ |
| તમાકુ | – | – | ૧૩૦૦ | ૭૫૦ |

આ ઉપરાંત સને ૧૯૫૦–૫૧ના વર્ષમાં બીજા પાકોનું કોર્ટાટ ઉત્પન્ન નીચે પ્રમાણે અંદાજવામાં આવ્યું હતું:–

તુવેર ૬૯૦ રતલ, ચણા ૫૦૦ રતલ, કપાસ ૧૩૫ રતલ, મગફળી ૧૦૦૦ રતલ, તલ ૪૦૦ રતલ, દીવેલા ૫૦૦ રતલ.

ઉપરના આંકડા પ્રકરણને અંતે આપેલા કોઠા નં. ૨ માં આપેલા એકર દીઠ ઉત્પાદનના આંકડા સાથે સરખાવતાં જણાશે કે ખેડા જિલ્લાને છેલ્લાં વીસ વર્ષ દરમિયાન એક પણ, જેને સારું કહેવાય તેવું વર્ષ સાંપડ્યું નથી.

આ કારણથી આપણી ખેતીને આકાશિયા–આકાશ પર, કુદરત પર, આધાર રાખતી–કહે છે. કુદરત આગળની આવી નિર્બળતાએ ખેડૂતોને નસીબવાદી બનાવી દીધા છે.

બીજા દેશોની સરખામણીમાં આપણા મુખ્ય પાકોના ઉત્પાદનનું પ્રમાણ આ સાથેના પરિશિષ્ટમાં આપેલા કોઠા નં. ૩ માં દર્શાવ્યું છે, એ ઉપરથી જણાશે કે આપણા દેશનું ચોખા, ઘઉં ને કપાસના મુખ્ય પાકોનું એકર દીઠ ઉત્પન્ન બીજા દેશો કરતાં ઘણું ઓછું છે. આનાં અનેક કારણોમાંનું એક મુખ્ય કારણ કુદરત આગળની આપણી લાચારી છે.

આમ છતાંય, એકરદીઠ ઉત્પન્ન જરૂર વધારી શકાય. દર વર્ષે સરકારી અખબારોમાં પાક–ઉત્પાદનની હરીફાઈના આંકડા આપણે જોઈએ, અગર સારા ખેડૂતોના અને સરકારી કૃષિ–કેન્દ્રોના પાક–ઉત્પાદનના આંકડા જોઈએ તો જણાશે કે પ્રગતિશીલ ખેડૂતો આ દેશમાં ૧૦,૦૦૦ રતલ જેટલી ડાંગર એક એકરે પકવે છે ખેડા જિલ્લામાં ૪૦૦૦થી૫૦૦૦ રતલ ડાંગર અને બાજરી પકવનારા ખેડૂત ભાઈઓ છે.

**કૃષિગોવિદ્યા ભવનનું પ્રગતિસૂચક ઉત્પન્ન:** આણંદના કૃષિગોવિદ્યા ભવનની સંસ્થાના ફાર્મનું ક્ષેત્રફળ ૮૦૦ એકર એટલે એક નાના ગામડા જેટલું કહી શકાય. ત્યાંનું ઉત્પન્ન પ્રગતિસૂચક છે, એ નીચે આપેલા કોઠાના આંકડાની વિગતો ઉપરથી જોઈ શકાશે. આ ફાર્મ પર અખત્યાર કરેલી પધ્ધતિસરની ખેતી તેમજ જુદાજુદા પાકનું ઉત્પાદન વધારવા માટે યોજેલા ખાતર તથા ખેડના પ્રયોગો પરથી પણ ઉપરની હકીકત પુરવાર થાય છે.

આ ફાર્મ સને ૧૯૪૦માં જ્યારે શરૂ કરવામાં આવ્યું ત્યારે ઘણાખરા પાકનું એકર દીઠ ઉત્પન્ન ઘણું ઓછું હતું. પરંતુ, શરૂઆતથી તે આજ સુધીના ૧૧ વર્ષના ગાળામાં જમીનની ફળદ્રુપતા વધારવા માટે જરૂરી ખેડ, ખાતર અને પાકની ફેરબદલી તરફ જરૂરી ધ્યાન આપી આ પ્રદેશના કેટલાક અગત્યના પાકના એકર દીઠ ઉત્પન્ન–વધારામાં નોંધપાત્ર પ્રગતિ થઈ છે. એ પ્રગતિસૂચક આંકડા નીચે પ્રમાણે છે:–

| પાકનું નામ | ફાર્મનાં શરૂઆતનાં વર્ષોમાં એકરદીઠ ઉત્પન્ન (રતલમાં) ૧૯૪૨ થી ૧૯૪૪ | ફાર્મનું છેલ્લા પાંચ વર્ષનું એકરદીઠ સરેરાશ ઉત્પન્ન (રતલમાં) ૧૯૪૬–૪૭થી ૧૯૫૧–૫૨ | ફાર્મનું વધુમાં વધુ એકરદીઠ ઉત્પન્ન (રતલમાં) વર્ષ | ઉત્પન્ન | ખેડા જિલ્લાનું સરેરાશ એકરદીઠ ઉત્પન્ન (રતલમાં) |
|---|---|---|---|---|---|
| બાજરી | ૬૦૨ | ૧૨૩૧ | ૧૯૫૧–૫૨ | ૨૯૨૦ | ૫૦૮ |
| કોદરા | ૭૪૦ | ૧૨૧૫ | ૧૯૪૮–૪૯ | ૩૦૬૦ | ૬૧૯ |
| બાવટો | ૬૦૦ | ૧૨૩૮ | ૧૯૫૧–૫૨ | ૧૮૯૩ | ૬૭૭ |
| ડાંગર | ૫૬૦ | ૧૧૬૯ | ૧૯૫૨–૫૩ | ૪૦૦૦ | ૫૯૪ |
| તમાકુ | ૬૧૯ | ૯૮૧ | ૧૯૪૯–૫૦ | ૨૨૫૦ | ?૨૦ |

આ પ્રકરણને અંતે કોઠો નં. ૩ આપેલો છે. એ કોઠો એક દેશ તરીકે આપણે બીજા દેશોની સરખામણીમાં એકર દીઠ કેટલું પકવીએ છીએ અને કેટલા બધા એમની સરખામણીમાં પાછળ છીએ, એ બન્ને હકીકતોનો ખ્યાલ આપે છે. ચોખા, ઘઉં અને કપાસ, આ ત્રણ પાકોની સરખામણી કરી છે અને એ ત્રણેમાં આપણે જાણે ખેતી કરી જાણ્યા જ નથી તેવી સ્થિતિ આપણી છે.

## કોઠો નં. ૧–ખેડા જિલ્લાના ખોરાક પાકોનું ક્ષેત્રફળ અને ઉત્પાદન

| વર્ષ | ડાંગર ક્ષેત્રફળ (એકર) | ડાંગર ઉત્પાદન (ટન) | બાજરી ક્ષેત્રફળ (એકર) | બાજરી ઉત્પાદન (ટન) | ઘઉં ક્ષેત્રફળ (એકર) | ઘઉં ઉત્પાદન (ટન) |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૧૦૭૮૪૪ | ૪૦૫૩૬ | ૧૩૭૧૨૮ | ૩૧૧૮૪ | ૧૬૨૪૧ | ૩૭૮૮ |
| ૧૯૩૧–૩૨ | ૮૯૩૯૨ | ૪૫૬૬૮ | ૧૬૦૪૮૪ | ૪૯૭૯૭ | ૧૮૬૦૫ | ૪૨૫૫ |
| ૧૯૩૨–૩૩ | ૧૦૬૬૩૧ | ૩૮૨૬૬ | ૧૧૯૮૨૧ | ૩૧૬૧૧ | ૧૫૭૧૫ | ૩૭૨૯ |
| ૧૯૩૩–૩૪ | ૯૮૬૫૨ | ૪૨૫૭૦ | ૧૧૪૮૦૭ | ૩૯૩૯૨ | ૨૧૦૬૦ | ૩૭૨૩ |
| ૧૯૩૪–૩૫ | ૧૧૬૫૩૭ | ૫૬૩૦૬ | ૧૩૧૧૧૨ | ૪૦૭૩૭ | ૭૯૫૭૬ | ૩૨૦૦ |
| ૧૯૩૫–૩૬ | ૮૩૪૭૦ | ૩૧૨૪૧ | ૧૪૮૮૮૦ | ૫૩૭૧૪ | ૧૬૧૫૪ | ૩૧૮૯ |
| ૧૯૩૬–૩૭ | ૩૬૦૮૭ | ૫૩૬૯ | ૧૪૬૮૭૦ | ૩૪૫૭૨ | ૧૨૪૪૭ | ૨૯૬૩ |
| ૧૯૩૭–૩૮ | ૧૧૦૭૭૦ | ૪૩૦૮૧ | ૧૩૫૬૫૦ | ૪૩૬૨૩ | ૧૯૦૪૮ | ૩૬૮૯ |
| ૧૯૩૮–૩૯ | ૯૪૫૧૩ | ૧૨૪૬૫ | ૧૫૨૭૯૮ | ૪૧૩૭૨ | ૧૨૦૩૧ | ૧૯૧૭ |
| ૧૯૩૯–૪૦ | ૩૯૨૨૭ | ૪૨૧૬ | ૨૦૫૦૨૪ | ૩૩૫૪૩ | ૧૪૧૫૬ | ૨૭૦૦ |
| ૧૯૪૦–૪૧ | ૭૩૨૦૮ | ૧૪૭૬૪ | ૧૮૭૧૨૮ | ૬૦૮૪૦ | ૭૮૪૬ | ૧૭૩૬ |
| ૧૯૪૧–૪૨ | ૮૫૭૬૦ | ૨૨૪૯૩ | ૧૬૮૫૮૭ | ૪૩૯૬૪ | ૨૦૫૬૬ | ૨૩૪૦ |
| ૧૯૪૨–૪૩ | ૧૨૬૭૨૮ | ૬૨૨૦૦ | ૧૯૧૦૦૦ | ૪૮૪૦૦ | ૨૪૫૦૦ | ૬૦૦૦ |
| ૧૯૪૩–૪૪ | ૧૨૫૧૦૭ | ૫૫૪૦૦ | ૧૭૫૦૦૦ | ૫૦૦૦૦ | ૨૫૪૦૦ | ૫૬૦૦ |
| ૧૯૪૪–૪૫ | ૧૩૧૦૬૮ | ૫૧૪૦૦ | ૧૫૪૩૦૦ | ૨૫૨૦૦ | ૩૧૬૦૦ | ૫૫૦૦ |
| ૧૯૪૫–૪૬ | ૧૨૩૦૦૦ | ૩૯૬૦૦ | ૧૬૪૨૦૦ | ૩૯૦૦૦ | ૩૨૮૦૦ | ૬૩૦૦ |
| ૧૯૪૬–૪૭ | ૧૪૧૨૬૭ | ૫૪૨૩૮ | ૧૫૨૯૯૫ | ૩૩૮૧૯ | ૩૦૯૮૯ | ૪૫૫૭ |
| ૧૯૪૭–૪૮ | ૧૧૭૩૪૦ | ૩૫૯૪૧ | ૧૬૮૩૧૬ | ૩૯૨૨૨ | ૩૩૧૫૬ | ૭૧૭૨ |
| ૧૯૪૮–૪૯ | ૭૮૧૭૪ | ૭૯૨૬ | ૧૯૨૩૩૨ | ૩૬૩૫૫ | ૧૮૩૯૭ | ૩૯૨૨ |

| વર્ષ | કુલ અનાજ ક્ષેત્રફળ (એકર) | કુલ અનાજ ઉત્પાદન (ટન) | કુલ કઠોળ ક્ષેત્રફળ (એકર) | કુલ કઠોળ ઉત્પાદન (ટન) | કુલ અનાજકઠોળ ક્ષેત્રફળ (એકર) | કુલ અનાજકઠોળ ઉત્પાદન (ટન) | + આયાત – નિકાશ (ટન) |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૦–૩૧ | ૪૬૩૯૯૪ | ૧૪૫૪૩૭ | ૭૭૦૫૪ | ૧૧૦૩૧ | ૫૧૧૦૫૮ | ૧૫૬૪૬૮ | |
| ૧૯૩૧–૩૨ | ૪૪૮૭૨૨ | ૧૮૨૩૯૧ | ૯૬૬૦૬ | ૧૯૪૪૮ | ૫૪૫૩૨૮ | ૨૦૧૮૩૯ | |
| ૧૯૩૨–૩૩ | ૪૨૦૩૪૦ | ૨૪૩૭૨૫ | ૮૨૧૮૬ | ૨૦૯૫૫ | ૫૦૨૫૨૬ | ૧૬૪૬૮૦ | |
| ૧૯૩૩–૩૪ | ૪૩૪૧૯૫ | ૧૯૩૭૩૧ | ૮૨૫૯૦ | ૧૩૫૮૯ | ૫૧૬૭૮૫ | ૧૬૭૩૨૦ | |
| ૧૯૩૪–૩૫ | ૪૩૪૩૯૫ | ૧૬૮૭૬૮ | ૮૪૧૨૮ | ૧૨૮૫૪ | ૫૧૮૫૨૩ | ૧૮૧૬૨૨ | |
| ૧૯૩૫–૩૬ | ૪૭૦૧૮૦ | ૧૭૨૫૬૫ | ૮૭૪૪૭ | ૧૭૬૬૧ | ૫૧૭૬૨૭ | ૧૯૦૨૨૩ | |
| ૧૯૩૬–૩૭ | ૩૫૨૯૦૯ | ૮૪૮૦૭ | ૭૨૪૦૨ | ૯૩૬૧ | ૪૨૫૩૧૧ | ૯૪૧૬૮ | |
| ૧૯૩૭–૩૮ | ૪૩૩૭૭૮ | ૧૫૨૪૭૧ | ૭૩૫૫૭ | ૧૨૧૮૦ | ૫૦૭૩૨૫ | ૧૬૪૬૫૧ | |
| ૧૯૩૮–૩૯ | ૪૫૪૭૩૧ | ૧૦૪૫૮૩ | ૭૫૦૦૯ | ૬૦૮૫ | ૫૨૯૮૩૦ | ૧૧૦૬૬૮ | |
| ૧૯૩૯–૪૦ | ૪૦૫૬૪૧ | ૬૫૭૬૨ | ૭૬૦૫૮ | ૩૮૯૧ | ૪૮૧૬૯૯ | ૬૯૬૫૩ | |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૦-૪૧ | ૪૫૪૭૬૭ | ૧૩૩૭૪૯ | ૭૪૩૫૪ | ૭૩૯૭ | ૫૨૯૧૨૧ | ૧૪૧૧૪૬ | |
| ૧૯૪૧-૪૨ | ૪૨૬૦૦૨ | ૧૧૯૦૦૭ | ૭૫૮૦૦ | ૧૦૨૩૮ | ૫૦૧૮૦૨ | ૧૨૯૨૪૫ | |
| ૧૯૪૨-૪૩ | ૪૮૧૬૦૦ | ૧૭૯૪૦૦ | ૧૦૨૦૦૦ | ૨૯૫૦૦ | ૫૮૩૬૦૦ | ૧૯૮૯૦૦ | |
| ૧૯૪૩-૪૪ | ૪૭૬૭૦૦ | ૧૭૬૯૦૦ | ૯૮૦૦૦ | ૧૬૮૦૦ | ૫૭૫૬૦૦ | ૧૯૩૭૦૦ | + ૧૩૬૭ |
| ૧૯૪૪-૪૫ | ૪૬૫૦૦૦ | ૧૨૦૦૦૦ | ૯૦૦૦૦ | ૧૫૭૦૦ | ૫૫૫૦૦૦ | ૧૩૫૩૦૦ | + ૧૮૯૯૧ |
| ૧૯૪૫-૪૬ | ૪૬૩૩૦૦ | ૧૪૨૯૦૦ | ૯૧૧૦૦ | ૧૭૦૦૦ | ૫૫૪૪૦૦ | ૧૫૯૯૦૦ | + ૧૭૮૧ |
| ૧૯૪૬-૪૭ | ૪૭૫૫૬૬ | ૧૩૮૭૨૬ | ૮૭૭૭૪ | ૧૩૧૫૨ | ૫૬૩૩૪૦ | ૧૫૧૮૬૮ | + ૨૬૯૬ |
| ૧૯૪૭-૪૮ | ૪૫૮૪૩૨ | ૧૨૦૦૭૬ | ૮૬૫૪૩ | ૧૪૫૬૪ | ૫૪૫૦૨૫ | ૧૩૪૬૪૦ | + ૪૯૨૭ |
| ૧૯૪૮-૪૯ | ૪૪૮૧૫૪ | ૬૮૩૯૨ | ૭૬૨૩૧ | ૩૨૮૨ | ૫૨૪૩૮૫ | ૭૭૬૭૪ | + ૩૭૩૪૯ |
| | | | | | | | − ૨૭૫૦ |

## કોઠો નં. ૨

### ખેડા જિલ્લામાં ખોરાક પાકનું એકર દીઠ રતલમાં ઉત્પાદન

| વર્ષ | ચોખા | બાજરી | ઘઉં | કુલ અનાજ | કઠોળ | કુલ અનાજ કઠોળ |
|---|---|---|---|---|---|---|
| ૧૯૩૦-૩૧ | ૮૪૦ | ૫૧૦ | ૫૨૩ | ૭૦૦ | ૩૧૪ | ૬૫૦ |
| ૧૯૩૧-૩૨ | ૧૧૪૫ | ૬૯૫ | ૫૧૨ | ૯૧૦ | ૫૪૮ | ૮૨૦ |
| ૧૯૩૨-૩૩ | ૮૦૪ | ૫૯૦ | ૫૩૨ | ૭૦૭ | ૫૭૧ | ૭૮૦ |
| ૧૯૩૩-૩૪ | ૯૮૦ | ૭૬૮ | ૪૦૦ | ૮૦૦ | ૩૬૭ | ૭૨૫ |
| ૧૯૩૪-૩૫ | ૧૦૭૮ | ૭૦૦ | ૩૫૮ | ૮૭૨ | ૩૪૦ | ૭૮૪ |
| ૧૯૩૫-૩૬ | ૮૪૦ | ૮૦૦ | ૪૪૮ | ૮૯૬ | ૪૯૩ | ૯૨૦ |
| ૧૯૩૬-૩૭ | ૩૨૩ | ૫૨૭ | ૫૬૦ | ૫૩૭ | ૨૯૧ | ૫૦૦ |
| ૧૯૩૭-૩૮ | ૮૭૦ | ૭૦૦ | ૪૩૪ | ૭૮૪ | ૩૭૦ | ૭૨૫ |
| ૧૯૩૮-૩૯ | ૨૭૨ | ૬૦૬ | ૩૫૮ | ૫૧૫ | ૧૭૯ | ૪૭૦ |
| ૧૯૩૯-૪૦ | ૨૪૦ | ૩૬૫ | ૪૩૨ | ૩૫૮ | ૧૧૩ | ૩૨૩ |
| ૧૯૪૦-૪૧ | ૪૫૦ | ૭૪૪ | ૫૦૦ | ૬૫૦ | ૨૨૪ | ૬૦૦ |
| ૧૯૪૧-૪૨ | ૬૦૦ | ૫૮૩ | ૨૪૪ | ૫૮૨ | ૨૯૨ | ૫૭૫ |
| ૧૯૪૨-૪૩ | ૧૧૦૨ | ૫૬૭ | ૫૫૦ | ૮૨૮ | ૪૨૬ | ૭૧૦ |
| ૧૯૪૩-૪૪ | ૧૦૫૦ | ૬૪૦ | ૫૦૦ | ૮૨૮ | ૩૮૧ | ૭૬૦ |
| ૧૯૪૪-૪૫ | ૯૦૦ | ૩૬૦ | ૪૦૦ | ૫૮૨ | ૩૮૦ | ૫૪૫ |
| ૧૯૪૫-૪૬ | ૭૨૦ | ૫૩૦ | ૫૫૫ | ૬૭૨ | ૪૧૭ | ૬૫૦ |
| ૧૯૪૬-૪૭ | ૮૬૦ | ૫૦૦ | ૩૨૯ | ૬૫૦ | ૩૫૮ | ૬૦૫ |
| ૧૯૪૭-૪૮ | ૬૮૮ | ૫૨૨ | ૪૮૪ | ૫૮૨ | ૩૮૦ | ૫૩૧ |
| ૧૯૪૮-૪૯ | ૨૨૭ | ૪૨૦ | ૪૭૮ | ૩૩૬ | ૯૦ | ૨૯૧ |

## કોઠો નં. ૩

આપણા એ મુખ્ય પાકોના ઉત્પન્નની બીજા દેશો સાથે સરખામણી (એકર દીઠ રતલમાં)

| દેશ | ચોખા | ઘઉં | કપાસ (રૂ) | દેશ | ચોખા | ઘઉં | કપાસ (રૂ) |
|---|---|---|---|---|---|---|---|
| હિન્દ | ૮૩૪ | ૭૨૮ | ૮૯ | જાપાન | ૩૪૪૮ | ૧૬૬૦ | ૧૯૬ |
| થાઇલેન્ડ | ૧૨૯૯ | — | — | યુનાઇટેડ સ્ટેટ્સ | ૨૧૮૫ | ૮૧૨ | ૨૬૮ |
| કોરિયા | ૨૨૬૪ | — | — | ચીન | ૨૪૩૩ | ૧૨૩૧ | ૨૦૪ |
| ઇજિપ્ત | ૩૬૩૬ | ૧૮૮૨ | ૫૩૫ | સ્પેન | ૨૯૩૮ | — | — |
| ઇટાલી | ૪૯૨૮ | ૧૭૦૦ | ૧૭૦ | કેનેડા | — | ૯૭૨ | — |

# ૪

# મુખ્ય પાકો

ખેડા જિલ્લામાં થતા પાકો અને તેના ઉત્પાદનના આંકડા આગળ અપાઈ ગયા છે. એટલે ૧૯૪૯–૫૦માં આ જિલ્લામાં થતા જુદા જુદા પાકોના તાલુકાવાર વાવેતરના આંકડા આ નીચેના કોઠામાં આપ્યા છે :

| તાલુકો | બાજરી વાવેતર એકરમાં | કોદરા વાવેતર એકરમાં | ઘઉં વાવેતર એકરમાં | કપાસ વાવેતર એકરમાં | તમાકુ વાવેતર એકરમાં |
|---|---|---|---|---|---|
| આણંદ | ૪૩૨૯૫ | ૧૯૨૭૭ | ૧૬૫૨ | ૫૭૭ | ૧૮૩૨૬ |
| કપડવણજ | ૫૨૯૬૧ | ૬૮૫૪ | ૧૩૮૧ | ૨૭૦૧૬ | ૧૦૧૯ |
| ખંભાત | ૨૯૪૧૭ | ૮૩૩૭ | ૬૧૩૩૩ | ૪૯૯૮ | ૨૯૯૩ |
| ઠાસરા | ૧૮૭૪૩ | ૮૫૪૮ | ૪૭૦ | ૨૦૫૬૩ | ૧૧૧૩૬ |
| નડિયાદ | ૩૬૦૨૯ | ૯૮૪૭ | ૧૬૬૭ | ૧૩૩૨ | ૧૫૨૯૫ |
| પેટલાદ | ૩૭૬૪૩ | ૧૪૮૦૬ | ૧૦૪૫ | ૪૫૩ | ૧૧૬૪૮ |
| બોરસદ | ૩૫૩૪૩ | ૨૫૨૩૬ | ૪૬૮ | ૪૦૮ | ૧૨૮૬૬ |
| મહેમદાવાદ | ૨૯૪૫૨ | ૫૭૪૦ | ૨૪૭૩ | ૧૩૫૩ | ૧૧૭૬ |
| માતર | ૨૩૮૬૩ | ૬૧૮૨ | ૧૮૦૨૫ | ૫૫૮૨ | ૩૫૦૩ |
| વાડાસિનોર | ૧૪૦૦૦ | ૨૫૯ | ૧૮૦૫ | ૧૪૧૦૭ | ૨૦૬ |

ખેડા જિલ્લામાં થતા ઉપર જણાવેલા પાકોની ખેતી સંબંધી ટૂંક માહિતી આ નીચે આપી છે :

(૧) **બાજરી :** બાજરી એ આ જિલ્લાનો સૌથી વધુ સર્વમાન્ય અને વધુ વિસ્તારમાં લેવાતો પાક છે. બાજરીનો પાક સામાન્ય રીતે કઠોળ સાથે મિશ્રપાક રૂપે લેવાય છે. બાજરી આ જિલ્લાનો મુખ્ય ખોરાક છે. એની કડબ ખાસ કરીને ભેંસને, સારી માફક આવે છે.

**હવામાન અને પાક-ક્ષેત્રફળ :** બાજરી ટૂંક સમયમાં તૈયાર થનારો પાક છે. એ હલકી જમીનમાં અને થોડા વરસાદમાં પણ પાકે છે. ત્રણ સાડા ત્રણ મહિનામાં બાજરી પાકી જાય છે. તે ભરફૂલમાં હોય ત્યારે વરસાદ પડે તો તે પાકને નુકસાન કરે છે, ફૂલ ધોવાઈ જાય છે ને દાણા બેસતા નથી.



બાજરીનો પાક

પાકઉછેર પહેલા વરસાદ પછી જમીન બેત્રણ વાર ખેડી તૈયાર કરવામાં આવે છે આગોતર પાક તમાકુનો હોય તો જમીન રાંપી તૈયાર કરે છે. સાધારણ રીતે બાજરીની જમીન ખતરાતી નથી. સવડ હોય તો એકરે ૬થી ૮ ગાડાં ખાતર ભરે છે ખોળ આપવો હોય તો એકરે ૩૦૦ રતલ આપે છે. બી બાજરીનું એકરે ૫થી ૬ રતલ, મગ ૧૨ અધેળ, મઠ દોઢ રતલ, ચોળા ૮ અધેળ અને ગુવાર દોઢ રતલ ભેગું કરી વાવે છે. ખેતીવાડી ખાતાએ ૨૦૭ નંબરનું સુધારેલું બાજરીનું બી તૈયાર કર્યું છે, જે દેશી બાજરી કરતાં ૧૦થી ૧૨ ટકા વધારે પેદાશ આપે છે ખેડૂતોમાં આનો મોટા પ્રમાણમાં પ્રચાર થયો છે લોકોની માન્યતા પ્રમાણે સુધારેલી જાતની બાજરીના દાણા નાના છે, અને કડબ દેશી બાજરીની કડબ કરતાં જરા હલકી છે.

સરેરાશ એક એકરે બાજરી ૫૦૦થી ૬૦૦ રતલ, મગ-મઠ દરેક એકરે ૦૫૧ રતલ, ગવાર ૮૦ રતલ અને ચોળા ૮૦ રતલ ઊતરે છે. જો તુવેરનું મિશ્રણ હોય તો એ એકરે ૧૫૦ રતલ જેટલી ઊતરે છે. તમાકુ પછીની બાજરીનું ઉત્પન્ન લગભગ બમણું ઊતરે છે માતર તાલુકાના સંધાણા ગામના એક ભાઈએ એક એકરમાં ૧૦૦ મણ બાજરી લીધી હતી બાજરી પછી કોદરા, તમાકુ કે જીરાના પાકો લેવાય છે ઉનાળામાં ખાસ કરીને સૂકવર્ણા વર્ષોમાં, બાજરી પિયતથી લેવાય છે ચોમાસું બાજરી કરતાં ઉનાળુ પિયતની બાજરી અઢીથી ત્રણ ગણી ઊતરે છે ૧૯૫૨ના ઉનાળામાં કેરિયાવીમાં એક ખેડૂત ભાઈએ ૫૦૦૦ રતલ બાજરી એક એકરે લીધી હતી.

(૨) કોદરા : કોદરા ગરીબ લોકોનો મુખ્ય ખોરાક છે. કોદરામાંથી કોદરી કાઢી ચોખાની જગાએ વાપરવામાં આવે છે. તાજા કોદરા મીણા હોય છે, જેથી એક વર્ષ જૂના થયે વપરાય છે.



કોદરાનો પાક

**હવામાન અને પાકક્ષેત્રફળ** બાજરી કરતાં કોદરાને જરા સારી જમીન જોઈએ છે કોદરા બાજરી કરતાં ૫ દરેક દિવસ મોડા પાકે છે બાજરીની જેમ કોદરામાં પણ તુવેર, તલ અને શેરીઆના મિશ્ર પાક લેવાય છે. રોઝી કપાસ પહેલા વર્ષે કોદરામાં ઓરવાનો રિવાજ છે.

પાકઉછેર : કોદરા પહેલા વરસાદે ઓરવામાં આવે છે. કોદરા માટે જમીન રાંપ અગર કરબડીથી તૈયાર કરવામાં

આવે છે. જમીનમાં સાધારણ રીતે ખાતર ભરાતું નથી. એકરે કોદરાનું બી ૮થી ૯ રતલ, તુવેરનું પોણા બે રતલ, શેરિયા ૩ રતલ અને તલ ૩ અધોળ ભેગું કરી વાવે છે. ચારેક મહિનામાં કોદરા તૈયાર થાય છે. પછી તલ પાકે છે. કોદરા લીધા પછી ત્રણેક મહિને તુવેરની સિંગો ઊતરવા માંડે છે. જો પાછોતર વરસાદ સારો હોય તો તુવેરના બે સારા ફાલ ઊતરે છે. કોદરાનો એકરે ઉતારો ૧૨૦૦ રતલ ઊતરે છે, તલનો ૪૦૦ રતલનો, શેરિયાનો ૧૬૦ રતલનો અને તુવેરનો ૧૨૦૦ રતલ ઊતરે છે.

(૩) ઘઉં : ખેડા જિલ્લામાં ઘઉંનું વાવેતર ફક્ત માતર તાલુકાના ભાલ ગાળાની કાળી જમીનમાં કોરાટ થતું. બાકી બધે પિયતથી થતું. ખંભાત તાલુકો ખેડા જિલ્લામાં આવવાથી ઘઉંનું ક્ષેત્રફળ વધ્યું છે. પિયત ફક્ત ૧૦,૦૦૦ એકર જમીનમાં થાય છે.

હવામાન : ક્ષેત્રફળ : ઘઉં ફક્ત કાળી ભેજવાળી જમીનમાં જ સારા થાય છે. આ જિલ્લામાં પાછોતર વરસાદ અનિયમિત હોવાથી ઘઉંનો પાક કેટલો ઊતરશે તેનો અંદાજ કાઢવો ખૂબ મુશ્કેલ હોય છે પ્રકરણ ત્રીજામાં આપેલા આંકડાઓ ઉપરથી જણાશે કે વાવેતરનું પ્રમાણ અને પાકનો ઉતાર, એ બેમાં હવામાન અને વરસાદને લઈને મોટો તફાવત રહે છે.

આંકડા ઉપરથી જોઈ શકાય છે કે આખા જિલ્લામાં ઘઉં મુખ્યત્વે ખંભાત ને માતર તાલુકામાં જ પાકે છે. માતર અને ખંભાત સિવાય બાકી બીજા તાલુકાઓમાં મોટે ભાગે ઘઉં પિયત થાય છે

પાક ઉછેર : જમીન ચોમાસામાં તૈયાર કરવામાં આવે છે. ખાતર મોટા ભાગના ખેડૂતો ભરતા નથી. ઘઉં ચાર મહિને તૈયાર થાય છે. કોરાટ એકરે ૪૦૦ રતલ અને પિયત ૮૦૦ રતલ ઊતરે છે. ઘઉંને ગેરૂનો રોગ ઘણાં વર્ષોમાં લાગે છે. કોરાટ કરતાં પિયતમાં વધારે લાગે છે. ખેતીવાડી ખાતા તરફથી જેને ગેરૂ ન લાગે તેવી જાતો, જેવી કે નીફાડ ૪, કેન્ફાડ વગેરે તૈયાર થઈ છે. પોપટિયા, દેશી ઘઉં ઉપર રોગ આવતો નથી. પણ જાત કઠણ હોવાથી દાણા છૂટા પાડવા ભારી પડે છે. જાત કઠણ હોવાથી લોકો એને પસંદ પણ ઓછી કરે છે.

(૪) ડાંગર : ખેડા જિલ્લામાં ૧½ લાખ એકર જમીનમાં ડાંગર થાય છે. ડાંગરનો પાક માતર તાલુકામાં દસક્રોઈ અને નીચાણવાળા ભાલ પ્રદેશમાં વધારે પ્રમાણમાં થાય છે. ઉપરાંત નીચાણવાળી જગાઓમાં, તળાવના પાણીથી બીજા તાલુકાઓમાં પણ ડાંગર લેવાય છે.

દસક્રોઈમાં જ્યાં નહેરનું સાધન છે ત્યાં ઊંચી જાતની જાતો, જેવી કે જીરાસાળ, કમોદ, પંખાળી વગેરે લેવાય છે. કમોદ ને પંખાળી સુગંધીવાળી જાતો છે.

હવામાન : જમીનવર્ગ : ડાંગર માટે ખેતરમાં ક્યારીઓ બાંધવામાં આવે છે કે જેથી પાણી ટકી રહે. ક્યારીમાં ડાંગરનું રોપાણ થાય છે જો પાણીનું સાધન હોતું નથી તો પાક નિષ્ફળ જાય છે, એથી જિલ્લામાં પાકની નિષ્ફળતાનાં વર્ષો પ્રમાણમાં વધારે આવે છે.

જાતો : આ જિલ્લામાં ડાંગરની સુતરસાળ–વહેલી અને મોડી પાકનારી, સુખવેલ, જીરાસાળ, કમોદ, પંખાળી વગેરે મુખ્ય રોપાણની જાતો છે. આ જાતોને ક્યારી જમીન અને સારો વરસાદ જોઈએ છે. વરસાદ જોઈતો ન હોય તો પાણીના સાધનની જરૂર રહે છે. જીરાસાળ, કમોદ ને પંખાળી જાતો ખારી કેનાલ ઉપર થાય છે.

ચરોતરમાં ગોરાડુ જમીનમાં વાંકલો, વાંકલી વગેરે જાતો ઓરીને લેવાય છે. આ જાતો વહેલી થાય છે ને હલકી ગણાય છે. ફક્ત ઘરવપરાશ માટે આનો ઉપયોગ થાય છે.

જિલ્લામાં ૧½ લાખ એકર જમીનમાં થતી ડાંગરમાંથી ૮૦ હજાર એકરમાં સુતરસાળ, ૧૦ હજાર એકરમાં સુખવેલ, ૧૬ હજાર એકરમાં જીરાસાળ અને ૨ હજાર એકરમાં કમોદ, પંખાળી લેવાય છે. સુતરસાળને પાકતાં લગભગ ૪ મહિના લાગે છે, અને એકરે ઉત્પન્ન ૨૪૦૦ રતલ સુધી આવે છે. સુખવેલ નવી જાત છે. સુતરસાળ કરતાં અઠવાડિયું વહેલી પાકે છે, ઉત્પન્ન એકરે ૨૦૦૦ રતલ ઊતરે છે. જીરાસાળ, કમોદ અને પંખાળી જાતોને પાકતાં ૪½ મહિના લાગે છે. જીરાસાળનું એકરે ઉત્પન્ન ૩૨૦૦ રતલ આવે છે. કમોદ, પંખાળી એકરે ૩૦૦૦ રતલ ઊતરે છે. આ ડાંગર ઉપર મશી અને કમોડીના રોગ આવે છે. હમણાં હમણાં બાસમતી, દિલ્લી કમોદ, પરિમલ વગેરે જાતો આ જિલ્લામાં આવી છે. આ જાતો નકલી છે અને અસલ જાતના ગુણો એમાં જણાતા નથી.

ડાંગરની જાતો સુધારવાનું કામ માતર તાલુકાના દસક્રોશી ગાળાના નવાગામમાં સરકારી ફાર્મ ઉપર ચાલે છે.

પાકઉછેર : પાણીની સગવડ હોય તો વરસાદ પહેલાં, નહિ તો વરસાદ શરૂ થયે, સારી ઊંચાણવાળી જગાએ શક્ય

હોય તો શમીના છાંયા નીચે, ધરુ ઉછેરવામાં આવે છે. ક્યારીમાં એકરે ૧૦થી ૧૨ ગાડાં ખાતર ભરી, ખેડી, સમાર દઈ તૈયાર કરવામાં આવે છે. પછીથી જમીન ધાણીએ દઈ, સારી રાબ થયે રોપવા માટે તૈયાર થઈ ગણાય છે. ક્યારી ભરાયે ડાંગર એક કે બે રોપ નવ ઇંચને અંતરે રોપે છે. પાક તૈયાર થયે વાઢી લઈ રાત્રે ઝૂડી લે છે, ને દાણા વણ-છામાં સૂકવવા દે છે.

સુતરસાળ ડાંગરની સરેરાશ ઉત્પન્ન એકરે ૧૧૦૦ રતલની ગણાય છે. સારા ખેડૂતો ૨૪૦૦ રતલ સુધી પકવે છે.

વાંકલો વાંકલી ઓરાણુ ડાંગર માટે એકરે ૩૦ રતલ પ્રમાણે બી ઓરવામાં આવે છે. ઉત્પન્ન એકરે ૬૦૦થી ૮૦૦ રતલ જેટલું ઊતરે છે.

(૫) કપાસ : કપાસ માળ ગાળામાં કાળી ભરડ જમીનમાં મુખ્યત્વે કરીને પાકે છે. બીજે ઠેકાણે નીચાણવાળી જમીનમાં પકે છે ડાંગર માટે વરસાદ ઓછો હોય તો એવાં વર્ષોમાં ડાંગરને બદલે કપાસ પકવવામાં આવે છે.

પહેલાં કપાસ કાનમી જાતનો પકવાતો. પરંતુ હાલમાં ભરૂચનો વિજય જાતનો સુધારેલા કપાસનો સારો પ્રચાર થયો છે.

હવામાન: પાક-ક્ષેત્રફળ : કાળી જમીન રાંપથી તૈયાર કરી વરસાદ પડેવાં બી દેપી દેવામાં આવે છે. વરસાદ પછી જમીનમાં ઘણો વખત પેસાતું નહિ હોવાથી આ પ્રથા ઉદ્ભવી છે. કપાસનો પાક જાન્યુઆરી ફેબ્રુઆરીથી પાકવો શરૂ થાય છે અને કપાસ વીણામણ દેઢથી બે મહિના સુધી ચાલે છે. જો શિયાળામાં હિમ પડે તો પાક નિષ્ફળ જાય છે. આવાં હિમનાં વર્ષ ગયા દસકામાં જૂજ હતા પણ એના પહેલાંના દસકામાં વિશેષ હતાં.

આંકડા પરથી કપડવણજ, ઠાસરા, અને વાડાશિનોરના માળગાળાનું કપાસ પ્રદેશ તરીકેનું મહત્ત્વ સમજાય છે.

પાકઉછેર : કપાસ માટેની જમીન ભાગ્યે જ ખતરાય છે. વરસાદ પહેલાં વાદળાં બંધાવા માંડે એટલે ઓરણીની શરૂઆત થાય છે. એકરે ૫થી ૬ રતલ બી ફુટ.થી ૪થી ૫ ફૂટના અંતરે વવાય છે. જીંડવાં જાન્યુઆરીમાં પાકે છે ને માર્ચ-એપ્રિલ સુધી કપાસ વીણામણ ચાલે છે. પાછોતર વરસાદ વધારે હોય તો પાક મોડો પાકે છે.

કપાસ વીણામણ વખતે જિલ્લા બહારથી પણ મજૂરો આવે છે અને વીણામણનું કામ કોન્ટ્રાક્ટથી કરે છે.



કલકત્તી તમાકુ

સાધારણ દર ૪૦ રતલના એક રૂપિયા પ્રમાણે હોય છે. સરો કપાસ એકરે ૪૦૦ રતલ ઊતરે છે. ૧૯૫૦-૫૧ની મોસમમાં વરસાદ ઘણો ઓછો હોવાથી ઉતરો એક એકરે ૨૭૦ રતલ ઊતર્યો હતો.

(૬) તમાકુ : તમાકુ ખેડા જિલ્લાનો એક મોટામાં મોટો નાણાં પાક છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી ચરોતરની ખેતીની આર્થિક સ્થિતિ ઘણે અંશે તમાકુના પાક ઉપર આધાર રાખે છે. તમાકુમાં માવજત વિશેષ હોવાથી એના પછીના અનાજ પાકનો ઉતારો સારો ઊતરે છે. ચરોતરનાં ભાઠાંનાં પાણી તમાકુને સારાં માફક આવે છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી શિયાળુ કલકત્તી તમાકુનું વાવેતર વધ્યું છે. આ પાક બાજરી લીધા પછી લેવામાં આવે છે.

હવામાન: પાકક્ષેત્રફળ : ખેડા જિલ્લાની ગોરાડુ જમીન ડોરાંટ તમાકુ માટે અને ભાલની પાણી પિયત તમાકુ માટે ઘણી લાયક છે. મુંબઈ રાજ્યની અડધી તમાકુનું ઉત્પન્ન ખેડા જિલ્લામાં જ થાય છે. આંકડાના કોઠા ઉપરથી જણાશે કે ખેડા જિલ્લામાં તમાકુ ચરોતર પ્રદેશમાં જ વિશેષ ભાગે થાય છે. ૧૯૪૯-૫૦માં કુલ ૫૯૭૯૦ એકરમાં વાવેતર થયું હતું.

ખેડા જિલ્લામાં સને ૧૯૧૭-૧૮માં ૧૭૦૦૦ એકર તમાકુનું વાવેતર હતું, તે વધીને ૧૯૩૧-૩૧માં ૫૬૦૦૦ થયું હતું. પછી બીજા વિશ્વયુદ્ધ વખતે અંકુશોને કારણે એનું વાવેતર ઘટ્યું હતું

પાકઉછેર : તમાકુ ઑગસ્ટ માસમાં રોપાય છે. ડોરાંટ તમાકુ જાન્યુઆરીમાં તૈયાર થાય છે. ને પીત તમાકુ માર્ચમાં



કેળિયું તમાકુ

તૈયાર થાય છે. તમાકુના રોપ વરસાદ શરૂ થયે તૈયાર કરવામાં આવે છે. સાધારણુ રીતે રોપણી વખતે બધાં ધરુ એકસરખાં તૈયાર હોતા નથી, જેથી ધરુ લાવવા ખેડૂતો ગામેગામ ફરે છે. ઝરમર ઝરમર વરસાદ રોપવા માટે ઘણો જ અનુકૂળ ગણાય છે. તમાકુ માટે જમીનની ઉપરાઉપરી ખેડ કરી સમાર દઈ એકરે ૧૫થી ૨૦ ગાડાં ખાતર ભરી તૈયાર કરવામાં આવે છે. પાક કિંમતી હોવાથી જમીન ખાતરો, ખેડી તૈયાર કરવામાં ખેડૂત ઘણી કાળજી લે છે. નદીના ભાઠામાં સારામાં સારી કસવાળી તમાકુ થાય છે ને તે ઘણા ઊંચા ભાવે વેચાય છે. ખેતરની તમાકુની જમીન જરા વધારે પોટાસ અને ફોસ્ફરસવાળી હોય તો તમાકુ ઊંચી જાતની થાય છે. રેતાળ જમીનની તમાકુ ઊતરતી પ્રતની હોય છે, અને રેતલી જમીન અને સારી માવજત ન હોય તો હલકા પ્રકારની તમાકુ નીકળે છે.

તમાકુની જમીનને ઘણું છાણિયું ખાતર માફક આવતું નથી. જો કે ઉતારો સારો ઊતરે છે પણ ફૂંક સારી આવતી નથી. કોરટ તમાકુમાં ઉપરથી ખાતર આપવામાં આવતું નથી પિયતમાં ખોળનું ખાતર અપાય છે ચઢાઉ પાણીના પિયતમાં બીજું ખાતર આપવામાં આવતું નથી પાણીમાં નાઈટ્રેટ અગર પોટાસ અને નાઈટ્રેટ હોય તો પાણી ચઢાઉ ગણાય છે, ને તે પાણી ખાતરની પણ ગરજ સારે છે. આવા પિયતથી પાક ઘણો ઊતરે છે.

તમાકુના ઉપયોગ : (૧) બીડી માટે કેળિયું, ગાંડિયું, ...યું, સઈજપુરિયું એ જાત નાના મોટા પ્રમાણમાં વપરાય છે. બીડી માટે તમાકુનો ભૂકો કરવામાં આવે છે. બીડી માટે લાલ કે લીલાશવાળો ભૂકો વપરાય છે. (૨) પડા : ઊંચી જાતની તમાકુના પડા બાંધવામાં આવે છે. પડાની બાંધણી પ્રમાણે (૧) ચોપડિયું કે (૨) જૂડી કહે છે. ચોપડિયામાં આખાં પાન પહોળાં રહે છે, જ્યારે જૂડીનાં પાનની ડોશી વાળવામાં આવે છે કે જેથી પડા પાતળા અને લાંબા દેખાય છે. (૩) કાળિયું : આ જાતની તમાકુ તૈયાર કરવામાં તમાકુ જરા કાચી કપાય છે. બાંધેલા પડાની તમાકુ પાકી જાય અને કાળી પડી જાય ત્યાં સુધી ફેરવાય છે. આની તમાકુ પાકો કાળો રંગ પકડે છે.

તમાકુનો પાક નીચે પ્રમાણે ઊતરે છે :

તમાકુની પેદાશ (એકરે રતલમાં)

| જાત | ભૂકો | પડા |
|---|---|---|
| ૧ કોરાટ પીલિયું | ૪૨૦થી ૫૬૦ | ૭૦૦થી ૮૪૦ |
| ૨ પિયત પીલિયું | — | ૮૦૦થી ૧૦૦૦ |
| ૩ કોરાંટ સઈજપુરિયું | ૫૦૦થી ૭૦૦ | — |
| ૪ પિયત સઇજપુરિયું | — | ૮૦૦થી ૧૧૦૦ |
| ૫ કોરાંટ કેળિયું | ૫૦૦થી ૬૦૦ | — |
| ૬ પિયત કેળિયું | — | ૨૦૦૦થી ૨૪૦૦ |
| ૭ કોરાંટ ગાંડિયું | ૬૦૦થી ૮૦૦ | — |
| ૮ પિયત ગાંડિયું | ૧૦૦૦થી ૧૨૦૦ | — |

આ ઉપરાંત ખેડૂતો તમાકુમાં પીલા રાખે છે પીલનું ઉત્પન્ન એકરે ૨૦૦થી ૨૫૦ રતલ ઊતરે છે. સારા ખેડૂતો જમીન ચૂસાણુ ન થાય તે માટે પીલા રાખતા નથી. ખેડૂતો તમાકુના ભાવ ઊંચા હોય ત્યારે પીલા રાખવા લલચાય છે.

સુણાવ અને સઇજપુર ગાળામાં ઘણા જૂના તમાકુવાડા જોવા મળે છે.

વાકુમ્બાનો રોગ તમાકુને ઘણું નુકસાન કરે છે, તમાકુનો કસ ચૂસી લે છે ને પાન બરાબર પાકતાં નથી.

ઉપયોગ : તમાકુનો ૫૫ ટકા જેટલો માલ બીડીમાં, ૮ ટકા જેટલો હુક્કામાં, ૧૨ ટકા જેટલો સુંગીમાં, ૧૫ ટકા જેટલો ખાવામાં અને ૧૦ ટકા જેટલો તપકીરમાં વપરાય છે.

કેલિયું, ગાડિયું, અને પીલિયું ભૂકા માટે વપરાય છે. મોટે ભાગે સઈજપુરિયું અને કેટલુંક પીલિયું અને કાળિયું ખાવામાં વપરાય છે. હુક્કામાં કાળિયું વપરાય છે. ગાંડિયું અને કાળિયું છીંકણી માટે વપરાય છે.

**(૭) મગફળી :** આ જિલ્લામાં મગફળીનું વાવેતર છેલ્લાં પચીસેક વર્ષથી શરૂ થયું છે. આ જિલ્લાની રેતાળ જમીનમાં આ પાક ઘણો આવકારદાયક નીવડયો છે. આમાં પહેલાં નહિ જેવી જ બાજરી પાકતી.

**હવામાન-ક્ષેત્રફળ :** મગફળીને રેતાળ જમીન જોઈએ અને તે થોડા વરસાદે પાકે છે. જિલ્લામાં ૪૫૦૦૦ એકર જમીનમા મગફળી થાય છે તે પૈકી ૩૨૫૦૦ એકર જમીન એકલા કપડવણજ તાલુકાની છે અને તે બધી રેતાળ ગાળામાં છે. ઠાસરામાં ૩૫૦૦ એકર અને વાડાશિનોરમાં ૯૪૦૦ એકર જમીનમાં મગફળી થય છે. નડિયાદ તાલુકાના ઉત્તર ભાગમાં પણ મગફળી થાય છે. બીજા તાલુકામાં પાક નહિ જેવા છે

**પાકઉછેર :** જમીન ખતરાતી નથી. ખેડા જિલ્લામાં ત્રણ દાણાની મગડી મગફળીની જાત લેવાય છે. ડિસેમ્બરની અધવચમાં મગફળી પાકે છે. એકરે ૧૨૦૦થી ૧૫૦૦ રતલ મગફળી ઊતરે છે.

**(૮) જીરું : વરિયાળી:** જીરું-વરિયાળી આ જિલ્લાના પિયતના નાણાં પકો છે. બન્ને પાકો ગોરાડુ જમીનમાં પિયતથી થાય છે બન્ને પાકો ચરોતરમાં વધારે પ્રમાણમાં થાય છે.

જીરું શિયાળામાં બાજરી પછી લેવાય છે. પાક ત્રણેક મહિનામાં પાકે છે. ભાવ પણ સારા ઊપજે છે જીરું એકરે આશરે ૫૦૦થી ૬૦૦ રતલ ઊતરે છે.

વરિયાળી ધરુ ઉછેરી ચોમાસામાં રોપાય છે. જાન્યુઆરીના પાછળના ભાગમાં વરિયાળી પાકવી શરૂ થાય છે, ને



વરિયાળીનો પાક



જુવારનો પાક

પાકયા પ્રમાણે ચક્કરો કઢી લે છે ને છાંયામાં સૂકવે છે. એકરે ૭૦૦થી ૮૦૦ રતલ વરિયાળી ઊતરે છે. જિલ્લામાં આ પાકો કેટલી જમીનમાં પાકે છે તેના આંકડા અગાઉના પ્રકરણમાં આપેલા છે. નડિયાદ આ પાકના વેચાણનું મોટું મથક છે અને ત્યાંથી દેશ-પરદેશ જીરું-વરિયાળી જાય છે.

**શાકભાજી – ફળ – ઘાસની ખેતી :** ખેડા જિલ્લામાં શાકભાજીનું ઉત્પન્ન તાલુકાવાર અને મોસમવાર નીચે પ્રમાણે છે:-

**ચોમાસું :** કપડવણજ તાલુકો : મરચી, રીંગણી. **નડિયાદ તાલુકો :** આદુ, હળદર, સુરણ: **આણંદ તાલુકે** આદુ, હળદર, સુરણ, ભીંડા **પેટલાદ તાલુકો :** સુરણ

**શિયાળુ :** નડિયાદ તાલુકો : બટાકા, કોબિજ, કોર્બ ફ્લાવર. રાજગરો. **આણંદ તાલુકો :** બટાકા, કોર્બ **ખંભાત તાલુકો :** બટાકા, મૂળા, **મહેમદાવાદ અને માતર તાલુકા :** રીંગણી-બારમાસી, **આણંદ તાલુકો** પાતરાં, ફુદીનો

ખેડા જિલ્લામાં સુકિયાના વાવેતરનું જમીન સાથેનું પ્રમાણ વિલીનીકરણ પહેલાં ૧.૮ હતું, જ્યારે તે પ્રમાણ વિલીનીકરણ પછી ૧.૯૫ હતું.

બાજરીના પૂળાનું ઉત્પન્ન એકરે ૪૦૦થી૫૦૦ આવે છે એક પૂળામાથી ૧થી૧| રતલ બાજરી નીકળે છે.

સંઢિયા જુવારના પૂળા એક એકરે ૫૦૦થી ૬૦૦ નીકળે છે.

**ઘાસચારાનું ઉત્પાદન અને જરૂરિયાત :** ખેડા જિલ્લામાં ઘાસચારાનું ઉત્પન્ન નીચે પ્રમાણે છે:

| | જમીન (એકર) | (ઉત્પન્ન રતલ) |
|---|---|---|
| ૧ જુવારની કડબ | ૩૬૦૦૦ | ૭૨,૦૦૦,૦૦૦ |
| ૨ સૂંઢિયું | ૧,૦૦,૦૦૦ | ૩૦,૦૦૦,૦૦૦ |
| ૩ બાજરી સરમડ | ૩,૨૦,૦૦૦ | ૬૪૦,૦૦૦,૦૦૦ |
| ૪ કોદરા–બાવટાનું પરાળ | ૨,૦૦,૦૦૦ | ૨૦૦,૦૦૦,૦૦૦ |
| ૫ ઘઉંનું પરાળ | ૧,૦૦,૦૦૦ | ૧૦૦,૦૦૦,૦૦૦ |
| ૬ ડાંગરનું પરાળ | ૧,૫૦,૦૦૦ | ૩૦૦,૦૦૦,૦૦૦ |
| ૭ કઠોળનું પૂવડ | ૧,૦૦,૦૦૦ | ૪૦૦,૦૦૦,૦૦૦ |

૮ શેડાનું ઘાસ, નીંદામણ વગેરે ભેંસને ત્રણ મહિના રોજના ૧૦ રતલ પ્રમાણે મળે છે.

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે આપણી કડબ, પરાળ ઘાસ વગેરેનું ઉત્પાદન લગભગ ૧૫૭૨૦ લાખ રતલનું છે, અને ભૂસાનું ઉત્પાદન ૧૪૦૦ લાખ રતલનું છે. આ ઉપરાંત ત્રણ મહિના લીલોતરી મળી રહે છે. રોજના ઢોર દીઠ ૨૦ રતલ ઘાસચારાને હિસાબે આપણું ઉત્પાદન બળદ અને ભેંસના પૂરતુ જ છે. ગાય, વાછડી, વાછડા, પાડી, પાડા વગેરેને મળી રહે તેટલું નથી.

એકંદરે આપણું ઉત્પાદન $\frac{2}{3}$ ભાગનું ગણાય, આથી ત્રીજા ભાગનાં ઢોરને ભૂખમરો વેઠવો પડે અગર તો બહારથી એક યા બીજા પ્રકારનું ઘાસ મંગાવવું પડે એ સ્થિતિ છે.

**ફળાઉ ઝાડો :** આ જિલ્લામાં આંબા, મહુડા, રાયણ, વગેરે ફળાઉ ઝાડો ઘણાં છે. સરકારી ગણતરી પ્રમાણે તે ઝાડોની તાલુકાવાર સંખ્યા નીચે મુજબ છે :

**ખંભાત :** ૧૨૦૫૨, **પેટલાદ :** ૪૯૩૪૯, **બોરસદ :** ૫૯૬૪૭, **આણંદ :** ૧૦૩૧૦૦, **નડિયાદ :** ૧૧૭૧૦, **માતર :** ૧૭૫૧૦, **મહેમદાવાદ :** ૪૭૬૫૫, **કપડવણજ :** ૧૨૯૦૯૨, **ઠાસરા :** ૬૦૬૨૩, **વાડાશિનોર :** ૩૦૦૬૯, **કુલ ઝાડ :** ૬૨૬૨૦૫.

# ૫

# ખેતીનાં સાધનો

આ જિલ્લામાં ખેતી કરવા માટે મહત્ત્વનાં સાધનોમાં બળદ, હળ–લાકડાં અને બીજાં નાનાં મોટાં સાધનો, કોસ, ટ્રેક્ટર, ઑઇલ એંજિન અને પંપ, ગાડાં વગેરેનો સમાવેશ થાય છે. તે ઉપરાંત પીતની ખેતી માટે કૂવા, તળાવો ને નહેરોનો ઉપયોગ થાય છે, આ બધાં સાધનોમાંથી કેટલાકનો પરિચય પ્રથમ ખંડમાં આપણે કર્યો છે. જ્યારે બાકીના બધાનો પરિચય અહીં આપ્યો છે.

આ જિલ્લામાં બળદ એ ખેતી માટેનું સૌથી મહત્ત્વનું એક માત્ર ઉપયોગી જાનવર મનાયું છે. ખેતી કરવામાં તેમજ ભાર વહન કરવામાં એનો ઉપયોગ થાય છે. જિલ્લામાં ૧૯૫૧ની વસતી ગણતરી મુજબ ૧,૭૩,૫૭૯ બળદની સંખ્યા નોંધાઇ છે, જેની તાલુકાવાર વિગત 'પશુધન' નામના પ્રકરણમાં પાન ૧૭૫ ઉપર આપેલા કોઠામાં અપાઇ છે.

**ખેતીનાં ઓજાર અને યંત્રો :** ખેતી–ઉપયોગી હળ-લાકડાં અને મોટાં હળની સંખ્યા સને ૧૯૪૫માં અનુક્રમે ૨૧૨ અને ૧૧૭૨ હતી, જ્યારે ટ્રેક્ટરો ૧૯૩૦ની સાલમાં ૧૩ હતાં તે વધીને દસ વર્ષમાં ૧૯૪૦ની સાલ સુધીમાં ૧૬ થવા પામ્યાં હતાં અને આજે એ ૨૦૦ જેટલાં હશે એમ મનાય છે. ટ્રેક્ટરોનો વપરાશ આ જિલ્લાને બહુ અનુકૂળ આવેલો જણાતો નથી. ગાડાંની સંખ્યા ૧૯૨૫ની સાલમાં ૨૬,૬૯૫ હતી તે વધીને સને ૧૯૪૦માં કુલે ૩૧,૧૭૨ની થવા પામી હતી. ૧૯૫૧ની ગણતરી પ્રમાણે આ જિલ્લામાં ખેતી કામમાં લેવાતાં તેમજ વાહન માટેનાં બધાં મળીને ૫૩,૬૪૫ ગાડાં નોંધાયાં છે.

પિયત ખેતી માટે આ જિલ્લામાં કૂવા ઉપર કોસ મૂકી ખેતરને પાણી પાવાની પદ્ધતિ ખૂબ જૂના વખતથી પ્રચલિત હતી. પરંતુ બાદ યંત્રયુગ પ્રચલિત થતાં આજે કોસ જાણે લગભગ ભુસાઇ ગયો છે.

આ જિલ્લામાં ઑઇલ એંજિનો અને પંપનો વપરાશ વધતો ચાલ્યો છે. ૧૯૩૫ની સાલમાં આ જિલ્લામાં તેની સંખ્યા ૩૦૮ની હતી તે બીજા વિશ્વયુદ્ધ દરમ્યાન ઉત્તરોત્તર વધતી ચાલી, તે ૧૯૫૦ની સાલની ગણતરી પ્રમાણે વિજળી-

કરણ પહેલાં ૧૯૪૮ની અને વિલીનીકરણ પછી ૧૯૫૧માં ૨૬૬૭ની હતી. આજે આ જિલ્લામાં ઑઈલ એંજિનો ને પંપની સંખ્યા લગભગ ૪થી ૫ હજારની ગણાય છે. પંપવાળાઓ પોતાનાં ખેતરોને પાણી પ.વા ઉપરાંત વધારાનું પાણી આસપાસના ખેડૂતોને વેચે છે.

આ જિલ્લાના કૂવા, તળાવો, નહેરો, પંપો વગેરે અંગેની વિગતવાર હકીકત પહેલા ખંડના પ્રકરણ ૮થી ૧૫ માં આપી છે. એટલે એને ફરીથી અહીં રજૂ કરી નથી.

ખેડા જિલ્લામાં કુલ ૫૦ હજાર એકર જમીન પિયત થઈ શકે તેવા કૂવા છે. પિયત માટેનાં તળાવોની સંખ્યા ૯૨૫ની છે.

જિલ્લામાં જુદાં જુદાં વર્ષના ગાળામાં નહેર, તળાવ ને કૂવાથી જે પિયત થયું તેના આંકડા આ પ્રકરણને અંતે આપેલા કોઠા નં. ૧માં આપ્યા છે. પિયતથી થતા ખાદ્ય પાકો તેમજ બિનખાદ્ય પાકોના એકરના વિગતવાર આંકડા પ્રકરણને અંતે આપેલા કોઠા નં. ૨ માં આપ્યા છે.



એંજિનપંપથી નીકળતું પાણી

**કૂવાઓ :** ખેડા જિલ્લામાં સને ૧૯૫૧માં પિયત માટે ઉપયોગી કૂવાની સંખ્યા નીચે પ્રમાણે હતી:

| તાલુકો | કુલ કૂવા |
|---|---|
| ૧ આણંદ | ૨૧૮૭ |
| ૨ કપડવણજ | ૧૮૩૦ |
| ૩ ખંભાત | ૫૧૮ |
| ૪ ઠાસરા | ૮૩૭ |
| ૫ નડિયાદ | ૧૯૪૫ |
| ૬ પેટલાદ | ૭૦૨ |
| ૭ બોરસદ | ૬૨૬ |
| ૮ મહેમદાવાદ | ૧૮૦૦ |
| ૯ માતર | ૧૬૧૦ |
| ૧૦ વાડાશિનોર | ૧૩૨૭ |
| | ૧૩૩૮૨ |

ખેડા જિલ્લાના કૂવાનું માપ તથા કોસનું માપ વગેરે માહિતી નીચેના કોઠામાં આપી છે.

| તાલુકા | કૂવાની ઊંડાઈ (ફૂટ) | સરેરાશ ઊંડાઈ (ફૂટ) | વ્યાસ (ફૂટ) | સરેરાશ વ્યાસ (ફૂટ) | પાણી ખેંચવાનાં સાધનો | કોસનું કદ (ગેલન) |
|---|---|---|---|---|---|---|
| ખંભાત પેટલાદ, વાડાશિનોર, બોરસદ | ૪૦થી ૭૦ | ૬૦ | ૬થી૧૨ | ૮ | કોસ, પંપ | ૩૦ |
| આણંદ, ઠાસરા | ૩૦થી ૧૨૫ | ૮૦ | ૧૦થી૧૮ | ૧૪ | કોસ, પંપ | ૩૦ |
| નડિયાદ, કપડવણજ, માતર, મહેમદાવાદ | ૨૫થી ૫૦ | ૪૦ | — | ૧૨ | કોસ, પંપ | ૩૦ |

**કોસ અને પંપની શક્તિ :** કોસથી એક સમયે લગભગ ૩૦ ગેલન જેટલું પાણી બહાર કાઢી શકાય અને દિવસમાં આશરે ૫૦૦ જેટલા કોસ કાઢી શકાય. આ પાણીથી એક દિવસમાં આશરે $\frac{1}{2}$ વીઘું ($\frac{1}{3}$ એકર) પલળી શકે. આ ગણતરી પ્રમાણે ૮ કલાકમાં આશરે ૧૫૦૦૦ ગેલન જેટલું અથવા દર સેકંડે $\frac{1}{12}$ ઘનફૂટ (૦.૦૮૩ ઘનફૂટ) જેટલું

પાણી બહાર ખેંચી શકાય. સામાન્ય રીતે ૮થી૧૦ દિવસનો પિયત-ગાળો ગણીએ તો કુલે ૪થી ૫ વીઘાને પાણી આપી શકાય. શિયાળાનો ૧૫થી ૨૦ દિવસનો પિયત-ગાળો ગણીએ તો ૮થી ૧૦ વીઘાને પાણી આપી શકાય.

હવે પંખાવાળા પંપ અને તેલયંત્રોનો વિચાર કરીએ.

છેલ્લાં થોડાં વર્ષોમાં પંપની સંખ્યા ઘણી વધી છે અને વધતી જાય છે. જે કૂવા પર પંપ મૂકવામાં આવે છે ત્યાં કૂવાની અંદર કાણાંવાળા નળના પાતાળ કૂવા કરેલા હોય છે. પંપ ચલાવવા મોટે ભાગે ક્રૂડથી ચાલતાં, ધીમી ગતિવાળાં, આડાં, ચાર ધક્કાનાં સિદ્ધાંત પર ચાલતાં તેલયંત્રો વાપરવામાં આવે છે. તેલયંત્રનું સરેરાશ ૨૦ અશ્વબળ જેટલું સામર્થ્ય હોય છે.

તેલયંત્રોને કૂવાના થાળા પાસે ગોઠવવામાં આવે છે. યંત્ર પર એક ગરગડી હોય છે જેને એક પટા દ્વારા કૂવાના મથાળે આવેલા પ્રતિધરા પર ગોઠવેલી ગરગડી સાથે જોડવામાં આવે છે. પ્રતિધરા પર બીજી એક ગરગડી હોય છે અને તેને પંપની ગરગડી સાથે બીજા પટા મારફત જોડવામાં આવે છે. આવી રીતે તેલયંત્રનું સામર્થ્ય એની ગરગડી પરથી પ્રતિધરાની ગરગડી પર અને ત્યાંથી પંપની ગરગડી પર મોકલવામાં આવે છે. પંપ દ્વારા ખેંચાયેલું પાણી એક ટાંકીમાં ફેંકવામાં આવે છે અને ત્યાંથી સિમેન્ટના નળા અથવા ઢાળિયાઓ દ્વારા ખેતરને પહોંચાડવામાં આવે છે. મોટે ભાગે ૩ ઈંચની આવકનળી અને ૪ ઇંચની ચૂસણ-નળી બેસી શકે તેવા પંખાવાળા પંપનો ઉપયોગ કરવામાં આવે છે.

પંપથી કલાકે ૧૦,૦૦૦ ગેલનના હિસાબે ૮ કલાકમાં ૮૦,૦૦૦ ગેલન જેટલું પાણી બહાર કાઢી શકાય, અને ૩થી ૪ વીઘાં જેટલી જમીન પલળી શકે. જો ઢાળીયા મારફત પાણી લઈ જવામાં આવે તો પાણીની ઘટ વધુ થાય અને જમીન ઓછી પલળે. ૮ કલાકમાં લગભગ ૩ વીઘાં જેટલી-જ્યારે સિમેન્ટના નળા મારફત પાણી લઇ જવામાં આવે તો જમીન વધુ પલળે-લગભગ ૪થી ૫ વીઘાં જેટલી. આ ઉપરાંત કૂવાથી ખેતરનું અંતર, જમીનની જાત, પાકની ઋતુ વગેરે મુદ્દાઓ પણ લક્ષમાં રાખવાના રહે છે.

સામાન્ય હિસાબ લઇએ તો ૮ કલાકમાં ૪ વીઘાં જમીન પલળે અને ૧૦ દિવસનો પિયત ગાળો લઈએ તો ૪૦ વીઘાં એટલે લગભગ ૨૩ એકર જેટલી જમીનને પાણી એક પંપથી પાઈ શકાય. જો પંપને દરરોજ ૧૬ કલાક ચલાવવામાં આવે તો ૪૦થી ૪૫ એકર જેટલી જમીનને પી શકાય. ઉપર જણાવ્યા પ્રમાણે પંપ દર કલાકે ૧૦,૦૦૦ ગેલન એટલે કે દર સેકન્ડે ½ ઘનફૂટ (૦.૪૪ ઘનફૂટ) જેટલું પાણી ખેંચી શકે. જો પંપને ૮ કલાક ચલાવવામાં આવે તો ૫૦ એકર જેટલી જમીન પલળે.

પિયાવાનો દર આજે સામાન્ય રીતે એક કલાકે એક એકરના રૂ. ૫થી ૭ જેટલો છે. એક એકર જમીનને પલાળવા માટે સામાન્ય રીતે ત્રણથી ચાર કલાક જાય છે.

**ખેતીકામમાં યંત્રનો ઉપયોગ :** ટ્રેક્ટર અથવા ટ્રેકટરથી ખેંચાતાં અથવા કામ કરતાં સાધનોનો ઉપયોગ આપણા જિલ્લામાં ખાસ થતો નથી અને હમણાં થાય એવો સંભવ નથી. હાલમાં જિલ્લામાં ૨૦૦ જેટલાં ટ્રેક્ટરો હશે પણ ઘણાંખરાંનો ઉપયોગ વાર ખેંચવા માટે થાય છે. થોડીક સહકારી મંડળીઓએ તેમજ કેટલાક ખેડૂતોએ ટ્રેક્ટરો વસાવ્યાં છે, પણ એ નિભાવવામાં અનેક જાતની મુશ્કેલીઓ નડે છે. ગામે ગામ વીજળી દાખલ થયા પછી બીજાં કેટલાંક અગત્યનાં સાધનો પ્રચલિત થાય એવો સંભવ ખરો.

## કોઠો નં. ૧
### પિયતની જમીન

| વર્ષ | નહેરથી | તળાવથી | કૂવાથી | કુલ પિયત |
|---|---|---|---|---|
| ૧૯૨૨-૨૩ | ૩૩૮૮ | ૬૩૬ | ૨૨૦૧૭ | ૨૬૫૦૨ |
| ૧૯૨૫-૨૬ | ૩૨૦૯ | ૪૭૮૧ | ૩૦૧૪૬ | ૩૮૬૭૬ |
| ૧૯૨૯-૩૦ | ૧૧૦૨૩ | ૧૭૨૦ | ૪૬૧૫૫ | ૫૯૪૪૪ |
| ૧૯૩૫-૩૬ | ૭૫૩૩ | ૧૩૦૬ | ૨૮૨૭૬ | ૩૭૭૦૩ |
| ૧૯૩૯-૪૦ | ૨૪૩૬ | ૮૮૭ | ૪૧૭૮૬ | ૪૫૭૦૬ |
| ૧૯૪૫-૪૬ | ૯૯૩૫ | ૨૨૬૨ | ૨૩૮૩૦ | ૩૫૩૦૫ |
| ૧૯૪૬-૪૭ | ૧૧૧૫૭ | ૩૧૪૩ | ૩૩૪૭૧ | ૪૮૦૧૧ |
| ૧૯૪૭-૪૮ | ૬૬૬૦ | ૧૯૫૦ | ૪૦૬૦૬ | ૪૯૭૩૮ |
| ૧૯૪૮-૪૯ | ૧૨૮૨ | ૬૦ | ૪૩૪૩૪ | ૪૭૩૪૫ |
| ૧૯૪૯-૫૦ | ૧૧૫૦ | ૮૫૪ | ૫૦૮૭૫ | ૫૩૩૪૩ |

## કોઠો નં. ૨
### પિયતથી થયેલા પાકો

| પાકનું નામ | ૧૯૪૭-૪૮ (એકરમાં) | ૧૯૪૮-૪૯ (એકરમાં) |
|---|---|---|
| ડાંગર | ૧૧૬૦૭ | ૩૬૮૮ |
| ઘઉં | ૧૨૨૬૮ | ૧૪૦૦૩ |
| બાજરી | ૪૩૨૭ | ૧૧૩૩૧ |
| કુલ અનાજ | ૨૭૩૩૮ | ૩૭૭૯૫ |
| કપાસ | ૪૫૫૨ | — |
| તમાકુ | ૪૪૭૪ | — |
| કુલ બિનખાદ્ય પાકો | ૧૪૯૧૧ | ૨૦૨૮૨ |

# ૬

# ખાતર

પાકના ઉત્પાદનમાં સારી પ્રગતિ સાધવા માટે પાક માટે જરૂરી ખેડ, પાકની યોગ્ય ફેરબદલી, જરૂરી પાણી અને સાથે ખાતર પાક ઉત્પાદનનાં મહત્ત્વનાં અંગ છે. આ જિલ્લામાં ખૂબ જૂના વખતથી ખાતર-ખેતીની એક અનિવાર્ય ને મહત્ત્વની જરૂરિયાત મનાઇ છે. જિલ્લામાં વપરાતાં ખાતરોના પ્રકાર નીચે પ્રમાણે છે:—

છાણિયું, રાસાયણિક, ખોળ, ચામડાનો છોલ, હાડકાંનો ભૂકો, માછલીનું ખાતર, તળાવનો કાંપ વગેરે.

**તળાવનો કાંપ :** ચોમાસામાં પાણીની સાથે કચરો ઝીણી માટી વગેરે ધસડાઈ આવીને તળાવમાં ઠરે છે. તળાવ સુકાતાં તળાવમાંથી માટી ભેગી કરી ખેતરમાં નાખવામાં આવે છે. આ માટી ઝીણી અને ચીકાશવાળી હોય છે, જેથી રેતાળ જમીનમાં સારો ફાયદો કરે છે.

**ખોળ :** ખોળનું ખાતર ઘણું વપરાય છે. ખોળના પ્રકારોમાં મગફળી, કપાસ, દિવેલી, કરંજી, દીવેલી, લીંબોળી વગેરેનો ખોળ અપાય છે. આમનો મગફળીનો અને કપાસીનો ખોળ ઢોરને ખવડાવવામાં પણ વપરાય છે. આ ખોળ છાણિયા ખાતરની સરખામણીમાં આપી શકાય. ખોળમાં નાઈટ્રોજનનું પ્રમાણ વધારે હોય છે.

ખોળના પુરવઠાનો આધાર કેટલેક અંશે તેલીબિયાંના પાકની પેદાશ તથા તેમની આયાત-નિકાશ પર રહેલો છે. હાલ ખેડા જિલ્લામાં દર વર્ષે સરેરાશ ૧૦ હજાર ટન જેટલી ખોળની પેદાશ અંદાજવામાં આવે છે, એટલે ખોળ તથા મિશ્ર ખાતરની જરૂરિયાત જોતાં આ પેદાશ એક ટકો પણ થતી નથી. આથી આ ખાતરના પુરવઠાનો સઘળો આધાર બહારથી આયાત કરવાની સવલત પર રહે છે.

**છાણિયું ખાતર :** આને ઉકરડાનું ખાતર પણ કહે છે. ખેડૂત પોતાનાં ઢોર આંગણામાં બાંધે છે. ભેંસની પાછળ એક ખાડો કરે છે. આ ખાડામાં ભેંસ પોદળો કરે કે તરત વાળીને નાંખે છે આ જ ખાડામાં ઢોરનું મૂત્ર પણ ભેગું થાય છે. ઢોર નીચે કોરું રાખવા માટે દડ નાખવામાં આવે છે. એગાટ વગેરે નકામું કચરુ પણ આ સાથે ભેગું કરવામાં આવે છે. આ બધું રગદોળીને ભેગું કરીને ઉકરડામાં નાખવામાં આવે છે. ઉકરડામાં તે દાબીને નાખવામાં આવે છે, જેથી બીનાશ ઉડી ન જાય. ઉકરડામાં નાખેલું બધું કોવાઈ જાય છે. અને તે કોવાયેલું ખાતર ખેતરમાં નાખવામાં આવે છે.

ચરોતરની ખેતીમાં મોટે ભાગે છાણિયું ખાતર વપરાય છે. સવડે ખેડૂતો પોતાનાં ખેતરમાં ઘેટાં-બકરાં પણ બેસાડે છે. હાલમાં સુધરાઇની સંસ્થાઓ કચરા-મેલાને કોવડાવે છે. તે ખાતરને કોમ્પોસ્ટ કહે છે. ગ્રામ વિસ્તારમાં હજી કોમ્પોસ્ટ પ્રચલિત નથી. પંપના સાધનવાળા કેટલાક ખેડૂતો ખેતીના કચરામાંથી કોમ્પોસ્ટ કરે છે.

નીચેના કોઠામાં ખેડા જિલ્લાના એક ગામડાના ખાતરની આવક-જાવકનો અડસટ્ટો આપ્યો છે.

**(૧) ખાતરનાં સાધનો**

| | આવક (ટનમાં) |
|---|---|
| ૧ બળદ-૭૫૧×૧½ ટન પ્રમાણે એક વર્ષમાં | ૧૮૭૭ |
| ૨ ભેંસ-૧૩૧૭×૪ ,, ,, ,, ,, | ૫૨૬૮ |
| ૩ વાછડાં-૧૦૧૨×½ ,, ,, | ૫૦૬ |
| ૪ ઘેટાં-બકરાં વગેરે ,, | ૧૧૦૦ |
| | ૮૭૫૧ |

**(૨) ખેડાણ જમીન**

| | કુલ જરૂરિયાત (ટનમાં) |
|---|---|
| ૧ અનાજ-કઠોળ ૩૨૫૩ એકર ૨½ ટન પ્રમાણે | ૮૧૦૦ |
| ૨ તમાકુ ૯૧૦ એકર ૧૦ ટન પ્રમાણે | ૯૧૦૦ |
| ૩ પીન પાકો ૨૦૦ એકર ૧૦ ટન પ્રમાણે | ૨૦૦૦ |
| | ૧૯૨૦૦ |

આ આંકડા પરથી જણાશે કે જમીન સુપીક રાખવા ૧૯૦૦૦ ટન ખાતર જોઇએ, જયારે પેદાશ ૮૮૦૦ ટન જેટલી છે. વળી આ ૮૮૦૦ ટનનું ખાતર ઉત્પાદન પણ શકય નથી. ખાતરમાંથી ઘણું વેડફાઈ જાય છે, કેટલુંક ખાડામાં જતું નથી, કેટલુંક છાણાં થાપવામાં જાય છે. સરેરાશ ઉત્પન્નમાંથી ખાતરના રૂપમાં અડધું માંડ મળતું હશે, જેથી નક્કર ખાતરનું ઉત્પન્ન ૪૪૦૦ ટન કહેવાય. સાધારણ રીતે આ ખાતર તમાકુ અને પીન પાકમાં જ મુખ્યત્વે વપરાય છે. સાધનવાળા ખેડૂતો ગામનં ,

વેચાતું લઈ લે છે, જેથી ગામની બધી જમીન કદી પણ ખાતરાતી હશે એમ કહેવું મુશ્કેલ છે.

ખાતર એ જમીનનું જીવન છે. ખાતર વગર જમીન નિર્જીવ થઈ જાય છે, જેથી એમાં ઉત્પન્ન નહિ જેવું આવે છે. દાખલા તરીકે બાજરીના પાકમાં, સાધનવાળા ખેડૂતો વીઘે ૨૦થી ૨૫ મણ સાધારણ રીતે પકવે છે, જ્યારે સાધનવગરના મોટા ભાગના ખેડૂતોનું ઉત્પાદન વીઘે ૬થી ૮ મણ જેટલું પણ માંડ આવે છે.

ખાતરની તૂટ કંઈક અંશે ભરપાઈ કરવા ખોળ અને રાસાયણિક ખાતરો વપરાય છે. એનો ઉપયોગ પીત પાકમાં જ વધારે થાય છે. કોરાટ પાકમાં આનો ઉપયોગ કરવા વરસાદ સારો જોઈએ, જ્યારે વધારે વરસાદથી પાક તથા ધરુ પીળાં પડી જાય છે ત્યારે તેને જોમ આપવા આ ખાતરોનો ઉપયોગ થાય છે.

**રાસાયણિક ખાતર :** આ જાતનાં ખાતરમાં નાઇટ્રોજનવાળાં ખાતરો, જેવાં કે સલ્ફેટ ઑફ એમોનિયા, નાઇટ્રેટ ઑફ સોડા, નાઇટ્રેટ ઑફ પોટાશ, એમોનિયમ નાઇટ્રેટ વગેરે, ફક્ત નાઇટ્રોજન માટે વપરાય છે. આમાં મુખ્યત્વે કરીને સલ્ફેટ ઑફ એમોનિયા બહોળા પ્રમાણમાં વપરાય છે. આનાથી પાણી દાખવેલા પીળા પડેલા છોડ તેજી પકડીને લીલા રંગના થાય છે. જે પાકમાં પાંદડાંનો વપરાશ મુખ્ય છે ( જેવા કે આલુનાં પાતરાં, તમાકુ, કોબીજ, ફુદીનો, વગેરે )માં તો ખાસ આવાંજ ખાતર વપરાય છે.

ફૉસ્ફરસવાળાં ખાતરોમાં હાડકાંનો ભૂકો, સુપર ફૉસ્ફેટ, ડબલ સુપર ફૉસ્ફેટ વપરાય છે. ફૉસ્ફરસનો ઉપયોગ સારા ભરાવદાર દાણા, કંદમૂળ વગેરેને માટે છે.

પોટાશિક ખાતરોમાં સલ્ફેટ ઑફ પોટાશ, નાઈટ્રેટ ઑફ પોટાશ, રાખ વગેરે છે. આ ખાતર તમાકુ, મરચી, બટાકા, ટામેટા વગેરે જેવા પાકોને માટે સારું છે.

ચામડાંનો છોલ, માછલીનું ખાતર, હાડકાંનો ભૂકો–એમાં ફૉસ્ફરસનું પ્રમાણ વધારે હોય છે, ઉપરાંત નાઈટ્રોજન પણ હોય છે.

આ જિલ્લામાં રાસાયણિક ખાતરો થતાં નથી. એ બહારથી આયાત કરવામાં આવે છે. તાજેતરમાં ભારત સરકારે એમોનિયમ સલ્ફેટ ખાતરનું સીંદરી ખાતે બિહારમાં કારખાનું કર્યું છે, એ ખાતર હવે મોટા પ્રમાણમાં મળી

ખાતરના યોગ્ય વપરાશ અંગે જિલ્લામાં આણંદ ખાતેની ખેતીવાડી કૉલેજના ફાર્મમાં છેલ્લાં કેટલાંક વર્ષોથી ઘણા અખતરા થઈ રહ્યા છે અને એણે ખૂબ જ સારી આશાઓ જન્માવી છે.

જુદા જુદા પાકો અંગે એ ફાર્મ ઉપર અખતરા પછી જમીનને ફળદ્રુપ રાખવા જે ખાતર આપવાનું પ્રમાણ વગેરે નક્કી થયું છે તે આ પ્રમાણે છે: (૧) ખાદ્યપાકમાં ફક્ત ડાંગર અને આવક આપનારા પાકમાં તમાકુને છાણિયું ખાતર મળી શકે ત્યાં સુધી એકરે ૫થી ૧૦ ગાડી (રાાથી ૫ ટન) સુધી આપવું. (૨) રીંગણી, ટામેટી, મરચી, જેવા પિયતના પાકને એક એકરે સરેરાશ ૧૦થી ૧૫ ગાડી (૫થી ૭ાા ટન) છાણિયું ખાતર આપવું. (૩) ખેડૂતની જેમ ફાર્મને પણ પોતાની જરૂરિયાત જેટલું છાણિયું ખાતર મળતું નથી. આથી છાણિયા ખાતરની ખોટ પૂરવા, ફાર્મ દર વર્ષે ફાર્મની ખેડાણ જમીનના ( ૧૦૦ એકરના ) ૧૫થી ૨૦ ટકા જેટલી જમીનમાં શણનો લીલો પડવાસ કરે છે. શણનો પાક ત્રણ ચાર ફૂટ ઊંચો ઊગે એટલે તેને જમીનમાં દાબી દેવામાં આવે છે. તેને લીલો પડવાસ કર્યો કહે છે. આ જાતનો પડવાસ તમાકુ તેમજ શિયાળુ શાકભાજીને ઘણો લાભદાયી નીવડ્યો છે. (૪) ડાંગર, તમાકુ, તથા શાકભાજીની બાકીની ખાતરની જરૂરિયાત, ખોળ તેમજ બીજાં પૂર્તિ ખાતરો દ્વારા પૂરી કરવી. (૫) બાજરી, કોદરા, બાવટો કે જુવાર જેવા પાકને છાણિયું ખાતર આપવામાં આવતું નથી. પરંતુ આ પાકની કુદરતી રીતે હવામાં રહેલા નાઇટ્રોજન જેવાં ઉપયોગી પોષક તત્ત્વોનો જમીનમાં સંચય કરનારા કઠોળવર્ગના પાકો, શાકભાજી કે તમાકુ સાથે ફેરબદલી કરી જમીનની ફળદ્રુપતા સાચવી રખાય છે. બાજરી તથા બાવટાને પૂર્તિ–ખાતરમાં એક એકરે લગભગ ૧૫ રતલ નાઇટ્રોજન (નત્રિલ પદાર્થ) મળે એ પ્રમાણે મગફળીનો ખોળ, મિશ્રખાતર કે એમોનિયમ સલ્ફેટ આપવું. ૬. કોઈપણ ચોમાસુ, શિયાળુ કે ઉનાળુ પાક પૂરો થયે પાકની જમીન ખેડી ઉખેડ પાડવા તરફ ખાસ ધ્યાન આપવું.

આ ફાર્મ પર થયેલા બીજા અખતરાઓ પરથી એમ સાબિત થયું છે કે, તમાકુના પાકને ૩'×૩' ના અંતરે રોપી, એક એકરે રાા ટન (૫ ગાડી) છાણિયું ખાતર તથા ૫૬૦ રતલ મગફળીનો ખોળ આપવામાં આવે તો એકર દીઠ તમાકુના ભુકાનો સરેરાશ ઉતાર ૧૧૪૦ રતલ જેટલો મેળવી શકાય. એજ પ્રમાણે કપાસના પાકને ૫'×૨' ના અંતરે

રોપી, એક એકરે ૨ા ટન (૫ ગાડી) છાણિયું ખાતર તથા ૩૩૦ રતલ દીવેલીનો ખોળ આપવામાં આવે તો કપાસનો એકર દીઠ સરેરાશ ઉતાર ૬૫૦ રતલ જેટલો મળી શકે.

**જિલ્લામાં ખાતરની વાર્ષિક જરૂરિયાત :** ખેડા જિલ્લાના કેટલાક અગત્યના પાકની ખાતરની વાર્ષિક જરૂરિયાત નીચેના કોઠા મુજબ છેઃ–

| પાકનું નામ | પાકના વાવેતરનો વિસ્તાર (એકરમાં) | ખાતરની એકર દીઠ જરૂરિયાત | | ખાતરની કુલ જરૂરિયાત | |
|---|---|---|---|---|---|
| | | છાણિયું ખાતર (ટનમાં) | ખોળ યા મિશ્રખાતર (રતલમાં) | છાણિયું ખાતર (ટનમાં) | ખોળ યા મિશ્રખાતર (ટનમાં) |
| ડાંગર | ૧૭૮૦૦૦ | ૫.૦ | ૨૫૨ | ૮૯૦૦૦૦ | ૨૦૦૨૫ |
| તમાકુ | ૯૬૦૦૦ | ૨.૫ | ૫૩૦ | ૨૪૦૦૦૦ | ૨૨૭૧૪ |
| કપાસ | ૬૬૦૦૦ | ૨.૫ | ૩૩૦ | ૧૬૫૦૦૦ | ૧૦૦૮૨ |
| બાજરી | ૩૨૦૦૦૦ | — | ૧૯૦ | — | ૨૭૧૪૧ |
| બાવટો | ૬૮૦૦૦ | — | ૨૫૦ | — | ૩૦૩૫૫ |
| ઘઉં | ૯૫૦૦૦ | — | ૩૨૮ | — | ૧૩૯૦૭ |
| | ૮૨૩૦૦૦ | | | ૧૨,૯૫,૦૦૦ | ૧૨૪૨૨૪ |

ઉપર જણાવેલી જરૂરિયાત પ્રમાણેનું ખાતર જિલ્લામાંથી મળી રહેતું નથી. તે ખોટ પૂરી શકાય એવી અત્યારના સંજોગોમાં જિલ્લાની પરિસ્થિતિ નથી. છતાં જો ઢોરનું ખાતર, મેલાનું ખાતર, લીલોપડવાસ, કોમ્પોસ્ટ વગેરેનો ખંતથી પૂર્ણપણે ઉપયોગ કરવામાં આવે તો મોટા ભાગના ખાતરની આ જિલ્લાની ભૂખ ભાગે એમ કહી શકાય.

# ૭

# ખેતીની પદ્ધતિ

આ જિલ્લાની ખેતીની પદ્ધતિ બે પ્રકારે વિશિષ્ટ છે. એક તો ખેતી સાથે ઢોરઉછેર એ એક અત્યંત મહત્વનો પૂરક ઉદ્યોગ છે. બીજું ખેતીમાં મિશ્ર પાક લેવાની પદ્ધતિ સારા પ્રમાણમાં પ્રચલિત છે.

મિશ્ર ખેતી મુખ્યત્વે અનાજ અને કઠોળના પાકોમાં થાય છે. અને એમાંથી જ પોતે જે ઢોર પાળે છે તેને માટેનો ચારો ખેડૂતને મળી રહે છે.

બીજી બાજુ કંઈક ઠીક ને સાધનવાળો ખેડૂત કહીએ તે હંમેશાં અનાજ સાથે નાણાં પાકોની ખેતી કરે જ છે, અને માટે જ જિલ્લામાં ખેતીના પાકોમાં જેમ અનાજ એ મહત્વનો પાક છે તેટલું જ, બલકે તેથી વિશેષ મહત્વ, મગફળી, તમાકુ, કપાસ અને કરિયાણાના પાકો ધરાવે છે.

ખેડા જિલ્લામાં જમીન, વસતીના પ્રમાણમાં ઓછી હોઈ ખેતરો નાનાં છે. દરેક ખેતરને શેઢા હોય છે અને વાડથી સંરક્ષાયેલા હોય છે. શેઢા હળ–લાકડાં વાળવામાં ઉપયોગી છે, અને એમાં ઘાસ પણ નીપજે છે.

પાકઉછેર માટે જમીન–મસાગત એક મહત્વની પ્રથા છે. જેથી જમીન કેળવાઈ પાક–ઉછેર માટે લાયક બને છે. જમીનને પાકનું ઘર કહી શકાય. આ ઘર ઉત્તમ જોઈતી ખેડથી થઈ શકે. જિલ્લાની ખેતીપદ્ધતિમાં જમીન–મસાગતમાં વપરાતાં ઓજારો સાધારણ બળદની જોડ ખેંચી શકે એવાં નાનાં હોય છે. આ ઓજારો ગામડાંનો કારીગર વર્ગ બનાવે છે ને સમારે છે. આ હળલાકડાંથી જમીન છીછરી ખેડાય છે અને જો વધારે સારી ખેડ કરવી હોય તો



ખેતીનાં ઓજાર

ઉપરાઉપરી ખેડ કરવી પડે છે. દેશી હળથી અડધા કરતાં ઓછી જમીન ૩થી ૪ ઇંચ ઊંડી ખેડાય છે, ને જમીન સારી રીતે તૈયાર કરવા ૩થી ૪ ખેડ આપવી પડે છે તમાકુ કે બીજા પીત પાકો માટે જમીન સારી રીતે અને જરા ઊંડા ખેડવા ૮થી ૧૦ વાર જમીન ખેડાય છે. સુરણ, આદુ કે શેરડીના પાક માટે ૧૦થી ૧૫ વખત ખેડી જમીન તૈયાર કરાય છે. લોખંડી હળ વપરાય તો આ હળથી એક ખેડ ચાર પાંચ દેશી હળની ખેડની ગરજ સારે છે, પણ આને માટે બળદ તાકાતવાળા જોઈએ આ જિલ્લામાં હળ લાકડાંનું કામ વરસાદ શરૂ થયા પછી કરવાનું હોવાથી લોખંડી હળ અનુકૂળ આવતા નથી

મિશ્રપાક–ઉછેર પણ અત્યારની ખેતીમાં સારો બંધ બેસતો છે થોડી જમીનમાં વધુ પાકો લેવાય છે. કુટુંબને મજૂરી લાંબા વખત સુધી મળી રહે છે. મોટા પ્રમાણમાં ખેતી હોય તો પ્રથા ઘણી ખર્ચાળ નીવડે, કાપણી વખતે મજૂરો ઘણી જોઈએ, જેથી ખેતી પોષાય નહિ અત્યારની ખેતીમાં અનાજ અને કઠોળ મોટા પ્રમાણમા લેવામાં આવે છે અનાજ સાથે તેલીબિયાં, રેસાપાકો વગેરેનું મિશ્રણ હોય છે, જેથી ખેડૂતને નાની ખેતીમાં જરૂરિયાતો મળી રહે છે નાના ખેડૂતને ઉદ્યોગ–પાકો લેવા પરવડતા નથી.

**ખેતીનું વર્ષ :** ખેડા જિલ્લામાં ખેડૂતનુ વર્ષ અખાત્રીજથી શરૂ થાય છે અને વૈશાખ સુદ ૨ના રોજ પૂરું થાય છે. ખેતીમાં ત્રણ મોસમ હોય છે: (૧) ચોમાસુ, (૨) શિયાળુ (૩) ઉનાળુ જ્યાં કૂવાનાં પાણી બારે માસ અપાતાં હોય ત્યાં આ ત્રણ મોસમ હોય છે.

ચોમાસુ પાક માટે ખેડૂત અખાત્રીજથી તૈયારી કરે છે, અને પાક સાધારણ રીતે દિવાળીએ પાકી જાય છે.

શિયાળુ પાક માટે ચોમાસામા ખેતરને ખેડી તૈયાર રખાય છે વાવેતર દિવાળી પહેલાં થાય છે અને પાક હોળીએ તૈયાર થાય છે.

ઉનાળુ પાક શિવરાત્રી ઉપર વવાય છે અને વૈશાખ માસમાં પાકી જાય છે.

**ખેતી માટે તૈયારીઓ :** ખેડૂતોને ખેતી માટે જે જે સાધનો જોઈએ તે સાધનો ખેડૂત ખેતીની મોસમ અગાઉ તૈયાર રાખે છે, તેની ટૂંક નોંધ નીચે આપી છે:

**હળલાકડાં** હળ સમું કરાવી, નવું ચવડુ નંખાવી તૈયાર રાખે **વાવણિયો :** દંતા ભાગી ગયા હોય તો તે નળી ચાડો વગેરે બેસતાં કરીને તૈયાર કરે. હળ નાડવાને માટે નાડી અને બળદ જોડવાને માટે જોતરાં જોઈએ તે બને તો ચામડાના લાવીને તેલ પાઈને તૈયાર રાખે. અછોડા રાશ વગેરે ભીંડીનાં અગર સૂતરનાં ભાંગીને તૈયાર કરે, સીંચીને, ગુથીને તૈયાર રાખે પરેણા વેચાતા લાવીને રાખી મૂકે ખાતરપૂંજો નાખીને ખેતર તૈયાર રાખે ખાંપા, ખૂપરાં, બાંટવા ખોદીને ખેતર સાફ કરે છે વાડો સોરીને, સુડબંટ કરીને પાંદડાં વગેરે ખાતરિયું વાળીને ખેતરમાં નાખે જોઈતું બી–બિયારું રાખી મૂકે. બળદને માટે ચોમાસામાં પથારી કરવા દડ લાવી મૂકે. બળદને માટે ગવાર સંઘરી રાખે

**શુભ શરૂઆત :** સાધારણ રીતે ખેડૂતને માટે ખેતી શરૂ કરવા અખાત્રીજનો દિવસ શુભ ગણાય છે આ દિવસે સાધારણ રીતે ખેડૂત ખેતરમાં ખાતર નાખવાનું શરૂ કરે છે દરેક ખેડૂત ખાતર નાખી શકે નહિ, પણ સામાન્ય રીતે ખેતરમાં કંઈ નહિ તો સાધારણ પાંચ પૂંજા ખાતરનાં નાખે, અને આ ખાતર ન મળે તો ખાતરિયું નાખીને પણ પાંચ પૂંજા (ઢગલા) કરે

કહેવત છે કે, '**પૂનમનો પડવો, અમાસની બીજ, વણપૂછ્યું મહૂરત તેરસ ને ત્રીજ**'. આ ત્રીજ એટલે અખાત્રીજ. વારમા સારો વાર બુધવાર મનાય છે કહેવત છે કે, '**બુધ વાસે, બુધ ચાસે, બુધ ગામ ન જાશે**' ખેડૂત બુધવારને દિવસે ખેડવાનું, વાવવાનું શરૂ કરે છે.

**વર્ષારંભે :** વરસાદ પડતાં ખેડૂતને આનંદ થાય છે. તે દિવસે તેને ઘેર કંસાર કરાય છે. બળદને શિંગડે નાડાછડી બાંધવામાં આવે છે. બળદ, હળ અને ધૂસરાં તથા ખેડૂતને ચાંલ્લા કરવામાં આવે છે. પછી બળદને અને હાંકેડુને ગોળ ખવડાવાય છે. ત્યાર બાદ હાંકેડુને હાથમાં ગોળ અપાય છે, જે હળ લઇને ખેતરમાં જતાં હાંકેડુ જે પહેલું સામે મળે છે તેને આપે છે. ઘરમાં કુંવારિકા હોય તો તેજ આ બધી વિધિ કરે છે, ને ન હોય તો કોઈ સૌભાગ્યવતી બાઈ આ વિધિ કરે છે. ખેતરમાં જઈને ખેડૂત પહેલા પાંચ ચાસ કાઢે છે અને પાંચમા ચાસમાં સોપારી દાબે છે.

**ખેતીમાં વપરાતાં દોરડાં :** ખેડૂતો દોરડાં વામમાં માપે છે. વામનું માપ આશરે ૩ા હાથ ગણાય છે. એક હાથ એટલે ૧૮ ઈંચ, એટલે ૧ાા ફૂટ.

બળદને માટે વપરાતાં દોરડાં : **નાથ**–એક વામ, સૂતરની અગર ભીંડીની, સુંવાળી. **મોયડી**–રાા વામ, ચામડું, સૂતર અગર ભીંડીની. **અછોડા**–બે વામ. **રાશ**–બે વામ. **નાડી**–ચામડાની અગર કાથીના દોરડાની. **જોતરાં**–ચામડાનાં, સૂતરનાં કે ભીંડીનાં. તે સિવાય કોટિયું, માથાવટી, ગોફણ, ગંપિયા, સીંચી, નાડ, દોર, વરત, રાસડી વગેરે.

**ખેતીની ક્રિયાઓ :** (૧) **ખેડવું :** ખેડવાને માટે હળ વપરાય છે. વાવણી પહેલાં જમીન તૈયાર કરવામાં આવે છે. ગોરાડુ



ઓરવાની ક્રિયા



તમાકુ રોપાય છે.

અને કયારીની જમીનમાં હળથી ખેડાય છે. ખેડવા માટે હળ, તરફણ, બરોડા, રાંપ વગેરે ઓજારો વપરાય છે. નાના પાયા પર જ્યાં હળથી ખેડી ના શકાય તેવી જગ્યાએ હાથથી કામ કરવું પડે છે, તેને માટે કોદાળી અગર તીકમ વપરાય છે. (૨) **રાંપવું :** જમીન ખેડયા બાદ રાંપવામાં આવે છે, જેથી ખેડયા વગરનાં જે કંઈ દગડાં રહી ગયાં હોય તે રાંપવાથી ઊખડી જાય છે. આ ઉપરાંત કાળી જમીનમાં અગર ખેડવાનું ના હોય તેની જગ્યાએ રાંપવામાં આવે છે. માળની કપાસની જમીનમાં તથા ભાલની ઘઉંની જમીનમાં, મુખ્યત્વે રાંપ જ ફેરવવામાં આવે છે. આ ઉપરાંત ઉનાળામાં પણ રાંપવામાં આવે છે. આ ક્રિયાને 'ગડગડવું' કહેવામાં આવે છે. ઉનાળામાં બેથી ત્રણવાર ગડગડે છે. ડાંગરની કયારીમાં ખેડવા ઉપરાંત એક બીજી ક્રિયા છે, જેને 'ઘાવું' (ડખોળવું) કહેવામાં આવે છે. આ ક્રિયા ઘાણિયાથી કરવામાં આવે છે. ગોરાડુ અને રેતાળ જમીનમાં દરેક ખેડની પાછળ બે જણ બેસીને સમાર ફેરવે છે. (૩) **ઓરવું :** અનાજ વાવવા માટે નીચેની ક્રિયાઓ થાય છે : (૧) પૂકવું, (૨) થાણવું, (૩) ઓરવું, (૪) દરેડવું અને (૫) ધરુ ઉછેરવું. **પૂકવું :** એટલે બીને હાથવતી નાખવું. આ રીતની ખેતી આપણા ચરોતરમાં નથી, પણ શાકભાજીના કયારામાં બી પૂકે છે. એ ઉપરાંત કયારડામાં ડાંગર વાઢી લીધા પછી ભેજ હોય તો ચણા પૂંકીને બે ખેડ કરીને કયારડા પડના મૂકવામાં આવે છે. **થાણવું :** એટલે બીને સમાંતરે હાથવતી જમીનમાં મુકરર કરેલી જગ્યાએ રોપવું. કપાસ થાણવામાં આવે છે.

**ઓરવું :** તરફણ અગર વાવણિયા ઉપર નળી—ચાડાં બાંધીને ચાડાં વાટે બી જમીનમાં ઓરવામાં આવે છે. સાધારણ રીતે ઘણા પાકની ઓરવાની ક્રિયા આ રીતે જ



તમાકુ નીંદાય છે

થાય છે. દરેડવું : નળી-ચાડાં વાટે દાણા જઈ શકે તેવા ન હોય અને મોટા હોય અગર અમુક ચાસ પછી એક ચાસ કાઢવો હોય તો બી દરેડવામાં આવે છે. ઉછેરવું : ડાંગર, બાવટા, જેવા અનાજનું ધરુ ઉછેરવામાં આવે છે અને જ્યારે છોડ સાધારણ રીતે મહિનાના થાય ત્યારે ઉપાડીને રોપવામાં આવે છે. તમાકુનું પણ ધરુ ઉછેરવામાં આવે છે. ધરુ રોપતી વખતે હળથી અગર જેંસલીથી ચાસ કરીને રોપવામાં આવે છે.

અનાજ ઓર્યા પછી ઢાંકવાને માટે નીચે પ્રમાણે જુદી જુદી ક્રિયાઓ થાય છે : (૧) રેતાળ જમીનમાં ઓર્યા બાદ ઢાંકવાનું કામ સમારથી થાય છે. (૨) કાળી જમીનમાં ચોમાસામાં વાવવું પડે તો અનાજ પાછળ ઢાંકણાં રાંપથી કરવામાં આવે છે. (૩) કપાસ જેવાનું વાવેતર વરસતા વરસાદમાં કરાય તો દરેક ચાસ પાછળ સીંચીથી માટી બાંધી ઘસડવામાં આવે છે. (૪) કાળી જમીનમાં કોઈક વખત ઝરડાં બાંધીને ખેંચવામાં આવે છે. (૫) શિયાળુ જુવારમાં દંતા વગરનો લોઢિયો ખેંચવામાં આવે છે

**(૪) અનાજ ઊગ્યા પછીની ક્રિયાઓ :** અનાજ ઊગે ત્યારથી ખેડૂતને નીચેની પ્રવૃત્તિઓ કરવી પડે છેઃ–

(૧) અનાજ જ્યાં ઊગવાથી ખાલાં પડ્યાં હોય તેમાં બીજાં બી નાંખવાં પડે છે, (૨) નીંદવું, (૩) રાંપડી ફેરવવી ...વું, (૫) પાણીની જરૂર જણાય તો પાવું, (૬) રોગ અગર જીવાતનો ઉપાય કરવો, (૭) પાક નબળો પડે તો ખાતર આપવું, (૮) પાક પડી જાય તો ઊભો કરવાની ક્રિયા, અને (૯) દિવસે પશુ-પક્ષીઓ બગાડ ન કરે તેને માટે સાચવવું અને રાત્રે ઢોર, ચોર, અગર વગડાઉ જાનવરથી પાકનું રક્ષણ કરવું, વગેરે.

ઓર્યા બાદ દાણા ઊગે છે અને તેની સાથે બીજું ઘાસ કચરુ પણ ઊગે છે. નકામું ઘાસ-કચરુ કાઢી નાખવાની ક્રિયાને નીંદવું કહે છે. નીંદવાનું કામ હાથમજૂરીથી, ખરપડીથી કરવામાં આવે છે. ખેતરમાં વરાપ હોય તો હાથથી ચાસનું ઘાસ-કચરુ કાઢવામાં આવે છે. વરાપ હોય તો બે ચાસની વચ્ચેનું કચરુ કરબડી વડે કાઢવામાં આવે છે. આ ક્રિયાને રાંપડી કાઢવી કહે છે. આ ઉપરાંત વાવણી જો જાડી (વધારે પડતું બી ઓરાયું હોય તેવી) હોય તો પાકને ગાળવામાં આવે છે, એટલે કે કેટલાક છોડવા ઉપાડી નાખવામાં આવે છે. કેટલીક વખત બાજરી-કોદરા જેવા પાકની ફુટ સારી થાય તે માટે સમાર ફેરવાય છે.

**(૫) લણણી માટેની ક્રિયાઓ :** બાજરીને વાઢીને પૂળા બાંધીને ઓધો કરી ડૂંડાં લણવામાં આવે છે. અગર ઊભી લણી લઈને પાછળથી વાઢીને પૂળા બંધાય છે.

કોદરાને વાઢી, ભેગા કરી કુંઢવું કરીને રાત્રિના વખતે મસળવામાં આવે છે. સવારમાં ઝાકળ હોય છે ત્યારે બાવટાને ઊભો લણી લઈને પાછળથી તેના માલખાને (ઘાસને) વાઢી લેવામાં આવે છે.

ચોમાસુ જુવારને વાઢીને બાજરી માફક લણવામાં આવે છે, શિયાળુ જુવારને ઊભી લણી લઈને જ્યારે ઝાકળ હોય છે ત્યારે ઉપાડવામાં આવે છે.



રાંપડી ફેરવાય છે

ડાંગરને વાઢીને ઝૂડી લેવામાં આવે છે, અગર પગર કરીને મસળી લેવામાં આવે છે.

તલને વાઢીને ઊભા કરવામાં આવે છે, અને ખંખેરી લેવામાં આવે છે.

મઠ, મગ વગેરેને સવારમાં ઝાકળ વખતે વાઢીને ભેગા કરવામાં આવે છે.

તુવેરને સવારમાં વાઢીને ખળામાં ભેગી કરીને ઝૂડવામાં આવે છે.

દીવેલાને ધડ કાપી લઇને કોવડાયા બાદ સૂકવીને ટીપીને કાઢવામાં આવે છે.

**મસળવાની ક્રિયા :** આ ક્રિયા ખેતરમાં ખળામાં કરવામાં આવે છે. જ્યાં જ્યાં પરાળ હોય છે ને તે દિવસની ગરમીથી ભાગી જઇ પરાળી થવાની બીક હોય છે તેવા અનાજના પગર રાત્રે ઠંડીના સમયે કરવામાં આવે છે, જેથી ભાગી ન જાય.

બીજાં અનાજનાં ડૂંડાં મસળવાનાં હોય ત્યાં ઝાકળ ઊડયા બાદ પગર જોડવામાં આવે છે.

થોડું અનાજ મસળવાનું હોય ત્યાં હાથે ટીપીને કાઢવામાં આવે છે. વધારે હોય છે ત્યાં જરૂર પ્રમાણેની સંખ્યામાં બળદની પાંત કરીને મસળવાનું હોય છે, પણ જ્યાં ભારે પગર હોય છે, જેવા કે જુવાર, ઘઉં, વગેરેના પગરમાં, બળદ ન મળી શકે તેમ હોય તેવામાં ગાડાં પણ જોડીને ફેરવે છે. આવા પગર એક કરતાં વધારે દિવસ ચાલુ રહે છે.

**સાધનો :** વાઢવાનું, લણવાનું કામ દાતરડાથી કરવામાં આવે છે. ખળામાં સાવરણો, સાવરણી, સૂપડું, ચાદર, ટોપલો, વગેરે સાધનો જોઇએ.

ખેતરમાં વાઢેલું અનાજ ખળામાં લઇ જવા માટે જો ખેતરથી ખળું આઘું હોય તો ગાડા વાટે લઈ જવામાં આવે છે, નજીક હોય તો પોટલાં બાંધીને માથે મૂકીને લઇ જવામાં આવે છે.

# ૮

# ખેતી–સરકાર–વિશિષ્ટ પ્રશ્નો અને નિયોજન

બધાજ પ્રગતિશીલ ને ખેતીપ્રધાન દેશોમાં દેશની ઉન્નતિ માટે ખેતીનો વિકાસ અનિવાર્ય મનાયો છે અને માટે જ દેશની સરકાર એ ઉપર ખૂબ જ ધ્યાન આપે છે.

દેશ સ્વતંત્ર થતાં જ આ દેશમાં પણ પ્રજાકીય સરકારે ખેતીનો વિકાસ થાય એ દિશામાં મૂળભૂત ને ઝડપી પગલાં ભરવા માંડયાં છે. કેન્દ્ર સરકાર અને રાજ્ય સરકાર, બન્નેમાં ખેતીવાડી ખાતાના ખાસ પ્રધાનો રહે છે અને મોટા પાયા ઉપર એ ખાતાં કામગીરી કરતાં થયાં છે.

જિલ્લામાં પણ સરકાર તરફથી ખેતીને લગતાં ખાતાં છે તેની માહિતી સરકારી કચેરીઓના વિભાગમાં આપવામાં આવી છે.



ખેડૂતજીવનનું એક દૃશ્ય

એ જ રીતે જિલ્લાના ગ્રામવિસ્તારનો સમગ્ર વિસ્તાર વિકાસ સાધે એ આશયથી જિલ્લા વિકાસ બોર્ડ કામ કરતી થઈ છે. તેની વિગતો પણ વિશિષ્ટ પ્રવૃત્તિઓના વિભાગમાં આપેલી છે.

જિલ્લામાં ચાલતી સહકારી પ્રવૃત્તિ વિભાગના અગાઉ આવી ગયેલા પ્રકરણમાં સહકારી ખેતમંડળીઓ, ખેતી માટે ધીરાણની વ્યવસ્થા, આ બધી હકીકતોનો પણ સમાવેશ કરેલો છે.

એ જ રીતે જિલ્લાની ખેતીના વિકાસ માટે પાયા રૂપ એવી નહેરાની યોજનાઓ [illegible] થઈ છે ને એનું [illegible] રીતે ચાલે છે

પણ જે તે વિગતેના પ્રકરણોમાં અપાઈ છે.

ટૂંકમાં ખેતીના વિકાસ માટે જિલ્લામાં જે કાંઈ સરકારી કે સહકારી કાર્યો થાય છે, એને લગતી જે કાંઈ સરકારી કચેરીઓ છે તે બધાનો એક યા બીજા પ્રકરણમાં સમાવેશ થયો છે એટલે એનું પુનરાવર્તન અહીં ફરી કરવું ઉચિત નથી. પણ આ જિલ્લાની ખેતી અંગેના બધા સરકારી અને પ્રજાકીય પ્રયાસો પછી કેટલાક વિશિષ્ટ પ્રશ્નો ઊભા છે એ હકીકતનો ઉલ્લેખ કરવો જ રહ્યો.

**ખેત-મજૂરીની** વિશિષ્ટતા : ચરોતરમાં વસતીના પ્રમાણમાં જમીનનું પ્રમાણ થોડું છે, એથી વર્ષનો માણસનો લગભગ ત્રીજા ભાગનો અને બળદનો લગભગ અડધો વખત ખેતીમાં રોકાય છે. ભાલ ગાળામાં લગભગ અડધો વખત માણસનો અને બળદનો ખેતીમાં જાય છે. દસકોશી ગાળામાં ડાંગરનો પાક મુખ્ય હોઈ ખેતીમાં નવરાશનો વખત વધારે રહે છે. દરેક ખેતીપ્રદેશમાં આ સ્થિતિ છે. કાંસથી પિયત હોય તો આખું વર્ષ ખેતીમાં કામ મળી રહે છે.

જરૂર પડયે જોઈતું કામ મળે એવા બીજા ઉદ્યોગો નથી.

ખેતીમાં જો પીત હોય તો વધારે પાકો લેવાય છે, ને મજૂરી પણ આખું વર્ષ ચાલે છે. ચરોતરમાં કેટલાંક એવાં ગામો છે કે જ્યાં ગામની ૨૫થી ૩૦ ટકા જમીન પીતથી પલળે છે, એવાં ગામોના ખેત-મજૂરોને આખું વર્ષ કામ મળે છે, અને આજુબાજુના ખેત-મજૂરો પણ પોષાય છે.

**પાકવાર મજૂરીનું પ્રમાણ :** નીચેના કોઠા ઉપરથી દરેક પાકમાં મજૂરી કેટલી, અને કયારે જોઈએ છે, તેનો ખ્યાલ આવશેઃ

| મહિનો | બાજરી | | કોદરા | | તમાકુ | |
|---|---|---|---|---|---|---|
| | મનુષ્ય મજૂરી | બળદ મજૂરી | મનુષ્ય મજૂરી | બળદ મજૂરી | મનુષ્ય મજૂરી | બળદ મજૂરી |
| મે | ૦·૯ | ૦·૯ | ૦·૫ | ૦·૬ | ૧·૪ | ૧·૪ |
| જૂન | ૫·૬ | ૩·૯ | ૫·૯ | ૨·૯ | ૪·૯ | ૩·૩ |
| જુલાઈ | ૫·૭ | ૧·૯ | ૧૧·૧ | ૧·૫ | ૬·૨ | ૪·૬ |
| ઓગસ્ટ | ૧·૭ | ૦·૨ | ૧·૧ | ૦·૩ | ૯·૩ | ૧·૬ |
| સપ્ટેમ્બર | ૧૩·૦ | ૧·૦ | ૫·૧ | ૦·૩ | ૧૧·૧ | ૨·૧ |
| ઓક્ટોબર | ૮·૬ | ૩·૦ | ૯·૧ | ૩·૩ | ૫·૦ | ૦·૬ |
| નવેંબર | ૦·૫ | ૦·૧ | — | — | ૬·૪ | ૧·૬ |
| ડિસેંબર | ૧·૬ | ૦·૨ | — | — | ૬·૭ | ૦·૮ |
| જાન્યુઆરી | ૦·૯ | ૦·૨ | ૦·૭ | ૦·૪ | ૬·૭ | ૦·૨ |
| ફેબ્રુઆરી | ૧૦·૦ (ફેબ્રુઆરી–એપ્રિલ) | — | ૦·૨૯ | ૦·૪ | ૧·૧ | — |
| માર્ચ | | | — | — | ૦·૬૫ | — |
| એપ્રિલ | | | ૦·૧૭ | — | ૦·૪૧ | — |

**નોંધ :** આ કોઠામાં મજૂરી યુનિટમાં આપી છે. એક માણસ કે એક બળદ એક દિવસમાં આઠ કલાકમાં જેટલું કામ કરે તે એક યુનિટ ગણાય.

**બાજરી :** આ પાક લેવામાં નીંદામણ કે કાપણી સિવાયના બીજાં બધાં કામોમાં ઘરની મજૂરી વપરાય છે. બાજરીનો પાક લેવામાં એક એકરે લગભગ ૫૦ મજૂર જોઈએ, એમાંથી વીસેકને અંદાજે બહારની મજૂરીની જરૂર રહે છે.

**કોદરા :** એક એકર કોદરામાં પચાસેક મજૂર જોઈએ છે, વીસેક માટે બહારની મજૂરીની મદદની જરૂર પડે છે. ઓછી જમીન ખેડતા ખેડૂતોને બહારની મજૂરીની જરૂર પડતી નથી, પણ ઘર-મજૂરીથી જ ચલાવી લે છે.

**ઘઉં :** આ પાકના ઉછેરમાં ફક્ત ૧૬થી ૧૭ માણસો જોઈએ છે. આ પાક-ઉછેરમાં બહારની મજૂરી બહુ લાગતી નથી. મોટા પ્રમાણમાં ખેતી કરનારાઓને કાપણી વખતે જ મજૂર લાવવા પડે છે.

**કપાસ :** કપાસ-વીણામણ વખતે બહારથી મજૂર-ટુકડીઓ આવે છે ને વીણામણનું કામ કોન્ટ્રાક્ટથી કરે છે. સાધારણ દર ૪૦ રતલના એક રૂપિયા પ્રમાણે હોય છે.

**મગફળી :** પાકઉછેરમાં ૪૦થી ૪૫ મજૂરો જોઈએ છે,

જેમાંથી ત્રીસેક જેટલા નિંદામણ કરવા ને મગફળી કાઢવા બહારના મજૂર જોઈએ છે.

ઉપરની હકીકતોથી જોઈ શકાશે કે વર્ષમાં ખૂબ લાંબો વખત નવરો રહેતો આપણો ખેડૂત ફાજલ સમયમાં કામો મેળવે એ અત્યંત મહત્ત્વનો સવાલ છે.

**વસતી અને જમીન :** ખેડા જિલ્લામાં ૬૬થી ૭૫ ટકા વસતી ખેતી અને ખેતીજન્ય ઉદ્યોગવહેપાર ઉપર આધાર રાખે છે. વસતી ગીચ છે, ને વધતી જાય છે. વસતીના પ્રમાણમાં જમીન ઓછી છે. નાના ખેડૂતોની સંખ્યા ઘણી મોટી છે. આ બે મહત્ત્વની સમસ્યાઓ છે.

જિલ્લાની ખેતી ૯૪ ટકા જેટલી કુદરત ઉપર આધાર રાખે છે. લગભગ બે ભાગનાં વર્ષો નબળાં અને સુકવર્ણાં હોય છે. દુકાળનો ભય તો હંમેશાં ઝઝુમતો જ હોય છે. કુદરતી અનિયમિતતા અને મોટા ભાગના ખેડૂતો પાસે સાધનનો અભાવ હોવાથી ખેતીઉત્પન્ન ઓછું આવે છે. આવાં કારણોથી ખેડૂતપ્રજાના મોટા ભાગને ભૂખમરો વેઠવો પડે છે.

આ ખેડૂતોમાં પાટીદાર કોમ કે જેમની વસતી લગભગ ૩૦ ટકા જેટલી છે, અને ૬૦થી ૭૦ ટકા જેટલી જમીનના માલિક છે, એ ઘણા જ પ્રગતિવાન અને સાહસિક ખેડૂત વર્ગ છે. જિલ્લાની અને ખાસ કરીને ચરોતરની ખેતીનું વર્ચસ્વ પાટીદાર ખેડૂતોને લીધે છે. ખંતથી અને ચીવટથી ખેતી કરવામાં એમની બરાબરી ભાગ્યે જ બીજો વર્ગ આપણા દેશમાં કરી શકે.

બાકીના ખેડૂતોમાં બારૈયા ખેડૂતોનો મોટો ભાગ છે. આ ખેડૂતો મોટે ભાગે પોતાની અને પાટીદાર તથા બીજાઓની જમીન સાથે ભાગે ખેડે છે. એમની ખેડાણ જમીન ઘણા નાના પ્રમાણમાં હોય છે અને ખેતી સાથે ભેંસો રાખી તથા ખેતી–મજૂરી કરી ઉદરનિર્વાહ ચલાવે છે. સાધનના અભાવે એમનું ખેતી–ઉત્પન્ન પાટીદાર ખેડૂતને મુકાબલે ઘણું ઓછું ઊતરે છે.

મોટા ભાગના ખેડૂતો ખેતીનો ધંધો ઉદર–નિર્વાહ પૂરતો કરે છે. તેઓ રૂઢિચુસ્ત છે. સૈકાથી ચાલતી આવતી ખેતી-પદ્ધતિ દેશના બીજા જિલ્લાઓની પેઠે આ જિલ્લામાં પણ પ્રચલિત છે એમાં માત્ર કેટલાક સાહસિક ખેડૂતોએ ટ્રેક્ટરો, ઓઈલ એંજિનો ને પંપો વગેરે આધુનિક સવલતોનો ઉપયોગ કરીને પ્રગતિ સાધી છે, પણ એનું પ્રમાણ નહિ જેવું જ ગણાય.

આખા જિલ્લાના હિસાબે ૭૬ ટકા ખેડૂતો પાંચ એકર કરતાં ઓછી જમીન ખેડે છે અને ખેડાણ જમીન, કુલ જમીનના ૩૧ ટકા જેટલી તેમની પાસે છે. પાંચથી પંદર એકરના ખાતેદાર જિલ્લામાં ૧૫ ટકા છે, ને તેઓ ૩૨ ટકા જમીન ખેડે છે. સો એકરવાળા ખાતેદારો આંગળીને વેઢે ગણાય એટલા જ છે–આખા જિલ્લામાં ફક્ત ૩૦૦.

ખેડા જિલ્લામાં નાના ખેડૂતોની અતિ વિશાળ સંખ્યા છે. એમની પાસે કુટુંબનું સારી રીતે પોષણ થાય તેટલી જમીન જ નથી.

આ મોટી સંખ્યાના ખેડૂતો આપણા સમાજમાં મધ્યમ વર્ગના છે. એક ખેડૂત કુટુંબમાં સાધારણ રીતે ૨થી ૩ મોટેરાં અને ૨થી ૩ બાળકો હોય છે. આવું કુટુંબ ખાવે-પીવે સુખી અને સ્વતંત્ર રહે, અને કુટુંબ તથા ગામના મોભા પ્રમાણે પોતાનો નિભાવ કરી શકે તે માટે તેનું વાર્ષિક ખર્ચ કેટલું હોય છે અને તેને પહોંચી વળવા માટે તેની પાસે ઓછામાં ઓછી કેટલી જમીન હોવી જોઈએ એ પ્રશ્નો ઊંડી વિચારણા માગી લે છે.

એક ખેડૂત કુટુંબને થતા વાર્ષિક ખર્ચની વિગતો તપાસીએ તો જણાય છે કે ખેતી–મજૂરી, બહારથી સંજોગવશાત લેવાં પડે તેવાં ઘી–દૂધ, તેલ–ખોળ, બળતણ, મસાલા, કાપડ, ઘરવખરી, બાળકોનું શિક્ષણખર્ચ, કુટુંબના લગ્ન–મરણ વગેરે સામાજિક પ્રસંગો, વગેરે માટે કુલ વાર્ષિક ખર્ચ ઓછામાં ઓછું એક હજાર રૂપિયાનું ગણી શકાય.

કોઈ વર્ષ નબળું પડે, કુટુંબમાં માંદગીઓ આવે કે કમાતી વ્યક્તિનું અણધાર્યું અવસાન થાય તો ઉપર [illegible] વેલા ખર્ચમાં વધારો થાય, [illegible] [illegible], કુટુંબની [illegible] ભાંગી જાય.

ખેડા જિલ્લાનો પાટીદાર ખેડૂત ખેતીમાં મહે[illegible] પાછી પાની કરતો નથી. [illegible] [illegible] [illegible] ખેતી આબાદ કરવા [illegible] કરે છે. [illegible] કૂવામાં બોરિંગ કરાવી પંપ મૂકાવે છે. [illegible] માત્ર ચરોતર [illegible] કે [illegible], [illegible] પ્રદેશોમાં પીવાના [illegible] પણ [illegible] નીકળતાં નથી. [illegible] [illegible] છે તે [illegible] ખેતીના [illegible] [illegible] નથી.

[illegible] [illegible] [illegible] [illegible]
[illegible] [illegible] [illegible] [illegible]



ગોચર (હલકા પ્રકારનુ)

કાર–વહેવાર ઓછા ખર્ચે નભી રહે છે. આવા ખેડૂતો મોટે ભાગે નાના ખેડૂતો હોઈ ઘણા તો બાર માસ સુધી ચાલે તેટલું અનાજ પણ પકવી શકતા નથી આવા ખેડૂતોને કઈ રીતે પગભર કરવા એ પણ એક સમસ્યા છે

અત્યારની પ્રચલિત ખેતીપદ્ધતિ મિશ્ર પાક ઉછેરની છે અને અત્યારની ખેતીમાં સારી રીતે બંધ બેસતી છે. એથી થોડી જમીનમાં વધુ પાકો લેવાય છે કુટુંબનાં બધાં માણસોને ખેત–મજૂરી લાંબો વખત સુધી મળી રહે છે

દરેક ખેડૂત કુટુંબ પાસે પોતાના ગજા પ્રમાણે એક કે બે ભેંસ અને એક બળદ હોય છે ભેંસના દૂધથી તેના કુટુંબની જરૂરિયાત ઉપરાંત થોડી રોકડ આવક પણ લાવે છે.

ખેડા જિલ્લામાં સાત ખેતી પ્રદેશો છે દરેક પ્રદેશની ખેતી અને પાક જુદા હોઈ એની ઉત્પાદનશક્તિમાં ફેર રહેલો છે ચરોતર પ્રદેશની ઉત્પાદનશક્તિ બીજા બધા પ્રદેશો કરતાં વિશેષ છે

આમ ખેડૂતનુ કુટુંબ–નિભાવનું ખર્ચ અને તેની પાસેની જમીન પરના પાક ઉત્પાદનથી થતી આવક, એ બધી વિગતોનો તુલનાત્મક અભ્યાસ કરતાં, એક ખેડૂત કુટુંબ માટે ઓછામાં ઓછી કેટલી જમીન જરૂરી મનાય તે નીચેના કોઠા ઉપરથી સમજાશે :

| ખેતીપ્રદેશ | ઇકોનોમિક * હોલ્ડિંગ (એકરમાં) | જોઈતા બળદ | પલવાતાં દૂઝણાં ઢોર |
|---|---|---|---|
| દસક્રોઈ | ૮ થી ૧૦ | ૧ | ૧ |
| ભાલ | ૨૫ | ૨ | ૨ |
| માળ | ૨૦ થી ૨૫ | ૨ | ૧ |
| રેતાળ | ૨૫ થી ૩૦ | ૨ | ૨ |
| ચરોતર | ૮ થી ૧૦ | ૧ | ૧ |
| બૃહદ ચરોતર | ૧૫ થી ૧૬ | ૨ | ૨ |

* ઈકોનોમિક હોલ્ડિંગ એટલે જમીનની પ્રત અને પાકની જાત તથા તેનું ઉત્પન્ન વગેરે આવક વિચારતાં તે પ્રદેશના ખેડૂત કુટુંબને પોતાનો નિભાવ કરવા માટે ઓછામાં ઓછી કેટલી જમીન જોઈએ તેનો અંદાજ.

ખેડા જિલ્લામાં વસતી વધારે ને તેના પ્રમાણમાં જમીન થેડી છે, તેથી જમીન અનેક નાના ટુકડાઓમાં વહેંચાઈ ગયેલી છે વસતીના વધવા સાથે ખેતીની જમીનની જરૂરિયાત વધવાથી ગૌચરો અને બાકીની પડતર જમીનો પણ ખેતીજમીનમાં સમાઇ ગઈ છે એટલે હવે વધતી જતી વસતી માટે વધારે જમીન મળવાની કોઇ શક્યતા નથી. આ જિલ્લાની ખેતીની આ એક સૌથી મોટી સમસ્યા છે

**ભૂગર્ભના ભંડારની શોધ :** ખેડા જિલ્લામાં હાલ લગભગ ૮૦ હજાર એકર જમીનને સિંચાઈનાં જુદાંજુદાં સાધનો દ્વારા પાણી પૂરું પાડવામાં આવે છે. ૮૦ હજાર એકર જમીન પૈકી લગભગ ૬૫ હજાર એકર એટલે ૮૦ ટકા જેટલી જમીનમાં ફક્ત કૂવાનુ જ પાણી ફરે છે આ કૂવાઓમાંથી પાણી ખેંચવાનું મુખ્ય સાધન એન્જિન પંપ છે સને ૧૯૫૦–૫૧ની ગણતરી મુજબ હાલ આ પ્રદેશમાં લગભગ ૩૮૦૦થી ૪૦૦૦ જેટલા ઑઇલ એન્જિન પંપ



ગોચર (સારૂ)

ખેતી માટે કૂવામાંથી પાણી ખેંચવાનું કામ કરે છે. એન્જિન પંપની આ સંખ્યા મુંબઈ રાજ્યમાં તો શું પણ ભારતભરમાં બીજા કોઈ જિલ્લાની સંખ્યા કરતાં વધુ છે અને આ સંખ્યામાં પ્રતિવર્ષ વધારો થતો જાય છે.

આ વધતા જતા એન્જિન પંપની બાબતમાં એક વિચાર કરવાનો રહે છે. આપણા જિલ્લાના ભૂગર્ભમાં ઘણે સ્થાને પાણી છે અને તેથી જ આટલા કૂવા આપણે ર્યા છે. પણ આપણા જિલ્લાનો ભૂગર્ભજળનો નકશો તૈયાર કરવામાં આવ્યો નથી, કે જેને આધારે ક્યાં ક્યાં કૂવાઓ ખોદવા જોઈએ, કેટલી ઊંડાઇએ પાણી છે, કેટલું પાણી છે વગેરે મુદ્દાઓ અંગે જવાબ આપી શકાય. જો એ બધી માહિતી આપણી પાસે વૈજ્ઞાનિક ઢબે એકઠી કરેલી હોય તો ભૂગર્ભ જળરૂપી ધનભંડારનો આપણે ઘણો સારો ઉપયોગ કરી શકીએ. કેટલાંક વર્ષોથી વરસાદની મોસમ અનિયમિત થઈ ગઈ છે, અને ઘણીવાર પૂરતો વરસાદ પડતો નથી. મોટે ભાગે વરસાદનું થોડું પાણી જમીનમાં ઊતરી ભૂગર્ભના જળભંડારમાં ઠલવાય છે. પરંતુ વરસાદને અભાવે કે એકસામટો વરસાદ પડવાથી જળભંડાર ઊણો રહે છે. બીજી બાજુ વરસાદના અભાવે પંપને ખૂબ ચલાવવા પડે છે અને જળભંડાર ઊણો થતો જાય છે, અને કૂવાનાં પાણી ઊંડાં ઊતરતાં જાય છે. આ સ્થિતિમાં ભૂગર્ભ જળભંડારમાં કેટલું પાણી છે એ જાણવાની ખૂબ જ જરૂર છે.

આ સંજોગોમાં પ્રથમ તો ભૂગર્ભ જળભંડારનો નકશો તૈયાર કરવો જોઇએ. આ કામ કઠણ છે પણ ખૂબ અગત્યનું છે. જ્યારે વધુ વરસાદ પડે ત્યારે વધારાનું પાણી ભૂગર્ભ-જળભંડારમાં ઉમેરાવું જોઇએ.

પાણીની જો પૂરી સગવડ થઈ શકે તો આ પ્રદેશની લગભગ ૬થી ૭ લાખ એકર ખેડાણ ગોરાડુ જમીનમાં દર વર્ષે સહેલાઇથી બે પાક લઈ શકાય, અને એ રીતે ખેતી અને ખેડુત બંનેની આબાદી સાધી શકાય. મહી, મેશ્વા અને વાત્રકની નહેર યોજનાઓ પૂરેપૂરી અમલી બને તો આ પ્રદેશની લાખો એકર જમીનને નહેરનું પાણી સહેલાઇથી મળી શકશે.

**સંશોધન :** ખેડા જિલ્લાની આજની ખેતીની સમૃદ્ધિ ઘણે અંશે તમાકુના પાકને આભારી છે. તમાકુના પાક ઉત્પાદનમાં, તેના વેપાર વહેવારમાં, લાખો માણસો પોષાય છે ને લાખો કરોડો રૂપિયાની ઊથલપાથલ થાય છે. વળી, આ પાકને સુધારી એ દિશામાં પ્રગતિ કરવાના પ્રયાસો પણ ચાલી રહ્યા છે. જિલ્લામાં વર્જિનિયા તમાકુના પ્રયોગો સફળ થયેલા છે. રામોલના પાટીદાર ખેડુતોએ વર્જિનિયા તમાકુ ઉગાડી છે અને તેને પકવવા માટે ઓરડા બાંધેલા છે, તેને માટે જોઇતી વરાળ માટે બોયલરો ગોઠવ્યાં છે અને સિગારેટને માટે તૈયાર થયેલી તમાકુ વેચવાની પણ ગોઠવણ કરેલી છે. આ ખેતીને પણ વધારી શકાય એમ છે.

જિલ્લામાં થતી શેરડીમાંથી ગોળ અને ખાંડનો ઉદ્યોગ વિકસાવી શકાય, અને તે અંગેના બીજા ઉદ્યોગો પણ ઊભા થઇ શકે.

ખેડા જિલ્લામાં મહીની કાયમી નહેરનું પાણી મળે તો જિલ્લામાં લાંબા તારનું અમેરિકન રૂ ઉગાડી શકાય. આ જાતના પાકમાં એક લાભ એ છે કે એ શિયાળો બેસતા પહેલાં ઘરમાં આવી જાય છે, જેથી એને હિમનું જોખમ નથી. આજે ઊંચી કિંમત આપીને અમેરિકન રૂ અમેરિકાથી કે પાકિસ્તાનથી લાવવામાં આવે છે. દ્રવ્યનો આ નાશ જો અટકાવવો હોય તો જે જે સ્થળોએ અમેરિકન રૂ ઉગાડી શકાય તે તે સ્થળોએ વહેલામાં વહેલી તકે પરેનિયલ કેનાલો કરવાની જરૂર છે.

**જમીનોનું ખેડાણ :** જિલ્લાની નિરૂપયોગી જમીનો ખેડાણ હેઠળ લાવી શકાય. આવી જમીનોમાં નદીઓનાં કોતરો, ખારવાળી જમીનો, જરૂરિયાત કરતાં મોટા ક્ષેત્રફળનાં ચરા અને જૂના વખતના ઘણા પહોળા રાજમાર્ગો, જે હાલ નિરૂપયોગી છે તે ખરાબાની જમીનોનો સમાવેશ થાય છે. વળી રસ્તાઓની, રેલવેઓની અને નહેરોની બંને બાજુઓની વધારે જમીનોનો પણ ખેડાણ જમીન તરીકે ઉપયોગ કરી શકાય. તદુપરાંત ખંભાત તાલુકાની દરિયાકાંઠાની જમીન પર અગાઉ મીઠું પકવાતું, પણ બ્રિટિશ સરકારે તે ઉદ્યોગનો નાશ કરાવ્યો, પણ મહીસાગરના સંગમ પાસે લગભગ પાંચ હજાર એકર જમીન એવી છે કે જ્યાં મીઠું પકવવા માટે અદ્યતન સાધનો ઊભાં કરી શકાય અને મીઠું પકવી શકાય, અને મીઠામાંથી અનેક બીજાં રસાયણો કરવાને માટે કારખાનાં ઊભાં કરી શકાય. આ કિનારા-પ્રદેશમાં મચ્છી ઉદ્યોગ પણ ખીલવી શકાય.

**ભાઠાની જમીન :** ખંભાત બંદરની પૂર્વ અને પશ્ચિમ બાજુએ જ્યાં મહી નદી દરિયાને મળે છે, ત્યાં મહીના ઉત્તર કિનારાનું જે ભાઠું છે તે ખંભાતથી પૂર્વ તરફ લગભગ

દસ માઈલ લાંબું અને એકથી સવા માઈલ પહોળું છે. આ બાંધા પર ભરતીના લેવલથી ફક્ત દોઢથી બે ફૂટ ઊંચો જો બંધ બાંધવામાં આવે તો આ જમીનમાં ભરતીનું પાણી પેસી શકે નહિ. આ રીતની ગોઠવણથી ચિખોદરા–મોગરીના કાંસનું પાણી ધીરે ધીરે ખારને ધોઈ નાખશે અને તે જે કાંપ ખેંચી લાવશે તે આ ભાઠામાં ઠરતો રહેશે. પરિણામે ૧૫થી ૨૦ વર્ષે ભાઠાના તળનો લગભગ ૭ હજાર એકરનો વિસ્તાર ફળદ્રુપ જમીનમાં ફેરવાઈ જશે.

ખંભાતની પશ્ચિમ બાજુએ મહી અને સાબરમતી વચ્ચે ખાર જમીનનો મોટો વિસ્તાર છે, અને તે પણ ઉપર જણાવ્યા પ્રમાણે સુધરી શકે તેમ છે.

**વૈજ્ઞાનિક સાધનો :** ખેતી કામના ઉપયોગમાં લેવા હાલમાં જિલ્લામાં ૨૦૦થી ૩૦૦ ટ્રેક્ટરો હશે, પણ ઘણાં ખરાંનો ઉપયોગ ભાર ખેંચવા માટે થાય છે. એને નિભાવવામાં અનેક જાતની મુશ્કેલીઓ નડે છે. ગામે ગામ વીજળી દાખલ થયા પછી બીજાં કેટલાક અગત્યનાં સાધનો પ્રચલિત થાય એ જરૂરી છે. જો આપણે ત્યાં કોઈ પણ સાધનની સૌથી વધુ જરૂરિયાત હોય તો તે દાણાને ઝૂડવા, મસળવા વગેરે માટેના સાધનની. આવું સાધન વીજળીશક્તિથી ચલાવી શકાય. વીજળીનો બીજો ઉપયોગ ઊપણવાનો પંખો ચલાવવા માટે કે મગફળી ફોલવાના યંત્રને ચલાવવા થઈ શકે. તદુપરાંત ઢોરોને માટે રાડાના કકડા કરવા માટે તથા રાડાના કકડાને યોગ્ય સ્થાને ભરવા માટેનાં યંત્રોને ચલાવવા અને ખાતર માટેના ખોળને ભરડવા કે ઢોરને આપવાના ખાણને ભરડવા માટેની ઘંટી ચલાવવા તથા ખેતીઉપયોગી બીજાં સાધનો ચલાવવા પણ વીજળીશક્તિનો બહોળો ઉપયોગ થઈ શકે.

**ખેતીના પૂરક ઉદ્યોગો :** ખેતી સાથે પૂરક ઉદ્યોગો ખીલવવા એ પણ આ જિલ્લામાં એક મહત્ત્વની સમસ્યા છે.

જિલ્લામાં ઢોરઉછેર એ એક પૂરક ઉદ્યોગ છે. અને દૂધના ઉદ્યોગનો વિકાસ કરવાની દિશામાં ખૂબ નક્કર કામ થઈ રહ્યું છે.

આવો જ બીજો ઉદ્યોગ શાકભાજી અને ફળને સાચવી રાખવાનો છે. પશ્ચિમના દેશોમાં જે પ્રદેશમાં મોસમી ફળોના કે શાકોના પાક થતા હોય તે બારે માસ જાળવી ઉપયોગમાં લઈ શકાય તે માટે જેને 'કેનિંગ'નો ઉદ્યોગ કહે છે તે ખૂબ [illegible] છે.

આ જિલ્લામાં હજારો મણ લીંબુ પાકે છે. પરંતુ જ્યારે એની મોસમ ન હોય ત્યારે એ જોવા પણ ન મળે. એનું સરબત તો શીસા વેચાતા લાવીએ તો જ પીવા મળે. એ જ સ્થિતિ બટેટાં, ડુંગળી, કેરી, બીજાં ફળો અને શાક માટે પણ છે. આ બધાંને બારે માસ જાળવી શકાય ને ડબ્બામાં પૅક રાખી જરૂર હોય ત્યારે ઉપયોગમાં લઈ શકાય તેવા કેનિંગના ઉદ્યોગને આ જિલ્લામાં પ્રચલિત બનાવવાની અત્યંત આવશ્યકતા છે. આ જિલ્લાનો ખેડૂત એને ખૂબ ઝડપથી અપનાવી લેશે અને પોતે તો બારે માસ આ ચીજો ખાશે જ, પરંતુ એને એથી એક મહત્ત્વની પૂરક આવક આપતો ઉદ્યોગ પણ હાથ લાગશે.

આમ થતાં આજે ઠેર ઠેર શાક–ફળની જે વાડીઓ છે તે વધુ વિશાળ પાયા ઉપર ખીલશે.

**સરકારી પ્રયાસો : (અ) સંશોધન :** આ જિલ્લાના દશક્રોઈ ગાળામાં ડાંગરની જાતો સુધારવા નવાગામ મુકામે એક પ્રયોગક્ષેત્ર છે. ત્યાં જિલ્લામાં થતી ડાંગરની જાતોની સુધારણા અને નવી જાતોનું સંશોધન થાય છે. જીરાસાળ, કમોદ, પંખાળી, સુતરસાળ અને સુખવેલમાં નિવડ કરીને દરેકમાંથી પાંચ પાંચ નંબરી જાતો શોધી કાઢવામાં આવી છે. આ પ્રમાણે શોધાયેલી જાતો પાંચથી ૨૦ ટકા સુધી વધારે ઉત્પન્ન આપે છે. આ ફાર્મની વધુ વિગત અગાઉ આપી છે.

આ જિલ્લામાં બીજું ફાર્મ નડિયાદ તાલુકાના ઓરિયાવી ગામે હતું, જ્યાં તમાકુ અને બીજા અનાજપાકોને સુધારવાના અખતરા થતા. હાલ એ ફાર્મનું કામ વડોદરા ફેરવ્યું છે ને ઓરિયાવી ફાર્મ બંધ કર્યું છે.

ભાલ પ્રદેશના પાક સુધારણા માટે આ જિલ્લામાં ફાર્મ નથી, પણ અમદાવાદના ભાલ પ્રદેશમાં ધોળકા તાલુકાના અરણેજ ગામે ઘઉં–સુધારણા કેન્દ્ર છે, ત્યાં ઘઉંની જાતોમાં સુધારો થયે એને આ જિલ્લાના ભાલ પ્રદેશમાં નાણી જોવાશે.

માળપ્રદેશ માટે પણ આ જિલ્લામાં ફાર્મ નથી. ભરૂચ જિલ્લાના ભરૂચ સંશોધન કેન્દ્ર ઉપર કપાસ–સુધારણાનું કામ ચાલે છે અને એમાંથી સુધારેલી જાતો આ જિલ્લાના માળપ્રદેશમાં અજમાવાય છે. ભરૂચમાં સુધારેલી 'વિજય' કપાસની જાત આ જિલ્લાના માળપ્રદેશને સારી માફક આવી છે અને ત્યાં એનું મોટા પ્રમાણમાં વાવેતર થાય છે.

જિલ્લાના બીજા પ્રદેશોની ખેતી અને પાક સુધારવા કોઈ વ્યવસ્થા નથી. આ જિલ્લાના બાજરી, કપાસ અને

તમાકુનાં સુધારેલાં બી સિવાય બીજું કંઈ કામ પાક–સુધારણા અંગે થતું નથી. જમીન, ખેતી, પાક–વ્યવસ્થા, પીત, રોગ અને જંતુ–ઉપદ્રવ વગેરે ખેતી–સુધારણાના પ્રશ્નો ઉપર હજુ કંઇ જ અસરકારક કામ થયું નથી.

(વ) : **ખેતી–શિક્ષણ** : આ જિલ્લામાં આણંદમાં એક ખેતીવાડી કૉલેજ અને કૃષિગોવિદ્યાભવન છે. તે સરકાર માન્ય છે.

ખેડૂત અને એના કુટુંબના શિક્ષણ માટે હજુ બીજી જરૂરી કંઇ વ્યવસ્થા નથી.

**ખેતી–પ્રચારકાર્ય** : આ કાર્ય માટે કોઈ ખાસ અલગ વ્યવસ્થા નથી. જિલ્લા વિકાસ બોર્ડ જિલ્લામાં કામ કરે છે અને કલેક્ટર તેના ચેરમેન છે. કલેક્ટરના હાથ હેઠળ તાલુકા દીઠ ખેતીપ્રચાર માટે ચાર ચાર આસિસ્ટંટો કામ કરે છે. જિલ્લા વિકાસ મંડળ, ખેતી, પશુપ્રદર્શનો, ઇનામી હરીફાઈઓ, વધુ અનાજ વાવોની ઝુંબેશ વગેરે પ્રવૃત્તિ દ્વારા ખેતી પ્રચાર માટેનું કામ કરે છે.

**ખેતી સુધારણા કામો** : હાલમાં તો જિલ્લાના ખેતીવાડી ખાતાનું ખેતી સુધારણાનું કામ અનાજ ઉત્પાદન વધારવા પૂરતું મર્યાદિત છે.

**૧ : સુધારેલા બીની વહેંચણી** : બાજરીનું ૨૦૭નું બી મોટા પ્રમાણમાં વહેંચાય છે. જિલ્લાની ૭૫ થી ૮૦ ટકા બાજરી હવે સુધારેલા બીથી ઓરાય છે. આ બાજરી ૧૦ ટકા વધારે ઉત્પન્ન આપે છે. નીફાડ–૪ ઘઉંનું બી લોકોને ઠીક ઠીક ફાવ્યું છે. એના ઉપર ગેરુનો રોગ ઓછો આવે છે. કુલ ઘઉંની જમીનના લગભગ ચોથા ભાગની જમીન આ બીથી ઓરાય છે. આ જિલ્લામાં કેન્ફાડ નામનું બીજું સુધારેલું બી નાખી જોવાયું હતું. છેલ્લાં બે વર્ષથી તેમાં કોવારાનો રોગ જણાયાથી એ બીનો પ્રચાર બંધ કરવામાં આવ્યો છે.

**૨ : ખાતર–પ્રચારકામ** : મગફળીનો ખોળ અને એમોનિયા સલ્ફેટનું મિશ્રણ, પીત પાકો અને ડાંગરના પાકને માટે અપાય છે.

**૩ : કુવા** : સ્વરાજ આવ્યા પછી ૨૦૦ જેટલા નવા કૂવા થયા છે અને ૫૦૦ જેટલા જૂના કૂવાનું સુધારકામ થયું છે. શેઢી નદી ઉપર એંજિન પંપ મૂકી રતનપુર, સોખડા, ઉંઢેળા વગેરે ગામોમાં પાણી આપવામાં આવે છે. આથી બધી મળી કુલ ૧૪૦૦ એકર જમીન પલળે છે.

**૪ : જંતુથી બચાવ** : આ ઉપરાંત પાકને રોગ–જંતુથી બચાવવા, શાકભાજી અને ફળની ખેતીમાં વધારો કરવો, વગેરે ખેતી ઉત્પાદન વધારવાની યોજનાઓ આ જિલ્લામાં પ્રચલિત છે.

**૫ : એંજિનિયરિંગ કામો** : જમીનસુધારણા, ટ્રેક્ટરથી જમીન તોડવી, કૂવામાં બોરિંગ કરવાં, ઓઇલ એંજિન અને પંપ બેસાડવા મદદ કરવી વગેરે કામો જિલ્લામાં ખેતીવાડી ખાતાનો એંજિનિયરિંગ વિભાગ કરે છે.

**પશુવિભાગ** : પશુવિભાગ ખાતા તરફથી સારી ઓલાદના આખલા, પાડા, ગાયો વગેરે જિલ્લાના ૪૦થી ૫૦ ગામોમાં આપવામાં આવ્યાં હતાં. ઢોરસુધાર માટે ત્રણ કેન્દ્રો–આણંદ, બોચાસણ અને બીડજ–છે, અને ગૌશાળા મારફત પણ ઢોરસુધારણાનું કામ લેવાય છે. જિલ્લામાં ખેતી અને ગોપાલનની ત્રણ સહકારી મંડળીઓ છે.

**સહકારી ખાતું** : જિલ્લામાં ૫૪૦ સહકારી મંડળીઓ છે, તે પૈકી ૨૬૨ ખેતીમાં ધીરાણનું કામ કરે છે, ૩૩ ખેતી ઉત્પાદન મંડળીઓ છે, ૭૦ દૂધઉત્પાદક મંડળીઓ છે, ૧૨ ઇરિગેશન–ફાર્મિંગ (નહેરની ખેતી કરનારી) મંડળીઓ છે, અને ૩ મધ્યસ્થ બેંકો છે.

જિલ્લામાં સહકારી પ્રવૃત્તિનો સારો વિકાસ થયો છે, પણ હજી તેમાં નાના અને સાધન વગરના ખેડૂતોને સ્થાન નથી.

પંચવર્ષીય યોજના પ્રમાણે ગ્રામ પુનર્રચના સહકારી ધોરણે વિકસાવવાની ધારણા રખાય છે.

સહકારી ખેતમંડળીઓની વિગતવાર માહિતી તે અંગેના જુદા પ્રકરણમાં આપેલી છે.

**જાપાની પદ્ધતિથી ડાંગરની ખેતી** : મુંબઈ રાજ્યમાં સ્થાનિક પરિસ્થિતિને અનુકૂળ પડે એટલા માટે થોડાક સુધારાવધારા સાથે દાખલ કરવામાં આવેલી ડાંગરની ખેતી માટેની જાપાની પદ્ધતિના મુખ્ય મુદ્દાઓમાં કાળજીપૂર્વક અને ચોખ્ખી ખેડનો, સારા પ્રમાણમાં ખાતર આપવાનો, પૂરતા પાણીની ખાતરી મેળવવાનો અને નકામા પદાર્થોનું કમ્પોસ્ટ બનાવવાનો સમાવેશ થાય છે,

૧૯૫૩ના મેની પહેલી તારીખથી આ પદ્ધતિની શરૂઆત થઈ અને રાજ્યના ડાંગર ઉગાડના ૧૬ જિલ્લાઓને લાગુ પાડવામાં આવી, જે પાણીના પૂરતા અને ચોક્કસ પુરવઠાવાળા ૧૦૪ તાલુકાઓના ડાંગર–વિસ્તારને આવરી લે છે. ખેડૂતોનાં ખેતરો પર એ અંગે ૩૪૯૮ દશ્ય પ્રયોગો યોજવામાં આવ્યા હતા.

એવા ૧૩૦ દશ્ય પ્રયોગો ખેડા જિલ્લામાં પણ યોજવામાં આવ્યા હતા.

**ખેડૂતોને લાંબી મુદતનાં ધીરાણ :** લાંબી મુદત માટે એટલે પંદર વર્ષના વાર્ષિક હપ્તા ઠરાવી ખેડૂતોને મુંબઈ રાજ્યની સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક અને તેની જિલ્લામાં આવેલી શાખાઓ મારફત હાલમાં નવા ધીરાણ માટે નક્કી કરેલા ળા ટકાના દરથી જમીન સુધારણા, કૂવાઓ બંધાવવા અગર દુરસ્ત કરાવવા, ખેતીવાડીનાં યંત્રો ખરીદવા અને જૂનું કરજ પતાવવા તથા જમીન ખરીદવા માટે નાણાં ધીરવામાં આવે છે.

ખેડા જિલ્લામાં સહકારી લેન્ડ મોર્ટગેજ બેંક અથવા જિલ્લા સહકારી બેંક મારફત કરજ-માગણીની અરજી કરી શકાય છે, જેની તપાસણી થયા બાદ નાણાં ધીરવામાં આવે છે.

**માહિતી મેળવવા માટે :** જમીનની તપાસ કરાવવા અથવા સિંચાઈના હેતુ માટે ઓઇલ એન્જિનો મૂકવાના અંદાજ તૈયાર કરાવવા માટે ખેડા જિલ્લાના ખેડૂતોએ સીધેસીધી મદદ મેળવવા મિકેનિકલ આસિસ્ટંટ, ઠે. એસિસ્ટંટ એગ્રિકલ્ચરલ એંજિનિયરની ઓફિસ, ભરૂચ ને લખવું જોઈએ.

બિયાં, ખાતર, ઓજારો, ખેતી, પાક-ઉછેર, પશુ-ઉછેર, વગેરે બાબતો પર જરૂરી માર્ગદર્શન મેળવવા માટેની માહિતી 'રાજયતંત્ર'ના ખંડમાં આપેલી છે.

**સંશોધન મથકો : કૃષિગોવિદ્યાભવન : આણંદ:** આણંદની કૃષિગોવિદ્યાભવનની સંસ્થાની સ્થાપના ૧૯૪૦-૪૧ના વર્ષમાં થઈ છે. ત્યાં એક કૃષિવિદ્યાલય અને બીજી ગોવિદ્યાલય એમ બે સંસ્થાઓ ચલાવાય છે.

કૃષિવિદ્યાલયમાં બે વર્ષનો અભ્યાસક્રમ છે, જેમાં ખેતીવાડી અને પશુઉછેર એ બંને વિષયોનું શિક્ષણ અપાય છે. શિક્ષણનું માધ્યમ માતૃભાષા છે. અને શાળાંત પરીક્ષાની કક્ષાના વિદ્યાર્થીઓને લેવામાં આવે છે.

ગોવિદ્યાલયનો અભ્યાસક્રમ ૭ મહિનાનો છે, તેમાં માત્ર ડેરી સબંધીનું જ શિક્ષણ અપાય છે આ સંસ્થામાં પશુ-ઉછેર અંગેનું સંશોધન પણ થાય છે.

પશુના ચારાની અછતને લીધે પશુઓના ખોરાકના પ્રાપ્ય જથ્થાનો કરકસરપૂર્વકનો ઉપયોગ કરવો, નવો ચારો અને ચારાના નવાં સાધનો શોધવાં, તેમજ અપૂરતા પોષણવાળા ખોરાકની વૈજ્ઞાનિક ઢબે ઉપચર્યા કરવી ને તેના પોષણમૂલ્ય I એ બધું કાર્ય કરનાર શાખાને પોષણવિજ્ઞાન (ન્યુટ્રિશન) કહે છે. એ વિજ્ઞાનની મદદથી પશુ પોષણની વિવિધ સંશોધન-પ્રવૃત્તિઓ ચલાવવાની યોજના માટે પાંચ વર્ષ સુધીમાં ખર્ચવા આ સંસ્થાએ સાડા ત્રણ લાખ રૂપિયા ખર્ચવા એવું નક્કી થયું છે. આ યોજના મુજબ દસ માઇલની ત્રિજયામાં ૧૫૦૦૦ ઢોર ધરાવતાં ગામડાંઓનું જૂથ પસંદ કરી નિષ્ણાતોના માર્ગદર્શન નીચે પશુસંવર્ધન અને જાત-સુધારણાનું કામ કરવાનું છે. રખડેલ આખલાઓના વપ-રાશનો પ્રતિબંધ કરતો પશુસુધારણા ધારાનો અમલ કરીને ફક્ત જાતવાન આખલાઓનો ઉપયોગ કરવાનો છે. આવા જાતવાન આખલા પૂરતી સંખ્યામાં નહિ હોવાથી કૃત્રિમ વીર્યદાન પદ્ધતિનો ઉપયોગ કરવાનો છે.

**બીડી-તમાકુ સંશોધન કેન્દ્ર :** ઇન્ડિયન સેન્ટ્રલ ટોબેકો કમિટી તરફથી બીડી-તમાકુ માટેનું તેમનું એક મુખ્ય સ્ટેશન (કેન્દ્ર) આણંદ ખાતે ૧૯૫૧ના મે સુધી ચાલતું હતું. હવે એ કેન્દ્ર કૃષિગોવિદ્યાભવનને સોંપવામાં આવ્યું છે.

બીડી-તમાકુની સુધારણા માટેનું સંશોધનકાર્ય ચલાવવા માટે ટોબેકો કમિટીએ સબોર્ડિનેટ સ્ટાફ અને નાણાંની જોગવાઈ કરી છે, જ્યારે કૃષિગોવિદ્યાભવન તરફથી પ્રયોગ-શાળા, ક્ષેત્રપ્રયોગો અને વૈજ્ઞાનિક દોરવણીની સગવડો આપવામાં આવી છે. આ કેન્દ્રનું કામ ત્રણ વિભાગોમાં થાય છે.

**અમેરિકન રૂ પ્રસારણ યોજના :** ઉત્તર ગુજરાતમાં અમેરિકન રૂ પ્રસારણની યોજનાની મંજૂરી ઇંડિયન સેન્ટ્રલ કોટન કમિટીએ આપી છે. આ યોજનાનો હેતુ ઉત્તર ગુજ-રાતના સારી રીતના પાણીવાળા પ્રદેશમાં અમેરિકન રૂનું વાવેતર કરવાની સગવડ થાય એ માટેના અખતરા કરવાનો છે. કૃષિગોવિદ્યાભવનમાં આ યોજના હેઠળનું કામકાજ પણ શરૂ કરી દેવામાં આવ્યું છે.

**પ્રાથમિક કૃષિ પ્રસારણ ઉર્ફે લઘુ પિયત યોજના:**

**ઉદ્દેશ :** પ્રાથમિક કૃષિપ્રસારણ યોજના એ મુંબઈ સરકાર સંચાલિત લઘુ પિયત યોજના છે. તે મુજબ કૃષિગોવિદ્યાભવન સંસ્થાની નજીકના કૂવાઓ ઉપર પંપ મૂકીને આજુબાજુના ખેડૂતને પાણી આપવાનો હેતુ રખાયો છે આથી દર વર્ષે ૫૦૦ ટન અનાજ વધુ ઉત્પન્ન થશે એવી આશા રખાઈ છે.

**કાર્યપ્રદેશ :** કૃષિગોવિદ્યાભવનની આસપાસના ખાનગી માલિકીના ૨૦૦૦ એકર વિસ્તારમાં હાલ ૨૦ કૂવાઓ છે. તેમાંના ૧૦ પસંદ કરવામાં આવ્યા છે. તેના પર પંપ ગોઠવી ખેતરોને પાણી આપવાની યોજના થઈ છે.

આ યોજના હેઠળ સંસ્થાએ જમીનની ફળદ્રુપતા વધારવા માટે લીલો પડવાસ, ખેડ પદ્ધતિ, પિયત અને નીંદામણ વગેરે પગલાં લીધાં હતાં, અને સારી સફળતા મેળવી હતી. આખી યોજના ૧૯૫૨થી શરૂ થઈ છે અને ત્રણ વર્ષમાં અમલમાં મુકાઈ રહેશે. આ યોજના માટે સરકારે ૩ા ટકા વ્યાજની રૂપિયા ૪ લાખની લોન અને દેખરેખ માટે રૂપિયા ત્રણ હજારની ગ્રાંટની મદદ આપી છે.

**ગ્રામવિકાસ યોજના–શિક્ષણકેન્દ્ર : આણંદ :** આ સંસ્થા ૩૧, જાન્યુઆરી ૧૯૫૨ના રોજ ભારત સરકારના નાણાં પ્રધાન શ્રી. સી. ડી. દેશમુખના હસ્તે ઉઘાડી મુકાઇ હતી. ભારતભરમાં શરૂ થયેલાં પાંચ કેન્દ્રોમાંનું આ સૌથી પહેલું કેન્દ્ર છે. ખેતીવાડી કોલેજ, આણંદમાં તેનું કાર્યાલય તથા વ્યાખ્યાનો આપવા માટેના વર્ગો તેમજ તાલીમીઓને રહેવાની હોસ્ટેલ વગેરેની વ્યવસ્થા કરેલી છે.

આ યોજના આણંદની આજુબાજુ નવ માઈલની ત્રિજ્યામાં આવી જતાં ૧૦૦ ગામોને સ્પર્શે છે, જેમાં આણંદ તાલુકાનાં ૩૯, નડિયાદનાં ૧૬, બોરસદનાં ૧૯, અને પેટલાદનાં ૨૬ ગામોનો સમાવેશ થાય છે. આ યોજના ૧૭૮૦૦૦ એકર ખેતીવાડીની જમીન આવરે છે, અને ૨૬૯૦૦૦ ગ્રામજનોને ઉપયોગી થાય છે.

આ કેન્દ્રમાં ખેતીવાડી અધિકારીઓ, ગ્રામસેવકો અને અને રાષ્ટ્રીય વિકાસ યોજનાના કાર્યકરો માટે તાલીમ વર્ગો ચલાવાય છે.

**નડિયાદ ફાર્મ :** પહેલાં ખેડા જિલ્લામાં નડિયાદ નજીક કમળા ગામે એક સરકારી ખેતીવાડી ફાર્મ હતું. તેની જમીન અને પાણી સંશોધન માટે અનુકૂળ નહિ આવવાથી તે બંધ કરીને નડિયાદ મુકામે ચકલાશી ભાગોળે ઉત્તરસંડા રોડ ઉપર તમાકુ સંશોધન કેન્દ્ર ૧૯૨૦માં શરૂ કરેલું તે ૧૯૪૮ સુધી ચાલુ સ્થિતિમાં રહેલું. આ કેન્દ્રમાં તમાકુ ઉપરનું સંશોધન મુખ્ય હતું. પાછળથી બાજરી, દીવેલા, તુવેર વગેરે પાકો ઉપર સંશોધન શરૂ કરેલું. પરિણામે તમાકુની જાત ગાંડિયું નં. ૬ અને કેલિયું નં. ૪૯નું સંશોધન કરીને તમાકુ ઉગાડનારાઓમાં તેનો પ્રચાર કરવામાં આવ્યો હતો. તે ખેડૂતપ્રિય થઈ પડવાથી હજી તે પ્રચારમાં છે. બાજરી નં. ૨૦૭નું આ કેન્દ્ર ઉપરથી સંશોધન કરવામાં આવ્યું હતું તે પણ ખેડૂતપ્રિય હોવાથી આજે તેનો પ્રચાર ચાલે છે. તે જ રીતે દીવેલા નં. ૨૦નું આ કેન્દ્ર ઉપર સંશોધન કરવામાં આવ્યું હતું. પણ અનાજની અછતને લીધે અનાજના પાકોના ઉત્પાદન માટે વધારે ધ્યાન અપાતું હોવાથી આનો પ્રચાર હાલમાં બહુ કરવામાં આવતો નથી. જો કોઈ ખેડૂતને જરૂર પડે તો તેને તે બી મેળવી આપવાના ખેતીવાડી ખાતા તરફથી પ્રયત્નો થાય છે.

તમાકુમાં કેલિયું નં. ૪૯નું બી કે જે લોકોને બીડી તમાકુમાં વધુ અનુકૂળ ખૂબ લાગવાથી પ્રચાર પામ્યું છે, તેનું વાવેતર ઘણું થયું છે, ને તેની માંગ પણ ઘણી છે. આ બી*આણંદ કૃષિગોવિદ્યાભવનમાંથી મળે છે.

ખેતીવાડી ખાતા તરફથી નેફાડ–૪ અને કેનફાડ ઘઉંનો પ્રચાર પણ થાય છે. આ ઘઉં ગેરુના રોગ સામે ટકી શકે છે અને તે પિયત ઘઉંની ખેતીમાં વધારે અનુકૂળ છે. ભાલપ્રદેશની સૂકી ખેતીમાં આ ઘઉં અનુકૂળ નથી.

આણંદનું કૃષિગોવિદ્યાભવન હાલ શરૂ થયું હોવાથી નડિયાદના ફાર્મની સરકારને અગત્ય નહિ જણાવાથી નડિયાદનું તમાકુ સંશોધન કેન્દ્ર સને ૧૯૪૮થી બંધ કરવામાં આવ્યું છે અને નવાગામમાં સંશોધન માટે નવું કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું છે ત્યાં સંશોધન ચાલે છે.

**જિલ્લા ખેતીવાડી ખાતું :** આ ખાતા તરફથી બાજરી અને ઘઉંનું સુધારેલું બીજ પૂરું પાડવામાં આવે છે. તે ઉપરાંત ખાતા તરફથી નીચેનાં ખાતરો વાપરવા ખેડૂતોમાં પ્રચાર કરવામાં આવે છે : (૧) ખાતાએ તૈયાર કરેલું મિશ્રણ ખાતર, (૨) એમોનિયમ સલ્ફેટ, (૩) મગફળીનો ખેળ અને (૫) શણનો લીલો પડવાસ.

સુધરેલાં ખેતીનાં ઓજારો વાપરવાની, છાણિયું ખાતરની જાત સુધારી ને વધુ જથ્થો પેદા કરવાની, કચરાપૂંજામાંથી ખાતર બનાવવાની, ખેડૂતોને સમજૂત કરવામાં આવે છે. કીટકનો નાશ કરવા માટે દવાઓ મૂળ કિંમતે પૂરી પાડવામાં આવે છે અને તે છાંટવાના સાધનો નજીવા ભાડેથી ખેડૂતોને આપવામાં આવે છે. તીડના ઉપદ્રવનો સામનો કરવા માટે જરૂરી સાધનો રાખવામાં આવે છે તથા શા ઇલાજો લેવા તેની ખેડૂતોને સમજ આપવામાં આવે છે. ગામની ઓલાદ સુધારવા માટે પ્રિમિયમ પદ્ધતિથી સાંઢ પૂરા પાડવામાં આવે છે અને તેને માટે માસિક ખોરાકી આપવામાં આવે છે. ફળઝાડ–ઉછેર માટે ફળઝાડોની કલમો મંગાવી આપવામાં આવે છે અને દેશી આંબાની જાત સુધારવા માટે યોગ્ય ખર્ચ લઈ ખૂટી મારી આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે. સારી જાતનાં શાકભાજીનાં બીજ મેળવી આપવામાં આવે છે. નવા કૂવા ખોદવા તથા જૂના

કૂવા રિપેર કરવા માટે જિલ્લામાં ૧૯૫૨–૫૩ના વર્ષમાં રૂ. ૧૨૬૩૦૦ની મદદ અપાઈ હતી, પરંતુ હાલમાં આ યોજના બંધ કરવામાં આવી છે.

લાંબા તારના વિજય કપાસનું બીજ ખેડૂતોને પૂરું પાડવામાં આવે છે. આ જાતનું વાવેતર લગભગ ૧૦૫૭૦૧ એકરમાં થાય છે.

તમાકુ માટે કેલિયું નં. ૪૯નું બીજ પૂરું પડાય છે. તેનું વાવેતર જિલ્લામાં લગભગ ૮૦૦૦૦ એકરમાં થાય છે.

કપડવણજ તાલુકાની રેતાળ જમીનમાં ખાતા તરફથી મગફળીનું વાવેતર દાખલ કરવામાં આવ્યું છે, જેથી ખેડૂતોને ઘણો આર્થિક લાભ થયો છે. આ પાકનું વાવેતર આશરે ૮૦૦૦૦ એકરમાં થાય છે.

**સહકારી ખેતી :** મુંબઈ સરકારે સહકારી ખેતી દાખલ કરવાને લગતા પ્રશ્ન સંબંધમાં કેપ્ટન એસ. પી. મોહિતેએ કરેલી ભલામણોને લક્ષમાં લઈને એક નવી યોજના તૈયાર કરી છે. તેને પાંચ વર્ષોમાં વહેંચી નાખવામાં આવી છે, અને તેની પાછળ આશરે રૂ. ૨૧ લાખનો ખર્ચ થવાનો અંદાજ કાઢવામાં આવ્યો છે.

યોજનાનો મુખ્ય ઉદ્દેશ જમીનની ઉપજ વધારવાનો અને જમીનના નાના નાના ટુકડાઓનું એકીકરણ કરીને તથા ઉત્તમ ખેતીની અને ખેતીની પેદાશને બજારમાં પહોંચતી કરવાની સુધારેલી રીતો અજમાવીને ખેડૂતોને વધારે વળતર આપવાની છે. ખેતીનું કામ માત્ર અમુક મોસમમાં ચાલતું હોવાથી બાકીના સમયમાં મંડળીના સભ્યોને આવકનાં પૂરક સાધનો મળે તે માટે ગ્રામ ઉદ્યોગો તેમજ નાના પાયાના ઉદ્યોગો દાખલ કરવાની પણ ધારણા છે.

જમીનનો નાનો નાનો પટ ધરાવના જે ખેડૂતો અલગ રહીને આર્થિક રીતે લાભદાયક ખેતી કરી શકે તેમ ન હોય તેમની જમીનોનું એકીકરણ કરીને સમૂહખેતી કરવાનો ઉદ્દેશ સહકારી સમૂહખેતી મંડળીઓનો છે. આ મંડળીના સભ્યો તેમણે ચૂંટેલી એક સમિતિના અને તેણે નીમેલા વ્યવસ્થાપકના માર્ગદર્શન મુજબ ભેગી જમીન ઉપર ખેતી કરે છે. તેઓ બધા સાથેજ કામ કરે છે અને તેના બદલામાં તેમને રોજી મળે છે. આમ જ્યાં દરેક સભ્યની પોતાની જમીન ઉપરની માલિકી ચાલુજ રહે છે અને એ માલિકીના સ્વીકાર તરીકે દરેકને તેની જમીનની કિંમતના પ્રમાણમાં ડિવિડન્ડ મળે છે. તેમની ઉપજ ભેગી ઉતારવામાં આવે છે. તેનું વેચાણ પણ એકસામટું થાય છે અને જે નાણાં ઉપજે છે તેમાંથી જમીન પર ખેતી કરવાનું ભાડું, વેતન તેમજ ખેતીનો ખર્ચ બાદ કરીને તેમજ અનામત ભંડોળ માટે અલાયદી રકમ દરેક સભ્યને મળેલા વેતનના પ્રમાણમાં તેમની બધાની વચ્ચે વહેંચી આપવામાં આવે છે.

સહકારી ખેતી–મંડળી નીચેના પૈકી એક પ્રકારની હોઈ શકે : (૧) ઉત્તમ ખેતી માટેની સહકારી મંડળી, (૨) સહકારી સમૂહખેતી મંડળી, (૩) સહકારી ગણોતીયા ખેતી મંડળી, (૪) સહકારી સામુદાયિક ખેતી મંડળી.

સહકારી સામુદાયિક ખેતી મંડળી સામાન્ય રીતે જમીન વગરના ખેડૂતોની બનેલી હોય છે. તેનો ઉદ્દેશ તેઓ ફ્રી હોલ્ડ અથવા પટા ઉપર જમીન મેળવી શકે તથા ઉત્પાદનનાં સાધનો વસાવી શકે એવી વ્યવસ્થા કરવાની છે. આવી મંડળી સામુદાયિક રીતે ખેતી કરવાનું માથે લે છે અને તેના સભ્યો જમીન ઉપર તેમનાં સાધનો સાથે ભેગા મળીને મહેનત કરે છે. એના બદલામાં તેમને ચોક્કસ વેતન મળે છે.

# ૯.

# ઉદ્યોગો

**જૂના ઉલ્લેખો :** આ જિલ્લાના વેપારની જેમ જ જિલ્લાના ઉદ્યોગો અંગેના ઉલ્લેખો જૂના જમાનામાં આ પ્રદેશમાં આવી ગયેલા મુસાફરોનાં વર્ણનોનાં પુસ્તકોમાં અને મુંબઈ સરકારના ખેડા ગેઝેટિયરમાં જોવા મળે છે.

ચરોતરનાં કેટલાક શહેરો અને ગામો જુદા જુદા ગૃહ ને ખીલવવામાં ખૂબ જ આગળ વધેલાં હતાં અને કેટલાક ઉદ્યોગોની ચીજો પરદેશોમાં પણ જતી હતી એવા ઉલ્લેખો મળે છે.

નડિયાદ અંગે ડેર નામના મુસાફરે પોતાની મુસાફરીનું વર્ણન કર્યું છે તેમાં નડિયાદના ઉદ્યોગોનો ઉલ્લેખ છે. તે વખતે નડિયાદ ગુજરાતનું એક અત્યંત મહત્ત્વનું શહેર હતું. સને ૧૬૩૮ની સાલમાં આ શહેરમાં કાપડ વણવાનો ઉદ્યોગ

અને ગળી બનાવવાનો ઉદ્યોગ સારા પ્રમાણમાં વિકસેલો હતો. આ શહેરમાં રહેનારા લોકો ઉત્તમ પ્રકારનું કાપડ વણવાનો મુખ્યત્વે ધંધો કરતા હતા. એ સાથે જ કપડવણજના અકીકના પથ્થરોને કાપી એને પાસાદાર નંગ બનાવવાનું કામ પણ નડિયાદમાં મોટા પાયા ઉપર ચાલતું હતું.

**ગેઝેટિયરમાં :** ૧૮૭૯નું મુંબઇ સરકાર તરફથી બહાર પડેલું ગેઝેટિયર આ જિલ્લાના ઉદ્યોગો અંગે પરિચય આપતાં જણાવે છે કે "૧૮૭૦-૭૬માં અમદાવાદ અને નડિયાદ ખાતે સ્ટીમ ફેક્ટરીઓનો પ્રારંભ થયો ત્યાં સુધી આ જિલ્લામાં કાંતણ અને વણાટ એ ખેતી પછીનો સૌથી મહત્વનો ઉદ્યોગ હતો. ગામડાં અને શહેરો બધે જ સામાન્ય રીતે સ્ત્રીઓ કાંતણ કામમાં રોકાયેલી જ રહેતી પરંતુ હવે વરાળયંત્રોવાળાં કારખાનાંમાં સૂતર તૈયાર થતાં એની હરીફાઈ ખૂબ જ વધી છે અને હાથે કાંતેલા સૂતરની માંગ ઘટી છે."

કાપડ વણવાનું કામ મુખ્યત્વે હરિજન અને મુસલમાનો કરતા હતા અને એ કાપડ રતલામ તરફ જતું હતું.

સુંદર પ્રકારનું ને મજબૂત કાપડ મોમણા અને ક્ષત્રીય જાતિના હિંદુઓ વણતા હતા.

આ જિલ્લામાં કેલીકો પ્રિન્ટિંગનું ને કપડાં રંગવાનું કામ ખૂબ સારા પાયા ઉપર ચાલતું હતું અને મુખ્યત્વે નડિયાદ, ખેડા, ડાકોર, ઊમરેઠ, મહેમદાવાદ, આણંદ, સારસાપુર, કડાણા, માતર અને કપડવણજ આ બધાં એ ઉદ્યોગનાં કેન્દ્રો હતાં. આ ઉદ્યોગ થોડા મુસ્લિમોને અપવાદરૂપે બાદ કરતાં મુખ્યત્વે હિંદુ ભાવસારોના હાથમાં જ હતો. તે સમયે એમની સંખ્યા ૩૮૮૩ની હતી.

ખેડાનું પાણી રંગકામ ને છાપવાના કામ માટે ખૂબ જ અનુકૂળ હતું. એના છાપકામે ખૂબ ખ્યાતિ મેળવી હતી.

આ છાપકામ ને રંગકામનું કાપડ દેશમાં તો વપરાતું જ પરંતુ સિયામ અને બીજા દેશોમાં પણ જતું.

કપડવણજ કાચ અને એની બનાવટો, જેવી કે, બંગડીઓ, કાચની હાંડીઓ અને ઝુમ્મરો, આભલાં વગેરેને માટે સમગ્ર દેશમાં તો મશહૂર હતું જ પરંતુ પરદેશોમાં પણ એની ખ્યાતિ વિસ્તરેલી હતી. કપડવણજમાં લોખંડ ઓગાળવાની ભઠ્ઠીઓ પણ હતી.

ખંભાતનો હજી ટકી રહેલો અકીક તથા સાડી અને શેતરંજી વણવાનો ઉદ્યોગ, વસોમાં આજે પણ વણાતાં ચોકડી ભાતીગરનાં પાથરણાં અને પીજની છરીઓ ને ચપ્પુ આ બધા એક કાળમાં આ પ્રદેશમાં ખૂબ ખીલેલા ઉદ્યોગો હતા.

જ્યાં સુધી ઔદ્યોગિક ક્રાંતિ ઘર આગણે આવી નહોતી અને યંત્ર ઉદ્યોગો શરૂ થયા નહોતા ત્યાં સુધી જિલ્લાના તમામ ઉદ્યોગોનું સ્વરૂપ તદ્દન ગૃહઉદ્યોગોનું જ હતું. વણકર આસપાસ ઘરોમાં કાંતતી સ્ત્રીઓનું સૂતર લેતો અગર એ લેનાર વાણિયા પાસેથી ખરીદી લાવતો. પોતાના કુટુંબમાં વધુ બીજાં માણસોએ કાંત્યું હોય તો તે પણ વણતો. કાપડ ગામમાં જ કે વેપાર કરનાર વેપારીને વેચી દેતો. આવું જ બધા ઉદ્યોગોનું હતું.

૧૮૭૧ની વસતી ગણતરી પ્રમાણે આ જિલ્લાની અંદર બધાં મળીને ૪૦૩૦ સ્ત્રીપુરુષો કાપડના ઉદ્યોગમાં કામ કરનારાં હતાં ને એમના ત્રણ વર્ગો હતા–ભાવસાર, ક્ષત્રીય, મુસલમાનો. આમાં જેમ પરદેશી કાપડ આવતું ગયું તેમ ભાવસારનો ધંધો ભાંગતો ગયો. એ જ રીતે ક્ષત્રીય વણકરો પણ તૂટતા ગયા. જ્યારે મોડા મોડા જેમ તેલની મિલો થતી ગઈ તેમ ઘાણીવાળા ઘાંચી પણ અદૃશ્ય થતા ગયા.

જ્યારે કારીગર વર્ગ, આર્ટિઝન્સની, વસતી ૧૮૭૧ની વસતી ગણતરી મુજબ આ જિલ્લામાં ૩૦૪૪૭ની એટલે કે વસતીના ૪.૨૭ ટકા હતી. એમાં સોની, સુથાર, કંસારા, કડિયા, સલાટ, લુહાર, દરજી, કુંભાર, ઘાંચી આ મુખ્ય હતા.

આ જિલ્લાના નાના મોટા તમામ ઉદ્યોગો અને એનાં લગતાં કામો કરનારા અંગેની ૧૯૫૧માં જે ગણતરી થઈ છે તે નીચે મુજબ છે—

* જિલ્લાના તમામ ઉદ્યોગો ને નોકરીઓમાં

| ગામડાંમાં | શહેરોમાં | પુરુષ | સ્ત્રી | કુલ |
|---|---|---|---|---|
| ૪૬,૪૧૨ | ૭૩,૬૩૪ | ૧,૦૭,૭૦૪ | ૧૨,૩૪૨ | ૧,૨૦,૦૪૬ |

આટલી વિગત જોયા પછી હવે આપણે જિલ્લાના મુખ્ય મુખ્ય ઉદ્યોગોનો હવે પછીનાં પ્રકરણોમાં અહીં વિચાર કરીશું.

આ જિલ્લાના ઉદ્યોગોનો વિચાર કરતી વખતે એક વિશિષ્ટ પરિસ્થિતિ બરાબર નોંધી લેવા જેવી છે.

ખેતીપ્રધાન દેશ જેમ જેમ ઔદ્યોગિકરણમાં આગળ વધતો જાય છે, તેમ તેમાં એક વિશિષ્ટતા એ રહે છે કે

* કયા ધંધામાં કેટલા લોકો કામ કરે છે તેના વિગતવાર આંકડા 'જનસંખ્યા'વાળા પ્રથમ ખંડના પ્રકરણમાં આપેલા છે. જેમાં જુદા જુદા ઉદ્યોગોમાં કામ કરતા માણસોની સંખ્યા પણ આપેલી છે.

ખેતીના કાચા પાકોને જ રૂપાંતર કરનાર જે તે પ્રદેશના વિશિષ્ટ ખેતીના પાકોના ઉદ્યોગો જે તે પ્રદેશોમાં ખીલવા લાગે છે.

આ જિલ્લાના ઉદ્યોગોની તપાસ દરમિયાન એ હકીકત આપણને સ્પષ્ટ જોવા મળે છે કે જે પ્રદેશોમાં તમાકુ વિશેષ પાકે છે ત્યાં એની મોટા પાયા ઉપર ખળીઓ નખાઈ છે, જ્યાં મગફળી વિશેષ પાકે છે ત્યાં તેલની મિલો ઉભી થઈ છે, જ્યાં કપાસ વિશેષ પાકે છે ત્યાં જિનિંગ ઉદ્યોગ વિકસ્યો છે. આમ ઉદ્યોગોની સ્થાપના એ ખેતીપ્રધાન પ્રદેશમાં ઘણે અંશે ખેતીના પાકોના સ્વરૂપ સાથે પણ સંબંધ ધરાવે છે એ હકીકત સ્પષ્ટ તરી આવે છે. જિલ્લાના અર્થતંત્રની રચનામાં ખેતી કેન્દ્ર સ્થાને છે, એ અગાઉના પ્રકરણોમાં થયેલું વિધાન, ઉદ્યોગોની તપાસ દરમિયાન પણ સાચું જ ઠરે છે.

બીજી એક હકીકત એ છે કે એક જમાનામાં ગામડું સ્વાયત્ત હતું. ખેતીની આસપાસ ગામડાંના તમામ નાના મોટા ઉદ્યોગો કરનારા કારીગરોનું સ્વાવલંબી એવું આર્થિક –સામાજિક ગ્રામમાળખું ગૂંથાયેલું હતું.

ઔદ્યોગિક ક્રાંતિએ પ્રથમ યુરોપમાં અને ૨૦ગી સદીથી આપણા દેશમાં ને આ જિલ્લામાં પણ એ નાના ને વિકેન્દ્રીત અર્થરચના અને સમાજ–રચનાના માળખાને તોડી નાખવા માંડયું છે. હજી એ પ્રક્રિયા ચાલુ છે. ગામડાંમાં વણકર ભાંગ્યો છે, ઘાંચી ઘાણી મૂકી ચાલ્યો ગયો છે, મોચી શહેરોમાં આવી ગયો છે, સુથાર–લુહાર કયાંક હજી જીવી રહ્યા છે. પરંતુ જે છે તે પણ હવે જાણે મહત્વના નથી એ રીતે જીવી રહ્યા છે.

આ ગ્રામોદ્યોગમાંથી કેન્દ્રીત ઔદ્યોગિકરણ તરફ વળેલી પૂંજીવાદી સમાજરચનાના નવા સ્થપાયેલા આર્થિક માળખાએ આખાએ સમાજની રચનામાં પણ ફેરફારો શરૂ કર્યા છે.

માત્ર ખેતી માનવીને વધુ રૂઢિચુસ્ત બનાવે છે; એના જ પાયા ઉપર રચાયેલી સમાજરચના કંઈક વિશેષ રૂઢિચુસ્ત પણ હોય છે.

આજે હવે ખેતી અને એની સાથે ઔદ્યોગિકરણ, આ બન્ને પ્રક્રિયાઓ ચાલી રહી છે. પરિણામે આર્થિક ને સામાજિક સમાજરચનામાં પણ એની પૂરી અસર પડી રહી છે. ખેડા જિલ્લામાં પણ ખેતી અને એ પછી ઉદ્યોગોનો વિચાર કરીએ છીએ ત્યારે આ હકીકતને નજર સામે બરાબર રાખવી જોઈએ.

આટલી પ્રાસ્તાવિક ચર્ચા પછી ખેડા જિલ્લાના કેટલાક મહત્વના ઉદ્યોગોની વિગત આ નીચે આપી છે:

## ૧ કાપડ ઉદ્યોગ

**હાથવણાટ :** આ જિલ્લામાં ખૂબ પ્રાચીનકાળથી હાથવણાટનો કાપડ ઉદ્યોગ ખીલેલો હતો તેના ઐતિહાસિક ઉલ્લેખો જોવા મળે છે. આજે પણ જિલ્લામાં જે કાંઈ થોડા ઉદ્યોગો ખીલેલા છે તેમાં કાપડ ઉદ્યોગ સૌથી મહત્વનો ને મોખરાનો છે.

કાપડ ઉદ્યોગના બે વિભાગો સ્પષ્ટ છે. એક ગૃહ ને ગ્રામોદ્યોગ તરીકે ઓળખાતો હાથસાળો દ્વારા કાપડ તૈયાર કરનારો ઉદ્યોગ; બીજો થોકબંધ કાપડ તૈયાર કરતો મિલ–ઉદ્યોગ.

એક કાળ એવો હતો જ્યારે કોઈ ગામ એવું નહોતું કે જ્યાં થોડા યા વત્તા પ્રમાણમાં ગામમાં વણકરો ન હોય. આજે પણ જિલ્લામાં ઘણી સારી સંખ્યાનાં ગામોમાં વણકરોની વસતી છે અને એમાંના કેટલાય હજી એમની સાળો મિલનું સૂતર લાવીને ચલાવે છે. પછેડી, ગજિયાં, ધોતી, સાડી, ચાદરો, ટુવાલ વગેરે જાત જાતની વસ્તુઓ પોતાની સાળો ઉપર આ વણકરો વણે છે. વણકરોની વસતી જ મોટે ભાગે ગામમાં જુદી હોય છે. એમના નિવાસનો લત્તો વણકરવાસ તરીકે ઓળખાય છે. આ લોકો જાડા બરનું જ સૂતર મોટે ભાગે લાવી તેની ચીજો બનાવે છે અને આખું કુટુંબ જ એ કામ કરતું હોય છે.

પરંતુ એ સિવાય ખાસ પ્રકારની ચીજો જેવી કે ધોતિયાં, ચાદરો, ટુવાલ, પાથરણાં વગેરે ચીજો વસો, નડિયાદ, બોરસદ, ખેડા, વગેરે ગામોમાં શેખ, ભાવસાર, મોમિન, વગેરે જ્ઞાતિઓના કારીગર ભાઈઓ બનાવતા અને આજે પણ બનાવે છે. હાથસાળોના ભાંગતા ઉદ્યોગોને લઈને એ બધો ઉદ્યોગ આજે ખૂબ ઓછો થઈ રહ્યો છે અને સામાન્ય વણકર મિલોમાં મજૂરીએ વળગી ગયો છે જ્યારે ઉચ્ચ કારીગર વર્ગના વણકરો વેપાર–ખેતી કે ઉદ્યોગોની જુદી જુદી દિશામાં વહેંચાઈ પોતાનો પુરુષાર્થ કરી રહ્યા છે.

ઔદ્યોગિક ક્રાંતિએ આપણાં ગામડાંમાં સદીઓથી જીવતા કારીગર વર્ગને એક પછી એક સામાન્ય મજૂર બનાવી શહેરોનાં કારખાનાંમાં હડસેલી દીધો છે, અગર જે રહ્યા છે તેને હાથ-મોંમાં જીવતા ભૂખે મરવાની સ્થિતિમાં મૂકી દીધા છે. આ સ્થિતિ છેલ્લાં કેટલાંક વર્ષોથી આપણે નજર સામે જોતા આવીએ છીએ.

બીજા વિશ્વયુદ્ધના સમયમાં કાપડની તંગી ઊભી થઈ ત્યારે હાથસાળો દ્વારા ઉત્પન્ન થતા કાપડની માંગ વધી અને વળી એ ઉદ્યોગ કંઇક ખીલેલો દેખાતો હતો. પરંતુ હવે સર્વત્ર ઓટ દેખાઈ રહી છે.

૧૯૪૬ અને ૧૯૫૧માં એમ બે વખત આ જિલ્લામાં હાથસાળોની ગણતરી થઇ હતી. ૧૯૪૬ની ગણતરી વખતે આ જિલ્લામાં ૨૬૯૨ સાળો નોંધાઈ હતી. તે વખતે ખંભાત, પેટલાદનો પ્રદેશ, વાડાશિનોર, જે પ્રદેશો પાછળથી આ જિલ્લામાં જોડાયા તે સિવાયની એ ગણતરી હતી. જ્યારે ૧૯૫૧માં આજના ખેડા જિલ્લાની હાથસાળોની જે ગણતરી થઈ તે મુજબ તાલુકાવાર નીચે મુજબ હાથસાળો હતી :

| તાલુકો | હાથસાળ | પાવરલૂમ |
|---|---|---|
| મહેમદાવાદ-નડિયાદ | ૧૯૧૦ | — |
| કપડવણજ | ૪૧૮ | — |
| માતર | ૨૩૯ | — |
| આણંદ | ૩૪૫ | — |
| બોરસદ | ૫૪૦ | — |
| પેટલાદ | ૮૧૮ | ૧૦ |
| ખંભાત | ૧૨૬૫ | ૧૬૭ |
| કુલ... | ૫૫૩૫ | ૧૭૭ |

આ આંકડા બતાવે છે કે આ જિલ્લામાં સૌથી વધુ હાથસાળો તેમજ પાવરસાળો બંને ખંભાત તાલુકામાં છે. એ ઉદ્યોગ ત્યાં સારા પ્રમાણમાં ખીલેલો હતો અને આજે પણ જિલ્લામાં બીજા કોઈ પણ સ્થળ કરતાં એ ત્યાં વિશેષ સારી રીતે ટકી રહેલો છે.

ખંભાતના આ હાથસાળ ઉદ્યોગનો એક વિશિષ્ટ કારીગર વર્ગ છે. આ કારીગર વર્ગ પોતે તો સાળ ચલાવે છે પરંતુ બીજા માણસો રાખીને વધુ સાળો પણ ચલાવે છે અને હાથસાળ કાપડની કારીગરીના નમૂના રૂપે ઝરી, આર્ટસિલ્ક, રેશમ, તથા ઝીણા સૂતરની વિધવિધ વસ્તુઓ આ કારીગર વર્ગ બનાવતો અને આજે પણ બનાવે છે.

આ રીતે એકથી વધુ સાળો રાખી ખૂબ ઉત્તમ પ્રકારના કાપડની વસ્તુઓ પેદા કરવામાં ખંભાતના હાથવણાટની સાડીઓવાળાઓની પ્રગતિ સૌથી વધુ નોંધપાત્ર છે. મહારાષ્ટ્રમાં આ ખંભાતની હાથસાળો ઉપર વણાતી સાડીઓ ખૂબ મોટા પાયા ઉપર ચાલે છે અને એનો ખૂબ ઉપાડ થાય છે. ચરોતર ખંભાત, વસો, નડિયાદ, બોરસદ, બોરિયાવી, કરમસદ, આ સ્થળોએ હાથસાળો ઉપર થતી રંગીન સાડીઓ, ચાદરો, ટુવાલો ગાદલાપાટ, ચોકડીવાળાં પાથરણાં વગેરે ખૂબ જ પ્રખ્યાત છે.

આ ઉપરાંત પેટલાદમાં હીરકોરિયા રંગનાં ધોતિયાં, વડતાલમાં કોટિંગ-શર્ટિંગ વણાય છે.

ખંભાત, નડિયાદ અને ઊમરેઠના આ ધંધો કરતા કારીગરો રેશમી કાપડ પણ હાથસાળો ઉપર ખૂબ સુંદર વણે છે.

હાથસાળો દ્વારા ઉત્પન્ન થતા કાપડનો આ ઉદ્યોગ કેમ ખીલે તે માટે ૧૯૩૬માં પ્રથમ કોંગ્રેસ સરકાર સત્તા ઉપર આવી ત્યારે એણે યોજના વિચારેલી. એ યોજનામાં હાથસાળોના ઉદ્યોગના વણકરો પોતાની સહકારી મંડળીઓ કરે એ એક મુખ્ય યોજના હતી.

આ જિલ્લામાં એ પછી સારા પ્રમાણમાં વણકરોની સહકારી મંડળીઓ નોંધાઈ હતી.

૧૯૫૧માં નીચે મુજબની વણકરોની સહકારી મંડળીઓ આ જિલ્લામાં નોંધાયેલી હતી :

૧. આણંદ તાલુકા વણકર સહકારી મંડળી લિ. આણંદ.
૨. બોરસદ તાલુકા વણકર સહકારી મંડળી લિ બોરસદ.
૩. માતર તાલુકા વણકર સહકારી મંડળી નિ. માતર.
૪. કપડવણજ તાલુકા વણકર સહકારી મંડળી લિ કપડવણજ.
૫. ખંભાત તાલુકા વણકર સહકારી મંડળી લિ. ખભાત
૬. કેમ્બે સાડી મેન્યુફેક્ચરિંગ સહકારી મંડળી લિ ખંભાત.
૭. પેટલાદ ગ્રુપ વણકર સહકારી મંડળી લિ. પેટલાદ.
૮. સોજિત્રા ગ્રુપ વણકર સહકારી મંડળી લિ. સોજિત્રા.
૯. વસો ગ્રુપ વણકર સહકારી મંડળી લિ. વસો.
૧૦. વડતાલ ક્રિશ્ચિયન વણકર સહકારી મંડળી લિ. વડતાલ.
૧૧. બેડવા ગ્રુપ વણકર સહકારી મંડળી લિ. બેડવા
૧૨. કંજરી પાટી વણકર સહકારી મંડળી લિ. કંજરી.

આ બધી સોસાયટીઓ ઉપરાંત જિલ્લા આખાના આવા ગ્રામોદ્યોગોને સહકારી ધોરણે ઉત્તેજન આપી શકાય, એના પ્રશ્નો વિચારી શકાય, આ ઉદ્દેશથી ખેડા જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળ લિ. નામની સમગ્ર જિલ્લાના પ્રદેશને આવરી લેતી ઔદ્યોગિક સંસ્થા અસ્તિ

આ બધી મંડળીઓ, જિલ્લાનું મધ્યસ્થ ઔદ્યોગિક સહકારી મંડળ, તેમજ તાલુકા ને વિભાગોની મંડળીઓ, ખાસ તો યુદ્ધકાળ ને તે પછી હાથવણાટ માટે સૂતરની ખૂબ તંગી પડવા લાગી ત્યારે કોટા પ્રમાણે સૂતર સરકારમાંથી મેળવી જરૂર મુજબ સૌને થોડું થોડું બાંધેલા ભાવે મળે તે આપવાના ઉદ્દેશથી થઈ, અને એ કામ ચાર પાંચ વર્ષ આ બધી સંસ્થાઓ મારફતે ખૂબ સારી રીતે ચાલ્યું. એ કાળમાં આર્થિક રીતે પણ આ બધી સંસ્થાઓ સારી રીતે સદ્ધર થઈ.

પરંતુ ૧૯૫૨થી હવે કાપડના અંકુશો દૂર થયા છે. દેશમાં મિલોમાં પેદા થતા કાપડની ખૂબ છૂટ થઈ છે.

આ પરિસ્થિતિમાં આ જિલ્લામાં આજે તો ઉપર નોંધેલી સાળોની ૧૫ ટકા સાળો પણ ચાલતી નથી અને સહકારી મંડળીઓ પણ લગભગ બધી જ બંધ થયા જેવી છે. કાગળ ઉપર એનું અસ્તિત્વ છે પરંતુ એ ખાસ કશું નક્કર કાર્ય આ દિશામાં કરી શકે તેવી સ્થિતિમાં નથી. મિલોનું કપડ અને હાથસાળનું કાપડ, આ બે આર્થિક રીતે સાથે નથી ટકી શકતાં એ હકીકત આજની પરિસ્થિતિ આબેહૂબ રીતે પૂરી પાડે છે.

ખાસ વિશિષ્ટ પ્રકારની કેટલીક કાપડની જાતો સિવાય આજે હાથસાળના કાપડને અને એના ઉદ્યોગને જાણે અવકાશ જ નથી એવી આર્થિક અવસ્થા જિલ્લામાં જોવા મળે છે.

પાટીવણાટ : આ જિલ્લામાં પાટી વણવાનું કામ પણ કેટલાંક ગામોમાં ચાલે છે. ખાટલામાં પાટી ભરી તેને વાપરવાનો આ જિલ્લામાં રિવાજ છે. આ ઉદ્યોગ જૂના સમયમાં જિલ્લામાં રાવળિયાને નામે ઓળખાતી જ્ઞાતિના ભાઈઓ મુખ્યત્વે કરતા હતા. ૧૯૫૧માં જે સાળોની ગણતરી થઈ તે વખતે પાટી સાળોની ગણતરી પણ થયેલી. એની સંખ્યા જિલ્લામાં ૫૨ની હતી, અને નડિયાદ તાલુકામાં જ અને ખાસ કરીને એ તાલુકાના કંજરી ગામમાં આ ઉદ્યોગ વિશેષ જોવા મળ્યો હતો. આ ઉદ્યોગ કરનારા ભાઈઓએ એમની સહકારી મંડળી ઉદ્યોગને સજીવન કરવા સ્થાપી હતી પરંતુ એમાં કોઈ લાંબી સફળતા મળી નથી. આજે એ ઉદ્યોગ છૂટા છવાયા કોઈ પાટી કારીગરો ટકાવી રહ્યા છે. એ સિવાય મૃતઃ પ્રાય જેવી દશામાં છે.

હાથસાળો અને એ દ્વારા પેદા થતા કાપડના ઉદ્યોગનું ચોક્કસ સરકારી નીતિ મુકરર ન થાય ત્યાં સુધી જેમ સમગ્ર દેશમાં ખૂબ જ માઠું દેખાય છે તેવું જ આ જિલ્લામાં પણ આજે છે એમ કહી શકાય.

**કાપડની મિલો :** પ્રજાના જીવન જરૂરિયાત માટેના કાપડને પેદા કરનારો પ્રાચીન હાથવણાટનો ઉદ્યોગ ઈંગ્લેંડમાં ને પછી વિશ્વમાં થયેલી ઔદ્યોગિક ક્રાંતિ પછી વરાળશક્તિથી ચાલતી સાળો નંખાતાં જેમ તૂટતો ગયો તેમ તેમ બીજી બાજુ કાપડની મિલો એક પછી એક ઊભી થતી ગઈ.

ગુજરાતમાં અમદાવાદ ખાતે સૂતર તૈયાર કરવાની મિલ રણછોડલાલ રેંટિયાવાળાએ સને ૧૮૭૪ની સાલમાં શરૂ કરી ત્યારથી એના શ્રીગણેશ મંડાયા અને પ્રથમ સૂતર ને એ પછી કાપડ પણ થોકબંધ મિલોમાં તૈયાર થવા લાગ્યું. એની સાથે જ વણકર મજૂર બનતો ગયો અને આખી આર્થિક રચનામાં, સામાજિક સંબંધોમાં, બધામાં મૂળભૂત એવા પરિવર્તનો આવવા લાગ્યાં.

૧૮૭૬ના ઓગસ્ટ માસની સત્તરમી તારીખે નડિયાદમાં જૂની મિલ યાને મનોર હરખાની મિલના નામે આજે પણ ઓળખાતી, જેનાં આજે તો ખંડેરો જ જોવાનાં મળે છે, તે મિલનો પાયો નખાયો. ૫૦ હોર્સ પાવરના એંજિન અને ૬૭૪૪ સ્પીન્ડલ્સ સાથે, ૪,૮૫,૦૦૦ રૂપિયાની મૂડીથી આ મિલનો પ્રારંભ થયો હતો. આ મિલ સને ૧૯૨૩–૨૪ની સાલમાં આર્થિક રીતે ઘણી ખોટમાં જવાથી તેમજ કૌટુંબિક કલેશો થવાથી બંધ થઈ ગઈ.

સને ૧૯૦૭ની સાલમાં નડિયાદમાં આજે વિકાસ પામેલી તે આખા દેશમાં પ્રથમ કક્ષાની મિલોમાં પણ અગ્ર એવું સ્થાન ધરાવતી ન્યુ શોરોક મિલનો પાયો ધી નડિયાદ સ્વદેશી મિલ કંપની એ નામે નખાયો. આ મિલનો પ્રારંભ મેસર્સ કૃષ્ણલાલ સાકરલાલ દેસાઈ અને નડિયાદના દેસાઈ ગણપતિદાસ પુરુષોત્તમદાસે કર્યો અને એ બરાબર ન ચાલતાં સને ૧૯૦૯માં ફડચામાં ગઈ અને એની જાહેર હરાજી થતાં એ મિલ શેઠ મફતલાલ ગગલભાઈએ તા. ૫–૯–૧૯૧૨ના રોજ રૂ. ૬,૨૬,૦૦૦માં વેચાણ લીધી અને ૧૯૧૩ના જાન્યુઆરીથી એ ધી ન્યુ શોરોક સ્પીનીંગ એન્ડ મેન્યુફેક્ચરીંગ કું. લી ના નામે ચાલુ કરી.

આજે પણ આ મિલ રોજનું લગભગ ૮૩ હજાર વાર ને વરસ દહાડે ૨॥ કરોડ વાર કાપડ તૈયાર કરે છે. આ મિલ અંગેની વધુ વિગત અન્યત્ર આપી છે.

આ ઉપરાંત પેટલાદ ખાતે નીચેની ત્રણ કાપડની મિલો આવેલી છે :–

(૧) ધી કેશવ મિલ્સ કંપની લિ. (૨) રાજરત્ન નારણભાઈ મિલ્સ કું. લિ. (૩) પટેલ ખુશાખીદાસ મિલ્સ કું. લિ. જ્યારે ખંભાત ખાતે શુભલક્ષ્મી મિલ્સ લિ. નામની મિલ આવેલી છે.

આ પાચ કાપડ ઉત્પન્ન કરનારી મોટી મિલો ઉપરાંત ખંભાતમાં બીજી સાત યંત્રસાળોની ફેકટરીઓ પણ છે. એનાં નામો નીચે મુજબ છે :–

(૧) મહાલક્ષ્મી ટેક્ષટાઈલ્સ મિલ્સ લિ. (૨) ધી ધનસ્યામ મિલ્સ લિ (૩) ધી કેશવલાલ વજેચંદ એન્ડ સન્સ લિ. (૪) લોકમાન્ય વીવીંગ ફેકટરી (૫) ધી નારાયણ ટેક્ષટાઈલ મિલ્સ (૬) ધી સતીશ ટેક્ષટાઈલ્સ લિ. (૭) શ્રી ક્રિષ્ણ વીવીગ મિલ્સ.

જિલ્લાની પાંચ મોટી મિલોમાં બધી મળીને ૧,૩૫,૪૯,૮૭૦ રૂપિયાની મૂડી રોકાયેલી છે.

આ પાંચ મિલોમાં થઈને બે હજાર ઉપરાંત સાળો છે, સવા લાખ ઉપરાંત સ્પીન્ડલ્સ છે અને ૬ હજાર જેટલા મજૂરો કામ કરે છે. જ્યારે બધુ મળીને આ મિલો ૩૫ હજાર ઉપરાંત ગાંસડી રૂ કાપડ ઉત્પન્ન કરવા વાપરે છે.

**કાચો માલ :** આ મિલોમાં જે રૂ વપરાય છે તે રૂ ઈજિપ્શિયન, અમેરિકન, આફ્રિકન, સુરતી, ભરૂચ જિલ્લાનું ને આ જિલ્લામા પાકતુ વિજય રૂ પણ છે. આ રૂ જિલ્લાના કાસરા–કપડવણજ તાલુકામાં પાકે છે ને એ સારી કોટિનું ગણાય છે નડિયાદની ન્યુ શોરોક મિલ ઝીણું કાપડ કાઢવા માટે દેશમાં ખૂબ જ પ્રખ્યાત છે અને એ મુખ્યત્વે ઈજિપ્શિયન અને યુગાન્ડાનું રૂ વાપરે છે.

**મજૂરો :** મિલોમાં કામ કરવા આવતા મજૂરો તે તે સ્થાનિક શહેરો અને આસપાસના ગ્રામવિસ્તારોના મુખ્યત્વે વણકરકામ, ચમારકામ ને એવા ગૃહઉદ્યોગોના ધધા કરતા લોકો, એ ધધા ઔદ્યોગિક ક્રાંતિને લઈને તૂટી જતાં આ મિલોના મજૂર બનેલા છે આ ઉપરાંત ઉત્તરમાં બિહાર, ઉત્તર પ્રદેશ અને દક્ષિણમાં મદ્રાસ તરફના મજૂરો પણ આ મિલોમાં કામ કરે છે

**સ્વરૂપ :** કાયદાની રીતે બધી જ મોટી મિલો જાહેર લિમિટેડ કંપનીઓના સ્વરૂપે કામ કરે છે. શેર કાઢી મૂડી એકત્રીત કરેલી છે અને શેરહોલ્ડરો વતી મેનેજિંગ એજન્ટો અને ડિરેકટરબોર્ડ આખી કંપનીનો વહીવટ કરતાં હોય છે. આ જિલ્લો જ્યાં સુધી કાપડના ઉત્પાદનને લાગે વળગે



કેશવ મિલ્સ, પેટલાદ

છે ત્યાં સુધી સ્વાવલંબી છે એટલુ જ નહિ ઘણું વધારે કાપડ પેદા કરનારો જિલ્લો છે. આ જિલ્લામાં જેમ ખેતી ખૂબ વિકસી છે તેમ કાપડની પાંચ મિલો અને સાત યંત્રશાળોની ફેકટરીઓ એ એના કાપડ ઉદ્યોગને ખેતી પછી બીજા નબરે મૂકે છે. જિલ્લામાં મોટા પાયા ઉપરના ઉદ્યોગ તરીકે તેમજ આમ ઉદ્યોગ તરીકે કાપડ ઉદ્યોગ સૌથી મોખરે છે.

આ ઉપરાંત આજ ઉદ્યોગને આનુષગિક એવી એક રેશમી કાપડ માટેની મિલ પેટલાદમાં નખાઈ હતી. પરંતુ એ ચાલી ન શકવાથી આજે તો હવે બંધ થઈ ગઈ છે.

## ૨. જિનરીનો ઉદ્યોગ

**ખેતી અને ઉદ્યોગોનો સંબંધ :** આ જિલ્લામાં ખેતી એ મુખ્ય વ્યવસાય છે એ હકીકત આગળ આપણે જોઈ છે ખેતીમાં તૈયાર થતા પાકો એક યા બીજા પ્રકારના ઉદ્યોગોને જે તે પ્રદેશોમા સ્થાન આપવામાં ખૂબ જ સહાયભૂત થાય છે એ હકીકત આખાએ દેશના ઉદ્યોગોની તપાસ કરીએ તો એમાંથી સહેજે તરી આવશે

**માળ પ્રદેશનો પાક :** આ જિલ્લાના માળ વિસ્તારની કાળી અને બરડ જમીનમાં મોટા પાયા ઉપર કપાસ થાય છે અને છેલ્લાં કેટલાંક વર્ષોથી તો 'વિજય' કપાસ આ જિલ્લામાં સૌથી વધુ પ્રચલિત બન્યો છે તે હકીકત આપણે ખેતીના પ્રકરણમાં જોઈ છે.

**કપાસનો વિસ્તાર :** ખેડા જિલ્લામાં તાલુકાવાર કપાસનું વાવેતર નીચે મુજબ એકરમાં થાય છે.

આણંદ ૫૭૭, કપડવણજ ૨૭૦૧૬, ખંભાત ૪૯૯૮, ઠાસરા ૨૦૫૧૩, નડિયાદ ૧૩૩૨, પેટલાદ ૪૫૩, બોરસદ ૪૦૮, મહેમદાવાદ ૧૩૫૩, માતર ૫૫૮૨, વાડાસિનોર ૪૯૯૮.

આ આંકડા ઉપરથી જોઈ શકાય છે કે કપડવણજ, ઠાસરા અને વાડાસિનોરના માળ પ્રદેશોમાં જ વિશેષ કપાસ થાય છે.

**ઈતિહાસ :** ઠાસરા, કપડવણજ અને વાડાસિનોર તાલુકાઓનો લાટ પ્રદેશ પહેલાં તો જંગલ જેવો પ્રદેશ હતો. આ તાલુકાઓમાં જમીનોની કુદરતી રચના એવી છે કે થોડી ગોરાડુ જમીન અને બીજી તેની આજુબાજુ કળી, તદ્દન હલકી પ્રતની જમીનોના ટુકડા હોય છે.

ઠાસરા તાલુકામાં નડિયાદના દેસાઈ કુટુંબના પૂર્વજોએ આ લાટ પ્રદેશના ખેતીના વિકાસ માટે સાહસ આદરેલાં એ કુટુંબના વલ્લભભાઈ, શામળભાઈ વગેરે આ પ્રદેશ ઉપર ગયેલા, ને તેમનાં નામ ઉપરથી બંધાયેલાં ગામો વલ્લવપુરા અને શામળપુરા ઠાસરા તાલુકામાં આજે પણ મોજૂદ છે.

સને ૧૮૯૦ના અરસામાં સરકારે આ જમીનોની તપાસ માટે ખેતીના નિષ્ણાત એવા બે અંગ્રેજ અમલદારો, મોલિસન અને મિડલટન (મિડલટન પાછળથી આખા બ્રિટિશ સામ્રાજ્યના ખેતીવાડી સલાહકાર નિમાયેલા) ને મોકલેલા. આ નિષ્ણાતોએ ૧૮૯૩–૯૫માં ઠાસરા અને કપડવણજ તાલુકાઓની જમીનોની 'સરવે' કરીને સરકાર સમક્ષ રિપોર્ટ રજૂ કર્યો કે એ જમીનો ખેતી માટે લાયક નથી, માત્ર કુદરતી ઉત્પન્ન થતું ઘાસ મેળવવું તેજ ઉપયોગી છે.

સને ૧૯૦૧ના અરસામાં ઠાસરા તાલુકાના અજુપુરા ગામે નડિયાદના આગેવાન નાગરિક શ્રી. દાદુભાઈ દેસાઈએ આ જમીનોમાં મુકામ નાખ્યો. તેમની પાસે થોડી જમીન તો મેળવેલી હતી, ઉપરાંત બીજી જમીનો વાર્ષિક ઇજારાથી ઘાસ ઉત્પન્ન લેવા માટે રાખવી શરૂ કરી. આ જમીનમાં તેમણે કપાસ, જુવાર અને તમાકુના અખતરા શરૂ કરેલા સને ૧૯૦૭ના અરસામાં આ માટે બે જર્મન નિષ્ણાતો ત્યાં આવેલા અને તમાકુની બનાવટ માટે એક ભોંયરું પણ ત્યાં કરેલું. આ બધા અખતરાઓ પાછળ એક લાખ રૂપિયાનું ખર્ચ કર્યા છતાં નિષ્ફળતા મળી હતી.

ને આ જમીનોમાં માત્ર ઘાસનું ઉત્પન્ન જ લેવાતું, અને ઘાસની ગાંસડીઓ પાકા પ્રેસમાં બાંધી મુંબઈના બજારોમાં મોકલાતી.

સને ૧૯૧૩–૧૪ના અરસામાં કાનમ, વાકળ અને ચરોતરના કેટલાક ખેડૂતો જમીનની શોધમાં નીકળેલા. તેમાંના એક મોટા કરાળાના ખેડૂતોની ટોળીને શ્રી. દાદુભાઈ દેસાઈએ પોતાની લાગવગથી સુર્જ, સૈયાન અને બોરડીની વચમાં એક મોટો જંગલ પ્રદેશ (લાટ–હાલની રાયપુરાની જમીન) ખેતી માટે અપાવ્યો. દસ વર્ષના સખત પરિશ્રમને પરિણામે ભયંકર જંગલોની જમીનો સાફ થઇ ને કપાસ વાવેતરનો અખતરો થયો. એટલામાં સને ૧૯૨૭નું રેલસંકટ આવ્યું અને ત્યાર પછી ત્રણ ચાર વર્ષ લાગલાગટ હિમ પડ્યું. આથી ઘણા ખેડૂતો પાયમાલ થઈ ગયા. પણ બીજા યુદ્ધકાળથી અને એ પછી ૧૯૪૨થી ૧૯૪૭ સુધી ખેડૂતોને કપાસના સારા ભાવ મળી શકયા.

આવાં સાહસને પરિણામે આજે ઠાસરા, કપડવણજ અને વાડાસિનોર તાલુકામાં મળી આ પ્રદેશની સુમારે ૬૦,૦૦૦ એકર જેટલી જમીનમાં કપાસનું વાવેતર થાય છે ને એ ઉત્તરોત્તર વધતું જ જાય છે.

આમ જે પ્રદેશમાંથી ઘાસની હજારો ગાંસડી ઉત્પન્ન થતી ત્યાં લાખો મણ કપાસ પેદા થવા લાગ્યો છે.

**ઉદ્યોગ અને તેનું સ્વરૂપ :** પરિણામે ખેતરોમાં પાકતા આ કપાસને પીલી એનું રૂ તૈયાર કરનારો જિનરીનો ઉદ્યોગ આ ત્રણે તાલુકામાં વિકસેલો છે.

કપડવણજ અને ઠાસરા સિવાય આણંદ, ખંભાત, પેટલાદ, તથા માતર, તાલુકાઓમાં પણ થોડા વત્તા પ્રમાણમાં કેટલાક વિસ્તારોમાં કપાસનું વાવેતર થાય છે અને એથી એ તાલુકાઓનાં કેટલાંક ગામોમાં પણ કપાસ પીલવાનાં જિનો નંખાયેલાં છે.

જે કંઇ માહિતી મળે છે એ ઉપરથી એમ જણાય છે કે પહેલા મહાયુદ્ધ પછી આ જિલ્લામાં સૌ પ્રથમ જિન કપડવણજ–ડાકોર ને ઠાસરામાં નંખાયાં હતાં

ડિસેમ્બર મહિનામાં ખેતરોમાં કપાસ લગભગ તૈયાર થઈ જવા આવે છે. પછી એને વીણી લઈને ખેડૂતો પોતાનાં ગાડાં ભરીને આ જિનોવાળાને અગર પોતાની સોસાયટીને વેચે છે. એ બધો કપાસ જિનોમાં પિલાવા જાય છે. જાન્યુઆરી માસથી એપ્રિલ સુધીમાં જો કોઈપણ જિનમાં નજર કરવામાં આવે તો આવા કપાસના મોટા પહાડો મેદાનમાં ખડકાયેલા જોવા મળે છે.

આ કપાસ પોતાનાં જિનોમાં પીલીને એનું રૂ તથા કપાસિયા જુદા કરી એ રૂની ગાંસડીઓ પ્રેસિંગ મશીનથી બાંધવામાં આવે છે. અને એ મિલોને અગર વેપારીઓને સીધી વેચવામાં આવે છે.

આ જિલ્લામાં બધાં મળીને કુલ્લે ૨૩ જિનો અને ૬ હાઈડ્રોલિક પ્રેસિંગ મશિનો આવેલાં છે. આ બધાં જિનોમાં મળીને જો પાક સામાન્ય સારો હોય તો એક લાખ જેટલી ગાંસડી રૂ તૈયાર થાય છે. આમાં કપડવણજ એ સૌથી મોટું મથક છે. કપડવણજ એકલામાં જ ૭ મોટાં જિન આવેલાં છે અને ૧૯૫૩-૫૪ના વર્ષમાં જ આ જિનોએ ૪૦ હજાર ગાંસડી જેટલું રૂ કપાસ પીલીને તૈયાર કર્યાના આંકડા મળે છે.

(જિલ્લામાં આવેલાં આ જિનોનાં નામ સરનામાં ને વિગતો ડિરેક્ટરી વિભાગમાં આપેલી છે)

**જિનોની ગામ વાર સંખ્યા :** કપડવંજ ૬, ખંભાત ૩, ડાસરા, ૨, ડાકોર ૨, પેટલાદ ૬, માતર ૨, તારાપુર ૨, નાર ૧, આરસા ૨, સેવાલિયા ૧, વાડાશિનોર ૧,=કુલ ૨૩. આ પૈકી કપડવણજનાં ૩ જિનોમાં, ડાકોરના એક જિનમાં, ડાસરાના એક જિનમાં અને વાડાશિનોરના જિનમાં હાઈડ્રોલિક પ્રેસો આવેલાં છે

આ બધાં જિનોમાં કપડવણજ ખાતેનું જાણીતા ઉદ્યોગપતિ સી. પારેખનું જિન સૌથી મોટું ને અદ્યતન સગવડોવાળું છે.

જિનો વર્ષમાં ત્રણ માસ ને વધુમાં વધુ ચાર માસ કામ કરે છે. સામાન્ય રીતે જાન્યુ. ફેબ્રુ. માર્ચ. ત્રણ માસ જિનોની મોસમ ગણાય છે. ખૂબ સારો પાક હોય તો એપ્રિલમાં પણ જિનો કામ કરે છે.



કપાસમાંથી રૂ છૂટું પડાય છે (માતર)



પેટલાદ-ઠારવાળા જિનમાં પડેલા રૂના ઢગલા

આ જિનોમાં મજૂરો પણ એ રીતે કાયમી ખાસ હોતા નથી. આ મોસમ ખેતીની નથી હોતી એટલે તે વખતે ખેતીથી ફાજલ પડેલા આસપાસના મજૂરો મળી રહે છે. તેઓ જિનની મોસમ પૂરી થઈ જતાં ખેતીની મોસમમાં પોતાનાં ખેતરોમાં કે ખેતી કામમાં બીજાને ત્યાં મજૂર તરીકે કામે જાય છે.

જિનોમાં તૈયાર થતું રૂ તો મુંબઈ-અમદાવાદ ને બીજા મિલ ઉદ્યોગોમા જાય છે પરંતુ એની બીજી પેદાશ તે કપાસિયા છે. યુદ્ધ ને તે પછીનાં અંકુશોનાં વર્ષો દરમિયાન તો જિનોવાળાને કપાસિયા સીધા સરકારને અગર સરકાર જેમને પરમિટ આપે તેમને આપી દેવાના રહેતા હતા. હવે એ મુક્ત થયા છે.

આ જિલ્લો દૂધાળા ઢોરની ખૂબ મોટી વસતી ધરાવે છે. તે ઢોરોના ખોરાકમાં કપાસિયાનું સ્થાન મહત્ત્વનું છે. આથી આ કપાસિયા વેપારીઓ આ જિલ્લામાં જ વેચવા ખરીદી લે છે. આ જિલ્લામાં કપાસનું તેલ ખાવાનો સામાન્ય રીતે રિવાજ નથી. એટલે એને પીલી તેલ કાઢવાનું કામ ભાગ્યેજ થાય છે, પરંતુ કપાસિયા ઢોરના ખાવામાં જ વિશેષ વપરાય છે.

અત્યારે આ જિનરીઓનો આ જિલ્લાનો આખો ઉદ્યોગ ખાનગી માલિકીનો છે. પરંતુ ડાસરા-કપડવણજ તાલુકાના કપાસ ઉગાડનારા ખેડૂતોની સહકારી મંડળીએ

પોતાનું એક જિન સહકારી ધોરણે ઊભું કરવાના પ્રયત્નો આરંભ્યા છે. આ અંગે ઠરાવો થયા છે. પરંતુ હજી એ અમલમાં આવ્યા નથી. છતાં એ સહકારી મંડળીઓ એવી સદ્ધર છે કે એ પોતાનું જિન ઊભું કરશે એ વિષે શંકા રહેતી નથી. એમ થતાં આ જિલ્લામાં એક મહત્વના ધંધામાં– ઉદ્યોગમાં સહકારી પ્રવૃત્તિ પ્રવેશ કરશે

## ૩. તેલ ઉદ્યોગ

આ જિલ્લાના માનવીના ખોરાકની સામાન્ય જરૂરિયાતોમાં તેલ એક મહત્વની જરૂરિયાત છે. ગરીબ તવંગર સૌ ઓછાવત્તા પ્રમાણમાં પોતાના ખોરાકમાં તેલ વાપરે જ છે.

આ ખેતી પ્રધાન જિલ્લામાં અનાજ ઉપરાંત જેને બીજા ખેતીના નાણાં લાવનારા પાકો કહીએ તેમાં મગફળી, તલ, દીવેલી, સરસવ, કણજી, વરખડ, ડોળી, આ બધાં મુખ્ય છે. આ જિલ્લામાં મુખ્ય તેલબિયાંમાંના પાક કેટલા થાય છે તેને અંગેની વિગત ખેતીના વિભાગમાં આપેલી છે.

જિલ્લાના કપડવણજ, ઠાસરા, ને વાડાશિનોર તાલુકાઓમાં તથા નડિયાદ તાલુકાના અમુક ભાગમાં ખૂબ મોટા પાયા ઉપર મગફળીનો પાક થાય છે. એ ઉપરાંત તલ ને દીવેલીનો પાક તો આખા જિલ્લામાં પણ સર્વત્ર ઓછાવત્તા પ્રમાણમાં થાય છે. જ્યારે સરસવ, કણજી, ડોળી, વરખડો, વગેરે બધેજ થાય છે.

પ્રાચીન કાળમાં જ્યારે યંત્રયુગ નહોતો ને આધુનિક યંત્રોનું અસ્તિત્વ નહોતું ત્યારે તેલીબિયાંમાંથી તેલ કાઢવાની ઘાણીઓ ગામેગામ હતી ને આ કામ કરનારો વર્ગ 'ઘાંચી'ને નામે ઓળખાતો. લાકડાની એ ઘાણી ગામનો જ સુથાર તૈયાર કરી આપતો અને ખેડૂતને ઘાંચી પોતાની ઘાણી ઉપર તલ, દીવેલી, સરસવ, કરડી, ડોળી વગેરે પીલી આપતો. ગામમાં જેમ સુથાર હતો, કુંભાર હતો, વાળંદ હતો, લુહાર હતો તેવીજ રીતે ઘાંચી પણ હતો ને એ પણ ગામનું એક મહત્વનું કામ કરતો. આજે પણ હજી જિલ્લામાં છૂટીછવાઈ ઘાંચીની ઘાણીઓ જોવા મળે છે.

પરંતુ જે સ્થિતિ બધા ગ્રામોદ્યોગની થઈ છે તેજ સ્થિતિ આ ઘાંચીની અને એની ઘાણીની થઈ છે.

આધુનિક યંત્રોવાળી તેલની મિલોની હરીફાઈમાં એ એ ઘાણી ટકી શકી નથી ને એનું અસ્તિત્વ ઝપાટાભેર ભૂંસાઈ રહ્યું છે. સો વર્ષ પછી તો કદાચ બાળકો ઘાણી વસ્તુ એક જમાનામાં હશે કે કેમ તે અંગે કુતૂહલ વ્યક્ત કરે તો તે આશ્ચર્યજનક નહિ ગણાય. બાકી આજથી ૨૦ વર્ષ પહેલાં એકલા નડિયાદ શહેરમાં ૭૫ જેટલી તેલની ઘાણીઓ હતી. આજે ભાગ્યે પાંચ-સાત જોવા મળે. એજ રીતે પેટલાદ, સોજિત્રા, ખંભાત, વાડાશિનોર, કપડવણજ, બીરપુર, બોરસદ, મહેમદાવાદ, બધેજ સારા પ્રમાણમાં તેલની ઘાણીઓ હતી. એ ઘાણીવાળા તલ, કાબરી અને સરસવ, એ ત્રણ તેલીબિયાં મુખ્યત્વે પીલતા હતા. મગફળીનું તેલ ખાવાનો રિવાજ આજથી ૨૫-૫૦ વર્ષ પહેલાં હતો નહિ. જ્યારે દીવેલ એ પહેલાં ઘાણી ઉપર તૈયાર થતું ને એનાથી ઘરના દીવા પ્રગટતા તેમજ ધુપેલ પણ બનાવવામાં આવતું હતું.

સોજિત્રાની આસપાસ જૂના વખતમાં કાબરીનો પાક ખૂબ થતો. આથી ત્યાંના ઘાંચીઓ કાબરી પીલતા હતા અને એ તેલ અમુક અંશે વપરાતું પણ હતું પરંતુ હવે આ જિલ્લામાં કાબરી ભાગ્યેજ જોવા મળે છે. એનું તેલ પણ હવે અહીં કોઈ કાઢતું નથી.

બળદની તેલની ઘાણીનો ઉદ્યોગ ટકી શકે એ માટે ગ્રામોદ્યોગ સહકારી સંઘ તરફથી પ્રયત્ન થયો હતો ને નડિયાદમાં એક તલ પીલવાની ઘાણી નાખી શુદ્ધ તલનું તેલ આપવાનો પ્રયત્ન થયો હતો. પરંતુ એ પણ આજની મિલોની તેલની હરીફાઈમાં ટકી ન શકી ને સારી એવી ખોટ પછી એને સંકેલી લેવી પડી. 'નૂતન' નામની લોખંડની બેરિંગવાળી એક ઘાણીની શોધ ગ્રામોદ્યોગ માટે મુંબઈ સરકારના પૂનાના સહકારી ખાતાએ શોધી છે પરંતુ એ પણ સફળ બની શકી નથી અને તેલની મિલો સામે ઘાણીને ચાલતી રાખવાનું કામ અપવાદ બાદ કરતાં અશક્ય જેવું બન્યું છે.

**તેલની મિલો :** બીજી બાજુ આ જિલ્લામાં, ખાસ કરીને જે પ્રદેશોમાં મગફળીનો પાક વધુ થાય છે ત્યાં, મોટાં શહેરો–ગામોમાં તેલની મિલો છેલ્લા ૨૦ વર્ષમાં ખૂબ સારા પ્રમાણમાં સ્થપાઈ ગઈ છે અને રોજનું હજારો ડબ્બા તેલ આ મિલો કાઢે છે. તેઓ માત્ર આ જિલ્લાને જ તેલ પૂરું પાડે છે એમ નથી, પરંતુ ખૂબ સારા જથ્થામાં જિલ્લા બહાર અને પરદેશમાં પણ તેની નિકાસ કરે છે. આગળ જોયું કે આ જિલ્લામાં કપાસના પાકને લઈ જિનરીના ઉદ્યોગનું કેન્દ્ર કપડવણજ બનેલું છે. એજ રીતે એ તાલુકામાં ને એની આસપાસના ઉત્તર ગુજરાતના મોડાસાના પ્રદેશોમાં પણ મગફળી અને દીવેલીનો પાક ખુબ મોટા પાયા ઉપર થતો હોવાથી તેલની મિલો પણ ખૂબ મોટા પાયા ઉપર છેલ્લાં

૨૦ વર્ષમાં વિકસી છે. એકલા કપડવણજ શહેરમાં જ પાંચ તેલની મિલો કામ કરતી થઈ છે અને વરસે લાખો ડબ્બા તેલનું ઉત્પાદન ને વેચાણ કરે છે.

ખેડા જિલ્લામાં બધી મળીને નાની મોટી ૧૫ ઘાણા–એકસપેલર વાળી મિલો છે. કપડવણજમાં પાંચ, નડિયાદમાં બે, મહેમદાવાદમાં ત્રણ, ઠાસરામાં એક, વાડાશિનોરમાં એક ખેડામાં એક, બીરપુરમાં એક, કઠલાલમાં એક. એમ કુલ પંદર તેલની મિલો છે. જ્યારે આ ઉપરાંત નડિયાદમાં એક શ્રી. દેસાઈનો તેલનો ઘાણો છે.

મૂળ આ મિલોનો પ્રારંભ ઘાણાથી જ થયેલો. પરંતુ જેમ જેમ આધુનિક યંત્રો વિકસતાં ગયાં ને ઓઈલ એકસ-પેલરોની શોધો થઈ તેમ તેમ એ દ્વારા ખૂબજ ટૂંક મુદતમાં મોટા પાયા ઉપર તેલ ઉત્પન્ન થવા લાગ્યું. આ મિલોના યુગના પ્રારંભ સાથેજ તેલને વાપરવાની પદ્ધતિ પણ બદલાઈ. મગફળી સૌથી મોખરે આવી. આજે મગફળીનું તેલ જ સામાન્ય વ્યવહારમાં સૌથી વિશેષ વપરાય છે.

ખેડુતો મગફળી, દીવેલી, તલ, ડોળી, સરસવ, વરખડો વગેરે બજારમાં વેચવા લાવે ત્યાંથી જ મિલો સીધાં ખરીદે છે અને પછી એ બધાનાં તેલ કાઢી પોતેજ વેપારીઓને વેચે છે.

સામાન્ય રીતે મોટામાં મોટી મિલમાં ૪૦ થી ૫૦ અને નાની મિલમાં પાંચથી દસ માણસો કામ કરતા હોય છે. મિલ માત્ર તેલનું જ કામ કરે છે એવું નથી હોતું. તેલ સાથે દાળ કે ચોખા પોલીશ કરવાનાં યંત્રો પણ આ મિલોએ રાખેલાં હોય છે.

આ તેલની મિલોમાં એકસપેલર એ મુખ્ય યંત્ર છે. એ ઉપરાંત ડેકોરેટર, ફિલ્ટર અને બોઈલર પણ હોય છે. જથ્થામાં મગફળી એક યંત્રમાં પડે છે, ત્યાંથી એ કચરાય છે, બિયાં સાફ થાય છે, છોડાં દૂર થાય છે, એ બિયાં એકસ-પેલરમાં જાય છે, પિલાય છે, તેલ નીકળી ફિલ્ટરમાં જાય છે ને શુદ્ધ થઈ બહાર આવે છે, છેવટે ડબ્બામાં ભરાય છે

જ્યારે કપડવણજ, નડિયાદ, મહેમદાવાદ–વગેરે સ્થળે દીવેલ તૈયાર થાય છે તે મોટે ભાગે પરદેશ નિકાસ થવા માટે મુંબઈ જાય છે. કપડવણજની તેલની મિલો તો સીધો જ પરદેશો સાથે સબંધ રાખી પોતાના દીવેલના સોદા સીધાજ પરદેશની કંપનીઓ સાથે કરે છે. પરદેશોમાં રિફાઈન્ડ કેસ્ટર ઓઇલ તેમજ માથામાં નાખવાનાં વિધ વિધ સુગંધિત તેલો, તેમજ દવાઓ, આ બધી બનાવટોમાં આપણું આ કાચું દીવેલ અહીંથી જાય છે તે ઉપયોગમાં લેવાય છે. દેશની પણ માથામાં નાખવાનાં તેલો બનાવનારી મોટી કંપનીઓ આ દીવેલ ખરીદે છે.

ડોળિયું ડોળીમાંથી બને છે અને એ સાબુ બનાવવાના કામમાં જિલ્લામાં ને જિલ્લા બહાર ઉપયોગમાં લેવાય છે.

કણજીમાંથી કણજીનું તેલ કાઢવામાં આવે છે. આ તેલ આ જિલ્લામાં ખાસ વપરાતુ નથી પરંતુ એને પણ બહાર જ મોકલવામાં આવે છે.

આ જિલ્લાની બધી મિલો થઈને દર વર્ષે દોઢથી બે લાખ ડબ્બા મગફળીનું તેલ, એક લાખ ડબ્બા દીવેલ, ૧૫ હજાર ડબ્બા જેટલું તલનું તેલ, આઠ હજાર ડબ્બા જેટલું ડોળિયું, આઠ હજાર ડબ્બા જેટલું કણજિયું અને ત્રણથી પાંચ હજાર ડબ્બા જેટલું વરખડું તેલ તૈયાર કરે છે એવો જાણકારોનો અંદાજ છે. આ અંગે કોઈ સત્તાવાર આંકડા મળી શકતા નથી.

નડિયાદની "નડિયાદ ઓઈલ મિલ"ને નામે ઓળખાતી મિલે સંવત ૨૦૦૮ની સાલમાં ૧૨૫૦૦ મગફળી તેલના ડબ્બા, ૮૫૦ ડબ્બા તલનું તેલ, ૮૫૦૦ ડબ્બા દીવેલ, ૧૨૭૫ ડબ્બા કણજિયું, ૫૫૦ ડબ્બા વરખડું, અને ૧૦૫૦ ડબ્બા ડોળિયું તેલ કાઢેલું. આ ઉપરથી સહેજે જિલ્લાના આંકડાનો ઓછો અંદાજ તારવી શકાય

તેલના ઉત્પાદનને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી આ જિલ્લો સ્વાવલંબી જેવો છે એમ કહી શકાય. મગફળી સિવાયનાં બીજાં તેલોની તો બહાર નિકાસ પણ થાય છે. નિકાસ થતાં તેલોમાં દીવેલ સૌથી મોખરે છે. એની નિકાસ આ દેશને પરદેશનું નાણું લાવી આપે છે, અને તેમાં પણ અમેરિકન ડોલર, કે જેની આપણે ત્યાં ખેંચ રહે છે, તે આ દીવેલ અમેરિકા જતું હોવાથી, દેશને મળે છે ને એમાં આ જિલ્લાનો પણ ફાળો સારો છે.

આ ઉદ્યોગની ખીલવણી સાથેજ તેલનો વાયદાનો અને સટ્ટાનો વેપાર પણ ખેલાય છે. કપડવણજના તેલના ભાવનો વાયદો એ વેપારી આલમમાં ખૂબ મહત્વની બાબત ગણાય છે.

આ ઉદ્યોગની પેટા પેદાશ તે મગફળી, તલ, દીવેલી, વગેરેનો ખોળ નીકળે છે તે છે. આ ખોળ ખાતરમાં મુખ્યત્વે આ જિલ્લામાં જ વપરાય છે. કેટલોક બહાર નિકાસ પણ થાય છે.

આ ઉદ્યોગ માટે કોઈ ખાસ વિશિષ્ટ પ્રકારના મજૂરોની જરૂર પડતી નથી. જે તે સ્થળે જરૂરી મજૂરો મળી રહે છે

ને એનાથી જ મિલોનું કામ ચાલે છે આધુનિક યંત્રની રચના પણ એવી છે કે એમાં બહુજ ઓછા મજૂરોની જરૂર પડે રોજના ૨૦૦–૪૦૦ ડબ્બા તેલ તૈયાર કરનાર મિલમાં માંડ ઉપરથી નીચે સુધી બધા મળી ૨૦થી ૨૫ માણસો કામ કરતા હોય છે જેમાં મજૂરો તો ૧૦ થી ૧૨ જ હોય છે જિલ્લાની બધી તેલની મિલોમાં થઇને ૪૦૦ જેટલા મજૂરો ભાગ્યે કામ કરતા હશે

## ૪. સિમેન્ટ ઉદ્યોગ:–

ભારતની સૌથી મોટી સિમેન્ટ ઉત્પાદન કરનારી એ સી સી લિમિટેડ કંપનીએ કાચા માલની, મજૂરોની અને પાણીની, એ ત્રણ સિમેન્ટ ઉદ્યોગ માટેની આવશ્યક જરૂરિયાતો આ જિલ્લાના ઠાસરા તાલુકાના સેવાલિયા ગામ પાસે પૂરી થતી હોવાથી ત્યાં એક વિશાળ સિમેન્ટનું કારખાનું ૧૯૫૬થી નાખ્યું છે. આ સિમેન્ટના કારખાનામાં આ દેશની મહાન ઔદ્યોગિક કંપનીએ બે કરોડ રૂપિયાની મૂડી નાખી છે અને હજારો એકર જમીન એ માટે રોકી છે

આ કારખાનામાં રોજનો ૬૦૦ ટન સિમેન્ટ અદ્યતન યંત્રો દ્વારા તૈયાર કરવામાં આવે છે આ કારખાનું સંપૂર્ણ રીતે કામ કરતું થાય ત્યારે વાર્ષિક બે લાખ ટન સિમેન્ટ તૈયાર કરે તેટલી તેની શક્તિ છે આ કારખાનાને લગતી વિગતવાર માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપેલી છે.

જેમ કાપડની મિલો આ જિલ્લામાં કાપડ ઉત્પન્ન કરી એક મહત્વની નિકાસની વસ્તુ પેદા કરે છે, તેમ સેવાલિયાનું સિમેન્ટ કારખાનું આ જિલ્લાની જરૂરિયાત કરતાં વધારે વિશેષ સિમેન્ટ પેદા કરે છે, ને દેશના સર્વ ભાગોમાં એ જાય છે

સિમેન્ટ ઉપર અત્યારે હજી સરકારી અંકુશ હોવાથી એ સરકારની સૂચના અનુસાર જ વેચાય છે ને મળે છે



સેવાલિયા સિમેન્ટ ફેક્ટરીનું એક દૃશ્ય

**કાચો માલ :** આ ઉદ્યોગ માટેનો બધોજ આવશ્યક કાચો પથ્થર ને માટી કપડવણજ અને વાડાશિનોર તાલુકાની જમીનના જુદા જુદા નજીકના પ્રદેશોમાંથી મળી રહે છે.

**મૂડી :** આ કારખાનું લિમિટેડ કંપનીનું છે. એના હજારો શેરહોલ્ડરો છે. દેશના સૌથી મુખ્ય એવા ઉદ્યોગપતિઓએ મોટા પાયા ઉપર આ કંપનીના શેર લઈ મૂડી ભરપાઈ કરેલી છે.

**મજૂરો :** મુખ્યત્વે સેવાલિયા અને આસપાસના વિસ્તારના મજૂરો આ કારખાનામાં મજૂરી કરે છે. અહીં પણ દક્ષિણમાંથી અને ઉત્તરમાંથી થોડાવત્તા પ્રમાણમાં બહારના મજૂરો આવેલા છે.

**વિદ્યાનગરમાં :** વલ્લભ વિદ્યાનગરના યોજકો નાના પાયા ઉપર સિમેન્ટ બનાવવાનું એક કારખાનું શરૂ કરવાનો વિચાર કરે છે. યોજના હજી અમલી બની નથી.

## ૫. દૂધ અને એની બનાવટોનો ઉદ્યોગ

ખેતી પ્રધાન આ જિલ્લામાં દૂધળાં ઢોર અને તેમાં પણ ખાસ કરીને ભેંસ ઉછેરવાનો સર્વ સામાન્ય રિવાજ છે એ હકીકત આ અગાઉના પશુધનના પ્રકરણમાંથી અને એમાં રજૂ થયેલા આંકડામાંથી સ્પષ્ટ રીતે તરી આવે છે. આ જિલ્લામાં બે લાખ જેટલાં, એટલે કે દર આઠ માણસે એક, એટલાં દૂધાળાં ઢોર છે.

પ્રાચીન કાળથી ઢોરઉછેરને પરિણામે જે વધારાનું દૂધ રહેતું તેનું ઘી બનાવી શહેરો ને ગામડાંની બજારોમાં વેચવાનો પણ રિવાજ હતો જ. ઘી ઘરે ઘરમાં બનતું હતું. એ પણ ઢોરઉછેરની જેમજ એક ગૃહઉદ્યોગ હતો.

**સરેરાશ દૂધ ઉત્પન્ન :** આ જિલ્લામાં સરેરાશ એક દૂઝણી ભેંસ વાર્ષિક ૨૨૦૦ રતલ દૂધ આપે છે એમ નિષ્ણાતોનું કહેવું છે. જિલ્લાની કુલ ૧,૯૨,૦૦૦ દૂઝણી ભેંસોનું આ હિસાબે ૪૨,૨૪,૦૦,૦૦૦ રતલ દૂધ વાર્ષિક થાય અને એની સરેરાશ ૪ આના રતલે કિંમત મૂકતાં તેની કિંમત વાર્ષિક દસ કરોડને છપ્પન લાખ રૂપિયા જેટલી થાય.

એ જ રીતે હાલના સંજોગો પ્રમાણે આ જિલ્લામાં રોજનું સરેરાશ વ્યક્તિદીઠ ૧૨ ઔંસ દૂધ વપરાય છે. આ હિસાબે વાર્ષિક કુલ ૧૬ કરોડ રતલ દૂધની વપરાશ જિલ્લાની પ્રજાની ગણાય. આથી બાકીનું ૨૬ કરોડ રતલ દૂધ વાર્ષિક આ જિલ્લા પાસે ફાજલ છે. જેમાંથી રોજ ૭ લાખ રતલ દૂધ ઘી ને બીજી જરૂરિયાતોના કામોમાં ને પ્રદેશોમાં જાય છે. આ દૂધ લગભગ ૬૦ હજાર જેટલાં ખેડૂત કુટુંબોમાંથી આવે છે.

**ઘીનો ઉદ્યોગ :** દૂધ અંગેના નિષ્ણાતોના મત મુજબ પહેલાં આ જિલ્લામાં જે દૂધ પેદા થતું હતું તેના ૨૮ ટકા દૂધ દૂધ તરીકે વપરાતું જ્યારે ૫૭ ટકા દૂધમાંથી ઘી બનતું હતું. ૫ ટકા દૂધમાંથી માવો બનતો હતો, ૫ ટકા દૂધમાંથી દહીં અને તેની બનાવટો તથા ૫ ટકા દૂધમાંથી નાની મોટી બીજી પરચૂરણ દૂધની બનાવટો બનતી હતી.

આમ ૫૭ ટકા દૂધમાંથી ઘી બનતું હતું. એટલે આ જિલ્લામાં ઘી બનાવવાનો ગૃહઉદ્યોગ ખેતી સાથે કેટલો વ્યાપક પ્રમાણમાં હતો તેનો આછો ખ્યાલ સહેજે આવશે.

આની પાછળ આપણા જિલ્લાની આબોહવા પણ કારણભૂત હતી એમ કહેવાય છે. આધુનિક યંત્રોની શોધો નહોતી થઈ ત્યાં સુધી દૂધમાં જે ફેટ-ચરબી છે, તેને શી રીતે બચાવી ઉપયોગમાં લેવી તે અંગે ઘી સિવાય બીજો કોઈ માર્ગ કોઈને સૂઝતો નહોતો. આપણા ગરમ આબોહવાવાળા પ્રદેશમાં દૂધની ચરબીનો ઉપયોગ કરવા માટે ઘી એજ એક ઉત્તમ માર્ગ સમજાતો હતો.

ખેડા જિલ્લામાં મહેમદાવાદ, મહુધા, કપડવણજ, કઠલાલ, નડિયાદ અને વાડાશિનોર એ બધાં ઘી ઉત્પાદનનાં ને વેપારનાં ખૂબ જૂના વખતથી ચાલ્યાં આવતાં મહત્વનાં મથકો ગણાતાં ને હજી પણ સારા પ્રમાણમાં આ કેન્દ્રો ઉપર ઘીનો વેપાર થાય છે. આ બધામાં મહેમદાવાદ ખૂબ અગત્યનું છે. એ એક જ શહેરમાંથી આજથી સાત વર્ષ પહેલાં ૩૨,૪૦,૦૦૦ રતલ ઘી નિકાસ થતું હતું. જેની કિંમત ૮૧ લાખ રૂપિયા જેટલી ગણી શકાય. આના ઉપરથી સહેજે પહેલાં ઘી ઉદ્યોગ કેટલો વ્યાપક આ જિલ્લામાં હતો તેનો આછો ખ્યાલ આવશે.

**યંત્રયુગ પછી પરિવર્તન :** પરંતુ જેમ આધુનિક યંત્રયુગે ને વૈજ્ઞાનિક શોધોએ ધીમે ધીમે એકેએક ગૃહ ને ગ્રામોદ્યોગનું સ્વરૂપ બદલવા માંડયું તેવું જ દૂધ ઉત્પાદનના ઉદ્યોગનું ને તેમાંથી થતી બીજી ચીજોનું પણ બન્યું છે.

આજે આ જિલ્લો અને તેમાં પણ આણંદ તાલુકો ને આસપાસનો વિસ્તાર એના ખીલી રહેલા ડેરી ઉદ્યોગ માટે સમગ્ર ભારત અને દુનિયાનું પણ ધ્યાન ખેંચી રહ્યો છે.

**ક્રિમરીઝનો ઈતિહાસ :** ૧૯મી સદીમાં યુરોપમાં જેને ક્રિમ સેપરેટરના નામે ઓળખવામાં આવે છે, કે જેનાથી દૂધમાંથી મલાઈ કાઢી શકાય છે, તે યંત્રનો પ્રારંભ થયો અને આવું એક મશિન મુંબઈમાં મશિનોનો ધંધો કરતી એક પેઢીમાં આવ્યું તે ત્યાંથી સૌ પ્રથમ એક મશિન આ જિલ્લાના અત્યારના પેટલાદ તાલુકાના નાર ગામે આવ્યું અને ત્યાં એનો દૂધમાંથી ક્રિમ કાઢવા માટે ઉપયોગ શરૂ થયો. અહીંથી જ જિલ્લામાં ક્રિમરી ઉદ્યોગનો પ્રારંભ થયો એમ જોવા મળે છે. અને પછી તો આ યંત્રનો વપરાશ ધીમે ધીમે બીજા ભાગોમાં પણ આરંભાયો.

પરંતુ આ ક્રિમરીના ને પછી આગળ જતાં ડેરીના ઉદ્યોગને વૈજ્ઞાનિક રીતે પ્રારંભ કરવાનું માન આ જિલ્લામાં સ્ટેફર્ડ કંપની (Stafford) નામની એક સ્વેડિશ કંપનીને ફાળે જાય છે.

યુરોપમાં માખણની માંગ ખૂબ જ હતી. આથી મુંબઈ ખાતે ધંધો કરતી આ કંપનીએ એ માટે આ જિલ્લાના ક્ષેત્રને પસંદ કર્યું અને કાઠિયાવાડના બે ગૃહસ્થો શ્રી. નાનચંદભાઈ દોશી અને શ્રી ધરમચંદભાઈ માધવજી દોશીના સહકારથી ઠેર ઠેર એમણે ક્રિમરીનો ધંધો ૧૯૧૦ની આસપાસમાં જોરશોરથી આરંભ્યો એમ હકીકતો મળે છે.

પરંતુ આ ક્રિમરીઓ શરૂ કર્યા પછી પણ દૂધમાંથી ક્રિમ કાઢી લીધા બાદ જે દૂધ વધે તેનું શું કરવું તેનો ખ્યાલ કોઈને હતો નહિ. પછી જે દૂધ રહેતું તે ફેંકી દેવામાં આવતું

પરંતુ આ વાત જર્મનીમાં બેઠેલા એક શ્રી કોલર નામના જર્મન ગૃહસ્થના જાણવામાં આવી. આ જર્મન એક નિવૃત લશ્કરનો અધિકારી હતો. એણે જર્મનીના એક અખબારમાં આ વાંચ્યું અને એ પછી મુંબઈ આવ્યો અને આણંદ આવીને ક્રિમરીઓ ચલાવતી સ્ટેફર્ડ કંપની સાથે સેપરેટ દૂધ ખરીદવાનો કરાર કર્યો અને પછી એ દૂધ ખરીદીને આણંદ ખાતે આ શખસે ગામડી જવાના રસ્તા ઉપર કેસીન બનાવવાનું કામ શરૂ કર્યું. અહીં સુધી આ જિલ્લામાં સેપરેટ દૂધમાંથી કેસીન બનાવી શકાય તેવી કોઇને ખબર પણ નહેતી એટલું જ નહિ પરંતુ પોતાના આ ધંધાને ત્રણ વર્ષ સુધી તો આ શ્રી. કોલરે તદ્દન છૂપો જ રાખ્યો. પરંતુ ૧૯૧૪ની સાલમાં બ્રિટિશ સરકારે એક જર્મન તરીકે એમને દ્દદેદી બનાવ્યા અને ત્યારે આ કેસીન બનાવવાની એ પદ્ધતિ ને એની હકીકત બહાર આવી ગઇ. અને એ પછી આ જિલ્લામાં ઠેર ઠેર એક ગ્રામઉદ્યોગના રૂપમાં કેસીન બનાવવાનો ઉદ્યોગ આરંભાયો.

**એક સાહસ :** એ પછીથી પ્રથમ મહાયુદ્ધના અંતના ભાગમાં કન્ડેન્સ દૂધ બનાવવાનું એક નવું સાહસ નડિયાદ તાલુકાના ચકલાસી ગામે મનસુખરામ નરોત્તમદાસ નામના એક ગૃહસ્થે એક અમેરિકન સજ્જનના સહકારથી શરૂ કરેલું, પરંતુ એ માલ સારો ન બન્યો ને પૂરી ખપત પણ ન મળી એટલે એ સાહસ સફળ ન થયું.

પ્રથમ મહાયુદ્ધ વખતે માખણની ખૂબ માંગ થઈ ને સ્ટેફર્ડ કંપની ખૂબ જામી ગઇ. એ કંપનીના પરિચયમાં મુંબઈ ખાતે તે વખતે કોફીનો ધંધો કરતા આજની પોલસન કંપનીના ચેરમેન શ્રી પેસ્તનજી એદલજી દલાલ આવેલા એ મુંબઈમાં કોફી ઉપરાંત માખણનો પણ ધંધો કરતા હતા. અને એમને પણ આ જિલ્લામાં ક્રીમરી શરૂ કરવાનો ઉદ્યોગ સારો જણાતાં એમણે પણ આ તરફ નજર દોડાવી. એમણે ખૂબ થોડા સમયમાં ધંધાને જમાવ્યો અને આજની આણંદ ખાતેની પોલસનની ડેરીનો ૧૯૨૯માં પ્રારંભ કરીને તેને ૧૯૩૦ના જાન્યુઆરીમાં તો એક સુંદર મકાન–યંત્રો વગેરે સાથે નક્કર પાયા ઉપર મૂકી દીધી.

આ ડેરી પ્રારંભમાં તો આસપાસના વિસ્તારોમાં દૂધ એકત્રીત કરીને એનું માખણ બનાવતી અને એ માખણ દેશમાં અને પરદેશોમાં પણ વેચાવા જતું હતું.

પોલસનનું માખણ બીજા મહાયુદ્ધ વખતે ૧૯૪૦થી ૪૪ માં સમગ્ર વિશ્વમાં મશહૂર બન્યું હતું અને વરસે ૩૦ લાખ રતલ ઉત્પાદન પોલસનની ડેરીનું થયું હતું. આજે પણ આ ડેરી દર વર્ષે લગભગ ૧૦ લાખ રતલ માખણ ઉત્પન્ન કરી વેચે છે. જ્યારે ૧૦ લાખ રતલ ઘી અને ૪ લાખ રતલ કેસીન પણ બનાવે છે.

૧૯૪૫થી આ ડેરીએ મુંબઈ ને આણંદ વિસ્તારમાંથી દૂધ પૂરું પાડવાનું માથે લીધું હતું અને રોજનું ૫૦ હજાર રતલ દૂધ આ ડેરી મુંબઇને પૂરું પાડતી હતી.

આજે પ્રજાકીય સરકાર આવતાં સહકારી પ્રવૃત્તિને ઉત્તેજન આપવાની સરકારી નીતિ હોવાથી આ મુંબઈને દૂધ પૂરું પાડવાનું આખું કાર્ય જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘને સોંપાયું છે. (આ પ્રવૃત્તિનો પરિચય અલગ આપેલો છે)

પોલસન ડેરી અત્યારે માખણ, ઘી, કેસીન તથા કોફી બનાવવાનું કામ કરે છે. કાચાં કોફી બુંદ લાવી એને દળી

ટીનમાં પેક કરી દેશ-પરદેશમાં આ ડેરી વેચવા મોકલે છે. આ ડેરીમાં જ પોતાને જોઈતા ડબ્બા પણ બનાવવાની વ્યવસ્થા છે. રોજ પાંચ હજાર ડબ્બા તૈયાર કરી શકે તેવાં યંત્રો પણ છે.

માખણ અંગે સરકારી નીતિ એવી છે કે પરદેશ માખણની નિકાસ ન થવા દેવી. આથી આ ડેરીનો માખણ ઉદ્યોગ પણ પહેલાં કરતાં નરમ પડેલો છે.

પોલસન અને સ્ટેફર્ડની કંપનીઓમાં જ નોકરી કરનારા દેશી ભાઈઓએ એ પછી ૧૯૨૪માં પોતાની અલગ ક્રીમરીઓ શરૂ કરી અને ઠીક ઠીક પ્રમાણમાં એને જમાવી પણ ખરી.

આમ ક્રીમરીઓ ઉપરાંત ૧૯૪૦-૪૧ના અરસામાં આ જિલ્લામાં જે બીજો તૈયાર દૂધ જ બહાર મોકલવાનો ધંધો વિકસ્યો તેનું માન આ દેશી બ્રધર્સને ફાળે જાય છે.

## પૅસ્ચ્યોરાઈઝ્ડ દૂધનો ઇતિહાસ :

આ કંપનીએ ૧૯૪૧ની સાલમાં એક મી. એઝરાસેકો નામના રશિયન નાગરિક સાથે સહકાર કરીને સૌ પ્રથમ મુંબઈ શહેરમાં દૂધ પેસ્ચ્યુરાઈઝ કરીને મોકલવાના કાર્યનો પ્રારંભ કર્યો. તે વખતે આ ક્રિયાને 'Z' ઝેડ પ્રોસેસ કહેવામાં આવતી હતી. ત્યારબાદ પોલસન કંપનીએ અને એ પછી હવે ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી સંઘ લિ. તરફથી આ કાર્ય મોટા પાયા ઉપર ચાલે છે તેની વિગતો આગળ આપેલી છે.

બીજા મહાયુદ્ધના કાળમાં પરદેશથી ચીઝ (પનીર) આવતી બંધ થતાં લશ્કર માટે ચીઝ પૂરી પાડવાનો પ્રશ્ન ખૂબજ ગંભીર બન્યો. અને આ વસ્તુની ખૂબ માંગ હોવાથી નડિયાદમાં એક યુરોપીયને પ્રથમ ચીઝ બનાવવાનો નાના પાયા ઉપર પ્રારંભ કર્યો પરંતુ આ વસ્તુની લશ્કરને ખૂબ જ જરૂર હતી એટલે પછી તો સરકારના સહકારથી આ કામ પોલસન ડેરીએ હાથ ઉપર લીધું અને માખણ ઉપરાંત ખૂબ મોટા પાયા ઉપર ચીઝ પૂરી પાડવાનું કામ પોલસન ડેરીએ કર્યું. પરંતુ લડાઈ પૂરી થતાં બીજા દેશોની ચીઝ આ દેશમાં આવવા માંડી એથી વળી એ ઉદ્યોગ હવે બંધ જેવો થયો છે. જો આ દેશમાં પરદેશી ચીઝ ન આવે અને દેશી ચીઝ બનાવવાનો વૈજ્ઞાનિક પ્રયત્ન થાય તો એ ઉદ્યોગના વિકાસનો ખૂબ જ અવકાશ છે.

આગળ કહ્યું છે તેમ ૧૯૪૧માં દેશી બ્રધર્સે ઓમ્બે ફૂડઝ લિ. નામની કંપની કરીને નાના પાયા ઉપર મુંબઈ દૂધ મોકલવાનો પ્રારંભ કરેલો. પરંતુ એ કાર્યનો વ્યવસ્થિત પ્રારંભ તો ૧૯૪૫માં મુંબઇ સરકારે મુંબઇ દૂધ લઈ જવાની યોજના કરી ત્યારથી જ થયો.

એ પછી ૧૯૪૭ની સાલમાં ક્રીમના વેપારીઓ ને કેટલાક આગેવાન ખેડૂતોએ મળી આણંદ ખાતે મીલ્કસ પ્રોડક્ટસ નામની એક પબ્લિક લિમિટેડ કંપનીનો પ્રારંભ કર્યો આ કંપની પણ મુંબઈ સરકાર સાથે દૂધ મોકલવાનો કોન્ટ્રાક્ટ કરી મુંબઇ દૂધ પૂરું પાડવાનું કામ કરતી હતી.

### જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ :

ખેડા જિલ્લાના ડેરી ઉદ્યોગમાં આજે જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી સંઘ સૌથી મોખરે છે અને સરકારે ૧૯૪૫ના અરસામાં આણંદ અને તેની આસપાસના વિસ્તારમાં દૂધ ઉદ્યોગ બરાબર ખીલે તે માટે જે યોજના કરી તેમાંથી ખેડા જિલ્લા ઉત્પાદક સંઘની ઉત્પત્તિ થઈ છે અને ૧૯૪૮થી આ સહકારી સંસ્થાએ કામ કર્યા પછી ખૂબજ ઝડપી પ્રગતિ કરી છે (વિશિષ્ઠ પ્રવૃત્તિઓમાં એનો વિસ્તૃત ખ્યાલ અપાયો છે) આજે જિલ્લાના ડેરી ઉદ્યોગનું કેન્દ્ર મથક આ સહકારી સંઘ અને એના દ્વારા ચાલતી બીજી ગામે ગામ કામ કરતી સહકારી દૂધ ઉત્પાદક મંડળીઓ બની છે.

આ સહકારી દૂધ ઉત્પાદક સંઘે પ્રારંભ રોજ ૫૦૦ રતલ દૂધ મુંબઇ મોકલવાથી કર્યો અને ૧૯૫૨-૫૩માં એક વર્ષમાં ૧,૨૬,૬૧,૧૪૬ રતલ દૂધ આ સંઘે મુંબઇ શહેરને પૂરું પાડયું હતું. એની પ્રગતિનો ખ્યાલ આ આંકડા સહેજે આપે છે.

આણંદની આસપાસના ૧૪ માઇલના વિસ્તારમાં ૧૦૦ ચોરસ માઇલનું ક્ષેત્રફળ ધરાવતાં ૮૦ ગામોમાંથી આ દૂધ જુદી જુદી દૂધ ઉત્પન્ન કરનારી સહકારી મંડળીઓ દ્વારા એકત્ર કરવામાં આવે છે.

આ સંઘનું મુખ્ય કામ અત્યારે તો ગામડાંમાંથી દૂધ ભેગું કરી આણંદ લાવી, પોતાની અદ્યતન ડેરીમાં એને યંત્રો દ્વારા પેસ્ચ્યુરાઇઝ કરી મુંબઈ મોકલવાનું છે. આ સાથે જ આ પ્રવૃત્તિ દ્વારા જિલ્લામાં ઢોરની ઓલાદ સુધરે, દૂધનું ઉત્પાદન પ્રમાણ વધે એ બધાં કાર્યો પણ આ કાર્ય દ્વારા જ થઈ રહ્યાં છે.

આ જિલ્લાનો આ પ્રદેશ દુનિયાના કોઈપણ દેશના ખૂબજ દૂધ ઉત્પન્ન કરનારા દેશો જેટલી જ વિકાસની શકયતા ધરાવે છે માટે એ આ પ્રદેશમાં આ આપેલ ઉદ્યોગ અત્યંત

વૈજ્ઞાનિક સ્વરૂપમાં ખીલે તે માટેના પ્રયાસો થઈ રહ્યા છે. ભારત સરકાર, મુંબઈ સરકાર અને આ સહકારી સંઘ, સૌના સહકારથી એક વિશાળ ડેરી, જ્યાં દૂધ મોકલવાનું, ઘી, માખણ અને તેને આનુષંગિક ચીજો બનાવવાનું ને એથી આગળ ભવિષ્યમાં દૂધનો પાઉડર બનાવવાનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ખીલે તેવી યોજના થઈ રહી છે અને ટૂંક મુદતમાં એ યોજના આકાર લે તો આ જિલ્લાના દૂધ ઉદ્યોગના ભાવિની જે ઉજ્જવળ શક્યતાઓ છે તે અમલી બને એમ જણાય છે.

આ બે મહત્ત્વની ડેરીઓ સિવાય જિલ્લામાં બીજી નાની ડેરીઓ નીચે મુજબ છે :—

વૉલ્ટર રીઝની ડેરી, નડિયાદ ખાતે મીશનરોડ ઉપર છે. આ ડેરી નાના પાયા ઉપર માખણ બનાવવાનું કામ કરે છે.

એ ઉપરાંત મહેમદાવાદ ખાતે બે નાની ડેરીઓ ક્રીમ અને માખણ બનાવવાનું કામ કરે છે.

**ક્રીમરીઓ :** આ જિલ્લામાં દૂધમાંથી ક્રીમ કાઢવાનું કામ મોટા પાયા ઉપર ચાલે છે. મોટી ડેરીઓ સિવાય જિલ્લામાં બીજી ૩૭ જેટલી ક્રીમરીઝ આવેલી ,છે (જેની યાદી અલગ માહિતી વિભાગમાં આપેલી છે.)

આ ક્રીમરીઝવાળા જ પોતાને ત્યાં ક્રીમ કાઢયા પછી ફાજલ પડતા સાપરેટના દૂધમાંથી કેસીન બનાવે છે અને એ કેસીનનો ઉદ્યોગ આ જિલ્લામાં સારા પ્રમાણમાં જામ્યો છે.

દૂધને ક્રીમના સેપરેટરમાં નાખવામાં આવે છે એટલે એક તરફ ક્રીમ (મલાઇ) નીકળે છે જ્યારે બીજી બાજુ મલાઈ વગરનું દૂધ નીકળે છે. આ દૂધને જો દૂધ તરીકે વાપરવામાં આવે તો ચરબી (ફેટ) સિવાયનાં બધાંજ તત્વો એમાં રહેલાં હોય છે ને પચવામાં એ સારું ને સરળ રહે છે. પરંતુ એ વાપરવાનો આ જિલ્લામાં રિવાજ નથી. જો કે આ સેપરેટ દૂધને વળી બીજા યંત્રોની ક્રિયાઓમાંથી પસાર કરીને જેને ગ્લેક્સો પાવડર કહે છે તે બનાવી બેબી ફૂડ તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે.

પરંતુ એ ખૂબ મોટાં શહેરોમાં ને અદ્યતન યંત્રો હોય ત્યાંજ શક્ય છે. બાકી બધે તો નાના ગામોમાં સેપરેટ દૂધમાંથી કેસીન બનાવવું જ પોસાય છે. આ કેસીન એટલે સેપરેટ દૂધમાં દહીં નાખી એને ફાડી નાખવામાં આવે, અને દહીંના કૂચા રહે તેને ખૂબજ દાબ સાથે પ્રેસમાં દબાવી દેવામાં આવે. પછી એને સૂકવીને એની જે ભૂકી થાય તેને બરાબર સૂકવે એટલે એ કેસીન તૈયાર થાય છે.

આ કેસીન સામાન્ય રીતે ગુંદર તૈયાર કરવાના કામમાં આવે છે. ખાસ કરીને 'પ્લાયવુડ લાકડાં બનાવવા, કાગળની મિલોમાં, રંગના કારખાનાંમાં ને પ્લાસ્ટીક બનાવવામાં આ કેસીનની બનાવટ ખૂબજ ઉપયોગી છે. એ બધાં કારખાનાં- વાળા તેને મંગાવે છે.

બીજા વિશ્વયુદ્ધ પહેલાં આ ચીજ લગભગ બનતી જ નહોતી, અને એ જે બનતી તે પરદેશમાં જ નિકાસ થતી. પરંતુ હવે આ દેશમાંજ ઉપરોક્ત બધા ઉદ્યોગો ખીલી ગયા છે એટલે આ દેશનાં કારખાનાંજ એ વાપરી નાખે છે. ઊલટું પરદેશથી પણ કેટલુંક કેસીન મગાવવું પડે છે. આ જિલ્લો આપણા કેટલાક ઉદ્યોગોની આ એક મહત્વની જરૂરિયાત આપણા દૂધ ઉદ્યોગ ને તેની આ પેટા પેદાશમાંથી પૂરી પાડે છે. ઉપર જે ૩૭ જેટલી ક્રીમરીઓ લખી છે તે અને ડેરીઓ, બધાંજ આ કેસીન બનાવવાનું કામકાજ કરે છે.

**માવાની ભઠ્ઠીઓ :** આ જિલ્લાના દૂધમાંથી જેમ ડેરીનો, ક્રીમરીઝનો ને કેસીનનો ઉદ્યોગ વિકસ્યો છે તેમ જિલ્લામાં ઠેર ઠેર માવાની ભઠ્ઠીઓ એ પણ એક મહત્ત્વનો દૂધની પેદાશમાંથી જન્મેલો ઉદ્યોગ છે. જ્યારે ડેરીઓ કે ક્રીમરીઓ નહોતી ત્યારે આવી ભઠ્ઠીઓ ઠેર ઠેર હતી. પરંતુ જે જે ગામમાં ક્રીમ કાઢવાનો સંચો આવ્યો તે ગામમાં ધીરે ધીરે ભઠ્ઠી ખસવા માંડી, અને હવે જે દૂરનાં ગામો છે, કે ત્યાંથી દૂધ લાવવું મુશ્કેલ હોય છે, ત્યાં બધે માવાની ભઠ્ઠીઓ જવા માંડી છે. આ જિલ્લામાં જે ભઠ્ઠીઓ છે તેમાંથી તૈયાર થતો મોટા ભાગનો માવો મુંબઈ—અમદાવાદ જાય છે ને મીઠાઈના વેપારીઓ તે ખરીદી લે છે.

વડોદ, ઊમરેઠ, નડિયાદ, આણંદ, સદેસર, વાસદ, આ બધાં ગામોમાં માવો પૂરો પાડનારા કેટલાક મોટા ભઠ્ઠી- વાળા વેપારીઓ છે ને તેઓ આ ધંધો કરે છે. એ માટે સરકારનું લાયસન્સ મેળવવું પડે છે ને કોટા મુજબ માવો બહાર મોકલી શકાય છે.

ચરોતરના દૂધ ઉદ્યોગનું એની સાથે ખેડૂતના જીવનની આર્થિક અવસ્થામાં ખૂબજ મહત્ત્વનું સ્થાન છે. ખેડૂત એકલી ખેતી ઉપર નભે ને ખૂબ સારી આર્થિક સ્થિતિ પ્રાપ્ત કરે એવી શક્યતા નજીકના ભવિષ્યમાં દેખાતી નથી. ઢોર—ઉછેર જિલ્લાના ખેડૂતના મુખ્ય વ્યવસાયના પૂરક ઉદ્યોગ તરીકે અત્યંત મહત્વનો ને પાયાનો ઉદ્યોગ છે. ઢોરની

ઓલાદ સુધરે, ભેંસ વધુ દૂધ આપતી થાય, ખેડૂત એ બધા અંગેનું આધુનિક વૈજ્ઞાનિક જ્ઞાન પ્રાપ્ત કરે અને એ આખા ઉદ્યોગને ખીલવવા સર્વદેશીય પ્રયત્નો થાય તો આ જિલ્લાની ખેતી અને ખેડૂતની આબાદી ખૂબ ઝડપી અને નક્કર બને એવી બધીજ શક્યતાઓ એમાં રહેલી છે.

આજે ૨૨૮૦ રતલ વાર્ષિક દૂધ આપતી જિલ્લાની ભેંસના ખોરાક ને ઉછેરમાં સામાન્ય વિશેષ ધ્યાન રહે, સારી જાત ઉછરે, તો દૂધ ઉત્પાદનમાં સ્હેજે ૨૫-૩૦ ટકા વધારો કરી શકાય. અને એમ થતાં સરેરાશ વાર્ષિક ૪૦૦થી ૫૦૦ની આ ઢોર ઉછેરમાંથી આવક મેળવતું ખેડૂત કુટુંબ બીજી ૨૫-૩૦ ટકા આવક વધારી શકે.

આજે આ દિશામાં જિલ્લા દૂધ ઉત્પાદક સહકારી સંઘ દ્વારા કાર્યકરો અને સરકાર અત્યંત પાયાનું ને નક્કર કાર્ય કરી રહ્યાં છે જે આ જિલ્લાને ભારતનું ડેનમાર્ક બનવાનો યશ આપશે તેવાં ચિહ્નો અત્યારે તો જણાય છે.

ખેતી, ઢોર ઉછેર અને, દૂધના આ ઉદ્યોગોની ખીલવણી આ જિલ્લાની સમગ્ર પ્રજાના આર્થિક જીવનની ઉન્નિતિમાં પાયા રૂપ છે.

## ૬. તુવર દાળનો ઉદ્યોગ

ખેતી અંગેના પ્રકરણમાં એ હકીકતને આપણે જોઈ છે કે મિશ્ર પાકો કરવાનો રિવાજ આ જિલ્લામાં ઘણો પ્રચલિત છે. ઘણાં ખરાં કઠોળ એ અનાજ સાથે મિશ્ર પાકો તરીકે આ જિલ્લાની ખેતીમાં કરવામાં આવે છે.

કઠોળ એ ખેતીની આ જિલ્લાની અતિ મહત્ત્વની પેદાશ છે. અને એમાં તુવરનો પાક સૌથી મહત્ત્વનો છે. આ તુવરનો પાક એટલો મોટા પાયા ઉપર આ જિલ્લામાં થાય છે કે જેમ મગફળીના પાકે જિલ્લામાં તેલની મીલોનો ઉદ્યોગ સ્થિર કર્યો છે; કપાસના પાકે જીનોને સ્થાપ્યાં છે, તમાકુના પાકે ખળીઓ ઊભી કરાવી છે તેમ તુવરના પાકે આ જિલ્લામાં તુવરની દાળ બનાવવાનો ઉદ્યોગ વિકસાવ્યો છે.

જિલ્લામાં પ્રાચીન કાળથી તુવરનો પાક થાય છે. લગભગ પચીસ વરસ પહેલાં તુવરનો પાક ખૂબ ઊતરતો. છેલ્લા પંદર વરસ પહેલાં પણ એક સરખી રીતે સારો પાક ઊતરતો, પરંતુ ત્યાર બાદ છેલ્લાં વરસોમાં વરસાદની તંગી તેમજ તંબાકુના વધુ પડતા વાવેતરને લીધે તુવરની પેદાશને ઘણોજ ધોકો લાગ્યો છે. ૧૯૪૯-૫૦માં જિલ્લામાં બધાં કઠોળો ૫,૫૮,૩૮૩ એકરમાં વવાયાં હતાં, જેમાં તુવર કઠોળમાં મુખ્ય પાક છે. છતાં આ જિલ્લામાં પહેલાંના જેટલી તુવર હવે પેદા થતી નથી. એટલું જ નહિ પરંતુ તુવરના ઓછા વત્તા પાક વખતે પણ બહારના પ્રાંતો જેવાકે યુ. પી, સી. પી. માંથી પડતર નીચી થતી હોય છે તો તે માલ બહારથી આવે છે ને દાળ બનાવી નીચા ભાવે વેચાણ થાય છે. પહેલાંના વરસો કરતાં ખાસ અપવાદિત વરસો સિવાય માત્ર ચારથી આઠ આની જેટલો જ પાક હાલ થાય છે તેમ માની શકાય. તેમ છતાં અન્ય જિલ્લા કે પ્રાંતો કરતાં આ જિલ્લાની તુવર ઊંચી જાતની ગણાતી હોવાથી થોડા પાકે પણ સારો ધંધો ટકી રહ્યો છે.

સેંકડો વરસો પહેલાં જિલ્લામાં હાથ ઘંટીની દાળની ખળીઓની શરૂઆત થએલી. આ ખળીઓમાં બધું જ કામ હાથે થતું એટલે હાથ ઉદ્યોગ તરીકે તેનું એક અગત્યનું સ્થાન હતું. પરંતુ લગભગ છેલ્લા પચ્ચીસેક વરસથી ઘંટીને મશિનપટો આપી કામ કરવાની શરૂઆત થઈ અને ક્રમે ક્રમે તેનો વિકાસ થતાં છેલ્લા દસ વરસમાં તો લગભગ બધી જ ખળીઓ યાંત્રિક પદ્ધતિથી ચાલતી થઈ ગઇ છે. અને જે વેપારીઓ એ પદ્ધતિ અપનાવી શક્યા નથી તેમનો હાથ ઘંટીનો ધંધો ખાસ અપવાદ સિવાય લગભગ ભાંગી પડયો છે.

જિલ્લામાં આણંદ તથા બોરસદ તાલુકાઓમાં પાક વિશેષ અને સારો થાય છે તેમજ બોરસદ, વાસદ, આણંદના વિસ્તારોની તુવર જિલ્લામાં એક નંબરની ગણાય છે. કેમકે તે તદ્દન સફેદ, મોટા ગોળ દાણે હોય છે. તેની દાળ ભભરી તથા ઓગળવામાં સારી અને મિઠાશવાળી ગણાય છે. તે સિવાયના વિસ્તારોની ખળીઓ ધરાવતાં સ્થળોની તુવર સફેદ અને મોટે દાણે હોવા છતાં કેટલેક સ્થળે ઓછેવત્તે અંશે કાંઈક ઝીણી અને તેમાં લાલ દાણો નજરે પડે છે. તેમજ પાકમાં પણ ઓછી ગણાય છે.

બોરસદ તેમજ આણંદ તાલુકાનો મોટો પાક જમા થવાનું મુખ્ય પીઠું-કેન્દ્ર વરસો પહેલાંથી વાસદ હતું અને હાલ પણ છે. પહેલાં વાસદ-કઠાણા રેલ્વે લાઈન શરૂ થઈ ત્યારે તે કેન્દ્ર ઉપરની આવકમાં કાંઈક ઘટાડો થયો. તેમ છતાં આજુબાજુના પાકવાળાં સ્થળોએથી તે માલ લાવીને પણ ત્યાંના વેપારીઓ ત્યાંના ઉદ્યોગ અને ખ્યાતિ ટકાવી રહ્યા છે. વાસદ એ જિલ્લામાં જ નહિ બલ્કે બહાર આખા દેશમાં તુવર, અને તુવરની દાળ માટે પહેલેથી જ ખ્યાતિ ધરાવે છે. તેનું કારણ તે ઊંચામાં ઊંચા પાકના કેન્દ્ર તરીકે જાણીતું છે

અને ત્યાંની દાળની બનાવટ સારી છે. વળી બીજા પ્રાંતો કે જિલ્લાઓ કરતાં એ દાળ વધુ મીઠાશવાળી તેમજ લાંબા સમય સુધી ઓગાળવામાં અડચણ પડતી નથી. છાપાઓમાં કે રિપોર્ટોમાં પણ-વાસદની તુવર-તરીકે એના ભાવની નોંધ લેવાય છે. આજે પણ તેજ પ્રમાણે આ ઉદ્યોગ ખ્યાતિ ધરાવે છે.

જિલ્લામાં સામાન્ય રીતે એક જ પ્રકારની તુવર પાકે છે. જે સફેદ મોટી ગોળ દાણે હોય છે. વાસદ, આણંદ અને બોરસદ ગાળાની તુવર એક નંબરની ગણાય છે.

**પાક :** તુવરનો પાક સારો હોય ત્યારે બં. મ. ૯,૧૭,૧૫૯ જેટલી પેદાશ ગણી શકાય.

**ઉપયોગ :** તુવરનો ઉપયોગ ખાવામાં થાય છે. કઠોળ તરીકે આખી બાફીને ખાવામાં તેમજ વિશેષ ઉપયોગ તેની દાળ પાડીને દાળ બનાવી ખાવામાં તેમજ ખીચડી બનાવવામાં થાય છે. તુવર દાળના ઝીણા કકડા ઢોકળાં-ભજીયાં વગેરે ખોરાકમાં વપરાય છે.

દાળ બનાવતાં તેનો થયેલો ઝીણો ભુકો-ભુસુ જે ચુની તરીકે ઓળખાય છે તે તથા તુવરનાં છોડાં વગેરે ઢોરના ખોરાકમાં વપરાય છે. કેટલીક વાર ઢોરોના ખોરાકની તંગીમાં કે કપાસીઆ, ગવાર વગેરેની તંગીમાં તુવર સસ્તી હોય તો આખી તુવર ભરડેલી ઢોરોના ખોરાકમાં વપરાય છે.

**સ્વરૂપ :** દાળની ખળીઓ યંત્ર યુગ આવ્યા પછી માત્ર દાળની જ ખળીઓ રહી નથી. આ ઉદ્યોગ આખો આજે તો હવે 'રાઇસ એન્ડ પલ્સ મિલ્સનો' ઉદ્યોગ છે એમ કહીએ તો એ ખોટું નહિ ગણાય.

આ જિલ્લામાં આવી પલ્સ મિલ્સ અને ખળીઓ બધી મળીને ૫૬ જેટલી છે. જેની વિગતવાર માહિતી અલગ માહિતી વિભાગમાં આપેલી છે.

**ખળીની રચના :** જિલ્લામાં તુવરદાળ બનાવવા માટે જે ખળીઓ આવેલી છે, તેમાંની કેટલીક ઉત્પાદનની દૃષ્ટિએ, કેટલીક માલની બનાવટની દૃષ્ટિએ, કેટલીક અદ્યતન મશીનરીની દૃષ્ટિએ, તો કેટલીક ચોગાનની વિશાળતા અને સુંદરતાની દૃષ્ટિએ વિશિષ્ટતા કે ખ્યાતિ ધરાવે છે. તેમ છતાં લગભગ બધી જ ખળીઓ મશિનરી પદ્ધતિની હોવાથી તે એક યા બીજા પ્રકારે એક સરખી ઢરેળની જ ગણી શકાય.

**યંત્રો અને ક્રિયાઓ :** લગભગ બધી ખળીઓ યંત્રોથીજ ચાલે છે. અને એના નીચે મુજબ યંત્રો હોય છે. ૧. તુવરનો ચારણો, ૨. એલીવેટર, ૩. શેલર ૪. ચારણો, ૫. પંખો, ૬. એલીવેટર, ૭. મહોવાનું યંત્ર. ૮ પોલીશર વગેરે યંત્રો છે.

પ્રથમ ત્રણ માણસો ચારણામાં તુવર નાખે છે. તુવર ચાળવાને ચારણો જેમાં દડ, ગાંગાં, કાંકરા અને સાફ તુવર જુદી પડે છે. ચારણામાંથી સાફ તુવર એલીવેટરમાં પડે છે; જે તુવેરને ઊંચે ચઢાવી ને શેલર-ઘંટીમાં નાખે છે. ઘંટીમાં તુવર ભરડાઇને ફરી બીજા એલીવેટરમાં ડાળ પડે છે. તે ઉંચે ચઢાવીને બીજા ચારણામાં નાખે છે. તેમાં ચુની, કકડા અને ડાળ ત્રણે જુદાં પડે છે. ડાળ પંખામાં પડે છે જેમાંથી છોડાં ઊડીને ભુંગળા વાટે દૂર ફેંકાય છે. સાફ ડાળ પંખામાંથી ત્રીજા એલીવેટરમાં જાય છે. તેમાં થઈ ને મહોવાના યંત્રમાં સાફ ડાળ પડે છે. મહોવાઇને બહાર નીકળતાં તે ડાળને ત્રણ મજૂરો પત્થરના પથારા ઉપર તડકે નાખે છે. ડાળને ત્રણ દિવસ તડકે તપવા દઈ ફરીથી મજૂરો શેલરમાં નાખે છે. શેલરમાંથી ડાળ ભરડાઈ ને અગાઉ જણાવેલ ક્રિયા પ્રમાણે ફરીથી તરવૈયા મહોવાઈ ને બહાર નીકળે છે. તેને મજૂરો મારફતે ફરી શેલરમાં નાખી અગાઉની ક્રિયા પ્રમાણે તરવૈયાની દાળ મોલા સિવાયની કોરી નીકળે છે,-દાળ બનાવવાની ક્રિયા વખતે દાળ અને ડાળ જૂદાં પડે છે. તે ડાળને ફરીથી ભરડીને દાળ બનાવાય છે-કોરી દાળ એલીવેટરમાં પડે છે તેમાંથી પોલિશ મશિનમાં જાય છે. તેમાંથી ચારણામાં જાય છે. ચારણામાંથી પંખામાં જાય છે. પંખામાં ઉડનાઈ ને મહોવાના યંત્રમાં જાય છે. મહોવાઈ ને દાળ બહાર આવતાં તે દાળ ડબલ પોલિશની કહેવાય છે. જેની ગુણો ભરી લેવામાં આવે છે.

સંપૂર્ણ યાંત્રિક સાધનોવાળી સારી ખળી એક દિવસમાં આઠ કલાકમાં ૧૬૦ ગુણી, એટલે ૪૦૦ બંગાળી મણ તુવર દાળ બનાવી શકે છે. મોસમમાં રાતપાળી સાથે એથી બમણી તુવર બનાવી શકાય છે. સામાન્ય રીતે ખળીઓ ૭ માસ મોસમમાં કામ કરે છે.

જ્યારે કેટલીક ખળીઓ સંપૂર્ણ એટોમેટિક રચના સિવાયની છતાં તે જ પ્રમાણેની યાંત્રિક પદ્ધતિની ખળીઓ હોય છે. તેમાં એલીવેટરો હોતાં નથી એટલે માલ ચઢાવવાનું -નાખવાનું-કામ કરવા માટે બે ત્રણ મજૂરો વધુ રોકાય છે. સામાન્ય રીતે આવાં યંત્રોવાળી ખળીઓ દર પાંચ દિવસે ૧૬૦ ગુણ માલ કાઢી શકે, એટલે દરરોજની ત્રીસ ચાલીસ ગુણની સરેરાશ ગણી શકાય.

**મજૂરો :** યાંત્રિક ક્રિયાઓથી બધું કામ થતું હોવાથી આ ખળીઓ યાને પલ્સ મીલ્સમાં બહુ મજૂરોની જરૂર પડતી નથી. સારી ખળીઓમાં ૭ થી ૧૨ જેટલા મજૂરો સામાન્ય રીતે કામ કરતા હોય છે.

ઊમરેઠ, ખંભાત, વગેરે સ્થળોએ કેટલીક હાથ ઘંટી દ્વારા દાળ તૈયાર કરતી ખળીઓ હજી છે. પરંતુ એનો માલ બહાર મોકલવા માટે મોંઘો પડે છે. આથી આ ખળીઓ સ્થાનિક વપરાશ પૂરતો જ માલ બનાવવાનું કામ સામાન્ય રીતે કરે છે.

જ્યારે હાથ ઘંટીથી દાળ તૈયાર થતી ત્યારે એ કરનાર મજૂરોને માલ તૈયાર કરે તે ઉપર મજૂરી મળતી. આજે તો હવે માસિક પગારદાર કે રોજી ઉપરના મજૂરો જ ખળીઓમાં રોકવામાં આવે છે. રોજી ૧ થી ૨। રૂપિયાની હોય છે. જ્યારે હાથ જડની દાળ પોલીશ કરીને ૮ આને મણ તૈયાર કરી આપવામાં આવે છે.

**હાથ ઘંટીની ખળીઓ :** હાથઘંટીની ખળીઓમાં પ્રથમ ઘોડી ચારણે તુવર ચાળવામાં આવે છે. બાદ પત્થરની મોટી ઘંટીઓમાં ભરડાય છે. બાદ ઉપણવામાં હાથ પંખાનો ઉપયોગ થાય છે. હાથે મહોઇને તડકે નાખ્યા બાદ ફરી ભરડીને મોટા ચારણે ચાળીને પંખામાં નાખવામાં આવે છે. બાદ દાળને હાથે દિવેલ–તેલથી મોઈ નાખવામાં આવે છે.

**જિલ્લાની દાળ :** જિલ્લામાં જે દાળ તૈયાર થાય છે તે મુખ્યત્વે જિલ્લાના પાકની તુવરની જ બને છે. કેમકે બહારની તુવર અહીં ચાલી શકતી નથી. તેમ છતાં પાકના અભાવે કે નીચા પડતરને કારણે બહારથી પણ તુવર આયાત કરવી પડે છે. ખાસ કરીને પંચમહાલ જિલ્લો, ટાપ્ટી લાઈન, તથા યુ. પી., સી. પી. ખાનદેશ વગેરે પ્રદેશોમાંથી માલ આયાત થાય છે અને તે હાલના સંજોગોમાં લગભગ ૪૦૦ વગન જેટલી તુવર દાળ કુલ આયાત થાય છે. મુખ્યત્વે દાળ કાનપુર વગેરે સ્થળોએથી આયાત થાય છે. જ્યારે બીજી બાજુ આ જિલ્લાની દાળની મોટા પાયા ઉપર નિકાસ પણ થાય છે.

જિલ્લામાં ઉત્પન્ન થતી તુવરની દાળની નિકાસ દેશના જુદા જુદા પ્રદેશોના ઘણાં નાનાં મોટાં શહેરો, મથકો ઉપર થાય છે. સૌરાષ્ટ્રમાં પણ નિકાસ થાય છે. જેવા કે ભાવનગર, જામનગર, સુરેન્દ્રનગર, બોટાદ, મહેસાણા જિલ્લો, અમદાવાદ જિલ્લો અને બનાસકાંઠા, થાણા જિલ્લો, નાસીક જિલ્લો, મુંબઈ વગેરે સ્થળોએ મુખ્યત્વે પડતર મુજબ માલ નિકાસ થાય છે.

કુલ નિકાસ બં. મણ ૧, ૨૩, ૫૪૫ જેટલી અંદાજે ગણી શકાય.

પહેલાંના વખતમાં ઉપરનાં સ્થળોએ લગભગ બમણો કે ચાર ગણો માલ નિકાસ થતો. હાલ રેલવે બુકીંગની હાડમારીના કારણે સૌરાષ્ટ્રમાં માલ ઓછો જાય છે. તેમજ અન્ય સ્થળોએ પણ મુશ્કેલી પડે છે.

જિલ્લામાં આ ઉદ્યોગ નિયમન માટે અન્ય બજારુ ખરીદ વેચાણની ચીજો સાથે તુવરનો પણ એગ્રીકલ્ચરલ પ્રોડયુસ માર્કેટ ધારામાં સમાવેશ થયેલો છે. જિલ્લામાં આવી સમગ્ર ચીજોના વેચાણ ખરીદી માટે તે ધારા અનુસાર ઈ. સ. ૧૯૪૯–૫૦ માં માર્કેટીંગ યાર્ડો શરૂ કરવામાં આવેલાં છે, અને તેનો વહીવટ તાલુકા એગ્રીકલ્ચરલ પ્રોડયુસ માર્કેટ કમિટિઓ કરે છે. જેના સભ્ય તરીકે વેપારી, ખેડૂત, સ્થાનિક સંસ્થા, સરકારી પ્રતિનિધિ, સરકાર નિયુક્ત પ્રતિનિધિઓ વગેરેને નીમવામાં આવે છે.

**આયાત-નિકાસનો અંદાજ :** જિલ્લામાં તુવરનો સારો કે સાધારણ પાક હોય તો પણ તુવર તેમજ તુવરદાળની સ્થાનિક વપરાશ માટે ખેંચ પડતી નથી. તે ઉપરાંત સારો પાક હોય તો મોટા જથામાં નિકાસ કરી શકાય છે. સારો પાક હોય ત્યારે પણ નીચા પડતરની સસ્તી તુવર કે તુવરદાળ બહારથી આયાત થાય છે. જિલ્લાની કુલ વસતી ૧૬,૧૨,૪૨૬ની છે. તેમાંથી નાનાં બાળકો તેમજ કેટલોક અપવાદિત વર્ગ કુલ ૧–૪ ભાગ બાદ કરતાં બાકીની ૧૨,૦૯,૩૧૯ વસતીમાં તુવર તેમજ તુવરદાળનો ખાવામાં વપરાશ થાય છે. આ દષ્ટિએ નીચેના આંકડા તૈયાર કર્યા છે.

**તુવરદાળની સ્થાનિક વપરાશ અને આયાત.**

| વસતી. | કઈ દાળનો વપરાશ–કયા ધોરણે. | બં. મ. |
|---|---|---|
| ૬,૦૪,૬૫૯ | વસતી, ખાસ કરીને ખેડૂત વર્ગ, ઘેર પોતાના વપરાશ માટે હાથ ઘંટીની દાળ તૈયાર કરી લે છે. વાર્ષિક માણસ દીઠ બં. ૨૫ શેર પ્રમાણે. | ૩,૭૭,૯૧૧ |
| ૩,૦૨,૩૨૯ | વસતી જિલ્લાની ખળીઓમાં તૈયાર થયેલી દાળ વેચાતી લાવીને ખાય છે વાર્ષિક માણસદીઠ બં. ૨૫ શેર પ્રમાણે. | ૧,૮૮,૯૫૫ |
| ૯,૦૬,૯૮૮ | વસતીમાં જિલ્લાની તુવર દાળ જિલ્લામાં ખવાય છે. | ૫,૬૬,૮૬૬ |

૩,૦૨,૩૨૯ વસ્તી જિલ્લા બહારની દાળ ૧,૫૧,૧૬૪
સસ્તી પડવાના કારણે વેચાતી
લાવીને ખાય.
વાર્ષિક માણસ દીઠ બં.
૨૫ શેર પ્રમાણે
આ દાળ જિલ્લામાં આયાત
વેગન ૩૦૨ જેટલી ગણાય.

૧૨,૦૯,૩૧૭ ની વસ્તીમાં કુલ બં. મ. ૭,૧૮,૦૩૦
દાળનો વપરાશ.

તારણ :— વપરાશ કરતી વસ્તીનો.

૧. ૧-૨ ઘેર બનાવીને
ખાય છે.
૧-૪ દાળની ખળીમાંથી
તૈયાર દાળ લાવીને ખાય છે.
૧-૪ જિલ્લા બહારની
દાળ વપારે છે.

૨. બહારની દાળ વેગન ૩૦૨
ગુણ ૫૦૪૦૦ જેટલી
આયાત ગણાય.

**તુવરની પેદાશ-નિકાસ.** બં. મણ

જિલ્લામાં જિલ્લાની તુવરની હાથઘંટીની ઘેર બનાવેલી દાળ તથા સ્થાનિક ખળીઓમાંથી વેચાતી લાવીને ખવાતી દાળ કુલ બં. મણ ૫,૬૬,૮૬૬ એટલે તેટલી દાળ તૈયાર કરવા માટે આખી તુવર બં. મણ જોઇએ. ૭,૫૫,૮૨૨

જિલ્લામાં વપરાશ કરતી વસ્તીનો અડધો ભાગ કઠોળ તરીકે આખી તુવરનો ઉપયોગ કરે. વાર્ષિક માણસ દીઠ બં. શે. ૧૧ા પ્રમાણે આશરે ૨૨,૬૭૪

જિલ્લાની કુલ વાર્ષિક વપરાશ.
૭,૭૮,૪૯૬

જિલ્લા બહાર આખી તુવરની નિકાસ વાર્ષિક ૧૦૦ વેગન એટલે ૨૦,૦૦૦ ગુણ આશરે. ૫૦,૦૦૦

જિલ્લાની ખળીઓમાં તૈયાર થતી દાળ ૧,૫૪,૭૨૬
૫૦૦ બં. મણ તેમાંથી

૧,૮૮,૯૫૫ બં. મણ જીલ્લાના વપરાશની દાળ ખળીમાં તૈયાર થયેલી

૧,૨૩,૫૪૫ બાકીની ખળીની દાળ નિકાસ થાય છે. તેટલી દાળ તૈયાર કરવા આખી તુવર બં. મણ જોઇએ-નિકાસ વેગન ૨૪૭ જેટલી.

હાલના સારા પાક પ્રમાણે આખી તુવરની કુલ પેદાશ બં. મણ. ૯,૮૩,૨૨૨

તારણ :—
૧. તુવરની પેદાશનો લગભગ ચોથો ભાગ તુવર તેમજ તુવર દાળમાં નિકાસ થાય છે. બાકીની સ્થાનિક વપરાશની.
૨. જિલ્લા બહાર લગભગ ૨૪૭ વેગન દાળ નિકાસ થાય છે. વત્તા ૧૦૦ વેગન આખી તુવરનાં કુલ ૩૪૭ જેટલાં
૩. જિલ્લાના વપરાશથી ચોથા ભાગની નિકાસ થાય છે.
૪. ખળીઓમાં તૈયાર થતી દાળની ત્રીજા ભાગ ઉપરાંતની જિલ્લામાંથી નિકાસ થાય છે અને લગભગ અડધી જિલ્લામાં ખવાય છે

## ૭. તમાકુ અને બીડીનો ઉદ્યોગ

ચરોતર પ્રદેશની ખેતીનો મોટામાં મોટો નાણાં પાક તમાકુ છે. આ જિલ્લાની ખેતીની છેલ્લા કેટલાંક વર્ષોથી થયેલી આબાદી અને જિલ્લાના ખેડૂતની આર્થિક સ્થિતિમાં થયેલો કંઈક સુધારો, એનો ઘણો આધાર તમાકુના વાવેતર અને એના ભાવો ઉપર હતો એમ કહેવાય તો તે અતિશયોક્તિભર્યું નથી.

૧૮૮૦-૮૧ની અંદર આ જિલ્લામાં ૧૦૮૦૨ એકર જમીનમાં તમાકુની રોપણી થઈ હતી. જ્યારે ઉત્તરોત્તર વધતી વધતી એ ૧૯૪૯-૫૦માં ૫૯૭૯૦ એકર, ૧૯૫૦-૫૧માં ૧,૨૯,૩૧૧ એકર, ૧૯૫૧-૫૨માં ૬૭૯૯૪ એકર અને ૧૯૫૨-૫૩માં ૧,૪૨,૯૪૨ એકર જમીનમાં થઈ હતી.

આ પ્રદેશનાં ભાંભરાં પાણી અને ગોરાડુ જમીન તમાકુના પાક માટે ખૂબ જ માફક આવે છે. સમગ્ર મુંબઈ રાજ્યમાં જેટલી તમાકુ થાય છે તેના અર્ધ ઉપરાંત ભાગની તમાકુ માત્ર આ જિલ્લામાં જ પાકે છે.

૧૯૫૦-૫૧માં ૧૩,૧૦,૫૦,૦૦૦ રતલ, ૧૯૫૧-૫૨માં ૯,૨૬,૯૪,૦૦૦ રતલ, અને ૧૯૫૨-૫૩માં ૧૬,૦૨,૨૪,૦૦૦ રતલ તમાકુ આ જિલ્લામાં પાકી હતી

આ પાકમાંથી ૧૯૫૦-૫૧માં રૂ ૫૪,૬૯,૬૦૨, ૧૯૫૧-૫૨માં ૪૫,૯૫,૮૪૩, અને ૧૯૫૨-૫૩માં ૨૪,૨૦,૨૫૬ રૂપિયાની અનુક્રમે આબકારી જકાત ભારત સરકારને મળી હતી

આ હકીકતો ઉપરથી આ જિલ્લામાં તમાકુની ખેતી કેટલું મહત્વ ધરાવે છે તે સહેજે સમજી શકાય છે.

આ જિલ્લામાં દર એકરે સરેરાશ ૬૦૦થી ૭૦૦ રતલ અને સારામાં સારી પાકે તો ૧૮૦૦ રતલ જેટલી તમાકુ પકવી શકાય છે.

ખેતરોમાં પાકતી આ તમાકુની વિધવિધ જાતો હોય છે. એની વિગતો ખેતીના પ્રકરણમાં આપેલી છે

પ્રથમ મહાયુદ્ધ સુધી આ જિલ્લામાં પાકતી મોટાભાગની તમાકુ એડન અને બીજા પરદેશોના મુલકોમાં પડા બંધાઈને જતી તેથી ખેતરોમાંથી એને કાપી લાવીને એના ધરે પડા બાંધવાના કામનો ઉદ્યોગ સારા પ્રમાણમાં ખીલેલો હતો. પરંતુ ૧૯૫૨ પછી તમાકુના વપરાશની દિશા બદલાતાં એને લગતા ઉદ્યોગની દિશા પણ બદલાઈ ગઇ

આજે જિલ્લામાં તમાકુની વિવિધ પ્રકારની જાતો ઉગાડવામાં આવે છે. અને પાનના આકાર અથવા જે વિસ્તારમાં એ પેદા થતી હોય તેના ઉપરથી એનાં જુદાં જુદાં નામો અપાયેલાં છે. એમાં કેલીયું, ગાંડીયું, પીલીયું, સૈજપુરિયું વગેરે મુખ્ય જાતો છે. હવે છેલ્લાં થોડાં વર્ષોથી



તમાકુની ખળીમાં થપ્પી થયેલી ગુણો



તમાકુની ખળીનું એક દ્રશ્ય

કલકત્તી તમાકુ અને સીગરેટ માટેની વર્જિનિયા તમાકુ પણ આ જિલ્લામાં પેદા થવા લાગી છે.

તમાકુના આ પાકને પરિણામે ત્રણ પ્રકારના ઉદ્યોગો આ જિલ્લામાં વિકસેલા છે.

(૧) તમાકુની ખળીઓ, (૨) બીડી બનાવવાનાં કારખાનાં (૩) છીંકણી બનાવવાનો ઉદ્યોગ

જાણકારોના અંદાજ મુજબ આ જિલ્લામાં પાકતી તમાકુના કુલ ઉત્પાદનનો ૬૦ ટકા જેટલો ભાગ બીડીમાં વપરાય છે, આશરે દસ ટકા જેટલો ભાગ હુક્કાની તમાકુ માટે વપરાય છે, ૧૨ ટકા જેટલો ભાગ ચુગીની તમાકુ તરીકે વપરાય છે, ૧૫ ટકા જેટલી તમાકુ ખાવામાં વપરાય અને ૧૦ ટકા જેટલી તમાકુ છીંકણીમાં વપરાય છે.

સામાન્ય રીતે કેલીયુ, ગાંડિયું અને પીળીયુ આ ત્રણ જાતની તમાકુ બીડીના ભૂકા માટે વપરાય છે. જ્યારે સૈજપુરિયું, પીલીયું ને કાળીયું એ જાતની તમાકુ ખાવામાં વપરાય છે હુક્કા માટે કેલીયું તમાકુ વાપરવાનો રિવાજ છે જ્યારે ગાંડિયું અને કાળિયુ તમાકુ છીંકણી બનાવવાના ઉપયોગમાં વિશેષ લેવાય છે

**તમાકુની ખળીઓ :** વેપારી ખેડુત પાસેથી પોતાના દલાલ મારફતે માલ ખરીદે છે અને એ માલને લાવીને જે જગ્યાએ એને બીડીઓ માટેનો ભૂકો બનાવી તૈયાર કરવાનું કામ કરવામાં આવે છે તેને ખળી કહેવામાં આવે છે

ખેડૂતના ખેતરમાં પાક તૈયાર થઈને આવે છે એટલે ખળીઓમાં આવતાં આ માલને બીડી માટેના ભૂકાને અનુકૂળ તૈયાર કરવાનું કામ આ ખળીઓમાં આરંભાય છે. ખેડા



તમાકુની ખળીમાં કામ કરતી મજૂર સ્ત્રીઓ

જિલ્લાના તમામ તમાકુ પકવતા વિસ્તારોની અંદર લગભગ બધાં મોટાં ગામોમાં એક યા વધુ આવી ખળીઓ તમાકુના વેપારીઓની આવેલી છે.

તમાકુની આ ખળીઓમાં કોઇપણ પ્રકારનાં યંત્રો ઉપયોગમાં લેવાતાં નથી. મજૂરો આ તમાકુને ટીપીને એનો ભૂકો તૈયાર કરે છે ને માલિકની સૂચના મુજબ જુદા જુદા વકલનો ભૂકો ગુણોમાં ભરાવીને વેપારી પોતાના 'વેર હાઉસમાં' મોકલી દે છે.

આવી તમાકુનો ભૂકો કરવાની ખળીઓ આ જિલ્લામાં બધા તાલુકાઓમાં મળીને ૨૦૦ ઉપરાંત આવેલી છે. આ બધામાં અર્ધા ઉપરાંતની ખળીઓ માત્ર આણંદ તાલુકામાં આવેલી છે.

જિલ્લામાં નડિયાદ, પેટલાદ, આણંદ, ચિખોદરા, ઓડ, ખંભોળજ, બામણગામ, ઉત્તરસંડા, ધર્મજ, સુણાવ, આ બધાં તમાકુ અને એની ખળીઓનાં મોટાં મથકો છે. આ જિલ્લામાં આવેલી તમામ ખળીઓની યાદી અલગ માહિતી વિભાગમાં આપેલી છે.

આ બધી ખળીઓમાં મુખ્યત્વે જિલ્લાનાં જ હરિજન અને ખ્રિસ્તી સ્ત્રી પુરુષો મજૂરો તરીકે કામ કરતાં હોય છે. ખળીઓ મોસમમાં જ કામ કરતી હોવાથી આ બધા મજૂરો મોટે ભાગે રોજિંદા દરેજ કામ કરતા હોય છે. આજ મજૂરો ચોમાસામાં ખળીઓનાં કામ ન હોવાથી ખેત મજૂરો તરીકે કામ કરવા જાય છે. આ મજૂરો ખેતીમાં તેમજ ખળીઓમાં બન્ને સ્થળે કામ કરતા હોવાથી આ ઉદ્યોગમાં કરતા મજૂરોની ચોક્કસ સંખ્યા જાણી શકાતી નથી.

**નિકાસ :** ખળીઓમાં તૈયાર થતી આ તમાકુ મુખ્યત્વે તો દેશનાં મોટાં મોટાં બીડી તૈયાર કરનારાં મથકો ઉપર નિકાસ થાય છે.

ખેડા જિલ્લાના અનેક મોટા મોટા વેપારીઓની પેઢીઓ દેશના એકે એક મોટા શહેરમાં અને એક એક રાજ્યમાં થોડા યા વત્તા પ્રમાણમાં આવેલી છે. દક્ષિણમાં મદ્રાસ, બેંગલોર તરફ, પૂર્વમાં કલકત્તા, બંગાળ, બિહાર, ઉત્તર પ્રદેશ ને દિલ્હીમાં, સર્વત્ર નાનાં મોટાં શહેરોમાં ચરોતરના વેપારીઓની તમાકુ વેચવાની દુકાનો ને મધ્ય પ્રદેશમાં બીડી બનાવવાનાં કારખાનાં વ્યાપક સ્વરૂપમાં આવેલાં છે. આ બધાં સ્થળો ઉપર આ તમાકુ તૈયાર થઈને જાય છે.

એજ રીતે પૂર્વ પાકિસ્તાન, એડન અને સિલોનમાં પણ આપણા જિલ્લાની તમાકુ ખૂબ મોટા પાયા ઉપર જાય છે. એડનમાં જતી તમાકુ પડાના રૂપમાં જાય છે અને એ ખાવામાં તથા હુક્કામાં વિશેષ વપરાય છે. જ્યારે મધ્ય પ્રદેશ, કલકત્તા, બિહાર ને પૂર્વ પાકિસ્તાન ખાતે જતી તમાકુ મુખ્યત્વે બીડી બનાવવામાં વપરાય છે.

**બીડી ઉદ્યોગ :** તમાકુમાંથી ઊભો થયેલો ને ખૂબ જૂના વખતથી આ જિલ્લામાં ચાલતો બીજો ઉદ્યોગ તે બીડી બનાવવાનો ઉદ્યોગ છે.

આ જિલ્લાની એ એક ખાસ વિશિષ્ટતા છે કે બીડીઓ આ જિલ્લામાં ખૂબ પીવાય છે, વેચાય છે ને મોટે ભાગે વેચનારા પોતે બીડી વાળનારા કારીગરોને પોતાની દુકાને બેસાડી પોતે જ બીડીઓ તૈયાર કરાવે છે. લગભગ એકે એક ગામમાં પાનની દુકાન હોય છે ને ત્યાં એક યા વધુ પ્રમાણમાં બીડી વાળનારો કારીગર બેસે છે.

મોટાં ગામો ને શહેરોમાં કેટલાક લોકો પોતાને ત્યાં શક્તિ મુજબ બે–પાંચ–પંદર કે પચીસ પચાસ બીડી વાળનારા કારીગરને બેસાડે છે અને પછી બીડીઓ વળાવી એ નાના નાના વેપારીઓને અગર છુટક ઘરાકોને વેચે છે.

બીડી વાળવાનું કામ કરનારો એક ખાસ કારીગર વર્ગ થઈ ગયો છે. કેટલાંક ગામોમાં ઘરોમાં સ્ત્રીઓ પણ બીડીઓ વાળે છે. મુસ્લીમ વસ્તી વધુ છે તેવાં ગામોમાં મુસ્લીમ સ્ત્રીઓ આ કામ કરે છે.

બીડી માટે ટીમરુનાં પાન અને તમાકુ, આ બે કાચો માલ છે. તમાકુ આ જિલ્લાની જ પેદાશ છે જ્યારે ટીમરુનાં પાન કે જેમાં તમાકુ નાખી બીડી બનાવાય છે તે આ જિલ્લામાં સી. પી. કે પંચમહાલના જંગલોમાંથી આવે

છે. એવાં જંગલોના કોન્ટ્રાકટ જિલ્લાના પણ મોટા વેપારીઓ રાખે છે.

આ જિલ્લામાં બોરસદ તાલુકો અને ખાસ કરીને મહીસાગરના ભાઠા ઉપરનાં બામણગામ, ઉમેટા, દહેવાણ, વગેરે ગામો બીડીઓ બનાવવા માટે ખૂબ પ્રખ્યાત છે. આ ગાળામાં બીડી બનાવવાનો ઉદ્યોગ કારખાનાંના સ્વરૂપમાં પણ વિકસ્યો છે.

બીડી બનાવનારો કારીગર જો સારો હોય તો સવારથી સાંજ સુધીમાં ૧૦૦૦ થી ૧૫૦૦ બીડી બનાવે છે. હજાર બીડીની સામાન્ય રીતે ૧॥ થી ૨॥ રૂપિયા સુધીની મજૂરી જિલ્લાના જુદા જુદા ભાગોમાં અપાય છે.

૧૯૫૨ની ધંધાદારી વસતીની ગણતરી મુજબ આ જિલ્લામાં માત્ર બીડી વાળવાનું જ કામ કરતા અને તે ઉપર જ નભતા ૨૩૪૨ કારીગરો નોંધાયા છે આ ઉપરાંત એથી વિશેષ ઘરોમાં ફુરસદ મળતાં કામ કરતી સ્ત્રીઓ વગેરેની સંખ્યા છે. ચોમાસાના કે બીજી ઋતુઓના મોસમી ખેતીકામ પછી વરસના બાકીના ગાળામાં બીડીનાં કારખાનામાં કામે જતા કારીગરોની કુલ સંખ્યા ઘણી મોટી છે હાલના અંદાજ પ્રમાણે આ જિલ્લામાં બધાય મળીને કુલ દસ હજાર જેટલા બીડી વાળના કારીગરો છે

ઉપર જણાવ્યા પ્રમાણે જિલ્લામાં બીડી ઉદ્યોગ સૌથી વધુ વ્યવસ્થિત અને વ્યાપક બોરસદ તાલુકામાં બન્યો છે. જિલ્લાના કુલ દસ હજાર બીડી કારીગરો પૈકી એકલા બોરસદ તાલુકામાં જ કુલ ચાર હજાર જેટલા કારીગરો છે. એમાંયે બામણગામ અને ઉમેટા આ બે ગામોનું બીડીનું ઉત્પાદન સૌથી વિશેષ છે. આ તાલુકાનાં મુખ્ય બીડી ઉદ્યોગનાં ગામોમાં રોકાયેલા કારીગરો, બીડીનાં કારખાનાં વ.ના છેલ્લા આંકડા નીચે મુજબ છે.

| ગામ | કારખાનાં | કારીગરોની સંખ્યા |
|---|---|---|
| ૧ બામણગામ | ૧૧ | ૬૧૦ |
| ૨ ઉમેટા | ૮ | ૪૦૦ |
| ૩ કંકાપુરા | ૧૦ | ૨૫૦ |
| ૪ બોરસદ | ૨૪ | ૨૬૦ |
| ૫ દાવોલ | ૯ | ૧૪૦ |
| ૬ આમરોલ | ૯ | ૧૩૬ |
| ૭ આંકલાવ | ૭ | ૧૩૫ |

બોરસદ તાલુકા સિવાય આણંદ અને પાળજ (તા. પેટલાદ) આ બે સ્થળો પણ બીડી ઉદ્યોગમાં આગળ પડતું સ્થાન ધરાવે છે.

ટીમરૂનાં પાન સિવાય આસેતરીનાં પાનમાં પણ બીડીઓ વાળવામાં આવે છે. પાળજ, બોરસદ, દહેવાણ, બદલપુર, કઠાણા વગેરે ગામો આસેતરીની બીડીઓ માટે પ્રખ્યાત છે. બોરસદમાં થતી આસેતરીની બીડી ગુજરાતભરમાં વેચાય છે.

ટીમરૂની બીડીનું કારખાનું ખેડા જિલ્લામાં આજથી ૬૦ વર્ષ પૂર્વે સર્વ પ્રથમ ઉમેટામાં સ્થપાયેલું. ત્યાર બાદ ઉત્તરોત્તર બીડીનાં કારખાનાં જિલ્લામાં વધતાં જ ગયાં છે. આજના અંદાજ મુજબ જિલ્લામાં મોટાં કહી શકાય તેવાં બીડીનાં કારખાનાંની સંખ્યા ૫૦ જેટલી છે.

ખેડા જિલ્લામાં બીડી ઉદ્યોગ એક મહત્ત્વનું સ્થાન ધરાવતો હોવા છતાં તેની જોઈએ તેવી ખીલવણી થઈ શકી નથી. બીડી માટે જરૂરી તમાકુ આ જિલ્લામાં જ ઉત્પન્ન થાય છે તેમ છતાં તમાકુના ઉદ્યોગની જેમ આ ઉદ્યોગ વ્યાપક બની શક્યો નથી. આ માટે નીચેનાં કારણો મુખ્યત્વે જવાબદાર ગણી શકાય:—

(૧) બીડી માટે જોઈતી તમાકુ ખેડા જિલ્લામાં થાય છે પરંતુ બીડી વાળવા માટે ઉપયોગમાં લેવાતાં ટીમરૂનાં પાન આ પ્રદેશમાં થતાં નથી. આ પાનનાં જંગલો મુખ્યત્વે સી. પી., બિહારમાં આવેલાં છે.

(૨) બહારથી પાનની આયાત કરવામાં આવે તેમ છતાં બીડીની વળાઈના દર આ જિલ્લામાં ઊંચા હોવાથી બીડીનું પડતર ખર્ચ વધારે આવે છે. સી. પી. બાજુ વળાઈના દર હજાર બીડીએ ૧ રૂપિયાથી માંડી રૂા ૧–૧૦–૦ સુધીના છે, જ્યારે ખેડા જિલ્લામાં વળાઈના ઉચ્ચ ભાવ રૂા. ૨–૮–૦ સુધીના છે.

(૩) સેઈલ્સ ટેકસ કાયદો બીડી ઉપર પણ લાગુ પડે છે. પ્રથમ બીડીની તમાકુ ઉપર દર રતલે ૦–૧૪–૦ આબકારી જકાત વસૂલ લેવાય છે. ત્યારબાદ બીડી તૈયાર થતાં તેના પર સેઈલ્સ ટેકસ લાગુ પડે છે. સરવાળે એક હજાર બીડીએ ૦–૪–૦ જેટલો ટેકસ આબકારી જકાતના દર રતલે ૧૪ આના ઉપરાંત અહીંનાં બીડીનાં કારખાનાવાળાને ચુકવવો પડે છે.

ઉપરની પ્રતિકૂળતાઓને લીધે સી. પી.નાં કરોડ કરોડ બીડી દરરોજ તૈયાર કરતાં મોટાં કારખાનાંની સસ્તી

એની હરીફાઈમાં જિલ્લાની બીડી ટકી શકતી નથી. અને તેથી આ જિલ્લાનો બીડી ઉદ્યોગ જોઈએ તેટલો વિકાસ કરી શક્યો નથી.

**તપકીર :** આ જિલ્લામાં પેટલાદ તાલુકાના કેટલાક વિસ્તારોમાં ચોપડા તમાકુ તૈયાર કરી એ વેચવાનો રિવાજ છે. આવી તમાકુનાં આખા પાનના પડા બાંધવામાં આવે છે ને લગભગ ૨૦ મણની એક ગાંસડી કંતાનમાં વીંટી આજુબાજુ દોરડાં બાંધી પેક કરવામાં આવે છે. આ જાતની તમાકુ ખાસ કરીને એડન અને મધ્ય પૂર્વના દેશોમાં નિકાસ કરવામાં આવે છે.

આ જિલ્લામાંથી જેમ બીડી માટેની તમાકુ તૈયાર કરી નિકાસ કરવામાં આવે છે તેજ રીતે છીંકણી પણ બનાવવામાં આવે છે અને એ માટેનાં ખાસ કારખાનાં ધર્મજ, ઊમરેઠ, આણંદ, વગેરે સ્થળોએ આવેલાં છે. ધર્મજ અને ઊમરેઠની છીંકણી ખૂબ જ પ્રખ્યાત ગણાય છે. ને દૂર દૂર સુધી વેચાવા જાય છે. ધર્મજમાં તપકીર બનાવવાનાં આવાં મોટાં સાતેક જેટલાં કારખાનાં છે. એ સિવાય નાના પાયા ઉપર ઘરગથ્થુ તપકીર તૈયાર કરી વેપાર કરનારો પણ એક વર્ગ છે. આ જિલ્લામાં લગભગ ૩૪૯ માણસો આવી તપકીર બનાવવાનું કામ કરે છે એવા આંકડા ૧૯૫૧ના સેન્સસ મુજબ મળે છે.

**વર્જિનિયા તમાકુનો ઉદ્યોગ : પૂર્વ ઈતિહાસ :** સતત હીમ પડવાથી દેશી તમાકુ બળી ગઈ અને તેથી નુકસાન થયેલું, તે વખતે રામોલના ખેડૂત ભાઈઓ શ્રી. અંબાલાલ બાવાજીભાઈ પટેલ અને શ્રી. ડાહ્યાભાઈ બાવાજીભાઈ પટેલ તે વખતના વડોદરા નરેશ મર્હૂમ શ્રીમંત ગાયકવાડ સરકારને અને તેમના ખેતીવાડી ખાતાના ડિરેક્ટરને મળવા ગયેલા. શ્રીમંત સરકારે આ ખેડૂત ભાઈઓને સિગરેટ-તમાકુ રોપવાની સૂચના કરી, અને બધી જરૂરી મદદો પણ આપી, અને ૧૯૩૬માં રામોલમાં એનો પ્રારંભ થયો.

શરૂઆતમાં પાંચ વીઘાં વર્જિનિયા તમાકુ રોપી, જ્યારે વીસ વીઘાં દેશી તમાકુ રોપી હતી. પરંતુ 'ક્યોરર' (ગરમી આપવાનું યંત્ર) મોડું આવવાથી પાંચેય વીઘાં પકવી શકાયાં નહિ અને એમાંથી ૨૫ મણ પાક્યું હતું. બીજે વર્ષે વીસ વીઘાંમાં વર્જિનિયા તમાકુ રોપી. ખેતીવાડી ખાતાના ડિરેક્ટર સર આર. જી. એલને યુરોપિયન કંપની આઈ. એસ. ટી. ડી. સાથે પરિચય કરાવી આપ્યો, તેથી તે કંપનીના મેનેજરે રામોલ જઈને ઘરાકી બાંધી. વેચાણ બાબતમાં ગાયકવાડ સરકારે ખાસ ઉત્તેજન આપ્યું, ને પોતે જહાજ ભરીને માલ પરદેશ પહોંચાડયો ને તેનાં નાણાં ઉત્પાદકોને અપાવ્યાં.

આ પછી સને ૧૯૩૭–૩૮માં ઉત્પાદકોએ નવા બંગ્લા બાંધ્યા અને ગાયકવાડ સરકારે પોતાને રૂા ૨૦૦૦–૩૦૦૦ના ખર્ચે બંધાવી આપેલો ભઠ્ઠો રૂા. ૫૦૦/માં ફક્ત ઉત્તેજનાર્થે આપી દીધો. તદુપરાંત શ્રીમંત સરકાર તરફથી શ્રી. ડાહ્યાભાઈને તથા શ્રી. હરિપ્રસાદને 'પુસાફાર્મ' (બિહાર)માં સરકાર ખર્ચે તમાકુના Flue cure expert (નિષ્ણાત) થવાને માટે મોકલ્યા..

**પાકનો પરિચય :** વર્જિનિયા તમાકુને હીમ અસર માવકું દાખવતું નથી. પરદેશથી સ્ટર્લિંગ આપણા દેશમાં લાવવા માટે આ તમાકુ ઘણો સારો ભાગ ભજવે છે.

આ તમાકુ બે રીતે રોપાય છે : પહેલો પાક બાજરી અગર ડાંગર લીધા પછી પણ રોપાય છે, અને ચોમાસુ પાક લીધા સિવાય પણ રોપાય છે. પહેલો પાક લીધા પછીની તમાકુ તોલમાં ઓછી થાય છે, પરંતુ એના ગ્રેડેશન નંબર ઊંચા આવે છે. પહેલો પાક તમાકુના લવામાં આવે તો તોલમાં વધારે આવે પણ ગ્રેડેશન નંબર ઓછો આવે છે. તેથી એકંદરે ચોમાસુ પાક લઈને રોપવામાં આવે તો કિંમતમાં પાછોતર પાક સારો આવે છે અને અનાજ પણ સારું પાકે છે.

રામોલમાં આ સિગરેટ તમાકુ ચાર પ્રકારની રોપાય છે: (૧) વ્હાઈટ બર્લી–તેને 'ફ્લ્યુક્યોર' (flue cure) કરવામાં આવતી નથી. (૨) ચેથમ–ફ્લ્યુક્યોર કરવામાં આવે છે. (૩) હેરિસન સ્પેશ્યલ–ફ્લ્યુક્યોર કરવામાં આવે છે. (૪) ડમ્બુરો–ફ્લ્યુક્યોર કરવામાં આવતી નથી.

(નોંધ :– Flue cure (ફ્લ્યુ ક્યોર)નો અર્થ બનાવટી (યાંત્રિક) ગરમી; અને રે ક્યોર (Ray cure) એટલે કુદરતી ગરમીથી પકવેલી તમાકુ.)

વિલીનીકરણ પછી પેટલાદ તાલુકો ખેડા જિલ્લામાં ભળી જતાં, આ ઉદ્યોગ માટે મુંબઈ સરકારને ઉત્તેજન માટે વિનંતી કરવામાં આવેલી તેથી સરકારે ખાસ હુકમથી સિગરેટ-તમાકુ રોપે તેને પાકના કવોટામાંથી બાતલ કરેલા.

આ તમાકુ મોડી હોવાથી વાદરા પાકને નુકસાન કરે છે. આ જાતની તમાકુને દેશી તમાકુ કરતાં ઓછું ખાતર જોઈએ છે.

**ઉદ્યોગના વિકાસની શક્યતા :** રામોલના આ સાહસિક ખેડૂતોએ વર્જિનિયા તમાકુના ઉત્પન્ન અને વચાણ માટે

ભારે જહેમત ઉઠાવી છે, અને ૮૦થી ૯૦ હજાર રૂપિયાનું રોકાણ કર્યું છે.

આ ઉદ્યોગને ગૃહઉદ્યોગ તરીકે ખીલવી શકાય એમ છે.

બીજો એક ભઠ્ઠો બાંધણીમાં શ્રીમંત ગાયકવાડ સરકારે બંધાવેલો તે પણ રામોલવાળા ભાઈઓએ ભાડે રાખ્યો છે. અગાઉ શ્રીમંત સરકારે ઉત્તેજનાર્થે ભાડું માફ કર્યું હતું.

ખેડા જિલ્લામાં વર્જિનિયા તમાકુના ઉદ્યોગની બધી શકયતાઓ છે. અને રામોલમાં આ ઉદ્યોગ હાલની વિકાસ પામેલી સ્થિતિએ પહોંચેલો છે. એટલે આ ઉદ્યોગને જરૂરી ઉત્તેજન સરકાર તરફથી મળવું જોઈએ.

## ૮. લુહારી કામ અને લોખંડના ઉદ્યોગો :

જેમ સુથાર એ આ જિલ્લાને ગામે ગામ વસતો લાકડાને લગતું કામ કરનાર એક પ્રાચીન કાળથી અસ્તિત્વ ધરાવતો ગ્રામ અર્થકારણ સાથે સંકળાયેલો કારીગર હતો ને છે તેજ રીતે લોખંડના કોઈ પણ કામને કરનાર કારીગર તરીકે લુહાર ખુબ જૂના સમયથી જાણીતો હતો ને છે.

હથોડો, ભઠ્ઠી, ધમણ, સાણસો, આ બધાં નાના હથિયારો સાથે ગામે ગામ એકાદ લુહાર વસેલો હતો. જેમ સુથાર લાકડાંનું કામ કરતો તેમ લોખંડને લગતું બધું જ કામ આ લુહાર કરતો હતો. પૈડાં ઉપર વાટ બેસાડવી, હળની કોશ ઘડી આપવી, પાવડો-કોદાળી કે કોશ ટીપી આપવાં, અને આવું કોઈ પણ કામ. આ લુહાર હમેશાં કરી આપતો. એના બદલામાં ખેડૂત એને દાણા આપી બીજા 'વસવાયા' વર્ગની જેમ જ એનું પણ પોષણ કરતો.

પરંતુ આગળ જોયું તેમ તમામ ઉદ્યોગો ને ખેતીનું સ્વરૂપ પણ આધુનિક યુગમાં ખૂબ જ ઝડપથી પલટાઈ ગયું છે ને એ પ્રક્રિયા હજી પણ ચાલુ છે. પરિણામે આ બધા કારીગર વર્ગનું સ્થાન બદલાયું છે, એ ઉદ્યોગનું સ્વરૂપ પણ બદલાયું છે.

જેમ સુથાર આજે શહેરમાં આવીને ફર્નિચર બનાવનારા કારખાનાંદારનો એક પગારદાર કારીગર બનતો જાય છે તેમ લુહાર કોઇ મિકેનીકલ વર્કર્સ કે મોલ્ડીંગ વર્કર્સમાં એક કારીગર-મજૂર બનતો જાય છે.

ખેડા જિલ્લામાં ૧૯૫૧ ના સેન્સસ રિપોર્ટના આંકડા મુજબ ૧૨૯૮ લુહારો નોંધાયા છે.

જ્યારે લોખંડનાં કારખાનાંમાં તેમજ પોલાદ-વેલ્ડીંગ કામ કરનાર તરીકે અનુક્રમે ૨૭૦ અને ૧૪૨ શખસો નોંધાયા છે.



લેથ મશિન (નડિયાદ)

આ જિલ્લામાં સૌથી વધુ ઝડપથી વિકસેલો આધુનિક નાના પાયા ઉપરનો યંત્ર ઉદ્યોગ એ આ લોખંડનાં નનાં મોટાં કારખાનનો છે.

કારખાનાના માહિતી વિભાગમાં આ અંગે કારખાનાંની નામવાર અલગ યાદી આપીને એની માહિતી આપવામાં આવી છે. એ ઉપરથી કેટલી મોટી સંખ્યામાં ઠેર ઠેર આવાં કારખાનાં આ જિલ્લામાં નંખાયાં છે તેનો સહેજે ખ્યાલ આવશે.

નાનાં મોટાં યંત્રો દ્વારા જેમ જેમ ઉદ્યોગો સ્થપાતા ગયા, ખેતીમાં પણ કૂવા ઉપર એંજિન પંપો મૂકવાનો પ્રચાર વધ્યો તેમ તેમ આ બધા પ્રકારનાં યંત્રો બગડે, એના કોઈ દાગીના ભાગે તૂટે, આ સંજોગોમાં એને ઠીક કરવાનું કામ એ અનિવાર્ય જરૂરિયાત બની અને એમાંથી જ આ બીડ-લોખંડનાં અનેક કારખાનાંનો જન્મ થયો છે.

આણંદ, નડિયાદ, અને પેટલાદમાં સ્ટેશનેથી ઊતરી શહેરમાં જનાર તરતજ આ ઉદ્યોગનાં દર્શન રસ્તામાં જ કરી શકે છે.

એક યા વધુ લેથ, મોલ્ડિંગ મશિન, ડ્રિલિંગ મશિન, વેલ્ડિંગ સાધનો, દાગીના ભરવા માટેની ભઠ્ઠી અને બીજાં નાનાં મોટાં યંત્રો એ આ પ્રકારનાં કારખાનાંનાં મુખ્યત્વે યંત્રો હોય છે.

આ કારખાનાંમાં કેટલાંક માત્ર દાગીના રીપેર કરનારાં કારખાનાં છે, જ્યારે કેટલાંક કારખાનાં કોઇ પણ પ્રકારના યંત્રના દાગીના તૂટતાં એ બનાવી આપી એને સ્થાને નવા બેસાડી આપવાનું કાર્ય કરે છે. કેટલાંક કારખાનાંઓએ અનેક પ્રકારના પંપો, ઘંટીઓ, જુદાં જુદાં નાનાં મોટાં યંત્રો,



બેગો, તથા પાપો બનાવનારાઓ (નડિયાદ)

અને ખુદ ઓઈલ એંજિનો બનાવવા સુધીની હિમ્મત કરી છે. જ્યારે કેટલાંક કારખાનાં નાના મોટા પાયા ઉપર મોટરો, સાયકલો, વગેરેના સ્પેર પાર્ટ્સ બનાવે છે, બીજાં યંત્રોના સ્પેર પાર્ટ્સ પણ બનાવે છે ને એ બજારમાં વપરાય પણ છે.

આ બધામાં બીડને ઓગાળી એના દાગીના ભરી પછી એને અઘતન સ્વરૂપના બનાવવાનું કામ મોટા પાયા ઉપર ચાલે છે કેટલાંક કારખાનાં એવી મોટી ભઠ્ઠીઓ ધરાવે છે કે એમાં એક સાથે અર્ધા ટન જેટલા બીડનો રસ તૈયાર થાય!

ગત મહાયુદ્ધ કાળમાં જ્યારે સર્વત્ર મોટા પાયા ઉપર ખેતી માટેનાં એંજિનો ને પંપોની માગણી થઈ ને આ જિલ્લામાં હજારો પંપો ખેતરે ખેતરે ગોઠવાયા તે યુગમાં આવાં કારખાનાં ખૂબ શરૂ થયાં અને એને ખૂબ જ ઉત્તેજન પણ મળ્યું. પરંતુ હવે વળી આ ધધામાં ઓટ આવી રહી છે.

ગ્રિડ વીજળી જિલ્લામાં આવી છે, ટૂંક સમયમાં હવે મહી નહેર પણ અમલી બનશે, આ સંજોગોમાં ઓઈલ એંજિનોનું મહત્ત્વ પણ ઘટતું જાય છે. અને યુદ્ધકાળ અને યુદ્ધોત્તર કાળમાં જે પુષ્કળ નવાં નવાં આવાં "મિકેનિકલ વર્ક્સ"નાં કારખાનાં થયાં તેની પ્રગતિમાં ઓટ આવતી જાય છે

આ કારખાનાંમા ઘણે અંશે એક કાળના આપણા ગામના કે શહેર ના લુહારો ને એમના જ વારસો કામ કરતા જોવા મળે છે એ ઉપરાંત બીજા પણ કારીગર વર્ગના લોકો તૈયાર થઈ રહ્યા છે ને આમાં કામ કરે છે માસિક પગારથી કામે રાખવાનો રિવાજ હોય છે. પગારનું ધોરણ કારીગરની આવડત ઉપર જ મુખ્યત્વે રહે છે

આ જાતનાં કારખાનાંનો જે ઇતિહાસ મળે છે તે ઉપરથી એમ જણાય છે કે સૌ પ્રથમ ૧૯૨૪ની સાલમાં આવા કારખાનાનો પ્રારંભ નડિયાદના ડાહ્યાભાઈ ભુલાભાઈ પંચાલે કર્યો હતો. આજે પણ એ કારખાનું સારા પાયા ઉપર 'પંચાલ આયર્ન વર્ક્સ'ના નામે નડિયાદમાં સંતરામરોડ ઉપર આવેલુ છે ને એનાં ઘંટી વગેરે યંત્રો માટે ખૂબ જ ખ્યાતિ પામેલુ છે

નડિયાદ–આણંદ–પેટલાદ–આ બધાં સ્થળોએ આવેલાં આ કારખાનાં ને એમાં કામ કરતા મિસ્ત્રી કારીગરોના કામને જોયા પછી કોઈ પણ જોનાર એમ કહી શકે કે આ જિલ્લાના આ લેખડકામ કરનાર કારીગરોમાં ભારે જબરી આવડત ને શક્તિ પડેલાં છે પરંતુ એમને જોઈતું ઉત્તેજન નથી, દેશી માલ પ્રત્યેની સૂગ હજી પ્રજામાંથી ગઈ નથી, અને સાથે સાથે એમની પાસે જોઈતી મૂડી નથી. આ બધાં મળી રહે તો સારામાં સારાં યંત્રો બનાવવા સુધીનું કામ આમાંનાં ઘણાં કારખાનાં કરી આપે એમ જોવા મળે છે, જાણકારો પણ એવો સ્પષ્ટ અભિપ્રાય આપે છે.

## ૯ તિજોરીઓ તથા લોખંડનું ફર્નિચર અને બીજી વસ્તુઓ બનાવવાનો ઉદ્યોગ

જૂના કાળમાં તો સર્વત્ર ઘરમાં સંચ બનાવવાની કે જમીનમાં ધન વગેરે દાટવાની પ્રથા પ્રચલિત હતી. ફર્નિચર પણ પાટો કે ખાટલા સિવાય બીજું વાપરવાનો રિવાજ ખૂબ ઓછો હતો.

પરંતુ આજે સર્વત્ર છેલ્લાં ૪૦–૫૦ વર્ષથી લોખંડના ઘોડા, આલમારીઓ, તિજોરીઓ, ટ્રંકો, પીપો વગેરે વાપરવાનો પ્રચાર વધ્યો છે આ જિલ્લામાં પણ સારા પ્રમાણમાં આ બધી ચીજો લોકો વાપરતા થયા છે

જૂના જમાનાથી લોખંડનું કામ કરનારા લુહારો તો આ જિલ્લામાં ઠેર ઠેર ગામે ગામ એની ભઠ્ઠીઓ નાખીને અસ્તિત્વ ધરાવતા આવ્યા જ છે. એની વિગતો લુહારી કામના ઉદ્યોગમાં આગળ આપેલી છે

પરંતુ આજે જિલ્લામાં નડિયાદ અને આણંદ આ બે મુખ્ય મથકોએ લોખંડનું વિધ વિધ પ્રકારનું ફર્નિચર, તિજોરીઓ તથા તાળાં વગેરે બનાવવાનાં કારખાનાં નંખાયાં છે.

સૌ પ્રથમ ૧૯૧૦ની સાલમાં નડિયાદ ખાતે આવું લોખંડનું ફર્નિચર, તિજોરીઓ, કબાટો, બનાવવાનું કારખાનું સુરતના એક મિસ્ત્રી નાનાલાલ મૂળચંદે કર્યું અને એ પછી આજે બે નડિયાદમાં ને બે આણંદમાં એમ ચાર તિજોરીઓ ને લોખંડનાં કબાટ–ફર્નિચર બનાવવાનાં કારખાનાં થયાં છે.

નડિયાદ સેફ એન્ડ આયર્ન વર્કસ તથા મેસર્સ ટી. કે. મિસ્ત્રીનું તિજોરીઓ બનાવવાનું કારખાનું, આ બે આ ક્ષેત્રમાં કામ કરતાં કારખાનાં છે. જ્યારે આણંદ ખાતે જે. કે. મિસ્ત્રીનું કારખાનું તિજોરીઓ તથા લોખંડનું ફર્નિચર બનાવે છે. જ્યારે બીજું ચરોતર આયર્ન ફેક્ટરીને નામે ઓળખાતું કારખાનું છે. ચારેય કારખાનાંની વિગતવાર માહિતી ડિરેક્ટરી વિભાગમાં આપી છે.

**કાચો માલ :** તાતાનાં તેમજ બીજાં દેશનાં મોટાં કારખાનાં આ કારખાનાંને જરૂરી લોખંડનો કાચો માલ પૂરો પાડે છે. બીજી કેટલીક જરૂરી ચીજો મુંબઈ–અમદાવાદ ને સ્થાનિક બજારોમાંથી મેળવાય છે.

**સાધનો :** ભઠ્ઠી, મોલ્ડિંગ મશિનો, હેમરિંગ મશિનો, અને એ ઉપરાંત બીજાં નાનાં મોટાં અનેક મશિનો આ કારખાનાંમાં આવેલાં છે. નડિયાદનું સેફ આયર્ન વર્કસ સૌથી મોટું ને અદ્યતન કારખાનું છે. ત્યાં તાળાં ને બીજી પણ નાની મોટી ચીજો બનાવાય છે.

**મજૂરો :** આ બધાં કારખાનાંમાં સ્થાનિક મજૂરો જ મુખ્યત્વે કામ કરે છે. એક કામના વણકરો જેમ મિલના મજૂર બન્યા તેમ એક કામના ગામડાના લુહારો આવાં કારખાનાંના મજૂરો બન્યા છે એ પણ જોવા મળે છે. આ કારખાનાંનો માલ હિન્દુસ્તાનનાં શહેરોમાં તો જાય જ છે પરંતુ પરદેશોમાં, પૂર્વ આફ્રિકા વગેરે સ્થળોએ પણ નિકાસ થાય છે.

**માલનો વપરાશ :** આ કારખાનાંમાં બનતો માલ સ્થાનિક જિલ્લા ઉપરાંત બહાર મોટાં શહેરોમાં મદ્રાસ, ખાનદેશ, વગેરે સ્થળોએ જાય છે. પરદેશોમાં આફ્રિકા સુધી પણ તિજોરીઓ ને મોટી આલમારીઓની નિકાસ થાય છે.

**ટ્રંક ફેક્ટરી :** આણંદ અને નડિયાદ ખાતે ટ્રંક બનાવવાની પણ નાની નાની ત્રણ ત્રણ ફેક્ટરીઓ છે. આ જિલ્લામાં લોખંડની પેટી કપડાં સામાન મૂકવા કે લાવવા લઈ જવા મુસાફરીમાં વાપરવા રિવાજ છે.

સામાન્ય રીતે મોટા પાયા ઉપર બહારથી અહીં તૈયાર પેટીઓ આવે છે પરંતુ જિલ્લામાં પણ ઉપરોક્ત સ્થળોએ પેટીઓ બનાવીને તે જ બનાવનારા પોતાની જ દુકાનોએ છૂટક તેમજ બીજા વેપારીઓને જથ્થાબંધ તે વેચે છે.

આ ઉદ્યોગ બહુ મોટા પાયા ઉપર નથી ચાલતો. એનું સ્વરૂપ નાનું ને મર્યાદિત છે.

## ૧૦. વાસણ ઉદ્યોગ

આ જિલ્લાના ખૂબ જૂના ઉદ્યોગોમાં ધાતુનાં ને તેમાં પણ ખાસ કરીને ત્રાંબા પિત્તળનાં વાસણો બનાવવાનો ઉદ્યોગ ખૂબ મહત્ત્વનો મનાતો આવ્યો છે. દિન પ્રતિદિન ધાતુનાં વાસણોનો વપરાશ વધી રહ્યો છે. પરંતુ જેમ વસ્તુનો વપરાશ વધ્યો તેમ આધુનિક યંત્રોનાં કારખાનાંથી એ વસ્તુઓ મોટા જથ્થામાં સસ્તી ને ભભકભેર નીકળવા માંડી ને એના કારીગરને મારવા માંડયો તેવું જ આમાં પણ બન્યું છે. આજે તો ત્રાંબા પિત્તળનાં વાસણો પણ દૂર થવા લાગ્યાં છે ને એને સ્થાને સ્ટેનલેસ સ્ટીલ આવી રહ્યું છે.

ત્રાંબા–પિત્તળનાં હાથઘડતરનાં વાસણોનું આખા ગુજરાતનું કેન્દ્ર એક જમાનામાં આ જિલ્લો ને તેમાં પણ નડિયાદ અને ખંભાત હતાં. આજે પણ નડિયાદમાં આ ત્રાંબા–પિત્તળનાં વાસણ ઘડનાર 'કંસારા' ભાઈઓનાં ૧૫૦ થી ૨૦૦ જેટલાં કુટુંબો છે અને એમાંનાં ઘણાં હજી પોતાની વિશિષ્ટતા સાથે એ ઉદ્યોગને જાળવી રહ્યાં છે.

વર્ષો પહેલાં માત્ર દસ જેટલા કારીગરોએ નડિયાદમાં વાસણો ઘડવાના આ ઉદ્યોગનો એક નાના ગૃહઉદ્યોગ તરીકે પ્રારંભ કરેલો ને એમાંથી સમય જતાં એકલા નડિયાદમાં જ ૨૫૦ જેટલાં કુટુંબોને આ ઉદ્યોગ રોજી આપતો હતો. નડિયાદ ઉપરાંત ખંભાત, પેટલાદ, ઊમરેઠ, મહેમદાવાદ બધે જ આ કંસારા કારીગરો વાસણો બનાવતા ને આજે પણ બધે થોડાં થોડાં કુટુંબો વાસણો બનાવે છે.

પરંતુ ઘરવપરાશનાં નાનાં બધાં જ વાસણો–સાંધા વગરનાં અત્યંત પોલિશ સાથેનાં, હવે કારખાનાંમાં તૈયાર થઈને આવે છે એટલે એનાં હાથઘડેલાં વાસણોનો વપરાશ બંધ થયો છે અને માત્ર જે વાસણો કારખાનાં નથી બનાવતાં તેવાં મોટાં હાથઘડતરનાં વાસણો જ હવે કારીગરોના [illegible] માટે મર્યાદિત રહ્યાં છે.



વાસણ ઘડાય છે (નડિયાદ)

આવાં વાસણોમાં ત્રાંબાનાં બેડાં, ગોળીઓ, બંબા, રંગેડા (લીબોળીઓ) પવાલાં, કથરોટો, અને પિત્તળનાં પવાલાં, કથરોટો, ગોળીઓ, તપેલાં વગેરે મુખ્ય રહે છે. આજે પણ નડિયાદ, ખંભાત, ઊમરેઠ આ બધાં ગામોમાં આ વાસણો ઘડનારા કંસારા ભાઈઓના લત્તામાં ગમે ત્યારે જાવ તો એમની હથોડીઓ બરાબર રણકારના અવાજ સાથે ત્રાંબા–પિત્તળનાં પતરાં ઉપર પડતી, એને ઘાટ આપતી જોવા મળે છે.

આ કારીગરોમાં કેટલાક પોતેજ પતરું મંગાવી માલ તૈયાર કરી વેપારીને વેચી દે છે અને કેટલાક વેપારીની પાસે માલ ઘડવા લે છે ને મજૂરી મેળવી લે છે. દિન પ્રતિદિન આ ઉદ્યોગનો કારીગર ઘસાતાં હવે વેપારી પાસે ઘડતર માટે પતરાં લઈ માલ તૈયાર કરી આપી પોતાની મજૂરી લઈ લેવાની પદ્ધતિ જ વધી છે. જેમ દરેક નાના ઉદ્યોગનો કારીગર એ મજૂર બન્યો છે તેમ આ ઉદ્યોગનો કારીગર સીધો માલિકના કારખાનાનો મજુર નથી બન્યો છતાં એ વેપારી ઉપર જ જીવતો થયો છે એ હકીકત છે.

નડિયાદમાં ધુપેલિયા ભાઈઓના બેડાંને નામે ઓળખાતાં બેડાં શ્રી મોતીલાલ કીશાભાઈ, શનાલાલ ગરબડદાસ અને હરિચંદ મૂળજીનાં પવાલાં ને ગોળીઓ, કૂકર ખૂબ જાણીતાં છે.

લુહારનું સ્થાન લોખંડનાં યંત્રોએ લીધું, સુથારનું સ્થાન યંત્રે લીધું, ઘાંચીનું સ્થાન તેલ એક્સપેલરે લીધું તેમ હવે કંસારાનું સ્થાન પણ મેટલ ઉદ્યોગનાં કારખાનાએ લીધું છે.

મોટાં શહેરોમાં તો મોટાં વાસણ બનાવવાનાં કારખાનાં થયાં જ છે ને એ રોજનાં લાખો વાસણો તૈયાર કરી બહાર નાખે છે. હવે નડિયાદ અને ખંભાતમાં પણ વાસણો તૈયાર કરવાનાં યાંત્રિક કારખાનાં નાના પાયા ઉપર નંખાયાં છે.

નડિયાદમાં ધી અંબિકા મેટલ ઇન્ડસ્ટ્રીઝ લિ. નામની કંપનીએ કારખાનું કાળિયાકૂવા પાસે શરૂ કર્યું છે અને એ પ્યાલા, રકાબી, લોટા, વાટકા, થાળીઓ વગેરે ફેન્સી વસ્તુઓ બનાવે છે. જ્યારે ખંભાતમાં જયભારત મેટલ વર્કસ પણ કેટલાંયે નાનાં મોટાં વાસણો બનાવે છે.

આ આખા ઉદ્યોગ માટે જરૂરી પતરાંનો કાચો માલ મુખ્યત્વે પંજાબમાંથી જ આવે છે એ માટે આ જિલ્લામાં એકે ઉદ્યોગ નથી.

## ૧૧. લાકડાંનાં કામોનો ઉદ્યોગ (સુથારી ઉદ્યોગ)

'સુથાર' એ આપણી જૂની સમાજરચનામાં ગામે ગામ ખેતી સાથે સંકળાયેલા કારીગર વર્ગમાં એક અગત્યનું સ્થાન ધરાવતો વર્ગ હતો અને આજે પણ ગામડાંમાં જે થોડા કારીગર વર્ગ ગ્રામોદ્યોગો ભાગ્યા છતાં જોવા મળે છે તેમનો એક સુથાર છે.

'સુથાર' એટલે લાકડાંના કામનો ઉદ્યોગ કરનાર કારીગર. મૂળે આ જિલ્લો ખેતી પ્રધાન એટલે ખેડૂતને હળ–લાકડું સમારાવવું હોય, ખાટલો બનવવો હોય, ગાડું, ગાડાંનાં પૈડાં વગેરે બનાવવાં હોય, ખેતીને અગેનું કોઈ પણ લાકડાંનું કામ હોય તો તે બધું આ સુથાર કરતો. એ સિવાય ઘરોમાં પણ લાકડાંનું કામ સમારાવવું, બારણાં–ચોગઠાં બેસાડવાં, ઉમરા–ખાડણીઆ, પટારું કે કોઈ નાનું મોટું ફર્નિચર બનાવવું, આ બધું ગામડાંના આ સુથાર જ બનાવતા. ગામડાંના બીજા કારીગરોને માટે જરૂરી લાકડાંનું કામ પણ આ સુથાર કરી આપતો. ઘાંચીને ઘાણી જોઈએ તો એ સુથાર બનાવી આપે, લુહારને એના ઉદ્યોગનું લાકડાકામ હોય તો તે સુથાર કરી આપે, એના બદલામાં સુથારનું લોખંડનું કામ લુહાર કરી આપે, ઘાંચી એને તલ પીલી આપે. આમ પરસ્પર ગામડાંનો આ કહેવાતો વસવાયાંનો કારીગર વર્ગ સંકળાયેલો હતો, ખેતીના મુખ્ય ઉદ્યોગની આસપાસ આ બધા વર્ગના કારીગરોની જીવાદોરી સંકળાયેલી હતી.

પરંતુ ઔદ્યોગિક ક્રાંતિએ બધા ઉદ્યોગોની જેમ આમાં પણ પરિવર્તન આણ્યું છે. ખેતીના મુખ્ય ઉદ્યોગમાં-પણ

ખૂબ ઝડપી પરિવર્તન આવ્યું છે ને યંત્ર એમાં પણ મહત્વનું બન્યું છે.

કોસ ફરતા બંધ થયા છે ને એને સ્થાને એંજિનો આવ્યાં છે, ગાડું ફરતું બંધ થયું છે ને એનું સ્થાન મોટર વહેવારે લઈ લીધું છે, હળ પણ બંધ થતું જાય છે ને એનું સ્થાન ટ્રેક્ટર લઈ રહ્યું છે.

પરિણામે હવે સુથાર ગામડાંમાં રહ્યો છે પરંતુ નામનો. જ્યાં એક ગામમાં પાંચ-પચીસ સુથાર કુટુંબ રહેતાં ત્યાં આજે માંડ બે પાંચ જોવા મળે છે.

૧૯૫૧ના સેન્સસ પ્રમાણે આ જિલ્લામાં સુથારી કામ કરનાર કારીગરની સંખ્યા ૩૦૦ નોંધવામાં આવેલી છે.

આ ઉપરથી જોઈ શકાશે કે સુથારના ધંધાનું સ્વરુપ બદલાયું છે. હવે ગામડાંમાં જે સુથાર રહ્યો છે તે પરચૂરણ કામ, ખેડૂત ને બીજા વર્ગને રાચરચીલું કે ખેતીનાં સાધનો સમારી દેવાનું, ગાડાનાં પૈડાં ઠીક કરી દેવાનું કરી આપે છે. પરંતુ એ સિવાય ઘણો મોટો વર્ગ શહેરોમાં ચાલ્યો આવ્યો છે.

શહેરોમાં આજે આ સુથારી કામનો ઉદ્યોગ આ જિલ્લામાં સૌથી મહત્વનો તે ફર્નિચર બનાવવાની દિશામાં વિકસી રહ્યો છે.

જિલ્લાનાં તમામ મોટાં શહેરો જેવાં કે નડિયાદ, આણંદ, ખંભાત, પેટલાદ, કપડવણજ, બોરસદ, ઊમરેઠ, બધેજ ફર્નિચર બનાવવાની મોટી મોટી દુકાનો ને એનાં કારખાનાં જોવા મળે છે.

એક હોશિયાર મિસ્ત્રી કે સુથાર આ ધંધામાં આગળ વધી જતાં એ પોતાની એક પેઢી આ કામની શરુ કરે છે; બીજા કારીગરોને રાખે છે, એક સઘાડો નાની ઇલેક્ટ્રીક મોટરથી ચાલતો રાખે છે, એક બેનસો મશીન નાનું મૂકી દે છે અને પછી મોટા પાયા ઉપર સૌને જોઈતું લાકડાનું ફર્નિચર તૈયાર કરાવી પૂરું પાડે છે.

ખાટલાના પાયા-ઈસો, ઘોડિયાં, પારણાં, કબાટ, સોફા, ખુરસીઓ તેમજ કોઈ પણ પ્રકારનું લાકડાનું ફર્નિચર આ કારખાનાંમાં અદ્યતન સ્વરૂપમાં બનાવી આપવામાં આવે છે.

આ કારખાનાંદારોમાંના કેટલાક મોટા પાયા ઉપર કામ કરનારા વેગનબંધ જરૂરી કદનાં લાકડાં સીધાં વલસાડ, જબલપુર વગેરે સાગનાં લાકડાંના કાચા માલનાં મોટાં મથકો ઉપરથી મગાવે છે, જ્યારે કેટલાક તો ફર્નિચર સાથે આ લાકડું વેચવાનો પણ ધંધો શરુ કરેલો છે.

મુખ્યત્વે આ બધું ફર્નિચર શહેરો ને ગામડાંમાં કંઈક સ્થિતિસંપન્ન ગણાય તેવા વર્ગની જરૂરિયાતો પૂરી પાડે છે.

એ ઉપરાંત શાળાઓ-કોલેજો-જાહેર સંસ્થાઓ, સરકારી કામો-આ બધાં માટે પણ જોઈતું તમામ ફર્નિચર કોન્ટ્રાક્ટથી કે ટેન્ડરથી આ કારખાનાદારો બનાવી આપે છે.

નડિયાદ આ પ્રકારનું ફર્નિચર બનાવવાનું મોટામાં મોટું મથક આ જિલ્લામાં છે. નાનાં મોટાં ૧૦ જેટલાં ફર્નિચર બનાવવાનાં કારખાનાં આ એક જ શહેરમાં છેલ્લાં થોડાં વર્ષોમાં જ નોંધાયાં છે.

જ્યારે આણંદમાં આવાં આઠ ફર્નિચરનાં કારખાનાં આવેલાં છે.

જ્યારે બીજાં શહેરોમાં જે કારખાનાં છે તે નાનાં, એક બે કારીગરોથી કામ કરનારાં છે.

**બેનસો મશિનો :** લાકડાંના ઉદ્યોગમાં પહેલાં જે કાચાં લાકડાં મોટાં જાડાં આવતાં તેને વહેરવા માટે લાતીઓમાં વહેરણીઆ રહેતા અને એ એમની મોટી મોટી આરીઓથી મોટાં મોટાં લાકડાંને ઘોડીઓ ઉપર ગોઠવી લાકડાં વહેરતા. આજે એને સ્થાને ઠેર ઠેર બેનસો મશિનો નંખાવા લાગ્યાં છે. ગમે તેવું લાકડું આંખના પલકારામાં જોઈતા કદમાં આ બેનસોથી વહેરી નાખી જરૂરી સાઇઝો પાડી નાખવામાં આવે છે. ખૂબ મોટા પાયા ઉપર વિકસેલા લાકડાંના વેપારમાં હવે કાચું લાકડું લાવી આ રીતે બેનસો નાખી જરૂરી સાઇઝો પાડી લેવાનો ઉદ્યોગ વિકસ્યો છે.

નડિયાદ શહેરમાં આવી બેનસો વાળાં ત્રણ કારખાનાં થયાં છે, જ્યાં મોટર યા ઓઇલ એંજિન મૂકી લોખંડના પટ્ટાની મોટી ગોળ આરીથી બે પાંચ કારીગરો સાંજ પડે સેંકડો ઘનફૂટ લાકડું જોઇએ તે કદમાં કાપીને આપી દે છે. પરિણામે વહેરણીઆ લગભગ અદૃશ્ય થઈ ગયા છે.

**ઘરો બાંધવામાં :** સુથારનો એક મોટો કારીગર ... હજી ઘરો બાંધવામાં જેને 'મિસ્ત્રી' કહેવાય છે તે ... છે. આ વર્ગ આખા મકાનમાં લાકડાનું જે ... હોય તે બધું જ કરી આપે છે.

જેને મકાન બનાવવું હોય છે તે ... મિસ્ત્રીને બોલાવે છે ને એની પાસે ...



ગાડાનાં પૈડા બનાવાય છે (નડિયાદ)

છે ને પ્લાન ઇજનેર પાસે કરાવ્યો હોય તો તે મુજબ મિસ્ત્રીને બોલાવી કેટલું લાકડું કઈ જાતનું ને કેટલું જોઈશે તે સૂચના મુજબ મંગાવરાવે છે. પછી મિસ્ત્રી પોતાની દેખરેખ હેઠળ બીજા સુથારોને બોલાવી મકાનનું તમામ લાકડ કામ કરી આપે છે. આ જિલ્લામાં આવા કારીગર સુથાર વર્ગને પાંચ રૂપિયા જેટલો રોજ આજે મળે છે.

**પૈડાં બનાવવાનો ઉદ્યોગ :** લાકડ કામના જુદા જુદા ઉદ્યોગોમાં ચરોતરમાં હજી પ્રાચીન કાળથી પોતાનું અસ્તિત્વ ટકાવી રહેલો ઉદ્યોગ તે ગાડાનાં પૈડાં બનાવવાનો ઉદ્યોગ છે

બાવળના ઝાડનાં આખાં થડીઆં લાવી તેના ટુકડા વહેરાવી પછી એમાંથી ગોળ ગાડાના પૈડાને અનુકૂળ ટુકડા વહેરી એનાં પૈડાં તૈયાર કરવામાં આવે છે

આ પ્રકારનું કામ ખાસ પ્રકારના સુથારો કરે છે.

આ પૈડાં સ્થાનિક ગાડાંની જરૂરિયાત તો પૂરી પાડે જ છે પરંતુ ગુજરાતમાં પણ ઘણે સ્થળે એ વેચાવા જાય છે, નડિયાદથી એની મોટી નિકાસ થાય છે.

**વાંસ-ટોપલી-ટોપલા-સાદડીઓનો ઉદ્યોગ :** લાકડાંના કામનો જ એક બીજા પ્રકારનો વાંસમાંથી ટોપલા-સાદડીઓ-કરંડીઆ બનાવવાનો ઉદ્યોગ પણ આ જિલ્લામાં ઠેર ઠેર છૂટક છૂટક ચાલે છે

૧૯૫૧ના સેન્સસ પ્રમાણે આવું કામ કરનારા ૫૩૪ આ જિલ્લામાં છે મોટાં શહેરોમાં ખાસ કરીને વાંસની સાદડીઓ અને કરંડીઆ વિશેષ બનાવાય છે, જ્યારે નાનાં ગામોમાં ટોપલા બનાવવાનો ઉદ્યોગ કેટલેક ઠેકાણે ચાલે છે.

આ ટોપલા મુખ્યત્વે હરિજનો વિશેષ બનાવે છે, જ્યારે સાદડીઓ અને કરંડીઆ દક્ષિણ તરફના આવેલા મજૂર વર્ગના લોકો બનાવે છે.

## ૧૨. સાબુ બનાવવાનો ઉદ્યોગ

આ જિલ્લામાં જૂના જમાનામાં સાબુ અને બંગડીઓના ઉદ્યોગ માટે કપડવણજ એ ખૂબજ ખ્યાતિ પામેલું શહેર હતું અને જેમ વઢવાણના સાબુના ગોટા એક જમાનામાં ખૂબ ખ્યાતિ પામેલા હતા તેમ કપડવણજના સાબુના ગોળા અમદાવાદ ને મુંબઈ જેવા મોટા શહેરોમાં પણ વપરાતા હતા. જિલ્લામાં તો એ જ કપડાં ધોવા માટે ખૂબ જ ઉપયોગી ગણાતા.

એ વખતે સ્થાનિક ડોળીયું, દીવેલ અને ભીસ, આ એ સાબુ માટેનો મહત્વનો કાચો સામાન કપડવણજમાં જ મળી રહેતો ને એમાંથી જ એ સાબુનો આખો ઉદ્યોગ ચાલતો હતો

આ યંત્ર યુગના જમાનામાં પ્રત્યેક ઉદ્યોગ ખૂબ મોટા પાયા ઉપર કેન્દ્રીત થયો છે તેમ સાબુ ઉદ્યોગ પણ સામાન્ય રીતે તો ખુબ મોટાં કારખાનાંઓ દ્વારા કેન્દ્રીત થયેલો છે છતાં પણ સાબુ એ આજે લગભગ બધા માણસો માટે જીવનની એક આવશ્યકતા જેવો બની ગયો છે એટલે ઠેર ઠેર એનાં નાનાં નાનાં કારખાનાં પણ સ્થપાયેલાં છે.

આ જિલ્લામાં પણ સાબુનાં બધાં મળી નવ કારખાનાં છે એવી હકીકત મળે છે. એમાંનાં પાંચ નડિયાદમાં, બે કપડવણજમાં અને બે આણંદ ખાતે છે. આ બધાં કારખાનાંનાં નામ ને કામની વિગતો અલગ કારખાનાંના માહિતી વિભાગના ખંડમાં આપેલી છે.

**પ્રકાર :** સાબુ ધોવાના ને નાહવાના બે પ્રકારના વપરાય છે. આ બધાં કારખાનાં ધોવાના સાબુ જ મુખ્યત્વે બનાવે છે. નાહવાના સાબુ કોઈ કારખાનાં આ જિલ્લામાં બનાવતાં હોવાનું જાણમાં નથી. કપડવણજમાં એક હાથ-કારખાનું એ નાના પાયા ઉપર બનાવે છે.

આ કારખાનામાં એક મોટો તાવડો, અને એ પછી સાબુ ઠારવાનાં વાસણો, કાપવાના પાટલા, ડાઈનું મશિન, આવી સામાન્ય મશિનરી હોય છે જેને અદ્યતન મશિ-

નરીવાળાં (ઑટોમેટિક) કહીએ તેવાં કોઈ કારખાનાં આ જિલ્લામાં નથી.

આ સાબુ માટે કોપરેલ, મગફળીનું તેલ, દીવેલ અને ડોળીયું, આ ચારે પ્રકારનાં તેલો વાપરવામાં આવે છે. જ્યારે જે તેલના ભાવ પોસાણવાળા ને સસ્તા હોય ત્યારે તે મુજબ તે તેલનો વપરાશ કારખાનાદાર વિશેષ કરે છે.

તેલ ઉપરાંત કોસ્ટીક સોડા ને સાદો સોડા એ બે મહત્વની ચીજો સાબુમાં વપરાય છે. આ બન્ને ચીજોમાંથી સાદો સોડા મોટે ભાગે ધ્રાંગધ્રાનો આવે છે જ્યારે કોસ્ટિક સોડા મુખ્યત્વે પરદેશથી આવે છે. હવે દેશમાં પણ એ પેદા થવા લાગ્યો છે ને એ પણ વપરાય છે.

**મજૂરો:** આ કારખાનાંઓમાં એકાદ જાણકાર કારીગર સિવાય બાકીના સ્થાનિક તૈયાર થયેલા મજૂરો જ હોય છે. બહુ મોટા પાયા ઉપર મજૂરો રોકવાની જરૂર રહેતી નથી. પાંચથી પચીસ માણસો સુધી ઉત્પાદન મુજબ કારખાનાં કારીગરો રોકે છે. બધા મળીને ૧૯૫૧ની વસતી ગણતરી મુજબ સાબુ બનાવવાના ધંધામાં આ જિલ્લામાં ૧૪૩ શખ્શો રોકાયેલા છે તેમ જણાવાયું છે.

કારખાનાંવાળા સાબુના ચોરસ, લંબચોરસ એવા જુદા જુદા વજન વાળા સાબુ કાઢે છે. એના ઉપર પોતાના માર્કાની ડાઇ લગાડે છે અને એ ૧૦૦-૨૦૦-૪૦૦ જેવું વજન તે મુજબ પેટીઓમાં ભરી પેટીબંધ વેચે છે. જ્યારે એવી જ રીતે લાંબા લાટા પણ પોતાના માર્કાના કાઢે છે. આ લાટા પણ પેટીબંધજ મોટે ભાગે વેચાય છે. કેટલાક કારખાનાં તોલથી પણ હલકા પ્રકારનો સાબુ આપે છે.

ખેડા જિલ્લામાં આવેલાં કારખાનાંઓમાં બનતા નીચેના સાબુના માર્કા જાણીતા છે:

નડિયાદના અશોક સોપ પ્રોડક્ટસના કેલેન્ડર, હનાવા જયહિંદ અને દેવદાસ એ માર્કાના સાબુ નીકળે છે. એ, ઉપરાંત હરિકેન બ્રાન્ડ સાબુ પણ આ જ કારખાનું કાઢે છે.

એ જ રીતે નડિયાદની મહાવીર સોપ ફેક્ટરીનો મહાવીર બાર સોપ ને 'રસિક' સોપનો માર્કો છે. જ્યારે ભગવતી સોપ ફેક્ટરીનો ભગવતી બાર સોપ નીકળે છે, ગૃહ ઉદ્યોગથી બનવાતા સાબુનો "ગૃહિણી" માર્કો છે.

આણંદની સર્યલાઈટ સાબુની ફેક્ટરીનો ૨૨૨ અને રેબીટ એ બે માર્કા મહત્વના ગણાય છે.

આ ઉપરાંત એક સાયકલ છાપનો સાબુ ચાલે છે.

સારાં કારખાનાંઓએ પોતાના ખાસ માર્કા રજિસ્ટર્ડ કરાવેલા છે.

## ૧૩. દીવાસળીનો ઉદ્યોગ

ગુજરાતમાં દીવાસળી ઉદ્યોગને જમાવવાના પ્રયત્નો અવાર-નવાર થયા છે ને તેમાં જૂના ખંભાત રાજ્યમાં ને ગાયકવાડના પેટલાદ ગામમાં ભૂતકાળમાં એ પ્રયત્નો ખૂબ જ વ્યવસ્થિત રીતે થયેલા અને ખંભાતમાં બે અને એક પેટલાદમાં ને એક કપડવણજમાં એમ દીવાસળી બનાવવાનાં ચાર કારખાનાં આ જિલ્લામાં નંખાયેલાં. ૧૯૨૧માં સરકારે પરદેશથી આવતી દીવાસળી ઉપર બેવડો આયાત કર નાખ્યો ત્યારે આ ઉદ્યોગ વિકસ્યો. પરંતુ આ દેશમાંજ વિમકો કંપનીએ પોતાનાં કારખાનાં નાખવાં શરુ કર્યાં એ પછી દીવાસળીનાં ગુજરાતમાં ૧૯૩૫માં જે નવ કારખાનાં હતાં તે પાંચ થઈ ગયાં.

કપડવણજનું હિંદુ ઇસ્લામ મેચ ફેક્ટરીને નામે ઓળખાતુ કારખાનું પ્રથમ બંધ થઈ ગયું. જ્યારે વખત જતાં ખંભાતનું હુસેનયાવર મેચ વર્કસ, હેમ્બે મેચ વર્કસ, અને હરિહર મેચ વર્કસ, બધાં એક પછી એક બંધ થઈ ગયાં. એ જ રીતે પેટલાદ દાતાર મેચ વર્કસ પણ બંધ થઈ ગયું.

આજે એકે દીવાસળી બનાવવાનું કારખાનું આ જિલ્લામાં ચાલતું નથી.

## ૧૪. બોબીન ઉદ્યોગ

આ જિલ્લામાં અને સમગ્ર ગુજરાતમાં આધુનિક યુગના ખીલેલા ઉદ્યોગોમાં બોબીન બનાવવાનો ઉદ્યોગ પણ એક છે.

અમદાવાદમાં અને સમગ્ર દેશમાં જેમ જેમ કાપડની મિલો વધતી ગઈ ને એની ખીલવણી વધુ થતી ગઈ તેમ તેમ એને માટે જરૂરી બોબીન પૂરાં પાડવાનું કામ ખૂબ જ મહત્વનું બનતું ગયું. ૧૯૫૪ના પ્રથમ મહાયુદ્ધ સુધી તો આ દેશમાં બધાં જ બોબીન ઇંગ્લંડ અને જપાનથી આવતાં હતાં. પ્રથમ ૧૯૧૪ના મહાયુદ્ધના કાળમાં આ દેશમાં બોબીનની તંગી વર્તાતાં એ બનાવવાના પ્રયત્નો શરૂ થયા.

અને બીજા મહાયુદ્ધ વખતે જ્યારે પરદેશી માલ આવવો લગભગ અશક્ય બન્યો ત્યારે દેશમાં બોબીન બનાવવાનો ઉદ્યોગ ખૂબ જ ઝડપથી વિકસ્યો અને ઠેર ઠેર બોબીન બનાવવાનાં કારખાનાં ઊભાં થઈ ગયાં.

સૌ પ્રથમ અમદાવાદ જિલ્લાના કલોલ ગામે ૧૯૪૧માં મેટ્રો વુડ વર્ક્સ નામના કારખાનાએ ઓઈલ એન્જીન બનાવવાનું સાહસ કર્યું અને એ પછી જોત જોતામાં એ વર્ષોમાં જ ગુજરાતભરમાં ૮૦થી ૯૦ જેટલી ફેક્ટરીઓ નંખાઈ ગઈ.

ખેડા જિલ્લાના મુખ્ય શહેર નડિયાદમાં પણ આ કાળમાં જ ત્રણ ઓઈલ એન્જીન બનાવવાનાં કારખાનાં નખાયાં જેમાંનું એક નડિયાદનું 'બીપીન ઓઈલ એન્જીન ફેક્ટરી' ને નામે ઓળખાતું કારખાનું જાણીતું છે ને આજે પણ ચાલુ છે. (આ કારખાનાઓની વિગતવાર માહિતી અલગ માહિતી વિભાગમાં આપેલી છે.)

## ૧૫. સિમેન્ટની વસ્તુઓ બનાવવાનો ઉદ્યોગ

સીમેન્ટના વપરાશ સાથેજ એમાંથી બનાવાતી આધુનિક કેટલીક ચીજો બનાવવાનો ઉદ્યોગો પણ હમણાં હમણાં છેલ્લાં થોડાં વર્ષોમાં આ જિલ્લામાં વિકસ્યો છે.

જેમ ખેતી માટે એંજીન પંપો વધ્યા તે સાથે જ ખેતરોમાં આધુનિક ઢબે પાણી લઈ જવા સીમેન્ટના નળની લાઈનો નાખવાની શરૂ થઈ. આ માટે લગભગ બધાં શહેરોમાં સીમેન્ટની પાઈપો બનાવવાનાં નાનાં નાનાં કારખાનાં થઈ ગયાં છે.

નડિયાદ, આણંદ, બોરિયાવી, પેટલાદ, બોરસદ, આ બધાં કેન્દ્રો ઉપર કેટલીક ફેક્ટરીઓએ મોટા પાયા ઉપર સીમેન્ટના નળ બનાવવાનું કામ શરૂ કર્યું છે.

ત્રણ ત્રણ ફૂટના ને નવ ઈંચ પહોળા એવા ઘેરાવાવાળા આ નળો રેતી અને સીમેન્ટના મિશ્રણને ફરમામાં નાખી એક ચોગાન જેવી વાડાની જગ્યામાં બનાવી એને પાણીના હોજમાં નાખી તૈયાર કરવામાં આવે છે. આ કામ અહીંના આપણા જ મજૂરો શીખી ગયા છે ને સારી રીતે કરે છે.

આવી ફેક્ટરીઓ નળની સાથે મકાનો માટે જાળી રૂપે અગાસી વગેરેમાં કામ લાગતાં તાડીઆં, કૂંડાં, બાંકડા વગેરે પણ સીમેન્ટના ભરીને બનાવે છે. સીમેન્ટની છત-અછત થતાં આ ધંધામાં તેજી-મંદી આવે છે છતાં દિવસે દિવસે સીમેન્ટનો વપરાશ બધી રીતે વધતો જાય છે. અને આધુનિક યંત્રો એમાં પણ ખૂબ ઝડપથી કામમાં આવી રહ્યાં છે.એ સંજોગોમાં સીમેન્ટની ચીજો તૈયાર બનાવવાના ઉદ્યોગનું ભાવિ સારું છે.

વિદ્યાનગર એ સીમેન્ટના નળ બનાવવા માટેનું એક મોટું કેન્દ્ર બન્યું છે. અહીં યંત્રોથી મોટામાં મોટી જાતના નળ, થાંભલા, દરેક પ્રકારના બ્લોક્સ તેમજ ટાઈલ્સ સુદ્ધાં બનાવવામાં આવે છે. વિદ્યાનગરની ભાવિ યોજનામાં નાના પાયા ઉપર સીમેન્ટ બનાવવાનું કારખાનું પણ નાખવાની યોજના છે.

વિદ્યાનગર તરફથી નાનાં ગામોની વોટરવર્ક્સની જે યોજનાઓ હાથ ધરાય છે ત્યાં પણ વિદ્યાનગરની બનેલી સીમેન્ટ પાઈપો નાખવામાં આવી રહી છે.

બોરિયાવી ખાતે પણ સીમેન્ટની ટાઈલ્સ બનાવવાનું કારખાનું છે.

૧૯૫૧ના સરકારી સેન્સસ મુજબ સીમેન્ટ વગેરેની ચીજો બનાવવા પાછળ આ જિલ્લામાં ૨૫૧ માણસો રોકાયેલા છે.

## ૧૬. બરફ બનાવવાનાં કારખાનાં

'બરફ' એ આપણા ગરમ મુલકમાં ઉનાળાની ઋતુની એક આધુનિક મહત્વની જરૂરિયાત બની છે. અનેક ઠંડાં પીણાંમાં, આઈસ્ક્રીમ વગેરે બનાવવામાં તથા ઉનાળામાં ઠંડક રાખવા માટે બરફનો ઉપયોગ દિન પ્રતિ દિન છેલ્લાં કેટલાંક વર્ષોથી વધેલો છે.

આ જિલ્લામાં બરફનાં બધાં મળીને ૭ કારખાનાં છે.

એમાં નડિયાદ ખાતે બે, આણંદ ખાતે બે, પેટલાદ ખાતે એક, વસો ખાતે એક એમ કુલ ૭ કારખાનાં આવેલાં છે.

આ કારખાનાંમાં આધુનિક ઢબનાં બરફ બનાવવાનાં યંત્રો ગોઠવવામાં આવ્યાં છે. અને એ યંત્રો વડે પાણીને એની થીજી જવાની ઠંડીની સપાટીએ લઈ જઈ એને બરફમાં પરિવર્તન આપી એની મોટી પાટો તૈયાર કરવામાં આવે છે.

રોજનો સેંકડો ટન માલ પેદા કરવાની શક્તિ આ કારખાનાં ધરાવે છે.

આ કારખાનાં ખાસ કરીને તો ઉનાળાની ઋતુઓમાં જ વિશેષ ચાલે છે. બાકીની ઋતુઓમાં ખાસ કારણ સિવાય ભાગ્યે જ બરફ વપરાતો હોય છે. તેમાં પણ શિયાળામાં આ કારખાનાં લગભગ બંધ જેવાં રહે છે.

આ કારખાનાંમાં પેદા થતો બરફ દૂર દૂર સુધી કંતાનમાં વીંટી, આજુબાજુ ઓગળે નહિ માટે લાકડાનો વહેર નાખી, નાના મોટા ગામોમાં મોકલવામાં આવે છે.

ઉનાળામાં ઘરોમાં છૂટક તેમજ આઈસ્ક્રીમ બનાવવા, કુલ્ફી બનાવવા, સોડા લેમન કે સરબત જેવાં પીણાં ઠંડાં કરી પીવા, આ બધાં કામોમાં એનો ઉપયોગ થાય છે.

આ કારખાનાંમાં મજૂરો કોઈ મોટી સંખ્યામાં રોકાયેલા નથી. ૧૯૫૧ની વસતી ગણતરીના આંકડા મુજબ કુલ ૫૫ માણસો બરફ બનાવવાનાં આ કારખાનાંમાં રોકાયેલા હોવાનું જણાવાયું છે. જ્યારે કારખાનાંની નામ સરનામાં સાથેની વિગતો તે તે સ્થળનાં કારખાનાંના વિભાગમાં સામેલ કરેલી છે.

## ૧૭. પ્રિન્ટિંગ પ્રેસનો ઉદ્યોગ

આ જિલ્લામાં સૌ પ્રથમ ૧૮૫૬માં ખેડાથી એક 'ખેડા નીતિ પ્રકાશ' નામનું સાપ્તાહિક શીલા પ્રેસ ઉપર નીકળતું હતું અને ૧૮૬૦માં 'ખેડા વર્તમાન' પત્ર તે સમયના ચાલુ પથ્થરના શીલા પ્રેસ ઉપર છાપીને કાઢવાનો પ્રારંભ શેઠ પાનાચંદ ફૂલચંદે કરેલો એવી વિગતો મળે છે. એવી જ રીતે નડિયાદમાંથી 'દુનિયા દાદ.' ઊમરેઠથી **'ઊમરેઠ સમાચાર'** વગેરે પત્રો ૧૮૭૮–૧૮૮૪ના અરસામાં નીકળતાં ને એ પણ શીલા પ્રેસ ઉપર પ્રસિદ્ધ થતાં હતાં. આમ આજે જે અદ્યતન યંત્રોવાળાં પ્રિન્ટીંગ પ્રેસો જોવા મળે છે તેવું તે વખતે કશું જ નહોતું.

આજે તો છેલ્લાં ૭૫ વર્ષમાં આ જિલ્લામાં પણ છાપખાનાંના ઉદ્યોગે ઘણો વિકાસ સાધ્યો છે અને શીલા પ્રેસથી પ્રારંભ પામેલો આ પ્રેસ ઉદ્યોગ અદ્યતન યંત્રોવાળો બન્યો છે.

આ જિલ્લામાં ૧૯૫૪ સુધીના મળેલા આંકડા મુજબ ૩૯ પ્રિન્ટિંગ પ્રેસો આવેલાં છે. જેનાં નામ સરનામાં વગેરેની વિગતો અલગ માહિતી વિભાગના ખંડમાં આપેલી છે.

આ જિલ્લામાં નડિયાદમાં તેર, આણંદમાં આઠ, બોરસદમાં બે, પેટલાદમાં ચાર, ખંભાતમાં બે, કપડવણજમાં બે, ઉમરેઠમાં એક, વસોમાં એક, મહેમદાવાદમાં એક, ખેડામાં એક, વાડાસિનોરમાં એક, એમ આ પ્રેસો આવેલાં છે.

આ પ્રેસોમાં આણંદનું મીશન પ્રેસ એ સૌથી મોટું ને સૌથી વધુ અદ્યતન પ્રેસનાં યંત્રો ધરાવતું પ્રેસ છે જ્યારે એ પછી આણંદનું ચરોતર પ્રેસ અને નડિયાદનું લોકમત પ્રિન્ટિંગ પ્રેસ મોટાં મશીનો ધરાવનાં પ્રેસો છે. એ સિવાયનાં પ્રેસો સામાન્ય રીતે જેને ટ્રેડલ મશીન કહે છે તેવાં એક યા બે મશિનો ધરાવનારાં પ્રેસો છે.

આણંદનું મીશન પ્રેસ, ચરોતર પ્રિ. પ્રેસ તથા લોકમત પ્રેસ, છાપાં પુસ્તકો વગેરે તમામ સાહિત્ય છાપી શકે તેવાં સાધનો ધરાવનારાં છે જ્યારે બાકીનાં પ્રેસો મુખ્યત્વે તો જેને પ્રેસ ઉદ્યોગની ભાષામાં 'જોબ કામ' કહે છે તેવું કામ કરનારાં પ્રેસો છે.

આ જિલ્લામાં એક પણ ટાઈપ ફાઉન્ડરી નથી. આ બધાં પ્રેસોને જરૂરી ટાઈપ ને પ્રેસોનો બીજો સામાન અમદાવાદ કે મુંબઈ મદ્રાસની ટાઈપ ફાઉન્ડરીઓમાંથી સૌ જરૂર મુજબ મંગાવે છે.

એજ રીતે આ પ્રેસોને જરૂરી કાગળ માટે પણ આ જિલ્લામાં ખાસ કાગળના જ કોઈ વેપારી નથી. તો પોતાની શક્તિ ને જરૂર મુજબ મુંબઈ કે અમદાવાદથી કાગળ ખરીદી લાવે છે. બહુ મોટો સ્ટોક રાખવનો રિવાજ ઓછો છે.

**કારીગરો:** આ પ્રેસોનાં મશિનો ચલાવનાર તથા બીબાં ગોઠવનાર, અને બાઇન્ડિંગ કામ કરનાર, આ બધા કારીગરો મોટે ભાગે સ્થાનિક જ મળી રહે છે. મશિન ચલાવનારનો પગાર ૬૦–૭૦થી ૧૨૫ સુધી રહે છે, જ્યારે કમ્પોઝીટરોનો પગાર ૩૦થી માંડી ૧૨૦ સુધી રહે છે. એજ રીતે બાઈન્ડરોનો પગાર ૫૦–૫૫થી માંડી ૧૦૦–૧૧૦ સુધી રહે છે

૧૯૫૧ના વસતી ગણતરીના આંકડા મુજબ છાપખાનાંઓમાં બધા મળી ૧૩૯ કારીગરો આ જિલ્લામાં રોકાયેલા છે તેમ જણાવાયું છે આ હિસાબે પૂરા ચાર કારીગર પણ સરેરાશ એક પ્રેસમાં આવતા નથી. કેટલાંક પ્રેસો એ પછી વધ્યાં છે એટલે આજે ૧૬૦ જેટલા કારીગરો બધાં પ્રેસોમાં હશે એમ માની લઈએ તો સરેરાશ એક પ્રેસમાં ચારથી વધુ કામ કરનારા નથી આવતા. એમાં ઉપર જણાવેલાં ત્રણ મોટાં પ્રેસો બાદ જાય તો બાકીનાં પ્રેસોમાં એક, બે, ત્રણ ને ચારથી વધુ કારીગર ભાગ્યેજ છે.

મોટે ભાગે જ્યાં વીજળી છે તેવાં દરેક ગામોમાં પ્રેસનાં મશિનો વીજળી શક્તિથી ચાલે છે. ૦। થી માંડી મશિનના કદ પ્રમાણે ત્રણ હોર્સપાવર સુધીની વીજળી મોટરો આ યંત્રો ચલાવવા વપરાય છે.

મોટાં પ્રેસોમાં ટ્રેડલ મશિન, કટીંગ મશિન, સીલીન્ડર મશિન, અને બીજાં સ્ટીચીંગ ને પ્રેસીંગ મશિનો હોય છે. જ્યારે નાનાં પ્રેસો માત્ર એક નાનું છાપવા માટેનું ટ્રેડલ યંત્ર જ રાખે છે. કેટલાંક નાનાં પ્રેસોએ પણ હવે કાગળ કાપવાનું યંત્ર વસાવવાની શરૂઆત કરી છે.

## ૧૮. માટી કામનો ઉદ્યોગ

બહુ જ પ્રાચીન કાળથી ઘરમાં માટીનાં વાસણ વાપરવાનો રિવાજ આ જિલ્લામાં ચાલ્યો આવે છે. દા.ત. પાણી



માટીનાં વાસણ બનાવાય છે.

ભરવાની માટલી, રાંધવાની હાલ્લી, રોટલા કરવાની તાવડી, દાણા ને પાણી ભરવાની કોઠીઓ, છાપરાં ઢાંકવાનાં નળીઆં, આ બધી વસ્તુઓનો વપરાશ અત્યંત સર્વ સામાન્ય હતો. અને પરિણામે જેમ ગામડાંમાં સુથાર, લુહાર, દરજી, આ બધા એના ધંધા લઈને બેઠેલા આમ કારીગરો હતા તેવો જ માટી કામ કરનાર પણ એક કારીગર વર્ગ હતો.

આ કામ કરનાર વર્ગને 'કુંભાર' તરીકે પહેલાં ઓળખવામાં આવતો. આજે આ જ્ઞાતિના કારીગર વર્ગને 'પ્રજાપતિ' ના નામે ઓળખવામાં આવે છે. ચરોતરના કોઇ પણ ગામમાં જેમ સુથાર, લુહારના એક કે એથી વધુ ઘર જોવા મળે છે તેમ 'પ્રજાપતિ' નું ઘર પણ સામાન્ય રીતે હોય જ છે.

બધા ધંધાઓમાં જેમ બન્યું છે તેમ આમાં પણ બન્યું છે. માટીનાં વાસણનું સ્થાન ધાતુનાં વાસણોએ લીધું છે અને એ વાસણો શહેરોનાં મોટાં કારખાનાંમાંથી તૈયાર થઈને જ આવે છે. પરિણામે દિન પ્રતિ દિન આ આમ કારીગરનો વર્ગ ઘસાઈ રહ્યા છે, એ ઉદ્યોગ ગામડાઓમાંથી મૃતઃપ્રાય થવા લાગ્યો છે અને આ પ્રજાપતિ કારીગર ક્યાંક શહેરમાં મોટા કોન્ટ્રાક્ટર બન્યા છે, તો ક્યાંક મકાનો બાંધનારા કે ઈંટો પાડનારા બન્યા છે. જે વર્ગ ભણ્યો તે નોકરી કરતો થઈ ગયો છે.

આ જિલ્લાની અંદર માટી કામ પ્રાચીનકાળમાં સારા ખીલેલું હતું અને આજે પણ કોઠીઓ, તાવડી, માટલી, કોડિયાં, નળીઆં, ગોળા, બોટવા, વગેરે વિધ વિધ માટીની વસ્તુઓ આ જિલ્લાના પ્રજાપતિઓ બનાવે છે.

માટીના ઉદ્યોગમાં આ માટીની વિધ વિધ વસ્તુઓ બનાવવા ઉપરાંત આધુનિક યુગની મુખ્ય ઘરો માટેની જરૂરિયાત તે ઈંટ છે. આ ઈંટો બનાવવાનો ઉદ્યોગ પણ હવે નાનાં મોટાં શહેરો અને કસબાઓમાં પણ વિકસ્યો છે. અને ખાસ કારીગરો ઈંટો જ બનાવે છે અને કોન્ટ્રાક્ટરો એને ભઠ્ઠામાં સારી રીતે પકવીને પછી બજારમાં મૂકે છે.

ખેડા જિલ્લામાં મૂળ જે માટીનાં વાસણો બને છે તેમાં પેટલાદ તાલુકાના કેટલાક પ્રદેશોમાં માટીનાં વાસણો સૌથી સારાં બને છે એમ જોવા મળ્યું છે. પેટલાદનાં હલકા વજનનાં ને દેખાવે સુંદર માટીનાં વાસણો છેક મુંબઈ સુધી પણ જતાં હોવાનું જોવા મળ્યું છે. એ પછી ઊમરેઠ, ભાદરણ અને સોજિત્રા–વિરસદનાં માટીનાં વાસણો પણ સારાં ગણાય છે.

ખાસ કરીને જેસરવાની હાલ્લી અને કુલડી, કાળી તલાવડીના બોટવા અને હુક્કા, સુરકૂવાનાં પાટિયાં ને વાઢી, બોટવા, બનેજડા અને રૂદેલની મોટી ગોળીઓ, બામણવા અને નાપાની વાઢીઓ, કરમસદ, આંકલાવ, મરીડાની કોઠીઓ, કૂંડાં, ગોળા અને નળીઆં, આ બધી જાણીતી માટીની બનાવટો માટે તે તે ગામ ખ્યાતિ પામેલાં છે. સૌરાષ્ટ્રમાંથી કેટલાંક પ્રજાપતિ કુટુંબો આ જિલ્લામાં આવીને વસ્યાં છે અને એમાંના સોજિત્રા, પેટલાદ, વસો, નડિયાદ, અને ઊમરેઠમાં વસેલાં કેટલાંક કુટુંબો મોરબી–થાન વગેરે સ્થળોએથી ચીકણી ધોળી માટી ( ચાઈના કલે ) મંગાવી અહીંની માટી એમાં ઊમેરી હુક્કા, ચલમો, ધૂપદાની, નાની બરણીઓ વગેરે સારાં બનાવે છે.

વાડાસિનોર તાલુકામાં માટીનાં સારાં રમકડાં બને છે. ત્યાં ફકીરભાઈ કરીને એક માટી કામના ખૂબ જ અચ્છા નિષ્ણાત છે એમ જાણકારો કહે છે. તેઓ કોઈ પણ વ્યક્તિની મુખાકૃતિ સાતથી દસ મિનિટમાં માટીમાં આબેહૂબ રીતે તૈયાર કરી આપે છે. એ માટે ત્યાંની માટી પણ અનુકૂળ છે.

ચરોતરમાં બનતાં માટીનાં વાસણો માટે ખાસ પ્રકારની જુદી જુદી માટી જરૂરી બને છે. જેમકે વાસણો–કોઠીઓ–નળીઆં વગેરે માટે કાંકરી કસ્તર વિનાની કાળી ને ચીકણી તથા ગોરાડુ લાલ માટી વપરાય છે.

ઈંટો માટે બેસર ( ચીકણી રેતી વગરની ) માટી ઉત્તમ ગણાય છે.

કોઠી બનાવવા કાળી–ચીકણી માટીમાં લાદ અને બાજરીનાં ઠુરસાં મેળવવામાં આવે છે.

દેશી નળીઆં ગોરાડુ માટીનાં બને છે. તેમાં કશું મિશ્રણ કરવું પડતું નથી.

**ચીકણી માટી ને ગ્લેઝિંગનો ઉદ્યોગ :** ચરોતરમાં જે માટી છે તે માટીમાંથી આજે જેને ગ્લેઈઝવાળી ચીજો કહીએ તે બનાવી શકાય કે નહિ? આ પ્રશ્ન વિચારાઈ રહ્યો છે. આજે પ્યાલા રકાબી, લાદી, સ્વચ્છતા માટેનાં બીજાં વાસણો વગેરે ગ્લેઝ કરેલાં વાપરવાનો રિવાજ વધી ગયો છે. ચરોતરની માટીની આ જાતનાં વાસણો બનાવવા અંગેની જે તપાસ થઈ છે તેમાં આ માટી એ માટે યોગ્ય નથી એમ જણાયું છે ને તેથી ચરોતરની માટીમાંથી ગ્લેઈઝ માટીનાં વાસણો બનાવવાનો ઉદ્યોગ શક્ય નથી.

ચરોતરની કાળી ને ગોરાડુ માટીને વૈજ્ઞાનિક તપાસ માટે મોકલતાં એવું પરિણામ આવ્યું છે કે આ જિલ્લાની કાળી માટી ૧૦૫૦ ડીગ્રીથી ૧૧૦૦ ડીગ્રી C સુધીની ગરમી સહન કરી શકે છે જ્યારે ગ્લેઝ વાસણો ઉપર ગ્લેઝીંગ કરવા માટે ૧૨૦૦ ડીગ્રી ગરમી તેને આપવી પડે છે. આથી અહીંની માટી એ ગરમી આપતાં એને સહન કરી શકતી નથી ને વાસણો વાંકાં થઈ તૂટી જાય છે. જ્યારે રંગીન ગ્લેઝિંગ કરવા માટે ૧૧૦૦ ડીગ્રી ગરમી જરૂરી હોય છે. આથી આપણી કેટલીક માટી એ ગરમી સહન કરી શકતી હોવાથી કેટલાક પ્રમાણમાં રંગીન ગ્લેઝ ચડાવેલાં માટીનાં વાસણ બનાવી શકાય છે. વસોમાં આ જાતનાં રંગીન ગ્લેઝ વાળાં વાસણો, પ્યાલા–રકાબી, વસો વગેરે ગામના કેટલાક પ્રજાપતિ બનાવતા.

ચરોતરમાં આવો માટીનાં ગ્લેઝ વાસણોનો ઉદ્યોગ સારા પાયા ઉપર જમાવવા માટે બોરસદ તાલુકાના નાપા ગામના પ્રજાપતિ શ્રી. ત્રીકમલાલ લક્ષ્મીદાસે ૧૯૨૦ની આસપાસ કેટલીક શોધો ને અભ્યાસ કરીને ગોધરામાં સૌ પ્રથમ ગ્લેઝ કરેલાં વાસણો તૈયાર કરવાનો પ્રારંભ કરેલો. આ શોધો દરમિયાન એમને ડેરોલ, દેવગઢબારિયા, લુણાવાડા અને વાડાશિનોરની આસપાસ સારી ચાઈના કલે કહી શકાય તેવી માટી માલુમ પડેલી એમ જણાય છે. એમણે ૨૦ રતલ સુધીની સારી ગ્લેઝ બરણીઓ બનાવવામાં સફળતા મેળવી હતી. પરંતુ અનુભવે એમ જણાયું કે સારી મૂડી સાથે અદ્યતન ભઠ્ઠી ન હોય તો જોઈએ તેવું સફાઈબંધ ગ્લેઝિંગ થઈ શકતું નથી અને તેથી આખરે પૈસાના અભાવે એ સાહસ એમને છોડી દેવું પડયું.

ખેડા જિલ્લામાં માટી કામ અંગેના જુદા જુદા ધંધાઓમાં ૧૯૫૧ની વસ્તી ગણતરી મુજબ રોકાયેલા કારીગરોની સંખ્યા નીચે મુજબ નોંધાઈ છે:

| | |
|---|---|
| ૧ : પ્રજાપતિ : | ૧૫૮૪ |
| ૨ : ઈંટો, ટાઈલ્સ અને એવા બાંધકામનો માટીનો સામાન બનાવનારા | ૨૫૬ |
| ૩ : રમકડાં બનાવનારા | ૨૦ |

આમ આ ઉપરથી આ જિલ્લામાં આ ઉદ્યોગ કેટલો ચાલતો હશે તેનો ઓછો ખ્યાલ આવે છે.

આ ઉદ્યોગ કરનાર આખી પ્રજાપતિ જ્ઞાતિએ પોતાના ભાંગી ગયેલા ઉદ્યોગની પરિસ્થિતિનો વિચાર કરી સાવ બેહાલ થયેલી આ જ્ઞાતિના ઉત્થાન માટે પોતાનું સંગઠ્ન છેક ૧૯૩૦થી કર્યું છે ને એને "ચરોતર પ્રજાપતિ સભા"નું નામ આપ્યું છે. આ સંગઠ્ન આખી કોમની સામાજિક ને નૈતિક ઉન્નતિ સાધવા તથા આર્થિક પરિસ્થિતિમાંથી સૌને કંઈક બહાર લાવવા પ્રયત્નો કરી રહ્યું છે.

આ ચરોતર પ્રજાપતિ સભાએ પોતાના ઉદ્યોગ અંગે સરકાર સાથે વાટાઘાટો કરીને આ ઉદ્યોગને આધુનિક સ્વરૂપનો બનાવવાની શક્યતા થાય તો તે માટે ૧૦ વિદ્યાર્થીઓને સરકાર તરફથી બેલગામ જિલ્લામાં 'ખાનાપુર' ખાતે જે કુંભારકામ કેન્દ્ર ચાલે છે ત્યાં ગ્લેઝિંગ કામની તાલીમ લેવા ૧૯૫૨માં મોકલ્યા હતા.

અત્યારે તો ધાતુનાં, લોખંડનાં ને ચળકાટવાળાં માટીનાં ગ્લેઝ વાસણોના ખૂબ ઝડપથી આગળ વધતા આ યુગમાં કેટલે અંશે આપણો રહ્યો સહ્યો માટીકામનો ઉદ્યોગ ટકશે તે કહેવું કઠિન છે. એનું ભાવિ એ આજની જ દશામાં રહે તો ઉજ્વળ નથી જણાતું.

## ૧૯. દરજીકામ

ખૂબ પ્રાચીનકાળથી 'દરજી' એ આપણા નાનામાં નાના ગામનો એક કારીગર મનાયો છે. પ્રત્યેક માણસને ખોરાકની જેમ કપડાં જોઈએ જ છે અને માનવી સભ્ય બન્યો ત્યારથી કાપડને જુદી જુદી રીતે સીવીને પહેરવાના રિવાજો પ્રત્યેક કાળ ને દેશમાં રહેલા છે.

જેને ગૃહઉદ્યોગ કહીએ તે હજુએ દરજી અને એના સંચાના રૂપમાં ઠેર ઠેર ટકી રહેલો જોવા પણ ચરોતરના કોઈપણ ગામડામાં જાવ તો એક બે એથી વધુ દરજી જોવા મળશે.

૧૯૫૧ની વસતી ગણતરી મુજબ દરજીકામ કરનારા આ જિલ્લામાં ૨૮૯૮ નોંધાયા છે. આ ઉપરથી સમજી શકાશે કે ગામેગામ એની વસતી છે.

સીવવાનો સંચો, કાતર, સોય, વાર, ગજ, આ દરજીનાં સાધનો છે.

ગામડાંમાં તો દરજી એક સ્વાવલંબી કારીગરના રૂપમાં એક સ્વતંત્ર ધંધો કરનાર કારીગર રૂપે જીવે છે. એ કામ કરે છે તેના બદલામાં પૈસા લે છે અગર તો દાણા કે સામે પોતાને માટે એવાં કામ લે છે.

જેમ વણકર કુટુંબમાં આખું કુટુંબ કામ કરતું હોય છે તે જ રીતે દરજીના ધંધામાં પણ ઘણે અંશે એક યા બીજા પ્રકારનું કામ આખું કુટુંબ કરે છે. સ્ત્રીઓ સીવે કે ગાજ બટન કરે, પુરુષો વેતરી આપે અગર સીવે. હવે શહેરોમાં એક હોશિયાર ને કંઈક સુખી દરજી વધુ કારીગર ને સંચા રાખી બીજાઓને નોકરીએ રાખી એક પેઢીના રૂપમાં પણ આ ઉદ્યોગને ધંધાના રૂપમાં કરતા થયા છે.

જ્યારે બીજી બાજુ છેલ્લાં ચાર-પાંચ વર્ષથી તૈયાર કપડાં પણ બજારોમાં મળવા લાગ્યાં છે. મોટી મીલોમાં એવાં યંત્રો ગોઠવાયાં છે જે રોજનાં હજારો કપડાં તૈયાર સીવીને કાઢે છે ને એ દેશભરમાં વેચવા મોકલે છે.

આ જિલ્લામાં પણ બધાં મોટાં શહેરોમાં આવાં તૈયાર કપડાં વેચાવા લાગ્યાં છે.

પરંતુ દરેકને પોતાના ટેસ્ટની સીલાઇ જોઈએ, ખુબ ઝડપથી ફેશનો બદલાય છે, આ બધાને લઈને હજી દરજીનો ધંધો ટકી રહ્યો છે ને દરજી પોતાની રોજી મેળવે તેવી સ્થિતિમાં છે. પરંતુ જો તૈયાર કપડાંનું ચલણ પ્રચલિત બન્યું, એ ખૂબ સસ્તાં પડવા લાગ્યાં તો જે હાલત સુથાર, લુહાર અને ઘાંચીની થઈ છે તેજ હાલત દરજીની પણ થશે એવું ભાવિ દેખાઇ રહ્યું છે.

## ૨૦. રંગવા છાપવાનો ઉદ્યોગ

ખૂબ જૂના કાળથી આ જિલ્લામાં જે ઉદ્યોગો ચાલતા આવ્યા છે ને જૂના વખતમાં જે ઉદ્યોગની ખીલવણીને લઇને આ જિલ્લો ને તેમાં પણ એનું પાટનગર ખેડા, ખૂબ ખ્યાતિ પામેલાં હતાં, તેવા ઉદ્યોગમાં કાપડ રંગવા-છાપવાનો ઉદ્યોગ મોખરે હતો.

૧૮૭૯નું ખેડા ગેઝેટિયર તૈયાર કરનાર લખે છે કે-
"પ્રિન્ટીંગ અને ડાઈંગનું કામ મુખ્યત્વે ખૂબ સારા પાયા ઉપર નડિઆદ, ખેડા, ડાકોર, ઊમરેઠ, મહેમદાવાદ, આણંદ, સારસાપુર, કઠલાલ, માતર અને કપડવણજમાં ચાલતું હતું. ખેડાનું પાણી ખાસ કરીને છાપકામ માટે ખૂબ જ અનુકૂળ ગણાતું ને એની છપાઈએ સારી નામના મેળવી હતી. જિલ્લામાં ને ગુજરાતમાં માંગ તો હતી જ પરંતુ એ ઉપરાંત આવા છાપેલા કાપડની સિયામ ને બીજા દેશોમાં નિકાસ પણ થતી.

"થોડાક મારવાડી મુસલમાનોને છોડતાં આ આખો ઉદ્યોગ હિંદુઓના તેમાં પણ 'ભાવસાર' જ્ઞાતિના લોકોના હાથમાં છે. એમની સંખ્યા ૩૮૮૩ ની છે.

"કેટલાક ભાવસારો તો પોતે સ્થિતિસંપન્ન હોવાથી પોતાનું માથાનું જ કાપડ તૈયાર કરે છે. પોતે જ પોતાનું કાપડ ખરીદે છે, એને રંગે કે છાપે છે ને પછી દૂર દૂરથી આવતા વાણીઆ વેપારીઓને એ વેચે છે."

આ ઉપરથી ઓગણીસમી સદીના અંત સુધી આ જિલ્લામાં આ ઉદ્યોગ કેવો ખીલેલો હશે તેનો આછો ખ્યાલ સહેજે આવે છે. આજે પણ ઉપર જેનો ઉલ્લેખ છે તે લગભગ દરેક ગામમાં ભાવસારો કે છીપાઓનો લત્તો જોવા મળશે.

પરંતુ જેમ મિલો થઇ અને હાથશાળોનો અંત આવ્યો તેથીએ વહેલો મોટા પાયા ઉપર મિલોમાં રંગશાળાઓ ને યાંત્રીક છાપકામ કરનારાં યંત્રો આવતાં આ રંગવા-છાપવાનો આખો ઉદ્યોગ અત્યંત ઝડપથી મૃતઃપાય બન્યો.

આજે આ ગૃહઉદ્યોગ નામનો રહ્યો છે. રોજે રોજ બદલાતી ફેશનોમાં સ્ત્રીઓને સાડીઓ, પોલકાં, ગલેફ, ચાદરો કે થેલીઓ ભરવા-રંગવા-છપાવવા જોઇએ તેટલા પૂરતું જ મોટાં શહેરોમાં બે પાંચ છૂટક કારીગરો હોય ને આ કામ કરતા હોય તેટલું જ એનું અસ્તિત્વ રહ્યું છે.

જેમ કાપડના ક્ષેત્રમાં ૧૮૭૬માં આ જિલ્લામાં કાપડની મિલ સ્થપાઇ તેમ આ રંગાટકામ માટે આ જિલ્લામાં સને ૧૮૯૪ની સાલમાં પેટલાદ ખાતે નાના પાયા ઉપર શેઠ નારણભાઈ કેશવલાલ નામના ગૃહસ્થે "રંગશાળા" નામથી આ ઉદ્યોગનો પ્રારંભ કર્યો અને પ્રારંભમાં ૨૦૦ રતલ જેટલું સુતર રોજ રંગાય તેવી વ્યવસ્થા કરી. ધીમે ધીમે એ ઉદ્યોગ ખીલ્યો અને રોજનું ૨૦ હજાર રતલ જેટલું સુતર રંગે તે હદે પહોંચ્યો અને આગળ જતાં એને 'ધી પેટલાદ ટરકી રેડ ડાય વર્કસ'નું નામ આપ્યું અને ૧૯૩૬થી એ એક લિમિટેડ કંપની બની.

આ રંગશાળામાં ખૂબ મોટા પાયા ઉપર માલ રંગાઈને દેશ આખામાં જતો હતો.

આગળ ચાલતાં પરદેશી રંગોની હરીફાઈને લઈ આજ રંગશાળાને પોતાનો પણ એક રંગ રસાયણનો વિભાગ ખોલવો પડ્યો.

આજે આ રંગશાળા એક મોટી રસાયણ શાળા પણ બની છે અને જુદી જુદી જાતના એસિડો પણ બનાવે છે અને અનેક ઉદ્યોગોને પૂરા પાડે છે. જેની વિગતવાર માહિતી અલગ આપેલી છે.

આજે રંગશાળામાં ને રસાયણશાળામાં મળીને ૧૨૫થી ૧૫૦ માણસો કામ કરે છે. મુખ્યત્વે રંગશાળા સુતર રંગવાનું ને એસિડ વગેરે રસાયણો બનાવવાનું જ કામ કરે છે.

## ૨૧. ઘરેણાં બનાવવાનો ઉદ્યોગ

ઘરેણાં ઘડવાનું કામ કરનારને 'સોની' તરીકે ગુજરાતમાં ને આ જિલ્લામાં ઓળખવામાં આવે છે. આ જિલ્લામાં ખૂબ પ્રાચીનકાળથી સોના–ચાંદીનાં ઘરેણાં પહેરવાનો રિવાજ ચાલ્યો આવે છે. સ્ત્રીઓ જ મુખ્યત્વે ઘરેણાં પહેરતી હોય છે. પુરુષોમાં પહેલાં કેટલાંક ઘરેણાં પહેરવાનો રિવાજ હતો. આજે કોટમાં એકાદ સોનાનો અછોડો કે વીંટી, એ સિવાય પુરુષો બીજું કોઈ ઘરેણું પહેરતા હોય તેવું ભાગ્યેજ જોવા મળે છે.

સ્ત્રીઓ પણ પહેલાં જેટલાં ઘરેણાં આજે પહેરતી નથી છતાં સામાજિક રીત રિવાજમાં મા–બાપ દીકરીને પરણાવે ત્યારે ચોક્કસ પ્રકારનાં ઘરેણાં–દાગીના આપવાનો રિવાજ લગભગ બધી જ જ્ઞાતિઓમાં છે.

પરિણામે સોના અને ચાંદી બન્ને ધાતુમાંથી ઘાટ મુજબ ઘરેણાં ઘડી આપનારો એક કારીગર વર્ગ જ જૂના જમાનાથી થયો છે અને એ 'સોની'ની જ્ઞાતિને નામે ઓળખાય છે. લગભગ દરેક મોટા ગામમાં એક યા વધુ પ્રમાણમાં 'સોની' હોય જ છે.

આખા જિલ્લામાં મળીને ૧૯૫૧ના સેન્સસ મુજબ સોની કામ કરનારની સંખ્યા ૧૮૯૨ની નોંધાઈ છે આ ઉપરથી જિલ્લામાં ઠેર ઠેર આ કારીગરનો વર્ગ પથરાયેલો છે એનો સહેજે ખ્યાલ આવે છે. ગામડાંમાં જે જુદા જુદા નાના નાના ઉદ્યોગોના કારીગરોનું એક માળખું હતું તેમાં સોની પણ એક ગણાતો.



સોની

આજે જેમ બધા કારીગરોનું બન્યું છે તેમ ગામડાંના સોની પોતાના ધંધાને સારી રીતે ચલાવવા મોટે ભાગે શહેરોમાં કેન્દ્રીત થઈ ગયા છે. નડિયાદ શહેરમાં ખૂબ લાંબા વખતથી ૪૦૦ જેટલાં સોની કુટુંબો વસે છે.

સોનાના ને ચાંદીના કોઈપણ પ્રકારના દાગીના ઘડી આપવાનું કામ આ સોની કારીગરો પૂરી કુશળતાથી કરી આપે છે.

નાની હથોડી, હથોડો, ફૂંકણી, કાપણી, ચીપીઓ, ધાતુ ગાળવાનાં કોડિયાં, નરેણી, કાનસ, ધાતુ ઘસી એને ચકાસવાનો પથ્થર, દીવી, જતરડી, ઝુભી, આ બધાં સોની કારીગરનાં તદ્દન નાનાં છતાં અત્યંત ઉપયોગી ને મહત્વનાં સાધનો છે. આ ઉદ્યોગ ગૃહઉદ્યોગ જ છે.

બંગડી, અછોડા, હાર, લોકીટ, કડાં, બંધ, પોચી, એરીંગ, લવીંગીઆં, વીંટીઓ, આવા અનેક પ્રકારના સોનાના દાગીના, જેવો ઘાટ આપવામાં આવે તેવાં, આ સોની કારીગરો બનાવી આપે છે. સામાન્ય રીતે ઉપલા વર્ગના લોકો સોનાના જ દાગીના પહેરતા હોય છે ને તેઓ પોતે સોનું લાવી સોનીને ઘાટનો નમૂનો આપી દાગીના ઘડાવે છે.



અકીકના પથ્થરને હથોડીથી તોડી જુદા જુદા આકાર અપાય છે

જ્યારે ગરીબ વર્ગો ને ખાસ કરીને મુસલમાનોમાં ચાંદીના દાગીના વાપરવાનો વિશેષ રિવાજ છે. એ પણ આ જ કારીગરો ઘડી આપે છે. સોના કરતા ચાંદીના દાગીના તૈયાર વિશેષ મળે છે. ગરીબ વર્ગો તૈયાર દાગીના લેવાનું વિશેષ પસંદ પણ કરે છે શહેરોમાં ઝવેરીઓ આવા દાગીના સોની કારીગરને રાખીને કે બીજા કારીગરોને કામ આપીને તેમની પાસે ઘડાવી વેચે છે.

આધુનિક યુગમાં જેમ દરેક ચીજો તૈયાર મળે છે તેમ હવે ઘરેણાં પણ ઘડેલાં જ તૈયાર મોટા શહેરોમાં મોટા પાયા ઉપર મળતાં થયાં છે. બનાવટી ઘરેણાં પણ ખૂબ મોટા પાયા ઉપર બજારોમાં મળે છે. પરિણામે સોની કારીગરો પણ મોટા કારખાનાદારના કે શહેરનાં તૈયાર કામ કરાવનારા ઝવેરીઓના પગારદાર કારીગરો બનતા જાય છે

દિન પ્રતિ દિન ફેશનો એવી વધે છે કે ગામડાનો કારીગર એ નવીન જરૂરિયાત સાથે પોતાની આવડતને જાળવી શકતો નથી. પરિણામે સોનીકામનો ધંધો ઘણે અંગે શહેરો પૂરતો મર્યાદિત બન્યો છે ને હજી પણ વધુ ને વધુ મોટાં શહેરો પૂરતો જ કેન્દ્રીત થતો જાય છે

આ જિલ્લામાં નડિયાદ અને બોરસદ સોની કારીગરોની વસ્તીનાં મોટાં મથકો છે જ્યારે બોરસદ અને ખંભાતના કે વણીકો દેશનાં મોટાં શહેરોમાં ને કેટલાક પરદેશોમાં પણ તૈયાર ઘરેણાં ને સોના-ચાંદી-હીરા વગેરેના મોટા ઝવેરીઓ તરીકે મોટો વેપાર ખેડી ખૂબ ખ્યાતિ પામેલા છે.

## ૨૨. અકીકનો ઉદ્યોગ

ખંભાત ખૂબ પ્રાચીનકાળથી અકીકના ઉદ્યોગને માટે ખ્યાતિ ધરાવતું આવેલું છે. મોગલ બાદશાહોના જમાનામાં આ પ્રદેશની મુસાફરી કરનારા પરદેશી પ્રવાસીઓએ ખંભાતમાં ચાલતા અકીકના ઉદ્યોગનું વર્ણન કર્યું છે. સમગ્ર ગુજરાતમાં આ એક જ આ ઉદ્યોગનું કેન્દ્ર છે એ એની વિશિષ્ટતા છે.

અકીકનો પથ્થર આ જિલ્લામાં થતો નથી રાજપીપળા પાસે એની ખાણો છે. આ પથ્થરની ખાણોમાંથી એના પથ્થરના ટુકડા બે ચાર કારખાનાદારો ભેગા થઈ સામટા મગાવે છે અને પછી એને અંદર અંદર વહેંચી ખરીદી લે છે

આ ઉદ્યોગ ખંભાતનો એક મહત્ત્વનો ગૃહઉદ્યોગ છે કારખાનાદારો જુદા જુદા કામોમાં પાવરધા બનેલા એવા કારીગરો રાખી આ અકીકના પથ્થરોને પાસાદાર બનાવરાવે છે ને એમાંથી જરૂરી ચીજો તૈયાર કરાવે છે.

ખંભાતમાં દસ જેટલાં આવાં કારખાનાં છે અને બધા મળી આ દસ કારખાનામાં ૭૭૫ જેટલા મજૂરો કામ કરે છે

આ ઉદ્યોગમાં જુદાં જુદાં કામ કરનારા કારીગરો જુદા જુદા નામે કામના પ્રકાર મુજબ ઓળખાય છે.

પથ્થર કાપનારા ખાંડવાવાળા કહેવાય છે, જેઓ ઘસે છે તે 'ઘાસિયા' કહેવાય છે, જેઓ કાણા પાડે છે તે



અકીકના પથ્થર ઘસાય છે

'વીંધારા' કે 'સારી' તરીકે ઓળખાય છે જ્યારે પથ્થરને પોલિસ કરનારાને 'પટીમાર' ને નામે ઓળખવામાં આવે છે

સાધનો : આ ઉદ્યોગ માટે તદ્દન સામાન્ય સોનીના ઉપયોગના સાધનો વપરાય છે. માત્ર હીરાને કાણાં પાડવાનાં ખાસ ડ્રીલ આવે છે તેવાં ડ્રીલ એ એનું એક મહત્વનું સાધન છે જેનાથી મણકા વગેરે બનાવવાનું કાર્ય પાર પડે છે

વસ્તુઓ : આ કારીગરો કપ, રકાબીઓ, પેન, ઇકસ્ટેન્ડ, ચપ્પાં, તલવારનાં હેન્ડલ, પેપરકટર્સ, પેપરવેઈટ, વગેરે અનેક ચીજો આ પથ્થરની બનાવે છે. જ્યારે જે ખૂબ કીમતી બને છે તે સ્ત્રીઓના એક યા બીજા સ્વરૂપના ઘરેણાની, ગોખતી ચીજો છે. માળાઓ, એરીંગ, વીંટીઓ, બટન, વગેરે બધાં બનાવવામાં આવે છે.

ખંભાતના આ ઉદ્યોગની ચીજો સમગ્ર દેશમાં તો જાય જ છે, પરંતુ પરદેશોમા ખૂબ જાય છે. ખંભાતના ઝવેરીઓએ એનું એક સુંદર બજાર પરદેશોમાં, પેરીસ જેવી શોખીન નગરીમાં પણ ઊભું કર્યું છે. ખંભાતના ઘણા ઝવેરીઓ પેરીસમાં જઈને વસ્યા છે. આફ્રિકામાં નાઇઝીરીઆ, ગોલ્ડ કોસ્ટ-વગેરે પ્રદેશોમાં પણ આ અકીકની વસ્તુઓ જતી હતી.

મળેલા આંકડા મુજબ બાર મહિને ૨૦ લાખ રૂપિઆનો અકીકનો સામાન ખંભાતમાં બને છે ને એ વેચાવા જાય છે.

પ્રાચીન કાળ જેટલો આ ઉદ્યોગ ખીલેલો નથી છતાં એ હજી પણ સારી રીતે ચાલી તો રહ્યો જ છે.

## ૨૩. ચર્મ ઉદ્યોગ

ચામડાનો વપરાશ આજના યુગમાં ખૂબ જ વધી ગયો છે અને આજે તો હવે સુંદરમાં સુંદર ચીજો ચામડાની બને છે ને એની મોટી મોટી દુકાનો શહેરોમાં જોવા મળે છે.

એક જમાનામાં આ પ્રદેશમાં ખૂબ જ પ્રાથમિક સ્વરૂપનો ચામડા કમાવાનો ઉદ્યોગ ખીલેલો હતો. ખેતી પ્રધાન આ પ્રદેશમાં ઢોરની સંખ્યા ઘણી છે. ઢોર મરી જતાં એને ખેંચી જઈ કાપી એનું ચામડું ઉતારી, એને જૂની પદ્ધતિએ માટીના કૂંડમા મીઠું નાખી પકવી વેચનારો ચમારોનો એક વર્ગ હતો. આજે પણ એ પ્રકારના ચમારો કેટલાક ગામોમાં હજી પણ છે. પરંતુ એ પદ્ધતિએ ચામડાં કમાવાનું કામ લગભગ અદ્રશ્ય થવા લાગ્યું છે. આજની આધુનિક ચામડાં તૈયાર કરવાની પદ્ધતિ એટલી વૈજ્ઞાનિક ને ઝડપી છે કે જૂની પદ્ધતિ એની સામે ટકી શકે એમ જ નથી. હવે તો ઢોર મરી જતાં ખાટકીઓ કે ચમારો એનાં કાચાં



અકીકના દાગીનાને શાર પાડે છે

ચામડાં જ મૂકલી એ મોટી 'ટેનરીઝ'માં મોકલી આપે છે જ્યાં એને કમાવાની વૈજ્ઞાનિક વિધિ થાય છે. એ રીતે ચમાર કામ લગભગ અદ્રષ્ય થવા લાગ્યું છે ને છે તે ખૂબ જ નાના પાયા ઉપરછે. ચર્મ ઉદ્યોગનું મહત્વનું અંગ તે મોચી કામ છે.

આ જિલ્લાના કોઈપણ ગામમા જેમ સુથાર હતો, દરજી હતો, તેમ મોચી પણ હતો. ખેડુતની અને ગામની ચામડાના કામ અંગેની બધી જરૂરિયાત એ પૂરી પાડતો હતો.

ખેડુતને કોસ, વરત, જોડા, કુલ્લાં આ બધુ મોચી પૂરાં પાડતો. એ ગામના વસવાયા વર્ગનું એક અંગ હતો

૨૦મી સદીમાં અનેક ઉદ્યોગોનો એક પછી એક અંત આવવા લાગ્યો તેવું જ મોચીઓના ઉદ્યોગનું છે. બાટા-ફ્લેક્સ ને બીજી અનેક કંપનીઓના સુંદર ને સસ્તા જોડા-ચંપલ ને તમામ પ્રકારની ચામડાંની ચીજોએ એવો ધસારો કરેલો છે કે જેમ તેલની મિલ સામે ઘાંચી ન ટકી શક્યો તેવી જ હાલત મોચીની છે. એ દિન પ્રતિ દિન વધુ ને વધુ ભાંગતો જાય છે.

આ જિલ્લામાં જોડા અને એની ચીજો બનાવનારા તથા એને સાંધનાર મોચીઓની સંખ્યા ૧૫૭૫ની છે.

જ્યારે ચામડાં કમાવવા વગેરેનું ચમારકામ કરનારા માત્ર ૧૬૩ જ છે.

આજે જિલ્લામાં હજી પણ નાનાં મોટાં ગામોમાં એકાદ મોચી કુટુંબ જોવા મળે છે. નડિયાદ, મહેમદાવાદ, બોરસદ, ખંભાત, પેટલાદ, આવાં મોટાં શહેરોમાં હજી પણ પાંચ-પચાસ કુટુંબો પોતાનું અસ્તિત્વ ટકાવીને જોડા-ચંપલ વગેરે બનાવી પોતાનો ગુજારો એની ઉપર કર્યે જાય છે. પરંતુ આર્થિક રીતે આ વર્ગની સ્થિતિ કફોડી બનતી જ જાય છે અને ઘણી મોટી સંખ્યામાં એક યા બીજા ધંધાનાં કારખાનાંમાં, મિલોમાં, આ વર્ગ મજૂર તરીકે કામે લાગી ગયો છે અને હજી વધુ ને વધુ લાગતો જાય છે.

**વોશર્સ બનાવવાનો ઉદ્યોગ :** આ બે સિવાય આ જિલ્લામાં ચામડાંના જ એક ભાગ રૂપે જે મહત્વનો ઉદ્યોગ ખીલ્યો તે વોશર્સ બનાવવાનો ઉદ્યોગ છે.

કપાસ પીલનારાં જીનોને એ પીલવા માટે રોલ સાથે પ્રેસીંગમાં ચામડાંના વોશર્સની અનિવાર્ય જરૂર રહે છે. એનાથી જ કપાસિયા ભાંગે નહિ ને રૂ છૂટું પડે એવી સ્થિતિ પેદા થાય છે. ગુજરાતમાં ખૂબ મોટા પાયા ઉપર કપાસની ખેતી થાય છે અને ૨૫૦ ઉપરાંત જીન આખા ગુજરાતમાં છે. આથી આ જીનોની એક મોટી જરૂરિયાત તે ચામડાંનાં વોશર્સ છે. એ તૈયાર કરવાનો ઉદ્યોગ ગુજરાતના જુદા જુદા ભાગોમાં ઘણાં વર્ષોથી ખીલેલો છે.

અને આ વોશર્સનો ઉદ્યોગ આખા ગુજરાતમાં સૌ પ્રથમ શરૂ કરવાનું માન નડિયાદના સ્વ. શ્રી. હીરાભાઈ કલ્યાણભાઇ પટેલને ફાળે જાય છે. એમણે ૧૯૦૭ની સાલમાં નડિયાદમાં ચામડાંના વોશર્સ બનાવવાનું કારખાનું સ્ટેશન સામેના ભાગમાં નાખીને એનો પ્રારંભ કરેલો. એ પછી કડી અને ખંભાતમાં આવાં કારખાનાં નખાયેલાં. આજે પણ વોશર્સ બનાવવાના કેન્દ્ર તરીકે સમસ્ત ગુજરાતમાં નડિયાદ ખ્યાતિ પામેલું છે. દેશમાં જે વોશર્સ બને છે તેમાં મદ્રાસ રાજ્યને બાદ કરતાં પછી નડિયાદ અગ્રણી ગણાય છે. આજે નડિયાદમાં ઇન્ડો અમેરિકન લેધર કંપની અને મેસર્સ ચતુરભાઈ ગોકળભાઇની કંપની બન્ને ખૂબ સારા પ્રમાણમાં વોશર્સ બનાવવાનું કામ કરે છે ને લાખો રૂપિયાનો માલ દેશ પરદેશમાં મોકલે છે.

ખંભાતમાં આ જ ઉદ્યોગ કેટલાંક વર્ષોથી ત્યાંના સાત જેટલા ચમાર ભાઈઓએ ખીલવેલો છે અને એ પણ સારા પ્રમાણમાં માલ તૈયાર કરે છે.

પ્રારંભમાં આ વોશર્સ ચામડાંમાંથી જ તૈયાર થતાં પરંતુ " અદ્યતન ફેક્ટરીઓ ને અમેરિકન ક્રોમ લેધરનાં વોશર્સ આવવાં શરૂ થતાં અહીં વોશર્સ તૈયાર કરતારાને એની હરીફાઈમાં ટકવું મુશ્કેલ બન્યું. પરંતુ દીર્ઘદૃષ્ટિ વાપરી નડિયાદના વોશર્સ બનાવનારાઓએ તુરત અમેરિકન ક્રોમ લેધરના કટકા વાપરવા શરૂ કરી દીધા ને પછી હવે કાનપૂર વગેરેની ચામડાંની ફેક્ટરીઓનો ક્રોમનો કાપ એ વાપરે છે. આથી એ પરદેશી ને મદ્રાસની હરીફાઈમાં ટકી રહ્યા છે.

આજે નડિયાદમાં ચાલતાં બે કારખાનાંમાં થઈને ૯૦ જેટલા મજૂરો આ ઉદ્યોગમાં કામ કરે છે અને બન્ને કારખાનાં થઈ વરસ દિવસે પાંચથી ૭ લાખ રૂપિયાનો માલ વેચે છે.

આ વોશર્સ આફ્રિકા-ઈજિપ્ત ને દેશના તમામ જીનરી વાળા ભાગોમાં વેચાવા જાય છે.

આ ઉદ્યોગને આધુનિક ઢબે ગોઠવવામાં આવે અને સરકારી રક્ષણ મળે તો એના વિકાસનો સારો અવકાશ છે. આ માટે ક્રોમ ચામડું ગુજરાતમાં જ તૈયાર કરવાનું કારખાનું થાય તો આ ઉદ્યોગને જરૂરી એવો કાચો માલ અહીં જ મળી રહે. આજે મદ્રાસ આ ઉદ્યોગની સખત હરીફાઈ કરે છે કારણ કે એને ચામડું પોતાને ત્યાંજ મળી રહે છે જ્યારે ગુજરાતના વોશર્સ બનાવનારને જરૂરી ક્રોમ ચામડું કાનપૂર, મદ્રાસ કે અમેરિકાથી આવે છે તે લેવું પડે છે. ગુજરાતના આ ઉદ્યોગને ખીલવવામાં આ એક મોટી મુશ્કેલી છે.

**ડબગરનો ઉદ્યોગ :** ચરોતરમાં નડિયાદ, સોજિત્રા, પેટલાદ અને બોરસદમાં ખાસ અને બીજાં ગામોમાં પણ ડબગરોની વસતી હતી. તેઓ ચામડાંમાંથી ઘર ઉપયોગી વસ્તુઓ સુંદર બનાવતા. ઘી, તેલ તથા ધુપેલ ભરવા માટેનાં નાનાં મોટાં કુલ્લાં-જેમાં મોટાં પાંચ મણ સુધીનું વજન ભરી શકાય તેવાં બનાવતા. ધુપેલ તથા તેલ ભરવાની નાની કુલ્લીઓ તથા અત્તર વગેરે ભરવાની નાની કુપ્પીઓ સુંદર બનાવતા. આ બધુ સફેદ પીળાશવાળા રંગીન ચામડામાંથી બનતું અને તે પેઢીઓ સુધી ચાલતું. ત્રાજવાં તથા નાની ટોપલીઓ પણ ચામડાની સુંદર બનાવતા. આ ઉપરાંત તેમનો મુખ્ય ધંધો છત્રીઓ બનાવવાનો હતો. છત્રીઓના પાયા નેતરના અને ડાંડી-લાકડી વાંસની બનાવતા. કપડામાં મજબૂત ડોટી અથવા ચોતારી ખાદી વાપરતા. છત્રીમાં પાણી ના ઉતરે એટલા માટે છત્રીના કપડાને રોગાનથી રંગતા અને આ રોગાન પણ તેઓ જાતે જ બનાવતા. આ છત્રી એક

પેઢી ચાલતી. આજે પણ આપણે ડબગરોને ડબગરીયા છત્રી બનાવનાર તરીકે યાદ કરીએ છીએ. આ ઉપરાંત નગારાં, ઢોલ, તબલાં વગેરેનાં ચામડાં મઢવાનું કામ પણ તેઓ કુશળતાથી કરતા.

આ ઉદ્યોગને પણ યાંત્રિક હરીફાઈ નડી. ઘાસલેટના ખાલી ડબ્બાઓએ મોટાં કુલ્લાનો તથા કાચની શીશીઓએ કુલ્લીઓનો નાશ કર્યો. લોખંડનાં ત્રાજવાંએ ડબગરી ત્રાજવાંનો તથા પરદેશી લોખંડના પાયાવાળી છત્રીઓએ ડબગરી છત્રીઓને તદ્દન વપરાશમાંથી કાઢી નાખી. આજે આ કોમ છિન્નભિન્ન થઈ ગઈ છે અને જુદા જુદા ધંધા કરી જીવન ગુજારે છે.

## ૨૪. દવાઓ બનાવવાનો ઉદ્યોગ

આ જિલ્લામાં આધુનિક વૈજ્ઞાનિક ઢબનું ને અદ્યતન યંત્રોવાળું કોઈ દવાઓ બનાવનારું મોટું કારખાનું નથી. એ છતાં આ જિલ્લામાં નાની મોટી અનેક દવાઓ બનાવવાનો ઉદ્યોગ નાના પાયા ઉપર ઘણાં વર્ષોથી ખીલેલો છે ને કેટલીક કંપનીઓની દવાઓ સમગ્ર દેશમાં અને પરદેશોમાં પણ ખ્યાતિ પામેલી છે ને એને સારી બજાર પણ મળેલી છે.

દવાઓ બનાવવાનો ઉદ્યોગ કરતી પેઢીઓ અને લેબોરેટરિઝની માહિતી પુસ્તકના માહિતી વિભાગમાં અલગ આપેલી છે.

નડિયાદ અને આણંદ ખાતે બી. દાસ લેબોરેટરિઝ અને ઉષા લેબોરેટરિઝ, એમ બે દવાઓ બનાવનારી લેબોરેટરિઝ આવેલી છે.

૧૯૩૯માં શરુ થયેલી બી. દાસ લેબોરેટરિઝ ફાર્મોકોપિયાની સ્પિરીટ વગરની બધી દવાઓ, ચાલુ ઈન્જેક્શનો, ટેબલેટસ, વગેરે બનાવે છે. આ લેબોરેટરીનું ડિસ્ટીલ્ડ વોટર પણ ઘણું ખ્યાતિ પામેલું છે, જ્યારે આણંદની ઉષા લેબોરેટરિઝમાં ફાઈન કેમિકલ્સ, સીરપ, જંતુનાશક કેટલીક દવાઓ, હેરઓઈલ્સ, વગેરે બનાવે છે.

નડિયાદના શ્રી. હિમ્મતલાલ ગાંધીની જસમાઈન એજન્સીની 'જેમેસ્રી' અને અમૃતબિંદુ ઓફિસની 'અમૃત બિંદુ' સારસાપરિલા વગેરે દવાઓ સારી ખ્યાતિ પામેલી છે.

એ જ રીતે નડિયાદમાં શ્રી. જે. એન. શેઠનાની જીવનધારા ઓફિસ છેક ૧૯૧૦થી ચાલે છે અને એમની 'જીવનધારા' અમૃતગુટિકા, સારસાપરિલા, બાલામૃત, વગેરે દવાઓ સારી ખ્યાતિ પામેલી છે.

એજ રીતે નડિયાદના વૈદ્ય જગન્નાથની વરાધ ઓફિસ દ્વારા નીકળેલી બાલસાથી અને રક્તશુદ્ધિની દવાઓ ખૂબ જ ખ્યાતિ પામેલી છે ને દેશ પરદેશમાં જાય છે.

નડિયાદની કમલ પ્રોડકટસ નામે દવાઓ બનાવતી કંપની તરફથી કમલ બીટર ખસ, પુષ્પા કોર્ડિયલ વગેરે દવાઓ બને છે.

આ ઉપરાંત ઘણા કેમિસ્ટો પોતાના તરફથી નનો મેડી દવાઓ બનાવી બજારમાં મૂકે છે.

નડિયાદમાં આરોગ્ય સહકારી મંડળ લી.ની સ્થાપના ૧૯૪૯માં થયા પછી આ સહકારી મંડળે પોતાની આયુર્વેદિક દવાઓ બનાવવાની એક સારી ફાર્મસી ઊભી કરી છે અને સેંકડો દવાઓ–ભસ્મો–ગુટિકા–ચૂર્ણો–પાસવ–કવાથ–લેપ–તેલ વગેરે બનાવી બજારમાં મૂક્યાં છે. આ ફાર્મસી અનેક કારણોસર બહુ વિકાસ કરી શકી નથી છતાં એના પ્રયત્ન હજી પણ એ દિશામાં ચાલુ છે.

આ બધી દવાઓ બનાવનારા માલિકો પોતાની પાસે ફોર્મ્યુલા હોય તે મુજબ મજૂરો પાસે જ તૈયાર કરાવે છે.

આ માટે કોઈ ખાસ નિષ્ણાતો રોકાયેલા હોય તેવું જોવા મળતું નથી. આયુર્વેદિક સહકારી મંડળની ફાર્મસી મંડળના દવાખાનાના નિષ્ણાત વૈદ્યની દેખરેખ હેઠળ ચાલે છે.

જે દવાઓ ખ્યાતિ પામેલી છે તેને તેના માલિકોએ રજિસ્ટર્ડ કરાવી પેટન્ટ બનાવેલી છે.

## ૨૫. નાના ઉદ્યોગો

આગળ જોયા તે બધા મુખ્ય ઉદ્યોગો સિવાય બીજા નાના મોટા અનેક ઉદ્યોગો આ જિલ્લામાં ચાલે છે જેનાથી હજારો માનવીઓને રોજી મળે છે.

હાથછડ : આ જિલ્લામાં ખૂબ જૂના વખતથી કઠોળ, ડાંગર, કોદરા વગેરે હાથે જ ભરડી એની દાળ, ચોખા ને કોદરી બનાવવાનો રિવાજ ચાલ્યો આવતો હતો. આ કામ કરનાર 'રાણા' જ્ઞાતિના લોકો ગામે ગામ હતા. આજે પણ છે.

પરંતુ બધા ઉદ્યોગોની જેમ રાઈસ એન્ડ પલ્સ મિલોએ એમનો ઉદ્યોગ ખતમ કરી નાખ્યો છે. દળવાનું ઘંટીઓ દ્વારા થાય છે, છડવાનું કામ રાઈસ મિલો કરે છે. આજે ખૂબ નાના પાયા ઉપર છૂટક છૂટક કામ આ લોકો કરે છે.

અંકુશોના કાળમાં સરકારે ગ્રામોદ્યોગ સં[illegible]સહકારથી આ વર્ગને કામ મળે તે માટે એમની [illegible]કરી



અગરબત્તી બનાવનાર

આ કામ ગોઠવવા પ્રયત્ન કર્યો હતો. પરંતુ હવે વળી અનાજ છુટું થયું છે એટલે એમના ઉદ્યોગનો પ્રશ્ન વળી ઊભો થાય છે યંત્ર અને હાથનો ઉદ્યોગ બે સાથે ચાલી શકતાં નથી. યંત્રની ઝડપથી જે મોટા જથ્થામાં અનાજ ભરડી આપવામાં આવે છે એ એટલું સસ્તું કામ બને છે કે એની સામે હાથે ભરડીને વ્યક્તિ પોસાય તેટલી રોજી મેળવી શકતી નથી આ ઉદ્યોગ ભાંગતો છે. એને ખાસ રક્ષણ યત્નોને મર્યાદિત બનાવીને જ આપી શકાય, નહિતર આ ઉદ્યોગ ચલી શકે એવી શક્યતા દેખાતી નથી.

હવે વડોદરા ખાતે મોટી લોટની મિલ પણ નખાઇ રહી છે. જેમ પશ્ચિમના દેશોમાં તૈયાર લોટ વૈજ્ઞાનિક ઢબે કોથળીઓમાં વેચવાની પદ્ધતિ છે તે દાખલ થશે તો દળવાનો નાનો ઉદ્યોગ પણ મરી જશે

**અગરબત્તીનો ઉદ્યોગ :** સુગંધિત અગરબત્તી બનાવવાનાં કેટલાંક કારખાનાં જિલ્લામાં છે. એમાં નડિયાદમાં દિવ્ય અગરબત્તીનું કારખાનું સૌથી મશહૂર છે. એ મોટા પાયા ઉપર અગરબત્તીઓ તૈયાર કરી દેશ-પરદેશ મોકલે છે.

**દોરડાં ઉદ્યોગ :** ઘરગથ્થુ વપરાશ માટે, ખેતીના કામ માટે, કૂવે પાણી ખેંચવા માટે, દોરડાં અને દોરી વાપરવામાં આવે છે. સૂતર, કાથી, શણ અને ભીંડીમાંથી દોરડાં બને છે. ખેડૂતો શેરીયાને તળાવોમાં પલાળી ભીંડી છુટી પાડી તેમની ખેતીની જરૂરિયાતના દોરડાં તેમની જાતે બનાવી લે છે. કોસ ખેંચવા, બળદને બાંધવા, તથા ગાડાએ બાંધવા માટે ભીંડીના દોરડાં વપરાય છે. ખંભાતથી ૧ માઈલ દૂર માછીપરા નામના પરામાં માછીઓની વસ્તી સારી છે. તે બધા કાથીના દોરડાં બનાવવાનું કામ કરે છે. નાળીએરની છાલ ભીની કરી કૂટી તેને નાની નાની દીવેરો બનાવી ભેગી કરી હાથે આમળી અને દોરી અને પછી તેના દોરડાં બનાવે છે. આખું કામ હાથ વડે જ કરે છે. આ દોરડાં ઘણાં મજબૂત ગણાય છે કોઈ કોઈ ઠેકાણે ખેડૂતો પણ કાથીનાં દોરડાં બનાવે છે. શણની દોરી જે સૂતળી નામથી ઓળખાય છે તે બંગાળથી આવે છે તે કોથળા સીવવા, બાંધવાના કામમાં આવે છે. સૂતરની દોરીઓ તથા દોરડાં બનાવવાનું કામ મોટે ભાગે રાવળો કરે છે. તેમાં જાડુ સૂતર અથવા તો ટુકડા-વેસ્ટ યાર્ન વપરાય છે. બળદના અછોડા, ઘોડાની લગામ તથા ઘરગથ્થુ અનેક પ્રકારના ઉપયોગમાં સૂતરની દોરી વપરાય છે. ધીરે ધીરે દોરડાનો ઉપયોગ ઘટતો જાય છે. લોખંડના તાર તથા દોરડાં તેની જગ્યા લે છે ખેતીના કોસ તથા વાહનમાં ગાડા વગેરે બંધ થવાથી દોરડાનો મુખ્ય ઉપયોગ ઘટ્યો છે. આ ઉદ્યોગ કોઈ એક કોમનો મુખ્ય ઉદ્યોગ તરીકે ખાસ ગણાતો નહોતો એથી તેની જરુરિયાત ઘટવાથી ખાસ કોઈ એક કોમને બેકારી લાગી નથી

**ધોબીકામ :** ધોબી એ ખૂબ જૂના કાળથી ગામે ગામ વસવાયા વર્ગમાં એક જ્ઞાતિ ગણાતી આવી છે. આજે પણ મોટાં ગામો અને શહેરો બધે જ ધોબી કામ કરનારો વર્ગ છે જ

પહેલાં ગામડામાં એ કપડાં ધોવાનું કામ કરે તેના બદલામાં સૌ પાસેથી બીજુ કંઈક મેળવે એ પદ્ધતિ હતી-તે બધા જ ઉદ્યોગો પૂરતી તૂટતી ચાલી છે તેનું જ આમાં પણ છે.

આજે તો વિશેષ ધોબીનો વર્ગ શહેરોમાં જ કેન્દ્રીત થયો છે. આધુનિક ઢબની લોન્ડ્રીઓ હજી યંત્રો સાથે આ જિલ્લામાં શરુ નથી થઇ છતાં વોશીંગ કંપનીઓએ તો આકાર લીધો જ છે. ધોબીકામ એક મજૂરીનું કામ જ હવે નથી રહ્યું પરંતુ એક વેપાર પણ બની રહ્યો છે.

૧૯૫૧ના સેન્સસ મુજબ ધોબી કામ કરનાર આ જિલ્લામાં ૩૯૮ માણસો નોંધાયા છે.

**લીંબોળીનું તેલ :** આ પ્રદેશમાં લીમડાના ઝાડ ખૂબ જ છે એની લીંબોળીઓ ખૂબ મોટા પાયા ઉપર થાય છે. ને એનો ઉપયોગ કશો થતો નથી

હવે આ લીંબોળીનું તેલ કાઢવાનો ઉદ્યોગ દેશમાં વિકસ્યો છે. આથી ઠેર ઠેરથી લીંબોળીઓ ભેગી કરી લાવવાનું એક

કામ ઉલ્લા કેટલાક સમયથી ગ્રામોદ્યોગ સહકારી બોર્ડના આશ્રરા હેઠળ શરૂ થયું છે. લીંબોળીનું તેલ ચામડીના ઘણાં દરદો ઉપર ખૂબ અસરીર હોય છે. ખેડૂત બાળકો-ઓ ને ખેડૂતો ફાજલ સમયમાં લીંબોળીઓ એકઠી કરી થોડીક આવક કરી શકે છે.

**મોસમી અને તહેવારના ઉદ્યોગો :** જિલ્લામાં કેટલાક તદ્દન નાના પાયા ઉપર ચાલતા ગૃહ ઉદ્યોગો છે. આવા ગૃહ ઉદ્યોગોના બે પ્રકારો છે. કેટલાક મોસમમાં જ સ્ત્રીઓ અને જેમની પાસે કંઈક કામ ઉપરાંત બીજો ફાજલ સમય રહે છે તેમને ઘરમાં જ કામ આપે છે.

જ્યારે કેટલાક અમુક ચોક્કસ તહેવારો ઉપર વપરાતી ચીજો, જેવી કે, દારૂખાનું, પતંગો, વગેરે બનાવવાના ઉદ્યોગ છે. આ પ્રકારના ઉદ્યોગો જિલ્લામાં લગભગ બધાં મોટાં શહેરોમાં થોડા વત્તા પ્રમાણમાં ચાલે છે.

મોસમી ઉદ્યોગોમાં હમણાં હમણાં કપડવણજ, બાલા-સિનોર વગેરે તાલુકાઓમાં કેરીની મોસમ આવે ત્યારે કેરી છોલી એનાં આંબોળિયાં બનાવવાનો ઉદ્યોગ ખૂબ વિકસ્યો છે.

બીજા આટલા થોડો યા વત્તો સમય કામ આપતા નાના ઉદ્યોગો ગણાવી શકાય : (૧) આમલીની મોસમમાં આમલી ભાંગી એનો ફોલ કરવાનો ઉદ્યોગ. (૨) દાળ વીણ-વાનો ઉદ્યોગ. (૩) મગફળી ફોડી બીયાં તૈયાર કરવાનો ઉદ્યોગ. (૪) પાપડ બનાવવાનો ઉદ્યોગ. (૫) પતરાળાં બનાવવાનો



પતરાળાં બનાવાય છે

ઉદ્યોગ. (૬) સૂતરનાં બટન અને ગાજ બનાવવાનો ઉદ્યોગ. (૭) સૂતરની નાડાછડી બનાવવાનો ઉદ્યોગ.



પતંગો બનાવનાર

આ ઉપરાંત તહેવારો પ્રસંગે વપરાતી ચીજોના આટલા ઉદ્યોગો ગણાવી શકાય : (૧) દારૂખાનું બનાવવાનો ઉદ્યોગ. (૨) પતંગો બનાવવાનો ઉદ્યોગ (૩) જનોઈ–રાખડી બના-વવાનો ઉદ્યોગ.

## ૨૯. ઉદ્યોગો અને કાયદા કાનૂનો

જ્યાં સુધી નાના ને ગામડાંના ગ્રામોદ્યોગો કે ગૃહ ઉદ્યોગોને લાગે વળગે છે ત્યાં સુધી એમના ઉપર કોઈ ખાસ કાયદા કાનૂનોનાં બંધનો ને વિશિષ્ટ પ્રકારના કરવેરા સર-કાર તરફથી નાખવામાં આવતા નથી.

ઊલટા એ ઉદ્યોગો મૃતઃપ્રાય થયા છે, ભાંગ્યા છે માટે એક યા બીજા પ્રકારે એ ઉદ્યોગોને ઉત્તેજન આપવાની પ્રજા-કીય સરકારની નીતિ છે.

ખાસ કરીને જે ઉદ્યોગ સહકારી પાયા ઉપર સંગઠિત થાય છે તેને સરકાર તરફથી લોન, ગ્રાન્ટ વગેરે જુદા જુદા સ્વરૂપે ઓછા વત્તા પ્રમાણમાં મદદ આપવામાં આપે છે.

આ જિલ્લામાં દૂધ ઉત્પાદક ઉદ્યોગને ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ મારફતે સરકાર સારા પ્રમાણમાં મદદ કરે છે.

પ્રજાકીય સરકાર અસ્તિત્વમાં આવતાં પ્રગતિશીલ ઔદ્યો-ગિક કાનૂનો પણ સારા પ્રમાણમાં અસ્તિત્વમાં આવ્યા છે. અને એ કાનૂનોનો અમલ કરાવવા માટે જુદી જુદી સર-કારી કચેરીઓ કામ કરતી થઈ છે.

મૂડીવાદી સમાજ રચનામાં મૂડીપતિઓ તરફથી કામ-દારોનું શોષણ થતું હોય છે. કામદારો આર્થિક રીતે અત્યંત

નબળા હોય છે. આથી પ્રગતિશીલ સરકારો એમના રક્ષણ અર્થે કાયદાથી પ્રબંધ કરે છે. આ દેશમાં પણ કેન્દ્રની તેમજ રાજ્યની સરકારે ઔદ્યોગિક મજૂરોના રક્ષણ અર્થે એક યા બીજા પ્રકારના કાનૂનો કરેલા છે.

જેટલાં ઔદ્યોગિક કારખાનાં છે તે બધાંને ૧૯૪૮નો ફેક્ટરી કાનૂન લાગુ પડેલો છે. આ કાનૂન ૧૯૪૮માં ભારત સરકારે પસાર કર્યો હતો ને ૧૯૪૯ના એપ્રિલથી બધાં રાજ્યોમાં એનો અમલ થયેલો છે.

આ કાનૂનનો ઉદ્દેશ સરકારે કરેલા મજૂરો અંગેના ને એમને આપવાની સગવડોનો અમલ કારખાનાંઓમાં થાય તેમ કરવાનો છે. જેમકે તંદુરસ્તીની સગવડો, સલામતી અંગેની વ્યવસ્થા, એમના કલ્યાણ માટેની સગવડો, એમના કામના કલાક અંગે પૂરતી સંભાળ, એમને જરૂરી રજાઓ મળે તેવો પ્રબંધ, આ બધું આ કાનૂન મુજબ જોવામાં આવે છે.

આ કાયદામાં કારખાનું કોને કહેવું તેની વ્યાખ્યા કરેલી છે.

આ કાનૂન પળાવવા સરકાર તરફથી ફેક્ટરી ઈન્સ્પેક્ટરો નિયુક્ત થયેલા હોય છે. ખેડા જિલ્લા માટે અમદાવાદ ખાતે આવેલી ફેક્ટરી ઇન્સ્પેક્ટરની કચેરી આ કામ કરે છે. એની કચેરી લાલબંગલો, ખાનપુર, અમદાવાદ ખાતે છે. એના અધિકારીને ફેક્ટરી ઈન્સ્પેક્ટર કહેવામાં આવે છે. વડોદરામાં પણ આવા ફેક્ટરી ઈન્સ્પેક્ટરની ઑફિસ છે. ખેડા જિલ્લાનાં કારખાનાં અમદાવાદ અને વડોદરાની કચેરીઓ હેઠળ આવેલાં છે. આણંદ, બોરસદ, પેટલાદ ને ખંભાત આ ચાર તાલુકા વડોદરાની કચેરી હેઠળ છે.

આ કાનૂન મુજબ કોઇપણ ફેક્ટરીને રજિસ્ટર કરાવવી પડે છે.

આ ફેક્ટરી ઇન્સ્પેક્ટરો કારખાનાં કાનૂન મુજબ કામ કરે છે કે એનો ભંગ કરે છે તે માટે અવારનવાર અચાનક કારખાનાંની મુલાકાત લઈ તપાસ કરે છે.

હમણાં હવે સરકારે આવી તપાસ અવારનવાર સારી રીતે થાય માટે જિલ્લાના લેબર અધિકારી, જિલ્લાના હેલ્થ અધિકારી, તાલુકાના મામલતદારો વગેરેને પણ વધારાના ફેક્ટરી ઇન્સ્પેક્ટરોની સત્તા મર્યાદિત પ્રમાણમાં આપેલી છે.

આ કારખાનાના કાનૂન મુજબ કોઈ પણ કારખાનું ૧૪ ઓછી ઉમ્મરના છોકરા કે છોકરીને કારખાનામાં કામે નથી રાખી શકતું. એથી મોટી ઉમ્મરના છતાં ૧૮ વર્ષથી મોટા નહિ તેવા છોકરા કે છોકરીને કારખાનામાં નોકરીએ રાખતા પહેલાં શારીરિક યોગ્યતાનું પ્રમાણપત્ર કારખાનાદારે મેળવવું જરૂરી છે.

કોઈ પણ કામદારને કોઈ સંજોગોમાં એક 'દિવસના ૯ કલાકથી વધુ ને સપ્તાહના ૪૮ કલાકથી વધુ કામ કરાવી શકાતું નથી.

પાંચ કલાકના કામ પછી અર્ધા કલાકનો આરામ આપવો જ જોઈએ.

કામદારને વરસે ૧૪ દિવસની પગાર સાથેની રજા ના આપવી જોઈએ.

સવારે ૭ વાગ્યા પહેલાં અને રાત્રે સાત વાગ્યા પછી સ્ત્રી કામદારોને કામે રોકી શકાતાં નથી.

આ કાનૂન ઉપરાંત મજૂરોને લગતા ઔદ્યોગિક સંબંધોને લગતો કાનૂન તથા ઓછામાં ઓછા પગારને લગતો કાનૂન આ બન્ને કાનૂનો પણ આ જિલ્લાના કેટલાક ઉદ્યોગોને લાગુ પડેલા છે.

આ કાનૂનો અંગેનું આ જિલ્લાનું કામ વડોદરા ખાતેના લેબર અધિકારી કરે છે. એમની કચેરી "ઑફિસ ઑફ ધી લેબર ઑફિસર" તરીકે ઓળખાય છે. અને એ સર્વે બિલ્ડીંગ, કોઠી, વડોદરા–૧ માં આવેલી છે.

સરકારનો ઔદ્યોગિક સંબંધોને લગતો કાનૂન કાપડ ઉદ્યોગને લાગુ પડેલો હોઈ આ જિલ્લાની પાંચ મોટી મિલો તથા બીજી સાત ખંભાતની પાવર લૂમ ફેક્ટરીઓને એ લાગુ પડેલો છે.

જ્યારે ૧૯૪૮નો ભારત સરકારનો ઓછામાં ઓછા પગારને લગતો કાનૂન (minimum wages Act 1948) નીચેના ઉદ્યોગોને લાગુ પડેલો છે : (૧) જાહેર મોટર વાહન વહેવારને (૨) રસ્તા બાંધકામ ને મકાનોના બાંધકામ ઉદ્યોગને. (૩) તમાકુ ઉદ્યોગને (બીડી બનાવવાના ઉદ્યોગને સુદ્ધાં) (૪) પથ્થર ફોડવાની ક્વોરીઓ ને પથ્થર પીસવાની મિલને (૫) તેલની મિલોને. (૬) ટેનરી ને ચામડાંના ઉદ્યોગને. (૭) ચોખાની મિલ, આટા મિલ કે દાળ મિલને.

પ્રજાકીય સરકારે આ બધા કાનૂનો મજૂરોને રક્ષણ આપવા માટે બનાવેલા હોવા છતાં જ્યાં સુધી મજૂર પોતે જાગ્રત હોતો નથી કે સંગઠિત હોતો નથી ત્યાં સુધી એ આ કાનૂનોનો અમલ કરાવી શકતો નથી કે એને એનો

પૂરતો લાભ મળતો નથી એ હકીકત ખૂબ જ જાણીતી છે. અને આમાંથી જ મજૂરોનાં પોતાનાં હિતનું રક્ષણ કરવા માટેનાં સંગઠિત એવાં મજૂર મંડળો અને મજૂર ચળવળો થાય છે.

આ જિલ્લામાં પણ ઔદ્યોગિક મજૂરો એક યા બીજા પ્રકારે સંગઠિત થયેલા છે.

છેક ૧૯૨૬ની સાલમાં આ દેશની સરકારે એક મજૂરોના મંડળોને સંગઠિત સ્વરૂપમાં સ્વીકૃત કરવા અંગે ટ્રેડ યુનિયન એક્ટ કરેલો છે. અને આજે એમાં ઉત્તરોત્તર અનેક પ્રગતિશીલ સુધારાવધારા થતા આવ્યા છે.

આ ટ્રેડ યુનિયન એક્ટને "૧૯૨૬નો હિંદુસ્તાનનો ટ્રેડ યુનિયન કાયદો" કહેવામાં આવે છે. આ કાયદા મુજબ કોઈ પણ ધંધાના કે કારખાનાના કામદારો સંગઠિત બનીને પોતે પોતાનું મંડળ બનાવી એ કાનૂન મુજબ સરકારમાં એને રજિસ્ટર કરાવે છે. કાયદા મુજબ નોકરી કરતા કામદારોના ૨૦% ટકા જેટલા કામદારો આવા મંડળના રીતસરના સભ્ય છે એવી સરકારને ખાતરી થતાં એવા મંડળની નોંધણી કરવામાં આવે છે.

ખેડા જિલ્લામાં મજૂરોની નાની મોટી ચળવળો તો આપણી રાષ્ટ્રીય સ્વતંત્રતાની લડાઈની સાથે જ અવારનવાર થતી આવતી હતી એનો કોઈ વ્યવસ્થિત ઈતિહાસ આજે મળતો નથી, કે લખાયો નથી.

પરંતુ છેલ્લાં કેટલાંક વર્ષોથી, ખાસ કરીને ૧૯૩૬માં પ્રથમ દેશમાં જુદા જુદા પ્રદેશોમાં પ્રજાકીય સરકારો સ્થપાઈ તે પછી મજૂરોનાં મંડળો ને તેમનાં સંગઠ્ઠનોને સારા પ્રમાણમાં ઉત્તેજન મળવા માંડ્યું એટલું જ નહિ, પરંતુ સરકારે મજૂરોના કલ્યાણ માટે ખાસ પ્રકારની પ્રવૃત્તિઓનો પ્રારંભ પણ કરવા માંડયો. ૧૯૩૬માં પ્રથમ મુંબઈની કોંગ્રેસ સરકારે સત્તા હાથમાં લીધી ત્યારે એના મજૂર પ્રધાન પણ એક મજૂર આગેવાન શ્રી. ગુલઝારીલાલ નંદા બન્યા અને ત્યારે જ ઠેર ઠેર મજૂર કલ્યાણ કેન્દ્રો વગેરેની સ્થાપના પણ થઈ હતી.

ખેડા જિલ્લામાં ૧૯૪૯થી સરકાર તરફથી લેબર વેલફેર કેન્દ્ર નડિયાદમાં જૂની મિલના કમ્પાઉન્ડમાં ખોલવામાં આવેલું છે. આ કેન્દ્ર ૧૯૪૯થી ચાલે છે અને એને 'બી' વર્ગનું મજૂર કલ્યાણ કેન્દ્ર એ રીતે ઓળખવામાં આવે છે. અને એના જે અધિકારી છે તેમને "લેબર વેલફેર સુપ્રિન્ટેન્ડન્ટ" કહેવામાં આવે છે. આ ઉપરાંત એ ઓફિસમાં એક સ્ત્રી વેલફેર કાર્યકર, અને બીજા બે નોકરો પણ છે.

આ કેન્દ્ર સરકારના મુંબઈ ખાતેના ડેપ્યુટી કમિશ્નર ઓફ લેબર વેલફેર, મુંબઈના તાબા હેઠળ કામ કરે છે.

આ કેન્દ્રમાં મજૂરોને જ્ઞાન આપવા માટેની, અને તાલીમ આપવા માટેની નાની મોટી વિવિધ પ્રવૃત્તિઓ કરવામાં આવે છે. રમતો, પ્રદર્શનો, સિનેમા વગેરે પ્રવૃત્તિઓ થાય છે.

આ સિવાય આગળ જણાવ્યું તેમ મજૂરોએ પોતાનાં સંગઠ્ઠનો ઠેર ઠેર સ્થાપ્યાં છે અને દિન પ્રતિદિન આ સંગઠ્ઠનો વધુ વ્યવસ્થિત ને નક્કર સ્વરુપ લેતાં જાય છે.

આ સંગઠ્ઠનો મજૂરોના કાયદા મુજબ મળતા તમામ હક્કો તેમને મળે તે માટે સતત પ્રયત્ન કરે છે.

ગેરકાયદેસર રીતે કોઈ પણ મજૂરને અન્યાય ન થાય તે જુએ છે.

નફામાંથી વધુમાં વધુ બોનસ મળે તે માટે પ્રયત્નો કરે છે.

મજૂરો માટે વધારેમાં વધારે સગવડો મળે તે માટે પ્રયત્ન કરે છે.

કારખાનાંના માલિકો કાયદેસર રીતે ન વર્તતા હોય તેવે તમામ પ્રસંગે મજૂરોનો કેસ લઈ સંગઠિત રૂપમાં સરકાર સમક્ષ અને મજૂર ઝઘડા પતાવવા માટેની અદાલતો સમક્ષ રજૂ કરે છે.

ખેડા જિલ્લામાં સૌ પ્રથમ ૧૯૪૪માં ટ્રેડ યુનિયન કાનૂન મુજબ નડિયાદના 'મજૂર મહાજન' ને નામે ઓળખાતા મજૂરોના મંડળની નોંધણી સરકારી દફતરે થયેલી તેમ જાણવા મળે છે.

ખેડા જિલ્લામાં અત્યારે ૧૯૫૪ના જાન્યુ૦ સુધી ૧૯૨૬ના ટ્રેડ યુનિયન કાનૂન મુજબ નીચેનાં મજૂર મંડળો રજિસ્ટર્ડ થયેલાં છે.

| મંડળ | રજિ. વર્ષ | સરનામું |
|---|---|---|
| ૧ મજૂર મહાજન | ૧૯૪૪ | ચંદ્રમણિભુવન, મિશન રોડ, નડિયાદ. |
| ૨ નડિયાદ મ્યુ. હરિજન કામદાર મંડળ | ૧૯૫૦ | મ્યુ. ઓફિસ, નડિયાદ. |
| ૩ મિલ મજૂર મંડળ | ૧૯૫૦ | ડભાણ ભાગોળ, નડિયાદ. |
| ૪ ખેડા જિલ્લા તમાકુ કામદાર મંડળ | ૧૯૫૧ | ડભાણ ભાગોળ, નડિયાદ, |

| | | |
|---|---|---|
| ૫ ફેક્ટરી કામદાર મંડળ | ૧૯૫૧ | ડભાણ ભાગોળ, નડિયાદ. |
| ૬ સેવાલિયા સિમેન્ટ કામદાર યુનિયન | ૧૯૫૧ | ગાંધી મજૂર સેવાલય, ભદ્ર અમદાવાદ. |
| ૭ મુંબઈ રાજ્ય સ્ટેટ ટ્રાન્સપોર્ટ કામદાર યુનિયન | ૧૯૫૨ | ડભાણ ભાગોળ, નડિયાદ |
| ૮ એ. સી. સી. સેવાલિયા સિમેન્ટ કામદાર સભા | ૧૯૫૦ | ડભાણ ભાગોળ, નડિયાદ. |
| ૯ મજૂર મહાજન | ૧૯૪૯ | ખંભાત |
| ૧૦ ખંભાત મિલ કામદાર મંડળ | ૧૯૫૩ | ગોપાલ ટોકીઝ સામે ખંભાત |
| ૧૧ ગુમાસ્તા મંડળ, ખંભાત | ૧૯૫૩ | હિમ્મતલાલ ભોગીલાલ ધારીવાલા ખંભાત. |
| ૧૨ ખંભાત તાલુકા હાથશાળ કામદાર યુનિયન | ૧૯૫૬ | ચીતારી બજાર, ખંભાત. |

આમ આ બાર કામદાર મંડળો રજિસ્ટર્ડ થયેલાં છે. પરંતુ એ સિવાય રજિસ્ટર્ડ ન થયાં હોય તેવાં મજૂરોનાં મંડળો પણ ઠીક ઠીક છે.

લગભગ દરેક મ્યુનિસિપાલિટીના હરિજન કામદારોએ પોતાનાં મંડળો બનાવેલાં છે. મ્યુ.ના બીજા નોકરોએ પણ પોતાનાં મંડળો બનાવેલાં છે. નડિયાદ મ્યુ.ના સ્ટાફે પોતાનું યુનિયન બનાવેલું છે.

જિલ્લાના શિક્ષકો, તલાટીઓ, રેવન્યુ ખાતાના નોકરો, પુરવઠા ખાતાના નોકરો, આ બધાનાં પોત પોતાનાં મંડળો છે. એ સૌ જ્યારે પોતાને લગતા કંઈ પ્રશ્નો ઉપસ્થિત થાય છે ત્યારે એ પ્રશ્નો અંગે પોતાના હક્ક સચવાય તે રીતે વિચાર કરીને એને લગનો પોતાનો કેસ લાગતાવળગતા સમક્ષ રજૂ કરે છે.

આ બધા છતાં આ જિલ્લો પ્રમાણમાં ખેતીપ્રધાન છે. કોઈ એક શહેરમાં બહુ મોટા પાયા ઉપર, એક બે અપવાદ બાદ કરતાં, ઉદ્યોગ છે નહિ એટલે મજૂરોની મોટા પાયા ઉપરની સંગઠિત પ્રવૃત્તિ કે જે આખા સમાજના જીવન ઉપર અસર કરે તેવી, પ્રવૃત્તિ નથી. પ્રમાણમાં મજૂર કાયદા કાનૂનથી ઘણો અજ્ઞાન છે, એના માટે કાયદાનો જે લાભ લેવાવો જોઈએ તે પૂરતો નથી લેવાતો એમ કહી શકાય. આ ક્ષેત્રમાં ઘણું કામ કરવાનો મંડળો ને સેવકો માટે અવકાશ છે.

---

આધાર: આ આખા ત્રીજા ખંડનાં પ્રકરણો તૈયાર કરવામાં નીચેની સામગ્રીનો ઉપયોગ કર્યો છે: (૧) શ્રી હીરાલાલ મગનલાલ દેસાઈ, બી. એજી. (મુંબઈ) એમ. એસ સી. (કોર્નેલ, અમેરિકા), એમણે ખાસ તૈયાર કરી આપેલો ૨૩ પ્રકરણનો 'ચરોતરની ખેતી' એ નામનો વિસ્તૃત લેખ. (૨) કૃષિ ગોવિદ્યાભવનના સંચાલક ડૉ. મગનભાઈ ડી. પટેલ, એમ. એસ સી., પી. એચ. ડી., એમણે ગુજરાતની સંશોધન કાર્યકર્તા પરિષદના દ્વિતિય અધિવેશનના કૃષિવિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે 'મહાગુજરાતનું પશુધન' એ વિષય પર આપેલું વ્યાખ્યાન. (૩) કૃષિગોવિદ્યાભવન આણંદના ડૉ. મગનભાઈ પટેલ, પ્રો. સી. જે. પટેલ, અને પ્રો. પી. એલ. પટેલ, એમણે ખાસ તૈયાર કરી આપેલો 'ચરોતરની ખેતીનું ભાવિ નિયોજન' એ નામનો લેખ. (૪) કૃષિગોવિદ્યાભવનના ડૉ. સી. સી. શાહ, એમ. એસ. સી., પી. એચ. ડી., એમણે ખાસ તૈયાર કરી આપેલો 'ચરોતરનું ભૂમિધન' એ નામનો લેખ. (૫) કૃષિગોવિદ્યાભવન, આણંદના પ્રો. અમરેન્દ્ર ચંદ્રશંકર પંડ્યા, બી. ઇ. (ઇલે) બી. ઇ. (મીકે.) (બેન્ગ્લો); એમ એસ. એગ્રિ. એન્જિ. (યુ. એસ. એ.) એમણે ખાસ તૈયાર કરી આપેલો 'ખેડા જિલ્લામાં યાંત્રિક ખેતીની શક્યતા' એ નામનો લેખ. (૬) કૃષિગોવિદ્યાભવનના શ્રી. જશભાઈ ર. પટેલ તરફથી મળેલો 'ચરોતરનું પશુધન અને તેની આબાદીના માર્ગો' એ નામનો લેખ. (૭) શ્રી. ભાઇલાલભાઇ પટેલ (વલ્લભવિદ્યાનગર) તરફથી મળેલો 'ચરોતરનું નિયોજન' એ નામનો વિસ્તૃત લેખ તથા 'ચરોતરમાં ખારવાળી જમીનો' એ નામનો ટૂંકો લેખ. (૮) ડાંગર સંશોધન કેન્દ્ર, નવાગામના ખેતીવાડી અધિકારી પાસેથી મળેલી માહિતી. (૯) કૃષિગોવિદ્યાભવન, આણંદ. અંગેનું મુદ્રિત સાહિત્ય. (૧૦) જિલ્લા ખેતીવાડી અધિકારી, નડિયાદની કચેરીમાંથી મળેલી માહિતી. (૧૧) ગ્રામવિકાસ યોજના, શિક્ષણકેન્દ્ર, આણંદના લીડર શ્રી ખુશાલભાઈ રેવાભાઇ પટેલ તરફથી મળેલી કેન્દ્ર અંગેની તથા ખેતી વિષેની ખાસ માહિતી. (૧૨) ડૉ મગનભાઇ એસ. પટેલ, ઓલ ઇન્ડિયા ટોબેકો માર્કેટિંગ ઓફિસર (મદ્રાસ), એમનો બીડી તમાકુ વિષેનો લેખ. (૧૩) 'લોકમત' સાપ્તાહિક (નડિયાદ), નો ૧૫મી ઓગસ્ટ ૧૯૫૩ નો વિશેષાંક (૧૪) 'લોકમત' સાપ્તાહિક, 'ખેડૂત બંધુ' માસિક 'ગ્રામસ્વરાજ'. માસિક 'પાટીદાર' માસિક વગેરેના કેટલાક અંકો. (૧૫) શ્રી. શંકરભાઈ દા. દલવાડી (ધર્મજ) તરફથી મળેલો 'ચરોતરનો માટીકામ ઉદ્યોગ' એ નામનો ખાસ લેખ. (૧૬) શ્રી. મનુભાઈ કાન્તિલાલ શાહ (વાસદકર), એમણે જિલ્લાનો ખાસ પ્રવાસ કરીને તૈયાર કરી આપેલો 'ચરોતરનો તુવરદાળ ઉદ્યોગ' એ નામનો વિસ્તૃત લેખ. (૧૭) જે તે ઉદ્યોગો અંગે જિલ્લાના ઉદ્યોગપતિઓ તથા વેપારીઓ પાસેથી મળેલી માહિતી, (૧૮) શ્રી. બાબુભાઇ કાશીભાઈ પટેલ, અખિલ ભારત ખાદી અને ગ્રામોદ્યોગ મંડળ, ધાનકુટાઈ વિભાગ, નડિયાદના ડેપ્યુટી ઓર્ગેનાઇઝર, એમણે ખાસ તૈયાર કરી આપેલો 'ચરોતરના ઉદ્યોગો' એ નામનો વિસ્તૃત લેખ. (૧૯) શ્રી. દાદુભાઈ પુ. દેસાઇને પૂછીને મેળવેલી માહિતી.

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો : પ્રદેશદર્શન

## ખંડ ચોથો

## વિશિષ્ટ પ્રવૃત્તિઓ

## ૧

### વલ્લભવિદ્યાનગર–ઉદ્દેશો

**પરિચય :** વલ્લભ વિદ્યાનગર એ ચરોતર પ્રદેશની સૌથી મહાન વિશિષ્ટ પ્રવૃત્તિ છે. આ પ્રદેશની ભૂમિમાં રહેલા સાહસિક અને ખાતસ ખમીરનું, એની મૌલિક રચનાશક્તિનું અને એના આગેવાનોએ કલ્પેલા નૂતન ચરોતરનું એ મૂર્ત સ્વરૂપ છે. આવતી કાલનું ચરોતર એ સ્થળેથી સર્જવાનાં સ્વપ્નો એના સંચાલકો સેવી રહ્યા છે.

આ અને એની પછીનું પ્રકરણ વિદ્યાનગરના સ્થાપક અને સર્જક શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલે તૈયાર કરી આપ્યું છે. આ પહેલા પ્રકરણમાં એ મહાન સંસ્થાના ઉદ્દેશો સમજાવ્યા છે અને તે પછીના બીજા પ્રકરણમાં એની સ્થાપનાથી માંડી મે, ૧૯૫૪ સુધીની પ્રગતિનો ખ્યાલ આપ્યો છે.

**ભવિષ્યની સંસ્થાનું એક અંગ :** વલ્લભ વિદ્યાનગર એ એકલું નગર નથી. એ યોજના એ ભવિષ્યની એક મહાન સંસ્થાના અંગ તરીકે થયેલી છે. એ સંસ્થાને સફળ બનાવવા માટે વલ્લભ વિદ્યાનગર એક સાધન છે, સાધ્ય તો એ નગરને લઈને થનારી અનેકવિધ પ્રવૃત્તિઓ ને નવીન ગ્રામ કેન્દ્રીત સમાજરચના એ છે.

આ નગરની રચના પાછળ આટલા ઉદ્દેશો રહેલા છે : ૧ : દેશના વિદ્વાન ને નિવૃત્ત બુદ્ધિધનનો ગ્રામપ્રદેશને લાભ મળે ને ગામડાની વાત સંભળાતી થાય. ૨ : ગામડાંનું શોષણ અટકાવવું હોય ને ભણેલા ગામડાં છોડી શહેરમાં જાય છે એ સ્થિતિ અટકાવવી હોય તો શહેરમાં જે સગવડો મળે છે તે ગામડાની રીતે ગામડાંમાં ઊભી કરવી. ગ્રામજનો પોષાય તેવી આવી સગવડોવાળી બધી ચીજો પોતે પેદા કરવી ને પોતાના વહીવટ હેઠળના વિસ્તાર કે ગામમાં વાપરવી. આને માટે એક ખાસ ગામ પોતે જ ઊભું કરવું.

**સામાજિક કાર્ય :** આજે આપણી સામાજિક વ્યવસ્થા અને જ્ઞાતિપ્રથા અત્યંત વિષમ બની ગયાં છે. આથી કોઈ એવી સગવડ થવી જોઈએ કે જ્યાં દરેક જ્ઞાતિનો ભણેલો વર્ગ એક સ્થળે રહી શકે, એમનાં બાળબચ્ચાં એક બીજાના સંપર્કમાં આવી શકે, એક બીજાને ઓળખે, સાથે રમે જમે, સાથે ભણે. આવા પ્રસંગો બનવાથી આજની જ્ઞાતિવાર લગ્ન-પ્રથા તૂટતી જાય અને એ વિષમ પ્રશ્ન ઉકેલી શકાય. આવી સામાજિક પરિસ્થિતિ સર્જવાનો પણ વલ્લભ વિદ્યાનગરનો એક હેતુ છે. આ નગરની યોજના કરનારાઓના દિલમાં જ્ઞાતિપ્રથા તોડવામાં આ નગર એક મહત્ત્વનું સાધન બને એવી મહેચ્છા છે.

**યાંત્રિક ગ્રામઉદ્યોગોનું પ્રયોગ કેન્દ્ર :** ગામડાંમાં આજે ખેતી સિવાય બીજો કોઈ મહત્ત્વનો ઉદ્યોગ રહ્યો નથી. સમૃદ્ધ ગામડાં સિવાય દેશ કદી પણ સમૃદ્ધ થઈ શકે નહિ. મહાત્માજીએ જ્યારથી હિંદમાં પગ મૂક્યો ત્યારથી જ આ વાત ઠોકી ઠોકીને કહી હતી આજે હિંદનો દરેક વિચારક એ વાતને કબૂલ રાખે છે. છતાં પણ એના અમલમાં સફળતા મળી નથી આ પરિસ્થિતિનો એક જ ઉકેલ છે, જે જાપાને અને ચીને અમલમાં મૂક્યો છે. તે એ કે વીસમી સદીના વિજ્ઞાનનો પૂરેપૂરો લાભ લેવો અને વિજ્ઞાનની મદદથી નાનાં નાનાં યંત્રો બનાવી ગૃહઉદ્યોગો અને ગ્રામઉદ્યોગો સ્થાપવા અને બહુ મોટા ઉદ્યોગોને તાલુકા કે જિલ્લા ઉદ્યોગોમાં ફેરવી નાખવા. ટૂંકામાં વીજળી બળથી ચાલતાં



જાણીતુ આમ્રવૃક્ષ-જ્યાંથી વિદ્યાનગરની પ્રવૃત્તિઓનો ઉગમ અને સૂત્રસંચાલન થાય છે

કારણ નોકરી મેળવવાનું સાધન ભણતર તે ફક્ત શહેરોમાં જ છે શહેરના છોકરાઓ ઘરના રોટલા ખાઈને કોલેજોમાં ભણી શકે છે. ગામડાંમાં મૂળે તો ગરીબી છે જ છતાં પણ કોઈ પાસે જો પૈસા થાય, તો ભણવા માટે છોકરાને શહેરમાં મોકલવો પડે અને બોર્ડિંગનું ભારે ખર્ચ ભોગવવું પડે આજે તો ભણતર પણ ગામડાંનું દ્રવ્ય શોષીને શહેરમાં ઠાલવે છે આ રીતે શહેરવાસીઓ જે સરકારી નોકરીમાં દાખલ થયા છે તેમને મન ગામડાં તેમની જરૂરિયાતો પૂરી પાડવાનું સાધન માત્ર છે, અને ગામડાંના લોકો ફક્ત તેમની વેઠ કરવાને સર્જાયેલા છે. રાજ્યજીવનના મોટા ભાગના પ્રશ્નો, મોટા ભાગના અમલદારોએ આ રીતે જ જોયા છે આ પરિસ્થિતિમાં જો ફેર કરવો હોય તો સરકારી નોકરીઓમાં ગામડાંના લોકોનું યોગ્ય પ્રતિનિધિત્વ હોવું જોઈએ અને આટલા માટે જ વલ્લભવિદ્યાનગરની યોજનામાં કેળવણીની સંસ્થાઓનો સર્વાંગી વિચાર કરવામાં આવેલો છે સરકારી નોકરીઓના દરેક ખાતામાં ગામડાંના લોકોએ સ્થાન પ્રાપ્ત કરવું જ જોઈએ, એ સ્થાન પ્રાપ્ત કરવા માટે તેમને જોઈતી કેળવણી અપાય એટલું જ નહિ પણ સયુક્ત સરકારની નોકરીમાં દાખલ થવા માટે જે પરીક્ષાઓ લેવાય છે તે પરીક્ષાઓમાં ઊંચે નંબરે આવવા માટે જોઈતી દોરવણી વિદ્યાનગરના વિદ્યાર્થીઓને આપવામાં આવશે અને આ રીતે ગામડાંના પ્રશ્નો માટે લાગણી ધરાવનાર વર્ગને, એટલે કે સપૂર્ણ દેશદાઝ ધરાવનાર વર્ગને સરકારમાં જવાબદારીવાળી જગાઓ પ્રાપ્ત કરવા માટે યોગ્ય લાયકાત મેળવવામાં વલ્લભવિદ્યાનગરની યોજના સહાયભૂત થશે આ યોજના જ્યારે પૂરી થશે, ત્યારે ઓછામાં ઓછા ગુજરાતભરના ગામડાંના પાંચ હજાર વિદ્યાર્થીઓ તો વલ્લભવિદ્યાનગરમાં ભણતા હશે

યંત્રોની મદદ લઈને ઉદ્યોગોનુ સંપૂર્ણ વિકેન્દ્રીકરણ કરવુ. ગામડે ગામડે વીજળી લઈ જવી અને એનાથી ચાલતાં યંત્રો શી રીતે વાપરવાં તથા શી રીતે સુધારવાં એનું જ્ઞાન આપવું. ગામડાંની જરૂરિયાતના બધા ઉદ્યોગો માટે ગામડાંની જરૂરિયાત પ્રમાણેનાં યંત્રો તૈયાર કરવાં જરૂર પડે તો બીજા દેશમાંથી તે મગાવવાં અને તેમાં આપણાં ગામડાંની જરૂરિયાત પ્રમાણે જોઈતો ફેરફાર કરવો. આ બધું કરવાને માટે સંસ્થાના વહીવટ નીચે એક સ્થળ એવું હોવું જોઈએ કે જ્યાં આ બધા પ્રયોગો વિના અડચણે કરી શકાય, સંસ્થાની પ્રયોગશાળામાં તેના સફળ અમલ પછીથી તે સસ્થાના વહીવટ નીચેના ગામમાં ગૃહઉદ્યોગ તરીકે મોટા પાયા ઉપર દાખલ કરી શકાય, અને તેનો બહાર ફેલાવો કરતાં પહેલાં તે ચીજો બજારમાં સ્પર્ધામાં ટકી શકે એવી બનાવી શકાય. આ બધું કરવાને માટે સંસ્થાના વહીવટ નીચે એક સ્વતંત્ર ગામ હોવું જોઈએ અને તે ઉદ્દેશ લક્ષમાં રાખીને વલ્લભવિદ્યાનગરની યોજના તૈયાર થઈ છે

**ગ્રામજીવનનું પ્રયોગકેન્દ્ર :** આ નગર વેપાર, કેળવણી, રાજકારણ, બધા ક્ષેત્રોમાં ગ્રામજીવન ખીલે અને ગામડાંના લોકોની વાત સર્વત્ર સંભળાય તે માટેનું પ્રયોગકેન્દ્ર બને એ એના અનેક ઉદ્દેશોમાંનો એક છે.

**ભાવિ રાજ્યકર્તાઓ માટે શિક્ષણકેન્દ્ર :** સરકારી [illegible]ો આજે મુખ્યત્વે શહેરવાસીઓના હાથમાં છે

**આદર્શ ગામનો નમૂનો :** ગામડાંમાં આજે અજ્ઞાનતા અને ગંદકીનો કંઈ પાર નથી, તે દૂર કરવા ગામડાંની મધ્યમાં એક સ્વચ્છ, સુંદર, સરકારી ગામ ઊભુ કરવુ, જેથી તેની અસર ગામડાંના લોકમાનસ ઉપર થાય અને

ગામડાંના લોકો વિચાર કરતા થઈ જાય, એ પણ વિદ્યાનગરનો ઉદ્દેશ છે. જો પદ્ધતિસર કામ થાય તો ગરીબ માણસો પણ સ્વચ્છ, તાજગીભર્યું જીવન જીવી શકે છે એ બતાવવાનો એમાં હેતુ છે.

**બે મહાન મુત્સદ્દી ભાઈઓનું સ્મારક :** આ બધા ઉપરાંત સમગ્ર દેશના બે મહાન મુત્સદ્દી ભાઈઓ સ્વ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ અને સ્વ. શ્રી સરદાર વલ્લભભાઈનું એમની જ જન્મભૂમિમાં ભવ્ય સ્મારક રહે એ પણ આ યોજના પાછળનો એક શુભ હેતુ છે.

**શરૂઆત :** ગયા પ્રકરણમાં જણાવેલા ઉદ્દેશો અને કારણોથી વલ્લભવિદ્યાનગરની યોજના ઈ સ. ૧૯૪૫ની સાલમાં તૈયાર થઈ હતી. તેને માટેની જમીન આપવાનાં વચનો કરમસદ અને બાકરોલ ગામ તરફથી ઈ સ. ૧૯૪૫ના જૂન માસમાં મળ્યાં હતાં. જુલાઈ માસમાં ત્યાં સ્થપાનારી કેળવણીની સંસ્થાઓ અને ગ્રામોદ્ધારની સંસ્થાઓ માટેનાં કાર્યો બંધારણ થયાં.

**ભૌગોલિક સ્થાન :** ગ્રામ્ય વાતાવરણનો સંપૂર્ણ લાભ લેવાય તેટલા માટે આણંદ, કરમસદ, બાકરોલ અને મોગરી આ ચારે ય ગામને જોડતા રસ્તાઓનો જે સ્થળે ભેટો થતો હતો એ ચતુર્ભેટાના સ્થાન ઉપર વલ્લભવિદ્યાનગર માટેનું સ્થળ પસંદ કરવામાં આવ્યું. વલ્લભવિદ્યાનગરની સરહદથી કરમસદ, બાકરોલ અને મોગરીની સરહદો એક એક માઇલ દૂર છે, જ્યારે આણંદની સરહદ ત્યાંથી બે માઇલ દૂર છે. આ રીતે વલ્લભ વિદ્યાનગર ગ્રામ વિસ્તારની વચમાં જ છે, અને છતાં તેથી અલગ પણ છે.

**નગરની રચના : મકાનો અને સગવડો :** નગરની વચમાં ઈંડાના આકારનો ૩૦૦ વીઘાંનો લંબગોળ એક પ્લોટ રાખવામાં આવ્યો છે. આ પ્લોટની મધ્યમાં પંદરસો ફૂટ લાંબુ અને સાડા સાતસો ફૂટ પહોળું, લગભગ ૩૦ એકર, એવું એક ખુલ્લું ચોગાન રાખેલું છે તેમાં મહાવિદ્યાલયોના વિદ્યાર્થીઓને રમતગમતો માટે બધી સગવડો કરવામાં આવી છે. આ ચોગાનની ઉત્તર બાજુએ જમણી તરફ **વ્યાપારી મહાવિદ્યાલય** બંધાવ્યું છે, તેની અંદર ૧૨૦૦ વિદ્યાર્થીઓ ભણી શકે એવી વ્યવસ્થા છે. ડાબી તરફની જગા ભવિષ્યમાં **વૈદકીય મહાવિદ્યાલય** માટે અનામત રાખેલી છે. પૂર્વ તરફ **છાત્રાલયો, અને અધ્યાપકો તથા પ્રાધ્યાપકોનાં નિવાસસ્થાન** છે. આ સ્થળે જ્યારે બધાં છાત્રાલયો પૂરાં થશે ત્યારે યુનિવર્સિટીના નિયમ પ્રમાણે બધા મળી બે



અતિથિગૃહ

હજાર વિદ્યાર્થીઓ તેમાં રહી શકશે. અધ્યાપકો અને પ્રાધ્યાપકો માટે બધાં મળીને ૭૮ કુટુંબોની વ્યવસ્થા થશે. દક્ષિણ દિશાએ જમણી બાજુ **વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલય** આવેલું છે, તેમાં એમ. એ, એમ. એસ સી, અને પી એચ. ડી. સુધીના અભ્યાસક્રમોની વ્યવસ્થા છે. આ મકાનમાં જે વચલો હૉલ છે તેમાં બે હજાર વિદ્યાર્થીઓ બેસી શકશે. એ મકાનમાં બે મજલા છે. દરેક મજલાની ઊંચાઈ ૧૬ ફૂટ અને ક્ષેત્રફળ ૪૩૦૦૦ ચો. ફૂટ છે. આ મકાનમાં બધા મળી લગભગ ૨૫૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરી શકે એવી ગોઠવણ છે. રમત ગમતોનાં સાધન માટે, ફુરસદના વખતે વર્તમાનપત્રો વાંચવા માટે, ગૅસપ્લેન્ટ માટે, બીજા સ્ટોર માટે, મિલિટરી શિક્ષણ લેતા વિદ્યાર્થીઓનાં હથિયારો રાખવા માટે, વગેરે પરચૂરણ કામો માટે પાંચ અલગ મકાનો બાંધવામાં આવ્યાં છે. આ સિવાય આ પ્લોટમાં વનસ્પતિસૃષ્ટિના ઉછેર માટે એક અલગ બાગ બનાવવામાં આવ્યો છે, અને તેની પાછળ ડેમોન્સ્ટ્રેટરો અને લેક્ચરરો માટે ૪૪ કુટુંબો રહે તેવી વ્યવસ્થા થઈ છે. દક્ષિણ દિશાએ ડાબી બાજુએ **ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળી** લિ. ની વર્કશૉપ, ફાઉન્ડ્રી, **સિમેન્ટ પાઇપ ફેક્ટરી, સિમેન્ટના થાંભલા બનાવવાની ફેક્ટરી, ટાઇલ ફેક્ટરી, પ્રિન્ટિંગ પ્રેસ, અતિથિગૃહ, કામદારોનાં વસવાટનાં મકાનો** વગેરે બંધાયાં છે અને ભવિષ્યમાં દરેક પ્રકારના ગ્રામોદ્યોગો ઊભા કરવા માટેનાં મકાનો તથા કારખાનાં ત્યાં બંધાશે. ચોગાનની પશ્ચિમ બાજુએ **બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલય** આવેલું



અધ્યાપકનિવાસ

છે. તેમાં સિવિલ, મિકેનિકલ, અને ઇલેક્ટ્રિકલ એંજિનિયરિંગના અભ્યાસક્રમ માટેની સંપૂર્ણ ડિગ્રી કોર્સ સુધીની વ્યવસ્થા થઇ ગયેલી છે. ઉપરાંત એંજિનિયરિંગના ડિપ્લોમાની પણ વ્યવસ્થા થયેલી છે આ મહાવિદ્યાલયનું મકાન ઘણું ભવ્ય છે. આ મકાનને પણ બે મજલા છે. દરેક મજલો ૧૬ ફૂટ ઊંચો છે, અને દરેક માળનો વિસ્તાર ૪૦૦૦૦ ચો ફૂટ છે. આ મકાનમાં બધા મળીને ભવિષ્યમાં ૨૦૦૦ વિદ્યાર્થીઓ ભણી શકે એટલી સગવડ રાખેલી છે. આ મુખ્ય મકાન સિવાય ડ્રોઈંગ હોલ, **મિકેનિકલ વર્કશોપ, બોઇલર રૂમ, હાઇડ્રોલિક વર્કશોપ, કૂવો, પાણીની ટાંકી**, વગેરે ચીજો અત્યારે તૈયાર થઈ ગઇ છે. ભવિષ્યમાં અહીં સ્વિમિંગ બાથ થશે તથા એંજિનિરિંગની અન્ય શાખાઓનું શિક્ષણ જેવું કે, ઓટોમોબાઇલ એંજિનિયરિંગ, એગ્રિકલ્ચરલ એંજિનિયરિંગ, રેડિયો એંજિનિયરિંગ માઈનિંગ મેટાલર્જી–ખાણો અને ધાતુઓનું સંશોધન–વગેરેના શિક્ષણની વ્યવસ્થા થશે દરેક મહાવિદ્યાલય જોડે જ તેના આચાર્યને રહેવા માટેના બંગલા બંધાઈ ગયા છે.

મહાવિદ્યાલયમાં કામ કરતા એકેએક માણસને રહેવા માટે ઘર આપવું એ આ સંસ્થાનો ઉદ્દેશ છે અને નગરમાં કામ કરતા હરિજનો તથા નાના નોકરો માટે રહેવાના ઘર બાંધવાની વ્યવસ્થા થઇ છે. મકાનોમાં ભાડે રહેનાર માણસ જો ૨૦ વર્ષ સતત એ ઘરમાં રહે તો તે એ મકાનનો માલિક થઇ શકે એવી યોજના કરવાની

મહાવિદ્યાલયોના કેન્દ્રિત ક્ષેત્ર સિવાય તેની બહાર, પણ તેને અડીને જ બાલમંદિર, પ્રાથમિકશાળા અને માધ્ય- મિકશાળા અને ટેકનિકલ હાઈસ્કૂલ માટે વિશાળ જગા રાખવામાં આવી છે અને તેમાં બધાં મકાનો બંધાઇ ગયાં છે. સંસ્થાઓ ચાલુ થઇ ગઈ છે. વિદ્યાર્થીઓ માટેના છાત્રાલયો પણ તૈયાર થઇ ગયા છે. આ વિદ્યાર્થીઓ માટે રમત ગમતના ક્ષેત્રની અલગ વ્યવસ્થા થયેલી છે. આ ઉપરાંત આ ઈંડાકૃતિ વિસ્તારની અંદર એક મધ્યસ્થ લાયબ્રેરી અને મ્યુઝિયમ બાંધવામાં આવશે, જે અધ્યાપકો, પ્રાધ્યાપકો તથા નગરજનો માટે ખુલ્લું રહેશે આ પ્રમાણે નગરજનોને સંસ્થાની બૌદ્ધિક પ્રવૃત્તિઓનો લાભ મળશે અને સંસ્થામાં રહેતા વિદ્વાનોનો સંપર્ક સાધી શકાશે.

ઉપર જણાવેલા કેન્દ્રમાં આવેલાં ઈંડાકૃતિ પ્લોટની ચારે બાજુ **નગરજનોના** વસવાટ માટેના પ્લોટની વ્યવસ્થા રખાઈ છે નગરમાં નાનામાં નાના રસ્તા ૩૦ ફૂટ પહોળા છે. કોઈ રસ્તા ૪૦ ફૂટના છે, કોઈ ૫૦ ફૂટના છે, તો નગરના મુખ્ય રસ્તા ૬૦ ફૂટના છે. આ રસ્તાઓ ઉપર **વૃક્ષારોપણનું** કામ ચાલી રહ્યું છે. વૃક્ષારોપણ માટે અમુક રસ્તા ઉપર અમુક એક જ પ્રકારનાં ઝાડ વવાય છે અને આ ઝાડોની પસંદગી એવી રીતે કરવામાં આવે છે કે વરસના દરેક મહિનામાં કોઈને કોઈ રસ્તાનાં ઝાડો ઉપર ફૂલ આવી ગયાં હોય. ફૂલોના શોખીનો ફરવા માટે આ પ્રમાણે જુદા જુદા રસ્તાઓ પસંદ કરે અને મનને બહેલાવે.

નગરમાં નગરનું પોતાનું જ વોટર વર્કસ થઈ ગયું છે ડ્રેનેજને માટે નકશા બની રહ્યા છે. વોટર સપ્લાય અને ડ્રેનેજનાં કામ પૂરાં થયા પછીથી ધીરે ધીરે નગરમાં પાકા રસ્તા થશે. જેના ઉપર સગવડ અને સાધન પ્રમાણે એસ્ફાલ્ટ કે સિમેન્ટ કોંક્રિટ નંખાશે, જેથી નગરવાસીઓને ધૂળનો બિલકુલ ત્રાસ નહિ રહે

**વીજળીનું** કામ હાથ ઉપર લેવાઇ ગયું છે અને મકાનો બાંધવાનું શરૂ કરતાં જ પ્લોટમાલિકને વીજળીનું કનેક્શન મળે છે. પાણીના નળ પણ સાથે સાથે મળી જાય છે.

**ગામઠાણ : ગ્રામપંચાયત :** વલ્લભવિદ્યાનગર માટે કરમસદ, બાકરોલ અને આણંદના ગૃહસ્થોએ જે જમીન આપી હતી તે તો ખેતીની જમીન હતી. એને ગામઠાણમાં ફેરવવા માટેનો ઠરાવ પહેલી ઓગસ્ટ ૧૯૫૨થી થઇ ગયો છે, અને તેમાં ગ્રામપંચાયત સ્થાપવાની વ્યવસ્થા થઈ છે. આ ગ્રામપંચાયતમાં વિદ્યાર્થીઓ, અધ્યાપકો, નગરજનો, મજૂરો, કારીગરો, અને સંસ્થાના સંચાલકો વગેરે સર્વનું પ્રતિનિધિત્વ રહેશે. હિંદમાં પ્રથમવાર કેળવણીકારો નગરના પ્રશ્નમાં રસ લેતા થશે. એ પ્રશ્નોને પોતાના પ્રશ્નો બનાવશે અને પ્રયોગશાળામાં શોધખોળ કરીને એનો લાભ નગરજનોને આપશે. ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. ની વર્કશોપો અને કારખાનાઓ આ શોધખોળોને અમલમાં મૂકવા પ્રયત્ન કરશે, અને આ બધાનું ફળ છેવટે ગ્રામજનતાને ચરણે ધરશે.



બિરલા વિશ્વકર્મા મહાવિદ્યાલયનું છાત્રાલય

**અન્ય સગવડો :** નગરની સફાઈનું કામ પણ ઉપર જણાવેલી ગ્રામપંચાયત કરશે. નગરમાં પોસ્ટ ઓફિસ, તાર અને ટેલિફોન વગેરે આવી ગયાં છે અને હિંદ સરકાર નગરનો એક પ્લોટ વેચાતો લઇને પોતાને જોઇતાં બધાં મકાનો એ પ્લોટોમાં બાંધવાની તૈયારીમાં છે. આણંદ તથા કરમસદ, મોગરી વગેરે બીજાં સ્થળોએથી વિદ્યાર્થીઓને લાવવા માટે આજે સંસ્થા પોતાની બસો ચલાવે છે. આ બસો ગ્રામપંચાયતને સોંપી દેવામાં આવશે. વોટરવર્કસ, તે અંગેનું સુએજ કાર્ય, રસ્તા, વૃક્ષારોપણ, અને સફાઈ વગેરે કામો પંચાયત કરશે અને ગ્રામપંચાયતો માટે કાર્યકર્તાઓ તૈયાર કરવા માટે પણ અહીં વ્યવસ્થા થશે દેશમાં ચાલતા અનેક કોમ્યુનિટી પ્રોજેક્ટો માટે અમલદારો તૈયાર કરવાની યોજના હિંદ સરકારની ઇચ્છાથી વિચારાઈ રહી છે.

**કરવેરા :** અત્યારે તો ફક્ત પાણી અને વપરાશના કર લેવાય છે. ગ્રામપંચાયત થયા પછીથી ઘરવેરા લેવાશે. જરૂર પડશે તો સફાઈ માટે પણ વેરો લેવાશે રસ્તાઓ ઉપરની વીજળીનું ખર્ચ અત્યારે તો સંસ્થા ભોગવી રહી છે. પણ ગ્રામપંચાયત શરૂ થતાં જ એ ખર્ચ ગ્રામપંચાયતે ભોગવવું પડશે. ગ્રામોદ્ધાર મંડળની પ્રવૃત્તિઓનો લાભ વલ્લભવિદ્યાનગરની પંચાયતને જરૂર મળશે જ અને તેથી રસ્તા વગેરે બાંધવામાં ગ્રામપંચાયતને મોટી આર્થિક મદદ મળશે.

**દુકાનો :** નગરને માટે જોઈતી બધી દુકાનો શિક્ષણસંસ્થાઓ તરફથી બંધાશે, જેથી તેના ભાડાના ઉત્પન્નમાંથી શિક્ષણસંસ્થાઓના ખર્ચ અને વિકાસમાં મદદ મળી રહે.

**વસતી :** અત્યારે વલ્લભવિદ્યાનગરમાં ૨૦૦૦ વિદ્યાર્થીઓ છાત્રાલયમાં રહે છે અને ૬૦૦ વિદ્યાર્થીઓ આસપાસનાં ગામોમાંથી ભણવા આવે છે. સંસ્થામાં કામ કરતાં અને કોલેજોમાં શિક્ષણ આપતાં બધાં મળીને અઢીસો કુટુંબો વિદ્યાનગરમાં સ્થાયી રહે છે. આ ઉપરાંત ૬૦૦થી ૭૦૦ મજૂરો અને કારીગરો કાયમને માટે અહીં કામ કરવા માટે રહે છે. આ રીતે નગરની સ્થાયી વસતીનો આંકડો ૩૬૦૦ સુધી આવી પહોંચ્યો છે. જેમ જેમ મકાનો બંધાય છે તેમ તેમ આ સંખ્યા વધતી જ જાય છે.

**પ્લોટોની કિંમત :** નગરના પ્લોટોની કિંમત નીચે જણાવ્યા પ્રમાણે ઠરાવવામાં આવી છે· પાંચસો વારના પ્લોટની જમીનની કિંમત રૂા. ૧૨૦૦ છે. આ કિંમતે જમીન ખરીદ અગર વેચાણ કરી શકાય છે વેચાણ દસ્તાવેજ અને રજિસ્ટ્રેશન માટે રૂ ૫૦ રખાયા છે. પ્લોટમાલિકે શિક્ષણ સંસ્થાઓમાં સભ્ય થવાનું ફરજિયાત છે. તે માટે રૂ. ૫૦૦ આપવા પડે છે. વોટર સપ્લાય અને ડ્રેનેજ કરવા માટે રૂ. ૩૦૦ના શેર લેવા પડે છે. આ શેર ઉપર પ્લોટમાલિકને ત્રણ ટકાનું ઠરેલું ડિવિડન્ડ મળે છે. નગરમાં રસ્તાઓ કરવાના ખર્ચ પેટે પ્લોટ દીઠ રૂપિયા બસો લેવાય છે. એક રૂપિયો ચરોતર ગ્રામોધ્ધાર સહકારી મંડળ લિ.ની મેમ્બરશિપનો છે. એટલે આ રીતે જેને પ્લોટ રાખવો હોય તેને એકંદરે રૂ. ૨૨૫૧ આપવા પડે છે. આ યોજનાથી દરેક નગરજન કેળવણીની સંસ્થાઓનો તથા ગ્રામોદ્યોગની સંસ્થાઓનો સભ્ય બનશે, અને તેમાં રસ લેતો થશે.

પ્લોટો ખરીદનાર : અત્યાર સુધીમાં લગભગ ૪૦૦ પ્લોટો વેચાઈ ગયા છે. અને ૬૭ લગભગ ૨૦૦ પ્લોટો ખરીદનાર માણસો ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ વગેરે બૃહદ્ ગુજરાતના બધા ભાગમાંથી આવેલા છે. મુંબઈ જેવા શહેરમાં રહેતા માણસોએ પણ પ્લોટો લીધા છે અને આફ્રિકામાં વસતા ભાઈઓએ પણ લીધેલા છે. પ્લોટ લેનારાઓમાં લગભગ બધા જ હિંદુઓ છે અને તેમાં હિંદુઓની લગભગ દરેક કોમનો સમાવેશ થયેલો છે. અપવાદમાં હિંદુ સિવાય ખ્રિસ્તિ ભાઈઓએ થોડા પ્લોટ લીધા છે. પ્લોટ લેનારાઓમાં મોટી સંખ્યા ભણેલાઓની છે અને નિવૃત્ત થયા પછીથી અહીં રહેવાની ઈચ્છા કરનારનો એક ઘણો સારો વર્ગ છે.

શિલારોપણ : આ વિદ્યાનગરનો શિલારોપણવિધિ ભારતના પ્રથમ વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુને વરદ હસ્તે તા. ૧૩-૨-૧૯૪૯ને રોજ થયો હતો.

અન્ય મુહૂર્તો : આ નગરની જમીનમાપણીનું પ્રથમ મુહૂર્ત એક હરિજનને હાથે, ઈંટો પાડવાનું મુહૂર્ત એક સ્વામીનારાયણ સંપ્રદાયના હરિજનના હાથે, વર્કશોપનું મુહૂર્ત એક મુસલમાનને હાથે, અને વિઠ્ઠલભાઈ પટેલ મહાવિદ્યાલયનું મુહૂર્ત ત્રણ દિવસના ઉપવાસી બ્રાહ્મણના હાથે થયું હતું.

# ૨

# વલ્લભવિદ્યાનગર—પ્રગતિ

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણેની વલ્લભવિદ્યાનગરની કેળવણીની પ્રવૃત્તિઓ સ્થાપવા અને ચલાવવા માટે ચારુતર વિદ્યામંડળ રચવામાં આવ્યું છે. આ પ્રશ્નનો વિચાર કરવા સને ૧૯૪૪ના માર્ચ માસમાં આણંદમાં ચ. એ. સોસાયટીમાં એક સભા યોજવામાં આવી હતી. તેમાં થયેલા નિર્ણય પછી આ મંડળનું બંધારણ તા : ૧૦-૮-૧૯૪૫ને રોજ સરકારમાં સને ૧૮૬૦ના ૨૧મા રજિસ્ટ્રેશન એક્ટ અન્વયે રજિસ્ટર કરાવવામાં આવ્યું હતું.

આમાં "ચારુતર" શબ્દ હેતુસર પસંદ કરવામાં આવ્યો છે. "ચારુ" એટલે સારું, સુંદર અને "ચારુતર" એટલે વધારે સારું, વધારે સુંદર, એ અર્થમાં વાપર્યો છે. એ ઉપરથી "ચરોતર" ધ્વનિત થાય એ સ્વાભાવિક છે. પરંતુ આ મંડળની પ્રવૃત્તિઓમાં કોઈ પણ પ્રદેશની સીમાનું બંધન નથી એ અને મંડળની પ્રવૃત્તિઓની કાંઈક નવીનતા, સુંદરતા, વગેરે સૂચવવાનો ખાસ હેતુ છે. એટલે જ ચારુતર વિદ્યામંડળની પ્રવૃત્તિઓનો લાભ પ્રદેશ, ધર્મ, જ્ઞાતિ કે રંગના ભેદભાવ સિવાય સૌ કોઈને આપવામાં આવે છે. ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ.માં સીમાનું બંધન સ્વીકારવાની જરૂર હતી. તેથી જ તેમાં "ચારુતર" શબ્દનો ઉપયોગ નહિ કરતાં "ચરોતર" શબ્દ જ વાપર્યો છે. "ચરોતર" એટલે હાલનો ખેડા જિલ્લો.

ઉદ્દેશો : મુખ્ય ઉદ્દેશ કેળવણીની બધી પ્રવૃત્તિઓ ચલાવવાનો છે. તેમાં પૂર્વ પ્રાથમિકથી ઉચ્ચ કક્ષા સુધીની તમામ પ્રકારની શિક્ષણ પ્રવૃત્તિઓનો સમાવેશ થાય છે.

સંસ્થાઓ : આ મંડળે સ્થાપેલી કોલેજો, શાળાઓ, વગેરે લગભગ તમામ સંસ્થાઓના ઉલ્લેખ ગયા પ્રકરણમાં આવી ગયા છે. એમાંની મહત્ત્વની સંસ્થાઓની વિગતવાર માહિતી આ પુસ્તકના ડિરેક્ટરી વિભાગમાં આવશે.

જમીન : ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે કરમસદ અને બાકરોલ ગામના લોકોએ આ મંડળને તેની પ્રવૃત્તિઓ ચલાવવા માટે કુલ ૧૦૦૦ વીઘાં જમીન બક્ષિસ આપી છે. એ જમીનના પ્લોટ પાડી વલ્લભવિદ્યાનગરની યોજના કરવામાં આવી છે. તેની વિગત અગાઉના પ્રકરણમાં આવી ગઈ છે.

દાન અને ટ્રસ્ટ ફંડો : ઉપર જણાવી તે સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ માટે આ મંડળ નાનાં મોટાં દાન તેમજ રૂા. ૫૦૦૦ અને તેથી વધારે રકમનાં ટ્રસ્ટફંડો સ્વીકારે છે.

સભ્યો : પ્રકાર : ૧ : એક્સ-ઑફિશિયો : મંડળની કૉલેજોના બધા આચાર્યો, મંડળના મંત્રી, એસ્ટેટ મેનેજર, ચ. એ. સોસાયટીના અધ્યક્ષ અને મંત્રી, ચ. એ. સોસાયટી, હાઈસ્કૂલના વડા—આ સર્વ એક્સ ઑફિશિયો એટલે પોતપોતાના હોદ્દાની રૂએ સભ્યો ગણાય છે.

**૨ : દાતાઓ :** મંડળને દાન આપનાર દાતા વર્ગના સભ્ય ગણાય છે.

**૩ : માનદ :** મંડળની કાઉન્સિલ જેમને પસંદ કરે તેવા પ્રતિષ્ઠિત કેળવણીકારો કે સેવાભાવી કાર્યકર્તાઓ માનદ સભ્યો નિમાય છે.

**૪ : આજીવન સભ્યો :** નીચેની વિગતે એકી સાથે દાન આપનાર જે તે વર્ગના આજીવન સભ્યો ગણાય છે :–

| દાનની રકમ | સભ્યોના વર્ગ |
|---|---|
| રૂા. ૫૦૦૦ | પેટ્રન |
| રૂા. ૧૦૦૦ | વાઈસ પેટ્રન |
| રૂા. ૫૦૦ | દાતા |
| રૂા. ૨૫૦ | ફેલો |

આ પ્રકારના કુલ સભ્યોની સંખ્યા લગભગ ૨૨૦૦ જેટલી છે.

**વ્યવસ્થાપક મંડળો :** મંડળની વ્યવસ્થા માટે નીચેનાં મંડળો રચવામાં આવ્યાં છે : કાઉન્સિલ, ગવર્નિંગ બોડી, એકેડેમિક બોડી, ટ્રસ્ટી મંડળ, જનરલ બોડી, આ દરેક મંડળની રચના અને ફરજોની વિગતો મંડળના છાપેલા બંધારણમાં આપેલી છે.

**હોદ્દેદારો :** સને ૧૯૫૩–૫૪માં આ મંડળના હોદ્દેદારો નીચે પ્રમાણે હતા : **પ્રમુખ :** શ્રી ગણેશ વાસુદેવ માવળંકર, લોકસભાના અધ્યક્ષ; **ઉપપ્રમુખ :** શ્રી કનૈયાલાલ મા. મુનશી, ઉત્તર પ્રદેશના ગવર્નર; **ટ્રસ્ટીઓ :** શ્રી. ભીખાભાઈ રેવાભાઈ પટેલ, શ્રી હરિવલ્લવદાસ ચુ. શાહ. **અધ્યક્ષ :** **શ્રી ભાઈલાલભાઈ દ્યાભાઈ પટેલ. મંત્રી : શ્રી ભીખાભાઈ કુ પટેલ,** **ઓડિટરો :** શ્રી. આપાજી અમીન એન્ડ કું.

ઉપરના પૈકી જેમનાં નામો મોટા અક્ષરે છાપ્યાં છે તેમની ત્રિપુટી મંડળની તમામ કાર્યવાહી સદા જાગ્રત રહી સંભાળે છે. તેમની મદદમાં સંખ્યાબંધ સેવાભાવી કાર્યકરો છે.

**કાર્યાલય :** આ મંડળનું કાર્યાલય શરૂઆતથી એક આંબાના ઝાડ નીચે છે. પહેલાં એ સ્થળ ચોગાનું મિલનસ્થાન હતું. આજે ત્યાં ચારુતર વિદ્યામંડળ અને વલ્લભવિદ્યાનગરના સંચાલકો ભાવિ ચરોતરનું સર્જન કરતા અહોરાત્ર બેસે છે સવારના પાંચથી રાત્રીના નવ વાગ્યા સુધી ગમે ત્યારે તેમને મળી શકાય છે. મંડળની તમામ પ્રવૃત્તિઓનો ઉગમ અને સૂત્રસંચાલન એ સ્થળેથી થાય છે.

**મિલકતો અને દાનો :** ઈ. સ. ૧૯૫૪ સુધીમાં આ મંડળ દ્વારા સ્થપાયેલી સંસ્થાઓ અને પ્રવૃત્તિની સ્થાવર જંગમ મિલકત આશરે એક કરોડ રૂપિયાની કિંમતની છે.

આ મંડળને આપેલી દાનની રકમોને સરકારે આવકવેરામાંથી મુક્ત ગણેલી છે. તે માટે ગવર્નમેન્ટ ઓફ ઇંડિયા નોટિફિકેશન નં. ૫૭, તા. ૨૧–૧૦–૪૮, ના આઈટમ નં. ૨૫માં જાહેરાત થયેલી છે.

**ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ. :** વલ્લભવિદ્યાનગરની ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓ સ્થાપવા અને ચલાવવા માટે **ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ.** ની રચના થઈ. આ એક સહકારી મંડળ છે. તે તા. ૭–૮–૪૫ના રોજ, સને ૧૯૨૫ના ૭મા એકટની ૧૦મી કલમ અન્વયે રજિસ્ટર કરાવવામાં આવ્યું છે. ઉપર જણાવેલું ચારુતર વિદ્યામંડળ અને આ મંડળ એ બે મળીને વલ્લભવિદ્યાનગરની તમામ પ્રવૃત્તિઓ ચલાવે છે. શરૂઆતથી જ સદ્ગત સરદારશ્રી વલ્લભભાઈ પટેલ આ બંને મંડળોના પ્રમુખ હતા. આ મંડળ રજિસ્ટર કરાવવા માટે શરૂઆતમાં ચ. એ. સોસાયટી, આણંદ પાસેથી સાત હજાર રૂપિયા ઉછીના લેવામાં આવેલા. વલ્લભવિદ્યાનગર એ ચ. એ. સોસાયટીના અગ્રણી કાર્યવાહકોનું સર્જન છે. એની પાછળ સરદારશ્રીની પ્રેરણા અને ઉત્તેજનનાં બળ હતાં અને મહાત્મા ગાંધીજીના આશીર્વાદ પણ હતા.

**મંડળોના ઉદ્દેશો :** ચરોતર ગ્રામોદ્ધાર સહકારી મંડળ લિ.ના ઉદ્દેશો, તેના પેટા નિયમોમાં નીચે પ્રમાણે જણાવવામાં આવ્યા છે :–

૧. આધુનિક જીવનની સવલતો અને સુખસગવડવાળાં મકાનો બાંધી ગામોનો વિકાસ અને આદર્શ સંસ્કારી નગરો ઊભાં કરવાનો ધંધો કરવાનો.

૨. કોઈ પણ પ્રકારની જમીન ખરીદવી, રાખવી, વેચવી, બદલો કરવો, ગીરો આપવી લેવી, ભાડે આપવી લેવી અને મકાનો બાંધવાં, પાડી નાંખવાં, સમારવાં યા તેમાં બીજી કોઈ પણ રીતે ફેરફાર કરવા.

૩. પીવા માટે પાણી પૂરું પાડવાનાં જલાગાર અને મેલા પાણીની જમીન અંદરની ગટરોનાં બાંધકામ કરવાં.

૪. વિકાસ માટે જે જમીનના માલિકો જમીન આપે તેમને તેના બદલામાં વિકાસ માટે થયેલા ખર્ચના પ્રમાણમાં ખર્ચને બદલે અને વિકાસથી જમીનની વધેલી કિંમતને

લક્ષમાં લો જેટલી ઓછી જમીન આપવાનું નક્કી થાય તે પ્રમાણે તેમને મંજૂર થયેલી યોજના પ્રમાણે તૈયાર થયેલા પ્લોટોનો બદલો આપવો.

૫. ખેતીવાડીની સુધરેલી રીતો દાખલ કરવી, ખેતીવાડી માટે પાણી પૂરું પાડવાના પ્રશ્નનો ઉકેલ કરવો અને ખેડૂતના લાભ માટે અનેકવિધ પ્રવૃત્તિઓ આદરવી.

૬. ગૃહઉદ્યોગના ક્ષેત્રમાં શોધખોળ કરવી યા તેને ઉત્તેજન આપવું; તે માટે જરૂરી યંત્રો તૈયાર કરવાં અને પૂરાં પાડવાં, ગ્રામોદ્યોગથી ઉત્પન્ન થયેલી ચીજો એકઠી કરવી અને વેચવી, અને ઉદ્યોગની ખીલવણી અને પ્રચાર માટે કરજે નાણાં ધીરવાં.

૭ વીજળીઘર બાંધવાં અને ચલાવવાં અને વીજળી ઉત્પન્ન કરી ગ્રામોદ્યોગ, ખેતી માટે પાણી અને દીવાબત્તી માટે વીજળી સોંઘા ભાવે પૂરી પાડવી.

૮ દળવાની ઘંટીઓ, ડાંગર ખાંડવાનાં યંત્રો, તેલ કાઢવાની ઘાણીઓ, લાકડાં વહેરવાની મિલ અને કાંતવાનાં યંત્રો, વણવાની શાળો, ગંજીફાક-ચદ્દીઓ વગેરે બનાવવાનાં યંત્રો બનાવવાં, ચલાવવાં અને વેચવાં.

૯. બંને પક્ષે નક્કી કરેલી અનુકૂળ શરતો પ્રમાણે વાહનો ખરીદી નિયમિત દોડાવવાં અને વાહનવ્યવહારની સરળતા માટે રસ્તાઓ બાંધવા.

૧૦. મંડળનાં યંત્રો, વર્કશાપો અને મંડળનાં અન્ય સાધનો ચારુતર વિદ્યામંડળની કેળવણી સંસ્થાઓને વિના ખર્ચે ઉપયોગ માટે આપવાં.

૧૧. કેળવણીના પ્રચાર માટે છાત્રાલયો, વિદ્યાલયો, પુસ્તકાલયો, વ્યાયામશાળાઓ, પાઠશાળાઓ વગેરે કાઢવાની પ્રવૃત્તિઓ શરૂ કરવી અને–અગર–યા તેમને આર્થિક સહાય કરવી અને દરેક જાતની કેળવણીનો ફેલાવો કરી લોકોના ભૌતિક, નૈતિક, ધાર્મિક, શારીરિક અને આધ્યાત્મિક શ્રેયમાં મદદ કરવી. ફરતાં પુસ્તકાલયો, વાચનાલયો, લેખનાલયો અને સંશોધનાલયો સ્થાપવાં અને પોષવાં.

૧૨. ખેતી ઉપયોગી, ગૃહઉદ્યોગોપયોગી ઘરગથ્થુ ચીજો અગર બીજાં અન્ય સાધનો વસાવવાં તેમજ વપરાશ માટે ખરીદવાં અને સભાસદ તેમજ બિનસભાસદોને ભાડે આપવાં અગર–અને દુકાન અગર દુકાનો ખોલી વેચવાં.

૧૩ જનતાના લાભાર્થે દવાખાનાં, રેસ્ટોરાં, આનંદ-ગમ્મત માટે ક્લબો, બગીચાઓ વગેરે સ્થાપવાં, પોષવાં ...ગર ભાડે આપવાં.

૧૪. સભાસદો તેમજ બિનસભાસદોની આર્થિક, સામાજિક અને ધાર્મિક ઉન્નતી માટે પ્રચલિત ખોટી રૂઢિઓ સુધારવા પ્રયત્ન કરવા.

૧૫. ઉપર બતાવેલા એક વા અનેક હેતુઓ બર લાવવા ટ્રસ્ટો, ફંડો અથવા દાનો સ્વીકારવાં અને તેનો વહીવટ કરવો.

૧૬. સામાન્ય રીતે આ ઉદ્દેશોને અનુકૂળ પ્રવૃત્તિઓને લગતો ધંધો ચલાવવો, કરકસર, સ્વાશ્રય અને સહકારના સિદ્ધાંતોનો પ્રચાર કરવો અને તેમને ઉત્તેજન આપવું, અને ચરોતરનાં ગામડાંનો બધી રીતે વિકાસ થાય તે માટે સઘળા શક્ય ઉપાયો શોધવા અને યોજવા.

**પ્રવૃત્તિઓ :** ઉપરના ઉદ્દેશોને અનુસરી અનેકવિધ પ્રવૃત્તિઓ ચલાવાય છે. તેમાંની મુખ્ય આ પ્રમાણે છે:–

**કારખાનાં :** લોખંડનાં કારખાનાં, વર્કશોપ, સિમેન્ટના નળ માટેનું કારખાનું, ટાઇલ્સ માટેનું કારખાનું, ફાઉન્ડ્રી, છાપખાનું, મોટર ગેરેજ, લાકડાં વહેરવાની મિલ, ઈંટો અને ચુનાના ભઠ્ઠા, પાવર હાઉસ, ખાતરો બનાવવાનું કારખાનું, વગેરે.

**દવાખાનું :** વિદ્યાનગરમાં રહેનારને દવાની અનુકૂળતા આપવા માટે એક દવાખાનું શરૂ કરવામાં આવ્યું છે. આ દવાખાનું શરૂઆતથી આણંદના ડૉ. છગનભાઈ શંકરભાઈ દેસાઈની દેખરેખ નીચે ચાલે છે.

ડૉ. ઈશ્વરભાઈ છગનભાઈ પટેલે વિદ્યાનગરમાં વલ્લભ-હોસ્પિટલ અને પ્રસૂતિગૃહ બાંધેલાં હોવાથી અને ઉંચા પ્રકારની વૈદકીય સારવારની સગવડ થવાથી સારા દવાખાનાની ખોટ પણ પૂરાઈ છે

**મુદ્રણાલય :** ગ્રામોદ્ધાર મુદ્રણાલય નામનું છાપખાનું ચલાવામાં આવે છે. આથી મંડળનાં અને મહાવિદ્યાલયોનાં અનેક પ્રકાશનો તથા યુનિવર્સિટીની વિદ્યાનગરમાં થતી પરીક્ષાઓના પ્રશ્નપત્રો છાપવામાં ઘણી અનુકૂળતા થઈ છે. બહારનું કામ પણ લેવામાં આવે છે.

**ચારુતર પ્રકાશન :** આ સંક્રાન્તિકાળમાં જીવનનાં પ્રશ્નો વિષેની સમજને સ્પષ્ટ કરી આપે, લોકરૂચિને સંસ્કારે અને નવીન સમસ્યાઓને ઉકેલવા માટે જરૂરી ચિંતન સામગ્રી પૂરી પાડે એવું શિષ્ટ અને પથ્ય સાહિત્ય પ્રગટ કરી, વિદ્યાનગરની કેળવણીની સંસ્થાઓ દ્વારા થતા જ્ઞાન પ્રચારના કાર્યની પૂરવણી કરવાનો ચારુતર પ્રકાશનનો ઉદ્દેશ છે.

મંડળને સ્વ. અધ્યાપક શ્રી. **ત્રિભુવનદાસ પી. ત્રિવેદી** સ્મારક ફંડ તરફથી રૂ. બે હજાર પુસ્તક પ્રકાશન માટે મળ્યા છે.

**ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓ :** ગ્રામોદ્ધારની પ્રવૃત્તિઓમાં આણંદ, વાસદ, ચિખોદરા, ઓડ, બોરસદ, કરમસદ, અને વીરસદનાં વોટરવર્કર્સના પ્લાન અને એસ્ટીમેટ મંડળે તૈયાર કરી સરકાર પાસે મંજૂર કરાવ્યાં છે. આ માટેની સઘળી સાધનસામગ્રી મંડળ પૂરી પાડે છે. કેટલેક સ્થળે તો આવાં મંજૂર થયેલાં વોટરવર્કર્સ કામ કરતાં થઈ ગયાં છે.

**ભંડોળ :** આ સંસ્થા માટે નીચેનાં તમામ અથવા તે પૈકી હરકોઇ પ્રકારે ભંડોળ ઊભું કરી શકાશે એમ ઠરાવાયું છે:

૧. પ્રવેશ ફીથી, ૨. દાન સ્વીકારીને, ૩. શેરથી, ૪. થાપણો લઈને, ૫. કરજે નાણાં લઇને, ૬. બક્ષિસોથી, ૭. ન્યાસો–ટ્રસ્ટો સ્વીકારીને, ૮. સરકાર તરફથી અગર લોકલ બોર્ડ તરફથી ગ્રાન્ટ મેળવીને.

શેરનું ભંડોળ રૂા. ત્રીસ લાખનું રાખવામાં આવ્યું છે, પરંતુ સામાન્ય સભા આ ભંડોળની હદ રજિસ્ટ્રારની મંજૂરીથી વધારી શકશે એમ ઠરાવાયું છે.

સભાસદ થવા માટે પ્રવેશ ફી એક રૂપિયો રાખવામાં આવી છે.

દરેક શેરની કિંમત રૂા. ૧૦૦ રાખવામાં આવી છે. કોઈ સભાસદને કુલ ૧૦૦ શેરથી વધુ શેર આપવામાં આવતા નથી. શેર ઉપર સંસ્થા ત્રણ ટકાથી વધુ વ્યાજ આપશે નહિ એમ નક્કી કરવામાં આવ્યું છે.

મંડળના નફાનો ઘણોખરો ભાગ ચારુતર વિદ્યામંડળ અને અન્ય કેળવણી તથા સમાજસેવાની પ્રવૃત્તિઓને મદદ આપવામાં વપરાય એ હેતુ રાખવામાં આવ્યો છે.

મંડળ બાંધી મુદતની થાપણ ૩ ટકા વ્યાજે સ્વીકારે છે.

**પ્રગતિસૂચક પત્રક :** આ સંસ્થાએ ઉત્તરોત્તર પ્રગતિ કરી છે એ હકીકત નીચે આપેલા પત્રક પરથી જણાઈ આવે છે.

| સાલ | રિઝર્વ ફંડ | ડૂબતા લેણા ફંડ | મશિનરી ઘસારા ફંડ | મકાન ફંડ | જનરલ ફંડ | સભાસદો | શેર ભંડોળ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૪૫-૪૬ | ૧૬૦ | — | ૨૮૪૦ | — | — | ૧૫૭ | ૫૮૬૦૦ |
| ૧૯૪૬–૪૭ | ૫૭૨ | ૭૫ | ૧૪૯૬૫ | ૯૭૫ | — | ૨૪૩ | ૯૫૯૦૦ |
| ૧૯૪૭-૪૮ | ૭૦૧૩ | ૧૪૪૫ | ૬૩૫૫૦ | ૪૬૭૭ | — | ૧૪૮ | ૯૯૨૦૦ |
| ૧૯૪૮–૪૯ | ૫૯૦૨ | ૧૧૪૫ | ૮૬૫૦૦ | ૬૩૭૨ | ૧૪૩૫૦ | ૪૪૦ | ૨૧૪૬૦૦ |
| ૧૯૪૯–૫૦ | ૯૯૪૦ | ૨૦૬૮ | ૫૦૫૦૦ | ૫૭૨૦ | ૯૪૦૬ | ૧૧૯ | ૪૯૩૦૦ |
| ૧૯૫૦–૫૧ | ૧૧૦૮૫ | ૧૧૫૨ | ૭૩૫૫૦ | ૪૮૦૦ | ૮૯૫ | ૩૨૮ | ૧૫૪૪૦૦ |
| ૧૯૫૧–૫૨ | ૬૪૬૯ | ૧૦૦૦ | ૬૯૮૩૫ | ૬૯૮૦ | ૧૩૯ | ૫૯ | ૧૦૮૦૦ |
| ૧૯૫૨–૫૩ | ૭૨૪૧ | ૧૪૯૬ | ૫૫૭૧૦ | ૯૮૭૫ | ૫૦૯ | ૧૦૧ | ૩૬૧૦૦ |
| કુલ રૂા | ૪૮૩૮૨ | ૮૩૮૧ | ૪૧૭૪૫૦ | ૩૯૬૯૯ | ૨૫૨૯૯ | ૧૫૯૫ | ૭૧૮૯૦૦ |

**નોંધ :** રિઝર્વ ફંડ વગેરે અન્ય ફંડોનો સરવાળો કુલ રૂ ૫,૩૯,૨૧૧ થાય છે. ( ૯૫૨–૫૩ના હિસાબ મુજબ )

**વ્યવસ્થાપક મંડળ :** આ મંડળનો વહીવટ એનું વ્યવસ્થાપક મંડળ કરે છે. હેદ્દેદારો નીચે મુજબ છે:–

હેદ્દેદારો : ઇ. સ. ૧૯૫૩–૫૪ના વર્ષમાં નીચેના હોદ્દેદારો હતા : **પ્રમુખ :** શ્રી. ભાઇલાલભાઇ દા. પટેલ. **મંત્રી :** શ્રી. ભીખાભાઈ કુ. પટેલ. **ચીફ એન્જિનિયર :** શ્રી. શાંતિભાઈ મૂળજીભાઈ અમીન.

**નિવેદનો :** આ મંડળનાં વાર્ષિક નિવેદનો છપાય છે.

**આધાર :** મંડળનાં છાપેલાં નિવેદનો ઉપરથી.

★

# ૩

# કૃષિગોવિદ્યાભવન—આણંદ

**પરિચય :** વડોદરાથી આણંદ તરફની રેલવે લાઇન ઉપર, નાવલી અને આણંદ સ્ટેશનોની વચ્ચેના વિસ્તારમાં, પશ્ચિમ દિશાએ, દોડતી ગાડીએ નજર પડે તો દૂર દૂરનાં ખેતરોમાં સફેદ મકાનોથી શોભતાં સ્વચ્છ ખેતરો દેખાય છે. એ ખેતરો ને મકાનોમાં વલ્લભવિદ્યાનગર જેવી જ ચનતરની બીજી અનોખી શિક્ષણ સંસ્થા આવેલી છે. તે કૃષિગોવિદ્યાભવન અંગ્રેજીમાં ઇન્સ્ટિટયુટ ઓફ એગ્રિકલ્ચરના નામથી ઓળખાય છે. આ સંસ્થાના નામનું પાટિયું રેલવે લાઇન તરફની વાડ આગળ મૂકેલું છે. પરંતુ ત્યાં પહોંચવા માટે આણંદ સ્ટેશનેથી એ સંસ્થા તરફથી દોડતી મોટર બસમાં જવું પડે છે. સંસ્થાનું સ્થળ આણંદ નગરની બહાર જાગનાથ મહાદેવને રસ્તે, મહાદેવ વટાવ્યા પછી થોડે દૂર આવેલું છે. રેલવે સ્ટેશનથી તે આશરે ત્રણ માઈલ થાય છે

**સ્થાપના :** શ્રી. સરદાર વલ્લભભાઈ અને શ્રી. કનૈયાલાલ મુનશીની પ્રેરણા અને સલાહથી શેઠ મનસુખલાલ છગનલાલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ તા. ૨૪મી જૂન ૧૯૩૮ના રોજ રૂા. નવ લાખનું દાન ખેતી, પશુઉછેર, પશુસંવર્ધન, ડેરીપ્રવૃત્તિ વગેરે માટે એક સંસ્થા ઉભી કરવા સારૂ સરકારને આપવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

તે જ પ્રમાણે શ્રી મુનશીના એક મિત્ર અને અસોલ શેઠ શ્રી મુંગાલાલ ગોએન્કાએ—શેઠ મુંગાલાલ ગોએન્કા ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ તા. ૨૭મી જૂન ૧૯૩૮ના રોજ સ્વગમાં અનેકગણું પુણ્ય મળે માટે સોમવતી અમાવાસ્યાના દિને, ૬ લાખ રૂપિયાનું દાન ઉપરના જ હેતુઓ માટે સરકારને આપ્યું. આ અરસામાં મુંબઈ સરકારનો વહીવટ કોંગ્રેસ પક્ષના પ્રધાનોના હાથમાં હતો અને શ્રી મુનશીજી તેના ગૃહપ્રધાન હતા.

આ દાનોમાંથી ૧ મનસુખલાલ છગનલાલ કૃષિગો- ... ૨ શેઠ મુંગાલાલ ગોએન્કા પશુપોષણ અને સંવર્ધન સંસ્થા એમ બે સંસ્થાઓ સ્થાપવાનો મુંબઈ સરકારે નિર્ણય કર્યો. ઇ. સ. ૧૯૩૯.

ઉપર જણાવેલા હેતુઓને સફળ બનાવવા માટે મુંબઈસરકારે ૮૦૦ એકર જમીન મેળવી આપી. તે ઉપરાંત ૨૨૦૦ એકરના વિસ્તારવાળું અને કાંકરેજ ઓલાદનાં ૫૦૦ પશુઓ સહિતનું છારોડી ઉત્તર ગુજરાતમાંનું તથા ૫૦ એકરનું સુરતનું એમ બે સરકારી પશુકેન્દ્રો આ સંસ્થાને સોંપ્યાં. ઈ. સ. ૧૯૪૦.

**શરૂઆત :** જે જમીનો સંસ્થાને સરકારે મેળવી આપી હતી તેનો વિકાસ કરવાનું કામ સૌથી પ્રથમ હાથ ધરાયું. જમીન સુધારીને તેને એક ફાર્મનું રૂપ આપી શકાય તે માટે તેમાંના કૂવા ઉપર પંપો ગોઠવવામાં આવ્યા, અને ૨૮ કાંકરેજ ગાયો અને વાછરડીઓની ખરીદી કરવામાં આવી. ઉપરાંત સ્ટાફને રહેવાનાં મકાનો, પશુઓ માટેનાં રહેઠાણો અને શિક્ષણ સંસ્થાઓ માટેનાં મકાનો બાંધવાની પ્રવૃત્તિ પણ હાથ ધરવામાં આવી હતી.

શરૂ કરવા ધારેલી સંસ્થાઓ માટેનો શિક્ષણક્રમ પણ લંબાણ ચર્ચા, વિચારણા તથા વાટાઘાટો બાદ નક્કી કરવામાં આવ્યો. સંસ્થાની જમીન પર ખેતી શરૂ કરવામાં આવી અને સંસ્થા હસ્તકનાં પશુઓના ઉછેર, પોષણ અને સંવર્ધનના કાર્યનો આરંભ કરવામાં આવ્યો.

**વિકાસ :** સને ૧૯૩૯થી ૧૯૫૪ સુધીનાં પંદર વર્ષોમાં આ સંસ્થાએ ખૂબ વિકાસ સાધ્યો છે; જો કે ખરેખરો વિકાસ તો ૧૯૪૭માં દેશને સ્વતંત્રતા મળ્યા પછી જ સધી શકાયો છે.



બંસીલાલ અમૃતલાલ કૃષિ મહાવિદ્યાલય

આજે કૃષિગોવિદ્યાભવન (ઇન્સ્ટિટયુટ ઓફ એગ્રિકલ્ચર) ના અંગભૂત નીચે મુજબની સંસ્થાઓ કામ કરી રહી છે:—

૧. બંસીલાલ અમૃતલાલ કૃષિમહાવિદ્યાલય—કોલેજ ઓફ એગ્રિકલ્ચર.

૨. અનુસ્નાતક શિક્ષણવર્ગો.

૩. શેઠ મનસુખલાલ છગનલાલ કૃષિશાળા.

૪. ખેતીવાડી શાળા (એગ્રિકલ્ચર સ્કૂલ) સરકારી અભ્યાસક્રમ.

૫. શેઠ મુંગાલાલ ગોએન્કા પશુપોષણ અને સંવર્ધન અને તાલીમ માટેની સંસ્થા.

૬. પ્રાદેશિક પશુપોષણ કેન્દ્ર તથા પશુસંવર્ધન કેન્દ્ર (કિ ફાર્મ.)

૭. પ્રાથમિક કૃષિપ્રસારણ યોજના.

૮. કૃષિ વિભાગનું શાકભાજી ઉછેર કેન્દ્ર.

૯. કૃત્રિમ વીર્યદાન કેન્દ્ર.

૧૦. બીડી–તમાકુ સંશોધન કેન્દ્ર.

૧૧. અમેરિકન ૨ પ્રચારણ યોજના.

૧૨. ફોર્ડ ફાઉન્ડેશન એક્સટેન્શન કેન્દ્ર.

આ બધી સંસ્થાઓમાં ખેતી અને પશુ સંબંધે અનેક પ્રયોગાત્મક પ્રવૃત્તિઓ ચલાવવામાં આવે છે, અને ખેડુતોને ઉપયોગી બને એવાં સંશોધનો કરવામાં આવે છે.

આ પ્રવૃત્તિઓના નિભાવ માટે મુંબઈ સરકાર, ભારત સરકાર અને ફોર્ડફાઉન્ડેશન, અમેરિકા તરફથી આર્થિક સહાય મળે છે. તે ઉપરાંત મોટા ઉદ્યોગપતિઓએ પણ ઉદારતાપૂર્વક નાણાંકીય સહાય આપી છે. આ સંસ્થાઓ અને તેમની પ્રવૃત્તિઓનો લાભ પણ ખેડુતો અને જનતા સારા પ્રમાણમાં લે છે, એ હકીકત તેની સફળતા સૂચવે છે.

**ખેતી શિક્ષણની અજોડ સંસ્થા :** ભારત દેશની ઘણી મોટી વસતી ખેતી અને ખેત–મજૂરીમાંથી પોતાનો નિભાવ કરતી હોવા છતાં આ સંસ્થા સ્થપાઈ ત્યાં સુધી ખેતીને દેશના સૌથી મોટા ઉદ્યોગ તરીકે ખીલવવાનો વ્યવસ્થિત અને શાસ્ત્રીય પ્રયાસ થયો નહોતો. થોડી સરકારી સંસ્થાઓ હતી, પણ તેમનો લાભ અંગ્રેજી ભણેલા જ લઈ શકતા. ગામડાના અલ્પ શિક્ષણ પામેલા ખેડૂતને માટે એના ધંધાનું શિક્ષણ આપે એવી સંસ્થાઓ અતિ વિરલ હતી. ખેડા જિલ્લામાં તો એકય નહોતી પરિણામે ખેતી અને ખેડુતો પછાત દશામાં જ રહેવા પામ્યા છે. રાજનીતિની આ મોટી ઊણપ પ્રત્યે મહાત્મા ગાંધીજી અને સરદાર શ્રી વલ્લભભાઈનું ધ્યાન પહેલેથી જ ગયું હતું.

સરદારશ્રી વલ્લભભાઈ પટેલે, પોતાને અનેક રાજકીય કાર્યો હોવા છતાં પોતાની શક્તિને કૃષિસુધારણા અને કૃષિકારની ઉન્નતિ માટે કામે લગાડી હતી. એમના પ્રેરણાત્મક માર્ગદર્શનથી અને ઉપર જણાવ્યું તેવા શ્રી કનૈયાલાલ મુનશીના પ્રયાસોથી રાષ્ટ્રીય જીવનમાં ગાંધીજીની રચનાત્મક ફિલસુફીના પ્રતિકરૂપ આ સંસ્થા અસ્તિત્વમાં આવી છે અને વિકાસ પામી છે. હિંદભરમાં આ સંસ્થા ખેતી વિજ્ઞાનના શિક્ષણ માટે અજોડ મનાય છે.

**વહીવટી મંડળ : ગવર્નિંગ બોડી :** આ રીતે સંસ્થાનું સંચાલન કાર્ય એ માટે નિયુક્ત થયેલા વહીવટી મંડળ, ગવર્નિંગ બોડી, ને સોંપાયેલું છે. આ મંડળમાં ૧ શેઠ મનસુખલાલ છગનલાલ ટ્રસ્ટના ટ્રસ્ટીઓએ નીમેલો એક સભ્ય, ૨ શેઠ મુંગાલાલ ગોએન્કાના ટ્રસ્ટીઓએ નીમેલો એક સભ્ય, ૩ એ બંને ટ્રસ્ટોના ટ્રસ્ટીઓએ નીમેલો એક સભ્ય અને ૪ ચાર સરકારી સભ્યો હોય છે. સરકારી સભ્યો પૈકી ઓછામાં ઓછા એક સભ્ય બિનસરકારી હોય છે.

**શરૂઆતના હોદ્દેદારો :** શરૂઆતમાં ૯૪૧–૪૨ના વર્ષમાં આ સંચાલકમંડળમાં સરદાર શ્રી વલ્લભભાઈ પટેલ, શ્રી. કનૈયાલાલ મુનશી, શ્રી નરહરિ પરીખ, શ્રી ત્રિકમદાસ દ્વારકાદાસ, જનાબ જાબિરઅલી, ઉત્તર વિભાગના ડેપ્યુટી ડિરેક્ટર ઓફ એગ્રિકલ્ચર, મુંબઈ સરકારના લાઈવસ્ટોક એક્સપર્ટ : એ મુજબ સાત સભ્યો હતા. મંડળના ચેરમેન તરીકે સરદારશ્રી વલ્લભભાઈ પટેલે છેક તેમના અવસાન સુધી, ૧૯૫૦ સુધી કામ કર્યું હતું. ત્યાં સુધી શ્રી કનૈયાલાલ મુનશી વાઈસ–ચેરમેનપદે હતા. સરદારશ્રીના અવસાન પછી તેઓ ચેરમેન તરીકે કામ કરે છે.

**સને ૧૯૫૩–૫૪ના વર્ષ માટે :** ગવર્નિંગ બોડી નીચે મુજબના સભ્યોનું બનેલું છે : ૧. શ્રી કનૈયાલાલ મુનશી, એડવોકેટ, ચેરમેન : ૨. શ્રી. ત્રિકમલાલ દ્વારકાદાસ, સોલિસિટર, મુંબઈ, ૩. શ્રી. મંગળદાસ ભગવાનદાસ મહેતા, સોલિસિટર, મુંબઈ, ૪. શેઠ અમૃતલાલ હરગોવનદાસ, અમદાવાદ, ૫. કુ. મણિબેન પટેલ, અમદાવાદ, ૬. મુંબઈ રાજ્યના ખેતીવાડી ખાતાના ડિરેક્ટર, ૭ ડો. એમ. ડી પટેલ. એમ એસસી., પી એચ. ડી. પ્રિન્સિપાલ, બંસીલાલ અમૃતલાલ કોલેજ ઓફ એગ્રિકલ્ચર, આણંદ.

**અન્ય સેવકો :** આ સંસ્થાના માનદ કન્સલ્ટિંગ એંજિનિયર તરીકે વલ્લભવિદ્યાનગરના સર્જક શ્રી ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલ, એલ. સી. ઈ, આઈ. ઈ. એસ., (રિટાયર્ડ) શરૂઆતથી જ નિમાયેલા છે. માનદ મેડિકલ ઓફિસર તરીકે ડો. જે. દેસાઈ, એલ સી. પી. એન્ડ એસ., કામ કરે છે.

**મંત્રી અને ડિરેક્ટર :** સંસ્થાના સેક્રેટરી તરીકે શરૂઆતમાં પ્રોફેસર જે. પી ત્રિવેદીની સેવાઓ સરકાર પાસેથી ઉછીની લેવામાં આવી હતી પ્રોફેસર ત્રિવેદીએ સવા વર્ષ સુધી પોતાની સેવાઓ આપી તે પછી સંસ્થાના ડિરેક્ટર અને સેક્રેટરી તરીકે શ્રી. ડો. એમ. ડી પટેલ, એમ એસ સી., પી એચ. ડી ,ની નિમણૂક થયેલી છે, અને વર્ષો થયાં તેઓ પોતાની કિમતી સેવાઓ સંસ્થાને ચાલુ આપી રહ્યા છે.

**સંસ્થાઓની વિગતવાર માહિતી :** ઉપર ગણાવેલી કૃષિગોવિદ્યાભવનની અંગભૂત ૧૨ શિક્ષણસંસ્થાઓ પૈકી કેટલીકની માહિતી આ પુસ્તકના ડિરેક્ટરી વિભાગમાં આપી છે

આ બધાનો એકંદર ખ્યાલ કરતાં જણાશે કે કેવળ અક્ષરજ્ઞાન ધરાવતા ખેડુતથી માંડી ઉચ્ચ પદવી ધરાવતા વિદ્વાન સુધીના તમામ કક્ષાઓના વિદ્યાર્થીઓને ખેતી અને પશુપાલનના વિષયોનું શિક્ષણ આપવાની આ સંસ્થાઓમાં સગવડો છે એટલું જ નહિ, પણ એ વિષયોની શોધખોળ પણ ત્યાં થાય છે કોઈ પણ ખેડુત પોતાની ખેતી સુધારવા માટે આ સંસ્થાઓનો લાભ લઈ શકે છે.

આધાર : 'કૃષિગોવિદ્યાભવન' તરફથી મળેલું છાપેલું સાહિત્ય

# ૪

# ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિમિટેડ,—આણંદ

**પરિચય :** આ જિલ્લામાં ખેતીના પૂરક ઉદ્યોગ તરીકે દૂધના ગૃહઉદ્યોગ વિષે આ પુસ્તકમા અગાઉ માહિતી આપવામાં આવી છે. (જૂઓ પૃષ્ઠ ૫૫૭થી ૫૮૦) તેના અનુસંધાનમાં ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સઘ લિ ની માહિતી અત્રે આપી છે.

આણંદમાં આવેલી આ સંસ્થા સહકારી ક્ષેત્રમાં તેમજ ગ્રામઉદ્યોગોના ક્ષેત્રમાં એક અસાધારણ ગણાય એવી પ્રવૃત્તિ છે એની ખ્યાતિ ભારતદેશમાં જ નહિ પણ બીજા દેશોમાં પણ પ્રસરી છે અને નૂતન ભારતમાં ચાલી રહેલી નવરચનાની એ દ્વારા ઝાંખી થઇ શકે છે.

**સ્થાપના :** ઇ સ. ૧૯૪૫ના નવેમ્બર મહિનામાં મુંબઈ સરકારની દૂધ યોજના પ્રમાણે આ જિલ્લાનું દૂધ આણંદથી મુંબઈ લઈ જવાનું ગોઠવાયું. આ યોજના સફળ કરવા માટે સરકારે એવો કાયદો કરેલો કે સરકારની પરવાનગી સિવાય ખેડા જિલ્લામાંથી દૂધ અને દૂધની બનાવટોનો નિકાસ થઈ શકે નહિ. આ કાયદાથી સરકારી 'દૂધ યોજના ઇજારા પદ્ધતિ જેવી થઈ ગઈ હતી. એ કારણે, તેમજ ખેડુતોને ચૂકવાતા દૂધના ભાવ અને તેમની સાથે અજમાવાતી કેટલીક ગેરરીતીઓ વગેરે કારણે સરકારી યોજનાના સંચાલકો સામે પ્રચંડ વિરોધ ઉભો થયો અને સરકારી યોજનાને બદલે ખેડુતોના હિતનું રક્ષણ કરે તથા દૂધના ઉદ્યોગને વિકસાવે એવી સહકારી સંસ્થા સ્થાપવાના હેતુથી જિલ્લાના કાર્ય-



ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ-આણંદ



પેસ્ચ્યોરાઈઝિંગ પ્લાન્ટ

કરોએ આંદોલન જગાવ્યું. રાજ્ય પલટાના સંજોગોને લીધે આ માટે વાતાવરણ અનુકૂળ હતું અને ખેડૂતોના હિતેચ્છુ સદગત સરદારશ્રી વલ્લભભાઈ પટેલના આશીર્વાદ મળ્યા એટલે તારીખ ૪થી જાન્યુઆરી ૧૯૪૬ને રોજ આણંદ તાલુકાના સામરખા મુકામે આ જિલ્લાના દૂધ ઉત્પાદકો તથા તેમના હિતમાં રસ ધરાવનાર સેવાભાવી કાર્યકરોની એક સભા મળી એ સભાના પ્રમુખ તે વખતની ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના મંત્રી, હાલના મુંબઈ રાજ્યના મુખ્ય પ્રધાન, શ્રી મોરારજી દેસાઈ હતા એ સભામાં હાલનો સંઘ રચવાનો નિર્ણય લેવાયો એ નિર્ણય અનુસાર તા ૧૪-૧૨-૧૯૪૬ને રોજ સંઘને કાયદેસર રજિસ્ટર્ડ કરવામાં આવ્યો એના પ્રથમ પ્રવર્તકો (પ્રમોટર્સ) નીચેના ગૃહસ્થો હતા

૧ શ્રી ત્રિભુવનદાસ કિશીભાઈ પટેલ
૨ શ્રી માધવલાલ ભાઈલાલ શાહ
૩ શ્રી માણુભાઈ નાથાભાઈ પટેલ
૪ શ્રી ભગવાનદાસ કાશીભાઈ પટેલ
૫ શ્રી રાવજીભાઈ નાથાભાઈ પટેલ
૬ શ્રી શિવાભાઈ રણછોડભાઈ પટેલ
૭ શ્રી ઈશ્વરભાઈ ખોડાભાઈ ચાવડા
૮ શ્રી ફૂલાભાઈ ઝવેરભાઈ પટેલ
૯ શ્રી ચંદ્રકાન્ત [illegible]ચંદ શાહ
૧૦ શ્રી ઇ[illegible]લાલ ક[illegible]લાલ યાજ્ઞિક
૧૧ શ્રી અંબાલાલ લલ્લુભાઈ પટેલ
૧૨ શ્રી છોટાભાઈ ઝીણાભાઈ પટેલ
૧૩ શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ
૧૪ શ્રી રમણભાઈ શંકરભાઈ પટેલ
૧૫ શ્રી છોટાભાઈ મનોરભાઈ પટેલ
૧૬ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ
૧૭ શ્રી શાંતિગર ખુશાલગર ગોસાઈ

સંઘનું કામકાજ તા ૨૬-૧૦-૧૯૪૬થી શરૂ કરવામાં આવ્યું હતું તે પહેલાં હાડગુડ દૂધઉત્પાદક સહકારી મંડળી સ્થપાયેલી તે મારફતે દૂધ ઉઘરાવાતું હતું એ અરસામાં દૂધને પેસ્ચ્યોરાઈઝ કરાવવાનું કામ પોલસન ડેરીમાં થતું પરંતુ તા ૧-૬-૪૮થી સંઘ માટે દૂધ પેસ્ચ્યોરાઈઝ કરવાનું યંત્ર તે વખતના મુંબઈ રાજ્યના વડા પ્રધાન શ્રી બી જી ખેરને હસ્તે ખુલ્લું મુકાયું અને તે દિવસથી આણંદ નજીકનાં ગામોમાંથી ૨૫૦ બંગાળી શેર દૂધ ઉઘરાવી એ યંત્રમાં તેને



એકી સાથે વીસ ભેંસો બાંધીને દોહી શકાય એવું મધ્યસ્થ દુગ્ધદોહનાલય



ખેડૂતના ઘરઆગણે બાંધેલી સિમેન્ટ કોંક્રીટની ગમાણ



મધ્યસ્થ દુગ્ધદોહનાલય ઉપર દૂધ

પેસ્ચ્યોરાઈઝ કરી મુંબઈની દૂધ યોજનાને આપવાનું શરૂ કરવામાં આવ્યું. તે અરસામાં પ્રવૃત્તિઓનું ક્ષેત્ર દૂધ ઉઘરાવવા પૂરતું જ મર્યાદિત હતું. પાછળથી મધ્યસ્થ સરકાર



દૂધનો ટેસ્ટ કાઢી બતાવાય છે



દૂધનાં નાણાં ચૂકવાય છે

તરફથી ચાલતી આણંદમાં આવેલી એક ક્રિમરી તે વખતના ખોરાક ખાતાના પ્રધાન, હાલના રાષ્ટ્રપતિની, મદદથી આ સંઘને મળી અને તે પછી ૧૯૫૩–૫૪ સુધીના લગભગ આઠ વર્ષમાં આ સંઘની પ્રવૃત્તિઓ ઝડપથી વિકાસ પામતી રહી છે તેની ટૂંક તવારીખ નીચે પ્રમાણે છે :–

૧૪–૨–૧૯૫૦ નવું પ્લેટ પેસ્ચ્યોરાઈઝર, તે વખતના હિંદી સરકારના ફુડ પ્રોડક્ષન કમિશ્નર શ્રી આર કે પાટીલના વરદ હસ્તે શરૂ કરવામાં આવ્યું ડેરીની કાર્યશક્તિ દિવસના ૩૫૦૦૦ બશેર સુધી પહોંચી

૧૪–૧૦–૧૯૫૦ ઢોરોની સારવાર માટે મોટરમાં ફરતું ઢોરોનું દવાખાનું શરૂ કરી મંડળીઓનાં ગામોએ ઢોરોની માવજત માટે મોકલવાનું શરૂ કર્યું

૧૬–૧૦–૧૯૫૦ રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદ સંઘની ડેરીનું કામકાજ અને પ્રવૃત્તિ નિહાળવા પધાર્યા.

૩૧–૧૦–૧૯૫૦ સંઘે સ્થાનિક વેચાણ માટે, આણંદ દૂધ વાપરનારી સહકારી મંડળી લિ૦ને દૂધ આપવું શરૂ કર્યું.

૧–૪–૧૯૫૧ આણંદ મિલ્ક પ્રોડક્ટસ સાથેના, દૂધ આપવાના કરાર સરકારે રદ કર્યા અને તે કામ સંઘને સોંપ્યું

૧–૧–૧૯૫૨ પોલસન મોડેલ ડેરી સાથેના, દૂધ યોજનામાં દૂધ આપવાના કરાર સરકારે રદ કર્યા અને તે કામ સંઘને સોંપ્યું

૪–૬–૧૯૫૨ આણંદમાં અદ્યતન ડેરી બાંધવા માટે મુંબઈ સરકારે ખરીદેલી જમીનનો કબજો



સંઘની લોરીમાં દૂધનાં કેન ભરાય છે

મળ્યો. સંઘના પ્રમુખ, બોર્ડના સભ્યો અને સંઘના સ્ટાફના સભ્યોએ મળી સદરહુ જમીનોને સરખી કરવાની શુભ શરૂઆત કરી.

૨૨-૧૨-૧૯૫૨ સંઘે વધારાનું દૂધ પોલસન મોડેલ ડેરીને આપવું બંધ કરી દૂધની બનાવટો, જેવી કે ઘી, માખણ, કેસીન, વગેરે જથ્થાબંધ બનાવી વેચવી શરૂ કરી.

આ તવારીખમાં તા. ૧ એપ્રિલ ૧૯૫૧ અને તા. ૧ જાન્યુઆરી ૧૯૫૨ એ બે તારીખો ઐતિહાસિક છે. એ દિવસોએ પુરવઠા ખાતાના પ્રધાન માનનીય શ્રી દિનકરરાવ, જે મુંબઈ દૂધ યોજનાનું સંચાલન કરતા હતા, તેમણે બે ખાનગી પેઢીઓ, જે મુંબઈ સરકારની દૂધ યોજનામાં દૂધનો પુરવઠો આપતી હતી, તેના કરારો રદ કરી, દૂધનું કામકાજ ખેડૂતોને આર્થિક લાભ થાય તે માટે ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘને સોંપ્યું. તેમનું આ પગલું સાચી દિશામાં અને હિંમત તથા નીડરતાભર્યું હતું.

ઈ. સ. ૧૯૫૩-૫૪ સુધીના લગભગ આઠ વર્ષ દરમ્યાન આ સંઘે સાધેલી પ્રગતિના આંકડા પ્રકરણને છેડે બે પત્રકોમાં આપ્યા છે.

**સંઘનું બંધારણ અને વહીવટી તંત્ર :** સંઘનો વહીવટ કરવા માટે બંધારણ મુજબ સંઘના સભ્યોની સામાન્ય સભામાં નિયામક મંડળ (બોર્ડ ઓફ ડાયરેક્ટર્સ)માના ૯ સભ્યો તથા સંઘના પ્રમુખની ચૂંટણી કરવામાં આવે છે.



ભેંસને કૃત્રિમ વીર્યદાન અપાય છે



બીમાર ભેંસની તબીબી તપાસ થાય છે



સાયલો ટાવર



રૂા. ૧૦૦૦નું ઈનામ મેળવનાર અજરપુરાની ભેંસ

૯ સભ્યોમાંથી ૬ સભ્યો પ્રાથમિક દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓના પ્રતિનિધિઓ તરીકે ચૂંટાય છે, જ્યારે ૩ વ્યક્તિગત શેરહોલ્ડરોના પ્રતિનિધિઓ હોય છે. આ સભ્યો ૩ વર્ષની મુદત માટે ચાલુ રહે છે અને તે પછી દર વર્ષે દરેક વર્ગમાંથી ⅓ ભાગના ડાયરેક્ટરો નિવૃત્ત થાય છે, પણ ફરીથી ચૂંટણીમાં ઉભા રહેવા માટે લાયક ગણાય છે. પ્રમુખની ચૂંટણી દર વર્ષે સંઘની સામાન્ય સભામાં થાય છે અને તેમનો હોદ્દો વર્ષની મુદત પૂરતો અમલમાં રહે છે. સંઘના પ્રમુખ બંધારણ મુજબ નિયામક મંડળના ચેરમેન પણ હોય છે. સંઘના નિયામક મંડળમાં (બોર્ડ ઓફ ડાયરેક્ટર્સમાં) કુલ ૧૨ સભ્યોની સંખ્યા હોય છે, જેમાં ઉપર ગણાવ્યા પ્રમાણે ૧ પ્રમુખ, ૬ પ્રાથમિક દૂધ ઉત્પાદક મંડળીના પ્રતિનિધિઓ, ૩ વ્યક્તિગત શેરહોલ્ડરોના પ્રતિનિધિઓ, ૧ દૂધના ધંધાના શાસ્ત્રીય જ્ઞાનના જાણકાર (મિલ્ક એક્સપર્ટ) ૧ સંઘ સાથે લેણદેણ કરતી મુંબઈ રાજ્યની સહકારી બેંકના પ્રતિનિધિ અને ૧ મુંબઈ રાજ્યના સહકારી ખાતાના પ્રતિનિધિ હોય છે.

સંઘના પ્રમુખ તરીકે પહેલેથી અત્યાર સુધી શ્રી. ત્રિભુવનદાસ પટેલ જ રહ્યા છે. નિયામક મંડળમાં દૂધના ધંધાના શાસ્ત્રીય જાણકાર તરીકેના નિયામક તરીકે કૃષિગોવિદ્યાભવનના સંચાલક ડૉ. મગનભાઈ ડી. પટેલ છે.

સંઘનું રોજબરોજનું કામ ચલાવવા માટે શ્રી. વી. કુરિયન, બી એસ સી., બી ઈ., (ઓનર્સ) એમ. એસ., 'ડેરી એન્જિનિયરિંગ' (મિશિગન), પહેલા આવ્યા અને પાછળથી શ્રી દલાયા, બી. એસ સી., (એગ્રિ) એમ. એસ. 'ડેરી ટેકનોલોજી' (વીસકોન્સ) જોડાયા. તેઓ અનુક્રમે મેનેજર અને મદદનીશ મેનેજર તરીકે કામ કરે છે. શ્રી કુરિયને સંઘમાં જોડાયા પછી ડેરીમાં અદ્યતન મશિનરી લાવવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. જે જાતનું પેસ્ચ્યોરાઇઝર હાલ સંઘની પાસે છે તેનું વેચાણ દસકા પહેલાં એક જાણીતી પરદેશી પેઢીએ કરેલું. કેટલાંક કારણોથી એ યંત્ર બરાબર ચલાવી શકાયું ન હતું, અને તેથી એ ખરાબ છે એવો ખ્યાલ સામાન્ય એન્જિનિયરોમાં બંધાયો હતો. સામાન્ય માણસો પણ આ જાતનું પેસ્ચ્યોરાઇઝર ઉપયોગમાં લેવાના મતના નહોતા. શ્રી કુરિયનને આ જાતના યંત્રનો ઉપયોગ તથા ફાયદાની ખબર હતી. તેથી શુભેચ્છકોનો વિરોધ વહોરી લઈને પણ, એવું યંત્ર લાવવાનો એમણે નિર્ણય કર્યો, અને લાવ્યા. પોતાના વિશ્વાસ ધરાવતા અને આત્મશ્રદ્ધાવાળા ડેરી એન્જિનિયરનું આ એક હિંમતવાળું પગલું હતું. આજે તો એ જાતનાં યંત્રોની કિંમત બધા જ સમજ્યા છે અને વૈજ્ઞાનિક જ્ઞાનનો વિજય થયો છે.

શ્રી. દલાયા પાછળથી આવ્યા. શ્રી કુરિયનમાં અંત સ્થાશક્તિ તથા ચપળતાના ગુણો હતા, તો શ્રી દલાયામાં વૈજ્ઞાનિકની ધીરજ અને ચીવટ હતાં. એટલે એક જ ધ્યેયને વરેલા તે સહકાર્યકર્તાઓ જેમ સોનામાં સુગંધ મળે તેમ એક બીજાના પૂરક બન્યા.

**પ્રાથમિક દૂધ ઉત્પાદક સહકારી મંડળી : દૂધની ખરીદી :** ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ, આણંદ, આજુબાજુના આશરે ૬૦૦ ચોરસ માઈલના વિસ્તારમાંથી દૂધ ઉતરાવે છે. કુલ ૬૨ પ્રાથમિક સહકારી દૂધ ઉત્પાદક મંડળીઓએ સંઘને દરરોજનું સરેરાશ ૩૬,૨૧૦ બં. શેર દૂધ ઈ. સ. ૧૯૫૨–૫૩ના વર્ષ દરમ્યાન પહોંચાડ્યું છે. આ દૂધ સંઘ સરકારે બાંધેલા ભાવે ખરીદે છે. પ્રાથમિક મંડળીઓ ઉત્પાદકો પાસેથી દૂધ લેતી વખતે ઘીના કસની ચકાસણી કરે છે, અને ૬.૫ ટકા ઉપર ઘીનો તથા ૮.૫ ટકા ઉપર ઘી વગરના ઘનપદાર્થોનો કસ નીકળે તો જ દૂધ ખરીદે છે. આનાથી ઓછા કસવાળું દૂધ કાં તો જપ્ત થાય છે અથવા લેવામાં આવતું નથી. કસ કરી ખરીદાતા દૂધનો ભાવ તેમાં રહેલા ઘીના જથ્થા પર આધાર રાખે છે. સામાન્ય રીતે ૧ બં. શેર ઘીવાળા દૂધના જથ્થાનો ઓછામાં ઓછો અને વધુમાં વધુ ભાવ અનુક્રમે ૨ ૬ અને ૩. ૮ શિયાળામાં અને ઉનાળામાં હોય છે. દૂધ સંઘરો ન થઇ શકે તેવો પદાર્થ છે, અને વળી તેનું ઉત્પાદન કુદરતી ઋતુઓ પ્રમાણે વધઘટ થયા કરે છે, આથી તેના ભાવમાં પણ સરકાર વધઘટ કરે છે. જો કે માલના ભાવ સરખા જ મળે તો ધંધાના વિકાસમાં વધુ અનુકૂળતાઓ આવે, પણ કુદરતી સંજોગો પર આધાર રાખતા આ પ્રશ્નને હાલની પરિસ્થિતિમાં પહોંચી વળી શકાય એમ નથી. દૂધના ભાવો આપવાની આ રીતથી અને અખત્યાર થયેલી નીતિ દૂધમાં ભેળસેળ અટકાવવામાં મદદ કરે છે, એટલું જ નહિ પણ આડકતરી રીતે સ્વચ્છ દૂધ (Clean Milk) ઉત્પન્ન કરવામાં અગત્યનો ભાગ ભજવે છે. આ ઉપરાંત, સારું અને ચોક્ખું દૂધ ઉત્પન્ન કરાવવા પ્રાથમિક મંડળીઓમાં હરીફાઈઓ ગોઠવી, જીતનારને ઈનામો વહેંચવામાં આવે છે બીજી રીતોથી પણ આ કામને સરળ બનાવવા પ્રયત્નો થઈ રહ્યા છે.

સંઘ તરફથી પ્રાથમિક મંડળીઓને દૂધના હિસાબ પેટે અઠવાડિયામાં ત્રણ વખત પૈસા ચૂકવવામાં આવે છે, જ્યારે

ઉત્પાદકોએ એ મંડળીઓને વેચેલા દૂધના પૈસા તરત જ ચૂકવાય છે. આ પદ્ધતિથી દૂધ ઉત્પાદકને તેના ધંધામાં રસ રહે છે અને તેની નૈતિક અસર સારી થાય છે.

**ડેરી અને ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ :** હિંદી સરકારની ક્રિમરી (Government Research Creamery)ના જૂના મકાન તથા મશિનરીથી સંઘના કાર્યનો આરંભ થયો. આજે તો જૂના શરીરમાં નવા પ્રાણનો સંચાર થયો હોય તેમ આ મકાનમાં રાત દિવસ ધમધમાટથી કામ થઈ રહ્યું છે. હાલમાં તો ડેરી પાસે કલાકના ૩૭૪૦ ગેલન (૧૭,૭૦૦ બં. શેર) દૂધ પેસ્ચ્યોરાઈઝ થઈ શકે તેવાં ૩ પેસ્ચ્યોરાઈઝરો, કલાકે ૧૫૫૦ ગેલન (૭૭૫૦ બં. શેર) દૂધમાંથી મલાઈ કાઢવાનાં વીજળીની મદદથી ચાલતાં બે યંત્રો, કલાકે ૭૫૦ કેન ધોતાં ૩ મશિનો, ૫૦,૦૦૦ બં. શેર દૂધ ૪૦° ફે. ઉષ્ણતામાને રાખી શકાય તેવી ઠંડકની સગવડવાળા ઓરડાઓ (Cold Stores) તથા ચોરસ ઇંચે ૧૦૦ રતલના દબાણવાળી વરાળ ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતાં જૂની ક્રિમરીનાં બે બોઇલરો છે. બોઇલરો સિવાય બીજી બધી મશિનરીમાં અત્યાર સુધીમાં રૂ. ૫,૦૦,૦૦૦ સુધીનું રોકાણ થયું છે. વળી સંઘ પાસે ગામડાંની સહકારી દૂધ ઉત્પાદક મંડળીઓ પાસેથી દૂધ લાવવા માટે રૂ. ૨,૦૦,૦૦૦ જેટલી કિંમતની ૧૦ મોટરો છે. આ ઉપરાંત પ્રાથમિક સહકારી દૂધ ઉત્પાદક મંડળીઓ પાસે તેમની માલિકીની પણ ૬ મોટરો છે.

સને ૧૯૫૨–૫૩ના વર્ષમાં તારીખ ૧૫–૧–૧૯૫૩ના ૨૪ કલાક દરમ્યાન વધારેમાં વધારે ૯૭,૦૦૦ બં. શેર. દૂધનો વહીવટ ડેરી પરથી કરવામાં આવ્યો છે ;આ દિવસે ડેરી પાસે ૩૯,૫૦૦ બં. શેર દૂધનો જથ્થો આગલા દિવસનો હતો. ૫૭,૧૯૭ બં. શેર દૂધ ગામડાંમાંથી ડેરી પાસે આવ્યું હતું. ૪૪,૩૦૦ બં શેર દૂધ મુંબઈ મોકલાવ્યું હતું. ૬૫૦ બં. શેર દૂધનું સ્થાનિક વેચાણ થયું હતું. ૫,૧૩૯ બં. શેર દૂધ પીલવામાં આવ્યું હતું અને ૪૭,૦૦૦ બં. શેર દૂધ દિવસ પૂરો થતાં હાથ પર રહ્યું હતું. હાલ આ ડેરી જો સઘળી અનુકૂળતા હોય તો, ફક્ત એક ટંકે (ટંક બરાબર ૪ કલાક) વધુમાં વધુ ૭૦,૦૦૦ બં. શેર દૂધનો વહીવટ કરવાની શક્તિ ધરાવે છે.

મુંબઈ સરકાર સાથેના કરાર મુજબ સંઘ તે. સરકાર માગે તે મુજબ દૂધ ગામડાંમાંથી ઉપર પ્રમાણે સહકાર વતી ખરીદી, ડેરી પર લાવી, વૈજ્ઞાનિક પદ્ધતિથી પ્રક્રિયાઓ (Processing) કરી, રેલવે મારફતે, ઠંડક જાળવી રાખી શકાય તેવા ડબાઓમાં, મુંબઈ મોકલે છે. આ બધા કામોના મહેનતાણા તરીકે સને ૧૯૫૨–૫૩ના વર્ષ દરમ્યાન માર્ચ ૧૯૫૩ સુધી સંઘને દર બં. મણે રૂ. ૫–૬–૦ મળ્યા છે, જ્યારે એપ્રિલ ૧૯૫૩થી આજ સુધી (૧૯૫૪) આ મહેનતાણું રૂ. ૫–૦–૦ પ્રમાણે આપવામાં આવે છે. મુંબઈની જનતાને સસ્તું અને તન્દુરસ્તીને બિનહાનિકારક (Safe milk) દૂધ પૂરું પાડવાના કામમાં આ રીતે સંઘ અગત્યનો ભાગ ભજવી રહ્યો છે.

દૂધની પ્રક્રિયાઓ કરી મેળવાતા પૈસામાંથી સંઘ જે નફો તારવે છે તેમાંથી સંઘના પેટા કાયદા મુજબ વહેંચણી કરી, પ્રાથમિક સહકારી દૂધ ઉત્પાદક મંડળીઓને પણ તે ભાગ આપે છે. સંઘની જગ્યાએ જો ખાનગી માલિકીની કોઈ સંસ્થા હોત તો આ પૈસા એક જ માલિકીની મિલકત બનત પણ અહીં તો દૂધ ઉત્પાદકોને એ પૈસા દૂધ આપ્યાના પ્રમાણમાં વહેંચી આપવામાં આવે છે. સામાન્ય રીતે આ પૈસા ખેડુતોને કટકે કટકે ન મળતાં વર્ષ આખરે જથ્થામાં વધારાના પૈસા તરીકે મળે છે. મુંબઈ અને આણંદના દૂધ ઉત્પાદકોને અપાતા ભાવોમાંની દેખીતી અને સૂક્ષ્મ અસમાનતાને કંઈક અંશે દૂર કરવા મુંબઈ સરકારનો દૂધ યોજના તરફથી રૂ. ૩,૦૦ ૦૦૦ આણંદ આજુબાજુના દૂધ ઉદ્યોગના વિકાસ પાછળ ખર્ચવા માટે વપરાય છે. આ રકમમાંથી દૂધ ઉદ્યોગ વિકાસને લગતી કુલ ૧૧ યોજના સંઘની દોરવણી હેઠળ ચાલે છે તેની ટૂંક વિગતો નીચે આપી છે :

**સંઘ સંચાલિત દૂધઉદ્યોગ વિકાસ યોજનાઓ :**

**એંજિન પંપની યોજના :** દુધાળાં ઢોરને લીલા ઘાસચારાનો કાયમ ખેરાક મળે તથા પાણીની સગવડ થાય તેટલા માટે કુલ ૨૧ એંજિનો મુકાયાં છે. આ યોજનાના નિયમ અનુસાર ૫૦ ટકા ખર્ચ સંઘ તરફથી, સરકારે આપેલા પૈસામાંથી, અપાય છે. અને બાકીનું ખર્ચ ગામની દૂધ સહકારી મંડળીએ આપવાનું હોય છે. અત્યાર સુધી આ યોજનામાં સરકાર તરફથી કુલ્લે રૂા. ૨,૨૬,૦૦૦ની મદદ અપાઈ છે.

**સિમેન્ટ કોંક્રીટની ગમાણો :** ચોકખું (Clean) દૂધ ઉત્પન્ન કરવું અને તંદુરસ્તીને બિનહાનિકારક (Safe) દૂધ બજારમાં વેચાવા મોકલવું તે દૂધ ઉત્પાદકો અને ડેરીની ફરજ છે. ઢોરની ગમાણો સારી અને સ્વચ્છ રહી શકે એવી હોય તો આ કાર્યમાં મદદકર્તા થાય, એ હિસાબે દુધાળાં

ઢોરને માટે સિમેંટ કોંક્રેટની ગમાણો તૈયાર કરાવાય છે. તેનું ખર્ચ અડધોઅડધ ઢોરના માલિકે ભોગવવાનું હોય છે. અત્યાર સુધીમાં ૧૪૪ સિમેન્ટ કોંક્રેટની ગમાણો તૈયાર કરાવાઈ છે. એક ગમાણનું કુલ્લે ખર્ચ રૂ. ૧૨૫ આવતું હોય છે. જેમાંથી અર્ધું ખર્ચ સરકાર તરફથી સંઘે મદદ તરીકે આપવાનું હોય છે.

**મંડળીઓને અપાતાં ઘીના કસ કાઢવાનાં સાધનો :** દૂધ લેતા પહેલાં તે સારું કે નબળું છે તે જાણવા તેમાં રહેલા ઘીનો કસ કાઢવો જરૂરી છે. આ કસ કાઢવા માટેનાં સાધનો દરેક પ્રાથમિક સહકારી દૂધ ઉત્પાદક મંડળીને આ યોજના હેઠળ મફત પૂરાં પાડવામાં આવે છે. હાલમાં ચાલતી કુલે ૧૫ મંડળીઓમાંથી દરેકને આ સાધનો અપાયેલાં છે.

**સાઇલો ટાવર (Silo Tower) બાંધવાની યોજના :** લીલું ઘાસ બારે માસ દુધાળાં ઢોરને અપાય તો તે સારું દૂધ આપે છે, પણ ઉનાળામાં લીલું ઘાસ પૂરતા પ્રમાણમાં મેળવવું મોંઘું અને અઘરું પણ છે. આથી ઘાસની છનવાળી ઋતુમાં લીલું ઘાસ સાઈલો ટાવરમાં પદ્ધતિસર ભરી દેવામાં આવે છે. તે ઉનાળો આવતા સુધીમાં લોટને આથો ચડ્યો (Fermented) હોય તેના જેવું થઈને રહે છે. અંગ્રેજીમાં આવા ઘાસને સાઇલેજ કહે છે. ઉનાળાના વખતમાં લીલા ઘાસની જગાએ આ સાઇલેજ ઢોરને ખવરાવવામાં આવે છે. અત્યાર સુધીમાં એક સાઈલો ટાવર સંઘની મદદથી બાંધવામાં આવ્યો છે.

**કૃત્રિમ વીર્યદાનની યોજના :** એક અંગ્રેજી કહેવત પ્રમાણે 'આખલો કે પાડો એ તો અડધું ધણ છે'. પેઢીમાં આવતા ગુણો માબાપના ગુણો પર પણ આધાર રાખે છે તેથી જો પાડો કે આખલો ખરાબ હોય તો તેનાથી ઉત્પન્ન થતાં બધાં જ સંતાનોને ખરાબ વારસો મળવાની પૂરેપૂરી શક્યતા રહે છે. વળી આ જમાનામાં વૈજ્ઞાનિક શોધખોળને આશરો ન લઈએ તો આપણા જેવો પછાત દેશ વિકાસની હરીફાઈમાં બીજા દેશને ન જ પહોંચી વળી શકે. આ ઉપરાંત જો જરૂરી સાધનો પૂરતાં ન હોય તો વિકાસ માટે તેનો જરૂરી ઉપયોગ ત્રેવડથી કરવો આવશ્યક બને છે. આપણી પાસે સારા ગણાય તેવા પાડા કે આખલા થોડા છે. અને આવા પાડા કે આખલાનો ઉપયોગ કૃત્રિમ વીર્યદાન માં કરવાથી તે સામાન્ય રીત કરતાં ૭ ગણું કામ આપે છે. અત્યાર સુધીના આંકડાઓ પરથી સમજાય છે કે કૃત્રિમ વીર્યદાન કરવાથી જૂની રીત કરતાં વધુ પ્રમાણમાં ગર્ભધારણ થાય છે. આ બધાં કારણોથી સંઘે કૃત્રિમ વીર્યદાનની પ્રવૃત્તિ ઉપાડી છે તે માટે મુખ્ય કેન્દ્ર સહિત કુલ ૬ કેન્દ્રો છે. મુખ્ય મથક આણંદમાં છે. ત્યાં વીર્ય એકઠું કરવામાં આવે છે. હાલમાં આ યોજનાથી ભેંસોને જ કૃત્રિમ રીતે વીર્યદાન અપાય છે. આ ઉપરાંત, આ યોજનામાં વાંઝિયાં ઢોરની ચિકિત્સા કરી તેને અંગે સલાહ સારવાર પણ અપાય છે, તથા ગર્ભધારણ અંગેની તપાસ વગેરે પણ કરી આપવામાં આવે છે. આ કાર્યની થોડીક વિગતો નીચે મુજબ છે.

## કૃત્રિમ વીર્યદાનનું પ્રગતિપત્રક

| વિગત | વર્ષ | | | |
|---|---|---|---|---|
| | ૧૯૫૦–૫૧ | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ | ૧૯૫૩–૫૪ |
| કૃત્રિમ વીર્યદાનનાં કેન્દ્રો | ૫ | ૧૧ | ૮ | ૬ |
| કૃત્રિમ વીર્યદાન અપાયેલાં ઢોરોની સંખ્યા | ૫૭૮ | ૭૮૬ | ૩૧૪ | ૧૬૭૩ |
| કૃત્રિમ વીર્યદાન થયેલાં ઢોરોમાં સફળતાની ટકાવારી | ૬૨ | ૬૫ | ૬૮ | ૭૨ |
| ગર્ભધારણની તપાસ | ૫૦ | ૬૦ | ૨૫૦ | ૪૭૯ |
| ઉંમર થયા છતાં વાંઝિયાં રહેલ ઢોરની તપાસ કર્યાના આંકડા | ૪૫ | ૯૧ | ૧૧૯ | ૧૪૬ |

**ઢોરનું ફરતું દવાખાનું :** ઢોરની ડૉક્ટરી સારવાર માટે જરૂરી માણસો રાખી, વાઢકાપનાં સાધન, દવાઓ, વગેરે મોટરમાં ફરતા દવાખાનાના રૂપમાં રાખી હાલમાં તો ૬૬ ગામડાંમાં વસતાં આશરે ૨૮,૦૦૦ ઢોરને શક્ય તે દરેક રીતે મફત ડૉક્ટરી સારવાર આપવામાં આવે છે. આ યોજના મારફત અત્યાર સુધીમાં કરવામાં આવેલાં કામોની થોડીક વિગતો નીચેના પત્રકમાં આપવામાં આવી છે.

## ફરતા દવાખાનાની વિગતો

| વિગતો | ૧૯૫૧–૫૨ | ૧૯૫૨–૫૩ | ૧૯૫૩–૫૪ |
|---|---|---|---|
| મદદ મેળવતાં ગામની સંખ્યા | ૫૮ | ૬૫ | ૬૨ |
| સારવાર થયેલ ઢોરની સંખ્યા | ૫૩૧૧ | ૭૫૬૬ | ૭૬૮૮ |
| ખાસ વિનંતિથી ફરતા દવાખાનાની મોટર મોકલી તેની સંખ્યા | — | ૨૯ | ૨૧ |

**ઈનામો વહેંચવાની યોજના :** દર વર્ષે પ્રાથમિક દૂધ ઉત્પાદક સહકારી મંડળીઓમાંથી સુંદર વ્યવસ્થા કરનાર મંડળીઓને, સારી ભેંસો કે પાડા રાખનાર દૂધ ઉત્પાદકોને તથા પાડા પાડીઓના પ્રદર્શનો ગોઠવીને ઉત્તમ નમૂનાઓ રજૂ કરનાર નાનાં બાળકોને, દરેક ગામે ઈનામો આપવામાં આવે છે. અને દૂધ ઉદ્યોગ વિકાસના રીતરિવાજોને જરૂરી ઉત્તેજન તથા પ્રોત્સાહન અપાય છે. દર વર્ષે કુલ રૂ. ૨૨,૯૫૦ની કિંમતનાં ઈનામો આ રીતે વહેંચાય છે.

**દૂધ ખરીદ કેન્દ્ર :** દૂધ સારી રીતે અને સ્વચ્છ જગ્યામાં એકઠું થાય તે હેતુથી મંડળીઓનાં પોતાની માલિકીનાં સગવડતાભર્યાં મકાનોમાં દૂધ ઉઘરાવવું જરૂરી છે. આથી અત્યાર સુધીમાં આવાં ૨૨ મકાનો બંધાયાં છે અને ચાલુ સાલે (૧૯૫૪માં) બીજાં ૧૪ મકાનો બંધાશે. આ ઉપરાંત, ભવિષ્યના ટૂંકા ગાળામાં જ દરેક દૂધ ઉત્પાદક સહકારી મંડળી પોતાની માલિકીનું દૂધ ખરીદકેન્દ્ર બંધાવે તેવા ઝડપી પ્રયત્નો ચાલુ છે.

**ગોચરની સુધારણા :** પરદેશી સત્તાના અમલ દરમ્યાન ગોચરો બિલકુલ નકામાં અને કોઈ કોઈ જગ્યાએ અર્થહિન બની ગયાં છે. સંઘના કાર્યક્ષેત્રમાં આવેલાં ગોચરો પણ આ જ દશામાં હતાં. ગોચરો સુધાર્યાં પહેલાં તેમાં કુંવાડિયા, બાવળ, બોરડી જેવાં ઝાંખરાં ઊગતાં, અને ચરવા માટેનું ઘાસ બિલકુલ ઊગતું નહિ. આ જમીનની તેથી ચરાણ તરીકે જૂજ કિંમત હતી, પણ આજે તો સુધારેલા ચરા ઢોરને ચરવા માટેનું આદર્શ સ્થાન થયા છે. અત્યાર સુધીમાં ૬ ગામોમાં ચરા તોડી તેમાં વ્યવસ્થિત ઘાસ ઉગાડવાના સફળ પ્રયત્નો થયા છે અને કુલ ૨૦૦ એકર જમીનમાં બ્લ્યુ પીનિકમ નામનું ઘાસ ઉગાડવામાં આવ્યું છે. ગોચર સુધારણા માટે સંઘ પાસે બે બુલડોઝરવાળાં ટ્રેક્ટરો, એક સ્ક્રેપરવાળું ટ્રેક્ટર, એક ગ્રેડર તથા એક ખેડવા માટેનું નાનું ટ્રેક્ટર છે.

**ચલચિત્રો બતાવી ઢોરઉછેર અને ડેરીના ધંધાનું તથા બીજું સામાન્ય જ્ઞાન આપવાની યોજના :** સંઘ પાસે રૂ. ૧૦,૭૦૬–૯–૦ની કિંમતનાં સિનેમાની ફિલમો ઉતારવાનાં અને બતાવવાનાં પોતાનાં સાધનો છે. ભૂતકાળને ભવિષ્યમાં લઈ જવાના તો પ્રયત્નો થાય છે જ પણ સાથે સાથે લોકોમાં સિનેમા વગેરે બતાવી દૂધના ધંધા અંગેના તથા બીજા જરૂરી ખ્યાલો ઊભા કરવા માટે ઘટતું કરવામાં આવે છે.

**દૂધ અંગેનું સંશોધન કાર્ય :** આફ્રિકા અને ઇટાલીના કેટલાક ભાગને બાદ કરતાં ભેંસનું દૂધ પશ્ચિમના સુધરેલા અને દૂધના વિજ્ઞાનમાં આગળ વધેલા ગણાતા દેશોમાં નથી. આથી ભેંસના દૂધ પર વૈજ્ઞાનિક ઢબે કામ કરવું જરૂરી બન્યું છે અને આ દિશામાં સંઘનો સંશોધન વિભાગ જરૂરી પ્રશ્નો પર કામ કરી રહ્યો છે.

**બીજી પ્રવૃત્તિઓ અને ભવિષ્યની યોજનાઓ :** સંઘના મેનેજર શ્રી વી. કુરિયનને કોલંબો યોજના હેઠળ ફેલોશીપ (fellowship) મળતાં ૭ માસ માટે તેમને ન્યુઝીલેન્ડ ડેરી ઉદ્યોગમાં થયેલ અદ્યતન ફેરફારો તથા સંઘના પ્રશ્નોનો ઉકેલ લાવવા માટેના અભ્યાસનો અને વિચાર કરવાનો સુંદર અવકાશ મળ્યો હતો. તેવી જ રીતે સંઘના પ્રમુખ શ્રી ત્રિભુવનદાસ પટેલને હેગ મુકામે તા. ૨૧–૬–૫૩થી ૨૬–૬–૫૩ના દિવસોમાં ભરાયેલા દૂધઉદ્યોગના આંતરરાષ્ટ્રીય સમેલનમાં હિંદના પ્રતિનિધિ તરીકે આપણી મધ્યસ્થ સરકાર તરફથી જવાનું આમંત્રણ મળ્યું હતું. તેથી તેઓ શ્રી દલાયા સાથે પશ્ચિમના દેશોમાં ફર્યા હતા અને ત્યાં થયેલા દૂધઉદ્યોગના વિકાસની તથા સંઘના પ્રશ્નોની દૂર રહી તટસ્થ રીતે વિચાર કરવાની તેમને સુંદર તક મળી હતી. વિચારોને અમલી બનાવવા માટે જાણે કુદરતે જ યોજના ન ઘડી હોય તેમ, આ જ સમયમાં યુ. એન. ઓ. (U. N. O.) સાથે સંકળાયેલી 'યુનિસેફ' (United Nations International Children Fund) નામની આંતરરાષ્ટ્રીય સંસ્થા તરફથી રૂ ૭,૫૦,૦૦૦ની કિંમતની યાંત્રિક સામગ્રી આપવા હિંદી સરકારના તંદુરસ્તી

ખાતા મારફતે શરતી મદદનું કહેણ આવ્યું. આ જ અરસામાં કોલંબો યોજના અનુસાર ન્યુઝીલેન્ડ દેશની સરકાર તરફથી ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘને રૂા. ૨,૬૫,૦૦૦ની કિંમતની ડેરી અંગેની યાંત્રિક સાધન સામગ્રી પૂરી પાડવાનું બિનશરતી કહેણ હિંદી સરકાર ઉપર આવ્યું. આ રકમમાંથી અડધા પૈસા મદદ તરીકે અને બાકીના પૈસા ૧૦ વર્ષમાં વ્યાજ સાથે હિંદી સરકારને પાછા આપવાની શરતે આ કહેણ કબૂલ્યું છે. આને પરિણામે સંઘનાં કાર્યોમાં હતી તેના કરતાં વધુ ઝડપ આવી છે.

યુનિસેફે શરત ફક્ત એટલી જ મૂકી છે કે દૂધનો ભૂકો (milk powder) બનાવવા માટેની ડેરી ફેક્ટરી માટેની જે સાધન સામગ્રી યુનિસેફ તરફથી સંઘને મળે તેનાથી ઓછી કિંમતનું દૂધ અથવા તો દૂધની બનાવટો પાંચ વર્ષના ગાળામાં નાનાં બાળકો અને માતા થનાર ગર્ભવતી સ્ત્રીઓને મફત વહેંચવી.

આજે તો સર્વે-એક અદ્યતન ડેરી ફેક્ટરી બાંધવાની શુભ શરૂઆત ક્યારનીય કરી છે અને જો બધું વ્યવસ્થિત ચાલે તો લગભગ બે વર્ષની અંદર આ ડેરી તૈયાર થઈને કામ કરતી થશે, એટલું જ નહિ પણ હિંદુસ્તાનમાં દૂધની કેટલીક અગત્યની બનાવટો પહેલવહેલી જ બનાવવાનું માન પણ તેને ભાગે જ જશે.

આ નવી ઉભી થનાર ડેરી ફેક્ટરીમાં દરરોજ ૧,૨૫૦૦૦ બં. શેર દૂધનો વહીવટ થશે. આમાંથી વર્ષ દરમ્યાન દરરોજ ૭૫,૦૦૦ બં. શેર દૂધ પ્રવાહી સ્વરૂપમાં (As whole milk) વપરાશમાં જશે અને ખાસ કરીને શિયાળામાં જ્યારે દૂધનું ઉત્પાદન વધુ હોય છે તે વખતની પરિસ્થિતિને પહોંચી વળવા માટે ૫૦,૦૦૦ બં. શેર દૂધમાંથી ઘી, માખણ, કેસિન, કન્ડેન્સ્ડ મિલ્ક (Condensed milk) સ્કિમ્ડ મિલ્ક (Skimmed milk), હોલ મિલ્ક પાઉડર (Whole milk powder), સ્ટિરીલાઈઝ્ડ ક્રીમ (Sterolized cream) અને બચ્ચાં માટેના ખોરાકો (Baby foods) તૈયાર કરવાની જોગવાઈ રાખવામાં આવશે.

આજના જમાનામાં કાળચક્ર બહુ જ ઝડપથી ફરી રહ્યું છે. ઐતિહાસિક ઘટનાઓ, લખી શકાય તેના કરતાં ઝડપથી બની રહી છે, ઉત્ક્રાન્તિનો જમાનો પૂરો થઈ ક્રાન્તિનો જમાનો આવ્યો છે. આવા વખતમાં જન્મેલા મનુષ્યે તું સંઘને અસ્તિત્વમાં લાવી વિકસાવવાનું ઈતિહાસને ગદદકર્તા આ પગલું જ્યારે દૂધ ઉદ્યોગના ઈતિહાસકર્તાઓ ભવિષ્યકાળમાં ઉભા રહીને નીરખશે ત્યારે જે જરૂરી આજે દેખાય છે તેના કરતાં અનેકગણું વિશાળ દેખાશે આ પગલું ભરવામાં સંઘે વિચારપૂર્વકનું એક મોટું સાહસ ખેડ્યું છે, એટલું જ નહિ પણ શાસ્ત્રીય રીતેથી કામ કરી બતાવવાની અને જરૂરી મૂડી ઉભી કરવાની ગંભીર જવાબદારીઓ પણ ઉપાડી લીધી છે.

આધાર : (૧) ખેડા જિલ્લા સહકારી દૂધ ઉત્પાદક સંઘ લિમિટેડ, આણંદ, એમના તરફથી મળેલો વિસ્તૃત લેખ.

(૨) આ પ્રકરણમાં આપેલા આણંદના પ્રથમ બે ફોટા સિવાયના બાકીના બધા જ અજરપુરા દૂધ ઉત્પાદક સહકારી મંડળી તરફથી મળેલા છે.

## પ્રગતિદર્શક પત્રક નં. ૧
### (સભાસદોની વિગત)

| હિસાબી વર્ષ | સહકારી મંડળીઓની સંખ્યા | ખેડૂત સભાસદની સંખ્યા | સંઘના નફામાંથી મંડળીઓએ બોનસ તરીકે મેળવેલી રકમો રૂપિયામાં |
|---|---|---|---|
| ૧૯૪૮-૪૯ | ૧૩ | ૯૨૪ | – |
| ૧૯૪૯-૫૦ | ૨૭ | ૧૯૯૫ | ૨૪૮૬૫ |
| ૧૯૫૦-૫૧ | ૩૩ | ૩૯૭૩ | ૭૨૭૩૧ |
| ૧૯૫૧-૫૨ | ૫૮ | ૮૯૯૨ | ૧૧૦૫૮૬ |
| ૧૯૫૨-૫૩ | ૬૨ | ૧૧૩૦૭ | ૧૩૬૮૮૯ |
| '૫૩થી માર્ચ ૧૯૫૪ | ૬૪ | ૧૧૬૦૭ | ૯૯૭૯૦ |

## પ્રગતિદર્શક પત્રક નં. ૨

### દૂધ વેચાણ, નફો, વગેરેની વિગત

| હિસાબી વર્ષ | દૂધ વેચાણ | | ચોખ્ખો નફો રૂપિયામાં | શેર ભંડોળ રૂપિયામાં |
|---|---|---|---|---|
| | બંગાળી શેર. | કિંમત રૂપિયામાં | | |
| ૧૯૪૮–૪૯ | ૧૨૧૫૨૭૭ | ૭૯૦૦૦૦ | ૨૨૩૭ | ૪૪૮૦૦ |
| ૧૯૪૯–૫૦ | ૨૯૧૬૬૬૬ | ૧૭૬૨૦૦૦ | ૮૧૧૨૫ | ૫૧૫૦૦ |
| ૧૯૫૦–૫૧ | ૫૩૪૭૨૨૧ | ૩૩૯૫૦૦૦ | ૨૩૦૦૦૦ | ૭૨૦૦૦ |
| ૧૯૫૧–૫૨ | ૯૭૨૨૨૨૦ | ૪૬૦૦૦૦૦ | ૫૯૧૧૫૫ | ૧૧૯૭૦૦ |
| ૧૯૫૨–૫૩ | ૧૨૯૬૦૨૦૫ | ૬૧૫૧૦૦૦ | ૬૬૯૫૪૬ | ૧૪૩૭૦૦ |
| જુલાઇ '૫૩થી માર્ચ '૫૪ | ૧૦૯૫૪૮૪૬ | ૫૧૨૫૫૨૦ | ૪૮૯૫૧૦ | ૧૯૪૫૦૦ |

# ૫

# ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ

**પરિચય :** આણંદમાં સ્ટેશનરોડ પર આવેલી ચરોતર એજ્યુકેશન સોસાયટી એ નૂતન ચરોતરની માતૃસંસ્થા છે. તેની પ્રવૃત્તિઓના ઘણા ઉલ્લેખો પહેલા ખંડનાં પ્રકરણોમાં આવી ગયા છે. વલ્લભવિદ્યાનગર પણ આ માતૃસંસ્થાના અગ્રણી કાર્યવાહકોએ સર્જ્યું છે. એ રીતે, આ સંસ્થા મહત્ત્વની છે. એની પ્રવૃત્તિઓનો સમગ્ર ખ્યાલ આવે એ રીતે એની વિગતોની માત્ર ટૂંકી રૂપરેખા અહીં આપી છે. વધુ વિગતો આ પુસ્તકમાં અન્યત્ર આવશે.

**ઉદ્‌ગમ :** પેટલાદ બોર્ડિંગ હાઉસના કાર્યથી શ્રદ્ધાયુક્ત બની અને પૂનાની ડેક્કન એજ્યુકેશન સોસાયટીમાંથી પ્રેરણા મેળવી સ્વ. મોતીભાઈ ન. અમીને આ સંસ્થાની એક કલ્પના પોતાના મનમાં તૈયાર કરી તેને બાંધણી, તાલુકે પેટલાદમાં, મળેલા પેટલાદ બોર્ડિંગ હાઉસના વિદ્યાર્થી સમેલન આગળ રજૂ કરી કેળવણી-દ્વારા ચરોતર પ્રદેશની કાયાપલટ ઇચ્છતા આ ધ્યેયયુક્ત સુકાનીના નેતૃત્વ નીચે કામ કરવા ત્રણ યુવાન સ્નાતકો સ્વયંસેવકો તરીકે પોતાની સેવા આપવા તૈયાર થતાં સન ૧૯૧૬ના એપ્રીલની ૧૭મી તારીખે આ સંસ્થાનાં મંગળાચરણ થયાં.



ચ. એ. સોસાયટીની દા. ન. હાઈસ્કૂલ

ચરોતર પ્રદેશના એક વિશાળ હિસ્સાના વ્યવહાર કેન્દ્ર તરીકે આણંદની એ સંસ્થાના કાર્યકેન્દ્ર તરીકે પસંદગી થઈ અને આણંદના નાગરિકોએ એ પસંદગીના ઉપલક્ષ્યમાં સંસ્થા માટે રૂ ૩૦૦૦૦ (ત્રીસ હજાર) અને ૧૦ વીઘાં જમીન આપી. એટલે સંસ્થાને શારીરિક દેહ પ્રાપ્ત થયો.

**ધ્યેય :** ચરોતર પ્રદેશમાં ખાસ કરીને પ્રાથમિક અને માધ્યમિક કેળવણીનો પ્રચાર અને કેળવણીના એ કાર્યને શક્ય તેટલું ધ્યેયલક્ષી અને ઉચ્ચતર કરવાનો મનસુબો, સંસ્થાના સ્થાપકો અને સંચાલકોએ રાખ્યો છે.

**દૃષ્ટિ :** કેળવણીનો સામાન્ય રૂઢ અર્થ જ્યારે શિક્ષણ જ થતો અને સમજાતો ત્યારેયે સોસાયટીએ પોતાની કલ્પના આપેલ જન, અને પ્રવૃત્તિઓમાં એ વાતની પૂરતી સાબિતી આપી હતી કે તેને મન કેળવણી એટલે એક આત્માનું ઘાતર હતું. માનવીની માનસિક, શારીરિક, અને નૈતિક સઘળી વૃત્તિઓને

જાગ્રત કરવાની, પોષવાની અને વિકસાવવાની અણદીઠ પ્રક્રિયા હતી. એટલે તો એણે વિદ્યાર્થી આશ્રમને ચારિત્રગઠનના એક અનોખા અને વિશિષ્ટ અંગ તરીકે પ્રસ્થાપી, શરૂઆતથી તે પ્રવૃત્તિ હાથમાં લીધી. એટલું જ નહિ સોસાયટીના કાર્યકરોની શક્તિનો એક સારો એવો હિસ્સો હંમેશ એ પ્રવૃત્તિ પાછળ રેડાતો રહ્યો છે અને એની પ્રફુલ્લિતતા, એની પ્રવૃત્તિઓની કક્ષા, એ સોસાયટીના સ્થાનિક આંગણની પારાશીશી સમ બની છે.

તદુપરાંત, સવારસાંજ નિયમિત વ્યાયામ, રમતગમતનો શોખ કેળવવા માટે યોજાતી હરીફાઈઓ, અને વ્યાયામ સંમેલનો, સંગીત અને ચિત્રકલા જેવી લલિત કલાઓના શિક્ષણની વિપુલ સગવડ, તેને રોજિંદા અભ્યાક્રમમાં સ્થાન આપી તેની વધારેલી મહત્તા, તે સૌના પ્રચાર માટે કરેલા યત્નો, પ્રવાસ પર્યટનનું આયોજન, વક્તૃત્વ અને અભિનય કલા પ્રત્યેની અભિરુચી કેળવવાના પ્રયાસો, હિંદીને અભ્યાસક્રમમાં શરૂઆતથી આપેલું સ્થાન, અભ્યાસક્રમેતર પ્રવૃત્તિઓ પ્રત્યે વાળેલો ઝોક, સંવત્સરી-જયંતીની ઉજવણીઓ, લોકનેતાઓ અને મહાપુરુષોના સમાગમો, અગ્નિશાંતિ, દુષ્કાળ, પ્રલય વગેરે આપત્તિસમયની રાહત સેવાની યોજના, સ્વાતંત્ર્ય સંગ્રામમાં સક્રિય સાથ અને સહાનુભૂતિ, બ્રહ્મચર્યાશ્રમ અને સ્વયંપાક આશ્રમ જેવી સ્વાવલંબનનો સંદેશો આપતી સંસ્થાઓ, શ્રમપ્રતિષ્ઠા સ્થાપતી સફાઈ, ધોલાઈ, વાસણમાંજન આદિ રોજિંદી ક્રિયાઓ, અને શ્રમયજ્ઞોનું આયોજન, હાથપગની કેળવણી આપતી ખેતી, બાગાયત, શીવણ, કાંતણ આદિ ઉદ્યોગ પ્રવૃત્તિ-આ અને આવી બધી વાતોને શાળાના રોજિંદા જીવનમાં સ્વાભાવિક તોર પર વણી લેવાની મનોવૃત્તિ એ સોસાયટીના કેળવણીના કાર્યની વિશિષ્ટ એવી લાક્ષણિકતા છે.

**પ્રવૃત્તિઓ:** નીચેની પ્રવૃત્તિઓ દ્વારા પોતાની વિચારધારાને સાકાર સ્વરૂપ આપવા સોસાયટીએ યત્ન કર્યો છે:- **૧. પૂર્વપ્રાથમિક કેળવણી:** મોંટેસોરી પદ્ધતિએ ચાલતું બાલમંદિર, શિશુવિહાર : હાલ સંખ્યા : ૧૮૦.

૨ : અ : **પ્રાથમિક કેળવણી** : નાના બાળકના શાળાજીવનને આનંદ અને પ્રવૃત્તિમય બનાવવા મથતી : **અંબાલાલ બાલગૃહશાળા** : સંખ્યા ૪૫૦. બ : અંબાલાલ બાલગૃહશાળાને સંયોજિત ૮થી ૧૧ વર્ષનાં બાળકો માટેનો ' મ. સંખ્યા ૬૫. ૩ : **માધ્યમિક કેળવણી :** કિશોરાવસ્થાની શક્તિવિપુલતાને યોગ્ય માર્ગે વાળવા મથતી અને હિંદના દાદાભાઈ નવરોજીનાં નામ સાથે સંકળાયેલી **દાદાભાઇ નવરોજી હાઇસ્કૂલ.** : સંખ્યા : ૭૫૦. **આ:** સમૂહજીવનની તાલીમ આપતો **વિદ્યાર્થીઆશ્રમ:** સંખ્યા : ૨૦૦. ઈ : સ્વાવલંબનના પદાર્થપાઠ આપનો **સ્વયંપાકઆશ્રમ** : સંખ્યા : ૬૪ ઈ : ચરોતરના કોઈ ગામની શાળાનો, ગામની નાણાંકિય જવાબદારી સાથેનો, વહીવટ : **હાલ** : બોરિયાવી, વાસદ, નાપા અને મોગરી. **અગાઉ** : સુણાવ, ચાંગા, ઓડ, બાકરોલ, સિહોલ વગેરે સ્થળોની શાળાઓનો વહીવટ સ્વીકારેલો, જેમાંની ચાર હાઇસ્કૂલ થઈ · ચાંગા, સુણાવ, ઓડ, અને વાસદ. ઉ : બહેનોના સર્વાંગી વિકાસ માટે **કસ્તૂરબા કન્યા વિદ્યાલય,** સંખ્યા· ૨૨૦ : જૂન, ૧૯૪૯થી શરૂ કર્યું છે. ઊ : **અખતરા:** ઉદ્યોગ રાષ્ટ્રિય શિક્ષણ અને ડોલ્ટન યોજનાના પ્રયોગો દા. ન. હાઈસ્કૂલમાં ભારે જહેમત અને ખર્ચ ઊઠાવી કર્યા હતા ૪ : અ : **તાલીમીસંસ્થા** : શિક્ષણ ગ્રામસંસ્કાર કેન્દ્ર બને તેવી પાયાની કેળવણીની તાલીમ આપતું પ્રાથમિક શિક્ષકોની તાલીમ માટેનું સંસ્થાના સ્થાપક સ્વ. મોતીભાઈ અમીનના નામ સાથે સંયોજિત થયેલું, મોતીભાઈ અમીન પ્રાથમિક શિક્ષક અધ્યાપન મંદિર : સંખ્યા : ૯૩. બ : **તાલીમી છાત્રાલય** : સમહજીવન અને સમૂહકાર્યની તાલીમ આપતું તાલીમી છાત્રાલય : સંખ્યા : ૮૦. ૫ : **વ્યાયામ પ્રવૃત્તિ** : અ શ્રી અંબુભાઈ પુરાણીની પ્રેરણા અને દોરવણી નીચે સને ૧૯૨૦માં સંસ્થાનાં બાળકો અને પ્રૌઢોને માટે શરૂ કરેલ **વ્યાયામ મંદિર.** બ : ચરોતર પ્રદેશમાં વ્યાયામ પ્રવૃત્તિમાં રસ જામે અને રમતોનો શોખ ખાસ કરીને બાળકોને લાગે તે હેતુથી શરૂ કરેલ આંતરશાળા રમતગમત ઉત્સવ યોજતું **ચરોતર વ્યાયામવીર સંમેલન** : ગયે વર્ષે હરીફ સંખ્યા બહેનો અને ભાઇઓ મળી કુલ : ૧૪૮૦. ક : રજાઓનો સદુપયોગ થાય, શરીર કસાય અને વ્યાયામશાસ્ત્રની સમજ પ્રાપ્ત થાય એ હેતુથી સને ૧૯૨૮થી શરૂ કરેલ ગ્રીષ્મ વ્યાયામવર્ગ જે હાલ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના ઉપક્રમે ચાલે છે. ૬ : **લલિત કળાઓ** : અ : ચરોતરની સંગીતબધિર ગણાતી પ્રજામાં સંગીતનો શોખ જાગે અને વિકસે એ હેતુથી શરૂ કરેલ **સંગીત વિદ્યાલય** : ઐચ્છિક વર્ગ : સંખ્યા : ૧૦૦. બ : ચરોતરનાં ગામોમાં પણ સંગીત શોખ જાગે તે હેતુથી ગ્રીષ્મસંગીતવર્ગ ચલાવેલા : વસો, ધર્મજ, આણંદ, ક : ચરોતરનાં બાળકોમાં ચિત્રકલાનો શોખ જાગે તે હેતુથી શરૂ કરેલ **ચરોતર ચિત્રકલા પ્રદર્શન** જે હાલ ચરોતર ચિત્રશિક્ષક સંઘના ઉપક્રમે યોજાય

છે. ૭ : 'જ્ઞાનપ્રચાર : આ : જ્ઞાનપ્રચારના હેતુથી જ્ઞાન-પ્રચાર નામનું માસિક થોડાં વર્ષ ચલાવેલું. અને તે પછી **ચરોતર** જે બીજા વિશ્વયુદ્ધથી મોંઘવારીને કારણે બંધ પડયું. આ : ચરોતર પ્રદેશના ગ્રામવિસ્તારના પ્રજાજનો સમયની સાથે રહે અને ભણેલું ભૂલે નહિ તે માટે નાણાંકિય સહાય સાથે શરૂ કરેલા **દાદાભાઈ નવરોજી વાચનાલયો** : સંખ્યા : ૧૬૦. ઇ. બાળકો અને કિશોરોને રોચક અને પ્રેરક સાહિત્ય પ્રતિમાસ મળતું રહે તે હેતુથી છેલ્લા બત્રીસ વર્ષથી પ્રસિદ્ધ થતું બાળકોનું પ્રિય માસિક **બાલમિત્ર.** ઈ : પ્રેરણા અને માર્ગદર્શન આપતાં, પ્રસંગમય શૈલીમાં લખાયેલાં **મહાપુરુષોનાં જીવનચરિત્રોનાં પ્રકાશન**–કુલ પ્રકાશન : ૭૦. **વિદ્યાર્થી લોન** : લાયક હોય પણ સાધન વિનાના વિદ્યાર્થીઓ માત્ર પૈસાના અભાવે ઉચ્ચ અભ્યાસથી વંચિત ન રહે તે માટે એવા વિદ્યાર્થીઓને લોન આપવાનું શરૂ કર્યું. તેમાંથી વિકાસ પામી આજે **ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.** પાંગર્યું છે. ૯ : **વિદ્યાર્થી ઉત્તેજન** : ચરોતરના મેટ્રિક કે એસ. એસ. સી. પરીક્ષામાં બેઠેલા વિદ્યાર્થીઓને ઉત્તેજન ખાતર દરેક વિષયમાં અને સરવાળે, તેમનામાંથી સૌથી વધુ ગુણો મેળવનારને ઇનામો આપવામાં આવે છે. ૧૦ **સ્રી કેળવણીને ઉત્તેજન** : અ : ચરોતર પ્રદેશનાં બહેનો અભ્યાસ કરવા પ્રેરાય તે હેતુથી પહેલાં મેટ્રિક અને ગ્રેજ્યુએટ થનાર દરેક બહેનને પ્રતિવર્ષ ઇનામ આપવામાં આવતાં. હવે તેને બદલે લાયક અને હોશિયાર છતાં સાધનના અભાવવાળાં ચાર બહેનોને પ્રતિવર્ષ શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. બ : ચરોતરની બહેનો ભણેલું ભૂલે નહિ અને તેમને ઇતર વાચન મળતું રહે એ હેતુથી વિના લવાજમે કે ઓછા લવાજમે તેમને માસિકો આપવાની ગોઠવણ થાય છે. ક : સોસાયટીની શાળામાં પહેલાં દરેક બહેનની અર્ધી જ ફી લેવાતી. આ ઉત્તેજનના પરિપાકરૂપે કસ્તૂરબા કન્યા વિદ્યાલય સ્થપાયું છે. તેનો ઉલ્લેખ ઉપર આવી ગયો. ૧૧. પ્રિયજનની સ્મૃતિ રહે અને ગામે ગામ કેળવણીની કંઇક ને કંઇક પ્રવૃત્તિ પ્રતિ વર્ષ નભતી રહે એ આશયથી સોસાયટીની શરૂઆતથી ચરોતરનાં ગામોનાં રૂ. ૨૫૦ અને તે ઉપરાંતનાં ટ્રસ્ટ સ્વીકારી તેનો વહીવટ કરવાનું ચાલે છે. આજે સોસાયટી પાસે કુલ ૧,૯૦,૦૦૦નાં ૧૧૭ ટ્રસ્ટો છે. આ ટ્રસ્ટ ફંડોની માહિતી આપતું પુસ્તક પ્રકટ કર્યું છે.

આ રીતે કેળવણીના ક્ષેત્રમાં વિવિધ રીતે ચરોતર પ્રદેશની સેવા આ સંસ્થા છેલ્લાં ૩૫ વર્ષથી બજાવતી આવી છે, અને ચરોતર પ્રદેશની કેળવણીના ઉત્તેજનમાં એનો નોંધપાત્ર હિસ્સો છે, કારણ કે એ સંસ્થાએ રોપેલ બીજમાંથી આજે વલ્લભ વિદ્યાનગર અને તેની અનેકવિધ પ્રવૃત્તિઓ જન્મી છે અને વિકસી છે. સોસાયટીએ જ સ્વયંસ્ફુરણાથી સને ૧૯૪૪માં ચરોતર પ્રદેશના કેળવણીમાં રસ લેતા સજ્જનોની એક સભા, ઉચ્ચ કેળવણી અંગે વિચાર કરવા પોતાને ત્યાં બોલાવી અને વિચાર વિનિમય પછી એક સમિતિ રચાઈ. તે સમિતિએ સોસાયટીના કાર્યકરોની સક્રિય સહાયથી વિદ્યાનગરની કલ્પના અને સ્થાપના કરી અને શરૂઆતનું બારેક માસનું બધું કામ સોસાયટીમાંથી જ થયું છે, અને એટલે આજે પણ વિદ્યાનગરના બંધારણમાં સોસાયટીના પ્રતિનિધિઓને એકસ–ઓફિશિયો સ્થાન અપાયું છે.

**સ્વયંસેવક મંડળ** : સોસાયટીના રોજબરોજ વહીવટનું અને આ બધી પ્રવૃત્તિઓની સર્વપ્રકારની જવાબદારીઓનું કામ સ્વયંસેવક મંડળ કરે છે. સ્વયંસેવક એ વ્યક્તિ બની શકે છે, જે તાલીમ પામેલ બી. ટી. સ્નાતક હોય અને જે ઓછામાં ઓછાં વીસ વર્ષ સોસાયટી જે તે સમયે ઠરાવે તે પગારના ધોરણે કામ કરવા રાજી હોય. સોસાયટીના કાર્યના પાયામાં આ ત્યાગની ભાવના પડી છે. એટલે આજે પણ તેનું કાર્ય દીપે છે.

**વહીવટી મંડળો** : સોસાયટીની નીતિ અને વહીવટ અંગે બે મંડળો છે. કાઉન્સિલ અને ગવર્નિંગ બોડી. : એ બંનેના સભ્યો દર ત્રણ વર્ષે સોસાયટીના સભ્યોમાંથી ચૂંટાય છે.

**સભ્યો** : આજે સોસાયટી ૬ સ્વયંસેવકો, ૨૯ મુરબ્બી ૯૩ ઉપમુરબ્બી, ૫૦ બંધુઓ, ૨૬૯ દાતા, ૯૪૭ સભ્ય, અને ૫ માનદ સભાસદો મળી કુલ ૧૩૯૯ સભાસદોની બનેલી છે.

**હોદ્દેદારો** : આજે સંસ્થાના પ્રમુખ તરીકે ભારતની લોકસભાના સ્પીકર માનનીય શ્રી ગણેશ વાસુદેવ માવળંકર છે, જ્યારે એના અધ્યક્ષ તરીકે શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, એમ. એલ. એ., અને મંત્રી તરીકે શ્રી રાવજીભાઈ ચતુરભાઈ પટેલ, ભા. વિ. (ગૃ. વિ.) કામ કરે છે.

**બંધારણ** : છાપેલું મળી શકે છે.

**નિવેદનો** : દર વર્ષે પ્રસિદ્ધ થાય છે.

વધુ માહિતી: આ સંસ્થાના સ્થાપન અને શરૂઆતના ઇતિહાસની વધુ માહિતી "મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય" એ પુસ્તકમાંથી મળશે.

આધાર: ચ. એ. સોસાયટીના મંત્રીશ્રી તરફથી મળેલી માહિતી.

# ૬

# ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ.

ચરોતર વિદ્યાર્થી સહાયક સહકારી મંડળ લિ. સ્થળ: આણંદ, ચરોતર એજ્યુકેશન સોસાયટીમાં.

હોદ્દેદારો: પ્રમુખ: શ્રી મગનભાઈ શંકરભાઈ પટેલ, એમ. એલ. એ., ઠે. મગનવાડી, સયાજીગંજ, વડોદરા, ઉપપ્રમુખ શ્રી. મનુભાઈ ડા. પુરોહિત, બી. એસસી, એલ. એલ. બી; સયાજીગંજ, વડોદરા; અધ્યક્ષ: શ્રી નટવરલાલ માણેકલાલ દવે, બી. એ, નાનું અડધ, આણંદ. મંત્રી: શ્રી અંબાલાલ છોટાભાઈ પટેલ, બી. એસસી. ડીપ. એડ., C/o ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ.

સ્થાપનાનો ઇતિહાસ: ચરોતર એજ્યુકેશન સોસાયટીના સ્થાપક સદ્‌ગત મોતીભાઈ અમીને સોસાયટીના બંધારણમાં જ વિદ્યાર્થીઓને લોન આપવાની જોગવાઈ કરેલી અને પોતે અંગત મદદ પણ કરતા. એ સાથે જ સોસાયટી તરફથી લોનની વ્યવસ્થા સને ૧૯૧૧થી જ શરૂ કરેલી. આ પ્રવૃત્તિને ૧૯૨૦ની સાલમાં આ મંડળરૂપે બંધારણીય રૂપ આપવામાં આવ્યું. અને મંડળને તા. ૪–૧૧–૧૯૨૦ના રોજ મુંબઈ સરકારના સને ૧૯૧૨ના બીજા એક્ટની ૧૯-મી કલમ અન્વયે રીતસર નોંધાવવામાં આવ્યું. તે વખતના વડોદરા રાજ્યમાં પણ તેને નોંધાવવામાં આવ્યું હતું. અને સદ્‌ગત મોતીભાઈ અમીન વડોદરાથી તેનો વહીવટ કરતા હતા. હવે વડોદરા રાજ્યનું વિલીનીકરણ થવાથી, મંડળનું કાર્યાલય તા. ૧–૧૦–૫૩થી ઉપર પ્રમાણે આણંદમાં લઈ જવામાં આવ્યું છે.

ઉદ્દેશ: લાયક અને હોંશિયાર વિદ્યાર્થી નાણાંને અભાવે આગળ અભ્યાસ કરતો અટકે નહિ અને મેટ્રિક પાસ થનાર હોંશિયાર વિદ્યાર્થી ઉચ્ચતર અભ્યાસ માટે અણીના સમયે યોગ્ય નાણાંકિય પીઠબળને અભાવે આગળ અભ્યાસ કરવાનું માંડી ન વાળે અને સૌને જરૂર પડ્યે સંકટ સમયની સાંકળ હોવાની શ્રદ્ધા પેદા થાય એવા ઉચ્ચ કેળવણીને આગળ ધપાવવાના એક જ હેતુથી આ મંડળની સ્થાપના કરવામાં આવી છે. આ હેતુ માટે લાયક વિદ્યાર્થીઓને લોન આપવાની જોગવાઈ કરવામાં આવી છે. ટ્રસ્ટ ફંડો પણ સ્વીકારાય છે.

શેર ભંડોળ: મંડળનું ભંડોળ રૂા. ૨૫/ના એક એવા ૨૦,૦૦૦ શેરથી રૂપિયા પાંચ લાખનું ઉભું કરવાનું ઠરાવ્યું છે. તેમાંથી હાલ રૂા. ૧,૨૫,૦૦૦ના શેર બહાર મૂકેલા છે, તે પૈકી ૩૧૦૮ શેરની કુલ રૂા. ૭૭,૭૦૦ની મૂડી ભરપાઈ થયેલી છે. આ શેરો ઉપર દર વર્ષે ૩ ટકા ડિવિડન્ડ વહેંચાય છે. બીજાં ફંડો પણ છે.

સભાસદ: ચરોતરનો કોઈ પણ વતની યા ચરોતર બહારનો વતની એવો ચરોતર એજ્યુકેશન સોસાયટીનો સભાસદ આ મંડળનો સભાસદ થઈ શકે છે. તે માટે ઓછામાં ઓછું મંડળનો એક શેર ખરીદવો પડે છે. ઈ. સ. ૧૯૫૪માં સભાસદોની કુલ સંખ્યા ૮૮૬ છે.

બંધારણ: છાપેલું છે. તેમાં વધુ વિગતો છે.

પ્રવૃત્તિઓ: ઉચ્ચ અભ્યાસ માટે લોન: લોન *લેનાર વિદ્યાર્થીએ જામીન આપવા પડે છે. અને રૂ. ૫૦૦/થી* વધુ લોન થાય તો વીમાની પોલીસી લઈ મંડળને સુપરત કરવી પડે છે. પ્રિમિયમ વિદ્યાર્થી વતી મંડળ ભરે છે. અર્ધે અભ્યાસે અકસ્માતનો ભોગ થનારના કુટુંબને આ વીમાની યોજના ખૂબ લાભદાયક નીવડી છે.

વિદ્યાર્થી લોન લેવાની શરૂઆત કરે ત્યારથી લોન લેવાનું બંધ કર્યા પછી બે વર્ષ સુધી તેણે લીધેલી રકમ પર ૪½ ટકાના દરે તેની પાસેથી વ્યાજ લેવામાં આવે છે. અને તે પછી લોન ભરપાઈ કરવા, વિદ્યાર્થીની સંમતિથી, ૬ ટકાના દરે હપ્તા કરવામાં આવે છે. નિયમિત હપ્તા ભરી લોનની રકમ ભરપાઈ કરનારને વ્યાજમાં ૧½ ટકાનું વળતર આપવામાં આવે છે. એટલે એવા *વિદ્યાર્થીને બધો સમય વ્યાજનો* દર ૪½ ટકા પડે છે.

છેલ્લાં તેત્રીસ વર્ષમાં કુલ ૨૦૫ વિદ્યાર્થીઓને કુલ રૂ. ૨,૬૧,૮૪૨નું ધીરાણ કરવામાં આવ્યું છે તે પૈકી

૧૮૮ ધંધે વળગી ગયા છે, અને તેમાંના ૧૪૯ ભાઈઓએ લીધેલી લોનની રૂ. ૧,૯૫,૩૫૦ની રકમ પૂરેપૂરી પાછી વાળી છે. અને બીજા ૩૯ ભાઈઓએ પોતે લીધેલી લોન પરત આપવાની શરૂઆત કરી છે.

આ મંડળમાંથી લોન લઈ અહીં તેમજ પરદેશમાં ઉચ્ચ અને ઉચ્ચતર સ્નાતક અને અનુસ્નાતક અભ્યાસ કરી આવેલા ઘણા ભાઈઓ જાહેર ક્ષેત્રમાં નામાંકિત વ્યક્તિઓ તરીકે કે ઉચ્ચ સરકારી પદવીઓમાં છે. એ હકીકત આ મંડળની સફળતાની અને ઉપયોગીતાની સાક્ષીરૂપ છે.

**ગરીબ વિદ્યાર્થી ફંડ** : મંડળના શેરલેનાર મોટા ભાગના સદ્‌ગૃહસ્થો આ શેરને પોતાની મૂડીનું ઉત્પાદક રોકાણ ગણતા ન હોવાથી તેઓ ડિવિડન્ડની રકમ પ્રતિવર્ષ ગરીબ વિદ્યાર્થી ફંડમાં જમા આપે છે. અને એ રકમનો ઉપયોગ ચરોતરની હાઈસ્કૂલોના ઓછા સાધનવાળા લાયક વિદ્યાર્થીઓને પી-પુસ્તકો માટે મદદ કરવામાં વાપરવામાં આવે છે. આ પ્રમાણે પ્રતિવર્ષ રૂ. ૫૦૦ સુધીની રકમ ઉપરના હેતુ માટે વપરાય છે.

**મકાન ફંડ** : કેટલાક સભાસદો પોતાને મળનાર ડિવિડન્ડની રકમ મંડળમાંજ મકાન ફંડમાં પણ જમા કરાવે છે. ૧૯૫૨-૫૩ના વરસમાં ૨૩૮ સભાસદોએ પોતાના ડિવિડન્ડની રકમ રૂા. ૪૪૫-૧૫-૦ મંડળના ગરીબ વિદ્યાર્થી ફંડ ખાતે અને ૪૪ સભાસદોએ રૂા. ૮૭ની રકમ મકાન ફંડ ખાતે જમા આપી છે.

**ચરોતર બોર્ડિંગ હાઉસ**: આ મંડળ તરફથી વડોદરામાં પબ્લિક પાર્કમાં આવેલા રામજી મંદિરના મકાનમાં ચરોતર બોર્ડિંગ હાઉસ ઘણાં વર્ષોથી ચાલે છે. વડોદરાની કોલેજોમાં અભ્યાસ કરતા ચરોતરના વિદ્યાર્થીઓને એનો લાભ આપવામાં આવે છે.

**વધુ હકીકતો** : આ મંડળ બાબત વધુ હકીકતો મંડળના વાર્ષિક અહેવાલો અને "મોતીભાઈ અમીન-જીવન અને કાર્ય" એ પુસ્તકમાંથી મળશે.

આધાર : મંડળના મંત્રી શ્રી અંબાલાલ છો. પટેલ તરફથી મળેલી માહિતી.

# ૭

# રાષ્ટ્રભાષા હિંદીનો પ્રચાર

**પરિચય** : ભારત દેશના નવા રાજ્યબંધારણમાં હિંદીને રાજ્યભાષા ઠરાવવામાં આવી છે, તેથી અગાઉ જેમ અંગ્રેજી એ માનને પાત્ર ભાષા હતી અને તે જાણનારને રાજ્યની નોકરીઓ મળતી, તેવું મહત્ત્વ હિંદી ભાષાનું સ્થાપિત થયું છે. સ્વરાજ્ય મળતા પહેલાં આ ભાષાના પ્રચાર માટે દેશભરમાં પ્રયત્નો ચાલતા હતા. એ પ્રયત્નોને ચરોતર પ્રદેશે અપનાવ્યા હતા અને અત્યારે પણ એ ચાલુ છે. આ પ્રવૃત્તિ બે સમિતિઓ દ્વારા ચાલે છે. એક ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિ, આણંદ, અને બીજી ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, નડિયાદ છે. આ બન્નેની પ્રવૃત્તિઓની માહિતી આ પ્રકરણમાં આપી છે.

**ભૂમિકા** : દેશની એકતા માટે એક રાષ્ટ્રભાષાની જરૂર આજથી સોએક વર્ષ ઉપર સમજાઈ હતી. તેથી આખા દેશમાં હિંદી ભાષા અને સાહિત્યના પ્રચાર માટે જુદે જુદે સમયે જુદી જુદી સંસ્થાઓ સ્થપાઈ હતી. તેમાં કાશીનાગરી પ્રચારિણી સભા (ઈ સ. ૧૮૯૩) અને હિંદી સાહિત્ય સંમેલન, પ્રયાગ (ઈ સ ૧૯૧૦) એ મુખ્ય હતા

સને ૧૯૩૬માં નાગપુર મુકામે હિંદી સાહિત્ય સંમેલનનું અધિવેશન બાબુ રાજેન્દ્રપ્રસાદ (હાલના રાષ્ટ્રપતિ)ને પ્રમુખપદે ભરાયું હતું. તેમાં થયેલા ઠરાવ નં. ૧૧થી દેશના અહિંદી પ્રાન્તોમાં રાષ્ટ્રભાષાનો પ્રચાર કરવા માટે રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા, સ્થાપવામાં આવી હતી. એનો પાયો રાષ્ટ્રપિતા ગાંધીજીને પવિત્ર હાથે નંખાયો હતો. (ઈ. સ. ૧૯૩૭)

સને ૧૯૩૮થી આ સમિતિનું કાર્ય શરૂ થયું હતું તેણે કોવિદ સુધીની પરીક્ષાઓ લેવાની વ્યવસ્થા કરી હતી. છેલ્લા સોળ વર્ષના સતત પ્રચારને પરિણામે હાલ (૧૯૫૪માં) રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, વર્ધા, તરફથી ભારતના આસામ, બંગાળા, ઉત્કલ, મહારાષ્ટ્ર, ગુજરાત, મુંબઈ, કર્ણાટક, આંધ્ર, હૈદરાબાદ, રાજસ્થાન, મધ્ય ભારત વગેરે અહિંદી પ્રદેશોમાં તેમજ ભારત બહારના લંકા, બર્મા, આફ્રિકા,

સિયામ, જાવા, સુમાત્રા, મોરેશિયસ, આન્દામાન, એડન, ઇંગ્લેન્ડ વગેરે દેશોમાં આ સમિતિ તરફથી લેવાતી પરીક્ષાઓનાં કેન્દ્રો ચાલે છે. અને લાખોની સંખ્યામાં પરીક્ષાર્થીઓ તેનો લાભ લે છે.

**શરૂઆત :** ઉપર પ્રમાણે વર્ધામાં સ્થપાયેલી રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિનું ગુજરાતનું મુખ્ય કેન્દ્ર અમદાવાદ હતું. એનો લાભ લેવા પરિચયની પરીક્ષા આપવા માટે તે વખતે નડિયાદની ન્યુ. ઇંગ્લીશ સ્કૂલમાં નોકરી કરતા શિક્ષક શ્રી. છોટુભાઈ સુથારે ફોર્મ ભર્યું હતું, પરંતુ તેઓ પરીક્ષા આપવા જઈ શકેલા નહિ. તેથી નડિયાદમાં કેન્દ્ર થાય તો બધી અગવડો દૂર થાય એમ સમજી શ્રી. છોટુભાઈએ વર્ધા સમિતિ સાથે પત્રવ્યવહાર કર્યો, તેને પરિણામે ઈ. સ. ૧૯૩૮થી નડિયાદ હિંદીની પરીક્ષાઓનું કેન્દ્ર બન્યું. એ રીતે આ પ્રવૃત્તિના ચરોતર પ્રદેશમાં ગણેશ મંડાયા.

હાઈસ્કૂલો અને ઉત્સાહી ગુજરાતી શિક્ષકો પછી તો ખેડા જિલ્લામાં આ પ્રવૃત્તિને સારો વેગ મળ્યો. હાઈસ્કૂલોએ અને ગુજરાતી શાળાના ઉત્સાહી શિક્ષકોએ પોતાને ત્યાં કેન્દ્રો ખોલ્યાં ઘણા આચાર્યોએ આ પ્રવૃત્તિમાં મહત્વનો ફાળો નોંધાવ્યો છે. નાનાં નાનાં ગામોમાં કેન્દ્રો થવાથી લોકોમા હિંદી માટે સારો ઉત્સાહ પ્રગટ થયો. રાષ્ટ્રની એકતાની ભાવના રાષ્ટ્રભાષાના કાર્ય પાછળ પડેલી તો હતી જ તેથી હિંદી માટે માન અને ગૌરવ પેદા થયાં. વિદ્યાર્થીઓ ઉપરાંત આધેડ વયનાં સ્ત્રીપુરુષો પણ પરીક્ષા આપવા લાગ્યાં અને ફાવે તેવી અશુદ્ધ હિંદીમાં પણ બોલી ગૌરવ અનુભવવા લાગ્યાં.

**નાનાં પુસ્તકાલયો :** નડિયાદમાં શ્રી. છોટુભાઈએ સ્થાનિક પ્રચારકોની મદદથી હિંદીના વર્ગો ચલાવવા માટે 'ભારતી વિદ્યામંદિર' નામની સંસ્થા ઊભી કરી. તેની સાથે એક નાનું પુસ્તકાલય પણ ઊભું થયું. બીજી બાજુ ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદમાં હિંદીના પ્રચારને વેગવંત બનાવતું સરસ કામ થઈ રહ્યું હતું. હિંદી સાહિત્ય સંમેલન પ્રયાગની મધ્યમા (સાહિત્ય વિશારદ) પરીક્ષાનું આણંદ કેન્દ્ર બનાવવામાં આવ્યું. કેન્દ્ર સાથે પુસ્તકાલય તો હોય જ. દૂરનાં ખંભાત ગામમાં શ્રી. હિંમતલાલ ઇચ્છાલાલ દાળિયા અને તેમના મિત્રો ખૂબ શ્રમ લઈ રહ્યા હતા. શ્રી. ડાહ્યાભાઈ રામદાસ નામે એક ગુજરાતી શિક્ષકે હિંદીના અભ્યાસ માટે એક નાની પુસ્તિકા પણ બહાર પાડી. ચરોતર પ્રદેશનું હિંદી પ્રચારનું અને પરીક્ષાઓનું કામ ચરોતર એજ્યુકેશન સોસાયટીને સોંપાયું અને તે વ્યવસ્થિત થવા લાગ્યું.

## ૧. ચરોતર રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ આણંદ

ઉપરનું કામ વ્યવસ્થિત અને જોસભેર ચાલતું હતું ત્યાં સને ૧૯૪૨માં હિંદી–હિન્દુસ્તાનીનો વિચાર-ભેદ ઉગ્ર બન્યો. પૂજ્ય મહાત્માજી બન્ને લિપિ–નાગરી અને ઉર્દૂ–વાળી તથા જેમાં સંસ્કૃત અને અરબી ફારસીના સરળ શબ્દો હોય તેવી ભાષાને રાષ્ટ્રભાષા ગણતા હતા. તેમની આ નીતિ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિએ સ્વીકારી નહીં. આથી તે સમિતિમાંથી કાકા કાલેલકર તથા શ્રી અમૃતલાલ નાણાવટી નીકળી ગયા. પરિણામે સને ૧૯૪૨ના મે માસમાં પૂજ્ય ગાંધીજીએ દેશના બીજા આગેવાનોના સહકારથી વર્ધામાં હિંદુસ્તાની પ્રચાર સભા નામની એક સમિતિ હિંદુસ્તાની પ્રચારાર્થે ઊભી કરી. પછી તો ગાંધીજી જેલમાં ગયા. તેમણે સ્થાપેલી સંસ્થાનું પરીક્ષાઓ અંગેનું કાર્ય શ્રી. અમૃતલાલ નાણાવટીએ ગુજરાતના અગ્રગણ્ય પ્રચારકો તથા હિંદુસ્તાની પ્રેમી કેન્દ્રવ્યવસ્થાપકોની મદદથી સને ૧૯૪૩માં ગુજરાત પૂરતુ શરૂ કર્યું. આ કાર્યને ચરોતરમાં સાથ અને વેગ આપવામાં ચરોતર એજ્યુકેશન સોસાયટી અને તેના સંચાલકોએ તનતોડ મહેનત કરી. ચરોતર વિભાગમાં ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિની સ્થાપના થઈ. પૂજ્ય રવિશંકર મહારાજ તેના પ્રમુખ થયા. સમિતિના સભ્યોએ હિંદુસ્તાનીના કામને વેગ આપવામાં ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો. ગામે ગામ અલેફ બે પે કરીને હોંશથી લોકો ઉર્દૂ લિપિ શીખવા લાગ્યા.

**પ્રચારક વર્ગો :** ચરોતર વિભાગના પ્રચારકોને અનુભવે જણાયું કે હિંદીનો વ્યવસ્થિત અભ્યાસ કરવો હોય તો તેના શૈક્ષણિક વર્ગો યોજવા જોઈએ. એ દષ્ટિએ ચરોતર એજ્યુકેશન સોસાયટીના સંચાલકોએ સને ૧૯૪૩ના મે વેકેશનમાં આણંદમાં કોવિદ, વિશારદ તથા ઉર્દૂ લિપિનો વર્ગ ખોલ્યો. વર્ગ આઠ દિવસનો હતો. વર્ગમાં થયેલ કામ ઉપરથી તેની ઉપયોગિતાની ખાતરી થઈ તેમજ તેના અનુભવ ઉપરથી બીજે વર્ષે ખંભાતમાં વર્ગ ચલાવ્યો. પ્રચારક ભાઇબહેનોના જુસ્સા અને ધગશને લીધે તેમજ ચરોતરની રાષ્ટ્રભાષાપ્રેમી જનતાના સહકારને લીધે વર્ગોનું કામ સારું ચાલ્યું અને દરેક રજાઓમાં સોસાયટીના કાર્યકરોના પ્રયાસોના પરિણામે ગુજરાત વિદ્યાપીઠ અને ગામ ગામના સહકારથી આવા વર્ગો ચાલવા લાગ્યા અને ગુજરાતભરના પ્રચારકો તેનો લાભ લેવા લાગ્યા. આ વર્ગોમાં શીખવનાર તરીકે શ્રી. અમૃતલાલ નાણાવટી, શ્રી. ગિરિરાજ કિશોર, શ્રી. હંસરાજ જૈન, શ્રી. છોટુભાઈ સુથાર, શ્રી. નાનુભાઈ બારોટ,

શ્રી. નારાયણભાઈ પટેલ, શ્રી. ઠાકોરલાલ દેસાઈ, શ્રી. હિંમતલાલ દાળિયા તથા શ્રી. પરસુખલાલ શાહ મુખ્ય હતા.

**હિંદુસ્તાનીના વર્ગો :** ઈ. સ. ૧૯૪૫ના મે માસમાં નાપાડ મુકામે શુદ્ધ હિંદુસ્તાનીના વર્ગો શરૂ થયા એમ કહેવાય. કેટલાંય કેન્દ્રોએ તથા પ્રચારકોએ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધા સાથે પોતાનો સંબંધ છોડયો અને ગૂજરાત હિંદુસ્તાની પ્રચાર સમિતિ કે જે હિંદુસ્તાનીનું જ કામ કરતી હતી તેની સાથે જોડ્યો. ચરોતર એજ્યુકેશન સોસાયટી તથા ચરોતર હિંદુસ્તાની પ્રચાર સમિતિનો હિંદુસ્તાની પ્રચારને ખૂબ સાથ મળ્યો. સાથે સાથે રજાઓમાં ઉઘડતા પ્રચારક વર્ગોએ લોકોમાં અજબ આકર્ષણ ફેલાવ્યું. ગૂજરાતનાં દૂર દૂરનાં કેન્દ્રોમાંથી પ્રચારક ભાઈ બહેનો આ વર્ગોનો લાભ લેવા આવતાં. આ વર્ગોની એક વિશિષ્ટતા એ હતી કે કેટલાય પ્રચારકો વર્ગોમાં પોતે ઉર્દૂ સાહિત્યનો તથા તેના વ્યાકરણનો અભ્યાસ કરતા અને બીજાને તે શીખવતા. જિલ્લા શાળામંડળે પણ એક વખત પોતાના શિક્ષકોને આ વર્ગોમાં મોકલેલા. ગૂજરાતના અગ્રગણ્ય પુરુષોએ પણ આ વર્ગોને સારું એવું મહત્વ આપ્યું હતું. ભાદરણના વર્ગની પૂર્ણાહુતિ શ્રી જુગતરામ દવેના પ્રમુખપદે થયેલી. ચકલાશીના વર્ગનું ઉદ્ઘાટન માનનીય શ્રી મોરારજી દેસાઈએ કરેલું.

તે વર્ગોનો રંગ તો એવો હતો કે કૂવે પાણી જતી સ્ત્રીઓ પણ મેં બેડા લેકે ચલતી હૂં કહીને હિંદીમાં વાતો કરતી. કપડવણજ વર્ગનું આદિ શ્રી રવિશંકર મહારાજને હાથે થયેલું જ્યારે તેની અંતિમ વિધિ માનનીય શ્રી. દિનકરરાવ દેસાઈને હાથે થયેલી. કડલાલ તથા પીપળાવના વર્ગોનું આદિવચન શ્રી. માવસંકરદાદાએ કરેલું. આમ ચરોતર વિભાગમાં કુલ ૧૩ વર્ગો અત્યાર સુધી ચાલ્યા છે. આ વર્ગોની નાણાકીય જવાબદારી ચરોતર એજ્યુકેશન સોસાયટી, જે તે ગામોની જનતાની સંસ્થાઓ અને ગૂજરાત વિદ્યાપીઠ એમ ત્રણેના સામુદાયિક સહકારથી અદા થઈ છે. અને આમ કરીને રાષ્ટ્રભાષા તથા રાષ્ટ્રપિતા પ્રત્યેનો પ્રેમ સૌએ વ્યક્ત કર્યો છે. આવા વર્ગો ચલાવવામાં ચરોતર વિભાગે પહેલ કરી છે. એટલું જ નહિ પણ તે ગૂજરાતભરમાં મોખરે રહ્યો છે.

**હિંદી–હિંદુસ્તાની પરિષદો :** ખેડા જિલ્લાના પ્રચારકો, કેન્દ્ર વ્યવસ્થાપકો તેમજ તેમાં રસ ધરાવતાં ભાઈ બહેનોની બે પરિષદો અનુક્રમે આણંદ અને નડિયાદમાં સને ૧૯૫૦ના જુલાઈ અને સપ્ટેંબર માસમાં ભરવામાં આવેલી. તે પરિષદોએ કરેલા ઠરાવ અનુસાર કેટલાય કેન્દ્રો અને કેન્દ્ર વ્યવસ્થાપકો ભારતની બંધારણવાળી હિંદીના પ્રચારનું કાર્ય કર્યે જાય છે.

આ કાર્યમાં ગૂજરાતભરમાં ચરોતર વિભાગ પહેલેથી મોખરે છે. તેની પાસે ઉત્તમ કોટિના પ્રચારકો, કેન્દ્ર વ્યવસ્થાપકો તેમજ મૌખિક અને લેખિત પરીક્ષકો છે. કેટલાય ભાઈ બહેનો 'કોવિદ', 'કાબિલ', 'સેવક', 'વિશારદ' તેમજ 'રત્ન' થયેલાં છે. રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ વર્ધા, તથા ગૂજરાત હિંદી–હિન્દુસ્તાની પ્રચાર સમિતિ, અમદાવાદ, એમ બંનેનાં કાર્યનો પ્રચાર હાલ થાય છે. તે બંનેના મળી ચરોતર વિભાગમાં ત્રણસો ઉપરાંત કેન્દ્રો છે તથા વરસે દહાડે વીસ હજાર જેટલાં પરીક્ષાર્થીઓ પરીક્ષા આપી દેશના આ પવિત્ર કાર્યમાં પોતાનો ફાળો આપી રહ્યા છે. અહીં સુધી આપેલી માહિતી હિંદુસ્તાનીની પ્રચાર સમિતિ સબંધે છે. ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની પ્રવૃત્તિઓની માહિતી હવે પછી આપી છે.

**પ્રચારક વર્ગોનું પ્રગતિપત્રક :** ચરોતર વિભાગમાં હિંદી પ્રચારક વર્ગોનું પ્રગતિપત્રક આ નીચે આપ્યું છે.

| સ્થળ | વર્ષ | સમય | પ્રચારક સંખ્યા તથા સ્થાનિક ભણનારની સંખ્યા | વર્ગસ્થળ અને સ્થાનિક સંખ્યા |
|---|---|---|---|---|
| આણંદ | ૧૯૪૩ | ગ્રીષ્મ | ૨૫+૦ | ચ. એ. સોસા, આણંદ |
| ખંભાત | ૧૯૪૪ | ,, | ૩૫+૦ | રાષ્ટ્રભાષા મંડળ, ખંભાત |
| મોભારોડ | ૧૯૪૫ | શિશિર | ૦+૨૫ | હાઈસ્કૂલ, મોભા |
| નાપાડ | ,, | ગ્રીષ્મ | ૨૦+૩૦ | હાઈસ્કૂલ, નાપાડ |
| વસો | ,, | શરદ | ૧૫+૦ | હાઈસ્કૂલ, વસો |
| ભાદરણ | ૧૯૪૬ | ગ્રીષ્મ | ૨૫+૩૦ | પ્રગતિમંડળ, ભાદરણ |
| ચકલાશી | ,, | શરદ | ૪૧+૧૯૦ | યુવકમંડળ, ચકલાશી |
| કપડવણજ | ૧૯૪૭ | ગ્રીષ્મ | ૩૭+૫૮ | સેવાસંઘ, કપડવણજ |

| | | | | |
|---|---|---|---|---|
| કઠલાલ | ૧૯૪૭ | શરદ | ૨૪+૪૭ | હાઈસ્કૂલ, કઠલાલ |
| પીપળાવ | ૧૯૪૮ | ગ્રીષ્મ | ૨૯+૩૦ | વિકાસસંઘ, પીપળાવ |
| બોરસદ | , | શરદ | ૩૫+૦ | સત્યાગ્રહ છાવણી, બોરસદ |
| આણંદ | ૧૯૫૧ | ગ્રીષ્મ | ૧૮+૦ | ચ. એ. સોસા, આણંદ |
| આણંદ | ૧૯૫૨ | ગ્રીષ્મ | ૨૬+૦ | ચ. એ. સોસાયટી, આણંદ |

સરનામું :- ચરોતર હિંદી પ્રચાર સમિતિનું કાર્યાલય ચ. એ. સોસાયટી, આણંદમાં છે. તેના મંત્રીઓ તરીકે શ્રી. રાવજીભાઈ ચ. પટેલ અને શ્રી. ઈશ્વરભાઈ જે. પટેલ છે.

**હાલનાં પરીક્ષાકેન્દ્રો :** ઉપર જણાવેલી હિંદી-હિંદુસ્તાનીની પરીક્ષાઓ ચરોતર પ્રદેશમાં હાલ નીચેનાં પરીક્ષા-કેન્દ્રોમાં લેવાય છે :-

આણંદ, ઊમરેઠ, ઉત્તરસંડા, ઓડ, કઠલાલ, કપડવણજ, ખેડા, ખંભાત, ચકલાસી, ચાંગા, ચુણેલ, ડાકોર, ધર્મજ, નડિયાદ, નાર, નાવલી, પીજ, પેટલાદ, વાડાસિનોર, બોરસદ, ભાદરણ, મહેમદાવાદ, માતર, મહુધા, મહેળાવ, રાસ, લસુંદ્રા, લિંબાસી, વલ્લભવિદ્યાનગર, વસો, વાસદ, વીરસદ, સારસા, સુણાવ અને સોજિત્રા.

## ૨. ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ, નડિયાદ

**નડિયાદ રાષ્ટ્રભાષા સમિતિ, નડિયાદ-૧૯૪૪ :** ઉપર જણાવ્યું છે તે પ્રમાણે ચરોતરમાં રાષ્ટ્રભાષાના પ્રચારની શરૂઆત નડિયાદમાં સને ૧૯૩૯માં થઈ હતી. એ કાર્ય છએક વર્ષ ચાલ્યા પછી સને ૧૯૩૯માં ચ. એ. સોસાયટીના કાર્યકર્તાઓના પ્રયાસથી ચરોતર રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ સ્થપાઈ અને ત્યાર પછી સને ૧૯૪૪માં નડિયાદના અગ્રગણ્ય નાગરિકોની સભાએ નડિયાદ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની સ્થાપના કરી હતી.

**ઈતિહાસ :** ઈ. સ. ૧૯૪૬ સુધી આ સમિતિનું કામ સારી રીતે ચાલેલું. તે પછી હિંદી-હિંદુસ્તાનીનો મતભેદ ઊભો થતાં હિંદુસ્તાનીના હિમાયતીઓ આ સમિતિમાંથી છૂટા થયા, અને વર્ધાની સમિતિ તરફથી લેવાતી રાષ્ટ્રભાષા હિંદીની પરીક્ષાઓ આપનારની સંખ્યા પણ ઘટી ગઈ.

તે પછી ૧૯૪૭માં સ્વરાજ્ય સ્થપાતાં હિંદી રાષ્ટ્રભાષા તરીકે બંધારણથી માન્ય થઈ અને ૧૫ વર્ષમાં જ તે ફરજિયાત થવાનું ઠર્યું. તેથી ૧૯૪૪થી પરીક્ષાર્થીઓની સંખ્યા એકદમ વધી ગઈ એકલા નડિયાદમાં જ દર સમયે ૯૦૦થી ૧૦૦૦ પરીક્ષાર્થીઓ નોંધાવા લાગ્યા.

ઈ સ. ૧૯૫૧માં મુંબઈ સરકારે પોતાના નોકરો માટે હિંદુસ્તાની પ્રચાર સમિતિની પરીક્ષાઓને માન્ય કરી તેથી વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની પરીક્ષાઓમાં બેસનારની સંખ્યા ઘટવા લાગી.

આ પરિસ્થિતિનો વિચાર કરવા તા. ૪-૧-૫૩ને રોજ નડિયાદમાં સંતરામ મહારાજના મંદિરમાં ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચારક સંમેલન ભરવામાં આવ્યું. તેના પ્રમુખ શ્રી ઢેબરરાય માંકડ હતા. એ સભામાં ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની સ્થાપના થઈ (૧૯૫૩)

**ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના હોદ્દેદારો** આ સમિતિના સભ્યો અને હોદ્દેદારો હાલ (૧૯૫૪) આ પ્રમાણે છે. કાર્યાધ્યક્ષ શ્રી. ખેચરદાસ મ. શાહ, બી. એ. એલ. એલ. બી, નડિયાદ. ઉપાધ્યક્ષ : શ્રી. માધવલાલ અંત પેટલાદ. મંત્રી : શ્રી પુરુષોત્તમ ભીખાભાઈ પટેલ, વસો, સહમંત્રી : શ્રી. અરવિંદકુમાર દેસાઈ, નડિયાદ. હિસાબનીશ : શ્રી. શાંતીલાલ પંડ્યા, નડિયાદ. હિસાબનિરીક્ષક: શ્રી. મોહનલાલ મનસુખરામ, સાથે પ્રચારકો પાંચ એમ કુલ તેર સભ્યો છે.

**નગર સમિતિઓ :** આ ઉપરાંત નડિયાદ, આણંદ અને પેટલાદમાં નગર સમિતિઓ રચાઇ છે તે પોતપોતાના નગરની પરીક્ષાઓની વ્યવસ્થા કરે છે.

**પરીક્ષાઓ :** વર્ધાની રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ તરફથી ફેબ્રુઆરી અને સપ્ટેંબર એ બે માસમાં પ્રારંભિક, પ્રવેશ, પરિચય, કોવિદ, રત્ન એ પરીક્ષાઓ લેવાય છે તે સિવાય પ્રયાગના હિંદી સાહિત્ય સંમેલન તરફથી લેવાતી પ્રથમા અને માધ્યમા (વિશારદ)ની પરીક્ષાઓની વ્યવસ્થા પણ આ સમિતિ તરફથી નડિયાદમાં થાય છે.

**કેન્દ્રો :** પરીક્ષાઓ લેવા માટે ખેડા જિલ્લામાં ૧૫૦ જેટલાં કેન્દ્ર ચાલે છે.

**વર્ગો :** પ્રત્યેક કેન્દ્રમાં પરીક્ષાર્થીઓને શિક્ષણ આપવા વર્ગો ચલાવવામાં આવે છે.

**પુસ્તકાલય :** ઉપર જણાવેલી ભારતી વિદ્યામંદિર સંસ્થા ૧૯૪૪માં રા. ભા. પ્ર. સમિતિ નડિયાદમાં જોડી દેવામાં

આવેલી. એટલે તેનું પુસ્તકાલય પણ સમિતિને સોંપાયું છે. તે પછી તેમાં આશરે રૂા. ૩૦૦૦ની કિંમતનાં ૭૦૦ જેટલાં પુસ્તકો વસાવાયાં છે. તે ઉપરાંત માસિકો પણ આવે છે. વસો, પેટલાદ અને ડાકોરમાં પણ નાનાં નાનાં પુસ્તકાલયો છે.

**વાર્ષિક સંમેલનો:** પ્રત્યેક કેન્દ્રમાં પદવીદાન સમારંભ તેમજ પ્રમાણપત્ર વિતરણોત્સવ યોજાય છે. તે ઉપરાંત વક્તૃત્વ હરીફાઈ, નિબંધ હરીફાઈ, વિદ્વાનોનાં વ્યાખ્યાનો, વાર્તાલાપો, પુરસ્કાર ચંદ્રકો અર્પણ કરવાના સમારંભો યોજાય છે.

**આર્થિક મદદ:** આ પ્રવૃત્તિઓ માટે ગુજરાત પ્રાંતીય રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિ 'અમદાવાદ' તરફથી દર વર્ષે કાર્યના પ્રમાણમાં નાણાંની મદદ મળે છે. તે ઉપરાંત એ સંસ્થા તરફથી આ જિલ્લાની પ્રવૃત્તિઓના નિરીક્ષણ માટે જિલ્લા નિરીક્ષક નીમવામાં આવે છે અને પ્રચારકોના સંગઠન માટે જિલ્લા સંમેલન યોજવાનું પણ નક્કી થયું છે.

**પ્રગતિપત્રક:** આ સમિતિ તરફથી ચાલતાં કેન્દ્રોમાં બેસનાર પરીક્ષાર્થીઓની સંખ્યાનું પ્રગતિ-પત્રક આ નીચે આપ્યું છે.

| વર્ષ | પરીક્ષા પ્રારંભિક | પ્રવેશ | પરિચય | કોવિદ | કુલ |
|---|---|---|---|---|---|
| ૧૯૪૯—૫૦ | ૫૮૪૭ | ૪૯૬૩ | ૨૪૦૫ | ૩૭૫ | ૧૩૫૯૦ |
| ૧૯૫૦—૫૧ | ૪૦૧૫ | ૩૪૦૪ | ૨૫૬૬ | ૫૩૩ | ૧૪૫૧૮ |
| ૧૯૫૨—૫૩ | | | | | |
| ૧૯૫૩—૫૪ | | | | | |

આ ઉપરાંત વિશારદની પરીક્ષા આપનાર ૧૯૫૨માં ૨૩ અને ૧૯૫૩ માં ૨૫ હતા.

**આધાર:** (૧) ચરોતર હિન્દુસ્તાની પ્રચાર સમિતિની માહિતી એ સમિતિના અગ્રણી પ્રચારક શ્રી. નાનુભાઈ બારોટે તૈયાર કરી આપી છે. (૨) ખેડા જિલ્લા રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિની માહિતી નડિયાદ રાષ્ટ્રભાષા પ્રચાર સમિતિના મંત્રી શ્રી. શાન્તિલાલ પંડ્યા તરફથી મળી છે.

# ૮

# શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય, નડિયાદ

**પરિચય:** નડિયાદમાં સંતરામ મંદિર આગળથી પસાર થતા મોટા કુંભનાથ મહાદેવને માર્ગે આવેલી 'શ્રી વિઠ્ઠલ કન્યાવિદ્યાલય' ની સંસ્થા ચરોતરમાં જ નહિ પણ ગુજરાતભરમાં કન્યા કેળવણી માટેની અનોખી સંસ્થા છે. એનું સંચાલન શ્રી વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળને હસ્તક છે.

**મંડળ:** સ્વ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલના સ્મારક અર્થે, તા. ૧૨-૧૧-૧૯૩૩ના રોજ, શ્રી વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળની સ્થાપના કરવામાં આવી હતી. એ મંડળને ઈ. સ ૧૮૬૧-ના રજિસ્ટ્રેશન ઍક્ટ નં. ૨૧ મુજબ રજિસ્ટર કરાવવામાં આવ્યું છે.

**ઉદ્દેશ:** મંડળના ઉદ્દેશ નીચે પ્રમાણે છે:—

(૧) કન્યાકેળવણીની બાબતોને આગળ ધપાવવી. (૨) કન્યાઓને અને મહિલાઓને શારીરિક, બૌદ્ધિક અને નૈતિક કેળવણી આપવી. (૩) કન્યાઓ અને મહિલાઓ સ્વાશ્રયી બને એવી કેળવણીનો અને જ્ઞાનનો પ્રચાર કરવો. (૪) આવી કેળવણી માટે કન્યાઓ તથા મહિલાઓ સારુ શાળાઓ, છાત્રાલયો સ્થાપવાં.

**સંચાલકો:** મંડળના હોદ્દેદારોમાં પ્રમુખ શ્રી મોરારજીભાઈ રણછોડજી દેસાઈ, ઉપપ્રમુખ શ્રી દાદુભાઈ પુરુષોત્તમદાસ દેસાઈ અને મંત્રીઓ શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ અને શ્રીમતી કુસુમબેન હરિભાઈ પટેલ છે. વ્યવસ્થાપક સમિતિનાં અધ્યક્ષ કુ. મણિબેન વલ્લભભાઈ પટેલ છે. સભાસદોના મુરબ્બી, ઉપમુરબ્બી, દાતા, સભ્ય, સહાયક, કેળવણીકાર, પાલક, કાયમી સેવકો, એવા વર્ગ રાખ્યા છે. મંડળનો વહીવટ તેણે નીમેલી વ્યવસ્થાપક સમિતિ કરે છે. મંડળ તરફથી ચાલતા શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયના શિક્ષણ અંગે નિરીક્ષણ કરવા ને ઘટતી સલાહ-સૂચના આપવા એક વિદ્યાસમિતિ નીચેના સભ્યોની બનેલી

છેઃ કુ. મણિબેન વલ્લભભાઈ પટેલ, શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ, શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ, શ્રી બબલભાઈ મહેતા, શ્રી. દેસાઈભાઈ નાથાભાઈ પટેલ અને વિદ્યાલયના આચાર્ય.

**વિદ્યાલય** : શ્રી વિઠ્ઠલ કન્યા વિદ્યાલયનું ઉદ્‌ઘાટન તા. ૩૧–૫–૧૯૩૭ને રોજ મહાત્મા ગાંધીજીને હસ્તે થઈ હતી. તે વખતે મંડળ પાસે જમીન હતી, પણ મકાનો નહોતાં. એટલે શરૂઆત ૧૯૩૪માં સંતરામ મંદિરના ધર્મખંડમાં થઈ હતી. પછી તો સ્વ. શેઠ મનસુખલાલ છગનલાલના ટ્રસ્ટ ફંડમાંથી કન્યા છાત્રાલય માટે રૂા. ૫૦૦૦૦ની મદદ મળતાં તેનાથી બંધાયેલું મકાન, તા. ૩૦–૧૦–૩૬ને રોજ શેઠ જમનાલાલ બજાજને હાથે ખુલ્લું મુકાયું, ને તેમાં વિદ્યાલયનો સમાવેશ કરાયો.

**શિક્ષણનો પ્રકાર અને વિશેષતા** : આ વિદ્યાલય મુખ્યત્વે ગૃહશાળાંઆશ્રમ વિદ્યાલય છે. એનો પ્રકાર માધ્યમિક શાળાનો છે, અને એમાં પ્રચલિત માધ્યમિક શાળાના સામાન્ય વિષયો અમુક હદ અને કક્ષા સુધી શીખવાય છે. પણ વધારામાં સંગીત, શીવણ, ભરતગૂંથણ, પીંજણ, કાંતણ, નાડીપાટી વણવાં, શાકભાજીની વાડી અને બધી જાતનાં ગૃહકાર્યો એ વિદ્યાલયનાં રોજિંદાં કામો અને પ્રવૃત્તિઓમાં પ્રતિદિન અને આગળ પડતું સ્થાન ધરાવે છે. આ કામો અને પ્રવૃત્તિઓ વિદ્યાલયના દૈનિક કામોનો અતિ અગત્યનો ભાગ છે. માધ્યમિક શાળાના પરંપરાગત વિષયોની સાથે આ કામો અને પ્રવૃત્તિઓને પણ અભ્યાસક્રમમાં સ્થાન આપેલું છે. ૭ વર્ષની તાલીમને અંતે વિદ્યાર્થીનીઓને આત્મવિશ્વાસ જાગે કે પોતાની બધી જવાબદારીઓ કુશળતાથી તથા સફળતાપૂર્વક અદા કરવાને પોતે પૂરતી શક્તિમાન છે, તેમજ પોતે સારી રીતે સંસ્કારી બની છે, એ ધ્યેયથી આ શિક્ષણ પ્રવૃત્તિઓ ચલાવાય છે.

**છાત્રાલય** : કન્યાઓના સર્વાંગી ઉત્કર્ષની દૃષ્ટિએ વિદ્યાલયને પોતાનો સ્વતંત્ર અભ્યાસક્રમ છે. આ કારણે વિદ્યાલય કોઈ યુનિવર્સિટી કે વિદ્યાપીઠ સાથે જોડાયું નથી. છાત્રાલયનું જીવન, મૂળ ઉદ્યોગો અને વર્ગશિક્ષણ એ ત્રણે કેળવણીનાં અંગો છે, એમ માની છાત્રાલયની વૈયક્તિક અને સામુદાયિક તમામ પ્રવૃત્તિ દ્વારા, ઉદ્યોગની બધી ક્રિયાઓ દ્વારા તેમજ સાહિત્ય, સંગીત અને કલા દ્વારા વિદ્યાર્થિનીઓને કેળવણી આપી, તેમનો સર્વદેશીય વિકાસ થાય એવો પ્રયત્ન [illegible]માં આવે છે.

**સરકારી સંબંધ** : વિદ્યાલયનો અભ્યાસક્રમ વિશિષ્ટ પ્રકારનો હોવાથી સરકારી ચોકઠામાં બેસીને વિદ્યાલયે સરકારી માન્યતા મેળવી નથી, પણ વિદ્યાલયનું સમગ્ર વ્યક્તિત્વ જળવાઈ રહે એ રીતે કન્યાકેળવણીની એક વિશિષ્ટ સંસ્થા તરીકે સરકારે તેને માન્ય રાખી છે, અને ગ્રાન્ટ આપે છે.

**પ્રમાણપત્ર** : વિદ્યાલયમાં હાલ વિનયમંદિરના અભ્યાસક્રમ જેટલી સગવડ છે. ગુજરાતી ત્રીજી પૂરી કર્યા પછી આઠ વર્ષનો અભ્યાસક્રમ રાખ્યો છે. તે પૂરો થતાં વિદ્યાર્થિનીને વિનીતાનું પ્રમાણપત્ર આપવામાં આવે છે.

**સંખ્યા** : હાલ ભણનાર વિદ્યાર્થિનીઓની સંખ્યા નીચે પ્રમાણે છે :– સ્થાનિક ૧૪, બહારગામની ૧૫૦–કુલ ૧૬૪.

વિદ્યાલયમાં શિક્ષકોની સંખ્યા ૧૮ની છે. વિદ્યાલયનાં આચાર્યા (પ્રિન્સિપાલ) શ્રી કુસુમબેન હરિભાઈ પટેલ બી. એ. છે.

**અન્ય પરીક્ષાઓની સગવડો** : પ્રાથમિક શાળાંતની, જે. જે. સ્કૂલ ઑફ આર્ટસની ચિત્રની, ગાંધર્વ મહાવિદ્યાલયની સંગીતની, તેમજ હિંદુસ્તાનીની પરીક્ષાઓ વિનયમંદિરના અભ્યાક્રમ ઉપરાંત જે વિદ્યાર્થિનીને આપવી હોય તેમને માટે બધી સગવડો વિદ્યાલયમાં છે.

**આગળ અભ્યાસ બાબત** : વિદ્યાલય પછી મહાવિદ્યાલયનો અભ્યાસ નહિ હોવાથી વધુ અભ્યાસ માટે વિનીતાઓને ગુજરાત વિદ્યાપીઠના શ્રી મહાદેવ દેસાઈ સમાજસેવા મહાવિદ્યાલયમાં અને વર્ધાના મહિલા આશ્રમના અધ્યાપન મંદિરમાં પ્રવેશ મળે છે.

**પરણેલી વિદ્યાર્થિનીઓ** : આ સંસ્થાઓમાં પહેલાં કુંવારી કન્યાઓને જ દાખલ કરવામાં આવતી પણ હવે પરણેલી વિદ્યાર્થિનીઓને પણ કુંવારીની માફક રહેવાની શરતે દાખલ કરવાનો નિર્ણય લેવાયો છે, તેથી હાલ કેટલીક પરણેલી બહેનો પણ એ શરતે સંસ્થાઓમાં અભ્યાસ કરે છે.

**દૈનિક કાર્યક્રમ** : વિદ્યાર્થિનીઓનો દૈનિક કાર્યક્રમ એવો ગોઠવ્યો છે કે, પ્રાર્થના, કવાયત, રમતો, ગૃહકામ, સફાઈકામ, રસોઈકામ, નાહવાધોવાનું, બાગકામ, ખેતીકામ, ઉદ્યોગો, સંગીત, ચિત્રકામ અને બાહ્યિક શિક્ષણ મારફત શરીર, બુદ્ધિ અને મનનું ઘડતર થાય.

**શિક્ષકો** : શાળાનું, ઉદ્યોગોનું ને છાત્રાલયનું તંત્ર શક્તિશાળી અને કુશળ શિક્ષકોના હાથોમાં છે. શિક્ષકગણ ગુણવત્તામાં સુયોગ્ય અને ઉત્સાહી છે. આ વિદ્યાલય માત્ર કન્યાઓ માટે છે, તેથી શિક્ષકગણમાં શિક્ષિકાઓનું પ્રમાણ વધારે છે.

**મકાનો :** શાળાનાં અને છાત્રાલયનાં મકાનો સુંદર, વિશાળ, ભવ્ય, સારાં હવાઉજાસવાળાં, ને વીજળીના દીવાની સગવડવાળાં છે. મકાનોની સંખ્યા ૧૦ છે. ૧ કૂવો છે. ટાંકી સાથેનું વૉટરવર્કર્સ છે અને સ્નાનગૃહ પણ છે. આ મકાનોની કિંમત આશરે ત્રણ લાખ રૂપિયાની છે. વિદ્યાલયની જમીનનો વિસ્તાર ૧૬ એકર ૨૦ ગૂંઠા જેટલો છે.

**અભ્યાસક્રમ ઘડનાર :** વિદ્યાલયના આરંભના અભ્યાસક્રમની રૂપરેખા શ્રીમતી વિદ્યાબહેન નીલકંઠ, શ્રીમતી શારદાબહેન મહેતા, તથા શ્રી રામનારાયણ પાઠકે તૈયાર કરી આપી હતી. તે પછી સાત વરસે તેમાં ઘટતા ફેરફાર અને સુધારાવધારા શ્રી નરહરિભાઈ પરીખ તથા શ્રી કિશોરલાલ મશરૂવાળા વગેરેની સમિતિએ કરી આપ્યા હતા. તે પછી પણ યથોચિત ફેરફારો તથા સુધારાવધારા કરવા જ્યારે ઈષ્ટ જણાયા ત્યારે કરવામાં આવ્યા છે.

**સ્વાશ્રય :** છાત્રાલયને શાસ્ત્રીય ઢબે વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ ચાલતા એક વિશાળ કુટુંબ જેવું બનાવવાની સતત દૃષ્ટિ રખાઇ છે. ખુરાકહારની દૃષ્ટિએ સાદો, પોષક ખોરાક અપાય છે, અને નાહવુંધોવું વગેરે અંગત કામો તથા રસોઇ, કોઠારકામ, સફાઈ વગેરે સામુદાયિક કામો જાતે કરવાની ટેવ ચાલુ રહે એવી ગોઠવણ કરેલી છે. આ કામો માટે નોકરો યા રસોઇઆ રોકવામાં આવતા નથી. વ્યવસ્થિત દિનચર્યા, રોગીપરિચર્યા, વસ્તુભંડારનાં વેચાણ તથા હિસાબ અને સામુદાયિક જીવન વગેરે જીવનઘડતરના અંગોની બાબતમાં ચીવટ રખાય છે.

**શિક્ષણના વિષયો :** ખેતીને અંગે શાકભાજી અને ફળફૂલની વાડી કરાવાય છે. વસ્ત્ર-ઉદ્યોગમાં કપાસ લોઢવાનું, રૂને પીંજીને કે તૂણીને પૂણી બનાવવાનું, કાંતવાનું, વેતરવાનું, શીવવાનું અને ભરવાગૂંથવાનું શીખવવાનો પ્રબંધ છે. સાહિત્ય અને કળા માટે ગુજરાતી, હિંદુસ્તાની, સંસ્કૃત, ગણિત, નામું, સમાજવિદ્યા, સામાન્ય વિજ્ઞાન, ચિત્રકળા, અને સંગીતનો જરૂર જેટલો અભ્યાસક્રમ રખાયો છે.

**અન્ય પ્રવૃત્તિઓ :** શ્રેણીવાર દર વરસે પ્રવાસપર્યટનો ગોઠવાય છે, રમતગમતો અને કસરતકવાયત રોજ નિયમિત થાય છે, તથા જન્માષ્ટમી, રેંટિયા બારશ, કસ્તૂરબા પુણ્યતિથિ, રાષ્ટ્રીય સપ્તાહ, સ્વાતંત્ર્યદિન વગેરે ઉત્સવો અને જયંતિઓ ઊજવાય છે. વળી કામની શરૂઆત શિક્ષકો અને વિદ્યાર્થિનીઓ ભેગાં મળી ઉપાસનાથી, પ્રાર્થના, ભજન, કીર્તન તથા પ્રેરક વાચન યા પ્રવચનથી કરે એવો રિવાજ રખાયો છે.

વિદ્યાલય આશ્રમી વિદ્યાલય હોવાથી વિનયમંદિર અને છાત્રાલયની પ્રવૃત્તિ ઓતપ્રોત છે. છાત્રાલયથી સ્વતંત્ર વિનયમંદિર અને વિનયમંદિરથી સ્વતંત્ર છાત્રાલય, એવી કલ્પના આ સંસ્થામાં નથી. જીવનવિકાસની કેળવણીની દૃષ્ટિએ એ બે અંગો ઓતપ્રોત હોવાં જ જોઈએ, એ સિદ્ધાન્તને લક્ષમાં રાખીને વિદ્યાલય ચાલે છે.

વિદ્યાલય અંગે એક સારું પુસ્તકાલય અને વાચનાલય છે.

**ભાવિ વિકાસ :** હજી વિદ્યાલયને પૂરું વિકસાવવા માટે વણાટશાળા, ગોશાળા, શિક્ષકનિવાસો, અતિથિગૃહ, રોગીપરિચર્યાગૃહ, ક્રીડાંગણ, પુસ્તકાલયનું મકાન વગેરેની જરૂર છે, અને તે માટે દોઢેક લાખ રૂપિયાની આવશ્યકતા છે.

---

આધાર : વિઠ્ઠલ કન્યાવિદ્યાલય તરફથી મળેલું મુદ્રિત સાહિત્ય.

## ૯

# સ્ત્રી પ્રવૃત્તિઓ

**પરિચય :** ખેડા જિલ્લામાં ભણેલી સ્ત્રીઓનું પ્રમાણ ૧૨ થી ૨૯ ટકા છે. (જુઓ પૃ. ૨૪૧.) પૃ. ૩૫૯, ૩૮૮ અને ૪૧૦ ઉપર આપેલી વિગતો પ્રમાણે કન્યાઓ તમામ કક્ષાઓનું શિક્ષણ લેતી થઈ છે. પરંતુ તેમની વસતીના પ્રમાણમાં માત્ર ૫૦ ટકા જેટલી જ કન્યાઓ શિક્ષણ લે છે. મોટી ઉંમરની સ્ત્રીઓને જ્ઞાન મળતું રહે તે માટે મહિલા પુસ્તકાલયો કેટલાંક ગામોમાં ચાલે છે (જુઓ પૃ. ૪૨૧). તે ઉપરાંત કેટલાંક ગામોમાં સ્ત્રીઓને હુન્નર-ઉદ્યોગ શીખવવા અને ધાર્મિક જ્ઞાન આપવા નાની મોટી પ્રવૃત્તિઓ કે સંસ્થાઓ ચાલે છે. આ સંસ્થાઓની ટૂંક માહિતી આ

પ્રકરણમાં આપી છે આ માહિતી તાલુકાઓના ભૌગોલિક ક્રમે ગોઠવી છે. માત્ર બોરસદ, પેટલાદ, નડિયાદ, આણંદ, મહેમદાવાદ અને કપડવણજ તાલુકાઓનાં મોટાં ગામોની જ માહિતી આપી શકાઈ છે. પરંતુ તે સિવાય પણ બીજાં ગામોમાં કંઈ કંઈ પ્રવૃત્તિઓ ચાલે છે. આ બધી સ્ત્રી સંસ્થાઓ પૈકી નડિયાદની મહિલા સમાજ અને કપડવણજની ભગિની સેવાસમાજ એ બે સંસ્થાઓ અખિલ હિંદ મહિલા પરિષદની શાખાઓ છે, એ નોંધપાત્ર હકીકત છે.

શિક્ષણ વધવાથી સ્ત્રીપુરુષના સંબંધો બાબતના વિચારો અને આચારો બદલાઈ રહ્યા છે. એ બાબતની રૂઢિઓ બદલવા છેલ્લાં સો વર્ષથી સુધારાની ચળવળ ચાલે છે અને પરિણામે રૂઢિઓ ઢીલી થઈ છે, સ્ત્રી જાતિ પ્રત્યે સમાજ કંઈક ઉદાર વૃત્તિ દાખવતો થયો છે. આ પ્રકરણમાં આપેલી સ્ત્રી પ્રવૃત્તિઓની માહિતીમાં સમાજની આ કૂણી લાગણીનું પ્રતિબિમ્બ દેખાય છે. પરંતુ નવા રાજ્યબંધારણમાં સ્ત્રીપુરુષને સરખા હક્કો અને સરખી તકો આપવાનું ઠર્યું છે. એ કારણે સ્ત્રીનું મહત્ત્વ પુરુષ જેટલું જ સ્થાપિત થયું છે. રાજકીય ક્ષેત્રમાં સ્ત્રીને મતાધિકાર મળ્યો છે, એટલું જ નહિ પણ ધારાસભાથી માંડી પંચાયત સુધી સ્ત્રીઓને તેમના વર્ગની પ્રતિનિધિ તરીકે ચૂંટવામાં આવે છે. આ સંજોગો અપૂર્વ છે. સ્ત્રીવર્ગને મળેલા આ હક્કોના લાભ એમને પોતાને તેમજ સમાજને પૂરેપૂરા મળે એ માટે ખાસ પ્રવૃત્તિઓ થવાની જરૂર છે. બાળકો, મજૂરો કિસાનો, હરિજનો, પછાતવર્ગો વગેરેને માટે આવી પ્રવૃત્તિઓ ચોતરફ ચાલે છે. તેને મુકાબલે સ્ત્રીવર્ગ પ્રત્યે સમાજ ઉદાસીન છે, એ એક હકીકત છે. આ પ્રશ્ન પ્રત્યે સમાજનું ધ્યાન ખેંચાય એ હેતુથી આ પ્રકરણ યોજી, જિલ્લામાં ચાલતી કેટલીક સ્ત્રીસંસ્થાઓનો આ નીચે ટૂંક પરિચય આપ્યો છે.

## શ્રી બોરસદ ભગિની સેવા સમાજ

**સ્થાપના :** શ્રીમતી શાંતાબેન રસિકલાલ દેસાઈ (તે વખતના સબ જજના પત્ની) અને શ્રીમતી મહાલક્ષ્મી બહેન એસ. ઉપાધ્યાયના પ્રયાસથી સને ૧૯૪૮ના ઓગસ્ટની પંદરમી તારીખે આ સંસ્થાની સ્થાપના થઈ છે.

**પ્રવૃત્તિઓ :** શીવણકામ, ભરતગૂંથણ કામ ઉપરાંત કપડાંના બટન બનાવવાં, પતરાળાં બનાવવાં, માંદાની સારવારનાં સાધનો વાપરવાં, વગેરેનું શિક્ષણ અપાય છે. પાપડ બનાવવાની પ્રવૃત્તિ પણ ચલાવાય છે. બોરસદના મિશન દવાખાને દવા લેવા આવતી બહારગામની બહેનોને રાત રોકાવું પડે તો તેમને સૂવાબેસવા માટે મુસાફરખાનાની વ્યવસ્થા આ સંસ્થામાં કરવામાં આવેલી છે. નાણાંના અભાવે બીજી કંઈ ઉપયોગી પ્રવૃત્તિ થઈ શકતી નથી. સંસ્થા ભાડાના મકાનમાં ચાલે છે.

સંસ્થામાં એંશી બહેનો સભ્ય છે.

સંસ્થાના પ્રમુખ શ્રીમતી કમળાબેન છોટાલાલ ઠક્કર, અને માનદ મંત્રી શ્રીમતી મહાલક્ષ્મીબહેન ઉપાધ્યાય છે.

## પેટલાદ મહિલા મંડળ

**સ્થાપના :** તા. ૧-૪-૧૯૪૯

**ઉદ્દેશો :** સંસ્થાનો ઉદ્દેશ (ક) મહિલાઓની તથા બાળકોની શારીરિક, માનસિક, આર્થિક અને સંસ્કારવિષયક ખીલવણી સાથે સંકળાયેલી એક યા અનેક પ્રવૃત્તિઓ ચલાવવી; (ખ) મહિલાઓ અને બાળકોની માનસિક શક્તિઓના વિકાસ અર્થે કામ કરતાં કેન્દ્રો અને સંસ્થાઓ ખોલવાં ચલાવવાં, મહિલાઓને સહાય કરવી યા કોઈ અન્ય પ્રકારે તેમાં રસ લેવો; (ગ) કિન્ડરગાર્ટન સ્કૂલ, શિશુ મંડળો, મોન્ટેસરી વર્ગો, પ્રૌઢ શિક્ષણ વર્ગો, રાત્રિ શાળાઓ, પુસ્તકાલયો, ઉદ્યોગગૃહો વગેરે સંસ્થાઓ ખોલવી, તેવી ચાલુ સંસ્થાઓ મેળવવી અને ખીલવવી, યા તેને અન્ય પ્રકારે સાથ અને સહકાર આપવો; અને (ઘ) ઉપર પ્રમાણેની પ્રવૃત્તિઓ માટે ફંડો ઊભાં કરવાં તથા મિલકતની બોજો સ્વીકારવી.

**મકાન :** સંસ્થાએ પોતાની માલિકીના મકાન તરીકે જૂના સરકારી દવાખાનાનું મકાન મેળવ્યું છે અને તેની ખરીદી માટે મકાન ફંડ શરૂ કર્યું છે.

**બાલમંદિર :** સંસ્થા તરફથી એક બાળમંદિર ચાલે છે, તેમાં મોન્ટેસોરી પદ્ધતિથી બાળકોને તાલીમ આપવામાં આવે છે. આ બાળમંદિરની એક શાખા, પછાત કોમની વસતીમાં, પેટલાદના કાછિયાપરા વિભાગમાં ખોલવામાં આવી છે.

**સહકારી ઉદ્યોગાલય :** આ સંસ્થા તરફથી એક સહકારી ઉદ્યોગાલય પણ શરૂ કરવામાં આવ્યું છે. આ એક રજિસ્ટર્ડ સહકારી મંડળી છે. આ વિભાગમાં મધ્યમ વર્ગની બહેનો પાસે પાપડ, મરચાં, ધૂપેલ, કાજળ, પૂણીઓ વગેરે ગૃહઉદ્યોગની વસ્તુઓ મહેનતાણું આપી તૈયાર કરાવવામાં આવે છે. વળી શીવણ અને ભરતકામ પણ શીખવવામાં આવે છે.

**અન્ય પ્રવૃત્તિઓ :** સંસ્થા તરફથી હિંદીના વર્ગો, સંગીત વર્ગ, ક્રીડાંગણ, ઉત્સવોની ઉજવણી, પ્રવાસ, વ્યાખ્યાનોની

પ્રવૃત્તિઓ પણ ચલાવાય છે તદુપરાંત સંસ્થાની બહેનો બીજા સેવાકાર્યોમાં પણ ભાગ લે છે

**હોદ્દેદારો :** પ્રમુખ શ્રીમતી કાન્તાબહેન જશભાઈ અમીન, ઉપપ્રમુખ શ્રીમતી સુમનબહેન છોટાલાલ શુક્લ અને મંત્રીઓ શ્રીમતી શાંતાબહેન મણિલાલ પરીખ તથા શ્રીમતી નીલમબહેન દવીદાસ પરીખ છે

## પેટલાદ તાલુકાના મહિલા પુસ્તકાલયો:

પેટલાદ તાલુકામાં પેટલાદ, ભાદરણ, ધર્મજ, સોજિત્રા, નાર, વગેરે ગામોમાં મહિલા પુસ્તકાલયો છે અને એ બધાં ગામે સ્ત્રી પ્રવૃત્તિઓ ચાલે છે

## શ્રી ભગિની સહાયક સહકારી ગૃહઉદ્યોગ મંદિર લિ, ઊમરેઠ

**સ્થાપના:** ઊમરેઠના વતની અને ધરમપુર રાજ્યના તિજોરી ઓફિસર શ્રી કીરપાશંકર ઠાકોર દેશી રાજ્યોના વિલીનીકરણ પછી નિવૃત્ત થઈ વતનમાં આવતાં તેમના પત્ની શ્રીમતી તારાબહેને શ્રી ચુનીલાલ રામચંદ્ર શેલતની સલાહથી આ સંસ્થાની સ્થાપના ઈ સ ૧૯૫૦માં કરી છે, અને તેને સહકારી મંડળીના રૂપની સંસ્થા બનાવી છે

**ઉદ્દેશ** આ સંસ્થાનો ઉદ્દેશ ગામની તમામ બહેનોને ગૃહઉદ્યોગો મેળવી આપી તે દ્વારા પ્રમાણિક રોજી મેળવવામાં સહાય કરવાનો અને તેમ કરી તેઓ શુદ્ધ, ઉપયોગી તેમજ આનંદી જીવન જીવતી બને એ માટે શક્ય પ્રબંધ કરવાનો છે આ ઉપરાંત ચાલુ તેમજ નવા ગૃહઉદ્યોગો કે ગ્રામોદ્યોગોનો પ્રચાર કરવા ઉચિત પગલાં લેવાનો પણ હેતુ છે

**સભ્યો** આ સંસ્થાના સહાયક સભ્યોની સંખ્યા ૨૦૦ છે, જ્યારે શ્રમજીવી સભ્યો ૮૨ છે.

**પ્રવૃત્તિઓ** સંસ્થા તરફથી શીવણવર્ગ ચાલે છે, તેનો લાભ કુમારિકાઓ, વિધવાઓ અને ત્યકતાઓ લે છે એ માટે ફી રાખી નથી, માત્ર રૂા ૫-૪-૦ દાખલ ફી રાખી છે બે વર્ષનો કોર્સ છે પરીક્ષા અમદાવાદના વિકાસગૃહ તરફથી લેવાય છે, ને પ્રમાણપત્ર અપાય છે અત્યાર સુધીમાં ૨૦ બહેનોએ એવાં પ્રમાણપત્રો મેળવ્યાં છે, અને ઓછામાં ઓછા માસિક રૂ ૩૦) સ્વતંત્રપણે કમાઈ શકે છે ઉપરાંત પાપડ, દાળશાકના મસાલા, માથામાં નાખવાનુ તેલ, પતરાળાં વગેરે તૈયાર કરાય છે તેમાંથી ૨૦ જેટલી બહેનો પોતાની આજીવિકા મેળવે છે. એક શેર પાપડ તૈયાર કરનાર બહેન મજૂરીના ચાર આના મેળવે છે ફી ભરવાને અશક્ત બહેનોને ફી વિના દાખલ કરવામાં આવે છે સંસ્થા તરફથી ગજીફરાક બનાવવાનો સંચો લાવવા વિચાર ચાલે છે, એથી તેનું કામ કરનાર બહેન રોજનો એક રૂપિયો કમાઈ શકશે એવી ધારણા છે

**હોદ્દેદારો:** પ્રમુખ: શ્રી કમુબહેન નાનુભાઈ ભટ્ટ ઉપપ્રમુખો : (૧) શ્રીમતી અનુમતિબહેન આનંદશંકર વૈદ (૨) શ્રીમતી ચંપાબહેન ભાલચંદ્રરાવ તામ્રકર, માનદમંત્રી શ્રીમતી તારાબહેન કીરપાશંકર ઠાકોર

## મહિલા તથા બાળ પુસ્તકાલય, ઊમરેઠ

**ગ૦ સ્વ લલિતાગૌરી રેવાશંકર શેલત મહિલા તથા બાળ પુસ્તકાલય તથા વાચનાલય, ઊમરેઠ** આ સંસ્થાનો આરંભ તા ૧૮-૫-૧૯૪૭થી કરવામાં આવ્યો છે

ઊમરેઠના પાટ મહોલ્લાની જમીન ઉપર સ્મારક મંદિરનું મકાન બાંધવા ગ સ્વ લલિતાગૌરી રેવાશંકર શેલત તરફથી રૂા ૭,૮૦૦નુ ખર્ચ કરાયું છે, તે ઉપરાંત પુસ્તકો ને ફર્નિચર માટે પણ રૂ ૮૦૦ અને રૂા ૫૦૦નો અનુક્રમે ખર્ચ કરાયો છે પુસ્તકાલયમાં આશરે ૧૦૦૦ પુસ્તકોની સંખ્યા છે વાચનાલયમાં કેટલાંક સામયિકો મંગાવાય છે

સંસ્થાના મંત્રી તરીકે શ્રીમતી અનુમતીબહેન આનંદશંકર વૈદ કામ કરે છે

## બાજ ખેડાવાળ સ્ત્રી ઉદ્યોગાલય, ઊમરેઠ

શ્રી ઊમરેઠ બાજ ખેડાવાળ સમાજ તરફથી એક શીવણવર્ગ ચાલે છે એની દેખરેખ શ્રી જશોદાબહેન પંડયા રાખે છે આ વર્ગમાં ૧૯૫૨ સુધીમાં ૨૨ બહેનોએ વડોદરા ચીમનાબાઈ સ્ત્રી ઉદ્યોગાલયમાં લેવાતી પરીક્ષા પાસ કરી છે

## ખડાયતા જ્ઞાતિનો શીવણવર્ગ, ઊમરેઠ

ઊમરેઠની ખડાયતા વણિક જ્ઞાતિ તરફથી એક શીવણવર્ગ ચાલે છે તેનાં માનદ મંત્રી શ્રી કમળાબહેન ચુનિલાલ સુતરિયા છે

## સ્વ રતિલાલ નારણદાસ ગાંધી ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા, નડિયાદ

આ સંસ્થા ઈ સ ૧૯૨૮ની સાલમાં સ્થપાઈ હતી, તેથી એને ૨૫ વર્ષ થઈ ગયાં છે નડિયાદમાં આટલાં બધાં વર્ષો સુધી એકધારી સ્ત્રી-સેવા કરનારી આ એક જ સંસ્થા

છે. ખડાયતા જ્ઞાતિના દાનવીર સ્વ. રતિલાલ નારણદાસ ગામીના સ્મારક ફંડમાંથી આ સંસ્થાને રૂપિયા ૧૦ હજારની રકમ અપાતાં દાતાનું નામ સંસ્થા સાથે જોડવામાં આવ્યું છે.

સંસ્થાને પોતાનું આલિશાન મકાન છે. તેના બાંધકામ પાછળ અત્યાર સુધીમાં આશરે રૂપિયા ૧૦ હજારથીયે વધુ ખર્ચ થયું છે, ને બીજા રૂ. ૧૦ હજારનું ખર્ચ થશે એવો અંદાજ છે. મકાનનું ઉદ્ઘાટન સને ૧૯૫૩ના જુનમાં થયું હતું.

આ સંસ્થાનો લાભ ખડાયતા વણિક જ્ઞાતિની સ્ત્રીઓ ઉપરાંત બીજી બ્રાહ્મણ-વાણિયા જેવી ઉચ્ચ હિંદુ જ્ઞાતિઓની સ્ત્રીઓ પણ લે છે.

સંસ્થાનો ઉદ્દેશ સ્ત્રીઓને કળા અને ગૃહઉદ્યોગનું શિક્ષણ અને તાલીમ આપવાનો, અક્ષરજ્ઞાન તથા ભાષાઓનું શિક્ષણ આપવાનો, અને એ રીતે સ્ત્રીઓની માનસિક, બૌદ્ધિક તથા સંસ્કારિક ઉન્નતિ સાધવાનો છે. સંસ્થાની બહેનો સામાજિક સહાયનાં કાર્યો પણ કરે છે.

નડિયાદની ખડાયતા જ્ઞાતિમાં શિક્ષણનો સારો પ્રચાર છે. તેઓ મોટે ભાગે વેપાર રોજગારમાં રોકાયેલા હોવાથી તેમની આર્થિક સ્થિતિ પણ સારી છે. આથી છેલ્લાં પચીસ વર્ષથી સંસ્થાએ ઉત્તરોત્તર પ્રગતિ સાધી છે. સંસ્થાના શિક્ષણની શરૂઆત હાથ-શીવણ, મશીન પર શીવણ, કાંતણ અને નીતિબોધથી થઈ હતી. સંસ્થા સ્થપાયા પછી બે વર્ષે તેનું સંચાલન કુ. શકુંતલાદેવી દત્તને સોંપવામાં આવ્યું. એ પછી આજ સુધી તેઓ એ કાર્ય સંભાળે છે, અને તેમના વહીવટથી સંસ્થાએ ઉત્તરોત્તર પ્રગતિ કરી છે.

સંસ્થાની પચીસ વર્ષની કારકીર્દીમાં ચાર હજારથી વધારે બહેનોએ તેનો લાભ લીધો છે. તેમાં બહારની સંખ્યા ૪૦ની છે. આ શિક્ષણ અને તાલીમ પામેલી બહેનોમાંથી ઘણી શીવણ કામથી પોતાનો નિર્વાહ સ્વાશ્રયથી ચલાવે છે. કેટલીક બહેનો શિક્ષિકાઓ છે, બે બહેનો આફ્રિકામાં ધાર્મિક હિંદી વર્ગ ચલાવે છે, એક બહેન ફ્રાંસમાં (પેરીસમાં) અને એક બહેન લંડનમાં પુષ્ટિમાર્ગીય વર્ગો ચલાવતાં હતાં. છેલ્લી માહિતી પ્રમાણે સંસ્થામાં ૧૧૫ બહેનોની સરાસરી હાજરી રહે છે. તેઓ જુદા જુદા પ્રકારનું શિક્ષણ લે છે. આ સ્ત્રીઓમાં બધી જ્ઞાતિઓની કુમારિકા, પરણિત અને વિધવા સ્ત્રીઓનો સમાવેશ થાય છે.

સંસ્થામાં બહેનોએ કરેલા કામના નમૂનાઓનાં જાહેર પ્રદર્શન યોજવામાં આવે છે. આવું પ્રદર્શન જુદાં જુદાં નગરોમાં દર વર્ષે ભરવામાં આવે છે.

આ સંસ્થાને અંગે એક પુસ્તકાલય પણ છે. તેમાં પંદરસો ઉપરાંત પુસ્તકો છે. પુસ્તકાલયની લગભગ ૧૨ ફરતી પેટીઓ રાખવામાં આવી છે. એનો લાભ સારા પ્રમાણમાં લેવાય છે. આવી એક પેટીમાં ૫૦થી ૧૦૦ પુસ્તકો રાખવામાં આવે છે. એનો લાભ લેવા માટે કોઈ જાતની ફી રાખવામાં આવી નથી. વળી એક વાચનાલય પણ ચાલે છે.

સંસ્થાનું એક છાત્રાલય બંધાય છે. તેના અંગે નિભાવ ટ્રસ્ટ ફંડની જરૂર જણાવાઈ છે.

ખડાયતા જ્ઞાતિના સુપ્રસિદ્ધ દાનવીર સ્વ. રતિલાલ નારણદાસ ગામીના સ્મારક ફંડમાંથી ખડાયતા કેળવણી મંડળ, અમદાવાદે તા. ૨૮-૧-૪૫ ને દિવસે આ સંસ્થાને રૂ. ૧૦,૦૦૦ આપવાનો ઠરાવ કરેલો તે પ્રમાણે એ રકમ આ સંસ્થાને આપવામાં આવી છે અને તેથી તેની શરત પ્રમાણે આ સંસ્થાના નામ સાથે હવે સ્વ. રતિલાલ નારણદાસ ગામીનું નામ જોડવામાં આવેલું છે.

હોદ્દેદારો : પ્રમુખ : શ્રી. મોહનલાલ હરિવલ્લભદાસ શાહ; ઉપપ્રમુખ : શ્રી મણિલાલ પુરુષોત્તમદાસ શાહ, મંત્રી : શ્રી રણછોડલાલ ચુનીલાલ શાહ.

## મહિલા સમાજ, નડિયાદ

નડિયાદની આ સ્ત્રી સંસ્થા ઈ. સ. ૧૯૫૨ના ડિસેમ્બરમાં સ્થપાઈ છે. તે અખિલ હિંદ મહિલા પરિષદની સ્થાનિક શાખા છે.

શહેરના મધ્ય ભાગમાં આવેલા, નાગરકૂઈ પાસે મોતીજી પંડયાની હવેલીના નામથી ઓળખાતા શ્રી ચંદ્રવદનબેન દિવ્યપ્રસાદ પંડયાના મકાનમાં આ સંસ્થાનું કાર્યાલય છે, ને ત્યાં જ ગૃહઉદ્યોગ ચાલે છે.

૨૫૦ જેટલી બહેનો આ સમાજની સભ્યો છે. તે પૈકી આશરે બસોએ શિક્ષણનો લાભ લીધો છે. શીવણ, હિંદી અને સંગીતની પરીક્ષામાં બહેનો બેસે છે. તથા ગૃહઉદ્યોગનું કામ કરી મહેનતાણું મેળવે છે.

સમાજ તરફથી જયંતીઓ, શરદુત્સવ, આનંદ બજાર, બાળમેળો વગેરે પ્રસંગો ઉજવાય છે.

સમાજને વાર્ષિક ખર્ચ એક હજાર રૂપિયા સુધીનું આવે છે. તે માટે ફંડ ઉઘરાવવું પડે છે. ગૃહઉદ્યોગની ચીજો વધારે ખપે તે માટે હાલ એક ભંડાર (સ્ટોર) ખોલવામાં આવ્યો છે. તે ગૃહઉદ્યોગની સાથે જ છે.

**હોદ્દેદારો: પ્રમુખો:** શ્રી કપિલાબહેન ચંદુલાલ દલાલ અને શ્રી ચંદ્રવદનબેન દિવ્યપ્રસાદ પંડયા, **મંત્રીઓ:** શ્રી વસંતબેન મગનલાલ વ્યાસ અને શ્રી. પ્રભાબેન દવે.

અખિલ હિંદ મહિલા પરિષદની ગુજરાત શાખાનાં મંત્રી તરીકે આ મહિલા સમાજ તરફથી શ્રી. વસંતબેન વ્યાસની ચૂંટણી થઇ છે. તેઓ હાલ **શાખામંત્રી** તરીકે કામ કરે છે.

## શ્રી નડિયાદ દેશ સેવિકા સંઘ

સને ૧૯૩૦ની દાંડીકૂચ વખતે આખા ગૂજરાતના લોકોમાં આવેલી જાગૃતિમાં નડિયાદ પણ મોખરે હતું. સ્ત્રીઓએ પણ એ વખતની પ્રવૃત્તિઓમાં સારો સાથ આપ્યો હતો.

તે વખતના કાર્યકર્તાઓ શ્રી દાદુભાઈ પુ. દેસાઈ, શ્રી. ફૂલચંદ બાપુજી શાહ, શ્રી ગોકળદાસ દ્વારકાંદાસ તલાટી વગેરેની પ્રેરણાથી નડિયાદમાં દેશ સેવિકા સંઘ સ્થપાયો હતો. તેમાં જોડાઇને બહેનોએ અનેક પ્રવૃત્તિઓ ઉપાડી લીધી હતી. ખાદી પ્રચાર અને પીંજણવર્ગ, સ્વદેશી પ્રદર્શન, દારૂ પીઠાં અને કાપડની દુકાનો પર પિકેટીંગ, નવરાત્રમાં રાષ્ટ્રીય ગરબા, વગેરે વિધવિધ પ્રવૃત્તિઓ એ વખતનાં સ્ત્રી કાર્યકરોએ ઉપાડી હતી. તેમાં ગામની સંખ્યાબંધ સ્ત્રીઓનો સાથ મળ્યો હતો, અને તેનાથી આખા નડિયાદની સ્ત્રીઓમાં અજબ ચેતન આવ્યું હતું. આ સંઘ પાછળથી બંધ પડયો હતો. એનું સંચાલન શ્રી અંબાલાલ હીરાલાલ મોદીએ ઠેઠ સુધી સફળતાપૂર્વક કર્યું હતું.

સંઘ બંધ પડયા પછી પણ ઈ. સ. ૧૯૪૨ની 'હિંદ છોડો'ની ચળવળમાં પણ નડિયાદની બહેનોએ પોતાનો સાથ આપ્યો હતો.

**સ્ત્રી દિન, વસો :** વસોમાં કેળવણી મંડળની શિક્ષણ સંસ્થાઓમાં કન્યાઓ માટે વિવિધ પ્રવૃત્તિઓ થાય છે. તે ઉપરાંત ત્યાંના દરિબા માંહલા પુસ્તકાલયમાં સ્ત્રીઓને શીવણ-કામ શિખવાય છે અને અક્ષરજ્ઞાન પણ અપાય છે. આ ઉપરાંત નવરાત્રીના દિવસોમાં અનુકૂળ દિવસે યુવકમંડળ તરફથી (તા. ૨૭-૧૦-'૩૬થી) **સ્ત્રીદિન** ઉજવાય છે. તે દિવસે કેળવણી મંડળનો બાગ માત્ર સ્ત્રીઓ માટે જ ખુલ્લો રખાય છે. સવારથી રાત્રી સુધીનો કાર્યક્રમ રખાય છે. તેમાં ભરતગૂંથણ, રંગોળી, લીપણ, ચવણું વગેરે ગૃહઉદ્યોગની હરીફાઈ અને પ્રદર્શન, નાનાં બાળકોની શારીરિક તપાસ ઉપરાંત વ્યાખ્યાનો અને ગરબા પણ હોય છે.

## શ્રી ખેડા સ્ત્રીમંડળ, ખેડા

આ મંડળ તા. ૧-૮-૧૯૪૦ના રોજ સ્થાપવામાં આવેલું છે. તેમાં ખેડામાં વસતી બહેનોને શીવણ, ભરત-ગૂંથણ તથા કાંતણ શીખવવામાં આવે છે. વળી તેને હસ્તક સરકારે માન્ય કરેલું એક પુસ્તકાલય તથા દાદાભાઈ નવરોજી વાચનાલય પણ ચાલે છે.

સને ૧૯૪૮થી આ મંડળને 'ગુજરાત મધ્યસ્થ મંડળ' સાથે જોડી તેનો અભ્યાસક્રમ સ્વીકારવામાં આવ્યો છે. શીવણની પરીક્ષા બે સત્રમાં લેવામાં આવે છે.

મંડળ તરફથી વખતોવખત મનોરંજન કાર્યક્રમો, ઉત્સવો અને ગરબાઓ ગોઠવવામાં આવે છે. વળી બહેનોએ તૈયાર કરેલી વસ્તુઓનાં પ્રદર્શનો પણ ભરવામાં આવે છે.

આ ઉપરાંત આખા ગામને ઉપયોગી થવા માટે મદવાડના વખતમાં સારવાર માટે ખપમાં આવતાં લગભગ બધી જાતનાં સાધનો રાખવામાં આવ્યાં છે.

**હોદ્દેદારો : પ્રમુખ :** શ્રી. લીલાવતીબહેન કાંતિલાલ શાહ; **ઉપપ્રમુખ :** શ્રી. લીલાવતીબહેન રતિલાલ દલાલ અને **મંત્રી :** શ્રી ચતુરાબેન ડાહ્યાભાઇ ગોસલિયા છે. કાર્યવાહી સમિતિનાં બીજાં સભ્યો પણ બહેનો જ છે. ઉપરાંત ગામના આગેવાન ગૃહસ્થોની એક સલાહકાર કમિટી પણ છે.

## ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા, હળધરવાસ

**નામ :** શ્રી ગાંધી છોટાલાલ પ્રેમચંદ ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા, હળધરવાસ.

**સ્થાપના :** ઈ. સ. ૧૯૪૬.

**ઇતિહાસ :** નડિયાદના શ્રી. ગાંધી ચીમનલાલ પ્રેમચંદે તા. ૨૨-૧-'૪૬ને રોજ રૂ. ૭૦૦૧ની રકમનું એક ટ્રસ્ટ પોતાના સ્વ. વડીલબંધુના સ્મરણાર્થે આપતાં તેમની શરતો મુજબ આ સંસ્થાને 'ગાંધી છોટાલાલ પ્રેમચંદ ખડાયતા સ્ત્રી ઉદ્યોગશાળા-હળધરવાસ' એ નામે ઓળખવામાં આવે છે.

શારદા એક્ટને લીધે કન્યાઓની લગ્નવય વધવાથી પ્રાથમિક શિક્ષણ પછી તેમનું શિક્ષણ ચાલુ રાખવા નડિયાદ ઊમરેઠ, કઠલાલ અને હળધરવાસમાં ખડાયતા જ્ઞાતિની બહેનો માટેની ઉદ્યોગશાળાઓ સ્થાપવાનો નિર્ણય થતાં આ સંસ્થાનો જન્મ થયો હતો. અમદાવાદના ખડાયતા કેળવણી મંડળ તરફથી આ સંસ્થાઓને ઉત્તેજન અપાયું છે.

**ઉદ્દેશ :** ખાસ કરીને ખડાયતા સ્ત્રીઓને અને બાળાઓને શીવણ, ભરત-ગૂંથણ, પાકશાસ્ત્ર, માંદાની માવજત, બાળ ઉછેર, ગરબા અને જરૂરી વ્યવહાર જ્ઞાન આપી સ્ત્રીઓને કેળવવાનો છે.

બંધારણ : આ સંસ્થા બંધારણપૂર્વક ચાલે છે. 'દશા-પોરવાડ-ખડાયતા સેવા સમાજ' આ સંસ્થાના જન્મદાતા સ્થાને હોવાથી તેના પ્રમુખ, ઉપપ્રમુખ, મંત્રીઓ, ખજાનચી અને ઓડિટર મળી છએ હોદ્દેદારો આ સંસ્થાના પણ હોદ્દેદારો ગણાય છે. અને તેનું સંચાલન કરવા 'ખડાયતા સેવા સમાજ'ના કાર્યવાહક સભ્યોમાંથી એક સભ્યની ઉદ્યોગ-શાળાના મંત્રી તરીકે નિમણૂક કરવામાં આવી છે અને 'ખડાયતા સેવા સમાજ'ના મંત્રીઓ સહમંત્રીઓ ગણાય છે.

આ સંસ્થાને મદદ કરનાર જ્ઞાતિગૃહસ્થોના ટ્રસ્ટીઓ, પેટ્રનો, આજીવન સભ્યો, દાતાઓ એવા વર્ગ પાડવામાં આવ્યા છે.

પ્રવૃત્તિઓ : શીવણ, ભરત, ગૂંથણ, ચિત્રણ અને સાહિત્યનું જ્ઞાન અપાય છે. ધાર્મિક ઉત્સવો વગેરેની ઉજવણીઓ થાય છે.

ગ્રાન્ટ અને મદદ : આ સંસ્થાને સમગ્ર ખડાયતા કેળવણી મંડળની ગ્રાંટ મળે છે. બીજા કેટલાક ટ્રસ્ટો અને મદદો પણ મળી છે અને મળતી રહે છે. 'શ્રી રતિલાલ ગાંધી સ્મારક ફંડ'માંથી રૂપિયા બે હજાર આ સંસ્થાને અપાયા છે, જેથી આ ઉદ્યોગ શાળાના મધ્યસ્થ ખંડને 'ગાંધી હૉલ' નામ આપવામાં આવ્યું છે.

મકાન : સંસ્થાને પોતાનું સ્વતંત્ર મકાન છે.

ભાવિ યોજનાઓ : શ્રી પુસ્તકાલય અને તેને માટેની સ્વતંત્ર સગવડ, સંસ્થાના વિકાસ માટેની વધુ યોજનાઓ વગેરેનો વિચાર ચાલે છે, અને તે માટે ઉદાર મદદોની જરૂર જણાય છે.

## શ્રી ભગિની સેવા સમાજ, કપડવણજ

આ સંસ્થા ૧૯૪૮માં ગાંધી સપ્તાહ દરમિયાન સ્થપાઈ હતી. કપડવણજમાં સામાજિક પ્રવૃત્તિનું કાર્ય સેવાસંઘ દ્વારા ઉત્સાહ કેટલાક વર્ષોથી ચાલે છે. તેમાં બહેનોનું સંગઠન પણ થયેલું છે. તેમ છતાં બહેનોના સર્વાંગી વિકાસ માટે આ સંસ્થાની સ્થાપના થઈ છે.

સંસ્થાનો ઉદ્દેશ જીવનના બધા ક્ષેત્રોમાં, ખાસ કરીને કેળવણી, ઉદ્યોગ અને સામાજિક, નૈતિક તથા આર્થિક જીવનનાં ક્ષેત્રોમાં, બહેનોની સ્થિતિ સુધારવાનો અને અખિલ હિંદ મહિલા પરિષદની શાખા રૂપે કામ કરવાનો છે.

પ્રવૃત્તિઓ : ઔદ્યોગિક : (૧) દળણાં, ખાંડણાં, કાંતણ, ભરત-ગૂંથણ વગેરે પ્રવૃત્તિઓ દ્વારા જરૂરિયાતવાળી બહેનોને પ્રમાણિક રોજી મેળવવામાં સહાય કરવી. (૨) અથાણાં, પાપડ, ચોખ્ખા મસાલા વગેરે તૈયાર કરાવી જનતાને પૂરાં પાડવાં.

બૌદ્ધિક તથા કલા-કેળવણી વિષયક : (૧) પ્રસંગોપાત નિબંધ હરીફાઈઓ તથા વક્તૃત્વકળા હરીફાઈઓ યોજવી. (૨) હિંદ સાહિત્ય વાચન પરીક્ષાઓને ઉત્તેજન આપવું. (૩) શીવણ વર્ગ, હિંદી વર્ગ, સંગીત પરીક્ષા વર્ગ તથા સંગીત વર્ગ વગેરે અનુકૂળતા મુજબ ચલાવવા અથવા તેમાં સહકાર આપવો (૪) નવરાત્રીના નવનાઓનાં પ્રદર્શન વગેરે યોજવાં, રંગોળી હરીફાઈઓ યોજવી.

ઉત્સવો : રાષ્ટ્રીય તેમજ ધાર્મિક ઉત્સવો ઉજવવા, પર્યટનો, ઉજાણીઓ, રમતો વગેરે ગોઠવવાં. અખિલ હિંદ મહિલા પરિષદની શાખા તરીકે વ્યાખ્યાનો, વાર્તાલાપો ગોઠવવા; નૂતન અને જરૂરી સાધનો વસાવી વાપરવા આપવાં અને તેનો સદુપયોગ શીખવાડવો. નિરાધાર બહેનોને કામધંધા મેળવી આપવા પ્રયત્ન કરવો અને તેમને નાની કે આડકતરી મદદ કરવી.

હોદ્દેદારો : પ્રમુખ : શ્રી. કુસુમબહેન હ. દેસાઈ, ઉપપ્રમુખો : શ્રી. ધીરજબહેન મા. દેસાઈ અને શ્રી. કંચનબહેન જાદ શાહ. મંત્રીઓ : શ્રી. ઇન્દુમતીબહેન કે શાહ, શ્રી. મનહરબહેન ચં. પરીખ અને શ્રી. કલાવતીબહેન ચં. પરીખ. કારોબારી સમિતિ અને સલાહકાર મંડળનાં સભ્યો પણ બહેનો જ છે.

## મોઢ બ્રાહ્મણ મહિલા સમાજ, કપડવણજ

કપડવણજની મોઢ બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રીઓએ સામાજિક, ઔદ્યોગિક અને પારમાર્થિક સેવા માટે તથા પરસ્પર સંપની લાગણીનો વિકાસ કરી સ્ત્રી-ઉન્નતિ સાધવા અર્થે આ સંસ્થાની સ્થાપના તા. ૩-૪-૪૬ને રોજ કરી છે. આ સંસ્થા માત્ર સ્ત્રીઓની હોવાથી સઘળી પ્રવૃત્તિઓ સ્ત્રીઓ અર્થે, સ્ત્રીઓ દ્વારા, હાથ ધરવામાં આવે છે અને દાન તથા ભેટની રકમ પણ સ્ત્રીઓના નામથી લેવાય છે.

પ્રવૃત્તિઓ : હુન્નર ઉદ્યોગ, હસ્ત ઉદ્યોગ તથા ગૃહઉદ્યોગ, શારીરિક તથા કેળવણી વિકાસનાં કાર્યો હાથ ધરાય છે; નિઃસહાય (ત્યક્તા, વિધવા) બહેનોને બની શકતી જરૂરી મદદ કરાય છે; સાહિત્ય અને શિક્ષણ પ્રવૃત્તિ; ઉપરાંત વાર્ષિક ઉત્સવો તથા ધાર્મિક ઉત્સવોની ઉજવણી, સુશ્રૂષા અને પ્રસૂતિ અંગે જરૂરી સાધનો પૂરાં પાડવાનું; સંમેલનો તથા વ્યાખ્યાનોની ગોઠવણી, વગેરે.

હોદ્દેદારો : પ્રમુખ : શ્રી. મણિબહેન અનુપરામ ત્રિવેદી: ઉપપ્રમુખ : શ્રી. અતિલક્ષ્મીબહેન પીતાંબરદાસ ત્રિવેદી, મંત્રી : શ્રી. સુમતિ ચીમનલાલ ભટ્ટ.

## શ્રી. રતિલાલ ગામી ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળા, કઠલાલ

આ સંસ્થા તા. ૨૩-૪-૧૯૩૭ને રોજ ખુલ્લી મુકાઇ હતી. શારદા એક્ટને લીધે લગનવય વધવાથી કન્યાઓ માટે પ્રાથમિક સાત ધોરણ પછી શિક્ષણ ચાલુ રાખવાની જરૂર સમજાયેલી. તેના ઉકેલ તરીકે શ્રી. શંકરલાલ દા. પરીખ અને તેમના સહકાર્યકર્તાઓએ મળી ખડાયતા જાતિની વસતીવાળાં ગામોમાં સ્ત્રી-ઉદ્યોગશાળાઓ સ્થાપવાનો વિચાર કરેલો. તેને ટેકો મળતાં અમદાવાદના ખડાયતા કેળવણી મંડળના ઉત્તેજનથી જે સ્ત્રી ઉદ્યોગ શાળાઓ નીકળી તે પૈકીની આ એક છે. આ વિચારને વધાવી લઈ નાણાંની ઉદાર મદદ કરનાર ખડાયતા નાતીના દાનવીર સદ્ગત રતિલાલ ના. ગામીનું નામ એની સાથે પાછળથી જોડવામાં આવ્યું હતું. આવી બીજી ખડાયતા સ્ત્રી ઉદ્યોગ શાળાઓ નડિયાદ, ઉમરેઠ, અને હળધરવાસમાં છે. એ બધાને પરિણામે ખડાયતા જ્ઞાતિમાં કન્યા કેળવણીને ઠીક વેગ મળ્યો છે.

આ સંસ્થા બંધારણ પૂર્વક ચાલે છે. ઓછામાં ઓછા વાર્ષિક રૂ. પાંચ ભરનાર ૧૮ વર્ષની વયનાં ખડાયતા ભાઇ કે બહેન સભ્ય થઈ શકે છે સંસ્થાના છાપેલા સાહિત્યમાં તમામ વિગતો આપેલી છે.

સરેરાશ ૨૬ બહેનો લાભ લે છે. શીવણ, ગુંથણ, ભરતનું શિક્ષણ અને ધાર્મિક જ્ઞાન અપાય છે. ધાર્મિક ઉત્સવો, પર્યટનો, રસોઈની હરીફાઈ, વાર્ષિક ઉત્સવો-એ ખાસ પ્રવૃત્તિઓ થાય છે.

અમદાવાદનું ખડાયતા કેળવણી મંડળ દર વર્ષે ગ્રાન્ટ આપે છે. તે ઉપરાંત સ્થાનિક ફાળો મળે છે તેથી સંસ્થા સ્વાશ્રયી છે. સંસ્થાનું પોતાનું મકાન છે.

# ૧૦

# વ્યાયામ પ્રવૃત્તિ-ઇતિહાસ.

**પ્રથમ બીજારોપણ : પેટલાદ બોર્ડિંગમાં : ઈ. સ. ૧૯૦૫**: અંગ્રેજી કેળવણી દ્વારા ચરોતર પ્રદેશની ઉન્નતિ સાધવાનાં સ્વપ્નો સેવનારી ચરોતરની પ્રથમ સાર્વજનિક સંસ્થા પેટલાદ બોર્ડિંગ ઈ. સ. ૧૯૦૫ના ડિસેમ્બરમાં સ્થપાઈ તે પહેલાં એના સ્થાપક શ્રી. મોતીભાઈ અમીને બારેક વર્ષ (૧૮૮૯ થી ૧૯૦૨) વડોદરામાં રહી વિદ્યાભ્યાસ કર્યો હતો. ત્યાં ઉસ્તાદી વ્યાયામ શીખવનાર અખાડાનાં દૃષ્ટાન્તો એમણે જોયાં હતાં. વડોદરાના કમાટી બાગમાં આવેલા રામજી મંદિરમાં એમની સાથે રહેતા વિદ્યાર્થીઓએ રમતગમતો, ચર્ચાસભાઓ વાચન વગેરે પ્રવૃત્તિઓની તાલીમ આપમેળે જ લીધી હતી. અને એ તાલીમનો લાભ શ્રી. મોતીભાઈએ પાટણની હાઈસ્કૂલના શિક્ષક તરીકે (૧૯૦૨ થી ૧૯૦૫) પોતાના વિદ્યાર્થીઓને સફળતાથી આપ્યો હતો. પાટણમાં હોળી પ્રસંગે થતાં બિભત્સ તોફાનો અટકાવવાનો જોખમકારી પ્રયાસ તેમણે કર્યો હતો. એને પરિણામે એવાં તોફાનો સામે વડોદરા રાજ્યે પ્રતિબંધ મૂક્યો હતો. આ સર્વ જ્ઞાન અને અનુભવોનો લાભ પેટલાદ બોર્ડિંગના વિદ્યાર્થીઓને શરૂઆતથી જ મળવા લાગ્યો હતો સવારે વહેલા ઉઠી કસરત કરવી, સાંજે રમતો રમવી, હોળીના તહેવારોમાં રમતોની હરીફાઈઓ યોજવી આ મુખ્ય પ્રવૃત્તિઓ પેટલાદ બોર્ડિંગમાં શરૂ કરવામાં આવી હતી. ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિનું પ્રથમ બીજારોપણ આ રીતે થયું હતું.

**ખંભાતમાં** : ૧૯૧૪ પહેલાં પેટલાદ બોર્ડિંગ સ્થપાઈ તે અરસામાં કે તે પહેલાં એક સંન્યાસીએ પોતાની ઉસ્તાદી વ્યાયામની તાલીમ ખંભાતના લોકોને આપવા માંડી હતી. તેઓ ૧૯૧૪માં અવસાન પામ્યા પછી એ પ્રવૃત્તિ એમના નામથી 'પરમહંસ બલવીર વ્યાયામ શાળા'ના નામથી કાયમ બની છે.

**અરવિંદ ઘોષ અને છોટુભાઇ પુરાણી** : પરંતુ જેને લીધે ચરોતર પ્રદેશની વ્યાયામ પ્રવૃત્તિ વિકાસ પામી અને યશસ્વી બની એ તો પ્રખ્યાત પુરાણી ભાઈઓના જીવન કાર્યને આભારી છે. ઇ. સ. ૧૯૦૫-૬ના બંગભંગના બનાવ વખતે વડોદરાની કોલેજમાં એક તેજસ્વી બંગાળી

અધ્યાપક પોતાની પ્રતિભાથી સૌનાં મન હરી રહ્યા હતા. માતૃભૂમિ બંગાળાને થયેલા અપમાન સામે જાગેલા વિરોધમાં પોતાની સેવાઓ આપવા તેમણે વડોદરાની નોકરી છોડી દીધી અને કલકત્તામાં જઈ 'વંદેમાતરમ્' નામના વર્તમાનપત્રનું સંચાલન કરવા માંડ્યું. વડોદરામાં એમના સંસર્ગમાં આવેલા યુવાનોને એ પત્ર દ્વારા દેશભક્તિનો ઉપદેશ મળવા લાગ્યો. તાજા એમ. એ. અને વનસ્પતિશાસ્ત્રના સ્કોલર બનેલા એક ગુજરાતી યુવક તે વખતે નવી સ્થપાયેલી વડોદરાની મેઈલ ટ્રેઈનીંગ કોલેજમાં એક શિક્ષક હતા.

તેમને એ ઉપદેશે વશ કરી દીધા અને દેશસેવાની લગની લગાડી. એ અધ્યાપક તે પાછળથી જગપ્રસિદ્ધ બનેલા સદ્‌ગત મહર્ષિ અરવિંદ ઘોષ અને એમનો સંદેશો પ્રથમ અપનાવનાર યુવાન શિક્ષક તે ભરૂચના વતની સદ્‌ગત છોટુભાઈ પુરાણી.

ઈ. સ. ૧૯૦૭માં ભરાયેલી ઇંડિયન નેશનલ કોંગ્રેસમાંથી શ્રી અરવિંદ ઘોષ વડોદરે આવ્યા ત્યારે શ્રી છોટુભાઈ પુરાણીએ તેમની મુલાકાત લીધી અને દેશસેવાની પોતાની તમન્નાની તેમની સાથે ચર્ચા કરી. એ દિવસ પછી શ્રી અરવિંદ ઘોષના નાનાભાઈ બારીંદ્ર ઘોષ આવ્યા. તેમની સાથે પણ એજ વિષયની વાતો ત્રણ દિવસ સુધી થઈ. આ મુલાકાતોને પરિણામે શ્રી. છોટુભાઇ પુરાણીએ દેશસેવાનો પોતાનો માર્ગ નક્કી કરી લીધો. એ માર્ગ વ્યાયામ પ્રચાર દ્વારા ગુજરાતનું નવઘડતર કરવાનો હતો. બંને ઘોષ ભાઈઓ બંગભંગના જમાનામાં યોગ્ય પ્રવૃત્તિ સાથે સંકળાયેલા હોવાનું મનાતું હતું. શારીરિક, આત્મિક તાકાતની ખાસ હિમાયત થતી હતી. વ્યાયામ પ્રચારને માટે પ્રબળ નિશ્ચય પ્રેરે એવા એ સંજોગો હતા.

**ભૂતકાળનો વારસો :** ઈ. સ. ૧૯૦૭ના એ જમાનામાં વ્યાયામ શબ્દ ગુજરાતમાં અજાણ્યો હતો. ચરોતરનાં ઘણાં ઘરોની ભીંતોએ મલ્લકુસ્તી અને વાઘકુસ્તીનાં ચિત્રો હજી જોવામાં આવે છે. એ વારસો માત્ર ગણ્યા ગાંઠયા ઉસ્તાદો પાસે જ રહ્યો હતો. પ્રજા સમસ્ત વાણિજ્યવૃત્તિવાળી, જોખમથી ડરનારી ને શરીર પંપાળનારી બની ગઈ હતી. એવા સમાજને દંડ, બેઠક, મલખમ, કુસ્તી, લાઠી, લકડીપટ્ટા, વગેરેનો નાદ લગાડી, શરીર, મન, અને હૃદયથી દૃઢ, શુદ્ધ અને કાર્યસાધક બનાવવાનું મહાકાર્ય શ્રી છોટુભાઈએ કરવાનું હતું.

**પ્રથમ આધુનિક વ્યાયામ શાળા : વડોદરામાં : ઈ. સ. ૧૯૦૯ :** આ કાર્ય એમણે વડોદરામાં તે વખતે અભ્યાસ કરતા કેટલાક તેજસ્વી ગુજરાતી યુવાનો સમક્ષ રજૂ કર્યું. કેવળ ચર્ચાસભાઓથી રાચવા કરતાં મૂંગી અને સંગીન સેવાઓમાં પોતાની શક્તિઓ ખર્ચવાનો તેમણે તેમને ઉપદેશ આપ્યો. આ માટે આદર્શ વ્યાયામ શાળાની યોજના શ્રી છોટુભાઈએ રજૂ કરી. એને પરિણામે લક્ષ્મીનાથ નામના એક ઉત્સાહી યુવાને પોતાના મકાનનો વાડો એ વ્યાયામશાળા માટે આપવાની ઉદારતા દાખવી. એ વાડામાં ઈ. સ. ૧૯૦૯ના મે માસની ૧લી તારીખે વડોદરાના શેઠ શ્રી હરિભક્તિને શુભ હસ્તે લક્ષ્મીનાથ વ્યાયામ શાળાની સ્થાપના થઈ. એ ગુજરાતની પ્રથમ આધુનિક વ્યાયામ શાળા હતી. આ વ્યાયામ શાળાના આદર્શોને ઝીલનાર તે વખતના યુવાનોએ ગુજરાતનો આધુનિક ઈતિહાસ સર્જવામાં અમૂલ્ય ફાળો આપ્યો છે. તે પૈકીના શ્રી અંબુભાઈ પુરાણી તે શ્રી છોટુભાઈ પુરાણીના નાના ભાઈ થાય. ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિ એ મુખ્યત્વે એમની દોરવણી નીચે તાલીમ પામેલા જુવાનોએ સર્જન કરેલી છે.

**નડિયાદની પ્રથમ વ્યાયામ શાળા :** તા. ૧૮–૧૨–૧૭ વડીલ બંધુ છોટુભાઈની પ્રેરણાથી વ્યાયામ પ્રચારને જીવનકાર્ય બનાવનાર શ્રી. અંબુભાઈએ અમદાવાદમાં સ્થપાયેલા ગુજરાત કેળવણી મંડળના એક સેવક તરીકે ઈ. સ. ૧૯૧૭માં નડિયાદને મુખ્ય મથક બનાવી કાર્યનો આરંભ કર્યો. તેમના પ્રયાસથી તા. ૧૮–૧૨–૧૭ને રોજ નડિયાદમાં ડભાણ ભાગોળે અંબાલાલની વાડીમાં શ્રી મહાશંકર આચાર્યને પ્રમુખપદે એક નાનકડો સમારંભ યોજાયો. તેમાં નડિયાદની પ્રથમ વ્યાયામશાળા સ્થાપવાનો નિર્ણય થયો. શ્રી મોહનલાલ સાંકળચંદ દલાલે તેમના સદ્‌ગત કાકાશ્રી સોમચંદ મોતીલાલ વોરાના વીલમાંથી રૂ. ૧૦૦૦ તેમના કાકાના દીકરા સદ્‌ગત શ્રી. વિઠ્ઠલદાસ સોમચંદ દલાલના સ્મરણાર્થે આ સંસ્થાને આપ્યા તેથી એનું નામ દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામ મંદિર એવું રાખવામાં આવ્યું.

**દલાલ વિ. સો. સા. વ્યા. મં.નો ટૂંક ઇતિહાસ :** શરૂઆતનું એક વર્ષ આ સંસ્થા અંબાલાલની વાડીમાં જ ચાલી. ત્યાંથી તા. ૧–૧–૧૮ને રોજ હિન્દુ અનાથાશ્રમ પાસે, તા. ૧–૪–૧૯ને રોજ મનોરદાસની ખડકીમાં અને ઇ. સ. ૧૯૨૮માં (સંવત ૧૯૮૪ના શ્રાવણ માસમાં) ભોજની ખડકીમાં ફેરવવામાં આવેલી. તે પછી સંવત ૧૯૮૧ના મહા સુદ ૧૫ને રોજ શ્રી સંતરામ મંદિર તરફથી યોજાયેલા ઇતિહાસ–પુરાણ–ઉપનિષદ મહાસત્રની પૂર્ણાહુતિ પ્રસંગે આ

વ્યાયામ મંદિરના જુવાનોએ ચરોતરના બીજા વ્યાયામ વીરોના સહકારથી સુંદર સેવા બજાવી. તેનાથી તથા વ્યાયામ-વીરોની અન્ય સમાજ સેવાઓથી હર્ષ પામીને શ્રી. સંતરામ મહારાજે ઈ. સ. ૧૯૩૫માં આ વ્યાયામ મંદિર ચાલુ રહે ત્યાં સુધી તેના ઉપયોગ માટે હાલનું સ્થળ મેવાભાવે આપ્યું. એ સ્થળે સંસ્થાનું મકાન બાંધવા માટે સંસ્થાના જૂના વિદ્યાર્થીઓએ તેમજ નડિયાદના, ગામ-પરગામના વતનીઓએ, ઉદાર ભાવે નાણાં આપ્યાં. થોડી બચત પણ હતી. એ બધાં નાણાં વડે ઈ. સ. ૧૯૩૬માં મકાનો, મેદાનો, અને સાધનોથી સુસજ્જ બનેલું દસાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામ મંદિર હાલને સ્થળે સંતરામ મંદિર પાસે કાયમ બન્યું.

**પુરાણીભાઈઓની પ્રયોગશાળા :** ઉપર જણાવેલું નડિયાદનું મુખ્ય વ્યાયામ મંદિર આજે તો એક સરકાર માન્ય સંસ્થા છે. તેને સરકાર તેમજ નડિયાદની મ્યુનિસિપાલિટી ગ્રાંટ પણ આપે છે એનું સંચાલન કરવા નડિયાદ વ્યાયામ મંડળ પણ સ્થપાયેલુ છે. પરંતુ પુરાણીભાઈઓની વ્યાયામ પ્રવૃત્તિની આ સંસ્થા એક પ્રયોગશાળા હતી અને તેની દ્વારા ચરોતરમાં જ નહિ પણ સમસ્ત ગુજરાતમાં વ્યાયામપ્રચારની તેમજ સમાજસેવાની એટલી વિવિધ પ્રવૃત્તિઓ થયેલી છે કે તે બધીનું વિગતવાર દિગ્દર્શન અત્રે થઈ શકે નહિ તો પણ એની કાર્યપદ્ધતિની કેટલીક મૌલિકતાઓ અને વિશિષ્ટતાઓ અત્રે નોધવી જોઈએ.

**મૌલિકતા અને વિશેષતા : જૂનાનવાનો સમન્વય :** પુરાણીભાઈઓએ વ્યાયામ પ્રચારનું કાર્ય શરૂ કર્યું ત્યારે ઉત્તર હિંદના ભૈયાઓ કે ચોબાઓ અને દક્ષિણના મરાઠા કસરતબાજોની ઉસ્તાદી વ્યાયામ પધ્ધતિ પ્રચારમાં હતી. એનું ધ્યેય શરીરની તાકાત વધારવાનું અને આખરે મલ્લ તરીકે પ્રસિદ્ધ થવાનું હતું. એનું જ્ઞાન ગુરુપદ્ધતિથી અપાતું એટલે ગુરુની મહેરબાની મેળવે તેમને જ વ્યાયામવિદ્યા થોડીઘણી મળી શકતી. પુરાણીભાઈઓનું ધ્યેય વ્યાયામ દ્વારા તાકાતવાન અને ચારિત્રવાન પ્રજાનું સર્જન કરવાનું હતું. તેમણે વ્યાયામમાં જૂની પધ્ધતિઓનાં સારાં તત્વો સ્વીકાર્યાં, દેશપરદેશની નવી પધ્ધતિઓ અપનાવવાની નીતિ રાખી, વ્યાયામ સાથે રમતગમતો, જાહેર હરીફાઈઓ, ઉત્સવો, જ્ઞાનપ્રચાર વગેરે પ્રવૃત્તિઓને પણ જોડી. એ એમની મૌલિકતા અને વિશિષ્ટતા હતી. એને પરિણામે આજે ગુજરાતની સંસ્થાઓમાં થયેલા પ્રયોગોને આધારે વ્યાયામ અને રમતોનું શાસ્ત્રીય સાહિત્ય ગુજરાતી ભાષામાં રચાયું છે અને અમલમાં આવ્યું છે. આ સાહિત્યના સર્જનમાં આરંભના પ્રયોગોથી માંડી પુસ્તકો તૈયાર કરવા સુધીનું કાર્ય નડિયાદની ઉપર જણાવેલી મુખ્ય વ્યાયામશાળાના વિદ્યાર્થીઓ અને કાર્યકર્તાઓએ કરેલું છે.

**સ્વયંસંચાલન અને ચારિત્ર્યવાન વ્યક્તિત્વ :** પુરાણીભાઈઓની વ્યાયામ પ્રવૃત્તિઓનું બીજું મૌલિક અને વિશિષ્ટ લક્ષણ તે તેમણે યોજેલી સંસ્થાઓમાં વિદ્યાર્થીઓનું સંચાલન એ છે. વ્યાયામશાળા શરૂ કરવા માટે કોઈ નેતા કે ઉપદેશક નહિ પરંતુ સ્વયંસ્ફૂર્તિની, રમવાકૂદવા એકઠાં થયેલાં બાળકો કે યુવાનો એ પ્રથમ જરૂરિયાત સ્વીકારવામાં આવી. એમ બાળકોમાં જરા વધારે જાણકાર, વધારે કામ કરનાર દાખલ થાય અથવા એ બાળકોમાંથી મહેનતુ બાળકો ઉદ્દભવે અને તેઓ ક્રમે ક્રમે વ્યાયામ પ્રવૃત્તિ ચલાવતાં જાય. આગળ જતાં સંસ્થાનો વહીવટ પણ બાળકો જ કરે અને એમાંથી કાર્યકર્તાઓ પણ તૈયાર થાય એવી આ પદ્ધતિ છે. આ પદ્ધતિમાં નેતા નીમવો કે ગોધવો પડતો નથી. જે વધારે કામ કરે, વધારે આદરને પાત્ર હોય તે આપોઆપ નેતા બની રહે છે.

નડિયાદની મુખ્ય વ્યાયામ શાળાનો આજ સુધીનો ઈતિહાસ આ પદ્ધતિની સફળતાનો સચોટ પુરાવો છે વ્યાયામ પ્રવૃત્તિના કાર્યકર્તાઓમાં બંધુભાવ, શુધ્ધ ચારિત્ર્ય અને સેવાભાવ ઉપર ખાસ ભાર મુકવામાં આવ્યો છે. શરીર શ્રમનાં કામો જેને આજે શ્રમયજ્ઞનું ગૌરવવંતુ નામ આપવામાં આવ્યું છે તે આ પ્રવૃત્તિના પાયારૂપ ગણાયું છે. વ્યાયામ શાળાનાં મકાનો બાંધવામાં વિદ્યાર્થીઓ શ્રમનો ફાળો આપે એવો પહેલેથીજ આગ્રહ રાખવામાં આવ્યો છે. સફાઈ કામ પણ વિદ્યાર્થીઓજ કરે છે. શ્રી. અંબુભાઈએ પોતાના દૃષ્ટાંતથી શ્રમની દીક્ષા પોતાના શિષ્યોને આપેલી છે અને તે વ્યાયામવીરોના જીવનમાં ઉતરી છે. નડિયાદમાં સુથારી કામ કરતી વખતે એક વખત શ્રી અંબુભાઈને વાંસલાનો ઘા લાગેલો એ એક જાણીતો બનાવ છે. આ પ્રવૃત્તિમાં ઘડાયેલા ચરોતરના યુવાનો એમની ચપળતા, કર્તવ્યનિષ્ઠા, અને સેવાતત્પરતાથી ઓળખાઈ આવે છે એ આ કાર્યપદ્ધતિની એક મહાન સિદ્ધિ છે.

**આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રારંભિક પ્રયાસો :** આણંદની ચરોતર એજ્યુકેશન સોસા-

મટીએ પેટલાદ બોર્ડિંગમાંથી ઉદ્‌ભાવેલી સંસ્થા છે એનો ઉલ્લેખ આ પુસ્તકમાં થઈ ગયો છે. એ સંસ્થા તા ૧૬મી એપ્રિલ ૧૯૧૬ને રોજ સ્થપાઈ ત્યારથી પહેલેજ વર્ષે તેણે શારીરિક કેળવણી ખાતે રૂ. ૧૭૫) ખર્ચવાનું ઠરાવ્યું અને તે જ વર્ષે રમત ગમતના મેળાવડાની યોજના પ્રસિદ્ધ કરી. એ યોજનામાં જુદાં જુદાં ગામોની સંસ્થાઓના વિદ્યાર્થીઓની રમતોની હરીફાઈ યોજવામાં આવી હતી અને તેમાં વિજયી બનેલાઓને ઈનામો પણ આપવામાં આવ્યાં હતાં. શરૂઆતમાં સોસાયટીને પોતાનાં મકાનો નહિ હોવાથી અને બીજા ગામોમાં પણ આવી પ્રવૃત્તિને માટે જાગૃતિ નહિ હોવાથી યોજના આગળ વધારવા માટે એમ ઠરાવવામાં આવેલું કે જે ગામ હોળીના તહેવારોમાં ત્રણ વર્ષ સુધી પોતાને ત્યાં ઉપર જણાવ્યો તેવો મેળાવડો યોજે તેને અમુક ધોરણે સોસાયટી મદદ આપે અને ઈનામની ચીજો તરીકે કસરતના ઉપયોગમાં આવે તેવાં દા. ત. લંગોટ, ચડ્ડી, ડંબેલ્સ વગેરે સાધનો આપવામાં આવે. આ યોજનાનો લાભ નીચેની વિગતે લેવાયો હતો.

| વર્ષ | ભાગ લેનાર ગામો | હરીફ સંખ્યા |
|---|---|---|
| ૧૯૧૬-૧૭ | ૫ | ૮૫૪ |
| ૧૯ ૭-૧૮ [પ્લેગનું વર્ષ] | ૬ | ૧૧૧૦ |
| ૧૯૧૮-૧૯ | ૬ | ૮૭૨ |

ઉપરની વ્યાયામના વિષયમાં લોકોને રસ જાગે તેવી, નાનકડી યોજના શરૂ કરવાની સાથે જ સોસાયટીએ પોતાની અંગ્રેજી શાળા જે હાલ દાદાભાઈ નવરોજી હાઈસ્કૂલ કહેવાય છે. તેમાં પહેલા વર્ષથી જ વ્યાયામનું શિક્ષણ ફરજિયાત દાખલ કર્યું. તે વખતે મકાન કે મેદાન ન હતું. છતાં રસ્તા પર કે બીજે સ્થળે દેશી રમતો રમાડાતી અને નિયમિત કવાયત કરાવવામાં આવતી. એમાં હાજર રહેનારની હાજરી પણ પૂરવામાં આવતી. આ પ્રવૃત્તિને કાયમ કરવા ઈ. સ. ૧૯૧૮-૧૯માં સોસાયટીએ પોતાના ચોગાનમાં વ્યાયામ-શાળાની શરૂઆત કરી હતી. આ વ્યાયામશાળાની તે વર્ષોમાં શ્રી. અંબુભાઈ પુરાણી અવારનવાર મુલાકાત લેતા અને સલાહ સૂચનો આપતા.

**વ્યાયામ પ્રવૃત્તિ વિષે સોસાયટીની દૃષ્ટિ :** ઈ. સ. ૧૯૧૬-૧૭ના સોસાયટીના પહેલાજ નિવેદનમાં ઉપરની યોજના અંગેનો ઠરાવ જોતાં સમજાય છે કે વ્યાયામની જરૂરિયાત વિષે સોસાયટીના યોજકોની દૃષ્ટિ સ્પષ્ટ અને ઉત્ત ભાવનાવાળી હતી. ઠરાવના શબ્દો નીચે પ્રમાણે હતાઃ

"શારીરિક કેળવણી તરફ શાળાઓમાં દુર્લક્ષ અપાય છે અને વિદ્યાર્થીઓનાં શરીર દિનપ્રતિદિન નાજુક થતાં જાય છે તે સામે ઉપાયો તરીકે સ્થાનિક પ્રાદેશિક રમતગમતની હરીફાઈઓની યોજના મંજૂર કરવામાં આવે છે. પરંતુ આ પૂરતું નથી. કારણકે હરીફાઈઓમાં શરીરના અવયવો કેળવવાને બદલે 'ઇનામ જીતવા' પરજ વિશેષ લક્ષ અપાય છે. એટલે રમતના મેદાનની અને વ્યવસ્થિત કસરતશાળાની ગામેગામ: આવશ્યકતા છે. તે દિશામાં વખત આવે ધટતું થશે ત્યારે જ આ દિશામાં ઇષ્ટ પરિણામની આશા રાખી શકાશે"

**શ્રી. રાવજીભાઈ ચ. પટેલ :** ઉપરના ધ્યેયથી વ્યાયામ પ્રવૃત્તિનો પ્રચાર કરવા માટે સોસાયટીને સ્વયંસેવકની જરૂર હતી તેથી કોઈ યુવક મદ્રાસની વાય. એમ. સી. એ.ની તાલીમ લઈ આવી વ્યાયામ પ્રચારનેજ પોતાનું ધ્યેય બનાવી સોસાયટીને સ્વયસેવક તરીકે સેવાઓ આપવા તૈયાર થાય તો તેને ઉત્તેજન આપવાની નીતિ સોસાયટીએ સ્વીકારી. નડિયાદમાં તે જ અરસામાં સ્થપાયેલી ઉપર વર્ણવી તે પ્રથમ વ્યાયામશાળામાંથી એવા એક શક્તિશાળી સ્વયં-સેવક મળી ગયા તે હાલના સોસાયટીના મંત્રી અને ચરોતરની વ્યાયામ પ્રવૃત્તિના મુખ્ય પ્રવર્તક શ્રી રાવજીભાઈ ચતુરભાઈ પટેલ. તેઓ ઈ. સ. ૧૯૨૬માં સ્વયસેવક તરીકે જોડાયા, અને તેમણે ધગશથી પોતાનું કાર્ય શરૂ કરી દીધું.

**પ્રથમ વ્યાયામ વર્ગ : ૧૯૨૮ :** વ્યાયામ પ્રવૃત્તિના પ્રચાર માટે મુખ્ય જરૂર શિક્ષકોની હતી. શ્રી. રાવજીભાઈની સેવાઓ સોસાયટીને મળી કે તરત શિક્ષકો તૈયાર કરવાની પ્રવૃત્તિ સોસાયટીએ ઉપાડી. ઈ. સ. ૧૯૨૮ના મે માસમાં સોસાયટીના ચોગાનમાં શ્રી. રાવજીભાઈની આગેવાની નીચે ચરોતરનો પ્રથમ વ્યાયામ શિક્ષણ વર્ગ ઉર્ફે વ્યાયામ વર્ગ યોજવામાં આવ્યો. આ પહેલાં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ સ્થપાઈ ગયેલું હતું. તેનો સહકાર આ વર્ગને મળ્યો હતો. આ રીતે ચરોતર પ્રદેશમાં વ્યાયામ શિક્ષકો તૈયાર કરવાના હેતુથી ગ્રીષ્મ વ્યાયામ વર્ગો ભરવાનો પ્રથા શરૂ થઈ.

**શ્રી. રાવજીભાઈનું પ્રચારકાર્ય :** શ્રી. રાવજીભાઈએ સોસાયટીના સ્વયંસેવક તરીકે સોસાયટીની હાઈસ્કૂલમાં શિક્ષણ આપવા ઉપરાંત વ્યાયામ શીખવવાનું અને ચરોતર પ્રદેશ તેમજ ગુજરાતમાં વ્યાયામ પ્રવૃત્તિના પ્રચારનું કામ એક પછી એક શરૂ કર્યું. પ્રથમ ચરોતરનાં ગામોમાં વ્યાયામ મંદિરો શરૂ કરવાનું, અને જે ચાલતાં હોય તે વ્યવસ્થિત

બની પ્રગતિ સાધી શકે તે માટે તેમને સલાહ આપવાનું કામ તેમણે હાથમાં લીધું. તેઓ દર વર્ષે ચરોતરનાં ગામોની મુલાકાત લેતા. ટપાલ દ્વારા સૂચનાઓ આપતા. અને જિલ્લા બહાર યોજાતી રમતગમતની હરીફાઈઓના નિયોજનમાં પણ કિંમતી સહાય આપતા. આ રીતે વસો, માતર, પીજ, નાર, પેટલાદ, રામોલ, ચિખોદરા, રણોલી, બોરિયા, વીરસદ, ધર્મજ, કપડવણજ, ચાંગા, વડદલા, ભાદરણ, બોરસદ વગેરે સ્થળોની વારંવાર મુલાકાત લઈ ત્યાં વ્યાયામ પ્રચારને વેગ આપવા શ્રી. રાવજીભાઈએ વર્ષો સુધી સતત ઉત્સાહ અને ભાવપૂર્વક ભારે જહેમત ઉઠાવી હતી.

**અમદાવાદના વ્યાયામ વિદ્યાલયમાં એક વર્ષ :** આ ઉપરાંત ઈ. સ. ૧૯૩૭–૩૮માં અમદાવાદ મ્યુ.એ સને ૧૯૩૭—૩૮માં પોતાની પ્રાથમિક શાળાના શિક્ષકોને વ્યાયામની તાલીમ આપવા માટે વ્યાયામ વિદ્યાલય શરૂ કર્યું. ત્યારે એ સંસ્થાના કાર્યને સંગીન પાયા પર મૂકવાને માટે શ્રી રાવજીભાઈની સેવાઓ ઉછીની માગવામાં આવેલી અને તે સોસાયટીએ આપેલી. એ રીતે શ્રી. રાવજીભાઈની સેવાઓનો લાભ અમદાવાદ મ્યુ ની સંસ્થાને પણ મળ્યો હતો.

**ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ :** ઈ. સ. ૧૯૩૬માં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળને બંધારણીય સ્વરૂપ આપી વ્યવસ્થિત કરવામાં આવ્યું. શ્રી રાવજીભાઈ એ મંડળની કારોબારીના એક હોદ્દેદાર બન્યા. તે પછી ઈ. સ. ૧૯૪૦–૪૧માં ચરોતર વ્યાયામ મંડળની સ્થાપના કરવામાં આવી. તેનું કાર્યાલય ચ. એ. સોસાયટીમાં રાખવાનું ઠર્યું. અને તેના મંત્રી શ્રી રાવજીભાઈ બન્યા. આ અગાઉ નડિયાદમાં અને પેટલાદમાં સ્થાનિક વ્યાયામ મંડળો સ્થપાયાં હતાં. અને ચરોતરનાં ઘણાં ગામોમાં વ્યાયામ શાળાઓ કામ કરતી થઈ ગઈ હતી. આ બધામાં શ્રી રાવજીભાઈની દોરવણી વ્યાપક બનેલી હતી. રમતગમતોની વાર્ષિક હરીફાઈ જેને પાછળથી ચરોતર વ્યાયામ વીર સંમેલનનું નામ આપવામાં આવ્યું હતું, તે ગ્રીષ્મ વ્યાયામ વર્ગો અને બીજી નાની મોટી પ્રવૃત્તિઓ જે નડિયાદનું સ્થાનિક વ્યાયામ મંદિર અને ચ. એ. સોસાયટી મારફતે થતી હતી તે ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના આશ્રયે પણ થવા લાગી. આ રીતે ચરોતર પ્રદેશના કાર્યકર્તાઓ ગુજરાતના વિશાળ કાર્યક્ષેત્રમાં સતત કામ કરતા થવાથી ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિને વિકસાવવામાં તેમણે મહત્વનો ફાળો આપ્યો છે.

આધાર : (૧) શ્રી. મોહનભાઈ છ. શાહે ખાસ લખી આપેલો વિસ્તૃત લેખ.
(૨) 'મોતીભાઈ અમીન–જીવન અને કાર્ય'-એ પુસ્તક.

# ૧૧

# વ્યાયામ પ્રવૃત્તિ–પ્રગતિ અને સિદ્ધિ

**વર્તમાન સંજોગો :** વ્યાયામ પ્રવૃત્તિને હવે સરકારે અપનાવી લીધી છે. શિક્ષણમાં વ્યાયામને ફરજિયાત વિષય તરીકે સ્વીકારવામાં આવ્યો છે. વ્યાયામ દિન, રાષ્ટ્રીય ક્રીડા મહોત્સવ અને એવી અનેક પ્રવૃત્તિઓ દ્વારા સરકાર મારફતે વ્યાયામ પ્રચાર પૂર વેગથી ચાલી રહ્યો છે. તેમ છતાં ચ. એ. સોસાયટી, ચરોતર વ્યાયામ મંડળ, ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ અને નડિયાદ, પેટલાદનાં સ્થાનિક મંડળો મારફતે વ્યાયામ પ્રચારનું કામ હજી પણ ચરોતરમાં ચાલી રહ્યું છે.

ગયા પ્રકરણમાં કેવળ પ્રજાના પુરુષાર્થથી ખીલેલી આ પ્રસાર પ્રવૃત્તિઓની પ્રગતિની વિગતો આ પ્રકરણમાં આપી છે.

**વ્યાયામ શાળાઓ :** ચરોતર પ્રદેશમાં લગભગ દરેક શાળામાં ઓછેવત્તે અંશે વ્યાયામની અને રમતોની તાલીમ અપાય છે. ખાસ કરીને માધ્યમિક શાળાઓમાં વ્યાયામ તથા રમતગમતોના શિક્ષકો અને સાધનો હોય છે. આની વધુ માહિતી અગાઉનાં પ્રકરણોમાં આવી ગઈ છે. (જુઓ, પૃષ્ઠ ૩૫૪, ૩૯૨) આ ઉપરાંત ચરોતર પ્રદેશમાં નીચે પ્રમાણે વ્યાયામશાળાઓ ચાલે છે. દરેક વ્યાયામશાળાના નામ સાથે કૌંસમાં તેની સ્થાપનાની તારીખ આપી છે. તે ઉપરથી ખ્યાલ આવશે કે ચરોતરની વ્યાયામશાળાઓ ઈ. સ. ૧૯૧૬ પછી સ્થપાયેલી છે. યાદીનો ક્રમ તાલુકાવાર આપેલો છે.

**ચરોતર પ્રદેશની વ્યાયામ શાળાઓ** (સ્થાપના–તારીખ સાથે)

| સ્થળ | વ્યાયામ શાળાનું નામ |
|---|---|
| ૧ ખંભાત | પરમહંસ બલવીર વ્યાયામ શાળા (૧૯૨૪ પહેલા) |

| | |
|---|---|
| ૨ બોદાલ | સરદાર વ્યાયામ મંદિર (૨-૧૧-૧૯૪૬) |
| ૩ ગંભીરા | બાનજીખા સાર્વજનિક વ્યાયામ શાળા (૧૯૩૧) |
| ૪ પેટલાદ | સૂર્યભવન સાર્વજનિક વ્યાયામ મંદિર (૧૯૧૬, ૧૯૨૭, ૧૯૩૭) |
| ૫ પેટલાદ | સાર્વજનિક કન્યા વ્યાયામ મંદિર (૯-૮ ૧૯૨૯, જુલાઈ ૧૯૩૧) |
| ૬ સોજિત્રા | રામભાઈ ઘાભાઈ પટેલ, વ્યાયામ મંદિર (ફેબ્રુઆરી ૧૯૨૬) |
| ૭ ભાદરણ | વ્યાયામ મંદિર (૯-૧૧-૨૩) |
| ૮ ધર્મજ | શ્રી. વલ્લવદાસ નરોતમદાસ પટેલ, વ્યાયામ મંદિર (૨૬-૧૦-૧૯૧૬) |
| ૯ નાર | મોતીભાઈ શંકરભાઈ સાર્વજનિક વ્યાયામ મંદિર (૧-૯-૧૯૨૯) |
| ૧૦ વીરસદ | હર્ષનાથ વ્યાયામ મંદિર (૧૯૨૯) |
| ૧૧ બાંધણી | બાંધણી વ્યાયામ શાળા |
| ૧૨ નડિયાદ | દલાલ વિઠ્ઠલદાસ સોમચંદ સાર્વજનિક વ્યાયામ મંદિર (૧૮-૧૨-૧૭) |
| ૧૩ ,, | શોરોક મિલ વ્યાયામ મંદિર (૨૬-૩-૫૨) |
| ૧૪ નડિયાદ | પૌર સેવા સમહ વ્યાયામ મંદિર (૧૬-૩ -૧૯૫૩) |
| ૧૫ વસો | ટિળક વ્યાયામ મંદિર (મે, ૧૯૨૩) |
| ૧૬ પીજ | નરસિંહભાઈ ઉમેદભાઈ સાર્વજનિક વ્યાયામ મંદિર (૧-૩-૨૯) |
| ૧૭ આણંદ | સાર્વજનિક વ્યાયામ મંદિર (ઑગસ્ટ ૧૯૩૭) |
| ૧૮ કપડવણજ | વિનોદ વ્યાયામ ગૃહ (મૂળ નામ સાર્વજનિક વ્યાયામ મંદિર-૧૯૨૪) |
| ૧૯ ડાકોર | સંસ્થાન હાઈસ્કૂલ વ્યાયામ મંદિર (ઑક્ટોબર ૧૯૨૮) |

**જીમખાના અને કલબો :** વ્યાયામ શાળાઓ ઉપરાંત ખેડા જિલ્લામાં જીમખાના તથા રમતો અને રાયફલ કલબો નીચે મુજબ છે:-

(૧) નડિયાદ સીટી જીમખાના (૨) સોસ્યલ કલબ, નડિયાદ (૩) હોમગાર્ડઝ કલબ, નડિયાદ (૪) ખેડા જિલ્લા સ્પોર્ટસ એસોસિયેશન, નડિયાદ (૫) આણંદ જીમખાના (૬) સ્પોર્ટસ એન્ડ રાયફલ કલબ, ખંભાત (૭) ખંભાત જીમખાના (૮) ખેડા જિલ્લા રાયફલ એસોસિયેશન. (૯) આણંદ તાલુકા રાયફલ એસોસિયેશન (૧૦) બોરસદ તાલુકા રાયફલ એસોસિયેશન.

**ચરોતર વ્યાયામ વીર સંમેલન :** ગયા પ્રકરણમાં જણાવ્યું છે તેમ ચરોતર વ્યાયામ વીર સંમેલનની શરૂઆત ઈ. સ. ૧૯૧૭થી થઇ ગણાય. તેની ઈ. સ. ૧૯૧૯ સુધીની વિગતો આ પ્રકરણમાં આવી ગઈ. તે પછી સને ૧૯૨૦ના માર્ચની ૨૬, ૨૭ તારીખે આ સંમેલનની રીતસરની શરૂઆત ચ. એ. સોસાયટીએ કરી. એ પ્રથમ સંમેલન સોસાયટીના ચોગાનમાં જ મળ્યું હતું. તેમાં ચરોતરની આઠ હાઇસ્કૂલોએ ભાગ લીધો હતો. વિજેતા વ્યક્તિઓને ઇનામમાં ચાંદ અપાયા હતા અને વિજેતા સંસ્થાઓને શિલ્ડ આપવામાં આવ્યા હતા.

પાછળથી આ સંમેલન આણંદમાંજ યોજવાનો આગ્રહ નહિ રાખતાં, જે ગામો પોતાને ત્યાં આમંત્રણ આપે અને તે માટે જરૂરી સગવડોનો પ્રબંધ કરે તે ગામોએ આ સંમેલન યોજવાની નીતિ રાખવામાં આવી. વળી ઇ. સ. ૧૯૩૬-૩૭થી વિભાગીય હરિફાઈઓની પ્રથા શરૂ થઈ. એટલે કે ચરોતર પ્રદેશના નાના નાના વિસ્તારો જુદા પાડી એ વિસ્તારોમાં પ્રથમ હરીફાઈઓ યોજી તેમાં વિજય મેળવનારને સંમેલનની મધ્યસ્થ હરીફાઈમાં મોકલવાની પદ્ધતિ દાખલ કરવામાં આવી. ઈ. સ. ૧૯૪૦-૪૧માં ચરોતર વ્યાયામ મંડળ સ્થપાતાં આ સંમેલન એ મંડળ તરફથી ભરવાનું શરૂ થયું. ઈ. સ. ૧૯૨૮-૨૯થી બહેનો આ સંમેલનની હરીફાઈઓમાં ભાગ લેવા માંડી. ઇ. સ. ૧૯૨૭-૨૮થી તરવાની અને ૧૯૩૫-૩૬થી વોલીબોલની હરીફાઈઓ પણ દાખલ કરવામાં આવી. સંમેલન અંગે રાત્રે સંવાદો, રાસ, ફિલ્મ-શો વગેરે રંજન કાર્યક્રમો, ચિત્રકળા પ્રદર્શન, આરોગ્ય અને વ્યાયામ પ્રદર્શન વગેરે પ્રવૃત્તિઓ પણ થાય છે. ઇનામો જીતવાને બદલે ઉચ્ચ વિક્રમ પ્રાપ્ત કરવા તરફ હરીફોનું ધ્યેય રહે એવું નૈતિક વાતાવરણ સર્જવામાં આવ્યું છે. આ હરીફાઈઓનું સંચાલન કરવા ચરોતરની વ્યાયામ સંસ્થાઓ અને શાળાઓના કાર્યકરો ઉપરાંત અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત વગેરે સ્થળોના વ્યાયામ કાર્યકરો પંચો તરીકે ઉમદા સેવાઓ આપતા રહ્યા છે.

ચરોતર વ્યાયામ વીરસંમેલનનું પ્રગતિદર્શક પત્રક નીચે પ્રમાણે છે:—

## ચરોતર વ્યાયામ વીર સંમેલનનું પ્રગતિ પત્રક

| વર્ષ | માસ | કુલ સંસ્થા | હરીફ સંખ્યા | સ્થળ |
|---|---|---|---|---|
| ૧૯૨૦–૨૧ | એપ્રિલ | ૫ | — | આણંદ |
| ૨૧–૨૨ | જાન્યુઆરી | — | — | પેટલાદ |
| ૨૨–૨૩ | ડિસેમ્બર | ૮ | ૧૮૬ | આણંદ |
| ૨૩–૨૪ | — | — | — | — |
| ૨૪–૨૫ | ડિસેમ્બર | ૧૦ | ૨૨૧ | ભાદરણ |
| ૨૫–૨૬ | ,, | ,, | ૨૮૨ | આણંદ |
| ૨૬–૨૭ | ,, | ,, | ૩૦૦ | ધર્મજ |
| + ૨૭–૨૮ | ,, | ૧૮ | ૩૧૭ | આણંદ |
| * + ૨૮–૨૯ | ,, | ૧૯ | ૪૯૨ | પેટલાદ |
| ૨૯–૩૦ | — સત્યાગ્રહ અંગે બંધ — | | | |
| * + ૩૦–૩૧ | — | ૨૬ | ૫૬૫ | આણંદ |
| * + ૩૧–૩૨ | જાન્યુઆરી | ૨૮ | ૬૦૦ | વસો |
| ૩૨–૩૩ | — સત્યાગ્રહને કારણે મોકૂફ — | | | |
| * + ૩૩–૩૪ | ડિસેમ્બર | ૨૯ | ૬૦૦ | સોજિત્રા |
| * + ૩૪–૩૫ | ,, | ૨૭ | ૫૮૩ | આણંદ |
| * ૦ ૩૫–૩૬ | ,, | ૩૨ | ૫૪૦ | આણંદ |
| ૩૬–૩૭ | (વિભાગીય હરીફાઈ) | ૪૧ | ૧૧૪૭ | સાત સ્થળે |
| | મધ્યસ્થ હરીફાઈ જાન્યુઆરી | ૩૨ | ૪૯૩ | નાર |
| * + ૩૭–૩૮ | મધ્યસ્થ હરીફાઈ જાન્યુઆરી | ૩૦ | ૪૬૫ | વસો |
| | વિભાગીય હરીફાઈ | ૨૭ | ૯૩૬ | — |
| * + ૦ ૩૮–૩૯ | જાન્યુઆરી | ૩૨ | ૭૭૬ | ડાકોર |
| ૩૯–૪૦ | (સંમેલન મોકૂફ. તરવાની તથા વોલીબોલની હરીફાઈ આણંદ મુકામે યોજવામાં આવી હતી.) | | | |
| ૪૦–૪૧ | — | — | — | ભાદરણ |
| ૪૧–૪૨ | ડિસેમ્બર | ૨૫ | ૭૨૨ | પીજ |
| ૪૨–૪૫ | (મુક્તિ-સંગ્રામને લઈને બંધ) | | | |
| ૪૬–૪૭ | ડિસેમ્બર | — | ૭૩૧ | આણંદ |
| ૪૭–૪૮ | ,, | — | ૭૧૭ | બોરસદ |
| ૪૮–૪૯–૫૦ | — બંધ — | | | |
| ૫૦–૫૧ | જાન્યુઆરી | ૨૩ | ૫૦૪ | કપડવણજ |
| * + ૫૧–૫૨ | ડિસેમ્બર | ૫૨ | ૧૦૧૮ | આણંદ |
| * + ૦ ૫૨–૫૩ | ,, | ૪૫ | ૧૩૨૬ | નડિયાદ |
| ૫૩–૫૪ | — | — | — | બોરસદ |
| ખાસ બહેનો માટે ૫૩–૫૪ | — | — | — | આણંદ |

નોંધ : * બહેનો માટે પણ હરીફાઈ ગોઠવવામાં આવી હતી.
+ તરવાની હરીફાઈ પણ યોજાઇ હતી.
૦ વોલીબોલની હરીફાઈ પણ યોજાઈ હતી.

**ગ્રીષ્મ વ્યાયામ વર્ગો :** ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ચરોતરનો પ્રથમ ગ્રીષ્મ વ્યાયામ વર્ગ ચ. એ. સોસાયટી તરફથી ઇ. સ. ૧૯૨૮ના મે માસમાં ભરાયો હતો. તે પછી ઇ. સ. ૧૯૨૯માં નડિયાદની દ. વિ. સો. સા. વ્યાયામ મંદિરના કેટલાક તાલીમ પામેલા જુવાનો સાથે શ્રી. રાવજી-ભાઈ અમરાવતી હનુમાન વ્યાયામ પ્રચારક મંડળની પ્રવૃત્તિઓ જોવા ગયા. ત્યાં એ બધાએ વિવિધ વિષયોની તાલીમ પણ લીધી. ૧૯૩૦-૩૨માં તેમણે સત્યાગ્રહની લડતમાં ઝંપલાવ્યું અને તેઓ જેલમાં ગયા. તેમાંથી છૂટયા બાદ મદ્રાસ, અમરાવતી તથા પુરાણી બંધુઓની વ્યાયામશાળામાં ચાલતા વિવિધ વિષયોના દાવોનું સંમિશ્રણ કરી નડિયાદના વ્યાયામ કાર્યકરોના સહકારથી શ્રી રાવજીભાઇએ વ્યાયામ શિક્ષણનો ચોક્કસ અભ્યાસક્રમ બોધક પત્રક તરીકે ગ્રીષ્મ વ્યાયામ વર્ગો માટે તૈયાર કર્યો, તે સૌ પ્રથમ ચ. એ. સોસાયટીએ પ્રસિદ્ધ કર્યો. આ અભ્યાસક્રમ પ્રમાણેનો પ્રથમ વર્ગ ૧૯૩૩-૩૪માં સોસાયટીએ આણંદમાં શ્રી રાવજીભાઈની દોરવણી નીચે યોજ્યો. પેટલાદના હરિસિંહ ઠાકોરે તેમજ નડિયાદના તાલીમ પામેલા યુવાનોએ આ પ્રવૃત્તિને પોતાની પ્રવૃત્તિ માનીને હાર્દિક સહકાર આપ્યો. એનાથી આ પ્રવૃત્તિ આગળ ધપાવવામાં સોસાયટીનો બોજો હળવો થયો. આગળ જતાં સોસાયટીએ પ્રસિદ્ધ કરેલા 'બોધક પત્રક'માંના અભ્યાસ ક્રમમાં અનુભવે ફેરફાર થતા રહ્યા છે. તેમ એ અભ્યાસક્રમની તાલીમ પામેલા વિશારદોએ ગ્રીષ્મ વ્યાયામ વર્ગોને પોતાની સેવાઓ પણ આપ્યા કરી છે.

ઉપર પ્રમાણે ઈ. સ. ૧૯૩૩-૩૪થી સોસાયટીએ શરૂ કરેલા ગ્રીષ્મ વ્યાયામ વર્ગો ૧૯૩૬-૩૭ સુધી ચાલ્યા. તેની વિગત નીચે પ્રમાણે છે:—

ગ્રીષ્મ વ્યાયામ વર્ગો-૧૯૩૩ થી ૩૭

| વર્ષ | સ્થળ | સંખ્યા | સમય |
|---|---|---|---|
| ૩૩-૩૪ | આણંદ | ૫૩ | એક માસ |
| ,, | ,, | ૩૬ | પંદરદિન બહેનો માટે, ઓક્ટોબર |
| ૩૪-૩૫ | ,, | ૯૯+૧૫ બહેનો | એક માસ |
| ૩૫-૩૬ | ,, | ૭૭ | એક માસ |
| ૩૬-૩૭ | ધર્મજ | ૫૪ | ,, |

ઇ. સ. ૧૯૩૬માં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ સ્થપાયા પછી એ મંડળે ગ્રીષ્મ વ્યાયામ વર્ગો, રમતોત્સવો, કાયા કૌશલ કસોટી, પ્રકાશન પ્રવૃત્તિ વગેરે પ્રવૃત્તિઓ શરૂ કરી. ઈ. સ. ૧૯૩૭માં એ મંડળના આશ્રય નીચે નડિયાદ મુકામે ગ્રીષ્મ વ્યાયામ વર્ગ ભરવાનું ઠર્યું. શ્રી. રાવજીભાઈ આ મંડળના એક હોદ્દેદાર હોઈ, અને ગ્રીષ્મ વ્યાયામ વર્ગની પ્રવૃત્તિ ગુજરાતના આ એક મધ્યસ્થ મંડળે ઉપાડી લીધી એ ઠીક માનીને સોસાયટીએ પોતાના એ વર્ગો ચલાવવાનું મોકૂફ રાખ્યું. અને ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના વર્ગોમાં જરૂરી સાથ અને સહકાર આપવાનું ઠરાવ્યું. એ રીતે સોસાયટીના સ્વયંસેવક તરીકે શ્રી રાવજી-ભાઈએ ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ તરફથી ચાલતા ગ્રીષ્મ વ્યાયામ વર્ગોના નિયામક અને મુખ્ય વ્યવસ્થાપક તરીકે વર્ષો સુધી ઉત્તમ સેવાઓ આપી છે. ઈ. સ ૧૯૩૯-૪૦ અને ૧૯૪૫-૪૬ ના વર્ષોમાં આ વર્ગો સોસાયટીના આમંત્રણથી અને પ્રબંધથી સોસાયટીના ચોગાનમાં ચલાવ-વામાં આવ્યા હતા. અને તેની બધી જવાબદારી સોસાયટીએ ઉપાડી હતી.

ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે પહેલા બે વર્ષના માન્ય વર્ગો ચલાવવાની છૂટ આપી ત્યારે સને ૧૯૫૦-૫૧ના ઉનાળામાં સોસાયટીએ એક માસનો પહેલા બે વર્ષનો વર્ગ પોતાના તરફથી ચલાવ્યો હતો. તેનો લાભ ૯૩ ભાઈઓએ લીધો હતો. ઈ. સ. ૧૯૫૧-૫૨ના મે માસમાં મધ્યસ્થ વ્યાયામ વર્ગ ચલાવવાની પૂરી જવાબદારી સોસાયટીએ સ્વીકારી અને ચાર વર્ષના અભ્યાસક્રમનો વર્ગ ત્યાં ચાલ્યો. એ વર્ગનો લાભ મુંબઈથી ભાવનગર સુધીનાં સ્થળોના ૧૫૧ ભાઈઓએ લીધેલો. એ વર્ગમાં જોડાયેલા સૌનું સરેરાશ શરીર વજન વધ્યું હતું. ૧૯૫૩-૫૪નો મધ્યસ્થ વ્યાયામ વર્ગ પણ સોસાયટીને આંગણે ચાલ્યો હતો. વળી આ વર્ગની સાથે ૯થી ૧૩ વર્ષનાં બાળકો માટેનો કિશોર વર્ગ પણ ચલાવવામાં આવેલો, જે મંડળ તરફથી પ્રથમ અને સફળ અખતરો હતો એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી.

**નડિયાદ વ્યાયામ મંડળ:-** આ મંડળ તા. ૨૫-૬-૧૯૨૭ ને રોજ બંધારણપૂર્વક સ્થપાયું હતું. તેના ઉદ્દેશોમાં વ્યાયામ અને સમાજ સેવાની વિવિધ પ્રવૃત્તિઓ ચલાવવાની નીતિ સ્વીકારવામાં આવી છે. એને આધારે દ. વિ. સો. સા. વ્યાયામ મંદિરનો વહીવટ આ મંડળ કરે છે. એ સંસ્થાના વાર્ષિક સભ્યો આ મંડળના સભ્યો બંધારણની રૂએ બન્યા છે. હાલ આ મંડળ પોતાની આવકમાંથી ૫૦ ટકા દ. વિ. સો. સા. વ્યાયામ મંદિરને ગ્રાન્ટ આપે છે.

ટૂંકમાં નડિયાદની વ્યાયામ પ્રવૃત્તિ નિભાવવાનું, ચલાવવાનું અને તેનો વિકાસ કરવાનું કામ આ મંડળ કરે છે. તેનું કાર્યાલય દ. વિ. સો. સા. વ્યાયામ મંદિરમાં છે. નડિયાદના અગ્રગણ્ય નાગરિકો એના સંચાલનમાં રસપૂર્વક સાથ આપતા રહ્યા છે. હાલ તેના હોદ્દેદારો નીચે પ્રમાણે છે :–

**પ્રમુખ :** શ્રી રાવજીભાઇ ચ. પટેલ. **મંત્રી :** શ્રી જયંતીલાલ ચં. દલાલ **સહમંત્રી :** શ્રી વિષ્ણુપ્રસાદ મો. દેસાઈ **ખજાનચી :** શ્રી મોહનલાલ છ. શાહ.

**નડિયાદ વ્યાયામવીર સંમેલન :** દ. વિ. સો. સા. વ્યાયામ મંદિર હોળીકોત્સવ, હનુમાન જયંતી, શરદ પૂર્ણિમા વગેરે પ્રવૃત્તિઓ ચલાવતુ હતું. તેને વધુ વ્યવસ્થિત અને વિસ્તૃત કરવાના હેતુથી આ પ્રવૃત્તિઓનું સંચાલન નડિયાદના વ્યાયામ મંદિરે હાથમાં લીધું. એમાંથી નડિયાદ વ્યાયામવીર સંમેલનની પ્રવૃત્તિ વિકાસ પામી છે. આ સંમેલન મોટે ભાગે હાલ ડિસેમ્બર માસમાં યોજાય છે તેના ઇતિહાસનો અને તેની કાર્યપદ્ધતિનો ખ્યાલ નીચેની વિગતોથી આવશે.

ઈ. સ. ૧૯૩૫-૩૬માં શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકની સૂચના અને શ્રી રાવજીભાઈ ચ પટેલની પ્રેરણાથી અખિલ નડિયાદને ધોરણે ગેડીદડાની રમત સૌ પ્રથમ યોજવામાં આવેલી. એમાં વિજયી બનનાર લત્તાને કપ એનાયત થનો. તે પછી ૧૯૪૧માં એ જ પ્રકારની હુતુતુ અને લંગડીની રમતો હોળી ઉપર યોજવામાં આવો. તે પછી શ્રી ચંદ્રકાન્ત શાહે 'બંધુસમાજ'ના આશ્રયે શ્રાવણ માસમાં ઉપર જણાવો તે પ્રકારની સાંઘિક રમતોની હરીફાઈ વિશાળ પાયા ઉપર યોજી. ઈ. સ. ૧૯૪૨માં આ પ્રવૃત્તિ તે વખતના નડિયાદ વ્યા. મંડળના સહમંત્રી શ્રી મોહનલાલ શાહના પ્રયાસથી વધુ વ્યવસ્થિત, નિયમબદ્ધ અને વિસ્તૃત બની. તેમણે નડિયાદ શહેરના જુદા જુદા લત્તાના કાર્યકરોને એકઠા કરી તેમની સમક્ષ નડિયાદ વ્યાયામ વીર સંમેલનની પ્રવૃત્તિ શરૂ કરવા યોજના રજૂ કરી. તેની ચર્ચાને પરિણામે નડિયાદ શહેરના ૨૪ ઝોન પાડવામાં આવ્યા. દરેક ઝોન માટે નેતા નીમવામાં આવ્યો. આ ઝોનો વચ્ચે કરેલા નિયમો પ્રમાણે હરીફાઈઓ ગોઠવવામાં આવી. તેને માટે હોળીના દિવસો પસંદ કરવામાં આવ્યા. તેમાં ૫૫ ટૂકડીઓએ ભાગ લીધો. તે પછી 'હિંદ છોડો'ની લડતનાં બે વર્ષ આ પ્રવૃત્તિ બંધ રહી. લડતમાંથી પરવારી શ્રી. મોહનભાઇએ ઝોન નેતાઓની ફરીથી સભા બોલાવી. યોગ્ય સુધારા વધારા સાથે ફરીથી આ પ્રવૃત્તિ શરૂ કરી. હાલ ૨૪ ઝોનને બદલે ૧૩ ઝોન કાયમ બનાવવામાં આવ્યા છે. શહેરના પાંચ દાનવીર ગૃહસ્થોએ પાંચ સાંઘિક રમતો માટે પાંચ શિલ્ડ આપેલા છે. આ પ્રવૃત્તિએ હોળીના દિવસોમાં થતાં તોફાનો અટકાવવામાં અસરકારક કામ કરેલું છે.

**બંધ પડેલાં નડિયાદનાં વ્યાયામ મંદિરો :** ૫દીમાં જણાવ્યા પ્રમાણે નડિયાદ શહેરમાં મુખ્ય વ્યાયામ મંદિર ઉપરંત બીજાં બે વ્યાયામ મંદિરો હાલમાં ચાલે છે. પરંતુ મુખ્ય સંસ્થા સ્થપાયા પછીના લગભગ ૨૫ વર્ષના ગાળામાં નડિયાદ શહેરમાં જુદે જુદે સ્થળે ૧૭ વ્યાયામ શાળાઓ સ્થપાઈને બંધ પડેલી છે. તેમને સજીવન કરી શકાય તેમ છે.

**પેટલાદ વ્યાયામ પ્રચારક મંડળ :** પેટલાદ બોર્ડિંગનું કાર્ય સફળ બનાવવામાં શ્રી મોતીભાઇ અમીનને સાથ આપનારા મિત્રોમાં સોજિત્રાના શ્રી ઈશ્વરભાઇ પુરુષોતમદાસ પટેલ મુખ્ય હતા. શ્રી. મોતીભાઇની માગણીથી વડોદરા સરકારે તેમને પેટલાદની એન. કે. હાઈસ્કૂલના હેડમાસ્તર તરીકે પેટલાદમાં મૂકયા હતા. તેઓ ઘણા વર્ષો સુધી એ હોદ્દે રહ્યા હતા. ઈ. સ. ૧૯૧૬માં પેટલાદની હાઈસ્કૂલમાં શ્રી ડી. બી. જોષી નામના ચિત્ર શિક્ષકે શ્રી ઈશ્વરભાઇની સુચનાથી પેટલાદમાં પ્રથમ સાર્વજનિક વ્યાયામ શાળા શરૂ કરેલી. તે ઈ સ ૧૯૪૯ સુધી ચાલેલી. આ સંસ્થા માટે પેટલાદ મ્યુ એ "પેટલાદ વિજયજીમખાના" એ નામથી ચાર વીઘાં જમીન ભાડે આપેલી. એ જમીન ઉપર એક પારસી ગૃહસ્થે આશરે રૂા. ૩૫૦૦ની કિંમતનું વ્યાયામ શાળાનું મકાન પણ બાંધી આપેલું, અને તેનો શિક્ષક–પગાર, સાધન ખર્ચ વગેરે સુપ્રસિદ્ધ દાતાર શેઠશ્રી રમણલાલ આપતા. ઇ. સ ૧૯૨૧માં ત્યાંની હાઇસ્કૂલની ગોલ્ડન જ્યુબિલી પ્રસંગે અને તે પછી ઇ. સ. ૧૯૨૮–૨૯માં આ વ્યાયામ શાળા તરફથી ચરોતર વ્યાયામ વીર સમેલન ભરાયેલું. ઈ. સ ૧૯૨૫ પછી આ સંસ્થાનું સંચાલન શ્રી. રાવજીભાઈ ચ. પટેલ અને શ્રી હરિસિંહ ઠાકોરની મદદ અને દોરવણીથી સ્થાનિક કાર્યકર્તાઓ કરતા. શ્રી હરિસિંહ ઠાકોર એ જ સંસ્થાના એક યશસ્વી વિદ્યાર્થી છે. એ સંસ્થા તરફથી વડોદરા રાજ્યના કસરત ઈન્સ્પેકટર મારફતે પંદર દિવસનો તાલીમવર્ગ ખોલવામાં આવેલો. બાબર દેવાના જમાનામાં મિલિટરીના બૈયાઓને બોલાવી આ સંસ્થાના વિદ્યાર્થીઓને કુસ્તી શીખવવાની સગવડ કરી આપવામાં આવેલી. પાછળથી એને અંગેની મ્યુ.ની જમીનનો કબજો લઈ તેના ઉપર શેઠશ્રી પ્રભુદાસ ભગવાનદાસ કલબનું મકાન બંધાવવામાં આવ્યું. આ બધા સમય

દરમ્યાન શેઠશ્રી રમણલાલ તરફથી નિભાવ ખર્ચ મળતું હતું.

ઈ. સ. ૧૯૨૭માં શેઠશ્રી રમણલાલના પુત્રને વ્યાયામની તાલીમ આપવા માટે સૂર્યભુવન વ્યાયામ મંદિર નામની ખાનગી સંસ્થા શરૂ કરવામાં આવેલી. તેમાંથી ઈ. સ. ૧૯૩૨ના ઓક્ટોબરની ૩૦મી તારીખે પેટલાદ વ્યાયામ પ્રચારક મંડળનો જન્મ થયો હતો. શ્રી. હરિસિંહ ઠાકોર અને તેમના ઉત્સાહી જોડીદારોએ આ મંડળને સ્થાપવામાં મુખ્ય ભાગ ભજવ્યો હતો. અને શેઠશ્રી રમણભાઈએ એને ટેકો આપ્યો હતો.

તા. ૧-૬-૩૭ને રોજ ઉપર જણાવેલા સૂર્યભુવન વ્યાયામ મંદિરને સાર્વજનિક બનાવી તેનો વહીવટ આ મંડળને સોંપવામાં આવ્યો. મૂળ સંસ્થાનાં સાધનો નવી સંસ્થાને ભેટ આપ્યાં, તે ઉપરાંત કુસ્તી માટે એક પાકો અખાડો તથા તેના પર પતરાનું એક શેડ શેઠશ્રીએ બાંધી આપ્યાં. એ બધા પાછળ આશરે રૂ. ૩૦૦૦ ખર્ચ તેમણે કર્યું. તે પછી એ સંસ્થા માટે પચાસ વર્ષને પટે સ્વતંત્ર મેદાન પણ તેમને ભાડે મળ્યું. એનું ક્ષેત્રફળ ૨ વીઘાં ૫ વસા અને ભાડુ વાર્ષિક રૂ. ૭૮-૨-૦ છે. સંસ્થાનું પાકુ મકાન બાંધવા માટે પોતાનું નામ જોડવાની શરતે રૂ. ૫૧૦૦નું દાન આપવાનું શેઠશ્રી રમણભાઈએ સ્વીકાર્યું છે. પરંતુ મકાન હજી બંધાયું નથી.

આ સંસ્થા બંધારણપૂર્વક ચાલે છે. તેના પ્રમુખ : શ્રી અમૃતલાલ રમણલાલ પરીખ અને મંત્રી : શ્રી મૂળચંદ સ્વરૂપચંદ શાહ છે.

**પેટલાદનું કન્યા વ્યાયામ મંદિર :** પેટલાદની વ્યાયામ પ્રવૃત્તિમાં કન્યા વ્યાયામ મંદિર એ ખાસ નોંધપાત્ર પ્રવૃત્તિ છે. ચરોતરની શાળાઓમાં કન્યાઓને રમતો તથા વ્યાયામની તાલીમ અપાય છે. પરંતુ કન્યાઓ માટે અલગ વ્યાયામ મંદિર પેટલાદ સિવાય બીજે કોઈ સ્થળે નથી. એનો વહીવટ અલગ થાય છે. વ્યાયામ ઉપરાંત બીજી પ્રવૃત્તિઓ પણ એ સંસ્થા દ્વારા ચાલે છે એ એની વિશેષતા છે.

**વ્યાયામ પદ્ધતિ :** ચરોતરભરમાં તેમજ મહાગુજરાતના મોટા ભાગમાં ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળે નક્કી કરેલ અભ્યાસક્રમ મુજબ વ્યાયામની તાલીમ અપાય છે. આ ...ને ખીલવવામાં અને એને હાલનું સ્વરૂપ આપવામાં ચરોતરના વ્યાયામ સેવકોએ મુખ્ય કામગીરી બજાવેલી છે. એનો ઉલ્લેખ ગયા પ્રકરણમાં આવી ગયો છે.

આ અભ્યાસક્રમમાં શરીરનાં બધાં જ અંગોને માંસલ અને ઘાટીલાં બનાવવા માટે આપણી દેશીપદ્ધતિમાં દંડ, બેઠક, મલખમ અને કુસ્તીનો વ્યાયામ સર્વોત્તમ ગણાયો છે. શરીરને ચપળ અને કાર્યકુશળ રાખવા માટે સ્વરતાલની તાલીમ મળે તે હેતુથી તાલ અને રમત સાથે પણ શારીરિક શ્રમ મળી રહે તેવી ઈતર વ્યાયામની જરૂરિયાત સ્વીકારવામાં આવી છે. વળી આપણી દેશી રમતો ઓછામાં ઓછા ખર્ચે જૂજ સાધનો વડે નાનાં મેદાનો ઉપર રમી શકાય તેવી હોય છે. રમતોથી શરીર માંસલ અને ઘાટીલું નથી બનતું, પણ તેનાથી શરીરના અવયવો પાસેથી ધાર્યું કામ લેવાની શક્તિ, તંદુરસ્તી, તથા શ્રમશક્તિ અચૂક વધે છે. એટલું જ નહિ પણ ચોક્કસ ગુણોની ખીલવણી થાય છે. ૪૦-૪૫ વર્ષની ઉંમર વટાવી જતાં ભારે વ્યાયામથી દૂર રહી યોગાસનો, સૂર્યનમસ્કાર વગેરે કેટલીક અંગ કસરતો, લાંબે સુધી ખુલ્લી હવામાં ફરવા જવું વગેરે ઉપયોગી ગણાઈ છે પરદેશી પદ્ધતિમાં વજન ઊંચકવાની કસરતો, સ્પ્રિંગ-ડમ્બેલ્સની કસરતો, ચેસ્ટ એક્સપાન્ડરની કસરતો વગેરેથી શરીર સુંદર અને ઘાટીલું બનાવી શકાય છે. પરંતુ તે આપણી દેશી પદ્ધતિ કરતાં ખર્ચાળ છે એમ સ્વીકારાયું છે. ચરોતરની તથા ગુજરાતની ભાઈઓ તથા બેનોની રમતોની હરીફાઈઓ માટે ખાસ કરીને નીચેની રમતોમાંથી પસંદગી કરવામાં આવે છે: લાંબી તથા ટુંકી દોડ, લાંબો કૂદકો, ઊંચો કૂદકો, વાંસ કૂદકો, લંગડી ફાળ કૂદકો, ગ્રામ વિસ્તાર દોડ, લોખંડનો ગોળો ફેંક, હથોડા ફેંક, ચક્રફેંક, બરછી ફેંક, લાકડીનો દંડો ફેંક, મલખમ, કુસ્તી, સાઈકલિંગ, વજન ઊંચકવું, જલદયાલ, લકડી, નિશાનબાજી, ત્રિપગીદોડ, વોલીબોલ ફેંક, દોરડાં કૂદ, ધડાદોડ, બટાટા વીણવા, હુતુતુ, ખોખો, લંગડી વોલીબોલ, દડામાર, થ્રોબોલ, ટપ્પાદોડ.

આ ઉપરાંત હોકી, ફૂટબોલ, આટાપાટા, સોયદોરો, લોટમાંથી પૈસો કાઢવો, ગજગ્રાહ, સંગીત ખુરશી, ચક્રદોડ વગેરે રમતો પણ હરીફાઈમાં રખાય છે. આ બધી રમતોનો ખ્યાલ ગુજરાત વ્યાયામ પ્રચારકમંડળે પ્રસિદ્ધ કરેલી 'સાંઘિક રમતોના નિયમો' તથા 'સાદી રમતો' એ બે પુસ્તકોમાં આપવામાં આવ્યો છે.

**રમતોના આંક :** ચરોતર, ગુજરાત, મુંબઈ, હિંદ અને વિશ્વના કેટલીક રમતોના ઉત્તમ આંક નીચે મુજબ છે:-

| રમતનું નામ | ચરોતર | ગુજરાત | મુંબઇ | હિંદ | વિશ્વ |
|---|---|---|---|---|---|
| ૧૦૦ મીટરદોડ | ૧૨·૧ (સેકંડ) | ૧૧·૬ | ૧૦·૬ | ૧૦·૬ | ૧૦·૨ |
| ૨૦૦ મીટરદોડ | * ૨૭·૪ સે. | ૨૪·૦ | ૨૧·૮ | ૨૧·૮ | ૨૦·૨ |
| લાંબો કૂદકો | ૧૮'–૮" | ૧૯'–૪½" | ૨૨'–૧૦" | ૨૨'–૧૦½" | ૨૬'–૮¼" |
| ઉંચો કૂદકો | ૫'–૨½" | ૫'–૭" | ૬'–¾" | ૬'–૩½" | ૬'–૧૧¼" |
| લંગડી ફાળ કૂદકો | ૩૯'–૨" | ૩૯'–૧૦½" | ૪૭'–½" | ૫૦'–૨" | ૫૩'–૨½" |

**સરકારી નીતિ** : હવે સરકારે વ્યાયામ પ્રવૃત્તિને અપનાવી છે એની નોંધ ઉપર આવી ગઇ છે. જે સંસ્થાઓને માન્ય કરવામાં આવી છે તેને શક્ય આર્થિક મદદ પણ સરકાર તરફથી આપવામાં આવે છે. વાર્ષિક હરીફાઈઓમાં પણ સરકાર મદદ કરે છે. કાંદીવલીની શારીરિક શિક્ષણ આપતી સંસ્થા સરકારે શરૂ કરી ત્યારબાદ સરકાર માન્ય સર્ટિફીકેટ કોર્સની સંસ્થાઓ રાજ્યના પ્રત્યેક પ્રદેશમાં સ્થાપવાની નીતિ સરકારે સ્વીકારી છે. ગુ. વ્યા. પ્ર. મંડળ સંચાલિત રાજપીપળાની છો. પુ. વ્યાયામ મહાવિદ્યાલયની સંસ્થા તેને જ આભારી છે.

ગુજરાતની પ્રત્યેક માધ્યમિક શાળામાં કાંદીવલી અને રાજપીપળા ટ્રેઈન્ડ શિક્ષકો હોવા જ જોઇએ તેવો આગ્રહ સરકાર રાખે છે.

જેને સરકાર ગ્રાન્ટ આપે છે તેવી વ્યાયામ શાળાઓની પ્રવૃત્તિઓનું નિરીક્ષણ કરનાર ખાસ અધિકારીઓની નિમણૂંક સરકારે કરી છે.

**કાયાકૌશલ કસોટીઓ** : વળી ઉમર, વર્ષ, ઊંચાઈ, વજન, વગેરે ધ્યાનમાં લઈને નક્કી કરેલી ગણતરી મુજબ પ્રત્યેક વિદ્યાર્થીને કયા વર્ગમાં મૂકવો તેનું ચોકકસ ધોરણ નક્કી કરવામાં આવેલ છે. અને આ પ્રત્યેક વર્ગ માટે કાયાકૌશલ કસોટીના ધોરણો નક્કી કરવામાં આવેલ છે. પ્રત્યેક વિદ્યાર્થીને પોતાની વાર્ષિક પરીક્ષાઓ સાથે આ કસોટી પણ પસાર કરવી પડે છે તથા શારીરિક શિક્ષણના નક્કી કરેલા શાળાના સમયોમાં પણ અમુક હાજરી તેને ફરજિયાત આપવી જ પડે છે. કેટલીક શાળાઓ પોતાની વાર્ષિક હરીફાઈઓ ગોઠવે છે અને વિજેતાઓને જિલ્લાની અને ગુજરાતની હરીફાઈઓમાં મોકલી પ્રોત્સાહન આપે છે.

**ગુજરાતની વ્યાયામ પ્રવૃત્તિમાં ચરોતરનો ફાળો** : આ પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે ચરોતરમાં વ્યાયામ પ્રવૃત્તિ છેલ્લાં ૪૦–૫૦ વર્ષથી શરૂ થઈ છે, એટલે કે એની વિચારણા છેક આ સદીની શરૂઆતથી કરવામાં આવી હતી. જો કે વ્યવસ્થિત રીતે જિલ્લાભરમાં એનો વિકાસ તો છેલ્લા ૨૫–૩૦ વર્ષથી થયો એમ કહી શકાય. આ રીતે આ પ્રવૃત્તિએ જિલ્લાની છેલ્લી બે પેઢીઓનું સુંદર ઘડતર કર્યું છે, અને સંખ્યાબંધ સંસ્થાઓનું સર્જન કર્યું છે. આની પ્રબળ અસર સમગ્ર ગુજરાત પર અનિવાર્યપણે થવા પામી છે.

ગુજરાતમાં રીતસરનું પ્રમાણિત વ્યાયામ શિક્ષણ આપતી બે શિક્ષણ સંસ્થાઓ છે. (૧) અમદાવાદનું વ્યાયામ મહાવિદ્યાલય અને (૨) રાજપીપળાનું છો પુ. વ્યાયામ મહાવિદ્યાલય આ બન્ને સંસ્થાઓનું સર્જન અને અસ્તિત્વ ચરોતરમાંની વ્યાયામ સંસ્થાઓમાં તાલીમ પામેલા જુવાનોને આભારી છે.

ગુજરાતભરની એક માત્ર વ્યાયામ પ્રચારક સંસ્થાની કારોબારીમા વધુ સંખ્યા સ્વાભાવિક રીતેજ ચરોતરના વ્યાયામ વીરોની છે. ખેડા જિલ્લામાંથી ગુજરાતના બીજા કોઈપણ જિલ્લા કરતાં વધારે સંખ્યામાં વ્યાયામ વિશારદો સર્જાયા છે. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળ એક બંધારણીય સંસ્થા તરીકે ઈ. સ. ૧૯૩૫–૩૬ના અરસામાં અસ્તિત્વમાં આવી. આ સંસ્થાનું શરૂઆતનું સંચાલન ભારતી વિદ્યાલય કરાડીના આચાર્ય શ્રી મણીભાઈ શ. પટેલ, જે ચરોતરના છે, તેમના હસ્તક હતું. આ સંસ્થાના ત્રણે ત્રણ સહમંત્રીઓ શ્રી રાવજીભાઈ ચ. પટેલ, શ્રી ચીનુભાઈ પુ. શાહ તથા શ્રી મોહનલાલ છ. શાહ નડિયાદની હ. વિ. મો. સા. વ્યા. મ.માં તાલીમ પામેલા જૂના વ્યાયામવીરો છે. ગુજરાત વ્યાયામ પ્રચારક મંડળના કાર્યાલયનો બોજો વર્ષોથી મોટે ભાગે શ્રી ચીનુભાઈ અને શ્રી મોહનભાઈ ઉઠાવી રહ્યા છે.

**રાષ્ટ્રઘડતરમાં ફાળો** : આ વ્યાયામ સંસ્થાઓમાં તાલીમ પામેલા જૂવાનોના ઉત્સાહ, દેશભક્તિ અને સમાજ-સેવાની ભાવનાઓને પરિણામેજ ખેડા જિલ્લામાં રાષ્ટ્રીય

એસોસિયેશન, હોમગાર્ડઝ દળ અને ગ્રામ રક્ષક દળની સ્થાપના અને સફળ સંચાલન શક્ય બન્યાં છે. વળી આ વ્યાયામ વીરોએ જિલ્લાની, પ્રાંતની, રાજ્યની અને દેશની રાજકીય પ્રવૃત્તિઓમાં પણ મોટો ફાળો આપ્યો છે. વ્યાયામ પ્રવૃત્તિએ આમ અનેક રીતે આ જિલ્લાનું નવઘડતરનું કાર્ય કર્યું છે અને દેશના વિશાળ ક્ષેત્રને તેનો લાભ આપી પ્રવૃત્તિના આદિ પ્રેરકોની ભાવનાને સફળ કરી છે.

આધાર : આગળના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે.

# ૧૨

# ગૃહરક્ષક દળ ઉર્ફે હોમગાર્ડ પ્રવૃત્તિ

**પરિચય :** ઈ. સ. ૧૯૪૨થી ૧૯૪૬ સુધીના રાજ્ય-પલટાના વર્ષોમાં દેશમાં જામેલા કોમી હુલ્લડો અને અન્ય પ્રકારનાં તોફાનોથી સમાજની સલામતી જોખમમાં આવી પડી હતી. નવી મળેલી આઝાદીનું રક્ષણ કરવાની જરૂર ઉભી થઈ હતી. એ સંજોગોમાં ચારિત્ર્યવાન, બહાદુર અને સેવાભાવી નાગરિકોને સરકારી પોલીસના ગણવેશ અને તાલીમ આપી કાયદો અને વ્યવસ્થા જાળવવાના કાર્યમાં જોડવાના હેતુથી મુંબઇ સરકારે ઈ. સ. ૧૯૪૬માં કાયદો કરીને ગામે ગામે હોમગાર્ડ ઉર્ફે ગૃહરક્ષક નામના સૈનિકોનાં દળો યોજવાની પ્રવૃત્તિ સ્થાપી હતી. એ પ્રવૃત્તિ ખેડા જિલ્લામાં જોતજોતામાં જામી ગઇ અને અત્યારે સરસ સેવાઓ આપી રહી છે. તેની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે.

**આરંભ :** ગૃહરક્ષક દળ ઉર્ફે હોમ ગાર્ડઝ રચવાનો પ્રથમ પ્રયોગ મુંબઈ અને અમદાવાદમાં ૧૯૪૬ના ડિસેમ્બર માસમાં કરવામાં આવ્યો હતો. તે સફળ જણાતાં ૧૯૪૭માં હોમગાર્ડઝ એક્ટ નામનો :કાયદો કરવામાં આવ્યો. એને અનુસરીને આ પ્રવૃત્તિ ખેડા જિલ્લામાં સ્થાપવા માટે એ જ વર્ષના ઉનાળામાં તે વખતના પોલીસવડા શ્રી. ખોટે નડિયાદ સંતરામમંદિરમાં જિલ્લાના આગેવાનો અને કાર્યકર્તાઓની સભા ભરી. તેમાં એ વિષે સમજૂતી આપવામાં આવી. એ પછી શ્રી. ખોટની બદલી થતાં તેમની જગાએ આવેલા શ્રી. જ્ઞાનભાગે આ કાર્ય આગળ ધપાવ્યું અને એમના જહેમત-ભર્યા પ્રયાસથી નડિયાદમાં ખેડા જિલ્લાના પ્રથમ ગૃહરક્ષક દળની સ્થાપનાને વેગ મળ્યો. આને માટે વ્યાયામ પ્રવૃત્તિની ભૂમિકા તૈયાર હતી એના કસાયેલા કાર્યકરો પણ તૈયાર હતા. એટલે એમના વડા પ્રતિનિધિ શ્રી. રાવજીભાઈ ચ. પટેલને આ દળના વડા નીમવામાં આવ્યા. દળમાં ભરતી કરવા માટે રિક્રુટીંગ કમિટી, હાલ જેને સિલેક્શન કમિટી કહે છે તે રચવામાં આવી. તેના સભ્યો તરીકે મુંબઈ સરકારે નીચેના ત્રણ વ્યાયામવીરોને માન્ય કર્યા : ૧ : શ્રી. પશાભાઈ ભા. પટેલ, બોરસદ. ૨ : શ્રી કુબેરદાસ દ. પટેલ, કપડવણજ. ૩ : શ્રી મોહનલાલ છ. શાહ, નડિયાદ.

**નડિયાદમાં શરૂઆત :** નડિયાદમાં કાર્ય કરવાની જવાબ-દારી શ્રી. ચંપકલાલ છ. શાહને સોંપાઈ હતી. પહેલી ટુકડીને આર્મ્ડ હેડ કોન્સ્ટેબલે તાલીમ આપવાનું શરૂ કર્યું. આ કામ સંપૂર્ણ સફળ થઇ સર્વત્ર અભિનંદન પામ્યું. પહેલી ટુકડીના કેટલાક નોંધપાત્ર સભ્યો નીચે મુજબ હતા: શ્રી નટુભાઈ પાઠક, રમણભાઈ ગી. પટેલ, પશાભાઈ ભા. પટેલ, સુમનભાઈ પુ શાહ, જીવણલાલ ગો. શાહ, મનુભાઈ જી. શાહ, વિષ્ણુભાઈ મો. દેસાઈ, રમણલાલ ના. શાહ દાવડાવાળા, મધુકર લ. પટેલ, ચંપકલાલ છ. શાહ, મોહનલાલ છ. શાહ. આ ઉપરાંત શ્રી છોટાભાઈ પટેલ, વેરીભાઈ બારોટ, મનુભાઈ પટેલ, હેમિલ્ટન ફ્રેન્ક, અરવિંદ-ભાઈ પટેલ, રતિલાલ શાહ, વગેરે જુવાનો પણ પ્રથમ ભરતી થનારાઓમાં હતા.

**જિલ્લાભરમાં પ્રવૃત્તિ :** મુંબઈ સરકારની રીતસરની મંજૂરી આવી જતાં આ પ્રવૃત્તિ ૧૯૪૯માં સત્તાવાર રીતે શરૂ થઈ. મુખ્યત્વે જ્યાં પોલીસ સબ ઇન્સ્પેક્ટરનું થાણું હોય ત્યાં ભરતીનું કામ જિલ્લાભરમાં શરૂ કરવામાં આવ્યું. તાલીમ આપનારા ઈન્સ્પેક્ટરો નિમાયા અને તેમનું નિયમન કરવા એક સબ ઈન્સ્પેક્ટરની પણ નિમણૂંક કરવામાં આવી. શ્રી. કુબેરદાસ પટેલને કપડવણજ, શ્રી. જયંતિલાલ ભટ્ટને માતર, શ્રી. રમણલાલ શાહને અને તેમના સૌરાષ્ટ્ર ગયા બાદ શ્રી. રતિભાઈને મહેમદાવાદ તાલુકાના કમાન્ડન્ટ તરીકે ૧૯૪૭ના ડિસેમ્બરમાં નીમવામાં આવ્યા.

જિલ્લાની વડી કચેરી નડિયાદમાં શરૂ થઈ અને શ્રી. રાવજીભાઈ ચ. પટેલને કામનું દબાણ હોવાથી રોજિંદુ કામ

સંભાળવાની જવાબદારી શરૂઆતમાં શ્રી. ચંપકલાલ છ. શાહને અને પાછળથી શ્રી. છગનલાલ શાહને સોંપવામાં આવી.

**ભરતી અને નિમણૂંક :** આ પ્રવૃત્તિ મુંબઇ સરકારના હોમગાર્ડ્ઝ એક્ટ મુજબ કાયદેસર ચાલતી હોઈ એના સંચાલન માટે ચોક્કસ નિયમો કરવામાં આવ્યા છે.

જેમને સ્થાનિક દળમાં જોડાવું હોય તેમને અમુક તારીખ સુધીમાં નામ નોંધાવી જવાની જાહેરાત સ્થાનિક અધિકારી કરે છે. આવા સભ્યોનાં અ ફોર્મ – જેમાં સભ્યની અંગત વિગતો હોય છે–ને ભરાવી લેવામાં આવે છે. ત્યારબાદ સિલેક્ષન કમિટીના સભ્ય એ તમામ સભ્યોને બોલાવે છે અને હોમગાર્ડ્ઝ દળના નિયમો વગેરેની સમજુત કરી, દરેક સભ્યની જરૂરી વિગતો મેળવે છે. તે પછી નિયમ પ્રમાણે પાંચ વર્ષ માટે સેવાઓ આપવા કોણ તૈયાર છે તેની ચોખવટ મેળવી, જેમને દાખલ કરવા જેવા લાગે તેમનાં નામની યાદી જિલ્લા હોમગાર્ડ્ઝ વડાને મોકલી આપે છે. આ યાદી પોલીસ તપાસ માટે મોકલવામાં આવે છે. યાદીમાં કોઈ કોમવાદી, ફોજદારી ગુનો કરેલા, કે તોફાની મંડળો કે પક્ષો સાથે જોડાયેલા છે કે કેમ તેની ખાનગી તપાસ થાય છે. આ તપાસમાં મંજૂર થયેલાઓને મેડિકલ ઓફિસર પાસે ખડા કરવામાં આવે છે અને જેમને મેડિકલ ઓફિસર લાયક ઠરાવે તેમનાં નામની યાદી હોમગાર્ડ્ઝ દળની મુંબઈ ખાતેની વડી કચેરીએ મંજૂરી માટે મોકલવામાં આવે છે. મુંબઈની વડી કચેરી જે સભ્યોને મંજૂરી આપે તે સભ્યોનો રાષ્ટ્રધ્વજ સમક્ષ ફોર્મ બ ના સોગનખત ઉપર જિલ્લાના વડા અગર તેમણે નીમેલા અધિકારી વિધિપૂર્વક સહી લઈ તેમને નિયુક્તિનું પ્રમાણપત્ર–ફોર્મ આપે છે જ્યાં સુધી બ ફોર્મ ભર્યું ન હોય તથા ક ફોર્મ આપવામાં આવ્યું ન હોય ત્યાં સુધી ઉમેદવાર હોમગાર્ડ દળનો રીતસરનો સભ્ય ગણાતો નથી પણ રિક્રુટ ગણાય છે. પ્રત્યેક સભ્યની વ્યક્તિગત વિગતોવાળું સર્વિસ શીટ પણ હોય છે. તે પ્લે. કમાન્ડર અગર કેન્દ્ર અધિકારી પાસે રહે છે.

આવા દરેક સભ્યને ફોટા સાથે ઓળખપત્ર પણ આપવામાં આવે છે, અને તાલીમ કે ફરજ સમયે દરેક સભ્યે આ ઓળખપત્ર પોતાની પાસે રાખવું પડે છે. નિમણુકપત્ર તથા ઓળખપત્ર ખાનગી દસ્તાવેજ ગણાય છે. તે કોઈ સંજોગોમાં ગૂમ થતાં તેની જાણ તુરત જ પોતાની હોમગાર્ડ કચેરીને કરવી પડે છે.

દળમાં દાખલ થવા ઇચ્છતા સભ્યો માટે ઉંમર, ઉંચાઈ, વજન, અભ્યાસ વગેરેનું ધોરણ નક્કી કરવામાં આવ્યું છે.

**ગણવેશ, ચિન્હ, ધ્વજ :** દરેક સભ્યને બે પાટલુન, બે ખમીસ, બે ટોપી, વેબ બેલ્ટ, એન્કલ બૂટ, મોજાં, એન્કલેટસ, બેટન, પાઉચ, ફ્રોગ, વ્હીસલ, અને ખભાના તથા ટોપીના બિલ્લા આપવામાં આવે છે. અધિકારીઓને તેમના હોદ્દાનુસાર નક્કી થયેલા ખભા ઉપર પહેરવાના ચિન્હો આપવામાં આવે છે. પ્લેટૂન કમાન્ડર અને તેનાથી ઉપરના દરજ્જાવાળા તમામ અધિકારીઓને પીક કેપ ટોપી આપવામાં આવે છે. જિલ્લાના વડાની પીક કેપ ઉપર ભૂરો પટો લગાડેલો હોય છે. ટોપી કે પીક–કેપ ઉપર માળાથી વીંટળાયેલ કબૂતર, જે હોમ ગાર્ડ્ઝ દળનું ધ્યાનચિન્હ છે, તેનું ચિન્હ હોય છે. આ દરેક વસ્તુ ઓછામાં ઓછો કેટલો સમય ચાલવી જોઈએ તેની સમય મર્યાદા નક્કી કરવામાં આવી છે.

રાજ્યનું દરેક યુનિટ પોતાનું ખાસ ચિન્હ નક્કી કરી શકે છે આ પસંદ કરાયેલા ચિન્હનો ધ્વજ યુનિટના વડા અધિકારી પોતાની મોટર ઉપર રાખી શકે છે.

હોમગાર્ડ્ઝ દળનો ધ્વજ આછા ભૂરા રંગનો હોય છે અને તેમાં વચ્ચે સોનેરી કબૂતર ગૂંથેલું હોય છે.

ગણવેશ કેવી રીતે પહેરવો, પોતે ગણવેશ પહેરેલો હોય અગર અધિકારી ગણવેશમાં હોય ત્યારે શી રીતે વર્તવું, તેની ચોક્કસ સૂચનાઓ પ્રત્યેક સભ્યને આપવામાં આવેલી હોય છે. તેનું ઉલ્લંઘન કરનાર સભ્ય શિક્ષાને પાત્ર ઠરે છે.

**તંત્રવ્યવસ્થા :** આખા મુંબઇ રાજ્યના હોમગાર્ડ દળના વડા કમાન્ડન્ટ જનરલ કહેવાય છે. તેમની ઓફિસ મુંબઈમાં છે. તેમની ઓફિસમાં તેમને મદદ કરવા જુદા જુદા ખાતાવાર જુદા જુદા અધિકારીઓ હોય છે. કમાન્ડન્ટ જનરલના હાથ નીચે દરેક જિલ્લામાં જિલ્લા હોમગાર્ડ વડા–ડિસ્ટ્રિક્ટ કમાન્ડન્ટ–હોય છે. જિલ્લા ઓફિસમાં પણ ડિસ્ટ્રિક્ટ કમાન્ડન્ટને તેમના કામમાં મદદ કરવા ખાતાવાર જુદા જુદા અધિકારીઓ હોય છે. ડિસ્ટ્રિક્ટ કમાન્ડન્ટના હાથ નીચે તાલુકા કમાન્ડન્ટ હોય છે. તાલુકા કમાન્ડન્ટ, જેમને ડિવિઝનલ કમાન્ડર પણ કહે છે, તે પોતાના તાલુકામાં નક્કી થયેલ સ્થળોએ હોમગાર્ડ્ઝ દળની રચના કરે છે અને સંખ્યા પ્રમાણે તેની ટુકડીઓ રચે છે, તેમની તાલીમની વ્યવસ્થા કરે છે અને જિલ્લા ઓફિસના સૂચનોનો અમલ કરે છે.

ચૌદ સભ્યોની એક સેકશન, ત્રણ સેકશનોની પ્લેટૂન, ત્રણ પ્લેટૂનોની એક કંપની અને નીની એક ડિવિઝન બને છે. યુનિટનો નાન

અધિકારી આસિસ્ટંટ સેક્શન લીડર અને તે પછી સેક્શન લીડર હોય છે. તેની ઉપર પ્લેટૂન-સાર્જન્ટ, પ્લેટૂન કમાન્ડર, સિનિયર પ્લેટૂન કમાન્ડર, કંપની કમાન્ડર અને ડિવિઝનલ કમાન્ડર એ રીતે અધિકારીઓ હોય છે. દરેક કંપની દીઠ ગણવેશ તથા રેકર્ડ વગેરેની ચોક્કસ નોંધો રાખવા માટે એક જુદો અધિકારી (કંપની ક્વાર્ટર માસ્ટર સાર્જન્ટ) હોય છે તથા કંપનીની તાલીમનું કામકાજ સંભાળનાર પણ એક જુદો અધિકારી (કંપની સાર્જન્ટ મેજર) હોય છે. નાના મોટા પ્રત્યેક અધિકારીની ફરજો નિયત કરી દેવામાં આવેલી છે, અને તેને માટે તે જવાબદાર ગણાય છે. સામાન્ય રીતે લત્તાવાર ટુકડીઓ પાડવા તરફ ધ્યાન આપવામાં આવે છે, જેથી ફરજ તથા તાલીમ સમયે અનુકૂળતા રહે.

**ફરજ, શિસ્ત, સજા** : તાલીમ માટે કે ફરજ ઉપર આવેલ પ્રત્યેક સભ્યની હાજરી પૂરવામાં આવે છે. રજા મેળવવા માટે ચોક્કસ નિયમો કરવામાં આવ્યા છે. રજા મંજૂર થયા સિવાય ગેરહાજર રહેનાર સભ્ય ગુનેગાર ગણાય છે.

ડિસ્ટ્રિક્ટ કમાન્ડન્ટ અગર પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ડિસ્ટ્રિક્ટ કમાન્ડન્ટ દ્વારા હોમગાર્ડ સભ્યોને જ્યારે જરૂર લાગે ત્યારે ફરજ ઉપર મૂકે છે. જે યુનિટ જે પ્રદેશનું રચાયેલું હોય તે પ્રદેશના વિસ્તારમાં જ તે યુનિટના સભ્યોને ખાસ કરીને ફરજ ઉપર મૂકવામાં આવે છે.

કોઈપણ હુકમનો અનાદર કરે, હુકમપાલનમાં બેદરકાર રહે, તો તેને ત્રણ માસ સુધીની કેદની અથવા રૂ. ૨૫૦ દંડની અથવા બન્ને સજા થાય છે. આવો ગુનો કરનાર કોઈ પણ સભ્યને પોલીસ અધિકારી વગર વોરંટે પકડી શકે છે. પરંતુ આ રીતનો કેસ જિલ્લા હોમગાર્ડ વડાની સંમતિ સિવાય થઈ શકતો નથી. અદાલતની શિક્ષા ઉપરાંત ખાતાવાર શિક્ષા પણ આવા સભ્યને કરી શકાય છે.

અનિયમિત અને શિસ્ત ભંગ કરનાર સભ્યો ઉપર કાયદેસર કામ ચલાવવાની અને રૂ. ૫૦ સુધી દંડ કરવાની સત્તાઓ મુંબઈ સરકારે જિલ્લા હોમગાર્ડ દળના વડાઓને તથા કમાન્ડન્ટ જનરલને આપેલ છે.

**રાજીનામું અને રૂખસદ** : પાંચ વર્ષની મુદત પૂરી થાય તે પહેલાં સબળ કારણોની ખાત્રી જિલ્લાના વડાને ન થાય તો કોઈનું રાજીનામું સ્વીકારવામાં આવતું નથી.

તબિયતને કારણે છૂટા થવા ઇચ્છતા સભ્યોએ મેડિકલ ઓફિસરનું પ્રમાણપત્ર રજૂ કરવું પડે છે.

લીધેલી-મંજૂર થયેલી-રજાઓ ગમે તે સમયે જરૂર પડ્યે રદ કરવાનો અધિકાર વડા અધિકારીને છે અને તે સમયે તે સભ્યે હાજર થવું પડે છે.

**ભથ્થું** : ગણવેશ આપેલ જે સભ્યની તાલીમ તથા ફરજ સમયે ઓછામાં ઓછી માસિક હાજરી ૬૦ ટકા હોય છે તેમને ધોલાઈ ભથ્થાનો માસિક રૂ. ૧-૦-૦ આપવામાં આવે છે. બૂટ-બિલ્લા-બક્લ પૉલિશ વગેરેનો તેમાં જ સમાવેશ થઈ જાય છે.

દિવસો કે કલાકો માટે લાગલાગટ જ્યારે હોમગાર્ડ સભ્યોને ફરજ ઉપર બોલાવવામાં આવે છે ત્યારે દરેકને રોજના રૂ. ૨-૮-૦ ભથ્થુ આપવામાં આવે છે. વાહનભાડું, મજૂરી, ખોરાક-નાસ્તા ખર્ચ વગેરેનો તેમાં જ સમાવેશ થાય છે. સભ્યોને બીજો કોઈ પગાર આપવામાં આવતો નથી. જુદા જુદા દરજ્જાના અધિકારીઓ માટે જુદું જુદું ભથ્થુ નિયત કરવામાં આવેલ છે.

**સત્તા, હક્ક અને સંરક્ષણ** : કોઈ પણ હોમગાર્ડ સભ્યને ફરજ માટે કે તાલીમ માટે રીતસર બોલાવવામાં આવ્યો હોય તો તે સમયે પોલીસ અમલદાર જેટલી જ સત્તા અને હક્ક તેને પ્રાપ્ત થાય છે, અને તેમના જેવું જ સંરક્ષણ તેને મળે છે. કોઈ પણ હોમગાર્ડ સભ્યે શુભ ઇરાદાથી પોતાની ફરજ સમજીને કરેલા અગર ફરજ હોવાની માન્યતાથી કરેલા કૃત્ય બદલ તેની સામે જિલ્લા મેજિસ્ટ્રેટની પરવાનગી સિવાય કામ ચલાવી શકાતું નથી.

ફરજ ઉપરના સભ્યે યોગ્ય કારણ અગર બહાનાથી, બદઇરાદા સિવાય કરેલા કૃત્યના દીવાની દાવાઓ નકારવામાં આવે છે.

ફરજ ઉપરનો હોમગાર્ડ પબ્લિક સરવન્ટ ગણાય છે અને તેની ઉપર હુમલો થાય તો ફોજદારી ગુનો બને છે અને તહોમતદારને વગર વોરંટે પકડી શકાય છે.

ફરજ બજાવતાં ઈજા પામેલા સભ્યની સરકારી દવાખાને મફત સારવાર થાય છે.

તાલીમ લેતાંમાં કે ફરજ બજાવવામાં રોકાયેલા સભ્યના કુટુંબીજનને અગર તેની મિલકતને કંઈ નુકસાન થાય તો તેનું યોગ્ય વળતર મુંબઈ સરકાર આપે છે.

**કામગીરી અને પ્રવૃત્તિઓ** : જિલ્લાની આ પ્રવૃત્તિ ખૂબ સફળ બની છે, અને તેની કામગીરી તથા શિસ્તની મુદતકે પ્રશંસા થઈ છે. ચરોતરમાં આવેલાં પુનાદરા, ખડાલ

ઉમેટા વગેરે દેશી રાજ્યોનો કબજો વિલીનીકરણ સમયે લેવાયો ત્યારે, હૈદ્રાબાદ ઉપર પોલીસ પગલાં લેવાયાં ત્યારે, આ દળના સભ્યોએ પોલીસની સાથે રહીને સુંદર કામગીરી બજાવી હતી.

રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદની તા. ૧૫–૧૦–૫૦ અને તા. ૩–૩–૫૨ના રોજની ચરોતરની મુલાકાત સમયે, પ્રજાસત્તાક ભારતની પ્રથમ ચૂંટણી વખતે ફરજ ઉપર હાજર રહી વ્યવસ્થા કાર્યમાં સુંદર સાથ આપ્યો હતો. મુંબઈ રાજ્યના છેલ્લા અંગ્રેજ ગવર્નર શ્રી. કોલવીલે ૧૯૪૭ની આખરમાં લીધેલી મુલાકાત વખતે, પ્રથમ હિંદી ગવર્નર શ્રી મહારાજસીંગની તાઃ ૧૭–૩–૪૮ના રોજની મુલાકાત સમયે, માજી વડા પ્રધાન શ્રી બી. જી. ખેરની તાઃ ૧૪–૧૧–૪૮ના રોજની મુલાકાત સમયે, મુંબઇ રાજ્યના હોમગાર્ડઝના વડા શ્રી માણેકજીની તાઃ ૩૦–૮–૫૦ના રોજની મુલાકાત વખતે, તે વખતના ડી. આઈ. જી. શ્રી પ્રવિણસિંહજીની તાઃ ૨૪–૮–૪૯ના રોજની મુલાકાત સમયે, તાઃ ૨૪–૮–૪૯ના રોજ રિક્રુટીંગ ઓફિસર શ્રી રામદાસ તથા શ્રી બિલિમોરિયાની મુલાકાત વખતે, તાઃ ૧૯–૫–૫૧ને રોજ શ્રી બાબુભાઈ જ. પટેલની મુલાકાત વખતે, વગેરે પ્રસંગોએ તથા પ્રત્યેક વર્ષે તા. ૧૫મી ઓગસ્ટ અને ૨૬મી જાન્યુઆરી જેવા રાષ્ટ્રીય તહેવારોને દબદબાપૂર્વક ઉજવવા માટે આ દળના સભ્યોએ સેરિમોનિયલ પરેડ તથા ફ્યુ ડી જોયના કાર્યક્રમો યોજીને જનતાને પોતાની તાલીમનાં દર્શન કરાવ્યાં છે.

ડી. આઈ. જી. શ્રી નાણાવટીની આ જિલ્લામાંની મુલાકાત સમયે તા : ૨૪–૧૦–૫૩ના રોજ ખેડા હેડક્વાર્ટરમાં સેરિમોનિયલ પરેડ યોજવામાં આવી હતી.

સને ૧૯૪૮ના જાન્યુઆરી માસમાં બોરસદ મુકામે અને સને ૧૯૪૯ના મે માસમાં મહિજ મુકામે તાલીમના ખાસ વર્ગો જિલ્લાની કક્ષાએ ચલાવવામાં આવ્યા હતા. બાકી તો લગભગ તમામ કેન્દ્રો ઉપર સ્થાનિક તાલીમ વર્ગો પણ અવારનવાર ચલાવવામાં આવે છે.

સને ૧૯૫૨માં એપ્રિલ માસની તા. ૫–૬–૭ના દિવસોમાં નડિઆદમાં જિલ્લાભરના હોમગાર્ડ સભ્યોની એક રેલી યોજવામાં આવી હતી. આ દિવસોમાં જુદાં જુદાં દળોનો તથા હો ગા. પ્રવૃત્તિનો ખ્યાલ આપવા માટે હથિયારો, ગણવેશ અને સાધનો, ચિહ્નો વિગેરેનું એક પ્રદર્શન નડિયાદમાં યોજ્યું હતું. રમતો તથા ગોળીબારની હરીફાઈ યોજાઈ હતી. નડિયાદ હોમગાર્ડઝ ક્લબનું તથા એરગન શૂટિંગ ગેલેરીનું ઉદ્‌ઘાટન પણ કરવામાં આવ્યું હતું. રાતના હોમગાર્ડઝ પ્રવૃત્તિને વેગ આપતી 'સૈનિક' નાટિકા નડિયાદ હો. ગા. દળે ભજવી બતાવી હતી. આ પ્રસંગે મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી. મોરારજીભાઈએ મુખ્ય મહેમાન તરીકે દળની સલામી ઝીલી હતી.

આ દળના સભ્યોએ ગેરકાયદેસર રીતે હથિયારો ધરાવનાર, જુગારના અડ્ડાઓ ચલાવનાર, સ્ત્રીઓનું અપહરણ કરનાર તથા અત્યાચાર કરનાર, દારૂની ભઠ્ઠીઓ ગાળનાર તથા દારૂબંધી અંગેના તમામ ગુનાઓ કરનાર, કાળાં બજારો યોજી ધંધાઓ કરનાર વગેરે સમાજવિરોધી તત્વોને જેર કરવા ભૂખ, ઉંઘ કે થાકની પરવા કર્યા સિવાય ઠેર ઠેર પોલીસના સહકારમાં અગર તો સ્વતંત્ર રીતે દરોડા પાડયા છે, એટલું જ નહિ, પણ ચોરી, લૂંટ, કે ખૂન જેવા ભયંકર ગુનાઓની વિશ્વાસપૂર્વકની બાતમીઓ પોલીસ ખાતાને આપી છે.

દારૂબંધીનું કામ કરવા પ્રોહિબિશન વિંગની જિલ્લાભરમાં રચના કરવામાં આવી છે.

જિલ્લાભરમાં યોજાતા મેળાઓ, સમારંભો, સભા–સરઘસો વગેરેની વ્યવસ્થા આ દળના સભ્યોએ સુંદર રીતે કરી છે. શ્રમયજ્ઞો અને નેત્રયજ્ઞોમાં, આગ બુઝાવવામાં કે અકસ્માતનો ભોગ બનેલાઓની મદદે દોડી જવામાં આ દળના સભ્યોએ પ્રશંસનીય સહકાર આપ્યો છે.

**તાલીમ** : મુંબઇ સરકારે તાઃ ૧–૧–૫૪થી ટ્રેઈનીંગ સ્ટાફ જે આ દળ માટે નિયત કરવામાં આવ્યો હતો તે પાછો ખેંચી લીધો છે. પરિણામે તાલીમ વગેરેની સંપૂર્ણ જવાબદારી આ દળના અધિકારીઓ ઉપર હવે આવી પડી છે.

જિલ્લા ઓફીસ તરફથી દરેક કેન્દ્ર ઉપર વોલીબોલની રમત માટેનાં સાધનો અપાય છે, જેથી હોમગાર્ડ સભ્યો રમતનો શોખ અને તેની સાથે આવતા આવશ્યક ગુણો ખીલવી શકે. ઉપરાંત એકબીજાના સંપર્કમાં આવી સંગઠનને વધુ મજબૂત બનાવી શકે.

વળી રમતોની, ગોળીબારની, નાવચલનની, તરવાની વગેરે હરીફાઈઓ અવારનવાર અનુકૂળ સમયે યોજવામાં આવે છે, તથા પ્રત્યેક કેન્દ્ર પોતાના વ્યકિતગત પ્રવાસો તો યોજે છે, પરંતુ તાલુકા અને જીલ્લાની કક્ષાએ પણ આવા પ્રવાસો યોજવામાં આવે છે.

આ દળના સભ્યોને પ્લેટૂન કવાયત, સ્ટાફ ડ્રિલ, ન્યુ-જીત્સુ, વિહસલ કોલ, કંપની ડ્રિલ, રાયફલ એકસર્સાઈઝ, મરકેટી બેયોનેટ ફાઈટ, મોબ ફાઇટ, એક્સટેન્ડ ઓર્ડર ડ્રિલ, ફાયર ફાઇટ વગેરેની મેદાન ઉપર તાલીમ આપવામાં આવે છે. ફર્સ્ટ એઈડ અને કાયદાના વર્ગો અનુકૂળ સ્થળે લેવાય છે. ટ્રાફિક કન્ટ્રોલ, નાઈટ રાઉન્ડ વગેરેનું શિક્ષણ આપી તે અંગે ફરજ ઉપર મૂકવામાં આવે છે. વળી પસંદગીના સભ્યોને કન્ડકટર્સ ટ્રેઈનિંગ તથા મોટર ડ્રાઈવરની તાલીમ પણ એસ. ટી. તરફથી અપાય છે.

જિલ્લામાં મોટરાઈઝડ સેકશન (મોટર વિભાગ), વિમેન્સ વિંગ (સ્ત્રી વિભાગ), અને જુનિયર વિંગ (કિશોર વિભાગ) એવા વિભાગોની રચના કરવાના પ્રયાસો થઇ રહ્યા છે.

**મુંબઈ રાજ્ય માટે ચરોતર શિલ્ડ :** મુંબઈ રાજ્યના તમામ હોમગાર્ડઝ સભ્યોની ગોળીબારની હરીફાઈ પ્રતિ વર્ષે યોજાય, હરીફ઼ો પોતાના જિલ્લા મારફતે આવે અને વિજયી જિલ્લાને એક શિલ્ડ તે વર્ષ માટે અપાય, એ રીતની વિચારણા જિલ્લા હોમગાર્ડ રેલી વખતે શ્રી. માણેકજી, શ્રી.પ્રભુ, શ્રી. રાવજીભાઈ વગેરે વચ્ચે થતાં શ્રી રાવજીભાઈએ ચરોતરના હોમગાર્ડઝ યુનિટ તરફથી આવી શિલ્ડ આપવા તૈયારી બતાવી છે. પરિણામે રાજ્યભરમાં ચરોતરનું નામ જાણીતું અને નામાંકિત બનશે.

**કેન્દ્રો અને સભ્યો :** ચરોતરમાં હોમગાર્ડઝ પ્રવૃત્તિનાં હાલ ૧૯૫૩-૫૪માં ૨૨ કેન્દ્રો છે. તેમાં હોમગાર્ડઝ સભ્યોની કુલ સંખ્યા હાલમાં આશરે ૯૨૫ છે. એમાંથી આશરે ૬૦૦ સભ્યોને રાઇફલ ટ્રેઇનિંગ આપવામાં આવેલ છે. નિશાનબાજીમાં આ જુવાનોએ ખુદ પોલીસ અધિકારીઓને પણ ચકિત કર્યા છે. આશરે ૪૫૦ સભ્યોએ તો રીતસર સરકારી બટ ઉપર જઈ ગોળીબાર કર્યો છે. ખેડામાં નવું કેન્દ્ર શરૂ કરવાની મંજુરી આવી ગઈ છે. વાડાશિનોરમાં કેન્દ્ર શરૂ કરવાની મંજૂરી માગવામાં આવી છે, જે ટૂંક સમયમાં આવી જવાની શક્યતા છે, અને એ રીતે આ જિલ્લામાં હોમગાર્ડ દળનાં કુલ ૨૪ કેન્દ્રો થશે.

કેન્દ્રો, સભ્યો વગેરે જિલ્લાની આ પ્રવૃત્તિની સમસ્ત વિગતો આ પ્રકરણને છેડે આપેલા કોઠા ઉપરથી જોઈ શકાશે.

**ઓફિસ :** ખેડા જિલ્લા હોમ ગાર્ડઝની મધ્યસ્થ કચેરી નડિયાદમાં આવેલી છે.

**હોદ્દેદારો :** ડિસ્ટ્રિકટ કમાન્ડન્ટ તરીકે શ્રી રાવજીભાઈ ચ. પટેલે અને ૧૯૫૩ના માર્ચથી રાજીનામું આપવાથી તેમની જગાએ નડિયાદ તાલુકાના કમાન્ડન્ટ શ્રી મોહનલાલ છ. શાહની નિમણૂંક થયેલી છે. તેમની સાથેના મદદનીશ અધિકારીઓ નીચે પ્રમાણે છે:

એડજ્યુટન્ટ : શ્રી ચંપકલાલ છ. શાહ. ૨ : કવાર્ટર માસ્ટર : શ્રી જીવણલાલ ગો. શાહ. ૩ : પ્રોહિબિશન શ્રી અંબાલાલ લ. પટેલ. ૪ : પબ્લિસિટી : શ્રી મુકુંદભાઇ ગી. ભણસાળી, ૫ : એકાઉન્ટસ : શ્રી નગીનભાઈ કુ. પટેલ. ૬ : ટ્રેઇનિંગ :શ્રી. કુબેરભાઈ દ. પટેલ મેડિકલ : ડૉ. બાલુભાઇ હ. ભટ્ટ. ૮. આસિ. એકા. અધિકારી : શ્રી ભૂપેન્દ્ર એમ મહેતા. આ બધા હોદ્દેદારો સેવાભાવે કામ કરે છે.

**પ્રગતિપત્રક :** નીચેના પત્રકમાં આ પ્રવૃત્તિની કેન્દ્રવાર વિગતો આપી છે. તે ઉપરથી એની પ્રગતિનો ખ્યાલ આવશે.

આધારઃ ખેડા જીલ્લાના હોમગાર્ડઝના ડિસ્ટ્રિકટ કમાન્ડર શ્રી મોહનલાલ છ. શાહ. નડિયાદ, એમણે આપેલી માહિતી.

## ખેડા જિલ્લા ગૃહરક્ષકદળની કેન્દ્રવાર વિગતો

| અનુક્રમ નંબર | કેન્દ્રનું નામ | સ્થાપના વર્ષ | અધિકારી તથા હોદ્દો | શરૂઆતમાં સંખ્યા | ૧૯૫૨ના જુલાઈમાં સંખ્યા | ૧૯૫૪ના માર્ચમાં સંખ્યા |
|---|---|---|---|---|---|---|
| | **ખંભાત તાલુકો** | | | | | |
| ૧ | ખંભાત | ૧૯૪૯ | શ્રી. જયન્તિલાલ શાહ તા. કમા. | ૪૭ | ૧૩૭ | ૬૦ |
| | **પેટલાદ તાલુકો** | | | | | |
| ૨ | પેટલાદ | ૧૯૫૧ | શ્રી. ધનશ્યામભાઈ શાહ પ્લે. ક્મા. | ૪૦ | ૧૮ | ૨૫ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | **બોરસદ તાલુકો** | | | | | |
| ૩ | આંકલાવ | ૧૯૪૮ | શ્રી. ગોવિંદભાઈ વૈદ્ય પ્લે. સા. | ૨૫ | ૨૯ | ૩૩ |
| ૪ | ઉમેટા | ૧૯૪૮ | શ્રી. શાંતિલાલ શાહ હાલમાં શ્રી. ઉમિયાશંકર પુરોહિત પ્લે. સા. | ૮ | ૨૩ | ૩૧ |
| ૫ | કઠાણા | ૧૯૫૦ | શ્રી. પ્રેમાનંદ મકવાણા, શ્રી. જયોન્તભાઈ શાહ હાલમાં શ્રી. પ્રતાપસીંગ રાજપુત | ૧૮ | ૧૬ | ૧૪ |
| ૬ | બોદાલ | ૧૯૪૮ | શ્રી. મગનભાઈ પટેલ હાલમાં શ્રી. માણેકલાલ શાહ | ૨૫ | ૩૧ | ૨૫ |
| ૭ | બોરસદ | ૧૯૪૭ | શ્રી. પસાભાઈ ભા. અમીન તા. કમા. | ૮૭ | ૨૯ | ૨૭ |
| ૮ | ભાદરણ | ૧૯૫૦ | શ્રી. અમુલખરાય પટેલ પ્લે. સા. | ૫૦ | ૨૧ | ૨૯ |
| ૯ | વીરસદ | ૧૯૪૮ | શ્રી. સોમાભાઈ અમીન પ્લે. કમા. | ૨૦ | ૧૫ | ૪૫ |
| | **આણંદ તાલુકો** | | | | | |
| ૧૦ | આણંદ | ૧૯૪૭ | શ્રી. રણછોડભાઈ પટેલ ઈન્ચાર્જ હાલમાં શ્રી. મનુભાઈ મ. શેલત તા. કમા. | ૬૦ | ૨૨ | ૩૬ |
| ૧૧ | ઊમરેઠ | ૧૯૪૭ | શ્રી. શિવપ્રસાદ ભટ્ટ, સે. લીડ. હાલમાં શ્રી. ડાહ્યાભાઈ અં. પટેલ પ્લે. કમા. | ૩૧ | ૩૪ | ૮૯ |
| ૧૨ | કુંજરાવ | ૧૯૪૭ | શ્રી. રઘુનાથ ચૌહાણ પ્લે. કમા. | ૪૯ | ૪૨ | ૪૩ |
| | **નડિયાદ તાલુકો** | | | | | |
| ૧૩ | નડિયાદ | ૧૯૪૭ | શ્રી. ચંપકલાલ શાહ તા. કમા. શ્રી મોહનલાલ શાહ તા. કમા. હાલમાં શ્રી. મધુકર લ. પટેલ ડિવી. કમા. | ૧૪૪ | ૧૫૫ | ૧૪૭ |
| ૧૪ | મહુધા | ૧૯૫૦ | શ્રી. વિક્રમભાઈ મજમુદાર પ્લે. કમા. | ૧૭ | ૧૫ | ૮૪ |
| | **માતર તાલુકો** | | | | | |
| ૧૫ | માતર | ૧૯૪૭ | શ્રી. જયન્તિલાલ એચ. ભટ્ટ તા. કમા. | ૧૭ | ૨૪ | ૨૦ |
| | **મહેમદાવાદ તાલુકો** | | | | | |
| ૧૬ | મહિજ | ૧૯૪૮ | શ્રી. ધર્મવીર પટેલ, હાલમાં શ્રી. મગનભાઈ એમ. પટેલ સે. લીડ. | ૨૦ | ૪૪ | ૨૫ |
| ૧૭ | મહેમદાવાદ | ૧૯૪૭ | શ્રી. રમણભાઈ શાહ તા. કમા. શ્રી. રતિભાઈ ભટ્ટ તા. કમા. હાલમાં શ્રી. બંસીલાલ પંડ્યા તા. કમા. | ૪૪ | ૨૪ | ૨૦ |
| ૧૮ | હળદરવાસ | ૧૯૫૦ | શ્રી. છોટાભાઈ જે. શાહ પ્લે. સા. | ૩૦ | ૨૭ | ૨૫ |
| | **કપડવણજ તાલુકો** | | | | | |
| ૧૯ | કઠલાલ | ૧૯૪૭ | શ્રી મધુસૂદન પાઠક સે. લીડ. હાલમાં શ્રી. કાંતિભાઈ પાઠક પ્લે. કમા. | ૩૦ | ૨૦ | ૬૩ |
| ૨૦ | કપડવણજ | ૧૯૪૭ | શ્રી. કુબેરભાઈ પટેલ તા. કમા. હાલમાં શ્રી. મનુભાઈ ત્રિવેદી તા. કમા. | ૬૨ | ૨૮ | ૪૭ |

| | ઠાસરા તાલુકો | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૧ | ઠાસરા | ૧૯૪૭ | શ્રી. રમણલાલ ત્રિવેદી પ્રે. કમા. | ૬૦ | ૨૭ | ૨૩ |
| ૨૨ | ડાકોર | ૧૯૪૭ | શ્રી. નટવરલાલ જોશી પ્રે. કમા. | ૫૯ | ૧૮ | ૧૫ |
| | | | શ્રી. નટવરલાલ દવે પ્રે. કમા. | | | |
| | | | શ્રી. ઠાકોરલાલ સેવક પ્રે. સા. | | | |
| | | | શ્રી. શાંતિલાલ સેવક હાલમાં | | | |
| | | | શ્રી. નટવરલાલ જોશી ઇન્ચાર્જ | | | |
| | | | | ૯૪૩ | ૭૯૯ | ૯૨૧ |

# ૧૩

## ગ્રામરક્ષક દળ

**પરિચય :** જેમ ગૃહરક્ષક દળ એ પોલીસને મદદ કરનારું કાયદાના આધારે સ્થપાયેલું સરકાર માન્ય સ્વયંસેવક દળ છે, તેમ ગ્રામરક્ષક દળ એના નામ પ્રમાણે ગામનું રક્ષણ કરનારું સરકાર માન્ય સ્વયંસેવક દળ છે. સરકારી ભાષામાં તે વિલેજ ડિફેન્સ કોર્સ કહેવાય છે અને તે રચવા માટે સરકારે કાયદો કરેલો છે.

**આરંભ:** ખેડા જિલ્લામાં આ પ્રવૃત્તિનો આરંભ સને ૧૯૪૮ના જુલાઈની ૨૮મી તારીખે તે વખતના પોલીસવડા શ્રી શાનભાગે કર્યો હતો. તે વખતે જિલ્લાના સાત તાલુકા હતા. તેમાં આ પ્રવૃત્તિના પ્રચાર માટે એક પોલીસ સબ ઇન્સ્પેકટર અને તાલુકાવાર એક એક હેડ કોન્સ્ટેબલની નિમણૂક કરવામાં આવી હતી. મુખ્યત્વે પ્રજાએ જ આ પ્રવૃત્તિ સાર્વજનિક ધોરણે રચવાની હોઈ, તે માટે પ્રજાના પ્રતિનિધિ તરીકે મલાતજ (તા. પેટલાદ)ના શ્રી શામળભાઈ બેચરભાઈ પટેલની (હાલ–સત્યાગ્રહ છાવણી, બોરસદ)ને જિલ્લા દળના અધિકારી તરીકે તથા તાલુકાવાર એક એક તાલુકા અધિકારીની પણ નિમણૂક થઈ હતી. તે પછી ઉમેરાયેલા પેટલાદ, ખંભાત અને વાડાશિનોર તાલુકાઓને પણ આ પ્રવૃત્તિમાં ઇ. સ. ૧૯૫૩થી સામેલ કરવામાં આવ્યા છે અને તે માટે જરૂરી અધિકારીઓની નિમણૂકો થઈ ગઈ છે.

**પ્રચાર:** આરંભમાં પ્રચાર કરવા માટે તાલુકાવાર થોડાં થોડાં ગામોની જૂથ પરિષદો ભરવામાં આવી હતી. આ પરિષદોમાં જે તે વખતના પોલીસના વડા અધિકારીઓ ને જિલ્લાના જાણીતા સેવકો શ્રી રાવજીભાઈ મ. પટેલ વગેરેએ પ્રમુખપદ સ્વીકારી જરૂરી દોરવણી આપી હતી. આ રીતનું પ્રચારકાર્ય હજી ચાલુ છે. દર વર્ષે દસ–બાર જૂથ પરિષદો અને ૫૦ જેટલી ગામવાર નાની સભાઓ ભરાય છે. ઇ. સ. ૧૯૫૪ સુધીમાં જૂથ પરિષદોમાં એક હજાર ગામડાંએ ભાગ લીધો છે. ગામ વાર નાની સભાઓ ૨૦૦ જેટલી થઈ હશે. આ પ્રચારકાર્ય માટે નડિયાદના કલામંદિરે 'રખેવાળ' નાટિકા ૫૦ ગામોએ ભજવી બતાવી હતી.

**દળની સ્થાપના અને વિકાસ :** દળની શરૂઆત સને ૧૯૪૯ના જાન્યુઆરીથી થઈ. શરૂઆતમાં ૪૨ ગામો હતાં. તે વધતાં વધતાં ૧૯૫૪ના માર્ચ સુધીમાં ૮૦૦ જેટલાં થયાં છે. એમાં પરાંનો પણ સમાવેશ થાય છે. આ દળમાં ૧૫૦૦૦ સ્વયંસેવકો જોડાયા છે. તે પૈકી ૧૨૦૦૦ ક્ષત્રિયો, ૫૦૦૦ મુસલમાનો અને બાકીના પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ તથા ઇતર કોમોના છે. આ પ્રવૃત્તિ સાર્વજનિક હોઈ, તેમાં કોમી ભેદભાવને સ્થાન નથી. ઘણી જગાએ લઘુમતી અને પછાત કોમોના લોકો એમાં નાયકો તરીકે કામ કરે છે. તેના કામકાજમાં નીતિના ધોરણ પર ખાસ ભાર મુકાય છે. એ દૃષ્ટિએ જેનામાં ઊણપ જણાય તેમને દળમાંથી છૂટા કરવામાં આવે છે.

**તાલીમ :** આ દળના સૈનિકોનું મુખ્ય કામ પોતપોતાના ગામનું રક્ષણ કરવાનું છે. તે માટે તેમને તાલીમ આપવા જુદે જુદે સ્થળે તાલીમવર્ગો યોજવામાં આવે છે. જ્યાં તાલીમવર્ગ ખોલ્યો હોય તે ગામના તથા તેની નજીકના

ગામોના દળના સભ્યોને એમાં તાલીમ અપાય છે. કોઈ દૂરના ગામના સભ્યોને એમાં જોડાવું હોય તો રહેવા-જમવાની વ્યવસ્થા એમણે પોતે કરી લેવાની હોય છે.

આ તાલીમવર્ગોમાં લશ્કરી કવાયત, સલામી, શૂટિંગ તથા ફાયરિંગ શીખવાય છે. શૂટિંગમાં પ્રથમ આવનાર ત્રણ હરીફોને ગામલોકો તરફથી ઈનામો અને ચંદ્રકો અપાય છે. વર્ષમાં એક વાર જિલ્લાના કોઈ મોટા ગામમાં રેલી ભરવામાં આવે છે. તે વખતે જેટલાં ગામનાં ગ્રામરક્ષક દળોએ સુંદર કામગીરી બજાવી હોય તેમને તેમની કામગીરી પ્રમાણે ચંદ્રકો કે શિલ્ડ આપવામાં આવે છે. આ માટે જિલ્લામાંથી રેલી ફંડ ઉઘરાવાય છે. તેનો વહીવટ દળના અધિકારી કરે છે. આજ સુધીમાં નડિયાદ બે વાર અને ઓડ અને પેટલાદમાં જિલ્લા રેલી ભરાઈ હતી.

**રાયફલ તાલીમવર્ગ :** ઈ. સ. ૧૯૫૨થી આ પ્રવૃત્તિ શરૂ કરવામાં આવી છે. તે લોકપ્રિય થતી જાય છે. ૧૯૫૪ના મે માસમાં વસોમાં બહેનો માટે આ વિષયનો વર્ગ અલગ ચલાવાયો હતો. તેમાં વસોની ૫૦ અને જિલ્લાની ૩૦ મળી કુલ ૮૦ બહેનોએ ભાગ લીધો હતો. એ ઉપરાંત ૧૯૫૪ સુધીમાં ૧૪૦૦ યુવકો અને ૧૦૦ જેટલી બહેનોને રાયફલની તાલીમ અપાઇ છે.

**દળની રચના :** આ દળ માટે ૧૮થી ૫૦ વર્ષની ઉંમરના, કોમવાદી ન હોય તેવા, સશક્ત માણસોને સભ્ય તરીકે લેવાય છે. આવા ૧૦થી ૨૫ સભ્યોની ટુકડી રચી દરેક ગામે દળ જમાવવામાં આવે છે. દરેક ટુકડીનો નાયક અને આખા દળનો નાયક અલગ અલગ હોય છે. તેમને દળના સભ્યો જ ચૂંટે છે. તેને જિલ્લાના વડા પોલીસ અધિકારી મંજૂરી આપે છે. તાલુકા અધિકારીની નિમણુકની ભલામણ દળના જિલ્લા અધિકારી કરે છે, તેને પણ ડી. એસ. પી.એ મંજૂર કરવાની હોય છે.

આ પ્રવૃત્તિ સ્વયંસેવક પ્રવૃત્તિ હોઇ, તેમાં કોઈને વેતન અપાતું નથી. દળના જિલ્લા અધિકારીને માત્ર પ્રવાસખર્ચ માટે માસિક રૂ. ૩૫ અને તાલુકા અધિકારીઓને રૂ. ૨૨-૧૨-૦ સરકાર આપે છે.

**સરકારી મદદ :** દળના સભ્યોને સરકાર તરફથી તાલીમ આપવાની વ્યવસ્થા ઉપરાંત લાઠીઓ, સિટીઓ તથા ફાનસો અપાય છે. ૧૯૫૪ના માર્ચ સુધીમાં ૧૫૭૩ જેટલી લાઠીઓ, ૨૩૦૮ સિટીઓ અને ૧૦૮ ફાનસો પૂરાં પાડવામાં આવ્યાં છે. દળના સભ્યોને ગામ લોકો તરફથી બિલ્લા આપવામાં આવે છે.

**કામગીરી અને કદર :** દળના સભ્યો જનતાને અનેક રીતે મદદ કરે છે, ગુનાઓ પકડે છે તેમજ ગુનાઓ બનતા અટકાવે છે. તેમણે બજાવેલી આવી કામગીરી બદલ તેમને સરકાર તરફથી ઇનામો પણ મળ્યાં છે.

તા. ૨૫-૭-૫૨ના રોજ ભારે વરસાદને લીધે વાત્રક નદીના પુલ ઉપર ગુજરાત મેલ થભી ગયેલો અને ઉતારુઓ ભયમાં હતા, તે વખતે મહેમદાવાદના ગ્રામરક્ષક દળે સાહસ કરી તમામ ઉતારુઓને સરસામાન સાથે બીજી ટ્રેનમાં બેસાડેલા તે વખતે ટ્રેનમાં બિકાનેરનાં મહારાણી હાજર હતાં. તેમણે આ સેવાથી ખુશ થઈને દળને રૂ. ૫૦૦) ભેટ આપ્યા હતા.

આધાર : ખેડા જિલ્લા ગ્રામરક્ષક દળના જિલ્લા અધિકારી શ્રી શામળભાઇ તરફથી મળેલી માહિતી.

# ૧૪

# ખેડા જિલ્લા રાયફલ એસોસિયેશન

**પરિચય :** પ્રજાસત્તાક રાજ્યના વતનીઓ તરીકે પોતાની જાતનું, પોતાના ગામનું અને પોતાના દેશનું રક્ષણ કરવાની જવાબદારી નાગરિકોએ સ્વેચ્છાએ ઉઠાવવાનો આદર્શ સ્વરાજ્યની સ્થાપનાથી જ લોકોને સમજાયો છે. તે માટે સરકારે પણ વિવિધ પ્રવૃત્તિઓ આદરી છે. તે પૈકી બેની માહિતી ગયાં બે પ્રકરણોમાં આવી ગઈ. એ ઉપરાંત શાળા-કૉલેજોમાં લશ્કરી તાલીમ પણ અપાય છે અને લોકો પોતાના બચાવ માટે હથિયારો વાપરતાં શીખે એ પણ હવે સ્વીકારાયું છે.

આ સંજોગોથી રાયફલ કલબની પ્રવૃત્તિને આખા દેશમાં ઉત્તેજન મળ્યું છે. નેશનલ રાયફલ એસોસિયેશન, ઈંડિયા એ નામની સંસ્થા, જેની કચેરી હાલમાં અમદાવાદમાં છે, તે આ પ્રવૃત્તિના પ્રચાર માટે આખા દેશમાં દોરવણી આપવાનું કાર્ય કરે છે.

રાષ્ટ્ર કક્ષાએ સ્પર્ધાઓ ગોઠવવાનું, રાયફલ કલબોને ગોળીબારની તાલીમ માટેનાં તમામ સાધનો કિફાયત ભાવે મળે તેવી વ્યવસ્થા કરવાનું, વગેરે સેવાઓ પણ તે કરે છે. વળી 'ઈન્ડિયન રાયફલ મેન' નામનું એક માસિક પણ પ્રસિદ્ધ કરે છે. ગુજરાતમાં અમદાવાદે આ પ્રવૃત્તિની શરૂઆત મિલિટરી એન્ડ રાયફલ ટ્રેઈનિંગ એસોસિયેશનની સ્થાપનાથી કરી હતી. એના સ્થાપક અને મુખ્ય સંચાલક શ્રી. કે. જી. પ્રભુના પ્રયાસોથી આ પ્રવૃત્તિ ગુજરાતમાં જ નહિ પણ આખા દેશમાં વ્યવસ્થિત થવા લાગી છે

ઉપર જણાવેલી અમદાવાદની સંસ્થા જેને ગુજરાત–સૌરાષ્ટ્રના ગોળીબારના શોખીનો એ. આર. એ.ના ટૂંકા નામથી ઓળખે છે તેના તરફથી દર વર્ષે મહાગુજરાત શૂટિંગ ચેમ્પિયનશીપ સ્પોર્ટ્સ રમાડવામાં આવે છે. ગુજરાત–સૌરાષ્ટ્રના નિશાનબાજો તેમાં ભાગ લે છે. આ સ્પર્ધા હવે અમદાવાદમાં જ નહિ, પણ ગુજરાત–સૌરાષ્ટ્રમાં જે કોઇ જિલ્લો આમંત્રણ આપે ત્યાં યોજાય અને તેનું સંચાલન અમદાવાદની ઉપરોક્ત સંસ્થા નહિ, પણ મહાગુજરાતના પ્રતિનિધિઓની એક મધ્યસ્થ સમિતિ કરે એવું વિચારવામાં આવ્યું છે. આવતા વર્ષની હરીફાઈ ભરૂચ મુકામે યોજવા અને તેનું સંચાલન કરવા શ્રી. દિનકરરાવ દેસાઈના પ્રમુખપદે એક મધ્યસ્થ સમિતિની રચના કરવામાં આવી છે. મહાગુજરાત રાયફલ એસોસિયેશનની સ્થાપના કરવાનું કાર્ય પણ આ મધ્યસ્થ સમિતિને સુપ્રત કરવામાં આવેલ છે.

**જિલ્લા એસોસિયેશનની સ્થાપના :** ખેડા જિલ્લામાં રાયફલ એસોસિયેશનની સ્થાપના કરવા માટે આ પ્રવૃત્તિમાં રસ લેતા કેટલાક ભાઈઓની એક સભા તા. ૧૭–૮–૧૯૫૨ના રોજ તે વખતના જિલ્લા પોલીસ વડા શ્રી. માનસિંહરાવ ગાયકવાડના આમંત્રણથી નડિયાદ મ્યુનિસિપાલિટીના મકાનમાં બોલાવવામાં આવી હતી. સભાના પ્રમુખસ્થાને તે વખતના જિલ્લા કલેક્ટર શ્રી ચૌહાણ હતા. આ સભામાં ઉપર જણાવેલી અમદાવાદની સંસ્થાના મંત્રી શ્રી. કે. જી. પ્રભુએ આ પ્રવૃત્તિની વિગતો સમજાવી હતી. એને પરિણામે ખેડા જિલ્લા રાયફલ એસોસિયેશનની સ્થાપના કરવાનો ઠરાવ થયો અને એક કામચલાઉ સમિતિ, તથા મંડળનું બંધારણ ઘડવા માટે એક પેટા સમિતિ નીમવામાં આવી. તે બાદ તા. ૨૪–૫–૫૩ને રોજ બંધારણનો વિધિસર સ્વીકાર કરવામાં આવ્યો. જિલ્લા મેજિસ્ટ્રેટ તથા જિલ્લાના પોલીસવડાને બંધારણ દ્વારા આ એસોસિયેશનના સભ્યો તરીકે સ્વીકારી લેવામાં આવ્યા છે.

**ઉદ્દેશ :** આ જિલ્લા એસોસિયેશનનો ઉદ્દેશ, બંધારણમાં જણાવ્યા પ્રમાણે, જિલ્લાના યુવાનોને નિશાનબાજીની તાલીમ આપવાનો, તેમજ આત્મરક્ષણ અને રાષ્ટ્રના સંરક્ષણના જરૂરી સાધન તરીકે આખા જિલ્લામાં અને નાગરિકોમાં રમત તરીકે નિશાનબાજીને ઉત્તેજન આપવાનો છે.

આ મંડળની કચેરી હાલમાં જિલ્લા હોમ ગાર્ડ્ઝ કચેરીમાં નડિયાદ ખાતે રાખવામાં આવી છે.

**તાલીમ : સાધનો :** આ મંડળના સભ્યોને નિશાન પ્રેક્ટીસ આપવાની શરૂઆત સં. ૨૦૦૯ના દશેરાના દિવસથી થઈ છે. દર બુધવારે અને રવિવારે હોમગાર્ડ્ઝ કલબની શૂટિંગ ગેલેરી ઉપર એરગનથી સભ્યોને હાલ તાલીમ આપવામાં આવે છે. આ તાલીમ દરમ્યાન બીજા બહારનાઓને પણ ગોળીબાર કરવાની ઇચ્છા થાય તો તેમને શોટ્સ (ગોળીઓ)ની કિંમત લઈ તે રીતની સગવડ આપવામાં આવે છે.

આ એસોસિયેશનના સભ્યોને પદ્ધતિસરની તાલીમ આપવાનું માનદ કાર્ય કરવાનું હોમગાર્ડ્ઝ સંસ્થાના તાલીમી સ્ટાફના માજી પી. એસ. આઇ. શ્રી મોહિતેએ સ્વીકાર્યું છે.

આ એસોસિયેશનના સ્થાપક તેમજ વાર્ષિક સભ્યોની સંખ્યા આશરે હાલમાં ૭૦ની છે. વધુ સભ્યો નોંધવાનું કામ ચાલે છે. એસોસિયેશનની પોતાની શૂટિંગ રેન્જ ઉભી કરવાની, તથા સભ્યોની સગવડ માટે બંધુકગૃહ નામનો ભંડાર શરૂ કરવાની તૈયારીઓ ચાલી રહી છે.

એસોસિયેશનને જિલ્લા મેજિસ્ટ્રેટે તા: ૧૨–૩–૧૯૫૪ના રોજ .૨૨ બોરની રાયફલ નં. ૨નો પરવાનો આપેલ છે, જે વડે આ એસોસિયેશનના સભ્યો હવે નિશાન પ્રેક્ટીસ કરી શકશે. વળી એસોસિયેશનના પરવાના ધરાવનાર સભ્યો પોતાના હથિયારોથી પણ ગોળીબારની તાલીમ લઈ શકે તે રીતની પણ સગવડ આપવામાં આવે છે.

**ભાવિવિકાસ :** નિશાનબાજીથી લક્ષ્યને વીંધવામાં ઉત્સાહી યુવાનને ઘણો રસ પડે છે, આનંદ આવે છે. તેની આંખ,

હાથ, મન, વગેરે ઇન્દ્રિયોને તેથી જરૂરી તાલીમ મળે છે. તેનામાં આત્મવિશ્વાસ અને આત્મશ્રદ્ધા જાગ્રત થાય છે. આવા મંડળમાં જોડાઈ તેની તાલીમ મેળવવા અનેક યુવાનો આતુર હોય છે. તે માટે તાલુકાવાર ફાયરિંગ રેઇન્જની અને ગોળીબાર માટેનાં બીજાં સાધનો પૂરાં પાડવાની ઘણી જરૂર છે. કેટલાંક કામ નાગરિકો શ્રમયજ્ઞથી પણ પાર પાડી શકે.

ખંભાતમાં રાયફલ ક્લબની સ્થાપના થઈ ચૂકી છે. બોરસદ, આણંદ, કપડવણજ વગેરે તાલુકા ગામોમાં રાયફલ ક્લબો ઊભી કરવા પ્રવૃત્તિ ચાલે છે.

આધાર : ખે. છ. રા. એસો.ના મંત્રી શ્રી. મોહનલાલ છ. શાહે આપેલી માહિતી.

# ૧૫

# હરિજન પ્રવૃત્તિ

**પરિચય :** ઢેડ, ભંગી, ચમાર, વગેરે જ્ઞાતિઓના લોકોને* અંત્યજ કે અસ્પૃશ્ય ગણવાની પ્રથા હિંદુ ધર્મને માનનારાઓમાં છે. આમ છતાં એવા અસ્પૃશ્ય લોકો હિંદુ ગણાય છે. તેઓ અસ્પૃશ્ય હોવાથી હિંદુઓ તેમને અડતા નથી. જો અડે તો પોતે અભડાયા માને છે ને કપડાં પલાળી સ્નાન કરી શુદ્ધિ કરે છે. આ પ્રથાથી અસ્પૃશ્ય જાતિઓ પશુ કરતાં પણ હલકી દશા ભોગવે છે. અને ખ્રિસ્તી પાદરીઓ મુસલમાનો વગેરે તેમની આ દુર્દશાનો લાભ લઈ તેમને પોતાના ધર્મમાં દાખલ કરે છે.

મહાત્મા ગાંધીજી ભારત દેશની નવરચના માટે ઉપાડેલી અનેક પ્રવૃત્તિઓમાં આ અસ્પૃશ્યતાને હિંદુ ધર્મનું કલંક કહેતા. તે નાબૂદ કરવા માટે તેમણે આફ્રિકામાં સૌ પ્રથમ ભંગીનું કામ અખતરા કરીને શીખી લીધું અને દરેક જણ પોતાનું સંડાસ સાફ કરવાની ટેવ પાડે એવો આગ્રહ પોતાની સંસ્થાઓમાં દાખલ કર્યો. આ આગ્રહ એટલો દૃઢ હતો કે તેઓ પોતાને ભંગી તરીકે ઓળખાવતા. આગળ જતાં અસ્પૃશ્ય જાતિઓના ઉદ્ધાર માટે એમણે અનેક કાર્યો કર્યાં; તેમાં ઈ સ. ૧૯૩૨ પછી આ જાતિઓ માટે 'હરિજન' શબ્દ વાપરવાની પ્રથા શરૂ કરી. એ નાનું છતાં મહત્વનું કાર્ય હતું. મૂળમાં 'હરિજન' શબ્દ ભક્ત કવિ નરસિંહ મહેતાનાં ભજનોમાં ભગવાનના ભક્તને માટે વપરાયો છે. 'હરિજન હોય તેણે હેત ઘણું રાખવું'' એ અને એવી ઘણી પંક્તિઓમાં આ શબ્દ આવે છે. ગાંધીજીએ એ શબ્દને અસ્પૃશ્ય જાતિઓ માટે વાપરીને એમ સૂચવ્યું છે કે આ જાતિઓનો બેલી કોઈ નથી. માટે એનો બેલી માત્ર ઈશ્વર છે. તમામ અસ્પૃશ્ય જાતિઓને આ શબ્દ લાગુ પડે છે. તે ઉપરાંત ખેડા જિલ્લામાં ઢેડ જ્ઞાતિ પોતાને માયાવંશી (મહ્યાવંશી) કહેવડાવે છે. ભંગીને માટે ઋષિ, ચમાર માટે રોહિત, એવા નવા શબ્દો વપરાવા લાગ્યા છે. જૂના વડોદરા રાજ્યમાં આ બધાને દલિત વર્ગ કહેતા.

નવા રાજ્યબંધારણમાં અસ્પૃશ્યતાની પ્રથા રદ કરવામાં આવી છે. (જુઓ પૃ. ૪૮૩ કલમ ૪) તેથી ઢેડ, ભંગી વગેરે હવે અસ્પૃશ્ય નથી. પરંતુ સેંકડો વર્ષોની પ્રથાથી સમાજ એવો ટેવાયેલો છે કે રોજના વ્યવહારમાંથી અસ્પૃશ્યતા નાબૂદ થઈ નથી. તેથી એની નાબૂદી માટે અનેક પ્રવૃત્તિઓ ચાલે છે. સરકાર તરફથી પછાતવર્ગોના હિત માટે ચાલતી પ્રવૃત્તિઓની માહિતી અગાઉ આવી ગઈ છે તેનો લાભ હરિજનોને પણ મળે છે. વધારામાં જે ગામમાંથી અસ્પૃશ્યતા નાબૂદ થાય તેને ઇનામ આપવાની પ્રથા તાજેતરમાં શરૂ કરવામાં આવી છે.

આ બધી પ્રવૃત્તિઓની ખેડા જિલ્લાની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે.

**ગાંધીજી પહેલાં :** અસ્પૃશ્યતા નાબૂદ કરવાની ચળવળ ગાંધીજી પહેલાંના આર્યસમાજી સુધારકોએ પણ શરૂ કરેલી. પરંતુ તેનું વ્યાપક સ્વરૂપ તો ગાંધીજીએ જ ઘડ્યું છે સુધારકોને બે પ્રકારે કામ કરવાનું હતું : (૧) હિંદુ સમાજના રૂઢિચુસ્ત માનસને શિક્ષણ અને પ્રચારથી અસ્પૃશ્યતા નિવારણને માર્ગે વાળવું (૨) કોમી ભેદભાવ અને તિરસ્કારથી હડધૂત થતા હરિજનોની અવદશા સુધારવા સક્રિય પગલાં લેવાં

**હરિજન સેવાની શરૂઆત :** સને ૧૯૧૭માં ગોધરા મુકામે પ્રથમ ગુજરાત રાજકીય પરિષદ શ્રી વિઠ્ઠલભાઈ પટેલના

* આ જાતિના લોકોને ગામ બહાર–ગામને છેડે–વસાવવાની પ્રથા ઈતિહાસના કોઈ યુગમાં દાખલ થઈ, ત્યારથી તેઓ અંત્યજ કહેવાયા, એવો એક મત છે.

પ્રમુખપદે મળી. આ પરિષદે લીધેલા નિર્ણય અનુસાર શ્રી વિઠ્ઠલ લક્ષ્મણ ફડકેએ હરિજનસેવા માટે ગોધરામાં થાણું નાખ્યું. તે પછી સને ૧૯૨૪માં બોરસદમાં ભરાયેલી રાજકીય પરિષદની સાથે પ્રથમ ગુજરાત અંત્યજ પરિષદ શ્રી ફડકેના પ્રમુખપદે મળી. તેમાં અંત્યજ સેવા માટે ચોક્કસ દિશામાં કામ કરવાનું નક્કી થયું. આ પછી અમદાવાદ ખાતે 'ગુજરાત અંત્યજ સેવામંડળ'ની સ્થાપના કરવામાં આવી. શરૂઆતમાં ગુજરાત પ્રાંતિક સમિતિ તેને આર્થિક સહાયતા કરતી. તેના પ્રમુખ શ્રી ઠક્કરબાપા અને મંત્રી શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક હતા. મંડળ તરફથી નડિયાદ, નવસારી પાસે અવામા, એમ બે સ્થળોએ આશ્રમો શરૂ થયા, અને બોરસદ તાલુકામાં બોદાલ, પામોલ અને મહેમદાવાદ તાલુકાનું છાપરા એ ત્રણ ગામોએ અંત્યજ શાળાઓ શરૂ કરવામાં આવી.

**મુશ્કેલીઓનો સામનો :** અસ્પૃશ્યતા નિવારણ અને હરિજનસેવા માટે આમ પ્રયાસો તો થયા પણ એ કામ કંઈ સહેલું નહોતું. શિક્ષિત સમાજ સમાનતાની વાતો કરે અને સુધારકો એ બાબતમાં જાહેર ભાષણો કરે તથા વર્તમાનપત્રોમાં લેખો લખે એ એક વાત હતી, જ્યારે હરિજન સેવાની નક્કર પ્રવૃત્તિઓ ચલાવવી એ જુદી જ વાત હતી

સમાજનું જડ માનસ અનેક મુશ્કેલીઓ ઊભી કરતું હતું. એથી નાણાંની મુશ્કેલીઓ લાગતી. આમ નડિયાદનો આશ્રમ આર્થિક મુશ્કેલીઓના કારણે બંધ થયો. એ પછી નડિયાદમાં મરીડા ભાગોળે શ્રી જમનાદાસ ભગતે અંત્યજશાળા શરૂ કરી. સને ૧૯૨૪થી ૧૯૩૨ સુધીનાં ૭–૮ વર્ષ દરમ્યાન કોંગ્રેસની બીજી પ્રવૃત્તિઓ સાથે અંત્યજ સેવા મંડળ દ્વારા નડિયાદ, પામોલ અને વાસણા મુકામે હરિજન શાળાઓ ચાલતી હતી અને બોદાલમાં હરિજન આશ્રમ ચાલતો હતો. આ આશ્રમનો ઉદ્‌ઘાટન વિધિ સરદાર શ્રી વલ્લભભાઈ પટેલને હસ્તે ૧૯૨૯ની સાલમાં થયો હતો. એ પછીના ગાળામાં, ૧૯૩૫ સુધી અન્ય રાજકીય પ્રવૃત્તિઓને લીધે હરિજન પ્રવૃત્તિઓમાં મંદી આવી હતી, પણ જનતામાં જાગૃતિ તો વધતી ચાલી હતી!

**કોમી ચુકાદો :** સને ૧૯૩૨માં બીજી ગોળમેજી પરિષદ પછી બ્રિટિશ વડા પ્રધાને ભારતના હરિજનોને હિંદુઓથી અલગ મતાધિકાર આપવાનો ચુકાદો આપ્યો. એ વખતે ગાંધીજી યરોડાના કારાવાસમાં પુરાયેલા હતા. એમણે આ ચુકાદો રદ કરાવવા તા. ૨૨–૯–૧૯૩૨ના રોજ આમરણાંત ઉપવાસની શરૂઆત કરી. આ બાબતમાં શ્રી મદનમોહન માલવિયા, શ્રી જયકર વગેરે આગેવાનોની સમજાવટથી છેવટે 'પૂના–કરાર' થયા અને હરિજનોને સંયુક્ત મતાધિકાર મળ્યા. અને એ રીતે હરિજનો હિંદુ ધર્મનું જ અંગ છે એ હકીકતનો સ્વીકાર થયો.

**પૂના–કરાર પછી :** પૂના–કરારને અમલમાં મૂકવા માટે મુંબઈમાં અખિલ હિંદ હરિજન સેવક સંઘની સ્થાપના તા. ૩૦ સપ્ટેમ્બર ૧૯૩૨ના રોજ કરવામાં આવી. એ રીતે ખેડા જિલ્લામાં પણ તે જ દિવસે જિલ્લા હરિજન સેવક સંઘની સ્થાપના થઈ. તેના પ્રથમ પ્રમુખ શ્રી દાદુભાઈ પુ. દેસાઈ હતા. તે પછી શ્રી નરસિંહભાઈ ઈ. પટેલ, અને શ્રી ભાઈલાલભાઈ ભીખાભાઈ પટેલે કામ આપેલું અને હાલના પ્રમુખ તરીકે શ્રી ત્રિભુવનદાસ કિ. પટેલ કામ કરે છે.

હરિજન સેવક સંઘની પ્રવૃત્તિઓમાં હરિજનોની સેવાની સાથે સાથે અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય પણ કરવાનું હતું. આથી હરિજનો માટે ચાલતી સ્વતંત્ર શાળાઓ બંધ કરીને હરિજન બાળકોને સામાન્ય શાળાઓમાં દાખલ કરવાની પ્રવૃત્તિ હાથ ધરાઈ. શરૂઆતમાં તો આનો ખૂબ વિરોધ થયો. પણ સરકારી તેમજ સ્થાનિક સંસ્થાઓના સંચાલકોની મક્કમતાથી રૂઢિચુસ્ત સમાજનો વિરોધ ઘસાતો ચાલ્યો. દેશને સ્વતંત્રતા મળ્યા પછી તો સરકારે સ્પષ્ટ નીતિ અપનાવી છે કે કોઈ પણ જાહેર નિશાળોમાં હરિજન બાળકોને પ્રવેશ કરતાં અટકાવી શકાશે નહિ. આરંભમાં કેટલાક કિસ્સામાં સખત પગલાં પણ ભરાયાં હતાં.

**પાણીની મુશ્કેલીઓ ચાલુ છે :** દરેક ગામે ગામના કૂવા–તળાવ જેમ બીજી બધી કોમો માટે તેમ હરિજનો માટે પણ ખુલ્લા છે એમ સ્પષ્ટપણે જાહેર થયેલું છે. આમ છતાં ઘણે સ્થળે હરિજનોને પાણીની મુશ્કેલીઓ નડે છે.

**છાત્રાલયો :** ખેડા જિલ્લામાં હરિજન છાત્રાલયો નીચે પ્રમાણે છે :

## હરિજન છાત્રાલયોની યાદી

**સંઘ તરફથી ચાલતાં**

૧. બોદાલ (તા: બોરસદ)માં સંઘ મારફત ઈ. સ. ૧૯૨૯થી કન્યા છાત્રાલય ચાલે છે. હાલમાં તેમાં ૩૫ કન્યાઓ રહે છે.

૨. નડિયાદમાં ઈ સ. ૧૯૪૬થી શ્રી સરદાર છાત્રાલય ચાલે છે. એને અંગે જમીન તથા કૂવો સંઘને અપાવવામાં શ્રી દાદુભાઈ દેસાઈનો સારો ફાળો છે. આ છાત્રાલયમાં હાલ ૩૦ વિદ્યાર્થીઓ રહે છે.

૩. વાડાશિનોરમાં સંસ્કાર મંદિર ચાલે છે તેમાં ૩૦ વિદ્યાર્થીઓ રહે છે.

**હરિજનોનાં મંડળો તરફથી ચાલતાં :**

**૪. ગિદવાણી આશ્રમ, ખેડા :** ગુજરાત વિદ્યાપીઠના આચાર્ય ગિદવાણીના સ્મારકમાં તે સંસ્થાના સ્નાતકોએ આ આશ્રમની સ્થાપના ઈ. સ. ૧૯૩૩માં કરી હતી. તેમાં ૩૦ બાળકો રહે છે.

૫. નવાગામમાં ઈ. સ. ૧૯૫૧થી 'દસકોઈ વણકર જ્ઞાતિ સુધારક મંડળ' તરફથી **નવજીવન છાત્રાલય** ચાલે છે. હાલ તેમાં ૩૦ વિદ્યાર્થીઓ રહે છે.

**કરજ–મુક્તિ માટે પ્રયાસો :** સુધરાઈઓના હરિજન કામદારો ગરીબાઈ, વ્યસન અને ખોટા ખર્ચાને લીધે ભારે વ્યાજના દેવામાં ડૂબેલા રહેતા. ઈ. સ. ૧૯૩૩થી ૩૫ સુધી તેમને રાહત આપવાનાં પગલાં ભરવામાં આવ્યાં. તેમનાં ગીરો મુકાયેલાં ઘરો છોડાવ્યાં. એ રીતે નડિયાદના હરિજનોનું એક લાખ ત્રીસ હજારનું દેવું ફક્ત ૪૫ હજારમાં પતાવી તેમને કરજ–મુક્ત કરવામાં આવ્યા. આ યોજના ઘડવામાં રા. બ. સોમાભાઈ શાહ અને દી. બ. મલજીએ મહત્વનો ફાળો આપેલો છે. આ યોજના મુજબ બોરસદ, પેટલાદ, ખંભાત, આણંદ, ભાદરણ, વાડાશિનોર, ડાકોર, કપડવણજ, મહેમદાવાદની સુધરાઈઓના હરિજન કામદારોની કરજ–મુક્તિનો પ્રશ્ન હાથ ધરી તેમને જરૂરી રાહતો આપવામાં આવી છે.

હરિજનોની કરજમુક્તિ માટે તેમજ તેમને માટે મકાનો બાંધવા માટે સરકારે સહકારી મંડળીઓ દ્વારા ઘટતી રાહતો આપવાનું જાહેર કર્યું છે. જ્યાં હરિજનો હાઉસિંગ સોસાયટી રચે ત્યાં સરકાર પોતાની જમીન હોય તો વિના મૂલ્યે આપે છે, નહિ તો ખાનગી માલિકીની જમીન સરકાર એક્વાયર કરી સહકારી મંડળીને આપે છે. જમીન ઉપરાંત લાંબા ગાળાના હપ્તાની વિના વ્યાજે લોન પણ આપે છે.

**કાર્યકર્તાઓ :** અસ્પૃશ્યતા નિવારણના ઉદ્દેશથી, અને હરિજનોના લાભાર્થે થએલા સરકારી કાયદાઓના હરિજનો લાભ ઊઠાવી શકે તે હેતુથી, તેમજ આગ ઈત્યાદી જેવા અકસ્માતના પ્રસંગોએ અને તેમને થતી કનડગતના પ્રશ્નમાં મદદ કરવાની દષ્ટિએ, 'હરિજન સેવક સંઘ' તરફથી દરેક જિલ્લામાં પ્રચાર–કાર્યકર્તાઓ નીમવામાં આવ્યા છે. તેમાં ખેડા જિલ્લા માટે નીચેના ૩ કાર્યકર્તાઓ નિમાયેલા છે.

(૧) શ્રી અંબાગિરી ગોસ્વામી, મોટા મઠ, બોરસદ.
(૨) શ્રી જશભાઈ ફૂ. પટેલ, સમડીચકલા, નડિયાદ.
(૩) શ્રી કેશવલાલ પરમાર, લાલ દરવાજા, ઊમરેઠ.

**કૂવા માટે મદદ :** પીવાના પાણીની સગવડ આપવા વિવિધ પ્રયાસો થાય છે. ૧૯૫૧–૫૨ના વર્ષમાં 'ગુજરાત હરિજન સેવક સંઘ' તરફથી બોરસદ તાલુકાના બોદાલ ગામની કન્યાછાત્રાલયની સંસ્થાઓનો કૂવો દુરસ્ત કરવા માટે રૂા. ૪૪૮–૧૦–૩ અને કપડવણજ તાલુકાના બાકરના મુવાડાના વણકરના કૂવાને બાંધું કરવા માટે રૂા ૨૦૦ની મદદ અપાઈ હતી.

**ગૃહમંડળીઓ :** અગાઉ જણાવેલી ગૃહમંડળીઓમાં બોરસદ તાલુકામાં બોદાલ અને દહેમી, પેટલાદ તાલુકામાં પેટલાદ, પીપળાવ અને સુણાવ, આણંદ તાલુકામાં બોરિયાવી અને નાપાડ, નડિયાદ તાલુકામાં ચકલાશી, નરસંડા અને નડિયાદ (૨), મહેમદાવાદ તાલુકામાં સાંખેજ, કપડવણજ (૨) તથા ઠાસરા તાલુકામાં ડાકોર એમ હાઉસીંગ સોસાયટીઓ સ્થપાઈ છે. તે પૈકી બોરિયાવી, બોદાલ, નાપાડ, સાંખેજ, કપડવણજ અને નડિયાદમાં જમીનોના કબજા મળી ગયા છે. આ જમીનોમાં સરકારે રૂા. ૪૪૦૦૦ જેટલી રકમ ચુકવી છે.

સુધરાઈ અને ગ્રામ પંચાયતની સંસ્થાઓમાં નોકરી કરતા ભંગી કામદારો માટે પણ સરકારે વસવાટની યોજના કરી છે. સુધરાઈ તેના સફાઈ સેવકો માટે હાઉસીંગ (વસવાટ) યોજના કરે તો સરકાર ૫૦ ટકા મદદ કરે છે. બોરસદ અને કપડવણજની સુધરાઈના કામદારો માટે જિલ્લા હરિજન સેવક સંઘે આ પ્રશ્ન હાથ ધર્યો છે.

આ બાબત સરકાર વારંવાર સૂચન કરે છે. પણ સુધરાઈઓ આ અંગે ઉપેક્ષાવૃત્તિ દાખવે છે.

**ઉદ્યોગોમાં સહાય :** ખાસ કરીને ભંગી અને રોહિતોને તેમના ઉદ્યોગોમાં મદદ કરવાના આશયથી યોજના કરાઈ છે. તે પ્રમાણે વાડાશિનોર, માતર, બોદાલ, પેટલાદ, મલાતજ એ સ્થળોએ ટેનર્સ સોસાયટી (ચર્મોદ્યોગ મંડળી)ની રચના કરી છે. ભંગીઓને વાંસના ટોપલા કરવામાં મદદ કરવા બોરસદ, કાવ્જીઈ, ભાલેર, દદલાલ આ સ્થળોએ પણ વાંસ–ઉદ્યોગ મંડળીઓ રચવામાં આવી છે.

**નૈતિક સુધારણા :** હરિજનોમાં ધાર્મિક સંસ્કારો દૃઢ થાય અને તેમનું જીવન નીતિવાળું થાય એ માટે નડિયાદ બોરસદ, અને બોદાલમાં રામ મંદિરો બનાવ્યાં છે. નડિયાદનું

મંદિર ૧૯૩૨માં ઠક્કર બાપાએ બંધાવેલું, અને બોરસદ તથા બોદાલનાં મંદિરો ગામમદદથી તથા શ્રી કિશોરલાલભાઇએ અપાવેલી મદદથી બંધાવેલાં. ઊમરેઠમાં શ્રી કેશવલલ ત્રિવેદીએ પતિતપાવન મંદિર માટે એક સારી રકમ કાઢી ટ્રસ્ટ કરી તે સંઘને સોંપી છે.

**સરકારી કાયદા :** હરિજનોને જરૂરી રાહતો – મદદો આપવા મુંબઈ સરકારે ખાસ કાયદા ઘડ્યા છે અને કોઈ પણ જાહેર જગા, ખાનપાનની હોટેલ વગેરે દુકાન કે સંસ્થા વાહન વ્યવહાર, મંદિરો, કૂવા-તળાવ-નદી, નોકરીઓ, વગેરે બધીજ બાબતમાં બીજા હિંદુઓની જેમ જ હરિજનોને લાભ આપવાની જાહેરાત કરી છે. ને તેમાં અસ્પૃશ્યતાને કારણે કાયદાનું ઉલ્લંઘન કરનાર માટે શિક્ષાની જોગવાઈ રાખી છે. વળી પછાતવર્ગ ખાતા તરફથી પણ હરિજનોની આર્થિક, સામાજિક સ્થિતિ સુધારવાના બધા શક્ય પ્રયાસો થાય છે.

**હરિજન સેવકો :** આ ઉપરાંત કોંગ્રેસ કાર્યકર્તાઓ પણ હરિજન સેવાનું કામ કરે છે. ગુજરાત હરિજન સેવક સંઘના પ્રમુખ શ્રી ગટુલાલ ગોપીલાલ ધ્રુ છે, જ્યારે ઉપ-પ્રમુખ શ્રી પરીક્ષિતલાલ મજમુદાર છે, અને તેઓ ગુજરાતના હરિજન સેવા કાર્યમાં ગુંથાયેલા રહે છે.

ખેડા જિલ્લા હરિજન સેવક સંઘના પ્રમુખ શ્રી. ગીજુભાઈ ... શ્રી. જીવનદાસ કિશોભાઈ પટેલ છે, અને તેના મંત્રી તરીકે જિલ્લાના ઉત્સાહી કાર્યકર અને જાણીતા હરિજન સેવક શ્રી. અંબાગિરી ગોસ્વામી કામ કરે છે. પત્રવ્યવહાર માટે સંઘનું સરનામું આ પ્રમાણે છે : ખેડા જિલ્લા હરિજન સેવક સંઘ, બોરસદ (જિ. ખેડા).

આધાર : (૧) ખેડા જિલ્લા હરિજન સેવક સંઘના મંત્રી શ્રી. અંબાગિરી ગોસ્વામીએ આપેલી માહિતી.
(૨) ગુજરાત હરિજન સેવક સંઘનો ૧૯૫૧-પરનો હેવાલ.

# ૧૬
# મજૂર મહાજનો

**પરિચય :** 'રજિસ્ટ્રાર ઓફ ટ્રેડ યુનિયન્સ'ની મુંબઈમાં આવેલી સરકારી કચેરીમાં નોંધાયેલાં ખેડા જિલ્લાના મજૂર મહાજનો, અને તેવા પ્રકારના મંડળોની સંખ્યા તારીખ ૧૨-૧-૫૪ને રોજ ૨૦ હતી. તેમની જે માહિતી મળી છે તે આ પ્રકરણમાં ટૂંકમાં આપી છે. ગોઠવણીનો ક્રમ તાલુકા-વાર છે. ૨૦ મહાજનો પૈકી ૧૭ મહાજનો કારખાનાં કે વેપારની પ્રવૃત્તિમાં કામ કરનારનાં છે. બાકીનાં ત્રણ સફાઈ કરનાર મજૂરો (સુધરાઈના ઝાડુ વાળનાર)નાં છે. દરેક સંસ્થાને પોતપોતાનું બંધારણ છે. અને તે બધારણ સર-કારમાં નોંધાવવું પડે છે. આ બધા કામદારોના હિતનું રક્ષણ કરવા માટે સરકારે અનેક કાયદા કર્યા છે. તેનો લાભ લેવા આ મંડળો સતત ચળવળ ચલાવે છે. કારખાનાંના કામદાર મંડળો સ્થાપવા અને ચલાવવા અમદાવાદનું મજૂર મહાજન સહાય અને દોરવણી આપે છે. એ મહાજન મહાત્મા ગાંધીજીએ સ્થાપ્યું હતું. એની કાર્યપદ્ધતિ સત્ય અને અહિંસાના પાયા ઉપર રચાયેલી છે, અને તે ખીલ-વવામાં મહાત્મા ગાંધીજીની દોરવણી વર્ષો સુધી મળી હતી. આ મધ્યસ્થ મજૂર મહાજનની કચેરી અમદાવાદમાં ભદ્રમાં આવેલી છે.

## ૧. ખંભાત તાલુકાનાં મજૂર મહાજનો

**(૧) ટેકસ્ટાઇલ લેબર યુનિયન :** ટે. સ્ટેશનરોડ, ખંભાત. નોંધણીની વિગતો : નંબર ૬૬૨, તા. ૨૨-૪-૧૯૪૯. સરનામું : ગાંધી મજૂર સેવાલય, ભદ્ર, અમદાવાદ, સભ્યો : ૧૨૦૦. આ મહાજન ઈ. સ. ૧૯૪૨માં સ્થપાયું હતું. તે વખતે ત્યાં દેશી રાજ્ય હોવાથી ત્યાંની મિલમાં કામ કરવાના કલાકોનું નિયમન નહોતું. હિંદુસ્તાનના બીજા ભાગોમાં દસ કલાક કામ લેવાતું, ત્યારે ખંભાતની મિલમાં બાર કલાક કામ લેવાતું, તે સિવાય મજૂરોને બીજી નાની મોટી તકલીફો હતી. આ માટે સંગઠનની જરૂર જણાતાં અમદાવાદના મજૂર મહાજનની મદદથી આ મહાજન સ્થાપવામાં આવેલું. હાલ તેમાં મિલના મોટા ભાગના મજૂરો જોડાયા છે. તે ઉપરાંત લૂમ ફેક્ટરીના મજૂરોનું કામ પણ આ મહાજન કરે છે. એના પ્રયાસથી મજૂરોના પગા-રોનું સ્ટેન્ડર્ડ કરવામાં આવેલું છે. આ મહાજન ઔદ્યોગિક સંબંધના કાયદા પ્રમાણે પ્રતિનિધિત્વ ધરાવે છે. એના પ્રમુખ શ્રી. ચીમનલાલ કુબેરદાસ શાહ અને મંત્રી શ્રી. ચંદુલાલ ગોરધનદાસ શાહ છે.

(૨) ધી કેમ્બે ટેક્સ્ટાઈલ કામદાર મંડળ : ઠે. ગોપાળ ટૉકીઝ સામે, ખંભાત. નોંધણી : નંબર ૧૩૨૬, તા. ૨૮–૨–૧૯૫૩.

(૩) ખંભાત તાલુકા હેન્ડલૂમ વર્કર્સ યુનિયન : ઠે. ત્રીબજાર, ખંભાત. નોંધણી : નંબર ૧૪૪૧, તા. ૩૦–૯–૧૯૫૩.

(૪) ગુમાસ્તા મંડળ : ઠે. હિંમતલાલ ભોગીલાલ શાહને ત્યાં, ધારીવાડો, ખંભાત. નોંધણી : નંબર ૧૪૧૦, તા. ૩૧–૭–૧૯૫૩.

## ૨. પેટલાદ તાલુકાનાં મજૂર મહાજનો

(૧) મજૂર મહાજન સંઘ : ઠે. સ્ટેશન રોડ, પેટલાદ. નોંધણી : નંબર ૮૦૦, તા. ૨૯–૩–૧૯૫૦. સભ્યો : ૩૫૦૦, પ્રમુખ : શ્રી. ચીમનલાલ કુ. શાહ, મંત્રી : શ્રી. પુરુષોત્તમદાસ પટેલ. આ મહાજન સને ૧૯૩૦માં સ્થપાયું હતું. તે વખતે ત્યાંની મિલોના મજૂરોની માગણીથી અમદાવાદના મજૂર મહાજનનાં મંત્રીઓ, શ્રી. ગુલઝારીલાલ નંદા તથા ખંડુભાઈ દેસાઈએ એની સ્થાપના કરેલી. આ મહાજન ઔદ્યોગિક સંબંધના કાયદા મુજબ પ્રતિનિધિત્વ ધરાવે છે.

(૨) ધી મિલ મજદૂરસભા : ઠે. ગાંધીચોક, પેટલાદ. નોંધણી : નં. ૮૭૬, તા. ૮–૩–૧૯૫૦.

(૩) ડાઈઝ એન્ડ કેમિકલ વર્કર્સ યુનિયન : પેટલાદ. નોંધણી : નં. ૧૦૭૨, તા. ૨૩–૧–૧૯૫૧, સરનામું : મજૂર મહાજન સંઘ, સ્ટેશન રોડ, પેટલાદ.

(૪) પેટલાદ મ્યુનિસિપાલિટી સફાઈ સેવક મહાજન : ઠે. હરિજન વાસ, ક્લબ સામે, પેટલાદ. નોંધણી : નં. ૧૩૦૮, તા. ૨૩–૧–૧૯૫૩.

## ૩. નડિયાદ તાલુકાનાં મજૂર મહાજનો

(૧) ધી ટેક્સ્ટાઈલ લેબર યુનિયન : ઠે. ૨/૧૩, ચંદ્રમણી ભુવન, મિશનરોડ, નડિયાદ. નોંધણી : નં. ૨૪૨, તા. ૪–૪–૪૪. સભ્યો : ૨૦૦૦. પ્રમુખ : શ્રી. ખંડુભાઈ દેસાઈ, સામાન્ય મંત્રી : શ્રી. સોમનાથ દવે. મંત્રીઓ : શ્રી. વિજયશંકર ત્રિવેદી, સોમાભાઈ પટેલ. સને ૧૯૩૨માં ન્યુ શોરોક મિલના મજૂરોએ પોતાનું સંગઠન કરવાની હીલચાલ ઉપાડતાં, મિલે તેનો સખત સામનો કર્યો. તેથી લાંબી હડતાળ પડી. એ પછી અમદાવાદના મજૂર મહાજનની સીધી દેખરેખ નીચે સને ૧૯૪૪માં આ મહાજનની સ્થાપના થઈ. તે ઔદ્યોગિક સંબંધના કાયદા મુજબ પ્રતિનિધિત્વ ધરાવે છે. મજૂરો અને મિલ વચ્ચેની ઔદ્યોગિક તકરારોના નિકાલ માટે આ મહાજન તરફથી પંચ પ્રથાની શરૂઆત થઈ છે.

(૨) મિલ મજદૂર મંડળ : ઠે. અમદાવાદી બજાર, નડિયાદ. નોંધણી : નં. ૯૪૭, તા. ૧–૯–૧૯૫૦.

(૩) ખેડા જિલ્લા તમાકુ કામદાર મંડળ : ઠે. ડભાણ ભાગોળ, નડિયાદ. નોંધણી : નં. ૧૦૭૧, તા. ૩૧–૫–૧૯૫૧.

(૪) ફેક્ટરી કામદાર મંડળ : ઠે. ડભાણ ભાગોળ, નડિયાદ. નોંધણી : નં. ૧૦૭૭, તા. ૮–૬–૧૯૫૧.

(૫) ધી બોમ્બે સ્ટેટ ટ્રાન્સપોર્ટ એમ્પ્લોયીઝ યુનિયન : ઠે. ડભાણ ભાગોળ, નડિયાદ. નોંધણી : નં. ૧૨૫૯, તા. ૨૪–૧૦–૧૯૫૨.

(૬) એ. સી. સી. સેવાલિયા સિમેન્ટ કામદાર સભા : ઠે. ડભાણ ભાગોળ, નડિયાદ. નોંધણી : નં. ૧૩૨૦ તા. ૨૫–૨–૧૯૫૦.

(૭) નડિયાદ મ્યુનિસિપલ એમ્પ્લોયીઝ એસોસિયેશન : ઠે. મ્યુનિ. ઑફિસ, નડિયાદ. નોંધણી : નં. ૮૧૨, તા. ૫–૧–૧૯૫૦.

(૮) શ્રી. ખેડા જિલ્લા સફાઈ કામદાર મહાજન : ઠે. સેવામંદિર, નડિયાદ. નોંધણી : નં. ૬૧૬ તા ૪–૧–૧૯૪૯

(૯) શ્રી. ખેડા જિલ્લા હરિજન નોકર મંડળ : ઠે. સેવામંદિર, નડિયાદ. નોંધણી : નં. ૭૦૩, તા. ૧૩–૬–૪૯.

(૧૦) સ્ટેટ ટ્રાન્સપોર્ટ વર્કર્સ યુનિયન (ખેડાવિભાગ): નોંધણી ; નં. ૧૩૯૦, તા. ૨૯–૬–૧૯૫૩. સરનામું ; ગાંધી મજૂર સેવાલય, ભદ્ર, અમદાવાદ.

સ્ટેટ ટ્રાન્સપોર્ટ સ્થપાતા પહેલાં, સને ૧૯૪૨માં ખેડા જિલ્લામાં 'ગુજરાત ટ્રાન્સપોર્ટ સર્વિસ' ચાલતી હતી. તેના કામદારોની માગણીથી અમદાવાદના મહાજન તરફથી શ્રી. ચંદુલાલ શાહે ટ્રાન્સપોર્ટના ધંધામાં કામ કરતા કામદારોનું સંગઠન કરવાની પ્રવૃત્તિ શરૂ કરી. તેને પરિણામે તે સંજોગો પ્રમાણે આ પ્રકારના કામદારોને પગાર વગેરે બાબતેમાં કેટલાક હકો મળ્યા. તે સમયે હાલના જેવા કામદાર [illegible] ન હતા. સ્ટેટ ટ્રાન્સપોર્ટ સ્થપાતાં આ કામદારો [illegible] અને તે માટે ખાસ પ્રયત્નો કરવામાં આવ્યા. [illegible] ખાનગી ટ્રાન્સપોર્ટના ધંધામાંથી છૂટા [illegible] સ્ટેટ ટ્રાન્સપોર્ટમાં અપનાવી લેવાયા અને

કામદારોને અનેકવિધ હક્કો મળ્યા. વળી એમની તકરારોના નિકાલ માટે 'જોઇન્ટ લેબર કન્સીલેશન કમિટી'ની સ્થાપના થઈ છે. એનાથી સામસામી ચર્ચા કરી તકરારી પ્રશ્નોનો નિકાલ થઈ શકે છે.

## (૪) આણંદ તાલુકાનાં મજૂર મહાજનો

ડેરી વર્કર્સ યુનિયન : આણંદ.

નોંધણીઃ નં. ૬૯૨, તા. ૧૩-૫-૧૯૪૯, સરનામું ગાંધી મજૂર સેવાલય, ભદ્ર, અમદાવાદ. આ મહાજન સને ૧૯૪૮માં સ્થપાયું છે. તેને અમદાવાદનું મહાજન દોરવણી આપે છે. પોલસન ડેરીના તમામ મજૂરો પણ એમાં જોડાયા છે. આ બધા મજૂરોને પગાર, મોંઘવારી ભથ્થું વગેરે બાબતોમાં સંતોષકારક હક્કો મળ્યા છે. કારખાનાં અને મજૂરો વચ્ચે સારો મેળ છે.

## (૫) ઠાસરા તાલુકાનાં મજૂર મહાજનો

સેવાલિયા સિમેન્ટ વર્કર્સ યુનિયનઃ સેવાલિયા.

નોંધણીઃ નં. ૧૧૦૪, તા. ૩૧-૭-૧૯૫૧. સરનામું: ગાંધી મજૂર સેવાલય, ભદ્ર, અમદાવાદ. સભ્યો: ૧૮૮૦.

આ મહાજન સને ૧૯૫૧માં સ્થપાયું હતું. તેને અમદાવાદનું મહાજન દોરવણી આપે છે. તેને પરિણામે આ મહાજનના સભ્યોને ઓછામાં ઓછો પગાર રૂ. ૨૧, પગારના ગ્રેડ, અમદાવાદના મજૂરોના મોંઘવારી ભથ્થાના ૬૬ ટકા જેટલું મોંઘવારી ભથ્થું, રજાઓ, ઓવરટાઇમ, પ્રો. ફંડ, યુનિફોર્મ, વગેરે હક્કો મળ્યા છે. કારખાનાથી ૧૩ માઈલ દૂર આવેલા પથ્થરોની ખાણોના મજૂરોને પણ આ લાભો મળે છે.

આધારઃ (૧) નડિયાદના મજૂર મહાજન સંઘના મંત્રી શ્રી. વિજયશંકર ત્રિવેદી, (૨) સ્ટેટ ટ્રાન્સપોર્ટ વર્કર્સ યુનિયન, અમદાવાદના મંત્રી તરફથી મળેલી માહિતી. (૩) રજિસ્ટ્રાર ઑફ ટ્રેડ યુનિયન્સ, બીજો સ્ટેટ વેલિંગ્ટન સિનેમા બિલ્ડિંગ, ધોબી તલાવ, મુંબઈ-૨, એમના તરફથી મળેલી માહિતી.

# ૧૭
# શિક્ષક સંઘો

પરિચય : આ જિલ્લામાં ત્રણ શિક્ષક સંઘો છે તે દરેક વિષે ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે.

(૧) ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ : ૧૯૩૮ની સાલ સુધી ખેડા જિલ્લામાં માધ્યમિક શિક્ષકોને લગતા પ્રશ્નોનો સાંઘિક રીતે વિચાર કરી શકે એવી એક પણ સંસ્થા નહોતી. દિવસે દિવસે વધતા જતા માધ્યમિક શિક્ષકોના પ્રશ્નો, જેવા કે આર્થિક, શૈક્ષણિક, નોકરીની શરતો, વગેરેએ કેટલાક ઉત્સાહી શિક્ષકભાઇઓને વિચાર કરતા કરી મૂક્યા અને છેવટે તે બધા પ્રશ્નોનો સાંઘિક રીતે ઉકેલ લાવવા તેમજ શિક્ષકોમાં ભ્રાતૃભાવ કેળવી સંગઠન સાધવા જિલ્લામાં એક માધ્યમિક શિક્ષક સંઘ સ્થાપવાના વિચારને વેગ મળ્યો. આ રીતે પ્રથમ વિચાર કરવા, અગાઉથી જિલ્લાના શિક્ષકોને એક પરિપત્ર પાઠવી, તાઃ ૩-૪-૧૯૩૮ના રોજ બપોરે બે વાગે ન્યુ ઇંગ્લીશ સ્કૂલ, નડિયાદના મકાનમાં એક સભા યોજાઈ. આ સભાથી સંઘની શરૂઆત થઈ. આ સભાએ પ્રમુખ અને મંત્રીઓ તેમજ કારોબારી સભાના સભ્યો નક્કી કરી સંઘનું કામકાજ હાજર રહેલા ૯૩ સભ્યોના સભ્યપદથી શરૂ કર્યું. તે પછી સંઘે પોતાનું બંધારણ તૈયાર કર્યું અને આજે તે મુજબ તે કામ કરે છે.

હેતુઓ : ૧ : માધ્યમિક શિક્ષકોના આર્થિક તેમજ ધંધાદારી હકોનું રક્ષણ કરવું. ૨ : શિક્ષકોના સામાજિક દરજ્જાને ઉન્નત કરવા પ્રયત્ન કરવો. ૩ : સામાન્યતઃ કેળવણીની, પરંતુ મુખ્યત્વે માધ્યમિક કેળવણીની, સ્થિતિ સુધારવા પ્રયત્ન કરવો. ૪ : માધ્યમિક શાળાઓમાં યોગ્ય નૂતન શિક્ષણ પદ્ધતિઓનો પ્રચાર કરવો અને સમાનધર્મી મંડળો સાથે સહકાર સાધી તે અંગેની જરૂરી માહિતી એકત્ર કરવી. ૫ : માધ્યમિક શિક્ષકોનું મજબૂત સંગઠન કરી તે દ્વારા સહકાર અને ભ્રાતૃભાવ કેળવવાં. ૬ : શિક્ષકોનું સર્વ બાબતોમાં હિત સધાય તે હેતુથી માધ્યમિક કેળવણીની સંસ્થાઓ સરકાર હસ્તક રહે તે માટે પ્રયત્ન કરવો. ૭ : કેળવણી વિષયક મંડળોમાં શિક્ષકોનું યોગ્ય પ્રતિનિધિત્વ મેળવવું.

પ્રવૃત્તિક્ષેત્ર : સંમેલનો, એસ. ટી. સી.ના વર્ગો, પ્રવાસો, વ્યાખ્યાનો, ચર્ચામંડળો, સપ્તાહો યોજવાં, સંઘના સભ્યોની

સભાઓ ભરવી, શાળાઓના સંચાલકો અને કેળવણીખાતાના તેમજ અન્ય યોગ્ય અધિકારીઓ પાસે શિક્ષકોની પ્રસંગોપાત ઉભી થતી ફરિયાદો દૂર કરાવવા પ્રતિનિધિમંડળ લઇ જવાં અને ન્યાય અપાવવા પ્રયત્ન કરવો, સંઘના હેતુઓને બર લાવવા સંસ્થાઓ અને વ્યક્તિઓ પાસે પ્રતિનિધિમંડળો લઇ જવાં અને તેમની સાથે સંસર્ગ સાધવો, આ ઉપરાંત વિદ્યાર્થીઓ તેમજ વાલીઓ સાથે ગાઢતર સંપર્ક સાધવો, શિક્ષણ-શાસ્ત્રને મદદ કરવા ફરતું પુસ્તકાલય સ્થાપવું, સમાન હેતુઓવાળી બીજી સંસ્થાઓ સાથે સહકાર સાધવો અને સંઘના હેતુઓને યોગ્ય રીતે ધપાવે એવી સર્વ પ્રવૃત્તિઓ કરવી.

**કારકિર્દી :** આ સંઘ ૧૯૩૮માં સ્થપાયા પછી દેશ-વ્યાપી રાજકીય ક્રાન્તિથી ઊભી થયેલી પરિસ્થિતિને કારણે ૧૯૪૨માં બંધ પડેલો. તે પહેલાંના ચાર વર્ષ દરમિયાન સંઘે ઘણી પ્રગતિ કરી હતી. રાજકીય વાતાવરણ અનુકૂળ થતાં આ સંઘે પોતાનું કામકાજ ૧૯૪૮થી શરૂ કર્યું છે.

**સંઘે કરેલી પ્રવૃત્તિઓ :** ૧ : શિક્ષકોની આર્થિક તેમજ બીજી પરિસ્થિતિથી વાકેફ થવા માટે ૨૫ જેટલા પ્રશ્નો પૂછી એક અન્વેષણ પત્ર તૈયાર કરી શિક્ષકો અંગેની માહિતી એકઠી કરેલી. આ જવાબોની તારવણી કરી કેળવણી ખાતાના યોગ્ય અધિકારીઓને તેની જાણ કરી હતી. ૨ : સંઘે શિક્ષકોના વિવિધ પ્રશ્નોને લક્ષમાં રાખી કેળવણી અધિકારી-ઓની વારંવાર મુલાકાતો લીધી છે અને કેળવણીને સ્પર્શતા વિવિધ પ્રશ્નો ઉકેલવા માટે વારંવાર કેળવણી અધિકારીઓ ઉપર ઠરાવો પણ મોકલી આપે છે. ૩ : 'કેળવણીકાર' નામના શિક્ષકોના ત્રૈમાસિક મુખપત્રને પ્રગટ કરી તે દ્વારા શિક્ષકોના પ્રશ્નો અને વિચારો રજૂ કરવાની વ્યવસ્થા સંઘે શરૂઆતનાં ચાર વર્ષ દરમિયાન કરેલી. ૪ : એસ. ટી સીના વર્ગો ૧૯૪૦માં નડિયાદમાં અને ૧૯૪૯–૫૦માં નડિયાદ અને આણંદમાં શરૂ કરવામાં આવેલા. ૫ : માધ્યમિક શાળાના વિદ્યાર્થીઓનો રમતગમત ઉત્સવ સ્વતંત્ર રીતે સંઘે ૧૯૫૧માં ઉત્તરસંડામાં યોજ્યો હતો. ત્યારપછી સ્વતંત્ર રીતે રમતગમત ઉત્સવ ન યોજતાં સંઘે ચરોતર વ્યાયામ મંડળને રમતગમત ઉત્સવ યોજવામાં સાથ અને સહકાર આપવાનું ચાલુ રાખ્યું છે. ૬ : શિક્ષકોને મતદાન કરવામાં મુસ્કેલી ન પડે એ હેતુથી ગુજરાત યુનિવર્સિટીની શિક્ષકોના વિભાગની ચૂંટણી અંગે વધારાનાં મતદાન કેન્દ્રોની માગણી કરવામાં આવી હતી. આથી નડિયાદ, આણંદ અને પેટલાદ ઉપરાંત બોરસદનું એક નવું કેન્દ્ર વધારવામાં આવ્યું. ૭ : વાસદ મુકામે શિક્ષકભાઈઓનું પર્યટન સપ્ટેમ્બર ૧૯૫૩માં યોજ-વામાં આવ્યું હતું. તેમાં ૬૦ શિક્ષકોએ ભાગ લીધો હતો. ૮ : કેળવણી પરિષદો તથા સંમેલનો :

| વર્ષ | સ્થળ | પ્રમુખ |
|---|---|---|
| ૧૯૩૮ | આણંદ | શ્રી બળવંતરાય પી. ઠાકોર |
| | ડાકોર | શ્રી પોપટલાલ ઝવેરીલાલ યાજ્ઞિક |
| ૧૯૩૯ | બોરસદ | શ્રી ટી. કે. એન. મેનન |
| | નડિયાદ | શ્રી રમણલાલ કનૈયાલાલ યાજ્ઞિક |
| ૧૯૪૦ | કપડવણજ | શ્રી નૃસિંહપ્રસાદ કા. ભટ્ટ |
| ૧૯૪૧ | ખેડા | શ્રી મગનલાલ ટી. વ્યાસ |
| ૧૯૫૦ | મહેમદાવાદ | શ્રી રમણલાલ ન. વકીલ |
| ૧૯૫૧ | આણંદ | શ્રી હરભાઈ ત્રિવેદી |
| ૧૯૫૩ | વિદ્યાનગર | શ્રી લાલભાઈ ર. દેસાઈ |
| ૧૯૫૪ | કાલોલ | શ્રી ઉમાશંકર જોષી |

૯. સંઘનું પીઠબળ અને તેના પ્રમુખો :

| વર્ષ | સભ્ય સંખ્યા | પ્રમુખો |
|---|---|---|
| ૧૯૩૮ | ૯૩ | શ્રી બળવંતરાય પી. ઠાકોર |
| ૧૯૩૯ | ૧૩૮ | ,, |
| ૧૯૪૦ | ૧૪૬ | શ્રી પોપટલાલ યાજ્ઞિક |
| ૧૯૪૧ | | ,, |
| ૧૯૪૮–૪૯ | ૨૪૮ | શ્રી ગોપાળલાલ ન. અધ્યારૂ |
| ૧૯૪૯–૫૦ | ૩૨૧ | શ્રી ગોપાળલાલ ન. અધ્યારૂ |
| ૧૯૫૦–૫૧ | ૪૨૪ | શ્રી ભાનુપ્રસાદ પી. શેલત |
| ૧૯૫૧–૫૨ | ૪૦૫ | શ્રી દત્તાત્રેય બાલકૃષ્ણ પરૂલેકર |
| ૧૯૫૨–૫૩ | ૨૯૬ | શ્રી નાનુભાઈ કુંવરજી દેસાઈ |
| ૧૯૫૩–૫૪ | ૩૩૯ | શ્રી શાંતિલાલ ડી. ભટ્ટ |
| ૧૯૫૪–૫૫ | — | શ્રી અંબાલાલ સી. ભટ્ટ |

આ સંઘે જિલ્લાના શિક્ષકોના સંગઠનમાં સફળતા મેળવી છે અને શિક્ષકોમાં ભાતૃભાવ અને સહકારની ભાવના ઠીક ઠીક પ્રમાણમાં કેળવી છે.

આ સંઘની વિશિષ્ટતા એ છે કે જિલ્લાના શિક્ષકોની સાથે આચાર્યો પણ સંઘમાં જોડાઈ તેમનો સહકાર આપે છે અને તેમણે પોતાનો જુદો સંઘ સ્થાપ્યો નથી.

(૨) ખેડા જિલ્લા પ્રાથમિક શિક્ષક સંઘ : પરિચય : આ સંઘ આખા જિલ્લાના પ્રાથમિક શિક્ષકોના સંગઠન

માટે છે. વાર્ષિક રૂ. ૦–૮–૦ લવાજમ ભરનાર ખેડા જિલ્લાનો કોઈ પણ પ્રાથમિક શિક્ષક આનો સભ્ય થઈ શકે છે. હાલ ૧૯૫૪માં આશરે ૩૫૦૦ સભ્યો છે. જિલ્લાના તાલુકાઓમાં તાલુકા શિક્ષક સંઘો છે. તે આ સંઘ સાથે સંયોજિત થયેલા છે. તેમની મારફતે લવાજમ ઉઘરાવવાનું તેમજ જિલ્લા સંઘ તરફથી વખતોવખત થયેલા ઠરાવો મુજબ કામ કરવાનું ગોઠવેલું છે. આ સંઘનું વર્ષ ૧લી જાન્યુઆરીથી ડિસેમ્બર ૩૧મી સુધીનું ગણાય છે. દર વર્ષે વાર્ષિક અધિવેશન ભરાય છે ત્યારે સંઘના હોદ્દેદારોની ચૂંટણી થાય છે. હાલ એના પ્રમુખ શ્રી મગનભાઇ દેસાઇ-ભાઈ પટેલ, આણંદ અને મંત્રી શ્રી છીબાભાઇ ખુશાલભાઈ પટેલ, બોરસદ છે. તેનું પત્રવ્યવહારનું સરનામું નીચે પ્રમાણે છે:- મગનભાઇ દેસાઈભાઈ પટેલ, પ્રમુખ, ખેડા જિ. પ્રા. શિ. સંઘ, આણંદ.

**ટૂંક ઇતિહાસ :** પ્રથમ વિશ્વયુદ્ધ પૂરું થયા પછી પ્રાથમિક શિક્ષકોની સ્થિતિ બેહાલ બની ગઈ હતી. તે વખતે–સને ૧૯૧૮માં–પ્રાથમિક કેળવણીનો વહીવટ તે સમયની બ્રિટિશ સરકારને હસ્તક હતો. જિલ્લાનું કેળવણી તંત્ર ડેપ્યુટી એજ્યુકેશન ઇન્સ્પેક્ટરના હાથમાં રહેતું. એ દિવસોમાં સરકારી તંત્ર સામે અવાજ ઊઠાવવાની પ્રાથમિક શિક્ષકોની ગુંજાશ ન હતી. પરંતુ શિક્ષકોની દુર્દશા પ્રત્યે હમદર્દી ધરાવનાર એક સજ્જનના મનમાં શિક્ષકોને પોતાની સ્થિતિ સુધારવા માટે સંગઠિત કરવાનો વિચાર આવ્યો. આ સંઘ એ વિચારનું પરિણામ છે. જેમને એ વિચાર આવ્યો તે નડિયાદના ભાઉસાહેબ કુટુંબના તાતા સાહેબના નામથી જાણીતા શ્રી ગિરધરદાસ મંગળદાસ દેસાઇ હતા.

તાતા સાહેબે પોતાના વિચારનો અમલ કરવા ઈ. સ. ૧૯૧૮માં જિલ્લાના કેટલાક અગ્રગણ્ય શિક્ષકોને પોતાને ત્યાં છૂટક છૂટક બોલાવી સંગઠન વિષે સમજૂતી આપી તેમનામાં હિંમત પ્રેરી. એને પરિણામે એ જ વર્ષમાં તાતા સાહેબના જ મકાનમાં ખેડા જિલ્લાના પ્રાથમિક શિક્ષકોની એક સભા મળી. તેમાં પ્રમુખસ્થાનેથી તાતા સાહેબે શિક્ષકોને નીડર બની સંગઠન સાધવાનો અને પોતાની ન્યાયી માગણીઓ સરકાર સમક્ષ રજૂ કરવા માટે પ્રાથમિક શિક્ષક સંઘ સ્થાપવાનો આદેશ આપ્યો. સરકારી અધિકારીઓના ડરને લીધે આ સભામાં હાજરી ઓછી હતી. તો પણ સંઘની સ્થાપના ત્યારથી કરવામાં આવી હતી.

પ્રાથમિક શિક્ષકો પોતાનો સંઘ રચે એ સરકારને માટે ... આદરેલી તુમાખી જેવું હતું. એ સંઘ તોડી પાડવા અધિકારીઓએ પોતાનાથી બન્યું તે કર્યું હતું. પરંતુ ભૂખમરામાં સપડાયેલા શિક્ષકો મક્કમ રહ્યા અને ત્યારથી આજસુધી ૩૬ વર્ષ દરમિયાન આ સંઘે ગુજરાતભરમાં જેની સારી પ્રશંસા થઈ છે એવી પ્રાથમિક શિક્ષકોની વિવિધ પ્રકારની સેવાઓ બજાવેલી છે.

**પગારના પ્રશ્ન અંગે લડતો :** આ સંઘે શિક્ષકોની આર્થિક સ્થિતિ સુધારવાના આદરેલા પ્રયત્નોને પરિણામે સને ૧૯૨૧માં સરકારે સાઠે-પરાંજપે પગાર યોજના તૈયાર કરી હતી. તેમાં અનટ્રેઇન્ડ શિક્ષકને રૂ. ૨૫થી ૪૦ સુધી અને ટ્રેઇન્ડ શિક્ષકને રૂ. ૩૦થી ૧૦૦ સુધી પગાર મળે એવી વિગતો હતી અને એ પ્રમાણે શિક્ષકોને શરૂઆતની ગ્રેડના પગાર મળવા પણ લાગ્યા હતા.

ઈ. સ. ૧૯૨૩માં પ્રાથમિક કેળવણીનો કાયદો પસાર થવાથી આ જિલ્લાની પ્રાથમિક કેળવણીનો વહીવટ જિલ્લા લોકલ બોર્ડને સોંપાયો. લોકલ બોર્ડ એ જવાબદારી લેવા તૈયાર ન હતી. છતાં સરકારે શિક્ષકોને લોકલ બોર્ડના તાબાના નોકરો જાહેર કર્યા અને વહીવટી તંત્ર પોતાની પાસે રાખ્યું. એ રીતે આ જિલ્લાની પ્રાથમિક કેળવણીમાં દ્વિમુખી વહીવટ દાખલ થયો અને ત્યારથી પ્રાથમિક શિક્ષકોના પગાર અને નોકરી અંગેની અનેક બાબતોમાં સરકાર, લોકલ બોર્ડ અને પ્રાથમિક શિક્ષકો વચ્ચે સતત ઘર્ષણનાં પગરણ મંડાયાં.

પગારની બાબતમાં શિક્ષકો અને સરકાર વચ્ચે આજ સુધી સતત ગજગ્રાહ ચાલ્યા કર્યો છે. તેમાં આ સંઘે વખતો વખત અસરકારક કામગીરી બજાવેલી છે. સ્વરાજ સ્થપાયું હોવા છતાં અને શિક્ષકોના પગારમાં કેટલોક સુધારો થયો હોવા છતાં શિક્ષકની સ્થિતિ સંતોષકારક થાય એવા પગારો હજી પણ શિક્ષકોને મળતા નથી, એ એક જાણીતી બિના છે અને શિક્ષકોનો આ બાબતનો અસંતોષ ભારેલા અગ્નિ જેવો સદા ધીકતો રહે છે.

**શિક્ષક સમાજ હોલ :** ઉપર ગણાવી તેવી વિવિધ પ્રવૃત્તિઓ સારી રીતે ચલાવી શકાય તે હેતુથી જિલ્લાના શિક્ષકો માટે એક શિક્ષકસમાજ હોલ બાંધવાનું નક્કી થયેલું છે. ઉત્તરસંડાના વતની શ્રી ચંદુલાલ ઝવેરભાઈ પટેલ તરફથી સ્ટેશનની નજીકમાં રૂપિયા બારેક હજારની કિંમતની બાર ગૂંઠા વિસ્તારવાળી જમીન સંઘને આ કામ માટે બક્ષિસ આપવામાં આવી છે. તેનો દસ્તાવેજ થઈ ગયો છે. એ જમીન ઉપર મકાન બાંધવા માટે ત્રીસેક હજાર રૂપિયાનો ફાળો એકઠો કરવામાં આવ્યો છે. એટલે શિક્ષકસમાજ હોલ

ઉત્તરખંડામાં બંધાશે અને ૭૬ વર્ષનું આ જિલ્લાના શિક્ષકોનું મૂગું તપ મકાનરૂપે મૂર્ત સ્વરૂપ લેશે. એનાથી ખેડા જિલ્લાનો પ્રાથમિક શિક્ષક જરૂર ગૌરવ અનુભવશે અને શિક્ષકસમાજની તેમજ પ્રાથમિક શિક્ષણની પ્રગતિમાં એ વધુ સારો ફાળો આપી શકશે.

**(૩) નડિયાદ મ્યુનિસિપલ પ્રાથમિક શિક્ષક સંઘ : સ્થાપનાનો ઇતિહાસ :** આ શિક્ષક મંડળ નડિયાદ શહેરની મ્યુનિસિપાલિટી તરફથી ચાલતી પ્રાથમિક શાળાઓના શિક્ષકોનું બનેલું છે. તેની સ્થાપના બંધારણપૂર્વક તા ૧૬-૧૨-૩૫ને રોજ ૮૮ સભ્યોથી થયેલી હતી. તે પહેલાં ૧૯૧૧-૧૨માં નડિયાદના પ્રાથમિક શિક્ષકો માટે પ્રાથમિક શિક્ષકસમાજ સ્થાપવામાં આવ્યો હતો. એમાં હોદ્દાની રૂએ પ્રાથમિક શાળાના સુપરવાઇઝર અથવા જેમની નોકરીની મુદત સૌથી વધારે હોય તેવા સભ્ય પ્રમુખ ગણાતા હતા. દરેક શિક્ષક-શિક્ષિકાએ એ સમાજની સભામાં હાજર રહેવાનું ફરજિયાત હતું. અગાઉથી મંજૂરી મેળવ્યા સિવાય કોઈ ગેરહાજર રહી શકતું નહિ પ્રમુખશ્રી નક્કી કરે તે પ્રમાણે દરેક શિક્ષકે ક્રમવાર સમાજની સભામાં કથિત પાઠ આપવા પડતા. પછી તે ઉપર ચર્ચા થતી. આ પ્રકારનો શિક્ષકસમાજ ૧૯૨૭-૨૮ સુધી ચાલેલો. વચ્ચે ૧૯૨૦-૨૫ના ગાળામાં તે સુપ્ત દશામાં રહેલો. ૧૯૨૬માં ફરી જાગ્રત થયા પછી એક સભામાં કથિત પાઠની ચર્ચાને પરિણામે કડવાશ જાગતાં એ સમાજ બંધ પડેલો. પાછળથી પ્રાથમિક શિક્ષણનો વહીવટ ચતુર્મુખી બનતાં શિક્ષકોને અનેક રીતે કનડગતો થવા લાગી. એનો ઉપાય કરવા હાલના મંડળની સ્થાપના કરવામાં આવેલી.

**ઉદ્દેશ અને અન્ય વિગતો :** આ મંડળનો ઉદ્દેશ શાળોપયોગી વિષયો ચર્ચવાનો, કેળવણીમાં પ્રગતિ થાય તેવા પ્રયત્નો કરવાનો અને શિક્ષકોનાં હિતાહિતનો વિચાર કરવાનો છે. ચાર આના દાખલ ફી અને ચાર આના વાર્ષિક સભ્ય ફી આપનાર નડિયાદ મ્યુનિસિપાલિટીના તાબાની પ્રાથમિક શાળાનાં શિક્ષક-શિક્ષિકા આ મંડળના સભ્ય બની શકે છે હાલ ૧૯૫૪માં ૧૪૮ સભ્યો છે. તેના હોદ્દેદારો નીચે પ્રમાણે છે :-

**પ્રમુખ :** શ્રી અંબાલાલ જેઠાભાઇ પટેલ. **ઉપપ્રમુખ :** શ્રી ઇશ્વરભાઇ લક્ષ્મીદાસ પટેલ. **મંત્રી :** શ્રી પૂંજાભાઇ જેઠાભાઇ પટેલ. **સહમંત્રી :** શ્રી રણછોડભાઇ પ્રભુદાસ પરમાર.

પત્રવ્યવહારનું સરનામું નીચે પ્રમાણે છે :-

અંબાલાલ જેઠાભાઇ પટેલ, પ્રમુખ પ્રા. શિ. મંડળ નડિયાદ મ્યુનિ., કંથારિયા ચકલું-સુતરીઆપોળ-નડિયાદ.

**પ્રવૃત્તિઓ :** શિક્ષકોના પગાર અંગેની સરકાર સાથેની લડતોમાં આ મંડળે વખતો વખત સંગીન કામગીરી બજાવેલી છે. તે ઉપરાંત પોતાના સભ્યોના એ પ્રકારના હિતના પ્રશ્નો ઉકેલવા માટે સતત જહેમત ઊઠાવી છે. અભ્યાસક્રમ, પાઠ્ય પુસ્તકો અને શિક્ષણના પ્રશ્નો બાબત વખતો વખત ઠરાવો દ્વારા સરકારનું ધ્યાન દોર્યું છે. રાષ્ટ્રિય અને જાહેર હિતની પ્રવૃત્તિઓમાં શક્ય તેટલો સાથ આપ્યો છે ને આપે છે. બાળકો માટે પ્રાથમિક શાળાનાં મકાનો બાંધવાની પ્રવૃત્તિ હાથ ધરી સફળતા મેળવી છે અને એ પ્રવૃત્તિને આગળ ધપાવી રહ્યા છે. ઉપરાંત નોંધપાત્ર હકીકત એ છે કે આ મંડળને તેના સ્થાનિક શાળામંડળ સાથે મીઠો સંબંધ છે.

**અન્ય સંઘો સાથે સંબંધ :** આ મંડળ જિલ્લા શિક્ષક સંઘની માફક ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘ તેમજ મુંબઈ રાજ્ય પ્રાથમિક શિક્ષક સંઘ સાથે જોડાયેલું છે. એમાં નોંધપાત્ર હકીકત એ છે કે આ મંડળના એક પ્રતિનિધિ શ્રી નારણભાઈ વાઘજીભાઇ પટેલ ૧૯૩૬-૩૭માં સમસ્ત ગુજરાત પ્રા૰ શિક્ષક સંઘના ઉપપ્રમુખ નિમાયા હતા બાદ આ મંડળના પ્રમુખ શ્રી ભાઈલાલભાઇ ના. બ્રહ્મભટ્ટ સને ૧૯૪૭માં ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘના મંત્રી નિમાયા હતા અને ત્યારથી ૧૯૫૨ સુધી એ સ્થાન તેમણે સંભાળ્યું હતું. તે પછી તેઓ નોકરીમાંથી નિવૃત્ત થયા હોવા છતાં ગુજરાત સંઘની કારોબારી સમિતિઓમાં સલાહસૂચના આપવા માટે તેમને ખાસ આમંત્રણ આપવાનો એ સંઘની કારોબારીએ ઠરાવ કરેલો છે. તે માટે એ સંઘ તેમને મુસાફરી ખર્ચ આપે છે અને એ રીતે શ્રી બ્રહ્મભટ્ટ ગુજરાત પ્રાથમિક શિક્ષક સંઘની સેવાઓ હજી બજાવી રહ્યા છે. વળી મુંબઈ રાજ્ય પ્રાથમિક શિક્ષક સંઘની કારોબારીના કામકાજમાં આ મંડળના પ્રમુખ તરીકે શ્રી બ્રહ્મભટ્ટે વખતો વખત કામગીરી બજાવી હતી. તેને લીધે ઈ સ. ૧૯૪૯થી ૧૯૫૨ સુધી તેમને મુંબઇ રાજ્યના પ્રાથમિક શિક્ષક સંઘના મંત્રી નીમવામાં આવ્યા હતા. એ રીતે આ મંડળના પ્રમુખે સમસ્ત રાજ્યના શિક્ષકોની વર્ષો સુધી સેવા બજાવી હતી.

જાન્યુઆરી ૧૯૫૪ને રોજ નાગપુરમાં ભરાયેલા અખિલ ભારત પ્રાથમિક શિક્ષકોના અધિવેશનમાં આ મંડળના ચાર પ્રતિનિધિઓ હાજર રહ્યા હતા, તે પૈકી શ્રી ઇશ્વરભાઈ લક્ષ્મી-

દાસ પટેલને ગુજરાતના ત્રણ પ્રતિનિધિઓ પૈકીના એક તરીકે એ અધિવેશનની વિષયવિચારણી સભામાં પસંદ કરવામાં આવ્યા હતા. નડિયાદમાં ચોથું સમસ્ત ગુજરાત પ્રા. શિક્ષક અધિવેશન તા. ૨૫-૧૨-૪૬ના રોજ અને મુંબઈ રાજ્ય પ્રા. શિક્ષક અધિવેશન તા. ૨૪, ૨૫-૫-૫૦ના રોજ ભરાયેલાં. આ બન્ને પ્રસંગે આ મંડળના કાર્યકરોએ યશસ્વી કામગીરી બજાવી હતી. તે સાથે મુંબઈ રાજ્ય પ્રા. શિક્ષક અધિવેશનના સ્વાગતાધ્યક્ષ તરીકે આ મંડળના પ્રમુખ શ્રી. બ્રહ્મભટ્ટે સેવા આપેલી.

**રાષ્ટ્રભાષાનો વર્ગ:** આ મંડળે તા. ૪-૧૦-૩૯ના ઠરાવથી નડિયાદમાં રાષ્ટ્રભાષા શીખવવાનો વર્ગ શરૂ કરેલો તે હજી ચાલુ છે.

**ટ્રસ્ટ ફંડ:** અત્રેની પ્રા. શાળાના એક મહારાષ્ટ્રીયન શિક્ષિકા શ્રી. ઠકુબહેન વિનાયકરાવ આઠવલેએ પોતાની નિવૃત્તિ પ્રસંગે આ મંડળને એક સો રૂપિયાનું ટ્રસ્ટ આપેલું છે તેના વ્યાજમાંથી ધોરણ ૫માં વધુ ગુણ મેળવી પાસ થનાર બાળાને ઇનામ આપવામાં આવે છે.

**શાળાઓ માટે મકાનો: યોજના:** આ મંડળની બીજી પણ નાની નાની સેવાઓ ઘણી છે. પરંતુ તેમાં સૌથી મોટી અને ગૌરવશાળી સેવા તે આ મંડળના પ્રયાસથી નડિયાદની પ્રાથમિક શાળાઓ માટે મકાનો બાંધવાની યોજના છે. નડિયાદની મ્યુનિસિપાલિટીની શાળાઓ માટે હવાઉજાસવાળાં અને સગવડવાળાં મકાનો ન હતાં. એ પ્રશ્નના ઉકેલ માટે આ મંડળે ઠરાવ નં.-૭ તા. ૭-૧-૪૬ ને રોજ ૧૫ શિક્ષકોની એક પ્રાયમરી સ્કૂલ બિલ્ડિંગ કમિટી સ્થાપી અને તે પછી તે વખતના મ્યુનિસિપલ પ્રમુખ શ્રી. વિઠ્ઠલદાસ પુરુષોત્તમદાસ દેસાઈ તથા શાળા બોર્ડના અધ્યક્ષ શ્રી ખેચરદાસ મગનલાલ શાહના સહકારથી અને શ્રી ખેચરદાસની સલાહ પ્રમાણે એક યોજના તૈયાર કરી હતી જેને નડિયાદ મ્યુનિ. જનરલ બોર્ડે ઠરાવ નં. ૩૭૮ તા. ૭-૩-૪૬થી મંજૂર કરી છે. તેનો સાર નીચે પ્રમાણે છે:- ૧: આ યોજનાના સંચાલન માટે શિક્ષકોની એક બિલ્ડિંગ કમિટી નીમવામાં આવે. તે કમિટિ નડિયાદમાં પ્રાથમિક શાળાનાં મકાનો બાંધવા માટે દાતાઓ પાસેથી દાન મેળવે. ૨: મકાનનું કુલ ખર્ચ અથવા રૂ. ૩૦,૦૦૦ જે આપે તેમનું નામ શાળાના નામ સાથે જોડવું. શરૂઆતમાં આ રકમ રૂ. ૧૫૦૦૦ હતી. રૂ. ૩૦૦૦ જે આપે તેમનું નામ હૉલ પર મૂકવું અને રૂ. ૫૦૦ કે તેથી વધુ રકમ આપનારનાં નામ શાળામાં યોગ્ય સ્થળે આરસની તખ્તીમાં અંકિત કરવાં. ૩: આ રીતે મળનાર દાનમાંથી મ્યુનિસિપાલિટીના પ્લૉટ ઉપર મ્યુનિસિપલ સ્કૂલ બિલ્ડિંગ કમિટી દ્વારા શાળાનું મકાન બંધાવવું અથવા કોઈ દાતા તરફથી તૈયાર મકાન મળે તો તે સ્વીકારવું. ૪: આ તૈયાર મકાનોનો મ્યુનિસિપાલિટી કબજો લે અને પ્રાથમિક શાળા તરીકે એનો ઉપયોગ કરે. ૫: સરકારના એક્ઝિક્યુટિવ એંજિનિયર આ મકાનોનું જે ભાડું ઠરાવે તે મ્યુનિસિપાલિટી આપે ૬: ભાડાની આવકનો અડધો ભાગ મ્યુનિસિપલ સ્કૂલ બિલ્ડિંગ કમિટી આ મકાનો રંગવા ધોળવાના તેમજ સમારકામ કરવાના કે નવાં મકાનો બાંધવાના કામમાં વાપરે અને બાકીનો અડધો ભાગ શિક્ષણનાં અદ્યતન સાધનો માટે વાપરે. આ ઉપરાંત બીજી વહીવટી વિગતો પણ આ યોજનામાં છે.

**બિલ્ડિંગ કમિટી:** ઉપરની યોજના પ્રમાણે તારીખ ૭-૧-૪૬ની મંડળની જનરલ સભામાં ઉત્સાહી અને લગનવાળા ૧૫ શિક્ષકોની એક કમિટી નીમવામાં આવી. તેનું નામ પ્રાયમરી સ્કૂલ બિલ્ડિંગ કમિટી-પ્રાથમિક શિક્ષક મંડળ એવું રાખવામાં આવ્યું. એના અધ્યક્ષ શ્રી. નારણભાઇ વાઘજીભાઇ પટેલ અને મંત્રી આ મંડળના પ્રમુખ શ્રી. ભાઇલાલભાઇ ના. બ્રહ્મભટ્ટ નિમાયા હતા. હાલ ૧૯૫૪માં એ બિલ્ડિંગ કમિટીના અધ્યક્ષ શ્રી. સોમાભાઇ નારણભાઇ પટેલ અને મંત્રી શ્રી. મણિલાલ જેઠાલાલ શાહ છે.

**બંધાયેલાં મકાનો:** આ કમિટીએ બાંધેલાં મકાનોની ટૂંક વિગત નીચે પ્રમાણે છે:-

**૧: સ્વ૦ ફૂલાભાઈ બાવાજીભાઇ પટેલ સ્કૂલ:** આ મકાન પીજ ભાગોળે આવેલું છે. તેનું ઉદ્‌ઘાટન તારીખ ૧૨-૧૨-૪૯ને રોજ શ્રી. બાબુભાઈ જશભાઈ પટેલને હાથે થયું હતું. આ મકાન માટે ઉપર જણાવેલી યોજના મુજબ રૂ. ૧૫૦૦૦નું દાન તમાકુના જાણીતા વેપારી શ્રી ચુનીભાઈ ફૂલાભાઈ પટેલે પોતાના સદ્‌ગત પિતાશ્રીના સ્મરણાર્થે આપેલું છે. તે ઉપરાંત જુદા જુદા ગૃહસ્થોએ નાની મોટી રકમો પણ આપેલી છે.

**૨: પૂજ્ય યોગિરાજ શ્રી સંતરામ મહારાજ વિદ્યાશાળા:** આ મકાનનું ઉદ્‌ઘાટન તા. ૧૯-૮-૫૦ને રોજ બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી માધવતીર્થજી મહારાજે કર્યું હતું. તે પ્રસંગે તેઓએ વિદ્યાર્થીઓને ગીતાજીના શ્લોકની સમજ આપી હતી. સારાં કામોમાં સહાય આપવાને સદા તત્પર એવા શ્રી સંતરામ મંદિરના મહંત શ્રી જાનકીદાસજીએ આ

મકાન પોતાની જ માલિકીની જમીનમાં લગભગ રૂ. ૧,૧૭,૦૦૦ને ખર્ચે તમામ પ્રકારનાં સાધનોથી સજાવીને તૈયાર કરી આપ્યું છે. એમાં પોતાનો માલિકી હક્ક સુરક્ષિત રહે તે માટે વાર્ષિક રૂ. ૧ નામનું ભાડું લેવાનું રાખેલું છે અને પ્રાથમિક શાળા તરીકે ઉપયોગ થાય ત્યાં સુધી કાયમને માટે તેનો વહીવટ મ્યુનિસિપાલિટીને અમુક શરતોએ સોંપેલો છે.

**૩ : સ્વ. ચુનીલાલ તારાચંદ દલાલ શાળા :** આ મકાન વિક્ટોરિયા ગાર્ડનના એક ખૂણા ઉપર આવેલું છે. તેનું ઉદ્ઘાટન તા. ૨-૨-૫૧ને રોજ મુંબઈ રાજ્યનાં નાયબ કેળવણી પ્રધાન કુ. ઇન્દુમતિબહેન શેઠને હાથે થયું હતું. એના ખર્ચ માટે નડિયાદના જાણીતા એંજિનિયર, ખડાયતા જ્ઞાતિના, શ્રી ચુનીલાલ તારાચંદ દલાલના વારસો તરફથી પ્રથમ રૂ ૨૫૦૦૦ આપવાનું વચન મળેલું. પરંતુ એકંદર ખર્ચ રૂ. ૩૫૦૦૦ થવાથી દાતાઓએ રૂ ૧૦,૦૦૦ વધારે આપ્યા હતા. એ રીતે આ મકાન એક જ કુટુંબના દાનથી બંધાયું છે.

**૪ : શેઠશ્રી બળદેવદાસ વ્રજલાલ શાહ, વડવા કૂવા, પ્રાથમિક શાળા :** આ મકાન કંસારા બજારના ભરચક શ્રીમંત વસતીવાળા લત્તામાં આવેલું છે. જેમનું નામ એમની સાથે જોડવામાં આવ્યું છે તે શેઠશ્રી બળદેવદાસે એ લત્તામાં આવેલી પોતાની માલિકીની લગભગ રૂપિયા દોઢ લાખની કિંમતની મોટી ધર્મશાળા આ માટે આપેલી છે. તેની શરતો ઉપર જણાવ્યા પ્રમાણે શ્રી સંતરામ મહારાજે અર્પણ કરેલા મકાન અંગેની શરતો જેવી છે આ મકાનનું ઉદ્ઘાટન તા ૯-૫-૫૧ને રોજ વડોદરાના જાણીતા કોંગ્રેસ કાર્યકર શ્રી ચુ ' લ લ પુ શ હને હાથે થયું હતું.

**૫ : શ્રી સંતરામ કન્યાશાળા વિહારવાટિકા :** દસ હોલનું બધી સગવડોવાળું આ સુંદર મકાન રૂ. ૩૫૦૦૦ને ખર્ચે બાંધી શ્રી સંતરામ મંદિરના મહંત જાનકીદાસજીએ પોતાની સ્વયંપ્રેરણાથી કન્યાઓની શાળા માટે અર્પણ કરેલું છે. તેનું ઉદ્ઘાટન તા : ૨૦-૧-૫૩ને રોજ સ્વામીશ્રી નિગમાનંદજી પરમહંસને હસ્તે થયું હતું આ અંગેની શરતો પણ શ્રી સંતરામ મંદિરના ઉપર જણાવેલા મકાનની શરતો જેવી છે.

**૬ : સ્વ. શેઠશ્રી માણેકલાલ છગનલાલ સુરચંદ વોરા પ્રાથમિક શાળા :** આ મકાન મોગલ કૂટના લત્તામાં આવેલું છે. તે માટે રૂ ૩૦,૦૦૦ અમુક શરતે આપવાનું વચન મળેલું. પુરંતુ દાતાના નામને શોભે તવું મકાન એટલાથી બંધાય તેમ નહિ હોવાથી તેમના પુત્ર શ્રી નટવરલાલે એ રકમ વધારી રૂ ૪૨,૦૦૦ આપવાનું સ્વીકાર્યું. તા : ૨૯-૪-૫૩ને રોજ ખાતમુહૂર્ત કરતી વખતે શ્રી ઝવેરભાઈ ભૂલાભાઈ પટેલે મેસર્સ સી. જે. પટેલની કંપની તરફથી રૂ ૧૦,૦૦૦ વધુ આપવા જાહેર કર્યું. બીજા રૂ. ૧૦૦૦૦ બિલ્ડિંગ કમિટિએ ઉમેરી લગભગ રૂ. ૬૨૦૦૦ને ખર્ચે આ મકાન તૈયાર કર્યું તેનું ઉદ્ઘાટન તા : ૨૨-૧૦-૫૩ ને રોજ હાલના મ્યુનિસિપલ પ્રમુખ શ્રી ગોકળભાઇ સોમાભાઈ પટેલે કર્યું હતું.

**હાઉસિંગ સોસાયટી :** આ મંડળે શિક્ષકો માટે હાઉસિંગ સોસાયટી સ્થાપવાનો પ્રયાસ પણ શરૂ કર્યો છે.

---

આધાર : (૧) ખેડા જિલ્લા માધ્યમિક શિક્ષક સંઘ તરફથી મળેલી માહિતી (૨) ખેડા જિલ્લા પ્રાથમિક શિક્ષક સંઘ તરફથી મળેલી માહિતી (૩) નડિયાદ મ્યુનિ. પ્રાથમિક શિક્ષક મંડળ તરફથી મળેલી માહિતી.

# ૧૮
# ખેડા જિલ્લા ખેડૂત સંઘ

**પ્રથમ પ્રયાસ :** આ જિલ્લાની મોટા ભાગની વસતીનો મુખ્ય વ્યવસાય ખેતી છે. તેથી ખેતી અને ખેડૂતને જો આબાદ બનાવવા હોય તો ખેડૂતવર્ગમાં જાગૃતિ અને સંગઠન જોઈએ આ હેતુસર સને ૧૯૩૭-૩૮ના અરસામાં ખેડા જિલ્લા ખેડૂત મંડળની સ્થાપના કરવામાં આવી હતી. એ મંડળ તરફથી 'ખેડૂત' નામની એક પખવાડિક પત્રિકા પણ શરૂ કરવામાં આવી હતી. પરંતુ તે વખતે આવા ખેડૂત સંઘની પ્રવૃત્તિ માટે રાજકીય સંજોગો અનુકૂળ નહોતા,

એથી એ મંડળ અને એનું મુખપત્ર બંધ પડર્યાં.

**સને ૧૯૪૭ અને તે પછી :** મહાયુદ્ધ પૂરું થયું ને પછી ભારતને સ્વાતંત્ર્ય મળ્યું. સને ૧૯૪૭ના એ યાદગાર વર્ષમાં ખેડૂતો પર સરકારમાં અનાજ નહિ નોંધાવ્યાના ગુના દાખલ કરવામાં આવ્યા. આ નિમિત્તે ખેડૂત કાર્યકરોમાં સંઘબળની ભાવના ફરી જાગૃત થઈ, અને તે જ વર્ષમાં ખેડા જિલ્લા ખેડૂત સભાની સ્થાપના થઈ જિલ્લાની આ સંસ્થાનો ક્રમવિકાસ થતાં બે વર્ષ પછી ગુજરાત ખેડૂત સંઘની સ્થાપના કરવામાં આવી. તેથી જિલ્લાની ખેડૂત સભા મુખ્ય કેન્દ્ર સંઘની શાખામાં ફેરવાઈ ગઈ. પ્રથમની ખેડૂત સભાની સ્થાપના તા. ૧૯-૧૦-૪૭ના રોજ થઈ, જ્યારે ગુજરાત ખેડૂત સંઘની સ્થાપના થતાં તે તા. ૯-૧૮-૪૯ના રોજ ખેડા જિલ્લા ખેડૂત સંઘ રૂપે ફેરવાઈ ગઇ.

**ઉદ્દેશ :** સંસ્થાના બંધારણમાં સંઘનો ઉદ્દેશ આવો જણાવ્યો છેઃ—

"ખેડૂત તથા ખેતી સાથે સંકળાયેલા વર્ગનાં સંપ, સહકાર અને સંગઠન દ્વારા ખેતીનો અને ગામડાંનો સર્વાંગી વિકાસ કરવો, તથા તેઓનાં આર્થિક નૈતિક અને સામાજિક વગેરે ઉન્નતિનાં કાર્યો કરવાં અને તેઓનાં હિત અને હક્કોનું સંરક્ષણ કરવું."

**સભ્યો :** આ સંસ્થાના સભ્યપદ માટે મુરબ્બી (પેટ્રન), આશ્રયદાતા, સહાયક, આજીવન અને વાર્ષિક એમ પાંચ વર્ગ પાડવામાં આવ્યા છે. દરેક વર્ગ માટે જુદી જુદી ફી રાખવામાં આવી છે.

આ ખેડૂત સંઘના આજીવન સભ્યોની સંખ્યા ૫૪ છે, જ્યારે વાર્ષિક સભ્યોની સંખ્યા અગિયાર હજાર સુધી પહોંચી હતી. આજે (૧૯૫૪) આજીવન સભ્યો ૧૩૦, અને વાર્ષિક સભ્યો ૩૦૦ છે.

**સંઘની રચના :** જિલ્લામાં નોંધાયલા સભ્યોના દરેક ગામદીઠ ૨૫ સભ્યોની સંખ્યાએ એક પ્રતિનિધિ મુજબ તાલુકા ખેડૂત સંઘ પ્રતિનિધિ સભા ચુંટાય અને દરેક તાલુકા દીઠ દર બસો સભ્યોની સંખ્યાએ એક પ્રતિનિધિ જિલ્લા ખેડૂત સંઘ માટે ચુંટાય. જિલ્લા તેમજ તાલુકા ખેડૂત સંઘ બીજા સભ્યોને કો-ઓપ્ટ કરી શકે એવી જોગવાઇ પણ રાખી છે.

**સંઘની સ્થાપના :** ધંધાદારી હેતુઓ માટેજ છે. ને તેજ હેતુએ કામ કરવાની સંઘની નીતિ છે.

જે તાલુકા ખેડૂત સંઘને જરૂર જણાય તે પોતાના તાલુકામાં ગ્રામ ખેડૂત સંઘો રચી શકે એવી જોગવાઇ રાખવામાં આવી છે.

**હોદ્દેદારો :** ખેડા જિલ્લા ખેડૂત સંઘના ચાલુ હોદ્દેદારો નીચે મુજબ છેઃ—

**પ્રમુખ :** શ્રી. ભાઈલાલભાઈ બીખાભાઈ, બોરિયાવી.
**૧. ઉપપ્રમુખ :** શ્રી. તુળસીદાસ ઘાભાઈ પટેલ, વંટવાળી.
**૨. ઉપપ્રમુખ :** શ્રી. જશભાઈ તળસીભાઇ પટેલ, સોજિત્રા.
**મંત્રીઓ :** શ્રી. પરસોતમદાસ નાથાભાઈ, સામરખા, શ્રી ફૂલાભાઇ દ્વારકાદાસ પટેલ, બાંધણી. **ખજાનચીઃ** શ્રી. રણછોડભાઇ હરીભાઇ, વડોદ.

**પત્રવ્યવહારનું સરનામું :** ભાઈલાલભાઈ બીખાભાઈ પ્રમુખ, ખેડા જિલ્લા ખેડૂત સંઘ, મુ. બોરિયાવી (આણંદ થઈને)

આધાર : શ્રી. ભાઇલાલભાઇ બી. પટેલ, બોરિયાવી, તરફથી મળેલી માહિતી.

# ૧૯

# ખ્રિસ્તી પ્રવૃત્તિઓ

**પરિચય :** ઈ. સ. ૧૯૫૧ની વસતી ગણતરીમાં ખેડા જિલ્લાની હિંદી ખ્રિસ્તીઓની સંખ્યા ૩૯૦૯૧ નોંધાઈ હતી. તે પૈકી ૨૭૩૨૪ ગ્રામવસતી અને ૧૧૭૬૭ નગરવાસો હતા. વધુ વિગત પૃ. ૨૨૫ ઉપર છે.

ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર ઘણો થયો છે. ખેડા જિલ્લામાં એનું કદાચ સૌથી મોટું કેન્દ્ર છે. આ પુસ્તકમાં શિક્ષણ વિષેનાં પ્રકરણોમાં પૃ. ૩૬૭-૯ ઉપર ખાનગી શાળાઓની યાદી આપી છે. તેમાં સૌથી વધુ શાળાઓ

ખ્રિસ્તી મિશનોની છે. તે ઉપરાંત બોરસદમાં સ્ત્રીઓની ટ્રેઈનીંગ કોલેજ, આણંદમાં સેંટઝેવિયર્સ હાઈસ્કૂલ, વગેરે શિક્ષણસંસ્થાઓ પણ છે. ખ્રિસ્તી દવાખાનાં તો ઘણાં જાણીતાં છે. તેની થોડી માહિતી પૃ. ૩૩૯ ઉપર છે. આ સિવાય સહકારી મંડળીઓ, અનાથાલયો અને ધર્મપરિવર્તન જેવી અનેક પ્રવૃત્તિઓ ખ્રિસ્તી ધર્મપ્રચારકો આ જિલ્લામાં ચલાવી રહ્યા છે. આ પ્રવૃત્તિઓનો મુખ્ય હેતુ ઇસુ ખ્રિસ્તની સુવાર્તા (ઉપદેશ)નો પ્રચાર કરવાનો હોય છે.

**મિશનો :** ખ્રિસ્તી ધર્મ પ્રચારનું કાર્ય ખ્રિસ્તી મંડળીઓ મારફતે થાય છે. મિશનનો મૂળ અર્થ 'મોકલવું' કે 'મોકલાએલું' એવો થાય છે. મિશન શબ્દ બીજા ક્ષેત્રોમાં પણ વપરાય છે. દા. ત. Peace mission, Trade *mission*, (શાંતિનો સંદેશો લઈ જનારા કે ધંધાદારી વાટાઘાટો કરવા એક દેશથી બીજા દેશ જનારાઓનું નાનું વૃંદ) મિશન કહેવાય છે. એ જ રીતે ઇસુ ખ્રિસ્તનો સંદેશો પ્રગટ કરવા ખ્રિસ્તી મંડળીઓ તેમનું મિશન જુદા જુદા દેશોમાં મોકલે છે. તેઓ સંદેશવાહકો કે મિશનરીઓ કહેવાય છે. મિશન એ મંડળીથી જુદું અસ્તિત્વ ધરાવતી સંસ્થા નથી.

ખ્રિસ્તી મંડળીઓના સ્થાપકોમાં ઇસુ ખ્રિસ્તે તેમના જે બાર શિષ્યો પસંદ કરેલા તેમને તેમણે પોતેજ સુવાર્તા પ્રચાર અર્થે શુભ સંદેશા લઈને જગતના જુદા જુદા દેશોમાં મોકલ્યા હતા. તેમાં સંત પિટર રોમમાં, સંત પાઉલ યુરોપ, આફ્રિકા અને એશિયામાં અને સંત થોમા જે ઇસુ ખ્રિસ્તના બાર શિષ્યોમંનો એક કહેવાય છે તે પેલેસ્ટાઈનથી દક્ષિણ હિંદમાં આવેલો. એ રીતે મિશનરી તરીકે પ્રથમ હિંદમાં આવનાર સંત થોમા કહી શકાય.

પાછળથી રોમ, ઇંગ્લંડ, અમેરિકાથી જુદાં જુદાં મિશનો ધર્મપ્રચાર અર્થે હિંદમાં આવ્યાં અને ઇસુ ખ્રિસ્તના સંદેશ-વાહકો તરીકે કાર્ય કર્યું. તે પ્રથમ મિશનરીઓ જ હતા અને તેમના પ્રયાસે ઠેર ઠેર મંડળીઓ સ્થપાઇ. ખ્રિસ્તી ધર્મના પવિત્ર ગ્રંથ બાઇબલમાં મંડળીઓ સંબંધી અને સંત પાઉલ વિષે એવી માહિતી છે કે શાઉલ નામનો એક જયુ (યહુદી) પ્રથમ ખ્રિસ્તીઓનો વિરોધી હતો અને તેમના ઉપર જુલમ ગુજારતો. તેને ઇસુ ખ્રિસ્તની દેવવાણીના દર્શન થતાં તે ખ્રિસ્તી બન્યો અને પાઉલ પ્રેરિત અથવા પ્રેષિત પાઉલ કહેવાયો. ખ્રિસ્તીઓ તેને ઇશ્વરપ્રેરિત સંત માને છે. તેણે કોરીંથના લોકોને એક પત્ર લખેલો. તે બાઈબલમાં એક વિભાગ તરીકે આપેલો છે. તેના બારમા અધ્યાયની કલમ ૧૨ અને ૧૩માં મિશન સ્થાપવાનો હેતુ સમજાવતાં કહ્યું છે કે શરીર જેમ એક છે, અને તેના અવયવો ઘણા છે, અને શરીરના અવયવો ઘણા હોવા છતાં સર્વ મળીને એક શરીર બને છે, તેમ ખ્રિસ્ત પણ છે. કેમકે યહુદી કે ગ્રીક, દાસ કે સ્વતંત્ર, આપણે સર્વે એક આત્માથી બાપ્તી-સમા પામીને એક શરીરરૂપ બન્યા અને આપણ સર્વને એક આત્માનું પાન કરાવવામાં આવ્યું છે. આ રીતે ગમે તે દેશના, ગમે તે જાતિ કે જ્ઞાતિના, તાલેવંત કે ગરીબ સૌ કોઈ ખ્રિસ્તી મંડળીમાં રહે અને વૃદ્ધિ પામે એ મંડળી સ્થાપવાનો આશય છે.

**આરંભનો પ્રચાર :** ઉપર જણાવેલા સિદ્ધાન્તને અનુસરી ખ્રિસ્તના ઉપદેશનો પ્રચાર કરવા પ્રેરિત પાઉલ અને ઇસુ ખ્રિસ્તના બીજા શિષ્યોએ દેશ-પરદેશમાં ભ્રમણ શરૂ કરેલાં. ઇસુ ખ્રિસ્ત પેલેસ્ટાઈન પ્રદેશમાં પ્રગટ થયા હતા. તેથી તેમના ઉપદેશોનો પ્રથમ પ્રચાર એ પ્રદેશની નજીકમાં સિરિયા, એશિયા માઈનોર, ઇટાલી, ગ્રીસ, મિસર, ગૅલ (ફ્રંસ), સ્પેન અને પાછળથી આયલેંડ, ઇંગ્લંડ વગેરે દેશોમાં થયો હતો. ત્યાંથી પછી તે આખા યુરોપમાં ફેલાયો. આ પ્રથમ પ્રચારના તબક્કામાં ઈ. સ. ૫૨ના અરસામાં, સંત થોમા નામના ઇસુ ખ્રિસ્તના શિષ્ય દક્ષિણ ભારતમાં આવ્યા હતા. તે સમયે મલબારમાં દેવળ બાંધ્યું હતું. અને પ્રથમ મંડ-ળીની સ્થાપના કરી હતી, જે સિરિયન ચર્ચ તરીકે ઓળખાય છે.

**સોળમી સદી પહેલાં :** ઉપર પ્રમાણે પશ્ચિમના દેશોમાં ખ્રિસ્તી ધર્મ પ્રસર્યા પછી વિદેશીઓ વચ્ચે જાઓ અને મારી સુવાર્તા (સારો) સંદેશ પ્રકટ કરો એ ઇસુ ખ્રિસ્તના ઉપદેશને અનુસરી પ્રથમ પોર્ટુગીઝ મિશનરીઓએ ભારતમાં આવવાનું શરૂ કર્યું. આ શરૂઆત ૧૬મી સદીથી થઈ હોય એમ જણાય છે. તે પહેલાં પૂર્વના દેશોમાં ખ્રિસ્તી પ્રચાર માટે કેથલિક પાદરીઓ ભારતનાં બંદરોએ ઉતરતા અને ત્યાંથી દેશના અંદરના ભાગમાં થઈ તિબેટ, ચીન વગેરે દેશોમાં જતા. એ રીતે બ્રિટિશ રાજ્ય સ્થપાતા પહેલાં ખંભાત બંદરે ઉતરી અમદાવાદ-દિલ્હી-આગ્રાને માર્ગે ખ્રિસ્તી પાદ-રીઓ ચીન જતા હતા. આ વખતે ખંભાત શહેરમાં અને કદાચ તેની આજુબાજુના ગામોમાં કેથલિક સમાજો સ્થપાયા હશે. એક વાત ચોક્કસ છે કે તે અરસામાં ૧૬મી સદી સુધીમાં આ પ્રદેશમાં ખ્રિસ્તી પરદેશીઓ વેપાર અર્થે રહેતા હતા અને તેમની આધ્યાત્મિક સંભાળ લેવા માટે પાદરીઓ પણ વસ્યા હતા. મુખ્યત્વે તેઓ ખંભાતમાં જ હતા.

**સંત ફ્રાન્સિસ ઝેવિયર, ૧૫૪૮ :** ભારત દેશમાં અનેક કેથલિક સંસ્થાઓ જેના નામથી ઓળખાય છે તે સંત ફ્રાન્સિસ ઝેવિયર ઈ. સ. ૧૫૦૬માં સ્પેન દેશમાં જન્મ્યા હતા. તેઓ પેરીસની વિદ્યાપીઠના અધ્યાપકનો હોદ્દો છોડી જેસ્યુઈટ સંન્યાસી બની, ઈ. સ. ૧૫૪૨માં ગોવા આવેલા. તે વખતે ખંભાત બંદરમાં પોર્ટુગીઝ વાઇસરોય જોહાન દે. કાસ્રો કરીને હતા. તેમને મળવા સંત ઝેવિયર પ્રથમ ૧૫૪૮ના માર્ચમાં અને પછી ૧૫૪૯ના ફેબ્રુઆરીમાં ખંભાત આવેલા. તે વખતે થોડા પોર્ટુગીઝ તથા ફ્રેન્ચ વેપારીઓ ત્યાં રહેતા હતા અને તેમની આત્મિક સંભાળ લેવા માટે દમણ કે દીવથી કેથલિક ધર્મગુરુઓ ખંભાત આવતા. પરંતુ ઠેઠ અકબર બાદશાહના સમય સુધી ખંભાતમાં ખ્રિસ્તી ધર્મ-પ્રચારનું કાર્ય થઈ શક્યું નહોતું.

**ખંભાતમાં પ્રથમ દેવળ : ૧૫૯૪ :** ઇ. સ ૧૫૯૪માં ખંભાતનો કેથલિક ઈતિહાસ શરૂ થાય છે. એક પત્રમાં વંચાય છે કે, "જે ઘર ખંભાતના કોટ પાસે બંદરેથી આટલું સુંદર દીસે તેમાં કેથલિક દેવળ બાંધવું." એ વાત તે વખતના ખંભાતના સુલતાન, અકબરના બીજા દીકરા તરફથી આવેલી લાગે છે. ઉપર જણાવેલા સંત ફ્રાન્સિસ ઝેવિયરના ભત્રીજા ફાધર ઝેવિયર તથા ફાધર પીઝેરોએ આ સુલતાન સાથે સારી મિત્રાચારી બાંધી હતી. તેઓ વારંવાર સુલતાનના મહેલમાં જતા એ રીતે પાંચ મહીના ખંભાતમાં રહી, નાતાલ સારી રીતે ઉજવી, તેઓ આગ્રા તરફ અકબર પાસે ગયેલા. એવામાં બીજા કેથલિક પાદરીઓ ખંભાત આવ્યા હતા. તે પૈકી ૧૫૯૮માં ફાધર અ. માચાદો અને ફાધર પીતર પાએઝનાં નામ ખાસ મળે છે. પાંચ વર્ષે જ્યારે ફાધર પીઝેરો ખંભાત પાછા ફર્યા ત્યારે ખંભાતનું કામ જોઈ આભા થઈ ગયા હતા. નાતાલમાં ઈસુ બાળનું પૂતળું લઈને એવા ભપકાથી સરઘસ નીકળેલું કે લગભગ તેર હજાર માણસો ભેગા થયેલા ને સુલતાન પોતે તે પૂતળું જોવા કેથલિક દેવાલયે ગયેલા. દેવળનું ખર્ચ પોર્ટુગીઝો અને સ્થાનિક વાણિયાઓ ઉપાડતા હતા.

દરિયો ખસવાથી કે સુરત બંદરનું મહત્વ વધવાથી ખંભાત નરમ પડ્યું ને બે સદી સુધી કેથલિક પ્રવૃત્તિઓ વિષે કંઈ માહિતી મળતી નથી. અલબત્ત, આ સમયમાં દમણ, દીવ અને વસાઈમાં કેથલિક કેન્દ્રો ચાલુ રહ્યાં હતાં. તે પૈકી મરાઠાઓની ચઢાઇથી વસઈ જમીનદોસ્ત થયેલું, ને દમણ તથા દીવ પોર્ટુગીઝ મુલક તરીકે ચાલુ રહેલાં.

**બ્રિટિશ યુગમાં, ૧૮૦૫ થી ૧૮૪૦ :** ઓગણીસમી સદીમાં ગુજરાત બ્રિટિશોના તાબામાં ગયું, ત્યારથી જ ખ્રિસ્તિ પ્રવૃત્તિઓનો ચરોતરમાં નવેસર પ્રચાર શરૂ થયો. આ પુસ્તકમાં પૃ. ૪૮૪ ઉપર જણાવ્યા પ્રમાણે ખેડા જિલ્લાનો કેટલોક ભાગ સને ૧૮૦૩માં બ્રિટિશોના કબજામાં આવ્યો ઇ. સ ૧૮૦૫થી સૌ પ્રથમ જિલ્લાનો કલેક્ટર નિમાયો. એજ વર્ષમાં ખેડાને કલેક્ટરનું મથક બનાવવામાં આવ્યું અને તેને મોટું લશ્કરી મથક પણ બનાવાયું. ઈ સ. ૧૮૧૭થી આખો જિલ્લો બ્રિટિશને તાબે ગયો. આ વર્ષોમાં બ્રિટિશને લશ્કરના સિપાઈઓ અધિકારીઓ અને વેપારીઓ મોટી સંખ્યામાં સુરત, ખેડા, વગેરે સ્થળોએ આવી વસેલા. તેમની આધ્યાત્મિક સંભાળ અર્થે ખ્રિસ્તી ધર્મગુરુઓ ચરોતરમાં આવતા થયા હતા.

આમ બ્રિટિશ અમલની શરુઆતમાં ખેડા મોટું લશ્કરી મથક હતું. તેની એક છાવણી નડિયાદથી ખેડા જતાં રતનપુરા ગામ પાસે હતી. તેમાં પ્રોટેસ્ટંટ તથા કેથલિક બંને સંપ્રદાયના સોલ્જરો હતા. તેમને સારુ બે અલગ દેવળો બાંધવામાં આવ્યાં હતાં. કેથલિક સંપ્રદાય એ અસલ ખ્રિસ્તી ધર્મને ચુસ્ત માને છે. પ્રોટેસ્ટંટ એ પ્રથા ક સંપ્રદાય છે. છાવણી ઊઠી ગયા પછી કેથલિક દેવળ પડી ગયું હતું. પરંતુ ચર્ચ ઓફ ઈંગ્લંડનું દેવાલય હજુ સુધી વાત્રક નદી અને રતનપુરા ગામ નજીક ઊભું છે એનાથી થોડેક દૂર કેથલિક તથા પ્રોટેસ્ટંટ સંપ્રદાયનાં કબ્રસ્તાન જોવામાં આવે છે ને તેની વંડી બહાર એક સ્મારક સડક પાસે દેખાય છે. મલેરિયા ઉપદ્રવના ભોગ બનેલા સેંકડો સોલજરોનું એ સ્મારક છે.

આ સોલજરો સિવાય ભારતના અન્ય પ્રદેશોમાંથી આવેલ કેથલિકો ચરોતરમાં હતા. ખેડામાં તો અમદાવાદથી એક કેથલિક પાદરી વારંવાર આવતા ને ખ્રિસ્તયજ્ઞ ચઢાવીને પાછા જતા હતા.

**ચરોતરમાં શરુઆત : ૧૮૪૪ :** લગભગ સને ૧૮૪૪ના અરસામાં લંડન મિશને વડોદરામાં ખ્રિસ્તી પ્રવૃત્તિ શરૂ કરેલી. ત્યાંથી એ પ્રવૃત્તિ મહીકાંઠે વિસ્તાર પામી. ચરોતરમાં આંક-લાવના ગીરધરભાઈ રૂપજી અને કાનવાડીના કુબેરભાઈ આશારામ પ્રથમ ખ્રિસ્તીઓ થયા. તેમના પ્રયાસથી ચરો-તરમાં ખ્રિસ્તી કેન્દ્ર સ્થપાયું.

**આઈ. પી. મિશન, ૧૮૪૧-૫ :** સને ૧૮૪૧માં આયર્લેન્ડના આઇરિશ પ્રેસબિટેરિયન મિશનના બે પરદેશી

પાદરીઓ રેવરન્ડ જેમ્સ ગ્લાસગો અને રેવરન્ડ એલેક્ઝાન્ડર કેર મુંબઈ થઈ સૌરાષ્ટ્રમાં આવેલા. તેમણે સૌરાષ્ટ્રમાં રાજકોટ તેમનું મથક બનાવેલું. ત્યાંથી તેમણે આઈ. પી. મિશન, જનાના મિશન અને જંગલ ટ્રાઇબ્સ મિશન એમ ત્રણ ભાગે કામ શરૂ કરેલાં. પાછળથી એ ત્રણેયને ભેળવી દેવાયેલાં.

લંડન મિશનરી સોસાયટીના મિશનરી રેવ. ક્લાર્કસન તેમની કાર્ય-પ્રવૃત્તિના આરંભમાં સુવાર્તા પ્રચાર અર્થે બોરસદ તાલુકાના દહેવાણ ગામે વારંવાર મુકામ કરતા. પરંતુ બોરસદમાં કેટલાક ભાઇઓ ખ્રિસ્તી થતાં આ નવા ખ્રિસ્તીઓને ખ્રિસ્તી મંડળી તરીકે સંસ્થાપિત કરવા તેમણે દહેવાણથી આવી બોરસદને પોતાનું કેન્દ્ર બનાવ્યું. સંજોગવશાત ઇ. સ. ૧૮૬૦માં લંડન મિશનરી સોસાયટીએ પોતાનું કાર્ય આઈ. પી. મિશનને હસ્તક સુપ્રત કર્યું. દહેવાણમાં એ પ્રથમ કેન્દ્રના સ્મારક રૂપે મકાનો હજી પણ છે.

ઉપર પ્રમાણે બોરસદમાં આઇ. પી. મિશનનું પ્રથમ થાણું નંખાયું. તે હાલ બોરસદમાં ખાસીવાડી વિસ્તાર તરીકે ઓળખાય છે; ત્યાં દેવળ, બંગલો, ઇસ્પિતાલ, ટ્રેઈનીંગ સ્કૂલ, વગેરે સંસ્થાઓ જામી છે. પરંતુ શરૂઆતમાં એમાંનું કંઈ હતું નહિ, તેથી એ વિસ્તાર નજીક આવેલા વડોદરિયા દરવાજાની મેડી ઉપર કામનો આરંભ થયેલો. ધાર્મિક વિધિ, પ્રાર્થના વગેરે ત્યાં થતું. સમય જતાં એ જ વિસ્તારના જે લોકોએ ખ્રિસ્તી ધર્મ સ્વીકાર્યો તેમાં શ્રી દેસાઈભાઈ ખોજીદાસ, શ્રી બેચરભાઈ અમરસીંગ અને શ્રી દલાભાઈ વજેસીંગ મુખ્ય હતા. ત્યાંથી આજુબાજુનાં ગામોમાં પણ ખ્રિસ્તીધર્મ પ્રસર્યો અને આણંદ તથા નડિયાદ તાલુકાઓમાં પણ તે ફેલાયો. પાછળથી આ ખ્રિસ્તી થયેલા લોકોને તેમના જૂના સમાજો તરફથી કનડગત થતી હોવાથી તેમને માટે મિશન તરફથી અલગ રહેઠાણ બાંધી પરાં વસાવવામાં આવેલાં. એવાં પરાં બોરસદ તાલુકામાં બ્રૂકફિલ, ગીલેસ્પીપુર, સાંડર્સપુર, ફલેપ્ટનપુર, આણંદ તાલુકામાં મોન્ટગમેરીપુર, શીલેડીપુરા, બ્રાઉનપુર, બાર્કલીપુર અને પેટલાદ તાલુકામાં કેથરીનપુર, એ મુખ્ય હતાં. પછી આ ધર્મપ્રચાર વધતાં બોરસદ, નડિયાદ, હરિપુરા, ભાલેજ, સૈયદપુરા, આશીપુરા, ડાકોર, કેરીપુર, કરમસદ, ખંભાત, પેટલાદ, કઠાણા, દેવાતજ, અને પોરડા સુધી એનો વિસ્તાર થયેલો છે.

આ મિશને પોતાના અનુયાયીઓ માટે શાળાઓ મહાશાળાઓ અને છાત્રાલયો બાંધવામાં પહેલ કરેલી છે. સ્ત્રીશિક્ષણ માટેની એણે કરેલી પહેલ ખાસ નોંધપાત્ર છે. કહેવાય છે કે ગુજરાતમાંથી ખ્રિસ્તીઓને કેળવણીક્ષેત્રે આગળ લાવવામાં આઈ. પી. મિશનનો ફાળો અજોડ છે. હાલમાં આ મિશન તરફથી બોરસદમાં શાળા, મહાશાળા, અને સ્ત્રીશિક્ષણ કેન્દ્રો ચાલે છે. તે ઉપરાંત આણંદમાં કન્યાશાળા અને છાત્રાલય છે, અને ગામડામાં આ મિશનની પ્રાથમિક શાળાઓ પણ છે.

તબીબી સેવાઓમાં પણ આ મિશને પહેલ કરેલી છે. બોરસદ અને આણંદમાં આ મિશનની ઇસ્પિતાલો સૌથી જૂની છે, અને તે અત્યારે પણ ચાલુ છે.

ચરોતરમાં આ મિશનના અનુયાયીઓની સંખ્યા સને ૧૯૫૨ને અંતે ૩૧૧૭ હતી. એના મુખ્ય કાર્યાલયનું સરનામું આ પ્રમાણે છે: **મિશન હાઉસ, મુગલસરાઇ, સૂરત.**

૧. મુક્તિફોજ, ૧૮૮૨: આણંદનું ડૉ. કુકના દવાખાના તરીકે જાણીતું એમરી હોસ્પિટલ એ મુક્તિફોજ નામના ખ્રિસ્તી મિશનનું દવાખાનું છે. આ મિશનનું કાર્ય સૌ પ્રથમ સંત ફકીરસીંગ (બુથ ટકર) નામના મિશનરીએ આણંદમાં સને ૧૮૮૨માં શરૂ કર્યું હતું. આ મિશનના પ્રચારકો ગુજરાતી પોશાક પહેરે છે. તેમની ધોતી અને ફેંટાનો રંગ ભગવો હોય છે. તેઓ લાલ રંગનો કોટ પહેરે છે. તેથી તેઓ બધા કરતાં જુદા પડે છે. જનસેવા એ એમનો ખાસ મંત્ર છે તેથી તેઓએ ગરીબ અને નીચલા થરના લોકોનો પ્રેમ સંપાદન કર્યો છે. હાલની ડૉ. કુકની ઇસ્પિતાલની સામેનો ભાગ આ મિશનના નામથી ફોજાબાદ તરીકે ઓળખાય છે. એમરી હોસ્પિટલની અનેકવિધ પ્રવૃત્તિઓની માહિતી આ પુસ્તકમાં અન્યત્ર આપી છે. જુઓ પૃ. ૩૩૯. તે ઉપરાંત વાસદ, ભાલેજ,—લગભગ આખો આણંદ તાલુકો—અને નડિયાદ પેટલાદ, બોરસદ તથા માતર તાલુકાઓમાં પણ આ મિશનની પ્રવૃત્તિ ચાલે છે.

આણંદની એમરી હોસ્પિટલ ઉપરાંત ખંભાત, ખેડા અને માતર તાલુકાના નવાગામ નજીક મુક્તિપુર નામના ગામમાં આ મિશનની તબીબી સેવાઓનાં કેન્દ્રો છે. તે પૈકી ખેડાનું દવાખાનું તાજેતરમાં બંધ કરવામાં આવ્યું છે. આ દવાખાનામાં ગરીબો માટે પૂરતી સગવડો રખાય છે. એ આ મિશનની કાર્યપદ્ધતિની વિશેષતા છે.

કેળવણીના ક્ષેત્રમાં ગામડાંમાં પ્રાથમિક શાળાઓ, મોટાં ગામોમાં છોકરા-છોકરીઓ માટે છાત્રાલયો, અનાથાશ્રમો વગેરે પ્રવૃત્તિઓ આ મિશન ચલાવે છે. આણંદમાં કન્યા છાત્રાલય અને અનાથાશ્રમ છે. ખેડામાં છોકરાઓ માટે છાત્રાલય અને શાળાઓ ચાલે છે. આ શાળાઓમાં ખેતી, નેતરકામ, વણાટકામ, સીવણ, ભરતગૂથણ, વગેરે ઉદ્યોગો શીખવી વિદ્યાર્થીઓને સ્વાવલંબી શિક્ષણ આપવાનો પ્રયત્ન ચાલે છે.

આ મિશન માનવસેવા મારફતે આત્માની મુક્તિમાં માને છે. કોઇ પણ જાતના મતભેદ વિના સેવા કરવી એ એનો મંત્ર છે. દુષ્કાળ પ્રસંગે અને સંકટ સમયે ગરીબોની સેવા કરવામાં આ મિશનનો પણ ફાળો છે.

એના મુખ્ય કાર્યાલયનું સરનામું આ પ્રમાણે છે: ધી સાલ્વેશન આર્મી, મોરલેન્ડ રોડ, ભાયખલા, મુંબઈ.

આ મિશનના વડા પરદેશી મિશનરી છે. તેઓ ટેરિટોરિયલ કમિશનર કહેવાય છે. તેમના હાથ નીચે જુદાં જુદાં ડિવિઝનો છે. ખેડા જિલ્લામાં આણંદ, બોરસદ, નડિયાદ અને વાસદ એ ચાર ડિવિઝનો હતાં તે પૈકી વાસદનું ડિવિઝન તાજેતરમાં જ બંધ કરવામાં આવ્યું છે. દરેક ડિવિઝનના વડા પ્રાંત ઑફિસર કહેવાય છે. હિંદને મળેલ સ્વતંત્રતા પછી આ સ્થાને દેશીઓ છે. આજે લગભગ તમામ દેશી વડાઓ છે. મુંબઇની વડી કચેરીના મુખ્ય ચીફનિસ શ્રી જોસેફ ડાહ્યાભાઈ છે. તેઓ ખેડા જિલ્લાના જ વતની છે. ડિવિઝનોના હાથ નીચે જુદાં જુદાં ગામો હોય છે. તે 'પલટણો' કહેવાય છે. તેનો અધિકારી 'પલટણદાર' કહેવાય છે. તે પ્રાંત ઑફિસરને આધિન હોય છે.

**મેથોડિસ્ટ મિશન, ૧૮૮૮-૮૯:** સને ૧૮૮૮-૮૯માં મુક્તિ ફોજનું કાર્યકેન્દ્ર નડિયાદ સુધી ફેલાયું હતું. એનું મથક આજના નડિયાદ રેલ્વેસ્ટેશન સામેના હિવેલિયા મિલના કંપાઉંડની બાજુમાં હતું. એ અરસામાં લગભગ ૧૮૮૮-૮૯માં, રેવરન્ડ જે ડબલ્યુ. પાર્ક નામના અમેરિકન મિશનરી મેથોડિસ્ટ એપિસ્કોપેલિયન મિશનના પ્રચારક તરીકે નડિયાદ આવ્યા અને ચકલાસી ભાગોળે દેસાઈવગા પાસે લીંડાવાડિયામાં વસ્યા. ત્યાંથી વહોરવાડમાં એક મુસ્લિમ કોન્ટ્રાક્ટરને ત્યાં રહી તેમણે ડભાણ ભાગોળે આવેલા હાલના મિશન વિસ્તારની ખોજ કરી અને ત્યાં તેમના કેન્દ્રનો પાયો નાખ્યો. હાલનું મિશન હોસ્પિટલ અને એ હોસ્પિટલના મકાનનો આગળનો ભાગ એ રેવરન્ડ પાર્કનું રહેઠાણ અને કાર્યાલય હતું. આ મિશને મુખ્યત્વે નડિયાદ તાલુકામાં પ્રચારકાર્ય કર્યું. ત્યાંથી કપડવણજ, ઠાસરા, અને વાડાશિનોર જેવા અણવિકસેલા તાલુકાઓમાં તે ફેલાયું હતું. હાલ નડિયાદ, મહુધા, લિંબાસી કઠલાલ, કપડવણજ, આનરોલી, ઓડ, ઊમરેઠ, ઠાસરા, વાડાશિનોર વગેરે મથકોએ એની પ્રવૃત્તિઓ ચાલે છે.

આણંદના એમરી હોસ્પિટલની માફક આ મિશનનું નડિયાદનું હોસ્પિટલ ગુજરાતભરમાં જાણીતું છે. તેની શાખાઓ નાના ગામોમાં પણ છે. તે પૈકી એક કઠલાલમાં છે. નડિયાદના હોસ્પિટલમાં હાલ નર્સિંગ શિક્ષણ માટે શાળા તૈયાર કરવામાં આવી છે.

કેળવણીના ક્ષેત્રમાં આ મિશન તરફથી નડિયાદમાં પ્રાથમિક શાળા, પ્રાયમરી ઈંગ્લીશ સ્કૂલ અને છોકરાઓનું છાત્રાલય ચાલે છે. નાના ગામોમાં પણ આ મિશનની પ્રાથમિક શાળાઓ છે. આ મિશનની સ્થાપનાના અરસામાં નડિયાદમાં એક ટેકિનકલ સ્કૂલ કાઢવામાં આવી હતી. તેમાં સુથારી, લુહારી, ઈલેક્ટ્રિકલ વગેરે કામો શીખવવામાં આવતાં. હાલ તે બંધ છે.

એના મુખ્ય કાર્યાલયનું સરનામું આ પ્રમાણે છે: મેથોડિસ્ટ એપિસ્કોપલ મિશન ઓફ સધર્ન એશિયા, ભાયખલા, મુંબઈ.

આ મિશનના વડાને બિશપ કહેવામાં આવે છે અત્યારના બિશપ જોન સુભાન નામના વિદ્વાન છે. તેમના હાથ નીચે જુદા જુદા ડિસ્ટ્રિકટ હોય છે. ખેડા જિલ્લામાં આવા બે ડિસ્ટ્રિકટ છે. એક નડિયાદ અને બીજો કપડવણજ. તે ઉપરાંત અમદાવાદ, ગોધરા, અને વડોદરા ડિસ્ટ્રિકટ સાથે ખેડા જિલ્લાના કેટલાક ગામો જોડાયેલા છે. ડિસ્ટ્રિકટના વડા ડિસ્ટ્રિકટ સુપરિન્ટેન્ડન્ટ કહેવાય છે. સ્વતંત્રતા પછી આ સ્થાને દેશીઓને નીમવામાં આવે છે. તેમના હાથ નીચે પાસ્ટરો (પાદરીઓ) હોય છે. તેઓ જુદી જુદી સ્થાનિક મંડળીઓના પાળકો કહેવાય છે.

**કેથોલિક મિશન, ૧૮૯૩:** કેથોલિક મિશનનું કાર્ય ચરોતર પ્રદેશમાં સને ૧૮૯૩થી શરૂ થયું હતું. તે અરસામાં ચરોતરના કેટલાક વણકરો મુંબઈ નજીક વાંદરામાં મજૂરી અર્થે ગયેલા અને ત્યાં ખ્રિસ્તી બનેલા. તેમની ધાર્મિક સંભાળ કોણ લે એ પ્રશ્ન ઉભો થવાથી ફાધર માન્યુએલ ઝાવિયેર્સ ગોમેસ નામના એક દેશી ખ્રિસ્તીને ગુજરાતમાં મોકલવામાં આવ્યા. તેઓ પેટલાદ, નાપાડ, ભોગરી, વગેરે

ગામોની મુલાકાત લઈ આણંદમાં આવી વસ્યા. બે વર્ષ પછી જર્મન તથા સ્વિસ પાદરીઓને આખું ગુજરાત સોંપાયું અને આણંદનું સુકાન એમના હાથમાં ગયું. એ રીતે આણંદ સ્ટેશન નજીક ગોધરા તરફ જતી રેલવેલાઇન ઉપર આવેલી હાલની કેથલિક સંસ્થાનાં મંડાણ થયાં. ઇ. સ. ૧૮૯૭માં ત્યાં દેવળ બંધાયું. તે પછી બંગલો, છાત્રાલય, ડિસ્પેન્સરી, બે અનાથાશ્રમો, આણંદ પ્રેસ, વણાટશાળા, બાલગૃહ, કુમારિકાઓનો મઠ, સહાયકારી મંડળીઓ, ક્રનિસીઉસ, હાઇસ્કૂલ, ઉદ્યોગશાળા, ઇસુ સંગીઓને માટે ગુજરભાષાશાળા વગેરેની ઉત્તરોત્તર સ્થાપના થતી ગઈ. સને ૧૯૫૩માં ગુજરાતી શીખનાર તથા બીજી સંસ્થાઓ ચલાવવા ૪૪ ઇસુસંગી મઠવાસીઓ આ સંસ્થામાં વસતાં હતાં.

જર્મન મિશનરીઓ પૈકી ફાધર જોસેફ ઉનબીસ્ટ્ર સને ૧૯૨૨માં ફાધર જૂર હાઉસેન, અતિ માનનિય ફાધર ગીર સને ૧૯૧૯માં તથા ફાધર માર્ટિન વધારે પ્રખ્યાત નીવડયા હતા. તેમણે ખ્રિસ્તી ધર્મનાં પુસ્તકો ગુજરાતીમાં છપાવ્યાં હતાં સને ૧૯૧૧માં તેમણે 'ઇસુના અંતઃકરણનો દૂત' એ નામનું ગુજરાતી માસિક શરૂ કર્યું હતું, અને સને ૧૯૧૪માં આણંદ સહકારી ક્રેડિટ સોસાયટી સ્થાપી હતી. તે બંને હજી ચાલે છે. વળી તેઓ ગામડાંમાં નિશાળો ચલાવતા, અને આણંદ મથક અનાથોને ઉછેરતા તેમજ ભણાવતા.

સને ૧૮૯૯–૧૯૦૦માં છપ્પનીયા દુકાળને લીધે હજારો દુઃખી માનવીઓએ કેથોલિક મિશનનો આશરો લીધો હતો. તેમને માટે અનાથાશ્રમો શરૂ કરવામાં આવ્યાં હતાં. વરસાદ આવ્યે સેંકડો મનુષ્યો પોતાને ઘેર પાછાં ફર્યાં હતાં. પરંતુ ઘણાંએ અનાથાશ્રમમાં જ રહેવાનું પસંદ કરેલું. તેને પરિણામે સને ૧૯૦૧માં બાળગૃહ તથા કન્યાઅનાથાલય, બેલજિયન ક્રોસની દીકરીઓ નામની સંન્યાસિનીઓને સોંપવામાં આવ્યાં હતાં. તેમાં માતા મેરી પાલ નામની સંન્યાસિનીએ ખાસ નામના મેળવી હતી હાલ સરેરાશ ત્રેંસ નાનાં બાળકો બાળગૃહમાં હોય છે. ખાસ કરીને મા વિનાનાં બાળકો અહીં રાખવામાં આવે છે કન્યાશાળામાં છાત્રાલયમાં રહી ભણનાર તથા બહારથી આવી ભણનાર આશરે ૧૫૦ વિદ્યાર્થિનીઓ હોય છે તેમને ભણાવનાર શિક્ષિકાઓ મોટે ભાગે ગુજરાતી કેથેલિક સાધ્વી મંડળમાં જોડાયેલી હોય છે. આ મંડળ સને ૧૯૩૫માં આણંદમાં સ્થપાયું છે. તેમાં લગભગ ૩૦ કુમારિકાઓ સાધ્વીઓનો પહેરવેશ પહેરી શાળાનું કામ કરે છે અને ગામડામાં ફરી સ્ત્રીઓની ધાર્મિક સંભાળ રાખે છે. એ કુમારિકાઓ મુખ્યત્વે ચરોતરની છે. તેમનો બીજો મઠ સને ૧૯૫૩માં પેટલાદમાં બંધાયો છે. ખેડા જિલ્લાના સૌથી પ્રથમ કેથલિક ધર્મગુરૂને ૧૯૫૨ની સાલમાં આણંદમાં દીક્ષા આપવામાં આવી હતી.

આણંદમાંથી કેથોલિક ધર્મ પ્રચારનું કામ જિલ્લામાં ફેલાયું છે. સને ૧૮૯૭માં વડતાલ, ૧૯૦૭માં કરમસદ, ૧૯૧૧માં નડિયાદ, અને ૧૯૧૩માં પેટલાદ પાસેનું આમોદ એ ક્રમે આણંદ, નડિયાદ, બોરસદ, અને પેટલાદ તાલુકાઓનાં અનેક ગામોમાં આ મિશનનો વિસ્તાર થયો હતો. પરંતુ પ્રથમ વિશ્વયુદ્ધ વખતે જર્મન પાદરીઓને ગુજરાતમાંથી ખસેડવામાં આવ્યા, તેથી આ પ્રગતિને આંચકો લાગ્યો. પાછળથી મુંબઇ, ગોવામાંથી હિંદી સહાયકો આવી પહોંચ્યા. છતાં પંદર વર્ષ સુધી આ મિશનની પ્રવૃત્તિઓ મંદ પડી. સને ૧૯૨૧માં ગુજરાત સ્પેનિશ ફાધરોને સોંપવામાં આવ્યું. પરંતુ ૧૯૩૦ની સાલ સુધી એમની સંખ્યા જૂજ રહી. ૧૯૩૨થી કેથોલિક ધર્મપ્રચારની પ્રવૃત્તિ નવેસર શરૂ થઈ. એને પરિણામે ખંભોળજ (૧૯૩૬), ઓચાસણ (૧૯૩૭), મહેમદાવાદ (૧૯૩૯), મરિયમપુરા (પેટલાદ પાસે), બારા પ્રદેશ અને આંકલાવ નવાં મથકો બન્યાં. ખંભોળજ તીર્થધામ બની હજારો યાત્રાળુઓને આકર્ષે છે. પેટલાદમાં મિલ–મજૂરો માટે ગામ બંધાતું જાય છે. બારા પ્રદેશમાં સહકારી મંડળી વડે ઘઉંના બિયાવા માટે કોઠારો બાંધવાની તજવીજ ચાલે છે. એમાંથી મોસમમાં આ મિશનના અનુયાયીઓને સસ્તું બી આપી શકાય છે. બે ત્રણ સહકારી ફંડો પણ ચાલે છે.

તાજેતરમાં નડિયાદ અને પેટલાદમાં કેથોલિક દવાખાનાં સ્થાપવામાં આવ્યાં છે. એ પ્રવૃત્તિઓ સ્પેન તથા બીજા દેશોમાંથી આવેલી સાધ્વીઓ ચલાવે છે.

સને ૧૯૩૪માં ગુજરાતની કેથોલિક પ્રવૃત્તિઓ ચલાવવા માટે ફાધર જોઆકીમ વિલાલૌ-ગા નામના વડા ગુરૂ નીમવામાં આવ્યા હતા. તેમણે ૧૪ વર્ષ સેવા આપી અને [illegible] ૮૦ વર્ષની ઉંમરે ગુજરાતનું ક્ષેત્ર છોડી ફિલિપાઇન્સ [illegible] રક્તપિતિયાની સેવા કરવા ગયા.

ખેડા જિલ્લામાં સહકારી સોસાયટીઓનું [illegible] અજાણ્યું હતું. ત્યારે સને ૧૯૧૪ની સાલમાં [illegible] મિશને હોપમેન પ્રથા અનુસાર, ગરીબ[illegible] ઉગારવા સહકારી મંડળી દ્વારા હતી.

આમોદ, અને વરસડા મુકામે એવી ચાર મોટી મંડળીઓ ચાલે છે. તે પૈકી આણંદ કોઓપરેટિવ ક્રેડિટ સોસાયટી એ નામથી ઓળખાતી મંડળી પેટલાદ–ખંભાત તાલુકા સિવાય ખેડા જિલ્લા માટે તેમજ સમગ્ર ગુજરાત માટે કામ કરે છે. સને ૧૯૫૨માં તેના સભ્યોની સંખ્યા ૨૩૭૭ હતી તેના ધીરાણની રકમ રૂ. ૧,૨૭,૫૬૮ અને લેવડદેવડ રૂ. ૪,૧૯,૦૦૫ની હતી. એના પ્રયાસથી હજારો ગરીબો દેવામાંથી મુક્ત બન્યા છે.

પેટલાદ–ખંભાત તાલુકાની મંડળીઓમાં સભ્યોની સંખ્યા ૧૨૦૦ જેટલી છે. ત્રણે મંડળીઓનું ધીરાણ આઠ લાખ રૂપિયા જેટલું છે. થાપણોનો કુલ સરવાળો રૂપિયા સાત લાખનો છે.

આ મિશને પરસ્પર મદદના સિદ્ધાંત ઉપર ધરગથ્થુ વીમાની યોજના પણ દાખલ કરી છે. તે ઉપરાંત અન્ય પ્રકારનાં મંડળો અને પરિષદો વડે સામાજિક ઉન્નતિ સાધવાના પ્રયાસો ચાલુ છે.

છેલ્લા વિશ્વયુદ્ધના વર્ષોમાં ૧૯૪૬માં સૂતરની માપબંધીને કારણે વડતાલમાં અને આણંદ તાલુકામાં ખ્રિસ્તી વણકરો માટે સૂતર મેળવવા બે મંડળીઓ કાઢવામાં આવી હતી. તે પૈકી આણંદ તાલુકાની મંડળીમાં એક લાખ રૂપિયાના સૂતરનું વેચાણ થયું હતું.

સૂતરની અછતને લીધે ઘણા ખ્રિસ્તી વણકરોનો વણાટનો ગૃહઉદ્યોગ ભાંગી પડ્યો હતો. તેથી હજારો ચરોતરી વણકરો મિલમજૂર બન્યા હતા. બીજા ખ્રિસ્તીઓ ખેતી ઉપર નભે છે. પરંતુ મોટા ભાગના તો તમાકુની ખળીઓમાં, ઘરો પાડવામાં કે ખેતમજૂરો તરીકે રોજી મેળવે છે.

સને ૧૯૨૬થી આ મિશનનું આણંદ પ્રેસ ઉત્તમ કામગીરી બજાવી રહ્યું છે. ખેડા જિલ્લામાં તે મુખ્ય પ્રેસ ગણાય છે. ઇસુના અતિ પવિત્ર અંતઃકરણનો દૂત અને કેથોલિક દીપક એ નામનાં બે માસિકો અનુક્રમે ૧લી અને ૧૫મી તારીખે પ્રસિદ્ધ થાય છે.

કેથોલિક મિશન તરફથી ગામડી શાળાઓ ૧૦૨ અને પ્રાયમરી શાળાઓ ૧૧ ચરોતર પ્રદેશમાં ચાલે છે. એ શાળાઓમાં ૧૯૫૩માં ૩૬૪૨ વિદ્યાર્થીઓ અને ૧૩૨ શિક્ષકો છે. તે ઉપરાંત આણંદમાં છેલ્લાં ૭ વર્ષથી સેન્ટ ઝેવિયર્સ હાઈસ્કૂલ ચાલે છે. જ્યારે ગુજરાતમાં ગામડી શાળાઓ ન હતી અને કવિ દલપતરામ થોડા જુવાનોને તાલીમ માટે મુંબઈ મોકલતા ત્યારથી ખ્રિસ્તી શાળાઓની પ્રવૃત્તિ ગામડાંમાં શરૂ થઈ હતી તેનું આ પરિણામ છે.

ચરોતરમાં આ મિશનના અનુયાયીઓની સંખ્યા સને ૧૯૫૩માં ૨૮૦૦૦ હતી. આખા ભારત દેશમાં આ સંખ્યા ૪૦ લાખની છે અને તેના વહીવટ માટે ૬૦થી પણ વધારે વિભાગો કે ધર્મ પ્રાંતો ભારત દેશમાં છે. તે પૈકી ગુજરાત માટેનું મિશન અમદાવાદ કેન્દ્રથી કામ કરે છે. તેના મુખ્ય કાર્યાલયનું સરનામું આ પ્રમાણે છે: બિશપ ઓફ અમદાવાદ, બિશપ્સ હાઉસ, ડો. ટંકારિયા રોડ, અમદાવાદ.

અમદાવાદનું કેન્દ્ર ડાયોસિઝ ઓફ અમદાવાદ કહેવાય છે. તેના ઉપરી બિશપ કહેવાય છે. તેમના તાબામાં મહી નદીની ઉત્તરે આવેલો ગુજરાત પ્રદેશ, સૌરાષ્ટ્ર અને કચ્છ છે. આ પ્રદેશના વહીવટી વિભાગોને ડિનરીઝ કહે છે. ખેડા જિલ્લામાં આવેલી બે ડિનરીઝ છે. તેમનાં મથકો આણંદ અને નડિયાદ છે. તેમના ઉપરીને ડિન કહે છે. આ વિભાગોના પેટા વિભાગો પેરીશ કહેવાય છે. ખેડા પ્રદેશમાં એવાં આઠ પેરીશ છે. તે દરેકનો ઉપરી પેરીશ પ્રિસ્ટ કહેવાય છે. તેને મદદ કરનાર પ્રિસ્ટ અને નન સાધ્વી કહેવાય છે. આ બધા ધર્માધિકારીઓ અપરિણીત અને બ્રહ્મચારી હોય છે. તેમને કંઈ પણ પગાર મળતો નથી. તેમના અનુયાયીઓ જે દાન આપે તે ઉપર તેમનો નિર્વાહ ચાલે છે. જરૂર જણાયે બિશપ તરફથી નાણાંની મદદ કરવામાં આવે છે.

**એલાયન્સ મિશન :** ક્રિશ્ચિયન મિશનરી ઓફ એલાયન્સ એલાયન્સ મિશનના નામથી ઓળખાય છે. રેવ. ફ્રીગ નામના પ્રથમ મિશનરીએ એલાયન્સ મિશનના કાર્યની શરૂઆત ચરોતરમાં કરી હતી. મેથોડિસ્ટ મિશનના કાર્યની નડિયાદમાં શરૂઆત થઈ એ જ અરસામાં રેવ. ફ્રીગે માતર તાલુકાના વણસર ગામે ખ્રિસ્તી પ્રવૃત્તિનો આરંભ કરેલો. ત્યાંથી ખેડા કેમ્પમાં કાર્ય વિકસાવેલું. આજના ખેડા કેમ્પમાં આવેલી મુક્તિ ફોજ મિશનની શાળા, છાત્રાલય અને ફાર્મ તે અગાઉના એલાયન્સ મિશનની પ્રવૃત્તિનાં અંગ હતાં. ખેડા કેમ્પમાંની પ્રવૃત્તિઓ મુક્તિ ફોજને સોંપી એલાયન્સ મિશને તેનું કાર્યમથક પ.૭૫થી મહેમદાવાદ બનાવ્યું હતું, જે અત્યાર સુધી ગુજરાતમાં એલાયન્સ મિશનનું વડું મથક ગણાતું. આ મિશનની પ્રવૃત્તિમાં મુખ્યત્વે પ્રાથમિક શાળાઓ છે. તે ઉપરાંત પોતાના અનુયાયીઓ માટે જમીન ખરીદી તેમને આ મિશને વ્યવસ્થિત કરેલા છે. મિશન તરફથી 'જીવન સન્માર્ગ' નામનું માસિક પ્રગટ થતું હતું. મહેમદાવાદ આ મિશનનું મુખ્ય કેન્દ્ર હતું. તેને ૧૯૬૩માં પાલણપુર ખસેડવામાં આવ્યું છે.

તેના મુખ્ય કાર્યાલયનું સરનામું આ પ્રમાણે છે : એલાયન્સ ક્રિશ્ચિયન મિશનરી. પાલણપુર. (ઉ. ગુ.)

**ખ્રિસ્તી વસવાટો :** ચરોતરના લગભગ તમામ તાલુકાઓના ગામડાંમાં આ ખ્રિસ્તીઓ ઓછેવત્તે અંશે વસે છે. તેમનાં રહેઠાણો, ખાસ કરીને વણકરવાસ કે હરિજનવાસમાં હોય છે. કેટલેક સ્થળે ખ્રિસ્તીઓના જુદા વસવાટો છે. તેમને લોકો વિશ્વાસીપરાના નામથી ઓળખે છે. મોટાં ગામોમાં એમના અલગ વસવાટો મિશન વિસ્તાર તરીકે ઓળખાય છે. આવા વધુ વસતી ધરાવતા અલગ વસવાટો નડિયાદ, આણંદ, અને બોરસદમાં છે. નડિયાદના મિશન વિસ્તારમાં મેથોડિસ્ટ મિશનના અનુયાયીઓ વસે છે. બોરસદમાં આઈ. પી. મિશનના અને આણંદમાં આઈ. પી. મિશનના તથા મુક્તિ ફોજના અનુયાયીઓ રહે છે. આ ઉપરાંત જ્યાં જ્યાં ખ્રિસ્તી દેવળ હોય છે ત્યાં ત્યાં આવા અલગ ખ્રિસ્તી વસવાટો બંધાય છે અને તે મોટાં ગામોમાં હોય છે.

**જિલ્લામાં ખ્રિસ્તી અનુયાયીઓ :** આણંદ, પેટલાદ, બોરસદ, અને નડિયાદ તાલુકાનાં મોટાં ગામડાં કેથોલિક મિશનની અસર તળે છે, જ્યારે મુક્તિ ફોજ આણંદ, નડિયાદ, માતર અને પેટલાદ તાલુકામાં પોતાના વધુ અનુયાયીઓ ધરાવે છે. એ જ પ્રમાણે આઈ. પી. મિશનના અનુયાયીઓ બોરસદ, આણંદ અને નડિયાદ તાલુકામાં, મેથોડિસ્ટ મિશનના નડિયાદ, ઠાસરા, બાલાશિનોર અને કપડવણજમાં અને એલાયન્સ મિશનના મહેમદાવાદ તાલુકામાં સારી સંખ્યામાં છે. આમ છતાં લગભગ દરેક તાલુકામાં દરેક મિશનના અનુયાયીઓ ઓછેવત્તે અંશે છે જ.

**ખ્રિસ્તી પ્રવૃત્તિનું મુખ્ય કેન્દ્ર :** ચરોતર પ્રદેશે ગુજરાત માટે જ નહિ પણ સારા હિંદ માટે ખ્રિસ્તી, સુવાર્તિકો, ધર્મગુરુઓ, ડૉક્ટરો, કમ્પાઉન્ડરો, નર્સો, અને અધિકારીઓ મોટી સંખ્યામાં આપ્યા છે. તેમાંના ઘણા અમદાવાદ, સુરત, ભરૂચ, અને થાણા જિલ્લામાં તેમજ કચ્છ, સૌરાષ્ટ્ર, મુંબઈ શહેર, ઉત્તર પ્રદેશ, પાકિસ્તાન, આફ્રિકા અને અન્ય પ્રદેશોમાં મિશનરી કાર્યોમાં રોકાયેલા છે. એ બધા પૈકી ઘણા ઇંગ્લૅંડ, અમેરિકા, વગેરે પરદેશોમાં જઈ આવી ધાર્મિક ઉપાધિઓ મેળવી આવ્યા છે. આ બધા મોટે ભાગે ચરોતરના જ વતની છે. એટલે મુંબઈ રાજ્યમાં ખ્રિસ્તી પ્રવૃત્તિ ચરોતરમાંથી ફાલીફૂલી છે એમ કહી શકાય છે.

**ખ્રિસ્તી સમાજ :** મિશન કે મંડળી એનો અર્થ એક ધર્મના અને એક મતના અનુયાયીઓનું સંગઠન એવો થાય છે, એટલે દરેક મિશનના અનુયાયીઓ પોતપોતાના મિશનના મતમાન્યતાને વધારેમાં વધારે આધીન રહેવા બંધાયેલા છે. એટલે પોતપોતાના મિશનને વફાદાર રહેવું એ જે તે મિશનના અનુયાયીઓની મુખ્ય ફરજ બને છે. એ રીતે જે તે મતના અનુયાયીઓ મિશન કે મંડળીના રૂપમાં સંગઠિત રહે છે. અને તેમના ધર્મગુરુ જે પાસ્ટર, પાદરી કે પલટણદાર કહેવાય છે તે તેમના આગેવાન ગણાય છે. આ ઉપરાંત આંતરિક વ્યવસ્થા જાળવવા ખાસ કમિટીઓ નિમાય છે. સામાજિક સંગઠન માટે ચરોતરમાં ગુજરાત ખ્રિસ્તી સંમેલન, ગુજરાત ગ્રામ્ય ખ્રિસ્તી પરિષદ અને ગુજરાત કેથોલિક સભા એ મુખ્ય સંસ્થાઓ છે. એમાં ચરોતરના ખ્રિસ્તીઓ જોડાયેલા છે. આ રીતે આ જિલ્લાની પ્રજામાંથી એક નવો ખ્રિસ્તી સમાજ સર્જાયો છે.

આધાર : (૧) કેથોલિક મિશનરી રેવ. ફાધર સૂર્યાએ આપેલી માહિતી. ૨. શ્રી એસ. એમ. મકવાણાએ મેળવેલી માહિતી. ૩. અમદાવાદના કેથોલિક બિશપે આપેલી માહિતી ૪. આઈ. પી. મિશન, સુરત તરફથી મળેલી માહિતી.

# ૨૦

# સર્વોદય મેળા

**પરિચય :** સર્વોદય એટલે સર્વનો સર્વ પ્રકારે ઉદય. ઓગણીસમી સદીના યુરોપમાં વધારેમાં વધારે માણસોનું વધારેમાં વધારે કલ્યાણ (Greatest good of the greatest number) એવા જન કલ્યાણની હિમાયત થતી હતી. એ વિચારથી આગળ જઈને, યુરોપની યાંત્રિક સંસ્કૃતિનાં દૂષણોના ઉપાય તરીકે મહાત્મા ગાંધીજીએ પોતાના

'હિંદ સ્વરાજ,' નામના પુસ્તકમાં નવી વિચારસરણી રજૂ કરેલી. તેના સારરૂપ 'સર્વોદય' નામની એક નાની ચોપડી તેમણે ઈ. સ. ૧૯૧૯–૨૦માં ભારત દેશમાં પ્રકટ કરેલી. તે વખતે રોલેટ એક્ટ સામે સત્યાગ્રહનું આંદોલન તેમણે જગાવેલું હતું. તેથી એ ચોપડી બ્રિટિશ સરકારે જપ્ત કરેલી. આ બે ચોપડીઓમાં તથા તે પછીનાં મહાત્મા ગાંધીજીનાં લખાણો–ભાષણોમાં તેમજ તેમણે રચેલી તમામ પ્રવૃત્તિઓમાં સર્વોદયના આદર્શોનો અમલ કરવામાં આવ્યો છે. એ રીતે 'સર્વોદય' શબ્દમાં મહાત્મા ગાંધીજીના તમામ ઉપદેશોનો સાર આવી જાય છે.

ગાંધીજી પ્રત્યે વહાલ અને અહેશાન રાખવા અને એમના ઉપદેશોનો સતત પ્રચાર ચાલુ રાખવા ગાંધીજયંતી, રાષ્ટ્રીય સપ્તાહ, વગેરે ઉત્સવો ઉજવવાની પ્રથા ગાંધીજીની હયાતીમાં જ ખીલી હતી. તેમના અવસાન પછી ગાંધી સ્મારક નિધિ નામનું ફંડ રચાયું હતું. ગાંધી શિબિરો, છબીઓ, મૂર્તિઓ (પૂતળાં), વગેરે પ્રકારે પણ ગાંધીભક્તિ વ્યક્ત થયેલી છે ખેડા જિલ્લો આ ક્ષેત્રમાં ઉત્સાહપૂર્વક પ્રવૃત્તિઓ ચલાવે છે. આ બધામાં સર્વોદય મેળાની પ્રવૃત્તિ ખાસ નવીન છે અને લોકજીવનમાં સર્વોદયની સંસ્કૃતિ ફેલાવવાનું એક મહાન સાધન બની રહી છે. તેની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે.

**મેળાઓની યોજનાનો પ્રથમ નિર્ણય :** દિલ્હીમાં ભરાયેલા પ્રાર્થના સભામાં સને ૧૯૪૮ના જાન્યુઆરીની ૩૦મી તારીખે મહાત્મા ગાંધીજીની હત્યા થઈ. તે પછી સેવાગ્રામમાં આચાર્ય વિનોબા ભાવે અને બીજા રચનાત્મક કાર્યકર્તાઓની એક સભા મળેલી તેમાં એવી સૂચના થઈ કે સર્વોદયની ભાવના લોકોને સક્રિય રૂપે સમજાવવા માટે દેશના જુદા જુદા જિલ્લાઓમાં મેળાઓ યોજવા. આ સૂચના સૌને ગમી. તેના અમલ માટે એમ ઠર્યું કે મેળા માટેનું સ્થળ જે તે જિલ્લામાં એવું પસંદ કરવું કે જેની સાથે ગાંધીજીના જીવન પ્રસંગને ઐતિહાસિક સંબંધ હોય. તા. ૧૨મી ફેબ્રુઆરી એટલે ગાંધીજીનાં અસ્થિવિસર્જનનો દિવસ મેળો ભરવા માટે ઠરાવવામાં આવ્યો, અને મેળાનું નામ સર્વોદય મેળો રાખવામાં આવ્યું. આ પ્રવૃત્તિ દેશભરમાં વ્યાપક બનતી જાય છે

**ખેડા જિલ્લામાં શરૂઆત :** સેવાગ્રામમાં લેવાયેલા ઉપર જણાવેલા નિર્ણય પ્રમાણે પ્રથમ સર્વોદય મેળો ખેડા [illegible] બોરસદ તાલુકાના બોચાસણ ગામે, વલ્લભ વિદ્યાલયમાં, સને ૧૯૪૯ની સાલમાં ભરવામાં આવ્યો હતો. તે પછી આ મેળા ભરવા માટે નીચેનાં ગામો પસંદ કરવામાં આવ્યાં હતાં: ૧ : બોરસદ તાલુકામાં કનકાપુરા. ૨ : ખંભાત તાલુકામાં ખંભાત. ૩ : કપડવણજ તાલુકામાં કપડવણજ. ૪ : ઠાસરા તાલુકામાં ડાકોર.

સને ૧૯૫૦થી આ સ્થળોએ મેળા ભરાય છે. પરંતુ સ્થળોની પસંદગીમાં ફેરફાર થતા રહે છે. દા. ત. બોરસદ તાલુકામાં ૧૯૫૦થી ૧૯૫૩ સુધીના ત્રણ વર્ષ આ મેળો કનકાપુરામાં ભરાયો હતો, અને ૧૯૫૪માં બદલપુરમાં ભરાયો હતો. એ જ રીતે કપડવણજના પહેલો, બીજો અને ચોથો–એમ ત્રણ મેળા કપડવણજમાં જુદે જુદે સ્થળે ભરાયા હતા. અને બીજો મેળો ઉત્કંઠેશ્વર મહાદેવમાં ભરાયો હતો.

**કાર્યકરો અને યોજના :** આ મેળા અંગે વિચાર અને યોજના કરવા શ્રી બબલભાઈ મહેતા, શ્રી શિવાભાઈ ગો. પટેલ, શ્રી ત્રિભુવનદાસ કી. પટેલ, શ્રી રવિશંકર મહારાજ, શ્રી માધવલાલ શાહ, શ્રી રાવજીભાઇ નાથાભાઈ પટેલ, શ્રી રાવજીભાઇ મણિભાઈ પટેલ વગેરે આ જિલ્લાના મુખ્ય કાર્યકર્તાઓ એકઠા મળે છે, અને માર્ગદર્શક યોજનાઓ વિચારે છે, તથા મેળામાં પ્રતિ વર્ષે કંઇક નવીનતા ઉમેરવા પ્રયાસ કરે છે. આ મેળા જનતાને વધારેમાં વધારે પ્રમાણમાં કઈ રીતે ઉપયોગી બનાવી શકાય એ દષ્ટિ સતત રખાય છે. સર્વોદયના સિદ્ધાંતોનો એ દિવસોમાં બને એટલા મોટા પ્રમાણમાં સામુદાયિક રીતે સ્વીકાર અને અમલ થાય એ ધ્યેય રહે છે.

**મેળાની યોજના :** સર્વોદય મેળામાં બધી પ્રવૃત્તિઓ સર્વોદયના આદર્શને અનુરૂપ રહે એ રીતે વખતોવખત મેળાની યોજના કરવામાં આવે છે. જિલ્લામાં આ માટે ઠરેલાં મથકોએ લગભગ એક જ પ્રકારનો કાર્યક્રમ રહે છે. સ્થાનિક તત્વો એમાં ઉમેરાય છે. તેથી એક સ્થળનો મેળો બીજા સ્થળ જેવો જ હોવા છતાં તેમાં વિવિધતા જોવા મળે છે. આ બધા મેળાઓના પદ્ધતિસર નિવેદનો પ્રકટ થતાં નથી. તેથી લોકોનું એ પ્રત્યે પૂરતું ધ્યાન ગયેલું નથી તો પણ સ્થાનિક પ્રજા એનો બહોળો લાભ ઉઠાવે છે અને હજારોની સંખ્યા એમાં ભાગ લે છે. કનકાપુરા ગામે લાગલાગટ ચાર વર્ષ આ મેળા ભરાયા હતા. પાંચમો મેળો બદલપુરમાં ભરાયો હતો. તેથી એ મેળાઓની ટૂંક વિગતો નમૂના રૂપે આ નીચે આપી છે, તે ઉપરથી આ પ્રવૃત્તિની લોકપ્રિયતાનો અને લોકશિક્ષણના એક મહાન અને નવીન સાધન તરીકેની એની શક્તિનો ખ્યાલ આવશે. આ મેળાઓનું સંચાલન બોચાસણનું વલ્લભવિદ્યાલય કરે છે.

**કનકાપુરા–બદલપુરના સર્વોદય મેળાઓ–૧૯૫૦થી ૧૯૫૪ : કનકાપુરા : ઐતિહાસિક સ્થળ :** કનકાપુરા મહી નદીના કાંઠા પર આવ્યું છે. ગાંધીજીએ દાંડી કૂચ કરી ત્યારે તે સ્થળેથી નદી પાર કરીને ભરૂચ જિલ્લામાં તેમણે પ્રવેશ કર્યો હતો. વળી એ સ્થળે તેમની અસ્થિ-ભસ્મ પણ પધરાવી હતી. ત્યાર પછી સરદારશ્રીની અસ્થિ–ભસ્મ પણ ત્યાં પધરાવવામાં આવી હતી.

બદલપુર પણ કનકાપુરા જેવું જ ઐતિહાસિક દૃષ્ટિએ મહત્વનું ગામ છે. એ ગામે ૧૯૨૨માં ખાદીકામ શરૂ થયું હતું. બોરસદ તાલુકાની હૈડિયાવેરાની લડત વખતે તે ગામે અગ્રભાગ લીધો હતો. સને ૧૯૩૦ની મીઠાની લડતનું કેન્દ્ર તે ગામે રખાયું હતું. તે ગામના આગેવાન શ્રી રૂપનાયજી દાંડીકૂચ વખતે પોતાની નાવમાં ગાંધીજીને તથા તેમના સૈનિકોને નદી પાર લઈ ગયા હતા.

**મુખ્ય મહેમાનો :** કનકાપુરા અને બદલપુરમાં ભરાયેલા છેલ્લા ચાર વર્ષોના મેળાઓમાં પધારેલા મુખ્ય મહેમાન નીચે મુજબ હતા :–

૧૯૫૧માં શ્રી મગનભાઈ દેસાઈ, ૧૯૫૨માં શ્રી મણિબહેન વલ્લભભાઈ પટેલ, ૧૯૫૩માં શ્રી બબલભાઈ મહેતા, ૧૯૫૪માં શ્રી બાબુભાઈ જશભાઈ પટેલ.

એક વર્ષે પ્રદર્શન ઉદ્ઘાટન વિધિ શ્રી ત્રિભુવનદાસ પટેલના હસ્તે અને ૧૯૫૪માં શ્રી દેસાઈભાઈ ના. પટેલના હસ્તે રાખી હતી.

**પ્રાર્થના : સભાઓ :** કનકાપુરામાં જ્યાં ગાંધીજીની ભસ્મ પધરાવી હતી ત્યાં સાંજના પાંચ વાગે પ્રાર્થના રાખવામાં આવે છે. નદીના વિશાળ પટમાં ભરતીનાં પાણી આવતાં જતાં હોય છે ત્યાં કુદરતી શાંત વાતાવરણમાં પ્રાર્થના ભાવવાહી બને છે.

**કાર્યકર સભા :** આ સભાઓના પરિણામે કનકાપુરા ગામના લોકોએ ફાળો કરીને પ્રાથમિક શાળાના મકાન માટે રૂ. ૫૦૦૦ લોકલ બોર્ડમાં ભર્યા છે. લોકોએ ચાનું વ્યસન છોડવાનો નિશ્ચય કર્યો છે. બદલપુરમાં પણ અંદરઅંદર ચા પીવાની–પાવાની પ્રથા બંધ કરવાનો નિર્ણય કર્યો છે. આ ગામોમાંથી ચાનો ખર્ચ દર વર્ષે પોણો લાખ રૂપિયાનો થાય છે. ગામની ગરીબાઈ હોવા છતાં ખોટા રિવાજ અને વ્યસનના કારણે આટલી મોટી રકમ ગામમાંથી બહાર તણાઈ જાય છે.

**ખાદી અને ગાંધી સાહિત્ય વેચાણ :** ખાદી અને ગાંધીજીના વિચારોને લગતા સાહિત્યનું વેચાણ પ્રચારની દૃષ્ટિએ મેળામાં રખાય છે. એ માટે જેટલા પ્રમાણમાં જાહેરાત સારી થાય એટલા પ્રમાણમાં એનું વેચાણ સારું થાય. કનકાપુરા મેળામાં આ વેચાણના આંકડા નીચે મુજબ હતા :–

ખાદી : રૂ. ૬૮–૦–૦, પુસ્તકો : રૂ. ૪૪–૧–૦, સનાતન સાબુ : ૬–૩–૦ ગ્રામોદ્યોગની ચીજો ચંપ્પુ વગેરે : રૂ. ૧૪–૦–૦

**સમૂહકાંતણ :** દર વર્ષે સમૂહકાંતણ રાખવામાં આવે છે. તેમાં આસપાસની શાળાઓના વિદ્યાર્થીઓ તથા શિક્ષકો ભાગ લે છે, ઉપરાંત બીજા દૂરના પણ હોય છે કાંતનારાઓની સંખ્યા નીચે મુજબ હતી :–

| વર્ષ | રેંટિયો | તકલી | કુલ |
|---|---|---|---|
| ૧૯૫૧ | — | — | ૩૦૦ |
| ૧૯૫૨ | ૧૧૪ | ૨૪૧ | ૩૫૫ |
| ૧૯૫૩ | — | — | ૧૬૫ |
| ૧૯૫૪ | ૨૬૭ | ૧૪ | ૨૮૧ |

**સૂત્રાંજલિ :** સૂત્રાંજલિ અર્પણ કરવાનું મહત્વનું કાર્ય ગણાય છે. કનકાપુરા મેળા પ્રસંગે વર્ષવાર નીચે મુજબ સૂતરની આંટીઓ અપાઈ હતી. :–

સને ૧૯૫૧માં ૧૮૮, ૧૯૫૨માં ૩૭૮, ૧૯૫૩માં ૧૧૩૬, ૧૯૫૪માં ૧૩૧૪.

**શ્રમયજ્ઞ :** બદલપુર ગામથી નદી પર બંદરે જવા માટે મોટો ગાડા રસ્તો છે. તે રસ્તો દુરસ્ત કરવાનો હતો. તેથી શ્રમયજ્ઞથી તે કામ કરવામાં આવ્યું. તે કામમાં ૫૦૦ જેટલાં ભાઈબહેનોએ ભાગ લીધો હતો. આમાં પંદર જેટલી શાળાઓએ અને સંસ્થાના ભાઈઓએ ભાગ લીધો હતો. (૧૯૫૪.)

**પ્રદર્શન :** કાંઠાનાં ગામડાંમાં બારે માસ કામ રહેતું નથી. તેથી તેમને ગૃહઉદ્યોગો અને ગ્રામોદ્યોગોનું મહત્વ સમજાય એવી ક્રિયાઓ અને ચીજોનાં પ્રદર્શનો રાખવામાં આવે છે.

**સંસ્કાર કાર્યક્રમ અને રમતો :** આ મેળામાં આસપાસની શાળાઓના વિદ્યાર્થીઓના કાર્યક્રમો રાખવામાં આવે છે. દરેક શાળા પોતાની વિશેષતા બતાવી શકે એવી વ્યવસ્થા રાખી છે, તેથી શાળાઓ ઠીક ઠીક તૈયારી કરી લાવે છે. દિવસે દિવસે આ કાર્યક્રમોમાં વિશેષ શાળાઓ રસ લેતી થતી જાય છે.

૧૯૫૪ના મેળા વખતે રાત્રિના સંસ્કાર કાર્યક્રમમાં પહેલે દિવસે બધી શાળાઓના સંવાદો વગેરે હતા. બીજે દિવસે વલ્લભ-વિદ્યાલયે 'ભૂદાન' નામની નૃત્ય નાટિકા ભજવી હતી.' પછી ગાંધી ફિલ્મ બતવાઈ હતી. બંને દિવસે ચાર ચાર કલાકના કાર્યક્રમો રખાયા હતા. પહેલે દિવસે પચીસ હજાર અને બીજે દિવસે આઠથી દસ હજાર ભાઈબહેનો આ કાર્યક્રમો જોવા આવ્યા હતા.

આ મેળાને વર્ષે વાસદ કઠાણા રેલવે ચાલુ થવાથી મેળામાં બહારથી ઘણી શાળાઓ અને સંસ્થાઓ ભાગ લઈ શકી હતી. બદલપુર મોટરનું મથક નથી, અને કઠાણાથી ચાર માઈલ દૂર છે, તે બપોરે ૧૨ વાગે કઠાણા પહોંચે છે. ૭ર્નાં ય મેળામાં લોકોએ સારી સંખ્યામાં ભાગ લીધો હતો.

**ખર્ચ :** મેળા માટે ખર્ચ ખૂબ કરકસરથી કરવામાં આવે છે. જે ખર્ચ થયું છે તે મિત્રો પાસેથી મેળવી લેવામાં આવ્યું છે, ગામ લોકો પણ કંઈક મદદ કરે છે. બોચાસણનું વિદ્યાલય એ નિમિત્તે કંઈ ખર્ચ કરતું નથી. તેનો હિસાબ અલગ રાખવામાં આવે છે. અત્યારસુધીના મેળાઓ અંગે થયેલા ખર્ચની વિગતો નીચે પ્રમાણે છે :–

સને ૧૯૫૧ રૂ. ૩૭૫, ૧૯૫૨, રૂ. ૫૧ ૧૯૫૩. રૂ. ૧૭–૮–૦, ૧૯૫૪. રૂ. ૨૭૨.

**સંખ્યા :** સર્વોદય મેળાનો લાભ લેનારાઓની સંખ્યાનો અંદાજ વર્ષવાર નીચે મુજબનો છે :–

૧૯૫૧ : ૭૦૦૦ માણસો, ૧૯૫૨ : ૫૦૦૦ માણસો, ૧૯૫૩ : ૫૦૦૦ માણસો, ૧૯૫૪ : ૧૦,૦૦૦ માણસો.

**પ્રચાર અને તાલીમ :** આ મેળાઓમાં મુખ્યત્વે નજીકના ગામોનાં ભાઈબહેનો અને વિદ્યાર્થીઓ ભાગ લે છે. શિક્ષકો અને કાર્યકરો પણ આવે છે. મેળાના બધા પ્રસંગોમાં અને ક્રિયાઓમાં ભાગ લેનાર મુખ્યત્વે વિદ્યાર્થીઓ તથા શિક્ષકો જ હંમેશ હોય છે.

મેળાના કાર્યક્રમોથી આ બાળકો અને વિદ્યાર્થીઓને ઠીક ઠીક તાલીમ મળે છે. લોકોને પોતાનાં બાળકોનું કામ નજરે જોવાનું મળે છે.

બધી દૃષ્ટિએ આ સર્વોદય મેળાઓ અગત્યના બન્યા છે તેમજ લોકપ્રિય બનતા જાય છે.

આધાર : બોચાસણના વલ્લભવિદ્યાલયના સંચાલક શ્રી. શિવાભાઇ ગો. પટેલ તરફથી મળેલી માહિતી.

# ૨૧
# જિલ્લા વિકાસ મંડળ

**વિશ્વયુદ્ધ : ગ્રામ વિકાસમંડળની યોજના :** સને ૧૯૩૯ના સપ્ટેમ્બરમાં બીજા વિશ્વયુદ્ધનો પ્રારંભ થયા પછી, દિવસે દિવસે એની ભયંકરતા વધતી ચાલી. એ સંજોગોમાં તે વખતની હિંદ સરકારને અનાજના ઉત્પાદન, હેરફેર અને આયાત નિકાસ અંગે કેટલાક અંકુશો મૂકવાની જરૂર લાગી. એ સાથે અન્ન–ઉત્પન્ન વધે એવાં બધાં શકય પગલાંઓ લેવાની યોજનાઓ ઘડવામાં આવી. આવી કોઈ પણ યોજના કે પ્રવૃત્તિ પ્રજાના સહકાર વગર ચાલી કે નભી શકે નહિ એ હકીકત ધ્યાનમાં લઈને સરકારે આવી યોજનાઓને પ્રજાકીય બનાવવાનો પ્રયાસ કર્યો. આવી એક યોજના તે ગ્રામ વિકાસ મંડળ યોજના હતી.

**ખેડા જિલ્લા ગ્રામ વિકાસ મંડળ ૧૯૩૯ :** આ મંડળનું કામકાજ જિલ્લા–ધોરણે ચલાવવાનું ઠરાવાયું, ને તેમાં સરકારી અમલદારો અને જાહેર કાર્યકર્તાઓની બનેલી કમિટીઓ નીમવામાં આવી. સને ૧૯૩૯ની સાલમાં ખેડા જિલ્લા ગ્રામ વિકાસ મંડળ સ્થપાયું. ત્યાર પછીનાં દસ વર્ષ દરમિયાન જેમ જેમ રાજકીય પરિસ્થિતિ બદલાતી ગઈ અને તે પ્રમાણે ગ્રામપ્રજામાં આ મંડળની પ્રવૃત્તિઓ પ્રત્યે અભિરુચિ વધતી ગઇ તેમ તેમ મંડળની કમિટીઓમાં બિનસરકારી સભ્યોની સંખ્યા વધારવામાં આવી અને ધીરે ધીરે મંડળના કાર્યક્ષેત્રનો પણ વિસ્તાર થતો ગયો.

**મંડળની રચનામાં ફેરફારો :** શરૂઆતમાં જિલ્લાનાં જુદાં જુદાં ગ્રામવિકાસને લગતાં ખાતાંના ૧૮ અમલદારો એકસ–ઓફિશિયો સભ્યો નિમાયેલા. બાકીના બિનસરકારી સભ્યો સરકારે નીમેલા હતા. સને ૧૯૪૬માં મંડળની નવેસરથી રચના થઈ. તેમાં ૭ એકસ–ઓફિશિયો સભ્યો અને ૧૯ બિન-સરકારી જાહેરકાર્યકર્તાઓ સભ્યો નીમવામાં આવ્યા. બે વર્ષ પછી બિનસરકારી સભ્યોની સંખ્યા ૩૪ની બનાવાઈ. આ

મંડળમાં લેજિસ્લેટિવ એસેમ્બ્લી અને લેજિસ્લેટિવ કાઉન્સિલના જિલ્લાના સભ્યો, જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ, મધ્યસ્થ સહકારી બેંકના પ્રમુખ, એ બધાની નિમણૂંક તો થતી જ. એ ઉપરાંત વધારેલી સંખ્યામાં સહકારી માર્કેટિંગ સોસાયટીના એક પ્રતિનિધિ અને તાલુકા ડેવલપમેન્ટ એસોસિયેશનના એક પ્રતિનિધિની નિમણૂક કરવાનું ફરજિયાત ઠરાવાયું.

સને ૧૯૪૯માં મંડળની રચના ફરીથી થઈ. તેમાં ૧૨ સરકારી અને ૨૫ બિનસરકારી સભ્યો નક્કી થયા. તેમાં આગલી સાલ મુજબ પ્રતિનિધિત્વ રાખેલું, પરંતુ ફરક એ કર્યો કે પ્રોવિન્શિયલ રૂરલ ડેવલપમેન્ટ એસોસિયેશનના પ્રતિનિધિને બદલે ખેતી અંગેની સહકારી મંડળીઓના એક પ્રતિનિધિને મૂકવાનું ઠરાવ્યું.

**ખેડા જિલ્લા વિકાસ મંડળ : ૧૯૫૨ :** ૧૯૫૨ના સપ્ટેમ્બરથી ઉપરની રચના બદલીને મંડળને ખેડા જિલ્લા વિકાસ મંડળનું નામ અપાયું. આ મંડળમાં ૧૨ સરકારી સભ્યો, મુંબઈ ધારાસભાના જિલ્લાના ૨ પ્રતિનિધિઓ, ૨ પાર્લામેન્ટના સભ્યો અને ૧૮ બાકીના બીજા બિનસરકારી સભ્યો છે. તેમાં જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ, પ્રોવિન્શિયલ રૂરલ ડેવલપમેન્ટ બોર્ડના જિલ્લાના સભ્ય, જિલ્લા સહકારી મધ્યસ્થ બેંકના ચેરમેન, ખેતીવાડી માર્કેટિંગ અને ખેતીવાડી સહકારી મંડળીના એક એક સભ્ય, અને સર્વોદય યોજનાના જિલ્લાના સંચાલકનો સમાવેશ થાય છે. ઉપરાંત બીજા સભ્યો જાહેર કાર્યકર્તાઓમાંથી પસંદ થાય છે.

**પેટા કમિટીઓ :** આ મંડળીની નીચે પ્રમાણે સાત પેટા કમિટીઓ છે :—

૧ : ખેતીવાડી અને ગ્રામ વિકાસ, ૨ : દારૂબંધી, ૩ : લાંચરૂશ્વત વિરોધ, ૪ : અંકુશિત વસ્તુઓની વહેંચણી, ૫ : પછાતવર્ગ, ૬ : મજૂર કલ્યાણ અને આરોગ્ય, ૭ : પ્રચાર કાર્ય, વગેરે.

ઉપર જણાવેલી સાત કમિટીઓ ઉપરાંત એક પોલીસ એડવાઇઝરી કમિટી પણ છે. તેના ચેરમેન તરીકે ડિસ્ટ્રિક્ટ મેજિસ્ટ્રેટ અને વાઇસ ચેરમેન તરીકે જિલ્લા પોલીસ સુપરિન્ટેન્ડન્ટ છે. કમિટી કુલ ૭ સભ્યોની બનેલી હોય છે. એ પૈકી બાકીના ચારમાં એક જિલ્લા લોકલ બોર્ડના પ્રમુખ અને બીજા ૩ વિકાસ મંડળના સભ્યોમાંથી લેવાય છે. ખાસ કરીને વાહનવ્યવહાર, મ્યુનિસિપલ હિતો અને હોમગાર્ડ સાથે સંબંધ ધરાવતા માણસો પસંદ કરાય છે. બાકીની તમામ કમિટીઓમાં આઠ આઠ સભ્યો નીમવામાં આવ્યા છે. દરેક કમિટીના ચેરમેન તરીકે મંડળના વાઇસ ચેરમેન અને મંત્રી તરીકે લાગતા વળગતા ખાતાના જિલ્લાના અધિકારી હોય છે. આ કમિટીઓની રચના બોર્ડ કરે છે.

જિલ્લાના સાત તાલુકાઓમાં તાલુકા વિકાસ મંડળો છે એમની મારફતે પતરાં, સિમેન્ટ, લોખંડ વગેરેની વહેંચણી થાય છે, ત્યારે ખંભાત, આણંદ, અને નડિયાદમાં વેચાણ સંઘ મારફતે તેવી વહેંચણી થાય છે.

ખેડા જિલ્લામાં રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજનાનો નડિઆદ, કપડવણજ અને મહેમદાવાદ એ ૩ તાલુકાઓમાં અમલ શરૂ થયો છે. એ યોજનાની પ્રવૃત્તિઓમાં જિલ્લા વિકાસ મંડળ પણ પોતાનો ફાળો આપે છે

**મંડળના હોદ્દેદારો :** મંડળના ચેરમેન તરીકે જિલ્લા કલેક્ટર હોય છે. એ ઉપરાંત મંત્રી અને સહમંત્રીની પણ નિમણૂક થાય છે. મંત્રી બિનસરકારી છે. તેમને સરકાર તરફથી રૂ. ૧૫૦ માસિક પુરસ્કાર મળે છે. સહમંત્રી મહાલકારીના દરજ્જાના મુલકી ખાતાના સરકારી અધિકારી છે. તે ઉપરાંત એક અવલકારકુનના દરજ્જાના હિસાબનીશ, ત્રણ કારકુનો અને બે પટાવાળા આ મંડળની કચેરી માટે છે. આ બધાની નિમણૂક સરકાર જ કરે છે.

**પ્રવૃત્તિઓ :** સંજોગો પ્રમાણે આ મંડળની પ્રવૃત્તિઓમાં વધઘટ થતી રહી છે. હાલ ૧૯૫૪માં ચાલતી કે તે અરસામાં બંધ પડેલી કે નવી શરૂ થયેલી એની પ્રવૃત્તિઓની ટૂંક માહિતી આ નીચે આપી છે.

જિલ્લા વિકાસ મંડળની કચેરી જિલ્લા લોકલ બોર્ડના મકાનમાં, મિશન રોડ, નડિયાદ મુકામે છે.

બોર્ડની સામાન્ય સભા સામાન્ય રીતે વર્ષમાં બે વખત અને પેટા કમિટીઓની સભાઓ સામાન્ય રીતે મહિનામાં એક વખત જરૂર પડે ત્યારે બોલાવવામાં આવે છે.

**ખેતી માટે લોખંડ, સિમેન્ટ, પતરાં અને પાઇપોની વહેંચણી :** આ કામ માટે મંડળને સરકાર તરફથી એક લાખ રૂપિયાનો પર્સનલ લેજર એકાઉન્ટ નફા નુકસાન વગરનો આપવામાં આવેલો છે. તેમાંથી જે માલ આવે છે તેનાં નાણાં ભરવામાં આવે છે અને આવેલો માલ તાલુકા ડેવલપમેન્ટ બોર્ડોને તથા ખરીદવેચાણ સંઘોને પોતપોતાના

તાલુકાઓમાં વહેંચવા માટે વહેંચી આપવામાં આવે છે. મંડળ માલના ભાવ બાંધી આપે છે. તે પ્રમાણે જ માલ વેચવા છે. આ માલ માટે મંડળ એગ્રિકલ્ચરલ આયર્ન ઍન્ડ સ્ટીલ સપ્લાય ઑફિસર, મુંબઈ આગળ પોતાના જિલ્લાની જરૂરિયાત પ્રમાણે શરૂઆતમાં વાર્ષિક જથ્થાની માગણી રજૂ કરે છે. ત્યાર પછી દર ત્રણ મહિને ફરીથી પોતાની ત્રિમાસિક જરૂરિયાતની માગણી રજૂ કરે છે, અને તે પ્રમાણે માલ આપવામાં આવે છે. લોખંડનો સામાન મુંબઈથી જ મળે છે, જ્યારે સિમેન્ટ અમદાવાદની માર્કેટિંગ કંપની તથા જામનગરની લક્ષ્મી ડિસ્ટ્રિબ્યુટર્સ મારફતે એગ્રિકલ્ચરલ આયર્ન ઍન્ડ સ્ટીલ સપ્લાય ઑફિસરની સૂચના પ્રમાણે મળે છે. દરેક તાલુકાની જરૂરિયાત ડે. બોર્ડ રજૂ કરે છે. તે પ્રમાણે તે ઑફિસર જથ્થો મંજૂર કરે છે, એટલે ઉપર જણાવેલી અમદાવાદ અને જામનગરની કંપનીઓમાંથી સિમેન્ટ મળે છે. આજે પણ આ પ્રવૃત્તિ ચાલુ છે.

**નવા કૂવા બાંધવા તેમજ જૂના કૂવા રિપેર કરવા ખેડૂતોને મફત મદદ આપવાની યોજના :** આ યોજના હેઠળ આ મંડળે સને ૧૯૪૭થી માંડીને ૧૯૫૨ સુધી ખેડૂતોને નવા કૂવા બાંધવા અને જૂના કૂવા રિપેર કરવા મદદ કરી હતી. સરકારનાં ધોરાધોરણ મુજબ તપાસ કરીને નવો કૂવો બાંધનારને વધુમાં વધુ રૂ. ૫૦૦ અને જૂનો કૂવો રિપેર કરનાર ખેડૂતને વધુમાં વધુ રૂ. ૨૫૦ની મદદ કરવામાં આવતી હતી. મદદના આંકડા નીચે મુજબ છે :–

### સરકારી મદદથી થયેલા કૂવાની વિગત, ૧૯૪૬થી ૫૨

| વર્ષ | નવા કૂવા કેટલા કર્યા | જૂના કૂવા રિપેર કેટલા કર્યા | મદદ કેટલી આપી |
|---|---|---|---|
| ૧૯૪૬–૪૭ | ૨૨ | ૨૯ | ૯૧૯૦–૦–૦ |
| ૧૯૪૭–૪૮ | ૮૬ | ૧૬ | ૧૪૧૫૦–૦–૦ |
| ૧૯૪૮–૪૯ | ૨૮૯ | ૧૬૧ | ૨૫૯૫૯–૦–૦ |
| ૧૯૪૯–૫૦ | ૪૨૬ | ૩૦૪ | ૯૬૫૯૦–૮–૦ |
| ૧૯૫૦–૫૧ | ૧૫૩ | ૮૪ | ૬૨૧૮૧–૦–૦ |
| ૧૯૫૧–૫૨ | ૨૬૪ | ૧૮૫ | ૬૫૯૫૬–૪–૦ |

આ રીતે મદદ લેનાર ખેડૂતે સરકારની કેટલીક શરતો પૂરી કરવાની રહેતી. તેમાંની મુખ્ય તો એ હતી કે ખેડૂતે કામ શરૂ કર્યા પછી બે વર્ષમાં કૂવો પૂરેપૂરો બાંધી દેવો જ જોઈએ. પોતાની જમીનના ૨–૩ ભાગના વિસ્તારમાં ખેડૂતે લાગલાગટ ત્રણ વર્ષ સુધી ખાદ્ય અનાજનું વાવેતર કરવું જોઈએ. આ રીતે કૂવો કરવા ખેડૂત શરૂઆતમાં પોતાના પૈસાથી કૂવો કરતો અગર તો સરકાર પાસેથી તગાવી લઈને પણ કરી શકતો. એ રીતે કૂવો બાંધનારને મંડળ તરફથી મફત મદદ અપાતી.

**જિલ્લા ખેતીવાડી પ્રદર્શનોની યોજના :** આ અંગે મંડળને સરકાર તરફથી ગ્રાન્ટ આપવામાં આવે છે. તે ઉપરાંત જનતા પાસેથી પણ આ પ્રવૃત્તિ માટે ફાળો ઉઘરાવાય છે. દર વર્ષે જિલ્લાનાં એક અગર બે ગામોએ નાના વિસ્તારો નક્કી કરીને પ્રદર્શનો યોજાય છે. શરૂઆતમાં મોટાં ગામોમાં પ્રદર્શનો ભરાતાં, પણ હવે તેમાં સુધારો કરી નાનાં ગામોમાં પ્રદર્શનો યોજવાનું નક્કી કર્યું છે. આ યોજના મુજબ નીચેનાં ગામોએ આજસુધીમાં પ્રદર્શનો યોજ્યાં છે :–

૧૯૪૫માં આણંદમાં કૃષિગોવિદ્યાભવનમાં, ૧૯૪૬માં ડાકોરમાં સંસ્થાન હાઈસ્કૂલમાં, પછી ૧૯૪૯ સુધી ન ભર્યાં. ૧૯૫૦–૫૧માં બે પ્રદર્શન ભર્યાં : ૧ વડતાલ અને ૨ માતર, ૧૯૫૧–૫૨માં ન ભર્યું. ૧૯૫૨–૫૩માં બે પ્રદર્શન ભર્યાં : ૧ ધર્મજ અને ૨ સોજિત્રા.

**ગ્રામ કાર્યકર્તા તાલીમ વર્ગની યોજના :** આ યોજના મુજબ વર્ષમાં બે વર્ગ ચલાવાય છે. તે માટે વાર્ષિક રૂ. ૧૦૦૦ મંડળને સરકાર તરફથી ગ્રન્ટ મળે છે. એ રીતે એક વર્ગ ખાતે રૂ. ૫૦૦ ખર્ચ કરાય છે. તેમાં કંઈ ખૂટે તો જે ગામે વર્ગ ચાલતો હોય ત્યાંથી લોકોમાંથી ઉઘરાવી ખર્ચ પૂરું કરાય છે એ રીતે વર્ગમાં તાલીમ લેવા આવનારાઓને રહેવા જમવાનું મફત આપવાની વ્યવસ્થા થાય છે. સામાન્ય રીતે આ વર્ગમાં ૩૦ ગ્રામ સેવકોને તાલીમ આપવામાં આવે છે.

**વનમહોત્સવ :** દર સાલ સરકારના હુકમો મુજબ જિલ્લામાં વૃક્ષારોપણ માટે એક પખવાડિયાની યોજના કરવામાં આવે છે. મંડળ તરફથી આ ઉત્સવ પ્રસંગે ખેડૂતોને જુદા જુદા ઝાડોના રોપ મફત તેમજ વેચાતા લાવી આપવાની વ્યવસ્થા થાય છે. મંડળને જંગલ ખાતા તરફથી બાવળ, વગેરે ઝાડોના રોપ મફત મળે છે, તે ખેડૂતોને મફત અપાય છે. વળી નર્સરીમાંથી આંબા, દાડમ, ચીકુ, વગેરે ફળાઉ ઝાડોના રોપા પણ ખરીદીને ખેડૂતોને મૂળ ભાવે જ પૂરા પાડવામાં આવે છે.

જે ગામો વધારેમાં વધારે ઝાડ રોપી તેની એક વર્ષ સુધી માવજત રાખે છે તે ગામોને સરકાર તરફથી અનુક્રમે રૂ. ૨૦૦,૧૦૦, અને ૫૦નાં ત્રણ ઈનામો આપવામાં આવે છે.

**જિલ્લા અને તાલુકાની ગ્રામ સુધારણા શિલ્ડ આપવાની પ્રવૃત્તિ :** ગ્રામ સુધારણા અંગે ગામોમાં સ્પર્ધા જગાડવાના હેતુથી મંડળે જિલ્લા ગ્રામસુધારણા શિલ્ડ અને તાલુકા ગ્રામસુધારણા શિલ્ડ આપવાની વ્યવસ્થા કરી છે. જૂના સાત તાલુકાઓની શિલ્ડ તે તે તાલુકાઓના ઉત્સાહી અને ગ્રામ વિકાસના કાર્યમાં રસ લેતા સદ્‌ગૃહસ્થો તરફથી દાનમાં મળેલી છે. પાછળથી જોડાયેલા ખંભાત, વાડાસિનોર અને પેટલાદ તાલુકામાંથી પણ શિલ્ડ સદ્‌ગૃહસ્થો તરફથી મળે એવી તજવીજ ચાલી રહી છે.

તાલુકામાં સારામાં સારું કામ કરનાર ગામને તાલુકા શિલ્ડ અપાય છે. અને જિલ્લામાં સારામાં સારું ગ્રામ સુધારણાનું કામ કરનારને જિલ્લા શિલ્ડ અપાય છે.

**ખેડૂતોને તગાવીથી એંજિનો આપવાની યોજના :** ૧૯૫૨–૫૩થી આ યોજના શરૂ કરવામાં આવી છે. તે યોજના હેઠળ ખેડા જિલ્લાના ખેડૂતોને તગાવી ધીરીને એંજિનો આપવાની યોજના કરવામાં આવી છે.

**ઇમર્જન્સી લિફ્ટ ઇરિગેશન યોજના :** સને ૧૯૪૮–૪૯ અને ૧૯૫૧–૫૨ માં જિલ્લામાં અછત હોવાથી મંડળે જિલ્લાના નદીવાળા પ્રદેશમાં નદીઓ ઉપર એંજિનો મૂકી પિયત કરવાની યોજનાઓ સરકાર સમક્ષ મૂકેલી. તે યોજનાઓ સરકારે મંજૂર કરેલી. પરિણામે મંડળે એંજિનો મૂકીને ખેડૂતોને ઘાસ ઉગાડવા પાણી આપેલું. પાણીના બદલામાં સરકારે તેમની પાસેથી કુલ ઉત્પન્નના ૧–૩ ટકાનું ઘાસ લીધેલું, જે ઘાસ સરકારે ખોલેલા નીરણ કેન્દ્રોમાં દુષ્કાળ અંગે લોકોને આપવામાં આવેલું.

આ યોજના મુજબ ૧૯૪૮–૪૯માં કુલ ૩૯ એંજિનો મૂકેલા, તેમાંથી ખાત્રજમાંના બે એંજિનો તાલુકા ડેવલપમેન્ટ બોર્ડ, મહેમદાવાદને કાયમી લિફ્ટ ઇરિગેશન યોજના માટે વેચાણ આપવામાં આવ્યા છે અને ત્યાં તે યોજના ચાલે છે. અસારવામાં એક એંજિન રબારીઓની સહકારી મંડળીને વેચાણ આપેલું છે. ત્યાં પણ લિફ્ટ ઇરિગેશન ચાલે છે.

૧૯૫૧-૫૨માં માતર–ખંભાત તાલુકાના કેટલાક ગામોમાં એંજિનો તથા ટ્રેક્ટરો આપવામાં આવેલાં.

**માતર તાલુકો :** ૧. કોશિયલમાં ૨ ટ્રેક્ટર, ૨. પીપરિયામાં ૧ ટ્રેક્ટર, ૩. ચાંદણામાં ૧ ટ્રેક્ટર, ૪. વારસંગમાં ૨ ટ્રેક્ટર, ૫. રઢુમાં ૨ ટ્રેક્ટર, ૬. બરોડામાં ૧ ટ્રેક્ટર, ૭. મહેળજમાં ૧ ટ્રેક્ટર.

આમાંથી કેટલાક ટ્રેક્ટરો ને એંજિનો સરકારને પાછા મોકલવામાં આવ્યા છે.

**માઈનોર ઇરિગેશન યોજના :** ૧૯૫૦–૫૧ અને ૧૯૫૧–૫૨ની સાલ માટે મુંબઈ સરકારે નાના તળાવો અગર બંધો રિપેર કરીને તેને પિયત માટે યોગ્ય બનાવવાની વ્યવસ્થા કરવા ભારત સરકાર પાસે એક કરોડ રૂપિયાની લોન માગેલી.

તે વખતે સરકારે મંડળને જિલ્લાના આવા તળાવોની તપાસ કરવાની અને કયા કયા પિયત થઈ શકે એમ છે, એની કેટલીક શક્યતા છે તે અંગે તપાસ કરવા જણાવેલું. તેને માટે સરકારે એક માઈનોર ઇરિગેશન કમિટી પણ નીમેલી, જેમાં કલેક્ટર ચેરમેન તરીકે અને એક્ઝિક્યુટિવ એંજિનિયર મંત્રી તરીકે નીમવામાં આવેલા.

મંડળે દરેક તાલુકાના રેવન્યુ અધિકારીઓ અને અન્ય કાર્યકર્તાઓ પાસે હકીકત મેળવીને તથા ગામલોકો પાસે અરજીઓ મેળવીને કુલ ૧૦૬ ગામમાં આવાં કામોની શક્યતા છે એમ નક્કી કરેલું. તેમાંથી કુલ ૪૫ ગામોના પ્લાન એસ્ટીમેટ કરવામાં આવેલા પછી જે ગામો સરકારનાં ધારાધોરણ મુજબ કુલ ખર્ચના ૧–૪ ભાગની રકમ રોકડ આપવા તૈયાર થયેલા તે ગામોમાં આવાં કામ કરવામાં આવેલાં. આ રકમ ગામ લોકોએ ઘરમાંથી આપી હતી અથવા સરકાર પાસેથી તગાવી લઈને આપી હતી. ગામે આપવાનો ફાળો ૪૫માંથી ૩૩ ગામોએ આપેલો અને તેથી ત્યાં તળાવો રિપેર કરવાનાં કામ થયેલાં.

---

આધાર : ખેડા જિલ્લા વિકાસ મંડળની કચેરીમાંથી મળેલી માહિતી.

★

# ૨૨

# સર્વોદય યોજના

**પરિચય :** રાષ્ટ્રપિતાને સરકારની શ્રદ્ધાંજલિરૂપ યોજના ગામડાંના એકજૂથે જૂથોના સામાજિક અને આર્થિક, સર્વાંગી વિકાસના કાર્યક્રમને સામાન્ય રીતે સર્વોદયના નામથી ઓળખવામાં આવે છે સર્વોદયનું ધ્યેય સર્વનું કલ્યાણ છે આ યોજના રાષ્ટ્રપિતાની સ્મૃતિને સરકારની એક નમ્ર શ્રદ્ધાંજલિ સમાન છે તેમાં શિક્ષણ, ખેતીવાડી, ગ્રામઉદ્યોગો, આરોગ્ય, સુખાકારી, સામાજિક સુવિધાઓ અને સામાજિક શ્રમનો સમાવેશ થાય છે

**વિચારને યોજનાનું રૂપ અપાયું** એકનિષ્ઠ સામાજિક કાર્યકરોની સને ૧૯૪૯માં મુંબઈ ખાતે મળેલી પરિષદમાં સર્વોદય સમાજના વિચારને મૂર્ત સ્વરૂપ આપવામાં આવ્યું હતું. દરેક જિલ્લામાં એક જ પ્રકારની અને મુખ્યત્વે પછાત વર્ગની વસતીવાળાં, અથવા પછાત ગ્રામઅર્થકારણવાળાં અને એકસરખી સામાજિક તથા આર્થિક પરિસ્થિતિ ધરાવતા એકજૂથે આવેલાં ૩૦થી ૪૫ ગામોના એકજૂથે ઘટકોમાં સર્વોદય કેન્દ્રો શરૂ કરવાનો નિર્ણય પણ આ જ પરિષદમાં લેવામાં આવ્યો હતો

**પ્રારંભ.** પ્રસ્તુત યોજના ૧૯૪૯-૫૦ની સાલમાં અમલમાં મૂકવામાં આવી હતી મોટા ભાગનાં કેન્દ્રોએ ૧૯૪૯-ના જૂન માસ પછી કામ શરૂ કર્યું હતું. એ વર્ષ દરમિયાન મુંબઈ રાજ્યમાં કુલ ૨૬ સર્વોદય કેન્દ્રો ખોલવામાં આવ્યાં હતાં પ્રતિષ્ઠિત સમાજસેવા સંસ્થાઓના આશ્રય હેઠળ રાજ્યમાં ચાર તાલીમ કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં હતાં, જે પૈકી એક તાલીમ કેન્દ્ર ગુજરાતમાં પણ હતું. આ તાલીમ કેન્દ્રોએ બે વર્ષ સુધી કામ કર્યું અને મજકૂર યોજનાના અમલ માટે જોઈતા કાર્યકરો તૈયાર કર્યા હતા

**સંચાલન તંત્ર:** આ યોજનામાં એકેએક કેન્દ્રની વ્યવસ્થાનું કાર્ય જે તે વિસ્તારના પ્રતિષ્ઠિત સામાજિક કાર્યકરને સુપરત કરવામાં આવ્યું છે તેઓ સર્વોદય યોજનાના સંચાલક કહેવાય છે. પોતાના વિસ્તારની યોજના ઘડવાની તથા તેને અમલમાં મૂકવાની વહીવટી સત્તા તેઓને હોય છે **સર્વોદય વિસ્તાર સમિતિને** નામે ઓળખાતી બિનસરકારી સભ્યોની બનેલી સમિતિ આ સંચાલકને સહાય અને સલાહ આપે છે સર્વોદય કેન્દ્રની કાર્યપદ્ધતિનું સંકલન કરવા અને દોરવણી માટે ઉચ્ચ કક્ષાની સમિતિ છે આ સમિતિ જવાબદાર અધિકારીઓ અને બિનસરકારી વ્યક્તિઓની બનેલી છે, અને તે રાજ્ય સર્વોદય સમિતિને નામે ઓળખાય છે

**માતર તાલુકો : પછાત પ્રદેશ :** ઉપર મુજબ અને ૧૯૪૯ના જુલાઈથી ખેડા જિલ્લામાં પણ સર્વોદય યોજનાનું કામ શરૂ થયું છે, ને તે માટે માતર તાલુકો પસંદ કરવામાં આવ્યો છે. ખેડા જિલ્લામાં બીજા તાલુકાની સરખામણીમાં માતર તાલુકો આર્થિક, સામાજિક, આરોગ્ય વગેરે બાબતોમાં પછાત છે દુષ્કાળની પરિસ્થિતિની ત્યાં પહેલી અસર થાય છે આથી લોકો સ્વાભાવિક રીતેજ કેળવણીમાં પણ પછાત છે

બીજી રીતે પણ આ તાલુકાની દશા પછાત છે ત્યાં વેપાર બહુ જૂજ છે વાહન-વહેવારની પણ સારી સગવડ નથી રેલવે તો બિલકુલ છેજ નહિ સારા રસ્તાઓ પણ થોડા છે નડિયાદ-માતર, માતર-તારાપુર, માતર-અમદાવાદ અને માતર-લીંબાસી આ ચાર મેટલના રસ્તા છે ચોમાસામાં તો કેટલાંક ગામોનો આવવાજવાનો વ્યવહાર મુશ્કેલ બની જાય છે જે મોટર વ્યવહાર છે તે આ તાલુકામાં છેલ્લાં વીસ વર્ષથી જ શરૂ થયો છે

આ તાલુકો (વિષમજ્વર) મલેરિયાનો ચાલુ ભોગ બની રહે છે ત્યાં એક પણ ગામ એવું નથી કે જ્યાં મલેરિયાનો ઉપદ્રવ ન હોય તેનું કારણ મુખ્યત્વે તાલુકાની ભૌગોલિક સ્થિતિ છે

માતર તાલુકાની મુખ્ય વસતી બારૈયા કોમની છે એ લોકો તદ્દન નિરક્ષર છે, તથા અજ્ઞાન, વહેમ અને વ્યસનોમાં ડૂબેલા છે દારૂની બદી પણ તેમનામાં વ્યાપેલી હતી બાળકોને ભણાવવા પ્રત્યે તેમનું જરાય લક્ષ નથી

આવાં અનેક કારણોને લીધે સર્વોદય યોજનાના અમલ માટે ખેડા જિલ્લામાં આ તાલુકો પસંદગી પામ્યો છે, જેથી ત્યાંની પછાત રહી ગયેલી જનતાને એ યોજનાનો લાભ મળી શકે

**ત્રણ કેન્દ્રો** માતર તાલુકા સર્વોદય યોજનાનું કાર્યાલય ભલાડા રાખવામાં આવ્યું છે, અને જાણીતા રચનાત્મક કાર્યકર શ્રી રાવજીભાઈ નાથાભાઈ પટેલ તેના

સંચાલક છે. સને ૧૯૪૯માં આ યોજના શરૂ થઈ ત્યારે તાલુકાના ઉત્તર વિભાગમાં જુલાઈ માસમાં વારસંગ કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું હતું. પછી તે જ વર્ષના નવેમ્બરમાં દક્ષિણ વિભાગમાં બીજું બામણગામ કેન્દ્ર શરૂ કરાયું. વારસંગ કેન્દ્ર ૧૯૫૨ના જાન્યુઆરી માસમાં કાર્યકર્તાના અભાવે બંધ થયું, તે પછી જુલાઈ માસમાં દેથલીમાં એક નવું કેન્દ્ર શરૂ કરવામાં આવ્યું છે. આમ આ યોજના હેઠળ માતર તાલુકામાં ભલાડા, દેથલી, ને બામણગામ એ ત્રણ કેન્દ્રો હાલ ચાલે છે.

**યોજના હેઠળનાં ગામો :** આ ત્રણ કેન્દ્રો હેઠળ માતર તાલુકાનાં નીચે જણાવેલાં ૪૦ ગામોને આવરી લેવાયાં છે. શેના, વાવડી, ડામરી, વાસણા, ચાંદણા, રઢુ, વારસંગ, બરોડા, મહેળાજ, પુનાજ, પૂંજેરા, પાલ્લા, અસલાલી, ખરેટી, લિંબાસી, ચાનોર, રણાસર, મરાળા, નગરામા, અસામલી, દેથળી, ભલાડા, વસઈ, ત્રાણજા, સાયલા, શેખુપુર, હાડેવા, વાલેતરી, વીરોજા, દલોલી, બામણગામ, પરિયેજ, સોંજીત્રાડા, માલાવાડા, ઈંદરવરણા, રસિકપુરા, નધાનપુર, કોશિયલ, વસ્તાણા, અને પીપરિયા.

સને ૧૯૪૯–૫૦થી ૧૯૫૩–૫૪ના પાંચ વર્ષો દરમિયાન કાર્યકર્તાઓની વર્ષવાર સંખ્યા અનુક્રમે ૪, ૬, ૫, ૮ અને ૧૨ એ પ્રમાણે હતી.

**થયેલાં કામો :** જુલાઈ ૧૯૪૯થી માર્ચ ૧૯૫૩ સુધીના ચાર વર્ષોમાં નીચે મુજબ લોકોપયોગી કાર્યો કરવામાં આવ્યાં છેઃ

**માતર તાલુકા સર્વોદય યોજનામાં થયેલાં કામો**

| અનુ. નંબર | ગામનું નામ | કામનો પ્રકાર |
|---|---|---|
| ૧ | ભલાડા | ૧. સાયલો પીટ ઘાસને લીલું રાખવા માટે સિમેન્ટથી ચણેલો ખાડા સંખ્યા ૮ |
| | | ૨. ઢોરને પાણી પીવાના હવાડામાં મદદ |
| ૨ | બામણગામ | ૧. ઢોરને પાણી પીવાના હવાડામાં મદદ |
| | | ૨. કાંસનું ખોદકામ |
| | | ૩ બંધનું કામ |
| ૩ | દલોલી | ૧. ઢોર માટેના હવાડામાં મદદ |
| ૪ | દેથલી | ૧. હરિજન કૂઈની દુરસ્તીમાં મદદ |
| | | ૨. સાર્વજનિક કૂઈની દુરસ્તીમાં મદદ |
| ૫ | વીરોજા | ૧. અંબાઈના પરામાં નવો કૂવો તૈયાર કરવામાં મદદ |
| ૬ | અસલાલી | ૧. નવો કૂવો તૈયાર કરવામાં મદદ |
| ૭ | નધાનપુર | ૧. શાળાનું મકાન બાંધવામાં મદદ |
| ૮ | રઢુ | ૧. નદીનો બંધ બાંધવામાં મદદ |
| ૯ | વસઈ | ૧ કૂવાનું દુરસ્તી કામ |
| ૧૦ | પુનાજ | ૧. કૂવાનું દુરસ્તી કામ |
| | | ૨. કાંસનું રેગ્યુલેટિંગ |
| | | ૩. ઢોર માટેના હવાડામાં મદદ |
| ૧૧ | ખાનપુર પરું | ૧. કૂવાનું દુરસ્તી કામ |
| ૧૨ | ભલાડા | ૧. ચમારનો કૂવો તૈયાર કરવામાં મદદ |
| ૧૩ | માલાવાડા | ૧. હરિજન કૂઈ બાંધવામાં મદદ |
| ૧૪ | ત્રાણજા | ૧. ત્રાણજાથી નારેલીનો રસ્તો દુરસ્ત કરવામાં મદદ |
| ૧૫ | દલોલી | ૧. કાંસડીના ખોદકામમાં મદદ |

**શરૂ થનારાં કામો :** ૧૯૫૪ના માર્ચની ૩૧મી તારીખ સુધીમાં હાથ ધરવામાં આવનાર કામની યાદી :—

| અનુ.નંબર | ગામનું નામ | થનાર કામનો પ્રકાર |
|---|---|---|
| ૧ | શેખુપુર | શાળાની દુરસ્તી |
| ૨ | ઇંદરવરણા | શાળાની* દુરસ્તી |
| ૩ | વસ્તાણા | હવાડો બાંધવો |
| ૪ | ભલાડા | ખડિયાટ બાંધવો |
| ૫ | દેથલી | સુથારિયાપરાની કૂઈની દુરસ્તી |
| ૬ | અસલાલી | નિશાળ બાંધવી |
| ૭ | દલોલી | નિશાળ બાંધવી |
| ૮ | પાલ્લા | નિશાળ બાંધવી |
| ૯ | શેત્રા | નિશાળ બાંધવી |
| ૧૦ | પરિયેજ | હવાડો બાંધવો |
| ૧૧ | લિંબાસી | ખડિયાટ બાંધવો |

ઉપરનાં બધાં કામોમાં કુલ ખર્ચના ૫૦ ટકા યોજના તરફથી અને બાકીનું ખર્ચ ગામ તરફથી થાય છે, કે થશે. યોજના તરફથી ચાલતી અન્ય વિવિધ પ્રવૃત્તિઓનો ટૂંક સાર નીચે આપ્યો છે.

શિક્ષણ : સર્વોદય યોજનામાં આવેલાં ૪૦ ગામોમાંથી ૨૧ ગામોમાં શાળા મંડળની શાળાઓ છે, જ્યારે ૧૪ ગામોમાં વોલંટરી શાળાઓ છે. તે પૈકી ૩ વોલંટરી શાળાઓ સર્વોદય યોજના શરૂ થયા બાદ ખોલવામાં આવી છે.

ડિસેમ્બર ૧૯૫૧થી બામણગામની શાળા મંડળની શાળા સર્વોદય યોજના હેઠળ લેવામાં આવી છે. તે પછી ૧૯૫૩ના જૂનથી ભલાડા અને ત્રાણજાની શાળા મંડળની બે શાળાઓ યોજના હેઠળ લેવામાં આવી છે. આ શાળાઓના વિદ્યાર્થીઓના શિસ્ત, સ્વચ્છતા, ટેવો, તથા અભ્યાસમાં ઠીક ઠીક પ્રગતિ સધાઈ છે. વળી તે જ વખતથી ૧૨ વોલંટરી શાળાઓનું સંચાલન પણ સર્વોદય યોજના તરફથી કરવામાં આવે છે.

મહિનામાં એક વખત ઉપરની શાળાઓના શિક્ષકોને એકત્ર કરવામાં આવે છે અને તેમને દોરવણી આપવાની દૃષ્ટિએ વર્ગો લેવામાં આવે છે.

**છાત્રાલયો** : ભલાડા, દેથલી, ત્રાણજા, નઘાનપુર, અને વસઈ એ પાંચ ગામોમાં છાત્રાલય શરૂ કરવામાં આવ્યાં છે, જેમાં અભ્યાસ, કાંતણકામ અને ચારિત્ર્ય પ્રત્યે ધ્યાન આપવામાં આવે છે. આ છાત્રાલયોમાં ખાદી કામ ઠીક ચાલે છે. છાત્રાલયોમાં છાત્રોની સરેરાશ સંખ્યા નીચે મુજબ રહે છે –

ભલાડા ૧૫, દેથલી ૨૦, ત્રાણજા ૧૭, નઘાનપુર, ૧૮ અને વસઈ ૧૬.

આ સંખ્યા આખું વર્ષ કાયમ રહેતી નથી, પણ ઋતુ પ્રમાણે બદલાયા કરે છે. છાત્રોનાં માબાપ ખેતરોમાં રહેવા ગયાં હોય તો છાત્રો દૂરથી ન આવી શકે. ચોમાસામાં પાણીને લીધે તેમજ શિયાળામાં ઠંડીને લીધે માબાપો પોતાનાં બાળકોને છાત્રાલયમાં મોકલવા તૈયાર હોતાં નથી. પણ સરાસરી સંખ્યા ઉપર પ્રમાણે રહે છે.

આ છાત્રાલયોનું સંચાલન યોજના તરફથી થાય છે, એટલે ખર્ચ યોજના આપે છે. બધાં છાત્રાલયોનું વાર્ષિક ખર્ચ રૂ. ૫૦૦ આવે છે. અંદાજપત્રકમાં તેની જોગવાઈ પહેલેથી જ કરવામાં આવે છે. તે ઉપરાંત જે છાત્રાલય ચલાવે તેને માસિક રૂ. ૧૫ વેતન આપવામાં આવે છે. છાત્રાલયના ખર્ચનો આધાર ઉત્સાહી ગૃહપતિના ઉપર રહેલો છે આજે યોજના હેઠળનાં બધાં છાત્રાલયોને ગૃહપતિઓ ઉત્સાહી મળેલા હોવાથી તે સારાં ચાલે છે.

**બાલવાડી** : નાનાં બાળકોમાં સંસ્કાર-સિંચન થાય અને પ્રાથમિક શાળાઓને મદદરૂપ બનાય એ માટે સને ૧૯૫૩માં દેથલી, ભલાડા, અને લિંબાસી એ ત્રણ ગામોએ બાલવાડીઓ ખોલવામાં આવી હતી. તે પૈકી ભલાડાની બાલવાડી ''ામ'' ગિને અભાવે હાલ બંધ છે.

દેથલીની બાલવાડીમાં ૩૦થી ૩૫ની સંખ્યા રહે છે. આ બાલવાડીમાં ફી મરજિયાત છે. અમુક દિવસે ગામના લોકો બાળકોને નાસ્તો આપે છે.

લિંબાસીની બાલવાડી છેલ્લા આઠ માસથી શરૂ થઈ છે. બાળકોની સંખ્યા ૭૦થી ૮૦ની છે. અહીં પણ ફી મરજિયાત છે. ગામમાં બાળમંદિર માટેની કમિટી પણ છે, તે તેની વ્યવસ્થા કરે છે. યોજના તરફથી તેઓને સાધનો તેમજ શિક્ષકનું વેતન આપવામાં આવે છે, અને દેખરેખ રાખવામાં આવે છે. લોકોનો ઉત્સાહ સારો છે. કોઈ ને કોઈ વ્યકિત રોજ બાળકોને નાસ્તો આપનાર મળી જ રહે છે.

**હિંદુસ્તાની પ્રચાર** : ભલાડા, દેથલી, બામણગામ, ત્રાણજા, તથા બીજાં ગામોમાંથી શિક્ષકો તથા વિદ્યાર્થીઓ હિંદુસ્તાનીની પરીક્ષાઓ આપવા લાગ્યા છે. તેનો પ્રચાર પણ કરવામાં આવે છે.

**પુસ્તકાલય** : દેથલી, ભલાડા, બામણગામ, ત્રાણજા વગેરે જગાઓએ નાનાં પુસ્તકાલય શરૂ કરવામાં આવ્યાં છે. તેનો લાભ સ્થાનિક તથા આજુબાજુનાં ગામોના લોકો લઈ રહ્યા છે. દેથલી પુસ્તકાલયમાં નાનાં મોટાં બધાં મળીને ૨૫૦ પુસ્તકો છે. નિશાળનાં પુસ્તકો ૧૫૦ છે. ભલાડાના પુસ્તકાલયમાં ૧૨૫ પુસ્તકો છે. ગામની લાયબ્રેરી છે એટલે અહીં ઓછાં રાખ્યાં છે. બામણગામમાં નાનાં મોટાં પુસ્તકો ૨૭૫ છે. નિશાળનાં પુસ્તકો ૧૨૫ છે. ત્રાણજામાં ૧૫૦ પુસ્તકો છે.

**શિક્ષણ-સંમેલન** : યોજનાના વિસ્તારમાં શિક્ષણ પ્રતિ લોકોમાં અભિરુચિ ઉત્પન્ન થાય એ દષ્ટિએ એક શિક્ષણ-સંમેલન સને ૧૯૫૨માં ભરવામાં આવ્યું હતું. બારૈયા કોમની પછાત સામાજિક દશાને અનુલક્ષીને આ સંમેલનમાં વ્યાખ્યાનો તથા ચર્ચાઓ ગોઠવવામાં આવી હતી.

**કન્યા છાત્રાલય** : ખાસ કરીને બારૈયા કોમની કન્યાઓ માટે સને ૧૯૫૩ના મે માસમાં ભલાડામાં એક કન્યા છાત્રાલય સ્થાપવામાં આવ્યું છે. આવું છાત્રાલય આ જિલ્લામાં પ્રથમ છે.

શરૂઆતમાં જિલ્લામાંથી ફકત ૧૦ કન્યાઓ આવી હતી. બારૈયા કોમ ઉપરાંત બીજી જ્ઞાતિઓની કન્યાઓને પણ છાત્રાલયમાં લેવાય છે. હાલ છાત્રાલયમાં બારૈયાની ૧૩, પાટીદારની ૨, ગરાશિયાની ૪, ગોસાઇની ૧ અને બારોટ જ્ઞાતિની ૧ મળી કુલ ૨૧ કન્યાઓ લાભ લઈ રહી છે. છાત્રાલયમાં બધાં જ કામો કન્યાઓ જાતે જ કરે છે.

કન્યા છાત્રાલયના ખર્ચ પેટે સર્વોદય યોજના તરફથી ત્રણ ભાગ અને વાલીઓ તથા સહાનુભૂતિ ધરાવનારાઓ તરફથી બાકીનું ખર્ચ અપાય છે.

**ગ્રામસફાઇ** : ભલાડા, દેથલી તથા ત્રાણજામાં સપ્તાહમાં એક વખત નિયમિત ગ્રામસફાઈ થાય છે. શિક્ષકો તથા વિદ્યાર્થીઓ આ કામ ઉત્સાહથી કરે છે. આખું વરસ સુંદર ગ્રામસફાઈ રાખવા બદલ ભલાડાની પંચાયતે ૧૦૦ રૂપિયા ઈનામ પણ આપ્યું છે. ભલાડા તથા દેથલીની ગ્રામ પંચાયતો ગ્રામસફાઈ કરવા બદલ સર્વોદય કેન્દ્રશાળાઓ માટે માસિક રૂ ૨૫ આપે છે. તેનો ઉપયોગ વિદ્યાર્થીઓના હિતમાં કરવામાં આવે છે.

યોજના હેઠળનાં કેટલાંક ગામોમાં યોજના તરફથી પેશાબખાનાં તથા જાજરૂની વ્યવસ્થા કરવામાં આવી છે. છેલ્લાં કેટલાંક વર્ષથી માતર તાલુકાનાં બધાં ગામોમાં સરકાર તરફથી ચોમાસામાં બે વખત ડી. ડી. ટી. છાંટવામાં આવે છે, જેને લઇને તાલુકામાં મલેરિયાનું જોર ઘણું ઓછું થઈ ગયું છે.

**પ્રદર્શન** : સામાજિક સુધારણા, દારૂબંધી, ગ્રામોદ્યોગે નો પ્રચાર, શિક્ષણ વગેરે દૃષ્ટિએ પ્રદર્શનો યોજવામાં આવે છે. આને અંગે ખાસ ચિત્રો તૈયાર કરવામાં આવ્યાં છે. ખાસ કરીને ધાર્મિક તહેવારોએ મેળાઓમાં આવાં પ્રદર્શનો યોજાય છે.

**હરીફાઇઓ** : સર્વોદય યોજના સંચાલિત નિશાળોમાં સ્વચ્છતા હરીફાઈ, સ્મરણશક્તિ હરીફાઈ, કાંતણ હરીફાઈ, વગેરે પ્રકારની હરીફાઈઓ યોજવામાં આવે છે. ૩૦મી જાન્યુઆરી ગાંધી નિર્વાણ દિન, ૧૫મી ઑગસ્ટ સ્વાતંત્ર્યદિન, રેંટિયા બારશ ગાંધી જયંતિ, માતર તાલુકા કેળવણી મંડળ હરીફાઈ દિન વગેરે દિવસોએ આ હરીફાઈઓ રાખવામાં આવે છે.

સામાન્ય રીતે ઈનામમાં ખાદી આપવાનો આગ્રહ રાખવામાં આવે છે, અને તે માટે ૨૫ રૂપિયા સુધી ખર્ચ યોજના તરફથી કરવામાં આવે છે.

**ખેતીવાડી** : અનાજ, કપાસ તથા શાકભાજીનાં સારાં બીજ ખેડૂતોને પૂરાં પાડવામાં આવે છે. ખેડૂતો સારાં બીજનો લાભ સમજતા થયા છે, અને તેનો વધારે પ્રચાર થઈ રહ્યો છે. કેટલાક ખેડૂતો ખેતીનાં સુધરેલાં સાધનો પણ વસાવવા લાગ્યા છે.

**તાલીમવર્ગ** : સને ૧૯૫૨માં ખેડૂતો માટે એક તાલીમ વર્ગ ચલાવવામાં આવ્યો હતો. તેમાં ૧૫ ખેડૂતો જોડાયા હતા. આ વર્ગ દસ દિવસ ચલાવવામાં આવ્યો હતો. તેમાં ખેતી, આરોગ્ય, શિક્ષણ, ઈત્યાદિ વિષયો પર વ્યાખ્યાનો આપવામાં આવ્યાં હતાં. વર્ગમાં આવેલા ખેડૂતોને આણંદની ખેતીવાડી કોલેજનું ખેતીકાર્ય જોવા લઈ જવામાં આવ્યા હતા.

**ગૃહઉદ્યોગો** : તાલુકાના ગૃહઉદ્યોગોમાં હરિજન લોકોનું વાંસકામ અને વણકરોનું વણાટકામ મુખ્ય છે. શાળાઓમાં કાંતણ શરૂ કરવામાં આવ્યું છે. ભલાડા, દેથલી, બામણગામ, માતર, નાયકા, નવાગામ, ત્રાણજા, વગેરે ગામોની શાળાઓમાં કાંતણ પ્રવૃત્તિ સારી ચાલે છે. વિદ્યાર્થીઓ પોતાને ઘેર પણ કાંતવા લાગ્યા છે, અને કાપડની બાબતમાં સ્વાવલંબી બનતા જાય છે.

ભલાડાના ખાદી કાર્યાલયમાં વણાટ વિભાગ, સરંજામ અને ખાદીકામ એમ ત્રણ વિભાગો છે. કાર્યાલયના વણકરો જિલ્લામાંથી આવતા સૂતરને વણી આપે છે. તેમજ સૂતર ખરીદીને ખાદી વેચવામાં આવે છે. ધંધાદારી અને સ્વાવલંબી ખાદી તૈયાર કરવામાં આવે છે.

ખાદી અને સૂતરના ખરીદ–વેચાણ ઉપરાંત ઈતર વેચાણમાં ગ્રામોદ્યોગની વસ્તુઓનો, પૂણી બનાવી આપવાનો તેમજ વેચવાનો, રેંટિયાને લગતા સામાનનો, વગેરેનો સમાવેશ થાય છે.

બામણગામમાં ડાંગર ભરડવાની હાથ ઘંટી યોજના તરફથી રાખવામાં આવી છે. તેનો લાભ સ્થાનિક તથા આજુબાજુનાં ગામના લોકો સારા પ્રમાણમાં લે છે. તેના ઘસારા પેટે મણે રૂ. ૦–૧–૦ લેવામાં આવે છે. આવી એક ઘંટી હાલમાં ભલાડામાં પણ વસાવવામાં આવી છે. ઘંટી કેન્દ્રમાં રાખવામાં આવે છે ને તેની વ્યવસ્થા પણ કેન્દ્ર જ કરે છે.

**તેલ–ઘાણી** : મહેળાજ ગામમાં એક ઘાણી ગ્રામોદ્યોગ સમિતિ તરફથી ગોઠવવામાં આવી છે. તેનો લાભ પણ લોકો સારા પ્રમાણમાં લઇ રહ્યા છે.

**આરોગ્ય** : લોકોને સામાન્ય રોગો માટે દૂરનાં દવાખાનાંવાળાં ગામોમાં દોડાદોડી ન કરવી પડે તે હેતુથી યોજના તરફથી ભલાડા, બામણગામ, દેથળી, ત્રાણજા, અસામલી, વગેરે ગામોમાં વૈદકીય સાધન–સરંજામ રાખવામાં આવ્યો છે. તેનો લાભ સ્થાનિક તથા આજુબાજુનાં ગામના લોકો લઈ રહ્યા છે. ભલાડામાં પ્રસૂતિના કાર્ય માટે પામેલી નર્સ રોકવામાં આવી છે. આ મિ

ગામ તથા ખાખલીમાં લો. બો. ના દવાખાનાં તથા સંધાણા, સીંજીવાડા, લિંબાસી, અને હાડેવા એ ચાર ગામોએ ગ્રામ દવાખાનાં છે જ.

**સહકારી પ્રવૃત્તિ** : ભલાડા તથા લિંબાસીમાં વિવિધ કાર્યકારી સહકારી મંડળીઓ ચાલે છે. અસામલીમાં રબારીઓની ખેતી મંડળી તથા બરોડામાં હરિજનોની ખેતી સહકારી મંડળી શરૂ કરવામાં આવી છે. રબારીઓને અલગ ગોચર થોડાં વર્ષ માટે મફત કાઢી આપવામાં આવ્યાં છે. હરિજનોની ખેતી મંડળીને પણ ખેતી તથા ઘાસ માટે ૬૦૦ એકર જમીન આપવામાં આવી છે. ભલાડાની વિવિધ કાર્યકારી સહકારી મંડળી આસપાસનાં ચાર માઈલ સુધીનાં ગામોમાં ધીરધારનું કામ કરે છે.

**ખૂંટની વ્યવસ્થા** : આ તાલુકાના દરેક ગામમાં ગાયોની સંખ્યા સારા પ્રમાણમાં છે. પરંતુ ગોપાલન સારી રીતે થતું નથી અને ગાયોની સંખ્યા ઘટતી જાય છે. ખૂંટ સાંઢ પણ સારા હોતા નથી. આથી સારા ખૂંટ ખરીદવા માટે યોજના તરફથી ભલાડા, અસામલી, ત્રાણજા, ચાંદણા અને વસ્તાણા એ ૫ ગામોને રૂ. ૨૦૦૦ જેટલી મદદ કરવામાં આવી છે.

**કાર્યકર્તાઓ અને ખર્ચ** : યોજના અંગે રોકવામાં આવતા સ્ટાફના પગારનું ધોરણ અને તેમની ફરજો નીચે મુજબ છે:–

**મુખ્ય સંચાલક** : કંઈ વેતન લેતા નથી. યોજનાનું સંચાલન અને તાલુકાનું બીજું કાર્ય.

**હિસાબનીશ** : રૂ. ૧૫૦ : હિસાબ રાખવો, શાળાઓ તપાસવી, આજુબાજુનાં ગામોમાં લોકમદદનું કામ કરવું વગેરે.

**કેન્દ્ર-સંચાલક** : રૂ. ૧૫૦ : શાળાઓની દેખરેખ, છાત્રાલય, વગેરે.

**કાર્યકર્તા** : રૂ. ૭૫ : ગ્રામસેવા, હિંદુસ્તાની પ્રચાર, વગેરે.

**ખાદી કાર્યકર્તા** : રૂ. ૫૦ : ખાદી કાર્યાલયનું કામ, વણાટ વિભાગનું કામ, વગેરે.

**નર્સ** : રૂ. ૧૦૦ : દવાખાનું ચલાવવું, પ્રસૂતિનાં કામ, વગેરે.

**કન્યા છાત્રાલય ગૃહપતિ** : રૂ ૭૫ : છાત્રાલયની સંભાળ.

**શિક્ષક, બાલવાડી** : રૂ. ૧૦૦ : બાલવાડી સંભાળવી.

ઈ. સ. ૧૯૪૯થી ૫૩ સુધીનાં વર્ષો દરમિયાન વિધવિધ પ્રવૃત્તિઓ પાછળ યોજના તરફથી કુલ ખર્ચ નીચે પ્રમાણે કરવામાં આવ્યું હતું :–

| વર્ષ | કુલ ખર્ચ રૂપિયા |
|---|---|
| ૧૯૪૯–૫૦ | ૧૮૮૭૧ |
| ૧૯૫૦–૫૧ | ૨૨૮૨૩ |
| ૧૯૫૧–૫૨ | ૮૧૩૧ |
| ૧૯૫૨–૫૩ | ૧૬૯૩૭ |

**સ્પષ્ટ પ્રગતિ** : માતર તાલુકો, ગુજરાતમાં અને ખાસ કરીને ખેડા જિલ્લામાં, બધી રીતે પછાત પ્રદેશ ગણાય છે. સરકારી દફતરે પણ તેની તેવી ગણતરી થયેલી છે. આ દૃષ્ટિએ આજથી ૨૫ વર્ષ પહેલાંની તાલુકાની શૈક્ષણિક, આર્થિક, નૈતિક, અને સામાજિક તથા રાજકીય દશાની સાથે તેની આજની પરિસ્થિતિ સરખાવવામાં આવે તો છેલ્લાં પાંચ વર્ષમાં સમાજના પ્રત્યેક ક્ષેત્રમાં થઈ રહેલી પ્રગતિ સ્પષ્ટપણે જણાઈ આવ્યા વગર રહેશે નહિ આ નોંધપાત્ર પ્રગતિ સર્વોદય યોજનાનાં રચનાત્મક કાર્યોને પરિણામે સંભવી છે એ હકીકત છે.

આધાર : સર્વોદય યોજનાના ભલાડા કેન્દ્રમાંથી મળેલી માહિતી.

# ૨૩

# ગ્રામ વિસ્તરણ તાલીમ કેન્દ્ર–આણંદ

**પરિચય** : ભારત સરકારે શરૂ કરેલી દેશના વિકાસની પંચવર્ષીય યોજનામાં ગ્રામ વિકાસનાં કામો કરવા માટે વિવિધ પ્રકારના કાર્યકર્તાઓની મોટી સંખ્યામાં જરૂર છે. તે માટે આણંદના કૃષિગોવિદ્યાભવનમાં તા. ૩૧મી જાન્યુઆરી ૧૯૫૨થી એક શિક્ષણ કેન્દ્ર સ્થાપવામાં આવ્યું છે. તેનું ખર્ચ અમેરિકાની ફોર્ડ ફાઉન્ડેશન નામની સંસ્થા આપે છે. એનો મુખ્ય હેતુ ગ્રામવિકાસ માટે કાર્યકરો તૈયાર કરવાનો હોવાથી તેને 'ગ્રામ વિસ્તરણ તાલીમ કેન્દ્ર' કહે છે.

આ કેન્દ્રના કામકાજની શરૂઆત તા. ૧૬-૬-૫૨થી થઈ છે. હિંદમાં શરૂઆતમાં આવાં પાંચ કેન્દ્રો શરૂ કરવામાં આવ્યાં હતાં, એ પૈકી આણંદનું કેન્દ્ર પ્રથમ સ્થપાયું હતું. આજે હિંદમાં આવાં ૩૪ તાલીમકેન્દ્રો છે. આણંદના કેન્દ્રમાં શિક્ષણ ગુજરાતીમાં અપાય છે. કારણ કે આ કેન્દ્ર ગુજરાત માટે છે.

**ઉદ્દેશ** ; ખેતીવાડીમાં થતાં સંશોધનો દ્વારા અસ્તિત્વમાં આવેલી ખેતીની સુધારેલી રીતરસમોનો ઉપયોગ ખેડૂત પોતાનાં ખેતર ઉપર કરે તેવી જાતનો પ્રચાર કરવો અને ગ્રામ-સુધારણા વડે ગ્રામ જનતાની સક્રિય સેવાઓ થઈ શકે તેવી પ્રત્યક્ષ તાલીમ અને શિક્ષણ આપવાં એ આ કેન્દ્રનો મુખ્ય ઉદ્દેશ છે. આ કેન્દ્રની તાલીમમાં 'કરો અને શીખો' એ સૂત્ર ઉપર ખાસ ભાર મુકાય છે.

આ કેન્દ્રનું ઉદ્‌ઘાટન કરતાં ભારત સરકારના નાણાં-પ્રધાન શ્રી. દેશમુખે કહ્યું હતું, 'અમેરિકા અને ભારત વચ્ચે થયેલા કરાર મુજબ ફોર્ડ ફાઉન્ડેશન દ્વારા આર્થિક સહકાર અને હુન્નરી મદદ આવ્યા બાદ આ કેન્દ્રનું ઉદ્‌ઘાટન હિંદના કૃષિ ઉધ્ધારનો એક નવો યુગ શરૂ કરવાની આશા આપે છે. આવાં દરેક કેન્દ્ર ખેતીમાં સુધારણા અને તેનું પરિણામ તેમજ આરોગ્ય અને સામાજિક સંશોધન જેવિનું પ્રત્યક્ષ જ્ઞાન આપશે ત્યાં ગામડાંને યોગ્ય એવા સર્વદેશીય કાર્યકરો તૈયાર કરવાની તાલીમ અપાશે ત્યાં પાયાના સ્ટાફને સારું અન્નોત્પાદન કરવાની તેમજ સર્વાંગીય ગ્રામ-સુધારણા કરવાની તાલીમ આપવામાં આવશે.'

આજ વિચારને ફોર્ડ ફાઉન્ડેશનના પ્રતિનિધિ ડૉક્ટર એન્સમિન્જરે આવા શબ્દોમાં રજૂ કર્યો હતો : "જો આવી સંસ્થા વૈજ્ઞાનિક જ્ઞાનને ગામડાંમાં લઈ જઈ ખેડૂતોને પોતાના પ્રશ્નો જાતે ઉકેલવા માટેની રીતો તાલીમ દ્વારા શિખવાડે તો તે ઘણીજ સફળ નીવડશે."

**તાલીમ વર્ગો :** આ કેન્દ્રમાં નીચે મુજબના તાલીમ વર્ગો યોજવામાં આવે છે:

(૧) ખેતીવાડીના અધિકારીઓ માટે : ૬ માસ (જૂન અને ડિસેમ્બરની ૧૫મી તારીખથી).

(૨) ખેતીવાડી ખાતાના આસિસ્ટંટો માટે : ૬ માસ (એપ્રિલ અને ઑક્ટોબર માસની પહેલી તારીખથી)

(૩) સહકારી ખાતાના સુપરવાઈઝરો તથા મુલ્કી ખાતાના સ્ટાફ માટે : ૧ વર્ષ (૧લી એપ્રિલથી).

**કાર્યપ્રદેશ :** પ્રથમ આ કેન્દ્ર 'ગ્રામ વિકાસ શિક્ષણ યોજના' એ નામે ચાલતું હતું, પરંતુ તા. ૧-૫-૫૪થી આ યોજનાનો વિકાસ-ઘટક બંધ કરવામાં આવ્યો છે. પ્રથમના વિકાસ-ઘટકમાં આણંદ, બોરસદ, પેટલાદ અને નડિયાદ તાલુકાનાં ૧૦૦ ગામો લેવામાં આવ્યાં હતાં, પરંતુ હવે આ કેન્દ્રમાં તાલીમ લેનારાઓને નડિયાદ તાલુકાનાં રાષ્ટ્રિય વિસ્તરણ ઘટકનાં ગામોમાં લઈ જઈ પ્રત્યક્ષ તાલીમ આપવામાં આવે છે.

**અભ્યાસક્રમ :** વિવિધ વિષયો વિવિધ વિષયના નિષ્ણાતો શીખવે છે. નીચેના વિષયો ખૂબ વિગતે શીખવવામાં આવે છેઃ (૧) ખેતી અને તેને લગતી તમામ બાબતોના પ્રશ્નો. (૨) સહકાર અને સહકારી પ્રવૃત્તિના તમામ સિદ્ધાન્તો ને વહેવારુ પ્રશ્નોનું જ્ઞાન. (૩) શિક્ષણ અને તેને લગતું કાર્ય. (૪) જાહેર આરોગ્ય અને એના પ્રશ્નો. (૫) પશુરોગની ચિકિત્સાના તમામ પ્રશ્નો. (૬) મુલકી ને બીજા તમામ જરૂરી કાયદા-કાનૂનો.

**શિક્ષણ અને તાલીમ :** અઠવાડિયામાં ૩થી ૪ દિવસ તાલીમીઓને વર્ગમાં રાખવામાં આવે છે. અને બાકીના દિવસોમાં ગ્રામ વિકાસની પ્રવૃત્તિ માટે ગામડાંમાં મૂકવામાં આવે છે. કેન્દ્ર ઉપર પ્રત્યેક અઠવાડિયે તાલીમીઓએ ગામડાંમાં કરેલા કામની સમીક્ષા લેવામાં આવે છે અને તેમના અણઉકલ્યા પ્રશ્નો બાબતમાં જે તે નિષ્ણાતે તરફથી તેના ઉકલ માટે માર્ગદર્શન આપવામાં આવે છે. તાલીમીઓના કામકાજ ઉપર દેખરેખ અને યોગ્ય દોરવણી રાખવા સારુ શિક્ષણ આપતા જુદા જુદા વિષયોના નિષ્ણાતો ગામડાંની જુદે જુદે સ્થળે મુલાકાત લઈ તેમને યોગ્ય દોરવણી આપે છે, અને ગામડાંને પ્રવૃત્તિમય બનાવવા સારુ પ્રયત્ન કરે છે. તાલીમીઓ તેમજ ગ્રામસેવકો તાલીમ માટે આવે ત્યારે તેમને શરૂઆતના પખવાડિયામાં સંસ્થા ખાતે રાખવામાં આવે છે. અને પછી તેમને પ્રત્યક્ષ કામકાજ માટે ગામડાંમાંજ મૂકવામાં આવે છે.

**કામકાજની વિગતો :** આ કેન્દ્ર દ્વારા તાલીમીઓ ગામડાંમાં જે કામકાજ કરે છે તેની ટૂંકી રૂપરેખા નીચે મુજબ છેઃ-

**ખેતીવાડી :** બાજરી ૨૦૭, નીફાડ યા કેનફાડ ઘઉં, કે-૪૯ તમાકુ, લીંબુની કલમો, અમેરિકન કપાસ, શણ વગેરે સુધારેલાં બીજની વહેંચણી કરવી.

**ખાતર :** એમોનિયમ સલ્ફેટ, મેન્યોર મિક્ષ્ચર તથા મગફળીના ખોળનો ઉપયોગ સમજાવવો; તળાવનો સેંકો કાંપ ઉખડાવવો; લીલું ખાતર, છાણિયું ખાતર તથા કમ્પોસ્ટ ખાતર બનાવડાવવું વગેરે.

**સુધારેલાં ઓજારો :** વડોદરા-કરબડી અને ટ્રેક્ટરોનો વધારો કરાવવો.

**જંતુનાશક દવાઓ :** ઝીંક ફોસ્ફાઈડ, ગંધક, ગેમેક્ષીન વગેરેનો ઉપયોગ કરાવડાવવો.

**કૃત્રિમ વીર્યદાન :** ખેડા જિલ્લા દૂધ ઉત્પાદક સંઘ તરફથી ચાલતી યોજનાઓનો લોકો વધુ પ્રમાણમાં લાભ લે તેવો પ્રચાર કરવો.

**સિંચાઈ :** નવા કૂવા ખોદાવવા, જૂના કૂવા સમરાવવા, બોરિંગ કરાવડાવવું, નવા પમ્પો ગોઠવાવવા વગેરે.

**ચરા :** ચરામાં જાનવરોના ઘાસચારા માટે સારી જાતનાં ઘાસ ઉગાડાવવાં.

**સહકાર :** વિવિધ કાર્યકારી મંડળીઓ, દૂધ ઉત્પાદક મંડળીઓ, ગ્રામ વિકાસ મંડળો વગેરે ઊભાં કરવાં; જૂની મંડળીઓમાં સભાસદો વધારવા; ખેતી વિષયક કામો માટે ધીરાણ કરાવડાવવું વગેરે.

**શિક્ષણ :** સમાજ શિક્ષણ વર્ગો ખોલાવવા; નિશાળે નહિ જતાં યા અનિયમિત જતાં બાળકોના વાલીઓને સમજાવી નિશાળમાં મોકલવાની વ્યવસ્થા કરવી; નવી શાળાઓ માટે ઉઘરાણાં કરવાં; સમાજ શિક્ષણ વર્ગમાં ખેતી વિષયક ચર્ચાઓ કરાવવી; વાંચનાલયો, યુવક મંડળો વગેરેની શરૂઆત કરાવવી વગેરે.

**જાહેર આરોગ્ય :** ટેબલ ડિસ્પેન્સરી ખોલવવી; કૂવામાં દવા નખાવવી; ચૂસણ ખાડાઓ તૈયાર કરાવવા; ગામમાંથી ઉકરડા બહાર કઢાવવા, ખુલ્લી ગટરો બંધ કરાવવી વગેરે.

**પશુચિકિત્સા :** ઢોરોમાં રોગ ચાલે તે પ્રસંગે રસી મુકાવવાનો પ્રબંધ કરવો, કથીરીઓનો નાશ કરવા પ્રવૃત્તિઓ કરવી, ઢોરોને પ્રાથમિક સારવાર આપવી વગેરે.

**ઈતર પ્રવૃત્તિઓ :** શ્રમયજ્ઞો દ્વારા નવા રસ્તા તૈયાર કરવા યા જૂના રસ્તા સમારવા, પાણીના નિકાલ માટે કાંસ બનાવડાવવા, ગ્રામરક્ષક દળો ઊભાં કરવાં, સુવિચાર અને દૈનિક સમાચાર પાટિયા ઉપર લખાવી લોકોમાં જાગૃતિ લાવવી. ખેડૂતોનાં બાળકોના વિકાસ અર્થે મંડળો ઊભાં કરવાં વગેરે.

આધાર : ગ્રામવિસ્તરણ તાલીમ કેન્દ્ર, આણંદ, તરફથી મળેલી માહિતી

# ૨૪

# રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના

**પરિચય :** સરકારે શરૂ કરેલી પંચવર્ષીય યોજનામાં **નેશનલ એક્સટેન્શન સર્વિસ સ્કીમ** એ નામની એક યોજના છે. તેનું ગુજરાતી નામ **રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના** એવું રખાયું છે. આ યોજના ઈ. સ ૧૯૫૧થી ૧૯૫૬ના ગાળામાં દેશનો લગભગ ચોથો ભાગ આવરી લે એવું ધ્યેય છે. એનો હેતુ ગામડાંની નવરચના કરવાનો છે. તેમાં મુખ્યત્વે લોકોની મદદ અને સહકાર મેળવી, અન્ન ઉત્પાદન વધે એવી પ્રવૃત્તિઓ વિકસાવવાનો હેતુ છે. તે ઉપરાંત અન્ય સગવડો પણ આપવાની યોજના છે.

આ યોજનાના અમલ માટે દેશમાં પસંદ કરેલા વિસ્તારોના ઘટકો રચવામાં આવ્યા છે. આ ઘટકોમાં બે પ્રકારની યોજનાઓ અજમાવવાની છે. એકને કોમ્યુનિટી ડેવલપમેન્ટ બ્લોક્સ-ગ્રામ વિકાસ યોજના કહે છે. તે ખેડા જિલ્લામાં નથી. બીજી યોજના તે રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના. આ યોજના મુંબઈ રાજ્યમાં ખેડા, ઉત્તર સતારા અને કાનડા જિલ્લાઓમાં સને ૧૯૫૩થી શરૂ થઈ છે. દરેક જિલ્લામાં આ માટે ત્રણ ત્રણ તાલુકા પસંદ કરવામાં આવ્યા છે.

આ રીતે સને ૧૯૫૩-૫૪ના વર્ષ માટે ખેડા જિલ્લામાં નડિયાદ, કપડવણજ અને મહેમદાવાદ તાલુકાઓને પસંદ કરવામાં આવ્યા છે. માતર તાલુકામાં સર્વોદય યોજના ચાલુ હોવાથી એને બાતલ રાખી, બાકીના તાલુકાઓમાં આ યોજના સને ૧૯૫૪-૫૫ અને ૧૯૫૫-૫૬નાં વર્ષોમાં દાખલ કરવાનો સરકારનો ઇરાદો છે.

**યોજનાની ખેડા જિલ્લા માટેની વિગતો :** તાલુકાવાર ગ્રામજનતાની સંખ્યા, ઘટકની સંખ્યા અને તે ધોરણે ત્રણ વર્ષ માટે મળવાનો સરકારી મદદનો ફાળો એ વિગતો નીચે આપી છે.

| તાલુકો | ગ્રામજનતાની વસ્તીની સંખ્યા | ૬૦,૦૦૦ના ધોરણે બજેટ માટેના ઘટક માટેની સંખ્યા | બજેટની ગ્રાન્ટમાંથી તાલુકાને ફાળે આવતી રકમ |
|---|---|---|---|
| નડિયાદ | ૧૪૬૮૫૮ | સવા બે | ૧૬,૮૭,૫૦૦ |
| કપડવણજ | ૧૪૫૮૯૯ | સવા બે | ૧૬,૮૭,૫૦૦ |
| મહેમદાવાદ | ૯૨૭૪૭ | દોઢ | ૧૧,૨૫,૦૦૦ |

**ખર્ચની ફાળવણી :** ઉપર પ્રમાણે દરેક તાલુકાને ફાળે આવતી રકમ સામાન્ય રીતે નીચે મુજબના સાત મુખ્ય વિભાગોમાં વહેંચી નાખવામાં આવી છે :

૧ યોજનાનો અમલ કરવામાં સરકારી કર્મચારીઓ માટેનો ખર્ચ,

૨ વાહનવ્યવહાર માટેનો ખર્ચ,

૩ સ્થાનિક સાર્વજનિક કામો, જેવાં કે રસ્તા અને ગરનાળાં, ખડિયેરો, કૂવા, જાહેર સુખાકારીનાં કામો, સફાઈનાં કામો, પાણીના નિકાલ માટેની યોજના વગેરે,

૪ સમાજ શિક્ષણ,

૫ શાળાઓ, દવાખાનાં અને બીજી સ્થાનિક સંસ્થાઓ માટેની ચાલુ વર્ષ પેટે સરકારી ગ્રાંટની મદદ,

૬ જળસિંચાઈની પિયતની યોજનાઓ માટે આર્થિક ધીરાણ,

૭ ટૂંક મુદતની ખેડૂતોને ધીરવાની રકમ.

ઉપર જણાવેલા વિભાગવાર ત્રણ તાલુકાઓમાં નીચે મુજબ ખર્ચ સરકાર તરફથી કરવાનું નક્કી થયેલું છે :

## વિભાગવાર ખર્ચની વિગત રૂપિયામાં

| તાલુકો | વિભાગ ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ |
|---|---|---|---|---|---|---|---|
| નડિયાદ | ૮૦૦૦૦ | ૩૧૦૦૦ | ૩૩૭૫૦૦ | ૫૬૨૫૦ | ૫૬૨૫૦ | ૨૨૫૦૦૦ | ૬૭૫૦૦૦ |
| કપડવણજ | ૮૦૦૦૦૦ | ૩૧૦૦૦ | ૩૩૭૫૦૦ | ૫૬૨૫૦ | ૫૬૨૫૦ | ૨૨૫૦૦૦ | ૬૭૫૦૦૦ |
| મહેમદાવાદ | ૭૭૦૦૦ | ૨૧૦૦૦ | ૨૩૪૩૯૦ | ૩૭૫૦૦ | ૩૭૫૦૦ | ૧૫૦૦૦૦ | ૪૫૦૦૦૦ |

**યોજનાના સંચાલકો :** ઉપર પ્રમાણે જે કામો કરવાનાં છે તે માટે જોઈતી સલાહ સૂચના મળી રહે અને ધાર્યા પ્રમાણે લોકોપયોગી કામો તે માટે ઠરેલી આર્થિક મર્યાદા પ્રમાણે થાય તે માટે એક **એડવાઈઝરી કમિટી ઘટક સલાહકાર સમિતિ** નીમવામાં આવનાર છે આ કમિટીના ચેરમેનપદે જિલ્લા કલેક્ટર રહેશે.

**ગ્રામસેવકો :** હાલ રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના હેઠળના ત્રણ તાલુકાઓ માટે ગામડાંઓના જૂથની સંખ્યાના પ્રમાણમાં નીચેની વિગતે ગ્રામસેવકોની નિમણૂંક કરવામાં આવી છે.

| તાલુકાનું નામ | ગામડાંના જૂથની સંખ્યા | ગ્રામસેવકોની સંખ્યા |
|---|---|---|
| નડિયાદ | ૧૧ | ૧૧ |
| કપડવણજ | ૧૨ | ૧૨ |
| મહેમદાવાદ | ૭ | ૭ |
| | ૩૦ | ૩૦ |

**ગ્રામસેવકોની ફરજો :** આ ગ્રામસેવકોની ફરજોમાં સાધારણ રીતે રોજબરોજનું મહેસૂલી કામકાજ, તેમજ ખેતીવાડી અંગેની ફરજો, જેવી કે સારાં બી, ખાતર, ઓજારો, ખાતરો, વૈજ્ઞાનિક પદ્ધતિથી ઉકરડાનું ખાતર બનાવવું, કમ્પોસ્ટ ખાતર બનાવવું, ખેતીના પાકમાં રોગ, તેમજ જીવાત થતી અટકાવવાનું કામ, પશુની ઓલાદ સુધારવા બાબત, જપાની પદ્ધતિથી ડાંગરની રોપણી બાબત વગેરેનો, ટૂંકમાં વ્યવહારિક તેમજ વૈજ્ઞાનિક ખેતીવાડીની સર્વ બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે ઉપરાંત સહકારી પદ્ધતિએ વિવિધ કાર્યકારી મંડળીઓ સ્થાપવાનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું છે.

**બ્લોક ડેવેલપમેન્ટ ઓફિસર :** આ ત્રણેય તાલુકાઓની વિસ્તરણ યોજના નડિયાદ પ્રાંતના ડેપ્યુટી કલેક્ટર હસ્તક મૂકવામાં આવી છે. જ્યારે જે તે તાલુકાના મામલતદાર **બ્લોક ડેવેલપમેન્ટ ઓફિસર કહેવાય છે.**

**ટેકિનકલ કાર્યકરો :** આ તાલુકાઓમાં ટેકિનકલ આવડતવાળા અધિકારીઓની નિમણૂક ઘટકવાર નીચે પ્રમાણે કરવામાં આવી છે:

| ઘટકનું નામ | ખેતીવાડી અધિકારી | ઇજનેર | ઓવરશિયર | સરકારી અમલદાર |
|---|---|---|---|---|
| નડિયાદ | ૨ | ૧ | ૧ | ૧ |
| કપડવણજ | ૨ | ૧ | ૧ | ૧ |
| મહેમદાવાદ | ૧ | ૧ | ૧ | ૧ |

**શરૂઆત :** ઉપર પ્રમાણેની યોજનાની શરૂઆત તા. ૨-૧૦-૧૯૫૩થી ગધી જયંતિના દિવસથી કરવામાં આવી હતી. તે દિવસે મુંબઈ સરકારના નાયબ પ્રધાન શ્રી બબુભાઈ જશભાઈ પટેલના હસ્તે નીચેનાં કામોની શરૂઆત કરવામાં આવી હતી :

| તાલુકાનું નામ | કામનો પ્રકાર |
|---|---|
| નડિયાદ | ૧. મહમદપુરા ગામે ગુજરાતી શાળાનું મકાન, |
| | ૨. રણછોડપુરા ગામે ગામઈ કૂવો. |
| કપડવણજ | ૧. તેરણા ગામનો રસ્તો, |
| | ૨. મહાદેવિયા ગામનો રસ્તો. |
| મહેમદાવાદ | ૧. બીડજ ગામનો રસ્તો, |
| | ૨. વાસણા-મારગિયાનો રસ્તો, |
| | ૩. મહિજ ગામનો રસ્તો. |

**ગ્રામજનતાનો ફાળો :** આ યોજના અંગે ગામડાંમાં જે કામો કરવાનાં છે, તેમાં ગ્રામજનતાનો ફાળો કેટલો હોવો જોઈએ તેની વિગત નીચે મુજબ નક્કી કરવામાં આવી છે:

| કામનો પ્રકાર | ગ્રામજનતાનો ફાળો |
|---|---|
| ૧. પિયત યોજનાનાં કામો | ૩૩થી ૫૦ ટકા સુધી મજૂરીમાં. |
| ૨. પીવાના પાણીનો પુરવઠો, વપરાયેલા પાણીનો નિકાલ કરવાનાં કામો | નવા કૂવા વગેરે કરવા માટે ૨૫ ટકા-નાણાં અગર મજૂરીમાં. |
| ૩. રસ્તા | કાચા રસ્તા ગામલોકોએ તેમના ખર્ચે શ્રમયજ્ઞથી કરવા જોઈએ. જ્યાં રસ્તાઓ ખર્ચ કરીને કરવાના હોય ત્યાં ૩૩થી ૫૦ ટકા મજૂરીમાં અથવા નાણાંમાં. |
| ૪. કેળવણી અંગેનાં કામો | ૩૩થી ૫૦ ટકા સુધી મજૂરી અથવા નાણાંમાં. |
| ૫. દવાખાનાં | મકાનના ખર્ચના ૨૫ ટકા રકમ ગામલોકોએ આપવી. |
| ૬. રમતગમતનાં સ્થળો અને જાહેર જગાઓ | એ માટેના કેપિટલ ખર્ચના ૫૦ ટકા. |

**સ્થાનિક વિકાસનાં બીજાં કામો :** આ ઉપરાંત પંચવર્ષીય યોજના અનુસાર બાકીના સાત તાલુકાઓ માટે નીચે પ્રમાણેની સંખ્યામાં સ્થાનિક વિકાસનાં કામો, અને ૧૯૫૩-૫૪ના વર્ષ માટે સરકારે મંજૂર કર્યાં છે.

| તાલુકાનું નામ | કામની સંખ્યા | અંદાજી ખર્ચ |
|---|---|---|
| ૧ માતર | ૯ | ૨૦૮૦૦ |
| ૨ આણંદ | ૨ | ૧૧૪૦૦ |
| | ૬ | ૧૧૭૦૦ |
| ૩ બોરસદ | ૪ | ૧૯૦૦૦ |
| | ૩ | ૧૫૦૦૦ |
| ૪ ઠાસરા | ૪ | ૧૨૬૦૦ |
| | ૧ | ૪૦૦૦ |
| ૫ પેટલાદ | ૩ | ૮૫૦૦ |
| | ૫ | ૧૬૦૦૦ |
| ૬ વાડાસિનોર | ૧ | ૫૦૦૦ |
| ૭ ખંભાત | ૬ | ૧૬૩૦૦ |

આધાર : ખેડા જિલ્લા વિકાસ મંડળ તરફથી મળેલી માહિતી.

★

# ૨૫

# પંચવર્ષીય યોજના—રૂપરેખા

**(૧) પંચવર્ષીય યોજના-આખા દેશની**

**આયોજનની અનિવાર્યતા :** આપણા દેશનુ અર્થતંત્ર ખેતીપ્રધાન છે અને દેશની વસતીનો મોટો ભાગ, એટલે કે ૭૮ ટકા લોકો, ખેતી અને તેને અંગેના કામધંધામાં રોકાયેના છે, છતાંય ખેતીનુ ઉત્પન્ન અને ઉદ્યોગોની સ્થિતિ સંતોષકારક નથી છેલ્લાં ચાર વર્ષમાં ૭૫૦ કરોડ રૂપિયાનુ અનાજ આ દેશમાં આયાત કરવુ પડેલુ એ હકીકત આપણા અર્ધવિકસિત અર્થતંત્રની દ્યોતક છે આ દેશમાં બેકાર અને અર્ધબેકાર માનવોની સંખ્યા કરોડોની થવા જાય છે, અને તે સાથે દેશભરમાં વણસ્પર્શી (Unexploited) કુદરતી સંપત્તિ વિપુલ છે આ સ્થિતિમાં આપણી માથાદીઠ રાષ્ટ્રીય આવકનો આંકડો પણ ખેદ ઉપજાવનારો હોય એમાં શંકા નથી સને ૧૯૪૮માં હિંદની માથાદીઠ રાષ્ટ્રીય આવક ૨૭૮ રૂપિયાની હતી, જ્યારે સિલોનની ૩૨૦ હતી, સ્પેનની ૧૧૦૪ હતી, ઈંગ્લેંડની ૨૫૭૭ હતી, ઑસ્ટ્રેલિયાની ૨૬૧૭ હતી અને અમેરિકાની ૫૧૧૯ હતી

હિંદની આવી પરિસ્થિતિમાં ઉત્પાદનની વૃદ્ધિ અને ન્યાયી વહેંચણીના પાયા પર દેશના અર્થતંત્રનો વ્યવસ્થિત વિકાસ કરવો રહ્યો, અને એ સિદ્ધ કરવા માટે નિયમન અને નિયંત્રણવાળી આર્થિક નીતિ (Controlled economy) અપનાવવી જોઈએ

**રશિયાનુ દૃષ્ટાન્ત :** પોતાના દેશની આમૂલ અર્થક્રાંતિ કરીને રાજકીય સત્તા અને ઔદ્યોગિક વિકાસમાં મોખરે આવનાર રશિયાએ આ સદીની શરૂઆતથી જ આવી આયોજન-પ્રવૃત્તિની આવશ્યકતાની વિચારસરણીનાં બીજ દુનિયાભરની વિચારશીલ જનતાના માનસમાં વાવ્યાં છે ૧૯૧૭માં રશિયામાં પ્રથમ શ્રમજીવીઓનુ રાજ્ય સ્થપાયુ, અને તે પછી તેની પંચવર્ષીય યોજનાઓએ તે દેશની કાયા પલટ કરી નાખી તે વખતનુ રશિયા હાલના ભારત જેવુ જ અર્ધવિકસિત દશામાં હતુ આજે એ રશિયા અમેરિકાની બરાબરી કરી શકે છે, તે પ્રતાપ એની પંચવર્ષીય યોજનાઓનો છે, એ ઈતિહાસસિદ્ધ હકીકત છે

**હિંદમાં આયોજનનો ઇતિહાસ :** સને ૧૯૩૮માં જ્યારે સુભાષચંદ્ર બોઝ કોંગ્રેસના પ્રમુખ હતા ત્યારે તેમણે શ્રી જવાહરલાલ નહેરુના પ્રમુખપદે રાષ્ટ્રીય આયોજન સમિતિની નિમણૂક કરી હતી પ્રો કે ટી શાહ આ સમિતિના મંત્રી હતા એ સમયની બ્રિટિશ સરકારે પણ સને ૧૯૪૧માં વાઈસરોયની કેબિનેટના વ્યાપાર ખાતાના સભ્યના પ્રમુખપદે દેશનો આયોજન દ્વારા વિકાસ કરવા એક સમિતિ નીમી હતી સને ૧૯૪૪માં વાઈસરોયે સર અરદેશર દલાલની દેખરેખ નીચે એક આયોજન અને વિકાસના ખાતાની સ્થાપના કરી હતી તે પછી સને ૧૯૪૬મા પંડિત જવાહરલાલ નહેરુએ વચગાળાની સરકાર રચી કે તરત જ તેમણે તે સમય સુધીમાં આયોજન વિશે જે કંઈ કાર્ય થયુ હોય તેનુ સંકલન કરી પંચવર્ષીય યોજનાનુ ધ્યેય, વહીવટીતંત્ર અને કાર્યપદ્ધતિ વિશે ભલામણો કરવા શ્રી કે સી નિયોગીના અધ્યક્ષપદે એક આયોજન સલાહકાર સમિતિ નીમી હતી આ સમિતિએ કેન્દ્રમાં એક આયોજન પંચ નીમવાની તથા બીજી આનુષંગિક ભલામણો કરી હતી

૧૯૪૭ના ઑગસ્ટમાં દેશ સ્વતંત્ર થયો પણ તે સાથે તેના ભાગલા પડયા એથી આર્થિક વિકાસની યોજનાઓમાં મોટા ફેરફાર કરવા પડયા ૧૯૫૦ના માર્ચમાં વડા પ્રધાન શ્રી નહેરુના પ્રમુખપદે એક આયોજનપંચ પંચવર્ષીય યોજના તૈયાર કરવા માટે નીમવામાં આવ્યુ ૧૬ માસ પછી આયોજન પંચે ૧૯૫૧ના જૂનમાં પંચવર્ષીય યોજનાનો કાચો ખરડો દેશ સમક્ષ રજૂ કર્યો એ ખરડા પર થયેલાં સૂચનો ને સુધારા-વધારાને લક્ષમાં લઈ આયોજન પંચે ૧૮ માસ બાદ ૧૯૫૨ના ડિસેમ્બરની ૮મી તારીખે ૨૦૬૯ કરોડની પંચવર્ષીય યોજના રજૂ કરી અને તે રાજ્યસભાએ તથા લોકસભાએ બહુમતીથી મંજૂર કરી આ રીતે ભારતની પ્રથમ પંચવર્ષીય યોજના તૈયાર થઈ

**હિંદના આયોજનનુ દૃષ્ટિબિન્દુ** પંચવર્ષીય યોજનામાં એ સ્પષ્ટ કરવામાં આવ્યુ છે કે આયોજન જનતાના આર્થિક જીવનના પ્રશ્નોનો બુદ્ધિપૂર્વકનો ઉકેલ છે તે સાધન અને સાધ્યનો પરસ્પર સુમેળ કરવા માગે છે આ રીતે આજ સુધી અવ્યવસ્થિત રીતે થયેલા સુધારા અને પુનર્રચનાથી આયોજન ભિન્ન છે

વળી, પંચવર્ષીય યોજના લોકસભા સમક્ષ રજૂ કરતી વખતે વડા પ્રધાન પંડિત નહેરુએ એક વાત સ્પષ્ટ કરી કે

"હિંદમાં આપણે અનિયંત્રિત અર્થતંત્ર (Laissez-faire policy)નો સર્વથા ત્યાગ કર્યો છે, અને આયોજન દ્વારા આપણા આર્થિક પ્રશ્નો ઉકેલવાનું આપણે નક્કી કર્યું છે."

પંચવર્ષીય યોજનાનું ધ્યેય સ્પષ્ટ કરતાં વડા પ્રધાને લોકસભામાં કહેલું કે, "હિંદમાં આપણે આર્થિક લોકશાહી અને વર્ગવિહીન સમાજરચના સ્થાપવાનો પંચવર્ષીય યોજના દ્વારા નિર્ણય કર્યો છે. આપણું અંતિમ ધ્યેય, વિકાસની બધી તકો જેમને સુપ્રાપ્ય છે તેવા તવંગર અને એવી તમામ તકોથી વંચિત તેવા ગરીબ વચ્ચેનો ભેદ નામશેષ કરી નાખવાનું છે. આ ધ્યેયના માર્ગમાં આવતાં તમામ વિઘ્નોને શાંતિપૂર્વક દૂર કરવાં પડશે."

પંચવર્ષીય યોજનામાં તેનું ધ્યેય આવું જણાવાયું છે: મૂળભૂત પ્રશ્ન હાલના સામાજિક-આર્થિક (Socio economic) ચોકઠાની મર્યાદામાં રહીને આર્થિક પ્રવૃત્તિમાં ફેરફાર કરવાનો નથી, પણ તે ચોકઠાનું જ એવી રીતે પુનર્નિર્માણ કરવાનું છે કે તેમાં રોજી, પૂરતી આવક, શિક્ષણ અને વૃદ્ધાવસ્થા, બિમારી કે બીજી મુશ્કેલીના વખતમાં અમુક સલામતીના હક્કોની જોગવાઈ થઈ રહે.

તદુપરાંત પંચવર્ષીય યોજનાએ સ્પષ્ટ કર્યું છે કે આયોજન એ જડ અને સ્થિર માળખું નથી, પણ એ એક અવિરત અને ગતિશીલ ક્રિયા છે. જેમ જેમ વધુ માહિતી અને અનુભવ પ્રાપ્ત થશે તેમ તેમ યોજનામાં આવશ્યક ફેરફારો ધ્યેયની મર્યાદામાં રહીને, કરવામાં આવશે.

**ખર્ચ અને વહેંચણી :** ૧૯૫૫-૫૬ સુધીમાં પૂરી થતી પંચવર્ષીય યોજનામાં કુલ ૨૦૬૯ કરોડ રૂપિયા નીચે પ્રમાણે ખર્ચવાનું નક્કી થયું છે:-

### ૧૯૫૧થી ૧૯૫૬ સુધીમાં થનારો ખર્ચ

| કાર્ય | રૂ. કરોડમાં | કુલ ખર્ચના ટકા |
|---|---|---|
| ખેતી અને ખેડૂત વિકાસ | ૩૬૧ | ૧૭.૫ |
| સિંચાઈ | ૧૬૮ | ૮.૧ |
| બહુહેતુક સિંચાઈ અને જળશક્તિ | ૨૬૬ | ૧૨.૯ |
| વીજળી | ૧૨૭ | ૬.૧ |
| વાહન અને સંદેશા વ્યવહાર | ૪૯૭ | ૨૪.૦ |
| ઉદ્યોગો | ૧૭૩ | ૮.૪ |
| જનકલ્યાણકારી કાર્યો | ૩૪૦ | ૧૬.૪ |
| પુનર્વસવાટ | ૮૫ | ૪.૧ |
| પ્રકીર્ણ | ૫૨ | ૨.૫ |
| કુલ | ૨૦૬૯ | ૧૦૦.૦ |

### આ જ ખર્ચ રાજ્યો વાર નીચે પ્રમાણે કરવાનું ઠરાવાયું છે:

| | |
|---|---|
| કેન્દ્ર સરકાર | ૧૨૪૧ કરોડ રૂપિયા |
| 'અ' રાજ્યો | ૬૧૦ ,, |
| 'બ' રાજ્યો | ૧૭૩ ,, |
| 'ક' રાજ્યો | ૩૨ ,, |
| જમ્મુ અને કાશ્મીર | ૧૩ ,, |
| કુલ : | ૨૦૬૯ કરોડ રૂપિયા |

### (૨) પંચવર્ષીય યોજના-મુંબઈ રાજ્યની

**મુંબઈ રાજ્યનો વિકાસ કાર્યક્રમ :** મુંબઈ રાજ્યની યોજના ભારતની પંચવર્ષીય યોજના (૧૯૫૧-૫૨થી ૧૯૫૫-૫૬ સુધીની)ના અંતર્ગત ભાગરૂપે છે. પરંતુ છેક ૧૯૩૭થી મુંબઈ પ્રાંતમાં આવી યોજનાઓ વિચારાતી આવી છે, અને તે પૈકી કેટલીક દેશવ્યાપી પંચવર્ષીય યોજનાના અમલ પહેલાં ઘડાઈને અમલમાં પણ મુકાઈ છે.

મુંબઈના મુખ્ય પ્રધાન શ્રી મોરારજી દેસાઈએ આકાશવાણીના મુંબઈ મથક પરથી તા. ૧૪મી જાન્યુઆરી ૧૯૫૩ને રોજ કરેલા વક્તુપ્રવચનમાં મુંબઈ રાજ્યના વિકાસ કાર્યક્રમ વિશે બોલતાં આ બાબત જણાવ્યું હતું કે:-

ખરું કહીએ તો આપણે માટે આ (મુંબઈ રાજ્યના વિકાસ કાર્યક્રમની) નવી વાત નથી. ૧૯૩૭માં પ્રથમવાર કોંગ્રેસે પ્રધાનમંડળ રચ્યું તે પછી તરતજ આમ વિકાસનું કાર્ય હાથ ધરવામાં આવ્યું હતું. અને ૧૯૪૬માં કોંગ્રેસ જ્યારે ફરી સત્તા પર આવી ત્યારે જુદી જુદી વિકાસ યોજનાઓને સુગ્રથિત પુનર્ઘટનાના કાર્યક્રમમાં સમાવી લેવામાં આવી. હવે આપણો વિકાસકાર્યક્રમ રાષ્ટ્રીય યોજનાનો એક ભાગ બની રહે છે. બીજાં રાજ્યોની જેમ આપણે નવેસરથી યોજના ઘડવાનો કે તેને અમલમાં મૂકવા માટે તંત્ર રચવાનો પ્રશ્ન રહેતો નથી. આપણું મુખ્ય કામ શરૂ થઈ ચૂકેલો કાર્યક્રમ આગળ ધપાવવાનું અને તેને વિસ્તારવાનું, એ કાર્યક્રમને પછાત અને ભળેલા વિસ્તારોમાં દાખલ કરવાનું અને સામાન્યપણે તેને મજબૂત કરવાનું રહે છે. અલબત્ત, કેટલીક મોટી સિંચાઈ અને વીજળી શક્તિ યોજનાઓ એવી છે કે સંપૂર્ણ થતાં કેટલોક સમય લાગશે.

**મુંબઈ રાજ્યની યોજના :** રાજ્યની યોજનામાં વિકાસના જે કાર્યક્રમોનો સમાવેશ કરવામાં આવ્યો છે તેની પાછળ ૧૯૫૧-૫૨થી ૧૯૫૫-૫૬ના ગાળા દરમિયાન બધું

મળીને રૂ. ૧૪૬ કરોડ અને ૩૧ લાખનું ખર્ચ થશે. ભારતનાં બીજાં રાજ્યોની તુલનામાં મુંબઈની વિકાસ યોજના સૌથી મોટી છે. ભારતનાં બધાં રાજ્યોનું કુલ ખર્ચ જે રૂ. ૮૨૯ કરોડ થનાર છે તેમાં મુંબઈ રાજ્યનો હિસ્સો સૌથી મોટો છે. એટલે કે દેશના વિસ્તાર અને વસતીની સરખામણીમાં મુંબઈ રાજ્યનો વિસ્તાર અને વસતી જે ૧૦ ટકા છે તે જોતાં રાજ્યની યોજનાઓ પાછળ થનારા ખર્ચનો અંદાજ ૧૭.૫ ટકા થવા જાય છે. આમાંથી મોટી યોજનાઓ માટે મોટે ભાગે લોન સ્વરૂપમાં તથા અન્ય પ્રકારે મળીને માત્ર રૂ. ૧૬ કરોડ જેટલી રકમની સહાય મધ્યસ્થ સરકાર તરફથી મળવાની ખાતરી અપાઈ છે. બાકીની સગવડ રાજ્યે જાતે કરી લેવાની છે. પરંતુ, મુંબઈના મુખ્ય પ્રધાનના જણાવ્યા પ્રમાણે, આ બધું ખર્ચ નવેસરથી કરવાનું નથી. એમાંનું કેટલુંક તો થઈ પણ ચૂક્યું છે. યોજનામાં ગણાવાયેલાં ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩નાં વર્ષ દરમિયાન આપણે રૂ. ૫૦ કરોડથી વધુ ખર્ચ કરી ચૂક્યા છીએ.

**યોજનાનો કાર્યક્રમ :** સને ૧૯૪૬ના એપ્રિલ માસમાં લોકનિયુક્ત પ્રધાન મંડળ હોદ્દાપર આવ્યું કે તરત જ યુદ્ધોત્તર પુનર્ઘટનાનો કાર્યક્રમ તૈયાર કરવામાં આવ્યો હતો અને જિલ્લા વિકાસ મંડળોની સાથે મંત્રણા કર્યા બાદ અને આ હેતુ માટે બોલાવાયેલી સંખ્યાબંધ જિલ્લા પરિષદોમાં ચર્ચાયા પછી તે હાથ ધરવામાં આવ્યો હતો. આ કાર્યક્રમમાં ૨૦૦ યોજનાઓનો સમાવેશ કરવામાં આવ્યો હતો. આ યુદ્ધોત્તર પુનર્ઘટના કાર્યક્રમ ૧૯૪૭ની સાલથી અમલમાં આવી રહ્યો છે અને તે અનુસાર સંખ્યાબંધ યોજનાઓ શરૂ કરવામાં આવી હતી. ત્યારબાદનાં ચાર વર્ષના ગાળામાં આ બધી યોજનાઓ પરત્વે રૂ. ૫૬ કરોડ ૫૧ લાખનું ખર્ચ થવા પામ્યું હતું. ૧૯૫૦માં આયોજન પંચની નિમણૂક થઈ અને ૧૯૫૧–૫૨થી આ યોજનાઓનો પ્રારંભ પણ થયો. આથી મુંબઈની યુદ્ધોત્તર પુનર્ઘટનાના કાર્યક્રમ હેઠળની યોજનાઓ રાજ્યની યોજનાઓના ભાગરૂપ બની ગઈ.

આમ આ રાજ્યની પંચવર્ષીય યોજના તાત્વિક રીતે ૧૯૪૬–૪૭માં હાથ ધરવામાં આવેલા યુદ્ધોત્તર પુનર્ઘટનાના કાર્યક્રમના ભાગરૂપ છે.

**ખર્ચની વહેંચણી :** રાજ્યની યોજનામાં વિકાસના જે કાર્યક્રમનો સમાવેશ કરવામાં આવ્યો છે તેમાં અનેક યોજનાઓનો સમાવેશ કરાયેલો છે. પાંચ વર્ષના સમગ્ર ગાળા દરમિયાન વિકાસના વિવિધ વિષયો પરત્વે કુલ ખર્ચની જોગવાઈની વહેંચણી નીચે મુજબ કરવામાં આવી છે :–

| વિકાસના વિષયો | પાંચ વર્ષના ગાળાનું ખર્ચ | |
|---|---|---|
| | રૂ. લાખ | હજાર |
| ૧ ખેતીવાડી | ૧૭૪૮ | ૪૨ |
| ૨ પશુચિકિત્સા અને પશુસંવર્ધન | ૧૬૬ | ૮૬ |
| ૩ દૂધ અને દુઝાણું | ૧૦૨ | ૧૩ |
| ૪ જંગલો | ૮૩ | ૮૨ |
| ૫ સહકાર | ૧૨૩ | ૧૬ |
| ૬ મત્સ્ય ઉદ્યોગ | ૧૫ | ૯૮ |
| ૭ ગ્રામવિકાસ | ૬૩૧ | ૫૦ |
| ખેતીવાડી અને ગ્રામવિકાસ : | ૨૮૭૧ | ૮૭ |
| ૧ નહેર યોજનાઓ | ૨૨૫૭ | — |
| ૨ વીજળીક શક્તિ | ૧૦૪૩ | — |
| નહેર અને વીજળીક યોજનાઓ | ૩૩૦૦ | |
| ૧ ગૃહઉદ્યોગો | ૧૦૩ | ૬ |
| ૨ બીજા ઉદ્યોગો | ૨૫૦ | ૫૮ |
| ઉદ્યોગો પાછળ | ૩૫૩ | ૬૪ |
| ૧ રસ્તા | ૧૧૬૩ | ૬૨ |
| ૨ માર્ગવ્યવહાર | ૨૦૦ | — |
| ૩ બારાં અને બંદરો | ૨૫ | — |
| વાહન વ્યવહાર | ૧૩૮૮ | ૬૨ |
| ૧ શિક્ષણ | ૪૬૩૧ | ૯૫ |
| ૨ તબીબી | ૫૩૬ | ૪૧ |
| ૩ જાહેર સુખાકારી | ૧૧૩૬ | ૭૩ |
| ૪ ઘર | ૭૭ | ૧૬ |
| ૫ કામદાર અને કામદાર કલ્યાણ | ૧૪૧ | ૩૬ |
| ૬ પછાત વર્ગોનો ઉદ્ધાર | ૨૧૩ | ૫૭ |
| સામાજિક સેવા પાછળ | ૬૭૧૭ | ૧૮ |
| પંચવર્ષીય યોજનાનું કુલ ખર્ચ | ૧૪૬૩૧ | ૩૧ |

**મધ્યસ્થ સરકારની મદદ :** રાજ્યની યોજનાનાં વિકાસ કાર્યો માટે જોઈતાં નાણાં મુખ્યત્વે કરીને રાજ્ય પોતે જે સાધનો ઊભાં કરે તે દ્વારા જ મેળવવાં પડવાનાં છે. રાજ્યને મધ્યસ્થ સરકારે નાણાંની જે મદદનું વચન આપ્યું છે તેનું પ્રમાણ રાજ્યના કુલ ખર્ચના ૧૧ ટકાના હિસ્સા કરતાંય ઓછું થાય છે. બધાં રાજ્યોને માટે મધ્યસ્થ સરકારે કુલ

૧૮૭ કરોડની મદદનું વચન આપ્યું છે. આમાંથી મુંબઈને ફાળે માત્ર રૂ. ૧૬ કરોડ અર્થાત્ ૮.૫ ટકા જ આવે છે.

ખાસ યોજનાઓ : આયોજન પંચની યોજનામાં જે કેટલીક યોજનાઓ સામેલ કરવામાં આવી નથી તેવી કેટલીક નવી યોજનાઓ મુંબઈ રાજ્યે હાથ ધરી છે તે પૈકી રાજ્યને મન અગત્યની ગણાય તેવી યોજનાઓ નીચે પ્રમાણે છે, અને તેના ખર્ચની જોગવાઈ મુંબઈ રાજ્યની પંચવર્ષીય યોજનામાં કરવામાં આવેલી છે.

| યોજનાઓ | ખર્ચ રૂ. કરોડમાં |
|---|---|
| ૧ ગ્રામવિકાસની યોજનાઓ અને રાષ્ટ્રીય વિસ્તરણની સેવા | ૯૦ |
| ૨ સ્થાનિક વિકાસનાં કાર્યો | ૧૫ |
| ૩ અછતગ્રસ્ત વિસ્તારો માટે મદદ | ૧૫ |
| ૪ મલેરિયા નિવારણની રાષ્ટ્રીય યોજના | ૧૦ |
| ૫ વધારાનાં નાનાં સિંચાઈનાં કામો | ૩૦ |
| ૬ ઔદ્યોગિક કામદારોનાં રહેઠાણનાં કાર્યક્રમો | ૪૯ |
| કુલ | ૨૦૯ |

યોજનાઓનો અમલ : વિવિધ યોજનાના અમલની જવાબદારી લાગતાવળગતા ખાતાના વડા અધિકારીને શિરે છે. ઘણા કિસ્સાઓમાં આ વડા અધિકારીઓને ચોક્કસ બાબતો અને ખાસ માણસો પણ આપવામાં આવ્યા છે. આમ આ ખાતાંઓના વડાઓની સાધારણ ફરજો અને યોજનાઓની બાબતના અમલ અંગેની તેમની ફરજો વચ્ચે કોઈ ભેદ પાડવામાં આવ્યો નથી.

આધાર : ૧. શ્રી વાડીલાલ ડગલી કૃત 'પંચવર્ષીય યોજના' નામની પુસ્તિકા. ૨. મુંબઈ રાજ્યમાં પંચવર્ષીય યોજના, ૧૯૫૩.

# ૨૬

# પંચવર્ષીય યોજના—ખેડા જિલ્લાની વિગતો

પરિચય : ગયા પ્રકરણમાં આપેલી રૂપરેખા પ્રમાણેની મુંબઈ રાજ્યની પંચવર્ષીય યોજનાની વિગતો આ પ્રકરણમાં આપી છે. જે જે પ્રવૃત્તિ ખેડા જિલ્લામાં થઈ ગઈ છે અને ચાલે છે તેના ઉલ્લેખો આપેલા છે. તે જાડા અક્ષરે છાપ્યા છે. ઘણી પ્રવૃત્તિઓની માહિતી આગ ઉનાં પ્રકરણોમાં આવી ગઈ છે. એ બધાનો સમગ્ર ખ્યાલ કરવાથી આ જિલ્લાને મળતા પંચવર્ષીય યોજનાના લાભોનો ખરો ખ્યાલ આવશે. આ પ્રકરણમાં આપેલી વિગતો સને ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩નાં વર્ષો માટે છે. તેથી આગળનાં વર્ષોની વિગતો તૈયાર થાય છે.

મુંબઈ રાજ્યની યોજનાઓ સને ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩ : ૧ ખેતીવાડી : આ વિષય માટે પંચવર્ષીય યોજનામાં રૂ. ૬૮ લાખ અને ૪૮ હજારની જોગવાઈ કરવામાં આવી છે. આ ખર્ચ ખેતીવાડી ખાતા મારફત કરવાનું છે. તે અંગેના ખેતી વિકાસના કાર્યક્રમો મુખ્યત્વે નીચે મુજબ નક્કી કરાયા છે :-

૧ : શિક્ષણ અને તાલીમ : પૂના અને ધારવાડની કોલેજો તથા રાજ્યની ખેતીશાળાઓને સહાય આપવામાં આવે છે.

**ખેડા જિલ્લામાં આણંદની ખેતીવાડીની કોલેજને સરકાર નાણાંની મદદ આપે છે.**

ખેડૂતોનાં બાળકોને તાલીમ આપવા માટે રાજ્યમાં હાલમાં ૧૭ ખેતી શાળાઓ છે, તે ઉપરાંત બીજી ચાર નવી શાળાઓ ખોલવામાં આવનાર છે. **આ શાળાઓ પૈકી એક ખેતીશાળા આણંદ ખાતે છે.**

૨ : સંશોધન : હાલમાં રાજ્યમાં ખેતીવાડી અંગેનાં ૩૮ સંશોધન મથકો અને ફાર્મો છે. સંશોધન યોજનાઓ માટે પંચવર્ષીય યોજનામાં રૂ. ૫૭ લાખ અને ૨૧ હજારની જોગવાઈ કરવામાં આવી છે. ૧૯૫૧–૫૨ અને ૧૯૫૨–૫૩ નાં વર્ષો દરમિયાન આ યોજનાઓ અંગેનું સંશોધન કાર્ય કરવા માટે વાર્ષિક રૂ. ૩ લાખ ૮૦ હજારની રકમ ખર્ચવામાં આવી હતી. **ખેડા જિલ્લામાં આવેલાં આ પ્રકારનાં સંશોધન કેન્દ્રોના ઉલ્લેખો અગાઉનાં પ્રકરણોમાં છે.**

૩ : જમીન સુધારણા અને પુનઃપ્રાપ્તિ : અ : અછતગ્રસ્ત વિસ્તારોમાં જમીન સુધારણા. બ : યાંત્રિક ખેતી. આયોજન હેઠળ ૨૭૮ ટ્રેક્ટરોની ખરીદી કરવામાં આવી હતી અને દરેક જિલ્લાની જરૂર અનુસાર ૧૨થી

૧૧ ટ્રેક્ટરોના ઘટકો બનાવી તેને જુદા જુદા જિલ્લાઓમાં પર રવાના કરવામાં આવ્યાં હતાં. ક: ખાર જમીનોની પુનઃપ્રાપ્તિ

**૪: સિંચાઈની નાની યોજનાઓ:** અ: નવા કૂવાનું બાંધકામ તથા જૂના કૂવાની મરામતની યોજના બ: કામચલાઉ બંધારા બાંધવાની યોજના ક: બોરિંગ યોજના: સરકારની પાસે હાલ ૧૦૨ વીજળીક યંત્રો છે, જેમાંનાં ૯૦ સ્થાનિક સંસ્થાઓ દ્વારા ચાલે છે, અને બાકીનાં ખાતાં દ્વાર ચાલે છે. ડ: લિફ્ટ ઇરિગેશન યોજનાઓ. ઈ: સહકારી લિફ્ટ ઇરિગેશન યોજના ફ: સિંચાઈની નાની યોજનાઓ. આ યોજનાઓમાં ૪૯ નાનાં બાંધકામોની જોગવાઈ કરવામાં આવી છે જે પૈકી ઉત્તર ગુજરાત સર્કલમાં **ખેડા જિલ્લાના ઠાસરા તાલુકામાં રાણીપોરડા મુકામે તળાવનો સમાવેશ થાય છે.** જ: પાતાળ કૂવાઓનું બાંધકામ. હ: પમ્પોના પુરવઠાની યોજના: પં ..ર્ષીય યોજનામાં આ યોજના અંગે રૂ. ૨૦ લાખની જોગવાઈ કરવામાં આવી છે.

**૫: દેશી અને રાસાયણિક ખાતરો:** અ: મિશ્ર ખાતર. બ: ગ્રામમિશ્ર ખાતરની યોજના અને ઉકરડાના ખાતરની યોજના ક: શહેરી ખાતરની યોજના.

**૬: સુધારેલું બિયારણ:** અ: સુધારેલા બિયારણની યોજના: લગભગ આખા રાજ્યને આવરી લેતી બિયારણની વૃદ્ધિ અને વહેંચણી કરવાની ૧૪ યોજનાઓ અમલમાં છે. બ: ગોદામોનું બાંધકામ: પંચવર્ષીય યોજના હેઠળ, પાંચ વર્ષના ગાળામાં ૧૨૩ ગોદામો બાંધવાનું વિચારાયું છે.

**૭: જમીનના સુધારા અને જમીન સબંધો:** અ: ઇનામ અને ખેતી ગામોમાં રેકર્ડ ઓફ રાઇટ્સ દાખલ કરવા. **બ: જમીનના ટુકડાઓનું એકત્રીકરણ: આ યોજના હેઠળ ખેડા જિલ્લામાં આવરી લેવાતાં ગામોની સંખ્યા ૬૬૮ હતી, જે પૈકી ટુકડાઓની નોંધનું અને અન્ય કામ પૂરું થયું હોય એવાં ગામોની સંખ્યા ૬૩૭ અને કામ પૂરું થવાનું બાકી હોય તેવાં ગામોની સંખ્યા ૩૧ છે.**

૮: ઉપવનો અને બાગબગીચા:

**૯: ફૂલઝાડની ખેતીની યોજના:**

**૨: પશુચિકિત્સા અને પશુપાલન ૧. શિક્ષણ અને તાલીમ:** મુંબઈની વેટરિનરી કૉલેજનું વિસ્તરણ. ૨. સંશોધન. ૩. પશુઓની સારવાર માટે સગવડો. અ: પશુઓ માટે નવાં દવાખાનાં ખોલવાં, બ: પશુ દવાખાનાં પર સરકારનો સંપૂર્ણ અંકુશ. ક: રસી બનાવવાની યોજના. ડ: પશુઓમાં રોગ પ્રતિકારક શક્તિ પેદા કરવાની યોજના. **૨. પશુઓની સુધારણા:** અ: ઘેટાંઉછેર માટે સંશોધન મથક બ: પૂના પેટા મથકનું વિસ્તરણ. ક: ઓલાદની સુધારણા. ડ: સંશોધન કાર્યનો વિકાસ. ઈ: ઘેટાંઉછેર અને ઊનનું ઉત્પાદન. **૩. પશુઓની ઓલાદની સુધારણા. ૪: અમૃતમહાલ પશુ સુધારણા યોજના:** ૫: દૂઝણી ભેંસોની સુધારણાની યોજના. ૬: ગીરનાં પશુધનની સુધારણા. ૭: મરઘાં–બતકાંનો ઉછેર. ૮: ગૌશાળા અને પાંજરાપોળોની સુધારણા. **૩: દૂધ અને દૂધ વ્યવસાય: ૧: મુંબઈની દૂધ યોજના: આણંદ–મુંબઈ દૂધ યોજના:** આણંદની આસપાસનાં ગામોમાંથી દૂધ એકઠું કરવાનું કામ સહકારી દૂધ ઉત્પાદક સંઘ મારફત થાય છે. ૧૦ માઈલના ઘેરાવામાં આવેલાં કેટલાંક ગામોને પ્રતિબંધિત વિસ્તાર તરીકે જાહેર કરવામાં આવ્યાં છે. આ વિસ્તારમાં પેદા થતું દૂધ ખેડાના જિલ્લા મૅજિસ્ટ્રેટે આપેલા લાઈસન્સ સિવાય બહાર લઈ જવા દેવામાં આવતું નથી. ૨. દુગ્ધાલયમાં વિકાસ યોજના. ૩: દૂધ ઉદ્યોગને સહાય.

**૪: જંગલો:**

**૫: સહકાર:** ૧: પૂના સહકારી તાલીમ કૉલેજ. ૨: પ્રાદેશિક સહકારી શાળાઓ. ૩: આંટની યોજનાઓ: અ: મુંબઈના કૃષિઋણરાહતધારાનો અમલ બ: ૧૯૪૬ના મુંબઈના શાહુકાર ધારાનું વિસ્તરણ. ૪: માર્કેટિંગનો વિકાસ. ૫: સુધારેલી ખેતી અંગેની સહકારી વ્યવસ્થા. ૬: સહકારી ક્રીમરી મંડળીઓ અને દૂધ પુરવઠા સંઘો. ૭: સહકારી વર્કશોપોની સ્થાપના.

**૬: મત્સ્ય ઉદ્યોગ:**

**૭: ગ્રામ વિકાસની પ્રવૃત્તિઓ: ૧: મોટી નહેર યોજનાઓ: મહી નદીના જમણા કિનારાની યોજના** પ્રથમ તબક્કો. આની વિગત અગાઉના પ્રકરણોમાં આવી ગઈ છે. ૨: **વીજળિક બળની યોજનાઓ: ઉત્તર ગુજરાત વીજળિક ગ્રીડ યોજના:** આ યોજનાની વિગત અગાઉનાં પ્રકરણોમાં આવી ગઈ છે. ૩: ગૃહઉદ્યોગો: જિલ્લા ઔદ્યોગિક સહકારી મંડળ. ૪: **બીજા ઉદ્યોગો ૫: માર્ગવ્યવહાર: ૬: સ્ટેટ ટ્રાન્સપોર્ટ: ૭: શિક્ષણ: પ્રાથમિક શિક્ષકોની તાલીમ:** યુદ્ધોત્તર પુનર્રચના અને વિકાસ કાર્યક્રમ હેઠળ શરૂ થયેલી હાલમાં રાજ્યભરમાં ચાલતી ૧૩ સરકારી ટ્રેનિંગ કૉલેજમાં ગુજરાતી પુરુષ [illegible] ૧૯૪૭–૪૮માં કઠલાલ ખાતે એક અને ગોધરા

ટ્રેનિંગ કૉલેજ શરૂ કરવામાં આવી હતી. ૮: તબીબી રાહત: ૯: જાહેર સુખાકારી: બીજા જિલ્લાઓની જેમ ખેડા જિલ્લામાં પણ આરોગ્ય તંત્ર ચાલુ છે. મલેરિયા નિવારણ યોજના ખેડા જિલ્લામાં ૧૯૪૮ની સાલમાં શરૂ થઈ હતી. જાહેર આરોગ્યને લગતી યોજના સુધરાઈનાં કામો. હાથ પરની ૧૯ યોજનાઓ પૈકી નડિયાદની પાણીની યોજનાનું કામકાજ પૂરું થયું છે, જ્યારે નડિયાદ ગટર યોજના અને ભાદરણ વોટર વર્ક્સની પુનર્ઘટનાનું કામકાજ આગળ વધી રહ્યું છે. ૧૦: ઔદ્યોગિક કામદારો માટે રહેઠાણો: ૧૧: કામદાર અને કામદાર કલ્યાણ: કામદાર કલ્યાણ ખાતાનું બી વર્ગનું કેન્દ્ર નડિયાદમાં છે. ૧૨: પછાતવર્ગોની સુધારણા: ૧૩: ગ્રામવિકાસ યોજનાઓ: ૧૪: રાષ્ટ્રીય વિસ્તરણ સેવા: ૧૫: સ્થાનિક વિકાસ કામો (પરિશિષ્ટ જુઓ) ૧૬: નિર્વાસિતોનો પુનર્વસવાટ.

આધાર::

(૧) 'મુંબઈ રાજ્યમાં પંચવર્ષીય યોજના' (૧૯૫૩)
(૨) ખેડા જિલ્લા કલેક્ટરની કચેરીમાંથી મળેલી માહિતી

# પરિશિષ્ટ

**પંચવર્ષીય યોજનામાં ખેડા જિલ્લાનાં સ્થાનિક વિકાસનાં નાનાં કામોની યાદી:**

(મુંબઈ સરકારે આયોજન પંચને ભલામણ કર્યા મુજબની)

**નોંધ::** પંચવર્ષીય યોજનામાં નીચે મુજબનાં કામો કરવાનું વિચારાયું છે. તેમાં અંદાજી ખર્ચ થવાનું છે તે આંકડા આપ્યા છે. તેની સાથે તે ખર્ચ પેટે ગામ તરફથી રકમમાં કે મજૂરી રૂપે જે ફાળો આપવાનો છે તે વિગત આપી છે. આ કામો પૈકી જે કામ રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજનાના વિસ્તારમાં આવતાં હશે તે પંચવર્ષીય યોજના મારફતે નહિ પણ રાષ્ટ્રીય વિસ્તરણ સેવા યોજના દ્વારા જ થાય એવું વિચારાયું છે.

| કામનું નામ | અંદાજી ખર્ચ રૂપિયા | ગામ ફાળો |
|---|---|---|
| **ખંભાત તાલુકો** | | |
| ૧. મીલરામપુરા ખાતેનો તળાવમાંથી કાંસ બાંધવાનું. | ૧૦૦૦ | મજૂરી |
| ૨. બામણવા ખાતે ખડિયાટ બાંધવાનું. | ૫૦૦૦ | ૨૫૦૦ |
| ૩. વડગામ ખાતેના બંધને પૂરો કરવાનું. | ૫૦૦૦ | મજૂરી |
| ૪. કાણિસા ખાતે ખડિયાટને બાંધવાનું. | ૮૦૦ | ૪૦૦ મફત મજૂરી: પછાત પ્રદેશ. |
| ૫. રંગપુરથી સાયમાના રસ્તા પર ખડિયાટ બાંધવાનું. | ૨૫૦૦ | મફત મજૂરી |
| ૬. રંગપુર ખાતે બંધ બાંધવાનું. | ૨૦૦૦ | મફત મજૂરી |
| **બોરસદ તાલુકો** | | |
| ૧. ખડોલથી ઉમેટા જવાના રસ્તા પર બંધ બાંધવાનું. | ૮૦૦૦ | મજૂરી અને થોડી નાણાંકીય મદદ |
| ૨. ઉનેલીના કાંસ પર ખડિયાટ બાંધવાનું. | ૪૦૦૦ | ઉપર મુજબ |
| ૩. કઠાણા ખાતે નાળાની મરામત કરવાનું. | ૨૦૦૦ | ૧૦૦૦ |
| ૪. રાસ ખાતે નાળું બાંધવાનું | ૫૦૦૦ | ૨૫૦૦ |
| ૫. વાલવોડ ખાતે કુવાને મરામત કરવાનું. | ૫૦૦૦ | ૨૫૦૦ |
| ૬. ગંભીરા ખાતે ખડિયાટ કરવાનું. | ૩૦૦૦ | ૧૫૦૦ |
| ૭. દેદરડા ખાતે પાણીના નળ માટેનો સ્ટેન્ડ પોસ્ટ બાંધવાનું. | ૫૦૦૦ | ૨૫૦૦ ગ્રામપંચાયત આપશે |
| ૮. સ્ટેશનથી ભાદરણ ગામ સુધીનો રસ્તો બાંધવાનું. | ૫૦૦૦ | ૨૫૦૦ મ્યુનિ. આપશે. |
| **પેટલાદ તાલુકો** | | |
| ૧. પેટલી ખાતે નાનું તળાવ બાંધવાનું. | ૫૦૦૦ | ૧૫૦૦ ૫૦૦ મજૂરી |
| ૨. સુણાવ અને કાસોરના રસ્તે ખીલિયા તળાવ પર ખડિયાટ બાંધવાનું. | ૫૦૦૦ | ૨૫૦૦ |
| ૩. ત્રંબોવડ ખાતે ખડિયાટ બાંધવાનું. | ૫૦૦૦ | ૨૫ ટકા મજૂરી |
| ૪. પાળજથી સુણાવના રસ્તા પરના તળાવની મરામત કરવાનું. | ૨૦૦૦ | ૧૦૦૦ |
| ૫. દેવાતજ ગામ ખાતે ખડિયાટ કરવાનું. | ૩૦૦૦ | ૧૦૦૦ |
| ૬. જેસરવા ગામ ખાતે હવાડો બાંધવાનું. | ૧૫૦૦ | ૭૫૦ |

૧૩. લાલી ખાતે કૂવા પર ટાંકી બાંધવાનું ૫૦૦૦ ૨૫૦૦
અને ઓઇલ એંજિન મૂકવાનું. ઉપર મુજબ
૧૪. કાસોર ગામે ખડિયાટ બાંધવાનું. ૪૫૦૦ ૧૫૦૦ અને મજૂરી

કપડવણજ તાલુકો
૧. કેવડિયા ગામે ગામઈ તળાવમાંથી ૫૦૦૦ ૨૫૦૦
પાણી ખેંચવા પંપ મૂકવાનું.
૨. વ્યાસવાસણા ખાતે ખડિયાટ બાંધવાનું ૫૦૦૦ ૨૦૦ અર્ધી મજૂરી
૩. ફાગવેલ ખાતે રમતિયા ધરા પર બંધ ૫૦૦૦ ૧૦૦૦
બાંધવાનું. મજૂરી સાથે
૪. છીપડી ખાતે ખડિયાટ બાંધવાનું. ૫૦૦૦ ૨૫૦૦
૫. અંતિસર ખાતે ખડિયાટ બાંધવાનું ૫૦૦૦ ૨૫૦૦
૬. ભોજાના મુવાડા ગામે બંધ બાંધવાનું ૪૦૦૦ ૨૦૦૦
૭. સરખેજ ગામે બંધ બાંધવાનું. ૬૦૦૦ ૧૦૦૦ મજૂરી
૮. આતરસુંબા ખાતે ચાર પેશાબખાનાં ૧૬૦૦ ૮૦૦
બાંધવાનું.
૯. કાણિસા ખાતે રસ્તા બાંધવાનું. ૧૦૦૦ ૫૦૦
૧૦. વડોલ ખાતે તળાવ ઊંડું કરવાનું. ૧૫૦૦ ૭૦૦

ઠાસરા તાલુકો
૧. નનાદરા ગામના તળાવની મરામત ૬૦૦ ૩૦૦
કરવાનું. મજૂરી
૨. ચેતરસુંબા ખાતે ખડિયાટ બાંધવાનું. ૨૦૦૦ ૧૦૦૦
૩. પુણાદરા ખાતેના ગામઈ તળાવને ૫૦૦૦ ૧૦૦૦
ઓવારો બાંધવાનું.
૪. ઉમરેઠ અને ડાકોર વચ્ચેના રસ્તા પરના ખડિયાટને
મરામત કરવાનું. ૫૦૦૦ ૨૫૦૦
ડાકોરની સુધરાઈ અડધું ખર્ચ આપશે.
૫. કાલસર ખાતે ઓવારો બાંધવાનું. ૪૦૦૦ ૨૦૦૦ પછાત ગામો
૬. કાલસર ખાતે બંધ બાંધવાનું ૮૦૦ ૪૦૦ ઉપર મુજબ
૭. ધુમડિયા ખાતે ખડિયાટ બાંધવાનું. ૫૦૦૦ ૫૦૦ ઉપર મુજબ

વાડાશિનોર તાલુકો
૧. પિલોદરાના ગામઈ તળાવને ઊંડું ૫૦૦૦ ૨૫૦૦
કરવાનું ને તેની પાળ બાંધવાનું.
૨. વાડાશિનોર ખાતે રાજપુર દરવાજેથી ૫૦૦૦ ૨૫૦૦
સાલિયાવાડી દરવાજા સુધી અને પછી કડિયાના ઢાળ સુધીનો મેટલ રસ્તો બનાવવાનું.

**આધાર:** 'મુંબઈ રાજ્યમાં પંચવર્ષીય યોજના ૧૯૫૩' નામનું મુંબઈ સરકારનું પ્રકાશન: (૨) જિલ્લા કલેક્ટરની કચેરીમાંથી મળેલી હકીકત.

# ૨૭
# ખેડા જિલ્લા કૉંગ્રેસ સમિતિ

**નામ:** ખેડા જિલ્લા કૉંગ્રેસ સમિતિ, ઠે: સેવા મંદિર નડિયાદ.

**સ્થાપના: ટૂંક ઇતિહાસ:** ઈ. સ. ૧૮૮૫માં હિંદી રાષ્ટ્રીય કૉંગ્રેસની સ્થાપના થયા પછી ઘણાં વર્ષ સુધી એ માત્ર કેટલાંક મોટાં શહેરોના ભણેલા ગણેલા લોકોની જ સંસ્થા હતી અને ભાષણો અને એ દ્વારા અંગ્રેજ સરકાર પાસે કેટલીક માગણીઓ કરવાના ઠરાવો, આ એનો મુખ્ય કાર્યક્રમ હતો.

૧૯૦૨ની સાલમાં અમદાવાદ ખાતે કૉંગ્રેસનું વાર્ષિક અધિવેશન મળ્યું ત્યારે સૌ પ્રથમ આ જિલ્લામાં કૉંગ્રેસમાં જોઈએ એવી વિચારણા થયેલી. આ માટે સ્વ. સાક્ષર શ્રી ગોવર્ધનરામે નડિયાદના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થોની એક સભા પોતાને ત્યાં બોલાવેલી અને અમદાવાદ ખાતેના અધિવેશનમાં કેટલાક ગૃહસ્થોએ જવું એમ વિચારાયેલું. આમ કૉંગ્રેસ સાથે સંપર્કમાં આવવાનો આ જિલ્લાની પ્રજાનો સૌ પ્રથમ પ્રયત્ન એમ કહી શકાય.

આ જિલ્લામાં આજે જે સ્વરૂપમાં કૉંગ્રેસ છે એવી બંધારણ પુરઃસરની કૉંગ્રેસ સંસ્થા છેક ૧૯૨૧ સુધી નહોતી. ગાંધીજી જ્યારથી કૉંગ્રેસમાં સક્રિય રીતે જોડાયા તે પછી કૉંગ્રેસના બંધારણે વ્યાપક સ્વરૂપનો સાકાર લીધો. એ પહેલાં તો જેને કૉંગ્રેસમાં ડેલિગેટ તરીકે જવું હોય એ બે રૂપિયા આપે એટલે એ જઈ શકતા.

આ જિલ્લામાં સૌ પ્રથમ રાષ્ટ્રીય યુગના પ્રવર્તકો તરીકે શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ નડિયાદ, શ્રી ફૂલચંદભાઈ બાપુજી શાહ નડિયાદ, શ્રી ઇંદુલાલ યાજ્ઞિક નડિયાદ, શ્રી બટુકશંકર કંથારિયા નડિયાદ, શ્રી ચંદ્રશંકર પંડ્યા નડિયાદ, શ્રી ગોકળદાસ તલાટી નડિયાદ, શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈ નડિયાદ, વગેરેને ગણાવી શકાય. બંગભંગના યુગમાં શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ એક અતિ નામાંકિત વક્તા ગણાતા અને તે કાળમાં ભરાતી જાહેર સભાઓ અને સ્વદેશીની પ્રવૃત્તિના એક ભારે પ્રચારક તરીકે તેઓ સફળ નીવડેલા.

ઈ. સ. ૧૯૦૭માં સુરત ખાતે ભરાયેલી કૉંગ્રેસમાં આ જિલ્લામાંથી કેટલાક કાર્યકરો અને યુવાનો ગયેલા. ત્યાં થયેલા આંતરિક ઝઘડામાં આ જિલ્લામાં યુવાન કાર્યકરોનું માનસ તિલક મહારાજના જહાલ મત સાથે હતું.

ગાંધીજીના આગમનના પહેલાં એની બિસેન્ટની હોમરુલની ચળવળ ૧૯૧૫–૧૬ના અરસામાં દેશભરમાં ચાલી અને આ જિલ્લામાં પણ હોમરૂલ ચળવળ વ્યાપક બનેલી. તે વખતે એ પ્રવૃત્તિનું પણ કેન્દ્ર શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ, શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ, શ્રી ગોકળદાસ તલાટી, અને શ્રી ફૂલચંદભાઈ બાપુજી શાહ હતા અને નડિયાદમાં શ્રી ફૂલચંદભાઈના મકાનમાં જ એની કચેરીનો પણ પ્રારંભ થયેલો. આ જ વખતે મુંબઈમાં હોમરૂલ લીગનું કામ શ્રી યાજ્ઞિક વગેરે કરતા હતા. સૌ સંપર્કમાં આવેલા અને રાષ્ટ્રીય જુસ્સો ખૂબ વ્યાપક બનેલો.

ઈ. સ. ૧૯૧૬–૧૭ના અરસામાં જ ગાંધીજી દેશમાં આવ્યા અને એમણે ગુજરાતમાં અમદાવાદ ખાતે આવી આખી પરિસ્થિતિ જોઈ અને નવી જ દિશામાં જાહેરજીવન અને કૉંગ્રેસનું સુકાન વાળ્યું. કૉંગ્રેસ નક્કર કાર્યક્રમ ઉપર સૌ પ્રથમ ગાંધીજીના આગમન પછી જવા માંડી.

આ વખતે અમદાવાદમાં **ગુજરાત સભા** કામ કરતી હતી. આ જિલ્લામાં **હોમરૂલ લીગ** હતી. ગુજરાત સભામાં સરદાર શ્રી વલ્લભભાઈ, શ્રી માવળંકરદાદા, શ્રી જીવણલાલ દીવાન, શ્રી બલુભાઈ ઠાકોર, વગેરે કામ કરતા હતા. ગાંધીજીએ આ બધાને સૌ પ્રથમ ભેગા કર્યા અને પ્રથમ **મોન્ટેગ્યુ રિફોર્મ્સ** સામે એક **રાક્ષસી અરજી — મોનસ્ટર પીટિશન** રજૂ કરવાનો સાદો કાયક્રમ આપ્યો. એમાં રાષ્ટ્રીય કૉંગ્રેસ અને મુસ્લિમ લીગે જે સુધારા માગ્યા છે તે આપો એવી માંગ કરી.

આમ કૉંગ્રેસને સમગ્ર રાષ્ટ્રનુ એક સંગઠિત બળ બનાવવાનો ને રાષ્ટ્રવ્યાપી કાર્યક્રમ આપવાનો પ્રયત્ન થયો. આ જિલ્લો અને સમગ્ર ગુજરાત એમાં બરાબર ભળ્યાં.

ઈ. સ. ૧૯૧૬માં સૌ પ્રથમ ગુજરાતની રાજકીય પરિષદ ગાંધીજીના પ્રમુખપદે ગોધરામાં ભરાઈ અને સમગ્ર ગુજરાતમાં ને આ જિલ્લામાં પણ એ પછી ગાંધીજીની રાહબરી હેઠળ કૉંગ્રેસના નેજા હેઠળ નક્કર કાર્ય અને સંગઠનનો પ્રારંભ થયો.

એ પછી નડિયાદ ખાતે ઈ. સ. ૧૯૧૭માં બીજી રાજકીય પરિષદ ભરાઈ. અહીંથી ગુજરાતની બાપુની સત્યાગ્રહની પ્રયોગભૂમિ આ જિલ્લો બન્યો. અનાથ આશ્રમ એ તે વખતની રાષ્ટ્રીય કૉંગ્રેસની પ્રવૃત્તિઓનું કેન્દ્ર હતુ. અહીં જ ગાંધીજીની દોરવણી હેઠળ સૌ પ્રથમ સમગ્ર દેશમાં ઐતિહાસિક એવા ખેડા સત્યાગ્રહના પ્રારંભ કરવાનો નિર્ણય લેવાયો અને સમગ્ર દેશમાં, ગુજરાતમાં અને ખાસ કરીને આ જિલ્લામાં પરદેશી સરકાર સામે સીધાં પગલાં ભરવાના, સત્યાગ્રહના માર્ગનો પ્રારંભ થયો. ગામડાંમાં કાર્યકરો ફરે, એ પ્રજાના સંપર્કમાં આવે, સાચી હકીકતો જાણે સમજે, આ બધી બાબતોનો પાયો અહીંથી નખાયો, જેમાંથી આગળ જતાં એક પછી એક લડતોના તબક્કા આવ્યા અને કૉંગ્રેસ એક વિશાળ ને સંગઠિત સમગ્ર દેશની આમ જનતાની અત્યંત શક્તિશાળી એવી સંસ્થા બની.

આજે કૉંગ્રેસનું જે બંધારણ છે તેનો સૌ પ્રથમ પાયો ઈ. સ. ૧૯૨૦માં અમૃતસરની કૉંગ્રેસમાં નંખાયો. અહીં ગાંધીજીએ સૌ પ્રથમ કૉંગ્રેસનું નક્કર બંધારણ ઘડવા માટે દોરવણી આપી અને એ મુજબ બંધારણ ઘડાયુ.

એ બંધારણને વળી વધુ નક્કર સ્વરૂપ ઈ. સ. ૧૯૨૧ની અમદાવાદ કૉંગ્રેસમાં અપાયું અને તે જ અરસામાં અમદાવાદ ખાતે ગુજરાતની કૉંગ્રેસનું અધિવેશન થયુ અને તેમાં વડોદરા રાજ્યના શ્રી અબ્બાસ સાહેબને પ્રમુખસ્થાને ચૂંટવામાં આવ્યા.

આ વખતે દેશી રાજ્યોનું કૉંગ્રેસ બંધારણમાં કોઈ જુદું અસ્તિત્વ નહોતું તે તે બ્રિટિશ હકૂમતના જિલ્લાની પાસેના દેશી રાજ્યોના પ્રદેશોને જિલ્લામાં જ સમાવી લેવામાં આવતા. એ ધોરણે વડોદરા રાજ્યનો પ્રદેશ આ જિલ્લાની કૉંગ્રેસ કમિટીના બંધારણ હેઠળ આવ્યો અને માટે જ એ સમગ્ર વડોદરા–ખેડા જિલ્લાની કૉંગ્રેસ કમિટીના પ્રથમ પ્રમુખ શ્રી અબ્બાસ સાહેબ અને મંત્રી શ્રી ફૂલચંદભાઈ બન્યા.

ઈ. સ. ૧૯૧૭માં ગાંધીજીએ ખેડા જિલ્લામાં ખેડા સત્યાગ્રહ કર્યો ત્યારથી એક રીતે કૉંગ્રેસ અને ગાંધીજી એક અને અવિભાજ્ય રહ્યાં. ગાંધીજી જે કાર્યક્રમ આપે તે લગભગ હંમેશાં કૉંગ્રેસ સ્વીકારતી આવી અને એ સમગ્ર રાષ્ટ્રવ્યાપી સંગઠનના પિતા, કે પ્રેરક જે કહો તે છેક જીવનપર્યંત રહ્યા. એમણે જે જે રચનાત્મક કાર્યક્રમો આપ્યા તે બધા જ કૉંગ્રેસના કાર્યક્રમો બન્યા.

ઈ સ ૧૯૨૧થી જ આ જિલ્લામા અસ્પૃશ્યતા નિવારણ, ખાદી અને ગ્રામોદ્યોગને ઉત્તેજન, દારૂનિષેધ, ખેડૂતોના પ્રશ્નોનું નિવારણ, રાષ્ટ્રીય કેળવણી, આ અને આવા બીજા જે જે રચનાત્મક કાર્યક્રમો ગાંધીજી અને કોંગ્રેસ તરફથી રજૂ કરાયા તે બધા આ જિલ્લામા અમલી બનાવવાનો જિલ્લાના કોંગ્રેસ કાર્યકરો અને કોંગ્રેસ સમિતિ તરફથી પ્રયત્નો થતા હતા

૧૯૧૭, ૧૯૨૪, ૧૯૨૭, ૧૯૩૦, ૧૯૩૨, ૧૯૪૨, આમ એક પછી એક સ્થાનિક અને રાષ્ટ્રીય એવા જુદા જુદા તે કાળની સત્તા સામેના ચોક્કસ મુદ્દા ઉપરના ને રાષ્ટ્રવ્યાપી સ્વતંત્રતા માટેના સગ્રામો એ આ પછીના ઠેઠ ૧૯૪૭ સુધીના કાળનુ કોંગ્રેસનું મુખ્ય કાર્ય રહ્યુ પ્રત્યેક તબક્કામા એ વધુ ને વધુ પ્રમાણમા લોકમાન્ય સસ્થા બનતી ગઈ અને એના જ હાથે ૧૯૪૭મા આ દેશને આઝાદી પણ મળી

જેમ કોંગ્રેસ સસ્થા વધુને વધુ રાષ્ટ્રવ્યાપી બની, લોકપ્રિય બની તેમ તેમ એનુ સગઠન વ્યવસ્થિત ને બધારણ સરનું પણ બનતુ ગયુ

મહાત્માજીએ ૧૯૨૦મા પ્રથમ અમૃતસર ખાતે સમગ્ર રાષ્ટ્રીય કોંગ્રેસનુ વ્યવસ્થિત બધારણ બનાવરાવ્યુ એ પછી જુદા જુદા તબક્કે એમા અત્યત મહત્વના ફેરફારો થયા પ્રાતવાર કોંગ્રેસ કમિટીઓ થઈ, એની જિલ્લા ને તાલુકાવાર શાખાઓ થઈ ૧૯૨૧મા પ્રથમ જિલ્લાવાર કોંગ્રેસના સગઠનો શરૂ થયા અને એમાથી તાલુકાવાર સમિતિઓ રચાઈ

જિલ્લાની કોંગ્રેસ કમિટીની કચેરી પ્રથમ નડિયાદ શહેરમા કુમરાન મજારે, પછી ભાવસારવાડમા અને પછી સ્ટેશન સામે સ્વામી શિવાનદ ટ્રસ્ટવાળા મકાનમા અને સને ૧૯૩૨ થી આજના **સેવા મદિરમાં** એ આવેલી છે

રાષ્ટ્રીય મહાસભાના બધારણ મુજબ ૨૫ પ્રદેશ સમિતિઓની રચના કરેલી છે તે મુજબ ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિની રચનાની જોગવાઈ થયેલી છે એ અનુસાર ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિ અને તેનું બધારણ ઘડાયેલુ છે આજે ઈ સ ૧૯૫૨મા સુધારાવધારા સાથે ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિએ પોતાનું જે બધારણ ઘડ્યુ છે તે અમલમા છે

હિદી રાષ્ટ્રીય મહાસભાનુ સ્વરાજ્ય મળ્યા પછી નીચે મુજબ ધ્યેય નક્કી થયેલુ છે —

હિદી રાષ્ટ્રીય મહાસભાનુ ધ્યેય હિદની પ્રજાની સુખાકારી અને પ્રગતિ સાધવાનુ તથા શાતિમય અને ન્યાયી સાધનો દ્વારા હિદમા સહકારના ધોરણ ઉપર સૌનુ સહિયારુ એવુ રાજ્ય સ્થાપવાનુ છે પોતાનો વિકાસ સાધવાની તક મળવા વિષે -તથા રાજકીય, આર્થિક અને સામાજિક હક્કોને વિષે તે રાજ્યમાં સૌને સમાનતા હશે અને તેનુ લક્ષ વિશ્વશાતિ અને વિશ્વ બધુત્વ હશે

ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના બધારણની કલમ ૧૫ ૧ મુજબ એના હાથ નીચે જે જિલ્લા કોંગ્રેસ સમિતિઓ આવે છે તેમા ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિ એક છે

એ બધારણની ૧૫ની પેટા કલમ ૨ પરિશિષ્ટ ૨ મુજબ આ જિલ્લા કોંગ્રેસ સમિતિની હકૂમત હેઠળ નીચે મુજબ તાલુકા કોંગ્રેસ સમિતિઓનો સમાવેશ કરવામા આવ્યો છે

૧ નડિયાદ શહેર કોંગ્રેસ સમિતિ, અમદાવાદી બજાર, નડિયાદ
૨ નડિયાદ તાલુકા કોંગ્રેસ સમિતિ, સેવા મદિર, નડિયાદ
૩ આણદ તાલુકા કોંગ્રેસ સમિતિ, સ્ટેશન રોડ, આણદ
૪ ઠાસરા તાલુકા કોંગ્રેસ સમિતિ, ગોમતી ઉપર ડાકોર
૫ વાડાશિનોર તાલુકા કોંગ્રેસ સમિતિ, વાડાશિનોર
૬ બોરસદ તાલુકા કોંગ્રેસ સમિતિ, બજારમા બોરસદ
૭ પેટલાદ તાલુકા કોંગ્રેસ સમિતિ, પેટલાદ
૮ ખભાત તાલુકા કોંગ્રેસ સમિતિ, ખભાત
૯ માતર તાલુકા કોંગ્રેસ સમિતિ, માતર
૧૦ કપડવણજ તાલુકા કોંગ્રેસ સમિતિ, કપડવણજ
૧૧ મહેમદાવાદ તાલુકા કોંગ્રેસ સમિતિ, મહેમદાવાદ

ખેડા જિલ્લા કોંગ્રેસ સમિતિને પોતાનુ જ સુદર મકાન છે જે **સેવા મંદિરને** નામે ઓળખાય છે નડિયાદ સ્ટેશનેથી મિશન જતા રસ્તામા જિલ્લા લોકલ બોર્ડની કચેરીથી દક્ષિણ દિશામા આ મકાન આવેલુ છે ઈ સ ૧૯૩૧-૩૨મા આ મકાન જૂનુ હતુ તે વેચાતુ લઈ એને નવા સ્વરૂપે તૈયાર કરવામા આવ્યુ છે અહી જ સ્વ ગોકળદાસ તલાટીના સ્મારકમા એકત્ર થયેલ ભડોળમાથી બીજા વધુ મકાનો કરવાનો નિર્ણય લેવાયો છે આણદ તાલુકા કોંગ્રેસ કમિટિએ પોતાનુ મકાન સને ૧૯૩૮મા બાધવાનુ શરૂ કરી અને ૧૯૪૦મા પૂરુ કર્યું છે અને એ આણદના સ્ટેશન રોડ ઉપર આવેલુ છે

આ ઉપરાત માતર તાલુકા કોંગ્રેસ કમિટીએ ઈ સ ૧૯૫૩મા પોતાનુ મકાન બાધ્યુ છે

આ ઉપરાત મહેમદાવાદ તાલુકા સમિતિએ પોતાનુ મકાન તૈયાર કરવા જમીન વગેરે લઈ તૈયાર કરેલી છે

એ સિવાય તાલુકા સમિતિઓના મકાનો મોટે ભાગે ભાડે રાખેલા છે

ખેડા જિલ્લા સમિતિના હાલ ૧૯૫૪મા નીચે મુજબ હોદ્દેદારો છે —(૧૯૫૨-૫૩-૫૪)

**પ્રમુખ:** શ્રી ત્રિભુવનદાસ કિશીભાઈ પટેલ. **મંત્રીઓ** શ્રી માધવલાલ ભાઈલાલભાઈ શાહ, શ્રી ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ, શ્રી શંકરલાલ પુરોહિત કાયમી મંત્રી.

જ્યારે જુદા જુદા તાલુકાઓની કોંગ્રેસ સમિતિઓના હોદ્દેદારો નીચે મુજબ છે:—(૧૯૫૨-૫૩-૫૪)

**૧. આણંદ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | શ્રી. ત્રિભુવનદાસ કીશિભાઈ પટેલ | આણંદ |
| ઉપપ્રમુખ : | ,, ખુશાલભાઈ કાળીદાસ પટેલ | બાકરોલ |
| મંત્રીઓ | ,, શનુભાઈ મહીજીભાઈ પટેલ | સારસા |
| ,, | ,, રમણભાઈ શંકરભાઈ પટેલ | અજરપુરા |

**૨. બોરસદ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, રમણભાઈ ધનાભાઈ પટેલ | બોરસદ |
| ઉપપ્રમુખ : | ,, અંબાલાલ ગોપાળજી પટેલ | બોદાલ |
| મંત્રીઓ : | ,, ભોગીલાલ નાથાલાલ ચોકસી | બોરસદ |
| ,, | ,, ઇશ્વરભાઈ દેસાઈભાઈ પટેલ | ,, |

**૩. ઠાસરા તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, ફૂલાભાઈ ઝવેરભાઈ પટેલ | ડાકોર |
| ઉપપ્રમુખ : | ,, ફૂલાભાઈ મોતીભાઈ કા. પટેલ | કાલસર |
| મંત્રીઓ : | ,, નરસિંહભાઈ હાથીભાઈ પટેલ | ડાકોર |
| ,, | ,, ગિરજાશંકર નરસિંહભાઈ ભટ્ટ | ,, |

**૪. વાડાશિનોર તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, જેશંગભાઈ દેસાઈભાઈ પટેલ | વાડાશિનોર |
| ઉપપ્રમુખ : | ,, મણિભાઈ મોતીભાઈ પટેલ | ,, |
| મંત્રીઓ | ,, જયંતિલાલ રણછોડદાસ દેસાઈ | વીરપુર |
| ,, | ,, અંબાલભાઈ જોરાભાઈ પટેલ | પૃથ્વીરાજપુરા |

**૫. કપડવણજ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, શંકરલાલ હરજીવનદાસ શાહ | કપડવણજ |
| ઉપપ્રમુખ | ,, જોઈતાભાઈ ભગવાનદાસ પટેલ | અનારા |
| મંત્રીઓ : | ,, રતિલાલ શંકરલાલ શાહ | કપડવણજ |
| ,, | ,, દલસુખભાઈ મગનલાલ ભટ્ટ | અજમાવતકોટ |

**૬. મહેમદાવાદ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | શ્રી. માણેકલાલ ચુનીલાલ મોદી | મહેમદાવાદ |
| ઉપપ્રમુખ : | ,, કાન્તિલાલ હિંમતલાલ ત્રિવેદી | દલધરવાસ |
| મંત્રીઓ : | ,, જડીલાલ અમૃતલાલ પંડ્યા | મહેમદાવાદ |
| ,, | ,, ચંદુભાઈ ધનાભાઈ પટેલ | વાસણામારગીયા |

**૭. માતર તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, માધવલાલ ભાઈલાલ શાહ | માતર |
| ઉપપ્રમુખ : | ,, ડાહિબહેન રાવજીભાઈ પટેલ | ભલાડા |
| મંત્રીઓ : | ,, ગોરધનભાઈ શંભુભાઈ પટેલ | નવાગામ |
| ,, | ,, જયંતિભાઈ હરિશંકર ભટ્ટ | માતર |

**૮. ખંભાત તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, કિશોરભાઈ પ્રભુદાસ પટેલ | ભૂવેલ |
| મંત્રીઓ : | ,, જટાશંકર ત્રંબકરામ ભટ્ટ | ખંભાત |
| ,, | ,, વિરચંદ રતનસિંહ ઠક્કર | તારાપુર |

**૯. પેટલાદ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ | ,, માધવલાલ શંકરલાલ પંડ્યા | પીપળાવ |
| ઉપપ્રમુખ | ,, અંબાલાલ શંકરભાઈ પટેલ | પેટલાદ |
| મંત્રીઓ : | ,, જેઠાલાલ જટાશંકર શાસ્ત્રી | દેવાતજ |
| ,, | ,, ધીરુભાઈ મૂળજીભાઈ પટેલ | ધરમજ |

**૧૦. નડિયાદ તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, રમણલાલ નારણદાસ શાહ | નડિયાદ |
| ઉપપ્રમુખ : | ,, મણિલાલ ગણપતરામ મહેતા | કંજોડા |
| મંત્રીઓ : | ,, નટવરલાલ મોતીરામ ગોર | ઉતરસંડા |
| ,, | ,, વાસુદેવ માણેકલાલ ભટ્ટ | ડભાણ |

**૧૧. નડિયાદ શહેર તાલુકા સમિતિ**

| | | |
|---|---|---|
| પ્રમુખ : | ,, ચુનીભાઈ મૂળજીભાઈ પટેલ | નડિયાદ |
| ઉપપ્રમુખ : | ,, બાબુભાઈ ભીખાભાઈ દેસાઈ | ,, |
| મંત્રીઓ : | ,, અંબુભાઈ કાશીભાઈ પટેલ | ,, |
| ,, | ,, મધુસૂદન છોટાલાલ શાહ | ,, |

ઈ. સ. ૧૯૫૨ના ગુજરાત પ્રદેશ કોંગ્રેસ સમિતિના બંધારણ મુજબ જિલ્લા તથા તાલુકા સમિતિઓની રચના અને તેના બંધારણના નિયમો નીચે મુજબના છે:

**૧૬. ૧. જિલ્લા સમિતિઓ નીચેના સભ્યોની બનશે: ક:** કોંગ્રેસના બંધારણની કલમ ૧૦ ગ, ૧૧ અને ૧૨ મુજબ હોદ્દાની રૂએ બનતા તથા એસોશિયેટ સભ્યો, તથા **ખ:** તાલુકા સમિતિઓના ચૂંટાયેલા પ્રમુખો પરંતુ તાલુકા સમિતિના પ્રમુખ જો કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે ચૂંટાયેલા હોય તો તાલુકા સમિતિ પોતાનામાંથી જેને ચૂંટી મોકલે તે.

પરંતુ જિલ્લા સમિતિના સભ્યોની સંખ્યા અગિયાર કરતાં ઓછી હશે તો પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ કલમ ૧૮ ૨ મુજબ તે જિલ્લાના તાલુકાઓની તથા પ્રતિનિધિઓની એકો જેટલી સંખ્યાની જે એડહોક સમિતિ નીમે તેના હોદ્દેદારો અને સભ્યો.

૨. કલમ ૩૦ ૩ મુજબ નિમાયેલી તાલુકા એડહોક સમિતિના પ્રમુખને પોતાની જિલ્લા સમિતિની તમામ સભાઓમાં હાજર રહેવા માટે આમંત્રણ આપવામાં આવશે, તેમ જ તેમાં તે ભાગ લઈ શકશે. પરંતુ તેમને મત આપવાનો અધિકાર રહેશે નહિ, તથા તે જિલ્લા સમિતિના હોદ્દેદાર તરીકે ચૂંટાઈ શકશે નહિ.

૩ પ્રદેશકોંગ્રેસ સમિતિનો દરેક સભ્ય પોતે જે વિસ્તારમા રહેતો હોય તે વિસ્તારની જિલ્લા કોંગ્રેસ સમિતિનો તથા તેના તાબાની ગમે તે એક કોંગ્રેસ સમિતિનો અધિક રની રૂએ સભ્ય બનશે કો બધારણની કલમ ૧૦ ગ

૪ ક પાર્લામેન્ટના જે સભ્યો સસદ પાર્લામેન્ટના કોંગ્રેસ પક્ષની કાર્યવાહક સમિતિમા હશે તેઓ મહાસમિતિના તેમ જ પોતે જ્યાં રહેતા હોય તે વિસ્તારની પ્રદેશ, જિલ્લા અને તેના હસ્તકની કોંગ્રેસ સમિતિઓના એસોશિયેટ સભ્યો બનશે

ખ સસદ પાર્લામેન્ટના કોંગ્રેસ પક્ષમાં સસદ પાર્લામેન્ટના જે સભ્યો હોય તેઓ પોતે જ્યાં રહેતા હોય તે વિસ્તારની પ્રદેશ, જિલ્લા અને તેના હસ્તકની કોંગ્રેસ સમિતિઓના એસોશિયેટ સભ્યો બનશે

ગ દરેક પ્રદેશ કોંગ્રેસ વિધાન મડળની કાર્યવાહક સમિતિના સભ્યો પોતે જ્યા રહેતા હોય તે વિસ્તારની પ્રદેશ, જિલ્લા અને તેના હસ્તકની કોંગ્રેસ સમિતિઓના એસોશિયેટ સભ્યો બનશે

ઘ વિધાન સભાના કોંગ્રેસી સભ્યો પોતે જે વિસ્તારમાં રહેતા હોય તે વિસ્તારની જિલ્લા તેમ જ તેના હસ્તકની કોંગ્રેસ સમિતિઓના એસોશિયેટ સભ્યો બનશે

પરતુ એસોશિયેટ સભ્યને મત આપવાનો અધિકાર રહેશે નહિ વધુમાં એસોશિયેટ સભ્ય થવા માટે ઓછામા ઓછા છેલ્લા બે વર્ષ કોંગ્રેસના પ્રાથમિક સભાસદની યાદીમા નામ હોવા ઉપરાત ક્રિયાશીલ સભાસદ હોવુ આવશ્યક ગણાશે

**નોંધ:** કોઈ પણ વ્યક્તિ એસોશિયેટ સભ્ય હશે તો તેથી સામાન્ય રીતે ચૂટણીથી રચાતી કોઈ પણ સમિતિના સભ્યપદ માટે ચૂટાઈ આવવામા બાધ આવશે નહિ કોંગ્રેસ બંધારણની કલમ ૧૧

૫ ક કોંગ્રેસની કારોબારી સમિતિએ વખતોવખત રચેલા અથવા માન્ય કરેલા દરેક સગઠનના એક પ્રતિનિધિને કોંગ્રેસની કારોબારી સમિતિ મહાસમિતિના સભ્ય તરીકે નીમી શકશે

ખ કોંગ્રેસની કારોબારી સમિતિએ વખતોવખત રચેલા અથવા માન્ય કરેલા દરેક સગઠનના એક પ્રતિનિધિને પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે નીમી શકશે કોંગ્રેસ બંધારણની કલમ ૧૨

**નોંધ:** કોંગ્રેસના બધારણની કલમ ૨ ૪ મુજબ બે લાખની વસતી ઉપરાતના જે શહેરોમા જિલ્લા સમિતિ રચવાની હોય ત્યા જિલ્લા સમિતિનો દરજ્જો હોવા છતા તેની રચના તથા ચૂટણી વગેરે માટે તેને તાલુકા સમિતિના નિયમો લાગુ પડશે પરતુ અમદાવાદ શહેર જિલ્લા સમિતિને આ નિયમ લાગુ પડશે નહિ

૧૭ જિલ્લા સમિતિના હોદ્દેદારો નીચે પ્રમાણે રહેશે — પ્રમુખ, ઉપપ્રમુખ, અને મત્રીઓ વધારેમાં વધારે ત્રણ

૧૮ ૧ જો જિલ્લા સમિતિના હોદ્દાની રૂએ બનતા તથા એસોશિયેટ સભ્યો સિવાયના સભ્યોની સખ્યા વીસ કરતા વધારે હશે તો જિલ્લા સમિતિના પ્રમુખ હોદ્દેદારો સહિત નવ સભ્યોની કાર્યવાહક સમિતિની નિમણૂક કરી શકશે.

૨ જો જિલ્લા સમિતિના હોદ્દાની રૂએ બનતા તથા એસોશિયેટ સભ્યો સિવાયના સભ્યોની સખ્યા હોદ્દેદારો સહિત અગિયાર કરતાં ઓછી હશે તો તે જિલ્લા માટે પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ એડહૉક જિલ્લા સમિતિની તથા તેના હોદ્દેદારોની નિમણૂક કરશે આવી સમિતિમા પ્રતિનિધિઓ તથા તાલુકા સમિતિના ચૂટાયેલા પ્રમુખોનો સમાવેશ કરવો આવશ્યક રહેશે આ બધારણમા મર્યાદિત કર્યા સિવાયના, એડહૉક જિલ્લા સમિતિના તથા તેના હોદ્દેદારોના બાકીના અધિકારો અને જવાબદારીઓ બીજી જિલ્લા સમિતિઓ જેટલા રહેશે

૩ એડહૉક જિલ્લા સમિતિનો દરેક સભ્ય પ્રાથમિક સભાસદ ઉપરાંત ક્રિયાશીલ સભાસદ માટે ઠરાવેલી લાયકાત પૈકી નીચે મુજબની લાયકાતવાળો હોવો જરૂરી રહેશે

૧ તેની ઉમર ૨૧ અગર તેથી વધુ વર્ષની હોવી જોઈએ ૨ તે હાથે કાતેલા સૂતરમાથી હાથસાળ પર વણેલી ખાદી નિયમિત રીતે કાયમ પહેરનાર હોવો જોઈએ ૩ તે માદક પદાર્થોનુ સેવન કરતો ન હોવો જોઈએ, ૪ કોઈ પણ સ્વરૂપ કે પ્રકારની અસ્પૃશ્યતાનો તેણે ત્યાગ કરેલો હોવો જોઈએ ૫ જ્ઞાતિ, ધર્મ કે લિંગના ભેદભાવ વિના બધાને સરખી તક અને દરજ્જો મળે તેમા તે માનતો હોવો જોઈએ ૬ તે કોમી એકતામા માનનારો અને બીજા ધર્મ પ્રત્યે આદરભાવ રાખનારો હોવો જોઈએ ૭ તે એવા કોઈ કોમી રાજકીય પક્ષનો કે બીજા રાજકીય પક્ષનો સભ્ય ન હોવો જોઈએ, કે જે પક્ષનુ અલગ બધારણ અને કાર્યક્રમ હોય અને જેના અલગ સભ્યો નોધાતા હોય

૧૯ આ બધારણમા જ્યા જિલ્લા સમિતિની કાર્યવાહક સમિતિનો ઉલ્લેખ કરવામા આવ્યો હોય ત્યા જો જિલ્લામા કાર્યવાહક સમિતિ ન હોય તો તેને બદલે જિલ્લા સમિતિ વાંચવુ

૨૦. ૧ : કોંગ્રેસના પ્રતિનિધિઓની ચૂંટણી બાદ બે માસમાં ઉપરની કલમ ૧૬ની પેટા કલમ ૧ મુજબ બનેલી જિલ્લા સમિતિ પોતાની પહેલી બેઠકમાં હોદ્દેદારોની ચૂંટણી કરશે. તથા આ બંધારણની કલમ ૬૭ બ મુજબ જિલ્લા ચૂંટણી પંચની ચૂંટણી નામાવલિ પેનલની તેમાં પસંદગી કરશે અને જિલ્લા સમિતિના પ્રમુખ બંધારણ અનુસાર શક્ય હોય તો હોદ્દેદારો સહિત નવ સભ્યોની કાર્યવાહક સમિતિની નિમણૂક કરશે.

૨ : કોઈ કારણસર ઉપર મુજબ હોદ્દેદારોની ચૂંટણી નહિ થાય તો પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ આવી ચૂંટણી માટે પ્રબંધ કરી શકશે અથવા કામચલાઉ હોદ્દેદારો નીમી શકશે.

૩. ઉપરની પેટા કલમ ૧ મુજબ બેલાવવામાં આવેલી જિલ્લા સમિતિની પહેલી સભામાં તથા પ્રતિનિધિની ચૂંટણી ન થઈ હોય તે વરસમાં હિસાબી વર્ષ શરૂ થયા પછી એક માસની અંદર બોલાવવામાં આવેલી જિલ્લા સમિતિની સામાન્ય સભામાં ગત વર્ષનો અહેવાલ તથા નવા વર્ષનું અંદાજપત્ર મંજૂરી માટે રજૂ કરવામાં આવશે.

૨૧. ૧ : કોંગ્રેસની કારોબારી સમિતિ, મહાસમિતિ, તથા પ્રદેશ કોંગ્રેસ સમિતિએ ઠરાવેલી નીતિ અને કાર્યક્રમને અનુસરીને જિલ્લા સમિતિ પોતાના વિસ્તારમાં કાર્ય કરશે અને પોતાના તાબાની બધી સમિતિઓને આદેશ, દોરવણી તથા સલાહ આપશે તેમ જ તેમના હિસાબ ઉપર કાબુ રાખશે અને તેમનાં અંદાજપત્રો મંજૂર કરશે.

૨ : જિલ્લા સમિતિ પોતાનો હિસાબ બરાબર રાખશે અને વખતોવખત પ્રદેશ કોંગ્રેસ સમિતિ તરફથી માગવામાં આવે તેવી રીતે તેની વિગતો સાથે તેનો હિસાબ પૂરો પાડશે.

૩ : પોતાની હકૂમતમાં આવેલી દરેક કોંગ્રેસ સમિતિ કોંગ્રેસના બંધારણને અનુસરીને પ્રવૃત્તિ કરે તે જોવાની મુખ્ય ફરજ જિલ્લા સમિતિની છે.

૨૨. ૧ : જિલ્લા સમિતિના સભ્યોની સામાન્ય સભા દર ત્રણ માસે ઓછામાં ઓછી એક વખત બોલાવવામાં આવશે અને તેમાં સામાન્ય કાર્યો ઉપરાંત જિલ્લાનો ત્રિમાસિક અહેવાલ તથા હિસાબ રજૂ કરવામાં આવશે.

૨ : જિલ્લા સમિતિની કાર્યવાહક સમિતિની સભા દર બે માસે ઓછામાં ઓછી એક વખત બોલાવવામાં આવશે.

૨૩. ૧ : પોતાના જિલ્લામાં કોંગ્રેસના પ્રાથમિક તેમ જ ક્રિયાશીલ સભાસદો નોંધવાની તથા તેમની પ્રમાણભૂત યાદીઓ તૈયાર કરવા માટેની તમામ વ્યવસ્થા જિલ્લા સમિતિ કરશે. પ્રાથમિક તેમ જ ક્રિયાશીલ સભાસદોના લવાજમના હિસાબની અને કોંગ્રેસના બંધારણ અનુસાર તેની ફાળવણીની જવાબદારી જિલ્લા સમિતિની રહેશે.

૨ : દરેક જિલ્લા અને તાલુકા કોંગ્રેસ સમિતિ પોતાના વિસ્તારમાં નોંધાયેલા કોંગ્રેસના પ્રાથમિક તેમ જ ક્રિયાશીલ સભાસદોનાં નામ, ઠેકાણાં, ઉંમર, ધંધો, નોંધ્યા તારીખ વગેરેનું રજિસ્ટર રાખશે. જિલ્લામાં કોંગ્રેસના નોંધાયેલા સભાસદોનાં ફોર્મ કાઉન્ટર ફોઈલ્સ જિલ્લા સમિતિની કચેરીમાં જાળવવામાં આવશે. દરેક જિલ્લા સમિતિ જિલ્લાના ક્રિયાશીલ સભાસદોની બે આધારભૂત યાદીઓ પ્રદેશ કોંગ્રેસ સમિતિને પૂરી પાડશે.

ઉપર પેટા કલમ ૧ અને ૨ અંગે પ્રદેશ કોંગ્રેસ સમિતિના મંત્રી વખતોવખત સૂચનાઓ આપી શકશે.

### તાલુકા સમિતિઓ[1]

૨૪. ૧ : સરકારી વહીવટી તાલુકાઓ, મહાલો, અગર પેટા મહાલોના વિસ્તારો માટે પરિશિષ્ટ ૨માં દર્શાવેલ તાલુકા સમિતિઓ કામ કરશે. દરેક તાલુકા સમિતિની હકૂમત નીચે તેના વિસ્તારમાંની ગ્રામ અગર મહોલ્લા સમિતિઓના વિસ્તારો તથા કચેરીઓનાં સ્થળો પરિશિષ્ટ ૨ માં જણાવ્યા પ્રમાણે રહેશે.

૨ : પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ સંબંધ ધરાવતી સમિતિઓના અભિપ્રાય જાણીને એક તાલુકા અગર મહાલના વિભાગ કરીને અથવા બે અગર વધુ તાલુકાઓ અગર મહોલ્લો અગર તેમના ભાગો કરીને તે માટે તાલુકા સમિતિ રચવાનું ઠરાવી શકશે.

૨૫. ૧ : જે તાલુકામાં ઓછામાં ઓછા બસો પ્રાથમિક સભાસદો નોંધાયા હશે તેમાં તાલુકા સમિતિ રચી શકાશે.

૨ : આ બંધારણની કલમ ૩૨ ૩ અનુસાર નોંધાયેલા પ્રાથમિક સભાસદો જે ૨૧ વર્ષ અગર તેથી વધુ ઉંમરના હશે અને જો ઠરાવેલી મુદતની અંદર તાલુકામાં કોંગ્રેસના ક્રિયાશીલ સભાસદ તરીકે નોંધાયા હશે તો તેમનાં નામો તાલુકાના ક્રિયાશીલ સભાસદોની યાદીમાં દાખલ કરવામાં આવશે. ક્રિયાશીલ સભાસદોની યાદીમાં જેમનાં નામ ચાલુ હશે અને જે સમિતિના વિસ્તારમાં રહેતા હશે અગર ધંધો કરતા હશે તે તાલુકા સમિતિના સભ્યોની ચૂંટણીમાં તે ઉમેદવારી કરી શકશે.

---

૧. આ બંધારણમાં જેનો તાલુકા સમિતિના નામથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે તેને કોંગ્રેસના બંધારમાં દર્શાવેલી મધ્યમ સમિતિ ગણવામાં આવશે.

૩ : આ બંધારણની કલમ ૩૨ ૩ મુજબ તાલુકાના વિસ્તારમાં ઠરાવેલી મુદતમાં જે પ્રાથમિક સભાસદ તરીકે નોંધાયા હશે અને તેમનાં નામો જે તાલુકાના પ્રાથમિક સભાસદોની યાદીમાં ચાલુ હશે તે એમાંથી ગમે તે એક સ્થળવાળી તાલુકા સમિતિના સભ્યોની ચૂંટણીમાં તે મત આપી શકશે.

૨૬. ૧ : તાલુકા સમિતિના હોદ્દેદારો નીચે પ્રમાણે રહેશે : પ્રમુખ, ઉપપ્રમુખ, જરૂર લાગે તો મંત્રી, એથી વધારે નહિ.

૨ : દરેક તાલુકા સમિતિના સભ્યોની સંખ્યા, કોંગ્રેસના બંધારણની કલમ ૧૦ ગ, ૧૧ અને ૧૨ મુજબ હોદ્દાની રૂએ બનતા તથા એસોશિયેટ સભ્યો તરીકે આવે તે ઉપરાંત, વધુમાં વધુ વીસની રહેશે. આ સંખ્યા કેટલી રાખવી તે તાલુકા સમિતિની પ્રથમ રચના વખતે જિલ્લા સમિતિની કાર્યવાહક સમિતિ મુકરર કરશે. બીજી નવી તાલુકા સમિતિ રચાય ત્યાં સુધી આ સંખ્યામાં ફેરફાર કરી શકાશે નહિ.

૨૭ : પ્રદેશ કોંગ્રેસ સમિતિનો દરેક સભ્ય પોતે જે વિસ્તારમાં રહેતો હોય તે વિસ્તાની જિલ્લા કોંગ્રેસ સમિતિનો તથા તેના તાબાની ગમે તે એક કોંગ્રેસ સમિતિનો અધિકારની રૂએ સભ્ય બનશે. કોંગ્રેસ બંધારણની કલમ ૧૦ ગ.

પરંતુ, જો એક વહીવટી જિલ્લામાં બે જિલ્લા કોંગ્રેસ સમિતિઓ રચવામાં આવી હશે અને બંને જિલ્લા કોંગ્રેસ સમિતિઓનાં મુખ્ય મથકો એક સ્થળે હશે તો પ્રદેશ કોંગ્રેસ સમિતિનો સભ્ય એમાંથી ગમે તે એક જિલ્લા સમિતિના સભ્ય રહેવા માટે પસંદગી કરી શકશે.

૨૮. તાલુકા સમિતિની સામાન્ય સભા દર બે માસે ઓછામાં ઓછી એક વખત બોલાવવામાં આવશે. તે વખતે સામાન્ય કામકાજ ઉપરાંત મંત્રી પોતાના અહેવાલ તથા હિસાબ રજૂ કરશે.

૨૯. ૧ : કોંગ્રેસની કારોબારી સમિતિ, મહાસમિતિ અને પ્રદેશ કોંગ્રેસ સમિતિએ ઠરાવેલ કાર્યક્રમ અને નીતિને અનુસરીને જિલ્લા સમિતિએ કરેલી સૂચના અનુસાર દરેક તાલુકા સમિતિ પોતાના વિસ્તારની ગ્રામ અને મહોલ્લા સમિતિઓ દ્વારા કોંગ્રેસના તેમ જ આ બંધારણમાં ઠરાવ્યા પ્રમાણે જરૂરી વિગતોવાળાં દફતરો રાખવાની તથા રખાવવાની વ્યવસ્થા કરશે, તેમ જ જિલ્લા સમિતિનો તથા જિલ્લા સમિતિ મારફત પ્રદેશ કોંગ્રેસ સમિતિને હકીકતપત્રો, અહેવાલો વગેરે પૂરાં પાડશે.

૨ : દરેક તાલુકા સમિતિ પોતાના હિસાબ બરાબર રાખશે અને વખતોવખત જિલ્લા સમિતિ માગે તેવી રીતની વિગતો સાથે તેને હિસાબ પૂરો પાડશે.

૩૦. ૧. કોંગ્રેસના પ્રતિનિધિઓની ચૂંટણી પછી વહેલામાં વહેલી તકે પ્રદેશ કોંગ્રેસ સમિતિના મંત્રી નક્કી કરે તે તારીખે કલમ ૨૫ અનુસાર તાલુકા સમિતિની ચૂંટણી કરવામાં આવશે. તાલુકા સમિતિની ચૂંટણી બાદ પંદર દિવસમાં તે સમિતિ પોતાના સભ્યોમાંથી હોદ્દેદારોની ચૂંટણી કરશે.

૨ : તાલુકા સમિતિના ચૂંટાયેલા પ્રમુખ જો કોંગ્રેસના પ્રતિનિધિ હશે તો તાલુકા સમિતિના સભ્યો પૈકી જે કોંગ્રેસના પ્રતિનિધિ નહિ હોય તેવા એક સભ્યને તાલુકા સમિતિ તરફથી જિલ્લા સમિતિમાં મોકલવા માટે હોદ્દેદારોની ચૂંટણીના દિવસે જ તાલુકા સમિતિ ચૂંટશે.

૩ : કોઈ પણ કારણસર ઉપર મુજબ તાલુકા સમિતિના સભ્યોની ચૂંટણી થશે નહિ તો જિલ્લા સમિતિની ભલામણથી પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિ લાગતાવળગતા તાલુકા માટે વધુમાં વધુ ૭ માસ માટે એડહોક તાલુકા સમિતિ નીમી શકશે.

૩૧. ઉપર કલમ ૩૦ (૧)માં જણાવેલી તાલુકા સમિતિની ચૂંટણી માટેની તમામ વ્યવસ્થા પ્રદેશ કોંગ્રેસ સમિતિની કાર્યવાહક સમિતિની સૂચના અનુસાર જિલ્લા સમિતિના પ્રમુખ કરશે.

**કાર્ય** : ગાંધીજીના આગમન પછી કોંગ્રેસ યાને મહાસભા આ બે શબ્દો સમગ્ર દેશના અને જિલ્લાના જાહેર જીવનમાં રાષ્ટ્રીયત્વ, સેવા, ત્યાગ, આ બધાંના પ્રતીકરૂપે બની ગયા હતા. છેક ૧૯૧૭થી ૧૯૪૭માં જ્યારે સ્વરાજ્ય આવ્યું ત્યાં સુધી આખીયે સંસ્થાની મુખ્ય પ્રવૃત્તિ દેશમાંથી પરદેશી રાજ્યને દૂર કરી સ્વરાજ્યની સિદ્ધિ કરવા પાછળ કેન્દ્રિત થઈ હતી.

સૌ પ્રથમ ૧૯૧૭માં ખેડા સત્યાગ્રહથી માંડીને એક પછી એક જ્યારે જ્યારે જરૂર પડી ત્યારે આ સંગઠન દ્વારા હજારો કાર્યકરોએ પ્રજાના એક એક પ્રશ્નને ઉકેલવા, એની એક એક મુસીબતમાં ઊભા રહેવા પ્રયત્ન કર્યો હતો.

ખાદી, ગ્રામોદ્યોગ, સ્વદેશી, અસ્પૃશ્યતાનિવારણ, રાષ્ટ્રીય કેળવણી, દારૂનિષેધ, ગોસેવા : આ બધી રચનાત્મક પ્રવૃત્તિઓ પાછળ કોંગ્રેસનું ધ્યાન હમેશાં કેન્દ્રિત થયેલું હતું.

આ સાથે જ ખેડૂતોના આર્થિક પ્રશ્નોનો ઉકેલ, દુષ્કાળનાં વર્ષોમાં રાહત, રેલસંકટમાં રાહત, રોગચાળા પ્રસંગે રાહત,

આ બધા જનતાની એક યા બીજી મુશીબતોમા એની સાથે ઊભા રહી એને શક્ય તેટની મદદ આપી સેવા કરવાના કાર્યો હમેશા કોંગ્રેસ મારફતે એના કાર્યકરો કરતા આવ્યા છે

એ જ રીતે જ્યારે જ્યારે દેશમા સ્વરાજ્યની લડતો થઈ ત્યારે સેકડો ને હજારોની સખ્યામા સર્વસ્વ હોમી દઈ કાર્યકરો ને પ્રજાજનો જેલમા જઈને બેઠા હતા

આ બધા કાર્યો અને ત્યાગને પરિણામે સ્વરાજ્યની ભૂમિકા ઊભી થઈ અને સને ૧૯૪૭મા સ્વરાજ્ય આ દેશને મળ્યુ

સૌ પ્રથમ ૧૯૩૬મા પ્રથમ પ્રાતિક સ્વરાજ્ય હેઠળ ચૂટણીઓ થઈ ત્યારથી કોંગ્રેસે રીતસર એક રાજકીય પક્ષ તરીકે બધારણીય માર્ગે પણ ધારાસભાઓમા જઈ કામ કરવાનો નિર્ણય કરેલો આ જિલ્લામા પણ પ્રજાએ તે વખતે ઇનાકાની ધારાસભામા પણ કોંગ્રેસના જ પસદ કરેના પ્રતિનિધિઓને ચૂટી મોકલેના

એ પછી ૧૯૪૫ અને ૧૯૫૧મા ચૂટણીઓ થઈ આ બન્ને ચૂટણીઓમા પણ કોંગ્રેસે ભાગ લીધો અને આ જિલ્લાની પ્રજાએ કોંગ્રેસના પ્રતિનિધિઓને દેશની પાર્લામેન્ટ તથા ધારાસભામા ચૂટીને મોકલી આપ્યા છે

સ્વરાજ્ય આવ્યા પછી એક બાજુ જે રચનાત્મક પ્રવૃત્તિ હતી તે તો ચાલે જ છે બીજી બાજુ સરકાર પણ કોંગ્રેસ પક્ષની જ છે. આથી સરકારી નીતિને કોંગ્રેસના સિદ્ધાતો પ્રમાણે ઘડવી અને જે નીતિ નિર્ધારિત કરી નિર્ણયો સરકાર લે તેને અમલી બનાવવામા સહાય કરવી, સરકારના કાર્યોને પ્રજા સુધી પહોચાડવા, આ બધુ કાર્ય એક રાજકીય પક્ષ તરીકે જુદી જુદી સરકારી પ્રવૃત્તિઓમા સહાય આપીને અને સીધી રીતે કોંગ્રેસ કરે છે

સ્થાનિક સ્વરાજ્યની સસ્થાઓ, જિલ્લા લોકલ બોર્ડ અને જિલ્લા શાળા મડળમા કોંગ્રેસ પક્ષ તરીકે મોટી બહુમતીમા છે અને વર્ષોથી એનો વહીવટ કરે છે

સરકાર નિયુક્ત અનેક કમિટીઓમાં કોંગ્રેસ કાર્યકરો કામ કરે છે

સ્વરાજ્ય આવતાની સાથે રાષ્ટ્રીય વિકાસના કાર્યો ખૂબ મોટા પાયા ઉપર સરકાર તરફથી હાથ લેવાયા છે આ કાર્યોમા સહકારી પ્રવૃત્તિ એ એક અતિ મહત્ત્વનુ અગ બની છે પરિણામે જિલ્લાના ઘણા કોંગ્રેસ કાર્યકરોનુ આ પ્રવૃત્તિ એક મહત્ત્વનું કાર્ય બની છે

**સેવાદળ:** જિલ્લા કોંગ્રેસ સમિતિનો એક વિભાગ તે કોંગ્રેસ સેવાદળનો છે પ્રદેશ કોંગ્રેસ સમિતિએ આ માટે ખાસ સેવાદળનું બોર્ડ રચેલુ છે દરેક જિલ્લા સમિતિઓનું પણ સેવાદળનુ કાર્ય જિલ્લામા કોંગ્રેસ સમિતિ તરફથી પોતાના એક હોદ્દેદારને સોપેલુ છે, અને એ જ રીતે દરેક તાલુકામા પણ સેવાદળ ચાલે તે માટે તાલુકા સમિતિના એક એક કાર્યકરને એક કામ સોપવામા આવેલુ છે

આ ઉપરાત કોંગ્રેસ સેવાદળ સગઠન તરફથી જિલ્લાવાર એક એક સગઠક નિયુક્ત કરવામા આવ્યા છે જે તાલુકામા સેવાદળના કાર્ય કરનાર કાયમી સગઠકનો તાલુકા કોંગ્રેસ કમિટી સાથે મળીને નિયુક્ત કરવાનો પ્રબધ કરે છે

કોંગ્રેસ સેવાદળ મુખ્યત્વે તમામ પ્રકારના વિદ્યાર્થીઓ, યુવાનો વગેરેને કરવાના કોંગ્રેસના કાર્યો કરે છે નવા યુવાન કાર્યકરોને તૈયાર થવા માટેની તાલીમની ભૂમિકા ઊભી કરે છે બાળકો, કિશોરો ને યુવાનોમા સાચી સેવાની રાષ્ટ્રીય ભાવનાને તાલીમબદ્ધ બનાવવાનુ કાર્ય કરે છે એના તરફથી તાલીમ કેન્દ્રો ચલાવવામા આવે છે, વર્ગો ગોઠવવામા આવે છે, શ્રમયજ્ઞો, પર્યટનો વગેરે કાર્યો અવારનવાર કરવામાં આવે છે

### સરકારી તંત્રમાં:

આ જિલ્લાના સુપુત્રોમાથી ૧૯૨૪મા સ્વરાજ્ય પક્ષ તરફથી ચૂટાઈને વડી ધારાસભામા ગયેલા સ્વ શ્રી વિઠ્ઠલ ભાઈ ઝવેરભાઈ પટેલ સૌ પ્રથમ છેક ૧૯૨૫ની સાલમા વડી ધારાસભાના સ્પીકર બન્યા હતા

એ પછી સ્વરાજ આવતા કોંગ્રેસે ૧૯૩૬મા સૌ પ્રથમ રાજકીય સત્તા પ્રાતિક શાસન ધારા હેઠળ હાથમા લીધી એ વખતે સૌ પ્રથમ કોંગ્રેસે પોતાના ઉમેદવારો પસદ કરવાને, જુદા જુદા પ્રાતોમા કોંગ્રેસને બહુમતી મળે ત્યા સરકારો રચાય તેના ઉપર દેખરેખ રાખવા કોંગ્રેસ મહાસમિતિએ એક પાર્લામેન્ટરી બોર્ડ રચેલુ આ બોર્ડના વડા તરીકેની ફરજ આ જિલ્લાના સુપુત્ર સરદાર શ્રી વલ્લભભાઈ પટેલને સુપ્રત થઈ હતી

સ્વરાજ્ય આવ્યા પછી ૧૯૪૭માં સૌ પ્રથમ રાષ્ટ્રીય સરકારની રચના થઈ તેમાં ભારત સરકારના ડેપ્યુટી વડા પ્રધાન તરીકે સરદાર પટેલની નિયુક્તિ થઈ અને એમણે કરેલી રાજ્યોની વિલીનીકરણની અદ્ભુત કામગીરી જગ જાહેર છે

૧૯૪૮મા મુબઈ રાજ્યના પ્રધાનમડળમા આ જિલ્લાના વતની શ્રી બાબુભાઈ જશભાઈ પટેલની સૌ પ્રથમ વડા પ્રધાનના પાર્લામેન્ટરી મત્રી તરીકે નિયુક્તિ થઈ અને ૧૯૫૧થી નવી ચૂટણીઓ પછી નવેસરથી પ્રધાનમડળ રચાયુ ત્યારથી

ઓનો વિકાસ થનાર નથી, રાષ્ટ્રના નવસર્જન માટે જરૂરી એવુ માનસિક વાતાવરણ તૈયાર થનાર નથી તેથી નીચે રજૂ કરેલ કાર્યક્રમ ઉપર બરાબર ધ્યાન આપવાની જરૂર છે

**જમીન બાબત :** પક્ષ માને છે કે જમીનદારી પ્રથાનો વગર વળતરે જનદીમા જલદી અત લાવવો જોઈએ ૨ ૧૦૦ એકર કે એથી ઓછી જમીનવાળાઓને ૧૦ વર્ષ સુધી વાજબી ભાડુ આપવામા આવશે ૩ એક ખેડૂતને કુટુબ દીઠ ઓછામા ઓછી ૧૨॥ એકર તથા વધુમા વધુ ૩૦ એકર જમીન રાખવા દેવી જોઈએ વધારાની જપ્ત કરેલ જમીન જમીનવિહોણા ખેડૂતો વચ્ચે વહેચી આપવામા આવશે ૪ ગણોતિયા ખેડૂતોને તેઓ ખેડતા હશે તે જમીનોના સપૂર્ણ અધિકાર આપવામા આવશે ૫ જાતે ખેતી નહિ કરનાર જમીન રાખી શકશે નહિ ૬ ખેડૂત-સરકાર વચ્ચેના સીધા સબધોની વચ્ચે આવતા તમામ બળોને નાબૂદ કરવા પડશે ૭ ગ્રામ પચાયતો અને ખરીદ-વેચાણ સહકારી સસ્થાઓને મુખ્ય સ્થાન રહેશે ૮ જમીનનું ઉત્પાદન વધારવા ભૂમિ-સેના ઊભી કરવી જોઈએ ભૂમિ-સેના દ્વારા ખેતી લાયક બનાવવામા આવશે ૯ ભૂમિ-સેના દ્વારા કૂવા, તળાવ, ખાતરના ખાડાઓ ખોદાવવામા આવશે તથા નાની નહેરો તથા રસ્તાઓ તૈયાર થઈ શકશે

**ઉદ્યોગ** દેશની ઉત્પાદન શક્તિને વેગ આપવા દેશના તમામ મોટા મોટા ઉદ્યોગોનુ સામાજીકરણ થવુ જોઈએ મતલબ કે બેંકો, વીમા કપનીઓ, લોખડ, વીજળી, ખાણો અને રાસાયણિક વગેરે કારખાનાની માલિકી રાજ્યની થવી જોઈએ તથા અત્યારે એ હસ્તુ ચાલતા કાપડ, સિમેન્ટ તથા ખાડના ઉદ્યોગોનુ પણ સામાજીકરણ થવુ જોઈએ બાકીના નાના ઉદ્યોગોને ખાનગી માલિકીના રાખવામા આવશે ગૃહઉદ્યોગોને રાજ્ય દ્વારા ખાસ ઉત્તેજન અપાવવુ જોઈએ જે ઉદ્યોગોનુ રાષ્ટ્રીયકરણ કરવામા આવશે તેનો જનતાના સરકારી કોરપોરેશનો તથા મ્યુનિસિપાલિટી જેવી સસ્થાઓ સહકારથી વહીવટ કરશે આ વહીવટી ઉદ્યોગના તત્રોમા ઉદ્યોગના કારીગરોને પણ પ્રતિનિધિત્વ અપાશે જોઈન્ટ સ્ટોક કપનીઓના વહીવટમા પણ કારીગરોનુ પ્રતિનિધિત્વ ફરજિયાત રહેવુ જોઈએ

**આર્થિક સમાનતા :** ૧ રાજાઓના સાલિયાણા બધ થઈ જવા જોઈએ ૨ રાજ્ય પ્રમુખોની પદવીઓ રદ થવી જોઈએ ૩ વ્યક્તિગત માસિક કમાણીનુ અતર ૧ થી ૧૦ નુ રહેવુ જોઈએ એટલે દેશની કોઈ પણ વ્યક્તિને ઓછામા ઓછી આવક કરતા ૧૦ ગણી વધુ માસિક આવક રહેશે નહિ ૪ નીચે પ્રમાણે કેપીટલ લેવી મૂડી વેરો નાખવો જોઈએ, ૫ લાખ સુધી માફી નહિ ૫ થી ૧૦ લાખવાળા ઉપર ૨૦ ટકા, ૧૦ થી ૫૦ લાખવાળાઓ ઉપર ૫૦ ટકા, ૫૦ થી ૧ કરોડવાળાઓ ઉપર ૮૦ ટકા તથા ૧ કરોડથી વધુ મૂડીવાળા ઉપર ૮૦ ટકા મૂડીવેરો વસૂલ કરવો જોઈએ

**બધારણમાં ફેરફાર :** મુઠ્ઠીભર માલદારોના માલિકી હક્કોને કાબૂમા લાવવા તેમ જ જનતાની સ્વતત્રતાને વધુ તક આપવા બધારણમા ફેરફારો થવા જોઈએ

**ભાષાવાર પ્રાન્તો :** અત્યારના રાજ્યોની જગ્યાએ ભાષાવાર પ્રાતો રચાવા જોઈએ આવા પ્રાતોની સરખી સત્તાઓ રહેવી જોઈએ

બ્રિટિશ કોમનવેલ્થમાથી ભારતે છૂટા થઈ જવુ જોઈએ

**પરદેશનીતિ** પ્રજા સમાજવાદીઓ માને છે કે રશિયા અને અમેરિકા-બ્રિટનના જૂથના ઝઘડાઓમા ભારતે માથુ મારવુ જોઈએ નહિ ઈન્ડોનેશિયાથી ઇજિપ્ત સુધીના દેશો વચ્ચે સયુક્ત સરક્ષણ યોજના ઘડાવી જોઈએ અર્થાત કે એશિયાના દેશોનું બીજુ બળ ઊભુ કરવુ જોઈએ

**પ્રતિનિધિઓને પાછા બોલાવવાનો હક્ક :** સામાન્ય ચૂટણીઓમા જાહેર કર્યા મુજબ પ્રજાસમાજવાદી પક્ષ માને છે કે જનતાનું સર્વાભૌમત્વ સિદ્ધ કરવા મતદારોને પોતાના ચૂટેલા પ્રતિનિધિઓને પાછા બોલાવવાનો હક્ક છે

**જિલ્લામા પક્ષ :** ખેડા જિલ્લામા આ પક્ષ હજુ બાલ્યાવસ્થામા છે છતા આ પક્ષે ધીરેધીરે પ્રગતિ કરી છે અત્યારે એની શાખાઓ ૧ નડિયાદ ૨ પેટલાદ, ૩ બાલાશિનોર ૪ કપડવજ, ૫ આણદ, ૬ ડાસરા, આ ૭ તાલુકાઓમા છે અને જિલ્લા પક્ષની સભ્ય સખ્યા અત્યારે (૨૦૦૦) બે હજારથી વધુ છે

તાલુકાવાર પ્રવૃત્તિઓનો ટૂ કો અહેવાલ નીચે મુજબ છે –

**નડિયાદ તાલુકો :** શહેરમા જ થોડીક પ્રવૃત્તિઓ થઈ છે થોડાક ગામડાનો સપર્ક સધાઈ રહ્યો છે

પક્ષના અન્નસત્યાગ્રહ વખતે ૨૫ જુવાન કાર્યકરોએ **સત્યાગ્રહ કર્યો હતો.** અત્યારે ૨૦-૨૫ જુવાનોનુ જૂથ છે

**પેટલાદ તાલુકો :** કિસાન તેમ જ મજદૂર બને મોરચે કામ ચાલી રહ્યુ છે છેલ્લા ૪ વર્ષથી મજદૂર સભા મજદૂરોમા જાગૃતિ લાવી રહેલ છે લગભગ ૧૩૦૦ સભાસદો છે અગાઉ મત્રી તરીકે સાથી રતિભાઈ ધ્રુવ કામ કરતા

જિલ્લા પક્ષ પાસે અત્યારે પૂરા સમયના છ કાર્યકરો છે. અધૂરા સમયના લગભગ ૫૦ છે.

જિલ્લા પક્ષ પાસે પોતાનું એક પણ મકાન નથી, જમીન નથી, સ્થાવર જંગમ મિલકત પણ નથી. ભાડાની ઓફિસો છે. જરૂરી નાણાંના અભાવે પક્ષ વધુ કાર્યકરો રોકી શકતો નથી.

**પ્રજા સમાજવાદી પક્ષ :** તા. ૨૬–૨૭–૯–'૫૨ના દિવસોમાં આચાર્ય કૃપલાણીજીના કૃષક મજદૂર–પ્રજાપક્ષ તથા અ. હિં. સમાજવાદી પક્ષનું જોડાણ થવાથી સમાજવાદી પક્ષને બદલે હવે આ નવો પક્ષ પ્રજા સમાજવાદી પક્ષના નામથી જાણીતો બન્યો છે. અ હિં. પક્ષના પ્રમુખ આચાર્ય કૃપલાનીજી છે તથા મહામંત્રી સાથી લોહીઆ છે.

**ખેડા જિલ્લા સોશ્યાલિસ્ટ** પાર્ટીના જન્મ વખતે જેઓ મંત્રી તરીકે હતા તે જ સાથી નટવર મોદી પ્રજા સમાજવાદી પક્ષના મંત્રી છે ને સહમંત્રી સાથી ઇબ્રાહીમભાઈ વહોરા એડવોકેટ છે.

જિલ્લા પક્ષના મંત્રી સાથી નટવર મોદી–ગુજરાત પ્રજા સમાજવાદી પક્ષના સહમંત્રી તથા ગુજરાત કિસાન પંચાયતના જોડિયા મંત્રી પણ છે.

---

**આધાર :** શ્રી. નટવરલાલ મોદીએ આપેલી માહિતી ઉપરથી.

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો : પ્રદેશ દર્શન

## ખંડ પાંચમો

## સમાજવ્યવસ્થા

### ૧

**મુખ્ય લક્ષણોનો પરિચય:** આ પુસ્તકમાં પૃષ્ઠ ૪૮૨ ઉપર આપેલા નવા રાજ્યબંધારણના મૂળભૂત આદર્શો અને સિદ્ધાંતોનો ધ્યાનપૂર્વક અભ્યાસ કરતાં જણાશે કે એ બંધારણમાં તમામ પુરુષો તેમ જ સ્ત્રીઓને સરખા હક અને સરખી તકો મળે એ પ્રકારની રાજ્યવ્યવસ્થા તેમ જ સમાજવ્યવસ્થા રચવાનું ધ્યેય સ્વીકારાયું છે. આ ધ્યેયની દૃષ્ટિએ આ જિલ્લાના લોકોની સમાજવ્યવસ્થા અંગેની મહત્ત્વની માહિતી આ ખંડમાં આપવાનો ઇરાદો છે.

**સમાજવ્યવસ્થા: આર્થિક અને સાંસ્કારિક વર્ગીકરણ:** સમાજવ્યવસ્થાને વિવિધ રીતે વર્ણવવાનો રિવાજ છે. દા. ત. આ પુસ્તકમાં જનસંખ્યા વિષેનાં પ્રકરણોમાં જિલ્લાની વસતીને ગ્રામવાસી તથા નગરવાસી એવા બે પ્રકારોમાં વહેંચવામાં આવી છે. વળી એનું ધંધાવાર વર્ગીકરણ કરવામાં આવ્યું છે. શિક્ષિત અને અશિક્ષિત એવા વર્ગો પણ પાડવામાં આવ્યા છે. આ વર્ગીકરણ કરવાનો હેતુ હાલના અર્થશાસ્ત્ર પ્રમાણે સમાનતાના ધોરણે ન્યાયી અર્થરચનાની દૃષ્ટિએ લોકસ્થિતિનો અભ્યાસ કરવાનો હોય છે. બીજી રીતે જોઈએ તો પૃષ્ઠ ૨૨૫ ઉપર આ જિલ્લાની વસતીનું વર્ગીકરણ ધાર્મિક કોમો પ્રમાણે કરવામાં આવ્યું છે. એમાં હિંદુ કોમ એ આ જિલ્લાની સૌથી મોટી વસતીવાળી કોમ છે. જૈન કોમોનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. તે સિવાય મુસલમાન અને હિંદી ખ્રિસ્તી એ આ જિલ્લાની બીજી મહત્ત્વની કોમો છે અને બાકી રહેલી પરચૂરણ કોમોમાં શીખ, બૌદ્ધ, પારસી, યહૂદી વગેરેનો સમાવેશ થાય છે. આ ઇતર કોમોની સંખ્યા આ જિલ્લામાં ઘણી નાની છે. આ બધી કોમો વિવિધ ભાષાઓ બોલે છે. એ ભાષાઓની યાદી પૃષ્ઠ ૨૫૫ ઉપર આપી છે. તેમાં ગુજરાતી ભાષા મુખ્ય છે. તે પછી ઉર્દૂ આવે છે અને તે ઉપરાંત બીજી ૨૫ ભાષાઓ બોલનાર લોકો આ જિલ્લામાં વસે છે.

**નવા રાજ્યબંધારણમાં સાંસ્કૃતિક સ્વાતંત્ર્ય:** કોમ અને ભાષા એ બેના ભેદ લોકોને આર્થિક ભેદની માફક જ જુદા પાડે છે. આ બે સંજોગો માણસના સંસ્કાર ઘડે છે, તેની લાગણીઓ, વિચારો અને તેનાથી પ્રેરાતા રીતરિવાજો એ બે સંજોગોથી ઘડાય છે. તેથી જેમનામાં સમાન ધાર્મિક સંસ્કાર હોય અને જેઓ સમાન ભાષા વાપરતા હોય તેવા લોકોનું જૂથ આપોઆપ રચાય છે. એમનામાં આર્થિક અસમાનતા હોય તોપણ ધર્મના અને ભાષાના સમાન સંસ્કારો એમને જૂથમાં ટકાવી રાખે છે. વસ્તુતઃ ગમે તેટલા રાજ્યપલટા થાય અને ગમે તેવી અર્થવ્યવસ્થા રચાય તેને વશ થવા છતાં લોકો પોતાના અંતઃકરણના સંસ્કારોને અને વંશપરંપરા ચાલતા આવેલા રીતરિવાજોને વળગી રહેતા જોવા મળે છે. ઇતિહાસની આ હકીકત નવા રાજ્યબંધારણમાં સ્વીકારવામાં આવી છે. પૃષ્ઠ ૪૮૩ ઉપર મૂળભૂત અધિકારોની ૯મી કલમ નીચે પ્રમાણે વંચાય છે:—

'જાહેર વ્યવસ્થા, નીતિ, અને આરોગ્યની જરૂરિયાતોને આધીન રહીને તમામ વ્યક્તિઓને પોતાના અંતઃકરણના આદેશ પ્રમાણે વર્તવાની અને કોઈ પણ ધર્મને મુક્તપણે માનવાની, તેનું આચરણ કરવાની અને તેનો પ્રચાર કરવાની છૂટ રહેશે.'

**સમાજવ્યવસ્થાના અભ્યાસની જરૂર:** નવું રાજ્યબંધારણ બિનસાંપ્રદાયિક હોવા છતાં લોકોને સાંપ્રદાયિક માન્યતાઓ બાબતમાં મર્યાદિત સ્વતંત્રતા આપવામાં આવી છે. આનો અર્થ એ થાય છે કે નવું રાજ્ય કોઈ પણ ધાર્મિક માન્યતા કે રીતરિવાજ પાળવાની લોકોને ફરજ પાડશે નહીં. પરંતુ લોકો જે ધાર્મિક રીતરિવાજોને માનતા હશે તે રીતરિવાજો જાહેર હિતની વિરુદ્ધમાં નહિ હોય તો રાજ્ય તે પાળવા દેશે. સમાનતા અને ન્યાય એ બે સિદ્ધાંતો સાચવીને પોતપોતાના અંતઃકરણના અવાજ પ્રમાણે જીવન સંસ્કૃતિ ખીલવવાની આ

રીતે ભારતની પ્રજાને તક મળેલી છે. એ તકનો પૂરેપૂરો લાભ લઈ શકાય તે માટે ચાલતી આવેલી સમાજવ્યવસ્થાનું વિવેકપૂર્વકનું જ્ઞાન દરેક નાગરિકને હોવું જરૂરી છે. આ ખંડમાં આ વિષયની માહિતી આ દૃષ્ટિએ આપવાનો પ્રયત્ન છે.

**ખેડા જિલ્લાના લોકો: સામાન્ય લક્ષણો:** તદ્દન ઉપર્લક નજરે જોઈએ તો આ જિલ્લાના લોકો મધ્યમ કદના અને મોટે ભાગે ઘઉંવર્ણા છે. પુરુષો ધોતિયું, કોટ–ખમીસ કે પહેરણ અને ટોપી પહેરે છે અને સ્ત્રીઓ સાડી, કબજો, અને ચણિયો પહેરે છે. લગભગ તમામ મનુષ્યો પગમાં જોડા કે ચંપલ પહેરે છે. આ સામાન્ય લક્ષણોમાં અનેક અપવાદો જોવા મળે છે. દા. ત. ગૌર વર્ણનાં તેમ જ કાળા રંગનાં સ્ત્રીપુરુષો પણ આ જિલ્લામાં સારી સંખ્યામાં છે. પોષાકમાં અનેક જાતની વિવિધતાઓ છે. ત્રીસ–ચાળીસ વર્ષ ઉપર દરેક જ્ઞાતિને પોતાનો વિશિષ્ટ પોષાક હતો. ઉચ્ચ વર્ણના લોકો અમુક પ્રકારની પાઘડી પહેરતા. વાણિયા અને પાટીદારની પાઘડી બીજા બધા કરતાં અલગ પડતી હતી. ખેડૂત વર્ગ ફાળિયું બાંધતો. ધોતિયું, જોડા વગેરેમાં પણ કોમોની વિશિષ્ટતા હતી. સ્ત્રીઓના પોષાકમાં પણ આ ભેદ હતા. સારામાઠા પ્રસંગોએ પહેરાતા પોષાકોમાં પણ કોમ કે વર્ગ પ્રમાણે વિગતોની વિશિષ્ટતા હતી આ લક્ષણો હાલ નાબૂદ થઈ રહ્યાં છે. સ્થાનિક સમાજથી અજાણ મુસાફરને એનો ખ્યાલ પણ ન આવે એવી પોષાકની એકરૂપતા આવતી જાય છે. યુવાન વર્ગમાં આ એકરૂપતા વધારે દેખાય છે. પરદેશોમાંથી અને દેશનાં શહેરોમાંથી પોષાકની નવી નવી ફેશનો ઝડપથી ગામડાંમા ફેલાય છે અને તે એવી બદલાતી રહે છે કે કયો પોષાક ખાસ આ જિલ્લાના લોકોનો છે એ કહેવું મુશ્કેલ બને. જૂનામાં જૂનાં ધોતી–અંગરખાં ને પાઘડીથી માંડી અદ્યતન પાટલૂન અને બૂશકોટ સુધીના તમામ પ્રકારના પોષાક અહીં જોવા મળે છે. સ્ત્રીઓમાં પણ જૂની કાપડી–ચોળાથી માંડી બંધ કોલરનાં અદ્યતન કરામતવાળાં બ્લાઉઝ અને તેને મળતા રંગનાં સાડી–ચણિયા યોજનાપૂર્વક પહેરવાની પ્રથા ખીલતી જાય છે. આવી સ્ત્રીઓ ખુલ્લે માથે વિવિધ પ્રકારે ઓળેલા વાળ સાથે છટાથી ચાલે છે.

**સમાજવ્યવસ્થાનો પાયો: જ્ઞાતિપ્રથા:** પોષાકની આ એકરૂપતા લોકોમાં આવી રહેલી સમાનતાની સૂચક છે. તેમ છતાં સમાજવ્યવસ્થા જૂની જ્ઞાતિપ્રથાને અનુસરે છે. જ્ઞાતિપ્રથા આખા ભારત દેશની સમાજવ્યવસ્થાનુ મુખ્ય લક્ષણ છે. તે હિંદુ સમાજમાં જ નહિ પણ તમામ ધર્મોના સમાજોમાં વ્યાપેલી છે. ખેડા જિલ્લામાં મુખ્યત્વે લગ્નવ્યવહાર પોતપોતાની જ્ઞાતિમાં જ થઈ શકે છે. એ એનું મુખ્ય અને પાયાનું લક્ષણ છે. તે ઉપરાંત અમુક જ્ઞાતિઓ જ સાથે બેસીને ભોજનવ્યવહાર કરે છે. એવી જ્ઞાતિઓ ભાણે ખપતી કહેવાય છે પોતાની જ્ઞાતિમાં કન્યા ન મળે તો ભાણે ખપતી જ્ઞાતિની કન્યા પરણી શકાય છે. સામાન્ય રીતે એક જ્ઞાતિના ઘણા લોકોનો ધંધો એક પ્રકારનો જોવા મળે છે. તેઓ ઘણે અંશે એક ધર્મને માને છે. પરંતુ ધંધો અને ધર્મની બાબતમાં કડક બંધન હોતું નથી ભોજન વ્યવહારની બાબતમાં પણ જ્ઞાતિનાં બંધનો તૂટી ગયાં છે. લગ્નની બાબતમાં જ્ઞાતિનાં બંધનો તોડવાની જોરદાર હિમાયત થઈ રહી છે. તેની અસર લોકમત ઉપર થઈ છે. કેટલાંક આંતરજ્ઞાતીય લગ્નો થયાં છે, અને તે વધતાં જાય છે. છતાં લગ્નની બાબતમાં લોકો જ્ઞાતિને હજી વળગી રહેલા છે. આ બાબતમાં રૂઢિગત લાગણી એટલી તીવ્ર છે કે જ્ઞાતિ બહાર લગ્ન કરનારને નિભાવી લેવા છતાં જ્ઞાતિજનો તેના પ્રત્યે સમાનતાની લાગણી રાખતા નથી.

**જ્ઞાતિભેદ છતાં રિવાજોની સમાનતા:** આમ આ જિલ્લાનો જનસમાજ જ્ઞાતિઓમાં વહેંચાયેલો છે અને વ્યક્તિનું જીવન જ્ઞાતિનાં બંધારણ, જ્ઞાતિની રૂઢિઓ તથા જ્ઞાતિના સારામાઠા સંજોગોથી ઘડાય છે. આમ છતાં જ્ઞાતિભેદ સાચવીને લોકો એકબીજા સાથે છૂટથી હળેમળે છે. ધંધામાં, દેવમંદિરોમાં, લગ્નમરણના સામાજિક પ્રસંગોમાં, વિવિધ જ્ઞાતિઓના લોકો એકબીજાને સાથ આપે છે, અને લાભ ઉઠાવે છે. વળી જ્ઞાતિભેદ હોવા છતાં અને દરેક જ્ઞાતિના રીતરિવાજોમાં જ્ઞાતિની વિશેષતા હોવા છતાં, સામાજિક રીતરિવાજોનુ સ્વરૂપ લગભગ તમામ જ્ઞાતિઓમાં સરખું હોય છે. જે તફાવત હોય છે તે મુખ્યત્વે જ્ઞાતિના આર્થિક સંજોગો અને તેની ઐતિહાસિક પરંપરાને લીધે હોય છે.

**હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી – ત્રણ મુખ્ય કોમોની ભિન્નતા:** મુખ્યત્વે હિંદુ સમાજને આ લાગુ પડે છે. મુસલમાન અને ખ્રિસ્તી સમાજમાં પણ આ લક્ષણો છે, તોપણ એ બે કોમોનાં ઘણાં લક્ષણો હિંદુ સમાજ કરતાં ભિન્ન છે. આ ત્રણ કોમો એકબીજાથી એટલી અલગ રહે છે કે તેઓ એકબીજાના રીતરિવાજો ને સંસ્કારો વિષે બહુ ઓછુ જાણે છે રાજકીય સમાનતા મળવા છતાં સામાજિક સમાનતાનો હજી લોકોને ખ્યાલ આવ્યો નથી.

**આગળનાં પ્રકરણો:** હવે પછીનાં પ્રકરણોમાં પ્રથમ હિંદુ રીતરિવાજોની માહિતી છે. તે પછી ચરોતરની બોલી વિષેનાં પ્રકરણો છે. તે પછી હિંદુ સંપ્રદાયો અને તે પછી મુસલમાન ધર્મ વિષે પ્રકરણો છે. એ બધાં વાંચવાથી આખી સામાજિક પરિસ્થિતિનો ખરો ખ્યાલ આવશે.

# ૨

# રીતરિવાજો – (૧)

**પરિચય:** તમામ રીતરિવાજોના પાયામાં ધાર્મિક વિધિ-નિષેધો રહેલા હોય છે. એક જ ધર્મના અનેક સંપ્રદાયો હોવાથી, આ વિધિનિષેધોની વિગતોમાં ફેર પડે છે. જ્ઞાતિભેદ પણ એમાં ભાગ ભજવે છે. તે પછી ધંધો, શિક્ષણ અને ભૌગોલિક સંજોગો પણ રીતરિવાજોનું સ્વરૂપ ઘડે છે. અંગ્રેજી કેળવણીને લીધે સુધારાએ પણ રીતરિવાજો ઉપર અસર કરેલી છે. જૂના રીતરિવાજોમાંથી કેટલાક બંધ થયા છે, કેટલાકનું સ્વરૂપ બદલાયું છે, અને કેટલાક નવા ખીલ્યા છે. આ બધામાંથી જે હાલ સર્વત્ર પ્રચારમાં છે તેમની જ ટૂંક માહિતી આ પ્રકરણોમાં આપી છે. વળી આ માહિતી હિંદુ સમાજ વિષે જ છે. તે સિવાયના સમાજોના વિશિષ્ટ રીત-રિવાજોના ઉલ્લેખ જે તે કોમ વિષેનાં પ્રકરણોમાં આવશે.

## (૧) દિનચર્યા

**સવારમાં ઊઠવાનો સમય:** મૂળ હિંદુ આદર્શ બ્રાહ્મમુહૂર્તે ઊઠવું જોઈએ એ છે. પરોઢના ચારથી પાંચ વાગ્યાના સમયને બ્રાહ્મમુહૂર્ત કહે છે. ચુસ્ત વૈદિક વિધિઓને અનુસરનાર હજી પણ આ મુહૂર્ત સાચવે છે, પણ એવાની સંખ્યા અલ્પ છે.

બ્રાહ્મમુહૂર્ત નહિ, તો સૂર્યોદય પહેલાં ઊઠવું, એ સંસ્કારી માણસોનું લક્ષણ ગણાય છે. સામાન્ય રીતે લોકો એ આદર્શને સાચવવા પ્રયત્ન કરે છે. પરંતુ મોટે ભાગે ધંધાના સંજોગો આ બાબતમાં લોકોની ટેવો ઉપર અસર કરે છે. એટલે ખેડૂત, મજૂર, વેપારી, સરકારી નોકર, સ્ત્રી, આ દરેક પોતપોતાની ધંધાદારી ફરજોને અનુકૂળ પડે એ રીતે પોતાની દિનચર્યા ગોઠવે છે. ખેડૂતો સવારે સૂરજ ઊગતા સુધીમાં તો સવારનો રોટલો ખાઈ, મોંમાં હુક્કો રાખી, પોતાનાં ઢોરને હાંકતો ખેતર તરફ રવાના થતો જોવામાં આવે છે. એના જેવા જ ધ્યેયવાળો મજૂરવર્ગ પણ સૂર્યોદય થતા સુધીમાં મજૂરીએ નીકળી પડે છે. કારખાનામાં કામ કરનાર તમામને સવારના ૭–૩૦થી ૮ સુધીમાં ફરજ ઉપર હાજર થવાનું હોય છે. દાક્તર અને દુકાનદાર એથી જરા મોડો–૮થી ૯ વાગ્યાના અરસામાં–ફરજ ઉપર જાય છે. સરકારી નોકર–કારકુન, શિક્ષક, અધિકારી, વકીલ, વગેરે પ્રકારના લોકોને સવારે અગિયાર વાગ્યે ફરજ ઉપર જવાનું હોય છે, ત્યારે આ વર્ગ સૂર્યોદય પછી ઊઠે છે. (આ બધામાં અપવાદ હોય છે જ.)

**પ્રાત:કર્મ: દાતણ:** પ્રાત:કર્મમાં દાતણ, શૌચ, સ્નાન, સંધ્યાપૂજા, અને નાસ્તો–એ મુખ્ય કાર્યક્રમ હોય છે. સામાન્ય રીતે બાવળની લીલી સોટીનો છએક ઇંચ લાંબો ટુકડો એક છેડેથી ચાવી, તેના કૂચા વડે દાંત ઘસવાનો રિવાજ છે. એ જ ટુકડાને બીજે છેડેથી ચીરી તેની બે ચીરીઓ બનાવી એક ચીરીને જીભ ઉપર ઘસી ઊલ ઉતારવામાં આવે છે. બાવળ ઉપરાંત કંબોઈ, વડ, કણજી, મેંદી વગેરે ઝાડોનાં દાતણ પણ વપરાય છે. પણ હાલ એનો વપરાશ નહિ જેવો છે. બાવળનું દાતણ જ સર્વત્ર પ્રચારમાં છે. દાતણ સાથે મીઠું કે બીજું કોઈ દંતમંજન કેટલાક વાપરે છે. શહેરી લોકો ટૂથબ્રશ અને ટૂથપેસ્ટ વાપરતા થયા છે. તેઓ ઊલ માટે તાંબાનું કે ચાંદીનું કે કચકડાનું ઊલિયું વાપરે છે. ખેડૂત, મજૂર, અને સ્ત્રી વર્ગ આ બાબતમાં શિથિલ હોય છે. બાળકો પ્રત્યે પણ પૂરતું ધ્યાન અપાતું નથી. ઘણા લોકો માત્ર મીઠું ઘસીને કે મીઠાના પાણીના કોગળા કરીને દાતણનો વિધિ પતાવે છે. દાતણ કરવા માટે મોટે ભાગે લોકો પોતપોતાના ઓટલા ઉપર જ બેસે છે. ચાવેલા દાતણને ઓટલાની ધાર પર પછાડી દાતણના કૂચાને મુલાયમ બનાવવાની લોકોને આદત હોય છે. ઓટલે બેઠાં બેઠાં સામેના રસ્તા ઉપર તેઓ થૂંકે છે. આ આદતનાં એંધાણ લોકોના ઓટલા ઉપર અને આંગણામાં જોઈ શકાય છે.

**શૌચ:** શૌચ માટે હવે શહેરોમાં મોટા ભાગના લોકોને ઘરઆંગણે જાજરૂની સગવડ છે. છતાં ગામડાના લોકોને ગામ બહાર હાથમાં લોટો લઈને જવું પડે છે. શૌચ જઈ આવ્યા પછી હાથપગ ધોવાનો ખાસ રિવાજ છે. પ્રથમ માટી કે સાબુ વડે હાથ ધોયા પછી પગ ધોવાય છે. લગભગ તમામ હિંદુઓ શૌચની ક્રિયાને અશુધ્ધ લેખે છે, અને તે ક્રિયા પૂરી થયા પછી સ્નાન કરવાનો રિવાજ છે. આ રિવાજ હવે ચુસ્ત રીતે પળાતો નથી, એટલું જ નહિ પણ સુધરેલી કહેવાતી ઉછરતી પ્રજા શૌચ જઈ આવ્યા પછી હાથપગ ધોવામાં પણ બેપરવા બનતી જાય છે.

**સ્નાન:** દાતણ અને શૌચ પછી સ્નાન કરવાનો રિવાજ છે. તે માટે હાલ બાથરૂમો થવા માંડી છે. પરંતુ હજી પણ મોટા ભાગના લોકો ઘરના ચોકમાં કે ઓટલા ઉપર જ નહાય છે. નહાવા માટે સાબુ વાપરવાની પ્રથા વધતી જાય છે. તો પણ પધ્ધતિસર તમામ અંગોને શુધ્ધ કરી સ્નાન

કરવાની પ્રથા ખીલેલી નથી. સ્નાન કરવું એટલે શરીર ઉપર થોડા લોટા પાણી રેડવું એવું જ મોટા ભાગના લોકો સમજે છે. મોટે ભાગે ગરમ પાણીથી સ્નાન કરવાનો રિવાજ છે. વ્યાયામપ્રેમી યુવાનો ઠંડા પાણીનું સ્નાન કરે છે. મજૂર વર્ગ સાંજે સ્નાન કરે છે. ધાર્મિક ક્રિયાઓને વળગી રહેનાર દિવસમાં એકથી વધુ વખત સ્નાન કરે છે. સામાન્ય રીતે ધોતિયું કે સાડી પહેરીને જ નહાવાનો, અને નાહીને ટુવાલ વડે શરીર લૂછ્યા પછી ધોયેલું જ ધોતિયું કે સાડી પહેરવાનો રિવાજ છે. પાટલૂન પહેરનાર વર્ગ એમાં અપવાદ હોય છે.

**સંધ્યાપૂજા:** સંધ્યાપૂજા રૂઢિચુસ્ત લોકો કરે છે. ભણેલો વર્ગ એ કરતો નથી. ધાર્મિક ભાવનાવાળા લોકો સંધ્યાપૂજા પછી દેવદર્શને જાય છે અને તે પછી બીજાં કામો કરે છે.

**નાસ્તો:** નાસ્તામાં, જૂના વખતમાં ટાઢો રોટલો ખાવાનો રિવાજ હતો. તે હજી પણ છે. પરંતુ મોટા ભાગના લોકો હવે ચા પીએ છે. તે દાતણ કર્યા પછી તરત જ પિવાય છે. કેટલાક ચાને બદલે સવારમાં દૂધ પીએ છે.

**સવાર પછી:** ઉપર પ્રમાણે સવારના આઠ–નવ વાગતા સુધીમાં પ્રાતઃ કર્મથી પરવારી સૌ પોતપોતાને ધંધે વળગે છે. બાળકો રમવા જાય છે, વિદ્યાર્થીઓ, શિક્ષકો, વકીલો વગેરે અભ્યાસમાં પરોવાય છે. જેઓ સવારે કામે ચઢે છે તેઓ બપોરે બાર વાગ્યાથી એક બે વાગ્યા સુધી ભોજન અને આરામમાં સમય ગાળે છે. જેઓ અગિયાર વાગે કામે ચઢે છે તેઓ બે કે ત્રણ વાગે એક કલાકનો આરામ લે છે. ઘણા લોકો ત્રણ વાગે ચા પીએ છે. બાળકો એ અરસામાં ચવાણું ખાય છે. સાંજના પાંચથી ૭ વાગ્યા સુધીમાં તમામ લોકો કામધંધો બંધ કરી ઘેર આવે છે. દુકાનદારો મોડામાં મોડા સાડા આઠે દુકાનો બંધ કરે છે. રાત્રે નવથી દશ વાગે સૌની દિનચર્યા પૂરી થાય છે. સૂવા માટે શહેરોમાં મોટે ભાગે પથારી ભોંય ઉપર જ પથરાય છે. ગામડામાં ખાટલા વાપરવાનો રિવાજ છે. પલંગ કોઈકને ઘેર જ હોય છે.

**ભોજન:** આ જિલ્લો ગામડાંની પ્રજાનો વિશેષ છે. ગામડાંમાં પણ વિશેષ તો ગરીબ પ્રજા વસે છે. ગરીબ પ્રજાનો મુખ્ય ખોરાક બાવટો, બાજરી અને કોદરી છે. જ્યારે શહેરોમાં ભોજનમાં દાળ, ભાત, બાજરીના રોટલા કે ઘઉંની રોટલી અને શાક – એ સામાન્ય પ્રથા છે. મધ્યમ અને ધનિક વર્ગ ઘઉં વધારે ખાય છે. ગરીબ વર્ગ બાજરી, બાવટો, અને કોદરી, ચોખા વધારે ખાય છે. ખેડૂતને ખીચડી– કઢી ઘણી પ્રિય છે. શહેરોમાં રોટલાને બદલે ભાખરી ને પૂરીનો રિવાજ વધ્યો છે.

રાતના ભોજનને 'વાળુ કરવું' કહે છે. તે સંધ્યાકાળ પછી જ થાય છે. ઘણા લોકો સવારની રસોઈ વાળુમાં વાપરે છે. પરંતુ મોટે ભાગે ખીચડી–કઢી, શાક અને રોટલા, ભાખરી કે પૂરી–શાક અને દૂધ એ વાળુમાં વપરાતી વાનીઓ હોય છે.

મોટા ભાગના લોકો ભોંય ઉપર બેસીને જમે છે. સારી સ્થિતિના લોકો સાદડી, ચટાઈ કે પાટલાના આસન ઉપર બેસીને જમે છે. ટેબલ ઉપર ભોજન લેવાનું પણ દાખલ થતું જાય છે. જમ્યા પછી થાળીમાં જ હાથ ધોવાનો રિવાજ છે. શહેરોમાં જમ્યા પછી સોપારી, વરિયાળી, ધાણાની દાળ, ઇલાયચી અને પાન – એ બધી કે એ પૈકી એક બે ચીજો મુખવાસ તરીકે ખવાય છે.

**નમસ્કાર:** આ પ્રકારની દિનચર્યામાં મહેમાનો એકબીજાને બે હાથ જોડી નમસ્કાર કરે, એવો સામાન્ય રિવાજ છે. જૂના વખતમાં નમસ્કારને બદલે ભેટવાનો રિવાજ હતો. નમસ્કાર સાથે 'જય જય,' 'નમસ્તે,' 'જય શ્રી કૃષ્ણ' કે 'રામ રામ' બોલવાનો રિવાજ છે.

**સ્ત્રીપુરુષની મર્યાદા:** સ્ત્રીપુરુષની મર્યાદા ચુસ્ત રીતે પાળવાનો રિવાજ છે. કન્યાઓ લગ્નની ઉંમર સુધી માત્ર ચોળી, ચણિયો ને ઓઢણી પહેરતી. હવે નાની ઉંમરમાં ફ્રૉક પહેરવાનો રિવાજ વધતો જાય છે. લગ્નની ઉંમર વધવાથી કુંવારી કન્યાઓ પણ સાડી પહેરે છે. સ્ત્રીઓ લાજ કાઢી પોતાનું મોં ઢાંકેલું રાખે, એ એમને માટે મર્યાદા અને સંયમનો શિષ્ટાચાર મનાતો આવ્યો છે. હવે માત્ર અમુક જ્ઞાતિઓમાં પરણેલી સ્ત્રીઓ પોતાના સાસરીપક્ષના વડીલો સામે જ આવી જ લાજ કાઢે છે. આ રિવાજ હવે નાબૂદ થતો જાય છે. યુવાન સ્ત્રીપુરુષ સાથે ન ફરી શકે, એવો રિવાજ હતો. તે પણ હવે નાબૂદ થતો જાય છે. તોપણ જૂના લોકો એ બાબતમાં હજી આગ્રહ ધરાવે છે. પરસ્ત્રીને કે પરપુરુષને સ્પર્શ કરવો એ સ્ત્રીપુરુષની મર્યાદાનો ભંગ ગણાય છે. એ જ રીતે પરસ્ત્રી પરપુરુષ સાથે ઠઠ્ઠા મશ્કરી કરે, ઊંચે સાદે બોલે, એક આસને બેસે, એક બીજાની સમક્ષ સૂવે એ બધાં વર્તન અયોગ્ય અને મર્યાદાભંગ કરનારાં ગણાય છે.

આ જિલ્લાના ઘણા લોકો બીડી-હૂકો પીએ છે, ઘણા છીંકણી સૂંઘે છે, ચા પીએ છે. દારૂ, અફીણ–ગાંજો પણ થોડેવત્તે અંશે પિવાય છે.

### (૨) જન્મથી વિદ્યાભ્યાસ સુધીના રિવાજો

**સ્પર્શાસ્પર્શના રિવાજો: સૂતક અને પંક્તિભેદ:** હિંદુ સમાજમાં જન્મથી મરણ સુધી જુદે જુદે પ્રસંગે ધાર્મિક

વિધિઓ કરવાની હોય છે અને તે દરેક વિધિ નિમિત્તે સગા-સંબંધીઓને અથવા જ્ઞાતિને જમાડવાનો રિવાજ હોય છે. જમાડવાનું ન હોય તો ગોળધાણા, સાકર, પતાસાં, કે એવી ગળી ચીજ વહેંચવામાં આવે છે. લગભગ દરેક ધાર્મિક વિધિ પ્રસંગે સ્નાન કરી અને કેટલીક વખત ઉપવાસ કરી દેહશુદ્ધિ કરવાની પ્રથા હોય છે. કેટલીક વિધિઓમાં પુરુષે માથું મુડાવવાનું હોય છે. આ દેહશુદ્ધિના સિદ્ધાંતમાંથી અસ્પૃશ્યતાનો સિદ્ધાંત જન્મેલો હોય છે. ધાર્મિક ક્રિયા કરનારે કોને ક્યારે અડવું અને ન અડવું તેના વિધિનિષેધો ધર્મશાસ્ત્રમાં ઠરેલા હોય છે. જો લાંબા વખત સુધી કોઈ વ્યક્તિ કે કુટુંબ અસ્પૃશ્ય ગણાય એવો પ્રસંગ હોય તો એ અસ્પૃશ્યતાને સૂતક કહેવામાં આવે છે. દા.ત. રજસ્વલા સ્ત્રી ચાર દિવસ સુધી અસ્પૃશ્ય ગણાય છે. તે સૂતકી ગણાતી નથી. પરંતુ સુવાવડવાળી સ્ત્રી ઓછામાં ઓછા ૨૫ દિવસ અસ્પૃશ્ય ગણાય છે અને તેનું આખું કુટુંબ સૂતકી ગણાય છે. એ જ રીતે જે કુટુંબમાં મરણ થયું હોય તે કુટુંબને ૧૩ દિવસ સુધી સૂતકી ગણવામાં આવે છે. તેના પિતરાઈઓ પણ તેમના સંબંધના પ્રમાણમાં થોડા ઘણા સૂતકી ગણાય છે. આ સ્પર્શાસ્પર્શના રિવાજો હાલ ચુસ્ત રીતે પળાતા નથી. તોપણ એ રિવાજોની અસરો ચાલુ છે. ભોજન વ્યવહારમાં પંક્તિભેદ પાળવાનો રિવાજ પણ આ સિદ્ધાંતમાંથી જન્મેલો છે. જે જ્ઞાતિ સાથે ભોજન વ્યવહારનો નિષેધ હોય તે જ્ઞાતિના લોકો સાથે જમવાનું હોય ત્યારે એમને જુદી હારમાં પોતાનાથી સહેજ દૂર બેસાડવાનો રિવાજ છે. તે પંક્તિભેદ કહેવાય છે. એ ઘણે અંશે આ રિવાજ નાબૂદ થતો જાય છે.

**સોળસંસ્કાર:** જન્મથી મરણ સુધી જે ધાર્મિક વિધિઓ હાલ થાય છે તે મૂળ શસ્ત્રોક્ત સંસ્કારનું ઘસાઈ ગયેલું અને વિકૃતિ પામેલું સ્વરૂપ છે. આ વિધિઓને સોળ સંસ્કારના નામથી ઓળખાવામાં આવે છે. તે વિષેનો એક શ્લોક નીચે પ્રમાણે છે:—

> गर्भाधानमतश्च पुंसवनकं सीमन्त जातोभिधे
> नामाख्यं सहनिष्क्रमेण च तयान्नप्राशनं कर्म च ।
> चूडाख्यं व्रत बंधकेऽप्य च चतुर्वेदाना पुर:
> केशांत: सविसर्गक: परिणय: स्यात् षोडशी कर्मणाम् ॥
>
> (संस्कार भास्करमांथी)

આ શ્લોકમાં ૧૬ કર્મ એટલે ૧૬ સંસ્કારનાં નીચે પ્રમાણે નામ ગણાવ્યાં છે:—૧. ગર્ભાધાન, ૨. પુંસવન, ૩. સીમંત, ૪. જાતકર્મ, ૫. નામકર્મ, ૬. નિષ્ક્રમણ, ૭. [illegible]શન, ૮. ચૌલ, ૯. ઉપનયન, ૧૦, ૧૧, ૧૨, ૧૩ ચાર વેદવ્રત, ૧૪. કેશાંત, ૧૫. સમાવર્તન, ૧૬. વિવાહ. આ યાદીમાં સમય જતાં ફેરફાર થતો રહ્યો છે. જુદા જુદા ધાર્મિક સંપ્રદાયો વધવાથી પણ આ યાદી બદલાતી રહી છે. તો પણ તત્ત્વત: આ ૧૬ સંસ્કાર એક યા બીજા રૂપે હિંદુ જીવનપદ્ધતિમાં રૂઢિ તરીકે હજી પણ ચાલુ છે. એમ કહેવાય છે કે આ સંસ્કારો છોકરા તેમ જ છોકરી બંને માટે મૂળ વેદ સમયમાં થતા. હાલ એ માત્ર છોકરાને જ લાગુ પડે છે.

**સીમંત:** ગર્ભાધાનના સંસ્કાર વિષે હાલની પ્રજા કંઈ જાણતી નથી. ગર્ભાધાન પછી ગર્ભની વિકાસક્રિયાને અનુસરતા બે સંસ્કારો યોજેલા જણાય છે. પુંસવન અને સીમંત. આ પૈકી સીમંતનો સંસ્કાર ખૂબ ધામધૂમથી ઉજવવાનો રિવાજ આજથી પચીસ વર્ષ ઉપર જીવંત હતો. હજી પણ તે હિંદુ ગૃહસ્થ જીવનમાં લગ્ન કરતાં પણ વધુ મહત્ત્વનો પ્રસંગ ગણાય છે. તેને અંગે થતા જમણવારો ઓછા થઈ ગયા છે કે બંધ થઈ ગયા છે પરંતુ તે અંગેનો ધાર્મિક વિધિ આગ્રહપૂર્વક કરવામાં આવે છે. એને લોકભાષામાં 'ખોળો ભરવાનો વિધિ' કહે છે.

સીમંત ઉર્ફે ખોળો ભરવાનો વિધિ ગર્ભાધાન પછી પાંચમે માસે અથવા સાતમે માસે કરવામાં આવે છે. ખરી રીતે પાંચમે માસે રાખડી બંધાય છે અને સાતમે માસે ખોળો ભરાય છે. પરંતુ આ બંને વિધિ બને તેટલા મોડા પતાવવા તરફ લોકોની વૃત્તિ હોય છે અને તેથી મોટે ભાગે સાતમે માસે જ એ થાય છે. કોઈક વાર ખોળો ભરવાનું જતું કરી માત્ર રાખડી બાંધી સંતોષ મનાય છે. સીમંતનો અર્થ પાંથી થાય છે. ગર્ભ પાંચ માસનો થાય ત્યારે સ્ત્રીના શરીરમાં થતા ફેરફાર એના માથાના વાળની પાંથીમાંથી વ્યક્ત થાય છે, એમ મનાય છે. તેથી એવી સ્ત્રીને સીમંતિની કહે છે. સીમંતના વિધિમાં સ્ત્રીની પાંથીને કંકુથી રંગવાનો ખાસ વિધિ થાય છે. આ વિધિ પછી સ્ત્રીને પતિગમન કરવાનો નિષેધ છે.

રાખડી સાદા નાડાની કે ચાંદીની સેરની બનાવવામાં આવે છે. તેની વચ્ચે સોનાનું બોર અને—અથવા કપડાની ગોળ દડી બાંધવામાં આવે છે. આ માટે કાળો ગંજિયાણીનો કકડો લઈ તેમાં પાંચ ચકલાંની ધૂળ, એક ચણોખડી, સોના રૂપાની ઝીણી કરચો અને એક અડદનો દાણો એટલું મૂકી, બરાબર પોટલીના રૂપમાં સીવી લેવામાં આવે છે. આ રાખડી સીમંતિની સ્ત્રીને હાથે તેની નણંદ વિધિપૂર્વક બાંધે છે. તે પંચમાસીની રાખડી કહેવાય છે. નણંદને આ બદલે ભેટ મળે છે.

રાખડી બાંધ્યા પછી સાતમે માસે ખોળો ભરવાની વિધિ થાય છે આ વિધિ માટે સીમંતિની સ્ત્રીના પિયેરથી તેમ જ સાસરેથી મળી સવા દસ શેર ચોખા એક ગાડવામા ભરવામા આવે છે આ રીતે ચોખા ભરેલો ગાડવો સીમંતિની સ્ત્રીના ખોળામા મૂકવાનો હોય છે જે સ્ત્રીને સઘળા બાળકો હયાત હોય તે સ્ત્રીની પાસે આ વિધિ કરાવવામા આવે છે એ બદલ વિધિ કરનાર સ્ત્રીને ભેટ મળે છે વિધિ થઈ રહ્યા પછી સીમંતિની સ્ત્રીનો દિયેર તેને ધુસર મારે છે, એટલે કે અમુક વિધિપૂર્વક દિયર ભાભીને એક તમાચ મારે છે કેટલાક કુટુમ્બોમા આ પ્રસંગે કુળદેવીની સ્થાપના કરવામા આવે છે અને ખોળો ભરવાનો વિધિ પૂરો થયા પછી સીમંતિની સ્ત્રી તથા તેનો પતિ કુળદેવીની સ્થાપના જે બાજઠો ઉપર કરેલી હોય તે બાજઠો માથે લઈ કુળદેવીનો વરઘોડો કાઢે છે આ વરઘોડો ગામ વચ્ચે થઈ પસાર થાય છે અને માતાના મંદિરે વિધિપૂર્વક કુળદેવીનુ વિસર્જન કરવામા આવે છે

સ્ત્રીના જીવનની સાર્થકતા તેને બાળક થાય એમા ગણાય છે વળી કુળદેવીની કૃપાથી સ્ત્રીને પુત્ર જન્મે તો કુળ ધન્ય મનાય છે આ બને પ્રકારની જીવનસાર્થકતા નિર્વિઘ્ને સિદ્ધ થાય એવી ભાવના આ પ્રસંગમા રહેલી હોય છે સીમંતિની સ્ત્રીને જૂના વખતમા ધેન (ધેનુ) કહેતા અને તેનાં વિવિધ રીતે સન્માન કરવામાં આવતા હાલ એ બધુ ઓછુ થયુ છે સામાજિક રિવાજ તરીકે આ પ્રસંગે સ્ત્રીને પિયેરથી મોસાળુ લઈ જવાનો રિવાજ હોય છે, તેમા કપડા તેમ જ દાગીના મુખ્ય હોય છે સગાસબધીઓ આ મોસાળામા ભેટ પણ મોકલે છે સીમંતનો વિધિ પૂરો થયા પછી સ્ત્રીને સુવાવડ માટે તેને પિયેર મોકલવામા આવે છે કેટલાક સુધારકો આ બાબતમા અપવાદ કરવા લાગ્યા છે

**જન્મ પછીની પ્રાથમિક વિધિઓ:** સીમંત પછી જન્મનો વિધિ આવે છે સામાન્ય રીતે પ્રસૂતિની ક્રિયા ઘરમા જ કરાવાય છે હાલ પ્રસૂતિગૃહો નીકળ્યા છે તેનો લાભ લેવાવા લાગ્યો છે તેથી દાક્તરી વિદ્યા આ પ્રસંગના વિધિમા ભાગ ભજવતી થઈ છે એટલે જૂના વિધિઓ લગભગ બધ થતા જાય છે અને દાક્તરની સલાહ પ્રમાણે સુવાવડી સ્ત્રી તેમ જ તેના બાળકની સારવાર થાય છે પરંતુ જો પ્રસૂતિ ઘરમા જ કરાવવામા આવે તો જૂનો રિવાજ પળાય છે તે નીચે પ્રમાણે છે —

જન્મ પછી તરત જ બાળક અને તેના ગર્ભસ્થાનને જોડનાર નાળ કાપવાનો વિધિ થાય છે તે **જાતકર્મ** કહેવાય છે તે પછી બાળકને નવડાવવામા આવે છે. જન્મનો સમય નોંધી લેવામા આવે છે અને તે સમયની વિગતો જન્માક્ષર કે જન્મોત્રી માટે જોષીને મોકલવામા આવે છે જન્મ પછીના પહેલા ત્રણ દિવસ સુધી બાળકને ગળથૂથી પીવડાવવામા આવે છે એમા દિવેલ ઘી અને મધનુ મિશ્રણ હોય છે એ મિશ્રણમા રૂનુ પૂમડુ બોળી એ પુમડામાથી ગળથૂથીના ટીપા બાળકના મોમા મૂકવામા આવે છે

**છઠ્ઠીનો વિધિ:** છઠ્ઠે દિવસે છઠ્ઠીનો વિધિ કરવામા આવે છે એમ મનાય છે કે છઠ્ઠીને દિવસે મધ્યરાત્રીએ વિધાતા બાળકનું ભાવિ લખવા માટે પધારે છે આ પ્રસંગે વિધાતાને જરૂરી સાધનો પૂરા પાડવાનો આ વિધિનો હેતુ હોય છે તે માટે સુવાવડી સ્ત્રીના ખાટલા નજીક પાટલો મૂકી તે ઉપર સફેદ લૂગડ પાથરવામા આવે છે આ પ્રમાણે તૈયાર કરેલા પાટલા ઉપર ઘઉ ચોખા, કંકુ રૂપાનો રૂપિયો તાંબાનો સિક્કો, ખડિયો, બરુનો કિત્તો સોપારી, ગોળ ઘીનો દીવો, અને જેના બધા બાળકો હયાત હોય તેના કુટુમ્બમાથી આણેલો કાપડનો કકડો મૂકવામા આવે છે સવાર થતા આ બધી ચીજો ઉઠાવી લેવામા આવે છે તેમાથી પાટલા પર મૂકેલા કાપડના કકડાનુ ઝભલુ સીવડાવી બાળકને પહેરાવવામાં આવે છે બાકીની ચીજો બ્રાહ્મણને, કુટુમ્બના ગોરને અર્પણ કરવામા આવે છે આ જાતકર્મનો સસ્કાર થયો

**નામ પાડવાનો વિધિ:** પછી નામકર્મનો સસ્કાર આવે છે, તે બારમે દિવસે કરવાનો હોય છે એને 'બારો બળિયા' અથવા 'બાળાબળિયા' કહે છે જો જન્મેલુ બાળક છોકરો હોય તો તેના નામકર્મ માટે ચાર નાનકડા છોકરાઓને બોલાવવામા આવે છે, છોકરી હોય તો ચાર નાની છોકરીઓને બોલાવવામા આવે છે પછી એક સફેદ કકડો પાથરી તેમા નવા જન્મેલા બાળકને સુવાડવામા આવે છે, અને પેલા ચાર બાળકો એ કપડાના ચાર છેડા પકડી બાળકને ઝુલાવે છે આ વિધિ વખતે બાળકની ફોઈ સામાન્ય રીતે હાજર રહે એવો રિવાજ હોય છે પરંતુ હમેશા ફોઈ હાજર હોતી નથી બાળકને ઝુલાવતા નીચેનુ ગીત ગવાય છે —

'ઓળી ઝોળી પિપળ પાન, ફોઈએ પાડ્યા (અમુક) નામ'

આ પહેલા જોષી જન્માક્ષર તૈયાર કરી નાખે અને બાળકના નામ માટે રાશી નક્કી કરી આપે એવી પ્રથા હતી અને તે ઉપરથી આ વિધિ પ્રસંગે બાળકનુ નામ જાહેર કરવામા આવતુ તે બદલ ફોઈને ભેટ મળતી અને ફોઈ

વિધિ વખતે બાળકને પણ ભેટ આપતી. કોઈની ભેટ અલ્પ હોય-ઘણું કરીને ખારેક જ હોય-અને તેના બદલામાં કોઈને મોટી રકમની ભેટ આપવી પડતી. કોઈને આ પ્રસંગે રીઝવવાનું મુશ્કેલ બનતું. તેથી કહેવત પડી છે કે કોઈની ખારેકો દાંત કાઢે. હાલ આ વિધિ ભાગ્યે જ થાય છે. મોટે ભાગે વિધિ વિના જ બાળકનું નામ પાડવામાં આવે છે અને ઘણાં બાળકો મોટી ઉંમર સુધી નામ વિનાનાં જ ફરે છે, 'બાબો' અને 'બેબી' એ નામો વડે આવાં બાળકો સંબોધાય છે. 'બેબી' અંગ્રેજી શબ્દ છે.

**નિષ્ક્રમણ અને અન્નપ્રાશન :** નિષ્ક્રમણ એ બાળક ચાલતાં શીખે તે પ્રસંગનો વિધિ છે. અન્નપ્રાશન એ બાળક અનાજ ખાવાનું શરૂ કરે તે પ્રસંગનો વિધિ છે. હાલ આ વિધિ થતો નથી. જોકે એ બંને પ્રસંગોએ માબાપ આનંદ વ્યક્ત કરે છે ખરાં. બાળક છથી આઠ માસનું થાય ત્યાં સુધી એ ચાલતું અને અન્ન ખાતું થાય એમ મનાય છે.

**ચોલકર્મ ઉર્ફે બાધા ઉતારવાનો વિધિ :** ચોલકર્મ એ વાળ ઉતરાવવાનો વિધિ છે. એને બાધા ઉતરાવવી એમ પણ કહે છે. બાળક ત્રણ કે પાંચ વરસનું થાય અને તે છોકરો હોય તો આ વિધિ કરવાનો હોય છે અને એ વિધિ થતાં સુધી બાળક જીવે તો તેની વાળ ઉતરાવવાની ક્રિયા વખતે કોઈ દેવને ખાસ બલિદાન કે ભેટ ધરવાનો તેનાં માબાપ સંકલ્પ કરે છે. આ સંકલ્પ બાધા કહેવાય છે અને એ બાધા પ્રમાણે વાળ ઉતરાવવાનો વિધિ કરવામાં આવે તેથી એ પ્રસંગને બાધા ઉતરાવવી એમ કહેવાય છે. ઘણું કરીને કુળદેવી અથવા કોઈ મોટી માતા અથવા ઇષ્ટદેવના મથકે આ માટે જવાનું હોય છે. ખેડા જિલ્લાના લોકો પેટલાદ તાલુકામાં આવેલી આશાપુરી માતાએ, પીજના કપિલેશ્વર મહાદેવે કે ડાકોરના રણછોડજીને ધામે આ માટે જાય છે. કોઈ અંબાજી, બહુચરાજી કે વડતાલ પણ જાય છે. કેટલાક વીરપુરના દરિયાપીરની પણ બાધા રાખે છે. કુળદેવીને મથકે વાળ ઉતરાવ્યા પછી દરિયાપીરની બાધા ઉતરાવવા માટે કેટલાક જાય છે અને તે માટે માથાના નીચલા ભાગમાં થોડાક વાળ અનામત રાખવામાં આવે છે. એને અલ્લા ચોટલી કહે છે. પહેલાં બાધા ઉતાર્યા પછી ચોટલી રાખવાનો રિવાજ હતો. હવે એ રિવાજ નથી.

બાધાનો પ્રસંગ ઊજવવા માટે બાળકનું આખું કુટુંબ નજીકનાં સગાંને લઈને દેવસ્થાને જાય છે. ત્યાં વિધિપૂર્વક માથું મૂંડવામાં આવે છે અને બાળકને દેવને પગે લગાડવામાં આવે છે. બ્રહ્મભોજન થાય છે. સુધારકો આ વિધિ બંધ કરવામાં માને છે. તોપણ જ્યારે બાળક પહેલી વાર હજામત કરાવે છે ત્યારે એની માતા કંસાર રાંધે છે, અને હજામત કરનારને ખાસ બક્ષિસ આપવામાં આવે છે.

**ઉપનયન ઉર્ફે જનોઈ :** ચોલકર્મનો વિધિ પૂરો થયા પછી એટલે કે પાંચ વર્ષની ઉંમરે બાળક ઉપનયન અથવા યજ્ઞોપવિતના સંસ્કાર માટે તૈયાર થાય છે. એને માટે જનોઈ શબ્દ વપરાય છે. તે યજ્ઞોપવિત ઉપરથી બનેલો શબ્દ છે. એનું પ્રાકૃત રૂપ જણ્ણોવઈસ છે. હિંદુ શાસ્ત્ર પ્રમાણે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એવા મનુષ્યોના ચાર પ્રકાર પાડવામાં આવ્યા છે. તે વર્ણ કહેવાય છે. આ ચાર વર્ણ પૈકી શૂદ્ર સિવાયની ત્રણ વર્ણને જનોઈ પહેરવાનો અધિકાર હોય છે. વિધિપૂર્વક જનોઈ પહેર્યા પછી બાળક દ્વિજ બને છે. जन्मना जायते शूद्रः संस्कारात् द्विज उच्यते એમ એક શ્લોકમાં કહેલું છે. એ જ રીતે દ્વિજ બનેલો બ્રાહ્મણ શાસ્ત્રનું જ્ઞાન પ્રાપ્ત કરે ત્યારે વીપ્ર કહેવાય છે અને તપ કરી સિદ્ધિ મેળવે ત્યારે બ્રાહ્મણ બને છે. આ તપસ્વી જીવનની તૈયારી રૂપે જનોઈનો વિધિ યોજેલો છે. હાલ બ્રાહ્મણ સિવાયના કેટલાક સોની, સુથાર, બારોટ, ગરાશિયા જનોઈ ધારણ કરે છે. વાણિયા, પાટીદાર ભાગ્યે જ જનોઈ પહેરે છે. બારોટ જ્ઞાતિમાં લગ્ન સમયે જ જનોઈનો વિધિ થાય છે. મુખ્યત્વે હાલ બ્રાહ્મણોમાં આ સંસ્કાર કરવાનો રિવાજ ચાલુ છે.

બ્રાહ્મણોમાં જનોઈ દેવાનો પ્રસંગ લગ્નની માફક ધામધૂમથી ઊજવાય છે. તે પ્રસંગે ઘર રંગાવવામાં આવે છે. આંગણામાં બે દિવસ પહેલાં ચંદરવો, ચિત્રામણવાળું ચોરસ લૂગડું, બાંધવામાં આવે છે. જ્ઞાતિભોજન પણ થાય છે અને ધાર્મિક વિધિ માટે વિવિધ સામગ્રી તૈયાર કરવામાં આવે છે. સગાંસંબંધીઓને છાપેલી કુમકુમ પત્રિકાઓ લખી આ પ્રસંગે તેડાવવામાં આવે છે. જેને જનોઈ દેવાની હોય છે તે બાળકને પીઠી ચોળવામાં આવે છે. એમ કરતા પહેલાં એક દિવસ અગાઉ ગોત્રજની પૂજા થાય છે, વાજાં વાગે છે, અને પ્રસંગનાં ગીતો રિવાજ મુજબ ગવાય છે.

જનોઈનો વિધિ બપોર પછીના સમયે કદી થતો નથી. વિધિ કરતા પહેલાં બાળકના માતાપિતા સ્નાન કરી શુદ્ધ થાય છે. તે પછી પ્રથમ જાતકર્મનો વિધિ કરવામાં આવે છે. હાલ આ વિધિ બંધ થયો છે. જનોઈ પહેરાવવાનો વિધિ અગ્નિ સમક્ષ થાય છે. એ વિધિ કરતાં તરતાં કુળગોર બાળકને ગુપ્ત રીતે ગાયત્રી મંત્રનું દાન આપે છે. ગુપ્તતા જાળવવા માટે બાળક તેમ જ ગોરને માથે રેશમી વસ્ત્ર

ઓઢાડવામા આવે છે ગાયત્રી મંત્રનુ દાન થયા પછી બાળકની સમક્ષ કલમ, આરસી, પુસ્તક, વગેરે ચીજો મૂકી તેમાથી એક ચીજ ઉપાડવાનુ તેને કહેવામા આવે છે બાળક જે વસ્તુ પસદ કરે તે ઉપરથી તેના ભાવિ ધધા વિષે અટકળ કરવામા આવે છે સાજના પહોરે વરઘોડો કાઢવામા આવે છે નજીકને ચકવે વરઘોડો અટકે છે ત્યા થોડીક ધાર્મિક ક્રિયા થાય છે તે પછી બડવો દોડાવવામા આવે છે ઉપવિત ધારણ કરેલો બાળક સન્યાસીનો દડ ધારણ કરી ગુરુને ઘેર દોડી જવાનો પ્રયત્ન કરે છે આવો બાળક બટુક કહેવાય છે દોડી જતા બટુકને તેના મામા પકડી લાવે છે અને સન્યાસીનો વેશ ઉતારી સુદર કપડા પહેરાવી તેને ઘોડા ઉપર બેસાડવામા આવે છે પછી વરઘોડો ગામમા ફરી ઘેર આવે છે સામાન્ય રીતે જનોઈનો વિધિ થયા પછી બાળક ગુરુને ઘેર વિદ્યા ભણવા જતો અને ૨૫ વર્ષની ઉમર સુધી તે વિદ્યાભ્યાસ કરતો ત્યાં સુધી તે બ્રહ્મચારી કહેવાતો હાલ એ આદર્શ માત્ર જનોઈના વિધિમા અને સામાજિક ઉત્સવમા મર્યાદિત થઈ ગયો છે

**નિશાળે બેસવાનો વિધિ:** ગુરુને ઘેર ભણવા જવાનુ અત્યારે રહ્યુ નથી પરતુ ગામમા આવેલી નિશાળમા દાખલ થવાની ફરજ હવે તમામ બાળકો ઉપર આવી છે ઘણા જૂના સમયથી બાળકને નિશાળે બેસાડવાનો વિધિ કરવામા આવે છે બ્રિટિશ પદ્ધતિની નિશાળો આવતા પહેલા આ વિધિ પણ મહત્વનો હતો હાલ સારુ મુહૂર્ત જોઈને બાળકને નિશાળમા દાખલ કરાવવામા આવે છે તે પ્રસગે પતાસાં, કે મીઠાઈ વહેચવામા આવે છે

**વેદાભ્યાસ:** ઉપનયન પછી ચાર વેદના વ્રત આવે છે હાલ વેદનો અભ્યાસ જૂની પદ્ધતિએ થતો નથી એટલે આ સસ્કાર કરવાનો રિવાજ નથી વિદ્યાભ્યાસ અંગે જે કંઈ વિધિ થાય છે તે હવે તો શાળા મહાશાળાઓમા થાય છે

**હજામત:** કેશાત એ હજામતનો વિધિ છે બ્રહ્મચારી અવસ્થામા વિદ્યાર્થીએ હજામત કરાવવાની હોતી નથી એટલે એના શરીર ઉપરના વાળ અસલ સ્થિતિમા રહેતા એ વાળનુ મુડન કરવાનો વિધિ એના યૌવનની અવસ્થામા થતો એના આરોપ રૂપે છોકરો જ્યારે પહેલી વાર દાઢી મુડાવે ત્યારે સસ્કાર કરવાનો ઘરમા રિવાજ હતો અત્યારે એવુ કંઈ થતુ નથી એજ રીતે છોકરી જ્યારે પહેલીવાર રજસ્વાલા થાય ત્યારે તેને વિધિપૂર્વક સ્નાન કરાવવાનો રિવાજ હતો હાલ એ પણ થતો નથી

**સમાવર્તન:** વિદ્યાભ્યાસ પૂરો થયા પછી ગુરુને ઘેરથી બ્રહ્મચારીને વિદાય આપવામા આવે એ સમયને સમાવર્તન કહેતા હાલની શાળા મહાશાળાઓમા આ પ્રસગ ઊજવવાનો રિવાજ છે તેમા સસ્થા છોડી જતા છેલ્લા વર્ષના વિદ્યાર્થીઓને ભોજન કે અલ્પાહારનુ માન અપાય છે સભા ભરી બોધ અપાય છે, ફોટો પડાય છે અને વિદ્યાર્થીઓ સસ્થાને કંઈક ભેટ આપે છે

# ૩

# રીતરિવાજો–(૨)

### લગ્ન પ્રસંગના રિવાજો

**લગ્ન ઉમર:** સોળમો સસ્કાર પરિણય એટલે લગ્ન કહેવાય છે એ સસ્કાર પછી માણસ પરિણીત એટલે પરણેલો કહેવાય છે ત્યા સુધીમા તેણે જીવન જીવવા માટે જ્ઞાન, સયમ, સદાચાર અને તપની તાલીમ લેવાની હોય છે પૂરે પૂરી તાલીમ લીધા પછી જ લગ્નનો સસ્કાર થતો એ ઘણી સૂચક હકીકત છે અલબત્ત, આ પ્રથા સેંકડો વર્ષ પૂર્વે નબળી બની ગઈ હતી અને હાલના હિંદુ સમાજને તો બાળ વિવાહનો જ વારસો મળેલો છે બ્રિટિશ રાજ્ય આવ્યુ ત્યારે હિંદુઓ જન્મથી જ વિવાહ કરતા અને કન્યા સાત કે નવ કે અગિયાર વર્ષની થાય ત્યા સુધીમા તો લગભગ એટલી જ કે તેથી નાની ઉમરના છોકરા સાથે તેનુ લગ્ન કરી નાખતા આ રિવાજ સુધારવા લગભગ સો–સવાસો વર્ષથી સુધારાની ચળવળ ચાલે છે તેને પરિણામે બાળવિવાહના રિવાજમા સુધારો થયો છે તે અગે સારડા એક્ટ નામનો કાયદો પણ થયો છે તેથી ૧૪ વર્ષથી નાની વયની કન્યાનુ લગ્ન થઈ શકતુ નથી અને લગ્ન માટે છોકરાની ઉમર ઓછામા ઓછી ૧૮ વર્ષની ઠરેલી છે આ ઉમરો વધારીને અનુક્રમે ૧૬ અને ૨૧ ની છેલ્લા લગ્ન અગેના કાનૂન દ્વારા કરવામા આવી છે ખેડા જિલ્લામા હાલ કન્યાનું લગ્ન ૧૪ થી ૧૬ વર્ષની ઉમરે અને છોકરાનુ ૧૮ થી ૨૦ વર્ષની ઉંમરે થાય છે એથી મોટી ઉમરે તેમ એથી નાની ઉમરે પણ લગ્ન થાય છે જુઓ

પૃ. ૨૧૭. જૂની માન્યતા પ્રમાણે ૧૧ વર્ષની કન્યાની ઉંમર કન્યાકાળ ગણાય છે. તે પછી કન્યા રજસ્વલા બને છે. તેમ થતા પહેલાં એને પરણાવી દેવી એ ધર્મ મનાય છે. તેથી કન્યાકાળ વીત્યા પહેલાં દીકરીને પરણાવવા માબાપ અધીરાં બને છે.

**કન્યાઓનું શિક્ષણ :** લગ્નની ઉંમર સુધી છોકરાઓ તો કંઈ ને કંઈ ભણતા હોય છે. પરંતુ કન્યાઓને પ્રાથમિક ચાર ધોરણથી વધુ ભણાવવાની તક મળવી મુશ્કેલ હોય છે. ગામડામાં તો અર્ધા ભાગની કન્યાઓને આટલું શિક્ષણ પણ મળતું નથી. એથી ઊલટું મોટાં મોટાં ગામોમાં પ્રાથમિક સાત ધોરણ, એસ. એસ. સી અને કૉલેજ સુધી પણ કન્યાઓ શિક્ષણ લેતી થઈ છે. બહુ ભણેલી દીકરી માટે ભણેલો ને પૈસાદાર વર જોઈએ અને તે મળવો દુર્લભ હોય છે એવી દઢ માન્યતા પ્રવર્તે છે. આ કારણે શક્તિશાળી કન્યાઓને તેમની પ્રબળ ઇચ્છા છતાં ઉચ્ચ શિક્ષણ લેતાં અટકાવવામાં આવે છે. માત્ર ઉપલા થરનાં કુટુંબોની દીકરીઓ કૉલેજનું શિક્ષણ લે છે.

**ત્રણ તબક્કા : વિવાહ, લગ્ન, આણું :** લગ્નવિધિ ત્રણ તબક્કે થાય છે. પહેલો તબક્કો વિવાહ કે વાગદાન કહેવાય છે. બીજો લગ્ન કહેવાય છે અને ત્રીજો આણું કહેવાય છે.

**વિવાહ :** વિવાહ કે વાગદાન એ છોકરા છોકરીના લગ્ન માટે તેમનાં માબાપે પરસ્પર આપેલા વચનનો વિધિ છે. એને ચાંલ્લા કરવા એમ પણ કહે છે. એ વિધિથી જાહેર થાય છે અમુક માબાપની અમુક કન્યા અમુક માબાપના અમુક છોકરા સાથે પરણાવવાનું બંને પક્ષના માબાપોએ નક્કી કરેલું છે. આ માટે હિંદુ સમાજમાં કન્યાના બાપ તરફથી વરના બાપને વિવાહની દરખાસ્ત રૂબરૂ અથવા કોઈની મારફતે પહોંચાડવામાં આવે છે. સામાન્ય રીતે આ દરખાસ્ત સ્વીકારવી એ બંને પક્ષને માટે શોભારૂપ ગણાય છે. જૂના વખતમાં આ દરખાસ્તનો ઇનકાર કરનાર પ્રત્યે કન્યાવાળા દંશ પણ રાખતા. હાલ કન્યાની તેમ જ વરની પસંદગી કરવાનો રિવાજ દાખલ થયો છે, તેથી વરવાળા કન્યા વિશે પૂરતી તપાસ કરે છે અને વરકન્યા એકબીજાને જુએ એવી સગવડ પણ ઉપલી જ્ઞાતિઓમાં કરી આપવામાં આવે છે. એથી આગળ જઈ વરકન્યાના જન્માક્ષર મેળવવામાં આવે છે, તેમનાં ગોત્રની તપાસ કરવામાં આવે છે. સામાન્ય રીતે એક જ ગોત્રના વંશજોમાં કે પિતરાઈઓમાં લગ્ન થતું નથી. એ સિવાય દરેક પક્ષ પોતપોતાની દૃષ્ટિએ સામા પક્ષની પૂરતી તપાસ કરીને વિવાહ કરવાનું ઠરાવે છે. ઉચ્ચ ગણાતી જ્ઞાતિઓમાં આ પદ્ધતિએ વિવાહ ગોઠવાય છે. હલકી કે પછાત ગણાતી જ્ઞાતિઓમાં આટલી બધી ઝીણવટ પળાતી નથી.

**કન્યા વિક્રય : સાટાં–તેખડાં :** છોકરા–છોકરીની લગ્ન માટેની લાયકાત અને પસંદગીનો મુદ્દો પત્યા પછી, બંને પક્ષ વિવાહ કરવાનો વિચાર કરે એટલે વિવાહથી આણા સુધીના પ્રસંગોએ કરવાની નાણાં, ઘરેણાં અને પરઠણની વિગતો નક્કી કરવામાં આવે છે. આ માટે જ્ઞાતિ પરત્વે જુદા જુદા રિવાજ હોય છે. જે જ્ઞાતિઓમાં કન્યાની અછત હતી ને છે, તે જ્ઞાતિઓમાં કન્યાનાં માબાપ કન્યા પરણાવવા બદલ વરપક્ષ પાસેથી ૨૦૦–૫૦૦ થી હજારો રૂપિયાની કિંમત લેતાં. એ રીતે કન્યા વેચવાનો રિવાજ–કન્યા વિક્રય–વીસમી સદીની શરૂઆત સુધી હતો. હાલ ખેડા જિલ્લામાં આ રિવાજ છેક હલકી જ્ઞાતિઓમાં જ રહ્યો છે. છતાં જિલ્લા બહારથી વેચાતી કન્યાઓ લોકો લાવે છે. કન્યાવિક્રયનું બીજું સ્વરૂપ સાટાં–તેખડાં છે. એક માણસ પોતાની કન્યા અમુક છોકરાને પરણાવે, તેના બદલામાં છોકરાના સગામાંથી એક અથવા વધુ કન્યાઓ છોકરીના સગામાંથી કોઈ એક કે વધુ છોકરાઓને પરણાવવાની શરત કરવામાં આવતી. આ રિવાજ પણ હાલ લગભગ બંધ થયો છે. ના છૂટકે જ એ પદ્ધતિ વપરાય છે.

**વરવિક્રય : પરઠણ :** કેટલીક જ્ઞાતિઓમાં–ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં–પરઠણનો રિવાજ છે. તેમાં વરપક્ષ કન્યાનાં માબાપ કે વાલી પાસેથી ચોક્કસ રકમની પરઠણ લે છે. આ પરઠણનો આંકડો નક્કી કરતી વખતે આખા લગ્નપ્રસંગના તમામ તબક્કાઓએ લેવાની રકમો અને વસ્તુઓની વિગતો નક્કી કરવામાં આવે છે. આ બાબતમાં કેટલીક જ્ઞાતિઓમાં નિયમો ઠરેલા છે. જે જ્ઞાતિઓમાં મોટી રકમની પરઠણ લેવાતી નથી તેમાં પણ પરઠણની અલ્પ રકમ વરને આપવાનું ઠરેલું હોય છે. એ સૂચવે છે કે પરઠણ જેને પહેરામણી પણ કહે છે— તેનો રિવાજ હિંદુ સમાજની ઘણી જ્ઞાતિઓમાં એક જમાનામાં સામાન્ય હશે.

**પલ્લું :** જે જ્ઞાતિઓમાં મોટી રકમની પરઠણ લેવાય છે તે જ્ઞાતિઓમાં કન્યાના આર્થિક હિતની તમામ જવાબદારી કન્યાનાં માબાપ ઉઠાવે છે. ખાનદાન કુટુંબો આ બાબતમાં એકબીજાના સંજોગો પ્રમાણે વાજબી રીતે વર્તે છે. પરંતુ ઘણાં કુટુંબો કન્યાપક્ષને સતાવીને વધુ ને વધુ નાણાં પડાવે છે. જે જ્ઞાતિઓમાં પરઠણનો રિવાજ નથી તેઓ કન્યાના ભાવિ રક્ષણ માટે લગ્ન સમયે જ પલ્લું મુકાવે છે. એની રકમ વિવાહનો નિર્ણય લેતી વખતે જ નક્કી થાય છે. કેટલીક જ્ઞાતિઓમાં આ વિગત બંધારણમાં જ ઠરાવેલી હોય છે.

આ પલ્લુ એ સ્ત્રીધન ગણાય છે તે વરકન્યાના નામથી ત્રાહિત સ્થળે વ્યાજે મુકાય છે તેનો વહીવટ કન્યાપક્ષ કરે છે લગ્ન પછી સ્ત્રીને બાળક થાય અને તે પોતાનુ અલગ ઘર માંડે ત્યારે આ રકમ તેના પતિને સોંપવામા આવે છે પલ્લાની રકમ ઘણી નાની હોય છે–૧૦૦ થી ૫૦૦ રૂપિયા

**વિવાહનો વિધિ : ચાંલ્લો :** ઉપર પ્રમાણે વિક્રય તથા પલ્લાની શરતો નક્કી થયા પછી વિવાહનો વિધિ થાય છે તે માટે કન્યાપક્ષના કુટુબીઓ પોતાના સબધીઓને લઈને વરપક્ષને ઘેર જાય છે ત્યાં વરપક્ષના સબધીઓ અને જ્ઞાતિજનોને બોલાવવામા આવે છે વરને પાટના કે બાજઠ પર બેસાડી ગોર ચાલ્લાનો વિધિ કરે છે તે વખતે અગા ઉથી નક્કી થયા મુજબ અથવા જ્ઞાતિના બધારણમા ઠરાવ્યા મુજબ ભેટોની આપલે થાય છે કેટલીક જ્ઞાતિઓમા પોતાના ઇષ્ટદેવને ભેટ મોકલીને અથવા જ્ઞાતિ પચને ભેટ મોકલીને વિવાહ નોધાવવામા આવે છે કેટલીક જ્ઞાતિઓમા વિવાહના લેખી કરાર થાય છે એ કરારમા વરકન્યાના નામ, તેમનાં માતાપિતાના નામ વગેરે વિગતો ઉપરાત લગ્ન વખતે આપ વાનુ પલ્લુ તથા પરઠણની વિગતો લખવામા આવે છે એ કરારની નકલ કન્યાપક્ષ તેમ જ વરપક્ષ પાસે રહે છે તેના ઉપર જ્ઞાતિપચના આગેવાનોની સાક્ષીઓ લેવામાં આવે છે વિવાહવિધિ પૂરો થયા પછી ગોળધાણા વહેચાય છે અને સગાને કસાર પણ જમાડવામા આવે છે જ્ઞાતિ પરત્વે આ વિગતોમા થોડા ફેરફાર હોય છે વિવાહનો વિધિ ચોમાસામા થતો નથી સામાન્ય રીતે માગશર, મહા, ફાગણ, ચૈત્ર, વૈશાખ કે જેઠ માસમા આ વિધિ થાય છે આ વિધિને ચાલ્લાનો વિધિ પણ કહે છે

**વસનની માટલી : ગળ્યા મોં :** વિવાહવિધિ થયા પછી પહેલી તકે વર તરફથી કન્યાને વસનની માટલી મોક લવામા આવે છે વસનનો અર્થ કપડુ થાય છે એટલે વસનની માટલીમા મુખ્યત્વે વર તરફથી કન્યાને પહેરવા માટે એક જોડ કપડા, ઘરેણા અને સાકર અથવા મીઠાઈ મોકલ વામા આવે છે એ પછી કન્યાને વરને ઘેર પ્રથમ ભોજન માટે આમત્રણ આપવામા આવે છે કન્યા વસનના કપડા પહેરી ત્યા જાય છે તેને કસાર જમાડી ભેટ આપવામા આવે છે આ વિધિને ગળ્યા મો કરાવવાનો રિવાજ કહે છે એ જ રીતે કન્યાને ઘેર વરને બોલાવી વરના પણ ગળ્યા મો કરાવવામા આવે છે આ રીતે વિવાહિત વરકન્યાનો પ્રાથમિક સબધ સ્થપાય છે તે પછી સારેમાઠે પ્રસગે વર કન્યા એક બીજાને ઘેર જતા આવતા થાય છે તેમને મા બાપો તરફથી ભેટો પણ મોકલવામાં આવે છે પાટીદાર જ્ઞાતિમા મોટે ભાગે વરને જ કન્યા તરફથી માટલી અને ભેટો મોકલાય છે બીજી જ્ઞાતિઓમા વર તરફથી કન્યાને ભેટો મોકલવાનો રિવાજ હોય છે હાલ વરકન્યાની ઉમર મોટી હોવાથી લગ્ન પહેલા તેમને હળવા મળવાના પ્રસગ મળે છે કેટલાક માબાપ કુવારાં વરકન્યાને પત્રવ્યવહારની પણ છૂટ આપે છે થયેલા વિવાહ ગભીર કારણ સિવાય તોડવા એ ઘણુ હલકુ ગણાય છે કેટલીક જ્ઞાતિઓમા એ માટે સખત શિક્ષા બધારણમા ઠરાવેલી હોય છે

**લગ્નતિથિ :** મોટે ભાગે કન્યાપક્ષની અનુકૂળતા પ્રમાણે લગ્ન લેવાય છે માગશરથી જેઠ માસ સુધીનો સમય લગ્ન ગાળો ગણાય છે એ પાચ માસમા જ હિદુઓ લગ્ન કરે છે વરકન્યાના જન્માક્ષર જોઈ લગ્નતિથિ નક્કી કરવામાં આવે છે આ પ્રસગે સગાસબધીઓ એકઠાં મળે છે, અને તેમની સમક્ષ લગ્નતિથિ ઉપરાત તે અગેના બીજા તમામ પ્રસગોના મુહૂર્ત નક્કી થાય છે એકઠા મળેલા સબધીઓ મારફતે આ સમાચાર જ્ઞાતિમાં અને ગામમા ફેલાય છે વરપક્ષને પદ્ધતિસર પત્ર લખી લગ્નતિથિની જાણ કરવામા આવે છે

**લગ્નની તૈયારીઓ : વડી-પાપડ, કકોતરી, માંડવા મુહૂર્ત વગેરે :** પછી બને તરફથી લગ્નની તૈયારીઓ આરભાય છે સૌ પ્રથમ ઘર રગાય છે અને ધોળાય છે ત્યારથી જ ગીતો ગાવાનુ શરૂ થાય છે દરેક પ્રસગ માટે અલગ ગીતો હોય છે તે બધા ગાવાનો આનદ માનવો એ સ્ત્રીઓનો હક્ક મનાય છે લગ્નના થોડા દિવસ અગાઉ જ્ઞાતિની સ્ત્રીઓને બોલાવી શેરી વચ્ચે ખાટલો મૂકી વિધિ પૂર્વક વડીઓ મૂકવામા આવે છે (ચોળાના લોટની એક વાની) ત્યારથી લગ્નના પ્રસગનો આરભ થયો ગણાય છે વડીઓ મુકાઈ ગયા પછી ખાસ સજોગો સિવાય લગ્ન મોકૂફ રાખી શકાતુ નથી વડીઓ પછી પાપડ તૈયાર કર વામા આવે છે અને મીઠાઈ વહેચવાનો રિવાજ હોય તો મીઠાઈ પણ તૈયાર કરવામા આવે છે વડીઓ-પાપડ જ્ઞાતિમા ચાલતા આવેલા રિવાજ પ્રમાણે વહેચવામા આવે છે તે પછી કકોતરીઓ લખવાની હોય છે કકોતરી એટલે લગ્ન પ્રસગે આવવા માટેનુ નિમત્રણ પહેલા સામાન્ય કાગળ અથવા ટપાલી પત્તુ હાથે લખીને તે ઉપર કકુના છાંટા નાખવાનો રિવાજ હતો એવા કાગળને કકોતરી કહેતા કેટલાક તે લાલ શાહીથી લખતા હાલ કકોતરીઓ છપા વવાનો રિવાજ સામાન્ય થઈ ગયો છે તે લખવાની પદ્ધતિ

જૂના વખતમાં એક જ પ્રકારની હતી. તેમાં અનેક રીતની વિવિધતા વધતી જાય છે. સામાન્ય રીતે લગ્નતિથિ પહેલાં ત્રણથી સાત દિવસ અગાઉ કંકોતરીઓ લખાય છે, અને લગ્નના ત્રણ ચાર દિવસ પહેલાં પ્રથમ મુહૂર્ત તરીકે માંડવો બંધાય છે. માંડવો બાંધતાં પહેલાં ઉકરડી નોંતરવામાં આવે છે. જે જગ્યાએ માંડવો બાંધવાનો હોય તેની બહાર નક્ષ-ત્રમાં અમુક વિધિ કરીને લોખંડનો ખીલો દાટવામાં આવે છે. ભૂતપિશાચ વગેરે અશુભ અસુરોને અટકાવવા આવી વિધિ કરવાનો રિવાજ છે. તે પછી થાંભલી રોપાય છે. તેમાં શમીવૃક્ષ સમડાના ઝાડની ડાળી સાથે એક વળી રોપ-વાની હોય છે. કુટુંબના પાંચ પુરુષો આ વિધિમાં ભાગ લે છે. એને માંડવા મુહૂર્ત કહે છે. એ જ દિવસે ઘરમાં ગણ-પતિ અને કુળદેવતાની સ્થાપના થાય છે. કોઈ વિશિષ્ટ દેવને માનતા હોય તો તે દેવની પણ ગણપતિ સાથે સ્થાપના કરવામાં આવે છે. એ બધા દેવોને ગોત્રજ કહે છે. જોકે ગોત્રજનો અર્થ કુળદેવતા થાય છે. માંડવા મુહૂર્ત થયા પછી માંડવો બાંધી શકાય છે. તે દિવસથી કુટુંબીઓ અને સગાં-સંબંધીઓને જમાડવાનું શરૂ થાય છે. કંકોતરીને માન આપી બહારગામનાં સગાં પણ તે દિવસથી આવવા લાગે છે. આ પ્રકારનો વિધિ કન્યા તેમ જ વર બંનેને ઘેર થાય છે. કન્યાને ત્યાં સારું ખર્ચ કરીને સુશોભિત માંડવો બાંધ-વામાં આવે છે. વરને ત્યાં માંડવો બંધાય છે, પણ તેમાં ઝાઝું ખર્ચ કરવામાં આવતું નથી. વરકન્યાનાં માબાપ અથવા ભાઈ ભોજાઈ આ વિધિ કરે છે. એમને માટે આ પ્રસંગ અપૂર્વ આનંદનો મનાય છે. સ્રી આ પ્રસંગનો લહાવો લેવા આતુર હોય છે.

**માંડવા મુહૂર્ત: ગોતરડો, મહાય, વરધ:** માંડવા મુહૂર્ત પછી ગોતરડો, મહાય અને વરધ એ ત્રણ પ્રસંગો ઊજવાય છે. કેટલીક જ્ઞાતિઓમાં આ ત્રણ પ્રસંગો ભેગા કરીને એક જ પ્રસંગ બનાવવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં એ ત્રણે પ્રસંગ જુદા જુદા ઊજવાય છે. એ માટે કુટુંબની સ્રીઓ અન્ય સ્રીઓ સાથે વાજાં સહિત કુંભારને ઘેર જાય છે. ત્યાંથી ગોતરડા માટે અમુક પ્રકારનાં માટીનાં વાસણ વિધિપૂર્વક લાવવાનાં હોય છે. આ વાસણ કુટુંબની નાની વહુ પાસે લેવડાવવામાં આવે છે, અને તે ગણપતિ સમક્ષ વિધિપૂર્વક ગોઠવવામાં આવે છે. આ કાર્ય સવારમાં થાય છે. જો કન્યાનું લગ્ન હોય તો બપોર પછી ફરીથી કુંભારને ત્યાં જઈ મહાય એટલે માટીનાં માટલાં લાવવામાં આવે છે. એ પણ કુટુંબની સ્રીઓ લાવે છે. રાત્રે ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં વરધ ભરવાનો રિવાજ હોય છે. તેમાં કુંભારને ઘેરથી માટીનાં વાસણ લઈ કૂવેથી તેમાં પાણી ભરવામાં આવે છે અને પછી પાણી ભરેલાં વાસણ કુટુંબની સ્રીઓ માથે મૂકી વરઘોડાના રૂપમાં ગામને ધોરી રસ્તે ફરી ઘેર લાવે છે. આ ત્રણે પ્રસંગ સ્રીઓને માટે ઉત્તમ પ્રકારના વસ્રઅલંકાર પહેરી આનંદથી મહાલવાના હક્કરૂપ ગણાય છે.

**પીઠી: ગ્રહશાંતિ, લગ્ન પડીકું:** લગ્નને આગલે દિવસે વરકન્યાને પોતપોતાને ઘેર ગણપતિ સમક્ષ પીઠી ચોળવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં મંડપમુહૂર્ત પછી ગ્રહશાંતિનો વિધિ કરવામાં આવે છે. ગ્રહશાંતિનો વિધિ જ્યોતિષશાસ્ત્ર પ્રમાણે અશુભ ગ્રહોની અસર અટકાવવા માટે હોય છે. ગ્રહશાંતિનો વિધિ પત્યા પછી કન્યા તરફથી વરને ઘેર લગ્નપત્રિકા મોકલવાની હોય છે. એમાં કન્યાપક્ષ તરફથી વરપક્ષને ઉદ્દેશીને લગ્નતિથિ પ્રમાણે લગ્ન કરવા માટે જાન લઈ આવવાનું આમંત્રણ લખેલું હોય છે. એ પણ પડીકાના રૂપમાં બીડીને તે સાથે એક નાળિયેર અને પાઘડી લઈ કન્યાના ગોરને વરને ત્યાં મોકલવામાં આવે છે. ગોર સાથે કન્યાપક્ષનો કોઈ પ્રતિનિધિ પણ જાય છે. વરને ત્યાં આ લગ્નપત્રિકાની આતુરતાથી રાહ જોવાય છે. લગ્નપત્રિકા લાવનાર ગોર આવતાં જ જ્ઞાતિજનોને એકઠા કરવામાં આવે છે અને તેમની સમક્ષ પીઠી ચોળેલા વરને પાઘડી બાંધી તેના હાથમાં લગ્નપત્રિકા તથા નાળિયેર મૂકવામાં આવે છે. તે પછી વરરાજા સ્નાન કરે છે અને તેનો વરઘોડો કાઢવામાં આવે છે.

**વરરાજા:** વરઘોડામાં નીકળનાર વરરાજાને સજ્જ કરવા બાબત જુદી જુદી જ્ઞાતિઓમાં જુદા જુદા રિવાજ હોય છે. પરંતુ સામાન્ય રીતે વરરાજા રેશમી વસ્રો પહેરે છે. તેના કપાળમાં તથા જમણા ગાલ ઉપર કંકુનો ચાંલ્લો અને ડાબા ગાલ ઉપર કાળો ચાંલ્લો (બાકું) કરવામાં આવે છે. તેને હાથે મીંઢળ બાંધેલું હોય છે. ઘોડે બેસતી વખતે વિધિ કરીને તેના હાથમાં કન્યા તરફથી આવેલું લગ્નપત્રિકાનું પડીકું તથા નાળિયેર મૂકવામાં આવે છે. આ પ્રસંગે વરની બહેન કે ફોઈ ઘોડાની નાથ ઝાલે છે. તેને ભેટ આપવામાં આવે છે.

**લૂણ ઉતારવું:** તે પછી વરરાજા ઘોડા ઉપર બેસે છે. તેની પાછળ તેની નાની બહેન લૂણ ઉતારવા બેસે છે. એક નાની વાડકીમાં મીઠાના સાત કાંકરા, સાત સોપારી અને એક રૂપિયો મૂકી કંકુના સાથિયાવાળો સફેદ લુગડાનો કકડો એ વાડકી પર ઢાંકી દઈ એક પડાના છેડા પાછળથી બાંધી દેવામાં આવે છે અને જે જગાએથી વાડકી પરનું કપડું

બાંધ્યું હોય છે તે જગાએથી કપડું પકડીને પેલી બહેન વરરાજાના માથા પર વાડકી હલાવે છે એટલે અંદરની ચીજો ખખડવાથી અવાજ થાય છે. આ ક્રિયાને લૂણ ઉતારવું કહે છે. હાલ ઘોડાને બદલે મોટર વપરાય છે. પહેલાં ઘોડા ઉપરાંત પાલખી પણ વપરાતી હતી.

**વરઘોડો :** એ પછી વરઘોડો નીકળે છે. તેમાં સગાંસંબંધીઓ ઉપરાંત ગામ પરગામના આમંત્રિત સ્નેહીઓ મોટી સંખ્યામાં હોય છે, તે બધા આગળ ચાલે છે. તેમની પાછળ વરરાજાનો ઘોડો કે મોટર હોય છે. તેની પાછળ વરની માતા માથે મોડ મૂકી હાથમાં રામણદીવો રાખી ગીત ગાતી ચાલે છે, અને તેની પાછળ બીજી સ્ત્રીઓ હોય છે, વરઘોડાની શોભા વધારવા સૌથી મોખરે વાજાંવાળાને રાખવામાં આવે છે. થોડે થોડે અંતરે મશાલો, કિસ્ટન લાઈટ અને વીજળીના દીવા માથે મૂકી મજૂરો ચાલતા હોય છે. સ્ત્રીઓ સતત ગીતો ગાય છે અને વાજાં પણ વાગતાં હોય છે. નાનાં બાળકો અલગ ઘોડા કે મોટરમાં બેસી મહાલે છે. વરઘોડો ગામના ધોરી રસ્તા ઉપર ચાલતો ચાલતો નક્કી કરેલા ઉતારાના સ્થળે આવે છે. વરઘોડાને ઉતારવાના રિવાજો જુદી જુદી જ્ઞાતિઓમાં જુદા જુદા હોય છે. સામાન્ય રીતે જ્યાં ગામમાં જ લગ્નો કરવાનો રિવાજ હોય ત્યાં કન્યાને ત્યાં વરઘોડો જાય છે અને વરરાજા કન્યાના મામાને ત્યાં જાનીવાસો કરે છે. વરઘોડાવાળાનું કન્યાના પિતાને ત્યાં સ્વાગત કરવામાં આવે છે. પહેલાં વિવિધ પ્રકારની લહાણીઓ કરવાનો રિવાજ હતો. હાલ માત્ર પાનસોપારી કે ચાપાણી થાય છે. જ્યાં જાન બહારગામ જવાની હોય ત્યાં કોઈ ગામ બહારના સ્થળે વરરાજાને જાનીવાસો આપવામાં આવે છે.

**જાન :** બીજે દિવસે સવારે જાન નીકળે છે. જાનમાં જવા બાબત દરેક જ્ઞાતિમાં જુદા જુદા રિવાજો હોય છે. જાનમાં જનારની સંખ્યા પચાસ કે સોની વચ્ચે સામાન્ય રીતે તો હોય છે જ. કેટલાક સુધારકો પાંચ, સાત, અગિયાર કે પચીસ માણસો જાનમાં લઈ જાય છે.

**જાનનો ઉતારો :** જાન કન્યાના ગામમાં આવી પહોંચતાં કન્યાપક્ષની જવાબદારી વધી જાય છે. જાનને માટે કેટલીક જ્ઞાતિઓમાં ગામની ધર્મશાળામાં ઉતારો રાખવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં કોઈ સગાને ઘેર ઉતારો રાખેલો હોય છે. ખાસ કરીને પાટીદાર જ્ઞાતિમાં જાનનો ઉતારો ધર્મશાળામાં હોય છે અને ત્યાં બધી સગવડો કરવામાં આવે છે. બીજી જ્ઞાતિઓમાં જાનૈયા ઘણે ભાગે પોતાના સગાને ત્યાં ઊતરે છે અને માત્ર વર તથા તેના નિકટના કુટુંબીઓ નક્કી કરેલે ઉતારે મુકામ રાખે છે.

**સામૈયું :** જાનનો મુકામ પ્રથમ તો ગામની ભાગોળે હોય છે. એ માટે કન્યા તરફથી સ્થળ નક્કી કરેલું હોય છે. ત્યાં કન્યાપક્ષવાળા પોતાના ગામના અને જ્ઞાતિના માણસોને લઈને જાનનું સ્વાગત કરવા જાય છે. તેને સામૈયું કહે છે. સામૈયા માટે કન્યાપક્ષના લોકો જાનના મુકામ આગળ આવતાં જાનવાળા વરની આજુબાજુ એક હારમાં ગોઠવાઈ જાય છે. એ જ રીતે કન્યાપક્ષવાળા પણ એક હારમાં ગોઠવાઈને વરપક્ષવાળા સાથે એકે એકે ભેટે છે અથવા તેમની જ્ઞાતિમાં જે શિષ્ટાચાર હોય તે શિષ્ટાચાર પ્રમાણે એકબીજાને વંદન કરે છે. વરરાજાને ગોળનું પાણી પિવડાવવામાં આવે છે. પછી વરઘોડાના રૂપમાં જાનને તેના ઉતારાને સ્થાને લઈ જવામાં આવે છે.

**જાનનું ભોજન :** સામૈયું થયા પછી એક બાજુ જાનને જમાડવાની તજવીજ થાય છે અને બીજી બાજુ લગ્નની તૈયારી થાય છે. જાન કેટલા દિવસ રહેશે, તેને કેટલી ટંક જમાડવામાં આવશે વગેરે વિગતો અગાઉથી નક્કી કરેલી હોય છે. એ બાબતમાં જ્ઞાતિના ઠરાવો પણ કરેલા હોય છે. સામાન્ય રીતે એકથી ત્રણ ટંક જાનને જમાડવામાં આવે છે. એક દિવસમાં એક વખત પાકું ભોજન અને એક વખત હાજરી આપવામાં આવે છે. હાજરીમાં દાળભાત, શીરો કે ખીચડી અપાય છે. પાટીદાર જ્ઞાતિ વિવિધ પ્રકારનાં મિષ્ટાન્ન હાજરીમાં આપે છે. તે ઉપરાંત ચા, કોફી, દૂધ, આઈસ્ક્રિમ વગેરે જાનૈયાઓની મરજી મુજબ આપવામાં આવે છે. સાંજના જમણમાં ઉપર ઘીનું જમણ સૌથી ઉત્તમ ગણાય છે. સામાન્ય રીતે રોટલી કે ચૂરમું આ માટે રાંધવામાં આવે છે. કેટલીક જ્ઞાતિઓમાં આ અંગે ચોક્કસ નિયમો હોય છે. તે મુજબ કંસાર કે લાપસી, રોટલી, ચૂરમું, લાડુ, દૂધપાક પૂરી, શિખંડપૂરી, મગજ કે મોહનથાળ પૂરી, બરફી ચૂરમુ, કળીના લાડુ, જલેબી, વગેરે મીઠાઈઓ પાકા ભોજનમાં વપરાય છે. તે સાથે અનેક પ્રકારનાં શાક, ભજિયાં, ચટણી, રાયતાં, દાળભાત, કઢી, પાપડ વગેરે વાનીઓ ઉત્સાહપૂર્વક તૈયાર કરી પીરસવામાં આવે છે. ભોજન વખતે પાટીદારો કન્યાને માંડવે શિસ્તપૂર્વક વર્તે છે. માંડવાને તે વખતે રંગોળી અને દીવાબત્તીથી શણગારવામાં આવે છે. રેડિયોનાં ગીતોથી માંડવો ગુંજે છે. સેંકડો મનુષ્યો ત્યાં જમવા આવે છે છતાં સંપૂર્ણ વ્યવસ્થા જળવાય છે. જાનને સામાન્ય રીતે પાટલા ઉપર જ જમાડવામાં આવે છે. બીજી જ્ઞાતિઓમાં આ પ્રકારની શિસ્ત કે વ્યવસ્થા ઓછાં જોવા મળે છે. જોકે એ બાબતમાં અમુક રિવાજો હોય છે ખરા. જમવા માટે કેટ-

ઓમાં પોતપોતાની વાડીઓ હોય છે. તેઓ એ વાડીમાં ભોજન લે છે. ભોજન પીરસવા માટે ખાખરાનાં પાનનાં બનાવેલાં પડિયા-પતરાળાં વપરાય છે. મોટે ભાગે આસન વિના જ જમીન ઉપર બેસવાનો રિવાજ હોય છે. પીવાનું પાણી ઘેરથી લઈ જવાનું હોય છે. કેટલીક જ્ઞાતિઓમાં જમાડનાર એ પૂરું પાડે છે. જમ્યા બાદ એઠાં પતરાળાં ઉપાડી લઈ જગા સાફ કરવાનું કામ વાળંદે કરવાનું હોય છે. કેટલીક જ્ઞાતિઓમાં આ કામ માટે વ્યવસ્થા હોતી નથી. તેથી ગંદકીમાં જ બીજી પંગથ જમવા બેસે છે. દેહશુદ્ધિને ચુસ્ત રીતે માનનાર હિંદુ સમાજની આ એક વિચિત્ર ઘટના છે.

**જુહાર, કલવો :** જાનને જમવાની વ્યવસ્થા એક બાજુ ચાલતી હોય છે ત્યારે બીજી બાજુ લગ્નવિધિની તૈયારીઓ થાય છે. સૌ પ્રથમ વર તરફથી કન્યાને માંડવે જુહાર કરવામાં આવે છે. તે માટે વર તરફથી કેટલાક માણસો કન્યાને માંડવે જાય છે. ત્યાં તેમનું સ્વાગત કરવામાં આવે છે. ભેટોની આપલે થાય છે. તે પછી કન્યા તરફથી સ્ત્રીઓ વરને કલવો પીરસવા જાય છે. દરેક જ્ઞાતિના આ બાબતમાં જુદા જુદા રિવાજ હોય છે. પરંતુ આ પ્રસંગે વરને માટે રિવાજ મુજબ ખાવાની ચીજો પહોંચાડવાની હોય છે. લગ્ન થતા સુધી વરકન્યાને ઉપવાસ કરવાના હોય છે.

**વરઘોડો, પોંખવાનો વિધિ :** કલવાનો વિધિ પત્યા પછી વરરાજા વરઘોડાના રૂપમાં કન્યાને માંડવે જાય છે. આ વરઘોડો પણ ધામધૂમથી નીકળે છે, અને વરરાજાનાં માબાપ પોતાની સંપત્તિનું તે પ્રસંગે પ્રદર્શન કરે છે. વરરાજા માંડવે આવે ત્યારે માંડવાના પ્રવેશદ્વાર આગળ તેમને પોંખવામાં આવે છે. આ એક વિગતભરપૂર વિધિ હોય છે. એ વિધિ પૂરી થતાં બે કોડિયાં બાંધી બનાવેલા સંપૂટ ઉપર પગ મૂકીને વરરાજાએ માંડવામાં દાખલ થવાનું હોય છે. વરરાજાનો પગ પડતાં આ સંપૂટ ભાંગવો જ જોઈએ એમ મનાય છે. એમ ન બને એ વરરાજાની નિર્માલ્યતાનું સૂચક મનાય છે. પોંખવાનો વિધિ કન્યાની મા કરે છે, અને તે બીજા લોકો રસપૂર્વક નિહાળે છે. સામસામાં ગીતો ગવાય છે અને વાજાં વાગે છે.

**લગ્નની વેદી :** માંડવામાં કન્યાના ઘર સમક્ષ લગ્નની વેદી મંડાય છે. તેને ચોરી કહે છે. તેની આજુબાજુ ચાર થાંભલા ઊભા કરી નાનો મંડપ બનાવેલો હોય છે. એ થાંભલા સાથે ઊતરડ બાંધેલું હોય છે. ઊતરડ એટલે સાત માટલાં એક બીજાની સાથે ગોઠવેલાં હોય એવી રચના. આ પ્રકારની લગ્નવેદી ઉચ્ચ વર્ણના લોકો જ રચે છે. સામાન્ય રીતે લગ્નની વેદી ઉપર એક ચંદરવો બાંધવામાં આવે છે અને તેની નીચે લગ્નનો વિધિ થાય છે. લગ્નવેદીના આ સ્થળને માંહ્યરું કહે છે.

**લગ્નવિધિ :** લગ્નના વિધિમાં અનેક વિગતો હોય છે પરંતુ તેમાં મુખ્ય બાબતો બે હોય છે. એક તો એ કે લગ્નવિધિ શરૂ કરતાં પહેલાં અમુક પ્રાથમિક વિધિ થાય છે, તે પછી કન્યાને તેના મામા ઊંચકીને કે હાથ વડે દોરીને માંહ્યરામાં પધરાવે છે—લગ્નવિધિને સ્થળે લાવે છે ને બેસાડે છે, આ પ્રસંગે કન્યાને પાનેતર પહેરવાનું હોય છે, પાનેતર એ માતાની ચુંદડી જેવું રેશમી વસ્ત્ર છે, એની રચના ને પ્રકારમાં જ્ઞાતિ પરત્વે ફેર હોય છે. વળી કન્યાએ મોંડ પહેરવો પડે છે. જૂના વખતમાં ફૂલના મુગટનો એ અવશેષ હોવા સંભવ છે. વર તથા કન્યા ઊંચે આસને બેસે છે. વર માટે બાજઠ અને કન્યા માટે માંચી વપરાય છે. માંચી ઘણી નાની ને સાંકડી હોય છે. આમાં સુધારો થવા લાગ્યો છે. કેટલાક કન્યા માટે પણ બાજઠ કે એવું મોટું આસન વાપરે છે. પછી લગ્નપત્રિકા વંચાય છે. એમાં વરકન્યાનું ગોત્ર, વતન, અને તેમનાં માબાપનું ઓળખાણ આપનારી વિગતો હોય છે. આ બધો વિધિ અગ્નિ સમક્ષ થાય છે. જૂના વખતમાં આર્ય લોકો યજ્ઞો કરતા. તેમાં અગ્નિને વિવિધ પ્રકારની આહુતિઓ હોમવામાં આવતી. એનું જ નાનું સ્વરૂપ લગ્નની ચોરીના રૂપમાં ખડું કરવામાં આવે છે. લગ્ન કરાવનાર ગોર જો વિદ્વાન હોય તો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે તે ચોરી બનાવે છે નહિ તો માટી કે ઈંટોને ચોરસ ૧–૧ પાથરી તેને છાણ કે માટીથી લીંપી તેના ઉપર અગ્નિ પેટાવે છે. આ અગ્નિમાં આહુતિઓ આપવામાં વિધિ પૂરી થયા પછી સપ્તપદીની વિધિ થાય છે. એમાં વરકન્યાને ચોરીની આસપાસ સાત પ્રદક્ષિણાઓ કરાવવામાં આવે છે. તેમાં વરની પાછળ કન્યાને રહેવાનું હોય છે. સ્ત્રી પુરુષને દરેક બાબતમાં અનુસરે એ એનો ધર્મ મનાય છે. આ સાતેય પ્રદક્ષિણાઓ વખતે વરકન્યા પાસે શાસ્ત્રમાં લખેલી પ્રતિજ્ઞાઓ બોલાવવામાં આવે છે. આ વિધિને સપ્તપદિનો વિધિ કહે છે. એમાં વરકન્યા એકબીજાને વફાદાર રહેવાના સોગંદ લે છે.

**હસ્તમેળાપ, સપ્તપદી :** સપ્તપદીના વિધિ પહેલાં હસ્તમેળાપનો વિધિ થાય છે. તેમાં વરરાજાની હથેલીમાં કન્યાનો હાથ જોડવામાં આવે છે. એનો અર્થ એ છે કે વરરાજાએ કન્યાનું દાન સ્વીકાર્યું છે. વરરાજા હથેળી ખુલ્લી રાખે, તેમાં કન્યાની હથેળી ઊંધી મૂકવામાં આવે છે. આને પાણિ-

ગ્રહણનો વિધિ કહે છે પાણિગ્રહણ એટલે કન્યાના હાથનો સ્વીકાર આ વિધિ કરતા પહેલા સાવધાનીના સૂત્રો બોલાય છે એનો અર્થ એ છે કે બધી બાબતની ચોકસાઈ કરીને પૂરેપૂરી સાવધાનીથી લગ્ન કરવામા આવે છે આ તમામ હસ્તમેળાપ પહેલા, પરંતુ કે પરણવું જે નક્કી કર્યું હોય તે ચૂકવવાનુ હોય છે, તે જ સમયે વરકન્યાને તેમના સગા સબધીઓ તરફથી ચાંદલા અને ભેટો અપાય છે સૌથી મોટી રકમનો ચાંલ્લો વરકન્યાના મોસાળ તરફથી થાય છે આ બધો સમય સ્ત્રીઓ મગળ ગીતો ગાય છે સપ્તપદી સમયે સપ્તપદીનું ગીત અથવા મગળાષ્ટક સસ્કારી જ્ઞાતિઓમા ગવાય છે

**ઉમેતર:** લગ્નવિધિ પૂરી થયા પછી વરકન્યાને જમાડવામા આવે છે તે પછીની અનેક વિધિઓ હોય છે વીસ પચીસ વર્ષ ઉપર લગ્નપ્રસગનો ઉત્સવ ત્રણથી પાચ કે સાત દિવસ ચાલતો હાલ વધારેમા વધારે બે દિવસ તે ચાલે છે કેટલીક જ્ઞાતિઓમા માત્ર બે કે ત્રણ ટક જ આ માટે નક્કી કરેલી હોય છે તેથી લગ્ન પછીના બાકીના વિધિ કા તો બીજે દિવસે અથવા લગ્ન પછી થોડાક કલાકમા પતાવવામા આવે છે આ વિધિઓમા ઉમેતરનો વિધિ મુખ્ય હોય છે તેમા વરપક્ષના માણસો માડવામા બેસે છે તેમની સમક્ષ વરવધૂને વિવિધ પ્રકારે નાતના ઠરાવ મુજબ ભેટો અપાય છે તે ઉપરાત કન્યાપક્ષ તરફથી વરપક્ષના કુટુબીઓને તથા સગા વહાલાને અગાઉ નક્કી કર્યા મુજબ ભેટો અપાય છે ઉમેતર પૂરુ થયા પછી વરકન્યા પાસે કન્યાના કુટુમ્બીઓને બારણે સાખ ઉપર કકુના થાપા મારવાનો રિવાજ હતો તે હવે બધ થયો છે વહેવાઈઓ સામાસામા એ બીજાને ગાલે ચોડતા અને કન્યાપક્ષ તરફથી વરના બાપને પાઘડી ભેટ આપવામાં આવતી આ વિધિને દાઢી પીળાવવી કહેતા હાલ પાઘડી આપવાનો રિવાજ ચાલુ છે પરતુ દાઢી પીળવાનો રિવાજ બધ થયો છે

**કન્યાનો વિદાય:** થાપા માર્યા પછી કન્યાને વરને ઉતારે વળાવવામા આવે છે તે માટે ખાસ એક્કો, ગાડી કે મોટરમા વરવધૂને બેસાડવામા આવે છે બેસાડતા પહેલા એ વાહનના પૈડાની પૂજા કરવામા આવે છે દીકરી બાપનુ ઘર છોડી પારકે ઘેર જતી હોવાથી લગ્નનો આનદ શોકમા પલટાઈ જાય છે દીકરીની માતા દીકરી અને તેના સ્નેહી સબધીઓ રૂએ છે વિદાયના લાગણીભીના ગીતો ગવાય છે

**વરવધૂનુ સ્વાગત:** જૂના જમાનમા કન્યાને નાની ઉમરે પરણાવતા ત્યારે પરણેલી દીકરીને જાન સાથે વળાવતા નહિ હાલ તો મોટે ભાગે જાન સાથે જ તેને વળાવવાનો રિવાજ છે જાન ઘેર આવ્યા પછી વરવધૂને વર આગળ વધાવવામા આવે છે તે વખતે વરની નાની બહેન બારણા આગળ ઊભી રહી વરવધૂને ઘરમા જતા રોકે છે તેને રીઝવવા ભેટ અપાય છે ઘરમા પ્રવેશ કર્યા પછી ગોત્રજની પૂજા કુળદેવતાની પૂજા વગેરે વિધિઓ કરવામા આવે છે આ વખતે ગીતો ગવાય છે પછી વરવધૂને કસાર જમાડાય છે તે પછી માડવો ઉતારવામા આવે છે માડવો આપતી વખતે માડવાની બહાર ઉકરડી નોતરવાની વિધિ કરેલી હોય છે એ ઉકરડી પહેલી ઉથાપી લેવાય છે તે પછી માડવામા રોપેલી થાભલી ઉથાપી લેવામા આવે છે છેલ્લો વિધિ વધામણાનો થાય છે તે માટે ઘેરથી વરવધૂને ગામદેવતાને મદિરે વાજા વગાડતા લઈ જાય છે આ માટે સ્ત્રીઓ જ જાય છે મદિરમા વરવધૂ ગામ દેવતાને કે કુળદેવતાને પગે લાગે છે આ રીતે લગ્નના તમામ વિધિ પૂરા થાય છે

**આણું:** નવા પરણેલા વરવધૂનુ લગ્નજીવન શરૂ કરવા માટે પણ ચોક્કસ રિવાજો અને ધાર્મિક વિધિઓ હોય છે એ રિવાજો હાલ ચુસ્ત રીતે પળાતા નથી સામાન્ય રીતે પરણેલી દીકરી પુખ્ત ઉમરની થાય ત્યારે સારુ મુહૂર્ત જોઈને તેને સાસરે વળાવવામા આવે છે એ માટે વરપક્ષ તરફથી કુટુબના માણસો અથવા વાળદ વહુને તેડવા વેવાઈને ઘેર જાય છે આને આણુ કહે છે વરપક્ષ તરફથી આણુ લઈને માણસો આવે એટલે વેવાઈના માણસો તેમને સ્નેહપૂર્વક જમાડે છે તે દરમ્યાન દીકરીને પહેલુ આણુ વળાવવાના પ્રસંગે તેને આપવાના કપડા, દાગીના, વગેરે નાતના લોકો–ખાસ કરીને સ્ત્રીઓ–જોવા આવે છે સાસરે જતી દીકરીને કપડા અને દાગીના ઉપરાત પથારી, ચાદર, મુખવાસના સાધનો, માથુ ઓળવાના સાધનો, મીઠાઈ, વગેરે તેને આપવામા રિવાજ હોય છે આ બધુ લઈને નવી વહુ પહેલીવાર સાસરે જાય છે હાલના જમાનમા લગ્ન પછી તરત પહેલુ આણુ વળાવવાનો રિવાજ પડતો જાય છે

પહેલે આણે આવેલી વહુનુ માન પૂરેપૂરુ સાચવવાનો રિવાજ છે સગાવહાલાને ત્યા તેને જમવા નોતરે છે અને ભેટો આપે છે આ જમણને વાયણુ કહેવામા આવે છે

પહેલા આણાની મુદત જૂના વખતમા ઘણી ટૂકી હતી હવે એ બાબતમા કઈ નિયમ રહ્યો નથી

પહેલુ આણુ પૂરુ કરી દીકરી પાછી પિયર આવે ત્યાર પછી લાગી મને તેડી બીજુ આણુ વળાવવાનો રિવાજ હતો એ મુદત દરમ્યાન હોળી, દિવાળી જેવા તહેવારોએ

અને બીજા શુભપ્રસંગોએ થોડા થોડા દિવસ તેને સાસરે જવું પડતું. એમ કરતાં બીજું ત્રીજું આણું બે ત્રણ વર્ષની મુદતમાં પૂરાં કરવામાં આવતાં. દરેક આણા વખતે નાતના રિવાજ મુજબ દીકરીને માબાપ કપડાં આપતાં. આ રિવાજની અસર હજી છે. આણું હવે નામનું જ રહ્યું છે પણ દીકરીને કપડાં પૂરાં પાડવાની ફરજ તેનાં માબાપની ગણાય છે.

છેલ્લા આણાને છઆણું કહે છે. તે સીમંત પછી દીકરી જ્યારે બાળક લઈને સાસરે જાય તે પ્રસંગ છે. એ છેલ્લું અને મોટું આણું ગણાય છે. સૌથી વધારે કીમતી કપડાં અને દાગીના આ આણા વખતે દીકરીને મળે છે. ત્યાર પછી તે સાચી બને છે. તે પછી માબાપ દીકરીને વાર્ષિક થોડી રકમ કપડાં માટે નિયમિત આપે એવો રિવાજ હોય છે. પરંતુ એ રકમ અલ્પ હોય છે.

**સંયુક્ત કુટુંબ:** હિંદુ સમાજ વ્યવસ્થામાં કુટુંબ એ પાયાનું એકમ છે. એમાં દાદા–દાદી, પિતા–માતા અને તેમની શાખા પ્રશાખાઓના પરિવારનો સમાવેશ થાય છે તેથી હિંદુ કુટુંબ મુખ્યત્વે સંયુક્ત કુટુંબ હોય છે. સરકારી કાયદા પણ આ હકીકત ઉપર રચાયેલા છે. રીતરિવાજો ઉપર આની અનેક રીતે અસર થયેલી છે. વડીલોની આજ્ઞા માનવી, એમની મર્યાદા સાચવવી, વડીલો આપે તેટલી જ સગવડો ભોગવવી, એ એનાં ખાસ લક્ષણો છે. આ પ્રથામાં નબળા કુટુંબીને રક્ષણ મળે છે, એ એનો સૌથી મોટો લાભ છે. વધારે શક્તિવાળાને એને લીધે હંમેશ ભોગ આપવો પડે છે. આને લીધે સંયુક્ત કુટુંબના સભ્યો વચ્ચે સતત મૂગું ઘર્ષણ ચાલી રહ્યું હોય છે અને આ પ્રથા નબળી પડી ગઈ છે, તો પણ આ જિલ્લામાં એ ઠીક ઠીક રીતે જીવંત છે.

**પુનર્લગ્ન: નાતરું: છૂટાછેડા:** લગ્ન થયા પછી પુરુષ મરણ પામે તો સ્ત્રી વિધવા કહેવાય છે અને સ્ત્રી મરણ પામે તો પુરુષ વિધુર કહેવાય છે વિધવાને રાંડેલી અને વિધુરને રાંડેલો પણ કહે છે. વિધુર પુરુષ બીજી વાર કે ગમે તેટલી વાર પરણી શકે છે. દરેક વખતે તે કુંવારી કન્યાને જ પરણે છે, કેમકે વિધવા સ્ત્રી બીજી વાર લગ્ન કરી શકતી નથી. આ પ્રથામાં સુધારો કરવાની હિમાયત થાય છે. વિધવાઓ પુનર્લગ્ન કરવા લાગી છે, પણ તે અપવાદ રૂપે જ છે. આ હકીકત ઉચ્ચ ગણાતી જ્ઞાતિ વિષે છે. હલકી જ્ઞાતિઓમાં વિધવા સ્ત્રી ફરીથી લગ્ન કરી શકે છે. એને નાતરું કહે છે. એવી જ્ઞાતિ નાતરિયા નાત કહેવાય છે. જ્ઞાતિ ઉચ્ચ છે કે નહિ એની આ કસોટી મનાય છે. આ ઉપરાંત પતિ જીવતો હોય અને તેની સાથે ન ફાવે તોપણ હલકી જ્ઞાતિની સ્ત્રી એનો ત્યાગ કરી ફારગતી આપી બીજાને પરણી શકે છે. આ બાબતમાં તેમ જ નાતરાની બાબતમાં એ જ્ઞાતિઓમાં ચોક્કસ નિયમો હોય છે. હાલ છૂટાછેડાનો કાયદો થયો છે. તેનો લાભ ઉચ્ચજ્ઞાતિના લોકો લેવા લાગ્યા છે. આ અંગે પૃ. ૨૨૭ ઉપર આંકડા આપ્યા છે.

**દ્વિપત્ની નિષેધ:** જૂના વખતમાં પુરુષ એકથી વધુ સ્ત્રીઓ એકી સાથે પરણી શકતો આ રિવાજ સામે હાલની સરકારે પ્રતિબંધ મૂકયો છે. એને દ્વિપત્ની પ્રતિબંધક કાયદો કહે છે. આમ છતાં મુંબઈ રાજ્યની બહાર જઈ બીજી સ્ત્રી પરણી શકાય છે. આ સ્થિતિનો લાભ લઈ કેટલાક એક ઉપર બીજી સ્ત્રી પરણે છે.

**સ્ત્રીનો દરજ્જો:** હિંદુ સમાજમાં લગ્ન બાબતમાં જ્ઞાતિના રિવાજ અને માબાપના વિચારો નિર્ણયાત્મક બળો છે. એમાં પુરુષ કરતાં સ્ત્રીની પરાધીનતા વધુ છે. પરણ્યા પછી પણ સ્ત્રીનો દરજ્જો એક સેવિકા જેટલો જ રહે છે. એના હકો ઘણા અલ્પ છે. જે કંઈ એના સુખ માટે થાય છે તે સજ્જનતા કે મહેરબાનીની રાહે થાય છે. વિધવાની સ્થિતિ દયાજનક હોય છે. નવા રાજ્યબંધારણમાં આ સ્થિતિ પલટાવવાનું ધ્યેય સ્વીકારાયું છે. પરંતુ સમાજવ્યવસ્થામાં એ પ્રમાણે ફેરફાર થવાનું બાકી છે. સરકાર 'હિંદુ કોડ'ને નામે નવું બિલ પાર્લામેન્ટમાં પસાર કરાવી આ દિશામાં કેટલાક મૂળભૂત ફેરફારો કરવા માગે છે.

---

આધાર: જાણકારોને પૂછીને મેળવેલી માહિતી.

# ૪
# રીતરિવાજો ૩

### ૪ મરણ પ્રસંગના રિવાજો

**પરિચય:** જન્મ અને લગ્નની માફક મરણનો પ્રસંગ પણ હિંદુ સમાજમાં ઘણો મહત્ત્વનો ગણાય છે. વૃદ્ધ હિંદુ પોતાના મરણની તૈયારી કરી રાખે છે. માટે મૃતદેહને પહેરવાનાં કપડાં, તેને બાળવા માટે જરૂરી બળતણ અને અગ્નિ સંસ્કાર પછી કરવાની ધાર્મિક ક્રિયાઓ માટે જરૂરી ખર્ચ એટલાની તૈયારી વૃદ્ધ હિંદુ રાખે છે.

**મરણની પ્રથમ વિધિ:** માંદો માણસ આખર ઘડીએ

પહોંચે એટલે તેની નજીક ઘીનો દીવો મૂકવામાં આવે છે. ત્યાં ઘઉંના લોટનો લાડુ મુકાય છે. પછી એના આત્માની સદ્‌ગતિ માટે પુણ્ય કરવામાં આવે છે. એટલે કે વિવિધ પ્રકારનાં દાન અપાય છે. આ બધું વિધિપૂર્વક થાય છે. ઘણી વાર આ વિધિ પછી દરદી સાજો થાય છે, અને લાંબો વખત જીવે છે. પણ જો તે મરણ પામે તો ભોંય ઉપર ગાયના છાણ વડે લીંપીને એ જમીન ઉપર તુલસી અને દર્ભ મૂકી તેના ઉપર મૃતદેહને સુવાડવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલી ભૂમિને ચોકો કહે છે. ચોકાને માટે જરૂરી છાણ, માટી, તુલસી અને દર્ભ પણ ધાર્મિક માણસો ઘરમાં તૈયાર રાખે છે. ઘણા લોકો મૃતદેહને સ્નાન કરાવે છે અને તેના મોંમાં ગંગાજળ મૂકે છે. આ માટે ગંગાજળ પણ ઘરમાં તૈયાર હોય છે. સ્નાન કરાવી તૈયાર કરેલા મૃતદેહને કોરાં કપડાં પહેરાવવાનો રિવાજ છે. સ્ત્રી હોય તો સૌભાગ્યવતી સ્ત્રીને ઉત્તમ કપડાં અને સૌભાગ્યના શણગાર પહેરાવાય છે. આ માટેનાં કપડાં તેના પિયર તરફથી મોકલવાનો રિવાજ હોય છે. જો કપડાં ન મોકલી શકાય તેમ હોય તો તે બદલ પાછળથી કંઈક રકમ આપવામાં આવે છે.

**ઠાઠડી:** ઉપર પ્રમાણે તૈયાર કરેલા શબને સ્મશાને લઈ જવા માટે ઠાઠડી અથવા નનામી તરીકે ઓળખાતી વાંસની ખુલ્લી પાલખી બનાવવામાં આવે છે. એ માટે જરૂરી સામાન બજારમાં તૈયાર મળે છે. નનામી વાંસ અને મુંજના દર્ભના દોરડાની બને છે. બે આખા વાંસ ૭ એક ફૂટના લઈ તેમને દોઢ-બે ફૂટ અંતરે મૂકી તેમના ઉપર વાંસની ચીપટી ઉપર-નીચે દોરડા વડે મજબૂત રીતે બાંધવામાં આવે છે. આ રીતે તૈયાર કરેલી ઠાઠડી મૃતદેહની નજીક લઈ જવાય છે. તેના ઉપર મૃતદેહને મૂકી પુરુષ હોય તો તેને સફેદ કપડાથી ઢાંકવામાં આવે છે અને સ્ત્રી હોય તો સૌભાગ્યવતીને લાલ ચુંદડી અને વિધવાને નાતના રિવાજ મુજબ શેલું કે છીદરી ઓઢાડવામાં આવે છે. મૃતદેહને ઠાઠડી સાથે મજબૂત રીતે બાંધવામાં આવે છે. મોં પણ ઢાંકેલું હોય છે પણ ડોકાવાળા ભાગ ઉપર દોરી બાંધવામાં આવતી નથી.

**દોણી:** માણસ મરણ પામે કે તરત તેની જાહેરાત કરવા પોક મૂકવામાં આવે છે એ સાંભળીને આજુબાજુના લોકો એકઠા થાય છે. તે પછી નાતના લોકોને આ બનાવની ખબર આપવા તથા ઠાઠડીનો સામાન લેવા નજીકના માણસો જાય છે. ઠાઠડીના સામાન સાથે એક કાળી દોણી લાવવામાં આવે છે. આ દોણીમાં છાણાંનો દેવતા ભરવામાં આવે છે. તેને પકડવા માટે મુંજની દોરી તેને ગળે બાંધવામાં આવે છે. દોણી ખોખરી હોવી જોઈએ એવો ખાસ રિવાજ છે. ખરી રીતે જૂના વખતમાં લગ્નની વેદીનો અગ્નિ સતત જાગતો રાખવાનું વ્રત દરેક ગૃહસ્થને લેવું પડતું અને તે અગ્નિ વડે તેના દેહને બાળવામાં આવતો. એ રિવાજનો આ અવશેષ હોય એમ લાગે છે.

ઉપર પ્રમાણે ન્યાતના લોકોને ખબર મળે એટલે તેઓ બધા જ્યાં મરણ થયું હોય ત્યાં એકઠા થાય છે અને એ બધા ઠાઠડી તથા અગ્નિની દોણી તયાર કરે છે. આ કામમાં કેટલાક માણસો ઘણા કુશળ હોય છે અને ભાવપૂર્વક તેઓ એ કરે છે.

**શબને સ્મશાને લઈ જવું:** મૃતદેહને ઠાઠડીમાં બાંધ્યા પછી સૌથી નિકટના સગા ઠાઠડી ઊંચકે છે. પહેલું માથું બહાર નીકળે એ રીતે ઠાઠડી ઊંચકવામાં આવે છે. ઠાઠડીની આગળ મરનારનો વારસ અગ્નિની દોણી લઈને પોક મૂકતો ચાલે છે અને ઠાઠડી ઊંચકનાર રામ કહો, ભાઈ, રામ એવા શબ્દો પોકારતા ઉતાવળે પગલે ચાલે છે. પાછળ સ્ત્રીઓ રડારોળ કરી મૂકે છે. ઠાઠડી સાથે ચાલનાર જ્ઞાતિજનો ડાઘુઓ કહેવાય છે. તે બધા ખુલ્લે માથે અથવા માથે કપડું ઓઢીને ચાલે છે આગળ ચાલતાં બીજા ચાર માણસો ઠાઠડી ઊંચકે છે. એમ કરતાં મૃતદેહને લઈને ડાઘુઓ સ્મશાને પહોંચે છે. રસ્તામાં જ્યાં ચકલું આવે ત્યાં અમુક સંજોગો હોય તો ખાલી દોણીઓ ફોડવામાં આવે છે અને કૂતરાંને તથા ગાયોને ખાવાનું નાંખવામાં આવે છે. અર્ધે રસ્તે ગયા પછી ઠાઠડીના છેડા અવળાસવળા કરવામાં આવે છે એટલે કે પગવાળો ભાગ સ્મશાન તરફ રહે છે.

**રોવું-કૂટવું:** શબ પાછળ રડારોળ કરી ચાલતી સ્ત્રીઓ નજીકનું ચકલું આવતાં રોવાનું બંધ કરી કૂટવાનું શરૂ કરે છે. આ એક પદ્ધતિસર ખીલવેલી ક્રિયા છે. સ્ત્રીઓ હારબંધ ગોઠવાઈ જાય છે. તેમાંની એક રાજિયો ગવડાવે છે. રાજિયો એ એક પ્રકારનું ગીત હોય છે. એમાં મૃતપાત્રની રાજવી તરીકે પ્રશસ્તિ ગવાય છે. એ ગીત ઝીલતાં જઈ બીજી સ્ત્રીઓ બંને હાથ વડે છાતી કૂટે છે અને હાય રાજવી કે રાજવણ "હાય હાય" એવા શબ્દો બોલે છે. આખું દૃશ્ય કરુણ તેમ જ આકર્ષક લાગે છે. રાજિયા ગાનાર અને છટાથી કૂટનાર સ્ત્રી ખાસ વખણાય છે. જૂના વખતની સ્ત્રીઓ આ કળામાં પ્રવીણ બનવામાં ગૌરવ સમજતી. આ રિવાજ ઓછો થતો જાય છે. જૂના વખતમાં યુદ્ધ લડવાનું સામાન્ય હતું ત્યારે વારંવાર ગામના યુવાનો મરાતા હશે અને બીજા યવા-

નોને યુદ્ધે ચડાવવા શૂર ચડાવવાની જરૂર હશે એ સંજોગોમાં મરનારની પ્રશસ્તિ ગાવાનો આ રિવાજ પડ્યો હશે એમ લાગે છે

**અગ્નિસંસ્કાર :** સ્મશાને પહોંચેલું મૃતદેહ બાળવાનું હોય છે એનો પણ વિધિ હોય છે તે અગ્નિસંસ્કારનો વિધિ કહેવાય છે જૂના વખતમાં અને હજી પણ કેટલીક જ્ઞાતિઓમાં આ વિધિ જ્ઞાતિના ગોર કરાવે છે પણ મોટે ભાગે ડાઘુઓ પોતે એ કામ પતાવે છે કેટલાક સ્થળે અગ્નિસંસ્કાર માટે સ્મશાનમાં જ લાકડાં વેચાતાં મળી શકે છે ગામડામાં એ ઘેરથી મોકલવાં પડે છે અને તે ઠાઠડી સ્મશાને પહોંચતા પહેલાં મોકલવાની વ્યવસ્થા કરવામાં આવે છે સ્મશાન ગામની બહાર હોય છે ત્યાં ચિતા ખડકવામાં આવે છે સૌ પ્રથમ જાડાં લાકડાં મૃતદેહની લંબાઈ જેટલા અંતરમાં ગોઠવવામાં આવે છે ઠાઠડી ઉપર બાંધેલું મુંજ કાપી નાખી તેના પર ઓઢાડેલું કપડું લઈ લેવામાં આવે છે એ કપડું સ્મશાન ભૂમિના સમડાના ઝાડ નીચે મૂકવાનો રિવાજ છે એને છેડે શેરેક ખીચડી અને ઓછામાં ઓછા બે આના બાંધેલા હોય છે તે સ્મશાનનો ભંગી બીજે દિવસે લઈ જાય છે એ સ્મશાનનું ભોપભાડું ગણાય છે

ઠાઠડી ઉપરથી શબને બંને છેડેથી ઊંચકી સ્મશાનભૂમિ પર તૈયાર કરેલી ચિતા ઉપર સુવાડવામાં આવે છે પછી તેના મોં પર ઢાંકેલું કપડું ચીરી તેનું મોં ખુલ્લું કરવામાં આવે છે કેટલાક લોકો શબના હાથ પણ ખુલ્લા કરે છે પછી એ શબની આજુબાજુ લાંબાં ગોઠવવામાં આવે છે પછી તેની ઉપર પણ લાકડાં ગોઠવાય છે લાકડાં સમતોલ રીતે ગોઠવવાનાં હોય છે એ રીતે ચિતા તૈયાર થાય એટલે શબના મોંમાં ઘી મૂકવામાં આવે છે તેના હાથેપગે પણ ઘી ચોપડાય છે આ દરમ્યાન અગ્નિ ભરીને આણેલી હાંડી ફોડી નાખીને એમાંના અગ્નિ વડે, બીજાં છાણાં અને લાકડાંની મદદથી મૃતદેહને અગ્નિસંસ્કાર કરવા માટે અગ્નિ તૈયાર કરવામાં આવે છે, ચિતામાં તુલસી અથવા સુખડનાં લાકડાંનો કટકો ખાસ મુકાય છે શક્ય હોય તો સુખડની ચિતામાં અગ્નિસંસ્કાર કરવાનો આદર્શ રખાય છે મરનારનો વારસ હાથમાં પૂળો, ઓથા કે એવા પોચા લાંબા લઈ પેલા તૈયાર કરેલા અગ્નિવડે તે પેટાવે છે અને પછી મૃતદેહની પ્રદક્ષિણા કરી તેનાથી મોં દૂર રાખી આડું જોઈને મૃતદેહના મોંમાં અગ્નિ મૂકે છે તે વખતે ધાર્મિક સ્તોત્રો બોલાય છે નહિ તો અગ્નિ મૂકનાર પોક મૂકે છે અને બીજા પણ રડે છે તે પછી બીજા ડાઘુઓ ચિતા સળગાવે છે અને શબ પૂરેપૂરું બળી જાય ત્યાં સુધી બધા ત્યાં બેસે છે તે પછી સ્મશાન ભૂમિ છોડી ડાઘુઓ કોઈ જળાશયે જઈ સ્નાન કરીને ઘેર જાય છે હવે બારોબાર ઘેર જઈને સ્નાન કરવાની પ્રથા વધતી જાય છે

**બાળકોના શબનો નિકાલ :** નાના બાળકોના શબને દાટવામાં આવે છે તે માટે ખાડો ખોદી, શબને તેમાં મૂકી તે ઉપર માટી અને મીઠાના થર પાથરવામાં આવે છે ખાડો પુરાઈ રહ્યા પછી તે ઉપર કાંટા નાખવામાં આવે છે, જેથી કૂતરા વગેરે એ ખાડામાંથી શબને બહાર ન કાઢે હવે બાળકોના શબોને પણ બાળવાનો રિવાજ પ્રચલિત બન્યો છે

**ટાઢી વાળવી :** બીજે દિવસે સ્મશાનભૂમિ ઠંડી કરવા માટે બે માણસો જાય છે તેઓ નજીકના તળાવમાંથી કે કૂવામાંથી પાણી લાવી મૃતદેહની રાખ ઉપર રેડે છે આ ક્રિયાને ટાઢી વાળવી કહે છે તે પછી રાખમાંથી મૃતદેહના અવશેષ રૂપે રહેલાં હાડકાં વીણી લેવામાં આવે છે એને ફૂલ કહે છે આ વીણેલાં ફૂલ કપડે બાંધીને ઘેર લઈ જવાય છે જતાં પહેલાં રાખનો ઢગલો કરી તેના ઉપર પાણી ભરેલો માટીનો ઘડો મૂકવામાં આવે છે ફૂલ ઘેર લઈ ગયા પછી તેને મહી, નર્મદા કે ગંગા નદીમાં વિધિપૂર્વક પધરાવવામાં આવે છે તે માટે અનુકૂળ દિવસે જવાનું હોય છે

**ચિઠ્ઠીઓ :** એ પ્રમાણે મૃતદેહનો અગ્નિસંસ્કાર પૂરો થયા પછી પહેલી તકે ચિઠ્ઠીઓ લખાય છે ચિઠ્ઠી એટલે મરણના સમાચાર આપતો પત્ર તેને કાળોતરી પણ કહે છે કેમ કે હમેશાં તે કાળી સહીથી લખાય છે મરણના સમાચાર સાંભળી કે ચિઠ્ઠી વાંચી નજીકના સગાએ સ્નાન કરવાનું હોય છે તેથી ચિઠ્ઠીને મથાળે અશુભ છે અથવા લુગડાં ઉતારીને વાંચજો એવા શબ્દો લખાય છે જો જુવાનનું મરણ થયું હોય તો ગામના બધા સગાં સ્નાન માટે ભેગાં થઈ રોકકળ કરે છે અને તે પછી તરત કાણ કરવા જવાનું હોય છે જો મરણ ન રડવાની હોય તો ચિઠ્ઠીમાં એ મતલબનું લખાણ લખાય છે જો કાણ બંધ રાખવામાં આવે તો સામાન્ય રીતે ગરુડપુરાણ બેસાડવામાં આવે છે અને તે મતલબનું વાક્ય પણ ચિઠ્ઠીમાં લખાય છે વળી મરણ પછીની વિધિઓ પ્રસંગે જમણવાર કરવાના હોય, તો તે માટેનું આમંત્રણ પણ ચિઠ્ઠીમાં જ એક વાક્યથી લખાય છે

**ઉત્તરક્રિયા, બેસણું, ગરુડપુરાણ :** મરનારના આત્માની શાંતિ માટે મરણ પછીના તેર દિવસ વિવિધ ધાર્મિક વિધિઓ થાય છે તે ઉત્તરક્રિયા કહેવાય છે આ બધી

ક્રિયામાં સગાસંબંધીઓએ હાજર રહેવાનું હોય છે તે માટે વખતોવખત ગોર મોકલી નોતરા દેવાય છે આ બધા દિવસોએ સાંજના પહોરે બેસણું રાખવામાં આવે છે એ વખતે મરનારને ઘેર સૌ સંબંધીઓ જાય છે અને આશ્વાસન આપે છે તથા ઉત્તરક્રિયાના પ્રસંગો અંગે વાતચીત કરે છે સ્ત્રીઓ અમુક દિવસ છેડા વાળે છે, એટલે કે મો ઢાંકીને વિધિપૂર્વક રડે છે જો ગરુડપુરાણ બેસાડ્યું હોય તો આ દિવસોમાં પુરાણી ગરુડપુરાણ વાંચે છે તે સૌ સાંભળે છે રોવાકૂટવાનું સિનકુન બંધ રહે છે

**કાણુ–મોકાણુ :** જો કાણુ–મોકાણનો રિવાજ પાળવાનો હોય તો તે આ દિવસોમાં જ પળાય છે લગભગ તમામ સગાસંબંધીઓ ઘેર ઘેરથી કોકો કરવા આવે છે જે કોઈ આ માટે આવે તેની સામે બેસી પુરુષોએ અમુક રીતે રડવાનું હોય છે આ વિધિ ઘર આગળ રોગીમાં થાય છે સ્ત્રીઓ ઘરમાં છેડા વાળે છે ને કૂટે છે કેવું રડવું ને કેવી રીતે રડવું, કૂટવું કે નહિ એ બાબતોમાં સગપણની નિકટતાના પ્રમાણમાં રિવાજો ઠરેલા હોય છે એની ચોક્કસ પરિભાષા છે નજીકના સગાં પોતાના ગામમાંથી કાણુ કાઢે છે તેમાં સારી એવી સંખ્યામાં માણસો એકઠા કરવામાં આવે છે તેઓ મરનારને ગામ જઈ કાણુ માટે કહેણ મોકલે છે તે પછી મરનારને ઘેર માણસો એકઠાં થાય છે કાણુ કરવા માટે મરનાર તરફથી પુરુષો હારબંધ બેસી અમુક ઢબે રડવા માંડે છે બહારથી આવેલા માણસો થોડે છેટેથી એ જ ઢબે રડતા આવી સામી હારમાં બેસે છે અને રડે છે સ્ત્રીઓ પણ એ જ રીતે ઘરમાં મો ઢાંકીને રડે છે ને પછી કૂટે છે આ ક્રિયાને કાણુ–મોકાણુ કહે છે એમાં પણ ચઢતા ઊતરતા પ્રમાણ હોય છે કાણે આવેલા લોકો મરનારને ઘેર જમતા નથી તેઓ પોતાનું ભાથું સાથે લેતા આવે છે તેમ છતાં એ બાબતમાં પણ રિવાજ ઠરેલા હોય છે

**સુવાળાં, બારમાં :** નવ દિવસ સુધી ઉપર પ્રમાણે ચાલે છે જો મરનાર પુરુષ હોય અને તેની પછી સ્ત્રી વિધવા થનારી હોય તો નવમે દિવસે કે દસમે દિવસે ખાસ વિધિ કરીને સ્ત્રીનો ચૂડો ભાંગવામાં આવે છે એ પ્રસંગ અતિ કરુણ હોય છે, એ દિવસે ગામપરગામથી સગા એકઠા થાય છે અને રોકકળ થાય છે આ બધા દિવસ મરનારનું કુટુંબ સૂતકી ગણાય છે દસમે દિવસે સૂતક ઊતરવા માંડે છે તેની શુદ્ધિ તરીકે મરનારના કુટુંબીઓ મુંડન કરાવે છે વિધવા સ્ત્રીનું પણ મુંડન કરવામાં આવે છે આ મુંડનને સુવાળાં ઉતરાવવાં કહે છે કેમકે એમાં માથા ઉપરાંત મૂછો પણ મૂકવાની હોય છે આ વિધિ દસમાથી તેરમા સુધી ચાલે છે અને એ ચાર દિવસ સગાસંબંધીઓને જમાડવામાં આવે છે તેરમાનો દિવસ ઉત્તર ક્રિયાનો છેલ્લો તબક્કો હોય છે તે દિવસે મૃતઆત્માની શાંતિ માટે સરવણીનો વિધિ કરવામાં આવે છે તેમાં વિવિધ પ્રકારના દાન થાય છે તે ઉપરાંત એક ખાટલો ઢાળી તેમાં મરનારને જીવનભર ઉપયોગમાં લાગી હોય તે તમામ ચીજોનું પ્રદર્શન કરવામાં આવે છે અને તે બધી ગોરને અર્પણ કરવામાં આવે છે એ દિવસે ખાસ ભોજન અપાય છે ઉત્તરક્રિયામાં અપાતા ભોજનો બારમું કહેવાય છે એમાં ઘણું ખર્ચ થતું હોવાથી તેમ જ અશુભ પ્રસંગના જમણો ન હોય એ ખ્યાલથી બારમાનો રિવાજ બંધ કરવા છેલ્લા ચાલીસ વર્ષથી સુધારકોએ ચળવળ ચલાવી છે તેને લીધે આ રિવાજ ઘણો નરમ પડ્યો છે તોપણ ઓછામાં ઓછું તેરમાને દિવસે એક જ્ઞાતિભોજન તો કરવું પડે છે તે ઉપરાંત બારશ તરીકે સગાસંબંધીઓને ભેટ આપવાની હોય છે એ બાબતમાં જ્ઞાતિ પરત્વે જુદા જુદા રિવાજ હોય છે પાટીદાર જ્ઞાતિમાં બારશનો રિવાજ ઘણો મહત્ત્વનો છે

**પિતૃતર્પણના અન્ય દિવસો :** ઉપર પ્રમાણે ઉત્તરક્રિયા પૂરી થયા પછી માસિયો, છમાસી વરી, શ્રાદ્ધ, સંવત્સરી, સમચરી, તરપડી, ત્રિપિંડી એ નામોથી ઓળખાતા પિતૃતર્પણના એટલે મૃતઆત્માની શાંતિના દિવસો ઊજવવાનો રિવાજ છે એ રીતે હિંદુઓ મૃત્યુ પામેલા સ્વજનની સ્મૃતિ તાજી રાખે છે આ બધા દિવસોએ ધાર્મિક વિધિઓ દાન, બ્રહ્મભોજન અને જ્ઞાતિભોજન ઓછેવત્તે અંશે કરવાના હોય છે

**બાળકોની ઉત્તરક્રિયા** બાળકોના મરણ નિમિત્તે આ બધા વિધિઓ ઓછેવત્તે અંશે કરવાના હોય છે બાળક પાંચ વર્ષથી નાનું હોય તો મરણ પછી ચોથે દિવસે બાળકોને ગોળ–ભાતનું ભોજન જમાડાય છે જો બાળક પાંચ વર્ષથી મોટું હોય તો તેના તર્પણ માટે દસમાને દિવસે બાળકોને લાડુનું કે, દૂધ–ભાતનું ભોજન અપાય છે તે ચોથિયું કહેવાય છે હાલ આને બદલે બાલમંદિરોમાં બાળકોને દૂધ આપવાનો રિવાજ પડતો જાય છે એ જ રીતે મોટી ઉંમરના સ્વજનો પાછળ બારમાનું ખર્ચ ઓછું કરી તેને બદલે કેળવણી, આરોગ્ય વગેરે વિષયોની સંસ્થાઓમાં ટ્રસ્ટ ફંડો સ્થાપી સ્વજનના સ્મારકો રચવાની પ્રથા પ્રચલિત થતી જાય છે જૂના વખતમાં આને બદલે તુલસી ક્યારા, કૂવા, ઓવારા, વિસામા કે દેવાલયો બાંધતા "

**શોક પાળવાના રિવાજ:** ઉત્તરક્રિયા પૂરી થયા પછી શોક પાળવાનો રિવાજ હોય છે. આ માટે મરનારની સગાઈના પ્રમાણમાં કુટુંબીઓથી માંડી સાસરિયાં તથા મોસાળિયાં શોકના ચિહ્ન તરીકે કાળું કપડું પહેરે છે. નિકટનાં સગાંમાં પુરુષો કાળી ટોપી કે પાઘડી ઉપર કપડું ઓઢે છે અને સ્ત્રીઓ તમામ વસ્ત્રો કાળાં પહેરે છે. જેમ સગાઈ ઓછી તેમ શોકની મુદત ઓછી અને કાળાં કપડાંનું પ્રમાણ ઓછું રહે છે. જ્ઞાતિ પરત્વે સ્ત્રીઓ માટેનાં શોકનાં કપડાંના પ્રકાર જુદા હોય છે. વિધવા સ્ત્રીએ તમામ શણગાર ત્યજી દઈ, કાળો, કથ્થઈ, સફેદ કે કાબરચીતરો સાલ્લો પહેરવાનો હોય છે. એવા સાલ્લાને વિવિધ નામોથી ઓળખાવવામાં આવે છે. દા. ત. કાબરિયું, શેલું, છીદરી, બંગીરો, વગેરે. તરતની વિધવા થયેલી સ્ત્રી એક વર્ષ સુધી ખૂણો પાળે છે, એટલે કે તે ઘર બહાર નીકળતી નથી. વળી તમામ વિધવાઓએ જીવનભર માથું મુંડાવવાનો રિવાજ છે. આ રિવાજ બંધ કરાવવા સુધારકો પ્રયત્ન કરી રહ્યા છે. એમાં થોડી સફળતા પણ મળી છે. સુધારામાં આગળ વધેલી સ્ત્રીઓ સાલ્લા સિવાયના અન્ય વસ્ત્રાલંકાર પહેરતી થઈ છે.

---

આધાર: જાણકારોને પૂછીને મેળવેલી માહિતી.

# પરિશિષ્ટ — ૩

## (૧) લગ્નના વિવિધ પ્રસંગોએ ગવાતાં ગીતોના નમૂના

### ૧

ગણેશ પાટ બેસારીએ ભલાં, નીપજે પકવાન
સગાં સંબંધી તેડાવીએ, જો પૂજ્યા હોય મોરાર;
જે ને તે પેટ ચાર દીકરા, તેનો ધન્ય અવતાર,
ચાર વહુઓ પાયે પડે, જો પૂજ્યા હોય મોરાર. વગેરે

### ૨

ઊકરડી નોતરતાં વનમાળી રે,
ઘાલ્યો છે લોહાનો ખૂંટો કે ગુજ્જર માળી રે!
પંચાજીરીનો લાડવો વનમાળી રે,
પીરસ્યો છે કેવી વહુને ભાણે કે ગુજ્જર માળી રે!
પંચાજીરીનો લાડવો વનમાળી રે,
પીરસ્યો છે — વહુને ભાણે કે ગુજ્જર માળી રે!
જમતાં — ભઈ સાંભર્યા વનમાળી રે,
ઘાલ્યો છે કાંચળી માંહ્ય કે ગુજ્જર માળી રે!
કાંચળીમાંથી સરી ગયો વનમાળી રે,
ગધેડીની થઈ છે ફજેતી કે ગુજ્જર માળી રે!

### ૩

[નોંધ: માંડવાનું ગીત — લગ્નમાં બધે જ ગવાય છે. એમાં પાઠ ફેર હોય છે.]

મારો માંડવો મોગરે છાયો ને નેતરે ઓછાડિયો રે
મારે માંડવે કેળાંના સ્થંભ ભર્યાં રૂડો માંડવો રે
મારે માંડવે કોણ કોણ આવ્યુ ને કોણ કોણ આવશે રે.
મારે માંડવે બાબુભાઈ આવ્યા, જયવદન આવશે રે.
હું તો જોઉં મારા રતિલાલની
વાટ તેણે આવ્યે રંગ રહેશે રે.
મારો માંડવો મોગરે છાયો ને નેતરે ઓછાડિયો રે,
મારે માંડવે કેળાંના સ્થંભ ભર્યાં રૂડો માંડવો રે,
મારે માંડવે કોણ કોણ આવ્યું ને કોણ કોણ આવશે રે.
મારે માંડવે ભાનુમતિવહુ આવ્યાં, શારદાવહુ આવશે રે.
હું તો જોઉં મારાં દેવલક્ષ્મીવહુની
વાટ, એણે આવ્યે રંગ રહેશે રે.
મારો માંડવો મોગરે છાયો ને નેતરે ઓછાડિયો રે,
મારે માંડવે કેળાં સ્થંભ, આ શો રૂડો મારો માંડવો રે.
મારે માંડવે કોણ કોણ આવ્યું ને કોણ આવશે રે,
મારે માંડવે સવિતાબહેન આવ્યાં, શાન્તાગૌરી આવશે રે.
હું તો જોઉં મારી નર્મદાબહેનની
વાટ, તેણે આવ્યે રંગ રહેશે રે.
મારો માંડવો મોગરે છાયો ને નેતરે ઓછાડિયો રે.
મારે માંડવે કેળાંના સ્થંભ ભર્યાં રૂડો માંડવો રે.

### ૪

[આ પણ મંડપપ્રશસ્તિનું ગીત છે. ખેડાવાળ જ્ઞાતિનું છે.]

સોનાના સ્થંભ હીરે જડયા રે,
સ્થંભનાં નામ ના જાણું, વિવાહ ઘેર આપણે રે.
પરસાળે પૂતળી રમણે ચડી રે,
પૂતળીનાં નામ ના જાણું, વિવાહ ઘેર આપણે રે.

ઓરડામા લક્ષ્મીનો વાસ વસે રે,
વાસના નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
મોગા મોતીએ પૂન્યવતા પૂજ્ય કરે રે,
પૂન્યવતા નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
પાણિયારે હેન પાણી ભરે રે,
હેનના નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
રસોડામા અન્નપૂર્ણા રસોઈ કરે રે,
અન્નપૂર્ણાના નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
ખભે કોથળિયો ખસમસે રે,
નાગુરનીઓના નામ ના જાણું, વિવાહ ઘેર આપણે રે
કાને લેખણુ તો સોહી ભરી રે,
લેખાવનિયા નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
શરીરે પીતીઓ ધમ ધમે રે,
જનોઈવતા નામ ના જાણું વિવાહ ઘેર આપણે રે
હાથમા પાટીઓ સહી ભરી રે,
નિશાળિયા નામ ના જાણું, વિવાહ ઘેર આપણે રે
સોનાના સ્થભ હીરે જડયા રે,
સ્થભના નામ જ્યવદન જાણું, વિવાહ ઘેર આપણે રે
ઓરડામા લક્ષ્મીનો વાસ વસે રે,
લક્ષ્મીના નામ શારદા વહુ, વિવાહ ઘેર આપણે રે
સર્ગા મોતીએ પુન્યવતા પૂજા કરે રે,

(આ રીતે બધી પક્તિઓ જુદા જુદા નામ સાથે ફરી ગવાય છે)

૫

[આ ગીત પીઠી ચોળતા ગવાય છે– લગભગ બધે જ એમા છોકરા–છોકરીને બધ બેસતુ હોય તે પ્રમાણે ફેરફાર થાય છે એ ત્રણ સ્થળેથી મળેના પાઠ સરખાવીને આ પાઠ તૈયાર કર્યો છે]

પીઠી પીળી ચોળો રે મારા મનુભાઈને,
પહેલી પીઠી ચઢશે રે મારા કિયા ભાઈને,
પહેલી પીળી ચઢશે રે મારા મનુભાઈને
ઊતરતી તે ચઢશે રે પેની છોરીને!
કાચા તો, પાકા તેલ, ચઢશે મારા મનુભાઈને,
ઊતરતા તે ચઢશે રે પેની છોરીને!
ગળતી કેરી ખાશે રે મારા મનુભાઈ,
ગોટલો છોડિયુ ચૂસશે રે પેની છોરીરે!

(તાળ મેળીને ગાવાનું)

અડદી મથુરામા મોઘી વેચાય રે!
લાડકડાને અડદી ચઢે!
આદી અઘાની અરઝેર, લાડકડાને અડદી ચઢે!
પીળી પાયલાની પાશેર, લાડકડાને અડદી ચઢે!

૬

[વરઘોડા પ્રસગે ગવાતા ગીતો વરઘોડો બે વખત નીકળે છે— એક પોતાના ગામમા, અને બીજો કન્યાના ગામમા, પરણવા જતી વખતે આ બંને પ્રસગે આ ગીતો ગવાય છે. પરતુ કેટલીક વિગતોથી પ્રસગભેદ દર્શાવાય છે કન્યાને માડવે જતા કેટલાક નવા ગીતો ઉમેરાય છે]

(૧)

શકન જોઈને સચરજો રે
શકન મળિયો છે માળીડો રે!
ખૂબ આની પાડો વળિયો રે!

(આ પ્રમાણે ગાંચીડો, દોશીડો, વગેરે નામો ઉમેરીને ગીત લબાવાય છે દરેક પાત્ર વરરાજાને ઉપયોગી ચીજો આપી જાય છે, એમ ગીતમા કહે છે)

(૨)

[વરરાજા ઘોડે બેસે ત્યારે ગવાતુ ગીત સાઠોદરા નાગર બ્રાહ્મણોમા ગવાય છે]

કુવર હેનો દઈ ઘોડે ચઢિયા
એના વેરીને ધ્રાસકા પડિયા
કુવર દહીના ગોરસ ખાટા
તારા વેરીના હૈયા ફાટયાં!
કુવર દૂધના ગોરસ ગળિયા
તારા વહાલાના હૈડા હરિયા!
કુવર અબોટે જ્વ થોડા
તારા સસરા આપે છે ઘોડા!

(૩)

પાઘડુ ટોપી વાપરી જૂનાગઢના રે મોતી
ઓઢી પહેરી વરરાજા સચર્યા માડી જોવાને જાય રે!
માડીના દલ રે આનદ ભર્યા, હૈડે હરખ ના માય રે!
ટોપી ઉપર સોનાના સાથિયા ઉપર જડિયા છે હીરા
પહેરો પહેરો વરરાજા પાતળા લાવ્યા તમારા રે વીરા!
ઓઢી પહેરી વરરાજા સચર્યા, ભાભી જોવાને જાય રે!
ભાભીના દલ રે આનદ ભર્યા, હૈડે હરખ ના માય રે!

(આ પ્રમાણે તમામ કુટુબીઓના ઉલેખ કરી ગીત લબાવાય છે)

(૪)

હાથમા નાળિયેરી વરની કોટે વરમાળા
આટના સાજનિયા (જાનૈયા) વરજી કયાથી રે લાવ્યા?

મુંબઈ તે શહેરમાં એમના મામા દેસાઈ
એમની મામીએ મોકલાવ્યા......હાથમાં નાળિયેરી
(આ રીતે કાકા, દાદા, વીરા, માસા, વગેરેનો ઉલ્લેખ કરી ગીત લંબાવાય છે.)

(૫)

પાતળી સોટીનો આબખો રે
એનું ડાળ નમી નમી જાય!
ડાળ નમે એનું જગ નમે રે
એનું નમિયેલ સાજન હોય!
(આ પાઠમાં ફેર પણ હોય છે.)

* * *

ગામના લોકોએ પૂછિયું રે
આ તે કોણ રાય પઇણવા જાય?
નથી રાજ ને નથી રાજવી રે
મારા કનુભાઈ પઈણવા જાય!

(૬)

ગુજરાતની માલણ આવી રે,
સવા લાખની વાડી રોપાવી રે!
રોપો રોપો માલણ અમે લઈશું રે
વરરાજાના ખૂંપ ભરીશું રે!
એમના ખૂંપે તે ઝાઝા હીરા રે!
ખૂંપ લાયા વરરાજાના વીરા રે!
એમના વીરાને સૌ કોઈ જાણે રે
રાજા રાયમલજી વખાણે રે!
રાજા રાયમલે આલ્યો ઘોડો રે
એમની ભાભીનો વાંકો અંબોડો રે!
(આમાં કાકા, મામા, વગેરેના ઉલ્લેખો ઉમેરી ગીત લંબાવાય છે.)

(૭)

[આ નીચેનાં થોડાં ગીતો જાનને ઉતારેથી કન્યાને માંડવે વર ઊઘલીને જાય ત્યારે ગવાય છે. શરૂઆતમાં ઉપરનાં પૈકી થોડાં ગવાય છે. તે પછી જેમ કન્યાનો માંડવો નજીક આવે તેમ કન્યાપક્ષને ઉદ્દેશીને ગવાય છે.]

ડંકો વાગ્યો ને લશ્કર ઊપડ્યું, ઝરમરિયા ઝાલા
ઊપડી મહુધા ગામની ફોજ રે, ,,
ઘેરો વેવાઈ તારો માંડવો રે, ,,
ઘેરી વેવાઈ તારી બેટડી રે, ,,
સોએ રૂપૈયા આલું રોકડા રે, ,,
તોયે ના છોડું તારી બેટડી રે, ,,

(૮)

મારો સાહેબ સૂબો આવે છે.
વેવાણ લેજે રે હીરો રે
તારે ઘેર આવે છે મારો વીરો રે
તારી નાની નગરીઓમાં
હાડ પડે, હડતાલ પડે,
ચોરે ચમ્મર ઢળે, શગ દીવા બળે
લોક જોવા મળે
મારો સાહેબ સૂબો આવે છે.
વેવણ લેજે રે કંકાવટી
તારે ઘેર આવે છે મારો લેખાવટી
તારી નાની નગરીઓમાં
હાડ પડે, હડતાલ પડે
ચોરે ચમ્મર ઢળે, શગ દીવા બળે
લોક જોવા મળે
મારો સાહેબ સૂબો આવે છે.
વેવણ લેજે રે સોપારી
તારે ઘેર આવે છે મારો વેપારી
તારી નાની નગરીઓમાં
હાડ પડે, હડતાલ પડે
ચોરે ચમ્મર ઢળે, શગ દીવા બળે
લોક જોવા મળે
મારો સાહેબ સૂબો આવે છે
વેવણ લેજે રે ખારેક
તારે ઘેર આવે છે મારો પારેખ
તારી નાની નગરીઓમાં
હાડ પડે, હડતાલ પડે
ચોરે ચમ્મર ઢળે, શગ દીવા બળે
લોક જોવા મળે
મારો સાહેબ સૂબો આવે છે.

૭

[વર માંડવે પહોંચે એટલે તેને પોંખવાનો વિધિ થાય છે. તે વખતે અને તે પછી લગ્નવિધિ પૂરો થાય ત્યાં સુધીમાં અનેક ગીતો ગવાય છે. તેમાંથી થોડા નમૂના આ નીચે આપ્યા છે.]

(૧)

ચઢ લાડા ચઢ લાડા તોરણે જો તારી સાસરીરે
જાણે દેસાઈઓનાં ઘરાં એવી તારી સાસરીરે
ચઢ લાડી ચઢ લાડી તોરણે જો તારી સાસરીરે
જાણે વાઘરિયાંનાં ઘરાં એવી તારી સાસરીરે.

(૨)

આ વરકન્યાનુ સુદર જોડુ ઓ પ્રભુજી અમર રહો
જ્યારે સત્યવાને તપ કર્યા ત્યારે સાવિત્રી સરખા નાર મળ્યા
જ્યારે સાવિત્રીએ વ્રત કર્યા ત્યારે સત્યવાન સરખા સ્વામી મળ્યા
— ઓ પ્રભુજી અમર રહો
જ્યારે ચન્દ્રકાન્તે તપ કર્યા ત્યારે ચન્દ્રકાન્તા સરખા નર મળ્યા
જ્યારે ચન્દ્રકાન્તાએ વ્રત કર્યા ત્યારે ચન્દ્રકાન્ત સરખા સ્વામી મળ્યાં
— ઓ પ્રભુજી અમર રહો
જ્યારે રામજીએ તપ કર્યા ત્યારે સીતાજી સરખા નાર મળ્યા
જ્યારે સીતાજીએ વ્રત કર્યા ત્યારે રામજી સરખા સ્વામી મળ્યા
— ઓ પ્રભુજી અમર રહો
જેમ ચન્દ્ર સૂરજનુ તેજ વધે તેમ વરકન્યાનું હેત વધો
જ્યારે ચન્દ્રકાન્તે તપ કર્યા ત્યારે ચન્દ્રકાન્તા સરખા નાર મળ્યા
— ઓ પ્રભુજી અમર રહો

(૩)

આ ગીત વર તથા કન્યા તરફથી સવાદ રૂપે ગવાય છે

**વર પક્ષ તરફથી ગવાતુ ગીત**

લાડીજી તમારે મરણે, મે તો સૂતા ગાધીડા જગાડ્યા
ગજ, સુતા મે તો ગાધીડા જગાડ્યા, ભર દો શીશી અત્તરની

**કન્યા તરફથી**

કોણે કહ્યુ' તું મારા સાહેબા
તારી ગરજે ગાધીડા જગાડ્યા
રાજ તારી ગરજે ગાધીજી જગાડ્યા, નહિ દઉ શીશી અત્તરની

[ આ પ્રમાણે ગાધીડાને બદલે દોશીડા, સોનીડા, માળીડા, વગેરે શબ્દો મૂકી ગીત લબાવાય છે ]

(૪)

( આ ગીત કન્યાદાન વખતે ગવાય છે )

વગડામાં ધરમ તળાવડી રે
કન્યા રે બાઈએ પુન્ય કેરી પાળ બાધી રે
જેવા કન્યાદાન દીધાં હીમાચળે પારવતીને રે
તેવા કન્યાદાન રે દેજો લીલાવતી અનસૂયા બેનને રે
વગડામા ધરમ તળાવડી રે
કન્યા રે બાઈએ પુન્ય કેરી પાળ બાધી રે
જેવાં કન્યાદાન દીધાં જનકરાયે સીતા બાઈને રે
તેવા કન્યાદાન દેશે જગદીશભાઈ અનુમેનને રે

૮

[ વડીઓ મુકાય ત્યારથી લગ્ન પૂરુ થાય ત્યાં સુધીના વિવિધ પ્રસગોએ ગાવાના ગીતોમાંથી મુખ્ય પ્રસગના ગીતો ઉપર આપી ગયાં એ સિવાયના ગીતોમાંથી થોડાક આ નીચે આપ્યાં છે તેમા માડવા મુહૂર્ત, વર માડવામા બેઠો હોય તે પ્રસગ, લગ્ન પછી દીકરીને વળાવે તે પ્રસગ, વગેરે પ્રસગોના ગીતો છે આ ગીતોમા એક પ્રકાર ફટાણાનો છે એમા વેવાઈઓ સામસામા વિનોદ કરે છે આ વિનોદમા અશ્લીલતા પણ હોય છે અહી એવા વિનોદ ગીતોના નમૂના પણ આપ્યા છે ]

(૧)

ચાદો સૂરજ બે લાખેણા, કુવર ઘોડીના ખેનાવે
ખેનતા ખેનતા વન ગયા, વનમા દીઠી છે કન્યા
કન્યા છે માચની પૂતળી, કન્યા બાળ કુવારી
તેડાવો આપણા જોશીને રૂડા લગન જોવરાવો
લગન આવ્યા મહિના ચારના, કુવર કરે રે કલ્પાત
તેડાવો આપણા ગોરને, ઘડીયા લગન નિરધારો
લગન આવ્યા દહાડા ચારના કુવર કરે રે કલ્પાત

(૨)

લાડકડી ચડો રે કમાડ, બાળા વરને નીરખવા રે
દાદા મારા એ વર જોજો, એણે મારા દલ વસ્યા રે,
કહો દીકરી કયા તેના દીઠ, શેણે તમારા દલ વસ્યા રે
નિશાળોમા ભણતેના દીઠ, અક્ષરે મારા દલ વસ્યા રે,
લાડકડી ચડો રે કમાડ, બાળા વરને નીરખવા રે
માતા મારા એ વર જોજો, એણે મારા દલ વસ્યા રે
કહો દીકરી કયા તેના દીઠા, શેણે તમારા દલ વસ્યા રે
જમણવારમા જમતા તેના દીઠ, કોળીએ મારા દલ વસ્યા રે,
લાડકડી ચડો રે કમાડ, બાળા વરને નીરખવા રે
મામા મારા એ વર જોજો, એણે મારા દલ વસ્યા રે,
દીકરી કયા તેના દીઠ, શેણે તમારાં દલ વસ્યા રે
ઘોડા ખેલાવતા દીઠ, પલકે મારા દલ વસ્યાં રે
લાડકડી ચડો રે કમાડ, સુદર વરને નીરખવા રે,
વીરા મારા એ વર જોજો એ વર છે વરપુ ગીઓ રે,
કહો બેની કયા તેના દીઠ, શેણે તમારા દલ વસ્યાં રે,
શેરીઓમાં રમતેના દીઠ, એણે મારાં દલ વસ્યા રે

(૩)

લાડવાઈ પડદે બેઠ, આછા આછા બોલ બોલે રે
દાદા ઘોડીના શણગારી સામા મોકલો રે,
દીકરી નો એ એ આપણા ઘર કેરી એ રીતી
દેરજીનો છૈયો ગરજે આવ્યો રે
લાડવાઈ પડદે બેઠ, આછા આછા બોલ બોલે રે
દાદા ઢોલાઈઆ સણગારી સામા મોકલો રે
દીકરી નો એ આપણા ઘરા કેરી રીત
પડ્યાનો છૈયો ગરજે આવ્યો રે

લાડવાઈ પડદે બેઠાં આછા આછા બોલ બોલે રે
દાદા મશાલો શણગારી સામી મોકલો રે
દીકરી નો'એ એ આપણાં ઘરા કેરી રીત
દેસાઈ નો છૈયો ગરજે આવ્યો રે

(૪)

સોનાની સૂડી સોપારીનો કટકો,
પારકે માંડવે મણિભાઈ આવડો શો લગ્કો
ઘડિયાળ તો માગી લાવ્યા હાલો શો ઠમકો
આજ રહેશે કાલ રહેશે પરમ દહાડે માગી લેશે
મો તમારુ ઢીલુ થશે. સોનાની
પારકે માડવે અશ્વિનકુમાર આવડો શો લગ્કો
પેન્ટ તો માગી લાવ્યા હાલો શો ઠમકો
આજ રહેશે કાલ રહેશે પરમ દહાડે માગી લેશે
મો તમારુ ઢીલુ થાશે. સોનાની

(૫)

કળજુગના વાયરા વાયા જગદીશકુમાર,
પરણ્યા વિના કેમ ચાલશે રે
કળજુગના વાયરા સરકારી કાયદા,
પરણ્યા વિના કેમ ચાલશે રે
કહો તો જગદીશકુમાર સુરત શહેરથી સોના મગાવીએ,
વીટી ઘડાવીએ, હીરા જડાવીએ,
પરણ્યા વિના કેમ ચાલશે રે
કહો તો જગદીશકુમાર મુંબઈ શહેરથી ઘડિયાળ મગાવીએ,
ઘડિયાળ પહેરાવીએ, પરણ્યા વિના કેમ ચાલશે રે
કહો તો જગદીશકુમાર દોસ્તો તેડાવીએ, પ્રેઝન્ટ અપાવીએ,
પરણ્યા વિના કેમ ચાલશે રે

(૬)

ઊચી મેડી ને ગોખ જાળિયા,
ત્યાં રે બેસીને કન્યાના દાદાજી ઓળખે,
દીકરી ગોરા ને રાયવર શામળા રે
દાદે દેશ જોયો ને દેશ માળવો રે,
એક ના જોયો ગુજરાત રે કન્યામેન,
તમે રે ગોરાં ને રાયવર શામળા રે

(૭)

આપણે અમદાવાદ ઢુકડા, ત્યાંથી હીર મગાવો,
આતણે તાતણે મેળવી, તેનો હીચકો બધાવો,
—ભાઈની બહેની ઉછાળ્ળી, આવી હીચકે બેઠી
નાખો —ભાઈ હીચકો, ગોરી તમ ઘેર આવે,
એક આવી ને બીજી આવશે, ત્રીજી તોરણ બહાર,
ચોથી સદેશો મોકલે, રાયવર વ્હેલેરો આવ્ય

(૮)

અમને ઉદેપુરના વિજણા દેખાડો, ચપો ભવે મોરીઓ,
અમને કુવારો લાડકડો ગનનાવો, ચપો ભવે મોરીઓ
તમે કુવારા લાડકડામા શુ જોશો,
એનું ગોત્ર ગોવિંદને ઘેર, ચપો ભવે મોરીઓ,
એનું કટુંબ કળીઅણને ઘેર, ચપો ભવે મોરીઓ
અમને ઉદેપુરના વિજણા દેખાડો, ચપો ભવે મોરીઓ,
અમને કુવારી લાડકડી દેખાડો, ચપો ભવે મોરીઓ
તમે કુવારી લાડકડીમા શુ જોશો,
એનું મોસાળ મોચીને ઘેર, ચપો ભવે મોરીઓ,
એનું કુટુંબ કોળીને ઘેર, ચપો ભવે મોરીઓ

(૯)

નવલા વેવાઈ આવ્યા નવ જાણ્યા,
આવી ઓટલે બેઠા
એવા તો વેવાઈ મૂરખા,
બેસણુ બેસતા ન આવડે
ખાસડા મેલ્યા ખાટલે,
આવી ઓટલે બેઠા
તેડાવ્યો —ભાઈ વીરાને
બેસણુ બેસી બતાવે
ખાસડા મેલ્યા ઓટલે
આવી ખાટલે બેઠા

(૧૦)

ખાખરિયા ઉપર રે નોબત વાગે છે
—વહુ ઉપર રે શોકય આવે છે
શોકય શોકયના સાહ્યમા રે શોકય શા માટે ?
તારી કઢી કડૂચી રે શોકય તે માટે
તારો બાપ બાવો રે શોકય તે માટે

(૧૧)

ગોર તમારુ નળિયા જેવડુ નાક, ભેમણુ સતપતિયા
ગોર તમારુ ગોળી જેવડ પેટ, ભેમણુ સતપતિયા
ગોર તમારા સૂપડા જેવા માન, ભેમણુ સતપતિયા

(૧૨)

ખાખરિયા પાનામા રગ નથી,
માશી તારા બોલવામા ઢગ નથી

૯

(આ પ્રમાણે જુદા જુદા નામને સબોધી ગીત લખાય છે)

[ લગ્નવિધિ પૂરો થયા પછી દીકરીને વળાવે છે તે વખતે દીકરીના કટુબીઓ શોકમા હોય છે અને વરવાળા

ઉમંગમાં હોય છે. વરવહુ ઘેર પહોંચે છે ત્યારે તેમને વધાવી લેવાય છે. આ બે પ્રસંગનાં ગીત આ નીચે આપ્યાં છે.]

(૧)

પરદેશી પોપટડો મેનાબહેન
એમની સંગાથે શીદ જાઓ છો રે
આવા રૂડા દાદાજીના દેશ રે મેના બહેન
તેમને છોડી શીદ જાઓ છો રે
(કન્યા પક્ષવાળા આ ગાય છે.)

(૨)

અમે ઇડરિયો ગઢ જીત્યાં રે આનંદ ભર્યાં
અમે દીકરો પરણાવીને ઊઠયાં રે આનંદ ભર્યાં
અમે ધોળકડે ધજા બાંધી રે આનંદ ભર્યાં
અમે મેરુ પર્વતને માપ્યો રે આનંદ ભર્યાં
અમે શેષનાગની દાઢ ઉખાડી રે આનંદ ભર્યાં
અમે આવ્યાં'તાં લાડીને લેવા રે આનંદ ભર્યાં
અમે લાડી લઈ ઘેર જઈશું રે આનંદ ભર્યાં
તમે આંખો ચોળી ઘેર રહેશો રે આનંદ ભર્યાં
(વરપક્ષવાળાં આ ગીત ગાય છે.)

(૩)

આ શા ઉનાળાના દહાડા કે છોરી વીંઝણો શે ના લાવી
તારી માને ધરાણે મેલ્ય કે છોરી વીંઝણો શે ન લાવી
મારા ચંદુભાઈ રઢિયાળા કે છોરી વીંઝણો શે ના લાવી
તારી મામી ધરાણે મેલ્ય કે છોરી વીંઝણો શે ના લાવી '
(વરવહુને વધાવતાં આ ગીત ગવાય છે.)'

**આધાર:** જુદી જુદી જ્ઞાતિઓ તરફથી મળેલાં ગીતોમાંથી પસંદગી કરીને શ્રી. છોટુભાઈ મૂ. પટેલ, 'લોકમત' ના સહતંત્રીએ કરેલા સંગ્રહમાંથી કેટલાંક લીધાં છે. ખાસ કરીને સાઠોદરા નાગર, ખેડાવાળ અને મોઢ બ્રાહ્મણો તથા ગામડાંના પાટીદારો પાસેથી બાકીનાં ગીતો મળ્યાં છે.

**ગીતો:** સીમંતથી માંડી બાળકના જન્મ પછી તેને નિશાળે બેસાડતા સુધીના વિવિધ પ્રસંગોએ ગીતો ગવાય છે. તેમાં સીમંત હાલરડાં અને જનોઈ પ્રસંગનાં ગીતો આ જિલ્લામાં સામાન્ય છે. તેના થોડા નમૂના આ પ્રકરણને છેડે પરિશિષ્ટમાં આપ્યા છે.

**આધાર:** જાણકારોને પૂછીને મેળવેલી માહિતી.

# પરિશિષ્ટ

## સીમંત, હાલરડાં અને જનોઈ પ્રસંગનાં ગીતોના નમૂના

### (૧) સીમંત પ્રસંગનાં ગીતો

[મુખ્યત્વે ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિમાં ઉમરેઠમાં ગવાતાં તથા 'લોકમત'ના સહતંત્રી શ્રી છોટુભાઈ પટેલે મેળવેલાં ગીતોમાંથી પસંદગી કરી છે. એક ગીત નાયી (વાળંદ) જ્ઞાતિના એક ભાઈ તરફથી મળેલું છે.]

૧

[નીચેનાં બે ગીતો માતાના જવારા વાવે ત્યારે ગવાય છે.]

(૧)

મારી માતા સરીખો વીંઝણો
માતા નવસેં કળીનો હાર રે. . . . મારી માતા૦
માતા કિયા ભાઈ તમારી સેવા કરે રે
માતા — ભાઈ તમારી સેવા કરે રે . . . મારી માતા૦
માતા કેવી વહુ લાગે પાય રે
માતા — વહુ લાગે પાય રે . . . મારી માતા૦
માતા પાયે લાગીને શું શું માગિયું રે
માતા માગી છે દૂધ પુત્રની જોડ રે . . . મારી માતા૦

(૨)

મેં તો જવના જવારા રે વાવિયા
મેં તો વાવ્યા છે ઊગતે સૂર રે
રન્નાદેવ ઓઢોને રાંદલ ચૂંદડી
મારા લીપ્યા ને ઘૂંટયા રે ઓરડા
મારા પગલીના પાડનાર આલો ને . . . રન્નાદેવ!
મારા પાણિયારે બેઢાં રે અતિ ઘણાં
મારા નાવણના કરનાર આલો ને . . . રન્નાદેવ!
પૂરો મારા મનડાના કોડ રે . . . રન્નાદેવ!
ઓઢો ને રાંદલ ચૂંદડી રન્નાદેવ

૨

[આ ગીતો સીમંતિની સ્ત્રીના મનના ભાવો દર્શાવે છે.]

(૧)

ઓરડા લીંપાવો, ઓરડી લીંપાવો
પડસાળે ઓકળી પડાવો પિયાજી
આજ મારે પગરણજી (ટેક)
સાસુ તેડાવો, નણદી તેડાવો
જેઠાણીને આપે તેડવા જાઓ રે પિયાજી—આજ૦
સાસુને વહેલો, નણદીને માફો
જેઠાણીને પાંચ પાલખડી પિયાજી—આજ૦
સાસુને ઓરડા, નણદીને પડસાળ
જેઠાણીને મેડીઓના મહેલો પિયાજી—આજ૦
સાસુને કંસાર નણદીને ચૂરમું,
જેઠાણીને પાંચ પકવાન પિયાજી—આજ૦
સાસુને સાલ્લો, નણદીને વાયદો
જેઠાણીને દખ્ખણનાં ચીર પિયાજી—આજ૦
સાસુ તોળાઈ જશે, નણદી લઈ જશે
જેઠાણીનાં કાલે પાછાં વળશે પિયાજી—આજ૦

(૨)

હાંરે દિયરીયા દાડમડી રોપાવો રે
હાંરે ભાભલડી દાડમડી રોપાવી રે
હાંરે દિયરીયા દાડમડી વેડાવો રે
હાંરે ભાભલડી દાડમડી વેડાવી રે
હાંરે દિયરીયા માંડીયા ગૂંથાવો રે
હાંરે ભાભલડી માંડીયા ગૂંથાયા રે
માંડ મેલશે મારાં ધનવહુ ઠકરાણી રે
એ માંડના મારા કિયા ભાઈ ધણી રે
એ માંડના મારા . . . ભાઈ છે ધણી રે

(૩)

જી રે વૈશાખે વન વેડીઆં
જી રે વેડી છે દાડમ દ્રાખ...ઉનાળો રે આવીઓ. ૧.
જી રે કીયાભાઈ તે ગામ સધારીઆ
જી રે બાબુભાઈ ગામ સધારીઆ
રાણી પરસન વહુ અન્ન ના ખાય...ઉનાળો રે આવીઓ. ૨.
રાણી પરસન વહુ છાના કાગળ મોકલે
વેલા આવો રંજન બહેનનાં વીર...ઉનાળો રે આવીઓ. ૩.
તમ આવે તાળાંકૂંચી ઉઘાડે
તમ આવે ગોરીના શણગાર...ઉનાળો રે આવીઓ. ૪.
તમ આવે મન્દિર અને મેડીઓ
તમ આવે આંગણીએ અજવાળાં...ઉનાળો રે આવીઓ. ૫.
તમ આવે સીધાં સામન નીપજે
તમ આવે પડે પકવાન...ઉનાળો રે આવીઓ. ૬.

૩

[આ ગીતો સીમંતિની સ્ત્રીના રૂસણાનાં છે, એમાં વિનોદ પણ છે.]

(૧)

માટલીએ મગ દાળ્ય, પસ ભરી ચોખા ઓરીયા રે
આદિતને જમવાનો વાર, રાણી રાંદલ ચાલ્યાં રૂસણે રે
રૂસણે ન જાઓ ભોળી દેવ, પિયુ રે પ્રીછવી પોતાતણા રે
રાંધીયે શાળ મગ દાળ્યું, છોરુ જમાડીયે આપણાં રે
માટલીયે મગ દાળ્ય, પસ ભરી ચોખા ઓરીયા રે
વિષ્ણુપ્રસાદને જમવાનો, ઊર્મિલા વહુ ચાલ્યાં રૂસણે રે
રૂસણે ન જાઓ ભોળી નાર, પિયુ રે પ્રીછવીયે પોતા તણા રે
રાંધીએ શાળ મગ દાળ્યું, છોરૂ જમાડીએ આપણાં રે

(૨)

વઢવાણ શહેરનાં લીલાં લવીંગડાં
કઈ વહુને ભાવે લીલાં લવીંગડાં
—વહુને ભાવે લીલાં લવીંગડાં
કિયા ભાઈ વો'રો લીલાં લવીંગડા
—ભાઈ વો'રો લીલાં લવીંગડાં
ખાટેરાં લાગશે, મીઠેરાં લાગશે
વઢવાણ શહેરનાં લીલાં લવીંગડાં
જીભો ચચરશે હોઠડા બળશે
વઢવાણ શહેરનાં લીલાં લવીંગડાં

(૩)

કાચી કેરીનાં ગૌરીએ લીધાં રે રૂસણાં
કાચી કંઈએ ના મળે રે
પાકી ચૌટે વેચાય રે
ભાગો ગૌરીના મનનાં રૂસણાં
કીયા ભાઈ ભાઈબંધને વિનવે
ભાઈબંધ, મુંબઈ જઈ આવો
કાચી કેરી લઈ આવો
ભાગો ગૌરીનાં મનનાં રૂસણાં*

* જે સ્ત્રીના માનમાં આ ગીત ગવાતું હોય તેના પતિનું નામ પહેલી લીટીમાં ઉમેરી આ કડીઓ ફરીથી ગવાય છે.

ફીયા ભાઈ વીરાને વિનવે
વીરા સુરત જઈ આવો
કાચી કેરી લઈ આવો
ભાગો ગૌરીનાં મનનાં રૂસણું

કાચી કંઈએ ના મળે રે
પાકી ચૌટે વેચાય રે
ભાગો ગૌરીનાં મનનાં રૂસણું

ફીયા ભાઈ બહેનીને વિનવે રે
બહેની નડિયાદ જઈ આવો
ત્યાંથી સોટી લઈ આવો
ભાગો ગૌરીના મનનાં રૂસણું

સોટી ચમ ચમ વાગે
કેરી કદીએ ના માગે
ભાગો ગૌરીનાં મનનાં રૂસણું

## (૨) હાલરડાં

૧

હાલો, હાલો, હાલો......
ભાઈ તને હીંચકો ઘણો વહાલો !
ભાઈ મારો ડાહ્યો,
પાટલે બેસીને રે નહાયો !
પાટલો ગયો છે રે ખસી,
ભાઈ મારો ઊઠ્યો છે રે હસી !

૨

તું સુઈ જા રે બાલુડા ભાઈલા મારા
તું રોઈશ તો તારા દાદા દુભાશે રે......તું સુઈ જા
તું રોઈશ તો તારા કાકા કચવાશે રે......તું સુઈ જા
તું રોઈશ તો તારા મામા મૂઝાશે રે......તું સુઈ જા
(આ પ્રમાણે ફોઈ, માસી, બાપા, વગેરેના ઉલ્લેખ કરી ગીત લંબાવાય છે.)

[આ હાલરડું નાયી (વાળંદ) જ્ઞાતિ તરફથી મળ્યું છે]

## (૩) જનોઈ પ્રસંગે ગવાતાં ગીતો

[આ નીચેનાં ગીતો ખેડાવાળ બ્રાહ્મણની જ્ઞાતિમાં ઊમરેઠમાં ગવાય છે.]

૧

બ્રહ્મચાર કાને કડી હાથે વીંટી હીરે જડી રે !
બ્રહ્મચાર જઈ બેઠા છે દાદાને ખોળે ચડી રે !
દાદા જનોઈઓ પહેરાવાની અમને હાંસો ઘણી રે !

બ્રહ્મચાર કાને કડી હાથે વીંટી હીરે જડી રે !
બ્રહ્મચાર જઈ બેઠા છે માતાને ખોળે ચડી રે;
માતા ભિક્ષાઓ લીધાની અમને હાંસો ઘણી રે !

બ્રહ્મચાર કાને કડી હાથે વીંટી હીરે જડી રે !
બ્રહ્મચાર જઈ બેઠા છે, બાપાને ખોળે ચડી રે !
બાપા અમને લુગડાં, પહેર્યાની હાંસો ઘણી રે !

બ્રહ્મચાર કાને કડી હાથે વીંટી હીરે જડી રે.
બ્રહ્મચાર જઈ બેઠા છે, મામાને ખોળે ચડી રે.
મામા અમને બટવાની હાંસો ઘણી રે

૨

સુરત શહેરની ગુજરી, સમી સાંજે ભરાય રે
પાટણ ટોપી વાપરી, જૂનાગઢનાં રે મોતી
ટોપી ઉપર મોતીના સાથીઆ ઉપર લખીઆ છે કાપ
પહેરો બ્રહ્મચાર બાળા પાતળા લાવ્યા તમારા કાકા
ઓઢી પેરી બ્રહ્મચાર સંચરા, કાકી જોવાને જાય,
કાકીનાં દલ રે આનંદ ભર્યાં, હૈયે હરખ ન માય રે
સુરત શહેરની ગુજરી, સમી સાંજે ભરાય રે
પાટણ ટોપી વાપરી જૂનાગઢનાં રે મોતી
ટોપી ઉપર મોતીના સાથિયા ઉપર લખીઆ છે આંબા
પહેરો બ્રહ્મચાર બાળા પાતળા, પહેરાવે તમારા મામા
ઓઢી પહેરી બ્રહ્મચાર સંચર્યા, મામી જોવાને જાય રે
મામીનાં દલડાં આનંદ ભર્યાં, હૈયે હરખ ન માય રે
સુરત શહેરની ગુજરી, સમી સાંજે ભરાયે રે
પાટણ ટોપી વાપરી, જૂનાગઢનાં રે મોતી
ટોપી ઉપર મોતીના સાથિયા ઉપર લખીઆ છે હીરા.
પહેરો બ્રહ્મચાર બાળા પાતળા, લાવ્યા તમારા વીરા
પહેરી બ્રહ્મચાર સંચરા, ભાભી જોવાને જાય રે
ભાભીનાં દલ રે આનંદ ભર્યાં હૈયે હરખ ન માય રે
સુરત શહેરની ગુજરી સમી સાંજ ભરાય રે

૩

બટવે બત્રીસ જાતના, સરબંધ બાંધ્યા
બટવે આઘેરા જોયા, બટવે પાશેરા જોયા
બટવા નાના હતા ત્યારે, માતાએ રમાડયા
હવે એ રે માતાને કેમ દુભાવીએ . . . . બટવે૦

૪

બ્રહ્મચાર ભણી ગણીને ઘેર આવીઆ રે
બ્રહ્મચાર શો શો નિવેડો લાવીઆ રે
બ્રહ્મચાર જનોઈઓ પહેરવાની હાંસ ઘણી રે
એમના દાદાને પીરસોને સેવ રે

એમને જનોઈઓ પહેરાવે તતખેવ રે
બ્રહ્મચાર ભણી ગણીને ઘેર આવીઆ રે
બ્રહ્મચાર શો શો નિવડો લાવીઆ રે
બ્રહ્મચાર ભિક્ષા પીરસ્યાની રઢો લાવીઆ રે
એમનાં માતાને પીરસો સેવ રે
એમને ભિક્ષાઓ પીરસો તતખેવ રે
બ્રહ્મચાર ભણી ગણીને ઘેર આવીઆ રે
બ્રહ્મચાર શેની શેની રઢ લાવીઆ રે
બ્રહ્મચાર લુગડાં પહેર્યાની રઢો લાવીઆ રે
એમના બાપને પીરસો સેવ રે
એમને લુગડાં પહેરાવે તતખેવ રે
બ્રહ્મચાર ભણી ગણીને ઘેર આવીઆ રે
બ્રહ્મચાર શો શો નીવેડો લાવીઆ રે
બ્રહ્મચાર બડવો રૂડ્યાની નીવડો લાવીઆ રે
એમના મામાને પીરસોને સેવ રે
એમને બડવો રૂડ્યો કરે તતખેવ રે

૫

રઘુ કુળમાં કેમ જાશો બ્રહ્મચાર ભાઈ
તમને તમારાં માતા રોકશે રે!
અમે રે અમારી માતાની આજ્ઞાઓ લીધી
ભણી ગણીને વેલા આવીશું રે
રઘુ કુળમાં કેમ જાશો બ્રહ્મચાર ભાઈ
તમને તમારા પિતા રોકશે રે
(જુદાં જુદાં નામ દઈ ગવાય છે.)

૬

વાડે વાડે બડવા દેશાઈ રે
બડુવાને કોણ મનાવે રે
મામા મનાવાને શું શું ઘડાવે?
મોસાળાં મોકલાવાની સંપત ન હોય તો
મામીને પરણાવે રે!

૭

સુરત શહેર વસે એક જડિયો રે
જડિયા જડજે બ્રહ્મચારભાઈની વીંટી રે
એમની પાંચીએ ઝાઝા હીરા રે
પાંચી લાવ્યા બ્રહ્મચારભાઈના વીરા રે
એમના વીરાને સૌ કો જાણે રે
રાજા રામમલજી વખાણે રે
રાજા રામમલે આલ્યો ઘોડો રે
એમની ભાભીનો વાંકો અંબોડો રે

## રાજિયાનાં ગીતોના નમૂના

[ઉમરેઠના શ્રી. રણછોડલાલ પુ. કવિના સંગ્રહમાંથી આ રાજિયા પસંદ કર્યા છે.]

(૧)

રાજવી રે ઊંચો તે બંગલો બજારમાં
રાજવી રે નીચાં તે સોનીડાનાં હાટ રે
રાજવી રે એવો સોનીડો તારો પર ગયો.
રાજવી રે સાંકળાં તે લઈ આવ્યો મોંઘા મૂલનાં
રાજવી રે સાંકળાં તે હોરી હોરી શું કરે
\+ + + +
ઓય લાડા રે આજનો દિન ઉજાંજરો
ઓય, ઓય, ઓય, ઓય રે લાડણા.

(૨)

શરણાઈઓ વાગી રે સુરત શહેરમાં
ભૂગળો વાગી રે ભારે શહેરમાં
સૌ લોક ઊભા દિલ્લીને દરબાર, રાજવણ ઊભાં રે મસાણ એ
એમને મળ્યો રેવાજીનો સંગ, રેવાજીમાં જઈ ઊભાં રહ્યાં
રેવાજી તેજ અતિ ઘણાં, તે રે તેજે પાવન થયાં
એમના હાથમાં તિલક ને તુળશી, માળા, લીધી સરી શ્રી રામની
શરણાઈઓ વાગી રે સુરત શહેરમાં
ભૂગળો વાગી રે ભારે શહેરમાં
એમને મળ્યા રણછોડજીના સંગ, રણછોડજીમાં જઈ ઊભાં રહ્યાં
રણછોડજીનાં તેજ અતિ ઘણાં, તેરે તેજે પાવન થયાં
એમના હાથમાં તિલક ને તુલસી, ગુગળીએ આપ્યાં રે રૂડાં બેસણાં—

(૩)

પાછલી તે રાતમાં પરોઢીઆ,
મરઘો બોલ્યોને વહાણાં વહી ગયાં
ભાઈ ડોસીડા તું તો મારો વીર રે અમર ઉઘાડ તારાં બારણાં
ના કરેશ દોસાલાનાં મૂલ રે, માણીગર પોઢ્યા બજારમાં
માણીગર પોઢ્યા હજારમાં, કાંકણ નંદાયાં સવાલાખનાં
કાંકણ નંદાયાં સવા લાખનાં મોતી ભઇડાવ્યાં બાણું લાખનાં
......પાછલી

(૪)

ઓયે માલીડા હાટ ઉઘાડ રે, રણક દેવડી રૂએ રે વેરાગમાં
ઓયે રૂડાં છોગલાં લાવ રે, રણક દેવડી રૂએ રે વેરાગમાં
ઓયે છોગલાં કોને કાજે રે, રણક દેવડી રૂએ રે વેરાગમાં
ઓયે પરોણાને કાજે રે, રણક દેવડી રૂએ રે વેરાગમાં

(એ પ્રમાણે સોની, અને સાકળ તબોળીને બીડલા રગારો ને છાટણા વગેરે વિષે લહેકાવે છે)

(૫)

પાછલી રાતે રે સમણા આવિયા,
રાજવી ચડયો રે રણ જગમા
ઢેનડી રૂવે ધ્રુસકે, માતાએ ધીરજે આપિયો
સમણામા ચા ગો તો નાળો રે,
મકણ નદામા સવાલાખના
શણગારે સર્વે મને મેની રે,
શોકે લીવી રે મને હૈડમા
સમણા તે આળ પપાળ રે,
સમણા સાચા ન હોય દીકરી પાછલી૦
સમણામા સૂનો રગ દોવીઓ,
સૂના મન્દિર સૂના માળિયા પાછલી૦
સમણે સૂના રે રથ ઘોડીલા,
સૂના દાસ ને સૂની દાસીઓ પાછલી૦
સમણે સૂના રે બાજી સોગઠા,
સૂની પડી રે ભોજન થાળીઓ પાછલી૦

(૬)

સરણાઈઓ વાગે રે સરવા શબ્દની
ભૂગળો વાગે રે ભારે શહેરમા
ચાદનીઓ ઊગ્યો ને રથ જોતર્યા રે
રથ એમના ઘરસૂત્ર રોકી રહ્યા
ઘરસૂત્ર તે લળી લળી વિનવે રે
માથાના દામણુ ક્યારે આપશો (૧)
આનીશુ માસ ૭ માસ રે સરણાઈઓ૦ (૨)
કઈ ભાદરવાને પાછને પખવાડિયે
ચાદનીઓ ઊગ્યો ને રથ જોતર્યા રે
રથ એમના કુવરીઆ રોકી રહ્યા
કુવરો તો લળી લળી વિનવે રે
માથા છત્ર ક્યારે આવશો? આનીશુ૦ સરણાઈઓ (૩)
ચાંદનીઓ ઊગ્યો ને રથ જોતર્યા રે
રથ એમનો બધવો રોકી રહ્યા
બધવો તો લળી લળી વિનવે રે
બીડના ભજન ક્યારે આવશો? આનીશુ૦ સરણાઈઓ (૪)

(૭)

આ શી રૂડી વીબડીઆની છાય રે
મરઘો બોલ્યો રે કરોધનો
મરઘે એના દીકરા જગાડયા રે
ઓ યે જનેતા એકવાર બોલ રે
આજના ચાલ્યા તે ક્યારે આવશો
દીકરાને છેવડો જુહાર રે
હવે નહિ આવુ બીજી વાર રે આ શી૦

(૮)

હોય (હાય) તમારા રૂપના તે શા કરુ વખાણુ રે રાજવણુ
તમારા માથા કેરી વેણી કાળા નાગ કેરી ફેણો
એમને ગોફણુ સોહે રે વહુઆ
હોય તમારા નાકની તે દાડી, જાણે દીવા સમ માડી
એમને વાળીઓ સોહે રે વહુઆ
હોય તમારી આખોના નયણા જાણે રણ વરડ્યો ઉનાળો,
એમને કાજળ સોહે રે વહુઆ
હોય તમારા હાથની હથેળી, જાણે બીજાપુરની થાળી
એમને સુખડા સોહે રે વહુઆ
હોય તમારી છાતી કેરા ઉર સાગર નદીએ આવ્યા પૂર,
એમને અગીઆ સોહે રે વહુઆ
હોય તમારી કેડો કેરા લાચ, જાણે કરેણુની કાપ
એમને ચણીઆ સોહે રે વહુઆ
હોય તમારા પગા કેરા પચ જાણે કેળા કેરા સ્થભ
એમને લગરો સોહે રે વહુઆ
હોય તમારા હૈયાનો હલકારો, એમના સ્વામીજીને વહાલો
એ તો સેજ મોઘા રે વહુઆ
હોય એમના મોઢાની વાણી, એમના બ્રહ્મને વહાલી
બ્રહ્મ મોઘા રે વહુઆ

(૯)

ડોસીડો ખડો રે દુકાનમા
હોય શેનાવાળા સાટના દુશી રાજવી, રાજવણુ
રાજવી શે થકી લાવીએ?
હોય માળીડો ખડો રે દુકાનમા
હોય ચપાવાળા જાયન, દુશી રાજવી, રાજવણુ
રાજવી શે થકી લાવીએ?
હોય સોનીડો ખડો રે દુકાનમા
હોય ઘાટ ઘડામણુ લાડ લગામણુ રાજવી, રાજવણુ
રાજવી શે થકી લાવીએ?
હોય ઝવેરી ખડો રે દુકાનમા
હોય મોતીઆંવાળા હીરા પારેખ રાજવી, રાજવણુ
રાજવી શે થકી લાવીએ?
હોય સોદાગર ખડો રે દુકાનમા
હોય ઘોડીનાવાળા મોજ માણીગર રાજવી, રાજવણુ
રાજવી શે થકી લાવીએ?

(૧૦)

અરે અભિમન ચડ્યો રે શકાર
ઓતરા રાણી આણાં મોકલ્યાં
અરે અભિમાન ડોશીડાને હાટ
સરબંધો વસાવે મોઘા મૂલમાં
અરે વસાં એવાં વાર ક્વાર
જેવાં પહેર્યાં તેવાં ઊતર્યાં
અરે રાણી રૂવે રંગ મહલ, દાસી રૂવે દરબારમાં
અરે ઘરમાં રોશે ઘરની નાર, પોપટ રોશે પાંજરે
અરે ઘોડો રૂએ ઘોડારમાં, હાથી રૂએ હલકારમાં
અરે વનમાં રોશે લીલાં ઝાડ, છોરૂ રૂએ ઘર આંગણે
અરે ચોરે રૂએ ચારણ ભાટ, હાટે રોશે હાટવાણીઆ.

(૧૧)

શહેરમાંથી ડોગીડા તેડાવો હો રાજવી
ભારે મૂલી દોસાલો મંગાવો હો રાજવી
શહેરમાંથી શેઠીઓ જગાડીએ હો રાજવી
ઘઉં જારનાં હારીઆં ભરાવીએ હો રાજવી
પાલીએ પૈસા ભરાવીએ હો રાજવી
અલખતીઆંને એ માન અપાવીએ હો રાજવી
ચોરડેથી પગીડા તેડાવીએ હો રાજવી
ભવિષ્યનાં સિંહાસન ગુંથાવીએ હો રાજવી
મેડીએથી દીકરા જગાડીએ હો રાજવી
દોલતીઆનાં સિંહાસન ઉપાડીએ હો રાજવી
શહેરમાંથી આહીરડા જગાડીએ હો રાજવી
મોંઘા મૂલ ગત્રી મંગાવીએ હો રાજવી
વિવેકીનાં ગઉદાન દેવરાવીએ હો રાજવી
મૈયરીએથી વહુવારુ તેડાવીએ હો રાજવી
સારી રીતે ઉજવણી કરાવીએ હો રાજવી
બહેળાં તે બછાંણાં નંખાવીએ હો રાજવી
હુકલીઓ મંગાવો હજારનો હો રાજવી
ચલમ મંગાવો ચાંપાનેરની હો રાજવી
પાણી મંગાવો પતાળનાં હો રાજવી
દેવતા મંગાવો દિલ્હીના હો રાજવી
નાથાલાલને સાથે લેતા આવીએ હો રાજવી
રૂઠેલાને કેમ કરી મનાવીએ હો રાજવી

(૧૨)

રામ રામ રે કાચા સૂતરનો રે તાંતણો
રામરામ રે એનેતૂટતાં કેટલીવાર મારા પ્રાણીઆ
હેતે હરિને સંભારીએ, . . . . . . . . .

(૧૩)

હાય હાય રે સરોવરીઆની પાળે રે,
હાય હાય રે આંબલીઆની ડાળે રે
હાય હાય રે રમતેલોના દીઠો કુંવર રે
હાય હાય રે સઘળાં સરોવર જોયાં રે
હાય હાય રે ના દીઠો નહળો કુંવર રે
હાય હાય રે સઘળી નિશાળો જોઈયો
હાય હાય રે ના દીઠો ભણતો કુંવર રે
હાય હાય રે સઘળા ઓરડા જોયા રે
હાય હાય રે ના દીઠો જમતો કુંવર રે
હાય હાય રે સઘળી મેડીઓ જોઈયો
હાય હાય રે ના દીઠો પોઢ્યો કુંવર રે
હાય હાય રે સઘળું કટમલ જોયું રે
હાય હાય રે ના દીઠો કાલકાનો મ્હોલે રે

# ૫

# તહેવારો, વ્રતો અને મેળા

**પરિચય :** હિંદુ ધર્મ અનેક સંપ્રદાયોનો બનેલો છે. તે ઉપરાંત ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ પણ આ જિલ્લામાં પળાય છે. વળી દેશભક્તિ જેને રાષ્ટ્રધર્મ કહેવામાં આવે છે એ પણ એક પ્રકારનો નવો ધર્મ બન્યો છે. આ બધા ધર્મોના વિશિષ્ટ બનાવોની યાદ તાજી રાખવાને માટે જે તે ધર્મના સ્થાપકો તરફથી તહેવારો અને વ્રતો યોજવામાં આવ્યાં છે. કેટલાક તહેવારો અને વ્રતો ઘરમાં જ ઊજવાય છે, કેટલાક જાહેર રીતે ઊજવાય છે, કેટલાકને નિમિત્તે દેવસ્થાનોમાં કે ઐતિહાસિક સ્થળોએ મેળા ભરાય છે. તહેવારોને માટે પર્વ કે પર્વણી અને ઉત્સવ કે ઓચ્છવ એવા શબ્દો પણ વપરાય છે.

**મેળા :** મેળા પ્રસંગે જે તે સ્થળે સરકાર તરફથી વ્યવસ્થા કરવામાં આવે છે અને તે માટે દર વર્ષે જિલ્લાના કલેક્ટર તરફથી જિલ્લામાં ભરાનાર મેળાની તારીખો તથા સ્થળોની જાહેરાત કરવામાં આવે છે વળી જે તે ગામે ભરાતા મેળાની માહિતી આ પુસ્તકના ડિરેક્ટરી વિભાગમાં ગામો વિષેના ખંડમાં આપેલી છે તેથી એ વિષયની માહિતી અત્રે આપવાની જરૂર નથી

**તિથિઓ :** તહેવારો અને વ્રતોના નામ તથા તે માટેની તિથિઓ લગભગ દરેક પંચાંગમાં આપેલા હોય છે આ તહેવારો અને વ્રતો ઊજવવાની પદ્ધતિ જે તે સંપ્રદાયનાં પુસ્તકોમાં હોય છે તેને પરિણામે લોકોમાં કેટલાક રિવાજો ચાલતા આવે છે અને એ રિવાજો પ્રમાણે મુખ્ય તહેવારો અને વ્રતો ઊજવાય છે એની ટૂંકી માહિતી આ પ્રકરણમાં આપી છે, જૈન, મુસ્લિમ અને ખ્રિસ્તી તહેવારો તથા વ્રતોના ઉલ્લેખો તે તે ધર્મ વિષેના પ્રકરણોમાં આવશે અહીં તો ફક્ત હિંદુ તહેવારો અને વ્રતોની તથા રાષ્ટ્રીય તહેવારોની ટૂંક માહિતી આપી છે આ માહિતી માસવાર ગોઠવી છે

**કાર્તિક માસ : બેસતું વર્ષ : કારતક સુદ ૧ :** વિક્રમ સંવતના પહેલા દિવસનો આ તહેવાર છે એને આગલે દિવસે દિવાળી હોય છે તેના આનંદમાં જ સવારના ચાર વાગ્યાથી નવા વર્ષની વધામણી સંભળાય છે તમામ લોકો ચારથી પાંચ વાગ્યાના અરસામાં ઊઠીને સૂર્યોદય પહેલા પ્રાતઃકર્મથી પરવારી જાય એવો ખાસ રિવાજ છે ચાર વાગે નાના છોકરાઓ સબરસ વેચવા નીકળે છે સપરમે દહાડે સબરસ એવી બૂમો સાંભળી લોકો જાગે છે સબરસ ખરીદવાનો ખાસ મહિમા છે એમાં કેવળ મીઠું હોય છે વરસની પહેલી ખરીદી મીઠાથી થાય છે, એને સારા શુકન ગણવામાં આવે છે

સવારમાં પહેલું કામ દેવદર્શને જવાનું હોય છે તે માટે નીકળતા પહેલા વડીલોને પગે લાગવાનો રિવાજ છે દેવદર્શન પત્યા પછી સગાસંબંધીઓને અને મિત્રોને સાલમુબારક કરવા જવાનું હોય છે તે માટે સૌ કોઈ નવા કપડા પહેરે છે કેટલાક લોકો નવા વર્ષે કોઈ શુભ સંકલ્પ કરે છે નૂતન વર્ષાભિનંદનના છાપેલા કાર્ડ બહારગામ મોકલાય છે અને બહારગામથી ટપાલમાં એવા કાર્ડ સંખ્યાબંધ આવે છે મંદિરોમાં અન્નકૂટ થાય છે કેટલાક ગામોમાં ગામની સભા ભરાય છે વેપારીઓ એક બીજાને ઘોણી મોકલે છે નોકર વર્ગને બક્ષિસો મળે છે સૌને માટે સર્વ પ્રકારે શુભ ઇચ્છાનો આ દિવસ છે

**ભાઈ બીજ – કારતક સુદ ૨ :** આ દિવસે બહેન ભાઈને જમવા તેડે છે ભાઈ બહેનને ભાઈ બીજની ભેટ આપે છે આ દિવસે મથુરા જઈ યમુના જમના નદીમાં સ્નાન કરવાનો મહિમા હોવાથી ઘણા લોકો મથુરા જાય છે

**લાભ પાંચમ : કારતક સુદ ૫ :** આ દિવસ નવા વર્ષનો વેપાર શરૂ કરવા માટે યોજાયો છે તે દિવસે વેપારીઓ એક બીજાને ત્યાંથી મુહૂર્તનો માલ ખરીદે છે ઘણા નવા સોદા થાય છે આ દિવસે કોઈ પણ શુભ કાર્ય થઈ શકે છે

**દેવઊઠી એકાદશી–કારતક સુદ ૧૧** અષાઢ સુદ ૧૧ ને દિવસે દેવપોઢી એકાદશી ગણાય છે તે દિવસે ભગવાન પાતાળમાં બળિરાજાના ધામમાં જાય છે ત્યારથી ચાતુર્માસ શરૂ થાય છે એ ચાતુર્માસ દેવઊઠી એકાદશીએ પૂરા થાય છે આ બંને એકાદશીઓ મહાએકાદશી કહેવાય છે દેવઊઠી એકાદશીને દિવસે તુલસી વિવાહ થાય છે મંદિરોમાં આ પ્રસંગ ઉત્સવ રૂપે ઊજવાય છે એમાં વિષ્ણુ ભગવાનનું તુલસી સાથે લગ્ન થાય છે તે નિમિત્તે સ્ત્રીઓ તુલસીવ્રત કરે છે ખાસ કરીને કુમારી કન્યાઓ સારો પતિ મેળવવા આ વ્રત કરે છે

**દેવદિવાળી** કારતક સુદ ૧૫ આ દિવસે નાના પ્રમાણમાં દિવાળી ઊજવાય છે અને ત્યારથી દિવાળીનું પર્વ પૂરું થાય છે

**તારાવ્રત** આખા કારતક માસ દરમ્યાન સ્ત્રીઓ તારા વ્રત કરે છે તેમાં પરોઢિયે તારા દેખાતા હોય ત્યાં સુધીમાં નદીએ જઈ સ્નાન કરવાનું હોય છે એને કાર્તિક સ્નાન પણ કહે છે એ નિમિત્તે ઘી કે તેલનો અખંડ દીવો પણ પ્રકટાવવામાં આવે છે

**માગશર માસ** આ આખો માસ શુભ કાર્ય માટે શુભ ગણાય છે

**પોષ માસ : મકરસંક્રાંતિ ઉર્ફે ઉત્તરાયણ** અંગ્રેજી જાન્યુઆરી માસની ૧૪મી તારીખે આ તહેવાર આવે છે હિંદુ જ્યોતિષ પ્રમાણે ધનાર્કનો સૂર્ય ઊતરી મકરનો સૂર્ય થાય ત્યારે મકરસંક્રાંતિ કહેવાય છે, એને ઉત્તરાયણ પણ કહે છે તે પોષ માસમાં ગમે ત્યારે આવે છે આ દિવસ ખાસ પવિત્ર મનાય છે તે દિવસે સવારે સ્ત્રીઓ પ્રાતઃકર્મથી પરવારી ખાંડીને બહીને ઘૂઘરી બનાવે છે એ ઘૂઘરીમાં ગોળ ભેળવી ગાયનું પૂજન કરી ગાયને તે ખવડાવવામાં આવે છે નાના બાળકો પણ ઘૂઘરી ખાય છે સુંદર વસ્ત્રો પહેરી થાળીમાં ઘૂઘરી અને પૂજાનો સામાન લઈ જતી સ્ત્રીઓનો

દેખાવ મનોહર હોય છે. આ વિધિ વહેલી સવારે પતી જાય છે. તે પછી પુણ્યદાન લેવા બ્રાહ્મણ લોકો આવવા લાગે છે. તેમને ડાંગર, તલ, તલસાંકળી વગેરે ચીજોનું દાન આપવામાં આવે છે. તલ અને ગોળ સાંતળીને બનાવેલી તલસાંકળી ખાવાનો આ દિવસે મહિમા છે. આ તહેવાર ખાસ કરીને તો પતંગો ચગાવવાનો તહેવાર ગણાય છે. આ જિલ્લામાં સર્વત્ર આ દિવસે ખૂબ મોટા પાયા ઉપર નાના મોટા પુરુષો–કિશોરો, બાળકો, સૌ પતંગો ચગાવે છે. મકરસંક્રાંતિના દિવસથી કન્યાઓ વિવિધ પ્રકારનાં વ્રતો લે છે. તેમાં ચાંલ્લાવ્રત મુખ્ય છે. આ વ્રત માટે નાની કન્યાઓ સવારમાં વહેલી ઊઠી સૌભાગ્યવતી સ્ત્રીઓને ઓછામાં ઓછા ૧૩ ચાંલ્લા કરવાનું વ્રત લે છે. તે પછી જ તે ખાઈ શકે છે. આ ઉપરાંત પોષ સુદી પૂનમે પણ ઉપવાસ કરવાનું વ્રત સ્ત્રીઓ પાળે છે. એને માટે કહેવત છે કે 'જે ન કરે પોષી તેની મરે ડોશી.'

**મહા માસ : વસંતપંચમી–મહા સુદ ૫ :** આ એક શુભ દિવસ છે. તે દિવસે કોઈ પણ શુભ કાર્યનો આરંભ કરવાનો મહિમા છે. મંદિરોમાં તે તહેવાર તરીકે ઊજવાય છે.

**મહા સુદ ૧૫ :** મહા સુદ પૂનમે કેટલીક જગાએ મેળા ભરાય છે.

**મહા શિવરાત્રી : મહા વદ ચૌદશે** મહા શિવરાત્રી આવે છે. એ મહાદેવજીની જન્મતિથિ ગણાય છે. તે દિવસે શિવભક્તો ઉપરાંત લગભગ તમામ લોકો ઉપવાસ કરે છે, અને ફરાળમાં બાફેલા બટાટા અને શકરિયાં ખાય છે. સાંજના પહોરે મહાદેવજીનો વરઘોડો કાઢવામાં આવે છે. રાત્રે શિવ મંદિરમાં દીવા થાય છે. બીજે દિવસે સવારે લાડુનું ભોજન થાય છે.

**નવરાત્રી :** વર્ષમાં ચાર વખત નવરાત્રી વ્રત કરવાનો રિવાજ છે. માતાના ભક્તો આ વ્રતો કરે છે. તે પૈકી પહેલી નવરાત્રી મહા સુદ પડવાથી મહા સુદ નોમ સુધીની હોય છે. એ દિવસોમાં કેવળ ફળાહાર પર રહેવાનું હોય છે. બીજી નવરાત્રી ચૈત્ર સુદ પડવાથી નોમ સુધી, ત્રીજી અષાઢ સુદ પડવાથી નોમ સુધી, છેલ્લી અને સાર્વત્રિક નવરાત્રી આસો સુદ પડવાથી નોમ સુધી હોય છે. નવરાત્રીએ સર્વત્ર ગરબા–ગરબી લેવાનો — ઘરોમાં ગરબો કોતરાવી તેનું પૂજન કરવાનો રિવાજ છે.

**ફાગણ માસ : હોળી : ફાગણ સુદ ૧૫ :** આ મહત્ત્વનો તહેવાર છે. તેની શરૂઆત આગલે દિવસે થાય છે. એ દિવસ **ઘેરૈયા ચૌદશ** કહેવાય છે અને હોળી પછીનો દિવસ **ધૂળેટી** કહેવાય છે. ભક્ત પ્રહ્લાદની અગ્નિ પરીક્ષા આ દિવસે કરવામાં આવી હતી. તેથી હોળીના દિવસે ઉપવાસ કરવાનો હોય છે. સવારમાં ધાણી, ચણા અને ખજૂર ખાવાનો મહિમા છે. હોળીના થોડા દિવસ પહેલાં ઘેરઘેર ધાણી ચણા શેકાય છે. બજારમાં પણ આનો ખાસ ઉદ્યોગ જામે છે. આ દિવસોમાં બજારમાં ખજૂર વેચાવા આવે છે. તે ઉપરાંત ખાંડનાં પતાસાં અને વિવિધ આકારના હારડા કંદોઈ લોકો વેચે છે. આ બધી ચીજો એકબીજાને હોળીને દિવસે ભેટ આપવાનો રિવાજ છે. સાંજે સંધ્યાકાળે ગામ બહાર કે શેરી બહાર ચકલામાં હોળી પ્રગટાવવામાં આવે છે. આ માટે ઘેર ઘેરથી લાકડાં ઉઘરાવવામાં આવે છે. આ કામ ઘેરૈયા ચૌદશથી શરૂ થાય છે. લોકો ભાવપૂર્વક હોળીને માટે બળતણ આપે છે. જે ન આપે કે આનાકાની કરે તેને ઘેરૈયાઓ હેરાન કરે છે. તોફાને ચડેલા ઘેરૈયાઓ ગમે તે લાકડાં ચોરીને લઈ જાય છે. ઘણી વાર આ તોફાનથી ગંભીર ઝઘડાઓ થાય છે.

સામાન્ય રીતે ગામનો મુખી કે આગેવાન પ્રથમ હોળીની પૂજા કરે છે. હોળી પ્રગટાવવાનું કામ ગામના હરિજન પાસે કરાવવામાં આવે છે. હોળીમાં હોમવા માટે આંબાનો મોર, ફૂલ, ધાણી–ચણા, કેરીના મરવા, અને નાળિયેર લોકો એકઠાં કરે છે. તે ઉપરાંત છાણ થાપીને નાનાં નાનાં છાણાં બનાવી તેના હાર બનાવવામાં આવે છે. તેને હોળૈયાં કહે છે. કેટલાક લોકોએ આ પ્રસંગે ખાસ બાધાઓ રાખેલી હોય છે. તે પ્રમાણે તેઓ વિવિધ ચીજો હોળીમાં હોમે છે. હોળીનાં લાકડાંને શંકુ આકારના ઢગલામાં ગોઠવી તેની ટોચ ઉપર ધજા ફરકાવવામાં આવે છે. છાણના હારડા લાકડા ઉપર ગોઠવવામાં આવે છે. આ બધું થતું હોય છે તે વખતે લોકો ચકલામાં ઢોલ વગે છે. હોળી પ્રગટાવનાર હરિજન, હોળી પૂજનાર મુખી કે આગેવાન, વગેરે ત્યાં હાજર હોય છે. હોળી પ્રગટે ત્યારે રણશીંગું ફૂંકવામાં આવે છે. તે પછી હોળીની વિધિપૂર્વક પૂજા થાય છે. હોળી પ્રગટ્યા પછી લોકો ઉત્સાહમાં આવી જાય છે. સૌ પોતાની પાસેની ચીજો ભાવપૂર્વક હોળીમાં હોમે છે. પછી તેની પ્રદક્ષિણા કરે છે. એમ કરતાં જંબે જંબે એવી બૂમો પાડે છે. પ્રદક્ષિણા કરતી વખતે પાણીની ધાર કરવાનો રિવાજ હોય છે. તે રીતે હોળીનું પર્વ ઊજવાય છે.

ભગવાનનો ભક્ત અગ્નિ પરીક્ષામાંથી પાર ઊતરે છે. એની ખુશાલી આ પર્વમાં વ્યક્ત કરવામાં આવે છે.

**ધૂળેટી** : હોળી પછીને બીજે દિવસે ધૂળેટીનો તહેવાર છે. તે દિવસે તેમ જ ઘેરૈયા ચૌદશને દિવસે તોફાન કરવાનો મહિમા ગણાય છે. ઘેરૈયા ચૌદશે નાના બુઆનો તથા છોકરાઓ ટોળીઓ જમાવે છે. રાત્રે ગેડીદડા રમે છે અને હોળીનાં લાકડાં એકઠાં કરે છે. આ ટોળીઓ ધૂળેટીને દિવસે લોકો પર ધૂળ ઉડાડે છે અને રંગ છાંટે છે. તે ઉપરાંત સામસામાં યુદ્ધ ખેલે છે. તેમાં ગોફણ વડે એકબીજા પર પથ્થર ફેંકવાનો રિવાજ હોય છે. કેટલીક વખત શાક વેચનાર કાછિયાઓ આ પ્રસંગે બજારમાં રીંગણનો ઢગલો કરે છે. એ જ રીતે થોરિયા કાપીને તેના કકડાનો પણ ઢગલો કરવામાં આવે છે. તે એકબીજા ઉપર ફેંકી ધીંગાણું કરવામાં આવે છે. ઘણા લોહીલુહાણ પણ થાય છે. જૂના વખતમાં આ પ્રસંગે શૌર્ય દાખવવાનો ખાસ મહિમા હતો. ગામના મુખ્ય લત્તામાં ઘેરૈયાઓ વચ્ચે આ યુદ્ધ ખેલાતાં. કેટલીક વાર ગામની ભાગોળે પણ આવાં યુદ્ધ જામતાં. બહારગામના લોકો પણ એમાં ભાગ લેવા આવતા. આ યુદ્ધમાં ઘાયલ થયેલાઓની સારવાર કરવા માટે ગામમાં કેટલેક સ્થળે વ્યવસ્થા કરવામાં આવતી. જૂના વખતમાં આ જિલ્લામાં લોકો યુદ્ધ કેવી રીતે કરતા હશે તેનો ખ્યાલ આ રિવાજ ઉપરથી આવી શકે છે. આ ઉપરાંત ધૂળેટીને દિવસે અનેક પ્રકારનાં તોફાનો થતાં એમાંનાં ઘણાં બંધ થયાં છે. તેને બદલે વ્યાયામ પ્રવૃત્તિ આ દિવસોમાં ખાસ ચલાવવામાં આવે છે. રમતગમતની હરીફાઈઓ યોજાય છે. અને છોકરાઓ ઉપર જણાવી તેવી અસંસ્કારી રમતો રમતા અટકે એવું વાતાવરણ ફેલાવવામાં આવે છે.

**મારવાડીઓની ધૂળેટી** : હોળી એ ખાસ કરીને મારવાડીઓનો તહેવાર છે. તે દિવસે મારવાડીઓ જ્યાં હોય ત્યાંથી પોતાને ઘેર આવે છે અને દિવસો સુધી આ તહેવાર તેઓ ઊજવે છે. તેમાં એકબીજા ઉપર રંગ છાંટવાનો આનંદ તેઓ એટલો બધો માણે છે કે નજરે જોયા સિવાય તેનો ખ્યાલ આવી શકે નહીં. આ જિલ્લાના લોકો પણ આ પ્રસંગને એકબીજા ઉપર પિચકારી વડે રંગ છાંટે છે. વસંતના આગમનનો આનંદ આ રીતે દાખવવામાં આવે છે. રંગ છાંટવાની પ્રથા ઓછી થતી જાય છે.

**ચૈત્રમાસ : ગૂડી પડવો : ચૈત્ર સુદ ૧** : ભારત દેશમાં ઘણે સ્થળે આ દિવસથી નવું વર્ષ બેસે છે. માગશર માસની માફક આ આખો માસ શુભ મનાય છે. તેને પહેલે દિવસે કડવો લીમડો તેની કુમળી કુંપળો ખાંડ તથા મીઠા સાથે ખાવાનો રિવાજ છે. કેટલાક એ બધું વાટીને પીએ છે. આ અરસામાં વસંત ઋતુ પૂરેપૂરી ખીલેલી હોય છે. બધાં ઝાડ ઉપર તાજાં પાન આવેલાં હોય છે. કહેવાય છે કે ગૂડી પડવાને દિવસે ઉપર પ્રમાણે લીમડો ખાનારને ચોમાસાની ઋતુમાં તાવ આવતો નથી.

**રામનવમી : ચૈત્ર સુદ ૯** : આ દિવસ ભગવાન રામચંદ્રજીના જન્મનો દિવસ છે. તે નિમિત્તે ઉપવાસ કરવામાં આવે છે, રામાયણ વંચાય છે, રામભજન ગવાય છે અને રામજી મંદિરે લોકો દર્શન કરવા જાય છે.

**અલુણા વ્રત** : ચૈત્ર માસમાં અલૂણા વ્રત કરવામાં આવે છે. તેમાં આખો માસ મીઠા વિનાનું ભોજન ખવાય છે. ખાસ કરીને સ્ત્રીઓ આ વ્રત કરે છે. જેમનાથી આખો માસ અલૂણું ભોજન ન લઈ શકાય તેઓ મહિનાનો છેલ્લો દિવસ આ વ્રત પાળે છે. આ માસમાં ઓખાહરણ સાંભળવાનો મહિમા છે.

**વૈશાખ માસ : અખાત્રીજ : વૈશાખ સુદ ૩** : આ દિવસને અક્ષયતૃતિયા કહે છે. કોઈ પણ શુભ કાર્ય આ દિવસે થઈ શકે છે. ખાસ કરીને ખેતીની શરૂઆત કરવા માટે આ દિવસ નકી થયેલો છે. ખેડૂત વર્ગ તે દિવસે કંસાર જમે છે અને ચોમાસાની ખેતીની તૈયારી રૂપે ખેતરમાં ખાતર નાખવાનું શરૂ કરે છે. આ કાર્ય વિધિપૂર્વક કરવામાં આવે છે.

**જેઠ માસ : વટ સાવિત્રીનું વ્રત** : આ માસમાં સ્ત્રીઓ **વટ સાવિત્રીનું વ્રત** કરે છે. તે વ્રત જેઠ સુદ ૧૩ થી ૧૫ સુધી એટલે ત્રણ દિવસનું હોય છે. સાવિત્રી નામની સતીએ આ ત્રણ દિવસ કેવળ પાણી પર રહી પોતાના પતિ સત્યવાનને મૃત્યુમાંથી બચાવ્યો હતો. એ પ્રસંગના મહિમાને યાદ કરી પોતાનું સૌભાગ્ય અખંડ રાખવાને માટે એટલે કે પોતાના પતિનું રક્ષણ કરવા માટે સ્ત્રીઓ આ વ્રત કરે છે. તેમાં ત્રણે દિવસ ફક્ત પાણી પીને જ રહેવાનું હોય છે. કેરી ખાવાની છૂટ હોય છે. વ્રતને છેલ્લે દિવસે વડની પૂજા કરી આ વ્રત પૂરું કરવામાં આવે છે.

**અષાઢ માસ : રથયાત્રા : અષાઢ સુદ ૨** : આ એક મહાન તહેવાર છે. ખાસ કરીને વૈષ્ણવો એ ઊજવે છે. સવારમાં ઉગાડેલા મગ, જાંબુ, કેરી, દાડમ વગેરેનું નૈવેદ દેવને ધરાવવામાં આવે છે અને તેનો પ્રસાદ છૂટથી વહેંચવામાં આવે છે. સવારે કે બપોર પછી શ્રીકૃષ્ણ,

બળરામ અને સુભદ્રાની મૂર્તિઓને રથમાં પધરાવી રથયાત્રાનો વરઘોડો ફેરવવામાં આવે છે. ખાસ કરીને ડાકોરમાં આ દિવસ મોટી ધામધૂમથી ઊજવાય છે. રાત્રે મંદિરોમાં દીવા પ્રગટાવવામાં આવે છે. આ દિવસે જાંબુ ખાવાનો મહિમા છે. કેટલાક લોકો આજથી કેરી ખાવાનું બંધ કરે છે.

**દેવપોઢી અગિયારશ–અષાઢ સુદ ૧૧: ચાતુર્માસ:** આનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. આ દિવસથી ચાતુર્માસ શરૂ થાય છે. ત્યારથી કારતક સુદ ૧૧ સુધી વ્રત અને તપનો ગાળો શરૂ થાય છે. વિવાહ કરવા, લગ્ન કરવાં, વગેરે પ્રકારનાં સાંસારિક કાર્યો આ ગાળામાં બંધ કરવામાં આવે છે. ઘરનું વાસ્તુ પણ આ દિવસોમાં નહિ કરવું એમ મનાય છે. આ ચાર માસ દરમ્યાન ખાસ ઉપવાસ કરવામાં આવે છે. સંયમ કેળવી સાત્વિક ખોરાક લેવાય છે. રીંગણ, કોળું લીલું, શાક, મોગરી, મૂળા, વગેરે આ ચાતુર્માસમાં ખાવાનો નિષેધ ગણાય છે.

**ગુરુપૂર્ણિમા–અષાઢ સુદ ૧૫:** આ દિવસે ગુરુની પૂજા થાય છે. ગુરુ શિષ્યને મંત્રવિદ્યા આપે એવો મહિમા છે. આ જિલ્લામાં આ તહેવાર મહત્ત્વનો નથી.

**દિવાસો–અષાઢ વદ ૩૦:** આ દિવસે ખીર ખાવાનો રિવાજ છે. ઘણા લોકો વેઢમી ખાય છે. આ દિવસ સુધીમાં વરસાદ આવવો શરૂ થયો હોય છે. આજુબાજુ ગંદકી જામેલી હોય છે. માખીઓનો ઉપદ્રવ વધેલો હોય છે. એ માખો દિવાસા પછી ઓછી થાય છે એમ મનાય છે. એ દિવસ પછી બાકીના ત્રણ માસ તહેવારોથી ભરપૂર હોય છે તેથી દિવાસો તે સૌ પર્વનો માસો એવી કહેવત પડેલી છે.

**ગૌરીવ્રત: અષાઢ સુદ ૧૩થી અષાઢ વદ ૨:** આ પાંચ દિવસ કુંવારી કન્યાઓ ગૌરીવ્રત — ગોર્યોનું વ્રત કરે છે. તેને પરિણામે મનગમતો વર મળે એવી એમાં ભાવના હોય છે. આ વ્રત કરવા માટે અષાઢ સુદ ૮ને દિવસે દરેક કન્યા કુંડામાં કે ટોપલીમાં જવારા વાવે છે. ખેતીકાર્યની તમામ ક્રિયાઓ એમાં આવી જાય છે. વ્રતના પાંચેય દિવસ દરમ્યાન આ જવારાનું પૂજન કરવામાં આવે છે. પાંચેય દિવસ મીઠા અને તેલ વિનાનો ખોરાક લેવાનો હોય છે. ફળફળાદિ અને સૂકો મેવો લઈ શકાય છે. ગૌરી એટલે પાર્વતીએ મહાદેવજી મેળવવા માટે ઘણું કઠિન વ્રત કર્યું હતું એ કઠિન વ્રતની ભાવના કન્યાઓના જીવનમાં આ વ્રતથી જગાડવામાં આવે છે. સવાર–સાંજ દેવમંદિરોમાં, બાગબગીચામાં ગૌરીવ્રત ધારણ કરનારી કન્યાઓ એકઠી થઈ વિવિધ પ્રકારની રમતો રમે છે અને ગૌરીનાં ગીતો ગાય છે. છેલ્લે દિવસે ગોર્યમાને નૈવેદ ધરાવવામાં આવે છે. તે દિવસ સાંજે જવારા માથે મૂકી ગોર્યમાનો વરઘોડો કાઢવામાં આવે છે. તેમાં જુદા જુદા ફળિયાની કન્યાઓ એકઠી થઈ માથે જવારા રાખી ગીતો ગાતી તળાવે જાય છે. બધા જવારા તળાવમાં પધરાવવામાં આવે છે. રાત્રે જાગરણ કરવાનું હોય છે. બીજે દિવસે વ્રતની પૂર્ણાહુતિમાં મિષ્ટાન્ન જમવાનું હોય છે.

**શ્રાવણ માસ:** આ માસ ખાસ કરીને મહાદેવજીનો માસ ગણાય છે. મહાદેવના ભક્તો પોતપોતાની શક્તિ પ્રમાણે આ માસમાં વિવિધ વ્રતો કરે છે. કેટલાક આખો માસ ફળાહાર કરીને મહાદેવની શાસ્ત્રોક્ત પૂજા કરે છે. કેટલાક એક ટંક જમે છે. આ માસમાં જુદા જુદા ધર્મના લોકો પોતપોતાના ધર્મનાં શાસ્ત્રોનો અભ્યાસ કરે છે અથવા બીજાઓ પાસેથી તેનો ઉપદેશ સાંભળે છે. એમ કહેવાય છે કે ગૃહસ્થ જીવન જીવનાર માટે આ માસમાં ધર્મશાસ્ત્રોનું જ્ઞાન તાજું કરવાનો મહિમા હોય છે. તેથી કામધંધો ઓછો કરી સંયમ અને વ્રતપૂર્વક દેવમંદિરે જવું અને ઉપદેશ સાંભળવો એ આ માસમાં તમામ ગૃહસ્થોનો ધર્મ મનાય છે. શ્રાવણ માસનો સોમવાર ખાસ કરીને વ્રત તરીકે પળાય છે. તે દિવસે મહાદેવજીની વાર્તા સાંભળવાનો મહિમા છે. શાળાઓમાં તે દિવસે સવારનો સમય રખાય છે. શ્રાવણ માસના છેલ્લા સોમવારે મહાદેવના વ્રતની પૂર્ણાહુતિ હોવાથી રજા પાળવામાં આવે છે. શિવભક્તો તે દિવસે બ્રહ્મભોજન કરે છે.

**નાગપાંચમ, રાંધણછઠ્ઠ અને શીતળા સાતમ:** આ ત્રણ દિવસો શ્રાવણ માસમાં સામાન્ય રીતે બીજા પખવાડિયામાં આવે છે. પરંતુ આ જિલ્લામાં પાટીદારો પહેલા પખવાડિયામાં આ ત્રણ દિવસો ઊજવે છે અને ઇતર જ્ઞાતિના લોકો બીજા પખવાડિયામાં આ દિવસો ઊજવે છે.

**નાગપાંચમે** નાગદેવતાનું વ્રત હોય છે. તે દિવસે નાગનાં ચિત્ર કાઢી નાગદેવતાની પૂજા કરવામાં આવે છે. આ પર્વનો લાભ લેવા મદારી લોકો નાગ લઈને શેરીઓમાં ફરે છે અને વિવિધ ખેલો કરે છે. નાગને દૂધ પાવા લોકો મદારીને પૈસા આપે છે. આ દિવસે બાજરીના કાચા લોટમાં ગોળ ભેળવી ઘી નાખી લાડુ બનાવી ખાવાનો રિવાજ છે. એને કુલેર કહે છે.

**રાંધણછઠ્ઠ અને શીતળા સાતમ:** શીતળા સાતમે ટાઢું ભોજન લેવાનો રિવાજ છે, તેથી તેને આગલે દિવસે સાંજે વિવિધ પ્રકારની રસોઈ બનાવવામાં આવે છે. આ

કારણે શ્રાવણ સુદ કે વદ ૬ને રાંધણછઠ્ઠ કહેવામા આવે છે ભોજનમા દૂધપાક, પૂરી, વડા, ભજિયા, શાક વગેરે મુખ્ય હોય છે તે બીજે દિવસે ખાવાના હોય છે એ દિવસે ઘરમા અગ્નિ સળગાવવાની બંધી હોય છે તેથી તે દિવસ **ટાઢી-શેર** કહેવાય છે સવારમા વહેલા ઊઠી ઘરના તમામ માણસો તળાવ કે નદીએ જાય છે ત્યા શીતળા માતાનુ માટીનુ પૂતળુ બનાવી બ્રાહ્મણ લોકો બેઠા હોય છે એ પૂતળાની પૂજા કરવામા આવે છે, નાળિયેર વધેરાય છે અને તેની શેષ વહેંચાય છે શીતળા માતાની વાર્તા સાભળવાનો મહિમા છે એ પ્રમાણે ઠંડા પાણીએ સ્નાન કરી લોકો ઘેર આવે છે સ્ત્રીઓએ આ દિવસ માટે કેટલાક વ્રત લીધેલા હોય છે ખાસ કરીને પિત્ત વિકારથી શરીરે શીળસ નીકળે છે તે શમાવવા શીતળા સાતમે ઘેર ઘેર ફરી ઢેબરા માગી લાવવાનુ અને તે ખાવાનુ કેટલીક સ્ત્રીઓએ વ્રત લીધેલુ હોય છે તે પ્રમાણે તેઓ પાચ કે સાત ઘેર ફરી ઢેબરા માગી લાવે છે પછી આગલે દિવસે તૈયાર કરેલુ ભોજન સૌ જમે છે

**બળેવ-શ્રાવણ સુદ ૧૫:** ખાસ કરીને આ બ્રાહ્મણોનો તહેવાર છે તે દિવસે બ્રાહ્મણો વિધિપૂર્વક જનોઈ બદલે છે અને સાથે બેસીને ભોજન કરે છે જનોઈ બદલ્યા પછી બ્રાહ્મણો પોતાના યજમાનને રક્ષા રાખડી બાંધવા નીકળે છે આ દિવસે બજારમા વિવિધ પ્રકારની રગબેરગી અને સુશોભિત રેશમની બનાવેલી રક્ષાઓ મળે છે તે સૌ કોઈ પ્રેમપૂર્વક બ્રાહ્મણ પાસે બધાવે છે અને તેને દક્ષિણા આપે છે કેટલીક જ્ઞાતિઓમા બહેન ભાઈને રક્ષા બાધે છે ટપાલમા પણ રક્ષા મોકલાય છે અને તેના બદલામા બહેનને ભોજન તથા ભેટ મળે છે આ દિવસે ગામમાં શુભ વાતાવરણ ફેલાય છે

**જન્માષ્ટમી–શ્રાવણ વદ ૮:** આ શ્રીકૃષ્ણના જન્મનો દિવસ છે તે એક મહાન તહેવાર અને વ્રતનો દિવસ છે સામાન્ય રીતે શીતળા સાતમ પછી આ દિવસ આવે છે તેથી શ્રાવણ વદ ૫થી ૯ સુધી વ્રત અને ઉત્સાહનુ વાતાવરણ ફેલાય છે જન્માષ્ટમીને દિવસે પણ નદી કે તળાવ જઈ સ્નાન કરવાનો એક મહિમા છે તે દિવસે ઉપવાસ કરવાનો હોય છે શ્રીકૃષ્ણનું જીવનચરિત્ર સાભળવુ ગીતાનો પાઠ કરવો, ભાગવતનુ પારાયણ કરવુ એ આ દિવસનો ખાસ મહિમા ગણાય છે અલબત્ત બહુ થોડા લોકો આ બધુ કરે છે મોટે ભાગે લોકો જુગાર રમે છે અને ચોમાસામા થતા કાકડી, આરિયા વગેરે ખાય છે ઉપવાસ કરનાર ફળફળાદિનો આહાર લે છે તેમા ધાણા, ગોળ કે ખાડ, સૂઠ અને ટોપરાને ખાડીને બનાવેલી પચાજીરી એ મુખ્ય છે આ દિવસે એ ખાવાનો ખાસ મહિમા છે રાત્રે બાર વાગ્યા સુધી જાગરણ કરવાનુ હોય છે તે વખતે કૃષ્ણ મહિમાના ભજનો ગવાય છે રાત્રે બાર વાગે કૃષ્ણનો જન્મ થાય છે તે પ્રસગ મદિરોમાં ધામધૂમથી ઊજવાય છે આ સમયે વરસાદ પડે એ શુભ મનાય છે

કૃષ્ણ જન્મના દર્શન કર્યા પછી લોકો પારણા કરે છે, એટલે કે મિષ્ટાન્ન જમે છે મદિરમા ભગવાનને પારણામા ઝુલાવવામાં આવે છે તેના દર્શન કરવા લોકો નોમને દિવસે સવારે જાય છે કેટલાક દિવસ સુધી આ પારણાના દર્શન વિધિપૂર્વક કરાવવામા આવે છે

**વદ એકાદશી:** જન્માષ્ટમી પછીની એકાદશીનુ વ્રત ખાસ કરવાની ફરજ ગણાય છે

**કન્યાઓનાં વ્રતો:** શ્રાવણ માસમા મોટી ઉમરની કન્યાઓ કેટલાક વ્રત કરે છે તે પૈકી **મધગોર્યનુ** વ્રત શ્રાવણ સુદ ત્રીજને દિવસે આવે છે અને **કાજળીવ્રત** શ્રાવણ વદ ત્રીજે આવે છે આ કાજળીવ્રત પાચ રીતે થતુ હોવાથી તેના પાચ નામ છે — **જવકાજળી, ઘઉંકાજળી, ચોખાકાજળી, ફૂલકાજળી** અને **કષ્ટકાજળી.** આ વ્રત શરૂ કર્યા પછી પાચ વર્ષ સુધી તે કરવાનુ હોય છે પાચ વર્ષ પૂરા થયા પછી એની ઉજવણી કરવામા આવે છે કષ્ટકાજળીનુ વ્રત ઊભાં રહીને કરવાનુ હોય છે ફૂલકાજળીમા ફૂલ સૂંઘીને રહેવાનુ હોય છે જવ કાજળીમા જવનુ ભોજન કરીને, ચોખાકાજળીમા હાથે ફોલેના ચોખા મહાદેવને ચઢાવીને અને ઘઉ કાજળીમા ઘઉનુ ભોજન કરીને આ વ્રત કરવામા આવે છે એમા ફળાહાર થઈ શકે છે આ ઉપરાત શ્રાવણ માસમા કન્યાઓ ગાયવ્રત પણ કરે છે તેમાં સાજે ચાર વાગે ગાયના દર્શન કર્યા પછી ભોજન લેવાનો નિયમ હોય છે

**ભાદરવો માસ: કેવડાત્રીજ–ભાદરવા સુદ ૩:** આ વ્રત કુમારિકાઓ તેમ જ સૌભાગ્યવતી સ્ત્રીઓ કરી શકે છે તે દિવસે ઉપવાસ કરી ફળાહાર રવામા આવે છે મહાદેવજીની પૂજા કરી કેવડાત્રીજની કથા સાભળવાનો મહિમા છે રાત્રે જાગરણ કરવામાં આવે છે

**ગણેશચતુર્થી–ભાદરવા સુદ ૪:** આ તહેવાર મુખ્યત્વે મહારાષ્ટ્રમા ધામધૂમથી ઊજવાય છે આ જિલ્લામા સામાન્ય રીતે આ દિવસે લાડુ જમવાનો રિવાજ છે ગણેશ એટલે ગણપતિનું વાહન ઉદર હોવાથી આ દિવસે ઘઉંનો લોટ અને

ગોળ ભેગી બનાવેલી નાની ગોળીઓ રાતે છોકરાને ખાવા મૂકવામા આવે છે

**સામાપાંચમ–ભાદરવા સુદ ૫:** આ દિવસે સ્ત્રીઓ સામો નામનુ અનાજ ખાય છે આ અનાજ ખેતી કર્યા સિવાય જગતમા આપોઆપ ઊગે છે તે ખાવાનો ખાસ મહિમા છે તે ઉપરાત જમીન ખેડ્યા સિવાય પાકતા શાક ભાજી ખાઈ શકાય છે આ દિવસે બ્રાહ્મણને ઋષિ તરીકે પૂજવામા આવે છે તેથી સામાપાચમને ઋષિપચમી પણ કહે છે.

**ધરો આઠમ–ભાદરવા સુદ ૮:** આ દિવસે ધરો–ઘ્રો એ નામના ઘાસની પૂજા કરવામા આવે છે ઉપવાસ કરી ચોખાના લોટનું કુલેર ખાવાનો રિવાજ છે વધારામા સેવ ગાંઠિયા અને ખાજા કેટલાક લોકો ખાય છે આ દિવસથી કેટલેક સ્થળે ભાગવતની સપ્તાહ બેસે છે, તે સાત દિવસ ચાલે છે

**શ્રાદ્ધપક્ષ–ભાદરવા સુદ ૧૫થી વદ ૩૦ સુધી:** આ પદર દિવસ પિતૃતર્પણના રાખવામા આવ્યા છે જે દિવસે સ્વજનનુ મરણ થયુ હોય તે દિવસે આ પખવાડિયામાથી પસદ કરી મરણ પામેલા સ્વજનનુ સ્મરણ કરવામા આવે છે તે નિમિત્તે બ્રહ્મભોજન કરાવવાનો તેમ જ કૌટુંબિક સબધીઓને જમાડવાનો મહિમા ગણાય છે મૃતઆત્માના તર્પણ માટે ખીર, રોટલી અને મીઠા વિનાનો ભાત કાગડાઓને ખવડાવવા માટે કાગવાસ એવા શબ્દો પોકારી છાપરા ઉપર ફેંકવામા આવે છે પુણ્યદાન પણ કરવામા આવે છે આ પખવાડિયામા નોમને દિવસે તમામ સૌભાગ્યવતી સ્ત્રીઓનુ શ્રાદ્ધ થાય છે એને ડોસીઓની નોમ અથવા એને અખો નોમ પણ કહે છે તેરસને દિવસે તમામ મરણ પામેલાં બાળકોનુ શ્રાદ્ધ કરવામા આવે છે એને બાળાભોળાની તેરસ કહે છે, અમાસનો દિવસ સર્વપિતૃ અમાવાસ્યા કહેવાય છે તે દિવસે બાકી રહેલા તમામ પિતૃઓનુ શ્રાદ્ધ કરવાનો મહિમા છે તેથી તમામ લોકો એ દિવસ ઊજવે છે શ્રાદ્ધ પક્ષમાં ખાસ કરીને ખીરનુ ભોજન કરવાનો મહિમા ગણાય છે

**આસો માસ: નવરાત્રી આસો સુદી ૧થી ૯ સુધી:** આ નવ દિવસો માતાની શક્તિની પૂજાનુ વ્રત કરવાના દિવસો છે માતાને માનનારા લોકો આ દિવસોમા ઉપવાસ કરે છે, અને વિવિધ રીતે માતાની પૂજા કરે છે કેટલાક લોકો અબાજી કે બહુચરાજીની જાત્રાએ જાય છે રાત્રે ગરબા ગાવાનો મહિમા છે જેમણે બાધા રાખી હોય તેવાં કુટુંબોમાં ગરબો બેસાડવામા આવે છે એક માટલી ઉપર અનેક કાણા પાડી તેને જાળી જેવી બનાવવામા આવે છે તેમા ઘીનો દીવો મૂકવામા આવે છે અને એ માટલી ગરબા વખતે કુંડાળાની વચ્ચે મૂકવામા આવે છે એ પદ્ધતિને ગરબો કોરાવ્યો એમ કહે છે આ રીતના ગરબાની રોજેરોજ પૂજા કરવામાં આવે છે રાતે સગાસબધીઓને બોલાવી નવે દિવસ ગરબા ગવાય છે, અને વિવિધ પ્રકારની લહાણીઓ થાય છે છેલ્લે દિવસે કિમતી ચીજની લહાણી થાય છે સગાસબધીઓ પણ આ ગરબાઓ નિમિત્તે લહાણી કરે છે

નવરાત્રીમા આઠમને દિવસે દરેક ઘરમા માતાજીનો હવન થાય છે તે ઉપરાત માતાના મંદિરોમા યજ્ઞના રૂપમા જાહેર હવન થાય છે તેમા માતાજીની ચૂદડીની આહુતિ આપવામા આવે છે આઠમનો ઉપવાસ લગભગ દરેક મનુષ્ય કરે છે

આસો સુદ નોમને દિવસે નવરાત્રીનો તહેવાર પૂરો થાય છે જેમણે નવરાત્રીમા ઉપવાસ કર્યા હોય તેઓ માતાજીને નૈવેદ્ય જમાડી આ દિવસે મિષ્ટાન્ન જમે છે

**દશેરા–આસો સુદ ૧૦:** આ એક મહત્ત્વનો તહેવાર છે રામચદ્રજીએ આ દિવસે રાવણ પર વિજય મેળવ્યો હતો એમ કહેવાય છે વળી વનવાસ ગયેલા પાંડવો આ દિવસે છતા થયા હતા એમ પણ કહેવાય છે એમના હથિયારો શમી વૃક્ષમાં સતાડેલાં હતાં તે આ દિવસે તેમને મળ્યા હતા આ બધા પ્રસગોની યાદગીરીરૂપે લોકો સાજના પહોરે આ દિવસે ગામબહાર મહાદેવના દર્શને જાય છે ત્યા શમી વૃક્ષનુ પૂજન થાય છે ઘોડદોડની કે એવી મરદાનગીની હરીફાઈઓ યોજાય છે કોઈ પણ મહાકાર્ય કરવાનો સકલ્પ લેવાય છે શમીવૃક્ષનુ પૂજન થઈ રહ્યા પછી નવરાત્રીમા વાવેલા જવારા બ્રાહ્મણ તરફથી ભેટ અપાય છે એ વિજયનુ ચિહ્ન છે એ દિવસે સવારમા કસાર ખવાનો રિવાજ છે કેટલાક લોકો આ દિવસે પોતાના હથિયારોનુ–બદૂક, તલવાર, કટાર વગેરેનુ–પૂજન કરે છે

**શરદ પૂર્ણિમા–આસો સુદ ૧૫:** આખા વર્ષમા આ દિવસે ચાદાનુ અજવાળુ સૌથી વધુ તેજસ્વી હોય છે ચોમાસુ પૂરુ થઈ ઋતુ કોરી બનેલી હોય છે આ ઋતુપલટાને લોકો તહેવાર તરીકે ઊજવે છે કેટલાક લોકો તે દિવસે ઉપવાસ કરે છે રાત્રે ચાદનીમા બેસી દૂધ પૌઆ ખાવાનો મહિમા છે મોડી રાત સુધી ગરબા ગવાય છે

**ધનતેરશ–આસો વદ ૧૩:** આ દિવસથી દિવાળીનો તહેવાર શરૂ થાય છે લોકો સવારમા વહેલા ઊઠે છે નહાઈ ધોઈને આગણામા સાથિયા પૂરે છે નવાં નવા કપડા પહેરીને દેવદર્શને જાય છે અને મિષ્ટાન્ન જમે છે શુભમુહૂર્તે

આ દિવસે ધનની પૂજા થાય છે અનેક શુભકાર્યનો આરંભ આ દિવસે કરવાનો મહિમા છે

**કાળીચૌદશ–આસો વદ ૧૪:** આ દિવસે રાત્રે ભૂત પલિતની સાધના કરવામા આવે છે હનુમાનજીની ખાસ પૂજા થાય છે આખા વર્ષમા સૌથી કાળી રાત્રી આ દિવસે મનાય છે સવારે દૂધપાક પૂરી અને ખાસ કરીને ગનકાના ભજિયા ખાવાનો મહિમા છે સૌ કોઈ આ દિવસે આખમા મેશ આજે છે તે વિષે કહેવત છે કે કાળીચૌદશનો આજ્યો, કોઈથી ન જાય ગાજ્યો

**દિવાળી–આસો વદ ૩૦:** આખા વર્ષનો આ છેલ્લો દિવસ છે તે સૌથી મોટો તહેવાર ગણાય છે તે દિવસે બને એટના મિષ્ટાન્ન ખાવાનો મહિમા છે મઠિયા, સુવાળી સંન, ઘૂઘરા અને વિવિધ પ્રકારની મીઠાઈ આ દિવસોમા ખાસ તૈયાર કરવામા આવે છે તે દરરોજ ખવાય છે પરતુ દિવાળીને દિવસે ખાસ કરીને આ બધી ચીજો લોકો હોશથી ખાય છે એ બીજાને મીઠાઈની ભેરો મોકલે છે અને બીજે દિવસે બેસતે વર્ષે એકબીજાને ઘેર મળવા જાય ત્યારે આ ચીજો ખવડાવવાનો આગ્રહ કરવામા આવે છે

ધનતેરશથી બેસતા વર્ષ સુધી ઘર આંગણે રંગોળીના ગોખવામા દીવા પ્રગટાવવામા આવે છે દિવાળીને દિવસે દરેક જણ બને એટના વધુ દીવા પ્રગટાવે છે આખા ગામમા અધકારને બદલે પ્રકાશ ફેલાય છે દારૂખાનાના અવાજ થાય છે વેપારીઓ ચોપડા પૂજન કરે છે અને રાત્રે મિષ્ટાન્નનુ ભોજન થાય છે

**અધિકમાસ:** હિંદુ પંચાગ પ્રમાણે ત્રણ વર્ષે એક વખત અધિક માસ આવે છે વર્ષના બાર માસમા દિવસોની વધઘટ થતી રહે છે તે મેળવી લેવા આ અધિક માસની યોજના કરેલી છે તેને **પુરુષોત્તમ માસ** કહે છે આ માસ વારાફરતી બદલાય છે, એટલે ત્રણ વર્ષે એક વાર કોઈ એક મહિનો બે માસ સુધી ચાલે છે તે પૈકીના બીજા માસને અધિક માસ કહે છે આ માસ આખો વ્રતરૂપે ભાવિક લોકો પાળે છે તેમા ઉપવાસ અથવા એક ટકનુ ભોજન કરવાનું વ્રત લેવાય છે પુરુષોત્તમ માસનુ માહાત્મ્ય સમજાવતી કથા સાભળવાનો અને પુણ્યદાન કરવાનો ખાસ મહિમા છે

## રાષ્ટ્રીય તહેવારો

**જાન્યુઆરી માસ: પ્રજાસત્તાક દિન: તા. ૨૬ મી જાન્યુઆરી.** ઈ સ ૧૯૫૦ ના વર્ષમા આ દિવસે નૂતન ભારતના રાજ્યબધારણનો અમલ શરૂ થયો તેને રાષ્ટ્રીય તહેવાર તરીકે ઊજવવામા આવે છે સરકારી કચેરીઓમાં શાળાઓમા અને બજારોમા આ દિવસે રજાઓ પળાય છે ઘેરઘેર રાષ્ટ્રધ્વજ ફરકાવાય છે રગબેરગી તોરણો બધાય છે બજારોમા મડપો બાધી શોભા કરવામા આવે છે સરકાર તરફથી ખાસ સમારભો યોજાય છે ધ્વજવદન પ્રભાત ફેરીઓ, સરઘસો અને સ્નેહભોજનો થાય છે રાત રોશની થાય છે સ્વાતત્ર્યનો મહિમા સમજાવાય છે

**જાન્યુઆરી ૩૦:** આ તારીખે મહાત્મા ગાધીજીનુ ખૂન કરવામા આવ્યુ હતું તેની યાદગીરીરૂપે આ દિવસ શો દિન તરીકે ઊજવાય છે બજારો બધ રહે છે અને મહાત્મા ગાધીજીના જીવનનો મહિમા લોકોને સમજાવવામા આવે છે ખેડા જિલ્લામા આ દિવસે સર્વોદય મેળા ભરાય છે

**સ્વાતત્ર્ય દિન–૧૫મી ઓગસ્ટ:** આ દિવસે ઈ સ ૧૯૪૭મા મધ્ય રાત્રીએ પરદેશી રાજ્યની ગુલામી બધ થઈ તે દિવસથી ભારતને રાજકીય સ્વતત્રતા મળી હતી એ દિવસ દેશભરમા અપૂર્વ ઉત્સવ તરીકે ઊજવાયો હતો તેની યાદગીરી રૂપે આ દિવસ દર વર્ષે રાષ્ટ્રીય તહેવાર તરીકે ઊજવાય છે જાહેર સસ્થાઓ અને બજારો બધ રહે છે સરકાર પણ રજા પાળે છે પ્રભાતફેરી ધ્વજવદન સભાઓ, રંજન કાર્યક્રમો, તોરણો, સ્નેહભોજનો વગેરે કાર્યક્રમો યોજવામા આવે છે

**રેંટિયાબારસ–ભાદરવા વદ ૧૨ અને ૨ ઓક્ટોબર:** દેશી તેમ જ અગ્રેજી પચાગ પ્રમાણે આ બે દિવસો ગાધીજીના જન્મદિવસો તરીકે ઊજવાય છે તે પકી ભાદરવા વદ ૧૨ને રેંટિયાબારસ કહે છે સામાન્ય રીતે ભાદરવા વદ બારશ અને ૨ ઓક્ટોબર વચ્ચે સાત કે આઠ દિવસનું અતર આવે છે આ બે વચ્ચેના દિવસોને રેંટિયા સપ્તાહનુ નામ ગાધીજીની ઇચ્છા અનુસાર અપાયુ છે અને દર વર્ષે એની દેશભરમા ઉજવણી થાય છે આ ઉત્સવ ગાધીજીની હયાતીમા ઊજવવાનું શરૂ થયુ હતુ તે દિવસે લોકો રેંટિયા કાતવાનુ વ્રત લે, ખાદીનો પ્રચાર કરે અસ્પૃશ્યતાનુ નિવારણ કરે તેવો ગાધીજીનો ખાસ આદેશ હતો ઈ સ ૧૯૪૪મા ગાધીજીએ જેલમા છેલ્લા ઉપવાસ કર્યા ત્યારે તેમની સ્થિતિ ગભીર હતી તે સજોગોમા લોકોએ ગાધી કુટિર બનાવવાની પ્રથા શરૂ કરી તે ગાધી સપ્તાહમા દાખલ થઈ છે તેમાં ગાધીજીની છબી કે મૂર્તિ પધરાવી અખડ દીવો પેટાવી અખડ રેંટિયો ચલાવાય છે દેશનેતાઓના ફોટા મૂકી, તોરણો બાધી ઝૂપડીને શણગારવામા આવે છે ગામેગામ ખાદીપ્રચારના અને લોકસેવાના અનેક કાર્યક્રમો યોજાય છે

આધાર જાણકારોને પૂછીને મેળવેલી માહિતી

# ૬

# ચરોતરી બોલી

**પરિચય :** પ્રજાની સંસ્કારિતા જેમ તેના રીતરિવાજોમાં વ્યક્ત થાય છે, તેમ તેની બોલીમાં; તેનાં ગીતોમાં અને તેના સાહિત્યમાં તે ઝિલાય છે. તેથી લોકોની બોલીનાં મુખ્ય લક્ષણોનો અભ્યાસ અનેક રીતે ઉપયોગી અને લાભકારક નીવડવાનો સંભવ છે. હાલના સંજોગોમાં એ જરૂરી પણ છે. આ દૃષ્ટિએ આ પ્રકરણમાં 'ચરોતરી બોલી' વિષે થોડીક શાસ્ત્રીય માહિતી આપી છે.

આ માહિતી પ્રૉ. પ્રબોધ બેચરદાસ પંડિત નામના જાણીતા યુવાન ગુજરાતી ભાષાશાસ્ત્રીએ આ પુસ્તક માટે ખાસ તૈયાર કરી આપી છે. પ્રૉ. પ્રબોધભાઈ હાલ અમદાવાદની લા. દ. આર્ટ્સ કૉલેજમાં સંસ્કૃતના અધ્યાપક છે. તેઓ મુંબઈ યુનિવર્સિટીના એમ. એ. અને લંડન યુનિવર્સિટીના પી. એચ. ડી. છે. બને પદવીઓ માટે એમણે ભાષાશાસ્ત્રનો ખાસ અભ્યાસ કરેલો છે. 'ઇન્ડિયન લીંગ્વીસ્ટીક સોસાયટી'ની કાર્યવાહીના તેઓ સભ્ય છે અને ગુજરાતી ભાષા અને બોલીઓ વિષે તેઓ સંશોધન કરે છે.

આમ આ પ્રકરણમાં આપેલી શાસ્ત્રીય માહિતી એક નિષ્ણાતને હાથે તૈયાર થયેલી છે. તેમાં ચરોતરી બોલીને ગુજરાતી ભાષાના એક અંગ તરીકે, જગતની અન્ય ભાષાઓ સાથેનો એનો સંબંધ દર્શાવીને રજૂ કરવામાં આવી છે. પ્રથમ જગતની ભાષાઓ સાથે ગુજરાતી ભાષાનો સંબંધ સમજાવી, ભાષા અને બોલી વચ્ચેનો ભેદ સમજાવ્યો છે. તે પછી બોલીની ક્ષેત્રમર્યાદાઓ, બોલીના પ્રકાર, વગેરે સામાન્ય માહિતી આપીને, ચરોતરી બોલીની વિગતો આપી છે. આ માહિતી ચરોતરી બોલી વિષે સંશોધનનું એક વિશાળ કાર્યક્ષેત્ર ખુલ્લું કરી આપે છે. શિક્ષણની દૃષ્ટિએ પણ લેખકે પ્રકરણને છેડે કીમતી સૂચના કરી છે.

### આર્ય ભાષાઓ અને ગુજરાતી ભાષા

ભારતની ભાષાસમૃદ્ધિ ત્રણ વિભાગમાં વહેંચી શકાય : ૧. આર્ય ભાષાઓ, ૨. દ્રાવિડ ભાષાઓ, ૩. ઇતર ભાષાઓ. ઇતર ભાષાઓના આ ત્રીજા વિભાગમાં મુખ્યત્વે મુન્ડા કુળની ભાષાઓ અને ભોટ (તિબેટો-બર્મન કુળ) કુળની ભાષાઓનો સમાવેશ થાય છે. ભારતની મધ્યમાં આવેલા ડુંગરાળ મુલકોમાં મુન્ડા કુળની ભાષાઓનો વ્યવહાર નજરે ચડે છે; ઉત્તર અને ઉત્તર-પૂર્વના ભારતની સીમા ઉપર આવેલા પહાડી મુલકોમાં ભોટ કુળની ભાષાઓનો વ્યવહાર નજરે ચડે છે. દ્રાવિડ ભાષાઓ મુખ્યત્વે દક્ષિણ ભારતમાં પ્રચારમાં છે, છતાં ઉત્તર-પશ્ચિમે બલુચિસ્તાનમાં અને પૂર્વમાં ગંગા નદીના મુખ લગી પણ એ ભાષાઓ છૂટી છવાઈ વપરાય છે ખરી.

ભારતની આર્યભાષાઓમાં નીચેની ભાષાઓ મુખ્ય ગણાવી શકાય. હિંદી, પંજાબી, રાજસ્થાની, ગુજરાતી, પહાડી ભાષાઓ, જેમાં નેપાળી, કુમાવની ગઢવાલી વગેરેનો સમાવેશ થઈ જાય છે તે; પૂર્વી હિન્દી-જેમાં અવધી, બાઘેલી અને છત્રીસગઢીનો સમાવેશ થાય છે તે; લહન્દા-પશ્ચિમ પંજાબની ભાષા; સિંધી, મરાઠી, અને બિહારી-જેમાં મૈથિલી, મગહી અને ભોજપુરીનો સમાવેશ થાય છે તે; ઓડિયા, બંગાળી અને અસમિયા (આસામી).

આ બધી ભાષાઓને 'આર્ય ભાષાકુળ'ની ભાષાઓ ગણવામાં આવે છે. 'આર્ય ભાષાકુળ'નો આર્ય શબ્દ માત્ર ભાષા પૂરતો જ મર્યાદિત છે. ભાષાઓનું તુલનાત્મક અને ઐતિહાસિક દૃષ્ટિએ અન્વેષણ કરતાં અભ્યાસીઓને એમ માલૂમ પડ્યું છે કે અત્યારે યુરોપ અને એશિયા ખંડોમાં વપરાતી અમુક ભાષાઓ મૂળ એક ભાષામાંથી ઊતરી આવેલી છે. એ એક ભાષા ઈ. પૂ. ૨૫૦૦-૩૦૦૦ના ગાળામાં દક્ષિણ રશિયાના પ્રદેશોમાં એક પ્રજાની ભાષા હતી. કાળક્રમે એ લોકો પૂર્વ અને પશ્ચિમમાં ફેલાયા, અને જ્યાં જ્યાં વિજેતા રૂપે ગયા ત્યાં ત્યાં એમની ભાષાનો પ્રચાર થયો. પશ્ચિમ અને દક્ષિણમાં એ પ્રજાની ભાષાઓ ગ્રીક, લૅટિન, જર્મેનિક (ગૉથિક), (જૂની) સ્લાવ વગેરે નામોએ ઓળખાઈ અને વિકસી, જ્યારે પૂર્વમાં આર્મેનિયન, અવેસ્તા અને વૈદિક સંસ્કૃત, ઇત્યાદિ નામોથી ઓળખાઈ. આ બધી ભાષાઓ એક ભાષામાંથી ઊતરી આવેલી છે એવું ભાષાઓના શબ્દકોષ અને વ્યાકરણ ઉપરથી સિદ્ધ થયું છે. એ મૂળ ભાષાને 'ઇન્ડો-યુરોપિયન' એવું એની ભૌગોલિક વિસ્તારની સીમાઓને અનુલક્ષીને નામ આપવામાં આવ્યું છે. અત્યારે આ મૂળ ભાષાના અવશેષો મળતા નથી. પણ તજ્જન્ય ભાષાઓ ઉપરથી એનું અનુમાન માત્ર થઈ શકે. એમાંથી નીકળેલી બધી ભાષાઓ ઇન્ડો-યુરોપિયન કુળની ભાષાઓ કહેવાય છે. આ પ્રજાઓ પોતાને 'આર્ય' કહેવડાવતી હતી, માટે આ ભાષાઓને આપણે આર્ય ભાષાઓ પણ કહીએ છીએ. ભારતની આર્ય ભાષાઓને આપણે ભારતીય આર્ય ભાષાઓ કહીએ છીએ; એમનું સૌથી પ્રાચીન સ્વરૂપ આપણે વૈદિક સંસ્કૃતમાં જોઈએ છીએ. વૈદિક સંસ્કૃત ઇન્ડો યુરોપિયન ભાષાવૃક્ષની પૂર્વની શાખા છે. આપણી ગુજરાતી ભાષા એ ભારતીય આર્ય ભાષાકુળની એક ભાષા છે, અને સમગ્ર ઇન્ડો-યુરોપિયન ભાષા કુળમાં એનું સ્થાન શું છે તેનો ખ્યાલ નીચેના માનચિત્ર ઉપરથી આવી શકશે :

# ભાષાઓનું માનચિત્ર (વંશવૃક્ષ)



ઉપરની બધીય ભાષાઓ આર્યકુળની ભાષાઓ છે. એમાં ગુજરાતીનું સ્થાન જોઈ શકાય છે. ચરોતરી એ ગુજરાતી ભાષાની એક બોલી છે.

## ભાષા અને બોલી

ગુજરાતી 'ભાષા' છે, ચરોતરી એ 'ભાષા' ની એક 'બોલી' છે. 'ભાષા' અને 'બોલી' વચ્ચે તાત્ત્વિક ભેદ નથી, વ્યાવહારિક ભેદ છે. એક પ્રદેશના સમગ્ર વિસ્તારમાં એક છેડાથી બીજા છેડા સુધી સમજાતી, સાહિત્યમાં વપરાતી, રાજકારભારમાં અને શિષ્ટોના વ્યવહારમાં માન્ય એવા વિચાર વિનિમયની સાંકળ તે 'ભાષા' લેખાય છે. પણ, એ જ પ્રદેશમાં અનેક જુદાં જુદાં સ્થળોએ એ ભાષાનાં જુદાં જુદાં ધ્વનિસ્વરૂપો સાંભળવા મળે, જુદા જુદા શબ્દો વપરાતા મળે, જુદાં જુદાં વ્યાકરણી સ્વરૂપો સાંભળવા મળે, એ સામાન્ય અનુભવ છે. આવા પ્રાંતીય ભેદો હોવા છતાં 'ભાષા' સમગ્ર પ્રદેશમાં સમજાય છે. આ 'ભાષા' કોઈ પણ પ્રાંતીય બોલીની માલિકીની નથી હોતી. પણ એના વ્યવહારક્ષેત્રમાં વ્યાપેલી અનેક બોલીઓના આદાનપ્રદાનથી ઘડાયેલી હોય છે. 'બોલી' એક ભૌગોલિક વિસ્તાર સાથે સંકળાયેલું વાણીસ્વરૂપ છે, જ્યારે ભાષા એક સમગ્ર વિસ્તારના વિચારવિનિમયનું આદર્શ પ્રતીક છે.

ગુજરાતી ભાષા–ગુજરાતનાં છાપાં — રેડિયોની, ગુજરાતના લેખકો જે સાધન દ્વારા ગુજરાતની પ્રજા સાથે વિચાર વિનિમય કરે છે, ગુજરાતનો રાજકારભાર જેમાં ચાલે છે તે; ગુજરાતની બોલીઓ, એ ગુજરાતી ભાષાવિસ્તારમાં જુદાં જુદાં સ્થળોએ બોલચાલમાં વપરાતી વાણી. એ સૌ બોલીઓ એકમેકથી જુદી હોવા છતાં, ગુજરાતી ભાષા એમને પારકી નથી લાગતી, બોલીમાં વ્યવહાર કરનારા લોકો સ્વાભાવિક રીતે જ ગુજરાતી 'ભાષા' સમજી શકે છે. પંદરમા સોળમા સૈકામાં, સમગ્ર ગુજરાત અને રાજસ્થાનમાં એક 'ભાષા' પ્રચારમાં હતી; એટલે કે, આ સમગ્ર પ્રદેશમાં પ્રાંતીય ભેદો હોવા છતાં વ્યવહાર અને સાહિત્યની ભાષા એક હતી. મારવાડી, જયપુરી, સુરતી–લાટી, સોરઠી, માળવી વગેરે બધી એ પ્રદેશની 'બોલી'ઓ હતી. કાળક્રમે, રાજકીય કારણોથી ગુજરાત પ્રદેશ રાજસ્થાનથી છૂટો પડ્યો, અને ગુજરાતની બોલીઓમાંથી ગુજરાતી ભાષા વિકસી. પહેલાં જે બોલીઓ હતી, તેમાંથી કાળક્રમે 'ભાષા' વિકસી. ભાષા ઇતિહાસમાં આમ સતત બનતું જ આવ્યું છે. એક કાળે વૈદિકસંસ્કૃત ઇન્ડોયુરોપિયન 'ભાષા'ની એક 'બોલી' જ હતી તે કાળક્રમે 'ભાષા' બની અને એની બોલીઓ, પાલી વગેરે, વિકસી. આ પાલી જ કાળક્રમે ભાષા બની, અને એની પણ બોલીઓ કાળક્રમે વિકસી. એ જ ન્યાયે, ઈ. સ.ના દસમા સૈકાના અરસામાં પશ્ચિમ ભારતના રાજસ્થાન, ગુજરાત પ્રદેશમાં એક 'ભાષા' વિદ્યમાન હતી. તેની અનેક બોલીઓ તે મારવાડી, બિકાનેરી, સોરઠી, લાટી વગેરે. એ ભાષામાંની કેટલીક બોલીઓ કાળક્રમે પંદરમા સૈકાના અરસામાં રાજસ્થાનની બોલીઓથી જુદી પડવા લાગી, અને ગુજરાતની બોલીઓમાંથી વર્તમાન ગુજરાતી ભાષાનો ઉદય થવા લાગ્યો. માન્યભાષા અને બોલીઓ વચ્ચે જન્મજનકભાવ તો નથી જ. ચરોતરી કે સોરઠી, માન્ય ગુજરાતીનાં બગડેલાં કે વિકૃત સ્વરૂપો નથી, બલ્કે માન્ય ગુજરાતી એ જ ચરોતરી કે સોરઠી જેવી એક બોલીમાંથી પેદા થયેલી બીજી બોલીઓમાંથી અનેક તત્ત્વો સમાવીને ઘડાયેલી બોલી જ છે. આજે જે બોલી હોય તે, રાજ્યઆશ્રય, સાહિત્ય, વગેરે વિકાસનાં કારણો મળતાં ભાષા બને છે. દરેક બોલી એ સંભવિત (potential) ભાષા જ છે.

## ગુજરાતી ભાષાનો વિસ્તાર

અત્યારે ગુજરાતની બોલીઓ કઈ ? એની સીમાઓ શી ? માન્યગુજરાતી ભાષાનો વિસ્તાર ઠીક ઠીક નિયત છે. ઉત્તર-પશ્ચિમની તરફ થરના રણની સ્વાભાવિક સરહદો અને ત્યાર બાદ ઉત્તરપૂર્વ તરફ બનાસ નદી અને આબુ–અરવલ્લીના પહાડોની કુદરતી સીમાઓ, પૂર્વમાં ભીલપ્રદેશો અને દક્ષિણમાં થાણા–ખાનદેશના જિલ્લાઓ, પશ્ચિમે અરબી સમુદ્ર આ ગુજરાતીના વ્યવહારક્ષેત્રની મર્યાદાઓ કહી શકાય. આ વિસ્તારમાં અનેક બોલીઓ પ્રવર્તે છે. હાલારી, ઝાલાવાડી, ગોહિલવાડી, ચરોતરી, સુરતી આવાં આવાં પ્રચલિત નામોથી ઓળખાતી અનેક બોલીઓ વ્યવહારમાં છે. વળી, 'બાર ગાઉએ બોલી બદલાય' એવી કહેતી પણ છે. એ ન્યાયે ઉપર આપેલાં નામો કરતાં ઘણી વધારે બોલીઓ વ્યવહારમાં હોવી જોઈએ; આ બધાની સીમારેખાઓ નક્કી થઈ શકે ખરી ?

## બોલીની ક્ષેત્રમર્યાદાઓ

વાસ્તવમાં, એક જ ભાષાપ્રદેશમાં બોલીની સીમારેખાઓ નક્કી ન થઈ શકે, કારણ કે બધી બોલીઓ ઉપર માન્ય ભાષાનો એકધારો પ્રવાહ પડતો હોય છે, અને દરેક સ્થળે બોલી માન્ય ભાષાનું દબાણ જારી રહે છે. ચરોતરના દૂરના ગામડામાં પણ, એક ભણેલો છોકરો 'સંદેશ' કે 'ગુજરાત સમાચાર' વાંચે ત્યારે એના ગામની બોલી અને માન્ય ભાષા વચ્ચે આઘાત–પ્રત્યાઘાતના તરંગો ફેલાવા શરૂ થઈ જાય છે. વળી, ધ્વનિભેદની રેખાઓ સમાંતર હોતી નથી, પણ

એકબીજાને કાપતી જોવાય છે માટે બોલીઓની સુરેખ સીમાઓ નક્કી થઈ શકતી નથી ઉ૦ ત૦ કે ગુજરાતીમા પીપળો–પેપળો એટલે કે સાનુનાસિક ઈ ના બે વિવર્તો ‘સાનુનાસિક વિવર્ત એ, અને સાનુનાસિક તીવ્ર ઈ— એ બેના વિકાસને લક્ષમા રાખીને ગુજરાતી ભાષાપ્રદેશ ઉપર એ ધ્વનિની ભેદરેખા દોરીએ તો એક તરફ ઉત્તર ગુજરાતની બોલીઓ, અને બીજી તરફ સૌરાષ્ટ્ર, ભીલી અને દક્ષિણ ગુજરાતની બોલીઓ વચ્ચે ભેદરેખા અંકાશે આ જ ભાષાપ્રદેશમા આપણે ગુજરાતના સહાયકારક ક્રિયાપદ ‘છે’ ના વિવર્તો–સે, ત્સે, હે–ની ભેદરેખા દોરીએ તો એ પોતાની સ્વતંત્ર રીતે એક તરફ ભીલી, ઉત્તર ગુજરાતની બોલીઓ અને ત્રીજી તરફ સૌરાષ્ટ્રની બોલીઓ એ પ્રમાણે પહેલી (ઇ એ વાળી) રેખાનો છેદ ઉડાડીને ફેલાતી માલૂમ પડશે ધ્વનિભેદની આવી અનેક રેખાઓ ગુજરાતી ભાષાપ્રદેશમા દોરીએ તો માલૂમ પડશે કે આ રેખાઓ એકબીજાને કાપતી એવી રીતે ફેલાય છે કે ક્યાય ચોખ્ખા સંપૂર્ણ સ્વતંત્ર વિભાગો પડતા જ નથી, બલ્કે કુટીમંથ નાના નાના કટકાઓ પડે છે ઘણી વાર થોડા થોડા વિસ્તારવાળી જ ધ્વનિરેખાઓને બાદ કરીને, મોટા પ્રદેશ ઉપર વ્યાપી રહેતી ધ્વનિરેખાઓને લક્ષમા લઈએ તો, વ્યાવહારિક દૃષ્ટિએ, બોલીઓના મુખ્ય વિભાગ પાડી શકાય છે વળી, આવી વિશાળપ્રદેશ ઉપર વ્યાપ્ત ધ્વનિરેખાઓ એક કરતા વધારે હોય, અને જો એ પણ પ્રસ્તુત વિભાગોને અનુસરીને જ ફેલાતી હોય તો આવા વિભાજન કરવામા વધુ સ્પષ્ટતા થાય છે ઉત્તર ગુજરાત (સાબરમતી— મહીની ઉત્તરે) અને કાઠિયાવાડની બોલીઓ વચ્ચે અનુનાસિક સ્વર અને વ્યંજનની પ્રક્રિયા, સ્વરયુગ્મોના ઉચ્ચારણ, તાલુભાવની મર્યાદા વગેરે ધ્વનિભેદોનો સરવાળો નોંધપાત્ર થાય છે એટલે ઉત્તર ગુજરાતી અને કાઠિયાવાડી એમ બે પ્રધાન બોલીઓ ગણી શકાય

તદુપરાત, બોલીની અસ્મિતા નક્કી કરતી વેળાએ તો ભિન્નભાષાકીય કારણો ઘણો ભાગ ભજવે છે કોઈ નીતિ, વેપારી કોમ કે ધાર્મિક જૂથ એક વિસ્તારમા જામેલુ હોય, તો એ બોલી એ પ્રજાની માલિકીની થઈ પડે છે એ બોલી અને એ પ્રજા વચ્ચે લોકમાનસમા એક અનોખી સાકળ બંધાય છે **ચરોતરી માત્ર બોલી જ નથી, પણ એ તો સમગ્ર ચરોતરી જીવનનું પ્રતીક છે,** એક બોલી એક અનોખા જૂથની માલિકીની હોવાથી એને એક મોટી ઓથ મળી છે, અને એથી એ બોલીને ગુજરાતી ભાષા વિસ્તારમા વિશિષ્ટ સ્થાન મળ્યુ છે ઉત્તર ગુજરાતની પાટણ, મહેસાણા કે કપડવંજની બોલી, તાત્ત્વિક રીતે ચરોતરીથી ઘણી નજીક હોવા છતા, એકેય ને ‘બોલી’નુ આવુ સ્પષ્ટ સ્વરૂપ નથી મળ્યુ, કારણ કે એ બોલીઓ પાછળ આવુ પ્રજામગ–નોખાપણુ નથી ભાષાવિજ્ઞાનીને મન તો કપડવંજની શુ કે આણંદની શુ, બને બોલીવિસ્તાર અનેક ધ્વનિભેદની રેખાઓથી કપાતા ભૌગોલિક પ્રદેશો છે, પણ બોલીનુ સ્પષ્ટ ભાન જેવુ આણંદમા નજરે ચડે છે એવુ કપડવંજમા નજરે નથી ચડતુ એનુ કારણ એ ચરોતરી પ્રજાની અસ્મિતા છે જે એ બોલીનુ પોષક બળ છે એ બળ એ બોલીને નભાવે છે બોલનારાઓને પોતે અનોખા છે એવુ સ્પષ્ટ ભાન કરાવે છે

આથી, ખંભાતથી કપડવંજ–બાલાશિનોર અને વાસદથી મહેમદાવાદ સુધીનો પ્રદેશ વહીવટી દૃષ્ટિએ ખેડા જિ નાનો પ્રદેશ છે, પણ આ પ્રદેશની બોલી માત્ર આ પ્રદેશ પૂરતી જ મર્યાદિત નથી પરંતુ એના કેટલાક લક્ષણો સમગ્ર ઉત્તર ગુજરાતમા વ્યાપ્ત છે, એ ધ્યાનમા રાખવુ ઘટે. આપણે એક તરફ ચરોતરી અને ઉત્તર ગુજરાતની તથા બીજી બોલીઓ સાથેનુ સામ્ય તપાસવુ જોઈએ અને સાથે સાથે ચરોતરીની પોતાની વિશિષ્ટતાઓ પણ તપાસવી જોઈએ

## બોલચાલનાં વિવિધ સ્વરૂપો

ભાષા અને બોલી વિચારવિનિમયના વ્યાપક સમાજવ્યાપી-બળો છે, પણ બોલચાલના બીજા કેટલાક ઓછા વ્યાપક સ્વરૂપો છે તે પણ અત્રે જાણી લેવા આવશ્યક છે

સમાજનો એક વર્ગ, સામાન્ય રીતે, વધારે કેળવાયેલો, તાલેવંત અને મોભાદાર, એક જ બોલી પ્રદેશમા, પોતાના વર્ગને બીજા વર્ગોથી જુદો પાડવા સારુ બોલચાલની અમુક પ્રકારની લઢણ વાપરે, જે સામાન્ય બોલચાલમા ન વપરાતી હોય, ત્યારે એ બોલચાલને ‘સ્લેન્ગ’ (slang) કહેવાય આ બોલચાલમા લઢણ ઉપરાત અમુક પ્રકારના શબ્દો પણ વપરાતા હોય છે, જે માન્યભાષાની બોલચાલ કરતા કા તો જુદી રીતે ઉચ્ચારાય વા જુદા અર્થમા વપરાય ઉદા ત નગરોની બોલચાલ, તદુપરાત, ઘણી વાર ગામડામા બે ત્રણ વાણિયા બ્રાહ્મણના કટુંબો હોય તે પણ આવી જ બોલચાલનો પ્રયોગ કરતા હોય છે આ બોલચાલનો હેતુ પોતાના વર્ગને સમાજના બીજા વર્ગોથી જુદો પાડવાનો હોય છે

આ પ્રકારથી જુદો એવો બોલચાલનો બીજો અગત્યનો પ્રકાર તે ‘ધંધાદારી બોલી’, occupation slang એક જ બોલી પ્રદેશમા જુદા જુદા વ્યવસાય કરનારા વર્ગો પોતાના વ્યવસાય અંગે વારવાર અમુક પ્રકારના શબ્દોનો જ અધિકાશ પ્રયોગ કરતા હોય છે કાળક્રમે, આ

એ વર્ગોના દ્યોતક બનતા જાય છે. ખાસ કરીને આપણા દેશમાં નાતજાતની કડક રિસ્તબંધીને લીધે, વ્યવસાય અને ઉદ્યોગો વંશપરંપરાગત હોવાને લીધે, ગામડાંઓમાં જુદાં જુદાં વસવામાં માટે અલગ વાસ હોવાને લીધે, આ પ્રકારની occupational slang–ધંધાદારી બોલીઓ– વધુ નોંધપાત્ર બની છે. આ પ્રકારની બોલચાલનું પ્રાણુતત્ત્વ એનો શબ્દકોષ. આ શબ્દકોષ પૂર્ણપણે functional (કાર્યસાધક) હોય છે. માત્ર જુદા ગણાવા સારુ માન્ય ભાષા વા બોલીના શબ્દોને બીજે રંગ ચઢાવીને જુદા પાડેલા જોવા મળે છે. આ શબ્દોની વપરાશ એ વર્ગોની આજીવિકા માટેનો આવશ્યક ભાગ બને છે. આ કારણથી, આવી ધંધાની બોલીઓ પેલી માત્ર સ્લેન્ગથી જુદી પડે છે. આ પ્રકારની ધંધાની બોલીઓ ભાષાને નિરંતર સમૃદ્ધ કરતી આવી છે.

બોલચાલનો એક નિરાળો પ્રકાર તે 'પારસી' અથવા 'સાંકેતિક બોલી'. બીજાઓ ન સમજી શકે માટે સંકેતો કરીને એ સંકેતોથી વ્યવહાર કરવો એ અનેક પ્રજાઓમાં ચાલતી આવેલી જૂની પ્રથા છે. ઘણી વાર ચોરી કરનાર જાતિઓમાં પોતાના વર્ગમાં વ્યવહાર અર્થે પોતાને જ સમજાય એવી બોલી–પારસી–નો પ્રયોગ થતો હોય છે. નિશાળિયાઓ પણ ઘણી વાર અક્ષરની આગળ ચ લગાડીને ચમ ચને ચક ચહે ('મને કહે') જેવા અનેક સંકેતો વાપરીને બીજાને ન સમજાય તેવી રીતે પોતાનો વાણીવ્યવહાર ચલાવતા હોય છે. જેલના કેદીઓમાં પણ આવી સાંકેતિક બોલીઓ પ્રચારમાં હોય છે. અમુક અમુક ધંધાઓમાં–જેવા કે સોની–પણ આવી પારસીઓ વપરાતી હોય છે.

બોલચાલના આ વિવિધ પ્રકારોમાંથી સ્પષ્ટ થશે કે વપરાશ અને સમૃદ્ધિની દૃષ્ટિએ ધંધાદારી બોલીઓ ભાષાને સમૃદ્ધ બનાવવામાં મહત્ત્વનો ફાળો આપે છે. એમના શબ્દો એમની પોતાની વપરાશ સુધી ભાગ્યે જ મર્યાદિત રહે છે. એમની સાથે સંબંધ રાખનારા બધાય વર્ગોમાં એ ફેલાઈ જાય છે. ઉદા. ત. સુથારને પોતાનાં અનેક સાધનો લુહારને ત્યાંથી લાવવાં પડે અને આથી એક ધંધો કરનારા અનેક શબ્દો બીજો ધંધો કરનારને ત્યાં ફેલાય અને એ સાધનોને વાપરનાર ખેડૂતો પણ એ શબ્દોનો વપરાશ કરતા થાય. આ રીતે ધંધાની બોલીઓના શબ્દો સમગ્ર ભાષાસમાજમાં વ્યાપક થતા જાય. પોતાના વર્ગને બીજા વર્ગથી જુદો પાડવા માટે જ નભતી બોલચાલ, વા બીજા સમજી જ ન શકે એ માટે પેદા થયેલી સાંકેતિક બોલી ભાષાની સમૃદ્ધિમાં આવો વિશિષ્ટ ફાળો આપી ન શકે એ સ્પષ્ટ છે.

## ગામડાંની બોલચાલનું સ્વરૂપ

ભાષા, બોલી અને બોલચાલના પ્રકારો, આ ભેદો સમજ્યા પછી આપણે ચરોતરના એક ગામડામાં દૃષ્ટિ નાખીએ તો એ ગામનું ભાષાસ્વરૂપ વધારે વિશદતાથી જોઈ શકશું.

ગામડામાં એક મુખ્ય માર્ગ બજાર તરીકે ગણાતો હોય છે. ત્યાં એકાદ બે વાણિયાનાં હાટ હોય, મોભાદાર પાટીદારોની દુકાન હોય, જ્યાં એમને ધંધાની લેવડદેવડ થતી હોય. રહેવાના વાસ મોટે ભાગે નાતજાતને જ અનુલક્ષીને હોય છે. ઠાકરડાઓનો વાસ એક તરફ, વાણિયા બ્રાહ્મણોનો એક તરફ, કુંભાર, લુહાર, સુથાર સૌનાં જુદાં જુદાં રહેઠાણ, પાટીદારોનાં રહેઠાણ જુદાં. ગામની વસ્તીથી થોડેક છેટે ઢેડભંગીના જુદા વાસ. આજીવિકા માટેની સૌની પ્રવૃત્તિ પણ અધિકાંશ એમની નાતજાત ઉપર જ આધાર રાખનારી. કુંભાર વંશપરંપરાથી એનું એ જ કામ કરતો આવ્યો હોય, લુહાર એનું એ જ; વંશપરંપરાથી ભિક્ષાવૃત્તિ, ગોરપદું, ધાર્મિક વિધિવિધાન વગેરેથી પોતાનો નિર્વાહ કરતો આવ્યો હોય. વાણિયો ધીરધારનું કામ કરે, પરચૂરણ ચીજો વેચતો હોય. પાટીદાર જમીનદાર હોય, ખેતી કરતો–કરાવતો હોય. બારૈયાઓ મોટે ભાગે મજૂર તરીકે નભતા હોય. સૌની ભાષામાં પોતપોતાની ધંધાદારી બોલી–occupational slang પ્રચુર પ્રમાણમાં હોય છે. કુંભાર–સુથારની ભાષામાં પોતાના ધંધાને લગતા શબ્દો વધારે આવતા હોય, ઢેડભંગીની ભાષામાં પોતાના ધંધાને લગતા શબ્દો, વણકર તરીકે એ વ્યવસાયના શબ્દો પણ આવતા હોય; વાણિયા–બ્રાહ્મણ જરા ભણેલા હોય એટલે એમની ભાષા પેલી દૂર પડેલી 'માન્યભાષા'—જે છાપાં દ્વારા અથવા અવારનવાર પ્રવાસ દ્વારા એમની નજીક આવી હોય તે—સાથે સંબંધ રાખવા મથતી હોય; એ દ્વારા એમનું જુદાપણું પણ પોસાતું હોય. સૌ જુદા જુદા વર્ગોની બોલચાલમાં પોતાના ધંધાના શબ્દો વધુ વપરાશમાં આવતા હોવાથી, એવો આભાસ થાય કે વાણિયા–બ્રાહ્મણની 'ભાષા' જુદી, લુહાર–કુંભારની 'ભાષા' જુદી, બારૈયાની બોલચાલ જુદી, પાટીદારની જુદી. આવી માન્યતા લોકોમાં ઠીક ઠીક ઘર કરી ગઈ છે; વળી, જુદા સામાજિક સંદર્ભ—Social Contest—માં હોવાથી બોલચાલ જુદી લાગવાનો સંભવ ખરો જ. વસ્તુતઃ આ અસર આભાસી જ છે. **સમગ્ર ગામમાં બોલી તો એક માત્ર 'ચરોતરી' જ વ્યાપ્ત છે; આ બધાય વર્ગો ઉપર છવાઈ રહેલી; આ સહુ વર્ગોમાં એનું ધ્વનિસ્વરૂપ એક સરખું જ**

જોઈ શકાય છે. સૌના ધંધા જુદા જુદા, એટલે એ સૌની બોલચાલનું બાહ્યસ્વરૂપ સાંભળનારને જૂજવે રૂપે ભાસે એટલું જ કેળવણીને લીધે કેટલાંક ઘરોમાં શિષ્ટ ભાષાના છાંટા ઊડતા હોય, એટલે એ ઘરોની બોલચાલ જુદી લાગે પણ છતાં, એમના એ શિષ્ટ ભાષાના ઝાંખા આવરણને હટાવતાં નીચે પૂર્ણપણે ચરોતરીનો જ પ્રવાહ સ્પષ્ટ માલૂમ પડશે **ભણેલો કે અભણ, ગરીબ કે પૈસાદાર, બ્રાહ્મણ કે કુંભાર, ચરોતરી જ બોલતો હોય છે.** — માત્ર, ચરોતર બહાર વસતો, વા પ્રયત્નપૂર્વક માન્ય ગુજરાતી બોલતો વર્ગ — જે અત્યારે અત્યંત લઘુમતીમાં છે તે — બાદ કરતાં આ વર્ગ આણંદમાં વા અન્યત્ર કેળવણી સંસ્થાઓના વિકાસ સાથે ભવિષ્યમાં વધવાનો તો ખરો જ

## ગુજરાતી બોલીઓમાં ચરોતરીનું સ્થાન

બોલીની દૃષ્ટિએ ગુજરાતના વિશાળ ભાગ પાડીએ તો સાબરમતીની ઉત્તરપશ્ચિમના બનાસકાંઠા લગીના વિસ્તારનો એક ભાગ, અને બીજો ભાગ મહી અને સાબરમતી વચ્ચેના પ્રદેશનો પડશે પહેલાને ઉત્તર ગુજરાતની બોલી અને બીજાને મધ્ય ગુજરાતની બોલી કહી શકાય, બન્ને વચ્ચે અનેક સમાનતાઓ પણ છે, એથી આ સમગ્ર પ્રદેશની બોલીઓને ઉત્તર ગુજરાતની બોલીઓ કહી શકાય મહીની દક્ષિણે તાપી લગી, અને તાપીની દક્ષિણે — એમ દક્ષિણ ગુજરાતની બોલીઓના પણ મુખ્ય બે ભાગ પડે છે (ગુજરાતની બોલીઓના વિભાગોમાં નદીઓ કેવો અગત્યનો ભાગ ભજવે છે, તે સ્પષ્ટપણે જોઈ શકાય છે ) સૌરાષ્ટ્રની બોલીઓનો એક ત્રીજો અગત્યનો વિભાગ પડશે એમાં ઉત્તર, દક્ષિણ અને મધ્ય સૌરાષ્ટ્રની બોલીઓ ગણાવી શકાય આ અન્વયે ચરોતરની બોલી મધ્ય ગુજરાતની બોલી છે અને ઉત્તર ગુજરાતની બોલી સાથે ઠીક ઠીક સંકળાયેલી છે એમ કહી શકાય પૂર્વમાં આ બોલીઓ બીજી બોલીઓ સાથે સંકળાય છે.

## ચરોતરીની લાક્ષણિકતાઓ

ઉત્તર ગુજરાતની એક વિશેષતા જે ચરોતરમાં પણ પૂર્ણપણે વ્યાપી છે તે

૧ સ્વર + સાનુનાસિક વ્યંજન ( nasal consonant ) =વિવૃત સ્વર + સાનુનાસિક વ્યંજન

૨ સાનુનાસિક સ્વર ( nasalised vowel ) + વ્યંજન = વિવૃત સાનુનાસિક સ્વર + વ્યંજન

૧ આ વ્યાપક નિયમ – આ –, – ઈ – ને લાગુ પડે છે આની = 'ઑની', પાણી = 'પૉણી', દાણા = દૉણા, લીમડો = 'લૅંમડો', નીકળ્યો = 'નૅકર્યો', ઝીણી = 'ઝૅણી', મીયાં = 'મૅંહા', જાન = 'જૉન'

૨ આ નિયમ પણ, ઉપર મુજબ, – આ –, – ઈ – ને લાગુ પડે છે પાંચ = 'પૉંસ', કયાં = 'ક્યૉં', પીંપળો = 'પૅંપરો', વીંટી = વૅંટી', સાંઠી = હૉંઠી', છીંકણી = 'છૅંકણી' 'શૅંકણી',

વિપક્ષે, કાઠિયાવાડની બોલીઓમાં આ નિયમ પ્રવર્તતો નથી, બીજી અને હાલારીમાં તો ઍ અને ઑ વર્ણો ( phonemes ) જ નથી માન્ય ગુજરાતીમાં, બધા જ સાનુનાસિક એ અને આ વિવૃત જ છે, ઉપરના ઉત્તરગુજરાતી – ચરોતરીના ઉદાહરણ માન્યગુજરાતીના આ લક્ષણને જ વિશિષ્ટ રીતે આગળ ધપાવે છે એમ કહી શકાય

પદાન્તે આવતાં સ્વરયુગ્મો અને સંધ્યક્ષરોના કેટલાક ફેરફાર ચરોતરી અને ઉત્તરગુજરાતમાં સમાન છે ઉદા.ત – આઈ = '– અઈ', – આઉ = '– અઉ ભાઈ = 'ભઈ', મીઠાઈ = 'મૅઠઈ', ગાઉ = 'ગઉ', મકાઈ = 'મકઈ', આ લક્ષણ ઉત્તરગુજરાતની અને કાઠિયાવાડની બોલીઓને જુદુ પાડે છે, જોકે ઉત્તરગુજરાત સાથે સંપર્કમાં આવતા ઉત્તર–પૂર્વ સૌરાષ્ટ્રના વિસ્તારમાં કેટલાક પ્રદેશોમાં આ લક્ષણ પગપેસારો કરી ગયુ હોવાનો પૂરતો સંભવ છે

પદાન્તે આવતા સાનુસિક ઈ અને ઉ ના અનુનાસિકત્વનો પરિહાર એ ચરોતરી તેમ જ ઉત્તરગુજરાતીનું સામાન્ય લક્ષણ છે ગુજરાતની ઉત્તરદક્ષિણ અને પૂર્વની સરહદો ઉપર આવેલી બીજી બોલીઓમાં તો પદની અંદર આવેલા અનુનાસિક સ્વરોના અનુનાસિકત્વનો પણ પરિહાર થાય છે, અને અનુનાસિક વ્યંજનો સુદ્ધાંત ઉદા ત બીજીમાં – અંગારો = 'અગારો', કંદોરો = 'કદોરો', ગધેડું = 'ગદેડુ', પીંડી = 'પીડી' અનુનાસિકત્વનો આ પ્રકારનો લોપ જ, કેટલેક અંશે ભીલીમાં વિવૃત ઍ અને ઑ ના અભાવના કારણરૂપ છે ચરોતરી વા ઉત્તરગુજરાતીના અંત્ય અનુનાસિકનો વિક્ષેપ આ પ્રકારની અસર કરતો જ નથી, એ નોંધવું ઘટે

તાલુ વર્ણોના – ચ, છ, જ, ઝ ના – ઉચ્ચારણો ધ્યાન ખેંચે છે આ 'ઝ'નો ઉચ્ચાર અંગ્રેજીના zeal, zoo જેવા શબ્દોના z થી સાવ નોખો છે અંગ્રેજી z નુ ઉચ્ચારણ જીભ જ્યારે પેઢાના ઉપના ભાગ તરફ ઊંચી થાય ત્યારે કરવામાં આવતા ઘોષ ઘર્ષધ્વનિ જેવું થાય છે, પણ માન્ય ગુજરાતી 'ઝ' ઘર્ષધ્વનિ છે જ નહી અંગ્રેજી ધ્વનિને અહી ઝ z થી અને માન્ય ગુજરાતીના ઝ ને અહી jh થી સૂચવ્યા છે સામાન્ય રીતે ઉત્તરગુજરાતીમાં ચ અને છ, અને સ સાથે એકાકાર થઈ જતા માલૂમ પડે છે, અને આદિસ્થાનના 'જ'નો ઉચ્ચાર 'ઝ' જેવો થાય છે બી

આ માન્યગુજરાતીના 'ઝ' 'jh' એમ બે વર્ણોને બદલે એક જ 'ઝ' વર્ણ છે. માન્યગુજરાતીના ચ – છ નાં ઉચ્ચારણ વખતે જીભનું જે સ્થાન હોય છે તેના કરતાં ચરોતરી ઉચ્ચારણમાં જીભ જરા વધારે પાછળ ખેંચાએલી રહે છે, અને જીભનું ટેરવું દાંતને સ્પર્શ કરી જાય છે ચરોતરીના આ ધ્વનિઓને ધ્વનિવિજ્ઞાનની પરિભાષામાં affricate વર્ગના ગણી શકાય, અને 'ત્સ' જેવા પ્રતીક દ્વારા સૂચવી શકાય. જોકે, આખરે આ affricate ધ્વનિઓનું વલણ તો સંપૂર્ણપણે ઘર્ષ (fricative) બનવા તરફનું જ છે એવું લાગે છે. કારણ કે કેટલાય અભણ બારૈયાઓ આ ચ – છ ની જગ્યાએ સીધો 'સ' જ બોલે છે. માન્ય ગુજરાતીમાં તો, ચ, છ, સ્પષ્ટ વ્યંજનની (stop consonant) જ છાપ પાડે છે.

ચરોતરની એક વિશેષતા એના તાલુભાવમાં છે. કંઠ્યવર્ણો – ક, ખ, ગ, ઘ, – પછી જ્યારે તાલુ સ્વર –એ,ઈ/શ, – આવે ત્યારે એ કંઠ્યવર્ણો અનુક્રમે તાલુવર્ણોમાં (ઉપર વર્ણવેલા palatal affricate વર્ણોમાં) પરિણમે છે. આ પ્રકારનું તાલુકરણ ઉત્તર ગુજરાતીમાંય છે, અને તે દ્વારા સૌરાષ્ટ્રની ઉત્તર–પૂર્વની બોલીઓમાં પણ પગપેસારો કરી ગયું છે. પણ જેટલું સાર્વત્રિક રીતે ચરોતરમાં છે, એટલું કદાચ બીજી કોઈ બોલીમાં નથી, અને આથી એ વધારે ઉલ્લેખનીય બને છે. એનાં ઉદાહરણો તો દરેક ચરોતરી પાસે પૂરતાં જ હોય છે, અહીં થોડાંક નોંધ્યાં છે : કેટલું = 'ત્સેટલું', ગયું = 'જયું', સુંઘી = 'સુંઝી', ઘી = 'ઝી', ખેતર = 'સ્યેતર', ઇ. ઇ.

માન્ય ગુજરાતીમાં સ – હ (glottal fricative) નો વ્યવસ્થિત ભેદ જળવાઈ રહે છે. પણ બોલચાલની ગુજરાતીમાં સામાન્ય રીતે અનાદિ 'સ' અને કેટલીક વાર આદિ 'સ' પણ અઘોષ 'હ' રૂપે સંભળાય છે. દક્ષિણ ગુજરાતની બોલીઓમાં તો ફેરફાર સાર્વત્રિક જ છે, ચરોતરમાં એટલો વ્યાપક નથી.

ચરોતરીમાં 'ળ' વર્ણ નથી. માન્ય ગુજરાતીમાં જ્યાં 'ળ' છે ત્યાં બધે ચરોતરીમાં 'ર' બોલાય છે. ભીલી બોલીઓમાં 'મ' છે, અને તે પણ માન્ય ગુજરાતી ઉચ્ચારણ કરતાં વધારે મૂર્ધન્ય અને ઘોષ સાથે ઉચ્ચારાય છે. (ઉત્તર ગુજરાતની બોલીઓમાં 'મ' વર્ણ નથી, એમ અત્યારે કહી શકાય એટલી માહિતી મારી પાસે નથી; મ, ર, ડ ની વારંવાર અદલાબદલી આ વિસ્તારોમાં સાંભળી છે, પણ એ વ્યક્તિગત ખાસિયત હોવાનો ય સંભવ; વધારે ચોક્કસ સંશોધન વગર અભિપ્રાય ન આપી શકાય).

માન્યગુજરાતી 'વ'નું ઉચ્ચારણ કરતી વખતે, નીચલા હોઠનો અંદરનો ભાગ દાંતની ઉપલી હરોળને બહારના ભાગમાં સ્પર્શ કરે છે. આ સ્પર્શ ટૂંકા ગાળાનો અને ક્ષીણ હોય છે. બોલચાલમાં, અમુક સંજોગોમાં, આ 'વ ના ઉચ્ચારણમાં એનો દંત્યસ્પર્શ સાવ નાબૂદ થઈ જાય છે. ઉત્તર ગુજરાતીમાં જ્યારે 'ય', 'એ', વા 'ઈ' નું સાન્નિધ્ય હોય છે ત્યાં આ 'વ' નો સ્પર્શ બિલકુલ જતો જ રહે છે: લાવ્યો = 'લાયો', પકાવીએ = 'પકઈએ', વાવેતર = 'વાયતર', લેવરાવીએ = 'લેવરઈએ', આવી = 'આઈ', ચરોતરીમાં તો એવું જ લાગે છે કે આ વર્ણની વ્યવસ્થા સાવ અનોખી જ છે. આદિ સ્થાનમાં, તાલુસ્વરોનું સાન્નિધ્ય ન હોય ત્યારે પણ નથી: વાણિયો = 'ઓણિયો', ('વ' ની આ પ્રક્રિયા અત્યંત મહત્ત્વની છે, અને વધુ સંશોધન માગી લે છે).

માન્ય ગુજરાતીમાં અને કાઠિયાવાડની બોલીઓમાં, સ્વરાન્તર્ગત – ડ – અને ડ઼ ('મૂર્ધન્ય' અને મૂર્ધન્યતર') વચ્ચે ભેદ જળવાઈ રહે છે, તેમ જ, જ્યારે સ્વરાન્તર્ગત – ડ – અનુનાસિક સ્વરનો અનુગામી હોય ત્યારે એ – ડ – જ રહે છે. ઉત્તરગુજરાતની બોલીઓમાં એવું સ્પષ્ટ વલણ લાગે છે કે – ડ – નું ઉચ્ચારણ – ર – સાથે ભળી જવા લાગ્યું છે, અને બધા જ સ્વરાન્તર્ગત – ડ – નું ઉચ્ચારણ, – ડ઼ – થઈ ગયું છે. ભીલીમાં સ્વરાન્તર્ગત – ડ જળવાઈ રહે છે. ઉત્તર ગુજરાતની આ પ્રક્રિયા વધારે અભ્યસનીય છે. ચરોતરીમાં બધા જ સ્વરાન્તર્ગત – ડ – નું ઉચ્ચારણ – ડ઼ – કરવાનું સામાન્ય વલણ છે, અને આ ઉત્તરગુજરાતી પ્રક્રિયાની અસર માન્યગુજરાતી ઉપર પણ ઠીક ઠીક પડવા લાગી છે; રેડિયોમાંથી બોલાતું ગુજરાતી સાંભળનારા મારા આ વિધાનની સાખ પૂરશે.

સ્વરાન્તર્ગત – ઢ – ના ઉચ્ચારણમાં પણ, ચરોતરમાં, – ડ઼ – ની જેવો થડકારો (flap)) જ કરવામાં આવે છે. આ કારણે મહાપ્રાણત્વ (જે glottal closure જ બની રહે છે) સમગ્ર પદને વ્યાપી રહે છે. ઉદા.

રૂઢિઓ = રૂડિઓ (હ), કઢાવો = કડાવો (હ), વાઢવું = વાડવું (હ); અને પરિણામે – ઢ – તો અલ્પપ્રાણ – ડ઼ – જ બની રહે છે. આ ઉચ્ચાર ચરોતરમાં સાર્વત્રિક છે જ, ઉત્તર ગુજરાતમાંય ઠીક ઠીક ફેલાયેલું છે, અને 'હ' (પદ ઉપર વ્યાપી રહેલો) લગભગ નહિવત્ જ સંભળાય છે એવું ઉચ્ચારણ ઉત્તર ગુજરાતમાં 'ફેશનેબલ' થતું ચાલ્યું છે.

પાંચમી વિભક્તિ સૂચક – થી ને બદલે ચરોતરીમાં –હિ વપરાય છે કયાંથી આવ્યા = 'ચોહિ આયા', હાથથી ગયો = 'હાથહિ જ્યો'

ગુજરાતી બોલચાલમાં પ્રાય અકારાન્ત નામોના બહુવચન વપરાશમાંથી નાબૂદ થતા આવ્યા છે ઘર હાથ, પગ, માણસ, વાત, ઇ ઇ અકારાન્ત સિવાયના બીજા નામોમાં પણ બહુવચનનો વપરાશ ઘટી ગયો છે પણ ઉત્તર ગુજરાતમાં એ ઠીક ઠીક જળવાઈ રહ્યો છે ઘર –ઘરા, પગ–પગા માણહ–માણહા, ઇ ઇ ચરોતરીમાં પણ આ પ્રચલિત જ છે ચરોતરીમાં દરેક પ્રકારના નામોના બહુવચનમાં આ પ્રવૃત્તિ જ આગળ ધપાવવામાં આવી છે, અને ચરોતરીનો બહુવચનનો વપરાશ માન્ય ગુજરાતી કરતા વધુ નોંધપાત્ર બની ગયો છે કાઠિયાવાડની બોલીઓમાં પણ બહુવચનનો વપરાશ નોંધપાત્ર છે, ફરક એ છે કે આ બન્ને બોલી વિભાગોના બહુવચનના પ્રત્યયો જુદા જુદા છે લવુ ર બનાવવા માટે પુલ્લિંગ વા સ્ત્રીલિંગને નાન્યતર લેખે ગણવુ એ પણ ચરોતરીની એક લાક્ષણિકતા છે

સહાયકારક ક્રિયાપદ 'છે' 'હો' નો વપરાશ ચરોતરીમાં ઓછો થાય છે, ઘણી વાર એની મદદ વગર જ વાકય ઊભુ રહે છે, પ્રેરક રૂપો ઉપાડવુ = ઉકેડવુ વગેરે પ્રયોગો નોંધપાત્ર છે ભવિષ્યકાળના કરીશ = કરે, જોઈશ = જોઇ ખાઈશ = ખાઈ ના પ્રયોગો બીજીને મળતા જ છે અનુસ્વારનો સ્વરના એનો હ થઈને લોપ થયાના આ ઉદાહરણો છે ઉત્તર ગુજરાતની આ લાક્ષણિકતા છે

અમુક પ્રકારના શબ્દોનો વપરાશ બોલીની લાક્ષણિકતા ઓનું ખૂબ મહત્ત્વનુ અગ છે આ પ્રકારનો વ્યવસ્થિત અભ્યાસ હજુ થયો જ નથી, એટલે એક બે ઉદાહરણ જ આપી શકાય સમગ્ર ઉત્તર ગુજરાતમાં 'ચાલવુ' માટે 'હૅંડવુ / હૅંડવ' પ્રચલિત છે કાઠિયાવાડમાં એ પ્રચલિત નથી અત્યારે ઉત્તર ગુજરાતનું આ 'હૅંડવુ' શિષ્ટ પ્રયોગ– માન્ય ભાષાનું રૂપ નથી ગણાતુ, બલ્કે બોલીનું રૂપ ગણાય છે જૂની ગુજરાતીમાં આ હૅંડવુ/હૅંડવુ જ માન્યરૂપ હતું, અને જૂની ગુજરાતીના શિષ્ટ સાહિત્યમાં 'હૅંડવુ' નો પ્રચુર પ્રમાણમાં વપરાશ જોઈ શકાય છે અત્યારે પણ નેપાળીમાં, અને પહાડી ભાષાઓમાં આ ધાતુ માન્યભાષાના શબ્દ તરીકે જ વપરાય છે બોલીનો પ્રયોગ તક મળતા માન્ય પ્રયોગ થાય છે તેમ જ માન્ય પ્રયોગ ક્રમશઃ બોલીનો પ્રયોગ થઈ પડે છે તેનુ આ ઉદાહરણ છે અનેક શબ્દો ચરોતરમાં જ પ્રચલિત હોય, ચરોતરમાં જ અમુક અર્થમાં જ વપરાતા હોય, આવા શબ્દો બોલીઓની અસ્મિતા નક્કી કરવામાં ઘણો મહત્ત્વનો ભાગ ભજવે છે 'આનુ' એ ઉત્તર ગુજરાતની જ વિશેષતા છે કાઠિયાવાડમાં 'દેવુ' / 'આપવ' જ વપરાય છે આવા અનેક શબ્દોના વપરાશની ક્ષેત્રમર્યાદા નક્કી કરીએ તો જ બોલીનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે

બોલચાલના પ્રકારોની જે ચર્ચા આગળ કરી ગયા તેમાની ધંધાદારી બોલીઓ — Occupational Slangs — નો અભ્યાસ પણ બોલીની ક્ષેત્રમર્યાદાઓ નિયત કરવામાં અગત્યનો ભાગ ભજવે છે, તદુપરાંત બોલીની સમૃદ્ધિ પણ એ ધંધાદારી બોલીએ મા ભરી પડેલી છે ચરોતરના જુદા જુદા કારીગરો – ખેડૂતના શબ્દકોશ, એમાના શબ્દોનો વિસ્તાર વગેરેનો અભ્યાસ તો હજી ભવિષ્યના કામ જ છે

## બોલીનું ભાષાશિક્ષણમાં મહત્ત્વ

બોલીનો આ પ્રકારનો અભ્યાસ ભાષાશિક્ષણમાં પણ અગત્યનો ફાળો આપી શકે આપણા દેશમાં મોટે ભાગે અભણ જ એવી વસ્તીને આપણે હજી કેળવણી આપવાની છે, અને તેય એમની 'ભાષા'માં જ આ અભણ પ્રજાની કેળવણીની વાત કરીએ ત્યારે એમની 'બોલી'નું મહત્ત્વ સમજવુ જોઈએ બાળકને પહેલવહેલા નિશાળમાં મોકલવામાં આવે ત્યારે સીધેસીધી એનાથી દૂર પડેલી માન્ય ગુજરાતી ભાષાના પાઠ એને ભણાવવામાં આવે, તો એ બાળકને કોઈ નવી ભાષા શીખવા જેવી મહેનત લાગે પોતે જે કોઈ બોલી બોલે છે તે અશુદ્ધ, મેલુ ઘેલુ ભાષાસ્વરૂપ છે એવું લાગે વળી, જ્યારે એ થોડી ઘણી માન્યભાષા લખતા વાચતા શીખે ત્યારે પોતાની આસપાસ બોલી બોલનારાઓની ભાષાને અશુદ્ધ ગણે પોતાના લોકોને હલકા ગણતા શીખે ઇષ્ટ પ્રવૃત્તિ તો એ ગણાય કે એનું માન્યભાષાનુ જ્ઞાન પોતાની બોલી દ્વારા જ થાય, એની પોતાની બોલીના વ્યવહારક્ષેત્રમાં જે શબ્દકોષ પ્રચલિત હોય એ શબ્દકોષ દ્વારા જ એ ભાષા જ્ઞાન પામે વળી, એના શિક્ષકોએ પણ આ બાબતથી સાવધ રહેવુ ઘટે કે બાળકની પોતાની બોલચાલ બોલી છે એવી ગ્રંથિ બાળકના મનમાં કદી પેદા ન થવા દે બોલી પ્રત્યેની આ પ્રકારની જાગૃતિ હજી આપણે ત્યાં આવવાની બાકી છે આપણા શિક્ષણના સંચાલકો પણ આ બાબતમાં સભાન નથી જણાતા

**ઉપસંહાર:** પ્રસ્તુત લેખ તો ચરોતરી બોલી ઉપર માત્ર ઊડતી નજર છે ચરોતરીના ધ્વનિતંત્રની સ્વતંત્ર રીતે, (માન્ય ગુજરાતીથી નિરપેક્ષ રીતે) છણાવટ કરવી જોઈએ,

અને એ કરતા જ એના રૂપનો ખ્યાલ આવી શકે શબ્દોના વિસ્તાર માટે, સમગ્ર ગુજરાતના સંદર્ભમાં ચરોતરી શબ્દોની અને એનાં વિવિધ ઉચ્ચારણોની તપાસણી કરીને દરેક ઉચ્ચારણની ભેદરેખાઓ દોરાય ત્યારે કંઈક આધાર રાખી શકાય એવી માહિતી આપણી પાસે એકઠી થઈ ગણાય ભાષાદષ્ટિએ બોલીઓનો અભ્યાસ હજી બાળ જ છે આપણા વિશ્વવિદ્યાલયોમાં ભાષાવિજ્ઞાનના અભ્યાસને સ્થાન નથી ત્યાં લગી ગુજરાતી ભાષા અને ગુજરાતી બોલીઓનાં અધ્યયન વણખેડાયેલા જ રહેશે

પરિશિષ્ટ: ચરોતરી બોલીના કેટલાક નમૂના આ પ્રકરણને છેડે પરિશિષ્ટ રૂપે આપ્યા છે. અગાઉના પ્રકરણોમાં આપેલા ગીતોમાં આ બોલીના વધુ નમૂના મળશે

# ૬

# ચરોતરી બોલી

## પરિશિષ્ટ

### ચરોતરી બોલીના નમૂના

નોંધ —આ નમૂના વલ્લભ વિદ્યાનગરની કોલેજના અધ્યાપક શ્રી ભાનુપ્રસાદ આર ચોક્સી એમ એ એમણે તૈયાર કરી આપ્યા છે

### (૧) પાટીદાર ખેડૂતની બોલી

#### ગૉમના માશ્તર અને નૅહારીઆના તીહ વરહના ડોહા વચ્ચે મુલાકાત.

ડોસા:—ચ્યમ નઁહૉ ભયોં? આપડે ચ્યૉ ગ્'ઉ? (ગોળ ખાણુ પડતા) મૌશ્તર! ઓત્તારીની! જો ટું ન'તો કૅ'તો? મરણ, હું તો તમેન્ ઓરડીએ ના હર્યો ઑમ ઑચિતાના કઈ ગૅહ, હારુ થયુક ભૈશાબ તમે રસ્તામાઁ જ મરી જ્યા, નૅમ્ન ટું તમાર્ હૉ મઅવા જ આવનો'તૉ ચ્યૉ હઁ ઘેર દજો દજો, આ અઁટ્યાઁ ન્ મૈડ્યા ના વાર્જે તાર આ બધણી શૅની હ્? ક્રી લયાયા કણ? ત્ચ્યૉ દત્યાયા? તાર્ વાત કહુ અમાર્ નર્ચ્યો પાશ થરો કૅ નહિ?

માસ્તર:—ટું તો ડ્ઓ' વારી શૅમમા જરાક ડીટીક દજ્યો'તો, તાઁહી આયો જરાક છેતમ્ દજ્યો'તો તા'ર્કો, આ મારૉ હાહરૉ વાઘરીઑન્ ખમએ ના રહી હાહરી હાન હ'ગમી જાત પેને શના વાઘરે તો મારી હારચે આદજ ખુમ વદસાડ્ય કરીતી બરી ચૅરૉમૉય આ નારકુ બરશ્ત નહિ આઇ તમાર્ છોકરો ઑચેંદર્શ તો ખરો, પણ કૉહ, હાહરુ બઁક ઑદરાન્ જાત્તુ ત્યૉ ઑ'નામ્ બુધિ નહિ છોકરાઁની છોકરાઁની વર્ધશ હું તો કાલ્ય મઁઁય નૅહારિયૉન્ બતનાડી ત પણ, મઁકુ કૉણ બોલે હાહરૂ ગધ્ધુ મ્લા વના ના'શી દજ્સાુ

ડોસા:—ત્ચ્યાઁ દજ્ઇઓતીઓ બધીઓ

માસ્તર:—દજ્વાતિઓ ત્ચ્યાઁ અતિચો શિનેમા જોઆ મન્ તો કૅ'તાય બરસુ અનુ આવૅલ ડેટ્ચો મેનતીકને દજ્ઇચો શા હાતર? મૅ' ટું ઍ'ન્ ઉપ'યા વરગમાઁ તો તર્ત લેનેશ પણ મઁ ઍન્ કાલ ચાઇક "'લ્યા, ઑમ અહછ શૅની તુ? મારબાર જોચે ટું? હ'વડે લાકોડી નાઁછીશ, રી'તશર રહૅજે" પણ માને એટે ના મૉન્યુ

### (૨) મુસલમાનોની બોલી

#### મમદુમિયાં મ'બઈ ગયલા

ત્ચ્યમ ભઈ, મઁ તમેન્ બાત ન'તા કિયા? મકા, મેરેકુ એસા હુએના કે મૅ ન્ મેગ મમદુ ચાચાએ વિચાર કીધા, કે મિયા ખુદાને અબ તમારા ઘર અચ્છા બનવાયા, તમારે લડકેકી બૅ' (વિવાહ) બી કરવાયા, તો તમકો જો બાધા ના હૉવે, તો અપડે દોનુ બમ્બઈ જઈએ ઓ કેતાક દૂર હૅ, ઓ તો તમુંભી નઇ પણ અમુકો બરાબ'ર ખબર હૅ કારણ કે, મઁ એક દન અહાઁ' બરોદા ટેન કૅડ બમ્બઈ ટૅરી અફીણ લૅ'ણેકુ ગયલા જો કે મેરે ગે સ'બ કપડેબપડે બગડેલે, તે ધોલનારણેકા હૅ ધોબીકિ વહાઁ દસ્રી બી મ્રવાણેકી હૅ પણ તમે કૅ'તે હો, તૉ શબાકા ફાશમઁ જ શીધા ઉપડ જાવે જદે મઁ અમારા બરસ પે, એક વારક અહાઁ ગયતાતા, અફીણ વાસ્તે, તદેને મૅતલેવાલે સબ જાણુ ગયલે મન્ તો ના પાડેલી સૈણુ મામુકો બોલે કે ભઈ બઈ ઈનેક ના જવાય કૅ' ટ'કે થાકે પણ મઁ ના માના મૅ તો મેરી અમ્મા, ફૂફુ, ખાલા, બાના, ચાચી, મામુ, બ'હ, દો ભઁણાં,

સણુ કો બોલા, કે તમતારે કુઠે ફકરચંત્સા ના કરીએ તૈમ્' વથી, એ કા ? બેનકી સભાલ રખીઓ અન્ ખુશીમે રહીઓ મેં મુબાઈ જાતુ, તે જિસ્કુ બોલણા હો તિસ્કુ બોલણું દો મિઝે કુછ' હોણેવાલા નહિ માબાપુકા ઉવ ચેસા-કેમા હૈ, એ તો યાર તમ જાણુતા હૈ પણ ગમેયુ કરકે દો મહિને પીછે તો મેં હયાઁ આવતુ જ ને ! એમ કે'કે મેં તો આણંદ ગેગી મઈ ગાડામેં ગયા વાશી ઉ પૅમેળ બીડીઆ અન દો પૅસેકી ગોવીઆ લીધીઆ, ટોપલી દેછરકે પાણી પિયા અન પીછે અપડે હયેં નડિયાદ ભણીશી ગાડી-ફાશ આવતી ટોપગી, ઉશમેં એંદ ગયા કિયા, યુ તો યુ, જ્યું ફાવે યુ, ગાડી તો પકડલી કું ભાઈ ? મેરા કિયા ખગ કે ની ?

## (૩) ગોલાની બોલી

### મુંજીઆ ગોઠની ઉઘરાણી

કેમ સૉમા ? કઈથી તાથી-ટઈ નરીઆદથી આયો ? દુ કેમ્બા ડા'રા થ્યા ગોતો ? દુ કરવા ગયલો ? ઉવગાની પગી ગઈ ? ના પડી ? દુ વાટ કરે ઉ ? ચોપરામેં કેટલા વૅ'ના પરે ઉ સાલા અદરીઆને મેં વરહથી ધટીનાં પનીહા જેવી નઉસૌન અગાડ રૂપયરી આપ્પી પરે ૯, તે ચૂપ આને ૯ તઈનહૅ ને પાનઉં વાયલ કીધ, ઢકા ખાદા પન ખાગ, સીગદાના અને સાબુ લેઈ ગ્યો, તે ગરીએ કર્તે (ફરે છે) દુ જરૂરથી પૈસા આલીશ પન હાવે હેનો બોલે ! માયો ઇ વારો, આમ રોમ્ગા પૈસા આલની વેગ ખૂનામા દુ કરવા હટઈ ગ્યો ? સાલાના ધાતને જાતના દું ના કા'રી લાખુ તો કે'ઉ ઉં ! એ અદીગો માલ લેવા આઈઓ તાગે હમજન કેમ નહિ પરેની ? એટા ભાઈ, એને ઘર આગન દેઉ નીમ્જ્યુ એટને બોનુ છુ

## (૪) ઢેડની બોલી

### ગામકોઈ મંગરીની વાતો

હેંડચ કેની ટીહલી ! કીધુ કન્મ્યો છ, આમ શારામેની શાટી પ્હેરીન આ-ચ્યાકણુ જા ? ? બોલતી શેણે નહિ ? તાર્ બાપો અણુદેકી આગો હની અલી ? અન તાર્ ગોનન ? તા હી તગાય પારેની કટોનની દુખનેથી પાન્ડેર મણ્ણા, સાડલો અન્ હાડલી લઈન્ આયો ક ? તાણુ તારા હારુ ની ? મારે ય સાડલો વેચાતો જોયે છે

મૅકુ તુ શાભરતી ચ્યમ નથી ? બરયુ શુ વાત કહુ ? તે મમઈ જ્વાનો શોં વચ્ચાર શિવડાયો ? કેછ, તાર્ છયો, મે'હાસ્નો, આહીથી મુમઈ ભણી-વગી જ્યો ? ગયે ચેટલાક દા'ડા થ્યા બુન ? હોકરના (Hawker) ધધા હાતગ ? ગામમા લવુ કાકાએ, નથાએ, શકર ડોહાએ નોકરી ના અનાઈ – બુન ? એ તો નોકરી કીધા વના મેહીગ પતો ના પડ ! શકર ડોહા તો મુમઈ આતા, અન્ ો ૯ મહિનો રહયલા, વરતી આહી પાછો આયો'તો પુછો ની તમાગ કાકાન્ ! (ડોકટર મલે છે)

એ બાપા ! ડાક્તર શા'બ ! કોકે ભેશાબ કેને કીધુ ત તમોન્ કીધુ હોન ક મન્ જરા એકાંતરિયો આવે છ મેં'કુ, દિયા કરો ક આમ જતા ચ્યમ રચોં છો ? પૈશા આપેક તમોન્ (ફૂલીઓ મલે છે)

અલ્યા ફૂલીઆ ! તારા બાપાન્ તા હુ ગઈતી હાભરક, તાગ બાપાને કે'શુક તારી બાયડી ય મજામા છ

## (૫) વાઘરીની બોલી

### ફૂલીઆ વાઘરીનો ગોઠને આવકાર

કેહુલ્યાભે, એ છા ! લ્યા કા ! તા'રો' ચ્યા જા' ભૈ ? ચેપાર્ આયો ? હાભ્ર ક ? તા હી છેતમ્ળી ? આણુંદે આઉદ ? તાર્ બાપો શાક વેકવા જ્યો હ ? ચેરે પાડે હ ? તાણુ ડેહ તુ તો 'ાજરી ન્ કોદરા ન્ હટે લ્યો છ ? મિહિર ભાઈ મિહિર, જૂઠુ ના બોલે ૯ પાહ અહહ શેની હાવ ? શાધી મરચને લે આ બીડી લેને બીછ જોએ હ ? કાલ્ય તો 'ઝ, બીનુ કોઈનુ એક બાસ્ નુ જતીનુ એ મેં પરહતીનુ (શેઠ આવે છે)

આઓ શેઠ તમુ જેવા દિયારા શેઠ અમાગ તા ચાહી ? કીધુ, ઉભાગ, આઉહ મેં કોથગે લિયાઉ ! શુ કોમ (હ) શેઠ ? ક્યોહ, શા હાતન આ તુ થ્યુ આપરે ? ઓહ, ઘરમેંશી બૅરુ મન્ કાલ્ય કેતુતુ તમો આ નાના હ લ્યો આ હાદડી લ્યા, પેહુ-હયે હયે નેબે હાદડી મિ- ગેર, લ્યા પીગો હ્ લ્સાહ ? કોહ, શેઠ તો પોણી પીશિ અમુ લોકની ન્યાતમેં તઈણુશે દીકરી પઈણાનાની હ્ હાહનુ બે ચોગલા ભેગા થ્યા એટલે ખનાશ ભૈશા, ડાપ તો લાકડુ વાદતો વાદનો મર્યોહમ્ બચી જ્યો જોઓ, આ વાગ્સુ અનીઓ લ્શોડિયો ! શાધીગો બધિયો રે નિયો હો તા શ્યા ખોટુ ? એહણુ ચોટો નેકન્ હમણા અફ્મૉન કરી દેહ

# ૭

# ચરોતરી શબ્દ સંગ્રહ

**પરિચય :** આણંદના કેથોલિક મિશનના જાણીતા **ફાધર મુર્ગાએ આ શબ્દ સંગ્રહ તૈયાર કરેલો છે.** એક પરદેશી તરીકે ચરોતરી બોલી સમજવામાં તેમને મુશ્કેલીઓ અનુભવવી પડે, એ સ્વાભાવિક છે એ મુશ્કેલીઓથી ડરીને નાસી જવાને બદલે ફાધર મુર્ગાએ ચરોતરી બોલીનો અભ્યાસ કર્યો અને સર્વમાન્ય જોડણી કોષમા જે શબ્દો ન જડયા તેનો પોતે જ અર્થસહિત કોષ બનાવ્યો એ વિષે તેમણે લખેલી પ્રસ્તાવના આ નીચે આપી છે તે આ પુસ્તકના અભ્યાસીઓને પ્રેરક નીવડવા સભર છે

"૧૯૪૫ની સાલે વડોદરામા ગુજરાત સાહિત્ય પરિષદનું ૧૫મુ અધિવેશન ભરાયુ હતુ તે ટાણે ગુજરાતી શીખતા મને નડેલી મુશ્કેલીઓ તથા વપરાતા એકવીસ કોશોની ત્રુટીઓ પ્રસિદ્ધ કરવા મે તેની સમક્ષ રજા માગી "શબ્દ કોશના સાસા" નામક શીર્ષક હેઠળ મે મારુ વ્યાખ્યાન વ્યક્ત કર્યુ તેનો એક ફકરો અત્રે યથાસ્થિત ટાંકુ છુ

હુ જન્મથી પરદેશી ખરો, પરતુ પસદગીથી તથા વિભુની અપૂર્વ કરુણાથી ગુર્જરવાસી બની ચૂકયો છુ ૧૯૩૧ની સાલથી ચરોતર અને હુ એકમેકના દત્તક બન્યા બન્ને મારા મૃતદેહના અવશેષ એના–ચરોતરના ગર્ભમા વિસામો લે, એ જ મારી સતત યાચના છે આશ્ચર્ય વર્ષના સહવાસથી ચરોતરી જનતાને ચાહતા શીખ્યો, અને ચરોતરિયાની બોલી પણ આવડી હુ ગુર્જર દેશ તથા ભાષાનો ઉપાસક છુ પરતુ ગુજરાતનો રોટલો એમનેમ ખાવાનુ આળ મારા પર ન ચઢે, તે માટે ગુજરાતી ભાષાની બનતી સેવા કરવાને ઇરાદે ચાલતા કોશોમા નહિ જડતા ચરોતર કે સાહિત્યના શબ્દોનો શબ્દસગ્રહ આરભ્યો ખેડા જિલ્લાના તમામ ગામડાની મુલાકાત લેતા નવીન શબ્દો વીણી લાવ્યો–પ્રસગોપાત શબ્દ શિકારેય નીકળ્યો

એના પરિણામે સાતસે જેટલા શબ્દો ભેગા કરી પાછળથી ભગતગોમડળ નામક ગોડળ રાજ્યના વિશ્વ કોશમડળને તે સુપરત કર્યા શબ્દ શોધમા મહી નદીના કોતરો તથા ખેતરની વાડોમાં થતી વનસ્પતિ, વેલા, છોડ, ઘાસ, ઝાડ, તેમ જ પ્રાણી–પક્ષી કે નદીના માછલાના નામ વધુ પ્રમાણમા જડયા વણકર ભાઈઓ સાથે વધારે વ્યવહાર હોવાથી તેમના ધધાને લગતા પોણોસો જેટલા શબ્દો અર્થસહિત ઉતાર્યા, અને સાહિત્ય વાચતા વા અભ્યાસ કરતાં મુશ્કેલીભર્યા શબ્દો જે કોશમા ન દીઠા, તે નોંધતો ગયો એમ મારો પ્રિય શબ્દસગ્રહ રોજબરોજ સમૃદ્ધ બનતો ગયો "

આ સગ્રહમા કોઈક શબ્દો ચરોતરના વાચકને જાણીતા લાગશે કોઈકના અર્થ ખોટા હશે પરતુ એક પરદેશી આવા શબ્દોને કેવી નજરે જુએ છે, એ આમાથી જાણવાનું મળે છે તેથી મૂળ સગ્રહ ફેરફાર કર્યા વિના જ અત્રે આપ્યો છે શબ્દોનુ નીચે પ્રમાણે વર્ગીકરણ કરેલુ છે -(૧) સામાન્ય શબ્દો (૨) પ્રાણી-પખીઓના નામ (૩) વનસ્પતિનાં નામ (૪) વણાટ સબધી શબ્દો

## ચરોતરી શબ્દ-સંગ્રહ

### સામાન્ય શબ્દો

અઢાણુ (–ણી) ન૦ સ્ત્રી૦ — પાણી ભરતી વેળાએ માથે મુકાતું વગેરે કપડુ

અણખવું વિ૦ — અણગમતું, નાલાયક, ન૦ ખીજવવાનો ઇશારો કે ચેષ્ટા

આરડુ ન૦ — કુભારનુ એક વાસણ

આમર સ્ત્રી૦ — ગડાકુ તમાકુ (હુક્કામા ભરવા માટના–આમર લાવો)

ઈસોટો પુ૦ — ગાડાનું એક લાકડુ

ઊધાતિયુ ન૦ — ચઢાવ્યા વગરનો દારૂ

ઊધાટવુ ક્રિ૦ — ઊચુ પાડવુ

ઓધાતુ વિ૦ — જવાનું વધાતુ ઉદા૦ દાદ આગળ ઓધાતુ નથી

ઓગઠો પુ૦ — (૧) વીપણુનો એક પારો (૨) ઘર સચારતા નળિયાંની અમુક હારનો પારો

ઓગઠો પુ૦ — મળી ગખવાનું સાધન (ગાડા માટે)

કચરિયુ ન૦ — (૧) માગીનો નાનો ટુકડો, (૨) તલ પિલાવી તેની અદર લોટ ને ગોળ નાખી કરેલ ઢોરનો ખોરાક

કમાવવુ ક્રિ૦ — (તમાકુ વિષે) બનાવવુ, ગડા તૈયાર કરવી

કાચીડી સ્ત્રી૦ — (૧) લાકડાની સ્ટાપ્રી, (૨) મનમા પેસી ગયેલો વહેમ

કામણિયો પુ૦ — ગોરેનુ મુકદાન

કોચણિયુ ન૦ — (૧) છોકરાઓની રમત, (૨) ચોરનુ ખાતર પાડવાનુ સાધન

કોશિયું નo — પાણી પીવા માટેનું માટીનું વાસણ.
કીત્તીકીત્તી સ્ત્રીo — છોકરાઓની રમત.
કુચી કુચી બદામ સ્ત્રીo — છોકરાઓની રમત
ખાપિયું બેસવું ક્રિo — દાખલો બેસવો, ધારેલી વાત સાચી પડવી.
ખીલ નo — મળી.
ખોતી ગામનો પુંo — ઓછામાં ઓછા રૂ. ૮ મહેસૂલી રકમ ભરનાર માણસ; મત વિભાગમાં એવો મતદાર
ગડ પુંo — રમવા માટે બનાવેલું નળિયાનું ગોળ ઠીકરું.
ગડગડિયું નo માટીનો નાનો હુક્કો (હુકલું)
ગલ્લો પુંo — (૧) મહોલ્લો, (૨) વેપારીઓએ પૈસા નાખવા રાખેલી પેટી.
ગુગુ નo — નાનું બાળક (ઘરગથ્થુ)
ગુંજો નo ખીસો.
ગોબારૂ નo — (૧) કાણું, ધારું; (૨) પાણી જવાથી પડેલી બખોલ.
ઘામાં નo — ખાલી પડેલી જગા (તંબાકુ વગેરે વિષે)- પુરવાં–નવા છોડ મૂકીને ખાલી પડેલ જગા પૂરવી.
ઘાંટું નo — ચલમનો નીચલો ભાગ.
ઘાસોટ નo પૂળા છૂટી જતાં વેરાયેલું ઘાસ; ઢોરે ખાતાં ખાતાં વેરેલું ઘાસ.
ઘેન માછલી સ્ત્રીo — પગની આંગળીએ ઘાલવાનું ઘરેણું.
ઘોય સ્ત્રીo — ઘાસ કે પૂળાની ગંજી.
ચગદવું ક્રિo — વધારે ખાવું.
ચકલાં નo — રાંપડી દેવા પછી છોડવાની આસપાસ ખોરવું તે, ચોકડાં.
ચરાર વિo — વાંકું.
ચરાડ સ્ત્રીo — બૂમ, ચીસ.
ચાકળો પુંo — (૧) પૂળાની ગોળાકાર ઘોય; (૨) બેસવા માટે બનાવેલું ચામડાનું ગોળ સાધન.
ચાકોરી સ્ત્રીo — કુંભારનો ચાકડો ફેરવવા માટેની લાકડી.
ચીકયો પુંo — કીચુડો.
ચાંદાપુરી સ્ત્રીo — (૧) બાળકોની રમત; (૨) એક વેલો.
ચોર કોટવાળ પુંo — છોકરાઓની રમત.
ચોકડાં નo — રાંપડી દેવા પછી છોડવાની આસપાસ ખોદવું તે.
છમકલાં નo — છબલીકાં, ઝાંઝ
છટકપાટું નo — સીધું ઊભું નહિ રહેતું કૂદાકૂદ કરનાર ઢોર.
છીપલું નo — ભાગલી ટોપલી.
છેપલાં લેવાં ક્રિo — છુપાઈને જોવું તે.
છોડો પુંo — છોકરો.
જાતંગળી સ્ત્રીo — આંકડાનું દૂધ કાઢવા માટે વપરાતી લાકડાની દંડી (ચમારને)
જાવર નo — ઢોરને માટે ઝાડમાંથી કપાતો ચારો.
જોતરું નo — કોદરા ભરડવા માટે બનાવેલું કાદવનું સાધન (ઘંટી).
ઝરડિયું નo — પ્રાણી-પક્ષીને બીવડાવવા માણસનો આકાર.
ઝાડ ફૂટણિયું નo — ઝાડ ફૂટે તે વખતનું કે તેને લગતું (ટાઢ કે પવન વિષે).
ઝાડ ફૂટણી સ્ત્રીo — ઝાડ ફૂટવાની ક્રિયા કે ઋતુ.
ટણરણિયાં મારવાં ક્રિo — ફાં ફાં મારવાં.
ટુવો દેવો ક્રિo — તંબાકુના છોડને પાણી પાવું.
ટેકસો પુંo — કે ટેસી સ્ત્રીo — ચંપળ ઉપર મરાતી બે પાંખાળી ખીલીઓ.
ઠૂંઠકું નo — જાડું લાકડું, થડનો અમુક ભાગ
ઠગલિયું નo }<br>ઠગલ પુંo } શુક્ર ગ્રહ
ઠાઠું નo — એક વાનગી; બાજરીની ખીચડી
ઠાઠું નo — (૧) પાણનો વીસા ભણીનો છેડો; (૨) પેટ અને પેઢું વચ્ચેનો ભાગ.
ડફલ સ્ત્રીo — ગાળ; — વું ક્રિo — ગાળ ભાંડવી.
ડેકું (ડે) નo — કાદવ.
ડોબરિયું નo — શરદી
ડુંગર પર દવ પુંo — છોકરાઓની રમત.
ઢાંસો પુંo — પાઉ રોટલી, બિસ્કૂટ (ઘરગથ્થુ).
તરમાટ કે તરમરાટ પુંo — મોટું દુઃખ, તીવ્ર વેદના —વું ક્રિo — બહુ દુઃખવું.
તરાટું નo — ઘર રક્ષણ માટે બનાવેલી કરાંઠીની દિવાલ.
તારણિયાં કે નo — (૧) તંબૂરા વગેરેને જડવાની ખીલીઓ; (૨) કમાવેલું હલકું ચામડું.
તારંજે નo — અનુભવ બાંધવું; આશરે હિસાબ કાઢવો; અંદાજ બાંધવો.
તાટાં નo — બકરાં.
દળી સ્ત્રીo — જીન નજે મૂકાતી ઊનની સાદડી.
દૂધ વરણું વિo — દૂધ જેવું થયેલ આકાશ, ચોમેર વાદળાં છવાયેલ આકાશ.
દોતી અo — માટે, વાસ્તે.
દાંડ પુંo — નાગો માણસ, નશરમી વ્યક્તિ.

નાગતુમડી સ્ત્રી૦ — બકરીની લીંડી જેવી જમીનમાં થતી એક ઔષધિ.
નેભાડો પું૦ — માટીનાં વાસણ પકવવાની ભઠ્ઠી.
નેતારાં ન૦ — ચરબીને ઉકાળતાં વધેલા કૂચા.
પડનાળું ન૦ — એક ખેતરમાંથી બીજા ખેતરમાં પાણીને જવાનો માર્ગ.
પાટિયું ન૦ — નાનું સ્ટેશન. ( ગાડીમાંથી ટિકિટ મળે છે તે )
પાડો પું૦ — ગાડાનું એક લાકડું.
પામોત ન૦ — પાંગત.
પાસોટિયું ન૦ — વહેરી કાઢેલું લાકડું; હછોલું.
પેટાસળી સ્ત્રી૦ — દીવાસળી.
પોપરો પું૦ — પરપોટો.
પેંલો પું૦ — કુંભારનું એક ઓજાર.
ફરાંસી સ્ત્રી૦ — લોખંડનાં ઓજારોમાં મુકાતી એક વસ્તુ
ફણગલી સ્ત્રી૦ — શરીર પર થતી ઝીણી ફોલ્લી.
ફસફસ ન૦ — હસવાથી થતો અવાજ.
✓ ફાગ પું૦ — વસંત ઋતુ બેસતાં વાતો પવન.
ફાજલ ન૦ — મેદાન, ખુલ્લી જમીન; વિ૦ છૂટું, ફાલતું.
ફાંટિયો પું૦ — (૧) વાવમાં એક આસ ખાલી મૂકવો તે; (૨) વાવતાં વાંકો થયેલો ચાસ.
ફૂલવારી સ્ત્રી૦ — કાનમાં પહેરવાનું એક ઘરેણું.
ફોગો પું૦ — ફૂગ, ઊબ.
ફોગાસ સ્ત્રી૦ — ખોરાક જેવી વસ્તુઓમાં થતો ફૂગ.
બકોરિયો પું૦ — એક જાતનું દારૂખાનું.
બદલિયું ન૦ — નહાતી વેળા પહેરવાનું લૂગડું
✓ બબ્બાની બલિહારી સ્ત્રી૦ — ગમે તે શબ્દનો પે'લા અક્ષરને બદલે બ મૂકીને બે વખત એ જ શબ્દ બોલવાની રીત. ઉદા૦ છોકરો બોકરો.
બરખોટિયો પું૦ — તેલમાં પલાળેલી દોરી (સળગાવવા માટે).
બહલવું ક્રિ૦ — ઊંઘમાં લવવું તે.
બેડો (બે) પું૦ — અર્ધ કાદવ અર્ધ પાણી એવું કીચડ.
બેસકોડ, બેહકોડ વિ૦ — ઊઠી કે ચાલી ન શકે એવું
બોયડી સ્ત્રી૦ — સાવરણી.
બોરવું ક્રિ૦ — વાળી કાઢવું.
ભમરી સ્ત્રી૦ — હુકકામાં મેળ અને ચલમ વચ્ચેનો ભાગ
ભાકો પું૦ — ઢેખાળો પથ્થર.
ભેખોડ સ્ત્રી૦ — ભેખડ.
ભૂવારિયું ન૦ — પાણીથી ભોંયમાં પડી ગયેલ ખાડો.
ભૂંજરો વિ૦ — પોતાની જાતના પ્રમાણ કરતાં મોટું
મઈ સ્ત્રી૦ — પાંગત (પામોત) આગળનો ગૂંથેલો ભાગ.
મસય અ૦ — ઘણું, બહુ, વધારે.
મરનિયાં ન૦ — (૧) નેતારાં; (૨) કાનમાં પહેરવાનું ઘરેણું
માથાવટી સ્ત્રી૦ (૧) બળદ કે સ્વારી જનાવરને કપાળે બંધાતુ ચામડાનું. આભૂષણ; (૨) સાડીનો માથા ઉપર રહેતો ભાગ; (૩) તે ભાગ પર પડેલો ડાઘ.
માંચી સ્ત્રી૦ — છાતી આગળનો શરીરનો ભાગ.
મેતરાઈ સ્ત્રી૦ — ભાંજગડ તથા નાતમાં અંગવાતી—મેતરિયા પું. આગેવાનો.
મોરસંદુ કે મોરસીંદુ ન૦ — વજન લેતાં માથે મુકાતું ગોળ વાળેલું લૂગડું.
મેલામણું, ચૂકામણું ન — ફારગતી ( દલીત કોમોમાં )
લપો ( ખાવો, લેવો ) પું૦ — મેળ ખાવો, ઘાટ બેસવો.
લવારિયાં ન૦ — છજવડાં.
લટી સ્ત્રી૦ — ફૂટતી મૂછ.
લઢણ સ્ત્રી૦ — ટેવ.
લાઢણો પું૦ — પરણાવતી વખતે વરરાજા.
લંગોટી સ્ત્રી૦ — કુંભારે વાપરેલી લૂગડાની પટી.
લાર ન૦ — ખાલું,જમીનનો અમુક ભાગ.
✓ લાવણ ન૦ — વસાણું, આચાર.
લુણિયું ન૦ — ગાડાનું એક લાકડું.
વગદવગદ ન૦ — (૧)વારંવાર ગાળો દેવી; (૨) વારંવાર ખાવું.
વટવો પું૦ — (૧) વાંસળી; (૨) કેડે બંધા તીદોરીની ગૂંથેલી થેલી.
વરક (-ખ)શી પુત્ર પું૦ — બાળપણમાં પરણ્યા વગર કિશોર.
વસાણું ન૦ — આચાર.
વેલાતોડ વિ૦ — પૂર્વેથી આવનાર ચોમાસાનો છેલ્લો વરસાદ.
વેઢુ ન૦ — એક વાનગી.
શોભલું, શોભાવંતું ન૦ — ચોકડાને દિપાવવા કોતરેલું લાકડું.
શીંહોરિયા ન૦ — (૧) શાહુડીનાં પીંછાં; (૨) ચોમાસાની શરૂઆતમાં પરસેવાથી શરીર પર થતી નાની ફોલ્લીઓ.
સમારણ, સંભારણ ન૦ — મળી (ગાડા વગેરે માટે).
સેવણો પું૦ — ચામડાનો તાર કે તાંતણો.
સેવો પું૦ — ટાંકો ( સીવાઉપરથી )
સતતત સ્ત્રી૦ — છોકરાઓની એક રમત.
સાત કીકરી સ્ત્રી૦ — " " "
હછોલું ન૦ — (૧) પાસોટિયું, વહેરી નાખેલા લાકડાનો કકડો; (૨) છડયા વગરનું છોડાંવાળું અનાજ.

હરરિયું નં૦ — ઘડીએ ઘડીએ ફુંકાતો વાયરો.
હલીમતો (ગલીમતો) પું૦ — ઘઉંની બનાવેલી એક વાનગી (મશ્કરીમાં).
હોવા સ્ત્રી — ગરબડ, કોલાહલ, કિલકારી.

## (૨) પ્રાણી-પંખીઓનાં નામ

અઠુનિયો છોલો પું૦ — એક જાતની માછલી.
આડો પું૦ — પાણીમાં તરતું પક્ષી.
આર સ્ત્રી૦ — એક જાતની માછલી.
કંટાર સ્ત્રી૦ " " "
કરકરિયું નં૦ — એક પક્ષી
કુકડીઓ કુમાર પું૦ — એક પક્ષી.
કુજ સ્ત્રી૦ — એક જાતની માછલી.
ખાટ પું૦ — એક પક્ષી.
ગરધ ઘોડો પું૦ — પાણીવાળું પક્ષી.
ગળિયું નં૦ — એક જાતની માછલી.
ગોલો પું૦ — એક પક્ષી.
ચોઈડી સ્ત્રી૦ — એક જાતની માછલી.
ચોટલા કાબર સ્ત્રી૦ — માથા પર ચોટલી હોય એવી એક જાતની કાબર.
ચોર સ્ત્રી૦ — એક જાતની માછલી.
છાણમુંદો પું૦ — જીવડું નં૦ — છાણની ગોળીઓ બનાવનાર જીવડું "બીટલ",
છોલો પું૦ — એક જાતની માછલી.
જીમ સ્ત્રી૦ — એક જાતની માછલી.
ડેકોરી સ્ત્રી૦ — પાટલા ઘો.
ડુધારી સ્ત્રી૦ — ઢેલ.
ટોળિયું નં૦ — એક જાતની માછલી,
ઠોકઠોકણિયો પું૦ — ઠોક ઠોક કરનાર એક પક્ષી, ટાકેદાર.
દાટવું નં૦ — એક જાતની માછલી.
દોગરડો પું૦ — " " "
ધનેરી સ્ત્રી૦ — ભમરી, એક જાતની માખી.
નરાળ સ્ત્રી૦ — એક જાતની માછલી.
પાલવું નં૦ — " " " કહેત — પાલવું ને ઘરમાં ન ઘાલવું, ને ઘાલવું તો છૈયાંને ન આલવું.
ફીદોલી સ્ત્રી૦ — પીતકોડી, એક પક્ષી.
બોડી બામણી સ્ત્રી — એક જાતનું જીવજંતુ.
ભરોળિયાં નં૦ — કુરકુરિયાં, ગલૂડિયાં.
ભીંગાળ સ્ત્રી૦ — એક જાતની માછલી.
મહોમર પું૦ — જમીનમાંથી નીકળતાં જંતુઓ.
મૃદુકાય પું૦ — એક સખત પીઠવાળું માછલું.
મોદાળ સ્ત્રી૦ — એક જાતની માછલી.
રેવા પું૦ — એક પક્ષી.
લેપરો પું૦ — એક જાતની માછલી.
વેલ સ્ત્રી૦ — " " "
શિતુર પું૦ — એક પક્ષી.
વરખેલ સ્ત્રી૦ — એક જાતની માછલી.
શેટિયું નં૦ — " " " (મહી નદી)
સાકં પું૦ — " " " " "
સીરવાઈ સ્ત્રી૦ — " " " " "
સોનેરી સ્ત્રી૦ — " " " " "
સુસણિયો પું૦ — એક પાડો.

## (૩) વનસ્પતિનાં નામ

અખરોડ પું૦ — એક વનસ્પતિ.
અજગરી સ્ત્રી૦ — એક વનસ્પતિ ઔષધિ.
અજવલા પું૦ — એક જાતનો ઔષધિ છોડ.
અજળું નં૦ — એક જાતનું ઘાસ.
અડીમડી / અતીકતી / અડીકાટી સ્ત્રી૦ — એક વેલો.
અહુદીજાદુરી સ્ત્રી૦ — એક વનસ્પતિ ઔષધિ.
અમલબેદ પું૦ — તંબુની જાતની એક વનસ્પતિ, ઔષધિ.
અલાયચી સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
અંગારિયું નં૦ — ડુંડાંમાં કાળા રાખ જેવા થતા દાણા. બીજી વસ્તુઓને લાગુ થાય છે.
અંજની સ્ત્રી૦ — એક વનસ્પતિ.
અંદ્રખ પું૦ — એક ઝાડ. (તેનાં પાંદડાંનું ઓસડ બને છે.)
આખલો બોખલો પું૦ — એક વનસ્પતિ.
ઈંટ સ્ત્રી૦ — તંબાકુનાં પાંદડાંની ઈંટાકારમાં બનાવેલી ઝૂડી.
ઉતાવળી વિ૦ — વહેલું પાકતું અનાજ (ડાંગર વગેરે).
ઉંદરખરી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
એરામણી સ્ત્રી૦ — કાંટાવાળી એક વનસ્પતિ.
ઐણી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
કઠય સ્ત્રી૦ — એક ઝાડ (એનો ગુંદર બને છે).
કઠાયો પું૦ — એક જાતનો ગુંદર.
કણી સ્ત્રી૦ — તંબાકુના પાનમાં પાકવાની નિશાની કે ડાઘ.
કરવારી સ્ત્રી૦ — ખેતરના શેઢાની ધાર.
કલકંટો પું૦ — એક જાતનો છોડ.
કસ૦ પું૦ — મેલ (વનસ્પતિમાંથી ચોંટે છે તે).
કાકડ ગુંદો પું૦ — એક ઝાડ.
કાજિયું નં૦ — ઝુંસરી સાથેનો લાકડાનો લપો.
કાબરવેલો પું૦ — એક જાતનો વેલો.
કામસ સ્ત્રી૦ — કોદરી છડીને ઝાટકી કાઢેલો મેલ.
કાશીબોર નં૦ — કલમ કરેલી બોરડીનું ફળ.
કાંસાકાબેર સ્ત્રી૦ — એક વનસ્પતિ, ઔષધિ.

કોમલ સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
કોયલો છોડ પું૦ — એક વનસ્પતિ ( ને અડકવાથી માણસ કોહે છે ).
ખજુરિયો પું૦ — એક છોડ. ( તેને અડકવાથી ચળ કે ખંજવાળ ખૂબ આવે છે ).
ખાપો ધંતૂરો પું૦ — એક ફૂલઝાડ.
ગરુડથી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
ગળો ( ચો ) પું૦ — ઝાડનો ગાંઠો.
ગરો સ્ત્રી૦ — એક વેલો.
ગંધાતુ ન૦ — એક વનસ્પતિ.
ગાડેર સ્ત્રી૦ — એક વનસ્પતિ ઔષધિ.
ગાંધી સ્ત્રી૦ — એક જાતનું ઘાસ.
ગેડીઓ પું૦ — એક ઝાડ.
ગેડો (-ટ્યો) પું૦ — દિવેલાનાં બી.
ગોખડો પું૦ — સૂકા ઝાડમાંથી ફૂટેલી ડાળી.
ઘણિયારું ન૦ — તળાવ વગેરેમાંથી જવાના વધારાના પાણીનો રસ્તો.
ઘામું ન૦ — છોડ વગરની ખાલી પડેલી જગા. ઉદા૦ ઘામાં પડ્યાં, ઘામાં પૂરવાં.
ઘુઘરો પું૦ — (૧) એક વનસ્પતિ; (૨) લીલી તમાકુનાં ઊઝરડી લીધેલાં પાન.
ચક્કર ન૦ — રાયણનાં ફૂલ.
ચલામણી સ્ત્રી૦ — ઘણિયારું.
ચંદેલી સ્ત્રી૦ — એક વેલો
ચાંદાગોરી સ્ત્રી૦ — એક વેલો, (એની ગાંઠોનું શાક થાય છે.)
ચાંદાપૂરી સ્ત્રી૦ — એક વેલો.
ચીઢો પું૦ — એક ઘાસ.
ચરું ન૦ — એક જાતના મૂળિયાં, ઔષધિ.
ચોફરી સ્ત્રી૦ — એક જાતનું લાકડું.
જલમારો પું૦ — એક વનસ્પતિ.
ઝરી સ્ત્રી૦ — એક ઘાસ.
ઝડિયું ન૦ — વેણુના ખાંપા.
ઝૂંડ (ઝરડ) સ્ત્રી૦ — પાતળી ડાળીઓ, ઈંધણ.
ટુવો દેવો ક્રિ૦. . . . . તંબાકુના રોપેલા છોડને પાણી પાવું તે.
ટાઢણુ ન૦ — દિવેલાનાં બી.
ટાપલો પું૦ — રાડાનો ગર.
ટાપી (ટો) સ્ત્રી૦ — એક વનસ્પતિ.
ટાડો પું૦ — કાચું ફળ (કોઠું).
ઠીરીઉં ન૦ — એક ઘાસ.
ડુંગરો પું૦ „ „
ડુંખિયારું ન૦ „ „
ડોકરિયું ન૦ } એક વેલો; તેનું ફળ
ડોકરિયો પું૦ }
ડોળ પું૦ — કાચી રાયણ
ડોળી સ્ત્રી૦ — મહુડાનું બી; એક જાતની વેલ.
ડોલવણો પું૦ — એક જાતનું ઘાસ. ( વિશેષે ડાંગરમાં થાય છે ).
ઢસ પુ૦ — તંબાકુનો દડ.
ઢાંસણ સ્ત્રી૦ — એક જાતનો વેલો.
ઢેચી સ્ત્રી૦ — એક વનસ્પતિ ઔષધિ.
ઢેફવું ક્રિ૦ — વરસાદ આવ્યા પહેલાં ઓરવું તે. ઢેફે મૂકવું ( અશુદ્ધમાં ) ( ઢેફી મૂકવું ).
ઢેશી ન૦ — એક ઝાડ.
તરકડી સ્ત્રી૦ — એક જાતનું ઘાસ.
તરણ ન૦ — એક ફૂલઝાડ.
ત્રાંબી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
તંપડ્યો પું૦ન૦ — એક વનસ્પતિ.
તોરવણો પુ૦ — એક જાતનું ઘાસ
થુલિયું ન૦ — એક ઘાસ
થોરેણ સ્ત્રી૦ — એક જાતનો થોર
દાઉદખાની સ્ત્રી૦ — એક જાતના ઘઉં.
દાવડી સ્ત્રી૦ — એક છોડ; એ છોડનો સોટો.
દેફવું ક્રિ૦ — ઢેફવું.
ધાર કરવી ક્રિ૦ — અનાજનો રેલો કરી પોચ જુદી પાડવી.
ધુમસ ન૦ — એક જાતનો છોડ (વેલા જેવો ).
નખોતર સ્ત્રી૦ — એક ઝાડ.
નરેથુ સ્ત્રી૦ — એક વનસ્પતિ, ઔષધિ.
પત્ર ન૦ — એક વેલો.
પરિમલ સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
પરો પુ૦ — એક ઘાસ.
પંખારી } સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
પંખાસાળ }
પારસ બોર ન૦ — મોટાં બોર.
પારસ જાંબુ ન૦ — મોટાં જાંબુ
પાવડી સ્ત્રી૦ — રાયણના પોલમાં થતી જીભ જેવી વસ્તુ.
પીડાડી સ્ત્રી૦ — એક વેલો.
પીપળિયો ગલ પું૦ — એક ફૂલ છોડ
ફરાંસી સ્ત્રી૦ — નદી કિનારે થતો એક છોડ.
ફેગાસ સ્ત્રી૦ — ચોમાસામાં ઊગતી વનસ્પતિ
બદામ લીમડી સ્ત્રી૦ — કલમ ચડાવેલી એક લીમડી.
બોકોરિયો પું૦ — સોટી જેવું ઘાસ.
બલાળુ ન૦ — ઘાસની એક ભાજી.
બંધિયો પું૦ — તરાદું બાંધવામાં વપરાતી આમલીની લીલી છાલ.

બાધરૂ નં૦ — એક ઘાસ.
બાવટિયું નં૦ — બાવટાનું કણુસલું.
બાસમતી સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
બાંટવું નં૦ — ઝીણાં જાળાં.
બીબી સ્ત્રી૦ — ચણોઠી, એક વનસ્પતિ, તેનાં લાલકાળાં બી.
બીલમ (ચોખા) પું૦ — ડાંગરને બાફી સૂકવીને કાઢેલા ચોખા.
બોબલા } બીબલા } પું૦ — વાલ કે તુવર ઇત્યાદિના ફોલેલા દાણા, લીલોતરી.
બુટ્ટા પું૦ — તંબાકુના પાનમાં પાકવાની નિશાની, ડાઘા.
બુસિયો પું૦ — એક જાતની બાજરી.
બેસરવી વિ૦ સ્ત્રી૦ — અર્ધ રેતાળ અર્ધ ચીકણી જમીન.
બોકડો પું૦ — એક વેલ.
બોરિયું નં૦ — (૧) એક વનસ્પતિ; (૨) બટન.
બોરી સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
ભમરડી સ્ત્રી૦ — એક વેલ; ભમરડાના આકાર જેવું એનું બી.
ભમરી સ્ત્રી૦ — રાયણનું ફૂલ.
ભાંજિયું નં૦ — તંબાકુનું બી.
ભુમસી } ભોંમસી } સ્ત્રી૦ — એક ઘાસ. (વાવેતરમાં ઊગે છે).
મકરવા પું૦ — (૧) તંબાકુના છોડની નીચે થતી વનસ્પતિ, માકુંબા; (૨) ડુંગળીના છોડ પર આવેલું ટોડણું.
મઠી સ્ત્રી૦ — (૧) એક વેલો; (૨) એક જાતની ડાંગર, ઘઉં વગેરે (એનો દાણો મઠ જેવો); (૩) મઠના ઝીણા દાણા
મદૂ (-ધૂ) લી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
મલબૂટી સ્ત્રી૦ — એક વનસ્પતિ, ઔષધિ.
માકુંબા પું૦ — મકર.
માવંદરો, માવધરો પું૦ — એક જાતની બાજરી.
પુંજરી સ્ત્રી૦ — એક વનસ્પતિ, ઔષધિ.
મેરસંગ પું૦ — એક ઝાડ.
મોલો પું૦ — જુવાર તથા વેલા પર આવતો રોગ.
મોહેલી સ્ત્રી૦ — દિવેલમાં પલાળેલી દાળ.
રગો સ્ત્રી૦ — તંબાકુના દાંડિયા ઉપરનો છોલ.
રાણીએલ નં૦ — રાયણના બીનું તેલ
રાતરાણી સ્ત્રી૦ — એક સુગંધીદાર ફૂલઝાડ
લક્ષકારી સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
લખણવેલ સ્ત્રી૦ — એક વનસ્પતિ. (એના પાનમાં કાળા ડાઘ હોય છે).
લટોર લીમડી સ્ત્રી૦ — એક જાતનું ફૂલઝાડ.
લાફાલૂણી સ્ત્રી૦ — એક જાતનું ઘાસ.
લાંબળુ નં૦ — નમાર, ખેડયા-બોયાં વગર ઊગેલી ડાંગર.
લેપડવું નં૦ — ઝેપટું, સુખડું.
લેંચી સ્ત્રી૦ — એક છોડ, ઝિંઝરટ.
લેપાર પું૦ — એક વનસ્પતિ.
વખડોડી (-ળી) સ્ત્રી૦ — એક જાતની ડોડી.
વગરડું નં૦ — ડાંગર અને કોદરા ભેગા પાકે તે.
વજ્રદંતી સ્ત્રી૦ — એક વનસ્પતિ.
વરસાડોડી (-ળી) સ્ત્રી૦ — એક વેલો
વરાંકલી સ્ત્રી૦ — દેથી, એક છોડ, ઔષધિ.
વાડવેલ સ્ત્રી૦ — એક વેલ
વાંકલો (-લી) પું૦ સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
વાંશી સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
વીકો પું૦ — એક જાતનું ઝાડ, ઔષધિ.
વિરવણુ } વીરણુ } સ્ત્રી૦ — એક ઘાસ; એક સુગંધીદાર મૂળ.
શણિયું નં૦ — શણબીંડીનું લાકડું.
શેરિયું નં૦ — એક છોડ. (એની છાલની ભીંડી બને છે).
સકતરો પું૦ — એક વનસ્પતિ (ઘાસ).
સમાલે પું૦ — અગરના કકડાની એક જાત.
સરપંખો પું૦ — એક વનસ્પતિ, ઔષધિ.
સંખાસોલી સ્ત્રી૦ — એક વેલો.
સાઠી વિ૦ સ્ત્રી૦ — સાઠ દિવસની અંદર પાકતું અનાજ (ડાંગર, બાજરી).
સાંથેલ સ્ત્રી૦ — ડૂંડાંની જોડ; બે ડૂંડાં જોડાઈને એક થઈ ગયેલાં.
સુખવેલ સ્ત્રી૦ — એક જાતની ડાંગર.
સુરપાલ પું૦ — એક જાતનું ઘાસ.
સુંખળી સ્ત્રી૦ — એકઘાસ. -ળાં નં૦ — તે ઘાસનાં ઝેપટાં.
સુંદરસેણુ સ્ત્રી૦ — એક છોડ.
હબ નં૦ — તરબૂચ.
હુવો દેવો ક્રિ૦ — તંબાકુના રોપેલા છોડને પાણી પાવું તે.
હરેરો પું૦ — એક ઝાડ.

### (૪) વણવા સબંધી શબ્દો

આલવણું નં૦ — તાણાને કાંજી ચઢાવવા માટેનું પાથરણું.
આલવવું ક્રિ૦ — તાણાને કાંજીથી પલાળવો તે.
ઉચંગો પું૦ — હાથો લટકાવવાની દોરી.
ઊનરવું ક્રિ૦ — ઝોગમાંથી સરાકનું નીકળી જવું તે.
ઓણા, ઊંણા પું૦ — પરીના તથા રેંટાને વીટેલી દોરી.
ઓઝી સ્ત્રી૦ — કાંજી કાઢવા માટે બનાવેલ નાળિયેરની કાચલીનું બનાવેલું ઓજાર.
ઓંગણ, ઊંગણુ નં૦ — ફરેણા (ફણી) પર ચોપડવાનું તેલ.

કળી સ્ત્રી૦ લગતી એક આંટી.

કસણિયાં ન૦ — વેકરાં સરખાં કરવા વપરાતાં ગોળ અણીદાર લાકડાં.

કાન વધવો ક્રિ૦ — વણતાં વણતાં એક બાજુ આગળ વધતી વણાય તે.

કારપો પું૦ ગાળા બાંધવાનું લાકડાનું ચપટું ઓજાર.

કાંડી સ્ત્રી૦ — બોબીન; (૨) દીવાસળી.

કુચ (-ચ) પું૦ — કુર્ચ, કૂચડો, મોટો બ્રશ.

કાંટું ન૦ — વણતાં રહી ગએલો ભાંનળીનો ટૂંકો ભાગ.

ખડક, ખરક પું૦ — સાળમાં વેજું ઊંચું રાખવા માટે આડું મૂકેલું લાકડું.

ગાળા (-રા) પું૦ — જેમાં સૂતરના તાર પરોવવામાં આવે છે તે પાકા કાંતેલા અથવા મીણ પાયેલા સૂતરના તાંતણા.

ઘર, ઘરું ન૦ — બે છો વચ્ચેનું અંતર

ચૂસતી સ્ત્રી૦ — નળાની વચ્ચેનું કાણું (જેમાં ચૂસીને તાર બહાર લાવે છે.)

છો સ્ત્રી૦ — ફણીમાંની સળી.

જબિલો પું૦ — તાર રાખવા માટેનો ખીલો.

જમેર સ્ત્રી૦ — ગાળામાં એક બાજુ સાથે બે તાર ભરાય તે.

જો (-ગ) પું૦ — બે સરાક વચ્ચે પડેલી આંટીઓ.

ટાણુ સ્ત્રી૦ — વણાતું કપડું બંને બાજુએ ખેંચાતું રાખવા માટે વપરાતું ઓજાર.

ટુંટિયો પું૦ — તાણો કરતી વેળા જોગ ચૂકવાથી બીજા જોગમાં ભરાયેલો તાર.

ટોકરું ન૦ — હાથે બનાવેલી અરણીના લાકડાની કાંડી (તેના પર વાણાનું સૂતર વીંટવામાં આવે છે.)

ટાંડિયાં-પાવડાં ન૦ — સાળ ચલાવતી વખતે પગથી દબાવવાનાં પાવડાં.

ઢીંકણી સ્ત્રી૦ — હાથ સાળના રેલ રસીના ડોકા પર ઘાલેલો લાકડાનો ટુકડો.

તતરણું ન૦ — ભૂલથી એક ઘરામાં બેને બદલે ત્રણ તાર ભરાવા તે.

તણકર પું૦ — (૧) તાણો વણનાર; (૨) વણકર જાતનો વર્ગ.

તરાક (-ગ) સ્ત્રી૦ — નળી ભરવા માટે રેંટિયા પર રખાતી લોખંડની સળી, ત્રાક.

તૈણી સ્ત્રી૦ — તાણો તણવા માટેની લાંબી સોટી (તેને એક છેડે લોખંડનો તાર વાળીને બાંધેલો રાખે છે.)

તોર સ્ત્રી૦ — વણાતું કાપડ વીંટવા માટેનું લાકડાનું ઓજાર.

દોદતારું વિ૦ — બેવડો તાર અને એકવડો વાણો મૂકી તૈયાર કરેલું.

દાયું ન૦ — સાળમાં જુદી જુદી જગાએ વપરાતી દોરીના ટુકડા.

ધરાણી સ્ત્રી૦ — સાળનું એક લાકડું (ભાનળીને છેડે હોય છે.)

નળી ન૦ — ટોકરા પર તાર વીંટીને તૈયાર કરે છે તે.

નળીઆરી સ્ત્રી — નળી રાખવાનું વાસણ.

નળો પું૦ — વણવા માટેનું એક ઓજાર. (જેમાં નળી રહે છે).

પતરકણ પું૦ — તૂટેલા તારને સાંધતાં ઉમેરાતો તારનો ટુકડો.

પતરકવું ક્રિ૦ — ઘણા તૂટેલા તારને તારના ટુકડાઓ ઉમેરી સાંધવું તે.

પરસંગ ન૦ — પાણને લાંબુ કરવું તે.

પરિતો / પ્રીતે } પું૦ — સૂતરના ફાળકા રાખવાનું ઓજાર.

પાસીલી સ્ત્રી૦ — તાણાનો છેલ્લો નાનો ખીલો.

પાંજરી (-રું) સ્ત્રી૦ ન૦ — લાકડાંને ગૂંથીને બનાવેલો તરાપો. (નળો નીચે પડતાં ખાળવા માટે).

પોણિયું ન૦ — નાની ધોતી.

ફરેણું (-ણી) ન૦ સ્ત્રી૦ — ફણી.

ફેરવણી સ્ત્રી૦ — તાર ફેરવવાની ટૂંકી લાકડી; (૨) ખરી વાતને ઊલટાવી બીજા રૂપમાં કહેવી તે.

બૂજરી સ્ત્રી૦ — નળી ઘાલવાની લોખંડની સળીને નળામાં કબજે રાખવાની નાની ચીપ.

બૂજરું ન૦ — નળી ગૂંચવાઈને ઉપસી આવેલા તાર.

ભાનળિયાં ન૦ — તાણાને વ્યસ્થિત ગોઠવ્યા પછી તેને કબજે રાખનાર બે લાકડીઓ.

ભાંનળી સ્ત્રી૦ — લંબાવેલું વેજું.

ભાંનળી વાળવી ક્રિ૦ — વણવા માટે પાણ વ્યવસ્થિત લાંબું કરવું તે.

ભાંપણી સ્ત્રી૦ — તારને ફણીમાં મૂકવા તે.

મૂંહિયું ન૦ — સાળ ચલાવવા માટે મૂહમાં પકડવાનો ટુકડો.

મોંડલો, મૂંડલો પું૦ — રેંટિયાનો એક ભાગ (તેના પર ચક્ર કહે છે).

મોસરી સ્ત્રી૦ — સાળના હાથામાંનો નીચલો ભાગ. (મોસરી ને હાથા વચ્ચે રાચ રહે છે).

રાછ ન૦ — રાચ.

રાસીલો પું૦ — ભાંનળીને ખેંચી રાખવા બાંધેલી રાસને બાંધવાનો ખીલો.

લકટી, લગટી સ્ત્રી૦ — દોરાની આંટી કે ગૂંચળી.

લકટુ, લગટુ ન૦ — સૂતર બેવડીને બનાવેલી ગૂંચળી
લાઠ સ્ત્રી૦ — પાણને બંને છેડે રાખવામાં આવતી લાકડી
વારૂ ન૦ — હાથ સાળનું એક ઓજાર
વા સ્ત્રી૦ — તાર છૂટા કરવા પાણ પર કુચ ફેરવવો તે
વાણિયો પુ૦ — મુખ્ય જોગની સળીઓને કબજે રાખનાર લગભગનું વજન
વેગટુ ન૦ — (૧) ગચ, (૨) જૂના ગચનો ગોરસી ધોવા માટેનો ટૂચો
વેજુ ન૦ — ભાતની વાળેલ પાણનો ભાગ
વેસરૂ } ન૦ — પોતિઉ
વેહરૂ }
સિનો પુ૦ — તાણાનો પહેલો ખીલો
સર પુ૦ — પરિતાની ધરી
સરાકી સ્ત્રી૦ — સૂતરના જોગ સાચવી રાખવાની પાતળી સોટીઓ
સળકો પુ૦ — " " " નાખવાની લાકડીઓ
સુપડી સ્ત્રી૦ — હાથાનો ઉપરનો ભાગ
સાધણી સ્ત્રી૦ — નવા પાણના તારને અગાઉના તાર સાથે સાધવા તે
હાથો પુ૦ — સાળનું ઓજાર

# ૮

# જ્ઞાતિઓ, સામાન્ય માહિતી

ચરોતર પ્રદેશમાં કેટલી જ્ઞાતિઓ હશે તેનો ચોક્કસ આંકડો કાઢવાને આજે કોઈ પ્રમાણભૂત સાધન નથી છેલ્લી ૧૯૫૧ની સરકારી વસતી ગણતરીમાં જ્ઞાતિઓ નોંધવામાં આવી છે પરંતુ તે ઉપરથી જ્ઞાતિઓના નામ અને તેમની સંખ્યાની વિગતો સરકારી નિવેદનોમાં આપવામાં આવી નથી

જૂના અંગ્રેજ ગેઝેટિયરો અને તે પછી થયેલાં ૧૯૫૧ પહેલાના વસતી ગણતરીના નિવેદનોમાં જ્ઞાતિઓની હકીકતો છે ખરી

પરંતુ પ્રગતિશીલ પ્રજાકીય સરકારે જ્ઞાતિઓથી પ્રજા પોતાની જાતને ઓળખાવે અને સરકારી કામકાજમાં પણ આજ સુધી એને જે મહત્ત્વ અપાતું તે આપવાનું હવે બંધ કર્યું છે એટલું જ નહીં, પરંતુ માત્ર મુખ્ય ધર્મો અને સંપ્રદાયો સિવાય ખૂબ નાની નાની જ્ઞાતિઓમાં સમાજ જે રીતે વહેંચાયેલો છે તે આખી વ્યવસ્થામાં પરિવર્તન આવે તે દિશામાં સરકારી પ્રયાસો ગતિમાન થયા છે

આ પુસ્તકનો પ્રારંભ કર્યો ત્યારે આ પ્રદેશની શક્ય નાની મોટી જ્ઞાતિઓની વિગતભરી હકીકતો આપવાનું વિચારવામાં આવ્યું હતું એ ધોરણે એક પ્રશ્નપત્ર પણ જ્ઞાતિઓની માહિતી મેળવવા માટે યોજવામાં આવ્યું હતું અને એ માટે ઘણા ભાઈઓએ સારો એવો પરિશ્રમ લઈને પોતપોતાની જ્ઞાતિઓની હકીકતો ઉત્સાહપૂર્વક અમને મોકલી પણ આપી હતી

પરંતુ જેમ જેમ પુસ્તક તૈયાર થતું ગયું અને એને અંગે જે વિચારો થતા ગયા, તેમ લાગતું ગયું કે જ્ઞાતિઓ એ આ દેશનું આજે કોઈ પ્રગતિશીલ કે ઉત્થાન કરનારું અંગ નથી, તેમ જ જ્ઞાતિઓના ધોરણ ઉપર ઊભેલી સમાજવ્યવસ્થા આવકારદાયક તો નથી જ પરંતુ હવે એ પ્રત્યે પ્રજામાં જેટલી ઉદાસીનતા પ્રગટે એ વધારે સારું છે એમ લાગ્યું

પરિણામે છેલ્લા દિવસોમાં જ જ્ઞાતિઓ અને તેના રીત રિવાજો અંગે અત્યંત ઝીણવટભરી હકીકતો તૈયાર હોવા છતાં જુદી જ રીતે, માત્ર એક સામાન્ય હિંદુ સમાજ વ્યવસ્થાના અંગના એક આ મૂળભૂત લક્ષણનો ખ્યાલ આવે તેના પૂરતું જ મહત્ત્વ એને આપવું એમ લાગતાં એટલી જ વિગતો અહીં આપી છે

આ જિલ્લામાં અનેક જ્ઞાતિઓ વસે છે એમાંની મુખ્ય આગેવાન ગણાતી જ્ઞાતિઓ બહારથી આવીને વસેલી છે એક રાષ્ટ્રરૂપે સંગઠિત થવું એ હવે પછીની સમાજવ્યવસ્થાનું મુખ્ય ધ્યેય રહેવાનું છે એ ધ્યેય સિદ્ધ કરવામાં સ્થાનિક સંજોગોનું જ્ઞાન મદદરૂપ થાય એ હેતુથી અહીં જ્ઞાતિઓ અંગેની સામાન્ય માહિતીઓ આપી છે

**જ્ઞાતિપ્રથાનાં લક્ષણો:** આ જિલ્લાની જ્ઞાતિપ્રથાના મુખ્ય લક્ષણો આ ખંડના પહેલા પ્રકરણમાં જણાવવામાં આવ્યાં છે તે ઉપરાંત કેટલાક વધુ લક્ષણો નીચે પ્રમાણે છે

**બે વર્ગ: રૂઢિચુસ્ત સુધારક:** મુખ્યત્વે હિંદુ જ્ઞાતિઓમાં વેદોના સમયથી ચાલતા રિવાજો ઊતરી આવેલા છે વેદ રચનાર આર્ય જાતિએ યજ્ઞના વિધિ દ્વારા કુદરતનાં તત્ત્વોની પૂજા અને ભક્તિની પ્રણાલિકાઓ ખીલ[illegible] તેના વિવિધ અંગો હિંદુ જ્ઞાતિઓની ધાર્મિક[illegible]

જળવાઈ રહ્યાં છે પરંતુ લોકો આ હકીકત જાણતા નથી. તેઓ જે કંઈ કરે છે તે રૂઢિને અનુસરીને કરે છે. અમુક રૂઢિ કયાંથી આવી, શાથી ઉત્પન્ન થઈ અને હાલ તેમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ એનો શાસ્ત્રીય રીતે એટલે કે વૈજ્ઞાનિક પદ્ધતિએ વિચાર થતો નથી કહેવાતા સુધારકો પણ આ બાબતમાં ઊંડા ઊતરતા નથી એને લીધે રૂઢિચુસ્ત અને સુધારક એવા બે વર્ગ દરેક જ્ઞાતિમાં હાલ જોવા મળે છે, અને તેમની વચ્ચે ઘર્ષણ ચાલી રહ્યું છે.

**બંધારણ:** દરેક જ્ઞાતિને મૌખિક, લેખિત કે છાપેલું ચોક્કસ બંધારણ હોય છે એ બંધારણને દરેક જ્ઞાતિજનને વશ થવું પડે છે જ્ઞાતિહીન સમાજરચનાના હિમાયતીઓને પણ એ લાગુ પડે છે જ્ઞાતિ બહાર લગ્ન કરનાર અપવાદરૂપ હોઈ અને બીજી જ્ઞાતિઓમાં એવાને સ્થાન નહીં હોવાથી, એવાઓને માટે કોઈ જ્ઞાતિ રહેતી નથી માત્ર અત્યંત સિદ્ધાન્તનિષ્ઠ, મોટા જૂથવાળા, અતિશય ધનવાન કે મોટા શહેરમાં રહેનાર જ આ પ્રકારનું જ્ઞાતિહીન જીવન જીવી શકે છે સામાન્ય નાગરિકને માટે જ્ઞાતિનાં બંધનો તોડવાનું-કહો કે જ્ઞાતિનું વર્તુલ છોડવાનું-શક્ય હોતું નથી.

**ગોળ, એકડા, તડ:** એક જ જ્ઞાતિમાં એકથી વધારે ગોળ, એકડા કે તડ હોય છે આ ગોળ, એકડા અને તડમાં જનસંખ્યા ઘણી થોડી હોય છે. તેમની વચ્ચે લગ્ન વ્યવહારની મનાઈ હોય છે. તેથી લગ્ન વ્યવહારમાં પસંદગીનું ક્ષેત્ર ઘણું સાંકડું બની ગયેલું છે. તેને લીધે લોકો ઘણી મૂંઝવણ અનુભવે છે અનેક બહાના કાઢીને નજીકના સગાંમાં પણ લગ્નો થાય છે. તે ઉપરાંત જ્ઞાતિ બહાર લગ્નો થવા લાગ્યા છે. તેમાં નિષિદ્ધ કરેલી જ્ઞાતિઓમાંથી પણ કન્યાઓ મેળવાય છે આ બધી પરિસ્થિતિ હોવા છતાં જ્ઞાતિપટેલો આ પ્રશ્નનો પદ્ધતિસર ઉકેલ કરતા નથી એને લીધે ઊછરતી પ્રજામાં કુસંસ્કારો વધતા જાય છે અને આદર્શોના ઘર્ષણ ચાલી રહ્યાં છે

**ભોજન વ્યવહાર:** ભોજનની બાબતમાં વાનગી વ્યવહારમાં જ્ઞાતિભેદ ભાગ્યે જ પળાય છે. પરંતુ જ્ઞાતિભોજન પ્રસંગે નિષિદ્ધ કરેલી જ્ઞાતિના મહેમાન સાથે એક પંક્તિમાં બેસીને ભોજન લઈ શકાતું નથી. આ એક વિરોધાભાસી પરિસ્થિતિ છે

**રિવાજો:** ઘણી બાબતોમાં જ્ઞાતિઓના આંતરિક રિવાજો લગભગ સરખા હોય છે, અને તેમ છતાં દરેક જ્ઞાતિના રિવાજની વિગતોમાં એનો ઇતિહાસ જળવાઈ રહેલો હોય છે.

**જ્ઞાતિવ્યવહારની પરિભાષા:** જ્ઞાતિના વહીવટ માટે નાનામાં નાની વિગતોની ચોખવટ કરેલી હોય છે. એની ચોક્કસ પરિભાષા હોય છે. એ બધું કાગળ ઉપર લખેલું હોતું નથી. પરંતુ પરંપરાથી એનો ઉપયોગ થાય છે અને તે અસરકારક કામ આપતો હોય છે દરેક જ્ઞાતિનું આ બંધારણીય સ્વરૂપ સંશોધન કરીને જાણી લેવા જેવું હોય છે. માત્ર એક જ પારિભાષિક શબ્દ ઉપરથી આનો ખ્યાલ આવશે. દા. ત. લહાણું હાલની બંધારણીય પરિભાષામાં જેને સભ્યપદ કહે છે તેને માટે જ્ઞાતિ બંધારણમાં લહાણું શબ્દ વપરાય છે. જ્ઞાતિમાં જ્યારે જમણવાર થાય, લહાણું થાય, ત્યારે જેને એનો લાભ લેવાનો હક્ક હોય તેનું લહાણું નોંધેલું હોય છે. એટલે કે જ્ઞાતિના સભ્ય તરીકે એનું નામ નોંધેલું હોય છે. જ્ઞાતિ રચતી વખતે પ્રથમ લહાણું થયું હશે તે વખતે લહાણાં લેનારની યાદી પ્રથમ બની હશે તે પછી અમુક લહાણું કરનારનું કે અમુક રકમ જ્ઞાતિને આપનારનું નવું લહાણું નોંધાતું જાય એવી પ્રથા બધી જ્ઞાતિઓમાં છે.

**લહાણું:** સામાન્ય રીતે કુટુંબના મૂળ પુરુષ કે મુખ્ય પુરુષનું નામ લહાણા તરીકે નોંધેલું હોય છે. એને આધારે એ કુટુંબના તમામ માણસોને જ્ઞાતિ બંધારણ લાગુ પડે છે. તેના લાભ તેમ જ ગેરલાભ દરેક વ્યક્તિએ ભોગવવાના હોય છે. જો કોઈ વ્યક્તિ જ્ઞાતિ બંધારણનો ભંગ કરે તો તેને વ્યક્તિ સ્વાતંત્ર્યના કાયદાનો લાભ મળી શકતો નથી એટલું જ નહીં, પણ એક વ્યક્તિના વાંકે આખું કુટુંબ અને તેનાં સગાંસંબંધીઓને સીધી કે આડકતરી શિક્ષા ને કનડગત થાય છે. જો સંયુક્ત કુટુંબનો કોઈ પુરુષ સભ્ય કે વિધવા જુદું ઘર માંડે, અને પોતાનું અલગ લહાણું નોંધાવવા બંધારણ મુજબ નાણું કે લહાણું જ્ઞાતિને આપે તો તેનું અલગ લહાણું નોંધાય છે

**અન્ય પારિભાષક શબ્દો:** લહાણું પાઘડીએ કે કંદોરે વહેંચાય છે. પાઘડીએ એટલે પરણેલા પુરુષને જ મળે કંદોરે એટલે પુરુષ માત્રને-મોટા તેમ જ નાનાને-મળે જમણવારમાં નાત, સગાં, કે ખડકી જમાડાય છે એ દરેક શબ્દથી જમનારનો દરજ્જો અને સંખ્યાની મર્યાદા સૂચવાય છે વળી ચઢતા ઊતરતા ઢાળથી નોતરાં દેવાય છે આ બધું દરેક જ્ઞાતિમાં જુદી જુદી રીતે ગોઠવેલું હોય છે

જ્ઞાતિના પંચની રચના બાબતમાં પણ સૂક્ષ્મ રૂઢિઓ હોય છે તે નહીં જાણનાર ગમે તેવો વિદ્વાન કે ચતુર હોય તો પણ ગોથું ખાઈ જાય છે જ્ઞાતિ પટેલનું મહત્ત્વ આ વણલખ્યા બંધારણના એના સૂક્ષ્મ જ્ઞાનને લીધે છે

**ગોત્ર, પ્રવર, વેદ, શાખા, કુળ :** જ્ઞાતિના બંધારણ ઉપરાંત ગોત્ર, પ્રવર, વેદ, શાખા, અને કુળના ભેદો પણ જ્ઞાતિ વ્યવહારમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. ગોત્રથી કુળ સુધીના સંબંધો સમજવા માટે આર્યોની સમાજરચના વિગતથી જાણવી પડે તેમ છે. તેમાં નહીં ઊતરતાં એટલું જ કહેવું બસ થશે કે ગોત્ર, પ્રવર, વેદ અને શાખા એ ચાર ભેદો બ્રાહ્મણ જ્ઞાતિઓમાં હોય છે. એનો અર્થ એ થાય છે કે કોઈ પણ બ્રાહ્મણ ચાર વેદ પૈકી કોઈ એક વેદ તથા તેની અમુક શાખાને માનનાર પૂર્વજમાંથી ઊતરી આવેલો હોય છે: એ પૂર્વજનો મૂળ પુરુષ અમુક ગોત્રમાં એટલે અમુક મૂળ પુરુષનો વંશ જ છે. એની પછી થયેલા પ્રવર એટલે મુખ્ય પુરુષના વંશમાં હાલના અમુક કુટુંબનો ઉદ્ભવ છે. આ રીતે બ્રાહ્મણો પોતાનું વૈદિક મૂળ યાદ રાખે છે.

કુળના ભેદ તમામ જ્ઞાતિઓમાં હોય છે. કુળ એ કુટુંબની મહત્તાનો સૂચક શબ્દ છે. હાલની ભાષામાં ઉચ્ચ ચારિત્ર્ય અને સામાજિક મોભો સૂચવાય છે. પરંતુ જ્ઞાતિની પરિભાષામાં એનો અર્થ વધુ વ્યાપક છે. ખાસ કરીને જે કુટુંબે સારા પ્રમાણમાં જ્ઞાતિભોજનો જમાડ્યાં હોય તેનું કુળ પ્રતિષ્ઠા પામે છે. તે ઉપરાંત જેના પૂર્વજોએ કન્યાવિક્રય ન કર્યો હોય તેનું કુળ નિષ્કલંક ને શુદ્ધ ગણાય છે. તે ઉપરાંત સંસ્કારી અને મહેમાનોની સરભરામાં દેખાતી ખાનદાનીથી પણ કુળ ઊંચું કે નીચું ગણાય છે. વળી જ્ઞાતિ પરત્વે આથી પણ વધુ ઓછા ભેદ હોય છે.

**ગોત્રજ, કુળદેવી, રન્નાદેવ, રાંદલ, રૂંદેલ :** દરેક કુટુંબને કુળદેવી હોય છે. તેને ગોત્રજ કે ગોત્રજા કહે છે. શુભ પ્રસંગોએ ગણપતિની સાથે ગોત્રજની પણ સ્થાપના થાય છે અને ધામધૂમથી પૂજા થાય છે. આ ઉપરાંત તમામ જ્ઞાતિઓમાં લગ્ન પ્રસંગે રામણ દીવો પ્રકટાવવાનો રિવાજ છે. લોખંડના ચોરસ પતરાને એક છેડે કોડિયા જેવું બનાવી તેમાં કપાસિયા સળગાવવામાં આવે છે. વરઘોડામાં વરની માતા આ દીવો પકડી રન્નાદેવનાં ગીતો ગાતી ચાલે છે. સીમંત વખતે રન્નાદેવ અને રાંદલ કે રૂંદેલ માતાને સંબોધીને ગીતો ગવાય છે. હાલના વિદ્વાનો માને છે કે રન્નાદેવ એ સૂર્યદેવનું નામ છે અને રાંદલ એ એની પત્નીનું નામ છે. એ બતાવે છે કે આ જિલ્લામાં સૂર્યપૂજા પ્રચલિત હશે અને તે આ રિવાજમાં સાચવી રાખવામાં આવી હશે. આ જિલ્લામાં રૂંદેલ નામનું એક ગામ પણ છે. વળી સૂર્યપૂજાના બીજા પણ અવશેષો મળે છે.

**સરકારી કાયદો :** હાલ સરકારે જ્ઞાતિત્રાસ નિવારણ કાયદો કર્યો છે. એ કાયદા મુજબ કોઈ પણ જ્ઞાતિ સભ્યના સિવિલ રાઈટ્સ મિલકતના હક્કો દા. ત લહાણાનો હક્ક કોઈ જ્ઞાતિ છીનવી શકતી નથી. આમ છતાં મૌખિક ઠરાવ કરીને જ્ઞાતિજનો વ્યવહાર બંધ કરવાનો જ્ઞાતિનો અધિકાર કાયદાની મર્યાદા બહાર રહ્યો છે એટલે કોઈ વ્યક્તિની સામે જ્ઞાતિ રૂઠે તો તેની સાથેનો ભોજનવ્યવહાર તેમ જ લગ્નવ્યવહાર બંધ કરી શકે છે. બીજી બાજુ આંતરજ્ઞાતીય લગ્નને કાયદાનો ટેકો છે. આ સંજોગો જ્ઞાતિપ્રથાને નબળી પાડી રહ્યા છે. પરંતુ જ્ઞાતિપ્રથા હજી પણ પોતાનો ભાગ ભજવતી હોવાથી, વ્યક્તિના જીવનને જૂના–નવા વિચારોનું ઘર્ષણ ઘણું ગૂંગળાવનારું બની રહ્યું છે આ પરિસ્થિતિના ઉપાય તરીકે સમાનતાના સિદ્ધાંત ઉપર નવીન સમાજવ્યવસ્થા રચવાની કોઈ વ્યવસ્થા કે હિલચાલ હજી સુધી થઈ નથી. ખાસ કરીને સ્ત્રી–પુરુષની સમાનતાના પાયા ઉપર નવીન સમાજવ્યવસ્થા રચવી એ નવા રાજ્યબંધારણને કારણે ઊભી થયેલી પ્રાથમિક જરૂરિયાત છે.

**જ્ઞાતિપ્રથા, ઐતિહાસિક વારસો :** જ્ઞાતિપ્રથા ઘણી વગોવાઈ ચૂકી છે, તોપણ હજી પણ એ મહત્ત્વનું અને નિર્ણયાત્મક બળ છે. હાલ પ્રવર્તતાં જે લક્ષણો ઉપર ગણાવ્યાં તે ઇતિહાસનો વારસો છે. બ્રિટિશ અમલમાં અંગ્રેજી શિક્ષણને પરિણામે તેમ જ આર્થિક પરિબળોને લઈને જ્ઞાતિપ્રથા નબળી પડી છે અને વિકૃતિ પામી છે. પરંતુ બ્રિટિશ યુગ પહેલાં ગામડાંના સ્વાયત્ત અર્થશાસ્ત્રમાં જ્ઞાતિપ્રથાએ સમાજને મજબૂત બનાવવામાં મહત્ત્વનો ભાગ ભજવેલો છે. એમ કહેવું જોઈએ કે આ જિલ્લાનું અર્થતંત્ર બ્રિટિશ યુગ પહેલાં જ્ઞાતિપ્રથાના પાયા ઉપર રચાયું હતુ. જ્ઞાતિપ્રથામાં જે કંઈ સારું માઠું છે તે આ ઐતિહાસિક હકીકતથી સમજી શકાય તેમ છે.

**વર્ણ અને અવર્ણ :** જ્ઞાતિને માટે નાત, ન્યાત, જાતિ, વર્ણ, કોમ, વર્ગ એવા શબ્દો સમાન અર્થમાં વપરાય છે. ખરું જોતાં એ બધા શબ્દો ઇતિહાસના ક્રમે નવા નવા અર્થ ધારણ કરતા આવે છે. વેદ રચનાર આર્ય લોકોની સમાજવ્યવસ્થામાં વર્ણભેદ હતો. વર્ણનો અર્થ રંગ થાય છે. આર્યો અમુક લક્ષણોવાળા હતા. તેમણે પોતાના જ લોકોના ચાર વર્ગ નક્કી કર્યા. એ ઉપરથી ચાર વર્ણ થઈ. તેને બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ નામોથી ઓળખવામાં આવે છે. આ ચારેય વર્ણના લોકો એક જ જાતિના હતા. માત્ર તેમનાં ગુણકર્મો ઉપરથી તેમના વર્ણભેદ પાડવામાં આવ્યા હતા.

આ ચારે વર્ણો એકબીજા સાથે ભોજન વ્યવહાર કરી શકતી. તેમની વચ્ચે અનુલોમ લગ્નો થતાં એટલે કે ઉચ્ચ વર્ણવાળા પોતાનાથી ઊતરતી વર્ણમાંથી કન્યા મેળવી લગ્ન કરી શકતા. હાલ પણ ઉચ્ચ વર્ણના લોકો પોતાની જ્ઞાતિ-બહારથી કન્યા લાવી શકે છે. પરંતુ પોતાની કન્યા જ્ઞાતિબહાર આપી શકતા નથી. એમાં આર્યોની આ વર્ણવ્યવસ્થાની અસર જણાય છે. આ રીતે જે લોકો આર્યોની વર્ણવ્યવસ્થામાં ન હતા તેમને આર્યો અવર્ણ કહેતા. નિષાદ, મ્લેચ્છ, બર્બર, વગેરે જાતના લોકો એ દૃષ્ટિએ અવર્ણ હતા. અત્યારે વર્ણાવર્ણી એવો શબ્દ વપરાય છે. ઘરડા લોકો બોલે છે કે આ વર્ણા-વર્ણી કંઈ અમથી નથી કરી. એમાં આ પ્રાચીન વર્ણવ્યવસ્થાના સંસ્કાર સંભળાય છે. આ મૂળ ચાર વર્ણોનાં લક્ષણો ગીતામાં સરસ રીતે વર્ણવેલાં છે.

**જ્ઞાતિ શબ્દનો અર્થ :** જ્ઞાતિ માટે મૂળ શબ્દ જાતિ છે. એનો અર્થ એ થયો કે મૂળ વર્ણભેદ એટલે રંગભેદ ઉપરથી માણસોના વર્ગ પાડવામાં આવેલા. તેને બદલે જાતિ એટલે જન્મ ઉપરથી ભેદ પાડવાનું શરૂ થયું. આગળ જતાં જ્ઞાતિ ઉપરથી નાત કે ન્યાત શબ્દ થયો. ખેડા જિલ્લામાં જે જનસમૂહ અંદર અંદર લગ્ન કરે છે તેને જ્ઞાતિ કે નાત કહેવામાં આવે છે. એટલે જ્ઞાતિ એ લોહીના સંબંધથી જોડાયેલો જનસમૂહ છે. એના પ્રત્યે લોકોને અસાધારણ મમતા કેમ હોય છે તેનો આ ખુલાસો છે.

**જ્ઞાતિપ્રથાનો ઇતિહાસ :** વર્ણભેદમાંથી જ્ઞાતિભેદ ક્યારે પ્રચારમાં આવ્યો તેની ચોક્કસ તારીખ જાણી શકાતી નથી. જાણકારો કહે છે કે મનુસ્મૃતિ પહેલાંના કોઈ પણ શાસ્ત્રમાં જ્ઞાતિની વાત જાણમાં નથી. જ્ઞાતિનો ઇતિહાસ અને તેની હકીકત સ્કંદ પુરાણમાં મળી આવે છે. ઈ. સ. ૬૪૦માં ચીની મુસાફર યુઆન ચાંગે કરેલી નોંધ પરથી જણાય છે કે એ સમયે ક્ષત્રિય તથા બ્રાહ્મણ વર્ણનો બનેલો એક જ સમુદાય આખા દેશમાં હતો. ક્ષત્રિયો, મૌર્ય, ગુપ્ત, મૈત્રક, મોખરી, વગેરે વંશથી પ્રસિદ્ધ હતા, અને બ્રાહ્મણો અમુક ગામના, અમુક ગોત્રના તથા અમુક વેદ ભણનાર એ રીતે ઓળખાતા. પણ રોટીબેટી વ્યવહાર કોઈ પણ પ્રદેશના બ્રાહ્મણનો બીજા પ્રદેશના બ્રાહ્મણ સાથે થઈ શકતો.

**નવમા-દસમા સૈકા સુધી :** વિક્રમ સંવત નવમા-દસમા સૈકામાં મુસ્લિમ મુસાફર અલ્બરૂનીની નોંધમાં ઉલ્લેખ છે. તે જોતાં તે સમયે જુદા જુદા વર્ણો વચ્ચે સ્પર્શાસ્પર્શનો તેમ જ ખાવાપીવાનો બાધ ન હતો.. ચારેય વર્ણના લોકો એકઠા રહેતા, તેથી આ સમય સુધી નાતોના વાડા બંધાયા ન હતા.

**જ્ઞાતિપ્રથાનો આરંભ : દસમો-અગિયારમો સૈકો :** દસમા સૈકાના અંતભાગમાં અને અગિયારમા સૈકાના પ્રારંભમાં સામાજિક ફેરફારો થાય છે. આ સમય દરમ્યાન નાતોના વાડા બંધાવા માંડે છે. વિક્રમ સંવત ૧૦૦૫ના સમયના લેખમાં નાગર જ્ઞાતિનો ઉલ્લેખ મળે છે, અને વિક્રમ સંવત ૧૦૮૬ના ભીમરાજના દાનપત્રમાં ઔદિચ્ય જ્ઞાતિનો ઉલ્લેખ મળે છે. આ પછીના ૧૦૦–૧૫૦ વર્ષ દરમ્યાન તો રાયકવાળ, ચોરવાડ, શ્રીમાળી, મોઢ, વગેરે અનેક જ્ઞાતિઓનાં નામ પ્રચલિત હોવાના પુરાવા મળે છે. આ જોતાં એમ કહી શકાય કે દસમા–અગિયારમા સૈકામાં જ જૂની ચાર વર્ણોને બદલે જ્ઞાતિરૂપ સમાજો બંધાવા માંડ્યાં હશે. લગ્ન-વ્યવહારની જે છૂટ સાતમા–આઠમા સૈકામાં અને તે પછી થોડો સમય હતી, તે આ સમય દરમ્યાન સદંતર બંધ થઈ જાય છે. અને જ્ઞાતિનું સ્વરૂપ ધીમે ધીમે રૂઢ થતું જાય છે.

**જ્ઞાતિપ્રથાની ઉત્પત્તિનાં કારણો :** જ્ઞાતિની ઉત્પત્તિનાં અનેક કારણો મનાય છે. પ્રાચીન આર્યો હિંદ આવ્યા તે પહેલાં તેમનામાં વર્ણભેદ ન હતો. તેઓ પોતાને આર્ય કહેવડાવતા. પરંતુ યજ્ઞયાગાદિ ક્રિયા, પશુપાલન, ખેતી વગેરે કર્મોને અનુસરીને તેમણે ચાર વર્ણો રચી. તેઓ પોતપોતાના વર્ણને યોગ્ય કાર્ય કરતી. ધીમે ધીમે આમાં ફેરફાર થતાં વર્ણનો લોપ થવા લાગ્યો. કાર્યક્ષેત્ર બદલી નીચા વર્ણમાંથી ઊંચા વર્ણમાં પણ જવાતું. ક્ષત્રિય બ્રાહ્મણ ધર્મને અનુસરી બ્રાહ્મણ વર્ણમાં પણ જઈ શકતો. અનુલોમ લગ્નની છૂટ તે વખતે હતી. પરંતુ એથી આગળ જઈને વર્ણવાળા લોકો અવર્ણ અને અનાર્ય લોકો સાથે લગ્ન કરવા લાગ્યા. એમાંથી ઉત્પન્ન થયેલી નવી પ્રજામાંથી અનેક જ્ઞાતિઓનો ઉદ્‌ભવ થયો.

આ ઉપરાંત બીજા અનેક ઐતિહાસિક સંજોગોએ જ્ઞાતિઓને જન્મ આપ્યો છે. દા. ત. પરદેશથી આવેલા આર્ય લોકો સ્થાનિક રહેવાસીઓના સંબંધમાં આવે એટલે તેમનામાં શુદ્ધ લોહીની ભાવના જાગ્રત થાય, મગરૂરી પણ જાગે અને તે કારણે તેમનું અલગ જૂથ રચાય. આવાં અનેક જૂથો જુદા જુદા પ્રદેશોમાં વહેંચાઈ ગયાં હોય. એ બધાંને એકત્ર કરનાર કોઈ એક જ વર્ણમાંથી છૂટાં પડેલાં વિવિધ જૂથોની વિવિધ જ્ઞાતિઓ રચાય. આ પ્રકરણોમાં જ્ઞાતિઓની જે હકીકત છે તેમાં આ ઐતિહાસિક સંજોગો કારણ-રૂપ દેખાય.

બીજો એક સંજોગ એવો હતો કે એક પ્રજા બીજી પ્રજાને જીતે, ત્યાર પછી જિતાયેલી પ્રજાની સ્ત્રીઓ વિજેતા પ્રજા રખાત અથવા પત્ની તરીકે સ્વીકારતી; પરંતુ પોતાની પુત્રીઓનાં લગ્ન જિતાયેલી પ્રજામાં ન કરતાં અંદર અંદર કરવામાં આવતાં. આ પ્રથા અનુલોમ લગ્ન પ્રથાનો જ એક પ્રકાર ગણાય. આને લીધે પણ નવી નાતોનો ઉદ્ભવ થયો મનાય છે.

કેટલીક વાર પરદેશીઓનાં આક્રમણોને લીધે લોકો સ્થળાંતર કરી જતા. તેઓ બીજા કોઈ ગામમાં જઈ વસતા. છતાં પોતાને મૂળ ગામના નામથી ઓળખાવતા. આ રીતે ગામોનાં નામ ઉપરથી પણ જ્ઞાતિઓ બંધાયેલી છે. શ્રીમાળી, મોઢ, લાડ, મેવાડા, ઔદિચ્ય, ગોડ, ખડાયતા, વગેરે. જ્ઞાતિનામો આ પ્રકારનાં છે.

**બ્રિટિશ અમલની અસરો :** જ્ઞાતિઓનો વિકાસક્રમ ઉપર પ્રમાણે છે. બ્રિટિશો આવતાં સુધી ગ્રામ્ય અર્થરચના કામ કરતી હતી. રાજકીય અંધાધૂંધીને લીધે એના પર પ્રહારો થતા હતા. તેને લીધે સંરક્ષક વૃત્તિ વધારે મજબૂત બની ગઈ હતી. આર્થિક પાયમાલી પણ વારંવાર થતી હતી. અંગ્રેજો આવતાં શહેર અને ગામડાંના ભેદ પ્રબળ બન્યા. તે પહેલાં અનેક પ્રકારની ગેરરીતિઓ થવા માંડી હતી. એ બધા સંજોગોને લીધે હાલ જોવામાં આવે છે તેવા ગોળ ને એકડા રચાયા. આ જિલ્લામાં ઘણા એકડા અને ગોળ બ્રિટિશ યુગમાં રચાયા જણાય છે. બ્રિટિશ રાજ્યકર્તાઓની ભેદનીતિનું અનુકરણ કરીને જ્ઞાતિ પટેલોએ ગોળમાં પણ તડ અને પક્ષ પાડેલા છે. જ્ઞાતિનું સંગઠન સાચવી રાખવાને બદલે નજીવાં કારણોએ તડ પાડવાની વૃત્તિ છેલ્લાં સો વર્ષોમાં વધેલી જણાય છે અને જ્ઞાતિ પ્રથા અને જ્ઞાતિઓનો વહીવટ બ્રિટિશ યુગમાં સરકારી કાયદાના નિયમનથી મુક્ત હોવાથી એકડા અને ગોળના વહીવટમાં અંધેર વ્યાપતું ગયું છે. જ્ઞાતિત્રાસ નિવારણ કાયદાથી આ અંધેર વહીવટ ઉપર કંઈક અંકુશ આવ્યો છે. પબ્લિક ટ્રસ્ટ ઍક્ટ થવાથી જ્ઞાતિઓની મિલકતના વહીવટ ઉપર પણ અંકુશ આવવા લાગ્યો છે. રાજકીય સ્વતંત્રતાનો લાભ લઈ જ્ઞાતિઓ પોતાનું નવનિર્માણ કરી શકે એવા સંજોગો પણ છે. એનો લાભ લેવાય એ માટે તમામ જ્ઞાતિઓમાં જાગૃતિ પણ આવી છે. આખરી સ્વરૂપ કેવું થશે તે કળી શકાતું નથી.

---

આધાર : ૧. ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ, ૨. ભારતીય સમાજશાસ્ત્ર, ૩. ગુજરાતના બ્રાહ્મણો, ૪. જ્ઞાતિનિબંધ, ૫. જાણકારોને પૂછીને મેળવેલી માહિતી.

## ૯

# ચરોતરના હિંદુઓ અને હિંદુ સમાજરચના

૧૯૫૧ના સેનસસ પ્રમાણે ખેડા જિલ્લામાં હિંદુઓની વસતી ૧૪,૧૫,૦૦૫ છે. એમાં પુરુષો ૭,૪૨,૨૪૭ અને ૬,૭૨,૭૫૮ સ્ત્રીઓ છે. ટકાવારી પ્રમાણે કુલ વસતીના ૮૭% ટકા જેટલું આ પ્રમાણે થયું. આમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ૬૯૪૮૯ જેટલી ઓછી છે.

**હિંદુ ધર્મ :** સમગ્ર ભારત વર્ષ આર્યાવર્તના નામે ઓળખાતો અને આ દેશના લોકો મોટે ભાગે પ્રાચીનકાળથી હિંદુ ધર્મ પાળે છે એ હકીકત ઇતિહાસને પાને નોંધાયેલી છે.

આ હિંદુ ધર્મ શું છે ? આવો પ્રશ્ન સહેજે સૌને થાય છે. બીજા ધર્મોની જેમ હિંદુ ધર્મ કોઈ એક જ પેગંબરે કે કોઈ એક દેવદૂતે કે મહાપુરુષે સ્થાપ્યો હોય તેવું નથી.

હિંદુ ધર્મ અનેક સદીઓના ને પ્રથાઓના સંસ્કારો પ્રજા ઉપર પડ્યા છે અને એમાંથી પ્રજાનું ચારિત્ર્ય અને નીતિના નિયમોનું જે ઘડતર થયું છે, જે સંસ્કારો ઊભા થયા છે તેમાંથી ઘડાયો છે એમ મનાય છે. હિંદુ ધર્મ સંસ્કારોનો એક સમૂહ છે. એ સૂચવે છે કે—જો તમે ઈશ્વરની ઇચ્છાનુસાર, એટલે કે ધર્મને માર્ગે ચાલશો તો તત્ત્વબોધ અથવા સત્યનો, મોક્ષનો સાક્ષાત્કાર કરી શકશો.

આ ધર્મે હજારો વર્ષોથી અનેક ક્રાંતિઓ ને પરિવર્તનોના યુગો જોયા છે. પરંતુ એના કેન્દ્રવર્તી વિચારો ને સંસ્કારોમાં મૂળભૂત કશું પરિવર્તન આવ્યું નથી. આ દેશ પ્રાચીન કાળથી અનેક ધર્મો અને જાતિઓની સંસ્કૃતિઓની મિલનભૂમિ જેવો બન્યો હતો અને એના ઉપર અનેક વખત હુમલા થયા હતા. પરંતુ એ બધામાં આ મૂળભૂત હિંદુ સંસ્કૃતિનો વિચાર અને પ્રણાલિકા ટકી રહ્યાં હતાં.

આ ધર્મની સ્થાપના કરનાર કોઈ એક પુરુષ કે કોઈ સમય પણ મુકરર નથી અને માટે જ એ સનાતન ધર્મ કહેવાય છે એના રક્ષક કે સસ્થાપક કોઈ ધર્મસસ્થાપક નથી ખુદ ભગવાન પોતે જ છે એ એનો મૂળભૂત વિચાર છે

હિંદુ ધર્મના અનુયાયીઓ ઈશ્વરી શક્તિ અને એના અસ્તિત્વમા માને છે

એ જ રીતે કોઈ પણ જાતના ફળની આશા રાખ્યા વિના નિર્ધારિત ધ્યેય સિદ્ધ કરવા કર્મ કર્યે જવુ એ એનો મૂળભૂત બીજો વિચાર છે

હિંદુ ધર્મ પુનર્જન્મવાદમા માને છે મનુષ્ય કર્મ કરતા છતા તેના કાર્યોને લઈ તેને પુનર્જન્મ પ્રાપ્ત થાય છે પરતુ વહેલા કે મોડા તેના કર્મોનુ ફળ એને મળે છે અને અતે તે મનુષ્ય સર્વ રીતે સુખી જેને મોક્ષ મળે એટલે કે જેને અતે ફરી પુનર્જન્મ એક યા બીજા સ્વરૂપમા ન લેવો પડે અને આથી મોક્ષપ્રાપ્તિ અગર તો આત્માની વિમુક્તિ એ હિંદુ ધર્મ મુજબ જીવનનુ અતિમ લક્ષ છે

કર્મવાદ, પુનર્જન્મ, અવતાર, પિતૃપૂજા, વર્ણાશ્રમ ધર્મ, વેદ ઈશ્વરવાદ, મૂર્તિપૂજા, આ બધા હિંદુ ધર્મના વિચારોના મૂળભૂત અગો છે

**ધર્મપુસ્તકો :** હિંદુ ધર્મના આચરણમા ઉપયોગી થઈ પડે તે માટે ઋષિ મુનિઓએ શાસ્ત્રો રચેલા છે ઋષિઓના વચનોનો જેમા સગ્રહ થયેલો છે તે હિંદુ શાસ્ત્ર તરીકે ઓળખાય છે ભગવાન શુ છે, ક્યા રહે છે, આપણો તેમની સાથેનો સબધ શો, આપણે શા માટે તેમની પ્રાપ્તિના પ્રયત્નો કરીએ છીએ આ સઘળી માહિતી ઉપરાત પ્રભુપ્રાપ્તિની રીત, દેવત્વ પ્રાપ્ત કરવાની રીત ધાર્મિક વિધિઓ કરવાની રીત વગેરે માહિતી આપણા હિંદુ ધર્મ શાસ્ત્રોમા સમાયેલી છે તેથી જ હિંદુ શાસ્ત્રો એ હિંદુઓનું અમૂલ્ય અવિનાશી ધન છે અનેક વર્ષોથી ચાલતા હિંદુ ધર્મમા ઘણા જ્ઞાની મહા પુરુષોએ અનતના માર્ગોએ પ્રભુ પ્રાપ્તિ કરેલી છે આ અનતના પ્રભુપ્રાપ્તિના માર્ગોનું નિદર્શન પણ આપણા ધાર્મિક ગ્રથોમા થયેલુ છે મોક્ષ પ્રાપ્તિના માર્ગો પણ આ પવિત્ર ભૂમિના પ્રાક સમયના ઋષિ મુનિઓએ શાસ્ત્રોમા દર્શાવેલા છે તેથી જ વિષય વૈવિધ્યમા હિંદુ શાસ્ત્રો બીજા ધર્મના શાસ્ત્રો કરતા સખ્યામા વિશેષ છે વળી આ શાસ્ત્રોની ક્રિનસરી સમજવા માટે પણ કેટલાંક શાસ્ત્રો રચાયા છે આમ હિંદુ ધર્મ અગેનું સાહિત્ય સખ્યામા વિશેષ પ્રમાણમા છે હિંદુ શાસ્ત્રો નીચે મુજબ છે

શ્રુતિ અને શ્રૌતધર્મનુ પ્રતિપાદન કરનાર સ્મૃતિને શાસ્ત્ર કહે છે તેમા વર્ણવેલા ધર્મને શાસ્ત્રોક્ત ધર્મ કહે છે ઉત્તર હિંદુસ્તાનમાં આર્યોના આગમન પછી જનાના સમુખે વેદો આર્યનરશિષ્યોને સભળાવવામા આવેલા તે શ્રુતિ તરીકે ઓળખાય છે ત્યાર બાદ તેને ગ્રથ સ્વરૂપે રજૂ કરવામા આવ્યા તે સ્મૃતિ કહેવાય છે

**વેદો :** સર્વ શાસ્ત્રોમા સૌથી પુરાણા વેદ છે જગતના સર્વ પુસ્તકોમા સૌથી પ્રથમ રચના વેદોની થયેલી છે અન્ય ધાર્મિક શાસ્ત્રોનુ મૂળ વેદોમા જ રહેલુ અર્થાત વેદો એ ઈશ્વરી શક્તિની સમુખે બોલાયેલી વાણી છે સસ્કૃત શબ્દ વિદ-જાણવુ ઉપરથી વેદ શબ્દ થયો અર્થાત્ દૈવી શક્તિ સબધી જ્ઞાન તે વેદ આવા વેદ ચાર છે (૧) ઋગ્વેદ, (૨) સામવેદ (૩) યજુર્વેદ, (૪) અથર્વવેદ આ દરેક વેદ સહિતા અને બ્રાહ્મણ એમ બે ભાગમા વહેચાયેલા છે આમ સહિતા (૧) ઋગ્વેદ સહિતા, (૨) સામવેદ સહિતા (૩) યજુર્વેદ સહિતા અને (૪) અથર્વવેદ સહિતા અને દરેક સહિતા પર બ્રાહ્મણોની રચના થયેલી છે

આ ચાર સહિતાઓમા ધાર્મિક વિધિ માટેના મત્રો આપવામા આવેલા છે આ મત્રોનો પ્રયોગ, તેના અર્થ અને તેના ઉપયોગ માટે દરેક સહિતા ઉપર ટીકાના રૂપમા એક અથવા વધારે 'બ્રાહ્મણો'ની રચના થયેલી છે દરેક સહિતા પણ વેદ તરીકે ઓળખાય છે

ઋગ્વેદ સહિતાના બ્રાહ્મણોમા ઐતરેય બ્રાહ્મણ અને કૌશીતકિ બ્રાહ્મણ છે ઐતરેય બ્રાહ્મણમા ઋગ્વેદના ઘણા મત્રોના અર્થો તથા પ્રયોગો દર્શાવવામા આવેલા છે યજુર્વેદના બે ભાગ છે, શુક્લ યજુર્વેદ અને કૃષ્ણ યજુર્વેદ તે પ્રમાણે જ તેની સહિતા છે શુક્લ યજુ સહિતાને વાજસનેય સહિતા પણ કહેવામા આવે છે શુક્લ યજુર્વેદનો એક જ બ્રાહ્મણ છે અને તે શતપથ બ્રાહ્મણ તરીકે ઓળખાય છે શુક્લ યજુર્વેદ સહિતાના દરેક મત્રનો અર્થ તથા પ્રયોગ વગેરે આ બ્રાહ્મણમા સમજાવવામા આવેલુ છે બ્રાહ્મણમા શતપથ બ્રાહ્મણ સર્વથી મોટો અને વધારે ઉપયોગી છે કૃષ્ણ યજુર્વેદની 'કૃષ્ણ યજુ સહિતાને તૈતરીય સહિતા કહે છે તેમા સહિતા અને બ્રાહ્મણ મિશ્ર છે કૃષ્ણ યજુર્વેદના બ્રાહ્મણો ગુજરાતમા ક્વચિત જ જોવામા આવે છે સામવેદની સામ સહિતાને આર્ચિક સહિતા પણ કહેવામા આવે છે તેના ત્રણ ભાગ છે ૭૬ આર્ચિક, મહદાર્ચિક અને ઉત્તરાર્ચિક સામવેદમા ગાનનુ પ્રાધાન્ય છે સામગાન દરેક ધાર્મિક ક્રિયામા આવશ્યક છે સામવેદના મત્રો દરેક

અક્ષરનો ઉચ્ચાર સાત સ્વરોમાં નિયમિત રીતે કરવાનો હોય છે આ વેદના મુખ્ય બ્રાહ્મણ પ્રૌઢ અથવા તાણ્ડય બ્રાહ્મણ છે આ ઉપરાન્ત ષડ્વિંશ, સામવિધાન, આર્ષેય, દેવતા-ધ્યાય, ઉપનિષદ, મંત્રબ્રાહ્મણ અને વંશબ્રાહ્મણ મળી સામ વેદના એકંદર આઠ બ્રાહ્મણો છે. આ રીતે સંહિતા અને બ્રાહ્મણો વેદના જ ભાગ છે ગૌપથ અને શૌનકીય ચતુરા-ધ્યાયિકા એ અથર્વવેદના બ્રાહ્મણો છે

**ઉપનિષદ:** વેદનો થોડો ભાગ ઉપનિષદ તરીકે ઓળખાય છે તે વેદાન્ત તરીકે પણ જાણીતો છે, કારણ તે વેદના અંતભાગમા આવેલ છે, અથવા તે વેદનુ હાર્દ રજૂ કરે છે.

ઋગ્વેદના ઐતરેય્ બ્રાહ્મણનો બીજો અને ત્રીજો અધ્યાય ઐતરેય ઉપનિષદ કહેવાય છે કૌશીતકિ બ્રાહ્મણનો ત્રીજો અધ્યાય કૌશીતકિ ઉપનિષદ કહેવાય છે શુક્લ યજુર્વેદના શતપથ બ્રાહ્મણના બૃહદારણ્યક છે તેમા બૃહદારણ્યક ઉપનિષદ છે તત્ત્વજ્ઞાનનો વિષય સમજાવવામા બૃહદારણ્યક ઉપનિષદ સર્વ ઉપનિષદોમા શ્રેષ્ઠ છે કૃષ્ણ યજુર્વેદના તૈતિરીય આરણ્યકના દસ અધ્યાયના છેલ્લા ચાર અધ્યાયમા બે ઉપનિષદો છે ૭થી ૯ અધ્યાયને તૈતિરીય ઉપનિષદ કહેવામા આવે છે અને ૧૦મા અધ્યાયને યાજ્ઞિકી અથવા નારાયણીય ઉપનિષદ કહેવામા આવે છે

સામવેદના ઉપનિષદોમા છાન્દોગ્ય અને કૈન એ બે મુખ્ય છે છાન્દોગ્ય ઉપનિષદ બૃહદારણ્યક ઉપનિષદ જેટલુ ઉપયોગી છે અથર્વવેદના ઉપનિષદો ઘણા છે ઋક્ યજુ, સામ વેદનાં ઉપનિષદોમા બ્રહ્મજ્ઞાનનાજ વિષય સબંધી વિચાર ચલાવવામા આવ્યો છે પણ અથર્વવેદના કેટલાક ઉપનિષદોમા તો જુદા જુદા દેવતાઓનું આરાધન કેવી રીતે કરવુ તથા તેમને કેવી રીતે પ્રસન્ન કરવા તેનો વિધિ આપવામા આવ્યો છે અથ ર્વવેદના કઠ, મુણ્ડક, પ્રશ્ન માણ્ડુક્ય અને આત્મોપનિષદમાં આત્મજ્ઞાનનો વિષય લેવામા આવ્યો છે અને નાદબિંદુ બ્રહ્મ-બિંદુ, યોગશિખા, યોગતત્ત્વ વગેરે યોગમાર્ગનાં ઉપનિષદો છે.

સાંપ્રદાયિક ઉપનિષદોમાં બૃહન્નારાયણોપનિષદ, રામતાપ નીયોપનિષદ, ગોપાલતાપનીયોપનિષદ, દેવ્યોપનિષદ, કાલાગ્નિ રુદ્રોપનિષદ તથા દેવી ઉપનિષદ છે આમ દરેક વેદ ઉપનિષદો ધરાવે છે તેમા અથર્વવેદમા સૌથી વધુ ઉપનિષદો સમાયેલા છે

ચાર વેદોને આરણ્યકો છે તે સાથે એક એક ઉપવેદ પણ છે ઋગ્વેદનો ઉપવેદ આયુર્વેદ છે જેમાથી વૈદકશાસ્ત્ર ઉદ્-ભવ્યુ છે યજુર્વેદનો ઉપવેદ ધનુર્વેદ છે, જેનો હાલ લોપ થઈ ગયો છે સામવેદનો ઉપવેદ ગાન્ધર્વવેદ છે જેના પરથી હાલનુ લૌકિક સગીત રચાયુ છે અથર્વવેદનો ઉપવેદ અથ ર્વવેદ છે જેમા શિલ્પકળા વગેરેના નિયમો આપવામા આવ્યા છે.

**દર્શન:** વેદોક્ત દર્શનમાથી ૭ નવા વિચારો ઉદ્ભવ્યા જૈમિનિ, વ્યાસ, કપિલ, પતંજલિ, ગૌતમ, અને કણાદ એ ૭ તત્ત્વવિદોએ વેદના ૭ વિચારોને દર્શનોમા રજૂ કર્યા જૈમિનિએ પૂર્વમીમાંસાની રચના કરી તેમા વેદના કર્મકાન્ડ વિષે માહિતી છે. વ્યાસમુનિએ ઉત્તરમીમાસા અથવા વેદાંત દર્શનની રચના કરી કપિલમુનિએ સાખ્યયોગ રચ્યો પત-જલિઋષિએ યોગ દર્શનની રચના કરી ગૌતમઋષિએ ન્યાય દર્શનની રચના કરી અને કણાદઋષિએ વૈશેષિક દર્શન રચ્યુ આ દરેક દર્શનોને સમજાવતા ભાષ્યો પણ રચ્યા

**ભાષ્યો:** પૂર્વમીમાંસા દર્શન પર વ્યાસ, સ્વરસ્વામીભટ્ટ અને કુમારિલભટ્ટના ભાષ્યો છે ઉત્તર મીમાસા પર શકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય, અને મધ્વાચાર્યે ભાષ્યો લખ્યા છે સાંખ્ય દર્શન પર વિજ્ઞાનભિક્ષુનુ ભાષ્ય છે ન્યાયદર્શન પર વાત્સાયનનું ભાષ્ય છે વૈશેષિક દર્શન પર ગૌતમનુ ભાષ્ય છે આમ દર્શનો પર ભાષ્યની રચના થયેલી છે

**પુરાણો:** દર્શનના ગ્રંથો ફક્ત વિદ્વાનો માટે જ છે તેથી ઋષિમુનિઓએ આપણને બીજા શાસ્ત્રો આપેલા છે તે પુરાણો તરીકે ઓળખાય છે આ પુરાણોની સખ્યા ૧૮ છે આ પુરાણોમા ધર્મજ્ઞાન સહેલી રીતે દાખલાદલીલોથી તેમ જ સુંદર દૃષ્ટાન્તોથી આપવામાં આવેલુ છે તેથી પુરા-ણોનો ઉપયોગ વધુ પ્રમાણમા થાય છે પુરાણો નીચે મુજબ છે ૧ બ્રહ્મપુરાણ, ૨ પદ્મપુરાણ ૩ વિષ્ણુપુરાણ, ૪ શિવપુરાણ, ૫ ભાગવતપુરાણ, ૬ નારદપુરાણ, ૭ માર્કણ્ડેયપુરાણ, ૮ અગ્નિપુરાણ, ૯ ભવિષ્યપુરાણ, ૧૦ બ્રહ્મવૈવર્તપુરાણ ૧૧ લિંગપુરાણ, ૧૨ વારાહપુરાણ, ૧૩ સ્કંદપુરાણ, ૧૪ વામનપુરાણ, ૧૫ કુર્મપુરાણ, ૧૬ મત્સ્યપુરાણ ૧૭ ગરુડપુરાણ, ૧૮ બ્રહ્માંડપુરાણ

**રામાયણ, મહાભારત:** રામાયણ અને મહાભારત બને હિંદુઓમા પુરાણોના જેવા સંમાન્ય મહાકાવ્યો છે મહર્ષિ વાલ્મિકીએ રામાયણની રચના કરી અને વ્યાસમુનિએ મહા-ભારતની રચના કરેલી છે બનેમા રસપ્રદ વાર્તાની ગુંથણીમા આપણા ધર્મના સર્વાંગોનો સમાવેશ કરી દેવામા આવ્યો છે તેવી જ રીતે રામાયણ અને મહાભારત આપણા સર્વ શાસ્ત્રોનાં પ્રતિનિધિ રૂપ છે

**ગીતા:** ગીતા એ મહાભારતનો એક ભાગ છે અને પાંડવો વચ્ચે ચાલેલા અઢાર દિવસના તુમુલ

અર્જુનના સારથિ તરીકે કામ કરતા શ્રીકૃષ્ણ ભગવાને સ્વમુખે નિષ્કામ કર્મવાદનો બોધ રણભૂમિ પર અર્જુનને આપ્યો તે વચનો જ ગીતામા ગૂથાયેલાં છે જેવી રીતે સર્વ ઉપનિષદોમા વેદના સર્વ તત્ત્વો સમાઈ જાય છે તેવી રીતે સર્વ ઉપનિષદોનું સત્ત્વ ગીતાનો ગ્રથ સમાવી લે છે

ઉપર મુજબના આપણાં ધાર્મિક પુસ્તકો છે આપણા ધાર્મિક પુસ્તકો આપણો પૂર્વજ દત્ત અમૂલ્ય વારસો જ છે આ પુસ્તકોએ જ ભારતીય સસ્કૃતિને વિશ્વભરમા સર્વોચ્ચ કક્ષાએ પ્રદેશમા વધારે ઉપયોગ થાય છે

તુલસીકૃત અગર તો ગિરધરકૃત રામાયણ, ભગવદ્ગીતા, ભાગવત, દેવી ભાગવત તેમ જ પુરાણો માણસના મૃત્યુ પછી સાત દિવસ માટે ગરુડ પુરાણની કથા બેસાડવામા આવે છે ચરોતરના લોકો ઉપર દર્શાવેલા ધાર્મિક પુસ્તકોનુ વાચન કરી, શ્રવણ કરી, ધાર્મિક નીતિનિયમોને અનુસરે છે ચરોતરની પ્રજા આ રીતે ધર્મપરાયણ છે નાસ્તિકતા ખૂબ ઓછા પ્રમાણમા જોવામા આવે છે પુરુષો કરતાં સ્ત્રીઓમા વધુ આસ્તિકતા નજરે પડે છે કેટલાક ધર્મપુસ્તકો તો નિયમિત રીતે ઘેર ઘેર વચાય છે

**હિંદુ ધર્મ, સપ્રદાયો:** આગળ જોયુ તેમ હિદુ ધર્મ એ કદી સકુચિત રહ્યો નથી એ વિશાળ ધર્મમાંથી આ દેશમા કાળાતરે અનેક નાના મોટા સપ્રદાયો ને પથો થયા છે

જૈન ધર્મનો ઉદ્ભવ એ પણ આ ધર્મમાથી જ કાળાતરે થયેલો છે એવુ જ સ્વામીનારાયણ સપ્રદાયનુ અને વૈષ્ણવ સપ્રદાયનું છે એ જ રીતે કબીરપથ, શૈવ સપ્રદાય, અરવિંદના પૂર્ણ યોગ પ્રત્યેની શ્રદ્ધા ને વિશ્વાસ, આવી અનેક નાની મોટી માન્યતાઓ ને સપ્રદાયો પ્રત્યેની શ્રદ્ધા આ જ ધર્મના અનુયાયીઓના નાના મોટા વર્ગોમાં પેદા થયેલી છે

આ જિલ્લામા પણ એક વિશાળ હિદુ ધર્મમા માનનારા લોકોમા અનેક સ્વામીનારાયણ સપ્રદાયના છે, વૈષ્ણવો છે, શૈવો છે, કબીરપથીઓ છે, શક્તિપૂજકો છે અને શ્રી અરવિંદના વિચારો ઉપર પૂરી શ્રદ્ધા રાખનારા પણ છે

પરતુ એક યા બીજા સ્વરૂપે હિદુ ધર્મમા જ આ બધા ઓછે કે વત્તે અશે નાની મોટી માન્યતાઓ અને વિધિઓમા ભેદ વ્યક્ત કરતા સ્વરૂપો છે એ બધાની પાછળ હિદુ ધર્મની વિશાળતા અને સહિષ્ણુતાનુ મહાન તત્ત્વ પડેલુ છે

અહી આ બધા સપ્રદાયો અને સમગ્ર હિદુ સમાજની નાની મોટી સપ્રદાયોમાંથી ઊભી થયેલી જ્ઞાતિઓનો ટૂકો વિચાર કરીએ ત્યારે આ વિશાળ હિદુ સમાજની મૂળભૂત તાત્ત્વિક રચનાનો પાયો ભૂલાવો ન જોઈએ

**સમાજરચના:** હિદુ ધર્મ અને એને આનુષગિક પાયાની આવી વિગતો જોયા પછી મહત્ત્વની બાબત એ હિદુ સમાજરચના છે

આગળ આ જિલ્લાના સમાજરચનાના પ્રકરણમા એ હકીકત આપણે જોઈ છે કે હિદુ સમાજરચના એક કાળે વર્ણાશ્રમના વિચાર અનુસાર રચાઈ પરતુ છેલ્લી કે લીક સદીઓથી એની આખી રચના જ્ઞાતિઓના ધોરણે થયેલી છે રોજિંદા વ્યવહારમા સમાજજીવનનુ આખુ સ્વરૂપ જ્ઞાતિઓ અને એના રીતરિવાજો ને રચનાથી પૂર્ણ રીતે ગૂથાયેલુ છે

ચરોતરમા વસતી જ્ઞાતિઓની રચના અને એના મૂળ અગે સામાન્ય હકીકતોના પ્રકરણમા વિચાર કરવામા આવ્યો છે અહી ચરોતરમા વસતી પ્રધાન જ્ઞાતિઓ અને એને લગતી અત્યત ટૂકી હકીકત રજૂ કરવામા આવી છે

**બ્રાહ્મણ જ્ઞાતિઓ:** સામાન્ય લોકોક્તિ એવી છે કે બ્રાહ્મણોની ૮૪ જ્ઞાતિઓ છે જ્યારે કોઈ તમામ બ્રાહ્મણોને જમાડે ત્યારે ચોરાસી કરી એમ કહેવાય છે એ ઉપરથી એટલી જ્ઞાતિઓ બ્રાહ્મણોની હશે એવી માન્યતા છે ખેડા જિલ્લામા જે જુદી જુદી બ્રાહ્મણ જ્ઞાતિઓ જોવા મળે છે તેમાની જેની વિગતો મળી તે ખૂબ જ ટૂકમા અહી રજૂ કરી છે

**વડનગરા નાગરો:** સમસ્ત ગુજરાતમા વડનગરા નાગર બ્રાહ્મણોની કુલ વસ્તી ૧૨૦૦૦ની મનાય છે તે પૈકી ખેડા જિલ્લામા નડિયાદ, પેટલાદ, મહુધા, અને ખભાત એ ચાર મુખ્ય મથકોમા વડનગરા નાગરોના બધા મળી ૧૭૫ જેટના કુટુંબો વસે છે નડિયાદ એમનું મહત્ત્વનુ મથક છે અહી પ્રખ્યાત નવલકથા 'સરસ્વતીચદ્ર'ના કર્તા સદ્ગત ગોવર્ધનરામ ત્રિપાઠી અને બીજા અનેક સાક્ષરો આ જ જ્ઞાતિમાં થઈ ગયા છે

ગુજરાતમા જે જ્ઞાતિઓ છે તેમા નાગર બ્રાહ્મણોની જ્ઞાતિ શ્રેષ્ઠ જ્ઞાતિ ગણાય છે એ બધામા વડનગરા જ્ઞાતિના નાગર બ્રાહ્મણો અગ્રણી ગણાય છે નાગરની કન્યા ઓળખાવવી પડે નહિ, એવી એક કહેવત છે આ જ્ઞાતિના લોકોના સૌંદર્યની એમા તારીફ છે

ગૌતમ, કાપિષ્ઠલ, કૌડિન, કાશ્યપ, ઔક્ષણ, સાકૃત શાર્કવ, આ બધા આ જ્ઞાતિના લોકોના ગોત્રો છે

આ જ્ઞાતિના લોકોની અટકો યાજ્ઞિક અપભ્રશ જાની એટલે કે યજ્ઞ કરનાર અને કરાવનાર યજુર્વેદીય, પડ્યા ત્રિપાઠી કે ત્રિવેદી, દવે, વોરા, વગેરે છે

મુખ્યત્વે આ જ્ઞાતિના બ્રાહ્મણો શૈવ સંપ્રદાયી હોય છે કોઈક કોઈક કુટુંબો વૈષ્ણવ અને સ્વામીનારાયણ સંપ્રદાયને માનનારા પણ છે હિંદુ ધર્મના કોઈ પણ સંપ્રદાયને માનવાની છૂટ હોય છે

શ્રી હાટકેશ્વર મહાદેવ આ જ્ઞાતિના લોકોના ઇષ્ટદેવ છે અને અંબામાતા – આરાસુરના અંબિકા – એમના કુળદેવી છે. તમામ વડનગરા નાગર બ્રાહ્મણો ઇષ્ટદેવ અને કુળદેવીને માને છે વડનગરનું હાટકેશ્વર મહાદેવ એ એમનું તીર્થધામ છે

**ઇતિહાસ :** ઉત્તર ગુજરાતમા મહેસાણા જિલ્લામા આવેલુ હાલનુ વડનગર એ નાગર બ્રાહ્મણોનુ મૂળ વતન મનાય છે તે વૃદ્ધનગર, આનંદપુર, ચમત્કારપુર, એવા નામોથી પ્રાચીન સમયમા પ્રસિદ્ધ હતુ એવા ઘણા ઉલ્લેખો મળે છે ઈ સ ૬૪૧મા ચીની યાત્રાળુ હ્યુએનત્સંગ હિંદમા આવેલો ત્યારે તે વડનગર ગયેલો તે વખતે એ નગરનો વિસ્તાર ૨૧ માઈલનો હોવાનુ તેણે નોધ્યુ છે એ સમયે નાગરો ત્યા વસતા પરંતુ નાગર શબ્દનો સૌ પ્રથમ ઉલ્લેખ ચાવડા વંશના વનરાજના ઈ સ ૭૪૬ના એક તામ્રપત્રમા થયેલો છે તે પહેલા એ શબ્દનો ઉપયોગ થયેલો જાણવામા નથી

નાગરોની જુદી જુદી જ્ઞાતિઓ જુદી જુદી રીતે ઓળખાઈ તે પાછળ જ્યા જઈને વસ્યા ત્યાના નામ પડ્યા એવો ઇતિહાસ છે જેમ કે વીસનગરમા વસ્યા તે વીસનગરા નાગર કહેવાયા, સાઠોદમા વસેલા સાઠોદરા નાગર કહેવાયા એ રીતે વડનગરના વડનગરા કહેવાયા એ જ રીતે પ્રશ્નોરા, ચિત્રોડા, કૃષ્ણોરા, એમ કુલ છ પ્રકારના નાગરો હાલ છે

મુસલમાનોના આક્રમણથી જ્યારે વડનગર તૂટ્યુ ત્યાથી જે વડનગરા નાગરો હતા તે જૂનાગઢ ને પાવાગઢ તરફ જઈ વસ્યા ઈ સ ૧૪૮૨માં પાવાગઢ તૂટ્યુ અને ત્યાથી લક્ષ્મણજી જાની વગેરે નાગરો નડિયાદમા આવી વસ્યા ખેડા જિલ્લામાં નાગરોના બે જ પ્રકાર આવીને વસ્યા છે એક વડનગરા ને બીજા સાઠોદરા

**સાઠોદરા નાગર :** આ જ્ઞાતિના ઇતિહાસને જ્યા સુધી લાગે વળગે છે ત્યા સુધી વડનગરના નાગરોનો જ ઇતિહાસ આ જ્ઞાતિનો પણ ઇતિહાસ છે સાઠોદ જઈને વસ્યા તે સાઠોદરા કહેવાયા

સાઠોદરા શબ્દ ષષ્ઠ–છ–ગામ ઉપરથી થયો છે રાજા વિશળદેવની માતાએ રેવા–નર્મદાના તટ પર નંદ, પુંડ, થેબાની, તેના, સાઠોદ અને કરનાળી એ છ ગામ નાગરોને ભેટ આપેલા તેમા સાઠોદ મુખ્ય હતું તેથી એ છ ગામમા વસનારા સાઠોદરા કહેવાયા

આ નાગરોના ઇષ્ટદેવ પણ હાટકેશ્વર મહાદેવ જ છે અને કુળદેવી અંબાજી માતા છે સામાન્ય રીતે તેઓ શૈવ સંપ્રદાય માને છે કેટલાક સ્વામીનારાયણના અનુયાયીઓ પણ છે

સમસ્ત ગુજરાતમાં સાઠોદરા નાગરોની વસતી આશરે ૧૧૦૦ થી ૧૨૦૦ ઘરની છે તે પૈકી નડિયાદ, અને આજુબાજુમા કાસર ગવાતજ, સુણેવ આમોદર, ઉમરેઠ, દેસર, વાડાશિનોર ને બીજા કેટલાક ગામોમા મળીને ૫૦૦ ઘરની વસતી સાઠોદરા નાગરોની આ જિલ્લામા છે સામાન્ય રીતે બોલી, ભાષા, દેખાવ બધામા વડનગરા નાગરો જેવા જ આ નાગરો હોય છે

આશ્વલાયન, પરાશર, કાશ્યપ, અને ગૌતમ ગોત્ર ધરાવનાર યજુર્વેદી કુટુંબો, ગાગાયન, શાનક શાંડિલ્ય અને સાર્કરાક્ષ ગોત્ર ધરાવનાર કુટુંબો લૌગાક્ષી ગોત્રના સામવેદી કુટુંબો, વગેરે કુટુંબો આ જ્ઞાતિમા આવેલા છે મુખ્યત્વે મહેતા અને કથારિયા અટક આ જ્ઞાતિના ઘણા લોકોની હોય છે એ ઉપરાત ત્રિવેદી, દ્વિવેદી, ભટ્ટ, બ્રહ્મચારી પંડિત વગેરે અટકો ધરાવનાર કુટુંબો પણ છે

વડનગરા નાગરોમાં ગૃહસ્થ અને વૈદિક એવા બે જથ્થા છે ગૃહસ્થ જથ્થાવાળા દાન–દક્ષિણા સ્વીકારતા નથી જ્યારે વૈદિક તે સ્વીકારે છે જૂના વખતમા ઉત્તમપક્ષ અને ધર્મપક્ષ એવા બે તડો પડેલા ૧૯૧૮મા એ રદ થયા છે જ્યારે સાઠોદરા નાગરોની જ્ઞાતિમા ચડતા ઊતરતા કુળના ભેદ છે સાડા ત્રણ ઘર નાગા, કથારિયા જોશીગણ મનજી કુળ, ડુભાર ગોર, આવા ભાગો થયેલા છે પહેલા ઊંચા કુળની કન્યા નીચા કુળમા ન અપાય તેવુ ચાલતુ હવે એવુ બહુ રહ્યુ નથી

**બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિ :** બ્રાહ્મણ જ્ઞાતિઓમા બાજ ખેડાવાળ જ્ઞાતિ સમસ્ત ગુજરાતમા લગભગ ૧૪૦ ગામોમા વસતી એક ખૂબ જ મહત્ત્વની જ્ઞાતિ છે ચરોતરમા એમના મૂળ નવ ગામ ગણાય છે **પણસોરા, થામણા, ડડુસર, હાથજ, નડિયાદ, સોજિત્રા, કણજરી, માંઘરોલી, ભૂમેલ.** ત્યાથી ધીરે ધીરે તેઓ અનેક ગામોમા ફેલાયા છે આજે આ જિલ્લામા નડિયાદ આણંદ ઉમરેઠ, ડભોઈ, સોજિત્રા, વસો, મહુધા વગેરે ગામોમા એમની વસતી સારા પ્રમાણમા છે

**ઇતિહાસ :** દક્ષિણમાં ચિત્તૂર જિલ્લાના તિરુમલે તિરુપતિ પહાડની પૂર્વે ત્રણ માઈલ દૂર તિરુચાનૂર ગામ હતુ ત્યાં બૃહચ્ચરણ સંજ્ઞાના બ્રાહ્મણો વસતા, આશરે ૧૭૦૦ વર્ષ પહેલા

ઈ સ ૨૫૪મા કેટલાક કુટુંબો સોહડ જોશી અને શકર ત્રિવેદી સરદારી નીચે યાત્રા અર્થે નીકળ્યાં, તીર્થયાત્રા કરતા તેઓ વેણુવચ્છ રાજાના ઈડર ઇલદુર્ગ રાજ્યમા આવ્યા તેમની વિદ્વત્તા જોઈ નિસતાન રાજારાણીએ તેમનો સત્કાર કરી પુત્રપ્રાપ્તિની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી આ બ્રાહ્મણોએ તેને પુત્રકામેષ્ટિ યજ્ઞ કરવાની સલાહ આપી આ યજ્ઞ કરાવવા ચારે વેદ ભણેલા પવિત્ર બ્રાહ્મણો ન હોવાથી યાત્રાર્થે આવેલા આ ગૃહસ્થ બ્રાહ્મણો પાસે જ રાજાએ યજ્ઞ કરાવ્યો યજ્ઞની પૂર્ણાહુતિ બાદ આ બ્રાહ્મણોએ દાન ગ્રહણ ન કર્યું, તેથી તેમને કિલ્લામા કેદ કરવામા આવ્યા શકર દવે અને કેટલાક બ્રાહ્મણો કિલ્લો કૂદી ગૂજરાત નાસી ગયા તે બાદ બાજ ખેડાવાળ તરીકે ઓળખાયા અંદર રહ્યા અને દાન ગ્રહણ કર્યું તે ભીતરા ખેડાવાળ કહેવાયા

કિલ્લો કૂદી નાસી ગયેલા બ્રાહ્મણોની તપાસ કરાવી, તેમને માનપૂર્વક તેડાવી, રાજાએ માફી માગી દાન ન લેનાર આ બ્રાહ્મણોને પાનમા 'લી' અક્ષર લખી પાનના બીડા વહેંચ્યા પાછળથી બ્રાહ્મણોને ખબર પડી કે જે ગામોને છેડે 'લી' આવતો હોય તે ગામો—સસ્થાનો રાજાએ ભેટ આપ્યા છે તેથી તેઓ ભેટ મળેલા ગામોમા વસ્યા બાકીના કેટલાક યાત્રાર્થે આગળ ચાલ્યા ગયા

સોહડ જોશી અને બીજા બ્રાહ્મણો ભીતરા બ્રાહ્મણો કહેવાયા તેઓને વેણુવચ્છ રાજાના પ્રધાન વજેપાળે લાડવાણિયા ની યજમાનવૃત્તિ આપી તેથી તેઓ ધીમે ધીમે લાટ દેશમા ગયા

વિ સ ૯૯૯મા બાજ ખેડાવાળ બ્રાહ્મણો ચરોતરમા આવી નવગામમા વસ્યા તેનો ઉલ્લેખ મળે છે ભાટ કહે છે કે —પાનસરોરા, થામણા, ડસર,ને હાથજ, નરપુર, કણજરી, સોજિત્રા મોખરોળ નવે મૂળજ, અર્થાત્ ૧ પણસોરા, ૨ થામણા, ૩ ડડસર ૪ હાથેજ ૫ નડિઆદ, ૬ સોજિત્રા, ૭ કણજરી, ૮ મોત્રોળી ૯ મૂળજ

ઈ સ ૧૦૨૫મા મહમદ ગીઝનીની સોમનાથ પર ચઢાઈ થઈ ત્યારે સૌરાષ્ટ્ર અને ગુજરાતના બ્રાહ્મણો મદ્રાસ જઈ વસ્યા અને મદ્રાસમા ઝવેરાતના ધધામા કુશળતા મેળવી

ઈ સ ૧૮૮૦મા ચરોતરના પ્રદેશમા આ બ્રાહ્મણો આવ્યા અને ઈ સ ૧૪૪૮મા મહમદ બેગડા અને રા' માડલિકના સમયમા આ બાજ ખેડાવાળ બ્રાહ્મણો ઉમરેઠમા આવી વસ્યા નવગામ પૈકીના કણજરી ગામના ક્રીશનજી દવેજીના વંશજ કોશાકિયા દવે ધરણાજીએ સૌ પ્રથમ ઉમરેઠમા આગમન કર્યું હતું ત્યાર બાદ ઉમરેઠમા આ બ્રાહ્મણો આવતા ચાલુ રહ્યા અને મૂળ ધાયેલા મંથારણમાં ફેરફારો પણ થતા રહ્યા વળી ત્યા વસતી વધવાથી તે ચરોતરમા બીજા ગામોમાં ફેલાયા

**ગોત્રો અને અટકો :** આ જ્ઞાતિના બ્રાહ્મણોનો મુખ્ય વેદ ઋગ્વેદ છે આ સિવાય સામવેદ અને યજુર્વેદનુ પણ અધ્યયન થાય છે આ જ્ઞાતિના બ્રાહ્મણોના મૂળ ૨૭ ગોત્ર હતાં હાલ નીચેના ૨૪ ગોત્રો છે ૧ સમાયન, ૨ શાંડિલ્ય, ૩ ભારદ્વાજ, ૪ ગૌતમ, ૫ પુરાણ, ૬ મૈત્રેયા, ૭ વત્સ, ૮ કૌશિક, ૯ મુદગ, ૧૦ કપિલ, ૧૧ ઉપમન્યુ ૧૨ લાવકાયન, ૧૩ આત્રેય, ૧૪ કૃષ્ણાત્રેય, ૧૫ મૌનસ, ૧૬ ઝટીન, ૧૭ ઉત્તાન, ૧૮ જાતુકર્ણ, ૧૯ કૌશિક, ૨૦ કશ્યપ ૨૧ ગાર્ગ, ૨૨ ઔશનસ, ૨૩ વશિષ્ઠ, ૨૪ વલિ

તેમની અટકો નીચે મુજબ છે ૧ ખભાળજા—ખભોળજ ગામ પરથી ૨ દવે—દ્વિવેદી પરથી ૩ ત્રવાડી—ત્રિવેદી ૪ ભટ્ટ—મુખ્ય માણસ ૫ પડ્યા—ગોરપદુ કરનાર ૬ જોશી જ્યોતિષ જાણનાર, ૭ શુક્લ—ગોરપદુ કરનાર, ૮ વ્યાસ—શાસ્ત્રના જાણનાર, ૯ ઉપાધ્યાય—અધ્યાપકના હાથ નીચેના ૧૦ પાઠક, ૧૧ ધ્યાની—ધ્યાનવાળા ૧૨ મેરુ—અચળ, ૧૩ પરોત પુરોહિતનુ અપભ્રંશ, ૧૪ મહેતા—તલાટી કામ કરતાર ૧૫ દેસાઈ ૧૬ નાયક—દડ નાયક, ૧૭ ઠાકર માનવતા, ૧૮ ધગડ, ૧૯ વોરા—વહેવારિયા, ૨૦ શેલત—શેલોત એટલે લહેણું વસૂલ કરનાર ૨૧ ઘોરા—મુખ્ય આગેવાન, ૨૨ ડોળિયા ડોળ ગામના, ૨૩ કોટડિયા—ગામ પરથી, ૨૪ કોદરિયા, ૨૫ અધ્યારુ ૨૬ જાની, ૨૭ મુનશી, ૨૮ સજ્જાણિયા, ૨૯ સદણા, ૩૦ પોનસિયા

**ધર્મ :** આ જ્ઞાતિની વસતી શૈવ અને વૈષ્ણવ સપ્રદાયમા રામાનુજ વલ્લભાચાર્યનો વિશિષ્ટાદ્વૈતવાદ અને શુદ્ધાદ્વૈતવાદને અનુસરે છે શૈવ સપ્રદાયમા શકરાચાર્યનો કેવલાદ્વૈત છે સ્વામીનારાયણ સપ્રદાયને પણ કેટલાક માને છે આ ઉપરાત શક્તિ ઉપાસકો, નૃસિંહાચાર્યને માનનાર અને આર્ય સમાજને માનનાર પણ છે

**ઔદિચ્ય ટોળકિયા બ્રાહ્મણ જ્ઞાતિ : પરિચય :** આ જ્ઞાતિ પોતાને **સમસ્ત ઔદિચ્ય ટોળક સમાજ** એ નામથી ઓળખાવે છે આ સમસ્ત સમાજના ગુજરાતમા ઘર આશરે ૯૦૦ અને વસતી ૩૦૦૦થી વધુ મનાય છે આ પૈકી ચરોતરમા આશરે ૫૦૦ કુટુંબો અને ૧૫૦૦ જેટલી વસતી છે આ કુટુંબો નીચેનાં ગામોમા વસે છે ત્રાણુજા, રઢુ, અડાસ, ઉમરેઠ, ઘોડાસર, હાધરવાસ સરસાણી, ડભાણ, નાપા, અગાસ, ઉત્તરસડા વગેરે

**આદિ પુરુષો, ગોત્રો, વગેરે :** ચરોતરમા વસતા આ જ્ઞાતિના કુટુંબોના આદિ પુરુષો તેમના ગોત્રો, કુળ દેવીઓ, આદિસ્થાનો, હાલના ગામો અને અટકોની વિગત નીચેના પત્રકમા આપી છે આ બધા યજુર્વેદની માધ્યદિની શાખાના છે એમના ઇષ્ટ દેવ મહાદેવ છે

| ક્રમાંક | આદિપુરુષ | આદિસ્થાન | નદીતટ | કુલદેવી | ગોત્ર | હાલનું સ્થાન | હાલની અટક |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિત્રશર્મા | બ્રહ્મપુરી | વાત્રક | કુલેશ્વરી | કશ્યપ | હળદરવાસ બામણોલ | પંડ્યા |
| ૨ | દત્તશર્મા | ખેડા | વાત્રક | મહાલક્ષ્મી | કશ્યપ | ખેડા | પંડ્યા, વ્યાસ |
| ૩ | દત્તશર્મા | ભરકુંડ | વાત્રક | ચંડી | અંગીરસ | ભરકુંડા | વ્યાસ |
| ૪ | સૂર્યશર્મા | કનીજ | મેશ્વો | ગૌરી અષ્ટભૂજા | પૌલસ્ત્ય | કનીજ | વ્યાસ |
| ૫ | વિષ્ણુશર્મા | માતર | શેઢી | આશાપુરી | શાંડિલ્ય | માતર | ભટ, જાની, શુકલ |
| ૬ | ભવશર્મા | હરેરા | શેઢી | લલિતા | કશ્યપ | હરેરાર | પરોત |
| ૭ | મિત્રશર્મા | દેવગ્રામ | શેઢી | ક્ષેમકલ્યાણી | ભરદ્વાજ | ડભાણ | ભટ્ટ, પંડ્યા, શુકલ |
| ૮ | વસુશર્મા | આગ્નપુર | શેઢી | અંબિકા | કશ્યપ | મહુધા | વ્યાસ |
| ૯ | સોમશર્મા | શ્રીસ્થળ | મહીસાગરસંગમ | ચામુંડા | અત્રિ | ખંભાત | પંડ્યા |
| ૧૦ | વિશ્વશર્મા | સુમાર | મહી | દુર્ગા | વસિષ્ઠ | સીસવા | પંડ્યા |
| ૧૧ | ભીમશર્મા | આંકલાવ | મહી | અન્નપૂર્ણા | કશ્યપ | આંકલાવ | ભટ્ટ |
| ૧૨ | દેવશર્મા | રેગુણજ | મહી | કાળી | સાંકૃત | રેગુણજ+ | જોશી |
| ૧૩ | ભવશર્મા | —— આ કુટુંબ અસારવા અમદાવાદમાં છે.—— | | | | | |

+ આ ગામ મહી નદીમાં તણાઈ ગયું છે.

ઇતિહાસ : ગુજરાતના રાજા મૂળરાજ સોલંકીને જિંદગીનાં પાછળનાં વર્ષોમાં ગળતકોઢ થયો. આ અસાધ્ય રોગ માટે તેણે વિદ્વાન બ્રાહ્મણોને પૂછ્યું. રાજાએ મોસાળ પક્ષનો સર્વનાશ કરી ગાદી પ્રાપ્ત કરી હોવાથી આ રોગ લાગુ પડેલો છે એમ બ્રાહ્મણોએ જણાવ્યું. તેથી આ પાપના નિવારણાર્થે શું કરવું તે પૂછવા માટે રાજા પાટણથી બાર ગાઉ દૂર આવેલા શ્રીસ્થલ–સિદ્ધપુર ગયો. ત્યાં વસતા તેના ગુરુદેવે રુદ્રમહાકાળની પ્રતિષ્ઠા કરવાની અને તે અંગે અતિરુદ્રમહાયાગ કરવાની તેને સલાહ આપી. આ કર્મ કરનાર વિદ્વાન, અગ્નિહોત્રિ, વેદ–શાસ્ત્ર પુરાણોને જાણનાર સદાચારી ષટકર્મ નિત્ય કરનાર બ્રાહ્મણો ગુજરાતમાં નહીં હોવાથી, ઉત્તરમાં ગંગા–યમુનાના કિનારે વસતા બ્રાહ્મણોને બોલાવવાનું ગુરુદેવે સૂચવ્યું. રાજાએ લાંબા સમય સુધી ચાલનાર અતિરુદ્ર મહાયાગ માટે ઉત્તરમાંથી નીચેના બ્રાહ્મણો સહકુટુંબ આમંત્ર્યા : પ્રયાગથી ૧૦૦, ચ્યવનાશ્રમથી ૧૨૦, સરયૂકાંઠેથી ૨૦૦, કાન્યકુબ્જ કનોજથી ૨૦૦, કાશીથી ૧૦૦ કુરુક્ષેત્રમાંથી ૭૨, ગંગાદ્વારથી ૧૦૦, કુરુક્ષેત્રમાંથી બીજી વાર ૧૨૧ કુલ : ૧૦૧૩.

આ રુદ્રમહાકાળની પ્રતિષ્ઠાનું કાર્ય સંવત ૧૦૫૦ના કારતક સુદ ૮ને દિવસે થયું અને અતિરુદ્રની પૂર્ણાહુતિ પૂનમે થઈ. ત્યાર બાદ દક્ષિણામાં પ્રથમ ૨૧ બ્રાહ્મણોને સિદ્ધપુર ગામ આપ્યું. પછીના ૧૦ બ્રાહ્મણોને સૌરાષ્ટ્રમાં આવેલ સિંહપુર –સીહોર આપ્યું. વળી ૪૭૯ બ્રાહ્મણોને સિદ્ધપુર આસપાસનાં ૧૭૧ ગામ આપ્યાં અને ૪૯૦ બ્રાહ્મણોને સીહોરની આજુબાજુનાં ૮૧ ગામ આપ્યાં. આ રીતે ઉત્તરમાંથી આવેલા ૧૦૦૦ બ્રાહ્મણોએ ગુજરાતમાં કાયમનો વસવાટ કર્યો. આ બ્રાહ્મણો ઉત્તરથી આવ્યા હોઈ ઉદીચ્ય–ઔદિચ્ય અને કુલ સંખ્યા હજારની હોવાથી ઔદિચ્ય સહસ્ર કહેવાયા. સિદ્ધપુર અને તેની આસપાસનાં ગામોમાં વસતાં ૫૦૦ કુટુંબો સિદ્ધપુર સંપ્રદાયનાં ગણાયાં. સીહોર તરફ વસતાં ૫૦૦ કુટુંબો સીહોર સંપ્રદાયનાં ગણાયાં.

આ બ્રાહ્મણો સિવાય યજ્ઞના મુખ્ય અધિકારીઓ આચાર્ય, બ્રહ્મા, સદસ્ય, ગાણપત્ય, સર્વોપદ્રષ્ટા અને આઠ દિશાના દિક્પાલો મળી કુલ ૧૩ બ્રાહ્મણોએ દક્ષિણા લેવાની ના પાડી, તેથી રાજાએ તેમને પોતાના રાજ્યમાં રહેવાની વિનંતિ કરી. પરિણામે તેઓ સાભ્રમતી–સાબરમતી, મહેશ્વદી–મેશ્વો, વેત્રવતી–વાત્રક, શેઢી અને મહી એ પાંચ નદીકાંઠે આવેલાં જંગલમાં એકાન્ત પ્રદેશમાં સ્થાન પસંદ કરી રહ્યા. સંવત ૧૦૫૩માં મૂળરાજના મરણ પછી આ ૧૩ (તેર) બ્રાહ્મણોએ ટોળુંબાળી શાસ્ત્રનિયમાનુસાર ગનો ગોત્ર તથા પ્રવર ન મળતાં આવે તેની સાથે કન્યા આપલેનો વ્યવહાર શરૂ કર્યો. આ બ્રાહ્મણોના વંશજો ટોળકિયા બ્રાહ્મણો તરીકે જાણીતા થયા.

ઉપરનાં તેર કુટુંબો પૈકી વાત્રક કિનારે ત્રણ, મેશ્વો કિનારે એક, શેઢી કિનારે ચાર, અને મહી કિનારે ચાર મળી ૧૨ કુટુંબો ચરોતરમાં વસ્યાં હોઈ ટોળકિયાનું આદિનિવાસ સ્થાન ચરોતરમાં છે.

**તપોધન બ્રાહ્મણ જ્ઞાતિ :** જે મનુષ્યો તપને જ ધન સમજી તેનું રક્ષણ કરે છે તેને તપોધન કહેવામાં આવે છે. આ રીતે આ જ્ઞાતિના પૂર્વજો તપને ધન સમજી જનકલ્યાણમાં રત રહેતા, તેથી તેમનું નામ તપોધન બ્રાહ્મણ પડ્યું છે.

**વસતી :** આ જ્ઞાતિની ગુજરાતભરમાં પચીસથી ત્રીસ હજારની વસતી છે. ખેડા જિલ્લામાં ખંભાત, સુણાવ, માણજ, પીપળાવ, ડાકોર, કપડવણજ, કઠલાલ, નડિયાદ, હેરંજ, સિંહુજ, સરસવણી વગેરે ગામોમાં મળી આશરે ૬૩૦ કુટુંબો છે અને ૨૦૪૦ વસતી છે.

**ગોત્રો અને અટકો :** આ જ્ઞાતિમાં શાણ્ડિલ્ય, ગૌતમ, કાશ્યપ, ભારદ્વાજ, પરાશર, વગેરે ગોત્રો છે અને સેવક, રાવળ, ભટ્ટ, જોશી, પંડ્યા, દવે, અધ્વર્યુ, દીક્ષિત, જતી વગેરે અટકો છે.

**ધર્મ :** આ જ્ઞાતિના બ્રાહ્મણો સનાતન વેદધર્મ પાળે છે. કેટલાક જ્ઞાતિજનો શંકરને અને કેટલાક શ્રી વિષ્ણુ ભગવાનને ઇષ્ટદેવ ગણે છે. જ્ઞાતિજનોની કુળદેવી સૌ સૌના સ્થાનક પ્રમાણે ગણાય છે.

**ઇતિહાસ :** આ જ્ઞાતિનું મૂળ વતન ખાસ કોઈ વિશિષ્ટ ગામ કે સ્થળ નથી. ખેડા જિલ્લામાં આ જ્ઞાતિના બ્રાહ્મણો ક્યારે આવી વસ્યા તે વિષે ખાસ માહિતી મળી નથી.

**ભટ્ટ મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિ :** મુસલમાન બાદશાહોએ મેવાડ પર આક્રમણ કર્યું ત્યારે ત્યાં વસતા બ્રાહ્મણો ગુજરાતમાં આવી ચરોતર, દસકોસી, બાવન, છતે, વાંસવાડા, મોડાસા, માલપરા, એ સાત ભાગોમાં વસેલા. આથી આ જ્ઞાતિના બ્રાહ્મણોનું મૂળ વતન મેવાડ (રાજસ્થાન) છે, પણ હાલ મૂળ વતન સાથે જ્ઞાતિને કશો સંબંધ નથી.

આ જ્ઞાતિના બ્રાહ્મણોમાં ભટ્ટ મેવાડા, ચોરાસી મેવાડા, ત્રિવેદી મેવાડા, અને રાહદેશી મેવાડા એવા મુખ્ય વિભાગો છે. આ જ્ઞાતિના બ્રાહ્મણોની વસતી ગુજરાતભરમાં આશરે પાંચ હજારની છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણોનો મોટો ભાગ શૈવધર્મી છે. કેટલાકો શાક્ત, વૈષ્ણવ વગેરે સંપ્રદાયો પણ માને છે. જ્ઞાતિના ઇષ્ટદેવ શ્રી એકલિંગજી મહાદેવ છે. તેમનું મુખ્ય મંદિર ઉદેપુર [મેવાડ]માં આવેલું છે. તેમનો પાટોત્સવ દર વર્ષે ફાગણ વદ ચૌદશને દિવસે ઊજવાય છે.

આ જ્ઞાતિમાં લગ્નવિધિ કરતાં પહેલાં ગોળ અથવા અડદના લોટનો નાગ બનાવી તેની પૂજા કરવાની રૂઢિ છે.

આ જ્ઞાતિમાં પારાશર, શાંડિલ્ય, ગર્ગ, કાત્યાયન, વત્સ વગેરે ૧૪ ગોત્રો છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો પુરોહિત (યજમાનવૃત્તિ), કથાકાર (પુરાણી), જ્યોતિષ, કર્મકાંડ, શિક્ષણ, વકીલાત, ડૉક્ટરી, વૈદક, વેપાર, વગેરે ધંધાઓ કરે છે. કેટલાક જ્ઞાતિજનો મેવાડા સુથાર, મેવાડા વાણિયા, મેવાડા સોની, મેવાડા ક્ષત્રિય, વગેરે જ્ઞાતિઓનું ગોરપદું પણ કરે છે. જ્ઞાતિની આર્થિક સ્થિતિ સામાન્ય છે.

ભટ્ટ મેવાડા બ્રાહ્મણ જ્ઞાતિના વિદ્યાર્થીઓના અભ્યાસ માટે ફંડો અને મંડળો ચાલે છે, તેમ જ જ્ઞાતિનાં બે માસિકો પણ પ્રગટ થાય છે.

**વળાદરા બ્રાહ્મણ જ્ઞાતિ :** અમદાવાદની પાસે સાબરમતી નદીને કાંઠે વળાદ (બાલાપુર)માં વસતા બ્રાહ્મણો તેમના મૂળ વતન પરથી વળાદરા કહેવાય છે. મુસલમાનોની ચડાઈને કારણે તેઓ મૂળ વતન છોડી ગુજરાતના અન્ય પ્રદેશમાં વસેલા. આશરે ઈ. સ. ૧૩૦૦ ની સાલમાં આ બ્રાહ્મણોએ ચરોતરમાં વસવાટ કર્યો.

વળાદ પ્રાચીન કાળમાં બાલાપુર અને તેના પહેલાં સૂર્યક્ષેત્રને નામે ઓળખાતું. ઉત્કંઠેશ્વરમાં જબાલિ ઋષિએ ૯૦૦ વર્ષ તપ કરેલું. તેમની પુત્રી બાલાએ સૂર્યની ઉપાસના કરતાં તેને ૧૩ પુત્રો થયા, તેઓ બાલાર્ક બ્રાહ્મણો કહેવાયા. એ ઋષિપુત્રીએ જ્યાં તપ કરેલું તે સ્થળ બાલાપુર કહેવાયું, અને બાલાર્ક સંતતિ તે બાલાપુર (વળાદ)માં વસતા વળાદરા બ્રાહ્મણો કહેવાયા.

આ જ્ઞાતિના તળપદા વળાદરા બ્રાહ્મણ અને મેવાડા વળાદરા બ્રાહ્મણ એમ બે વિભાગો છે. આ જ્ઞાતિનાં ૧૬ ગોત્રો નીચે મુજબ છે : મુદ્ગલ, કૃષ્ણાત્રી, આશ્વલાયન, અગસ્ત્ય, મવરાત, વસિષ્ઠ, ભારદ્વાજ, મૈત્રેય, ગૌતમ, કૌશિક, પૌલસ્ત્ય, ઉદુંબર, વાલ્મિક, કશ્યપ, પાતંજલ, મૌનસ, આ જ્ઞાતિના બ્રાહ્મણોનો મુખ્ય વેદ યજુર્વેદ છે.

ગુજરાતમાં આ જ્ઞાતિની વસતી આશરે ૨૦૦૦ માણસોની છે. ચરોતરમાં પીજ, નડિયાદ, વડથલ, મહેમદાવાદ, કઠલાલ, સરસવણી, કપડવણજ, ડાકોર વગેરે ગામોમાં આ જ્ઞાતિની આશરે ૧૭૩૦ માણસોની વસતી છે.

આ જ્ઞાતિના મોટા ભાગના બ્રાહ્મણો શિવમાર્ગી છે. વળી કેટલાક સ્વામીનારાયણ સંપ્રદાય અને રાધાસ્વામી સંપ્રદાય પણ પાળે છે. જ્ઞાતિના ઇષ્ટદેવ સૂર્યનારાયણ અને કુળદેવી બાલામાતા છે. ઉપરાંત તેઓ વીરનાથ (શંકર)ના પૂજક છે. ઇષ્ટદેવનું મુખ્ય મંદિર વળાદમાં આવેલું છે.

આ જ્ઞાતિના લોકો પહેલાં ભિક્ષાવૃત્તિ કરતા. હાલ વેપાર, ખેતી, નોકરીમાં રોકાયેલા છે. પીજ, મહેમદાવાદ,

કડલાલ વગેરે ગામોનાં એકંદરે ૨૦ થી ૨૫ કુટુંબો નોકરી અર્થે પૂર્વ આફ્રિકામાં વસે છે. જ્ઞાતિની આર્થિક સ્થિતિ ઘણી જ સાધારણ છે.

જ્ઞાતિનાં બાળકોની ઉન્નતિ માટે કડલાલમાં મોહનલાલ કામેશ્વર પંડ્યા કેળવણી મંડળ ચાલે છે.

**વાલમ બ્રાહ્મણ જ્ઞાતિ:** આ જ્ઞાતિની ઉત્પત્તિ ઘણી પ્રાચીન મનાય છે. પૂર્વકાળમાં કહેલા ૧૨ પ્રકારના ગૌડ બ્રાહ્મણોમાંના પાંચમા ગૌડ બ્રાહ્મણો વાલ્મિક બ્રાહ્મણો કહેવાય છે. 'વાલ્મિક' પરથી વાલમ શબ્દ બન્યો હશે એમ મનાય છે.

બીજી એક હકીકત એવી પણ છે કે ઈ. સ ના તેરમા–ચૌદમા સૈકામાં વલ્લભીપુર (વળા)માં મૈત્રકવંશના રાજ્યકાળમાં આ જ્ઞાતિના બ્રાહ્મણો વસતા હતા. રાજા સાથે અણબનાવ થતાં આ બ્રાહ્મણો ધંધુકામાં આવી વસ્યા અને કેટલાક આગળ જઈ વસો, સોજિત્રા વગેરે ચરોતરનાં ગામોમાં વસ્યા. આ રીતે આ જ્ઞાતિ ચાર વિભાગમાં વહેંચાયેલી છે. ૧: ધંધુકા વિભાગ, ૨: ચરોતર વિભાગ, ૩: સોરઠ વિભાગ, ૪: ચાર જથ્થા વિભાગ.

ચરોતરમાં આ જ્ઞાતિના બ્રાહ્મણોની મુખ્ય વસતી વસોમાં છે. તે ઉપરાંત સોજિત્રા, સાવલી, કરમસદ, ઉત્તરસંડા, બોરિયાવી, લિંબાસી, મોગર, બોરસદ, વડોદ, વગેરે ગામોમાં પણ તેમની વસતી છે. ચરોતરમાં આ જ્ઞાતિનાં કુલ ૨૪૬ કુટુંબો વસે છે. તેમની કુલ વસતી ૧૪૫૯ છે.

આ જ્ઞાતિ કર્મકાંડમાં અગ્રસ્થાને છે. તેમનો મુખ્ય વેદ યજુર્વેદ છે અને તેઓ અત્રિ (આત્રેય), આંગીરસ, ઉપમન્યુ, કશ્યપ, કૌત્સ (કુત્સ), કૌશિક, ગર્ગ (ગાર્ગિરસ), ગૌતમ, ચંદ્રાત્રિ, પરાશર, પૌલસ્ત્ય, ભારદ્વાજ, વત્સ, વસિષ્ઠ, શાંડિલ્ય, એ ગોત્રોના છે.

તેઓ મુખ્ય શૈવ ધર્મ પાળે છે. કેટલાક જ્ઞાતિજનો સ્વામીનારાયણ અને વૈષ્ણવ સંપ્રદાય પણ પાળે છે. જ્ઞાતિના ઇષ્ટદેવ વૈજનાથ મહાદેવ, અને કુળદેવી વાઘેશ્વરી માતા છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો મુખ્યત્વે યજમાનવૃત્તિ, ખેતી, વેપાર, અને નોકરી કરે છે. આર્થિક સ્થિતિ સામાન્ય છે. વિદ્યાર્થીઓને અભ્યાસમાં ઉત્તેજન આપવા ફંડ, બોર્ડિંગ, વગેરે વ્યવસ્થા પણ છે.

જાણીતા શ્રી પુનિત મહારાજ, શ્રી સીતારામ કૃપાશંકર મહારાજ વગેરે આ જ્ઞાતિના છે.

**મોઢ અગિયાસણા બ્રાહ્મણ જ્ઞાતિ:** આ જ્ઞાતિના બ્રાહ્મણોનું મૂળ વતન ઉત્તર ગુજરાતમાં ચુંવાળમાં બહુચરાજીથી ૮ માઈલ દૂર આવેલું ચાણસ્મા તાલુકાનું મોઢેરા ગામ છે. મોઢેરામાં એક ભવ્ય અને પુરાણું સૂર્યમંદિર આવેલું છે. ઈ. સ. પૂર્વે ૨૦૫ દરમિયાન મોઢેરા વિખ્યાત બંદર ગણાતું.

મુસલમાન રાજાઓએ મોઢેરા લૂંટયું ત્યારે ત્યાં વસતા બ્રાહ્મણો મોઢેરા ત્યજી ગુજરાતનાં જુદાં જુદાં સ્થળોમાં વસ્યા. મોઢેરાના બ્રાહ્મણોમાંથી અગિયાર બ્રાહ્મણોની એક ટુકડી ગુજરાતમાં આવી વસી, તેથી એ જ્ઞાતિનું નામ મોઢ અગિયાસણા પડ્યું. કેટલાક બ્રાહ્મણો સૌરાષ્ટ્રમાં અને દક્ષિણે સુરત તરફ જઈને પણ વસ્યા.

આખા ગુજરાતમાં આ જ્ઞાતિની વસતી લગભગ ૫૦૦ ઘરની છે. ચરોતરમાં નડિયાદ અને પીપળાવમાં આ જ્ઞાતિની મુખ્ય વસતી છે. ઉપરાંત ગોહેડા, સાવલી, ગૌરવા, સંજાયા, વગેરે ગામોમાં પણ થોડી થોડી વસતી છે. વચ્છસ, જાતુકર્ણ, કૌકશ, કશ્યપ, વગેરે ગોત્રો આ જ્ઞાતિનાં છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો શૈવ, વૈષ્ણવ, શાકત, સ્વામીનારાયણ, સંપ્રદાયો માને છે.

આ જ્ઞાતિની કુળદેવી મોઢેશ્વરી માતા છે તેમનું મુખ્ય મંદિર મોઢેરા ગામમાં છે. જ્ઞાતિના ઇષ્ટદેવ ડાકોરના શ્રી રણછોડ અને આણંદ–કરનાળીમાં કુબેર ભંડારી છે. જ્ઞાતિના મૂળ સ્થાન મોઢેરામાં હાલ આ જ્ઞાતિની બિલકુલ વસતી નથી.

આ જ્ઞાતિના બ્રાહ્મણોનો મુખ્ય ધંધો યજમાનવૃત્તિનો છે. કેટલાક શિક્ષણ, નોકરી, તથા બીજા વેપાર ધંધા પણ કરે છે.

**ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિ:** સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારાથી પાંચ માઈલ દૂર આવેલ દેલવાડા તથા ઊના આ જ્ઞાતિના બ્રાહ્મણોનું મૂળ વતન છે. આ સ્થળે પહેલાં બ્રાહ્મણોનું રાજ્ય હતું તેથી આ જ્ઞાતિનું નામ ઉનેવાળ બ્રાહ્મણ જ્ઞાતિ પડેલું. એમ પણ કહેવાય છે કે દેલવાડા, ઊના એ ગામો મૂળરાજે બ્રાહ્મણોને દાનમાં આપ્યાં હતાં.

આશરે સાતમા–આઠમા સૈકામાં આ જ્ઞાતિના બ્રાહ્મણો ગુજરાતમાં આવ્યા અને તે ૧૮ વિભાગમાં વહેંચાયેલા છે. સૌથી મોટો ભાગ ચરોતરનો ગણાય છે.

આ જ્ઞાતિમાં શાંડિલ્ય, વસિષ્ઠ, ભારદ્વાજ, વગેરે ગોત્રો છે. જ્ઞાતિના બ્રાહ્મણો શૈવધર્મને માને છે. જ્ઞાતિના ઇષ્ટદેવ મહાકાળેશ્વર અને કુળદેવી શ્રી કનકેશ્વરી માતા છે. કુળદેવીનું મુખ્ય સ્થાનક ગિરનાં જંગલમાં શીંગવડો નદીને કિનારે છે. ચરોતરમાં કુળદેવીનાં મુખ્ય મંદિરો ભૂવેલ અને સુંદરા ગામોમાં છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો ખેતી, નોકરી, અને વેપાર કરે છે. ધંધાર્થે આફ્રિકામાં પણ એક બે કુટુંબો વસેલાં છે. આર્થિક સ્થિતિ મધ્યમ કક્ષાની છે.

ગુજરાતમાં આ જ્ઞાતિનાં આશરે ૧૦૦૦ ઘર છે. ચરોતરમાં ૩૦૦ ઘરની વસતી છે. ચરોતર વિભાગમાં બૂવેલ, વત્રા, ખટનાલ, વટાદરા, જહાજ, કણુઝર, દહેડા, ભંડરેજ, સુંદરા, રણુજ, ખંભાત વગેરે ગામોમાં આ જ્ઞાતિના બ્રાહ્મણો વસે છે.

પૂર્વકાળે ઊના (ઉન્નતપુર) દેલવાડા (દેવકુલ) માં વસતા આ જ્ઞાતિના બ્રાહ્મણોની માહિતી સ્કંદપુરાણમાં પ્રભાસખંડમાં આપેલી છે.

પ્રસિદ્ધ સંગીતાચાર્ય પં. શ્રી ઓમકારનાથજી ઠાકુર, રમેશચંદ્ર ઠાકુર, સ્વ. શ્રી ભવાનીશંકર આત્મારામ ઓઝા, (જૂનાગઢ) વગેરે જાણીતા પુરુષો આ જ્ઞાતિમાં થયા છે.

જ્ઞાતિ વિકાસ માટે કેટલીક સંસ્થાઓ, વિદ્યાર્થીગૃહ, શિષ્યવૃત્તિઓ, માસિકો વગેરેની વ્યવસ્થા છે.

**ગોસ્વામી (ગોસાઈ) જ્ઞાતિ:** પ્રાચીન કાળમાં બ્રાહ્મણો આધ્યાત્મિક વિદ્યાના ઉપાસકો હતા. તેમાં જે બ્રહ્મવિદ્યાના ઉપાસકો હતા તેઓ વેદાન્તના આચાર્યો કહેવાયા. આ આચાર્યો સમાજમાં ઋષિ, મુનિ, યોગી, સન્યાસી, ગોસ્વામી વગેરે નામે ઓળખાતા. આ રીતે ગોસ્વામી નામ ત્રેતા યુગમાં પડેલું. જેઓ ગૃહસ્થ (પરિણીત) જીવન ગાળતા તેઓ ગોસ્વામી કહેવાયા. અને નૈષ્ઠિક બ્રહ્મચારી રહી યોગસાધના કરતા તેઓ સંન્યાસી કહેવાયા. આ જ્ઞાતિનો વિભાગ **દશનામ ગોસ્વામી** છે.

આ જ્ઞાતિના મૂળ પુરુષો ઉત્તરપ્રદેશ, હરદ્વાર, કાશી વગેરે સ્થળોએથી આવેલા. સતત અઢારમા સૈકા સુધી ઉત્તર ગુજરાતનાં સિધ્ધપુર, લાલી, લંઘા, ઇડર વગેરે સ્થળોએ પણ તેમણે મઠ બાંધી વસવાટ કરેલો. બ્રિટિશ અમલ દરમિયાન રાજ્યાશ્રય જતાં આ જ્ઞાતિના લોકો ખેડા જિલ્લામાં આવી વસ્યા. હાલ ચરોતરમાં ગોસ્વામીઓમાં આણંદ પાસે આવેલા મોગરીના મઠની શાખાના મઠો વધારે પ્રમાણમાં છે.

આ જ્ઞાતિ શૈવ સંપ્રદાય પાળે છે. જ્ઞાતિના દેવતા સિધ્ધેશ્વર, નારાયણ અને આદિ-વરાહ છે અને કુળદેવી ભદ્રકાળી, વિમળા, પુન્યાગરી અને કામાક્ષી છે.

આ જ્ઞાતિમાં સામવેદ, ઋગ્વેદ, અથર્વવેદ, અને યજુર્વેદ આ ચાર વેદ છે. અને દાલભ્ય, કણ્વ, ગર્ગાચાર્ય, ભારદ્વાજ, આ ચાર ગોત્રો છે અને તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી અને પુરી એ ૧૦ અટકો છે.

આ જ્ઞાતિની ગુજરાતમાં આશરે ચારથી પાંચ હજારની વસતી છે. ખેડા જિલ્લામાં જુદાં જુદાં ગામોમાં આ જ્ઞાતિની વસતી અને તેના મઠ છે. સારસા, ઠુણાદરા, બોરસદ, બેદવા, ખાંડીવાવ, આંકલાવ, ભેટાસી-આ ગામોમાં તેમની વસતી વધારે છે. બાકી બીજાં ગામોમાં એકેક મઠ છે.

મુખ્ય ધંધો જમીનદારી, ખેતી તેમ જ નોકરી છે. પહેલાંના સમયમાં ધીરધારનો ધંધો પણ કરતા. હાલની આર્થિક સ્થિતિ મધ્યમ છે.

આ જ્ઞાતિમાં મરણ પાછળ થતું ભોજન ભંડારો કહેવાય છે, પણ તે ફરજિયાત નથી. આ જ્ઞાતિમાં વિધવાનાં પુનર્લગ્ન થાય છે આ જ્ઞાતિમાં શબને બાળતા નથી, પણ દાટે છે, સમાધિ આપે છે.

આ જ્ઞાતિમાં બે સિધ્ધ પુરુષો જીવતાં સમાધિસ્થ થયેલા છે: ૧: શ્રી કરસનનાથ સ્વામી, (મોગર) ૨: શ્રી પ્રાણુનાથના ચેલા નખીબાવા (મુ. ખાંડીવાવ).

જ્ઞાતિની ઉન્નતિ માટે મંડળો અને સામયિકો ચાલે છે.

**જૂના શ્રીગોડ પ્રવાળિયા બ્રાહ્મણ જ્ઞાતિ:** વિંધ્યાચળની ઉત્તરનો પ્રદેશ જે પહેલાં ગૌડ પ્રદેશને નામે ઓળખાતો હતો તે આ જ્ઞાતિના બ્રાહ્મણોનું મૂળ વતન હતું. કુળદેવી શ્રી મહાલક્ષ્મીનો પ્રથમ અક્ષર 'શ્રી' અને મૂળ વતન 'ગૌડ'નો અપભ્રંશ ગોડ મળી **'શ્રીગોડ'** નામ પડયું. પ્રવાળ (પરવાળાં)નો ધંધો કરતા હોવાથી **પ્રવાળિયા** થયું. શ્રીગોડ જ્ઞાતિનો **મુખ્ય વિભાગ જૂના શ્રીગોડ પ્રવાળિયા બ્રાહ્મણ** છે. સિદ્ધરાજના રૂદ્રમાળની પૂર્ણાહુતિના સમયે રૂદ્રમાળનું મુહૂર્ત આપનાર પ્રાણધર શાસ્ત્રીના પુત્ર ગંગાધર શાસ્ત્રી અને બીજા શ્રીગોડો માળવામાંથી ગુજરાતમાં સંવત ૧૧૦૦માં આવ્યા મનાય છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણોનો મુખ્ય વેદ યજુર્વેદ છે અને વશિષ્ટ, વત્સ, શાંડિલ્ય, વરચસ, ગાર્ગસ, ગોત્રો છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો, અયાચકવ્રતધારી છે. તે કોઈની પાસેથી દાનદક્ષિણા અને ભિક્ષા લેતા નથી. જ્ઞાતિજનોમાં કોઈ નિરક્ષર નથી. મોટે ભાગે તેઓ સરકારી ખાતાંમાં તેમ જ કેળવણીના ક્ષેત્રમાં નોકરી કરે છે, ઉપરાંત વકીલાત, વેપાર પણ કરે છે. આર્થિક સ્થિતિ મધ્યમ છે.

આ જ્ઞાતિના બ્રાહ્મણો સનાતન વૈદિક હિંદુ ધર્મ પાળે છે. કેટલાક રાધાસ્વામી સંપ્રદાય પણ માને છે. જ્ઞાતિજનોના ઇષ્ટદેવ મહાદેવ અને કુળદેવી મહાલક્ષ્મી છે. કુળદેવીનું મૂળ મથક ડુંગરપુર છે.

આખા ગુજરાતમાં આ જ્ઞાતિની વસતી આશરે ૫૫૦ ઘરોની છે. ખેડા જિલ્લામાં મહેમદાવાદ, મહુધા, ઉમરેઠ, કપડવણજ, વાડાશિનોર અને જિલ્લા બહાર લુણાવાડામાં આ જ્ઞાતિના બ્રાહ્મણો વસે છે, આ ઉપરાંત ડુંગરપુર, વાંસવાડા, નંદરબાર, સોનગઢ વગેરે સ્થળોએ પણ વસતી છે ૧૩ ગામની સમગ્ર જ્ઞાતિ ગણાય છે.

લગ્નપ્રસંગે જમણ જમી રહ્યા બાદ જાનૈયાઓને ઘી પિવરાવવામાં આવે છે. પહેલાંના સમયમાં એકએક માણસ અર્ધો મણ ઘી પીતો, આજે પણ દસ શેર ઘી પિવાય છે. કન્યાપક્ષનાં દૂરના કે પાસેનાં સગાંમાં જો કોઈ ઘી પીએ તો તેને પચતું નથી એમ મનાય છે. જમણ પછી દરેક જમનારને છાસ પણ પીરસવામાં આવે છે. જ્ઞાતિની ઉન્નતિ માટે યુવક મંડળ અને માસિક ચાલે છે.

**ખડાયતા વણિક જ્ઞાતિ:** આ જિલ્લામાં વણિક જ્ઞાતિઓમાં ખડાયતા વણિકો સૌથી મહત્વના અને અગ્રસ્થાને છે. પરંતુ ખેડા જિલ્લો અને તેમાં પણ નડિયાદ અને ઉમરેઠ એ ખડાયતા વણિક જ્ઞાતિનાં બે મોટાં મથકો છે. આ જિલ્લામાં-બધી મળીને આ જ્ઞાતિના લોકોની ૨૫ હજારની વસતી હશે એમ મનાય છે.

**મૂળ વતન:** આ જ્ઞાતિનું મૂળ વતન મહેસાણા જિલ્લામાં વીજાપુર નજીક સાબરમતીને કાંઠે આવેલું પ્રાચીન ખડાત ગામ હતું એમ મનાય છે. મૂળ ખડાત ગામ હાલ નથી. પરંતુ તેના ખંડેરો હાલના નવા ખડાત ગામ નજીક નદી કિનારે જોવા મળે છે. એજ ખંડેરોમાં ખડાયના વણિકોના ઇષ્ટદેવ શ્રી કોટયાર્ક પ્રભુનું મંદિર હતું તે નદીના પ્રવાહથી જીર્ણ-થઈ-ગયું હોવાથી એની નવેસર સ્થાપના જૂના ખડાત ગામ નજીકના મહુડી ગામે સંવત ૧૯૮૨ ના ફાગણ વદ પાંચમે કરવામાં આવી છે અને તેના વહીવટ માટે બંધારણપૂર્વકની વ્યવસ્થા થઈ છે. એ વહીવટ કરનાર સમિતિ કોટિયર્ક સમિતિ કહેવાય છે. ખડાયતા વણિકો આ ઇષ્ટદેવની યાત્રાએ ઓછામાં ઓછા વર્ષમાં એક વખત જાય છે. ખાસ કરીને કારતક સુદ ૧૨ એ આ માટે મુકરર કરેલો દિવસ છે.

**ધર્મ:** ખડાયતા વણિકો મુખ્યત્વે વૈષ્ણવ સંપ્રદાયને માને છે. પરંતુ સ્વામીનારાયણ, જૈન અને શૈવ સંપ્રદાયને માનનારા ખડાયતાઓ પણ કોઈક સ્થળે મળી આવે છે. ઉપર જણાવેલું શ્રી કોટયાર્ક પ્રભુનું મંદિર જોતાં આ જ્ઞાતિ પ્રાચીન સમયમાં સૂર્યપૂજક હશે એમ અનુમાન થઈ શકે છે. જૂના કોટયાર્ક પ્રભુની સ્થાપના, જેનાં ખંડેરો હજી જોવા મળે છે તેની સ્થાપના સંવત ૬૧૧-૧૨માં થઈ હતી એમ એક મત છે.

**ગોત્ર અને કુળદેવી:** ખડાયતા જ્ઞાતિમાં ૧૨ ગોત્રો છે. દરેક ગોત્રની જુદી કુળદેવી છે. ૧૨ ગોત્ર અને તેમની કુળદેવીઓનાં નામ નીચે પ્રમાણે છે:—

| | ગોત્ર | કુળદેવી | | ગોત્ર | કુળદેવી |
|---|---|---|---|---|---|
| ૧ | ભટસ્યાણું | ભંડોદરી | ૯ | નાંદિલું | નરેશ્વરી |
| ૨ | ગુદાણું | ગુણમયા | ૧૦. | નરસાણું | નૃસિંહી |
| ૩ | મેરવાણું | મહિપાલની | ૧૧ | કલ્યાણું | કલ્યાણી |
| ૪ | સાલીરમાણું | સુરેશ્વરી | ૧૨ | કગરાણું | કામાંક્ષી |
| ૫ | વણીઆણું | વિશ્વેશ્વરી | | | |
| ૬ | નાણું | નારાયણી | | | |
| ૭ | નદીઆણું | નિત્યાનંદની | | | |
| ૮ | સાવલાણું | — | | | |

ખડાત પાસેના કોટયાર્ક પ્રભુના મંદિરમાં આ બાર દેવીઓ તથા સાત ગોત્રના ખડાયતા ગોરની સાત કુળદેવીઓ મળી કુલ ૧૯ ગોત્રદેવીઓની મૂર્તિઓ મૂકવામાં આવેલી છે.

**અટકો:** આ જ્ઞાતિમાં શાહ અટક સામાન્ય હોય છે. તે ઉપરાંત વેપારધંધો દર્શાવતી કેટલીક અટકો આ પ્રમાણે છે: પરીખ, પારેખ, શેઠ, વહોરા, દલાલ, કોઠારી, ચોકસી, મહેતા, ઝવેરી, દેસાઈ, પટેલ, ગાંધી, પટવા, ચાવાળા, રેશમવાળા, મશરૂવાળા વગેરે. વળી નાંદોલા, નરસાણા, કગરાણા એવી અટકો ગોત્રો ઉપરથી પડેલી જણાય છે.

ઉપરની અટકો સૂચવે છે કે ખડાયતા વણિક જ્ઞાતિ એ મુખ્યત્વે વેપારી જ્ઞાતિ છે. જૂના વખતથી આ જ્ઞાતિના લોકો નાના મોટા વેપાર ખેડતા આવ્યા છે. એ ક્ષેત્રમાં હજી પણ તેઓ અગ્રસ્થાને છે.

**ઇતિહાસ:** આ જ્ઞાતિનું નામ ખડાયતા ક્યારે અને કેવી રીતે પડયું એ બાબતમાં પણ મતભેદ છે. સામાન્ય માન્યતા એવી છે કે ઉપર જણાવ્યું તેમ મૂળ ખડાત ઉર્ફે ખડાયત નામના સ્થળેથી અલ્લાઉદ્દીન ખૂનીના હુમલાને કારણે આ જ્ઞાતિના લોકોએ ઈ. સ. ૧૨૯૭માં મૂળ વતન છોડી અન્ય સ્થળોએ વસવાટ કર્યો.

અલ્લાઉદ્દીન ખૂનીના હુમલાને કારણે પાટણનું ગુર્જર રાજ્ય ભાંગ્યું અને મુસલમાન રાજ્ય થયું એ એક ઐતિહાસિક હકીકત છે. એને પરિણામે ગુજરાતમાંથી ઘણા લોકોને સ્થળાંતર કરવું પડેલું. એ રીતે ખડાયતાઓએ પણ સ્થળાંતર કર્યું હોય એ સંભવિત છે. પરંતુ એ તેરમી ચૌદમી સદીની વાત થઈ. તે પહેલાં ખડાયતાઓ કયે કયે સ્થળે વસતા હતા, મૂળ ખડાત ગામમાં તેઓ અસલથી હતા કે બીજે સ્થળેથી આવીને વસ્યા અને તે ક્યારે, એ પ્રશ્નો ખાસ મહત્વના છે અને વધુ સંશોધન માગે છે.

શ્રી મૂળજી નાથજી કોઠારીએ તેમના સંવત ૧૯૭૯માં સને ૧૯૨૩માં પ્રસિદ્ધ થયેલા ખડાયતા જ્ઞાતિ નામના પુસ્તકમાં બીજી આવૃત્તિમાં આ વિષે કેટલીક આધારભૂત માહિતી આપી છે. તે ઉપરથી જણાય છે કે બુદ્ધિસાગર નામના જૈન સુરિએ ઉત્તર ગુજરાતનાં ગામોમાં ફરી ફરીને એકઠી કરેલા ધાતુની પ્રતિમાઓ ઉપરના ૧૫૨૩ લેખ પૈકી માત્ર બે લેખમાં ખડાયતા જ્ઞાતિના ઉલ્લેખો છે. આ લેખો સંવત ૧૩૦૦થી ૧૪૦૦ સુધીના છે. એ ઉપરથી એમ કહી શકાય કે ખડાયતા જ્ઞાતિ ઉત્તર ગુજરાતમાં તેરમી સદીમાં જાણીતી હતી. એ જ અરસામાં અલ્લાઉદ્દીન ખૂનીએ અણહિલવાડ પાટણ ભાંગ્યું એટલે આ જ્ઞાતિએ ત્યાંથી સ્થળાંતર કર્યું.

પરંતુ આ પુસ્તકમાં પૃષ્ઠ ૨૨૫-૨૯ ઉપર ખંભાતના પ્રાચીન હસ્તલેખિત ગ્રંથ ભંડારોની જે માહિતી આપી છે તેમાં મુનિશ્રી પુણ્યવિજયજી જણાવે છે કે ખંભાતના પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોમાં એક ગ્રંથ ખડાયતા જૈન વણિકનો લખેલો છે. એ ઉપરથી વધુ જાણવા મળે છે કે ખંભાતમાં ૧૨મી સદીમાં ખડાયતા વણિકો રહેતા હશે. નડિયાદની એક વાવ ખંભાતના ખડાયતા વણિકે બંધાવી હતી એવો ઉલ્લેખ નડિયાદમાં ભરાયેલી સાહિત્ય પરિષદના સ્વાગત પ્રમુખ તરીકે પોતાના ભાષણમાં સદ્‌ગત અંબાલાલ બુલાખીરામે કર્યો છે. ત્રીજું ઉમરેઠના શ્રી ભોગીલાલ ગાંધીએ ઉમરેઠ ગામના ઇતિહાસની કેટલીક હકીકતો એકઠી કરેલી છે. તેમાં એવી નોંધ છે કે ઉમરેઠના ખડાયતાઓ ચાંપાનેર ભાગવાથી ચાંપાનેરમાંથી આવેલા છે. નડિયાદના ખડાયતોઓનો ઇતિહાસ પણ એવો છે. આટલા ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે ખડાયતાઓ મૂળ ખડાતમાંથી ખંભાત અને ચાંપાનેર જઈ વસ્યા હશે અને એ બે શહેરો તૂટવાને પરિણામે તેમ જ અલ્લાઉદ્દીન ખૂની અને તેની પછીના મુસ્લિમ હુમલાઓને કારણે ગામડાંમાં ફેલાયા હશે.

આ બધા ખડાયતાઓ ૧૯મી સદી સુધી એક બીજા સાથે છૂટથી રોટીબેટી વ્યવહાર કરતા હતા. ૧૯મી સદીમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયા પછી ગામડાં, શહેર અને ગરીબ, તવંગરના ભેદો પ્રબળ બનવાથી હાલના એકડા બંધાયા હશે. એક એકડાના પૂર્વજો, પિતરાઈઓ અને મોસાળિયાઓ બીજા એકડામાં હાલ પણ હોય છે અને તેમાંના કેટલાક વચ્ચે હજી પણ વ્યવહાર ચાલુ છે. એ બતાવે છે કે આ જ્ઞાતિ મૂળ એક હતી.

દશાવીસાના ભેદના ઇતિહાસ વિષે પણ મતભેદ છે. પરંતુ ઇતિહાસકારો એ બાબતમાં નીચેનો પ્રસંગ બતાવે છે.

અણહિલપુર પાટણની ગાદી ઉપર ભોળો ભીમદેવ ઉર્ફે ભીમદેવ બીજો સંવત ૧૨૩૪ થી ૧૨૯૮ સુધી હતો. તેના સમયમાં સોલંકી રાજ્ય નબળું પડવા માંડ્યું હતું. આ રાજાને આનાક નામનો વફાદાર સરદાર હતો. આનાકનો પુત્ર લવણપ્રસાદ ઘણો પરાક્રમી નીવડ્યો. તેણે પોતાના પરાક્રમથી સત્તા વધારી તથા તેના પિતાના નામ ધવલરામ ઉપરથી ધવલ કક—હાલનું ધોળકા—વસાવી ત્યાં રાજધાની વસાવી. લવણપ્રસાદનો પુત્ર વીરધવળ પણ ઘણો પરાક્રમી હતો. વીરધવળ ધોળકાનો મહામંડળિક સંવત ૧૨૭૬થી ૧૨૯૪માં હતો. તે ભીમદેવ બીજાના સમયમાં હયાત હતો એ રાજાની સેવામાં વસ્તુપાળ અને તેજપાળ નામના બે જૈન મંત્રીઓ હતા. વીરધવળે તેમની માગણી કરવાથી રાજા ભીમદેવે એ બે મંત્રીઓને વીરધવળને સોંપ્યા. એ રીતે વસ્તુપાળ અને તેજપાળ સંવત ૧૨૭૬માં વીરધવળના મંત્રીઓ ધોળકામાં બન્યા.

વસ્તુપાળ તેજપાળનો જન્મ સંવત ૧૨૪૦-૪૨ના અરસામાં હોવાનું મનાય છે. તેમના પિતાનું નામ આશરાજ અને માતાનું નામ કુમારદેવી હતું. આ કુમારદેવી રૂપાળી પણ વિધવા સ્ત્રી હતી. તેની સાથે આશરાજે લગ્ન કર્યું હતું. વીરધવળે મંત્રીપદ સોંપ્યું તેની ખુશાલીમાં વસ્તુપાળ તેજપાળે પાટણની તમામ વણિક જ્ઞાતિઓને પોતાને ત્યાં જમવા નોતરી. પરંતુ ભાગ્યવશાત્ નગરશેઠને ત્યાં નોતરું દેવાનું ભૂલી જવાયું. ને વખતે નગરશેઠનો વંશજ સામાન્ય સ્થિતિમાં હોવાથી નેસ્તીની દુકાન કરતો હતો. તે બપોરે ઘેર ગયો ત્યારે તેણે પોતાની માતાને રુદન કરતી દીઠી. માતાએ સઘળી હકીકત કહી અને આ અપમાનનો બદલો લેવાનો ઉપાય પણ બતાવ્યો. તેણે સૂચવ્યું કે જ્ઞાતિઓ જમવા બેસે ત્યારે વસ્તુપાળ તેજપાળ વિધવાના પુત્રો હતા તે જાહેર કરવું.

આ વખતે પાટણમાં ચોરાસી જાતના વાણિયા વસતા હતા. તે બધા હર્ષભેર જમવા બેઠા હતા. ત્યાં જઈને પેલા છોકરાએ વસ્તુપાળ તેજપાળનું કલંક જાહેર કર્યું. તે સાંભળીને કેટલાક જમતા જમતા ઊઠી ગયા અને કેટલાક વસ્તુપાળ તેજપાળની કદર કરીને ઊઠી ગયા નહિ ઊઠી ગયા તે વીસા કહેવાયા અને ન ઊઠી ગયા તે દશા કહેવાયા. વીસા એટલે વીસ વસાના અને દશા એટલે ઓછા વસાના એ રીતે તમામ વણિક જ્ઞાતિઓમાં દશા વીસાના ભેદ પડ્યા.

ઉપર જણાવ્યું તેમ આ ભેદ સંવત ૧૨૭૬થી પડ્યા એમ કહી શકાય.

**એકડા અને ધોળ:** આ જ્ઞાતિમાં જુદા જુદા ઘણા એકડા અને ધોળ છે. બધા મળી ૩૪ એકડા છે એમ મનાય છે. આ જિલ્લામાં એમાંના આટલા એકડા છે.

૧. ઓડ–વસો–સારસા અને ભાદરવાનો ચાર ગામનો વીશા ખડાયતા વણિકનો એકડો. આ એકડામાં મોટું ને નાનું એવાં બે તડ છે.

૨. ચકલાવાળા તડ, નડિયાદ.

૩. નડિયાદ વીશા ખડાયતા મોટું તડ.

૪. કદલાલ ભાનેર એકડો

૫. ધોડાસર હળધરવાસ દાદસોનો એકડો

૬. ધોડાસર હળધરવાસ–પીપળાઈ–સંદેસર–રવદાવતનો ૮૦ નો એકડો.

૭. જનોડ વીશા ખડાયતાનો એકડો

૮. શ્રી ઉમરેઠ વીશા ખડાયતાનો એકડો

૯. નડિયાદનો શ્રી દશા ખડાયતા ૧૨૧નો એકડો

૧૦. ઉમરેઠનો નાણાવટીનો દશા ખડાયતાનો એકડો

૧૧. દોશી વાણિયાઓનો એકડો, ઉમરેઠ

૧૨. ખેડા માતરનો દશા ખડાયતાનો એકડો

૧૩. નડિયાદનો દશા ખડાયતા ૧૭૧નો એકડો

૧૪. એકવીસ ગામ દશા ખડાયતાનો એકડો

આ જ્ઞાતિમાં કેટલાક નામાંકિત માણસો થઈ ગયા છે. એમનો પરિચય અલગ વ્યક્તિ પરિચયમાં આપેલો છે.

આ સિવાય મોઢ વાણિયા, ઓસવાળ વાણિયા વગેરે પ્રકારના વણિકો પણ આ જિલ્લામાં વસે છે.

**જૈન જ્ઞાતિઓ: વીશા નિમા વણિક:** વાણિયાની લગભગ બધી જ્ઞાતિઓની જેમ નિમા વણિક જ્ઞાતિમાં પણ દશા અને વીશાના ભેદ છે. ખેડા જિલ્લાના કોઈ પણ ગામમાં દશાનિમા વણિક જ્ઞાતિની વસતી નથી. વીશા નિમા વણિક જ્ઞાતિની વસતી ખેડા જિલ્લામાં કપડવણજ, મહુધા, ચૂણેલ, તા. નડિયાદ, અને વીરપુર, તા. વાડાશિનોરમાં છે. ખેડા જિલ્લામાં વીશા નિમા વણિક જ્ઞાતિની સંખ્યા જિલ્લાની અન્ય વણિક જ્ઞાતિઓમાં ઓછામાં ઓછી છે. જિલ્લામાં વીશા નિમા વણિકોની સંખ્યા નીચે પ્રમાણે છે.

| ગામ | ઘર | મનુષ્ય સંખ્યા |
|---|---|---|
| કપડવણજ | ૨૩૨ | ૧૨૫૩ |
| મહુધા તથા કાનમ જિલ્લો | ૧૦૦ | ૪૦૬ |
| ચૂણેલ | ૪૦ | ૧૭૯ |
| મહુધા મેશ્રી | ૮૫ | ૫૫૧ |
| વીરપુર | ૩૫ | ૧૦૪ |
| કુલ : | ૪૯૨ | ૨૪૯૩ |

ગુજરાતમાં આ સિવાય ગોધરા, લુણાવાડા, મોડાસા, તથા થાણા, મેઘરાજ, બાકોર, પાલવાડામાં વીશા નિમા વણિકોની સંખ્યા ૨૯૦૭ જેટલી છે. મહારાષ્ટ્રમાં ૭૦૦, માળવામાં ૬૯૦ અને નમાડ ૨૭૦૧ જેટલી છે.

દશા નિમા વણિકોની વસતી ગુજરાતમાં ૭૧૫૦, વાગડ, મેવાડમાં ૨૧૫૦, મહારાષ્ટ્રમાં ૨૫૦૦, માળવામાં ૧૨૦૦, મધ્યપ્રાંતમાં ૨૫૧૧ની છે.

**ધર્મ:** નિમા વણિકોનો મોટો ભાગ જૈન ધર્મ પાળે છે. ખેડા જિલ્લામાં દશા નિમાની વસતી તો છે જ નહિ. વીશા નિમા વણિકોમાં મહુધામાં જૈન ધર્મ પાળનારા શ્રાવક કહેવાય છે, અને તે વૈષ્ણવ ધર્મ પાળનારા મેશ્રી કહેવાય છે. જિલ્લા બહારના ગુજરાતના વીશા નિમા મોટે ભાગે મેશ્રી એટલે વૈષ્ણવ સંપ્રદાયના છે. મહુધાની જેમ લુણાવાડામાં શ્રાવક અને મેશ્રી બેઉ સંપ્રદાયના વીશા નિમા વણિકો જોવામાં આવે છે. ગુજરાત બહારના બધા જ દશા અને વીશા નિમા વણિકો વૈષ્ણવ સંપ્રદાય પાળતા થયા છે.

**ગોત્ર, કુળદેવી અને ઇષ્ટદેવ:** ઉપર જણાવ્યું તેમ નિમા વણિકો દશા, વીશાની પેટા જ્ઞાતિઓમાં વહેંચાયેલા છે. ઉપરાંત તેમનામાં શ્રાવક અને મેશ્રી વૈષ્ણવ સંપ્રદાયી એવા ભાગ છે. આમ નિમા વણિક જ્ઞાતિ ચાર ભાગમાં વહેંચાયેલી છે. તે બધાનું મૂળ સ્થાન એક જ છે. તે સ્થાન હાલ જ્યાં દેવગદાધરરાય શામળાજીનું મંદિર છે, તેની પાસે કલ્પગ્રામ નામનું નગર હતું તે છે. કલ્પગ્રામ હાલ નાશ પામેલું છે. હાલ નાશ પામેલા કલ્પગ્રામની પડોશમાં શામળાજીના નામ ઉપરથી ઓળખાતું શામળાજી ગામ છે. આ શામળાજી નિમા વણિકોનું મૂળ સ્થાન છે. તેમના કુળદેવ દેવગદાધરરાય શામળાજી છે. તેમની કુળદેવી સર્વમંગળા છે. આ નિમા વણિકો પૈકી જે વૈષ્ણવ છે તેમના ઇષ્ટદેવ શ્રીનાથજી છે અને જે જૈન છે તેમના ઇષ્ટદેવ શ્રી કેસરિયાજી, શ્રી ઋષભદેવજી છે. પણ બંને સંપ્રદાયીઓના કુળદેવ શામળાજી છે. આ નિમા વણિકોનાં ૩૨ ગોત્ર છે. આ ગોત્ર તેમનાં જૂથોના વ્યાપાર ઉપરથી બંધાયાં છે.

નિમા વણિકોમાં જે વૈષ્ણવો છે તેઓ ગુજરાત કે દૂર-દૂરના પ્રાંતમાં રહેતા હોવા છતાં પોતાના કુળદેવ શામળાજી, કુળદેવી સર્વમંગળા, અને કુળગુરુ ઔદુમ્બર બ્રાહ્મણ ગોર ને શુભ અશુભ પ્રસંગોએ યજન, પૂજન, સેવા, ભેટ વગેરે મોકલ્યા કરે છે. પોતાની સાથે કુળગુરુઓને વસાવ્યા છે. માત્ર ગુજરાતમાં નિમા વાણિયા જે જૈન સંપ્રદાય પાળે છે તેઓ શામળાજી તરફ તથા કુળદેવીમાં બહુ શ્રદ્ધા ધરાવતા નથી.

**સ્થળાંતર :** કલ્પગ્રામમાં આ ૩૨ ગોત્રના વૈશ્યો અને પાછળથી વણિકો તેમને સોંપાયેલા ઔદુમ્બર બ્રાહ્મણોના ૧૬ ગોત્ર સાથે રહ્યા. કલ્પગ્રામ રૂદ્રપુરી તરીકે પણ કલ્પગ્રામની નજીકમાં આવેલા મોહનપુરમાં આ વણિકો તથા ઔદુમ્બર બ્રાહ્મણો જઈને વસ્યા. આ મોહનપુરનો નાશ બારમા સૈકામાં થયો. તેથી ત્યાંથી સ્થળાંતર કરીને કપડવણજ અને ચાંપાનેરમાં નિમા વણિકો તથા તેમના કુળગોર ઔદુમ્બર બ્રાહ્મણો જઈ વસ્યા. ચાંપાનેરના નાશ પછી નજીકના ગોધરા, વેજલપુર, લુણાવાડા, વાડાશિનોર, વગેરે સ્થળે જઈ વસ્યા. કપડવણજમાં આવેલા નિમા વણિકો પણ નજીકના મહુધા, ચૂણેલ, વગેરે ગામોમાં ધંધાર્થે જઈ વસ્યા. ગુજરાત બહારના પ્રદેશોમાં પણ આ પ્રમાણે ધંધાર્થે સ્થળાંતર કર્યું છે.

જ્ઞાતિબંધારણમાં ગામોના પાંચ એકમ ઠરાવ્યા છે, જે નીચે પ્રમાણે છે:—૧. કપડવણજ, ૨. ગોધરા, ૩ વેજલપુર, ૪. લુણાવાડા–વીરપુર, ૫. મહુધા–ચૂણેલ–કાનમ, સુરત. આ એકમોની વસતીના હિસાબે કાર્યવાહી કમિટીમાં સભ્યપદ અપાય છે તથા જ્ઞાતિના સંમેલનમાં પ્રતિનિધિઓ મોકલાય છે. કાર્યવાહી કમિટી ૨૫ સભ્યોની રાખવામાં આવી છે.*

**શ્રીમાળી જ્ઞાતિ : ખંભાત :** વણિક જ્ઞાતિઓમાં એક ખંભાતમાં શ્રીમાળી જ્ઞાતિ છે. આ શ્રીમાળી જ્ઞાતિના બધા જ લોકો શ્વેતાંબર મૂર્તિપૂજક જૈન સંપ્રદાય પાળે છે.

આ જ્ઞાતિમાં પણ દશા શ્રીમાળી શ્રાવક જ્ઞાતિ, વીશા શ્રીમાળી શ્રાવક જ્ઞાતિ અને શ્રી શ્રીમાળી જ્ઞાતિ એવા ત્રણ ભાગો છે. આ ત્રણેમાં વીશા શ્રીમાળી જ્ઞાતિ મોટી છે. ચોથો આમાંથી જ થયેલો એક ભાગ મેશ્રી શ્રીમાળી જ્ઞાતિને નામે ઓળખાય છે. ખંભાતમાં ઉપરની દશા ને વીશા શ્રીમાળીની જ્ઞાતિઓ જ છે.

**ઇષ્ટદેવ :** આ જ્ઞાતિના ઇષ્ટદેવ જૈનોના ૨૪ તીર્થંકર દેવો છે. તેઓ પોતાની દેવીઓ તરીકે શાસન દેવી, ચક્રેશ્વરી દેવી, પદ્માવતી દેવી, ઉપરાંત બીજી અનેક દેવીઓને માને છે. જ્યારે કુળદેવી તરીકે કંસારી આશાપુરી વગેરેને માને છે.

આ જ્ઞાતિના લોકો શાહ અટકથી મુખ્યત્વે ઓળખાય છે.

**ઇતિહાસ :** ઇતિહાસ એવો મળે છે કે મૂળ આ જ્ઞાતિ ૯૦૦ વર્ષ પહેલાંથી આ જ ખંભાત શહેરમાં છે. એના લેખો પ્રાચીન કાળના મળે છે. એ સિવાય બીજો કોઈ ઐતિહાસિક આધાર આ જ્ઞાતિ માટે મળતો નથી.

*આધાર : શ્રી વિશા નિમા વણિક જ્ઞાતિનો ઇતિહાસ તથા કપડવણજથી મળેલો લેખ.

**ખાસ રિવાજ :** આ જ્ઞાતિમાં એક એવો રિવાજ છે કે બાળક જન્મે કે તુરત બે માસમાં નાત ગોર પાસે એને દફતરે નોંધાવવું જ જોઈએ.

## શ્રી જૈન વીશા ઓસવાલ જ્ઞાતિ

**વસતી :** ખેડા જિલ્લામાં વાડાશિનોર, ખંભાત, બોરસદ, આણંદ વગેરે સ્થળે છે.

**અટકો :** મુખ્ય અટક શાહ છે. તે ઉપરાંત કાપડિયા, કટારિયા, ધર્મા, ગદીઆણા, ભંડારી, બોસના, પરમાર, નાગોતરા વગેરે અટકો પણ છે.

**ધર્મ :** ઇષ્ટદેવ શ્રી તીર્થંકર પહેલા ઋષભદેવ, છેલ્લા મહાવીર પ્રભુ. કુળદેવી : અંબાજી માતા, આશાપુરી માતા.

**ધંધો–સ્થિતિ :** વેપાર, ધીરધાર અને નોકરી. આર્થિક સ્થિતિ સામાન્ય.

**બંધારણ :** વાડાશિનોરના જૈનોનો મુખ્યત્વે કન્યાની આપલેનો સંબંધ સાઠંબા ગામ સાથે છે, છતાં કન્યાની અછતને લીધે ગોધરા, ઈડર વગેરે સ્થળોએથી પણ કન્યાઓ લાવે છે.

**ઇતિહાસ :** ઓશિયા નગરીમાંથી આશરે ૧૫૦૦ વર્ષ પહેલાં ઊતરી આવેલા તે પરથી ઓશવાલ નામ પડ્યું કહેવાય છે. મૂળ મારવાડમાં વસતા હતા, પરંતુ છેલ્લાં ૧૫૦ વર્ષથી વેપાર અર્થે વાડાશિનોર વગેરે સ્થળોએ જઈને વસેલા.

**ઘોળ–એકડા :** આ જ્ઞાતિના ખેડા જિલ્લામાં આવેલા ઘોળ–એકડા નીચે મુજબ છે : વાડાશિનોર, વીરપુર, અંગાડી ઓડ, સેવાલિયા, ભાલેજ, આણંદ, નડિયાદ, કપડવણજ, ખેડા, સોજિત્રા, માતર, વસો, વાસદ, નાર, મોગર, તારાપુર, બેડવા, ખંભાત, પેટલાદ.

## શ્રી ખંભાત વીશા શ્રીમાળી શ્રાવક જ્ઞાતિ

**વસતી :** આ જ્ઞાતિ આખા ગુજરાતમાં પથરાયેલ છે.

**અટકો :** મુખ્ય અટક શાહ છે. તે ઉપરાંત પારેખ, કાપડિયા, દંતારા, કાટવાળા વગેરે અટકો પણ છે.

**ધર્મ :** ઇષ્ટદેવ શ્રી તીર્થંકર દેવ જૈનોના ચોવીસ તીર્થંકર છે. કુળદેવી : શાસનદેવી, ચક્રેશ્વરીદેવી, પદ્માવતી દેવી વગેરે.

**ધંધો સ્થિતિ :** દરેક ધંધામાં રોકાયેલા છે. કાપડ, ગાંધી, હોઝયરી, કાગળ, પટવા, વીમા, ચોકરી, વગેરે ધંધા તથા નોકરી કરે છે. શેર અને વાયદાના સોદા કરનારની પણ સારી સંખ્યા છે. જ્ઞાતિની આર્થિક સ્થિતિ મધ્યમ છે. શ્રીમંતો છે પણ તેના કરતાં મધ્યમ વર્ગ મોટો છે.

આ જ્ઞાતિના ખાણુસાઈ દહેણુવાળા મધ્યપૂર્વમાં ઝવેરાતનો ધંધો કરે છે, જ્યારે સોમચંદ પોપટચંદના પુત્રો એડનમાં તમાકુ અને કાપડ વગેરેનો ધંધો કરે છે.

**રીતરિવાજો :** બાળક જન્મે તે અંગેની નોંધ ન્યાતગોરને ત્યાં તેમ જ સમાજના રજિસ્ટરમાં મોડામાં મોડી બે માસની અંદર કરાવવાની હોય છે.

જ્ઞાતિમાં ચઢતાઊતરના કુળનો ભેદ મનાતો નથી. એક જ ગોત્રમાં લગ્ન થઈ શકે છે. સમાજની કોઈ પણ કન્યા સમાજ બહારના શ્વેતાંબર મૂર્તિપૂજક જૈનને પરણવા માગે તો કેળવણી ફંડમાં રૂ. ૨૫૦૦ આપે તો એવી રજા મળી શકે છે.

**ઇતિહાસ :** આ જ્ઞાતિ પ્રાચીન સમયથી ચાલતી આવી છે. જૈન ધર્મ પાળતી જ્ઞાતિઓમાં આ જ્ઞાતિનો હિસ્સો ઘણો મોટો છે. આ જ્ઞાતિમાં અનેક મોટા પુરુષો થઈ ગયા છે. જ્ઞાતિનું મૂળ વતન જાણવા મળતું નથી, પણ ખંભાતમાં આજથી ૯૦૦ વર્ષ ઉપરના લેખોમાં પણ જ્ઞાતિનું નામ જોવા મળે છે.*

**શ્રી દિગંબર જૈન વીશામેવાડા જ્ઞાતિ: વસતી:** આ જ્ઞાતિનો સંખ્યા ૫૦૦ ઘરનો અને ૧૪ ગામોમાં પથરાયેલો છે. આ એકડાનાં ગામ અમદાવાદથી વડોદરા સુધીમાં આવેલાં છે. ચરોતરમાં દિગંબરીની વસતી ત્રણ હજાર ઉપરની છે.

**ઇતિહાસ :** દિગંબર જૈન કોમ આશરે ૩૦૦ વર્ષ પહેલાં મેવાડ દેશમાંથી આવી ગુજરાતમાં વસેલી, અને સોજિત્રામાં રહેલા ત્યાંથી પોતપોતાના ધંધાર્થે બીજાં ગામોમાં ગયેલા. અત્યારે મેવાડ સાથે કંઈ સંબંધ નથી.

જૈન જ્ઞાતિના બે વિભાગ છે. ૧ : દિગંબર જૈન અને ૨ શ્વેતાંબર જૈન. આ વિભાગો આશરે એક હજાર વર્ષ પૂર્વે મૂર્તિઓને લીધે પડેલા. દિગંબર જૈનો મૂર્તિને અલંકારો પહેરાવતા નથી. શ્વેતાંબર મૂર્તિઓને અલંકારો પહેરાવે છે.

**શ્રી ઉમેટા સંભા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક દશા શ્રીમાળી જ્ઞાતિ :**

**વિભાગ :** શ્રી ઉમેટા સભા જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક દશા શ્રીમાળી જ્ઞાતિ.

**વસતી :** કુલ ઘરની સંખ્યા ૧૦૨. કુલ વસતી આશરે એક હજાર માણસોની.

**પરિચય :** ધાર્મિક ચિહ્ન : પીળા કેસરનો ચાંલ્લો.

**ગોત્ર–અટક :** શાહ અટક છે.

**ધર્મ : જૈન : ઇષ્ટદેવ :** શ્રી જિનેશ્વર ભગવંત. કુળદેવી શ્રી અંબાજી માતા, શ્રી મહાલક્ષ્મી માતાજી, ભેંકાતા બહુચરા ખૂમલાય.

આ જ્ઞાતિમાં સ્વ. સરદાર પટેલ, અને સ્વ. શ્રી વિઠ્ઠલભાઈ પટેલ જેવા સુપુત્રો પાકયા છે જેમણે એ જ્ઞાતિને તો ખ્યાતિ અપાવી જ છે પરંતુ સમગ્ર ખેડા જિલ્લાને, ગુજરાતને અને દેશને માટે ગૌરવશાળી ખ્યાતિ પ્રાપ્ત કરાવી છે.

છેલ્લાં ચારસો પાંચસો વર્ષનો ઇતિહાસ જોતાં માલૂમ પડે છે કે પાટીદારો અનેક મુસીબતોનો સામનો કરીને આગળ ને આગળ કૂચ કરી રહ્યા છે અને આ જિલ્લામાં નેતૃત્વ, કેળવણી, ખેતી, પરદેશગમન અને વેપાર, આ બધાં ક્ષેત્રોમાં એ અત્યંત આગળ વધી જિલ્લામાં અગ્રસ્થાને બિરાજે છે.

**વસતી:** વસતીની દૃષ્ટિએ પણ આ જિલ્લામાં ક્ષત્રિય કોમ પછી હિંદુ ધર્મને માનનારી જ્ઞાતિઓમાં પાટીદારો સૌથી મોખરે છે. ૧૯૫૧ના સેનસસમાં જ્ઞાતિવાર જુદી વસતી બતાવવામાં આવી નથી એટલે ચોકકસ આંકડો કાઢવો શકય નથી છતાં આ જિલ્લામાં પાટીદારોની વસતી બે લાખની મનાય છે.

**પ્રકારો:** પાટીદારોના મુખ્ય ત્રણ પ્રકારો છે: એક લેઉઆ પટેલો, કડવા પટેલો, આંજણા પટેલો. લેઉઆ અને કડવા પાટીદારો સમગ્ર ગુજરાતમાં લગભગ સર્વત્ર વસેલા છે. આ જિલ્લામાં પણ પાટીદારોમાં આ બે જ પ્રકારના પાટીદારોની વસતી છે. આંજણા પાટીદારોની વસતી આ જિલ્લામાં નથી.

૧૯૨૮માં મુંબઈ સરકારે હિંદુ જ્ઞાતિઓના ઉત્તમ–મધ્યમ અને પછાત એવા વર્ગો પાડેલા તેમાં આ જિલ્લાની લેઉઆ પાટીદાર જ્ઞાતિને ઉત્તમ જ્ઞાતિમાં ગણવામાં આવેલી.

આ જિલ્લાનાં મોટા ભાગનાં ગામોમાં લેઉઆ પાટીદારો વસેલા છે જ્યારે કપડવણજ–કાલાલ અને એ ગાળાનાં કેટલાંક ગામોમાં તથા નડિયાદમાં કડવા પાટીદારોની વસતી પણ છે.

જિલ્લાઓનાં ગેઝેટિયર જૂની સરકારે તૈયાર કર્યાં ત્યારે એમાં એણે પાટીદારનું જે વર્ણન કર્યું છે તે આવું છે:

'ઠરેલ, શાંત, અને સ્વતંત્ર મિજાજ, મહેનતુ, ખડતલ, અતિથિને આદર આપનારો, આડે દહાડે કરકસરિયો, લગ્ન અને મરણના અવસર સમયે ખર્ચાળ, ભરથાર કે પિતા તરીકે ફરજ પાલન કરનાર, હલકી જાતના દુર્ગુણ અને વ્યસનથી મુક્ત, ગુનાહિત કાર્ય ભાગ્યે જ આદરનાર, અન્ય ખેડૂતો કરતાં વધુ કેળવાયેલો અને બુદ્ધિમાન.'

આ વર્ણનમાં આ જિલ્લાના પાટીદારોની ઘણી વિશિષ્ટતાનો સમાવેશ થઈ જાય છે.

**ઇતિહાસ:** આ દેશ ઉપર ઉત્તર પશ્ચિમના પ્રદેશોમાંથી અનેક હુમલાઓ જુદી જુદી જાતિઓ તરફથી થયાનો આપણો પ્રાચીન ઇતિહાસ છે. આર્યો પણ એ જ માર્ગે આવ્યા. છઠ્ઠી સદીમાં હૂણ લોકોના હુમલા થયા અને એમની સાથે જ ગુર્જરો પણ આવેલા તેવો ઇતિહાસ તે સદીઓનો મળે છે.

બાણ કવિ હર્ષચરિતમાં શ્રીહર્ષના પિતા પ્રભાકર વર્ધનને હુણ હરિણ કેસરી તરીકે તથા **ગુર્જર રાજ પ્રજાગર** એવાં વિશેષણોથી સંબોધવામાં આવ્યો છે. આ વખતે હુણ અને ગુર્જર એવી બે જાતો હતી. એનો આ ઉપરથી અંદાજ આવે છે.

અને ઇતિહાસકારોની માન્યતા મુજબ પાટીદારો આ ગુર્જર પ્રજા જે આવી તેના વંશજ છે. નડિયાદના સદ્ગત શ્રી ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ તથા વિદ્યાનગરના શ્રી ભાઈલાલભાઈ પટેલે પાટીદારોના આદિ ઇતિહાસ અંગે શોધ કરી જે વિધાન કર્યું છે તેમાં એમણે પાટીદારોને આ ગુર્જરોના વંશજ ગણાવ્યા છે. પાટીદારો અંગેનો વિગતવાર ઇતિહાસ મહેસૂલની ઐતિહાસિક પદ્ધતિમાં શ્રી ભાઈલાલભાઈએ આપેલો છે એટલે એનું વિસ્તરણ કરવું ઉચિત નથી.

કાળાંતરે જેમ જેમ લડાઈઓ થઈ, રાજ્યો બદલાતાં ગયાં, પ્રજાઓ લડાઈઓને કારણે એક સ્થળેથી બીજે સ્થળે સ્થળાંતર કરતી ગઈ, તેમ તેમ વસતીના વસવાટો બંધાતા ગયા.

ઈ. સ. ૧૦૯૪થી ૧૧૦૩માં સિદ્ધરાજ જયસિંહનું રાજ્ય ગુજરાતમાં રહ્યું. આ રાજ્ય અમલ વખતે એણે પોતાના પ્રદેશની ખેતીને સ્થિર કરવા અને વિકસાવવા ગંગા યમુનાના ફળદ્રુપ પ્રદેશમાંથી ૧૮૦૧ કુટુંબોને ખાસ પાટણ પાસેના વિસ્તારમાં વસવા બોલાવ્યાં. આ વખતે ગુર્જર રાજ્યની રાજધાની કનોજમાં હતી. આ કુટુંબો આવ્યાં તે ગુર્જર જાતનાં હતાં. આ કુટુંબો આગળ જતાં અમદાવાદ જિલ્લાના અડાળજ ગામની આસપાસ વસ્યાં ને વળી કાળાંતરે ચરોતર પ્રદેશમાં આવીને વસ્યાં એવો ઇતિહાસ મળે છે અને આ જ આજના પાટીદારોના વંશજ એવી માન્યતા છે.

બીજી એક માન્યતા એવી છે કે સૂર્યવંશી રાજા રામચંદ્રજીના બે પુત્રો; એક લવ અને બીજા કુશ; તેમના આ વંશજો છે. લવના વંશજો લેઉઆ કહેવાયા અને કુશના વંશજો કડવા કહેવાયા એવી એક માન્યતા છે. એને કોઈ ઐતિહાસિક આધાર મળતો નથી.

પાટીદારોના આ જિલ્લાના મૂળ વસવાટ અંગે બીજી એ પણ હકીકત મળે છે કે જૂથ-ચઢિયું કે કુટુંબના મૂળ પુરુષ અંગેની તપાસમાં મોટે ભાગે ૧૦ થી ૧૫ પેઢીઓ જોવા મળે છે. એ ઉપરથી અનુમાન તારવી શકાય છે કે લગભગ એક જ કાળમાં પાટીદાર જ્ઞાતિના મૂળ પુરુષો આ પ્રદેશમાં જુદે જુદે સ્થળે આવીને વસેલા હોવા જોઈએ.

અકબરે પોતાના રાજ્યકાળ દરમિયાન આખી મહેસૂલ-પદ્ધતિને વ્યવસ્થિત કરી અને આખરે જહાંગીરના સમયમાં ઈ. સ ૧૬૩૩ના અરસામાં ગુજરાતમાં ભયંકર દુકાળ પડ્યો અને સર્વત્ર સૂબાઓ વચ્ચે ખૂબ ખટપટો થઈ, પ્રજા ત્રાસવા લાગી ત્યારે મહેસૂલ ઉઘરાવવા માટે ઇજારાપદ્ધતિ દાખલ થઈ.

અને આ મહેસૂલ ઉઘરાવવાની ઇજારાપદ્ધતિ દાખલ થતાં સૌ પ્રથમ પીપળાવના પટેલ વસનદાસે પેટલાદ, માતર અને ધોળકા વિસ્તારોનો મહેસૂલનો ઇજારો ઇ. સ. ૧૬૯૭માં ઔરંગઝેબના અમલમાં મેળવ્યો અને એમને મળેલા પરગણામાં તમામ ખેતી કરનારા સૌને પટેલો જ કહેવરાવવાનો આદેશ આપ્યો અને ત્યારથી આ જિલ્લામાં એ પ્રદેશોમાં તે વખતે ખેતી કરનારા બધાને પટેલ કહેવામાં આવ્યા એવી પણ એક હકીકત મળે છે.

ઔરંગઝેબ પછી રાજ્યસત્તાની જે અંધાધૂંધી થઈ તેમાં આ નરવાદાર બનેલા, ઇજારદાર બનેલા પટેલો ખૂબ જ આગળ વધ્યા, સંગઠિત થયા એમ કહેવાય છે.

આ પહેલાં અકબરના વખતમાં પરગણાના મહેસૂલી, દીવાની અને ફોજદારી કામકાજની દેખરેખ માટે જિલ્લા અમલદારોની નિમણૂક થતી. આ લોકોને આમીન કહેવામાં આવતા. અહીં જ આ જિલ્લામાં જે અમીનો છે તેમનું મૂળ છે. એ જ રીતે જે લોકો ઇજારો રાખી મહેસૂલ વસૂલ કરી આપતા તે લોકોને દેસાઈ કહેવામાં આવતા. નડિયાદમાં પટેલોમાં એક વર્ગ દેસાઈ છે તેનું મૂળ અહીં છે. મૂળ જમીન મહેસૂલ ઉઘરાવનાર ઇજારદાર પુરુષોના વંશજો તે આગળ જતાં પછી દેસાઈઓ તરીકે જ ઓળખાયા. પછી મરાઠા યુગમાં અમીનાત કરતાં પણ દેસાઈગીરીનું મહત્ત્વ વધી ગયું અને જતે દિવસે એ સૌથી ઊંચા એ જાતનું એમનું મહત્ત્વ સ્થપાયું. આ બંને વર્ગો આગળ જતાં જૂની મહેસૂલી વ્યવસ્થા તો તૂટી પરંતુ સામાજિક જીવનમાં વંશપરંપરાગત બની ગયા. આ જિલ્લાના પાટીદારોમાં પટેલ, અમીન, દેસાઈ, એવી અટકો પણ આગળ જતાં થઈ ગઈ, એટલું જ નહિ પરંતુ દેસાઈઓની અટકનું મૂળ ઉપર કહ્યું તેમ છે એટલે જે વાણિયા કે બ્રાહ્મણ આવા ઇજારદાર હતા તે પણ જતે દિવસે દેસાઈ કહેવાયા.

**કેટલાક મૂળ પુરુષો :** રાજ્યના મહેસૂલી અને જમીનના કામને કરનાર વર્ગ તરીકે રાજ્યતંત્રમાં પણ પાટીદારોનું મહત્ત્વ મોગલકાળમાં પણ સ્વીકારાયું હતું. એ પછી મરાઠા યુગમાં તો એવા બનાવો બન્યા કે જેથી એમણે મરાઠા સલ્તનતના ઉત્થાન માટે સહકાર આપ્યો જેથી એ મહત્ત્વ વિશેષ વધ્યું.

જહાંગીર-ઔરંગઝેબના કાળમાં પીપળાવના વસનદાસનું ખૂબ મહત્ત્વ રહ્યું. એમણે પાટીદારોને ઠેરઠેર પટેલો તરીકે-ઇજારદાર તરીકે નિયુક્ત કરી એ મહત્ત્વને ઓર વધાર્યું.

નડિયાદના હાલના દેસાઈ વર્ગના મૂળ પુરુષ ખેતા પટેલે લગભગ ૧૫૧૬ના અરસામાં આ પ્રદેશમાં વસવાટ કર્યો હતો તેવો ઇતિહાસ મળે છે. એમની આઠમી પેઢીએ સં. ૧૭૬૯ શામળદાસ પટેલ થયા અને તેમના સમયમાં વલ્લભદાસ પટેલ હતા. ૧૭૭૦માં આ વલ્લભદાસને દેસાઈગીરી મળી અને છેક ૧૭૮૩ સુધી એ એમણે ભોગવી. કહે છે કે ૧૭૮૩માં એમનું ખૂન થયું.

અકબર બાદશાહના કાળમાં વસોમાં પાટીદારોમાં અત્યંત ખ્યાતનામ પુરુષ અજુ પટેલ થઈ ગયા. મૂળ વસો ગામ વસાવનાર વાલ્સા પટેલની કેટલીક પેઢીઓ પછી થયેલા આ અજુ પટેલ ખૂબ જ ખ્યાતિ પામ્યા હતા. આ અજુ પટેલ અકબર બાદશાહના નવ રત્નોમાંના એક હતા એમ કહેવાય છે. અકબરના જમાનાના દરબારી કવિ અંગે અજુ પટેલ અંગે એક કાવ્યમાં લખ્યું છે કે :

'ચારસો ચરોતર કા ઉજાલા અજ્જુ તૂટી,
ઘેલડી ગુજરાતમેંસે ઘેલછા નિકાલી હે.'

આ જ અજુ પટેલને બાદશાહ અકબરે હાથી આપેલો, અમીનાત આપેલી. એમના જ વંશમાં આગળ જતાં વણારસીદાસ અને પછી તેમના પુત્રો વેણીભાઈ અને બાજીભાઈ ઇતિહાસમાં વેણીશા બાજીશાને નામે પ્રખ્યાત થયેલા. વસોના ઘણા પટેલોએ અમીનાત અને દેસાઈગીરી વર્ષો સુધી કરી. છેલ્લા કશીઆભાઈ પ્રખ્યાત થયા હતા. એમના પછી સર્વત્ર ઇજારાપદ્ધતિ નાબૂદ થઈ અને પહેલાંની એ પદ્ધતિનો અંત આવ્યો.

**કુળ અને ગામોના ભેદ :** પાટીદાર જ્ઞાતિના આધુનિક સામાજિક વિશિષ્ટ પ્રકારનાં લક્ષણોમાં કુળ અને ગામોનો ભેદ અને એમની વચ્ચેની કન્યાઓની લેવડદેવડ એ સૌથી મહત્ત્વનાં લક્ષણો છે. આ કુળ ને ગામોના ઊંચનીચ શાથી થયા એ અંગે થોડાંક ઐતિહાસિક કારણો

પાટીદારોમાં મૂળ કોઈ પણ પ્રકારના કુળ ભેદ નહોતા. પરંતુ આ ભેદો જ્યારથી પાટીદાર જ્ઞાતિના કેટલાક આગળ વધેલા પુરુષો રાજ્યસત્તામાં, ખાસ કરીને રજપૂત દેશી રાજ્યોનાં રજવાડાંમાં એક યા બીજા હોદ્દા ઉપર આવ્યા, એમના સંસર્ગ ને રીતરિવાજોમાં આવ્યા ત્યારથી આનો આરંભ થયો એમ ગનાય છે. કન્યા ઉતારવાનાં ગામોનાં જૂથ ધીમે ધીમે બંધાયાં. આગળ જતાં કન્યાની લેવડદેવડ અંગે આ જ્ઞાતિમાં જાતજાતના રિવાજો ઊભા થયા છે.

કન્યાઓની છત, છોકરાઓની અછત, ઊંચનીચના, કુળવાન હલકાના ભેદો, આ બધાએ જ્ઞાતિમાં કન્યા લેવડદેવડ અંગે બીજી જ્ઞાતિઓની જેમ જ અનેક નાના મોટા ગોળની પદ્ધતિ ઊભી કરી દીધી છે. આ બધું ઊભું થવાના અનેક કિસ્સાઓ પ્રચલિત છે, બધાની પાછળ નાનો મોટો ઇતિહાસ છે.

આજે નીચે મુજબના ગોળ પાટીદાર જ્ઞાતિમાં આ જિલ્લાનાં ગામોમાં છે.

**ગોળ ૧ : તેર ગામનો ગોળ :** નડિયાદ, વસો, સોજિત્રા, સાવલી, ભાદરણ, કરમસદ, ધર્મજ, તારાપુર, ઉત્તરસંડા, સુણાવ, પીજ, નાર.

**ગોળ ૨ : ૨૭ ગામનો ગોળ :** મહુધા, પલાણા, ચાંગા, બાકરોલ, આણંદ, બાંધણી, ગાડા, વગેરે. આ ૨૭ ગામોનો ગોળ કહેવાય છે. પરંતુ ગામો વિશેષ છે.

**ગોળ ૩ : ૩૭ ગામનો ગોળ :** ભાલેજ, ચલાલી, વણસોલ ને બીજાં ૩૭ જેટલાં ગામો.

ગોળ ૪ : વેરા કાવિઠા, ને બીજાં ૧૨ ગામોનો ગોળ.

ગોળ ૫ : વડથલ, સિંહજુ, ને બીજાં ૮ ગામોનો ગોળ.

ગોળ ૬ : ફીણાવ, ખડોલ, લાલી, વગેરે ૨૮ ગામોનો ગોળ.

ગોળ ૭ : લસુંદ્રા અને બીજાં ૧૫ ગામોનો ગોળ.

ગોળ ૮ : ડાભર, ખડાલ, વગેરે હાસરા તાલુકાનાં ૨૨ ગામોનો ગોળ.

આ ઉપરાંત પણ વાડાશિનોરનાં કેટલાંક ગામોનો, દસક્રોઈનાં કેટલાંક ગામોનો, પટેલ જ્ઞાતિના એમ જુદા જુદા અનેક ગોળો છે.

સામાન્ય રીતે એ સૌના સામાજિક લગ્ન–મરણ વગેરેના રિવાજો લગભગ સરખા જ હોય છે.

લેવડદેવડના રિવાજો સૌના જુદા જુદા છે. જેમ ગામ વધારે મોટાં ને કુળવાન કહેવાય છે તેમ ત્યાં પૈઠણ અને બીજી લેવડદેવડના રિવાજો વધુ કપરા જોવા મળે છે.

પોતાના જ ગોળમાં જેઓ કન્યાની લેવડદેવડ કરે છે તે સમાન કક્ષાનાં કુટુંબો સાથે કરે છે. તેમને બહુ લાંબી લેવડદેવડમાં ઊતરવું પડતું નથી. પરંતુ એ સિવાય પૈઠણ લેવડદેવડની પદ્ધતિ ખૂબ જ પ્રચલિત છે. અને તેમાં જ્યારે કહેવાતાં મોટાં ગામ ને કુળો નાનાં ગામ ને કહેવાતાં નાનાં કુટુંબોની કન્યા લે છે ત્યારે પૈઠણ કે લેવડદેવડના કોઈ રિવાજની મર્યાદા રહેતી નથી. આ રિવાજમાં સુધારો કરવા અનેક વખત પ્રયત્નો થયા છે પરંતુ હજી એનાં નક્કર પરિણામો આવ્યાં નથી.

**ગોત્ર અને ધર્મ :** પાટીદાર જ્ઞાતિમાં આમ તો ગોત્ર હોતાં નથી. સામાન્ય રીતે પુરોહિત કશ્યપ ગોત્રને ધોરણે બધી વિધિઓ કરાવે છે.

જ્યારે ધર્મને લાગે વળગે છે ત્યાં સુધી પાટીદાર જ્ઞાતિના લોકો કોઈ એક જ સંપ્રદાયના અનુયાયીઓ છે એવું નથી. લગભગ બધા જ સંપ્રદાયના ચોડાવત્તા અનુયાયીઓ આ જ્ઞાતિમાં જોવા મળે છે.

સ્વામીનારાયણ સંપ્રદાયને માનનાર વર્ગ સૌથી વિશેષ છે. એ પછી વલ્લભ સંપ્રદાય, આર્યસમાજ, શૈવધર્મ, શક્તિસંપ્રદાય, સંતરામ મહારાજને માનનારા, જૈન ધર્મને માનનારા, રાધાસ્વામી, રામાનંદી, અરવિંદ અનુયાયીઓ, એમ લગભગ દરેક પંથમાં પોતાની શ્રદ્ધા મુજબ માનનારો વર્ગ આ જ્ઞાતિમાં છે.

**આર્થિક સ્થિતિ :** આર્થિક સ્થિતિમાં આ જિલ્લામાં પાટીદાર જ્ઞાતિ હવે સૌથી મોખરે છે એમ કહી શકાય. વ્યવસાયના એકેએક ક્ષેત્રમાં પાટીદાર જ્ઞાતિના ભાઈઓએ નોંધપાત્ર પ્રગતિ કરી છે.

અને જિલ્લા કરતાં પણ અમદાવાદ, મુંબઈ, કલકત્તા, ને દેશના એકેએક શહેરમાં એક યા બીજા પ્રકારના ધંધાર્થે પાટીદાર ભાઈઓ પહોંચી ગયા છે. એમાં પણ નાનામાં નાના ખૂણામાં બીડી–તમાકુનો વેપાર કરનાર પાટીદાર વેપારી ભાઈ મળી જ આવે છે.

**પરદેશોમાં :** આ જિલ્લામાંથી લગભગ દુનિયાના બધા દેશોને વેપાર અર્થે ખૂંદી નાખનાર અને હજારોની સંખ્યામાં પરદેશમાં સ્થિર થનાર અને કરોડો રૂપિયાનાં સાહસો કરનાર પણ આ જિલ્લાના પાટીદાર ગૃહસ્થો છે. દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ફીજી, એડન, બર્મા, ઇંગ્લંડ, અને બીજા અનેક દેશોમાં સારી સંખ્યામાં કુટુંબકબીલા સાથે પાટીદાર ભાઈઓ સ્થિર થયા છે, વેપાર – ઉદ્યોગો વિકસાવ્યા છે અને

હવે તો મોટા પાયા ઉપર ત્યાંના જ વતની હોય તે રીતે મિલકતો પણ વસાવી રહ્યા છે.

**ક્ષત્રિય જ્ઞાતિઓ:** આ જિલ્લાની ૬૦ ટકા વસતી ક્ષત્રિય જ્ઞાતિઓની છે. આ સૌ હિંદુ ધર્મ પાળે છે અને રજપૂતોના જ આ સૌ વંશજો છે એમ મનાય છે.

આ ક્ષત્રિય જ્ઞાતિમાં અનેક નાના મોટા ફાંટા, પેટા જ્ઞાતિઓ ને ગોળ છે.

મુખ્યત્વે ત્રણ વિભાગો છે: ૧ : ગરાશિયા ૨ : રજપૂતો ૩ : મોલેસલામ ગરાશિયા.

આ જ્ઞાતિની વસતી જિલ્લાના લગભગ અર્ધા જ ગામોમાં છે.

**ગરાશિયા:** મૂળ તો ગરાસદારો એટલે તે ઉપરથી નામ આવેલું છે. મુસ્લિમ ને રજપૂત યુગમાં પોતે મોટા ગરાસો મેળવેલા ને આજે પણ એઓ મોટા પાયા ઉપર જમીન ધરાવે છે.

આ લોકો આ જ્ઞાતિઓમાં પોતાને ઉચ્ચ માનતા હોય છે.

**રજપૂતો:** આ મધ્યમ વર્ગની થોડી જમીન ધરાવતો વર્ગ છે. મુખ્યત્વે સૌ ખેતી જ કરે છે.

**રાજપૂત કોમો:** બારૈયા, ઠાકોર, ઠાકરડા, પાટણવાડિયા, વગેરે. આ પૈકી પાટણવાડિયા મુસલમાની મગરૂર રાજ્ય અમલ દરમિયાન પાટણ તરફથી ચરોતરમાં આવી વસેલા છે.

આ ક્ષત્રિય કોમોમાં રજપૂતોની તમામ અટકો હોય છે. જેમકે ચૌહાણ, પરમાર, રાઠોડ, ગોહિલ, યાદવ, વાઘેલા, ચાવડા, મકવાણા, સોલંકી, ડાભી વગેરે ક્ષત્રિયોની ચોસઠ ચોસઠ શાખાઓ હોય છે. એક શાખાવાળો પોતાથી ઊતરતી શાખામાં તેમ જ પોતાની શાખામાં કન્યા આપતો નથી. ખાસ કરીને કન્યાઓની દેવડ ઉત્તર તરફથી દક્ષિણ તરફ હોય છે: જેમ કે કલ્લાલની કન્યા મહુધા જશે, પણ મહુધાની કન્યા કલ્લાલ નહિ જાય.

**જૂથવાર વસવાટ:** આ ક્ષત્રિય કોમો મોટે ભાગે જૂથમાં જ વસેલી હોય છે. જૂથવાર વસવાટ નીચે પ્રમાણે ગણાવી શકાય.

**મકવાણા:** છીપડી, બારમુવાડા, અને તેની આસપાસ.

**સોલંકી:** વૃન્દાવન અને તેની આસપાસ.

**ડાભી:** ઘોડાસર અને તેની આસપાસ.

**સોઢા:** સણાલી, પાલડી અને તેની આસપાસ.

**ચૌહાણ:** માંકવા, મોદજ, વાંઘાળી અને તેની આસપાસ.

ઉપર ગણાવેલી શાખાઓ પૈકી, સોઢા, ચૌહાણ, ડાભી અને મકવાણા પોતાને બીજાથી ઉચ્ચ ગણે છે, તેઓ છોકરીઓની પરઠણ લે છે, છોકરીઓ પાછળ ખર્ચ કરે છે. તેઓ પોતાની કન્યાઓ રાજપૂત ગરાશિયાઓમાં આપે છે, પણ રાજપૂત ગરાશિયા તેમને પાછી આપતા નથી.

**મોલેસલામ ક્ષત્રિયો:** બાદશાહી કાળમાં એક યા બીજા કારણે જેમણે મુસલમાનો સાથે ખાનપાન અને બેટી વ્યવહાર કર્યો તે મોલેસલામ કહેવાયા.

આ મોલેસલામ ક્ષત્રિયોમાંના ખડાલ, પુનાદરા, ધોળા, કૂવા, કૌસમ, વાઘજીપુર, વગેરે જગાએ વસતા. હજારો મોલેસલામ મકવાણા બારૈયા ઠાકોરોમાંથી થયેલા, જ્યારે બેડાશી નાપા, તેમ જ માતર, બોરસદ, આણંદ વગેરે તાલુકાઓમાં વસતા મોલેસલામો રાજપૂતોમાંથી થયેલા છે.

તેઓ કન્યાઓની અરસપરસ આપલે કરે છે, તેમ જ બારૈયા વગેરેની લાવે છે. કેટલાક મોલેસલામ ધોળકા, ધંધુકા, વાડાશિનોર, વીરપુર વગેરે જગાઓના મુસલમાનોને આપે છે.

હવે ઘણા મોલેસલામ હિંદુ ધર્મમાં ભળવા લાગ્યા છે, અને પોતાની કન્યાઓ મુસલમાનોને આપતા નથી.

આ કોમ ગરીબ અને અભણ છે, નિર્વાહ માટે ખેતી ઉપર જ મુખ્ય આધાર છે.

**જાતિવાચક સંજ્ઞાઓનો ખુલાસો:** બારૈયા, ધારાળા, ઠાકરડા, પાટણ-વાડિયા, વગેરે નામો કોઈ કોમ કે અટકને લાગુ પડતી નથી, પણ સંજોગવશાત તેમને સમાજે અમુક નામે સંબોધવાથી લાંબા સમયે તેમનાં તેવાં નીચે ગણાવ્યા મુજબનાં જાતિવાચક નામ પડ્યાં હોય એવો સંભવ છે.

**બારૈયા:** નદી તેમ જ દરિયા કિનારે (બારામાં) વસનાર તે બારૈયા.

**ધારાળા:** જમીન (ધરા) ઉપર કામ કરનારા અને લાંબા ધારધર તરવારની જગાએ તિક્ષ્ણ હથિયાર ધારિયાં રાખનાર તે ધારાળા.

**ઠાકરડા:** ઠાકોરો, તાલુકદારો, જમીનદારોના ભાયાતો. (કચ્છી શબ્દ).

**પાટણવાડિયા:** પૂર્વકાળમાં પાટણ તરફથી આવીને ચરોતરમાં વસેલા તે.

**પગી:** ચોરી પકડનાર. (પગલું કાઢનાર)

**કોટવાલ:** કોટનું (નગરોનું) રક્ષણ કરનાર.

**ચરોતરની ઠાકરડા જ્ઞાતિ : ખેડા જિલ્લામાં વસતી :** આ કોમનાં માણસોની ખેડા જિલ્લામાં કુલ વસતી લગભગ ૪૫ હજાર જેટલી છે. ઉપરાંત વડોદરા તથા ભરૂચ જિલ્લાઓમાં પણ લગભગ ૨૫૦૦૦ની હશે. આખા ગુજરાતના જુદા જુદા ભાગોમાં જુદે જુદે નામે ઓળખાતી આ કોમની વસતી આશરે ૨૫ લાખની છે.

ખેડા જિલ્લો, ભરૂચ જિલ્લો, વડોદરા જિલ્લો, પંચમહાલ જિલ્લો અને મહીકાંઠા અને સાબરકાંઠા પ્રદેશોમાં વસતી આ કોમને બારૈયા, ધારાળા, પાટણવાડિયા, તળપદા વગેરે નામથી ઓળખવામાં આવે છે.

**વિશેષતા :** આ કોમ છે તો બુદ્ધિશાળી પણ પછાત દશામાં રહેવા પામી છે. શરીરે ખડતલ, ઘઉંવર્ણોવાન, સાધારણ શુષ્ક, ચંચળ મન અને સ્વભાવે નીડર છે. અત્યારની પછાત દશામાં પણ નાનામાં નાનાં ગામડાંથી માંડીને તે મોટા કસ્બા અને શહેરોની ચોકી, અને સીમની રખવાળી અને સ્થિતિના પ્રમાણે ટૂંકી જમીનના માલિકથી માંડીને છૂટા છવાયા ઠાકોરો અને તાલુકદારો હજુ પણ મોજૂદ છે. આ લક્ષણોથી આ કોમની ક્ષત્રિય જાતિ હોવાનો દાવો કરી શકે છે.

પુરુષોનો પહેરવેશ કાછોટો મારી પહેરેલ ધોતિયું, માથે દસથી વીસ હાથનું ફાળિયુ, હાથમાં કંઈનું કંઈ હથિયાર કે મજબૂત લાકડી, સ્ત્રીઓ સાલ્લો, છાયલ, છીદરી અને ઘાઘરામાં બંગાળુ, લેરિયું વગેરે છીપાનાં રંગેલાં, છાપેલાં અને હાથવણાટનાં કે મિલનાં જાડાં જ કપડાં પહેરે છે. ઉત્તર ગુજરાતની સ્ત્રીઓ દસ હાથ અને તેથી વધુ કપડાના ઘાઘરા પહેરે છે.

આ કોમને ભાષાથી ઓળખવા માટે ઉતાવળું તેમ રીસભર્યું એવું લક્ષણ હોવાનું કહેવાય છે.

**ગોત્રો અને અટકો :** આ કોમમાં હાલ પણ કેટલીક રાજપૂતોની અટકો છે, જેવી કે ચાવડા, વાઘેલા, મોરી, મકવાણા, રાઠોડ, યાદવ, ચૌહાણ, સોલંકી, પરમાર, ડાભી. આ અટકોવાળા ઠાકરડાઓ હાલ પાટણ પ્રદેશનાં ગામોમાં નાની નાની ઠકરાતો, વાંટાના ઠાકોરો પણ છે, જેવા કે કટોસણ, ઝીંઝુવાડા, છનિયાર, પનાર, ભંકોડા, દિયોદર, થરા, જનમપુર વગેરે.

આ કોમમાં ચાર જાતની અટકો પડેલી છે, જેવી કે ગામ અટક, બાપ અટક, મશ્કરી અટક અને અસલ અટક.

**ગામ અટકો :** ગામના નામ પરથી પડેલી અટકો : મહુડિયા, ગોળીવાડિયા, ચંડીસરા, ઝુઝરવાડિયા, સાંપરિયા, રૂદાતલા, ગાડિયા, ભટેસરિયા, ભાંડોતરિયા, ખેમાણિયા, ખેમતેજા, પસલુચિયા, પાધુદરિયા, ગુણતાડિયા, ગાલવાડિયા, ગેડારાણિયા, મેતરાણિયા, દહીઘરા, પંચાસરા, પંચકવાડી, વડદરિયા, ખાતિયા, દેથોલિયા, થળાદરા, ખોલેવા, કનેસરિયા, રાયપરા, ઘોઈતિયા, મુઝડિયા, ઉમટિયા, સીમરિયા, જમડિયા, ઉટવાળિયા, આશાવાડી, વદૂરિયા, કર્માણા, દુનાવાડિયા, રવૈયા, જામડિયા, વગેરે.

**બાપ અટકો :** બાપના નામ પરથી પડેલી અટકો : રભાતર, સોડાતર, રોહાતર, દીપાણા, ઘેધા, રૂઘાતર, બલિયાતર, મુવાતર, અદાવત, વીરાણી, ડોધાતર, વગેરે.

**મશ્કરી અટકો :** મશ્કરી પરથી પડેલી અટકો : ગંગોસ, અગિયર, પાળાતોળી, બાડી, લંગોટી, ખોલ, અનેરા, લોહાણા, રાંધળી, હાલિયા.

**અસલ અટકો :** કેટલાંક ગામોમાં કેવી કેવી અટકો હોય છે તે નીચેનાં દષ્ટાંત પરથી સમજાશે. જોગણ (તા. પેટલાદ) ચાવડા, વાઘેલા, વટાદરા (તા. બોરસદ) અને માનપુરા (તા. ખંભાત) રાઠોડ, બીલેશ્વર (તા. આણંદ) મોરી, ડાભી, પરમાર, ખેરપરમાર, મકવાણા, ગોહેલ.

**અટક અને ગોત્ર :** જુદી જુદી અટકનાં ગોત્ર નીચે પ્રમાણે છે:—

| અટક | ગોત્ર |
|---|---|
| સોલંકી | ભારદ્વાજ |
| મકવાણા | માર્કંડ |
| પરમાર | પારાશર |
| ચૌહાણ | વશિષ્ટ |
| ડાભી | વાલ્મિક |
| યાદવ | જયદથ |
| ગોહેલ | ગૌતમ |
| રાઠોડ | વશિષ્ટ |

**ધર્મ :** આ જ્ઞાતિના ઇષ્ટદેવ મહાદેવ છે. વળી આ કોમના કેટલાક વિભાગો જુદી જુદી દેવીઓની પૂજા પણ કરે છે. જેમ કે સોલંકી બહુચરાજીની, ચૌહાણ કાલિકાજીની, રાઠોડ નાગણેચીની, યાદવ, મહાલક્ષ્મીજીની, ડાભી બ્રહ્માણીજીની, ગોહેલ અંબાજીની અને મકવાણા શક્તિદેવીની. વળી કેટલાકો ખોડિયાર, મેલડી, વાણવરી, મસાણી, શિકોતર–એ દેવીઓને પણ પૂજે છે.

ધાર્મિક ચિહ્નમાં કોઈ તિલક–ચાંદલો કરે છે, કોઈ નથી પણ કરતું.

**ધંધો અને આર્થિક સ્થિતિ :** આ કોમનો મુખ્ય ધંધો ખેતી છે કોઈ નોકરી વેપાર પણ કરે છે

**બંધારણ :** આ જ્ઞાતિમા ત્રણ ગોળ છે ૧ એકમો પદરના ઠાકરડા ક્ષત્રિયનુ પચ ૨ બાવનના ઠાકરડા ક્ષત્રિયનુ પચ અને ૩ સુત્તાવીશના ઠાકરડા ક્ષત્રિયનું પચ આ ત્રણ ગોળ ખેડા જિલ્લામા છે, જ્યારે ચોથુ ગોળ કાનમનુ છે, પણ તે મૂળથી જ જુદું છે તેને પહેલા ત્રણ ગોળ સાથે ખાસ સબધ નથી, પરતુ ચારેય વચ્ચે કન્યાની લેવા દેવામા કઈ હરકત નથી–નહોતી થોડા વખતમા આ ચારેય ગોળ એક થનાર છે

**ઇતિહાસ :** આ જ્ઞાતિ પૂર્વકાળમા મારવાડ, મેવાડ, તથા માળવા ને ગુજરાતની રાજપૂત જ્ઞાતિ હતી. તેમના રાજ્યો તૂટવાથી તેઓ ગુજરાતમા આવીને વસ્યા પછી પાટણ તરફની વસતીમા ભળવાથી તેઓ રજપૂત મટી ઠાકર કહેવાયા ઠાકરનો અપભ્રશ ઠાકરડા થયુ તેઓ સવત ૧૬ના સૈકામા ખેડા જિલ્લામા જુદા જુદા ગામોમા આવી વસ્યા જે ગામોમા વસ્યા ત્યાની અટક પડી

**વહીવટ :** ઉપર જણાવેલા ત્રણેય ગોળના પચનુ દફતર ખાનકૂવા (તા બોરસદ)ના ઠાકોર મેનાજી ગિરધરજી સોનકી પાસે છે, તેઓ પચના મત્રી તરીકે કામ કરે છે જ્ઞાતિની માલિકીની ડાકોરમાં ધર્મશાળા છે

**સુધારક મંડળ :** આ જ્ઞાતિનુ એક પાટણવાડિયા રજપૂત સુધારક મડળ સ્થપાયેલુ છે તેની સ્થાપના તા ૨૧–૯–૧૯૪૧ને રોજ થયેલી છે આ મડળનુ સચાલન ખાનકૂવા (તા બોરસદ) ગામેથી શ્રી મેનાભાઈ ગિરધરભાઈ કરે છે

**બ્રહ્મભટ્ટ (બારોટ) જ્ઞાતિ :** મારવાડ, પજાબ, વગેરે સ્થળેથી સ્થળાતર કરીને કેટલીક કોમો ગુજરાતમાં આવી છે તે પ્રમાણે બ્રહ્મભટ્ટ જ્ઞાતિ પણ મારવાડમાથી ઊતરી આવીને ચરોતરમા વસી છે તે વખતે તે કોમ 'ભાટ' સજ્ઞાથી ઓળખાતી હતી તેઓ ચરોતરમા આવ્યા તે વખતે ચરોતરમા વહીવચા ચારણ વગેરે સમાન ધધો કરતી અન્ય કોમો હતી તેઓ બારોટ કહેવાતા એથી ભાટ લોકો પણ બારોટ કહેવાયા બ્રહ્મભ નામ સુધારકોએ ધારણ કરેલુ છે સવત ૧૯૪૮–૪૯મા ડકોર મુકામે નડિયાદના બ્રહ્મભટ્ટ શ્રી ગણેશભાઈ રામભાઈએ સમસ્ત બારોટ જ્ઞાતિ ભેગી કરી તેને બ્રહ્મભટ્ટ અટક અપનાવવા આદેશ કર્યો આ નવી અટક ના ચિહ્ન તરીકે જનોઈ ધારણ કરવાનો રિવાજ શરૂ કરવામા આવ્યો

અયોધ્યા અને બિહારમા ભટ્ટ તરીકે અને મારવાડ–ગુજરાતમા ભાટ તરીકે આ કોમે ઇતિહાસમા મહત્ત્વનો ફાળો આપ્યો છે ગુજરાત, રાજસ્થાન, અને ઉત્તર ભારતના ઇતિહાસના પૃષ્ઠો આ કોમના મહત્ત્વના કાર્યોથી સારી પેઠે અકિત થયેલા છે

મુસલમાન સત્તાની પડતી અને મરાઠા સત્તાના ઉદય અને અસ્તનો સમય એટલે બ્રિટિશ શાસનની સ્થાપના પહેલાનો કાળ ગુજરાતમા અધધાર યુગ હતો તે વખતે પણ બારોટની જામીનગીરી આદરપાત્ર અને પવિત્ર લેખાતી તે કાળના દસ્તાવેજોમા બારોટ તેની કટાર દોરી શાખ રતો ગામના મહેસૂલ ભરણા માટે બારોટ જામીન થતો

બ્રિટિશ શાસકોએ હિંદુ જ્ઞાતિઓનુ ૧૯૨૮ની સાલમા વર્ગીકરણ કરીને બારોટ જ્ઞાતિને પછાત વર્ગમા મૂકી આથી બારોટ જ્ઞાતિમા રોષ અને પ્રચાર પ્રગટ થતાં સને ૧૯૩૫થી સરકારે આ જ્ઞાતિને મધ્યમ વર્ગમા મૂકી છે

**વસતી :** બ્રહ્મભટ્ટ કોમ સમસ્ત ગુજરાતમા–બનાસકાંઠાથી નર્મદા સુધીના પ્રદેશમા–ફેલાયેલી પડી છે પણ તેમા ચરોતર અને દ્દાવ (સાબરમતી અને સરસ્વતી વચ્ચેનો પ્રદેશ, એ બે પ્રદેશોની બ્રહ્મભટ્ટોની વસતી મહત્ત્વનુ સ્થાન ધરાવે છે દદાવ પ્રદેશમા આ જ્ઞાતિની વસ્તી લગભગ ૧૨૦૦૦ માણસોની અને ખેડા જિલ્લામા લગભગ ૮૦૦૦ની છે

**ગોત્ર :** નડિયાદમા બ્રહ્મભટ્ટોના ૪૦૦ ઘર છે આ ચારસો ઘર એક બાપની પ્રજા છે આજથી ૭૦૦ વર્ષ ઉપર નડિયાદમા 'વરી બારોટ' આવેલા, તેમની ૫૫ (પચાસ) પેઢીઓના સતાનોનુ બનેલુ હાલનુ નડિયાદનુ ૪૦૦ ઘરનુ ભટ્ટ સ્થાન છે તેમનુ ગોત્ર વત્સ યજુર્વેદ, માધ્યદિની શાખા અને પચ પ્રવર છે

**ધર્મ** ચરોતર પ્રદેશના બ્રહ્મભટ્ટો ઘણો મોટો ભાગ સ્વામી નારાયણ સપ્રદાયમા માને છે, બીજા જ્ઞાતિજનો વૈષ્ણવ, શૈવ રામાનદી કે રાધાસ્વામી સપ્રદાયમા માને છે બ્રહ્મભટ્ટો દેવીપુત્રો ગણાય છે, પણ તેમનામા શક્તિસપ્રદાય વિશેષ નથી

**કુળદેવી** નડિયાદના ચારસો ઘરના બ્રહ્મભટ્ટોની કુળદેવી બુટ માતા છે આ માતાનુ મદિર નડિયાદમા કસારાવાડ (સ્નાળવાડા)મા આવેલુ છે

ખેડા જિલ્લાની બ્રહ્મભટ્ટ કોમની વસતીમા હાલ ચાર ગોળ છે ખભાતના બ્રહ્મભટ્ટોનો ગોળ ઉચ્ચ મનાય છે, તેઓ પોતાની કન્યા ખભાત બહાર આપતા નથી જમણવાર પ્રસગે પગતે બેસીને જમવાનો રિવાજ ખભાત સિવાય બીજે કોઈ ઠેકાણે પળાતો નથી ખભાત સિવાયના

કોમમા પીરસણુ લેવાનો રિવાજ છે તે ૧૫ ૨૦વાનો પ્રયાસ છે ના ૩૦ વર્ષથી થઈ ગયો છે

**ગુજરાતી જયસ્વાલ જ્ઞાતિ :** આ જ્ઞાતિ ખૂબ પ્રાચીન મનાય છે તે ચદ્રવશમાથી ઊતરી આવેલી છે અને એના આજના સભ્યોના પૂર્વજો હૈહય ક્ષત્રિયો હતા એવો મત પ્રચલિત છે આ જ્ઞાતિ ઉત્તરભારતમા ઘણી આગળ વધેલી છે રાયબરેલી જિલ્લાની પૂર્વ દિશામાં ૨૦ માઈલ દૂર પ્રાચીન જાયસ ગામ છે, ત્યાના મૂળ રહેવાસી જાયસવાલ કહેવાય

જયસ્વાલ જ્ઞાતિનું મુખ્ય (મૂળ) નામ 'કલવાર ક્ષત્રિય જ્ઞાતિ' એ પ્રમાણે છે તેમની મોટી વસતી ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ બિહાર વગેરે ભારતના ઉત્તર અને પૂર્વ ભાગોમા છે

ગુજરાતી જયસ્વાલ જ્ઞાતિના ખેડા જિલ્લામા ૨૫ કુટુબો વસે છે તે પૈકી એકલા નડિયાદ તાલુકામા ૭ કુટુબો છે જિલ્લાભરમા થઈને તેમની વસતી આશરે ૧૫૦ની છે

આ જ્ઞાતિનુ ગોત્ર કશ્યપ છે તેઓ હિદુ ધર્મમા માને છે નડિયાદના જયસ્વાલોના ગોરી અને ઇષ્ટદેવી સ્મશાની માતા છે

તેમની બોલી હિંદી-ગુજરાતી (હિંદી શબ્દોથી મિશ્રિત ગુજરાતી) છે

ખેડા જિલ્લામા વસતા આ જ્ઞાતિના માણસો દારૂબધીનો કાયદો અમલમા આવ્યો તે પહેલા, મુખ્યત્વે કરીને દારૂનો વેપાર કરતા હાલ તેઓ બીજા ધધારોજગારમા લાગી ગયા છે તેમની આર્થિક સ્થિતિ સારી છે

રીતરિવાજોમા સામાન્યત આ જ્ઞાતિની બધી વિધિપ્રથા ક્ષત્રિય જ્ઞાતિઓના જેવી છે કેટલાક જનોઈ પહેરે છે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ છે રોજના ખોરાકમા મોટી પચરાઉ દાળ ખાસ બનાવાય છે

**શ્રીમાળી સોની જ્ઞાતિ :** આ જ્ઞાતિ શ્રીમાળીમાથી ઊતરી આવેલી છે તે શ્રીમાળ હાલનુ ભિન્નમાળ હોવાનુ કહેવાય છે ભિન્નમાળ ડીસાથી કે જોધપુરથી ઝાલોર થઈને જવાય છે

શ્રીમાળી સોની આખા દેશમા હોય છે ચરોતર ઉપરાત ગુજરાતમા અમદાવાદ વડોદરા સુરત વગેરે સ્થળોએ તેઓ વસેલા છે ગુજરાતમા તેમની સખ્યા મોટી છે

**ઇતિહાસ :** ચરોતરમા સૌથી પ્રથમ શ્રીમાળી સોની ઉમરેઠમા સ ૧૭ ૫મા માણેકજી રાવજી આવેલા તે પહેલા જ્ઞાતિના એક આગેવાન કલ્યાણજી હરખજી સોની મૂળ વતન ભિન્નમાળમાથી સવત ૧૦૭૨માં નીકળીને જાત ગામમાં આવેલા, અને પછી પથાપર, અમદાવાદ ને ક્રમશ ગયેલા તેમનું ગોત્ર ભારદ્વાજ હતું

આ જ્ઞાતિના ન ૭૧ થડ ગોત્ર છે

આ જ્ઞાતિ શ્રીમાળી સોની અથવા શ્રીમાળી સોની મહાજન કહેવાય છે

ચરોતરમા આ જ્ઞાતિના ૭૦૦ જેટલા ઘર છે, અને તેમની વસ્તી ૬૦૦૦થી ૭૦૦૦ સુધીની છે આ જ્ઞાતિ ચરોતરમા લગભગ આઠ ગામમા વસી છે

આ જ્ઞાતિના લોકોના ગોત્રો ભારદ્વાજ, કશ્યપ, વશિષ્ઠ વગેરે છે કુળદેવીઓ મહાલક્ષ્મી, ચામુડા, મહાકાલી, આશાપુરી વગેરે છે

જ્ઞાતિનો ધર્મ વૈષ્ણવ ધર્મ છે

આ જ્ઞાતિનો મુખ્ય ધધો સોનીનો છે એટલે વધારે પ્રમાણમા આ જ્ઞાતિના માણસો સોનીનો જ ધધો કરે છે ગણ્યા ગાઠ્યા સરકારી નોકરીઓમા છે

**ગુર્જર પ્રજાપતિ જ્ઞાતિ :** આ જ્ઞાતિ પ્રજાપતિ ઋષિમા ઊતરી આવેલી મનાય છે અસલના વખતમા પ્રજાપતિઓ શુક્લ યજુર્વેદી બ્રાહ્મણો હતા એવુ મનાય છે એવી માન્યતા છે કે બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિથી પ્રજાપતિઓની ઉત્પત્તિ થઈ છે એમ પણ મનાય છે કે બ્રહ્માના પુત્ર વિશ્વકર્માને વૈશ્ય પત્નીથી દસ પુત્રો થયા, તેમાના એક પુત્રથી કુભાર જ્ઞાતિની ઉત્પત્તિ થઈ માટીનો કુભ બનાવનાર કુભ–કારમાથી સમય જતા અપભ્રશ થઈને 'કુભાર' એવુ આ જ્ઞાતિનુ નામ પડ્યુ હોય એ માનવા જોગ છે

પ્રજાપતિ જ્ઞાતિનો વસવાટ સમસ્ત દેશમા છે ગુજરાતમા વસતા પ્રજાપતિઓ ગુર્જર પ્રજાપતિ કહેવાય છે, ને તેમની સખ્યા લગભગ બે લાખ ઉપરની હોવાનુ જણાય છે

**ઇતિહાસ :** ચાપાનેરના પતન સમયે ત્યાથી આવીને કેટલાક કુટુબો ચરોતરમા વસ્યા છે વળી ધધાર્થે અમદાવાદ તરફથી આવીને પણ કેટલાક કુટુબો ચરોતરમા આવી વસેલા છે પણ મૂળ વતન સાથે હાલ તેમને કશો સબધ નથી

**ઇષ્ટદેવ : ધર્મ** આ જ્ઞાતિના ઇષ્ટદેવતા નૃસિહ ભગવાન છે અને તેમનું મદિર નડિયાદમા કુભાર ભાગોળે આવેલ છે જ્ઞાતિજનો રામાનદી અને વૈષ્ણવ સપ્રદાયમા પણ માને છે

ચરોતરમા આ જ્ઞાતિમા બેટી વ્યવહાર માટે ૨૪૨ ગામોનો ગોળ બાધવામા આવ્યો છે આ જ્ઞાતિમા ગુર્જર

વરિયા, ખભાતી વાગનિયા, મારૂ લાડ અને ખભાતી એમ સાત જાતની અગ્કો છે

આ જ્ઞાતિમા ઇગનો ધધો કરનારા દનવાડી કહેવાય છે અને વાસણનો ધધો કરનારા પ્રજાપતિ કહેવાય છે

આ જ્ઞાતિનો મુખ્ય ધધો માટીકામનો છે તેઓ વાસણો બનાવે છે તેમ જ ઈંટો પાડે છે કેટનાક બીજા ધધા–નોક રીઓ પણ કરે છે આર્થિક સ્થિતિ સાધારણ ગણાય આ જ્ઞાતિમા વિધવાવિવાહની છૂટ છે

જ્ઞાતિની ઉન્નતિ માટે 'ચરોતર પ્રજાપતિ સભા' નામની સસ્થા ૧૯૩૦ની સાનમા સ્થાપનામા આવી છે વળી વિરોત્તે ૮ક મડળ પણ ચાલે છે માસિક પત્રિકા છેલ્લા બાવીસ વર્ષથી પ્રગટ થાય છે

આ જ્ઞાતિમા પ્રખર જ્ઞાતિસેવક અને સુધારક સ્વ. કૃષ્ણાનદ બ્રહ્મચારી, સ્વ સત ગોપાળદાસ (વેદાંત ભુવનના સ્થાપક) વગેરે થઈ ગયા પાડીચેરીના શ્રી અરવિદ આશ્ર મનિવાસી જાણીતા કવિ શ્રી પૂજાલાલ પણ આ જ્ઞાતિના છે

**પંચાલ (લુહાર) જ્ઞાતિ:** આ જ્ઞાતિનુ નામ શ્રી વિશ્વકર્મા ભગવાનના વશ જ રૂપે, જે પાચ પુત્રો જુદી જુદી કળા નિષ્ણાતો થયેના તે પૈકી એક 'લોઢુ ઘડનાર' એટને 'લુહાર' એના નામ પરથી પડ્યુ એમ મનાય છે

**ઇતિહાસ:** આ જ્ઞાતિ મૂળે તો ઉત્તર હિદમાથી આવી હશે એમ મનાય છે પરતુ હાલમા એની ચોક્કસ માહિતી મળતી નથી વળી મૂળવતન સાથેના સબધો પણ હાલ કોઈ ઠેકાણે હયાત નથી એવુ અનુમાન છે કે સિદ્ધરાજ સોનકી પહેનાના કનારસિંહ બાદશાહોના વખતમા આ જ્ઞાતિના અમુક જૂથને વસવાટ માટે નિમત્રણ મળવાથી એનુ આગમન થયુ હશે, જેનો વશવિસ્તાર થયો હશે

આ જ્ઞાતિના મનુ અને ગૌતમ એ બે ગોત્રો છે આ જ્ઞાતિ મુખ્યત્વે શૈવધર્મી છે કેટનાક જ્ઞાતિજનો વૈષ્ણવ, સ્વામીનારાયણ પ્રણામી અને શાક્ત સપ્રદાયમા પણ માને છે જ્ઞાતિનાં કુળદેવી ચામુડા માતા છે ઇષ્ટદેવ શ્રી વિશ્વકર્મા છે, તેમનો ઉત્સવ દિન—વિશ્વકર્મા જયતિ—દર વર્ષે મહા સુદ ૧૩ને દિવસે આવે છે કેટનાક જ્ઞાતિજનો જનોઈ પણ પહેરે છે

ચરોતરની પચાલ જ્ઞાતિનું મુખ્ય નામ લુહાર જ્ઞાતિ છે આ જ્ઞાતિના ખાસ વિભાગ નથી ધધા અગે કેટનાક 'ચાદીવાડા લુહાર' અગર 'લુહાર–સુથાર' એ રીતે પણ ઓળખાય છે

બૃહદ ગુજરાતમા આ જ્ઞાતિની કુલ વસતી લગભગ ચારથી પાચ લાખની હશે ખેડા જિ નામા પચાલ જ્ઞાતિની વસતી લગભગ ૧૭ હજાર માણસોની છે ખેડા જિ નામા આ જ્ઞાતિના કુલ ઘરો (કુટુબો)ની અદાજે સખ્યા ૫૩૬૦ની છે

જનોઈનો વિધિ આ જ્ઞાતિમા ફરજિયાત નથી પરતુ હાલ પચાલ લખાવતા લગભગ ચોથા ભાગના જ્ઞાતિજનો બાળકનો જનોઈ વિધિ બ્રાહ્મણ જ્ઞાતિની જેમ કરે છે આ જ્ઞાતિમા વિધવાને પુનર્લગ્નની છૂટ છે

જ્ઞાતિસેવા માટે નડિયાદમા શ્રી ચરોતર પચાલ સેવા સમાજ નામની સસ્થા કામ કરે છે

પ્રસિદ્ધ કવિ શ્રી સુન્દરમ્, જાણીતા લોકકવિ શ્રી દુલાભગત વગેરે આ જ્ઞાતિના છે,

**નાયી (વાળંદ) જ્ઞાતિ:** આ જ્ઞાતિ પોતે પૂર્વકાળમા બ્રાહ્મણ હતી એમ મનાવે છે કુળદેવી લીમ્બચ માતાના નામ ઉપરથી આ જ્ઞાતિના ચરોતરમા વસતા જ્ઞાતિજનો લીમ્બચિયા નાયી કહેવાય છે તેમા સને ૧૮૪૫મા ચરોતરના દક્ષિણ ગાળાના છત્રીસ ગામોના નાયીઓએ બોરસદ મુકામે એકત્ર થઈ પોતાનો જુદો ગોળ સ્થાપ્યો છે તેને છત્રીસ જૂથ (જૂથ) કહે છે

ગુજરાતભરમા આ જ્ઞાતિની કુલ વસ્તી આશરે એક લાખ માણસોની છે તે પૈકી ખેડા જિલ્લામા જ્ઞાતિના ચૌદ ગોળ છે, તેમાથી બેતાલીસ (કપડવણજ) ગોળમા આશરે એક હજારની વસ્તી છે જ્યારે છત્રીસ જૂથ (બોરસદ)ના ગોળમા કુલ સખ્યા ૧૦૦૦થી ૧૨૦૦ની છે

જ્ઞાતિજનો વૈષ્ણવ સપ્રદાયમા માને છે કેટનાક કબીરપથમા પણ માને છે કુળદેવી લીમ્બચ માતા છે તેમનુ મુખ્ય મદિર પાટણમા છે ખેડા જિલ્લામાં નડિયાદ, કપડવણજ, પેટલાદ વસો સોજિત્રા એ સ્થળોએ પણ લીમ્બચ માતાના મદિરો આવેલા છે

આ જ્ઞાતિના કેટનાક માણસો જનોઈ પહેરે છે વિધવાના પુનર્લગ્નનો રિવાજ છે આર્થિક સ્થિતિ ગરીબ છે

જ્ઞાતિની ઉન્નતિ માટે અનેકવિધ પ્રયત્નો થાય છે આ જ્ઞાતિમા સેન ભક્ત, સતી નારાયણી, માતા પન્ના શ્રી મોતીરામ ભક્ત (ખૂટજ, તા નડિયાદ) વગેરે પ્રસિદ્ધ સ્ત્રી–પુરુષો થઈ ગયા છે

**તળપદા વાઘરી જ્ઞાતિ:** આ જ્ઞાતિ પોતાને વાગડી રજપૂત ક્ષત્રિય કોમ મનાવે છે શ્રી કનૈયાલાલ મુનશીના અભિપ્રાય મુજબ આ રાજપૂતો મારવાડમાથી પ્રથમ ઉત્તર

એમમા પીરસણુ લેવાનો રિવાજ છે તે બંધ કરવાનો પ્રયાસ છેલ્લા ૩૦ વર્ષથી થઈ રહ્યો છે

**ગુજરાતી જયસ્વાલ જ્ઞાતિ :** આ જ્ઞાતિ ખૂબ પ્રાચીન મનાય છે તે ચંદ્રવંશમાંથી ઊતરી આવેલી છે અને એના આજના સભ્યોના પૂર્વજો હૈહય ક્ષત્રિયો હતા એવો મત પ્રચલિત છે આ જ્ઞાતિ ઉત્તરભારતમા ઘણી આગળ વધેલી છે રાયબરેલી જિલ્લાની પૂર્વ દિશામા ૨૦ માઈલ દૂર પ્રાચીન જાયસ કસબો છે, ત્યાના મૂળ રહેવાસી જાયસવાલ કહેવાયા

જયસવાલ જ્ઞાતિનુ મુખ્ય (મૂળ) નામ 'કલવાર ક્ષત્રિય જ્ઞાતિ' એ પ્રમાણે છે તેમની મોટી વસતી ઉત્તર પ્રદેશ, મધ્યપ્રદેશ બિહાર વગેરે ભારતના ઉત્તર અને પૂર્વ ભાગોમા છે

ગુજરાતી જયસવાલ જ્ઞાતિના ખેડા જિલ્લામા કુલ ૨૫ કુટુંબો વસે છે તે પૈકી એકલા નડિયાદ તાલુકામા ૭ કુટુંબો છે જિલ્લાભરમા થઈને તેમની કુલ વસતી આશરે ૧૫૦ની છે

આ જ્ઞાતિનુ ગોત્ર કશ્યપ છે તેઓ હિંદુ ધર્મમા માને છે નડિયાદના જયસ્વાલોના ગોત્રી અને ઇષ્ટદેવી સ્મશાની માતા છે

તેમની બોલી હિંદી-ગુજરાતી (હિંદી શબ્દોથી મિશ્રિત ગુજરાતી) છે

ખેડા જિલ્લામા વસતા આ જ્ઞાતિના માણસો, દારૂબંધીનો કાયદો અમલમા આવ્યો તે પહેલા, મુખ્યત્વે કરીને દારૂનો વેપાર કરતા હતા તેઓ બીજા ધંધારોજગારમા જામી ગયા છે તેમની આર્થિક સ્થિતિ સારી છે

રીતરિવાજોમા સામાન્યત આ જ્ઞાતિની બધી વિધિપ્રથા ક્ષત્રિય જ્ઞાતિઓના જેવી છે કેટલાક જનોઈ પહેરે છે વિધવાઓને પુનર્લગ્ન કરવાની છૂટ છે રોજના ખોરાકમા બેની પચરાઉ દાળ ખાસ બનાવાય છે

**શ્રીમાળી સોની જ્ઞાતિ :** આ જ્ઞાતિ શ્રીમાળીમાથી ઊતરી આવેલી છે તે શ્રીમાળ હાલનુ ભિન્નમાળ હોવાનુ કહેવાય છે ભિન્નમાળ ડીસાથી કે જોધપુરથી ઝાલોર થઈને જવાય છે

શ્રીમાળી સોની આખા દેશમા હોય છે ચરોતર ઉપરાંત ગુજરાતમા અમદાવાદ વડોદરા સુરત વગેરે સ્થળોએ તેઓ વસેલા છે ગુજરાતમા તેમની સંખ્યા મોટી છે

**ઇતિહાસ** ચરોતરમા સૌથી પ્રથમ શ્રીમાળી સોની ઉમરેઠમા સં ૧૭ ૫મા માણેકજી રાવજી આવેલા તે પહેલાં જ્ઞાતિના એક આગેવાન કલ્યાણજી હરખજી સોની મૂળ વતન ભિન્નમાળમાથી સંવત ૧૦૨૨માં નીકળીને [illegible] ગામમાં આવેલા, અને પછી પેથાપુર, અમદાવાદ ને ક્રમશ: ગયેલા તેમનુ ગોત્ર ભારદ્વાજ હતું

આ જ્ઞાતિના કુલ ૨૧ થડ ગોત્રો છે

આ જ્ઞાતિ શ્રીમાળી સોની અથવા શ્રીમાળી સોની બ્રાહ્મણ કહેવાય છે

ચરોતરમાં આ જ્ઞાતિના ૨૦૦ જેટલા ઘર છે, અને તેમની વસ્તી ૧૦૦૦ થી ૧૨૦૦ સુધીની છે આ જ્ઞાતિ ચરોતરમા લગભગ આઠ ગામમા વસી છે

આ જ્ઞાતિના કુટુંબોના ગોત્રો ભારદ્વાજ, કશ્યપ, વશિષ્ઠ વગેરે છે ગોત્રીઓ મહાલક્ષ્મી, ચામુંડા, મંસરાઈ, આશાપુરી વગેરે છે

જ્ઞાતિનો ધર્મ વૈષ્ણવ ધર્મ છે

આ જ્ઞાતિનો મુખ્ય ધંધો સોનીનો છે એટલે વધારે પ્રમાણમા આ જ્ઞાતિના માણસો સોનીનો જ ધંધો કરે છે માત્ર થોડા સરકારી નોકરીઓમા છે

**ગુર્જર પ્રજાપતિ જ્ઞાતિ :** આ જ્ઞાતિ પ્રજાપતિ ઋષિમા ઊતરી આવેલી મનાય છે અમુકના વખતમા પ્રજાપતિઓ શુક્લ યજુર્વેદી બ્રાહ્મણો હતા એવુ મનાય છે એવી માન્યતા છે કે બ્રહ્માના પુત્ર દક્ષ પ્રજાપતિથી પ્રજાપતિઓની ઉત્પત્તિ થઈ છે એમ પણ મનાય છે કે બ્રહ્માના પુત્ર વિશ્વકર્માને વૈશ્ય પત્નીથી દસ પુત્રો થયા, તેમાના એક પુત્રથી કુંભાર જ્ઞાતિની ઉત્પત્તિ થઈ માટીનો ઘડો બનાવનાર કુંભ-કારમાથી સમય જતા અપભ્રંશ થઈને 'કુંભાર' એવુ આ જ્ઞાતિનુ નામ પડ્યુ હોય એ બનવા જોગ છે

પ્રજાપતિ જ્ઞાતિનો વસવાટ સમસ્ત દેશમા છે ગુજરાતમા વસતા પ્રજાપતિઓ ગુર્જર પ્રજાપતિ કહેવાય છે, ને તેમની સંખ્યા લગભગ બે લાખ ઉપરની હોવાનુ જણાય છે

**ઇતિહાસ :** ચાંપાનેરના પતન સમયે ત્યાથી આવીને કેટલાક કુટુંબો ચરોતરમાં વસ્યા છે વળી ધંધાર્થે અમદાવાદ તરફથી આવીને પણ કેટલાક કુટુંબો ચરોતરમા આવી વસેલા છે પણ મૂળ વતન સાથે હાલ તેમને કશો સંબંધ નથી

**ઇષ્ટદેવ : ધર્મ** આ જ્ઞાતિના ઇષ્ટદેવતા નૃસિંહ ભગવાન છે અને તેમનું મંદિર નડિયાદમા ડભાણ ભાગોળે આવેલુ છે જ્ઞાતિજનો રામાનંદી અને વૈષ્ણવ સંપ્રદાયમા પણ માને છે

ચરોતરમા આ જ્ઞાતિમા બેટી વ્યવહાર માટે ૨૪૨ ગામોનો ગોળ બાંધવામા આવ્યો છે આ જ્ઞાતિમા ગુર્જર

વરિયા, ખંભાતી, વાટલિયા, મારૂ, લાડ અને ખંભાતી એમ સાત જાતની અટકો છે.

આ જ્ઞાતિમાં છડેનો ધંધો કરનારા દલવાડી કહેવાય છે અને વાસણનો ધંધો કરનારા પ્રજાપતિ કહેવાય છે.

આ જ્ઞાતિનો મુખ્ય ધંધો માટીકામનો છે. તેઓ વાસણો બનાવે છે તેમ જ ઈંટો પાડે છે. કેટલાક બીજા ધંધા–નોકરીઓ પણ કરે છે. આર્થિક સ્થિતિ સાધારણ ગણાય. આ જ્ઞાતિમાં વિધવાવિવાહની છૂટ છે.

જ્ઞાતિની ઉન્નતિ માટે 'ચરોતર પ્રજાપતિ સભા' નામની સંસ્થા ૧૯૩૦ની સાલમાં સ્થાપવામાં આવી છે. વળી વિદ્યોત્તેજક મંડળ પણ ચાલે છે. માસિક પત્રિકા છેલ્લાં બાવીસ વર્ષથી પ્રકટ થાય છે.

આ જ્ઞાતિમાં પ્રખર જ્ઞાતિસેવક અને સુધારક સ્વ. કૃષ્ણાનંદ બ્રહ્મચારી, સ્વ. સંત ગોપાળદાસ (વેદાંત ભુવનના સ્થાપક) વગેરે થઈ ગયા. પાંડીચેરીના શ્રી અરવિંદ આશ્રમનિવાસી જાણીતા કવિ શ્રી પૂજાલાલ પણ આ જ્ઞાતિના છે.

**પંચાલ (લુહાર) જ્ઞાતિ:** આ જ્ઞાતિનું નામ શ્રી વિશ્વકર્મા ભગવાનના વંશજ રૂપે, જે પાંચ પુત્રો જુદી જુદી કળાના નિષ્ણાતો થયેલા તે પૈકી એક 'લોઢું ઘડનાર' એટલે 'લુહાર' એના નામ પરથી પડયું એમ મનાય છે.

**ઇતિહાસ:** આ જ્ઞાતિ મૂળે તો ઉત્તર હિંદમાંથી આવી હશે એમ મનાય છે. પરંતુ હાલમાં એની ચોક્કસ માહિતી મળતી નથી. વળી મૂળવતન સાથેના સંબંધો પણ હાલ કોઈ ઠેકાણે હયાત નથી. એવું અનુમાન છે કે સિદ્ધરાજ સોલંકી પહેલાંના કલારસિક બાદશાહોના વખતમાં આ જ્ઞાતિના અમુક જૂથને વસવાટ માટે નિમંત્રણ મળવાથી એનું આગમન થયું હશે, જેનો વંશવિસ્તાર થયો હશે.

આ જ્ઞાતિના મનુ અને ગૌતમ એ બે ગોત્રો છે. આ જ્ઞાતિ મુખ્યત્વે શૈવધર્મી છે. કેટલાક જ્ઞાતિજનો વૈષ્ણવ, સ્વામીનારાયણ, પ્રણામી અને શાક્ત સંપ્રદાયમાં પણ માને છે. જ્ઞાતિનાં કુળદેવી ચામુંડા માતા છે. ઇષ્ટદેવ શ્રી વિશ્વકર્મા છે, તેમનો ઉત્સવ દિન—વિશ્વકર્મા જયંતિ—દર વર્ષે મહા સુદ ૧૩ને દિવસે આવે છે. કેટલાક જ્ઞાતિજનો જનોઈ પણ પહેરે છે.

ચરોતરની પંચાલ જ્ઞાતિનું મુખ્ય નામ લુહાર જ્ઞાતિ છે. આ જ્ઞાતિના ખાસ વિભાગ નથી. ધંધા અંગે કેટલાક 'ચાંદીઘડા લુહાર' અગર 'લુહાર–સુથાર' એ રીતે પણ ઓળખાય છે.

બૃહદ્ ગુજરાતમાં આ જ્ઞાતિની કુલ વસતી લગભગ ચારથી પાંચ લાખની હશે. ખેડા જિલ્લામાં પંચાલ જ્ઞાતિની વસતી લગભગ ૧૭ હજાર માણસોની છે. ખેડા જિલ્લામાં આ જ્ઞાતિનાં કુલ ઘરો (કુટુંબો)ની અંદાજે સંખ્યા ૫૩૬૦ની છે.

જનોઈનો વિધિ આ જ્ઞાતિમાં ફરજિયાત નથી, પરંતુ હાલ પંચાલ લખાવતા લગભગ ચોથા ભાગના જ્ઞાતિજનો બાળકનો જનોઈ વિધિ બ્રાહ્મણ જ્ઞાતિની જેમ કરે છે. આ જ્ઞાતિમાં વિધવાને પુનર્લગ્નની છૂટ છે.

જ્ઞાતિસેવા માટે નડિયાદમાં શ્રી ચરોતર પંચાલ સેવા સમાજ નામની સંસ્થા કામ કરે છે.

પ્રસિદ્ધ કવિ શ્રી સુન્દરમ્, જાણીતા લોકકવિ શ્રી દુલાભગત વગેરે આ જ્ઞાતિના છે,

**નાયી (વાળંદ) જ્ઞાતિ:** આ જ્ઞાતિ પોતે પૂર્વકાળમાં બ્રાહ્મણ હતી એમ મનાવે છે. કુળદેવી લીમ્બચ માતાના નામ ઉપરથી આ જ્ઞાતિના ચરોતરમાં વસતા જ્ઞાતિજનો લીમ્બચિયા નાયી કહેવાય છે. તેમાં સને ૧૮૪૫માં ચરોતરના દક્ષિણ ગાળાના છત્રીસ ગામોના નાયીઓએ બોરસદ મુકામે એકઠા થઈ પોતાનો જુદો ગોળ સ્થાપ્યો છે તેને છત્રીસ જૂથ (જૂથ) કહે છે.

ગુજરાતભરમાં આ જ્ઞાતિની કુલ વસતી આશરે એક લાખ માણસોની છે. તે પૈકી ખેડા જિલ્લામાં જ્ઞાતિના ચૌદ ગોળ છે, તેમાંથી બેંતાલીસ (કપડવણજ) ગોળમા આશરે એક હજારની વસતી છે, જ્યારે છત્રીસ જૂથ (બોરસદ)ના ગોળમાં કુલ સંખ્યા ૧૦૦૦થી ૧૨૦૦ની છે.

જ્ઞાતિજનો વૈષ્ણવ સંપ્રદાયમાં માને છે, કેટલાક કબીરપંથમાં પણ માને છે. કુળદેવી લીમ્બચ માતા છે. તેમનું મુખ્ય મંદિર પાટણમાં છે. ખેડા જિલ્લામાં નડિયાદ, કપડવણજ, પેટલાદ, વસો, સોજિત્રા એ સ્થળોએ પણ લીમ્બચ માતાનાં મંદિરો આવેલાં છે.

આ જ્ઞાતિના કેટલાક માણસો જનોઈ પહેરે છે. વિધવાના પુનર્લગ્નનો રિવાજ છે. આર્થિક સ્થિતિ ગરીબ છે.

જ્ઞાતિની ઉન્નતિ માટે અનેકવિધ પ્રયત્નો થાય છે. આ જ્ઞાતિમાં સેન ભક્ત, સતી નારાયણી, માતા પન્ના, શ્રી મોતીરામ ભક્ત (ખૂંટજ, તા. નડિયાદ) વગેરે પ્રસિદ્ધ સ્ત્રી–પુરુષો થઈ ગયાં છે.

**તળપદા વાઘરી જ્ઞાતિ:** આ જ્ઞાતિ પોતાને વાગડી રજપૂત ક્ષત્રિય કોમ મનાવે છે. શ્રી કનૈયાલાલ મુનશીના અભિપ્રાય મુજબ આ રાજપૂતો મારવાડમાંથી પ્રથમ ઉત્તર

ગુજરાતમાં આવ્યા. આ વાગડી રજપૂતો ગુજરાતમાં વસ્યા તે પાછળથી વાગડીનું 'વાઘરી' નામ પડ્યું.

**ઇતિહાસ:** સંવત ૧૮૮૭ના દુષ્કાળ વખતે આ કોમે સ્થળાંતરો કરવાનું શરૂ કરેલું. આ રઝળપાટ દરમિયાન રાજસ્થાનના માગણો, સૌરાષ્ટ્રના માગણો અને ઝાલાવાડી પારધી વાઘરીઓનું મિશ્રણ તેમનામાં થવા પામ્યું હોય એવું અનુમાન છે.

ચરોતરના તળપદા વાઘરીઓ વસવાયા કહેવાતા નથી, જ્યારે બીજાં પરગણામાં વસવાયા માગણ વાઘરી હોય છે. આ કોમ ચરોતરમાં પેશ્વાઈ રાજની પહેલાં આવેલી છે. પેશ્વાઈ રાજમાં તેમની ગણતરી સારી હતી. તે વખતે તેઓ દરબારી કામોમાં નાનાં રજવાડામાં નોકરી કરતા હતા. વડોદરાની રાજધાનીમાં દશેરા ઉપર વાઘરી કોટવાળપણે કામ કરતો.

**પ્રકાર:** ચરોતરમાં બે જાતના વાઘરીઓ વસે છે. ૧. વેડુ વાઘરી, ૨. તળપદા વાઘરી. પાડા રાખનાર, ઘંટીઓ ટાંકનાર અને વાછરડાંને ખાંગી કરનાર તથા સલાટ જાતના વાઘરીઓ વેડુ વાઘરી જાતના કહેવાય છે. તે સિવાયના ચરોતરવાસી વાઘરીઓ તળપદા વાઘરી તરીકે ઓળખાય છે.

આ તળપદા વાઘરીઓ પોતે વાગડી રજપૂત કોમના ક્ષત્રિયો હોવાનું મનાવે છે.

આ તળપદા વાઘરી કોમની વસતી નીચે પ્રમાણે ત્રણ જથ્થામાં વહેંચાયેલી છે. ૧. બેતાલીસ પરગણું. એમાં ૪૨ ગામ છે. એમાં નડિયાદ, ઉમરેઠ, દાસરા અને અર્ધા આણંદ તાલુકાનો સમાવેશ થાય છે. ૨. બાવીશી પરગણું. તેમાં ૨૬ ગામો છે. તેમાં મહેમદાવાદ તાલુકાનો સમાવેશ થાય છે. ૩. બોરસદ પરગણું તેમાં ૫૬ ગામ છે. તેમાં બોરસદ તાલુકો તથા થોડા ભાલ પ્રદેશનો સમાવેશ થાય છે.

**બોલી:** ચરોતરના તળપદા વાઘરીઓ પોતાની બોલી (બોલવાની ઢબ), માતાના ભુવા અથવા ભુવાના માથાની ચોટલી અને ચીભડાંની વાડી એ ત્રણ રીતે બીજાઓથી ખાસ જુદા તરી આવે છે.

**ધર્મ:** આ કોમ મુખ્યત્વે દેવીપૂજામાં માને છે. ગુજરાત અને માળવા પ્રદેશમાં શક્તિદેવીનાં જે સ્વરૂપોની પૂજા થાય તેમાં આ કોમ માને છે. કેટલાકો શિવ પૂજનમાં, કેટલાકો પૂર્વજોના પૂજનમાં, કેટલાકો કબીર, સ્વામી-નારાયણ, પ્રણામી, રામાનંદી વગેરે સંપ્રદાયમાં માને છે. શક્તિ ઉપાસનામાં મેલી ઉપાસના આ કોમમાં નથી.

**ધંધો:** આ કોમનો મુખ્ય ધંધો ઢોર-ઉછેર, ખેતી, બાગ, બગીચાના છોડ ઉછેર, શાકભાજી ને ફળ વગેરેનો છે. તે ઉપરાંત કડિયાકામ, સુથારીકામ, મધસંગ્રહ ને વેચાણ, કપડાં ઉપર ચિત્રકામ, ગામ કે ખેતરનું રખવાળું વગેરે કામો કરે છે. પોતાની જમીન નથી, અને શિક્ષણ નથી, તેથી તેમની આર્થિક સ્થિતિ નબળી છે.

આ જ્ઞાતિની ઉન્નતિ માટે અખિલ ગુજરાત વાઘરી સંઘ, ચરોતર તળપદા વાઘરી મંડળ, વગેરે સંસ્થાઓ ચાલે છે, તેમ જ બીજાં સુધારક મંડળો ચલાવાય છે. ઉત્તરસંડામાં ૧૯૫૦ની સાલ સુધી વાઘરી બોર્ડિંગ ચાલતી હતી. આ જ્ઞાતિમાં કેળવણીનો પ્રચાર થતો જાય છે, તેથી કેટલાક જ્ઞાતિજનોએ વિવિધ રીતે પ્રગતિ કરી છે અને જીવનક્ષેત્રમાં પોતપોતાની રીતે આગળ આવ્યા છે.

**ગુરુ બ્રાહ્મણ (ગરોડા) જ્ઞાતિ:** મૂળરાજ સોલંકીએ મોસાળ પક્ષને ઉજ્જડ કર્યા બાદ પાપના નિવારણ માટે સરસ્વતી નદીના કિનારે રુદ્રમાળ બંધાવી ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણો ઈ. સ. ૧૦૩૭માં યજ્ઞ માટે બોલાવેલા. કાળક્રમે ધીમેધીમે આ બ્રાહ્મણો સ્થાનભ્રષ્ટ થઈ જુદા પડયા અને પછાત કોમની ક્રિયાઓ કરાવી તેમનામાં ભળ્યા. વણકર, ચમાર, વગેરે અસ્પૃશ્ય (હરિજન) જ્ઞાતિઓમાં હિંદુ સંસ્કાર કાયમ રાખવા ગુરુપદ સ્વીકાર્યું હોવાથી આ જ્ઞાતિનું નામ ગુરુ બ્રાહ્મણ પડ્યું. પાછળથી 'બ્રાહ્મણ' શબ્દનો લોપ થયો અને કેટલાક શબ્દોની પાછળ આ, ઈ, ઉ, ડ, ડા પ્રત્યયોનો પ્રયોગ થાય છે તેમ 'ડા' પ્રત્યય બહુમતી સમાજ તરફથી લગાડવામાં આવ્યો. આમ ગુરુબ્રાહ્મણમાંથી ગુરુડા અને પછી ગરોડા શબ્દ થયો. સુરત જિલ્લામાં હાલ 'ગુરુડા' શબ્દ વપરાય છે. તા. ૧૫-૫-'૪૭ને રોજ નડિયાદ મુકામે 'શ્રી મહાગુજરાત ગુરુ બ્રાહ્મણ સમાજ'નું પ્રથમ અધિવેશન ભરાયું હતું, તેમાં 'ગરોડા' નામને બદલે 'ગુરુ બ્રાહ્મણ' નામનો સ્વીકાર કરવાનો ઠરાવ પસાર થયો હતો.

આ જ્ઞાતિનાં ગોત્રો અત્રિ, ગૌતમ, ગાલ્વસ, ભારદ્વાજ કૃષ્ણાત્રી અને વેદ યજુર્વેદ છે. આ જ્ઞાતિ સનાતન વૈદિક ધર્મ પાળે છે. તે સિવાય કેટલાક જ્ઞાતિજનો રામાનંદી, કબીરપંથી, પ્રણામી વગેરે સંપ્રદાય પણ પાળે છે. હાલ આ જ્ઞાતિની કુળદેવીઓ હર્ષદ ભવાની, તુળજાભવાની, સરસ્વતી, ગાયત્રી, શારદા, દુર્ગા, વગેરે છે. મુખ્યત્વે શારદા દેવી કુળદેવી ગણાય છે.

ગુજરાતભરમાં આ જ્ઞાતિની વસ્તી લગભગ ૩૦૦૦૦ છે. આ બધા એક જ જ્ઞાતિના ગણાતા હોઈ રોટી-બેટી વ્યવહાર-

માં બાધ હોતો નથી. ચરોતરમાં ૩૩ ગામોમાં તેમની વસ્તી છે, અને તેનો 'તેત્રીસ ગામ ચરોતર ગોળ' બનેલો છે. ચરોતરના આ ગોળમાં ચાર તડ છે. ૧ : દસ ગામ તડ, ૩ : ચૌદ ગામ તડ, ૪ : આઠ ગામ તડ ૨ : બાર ગામ તડ, ચરોતરમાં આ જ્ઞાતિની વસ્તી આશરે ૮૦૦થી ૧૦૦૦ સુધીની છે

આ જ્ઞાતિના લોકો મુખ્યત્વે યજમાનવૃત્તિ, યજ્ઞક્રિયા, અને શાસ્ત્રોક્ત વિધિ કરે છે. આ ઉપરાંત ખેતી, નોકરી ને વેપાર ધંધા પણ કરે છે. ઘણા જ્ઞાતિજનો આફ્રિકા પણ વસેલા છે. આર્થિક સ્થિતિ સાધારણ છે.

આ જ્ઞાતિમાં વિધવાના પુનર્લગ્નની છૂટ છે. ફારગતી (છૂટાછેડા) આપી શકાય છે. આ જ્ઞાતિના દરેક ગોળ કે પરગણામાં પંચાયતનું વર્ચસ્વ ગણાય છે.

**ક્ષત્રિય મોચી જ્ઞાતિ: ઝાલાવાડી ચારસો ઘર ક્ષત્રિય મોચી જ્ઞાતિનો ગોળ:** આ જ્ઞાતિ મૂળે રાજપૂત કુટુંબમાંથી ઊતરી આવેલી મનાય છે. ઈ. સ. ૧૨૦૦ પછી બાદશાહી જમાનામાં જ્યારે હિંદુઓને વટલાવતા હતા ત્યારે આ જ્ઞાતિનાં માણસો પોતાના ધર્મરક્ષણ માટે સ્થળાંતર કરીને જ્યાં અનુકૂળતા મળી ત્યાં વસ્યાં.

લગભગ પેશ્વાઈના વખતમાં આ જ્ઞાતિ ગુજરાતમાં આવીને વસી હોય એમ જણાય છે. તે વખતે દરેક ગામદીઠ પોતાના ઉપયોગ અંગે એક બે કુટુંબ તે વખતના જવાબદાર માણસોએ વસાવી દીધેલાં.

આ જ્ઞાતિનાં જે માણસો સૌરાષ્ટ્રમાં રહે છે તે કાઠિયાવાડી (કે ઝાલાવાડી) કહેવાય છે, અને ગુજરાતમાં રહે છે તે મૂળ રહીશો ગુજરાતી કહેવાય છે. વળી ઢાલ બનાવે તે ઢાલગર, જીન બનાવે તે જીનગર, તલવાર, છરીનાં મીણ (મ્યાન) બનાવે તે મીણગર, પાનચિત્રકાર હોય તે પાનગર વગેરે જાતના બીજા મોચીઓ પણ હોય છે.

ચરોતરમાં આ ગોળના ઘર લગભગ ચારસો છે, તેમાં તેઓ કન્યા વગેરેની લેવડદેવડ કરે છે.

**ધર્મ:** આ જ્ઞાતિ સ્વામીનારાયણ, વૈષ્ણવ, આર્યસમાજ સંપ્રદાયને માને છે. કોઈક કબીર પંથમાં પણ માને છે. દરેક કુટુંબની કુળદેવી પણ જુદી હોય છે, જેમ કે ખોડિયાળ, ખુટ, બહેચરાજી, મેલડી, મસાણી, ખેતરપાળ, વેરઈ માતા વગેરે.

**કુળદેવ:** લગભગ સમસ્ત જ્ઞાતિની કુળદેવી હળવદ (મૂળી) માં છે. ત્યાં આ જ્ઞાતિની લગભગ ૭૦૦ દેરીઓ છે. પોતાના ધર્મ અને શિયળ રક્ષા માટે આ કોમની સ્ત્રીઓ ત્યાં જીવતી બળી મરેલી, તેમની યાદમાં દેરીઓ અને પાળિયા ઊભા કરવામાં આવેલા છે.

આ જ્ઞાતિનાં માણસો ઘણું કરીને બુટ તથા દેશી જોડા બનાવે છે, તેમ જ લગભગ અર્ધાં જેટલાં માણસો દરજીનો ધંધો પણ કરે છે. આર્થિક સ્થિતિ તદ્દન સાધારણ છે.

વિધવાના પુનર્લગ્નનો રિવાજ છે. વિધવા થનાર સ્ત્રીનો ચૂડો ભાગવાનો આ જ્ઞાતિમાં રિવાજ નથી, પણ તે વખતે બંગડીઓ કઢાવી મરનારની ઠાઠડી સાથે મોકલાવાય છે.

જ્ઞાતિની ઉન્નતિ માટે કેટલાંક મંડળો ને માસિકો વગેરે પ્રવૃત્તિઓ ચાલે છે.

**ચરોતરની વણકર જ્ઞાતિ:** આ જ્ઞાતિને મેઘવાળ, માલાવંશી, વણકર, જ્ઞાતિ કહેવાય છે. કાપડ વણવાના ધંધા પરથી તેઓ વણકર કહેવાય છે.

ચરોતરમાં આ જ્ઞાતિના વિભાગો નીચે મુજબ છે: ૧. ચરોતરા વણકર, ૨. બ્બારી, (૮૬) પરગણાના વણકર, ૩. ખેડા નવ ગામના વણકર, ૪. ભાલિયા વણકર, ૫. દંડાયા વણકર.

આ જ્ઞાતિનાં કુટુંબની અટકો એકંદરે રજપૂત અટકોને મળતી આવે છે, જેવી કે પરમાર, સોલંકી, મકવાણા, વાઘેલા, ચૌહાણ, ચાવડા, ડાભી, વાઘ, ઝાલા, બારિયા વગેરે. ઉપરાંત પટેલિયા, સ્વામી, વૈષ્ણવ વગેરે અટકો પણ હોય છે.

આ જ્ઞાતિના માણસો હિંદુ ધર્મ અને આર્ય સમાજ ઉપરાંત કેથલિક ખ્રિસ્તી, પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી, ખોજા મુસ્લિમ અને પીરાણા પંથમાં માને છે.

ખાદી વણાટ અને મિલ સૂતર-વણાટનો ધંધો મુખ્ય છે. તે ઉપરાંત ખેતી, ખેતીની મજૂરી, તમાકુની ખળીમાં કે મિલમાં મજૂરી પણ કરે છે.

આ જ્ઞાતિમાંથી ઘણા લોકો ખ્રિસ્તી અને ખોજા તરીકે દક્ષિણ આફ્રિકા, પૂર્વ આફ્રિકા, ગ્રેટ બ્રિટન અને અમેરિકામાં વસેલા છે.

ચરોતરની વણકર જ્ઞાતિ ચાર તડ કે ગોળથી બંધાયેલી છે.

આ જ્ઞાતિમાં બાળકના જન્મ પ્રસંગે પિતાથી તેનું મોઢું જોવાય કે નહિ તે પોતાના જોષી (ગરોડા બ્રાહ્મણ) પાસે નક્કી કરાય છે. બાળકને સવા માસ પૂરો થયા બાદ અનુકૂળતાએ ગુરુ (ગરોડા બ્રાહ્મણ) પાસે કંઠી બંધાવવામાં આવે છે. કંઠી બંધાવ્યા સિવાયના માણસનું મુખ જોવામાં પાપ મનાય છે. લગ્નવિધિ હિંદુ ધર્મ પ્રમાણે થાય છે. ખોજા ધર્મ પાળનારા નકા પડે છે અને ખ્રિસ્તી ધર્મમાં માનનારા દેવળમાં લગ્નવિધિ કરાવે છે.

વણકર સમાજમાં માંસાહારી અને શાકાહારી એવા બે વર્ગ છે.

સીમંત પ્રસંગે પતિપત્ની સાથે બેસી હસ્તમેળાપ અને ભોજનવિધિ કરે છે.

મૃતદેહને ખાટલામાં જ લઈ જવામાં આવે છે અને દાટવામાં આવે છે. ઘણી જગ્યાએ પંચનો ખાટલો હોય છે. વિધવાને પુનર્લગ્નની છૂટ છે, દિયરવટાનો રિવાજ છે.

**રોહીદાસ ચમાર જ્ઞાતિ :** ચરોતરની ચમાર જ્ઞાતિને રોહીદાસ જ્ઞાતિ કહેવામાં આવે છે.

આ જ્ઞાતિમાં મકવાણા, વાઘેલા, સોલંકી, એવી અટકો હોય છે.

નડિયાદના ચમારના સમસ્ત પંચે તા. ૨૫-૨-'૪૮ને રોજ ચમાર જ્ઞાતિનાં ૬૩૬ ગામ નડિયાદ સંતરામ મંદિરમાં ભેગાં કર્યાં હતાં અને જ્ઞાતિ સુધારાના ઠરાવ કર્યા હતા. આ ઠરાવો ગામ નડિયાદ, ચમારોના પંચ મકવાણા, વાઘેલા, સોલંકી તરફથી શ્રી ચમાર સવાભાઈ અજુભાઈ વાઘેલા મારફત છપાવી પ્રગટ કરવામાં આવ્યા છે.

જ્ઞાતિના રીતરિવાજોનાં લગ્નમાં તેલ તથા દારૂની સખત બંધી કરવામાં આવી છે. દારૂ પીવાની બંધી કરવામાં આવી છે.

**ચરોતર ઋષિ મહાપંચ : (હરિજન જ્ઞાતિ)** આ જ્ઞાતિને હરિજન અગર તો ઋષિ જ્ઞાતિ કહે છે. એમ કહેવાય છે કે પ્રાચીન સમયમાં આ કોમ ઋષિ તરીકે મનાતી અને ઋષિ શબ્દનો અપભ્રંશ 'રખી' થઈ છેવટે 'ભંગી' થયો એમ મનાય છે.

હરિજન જ્ઞાતિને ભંગી કહેતા હતા, તેના ઇતિહાસમાં એમ જણાય છે કે મૂળ સંસ્કૃત શબ્દ 'ભંગા' પરથી ભંગી શબ્દ બન્યો લાગે છે. દારૂ પીવાના કારણે 'ભંગા' કહેતા. મૂળ આ જાતિ માટે 'ભંગિયા' શબ્દ વપરાતો અને તે પછી ક્રમશઃ ભંગી, ઝાડુદાર, વગેરે શબ્દો બન્યા. બનારસ અને આજુબાજુના હરિજનો પોતાની જાતને 'સર્વભંગા' કહેવડાવતા. મોગલ બાદશાહ હુમાયુના સમયમાં સરકારી નોકરો 'મેહતર' શબ્દથી સંબોધાતા, તે શબ્દ આ યુગમાં હરિજન (ભંગી) માટે વપરાય છે. વળી 'મેલા' શબ્દથી પણ પહેલાંના સમયમાં હરિજનો ઓળખાતા.

મહી અને સાબરમતી વચ્ચે વસતા તમામ હરિજનોનો એક ગોળ બનેલો છે. તેને ચરોતર પરગણું કહે છે. આ વિસ્તારમાં તેમની મુખ્ય વસતી છે.

આ જ્ઞાતિમાં ચૌહાણ, સુવાસમા, રાઠોડ, જેઠવા, મકવાણા, સોલંકી, વાઘેલા, અને વાધિયા એવી રજપૂત જ્ઞાતિઓમાંથી ઊતરી આવેલી અટકો છે. ઉપરાંત કુંભાર, મારૂ અને પુરબિયા એ બધી જ્ઞાતિઓના મિશ્રણમાંથી ઊતરી આવેલી અટકો પણ છે.

દરેક કુટુંબ દીઠ કુળદેવી અલગ અલગ હોય છે. પણ આ જ્ઞાતિમાં કેટલાક લોકો ખ્રિસ્તી ધર્મ પણ પાળે છે. પણ તેમને જ્ઞાતિના પંચમાં સમાવી લેવામાં આવ્યા નથી.

જ્ઞાતિના લોકો મોટે ભાગે સફાઈકામ કરે છે. કેટલાક સુપડાં, ટોપલા બનાવવાનું કામ કરે છે. કેટલાક ખેતી પણ કરે છે. કેટલાક સરકારી નોકરીઓ કરે છે.

આ જ્ઞાતિ અભણ અને દબાયેલી છે, એટલે તે તદ્દન ગરીબ અને પછાત દશામાં છે.

આ જ્ઞાતિના બંધારણીય પક્ષને ચરોતર ઋષિ મહાપંચ કહે છે. ચરોતર ઋષિ પંચનો જન્મ વસો મુકામે થયો હતો. સ્વ. મોતીભાઈ અમીને આ કોમની જાગૃતિમાં સારો હિસ્સો આપેલો છે.

આ જ્ઞાતિમાં મૃતદેહને બાળવામાં આવે છે, પણ ગરીબ સ્થિતિના લોકો લાકડાં ના લાવી શકે તેથી મોટા ભાગે દાટવાનો રિવાજ છે.

આ જ્ઞાતિને હિંદુ સમાજે છેક ઊતરતી કોટિની ગણી છે, એટલે એને કોઈ પણ સમાજની સાથે જમવામાં હરકત નથી. આમ છતાં કોઈ પણ સવર્ણ હરિજન સમાજના માણસોને ખાસ આમંત્રણ આપી પોતાને ઘેર જમાડવા માગતા હોય તેઓ ત્યાં બેસી જમતા નથી, પણ જો જમાડવાનો આગ્રહ રાખે તો તેના જમવાના બદલામાં કંઈ ફળઝાડ, ખેતર કે રાંધવાનું કોઈ મોટું વાસણ આપવામાં આવે તો જ તેના આંગણે જમે, તે સિવાય જમતા નથી.

જ્ઞાતિમાં માંસાહાર થાય છે. પહેલાં દારૂ પણ પીતા હતા પણ હવે સુધારો થયો છે.

જ્ઞાતિની ઉન્નતિ માટે સમસ્ત ગુજરાત ઋષિ સેવાસંઘ, ચરોતર મ્યુનિસિપલ કામદાર મહાજન, ચરોતર ઋષિ મહાપંચ, ખેડાનું આચાર્ય શ્રી ગિદવાણી છાત્રાલય, વગેરે સંસ્થાઓ ચાલે છે. ચરોતર પંચના વહીવટકર્તા તરીકે શ્રી ભાઈજીભાઈ ઉકાભાઈ વાઘેલાની સર્વાનુમતે પસંદગી થયેલી છે.

---

**આધાર :** તે તે જ્ઞાતિઓના જાણકાર આગેવાનો પાસેથી મેળવેલી વિગતોના આધારે તૈયાર કરેલાં લખાણો

# ૧૦
# ચરોતરમાં જૈન ધર્મ

## જૈનોની વસ્તી :

આ જિલ્લામાં વણિક જ્ઞાતિઓમાં ખડાયતા જ્ઞાતિઓ જેમ સૌથી મહત્ત્વની છે તેવી જ રીતે જૈન યાને શ્રાવક વણિકોને નામે ઓળખાતી જ્ઞાતિઓ પણ ખૂબ જ મહત્ત્વની છે. જિલ્લાના લગભગ બધા જ તાલુકાઓમાં થોડાવત્તા પ્રમાણમાં જૈનોની વસ્તી છે. આ જિલ્લાનાં લગભગ ૨૦૦ ગામોમાં જૈનોની ઓછીવત્તી વસ્તી છે. સંખ્યાની દ્રષ્ટિએ આ જિલ્લામાં જૈન ધર્મને માનનારાની કુલ સંખ્યા ૧૫૫૩૧ છે, જેમાં ૭૭૪૧ પુરુષો અને ૭૭૯૦ સ્ત્રીઓ છે. આ સંપ્રદાયમાં માનનારાઓમાં પુરુષ અને સ્ત્રીઓની સંખ્યા લગભગ સમાન છે એ હકીકત નોંધપાત્ર છે.

આ સંપ્રદાયમાં માનનારા લોકો મુખ્યત્વે શહેરોમાં રહે છે. એ એની બીજી મહત્ત્વની હકીકત છે. કુલ વસ્તીમાંથી ૧૧ હજાર ઉપરાંતની વસ્તી જિલ્લાના શહેરી વિસ્તારમાં રહે છે જ્યારે ચારથી સાડા ચાર હજારની વસ્તી જ ગ્રામ વિસ્તારમાં રહે છે. બધાં મળી ૧૨૫ ગામોમાં થોડી કે વત્તી જૈનોની વસ્તી આ જિલ્લામાં છે.

**ધર્મ અને પ્રકાર :** ખેડા જિલ્લાના જૈન વણિકો જૈન ધર્મના અનુયાયીઓ તો છે જ. પરંતુ એમાં જે જુદા જુદા પેટા સંપ્રદાયો છે તેમાં આ જિલ્લામાં વસતા જૈન વણિકોમાંના મોટા ભાગના શ્વેતાંબર મૂર્તિપૂજકો છે. જ્યારે સ્થાનકવાસીઓ અને દિગંબરોની પણ સંખ્યા છે.

આ જિલ્લામાં જૈન સંપ્રદાયને માનનારા માત્ર વણિકો જ છે એવું પણ નથી. સુતરિયા, પટેલ અને ભાવસાર જ્ઞાતિઓમાં પણ જૈન સંપ્રદાયના ચુસ્ત અનુયાયીઓ આ જિલ્લામાં છે.

જૈન ધર્મ એટલે સકલ કર્મનો ક્ષય કરવા સાથે મુક્તિનું અસાધારણ સાધન. સંસાર અને મુક્તિ એ બંનેની જેમ આદિ શરૂઆત નથી, તે પ્રમાણે મુક્તિના અસાધારણ કારણ રૂપ જૈન ધર્મની પ્રવાહની અપેક્ષાએ શરૂઆત નથી. ક્ષેત્ર કાળના પ્રભાવે ધર્મ પ્રવૃત્તિમાં જનતા શિથિલ બને કિંવા અમુક સમય પૂરતી ધર્મ પ્રવૃત્તિ સર્વથા બંધ પડે એટલે ધર્મ પ્રવૃત્તિનો પુનરુદ્ધાર કરનાર કોઈ ને કોઈ મહાન આત્મા, જેમને તીર્થંકર, પરમાત્મા, અરિહંત કે ઈશ્વર વગેરે નામોથી સંબોધવામાં આવે છે તેઓ આ પૃથ્વી તળ ઉપર અવતાર લે છે. રાજ્યાદિ ઐશ્વર્યનો ત્યાગ કરી સંયમમાર્ગની આરાધનામાં એ મહાન આત્મા પ્રવેશ કરે છે. ઉચ્ચતમ આરાધનાના પ્રભાવે કર્મના-માયાના આવરણોનો વિલય થતાં કૈવલ્યપદ-સર્વજ્ઞપણું પ્રાપ્ત થાય છે અને જનસમુદાયના કલ્યાણ માટે ધર્મની વ્યવસ્થિત આરાધના ધર્મશાસન નક્કી કરે છે. હજારો લાખો આત્માઓ તે આરાધનામાં જોડાય છે અને આત્મોન્નતિની પરાકાષ્ટાએ પહોંચે છે. આ સામાન્યપણે વ્યવસ્થા છે.

આ અવસર્પિણી કાળમાં અસંખ્ય વર્ષો અગાઉ ચોવીશ તીર્થંકરો પૈકી પ્રથમ તીર્થંકર શ્રી. ઋષભદેવજી ભગવાને ધર્મ શાસનની સ્થાપના કરી. રાજા-મહારાજા તેમજ ચક્રવર્તીઓ વગેરે અસંખ્ય સ્ત્રી-પુરુષો એ શાસનમાં જોડાયાં અને કર્મક્ષય કરી મુક્તિધામમાં પહોંચ્યા. કાળ બળે એ ધર્મશાસન શિથિલ થતાં બીજા તીર્થંકર શ્રી. અજિતનાથ ભગવંતે તે સમયના જીવોની પરિસ્થિતિને ધ્યાનમાં રાખી યોગ્ય સુધારા વધારા સાથે એ ધર્મશાસનને પુનઃ વ્યવસ્થિત કર્યું. એમ આજથી લગભગ અઢી હજાર વર્ષો અગાઉ થયેલા ચોવીશમા તીર્થંકર શ્રમણ ભગવાન મહાવીરે છેલ્લે છેલ્લે આ જૈન ધર્મનો પુનરુદ્ધાર કરી ધર્મશાસનની વ્યવસ્થા નક્કી કરી. મહાવીર પ્રભુએ વ્યવસ્થિત કરેલા એ ધર્મશાસનમાં તે સમયના બિંબિસાર ચંડપ્રદ્યોતન – ચેટક – વગેરે અનેક રાજા મહારાજાઓ, અભયકુમાર વગેરે મહામાત્યો, આણંદ – કામદેવ, ધન્યકુમાર અને શાલિભદ્ર જેવા કોટ્યાધિપતિઓ, ચન્દનબાલા-મૃગાવતી, રાણી ચેલણા વગેરે અનેક મહાસતીઓ એમ લાખો આત્માઓ જોડાયા. ઇન્દ્રભૂતિ, અગ્નિભૂતિ વગેરે હજારો સમર્થ બ્રાહ્મણો, પંડિતો, એ મહાવીર પ્રભુની ધર્મદેશના સાંભળવા આવ્યા અને ઉપદેશ શ્રવણ કરી એ ભગવાનના શિષ્યો બન્યા. ભગવાન મહાવીરે પણ એ ઇન્દ્રભૂતિ વગેરેને પોતાના મુખ્ય શિષ્યો તરીકે સ્થાપ્યા. એ મહાવીર ભગવાને સ્થાપેલા ધર્મશાસનમાં આચાર્ય સિદ્ધસેન દિવાકર, આચાર્ય હરિભદ્રસૂરિ, આચાર્ય હેમચન્દ્રસૂરિ, આચાર્ય જગદ્ગુરુ હીરસૂરિ, મહોપાધ્યાય શ્રી યશોવિજયજી વગેરે અનેક સમર્થ મહાત્માઓ થયા.

**આ સંપ્રદાયના સંચાલન માટે કોઈ વ્યવસ્થિત યોજના છે કે કેમ :** જૈન સંપ્રદાયમાં સાધુ, સાધ્વી, શ્રાવક, અને શ્રાવિકાનો સમુદાય તેને સંઘ કહેવાય છે

વિધ સંઘની વ્યક્તિઓના આચાર વિચારો માટે શાસ્ત્રોમાં બરોબર વ્યવસ્થા છે અને એ શાસ્ત્રીય વ્યવસ્થાનો ખ્યાલ રાખી તે તે સમયના આચાર્ય મહારાજાદિ મુનિવરો ધાર્મિક મર્યાદાઓનું બરાબર સંચાલન કરે છે. જૈન સંપ્રદાયમાં હજારો ભવ્ય જૈન મંદિરો અને સેંકડો રમણીય તીર્થો છે. શત્રુંજય–ગિરનાર – આબુ – સમેતશિખર – પાવાપુરી – રાણકપુર – કુંભારિયા – તારંગા – શંખેશ્વર – અંતરિક્ષજી વગેરે પવિત્ર સ્થળો આ સર્વ તીર્થોમાં મુખ્ય છે. જૈનોમાં એક બહુ સુંદર પ્રણાલિકા છે અને તે એ કે ભક્તિમાન શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રભુ ભક્તિ નિમિત્તે પૈસો આનો કે રૂપિયો જે પ્રભુ સમક્ષ ધરે છે તેમ જ પૂજા – આરતી વગેરે માટે સેંકડો હજારો રૂપિયાની બોલી બોલાય છે, તે બધાય દ્રવ્યને દેવ તરીકે –(દેવ તથા દેવમંદિરના ઉપયોગમાં જ લેવાના દ્રવ્ય તરીકે) – ગણે છે. તેમાંથી એક પાઈ કે પૈસો બીજા ઉપયોગમાં ન લેવાય એવી જૈનોની અચલ માન્યતા છે અને એ દ્રવ્યમાંથી જ જૈનોનાં તીર્થો અને મંદિરોનું સંરક્ષણ મરામત ચાલે છે. જૈનોનાં મંદિરો તીર્થો આટલાં ભવ્ય અને સુંદર છે તેનું મુખ્ય કારણ આ દેવદ્રવ્ય છે.

**ચરોતરમાં જૈન ધર્મનો પ્રચાર કયારે કેવી રીતે થયો :** આજથી લગભગ અઢી હજાર વર્ષો અગાઉ અખિલ ભારતવર્ષમાં સર્વત્ર જૈન ધર્મનો વિશિષ્ટ પ્રચાર હતો. હજારો લાખો નહિ પરંતુ જૈનો કરોડોની સંખ્યામાં હતા. કાલક્રમે જૈનોની સંખ્યામાં ઘટાડો થયો. વૈદિક સંપ્રદાયનું પ્રબલ જોર તેમ જ મુસ્લિમોનાં આક્રમણો સંખ્યામાં ઘટાડો થવાનાં કારણો હતાં. જે દેશમાં જૈનોની ભરપૂર વસ્તી હતી અને જૈન શાસનનો વિજયધ્વજ એક સરખો જ્યાં ફરકતો હતો તે બિહાર પ્રાન્તમાં આજે જૈનોની વસતીનું પ્રમાણ બહુ જ ઘટી ગયું જ્યારે મેવાડ, મારવાડ, ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છ વગેરે પ્રદેશોમાં આજે જૈનોની સંખ્યા સારા પ્રમાણમાં વિદ્યમાન છે.

ચરોતર એ ગુજરાતનો એક મર્યાદિત વિભાગ છે. ખેડા – ખંભાત કપડવણજ એ ચરોતરનાં મુખ્ય શહેરો છે. આ શહેરો ઘણાં જ પ્રાચીન અને જૈન સંઘમાં તીર્થરૂપ મનાય છે. ખંભાત શહેર સ્થંભન પાર્શ્વનાથના ભવ્ય જિનાલયથી તેમ જ બીજાં સંખ્યાબંધ આલિશાન કળામય જીન મંદિરોથી તીર્થરૂપે આજે પણ પુરવાર થાય છે. કપડવણજ તથા ખેડાનાં પ્રાચીન વિશાલ જૈન મંદિરો એ સ્થળોમાં જૈનોની ભૂતપૂર્વ તેમ જ વર્તમાન જાહોજલાલીનાં પ્રતીકો છે. ચરોતરનાં નાનાં મોટાં ઘણાં ગામોમાં જૈનોની ઓછી વસતી આજે વિદ્યમાન છે. એટલું જ નહિ પણ જ્યાં જ્યાં જૈનોની વસતી છે તે દરેક સ્થળે પ્રાયઃ નાનું મોટું જીન મંદિર–ઉપાશ્રય અને ધાર્મિક અભ્યાસ માટેની પાઠશાળાઓ પણ છે.

ચરોતરમાં જૈન ધર્મનો પ્રચાર કયારે થયો એ બાબત ભૂતકાળમાં વધુ દૂર ન જતાં બારમી સદીમાં થયેલા જૈનોના પ્રભાવક અને વિદ્વાન આચાર્ય શ્રીમાન અભયદેવસૂરિ મહારાજ સુધીનો, ભૂતકાળ વિચારીએ તો છેલ્લાં આઠસો વર્ષોથી ચરોતરમાં જૈન ધર્મની સારી જાહોજલાલી હોવાનું સાબિત થાય છે. સ્થંભન પાર્શ્વનાથ પ્રભુની નીલમણિમય ચમત્કારી પ્રતિમા શેઢી નદીના કાંઠેથી અભયદેવસૂરિએ કરેલ સ્તુતિના પ્રભાવે પ્રગટ થયેલ છે. કપડવણજ શ્રી. અભયદેવસૂરિના સ્વર્ગગમનથી પવિત્ર થયેલ શહેર છે. કલિકાલ સર્વજ્ઞ શ્રી. હેમચન્દ્રસૂરિ મહારાજનો પણ આ ચરોતર પ્રદેશની પ્રજા ઉપર અસાધારણ ઉપકાર છે. જગદગુરુ હીરસૂરિ ગચ્છાધિપતિ વિજયદેવસૂરિ મહારાજે પણ ચરોતરની ભૂમિને પાદવિહારથી પાવન કરી અનેક અંજનશલાકા પ્રાણપ્રતિષ્ઠાઓ – પ્રતિષ્ઠાઓ વગેરે મંગલમય પ્રભુભક્તિના પવિત્ર કાર્ય દ્વારા જૈન ધર્મની ખૂબ પ્રભાવના કરેલ છે. ગુર્જરેશ્વર કુમારપાલ મહામંત્રીશ્વર ઉદયન, વસ્તુપાલ, તેજપાલ, વગેરે રાજા મહારાજાઓ તથા મંત્રીશ્વરોનો પણ આ પ્રદેશમાં જૈન ધર્મના પ્રચાર માટે ઓછો ફાળો નથી. છેલ્લે છેલ્લે કપડવણજની ભૂમિને સ્વજન્મથી પવિત્ર કરનાર અસાધારણ વિદ્વાન આગમોદ્ધારક આચાર્ય શ્રી આનંદ સાગર સૂરીશ્વરજી મહારાજ, પૂ. પુણ્યવિજયજી તથા ખંભાતની ભૂમિને સ્વજન્મથી પવિત્ર કરનાર અનુપમ પ્રતિભાસંપન્ન બાલબ્રહ્મચારી ન્યાય વિશારદ સિદ્ધાન્ત વાચસ્પતિ વિજયોદય સૂરિશ્વરજી મહારાજ (સૂરિસમ્રાટ ને મિસૂરિશ્વરજીના પટ્ટધર શિષ્ય) વગેરે સંખ્યાબંધ સાધુઓ આ ભૂમિમાંથી પાકેલા હોઈ ચરોતરની જૈન પ્રજા જેટલું ગૌરવ લે તેટલું ઓછું છે. દાનવીર – ધર્મવીર અને સમાજ સેવામાં જીવન સમર્પણ કરનાર શ્રીમંત વ્યક્તિઓને પણ આ ચરોતરની ભૂમિએ જન્મ આપેલ છે.

**જૈન અનુયાયી બનવાની રીત :** ૧. જુગાર, ૨. માંસભક્ષણ, ૩. મદિરાપાન, ૪. વેશ્યાગમન, ૫. શિકાર, ૬. પરસ્ત્રી. ૭. ચોરી. એ સપ્ત વ્યસનોનો ત્યાગ કરનાર, વ્યવહાર શુદ્ધિના કારણરૂપ ન્યાય સંપન્ન વૈભવ વગેરે માર્ગાનુસારીના ૩૫ ગુણો ધારણ કરનાર, બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય વગેરે અભક્ષ્ય વસ્તુઓનો ત્યાગી, રાત્રિ ભોજન નહિ કરનાર, અરિહંત, તીર્થંકર પ્રભુને ઇષ્ટદેવ રૂપે, કંચન કામિનીના ત્યાગી, પંચમહાવ્રત પાલક, ગુરુને ગુરુ રૂપે અને

એ તીર્થંકરોએ નિરૂપણ કરેલા આત્મકલ્યાણના માર્ગને ધર્મ રૂપે માનનાર હોય, ઓછામાં ઓછું આટલુ પણ જેના જીવનમાં હોય તે સ્ત્રી કે પુરુષ જૈન ધર્મનો અનુયાયી બની શકે છે.

**શ્રીમદ રાજચંદ્ર અને ચરોતર પ્રદેશ સાથેનો તેઓનો સંબંધ :** ચરોતરમાં જૈનોની આશરે પંદર હજારની વસતી છે. જૈન ધર્મ વૈદિક ધર્મ જેટલો જ જૂનો છે. કાળક્રમે જૈન ધર્મમાં શ્વેતાંબર, દીગંબર, સ્થાનકવાસી, એવા કેટલાક ફાંટા પડી ગયા છે અને અલ્પ મતભેદો અને ગચ્છ ભેદોને લીધે તે ફાંટાઓને પોષણ મલ્યા કરતું આવ્યું છે. આ સર્વ ફાંટાથી તદ્દન અલિપ્ત રીતે મૂળ સનાતન દૃષ્ટિએ જૈન ધર્મને સત્ય સ્વરૂપમાં રજૂ કરનાર તરીકે શ્રીમદ રાજચંદ્રનું નામ આ યુગમાં અત્યંત પ્રચલિત બન્યું છે. શ્રીમદ્ રાજચંદ્ર એ આ યુગના એક અત્યંત પ્રભાવિત આત્મજ્ઞાની થઈ ગયા છે.

**જીવન – પ્રસંગ :** શ્રીમદ રાજચંદ્ર ( શ્રી રાયચંદભાઈ )નો જન્મ સૌરાષ્ટ્રમાં આવેલા વવાણિયા ગામે સંવત ૧૯૨૪ના કારતક સુદિ ૧૫ ના રોજ થયેલો. તેઓના પિતાનું નામ રવજીભાઈ તથા માતાનું નામ દેવબાઈ હતું. શ્રીમદ બાલ્યાવસ્થાથી જ તીવ્ર સ્મરણ શક્તિ ધરાવતા હતા. તેઓ શતાવધાની–એટલે કે એકી સાથે સો વસ્તુઓ તરફ લક્ષ રાખનાર–તરીકે પણ તેમની તરુણ અવસ્થામાં પ્રસિદ્ધિ પામેલા. પરંતુ વૈરાગ્ય ઉપર તેઓનું પ્રથમથી જ વલણ હોવાથી, સંસારમાં રહ્યા છતાં ઉત્તરોત્તર તેઓ આત્માની ઉચ્ચ શ્રેણી તરફ વધતા જ ગયા. નાની વયમાં જૈનશાસ્ત્રનો અભ્યાસ પણ તેઓએ કરી લીધો હતો. સોળ વરસે તેઓએ લખેલી 'મોક્ષમાળા' એ જ તેઓની શક્તિનો ખ્યાલ આપે છે. તેઓનાં લખાણોમાં 'આત્મસિદ્ધિ' શાસ્ત્ર તથા તે ઉપરાંત તેઓના પરિચયમાં આવેલા મુમુક્ષુઓને લખેલા પત્રો જેનો સંગ્રહ 'શ્રીમદ્ રાજચંદ્ર' એ નામના પુસ્તકમાં થયેલો છે તે છે. પૂ. ગાંધીજીને તેઓનો સારો સમાગમ હતો અને ગાંધીજીને ધાર્મિક–મૂંઝવણમાં શ્રીમદે ઘણી જ મદદ કરેલી. પૂ. ગાંધીજીના જીવનમાં ભારે અસર કરનાર ત્રણ વસ્તુઓમાં શ્રીમદ રાજચંદ્ર સાથેનો પ્રત્યક્ષ તથા પરોક્ષ સમાગમ પણ હતો.

શ્રીમદનો ચરોતર સાથે ઘણો જ ગાઢો પરિચય હતો. પોતે મુંબઈમાં ઝવેરાતની પેઢી ચલાવતા હતા, તોપણ વરસના અમુક ભાગમાં તેઓ નિવૃત્તિ અર્થે ચરોતર તરફ ખંભાત, નડિયાદ વગેરે સ્થળોએ આવતા અને તેઓના સત્સંગનો લાભ લેવા માટે દરેક સ્થળોએ તેઓની આજુબાજુ મંડળ ભેગું થતુ. તેના પરિણામે શ્રીમદના કેટલાક આશ્રમો તથા મંદિરો હાલમાં ચરોતરમાં કેટલાક ભાગમાં જોવામાં આવે છે. શ્રીમદ માત્ર ચોત્રીસ વરસની નાની વયે સંવત ૧૯૫૭ના ચૈત્ર વદિ ૫ ના રોજ સ્વર્ગવાસ થયેલા. શ્રીમદે કોઈ નવીન ધર્મ, સંપ્રદાય કે ગચ્છ સ્થાપ્યો નથી. તેઓનો મુખ્ય ઝોક જૈન ધર્મની મૂળ દૃષ્ટિ ઉપર જ હતો. અને તેથી જૈન ધર્મના દરેક ગચ્છમાં તેઓના વિરોધીઓ હતા. પરંતુ શ્રીમદની બાબતમાં પૂ. ગાંધીજીએ પણ જાહેર કરેલુ કે તેઓનું તમામ લખાણ અનુભવમાંથી તથા આત્માની ઊંચી દશામાં લખાયેલું છે. શ્રીમદ કોઈ ગચ્છના ભેદમાં માનતા નહિ. તેઓ કોઈ ગચ્છમાં નહોતા, પણ આત્મામાં હતા. શ્રીમદની પાછળ હાલ તેઓના ઘણા અનુયાયીઓ છે પરંતુ તેઓ સ્વતંત્ર કોઈ સંપ્રદાય ચલાવતા નથી. પરંતુ માત્ર જૈન ધર્મની મૂળ દૃષ્ટિને પ્રાધાન્ય આપી શ્રીમદના ઉપદેશને પ્રાધાન્ય આપે છે.

## શ્રીમદના નામથી ચરોતરમાં સ્થપાયેલાં સ્થાનોની વિગત :

૧. અગાસ ( તા. પેટલાદ ) — શ્રીમદ રાજચંદ્ર આશ્રમ-આ આશ્રમની સ્થાપના સંવત ૧૯૭૬માં થઈ હતી. હાલ ત્યાં જંગલમાં મંગલ જેવું એક સુંદર નિવૃત્તિ સ્થાન છે.

૨. વડવા ( તા. ખંભાત ) — શ્રીમદ રાજચંદ્ર આશ્રમ-આ આશ્રમ પણ સુંદર છે અને શ્રીમદે વડવા નજીક આવેલી વાવ પાસે કેટલાક દિવસો ગાળેલા તેની સામે જ આવેલો છે.

૩. ખંભાત — સુબોધ પાઠશાળા — આ પાઠશાળા શ્રીમદના વખતથી સ્થપાયેલી છે. હાલ ત્યાં દરરોજ મુમુક્ષુઓ શ્રીમદના વચનામૃતોનું વાંચન કરે છે.

૪. કાવિઠા — શ્રીમદ રાજચંદ્ર મંદિર

૫. સીમરડા ( તા. પેટલાદ ) — શ્રીમદ રાજચંદ્ર મંદિર

૬. ભાદરણ — શ્રીમદ રાજચંદ્ર આશ્રમ

૭. નાર ( તા. પેટલાદ ) — શ્રીમદ રાજચંદ્ર મંદિર

૮. સુણાવ — શ્રીમદ રાજચંદ્ર મંદિર

૯. વસો — સુબોધ પાઠશાળા

આ દરેક સ્થળોએ ઓછાવત્તા પ્રમાણમાં શ્રીમદના અનુયાયીઓ આવેલા છે. વિશેષ મહત્ત્વની હકીકત તો એ છે કે શ્રીમદના અનુયાયીઓની સંખ્યા નક્કી કરવી મુશ્કેલ છે. કારણ કે ગમે તે ધર્મના અનુયાયીને પણ શ્રીમદનાં લખાણો ઘણી બાબતોમાં માર્ગદર્શક લાગે છે. અને ઘણો મોટો વર્ગ એવો છે કે જેઓ શ્રીમદના ઉપદેશોનું શ્રદ્ધાપૂર્વક મનન અને પાલન કરે છે, તેઓના ઉપદેશ મુજબ મર્મ એ છે કે આત્માનું ખરું લક્ષ બતાવી ધર્મનો માર્ગ બતાવે

છે. જેના પરિણામે ઉત્તમ ગૃહસ્થ અને સદ્વ્યવહાર સાધવા માગતા વ્યાવહારિક માણસને શ્રીમદના ઉપદેશનો એક મહત્ત્વનો સહારો થઈ પડે છે. આત્મજ્ઞાનની ખોજ કરનાર સત્સંગીને શ્રીમદનો ઉપદેશ એક પરમ સત્સંગની ગરજ પૂરી પાડે છે. અને મુમુક્ષુના હૃદયને શ્રીમદનો ઉપદેશ એક અમૂલ્ય સદ્ગુરુ સમાન થઈ પડે છે.

**દેરાસરો:** આ જિલ્લામાં ખંભાત, ખેડા, માતર, આતરસુંબા, અગાસ, નડિયાદ, અને બીજાં અનેક ગામોમાં જૈન લોકોનાં ઘણાં દેરાસરો આવેલાં છે. એ જ રીતે એમના ઉપાશ્રયો પણ જ્યાં જ્યાં વિશેષ વસતી છે તેવાં બધાં ગામોમાં આવેલાં છે. આખા જિલ્લામાં મળીને ૧૫૮ દેરાસરો અને ૧૦૪ ઉપાશ્રયો તેમ જ ૨૮ જ્ઞાન ભંડારો, ૨૫ શાળા પાઠશાળાઓ, ૨૫ જેટલા નાના મોટા આશ્રમો, સાત ભોજન શાળાઓ તથા ૬૮ જેટલાં મંડળો – સંસ્થાઓ વગેરે આવેલાં છે. જ્યારે આ જિલ્લામાં દીક્ષા લીધેલાં દીક્ષિતોની સંખ્યા ૨૭૭ જેટલી છે એવા આંકડા મળ્યા છે.

આ જિલ્લામાં જે જૈન સાધુ સાધ્વીઓ દીક્ષા લઈને બન્યાં છે તેમાં કપડવંજ સૌથી મોખરે છે. એનું જ નાર ગામનું છે. આ એક જ ગામમાંથી ૫૦ જેટલાં સાધુ-સાધ્વીઓ માત્ર પાટીદાર જ્ઞાતિમાંથી જ થયેલાં છે.

કપડવંજમાંથી સો જેટલાં જૈન સાધુ – સાધ્વીજીઓ દીક્ષા લઈને બનેલાં છે. અને તેમાં એક જ કુટુંબમાંથી ૨૩ સાધુ – સાધ્વીઓ થયાનો એક જ્વલંત દાખલો છે કદાચ આખા દેશમાં આ એક સૌથી મહત્ત્વનો દાખલો જૈન સમાજમાં છે.

**આધાર:** આચાર્ય શ્રી વિજય પ્રતાપ સુરીશ્વરજીના શિષ્ય આચાર્ય શ્રી વિજય ધર્મ સુરિજી મહારાજ તથા શ્રી મનુભાઈ વાસદકરે આપેલી મદદની.

# ૨૧

# ચરોતરમાં વૈષ્ણવ સંપ્રદાય

**સંપ્રદાયનું સ્વરૂપ:** વૈષ્ણવ સંપ્રદાય 'પુષ્ટિમાર્ગ'ના સંપ્રદાયને નામે ઓળખાય છે અને ચરોતરમાં વાણિયા, પટેલો અને બીજી અનેક જ્ઞાતિઓમાં આ સંપ્રદાયને માનનારા લોકો ઘણી મોટી સંખ્યામાં વસે છે. હિંદુ ધર્મનો જ આ એક સંપ્રદાય છે એટલે વસતી ગણતરીમાં આ સંપ્રદાયને માનનારાની કોઈ અલગ નોંધ કરવામાં આવતી નથી એટલે એની ચોક્કસ સંખ્યા આ પ્રદેશમાં કેટલી છે તે કહેવું કઠિન છે.

**સ્થાપના:** બૌદ્ધ ધર્મનો નિરાસ કરવા માટે શ્રીમાન્ શંકરાચાર્યે વૈદિક ધર્મની પુનઃ પ્રતિષ્ઠા કરી અને મઠોની સ્થાપના કરી. આ સાથે જ પ્રભુપ્રાપ્તિ અર્થે કેવલાદ્વૈતની ઘોષણા કરી અને તેને માટે સન્યાસ ઉપદેશ્યો અને આચરી બતાવ્યો.

આ પછીથી રામાનુજાચાર્ય થયા. તેમનો જન્મ અયોધ્યામાં થયેલો. તેમણે હાલના વૈષ્ણવ સંપ્રદાયોનું મૂળ શરૂ કર્યું. તેમનો માર્ગ વિશિષ્ટાદ્વૈતના નામથી ઓળખાયો. એ પછી નિમ્બાર્કાચાર્ય અને માધવાચાર્ય થયા અને છેલ્લે ભક્તિમાર્ગીય આચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય થયા. તેમનો પ્રવર્તાવેલો માર્ગ શુદ્ધાદ્વૈત તરીકે ઓળખાયો. અને આગળ જતાં પુષ્ટિમાર્ગ અગર તો વૈષ્ણવ સંપ્રદાયને નામે ઓળખાયો.

પુષ્ટિમાર્ગ એટલે ભગવાનની કૃપા દ્વારા પ્રભુને મેળવવાનો માર્ગ.

'પુષ્ટિમાર્ગ' એમાં બે શબ્દો છે. 'પુષ્ટિ' અને 'માર્ગ.' માર્ગ એટલે રસ્તો અને પુષ્ટિ એટલે પોષણ, તેનો અનુગ્રહ. આત્માનું પોષણ જે માર્ગમાં થાય તે પુષ્ટિમાર્ગ.

સંત રામાનુજથી ભક્તિમાર્ગનો અથવા તો વૈષ્ણવ સંપ્રદાયનો ઉપદેશ શરૂ થયો. રામાનુજના ઉપદેશની સીધી કે આડકતરી અસર હિંદના બધા પ્રદેશોમાં પહોંચી હતી. બારમી સદીથી સત્તરમી સદી સુધીમાં હિંદના જુદા જુદા પ્રદેશોમાં ઓછાવત્તા તફાવતથી અનેક સંતોના ઉપદેશો રચાયા. મહારાષ્ટ્રમાં જ્ઞાનેશ્વર, એકનાથ અને તુકારામ જેવાઓએ પ્રભુભક્તિનો પ્રવાહ અખંડ રાખ્યો. માધવાચાર્યના વૈષ્ણવ પંથના દાસોએ કર્ણાટકમાં, સંત તુલસીદાસ જેવાએ ઉત્તર પ્રદેશમાં અને બંગાળામાં ચૈતન્ય મહાપ્રભુએ ભક્તિમાર્ગનો બહોળો પ્રચાર કર્યો. આ બધા સંતોએ વર્ણભેદનો હાઉ ખૂબ જ ઓછો કરીને ભક્તિમાર્ગનો ફેલાવો જુદા જુદા પ્રદેશોમાં કર્યો.

પુષ્ટિમાર્ગના ગુરુ વલ્લભાચાર્યજી ગણાય છે એ જ રીતે આ માર્ગના ઇષ્ટદેવ શ્રી ગોવર્ધનનાથજી છે

**વૈષ્ણવોનાં અંગો:** વૈષ્ણવના ૭ અંગ છે ત્રણ બહારનાં અને ત્રણ અંદરના તિલક, માળા અને છાપ એ બહારનાં ત્રણ અંગ છે, અને શક્તિપ્રમાણેનુ સ્વધર્માચરણ, વિધર્મથી નિવૃત્તિ અને ઇન્દ્રિયરૂપી ઘોડાનો કબજો આ અંદરનાં ત્રણ અંગ છે સમગ્ર રીતે આ અંગોનો ફલિતાર્થ એ થાય છે કે માળા ભલે એક ફેરવાય, પરંતુ પાપ તો બિલકુલ ન કરાય. મશ્કરી કે કુતૂહલને બહાને પણ અધર્મનુ આચરણ ન કરાય. માટે જ પરનિંદામાથી પણ મંદિરમાં મુક્ત રહેવુ જોઈએ ભગવાને ઉદ્ધવને મન્મંદિર નિર્ગુણ સ્મૃતમ મારું મંદિર નિર્ગુણ હોય છે, એમ કહ્યુ છે સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણથી પણ પર એવો જે નિર્ગુણ છે તેવુ મારુ મંદિર પણ છે આથી અંતઃકરણને ખૂબ પવિત્ર બનાવીને કથા, કીર્તન, સેવા વિગેરે કરવાં જોઈએ આથીજ મંદિરમા જતાંરે વિષય ભાવથી દૂર રહેવુ જોઈએ

**મંદિરો:** આ જિલ્લામા વૈષ્ણવ સંપ્રદાયનાં લગભગ દરેક તાલુકામા ઘણી મોટી સંખ્યામા મંદિરો આવેલાં છે. તાલુકાવાર એ મંદિરોની વિગત નીચે મુજબ છે.

### નડિયાદ તાલુકો

**નડિયાદ:** (૧) નડિયાદમા શ્રી ગોકુલનાથજીનું મુખ્ય મંદિર છે સાથપીપળીના ભરચક લતામાં આવેલુ છે. નડિયાદના સમસ્ત વૈષ્ણવ વણિક મહાજન, પાટીદાર જ્ઞાતિઓ, સોનીમહાજનો, કસારાઓ વિગેરે મુખ્યત્વે શ્રી ગોકુળનાથજીની સેવા કરે છે તે મંદિર મૂળ નાગરવાડામા અત્યારે જ્યા સમજુલક્ષ્મી દવાખાનું છે તેની પાછળ આવેલી હાલ જે પચાવની ધર્મશાળા છે ત્યા આવેલુ તે મંદિરને હાલના સ્થળમાં ક્યારે ફેરવેલું તેની માહિતી પેટે સં ૧૮૭૮મા સાધના મંદિરની થોડીક જગા નડિયાદના વૈષ્ણવ મહાજને ખરીદેલી અને સં. ૧૮૭૮થી સ ૧૮૮૭ સુધીમા તે મંદિર બંધાયેલુ છે

(૨) **શ્રી રણછોડજીનું મંદિર:** આ મંદિર વલ્લેવાડમાં આવેલુ છે તે કાકરોલીના દ્વારકાધીશજીની સેવાપ્રણાલિકા પ્રમાણે ચાલે છે તેને અનુસરનારા પણ ઉપર પ્રમાણે જ છે

આ સિવાયના બીજાં મંદિરો નાના નારણદેવ, મોટા નારણદેવ, કોટારજી વ૦ ના ઠાકોરજીના સ્વરૂપોને સેવાવિધિ કરાયેલી હોવાથી વૈષ્ણવો ત્યા દર્શને જાય છે અને ભેટ વગેરે કરે છે

સ્વામીનારાયણ સંપ્રદાયનું તથા પ્રણામી સંપ્રદાયનુ મંદિર પણ છે.

**અલીણા:** (૧) શ્રી ગુસાંઈજીની બેઠક છે ને ગામની વચમાં આવેલી છે તેમા પાદુકાજી બિરાજે છે. બેઠકનો નિભાવ અલીણા મહાજન તથા બહારના વૈષ્ણવો તરફથી થાય છે સ્થાનિક વણિકો, બ્રાહ્મણો, પટેલ, સુથાર મોચી વગેરે તેના અનુયાયીઓ છે.

(૨) મરજાદી મંદિર છે મંદિરમા શ્રી બાળકૃષ્ણજી બિરાજે છે આ ગો શ્રી રણછોડલાલજી (અમદાવાદવાળાનુ) સેવ્ય છે, અને તેથી ત્યાની રીત પ્રમાણે સેવાય છે

**વસો:** (૧) એક હવેલી છે તેમા શ્રી મદનમોહનજી તથા શ્રી સ્વામિનીજી, શ્રી નવનીતપ્રિયાજી ત્યા શ્રી બાળકૃષ્ણજી પધરાવવામાં આવેલા છે.

(૨) શ્રી ગોવર્ધનનાથજીનુ મંદિર છે અહી પણ મુખ્યાજી દ્વારા સેવા કરાય છે

(૩) શ્રી દ્વારકાધીશનુ મંદિર છે અહી પણ મુખ્યાજી દ્વારા સેવા કરાય છે.

(૪) શ્રી મથુરાનાથજીનુ મંદિર છે મહાજન આનો વહીવટ ચલાવે છે. તેની સ્થાવર મિલકતમાથી જ તેનો વહીવટ થાય છે

**નાની ખડોલ:** વલ્લભી સંપ્રદાયનું મંદિર છે સુરતના ગો શ્રી વ્રજરત્નલાલજી મહારાજના સેવ્ય છે સ્થાનિક વૈષ્ણવો જ તેનો વહીવટ કરે છે પરંતુ વ્યવસ્થા પૂર્વકનો કોઈ હિસાબ રાખતુ નથી સારા માઠા પ્રસંગોની ભેટ પર આ નભે છે આ ઉપરાંત પલાણા, મહુધા, સણાલી વગેરે સ્થળે શ્રી રણછોડરાયજીનું મંદિર છે

### આણંદ તાલુકો

**આણંદ:** વૈષ્ણવ સંપ્રદાયનાં આણંદમા બે મંદિરો છે બન્ને જુદે જુદે સ્થળે છે બેમાથી એક બેઠક છે અને તે વડા તળાવ પર આવેલી છે બીજુ દયાળમોહનના સ્વરૂપવાળુ દયાનું મંદિર છે. બન્નેનો વહીવટ જુદો ચાલે છે સેવા પ્રકાર એક જ જાતનો છે અને તે કાકરોલીસ્થ શ્રી દ્વારકાધીશજીનો છે. બેઠક આશરે ૧૫૦ વર્ષ ઉપરની છે

**ઓડ:** શ્રી ગોવર્ધનનાથજીનુ મંદિર છે કામવનવાળા શ્રી ગોકુલચંદ્રમાજીના ઘરની રીત પ્રમાણે સેવા ચાલે છે દશ દુકાનોની આવક પર નિભાવાય છે પાટીદાર, બ્રાહ્મણ, વાણિયા, સોની, દરજી, રજપૂત તથા વાઘેર આના અનુયાયી છે

**અજરપુરા:** રણછોડજીનુ મંદિર છે તેમા ગુસાંઈજીની મૂર્તિ છે. સંવત ૧૯૬૬ના શ્રા. વ –૪ના રોજ અજરપુરાના

પાટીદાર ભાઈઓએ મુંબઈથી ગોસ્વામી મહારાજના મંદિરમાંથી ન્યોછાવર કરીને આણેલી. ધર્મશાળાના અમુક ભાગમાં આ સ્વરૂપને પધરાવી તેટલાજ ભાગને મંદિર બનાવેલ છે. નિભાવ ગામ લોકો દ્વારા જ થાય છે. દર્શનાર્થીની સંખ્યા ઠીક હોય છે. પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ આના અનુયાયીઓ છે.

**બાકરોલ :** વૈષ્ણવ મંદિર છે. તેમાં શ્રી નટવરલાલજીનું સ્વરૂપ છે. સંવત ૧૯૯૮માં જ અમદાવાદવાળા નિ. ગો. શ્રી રણછોડલાલજી મહારાજશ્રી દ્વારા આ સ્વરૂપને પધરાવેલું. ૬૦ વીઘાં જમીન છે. પાટીદાર, વાણિયા અનુયાયીઓ છે.

**સામરખા :** વૈષ્ણવ સંપ્રદાયનું મંદિર છે, તેમાં શ્રી ગોપાળલાલજીનું સ્વરૂપ છે. અહીં કાંકરોલીની રીત પ્રમાણે સેવા ચાલે છે. જમીનોની ઊપજ તથા પરચૂરણ આવકથી નિભાવ થાય છે. પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, વાળંદ, ભોઈ, દરજી વગેરે તેના અનુયાયીઓ છે.

**સારસા :-** શ્રી દ્વારિકાંનાથજીનું મંદિર છે. મૂળ સ્વરૂપ કાંકરોલીના શ્રી બાલકૃષ્ણ લાલજી પાસેથી પધરાવવામાં આવેલું. હાલ સેવા પણ તે જ ઘરની રીત પ્રમાણે ચાલે છે.

## કપડવંજ તાલુકો

**કપડવણજ :-** શ્રી ગોકુલનાથજીનું મંદિર છે. સદરહુ મંદિરમાં શ્રી ગુસાંઈજી શ્રી વિઠ્ઠલનાથજીના વખતના ભગવદીય રાજરાણીના સેવ્ય શ્રી ઠાકોરજી જુગલ જોડી સ્વરૂપે બિરાજે છે. શ્રી ગોકુલનાથજીના ઘરની પ્રણાલિકા પ્રમાણે સેવા ચાલે છે.

**આંતરસુબા :** આ ગામમાં વૈષ્ણવોનું મંદિર છે. તેમાં શ્રી ગોકુલનાથજીનું સ્વરૂપ બિરાજે છે. તે મંદિરમાં બીજું સ્વરૂપ શ્રી બાલકૃષ્ણલાલજીનું બિરાજે છે. આ સ્વરૂપ મૂળ કપડવંજના વૈષ્ણવ રાજારામ દેસાઈના ઘેરથી ગો. શ્રી. લક્ષ્મણલાલજી મહારાજના હસ્તકે સેવ્ય કરાયેલ છે. શ્રી ગોકુલનાથજીના ઘરની રીત પ્રમાણે સેવા ચાલે છે. વૈષ્ણવોની મદદથી તેનો નિભાવ થાય છે. ભગવન્મંડળી પણ છે. શ્રીમાળી વાણિયા, ખડાયતા વાણિયા, પોરવાડ વાણિયા, બ્રાહ્મણ, સોની, ભાવસાર, સુથાર, લુહાર વગેરે જ્ઞાતિઓ અનુસરે છે.

**કઠલાલ :-** આ ગામમાં બજારમાં નવાં ઘરાંમાં એક નાનુ સરખું મંદિર છે. તેમાં શ્રી ગોવર્ધન નાથજીનું સ્વરૂપ છે. અને શ્રી દ્વારિકાંધીશજીની સેવાપ્રણાલિકા પ્રમાણે સેવા થાય છે. મુખ્યત્વે વણિકો જ આનો લાભ લે છે. શ્રી. અંબાલાલ બોધાભાઈના પૂર્વજોએ આશરે બે પેઢીપર હાલના મંદિરનું મકાન મંદિરને ભેટ કરેલું અને તે પણ મંદિર ચાલુ રાખવાની શરતે.

**ખડાલ :-** શ્રી ગોકુળનાથજીનું મંદિર છે વૈષ્ણવોની સેવા દ્વારાજ તેનો નિભાવ થાય છે. આ ઉપરાંત અનારા, તોરણા વિગેરે સ્થળે રણછોડજીનાં મંદિર છે. કાણિએલમાં પણ વલ્લભ સંપ્રદાયનું નાનું સરખું મંદિર છે.

## બોરસદ તાલુકો :-

**બોરસદ :-** આ ગામમાં શ્રી દ્વારિકાંધીશજીનું મંદિર છે. આ મંદિરમાં શ્રી દ્વારિકાંધીશજીનું સ્વરૂપ બિરાજે છે. આ સ્વરૂપ મૂળ કાંકરોલીવાળા શ્રી બાલકૃષ્ણલાલજીએ પોતે અત્રે આવીને પધરાવી આપેલું છે. મંદિરમાં હાલ કાંકરોલીના દ્વારકાંધીશની રીત પ્રમાણે સેવા ચાલે છે.

**વીરસદ :-** કામવનસ્થ પૂ. પા. ગો. શ્રીવ શ્રીદેવકીનંદનજી મહારાજશ્રીનું સેવ્ય શ્રી ચંદ્રમાજીનું ગૌરસ્વરૂપ બિરાજે છે. શ્રી ગોકુલચંદ્રમાજીના ઘરની રીત પ્રમાણે સેવા ચાલે છે. વીરસદના પાટીદાર વૈષ્ણવોની વિનંતિથી આ સ્વરૂપ પધરાવવામાં આવેલું. અને તે મંદિર પાટીદાર વૈષ્ણવોએ આપેલી જમીન તથા છૂટક મદદથી ચાલે છે મંદિરમાં ભગવન્મંડળી પણ છે. પાટીદાર, વાણિયા, બ્રાહ્મણ, કાછિયા, પટેલ, સોની, ઠાકર, લુહાર સુથાર વિ. અનુયાયીઓ છે.

**નાપા :-** અહીંના મંદિરમાં ગોવર્ધનનાથજીનું સ્વરૂપ બિરાજે છે, અને શ્રી ગોકુલ ચંદ્રમાજીનું ચિત્રજી બિરાજે છે. શ્રી ગોવર્ધનનાથજીનું સ્વરૂપ સેવા માટે પધરાવવામાં આવેલું અને શ્રી ગોકુલચંદ્રમાજીનું ચિત્રજી કામવનવાળા શ્રી ગોવિંદરાયજી મહારાજે સેવ્ય કરી પધરાવી આપેલું છે. શ્રી ગોકુલચંદ્રમાજીની રીત પ્રમાણે સેવા ચાલે છે. વૈષ્ણવોની મદદથી અને સ્થાવર જમીનની આવક વડે તેનો નિભાવ થાય છે. બ્રાહ્મણ, વાણિયા, પાટીદાર, બારોટ, વાળંદ વિ. અનુયાયીઓ છે.

**ભાદરણ :-** શ્રી ગોવર્ધનનાથજીનું મંદિર છે. આશરે સવાસો વર્ષ ઉપર આ મંદિર બંધાવેલું છે. વસોના ભાઉસાહેબ દેસાઈ શ્રી કિશોરદાસ રામદાસે તેમનાં પત્ની હરખબાના સ્મરણાર્થે બંધાવેલું અને જમીન તથા મિલકત કાંકરોલીનાં શ્રી દ્વારકાંધીશજીને અર્પણ કરેલું. હાલ શ્રી દ્વારકાંધીશજીની રીત પ્રમાણે સેવા થાય છે.

આ સિવાય શ્રી ગોપીશ્વર નજીક રણછોડજીનું મંદિર આંકલાવમાં, ખાનગી માલિકીનું રણછોડજીનું મંદિર ભેટાસીમાં તથા ભાદરણમાં પણ રણછોડજીનું મંદિર છે.

## ખંભાત તાલુકો

**ખંભાત :** કપાસીપોળમાં શ્રી નવનીતપ્રિયાજીનું મંદિર છે. તેમાં શ્રી નવનીતપ્રિયાજીનું સ્વરૂપ બિરાજે છે. આ મંદિરની માલિકી પોરબંદરવાળા ગો. શ્રી ૧૦૮ શ્રી

ગોવિંદરાયજી શ્રી રણછોડલાલજી મહારાજશ્રીની છે મૂળ આ સ્વરૂપ આ મહારાજશ્રીના વડીલોનુ સેવ્ય છે અને તે શ્રી ગોવિંદલાલજીના પિતામહના પિતામહ શ્રી રામકૃષ્ણજી મહારાજશ્રીએ મંદિરમા પધરાવેલુ છે

આ ઉપરાત નગરારોડના નાગેશ્વર તળાવ ઉપર શ્રી ગુસાંઈજીની બેઠક છે તેમા પાદુકા નથી, વસ્ત્ર નથી પણ ચોતરા પર ગાદીજી છે

મિશ્ર વાણિયાઓ, બ્રાહ્મણો, પાટીદારો, મોઢ દુધારાઓ, કાછિયાઓ, ચમાર, મોની, કસારા વગેરે આ ધર્મના અનુયાયીઓ છે

**તારાપુર :** પુષ્ટિમાર્ગીય મંદિર છે

### પેટલાદ તાલુકો

**પેટલાદ :** શ્રીનાથજીનુ એક મંદિર છે વૈષ્ણવો દ્વારા તેનો નિભાવ થાય છે આ ઉપરાત બીજા નાના પાચેક મંદિરો છે તે બધા ગૃહસેવા તરીકે ચાલે છે

**નાર :** શ્રી ગોવર્ધનનાથજીનુ મંદિર આવેલુ છે કાંકરોલીના શ્રી દ્વારકાધીશજીની રીત પ્રમાણે સેવા ચાલે છે વૈષ્ણવો તરફથી આવતી ભેટ તથા જમીન વગેરેના ઉત્પન્નથી નિભાવ થાય છે આશરે ૬૦-૬૫ વર્ષથી મંદિર ચાલે છે મંદિરમાં કથાવાર્તા ચાલે છે

આ ઉપરાન ધર્મજ તથા પાલજ પણ સાંપ્રદાયિક મંદિરો છે અને વટાવમા શ્રી રણછોડજીનુ મંદિર છે

### કામરા તાલુકો :

**કાસરા :** શ્રી બાલકૃષ્ણલાલજીનુ મંદિર છે તેમા શ્રી બાલકૃષ્ણલાલજી તથા શ્રી ગોવર્ધનનાથજીનુ સ્વરૂપ બિરાજે છે શ્રી બાલકૃષ્ણલાલજીનુ મંદિર કાસરાના આગેવાન વૈષ્ણવો કાનીદાસ મોતીચંદ તથા છોટાલાલ કાશીદાસે વૈષ્ણવોની મદદથી બંધાવેલુ તે પછીથી શ્રી બાલકૃષ્ણજીનુ સેવ્ય સ્વરૂપ લાવેલા અને શ્રી ગોવર્ધનનાથજીનુ અમદાવાદના વૈષ્ણવ હરિકૃષ્ણદાસ જગજીવનદાસે પાછળથી વહીવટ કરનાર તેમ જ વૈષ્ણવોની મરજીથી પધરાવેલુ છે નિભાવ વૈષ્ણવોની મદદથી થાય છે વાણિયા, બ્રાહ્મણ, પાટીદાર વગેરે અનુયાયીઓ છે, ઉત્સવો માટે ભગવન્મંડળી છે

### પેટલાદ તાલુકો

**બાંધણી :** સાંપ્રદાયિક બેઠક છે આ સુંદર અને અદ્ભુત હવેલી છે ગામમા તળાવની ઉત્તર દિશાએ આવેલી છે બેઠકના મકાનને ફરતો ચોરસ બાજુ સુંદર અને વ્યવસ્થિત બાગ આવેલો છે ત્યાની હવા પણ અનુકૂળ છે ત્યા આમ્ર વૃક્ષોનો કોટ છે અને તેને ભેદતો શીતળ પવન ક્ષયરોગને પણ મટાડવામા મદદ કરે છે એમ કહેવાય છે

બેઠકમા પાદુકાજી છે અને તે પણ ચાર ભુજાવાળા દેવકીનંદનજી મહારાજની છે

આ ગામમા બ્રાહ્મણ, વાણિયા, પટેલ, પારેખ, સોલંકી, સુથાર, સોની, પંચાલ વગેરે જ્ઞાતિઓ આ માર્ગને અનુસરે છે

**ચાંગા** મંદિર છે તેમા શ્રી ગોકુલચંદ્રમાજીનુ સ્વરૂપ છે જમીનના ઉત્પન્નથી તેનો નિભાવ થાય છે

### કાસરા તાલુકો

**ડાકોર :** મુખ્ય મંદિર શ્રી રણછોડજીનુ છે શ્રી હરિરાયજીએ સેવ્ય કર્યા બાદ વૈષ્ણવો ત્યા દર્શનાર્થે જાય છે પરતુ આ સિવાય પણ વલ્લભ સંપ્રદાયના બીજા મંદિરો છે

૧ લાડીમાના નામથી ઓળખાતુ મરજાદી મંદિર છે શ્રી ઠાકોરજી છગનલાલજી મગનલાલજીનુ સ્વરૂપ બિરાજે છે આ મંદિર આજથી ૭૫ વર્ષ પૂર્વેનુ ટ્રસ્ટીને તેની માહિતી નથી તેમા શ્રી વિઠ્ઠલેશરાયજીના ઘરની રીત પ્રમાણે સેવા ચાલે છે મંદિરને વાર્ષિક ભાડાની આવક રૂા ૩૦૦) થાય છે તેમાથી તેનો નિભાવ થાય છે બહારનો કોઈ લાગો નથી રાત્રે તેમા ભગવદ્વાર્તા બેસે છે

૨ અમદાવાદવાળા શ્રી બેટીજી મહારાજની હવેલી છે તેમા ત્રણ સ્વરૂપો બિરાજે છે ૧ શ્રી નટવરલાલજી ૨ શ્રી વિઠ્ઠલનાથજી તથા ૩ શ્રી બાલકૃષ્ણલાલજી તેમા શ્રી મથુરેશજીના ઘરની રીત પ્રમાણે સેવા થાય છે અને તેનો નિભાવ મહારાજશ્રીની આવકથી થાય છે માટે મહારાજની માલિકીનુ છે

૩ શ્રી દ્વારકાનાથજીની હવેલી છે તે ગોકુળવાળા મુખ્યાજી ભાઈલાલ રામચંદ્રની છે તેમા મૂળ સ્વરૂપ ચંદ્રમાજીના વરનુ તે મહારાજશ્રીએ ભાઈલાલભાઈના વડીલોને પધરાવી આપેલુ

૪ શ્રી ગુસાંઈજીની બેઠક છે આ બેઠક શ્રી ગુસાંઈજીની બેઠક તરીકે ઓળખાય છે બાકી ગોમતી પર તે શ્રી હરિરાયજીની બેઠક છે

ડાકોરમા વણિક, બ્રાહ્મણ, પાટીદાર, લુહાર અને ભાવસાર જ્ઞાતિઓ આ ધર્મના અનુયાયીઓ તરીકે છે

**પડાલ :** કાસરા તાલુકામા આ ગામમા પુષ્ટિમાર્ગીય મંદિર છે

### વાડાસિનોર તાલુકો

**વાડાસિનોર :**– શ્રી ગોકુલનાથજીનુ મંદિર છે મંદિરમાં શ્રી નવનીતપ્રિયાજીનુ સ્વરૂપ બિરાજે છે આ સ્વરૂપ શ્રી લક્ષ્મણલાલજી મહારાજે આશરે એકસો વર્ષ ઉપર અહીં પધરાવી આપેલુ છે મંદિરમા શ્રી ગોકુલનાથજીના ઘરની રીત પ્રમાણે સેવા ચાલે છે મંદિરનો નિભાવ વૈષ્ણવો પર આધારે રમા ભગવન્મંડળી છે

# ૧૨

# ચરોતરમાં સ્વામીનારાયણ સંપ્રદાય

**ઇતિહાસ :** સ્વામી શ્રી સહજાનંદે વર્ષાની ધર્મવાદળી;
ભાગી પાળો સમારીને, છાંટી સંસાર નિર્મળી.

મહાકવિ નાનાલાલે સ્વામી શ્રી સહજાનંદજીના કાર્ય અંગે ઉપરની કડીઓ લખી છે. સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સ્વામી સહજાનંદજી જાતે આ જિલ્લામાં ૨૫ વર્ષ સુધી સતત વિચરણ કરીને રહેલા અને ત્યારથી આ જિલ્લાની પ્રજા ઉપર જે જુદા જુદા સંપ્રદાયોનું શ્રદ્ધા પ્રભુત્વ છે તેમાં સ્વામીનારાયણ સંપ્રદાય સૌથી મહત્ત્વનો છે. આ એક જ જિલ્લામાં એના લાખો અનુયાયીઓ છે અને આ ધર્મનાં જે બે મોટાં મથકો તેમાંનું એક વડતાલ તે આ જિલ્લાના નડિયાદ તાલુકામાં જ આવેલું છે.

સ્વામીનારાયણ સંપ્રદાયનું બીજું નામ ઓદ્ધવ સંપ્રદાય છે અને આ સંપ્રદાયના આદિ આચાર્ય અને સ્થાપક ઉદ્ધવજી છે એમ મનાય છે.

સ્વામીનારાયણ સંપ્રદાયના આદ્ય પ્રવર્તક શ્રી રામાનંદ સ્વામીનો જન્મ ઈ. સ. ૧૭૩૭માં જન્માષ્ટમીના શુભદિને અયોધ્યાનગરીમાં થયો હતો. તેઓએ ખૂબ વિદ્યાભ્યાસ ને તપથી યુવાવસ્થા સુધી પહોંચી યુવાન અવસ્થામાં ગૃહત્યાગ કર્યો અને ભારતનાં તીર્થોમાં જ્ઞાન અર્થે ફર્યા અને પૂર્ણ જ્ઞાન થતાં અંતે એમણે રામાનુજ સંપ્રદાયની દિક્ષા લીધી અને એ સિદ્ધાન્તો પ્રમાણે જનતામાં ભક્તિમાર્ગનો, પુષ્ટિમાર્ગનો પ્રચાર કરવા લાગ્યા. રામાનુજના જૂના શિષ્યોને આ ન ગમતાં એમની વચ્ચે ઝગડો થયો. એમણે એ પછી સ્વતંત્ર રીતે ઠેર ઠેર પ્રવાસ આરંભ્યો અને અહિંસા અને બ્રહ્મચર્ય સાથેનો સદાચાર કરવાથી જીવનનું શ્રેય થાય છે; આ ઉપદેશને કેન્દ્ર બનાવી ઠેર ઠેર આ વિચારનો પ્રવાહ વહેવરાવ્યો. એમણે પોતાની આસપાસ એક સુંદર ત્યાગી મંડળ ઊભું કર્યું. આ સ્વામી રામાનંદજી પોતાના સંપ્રદાયના વિચારોનો પ્રવાહ વહેવરાવતા કચ્છ પહોંચ્યા હતા ત્યાં એક સુપ્રભાતે લોજના આશ્રમમાં એમને શ્રી નીલકંઠ બ્રહ્મચારીનો, જે સહજાનંદ સ્વામી, ને પાછળથી, સ્વામીનારાયણ કહેવાયા, તેમનો ભેટો થયો. તેઓ પણ ભારતનાં તીર્થોની યાત્રા કરવા નીકળ્યા હતા. અહીં મુક્તાનંદ સ્વામી દ્વારા રામાનંદ સ્વામી-અને આ યુવાન શ્રી નીલકંઠ બ્રહ્મચારીનો મેળાપ થયો અને આ યુવાનમાં રામાનંદ સ્વામીને એવું તેજ દેખાયું કે એ પછી પોતાના ધર્મની, વિચારની આખીયે ધુરા એને સુપ્રત કરી થોડા જ સમયમાં તેઓએ દેહોત્સર્ગ કર્યો. આ શ્રી નીલકંઠ બ્રહ્મચારી તે જ આગળ જતાં સહજાનંદ સ્વામી થયા અને એમણે જ સ્વામીનારાયણ યાને ઉદ્ધવ સંપ્રદાયનો પ્રચાર, વિસ્તાર અને અભિવૃદ્ધિ કરી.

આ શ્રી નીલકંઠ બ્રહ્મચારી યાને સ્વામી સહજાનંદજીનો જન્મ ઉત્તર પ્રદેશમાં અયોધ્યા નજીક આવેલા છપૈયા ગામમાં થયો હતો. યુવાન વયે જ ગૃહત્યાગ કર્યો અને એમના વર્ષોના પરિભ્રમણમાં એમને રામાનંદ સ્વામીનો ભેટો થઈ ગયો.

૨૮ વર્ષની વયે આમ તેઓને ઉદ્ધવ સંપ્રદાયના નેતાનું પદ પ્રાપ્ત થતાં સૌ પ્રથમ તો સર્વત્ર મુમુક્ષુઓને એકત્રિત કરી એક આદર્શ પરમહંસ મંડળ એમણે તૈયાર કર્યું અને એની મારફતે જનસમાજમાં પેઠેલા વહેમો, કુરિવાજો, કુઆચારો આ બધાની સામે જેહાદ જગાડી એમાં શુદ્ધિ લાવવાના સતત પ્રયત્નો આરંભ્યા. ઇતિહાસકારોએ એમને એક મહાન સમાજ સુધારક તરીકે પણ બિરદાવ્યા છે.

સંપ્રદાયનો ત્રણ રીતે પ્રચાર આરંભાયો : ૧ : મોટાં શિખરબંધી મંદિરો બનાવી ત્યાં પરમાત્માની જુદા જુદા સ્વરૂપની મૂર્તિઓની પ્રાણ-પ્રતિષ્ઠા કરાવી, ૨ : આચાર્યપદ સ્થાપી સંપ્રદાયની દિક્ષા વિધિની પ્રણાલિકા ચાલુ રાખી, ૩ : સંપ્રદાયનું સાહિત્ય રચાવી તેનો પ્રચાર કરીને.

આમાં સૌ પ્રથમ અમદાવાદમાં, પછી ભૂજમાં ને એ પછી વડતાલમાં સ્વામીનારાયણનાં શિખરબંધી મંદિર બાંધવામાં આવ્યાં. વડતાલને એમણે પછી તો પોતાનું ધામ બનાવ્યું. વડતાલ મંદિરની વિગત અન્યત્ર આપેલી છે.

**પ્રકારો :** સ્વામીનારાયણ સંપ્રદાયની બે પીઠિકાઓ છે. એક અમદાવાદમાં ને બીજી ચરોતરમાં વડતાલમાં. આ બંને શાખાઓના હાથ હેઠળ જુદાં જુદાં મંદિરો છે. વડતાલની ગાદી હેઠળ નીચે મુજબનાં શીખરબંધી મંદિરો ખેડા જિલ્લામાં આવેલાં છે :

૧. વડતાલ, ૨. ડભાણ, ૩. પીજ, ૪. ખંભાત. આ ઉપરાંત અનેક સ્થળે સ્થાનિક સ્વામીનારાયણ મંદિરો આવેલાં છે.

બધાં મળીને આ ગાદી હેઠળ દેશભરમાં ૨૪ મંદિરો આવેલાં છે. ચરોતર પ્રદેશમાં આવેલાં ચારે મંદિરોમાંથી વડતાલનું મંદિર તો સ્વામી સહજાનંદજીએ સ્વહસ્તે જ પોતાના શિષ્ય

બ્રહ્માનંદ સ્વામીની દેખરેખ હેઠળ શીલ્પ અને સ્થાપત્યના એક નમૂના રૂપે બંધાવી તેમાં સ્વહસ્તે જ મૂર્તિ પ્રતિષ્ઠા કરેલી.

**વહીવટ:** આ યાદીમાં જે મંદિરોનો ઉલ્લેખ કર્યો છે તે વહીવટની બાબતમાં સ્વતંત્ર નથી. આખા સંપ્રદાયને બે ગાદીના આચાર્યના તાબામાં વહેંચી નાખ્યો છે. વડતાલ પ્રદેશનાં બધાં શિખરબંધી મંદિરોનો વહીવટ વડતાલ ગાદીના સહજાનંદ સ્વામીના ધર્મકુળના આચાર્ય કરે છે. આચાર્ય પોતે વડતાલ રહે છે, પણ પોતાના પ્રતિનિધિ તરીકે દરેક મંદિરમાં મહંતની નિમણૂક કરે છે. આ મહંત સાંપ્રદાયિક પરિભાષામાં કોઠારી તરીકે ઓળખાય છે. વડતાલ મુખ્ય મંદિરના મહંત મુખ્ય કોઠારી તરીકે ઓળખાય છે. આચાર્ય પોતાની ઇચ્છા પ્રમાણે ગમે ત્યારે મહંત બદલી શકે છે. મંદિરની સ્થાવર જંગમ મિલકતનો વહીવટ કોઠારીઓ સત્સંગીઓના પ્રતિનિધિઓની બનેલી કમિટીની સલાહથી કરે છે. વહીવટની સરળતા ખાતર વડતાલ ગાદીના ત્રણ એકમો પાડ્યાં છે. ૧. વડતાલ વિભાગ, ૨. ગઢડા વિભાગ અને ૩ જૂનાગઢ વિભાગ. જોકે આ ત્રણેય વિભાગ એક વડતાલ ગાદીના જ તાબામાં છે ને વડતાલના આચાર્યને મુખ્ય કોઠારી તે બંને વિભાગના કોઠારીઓની નિમણૂક કરે છે. આ પ્રમાણે બધાં મંદિરોમાં વહીવટની એકતા સચવાય છે ને સહુ એક આચાર્યની છત્રછાયા નીચે રહી ધાર્મિક પ્રચારનું કાર્ય કરે છે.

મંદિરોમાં દેવની સેવાપૂજા તથા ધર્મોપદેશનું તથા કથા-વાર્તા કરવાનું કાર્ય આચાર્યશ્રીની આજ્ઞાથી ત્યાગી–સાધુ-બ્રહ્મચારીઓ કરે છે. દેવની પ્રતિમાઓની શાસ્ત્રવિધિ પ્રમાણે પૂજા, સંપ્રદાયની દીક્ષાધારી નૈષ્ઠિક બ્રહ્મચારીઓ આચાર્ય-શ્રીની આજ્ઞાથી જુદાં જુદાં મંદિરોમાં કરે છે. દરેક શિખર મંદિરોમાં ત્યાગી સાધુ બ્રહ્મચારીઓને રહેવા માટે–ધર્મ-શાળા આશ્રમ હોય છે. ત્યાગી સાધુઓ મંદિરોમાં પાંચ વખત કથા વાર્તા, ભજન–કીર્તન ઉત્સવો કરે છે અને આચાર્યની આજ્ઞાથી જ્યાં જ્યાં સત્સંગીઓ રહેતા હોય તે સ્થળોએ ધર્માદો ઉઘરાવવા તથા ધર્મોપદેશ કરવા વર્ષના મોટા ભાગમાં વિચરણ કરે છે. આ ધર્માદામાં ઉઘરાવેલી રકમોનો સંપૂર્ણ હિસાબ તેમણે આચાર્યશ્રીને આપવાનો હોય છે. તેઓ પોતાનું અંગત કંઈ પણ દ્રવ્ય સંપ્રદાયના બંધારણ પ્રમાણે રાખી શકતા નથી. તેમના નિર્વાહની તથા અન્ય જરૂરિયાતો મંદિરની મિલકતમાંથી આચાર્યશ્રી પૂરી પાડે છે. તેઓ જ્યારે ધર્મોપદેશ માટે વિચરણ કરતા હોય છે ત્યારે તેમના અન્નવસ્ત્રની જવાબદારી મોટે ભાગે તે તે સ્થળના સત્સંગીઓ સેવાભાવથી ઉઠાવી લે છે. દરેક શિખર-બંધી મંદિરમાં નિયમિત પાંચ વખત મહાનિરાજન આરતી થાય છે ને તે પછી ધૂન–ભજન, કીર્તન સામુદાયિક થાય છે.

**સંપ્રદાયની માન્યતાઓ અને લક્ષણો:** આ સંપ્રદાયના જે કોઈ અનુયાયી હોય તે સૌ સત્સંગીને નામે ઓળખાય છે. આ સંપ્રદાય મુજબ આ સત્સંગી વેવલો, અંધશ્રદ્ધાળુ કે કેવળ દૈહિક વિષય પ્રધાન ભક્ત ન હોય, તેમ જ કેવળ વાચ્યાર્થ કરનારો પણ ન હોય પરંતુ તે નિષ્કામ કર્મયોગ અને નિષ્કામ ભક્તિયોગનો સમન્વય સાધનારની જેમ આ સંસારમાં જળકમળવત અનાસક્ત જીવન જીવી વ્યવહારની તમામ ફરજો કુશળતાથી અને સમત્વ દૃષ્ટિથી પૂર્ણ રીતે બજાવે તેવો હોવો જોઈએ.

સ્વામીનારાયણ સંપ્રદાયમાં માનનારામાં બાહ્ય ચિહ્નો આટલાં હોય છે.

કપાળમાં મોટો કંકુનો ગોળ ચાંલ્લો અને ચંદનનું ઉર્ધ્વ પુંડ્ર તિલક અને ગળામાં તુલસીની બેવડી કંઠી, સ્વામીના-રાયણ સંપ્રદાયમાં માનનારા દરેક પુરુષનાં આ બાહ્ય ચિહ્નો છે. જ્યારે સ્ત્રી વર્ગના કંઠમાં તુલસીની બેવડી કંઠી અને કપાળમાં મોટો કંકુનો ચાંલ્લો હોય છે. વિધવા સ્ત્રી તુલસીની બેવડી કંઠી સિવાય બીજું કશું રાખી શકતી નથી.

સંપ્રદાયના અનુયાયીઓના મુખ્યત્વે બે ભાગ છે: ૧. ત્યાગાશ્રમી, ૨ ગૃહસ્થાશ્રમી.

ત્યાગીઓમાં પણ વળી ત્રણ ભાગ છે. એક સંસારનો ત્યાગ કરી સંપ્રદાયની ભાગવતી મહા દીક્ષા ગ્રહણ કરી પોતાનું સમસ્ત જીવન સંપ્રદાયની સેવામાં જ ગાળી સંપ્રદાયના મૂળ સ્થાપ-કની આજ્ઞા પ્રમાણે સ્ત્રી અને દ્રવ્યનો ત્યાગ કરી સ્વમોક્ષાર્થે સંપ્રદાયના મહામંદિરોમાં નિવાસ કરે છે. આવા અનુયાયીઓ ત્યાગી કહેવાય છે. એમાં પણ એક **નૈષ્ઠિક બ્રહ્મચારી** વર્ગ હોય છે. એ લોકો સફેદ ધોતિયું અને ઉપવસ્ત્ર તરીકે ભગવી ચાદર ઓઢે છે અને માથે લાલ ટોપી તથા ભગવો ફેંટો બાંધે છે. આ વર્ગે બધાં મળી ૧૧ કપડાં જ પોતાના માટે રાખવાનાં હોય છે. બીજો વર્ગ સાધુનો કહેવાય છે. એ બધો જ ભગવા રંગનો પોષાક પહેરે છે. ત્રીજો પાળાનો વર્ગ છે. એ **પાર્ષદ** પણ કહેવાય છે. આ લોકોનો [illegible] પોષાક સફેદ હોય છે. તેઓ મંદિરના ને [illegible] આચાર્યના સેવકો તરીકે જ પોતાનું જીવન [illegible]

જે સ્ત્રીઓ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી [illegible] આચાર્ય પત્ની પાસે સંપ્રદાયની મહાદીક્ષા [illegible] જીવન ભજન કીર્તનમાં જ ગાળે [illegible] અનુયાયીઓમાં ઉપદેશનું કાર્ય કરે છે [illegible]

અગર તો **દાસીઓ**ને નામે ઓળખાય છે અને તે લાલ સાલ્લો પહેરે છે ને બધી રીતનો સંયમ પાળે છે એમને પુરુષ વર્ગનો સ્પર્શ કરવાનો નિષેધ હોય છે.

સંપ્રદાયના બીજા બધા ગૃહસ્થ અનુયાયીઓ ગણાય છે, અને એ ગૃહસ્થ અનુયાયીઓમા સંપ્રદાયના મુખ્ય વ્યવસ્થાપક આચાર્ય પણ ગણાય છે

મુખ્ય આચાર્ય સ્વામી સહજાનંદજીના કુળના જ વંશજ છે એ વંશ પરંપરાથી વારસ તરીકે ચાલ્યા આવે છે તેઓ લગ્ન કરી શકે છે અને ગૃહસ્થાશ્રમી બને છે તેમના પત્ની સંપ્રદાયમાં સ્ત્રી વર્ગના નિયામક યાને ગુરુ કહેવાય છે તેઓ સ્ત્રીઓને ઉપદેશ અને દીક્ષા આપે છે

સ્વામીનારાયણ સંપ્રદાયના અનુયાયી માટે ૧૮ પ્રકારનાં લક્ષણો મુકરર કરવામા આવેલાં છે એમા વહેલા ઊઠી સ્વામી સહજાનંદજીનું અગ્રચિંતન કરવુ, પૂજા કરવી, દિવસે ઊંઘવુ નહી, બ્રહ્મચર્ય પાળવુ, વિધવાને સ્પર્શ ન કરવો, મંદિરમા સ્ત્રીસ્પર્શ ન કરવો, ગાળ્યા વિના દૂધ ન પીવુ દરેક વસ્તુ પ્રતિમાને ધરાવીને ખાવી, દારૂ ન પીવો, માંસ ન ખાવુ વ્યભિચાર, ચોરી, વગેરે પંચ વર્તમાન ન કરવા, રાતે સૂતા પહેલાં સ્વામીનારાયણ ચેષ્ટાના ભજન ગાવા, આચાર્ય કે સાધુ સામા મળે ત્યારે જય સ્વામીનારાયણ કહેવા પ્રણામ કરવા, ત્યાગીઓને દંડવત કરવા, ભૂવા, દેવ, દેવી કે મંત્રો ન માનવા, નિયમ નિશ્ચય ને પક્ષ દૃઢ રાખવા આ બધા નિયમો પાળનાર એ સાચો સંપ્રદાય અનુયાયી છે એમ મનાય છે આ બધા એના લક્ષણો છે

**મુખ્ય ગ્રંથો :** સ્વામીનારાયણ સંપ્રદાયની સ્થાપના સાથે જ જે ત્રણ પ્રવૃત્તિઓ સ્વામી સહજાનંદજીએ કરી તેમા સંપ્રદાયના પ્રમાણભૂત ગ્રંથો તૈયાર કરવાની પ્રવૃત્તિ મહત્ત્વની હતી

એ ધર્મમાં વેદને સમગ્ર રીતે પ્રમાણભૂત ગણવામાં આવ્યા છે એમા વ્યાસસૂત્ર અને તેના ઉપરનું શ્રી રામાનુજાચાર્યનુ **શ્રી ભાષ્ય** તત્ત્વજ્ઞાનના વિષયમા પ્રમાણભૂત સ્વીકાર્યુ છે હિંદુ શાસ્ત્રોના મહાસાગરમાથી **સાર**–સારભક્તિ અને સદાચાર પ્રધાન ગ્રંથોને માન્ય કર્યાં છે અને એના આધારે જ તેઓ ઉપદેશ આપતા

પોતાના ઉપદેશોના ઉદ્દેશનો સાર એમના મુખ્ય શિષ્યોએ જે સંગ્રહિત કર્યો તે **વચનામૃત** નામના ગ્રંથ તરીકે ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ કરવામ આવેલો છે

વચનામૃત પછી બીજો આધારભૂત આ સંપ્રદાયનો મુખ્ય ગ્રંથ તે **શિક્ષાપત્રી** છે એ આખા સંપ્રદાયનો પ્રાણ–પ્રમાણ ગ્રંથ છે આ પત્રીમાં ફક્ત ૨૧૨ શ્લોકો છે એના ઉપર નિત્યાનંદ સ્વામીની ટીકા છે આ ગ્રંથનો મૂળ ખરડો સહજાનંદ સ્વામીએ પોતે જ લખેલો આ પુસ્તક ટૂંકું છે છતા એમા સંપ્રદાયના અનુયાયીઓના તમામ વર્ગો માટે ધર્મનો એ સાર સંગ્રહ ગ્રંથ છે એની આવેલા ૨૦ શ્લોકોમા સમગ્ર સંપ્રદાયના તત્ત્વજ્ઞાનનુ પણ નિરૂપણ કરવામાં આવેલું છે

આ પછી સંપ્રદાયમા શાસ્ત્રીય ગ્રંથ તો **સત્સંગી જીવન** પણ છે

આ બધા ગ્રંથોના સારરૂપે સ્વામીનારાયણ સંપ્રદાય એક ભક્તિપ્રધાન સંપ્રદાય છે પરંતુ એ ભક્તિ કેવળ વૈદિ-વેદાંતી કે વિધિરી ભક્તિ નથી પરંતુ ગીતામા સંબોધેલી પરાભક્તિ અથવા તો એકાંતિકી ભક્તિ છે એ એનો સાર છે

આ ભક્તિના ચાર અંગો છે સદાચારરૂપ સ્વધર્મ આત્માપરમાત્માનું યથાર્થ જ્ઞાન, ઐહિક વસ્તુ તરફ અનાસક્તિ, વૈરાગ્ય અને મહાત્મ્ય જ્ઞાન યુક્ત ભગવાનના પ્રત્યક્ષ સ્વરૂપની ભક્તિ

આ સારભક્તિ કરવી એ આ સંપ્રદાયનો ભગવાન શ્રી સહજાનંદ સ્વામીનો ઉપદેશેલો મુખ્ય સાર છે

**બીજો ફાંટો :** કાળક્રમે આ સંપ્રદાયમા પણ કેટલાક ફાંટાઓ ઉપાસના અને બીજી કેટલીક સૂક્ષ્મ બાબતોના મતભેદોને કારણે ઊભા થવા પામ્યા આવો જ એક ફાંટો તે અક્ષર પુરુષ પુરુષોત્તમ સંસ્થા નામે શાસ્ત્રીજી શ્રી યજ્ઞ પુરુષદાસે સ્થાપિત કર્યો છે અને એનુ મુખ્ય ધામ ચરોતરમા આવેલા **બોચાસણ** ગામમા છે

આ પંથના સ્થાપક શ્રી શાસ્ત્રી મહારાજ પ્રથમ વડતાલ પીઠીમા સં ૧૯૬૨ સુધી ત્યાગી સાધુ તરીકે રહેતા હતા તેઓ ઉત્તમ વિદ્વાન અને ચારિત્ર્યશીલ સંત હતા પરંતુ ઉપાસના અંગેના કેટલાક મતભેદોથી છૂટા પડી એમણે વડતાલની ગાદીના આચાર્યની નેતાગીરીનો ત્યાગ કર્યો અને પોતાની ઉપાસનાના સિદ્ધાંતો પ્રમાણે પ્રચાર કરીને એમણે સ્વતંત્રપણે કેટલાક શિખરબંધી મંદિરો ગુજરાતમા છેલ્લાં ત્રીસ વર્ષમા સ્થાપ્યા છે

એમને ગુરુ તરીકે માની ઇષ્ટદેવ તરીકે સ્વામીનારાયણને સ્વીકારનારાઓનો એક વગદાર પંથ આ સંપ્રદાયમા છે તેઓ સદાચાર બાબતમા મૂળ સંપ્રદાયના સિદ્ધાંતો સ્વીકારે છે પરંતુ ઉપાસના અંગે કેટલીક વિશિષ્ટતાઓ ને વૈયક્તિક માન્યતાઓ ધરાવે છે

શ્રી યજ્ઞ પુરુષોત્તમદાસજી સ્વામી ગુણાતીતાનંદની અસર હેઠળ આવેલા અને આ સ્વામી અક્ષર છે, અને પરમાત્માને

રહેવાનું આ ધામ છે. અને પરમાત્મા પુરુષોત્તમની સેવામાં રહેનાર મૂર્તિમાન મુક્ત છે માટે સૌ પ્રથમ આ અક્ષર સ્વરૂપનું ધ્યાન કરી તેમની મારફતે પુરુષોત્તમ શ્રી સ્વામી-નારાયણની પ્રાપ્તિ થઈ શકે છે તેવો આ પંથનો આગ્રહ છે.

એને માટે આ પંથનાં જે મંદિરો બંધાયાં તેમાં અક્ષર પુરુષ પુરુષોત્તમ, એટલે કે, ગુણાતીતાનંદ સ્વામી અને સહજાનંદ સ્વામીની સાથે મૂર્તિઓ પધરાવવામાં આવે છે. આટલો આમાં ભેદ છે અગર એની વિશિષ્ટતા છે.

આ સંસ્થાનાં શીખરબંધી મંદિરો આખા ગુજરાતમાં સૌરાષ્ટ્રમાં પાંચ છે. તેમાં બોચાસણનું મંદિર મુખ્ય છે ને એ જ આ પંથનું વડુ મથક છે.

**આધાર :** પ્રો. શ્રી હીરાલાલ રણછોડલાલ ઠક્કર, એમ. એ. એ આપેલો વિસ્તૃત લેખ.

# ૧૩

# ચરોતરમાં શક્તિ સંપ્રદાય

## શક્તિ એટલે શું ?

શક્તિના અર્થને સ્પષ્ટ કરતી કેટલીક વ્યાખ્યાઓ જ્ઞાની પુરુષોએ આપેલી છે.

શ્રૌત અને સ્માર્ત અથવા લૌકિક ક્રિયા પછી પૂજનીય પરમેશ્વરના નામ, રૂપ, ગુણ અને પરાક્રમનું ભાન કરાવવા ઉપાસનાનો પ્રયોગ હોય છે. ઉપાસ્ય પરમેશ્વર અને ઉપાસક સાધક જીવને પરસ્પર સંયોજન કરાવનારા આ દૈવી સામર્થ્યને શક્તિ કહે છે.

બીજી માન્યતા મુજબ શક્તિ શબ્દ શક્ ધાતુમાંથી ઉત્પન્ન થયો છે. ઇષ્ટકાર્ય સધાવી શકે તેવા સામર્થ્યને અથવા બળને શક્તિ કહે છે.

વળી એમ પણ મનાય છે કે શ=ઐશ્વર્ય અને ક્તિ=પરાક્રમ. તેથી ઐશ્વર્ય પરાક્રમસ્વરૂપ બન્નેને આપવાવાળી શક્તિ કહેવાય છે.

આ શક્તિને શાસ્ત્રમાં મૂળપ્રકૃતિ કહે છે. તેને વેદશાસ્ત્રમાં ચિચ્છક્તિ કહેલી છે. આ આદ્યશક્તિ એકરૂપા હતી. ત્યારબાદ તે મહાકાળી, મહાલક્ષ્મી અને મહાસરસ્વતી આ ત્રિધાશક્તિરૂપે અથવા ત્રણ મહારૂપકો સ્વરૂપે પ્રગટ થઈ બ્રાહ્મણો ગાયત્રીની ઉપાસના કરે છે તે ગાયત્રી આ ત્રિગુણાત્મકત્રિશક્ત્યાત્મકરૂપીણી દેવી છે. ત્યારબાદ આ શક્તિ પાંચ પ્રકૃતિરૂપે પ્રગટ થઈ. અસુરોનો ત્રાસ વધી પડતાં અસુરોના વિનાશ માટે આજ શક્તિ નવદુર્ગારૂપ અને વિષ્ણુના દશાવતારની માફક દશ મહાવિદ્યારૂપ અનેક સ્વરૂપે પ્રગટ થઈ. જેવી રીતે શિવનો શૈવધર્મ, વિષ્ણુનો વૈષ્ણવધર્મ તે રીતે આ શક્તિનો શક્તિધર્મ કે શાક્તધર્મ કહેવાયો.

## શાક્તધર્મની શરૂઆત ક્યારથી ?

ભારતવર્ષના આધુનિક ઐતિહાસિક સંશોધન પરથી એટલું સાબિત થઈ ગયું છે કે શક્તિ ઉપાસનાનું રહસ્ય પૂર્વકાળથી છે. સિન્ધુ નદીના પ્રાન્તમાં મોહન-જો-ડેરોમાં ખોદકામ થયું તેમાં મકાનોનાં સાત તળ નીકળ્યાં છે આમ પૂર્વે એ સ્થળે સાત નગરો વસ્યાં હશે એમ કલ્પના કરાય છે. આ ખોદકામમાં ૪૦૦૦ વર્ષ પૂર્વેની મૂર્તિઓ પ્રાપ્ત થઈ છે તેમાં સ્વસ્તિક, નન્દીપદ, લિંગ અને શક્તિની મૂર્તિઓનો પણ સમાવેશ થાય છે. ગુજરાત અને પશ્ચિમ હિંદુસ્તાનમાં પણ શક્તિ સંપ્રદાયનું અસ્તિત્વ ઘણું પુરાતનકાળનું જણાય છે. સૌરાષ્ટ્રમાં અને મુખ્યત્વે કરીને ઓખામંડળના ભાગમાં શ્રીકૃષ્ણે નવો વાસ કર્યો ત્યારથી શૈવ અને શાક્ત સંપ્રદાય આ ભૂમિમાં દાખલ થયા એમ અનુમાન છે.

## શાક્તોના પ્રકાર

શાક્તોમાં અનેક આચાર ભેદો છે. વૈદિક, વૈષ્ણવ, શૈવ, વામ દક્ષિણ સિદ્ધાન્ત અને કૌલ એવા સાત ભેદો તંત્રોમાં આવે છે. પણ લક્ષ્મીધર પંડિત આ સાતનો ત્રણમાં સમાવેશ કરે છે તેમના મત મુજબ શાક્તોના ત્રણ ભાગ છે.

૧. દક્ષિણમાર્ગી અથવા સામાયિક ૨. વામમાર્ગી અથવા કૌલ અને ૩ મિશ્ર એટલે દક્ષિણ-વામમાર્ગી.

## ચરોતરનાં શક્તિમંદિરો

ચરોતરમાં આગાસુરનાં અંબિકા, સુંવાળનાં બહુચરા અને પાવાગઢનાં કાલિકા પૂજાય છે. આ સ્થાનકોએ ચરોતરના અસંખ્ય લોકો પ્રતિવર્ષ જાય છે. ચરોતરમાં શુદ્ધ શાક્ત સંપ્રદાયના અનુયાયીઓ નથી. આમ છતાં શક્તિપૂજકો છે તે દક્ષિણમાર્ગી અથવા સામાયિક શક્તિપૂજકો છે. બંગાળમાં સાધુ વેશમાં હોય છે તે શાક્તો લાલ રંગનાં કપડાં પહેરે છે. ચરોતરના શાક્તો કપાળમાં લાલ આડ કરે છે. કેટલાક કપાળે સિંદૂરનું ત્રિશૂળ કરે છે. ગળામાં લાલ તથા કાળા રેશમી સુતરાઉ દોરા રાખે છે. આ દોરાઓને માતાજીની પાદુકા પર મૂકી પવિત્ર કરેલા હોય છે. શાક્તોના મંદિર પરની ધજા પણ લાલ રંગની હોય છે. શક્તિમંદિરો મેરુઘાટનાં શિખરબંધી મંદિરો હોય છે. આ ઉપરાંત ગ[illegible] નાની દહેરીઓ પણ હોય છે.

વળી ચરોતરના શક્તિમંદિરોમા નિત્યકર્મમા પ્રાત આરતી અને સધ્યા આરતી કરવાની હોય છે સર્વત્ર એક જ પ્રકારની પ્રથા છે. આ આરતી થઈ ગયા પછી જ પ્રાત કાળે દેવીના દર્શન થઈ શકે છે બપોરના સમયે આરાસુર થાળ કરવાનો હોય છે આરાસુરમા અગ્નિમાને થાળ ધરાવવામા આવે છે તેનુ અનુકરણ કરી બધા શક્તિમંદિરોમાં આરાસુર થાળ ધરાવવામા આવે છે સાય આરતી પછી અને ધાર્મિક તહેવારોને પ્રસગે પ્રાત આરતી પછી ગરબા, નારાયણી સ્તુતિ, ભક્તોના બ્રહ્મદેવ સાત વારની આરતી, ક્ષમાપન સ્તોત્ર વગેરે પણ બોલાય છે

શ્રીફળ અને સાકર તે મુખ્ય પ્રસાદ ગણાય છે માતાજીને ધરાવેલુ ફળ પણ પ્રસાદીમા લાવીને રોજ ચાત્રા તરીકે વપરાય છે

પશુનો બલિ અપાતો પણ હાલ ભૂરુ કોળુ વધેરાય છે જો તે મળી શકે એમ ન હોય તો બીજોરુ વધેરાય છે

## શક્તિધર્મ – માઈધર્મસ્વરૂપે

છેલ્લા કેટલાંક વર્ષોથી ચરોતરમા શક્તિને માઈસ્વરૂપે સ્વીકારી માઈધર્મની શરૂઆત થઈ છે આ માઈધર્મ એ શક્તિધર્મનું જ નવુ સ્વરૂપ છે તેમાં એક જ પ્રકારની મૂર્તિ અને અમુક પ્રકારના જ મતભેદ તેવુ કઈ છે જ નહી જગદમાતા અનેક સ્વરૂપોમાથી ગમે તે સ્વરૂપને ગમે તે રીતે પૂજનાર કે માનનાર તે માઈભક્ત છે

ચરોતરમા દસકાથી આ માઈ નામ બહુ જ પ્રચલિત થયુ છે પેટલાદનિવાસી માઈભક્ત માર્કડભાઈ આર ઘોળકિયાએ પૂનામા સૌથી પ્રથમ મધર્સલૉજ નામની સસ્થા ઊભી કરીને અનેક પરધર્મીઓને પણ માઈની છાયા નીચે આણ્યા આ સમયે ચરોતરમા નડિયાદ ખાતે કનિષ્ટ કેશવે સ્થાપેલી શક્તિસેવક મડળ નામની સસ્થા શક્તિસાહિત્ય પ્રગટ કરતી હતી આ બનેનું મિલન અણધાર્યું પૂના ખાતે થયુ અને માઈની ભાવના જાગૃત થઈ ત્યારબાદ શાક્ત, શક્તિ કે માઈ આ સપ્રદાયનું ભારતમા સર્વ પ્રથમ સ્વતત્ર માસિક ચરોતરના નડિયાદમાથી પ્રગટ થયુ અબા, બાલા, કાળી વગેરે સર્વશક્તિનો માઈ નામમા સમાવેશ થઈ જતો કેશવને ત્યા પેઢિયેગત માતાજીનુ સ્થાનક હતુ જે માઈગૃહ મદિર તરીકે ખ્યાતિમા આવ્યુ અને માઈની દૈવી પ્રેરણાથી એકાતમા શાતિભજન થઈ શકે તે હેતુથી કનિષ્ઠ કેશવે પોતાનુ મકાનમિલ્કત વેચીને વેચાતી જમીન રાખી માને બિરાજમાન કરી તેને માઈનગર નામ આપ્યુ ચરોતરના જ માઈધર્મ અને માઈમદિરની સ્થાપનાની અસર માઈભક્ત માર્કડભાઈ વસાવડા પર થઈ અને તેમણે માઈમદિરમા બિરાજતા બાલાત્રિપુરા, કાળી, અને અબા ત્રણે સ્વરૂપોની સ્થાપના સૌરાષ્ટ્રમા "માઈમદિર" સ્થાપી કરી માઈધર્મમા માઈની પ્રેમભાવના જ આરોપ કરવામાં આવેલી છે શક્તિ ધારે તો ભયકર સહાર પણ કરી શકે, ચડીસ્વરૂપ ધારણ કરે આવા ઉગ્રસ્વરૂપને ન માનનારાં માઈ એટલે પોતાના કોમળભાવો બાળક પર વરસાવતી માતા એ જ ભાવના માઈધર્મમા છે

માઈધર્મની સ્થાપના થયા બાદ માઈભક્તોનો પ્રવાહ વધ્યો છેવટ માઈ તરફનો ભક્તિભાવ રજૂ કરવા માટે જુદા જુદા માઈમડળો સ્થપાયા આ રીતે મડળો સ્થાપી સગઠિત ભક્તિ કરવી એ ચરોતરની વિશિષ્ટતા છે

નડિયાદમાં પ્રથમ "માઈ બાલમડળ" ની સ્થાપના ચિમનલાલ માસ્તર, પ્રાણનાથ ભટ્ટ ભટ્ટ વગેરેએ કરી ત્યાર બાદ આવા માઈમડળો ચરોતરમા ઠેર ઠેર સ્થપાયા હાલ માઈમડળો મહેમદાવાદ નાવલી, કપડવંજ, પ્રબાલ, ખેડા, બામણા, મહોળેલ, ઉમરેઠ, ડાકોર, સાવલી, વાડાસિનોર, બાલાડિયા, વગેરે સ્થળોએ છે માઈનુ – માતાનુ ભજનકીર્તન કરવુ, માઈમાતાના ગરબા, ગરબા ગાવા અને માઈ તરફનો ભક્તિભાવ દર્શાવવો એ આ મડળોનો મુખ્ય હેતુ છે

## શક્તિસાહિત્ય

શક્તિધર્મને લગતું ઘણુ સાહિત્ય છે પરતુ તે બહુ તત્રમાર્ગને અનુસરતું વધારે છે તત્રશાસ્ત્ર શિવે રચેલું મનાય છે તત્રોની સખ્યા ૬૪ જેટલી છે શક્તિ અગેના પૌરાણિક સાહિત્યમા દેવી ભાગવત, નીલકંઠની ટીકા, બ્રહ્માડ પુરાણના બીજા વિભાગમા સમાયેલુ 'લલિતા સહસ્ર' નામનુ ૩૨૦ શ્લોકનુ પ્રકરણ, માર્કંડેય પુરાણમા સમાયેલુ દેવી માહાત્મ્ય અથવા સપ્તશતી સૂત સહિતાના યજ્ઞવૈભવ ખડમા ૪૭મા અધ્યાયમા સમાયેલુ શક્તિસ્તોત્ર આ ઉપરાત શકરાચાર્યરચિત સૌન્દર્યલહરી, કાલિકા પુરાણ ચડી પુરાણ છે તત્રગ્રથોમા યોગિની તત્ર, વારાહી તત્ર, મત્સ્યાયની તત્ર મરીચિ તત્ર, ડામર તત્ર, હરગૌરી તત્ર, શક્તિસગમ તત્ર, લક્ષ્મી તત્ર, મત્રમહાર્ણવ, મેરુ તત્ર શ્રીવિદ્યા, વગેરે ઘણા ગ્રથો સસ્કૃતમા છે

આ સપ્રદાયનું મુખ્ય પુસ્તક સપ્તશતી ચડીપાઠ છે તે દરેક નિત્ય નૈમિત્તિક અને કામ્ય કર્મોપયોગી છે આ પાઠનો નવચડી, શતચડી, સહસ્રચડી, લક્ષચડી વગેરેમા ઉપયોગ થાય છે આજથી પચ્ચીસ વર્ષ પહેલા પ્રથમવાર જ શ્રી કનિષ્ટ કેશવે તેને ગુજરાતીમા ઉતાર્યો

શક્તિ અંગેના હાલના સાહિત્યમાં શંકરાચાર્યે રચેલા "સૌન્દર્ય લહરી"નો "શ્રી લહરી"માં નામાંતર પામેલો મીઠુ મહારાજનો અનુવાદ અને કવિ બાલાશંકર ઉલ્લાસ રામનો "સૌન્દર્યલહરી"નો એ જ નામે અનુવાદ ગુજરાતી સાહિત્યમાં એક અપૂર્વ ગ્રંથ થઈ શકે. આ પહેલાં ભાલણે પંદરમી સદીમાં ચંડી આખ્યાન રચ્યું છે. તેમ જ શ્રીધરે "ગૌરી ચરિત્ર" રચ્યું છે. નાથભવાને વિલાસ લહરી, શ્રી લહરી તથા "શ્રી રસ" લખ્યો છે. તેમની શિષ્યા બાઈ જનીબાઈએ "નવ નાયિકા વલ્લભ" લખ્યું છે. આ ઉપરાંત નડિયાદમાં "શ્રી શકિત સાહિત્ય મંદિર" તરફથી આ ધર્મનાં પુસ્તકોનું સ્વતંત્ર પ્રકાશન થવા પામ્યું. શક્તિ સાહિત્ય મંદિર તરફથી ગુજરાતી ચંડીપાઠ, ભગવતી ગીતા, નવરાત્રિ વ્રત વિધિ, શકિતમહિમ્ન; શક્તિ ગીતા, ભગવતી ભાગવત, શક્તિકથા વગેરે સંસ્કૃત ગ્રંથો ગુજરાતી લીપીમાં તેમ જ ગુજરાતીમાં ભાષાંતર કરી પ્રગટ કરાયેલા ગ્રંથો છે. આ ઉપરાંત દૃષ્ટાંતમાળા રૂપમાં ભક્તરત્ન ભા. ૧-૨ ભક્તચરિત્ર, ભક્તનારી, પંચામૃત વગેરે ગ્રંથો છે.

### શક્તિ ઉપાસક કવિઓ —

### શક્તિભક્ત મીઠુ મહારાજ :

મીઠુ મહારાજનોજન્મ કપડવંજ તાલુકામાં અલીણા પાસે મહિસા ગામમાં સં. ૧૭૯૪માં મોઢ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતાનું નામ કૃપારામ અને માતાનુ નામ મણિ હતું. બાલ્યાવસ્થામાં યજ્ઞોપવિત મેળવ્યા બાદ સારો વિદ્યાભ્યાસ કરેલો. વિંધ્યાચળ પર જઈ તેમણે વિંધ્યવાસિની દેવીની આરાધના કરી હતી. શ્રી ન્યાય વિદ્યા, શ્રી ચક્રની આમલ વિદ્યા પણ પ્રાપ્ત કરી હતી. માતાની ભક્તિ માટે રાસમંડળો શરૂ કર્યાં હતાં. વળી સંગીત, કાવ્યકળા અને શ્રીવિદ્યા સાથે સમન્વય કરી આંતરરાસ અને બ્રહ્મરાસનું સંયોગીકરણ કર્યું હતું. મીઠુ મહારાજે પીજ, દધિપુર, વાડવપુર, અલીણા વગેરે ગામોમાં પોતાનું ભક્તમંડળ જમાવ્યું હતું. પ્રથમ દીક્ષા પોતાની પત્ની લલિતાને આપ્યા બાદ તેમની ભક્ત શિષ્યા જનીબાઈને પણ તેમણે દીક્ષા આપી હતી. ભક્તિમસ્ત મીઠુ મહારાજ 'મુક્તમીઠુ' તરીકે ઓળખાતા.

તેમના ગ્રંથો, શ્રીરસ બાર ઉલ્લાસ, શ્રી રસિક વૃત્તિ વિનોદ, આદ્ય શંકરાચાર્યની સૌન્દર્ય લહરીનાં અનુવાદ 'શ્રી લહરી' શક્તિ વિલાસ લહરી. ભક્તિ તરંગિણી, રાસરસ, સીતત્વમ્ વગેરે છે.

રાસમંડળની રચના કરી પૂર્ણ રસિક ભક્તિભાવથી તેમણે પોતાનું જીવન ગાળ્યું. તે અર્ધનારીશ્વરના પરમ ઉપાસક હતા. ગુજરાતમાં શક્તિની ઉપાસના સાથે શક્તિને ઈશ્વર તત્ત્વ સમોવડ ગણી અર્ધનારીશ્વરની પણ શાકતો ઉપાસના કરે છે. આવી અર્ધનારીશ્વરની ઉપાસના ગુજરાતમાં બીજા કોઈ પ્રદેશ કરતાં વધુ જોવા મળે છે. શામળભટ્ટે પણ "શિવપુરાણ"માં નીચેની પંક્તિઓમાં કંઈક એવી જ ભાવના વ્યક્ત કરી છે.

"શક્તિ ઓરથી શિવ થયા, વૈષ્ણવીથી વિષ્ણુ હોય.<br>
બ્રહ્મા બ્રહ્માણિ થકી, કળી શકે સહુ કોય.<br>
પ્રથમ રાધે પછી કૃષ્ણજી, પ્રથમ સીતા પછી રામ.<br>
પ્રથમ શિવા પછી શિવ સ્વયે, એકરૂપ બે નામ."

આ રીતે અર્ધનારીશ્વરની પૂજા અને ભક્તિ પ્રાચીન સમયથી ગુજરાતમાં ચાલુ હતી. મીઠુ મહારાજ પણ અર્ધનારીશ્વરના ઉપાસક હતા. તેમનું મૃત્યુ સં. ૧૮૪૭માં થયુ.

### બાઈ જનીબાઈ —

મીઠુ મહારાજની શિષ્યા જનીબાઈએ તેના ગુરુ પાસેથી દીક્ષા લીધેલી. મીઠુ મહારાજના મૃત્યુ બાદ તેને આંતરબોધ થયેલો. સં. ૧૮૪૭માં તેના ગુરુ મીઠુ મહારાજ મૃત્યુ પામ્યા બાદ સં. ૧૮૫૭માં ગુરુએ તેને દર્શન આપેલાં. ત્યાર બાદ જનીબાઈએ "નવનાયિકા વર્ણન" લખ્યું. સં. ૧૮૬૦માં તેને યુગલદર્શન થયું અને સં. ૧૮૬૮માં બાલાદર્શન થયુ. ત્યાર બાદ તે મૃત્યુ પામ્યાં હતાં.

જનીબાઈના સાહિત્યમાં "નવનાયિકા વર્ણન" એક જ પ્રાપ્ત થાય છે. મીઠુ મહારાજના કેટલાક ગ્રંથો અપ્રગટ છે તેવી રીતે ભક્ત કવયિત્રી જનીબાઈના કેટલાક ગ્રંથો અપ્રગટ છે. આજથી લગભગ અઢીસો વર્ષ પહેલાં શાક્ત સંપ્રદાય કેવો હતો તેનો ખ્યાલ આપણને આ બન્ને શાક્ત ઉપાસકોના સાહિત્યથી આવી શકશે.

### બાલાશંકર ઉલ્લાસરામ કંથારિયા —

ચરોતરમાં આવેલા નડિઆદમાં સાઠોદરા નાગર જ્ઞાતિના વિદ્વાન, ધનવાન અને પ્રતિષ્ઠિત કુટુંબમાં તેમનો જન્મ થયો હતો. તેમના પિતા ઉલ્લાસરામ મામલતદારના હોદ્દા પર હતા. અને બાલાત્રિપુરાના પરમ ભક્ત હતા. બાલાત્રિપુરાની ઉપાસનાના ફલરૂપ બાલાશંકરનો જન્મ થયો તેથી જ તેમનું નામ માતાજીના નામ પરથી બાલાશંકર પાડવામાં આવ્યું. તેમણે ઘણાં કાવ્યો લખ્યાં છે. બે વર્ષ પિતા સાથે રહી તેમણે ધર્મ અને ધર્મનું રહસ્ય શીખવામાં ગાળ્યાં. પિતા સાથેના આ સમાગમના ફળરૂપ "સૌન્દર્ય લહરી"– આદ્ય શંકરાચાર્યની "સૌન્દર્ય લહરી"નો મુક્તાનુવાદ તેઓ સર્જી શકયા. કવિ બાલનું મૃત્યુ ઈ. ૧૮૯૮માં થયું.

મણિલાલ નભુભાઈ દ્વિવેદી —

નડિયાદના જ વતની મણિલાલનો જન્મ ૧૮૫૮માં થયો હતો. બાલાશંકરના તેઓ પરમ મિત્ર હતા. બન્નેનો જન્મ એક જ વર્ષમાં થયેલો અને બન્નેનું મૃત્યુ પણ એક જ વર્ષમાં થયેલું. મણિલાલ પણ તંત્ર અને યોગવિદ્યામાં પ્રવિણ હતા. અને શક્તિ કૃપાથી તેઓ આશ્ચર્ય પમાડે તેવી સાધનામાં સફળ થયા હતા. બાલાત્રિપુરાના આ પરમ ઉપાસક શાક્તસંપ્રદાયમાં સારૂં એવું સાહિત્ય મૂકી ગયા છે.

આધાર — ૧. શાક્તસંપ્રદાય. (લે. દી. બ. નર્મદાશંકર દેવશંકર મહેતા.). ૨. ગોરખપુરથી પ્રગટ થતા હિન્દી માસિક કલ્યાણનો શક્તિ અંક.

# ૧૪

# ચરોતરમાં શ્રી અરવિંદ તત્વ વિચારધારા

ચરોતરની જનતાને તત્ત્વજ્ઞાન અને ભક્તિભાવથી સ્પર્શી જનાર અનેક પ્રવાહોમાં શ્રી અરવિંદની તત્ત્વપ્રણાલિકાનો મોટો ફાળો છે. સમાજના મધ્યમવર્ગ અને બુદ્ધિજીવી વર્ગને આ તત્વ પ્રણાલિકાએ ઘણો જ સ્પર્શ કર્યો છે અને તે દ્વારા જનતાનું નવઘડતર પણ થઈ રહ્યું છે. એટલે તેના ઉગમ અને ઉદયનો અભ્યાસ જરૂરી છે.

પોતાની તીવ્ર બુદ્ધિ પ્રતિભાથી સૌને આંજી નાંખનાર પ્રતિભાસંપન્ન અધ્યાપક શ્રી અરવિંદના વર્ગોમાં ભણવાનું સદભાગ્ય ચરોતરના ઘણા યુવાનોને વડોદરા કોલેજમાં પ્રાપ્ત થયેલું-પોતાના એ વિદ્યાગુરુની પ્રતિભાથી અંજાએલો એ યુવાન વર્ગ ભારત માતાની મુક્તિ માટેનાં એમનાં બલિદાનોથી મુગ્ધ બન્યો–અને બંગભંગના એ નેતાએ કારાવાસ ભોગવ્યા પછી જ્યારે રાજકારણનો ત્યાગ કરી ઉત્તરપાડા મુકામે તત્વચિંતનભર્યું વ્યાખ્યાન આપ્યું ત્યારે પણ તેમની પ્રવૃત્તિઓને એ વર્ગ રસપૂર્વક નિહાળી રહ્યો હતો. પોંડીચેરી પહોંચ્યા પછી શ્રી અરવિંદ મહાયોગી બન્યા–અને તેમનો આશ્રમ દેશના અનેક માણસોના આકર્ષણનું કેન્દ્ર બન્યો. માનવજાતની ઉદ્ધારની, દિવ્ય જીવનની સરળ પદ્ધતિથી, પૂર્ણયોગની અને સમર્પણની એમની વાતોને જ્યારે એમણે અમલી સ્વરૂપ આપ્યું અને પોતાનો સંદેશ આર્ય માસિક દ્વારા દુનિયામાં ફેલાવ્યો ત્યારે ચરોતર એ સંદેશ ઝીલવામાં પાછું ન પડયું.

કારણ વડોદરાની કોલેજમાં ભણેલા ઘણા યુવાનોએ શ્રી અરવિંદનો નિકટનો પરિચય સાધેલો અને યુવાનોના લાડીલા વડીલબંધુ અંબુભાઈએ – વ્યાયામ પ્રવૃત્તિના એ પ્રણેતાએ, ચરોતરના પાટનગર નડિયાદથી જ્યારે પોતાના ડેરાતંબુ ઉઠાવીને પોંડિચેરીમાં જ સને ૧૯૨૩થી નિવાસ કર્યો ત્યારે તો ઘણાઓનું ધ્યાન આશ્રમ પર કેન્દ્રિત બન્યું. તેમની પાછળ જ ગુજરાતના જાણીતા કવિ પૂજાલાલ પણ ત્યાં રહેવા ગયા અને સૌ કોઈને આશ્રમમાં અને શ્રી અરવિંદના તત્વજ્ઞાનમાં રસ પડવા લાગ્યો.

શ્રી અંબુભાઈ પુરાણીએ એ રસને તૃપ્ત કરવા શ્રી અરવિંદના તત્વજ્ઞાનના નિષ્કર્ષ સમા Synthesis of Yoga અને Essays on Gitaના સારરૂપ પૂર્ણયોગ અને ગીતા નિષ્કર્ષ નામે પુસ્તકો આણંદ મુકામેથી પ્રસિદ્ધ કર્યાં.

આણંદ શ્રી અરવિંદના તત્વજ્ઞાન પ્રચાર માટેનું જાણે કેન્દ્ર બન્યું. ઘણાં ગુજરાતી ભાષાંતરો અરવિંદ કાર્યાલય, આણંદ તરફથી પ્રસિદ્ધ થયાં. એ કાર્યાલયની વ્યવસ્થા આજ સુધી ભાઈશ્રી મૂળજીભાઈ તલાટી કરતા હતા. હવે તો પુસ્તક વેચાણ વિભાગ નડિયાદમાં પણ શરૂ કરવામાં આવ્યો છે.

પણ આણંદ મુખ્ય કેન્દ્ર બનવાનું કારણ જુદું જ હતું. ચરોતર કેળવણી મંડળના ઘણા શિક્ષકો શ્રી અરવિંદમાં રસ લેતા. કેટલાય ત્યાં જઈને વસ્યા અને અહીંના તેમના સંબંધીઓને અવારનવાર આકર્ષતા જ રહ્યા. આણંદની દા. ન. હાઈસ્કૂલના જૂના સ્વયંસેવકોમાંથી સદગત છોટાભાઈ શિવાભાઈ, આર્યના બધા અંકો સાથે રાખતા. ભાઈ પુરુષોત્તમ નરસિંહભાઈ પાસે પણ તે હતા અને તેના વાંચનથી ઘણા શ્રી અરવિંદમાં રસ લેતા થયા. વિચાર વિનિમય કરવા બહારગામથી પણ આણંદ માણસો આવતા.

આ વાતને આગળ જતાં વધુ વેગ મળ્યો. શ્રી અરવિંદના વડોદરા નિવાસ દરમિયાન ગુરુ શ્રી વિષ્ણુ ભાસ્કર તેમના ચરોતરના બે વખતના પ્રવાસમાં પહેલી વખત તે ચરોતર કેળવણી મંડળમાં ઉતર્યા અને ત્યાંથી શ્રી ચૂનીભાઈ દેસાઈભાઈ પટેલને ત્યાં નાપાડ પણ ગયા. શ્રી ચૂનીભાઈને પણ યોગમાર્ગમાં રસ લાગ્યો અને તે પણ આશ્રમમાં જઈને રહ્યા. અત્યારે તો ત્યાં કોઈ એમને મૂળ નામે ઓળખે પણ નહિ. પૂજ્ય માતાજીના નિકટના અંતેવાસી શ્રી દ્યુમાન તરીકે જ સૌ આશ્રમમાં જનાર આવનાર તેમને પીછાને છે.

યોગીશ્રી કાશીભાઈ અમીનને ત્યાં પણ ગયેલા એમના સંપર્કથી શ્રી અમીનના નાના બહેન ભક્તિમા, (દરબાર ગોપાળદાસનાં પત્ની) તથા શ્રી અમીનના મોટા દીકરી યશોદા પૉંડીચેરી દર્શને જવા લાગેલા

સરદારશ્રી વલ્લભભાઈ પટેલ પણ આશ્રમના સંપર્કમાં રહેતા અને પોતાના કાર્ય માટે શ્રી અરવિંદ તથા પૂ માતાજીના આશીર્વાદો પ્રાપ્ત કરતા આમ એમને પણ શ્રી અરવિંદની યોગપદ્ધતિમાં રસ હતો

ધીરે ધીરે આણંદથી પુરુષોત્તમદાસ નરસિંહભાઈ, પ્રેમાનંદ નરસિંહભાઈ શુક્લ, શિવાભાઈ અમીન વગેરે પૉંડીચેરીમાં જ જીવન સમર્પણ કરીને રહેવા લાગ્યા આ બધા જ નિષ્ટના સ્નેહીઓ પણ ત્યાં જવા લાગ્યા અને હાલ લગભગ ૧૦૦ જેટલા ચરોતરવાસી ભાઈ બહેનો આશ્રમમાં જ કાયમ વાસ કરીને રહે છે

તેમના સંબંધીઓ અહીં રહીને પણ તે તત્ત્વ પ્રણાલિકાના પ્રકાશને ઝીલવા મથે છે અને સમાન વિચાર કરનારના જૂથ હવે તો ચરોતરમાં ઠેર ઠેર જામવા લાગ્યા છે આણંદથી જનારમાં ઘણા મૂળ સોજિત્રાના વતનીઓ એટલે ત્યાં પણ એક શ્રી અરવિંદ મંડળ સ્થપાયું છે અને શ્રી અરવિંદના વિચારોનો પ્રચાર પોતાની રીતે કરે છે

તેવી જ રીતે છેલ્લા ૬ વર્ષથી મહેમદાવાદમાં પણ એક શ્રી અરવિંદ સ્વાધ્યાય મંડળ રચાયું છે અવારનવાર વ્યાખ્યાનો દ્વારા અને દર પંદર દિવસે શ્રી અરવિંદ સાહિત્યના વાચન દ્વારા ત્યાં પણ સારું એવું મંડળ જામ્યું છે અને દરેક દર્શન વખતે ત્યાંથી પણ કોઈનું કોઈ પૉંડીચેરી જનાર હોય છે

ચરોતરના પાટનગર સમા નડિયાદમાં તો પૉંડીચેરી આશ્રમના અનેક ભક્તો છે બધાના નામ ગણાવવા ઉચિત નથી પણ મંડળ તરીકે કાર્ય કરવામાં નડિયાદ સૌથી છેલ્લું જાગીને પણ વધુ વ્યવસ્થિત બન્યું છે છેલ્લા બે વર્ષથી નડિયાદમાં શ્રી અરવિંદ મંદિર શરૂ કરવામાં આવ્યું છે ત્યાં શ્રી અરવિંદ અને શ્રી માતાજીના બધા જ ગુજરાતી-અંગ્રેજી પુસ્તકોનું વાચનાલય છે, જે સૌને માટે ખુલ્લું છે પૉંડીચેરીથી પ્રસિદ્ધ થતા બધાં જ સામયિકો ત્યાં આવે છે અને આ રીતે શ્રી અરવિંદના વિચારોને ચરોતરમાં ફેલાવવામાં આ કેન્દ્ર અગત્યનો ફાળો આપે છે પુસ્તક વેચાણ વિભાગ પણ એ કેન્દ્રમાં છે એટલે માત્ર વાંચીને જ બેસી રહેતા જ્ઞાન પ્રાપ્ત કરીને ફેલાવો કરનારને પણ સગવડ મળી રહી છે આ પુસ્તકોના વિચારોને સમજવા માટે દરેક રવિવારે મંદિરમાં પ્રવચનો થાય છે અગત્યના સઘળા દિવસો યોગ્ય રીતે ઊજવવામાં પણ આવે છે

આ રીતે શ્રી અરવિંદના તત્ત્વજ્ઞાનને સમજીને જીવનમાં ઊતારવા પ્રયત્નશીલ ચરોતરનાં ઘણા યુવાન ભાઈ બહેનો છે આ વિચાર પ્રણાલિકામાં વધુ અને વધુ આકર્ષણ લોકો અનુભવી રહ્યા છે અને તે માટે પણ ચરોતરના મુખ્ય કેન્દ્ર નડિયાદે અગત્યનો ફાળો આપ્યો છે

તાજેતરમાં કવિશ્રી સુન્દરમે બહાર પાડેલી આદર્શ માળની પુસ્તિકા વિદ્યાર્થી વર્ગમાં પહોંચતી કરવા માટે ઘણે સ્થળે સભાઓ થયેલી–નડિયાદ ઉત્તરસંડા, કરનાલ, કપડવણજ, આણંદ, બોરસદ વગેરે સ્થળોએ મોટા સમારંભો યોજાયેલા અને તેથી વિદ્યાર્થી વર્ગમાં પણ આ વિચારશ્રેણી તરફ આકર્ષણ થયું છે

વળી છેલ્લે છેલ્લે પૉંડીચેરી આશ્રમની આખી કાર્ય પ્રણાલિકાને ચિત્રમાં ઉતારીને ફિલ્મરૂપે પણ ચરોતરમાં જ પહેલવહેલા દેખાડવામાં આવી ચરોતરના ઘણા અગત્યના સ્થળોમાં એ ફિલ્મ જોઈને આશ્રમ તરફ વધુ ને વધુ રસ ઉત્પન્ન થયો

અને આમ ચરોતર પૉંડીચેરી આશ્રમ સાથે નિકટ સંબંધથી સંકળાયેલું જ રહ્યું છે ચરોતરના, સમગ્ર ગુજરાતના, મહાન વ્યાખ્યાતા અને કવિઓ – આશ્રમના તેજ ફેલાવતા તેજસ્વી ફિરસ્તાઓ – પણ અવારનવાર ચરોતરને આંગણે ઊતરી આવીને આ વિચારશ્રેણીને લોકોમાં ફેલાવતા રહે છે શ્રી અંબુભાઈ પુરાણી અને કવિશ્રી સુન્દરમે પણ પોતાના વ્યાખ્યાનો દ્વારા ચરોતરમાં ખૂબ રસ જાગ્રત કર્યો છે

**પૂર્ણયોગ** અરવિન્દાશ્રમની સાધના પ્રણાલી પૂર્ણયોગના નામથી પ્રજામાં જાણીતી થયેલી છે પૃથ્વી પર દિવ્ય જીવનનું સર્જન એ છે શ્રી અરવિંદના યોગની ટૂંકામાં ટૂંકી ઓળખ પ્રાચીન સમયમાં ભારતીય શાસ્ત્રોમાં ત્રણ પ્રકારના યોગ ગણાવવામાં આવ્યા છે ૧ હઠયોગ, ૨ જ્ઞાનયોગ, ૩. ભક્તિયોગ આ દરેક યોગ પોતપોતાની રીતે ઉત્તમ છે જ તેનાથી થતી સાધના અને સિદ્ધિ પણ ઉત્તમ પ્રકારની હોય છે પણ શ્રી અરવિંદના પૂર્ણયોગમાં આ સર્વથી કંઈક વિશેષ તત્ત્વ સાયુજ્ય છે શ્રી અરવિંદનો પૂર્ણયોગ જગતના તમામ ધર્મોના આધ્યાત્મિક તત્ત્વોનો સમન્વય કરી પરમાત્માની સાધનાની વાત કરે છે

શ્રી અરવિંદનો યોગ કોઈ સંન્યાસ માર્ગ નથી કે કોઈ રીતનો ધાર્મિક કે કરીમધો માર્ગ નથી પણ આંતર ચેતનાના વિકાસની એક ચોક્કસ આંકી કાઢેલી વિશાળ અને રીતસરની પદ્ધતિ છે આ યોગમાં સાધક પોતાના ગુરુની તેમ જ દિવ્યશક્તિની મદદથી પોતાની ચેતનાનો વિકાસ સાધતો સાધતો બ્રહ્મસાક્ષાત્કારના ઊંચામાં ઊંચા શિખરે પહોંચે છે

આ યોગની વિશિષ્ટતા એ છે કે બ્રહ્મસાક્ષાત્કાર થયા બાદ સાધના અટકતી નથી પણ આ યોગ બ્રહ્માસાક્ષાત્કારની પ્રાપ્તિ બાદ જીવન તરફ વળે છે અને જીવનના બધા પ્રવાહોને સમગ્ર જગતને તે પોતાના આધ્યાત્મિક કર્મની અંદર દાખલ કરી લે છે ઘણાખરા યોગમાર્ગો સાધકને જગતથી પર રહેલા આત્મતત્ત્વમા લઈ જાય છે અને ઉપરે સાધક જીવનથી દૂર ચાલ્યો જાય છે શ્રી અરવિંદનો યોગ પણ આત્મતત્ત્વમા પહોચે છે જ પરતુ આ સાક્ષાત્કારમાથી મળતો પ્રકાશ, શક્તિ અને આનંદ પછી તે જીવનમા ઊતારવા માગે છે

મનુષ્યની અત્યારે જે પ્રકૃતિ છે તેમા જો પરિવર્તન લાવી શકાય તો જ પરમાત્માના દિવ્યાનંદને પૃથ્વી પર ઊતારી શકાય આ પરિવર્તન યોગ સિવાય બીજી કોઈ રીતે શક્ય નથી માનવની અંદર તેમ જ બહાર જગતમા પ્રભુના સાક્ષાત્કાર દ્વારા જીવનનું એક નવુ જ પુનર્વિધાન કરીને એ કાર્ય સિદ્ધ કરી શકાય તેમ છે આ સિદ્ધિ માત્ર પૂર્ણયોગ દ્વારા જ સિદ્ધ થઈ શકે તેમ છે

**અરવિંદ આશ્રમ:** આશ્રમ એટલે ધાર્મિક સસ્થા, મઠ કે કોઈ મડળ નહી પરતુ આધ્યાત્મિક તત્ત્વજ્ઞાનનો બોધ કરી રહેલા આચાર્ય યા તો ગુરુનું મકાન, ગુરુનું કુળ ગુરુની પાસે રહેવા આવનાર સૌ કોઈ ગુરુના કુટુબી બનીને રહે છે શ્રી અરવિંદનો આશ્રમ એ એક કુટુબ છે, અનેક કુટુબોનુ એક કુટુબ છે આ કુટુબ ગુરુની આસપાસ વિકસ્યુ છે ગુરુની માનવના આત્મવિકાસની ભાવનાને આ કુટુબીઓ પોતાના જીવનમા આકાર આપવા મથે છે

શ્રી અરવિંદ પોંડીચેરી આવ્યા ત્યારે પ્રથમ તો ચાર પાંચ સાથીઓ સાથે કેવળ નિવૃત્તિમા જ રહેતા હતા તેમના આધ્યાત્મિક માર્ગને અનુસરનારા વધુ ને વધુ લોકો તેમની પાસે આવવા લાગ્યા આ સખ્યા એટલી બધી થઈ કે સામુદાયિક માર્ગદર્શન અર્થે તેમ જ તેમના નિર્વાહ અર્થે આશ્રમની સ્થાપના કરવામા આવી

અરવિંદે પોતાના યોગમા સન્યાસનો સ્વીકાર કર્યો નથી અરવિંદાશ્રમ નિવાસી સાધકો સન્યાસી નથી સાધકો સપૂર્ણ ત્યાગીની રીતે સાધના કરતા નથી સાધકોનુ લક્ષ્ય શ્રી અરવિંદની તત્ત્વદૃષ્ટિએ અનુસરી પાર્થિવ જીવનમા દિવ્ય જીવનની પ્રાપ્તિનુ હોય છે વળી આ ધાર્મિક સસ્થા ન હોવાથી અન્ય ધર્મોમાથી પણ લોકો આવે છે કેટલાક તો કોઈ ધર્મના નથી સાધકોએ પણ ધાર્મિક, રાજકીય કે સામાજિક કોઈ પ્રકારનો પ્રચાર કરવાનો હોતો નથી

ઈ સ ૧૯૨૦મા શ્રી માતાજી શ્રી અરવિંદ પાસે આવ્યાં તેમણે આ આશ્રમ અગેના નિયમો ચોક્કસ વ્યવસ્થા અગે ઘડ્યા શ્રી માતાજી અરવિંદને મળ્યા પૂર્વે પણ યોગસાધના કરતાં હતાં આશ્રમની સ્થાપનાનો નિર્ણય થયો તે પછીના શ્રી માતાજી ઘણા વરસો સુધી કેવળ નિવૃત્તિમા રહ્યા હતા બીજી વ્યવસ્થાનું કામ શ્રી અરવિંદ કરતા હતા આશ્રમ શરૂ થયા પછી તેના સચાલનનુ બધુ કાર્ય શ્રી માતાજીના હાથમા આવ્યુ અને શ્રી અરવિંદ બાહ્ય નિવૃત્તિમા ચાલ્યા ગયા

આશ્રમની સખ્યા આશરે ૮૦૦ની છે તદુપરાંત પચ્ચીસ જેટલા મુલાકાતીઓનો પણ સમાવેશ કરવાનો હોય છે મોટા ભાગના સાધકો શ્રી માતાજીની માલિકીના મકાનોમા રહે છે બાકીના ભાડાના મકાનમા રહે છે શ્રી માતાજીએ તૈયાર કરેલા ધારાધોરણ મુજબ અહી કાર્યપ્રવૃત્તિ ચાલે છે સાધકો મરજિયાત કાર્ય પૂરુ પાડે છે દિવ્ય ચેતના તરફ પૂજ્યભાવ દર્શાવવા સાધકો સોંપેલુ કામ પૂરુ કરે છે સાધક બની સાધના કરવા માટે કોઈ પણ લાયકાત રાખવામા આવી નથી વળી વિભાગીકરણ પણ નથી વળી અહી કાર્ય મહત્ત્વનું નથી પણ તે કેવી રીતે થાય છે તે મહત્ત્વનું છે

શારીરિક વ્યાયામ અને તેના વિકાસ માટેની પણ અહી વ્યવસ્થા છે પૂર્ણયોગ માટે શારીરિક સ્વાસ્થ્યને પણ અગત્યનો ભાગ ભજવવાનો હોય છે શ્રી માતાજીની જાતદેખરેખ નીચે કસરતો, કુસ્તી, વ્યાયામ વગેરે શારીરિક કેળવણીની યોજના ખૂબ કાળજીપૂર્વક તૈયાર કરવામા આવે છે

વિભાગી વહેચણી કામની સરળતા અર્થે થયેલી હોવા છતા દરેક સાધક પોતાના કામ માટે શ્રી માતાજીને સીધો જવાબદાર છે કોઈ કોઈના હાથ નીચે કામ કરતુ નથી બધા જ મડળમા કામ કરે છે નવા વિચારને ઉત્તેજન આપવામા આવે છે. તેને અનુભવ મેળવવા, અભ્યાસ કરવા અને તે અગેના પ્રયોગો કરવા મર્યાદિત સ્વાતત્ર્ય આપવામા આવે છે

**આંતરરાષ્ટ્રીય યુનિવર્સિટી કેન્દ્ર:** શ્રી અરવિંદની ભાવનાઓના અનુસરણ માટે આતરરાષ્ટ્રીય યુનિવર્સિટી કેન્દ્ર પણ અરવિંદાશ્રમમા શરૂ થયેલ છે આ યુનિવર્સિટી કેન્દ્રનુ દૃષ્ટિબિંદુ નીચે મુજબ છે

પૃથ્વી પર માણસોને પોતાના જીવન માટે જે પરિસ્થિતિ મળે છે તે તેમની, ચેતનાની વ્યવસ્થાના પરિણામે સર્જાયેલી હોય છે આ ચેતનામા ફેરફાર કર્યા વિના માત્ર પરિસ્થિતિમા ફેરફાર કરવાનો યત્ન કરવો એ એક વ્યર્થ સ્વપ્ન છે કારણ જ્યા સુધી માનવચેતના પોતે બદલાઈ જતી

નથી ત્યાં સુધી કોઈ પણ માનવસંસ્થા સંપૂર્ણપણે બદલી શકાવાની નથી આધ્યાત્મિક અને સામાજિક રીતના કેટલાય ધર્મો જગતમા ઊભા થયા છે નવી માનવજાતિના આગમનનો ઉદ્‌ઘોષ કેટલાય પયગંબરોએ કર્યો છે પરંતુ માનવજાતિ હજી સાંગોપાંગ બદલાયેલી નથી ખૂબ ઉત્સાહ અને આશાપૂર્વક જ્યાંથી શરૂઆત થઈ ત્યાં જ તે આજે ઊભેલી છે

માનવ પરિસ્થિતિને સુધારવા માટેના આ પ્રયત્નોમા હમેશા બે પ્રકારના લક્ષણો રહેલા છે દેખીતી રીતે વિરોધી લાગતા આ તત્ત્વોએ એક બીજાના પૂરક બનવાનું છે આમાનુ એક લક્ષણ તે સામુદાયિક દિશા તરફનું છે આખીએ માનવજાતિનું સામૂહિક રીતે સંગઠન કરવુ અને એમ કરતા કરતા માનવજાતિને સફળ રીતે એક એકતામા પહોંચાડવી એ રીતે આ પ્રવૃત્તિનો હેતુ રહ્યો છે

બીજુ લક્ષણ એમ જણાવે છે કે જગતમા સારીયે પ્રગતિ પ્રથમ વ્યક્તિ દ્વારા સધાય છે તેથી વ્યક્તિને એવી પરિસ્થિતિ પ્રાપ્ત થવી જોઈએ કે જેથી તે સંપૂર્ણ મુક્તપણે પ્રગતિ કરી શકે

સામુદાયિક પ્રગતિ અને વ્યક્તિગત પ્રગતિની સાધનાવાળાં આ બને લક્ષણો જરૂરી છે પરંતુ બને પરસ્પરાવલંબી વસ્તુઓ હોઈ એવો માર્ગ શોધી કાઢવો ઘટે જેથી આ દ્વિવિધ પ્રવૃત્તિ એકબીજાની સાથે સાથે થઈ શકે

માનવજાતિની આ વધતી જતી આવશ્યકતાના જવાબરૂપે શ્રી અરવિંદે પોતાની આંતરરાષ્ટ્રીય યુનિવર્સિટીની યોજના વિચારી હતી એમની એ કલ્પના હતી કે આવી યુનિવર્સિટી દ્વારા માનવજાતિની અંદર એક ઉત્તમ માનવવર્ગ ઊભો થશે જે વર્ગ માનવજાતિના ક્રમશ એકીકરણ માટે કોઈ કાર્ય કરી શકશે અને પૃથ્વીનું રૂપાંતર કરવા માટે નીચે અવતરનાર એક નવી શક્તિને પોતાનામા ધારણ કરવા માટે પણ તૈયાર થશે

આ યુનિવર્સિટીમા સર્વ દેશોના વિદ્યાર્થીઓ આવશે, જ્યા તેમને તેમની માતૃભાષામા શિક્ષણ મળશે આમ પૃથ્વી પરના જુદા જુદા પ્રદેશોની સંસ્કૃતિ અહી ભેગી થશે એ સંસ્કૃતિઓના મૌલિક તત્ત્વો, વિચારો, સિદ્ધાંતો, ભાષાઓ અહી સૌને સુલભ થશે એટલું જ નહિ પરંતુ એ સર્વનો જીવન વ્યવહાર, તેમના રીતરિવાજો, ટેવો, તે સર્વની કળાઓ, ચિત્ર, શિલ્પ સંગીત, સ્થાપત્ય, સુશોભન–અહી રજૂ થશે તેમ જ એ સંસ્કૃતિનુ બાહ્ય જીવન, તેનું પ્રાકૃતિક સૌંદર્ય, રમતગમતો, ઉદ્યોગ, એ બધુ પણ સુલભ બનશે આમ એક પ્રકારનુ વિશ્વદર્શન અહી થશે તેમા જગતના રાષ્ટ્રો જીવંત અને મુક્ત રીતે રજૂ કરવામાં આવશે દરેક રાષ્ટ્રના વિદ્યાર્થીઓને કેન્દ્રની અંદર એવી કેળવણી આપવામા આવશે કે જે દ્વારા તેઓ પૃથ્વી ઉપરની અન્ય સંસ્કૃતિઓના પરિચયમા પણ આવી શકશે આમ આંતરરાષ્ટ્રીય કેળવણી કેવળ સૈદ્ધાન્તિક નહિ રહે પરંતુ જીવનની સર્વ વિગતોમા તે એક વ્યવહારુ કેળવણી બનશે

**લક્ષ્ય-હેતુ:** આ યુનિવર્સિટી, વ્યક્તિઓને પોતપોતાના રાષ્ટ્રની મૂળ પ્રતિભા વિષે સભાન કરશે અને સાથે સાથે બીજા રાષ્ટ્રોની જીવનપદ્ધતિના પરિચયમા પણ તેમને મૂકી આપશે અને એ રીતે વ્યક્તિઓ પૃથ્વી પરના સર્વ દેશોના સાચા આત્માઓને જાણી શકશે અને તેમના પ્રત્યે સમાન રીતે માન ભાવ કેળવી શકશે જે કોઈ વિશ્વસંસ્થા સાચી રીતે વિશ્વસંસ્થા થવા માગતી હોય અને પોતે જગતમા ટકી રહેવા માગતી હોય તેણે પોતાનુ મંડાણ રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના પરસ્પર માન ભાન અને અન્યોન્યની સમજણ ઉપર જ કરવુ જોઈશે

સામાન્યત માણસ જ્યારે અંતરાત્મા વિષે સભાન થાય છે ત્યારે તે પ્રાણનાં અને શરીરનાં આકર્ષણો તથા પ્રવૃત્તિઓમાંથી મુક્ત થવા તરફ વળવા લાગે છે. જગતમાથી હટી જવાનુ તેને મન થાય છે અને ભગવાનના ધ્યાનમાથી મળતા આનંદમા પ્રભુ સાથેના સતત સંપર્કમાથી મળતી શાંતિમાં મગ્ન રહેવા માણસ ઝંખે છે પરંતુ શ્રી અરવિંદના પૂર્ણ યોગના સાધકો આવુ વલણ ધરાવતા નથી આ સાધકોને જ્યારે અંતરાત્માનો સાક્ષાત્કાર થાય છે તેની સાથે તેઓ એમના પ્રાપ્ત કરે છે અને અંતરાત્માને કહે છે કે તારી શક્તિ હવે તુ શારીરિક સ્વરૂપ તરફ વાળ, પ્રભુ સાથેના નૈસર્ગિક સંપર્કમાંથી તરી આંતરાત્મિક ચૈત્ય ચેતના વડે એ શરીર સ્વરૂપ ઉપર કામ કર અને શરીરનુ એવુ તો રૂપાંતર કરી આપ કે પછી એ શરીર દિવ્ય ચેતના તથા તેના સંવાદને ઝીલવાને માટે તથા તેના આવિર્ભાવ માટે સમર્થ થાય

---

આધાર શ્રી ચંદ્રપ્રસાદ મોતીલાલ દેસાઈ, એમ એ એમ ઈડી નડિયાદ, એમણે ખાસ તૈયાર કરી આપેલી માહિતી

# ૧૫

# ચરોતરમાં કબીર પંથ

આ પથ પદરમા સૈકાના સ્થપાયો એને આખા હિંદમા સત નામ 'કબીર પથ'ના નામથી ઓળખે છે એના મૂળ સસ્થાપક શ્રી કબીર સાહેબ હતા હિંદુ અને મુસલમાન બન્ને ધર્મના લોકો આ પથમા ભળેલા છે પછાત કોમ વિશેષ પ્રમાણમા ભળી હોય એમ લાગે છે આ પથમાં નાત જાતનો ભેદ માનવામા આવતો નથી

**તિલક:** ધર્મોનાં વિવિધ પ્રકારનાં ચિહ્નો છે આ ધર્મ-પથનુ ચિહ્ન રામાનદી પથને મળતુ છે કારણકે સસ્થાપક કબીર સાહેબના ગુરુ રામાનદી હતા નાકથી શરૂ કરીને કપાળના છેક ઉપરના ભાગ સુધી ચદનથી આ તિલક કરવામા આવે છે શરૂઆતમા આ તિલક અણીદાર હોય છે પછી ઉપર જતાં જાડાઈનું પ્રમાણ વધતું જાય છે આશ્ચર્ય વિરામ ચિહ્નને આ તિલક મળતુ આવે છે શરીરના બીજા ભાગો જેવા કે કાન, આખ, હાથ, છાતી વગેરે ઉપર પણ ચદનની રેખાઓ કરવામા આવે છે

**કઠી:** ગુરુ તેના શિષ્યને શિષ્ય બનાવતી વખતે કઠી બાધે છે કઠી તુલસીની હોય છે કઠી પહેરાવતી વખતે ગુરુ તરફથી **બાવન** નિયમ શિષ્યને સમજાવવામા આવે છે મદ્યમાસનું સેવન નહિ કરુ, જૂઠું નહિ બોલુ અને પાપ નહિ કરુ એવા સોગન લેવા પડે છે ગુરુ શિષ્યને મત્ર પણ આપે છે અધિકારી પ્રમાણે મત્ર જુદા જુદા હોય છે

**માળા** આ પથમા જપને પણ સ્થાન છે જપ માટે તુલસીની માળા રાખવામા આવે છે 'સતનામ કબીર'નો મત્ર સર્વ સામાન્ય છે

**પોશાક:** (ગુરુનો) ખભાથી શરૂ કરીને પગના ઘૂટણ સુધીનો સફેદ ઝભ્ભો અથવા કફની ગુરુ ધારણ કરે છે લગોટ અને લગોટ ઉપર એવડુ ધોતિયુ મદ્રાસી પદ્ધતિએ (લૂગી પેઠે) વીંટાળે છે માથે ઊંચી અણીદાર ટોપી પહેરે છે જનોઈનો જોટો (બે જનોઈ) ગુરુ તેમ જ શિષ્ય બન્ને પહેરે છે જનોઈને સફેદ જ રાખવામા આવે છે એને કેસર કે કકુથી બીજાઓની પેઠે રગવામા આવતુ નથી

**પોશાક** (શિષ્યનો) શિષ્યના પોશાક માટે ખાસ બધન નથી શિષ્યો ગમે તે પોશાક, યથાસ્થાનુસાર તેમ જ સજોગાનુસાર પહેરે છે

**પૂજાવિધિ** ગુરુ (આચાર્યની) પૂજા એ આ પથમા મહત્ત્વનું અગ છે ગુરુનુ પૂજન પચોપચારથી કરવામા આવે છે આરતી બે વખત કરવામા આવે છે પ્રસાદ પણ વહેંચવામા આવે છે

**ચોકા-આરતી** શિષ્ય પોતાને ત્યા ગુરુને પધરાવીને ચોકા-આરતી કરાવે છે પગરખાંના જેવી આ પ્રથા છે શામ આ સમયે ગુરુ અને સાધુઓને બેસવાના સ્થાનને ગાયના છાણથી લીપવામા આવે છે વચ્ચે બાજઠ રાખવામા આવે છે બાજઠ ઉપર ઘઉં અને ચોખાના બે ચોરસ કરવામા આવે છે એક ચોરસ ઉપર, કળશ ઉપર શ્રીફળનુ સ્થાપન કરવામા આવે છે બીજા ચોરસ ઉપર દીપ મૂકવામાં આવે છે, યથોચિત ધૂપ પણ હોય છે ધૂપની પાસ લાલી ગેરૂ ચોરસ ઉપર બાધેલી ચાદરને ચાર ખૂણે ચાર અને વચ્ચે એક એમ ઊભી લટકાવવામા આવે છે બાજઠની ડાબી બાજુએ, ઉત્તર તરફને મુખે ગુરુનુ ગાદી સ્થાન રાખવામા આવે છે તેમની બાજુએ સાધુઓ બેસે છે સામી બાજુએ તેમ જ બાળીના ભાગમા શિષ્ય સમુદાય તથા સગાસબધી બેસે છે આ ચોકા-આરતી રાતે થાય છે કોરા ખાવાના પાન ઉપર પ્રસાદ આપવામા આવે છે આને પાન-પરવાનો પણ કહે છે કેટલીક જગ્યાએ ખાવાના પાન ઉપર સતનામ લખીને-કોતરીને-તેના ઉપર પ્રસાદ આપવામા આવે છે

મહત અથવા ગુરુની પૂજા થાય છે ગુરુ અને બાજઠની આરતી ઉતારવામા આવે છે ભજન-કીર્તનને અતે આરતી થાય છે ભજન વખતે તબૂરો, મજીરા, કરતાલ, કાસી અને ઢોલક વગેરે વાજીંત્રો હોય છે

**દિનચર્યા:** પૂજા, વાચન, સ્વાધ્યાય અને બદગી વગેરે

**મિલન વિધિ:** આચાર્ય-ગુરુ મળતા 'બદગી સાહેબ' એમ ૩ વખત બોલીને માથુ નમાવવામા આવે છે આ વખતે બન્ને હાથ છૂટા રાખીને જમીન ઉપર રાખવામા આવે છે શિષ્યો અરસપરસ મળતા સામાસામી હાથ જોડીને 'સતનામ સાહેબ' બોલે છે

**ધર્મગ્રથ:** મુખ્ય ધર્મગ્રથ કબીર-બીજક છે એમા શિખામણરૂપે કબીર સાહેબની વાણી, આત્મજ્ઞાન

વગેરે છે આ ગ્રંથમા કબીરની સાખીઓ, શબ્દ, રમેની, કહરા, વગેરેનો સમાવેશ થાય છે

દાખલો —જહા જીવ મુક્ત હતા, તહા હતા ન કોઈ,
છુટ્ટી તેરી હો જગા, તૂ કહા ચના બીગોઈ?
.. (બીજક)

આ ઉપરાંત પચગ્રથી, સર્વોત્પત્તિજ્ઞાનરત્ન, કબીરકાવ્ય, કબીર કસોટી, રામરહસ્ય સાહેબ, બડા સતોષ બોધ, કબીર મન્સુર વગેરે ગ્રથો છે

**મંદિર રચના :** મદિર તરીકે સામાન્ય મકાન પણ ચાલી શકે છે મદિરના અદરના ભાગમા ચણીને ઊચુ સ્થાન કરવામા આવે છે અથવા પાટ ઉપર પણ કબીરજીના ફોટાને સ્થાપવામા આવે છે ભીતની આગળ ત્રણ બાજુએ લાકડાનો કઠેરો કરી લેવામા આવે છે ત્યા પૂજન, સધ્યા, આરતી, સમરણ વગેરે તથા ભજન-કીર્તન થાય છે મદિર ઉપર શ્વેત ધ્વજ ફરકાવે છે

મોટામા મોટુ મદિર કાશી અને ખરસિયા (સી પી) મા છે વડોદરામા ૧૨ મદિર છે સિયાબાગ, નવી ધરતી, માજનપુર, પાણી દરવાજા, ચોખડી, વગેરે સ્થળે આ મદિરો છે

આ સિવાય અમદાવાદ (ખાડિયા, ચકડીશેરી, અમરધામ, સરસપુર) ખેડા, પેટલાદ, વાણી, રણોલી, (ખાનપુર-રણોલી) સંજપુર, વિશ્વામિત્રી, ઉત્તરસડા, ભરોડા, નડિયાદ, ઓડ ઉમરેઠ, ડાકોર, (રામબાગ પાસે) ખભાત (ચોકમા અને ધીમગી એમ બે જગાએ) માતર વગેરે ગામોમા કબીરપથનાં મદિર છે ત્યાં કબીરપથના અનુયાયીઓ સારી સખ્યામાં છે અને મદિરનુ કામ વ્યવસ્થિત રીતે ચાલે છે

ખેડામા માણેકદાસ સાહેબ મહતના વખતમા (ચરોતરમા) મદિર સ્થપાયુ પછીથી વડોદરામા સ્થપાયુ અને પછીથી દેખાદેખી શિષ્યોમા ઉત્સાહ વધતા મદિરો થયા

**મંદિરો અને મહંત-સંચાલકો (અત્યારે ચાલુ)**

વડોદરામા માણેકદાસ સાહેબ (સિયાબાગ કબીરપ્રેસ-પતિ મોતીદાસજી)
ખભાતમા ચરણદાસ સાહેબ (ધીમગીવાળા)
ભરોડામા જયરામદાસ સાહેબ
માજનપુરમા મનહરદાસ સાહેબ
વિશ્વામિત્રીમા બાનકૃષ્ણદાસજી સાહેબ
ખેડામાં નારણદાસ સાહેબ
અકલેશ્વરમા જયકૃષ્ણદાસ સાહેબ
આમોદ (પેગ્વાદ પાસે) મા બિહારીદાસ સાહેબ
અમદાવાદમા મયાદાસ સાહેબ
ખરસિયા (સી પી) મા પ્રકાશમણિનામ સાહેબ

**ગાદી-વંશ વ્યવસ્થા :** કાશીની મુખ્ય ગાદી કહેવાય છે કાશીમા કબીર ચોરો બાધેલો છે ત્યાં ગુરુ પછી શિષ્યો ગાદી પર આવે છે આને 'નાદ' ગાદી કહે છે

બીજી ગાદી કબીર સાહેબના પટ્ટશિષ્ય ધર્મદાસે બાદુગઢમા, ઈસવીસનના પદરમા સૈકામા સ્થાપી ધર્મદાસ વાણિયા હતા એ કબીર સાહેબના શિષ્ય થયા, ત્યારે કબીર સાહેબે તેમને ૧૩ પેઢીનુ વચન આપ્યુ ગૃહસ્થાશ્રમીના ધર્મ પ્રમાણે ધર્મદાસસાહેબ રહેતા હતા કબીર સાહેબે કહેલુ

તેર પેઢી ચલે રાજધાની, ઉનકે પીછે જોગ ગતિ
ચન હી, રાજનીતિ મીટ જાઈ હૈ,

આને **બુંદગાદી** કહે છે કારણ કે વશપરપરા ૧૩ પેઢી આ ગાદી ચાલી અત્યારે ૧૩ પેઢી પછી બાદુગઢને બદલે ખરસિયામા ગાદી ચાલે છે

**દયાનામ સાહેબ :** ધર્મદાસ સાહેબથી ૧૩મી પેઢીએ દયાનામ સાહેબ થયા તેઓ ફરતા ફરતા વડોદરા આવેલા તે વખતે શ્રી સયાજીરાવ મહારાજ વડોદરાનરેશ હતા લગભગ ૨૫-૨૭ વર્ષ ઉપર મહારાજશ્રીએ દયાનામ સાહેબને હાથી ઉપર બેસાડીને સારો વરઘોડો કાઢેલો ને સારો સત્કાર કરેલો આમ બાદુગઢની ગાદી ઉપર દયાનામ સાહેબ છેલ્લા થયા એ ગાદી હાલમા ખેડા ગામમા હતી

**ખરસિયાની ગાદી:** દયાનામ સાહેબના સ્વર્ગલોકવાસ થયા પછી 'ભેખગાદી' થઈ ભેખગાદી એટલે કબીરપથીઓ ભેખધારીને ચૂટીને ગાદી ઉપર બેસાડે આમા વારસાઈ હક નહિ આ ગાદી બાદુગઢને બદલે ખરસિયા (મધ્ય પ્રાત)મા ચાલે છે

એમાં પ્રથમ ગધ્રમણિનામ સાહેબ થયા ત્યાર પછી ૧૦ વર્ષ ઉપર પ્રકાશમણિનામ સાહેબ ગાદીએ આવ્યા ખરસિયામા દર વસત પચમીએ મોટી ચોકા-આરતીનો મેળો ભરાય છે હજારોની સખ્યામા ત્યા ભક્તો એકઠા થાય છે

**તત્ત્વજ્ઞાન:** સત્પુરુષ-એકેશ્વરવાદની સાથે ગુરુપૂજાને મુખ્ય સ્થાન છે જીવ-ચૈતન્ય તત્ત્વ જ એમા મુખ્ય ભાગ ભજવે છે

ઉદાહરણ જીવ વિના નહિ આત્મા, જીવ વિના નહિ બ્રહ્મ,
જીવ વિના તો શિવ નહિ, જીવ વિના સહુ ભ્રમ

પ્રત્યેક જીવ પ્રત્યેની સાર્વત્રિક ભાવના આ પંથનું મુખ્ય અંગ છે. ગુરુ ઉપદેશ, સંધ્યાપાઠ, સતનામનો જપ; સતનામ સતનામ સાહેબ,' અને 'સોઽહમ્'ના મંત્ર એ આ પંથના પાયા છે.

દરેક મંદિરમાં પૂર્ણિમાનો ઉત્સવ ઊજવાય છે. મંદિરને જમીન, ભેટ વગેરે મળે તેમાંથી મંદિરો ચાલે છે અને સાધુ-સંતોને પોષણ મળે છે.

કબીર પંથમાં પણ બે જાતની માન્યતાઓ દષ્ટિગોચર થાય છે. તેથી તેના બે ભાગ ગણી શકાય. સત કબીર અને રામ કબીર.

**સત કબીર:** ધર્મદાસ સાહેબના અનુયાયીઓ ગુરુના ફોટાની અથવા મંત્ર આપનાર ગુરુની પૂજા કરે છે. આ મતના અનુયાયીઓ તે સત કબીર.

**રામકબીર:** આ લોકો મૂર્તિને માને છે. આ લોકોને ઉદા પટેલનો પરિવાર કહે છે. કબીર વડમાંથી આવા અનુયાયીઓ વધેલા એમ ગણાય છે. આની એક રમૂજી વાર્તા છે.

જીવા અને તત્ત્વા નામે બે ભાઈઓ હતા. હતા તો બંને બ્રાહ્મણ પણ બાબાવાક્ય પ્રમાણની પેઠે એનામાં માને એવા નહિ. ગુરુ કરવા તો ગુરુની ચકાસણી કરીને કરવા એવી તેમની માન્યતા હતી. સૂકા ઠૂંઠાને કોઈ લીલું કરી આપે તેને ગુરુ કરવા. બન્યું એવું કે કબીરદાસ સાહેબ ફરતા ફરતા કાનમમાં આવી ચડ્યા. બંને કબીર સાહેબને મળ્યા. કબીર સાહેબે તેમને સૂકા ઠૂંઠા ઉપર પાણી રેડવાને કહ્યું. બંને ભાઈ રોજ પાણી રેડે અને ખરે જ એમ કરતાં કરતાં એ સૂકું ઠૂંઠું લીલું થઈ ગયું. એ જ કબીર વડ થયો. બંને કબીર સાહેબના શિષ્ય થયા.

એમના પંથમાં લોકો ભળતા લાગ્યા. આ પંથ તે રામ કબીર. એમાં પૂતળું રાખવામાં આવે છે અને કબીર સાહેબના પૂતળાની પૂજા થાય છે. અત્યારે કબીર વડે (શુક્લતીર્થ) કબીરજીનું પૂતળું તમે જોઈ શકશો. એ સ્થળને તેઓ અતિશય પવિત્ર અને પ્રસાદીનું સ્થાન માને છે.

કબીરપંથ આગળ વધતો જાય છે.

'સસવેદ' નામનું માસિક અત્યારે અંગ્રેજી અને હિંદીમાં પ્રકટ થાય છે પહેલાં ગુજરાતી ભાષામાં પ્રકટ થતું હતું.

**આધાર:** શ્રી ઉમિયાશંકર ઠાકર, આણંદ તરફથી મળેલી માહિતી.

# ૧૬

# ચરોતરમાં આર્યસમાજ

**ક્રાંતિકારી અને સુધારક બળ:** ખેડા જિલ્લામાં છેક ૧૯૦૦ની સાલથી આર્યસમાજનો ક્રાંતિકારી નાદ તે વખતના કેટલાક યુવાનો અને કાર્યકરોને લાગેલો હતો.

ઓગણીસમી સદીના અંતમાં અને વીસમી સદીના પ્રારંભમાં એક જબરજસ્ત ક્રાંતિકારી સામાજિક અને ધાર્મિક સુધારક બળ તરીકે આર્ય સમાજનો પ્રવાહ આરંભાયો હતો.

આ જિલ્લામાં પણ સ્વ. શ્રી ફૂલચંદભાઈ, સ્વ. શ્રી નરસિંહભાઈ ઈશ્વરભાઈ પટેલ અને પૂ. રવિશંકર મહારાજ તથા શ્રી. શામળભાઈ પટેલ વગેરે બીજા અનેક જાહેર સેવાનાં કામોમાં પડેલા ગૃહસ્થો મૂળ તો ચુસ્ત આર્યસમાજીઓ હતા.

આ જિલ્લામાં હિંદુ ધર્મીઓને વટલાવી ખ્રિસ્તીઓ બનાવવાની પ્રવૃત્તિ સામે આ આર્યસમાજી આગેવાનોએ જ સૌ પ્રથમ ઝુંબેશ ઉપાડી લાલા લજપતરાય વગેરેનો સંપર્ક સાધી છેક ૧૯૦૮ની સાલમાં નડિયાદ તથા વડોદરામાં હિંદુ અનાથ આશ્રમની સ્થાપના કરેલી. અનાથ આશ્રમનું પ્રથમ દાન લાલા લજપતરાય તરફથી આવેલું એ હકીકત છે.

**આર્યસમાજના સ્થાપક: સ્વામી દયાનંદ:** આવું સામાજિક ક્રાંતિનું બળ સર્જનાર આર્યસમાજના સ્થાપક અને આચાર્ય સ્વામી દયાનંદ સરસ્વતીનો જન્મ સૌરાષ્ટ્રમાં તે વખતના મોરબી રાજ્યના ટંકારા ગામમાં થયો હતો. તેમનું નામ મૂળશંકર હતું. નાનપણમાં જ તેમને વૈરાગ્ય આવવાથી તેઓ સત્ય અને પરમેશ્વરની શોધમાં હિમાલય તરફ ચાલી નીકળ્યા. મથુરામાં પ્રજ્ઞાચક્ષુ સ્વામી વિરજાનંદજીને તેમણે ગુરુપદે સ્થાપ્યા અને તેમની પાસેથી વેદોનું જ્ઞાન મેળવ્યું અને ગુરુદક્ષિણામાં વેદના પ્રકાશથી પાખંડલીલાનું ખંડન કરવા ભારત વર્ષમાં ફરવાનું વ્રત લીધું.

**વેદપ્રચાર માટે:** વેદ પ્રચારનું કાર્ય ચાલુ રહે તે માટે સ્વામી દયાનંદે ઈ. સ. ૧૮૭૫માં આર્યસમાજની સ્થાપના

સૌથી પ્રથમ મુંબઈ કાકડવાડીમાં કરી, તેમ જ આર્યસમાજના સિદ્ધાંત અનુસાર શિક્ષણ આપવા સને ૧૯૦૧માં સૌથી પ્રથમ હરદ્વારમાં કાંગડી ગુરુકુળ સ્વામી શ્રદ્ધાનંદજીએ, વૃંદાવન ગુરુકુળ સ્વામી દર્શનાનંદજીએ અને ગુજરાતમાં પ્રથમ ગુરુકુળ ગુજરાત ગુરુકુળ સભાએ સ્વામી શ્રદ્ધાનંદજીના શુભ હસ્તે નવસારી પાસે બારડોલી રોડ ઉપર સૂપામાં સ્થાપેલું.

મુંબઈ આર્યસમાજના સ્વામી નિત્યાનંદજી અને બાલકૃષ્ણજી પંડિતના પ્રચાર દ્વારા આખા ગુજરાતમાં આર્યસમાજની હવા ફેલાવા માંડી, અને ઠેકઠેકાણે આર્યસમાજોની સ્થાપના થઈ.

**ચરોતર પ્રદેશ આર્યસમાજ :** આ લેખના આરંભમાં જણાવ્યું છે તેમ આ સદીની શરૂઆતથી જ આર્યસમાજનાં ક્રાંતિકારી બળો સમાજના તે વખતના સર્વ અગત્યના પ્રશ્નોને સ્પર્શતાં હતાં. નડિયાદમાં તેમ જ વડોદરામાં સને ૧૯૦૮માં સ્થપાયેલ હિંદુ અનાથ આશ્રમની સંસ્થાની હયાતી એની પ્રેરણાને આભારી હતી.

ઈ. સ. ૧૯૧૨માં સ્વામી નિત્યાનંદજીના પ્રયાસથી આણંદમાં સર્વ પ્રથમ આર્યસમાજની સ્થાપના થયેલી. જેના પ્રમુખ શ્રી મોતીભાઈ લખાભાઈ પટેલ તથા મંત્રી તરીકે શ્રી બાબરભાઈ ખુશાલભાઈ પટેલ હતા. તે સિવાય પંડોળી, નાવલી, સામરખા, ચિખોદરા, નડિયાદ, નરસંડા ઇત્યાદિ સ્થળોએ આર્યસમાજની સ્થાપના થયેલી. પણ કાર્ય ધીમે ધીમે મંદ પડતું ગયું હતું. અને સમાજ શિથિલ બની ગયા હતા.

જેથી તે પછી સંવત ૧૯૮૧માં તા. ૨-૧૧-'૨૪ને રોજ આણંદમાં 'ચરોતર પ્રદેશ આર્યસમાજ'ની સ્થાપના થઈ. તે સમયે ચરોતરમાં જુદાં જુદાં ગામોમાં છૂટા છૂટા આર્યસમાજીઓ હતા, પરંતુ કોઈ ગામમાં દસ કે તેથી વધુ આર્યોની સંખ્યા ન હોવાથી આ આખા પ્રદેશનું એક જ સમાજમાં બંધારણ થાય તો સંખ્યા અને સંગઠન તેમ જ પ્રચારબળ વધે એમ આગેવાનોને લાગ્યું. આથી ખેડા જિલ્લાના આર્યોની એક સભા આણંદ મુકામે બોલાવવામાં આવી.

એ સભામાં નડિયાદ, ઉમરેઠ, ખંભોળજ, વઘાસી, ખડોલ, પંડોળી, બૂટાકૂઈ, સામરખા, લિંબાસી, કરમસદ, આંકલાવ, દાવોલ, નરસંડા, નાર, મોગર, ચિખોદ્રા, વગેરે ગામોના આર્યો ભેગા થયા હતા. આ સભાએ આણંદમાં ચરોતર પ્રદેશ આર્યસમાજની સ્થાપના કરી.

**સમાજની પ્રવૃત્તિઓ :** આ સંસ્થાને રજિસ્ટર કરાવવામાં આવી છે. સંસ્થાની આણંદમાં અત્યારની કિંમતે બે લાખની સ્થાવર મિલકતો છે. એની અંતરંગ સભા, સામાન્ય સભા દ્વારા દર વરસે ચૂંટાય છે અને વહીવટ કરે છે. શ્રાવણી પર્વ ઉપર જિલ્લાના બધા આર્યો ભેગા થઈ જનોઈ બદલે છે.

આ સમાજ દ્વારા જ્યારે મુંબઈ આર્ય પ્રતિનિધિ સભાનું કાર્યાલય આણંદમાં હતું ત્યારે ઠેકઠેકાણે આર્યધર્મ પરિષદો ભરાતી હતી. 'આર્યપ્રકાશ' સાપ્તાહિક અગાઉ આણંદથી નીકળતું, તે હાલ મુંબઈથી પ્રગટ થાય છે.

બાર વર્ષ ઉપર શુક્લતીર્થ ગુરુકુળને ખસેડી આણંદ આણેલું. બ્રહ્મચર્યાશ્રમ રૂપે થોડો વખત ચાલ્યા બાદ આર્થિક અવદશાને લઈને તે બંધ કરવું પડેલું.

નાવલી સ્ટેશન ઉપર આ સંસ્થાની જમીનો છે. ચિખોદરામાં આર્યસમાજનું મોટું મકાન છે, અને ત્યાં તમાકુના વેપારીઓ તે ચલાવે છે. સામરખામાં આર્યસમાજની જમીન છે, ત્યાં ઘણા અનુયાયીઓ છે. નાવલીમાં પણ આર્યસમાજ મંદિર છે.

હાલ ખેડા જિલ્લામાં આણંદ, ચિખોદરા, અને સામરખામાં અને નાવલી, મોગર, ભાલેજમાં સ્થાયી આર્યસમાજ છે. બાકી જિલ્લામાં તો ૫૦૦થી ૭૦૦ની સંખ્યામાં નોંધાયેલા આર્ય સભાસદો છે, પરંતુ નહિ નોંધાયેલા એવા આર્યોની સંખ્યા હજારોની છે.

**ધાર્મિક વિધિઓ :** આર્યસમાજીઓ વેદ અને વેદાનુકૂલ ધર્મશાસ્ત્રને માને છે. મૂર્તિપૂજાને માનતા નથી. ઈશ્વર એક છે અને તે નિરાકાર છે એવું માને છે. ગુણ કર્માનુસાર વર્ણવ્યવસ્થા માને છે.

આર્યસમાજીઓ ચિહ્ન તરીકે જનોઈ પહેરે છે અને નિત્ય કર્મમાં દૈનિક સંધ્યા, હવન તેમ જ રવિવારે સામૂહિક સંધ્યાહવનની વિધિ કરે છે. તે વખતે સત્સંગ તેમ જ ચર્ચા થઈ શકે છે. વિધર્મી થઈ ગયેલા ભાઈઓને ફરી શુદ્ધ કરવાનું કામ પણ આ સંસ્થા દ્વારા થાય છે. સંસ્થાની ધાર્મિક વિધિઓ પંડિતો અને પુરોહિતો મારફતે થાય છે.

**આર્યસમાજના નિયમો :** આર્યસમાજના નીચે મુજબ દસ નિયમો પાળનાર કોઈ પણ વ્યક્તિ ભેદભાવ વગર આ સમાજમાં દાખલ થઈ શકે છે.

**નિયમો : ૧ :** સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થવિદ્યાથી જાણવામાં આવે છે તે સર્વનું આદિ મૂળ પરમેશ્વર છે.

**૨ :** ઈશ્વર સચ્ચિદાનંદ સ્વરૂપ, નિર્વિકાર, સર્વશક્તિમાન, ન્યાયકારી, દયાળુ, અનંત, અજન્મા, અનાદિ, અનુપમ, સર્વાન્તર્યામી, અમર, અભય, નિત્ય, પવિત્ર, અને સૃષ્ટિકર્તા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.

૩ : વેદ સર્વ સત્ય વિદ્યાઓનું પુસ્તક છે. વેદનું ભણવું, ભણાવવું અને સાંભળવું, સંભળાવવું એ સઘળા આર્યોનો પરમ ધર્મ છે.

૪ : સત્ય ગ્રહણ કરવામાં અને અસત્ય છોડવામાં સદા તૈયાર રહેવું જોઈએ.

૫ : સર્વ કામ ધર્માનુસાર અર્થાત સત્ય અને અસત્યનો વિચાર કરીને કરવાં જોઈએ.

૬ : સંસારનો ઉપકાર કરવો અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ છે.

૭ : સર્વની સાથે પ્રીતિપૂર્વક ધર્માનુસાર યથાયોગ્ય વર્તવું જોઈએ.

૮ : અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ.

૯ : દરેક આર્યે પોતાની ઉન્નતિથી સંતુષ્ટ રહેવું ન જોઈએ, પરંતુ સર્વની ઉન્નતિમાં જ પોતાની ઉન્નતિ સમજવી જોઈએ.

૧૦ : સઘળા મનુષ્યોએ સામાજિક સર્વહિતકારી નિયમ પાળવામાં પરતંત્ર અને સ્વહિતકારી નિયમમાં સ્વતંત્ર રહેવું જોઈએ.

વહીવટ : અત્યારે મુખ્ય સંસ્થા સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા દિલ્હીમાં છે. પરદેશમાં આફ્રિકા, ફિજી, ઇંગ્લેંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકામાં પણ એના પ્રચારકોએ પ્રચાર કર્યો છે અને કરતા રહે છે. ભારતના દરેક રાજ્યમાં એની સંસ્થાઓ અને અનુયાયીઓ છે.

ચરોતર પ્રદેશ આર્યસમાજની સંસ્થા પબ્લિક ચેરિટી ટ્રસ્ટ એક્ટ મુજબ બંધાયલી છે. અને તેના ટ્રસ્ટીઓ નીચે પ્રમાણે છે.

(૧) શ્રી બાપુભાઈ કુ. પટેલ, બોરિયા
(૨) ,, ગો. ડાહ્યાભાઈ ગોકળભાઈ પટેલ, સામરખા
(૩) ,, ડાહ્યાભાઈ જેઠાભાઈ પટેલ, ધર્મજ
(૪) ,, સ્ના. મણિરાજ સોમાભાઈ પટેલ, ઉત્તરસંડા
(૫) ,, સ્ના. સત્યવ્રત તુ. કામદાર, મુંબઈ

હાલમાં આણંદની સંસ્થાના પ્રમુખો શ્રી ઈશ્વરભાઈ આશાભાઈ પટેલ, ચિખોદરા, ઠાકોર નટવરસિંહજી, એમ. એલ. એ. બોરસદ. અને મંત્રી સ્નાતક મણિરાજ સોમાભાઈ (ઉત્તરસંડા) છે.

સંસ્થાનો નિભાવ મકાનનાં ભાડાં અને પ્રજા તરફથી દાન ઉપર આધાર રાખે છે.

આધાર : સ્નાતક સુબોધચન્દ્ર સાહિત્યરત્ન, આણંદ તરફથી મળેલી માહિતી.

# ૧૭

# ચરોતરમાં પ્રણામી પંથ અને રાધાસ્વામી સંપ્રદાય

સંવત ૧૬૩૬માં અમરકોટ મુકામે દેવચંદ્ર મહેરાજીનો જન્મ થયો. તેમના પિતાનું નામ મતુમસ્તા અને માતાનું નામ કુંવરબાઈ હતું. માતાપિતાના સંસ્કારોની છાપ નાનપણથી જ દેવચંદ્ર મહેરાજીમાં તરી આવતી હતી. તેમના પહેલા શિષ્ય જામનગરના લોહાણા જ્ઞાતિના બ્રાહ્મણ ગાંગજીદાસ હતા. ત્યાર પછી જામનગરના દીવાન કેશવજી પણ અનુયાયી થયા. તેઓ લુહાણા હતા. પાછળથી તેઓએ પોતાનું નામ પ્રાણનાથ રાખેલું અને તેઓ દેવચંદ્ર મહેરાજીની સાથે રહી પ્રણામી ધર્મ ફેલાવવામાં સહાય કરતા હતા. તેઓ કાબુલ, કંદહાર, અરબસ્તાન વગેરે પરદેશી શહેરોમાં ફર્યા હતા અને પુરાણ તેમ જ કુરાનનો હિન્દુઓ તેમ જ મુસલમાનોને સમાનભાવે ઉપદેશ કર્યો હતો.

સંવત ૧૭૭૨માં દેવચન્દ્ર મહેરાજીનો દેહાન્ત થયો. જામનગરમાં જ મૃત્યુ થવાથી ત્યાં જ તેમનું સમાધિસ્થાન છે. ત્યાં જ સંવત ૧૭૮૧માં પ્રાણનાથજીનો પણ દેહાન્ત થવાથી તેમની પણ સમાધિ છે.

તેમના ભક્તો તુલસીની માળા પહેરે છે. કંઠી બાંધે છે અને જનોઈ પણ પહેરે છે. મૂર્તિની જગાએ ગાદી અને પુસ્તક રાખે છે. અષાડ વદિ ૩, ૪નો ઉપવાસ કરે છે. પૂજાની વિધિમાં સવાર-સાંજ આરતી કરે છે. એક બીજાને મળતી વખતે પ્રણામ કરતા હોવાથી પ્રણામી તરીકે ઓળખાય છે. નાકની ઉપર તિલક કરે છે અને ઉપર બિંદુ કરે છે. આ મતના સાધુઓ સત્ત્વગુણી હોય છે. તેમની ગાદીઓ સુરત, પન્ના તેમ જ સૌરાષ્ટ્ર અને બુંદેલખંડમાં અનેક જગાએ નજરે પડે છે. પ્રણામી ભક્ત બીજાં મંદિરોમાં જતા નથી. તેમને 'નિજનાથ' પાઠ આપવામાં આવે છે. અઢારે કોમના લોકો તે ધર્મ પાળે છે.

આ પંથ બે ત્રણ નામે ઓળખાય છે (૧) નિજાનંદ સંપ્રદાય (૨) રાધાકૃષ્ણ પ્રણામી (૩) પ્રણામી તેમના પુસ્તકો (૧) લાલજીવૃત, (૨) મેવાપૂજા (૩) સ્વરૂપ સાહેબ વગેરે ખાસ તરી આવે છે તેમના પંચનું માસિક જામનગરથી નીકળે છે

પન્નાના રાજા છત્રસાલસિંહ શ્રી પ્રાણનાથને ત્યાં ગયા તે વખતે ત્યાં તેમનો દેહાન્ત થયો તેથી પન્નાના રાજાએ તે ધર્મ છોડી દીધો હતો

ચરોતરમા તેમની ગાદી ખેડા, વરમોળા, નડિયાદ, લીંગડા, થામણામા છે, અને સદાનાપુરા સ્ટેશન રાણુપુરા, અજુપુરા, ઓડ સુણેન, એરજ, બોરસદ, વગેરે ગામોમા પણ મંદિરો છે ભક્તો તે મંદિરોમા ભેદભાવ વગર આવે છે ભેટ દક્ષિણા વગેરે લાવે છે તેનાથી તેમનો નિભાવ થાય છે ઘણા મંદિરોને પોતાની જમીન છે, તે ઉપરથી ગુજરાન ચલાવે છે ગાદીના મુખ્ય માણસોમા પંડિત પ્યારેલાલજી, ગુરુનાનકદાસજી વગેરે જાણીતા છે ચરોતરમા લગભગ ચાર-સોથી પાચસો ભક્તો હશે

## રાધાસ્વામી સંપ્રદાય

રાધાજી કે રાધાસ્વામી મહારાજનું મૂળ વતન આગરા હતુ તેઓએ આ સંપ્રદાયનુ નિર્માણ કર્યું તેઓ જ્ઞાતિએ ક્ષત્રિય (છીપા) હતા તેમનો જન્મ સંવત ૧૫૭૫ની સાલમા સને ૧૫૧૫મા ભાદરવા વદિ ૮ને દિવસે થયેલો અને તે ત્યાના પન્ની નામના મહોલ્લામા થયો હતો બાળપણથી જ તેઓ પરમાર્થનો ઉપદેશ કરતા હતા ૧૪ વરસની ઉમરે તો પોતાના મકાનમા બેસીને શ્રુત સદ્યોગનો અભ્યાસ કરવા માંડ્યો હતો લગભગ ૩૦૦૦ માણસોને તેમણે ઉપદેશ આપ્યો હતો

આગરામા લાલા શિવદયાલસિંહજી, વૃંદાવનજી અને પ્રતાપસિંહજી હતા, તેમાના લાલા શિવદયાલસિંહજી તે જ પોતે પાછળથી રાધાસ્વામીના નામથી પ્રસિદ્ધ થયા સંવત ૧૮૭૫ ઈ સ ૧૮૭૫ અષાડ વદિ ૧ને રોજ તેઓ સ્વર્ગવાસી થયા આગરા શહેરથી ત્રણ માઈલ દૂર સ્વામી બાગ નામના સ્થાનમા તેમની સમાધિ છે જેની ઉપરનુ ચણતરકામ આરસપહાણની કારીગરી માટે પ્રખ્યાત છે અને હજુ પણ ચાલુ છે ત્યા પંથના સાધુઓ અને ભક્તો રહે છે તેમને માટે વિશાળ મકાનો બાંધેલા છે તેમના પ્રધાન શિષ્ય આગરા નિવાસી રાય શાલીગ્રામ બહાદુર પોસ્ટ માસ્તર જનરલે આ મતનો ઘણો જ ફેલાવો કર્યો

તેમણે ઘણા ગ્રંથો બનાવ્યા અને છપાવ્યા તેમના મુખ્ય શિષ્ય કાશી નિવાસી બ્રહ્મશંકર મિશ્ર તેઓ મોટા પંડિત હતા આગરા અને પ્રયાગમાં રાધાસ્વામી મતની સભા છે સને ૧૮૮૧માં 'વસતી ગણતરી'મા આ મતના ૧૭૬૪૩ માણસો હતા આ મતના રાધાસ્વામી ગ્રન્થમા લખ્યુ છે કે —

'ઈશ્વર જેનામા વસે છે તે રાધાસ્વામી કહેવાય છે'

શિવદયાલસિંહજીને તેઓ રાધાસ્વામીનો અવતાર માને છે અને તે મત કબીર સાહેબના મતને મળતો આવે છે આ મતના લોકો 'સુરત શબ્દનો યોગ કરે છે તેઓ અભ્યાસમા છત્ર–આત્માને નેત્રની ઉપર બન્નેમા ચડાવે છે અને અંતરનો શબ્દ સાંભળે છે એમનો મત એવો છે કે સાચા ગુરુ, સાચા નામ અને સત્ય સંગની ખાસ જરૂર છે આ મતના લોકો મદ્યપાન માંસ વગેરેનુ સેવન કરતા નથી તેમ જ તીર્થવ્રત, મૂર્તિપૂજા તથા પાઠ ઇત્યાદિ કરવાથી અંતઃકરણ પવિત્ર થાય છે એમ માને છે

આ ધર્મના મંદિરો ચરોતરમા નથી તેમ જ ભક્તો પણ બહુ જ થોડા પ્રમાણમા છે તેનો પ્રચાર પણ ચરોતરમા જૂજ છે ખાસ કરીને કરમસદ નરસંડા અને બે મોટા ગામોમા એમના લોકન કુટુંબોમા આનો પ્રચાર દેખાય છે

આગરાની રાધાસ્વામી બાગની સમાધિ તાજમહાલની સાથે સરખાવવામાં આવે છે અને યાત્રીઓ જરૂર તે જોવા જાય છે

---

આધાર શ્રી સુબોધચંદ્ર સ સ્નાતક સાહિત્યરત્ન, આણંદ તરફથી મળેલી હકીકત

# ૧૮

# મુસલમાનો–સામાન્ય માહિતી

**પ્રસ્તાવના :** મુસલમાનો એ ખેડા જિલ્લાની એક લઘુમતી વસતી છે. તેમના રીતરિવાજો જાણવા અને સમજવા એ બિનસાંપ્રદાયિક લોકશાહી રાજ્યપદ્ધતિમાં દરેક નાગરિક માટે જરૂરી છે. આ દૃષ્ટિએ મુસલમાન કોમોની માહિતી જરા ઝીણવટથી આ અને હવે પછીનાં પ્રકરણોમાં આપી છે. આ માહિતી ઉમરેઠના જાણીતા વિદ્વાન, લેખક અને કવિ, **શ્રી કરીમ મહમદ માસ્તર, એમ. એ. એલ એલ. બી.** એમણે ખાસ તૈયાર કરી આપી છે.

**કુલ વસતી :** ઈ. સ. ૧૯૫૧ની ગણતરી પ્રમાણે, ખેડા જિલ્લાના મુસલમાનોની વસતી ૧,૩૯,૭૮૨ છે. તેમાં પુરુષો ૭૨,૬૭૫ અને સ્ત્રીઓ ૬૭,૧૦૭ છે. આ રીતે પુરુષો કરતાં સ્ત્રીઓ સાડા સાત ટકા ઓછી છે.

મુસ્લિમોમાં જ્ઞાતિઓ નથી; માત્ર વર્ગો છે. તેને 'કોમો' તરીકે ઓળખી શકાય. **કોમો :** તેની મુખ્ય કોમો ચાર છે: **સૈયદ, શેખ, મોગલ કે મુગલ અને પઠાણ.** તે ઉપરાંત મુસલમાનોમાં વેપારી, ખેડૂતો, અને કારીગરોના વર્ગો છે. વેપારી વર્ગોમાં **વહોરા, ખોજા** અને **મેમણો** મુખ્ય છે. ખેડૂતોમાં **મોલેસલામ, મલેકો** વગેરે છે, અને કારીગરોમાં **છીપા, મોમના** વગેરે છે. આ બધા પૈકી મુખ્ય ચાર વર્ગોની માતૃભાષા ઉર્દૂ છે. તેઓ પોતાને ચુસ્ત અને ચઢિયાતા મુસલમાનો માને છે. બાકીનાની માતૃભાષા ગુજરાતી કે ઉર્દૂ–ગુજરાતી છે. તેઓ મોટે ભાગે હિંદુઓમાંથી મુસલમાન થયેલા છે.

**દેખાવ અને પહેરવેશ :** હાલના યુગમાં લોકોના પહેરવેશમાં એકરૂપતા આવતી જાય છે. તેથી અજાણ્યો મુસાફર મુસલમાન નાગરિકને ઝટ ઓળખી શકે તેવું રહ્યું નથી. તોપણ આ જિલ્લાના મધ્યમ વર્ગનો મુસલમાન તેની દાઢી, ટોપી, સુરવાલ, કે લુંગી અને ચાંદીની વીંટીથી બીજા નાગરિકોમાંથી જુદો ઓળખાઈ આવે છે. તે જ પ્રમાણે મુસલમાન મધ્યમ વર્ગની સ્ત્રી તેનાં ચાંદીનાં ઘરેણાંથી ઝટ ઓળખાય છે. આ લક્ષણો ન હોય તોપણ અન્ય નાગરિકો મુસલમાનને એના ચહેરા ઉપરથી ઓળખી શકે છે હાલમાં યુવાન વર્ગ દાઢી રાખતો નથી.

હિંદુ–મુસલમાનને જુદા પાડતું પહેરવેશનું ખાસ અંગ મુસલમાનોની સુરવાળ છે. તે અરબી શબ્દ "સિરવાલ"–ફારસી "શલવાર" ઉપરથી છે. જોકે આજકાલ હિંદુઓના શિક્ષિત વર્ગમાં પાટલૂન ઘાટની ઢીલી સુરવાળો (લેંઘા) દાખલ થતી જાય છે. કેટલાક ખાદીધારીઓ પણ સુરવાળો અપનાવતા જોવામાં આવે છે. હિન્દુઓના વિદ્યાર્થી વર્ગમાં તે પ્રચલિત થતી જાય છે.

બીજું વિશિષ્ટ અંગ, ટોપી અથવા સાફા–ફેંટાનું છે. મુસલમાનો છેક હમણાં સુધી, ઉપર કાળા ફૂમતાવાળી તુર્કી લાલ અથવા ઘેરા રંગની ટોપીઓ પહેરતા હતા. એ ટોપીને અંગ્રેજી અમલમાં, લેવી (Levy) વગેરે સરકારી પ્રસંગોએ પણ પૂર્ણપોશાકમાં (full dress) માન્ય રાખેલી હતી. પરંતુ, હવે તેનો વાપર ઓછો થતો જાય છે. તેનું સ્થાન રૂવાંટીવાળી અથવા સાદી ઊંચી દીવાલની લાંબી કે લંબગોળ ટોપીએ લીધેલું છે. વયોવૃદ્ધ મુસલમાનો સાફા પહેરે છે. અગાઉ તેઓ લાલ પાઘડીઓ પહેરતા હતા. હવે પાઘડીઓ જુનવાણી અને ફેશન બહાર થતી જાય છે. પહેલાં સુન્ની વહોરાઓ પાટીદારી પાઘડીઓ પહેરતા હતા. હવે તેઓ ટોપીઓ અથવા સાફા પહેરે છે.

મુસલમાનો પહેલાં લાંબાં અંગરખાં પહેરતા હતા. તે ઉત્તર હિન્દના અચકણ કે શિરવાનીને મળતા આવતા હતા. હવે તેઓ લાંબા 'પારસી' ઘાટના કોટ પહેરે છે. યુવાન વર્ગ ટૂંકા હાફકોટ પહેરે છે.

સ્ત્રીઓ ચુસ્ત સુરવાળો, કબજા અથવા પોલકાં અને ઓઢણીઓ ઓઢે છે. બહાર જવામાં "ઓવરકોટ" જેવી "પિશવાઝ" પહેરી ઉપર બુરખો ઓઢે છે. મુસલમાન સ્ત્રીઓને, પરદાના રિવાજને લીધે, બહાર જવાના પ્રસંગો ઓછા હોય છે. તેઓ બહાર જાય છે ત્યારે મોટે ભાગે રાત્રે જાય છે. દહાડે જવું હોય તો ગાડી જોઈએ અને તે ખર્ચ આજકાલ મોંઘું પડે છે.

સુન્ની વહોરાઓ હિન્દુ પહેરવેશ પહેરે છે. પુરુષો ધોતિયાં અને સ્ત્રીઓ ચણિયા, સાડીઓ. આજકાલ દાઢીને દેશવટો મળતો જાય છે, તેથી યુવાન વર્ગના હિન્દુઓના સમૂહમાં તેઓ સહેલાઈથી ભળી જાય છે.

**ખોરાક :** સુખી કુટુંબો ત્રણ વખત જમે છે. સવારમાં ચા સાથે થોડો નાસ્તો કરે છે. તેથી તેઓ બપોરે મોડા જમે છે. નાસ્તામાં ઈંડાં, અથવા મસ્કો અથવા ખાંડ સાથે મલાઈ હોય છે. બપોરે મટન કે ખીમો (છૂંદો કરેલું મટન) અને એકાદ લીલોતરી ખાસ હોય છે. વાળુમાં સાધારણ રીતે ખીચ-

ડીનો પ્રચાર વધારે છે. તે સાથે કઢી કે ખટ્ટી કે શેરવો હોય છે. વઘારામાં, ડુંગળી, કોથમીર વગેરેનું કચુંબર બપોરે અને સાંજે પણ હોય છે.

સાધારણ રીતે બધું કુટુંબ સાથે જમે છે. તે માટે મોટા થાળ વાપરી બધા ભેગા બેસે છે, જો કે આજકાલ દરેક માટે જુદી રકાબીનો રિવાજ દાખલ થતો જાય છે.

સારે પ્રસંગે કે મહેમાન હોય ત્યારે, જરદો (બિરંજ) અને બિરયાની મુખ્ય હોય છે. બીજી મીઠી વાનીમાં એકાદ હલવો હોય છે. ભજિયાંને બદલે કબાબ હોય છે. તેમાં ઝીણો ખીમો કરેલું મટન હોય છે. બિરયાનીમાં વઘારેલા ભાતમાં ગોસ્ત નાખેલું અને પુષ્કળ ઘી રેડેલું હોય છે. તે સાથે કેસર, બટાકા, ઈંડાં અને દહીં પણ નાંખે છે. બિરયાની સાથે અનિવાર્ય દહીંની છાશ હોય છે. એ ભારે જમણને હજમ કરવા તેની જરૂર પડે છે.

**મકાનો:** પરદો પાળતાં મુસલમાન કુટુંબોનાં મકાનોમાં સ્ત્રીઓના વાપરવાના ઓરડા જુદા અને પાછળના ભાગમાં હોય છે. જે કુટુંબોમાં રાંધવા માટે બબરચી રાખવામાં આવે છે તેવાં કુટુંબોમાં રસોડાં એક બાજુ ઉપર હોય છે. પણ, ચરોતરમાં, એવાં પૈસાપાત્ર કુટુંબો જૂજ છે. સાધારણ રીતે, રસોઈનું કામકાજ ઘરની સ્ત્રીઓ જ કરે છે અથવા, એમની સીધી દેખરેખ નીચે, સ્ત્રી નોકરો કરે છે. તેવા સંજોગોમાં, રસોડાં મકાનોના પાછળના ભાગમાં જ હોય છે.

સુખી સ્થિતિનાં કુટુંબોમાં, સાધારણ રીતે, મર્દાના વિભાગનો એક બેઠકનો રૂમ અને ઝનાના વિભાગનો તેવો જ એક રૂમ સજાવેલો હોય છે. તેને 'દીવાનખાનાં' કહે છે. ઇસ્લામ મૂર્તિપૂજાનો વિરોધી હોઈ, સામાન્ય રીતે, તેમાં ફોટા હોતા નથી. આજકાલ, અંગ્રેજી કેળવણીની અસરથી અને હિંદુઓના સંસર્ગને લીધે, કુટુંબોના ફોટા જોવામાં આવે છે; જોકે હજી સ્ત્રી વર્ગના ફોટા બહાર મૂકવામાં આવતા નથી.

મર્દાના દીવાનખાનામાં મોટે ભાગે કુરાનની આયાતોના 'તુગરા' – મોનોગ્રામો જેવી કલામય આકૃતિઓ અને કા'બા શરીફ, મદીના શરીફ, અજમેર શરીફ અને બીજી જાણીતી દરગાહોનાં ચિત્રો હોય છે.

ઝનાના વિભાગના દીવાનખાનામાં અભરાઈઓ ઉપર ચીનીનાં અને કાચનાં વાસણોની શોભા કરેલી હોય છે. ત્રાંબા પિત્તળનાં વાસણો હોય છે તો તે સારી રીતે માંજેલાં અને ચકચકીત કરેલાં હોય છે.

બંને દીવાનખાનાંમાં જમીન ઉપર શેતરંજીઓ ઉપર એક બે ગાદી તકિયા હોય છે. આજકાલ પુરુષોના રૂમમાં ખુરશીઓ દાખલ થયેલી છે. સ્ત્રીઓના રૂમમાં એકાદ ઝૂલો અવશ્ય હોય છે અને પાનદાની તો દરેક દીવાનખાનામાં હોવી જરૂરી છે. મુસલમાનોને, ખાસ કરીને સ્ત્રીઓને, પાનનો ભારે શોખ હોય છે.

શિયા વહોરાઓને ત્યાં મહેમાનો હોતા નથી તેથી રસોડું પાણિયારું અને સ્ત્રીઓના વાપરના ઓરડા જમીનતળ ઉપર હોય છે. પહેલે માળે સૂવાના ઓરડા, અને દીવાનખાનું તો છેક બીજે માળે હોય છે. જો બીજો માળ ના હોય તો પહેલા માળના સૌથી વધારે હવાઉજાસવાળા ઓરડામાં, અને સ્ત્રીઓના વિભાગથી જુદા પડતા રૂમમાં, દીવાનખાનું રાખવામાં આવે છે.

**દિનચર્યા:** 'મુસલમાન' એ શબ્દ જ ધાર્મિકતા સૂચવે છે. ધર્મનું નામ 'ઇસ્લામ' છે. પરંતુ એનું મુખ્ય લક્ષણ એ છે કે આ ધર્મ મુખ્યત્વે આચારનો ધર્મ છે. તેથી દરેક મુસલમાનની દિનચર્યા વત્તેઓછે અંશે ધાર્મિક આચારોને અનુસરે છે.

સરેરાશ મુસલમાન એટલે સાધારણ રીતે મધ્યમ વર્ગ અને ગરીબ વર્ગ, સવારની નમાઝ માટે વહેલો ઊઠે છે, કારણ કે તે સવારની નમાઝ સૂર્યોદય પહેલાં પઢવાની હોય છે. તેથી તેનો દિવસ એક કલાક જેટલો લાંબો થાય છે. ઘરની સ્થિતિ પ્રમાણે, તે ચા–નાસ્તાથી પરવારી તેના ધંધામાં કે વ્યવસાયમાં ગૂંથાય છે. બપોરે જમી, થોડો આરામ લઈ, બીજી વખતની નમાઝ પઢી, તેના કામે ફરીથી વળગે છે. પાંચેક વાગતાં તે ત્રીજી નમાઝ પઢે છે. પછી બહુ વ્યવસાયી હોય તો રોકાય છે, નહિ તો ઘેર આવે છે. સૂર્યાસ્ત પછી રાત પડતાં પહેલાં તે ચોથી નમાઝ પઢે છે. પછી વાળુ કરીને, થોડો વખત કુટુંબ સાથે વાતોચીતોમાં ગાળી, રાતની છેલ્લી પાંચમી નમાઝ પઢી સૂઈ જાય છે. માલદાર વર્ગ, માલમાં કંઈ મસ્ત હોવાને કારણે, આ કાર્યક્રમમાં કંઈક શિથિલતા દર્શાવે છે.

રમજાન માસના રોજા મધ્યમ અને ગરીબ વર્ગ તો બને તેટલા કરે છે. આ બાબત પૈસાદાર વર્ગ કંઈક લાપરવા રહે છે.

પુરુષો કરતાં સ્ત્રીઓ ધાર્મિક આચારોમાં વધારે ચુસ્ત હોય છે. માલદાર વર્ગમાં પણ તે ખાસિયત તરી આવે છે.

**ખાસ રિવાજો:** મુસલમાનોના કેટલાક રિવાજો હિંદુઓના રિવાજો કરતાં જુદા પડે છે, જોકે કેટલીક હિંદુ જ્ઞાતિઓમાં મુસલમાનોના જેવા રિવાજો છે ખરા. હિંદુઓ હંમેશાં સ્નાન કરે છે. કેળવાયેલા મુસલમાનો તેમ જ કરે છે, પરંતુ ગરીબ મુસલમાનો તેમ કરતા નથી. દાતણ કરવામાં મુસલમાનો

હિન્દુઓ માફક દાતણની ચીરીથી જીભ સાફ કરતાં નથી. હિંદુઓમાં સગોત્ર કે સપિંડ લગ્ન થઈ શકતાં નથી, ત્યારે મુસલમાનોમાં એવાં લગ્નો થાય છે. મુસલમાનો પોતાની અને સગી મા-બહેન સિવાય કોઈ પણ બીજા સગપણવાળી સ્ત્રીને પરણી શકે છે. પરંતુ એક સ્ત્રીની હયાતીમાં તેની સગી બહેન સાથે નિકાહ થઈ શકતા નથી. તેમનામાં છૂટાછેડા અને વિધવા પુનર્લગ્નના રિવાજો છે. હિંદુઓમાં પછાત જ્ઞાતિઓમાં જ આ રિવાજો છે. કાઠિયાવાડમાં અબોટી જાતના બ્રાહ્મણોમાં સ્ત્રીઓમાં પુનર્લગ્નનો રિવાજ છે. હિંદુઓ સીમંતનો પ્રસંગ વિધિપૂર્વક ઊજવે છે, મુસલમાનો સામાન્ય રીતે તેમ કરતા નથી. પરંતુ કેટલાક વર્ગોમાં હિંદુઓ માફક જ તે ઉજવાય છે. બાળકના વાળ ઊતરાવવા, જનોઈ દેવી, એ હિંદુ રિવાજો મુસલમાનોમાં નથી. યજ્ઞોપવિત માત્ર દ્વિજ (બ્રાહ્મણ), બ્રહ્મક્ષત્રિય અને બીજા જૂજ વર્ગોમાં જ છે. મુસલમાનોમાં બાળકને સુન્નત કરાવવામાં આવે છે એ મુસલમાન થયાની નિશાની છે. હિંદુઓ પોતાના શબને બાળે છે ત્યારે મુસલમાનો દાટે છે. હિંદુઓમાં કેટલીક જ્ઞાતિઓ શબને દાટે છે ખરી, પરંતુ મુસલમાનોમાં બાળવાનો રિવાજ ક્યાંય નથી. કારણ કે તેઓ માને છે કે કયામતમાં અલ્લાહ પાસે હાજર હિંદુઓ સૂર્યપૂજક છે. તો મુસલમાનો મૂર્તિપૂજાના કટ્ટર વિરોધી છે. સૂર્યચંદ્ર કે કોઈ પણ આકારથી દ્રવ્યની પૂજા પણ મૂર્તિપૂજા હોઈ મુસલમાનો તેમ કદી કરતા નથી.

હવે પછીનાં પ્રકરણોમાં દરેક મુસલમાન કોમની માહિતી આપી છે. તેમાં જે તે કોમના ખાસ રીતરિવાજોની વિગતો આવશે.

**(૧) ખાસ રિવાજો :** મુસલમાનોના ખાસ રિવાજોમાં સુન્નત (circumcision) છે. પ્રત્યેક ધર્મમાં તે ધર્મની દીક્ષાનો વિશેષ પ્રકાર હોય છે. તેનો આ મુસ્લિમ પ્રકાર છે. તેથી અંગની અને કપડાંની પાકી જળવાય છે. તે તેની ખાસ વિશેષતા છે. પાશ્ચાત્ય દેશોમાં પણ હવે તેના આરોગ્યવર્ધક ગુણોને કારણે કેટલાક મરજિયાત સુન્નત કરાવે છે.

**(૨) મુસલમાનોની બીજી વિશેષતા તેમનાં મૈયત દફન કરવાની** છે. કુરાનમાં કહેલું છે કે વલીઓલિયા અને શહીદો મરતા નથી, પણ દુનિયામાંથી માત્ર પરદે થાય છે અને તેઓ કયામત સુધી હયાત જ રહે છે. સારાંશ દફન કર્યા પછી તેમના શબનું પંચતત્ત્વોનું સામાન્ય રીતે જે કુદરતી પૃથક્કરણ થઈ માટીનું પૂતળું માટીમાં મળી જાય છે, તેમ થતું નથી, પણ જેવાં ને તેવાં તે તાજાં રહે છે, અને કયામત સુધી તે પ્રમાણે તે રહેશે. તેમનાં કફન પણ તે જ પ્રમાણે સલામત રહે છે.

આનો તાજો દાખલો ઉમરેઠમાં એક વલી સૈયદ બાવાનો ૧૯૪૭માં થયો હતો. તેમના મરણ પછી ચારેક મહિને તેમની કબર ખોલી, તેમનું મૈયત બહાર કાઢી બીજે ઠેકાણે દફન કરવામાં આવ્યું હતું. ત્યારે તે જાણે ગઈ કાલે જ દફન કર્યું હોય તેવું જ તાજું હતું. કફન પણ તેવું જ તાજું હતું. આમ કબર ખોલવાનું કારણ એમ બન્યું હતું કે રેલ્વે ખાતાએ જ્યાં બાપુને દફન કરેલા હતા તે જગાને મુસલમાનોએ કરેલું આક્રમણ ઠરાવ્યું હતું. આવું જ એક બીજું દૃષ્ટાંત, ખ્રિસ્તીઓના મહાન સંત સેન્ટ ઝેવિયરનું છે. ડિસેમ્બર ૧૯૫૨માં, ૪૦૦ વર્ષ પછી, તેમનું મૈયત યાત્રાળુઓના દર્શન માટે ગોવામાં બહાર મૂક્યું હતું ત્યારે તે મૂળ પ્રમાણે જ હતું. તે અસલ સ્થિતિમાં જ છે, એટલે મિસરનાં મમી માફક તેમાં કોઈ રસાયણો ભરેલાં નથી.

ખ્રિસ્તીઓ પણ એક જ ખુદાને માને છે અને મુસ્લિમો તેમને 'એહલે બયત' એક જ કુટુંબના સભ્યો ગણે છે.

**(૩) મુસલમાનોનો એકી વખતે અનેક પત્નીત્વનો રિવાજ** ઘણી વખત ચર્ચાનો વિષય થાય છે. તે યથાસ્થિત સમજવા તેનો ઇતિહાસ જાણવાની જરૂર છે. હિ. સં. ૪માં મક્કાના મૂર્તિપૂજક કુરેશો અને મદીનાના મુસ્લિમો વચ્ચે મદીના નજદીક ઓહદની લડાઈ થઈ હતી. તેમાં મુસલમાનોની કેટલીક ખૂનરેજી થઈ હતી, તે વખતે મદીનામાં હિજરત કરી આવેલા મક્કાના મુસલમાનોની આર્થિક સ્થિતિ સારી નહોતી. તેમની માલમિલકતો તેઓ મક્કાથી લાવી શકેલા નહોતા. તેથી શહીદ થયેલાની વિધવાઓ અને યતીમોના નિર્વાહનો બંદોબસ્ત શી રીતે કરવો, તે કઠિન પ્રશ્ન ઊભો થયો હતો. તે વખતે અલ્લાહ પાક તરફથી વહી મળી હતી કે 'મોમિનો બે ત્રણ ચાર પત્ની કરી શકે છે,' તે રીતે વિધવાઓ અને યતીમોનો સ્વમાન સાથેનો ઉકેલ થઈ ગયો હતો. આ વહીમાં એક શરત (કાયદો) પણ હતો કે તે (બધી સહપત્નીઓ સાથે સમભાવથી વર્તી શકે.) સારાંશ, એકી વખતે અનેક પત્નીવ્રતની છૂટ આ શરતને અવલંબીને છે. હવે, સરેરાશ, મનુષ્યસ્વભાવની નબળાઈનો વિચાર કરીએ તો આ શરત યથાસ્થિત પાળવી વ્યાવહારિક રીતે લગભગ અશક્ય છે.

તે ઉપરાંત આ નવો હુકમ મળ્યો તે પહેલાં પત્નીઓની સંખ્યા માટે કોઈ મર્યાદા નહોતી. વ્યવહારમાં પતિની આર્થિક સ્થિતિથી તેનું નિયમન થતું હતું. તે અબાધિત સંખ્યા ઉપર આ નવા હુકમથી એકી વખતે વધારેમાં વધારે ચારની સંખ્યાનો અંકુશ મૂકવામાં આવ્યો હતો. આનો દુરુપયોગ કરવો હોય તો થઈ શકે છે. નવીજી માટે જગા

કરવા જૂની એકને તલાક આપી શકાય છે. એ રીતે શરિયતથી મુકરર થયેલી ચારની સંખ્યાની હદની અંદર રહીને એકંદર સંખ્યા વધારી શકાય છે. પરંતુ આવા તરંગી પતિઓ જવલ્લે અને જૂજ હોય છે. વળી પત્નીને છૂટી કરતી વખતે મેહરની રકમ ચૂકવી દેવી પડે છે. તે રકમ મોટી હોય તો તે પરોક્ષ રીતે અવરોધરૂપ થાય છે. અત્યારની આર્થિક ભીંસમાં અનેક પત્નીત્વ બહુ થોડા માણી શકે તેવી તે એશઆરામની વસ્તુ (લક્ઝરી) છે. વળી, ચરોતરમાં તો છેલ્લા સેન્સસ મુજબ મુસલમાન સ્ત્રીઓની સંખ્યા પુરુષો કરતાં સાડા સાત ટકા ઓછી છે.

(૪) મુસલમાનોનો **વારસાનો કાયદો** અટપટો છે, અને વારસો, હિસ્સાદારો અને શેષાધિકારીઓમાં મિલકતના ભાગલા પડી જાય છે. પુત્રીઓ પુત્રો માફક જ 'વારસો' છે. ગુજરનારનાં મા બાપ હયાત હોય તો તેમને પણ હિસ્સો મળે છે. બીજાં સગાંને પણ કંઈ કંઈ મળે છે. પરંતુ સામાન્યતઃ મિલકત કુટુંબ બહાર જવાના પ્રસંગ જવલ્લે જ બને છે. કારણ કે, સાધારણ રીતે, મુસલમાનો કુટુંબમાં જ અથવા નજદીકના સગામાં જ પરણે છે. તે ઉપરાંત, ઇસ્લામી, મજહબી તેમ જ સામાજિક બંધારણ મૂડીવાદી નહિ પણ સમાજવાદી છે.

હવે તો આનું થોડું અનુકરણ હિંદુઓના સુધારેલા કાયદામાં થવા માંડ્યું છે. પુત્રીઓને વારસાનો હક્ક મળી ચૂક્યો છે અને નવો કાયદો, જે હજી પસાર થવાનો છે, તેમાં તેથી પણ વધારે સુધારા છે. હિંદુઓમાં કન્યાઓનાં લગ્ન પિતાના ગોત્ર બહાર કરવાં પડે છે. તેથી પિતાની મિલકતમાંનો પુત્રીનો હિસ્સો પિતાના કુટુંબમાં પાછો ફરવા સંભવ નથી. જ્યારે મુસલમાનોમાં તો બધાં જ લગ્ન અંદર અંદર જ થતાં હોવાથી, મિલકતની વહેંચણી, 'ઘી ઢળ્યું તો થાળીમાં' એ રીતે થાય છે.

(૫) મુસ્લિમ **સ્ત્રીઓ ઋતુકાળમાં દૂર બેસતી નથી** અને તે અસ્પૃશ્ય ગણાતી નથી.

**મુસલમાનોની મરણ, કફન, દફન વિધિ:** મુસલમાનોમાં કોઈ મરણ પથારી ઉપર હોય અને જ્યારે ખાતરી થાય કે તેની છેલ્લી ઘડીઓ ગણાય છે ત્યારે તેની સમક્ષ, જેમ હિંદુઓમાં ગાયત્રી મંત્ર વા ગરૂડપુરાણ વાંચી સંભળાવવામાં આવે છે તેમ મુસલમાનોમાં કુરાનનું "યાસીન" નામનું પ્રકરણ પઢવામાં આવે છે. તેમાં આત્માની દેહવિસર્જન પછીની સ્થિતિ વર્ણવેલી છે. તેનો ગુજરાતી કાવ્યમય તરજુમો આ લેખકની 'પંજ સૂરા' નામની પુસ્તિકામાં મળશે.

મરણ વખતે જેમ હિન્દુઓમાં ભોંયે ઊતારવામાં આવે છે તેમ મુસલમાનોમાં થતું નથી. મરનારનો પ્રાણત્યાગ તેની પથારીમાં જ થવા દેવામાં આવે છે.

પછી, મરનારના સમાજમાં તેનું મરણ થયાની હકીકત કહેવરાવવામાં આવે છે, તેથી તેના સગાંસ્નેહીઓ અને બીજાં ભેગાં થાય છે. પછી મૈયતને તાજા, સહેજ કરકોલા પાણીથી સાબુવતી નવરાવવામાં આવે છે. તે કામ મુકરર કરેલો ફકીર કરે છે. તેની મદદમાં મરનારનાં સગાં-સ્નેહીઓ હાજર રહે છે. પછી મુર્દાને સફેદ કોરું કપડું પહેરાવવામાં આવે છે. એક કકડો લુંગી માફક અને બીજો શરીરે અને ઉપર ત્રીજો કકડો ચાદર માફક ઓઢાડવામાં આવે છે.

પછી, મૈયતને 'જનાઝા'માં મૂકવામાં આવે છે. 'જનાઝો' ખાટલા જેવો પણ ઉપરથી અર્ધ ગોળાકાર લંબાઈમાં ઢાંકી શકાય તેવો હોય છે. તે ઢાંકણ ઉપર કોઈ પાક કપડું, બનતા સુધી કુરાનનાં બરકતી વાક્યો જેના ઉપર લખેલાં કે ભરેલાં હોય, તેવું ઓઢાડવામાં આવે છે. તે કપડું અનેક જનાઝાઓ ઉપર ઓઢાડવા વાપરવામાં આવે છે.

તે જનાઝામાં મરનારના સગા સ્નેહીઓ અને નાતવાળા ખભે ઉપાડી, ધીરી ચાલે ચાલતા, એને કબરસ્તાનમાં લઈ જાય છે. મૈયતની સાથેના બધા માણસો વારાફરતી થોડો થોડો વખત તે જનાઝો ઉપર પ્રમાણે ઉપાડે છે અને આખે રસ્તે જનાઝા ઉપાડનારા તથા બીજા સાથે આવનારા ઇસ્લામના કલમા પૈકીનો બીજો કલમો—'કલમ–એ–શહાદત' પઢતા રહે છે. તેનો અર્થ છે કે—'હું સાક્ષી પૂરું છું કે અલ્લાહ એક છે, અને તેનો કોઈ સમોવડિયો નથી; વળી હું સાક્ષી પૂરું છું કે હ. મોહમ્મદ (સલ.) તેના ખાસ બંદા અને પેગમ્બર છે.'

કબ્રસ્તાનમાં કબર ખોદવા માટે, મરણ થયા પછી તરત જ, ઘોરખોદિયાનો ધંધો કરનારને મોકલવામાં આવે છે. કબ્રસ્તાનમાં વિવિધ કુટુંબોના સભ્યો માટે અલગ અલગ જગાઓ હોય છે, કબર મરનારની ઊંચાઈ જેટલી લાંબી, પાસું ફેરવી શકાય તેટલી પહોળી તથા પાંચેક ફૂટ ઊંડી હોય છે

મૈયતને કબરમાં ઊતારતા પહેલાં, તેના આત્મા માટે અલ્લાહપાકની માફી માગતી દુઆઓવાળી નમાઝ હાજર

માણસો પેશઈમામ-પાછળ પઢે છે. તે વખતે જનાઝો સૌની આગળ મૂકવામાં આવે છે.

મૈયત કબરમાં મૂકયા પછી, સૂતેલો માણસ બેઠો થઈ શકે તેટલી જગા પોલી રાખી, તે ઉપર પથ્થરો કે પાટિયાં મૂકી, ઉપર માટી નાખી દેવામાં આવે છે. મુંબઈ જેવાં ગીચ વસ્તીવાળાં શહેરોમાં કબરોમાં વચ્ચે પોલી જગા રાખવામાં આવતી નથી. નાનાં ગામોમાં જૂની કબરમાં નવું મૈયત દફન કરવામાં આવતું નથી. પરંતુ મોટાં શહેરોમાં જગાની તાંતને કારણે છએક માસ જૂની કબરોવાળી જગા ખોદી તેમાં જ નવી મૈયતો દફન કરવામાં આવે છે. એટલા વખતમાં માટીનું પૂતળું માટીવત થઈ ગયેલું હોય છે.

કબરમાં જગા પોલી રાખવાનું કારણ એ કે મુસલમાનો માને છે કે મૈયતને દફન કર્યા પછી, અલ્લાહ પાક તરફથી બે ફિરશ્તા – મુનકર અને નકીર આવીને તેને બેઠો કરી તેની દુન્યવી જિંદગીમાંની તેની ધાર્મિક માન્યતાઓ સંબંધે પૂછે છે. જો તે સંતોષકારક જવાબો આપે છે તો તેને કયામત સુધી શાંન્તિમાં સૂઈ રહેવા દે છે પરંતુ તેના જવાબ અસંતોષકારક હોય છે તો તેને કયામત સુધી વિવિધ પ્રકારના ત્રાસ આપવામાં આવે છે. શહેરોમાં જ્યાં કબરોમાં પોલાણ રાખવામાં આવતું નથી ત્યાં માનવામાં આવે છે કે ફિરશતાઓને મૈયતને પૂછવા માટે તેવી પોલી જગાની જરૂર હોતી નથી.

દફનવિધિ પૂરો થયા પછી, દફન કરવા આવેલા માણસો કબ્રસ્તાન બહાર નીકળી, ફરીથી મરનારના આત્માની શાન્તિ માટે દુઆ પઢે છે. તેવી જ દુઆ તેઓ ગામમાં પેસતાં પાદરમાં ફરીથી પઢે છે. અને તે જ પ્રમાણે, મરનારને ઘેર આવી, ઘર બહાર ઊભા રહી, તેવી દુઆ ફરીથી પઢે છે.

ધાર્મિક વૃત્તિના માણસો કબરો પાકી ચણ્યા વિનાની કાચી રાખવાનું પસંદ કરે છે. પરંતુ આજકાલ ઘણી કબરો પાકી ચણેલી, આરસ કે લાદીએ જડેલી સુશોભિત બનાવવામાં આવે છે. દરગાહોમાં ઊંચી પ્લીન્થ ઉપર જે કબરો જોવામાં આવે છે તે દેખાવની હોય છે. તે સંતોની સાચી કબરો તો તે પ્લીન્થ નીચે ભોંયરામાં ઉપરની કબર નીચે કાચી કબરો હોય છે. બાદશાહોના રોજાઓમાં પણ તે જ પરિસ્થિતિ હોય છે.

આધાર : શ્રી કરીમ મહમદ માસ્તર, એમ. એ. એલ એલ. બી. ઊમરેઠ, એમણે તૈયાર કરી આપેલો વિસ્તૃત લેખ.

# ૧૯
# મુસલમાન કોમો (૧)

## ૧ : સૈયદ કોમ

**વિશેષતા :** સૈયદો ઇસ્લામના હઝરત પેગંબર સાહેબનાં પુત્રી હ. બીબી ફાતેમા અને કાકાના દીકરા ભાઈ અને જમાઈ હ. અલીની ઓલાદ છે. સૈયદનો મૂળ અર્થ સરદાર છે. મુસલમાનોમાં આંતરવર્ગીય લગ્નો કાયદેસર છે, અને તેવાં લગ્નો થતાં રહે છે; અહીં 'કોમ'થી મુસલમાનોની જ કોમો સમજવાનો છે. તેથી સૈયદો બાકીની મુખ્ય ત્રણ કોમોમાંથી કન્યા લઈ શકે છે અને લે છે. પરંતુ સંતતિ પિતાના વર્ગની જ ગણાય છે. સૈયદોની પુત્રીઓ, નિયમ તરીકે સૈયદોમાં વરે છે. જોકે તેમાં યે અપવાદ હોય છે. પરંતુ તે જૂજ.

**સૈયદોના પેટાવર્ગો :** સૈયદોના મુખ્ય પેટા વર્ગો **કાદરી, બુખારી, ચીશ્તી, શીરાઝી** અને **ઉરેઝી**. છે. બીજા પણ થોડા પેટા વર્ગો છે પણ તેમની વસ્તી ચરોતરમાં જણાતી નથી.

**કાદરી :** તેઓ બગદાદવાળા હ. પીરાનપીર અબ્દુલ કાદિર જિલાની સાહેબની ઓલાદ છે. તેમની સંખ્યા ચરોતરમાં બીજાની સરખામણીમાં સારી ગણાય તેવી છે.

**બુખારી :** આ પણ કાદરી સૈયદોની જ શાખા છે. તેમના અહીંના પૂર્વજ બુખારાથી આવેલા. અમદાવાદ પાસે વટવાના પીર હ. કુલેઆલમ સાહેબ બુખારી સૈયદ હતા. આ સૈયદોની મુખ્ય વસ્તી વટવામાં છે. તે ગામ સદર પીરની દરગાહના નિભાવ માટે ગુજરાતના સુલતાનોએ વકફ (ધર્માદા) આપેલું હતું.

હ. કુલે આલમના, પિતાથી પણ વધારે મશહુર પુત્ર, અમદાવાદના હ. શાહઆલમ સાહેબની ઓલાદ, તેમના નામ ઉપરથી 'શાહી સૈયદો' કહેવાય છે.

**ચીશ્તી :** અજમેરના પીર હ. ખ્વાજા મોઈનુદ્દીન ચીશ્તી સાહેબની ઓલાદ છે. આ પીર પણ મૂળ કાદરી ખાનદાનમાંથી

હતા. પરંતુ તેમના મુરશિદ મધ્ય એશિયાના ચીશ્ત ગામના હતા, માટે તેઓ ચીશ્તી કહેવાય છે.

**શીરાઝી :** તેમના પૂર્વજ ઈરાનના શીરાઝથી આવેલા. ભરૂચના શહેર કાઝી શીરાઝી છે.

**ઉરેઝી :** તેમના પૂર્વજ અરબસ્તાનના હદ્રમૌત પ્રાન્તમાંથી આવેલા. તેમના પૂર્વજે અજમેરના જૂના પહાડી કિલ્લા, તારાગઢ ઉપર ઇસ્લામી વાવટો સૌથી પહેલો ફરકાવ્યો હતો.

**સૈયદોમાં મિશ્રિત લોહી :** સૈયદોમાં બીજા વર્ગોનું લોહી મિશ્રિત થયેલું હોવાથી, માતપિતાની બંને બાજુએ શરૂથી છેવટ સુધી અણીશુદ્ધ સૈયદ લોહી હોય તેવાં સૈયદ કુટુંબો ચરોતરમાં હશે કે કેમ તે શક પડતું છે. બલકે, ગુજરાતમાં પણ તેવાં કુટુંબો ગણ્યાંગાંઠ્યાં જ હશે.

તદુપરાંત, સૈયદોની કુલ સંખ્યા-ચરોતરબહારની પણ-વિચારીએ તો કેટલાં અસલ સૈયદ કુટુંબો હશે અને કેટલાં પાછળથી થયેલાં (નકલી કે ઘૂસી ગયેલાં) તે કહેવું મુશ્કેલ છે. ઈ. સ. ૬૮૦માં થયેલા કરબલાના કરુણ ખૂનખાર જંગ પછી ઈમામ હુસેનના માત્ર એક જ સગીર બીમાર પુત્ર હ. અલી, જેઓ પાછળથી ઝૈનુલઆબેદીનને નામે મશહૂર થયા હતા, તે જ બચ્યા હતા. તે ઉપરાંત, ઈમામ હસનના એક પુત્ર મક્કામાં રહી ગયેલા બચેલા હતા. ત્યારથી આજસુધીનાં ૧૨૭૫ વરસોમાં, ૨૫ થી ૩૦ વરસની એક પેઢી ગણતાં, 'જ્યોમેટ્રિકલ પ્રોગ્રેશન'ની ગણતરીએ પણ, તેમની કુલ સંખ્યા કેટલી સંભવે છે.? અને હાલ ખરેખર કેટલી છે.?

આનો એક ખુલાસો અલીગઢ કૉલેજના એક્સ-પ્રિન્સિપાલ અને "પ્રીચિંગ ઑફ ઇસ્લામ"ના કર્તા સર થૉમસ આર્નોલ્ડ કહે છે કે સૈયદ-પીરોના મુરીદો અને આશ્રિતો પણ પાછળથી સૈયદો જ લેખાવા લાગ્યા હતા. રોમન મહારાજ્યના ઇતિહાસમાં, રોમન નાગરિકત્વ સંબંધે તેનું સામ્ય મળે છે. તેનું એક અર્વાચીન દૃષ્ટાંત, દિલ્હીના એક પીર સૈયદ ખ્વાજા નિઝામીના આ તરફના મુરીદોનું છે. તેઓ પોતાને પણ 'નિઝામી' તરીકે ઓળખાવે છે, અને પોતાનાં નામ પાછળ તે અટક લખે છે. સંભવિત છે કે કાળક્રમે તેઓ પોતાને દિલ્હીના મશહૂર પીર હ. નિઝામુદ્દીન ઓલિયાના ખાનદાન સાથે સાંકળી દે!

**સૈયદોમાં ઇસ્લામી શરિયત વિરુદ્ધનો એક રિવાજ :** ગુજરાતી સૈયદો વિધવાઓનાં પુનર્લગ્ન ઉપર પ્રતિબંધ મૂકે છે. આ રિવાજ હિંદી સૈયદોમાં જ છે. તે હિંદુ બહુમતીના સંસર્ગથી પ્રવેશેલો લાગે છે, કેમ કે ખુદ હજરત પેગંબર સાહેબે, જેમની ઓલાદ હોવાનો સૈયદો ફખર કરે છે, તેમણે પોતે પોતાની બે પુત્રીઓનાં 'છૂટાછેડા લઈ, તેમના બીજા નિકાહ કરાવેલા' હતા. વિધવા પુનર્લગ્નના નિષેધના આ રિવાજને લીધે, કોઈ વિધુર સૈયદે મોટી ઉંમરે બીજી સ્ત્રી પરણવા ઇચ્છે તો તેને વીસ વરસ આસપાસની જ કન્યા મળી શકે છે. તેથી ઉંમરનાં કજોડાંનાં અનિષ્ટ પરિણામે છે.

ઘણાખરા સૈયદો 'પીરઝાદા' હતા. તેથી ઘણાને નાનાં મોટાં વતન હોય છે. છતાં, હવે તેમને તેમના જૂના ધંધામાં કસ લાગતો નથી, માટે હવે તેઓ નોકરી કરે છે અને વેપાર પણ કરે છે. તેમનામાં, ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં કેટલાક શિયા છે. પરંતુ તેમના મુરીદોમાં તેઓ સુન્ની મનાય છે.

તેમની માતૃભાષા ઉર્દૂ છે, અને પહેરવેશ ઇસ્લામી છે. તેમની સ્ત્રીઓ પરદો પાળે છે, જોકે વધતી જતી કેળવણીથી તે તૂટવા માંડ્યો છે. પુરુષો તેમનાં નામ પાછળ મિયાં અથવા દીન ઉમેરે છે. સ્ત્રીઓનાં નામ પાછળ સાધારણ રીતે નિસા (સ્ત્રી) પ્રત્યય આવે છે. તેઓ (બેગમના) લકબથી સંબોધાય છે 'બેગમ' એ બેગનું નારી જાતિનું રૂપ છે. 'બેગ' શબ્દ તુર્કી છે. તેનો અર્થ સરદાર થાય છે.

**કાઝીઓ :** સૈયદોમાં એક પેટા વર્ગ કાઝીઓનો છે. તેઓ મૂળ ઇસ્લામી શરિયત પ્રમાણે ફેંસલા આપનારા ન્યાયધીશો હતા. પરંતુ હવે તેમની તે હકૂમત રહી નથી. તેથી હવે તેઓ માત્ર જુમા મસ્જિદોમાં અને ઈદની નમાઝોમાં નમાઝ પઢાવે છે અને ખુત્બા પઢે છે અને મુસલમાનોના નિકાહ પઢાવે છે. મોટાં શહેરોમાં નિકાહનાં રજિસ્ટરો રાખવામાં આવે છે.

કાઝી સૈયદ જ હોવા જોઈએ તેવો અનિવાર્ય નિયમ નથી. શેખ પણ કાઝી થઈ શકે છે, જૂનાગઢના કાઝી શેખ છે. રાધનપુરમાં તો સુન્ની વહોરા કાઝી છે. તેઓ ઉર્દૂ સારું જાણે છે.

નાનાં ગામોમાં મસ્જિદના પેશઇમામ નિકાહ પઢાવે છે. મુસ્લિમ નિકાહ એક પ્રકારનો કરાર છે, તેથી તેમાં ધાર્મિક વિધિ હોતો નથી. થોડા વખત ઉપર પંજાબની એક મુસ્લિમ યુવતીના નિકાહ ઇંગ્લૅંડમાં અભ્યાસ માટે ગયેલા એક મુસ્લિમ યુવક સાથે ટેલિફોન ઉપર થયા હતા.

કેટલાક નકલી સૈયદો અને કાઝીઓ પણ થયા છે. જૂનાગઢની એક દરગાહમાં એક તાઈ મુજાવર પોતાના નામ પાછળ 'દીન' પ્રત્યય ઉમેરી 'સૈયદ' થવાનો પ્રયાસ કરતા હતા. ચરોતરમાં પણ એક બે દાખલા છે, જેમાં શેખ, 'સૈયદ' અથવા 'કાઝી' થયા છે, અને/અથવા થવાનો પ્રયાસ કરે છે.

* ઉર્દૂ તરજુમો 'દા'વતે ઇસ્લામ'

### ૨ : શેખ કોમ

શેખનો અર્થ પણ સરદાર થાય છે. હિંદુઓમાંથી થયેલા નવ-મુસ્લિમોને 'મોટે' નામે સંબોધવા, તેમને આ ઉપનામ આપવામાં આવ્યું હતું. હ. પેગંબર સાહેબની પણ એક હદીસ છે કે કોઈ પણ નવ-મુસ્લિમ મારા ખાનદાનનો છે. આપનું આરબ ખાનદાન કુરેશનું હતું તેથી કેટલાક શેખો પોતાને 'કુરેશી' કહેવડાવે છે. મુસલમાનોની બધી જ પરચૂરણ કોમોનો 'શેખ'ના સામાન્ય વર્ગમાં સમાવેશ થાય છે.

કેટલોક સમય થયાં, ગોધરાના સુન્ની વહોરા, જેઓ અગાઉ 'ઘાંચી' ઉપનામથી ઓળખાતા હતા, તેઓ હવે પોતાને 'શેખ' કહેવડાવે છે. તેનું અનુકરણ ચરોતરમાં પણ સુન્ની વહોરાઓમાં થયેલું છે. અમદાવાદના સુન્ની વહોરાઓમાં, કેટલાક પોતાને 'મનસૂરી' કહેવડાવે છે. તેની પહેલ ત્યાંના મરહુમ ખા. સા ડૉ. અલીમહમદ મન્સુરીએ કરેલી હતી. તેઓ લાંબો વખત મુંબઈની ધારાસભાના સભ્ય હતા અને ડૉકટર હોવા છતાં વેપાર કરતા હતા. તેમનો એક પુત્ર એલ. એસ. બી. હોવા છતાં વેપાર કરે છે. આ મનસૂરી અટકનું અનુકરણ પણ ચરોતરના સુન્ની વહોરામાં થયેલું છે.

આ શેખ વર્ગના એટલા બધા પેટા વર્ગો છે કે તેમનું વર્ગીકરણ કરવું વ્યાવહારિક રીતે શક્ય નથી. તેમનાં નામ સાધારણ રીતે સાદાં હોય છે. છતાં કેટલાક પોતાનાં નામ આગળ મોહમ્મદ પ્રત્યય લગાડે છે અથવા પાછળ મિયાં અથવા ભાઈ ઉમેરે છે. સ્ત્રીઓ 'બીબી'ઓના ઉપનામથી સંબોધાય છે.

તેમની માતૃભાષા ઉર્દૂ અથવા ગુજરાતી અથવા બંને હોય છે. તેમનો પહેરવેશ ઇસ્લામી છે. તેમની સ્ત્રીઓ, કુટુંબની આર્થિક સ્થિતિ સારી હોય તો પરદો પાળે છે. તેઓ લગ્નવ્યવહાર પોતપોતાના વર્ગમાં જ કરે છે. કન્યા લાવવાની હોય તો ઊતરતા વર્ગોમાંથી પણ લાવે છે. છતાં કન્યા આપવાની હોય તો બને ત્યાં સુધી ચઢતા વર્ગોમાં જ આપે છે. તેઓ બધા જ ધંધા કરે છે અથવા નોકરીઓ કરે છે. અથવા જમીનો હોય તો ખેતી કરે છે.

### ૩ : મોગલ (મુગલ) કોમ

ગુજરાતના મોગલો મોટે ભાગે દિલ્હીના બાદશાહ હુમાયુના જે પિતરાઈઓ તેનાથી રિસાઈને ગુજરાતના તે વખતના સુલતાન બહાદુરશાહને આશરે આવી રહ્યા હતા, તેમના વંશજો છે. અકબરના જમાનામાં પણ તેમની આ તરફની હિજરત ચાલુ હતી, તેઓ મોટે ભાગે મોટા શહેરોમાં વસે છે. ચરોતરમાં તેઓ છૂટાછવાયા છે. તેમની મોટી વસ્તી ખંભાતમાં છે. ત્યાંના નવાબ સાહેબ મોગલ શિયા હતા. તેમની ખાસ પાયગામાં ઈરાની મોગલોની ભરતી થતી હતી. રાજ્યની નાની મોટી નોકરીઓમાં સ્વાભાવિક રીતે તેમને પહેલી પસંદગી મળતી હતી.

તેમની માતૃભાષા ઉર્દૂ છે. તેઓ ઇસ્લામી પહેરવેશ પહેરે છે. તેમની સ્ત્રીઓ પરદો પાળે છે. તેઓ લગ્નવ્યવહાર અંદર અંદર કરે છે. પુરુષો પોતાનાં નામ પાછળ 'બેગ' અને સ્ત્રીઓ 'બેગમ' ઉમેરે છે. તેઓ મોટે ભાગે નોકરીઓ કરે છે.

### ૪ : પઠાણ કોમ

પઠાણો ચરોતરમાં છૂટાછવાયા છે. તેમની વધારે સંખ્યા બોરસદમાં છે. બેગડાના જમાનામાં બોરસદના બ્રાહ્મણોએ એક ફકીરને રંજાડેલો, તેથી સુલતાને ત્યાં લશ્કરી થાણું મૂક્યું હતુ. તેના સિપાહીઓ હાલના પઠાણોના પૂર્વજો હતા. તેઓ મૂળ પરદેશી હતા. પરંતુ પાછળથી અહીંની સ્ત્રીઓ પરણેલા તેથી તેમનામાં સ્થાનિક તત્ત્વ મિશ્રિત થયેલું છે. આ પઠાણો બોરસદમાં એક જ લત્તામાં રહે છે. તેમને મળેલી ખેતીની જમીન પણ સીમમાં એક જ ભાગમાં છે.

ચરોતરના મુસલમાનોમાંથી સૌથી પહેલા ગ્રેજ્યુએટ થનાર મરહૂમ ફઝલખાન આ પઠાણો પૈકીના હતા. તેમના એક સગા એમનખાન હાલ સિવિલ જજ છે. મહુધાના ઉસ્માનખાન અને બોરસદના સિતાબખાન બી. એ. થઈ રેવન્યુ ખાતામાં ડેપ્યુટી કલેક્ટરના હોદ્દા પરથી નિવૃત્ત થયા છે. ખંભાતમાં એક જૂનું બાબી કુટુંબ છે. તેના એક સભ્ય ફૈઝમહમદખાન બી. એ. બારિસ્ટર છે. હાલ તેઓ જૂનાગઢમાં રહે છે. તેમનાં બહેન માણાવદરના રાજકર્તા મરહૂમ ખાન સાહેબ સાથે પરણાવેલાં હતાં. કાઠિયાવાડમાં રાજ્યકર્તાના પુત્રો તથા ભાઈ ભત્રીજા પોતાનાં નામ પહેલાં 'કુમારશ્રી', સંક્ષિપ્ત 'કુ. શ્રી.' અંગ્રેજી 'કે. એસ.' લખતા હતા. તેનું અનુકરણ શ્રી ફૈઝમહદખાને કર્યું હતું. કાઠિયાવાડના આ રિવાજથી અપરિચિત ગુજરાતીઓ તેને 'ખાન સાહેબ'નો ઇલકાબ સમજતા હતા.

આ દેશી પઠાણોની માતૃભાષા ઉર્દૂ છે. તેઓ લગ્નવ્યવહાર પોતાના વર્ગમાં જ કરે છે. તેમની સ્ત્રીઓ પરદો પાળે છે. મોટે ભાગે તેઓ અંગ્રેજી કેળવણી લેતા નથી, અને મિલો, બેંકો, મોટી વેપારી પેઢીઓ, વગરના ચોકીદાર

તરીકે નોકરીઓ કરે છે. તેઓ ઘણા વફાદાર હોવાનું મનાય છે. દેશના ભાગલા પડ્યા પછીથી વધેલા વૈમનસ્યમાં તેમનું સ્થાન ઉત્તર હિંદના ભૈયાઓ અને નેપાળી ગુરખાઓએ લીધું છે.

થોડા સરહદી પઠાણો આ જિલ્લામાં હંગામી રીતે વેપાર કરવા આવે છે. તેઓ ધીરધાર પણ કરે છે. તેમાં તેઓ ઇસ્લામી શરિયત વિરુદ્ધ વ્યાજ લે છે. એમના વ્યાજનો દર એટલો વધારે તથા તે વસૂલ કરવાની તેમની રીત એટલી કડક હોય છે કે 'પઠાણી ઉઘરાણી' અને 'પઠાણી વ્યાજ' એવા રૂઢ પ્રયોગો ગુજરાતી ભાષામાં વપરાય છે.

આ પરદેશી પઠાણોની માતૃભાષા સરહદી, પુખ્તુ કે ઉર્દૂ હોય છે. તેઓ લગ્ન વ્યવહાર પોતાના જ વર્ગમાં કરે છે અને તેમની સ્ત્રીઓ પણ પરદો પાળે છે.

### ઉર્દૂ માતૃભાષાવાળા મુસલમાનો

ઉર્દૂ માતૃભાષાવાળા મુસલમાનો ગુજરાતી માતૃભાષાવાળા મુસલમાનો કરતાં પોતાને ચઢિયાતા અને વધારે ચુસ્ત માને છે. થોડાં શહેરો બાદ કરતાં, બાકીનાં ગામોના મુસલમાનોનું ઉર્દૂ શુદ્ધ કહી શકાય તેવું નથી. જે મૂળાક્ષરો ઉર્દૂમાં છે જ નહિ, દા. ત. 'ળ' અને 'ણ' તેઓ છૂટથી બોલે છે. તેમના ઉર્દૂમાં નથી ઉર્દૂનું વ્યાકરણ કે નથી ગુજરાતીનું. તેમની ઉર્દૂ માતૃભાષા માત્ર બોલવા પૂરતી છે. તેઓ ઉર્દૂ બોલી ગુજરાતી અક્ષરોમાં જ લખે છે. ઉર્દૂ ઉર્દૂલિપિમાં લખનારા ઘણા થોડા છે.

તેમની કેળવણીની આ પૂર્વભૂમિકા હોવાથી, તેમના પીરઝાદાઓ તેમને જે રીતે ઇસ્લામ સમજાવે છે તે રીતે તેઓ તે માની લે છે, અને સામાન્યતઃ પીરઝાદાઓની સમજાવવાની રીતિનીતિ એવી હોય છે કે મુદ્દાની બાબતો તરફ દુર્લક્ષ કરી, જેને ગૌણ ગણવી જોઈએ તેવી ઝીણી વિગતોને તેઓ મહત્ત્વ આપે છે; એટલે તેમના મુરીદો ડાંગરનાં છોતરાંને જ ચોખા સમજી લે છે.

તેમનામાં જૂની સિપાહીગીરીનો મોટો ફખર હોય છે કે તેમના બાપદાદા 'સમશેર બહાદુર' હતા, અને વેપાર કે નોકરી તો 'બનિયા-બકાલ'નું કામ કહેવાય. તેથી તેઓ કેળવણીમાં પછાત છે અને તે કારણે તેમની આર્થિક પ્રગતિ અવરોધાય છે.

# ૨૦

# મુસલમાન કોમો—(૨)

### વેપારી કોમો

**મુખ્યત્વે વેપારી કોમો :** અગાઉ જણાવ્યા પ્રમાણે, મુસલમાનોમાં વેપારી કોમો મુખ્યત્વે ત્રણ છે. **વહોરા, મેમણ** અને **ખોજા.** તે પૈકી વહોરાની સંખ્યા સૌથી વધારે છે. તેમનામાં **શિયા** અને **સુન્ની** એવા બે પ્રકાર છે, અને બંને પ્રકારના વહોરાઓ ચરોતરના મુસલમાનોમાં મહત્ત્વના છે. એમ એકંદરે ચાર વેપારી કોમો છે.

આ ચાર પૈકી, આ પ્રકરણમાં શિયા વહોરાની, તે પછીના પ્રકરણમાં સુન્ની વહોરાની, અને તે પછીના પ્રકરણમાં મેમણ અને ખોજાની માહિતી આપી છે. એ પછી, એ જ પ્રકરણમાં, ખેડૂત અને કારીગર કોમોની માહિતી પણ આપી છે.

### શિયા વહોરાની કોમ

**વિશેષતા :** ચરોતરના વહોરાઓમાં સુન્ની વહોરાઓ સંખ્યામાં વધારે છે. પરંતુ શિયા વહોરાઓ વધારે સાધનસંપન્ન અને સંગઠિત છે. તેમની વસતી મુખ્યત્વે કપડવણજ, ખંભાત, ઉમરેઠ, નડિયાદ વગેરે મોટાં ગામોમાં છે. નાનાં ગામોમાં તેઓ જૂજ જૂજ રહે છે. કપડવણજ તથા ખંભાતમાં તેમના અલગ, સ્વતંત્ર લત્તા છે, અને ત્યાં તેમનાં મકાનો ઘણાં સજાવેલાં હોય છે. ઉમરેઠમાં પણ તેમનો લત્તો લગભગ સ્વતંત્ર જેવો છે. જેમને 'લોટિયા' વહોરા કહે છે તે આ વહોરા છે. આણંદમાં એક 'લોટિયા' ભાગોળ છે.

**વહોરા નામની ઉત્પત્તિ :** 'વહોરા' નામ વહોરવું, વેપાર કરવો, એ ઉપરથી પડ્યું હોવાનું મનાય છે. નાગરોમાં અને વાણિયામાં આ અટક જોવામાં

મુસલમાનોમાં આ અટક કોમી નથી, પરંતુ વર્ગીય છે. અમદાવાદનું જાણીતું વલીઉલ્લાહ કુટુંબ આરબ કુટુંબ છે. તેમની પેઢીની શાખાઓ મક્કાના બંદર જિદ્દામાં અને ખુદ મક્કામાં છે. ત્યાં તેમનાં સગાંવહાલાં પણ છે. છતાં અમદાવાદમાં તેઓ 'વહોરા' કહેવાય છે.

ધંધૂકાનું જાણીતું વહોરા-દેસાઈ+ 'રજપૂત' કુટુંબ હતું. તેઓ મુસલમાન થયા તે વખતની દિલ્હીના જહાંગીર બાદશાહની સનદ તેમના કુટુંબમાં જાળવી રાખેલી છે.

અમદાવાદ પાસે સરખેજના જાણીતા પીર હ. શેખ અહમદ ખટુ ગંજબક્ષ ગુજરાતના પહેલા સ્વતંત્ર સુલતાન મુઝફ્ફરશાહના અમલમાં, ઈ. સ. ૧૪૦૦ના અરસામાં, હજ પઢીને પાછા ફરતાં, સરખેજમાં પધારેલા ત્યારે તેમનો પહેલો મુકામ એક 'વહોરા'ને ત્યાં હતો.

સૌરાષ્ટ્રમાં, સોમનાથ પાટણમાં, સં. ૧૪૬૨નો એક શિલાલેખ છે. તેમાં નોંધ છે કે મહમદ નામના એક વહોરાનો પુત્ર ફરીદ, ગુજરાતના તે વખતના સુબા ઝફરખાન (પાછળથી થયેલા સ્વતંત્ર સુલતાન મુઝફ્ફરશાહ) ના પાટણ ઉપરના હુમલામાં શહીદ થયો હતો. તે લેખની શરૂઆત 'બિસ્મિલ્લા હિર્રહમાનિર્રહીમ'થી કરેલી છે.

'વહોરા' નામનો એક બીજો ખુલાસો કરવામાં આવે છે. વહોરા-બહોરા-બહુરાહ, એટલે વિવિધ કોમોમાંથી થયેલા વેપારી મુસલમાનો. આ ખુલાસો વાસ્તવિક રીતે 'વહોરા' શબ્દની વ્યુત્પત્તિને બદલે, એ શબ્દ ઉપર માત્ર શ્લેષ લાગે છે.

**ઇતિહાસ:** તેમની સારી સંખ્યા અરબસ્તાનના યમન પ્રાંતમાંથી ગુજરાતમાં, ઈ. સ. ૧૫૩૯માં આવી હતી. તેથી ઘણાં પહેલાં, ઈ. સ. ૧૦૬૭માં, તેમના તે વખતના ત્યાંના ધાર્મિક વડાએ બે 'દાઈઓ' (ધાર્મિક પ્રચારકો)ને ગુજરાતમાં ઇસ્લામનો પ્રચાર કરવા મોકલ્યા હતા. તેઓ મુલ્લાં અબ્દુલ્લા અને મુલ્લાં અહમદ હતા. તેઓ ખંભાત બંદરે આવ્યા હતા.

આ બંને દાઈઓના રોજા ખંભાતમાં છે. મુલ્લાં અબ્દુલ્લાનો રોજો વહોરાઓના પોતાના કબ્રસ્તાનમાં અને મુલ્લાં અહમદનો રોજો મુસલમાનોના જનરલ કબ્રસ્તાનમાં છે. એ બીજા રોજા માટે ઈ. સ. ૧૯૨૫-૨૬માં ત્યાંના શિયા અને સુન્ની વચ્ચે મતભેદ પડતાં, ઝઘડો કોર્ટે ગયો હતો, અને ત્યાંથી તે પ્રમાણે નિર્ણય થયેલો છે.

મુલ્લાં અબ્દુલ્લાનું નામ 'મિરાતે અહમદી'માં મોહમદઅલી અને સર થોમસ આરનોલ્ડના 'પ્રીચિંગ ઑફ ઇસ્લામ'માં મુલ્લાં અલી આપેલું છે.

**સુન્નીઓના પ્રથમ ધર્મ પ્રચારકો:** સુન્ની મુસલમાનોના ધર્મપ્રચારકોમાં હિંદમાં સૌથી પ્રથમ આવનાર અજમેર શરીફવાળા ખ્વાજા મુઈનુદ્દીન ચીસ્તી સાહેબ હતા. તેઓ ઉપર કહેલા વહોરા દાઈઓ પછી, એક સદી બાદ આવ્યા હતા. અલબત્ત, તે પહેલાં, જે આરબ વેપારીઓ ગુજરાતના પશ્ચિમ કિનારે વેપાર માટે આવતા હતા, અને જેમનામાંથી કેટલાક અહીં સ્થાયી વસેલા પણ હતા, તેઓ પરોક્ષ રીતે ઇસ્લામનો પ્રચાર કરતા હતા અને, સર થોમસ આર્નોલ્ડના જણાવ્યા પ્રમાણે, ખાસ ધર્મપ્રચારકો કરતાં આ વેપારીઓ પોતાના દૃષ્ટાંતિક વર્તનથી ધર્મપ્રચાર વધુ અસરકાર રીતે કર્યે જતા હતા.

**કાકા કેલા અને કાકી કેલી:** શિયા વહોરાઓના ઉપર કહેલા બે દાઈઓ પૈકી મુલ્લાં અબ્દુલ્લાએ મુખ્ય ભાગ ભજવ્યો હતો. શરૂમાં, તેમણે એક ખેડુત કુટુંબ સાથે મુકામ કરેલો હતો. તેમના કૂવામાં પાણી નહોતું. મુલ્લાં અબ્દુલ્લાએ તે ચમત્કારિક રીતે આણી આપવાથી, એ ખેડૂત-ધણી-બૈરી મુસલમાન થયાં હતાં. તેમનો રોજો ખંભાતથી ત્રણેક માઈલ દૂર છે. તેઓ—'કાકા કેલા' (એકલા) અને 'કાકી કેલી' (એકલી) તરીકે ઓળખાય છે.

કહેવાય છે કે આ અબ્દુલ્લા ગુજરાતમાં આવતા પહેલાં ગુજરાતી શીખીને આવ્યા હતા. તેમણે ખંભાતના એક મંદિરમાં પ્રવેશ મેળવ્યો હતો. ત્યાં એક લોહકુંજર અધ્ધર લટકતો હતો. તે ઓરડાની ચારે બાજુની દીવાલોમાં લોહચુંબક હોવાથી તે અધ્ધર રહેતો હતો. અબ્દુલ્લાએ તે જાણી લઈ, ક્રમે ક્રમે એકેક લોહચુંબક, બીજા ના જાણે તેવી રીતે, કાઢી લઈ, આ હાથીને જમીન ઉપર ઊતાર્યો હતો. તે ઉપરથી ત્યાંના પૂજારીઓ અને તે સંપ્રદાયના ઘણા અનુયાયીઓ મુસલમાન થયા હતા.

**મુલ્લાં અબદુલ્લા અને સિદ્ધરાજ:** પછી મુલ્લાં અબદુલ્લા પાટણ ગયા હતા. તે જમાનો સિદ્ધરાજનો હતો. તેમને પોતાની પાસે લઈ આવવા સિદ્ધરાજે થોડાક સિપાઈઓ મોકલ્યા હતા. તેઓ ત્યાં પહોંચ્યા ત્યારે તેમણે મુલ્લાં અબદુલ્લાની આજુબાજુ આગનો કોટ જોયો હતો, તેથી

+આ કુટુંબના ત્રણ સભ્યો અમદાવાદમાં અમલદારો હતા: ૧. ખા. સા. ઉમરભાઈ પ્રથમ ફોજદાર અને પછીથી ઇન્સ્પેક્ટર. ૨. ખા. બ. ઇસ્માઈલ, સીટી ડે. પો. સુપરિન્ટેન્ડન્ટ. ૩. ખા. બ. સુલેમાન સીટી મેજિસ્ટ્રેટ.

તેઓ પાછા ફર્યા હતા. તે ઉપરથી સિદ્ધરાજ પોતે ગયો હતો. તેને માટે એ કોટની દીવાલમાં એક બારણું ખુલ્લું હતું. સિદ્ધરાજે આ દાઈ સાથે ઘણી વાતો કરી હતી. વહોરાઓ માને છે કે ત્યારથી સિદ્ધરાજ ખાનગી રીતે મુસલમાન થયો હતો.

સિદ્ધરાજ મુસલમાન થયો હોવાને ઇતિહાસ પુષ્ટિ આપતો નથી. પરંતુ એટલું તો નિર્વિવાદ છે કે સિદ્ધરાજ ધાર્મિક બાબતોમાં સહિષ્ણુતા ધરાવતો હતો. ખંભાતના એક કોમી હુલ્લડમાં, ત્યાંના હિંદુઓએ ત્યાંની આરબોની એક મસ્જિદને નુકસાન કર્યું હતું અને આરબોને માર્યા હતા. આ બાબતની ફરિયાદ એ આરબો પૈકી એક ખતીબે જાતે પાટણ જઈ સિદ્ધરાજને પોતાને કરી હતી. તે ઉપરથી સિદ્ધરાજે જાતે ખંભાત આવી, વેશપલટો કરી આ બાબતની તપાસ કરી હતી. પછી પાટણ પાછાં જઈ, ખતીબને સારો બદલો આપી, ગુનેગારોને સજા કરી હતી, અને તૂટેલી મસ્જિદ સરકારી ખર્ચે બંધાવી આપવા હુકમ કર્યો હતો. આ હકીકત શ્રી. ક. મા. મુનશીના 'રાજાધિરાજ' તથા શ્રી. રત્નમણિરાવના 'ખંભાતના ઇતિહાસ' માં આપેલી છે, અને તે ડૉસન અને ઇલિયટના ઇતિહાસ ઉપરથી લીધેલી છે.

વહોરાઓ માને છે કે તે અરસામાં સિદ્ધરાજનો એક પ્રધાન ભારમલ મુસલમાન થયો હતો. સિદ્ધરાજને એ નામનો કોઈ પ્રધાન હોવા વિષે ઇતિહાસ સાક્ષી પૂરતો નથી. પરંતુ એ નામનો બીજો કોઈ મુખ્ય માણસ હોય એમ સંભવ છે. વહોરાઓમાં 'ભારમલ' અટક છે. જૂનાગઢના વીસાવદરમાં એ અટકવાળું એક કુટુંબ છે.

**સિદ્ધપુર: વહોરાઓનું મુખ્ય સ્થળ:** પાટણ પાસેનું સિદ્ધપુર વહોરાઓનું એક મુખ્ય સ્થળ છે. ત્યાંના વહોરાઓમાં ત્રિવેદી, જાતી, જોશી, વગેરે બ્રાહ્મણોની અટકો છે. શ્રી રત્નમણિરાવ 'ખંભાતના ઇતિહાસ' માં કહે છે કે તે અરસામાં હિન્દુઓના ઉચ્ચ વર્ગોમાંથી મુસલમાન થયેલાની જનોઈઓનું વજન ૨૧૦ રતલ થયું હતું.

સિદ્ધપુરના વહોરાઓ ઘણા માલદાર છે. તેઓ મોટા વેપારીઓ છે. ઈ. સ. ૧૫૦૯ માં જ્યારે મુલ્લાંજી સાહેબ યમનથી પહેલીજ વાર ગુજરાતમાં આવ્યા ત્યારે તેમની પહેલી 'ગાદી' આ સિદ્ધપુરમાં થઈ હતી. ત્યાંથી અમદાવાદ, પછી જામનગર, પછી બુરહાનપુર, પછી સુરત, અને હવે મુંબઈમાં તેમની 'ગાદી' છે.

**શિયાઓની શાખાઓ:** શિયાનું પૂરું નામ શિયા-એ-અલી એટલે હ. અલીના અનુયાયીઓ છે. પ્રારંભમાં, આ માત્ર રાજકીય વર્ગ — પક્ષ હતો. પરંતુ એક વખત સુન્નીઓથી જુદા પડયા પછીથી, બંને પક્ષ વચ્ચે નાના મોટા મતાંતરો વધતા ગયા હતા.

હ. અલી પછી એમના ખાનદાનના જે નેતાઓ થયા હતા, તે 'ઈમામો' ના ઉપનામથી ઓળખાય છે. તેવા છઠ્ઠા ઈમામ જાફર સાદિક-સાયા-સુધી બધા શિયાઓ ભેગા રહ્યા હતા. તેમના વારસાની તકરારમાં, તેમના એક પુત્ર ઇસ્માઈલનો પક્ષ લેનાર 'ઈસ્માઈલી' કહેવાયા હતા. તે હાલના 'વહોરા' છે. બીજા પુત્ર મુસા અલકાઝિમનો પક્ષ લેનાર અને તેમની ઓલાદના બાકીના ૭ ઈમામોને માનનારા —એટલે કુલ બાર ઈમામોને માનનાર 'અસના આશરી' કહેવાયા હતા. અસના એટલે બે, આસુર એટલે દસ. તે વર્ગ ચરોતરમાં ખંભાતમાં વસતા ઈરાની મોગલ શિયાઓનો છે.

વહોરાઓના ૧૯મા ઈમામ સુધી ઇસ્માઈલી શિયાઓ ભેગા રહ્યા હતા. તે ઈમામના વારસા માટે વળી તકરાર પડવાથી, નાના પુત્ર મુસ્તાલીનો પક્ષ લેનાર **'મુસ્તાલી'** અને વડીલ પુત્ર નઝારનો પક્ષ લેનાર **'નઝારી'** કહેવાયા હતા. મુસ્તાલી તે **ઇસ્માઈલી વહોરાઓ** છે અને નઝારી તે **આગાખાની ખોજાઓ** છે.

વહોરાઓના મુલ્લાંઓ પૈકી ૨૬મા મુલ્લાં પછી ગુજરાતના સ્થાનિક વહોરાઓએ એક દાઉદની મુલ્લાં તરીકે પસંદગી કરી હતી, જ્યારે તેમના ધાર્મિક વડાએ યમનથી એક સુલેમાનને મુલ્લાં નીમીને મોકલ્યા હતા. દાઉદના અનુયાયીઓ **'દાઉદી'** અને સુલેમાનના અનુયાયીઓ **'સુલેમાની'** થયા હતા. ગુજરાતના બહુ મોટા ભાગના વહોરાઓ 'દાઉદી' છે. 'સુલેમાની' અલ્પ સંખ્યામાં છે. તેઓ મોટે ભાગે મુંબઈમાં છે. મુંબઈ હાઈકોર્ટના મરહૂમ જસ્ટીસ બદરૂદીન તૈયબજી સુલેમાની વહોરા હતા. એ ખાનદાન મૂળ ખંભાતનું છે. નિઝામ હૈદરાબાદની એક્ઝિક્યુટિવ કાઉન્સિલના માજી પ્રમુખ મરહૂમ સર સૈયદ અકબરી 'સુલેમાની' વહોરા હતા.

વહોરાના ૨૮મા મુલ્લાંએ પોતાના પુત્રને છોડી એક ત્રાહિત વહોરાને પોતાના વારસ નીમ્યા હતા. તેથી તેમના પૌત્ર અલીએ જુદો ફિરકો પાડયો હતો. તેમના અનુયાયીઓ અલિયા કહેવાય છે.

આ ફિરકાઓ સમજવા નીચેનું વંશવૃક્ષ ઉપયોગી થશે:–

## શિયા વહોરાઓનું વંશવૃક્ષ

**શિયા–એ–અલી**

- ઝેદિયા (યમનમાં છે.)
- જાફરી
  - ઇસ્માઇલી (વહોરાઓ)
    - મુસ્તાલી
      - દાઉદી
      - સુલેમાની
        - અલિયા
        - હજુમી
        - મેહદિયા (મેહદીબાગવાળા)
        - નાગોશિયા (ગોસ્ત નહિ ખાનારા)
    - નઝારી (ખોજાઓ)
  - આશના અશરી (બાર ઇમામોને માનનારા)

**શિયા–સુન્નીના મતાંતર :** શિયા–સુન્નીનો મૂળભૂત મતભેદ માત્ર એટલો જ હતો કે શિયા હઝરત પેગંબર સાહેબના કાકાના દીકરા ભાઈ તથા જમાઈ હ. અલી, જે પાછળથી ચોથા ખલીફા થયા હતા, તેઓ વારસાઈ હક્કથી પહેલા ખલીફા થવા જોઈતા હતા, એમ શીયાઓ માને છે, અને તે કારણે, તેઓ પહેલા ત્રણ ખલીફા હ. અબુબક સિદ્દીક, હ. ઉમર અલફારૂક અને હ. ઉસ્માન ગની ને, હ. અલીનો કાયદેસર હક છીનવી લેનાર ગણે છે. વાસ્તવિક રીતે, આ મતભેદ માત્ર રાજકીય હતો, ધાર્મિક નહોતો. છતાં એક વખત મન ઊંચાં થયા પછી, સ્વાભાવિક રીતે જ તેમના વચ્ચેના મતભેદો વધતા ગયા હતા. તે રાજકીય ક્ષેત્રમાંથી ધાર્મિક ક્ષેત્રમાં પ્રવેશ્યા હતા. આખરે તે મતાંતરોએ, કહો કે પૂર્વગ્રહોએ, સામાજિક ક્ષેત્રમાં પણ અતિક્રમણ કર્યું છે. પહેલા ત્રણ ખલીફા વિરુદ્ધની શિયાઓની સૂગ તેમને એટલી દૂર ખેંચી ગઈ છે કે તેઓ તેમનામાં એ ત્રણ નામ અને વધારામાં હ. પેગમ્બર સાહેબનાં હ. બીબી આયશાનાં નામ પાડતા નથી. કોઈ કારણે હ. બીબી આયશા અને હ. અલી વચ્ચે ઊંચાં મન હતાં. વિશેષમાં, તેઓ મક્કા શરીફની હજ પઢવા તો જાય છે, પણ ત્યાંથી સુન્નીઓ માફક, તેઓ મદીના જઈ હ. પેગંબર સાહેબના રોઝાની ઝયારત કરતા નથી. નહિ કે તેમને આ હઝરત સાથે કંઈ વિરોધ છે, પરંતુ ખરું કારણ એ લાગે છે કે એ જ રોઝામાં હઝરત સાથે જ આપના બે ખલીફા, હ. અબુબક્ર અને હ. ઉમરની પણ તુરબતો છે અને તે ત્રણે મઝાર એક જ રોઝામાં બંધ કરી તેને ફરતી સાત જાળીઓ કરેલી છે, જેથી કોઈ અંદર પ્રવેશી શકે નહિ. મુનાવરો સાફસૂફ કરવા પણ માત્ર ચોથી જાળી સુધી જ જઈ શકે છે.

હ. અલી માટેના શિયાઓના અતિ આગ્રહે તેમને ઇસ્લામના મૂળભૂત કલમામાં પણ તેમની રુચિ મુજબનો ફેરફાર કરાવ્યો છે. તેઓ ઇસ્લામના કલમામાં મોહમ્મદર્‌રસૂલુલ્લાહ પછી 'અલી વલી ઉલ્લાહ, વસીએરસૂલુલ્લાહ' ઉમેરે છે. કુરાનમાં અલફત્હની નં. ૪૮ની સૂરામાં આ કલમાનો ઉત્તરાર્ધ માત્ર 'મોહમ્મદર્‌રસૂલુલ્લાહ' આપેલો છે.

**વરસની ગણતરી :** બંને પક્ષ તેમનું વરસ ચંદ્રવરસ હોવાનું સ્વીકારે છે. છતાં મહિનાની શરૂઆત અને ગણતરી બંને જુદી રીતે કરે છે. સુન્નીઓ એક ચંદ્રદર્શનથી બીજા ચંદ્રદર્શન સુધીના ગાળાનો મહિનો ગણે છે. તેથી તેમનો મહિનો એક ૨૯ દિવસનો અને બીજો ૩૦ દિવસનો થાય છે, અને વરસ આખરે, આ ચંદ્રવરસ સૂર્યવરસથી ૧૧ દિવસ પાછળ રહે છે.

શિયાઓ તેમના બધા મહિના પડવાથી અમાસ સુધીના, એટલે દરેક મહિનો પૂરો ત્રીસ દિવસનો ગણે છે. આ ધોરણે, તેમનું કૅલેન્ડર નિશ્ચિત હોય છે. પરંતુ, એ રીતે પણ એમનું ચંદ્રવરસ સૂર્યવરસથી પાંચ દિવસ પાછળ રહે છે.

**નમાઝ :** સુન્નીઓ પાંચ વખતની નમાઝ પઢે છે. શિયાઓ પણ એ જ પાંચે નમાઝ પઢે છે. પરંતુ બપોર પછીની બે નમાઝો, જોહર અને અસર, અને સૂર્યાસ્ત પછીની બે નમાઝો, મગરિબ અને ઈશા ભેગી કરી, તેઓ ત્રણ વખતમાં પતાવે છે. ખરું છે કે ખુદ પેગંબર સાહેબે પ્રસંગોપાત એમ કરેલું હતું. પરંતુ તે ખાસ અનિવાર્ય પ્રસંગોના અપવાદ હતા. ઉદા. ચોમાસામાં ઘનઘોર વાદળાં હોય ત્યારે (તે જમાનામાં અરબસ્તાનમાં ઘડિયાળો નહોતી) મુસાફરીમાં (અરબસ્તાની રણની મુસાફરીની મુશ્કેલીઓ સહજ કલ્પી શકાય તેવી છે,) યુદ્ધના પ્રસંગોએ વગેરે. શિયાઓએ આ વિરલ અપવાદોને નિત્ય નિયમ બનાવ્યો છે એટલો જ વાંધો છે.

---

હિંદુઓનું વરસ પણ ચંદ્રવરસ છે, પરંતુ દરેક ત્રણ વરસે એક અધિક માસ ઉમેરી, તેઓ તેને સૂર્યવરસ બરાબર લાવી મૂકે છે. મુસલમાનો તેમ કરતા નથી.

શિયાઓ સુન્નીઓ માફક જુમા (શુક્રવાર)ની ખાસ નમાઝ પઢતા નથી. એ નમાઝ માટે કુરાનમાં એક ખાસ સૂરા (પ્રકરણ નં ૬૨) છે. તેથી શિયાઓમાં જુમાની નમાઝનો સાપ્તાહિક ખુત્બો (ધાર્મિક પ્રવચન) હોતો નથી. તેઓ શુક્રવારે પણ નિત્યની (જોહર)ની નમાઝ પઢે છે.

રમઝાનમાં, ઈશાની નમાઝ પછી, સુન્નીઓ 'તરાવીહ'ની ખાસ નમાઝ પઢે છે. શિયાઓ તે પઢતા નથી. કારણ, કદાપિ એમ હોય કે રમઝાનની ઈશાની નમાઝમાં તરાવીહ દાખલ કરનાર બીજા ખલીફા હ. ઉમર હતા. તે પહેલાં તરાવીહની નમાઝ પાછલી રાત્રે પઢવાની મરજિયાત 'તહજુદ'ની નમાઝ હતી. તે નમાઝ વ્યાવહારિક રીતે સરેરાશ માણસ માટે શક્ય નથી, તેથી દીર્ઘદૃષ્ટિથી હ. ઉમરે તે નમાઝને ખાસ રમઝાનમાં જ, મહત્ત્વની તરાવીહમાં ફેરવી દીધી હતી. બીજા મહિનાઓમાં ઈશાની નમાઝ સાથે આ ખાસ નમાઝ પઢાતી નથી.

**શિયાઓનું પ્રશંસનીય સંગઠન :** અહીં શિયાઓથી વહોરા અને ખોજા બંને સમજવાના છે. સુન્નીઓ સાથેના તેમના ઉપર જણાવ્યા પ્રમાણેના મુખ્ય મતાંતરો છતાં, તેમનું બંધારણીય સંગઠન ખરેખર પ્રશંસનીય છે. આનું કારણ એટલું જ છે કે, એ દરેક કોમના ધાર્મિક અધિષ્ઠાતા એક છે : વહોરાના વડા મુલ્લાંજી સાહેબ, અને ખોજાઓના નામદાર આગાખાન સાહેબ. તેઓ તેમના આ અધિષ્ઠાતાને વીરપૂજા જેટલું માન આપે છે. તે ચુસ્ત ઇસ્લામની દૃષ્ટિએ વાંધા પડતું છે, કેમ કે ખુદ પેગંબર સાહેબે કુરાનમાં કહ્યું છે કે 'હું તમારા જેવો જ માણસ છું. માત્ર મારી પાસે અલ્લાહપાક તરફથી વહી આવે છે.' ઇસ્લામનું આ સામાજિક બંધુત્વ અને તેની સાદાઈ ખુલફા–એ–રાશેદીન (પહેલા ચાર ખલીફા) સાથે જ ખતમ થઈ ગયું હતું અને ત્યાર પછીની 'સીઝર' અને 'કેસર'ની જાહોજલાલી અને જોહુકમીના પડછાયા રૂપે વડા મુલ્લાંજી અને આગાખાનની અત્યારની શ્રેષ્ઠતા છે. પરંતુ આ વીરપૂજાને મનુષ્ય સ્વભાવની સ્વાભાવિક નબળાઈ માની ક્ષમ્ય ગણીએ, તો તેથી એ બંને કોમોને ચોખ્ખો ફાયદો થયેલો છે. એક જ ધાર્મિક તેમ જ સામાજિક અધિષ્ઠાતા હોવાથી, એ બંને ક્ષેત્રોમાં એ કોમોમાં એકતા પ્રવર્તે છે.

આ બંને કોમોનું બંધારણ, જાણે કે રાજકીય દૃષ્ટિએ ગોઠવાયું હોય તેમ, ઝીણી ઝીણી વિગતોમાં બહુ ચોક્કસ છે. નમાઝમાં બધાએ વખતસર હાજર થવું જોઈએ; રોઝા બધા લાયક ઉંમરનાએ રાખવા જોઈએ; ઝકાતના બદલામાં તેમના કોમી કરવેરા જે નિશ્ચિત થયેલા છે તે દરેકે આપવા જોઈએ; લગ્નમરણની વિધિઓ મુકરર કરેલી રીતે જ અને નીમેલ નાયબો મારફતે જ થવી જોઈએ; તેમના અંદર અંદરના ઝઘડા, કોર્ટોને લાયક હોય છતાં, તેમના નાયબો મારફતે જ ફેંસલા થવા જોઈએ; અને માત્ર અપવાદરૂપે, અને તે યે જે તે નાયબની મંજૂરી પછી જ, પક્ષકારો કોર્ટોનો આશરો લઈ શકે; કોમમાં કોઈ બેકાર રહેવો જોઈએ નહિ; તે માટે ધંધાની કે લોનની ગોઠવણ નાયબ કરી આપે છે, વગેરે. તેમના કરવેરામાંથી મુલ્લાંજી સાહેબ અને નામદાર આગાખાન સાહેબ તેમના કોમી મદ્રેસા અને કોમી બેંકો નિભાવે છે. ખરેખર, સુન્નીઓએ તો શું, પણ હિંદુઓએ પણ આ પ્રકારનું બંધારણ અનુકરણ કરવા જેવું છે.

સુન્નીઓને યતીમખાનાં અને હિંદુઓને અનાથાશ્રમો ખોલવાં પડે છે, જ્યારે આ બે કોમો, તેમના નાયબો મારફતે જે તે કોમના વયોવૃદ્ધ, કામ કરવા અશક્ત, સ્ત્રીપુરુષો અને અનાથ બાળકોને એવી રીતે છૂપી મદદ પહોંચાડે છે કે જમણો હાથ આપે તે ડાબો હાથ જાણે નહિ. આથી ખાનદાન, પણ ઘસાઈ ગયેલાં, કુટુંબોનો મોભો અને સ્વમાન જળવાઈ રહે છે.

તેમનામાં કોઈ કોઈને ત્યાં મહેમાન જતો નથી. પરંતુ તે ગામમાં આવેલા કોમના મુસાફરખાનામાં ઉતારો કરી, પોતના સગાંવહાલાંને મળવા જાય છે. મુસાફરખાનામાં એક ટંકનું ખાવાનું તેને કોમ તરફથી મફત મળે છે, પણ, પછીથી, તેણે પોતાનો બંદોબસ્ત કરી લેવો પડે છે. અલબત્ત, તેને તે માટે મુસાફરખાનાનો કોમનો નોકર જરૂરી વસ્તુઓ લાવી આપે છે. તે માટે તેને કંઈક મહેનતાણું આપવું પડે છે. આ રિવાજને લીધે, જેમ બીજા સમાજોમાં, 'માન ન માન તારા મહેમાન' કરીને સગાના સગા કે ઓળખીતાના ઓળખીતા, દિવસો કે મહિનાઓ સુધી અડીંગા જમાવીને પડ્યાપાથર્યા રહે છે, તેવું તેમનામાં સંભવતું નથી. આથી દરેકને સ્વાશ્રયી થવું પડે છે. આ ઓછો લાભ નથી.

ખાવાપીવામાં, તેઓ ઇસ્લામી દૃષ્ટિએ ચુસ્ત છે. તેઓ હિંદુઓની રસોઈ ખાતા નથી. તેમ તેમનું પાણી પીતા નથી. મોટાં શહેરોમાં તેમની જ જમાતના માણસો ખાવા-પીવાની હોટલો અને મીઠાઈની દુકાનો ખોલે છે. પરોક્ષ રીતે, તેઓ પોતાના જ માણસોને આડકતરી આર્થિક મદદ કરે છે.

**એક દોષ :** આ બધા પ્રશંસનીય ગુણો સાથે તેમનામાં એક દોષ પણ છે: તેઓ તેમનો મઝહબ ગુપ્ત રાખે છે. તેની ક્રિયાવિધિઓ બીજાને જાણવા દેતા નથી. તેમની ધાર્મિક કિતાબો બીજાઓને બતાવતા નથી. તેમનાં જમાતી મંડળોમાં કે સમિતિઓની બેઠકોમાં, તેઓ બીજાઓની હાજરી ઇચ્છતા નથી. તેમનાં ધાર્મિક સ્થળોમાં કે જમાતખાનામાં, ખાસ પ્રથમથી મેળવેલી મંજૂરી વિના, બીજાઓને તેઓ પ્રવેશ કરવા દેતા નથી; અને કોઈને દાખલ થવા દે છે તો તેને પણ બતાવવા જેટલું જ બતાવે છે, બધું નહિ, અથવા જોવા ઇચ્છે તેટલું બતાવતા નથી.

**માતૃભાષા, પહેરવેશ, વગેરે :** વહોરાઓની માતૃભાષા ગુજરાતી છે. પરંતુ કેટલાક મૂળાક્ષરોના તેમના ઉચ્ચાર વિશિષ્ટ હોય છે, અને શુદ્ધ ગુજરાતી બોલનારને વિચિત્ર લાગે છે. તેઓ બોલવામાં કેટલીક વખત વ્યાકરણની ભૂલો કરે છે. તેમની બોલીમાં કેટલાક શબ્દોમાં અરબીની અસર આવે છે. તેમની સ્ત્રીઓની બોલી પુરુષોની બોલી કરતાં ઉચ્ચારોમાં અને વ્યાકરણમાં વધારે દોષિત હોય છે. કેટલીક વખત મેળાવડામાં 'વહોરાઓની બોલી'નું અનુકરણ કરી શ્રોતાઓને રમૂજ કરાવવામાં આવે છે.

તેમનો પહેરવેશ લગભગ એક સરખો હોય છે. પાકી ઉંમરના મોટે ભાગે સફેદ કપડાં પહેરે છે. તેમની પાઘડી 'લોટા' જેવી હોય છે, તેથી બીજા તેમને 'લોટિયા' કહે છે. આણંદમાં એક 'લોટિયા' ભાગોળ છે. યુવાન વર્ગ હવે જરીની પાઘડી અને કાળાં અંગરખાં પહેરે છે. ગુજરાતી વહોરાઓ અને કાઠિયાવાડી, માળવી, કે બુરહાનપુરી વહોરાઓના પહેરવેશમાં થોડો થોડો ફેર હોય છે. પરંતુ દરેક સ્થાનિક પહેરવેશ એકસરખો હોય છે. ગુજરાતમાં, વહોરા સ્ત્રીઓ ઇજારો, લાંબાં કૂરતાં અને ઓઢણાં ઓઢે છે, ત્યારે કાઠિયાવાડમાં તેઓ ઘાઘરા સાડલા પહેરે છે. પુરુષોની પાઘડીના ઘાટમાં પણ ફેર હોય છે.

સ્ત્રીઓ પરદો પાળે છે અને બહાર જવામાં બુરખા ઓઢે છે. પરંતુ તેમનો પરદો 'કાણો' લાગે છે. બુરખાનો દશ શેર ભાર ઊંચકવા છતાં, તેઓ મોં ખુલ્લું રાખે છે; પરંતુ પોતાની જમાતના માણસને જોતાં ચહેરો ઢાંકી લે છે!

પુરુષો અચૂક દાઢી રાખે છે અને તેને વધવા દે છે. સુન્નીઓ માફક તેઓ દાઢી કાતરતા નથી. થોડાં વરસ ઉપર, મુંબઈમાં સર આદમજી પીરભાઈના કુટુંબના એક યુવાને દાઢી નહોતી રાખી, તે કારણે મુલ્લાંજી સાહેબે તેના નિકાહ પઢાવવા ઇનકાર કર્યો હતો, તેથી તે ખટલો હાઈકોર્ટમાં ગયો હતો. મુંબઈની થોડા વખત આવો વિચિત્ર કેસ સાંભળવાની રમૂજ પડી હતી. છેવટે મુલ્લાંજી સાહેબ તરફથી વાદીના દાવાનું કેટલુંક ખર્ચ આપવાથી તેની માંડવાળ થયેલી હતી.

લગ્ન પ્રસંગોએ, સામાન્ય રીતે, મુસલમાનોમાં તેમ જ હિંદુઓમાં પણ, કન્યાના માબાપને ત્યાં વધારે ધામધૂમ હોય છે, જ્યારે વહોરાઓમાં તેથી ઊલટું, વરના મા-બાપને ત્યાં વધારે ધામધૂમ હોય છે. તેઓ માને છે કે છોકરો પરણવાથી કુટુંબમાં વસતી વધે છે, પુત્રી તો પરણીને પારકું ઘર વસાવવા જાય છે.

શિયા - સુન્નીનાં આંતરલગ્ન માટે શરિયતમાં મનાઈ નથી, જો કે સામાજિક બંધારણોને લીધે તેવાં લગ્ન થતાં નથી. ગુજરાતના સુલતાનોના શરૂ જમાનામાં ઘણા શિયા વહોરા સુન્ની થયા હતા. ત્યારે પરસ્પર આંતરલગ્ન થતાં હતાં, પરંતુ ઈ. સ. ૧૯૩૫માં એક સુન્ની પ્રચારકે તે વહેવાર બંધ કરાવ્યો હતો. થોડાં વરસ ઉપર, કરાંચીમાં ત્યાંના એક માલદાર મેમણ કુટુંબમાં એક શિયા વહોરાની કન્યા પરણી હતી. મુલ્લાંજી સાહેબના સ્થાનિક આમીલે તે નિકાહ પઢાવવા ઇનકાર કરવાથી, તે માટે મુસ્લિમ કાઝીને બોલાવવામાં આવ્યા હતા.

આવાં બીજાં બે રાજદ્વારી લગ્ન ઈરાન અને મિસરનાં શાહી કુટુંબો વચ્ચે થોડાં વરસ ઉપર થયેલાં હતાં. ઈરાનના શાહ શિયા અને મિસરના સુલતાન આરબ સુન્ની હતા. પાછળથી, ગમે તે કારણે, તે બંને લગ્નોમાં છૂટાછેડા થયા હતા.

શિયા વહોરાઓની સ્ત્રીઓ સાધારણ રીતે પરદો પાળતી હોઈ જાહેર ચળવળોમાં કે સભાઓમાં ભાગ લેતી નથી. પરંતુ વડોદરાની વરિષ્ઠ કોર્ટના નિવૃત્ત ન્યાયાધીશ વયોવૃદ્ધ શ્રી અબ્બાસ તૈયબજીનાં પુત્રી તેમના પિતા સાથે જાહેર સભાઓમાં, ચળવળોમાં હિસ્સો લેતાં હતાં. મુંબઈમાં, તેમના જ ખાનદાનમાં, એક બાઈ, શફી તૈયબજી, મ્યુનિસિપાલિટીનાં સભ્ય હતાં. સર અકબર હૈદરી હિંદ સરકારના હિસાબી ખાતામાં એકાઉન્ટન્ટ જનરલ હતા. તેઓ દક્ષિણ હૈદરાબાદની નોકરીમાં ગયા ત્યારે નામદાર નિઝામ સરકારના ચુસ્ત પરદામાંથી તેમણે પોતાના કુટુંબ માટે પહેલેથી છૂટ મેળવેલી હતી. આ ત્રણે દૃષ્ટાંતો સુલેમાની વહોરાઓનાં અને પાશ્ચાત્ય કેળવણીમાં ખૂબ આગળ વધેલાંનાં છે.

દાઉદી વહોરાઓ સામાન્ય રીતે વેપાર તરફ પક્ષપાત ધરાવે છે. છતાં તેમનામાં પણ કેટલાંક વરસો થયાં પાશ્ચાત્ય કેળવણી વધતી જાય છે.

વહોરાઓનું સાહિત્ય છે અને માસિકો પણ છે. પરંતુ તે કોમી હોવાથી આમવર્ગમાં તેનો પ્રચાર થતો નથી. કપડવણજના યુસુફઅલી અ. બાકરભાઈ વેપાર અર્થે મુંબઈમાં રહેતા હતા અને 'મુંબઈ સમાચાર', 'સાંજ વર્તમાન' વગેરે પેપરોમાં વાર્તાઓ લખતા હતા. તેમની તે વાર્તાઓનો એક સંગ્રહ 'યૂસુફી વાર્તાઓ'ના નામથી પ્રગટ થયો હતો.

વહોરાઓ પોતાનાં મકાનોની સજાવટમાં ઉદાર હાથે પૈસા ખર્ચે છે, તેમ જ ઓઢવે પહેરવે ને ખાવે પીવે મોકળે મને વર્તે છે. તેઓ કલાના જીવનના શોખીન હોય છે. કપડવણજ અને ખંભાતમાં સ્ટેશનથી ગામમાં જતાં, તેમના સુંદર બંગલાઓ અને કલાઓનાં મકાનો શોભારૂપ છે. આમ તેઓ કમાઈ જાણે છે, તેમ ખરચી પણ જાણે છે. સારાંશ કે જીવી જાણે છે.

# ૨૧
# મુસલમાની કોમો (૩)

## સુન્ની વહોરાની કોમ

**વસતી:** સુન્ની વહોરાઓની મુખ્ય વસતી સોજિત્રામાં અને વસો, પેટલાદ, આણંદ, સારસા, ખંભોળજ, ઉમરેઠ, મહેમદાવાદ, ખેડા વગેરે મોટાં ગામોમાં છે.

જિલ્લા બહાર, વડોદરા અને પાદરામાં સુન્ની વહોરાઓની ઠીક વસતી છે. તેમનો માલદાર વર્ગ મુંબઈમાં વેપાર કરે છે. તેમાંથી કેટલાક પાકિસ્તાન હિજરત કરી ગયા છે. ચરોતરમાંથી પણ કેટલાક પાકિસ્તાન ગયા છે.

**ધાર્મિક વડા:** સુન્ની વહોરાઓના કોઈ એક ધાર્મિક વડા નથી. પહેલાં તેમનામાંના ઘણા અમદાવાદના પીરઝાદાઓના મુરીદો હતા. પછી માતરના એક સૈયદ સૈદુમિયાંના મુરીદ કેટલાક થયા હતા. છેલ્લા થોડા વખતમાં, કપડવણજ પાસેના આતરસુંબા ગામના સૈયદ ઉસ્માનમિયાંએ કેટલાક મુરીદ કર્યા હતા. તેમના પુત્ર ગ્રૅજ્યુએટ થઈ વડોદરામાં મુસ્લિમ હાઈસ્કૂલમાં શિક્ષકની નોકરી કરે છે. સુન્ની વહોરાઓની મોટી સંખ્યા તો પીર વિનાની છે, તેથી શિયા ત્યાંથી પાસે જ હતું. ત્યાર પછી, તેમણે હિંદુઓની બીજી કોમોમાંથી કેટલાકને ઇસ્લામમાં આણ્યા હતા.

આ શિયાઓમાંથી સુન્ની થયેલા વહોરા શરૂમાં પરસ્પર કન્યાવ્યવહાર કરતા હતા. પરંતુ ઈ. સ. ૧૫૩૫માં એક સૈયદ જાફર શીરાઝીએ સુન્ની વહોરાઓને શિયા વહોરાઓથી અલગ થઈ જવા સમજાવ્યા હતા. ત્યારથી આ પરસ્પર કન્યાવ્યવહાર બંધ પડ્યો હતો.

ઇસ્લામમાં શિયા સુન્ની લગ્નસંબંધથી જોડાય છતાં પ્રત્યેક પોતાનો મઝહબ પાળી શકે છે. જોકે વ્યવહારમાં તેમાં કેટલીક મુશ્કેલીઓ આવે ખરી. સૌરાષ્ટ્રના હિંદુઓમાં જૈન વાણિયા અને મેશ્રી વચ્ચે પરસ્પર કન્યાવ્યવહાર થાય છે, તેમાં દરેક પક્ષને પોતાનો સંપ્રદાય પાળવાની પૂરી છૂટ રહે છે, એ આ પ્રકારનું દૃષ્ટાંત છે.

મુસલમાન વ્યક્તિ ખ્રિસ્તી કે યહૂદી સાથે લગ્ન કરે ત્યારે પણ એ જ ધોરણ પળાય છે. આવાં લગ્ન શરિયત પ્રમાણે કાયદેસર છે. મુસલમાન, ખ્રિસ્તી અને યહૂદી એ ત્રણે કોમો 'એહલ-એ-કિતાબ' એક જ ગોત્ર ગણાય છે

તેમની પહેલી 'ગાદી' સિધ્ધપુરમાં થઈ હતી. કદાપિ, શિયાઓના સુન્ની થવાના સબબે, વધારે પરિવર્તનો અટકાવવા, મુલ્લાંજી સાહેબે જાતે અહીં પધારવું દુરસ્ત ધાર્યું હોય.

શિયા વહોરાઓમાંથી થયેલા સુન્ની વહોરાઓ સિવાયના બાકીના સુન્ની વહોરાઓ ક્યારે હિંદુમાંથી મુસલમાન થયા, તેનો કોઈ ચોક્કસ ઇતિહાસ મળતો નથી. પરંતુ તેઓ બધા જ હિંદુઓમાંથી મુસલમાન થયેલા છે, એ તો ચોક્કસ છે. તેઓ હિંદુઓના કોઈ ખાસ વર્ગમાંથી મુસલમાન થયાનો પણ ઇતિહાસ મળતો નથી; પરંતુ મોટી સંખ્યા પાટીદારોમાંથી હોવાનું સંભવે છે. બીજી પરચૂરણ કોમો પણ હશે. તેમના ઘણા રીતરિવાજો ખાસ કરીને લગ્નના, પાટીદારોના રિવાજો જેવા હતા. તેમ જ તેમનો સ્ત્રી પુરુષ બંનેનો પહેરવેશ ખાસ કરીને-પાઘડી પાટીદારી ઢબની હતી. હવે તો ગાંધીટોપીએ પાઘડીને દેશવટો દીધો છે. તેથી યુવાન વર્ગ પ્રથમ તુરકી (લાલ) ટોપી તરફ વળ્યો હતો અને હવે ગાંધી ટોપીને મળતા ઘાટની કાળી કે ભૂરી ટોપી પ્રચારમાં આવતી જાય છે.

વહોરાઓ હિંદુમાંથી મુસલમાન થયા છે તેની સાબિતીમાં તેમનો એક રિવાજ એ છે કે તેમનામાં હિંદુઓની માફક યોગ્ય વરની શોધ કન્યાનાં કુટુંબીઓ તરફથી કરવામાં આવે છે; જ્યારે સામાન્ય રીતે મુસલમાનોમાં યોગ્ય કન્યાની શોધ વરનાં કુટુંબીઓ તરફથી કરવામાં આવે છે. વહોરાઓનો આ રિવાજ તેમના હિંદુ પૂર્વજોના સંસ્કારના અવશેષ રૂપ છે. આ તરફ વહોરાઓનું ધ્યાન અત્યાર સુધી ખેંચાયું જણાતું નથી.

**રાજ્યનીતિથી પ્રેરાયેલી ધર્મનીતિ:** ગુજરાતના સુલતાનો શરૂથી જ ઇસ્લામ માટે આગ્રહી હતા. અમદાવાદના સ્થાપક અહમદશાહે તથા મહમદ બેગડાએ આ દિશામાં ખાસ પ્રવૃત્તિઓ કરેલી હતી. તેમના વિશેષ પ્રયાસો રજપૂતોને ઇસ્લામમાં લાવવાના હતા. કદાચ આની પાછળ રાજકીય હેતુ હોય. કેમકે તેઓ મુસલમાન થાય, એટલે પરસ્પર કન્યા-વ્યવહાર થાય તો એ રીતે ગાદીવંશના પાયા મજબૂત થાય. આ સુલતાનો પોતે પણ મૂળ ટાંક જાતના રજપૂતો હતા. ગુજરાતના સુલતાનોની આ રાજ્યનીતિ પાછળથી અકબરે વિશેષ વિકાસવી હતી. તેણે રજપૂતોને રજપૂતો જ (હિંદુઓ) રહેવા દઈને, તેમની કન્યાઓ લેવાની પ્રથા દાખલ કરી, મોગલાઈના પાયા મજબૂત કર્યા હતા. ઔરંગઝેબની પણ એક બેગમ ઉદયપુરી રજપૂતાણી હતી.

સુલતાનોની આ રાજ્યનીતિથી પ્રેરાયેલી ધાર્મિક નીતિને પરિણામે રજપૂતો ઉપરાંત બીજા પણ ઇસ્લામ પ્રતિ આકર્ષાયા હોય કે ખેંચાયા હોય, એમ એટલું જ સંભવે છે. મનુષ્ય સ્વભાવની નબળાઈ 'ઊગતા સૂર્ય'ને પૂજવાની છે, એટલે રાજ્યધર્મમાં સંસારી લાભો પણ સમાયલા હોવાથી વ્યવહારકુશળ વર્ગ તે તરફ ઢળ્યો હોય. તે ઉપરાંત, અહમદશાહ અને બેગડાએ ગુજરાતની બહારનાં રાજ્યો છતી પોતાના રાજ્યની સીમાઓ વિકસાવી હતી. આ હારેલાં રાજ્યોની પ્રજામાંથી પણ કેટલાક રાજ્યધર્મમાં ભળ્યા હતા.

**સ્થાન ઉપરથી અટકો:** બેગડાએ ચાંપાનેર સર કર્યા પછી, પોતાના નામનું પરું મહમૂદાબાદ, હાલનું મહેમદાવાદ, વસાવ્યું હતું, અને ત્યાં ચાંપાનેરના ઘણા લોકોને લાવી રાખ્યા હતા. તેમાં સુન્ની વહોરાઓના પૂર્વજો હોય એમ લાગે છે. આ વહોરાઓમાં અટકો છે, તે જે તે ગામ ઉપરથી પડેલી છે. તેમાં મોટી સંખ્યા 'મહેમદાવાદી'ની છે. બીજા 'અમદાવાદી', 'ધોળકિયા', 'ખંભાતી', વગેરે છે. તેમનામાં એક વર્ગ 'મકેરિયા'નો છે. અમદાવાદમાં બે મકેરીવાડ છે; મોટી મકેરીવાડ કાલુપુરમાં અને નાની રાયપુરમાં. તેથી આ મકેરિયા, એ મકેરીવાડોમાં મૂળ રહેતા હોવા જોઈએ. મહેમદાવાદમાં વસતા વહોરાઓ પાછળથી બીજાં ગામોમાં ગયા હોય અથવા પહેલેથી કેટલાંક કુટુંબો બીજાં ગામોમાં વસતાં હોય, એ રીતે તેમણે જે તે ગામ ઉપરથી પોતાની અટકો બાંધી જણાય છે. દા. ત. તારાપુરા, બોરસદા, વગેરે.

**ચઢતા ઊતરતા વર્ગો:** આ વહોરાઓમાં સામાજિક ક્રમમાં ચઢતા ઊતરતા વર્ગો છે. તે તેમના હિંદુ પૂર્વજોના સામાજિક ક્રમને કારણે હોય એમ સંભવે છે. દેશી ખ્રિસ્તીઓમાં તેવો ક્રમ બંધાયો છે.

ઇસલામ સામાજિક ધર્મ છે, અને તેનો પાયો કુરાનમાં 'કુલ્લુન મોમેનુન ઈખ્વતુન' એટલે બધા મુસલમાનો ભાઈ છે, તે છે. એટલે ચઢતા ઊતરતા સામાજિક ક્રમો ઇસ્લામની વિરુદ્ધ છે.

**વારસના હક્કો:** હિંદુઓના વિશિષ્ટ સંસ્કારોની એક વધુ સાબિતી તરીકે આ વહોરાઓ વારસા માટે હિંદુ કાયદો અનુસરે છે. મેમણો અને ખોજાઓના પૂર્વજો પણ હિંદુ હોવાથી, તેઓ પણ વારસા માટે હિન્દુ કાયદો અનુસરે છે. જોકે મેમણો માટે કેટલોક વખત થયાં ઐચ્છિક કાયદો કરવામાં આવેલો છે, કે જો તેઓ ઇકરાર નોંધાવે તો તેમને ઇસ્લામી શરિયત લાગુ પાડી શકાય છે.

**વહોરાઓનાં આડ નામ : ઘાંચી, પીંજારા, શેખ :** સુન્ની વહોરાઓનાં આડ નામ સંજોગો અનુસાર બદલાતાં રહ્યાં છે. ચરોતરમાં, કપડવણજ, અને ઉમરેઠમાં શિયા વહોરાઓની વસતી વધારે હોવાથી, અને તેઓ માલદાર વર્ગ હોવાથી તેમને 'વહોરા અને સુન્ની વહોરાઓને 'ઘાંચી' કહેતા હતા. પહેલાં ઘણા સુન્ની વહોરા ઘાંચીનો ધંધો કરતા હતા. તે ઉપરથી ખેડા જિલ્લા ગેઝેટિયરના સંપાદક અનુમાન કરે છે કે ખેડા જિલ્લાના વહોરા ઘાંચી કોમમાંથી મુસલમાન થયા હોવા જોઈએ. પરંતુ આ અનુમાન વાસ્તવિક નથી. હવે તેલની મિલોના જમાનામાં ઘાણીનો ધંધો લગભગ ભાગી પડયો છે. આ 'ઘાંચી' નામ ધંધાદારી હતું, જ્ઞાતિસૂચક નહિ અમદાવાદમાં અને સુરતમાં વાણિયા ઘાણી કરે છે અને તેઓ ઘાંચી નામે ઓળખાય છે. સૌરાષ્ટ્રમાં મેમણો ઘાણી કરે છે. ચાંપાનેરથી આવેલા આ નિરાશ્રિતોએ જે ધંધો મળ્યો તે સ્વીકારી લીધેલો હોવો જોઈએ.

ગોધરા અને દાહોદમાં ચરોતરના સુન્ની વહોરાઓને 'પીંજારા' કહે છે. એ રીતે એમને ત્યાંના વહોરા અને ઘાંચીઓથી જુદા ઓળખવામાં આવે છે. અમદાવાદમાં પણ સુન્ની વહોરાઓને 'પીંજારા' કહે છે. તેઓ હવે ત્યાં 'મન્સૂરી' થયા છે. એ ઉલ્ટી અટકનું અનુકરણ ચરોતરમાં સુન્ની વહોરાઓએ કરવા માંડયું છે. હવે ગોધરા અને કપડવણજના 'ઘાંચી' વહોરા 'શેખ' થયા છે. આ અટકનું અનુકરણ પણ ચરોતરના સુન્ની વહોરાઓએ કરવા માંડયું છે. આણંદના આવા એક 'શેખ' એમ. એસ. સી. છે અને હાલ પાકિસ્તાનમાં કરાંચી બંદરના કસ્ટમ્સ કલેક્ટર છે.

**કેળવણી :** ચરોતરના સુન્ની વહોરાઓ, કેળવણીના ક્ષેત્રમાં હિંદુઓની સરખામણીમાં ઘણા પાછળ કહી શકાય, પરંતુ ચરોતરના બીજા મુસલમાનોની સરખામણીમાં તેઓ આગળ પડતું સ્થાન લે છે. તેમણે અંગ્રેજી કેળવણીમાં પણ સારી પ્રગતિ કરેલી છે.

તેમનામાં સૌથી પહેલા મૅટ્રિક થનાર, સને ૧૮૭૫ના અરસામાં, ઉમરેઠના મહમદ ઇબ્રાહીમ હતા. તેમની સાથે ઉમરેઠમાંથી જ, બીજા મુસલમાનોમાંથી, કાઝી નસરૂમિયાં મૅટ્રિક થયા હતા. પહેલાએ જિંદગીનો મોટો ભાગ અને બીજાએ આખી જિંદગી કેળવણી ખાતામાં ગાળી હતી. તેથી મહમદ ઇબ્રાહીમ પાછળથી 'માસ્તર' ઉપનામથી જાણીતા થયા હતા.

વહોરાઓમાંથી બીજા મેટ્રીક થનાર, સદર મહમદ ઇબ્રાહીમના જ પુત્ર, આ પ્રકરણના લેખક, કરીમભાઈ હતા. તે ૧૯૦૦માં મૅટ્રિક થયા હતા. તે જ કરીમભાઈ વહોરાઓમાં સૌથી પહેલા ગ્રૅજ્યુએટ (બી. એ. ૧૯૦૪માં) સૌથી પહેલા એમ. એ. (૧૯૦૭માં) અને સૌથી પહેલા એલ. એલ. બી., (૧૯૧૦માં) થયા હતા. સદર સૌરાષ્ટ્રમાં જૂનાગઢમાં કરીમભાઈ સાથે (૧૯૦૪માં) ચરોતરના બીજા મુસલમાનોમાંથી પહેલા ગ્રૅજ્યુએટ થનાર બોરસદના પઠાણ ફઝલખાન લાલખાન હતા કરીમભાઈ એલ એલ. બી. થઈ, પ્રથમ વકીલાત કરી, પછી જજ થવા અને ફઝલખાન વડોદરા રાજ્યના રેવન્યુ ખાતામાં નાયબ સૂબા થયા હતા.

વહોરાઓમાંથી, બલ્કે ચરોતરના બધા જ મુસલમાનોમાંથી, ઈંગ્લેંડ પ્રથમ જનાર મજકુર કરીમભાઈના પુત્ર ઇબ્રાહીમ હતા. તેઓ અહીં બી. એ. (ઓનર્સ) (૧૯૨૬માં) થઈ, ઈંગ્લેંડ જઈ ત્યાંના બી. એસ. સી. (ઇકો, લંડન) (૧૯૨૯માં) થયા હતા, અને વધારામાં ૧૯૩૦માં બૅરિસ્ટર પણ થયા હતા. તેઓ સરકારી ન્યાયખાતામાં સિવિલ જજ થઈ, ૧૯૪૫માં અકાળે અવસાન પામ્યા હતા.

ત્યાર પછી વહોરાઓમાં વકીલો, દાક્તરો, એંજિનિયરો, સાયન્સવાળા વગેરે ગ્રૅજ્યુએટ અને ડબલ ગ્રૅજ્યુએટ થયા છે. એક એમ. એસ સી. આણંદના શેખ સુલેમાન રહેમાન હમણાં કરાંચી બંદરના કસ્ટમ્સ કલેક્ટર છે. એક એંજિનિયર, નરસંડાના આદમભાઈ રસૂલભાઈ, વરસો થયાં દક્ષિણમાં નિઝામ હૈદરાબાદમાં રહે છે અને હવે તો ત્યાં સ્થાવર મિલકત કરી, તેઓ ત્યાંના 'મુલકી' થયા છે. એક બીજા સુણાવના મોહમ્મદભાઈ રસૂલભાઈ, બી. કોમ. જી. ડી. એ. અને આર. એ. પણ ત્યાં સિકંદરાબાદમાં ઑડિટનું કામ કરે છે. પીજના ઇસ્માઈલ અલી ગાંધી કલકત્તામાં તંબાકુનો વેપાર કરે છે. તેમનો એક પુત્ર દિલ્હીના જામિયા મિલિયામાં અભ્યાસ કરે છે. એક દાક્તર, કપડવણજના મોહમ્મદભાઈ, એમ. બી. બી. એસ. હતા. પરંતુ તે અકાળે અવસાન પામ્યા છે. થોડાક પૂર્વ આફ્રિકામાં છે. તેઓ ત્યાં મુખ્યત્વે ખોજાઓની હાઈસ્કૂલમાં શિક્ષકો છે.

ચરોતરના બીજા મુસલમાનોમાં કેટલાક, બી.એ. થઈ રેવન્યુ ખાતામાં ડેપ્યુટી કલેક્ટરના હોદ્દા સુધી ચડયા હતા. હાલ એક એમદખાં મજકુર ફઝલખાનના સગામાંથી, એલ એલ. બી., થઈ સરકારી ન્યાયખાતામાં સિવિલ જજ છે.

**પ્રથમ કોન્ફરન્સ : અંજુમન-એ-ઇસ્લામ :** ચરોતરના મુસલમાનોએ ૧૯૨૫માં આણંદમાં કોન્ફરન્સ ભરી, અંજુમન-એ ઇસ્લામ શરૂ કરી હતી શરૂમાં ફંડ પણ ઠીક કર્યું હતું. પરંતુ ઉત્સાહનો ઊભરો શમી જતાં, પ્રગ

પડી હતી. તે ફંડ ઇમ્પિરિયલ બેંકની નડિયાદની શાખામાં જમા છે. શરૂથી જ આ અંજુમને કંઈ જ સક્રિય પ્રવૃત્તિ કરી બતાવી નથી. તેમ તેમના ફંડનું શું થયું તે પે જાણવામાં નથી.

**સુન્ની વહોરા અંજુમન:** વહોરાઓની એક એવી જ અંજુમન, ચરોતરમાં સુન્ની વહોરા અંજુમનના નામથી, મજકૂર કરીમ મહમદ માસ્તરે, ૧૯૨૬ માં શરૂ કરી હતી. અને ૧૯૨૮ સુધી ચલાવી હતી. તે દરમિયાન, વહોરાઓના વિદ્યાર્થીઓને સ્કોલરશિપો આપી હતી. પરંતુ ૧૯૨૮માં તેઓ નોકરી અર્થે જિલ્લા બહાર જવાથી, એ અંજુમન બંધ પડી હતી.

**ચરોતર યંગ મેન્સ વહોરા એસોસિયેશન:** ત્યાર પછી, ૧૯૩૩ માં, સદર કરીમભાઈના પુત્ર મજકૂર ઇબ્રાહીમ અને મુંબઈમાં વસતા ચરોતરના ઉત્સાહી વહોરા યુવકો તથા ગૃહસ્થોએ મળી મુંબઈમાં 'ચરોતર સુન્ની વહોરા યંગ મેન્સ એસોસિયેશન' શરૂ કર્યું હતું અને સરકારી ધોરણે તેને રજિસ્ટર કરાવ્યું હતું. 'અલ્લાહ તવક્કલ' એટલે અલ્લાહ પર ભરોસો રાખો—ના સિદ્ધાંતે તેઓ એસોસિયેશનના સભ્યો પાસેની ફી વગેરેનું ફંડ ઉઘરાવી, તે બધું જ સ્કોલરશિપોમાં ખર્ચતા હતા. તે પ્રવૃત્તિ ૧૯૪૭ માં દેશના ભાગલા પડ્યા ત્યાં સુધી સારી રીતે ચાલી હતી. પરંતુ, ત્યાર પછીથી, ઉત્સાહી કાર્યકરોમાંથી ઘણા તથા માલદાર વર્ગમાંથી પણ ઘણા ખરા પાકિસ્તાન હિજરત કરી જવાથી તે પ્રવૃત્તિ મંદ પડી ગઈ છે.

**કેળવણી કોન્ફરન્સો:** દરમિયાન, આ એસોસિયેશને ત્રણ કેળવણી કોન્ફરન્સો ભરી હતી. (૧): ૧૯૩૮માં આણંદ, (૨): ૧૯૪૦માં સારસા અને (૩): ૧૯૪૬માં બોરસદ મુકામે. પહેલી 'કોન્ફરન્સના પ્રમુખ મજકુર કરીમ મહમદ માસ્તર, બીજાના, મૂળ ખંભોળજના પણ મુંબઈમાં વેપાર કરતા સુલેમાન આદમભાઈ ઘાસવાળા અને ત્રીજાના, મૂળ વલાસણના પણ મુંબઈમાં વેપાર કરતા ઇસ્માઈલ ગફૂરભાઈ કપુરવાળા હતા. આ છેલ્લા, ત્યાર પછીથી, ૧૯૪૯માં પાકિસ્તાનમાં ગુજરી ગયા છે.

**સમાજસુધારા:** આ કોન્ફરન્સોએ વહોરાઓમાં કેળવણી વિષયક તેમ જ સામાજિક જાગૃતિ ઠીક ઠીક આણી હતી. પહેલાં, લગ્ન પ્રસંગોએ જાન, ૩થી ૪ દિવસ સુધી રહેતી હતી, તેને બદલે દોઢ દિવસ (ત્રણ ટંક) રાખવાનો સુધારો પહેલી કોન્ફરન્સે કર્યો હતો. મરણ પછીના નાતવરા દેખાદેખી ફરજિયાત થઈ ગયા હતા, તે મરજિયાત કર્યા હતા. લગ્ન પ્રસંગોએ બંને પક્ષ પાસેથી એસોસિયેશનના ફરજિયાત દાપા તરીકે રૂ. બબ્બે અને મરજિયાત તરીકે આપનારની આર્થિક સ્થિતિ અનુસાર લેવા ઠરાવ્યું હતું. બીજા શુભ પ્રસંગોએ પણ તેવાં મરજિયાત દાપાં મળતાં થયાં હતાં. બીજી કોન્ફરન્સે તલાકો (છૂટાછેડા) ઉપર નિયમન મૂકવા પ્રયાસ કર્યો હતો. પરંતુ આ સામાજિક સુધારો નિષ્ફળ ગયો હતો. ત્રીજી કોન્ફરન્સે તલાકો પર અંકુશ મુકવા, મહેરની (પલ્લાની) રકમ સામાન્ય રૂ. ૨૫થી વધારી રૂ. ૨૫૦ કરવા ભલામણ કરી હતી. તેનો અમલ અંશત: થયો છે, પણ પહેરવેશ ઇસ્લામી કરવા અને માતૃભાષા ઉર્દૂ કરવા ભલામણો કરી હતી, તેનો અમલ થયો નથી. જો કે શહેરોમાં કેટલાંક વહોરા કુટુંબો વ્યક્તિગત રીતે માતૃભાષા ઉર્દૂ કરવા પ્રયાસ કરી રહ્યાં છે.

**કોમર્શિયલ હાઈસ્કૂલ:** આ એસોસિયેશને સને ૧૯૪૪ થી આણંદમાં મજકૂર ઇસ્માઈલ કપુરવાળાના નામથી એક કોમર્શિયલ હાઈસ્કૂલ ખોલી છે. તે માટે વહોરાઓમાંથી જ લાખેક રૂપિયાનું ફંડ ભેગું કર્યું હતું. પણ રૂ. ૪૦,૦૦૦ ચાળીસ હજાર જેટલી રકમ ભાડાના મકાનમાં સુધારાવધારા કરવામાં ખર્ચાઈ જવાથી, હવે ફંડની ટાંચ પડવા લાગી છે. હજી એ સ્કૂલ પગભર થઈ શકી નથી.

**માસિકો:** વહોરાઓમાં અત્યાર સુધીમાં ત્રણ માસિકો નીકળ્યાં છે: પહેલું માસિક ૧૯૨૫-૨૬માં 'વહોરા ઉદય' નામે પેટલાદના એક સુલેમાને શરૂ કર્યું હતું. પરંતુ થોડા વખતમાં આર્થિક કારણોએ બંધ કરવું પડ્યું હતું. બીજું, ઉપર કહેલી 'સુન્ની વહોરા યંગમેન્સ એસોસિયેશન' તરફથી 'વહોરા મિત્ર' નામે થોડાં વરસ ચાલ્યું હતું, પણ ખોટ જવાથી બંધ કરવું પડ્યું હતું. ત્રીજું, (૧૯૫૩માં), ખેડાથી રિટાયર્ડ મુનશી આદમભાઈ રસૂલભાઈએ 'સિદ્દીક' નામનું માસિક શરૂ કર્યું હતું. આ છેલ્લું માસિક વહોરાઓનું કોમી માસિક કહી શકાય એવું નહોતું; માત્ર તંત્રી વહોરા હતા એટલું જ. તે આમ મુસલમાનોનું માસિક હતું. તેમાં મઝહબી ચર્ચાનો ઝોક હતો. તે પણ દસ માસ જીવી મરી ગયું છે. ચોથું, ત્રિમાસિક, 'મંઝિલ' બોરસદથી ત્યાંની અંજુમ-એ-નુરુલ ઇસ્લામ તરફથી ૧૯૫૪ના એપ્રીલથી શરૂ થયું છે. તે કેટલું જીવે છે તે જોવાનું રહે છે.

આ માસિકો ગ્રાહકોની સંખ્યા પૂરતી નહીં થવાથી, ખર્ચના બે છેડા નહિ સંધાયાથી, અને ગ્રાહકોને આકર્ષી શકે તેવા લેખોનો અભાવ હોવાથી, બંધ પડ્યાં હતાં.

**સાહિત્ય પ્રવૃત્તિ :** ગુજરાતી સાહિત્યમાં વહોરાઓમાંથી બલકે ચરોતરના બધા જ મુસલમાનોમાંથી, ફક્ત બે જ વ્યક્તિ કામ કરે છે. પહેલા ઉપર કહેલા કરીમ મહમદ માસ્તર છે. તેમનાં અત્યાર સુધીમાં ૧૦ પ્રકાશનો પ્રગટ થયાં છે.

**શ્રી રસૂલભાઈ ન. વહોરા :** સાહિત્યમાં બીજા કામ કરનાર મૂળ ચાંગાના વતની અને હાલ વડોદરાની ઉર્દૂ શાળાના હેડમાસ્તર રસૂલભાઈ નબીજી છે. તેઓ ચરોતર એજ્યુકેશન સોસાયટી અને વડોદરાની પુસ્તકાલય પ્રવૃત્તિ તરફથી પ્રકાશનો તૈયાર કરે છે. તેમનાં પ્રકાશનોની સંખ્યા ૬૫થી વધુ છે. તે મોટે ભાગે બાળસાહિત્યની ચોપડીઓ છે. હમણાં (૧૯૫૪) તેમણે 'બાળ કનૈયો' નામનું માસિક શરૂ કર્યું છે.

**નડિયાદી વહોરા :** ચરોતરના વહોરામાં નડિયાદી વહોરાનો વર્ગ નોખો પડે છે. તેનું કારણ તેના મઝહબી અકીદા. બીજા વહોરાઓ, આમ મુસલમાનો માફક 'હનફી' છે, જ્યારે નડિયાદી વહોરાઓ 'વહ્હબી' છે. તેઓ પોતાને 'એહલ–એ–હદીસ' તરીકે ઓળખાવે છે. તેમનો મઝહબ અત્યારે અરબસ્તાનમાં એકહથ્થુ સત્તા ભોગવનાર નજદનો સુલતાન ઈબ્ને સઉદ અને એમની કોમનો છે. એ મઝહબના સ્થાપક અબ્દુલ વહ્હાબ ઈ. સ. ૧૬૯૧માં અરબસ્તાનમાં થયા હતા. આ મઝહબના અનુયાયીઓએ કેટલાક અસ્તોદય પછી, ૧૯મી સદીના પૂર્વાર્ધમાં, અરબસ્તાનના નજદ પ્રાન્તમાં સ્થાયી સ્થાન પ્રાપ્ત કર્યું હતું. ગુજરાતમાં તેમનું થાણું નડિયાદમાં અને સૌરાષ્ટ્રમાં જૂનાગઢમાં છે.

તેઓ ઈસ્લામી શરીઅતમાં કાળક્રમે, ઘૂસી ગયેલી શિથિલતાનો ઉગ્ર વિરોધ કરે છે અને કુરાન અને સર્વમાન્ય હદીસો સિવાય બીજું કોઈ પ્રમાણ સ્વીકારતા નથી. તેઓ ઈસ્લામની શરૂઆતની સાદાઈ નવેસરથી અપનાવવા આગ્રહ સેવે છે. એ રીતે તેઓ ઈસ્લામના 'પ્યુરીટન્સ' (Puritans) છે. તેમના આવા ખાસ અકીદાઓને કારણે તેમની મસ્જિદો પણ અલગ હોય છે.

તેમની મઝહબી સાદાઈએ સામાજિક ક્ષેત્રમાં પણ અતિ સાદાઈ પ્રેરી છે. લગ્ન–મરણના વેરા તેમણે બિલકુલ બંધ કર્યા છે. લગ્નમાં વરઘોડો કે વાજાં હોતાં નથી. મરણ પછી 'મર ગયા મરદૂદ, ના ફાતિહા, ના દરૂદ'ના ધોરણે તેઓ વર્તે છે.

આવી જ સાદાઈ ગોધરાના ઘાંચી–શેખ–વહોરાઓમાં છે.

નડિયાદી વહોરાઓમાં કાસમભાઈ હસનભાઈને અંગ્રેજ સરકારે ખા. સા. બનાવ્યા હતા. તેઓ સેકન્ડ ક્લાસ ઓનરરી મેજિસ્ટ્રેટ પણ હતા. બીજા, ઈસ્માઈલ ગાંધી ખાન બહાદુર હતા. તેઓ નડિયાદ મ્યુનિસિપાલિટીમાં પહેલાં વાઈસ પ્રેસિડેન્ટ હતા. તેઓ શરૂમાં કોંગ્રેસી, પછી લીગી, પછી સરકાર તરફી હતા. હવે તેઓ કોઈ પક્ષમાં નથી.

તેમનામાં બે એલ. એલ. બી., વકીલો છે.

**આણંદનો મદ્રેસો :** તારાપુરના એક સુન્ની વહોરા ગુલામનબી ચરોતરના સુન્ની વહોરાઓમાંથી પહેલા મોલવી થયા હતા. તેમણે રંગૂનમાં વેપાર કરતા રાંદેરના સુન્ની વહોરાઓ પાસેથી ફંડ ઉઘરાવી, ૧૯૨૪ – ૨૫ના અરસામાં, આણંદમાં એક મદ્રેસો ખોલ્યો હતો. તે સાથે યતીમખાનું (છાત્રાલય) અને મસ્જિદ પણ બાંધ્યાં હતાં. તેમના મઝહબી અકીદા માટે બીજા વહોરાઓને શક પડતાં, પાદરાના એક વહોરા કાસમ જમાલે તેમની સામે ઝુંબેશ ઉઠાવી હતી. પરિણામે, એમની વચ્ચે એક બદનક્ષીનો કેસ થયો હતો. તેમાં સમાધાન થયું હતું. હાલ મોલવી ગુલામનબી આણંદ મદ્રેસાથી છૂટા થઈ, પોતાને વતન તારાપુરમાં બીજો મદ્રેસો ચલાવે છે. તેમણે આણંદ મદ્રેસો, તેની મિલકતો સાથે, બીજા વહોરા મોલવીઓને સોંપ્યો છે. હવે જૂનો વિરોધ શમી ગયો લાગે છે.

આણંદના મદ્રેસામાં આશરે ૨૦૦ છોકરાઓ અરબી, ફારસી, ઉર્દૂ પઢે છે. આશરે ૧૦૦ છોકરા તો તેના યતીમખાનામાં રહે છે. આ મદ્રેસો બધા મુસલમાનો માટે ખુલ્લો છે. મદ્રેસા સાથે એક ગુજરાતી શાળા છે. તેને સરકારી ગ્રાન્ટ મળે છે.

મદ્રેસા તથા યતીમખાનાનું ખર્ચ મદ્રેસાની સ્થાવર મિલકતનાં ભાડાંમાંથી તથા ખૂટતી રકમ ચરોતરમાંથી અને ચરોતર બહારથી મળતા ફાળાઓમાંથી ચાલે છે. મદ્રેસામાં પાલનપુર તરફના પણ કેટલાક છોકરા છે.

થોડા વખત ઉપર સારસામાં એક મદ્રેસા મં[illegible] થયું છે. તેઓ વહોરાઓ માટે ચરોતરમાં [illegible] મદ્રેસા ખોલવા ઇરાદો રાખે છે. બીજાં ગામોમાં [illegible]

વહોરાઓમાં ગુજરાતી કેળવણી [illegible] તાલીમ તરફ વધારે અનુરાગ લાગે છે [illegible] આર્થિક [illegible] ક્ષેત્ર સંકુચિત [illegible] તેમના [illegible] સ્થાન ઉપર [illegible] આ [illegible] અવગણના કરે [illegible]

# ૨૨
# મુસલમાન કોમો (૪)

## ૧ મેમણ કોમ

**વસ્તી:** મેમણ કોમ ચરોતરમાં પેટલાદ અને નડિયાદમાં છે. બીજાં ગામોમાં તેઓ જૂજ, છૂટાછવાયા છે. બધાં મળી તેમનાં આશરે સો કુટુંબો છે.

**ધંધો:** તેઓ સાહસિક વેપારી કોમ છે. વેપાર માટે તેઓ દરિયાપારના દેશોમાં જવા તૈયાર હોય છે.

ચરોતરના મેમણો મુખ્યત્વે સોનું-ચાંદી ગાળવાનો અને ગામડે ગામડે ફરી જૂના તાર-કસબ તથા જૂના દાગીના લઈ, તેને ગાળીને વેચવાનો ધંધો કરે છે. કેટલાંક માલદાર કુટુંબો ધીરધાર પણ કરે છે. સાધારણ રીતે તેઓ નોકરી પસંદ કરતા નથી.

**ઇતિહાસ:** તેઓ મૂળ હિન્દુઓની લોહાણા જ્ઞાતિમાંથી મુસલમાન થયેલા છે. તેથી તેમણે તેમનું જૂનું વેપારી માનસ જાળવી રાખ્યું છે.

તેઓ મૂળ સિંધના વતની છે. ત્યાંથી કચ્છમાં, પછી કાઠિયાવાડમાં, અને પછી મોટી સંખ્યામાં મુંબઈમાં અને છૂટાછવાયા ગુજરાતમાં પથરાયા છે. તેમને ઇસ્લામમાં લાવનાર બગદાદના પીર હ પીરાનપીર સાહેબ અબ્દુલ કાદિર જીલાનીની ઓલાદમાં છઠ્ઠી પેઢીએ થયેલા સૈયદ યુસુફુદ્દીન હતા. હ. પીરાનપીર ઇસ્લામના પેગમ્બર સાહેબની સીધી ઓલાદમાંથી હતા.

હ. સૈયદ યુસુફુદ્દીન પ્રથમ સિંધમાં ઈ. સ. ૧૪૨૧માં આવ્યા હતા. તે વખતે ત્યાં જામ રાયદાન ઉર્ફે મકરબખાન રાજ્ય કરતો હતો. તેણે તેમનો સત્કાર કર્યો હતો. તે પોતે મુસલમાન થયો હતો. તેમના હાથ ઉપર ત્યારપછી ઇસ્લામ સ્વીકારનાર તેના દરબારના એક માણેકજી લોહાણા હતા. લોહાણા શ્રી રામચંદ્રના પુત્ર લવની ઓલાદ છે. માણેકજીના કુટુંબ સાથે બીજાં સાતસો લોહાણા કુટુંબોએ ઇસ્લામ સ્વીકાર્યો હતો. આ નવી કોમનું નામ 'મોમિન' (ઇસ્લામમાં ઈમાન લાવનાર) રાખવામાં આવ્યું હતું. 'મેમણ' તેનું અપભ્રંશ રૂપ છે.

તેમના તે વખતના ગોર રામાણીના હાલના વંશજ, મુંબઈમાં રહેતા, ભોગનજી જોશીના કબજામાંના ચોપડામાંથી આ કુટુંબોનો ઇતિહાસ મળે છે. તે ઉપરાંત, તેમના બારોટો હતા તેઓ પણ તેમની સાથે મુસલમાન થયા હતા. તેઓ છેલ્લે કાઠિયાવાડના ધોરાજી તથા વંથલીમાં રહેતા હતા. હવે માત્ર વંથલીમાં તેમનું એક જ કુટુંબ છે અને તેમાંયે માત્ર સ્ત્રીઓ છે. તેમની પાસે મેમણોની વંશાવળીઓના ચોપડા છે, પણ તેઓ તે દેખાડતા નથી. આ લેખકે તેમાંથી માહિતી મેળવવા ઘણી કોશિશ કરી હતી.

સૈયદ યુસુફુદ્દીન થોડો વખત સિંધમાં રહી ઇરાક પાછા ગયા હતા, ત્યારે તેમણે મજફર માણેકજીના પુત્ર રવજી (અહમદના) પુત્ર સુન્દરજી (આદમ)ને નવી મોમીન-મેમણ જમાતના 'મુખી' નીમ્યા હતા. આ પીરે જતી વખતે તેમની કુટુંબવૃદ્ધિ માટે અને તેમની માલી આબાદી માટે દુઆ કરી હતી. મેમણો આજે પણ તેમની આ બંને પ્રકારની આબાદી માટે તેમના પીરને દુઆ દે છે.

મજફર આદમજીના વંશજ કનવાને કચ્છના રા'ખેંગારે (૧૫૪૮-૧૫૮૪) કચ્છમાં આમંત્ર્યા હતા તેમણે તેમને વસવા અલગ લત્તો કાઢી આપ્યો હતો. ઈ. સ. ૧૮૧૩ના દુકાળમાં, ત્યાંથી ઘણા કાઠિયાવાડ, મુંબઈ વગેરે સ્થળોએ વિખરાયા હતા.

**બે વિભાગ: કચ્છી અને હાલાઈ:** તેમનામાં બે વિભાગ છે: કચ્છી અને હાલાઈ. હાલાઈ નામ કાઠિયાવાડના હાલાર પ્રાંત ઉપરથી પડ્યું છે. હાલાઈના વળી બે પેટા વિભાગ છે: ભાવનગરી અને વેરાવળી. છેલ્લું નામ જૂનાગઢના વેરાવળ બંદર ઉપરથી છે. કચ્છી મેમણો મૂળે લોહાણા. અને હાલાઈ બીજી પરચૂરણ કોમોમાંથી છે. તેમના પીર, મજફર સૈયદ યૂસુફુદ્દીનની ઓલાદમાંથી છે. છેલ્લા પીર બુઝુર્ગઅલી સુધી તેઓ કચ્છ મુદ્રામાં રહેતા હતા. હવે સદર બુઝુર્ગઅલીના પુત્ર જાફરશાહ થોડો વખત મુંદ્રામાં અને થોડો વખત મુંબઈમાં રહે છે. જાફરશાહ યુસુફુદ્દીનથી ૧૯મી પેઢીએ છે.

કાઠિયાવાડમાં તેમનાં ઘણાં લખપતિ અને કેટલાંક કરોડપતિ કુટુંબો હતાં. તેમાંનાં ઘણાંખરાં હવે પાકિસ્તાન હિજરત કરી ગયાં છે. આ રીતે, તેઓ મૂળ વતન સિંધમાં પાછા ગયા છે. પણ કાઠિયાવાડને તેટલા પ્રમાણમાં ગરીબ કરતા ગયા છે.

તેઓ માલદાર હતા, તેટલા જ સખી દિલ હતા. તેઓ ઉદાર હાથે ખેરાતો કરતા હતા. મસ્જિદો અને મદ્રેસા

પાછળ તો તેઓ ગાંડા થતા હતા ધોરાજીમાં તેમણે લાખેક રૂપિયા ખરચીને એક આરસની મસ્જિદ બાંધેલી છે જેતપુરમાં, કલકત્તામાં વેપાર કરતા એક કરોડપતિ સર આદમજી શેઠે એકલે હાથે મોટી સિવિલ હૉસ્પિતાલ બાંધેલી છે. રાજકોટમાં તેમની એક કોમી બોર્ડિંગ છે ધોરાજીમાં તેમની એક કોમી હાઈસ્કૂલ હતી હવે તે ધોરાજી ઉન્નત થઈ ગયુ છે મેમણોની એજ્યુકેશનલ અને વેલફેર સોસાયટી તરફથી ઘણી મેમણ બોર્ડિંગો ચલાવવામાં આવે છે તેમા મોટે ભાગે વિદ્યાર્થીઓ પાસેથી કંઈ પણ ચાર્જ લેવામાં આવતો નથી

કેળવણી : વેપાર તરફ તેમનો પક્ષપાત હોવા છતા, તેઓ અંગ્રેજી કેળવણી પણ લેતા હતા. તેમનામાં અનેક ગ્રેજ્યુએટો, વકીલો, બારિસ્ટરો, એન્જિનિયરો વગેરે છે તેમની સ્ત્રીઓ પરદો પાળતી હોવા છતાં, મુંબઈમાં તેઓ અંગ્રેજી કેળવણી લે છે તેની એક શ્રીમતી કુસુમ પારેખ એમ એ મુંબઈની ઇસ્માઈલ યુસુફ કૉલેજમા પ્રોફેસર છે તેના પિતા અબ્દુલકરીમ સુરૈયા મુંબઈમાં સોલિસિટર છે તે મૂળ જૂનાગઢના હતા

મેમણોની ઘરની બોલી કચ્છી છે તે માત્ર 'બોલી' છે ભાષા નથી તેથી તેમા સાહિત્ય નથી. તેઓ વેપારી હોઈ બધા જ ગુજરાતી જાણે છે તેમની સ્ત્રીઓ ગુજરાતી ઓછુ જાણે છે હવે મોટા શહેરોમા કેટલાંક કુટુંબોએ તેમની માતૃભાષા ઉર્દૂ કરવા માડી છે તેઓ પોતપોતાના વર્ગમા જ કન્યા વ્યવહાર કરે છે

તેમની અટકો તેમના પૂર્વજ લોહાણાની 'નૂખો' માફક, મોટે ભાગે 'આની' કે 'આણી' ના પ્રત્યયવાળી હોય છે. દા ત ઐયોહાની, આદમાણી વગેરે તે અટકો તેમના કોઈ પ્રખ્યાત પૂર્વજના નામ ઉપરથી પડેલી હોય છે

**૨. ખોજા કોમ : અગત્યની વેપારી કોમ : વસ્તી :** ખોજાઓ ચરોતરમા નહિવત્ છે છતા મુસલમાનોમા તેઓ અગત્યની વેપારી કોમ છે તેમના પૂર્વજો પણ, મેમણોના પૂર્વજો માફક, મોટે ભાગે લોહાણા હતા તેથી તેમનું જૂનું વેપારી માનસ હજી તેમણે જાળવી રાખ્યુ છે

ઈતિહાસ : તેમને પ્રથમ ઇસ્લામમા લાવનાર સૈયદ નુરૂદ્દીન, પ્રચલિત 'નૂર સતગર' હતા તેમની દરગાહ નવસારીમા છે. ત્યાર પછીના તેમના પીર સદરૂદ્દીન હતા. આ શિયા પીરોની પ્રણાલિકા સુન્નીઓના પીરોની નીતિ રીતિથી તદ્દન નિરાળી હતી આ ખોજા પીરોએ ઇસ્લામને અને મહાન પેગમ્બરોને હિન્દુ ધાર્મિક માન્યતાઓ અને પૌરાણિક વ્યક્તિઓ સાથે સાંકળી લીધાં હતાં આ પ્રમાણે, તેમણે જેમને ઇસ્લામમાં આણ્યા હતા, તેઓ નહોતા થયા 'મુસલમાન' કે નહોતા રહ્યા 'હિંદુ' આવા અર્ધાંગ્ય ધર્મપરિવર્તનવાળાને તેમણે 'ખ્વાજા' એટલે 'મહાન'નુ માનભર્યું ઉપનામ આપ્યુ હતુ 'ખોજા' તેનુ અપભ્રંશ રૂપ છે. હજી પણ તેઓ અધકચરા જ મુસલમાન રહ્યા છે તેમના મઝહબી સકીદા તેઓ ગુપ્ત રાખે છે, પણ જ્યા સુધી જાણી શકાયુ છે ત્યા સુધી તેઓ તેમના ઈમામો અને અને પીરોને દેવવત્ પૂજે છે. તેમની પ્રાર્થના કરવાની તસ્બીહ્ (માળા) પણ આ ઈમામો અને પીરોના નામોનો જાપ કરવા પૂરતી જ મર્યાદિત છે મધ્યકાલીન ખ્રિસ્તીઓ માફક, તેઓ તેમના ધાર્મિક અધિષ્ઠાતા નામદાર આગાખાન સાહેબને કરવેરા આપી, તે રીતે તેમની ધાર્મિક ફરજોમાથી મુક્તિ મેળવતા હોય તેમ માને છે.

**નામદાર આગાખાન :** નામદાર આગાખાન સાહેબ ઇસ્લામના પેગમ્બર સાહેબની સીધી ઔલાદમા હોવાનો દાવો કરે છે તેઓ અપ્રતીમ રાજકીય વ્યક્તિ છે, અને વરસો થયા વરસનો ઘણો મોટો ભાગ તેઓ યુરોપમા જ ગાળે છે હિન્દમાં તો તેઓ થોડાક દિવસની ઊડતી મુલાકાતો આપવા આવે છે તેમનાં છેલ્લા ત્રણે લગ્ન તેમણે યુરોપીય ખ્રિસ્તી બાનુઓ સાથે કરેલા છે તેમના ગાદી વારસ, પ્રિન્સ અલીખાન ઇટાલિયન બાનુના પુત્ર જે તેમણે પણ તેમનાં બે લગ્ન પૈકી એક અંગ્રેજ બાનુ સાથે અને બીજુ અમેરિકન અભિનેત્રી સાથે કર્યાં હતા હવે ત્રીજુ લગ્ન પણ કોઈ યુરોપીયન કે અમેરિકન યુવતિ સાથે કરવા ઇરાદો રાખે છે, એમ વર્તમાનપત્રોમા ચર્ચા છે

નામદાર આગાખાનની 'પીરી'નો ૫૦ વરસનો સુવર્ણ મહોત્સવ તેમને સોનાથી જોખીને અને ૬૦ વરસનો હીરક મહોત્સવ તેમને સાચા હીરાથી જોખીને ખોજાઓએ ઊજવ્યો હતો ૭૦ વરસે એમની પ્લૅટિનમ જ્યુબિલી પણ ઉજવાઈ છે. નામદાર આગાખાન સ્થૂળકાય છે એટલે વજન પણ ઠીક થયુ હતું પરંતુ તેમને જોખેલા સોના, હીરા અને પ્લૅટિનમની કીમત તેમણે ખોજાઓની ઉન્નતિ અર્થના ફંડમા આપી દીધેલાં છે

ખોજાઓને, શિયા વહોરા માફક, નામદાર આગાખાનને ઘણા કરવેરા આપવા પડે છે તે રકમો આગાખાન સાહેબના અહીના નામો નિયમિત ઉઘરાવી, તેમને યુરોપ મોકલી આપે છે. તેમનો પહેરવેશ શિયા વહોરાઓ માફક હોય છે અને બીજાથી જુદો પડે છે

**સ્ત્રીઓ :** તેમની સ્ત્રીઓ પડદો પાળતી નથી તેઓ તેમની કોમમાં જ પરણે છે તેઓ વેપારીઓ હતા અગ્રેજી કેળવણી બહુ છૂટથી લે છે સ્ત્રીઓ પણ અગ્રેજી શીખે છે કે ના થોડા વરસો થયાં તેમનામા પુરુષો અને સ્ત્રીઓએ અગ્રેજી 'એટિકેટ'નુ અનુકરણ કરવા માંડયુ છે

**પ્રખ્યાત ખોજાઓ :** પાકિસ્તાનના પ્રણેતા અને વિધાતા 'કાયદે આઝમ' જનાબ મોહમ્મદઅલી જિન્નાહ કરાચીમા જન્મેલા કાઠિયાવાડી ખોજા હતા પાછળથી, તેઓ ચુસ્ત મુસલમાન થયા હતા મુબઈ હાઈકોર્ટના હાલના નામદાર ચીફ જસ્ટિસ એમ સી ચાગલા પણ ખોજા છે

**મુખપત્ર :** ખોજાઓનુ મુખપત્ર 'ધિ ઇસ્માઈલી' છે તેમના માસિકો 'આયના' વગેરે છે તે ઉપરાત તેમનુ વિશિષ્ટ સાહિત્ય છે તે મુબઈમા 'ધિ ઇસ્માઈલી રિલીજિયસ બુક ડેપો'માથી મળી શકે છે પણ આ બધુ કોમી હોવાથી તેનો પ્રચાર બહાર થતો નથી

**૩ : મોલેસલામ કોમ : વસતી :** મોલેસલામ કોમમાં કેટલાક જમીનદારો અને બાકીના ખેડૂતો છે જમીનદારોમા નાપાના અને ખડાલના ઠાકોરો છે તેમની મુખ્ય વસતી નાપા, ખડાલ, સધાણા તથા ભાલેજમા છે ભાલેજના તો હજી 'ઠાકોર' જ કહેવાય છે તેઓ મૂળે ભાદરવાના રિયાસત ઠાકોરના ભયાત હતા, અને આજે પણ ભાદરવાના નવા 'ઠાકોર' ગાદીએ બેસે છે ત્યારે આ ભાલેજના 'ઠાકોરો'ના નેતા તેમને તિલક કરવા જાય છે

**ઇતિહાસ :** તેઓ મૂળ રજપૂતો હતા અને ગુજરાતના સુલતાનોના જમાનામા તેમણે ઇસ્લામ સ્વીકાર્યો હતો તેમના રીતરિવાજ હજી હિન્દુ છે તેમના લગ્નોમા તેઓ મુસલમાન કાજીને બોલાવે છે, તે સાથે બ્રાહ્મણ પાસે પણ લગ્નવિધિ કરાવે છે પરિણામે, માર્ચ ૧૯૫૩મા, ખડાલ મુકામે, તેમના માથી કેટલાક શુદ્ધિ કરાવી ફરીથી રજપૂત થયા છે

'મોલેસલામ' એ મૌલા-ઇસ્લામ'નુ અપભ્રંશ રૂપ છે તેઓ ઇસ્લામમા આવ્યા, ત્યારે તેમને, ઇસ્લામના 'મૌલા' એટલે 'મુરબ્બી' એવા માનનીય નામથી સબોધ્યા હતા કેમ કે તેઓ નાના નાના રાજ્યકર્તાઓ હતા અમદાવાદના સુલતાનો પોતે પણ મૂળે ટાક રજપૂતો હતા, પરતુ ઇસ્લામ સ્વીકાર્યા પછી તેઓ ચુસ્ત મુસલમાન થયા હતા, જ્યારે આ રજપૂતો શરૂથી છેવટ સુધી અર્ધદગ્ધ રહ્યા હતા અને હજી પણ છે

તેમનામા જો કોઈ મુસ્લિમ રિવાજ હોય તો તે મૈયત દફન કરવાનો છે તેમનામા કેટલાક હિદુ અને મુસ્લિમ, નામો રાખે છે

**૪ : મલેક કોમ : વસતી :** ચરોતરની મલેક કોમ મોટે ભાગે ઠાસરા તાલુકામા છે તે ૨૭ ગામમા વસે છે મુખ્યત્વે જમીનદાર કોમ છે અલબત્ત, હવે તેમની જમીનદારી રદ થઈ છે તેની વિગત આ ગાદિતી પહેલા ખડમા જમીનમહેસૂલ વિષેના પ્રકરણમાં આપી ગઈ છે

**ઇતિહાસ :** મલેકો મૂળ પરદેશી મુસલમાનો હતા કે સ્થાનિક હિદુઓમાથી મુસલમાન થયા છે, તે નક્કી કરવા કોઈ પ્રમાણભૂત આધાર નથી પરતુ ગુજરાતના સુલતાનોના કે દિલ્હીના બાદશાહોના લશ્કરમાં કોઈ 'મલેક' જાતના પરદેશી સિપાહીઓ હોવાનો ઇતિહાસ નથી

અલાઉદ્દીન ખીલજીનો માનીતો ગુલામ મલેક કાફૂર મૂળ ખભાતનો હતો હિન્દુ ઇતિહાસ કારો તેને હિદુમાથી મુસલમાન થયો હોવાનુ કહે છે, જ્યારે ખા બા પ્રો કોમિસેરિયટ તેમના 'ગુજરાતના ઇતિહાસ'માં તેને તુર્કસ્તાનથી આણેલો ગુલામ વર્ણવે છે તે સમયે, ખભાતનુ બદર હિદને પશ્ચિમ કિનારે મુખ્ય બદર હતું ગમે તેમ, પણ તે નવો મુસ્લીમ હતો તેને બાદશાહે ઊંચે હોદ્દે ચઢાવ્યો ત્યારે તેને 'મલેક'નો ખિતાબ આપ્યો હતો તેથી 'મલેક' ઉપનામ છે, મૂળ જાતિનુ નામ નથી 'મલેક'નો અર્થ 'રાજા' થાય છે

તેથી, ચરોતરના હાલના મલેકો હિદુઓમાથી મુસલમાન થયેલા હોવા જોઈએ હિદુઓની કઈ જાતિમાથી, તે નક્કી કરવા મોલેસલામોનુ દૃષ્ટાન્ત બધબેસતું છે ઓઝ્મે ગેઝિટિયરના 'ગુજરાતના મુસલમાનો'ના સપાદક તેજ ધોરણે મલેકને જિલ્લાના 'સશસ્ત્ર' વર્ગમાથી મુસલમાન થયાનુ કહે છે રજપૂતો 'મોલેસલામ' થયા, તેથી તેમનાથી ઊતરતી કક્ષાના વર્ગો 'મલેક' થયા હોવા જોઈએ તે વર્ગ ચરોતરમાં ધારાળા બારૈયા, પાટણવાડિયાનો અને ઉત્તર ગુજરાતમા કોળીઓનો છે ઉત્તર ગુજરાતમા થરાદ, વાવ, વગેરે નાના સસ્થાનોના રાજકર્તા ઠાકોરો કોળીઓ છે તે તરફ આમ રિવાજ છે કે ગરીબ રજપૂતો કોળી સ્ત્રીઓ પરણે છે અને કોળી ઠાકોરો ગરીબ રજપૂત સ્ત્રીઓ પરણે છે તેમની સતતિ સજોગાનુસાર રજપૂતો અથવા કોળી ઓના વર્ગમા ભળી જાય છે તેથી આ વર્ગમાથી મુસલમાન થયેલાને બહુમાન આપવા તેમને 'મલેક' એટલે રાજાના મોટા નામથી સબોધેલા હોવા જોઈએ

કપડવણજ પાસેના માલાતાનું ઇનામદાર કુટુબ 'મલેક' કુટુબ છે પાછળથી ઇસ્લામી શરિયત પ્રમાણે, ઇનામી ગામના ભાગના પડવાથી, તેઓ સામાન્ય કક્ષાના ખેડૂતો થઈ ગયા છે છતા હજી કપડવણજમા બીજા મુસલમાનો તેમને માનની નજરે જુએ છે

હાલરા તાલુકાના ઉત્તર ભાગના 'બાર ગામના મલેકો' મૂળ બેગડાના લશ્કરી સિપાહીઓ હતા તેણે ચાંપાનેર જીત્યા પછી, અમદાવાદ અને ચાંપાનેર વચ્ચે એક લશ્કરી થાણું મૂકવા, પોતાના થોડા સિપાહીઓને ત્યા જમીનો આપી વસાવ્યા હતા આથી મૂળ તેઓ 'પઠાણ' હોવા સંભવ છે તેમના નામોને છેડે 'ખાન' પ્રત્યય આવે છે પણ તેમને જાગીર આપી ત્યા વસાવ્યા હતા, તેથી તેમને 'મલેક' રાજાના ઉપનામથી સંબોધ્યા હોય હવે તો જમીનોના રાષ્ટ્રીયકરણમા તેઓ ઇનામદારો મટી સામાન્ય ખેડૂતો થઈ ગયા છે અને, તેમની આર્થિક સ્થિતિ તેથી યે ખરાબ છે તેનુ મુખ્ય કારણ તેમનામા અત્યાર સુધી કેળવણીનો અભાવ રહેલો છે

તેમનામાના એક હગાડીના મુખી, મહમદખા મોતીખા ખા સા અને ઓન સેકન્ડ ક્લાસ મેજિસ્ટ્રેટ હતા

મહેમદાવાદના મલેકોમાથી બકુમિયા પોલિસ ઇન્સ્પેક્ટર તરીકે રિટાયર થયા હતા અને નોકરી દરમ્યાન ખા સા થયા હતા તેમના કાકા રસૂલમિયા મુનશી તરીકે રિટાયર થઈ, મહેમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ અને ખા સા થયા હતા

બોરસદના કમુમિયા મોટર કંપનીના મેનેજર અને ખા સા થયા હતા હવે તે પાકિસ્તાન હિજરત કરી ગયા છે

મલેકોના રીતરિવાજોમા બીજા મુસલમાનોના રિવાજોથી કઈ ફેર નથી તેઓ ખેતી અથવા નોકરી કરે છે નડિયાદના એક રસૂલમિયા મહમદમિયા મલેક બી એ થઈ રેવન્યુ ખાતામા ડેપ્યુટી કલેક્ટરના હોદ્દા સુધી ચઢ્યા છે

**૫ : કારીગર કોમો** ચરોતરના મુસલમાનોમા કારીગર કોમો ફક્ત બે જ છે **છીપા અને મોમના.**

**છીપા :** તેઓ સાડલા, ચાદરો, પલગપોશ વગેરે છાપે છે તેમની મુખ્ય વસ્તી કપડવંજ મા અને ખેડામા છે કપડવંજમા છીપવાડનો જુદો લત્તો છે તેમને કપડા છાપી ધોવા તથા સૂકવવા નદીની સગવડ જોઈએ તે ચરોતરમા એ બે જ ગામોમા છે તેઓ મૂળ માળવા તરફથી આવેલા મનાય છે તેમની માતૃભાષા મિશ્ર ઉર્દૂ-ગુજરાતી છે તેમા મારવાડી ઉચ્ચારોની અસર હોય છે તેમનો પહેરવેશ ઇસ્લામી છે અને રીતરિવાજે બીજા મુસલમાનોથી જુદા પડતા નથી તેઓ કન્યા વહેવાર પોતાની કોમમા અંદર અંદર કરે છે

**મોમના :** તેમની મુખ્ય વસતી ખેડા તથા વસોમા છે તેમના જૂજ ઘર છે ખેડાના મોમના સુન્ની છે, જ્યારે વસોના કેટલાક સુન્ની અને કેટલાક શિયા છે સુન્ની મોમના પણ મૂળ તો શિયા હતા તેમને અમદાવાદ પાસેના પીરાણાના પીર હ ઈમામશાહે ઇસ્લામમા આણ્યા હતા જેમ શિયા વહોરાઓ સુન્ની થયા, તેમ આ શિયા મોમના પણ સુન્ની થયા હોવા જોઈએ

તેઓ કપડા વણવાનો ધધો કરે છે વસોમા કેટલાક રેશમી સાડીઓ વણે છે તેઓ ઢેઢ વણકરો પાસે ગજિયા, પાગી વગેરે વણાવી વેચવાનો ધધો પણ કરે છે

તેમનામા કેટલાક હિંદુ અને કેટલાક મુસલમાની પહેરવેશ પહેરે છે સ્ત્રીઓ ઘણું કરીને હિંદુ સાડી-ચણિયા પહેરે છે તેમની બોલી ગુજરાતી છે તે તેમના પૂર્વજ હિંદુ હોવાનું સૂચવે છે

વસોમા શિયા મોમનાનુ અલગ ખાનુ (જમાતખાનું) છે તેઓ ત્યાં પ્રાર્થના માટે ભેગા થાય છે તેઓ નમાઝ પઢતા નથી

# ૨૩
# મુસલમાનોનો ધર્મ—ઈસ્લામ

મુસલમાનોના ધર્મને ઇસ્લામ કહે છે તેનો મૂળ અર્થ અલ્લાહની મરજીને સંપૂર્ણ તાબે થવુ તે છે સારાશ કે આપણુ સારુ કે નરસુ જે કઈ થાય છે તે અલ્લાહ આપણા ભલા માટે જ કરે છે એમ માનવુ

ઇસ્લામનો મુખ્ય (કલમો) લા ઇલાહા ઇલ્લલ્લાહ, **મોહમ્મદર રસૂલુલ્લાહ** છે તેનો અર્થ એ છે કે અલ્લાહ **એક છે અને હ. મોહમદ તેના પેગબર છે.** એક અલ્લાહ ની બંદગી કરવી અને હ મહમદ પેગબરને ખુદા પાક તરફથી મળેલા 'કુરાન'ના ઉપદેશોને અનુસરવુ, એટલામા ઇસ્લામ ધર્મનો સાર આવી જાય છે આને '**ઈમાન**' કહે છે ઇસ્લામ એટલે ઈમાનદારી

ઇસ્લામ મૂર્તિપૂજાનો કટ્ટર વિરોધી છે તેના બીજા નૈતિક સિદ્ધાતો તો દુનિયાના બીજા ધર્મો સાથે સાર —

**કુરાન :** મુસલમાનોના ધર્મ પુસ્તકને કુર

તે અરબી ભાષામાં છે. હ. મોહમ્મદ સાહેબને 'પેગમ્બરી' મળી ત્યારથી તે તેમના અવસાન સુધીનાં ૨૩ વર્ષોમાં તે એમને જેમ જેમ પ્રસંગ ઊભો થયો તેમ તેમ 'વહી': **revelation** મારફતે મળ્યું હતું. તે ગાળો ઈ. સ. ૬૧૦ થી ૬૩૨ સુધીનો છે. અરબી શબ્દ 'કુરઆ' એટલે તેણે વાંચ્યું, એ ઉપરથી 'કુરાન' શબ્દ બન્યો છે; એટલે જે નિત્ય વાંચવું જોઈએ તેવું પુસ્તક છે. કુરાન પઢવું એ પાક મુસલમાનનો એક અગત્યનો ધાર્મિક આચાર છે.

દુનિયાની તમામ ભાષાઓમાં કુરાનના તરજુમા થયેલા છે. ગુજરાતીમાં તેનો સુંદર તરજુમો રાંદેરના મોલવી સાદિક સાહેબે કરેલો છે. તેમાં સમજૂતીના રૂપમાં ટિપ્પણ પણ છે. આ પ્રકરણના લેખક શ્રી કરીમ મહમદ માસ્તરે પણ કુરાનની કેટલીક અગત્યની સૂરાઓનો પદ્યમય તરજુમો કરેલો છે. તે એમનાં નીચેનાં પુસ્તકોમાંથી મળશે: ૧ : ઇસ્લામની ઓળખ : ૨ : મે'રાજ શરીફ : ૩ : પંજ સૂરા, સૂર-એ-કદક અને બીજી દુઆઓ. આ બધાં પુસ્તકો કર્તા પાસેથી મળે છે. વેદો માફક કુરઆન ઈશ્વરપ્રેરિત છે, એમ મુસલમાનો માને છે. અલ્લાહ પાકના સંદેશા લઈ, મહાન ફિરસ્તા હ. જિબરીલ (અ.સ.) હ. મોહમદ પેગમ્બર સાહેબ (સલ) પાસે આવતા હતા. તે સંદેશાઓનો સંગ્રહ આ 'કુરાન' છે.

હ. પેગમ્બર સાહેબ પોતે તો અભણ ('ઉમ્મી') હતા, પોતાની સહી પણ કરી શકતા નહોતા. પરંતુ કુરાન એવી સુંદર શૈલીમાં છે કે અરબી ભાષામાં અત્યાર સુધી તેનું અનુકરણ થઈ શક્યું નથી. હ. મહમદ પેગમ્બર સાહેબના જમાનામાં આરબો શાયરી અને વક્તૃત્વની કળામાં વિખ્યાત હતા. તેમનામાં ત્યારે એક રિવાજ હતો કે દર વરસે, હજ પ્રસંગે, આખા અરબસ્તાનના વિદ્વાનો ત્યાં ભેગા થતા અને શાયરીની હરીફાઈ થતી. સર્વાનુમતે જે નઝ્મ (કાવ્ય) સર્વોત્તમ મનાયું હોય, તે કાબા શરીફ (મક્કામાંની મુખ્ય મસ્જિદ)ના દરવાજા ઉપર ચોંટાડવામાં આવતું. બીજી હજ સુધી તે ત્યાં રહેતું. કુરાનની સાહિત્યિક કળા પાછળ આ પ્રણાલીનું બળ રહેલું છે. કુરાન વહી થયું ત્યારે આ મૂર્તિપૂજક શાયરોને ચેલેન્જ આપવામાં આવી હતી કે તેઓ તેની હરીફાઈમાં એવું એકાદ પ્રકરણ પણ બનાવે. તેઓ તે ચેલેન્જનો જવાબ આપી શક્યા નહોતા. એ જ કુરાનનું વક્તૃત્વ વર્ચસ્વ સાબિત કરે છે. આ વક્તૃત્વ તેમાંના વિષય-અલ્લાહની 'વહદાનિય' (એકેશ્વરવાદ)ને પરિણામે હતું.

તે જમાનામાં આરબો મૂર્તિપૂજક હતા. પ્રથમ મનુષ્ય દાદા આદમે સ્થપેલા અને ત્યાર પછી મહાન પેગમ્બર હ. ઇબ્રાહીમ (અલ) ફરીથી બાંધેલા કાબા શરીફમાં ૩૬૦ મૂર્તિઓ હતી. જાણે દરરોજની એક હોય તેમ, તેમની પૂજા થતી હતી. આરબોની લગભગ દરેક કોમની અલગ અલગ મૂર્તિ હતી અને તે બધી ત્યાં હતી.

ઇસ્લામ શરૂથી જ એક અલ્લાહનું અસ્તિત્વ બોધતો હતો અને મૂર્તિપૂજાનો કટ્ટર વિરોધી હતો. તેથી સ્વાભાવિક રીતે જ મૂર્તિપૂજક આરબો તેની વિરુદ્ધ હતા. મક્કાના કુરેશો કાબાના મુત્તવલ્લી (વહીવટકર્તા) હતા. તેમની બાર મહિનાની રોજી હજની મોસમમાં જ કમાઈ લેવાની હતી. ઇસ્લામનો મૂર્તિપૂજા વિરુદ્ધનો પ્રચાર પ્રસરે તો તેમની રોજી ટળે એ દેખીતું હતું. તેથી તેઓ ઇસ્લામનો અને તેના પેગંબરનો ખાસ વિરોધ કરતા હતા. તે કારણે તેઓ કુરાનના બોધ અને શૈલીને હસી કાઢતા હતા. તેમને ત્યારે કુરાનની અનેક સૂરાઓ (પ્રકરણો)માં પડકાર કરવામાં આવેલો હતો કે આવી એકાદ સૂરા, અરે, થોડી પંક્તિઓ તો બનાવી લાવો. તેઓ તેમ કરી શક્યા નહોતા. ઘણાઓએ પ્રયાસો કરી જોયા હતા, પરંતુ તેઓ નિષ્ફળ નીવડ્યા હતા. કુરાન અલ્લાહપ્રેરિત હોવાનું આ એક પ્રમાણ છે.

**કુરાનનો બોધ અને તેમાંની અન્ય વિગતો:** કુરાનનો બોધ એટલો ગહન છે કે અભણ અને નિરક્ષરના માનસમાંથી તેવા વિચારો ઉદ્ભવવા લગભગ અશક્ય જ મનાય. તેમાં એવા અને એટલા પ્રાચીન કિસ્સાઓ અને જૂના પેગમ્બરોનાં વૃત્તાંતો છે કે તે જમાનાના વિદ્વાનો પણ તે જાણતા નહોતા.

તેમાં કેટલીક આગાહીઓ છે અને તે સમય પર ફળેલી હતી. તેમાં અધ્યાત્મથી માંડી જીવનની નાની નાની વાતો, ઉદા : કેમ ખાવું, પીવું, કપડાં પહેરવાં, વગેરે વગેરે બાબતો વિષે પણ સૂચનો છે. તેમાં વર્ણવેલાં કેટલાંક અધ્યાત્મનાં રહસ્યો એટલાં ગૂઢ છે કે સિદ્ધિ મેળવેલા સંતો જ તે યથાર્થ સમજી શકે છે. અભ્યાસીઓ નિત્યપાઠ કરી, તેનું મનન કર્યા કરે તો દર વખતે નવીન પ્રકાશ સાંપડે છે, પણ સત્ય શોધવા માટે પીર-મુરશિદની દોરવણીની આવશ્યકતા રહે છે.

કુરાનની કુલ ૧૧૪ સૂરાઓ (પ્રકરણો) છે. તે લાંબી-ટૂંકી છે. તેમાંથી ૮૬ તો બિનતકરારી મક્કામાં મળેલી હતી. બાકીની પાંચ વાદગ્રસ્ત મક્કામાં કે મદીનામાં મળી હતી. બાકીની ફક્ત ૨૩ મદીનામાં મળી હતી. મક્કી સૂરાઓ ટૂંકી અને અલ્લાહ એક છે, કયામત થવાની છે, વગેરે બોધે છે. મદીનાની સૂરાઓ સામાજિક અને રાજ્યબંધારણનો ઉપદેશ કરે છે. યુદ્ધમાં પણ માનવતા નહિ ભૂલવા બોધે છે.

મઝહબનો પ્રચાર કરવો, એને ઇસ્લામ દરેક મુસ્લિમની ફરજ ઠરાવે છે. પરંતુ સાથે એમ પણ ફરમાવે છે કે "લા ઇકિરાહા ફિદ્દીન" ઇસ્લામમાં જોરજુલમ નથી. અર્થાત્, કોઈને ઇસ્લામ સ્વીકારવા જોરજુલમ કરવો નહિ. અન્ય સ્થળે બોધે છે કે લકુમ્ દીનોકુમ્ વલેય દીન, તમે તમારો ધર્મ પાળો, અને હું મારો ધર્મ પાળીશ. સારાંશ, ઇસ્લામનો બોધ કરવા છતાં સામો માણસ તે સ્વીકારે નહિ તો તેના ઉપર અન્ય પ્રકારે દબાણ નહિ કરવા અને તેને તેનો ધર્મ પાળવા દેવા ઇસ્લામ કહે છે.

બીજાનાં ધર્મસ્થાનો અને તેમના દેવોને અપમાનિત નહિ કરવા પણ ઇસ્લામ કહે છે. તેમ કરવાથી સામો પક્ષ પણ તે જ રીતે અલ્લાહનું અને મસ્જિદોનું અપમાન કરે, તે ઇષ્ટ નથી, એમ સૂચવે છે. તેવું પરિણામ મુસલમાનોના અતિઆગ્રહને કારણે આવે, તેથી તેમ નહિ કરવા ફરમાવે છે.

કુરાનમાં પ્રત્યેક વિષય માટે કાયદાકાનૂનો છે. કોર્ટોમાં ચાલતો મુસલમાની કાયદો કુરાનને આધારે રચાયેલો છે. કંપની સરકારના જમાનામાં અંગ્રેજ જજો સાથે મૌલવીઓ ફતવા (ધાર્મિક નિર્ણયો) આપવા બેસતા હતા. હિન્દુ પક્ષકારો હોય ત્યારે એ પ્રમાણે શાસ્ત્રીઓ રહેતા હતા. હિંદનો કારભાર પાર્લમેન્ટની હકૂમત નીચે ગયો ત્યારથી એ પ્રથા બંધ પડી છે.

કુરાનમાં હ. પેગમ્બર સાહેબના અંગત જીવનના પણ કેટલાક પ્રસંગોનો ઉલ્લેખ છે. તે યથાર્થ સમજવા હ. પેગમ્બર સાહેબના જીવનનો પરિચય હોવો જોઈએ.+ તે ઉપરાંત, તેમાં તે જમાનાના આચારવિચારોનું પણ સુંદર દિગ્દર્શન થાય છે.

તેની શૈલી, ખાસ કરીને મક્કામાં મળેલી સૂરાઓની શૈલી, એટલી ભવ્ય અને તે સાથે મધુર છે કે તે સારી રીતે વાંચવામાં આવે તો ઘડીભર તે નહિ સમજનાર વાચક પણ મગ્ન થઈ જાય છે. મહાકવિ શ્રી નાનાલાલની અપદ્યા-

**મુસલમાનોની બે શાખાઓ: શિયા અને સુન્ની:** આ વિષયની માહિતી અગાઉના પ્રકરણમાં આપી ગઈ છે. તેમાં જણાવ્યા પ્રમાણે શિયા એ 'શિયા-એ-અલી'નું ટૂંકું રૂપ છે. તે રીતે સુન્ની એ 'એહલ-એ-સુન્નત વાલ જમાઅત'નું ટૂંકું રૂપ છે. એમાં સુન્નતનો અર્થ "હઝરત પેગમ્બર સાહેબની રહેણીકરણી" થાય છે. 'જમાઅત'નો અર્થ 'સમૂહ' છે. તેથી **સુન્ની એટલે હ. પેગમ્બર સાહેબની રહેણીકરણીને અનુસરનારાઓનો સમૂહ.** કુરાનમાં આપેલા ધાર્મિક સિદ્ધાન્તોનો વ્યાવહારિક અમલ હઝરત પેગમ્બર સાહેબે પોતાના દૃષ્ટાન્તથી શીખવ્યો હતો. તેથી તેમને આદર્શ મુસ્લિમ માનવામાં આવે છે અને એનો ઉલ્લેખ સુન્ની શબ્દના ઉપરના અર્થમાં છે. હિંદના મુસલમાનોનો ઘણો મોટો ભાગ સુન્નીઓનો છે. તેમની સંખ્યા શિયાઓ કરતાં ઘણી વધારે છે.

**સંપ્રદાયો–મઝહબો:** સુન્નીઓના ચાર મઝહબ (સંપ્રદાયો) છે. ૧: હનફી: ૨: શાફેઈ: ૩: માલિકી: અને ૪ હંબલી. હિંદના ઘણાખરા મુસલમાનો હનફી છે. ગુજરાતના તો લગભગ બધા જ હનફી છે. ચરોતરમાં ખંભાતના થોડાક મુસલમાનો શીઆ મોગલ છે તથા બીજા શિયા દાઊદી વહોરા છે. નડિયાદી વહોરાનો 'વહદાબી' મઝહબ પણ હનફીની જ એક શાખા છે.

'હનફી' નામ બગદાદના મહાન ઈમામ અબુ હનીફના નામ ઉપરથી પડેલું છે. 'હનીફ' અરબી શબ્દ છે. તેનો અર્થ 'ધર્મને સીધે માર્ગે ચાલનાર' છે. હ. ઇબ્રાહીમ પેગમ્બરને કુરાનમાં 'હનીફ' કહેલા છે. અહીં 'ઈમામ'નો અર્થ શિયાઓ કહે છે તે નથી. શિયાઓના તથા અસના આશરીના ઈમામો હ. પેગમ્બર સાહેબની ઓલાદમાંથી હતા, જ્યારે સુન્નીઓના મજકૂર ચાર ઈમામો મહાન ધર્માચાર્યો (થિયોલોજિયન્સ) હતા. તેમણે કુરાનના ગૂઢ સિદ્ધાંતોના તથા તે સમજાવનારી હ. પેગમ્બર સાહેબની હદીસોના ખુલાસા સમજાવ્યા છે

માનતાઓ, તેનાં દૃષ્ટાંત છે. રિવાજોમાં, સૈયદોમાં વિધવાઓનાં પુનર્લગ્નની મનાઈ છે, વગેરે વિગતોના ઉલ્લેખ અગાઉ આવી ગયા છે. બાકીના ત્રણ મઝહબો ચરોતરમાં નહિ હોવાથી તેમની વિગત અહીં આપી નથી.

**ઇસ્લામના પાંચ મૂળભૂત સિદ્ધાંતો : ઈમાન, નમાઝ, રોઝા, ઝકાત અને હજ.** એ ઇસ્લામના પાંચ મૂળભૂત સિદ્ધાંતો છે.

**ઈમાનની** ચર્ચા આ પ્રકરણની શરૂઆતમાં ઇસ્લામના કલમામાં કરેલી છે.

**નમાઝ :** પાંચ છે. ૧ **ફજર :** પ્રભાત ફૂટ્યા પછી, પણ સૂર્યોદય થતા પહેલાં પઢવાની : ૨ **જોહર :** બપોર ઢળ્યા પછી, પણ ચાર વાગ્યા પહેલાં પઢવાની, ૩ **: અસર :** પાંચ વાગ્યા પછીથી, પણ સૂર્યાસ્ત થતા પહેલાં પઢવાની, અને ૪ **: મગરીબ :** સૂર્યાસ્ત થયા પછી પણ રાત પડતા પહેલાં પઢવાની અને ૫ **: ઈશા :** ચોડી રાત થયા પછી, પણ મધરાત થતા પહેલાં પઢવાની. આ **પાંચ નમાઝો ફરજિયાત છે.** દરેક નમાઝ પહેલાં સાધારણ રીતે 'વઝુ' કરવું જોઈએ, એટલે હાથ, મોં, પગ વગેરે ત્રણ ત્રણ વખત ધોવાના હોય છે. જુમ્મા અને ઈદની નમાઝોમાં તેનું ખાસ અંગ તેના ખુત્બા છે. નમાઝોમાં દેર નથી.

**મરજિયાત નમાઝો ત્રણ છે : ૧ : ઇશ્રાક;** સૂર્યોદય પછી પણ દસ વાગતા પહેલાં પઢવાની. ૨ **: ચાશ્ત :** દસ અને અગિયાર વાગ્યા વચ્ચે પઢવાની અને ૩ : તહજ્જુદ : રાતના છેલ્લા પહોરે, ફજરની નમાઝ પહેલાં પઢવાની. આમાંની પહેલી બે નમાઝો તો જૂજ માણસો જ પઢે છે, જ્યારે ત્રીજી ઘણા પઢે છે. જો કે તેમની સંખ્યા મોટી કહી શકાય તેમ નથી. આ બ્રાહ્મમુહૂર્તની નમાઝ ઘણી બરકતી મનાય છે.

# ૨૪

# મુસલમાનોનાં ધાર્મિક સ્થાનો

મુસલમાનો એક જ અલ્લાહને માને છે અને માત્ર તેનીજ બંદગી કરે છે. બીજા કોઈને પૂજવા, તેને તેઓ કુફ્ર (નાસ્તિકતા) માને છે. તેમ કરવાની ઇસ્લામમાં સખત મનાઈ છે.

મુસલમાનોની મસ્જિદો માત્ર નમાઝ પઢવાનાં સ્થળ છે. તેની બીજી કોઈ વિશિષ્ટતા નથી. હિંદુઓનાં મંદિરોની ભાવના તેમાં નથી.

વળી ઓલિયાની દરગાહો તેમની અંતિમ આરામગાહો છે. કુરાનમાં કહ્યું છે કે તેઓ મરતા નથી, માત્ર દુનિયામાંથી પરદે થાય છે, અને કબરોમાં જીવતા સૂતેલા હોય છે અને કયામત સુધી તે પ્રમાણે સૂતા રહેશે.

મુસલમાનો દરગાહોમાં જઈ ઓલિયાઓની તુરબતો ઉપર ફૂલ ચઢાવે છે અને પોતાને માટે અલ્લાહ પાક પાસે દુઆ માગે છે. પીરોની કોઈ પ્રકારની પૂજા કરવી, તેમની માનતાઓ માનવી, તેમની પાસે માગનારના ભલા માટે માગણી કરવી વગેરે પ્રકારની ધાર્મિક બુરાઈ છે. ખુદ પેગમ્બર સાહેબે કહ્યું છે કે, "હું યે તમારા જેવો જ 'બશર' (માનવી) છું, માત્ર મારી પાસે અલ્લાહપાકની વહી આવે છે." વળી ઓલિયા પણ 'બશર' છે. તેઓ સામાન્ય માનવી કરતાં અધ્યાત્મમાં આગળ વધેલા છે. તેમની દુઆ ખુદાપાક કબૂલ કરે છે. તેથી દરગાહમાં ફૂલ ચઢાવવા જનારા તેમનો માત્ર વસીલો માગે છે, અને માગનારની દિલની સફાઈ અને શુદ્ધિના પ્રમાણમાં ઓલિયા તેમને મદદ કરે છે.

દરગાહ અને રોઝાનો અર્થ એક જ છે. મસ્જિદોમાં કોઈ કોઈ વખત બુઝર્ગોને દફન કરવામાં આવે છે ત્યારે તેટલો ભાગ દરગાહ થઈ જાય છે.

પીરના જિલ્લાઓ તેમની દરગાહોના પ્રતીક રૂપ છે. તેથી તે મૂર્તિપૂજાની કક્ષામાં આવે છે. તેમ કરવું ઇસ્લામની દૃષ્ટિએ બદી છે.

તે જ પ્રમાણે, મોહરમમાં તાજિયાની માનતાઓ માનવી પણ બદી છે.

નાનાં ગામોમાં મસ્જિદો કેટલીક વખત મુસલમાનો માટે મુસાફરખાનાની ગરજ સારે છે. દરગાહો પણ મોટી હોય છે અથવા તેની સાથે કોઈ સરાઈ જોડેલી હોય છે તો તે યે મુસાફરખાનાની ગરજ સારે છે. મુસલમાનો માટે ખાસ મુસાફરખાનાં આખા ગુજરાતમાં કોઈ ગામમાં હોય તો તે માત્ર અમદાવાદમાં જ છે. બીજે કોઈ સ્થળે હોય તો તે

જાણવામાં નથી. શિયા વહોરાઓનાં મુસાફરખાનાં જ્યાં જ્યાં તેમની ઠીક વસતી હોય છે તેવાં બધાં ગામોમાં હોય છે.

**વલી ઓલિયા :** ચરોતરના મુસલમાનોની નાની મોટી વસતીવાળાં ઘણુંખરાં ગામોમાં કોઈ ને કોઈ વલીઓલિયા છે. વલીઓમાં પણ દરજ્જા હોય છે. તેથી મશહૂર પીર થોડા છે.

**વીરપુરના દરિયાઈ પીર :** તેમાં મુખ્ય, વાડાશિનોર સ્ટેટના વીરપુર ગામમાં 'દરિયાઈ પીર' છે. તેમનું નામ કાઝી મોહમ્મદ છે. 'દરિયાઈ' તો તેમનો લકબ છે. તેમની માનનાઓ જમીન ઉપરની આફતોમાં તેમ નદી દરિયા ઉપરની આફતો માટે પણ માનવામાં આવે છે, અને તેમાં ભાવિકોને લાભ મળે છે, એમ મનાય છે.

તેઓ સુલતાન મહમ્મદ બેગડાના લશ્કરમાં 'જમાદાર' હોવાનું કહેવાય છે. પાવાગઢના ઘેરામાં તેઓ હાજર હતા. એક રાતે આંધીના સમયે માત્ર તેમની એક જ રાવટીમાં દીવો બળતો રહ્યો હતો. સુલતાને તપાસ કરતાં, તેઓ ત્યારે ઇબાદતમાં મશગુલ હતા.

પાવાગઢ સર કરવા. પહાડી કિલ્લા પર ચઢવા દોરડાંની જરૂર હતી તે તેમની સૂચનાથી સુલતાને નડિયાદના પીર અલોલકશાહ પાસેથી મંગાવ્યાં હતાં. આ પીરે વઝુ કરવાના બદલામાં ત્યાં પડેલા એક દોરડાનો કકડો નાખી, તેનો છેડો નાળચા વાટે ખેંચવા માંડ્યો હતો. દોરડાં લેવા આવનાર દૂતે બસ કહ્યું ત્યાંસુધી તે દોરડું સળંગ નીકળ્યાં જ કર્યું હતું. પછી પાવાગઢનો કિલ્લો સર થયો હતો.

દરિયાઈ પીર, તેમના પિતાના વખતથી અમદાવાદના મશહૂર પીર શાહઆલમ સાહેબના મુરીદ હતા. શાહઆલમ સાહેબની વફાત પછી તેમના એક ઉરસમાં દરિયાઈ પીર ત્યાં ગયા હતા. વાતચીતમાં, તેમણે શાહઆલમ સાહેબને 'મંઝનમિયાં'ના નામથી સંબોધ્યા હતા. આ નામ એ પીરનું તેમના પિતાએ આપેલું લાડનું નામ હતું. મંઝન

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું કે શાહઆલમ સાહેબના જાનશીન, સુલતાન પોતે અને બીજા એકાદ જણે શાહઆલમ સાહેબની તુરબત ઉપર જઈ, તેમને પોતપોતાના ખાસ નામથી સંબોધવા. જેની સલામ શાહઆલમ સાહેબ સ્વીકારે, તેનું ઉચ્ચારેલું નામ માન્ય રાખવું. તેમ કરતા, માત્ર દરિયાઈ પીરની સલામનો જવાબ મળ્યો હતો. દરિયાઈ પીરે વિશેષ અરજ કરી હતી કે અમને આપનો કંઈક પરચો બતાવો. તે ઉપરથી શાહઆલમ સાહેબે કબરમાં બેઠા થઈ પોતાનો જમણો હાથ બહાર કાઢી ગરમ ગરમ હલવો, રોટલી અને મચ્છી આપ્યાં હતાં. તે તબર્રુક સમજી બધાએ ત્યાં જ ખાધાં હતાં. જૂનાગઢની 'માઈ ગઢેચી'ની દરગાહમાં પહેલાં આ જ પ્રમાણે દરરોજ સાંજે તેના મુજાવરને ખાનાનું મળતું હતું એમ કહેવામાં આવે છે.

દરિયાઈ પીરના ઉરસ વખતે તેમના રોજાનું તાળુ પોતાની મેળે ખુલી જાય છે. મુજાવર તુરબત ઉપર ફૂલ ચઢાવે છે તે ઉછળે છે અને કોઈ નસીબદારના ખોળામાં પડે છે. ત્યાં એક નાની નદી છે. તેના પાણીથી ઉરસની રાતીએ દીવા થઈ શકે છે. આડે દહાડે તેમ થતું નથી દરગાહ પાસે પહાડમાં એક ગુફા છે. તેમાં તે રાતે થોડે થોડે છેટે દીવા મૂકવામાં આવે છે. ગુફા એટલી નીચી છે કે તેમાં પ્રથમ બેસીને અને પછી પેટ ઘસડતાં અંદર જઈ શકાય છે. અંદર અધે સુધી જનાર ગુફાથી પેલી પાર કોઈ ચીંચોડો ચાલતો હોય તેવો અવાજ સાંભળે છે.

આ પીરનો એક ચિલ્લો (સ્મારક) ઉમરેઠમાં હતો. તે જ ચોતરા ઉપર ઉમરેઠના પીર સૈફુલ્લા બાબાને દફન કરી, તે ઉપર રોજો કરવામાં આવ્યો હતો. આ રોજા સાથે એ ચોતરો અને દરિયાઈ પીરનો ચિલ્લો પણ તાજેતરમાં, ઈ. સ. ૧૯૪૭માં, શહીદ કરી નાખી, જમીનદોસ્ત કરી નાખવામાં આવ્યો છે. 'દરિયાઈ'નો અર્થ એમ બેસાડવામાં આવ્યો હતો કે કોઈ 'દરિયા' નામની ગગાસંગીની તે દેન હતી!

દરિયાઈ પીરના વર્ણનમાં જણાવી છે. બીજી વધારે હકીકતો જાણવામાં નથી.

**ઊમરેઠમાં નવગજા પીર :** ઊમરેઠમાં આ પીરોની નવ ગજ લાંબી ચાર કબરો અને પાંચમી એક સામાન્ય મનુષ્ય કદની કબર છે. અજ્ઞાન મુસલમાનો માને છે કે તે ચાર કબરો નવ ગજ ઊંચા પીરોની છે. આ માન્યતા ભૂલ ભરેલી છે. એથી પણ બમણાથી વધારે લાંબી એક કબર આ પ્રકરણના લેખકે સૂરત જિલ્લાના તડકેશ્વર ગામમાં જોઈ છે. તે ઉપરાંત, આ ચારે કબરોથી ચારગણી જાડી અને વળાંક લેતી એક કબર આ લેખકે જૂનાગઢમાં ગિરનારને રસ્તે, હાલ જ્યાં મુસ્લિમ મુસાફરખાનું છે.ત્યાં જોયેલી છે.

આવી કબરો શહીદોની હોય છે. એક જ કબરમાં અનેક શહીદોને એક સાથે દફન કરવામાં આવે છે, તેથી તે કબરની લંબાઈ પહોળાઈ વધારે થાય છે. નવ ગજ ઊંચા માણસો પૃથ્વીના ઇતિહાસમાં થયા જાણવામાં નથી.

પરંતુ ઊમરેઠમાંના આ શહીદો કોણ છે, ક્યારે થયા હતા, કઈ લડાઈમાં શહીદ થયા હતા વગેરે કંઈ પણ ઇતિહાસ મળતો નથી.

શિયા વહોરાઓના કબ્રસ્તાનમાં તેમના એક પીર છે. તેમની હકીકત જાણવામાં નથી.

**ખેડામાં કરીમશા પીર વગેરે :** ખેડામાં બહારપરામાં કરીમશા અને વાત્રક શેઢીના સંગમ ઉપર દાઉદશા પીર છે. કરીમશા માટે કહેવાય છે કે તેમના મુજાવરને દરરોજ સવારે તેમની તુરબત પરના ગલેફ નીચેથી તેની હાથખરચી માટેની રોજની જરૂરી રકમ મળે છે. તે ઉપરાંત, એ મુજાવરે તેમને બાજુની મસ્જિદમાં ઘણી વખત રાતભર ઇબાદત કરતા જોયા છે. એક રાત્રે એ મુજાવર તાવવાળો લઘુશંકા માટે ઊઠ્યો હતો, ત્યારે તેને મસ્જિદમાં હોજ આગળ તાવથી અરબડિયાં ખાતો ને તેમાં પડી જતો જોઈ, આ પીરે તેનો હાથ પકડી બચાવ્યો હતો. કુરાનમાં છે કે વલી ઓલિયા મરતા નથી. તેઓ માત્ર પરદે થાય છે.

આ પીરે એમની વફાત પહેલાં તેમના ત્યાંના એક દોસ્તને પોતાનો એક રૂમાલ આપ્યો હતો, અને તે રૂમાલ એક અનાજની કોઠીમાં નાખી, તે કોઠી ઉપરથી બંધ કરી દઈ, તેમાંનું અનાજ નીચેના કાણામાંથી કાઢવા કહેલું હતું. કેટલાંક વરસ સુધી તેમ કરવા છતાં, કોઠીમાંનું અનાજ ખૂટતું નહોતું. તેથી જિજ્ઞાસા થતાં, કોઠી ખોલી જોતાં. તે ભરેલી જણાઈ હતી. પરંતુ ત્યારથી એ રૂમાલની બરકત જતી રહી હતી. તેમણે હાથે કરી આ 'અક્ષયપાત્ર' ગુમાવ્યું હતું.

**મહેમદાવાદ પાસે રોજા રોજી :** મહેમદાવાદ પાસે વાત્રક નદીથી અર્ધોક માઈલના છેટે એ રોજા છે. તે બેગડાના અમીરોના છે. એક લડાઈમાં તેઓ માથે કફન બાંધી શહીદની નેમથી લડ્યા હતા અને ખરેખર શહીદ થયા હતા. તેમના રોજા સાદા છે, પણ કળાની દૃષ્ટિએ ઉત્તમ નમૂના છે. તેમના ઉરસમાં આજુબાજુથી ઘણા માણસો ભેગા થાય છે. તેમની કોઈ કરામતો જાણવામાં નથી.

મહેમદાવાદ તળપદમાં, બેગડાની બાંધેલી જૂની જુમા મસ્જિદ છે. તે ત્રીસેક વર્ષ ઉપર ઘણા ખર્ચે મરામત કરવામાં આવી હતી. તેની સામે તે જમાની એક સરાઈ–'ધર્મશાળા' છે. તેમાં એક પીરની કબર છે. આ સરાઈમાં મામલતદારની કચેરી બેસે છે.

**ખંભાતમાં :** ખંભાતમાં અનેક પીરો છે. તેમાંના એ શિયા વહોરાના પીરોનું વર્ણન એ વહોરાઓના ઇતિહાસમાં અગાઉના પ્રકરણમાં આપેલું છે.

ત્યાં ખ્વાજા ખિઝરનો એક ચિલ્લો છે. ચરોતરમાં બલકે ગુજરાતમાં ખ્વાજા ખિઝરનો તે એક જ ચિલ્લો છે. તે તળાવ કિનારે છે. ખ્વાજા સાહેબનું રહેઠાણ સાધારણ રીતે પાણીના પરપોટામાં હોવાનું માનવામાં આવે છે. હ. મૂસા પેગમ્બરને તેઓ તેવી રીતે મળ્યા હતા.

**પરચૂરણ :** પેટલાદ અને બોરસદમાં પીરો છે. તેમની કોઈ હકીકત મળતી નથી. ડાકોરમાં સ્ટેશન પાસે પાંચ પીર છે. કપડવણજમાં કબ્રસ્તાનમાં બારા શહીદ છે. એવા જ બીજા બારા શહીદ જૂનાગઢમાં છે.

**સદનશા પીર :** ઉત્તરસંડા પાસે સુન્ની વહોરાઓના સદનશા પીર છે. તેમનો કોઈ ઇતિહાસ મળતો નથી.

આ પ્રદેશના મુસલમાનો કેળવણીમાં એટલા પછાત છે કે આટલા બધા પીરોમાંથી કોઈ પીરનો ઇતિહાસ તેઓ જાણતા નથી. તેમના સંબંધી કોઈ લખાણ મળી શકતું નથી. 'મિરાતે સિકંદરી'ના ઓલિયા–એ ગુજરાતના પ્રકરણમાં ફક્ત 'દરિયાઈ પીર' અને 'અલોલકશા પીર'નાં જ સંક્ષિપ્ત વર્ણન આપેલાં છે.

# ચરોતર સર્વસંગ્રહ

## વિભાગ પહેલો : પ્રદેશદર્શન

## ખંડ છઠ્ઠો

## ઇતિહાસદર્શન

## ૧

## (૧) 'ચરોતર' શબ્દ

**પરિચય :** 'ચરોતર' શબ્દ કેવી રીતે બન્યો છે, એ વિષે લગભગ વીસમી સદીની શરૂઆતથી ચર્ચા થતી આવી છે એનો છેવટનો નિર્ણય 'ચરોતર' શબ્દની વ્યુત્પત્તિ (નવો પ્રકાશ) એ નામના ડૉ મંજુલાલ ર મજમુદારના લેખમા વિવિધ પુરાવા આપીને કરેલો છે એ લેખમાંથી અને અન્ય ગ્રંથોમાથી કેટલીક જાણવા જેવી માહિતી અને આપવામા આવે છે

**ડૉ. મંજુલાલનો નિર્ણય :** ઉપર જણાવેલા લેખમા ડૉ મંજુલાલે સાબિત કર્યું છે કે 'पेटलापद्रप्रभृति चतुरुत्तर शतम्' એ સસ્કૃત સમૂહમાના છેલ્લા બે શબ્દોમાથી શતમનો લોપ થતા બાકી રહેતા चतुरुत्तर ઉપરથી 'ચરોતર' શબ્દ બનેલો છે હેમ પ્રાકૃત વ્યાકરણના અધ્યાય ૮ પ્રમાણે તનો લોપ થતા ચઉરુત્તર અને તે ઉપરથી બનેલા ચિરોતર, ચિડોતર, ચારોતર, ચારોતેર એવા એવા શબ્દો મળી આવે છે એટલે 'ચરોતર' અને એના જેવા ચિરોતર, ચિડોતર વગેરે શબ્દો સખ્યાવાચક છે, જમીનવાચક નથી મૂળ સસ્કૃત લખાણ જોતા પેટલાદ જેમા મુખ્ય છે એવા ૧૦૪ ગામોના જૂથ માટે એ શબ્દો વપરાયા છે, એ નક્કી છે આ નિર્ણયના સમર્થનમા ડૉ મંજુલાલે આપેલા અવતરણો આ નીચે આપ્યા છે

**અવતરણો :** (૧) काव्यशिक्षा નામના ગ્રંથની તાડપત્ર ઉપર લખેલી અપૂર્ણ પોથી પાટણમા સઘવીના પાડાના ભડારમા છે (જુઓ પાટણ જૈન ભડાર કેટલોગ તાડપત્ર વૉ ૧ પ્રગટ ૧૯૩૭મા) આ ગ્રંથ ગાયકવાડ ઓરિયન્ટલ સિરિઝ ન ૭૬મા પ્રગટ થયેલો છે અને તેની એક એ નકલ વડોદરાના પ્રસિદ્ધ વિદ્યામંદિરમા છે આ કાવ્યશિક્ષાના રચનાર જૈન આચાર્ય શ્રી વિનયચદ્ર હતા તેમણે એ ગ્રંથ વિક્રમની ૧૩મી સદીના પૂર્વાર્ધમા રચેલો મનાય છે કવિ થનારે અથવા કાવ્ય રચનારે કેટકેટલા વિષયોનુ સામાન્ય જ્ઞાન મેળવવુ જોઈએ એ આ ગ્રંથનો વિષય છે તેમા નીચેના પ્રદેશો ગણાવેલા છે

पत्तनादि द्वादशकम् । मातरादिश्चतुर्विंशति । वड्ड = इत्यादि षट्त्रिंशत् । भाण्जिनादिचत्वारिंशत् । हर्षपुरादि द्विपञ्चाशत् । थीनार प्रभृति षट्पञ्चाशत् । जम्बूसरप्रभृति षष्ठी । दर्भावती प्रभृति चतुरशीति । पेटलापद्रप्रभृति चतुरुत्तर शतम् । षद्दिशाल प्रभृति दशोत्तरशतम् । धवलक्कप्रभृति पञ्चशतानि ।

એટલે પત્તન (?) વગેરે (=પત્તન જેમા મુખ્ય છે તેવા) ૧૨, માતર વગેરે ૨૪, વડૂ વગેરે ૩૬, ભાણ્જિજ (ભાંજે) વગેરે ૪૦, હર્ષપુર (પ્રાંતિજ નજીકનુ હરસોલ કે હાસરા તાલુકામાનુ હરખોલ ?) વગેરે ૫૨, થીનાર (હાલનું થાનાર) વગેરે ૫૬, જબૂસર વગેરે ૬૦, દર્ભાવતી (ડભોઈ) વગેરે ૮૪, પેટલાદ વગેરે ૧૦૪, ષદ્દિશાલ (?) વગેરે ૧૧૦, ધવલક્ક (ધોળકા) વગેરે ૫૦૦ (કુલ ૧૦૪૨ ગામ)

**નોંધ :** ગામોની આ યાદી અને નીચે (૨)મા આપેલો 'लेटकावार मण्डल' એ ઉલ્લેખ લગભગ સમકાલીન (તેરમા સૈકાના) છે તે જોતા આ ગામો મળીને (અથવા વત્તો ઓછો) તે વખતનો ખેડા જિલ્લો થતો હશે અને તેનો વિસ્તાર ધોળકાથી ડભોઈ ને પ્રાંતિજ નજીક હરસોલ (કે ડાકોર નજીક હરખોલ ?)થી પેટલાદ સુધી હશે

ગામોની યાદી સખ્યાના ચઢતા ક્રમે આપેલી છે થીનાર પ્રભૃતિમાં પ્રભૃતિ શબ્દ એ ગામનુ મહત્ત્વ સૂચવે છે

એ શબ્દ જેની સાથે વપરાયો છે તે ગામો મોટાં અને મહત્ત્વનાં હશે. કવિ થવા ઇચ્છનારે આ ગામો જોવાં જોઈએ એમ કાવ્યશિક્ષાના લેખકની સૂચના છે. તે સૂચવે છે કે તેરમા સૈકામાં આ ગામો ખૂબ આબાદ અને પ્રસિદ્ધ હશે. (૨): તેરમા શતકમાં ગુજરાતમાં લખાયેલા લેખ પંચાશિકા અથવા લેખપદ્ધતિ (પ્રસિદ્ધ ગાયકવાડ ઓરિએન્ટલ સિરિઝ, અંક ૧૯, ૧૯૨૫) નામે ગ્રંથમાં એક લેખના નમૂનામાં નીચે પ્રમાણે સ્થળનો ઉલ્લેખ થયેલો છે. खेटकाधार मण्डलान्तःपातुरुत्तर चतुरासिकायां अद्येह पेटलाउद्रे આમાંથી એ જાણવા મળે છે કે चतुरुत्तरं शतम् એ શબ્દો એક પ્રદેશને ઓળખાવવામાં વપરાતા હશે. એમાંથી શતમ શબ્દનો અહીં લોપ થયેલો જણાય છે. આ શબ્દોથી સૂચવાતો પ્રદેશ खेटकधार मण्डलમાં એટલે ખેડા જિલ્લામાં આવેલો હોવાનું આ લેખક જણાવે છે. અને પેટલાદ એ પ્રદેશમાં આવેલું જણાવ્યું છે. એ ઉપર (૧)માં આપેલા पेटलापद्रप्रभृति . . .એ ઉલ્લેખને મળતું છે. બાકી રહેલો चतुरासिकायां એ સમાસ ઉપર જણાવેલા दर्भावती प्रभृति चतुरशीतिने માટે વપરાયો છે. એટલે કે ડભોઈ પ્રદેશનાં ૮૪ ગામોનો એમાં ઉલ્લેખ છે. (૩) ઈ. સ. ૧૯૧૬માં બેરિસ્ટર દેરાસરીએ સંપાદન કરેલા સં. ૧૫૧૨ (ઈ. સ. ૧૪૫૬)માં રચાયેલા કાન્હડદે પ્રબંધના પહેલા ખંડમાં ૫૮મી તથા ૫૯મી કડીમાં ચિડોતર એવો બોલ વપરાયેલો છે.

'ભાગા દેશ કાહાનમ ચિડોતર, બાવનની ખેડ હારી.
...... ...... ...... ......
ચડ્યા કટક ડંહાહિ ચિડોતર, ધાણધાર ધન્ધોલી.'

શ્રી મંજુલાલ મજમુદારને મતે—'ચિડોતર' પદ ઉપરની જે બે કડીઓમાં વપરાયું છે તે એમાં એક જ પ્રદેશ વિવક્ષિત નથી, પરંતુ તે જુદા જુદા ભાગને-ઉદ્દેશીને છે. ૫૮મી કડીમાં કાહાનમ સાથેનું 'ચિડોતર' તે મધ્ય ગુજરાતમાંનું 'ચરોતર' છે, અને ૫૯મી કડીમાંનું 'ચિડોતર'—એ ઉત્તર ગુજરાત સાથે સંબંધ ધરાવે છે. બાવનની ખેડ હારી એટલે બાવન ગામની હાર, ટપ્પો. એ બાવન ગામનો ટપ્પો કયો? તે ઉપરના અવતરણમાં આપેલો 'हर्षपुरादि द्विपञ्चाशत्' હર્ષપુર* વગેરે ૫૨ ગામોનો સમૂહ. એટલે ઉપર ઊતારેલી આખી પંક્તિમાં કહાનમ, ચિડોતર અને બાવન ગામનો ટપ્પો—એ બધા ભાગ એકબીજાને લાગીને જ છે અને તેથી જ કવિએ તેને એક પંક્તિમાં સાથે વર્ણવ્યો છે. (૪) સંવત ૧૫૮૩ના સુલતાન બહાદુરશાહના વખતના અમદાવાદના વેચાણખતમાં ચિરોતર શબ્દ વપરાયો છે: 'आपणी भूमि साह सामलना पाडा मध्ये हूती ते भूमि राज्यटंका ८०४ आंक आठसइ चिरोतर माटइ वेचाती परीक्ष नइ आपी सही'

આ લખાણમાં आंक आठसई चिरोतर એ શબ્દોનો અર્થ **અંકે આઠસો ઉપર ચાર** એવો થાય છે. (૫). અમદાવાદની હાજા પટેલની પોળમાં સંવત ૧૫૯૯માં થયેલા ઘર ઘરાણે આપ્યાના દસ્તાવેજમાં (ग्रहणक लेखमां) चिडोतर શબ્દ વપરાયો છે:

यत् राज्यनाके टंका ८००४ **अंके आठसहिस्र चिडोत्तर** बद्धत्रिः सुपरीक्षित ओक सुध्दपानि दत्तानि . . . ज्यां लगइ टंका आठसहिस्र चिडोत्तर आपइ तिव्हारइं छूट कतां लगइ भाई ३ वदमा रंगा उदयकरण वसइ वासर

આ લખાણમાં अंके आठसहिस्र चिडोत्तर એ શબ્દોનો અર્થ **અંકે આઠ હજાર ઉપર ચાર** એવો થાય છે.

**ચરોતર પ્રદેશની મર્યાદા:** આટલા ઉપરથી નક્કી થાય છે કે ચરોતર શબ્દ સંખ્યાવાચક છે, જમીનવાચક નથી. વળી એ શબ્દ પેટલાદ સાથેના ૧૦૪ ગામના જૂથ માટે વપરાયો છે. હાલના ખેડા જિલ્લામાં આવેલા માતર, ભાલેજ, નાર, હર્ષપુર (?) વગેરે ગામો અલગ અલગ જૂથોમાં બતાવેલાં છે. એ ઉપરથી એમ પણ નક્કી થાય છે કે પેટલાદની આજુબાજુનાં ૧૦૪ ગામના સમૂહને જ ચરોતર કહેતા હશે. આ ૧૦૪ ગામ કયાં, તે જાણવાનું ચોક્કસ સાધન નથી.

**ચારસે ચરોતર:** ભાટ લોકો ચારસેં ચરોતરની પ્રશસ્તિઓ ગાય છે. તે ઉપરથી મનાય છે કે ચરોતરમાં ચારસેં પાટીદારિયાં ગામો છે. ઉપર આપેલી માહિતી ઉપરથી એમ માનવું વધારે ઉચિત છે કે ચારસેં ચરોતર એ શબ્દો પણ ચાર + સો એટલે ૧૦૪ ગામોનું ચરોતર સૂચવે છે, નહિ કે ૪ × ૧૦૦ = ૪૦૦. 'ચરોતર' શબ્દથી હાલ સૂચવાતો પાટીદારોનો ફળદ્રુપ પ્રદેશ એ પાછળથી બંધાયેલો ખ્યાલ હોવાનો સંભવ વધુ છે. વધુ સંશોધન થયા વિના આ વિષે ચોક્કસ કશું કહી શકાય નહિ. ખેડા જિલ્લામાં પાટીદારિયાં ગામો ચારસો હોવાનો ખ્યાલ પણ જો એવાં ગામોની ગણતરી કરવામાં આવે તો ખોટો ઠરવા સંભવ છે. આ પુસ્તકમાં પૃ. ૪૩૩–૩૪ ઉપર નરવાદારી ગામોની ટૂંક માહિતી આપી છે.

* આ હર્ષપુર એટલે હાલનું હરસોલ. આ હરસોલ ગામ ડાકોર નજીક આવેલું છે, અને ત્યાંથી પ્રાચીન તામ્રપત્રો પણ મળી આવ્યાં હતાં, જે એની મુખ્ય ગામ તરીકેની મહત્તા સૂચવે છે એમ શ્રી મંજુલાલે નોંધ્યું છે. પણ ડાકોર નજીક ઠાસરા તાલુકામાં આવેલું હરખોલ (વસતી ૧૯૯) નહિ, પણ પ્રાંતિજ નજીક આવેલું હરસોલ છે, એમ બીજા વિદ્વાનોનો મત છે.

ત્યાં જણાવ્યું છે કે બ્રિટિશ ખેડા જિલ્લામાં આણંદ, બોરસદ અને નડિયાદ તાલુકામાં ૮૦ નરવાદારી ગામો હતાં. તે બ્રિટિશ રાજ્યના અંત સુધી કાયમ હતાં. એમાં વડોદરા રાજ્યનાં પેટલાદ–ભાદરણ તાલુકાઓનાં નરવાદારી ગામો ઉમેરવામાં આવે તો પાટિદારિયાં ગામોની સંખ્યાનો કંઈક ચોક્કસ અંદાજ નીકળી શકે. બીજું એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે ચરોતરનો વતની–મુખ્યત્વે પાટીદાર ખેડૂત–જ્યાં જ્યાં વસ્યો હશે ત્યાં ત્યાં તેણે પોતાના ગામને કે પ્રદેશને ચરોતર તરીકે ઓળખાવ્યો હશે. એ રીતે ચરોતર પ્રદેશની સીમાઓ લોકમાનસમાં વિસ્તાર પામી હશે.

**અર્વાચીન યુગનાં અવતરણો :** અર્વાચીન યુગ — એટલે બ્રિટિશ યુગમાં — ચરોતર પ્રદેશ વિષે વિદ્વાનોનો ખ્યાલ શો હતો તે દર્શાવતાં કેટલાંક અવતરણો આ નીચે આપ્યાં છે:

(૧) સુરતના જાણીતા સાક્ષર સદ્ગત નવલરામે લખેલી 'ગુજરાતનો પ્રવાસ' નામની ગરબીમાં ચરોતરનું વર્ણન છે. તેમાં મિયાંગામ–ઈટોલાને ચરોતરનું ગોંદરું કહ્યું છે. આ ગરબી ઈ. સ. ૧૮૭૫ પછી લખેલી હશે એમ બીજા સંજોગો ઉપરથી અનુમાન થઈ શકે છે.

મેંઘુ ભરુચ કે આવ્યુ કાનમ, કાળી ધરતી રસાળી રે,
જ્યાં ચોમાસે જાય કળી પગ, કણબી કન્યા દે ગાળી
રમીએ ગુજરાતે રે.

મિયાંગામ ઇટોલા આવે, આવે ઝાડનાં ઝુંડ રે,
ઝાડે ચારે તમ ચરોતરનું, ગેંદરું આ છે પ્રચંડ
રમીએ ગુજરાતે રે

વડોદરે નિર્ભ્રાન્ત ઊતરજો, નથી મલ્હારરાવ ઘેલો રે,
દાણનું દુઃખ તો છે હજી કાયમ, ગાંઠડી છોડે મેલો,
રમીએ ગુજરાતે રે.

લક્ષ્મી વિલાસને મોતીબાગને, નજરબાગનો મિનારો રે,
જો જો સવારી સાહમારી ને, નૃપ નવીન પ્રમાણો,
રમીએ ગુજરાતે રે.

પાન ને પરંળ લઈ પરવારીએ, શો ઊંચો પુલ મહીનો રે,
'આવી મહી ને ચિંતા થઈ,' એ ઉખાણો હતો અહીંનો,
રમીએ ગુજરાતે રે

આપે જણાય છે આવ્યુ ચરોતર, બોલી ને બુદ્ધિ જ્યાં જાડી રે,
જાડી પણ ગાડી કસવાળી, ધધેકોસરે* હલવાળી,
રમીએ ગુજરાતે રે.

*કરકસર કરવાનો ગુણ

૨. સન ૧૮૭૯માં છપાયેલ 'બોમ્બે ગેઝેટિયર, વૉ. ૩' (Bombay Gazetteer, Gujarat, Vol 3-Kaira & Panchmahals) માં પૃ. ૨ ઉપર ખેડા જિલ્લાના દેખાવ (aspect) નું વર્ણન નીચે પ્રમાણે કરેલું છે:—

Except a small corner of hilly ground near its northern boundary and in the south-east and south, where along the Mahi the surface is roughened and furrowed into deep ravines, the district of Kaira is one unbroken plain, sloping gently towards the south-west. Though almost all fit for cultivation, the land varies much in Charotar. In the north and north-east, with patches of rich rice land, much lies open and untilled, covered in places with little but low brushwood. *In the centre is the Charotar or goodly land, a tract of most fertile and well tilled soil.* The people, skilful cultivators and rich, live in large well-built villages. Their fields, yielding the choicest crops, are sheltered by high hedges, and the whole country is clothed with rows and clusters of large shapely tracts. Westwards this belt of rich vegetation passes into a bare though well cultivated tract of rice land. This towards the south grows barrener and more open, till as it nears the gulf of Cambay, the fields are separated by unfruitful patches, whitened by a saline deposit.

(૩) લિંગ્વિસ્ટિક સર્વે ઑફ ઇંડિયા–વૉ. ૯, ભા. ૨, પૃ. ૩૯૪, (Linguistic Survey of India, Vol. IX, part II. p. 394) માં ચરોતરની નીચે પ્રમાણે ઓળખ આપી છે. તે ઉપરના ગેઝેટિયરમાંથી જ લીધેલી જણાય છે.

*The Charotar or goodly land is a fertile tract in the centre of the district af Kaira, where the Charotari dialect ' spoken.*

૪. ઈ. સ. ૧૯૦૧માં છપાયેલા બૉમ્બે ગેઝેટિયર, વૉ. ૯, ભા. ૧ (Bombay Gazetteer, Vol ix, part 1, Gujarat Population : Hindus) એ પુસ્તકમાં પૃ. ૧૫૪ ઉપર.

કણબીઓ વિષે એક પૅરેગ્રાફ છે. તેમાં કણબીઓ ક્યાંથી આવ્યા, વગેરે હકીકતો નોંધ્યા પછી લેખક જણાવે છે, તેઓ (કણબીઓ) મૂળ સાબરમતી અને મહી નદીઓ વચ્ચેના પ્રદેશો (lands) માં વસ્યા જણાય છે. આ પ્રદેશ તે કણબીઓનો રમણીય (ચારુ) પ્રદેશ. Kunbi's pleasant land. ચરોતર.

આ રીતે 'ચરોતર' પ્રદેશનો ઉલ્લેખ કરી નીચે ફૂટનોટમાં લેખક 'ચરોતર' પ્રદેશની વ્યાખ્યા આપે છે:—

*The Charotar tract comprises of country between the Mahi and the Watrak rivers, that is the Borsad, Anand, Nadiad, Mehmedabad, and Matar subdivisions of Kaira and the Petlad sub division of the Gaikwar's territory.* Charotar is generally derived from Charo-grass-land.

(૫.) તા. ૧૭ એપ્રિલ, ૧૯૧૬ને દિવસે સ્થપાયેલી આણંદની ચરોતર એજ્યુકેશન સોસાયટીના બંધારણની કલમ ૧ નીચે ચરોતર વિષે નીચે પ્રમાણે નોંધ કરી છે:—

Charotar is defined for the purposes of these rules as the whole of the Kaira district of British Gujarat, Bhadran and Petlad talukas of Baroda state and the whole of the Cambay state.

(૬.) ઈ. સ. ૧૯૨૧ની વડોદરા રાજ્યની વસતી ગણતરીના નિવેદન (Census of India, 1921.Vol. XVII, Baroda state, part I) માં પૃ. ૯, પેરા ૧૫માં ચરોતરનું નીચે પ્રમાણે ઓળખાણ આપ્યું છે:—

The Petlad and Bhadran Mahals are situated across the Mahi on the north-west, and have sufficient natural affinities of soil and of the charactar of its population to be grouped under one name. This Trans-Mahi area together with the Anand and Borsad talukas of the British District of Kaira forms, what is known as Charotar, one of *the historic divisions of Gujarat*, noted for the high fertility of its soil. charotar has lent its name to one of the dialects of Gujarati and is the home of the Lewa Kanbi, the aristocracy of Gujarat agriculture, the soil is of recent alluvial formation, mostly light (gorat) or a little mixed (besar) in colour and capable of producing all kinds of crops. Charotar is the most congested portion of the State. It is here that agriculture is the most intensive.

(૭.) સને ૧૯૪૮માં પ્રકટ થયેલ 'Western India, A Regional Geography' નામના શ્રી. સી. ડી. દેશમુખે લખેલા ભૂગોળના પુસ્તકમા પૃ. ૨૦૦ ઉપર ચરોતરનું વર્ણન નીચે પ્રમાણે આપ્યુ છે:—

'In the neighbourhood of the Mahi, *the Baroda plain* (વાકળ પ્રદેશ) passes *into* what is probably the richest agricultural Zone of Gujarat. This tract is famous as Charotar. It is a belt about fifty miles wide extending along the railway from Petlad to Nadiad between the Shedi and Mahi rivers . . .'

(૮.) અમદાવાદના નવજીવન પ્રકાશન મંદિરે સપ્ટેંબર, ૧૯૪૯માં પ્રકટ કરેલ 'સાર્થ ગુજરાતી જોડણીકોશ'ની ચોથી આવૃત્તિમાં પૃ. ૪૦૪ ઉપર ચરોતરનો અર્થ આ પ્રમાણે આપ્યો છે: **મહી અને સાબર એ બે નદીઓ વચ્ચેનો ગુજરાતનો પ્રદેશ.**

(૯.) જાન્યુઆરી, ૧૯૪૭ના 'પાટીદાર' માસિકમાં 'ચારુતર અને 'ચરોતર' એ નામના લેખો શ્રી ભાઈલાલભાઈ દાભાઈ પટેલ 'ચારસેં ચરોતર'ના મુદ્દાનું સમર્થન કરતાં ચરોતર પ્રદેશ વિષેનો પોતાનો ખ્યાલ આ પ્રમાણે વર્ણવે છે:—

મહી અને વાત્રક વચ્ચેનો પ્રદેશ એ ચરોતર. જેની જમીન માટે 'ચૌડે વેતર' (જોઈએ) એટલે નાના ચરુ જેટલા પાણીથી જે જમીન તર થઈ જાય એવી જમીનવાળો પ્રદેશ. ઓછામાં ઓછા વરસાદથી જેમાં પાક લઈ શકાય તે પ્રદેશ.

આની ઉત્તરે વાસદ, પૂર્વમાં મહુધા, કંઝાલ, સિંહુજ, (રાસળ ભટ્ટનુ માતર અગાઉના મહીમુજ સિગેરુણી ગામ) અને થામણા (જૈન સહિત્યનુ સ્થંભનપુર,) દક્ષિણે મહી અને પશ્ચિમે સમુદ્ર ખંભાતનો સમાવેશ પણ ચરોતરમાં છે.

૧૦. ઇતિહાસના જાણીતા અધ્યાપક શ્રી કેશવલાલ હિં. કામદાર આ પુસ્તકમાં આગળના એક પ્રકરણમાં જણાવે છે કે 'મિરાતે-એ-એહમદિ'માં ચરોતરનો નિર્દેશ આવે છે. તેમાં તેના લેખકે મહુધા કસ્બાનો અને તેને લગતાં ગામડાંનો સમાવેશ કર્યો છે.

૧૧. ઊમરેઠથી શ્રી રણછોડલાલ પુ કવિએ આ પુસ્તક માટે ઊમરેઠ ગામના ઇતિહાસની હકીકત મોકલી છે. તેમાંના ઘણા શિલાલેખો પૈકી એકમાં આનરત ચારુતરે એવા શબ્દો વપરાયા છે. આ લખાણ સં. ૧૧૫૮નું છે. એ જોતાં 'ચારુતર' શબ્દ ચરોતર પ્રદેશ માટે તે સમયમાં વપરાયો છે એમ કહી શકાય આ વિગતને ખાતરીપૂર્વક સ્વીકારવા સામે વાંધો એ છે કે મૂળ શિલાલેખ હાલ હયાત નથી અને એની નકલ ક્યાંથી મેળવી, એ બાબતનો સાબિત થઈ શકે એવો ખુલાસો શ્રી રણછોડલાલ કવિ કરી શકતા નથી આમ છતાં એ શિલાલેખની નકલ આ નીચે આપી છે

શિલાલેખ

શ્રી ગ્નેશાય નમ ।। સ્મિન્નૃપતિ વિક્રમાર્ક ગત સમાયાતિ મહારાજા ।। કલદેશના પુર શ્રી સિદ્ધરાજ દેહની છત્રછાયામાં સંવત ૧૧૫૮ના માર્ગશીર્ષ માસે શુક્લપક્ષે ૬ ને બુધવાર શુભદિને આનરત ચારુતરે શ્રી શ્રી ગામ ઉમરઠાની ઉગમણી દશાએ શ્રી શ્રી કૈલાસગીર ગોચન્દ્રમૂળેશ્વર મહાદેવાધિદેવ ।। તા: અશ્મેરવ તા બકુલાનંદનુ શુભ સ્થાપન કર્યું છે. સર્વેઇ ગુરુવે ।। સિદ્ધરાજનુ પ્રતિષ્ઠાન ... શુભ ભવંત પ્રસન્નાસ્તુ મમ કામના શ્રી સિદ્ધારસ્તુ કલ્યાણ મસ્તુ ॐ ।।

૧૨. ડૉ. મંજુલાલના લેખમાં નીચેનો દોહરો આપેલો છે તેનો કર્તા જાણવામાં નથી

> ચરોતરની ચાર દિશ, તરુ તમાકુ ને તુર
> નર નારી દોનુ ભલાં, નીતરે નરમા નૂર

**આધાર:** ૧. ડૉ. મંજુલાલ મજમુદારનો આરંભમાં છાપેલો લેખ ૨. વડોદરાના પ્રાચ્યવિદ્યામંદિરના નિવૃત્ત પંડિત શ્રી લાલચંદ ભગવાન ગાંધી, (રે. લીમડા પોળ, વડોદરા) એમણે આપેલી માહિતી ૩. 'ચરોતર' જુલાઈ, ૧૯૪૦માં પ્રકટ થયેલ શ્રી પુ છ શાહ કૃત 'ચરોતર પ્રદેશનો ઇતિહાસ' એ લેખ ૪ શ્રી અમૃત પંડ્યા તરફથી મળેલો લેખ વગેરે

# ૨

# આદિકાળથી ઈસવીસનના આરંભ સુધી

**પરિચય:** આ પ્રકરણમાં આદિકાળથી ઈસવીસનના આરંભ સુધીનાં હજારો વર્ષના લાંબા ગાળાના ચરોતર પ્રદેશના ઇતિહાસની માહિતી આપી છે એ ઉપરથી એટલુ તો સાબિત થાય છે કે આ જિલ્લાની ભૂમિ ઇતિહાસ જેટલી પ્રાચીન છે આ માહિતી વલ્લભ વિદ્યાનગરના પુરાતત્વ વિભાગના સંચાલક શ્રી અમૃત પંડ્યાએ તૈયાર કરી આપી છે

## ૧: પ્રાગૈતિહાસિક કાળ: ત્રણ લાખ વર્ષ પૂર્વેથી ઈ. સ. પૂ. ૪૦૦૦ વર્ષ સુધી

**મહી નદીનું સર્જન:** ચરોતરની ભૂસપાટી ગોરાટ માટીની છે તે તો જાણીતી વાત છે ગુજરાતના ભૂપૃષ્ઠ ઉપર આ ગોરાટ માટીનો વિસ્તાર મધ્યગુજરાતથી છેક ઉત્તર ગુજરાત સુધી થયેલો છે આ માટીના પડ તળે દરિયાઈ કાદવ વડે રચાયલી મરોડીઓ (nodules)નાં પડો છે કારણ કે અગાઉના વખતમાં એટલે કે માનવજાતિની હયાતી પૂર્વે મધ્યગુજરાત પર દરિયો ઘૂઘવતો હતો. આ પ્રદેશની ઉત્તરે આગ્નેય ખડકો (Igneous Rocks) વડે રચાયેલો અરવલ્લી ઊભો છે, જે હિંદનો સૌથી જૂનો પર્વત ગણાય છે આ પર્વતો પર પડતી ધોધમાર વૃષ્ટિનું અથાગ જળ પર્વત ખડકોને કાપતુ અનેક નદીઓ રૂપે ઉપર્યુક્ત સાગરમાં પડયા કરતું અને આ જળ સાથે પર્વત-ખડકનો કાદવ સાગરને તળિયે ઠલવાતાં તેના પુરાણથી તેની સપાટી ચડતી જતી હતી યુગો સુધી આ ક્રિયા ચાલી અને નદીઓ વડે સાગરતળિયે ઠલવાતા પથરો, કાંકરાઓ, રેતી અને માટીનું પડ દરિયાની સપાટીની ઉપર આવ્યુ અને આમ દરિયો ધીમે ધીમે દક્ષિણ તરફ ખસતો ગયો અને તેનુ સ્થાન જમીન લેતી ગઈ નદીઓ વડે થયેલુ દરિયાનું આ પુરાણ હજુ પણ ચરોતરમા જોઈ શકાય છે. હાલ તારાપુર દરિયાથી ૧૫ માઈલ ઉત્તરે છે. પણ પુરાણોમાં જણાવ્યા પ્રમાણે પ્રાચીન મહી

કાળમાં તારકપુર (તારાપુરનું અસલ નામ. જે એની પાસમાં મૂકેલા જૂના શિલાલેખમાં આવેલું છે) આગળ સમુદ્રને મળતી હતી. આ પછી મહી તથા બીજી નદીઓએ જેમ જેમ પુરાણ કાર્ય આગળ ધપાવ્યું તેમ તેમ તારકપુર આંત પ્રદેશમાં હડસેલાતું ગયું અને પછી નગરક (હાલનું નગરા) આગળ મહી અને સાગરનો સંગમ થયો. થોડાક સૈકા પછી નગરક પણ અંદરના ભાગમાં ગયું અને દસમા સૈકામાં લગભગ ખંભાત દરિયાકાંઠે વસ્યું અને હવે આપણે જોઈએ છીએ કે જમીન ખંભાતની દક્ષિણે બે માઈલ જેટલે આગળ વધી ગઈ છે અને હાલનું બંદર શહેરથી દૂર બાંધવું પડ્યું છે. આ પ્રમાણે ચરોતરનું કલેવર દરિયાની દિશામાં ધીમે ધીમે વધતું આવ્યું છે. ચરોતર આ રીતે વસ્તુતઃ મહી નદીનું સર્જન છે. મહી નદી ચરોતર પ્રદેશની જનેતા છે, પણ તેની સાથે સાથે તે તેની પોષણકર્તી પણ છે.

**અલ્પ ઇતિહાસ સામગ્રી:** ચરોતરની માનવ તવારીખ તો હજુ આપણે શોધવાની બાકી છે. ગુજરાતના બીજા ભાગોની જેમ આ દિશામાં હજુ પદ્ધતિસર કામ થયું નથી. જ્યારે ત્યારે આકસ્મિક રીતે એની પુરાતનતાની સાહેદીઓ મળી આવે છે અને તેમના આધારે જ આ પ્રદેશના ભૂતકાળનો આપણને કંઈક આછો ખ્યાલ આવી શકે છે. આ અપૂર્ણ તથા ઘણી જ ઓછી ઇતિહાસ સામગ્રીના આધારે આ પ્રકરણમાં ચરોતર પ્રદેશના ભૂતકાળમાં ડોકિયું કરવાનો એક પ્રયાસ રજૂ કરવામાં આવે છે.

**આદિ માનવ:** ડાર્વિને માનવજાતના ક્રમવિકાસનો જે સિદ્ધાંત શોધી કાઢ્યો છે અને જે હવે સર્વમાન્ય બન્યો છે તે દર્શાવે છે કે હાલના મનુષ્ય તથા વાંદરાં તે એક જ મૂળ પ્રાણીનાં બે જુદાં જુદાં સંતાનો છે. માનવી શરીરના જેટલા પુરાતન અવશેષો અત્યાર સુધીમાં દુનિયાના જુદા જુદા ભાગોમાંથી મળી આવ્યા છે તે બધાનો અભ્યાસ સૂચવે છે કે માનવજાત તેના આદિકાળમાં શરીર બંધારણની દૃષ્ટિએ વાંદરાની વધુ નજીક હતી. આદિ માનવના આખા શરીરે રોમાવલિ હતી. જડબું ઠીક ઠીક આગળ ઉપસેલું હતું. તે ટટ્ટાર થઈને ચાલી શકતો નહોતો. પણ આપણે યાદ રાખવું જોઈએ કે માનવને બીજા પ્રાણીઓથી જુદાં પાડતાં તત્ત્વો તે તે શારીરિક અવયવોના આકાર પ્રકાર સાથે ઘણો ઓછો સંબંધ ધરાવે છે. માનવમાં બુદ્ધિ અને સર્જનશક્તિનો વિકાસ એટલો બધો થયો છે કે બીજાં પ્રાણીઓ આ બાબતમાં તેનાથી છેક જ પાછળ રહી ગયાં છે અને તેઓ એમાં માનવની બરોબરી કદી નહિ કરી શકે તે એક સ્વયંસિદ્ધ સત્ય છે. આદિ માનવનું શરીર વાનરવર્ગના પ્રાણીઓ જેવું હતું તે ખરું, પણ આદિ માનવ બુદ્ધિ વડે પોતાના જીવન-પ્રશ્નોનો ઉકેલ કાઢતો હતો. તે પથ્થરની કુહાડીઓ, ત્રીકમો, ભાલાઓ અને બીજાં હથિયાર, ઓજાર, ઘડીને વાપરતો હતો અને શિકાર તથા કંદમૂળવડે પોતાનું ગુજરાન ચલાવતો હતો. તે સંયુક્ત કુટુંબમાં નદીઓના કાંઠે વસતો હતો, કારણ નદીઓને કાંઠે શિકાર સુલભ હતો. તે જમાનામાં સપાટ જમીનનો અભાવ હતો. આખો દેશ ગીચ જંગલોથી ભરચક હતો.

**હિમયુગના અવશેષો: ત્રણ લાખ વર્ષ પૂર્વે:** આજથી લગભગ ત્રણ લાખ વર્ષ પૂર્વે કે જ્યારે મહી નદી ચરોતરની રચના કરી રહી હતી ત્યારે આ પ્રદેશમાં પણ પથ્થરનાં હથિયાર — ઓજાર વાપરનારા આદિ માનવના સમુદાયો ખાસ કરી મહી નદીના કાંઠે વસતા હતા આ આદિ કાલીન માનવીઓનાં પથ્થરનાં હથિયારો મહીનદીને કાંઠે નીચેનાં ચાર સ્થળે મળી આવ્યાં છે: ૧ વાસદ, ૨ પ્રતાપપુરા, ૩ કનોરા, ૪ પાલી + આ આદિ માનવો જ્યારે ચરોતરમાં વસતા હતા તે યુગ હિમયુગ કહેવાય છે, કારણ કે તે વખતે પૃથ્વીના ઉષ્ણકટિબંધમાં આવતા ભાગોમાં અતિવૃષ્ટિ થયા કરતી અને બાકીના ભૂભાગોમાં હિમવર્ષા થયા કરતી. આ અતિશી આબોહવા કાળાંતરે બદલાવા લાગી ને તે એટલે સુધી કે બધે સખત ગરમી પડવા લાગી અને જંગલો તથા જળાશયો સુકાઈ ગયાં. જંગલો સુકાતાં શિકાર તથા ફલમૂલાદિ પર નભતા આદિ માનવીઓને બીજે જતા રહેવું પડે તે સ્વાભાવિક છે. કંઈક એવા જ સંજોગોમાં ગુજરાતથી આદિ માનવ સમુદાયો ક્યાંક બીજે જતા રહ્યા અને ત્યારપછી દીર્ઘકાળ સુધી ગુજરાત તથા હિંદના બીજા અનેક ભાગો માનવ વસવાટ વિહોણા જ રહ્યા.

**ખેતીની શોધ:** હિમયુગનો અંત આજથી (સને ૧૯૫૪ થી) લગભગ ૨૦ હજાર વર્ષ પૂર્વે થયેલો ગણાય છે. આ પછી જ માનવજાતે ખેતીવાડીની શોધ કરી અને તે શિકારી મટીને સભ્ય બની.

જંગલી જીવનમાં સ્થાયી વસવાટ કરીને રહી શકાતું નથી. જ્યાં સુધી અમુક એક પ્રદેશમાં શિકાર મળે છે ત્યાં સુધી જ શિકારી લોકો ત્યાં રહી શકે છે. વળી શિકારી

+ ('Archiological Explorations in the Mahi valley' by B. Subba Rao, gournal of m. s. university of Baroda, Vol. I, 1952, pp. 39–50)

જીવનમા ખોરાકની શોધમા અધો વખત ભટકતા ફરવુ પડે છે માસ કે ફળફૂલ ઝટ કહોવાઈ જતા હોવાથી તેમનો સંઘરો થઈ શકતો નથી એટલે શિકારી જીવનમા સ્થાયી જીવન જેવી વસ્તુ હોતી નથી ને તેથી ગામડા કે શહેરોનો તેમા અભાવ હોય છે

**આર્ય જાતિનો ઉદ્ભવ: ઈ.સ. પૂ ૪૦૦૦ વર્ષ:** શિકારીમાથી માનવી શી રીતે ખેડૂત બન્યો તે અહી વિસ્તારભયે ચર્ચી શકાય નહિ પુરાતત્ત્વની ઉંડી છેલ્લી શોધખોળો જણાવે છે કે એશિયા ખંડના દક્ષિણ પશ્ચિમ ભાગમા સિન્ધુ નદીની ખીણની પશ્ચિમેથી શરૂ થતો જે ઉચ્ચ પ્રદેશ પશ્ચિમે છેક એશિયા માઈનોર સુધી પ્રસરેલો છે ત્યા માનવજાતને સૌ પહેલા ખેતીની શોધ કરેલી અને ત્યાથી જગતમા સર્વત્ર ખેતીવાડીનો ફેલાવો થયો આ ભૂભાગ ઈરાની ઉચ્ચ પ્રદેશના નામથી જાણીતો છે અને ઉત્તરે તેમા મધ્ય એશિયાનો કેટલોક ભાગ સમાઈ જાય છે એ જ પ્રદેશના કોઈક ભાગમાં અત્યારની લગભગ ૧૦ હજાર વર્ષ પૂર્વે (ઈસવીસન પૂર્વે ૮૦૦૦ ને આશરે) નાગરિક સસ્કૃતિને જન્મ આપનાર સુમેરિયન (Sumerians) જાતિ ઉદ્ભવી હતી અને એ જ પ્રદેશના કોઈ ખૂણે ઈસવી સન પૂર્વે ૪૦૦૦ લગભગમા આર્ય જાતિનો પ્રાદુર્ભાવ થયો હતો

**આદિ ખેડૂતોનાં સ્થળાંતર:** જગતના પ્રત્યેક ભાગમા આબોહવાને લગતા ફેરફારો અનેકવાર થયા છે અરબસ્તાન અને સહરાના રણો આજે જ્યા છે ત્યા એક કાળે ગીચ વનો હતા અને મોટી મોટી નદીઓ આ પ્રદેશોમાં વહેતી પુરાવિદો તથા આબોહવા શાસ્ત્રના નિષ્ણાતોનું માનવુ છે કે પાછલાં વીસેક હજાર વર્ષથી જગતમા ગરમીનું પ્રમાણ ધીમે ધીમે વધી રહ્યુ છે અને વરસાદ તથા હિમવૃષ્ટિ ઓછા થતાં જાય છે આ મોસમ પરિવર્તનને લઈ ઈ સ પૂ ૪૦૦૦ લગભગથી ઈરાની ઉચ્ચ પ્રદેશ સુકાઈ ને ધીમે ધીમે જેમ જેમ રણમાં પલટાવા લાગ્યો તેમ તેમ તેને આગળે વસેલા માનવજાતિના આદિ ખેડૂતોના સમુદાયો એ પ્રદેશનો ત્યાગ કરીને તેની આસપાસના નીચા પ્રદેશોમાં વસવાટ કરવા માટે જવા લાગ્યા આ સામુદાયિક હિજરત એક રીતે આ લોકો માટે વરદાન સમી નીવડી, કારણ કે ઈરાની ઉચ્ચ પ્રદેશની પશ્ચિમ અને દક્ષિણે ઈરાકમાં તથા તેની પૂર્વ બાજુએ હિંદમાં યુફ્રેટિસ, ટાઈગ્રીસ, સિંધુ સરસ્વતી, ગગા, નર્મદા, મહી ઇત્યાદિ જેવી મોટી મોટી નદીઓએ પોતાના કાંપ વડે એવા મોટા મોટા મેદાનો રચી કાઢ્યા હતા કે જ્યાની માટી તથા મોસમી પરિસ્થિતિ ખેતીવાડી માટે ઈરાની ઉચ્ચ પ્રદેશ કરતા ઘણી જ અનુકૂળ હતી પરિણામે ઈરાની ઉચ્ચ પ્રદેશ પરથી ઊતરી ઊતરીને આદિ ખેડૂતોના અનેક સમુદાયો આ કાંપના પ્રદેશોમા વસવાટ માડવા લાગ્યા

**આદિ ખેડૂતોનાં હથિયારો:** આ આદિ ખેડૂતોને ધાતુના વપરાશનુ જ્ઞાન નહોતું તેઓ પથ્થરના જ હથિયાર-ઓજારો વાપરતા હતા, પણ એમના આ હથિયાર-ઓજારો આદિ માનવના પથ્થરના હથિયાર-ઓજારો કરતા જુદી જાતના હતા આદિ ખેડૂતો અકીક, સ્ફટિક, ચકમક ઇત્યાદિ પથ્થરોમાથી નાના નાના લાબા કકડા કરીને ધાર કાઢતા હતા આ કકડાઓને લાકડુ, હાડકુ, કે શિંગડાના હાથાઓમા ખાચ પાડીને હારબધ ગોઠવી દઈ અદર રાળ પાઈ દેતા આવા નાના પથ્થરના ઓજારો માઈક્રોલિથ (Microlith) કહેવાય છે

**ચરોતરમાં આદિ ખેડૂતોના અવશેષો:** આ આદિ ખેડૂતો ઈ સ પૂ ૪૦૦૦ લગભગ જે રીતે હિંદની નદી કાંપ વડે રચાયેલા બીજા પ્રદેશોમા પ્રસર્યા તેવી જ રીતે તેઓ મહીના તટપ્રદેશે ચરોતરમા પણ આવ્યા આ લોકો કેવી રીતે આવ્યા અને તેમનુ શુ નામ હતુ ને કઈ ભાષા બોલતા હતા તે કશુ હાલ આપણે જાણતા નથી ચરોતરમાં અને મહી પ્રદેશમાં નીચેના સ્થળે આ આદિ ખેડૂતોની વસતીઓના અવશેષો મળી આવ્યા છે — ૧ કપડવણજ, ૨ ફાજલપુરા, ૩ તેરાવ ટીબો, ૪ રૂધિયા, ૫ સદનપુર, ૬ હરકાપુર, ૭ રૂપણાકૂઈ ૮ ડુંગરીપુરા, ૯ પરથમપુરા, ૧૦ અમરાપુરની સામી પાર, ૧૧ જીકડિયા ૧૨ ધીલા લીપુરા, ૧૩ માણેકની, ૧૪ ઈંદવાડી, ૧૫ મેરાકૂઈ, ૧૬ કોયરા, ૧૭ જીતપુરા, ૧૮ મેસરી આગળ નદીનો વળાંક, ૧૯ કળાચ્ના, ૨૦ ભાટપુરા, ૨૧ દેસર, ૨૨ ખાનજીનું મુવાડુ, ૨૩ રાજુપુરા, ૨૪ ટીબારોડ ૨૫ માણ્જીપુરા, ૨૬ સાંઢાસાલ ૨૭ જાનમપુરા +

આ પ્રાગૈતિહાસિક વસવાટો કેટલો વખત ચાલુ રહેલા અને ત્યાં વસતા આદિ ખેડૂતોના સમુદાયોનું શુ થયુ તે વિષે હાલ આપણે કશુ જાણતા નથી વધુ શોધખોળ થયે આ વિષય પર કંઈક પ્રકાશ પથરાશે

---

+ Foot collecting of Indian Prehistoric & protohistoric antiquities catalogue raisoune 1914, Madras p 200 અને Archiological explorations in the mahivalley by B Subha s university of Baroda Vol I, No I

**૨ : ઇતિહાસનો આરંભકાળ : ઈ. સ. પૂ ૪૦૦૦ વર્ષથી ઈ. સ. ના આરંભ સુધી—ગુજરાત : દ્રવિડ દેશ :** ગુજરાતના આરંભિક ઇતિહાસની નોંધ લેતાં એક વાત ખાસ ઉલ્લેખનીય છે કે ગુજરાત મુળત દ્રવિડ દેશ છે પ્રાચીન દ્રવિડ સાહિત્યમાં જે પાચ દ્રવિડ દેશોની નોંધ છે, તેમાં ગુજરાતનો પણ સમાવેશ થાય છે હાલ પણ ભૌગોલિક અને સસ્કૃતિક દૃષ્ટિએ ગુજરાતની ગણતરી દ્રવિડ વિભાગમાં થાય છે આપણી ગુજરાતી ભાષા આર્યભાષા વર્ગની છે, એટલે એ દૃષ્ટિએ જ માત્ર આપણે આર્ય છીએ અને આપણી લોકસસ્કૃતિ મુખ્યત્વે અદ્યાપિ દ્રવિડ છે અને તેમા આર્યેતરત્વ ગૌણ છે આપણી કળા દ્રાવિડી છે પ્રાચીન દ્રવિડ સાહિત્યમા જણાવ્યા પ્રમાણે દ્રવિડ દેશના પાચ પ્રદેશો હતા, જેમા ગુજરાત પણ એક ગણાતું 'We must note that an ancient Tamil tradition speaks of a Punch Dravidian or five Dravidian Regions, understanding thereby Tamil Andhra Karnatak Maharastra and Gujarat (The Cambridge History of India Vol I 1935, P 593)

આ દ્રવિડ પરપરા અને ભાવના ગુજરાતના બ્રાહ્મણ વર્ગમા અદ્યાપિ જળવાઈ રહી છે આખા ભરતખડના બ્રાહ્મણો બે વર્ગમાં વહેચાયેલા છે પચ દ્રવિડ અને પચ ગૌડ પચ દ્રવિડ બ્રાહ્મણોના પાચ ભેદ છે ગુર્જર (ગુજરાતી) મહારાષ્ટ્ર, કર્ણાટ (કર્ણાટકી), તૈલગ (આંધ્રના) અને મુખ્ય દ્રવિડ (તામીલનાડના) ગુજરાતના બ્રાહ્મણો પોતાને ઉત્તર હિંદનાગી બ્રાહ્મણોથી જુદા 'દ્રવિડ' વર્ગના હોવાનુ જણાવે છે

**પ્રાચીનતમ નામ : આનર્ત :** પુરાણાદિ આર્ય સાહિત્યમા ગુજરાતી પ્રજા અને તેના પ્રદેશ માટે જે પ્રાચીનતમ નામ મળી આવે છે તે આનર્ત' છે જે વ્યક્તિ 'નૃત' યજ્ઞયાગાદિ ન પાળે તે 'આનર્ત' કહેવાય આ ઉપરથી પણ સૂચન મળે છે કે ગુજરાતી પ્રજા અનાર્ય હતી

આર્યો ગુજરાતમા ક્યારે આ વ્યા તે હાલ ચોક્કસપણે કહી શકાતુ નથી

**આર્યોના હિંદમાં પ્રથમ વસવાટ : સરસ્વતી અને સિંધુ નદીઓ :** આર્યો હિંદમા આવ્યા ને વસ્યા તેની માહિતી તેમણે રચેલું સાહિત્ય આપે છે તેમના પ્રારભિક વસવાટોના અવશેષો હજુ ઓળખી શકાયા નથી હિંદમા આવેલા આર્યોનું હાલ ઉપલબ્ધ સૌથી જૂનુ સાહિત્ય તે ઋગ્વેદ છે તેનો રચનાકાળ સામાન્યપણે ઇસવી પૂર્વે ૨૦૦૦થી ૧૫૦૦ સુધીનો મનાય છે ઋગ્વેદમાં નદી, પર્વતાદિનાં જે ભૌગોલિક નામો મળી આવે છે તેના પરથી જણાય છે કે ઋગ્વેદના મત્રોના રચનાકાળ વખતે આર્યોના વસવાટો મુખ્યત્વે વાયવ્ય સરહદી પ્રદેશ તથા પજાબ પૂરતા જ મર્યાદિત હતા એથી પૂર્વે એટલે કે ગગા ના (ઉત્તર પ્રદેશ)ના પ્રદેશને લગતી માહિતી તેમને ઘણી ઓછી હતી આખા ઋગ્વેદમા ગગાનો ઉલ્લેખ માત્ર બે જ સ્થળે આવે છે અને તે તેના દસમા મડલમાં છે, જેના મત્રો સૌથી છેલ્લે રચાયા છે આ બેમા મુખ્ય ઋગ્વેદના ૧૦મા મડલના ૭૫ મા સુક્તની ૫ ઋચા છે

इम म गगे यमुने सरस्वति शुतुद्रि स्तोम सचता परुष्ण्या ।
असिक्न्या मरुद्वृधे वितस्तयार्जीकीये शृणुह्या सुषोमया ॥

હે ગગા, યમુના, સરસ્વતી, શુતુદ્રી, (સતલજ) પરુષ્ણી (રાવી), અસિક્ની (ચીનાબ) સાથે મરુદ્વૃધા (મરુદર્તવન) વિતસ્તા (ઝેલમ) સુષોમા (સોહન) અને આર્જીકિયા (બ્યાસ), તમે મારા આ સ્તોત્ર પ્રમાણે જુદી જુદી રીતે પ્રશસા અને વદનને પાત્ર છો

ઋગ્વેદમા સૌથી વધુ ઉલ્લેખો સરસ્વતી નદીના છે અને આ પછી સખ્યાની દૃષ્ટિએ સિંધુ નદીના છે જેના પરથી ફલિત થાય છે કે ઋગ્વેદ કાલીન આર્યોના વસવાટો મુખ્યત્વે સરસ્વતી અને સિંધુ નદીઓના તટપ્રદેશો જ હતા

**સરસ્વતી નદી તેનું મૂળ :** સિંધુ એટલે તો હાલની સિંધુ નદી, પણ સરસ્વતી હાલ હયાત નથી આ નદી સુકાઈ ગઈ છે આ પ્રાકૃતિક ઘટનાની નોંધો પણ આપણા પ્રાચીન સાહિત્યમા મળી આવે છે સરસ્વતી નદી હિમાલયમાથી નીકળીને સમુદ્રને મળતી હતી તે વાત ઋગ્વેદ મડલ ૭, સુક્ત ૯૫, મત્ર ૨ પરથી જાણવા મળે છે પણ સરસ્વતી કયા કયા પ્રદેશોમા થઈને સમુદ્રને મળતી હતી તે વાત ઋગ્વેદ કે બીજા વૈદિક સાહિત્યમાથી જાણવા મળતી નથી પ્રાચીન પુરાણો પણ પૂરતી માહિતી આપતા નથી પણ મહાભારત અને ગુપ્તકાળ પછી રચાયેલા કેટલાક પુરાણો સરસ્વતીના પ્રવાહની ભૂગોળ આપે છે મહાભારતના વનપર્વમા શલ્યપર્વ નામનું પેટા પર્વ છે તેમા શ્રીકૃષ્ણના ભાઈ બલરામે સરસ્વતી નદીની પ્રતિસ્રોત યાત્રા (મુખથી શરૂ કરી તેના ઉદ્ગમ સુધી જવુ) કરેલી, તેનુ વર્ણન આપેલું છે બલરામ આ યાત્રા પ્રભાસ (સોમનાથ)થી શરૂ કરી કેટલાંક સ્થળોને પસાર કરતા કરતા રાજસ્થાનની ઉત્તરના રણ પ્રદેશ (બિકાનેર–પટિયાલા)મા જઈ પહોચે છે સરસ્વતીના મૂળ આગળ જઈ પાછા ફરતા તે કુરુક્ષેત્રમાં આવે છે

સરસ્વતી અને દૃષદ્વતી નદીઓની વચમાનો પ્રદેશ તે કુરુક્ષેત્ર હાલના સમયે હિમાલયમાંથી નીકળી કુરુક્ષેત્ર સુધી વહેતો સરસ્વતીનો પ્રવાહ નજરે જોઈ શકાય છે અને ત્યાં એનું નામ અદ્યાપિ સરસ્વતી છે આ પછી આ પ્રવાહ પટિયાલાના રણ પ્રદેશમાં થઈ બિકાનેર વિભાગમાં આવે છે અને ત્યાં રણમાં લુપ્ત થઈને ક્યાં જાય છે તે કહેવું મુશ્કેલ બને છે

**સરસ્વતી નદીનો માર્ગ : ખંભાત તેનું મુખ :** ગુપ્તકાળ પછી રચાયેલા કેટલાક પુરાણોમાં આ પછીના સરસ્વતીના પ્રવાહની લગતી હકીકત મળે છે એમાં "સરસ્વતી પુરાણ" મુખ્ય છે એમાં જણાવ્યા પ્રમાણે સરસ્વતી પુષ્કરતીર્થ (અજમેર) પાસે થઈ કેટલાક અંતર સુધી હાલની લુણી નદી (મારવાડ)ના માર્ગે વહેતી અને ત્યાંથી ઉત્તર ગુજરાતની હાલની સરસ્વતી (કુવારકા)નો માર્ગ લેતી ત્યાંથી ઝિલ્લાનંદ તીર્થ (ઝિંઝુવાડા પાસેના ઝીંઝણ) થઈ ગુજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચે વહેતી વહેતી પ્રભાસપાટણ (સોમનાથ) આગળ પશ્ચિમ સમુદ્ર (અરબી સમુદ્ર)ને જઈને મળતી આ વર્ણનના આધારે કેટલાક વિદ્વાનો એમ માને છે કે સરસ્વતી નદી રાજસ્થાનના ઉત્તર ભાગમાંથી તેના મધ્ય ભાગમાં વહેતી વહેતી ઉત્તર ગુજરાતમાં આવતી અને ત્યાંથી આગળ જઈ ગુજરાત અને સૌરાષ્ટ્ર વચ્ચે જે નીચાણ ભાગ છે કે જેમાં નળ સરોવર અને ભાલ પ્રદેશો આવેલા છે તેના પર થઈ ખંભાતના અખાતમાં સમુદ્રને મળતી હતી અને આ રીતે પ્રાચીન કાળમાં સરસ્વતી નદીનો પ્રવાહ ગુજરાત અને સૌરાષ્ટ્રને છૂટા પાડતો હતો આ અભિપ્રાય શ્રી રત્નમણિરાવે પોતાના 'ખંભાતનો ઇતિહાસ" નામના પુસ્તકમાં પ્રતિપાદિત કર્યો છે અને શ્રી ભાઈલાલભાઈ પટેલ પણ એ જ માન્યતા ધરાવે છે

**સરસ્વતી : વિદ્યાની દેવી :** ઋગ્વેદમાં સરસ્વતીની નોંધો નદી તરીકે હોવા ઉપરાંત એક દેવી તરીકે પણ મળી આવે છે નદીને દેવી તરીકે પૂજવાની માન્યતા લગભગ દરેક પ્રાચીન પ્રજામાં મળી આવે છે સરસ્વતીના તટપ્રદેશે આર્યોનો વિદ્યા તથા જ્ઞાનવિકાસ થયેલો હોવાથી જ કદાચ તેને વાગ્દેવીને-વિદ્યા દેવી તરીકે ઋગ્વેદકાળમાં જ સ્થાન મળી ગયું હતું

**ઋગ્વેદમાં મહી નદીના ઉલ્લેખો :** ઋગ્વેદમાં કેટલેક ઠેકાણે ત્રણ દેવીઓની સ્તુતિ અને નોંધો મળી આવે છે આ ત્રણ દેવીઓના નામ છે ઇળા, સરસ્વતી અને મહી દા ત

> इळा सरस्वती मही तिस्रो देवीर्मयोभुवः
> बर्हिः सीदन्त्वस्रिधः ॥ ९ ॥

હે ત્રણ અવિનાશી દેવીઓ ઇળા, સરસ્વતી અને મહી તમે સુખ આપનારી છો, તમે દર્ભ પર બેસો

(ઋગ્વેદ, મંડલ પહેલું અનુવાક ચોથો સૂક્ત ૧૩ મંત્ર ૯)

આ સિવાય બીજે અનેક સ્થળે આ રીતે ત્રણે દેવીઓની સ્તુતિ ઋગ્વેદમાં મળી આવે છે

આ ત્રણે નદી દેવીઓ હોવી જોઈએ એમ વિદ્વાનો માને છે અને તેમાંની મહીને તેઓ બિહારના સારન જિલ્લામાં ગંડક નદીને મળતી માહી નામની નદી માને છે + પણ આપણે જોઈ ગયા છીએ કે ઋગ્વેદમાં ગંગા પ્રદેશની માહિતી મળતી નથી અને ગંગાના ઉલ્લેખો માત્ર બે જ સ્થળે છે અને તે પણ ગૌણ પ્રકારના છે તો પછી તેની સહાયક નદી ગંડકની સહાયક નદીને ઋગ્વેદમાં આવું મહત્ત્વ શી રીતે અપાયું હશે? વળી જે બિહાર કે તેમાં ઉપર્યુક્ત માહી નદી છે તે વિષે તો ઋગ્વેદ તદ્દન અજાણ છે આના સંજોગોમાં ઋગ્વેદમાંની મહી નદી બિહારની ઉપર્યુક્ત નદી હોઈ શકે નહિ ઋગ્વેદના આર્યો સરસ્વતીથી પરિચિત હતા, તો તેની પડોશમાં વહેતી મહી નદીથી પણ પરિચિત રહ્યા જ હશે એના પુરાવા રૂપે આ વાત લક્ષમાં રાખવા જેવી છે કે ઋગ્વેદકાલીન આર્યો ગુજરાતના આબુ પર્વતથી પરિચિત હતા

નાગના કથાનક રૂપે ઋગ્વેદમાં (૧, ૫૧, ૬ ૧૦, ૬૮, ૧૨) આબુ પર્વતનો આડકતરો ઉલ્લેખ મળી આવે છે બીજું એક નામ શતપથ બ્રાહ્મણ (૧૦, ૮, ૧, ૧૭)માં એક વ્યક્તિ માટે 'રેવોત્તર' (રેવા એટલે નર્મદા નદીની ઉત્તરના પ્રદેશનો રહેવાસી) નામ મળી આવે છે એવા આડકતરા સૂચનોને આધારે કહી શકાય કે વૈદિક સાહિત્યના રચનાકાળ વખતે મધ્યપ્રદેશના આર્યો પશ્ચિમ ભારતથી અજાણ્યા નહોતા

પણ પૌરાણિક સાહિત્યમાં આ પ્રદેશનું ઠીક ઠીક વર્ણન મળી આવે છે

**પુરાણાદિ સાહિત્યમાં મહી નદી અને ચરોતર પ્રદેશના ઉલ્લેખો :** મહીનું નામ વાલ્મીકિ રામાયણના કિષ્કિંધાકાંડમાં મળી આવે છે મહાભારતમાં (ભીષ્મપર્વ, અધ્યાય ૯મા) તેને 'મહિતા' કહી છે અને તેના ઉત્તરના પ્રદેશને 'મહ્યુત્તર' કહ્યો છે જે મહીસાગર-સંગમની ઉત્તરે આવેલ પ્રદેશ હશે એમ મહીમાહાત્મ્ય જોતાં લાગે

+ નંદલાલ દે કૃત Geographical Dictionary of Ancient and Mediaeval India મા Mahi કનીંગહામ કૃત Ancient Geography of India p 71)

પુરાણોમાં પારિયાત્ર પર્વતનું નામ ઘણે સ્થળે આવે છે. પારિયાત્ર એટલે હાલનો અરવલ્લી ને તેની સાથે પૂર્વમાં જોડાયેલો વિન્ધ્યાચલનો ભોપાલ સુધીનો ભાગ. વૈદિક સાહિત્ય અને મનુ સ્મૃતિમાં આર્યાવર્તનો દક્ષિણ સીમાડો આ પારિયાત્ર પર્વતને કહ્યો છે. પુરાણો પ્રમાણે આટલી નદીઓ પારિયાત્ર પર્વતમાંથી નીકળે છે: વેત્રવતી (બેતવા), સિંધુ (માળવાની સિંધ), કાવેરી (ઓમકાર–માંધાતા આગળ નર્મદાને મળતી), પારા (પાર્વતી), શિપ્રા (ઉજ્જૈનવાળી), નર્મદા, મહતી (મહી), વૃત્રઘ્ની (વાત્રક), અને પર્ણાશા (બનાસ–પાલનપુર–રાધનપુરવાળી).

પુરાણોમાં મહીના પ્રદેશને 'માહેય' કહ્યો છે અને તેની ગણતરી અપરાન્ત (અપર = પશ્ચિમ + અંત = છેડો : પશ્ચિમનો છેડો, એટલે હિંદનો પશ્ચિમ સાગરકાંઠો)ના એક પ્રદેશ તરીકે આ રીતે કરી છે: આનર્ત, અર્બુદ, સૌરાષ્ટ્ર, કચ્છ, સારસ્વત (પાટણવાડો), ભારુકચ્છ (ભરૂચનો પ્રદેશ કાનમ), માહેય, આન્તનર્મદ (રેવાકાંઠો), શૂર્પારક (સોપારા–મુંબઈ), ને નાસિકચ (નાશિક), પુરાણોમાં ભારુકચ્છ સમાહેયા : આવો પ્રયોગ બહુ આવે છે. આમ, મહી–પ્રદેશની ગણતરી પશ્ચિમ સાગરકાંઠાના એક પ્રદેશ તરીકે કરેલી હોવાથી જણાય છે કે આ નામ મહીતટના ગુજરાત પ્રદેશ માટે–ખાસ કરીને મહીકાંઠા ને ચરોતરના પૂર્વ ભાગ માટે પ્રાચીનકાળમાં વપરાતું હતું.

વળી સ્કંદપુરાણમાં મહીતટના પ્રદેશ માટે 'કુમારિકા ક્ષેત્ર' નામ પણ મળી આવે છે. એની ઝીણી વિગતો શ્રી. રત્નમણિરાવે પોતાના 'ખંભાતના ઇતિહાસ'માં ચર્ચી છે. મહીસાગર–સંગમનું સ્કંદ અને બીજાં થોડાં પુરાણોમાં ખૂબ મહત્ત્વ છે.

અસુરો અને દેવો વચ્ચે થયેલા દેવાસુર–સંગ્રામો તો પ્રસિદ્ધ છે એક દેવાસુર–સંગ્રામમાં અસુરો હાર્યા, એટલે તેમની વચ્ચે તારક નામનો અસુર થયો. એણે પારિયાત્ર પર્વત (આરાવલ્લી) પર બ્રહ્માનું તપ કર્યું કે તે દેવોને હરાવી શકે. બ્રહ્માએ કહ્યું કે નાના બાળક સિવાય તને બીજું કોઈ મારી શકશે નહિ. તારકે મહીસાગર–સંગમ આગળ પોતાને માટે તારકપુર નામનું નગર વસાવ્યું ને દેવો સાથે યુદ્ધ કરી તેમને હરાવ્યા. દેવો બ્રહ્મા પાસે ગયા એટલે બ્રહ્માએ કહ્યું કે તેને બાળક મારી શકશે આથી દેવોએ શિવના બાળક પુત્ર કાર્તિકેયને તેને મારવા કહ્યું [illegible] તારકનો વધ કર્યો અને દેવો અસુરો પર [illegible]ની ખુશાલીમાં તેમણે મહીસાગર સંગમ પા[illegible] [illegible]

રોપ્યો ને આ સ્થાન સ્તંભતીર્થ તરીકે પંકાયું, જે પાછળથી ખંભાત થયું. આ જૂનું ખંભાત તે હાલનું નગરા, કે જે ખંભાતની ઉત્તરે પાંચ માઈલ ઉપર આવેલું છે. તારકપુર તે હાલના પેટલાદ અને ખંભાત વચ્ચેનું તારાપુર. ત્યાં એક શિલાલેખ મળી આવ્યો છે તેમાં એનું મૂળ નામ 'તારકપુર' આપેલું છે. વળી તારાપુરમાં તારક દૈત્યનો એક ટેકરો છે.

મહીની ખાસ અગત્યતા તો આ છે કે જ્યારે નર્મદાના મુખથી ભરુકચ્છનું પુરાતન બારું પુરાયું ત્યારે હિંદના મુખ્ય બંદર તરીકે તેનું સ્થાન મહીમુખે આવેલા ખંભાતે લીધું. ખંભાત હિંદનું મુખ્ય બારું બનતાં હિંદના જુદા જુદા ભાગોમાંથી ત્યાંથી આયાત–નિકાસ માટે નવા રસ્તા વિકાસ પામ્યા. ખંભાતથી ફંટાતા પુરાતન માર્ગો વિષે વલ્લભવિદ્યાનગરના સંસ્થાપક શ્રી. ભાઈલાલભાઈ ડી. પટેલ ઊંડું અને વિશદ જ્ઞાન ધરાવે છે. તેઓ સડકોના બાંધકામના વિષયમાં હિંદમાં નિષ્ણાત મનાય છે અને પ્રજાસત્તાક હિંદમાં સડકોના બાંધકામ તથા વિકાસ પરત્વે તેમણે અંગ્રેજીમાં પ્રમાણભૂત ગ્રંથ લખ્યો છે. શ્રી. ભાઈલાલભાઈના સંશોધન પ્રમાણે ખંભાતથી સોજિત્રા સુધી મોટો રાજમાર્ગ જતો. અહીં તેમાંથી ત્રણ રસ્તાઓ ફંટાતા : પહેલો ખેટક (ખેડા), કર્ણાવતી (અમદાવાદ) મોઢેરા અને પાટણના માર્ગે ભિન્નમાલ જતો, બીજો નડિયાદ, મહુધા, કપડવણજ અને મોડાસા થઈ ચિતોડ જતો અને ત્યાંથી પૂર્વ રજપૂતાના તથા મધ્યભારતમાં થઈ કનોજ જતો. ત્રીજો માર્ગ સોજિત્રાથી ફંટાઈ પેટલાદ અને ડાકોર પર રહી ગળતેશ્વર આગળ મહીને ઓળંગતો અને પછી ત્યાંથી ગોધરા, દાહોદ વગેરેને રસ્તે ઉજ્જૈન જતો અને ઉજ્જૈનથી તે વિદિશા (ભેલસા), કૌશાંબી, કાશી ને પાટલીપુત્ર વગેરે સ્થળે જતો. આ માર્ગોની વધુ માહિતી આગળના પ્રકરણમાં આવશે.

**આનર્ત પ્રદેશ :** આ એક નોંધપાત્ર હકીકત છે કે વૈદિક અને પૌરાણિક સાહિત્ય ચરોતર પ્રદેશ તો શું પણ ગુજરાતના ઇતિહાસ વિષે પણ [illegible] માહિતી આપતું નથી આ [illegible] ગુજરાત–સોર[illegible] [illegible]ો આનર્ત નામના એક [illegible]ર્ગત હતા. [illegible] વનપર્વમાં આનર્તના [illegible]રે પુષ્કર ( [illegible] માંડી દક્ષિણે શૂર્પારક [illegible] ઉજ્જયિની ([illegible] [illegible]મોર ) પશ્ચિમે સમુદ્ર સુ[illegible] વિસ્તાર [illegible] પ્રદેશોનાં [illegible] આવે છે. [illegible] હોય

સૂચનો મળે છે ગુજરાતનો નર્મદાકાંઠો અનૂપ દેશ કહેવાતો હતો પણ તેના મુખ આગળનો ભાગ 'ભરૂકચ્છ' પ્રદેશના નામથી જાણીતો હતો એની ઉત્તરે માહેય (મહીપ્રદેશનાસી) લોકો વસતા હતા અહીં આપણે ધ્યાનમા રાખવાનુ છે કે સ્કંદપુરાણ જેવા ઘણા પાછળના રચાયેલા ગ્રંથોમા ગુજરાતના પ્રાચીનપેટા વિભાગોના જે નામો આપ્યા છે તે વિશ્વાસપાત્ર નથી ચરોતરનો પ્રદેશ કૌમારખંડ કહેવાતો હતો આ વાતના પુરાવા માટે સ્કંદપુરાણ સિવાય બીજેથી માહિતી મળતી નથી

**ઉપરના ઉલ્લેખોનું ઐતિહાસિક તથ્ય** આ પૌરાણિક વર્ણનો એક વસ્તુનુ સૂચન કરી જાય છે તે આ કે અત્યંત પ્રાચીનકાળમા ચરોતર પ્રદેશમા અસુરો એટલે કે અનાર્ય લોકો વસતા હતા અને એથી અગાઉ ઉલ્લેખાયેલી આ વાત સાચી જણાય છે કે ગુજરાત મૂળ દ્રવિડ દેશ હતો મધ્ય ગુજરાતના આ આદિવાસીઓ અસુરજાતિના જ હતા એમ માનવાને કંઈ કારણ નથી, કારણ કે પુરાણોમા ગમે તે અનાર્ય જાતિને અસુર કે દૈત્ય તરીકે વર્ણવી છે શક્ય છે કે આ લોકો મધ્યગુજરાતના આદિવાસીઓ જેવા કે બારૈયા, કોળી વગેરે કોમોના વડવા રહ્યા હોય ઉત્તર તરફથી આર્યો ખસતા ખસતા દક્ષિણ તરફ આવતા હોય તે વખતે મધ્ય ગુજરાતના આદિવાસીઓ તથા આર્યો વચ્ચે વસવાટો માટે થયેલા ઘર્ષણોનુ પ્રતિબિંબ આ પૌરાણિક કથાઓ પાડતી હોય એ બનવા જોગ છે

તારકાસુર ખંભાત આગળના તારકપુર (તારાપુર)મા રહેતો હતો ને ત્યા આગળ દેવ અને અસુરો વચ્ચે ઘર્ષણ થયેલુ આ વાતોમા ઐતિહાસિક તથ્ય છે કે કેમ તેની જ્ઞાનાટ કરવાની બાકી છે તારાપુરનુ અસલ નામ તારકપુર હતુ તે વાત કંઈક ઠીક લાગે છે, કારણ આ ગામની વાવમા જે ૧૬મા સૈકાનો એક શિલાલેખ છે તેમા તારાપુરને બદલે તારકપુર નામ આપેલુ છે તારાપુરમા એક ટેકરો છે જે દૈત્યનો ટેકરો કહેવાય છે કેટલાક વર્ષ પહેલા કોઈ ભાઈએ કશાક કારણસર આ ખોદાવ્યો હતો તે વખતે તેમાથી શુ નીકળ્યુ તેની ખબર નથી, પણ આ ટેકરાની તપાસ કરતા જણાયુ કે કોઈ ઘણા પ્રાચીનકાળની વસતીનો એ અવશેષ છે અને આ કારણે પુરાતત્ત્વની દ્રષ્ટિએ એનુ ખોદકામ થવુ ઘટે

**તારકપુર, નગરક: પ્રાચીનતમ બંદરો (ત્રણેક હજાર વર્ષ પૂર્વે)** તારાપુર હાલ સમુદ્રની ૧૦ માઈલ ઉત્તરે છે પણ પ્રાચીનકાળમા એના આગળે મહી નદી સમુદ્રને મળતી એવી નોંધ સ્કંદ અને શિવપુરાણમા મળી આવે છે તે વાત સાચી લાગે છે, કારણ કે મહી નદીના કાંપથી ખંભાતનો અખાત ધીમે ધીમે દક્ષિણ તરફ ખસતો જાય છે તારકપુર પુરાણકાળમાં ખંભાતના અખાત પર મહીસાગર સંગમતીર્થે કોઈક બંદર રહ્યુ હોય એ માનવા જોગ છે અહીં પુરાણ થતા એની ચારેક માઈલ દક્ષિણે આવેલ નગરક (નગરા) બંદર બન્યુ ઈસવીસનની આરંભિક સદીઓમા નગરક મોટુ મથક હતું વલભીકાળ (ઈ સ ૪૯૦-૭૭૦)ના તામ્રપત્રોમા તેની સારી નોંધો મળી આવે છે ત્યા પુરાણ થતા દરિયો ચારેક માઈલ દૂર ગયો ને નગરકની જાહોજલાલી ગઈ ને તેના પરિણામે સ્તંભતીર્થ (ખંભાત) વસ્યુ (અને હવે તો ત્યાથી પણ દરિયો દોઢેક માઈલ દૂર જતો રહ્યો છે) ને તેથી જ ખંભાત પડી ભાગેલુ ને તેનુ સ્થાન સુરત બંદરે લીધેલું એક સૈકામા ખંભાતનો અખાત દક્ષિણે કેટલો ખસે છે તેનો અડસટ્ટો કાઢતા કહી શકાય કે ત્રણેક હજાર વર્ષ પૂર્વે તારકપુર મહીસાગર સંગમે કોઈ અગત્યનુ મથક રહ્યુ હશે ને એ દૃષ્ટિએ એના અવશેષોની તપાસ મહત્ત્વની થઇ પડે તેમ છે

**આર્યોનો ચરોતરમાં પ્રથમ વસવાટ ઈ. પૂ. ૧૫૦૦થી ૧૦૦૦.** ઉપર્યુક્ત બનાવોમા જો ઐતિહાસિક તત્ત્વ હોય તો તે કયા સમયે બનેલા તે કહી શકાય તેમ નથી આપણે જોઈ ગયા છીએ કે ઋગ્વેદમા મહી નદી તથા આબુ પર્વતના ઉલ્લેખો સાંપડે છે પણ આ ઉલ્લેખો એટલું જ સૂચવે છે કે ઋગ્વેદ રચનાર આર્યો કંઈક પરિચિત હતા, પણ આ પ્રદેશોમા તેમના વસવાટો આ ઋગ્વેદ કાળમા ઈ પૂ ૨૦૦૦-૧૫૦૦ (લગભગ) ગુજરાતમા મંડાયા હોય તેમ જણાતુ નથી આ કાળ પછી આર્યો જેવી રીતે પંજાબના મેદાનોમાથી પૂર્વમા ગંગાતટ પ્રદેશ તરફ વળ્યા તેવી જ રીતે સરસ્વતીના કાંઠે કાંઠે તેઓ દક્ષિણ તરફ ગતિ કરતા જઈ વસવાટો માટે મધ્ય ગુજરાતમા પણ આવવા મથતા હોય અને તેવામા અહીં વસતા આદિવાસીઓના વડવાઓના ઉપર્યુક્ત તારક, અંધક, મહિષ ઇત્યાદિ સરદારો રહ્યા હોય અને તેમની સાથે ઘર્ષણમા આવ્યા પછી જ આર્યો મધ્ય ગુજરાતમા વસી શક્યા હોય એમ લાગે છે આ બનાવોને ઋગ્વેદ પછીનો કાળ એટલે કે ઈ સ પૂ ૧૫૦૦થી ૧૦૦૦ વચ્ચેનો લેખવામા હરકત નથી.

**મહાભારતના બનાવનો સમય : ઈ. પૂ. ૧૦૦૦ વર્ષ :** મહાભારતના બનાવને સામાન્ય જનતા પાંચ હજાર વર્ષ પૂર્વે બની ગયેલો ભલે માને પણ અભ્યાસ તથા સંશોધક વિદ્વાનો આ વાતને હસી કાઢે છે, કારણ કે શાસ્ત્રીય તપાસની કસોટીએ આ માન્યતા ખરી ઊતરતી નથી. કેટલાંય પુરાણોમાં મૌર્યવંશની પૂર્વે એટલે કે ઈ સ. પૂ ૩૨૩ ની પૂર્વે મહાભારત યુદ્ધ સુધીના સમયના ગાળામાં હિંદના જુદા જુદા ભાગોમાં રાજ્ય કરી ગયેલા રાજાઓની વંશાવળીઓ સાથે તેમના રાજ્યકાળો આપ્યા છે. તે બધાનો સરવાળો કરતાં મહાભારત યુદ્ધ ઈ પૂ. ૧૫ મા સૈકા પહેલાંનું હરતું નથી. પુરાવિદો આને ઈ. પૂ. ૧૦૦૦ લગભગમાં બની ગયેલી ઘટના લેખે છે આ મહાભારતકાળના ગુજરાતના જે કંઈ બનાવો મહાભારત, પુરાણાદિમાં મળી આવે છે તે માત્ર સૌરાષ્ટ્ર સાથે જ સંબંધ ધરાવે છે. તળ ગુજરાતના ઇતિહાસને લગતી કશી માહિતી નથી તો આ સાહિત્યમાં મળતી કે નથી આ ગુપ્તકાળ સુધીના (ઈ. ૩૯૫–૪૭૦) સાહિત્યમાં.

**મહાભારતના બનાવ પછી :** ગુજરાતને આંગણે ગુપ્તવંશની સત્તા સમાપ્ત થતાં ઈ. ૪૮૦ લગભગમાં વલભીને આંગણે સ્થપાયલા મૈત્રકવંશના સમય સુધી મધ્યગુજરાતનો સ્પષ્ટ તથા કડીબંધ ઇતિહાસ મળતો નથી. એવા સંજોગોમાં મહાભારત પછીથી માંડીને મૈત્રકવંશના આરંભકાળ સુધીના ગાળાને લગતી આ પ્રદેશને લગતી જે જરાતે ને ત્રુટક ત્રુટક ભૌગોલિક અને બીજા પ્રકારની માહિતી મળી આવે છે તેની જ નોંધ આપણે લેવાની રહી.

**બૌદ્ધગ્રંથોનો યુગ : ઈ. પૂ. ૫૪૫ સુધી :** મહાભારત કાળ પછી આપણા દેશના ઇતિહાસમાં પ્રાચીન બૌદ્ધ ગ્રંથોમાં સોળ જનપદ તથા પ્રાચીન જૈન સાહિત્યમાંના સાડી પચ્ચીસ દેશોનો જમાનો આવે છે, જે ઈ. પૂ. ૫૪૫ લગભગમાં મગધના શિશુનાગ વંશના રાજા બિમ્બિસાર (જૈન સાહિત્યમાંનો શ્રેણિક) સુધી કે બુદ્ધ અને મહાવીરનો સમકાલીન હતો ત્યાં સુધી પ્રવર્તે છે. બૌદ્ધ સાહિત્ય પ્રમાણે આ ૧૬ જનપદો આ પ્રમાણે હતાં :

કાશી, કોશલ, અંગ, મગધ, વજ્જિ, મલ્લ, ચેતિય, વંશ કુરુ, પાંચાલ, મચ્છ, શૂરસેન, અસ્સક, અવન્તિ, ગંધાર અને કામ્બોજ.

જૈન સાહિત્ય પ્રમાણે આ સમયે નીચે સાડી પચ્ચીસ આર્યદેશો હતા:—મગધ, અંગ, બંગ, કલિંગ, કાશી, કોશલ, કુરુ, કુશર્ત, પાંચાલ, જાંગલા, સુરષ્ઠ, વિદેહ, વચ્છ, સંડિલ્લ, મલય, મચ્છ, વરણા, દસન્ન, ચેદિ, સિંધુ, સૌવીર, શૂરસેન, ભંગિ, પુરીવટ, કુણાલ, લાડ અને કૈકેયદનો અર્ધો ભાગ.

નોંધપાત્ર બિના આ છે કે બૌદ્ધસાહિત્ય પશ્ચિમના પ્રદેશોની નોંધ લેતું નથી, જ્યારે જૈન સાહિત્ય તે લે છે. તે પશ્ચિમ હિંદના સુરષ્ઠ (સૌરાષ્ટ્ર) અને લાડ (લાટ=દક્ષિણ ગુજરાત) દેશનો ઉલ્લેખ કરે છે અને બંનેનાં પાટનગરોનાં નામો અનુક્રમે બારવઈ (બારવતી=દ્વારાવતી=દ્વારકા) અને કોડિવરસ (કોટિવર્ષ) આપે છે. પણ ઉત્તર અને મધ્ય ગુજરાતની નોંધ ક્યાંય મળતી નથી આ છતાં બંને સાહિત્યો મહી નદીની નોંધ લે છે.

બૌધ્ધગ્રંથ 'સુમંગલા વિલાસિની' માં બુધ્ધઘોષ તેના સમયના ભૌગોલિક જ્ઞાનની માહિતી આપતાં જણાવે છે કે જંબુદ્રીપમાં એવી આ પાંચ નદીઓ છે કે જે સમુદ્રને મળે છે : ગંગા, યમુના, અચિરાવતી, સરભૂ, અને મહી. સુત્તનિપાતના ધનીય સુત્તમાં ભગવાન બુદ્ધ અને ધનીય નામના ગોવાળ વચ્ચે થયેલ એક સંવાદમાં આ ગોવાળ કહે છે; મેં મારી ગાયો દોહી લીધી છે, ભાત રાંધી લીધો છે. મારા બીજા સાથીઓ સાથે હું મહી નદીના કાંઠાની નજીક રહું છું.

આ મહી નદીને વિદ્વાનો બિહારની ગંગાને મળતી આગળ ઉલ્લેખાયેલી મહી નદી હોવાનું માને છે.

**જાતક કથાઓ :** મહાભારતકાળ પછી તથા બુદ્ધના જીવનકાળ (ઈ. પૂ. ૫૬૫–૪૮૩ પહેલાં) પૂર્વેની જનસમાજમાં પ્રચલિત કેટલીક કથાઓનો બૌદ્ધ વિદ્વાનોએ બુધ્ધના પૂર્વજન્મોની કથાઓનું રૂપ આપીને તેમાંની ૫૫૦ કથાઓને 'જાતક' નું નામ આપીને 'સુત્તપિટક' નામના ગ્રંથમાં સમાવી દીધી છે. આ જાતકકથાઓ ઉપર્યુક્ત કાળના લોકસમાજનો સારો ચિતાર રજૂ કરે છે. આ જાતક કથાઓમાં હિંદના તત્કાલીન નગરો, બંદરો, ધોરીમાર્ગો ઇત્યાદિની નોંધો મળી આવે છે.

આ જાતકકથાઓમાં પશ્ચિમ હિંદના મુખ્ય બંદર તરીકે ભરુકચ્છ (ભરૂચ) બંદરનું નામ મળી આવે છે. જાતકકથાઓ પ્રમાણે ભરુકચ્છથી નીચેના ધોરીમાર્ગો હિંદના જુદા જુદા ભાગોમાં જતા હતા.

૧ ભરૂકચ્છ – ઉજ્જયિની – કોશાંબી – રાજગૃહ – તામ્રલિપિ

૨ ભરૂકચ્છ – પુષ્કલાવતી (પેશાવર પાસે)

૩ ભરૂકચ્છ – પ્રતિષ્ઠાન નગર

જાતકકથાઓ કે બીજા બૌદ્ધ સાહિત્ય વડે ચરોતરની તત્કાલીન સ્થિતિ પર કશો પ્રકાશ પથરાતો નથી તે વખતે ગંભીરા મહી નદીના મુખ આગળ કોઈક બંદર અવશ્ય રહ્યું જ હશે જાતકોમાં ગભીરા નામના એક બંદરની નોંધ મળી આવે છે મહી નદીના મુખ પાસે હાલ નજીક એક ગભીરા નામનું સ્થળ છે ખરું, પણ તે જ આ જાતકોમાંનું ગભીરા હશે કે કેમ તે કહી શકાય નહિ

**ભરૂકચ્છ બંદર:** ભરુજાતક પરથી જણાય છે કે મૂળ ભરૂકચ્છ બંદર ધરતીકંપના ઉપદ્રવને લઈને દરિયામાં ડૂબી ગયું હતું આ બનાવને આ જાતકકથાએ ભરૂકચ્છના રાજાને એક બૌધિસત્ત્વે આપેલા શાપ સાથે જોડી દીધો છે આ પછી ભગવાન બુદ્ધના જીવન કાળ (ઈ પૂ ૫૬૫-૪૮૩)માં બીજું ભરૂકચ્છ બંદર કેવી રીતે વસેલું તેની વિગત બૌદ્ધ ગ્રંથ દિવ્યાવદાનના રૂદ્રાયણાવદાન નામના ખેગ અવદાનમાં આપી છે આ કથા પ્રમાણે સૌવીરદેશ (સિંધ પ્રદેશનો એક ભાગ)માં ભગવાન બુદ્ધના સમયમાં રુદ્રાયણ નામનો રાજા રાજ્ય કરતો હતો સૌવીરનું પાટનગર રોરૂક નામે નગર હતું. દેવની કોપને લઈ રોરૂક નગર પર રેતીનું ભારે વાવાઝોડું ફરી વળ્યું ને તેના પરિણામે આ શહેર અને તેની પ્રજા રેતીમાં દટાઈ ગયાં એથી રુદ્રાયણનો મંત્રી પાટલી કુમારને સાથે લઈ હોડી વડે અપર સમુદ્ર (અરબી સમુદ્ર)ને કાંઠે આવ્યો અને ત્યાં તેણે ભરૂકચ્છ નામનું શહેર વસાવ્યું આ કથા વડે એવો સંકેત મળે છે કે પ્રાચીનકાળમાં દક્ષિણ ગુજરાતનો પ્રદેશ કે જેમાં ભરૂચ છે તે સિંધની નજીક હોવો જોઈએ જો તેમ ન હોય તો રુદ્રાયણ રાજાનો મંત્રી બીજું શહેર વસાવવા માટે મધ્ય સિંધથી છેક દક્ષિણ ગુજરાત ન આવ્યો હોત ને તેણે કચ્છ કે સૌરાષ્ટ્રને કાંઠે જ ક્યાંક બીજું નગર વસાવ્યું હોત સરસ્વતી નદીની વિગતમાં આપણે જોઈ ગયા છીએ કે પ્રાચીનકાળમાં સૌરાષ્ટ્ર અને ગુજરાત આ બંને છૂટાં છૂટાં હતાં અને બંનેની વચ્ચે એક સામુદ્રધુની હતી કે જે સરસ્વતી નદીના પ્રવાહને લઈને હોય કે બીજા કોઈ કારણસર હોય, પણ એક વાત નિશ્ચિત છે કે સિંધ નદી પ્રાચીનકાળમાં કચ્છના રણ પર ફરી વળતા જળપ્રવાહને મળતી અને એ જ જળપ્રવાહ સૌરાષ્ટ્રને ગુજરાતથી જુદું પાડતો હાલના નળકાંઠા અને ભાલ પ્રદેશ પર વહેતો હોઈ (શ્રી ભાઈલાલભાઈ પટેલના મત પ્રમાણે આ પ્રવાહ સરસ્વતી નદીનો હતો તે ઉલ્લેખ થઈ ગયો છે) ખંભાતના અખાતને મળતો હતો અને જળમાર્ગ વડે દક્ષિણ ગુજરાત કે દક્ષિણ સૌરાષ્ટ્રના દરિયા કાંઠા પરથી વહાણો ઉત્તરમાં છેક સિંધ પ્રદેશના અંદરના ભાગમાં જઈ શકતાં હોય તે સંભવિત છે આવી પરિસ્થિતિમાં તે વખતે મહીના મુખ આગળ કોઈ મોટું બંદર હોવાની શક્યતા જણાતી નથી ને તેથી જ બૌદ્ધ સાહિત્ય ને તત્કાલીન બીજા સાહિત્યમાં ચરોતર પ્રદેશમાં કોઈ બંદરને લગતી નોંધ મળતી નથી વસ્તુતઃ ભરૂકચ્છ જ આ વખતે મુખ્ય બંદર રહ્યું હશે

**બુદ્ધના સમયની રાજકીય બિનાઓ:** ભગવાન બુદ્ધના જીવનકાળને લગતી ચરોતરની તો નહિ પણ તેની નજીકના પ્રદેશની રાજકીય સ્થિતિ પર થોડોક પ્રકાશ પથરાય છે હાલના ભાલ પ્રદેશની પેલી પાર સૌરાષ્ટ્રના પૂર્વ ભાગમાં હાલ સિહોર નામનું શહેર છે, જેનું પ્રાચીન નામ સિંહપુર હતું એમ વલભીના મૈત્રકરાજાઓના તામ્રપત્રો પરથી જણાય છે સિલોનના પ્રાચીન બૌદ્ધગ્રંથ મહાવંશમાં સિલોનમાં સૌ પ્રથમ આર્ય પ્રજાની વસાહત સ્થાપનાર રાજકુમાર વિજયની કથા મળી આવે છે આ કથા પ્રમાણે ભગવાન બુદ્ધના જન્મકાળે (ઈ. પૂ. ૫૪૩) સિંહબાહુ નામના રાજાએ બંગ (બંગાળ) દેશથી લાટ (લાટ = દક્ષિણ ગુજરાત) દેશમાં આવીને સિંહપુર નામે નગર વસાવ્યું આને વિજય નામનો કુમાર હતો તે દુરાચારી હોવાથી સિંહબાહુએ તેને દેશવટો આપી દીધો એથી વિજય ભરૂકચ્છ ગયો અને ત્યાં એક નૌકા કાફલો તૈયાર કરી ત્યાંના લોકોને લઈ તામ્રપર્ણી (સિલોન) બેટમાં જઈને વસી ગયો મહાવંશની આ કથામાં પણ ખંભાતના અખાતનો અને કાંઠાના નગરોનો ઉલ્લેખ છે, પણ ચરોતર કે મહીમુખના કોઈ નગરનો ઉલ્લેખ નથી તે વાત સૂચક છે

**મૌર્યવંશનો સમય: ઈ સ. પૂ. ૩૨૨-૧૮૫:** બુદ્ધના કાળ પછી આપણે મૌર્યવંશના જમાના (ઈ પૂ ૩૨૨-૧૮૫) માં આવીએ છીએ ગુજરાતમાં મૌર્યવંશની સ્થાપના શી રીતે થઈ તેને લગતી કશી માહિતી હાલ ઉપલબ્ધ નથી. જૂનાગઢમાં ક્ષત્રપ રુદ્રદામનનો ઈ પૂ ૧૫૦ નો જે શિલાલેખ છે તેના લખાણ પરથી જણાય છે કે ગુજરાતમાં ચંદ્રગુપ્ત મૌર્ય (ઈ પૂ. ૩૨૨-૨૯૮) નું રાજ્ય હતું ચંદ્રગુપ્ત તે મૌર્યવંશનો પહેલો રાજા હોઈ તેણે ચાણક્યની સહાયથી તેના પુરોગામી નંદવંશનું રાજ્ય સીધેસીધું મેળવ્યું હતું આ

ઉપરથી ઇતિહાસકારો એમ માને છે કે ચંદ્રગુપ્તની પહેલાં નંદવંશના રાજ્યકાળમાં જ કોઈક રીતે ગુજરાત આ વંશના સામ્રાજ્યમાં આવ્યું હશે. (Age of Nandas and Maurayas by NilKantha Shstri. 1952, p. 18 etc)

ઈ. પૂ. ૪ થા સૈકામાં થયેલા ઉપર્યુક્ત ચાણક્યે લખેલા અર્થશાસ્ત્રમાં તત્કાલીન ભારતની સારી માહિતી મળી રહે છે. આ ગ્રંથમાં સૌરાષ્ટ્રનું નામ તો આવે છે, પણ આનર્ત (તળ ગુજરાત) નો ઉલ્લેખ ક્યાંય મળતો નથી. પ્રાચીન બૌદ્ધ અને જૈન સાહિત્યમાં પણ આનર્ત નામ મળતું નથી, તે બિના નોંધપાત્ર છે. શક્ય છે કે એની ગણતરી સૌરાષ્ટ્રમાં થઈ જતી હશે પણ પ્રાચીન પુરાણો અને મહાભારતમાં એથી ઊલટું આનર્તમાં સૌરાષ્ટ્રની ગણતરી થતી જોવામાં આવે છે. જોકે સૌરાષ્ટ્રને લગતી જુદી નોંધો પણ ક્યાંક ક્યાંક મળી આવે છે. ચંદ્રગુપ્ત મૌર્યના દરબારના ગ્રીક એલચી મેગેસ્થિનિસે લખેલી ચંદ્રગુપ્ત મૌર્યના સમયની હિંદના જુદા જુદા વિભાગોને લગતી કેટલીક હકીકત તે મળી આવે છે, તેમાંય ચરોતરને લગતી કશી માહિતી સાંપડતી નથી. આ હકીકત છતાં ક્ષત્રપ રૂદ્રદામનના ઉપર્યુક્ત શિલાલેખમાં સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર) સાથે (આનર્ત) નું પણ નામ આવે છે. આ બંને પ્રદેશો માટે ચંદ્રગુપ્ત મૌર્યે જે સૂબો નીમેલો તેનું નામ વૈશ્ય પુષ્યગુપ્ત હતું અને તેનું વહીવટી મથક ગિરિનગર (જૂનાગઢ) હતું એમ રૂદ્રદામનનો લેખ જણાવે છે.

ચંદ્રગુપ્ત મૌર્યના પૌત્ર અશોક (ઈ. પૂ. ૨૭૩-૨૩૨)ના લેખો હિંદુસ્તાનના દરેક ભાગમાં મળી આવ્યા છે, પણ ગુજરાતમાંથી એક પણ લેખ મળતો નથી તે બિના સૂચક છે. સૌરાષ્ટ્રમાંનો તેનો જૂનાગઢનો લેખ જાણીતો છે.

**શુંગવંશ : ઈ. પૂ. ૧૮૪ થી ઈ. પૂ. ૭૩ :** ઈ. પૂ. ૧૮૪ લગભગમાં મૌર્યવંશનો અંત આવ્યો અને તેનું સ્થાન શુંગવંશના પુષ્યમિત્રે લીધું. ગુજરાત-સૌરાષ્ટ્રના પ્રદેશો મૌર્યવંશ પાસેથી શુંગવંશને મળ્યા હોવા જોઈએ એવો એક મત છે અને બીજા મત પ્રમાણે ભારતીય ગ્રીક રાજા મીનાન્ડરે (મિલિંદ) આ પ્રદેશ છતી લીધો હતો.

આ પછીના સમયની ગુજરાતને લગતી કશી માહિતી સાંપડતી નથી. તત્કાલીન સાહિત્યમાં ક્યાંય એની નોંધ નથી. આ સમયે જે સિક્કાઓ પ્રચલિત હતા તે ચિન્હાંકિત (punch-marked) સિક્કાઓ કહેવાય છે. આ સિક્કાઓ ચરોતરમાં હજુ સુધી ક્યાંય મળ્યા નથી. ચરોતરની પાડોશના પ્રદેશોમાંથી તે નર્મદાના કંઠાળ ભાગમાં ભરૂચ પાસે આવેલા કારવણ તથા તાપી નદીના કાંઠે કામરેજમાંથી મળી આવ્યા છે. આ સમયની સ્થાપત્યકળાના અવશેષો ચરોતરમાં કે આખા ગુજરાતમાંય હજુ ક્યાંય મળ્યા નથી.

મૌર્યો પછી ગુજરાત-સૌરાષ્ટ્રમાં શુંગોનું રાજ્ય થયું કે ગ્રીકોનું તે નિશ્ચયપણે કહી શકાતું નથી તે વાત આપણે જાણી. શુંગવંશનો અંત ઈ. પૂ. ૭૩માં થયો અને આ પ્રમાણે આપણે હવે ઈસવી. પૂર્વના પહેલા સૈકામાં આવીએ છીએ. આ સમયે દક્ષિણ હિંદમાં આન્ધ્રવંશ પ્રબળ બન્યો અને માળવા પર પણ તેની સત્તા જામી ગયેલી.

**ઈ. પૂ. પહેલો સૈકો : કાલકાચાર્ય કથાનક :** ગુજરાતના આ ઈ. પૂ. પહેલા સૈકાના ઇતિહાસ પર કાલકાચાર્ય કથાનક નામનું જૂનું જૈન પુસ્તકાલય કંઈક પ્રકાશ પાથરે છે. આ પુસ્તક બહુ પાછળ રચાયું છે, પણ તેમાં આપેલી હકીકતો ઐતિહાસિક તથ્યવાળી હોવાનું વિદ્વાનો કબૂલે છે. આ કાલકાચાર્ય કથાનક પ્રમાણે આ સમયે ભરૂચમાં બલમિત્ર નામનો રાજા રાજ્ય કરતો હતો. એ જ સમયે માળવામાં ગર્દભિલ્લ નામનો રાજવંશ સત્તારૂઢ હતો. ઉજ્જયિની (ઉજ્જૈન) તેનું પાટનગર હતું. શક્ય છે કે આ ગર્દભિલ્લ વંશ આન્ધ્રોનો ખંડિયો રહ્યો હોય અને તેવી જ રીતે ભરૂચનો રાજા બલમિત્ર પણ આન્ધ્ર કે કોઈ બીજી સર્વોપરી સત્તાને તાબે રહ્યો હોય એ પણ શક્ય છે.

**ઈ. પૂ. પહેલા સૈકામાં ખંભાતનું અસ્તિત્વ :** આ પ્રમાણે ઈ. પૂ. પહેલા સૈકામાં ખંભાત અસ્તિત્વમાં હોય તેવો સંકેત આપણને મળે છે.

**હાલનું ખંભાત :** હાલના ખંભાત નગરની પુરાતત્વદૃષ્ટિએ તપાસ કરતાં જણાય છે કે આ શહેર નવમા સૈકાની પહેલાં ભાગ્યે જ અસ્તિત્વ ધરાવતું હોય. ખંભાતને લગતી જૂનામાં જૂની નોંધ આરબ લેખક અલમસુદીના ઈ. ૯૧૩નાં લખાણોમાં મળી આવે છે. શહેરના પ્રાચીન અવશેષો તથા મંદિરાદિ તપાસતાં એવું કશું મળી આવતું નથી કે જેના આધારે આધુનિક ખંભાત શહેર નવમા સૈકાની પહેલાં હયાતીમાં હોય. એવું મનાય દંતકથા પ્રમાણે આ શહેરને નારદ મુનિએ વસાવેલું. શહેરમાં વડવાસુદેવની પોળ કરીને એક લત્તો છે તેમાં શ્રી લક્ષ્મીશંકર મણિશંકર ત્રિવેદીની પાસે વિષ્ણુની એક કાળા પથ્થરની મૂર્તિ છે જેને તેઓ પૂજે છે. આ મૂર્તિની નીચે '૯૫૦ દ્વારકેશ' આ પ્રમાણેનું લખાણ છે. જે

તેના અક્ષરો જોતાં નવમા સૈકાનું હોવું જોઈએ. આ આંકડા વિક્રમ સંવતના હોવા જોઈએ. એથી વધુ પ્રાચીન મૂર્તિ અમને ખંભાતમાં ક્યાંય મળી નથી અને લોકવાયકા પ્રમાણે જ્યારે નારદ મુનિએ ખંભાત વસાવ્યું તે વખતની આ મૂર્તિ છે. આ બધું વિચારતાં એમ કહી શકાય કે આધુનિક ખંભાત શહેર નવમા સૈકા લગભગમાં વસ્યું છે. એટલે ઈ. પૂ. પહેલા સૈકામાં ગર્દભિલ્લ દર્પણ અને બલમિત્રના જમાનાનું ખંભાત શહેર તે હાલનું ખંભાત શહેર તો નહિ જ.

# ૩

# ખેટક (ખેડા)ના પ્રાચીન અવશેષો

**પરિચય:** હાલના ખેડા ગામને સંસ્કૃત લખાણોમાં खेटक, કહેલું છે. એ ગામ એક આબાદ અને પ્રસિદ્ધ શહેર હતું. તે ઉપરાંત હાલ જેને જિલ્લો કહે છે એવા આહાર, विषय કે मण्डल તરીકે ઓળખાતા વિશાળ વહીવટી પ્રદેશનું પણ એ મુખ્ય નગર હતું. આમ હાલ જેને 'ખેડા જિલ્લો' કહે છે, તે પ્રદેશ એક રાજકીય વહીવટી એકમ તરીકે ઘણા પ્રાચીન સમયથી ઓળખાતો આવે છે. આ પ્રદેશનો વિસ્તાર ઇતિહાસના જુદા જુદા યુગોમાં ઓછો વત્તો થતો રહ્યો છે, પરંતુ એનું મહત્ત્વ સતત ચાલુ રહ્યું છે. આ વિસ્તારમાં આવેલાં ગામો પણ, આ રીતે, 'खेटक, आहार' જેટલાં જ પ્રાચીન ગણાય. કયું ગામ કેટલું પ્રાચીન હશે, તે નક્કી કરવા માટે તો દરેક ગામની તવારીખ શોધવી પડે. પરંતુ હાલનો આ ખેડા જિલ્લાનો પ્રદેશ આશરે ૧૫૦૦થી ૨૦૦૦ વર્ષ થયાં ઓછેવત્તે અંશે વસેલો છે, એટલું તો કહી શકાય છે. આ પ્રકરણમાં આપેલી વિગતો ઉપરથી આ હકીકતનો ખ્યાલ આવે છે. પેટલાદ તાલુકાના મલાતજ ગામના વતની, હાલ અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના અધ્યાપક શ્રી. હરિપ્રસાદ શાસ્ત્રીએ આ માહિતી તૈયાર કરી આપી છે. જેમાં પુરાણોથી માંડી ઠેઠ સોલંકી વંશ સુધીના–ઈ. સ. ની દસમી સદી સુધીના ઉલ્લેખોનો સંગ્રહ આપેલો છે.

**આનર્ત દેશ અને લાટ દેશ:** સામાન્ય રીતે ઉત્તર ગુજરાતને અગાઉ आनर्त દેશ કહેતા ને દક્ષિણ ગુજરાતને लाट દેશ કહેતા. મધ્ય ગુજરાતનો સમાવેશ કેટલીક વાર आनर्त દેશમાં થતો, તો કેટલીક વાર लाटदेशમાં થતો. આનર્ત દેશનું મુખ્ય નગર અગાઉ आनर्तपुर હતું. આનર્તપુરનું બીજું નામ आनन्दपुर હતું. એને હાલ 'વડનગર' કહે છે. લાટ દેશનું મુખ્ય નગર भृगुकच्छ કહેવાતું. એનું બીજું નામ भरुकच्छ હતું. હાલ એને 'ભરૂચ' કહે છે.

**पद्मपुराण અને दशकुमार चरित માંના ઉલ્લેખો:** ગુજરાતનાં પ્રાચીન નગરોમાં खेटक નો ઉલ્લેખ આવે છે, તે હાલના ખેડાનું પ્રાચીન નામ છે. પ્રાચીન સાહિત્યમાં આ નગરના જે કેટલાક ઉલ્લેખ ઉપલબ્ધ છે, તેમાં **पद्मपुराण નો ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે. वेत्रवती (વાત્રક) નદી साभ्रमती (સાબરમતી)ને મળે છે ને તેને તીરે खेटक નામે દિવ્યનગર આવેલું છે એવો સ્પષ્ટ ઉલ્લેખ એના ૧૩૩મા અધ્યાયમાં આવે છે.** એવો એક ઉલ્લેખ કવિ દણ્ડી કૃત दशकुमारचरित (૭મી સદી)નાં છઠ્ઠા ઉચ્છ્વાસમાં આવતી रत्नावली વાર્તામાં આવે છે. રત્નાવલી વલભીના એક ધનિક નાવિકપતિની પુત્રી હતી ને તેને મધુમતી (મહુવા)ના એક સાર્થવાહના પુત્ર સાથે પરણાવી હતી. એવો પતિ વેપાર માટે ખેટક ગયો હતો ને ત્યાં જઈ પુષ્કળ પૈસો કમાયો હતો.

**વલભીપુરના મૈત્રક રાજાઓનાં દાનપત્રોમાંના ઉલ્લેખો : વિ. સં. ૫૨૫થી ૮૪૫:** ગુજરાતના પ્રાચીન ઉત્કીર્ણ લેખોમાં खेटकનો ઉલ્લેખ મૈત્રકકાલથી મળે છે. એ પહેલાંના મૌર્ય, ક્ષત્રપ કે ગુપ્તકાળના શિલાલેખોમાં એનો ઉલ્લેખ ઉપલબ્ધ નથી. સૌરાષ્ટ્રના પૂર્વ કિનારા ઉપર આવેલા વલભીપુરમાં મૈત્રક કુલનો જે રાજવંશ થયો, તેની સત્તા સૌરાષ્ટ્ર ઉપરાંત ઉત્તર ગુજરાત, મધ્ય ગુજરાત ને પશ્ચિમ માળવા પર પ્રસરી હતી. આ રાજ્યની સત્તા લગભગ વિ. સં. ૫૨૫થી ૮૪૫ સુધી ટકી હતી. એ રાજાઓ માહેશ્વર (શૈવ) ધર્મના હતા ને વિદ્વાન બ્રાહ્મણોને ધાર્મિક ક્રિયાના ખર્ચ અંગે અનેક ભૂમિદાન દેતા હતા. આ ભૂમિદાનોને લગતા રાજશાસન તામ્રપત્ર પર કોતરવામાં આવતાં. એને દાનશાસન તામ્રશાસન કહેતા. મૈત્રકકુલના રાજાઓનાં આવાં દાનશાસન ઉપલબ્ધ છે એમાંનાં ચૌદ દાનશાસનોમાં

ઉલ્લેખ આવે છે. સહુથી પહેલો ઉલ્લેખ રાજા શુરસેનના વલભી સંવત ૨૪૬ (વિક્રમ સંવત ૬૨૧)ના દાનશાસનમાં આવે છે. એમાં જણાવેલું ભૂમિદાન વલભીપુરમાં આવેલા દુદા-મહા-વિહાર નામે બૌદ્ધ વિહારને આપેલું છે. ભૂમિદાનમાં જે ચાર ગામોનું દાન દેવામાં આવ્યું છે તેમાંનાં બે ગામ ખેટકઆહાર-માં આવેલાં છે. આહાર એ જિલ્લા જેવો વહીવટી વિભાગ હતો. આ પરથી જણાય છે કે અગાઉ પણ હાલના ખેડા જિલ્લા જેવો ખેટક આહાર નામે વહીવટી વિભાગ હતો.

आहार, विषय पथक : ધરસેન બીજાના વલભી સંવત ૨૬૦ (વિ. સં. ૬૪૫)ના તેમ જ ધ્રુવસેન બીજાના વલભી સંવત ૩૧૨ (વિ. સં. ૬૮૬)ના દાનશાસનમાં खेटक आहार ઉપરાંત खेटक विषयનો ઉલ્લેખ આવે છે. विषय એ आहार કરતાં મોટો વહીવટી વિભાગ હતો. આ પરથી સ્પષ્ટ થાય છે કે खेटक એ સમગ્ર વિષયનું વડું મથક હતું ને એ खेटक વિષયનો એક પેટા વિભાગ खेटक आहार હતો, જેનું વડું મથક खेटकમાં હતું. આ खेटक आहारના અનેક પેટા વિભાગ હતા. आहारના પેટા વિભાગને पथक કહેતા. ખેટક આહારમાં જે અનેક પથક હતા, તેમાંના કેટલાક પથકોનો ઉલ્લેખ મૈત્રકોનાં દાનશાસનોમાં આવે છે. એમાં खेटक पथक નામે પથકનો ઉલ્લેખ આવતો નથી, પરંતુ જેમ હાલ ભરૂચ જિલ્લાનો ભરૂચ તાલુકો છે તેમ खेटक आहारનો खेटक पथक હોય એવો સંભવ ઘણો રહેલો છે. વાત્રક–સાબરમતી સંગમને મહી–સાગર સંગમ વચ્ચે नगरक पथक નામે પથક આવેલો હતો. તેનું વડું મથક नगरक તે હાલ ખંભાત પાસે આવેલું **નગરા** નામે ગામ છે. આ પથકની ઉત્તરે खेटक पथक આવેલો હશે. એની પૂર્વે कोलम्ब નામે વિભાગ આવ્યો હતો. कोलम्ब એ કોઈ નગરનું નામ હતું કે કોઈ કુદરતી પ્રદેશનું નામ હતું એ સમજાતું નથી. આ પ્રદેશમાં હાલ કોઈ એવું ગામ નથી, જેનું નામ આ પ્રાચીન શબ્દ સાથે સરખાવી શકાય. કોલમ્બની પૂર્વે अुप्पलहेट નામે પથક હતો, જેનું વડું મથક अुप्पलहेट એ હાલ ઠાસરા પાસે આવેલું **ઉપલેટા ગામ** હોય એમ લાગે છે. આ પથકનો ઉલ્લેખ શીલાદિત્ય સાતમાના વલભી સંવત ૪૪૭ (વિ. સં. ૮૨૨)ના દાનશાસનમાં આવે છે. આ દાન-શાસન એ મૈત્રક રાજ્યનું છેલ્લું ઉપલબ્ધ દાનશાસન છે.

सिहपल्लिका पथक : ઉપલહેટ પથકની પૂર્વે મહી નદીની પેલી પાર सिहपल्लिका पथक નામે પથક હતો. આ પથકનું વડું મથક सिहपल्लिका એ હાલ ઠાસરા પાસે આવેલું **સિહોડા ગામ** હોવું જોઈએ. કોલંબ વિભાગની ઉત્તરે फोणक पथक નામે પથક હતો. એનું વડું મથક फोणक એ **મહેમદાવાદ પાસે આવેલું કોણા નામે ગામ છે.** આ પથકનો મોટો ભાગ મેશ્વો ને વાત્રક વચ્ચે આવ્યો લાગે છે. વાત્રકની પશ્ચિમે वण्डरिजिद्रि पथक નામે પથક હતો. એનું વડું મથક वण्डरिजिद्रि **એ હાલનું બારેજડી** જણાય છે. વલભી સંવત ૨૪૬ના દાનશાસનમાં જણાવેલાં खेटकआहारનાં બે ગામ આ પથકમાં આવ્યાં હશે. સાબરમતીની પૂર્વે खेटक आहारનો कामह्रद નામે પેટા વિભાગ આવેલો હતો. ધ્રુવસેન ત્રીજાના જે દાનશાસનમાં આ વિભાગનો ઉલ્લેખ આવે છે તેમાં એના નામની સાથે पथक શબ્દ આપવામાં આવ્યો નથી, પરંતુ आहारના પેટા વિભાગ તરીકે એ પથક જ હોવો જોઈએ. कामह्रद નગરનો ઉલ્લેખ બીજાં બે દાનશાસનોમાં પણ આવે છે. એ જૈન ધર્મનું જાણીતું કેન્દ્ર હતું. આ નગર **હાલ કાસિન્દ્રા નામે ઓળખાય છે.** જે અમદાવાદની દક્ષિણ પશ્ચિમે ૧૨ માઈલને અંતરે સાબરમતી નદીના પશ્ચિમ તટ પર આવેલું છે.

**खेटक आहारनो विस्तार :** આ બધા પથકો ખેટક વિષયના ખેટક આહારમાં આવેલા હતા. એને લગતા ઉલ્લેખો પરથી આ આહારનો વિસ્તાર દક્ષિણે છેક મહી સાગરના સંગમ સુધી, પૂર્વે મહી નદીની પેલી પાર લગી ને પશ્ચિમે સાબર-મતીની પેલી પાર સુધી હતો એમ ફલિત થાય છે. આ હિસાબે એનો વિસ્તાર પૂર્વપશ્ચિમ ૫૫–૬૦ માઈલ ને ઉત્તરદક્ષિણ ૪૫–૫૦ માઈલથી વધુ હોવાનો જણાય છે. મૈત્રકોનાં દાનશાસનોમાં खेटक विषयના આ એક જ આહારનો ઉલ્લેખ ઉપલબ્ધ છે તેથી ખેટક વિષયની અંદર બીજા કયા અને કેટલા આહાર હશે એ વિષે કંઈ જાણવા મળતું નથી. દાનશાસનોમાં આવતા બીજા વિભાગોના ઉલ્લેખો પરથી જણાય છે કે खेटक आहारની દક્ષિણે भरुकच्छ विषय દક્ષિણ-પૂર્વે शिवभागपुर विषयને પૂર્વે सूर्यापुर विषय આવેલો હતો. भरुकच्छ विषयમાં ભરૂચ ને જંબૂસરનો સમાવેશ થતો, शिवभागपुर विषयમાં પાવાગઢ પાસે આવેલા શિવરાજપુરનો, ને सूर्यापुर विषयમાં ગોધરા (गोद्रहक)નો, ખેટક આહારનો વિસ્તાર પશ્ચિમે બનતા સુધી सुराष्ट्रની સરહદ સુધી હશે ને सुराष्ट्रમાં આવેલો वर्धमान (વઢવાણ) मुक्तिનો વિભાગ એની અડોઅડ આવ્યો હશે. खेटक विषयનો પશ્ચિમ દક્ષિણ ને પૂર્વ દિશાનો વિસ્તાર પણ આટલે સુધી જ હશે. પરંતુ ઉત્તરમાં એનો વિસ્તાર કયાં સુધી હશે એ નિશ્ચિત કરવું મુશ્કેલ છે. ખેટક વિષયમાં ખેટક આહાર ઉપરાંત અન્ય

આહાર હોય તો તે આ પ્રદેશમાં આવ્યા હોવા જોઈએ. ચીની પ્રવાસી યુઅન શુઆંગની નોંધ પરથી જણાય છે કે ખેટક વિષયની ઉત્તરે આનંદપુર (વડનગર) ને વાટપલ્લી (વાલી) નામે બે વિષય આવ્યા હોવા જોઈએ. ગમે તેમ, ઉપર જણાવેલા ઉપલબ્ધ ઉલ્લેખો પરથી જણાય છે કે પ્રાચીન કાળના ખેટક વિષયનો વિસ્તાર હાલના ખેડા જિલ્લાના વિસ્તાર કરતાંય વધારે હતો.

**મૈત્રકકાળના ઉલ્લેખોવાળાં ગામો:** મૈત્રક રાજ્યનાં દાનશાસનોમાં આવતાં ખેટક આહારનાં ગામોનાં નામઠામ નીચે પ્રમાણે છે:—

| ક્રમાંક | વિષય | આહાર | પથક | ગામ | હાલનું નામ |
|---|---|---|---|---|---|
| ૧ | — | ખેટક | — | નદ્રીપ | નાંદેજ (બારેજડી પાસે) |
| ૨ | — | ખેટક | — | ચોસ્સર | ચોસર (બારેજડી પાસે) |
| ૩ | ખેટક | ખેટક | બણ્ડરિજ્જિદ્રિ | અશિલાપલ્લિકા | અસલાલી (અમદાવાદ પાસે) |
| ૪ | — | — | કાસહદ | આદ્રોટક | આદ્રોડા (બાવળા પાસે) |
| ૫ | ખેટક | ખેટક | કોણુક્ર | હસ્તિક(ના)પલ્લિકા | હાથનોલી (મહેમદાવાદ પાસે) |
| ૬ | — | ખેટક | સિંહપલ્લિકા | દેસુરક્ષિતિજ્જ | ડેસર (ડાસરા પાસે) |
| ૭–૯ | — | ખેટક | કોલંબ | વડુ સૌમાલિકા<br>સિંહમુહિજ્જ<br>વિશ્વપલ્લિકા | વાંઠવાળી<br>સિંહુજ<br>વણસોલ } (મહેમદાવાદ પાસે) |
| ૧૦–૧૨ | — | ખેટક | નગરક | દુડુદુહુ-દુહ્દુરિકા<br>જાહરણુપદ્રી<br>ગુડુપલ્લી | દેહેડા<br>લુણેજ<br>ગુડેલ } (ખંભાત પાસે) |
| ૧૩ | — | — | કાશહદ | રાક્ષસક | ? — |
| ૧૪–૧૮ | — | ખેટક | નગરક | દેપાપદ્રી<br>રોહણીવર્જ<br>કવિત્થાવિક<br>ગણ્ડક | ?<br>રૌહણુજ<br>કોટાવી<br>ગાડા |
| ૧૯ | — | ખેટક | ઉપલહેટ | તાપસપલ્લિકા<br>મહિલાબલિ | ? —<br>મહેળાવ |

**ખેટકના ઉલ્લેખો ઉપરથી ફલિત થતી વિગતો:** ખેટક વિષયના ખેટકપુરનો ઉલ્લેખ મૈત્રકોનાં દસ દાનશાસનોમાં ઉપલબ્ધ છે. આમાંનાં પાંચ દાનશાસન રાજાઓએ ખેટકપુરની લશ્કરી છાવણીમાંથી જાહેર કરેલાં છે. ધરસેન ત્રીજાનાં વલભી સંવત ૩૦૪ (વિ. સં. ૬૭૯) ને ૩૦૫ (વિ. સં. ૬૮૦)માં, શિલાદિત્ય ત્રીજાનું વલભી સંવત ૩૫૨ (વિ. સં. ૭૨૭)નું, ને શિલાદિત્ય પાંચમાનાં વલભી સંવત ૪૦૩ (વિ. સં. ૭૭૮)નાં બે દાનશાસનો. બાકીનાં પાંચ દાનશાસનો ખેટકપુરમાં વસતા વિદ્વાન બ્રાહ્મણોને આપવામાં આવેલાં છે, તે પરથી ત્યાંના એ બ્રાહ્મણોમાં નામ, ગોત્રાદિની નીચે પ્રમાણે વિગત જાણવા મળે છે.

| નામ | | પિતાનું નામ | ગોત્ર | સ્વાધ્યાય | નિવાસ | મૂળ વતન |
|---|---|---|---|---|---|---|
| ૧ | વિષ્ણુમિત્ર | ——મિત્ર | શાર્કરાક્ષિ | બહ્વૃચ | ખેટક | આનર્તપુર |
| ૨ | માત્રાકાલ | સ્કન્દવસુ | ભારદ્વાજ | છન્દોગ | ખેટક | ગિરિનગર |
| ૩ | અદિતિશર્મા | નાગશર્મા | પારાશર | વાજસનેયિ | ખેટક | ઉદુમ્બરગહ્વર |
| ૪ | નારાયણમિત્ર | કેશવમિત્ર | શાર્કરાક્ષિ | બહ્વૃચ | ખેટક | આનન્દપુર |
| ૫ | નાધૂ્ય | સાન્દ | તાપસ | — | ખેટક | ગિરિનગર |

આ પરથી માલૂમ પડે છે કે આનર્તપુર – આનંદપુર ને ગિરિનગર જેવાં પ્રસિદ્ધ નગરોના બ્રાહ્મણો વતન તજી કેટલીક વાર ખેટકપુરના નિવાસી બનવાનું પસંદ કરતા હતા. આ બ્રાહ્મણો શાર્કરાક્ષિ, ભારદ્વાજ ને પારાશર જેવાં વિવિધ ગોત્રોના હતા ને તેઓ ઋગ્વેદની બહ્વૃચ, યજુર્વેદની વાજસનેયિ ને સામવેદની છન્દોગ શાખાના અભ્યાસી હતા. એમનાં નામ અદિતિ, વિષ્ણુ, ને નારાયણ જેવા દેવ નામો પરથી પડતાં ને એને છેડે મિત્ર, શર્મા, ઇત્યાદિ નામાન્ત લગાડવામાં આવતાં. વલભી સંવત ૩૭૭ (વિ. સં. ૭૧૨) ના દાનશાસનમાં જણાવેલો આનન્દપુરનો નારાયણમિત્ર વલભી સંવત ૩૩૦ (વિ. સં. ૭૦૫)માં કાસર ગામનો નિવાસી હતો, તે ગામ પેટલાદ તાલુકાનું કાસર ગામ હોવું જોઈએ. આ ગામમાં અગાઉ નાગર બ્રાહ્મણોની વસતી ઘણી હતી એ સુવિદિત છે. આ ગામ એ સમયે ખેટક આહારના કયા પથકમાં ગણાતું હશે એ નક્કી કરવું મુશ્કેલ છે. ધ્રુવસેન ત્રીજાના વલભી સંવત ૩૩૪ (વિ. સં. ૭૦૯)ના દાનશાસનમાં જણાવેલી ભૂમિ શિવભાગપુર વિષયમાં આવેલી હતી, પરંતુ એ દાન લેનાર બ્રાહ્મણ ભટ્ટિ –ભટ્ટનું નિવાસસ્થાન મહિચ્છક જેનું રુપાન્તર મહિષક થાય છે, તે ગામ નડિયાદ તાલુકાનું આવેલું મહિસા હોવું જોઈએ. આ સ્થળ નિર્ણય અનુસાર કાસરની જેમ મહિષક પણ ખેટક વિષયની અંદર આવેલું જણાય છે. આમ મૈત્રક રાજ્યમાં દાનશાસનોમાં ખેટક વિષયનો, ખેટક આહારનો, ખેટક આહારના સાત પથકોનો, એ પથકોનાં વડાં મથકોનો, ખેટકપુરનાં, ખેટક વિષયનાં બીજાં બે ત્રણ નગરોનો ને ખેટક આહારનાં ૧૯ ગામોનો એમ એકંદરે ત્રીસેક પ્રાચીન સ્થળોનો નિર્દેશ ઉપલબ્ધ છે.

મૈત્રક રાજ્યનાં દાનશાસનોમાં બે શાસનનાં તામ્રપત્ર ખેડામાંથી મળેલાં છે, તેમાં જણાવેલાં દાન ખેટક આહારનાં ગામોની ભૂમિમાંથી ખેટક નિવાસી બ્રાહ્મણોને દેવામાં આવેલાં છે. આથી આ દાનશાસનોમાં જણાવેલું ખેટક એ હાલનું ખેડા હોવા વિષે મતનિર્વિવાદ ઠરે છે. ખેડા જિલ્લામાં આવેલા અલીણા ગામમાંથી મૈત્રકોનાં ચાર દાનપત્ર મળ્યાં છે, તે પણ ખેટક નિવાસી બ્રાહ્મણોને ખેટક આહારની ભૂમિ સાથે ઘણો સંબંધ ધરાવે છે. ખેટકપુરમાં રહેતા એ બ્રાહ્મણોનાં કુટુંબ પાછળથી ખેડા છોડી અલીણા રહેવા ગયાં હોય એવો સંભવ ખરો. કાશરદ પથકને લગતું એક દાનપત્ર કાસિન્દ્રામાંથી મળ્યું છે ને મરિચ્છકને લગતું એક દાનપત્ર કપડવણજમાંથી મળ્યું છે એ પણ નોંધપાત્ર છે.

આ દાનશાસનોમાં આવતી હકીકત પરથી એવું ફલિત થાય છે કે મૈત્રકકાળ (વિ. સં. ૫૨૫-૮૪૫) દરમિયાન મધ્ય ગુજરાતનો પ્રદેશ વહીવટની દૃષ્ટિએ ખેટક વિષય તરીકે ઓળખાતો ને એ વહીવટી વિભાગ વલભીપુરના મૈત્રકોની રાજસત્તા નીચે હતો. ઈ. સ. ૬૪૦ના અરસામાં ચીની પ્રવાસી યુઅન શુઆંગે (જેને પહેલાં 'હ્યુએન સિઅંગ' કહેતા), સમસ્ત ભારતના પ્રવાસ દરમિયાન ગુજરાતની મુલાકાત લીધી, ત્યારે તે દક્ષિણમાંથી પહેલો ભરુકચ્છ આવેલો ને પછી ત્યાંથી માલવ ને વલભી થઈ તે ખેટક આવ્યો હતો ને ખેટકથી પછી વલભી ગયો હતો. 'ખેટક' માટે એ 'ખેચ' ('Ki-ta') રૂપ વાપરે છે, જે હાલના 'ખેડા' સાથે વધુ સામ્ય ધરાવે છે. આ ખેટકદેશનો ઘેરાવો ૩૦૦૦ લી અર્થાત્ ૫૦૦ – ६०० માઈલ જેટલો હતો ને ખેટકપુરનો ઘેરાવો ૨૦ લી અર્થાત્ લગભગ ૪ માઈલ જેટલો હતો. યુઅન શુઆંગ ખેટક તેમજ આનંદપુરને માલવાના શાસનતંત્ર નીચે રહેલું જણાવે છે ને એની બીજી બધી બાબતો માલવ સાથે સરખાવે છે. માલવનો ઘેરાવો ૧૦૦૦ માઈલ જેટલો જણાવવામાં આવ્યો છે. તેમાં ખેટક ને આનંદપુરનો સમાવેશ થયેલો ગણાય છે. 'આ પ્રદેશની જમીન ફળદ્રુપ છે ને એમાં ફળફૂલ, વૃક્ષાદિકની તેમ જ ધનધાન્યની ઘણી સમૃદ્ધિ છે. વસતી ગાઢ છે. લોકો વિનયી ને ગુણવાન છે ને સામાન્યત: સતેજ બુદ્ધિ ધરાવે છે. એમની ભાષા ભવ્ય અને વિશદ છે ને એમનામાં વિપુલ અને અગાધ વિદ્યા છે.' આવું એણે આ પ્રદેશનું ને એના લોકોનું વર્ણન કરેલું છે.

**બૌદ્ધ વિહારો : સાતમી સદીમાં :** યુઅન શુઆંગના સમયમાં ખેટક દેશમાં દસેક બૌદ્ધ સંઘારામ (વિહાર) હતા ને તેમાં લગભગ હજાર ભિક્ષુઓ રહેતા હતા. એ હીનયાન તેમજ મહાયાન એ બંને યાનના અનુયાયીઓ હતા. યુઅન શુઆંગના પ્રવાસનો હેતુ બૌદ્ધ ધર્મના અભ્યાસ અંગેનો હોવાથી એ ઇતર ધર્મોને લગતી માહિતી ઘણી ઓછી ને ઓછી આપે છે. ખેટક વિષેની નોંધમાં તે જણાવે છે કે ત્યાં પચાસ સાઠ દેવાલયો છે ને તેમાં પરધર્મના અનેકાનેક લોકો જોવામાં આવે છે. યુઅન શુઆંગ ખેટકને માલવના પાટનગરથી ઉત્તરપશ્ચિમે ૫૦ માઈલના અંતરે જણાવે છે ને ત્યાં જતાં ત્રણ દિવસ લાગે એમ નોંધ છે, પણ એની પ્રવાસ નોંધની આ વિગતો ઘણી વાર વિશ્વાસપાત્ર જણાતી નથી.

**રાષ્ટ્રકૂટોનો સમય : આઠમી નવમી સદી :** મૈત્રક રાજ્યની સત્તા વિ. સં. ૮૪૫માં અસ્ત પામી પછી ખેટક વિષય પર મહારાષ્ટ્રના રાષ્ટ્રકૂટ રાજાઓની સત્તા જામી. મૈત્રક કાળ દરમિયાન નાંદીપુરીના ગુર્જરરાજ વંશની સત્તા ભરુકચ્છ (ભરૂચ), અક્રૂરેશ્વર (અંકલેશ્વર) ને સંગમખેટક (સંખેડા) વિષય પર પ્રવર્તતી. એ રાજ્યનાં દાનશાસનોમાં જંબૂસરના બ્રાહ્મણોને અપાયેલાં કેટલાંક દાનશાસનોનાં તામ્રપત્રો ખેડામાંથી મળ્યાં છે તે પરથી તે સમય બાદ ખેડાની વધેલી મહત્તાનો ખ્યાલ આવે છે. **આ દાનશાસનો ઈસવી સાતમી સદીના પૂર્વાર્ધનાં છે.** રાષ્ટ્રકૂટોની સત્તાના ઉદય સમયે દન્તિદુર્ગ (લગભગ ઈ. સ. ૭૪૫-૫૬) ના પિતા ઇન્દ્ર બીજાએ ખેટકમાંથી ચાલુક્ય રાજપુત્રી ભવનાગાનું રાક્ષસવિવાહથી હરણ કર્યું હતું તે બનાવ વસ્તુતઃ મૈત્રકકાળ દરમિયાનનો છે ને તેથી તે સમયે ત્યાં કયું ચાલુક્ય રાજકુલ સંબંધ ધરાવતું હશે એ નક્કી કરવું મુશ્કેલ છે. દન્તિદુર્ગે લાટ પર મહી નદી સુધી વિજય કૂચ કરી હતી. વિ. સં. ૮૪૫માં મૈત્રક રાજ્યનો નાશ થતાં ધ્રુવ ધારાવર્ષે ને તેના પુત્રે એ તકનો લાભ લીધો હતો. ખેટક પર રાષ્ટ્રકૂટોની સત્તા ગોવિંદ ત્રીજાના સમય ( ઈ. સ. ૭૯૪-૮૧૩ ) સુધીમાં ચોક્કસ પ્રસરી ચૂકી હતી. આ રાજાએ લાટદેશમાં રાષ્ટ્રકૂટોની અલગ શાખા સ્થાપી એનો વહીવટ પોતાના નાના ભાઈ ઇન્દ્રને સોંપ્યો. આ પ્રદેશ વહીવટી દૃષ્ટિએ હવે लाट मण्डल કહેવાતો ને એના રાજા लाटेश्वर કહેવાતા. આ લાટમણ્ડલનું પાટનગર ખેટક હતું ને તેની સત્તા છેક દર્પપુર ( હરસોલ ) સુધી પ્રવર્તતી એમ વલભી સંવત ૪૭૦ (વિ. સં. ૮૪૫) ના તાજેતરમાં હિલોલથી મળેલા દાનશાસન+ પરથી સ્પષ્ટ થાય છે. આ દાન દેનાર રાજાનું નામ કક્કરાજ છે. એ પછી સુવર્ણવર્ષ કર્કરાજ નામે રાજાનાં ચાર દાનશાસન ઉપલબ્ધ છે, જેની મિતિ શક ૭૩૪-૪૬ છે. આ શાખાનાં દાનશાસનોમાં શક ૮૧૦ સુધીની મિતિ મળે છે, પરંતુ લાટ દેશ પર રાષ્ટ્રકૂટોની મુખ્ય શાખાની સત્તા છેક દસમી સદી સુધી ચાલુ રહી હતી એમ શક ૮૫૨ ( ઈ. સ. ૯૩૦ ) ના દાનશાસન પરથી જાણવા મળે છે. પ્રસ્તુત દાનશાસનમાં लाटदेश अन्तर्वर्ती खेटक मण्डलનો ઉલ્લેખ આવે છે. શક ૮૩૨ ( ઈ. સ. ૯૧૦ ) ના દાનશાસનમાં ખેટક હર્ષપુર-કાસદ્રહના વિભાગ પર, ખાસ કરીને હર્ષપુરના ૭૫૦ ગામોના વિભાગ પર પ્રચણ્ડ નામે સામંતની સત્તા પ્રવર્તતી હતી. શક ૭૪૦ ના દાનશાસનમાં જણાવેલો મહાસામંત ચંદ્રાદિત્ય એ આ સામંતનો પૂર્વજ હશે. **હર્ષપુર વિભાગમાં આવેલ કર્પર વાણિજયનું ચોરાસી ગામોનું જૂથ કપડવણજની આસપાસ આવેલું હતું.**

**દસમી સદીથી તેરમી સદીના અંત સુધી :** વિ. સં. ૧૦૦૦ના અરસામાં ખેટકમંડલ પર માલવાના પરમાર વંશનું આધિપત્ય જામ્યું એમ સીયક બીજાનાં વિ. સં. ૧૦૦૫નાં દાનશાસનો પરથી જાણવા મળે છે. મૂળરાજ સોલંકીએ વિ. સં. ૯૯૮માં ઉત્તર ગુજરાતમાં આવેલા સારસ્વત મંડલમાં રાજસત્તા સ્થાપી ત્યાર પછી થોડા વખતમાં એમની સત્તા ધીમે ધીમે છેક લાટદેશ સુધી પ્રસરી, સિદ્ધરાજ જયસિંહના પિતા કર્ણદેવના સમયમાં શક ૯૯૬ ( વિ. સં. ૧૧૩૧ ) નાં દાનપત્રો પરથી જણાય છે તેમ કર્ણદેવના સમયમાં તો સોલંકી વંશની રાજસત્તા છેક નવસારી સુધીના લાટદેશ પર પ્રસરી ચૂકી હતી. लाटदेश-लाटमण्डलમાં હવે ખેટકમણ્ડલનો અલગ ઉલ્લેખ ભાગ્યે જ આવે છે. પરંતુ ઈ. સ. ૧૩૦૦ના અરસામાં ગુજરાત પર મુસ્લિમ સુલતાનોની સત્તા જામી ત્યાં સુધી આ પ્રદેશ પર સોલંકીઓની સત્તા ચાલુ રહી હતી એ નિઃસંશય છે.

---

* આ વિષેનો આ જ લેખકનો લેખ 'બુદ્ધિપ્રકાશ,' ઑક્ટોબર, ૧૯૫૨ના અંકમાં પૃ. ૨૯૪ ઉપર છપાયો છે. એનું મથાળું : '**મહાસામંત ચંદ્રાદિત્યનું અપ્રસિદ્ધ દાનપત્ર.**'

# ૪

# ચરોતરના પ્રાચીન ધોરી માર્ગો

**પરિચય :** હાલના ખંભાત બંદર પહેલાં, તેની નજીક આવેલું નગરા ગામ મહીનગર તરીકે ઓળખાતું જગપ્રસિદ્ધ બંદર હતું, એના ઉલ્લેખો આ પુસ્તકમાં થયેલા છે. આ મહીનગરથી સોજિત્રા થઈ ઘણા માર્ગો ઉત્તરે અને પૂર્વે આખા હિંદમાં ફેલાયા હતા. એની માહિતી આ પ્રકરણમાં શ્રી ભાઈલાલભાઈ દ્વાભાઈ પટેલે ખાસ તૈયાર કરી આપેલા લેખને આધારે આપી છે.

પ્રાચીન ધોરીમાર્ગોની ભૂગોળ, પહોળાઈ, વાહનવ્યવહાર, વગેરે માહિતી ઉપરાંત છેવટના ભાગમાં એક ગ્રીક લેખકના પુસ્તકમાં વર્ણવેલા મીનનગરને મહીનગર તરીકે લેખકે ઓળખાવ્યું છે, એ ઉપરથી મહીનગર ઈ. સ. ની ત્રીજી સદીમાં આબાદ હતું એમ ઠરે છે. આ રીતે આ પ્રદેશની પ્રાચીનતા ઇસવીસનની પહેલી સદી નજીક પહોંચે છે.

**મહીનગરની પાછળનો પ્રદેશ :** મહીનગર બંદરેથી અનેક ધોરીમાર્ગો નીકળવાનું કારણ એ હતું કે એ બંદરની પાછળ મધ્ય અને ઉત્તર ગુજરાતનો રસાળ પ્રદેશ આવેલો હતો. સૌરાષ્ટ્રનો પણ અમુક ભાગ એમાં હતો. ઉત્તર હિંદ માટે તો નગરા બંદર પશ્ચિમને દરિયા કાંઠે છેલ્લામાં છેલ્લું બંદર હતું. એટલે ઉત્તર અને પૂર્વ હિંદના વેપારીઓ આ બંદર મારફતે જ બહારના જગત સાથે વેપાર ખેડી શકતા. આમ મહીનગર બંદરે આખા હિંદનો માલ દેશાવર જવા આવતો અને દેશાવરનો માલ પણ આ બંદરેથી હિંદના અંદરના ભાગોમાં જતો. આ રીતે પ્રાચીન મહીનગર, હાલના મુંબઈ બંદરની માફક, આખા જગતનું એક અગત્યનું અને પ્રખ્યાત વેપારી મથક હતું.

**પહેલો માર્ગ : તારાપુરથી સોજિત્રા સુધી :** નગરાની પશ્ચિમ બાજુએ ભાલનો નીચાણ પ્રદેશ હતો. જેથી પશ્ચિમ દિશાએ કોઈ પણ ધોરી માર્ગની શક્યતા નહોતી. નીચાણના પ્રદેશમાં ચોમાસાનું પાણી ભરાઈ રહે એટલે ચાર પાંચ માસ સુધી તો રસ્તા સ્વાભાવિક રીતે તદ્દન બંધ રહે, અને બાકીના વખતમાં પણ ખડબચડી સખત માટી હોવાથી ધોરી માર્ગો માટે તે જગા નકામી થઈ પડે. નગરાથી બીજો અનુકૂળ માર્ગ તારાપુર થઈ સોજીત્રાનો હતો. આ રસ્તો રાહદારીઓ માટે લગભગ બારેય મહિના માટે ખુલ્લો હતો. તે વખતે માલ લાવવા લઈ જવાના સાધનોમાં મુખ્યત્વે પોઠો હતી. વખારામાં ગધેડાં, ઘોડાં, ઊંટ અને ગાડાંનો ઉપયોગ પણ થતો હતો. આ ધોરી માર્ગો એકલા વેપારના જ માર્ગો નહોતા પણ સાથે સાથે લશ્કરોની આવજા કરવા માટેના પણ માર્ગો હતા.

**પ્રાચીન માર્ગોની રચના-પહોળાઈ :** ચાણક્યના અર્થશાસ્ત્રમાં (જે ઈ. સ. પૂર્વે ૩૦૦ના અરસામાં લખાયું હતું તેમાં) આ ધોરી રાજમાર્ગો માટે ઘણી બારીકાઈથી નિયમો ઘડવામાં આવેલા બતાવેલા છે. મૌર્ય વખતમાં અફઘાનિસ્તાનના પશ્ચિમ છેડે આવેલા હેરત શહેરથી લઈને અટક આગળ થઈને ત્યાંથી તક્ષશિલા, લાહોર, દિલ્હી, કનોજ, પાટલીપુત્ર, ચંપાથી ગંગા અને સમુદ્રકાંઠે આવેલા તામ્રલિપ્તિ–તામલુક–બંદર સુધીનો એક ધોરી માર્ગ બંધાવેલો હતો. આ રસ્તા ઉપર દરેક કોસે (કોસ એટલે બે ગાઉ) અંતર દર્શાવનારા સ્થંભો ચણવામાં આવ્યા હતા. રસ્તાની બંને બાજુએ ફળાઉ ઝાડો વવડાવ્યાં હતાં. ચાર ચાર કોસ ઉપર વિશ્રામસ્થાનો બંધાવ્યાં હતાં, કૂવાઓ ખોદાવ્યા હતા અને પોઠો માટે કે લશ્કરને ઊતરવા માટે વિશાળ જગાઓ અનામત રખાઈ હતી અને તેમાં પણ વૃક્ષો વવડાવ્યાં હતાં. મુખ્ય ધોરી રસ્તાઓની પહોળાઈ લગભગ સો ફૂટ જેટલી રખાતી હતી. નાનામાં નાના રસ્તાઓ જંગલોમાં બનાવેલા હતા. તે પણ આશરે ૧૬–૧૮ ફૂટની પહોળાઈથી સાંકડા ન હોવા જોઈએ એમ અર્થશાસ્ત્રમાં લખાણ છે.

**પ્રાચીન માર્ગોનાં એંધાણ : વિસામા :** આ દૃષ્ટિએ જોતાં નગરાથી નીકળતા રસ્તા પણ જો સો ફૂટના પહોળા હોય, તો એમાં આપણે કંઈ આશ્ચર્ય પામવાનું નથી. આજે પણ સોજિત્રાથી પીપળાવને રસ્તે એ સો સો ફૂટ પહોળા રસ્તાઓના અવશેષ દેખાય છે. તેમાં 'વિસામા' મુખ્ય એંધાણ છે. આપણા લોકો શીરબોજ ઉતારીને માણસ આરામ લઈ શકે તેટલા માટે વિસામા કરાવતા. સોજીત્રાથી પીપળાવ જવાને રસ્તે આવો એક વિસામો છે, જેનું તળ નીચેના રસ્તાના તળ કરતાં ૧૫ ફૂટ ઊંચું છે. એટલે વિસામાનું માથું આજના રસ્તાના તળ કરતાં લગભગ ૨૦ ફૂટ ઊંચું છે. રસ્તાઓ તો કાળે કરીને ધોવાયા, પણ રસ્તાની છેવટની હદ જે ખેતરને લાગુ હતી અને જ્યાં વિસામો બંધાયો હતો તે વિસામો એની એ અસલ સ્થિતિએ રહ્યો છે. અગાસની

નજીકમા પણ આના મોટા ફૂટના રસ્તાઓના અવશેષો છે અને અડાસ એ તો નગરાથી, ડભોઈ થઈ ધારા જવાના ધોરી માર્ગ ઉપરનુ સ્થાન છે આ પ્રમાણે બીજા અનેક સ્થળોએ આના પહોળા રસ્તાના સ્મારક ચિહ્ન રહેલા તપાસ કરવામા આવે તો મળી આવશે

**સોજિત્રાથી ફંટાતા માર્ગો : સોજિત્રાથી ધોળકા**

ઉપર પ્રમાણે નગરાથી સોજિત્રા નીકળતો માર્ગ લગભગ ગો ફૂટ પહોળો હતો, અને ત્યાંથી સોજિત્રાથી જુદી જુદી દિશાઓમા ફંટાતા માર્ગો પણ લગભગ એટલા જ પહોળા હતા **સોજિત્રાથી એક માર્ગ ધોળકા જતો હતો.** અસામની આગળ આ માર્ગ સાબરમતીને ઓળગતો હતો

**ચીની મુસાફર યુઆન શુઆંગનો ઉજ્જૈનથી ખંભાત-નો માર્ગ :** પ્રખ્યાત ચીની મુસાફર યુઆન શુઆગ જ્યારે ગુજરાતમા આવ્યો હતો ત્યારે તે પ્રથમ ઉજ્જૈનથી ખભાત ગયો હતો ઉજ્જૈનથી ખભાત જતા તેણે ઈટવાડા ગામ નજીક મહીસાગર ઓળગી હતી મહીસાગરને કાઠે એક મોટુ શહેર ખડેર થઈ જવાથી ઘણા મોટા વિસ્તારમા તેની ઈટો પથરાયેલી હોવાથી તેની નજીકમા વસેલું આ ગામડુ ઈટવાડા તરીકે ઓળખાય છે આ ગામ મહીસાગરને દક્ષિણ કાઠે છે અને મહીસાગરને ઉત્તર કાઠે જે **ખાનપુર** ગામ આવેલુ છે તેથી થોડેક ઉપર મહીસાગર ઓળગવાનો આ માર્ગ જૂના વખતમા પસાર થતો હતો આ માર્ગથી ઉપરની બાજુ પથ્થરો છે પથ્થરોને કોરીને મહીસાગરે તેમાંથી પોતાનો માર્ગ કર્યો છે અને જ્યા પથ્થરો પૂરા થાય છે તે સ્થળે મહીસાગરનુ આ ઊતરાણ આવેલુ છે ત્યાંથી સામે કાઠે નજીકનુ મોટુ ગામ પાંચેક માઈલ દૂર ઓડ આવી શકે આ સ્થળ આગળથી યુઆન શુઆગે મહીસાગર ઓળગી હોવી જોઈએ એવુ માનવાને એક કારણ એવુ છે કે એની મુસાફરીના વર્ણનમા એણે લખ્યુ છે કે જે સ્થળે એણે મહીસાગર ઓળગી તે સ્થળે બ્રહ્મપુરી નામનુ શહેર હતું, અને તે શહેર મહી જ્યા પૂર્વવાહિની થાય છે ત્યા જે વળાક બનેલો છે તે વળાક ઉપર આવેલુ હતું ઈટવાડાથી મહી નદી ઓળગવા માટે જે રસ્તો જાય છે તે રસ્તાની નજીકમા જ મહી નદીના ઊચા કાઠા ઉપર દૂર દૂર પથરાયેલા ઈંટોના રોડાં મળી આવે છે મકાનોના પાયા પણ ખુલ્લા પડેલા દેખાય છે અને ટેકરા ઉપરના થરમા ગુપ્ત સમયની ઈંટો મળી આવે છે તે સ્થળે મહી નદી પૂર્વવાહિની બનેલી છે અને પછીથી તે પાછો બીજો વળાક લઈ પશ્ચિમ દિશા તરફ આવી જાય છે અને જ્યા પૂર્વવાહિની થયેલી છે તે વળાક ઉપર આ ખડેરો આવેલા છે એથી માનવાને કારણ મળે છે કે ઉજ્જૈનથી નીકળી ગુજરાતમા આવતાં એણે મહી નદીને આ સ્થળે ઓળગી હોવી જોઈએ ગુજરાતનો આ ભાગ આજે પણ માળ તરીકે ઓળખાય છે યુઆન શુઆગ પણ એને માટે માળવા (મોલોપો) શબ્દ વાપરે છે, તે બરાબર છે ઓડ પાસેના ભરોડા ગામમા પચાસ ફૂટ વ્યાસનો કૂવો છે ઓડમા પણ ગુપ્ત કાળની જૂની ઈંટો નીકળે છે એટલે જરૂર આ સ્થળ ગુજરાતમાંથી ઉજ્જૈન જવાના જે અનેક માર્ગો હતા તે પૈકીના એક માર્ગ ઉપર આવેલુ હોવુ જોઈએ તે વખતે ઊમરેઠનું વસિયાણુ થયેલું નહોતુ, પણ નજીકમા જ **થામણા** (સ્થભનપુર) નામનુ એક પુરાણુ નગર હતુ, જે આ ધોરી માર્ગ ઉપર આવેલુ હોવુ જોઈએ જૈન ગ્રથોમા પ્રખ્યાત રસશાસ્ત્રી – કેમિસ્ટ – નાગાર્જુન શેટિકા – શેઢી – નદીને કાઠે આવેલા સ્થભનપુરમા રહેતો હતો એવો ઉલ્લેખ છે યુઆન શુઆગ ખભાતથી નીકળીને વલભી જાય છે, તે વખતે સાબરમતી નદીનું ઊતરાણ એણે **અસામલી** આગળ કરેલુ છે શ્રી મુનશી લખે છે કે યુઆન શુઆગે સાબરમતીને અસલાલી આગળ ઓળગી હતી પણ તે એમની ભૂલ છે અસલાલી સાબરમતીથી દૂર છે અને યુઆન શુઆગે લખેલા ગામના નામનુ સાદૃશ્ય જેમ અસામલી સાથે થાય તેમ અસલાલી સાથે પણ થઈ શકે અસામલી નામની શ્રી મુનશીને ખબર ન હોવાથી તેમણે તે સ્થળ અસલાલી હશે એમ માન્યુ છે

ખરી રીતે તો સાબરમતી જ્યાં સમુદ્રને મળે છે ત્યાંથી બને કાઠે ભાલની નીચી જમીન હોવાને લીધે સાબરમતીને ઓળગવા માટે સૌથી પ્રથમ ધોરી માર્ગ ફક્ત અસામલી આગળ જ આવી શકે છે અને તેથી જ સૌરાષ્ટ્ર અને ગુજરાતને જોડતો સીધો, ટૂકામા ટૂકો, રસ્તો તે સોજિત્રાથી ધોળકાનો જ છે અને એ રસ્તો અસામલી આગળ થઈને પસાર થાય છે વૌઠાનો મેળો પણ આ સ્થળની નજીકમા જ ભરાય છે આ કારણથી સૌરાષ્ટ્ર તરફનો બધો માલ ધોળકા ભેગો થતો એ ગુજરાત તરફ આવતા ધોરી માર્ગોનું કેન્દ્ર બન્યુ હતું, અને ઘણા જૂના કાળથી ધોળકા વેપારનુ તેમ જ રાજ્યરક્ષણનું એક અગત્યનુ સ્થાન હતુ

**સોજિત્રાથી નીકળતા બીજા માર્ગો :** સોજિત્રાથી બીજો નીકળતો ધોરી માર્ગ તે માતર, ખેડા થઈને આશાવળ થઈને મારવાડ તરફ જતો હતો આ રીતે માતર ખેડા, અને માતર સોજિત્રા વચ્ચે આવતુ **વસો,** અને ખેડા સોજિત્રા વચ્ચે આવતુ **પીજ** એ બે બાજુના પુરાણા ગામ છે અને

લાગે છે કે પીજની પ્રાચીનતા તો વસો કરતાં પણ વધારે છે. આશાવળની જ જગાએ સિધ્ધરાજના પિતા કર્ણદેવે કર્ણાવતી શહેર વસાવ્યું અને ત્યાં આગળ પાછળથી અહમદશાહે અમદાવાદ વસાવ્યું. આ ધોરી માર્ગને લીધે જ અસલથી અમદાવાદના સ્થળનું ઘણું મહત્ત્વ હતું. આશાવળથી આ રસ્તો આગળ જતાં કડી થઈને પાટણ જતો હતો અને પાટણથી આગળ શ્રીમાળ જતો હતો. શ્રીમાળ ઘણું જૂનું શહેર હતું, પણ જ્યારે પ્રતિહાર ગુર્જરોની રાજધાનીનું શહેર તે બન્યું ત્યારે ખંભાતથી શ્રીમાળ જતા રસ્તાનું મહત્ત્વ વધ્યું અને તે ધોરી માર્ગના રક્ષણને માટે અણહીલપુર પાટણની સ્થાપના થઈ. આ પ્રમાણે ખેડાની સ્થાપના પણ આ ધોરી માર્ગના રક્ષણને માટે જ થયેલી હતી. આ ધોરી માર્ગો ઉપર અમુક અમુક અંતરે જે લશ્કરી થાણાં મુકાતાં હતાં તે આવાં અગત્યનાં સ્થાનોએ ગોઠવાતાં હતાં. ચાવડા રજપૂતોએ અણહીલપુર પાટણની સ્થાપના કરી તે પહેલાં તેમનું થાણું પંચાસરમાં હતું અને પંચાસર આશાવળથી નગરપારકર જવાના રસ્તા ઉપર હતું. એ રસ્તે ગુજરાતનો અને થરપાર્કરનો વેપાર ચાલતો હતો. શ્રીમાળ ઉપર આરબોએ વારંવાર હુમલા કરવાથી અને શ્રીમાળ વારંવાર લૂંટાવાથી ગુર્જરોએ પોતાની રાજધાની મંડોળમાં સ્થાપી. મંડોળ જોધપુરથી ૧૫ માઈલ દૂર આવેલું છે. એટલે એક બીજો ધોરી માર્ગ ઊભો થયો જે મંડોળથી ચંદ્રાવતી થઈ, સિધ્ધપુર થઈ, હાલના મહેસાણા–કલોલ થઈ આશાવળ આવતો, અને ત્યાંથી ખેડા સોજિત્રા થઈ ખંભાત જતો. પાટણ અને ચંદ્રાવતી વસ્યાં, તે વખતે નગરાને બદલે ખંભાત મુખ્ય બંદર થયું હતું.

ત્રીજો માર્ગ નગરાથી સોજિત્રા થઈ નડિયાદ, મહુધા, કપડવંજ ( કર્પટ વાણિજ્ય: કાપડનું એક મોટું બજાર હતું તેથી ) ચિતોડ, ગ્વાલિયર થઈ કનોજ તરફ જતો હતો. ચોથો માર્ગ પાટલીપુત્ર પહોંચતો હતો. ચિતોડ અને ગ્વાલિયર આ રીતે બહુ અગત્યનાં સ્થાનો હતાં. એક માર્ગ સોજિત્રાથી મહેળાવ, વડતાલ, ઓરિયાણી, થઈને ભાલેજ–ઓડ ઉપર થઈ ગોધરા દાહોદ, થઈ ઉજ્જૈન તરફ જતો હતો. મહેળાવથી ચકલાસી થામણા થઈને ગળતીશ્વર આગળ થઈને ગોધરા તરફ એક માર્ગ જતો હતો. ઊમરેઠ વસ્યા પછીથી ઊમરેઠ, ડાકોર, સાસરા થઈને ગોધરા તરફનો એક માર્ગ ઊભો થયો હતો. સોજિત્રાથી આશાપુરી, સુણાવ, કરમસદ, આણંદ, ભાલેજ, ઓડ થઈને પણ એક માર્ગ જતો હતો. સોજિત્રાથી પેટલાદ, મોગરી, નાવલી, નાપાડ, વાસદ, વડોદરા, ડભોઈ થઈને ધારાનગરી તરફનો એક ફાંટો જતો હતો અને વડોદરાથી પગરસ્તે એક બીજો ફાંટો ભરૂચ સુધીનો પણ હતો. ખંભાતથી હોડી મારફતે કાવી જવાતું. કાવી અને ગાંધાર એ બે મહીસાગરની દક્ષિણનાં બંદર હતાં. કાવીનું મૂળ નામ કાર્પાસિકા હતું, કારણ કે ત્યાં થઈને કાનમનો કપાસ નદી અગર દરિયા માર્ગે જુદે જુદે સ્થળે જતો અને કાવીથી ખંભાતનો માલ જંબુસર વગેરે સ્થળોએ થઈને આખા કાનમ ગાળાને પહોંચાડાતો. ખંભાતથી પેટલાદ સુધીનો પણ એક સીધો ધોરી માર્ગ હતો અને ખંભાતથી દહેવાણ સુધીનો પણ એક રસ્તો હતો અને દહેવાણથી મહીસાગર ઓળંગીને એ રસ્તો આગળ કાનમમાં જતો હતો. નગરા અને ખંભાત બન્નેનો ભરૂચ સાથે દરિયામાર્ગે સીધો વ્યવહાર હતો અને કેટલોક માલ પહેલાંના વખતમાં નગરાથી ભરૂચ જઈ ભરૂચથી તે ઇજિપ્ત, ગ્રીસ, રોમ વગેરે સ્થળોએ જતો.

**ખંભાત બંદરની જાહોજલાલીના ઉલ્લેખો :** યુઆન શુઆંગના લેખથી માંડીને અલ્બરૂની, માર્કોપોલો વગેરે પરદેશી મુસાફરોએ ખંભાત બંદરની નોંધ લીધેલી છે પાછળથી આ બંદરની અગત્ય એટલી બધી વધી હતી કે ગ્રીકો અને રોમનો જેને ભરૂચનો અખાત કહેતા હતા તે પાછળથી ખંભાતના અખાત તરીકે ઓળખાયો. સોલંકીઓના યુગમાં અને ગુજરાતના સુલતાનોના યુગમાં ખંભાતનું નામ યુરોપમાં એટલું બધું મશહૂર થઈ ગયું હતું કે ઇંગ્લંડની રાણી ઇલિઝાબેથ પહેલીએ હિંદુસ્તાનના અકબર બાદશાહને લખેલા પત્રમાં એણે અકબર બાદશાહને ખંભાતના રાજા – કિંગ ઑફ કેમ્બે – તરીકે ઉદ્બોધ્યો હતો.

**મહીનગરના ઉલ્લેખનો અભાવ : ખુલાસો :** ખંભાત બંદર મારફત વેપાર ચાલતો હોવાથી જો ખંભાતને આવી ખ્યાતિ મળી તો પછીથી ખંભાત બંદર સ્થપાતાં પહેલાં જો ત્યાં મહીનગર નામનું બંદર હોય તો તેનું નામ ગ્રીક મુસાફરો કેમ ન લખે ? આ પ્રશ્ન સાવ સાચો છે. જવાબ એ છે કે અત્યારનું નગરા જુઓ તો ત્યાં એક વિશાળ કિલ્લાના અવશેષો દેખાય છે. ગુજરાતમાં તો શું પણ હિંદમાં મળેલી જૂની મૂર્તિઓમાં સુંદરમાં સુંદર મૂર્તિઓ તરીકે સ્થાન લે એવી મૂર્તિઓ નગરામાંથી મળી આવી છે. નગરામાંથી મૌર્ય અને ગુપ્ત સમયની ઈંટો મળી આવી છે. ખંભાતના બંદરનાં જે બાર નામ ગણાવાયાં છે તેમાં પણ નગરાનું એટલે મહીનગરનું સ્થાન છે. વલભીનાં તામ્રપત્રોમાં મહીનગ-

સરહદનો આ પ્રદેશ છે. અંદરનો ભાગ જે સિથિયાની સરહદ ઉપર છે તેને અબેરિયા કહે છે અને એના સમુદ્ર કિનારા પરના પ્રદેશને સેરસ્રોને (Surastrone) કહે છે. આ પ્રદેશમાં પુષ્કળ અનાજ અને ચોખા પાકે છે અને તલનું તેલ પણ ખૂબ થાય છે. ઘી, મલમલ અને ઘણું જાડું કાપડ જે આ પ્રદેશના રૂમાંથી બને છે તે પણ આ પ્રદેશમાં પેદા થાય છે. આ પ્રદેશમાં અસંખ્ય ઢેર છે ત્યાંના રહેવાશીઓ પ્રચંડ શરીરના અને કાળા રંગના હોય છે આ પ્રદેશનું પાટનગર મીનનગર છે, જ્યાંથી સુતરાઉ કાપડ મોટા જથ્થામાં ભરૂચ જાય છે."

## અબેરિયા એટલે આભિરો

આમાં અબેરિયા શબ્દ આભિરો માટે વપરાયો છે એ સહેલાઈથી સમજી શકાય એવું છે થરપાર્કર, નગરપાર્કર, કચ્છ અને ઉત્તર ગુજરાતના પ્રદેશમા તે વખતે આભિરો–આહિરોની મોટી વસ્તી હતી પાછીથી તો એ લોકો સમગ્ર ગુજરાત અને લાટમાં પણ ઊતરી આવે છે ઈ સ. ના ત્રીજા સૈકામાં તો ગુજરાત, સૌરાષ્ટ્રમાં આભિરોનું રાજ્ય થાય છે અને આભિર રાજા ઈરાનના રાજાને યુદ્ધમાં મદદ કરવા ઈરાન સુધી જાય છે આ બધી તો હવે સાબિત થઈ ચૂકેલી વાતો છે સુરસ્રોને એ સૌરાષ્ટ્ર છે.

**બાકીનું વર્ણન : બાકીનું બધું વર્ણન ખેડા, અમદાવાદ અને મહેસાણા જિલ્લાના પ્રદેશને લાગુ** પડે છે. ખાસ કરીને પુષ્કળ અનાજ અને ચોખાનો પાક તો ચરોતર, દશકોશી અને ભાલનો પ્રદેશ એમાં થઈને જ થાય છે તલનું તેલ એ તો ચરોતરની ખાસિયત છે અને તલનું તેલ કાઢવા માટે ચરોતરમાં સેંકડો ઘાણીઓ દરરોજ ફરતી હતી તલનું તેલ ઈરાન, અરબસ્તાન અને ઇજિપ્ત સુધી જતું હતું અને ઇજિપ્તથી આગળ ગ્રીસ અને રોમ સુધી પહોંચતુ હતું ઘીને માટે ગુજરાત સૌરાષ્ટ્રમાં બે જ જગાઓ છે. ગુજરાતમાં ચરોતર અને સૌરાષ્ટ્રમાં નાઘેર. પણ ભરૂચ કે નગરાના બંદરથી જે ઘી જતું હતુ તે તો બધુ ચરોતરનુ જ. ચરોતરનું ઘી અરબસ્તાન, પૂર્વ આફ્રિકા અને ઇજિપ્ત સુધી જતુ હતું અને ચરોતર પાતળું અને જાડું બન્ને જાતનાં કાપડ બનાવવા માટે પ્રખ્યાત હતું. ખેડા, નગરા, પાછીથી ખંભાત, પેટલાદ, સોજિત્રા, નડિયાદ, કપડવંજ વગેરે સ્થળો બારીક કાપડ સફેદ અને રંગીન દરેક જાતનાં તૈયાર કરતાં હતાં અને જાડા કાપડમાં ખાદી, ચાદરો, ગોદડાં, મોદ વગેરે ચીજો તૈયાર થતી આ બધું વર્ણન ચરોતરના પ્રદેશને બરાબર લાગુ પડે છે અને સૌથી વિશેષ નોંધપાત્ર પ્રચંડ કાયાવાળા કાળા માણસો એ તો ચરોતરના પગીઓ, કોટવાળો, બારૈયાઓ અને સમુદ્રમાર્ગે વહાણવટું કરનારા ખારવાઓ, જેની ચરોતરમાં અગ્નથી જ વસતી હતી અને ભેંસો રાખવા ઉપર જેમનું જીવન હતું. (સૌરાષ્ટ્રમાં આ વર્ણનને મળતા આવતા માણસો નહિ દેખાય સૌરાષ્ટ્રના પ્રચંડ કાયાવાળા માણસોનો વાન ગૌર હોય છે.) અને આ પ્રદેશની રાજધાનીના શહેરનુ નામ મીનનગર આપેલું છે

## મઈસ એટલે મહી નદી

બેતાલીસમા પેરેગ્રાફમા લેખક મહી નદી માટે 'મઈસ' શબ્દ વાપરે છે જોકે બીજો ગ્રીક લેખક ટોલેમી મહી નદી માટે 'મોફિસ' શબ્દ વાપરે છે. પણ પેરિપ્લસમા તો દરેક સ્થળે મહી નદી માટે મઈસ શબ્દ વાપરેલો છે. મહીનગરને માટે આ રીતે મીનનગર લખાયુ હોય એ શકયતા વધારેમાં વધારે લાગે છે. પેરિપ્લસના વિવેચનમાં મી. મેક. ક્રિન્ડલ અનુમાન કરે છે કે મીનગર એ સૌરાષ્ટ્રનુ કોઈ શહેર હશે. આ એક અનુમાન છે. સૌરાષ્ટ્રમાં મીનનગર કે તેને મળતા કોઈ પણ શહેરનો પત્તો નથી, જેથી મીનનગરને સૌરાષ્ટ્રની રાજધાની માની શકાય નહિ એકંદર રીતે જોતાં પ્રદેશનું આપેલું વર્ણન આબેહૂબ ચરોતરને લાગુ પડે છે ચરોતરમા નગરાના કિલ્લા જેવાં મજબૂત કિલ્લાવાળાં ખેડા સિવાય બીજાં કોઈ શહેર નથી. નડિયાદ, પેટલાદ, કે બોરસદ, મહેમદાવાદ વગેરેના પાછળથી થયેલા કિલ્લાઓનો નગરાના કિલ્લા આગળ હિસાબ નથી. તેથી પેરિપ્લસમાં વર્ણવેલુ આર્યાવર્તના સમુદ્ર કાંઠાના આ પ્રદેશનુ રાજધાનીનું શહેર મીનનગર તે મહીનગર જ હોવું જોઈએ. આ પ્રદેશની ઉપરનો પ્રદેશ તે આભિરોનો પ્રદેશ અને આભિરોના પ્રદેશની સરહદ સિથિયાના પ્રદેશને લાગુ હતી, જ્યારે કચ્છ અને સૌરાષ્ટ્ર એ આર્યાવર્તમાં હતાં, અને દક્ષિણમાં ભરૂચ હતું. એ બધા ઉપરથી મીનનગર એ મહીનગર જ હોવું જોઈએ અને આ રીતે નગરાનો ઉલ્લેખ ગ્રીક વેપારીઓના ગ્રંથમાં પણ મળી આવે છે એમ કહી શકાય.

# ૫

# અલાઉદ્દીન ખીલજીથી મુઝફ્ફરશાહ ત્રીજા સુધી

ઈ. સ. ૧૨૯૭-૯૮ થી ૧૫૬૩ સુધી

**પરિચય:** આ અને એની પછીના પ્રકરણમાં ચરોતર પ્રદેશના મુસ્લિમ ઇતિહાસની તવારીખ આપી છે. આ પ્રકરણમાં પ્રથમ મુસ્લિમ આક્રમણ કરનાર અલાઉદ્દીન ખીલજીથી મોગલ બાદશાહ અકબર પહેલાના સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજા સુધીની લગભગ ર૭૫ વર્ષની તવારીખ છે.

આ બંને પ્રકરણો વલ્લભ વિદ્યાનગરના જાણીતા અધ્યાપક શ્રી કેશવલાલ હિં. કામદારે તૈયાર કરી આપ્યાં છે.

**મુસ્લિમ સત્તાની શરૂઆત: સને ૧૨૯૭-૯૮.**

ઈ. સ. ૧૨૯૭-૯૮માં અલાઉદ્દીન ખીલજીના બે સરદારો, ઉલ્લુઘખાં અને નસરતખાં, ગૂજરાતમાં દાખલ થયા અને વાઘેલા રાજા કરણરાયને હરાવી પાટણમાંથી અને ગૂજરાતમાંથી કાઢી મૂક્યો. ત્યારથી ગૂજરાતમાં, અને તેથી ચરોતરમાં પણ મુસ્લિમ સત્તાની શરૂઆત થઈ. ઉલ્લુઘખાં સોરઠમાં દાખલ થયો, ત્યારે સરદાર નસરતખાં ગૂજરાતને તાબે કરવા રોકાયો તેણે ખંભાત બંદર સર કર્યું, ત્યાંના લોકોને ખૂબ લૂંટયા, અને અનેક સ્ત્રીઓને દાસી બનાવી મુસ્લિમ પ્રદેશ તરફ મોકલી આપી. આ નસરતખાંએ મલેકે ખંભાત બંદરમાંથી હજાર દિનારી મલેક કાફુર નામના એક ગુલામને પકડી દિલ્હી મોકલી આપ્યો. જે મલેક કાફુર અલાઉદ્દીન સુલતાનના અમલનાં પાછલાં વર્ષોમાં સારી રીતે પ્રખ્યાત થયો. ખંભાત બંદરના તાબે થતાં સમસ્ત ચરોતર પ્રદેશ દિલ્હીની સલ્તનતને તાબે આવી ગયો.

**તેરમી-ચૌદમી સદીનું ખંભાત:** ગૂજરાતને સો ટકા વશ કરવા ચરોતર અને ખંભાત સર કરવાની જરૂર દરેક વિજેતાને, અને તેમાં મુસલમાનો માટે તો ખાસ હતી. ખંભાત બંદર એ સમયે પશ્ચિમ હિંદનું મુખ્ય બંદર હતું. ગૂજરાત, સૌરાષ્ટ્ર, માળવા અને રાજસ્થાન, એ પ્રદેશોનો દેશાવરનો વેપાર ખંભાત બંદર વાટે ચાલતો હતો. એ સમયના ખંભાતમાં આલીશાન મકાનો કરી પરદેશી વેપારીઓ રહેતા હતા. તેમાં આરબો, ઇરાકીઓ અને મિસરીઓ મુખ્ય હતા. તેઓ અકીક, કાપડ, ગરમ મસાલો, ગળી વગેરે દેશાવર ચઢાવતા અને દેશાવરથી કાગળ, કાચ, રંગીન માટીની વસ્તુઓ, ઘોડાઓ, સોનું, ચાંદી, જવાહર, વગેરે ગૂજરાતમાં ઠાલવતા. તેમની પાસે મોટાં મોટાં વહાણો હતાં. તેઓ રાજખટપટમાં ભાગ લેતા, અને દિલ્હીની સલ્તનત સાથે તેમનો ગાઢ સંપર્ક હતો. અરબી મુસાફરોનાં લખાણો પ્રમાણે ખંભાત વાટે સુંદર કારીગરીના જોડા દેશાવર ચડતા હતા. વસ્તુપાળના વખતમાં ખંભાતમાં શાહ સોદાગર સઈદ બહુ વગવાર મુસદ્દી ગણાતો હતો. તેણે ભરૂચના શંખ નામના રાજા સાથે મેળાપ કરી ગૂજરાતની સોલંકી સત્તા સાથે જંગ ખેલ્યો હતો, જેને પરિણામે વસ્તુપાળને હાથે તેનો નાશ થયો હતો, અને તેની તમામ દોલત તે મંત્રીશ્વરે હસ્તગત કરી હતી એટલે સુધી કે પાટણના રાજ્ય દરબાર તરફથી તેને સઈદકુલક્ષયકૃતનો ઇલ્કાબ મળ્યો હતો. વડોદરામાં ખોદકામ કરતાં હમણાં જ (૧૯૫૩ના ઑગસ્ટમાં) મળી આવેલા વસ્તુસંગ્રહમાં ચીનાઈ રંગીન વાસણોનો ભંગાર મળી આવેલો છે. ખંભાત, પેટલાદ, કાવી, ગાંધાર વગેરે શહેરોમાં અને બંદરોમાં એ સમયે પરદેશી મુસ્લિમો વસતા હતા. સોલંકી રાજ્યવંશના ઉદાર ધોરણ અનુસાર તેઓ પોતાની મસ્જિદો બનાવી ત્યાં બંદગી કરતા હતા, એટલું જ નહિ, તેમના ન્યાયની વ્યવસ્થા તેમના કાઝીઓ જ કરતા હતા અને તેમના માણસો હિંદુઓને ઉપદેશ આપી મુસ્લિમ બનાવવાનો હક ભોગવતા હતા. પેટલાદમાં આવેલી અર્જુન શાહની કબર આ વાતની સાક્ષી પૂરે છે.

તે સમયના ખંભાત બંદરની મુલક મશહૂર આબાદી હતી, પણ ત્યાં મોટાં વહાણો માત્ર ભરતી વખતે અહીંજ દૂર આવી શકતાં હતાં. દરિયામાં પાણી ચઢે ત્યારે પોતાનાં વહાણો અહીં આવે, પાણી ઊતરી જાય ત્યારે વહાણો પાછાં ધોધા ચાલ્યાં જાય. ખંભાતના અખાતનો દરિયો તોફાની રહેતો હતો. એ વાતને અરબી મુસાફરો જે રીતે લખી ગયા

છે તે જ પ્રમાણે બે હજાર વર્ષ અગાઉ આ પ્રદેશની જાત માહિતી મેળવી જનાર Periplus of the Eerrythroen Sea રાતા સમુદ્રની પરિક્રમણના ગ્રંથનો નનામો લેખક પણ લખી ગયો છે. સોરઠ જવાનો ધોરી માર્ગ ખંભાત વાટે હતો અને મક્કા જવા માટે ખંભાત બંદરે ઊતર પડતું.

**ઈ. સ. ૧૩૦૦ થી ૧૩૧૬** ખિલજી સમયમાં ચરોતર સંબંધી વિશેષ હકીકત મળી શકતી નથી. એમ જણાય છે કે ઉલુઘખાંએ સરવરખાં અને માધવ, એમને ગૂજરાતના વહીવટ ઉપર સ્થાપ્યા હતા, તેમાંથી માધવ મરણ પામ્યો અને સરવરખાંને દિલ્હી બોલાવી લેવામાં આવ્યો કારણ કે ગૂજરાતની પ્રજા નવી હકૂમત સામે થતી હતી, એ કારણથી અલાઉદ્દીને દિલ્હીથી પોતાની મિજલસના પ્રમુખ અને બેગમના ભાઈ અલપખાં સરદારને ગૂજરાતના હાકેમ પદ પર નીમ્યો. આ અલપખાં ગૂજરાતમાં ઈ. સ. ૧૩૦૦ થી ઈ. સ. ૧૩૧૬ સુધી હાકેમ પદે રહ્યો. તેનો કારભાર ગૂજરાતની પ્રજાને અનુકૂળ હતો. તેના સમયમાં ખંભાત મુકામે બહરબાકુ તરીકે ઇખત્યાર – ઉદ – દૌલા નામનો અધિકારી રહેતો હતો. તેણે ઈ. સ. ૧૩૧૩માં પેટલાદ મુકામે મસ્જિદ કરાવેલી. આ અધિકારીએ ઈ. સ. ૧૩૧૬માં કરાવેલી કબર ખંભાત મુકામે જોઈ શકાય છે. પેટલાદમાં અર્જુન બાબાની કબર પાસે ઈ. સ. ૧૩૨૩નો એક સંસ્કૃત લેખ છે, એ પ્રમાણે સુલતાન ગ્યાસુદ્દીન તઘલખના સમયમાં અહીં વીસ વીઘાં જમીન સાથે એક કૂવાનો લેખ કરવામાં આવ્યો હતો. એ વખતે પેટલાદમાં અબુબકર એહમદ, અમીર – એ – એ –કોહ, નામે અધિકારી હતો. એનો લેખ ફારસીમાં ત્યાં છે. અર્જુન બાબાના મૃત્યુની સાલ ઈ. સ. ૧૨૩૬ની છે, તે આપણે ધ્યાનમાં લઈએ તો ચરોતર પ્રદેશમાં મુસ્લિમ સત્તા થઈ તે અગાઉ મુસ્લિમોની સંખ્યા ઠીક ઠીક હોવી જોઈએ તે આપણે કબૂલ કરવું જોઇએ. મુખ્યત્વે તેઓ વેપારીઓ, સોદાગરો, કારીગરો, અને સિપાહીઓ હતા.

અલપખાંની હકૂમત દરમિયાન ખંભાતમાં જેસલ નામના ઓસવાળે જિનચંદ્ર સૂરીના નેતૃત્વ નીચે ઈ. સ. ૧૩૧૦માં ખંભાતમાં પૌષધ શાળા વસાવી હતી, અને અજિતનાથનું ચૈત્ય બનાવ્યું હતું. આ જેસલે એ સમયનાં દુકાળિયાંને મદદ કરી હતી એવો લેખ શાંતિનાથના મંદિરમાં છે. આ હકીકતો એટલું પુરવાર કરે છે કે અલપખાંનો કારભાર ચરોતર માટે સુખદ હતો, અને હિન્દુ પ્રજાને મુસ્લિમો તરફથી ઓછી કનડગત હતી. આ અરસામાં પ્રસિદ્ધ શ્રાવક સમરસિંહનો પરમ મિત્ર હતો, જે સમરસિંહે શત્રુંજયતીર્થનો ઉદ્ધાર કર્યો હતો, અને જેણે તેલંગણ, પાંડુ દેશ વગેરેની હિન્દુ પ્રજાની યાતનાઓને દિલ્હીના સુલતાનોના અધિકારીઓ પાસે ઓછી કરાવી હતી. આ સમરસિંહને તેલંગણ દેશમાં સારા અધિકાર ઉપર ગ્યાસુદ્દીન તોઘલખ તરફથી નીમવામાં આવ્યો હતો, અને તેના ગુરુ જિનપ્રભાસૂરી મોહમ્મદ તઘલખના માનીતા ગુરુ હતા.

**સને ૧૩૪૪-૪૫ના બખેડા :** તોઘલખવંશી અમલનો એક બનાવ ચરોતર માટે ધ્યાન ખેંચે એવો છે. મોહમ્મદ તોઘલખના અમલમાં માળવા અને ગૂજરાત બંને પ્રદેશોમાં મોટા બખેડાઓ થયા. એ બખેડાઓની સરદારી અમીરાં–ઈ–સાદાન એટલે એકસો ગામડાંના અધિકારીઓએ લીધેલી. આ બંડખોરોએ ખંભાતના શાહ સોદાગરોના માલને દિલ્હી તરફ જતાં અટકાવ્યો હતો અને તેને લૂંટી લીધો હતો તેમણે શાહી ખજાનાને જપ્ત કર્યો હતો, ઉપરાંત ખંભાત મુકામે મિસરના ખલીફાએ દિલ્હી તરફ મોકલેલા એલચીને પણ છોડ્યો નહોતો. આ બનાવો ઈ. સ. ૧૩૪૪ લગભગ બન્યા હતા. મોહમદ તોઘલખ સુલતાને બંડખોરોને દબાવી દેવા શેખ – ફરીદ – ઉદ – દીન ગંજ – એ શકરના પ્રપૌત્ર મોઇઝ–ઉદ – દીન અલાવદીન નામના અવધના અધિકારીને ગૂજરાતમાં મોકલી આપ્યો. ખુદ સુલતાન પોતે ગૂજરાતમાં મોટા લશ્કર સાથે દાખલ થયો, એ બંનેના આવવાથી ખંભાતમાં બંડખોરો શરણે આવ્યા હતા. પણ એ શરણાગતિ ઉપરછલ્લી હતી, કારણ કે ઈ. સ. ૧૩૪૫માં મલેક તાઘી નામના એક તુર્કી ગુલામે ખંભાત મુકામથી સમસ્ત ગૂજરાતના બંડખોરોની આગેવાની લીધી, અને તેમણે ખંભાત બંદર સર કર્યું. મોહમ્મદ તઘલખ પુનઃ ગૂજરાતમાં આવ્યો, અને બંડખોરો વળી દબાઈ ગયા, જોકે તેમનામાંથી ઘણાખરા જૂનાગઢ, વંથળી વગેરે સોરઠનાં ગામોમાં ચાલ્યા ગયા, જેમની પાછળ પડતાં સુલતાન મોહમ્મદ તોઘલખ ઠઠ્ઠા પાસે ઈ. સ. ૧૩૫૧માં તાવની બીમારીથી મરણ પામ્યો. ખંભાતની જુમ્મા મસ્જિદ આ સુલતાનના અમલ દરમિયાન ઇ. સ. ૧૩૨૫માં બાંધવામાં આવી હતી અને તેને માટે જૈન મંદિરની શિલાઓ વાપરવામાં આવી હતી. ઈ. સ. ૧૩૩૧માં ખંભાતમાં ઉમર–બિન એહમદ અલ કાઝરૂની કબર બંધાઈ હતી.

**ફિરુઝતોઘલખ :** મોહમ્મદ તોઘલખ પછી ફિરુઝ તોઘલખ તખ્ત ઉપર આવ્યો. તેના સમયમાં અને તેના પછીના તે જ રાજવંશના સુલતાનોના સમયમાં ચરોતર–ખેડા પ્રદેશ માટે કોઈ અગત્યનો રાજ્યપ્રકરણી વૃત્તાંતને ઇતિહાસકારોએ નોંધ્યો નથી. ઈ. સ. ૧૩૯૧માં ઝફરખાં નામના નવા ગૂજરાતના હાકેમે

મહેસાણા પાસે આવેલા કંબોઈ ગામ પાસે ફરીદ-ઉલ-મુલ્કને હાર આપી અને ફરહત તે લડાઈમાં ખપી ગયો, એટલે ગુજરાત અને સાથે ખેડા પ્રદેશ માટે નવી હકુમતની શરૂઆત થઈ.

**ઝફરખાં :** ફરહત-ઉલ-મુલ્કનો કારભાર, અલ્પખાંના કારભાર મારફત, ગૂજરાતની ગેરમુસ્લિમ પ્રજાને અનુકૂળ હતો એમ મુસ્લિમ ઇતિહાસ લેખકો કહી ગયા છે. ખંભાત બંદરના ઇરાકી, અરબી અને મિસરી વેપારીઓએ તેના અમલનો વિરોધ કરેલો અને તેની સામે દિલ્હી મુકામે ખાસ ફરિયાદો નોંધાવેલી, એ કારણથી ફરહત-ઉલ મુલ્કનો હરીફ ઝફરખાં જ્યારે ગૂજરાતનો મુખ્ય અધિકારી-હાકેમ-વલી-નાઝીમ થયો ત્યારે પ્રથમ તો તેણે ખંભાત બંદર તરફ કૂચ કરી અને ત્યાંના પરદેશી વેપારીઓને મુલાકાત આપી, તેમની દાદ સાંભળી, તેમના વિરોધને શાંત કર્યો. ઝફરખાંના સમયનો ખેડા પ્રદેશ માટે આ મુખ્ય બનાવ હતો. ગૂજરાત પ્રાંતનું મુખ્ય કારભાર-કેન્દ્ર આ વખતે પાટણ હતું. ઝફરખાં જ્યારે હાકેમ હતો ત્યારે ખેડા પાસે થઈ તેણે માળવા ઉપર હલ્લો કર્યો હતો, અને માળવાના શાહજાદા અલ્પખાંને પાટણ મુકામે આણી પોતાના શરણાગત તરીકે રાખ્યો હતો.

**માર્કોપોલો અને બીજા મુસાફરો :** આ સમય દરમિયાન માર્કોપોલો નામનો ઇટાલિયન મુસાફર ઈ. સ. ૧૨૯૫માં હિંદમાં આવી ગયો. તેના પ્રવાસના વર્ણનમાં ગૂજરાત વિષે હકીકતો આવે છે અને ખંભાત અને તેની આસપાસના એટલે ચરોતર પ્રદેશ વિષે કેટલીક બાબતો રજૂ કરવામાં આવી છે. ઈ. સ. ૧૩૪૨માં શેખ અબુ અબદુલ્લા મોહમ્મદ ઇબ્ન બતૂતા ગૂજરાતમાં આવ્યો હતો અને તે ખંભાત બંદરે ઠીક ઠીક રહી ગયો હતો. તે લખે છે કે ખંભાતમાં વેપારીઓ બહુ તાલેવંત હતા અને મુખ્યત્વે તેઓ પરદેશી મુસ્લિમો હતા. જો કે કોઈ કોઈ વટલેલા હિંદુઓ પણ હતા. વેપારની ચીજોમાં તેણે લીંડી પીપર મુખ્ય વસ્તુ તરીકે ગણાવી છે. ઇબ્ન-બતૂતા કાવી અને ગાંધાર જઈ આવ્યો હતો. તાપી વગેરે માળવા અને ગૂજરાતના બંડખોરોની તે જાતમાહિતી આપતો ગયો છે. એક સ્થળે એ લખે છે કે મોહમ્મદ તઘલખ સુલતાને પોતાની ફ્રિકુઆ ખુદાને સિરિયાના અમીર સઇફઉદ્દીન ગદ્દા સાથે પરણાવી હતી અને માળવા, ગૂજરાત વગેરે પ્રાંતોમાં જાગીરો આપી હતી, જેમાં ખંભાત બંદરનો સમાવેશ કરવામાં આવ્યો હતો. સઇફ-ઉદ-દ્દીન આ સગપણને પચાવી શક્યો નહોતો. ઇબ્ન બતૂતા લખે છે કે ખંભાતમાં સૌથી મોટી મહેલાતનો માલિક શરીફ અસ સામીરી નામનો બગદાદનો શાહ વેપારી હતો. એ મહેલાત પાસે તેણે સુંદર મસ્જિદ બંધાવી હતી. બીજી મહેલાત શાહ વેપારી મલિક-ઉત-તુમાર અલ કાઝેરૂનીની હતી અને તેની પાસે તેણે બંધાવેલી મસ્જિદ હતી. એક ત્રીજી ભવ્ય ઇમારત રોપાના વેપારી શમ્સ-ઉદ-દીનની હતી. ખંભાત બંદરમાં વહાણોનો ધંધો મુસ્લિમોના હાથમાં હતો અને તેનો મુખ્ય સરદાર ઇલિયાસ નામનો વેપારી હતો. ઇબ્ન બતૂતાના લખાણમાં ગિલાનના વેપારીનું નામ મળે છે. ખ્વાજા ઇશાક, કાજી નાસીર, શેખ સાદા ઇસ્પહાની વગેરે બીજાં મુસ્લિમ નામો આ વૃત્તાંતમાં મળી આવે છે, જે બતાવે છે કે ખંભાતમાં એ સમયે મોટી અને તાલેવાન મુસ્લિમ વસ્તી હોવી જોઈએ.

**ગૂજરાતમાં સ્વતંત્ર સત્તા :** સરદાર ઝફરખાં મુઝફ્ફરશાહ નામ ધારણ કરી ગૂજરાતનો સુલતાન થયો ત્યારે ગૂજરાતની સત્તા દિલ્હીથી સ્વતંત્ર થઈ. આ બનાવ ઈ. સ. ૧૪૦૭માં બન્યો. ઈ. સ. ૧૪૧૧માં સુલતાન એહમદખાં ગૂજરાતનો સુલતાન બન્યો. ખેડા પ્રદેશની એક ભુલાઈ ગયેલી ઐતિહાસિક હકીકત મિરાત-એ-સિકંદરીમાં નોંધવામાં આવી છે. એહમદશાહ સામે તેના કુટુંબીઓએ મોડાસા, વડોદરા, રાંદેરી, વગેરે સ્થળોએ બખેડાઓ ઊભા કર્યા હતા. તેમાં તેમને ઇડરના રાવરણમલ્લનો સાથ હતો. ઉપરાંત નડિયાદ મુકામે તેમને ત્રણ ખત્રીઓનો સાથ હતો. ખત્રી બંડખોરોનાં નામો જીવણદાસ, વિનાયકદાસ અને પ્રાણદાસ હતાં. બંડખોરોએ નડિયાદ સર કર્યું હતું; જીવણદાસે તેમને પાટણ ઉપર તરત દોડી જવા સલાહ આપી હતી, પણ પરસ્પર તકરાર થતાં તેઓ એકમત થઈ શક્યા નહિ, એટલે કેટલાક ખંભાત ચાલ્યા આવ્યા, જ્યારે બીજાઓ ખેરાળુ તરફ ભાગી ગયા. આ બંડ દરમિયાન જીવણદાસ નડિયાદની લડાઈમાં માર્યો ગયો હતો, કેટલાએકો સોરઠ તરફ ભાગી ગયા, જે રહ્યા તેઓ શરણ આવતાં સુલતાને તેમને માફી આપી. એહમદશાહ સુલતાને જ્યારે થાણા, મુંબાઈ અને માહિમ જીતી લીધાં ત્યારે વહાણોનો મોટો કાફલો તૈયાર કરવામાં આવ્યો હતો. તેમાં ખંભાત બંદરનો સારો હિસ્સો હતો, ઈ. સ. ૧૪૩૦-૩૨.

**વાંટા ગરાસ :** અહમદશાહે આખા ગૂજરાતમાં વાંટાનું ધોરણ દાખલ કર્યું. તેને ખેડા પ્રદેશને લાગુ પાડવામાં આવ્યું, એટલે હિન્દુ રાજાઓનાં ગામોનો પોણો ભાગ-તળપદ સુલતાનને હસ્તક ગયો, જ્યારે ચોથા ભાગનો કબજો-વાંટા-મૂળ ગિરાસદારોના કબજે રહ્યો. ખેડા પ્રદેશના નાના હિન્દુ રાજાઓ હવેથી સુલતાનોને સલામી ભરતા થયા અને પોતાનાં ગામના બંદોબસ્ત માટે જવાબદાર થયા.

**ટોડા ગરાસ :** વાંટા ગરાસ ઉપરાંત એક બીજો ગરાસ ટોડા ગરાસ તરીકે જાણીતો હતો. આ ટોડા ગરાસના ધણી રજપૂત, કોળી, ભિલ કે ઠાકરડાઓ હતા. તેઓ એ ગરાસ આસપાસનાં ગામડાંમાંથી ઉઘરાવતા, અને બદલામાં લોકોને લૂંટફાટ ન કરવાનું વચન આપતા. ટોડાગરાસનો પગાર તમામ આમજનતા કરતી. સાધારણ રીતે ગરાસદારને રોકડ રકમ આપવામાં આવતી; કોઈ વાર ગરાસ ભાગબટાઈને ધોરણે આપવામાં આવતો; ને ગરાસદાર કોઈ કોઈ વાર તો ઘેટાં, બકરાં, જોડા, ચામડું વગેરે આમ લોકો પાસેથી ઉઘરાવી શકતો. ટોડા ગરાસદારનો ઉપભોગ કરનારાઓને જુદાં જુદાં ગામડાંમાંથી ગરાસ ઉઘરાવવાનો અધિકાર આપવામાં આવતો. શહેરોને ટોડા ગરાસનો નિયમ લાગુ પડતો નહોતો.

**મુલકગીરી :** આ વસૂલાત મરાઠાઓના વખતમાં મુલકગીરીના નામથી જાણીતી થઈ. જે રાજાઓની સાથે આવા કરારો કરવામાં આવ્યા તેઓ રાવ, રાણા, રાજાઓ એ નામથી ઓળખાતા થયા. તેમના મોટા પુત્રો કુંવરો કહેવાતા, જ્યારે કુંવરોના મોટા પુત્રો ઠાકોરો કહેવાતા, અને નાના પુત્રો ગિરાસિયાઓ, ભૂમિયાઓ, ઠાકરડાઓ, એ નામોથી જાણીતા થયા. મુસ્લિમ લેખકો આ લોકોને જમીનદારોના સર્વ સામાન્ય નામથી પણ વર્ણવે છે. રાજાઓ જ્યારે જ્યારે કોઈને ખોળે બેસાડતા ત્યારે તેમને સુલતાનને નઝરાણું ધરવું પડતું. દર વર્ષે કરાર પ્રમાણે તેઓ સુલતાનને પેશકશ કે ખંડણી ભરતા. આ જમીનદારોએ વખત જતાં, અને સલ્તનત નબળી પડી ત્યારે, અનેક પ્રકારનાં પરચૂરણ ઉઘરાણાં કરવા માંડ્યાં, જેમ કે રખોપું, પસાયતું, રાણવટિયું વગેરે.

**બ્રિટિશ અમલમાં :** ટોડાગરાસનો વારસો સ્ત્રીને જઈ શકતો નહિ. ખેડા જિલ્લાના નાના ગરાસિયાઓને દીવાની, ફોજદારી અધિકારો નહોતા. જ્યારે બ્રિટિશ સરકારનું રાજ્ય થયું ત્યારે આ તમામ અધિકારો બદલ રોકડ ઊચક રકમો ગિરાસદારોને આપવાનું નક્કી થયું, ઈ. સ. ૧૮૧૨–૧૮૮૦.

**મેહમુદ ત્રીજો અને અકબરના સમયમાં વાંટા ગરાસ :** વાંટાના ધોરણને ખેડા જિલ્લા માટે સુલતાન મેહમુદ ત્રીજાએ ઉડાવી દીધું હતું. એ માટે મુખ્ય જવાબદારી તેના વઝીર આસાદખાનની હતી. આ નવીન ધોરણનો આશય હિન્દુઓની પાયમાલી કરવાનો હતો, કારણ કે જે વાંટાઓ સુલતાને કબજે કર્યાં તે વાંટાઓ આસાદખાંએ પરદેશી મુસલમાનોને વહેંચી આપ્યા, જેથી તેઓ નિત્ય ગુજરાતમાં વસવાટ કરી શકે. અકબરે જ્યારે ગુજરાત દેશનો કબજો લીધો ત્યારે તેણે ટોડરમલ વગેરે હિન્દુ રજપૂત અધિકારીઓની સલાહને માન્ય રાખી વાંટાનું ધોરણ પુનઃ ચાલુ કર્યું.

**શાહજાદો જલાલખાં : માળવા અને ગુજરાત વચ્ચે સંગ્રામ :** ગુજરાતના સુલતાનો શાહજાદાઓને તાલીમ આપવા વિભાગોના અધિકાર ઉપર નીમતા. એ ધોરણ અનુસાર મોહમદશાહ સુલતાને શાહજાદા જલાલખાંને નડિયાદનો વલી અથવા મુખ્ય અધિકારી–હાકેમ–નાઝિમ બનાવ્યો હતો. મોહમ્મદશાહ ઈ. સ. ૧૪૫૧માં મરી ગયો ત્યારે આ શાહજાદો જલાલખાં નડિયાદ શહેરથી અમદાવાદ ગયો અને ત્યાં કુત્બ–ઉદ્–દીન એહમદશાહ બીજો, એ નામ ધારણ કરી ગાદીએ બેઠો. એ સમયે એની ઉંમર ૨૩ વર્ષની હતી. તેના સમયમાં ખેડા જિલ્લાનો પ્રદેશ માળવા અને ગુજરાત એ બે જોરદાર સલ્તનતોના વચ્ચેની સંગ્રામભૂમિ થઈ પડ્યો. ઈ. સ. ૧૪૫૧ માં માળવી સુલતાન મેહમુદ ખલજી સુલતાનપુર, ભરૂચ, વરણામા, વડોદરા વગેરે ઉપર થઈ મહી નદીના પ્રદેશ ઉપર મોટા લશ્કર સાથે ઊતરી પડ્યો. માળવી લશ્કરોએ વાંકાનેર, ખાનપુર નડિયાદ વગેરે સ્થળોનો કબજો કર્યો. વાંકાનેર, ખાનપુર પાસે પાવાગઢનો રાજા ગંગાદાસ માળવી સુલતાનોને મળ્યો. માર્ચ–એપ્રિલ મહિનાઓમાં ગુજરાતીઓ અને માળવીઓ કપડવણજ મુકામે સામસામા આવ્યાં. કપડવણજ શહેર આગળ ઘમસાણ યુદ્ધ થયું. ગુજરાતી સુલતાન કુત્બ–ઉદ્–દીન આ યુદ્ધમાં હાજર હતો. ગુજરાતનો રાજમુકુટ માળવી લશ્કરના હાથમાં ગયો. અનેક ગુજરાતી સિપાહીઓ અમદાવાદ તરફ ભાગી ગયા. એટલામાં સાંજ પડી. અંધારું થવા માંડ્યું. તે સમયે ખલજી હાકેમ મેહમુદના રાજછત્ર ઉપર એક તીર આવતાં તે નીચે પડી ગયું. માળવી લશ્કરે રાજછત્રને જોયું નહિ એટલે તેમને સુલતાનની જિંદગી વિષે શક ગયો અને તમામ લશ્કરીઓ નાસભાગ કરવા માંડ્યા. પરિણામે જે યુદ્ધમાં પરાજય થવાનો હતો તે યુદ્ધમાં ગુજરાતી લશ્કરોને વિજય મળ્યો અને માળવાની બેસુમાર મિલકત ગુજરાતના કોળીઓએ અને ઠાકરડાઓએ નડિયાદ–અમદાવાદ–પાવાગઢના રાજમાર્ગ ઉપર લૂંટી લીધી. ગુજરાતનાં રાજમુકુટ, તખ્ત, કમરપટો, અને હાથકડાં, જવાહર મોતીથી ખીચોખીચ ભરેલાં, માળવી દરબારમાં કપડવણજની લડાઈમાં ગયાં હતાં. તે ગુજરાતનો સુલતાન મુઝફ્ફરશાહ બીજો ઈ. સ. ૧૫૧૮ ના ફેબ્રુઆરી–માર્ચ મહિનાઓમાં માંડવગઢમાં દાખલ થયો ત્યારે તેણે તે તમામ રાજસંપત્તિને પાછી મેળવી હતી.

**મેહમુદ બેગડો : સને ૧૪૫૮ :** ઈ. સ. ૧૪૫૮ના મે માસની ૨૫મી તારીખે રવિવારને દિવસે મેહમુદ બેગડો ગૂજરાત દેશનો સુલતાન થયો. તેના અમલના બીજા વરસમાં એટલે ઈ. સ. ૧૪૬૦-૬૧ માં કપડવંજ પાસે બે વાર બંડ થયું, જેને સુલતાનના અધિકારીઓએ એકદમ શમાવી દીધું હતું. મેહમુદ બેગડાએ જ્યારે પાવાગઢ ઉપર છેલ્લી સ્વારી કરી ત્યારે મહી નદીના પ્રદેશ માટે મલેક તાજખાંને મુખ્ય અધિકાર ઉપર મૂકયો હતો.

**મહેમદાવાદ :** એ સુલતાને વાત્રક નદી ઉપર મેહમુદાબાદ-મેહમદાવાદ વસાવ્યું અને વાત્રક નદી ઉપર મજબૂત પથ્થરબંધી કરી હતી. બીજા મેહમુદ સુલતાને આ મેહમુદાબાદ નગરને ખૂબ રોનકદાર બનાવ્યું. અહીં તેણે મોટું શિકારગાહ બનાવ્યું હતું. એ શિકારગાહ ફરતી તેણે મજબૂત દીવાલ ચણાવી હતી. દીવાલના દરેક બુરજ ઉપર એકેક મહેલાત હતી. અહીં છાપરાં અને દીવાલોને સોનેરી છત કરવામાં આવી હતી. દરેક બુરજ પાસે એકેક બજાર રચવામાં આવ્યું હતું. જ્યાં દરેક દુકાન ઉપર ખૂબસૂરત સ્ત્રીઓ બેસતી અને લોકોને મનપસંદ માલ વેચતી. તહેવારો વખતે મેહમુદાબાદ નગરી ઉપર રોશની થતી અને રાજશાહી મિજબાનીઓ આપવામાં આવતી. તે સમયના મેહમુદાબાદ શહેરમાં જાત જાતનું કસબી કામ કરનારા કારીગરો રહેતા હતા.

મેહમુદ બેગડાએ પાડોશી બહમની સુલતાનને માળવાની ખલજી સલ્તનત સામે બચાવ કરવા લશ્કરી મદદ અનેકવાર મોકલી હતી. એ મદદની માંગણી કરવામાં બહમની વઝીર પ્રસિદ્ધ મુસદ્દી અને વિદ્વાન ખ્વાજા મહમદ ગવાન મુખ્ય હતો. એણે ગૂજરાતી સુલતાનને પત્રો લખેલા હતા, જે પત્રો હવે મળી આવ્યા છે. બહમની સલ્તનતનો એક બંડખોર અમીર બહાદુર ગિલાણી હતો. **મિરાત-એ-સિકંદરીના** લખાણ મુજબ બહાદુર ગિલાણીને માલેક-ઉત-તુજ્જારનો ખિતાબ ધરાવતા એક બહમની અમીરની પુત્રીને પરણવું હતું પણ કન્યાના બાપને તે બાબત નાપસંદ હતી, અને એ પોતે, ખંભાત બંદરે ભાગી આવ્યો અને ખંભાત બંદરના લોકોએ એ લગ્ન કરાવી દેવામાં ગિલાણીના વકીલ મોહમદ હુમતખાંને મદદ કરી હતી. ગિલાણીએ વસઈ, અગાશી, માહિમ, મુંબઈ, વગેરે ગૂજરાતી બંદરોની નાકાબંધી કરી હતી ત્યારે મેહમુદ બેગડાએ ખંભાત, ઘોઘા, પાટણ વગેરે બંદરોએથી જંગી વહાણોનો કાફલો ગિલાણી સામે રવાના કર્યો હતો, જોકે ગિલાણીએ એ કાફલાને હરાવ્યો હતો અને ગૂજરાતી વહાણોના લાખોના માલને કબજે કરી લીધો હતો.

**ખંભાત બંદર :** ખેડા જિલ્લાનું ખંભાત બંદર આ સમયે મહત્ત્વનું સ્થાન ભોગવતું હતું. મેહમુદ બેગડાએ ઇજિપ્તના સુલતાન સાથે કરાર કરી ફિરંગીઓને ગૂજરાતનાં બંદરોથી દૂર રાખવા માટે મોટો કાફલો તૈયાર કર્યો હતો અને તેની સરદારી મલિક અયાઝ નામના દીવના મુખ્ય અધિકારીને આપી હતી. ઇજિપ્તના હાકેમના સરદાર અમીર હુસેન અને મલિક અયાઝ, બંનેએ પોતાનાં નૌકાસૈન્યો ભેગાં કરી ફિરંગીઓને ચૌલ બંદર પાસે સખત હાર આપી હતી, ત્યારે અમીર હુસેન એક વાર ખંભાત આવી પહોંચ્યો હતો. મેહમુદ બેગડાએ તે સમયે હુસેનને ગૂજરાતની નોકરી સ્વીકારવા કહેવરાવ્યું હતું, પણ અમીર હુસેને ના પાડી હતી. મલિક અયાઝે આ દરિયાઈ સંગ્રામ દરમિયાન ખંભાત બંદર પાસે અનેક ફિરંગી વહાણોનો કબજો કર્યો હતો. ઈ. સ. ૧૫૦૭-૧૦.

**મુઝફ્ફર શાહ બીજો :** મેહમુદ બેગડો મહીકાંઠાના એક રજપૂત ગિરાસદારની પુત્રી હરબાઈ ને પરણ્યો હતો. જે હરબાઈનો પુત્ર શાહજાદો ખલીલખાં બીજા મુઝફ્ફરશાહ તરીકે બાપના મરણ બાદ ઈ. સ. ૧૫૧૧ના નવેમ્બર માસમાં તખ્તનશીન થયો હતો.

**ફિરંગી લોકો :** આ બીજા મુઝફ્ફરશાહ સુલતાનના વખતમાં ફિરંગી લોકોનું પરિબળ ઘણું વધી ગયું હતું અને તેમનો ગવર્નર-જનરલ આલ્ફોંસો આલ્બુકર્ક યુક્તિવાળો, અને દૂરંદેશી અધિકારી હતો. તેણે ગૂજરાતી સુલતાનના દરબારમાં ચાંપાનેર મુકામે વકીલો મોકલ્યા હતા, જેમાં મલબાર તરફ વેપાર કરતો એક ગણપતરામ નામનો ગૂજરાતી હતો. આ પ્રતિનિધિઓ ચાંપાનેર જતાં ખંભાત મુકામે રોકાયા હતા, જ્યાં ગૂજરાતી હાકેમ દસ્તુરખાંએ સુલતાનના ફરમાન અનુસાર તેમનું સન્માન કર્યું હતું. ઈ. સ. ૧૫૧૫.

**એક જૈન સાધુનો રસિક પ્રસંગ :** આ સુલતાનના સમયમાં ખંભાતમાં એક રસિક વૃત્તાંત બની ગયો, જેનો અહીં નિર્દેશ કરવાનું ઉચિત ધાર્યું છે. ખંભાતમાં હેમવિમલસૂરી નામે એક જૈન શ્વેતાંબર મૂર્તિપૂજક સંપ્રદાયના સાધુની પધરામણી થઈ હતી, જે વખતે સ્થાનિક જૈન સંઘે તેનું પાદશાહી સ્વાગત કર્યું હતું, જે સામે બંદરના મુસ્લિમ વહીવટકર્તાઓએ સખત વાંધો ઊઠાવ્યો હતો. યતિઓ અને સંઘનો મોટો દંડ કર્યો હતો અને સૂરીને કારાવાસમાં પૂર્યા હતા. હેમવિમલસૂરીએ આ સામે આયંબલ તપ

માંડ્યું, તેથી ખંભાતના જૈન સંઘે સુલતાનને દયા માટે અરજ કરી અને તે માટે ચાર પંડિત મુનિવરોને ચાંપાનેર મોકલ્યા. તેમનાં નામો પ્રાચીન ભંડારમાંથી મળી આવ્યાં છે, તે અહીં આપ્યાં છે. હર્ષકુલગણિ, સંઘહર્ષગણિ, કુશલસંઘગણિ અને શુભશીલગણિ. શુભશીલગણિ શીઘ્ર કવિતાઓ કરતા હતા. આ ચાર મુનિ પંડિતોએ ચાંપાનેરમાં ભરદરબારમાં મુઝફ્ફરશાહને કાવ્યશક્તિથી પ્રસન્ન કરી દંડને અને સજાને માફ કરાવ્યાં હતાં, અને ખંભાત આવી પોતાના શાસનની પ્રતિષ્ઠા વધારી હતી.

**બીજા મુઝફ્ફરશાહ પછી :** બીજા મુઝફ્ફરશાહ પછી તેનો પુત્ર સિકંદર સુલતાન થયો. અને સિકંદરના મરણ પછી મુઝફ્ફરશાહનો પુત્ર બહાદુરશાહ સુલતાન થયો આ સુલતાન બાપના અને ભાઈના મરણ વખતે દિલ્હી તરફ હતો તે તુરત ગુજરાતમાં દાખલ થયો હતો અને અમદાવાદનો યોગ્ય બંદોબસ્ત કરી નડિઆદ, વાંકાનેર, ખાનપુર, અને મહીનદી વાટે ચાંપાનેર પહોંચ્યો હતો. ઈ. સ. ઑગસ્ટ, ૧૫૨૬.

**પરદેશી મુસાફરો : એમણે કરેલાં વર્ણનો :** આ સમયમાં અનેક પરદેશી મુસાફરો હિન્દમાં આવી ગયા. તેઓ હિંદ આવતા ત્યારે ખંભાત બંદરે ઊતરી ગુજરાતમાં પ્રવેશ કરતા અને પછી હિન્દના બીજા પ્રદેશોમાં ફરતા. આવા મુસાફરોમાં ઈટલીના બોલોના શહેરનો વતની લુડોવીકો દિવાસ્થેમા ( Ludovico di Vasthema ) નામનો એક સાહસિક મુસાફર ઈ. સ. ૧૫૦૬માં મેહમુદ બેગડાના દરબારમાં આવ્યો હતો અને ઈ. સ ૧૫૧૫માં દ્વાર્ટ બારબોસા નામનો એક ફિરંગી અમલદાર આપણા પ્રદેશમાં આવી ગયો હતો. તેમણે ગુજરાતનાં સારાં વર્ણનો આપ્યાં છે. ખાસ કરીને સુલતાન મેહમૂદ બેગડાનું તેમનું વર્ણન ઘણું રસિક છે. બારબોસા ગોવાની ફિરંગી સરકારનો કોચીન અને કાનપુર મુકામે રહેતો અમલદાર હતો અને તેને હિન્દની કેટલીક ભાષાઓનું સારું જ્ઞાન હતું. તેણે ગુજરાતના જૈનોનું આબેહૂબ વર્ણન આપ્યુ છે, અને તેમાં ખંભાતના બંદરનું તો ખાસ. તે સમયની ફિરંગી સરકાર ગુજરાતના સુલતાનને ખંભાતનો પાદશાહ કહેતી હતી. તે સમયનાં ખંભાત બંદરનાં સ્ત્રીપુરુષો કેશ રાખતાં. સ્ત્રીઓ રથમાં બેસી ફરવા જતી. એ મોટાં વાહનો હતાં, અને તેમાં બેસતી સ્ત્રીઓ ગીત ગાતી, નૃત્ય કરતી, અને રમત કરતી. તેઓ પગમાં સોનાચાંદીનાં કડલાં પહેરતી, નાકે નકવેસર રાખતી, ઉઘાડે પગે ફરતી, અને આખા શરીરને હીરામોતીના દાગીનાથી ઢાંકતી બધાં બબ્બે વાર સ્નાન કરતાં. પુરુષો હાથીદાંતના હાથાવાળાં તીક્ષ્ણ ચપ્પુઓ અને ધારિયાં રાખતા. તેમનાં મકાનો ઈંટ અને પથ્થરનાં બાંધેલાં હતાં, અને આલીશાન હતાં. આ લોકો ચીનથી આવતી ચા પીતા. પણ તેમાં દૂધ કે સાકર ભેળવતા નહિ તાવ આવે ત્યારે તેઓ ચા, ગુંદરાણા વગેરેનો ખાસ ઉપયોગ કરતા. ખંભાત બંદર મલમલ, દુપટા, કિનખાબ, રેશમ, હાથીદાંતના નકશીદાર હાથાઓ, બેરિયાં, બટન, પાસાઓ, ગોગડીઓ, ગરમ-સુતરાઉ કાપડ, અકીક, વગેરે માટે પ્રખ્યાત હતું આ મુસાફરોનાં વર્ણનો પ્રમાણે ખંભાત આસપાસનો મુલક, એટલે ચરોતર, તે વખતે આબાદ અને ફળદ્રુપ પ્રદેશ હતો.

**બહાદુરશાહ, સને ૧૫૨૬ :** ઈ. સ. ૧૫૨૬માં બહાદુરશાહ સુલતાન થયો. આ સુલતાન મોટો સફરી હતો અને તેણે ચરોતર પ્રદેશની અનેક વાર મુસાફરી ખેડી હતી, કારણ એ હતું કે બહાદુરશાહ કોઈ વાર ડુંગરપુર વાંસવાડા તરફ, કોઈ વાર દીવ બંદર તરફ, કોઈ વાર પોતાના બંડખોર સરદારો સામે, આ પ્રદેશમાં દર વરસ, અને વરસમાં પણ અનેક વાર, આવજા કરતો હતો. ઈ. સ. ૧૫૨૭માં એ સુલતાન જ્યારે ડુંગરપુરના રાજા પૃથ્વીસિંહ સામે ગયો ત્યારે તેણે મહી નદી ઉપર ખાનપુર-વાંકાનેર ઉપર મુકામ કર્યો હતો. દીવના હાકેમ મલિક અયાઝના પુત્ર મલિક ઈશાકે બંડ કર્યાના ખબર બહાદુરશાહને ખંભાત મુકામે મળ્યા હતા. ફિરંગીઓ સામે દરિયાઈ જંગ ખેલવા માટે ગુજરાતની સરકાર ખંભાત બંદર ઉપર સેંકડો લડાયક વહાણો તૈયાર કરતી હતી. અને ફિરંગી વહાણો ખંભાતના અખાત ઉપર આવી વારંવાર ચાંચિયાગીરી કરતાં હતાં. તેમનો વિચાર ખુદ ખંભાત બંદરનો કબજો કરવાનો હતો. ઈ. સ. ૧૫૩૩માં બહાદુરશાહ ખંભાત હતો ત્યારે ફિરંગી ગવર્નર ડાકુન્હા Dacunha ને મુલાકાત આપવાની પોતાની મરજી જાહેર કરી હતી, અને એ ફિરંગી અમલદાર એકસો વહાણો અને બે હજાર લશ્કરી સરંજામ સાથે ખંભાત બંદરે ઊતર્યો હતો, પણ મુલાકાત થઈ શકી નહોતી. જોકે ઊતરતા દરજ્જાનો એક અધિકારી, ટ્રિએસ્ટા દ ગા-Triesta de ga બહાદુરશાહને ખંભાત મુકામે મળી શક્યો હતો. ઈ સ. ૧૫૩૨-૩૩.

**હુમાયુ, સને ૧૫૩૪ :** ઈ. સ. ૧૫૩૪માં બહાદુરશાહ અને મોગલ પાદશાહ હુમાયુ વચ્ચે સંગ્રામ ચાલ્યો ત્યારે એ ગુજરાતી સુલતાન ખંભાત વાટે દીવ બંદરે ઊતર્યો હતો. હુમાયુ બહાદુરશાહની પાછળ દોડતો આવતાં ખંભાત મુકામે તેણે પડાવ નાખ્યો હતો, અને દીવ તરફ કૂચ કરવાની તૈયારી કરી નાખી

હતી દરમિયાન રૂમીખાં નામના દગાબાજ ગૂજરાતી અધિકારીને બહાદુરશાહે કહેવરાવ્યું કે હુમાયુ પાદશાહને સૌરાષ્ટ્રને કિનારે આવતાં અટકાવવો જોઈએ, એટલે રૂમીખાએ મોગલ પાદશાહને એ પ્રમાણે સલાહ આપી અને હુમાયુ દીવ તરફ જતા અટકી ગયો ફિરંગીઓએ આ પ્રસંગે ગુજરાતી સુલતાનને ખંભાત મુકામે થોડીક મદદ મોકલેલી હતી

મિરાત-એ-સિકંદરી પ્રમાણે બહાદુરશાહે જ્યારે પાવાગઢ અને માળવા તથા ચિતોડ કબજે કર્યા ત્યારે તેને રાઈસીના કિલ્લેદાર વૃદ્ધ રજપૂત સરદાર શીલાદિત્ય—મુસ્લિમ તવારીખકારો તેને સિલેદી કહે છે—તરફથી મદદ મળી હતી તેથી મદદના બદલામાં બહાદુરશાહના મલિક અમીન નાસ નામના સરદારે શીલાદિત્યને ખંભાત બંદરનો કબજો સોંપવા કહેવરાવ્યું હતું, પણ શીલાદિત્યે તેનો નકાર કર્યો હતો ત્યાર પછી બહાદુરશાહ હુમાયુથી હારતો મંદસોર, ચાંપાનેર, મહીનદી, ખંભાત વગેરે પ્રદેશમાં ભાગતો પડ્યો, અને ખંભાત થઈ દીવ આવી ગયો હતો ખંભાત મુકામે આ પ્રસંગે એકસો વહાણો લશ્કરી સરંજામ સાથે તૈયાર રાખવામાં આવ્યાં હતાં તેમનો તેણે નાશ કરાવ્યો બહાદુર દીવ ગયો કે તુરત હુમાયુ ખંભાતમાં દાખલ થયો અહીં રજપૂતો અને બારૈયાઓ હુમાયુ સામા થયા તેમની સંખ્યા પાંચ છ હજાર જેટલી હતી એમનો વિચાર હુમાયુની છાવણીનો નાશ કરવાનો હતો, પણ એક ડેદીની મારફતે એમના ભયંકર ઇરાદાને પાદશાહી અમલદારને જાહેર કર્યો જેને પરિણામે મોગલ લશ્કરે તમામ બંડખોરોને કાપી નાખ્યા આ મારામારીમાં બહાદુરશાહનો સસરો જનમકિરૂઝ અને એક ગૂજરાતી અમીર, નામે સદરખાં, માર્યા ગયા હતા ઈ સ ૧૫૩૫-૩૬ આ કતલ પછી હુમાયુ પાદશાહ ચરોતર થઈ ચાંપાનેર-પાવાગઢ આવી ગયો અને તે કોટને કબજે કર્યા બાદ પાછો અમદાવાદ ધંધુકા તરફ કૂચ કરી ગયો પછી તે પાછો ખંભાત પહોંચ્યો, અને વડોદરા ભરૂચ સુરત, બુર્હાનપુર, અસીરગઢ થઈ ઉત્તર હિન્દ ભણી વળ્યો અને માંડવગઢ થઈ દિલ્હી આગ્રા પહોંચી ગયો

હુમાયુ ગુજરાત છોડી ગયો એટલે બહાદુરના માણસોમાં હિંમત આવી તેમણે ફરી ગુજરાતનો કબજો લીધો, જેમાં ખંભાત પાસેનો મુલક આવી જતો હતો એ કબજો કરવામાં દીવ બંદરના અધિકારી રૂમીખાએ મુખ્ય ભાગ લીધો હતો ઈ સ ૧૫૩૬ના ડિસેમ્બર માસમાં બહાદુરશાહ સુલતાન ચાંપાનેરથી મહી પ્રદેશ રસ્તે દીવ ગયો જ્યાં તેનું દરિયામાં ડૂબી જવાથી કરુણ મૃત્યુ થયું ૧૫ ફેબ્રુઆરી, ૧૫૩૭ આ સમયમાં મિરાત-એ-સિકંદરીના લેખકના પિતાનો મિત અને તારીખ-એ-બહાદુરશાહીનો કર્તા, ખંભાતના દારોગાના અધિકાર ઉપર હતો એ ખબર આપણે મિરાત-એ-સિકંદરી ઉપરથી મેળવી શકીએ છીએ

**મેહમૂદ ત્રીજો :** બહાદુરશાહના મરણ બાદ ત્રીજો મેહમૂદ ગૂજરાતનો સુલતાન થયો તે વખતે ખંભાત, ગાંધાર વગેરે બંદરોનું મહેસૂલ મક્કા મદીનાની સંસ્થાઓ માટે ધરમાદા ખાતામાં જમા થતું હતું અને તેનો બંદોબસ્ત કરવા મક્કા મુકામે સુલતાનનો ખાસ અધિકારીઓ નીમતા હતા આ ધારો અકબર બાદશાહે ચાલુ રાખ્યો હતો અને તેના બંદોબસ્ત માટે ગૂજરાતનો અરબી ઇતિહાસ લખનાર અબદુલ્લા મોહમ્મદ બિન ઉમર અલ મક્કીને ખાસ અધિકાર ઉપર નીમવામાં આવ્યો હતો તે હાજી દબીરના નામથી પણ ઓળખાય છે સુલતાન ત્રીજો મેહમૂદ ઈ સ ૧૫૫૪ સુધી તખ્ત ઉપર રહ્યો તેના સમયમાં ફિરંગી સરકારે દીવ, દમણ વસઈ, મુંબઈ, વગેરે બંદરોનો કબજો લીધો હતો અને તેમના લશ્કરો નર્મદા તાપી મહી નદીઓના મુખ ઉપર આવેલા બંદરોને અને તેમની પાસેના મુલકોને લૂંટતાં હતા તેમાં ચરોતર પ્રદેશનાં નાનાં બંદરોનો પણ સમાવેશ થતો હતો ઉપર એક સ્થળે કહેલું છે તે પ્રમાણે મેહમૂદ ત્રીજાના વઝીર આસાદખાએ સમસ્ત ગૂજરાતના હિન્દુ વાંટાદારોના વાંટાઓ જપ્ત કર્યા હતા અને તેમને મુસ્લિમ અમલદારોને વહેંચી આપ્યા હતા જેમાં ખેડા જિલ્લાના નાના નાના વાંટદારો પણ આવી ગયા હતા આસાદખાના નવીન ધોરણમાં હિંદુઓને પાલખીમાં અને ઘોડા હાથી ઉપર બેસવાની મનાઈ કરવામાં આવી હતી, તેમના દિવાળી-હોળી જેવા તહેવારોના ઉત્સવો બંધ કરવામાં આવ્યા હતા અને જો તેઓ લાલ કપડાં પહેરે તો બાંય ઉપર લાલ પટ્ટીઓ મુકાવવી જેથી મુસ્લિમ પ્રજાથી તેઓ વર્તાઈ શકે તેવા ઔરંગઝેબી ફરમાનો બહાર પાડવામાં આવ્યા હતા આ ફરમાનો સામે વાંટદારો એ નાના બંડ કર્યા હતા પણ તેમને હબ્સી તુર્કી, અફઘાન અને મોગલ સૈનિકોની મદદથી શમાવી દેવામાં આવ્યા હતા ઈ સ ૧૫૫૪માં મેહમુદ સુલતાન તેના નોકર બુર્હાનને હાથે માર્યો ગયો ત્યારે આ બંડખોર બારૈયાઓએ અને કોળીઓએ બુર્હાન ખૂનીનો પાળિયો બનાવ્યો હતો એટલે સુધી તેઓ આસાદખાના ઝડતી જુલમથી કંટાળી ગયા હતા

**એહમદશાહ ત્રીજો.** મેહમૂદ ત્રીજા પછી એહમદશાહ ત્રીજો સુલતાન થયો તેનો અમલ ઈ સ ૧૫૬૧ સુધી રહ્યો તેના અમલમાં ગૂજરાતના અમીરોમાં પરસ્પર ફૂટ પડી એટલે

રાજ્યતંત્ર નબળું પડી ગયું. આ સ્વાર્થી અમીરોએ સલ્તનતને અરસપરસ વહેંચી લીધી, તેમાં વઝીર એતેમાદખાંને ભાગે પેટલાદ અને નડિઆદ, એ બે ભાગો આવેલા, જેમાંથી નડિયાદનો હવાલો એતેમાદ્‌-ઉદ્-દૌલાએ મલિક-ઉસ-શર્કનો ઇલકાબ ધરાવતા અમીરને આપ્યો હતો. ઈ. સ. ૧૫૫૪. આ વહેંચણીમાં ખંભાતનો ભાગ વટવાના વતનદાર મુબારક સૈયદને મળ્યો હતો, જોકે મુબારક પોતે મુખ્યત્વે સૈયદપુર અને કપડવણજ મુકામે રહેતો હતો. ઈ. સ. ૧૫૬૧માં મુઝફ્ફરશાહ ત્રીજો સુલતાન થયો ત્યારે એતેમાદખાંને ખંભાત બંદર હવાલે કરવામાં આવ્યું હતું. એટલું યાદ રહેવું જોઈએ કે આ સમયના આવા હવાલાઓ વારંવાર ફરતા જતા. ગુજરાતના અમીરો પરસ્પર નાની લડાઈઓ કરી પોતાનું અને સલ્તનતનું બળ ઓછું કરતા હતા, જેમાં ઈ. સ. ૧૫૬૭માં ચિંગિઝખાં નામના એક શૂરવીર, બાહોશ, અને સંસ્કારી અમીરે ઇતેમાદ્-ઉદ્ દૌલાને નડિયાદ પાસે હરાવ્યો હતો.

ઇ. સ. ૧૫૬૩માં ઈટાલિના પ્રખ્યાત વેનિસ બંદરથી શીઝર ફ્રેડરિક નામનો મુસાફર ગુજરાતમાં આવ્યો હતો. તેણે ખંભાતમાં મુકામ કર્યો હતો અને તેના લખાણ પ્રમાણે તે વખતે ગુજરાતમાં ભયંકર દુકાળ પ્રવર્તતો હતો, જેને પરિણામે ખંભાત બંદરના લોકો પોતાનાં છોકરાંને ૭ રૂપિયા જેટલી મામુલી રકમ લઈ વેચતા તેણે જોયા હતા.

# ૬

# અકબરથી પિલાજીરાવ ગાયકવાડ સુધી

(ઈ. સ. ૧૫૭૨થી ૧૭૩૨ સુધી)

**પરિચય:** આ પ્રકરણમાં અકબરથી પિલાજીરાવ ગાયકવાડ સુધીનાં ૧૬૦ વર્ષની તવારીખ આપી છે.

**ગુજરાતમાં અકબરની સત્તાની સ્થાપના: સને ૧૫૭૨:** ગુજરાતના અમીરો પરસ્પર સત્તા માટે લડતા હતા અને મોગલ પાદશાહ અકબરશાહના પિત્રાઈઓ મીરઝાઓઓએ ગુજરાતમાં વડોદરા, ભરૂચ, સુરત વગેરે શહેરો કબજે કર્યાં હતાં. એટલે ગુજરાતના સુલતાન ત્રીજા મુઝફ્ફરશાહના વઝીર ઇતેમાદખાંએ પ્રદેશમાં શાંતિ સ્થાપવા અને મીરઝાઓઓને મહાત કરવા અકબર પાદશાહને ગુજરાતમાં બોલાવ્યો. તે નિમંત્રણથી અકબર પાદશાહ પોતે સારા લશ્કર સાથે ગુજરાતમાં દાખલ થયો અને ઈ. સ. ૧૫૭૨ના નવેમ્બર માસની સાતમી તારીખે તેણે પાટણ શહેરમાં પ્રવેશ કર્યો. જોટાણા મુકામે મુઝફ્ફરશાહ અકબરના સરદારોને શરણ થયો. એટલે ઘણાખરા ગુજરાતી સરદારો અને અમીરો પાદશાહને શરણે આવ્યા, અને અકબરના અમલનો તેમણે સ્વીકાર કર્યો. અકબરે એમને યોગ્ય નોકરી આપી; ઈ. સ. ૧૫૭૨ના નવેમ્બરની ૧૨મીએ અકબરે અમદાવાદ શહેરમાં દુહાઈ ફેરવી. મહી નદીનો ઉત્તરનો પ્રદેશ તેણે ગુજરાતના પહેલા સૂબા મીરઝાખાં અઝીઝ કોકાને જાગીર તરીકે આપ્યો, જ્યારે તે નદીની દક્ષિણે આવેલો પ્રદેશ ગુજરાતી અમીરો વચ્ચે વહેંચી આપ્યો, એ હેતુથી કે તેઓ જિતાયેલા મુલકનો બંદોબસ્ત કરવામાં મોગલ લશ્કરને મદદ કરે, અને મિરઝાઓઓને હાર આપવામાં સહકાર આપે.

**અકબરનું ચરોતરમાં આગમન: ખંભાતની મુલાકાત, સને ૧૫૭૨:** ઈ. સ. ૧૫૭૨ના ડિસેમ્બરની ૧૨મી તારીખે અકબર પાદશાહ ચરોતરમાં ફરતો ફરતો ખંભાત બંદરે આવ્યો. અહીં તેને સિરિયા, ઇરાક, ઈરાન, તુરાન વગેરે દેશોના અને સ્થાનિક વેપારીઓ તથા મુત્સદ્દીઓએ મુજરો કર્યો. પાદશાહે પોતે દરિયાઈ સફર કરી અને ખંભાતના મુસદ્દીની જગાએ હસનખાં નામના અમલદારની નિમણૂક કરી. ખંભાત મુકામે અકબરને ખબર પડયા કે ગુજરાતી અમીરો દગાખોર નીવડયા હતા, ખાસ કરીને વઝીર ઇતિમાદખાં તેનાથી છળકપટ રચતો હતો; તેથી પાદશાહે તેને કેદ કર્યો અને તેને આપેલાં જાગીર, અધિકાર વગેરે પાછાં લઈ લીધાં.

**સરનાલનું યુદ્ધ, સને ૧૫૭૨:** ત્યાર પછી અકબર વડોદરા ગયો. અહીં તેણે ખબર સાંભળ્યા કે મીરઝાદો ઇબ્રાહીમ ભરૂચ તરફથી કૂચ કરતો કરતો મહી નદી તરફ આવતો હતો, એટલે તેણે વડોદરાથી છાવણી ઉઠાવી લીધી અને ચરોતરના મહી નદી તરફના મુલક તરફ તે રવાના થયો; ડાસરા પાસે સરનાલ ગામ નજીક તે પહોંચ્યો ત્યારે તેને ખબર મળ્યા કે ઇબ્રાહીમ મીરઝા પોતે સરનાલ ગામમાં પડાવ નાખી પડેલો છે. અકબર પાસે માત્ર ચાલીસ

ઘોડેસવારો હતા રાત્રે દુશ્મન ઉપર છાપો મારવો નહિ એ વિચારથી અકબરે તરત હલ્લો કરવા હુકમ કર્યો માનસિંહ રાજાનો એક પુત્ર નદી પાર ઊતરી ગયો અકબર તેની પાછળ હતો રસ્તામા મહીના કોતરો હતા તેને વગવી પાદશાહ પોતે ગામમા પહોચ્યો ગામના બજારમા ગાય, ભેસો, બકરા, ઘેટા, આડેધડ પડ્યા હતા અકબર તેમના ધણને વટાવી ઇબ્રાહીમ મીરઝાના લશ્કર ઉપર તૂટી પડ્યો મીરઝાઝાદાનુ લશ્કર ભાગી ગયુ દરમિયાન મીરઝાના ત્રણ ઘોડેસવારોએ ખુદ પાદશાહને થોરની વાડ ઉપર રોકી રાખ્યો પણ એકને ભગવાનદાસ રાજાએ પૂરો કર્યો બીજા બે ઘોડેસવારો અકબર ઉપર દોડી આવ્યા અકબરનો જાન જોખમમા હતો, પણ તરત મોગલ સરદારો વચ્ચમાં પડ્યા, એટલે અકબર ઘોડાને થોરની વાડ ઉપરથી કુદાવી સામે પહોચી ગયો મોગલ સરદારોએ બન્ને ઘોડેસવારોને ભગાડી મૂક્યા ઇબ્રાહીમ મીરઝા ઉત્તર હિંદ નાસી ગયો અકબરે રાત સરનાલમા કાઢી સવાર પડી એટલે પાછળ રહી ગયેલુ મોગલ લશ્કર પાદશાહને મળ્યુ અબુલ ફઝલના 'અકબરના મામા'મા આ સરનાલના યુદ્ધનુ પૂરુ વર્ણન આપવામા આવ્યુ છે તે યુદ્ધ ઈ સ ૧૫૭૨ના ડિસેમ્બરની ૨૩મી તારીખે થયુ હતુ

**ચરોતરમાં અકબરની હકૂમત :** આ ફતેહથી અકબરને મધ્ય ગૂજરાતનો, એટલે ખેડા જિલ્લાનો પૂરો કબજો મળ્યો અને હુસેન મીરઝાનો અને શાહ મીરઝાનો દક્ષિણ અને ઉત્તર ગૂજરાતમા પરાજય થયો, એટલે તરત તેનો આખા ગૂજરાતનો કબજો સાબૂત થઈ શક્યો. સરનાલની લડાઈમા ભગવાનદાસ રાજાનો ભાઈ ભૂપત માર્યો ગયો હતો, જેનો શોક મૂકાવવા અકબરની રજપૂત બેગમ આમેર ગઈ હતી ઈ સ ૧૫૭૩ના જૂન માસની ત્રીજી તારીખે અકબર ફતેહપુર સિક્રી પહોચ્યો, તે પહેલા તેણે ગૂજરાત દેશના વહીવટનો બદોબસ્ત કર્યો હતો, તેમા સૂબેદાર અઝીઝ કોકાને પેટલાદ પરગણાની જાગીર આપી હતી

**અકબરની ગૂજરાતમા બે વધુ લડાઈઓ :** ગૂજરાતનો અકબરનો નવો બદોબસ્ત બહુ ટક્યો નહિ કારણ કે મીરઝાઓ । મોહમ્મદ હુસેન મીરઝાએ દૌલતાબાદથી ગૂજરાતમાં પ્રવેશ કર્યો, ખભાત બંદરનો કબજો લઈ લીધો, અને તેના સિપેહસાલાર હુસેનખાને અમદાવાદ ભણી નસાડી મૂક્યો તે તરતમા ભરૂચ તથા અમદાવાદ મુકામે રાખવામા આવેલા લશ્કરોએ તેને ખભાત છોડી દેવાની ફરજ પાડી આ બનાવ ઈ સ ૧૫૭૩ના ચોમાસામા બન્યો, એટલે ૭ઠી સવારીએ અકબર સપ્ટેમ્બર માસની ૨૧મી તારીખે અમદાવાદ આવ્યો, જ્યા બે લડાઈઓ લડી તેણે મીરઝા હુસેનને અને બેવફા ગૂજરાતી અમીરોને સખત હાર આપી મોહમ્મદ હુસેન મીરઝા લડાઈમા કેદ પકડાયો હતો, તેને ભગવાન રાજાએ મારી નખાવ્યો અમદાવાદ પાસે સાબરમતી ઉપર આ એક જ દિવસમા એકેક કલાકને અંતરે લડવામા આવેલા આ બે યુદ્ધો સરનાલના યુદ્ધ જેટલા જ નિર્ણાયાત્મક હતા, કારણ કે તે પછી તુરત અકબરની દુહાઈ આખા ગૂજરાતમા બોલાવવામા આવી આ બે લડાઈઓ ઈ સ ૧૫૭૩ના સપ્ટેમ્બરની બીજી તારીખને બુધવારે થઈ હતી

**અકબરનો મહેસૂલી બદોબસ્ત :** અકબરે ગૂજરાતનો મહેસૂલી બદોબસ્ત કરવા માટે રાજા ટોડરમલને હુકમ કર્યો પાદશાહી હુકમ એવો હતો કે આસાદખાના વાગદારો સાફ કરવાના હુકમને રદ કરવો, જૂના વહીવટદારોને વાગઓ સુપરત કરવા, અને ખેડૂતો પાસેથી તથા વાડાદારો પાસેથી યોગ્ય રકમ મજરે લેવી આ બદોબસ્ત પ્રથમ એક વર્ષ માટે કરવામા આવ્યો હતો અકબરે સૂબાના મહેસૂલી બદોબસ્તમા મદદ કરવા વલ-ઉલ મુલ્ક નામના એક ગૂજરાતી મુસદ્દીને અને પછી પ્રાગદાસ નામના માણસની દીવાન તરીકે નિમણૂક કરી હતી અકબરે ગૂજરાતના સૂબામાથી જાલોર તથા નાગોર એ બે સરકારોને અજમેરના સૂબા કે પ્રાન્તમા ભેળવી દીધા અને ખાનદેશની જીત બાદ સુલતાનપુર તથા નદુરબાર એ બે સરકારોને ખાનદેશના નવા સૂબામા નાખી દીધા ગૂજરાતની જૂની સલતનતનો આ વિચ્છેદ થયો તે અત્યારે (૧૯૫૪ ઑગસ્ટ) ચાલુ છે અને ગૂજરાતની સરહદના નિશ્ચય કરવામા તે વાત ભુલાઈ જાય છે

**અકબરની સરકાર સામે બળવો** અકબર ગૂજરાતથી ચાલ્યો ગયો કે તુરત આખા મુલકમા મોગલ સરકાર સામે બડ થયા એ બળવાખોરોની સરદારી ગૂજરાતના સુલતાન ત્રીજા મુઝફ્ફરે લીધી તેમા તેને ગૂજરાત અને સૌરાષ્ટ્ર બન્ને પ્રદેશોની પ્રજાઓનો સાથ મળ્યો હતો ખાસ કરીને સોરઠના કાઠીઓનો જામનગરના મહારાજા જામનો જૂના ગલ્લા ધોરી સરદારોનો અને રાજપીપળા વગેરે સસ્થાનોના રાજાઓનો અને તાલુકદારોનો ખેડા જિલ્લો તેમા અપવાદ હોઈ શકે નહિ એ જ વખતે હુસેન મીરઝાના પુત્ર મુઝફ્ફર મીરઝાએ ખાનદેશમાથી ગૂજરાત ઉપર ચઢી આવી ખભાત બદરનો કબજો લીધો, અને તેની પ્રજાને લૂટી અઢળક

નાણું ભેગું કર્યું. જોકે તે કબજો તેના હાથમાં લાંબો વખત ટકી શક્યો નહિ. મુઝફ્ફર મીરઝાં, આ પછી ખાનદેશ ચાલ્યો ગયો, જેના હાકેમ રાજા અલીખાં ફારૂકીએ તેને પકડી અકબરને સોંપી દીધો.

**અકબરની ફોઈ તથા બેગમની મક્કાની હજ:** ઈ. સ. ૧૫૭૫માં અકબરની ફોઈ ગુલબદન બાનુ બેગમ તથા અકબરની બેગમ સલીમા સુલતાના બેગમ પાદશાહની રજા લઈ ખંભાત વાટે મક્કા હજ પઢવા ગયાં હતાં. પાદશાહી હાજીઓના આવા એક કાફલાની સરદારી પ્રસિદ્ધ ઇતિહાસકાર મીર તુરાબે લીધી હતી અને તેણે મક્કાથી પયગમ્બરની પાદુકાઓના અવશેષો ખંભાત બંદરે ઊતાર્યા હતા.

**વધુ બંડો:** આ સમયે અકબર પાદશાહે મનસબદારી લશ્કરોમાં રાખવામાં આવતા જાનવરોને ડાઘ લગાડવા સંબંધી સખ્ત હુકમો કાઢ્યા અને તે હુકમોનો અમલ આખા સામ્રાજ્યમાં કડક રીતે કરવાની આજ્ઞા ફરમાવવામાં આવી, જેને પરિણામે બિહાર–બંગાળનાં લશ્કરોના સરદારોએ મોટું બંડ ઊઠાવ્યું હતું. આ બંડના ખાંટા ગૂજરાતમાં ઊડ્યા અને ગૂજરાતની લશ્કરી છાવણીઓમાં સિપાહીઓ, મુખ્યત્વે તુર્ક સિપાહીઓ, આ ફરમાની અમલ સામે ઊઠ્યા હતા. તેમની આગેવાની ગૂજરાતના લોકોએ લીધી જેમાં પદભ્રષ્ટ થયેલો ગૂજરાતનો સુલતાન ત્રીજો મુઝફ્ફરશાહ મુખ્ય હતો. આ લોકોએ પ્રાંતના સૂબાનું ખૂન કરવાની યુક્તિ કરી હતી. પરિણામે સૂબેદાર સાહબ–ઉદ–દિને બંડખોરોના મુખ્ય આગેવાનો, ખલીલ બેગને અને મોહમ્મદ યુસુફને ચરોતરના માતર ગામે કાઢી મૂક્યા હતા. ઈ. સ. ૧૫૭૯–૮૦. ઈ. સ ૧૫૮૩માં ગૂજરાતનો એકવારનો વઝીર ઈતેમાદ–ખાં સૂબેદાર થયો હતો. તેણે આ લોકોને ઉત્તેજન આપ્યું. મુઝફ્ફર સુલતાને ઈ. સ. ૧૫૮૩ના સપ્ટેમ્બર માસમાં લડત વગર ખંભાત બંદરનો કબજો લીધો અને ત્યાંના લોકોને ખૂબ લૂંટ્યાં, ત્યાંથી તે અમદાવાદ પહોંચ્યો અને ત્યાં ફરીથી વડવાઓની ગાદી ઉપર બેઠો. ખંભાત મુકામે આ વખતે એક કલ્યાણરાય નામનો લાડ વણિક સત્તા ઉપર આવ્યો. સૈયદ દોલત નામનો એક બીજો સરદાર નડિયાદમાં દાખલ થયો. મુઝફ્ફરે તેને રૂસ્તમખાંનો ખિતાબ આપ્યો. એમણે નડિયાદ પાસે મોગલ લશ્કરને સખ્ત હાર આપી. મહી નદીના કાંઠા ઉપર ખાનપુર–વાંકાનેર પાસે એક યુદ્ધ થયું. તેમાં મોગલો ફરી મુઝફ્ફરશાહ સામે લડતાં હારી ગયા. આ પરાજયોથી અકબર પાદશાહે એનયાદખાંને સૂબેદારીથી નિવૃત્ત કર્યો અને તેને બદલે અબ્દુલ રહીમખાંને મૂક્યો. આ નવો સૂબેદાર બૈરામખાંનો પુત્ર હતો. નવા સૂબેદારે મુઝફ્ફરશાહને અમદાવાદથી નસાડી મૂક્યો, એટલે તે ખંભાતમાં દાખલ થયો; જ્યાં તેણે હજારો સૈનિકોની ભરતી કરી, પણ મોગલ લશ્કરોએ તેને અહીં ફરી હામ રહેવા દીધો નહિ, એટલે તે રાજપીપળાના જંગલોમાં ભાગી ગયો. ચરોતરનો મુલક આ બનાવ પછી શાન્ત થઈ ગયો. તેની પ્રજાએ અકબરના અમલ સામે ખાસ કોપ જાહેર કર્યો નહોતો. વિલિયમ હૉકિંસ વગેરે જે અંગ્રેજ પ્રવાસીઓ જહાંગીર પાદશાહના અમલ દરમિયાન ગૂજરાતમાં આવ્યા હતા, તેમનાં લખાણોથી અને જહાંગીર પાદશાહની રોજનીશી ઉપરથી એટલી હકીકત મળે છે કે ઈ. સ. ૧૬૦૭માં મુઝફ્ફરશાહના પુત્ર બાહાદુરશાહે ખંભાત તરફ ગરબડ કરી હતી.

**શાંતિ અને આબાદી:** અકબરની દુહાઈથી ખેડા જિલ્લાના પ્રદેશમાં શાંતિ થઈ, ખંભાત બંદર આબાદ થયું, ખેતી સુધરી, જજિયાવેરો, મુંડકીવેરો, આબકારી વગેરે વેરાઓ માફ થયા એટલે સમૃદ્ધિ વધી. ડાકોર, દ્વારકા, ગિરનાર, આબુ, સોમનાથ, વગેરે તીર્થસ્થાનોએ હજારો યાત્રાળુઓ ભેગા થવા માંડ્યા, નવાં મંદિરો કરવામાં આવ્યાં, અને હીરવિમળસૂરી, વિમયસેનસૂરી, સિદ્ધિચંદ્ર, ભાનુચંદ્ર વગેરે વિદ્વાન જૈન સાધુઓના ઉપદેશથી અને વગથી મુસ્લિમ અમલદારોનો કારભાર ઝનૂનની અપેક્ષાએ નરમ થયો.

ખંભાતના કલ્યાણરાય લાડ વણિકનો ઉલ્લેખ આવી ગયો છે. તેને અને હિરવિજયસૂરીને ખંભાત મુકામે તકરાર થઈ હતી.

**ખ્રિસ્તીઓ:** એક જેસુઈટ (*Jesuit*) વૃત્તાંત મુજબ આ સમયે ખંભાતમાં તે લોકોને ચર્ચનું મકાન ઊભું કરવા ઈ. સ. ૧૫૯૬–૯૭માં ફરમાન કાઢી આપવામાં આવ્યું હતું.

એ સમયે ખંભાત મુકામે પરદેશી વેપારીઓ રહેતા હતા, તેમાં ફિરંગીઓ મુખ્ય હતા. એમનો એક ધર્મગુરુ ફાધર સેઈન્ટ ઝેવિયર ઈ. સ. ૧૫૯૫ લગભગ ખંભાત મુકામે આવી ગયો હતો અને ત્યાં તેણે જૈન સાધુઓ સાથે ચર્ચા કરી હતી, જે વખતે બહમનશાહ નામનો પારસી દુભાષિયો દુ–બાસ હાજર હતો.

**જહાંગીરની સફર, સને ૧૬૧૭–૧૮:** ગૂજરાત અને ચરોતર માટે જહાંગીર પાદશાહનો અમલ વૈશેષિક અગત્ય ધરાવે છે, કારણ કે ઈ. સ. ૧૬૧૭–૧૮માં ગૂજરાતમાં જહાંગીરે સફર કરી હતી, અને સફર દરમિયાન તેણે નડિયાદ, ખંભાત વગેરે ખેડા જિલ્લાનાં ગામોનો પ્રવાસ ખેડ્યો હતો. એ વખતે મકરંબખાં નામનો સૂબો ગૂજરાતમાં

કામગીરી કરતો હતો. જહાંગીરની રોજનીશી પ્રમાણે આ અમલદારે એક વાર ખંભાતની અમલદારી કરી હતી, જ્યારે તેણે અંગ્રેજો અને ફિરંગીઓનો પરિચય સાધ્યો હતો. યુરોપિયન મુસાફરોના વૃત્તાંત પ્રમાણે આ ખંભાતનો અધિકારી ઘણો લાંચિયો હતો.

**શાહજાદા ખુર્રમનું બંડ :** જહાંગીરના અમલમાં છેલ્લાં વર્ષોમાં શાહજાદા ખુર્રમે પાદશાહ સામે બંડ કર્યું હતું. તે સમયે પેટલાદમાં સાલેહ નામનો ખુર્રમ શાહજહાંનો વફાદાર ફોજદાર હતો. જહાંગીર પાદશાહે પોતાના દરબાર માટે પાંચ લાખ રૂપિયાને ખરચે એક રત્નજડિત તખ્ત ચરોતરના કારીગરો પાસે તૈયાર કરાવ્યું હતું. સાલેહનો વિચાર આ કિંમતી તખ્તને અને બે લાખ રૂપિયાની રોકડ રકમને બંડખોર શાહજાદા શાહજહાંને પહોંચાડવાનો હતો, પણ જહાંગીરના અધિકારીઓએ, મુખ્યત્વે કલ્યાણરાવ લાડ વગેરેએ, તેમ કરતાં તેને અટકાવ્યો હતો.

**જહાંગીરનો પ્રવાસ: સને ૧૬૧૭ :** હવે આપણે જહાંગીર પાદશાહના પ્રવાસને જોઈએ.

જહાંગીર પાદશાહ પ્રવાસનો ઘણો શોખીન હતો. તેણે ગૂજરાત અને તેની સમૃદ્ધિ, કારીગરી વગેરે સંબંધી ઘણું સાંભળ્યું અને વાંચ્યું હતું. ઉપરાંત તેને શિકારનો બડો શોખ હતો. દોહદ–દાહોદ પાસે હાથીઓનો શિકાર થઈ શકે છે એવી બાતમી મળતાં તે. ઈ. સ. ૧૬૧૭ ના ઓક્ટોબરની આખરે માંડવગઢ મુકામે હતો, ત્યાંથી પાલખીમાં અને હાથી, ઘોડાઓ વગેરે ઉપર સવારી કરતો કરતો તે એ વર્ષના ડિસેમ્બર માસના છેલ્લા અઠવાડિયામાં મહી નદીના પ્રદેશમાં આવી પહોંચ્યો અને ખંભાત બંદર મુકામે પડાવ નાંખ્યો. માર્ગમાં તે નીલ ગાયનો શિકાર કરતો હતો. મહી નદી ઉપર તેણે મત્સ્ય પકડયાં હતાં. વાંકાનેર–ખાનપુર ઉપર તેણે અમલદારોને મિજબાનીઓ આપી હતી. નડિયાદની બજારમાં તેણે પંદરસો રૂપિયા વેર્યા હતા. પેટલાદ મુકામે તેણે એક હજાર રૂપિયા વેર્યા હતા. જહાંગીર લખે છે કે પેટલાદ પરગણું સમૃદ્ધ હતું અને તેની આમદાની એક વર્ષ માટે સાત લાખ રૂપિયા હતી. પેટલાદ સરકારમાં જહાંગીર પાદશાહે ગાડામાં બેગી પ્રવાસ ખેડયો હતો. ચરોતરનાં વાવ કૂવા, જોઈ તેણે એવાં જળાશયો ઉત્તર હિન્દમાં તૈયાર કરાવવા હુકમો છોડયા હતા. અહીં તેણે કઢિયારાઓ વગેરે ભારવાહકોને આરામ મળે તે માટે થોભિયાઓ જોયા હતા એટલે તેવાં આરામ સ્થાનો ઉત્તર પ્રદેશમાં વસાવવા ફરમાનો કાઢયાં હતાં. ગૂજરાતની ખીચડી તેને ઘણી ગમી ગઈ હતી, એટલે સુધી કે માંસ પીરસવાના દિવસો ન હોય ત્યારે તે જ રસોઈ કરવાનો આદેશ તેણે ખાનસામાને આપ્યો હતો.

**ખંભાતમાં :** ખંભાત મુકામે જહાંગીર કુલ દશ દિવસ રહ્યો હતો. એ બંદરના બારા ઉપર ફિરંગીઓએ લાદેલાં વહાણો તેણે જોયાં હતાં. તારંગેશ્વર અથવા નારદેશ્વર તળાવ ઉપર તેણે પોતાની પાલખી થોભાવી હતી. ખંભાતના મહોલ્લાઓમાં જહાંગીરે પાંચ હજાર રૂપિયા વેર્યા હતા. દશ દિવસની રોકાણ દરમિયાન તેણે નગરજનો, અમલદારો, વેપારીઓ વગેરેને મુલાકાતો આપી હતી; એક વાર તેણે વિદ્વાન બ્રાહ્મણોને બોલાવ્યા હતા, અને ખંભાત બંદરનો ઈતિહાસ સંભળાવવાનું કહ્યું હતું. લખવાની ભાગ્યે જ જરૂર હોઈ શકે કે એ સમયના બ્રાહ્મણોનું તવારીખનું જ્ઞાન ઘણું જ તુચ્છ હતું.

જહાંગીર લખે છે કે ખંભાત બંદર સ્વચ્છ અને આબાદ હતું. તેની કિલ્લેબંધી કલ્યાણરાય વણિકે ઈંટ ચુનેથી કરી હતી. બંદરની બજારો સાંકડી હતી. જહાંગીરને અરબિઅખાતની દરિયાઈ માછલી બહુ પસંદ પડી ગઈ હતી. અહીં જહાંગીરે એક હાથી અને ઘોડેસવાર પાછળ દોડવો કર્યો હતો, જે હરીફાઈ વડોદરા શહેરમાં અગાઉ ગાયકવાડી અમલ વખતે ઘણી વાર કરી બતાવવામાં આવતી હતી. એકવાર પાદશાહ નાના ગરબ–હોડકામાં સવાર થઈ દરિયાઈ સફરે ઊપડી ગયો હતો. સર થોમસ રો, અંગ્રેજ વકીલ, લખે છે કે ખંભાત મુકામે સ્પેન દેશનો પ્રતિનિધિ જહાંગીરનો મુજરો કરવા હાજર રહ્યો હતો. ખંભાત બંદરથી જહાંગીરે સોના–ચાંદીના જહાંગીરી ટંકાનું નાણું બહાર પાડયું હતું. આ સોનાના સિક્કાઓ ઉપર પ્રવાસની હિજરી સાલ સને ૧૦૨૭ આપવામાં આવી છે. જ્યારે ચાંદીના સિક્કાઓ ઉપર પાદશાહની માંડવગઢની મુલાકાત અને દક્ખણની સવારી એમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ખંભાત બંદરના દાણની આવકમાંથી એક લાખ રૂપિયાની રકમ જહાંગીરને અકબરના અમલથી મળતી હતી. ખંભાતનો પાદશાહી મુકામ ગૂજરાતના સુલતાને બંધાવેલા રાજમહેલમાં થયો હતો. જહાંગીર લખે છે કે ખંભાતના બારામાં મોટાં વહાણો આવી શકતાં નહોતાં, તેમ ભરતી વખતે ઘોઘા બંદરથી માલ ભરી નાનાં વહાણોને અહીં રવાના કરવામાં આવતાં હતાં.

જહાંગીરના અમલ દરમિયાન અંગ્રેજોએ ખંભાત મુકામે કોઠી નાખી પાદશાહે જેસ્યૂઈટ પાદરીઓને ખંભાત મુકામે ચર્ચ રાખવા ફરમાન કાઢી આપ્યું હતું. ઈ. સ. ૧૬૧૫

**વજિયા અને રાજિયા પારેખ :** આ સમયે ફિરંગીઓ બાદશાહી વહાણોને અને ગુજરાતી વેપારીઓને ચાંચિયાગીરી કરી ખૂબ લૂંટી લેતા હતા. આ તકરારોનો તોડ કરવામાં ખંભાતના અને ગાંધારના બે જૈન વેપારીઓ, નામે વજિયા પારેખ અને રાજિયા પારેખ, તેમની ખાસ મદદ મળી હતી. આ જૈન વેપારીઓની દીવ ગોવા વગેરે ફિરંગી બંદરોએ મોટી પેઢીઓ ચાલતી હતી અને તેમણે ખંભાતમાં ચિન્તામણિ પાર્શ્વનાથ અને મહાવીર, એમનાં દહેરાં સંવત ૧૬૪૪માં બંધાવ્યાં હતાં, જે હાલ મોજૂદ છે. શીલવિજયજી નામના જૈન સાધુએ તેમને વિષે કહ્યું છે કે :-

> પાંચ પ્રાસાદ કરાવ્યા ચંગ, સંઘ પ્રતિષ્ઠા મનની રંગ,
> જેહની ગાદી ગોવા બંદિરિ, સોવન છત્ર સોહિ ઉપરિ,
> કોઈ ન લોપી તેની લાજ, નામી શીશ ફિરંગી રાજ.

**મોગલાઈ અમલ :** મોગલાઈ દરમિયાન ખેડા જિલ્લામાં શાંતિ રહી હતી. જો કે બારૈયા, પાટણવાડિયા વગેરે લોકો તરફથી કોઈ કોઈ વાર બખેડાઓ થતા હતા. શાહજહાંના અમલ (ઈ. સ. ૧૬૨૮-૧૬૫૭) દરમિયાન આ પ્રદેશમાં ખાસ નોંધ લેવા લાયક બનાવ બન્યો નહોતો. **મીરાત-એ-એહમદીના** લખાણ પ્રમાણે ઈસાનારખાં જ્યારે સોરઠની ફોજદારી ઉપરથી ફારક થઈ ગુજરાતની સૂબાગીરી ઉપર આવ્યો ત્યારે તેણે આ પ્રદેશમાં ભાગબટાઈનું ધોરણ દાખલ કર્યું હતું. ઈ. સ. ૧૬૪૨. આ વખતે યુરોપથી મેન્ડેલસ્લો નામનો મુસાફર ગુજરાતને પ્રવાસે આવી ગયો, ઈ. સ. ૧૬૩૮. સંવત ૧૬૮૭માં આખા ગુજરાતમાં સત્તાસીઓ દુકાળ પડ્યો. પિટર મુન્ડી નામનો અંગ્રેજ આ દુકાળના વરસ દરમિયાન ગુજરાતમાં અને ખાનદેશમાં આવ્યો હતો. તેણે તે પ્રસંગનું હૃદયદ્રાવક વર્ણન આપ્યું છે. શાહજહાંના અમલના ઇતિહાસકાર અબ્દુલ હામીદ લાહોરીએ એવું જ લખાણ કર્યું છે અને સમય સુન્દર નામના એક સમકાલીન વિદ્વાન જૈન સાધુએ સંસ્કૃતમાં અને પ્રાકૃતમાં સમકાલીન લેખકોના વૃત્તાંતોનું સમર્થન કર્યું છે. ઈ. સ. ૧૬૫૭માં શાહજહાં પાદશાહ જ્યારે માંદો પડ્યો ત્યારે ગુજરાતના સૂબેદાર શાહઝાદા મુરાદે બાપને મરણ પામેલો ધારી અમદાવાદ મુકામે આપ-દુહાઈ જાહેર કરી હતી. એ વખતે મુરાદે નગરશેઠ શાંતિદાસ ઝવેરીના દીકરા માણેકચંદ શેઠ પાસેથી અને તે શેઠના ભાગીદારો રવિદાસ તથા શામળદાસ શેઠ પાસેથી મોટી રોકડ રકમ વ્યાજે લીધી હતી અને તેમને જે પરગણાંનું મહેસૂલ માંડી આપ્યું હતું તેમાં ખંભાત અને પેટલાદ એ બે પરગણાંનો સમાવેશ કરવામાં આવ્યો હતો. ખંભાતે બંદરના મુસદ્દી તરીકે ઈરમદાન શહેરના થોડાના સોદાગર અલીઅકબર નામના માણસનું નામ મિરાતુ-એ-એહમદીના ગ્રન્થમાં મળી આવે છે. અલી અકબરના બાપનું નામ હાઈકમાલ હતું. એ બાપદીકરો મોટા વહાણવટીઓ હતા.

**ઔરંગઝેબનો અમલ :** ઔરંગઝેબ પાદશાહના અમલનાં પ્રથમ વર્ષો દરમિયાન ખેડા જિલ્લો શાંત હતો, જોકે કોઈ કોઈ વાર સ્થાનિક લોકો, મુખ્યત્વે બારૈયાઓ તોફાન કરતા હતા, પણ તોફાનોને સખત હાથે દાબી દેવામાં આવ્યાં હતાં અને એ તોફાની લોકોનો બંદોબસ્ત કરવા માટે ખંભાત પાસે ગજના મુકામે, પેટલાદ મુકામે, વાત્રક નદીના પ્રદેશ ઉપર, અને મહીકાંઠા ઉપર ખાસ થાણાં મૂકવામાં આવ્યાં હતાં. ઔરંગઝેબ પાદશાહના અમલનાં છેલ્લાં વર્ષો દરમિયાન મહુધા, નડિયાદ, અને ખેડા જિલ્લાનાં બીજાં ગામોમાં તોફાનો થયાં હતાં, ખાસ કરીને ઈ. સ. ૧૭૦૫માં અને ઈ. સ. ૧૭૦૭માં આ તોફાનોનું વર્ણન ઔરંગઝેબના લશ્કરમાં મનુચી નામના તોપચીએ કર્યું છે. જોકે મિરાત-એ-એહમદીના લેખકે અને તેના ઉપરથી આ પ્રસંગનો વૃત્તાંત લખનાર ગેઝેટિયરના લેખકે તે તોફાનોને મરાઠાઓનાં તોફાનો તરીકે વર્ણવ્યાં છે અને છત્રપતિ શાહુ મહારાજના પેશવા બાલાજી વિશ્વનાથને તેમાં સંડોવ્યો છે. જ્યારે ખરી વાત તો એ છે કે તે પેશવા મહારાષ્ટ્રમાં સત્તા ઉપર હતો જ નહિ. અને મહારાજા છત્રપતિ શાહુ તો ઔરંગઝેબ પાદશાહનો કેદી હતો.

ઔરંગઝેબના અમલમાં ગુજરાતમાં વારંવાર દુકાળો પડ્યા હતા, જેમ કે ઈ સ. ૧૬૮૧-૮૨માં, ૧૬૮૪-૮૬માં, ઈ. સ. ૧૬૯૦-૯૧માં, ઈ સ. ૧૬૯૫-૯૬માં અને ઈ. સ. ૧૬૯૮માં. ખેડા જિલ્લાનું ઊમરેઠ ગામ આ વખતે ઘણું સમૃદ્ધ ગણાતું હતું. તેને સોનાના પીંજરા સાથે સરખાવવામાં આવ્યું છે. ઈ. સ. ૧૬૬૪થી મરાઠાઓ સુરત તરફ આવવા લાગ્યા, ત્યાર પછી તેમણે મહી નદીના મુખ ઉપર પણ દરોડાઓ પાડવા માંડ્યા. પરિણામે ખેડા જિલ્લાના વેપાર રોજગારને ઘણી નુકસાની પહોંચી. શાહઝાદો આઝમશાહ ગુજરાતનો સૂબો હતો ત્યારે પેટલાદ પરગણું તેને જાગીરમાં આપવામાં આવ્યું હતું.

**'ચરોતર'નો ઉલ્લેખ : મિરાત-એ-એહમદીમાં** ચરોતરનો નિર્દેશ આવે છે અને તેમાં તેના લેખકે મહુધા કસબાનો અને તેને લગતા ગામડાંનો સમાવેશ કર્યો છે.

**ઔરંગઝેબ પછી મરાઠાઓ :** ઔરંગઝેબ પાદશાહ ઈ. સ. ૧૭૦૭ના માર્ચ માસમાં અહમદનગર મુકામે મરી ગયો. તેના મરણ પછી સામ્રાજ્યમાં અંધાધૂંધી થઈ. ગૂજરાત પ્રાંત તે અંધાધૂંધીનો ભોગ ખાસ બન્યો. દક્ષિણ અને મધ્ય ગૂજરાત ઉપર મરાઠાઓ ચઢી આવવા લાગ્યા અને ઈ. સ. ૧૭૫૮ સુધીમાં તેમણે આખા ગૂજરાતમાં પોતાનું સાર્વભૌમત્વ સ્થાપ્યું. ખેડા જિલ્લો આ રાજ્યક્રાંતિમાં આવી ગયો. મરાઠાઓ અને મોગલો વચ્ચે જે ઝઘડાઓ થયા તેમાં ખેડા જિલ્લાનો પ્રદેશ મુખ્ય હતો. એ ઝઘડાઓની વિગતો આપણને મિરાત-એ-એહમદીમાં અને સમકાલીન યુરોપીય વેપારીઓએ કરેલાં નિવેદનોમાં સવિસ્તર મળી શકે છે. તુર્ક અને મોગલ સમયો દરમિયાન ખંભાત બંદર જે અગત્યનું સ્થાન ભોગવતું હતું તે સ્થાન હવે સુરત બંદરે લીધું, એટલે દરજ્જે ખંભાત બંદરનું મહત્ત્વ હવે ઓછું થઈ ગયું. છતાં ખેડા જિલ્લો મધ્ય ગૂજરાતમાં આવેલો છે એટલે તેનો યોગ્ય બંદોબસ્ત થાય નહિ ત્યાં સુધી મરાઠાઓ ઉત્તર ગૂજરાતનો બંદોબસ્ત બરોબર કરી શકે નહિ એ સ્પષ્ટ છે. એટલે ખેડા જિલ્લાનું મહત્ત્વ એ દૃષ્ટિએ ખાસ વધે છે. આટલી બાબતો ધ્યાનમાં રાખવામાં આવે તો ઈ. સ. ૧૭૦૭ પછીનો ઇતિહાસ ખેડા જિલ્લા માટે વિશેષ સ્પષ્ટ થઈ શકે.

મોગલ પાદશાહના સૂબેદારો આ વખતે, થોડાક અપવાદો સિવાય, વારંવાર બદલાતા હતા અને તેમની વચ્ચે પરસ્પર સ્પર્ધા ચાલતી હતી. ખુદ પાદશાહનો દરબાર ઈર્ષ્યા, સ્વાર્થ, ખટપટથી રંગાયેલો હતો. પાદશાહત નિષ્ક્રિય થઈ ગઈ હતી. વઝીરો તરફથી જે સૂબેદારની નિમણૂક થાય તેની સામે સત્તા ઉપરના સૂબેદારને હુકમો છૂટતા કે, તમારે બહારથી આવતા સૂબેદાર સામે થવું. એ કારણથી પ્રાંતના અમલદારો પણ પક્ષપાતી અને ખટપટી થઈ ગયા. આ સમયે દક્ષિણમાં મરાઠાઓ જોર ઉપર હતા. તેમણે દિલ્હીની ખટપટોનો અને તેના પ્રાંત અમલદારોના પરસ્પર વિરોધનો લાભ ઊઠાવ્યો, અને આખા સૂબામાં પોતાની વગ જમાવી. એ સમયે જોધપુર મારવાડના મહારાજા રાજરાજેશ્વર અજિતસિંહ અને અભયસિંહ રાઠોડ દિલ્હી મુકામે ઘણી લાગવગ ધરાવતા હતા. તેઓ ગૂજરાતમાં સૂબેદારી ઉપર હતા ત્યારે તેમનો વિચાર ઉત્તર ગૂજરાતને પચાવી પાડવાનો હતો. આ બે માણસોઓ વચ્ચે ભીંસાતી ગૂજરાતની પ્રજાને પારાવાર નુકસાની થઈ. તેમની આબાદી ઘટી ગઈ તેમનાં શહેરો અને બંદરો બંનેની પાયમાલી થઈ. ખેડા જિલ્લો પણ આ સર્વ લોકનાશનો ભોગ બન્યો. આ સ્થિતિ હતી તેમાં અઢારમી સદીના ઉત્તરાર્ધમાં અંગ્રેજો વચ્ચે પડ્યા, તેથી ગૂજરાતમાં સત્તા માટે નવી ધમાલ શરૂ થઈ. તેનો નીવેડો સદીને અંતે આવ્યો. મોગલો ગયા; મરાઠાઓ આવ્યા, પણ તેમનું સાર્વભૌમત્વ પરિપૂર્ણ રીતે આવ્યું નહિ. અંગ્રેજો આવ્યા અને તેમણે સદીને અંતે ગૂજરાતમાં પોતાની સર્વશ્રેષ્ઠ સત્તા જમાવી. તેનું પરિણામ ઓગણીસમી સદીના પહેલા દશકામાં સ્પષ્ટ થયું. તે સમયે અંગ્રેજો સાર્વભૌમ થયા. સર્વત્ર વિગ્રહનો અને ટંટાફિસાદોનો અંત આવ્યો અને રાજ્યવ્યવસ્થા વ્યવસ્થિત બની એક બાબત યાદ રાખવાની જરૂર છે. ગૂજરાતમાં મહારાષ્ટ્રથી અમલદારોને લાવવાની પહેલ કરનાર દખ્ખણનો સૂબો દાઉદખાં પન્ની હતો, જે ઈ. સ. ૧૭૧૪–૧૫ દરમિયાન ગૂજરાતની સૂબેદારી ઉપર રહ્યો હતો. હવે આપણે ઈ. સ. ૧૭૦૭ પછી જે નોંધવા લાયક વૃત્તાંતો બન્યા તેમની ઉપયોગિતા સમજવાનો પ્રયત્ન કરીએ

**સને ૧૭૦૭ પછીના બનાવો :** ફારસી લખાણોથી આપણને માલુમ પડે છે કે એ સમયે માતર ગામ કસબે અહરર શહર કહેવાતું હતુ નડિયાદને મુસ્લિમ ઇતિહાસકારો ઇસ્લામ-આબાદના નામથી જાણતા હતા, અને આમોદને મકબુલ-આબાદ તરીકે ઓળખતા હતા. સંવત ૧૭૭૪માં એટલે ઈ. સ. ૧૭૧૮માં ગૂજરાતમાં મોટો દુકાળ પડ્યો હતો, જ્યારે મોટાં શહેરોમાં સરકારી ગોદામોમાં અનાજને ભેગું કરવામાં આવ્યું હતું, અને ત્યાંથી દુકાનદારો નક્કી કરેલા ભાવે અનાજની ખરીદી કરી તેને ધોરણસર નફો કરી લોકોને વેચતા હતા. આમ છતા ગરીબ માબાપો છોકરાંને એકેક અને બબ્બે રૂપિયે વેચી નાખતાં હતાં. અને બાજરી અને મઠ એક રૂપિયે ચાર શેર લેખે મળતાં હતાં. દુકાળ પછીના વર્ષે પ્રદેશમાં કોલેરા અને બીજો રોગચાળો ફાટી નીકળ્યો જેથી સેંકડો માણસો મરી ગયાં. ખેડા જિલ્લાનો બંદોબસ્ત અઢારમી સદીના પહેલાં વીસ વરસો દરમિયાન સારો રહ્યો હતો. કોઈ કોઈ વાર અમદાવાદથી સૂબેદારોનાં લશ્કરો મહીકાંઠા ઉપર રહેતા તોફાની લોકોને દબાવવા નીકળી પડતાં. એ અપવાદ છોડતાં આ પ્રદેશમાં શાંતિ હતી. ઈ. સ. ૧૭૧૯માં મહારાજા અજિતસિંહના આગ્રહથી દિલ્હીથી ફરમાન છૂટતાં ઝઝિયાવેરો માફ થયો હતો, એટલે ગૂજરાતની પ્રજાને ઔરંગઝેબી ઝનૂનથી ઘણે વર્ષે શાંતિ વળી હતી આ ફરમાન પાદશાહ રફી-ઉદ્-દરજાને છોડ્યું હતુ. ઈ. સ. ૧૭૧૯માં મહારાજા અજિતસિંહ રાઠોડ ગૂજરાતનો સૂબેદાર થયો. તેની સૂબેદારી ઈ. સ. ૧૭૨૧

સુધી રહી. તેનાથી ગુજરાતની પ્રજાને કેટલીક રાહત મળી. સુરત બંદરથી માળવા તરફ જતો માલ મહી ઉપર લૂંટાતો હતો. તેનો બંદોબસ્ત કરવા રાજરાજેશ્વર અજિતસિંહ મહારાજાએ પ્રયાસ કર્યો. ઈ. સ. ૧૭૧૯માં બાદશાહ રફી–ઉદ–દવલા મરી ગયો, એટલે મોહમ્મદશાહ પાદશાહ થયો, જેનો અમલ ઈ. સ. ૧૭૪૮ સુધી રહ્યો. ઈ. સ. ૧૭૨૧ પછી અજિતસિંહ પછી થયેલા સુબેદાર હૈદરકુલીખાં મોએઝ–ઉદ–દવલા બહાદુર ઝફર જંગે મહી નદી ઉપરના ખેડા જિલ્લાના પ્રદેશનો બંદોબસ્ત કર્યો હતો. આ સમયે પેટલાદ સરકાર, પાદશાહની અંગત જાગીર તરીકે હતો. ઈ. સ. ૧૭૨૨માં મોહમ્મદશાહે નિઝામ–ઉલ–મુલ્કને ગુજરાતનો સૂબેદાર બનાવ્યો; એ વિચક્ષણ મુત્સદ્દી હતો, એટલે ગુજરાતમાં તે પોતે આવ્યો નહિ, પણ પોતાના વતી પોતાના સગા મામા હામીદખાંને પ્રતિનિધિ નાયબ તરીકે નીમ્યો. અમદાવાદમાં તે વખતે સૂબાનો હવાલો માસુમકુલીખાં અથવા શુજાઅતખાં નામના ખંભાતના એકવારના મુસદ્દીના અધિકાર ઉપર રહેલા ઉમરાવ પાસે હતો. તેણે હામીદખાંને પ્રાંતનો કારભાર સોંપી દેવા ના પાડી, એટલે બંને વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થયું. નિઝામના નાયબ હામીદખાંને રૂસ્તમ અલીખાં, ઇબ્રાહીમકુલીખાં અને માસુમકુલીખાં અથવા શુજાઅતખાં સાથે અણબનાવ હતો. રૂસ્તમ કુલીખાં મહુધાનો કારભાર ઇબ્રાહીમ કુલીખાં મારફત કરતો હતો. હામીદખાંએ તેની પાસેથી વસૂલાતની ઉઘરાણી કરી. ઇબ્રાહીમે તોછડો જવાબ દીધો, એટલે નાયબ સૂબો નડિયાદ સુધી આવ્યો. બંને વચ્ચે લડાઈ થાત, પણ રૂસ્તમઅલી વચમાં પડ્યો અને સમાધાન થયું, જો કે સમાધાન બાદ બંને ભાઈઓ આ વિખવાદથી પેટલાદ ચાલ્યા ગયા. રસ્તામાં તેમણે દેહવાણ ગામને બાળી લોકોને લૂંટ્યા. એ ગામના લોકો તોફાન માટે જાણીતા હતા. ત્યાર પછી રૂસ્તમ અલીખાં સુરત ચાલ્યો ગયો.

**પિલાજીરાવ અને અન્ય મરાઠાઓ :** આ બનાવ બાદ નિઝામે ગુજરાતનો બંદોબસ્ત પોતાના અમલદારોના હાથમાં મૂક્યો. તેમાં રૂસ્તમખાં અલીની નિમણૂક તેમણે સુરતમાં કરી હતી. ઈ. સ. ૧૭૨૩ લગભગમાં પિલાજી ગાયકવાડે સોનગઢ, વાજપુર, સાલેર વગેરેનો કબજો લઈ લીધો અને સુરત તરફ તે આવજા કરવા માંડ્યો. પાદશાહે ઈ. સ. ૧૭૨૩માં નિઝામને બદલી ગુજરાત માટે મુબારિઝ–ઉલ–મુલ્ક, સરબુલંદખાં દિલાવર જંગ નામના અમીરની નિમણૂક કરી. તે સાત વર્ષ સુધી, એટલે ઈ. સ. ૧૭૩૦ સુધી અધિકાર ઉપર રહ્યો. શરૂઆતમાં તેણે શુજાઅતખાંને કારભાર કરવાનું કહી દિલ્હી મુકામે રહેવાનું ચાલુ રાખ્યું. નિઝામનો નાયબ હામીદખાં આ વખતે દાહોદ મુકામે હતો. તેણે શુજાઅતખાંને પ્રાંતનો કારભાર સોંપવામાં વિલંબ કર્યો. ઉપરાંત, તેણે તે માટે લડાઈ આપવાનો નિર્ણય કર્યો અને પોતાના મુખ્ય અધિકારી સૂબા નિઝામને કંઠાજી કદમબાંડે સાથે કરાર કરવાની સલાહ આપી, જે સલાહ નિઝામે માન્ય રાખી. આ નિઝામ દક્ષિણમાં મરાઠાઓના કટ્ટા દુશ્મન તરીકે કામ કરતો હતો તે જ નિઝામે પિલાજી ગાયકવાડને પણ મદદ માટે સંદેશ કહેવરાવ્યો. બદલામાં તેણે ગુજરાતની ચોથ અને સરદેશમુખી મરાઠા સરદારોને માંડી આપવાનું વચન આપ્યું. પરિણામે હામીદખાં અને કંઠાજી કદંબબાંડે, બંનેએ પોતાનાં લશ્કરોને કપડવણજ પાસે ભેગાં કર્યાં અને અમદાવાદ પાસે ડભોડા ગામ પાસે મુકામ કર્યો. અહીંની નજીક શુજાઅતખાં સામે તેઓ લડ્યા. તેમાં શુજાઅતખાં માર્યો ગયો, એટલે બંનેએ અમદાવાદમાં પ્રવેશ કર્યો. કંઠાજીને મહીની ઉત્તરના પ્રદેશની ચોથ અને સરદેશમુખી, આ લડાઈને પરિણામે મળી. ઈ. સ. ૧૭૨૪. હામીદખાંના બે પુત્રો, હુસેન અને મુસ્તફા, આ લડાઈમાં કેદ પકડાયા હતા. હામીદખાં અમદાવાદમાં આવ્યો ત્યાર પછી તુરત જ ઇબ્રાહીમ કુલીખાંએ શુજાઅતખાંના મરણનું વેર લેવા તોફાન અજમાવ્યું, પણ એમાં એ પોતે જ ભોગ થઈ પડ્યો.

**રુસ્તમઅલી અને પિલાજીરાવ : અડાસનું યુદ્ધ :** આ વખતે પેટલાદ અને સુરત ઉપર રુસ્તમઅલીખાંનો અધિકાર હતો, અને તેનો મુકામ પેટલાદમાં હતો. ભાઈઓનો વધ તેનાથી સહન થઈ શક્યો નહિ. ભાઈઓનાં કુટુંબો કેદમાં હતાં. તેમની મિલકત જપ્ત થઈ ગઈ હતી, તેથી તેણે અમદાવાદ જઈ વેરની વસૂલાત લેવાનો નિશ્ચય કર્યો. તે માટે પ્રથમ તો રુસ્તમઅલીખાંએ પોતાની પછવાડે, છાવણી નાખી પડેલા પિલાજી ગાયકવાડને વિશ્વાસમાં લીધો અને મહી નદીની આ પારના, એટલે દક્ષિણ તરફના, પ્રદેશની ચોથ તથા સરદેશમુખી તેને માંડી આપવાનું વચન આપી તેની મદદ માંગી. પિલાજી ગાયકવાડને તો એટલું જ જોઈતું હતું. આ કરાર બાજવા પાસે કરવામાં આવ્યો. ત્યાર પછી રુસ્તમઅલીએ અડાસમાં મુકામ કર્યો. હામીદખાં અને કંઠાજીકદંબ બાંડે અમદાવાદથી તેની સામે પડ્યા. તેમણે અડાસથી ચાર ગાઉ છેટે છાવણી નાખી અને પિલાજી સાથે જુદો ગુપ્ત કરાર કર્યો. અડાસના મેદાન ઉપર રુસ્તમઅલીએ હામીદખાં ઉપર ધસારો કર્યો, જેમાં હામીદખાંને પીછેહઠ કરવી પડી. કંઠાજી કદંબે બંનેની છાવણીઓને આ

પ્રસંગે લૂટી હતી અને પિલાજીએ રુસ્તમઅલીએ અડાસના કોટમા મૂકેલા સામાનને કબજે કર્યો હતો

**વસોનુ યુદ્ધ, સને ૧૭૨૩ :** મહી નદી આસપાસ આ પ્રસંગો બનતા હતા ત્યારે મહારાષ્ટ્ર તરફથી ખંડેરાવ દાભાડે વગેરે મોટી ફોજ લઈ મહી નદી પાસે ઊતરી પડ્યા રુસ્તમઅલીનો વિચાર અમદાવાદ ઉપર જવાનો હતો, એટલે તેણે આગળ કૂચ કરી નાપાડ, કનમરુ વગેરે ગામો થઈ વસો મુકામ કર્યો વસોના અમીન વાણારસીદાસે તેને આશરો આપવાનું કબૂલરાખ્યુ પણ હામીદખાએ અને મરાઠા સરદારોએ તેના ઉપર દબામણી કરી એટલે રુસ્તમઅલીને વસોમા કોઈ મદદ મળી શકી નહિ ઊલટુ ચોતરફ મરાઠી લશ્કરે તેને ઘેરી લીધો વસોના સૂર્ય તળાવ ઉપર ભયંકર યુદ્ધ થયુ પિલાજી ગાયકવાડે આ વખતે પાઘડી ફેરવી નાખી તે જોઈ શક્યો કે ગૂજરાતમાં મરાઠાઓનો કટ્ટો દુશ્મન રુસ્તમઅલીખા અને તેના સરકારી અધિકારીઓ હતા, તેથી તેણે હામીદખાને મદદ કરી લડાઈમા શુજાઅતખાના બે પુત્રો ફરી કેદ થયા રુસ્તમઅલીખા રુસ્તમ માફક લડ્યો પણ તે માર્યો ગયો તેનુ માથુ અમદાવાદ હામીદખાને મોકલવામા આવ્યુ, જ્યારે નોખા પડી ગયેલા શરીરને વસો મુકામે દાટવામા આવ્યુ તેના શરીરના એક હાથને પિલાજીએ જુદો કરી સોનગઢ મોકલાવી આપ્યો રુસ્તમઅલીનો પોવાડો રચવામાં આવ્યો જે ઘણા વરસો સુધી ચરોતરમા ગવાતો હતો મોહમ્મદખાં સાયમ નામના સ્થાનિક કવિએ આ બનાવની સાલ હિજરી ૧૧૩૮ ની આપી છે અડાસની પહેલી લડાઈ અને સૂર્ય તળાવની વસો પાસેની લડાઈ ગૂજરાત માટે અને ખેડા જિલ્લા માટે શકપ્રવર્તક લડાઈઓ ગણાવી જોઈએ, કારણ કે તેથી કદમ બાંડે પિલાજી ગાયકવાડ, દાભાડે વગેરે ગૂજરાતમા વગ ધરાવતા થયા ઈ સ ૧૭૨૩

આ પછી ખંડેરાવ દાભાડે અમદાવાદ પહોચ્યો, અને તેણે ખંભાતનો ઘેરો ચલાવ્યો પણ પિલાજી સાથે અણબનાવ થતા તે સ્વદેશ ચાલ્યો ગયો

મુબઈ ગૅઝેટિયરના ખેડા તથા પંચમહાલ એ બે જિલ્લાઓના વિભાગના લેખકે મરાઠી રાજકારણને ઊંધુ સમજી પિલાજી ગાયકવાડના રુસ્તમઅલીની સાથેના આ વખતના વ્યવહારને દગાબાજી કહી નિંદા કરી છે, અને પિલાજી ગાયકવાડને ખુલ્લો અપજશ આપ્યો છે, જે યોગ્ય થયુ નથી

**વસોના યુદ્ધ પછી :** અડાસની અને સૂર્ય તળાવની બે લડાઈઓ, અને હામીદખાએ મરાઠાઓ સાથે કરેલા જુદા જુદા કરારો, એ વૃત્તાતોની જાણ દિલ્હી થઈ ત્યારે ત્યાંથી ગૂજરાતનો કારભાર કરતો સૂબેદાર મુબારીઝ ઉલ-મુલ્ક સરબુલંદખા મોટા લશ્કર સાથે ગૂજરાત ઊતરી પડ્યો તેની સાથે રાઠોડ કુંવર અભયસિંહ રાઠોડ, વગેરે રજપૂત સરદારો હતા ઈ સ ૧૭૨૫મા તેમણે અમદાવાદમા મુકામ કર્યો હામીદખા અને કથાજી કદમબાંડે મહી નદી તરફ ભાગી આવ્યા નવા સૂબેદારના સરદારોએ મરાઠાઓને સોજિત્રા પાસે હાર આપી, તેથી મરાઠાઓ કપડવંજ તરફ ચાલ્યા ગયા ત્યા પણ તેમને હાર મળી, એટલે તેઓ મોહનગઢ તરફ ડુંગરાઉ મુલક તરફ ભાગી ગયા ફતેહ કરનાર સૂબેદારનો પુત્ર ખાન એ આઝાદખાં હતો તેણે પિલાજી ગાયકવાડના માણસોને બાગવાણુ તરફ ભગાડી મૂક્યા અને ખંભાતનો કબજો કર્યો પાદશાહે પ્રસન્ન થઈ આ યુવાન સરદારને ૬૦૦૦ જાત અને ૬૦૦૦ સવારવાળી મનસબ આપી અને ગાલેબખાંના ખિતાબની નવાજેશ કરી ઈ સ ૧૭૨૫ સરબુલંદની સ્ત્રીનુ નામ પન્ના બેગમ હતુ અને તે ઔરંગઝેબના પુત્ર અઝીમ ઉશશાનની સ્ત્રી અયેશા બેગમની બહેન થતી હતી

નવો સૂબેદાર અનુભવી પણ ઝનૂની ઉમરાવ હતો તેની પાસે પૂરતો ખજાનો નહોતો, લશ્કર પણ નબળુ હતું, તેથી તેણે જોઈ લીધુ કે જો ગૂજરાતની સૂબેદારી કરવી હોય તો મરાઠાઓને હાથમા લેવા જ જોઈએ તેથી પ્રથમ તો તેણે મહી નદીની દક્ષિણના પ્રદેશની ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવવા માટે મરાઠી કમાનીસદારોને નીમવાના અધિકારો કંઠાજી કદમબાંડેને આપ્યા હવે રહ્યો મહી નદીની ઉત્તરે આવેલો ખેડા જિલ્લાનો અને બીજો પ્રદેશ સરબુલંદખા સૂબેદારે તે માટે મરાઠી સરદારોમા ફૂટ પાડવા યુક્તિ અજમાવી તેણે છત્રપતિ શાહુ મહારાજાના પેશ્વા પહેલા બાજીરાવ (ઈ સ ૧૭૨૦-૪૦) ને ગૂજરાત આવવા કહેવરાવ્યુ પેશ્વાએ આ યુક્તિને માન્ય કરી, અને ઉદાજી પવાર, ત્ર્યંબકરાવ દાભાડે, વગેરે સરદારોને ગૂજરાત તરફ રવાના કર્યા, એવી સૂચના આપીને કે તેમણે પિલાજી ગાયકવાડને મળેલી ચોથાઈ અને સરદેશમુખી તેની પાસેથી આચકી લેવી, અને આખા ગુજરાતમાં પેશ્વાની સત્તા અજમાવવી કંઠાજી કદમબાંડેએ આ યોજનાનો વિરોધ કર્યો અને નડિયાદ વગેરે ખેડા જિલ્લાના પ્રદેશની લૂટ ચલાવી ઉપરાત તેણે અને પિલાજીએ ડભોઈ અને વડોદરા કબજે કર્યા અને બાંડેએ ચાપાનેર હાથ કર્યું ઈ સ ૧૭૨૭-૨૮ આ વૃત્તાતથી ખિજાઈ બાજીરાવ પેશ્વાએ પોતાના નાના ભાઈ ચિમનાજી આપ્પાને અમદાવાદ મોકલ્યો,

પણ તેના પ્રયાસને સફળતા મળી નહિ. આ અનિશ્ચિત સ્થિતિ ઈ. સ. ૧૭૩૦ના અંત સુધી ચાલી, જ્યારે જોધપુરનો મહારાજા અભયસિંહ ગુજરાતનો સૂબેદાર થયો. તેણે વડોદરા અને ડભોઈ કબજે કરવા પ્રયત્ન કર્યો. એ વખતે વડોદરાનો મુખી પાદરાનો દલો પટેલ વગદાર માણસ ગણાતો હતો. અભયસિંહે તેને પક્ષમાં લેવા પ્રયત્ન કર્યો, પણ દલો મુખી મુસ્લિમ સરદારોની પજવણીથી પિલાજી ગાયકવાડને મળી ગયો હતો, તેથી અભયસિંહને તેમાં ફતેહ મળી નહિ. એમ કહેવાય છે કે વડોદરાના મુસ્લિમ અમલદારોએ આ દલા પાદરિયાની દીકરીને હેરાન કરી હતી, એટલે દલો મુખી મોગલોનો વિરોધી થઈ ગયો હતો. વડોદરામાં હજુ એક પોળ દલા પટેલની પોળ કહેવાય છે. અભયસિંહે બાજીરાવ પેશ્વાની મુલાકાત અમદાવાદ પાસે લીધી. પણ જ્યારે પેશ્વાએ નિઝામના કડોર, સુરત અને કામરેજ સુધી આવી પહોંચ્યાના ખબર સાંભળ્યા ત્યારે તે ગુજરાતથી ચાલ્યો ગયો. ઈ. સ. ૧૭૩૧.

**ભીલપુરની લડાઈ, સને ૧૭૩૨:** અભયસિંહ મહારાજાએ નિઝામ-ઉલ-મુલ્ક સાથે પણ યુક્તિ અજમાવી હતી. આ વખતે ડભોઈ પાસે ભીલુપુર ગામ આગળ બાજીરાવ પેશ્વા એક તરફ અને બીજી તરફ શાહુ રાજાના સેનાપતિ ત્ર્યંબકરાવ દાભાડે એ બે મરાઠી જૂથો વચ્ચે લડાઈ થઈ, જેમાં સેનાપતિ ત્ર્યંબકરાવ દાભાડે માર્યો ગયો હતો. એટલે વડોદરા અને ડભોઈ ફરી પિલાજી ગાયકવાડને હાથ પડયાં. ભીલુપુરની લડાઈ ઈ. સ. ૧૭૩૨ના એપ્રિલની પહેલી તારીખે થઈ હતી, એ હવે ગાયકવાડી અને પેશ્વાઈ દફતરોથી પુરવાર થયું છે.

**દુકાળ:** ઈ. સ. ૧૭૩૨માં, એટલે સંવત ૧૭૮૮માં ગુજરાતમાં દુષ્કાળ પડયો હતો અને તે પછી મરકી-પ્લેગ ફાટી નીકળ્યો હતો.

**પિલાજીનું ખૂન, સને ૧૭૩૨:** ત્ર્યંબકરાવ દાભાડેના માર્યા ગયાના ખબર સાંભળી તેની મા ઉમાબાઈ દાભાડે મહી નદી ઉપર મોટાં લશ્કરો સાથે ઊતરી પડી. અને તેણે પિલાજી ગાયકવાડને પોતાના વતી ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવવા ડાકોર તરફ મોકલ્યો. અહીં મહારાજા અભયસિંહે પિલાજીરાવ સાથે સલાહ કરવા માણસોને મોકલ્યાં, જેમાંથી બે ત્રણ જણાએ રાત્રે પિલાજીનો મેળાપ કરતાં, એક જણાએ એ મરાઠી સરદારને મારી નાખ્યો. મરાઠાઓ પિલાજીની લાશને સાવલી મુકામે લઈ ગયા અને ત્યાં તેનો અગ્નિસંસ્કાર કર્યો. એ સ્મારક સાવલી મુકામે મોજૂદ છે. પિલાજી ગાયકવાડનું ખૂન થયાની તારીખ ઈ. સ. ૧૮૩૨, એપ્રિલની ચૌદમી છે. અને એ તારીખ વડોદરા દફતરના પુરાવા ઉપરથી ચોક્કસ થઈ શકી છે.

ઉમાબાઈએ આ વૃત્તાંત ઉપરથી અમદાવાદ પાસે પડાવ નાખ્યો અને શહેરનાં પરાંમાં લૂંટફાટ ચલાવી. પિલાજીના પુત્રો મુખ્યત્વે દામાજી તેની સાથે હતા. અભયસિંહે મરાઠાઓ સાથે સુલેહ કરી, અને મહી નદીની બંને બાજુઓની ચોથ અને સરદેશમુખી કાયમ કરી આપી. મહારાજા અભયસિંહ આ પછી દિલ્હી ગયો અને પ્રાંતનો હવાલો નાયબ રત્નસિંહ ભંડારીને સોંપતો ગયો, ઈ. સ. ૧૭૩૩. ઉમાબાઈ દાભાડે તળેગાંવ ચાલી ગઈ. એ બાહોશ સ્ત્રી હતી. એના પતિ ખંડેરાવ દાભાડેને છત્રપતિ શાહુ મહારાજાએ પોતાના રાજ્યનો સેનાપતિ બનાવ્યો હતો. ખાનદેશ અને ગુજરાત એ બે મોગલ પ્રાંતોમાંથી ચોથાઈ અને સરદેશમુખી ઉઘરાવવાનું કામ તેને સોંપવામાં આવ્યું હતું. પિલાજી ગાયકવાડ વગેરે સરદારો તેની નોકરી કરતા હતા. યુવાન પેશવા બાજીરાવ દાભાડેના જેટલું જ, અને વ્યવસ્થા વગેરેમાં તેનાથી ચડિયાતું, લશ્કર રાખવા મંડયો અને તેની કામગીરી દાભાડેની કામગીરીથી ચડિયાતી થવા માંડી, એટલે બંને વચ્ચે વૈમનસ્ય ઉત્પન્ન થયું હતું. ગુજરાત માટે આ વાત યાદ રાખવી જોઈએ.

# ૭

# પિલાજીરાવથી આધુનિક યુગ સુધી ૧૭૩૩થી ૧૮૫૭

**પિલાજીરાવનું ખૂન :** પિલાજીરાવનું ખૂન ૧૭૩૨ ના એપ્રિલની ચોથી તારીખે ડાકોર ગામે થયું પિલાજીની પાછળ એનો દીકરો દામાજી તરત જ સાવચેત બની ગયો અને એણે મુસલમાનો સામે સંગઠિત થઈને સામનો કરવાનો પ્રારંભ કર્યો

૧૭૩૪ મા દામાજીના મામા માનાજી મહારાજએ મે ૧૪ મોગલોનો સામનો કરીને શેરખાન બાબી પાસેથી વડોદરા જીતી લીધું અને બીજી બાજુ મહી નદી ઓળંગી આવેલા મોગલ સૈન્યોને ભગાડી મૂક્યા

દરમિયાનમા મોગલ બ્યારા ૫ સેના સૈન્ય વ્યવસ્થિત કરીને દામાજી પણ આવી પહોંચ્યો અને ૧૭૩૭ મા દામાજીએ ગુજરાતના મોટા ભાગ ઉપર કબજો કરી પોતાની સત્તા સ્થિર કરી

**પેશ્વા-ગાયકવાડનો વિખવાદ :** આ પછીના વર્ષો એ આ જિલ્લામા—વડોદરાથી માંડી તે અમદાવાદ અને સમગ્ર ગુજરાત સૌરાષ્ટ્ર ઉપરના—ગાયકવાડ અને પેશ્વાઓની સત્તાની સાઠમારીના નાનામોટા અનેક યુદ્ધો ને વિખવાદો તેમજ જાતજાતના છળ-કપટોનો યુગ છે અને એમાથી જ અંગ્રેજોને આ મુલકમા પ્રવેશ કરવાનો અવકાશ મળ્યો

આ સમયમા દામાજીના એજન્ટ રંગોજીએ આણંદ પાસે મોગરી ગામ નજીક બાંડેને એક યુદ્ધમા હાર આપી અને એ પછી મુગલો પાસેથી મહીના ઉત્તર પ્રદેશમાથી એ લોકો જે ચોથ લેતા હતા તે બધા જ મુલકો લઈ લઈને એ ચોથ રંગોજીએ લેવા માંડી આ વખતે ખભાત ઉપર મોમીનખાનનુ રાજ્ય હતું અને એ એની રાજધાની હતી

મોમીનખાન અને મરાઠા દામાજીએ મળીને અભયસિંહનો કાંટો દૂર કર્યો અને અંતે પછી ૧૭૪૭ મા મરાઠાઓનો સૌથી મજબૂત પ્રતિનિધિ કે સૂબો દામાજી જ સમગ્ર ગુજરાત ઉપર રહ્યો એમ કહી શકાય

પરંતુ મોમીનખાનનુ આ અરસામા મૃત્યુ થતા દિલ્હીના સૂબા તરીકે ફીદાઉદ્દીનની નિમણૂક ગુજરાતમા થઈ અને એની મદદમા મુફતાખીરખાન અને શેરખાન બાબી રહ્યા એ લોકોએ રંગોજીના પ્રદેશો એક પછી એક હુમલા કરી કબજે લેવા માંડ્યા એ લોકોએ રંગોજી પાસેથી બોરસદ અને આ જિલ્લાનો ઘણો પ્રદેશ પડાવી લીધો વીરમગામ પણ જીતી લીધું પરંતુ થોડા જ વખતમા દામાજી આવ્યો અને વળી એણે ફીદાઉદ્દીનને હરાવી પેટલાદ, બોરસદ અને એની આસપાસના પ્રદેશો તો જીતી જ લીધા પરંતુ છેક અમદાવાદ સુધીનો મુલક લઈ લીધો

આ પછી ૧૭૪૯ મા પેશ્વાના સૈન્યોએ દામાજી ગાયકવાડને સખત હાર આપી અને એ પછી એવી જ બીજી હાર ૧૭૫૧ મા આપી દામાજી પેશ્વાની કેદમા સપડાઈ ગયો પરંતુ ખૂબ અપમાનિત થઈને એણે પેશ્વાની શરતો સ્વીકારી અને એને મોટી ખંડણી આપવાનું પણ સ્વીકાર્યું આ જિલ્લાના પ્રદેશો પેટે પણ સાડા બાર લાખની ખંડણી પેશ્વાને આપવાનુ દામાજીરાવે સ્વીકાર્યું આ વખતે આ જિલ્લાના દેસાઈઓએ ગાયકવાડને ખૂબ જ મદદ કરેલી એવા ઐતિહાસિક ઉલ્લેખો મળે છે

**મુગલ સત્તાનો અંત :** આ પછી ૧૭૫૧ થી પછીનાં વર્ષોમાં ગુજરાતમા જે કંઈ લડાઈઓ થઈ તેમા મુગલ સલ્તનતનો આ પ્રદેશમાથી લગભગ સંપૂર્ણ અંત આવ્યો અને ગુજરાત ઉપર પેશ્વા અને ગાયકવાડની—એમ બે જ સત્તાઓ રહી ૧૭૫૩ મા મરાઠા સરદારોએ મુગલો પાસેથી અમદાવાદ પણ લઈ લીધુ મોમીનખાન પાસેથી ખંભાત લેવાઈ ગયુ ખાન દોરાન પાસેથી ખેડા અને સરદાર મહમદખાન પાસેથી બાલાસિનોર પણ લેવાઈ ગયુ અને શેરખાન બાબી પાસેથી વાત્રક કાંઠો અને કપડવણજ લેવાઈ ગયા

૧૭૫૩ ની પેશ્વા અને ગાયકવાડની આ સંધિ પછી આ જિલ્લાનો આખો પ્રદેશ આ બંને સત્તાઓ વચ્ચે અવારનવાર વહેંચાતો રહ્યો જ્યારે જેનું જોર ત્યારે તે ભાગ ઉપર તેનું પ્રભુત્વ રહ્યું

પેશ્વાઓએ અંગ્રેજો સાથે ૧૮૦૨માં બસીનની સંધિ કરી આ સંધિની જે અનેક શરતો હતી તેમાંની એક શરત મુજબ નાપાડ અને આજુબાજુના ગામો અંગ્રેજોને સુપરત કરવામા આવ્યા એ જ રીતે ૧૮૦૩માં અંગ્રેજોએ ગાયકવાડને જે મદદ લડાઈમાં કરી તે બદલ લશ્કરના નિભાવ માટે નડિયાદ, માતર અને મહુધા સોંપી દેવાં એટલું જ નહિ પણ અંગ્રેજો મલ્હારરાવ ગાયકવાડને વાર્ષિક દસ હજાર પાઉંડ યાને એક લાખ રૂપિયા આપતા પરંતુ ૧૮૦૩માં ગાયકવાડ જ હારીને ભાગી ગયો એટલે

આખો પ્રદેશ અંગ્રેજોના હાથમાં ગયો આ જ વર્ષમાં ગાયકવાડે ખેડાનો કિલ્લો કંપની સરકારની મૈત્રીની યાદની ભેટમાં અંગ્રેજોને ભેટ આપ્યો અને એ જ રીતે ૧૮૧૭ની છઠ્ઠી નવેમ્બરે થયેલી ગાયકવાડ સાથેની સંધિ મુજબ મહેમદાવાદ અલીણા, ઠાસરા, આંતરોલી અને પેટલાદ પ્રદેશના ગામો અંગ્રેજોને સોંપાયાં જ્યારે કપડવણજ અને ભાલેજ ઉત્તર ગુજરાતમાં અંગ્રેજે ગાયકવાડને બિજાપુર સોંપે ને ગાયકવાડ અહીં આ બે અંગ્રેજોને સોંપે એ રીતે એમને મળ્યાં

ટૂંકમાં ૧૮૧૭ની ગાયકવાડ અને અંગ્રેજો વચ્ચેની સંધિથી અંગ્રેજોને આ જિલ્લા ઉપર સંપૂર્ણ પ્રભુત્વ મળી ગયું

**પરદેશી રાજ્યતંત્ર :** ૧૮૧૭થી માંડી છેક ૧૮૫૭ સુધી લગભગ ૪૦ વર્ષના આ ગાળામાં પરદેશી સરકારે પોતાના રાજ્યતંત્રને પૂર્ણ રીતે સ્થિર કરવાના પ્રયાસો કર્યા

**રાજ્યવ્યવસ્થા :** ૧૮૦૫ની સાલમાં સૌ પ્રથમ આ રીતે અંગ્રેજોને મળેલા મહીની ઉત્તરના ને ખંભાતના અખાત આસપાસના પ્રદેશો માટે અંગ્રેજોએ કલેક્ટર નિયુક્ત કરવાની પ્રથા શરૂ કરી અને એ જ વર્ષમાં ખેડાના કિલ્લામાં લશ્કર માટેનું એક મહત્ત્વનું ને મોટું મથક અંગ્રેજોએ બનાવ્યું

આ પછી ૧૮૧૭ અને બીજી ૧૮૧૮માં એમ બે મહત્ત્વની સંધિઓ અંગ્રેજો અને ગાયકવાડ વચ્ચે થઈ આ સંધિઓથી ગાયકવાડે ઘણા પ્રદેશો અંગ્રેજોને સોંપી દીધા

અને ત્યારથી, ૧૮૧૮થી આજના ખેડા જિલ્લાના પ્રદેશને પૂર્વ જિલ્લો અને અમદાવાદ જિલ્લાને પશ્ચિમ જિલ્લો એ રીતે નામ અપાયાં હતાં એ પછી ૧૮૩૦માં કપડવણજને અમદાવાદ જિલ્લામાં અંગ્રેજોએ ભેળવ્યું અને ખેડા જિલ્લાને પણ એની સાથે ભેળવી ખેડા જિલ્લાના અલગ અલગ કલેક્ટરને બદલે એને સબ કલેક્ટરેટ જિલ્લો બનાવ્યો વળી પાછી વહીવટી મુશ્કેલીઓ ઊભી થતાં ૧૮૩૩માં અમદાવાદ અને ખેડા જિલ્લાને જુદા જિલ્લા તરીકે અસ્તિત્વમાં લાવવામાં આવ્યા

**અંગ્રેજોએ વહીવટ લીધો :** ગાયકવાડ અને પેશ્વાના વિખવાદોએ અંગ્રેજોનો પગપેસારો ગુજરાતમાં કરાવ્યો અને અંગ્રેજોએ ગાયકવાડ પાસેથી આખરે ૧૮૧૭માં આ જિલ્લાનો વહીવટ લીધો એ હકીકત આપણે ઉપર જોઈ છે અને અહીંથી જ આ જિલ્લાના આધુનિક ઇતિહાસનો આરંભ થાય છે

જિલ્લાવાર સત્ર વહીવટી તંત્ર ગોઠવાયું, જિલ્લે જિલ્લે કલેક્ટરો નિયુક્ત થયા, જમીનોની સરવે શરૂ થઈ એના મહેસૂલ મુકરર થવા લાગ્યાં, જ્યાં જ્યાં નાનામોટા રાજપૂત સરદારો, મલેકો કે જે કોઈ જૂનાં હિતો ધરાવનારાં રાજ-રજવાડાંના ગજા હતાં તે બધાને એકેએક જેર કરી એવી સ્થિતિમાં મૂક્યાં કે એ પરદેશી રાજ્ય સામે કોઈ પણ બળ ઊઠે તો તેમાં અંગ્રેજોને જ સહકાર આપે

બીજી બાજુએ પોલીસતંત્ર, ન્યાયતંત્ર, કેળવણીતંત્ર, દવાખાના, આ બધાના નાના પાયા ઉપર પણ પ્રારંભ કરી એક સળંગ ને વ્યવસ્થિત મજબૂત રાજ્યતંત્ર ગોઠવવાનો પ્રબંધ કર્યો

આ કાળનો બીજો કોઈ ઇતિહાસ નથી, જે ઇતિહાસ ગણો તે બ્રિટિશ રાજ્યશાસનની સ્થિરતાનો, વહીવટી તંત્રની ગોઠવણીનો જ ઇતિહાસ છે (જેનો ઉલ્લેખ અલગ પ્રકરણોમાં આવેલો છે)

છેક ૧૯મી સદીના અંત સુધીનો આખો ઇતિહાસ જિલ્લાનો અને આસપાસના પ્રદેશોનો આ વહીવટી તંત્રની સ્થિરતાનો ઇતિહાસ છે

પરંતુ પરદેશી શાસનની સ્થિરતાના ઇતિહાસ સાથે જ રાષ્ટ્રની આઝાદી અને ઉત્થાનનો ઇતિહાસ પણ હમેશાં આરંભાય છે એ ઇતિહાસસિદ્ધ હકીકત અહીં પણ આરંભાઈ

**ગુલામી અને રાષ્ટ્રીય ઉત્થાન :** ૧૭૫૭માં પ્લાસીની લડાઈમાં અંગ્રેજો જીત્યા પછી કંપની સરકારનું રાજ્ય બંગાળથી આરંભાઈ દેશભરમાં ફેલાવા લાગ્યું હતું એક તરફ અંગ્રેજી રાજ્ય પ્રસરતું જતું હતું અને એની સાથે જ દેશભરમાં બીજી બાજુ રાષ્ટ્રવાદની હવા પણ ફૂંકાતી જતી હતી પરદેશી રાજ્યઅમલ સામેનો અસંતોષ ધીરે ધીરે પણ વ્યક્ત થવા લાગ્યો હતો દેશમાં અંગ્રેજોએ વિખવાદોનો લાભ લઈ જે રીતે પોતાની પકડ જમાવી, દેશની જે રીતે આર્થિક લૂંટ ચલાવી તે બધાને પરિણામે દિલ્હીની મુગલ સલ્તનતના ને પૂનાની પેશ્વાઈ સલ્તનતના વારસોએ જનતા સાથે મળી એક વખત માથું ઊંચકી પરદેશી સરકારને હઠાવી દઈ દેશને આઝાદ કરવાનો લશ્કરી રાહે ૧૮૫૭માં પ્રયત્ન કર્યો એ જ ૧૮૫૭નું સ્વાતંત્ર્યયુદ્ધ કે બળવો પણ એ પ્રયાસ નિષ્ફળ ગયો

૧૮૫૭ના આ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યસંગ્રામની ખરી રંગત તો ઉત્તર ભારતમાં જ જામી હતી પરંતુ એની હવા તો સર્વત્ર પ્રસરેલી હતી

આ વખતે ૧૮૫૭ના એ સંગ્રામના એક વડા આગેવાન તાત્યા સાહેબ ટોપેએ પાછળના ભાગમાં આ જિલ્લાનો સહકાર મેળવવા મહી કાંઠાના ગામોની ને નડિયાદની મુલા-

કાત લીધેલી એમ જાણકારો કહે છે. સરદાર પટેલના પિતાશ્રી થી ઝવેરભાઈને ઇન્દોરના હોલકરે બોલાવેલા ને એ ગયેલા એવો સરદારના જીવનચરિત્રમાં મહાદેવભાઈ દેસાઈએ ઉલ્લેખ કરેલો છે. જાણકારોના કથન અનુસાર જ્યારે સુરતથી અંગ્રેજોનાં સૈન્યો આ બાજુ આવવા લાગ્યાં ત્યારે એમને મહી કાંઠા આગળ રોકી રાખવા કાંઠા ગાળાના અનેક નાનામોટા રાજપૂત ઠાકોરોને તાત્યા સાહેબ મળેલા અને સારી સંખ્યામાં બળની જમાવટ કરવામાં સફળતા મેળવી હતી. એ કથન અનુસાર આ કાંઠેથી સૈન્યોને ઘણા દિવસ રોકી રાખવામાં આવેલાં પરંતુ આખરે અદ્યતન હથિયારો આગળ કશું ચાલેલું નહિ અને બધા પાછા પડેલા.

ઇતિહાસના જાણકારો કહે છે કે પાછળથી કાંઠા ગાળા ઉપર અંગ્રેજ સૈન્યોએ સારો એવો કેર વર્તાવેલો. આજે પણ સારસા પાસે જતાં એક ફાંસિયો વડ છે તે સ્થળે કહે છે કે અનેકને ફાંસી અપાયેલી — અને તે આ બળવા પછી પસાર થતાં અંગ્રેજ સૈન્યોએ — તે ઉપરથી એનું નામ ફાંસિયો વડ પડેલું એમ કહેવાય છે.

**પરિણામ :** પરંતુ ૧૮૫૭ના આ સ્વાતંત્ર્યસંગ્રામનું સીધું પરિણામ એ આવ્યું કે આ દેશમાંથી ઈસ્ટ ઇંડિયા કંપનીના રાજ્યનો પણ અંત આવ્યો અને આખો દેશ સીધો બ્રિટિશ હકૂમત હેઠળ — ઇંગ્લંડના તાજ હેઠળ મૂકાયો.

આ પછીનો સમગ્ર દેશનો ઇતિહાસ ધીરી છતાં વ્યવસ્થિત એવી રાષ્ટ્રની રાજકીય જાગૃતિ અને ઉત્થાનનો, પરદેશી રાજ્યની ધૂંસરીમાંથી નીકળી રાષ્ટ્રીય ઉત્થાનના માર્ગે આગળ વધવાનો ઇતિહાસ છે.

# ૮

# જિલ્લાનો આધુનિક ઈતિહાસ

**૧૮૫૭થી ૧૯૫૪ :** એક બાજુ ૧૮૫૭ના બળવાને સખત હાથે દબાવી દેવાયો તો બીજી બાજુ દેશમાં ૧૮૫૮માં જ યુનિવર્સિટીઓ સ્થાપવાનો, કેળવણીનો વધુ પ્રચાર કરવાનો, હાઈકોર્ટોની અને પછી ૧૮૬૩માં લેજિસ્લેટિવ કાઉન્સિલોની સ્થાપના કરવાનો પરદેશી શાસકોએ નિર્ણય કર્યો. નાનામોટા કેટલાક સામાજિક સુધારા અંગેના પણ કાનૂનો કર્યા. ૧૮૭૨માં સિવિલ મૅરેજ કાનૂન થયો અને બરાબર આ અરસામાં જ રાષ્ટ્રીય જાગૃતિનાં બળો પણ શરૂ થઈ ગયાં.

૧૮૫૭ પછીથી તે ૨૦મી સદીના પ્રારંભના દસકા સુધીનો અગર છેક પ્રથમ મહાયુદ્ધ સુધીનો યુગ એ સમગ્ર દેશમાં જેને અંગ્રેજીમાં રેનીસાંસ કહે છે, યાને બૌદ્ધિક જાગૃતિ, રાષ્ટ્રીય અસ્મિતાના ઉત્થાન ને જાગૃતિનો યુગ ગણાયો છે.

પ્રત્યેક પ્રશ્નમાં બુદ્ધિથી વિચાર થવો, અંધશ્રદ્ધાનાં પડળ દૂર થવાં, સામાજિક, ધાર્મિક ને બૌદ્ધિક તેમ જ રાજકીય ક્ષેત્રમાં જૂનાં મુલ્યાંકનોમાં પરિવર્તન આવવું અને નવાં મુલ્યાંકનોનું ઊંડાણપૂર્વક બુદ્ધિવાદથી સંતુલન થવું, આ એ કાળનાં મુખ્ય લક્ષણો ગણી શકાય. આ કાળમાં મોટા મોટા બુદ્ધિજીવીઓ, ધર્મવેત્તાઓ, રાજપુરુષો, વિદ્વાનો, આ બધાનાં સર્વત્ર દર્શન થવા લાગ્યાં. આ યુગની અસ્મિતામાં સૌથી મહત્ત્વનો ને પ્રારંભિક ભાગ બે સુધારક ધાર્મિક બળોએ પણ ભજવ્યો હતો. એક તો બ્રહ્મોસમાજ અને બીજો આર્યસમાજ. આ બંને બળોએ દેશની પ્રારંભિક અવસ્થાની રાષ્ટ્રીય અસ્મિતા જાગ્રત કરવામાં પોતપોતાના માર્ગે પ્રારંભ કર્યો હતો. આ જિલ્લામાં પણ ૧૯મી સદીના અંત ભાગમાં ભણેલા ગણેલા વર્ગમાં આ બ્રહ્મોસમાજ અને આર્યસમાજનાં બળોએ સારી અસર પહોંચાડી હતી અને આ જિલ્લાના જે કોઈ જાહેર જીવનમાં રસ લેનારા કાર્યકરો ૨૦મી સદીના પ્રારંભકાળમાં જોવા મળે છે, તેમાંના ઘણાખરા આર્યસમાજના સંપ્રદાયને વરેલા હતા. આર્યસમાજના સંપ્રદાયે પ્રારંભિક રાષ્ટ્રીયત્વની ભાવનાને પોષણ આપ્યું, ત્યાગની ભાવના માટેનો પાયો નાખ્યો અને કાર્ય માટે જે ધગશ અને શ્રદ્ધા જોઈએ તેનું પણ સિંચન કર્યું.

અને બરાબર આ બળોના ઉત્થાનના પાછળના કાળમાં જ બંગાળમાં ઋષિ રામકૃષ્ણ પરમહંસે એમના વિચારોનો પ્રચાર બંગાળમાંથી આરંભ્યો અને એ વિચારધારામાં લોકસંગ્રહ યાને જનતાની સેવા, સામાજિક સેવા, એ એક મહત્ત્વનો ને મૂળભૂત વિચાર હતો. અનેક ભણેલા ને જાગૃતિ ધરાવતા નવજવાનોને આ વિચાર અને કાર્યે ખૂબ જ આકર્ષ્યા હતા અને આ વિચારમાંથી જ રાજકીય પ્રશ્નોની પણ ઊંડે ઊંડે છુપાયેલી ચાવી હાથ લાગી. સ્વામી વિવેકાનંદે એને મૂર્ત સ્વરૂપ આપ્યું. જૂના વહેમો, જૂનો ડર, જૂની

માન્યતાઓ, આ બધામાંથી બહાર આવી, નવીન જાગૃતિ ઊભી થઈ. બધાં બળોને પરિણામે જન્મેલી જાગૃતિ અને ૧૮૮૫માં રાષ્ટ્રીય મહાસભાના રૂપમાં જન્મ પામી.

આ જિલ્લાના આધુનિક ઇતિહાસનો, એટલે કે, રાષ્ટ્રીય ઇતિહાસનો પ્રારંભ ક્યાંથી ને કેવી રીતે થયો એનો કોઈ ચોક્કસ પ્રસંગ સાંપડતો નથી, એવા પ્રસંગોની કોઈ નોંધ પણ ક્યાંયથી મળતી નથી.

પરંતુ આગળ કહ્યું છે તેમ દેશમાં ઉત્થાનનાં જે બળો કામ કરી રહ્યાં હતાં, તેની આ જિલ્લા ઉપર પણ અસર પડી હતી.

અહીં પણ ગેરીબાલ્ડી અને મેઝીનીનાં જીવનચરિત્રો વાંચીને એવી આઝાદી જ્યોત જગાવવાના વિચારો જાગ્રત ને તેજસ્વી જવાનોના મનમાં પ્રવેશી ચૂકયા હતા. અહીં પણ સામાજિક ને રાજકીય બંધનો સામે કંઈક કરવું જોઈએ તેવી પ્રેરણા આર્યસમાજની વિચારધારામાંથી થોડા પણ નવજવાનો પી ચૂકયા હતા. ૧૯૦૨ના જમાનામાં આ જિલ્લામાં શ્રી શંકર નામના આર્યસમાજિસ્ટનાં ભાષણો ખૂબ જ લોકપ્રિય બન્યાં હતાં.

**રાજ્યોના દીવાનો અને સાક્ષરો :** આ જિલ્લામાં આ જ યુગમાં અંગ્રેજોએ જે અનેક દેશી રાજ્યો સર્વત્ર દેશમાં રાખ્યાં હતાં તેનો વહીવટ કરનારા ભણેલાગણેલા કાબેલ રાજપુરુષો થઈ ગયા, જેમણે આ જિલ્લાનાં ને ખાસ કરીને સૌરાષ્ટ્રનાં અનેક રાજ્યોમાં દીવાનગીરી કરી મુત્સદ્દીઓ તરીકેની નામના પ્રાપ્ત કરી અને એમાં નડિયાદના નાગરો અને દેસાઈઓ સર્વત્ર મોખરે રહ્યા.

એ જ રીતે આ જ કાળમાં સંખ્યાબંધ સાક્ષર સાહિત્યકારો નડિયાદને આંગણે થયા જેમણે ગુજરાતી ભાષાને સમૃદ્ધ અને ગૌરવશાળી બનાવી.

મુંબઈમાં, કલકત્તામાં ને બીજા અનેક દેશના નાનામોટા પ્રદેશોમાં ભણેલાગણેલા વર્ગનો જે ફાલ યુનિવર્સિટીઓમાંથી ઊતરવા લાગ્યો તેણે જોયું કે આપણે ભણ્યા પણ રૂંધાઈ રહ્યા છીએ, આપણે માથે તો પરદેશી શાસકો બેઠા છે, અને એમણે પોતાની ગૂંગળામણને રાજ્યકર્તાઓ સમક્ષ ઠરાવો દ્વારા વ્યક્ત કરવા કે કંઈક ભેગા થઈ વાતો થાય એવા ખ્યાલોથી નાનાંમોટાં મંડળો કર્યાં હતાં.

**ગુજરાતસભાનું કાર્ય:** ગુજરાતમાં પણ અમદાવાદ ખાતે ૧૮૮૪માં ગુજરાતસભા નામની એક સંસ્થાની સ્થાપના થઈ હતી. આ ગુજરાતસભા એ ગુજરાતના પ્રજાકીય સંગઠનોની જનક સંસ્થા એમ કહી શકાય. તે વખતે સમગ્ર ગુજરાતની પ્રજા વતી કંઈ પણ વાત કહેવાની હોય તો તે કહેવા એ સિવાય બીજું કોઈ મંડળ કે સંગઠન નહોતું.

ખેડા જિલ્લાનું મુખ્ય નગર મૂળે નડિયાદ. રાષ્ટ્રીય અસ્મિતાની આ જિલ્લાની કંઈક જાગૃતિનો પાયો પણ એ રીતે અહીંથી જ નંખાયેલો. ૨૦મી સદીના પ્રારંભકાળમાં સાક્ષરો ઉપરાંત નડિયાદના જ, પણ અમદાવાદમાં વકીલાત કરતા, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ, શ્રી બહુકરાંકર, શ્રી ગોકુળદાસ તલાટી, શ્રી ફૂલચંદભાઈ, શ્રી તાતા સાહેબ, શ્રી ચંદુલાલ નંદલાલ દેસાઈ, આ બધા નડિયાદમાં એક યા બીજા પ્રકારની વિધવિધ જાગૃતિના રંગે રંગાયેલા હતા.

**અમદાવાદની કોંગ્રેસ:** સૌ પ્રથમ ૧૯૦૨ની અંદર જ્યારે રાષ્ટ્રીય કોંગ્રેસનું અધિવેશન અમદાવાદ મુકામે શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના પ્રમુખસ્થાને મળવાનું હતું ત્યારે નડિયાદના સાક્ષર શ્રી ગોવર્ધનરામે પોતાને ત્યાં ગામના આગેવાનોની એક સભા બોલાવેલી અને કોંગ્રેસમાં જવું જોઈએ તેવું વિચારાયેલું.

શ્રી મગનભાઈ ચતુરભાઈ આ જમાનામાં અમદાવાદ રહેતા, પરંતુ આખા ગુજરાતમાં એક ખૂબ અચ્છા વક્તા ગણાતા અને ભવિષ્યમાં ગુજરાતની રાજકીય જાગૃતિમાં ખૂબ મહત્ત્વનો ભાગ ભજવશે એમ તે સમયે આ જિલ્લામાં મનાતું હતું.

એ જમાનાની જાહેર સભાઓમાં એ ભાવિની આગાહી રૂપે ગાતા હતા કે :—

**એક દિન એવો આવશે જ્યારે અમીઝરો ઝરંતાં પૃથ્વીને ય પલાળશે."**

અને થોડા જ સમયમાં તો બંગભંગનો કાળ આવી પહોંચ્યો. રાષ્ટ્રવ્યાપી રાષ્ટ્રીય જાગૃતિના બળ તરીકે સમગ્ર દેશમાં બંગભંગે એક અજબ ચેતના આણી દીધી. આ જિલ્લામાં પણ જનતા પોતે જાહેર સભાઓ ભરે, એમાં ખૂબ સુંદર વ્યાખ્યાનો થાય, ગીતો ગવાય, એનો પ્રારંભ આ ૧૯૦૫-૬ના બંગભંગના યુગમાં થયો.

સ્વદેશીની ભાવના જાગ્રત થઈ, પરદેશીના બહિષ્કારની ભાવના વ્યાપક બની અને અનેક ભાવનાશાળી યુવાનો આ યુગમાં જ પ્રજાની સેવાની, રાષ્ટ્રની સેવાની દીક્ષા લઈને બહાર પડયા.

નડિયાદના શ્રી ફૂલચંદભાઈએ આ અરસામાં ગુજરાત નામનું અખબાર કાઢ્યું. અને એ મારફતે જિલ્લામાં રાષ્ટ્રીય જીવનનાં અમીસીંચન કરવાનો પ્રારંભ કર્યો. પણ જોતજોતામાં તો સરકારે એની ઉપર જપ્તી આણી અને એ અખબાર

બધ થયુ પરતુ નડિઆદમા રાષ્ટ્રીય જાગૃતિ સારી હતી કામ કરનારાનુ એક જૂથ પણ જામ્યુ હતુ

**શ્રી મોતીભાઈ સાહેબનું કાર્ય :** બીજી બાજુ ૧૯૦૫-૬ના અરસામા જ વડોદરા રાજ્યની એક શિક્ષક તરીકે નોકરી કરતા શ્રી મોતીભાઈ અમીન, જેમને આગળ જતા મોતીભાઈ સાહેબ તરીકે સૌએ ઓળખ્યા, પેટલાદ આવ્યા એમણે અહી જ એ પ્રદેશના અનેક વિદ્યાર્થીઓની ભણવા માટેની મુસીબત જોઈ અને 'પેટલાદ બોર્ડિંગ'ની સ્થાપના કરી શ્રી કરુણાશકર માસ્તર અને શ્રી મોતીભાઈ અમીને આ બોર્ડિંગ અને ત્યાની શાળા મારફતે ભાવિ ચરોતરની રાજકીય અને સામાજિક જાગૃતિના બી નાખ્યા ને અનેક જીવનભર સેવાની દીક્ષા લેનારા કાર્યકરો આપ્યા ચરોતરમા ને સમગ્ર ગુજરાતમા પુસ્તકાલય પ્રવૃત્તિ વ્યાપક બનાવી, આગળ જતા ચરોતર સોસાયટી જેવી કેળવણીની એક વિશાળ સસ્થા ઊભી થઈ આજે વિદ્યાનગરનુ મહાન વૃક્ષ એમાથી ફૂલ્યુફાલ્યુ છે ૧૯૦૬મા નાના પાયા ઉપર મોતીભાઈ સાહેબે પેટલાદ બોર્ડિંગનો પાયો નાખીને ચરોતરની વર્ષોની જાગૃતિ અને જાહેર જીવનનો પાયો ત્યા નાખ્યો, એટલુ જ નહિ પરતુ હવે પછીના આવી રહેલા જનતા દ્વારા લડાનારા સર્વદેશીય આ ભૂમિના આધુનિક ઇતિહાસનો પણ ત્યા જ પાયો નખાયો

ચરોતરના આધુનિક ઇતિહાસના પાયા રૂપ આ બોર્ડિંગને અગે શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ એમના '**જીવનનાં ઝરણાં**' નામના પુસ્તકમા લખે છે–"સને ૧૯૦૬થી માડી ૧૯૨૫-૨૬ સુધીના ૨૦ વર્ષમા જે જે વિદ્યાર્થીઓ ત્યાથી જીવનદીક્ષા લઈને બહાર નીકળ્યા છે તે તે વિદ્યાર્થીઓ જગમ પેટલાદ બોર્ડિંગ હાઉસ રૂપે જ છે

"ત્યાના જીવનમા અનેક રગો પુરાતા તે માટે અલગ તાલીમ — દિનચર્યા, વહિવટ અને વાતાવરણ જ એવુ થઈ ગયેલુ કે જિજ્ઞાસુઓને આપોઆપ યોગ્ય તાલીમ મળી રહે

"પરદેશી ચીજો ન વાપરવાનો ઠરાવ નહોતો પણ વાતાવરણ જ એવુ હતુ કે પરદેશી ચીજ ખરીદવામા જાણે કાઈ ગુનો થતો હોય એમ સર્વને લાગતુ બગાળમા જે મોજુ આવ્યુ હતુ તેની એકાળીએ ગુજરાતમા પણ જણાતી બગાળના વિપ્લવવાદી વીર યુવકોની કથામાથી ગુજરાતના યુવકો પ્રેરણા લેતા લાલ પાલ અને બાલ એ જાણે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની ત્રિપુટી હોય એવી શ્રદ્ધાથી દરેક યુવાનના હૃદયમા તેના પ્રત્યે શ્રદ્ધાભર્યો ભક્તિભાવ હતો બાબુ શ્રી અરવિંદ ઘોષ વડોદરાની કૉલેજમા વાઈસ પ્રિન્સિપાલ હતા ત્યાથી રાજીનામુ આપીને હજારો વિદ્યાર્થીઓના પ્રેમભર્યા ટગનગાટ વચ્ચે તે બગાળ ચાલી ગયેલા અને ત્યા તેમણે રાષ્ટ્રીય મહાવિદ્યાલય ખોલેલુ વળી અલીપુર બૉમ્બ કેસમા શ્રી અરવિંદ બાબુ ઉપર આવેલો આરોપ, તેમનો જેલવાસ, કેસમા દેશબધુ દાસે તેમનો કરેલો અદ્ભુત બચાવ, શ્રી અરવિંદ બાબુએ પોતાની પત્ની શ્રીમતી મૃણાલિનીને લખેલા ભક્તિ અને વૈરાગ્યના ભાવથી નીતરતા પત્રો–જે કોરટમા રજૂ થયેલા — તેનુ વાચન શ્રી અરવિંદ બાબુએ પોતે કરેલો બચાવ, એ બધુયે વાચન જીવનમા અલૌકિક તનમાટ જગવતુ એ સમયમા નવા નવા વક્તાઓ પણ બહુ ઊગી નીકળ્યા હતા સ્વદેશપ્રેમના તેમના ઉત્તેજક વ્યાખ્યાનો, વદેમાતરમ ગીતનો મધુર ગુજારવ, રાષ્ટ્રગીતો સાથેની પ્રભાતફેરીઓ અને સરઘસો વગેરે કાર્યક્રમથી અમારો એ વ્યવસાય જ થઈ પડેલો"

આ લીટીઓમા આ જિલ્લાની ને સમગ્ર ગુજરાતની રાષ્ટ્રીય જાગૃતિમા બગભગે કેવો ભાગ ભજવ્યો તેનુ અચ્છુ ચિત્ર રજૂ થયુ છે આ વખતે ગુજરાતમા શ્રી મોતીભાઈ સાહેબ અને એમની સાથે દેર ૨ એક યા બીજી રીતે સકળાયેલા એવા '**ધી થર્ટી ફાઈવ**'ને નામે ઓળખાતા બધા મળી પાત્રીસ જેટલા ગૃહસ્થો હતા સરદારશ્રી અને આણદના શ્રી નરસિહકાકા પણ આમા હતા એ નોધપાત્ર હકીકત છે

શ્રી મોતીભાઈ સાહેબે પોતાની પ્રવૃત્તિઓના જ એક અગ રૂપે ચરોતરના યુવકોમા જાગૃતિ આવે એ માટે સૌ પ્રથમ '**ચરોતર યુવક મડળ**' નામની સસ્થા સ્થાપી અને જોતજોતામા વસો, સોજીત્રા, પીજ, પેટલાદ કરમસદ, વડતાલ, નાપાડ, ધર્મજ, નાર, ઓડ, ઉમરેઠ, સુણાવ, બાધણી, તારાપુર, ભાવની, ચાગા, બોરસદ, ભાદરણ વગેરે આ પ્રદેશના લગભગ તમામ મોટા ગામોમા પણ યુવક મડળો સ્થપાયા અને આ જ યુવક પ્રવૃત્તિએ ૧૯૧૭મા નક્કર આકાર લીધો અને એ જ વર્ષમા ઓડ મુકામે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિકના પ્રમુખપદે ચરોતર યુવક મડળનુ અધિવેશન મળ્યુ આગળના વર્ષોમા આ યુવક મડળે અનેક પ્રકારના સામાજિક કુરિવાજો સામે સગઠન જમાવ્યુ, એમા સુધારા આણ્યા આ યુવક મડળમા જે સેવાની દીક્ષા અનેક યુવાનોને મળી તેમાથી જ્યા જ્યા પ્રજા ઉપર આફત કે સકટ આવે ત્યારે તેની સેવા કરવા દોડી જવાનુ એક જાગ્રત ને સક્રિય બળ આ ભૂમિ ઉપર પેદા થયુ

**બગભગ પછી :** બીજી બાજુ દેશના રાજકારણમા બગભગ પછી તેજી આવતી જતી હતી રાષ્ટ્રીય કૉંગ્રેસમા

સ્પષ્ટપણે બે મતો થઈ ગયા હતા, મવાલ અને જહાલના. ૧૯૦૭માં ગુજરાતમાં સુરત ખાતે કોંગ્રેસ ભરાઈ તેમાં આ જહાલ ને મવાલ પક્ષ વચ્ચે જંગ જામ્યો. અહીં આ જિલ્લામાં પણ એની સ્પષ્ટ અસર પડી. તિલક મહારાજ અને એ પછી મિસિસ બિસાન્ટની આગેવાની હેઠળ આ જિલ્લાના રાજકીય ક્ષેત્રે કામ કરનારા કાર્યકરો આવવા લાગ્યા. ૧૯૦૬માં બંગભંગ સમયે સ્વદેશીની ભાવનાના પ્રતીક રૂપે એક સ્વદેશી વસ્તુ ભંડાર નડીયાદમાં સ્થપાયો હતો.

૧૯૦૭ પછી દેશભરમાં જે ત્રાસવાદી પ્રવૃત્તિનું ઉત્થાન થયું તેમાં આ જિલ્લાના તે વખતના યુવાન કાર્યકરો પણ એના રંગે રંગાયા હતા.

આણંદમાં શ્રી નરસિંહભાઈ સને ૧૯૧૧ માં રાષ્ટ્રીયતના રંગે રંગાયેલા હોવાથી વડોદરા રાજ્યની નોકરીમાંથી છૂટા કરવામાં આવેલા કડલાલના વતની શ્રી મોહનલાલ કામેશ્વર પંડ્યા, અને બીજા અનેક યુવાનો આ રંગે રંગાયા હતા. નર્મદા કાંઠો અને એના ટાપુઓ આવા રંગે રંગાયેલા ગુજરાતના યુવાનોનું મથક બન્યાં હતાં. શ્રી નરસિંહભાઈ અને શ્રી પંડ્યાજીએ તો કેટલાંક જુદાં જુદાં નામનાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યાં હતાં. શ્રી પંડ્યાજીએ નવસારી પાસેના એક જંગલમાં છાપખાનું પણ ઊભું કર્યું હતું અને એમાં શ્રી બારીન્દ્ર ઘોષના 'વર્તમાન રણનીતિ' નામના પુસ્તકનો ગુજરાતી અનુવાદ છાપ્યો હતો. એ જ રીતે વનસ્પતિની દવાઓ, મદ્દુકુળનો ઇતિહાસ, નાહવાના સાબુ, નવરોજ, અસાતના એવા નામે જુદાં જુદાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં હતાં. જેમાં વાસ્તવમાં બૉમ્બ દ્વારા અંગ્રેજ રૂપી નકામી વનસ્પતિ કેમ દૂર કરવી તેનો ખ્યાલ અપાયો હતો.

આ પછીનો ૧૯૧૦ થી ૧૯૧૭ સુધીનો યુગ એ દેશના રાષ્ટ્રીય રાજકારણમાં એક રીતે એનીબિસાન્ટ અને એમની હોમરૂલ ચળવળનો યુગ હતો. મોટા પાયા ઉપર જાહેર સભાઓ થવા લાગી, સરઘસો નીકળવા લાગ્યાં, સ્વરાજ્ય માટેનો પ્રચંડ પ્રજામત ઊભો થવા લાગ્યો.

આ પહેલાં ૧૯૦૯ માં નડિયાદમાં હિન્દુ અનાથાશ્રમની સંસ્થા જાહેર કાર્યકરોએ સરકાર અને તે વખતના ખ્રિસ્તી ધર્મગુરુઓનો ખોફ વહોરીને પણ સ્થાપી.

સ્વદેશીની ભાવના, કેળવણી ક્ષેત્રે શ્રી મોતીભાઈ સાહેબનું બેઠું છતાં નક્કર કાર્ય અને ત્રીજી બાજુ અનાથાશ્રમ, સ્વદેશી ભંડાર, આવી પ્રવૃત્તિઓએ જિલ્લાના જાહેર જીવનમાં એક યા બીજા પ્રકારની જાગૃતિ અને કાર્યનો નક્કર પાયો નાખ્યો હતો અને લગભગ આ ૧૯૧૦–૧૧ થી ૧૯૧૬–૧૭ અને ૧૯૨૧ સુધીના કાળમાં જ જિલ્લાના રાજકીય જીવનનો પણ રીતસરનો પ્રારંભ થવા લાગ્યો.

**સરદારશ્રીનો પ્રવેશ :** થોડા જ સમય પછી જેમણે સમગ્ર ગુજરાત અને ભારતના રાજકારણમાં અત્યંત મહત્ત્વનો ભાગ ભજવ્યો તે સરદારશ્રી વલ્લભભાઈએ પ્રથમ ગોધરામાં ને પછી બોરસદમાં વકીલાત શરૂ કરી અને ત્યાંથી ઇંગ્લેંડ જઈ બૅરિસ્ટર થઈ આવ્યા અને ૧૯૧૩ થી તેઓ ગુજરાતની પાટનગરી અમદાવાદમાં સ્થિર થયા. જોતજોતામાં ગુજરાત સભામાં એ રસ લેવા લાગ્યા. ૧૯૧૪ માં અમદાવાદ મ્યુનિસિપાલિટીમાં ચૂંટાઈને ગયા અને ત્યાંથી એમણે જાહેર જીવનનો પ્રારંભ કર્યો.

આ પહેલાં મુંબઈમાં સરદારશ્રીના વડીલ બંધુ શ્રી વિઠ્ઠલભાઈ, શ્રી જમનાદાસ મહેતા, શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, શ્રી ચંદ્રશંકર પંડ્યા અને શ્રી ઠક્કરબાપા વગેરે અનેક માણસોનું જૂથ જાહેર જીવનમાં કાર્ય કરતું થઈ ગયું હતું. મુંબઈમાં ગોખલેજીની આગેવાની હેઠળ ભારત સેવક સમાજ સેવા કરનારા અનેક લોકમેત્રકોનું કેન્દ્ર બની ચૂક્યું હતું.

બીજી બાજુ ત્રાસવાદી પ્રવૃત્તિની અસર હેઠળ આવેલા શ્રી પંડ્યાજી પોલીસથી બચવા ઠેર ઠેર છૂપા ભમતા હતા પણ તેઓ કોઈ નક્કર ને સ્થિર નેતા ને પ્રવૃત્તિને શોધતા હતા.

**ગાંધીયુગનો પ્રારંભ:** બરાબર આ પૂર્વભૂમિકામાં ૧૯૧૫ માં ગાંધીજીનું આફ્રિકાથી આ દેશમાં આગમન થયું. એમણે દેશ આખાનો પ્રથમ એક વર્ષ પ્રવાસ કર્યો અને પછી ગુજરાતની પાટનગરી અમદાવાદ ખાતે કોચરબમાં પોતાના આશ્રમનો પ્રારંભ કર્યો.

અને એ પછી આ દેશમાં, ગુજરાતમાં ને આ જિલ્લામાં જે કંઈ ઇતિહાસ રચાયો, જે જાહેર જીવન ઘડાયું અને જે પુરુષાર્થ થયો, તે બધાં ગાંધીયુગના ઇતિહાસને નામે, ગાંધીજીની છત્રછાયા હેઠળના જાહેર જીવનને નામે ઓળખાય છે.

૧૯૧૫ માં ગાંધીજી દેશમાં આવ્યા ત્યારથી જ આ જિલ્લાના જાહેર કાર્યકરોનો એમની સાથે સંબંધ સ્થપાયો. શ્રી રાવજીભાઈ મણિભાઈ જેવા કાર્યકરો તો તેઓ આફ્રિકા હતા ત્યારથી જ, ૧૯૦૧ થી, એમના પરિચયમાં આવેલા.

સરદારશ્રી વલ્લભભાઈએ ૧૯૧૩માં અમદાવાદમાં પોતાની બૅરિસ્ટરી શરૂ કરી અને જોતજોતામાં તો ત્યાં સૌનું ધ્યાન ખેંચ્યું અને એક હિમ્મતવાન અને નીડર નેતા તરીકે સૌના માનીતા થઈ ગયા. એમને પણ થોડા જ વખતમાં ગાંધીજીનો પરિચય થયો અને આ બને મહાપુરુષોની

આગેવાની હેઠળ ગુજરાતના ને આ જિલ્લાના જાહેર જીવનનું અને એના ઇતિહાસનું એ પછી ઘડતર થયું.

૧૯૧૭માં અમદાવાદની ગુજરાત સભાના પ્રમુખ તરીકે ગાંધીજીની વરણી થઈ. આ પહેલાં બિહારના ચંપારણના ખેડૂતોના પ્રશ્નને તપાસવા ગાંધીજી ગયેલા અને એમને ત્યાંના જિલ્લા મૅજિસ્ટ્રેટે મનાઈ હુકમ આપેલો એનો અનાદર કરીને એમણે સમગ્ર દેશ સમક્ષ જે નિવેદન કર્યું હતું તેણે દેશમાં થનગની રહેલાં અને કંઈક પ્રતિકારની ઇચ્છા ધરાવતાં તમામ બળોને 'કોઈક મર્દનો બચ્ચો છે' એવી લાગણી-વાળાં બનાવ્યાં હતાં અને ગાંધીજી પ્રત્યે સૌને ભારે આકર્ષણ જાગ્યું હતું અને માટે જ ૧૯૧૭માં ગાંધીજીને ગુજરાત સભાના પ્રમુખ તો બનાવ્યા જ, પરંતુ ગુજરાત સભાએ એ પછી દર વર્ષે ગુજરાતની રાજકીય પરિષદ ભરવાનો નિર્ણય કર્યો અને આવી પ્રથમ પરિષદ ગાંધીજીના પ્રમુખ-પણા હેઠળ ગોધરામાં ૧૯૧૭માં મળી. અહીં જ સૌ પ્રથમ શ્રી તિલક મહારાજ, શ્રી વિઠ્ઠલભાઈ, શ્રી વલ્લભભાઈ, શ્રી યાજ્ઞિક, શ્રી ઠક્કરબાપા, શ્રી અબ્બાસ સાહેબ, શ્રી ખાપર્ડે, શ્રી મહમદઅલી જિન્ના અને બીજા દેશના ને ગુજરાતના સેંકડો નેતાઓ એક મંચ ઉપર એકત્રિત થયા ને સમગ્ર ગુજરાતમાં એક સંગઠિત જાહેર પ્રજા જીવનનો આરંભ થયો.

**ગોધરાની પરિષદનું કાર્ય :** ગાંધીજીએ આ પહેલી જ પરિષદમાં હિન્દુ-મુસ્લિમ એકતાને એક કાર્યમંત્ર બનાવ્યો. અહીં જ સૌ પ્રથમ ગાંધીજીએ ગુજરાતી ભાષામાં જ વ્યાખ્યાનો કરવાની, ઠરાવો કરવાની પદ્ધતિનો પ્રારંભ કરાવ્યો. અરે, તિલક મહારાજને પણ હિંદી ને મરાઠીમાં જ બોલવા કહ્યું. કાયદે આઝમ જિન્ના પાસે પણ ગુજરાતીમાં જ વ્યાખ્યાન કરાવેલું.

એ જ રીતે આ પરિષદમાં આજ સુધી બધી પરિ-ષદોમાં પ્રથમ ઠરાવ બ્રિટિશ તાજને વફાદારીનો થતો તેને પણ ગાંધીજીએ તિલાંજલિ અપાવી. ગાંધીજીએ સૌને કહ્યું કે સામ્રાજ્ય પ્રત્યેની વફાદારીમાં તમારા કોઈના કરતાં હું ઊતરું એમ નથી પણ કશા કારણ વિના એવો ઠરાવ પસાર કરીને આપણે આપણી લઘુતા દેખાડીએ છીએ. ગાંધીજીના આ વલણે જાહેર જીવનમાં ઘણાને નવું દર્શન કરાવ્યું.

એ જ રીતે ગાંધીજીએ આ જ પરિષદમાં નિર્ણય કરાવ્યો કે એક કારોબારી સમિતિ નીમવી અને બીજે વરસે પરિષદ ભરાય ત્યાં સુધી એણે કામ કરતા રહેવું. આ પ્રથા પણ નવી હતી. પરિષદો ને સમારંભો થતા પણ પછી કામ નહોતું થતું જે વાત આગળ જતાં આખા દેશના રાજ-કારણમાં સ્વીકારાઈ, સમગ્ર કોંગ્રેસમાં ને જાહેર જીવનમાં ને સર્વત્ર સ્વીકારાઈ. કામ થાય તો જ ઠરાવો ને પરિષદોનો અર્થ છે એ વાતનો પ્રારંભ આ પહેલી જ પરિષદમાં ગાંધીજીએ કરાવ્યો.

આમ ગુજરાતના નવા જાહેર જીવનનો ને નવા ઘડાઈ રહેલા ઇતિહાસનો અહીં પાયો નંખાયો. આ પરિષદ પછી ગાંધીજી અને સરદાર પટેલની દોરવણી હેઠળ આ જિલ્લાના કાર્યકરો પણ કામ કરવા લાગ્યા.

આ કાળમાં જ શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક પણ અનેક પ્રવૃત્તિઓના પ્રણેતા જેવા અને ગાંધીજીના ખૂબ નજીકના એક કાર્યકર તરીકે એમની સાથે રહી કામ કરતા હતા.

ગોધરાની પરિષદે પસાર કરેલા ઠરાવોમાં વેઠની પ્રથા ગેરકાયદેસર છે અને એ ત્રાસદાયક પ્રથા નાબૂદ કરવા પરિષદે પ્રયત્નો કરવા એમ ઠરેલું. સમગ્ર ગુજરાતમાં અને આ જિલ્લામાં એ પછીના ૭ આઠ માસ આ વેઠ વેરાની પ્રથા નાબૂદ કરવા ગામડે ગામડે રાજકીય પરિષદ તરફથી પત્રિકાઓ વહેંચાઈ, કાર્યકરો ફરવા લાગ્યા અને તે વખતના કમિશનર મિ. પ્રેટના ખૂબ રોષ સાથે સરદારે મક્કમ વલણ લઈને ખૂબ જ પ્રચાર ચારે બાજુ આરંભ્યો.

જિલ્લાના આ વર્ષોના રાષ્ટ્રીય ઇતિહાસનું કંઈક સવિસ્તર વિવરણ અહીં આગળ એટલા માટે કર્યું છે કે એ કાળમાં જે કંઇ પગલાં લેવાયાં, જે પદ્ધતિએ ગાંધીજીએ કાર્યનો પાયો નાખ્યો એ જ પછીનાં ૪૦ વર્ષ સુધી, ને આજ સુધી સમગ્ર જિલ્લાના જાહેર કાર્યનો ને ઘડાતા ઇતિહાસનો પાયો રહ્યો છે. આજે પણ એ પછીનાં ૧૯૧૭ થી ૪૭ સુધીનાં ૩૦ વર્ષ સુધી દેશના ઇતિહાસ ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવી એને સ્વતંત્રતાની મંજલે પહોંચાડનાર કોંગ્રેસ સંસ્થાના આ બધા મૂળભૂત પાયાના સિદ્ધાન્તો રહ્યા છે.

આ સિદ્ધાન્તોએ અનેક યુવાનોને ૧૯૧૭-૨૧નાં વર્ષો દરમિયાન રાષ્ટ્રીય કાર્યમાં આકર્ષ્યા. એ પછી દેશના ને જિલ્લાના ઇતિહાસમાં એક પછી એક રાષ્ટ્રીય જાગૃતિના ને ઉત્થાનના જે તબક્કા આવ્યા તેનો હવે ટૂંકો વિચાર અહીં કરી લઈએ.

**ખેડા સત્યાગ્રહ :** આ જિલ્લાના આ યુગના રાજકારણનો કે ઇતિહાસનો સૌથી મહત્ત્વનો પ્રસંગ તે ખેડાનો સત્યાગ્રહ.

સને ૧૯૧૭ના ચોમાસામાં ખેડા જિલ્લામાં અતિવૃષ્ટિ થઈ. સામાન્ય રીતે અહીં વરસાદની સરેરાશ ત્રીસ [illegible] છે. પણ એ સાલ લગભગ સિત્તેર ઇંચ વરસાદ છેક દશેરા પછી પણ વરસાદ પડતો રહ્યો એટલે

વાવેતર વરસાદમાં ધોવાઈ ગયા પછી બીજી વારના વાવેતરની શક્યતા રહી નહિ. આમ ચોમાસુ પાક બિલકુલ નિષ્ફળ ગયો. ઢોર માટેનો ઘાસચારો પણ વધારે પડતા પાણીને લીધે કહોવાઈ ગયો. પાણી વધારે પડ્યું હોય ત્યારે શિયાળુ પાક, જેને રવી પાક કહે છે, તે સારો થવાની આશા રહે પણ તેમાં ઉંદરનો ઉપદ્રવ થયો અને જુદી જુદી જાતના રોગ લાગ્યા તેથી એ પાકને બહુ નુકસાન થયું. આમ આખું વરસ લગભગ નિષ્ફળ ગયું અને ગરીબ લોકોને તથા ઢોરને ખાવાનું મેળવવાની ભારે મુશ્કેલી ઊભી થઈ. આવી મુશ્કેલીમાં લોકો જમીનમહેસૂલ ક્યાંથી લાવીને ભરે એ મોટો સવાલ હતો.

જ્યારે વરસાદ નથી પડતો અને સૂકો દુકાળ પડે છે ત્યારે સમાજમાં એક જાતનો ત્રાસ ફેલાઈ જાય છે અને કડક સરકારી અમલદારના દિલમાં પણ મહેસૂલ-ઉઘરાતની બાબતમાં છૂટછાટ મૂકવાની અને બીજી રાહત આપવાની લાગણી થઈ આવે છે. મહાજનો પણ દુકાળ સંકટ નિવારણના કામો કરવા બહાર પડે છે, પણ લીલા દુકાળમાં ભારે નુકસાન થયું હોય છતાં એનો ત્રાસ એટલો ઉઘાડો દેખાતો નથી. સરકારી અમલદારોને તો આ વર્ષે મહેસૂલમાં છૂટછાટ મૂકવાની જરૂર છે એવો વિચાર જ ક્યાંથી આવે? મહેસૂલ-ઉઘરાતની બાબતમાં કાયદો એવો છે કે દર વર્ષે પાકની આનાવારી કાઢવી અને પાક છ આનીથી ઓછો ઊતર્યો હોય તો અર્ધું મહેસૂલ લેવાનું મુલતવી રાખવું અને ચાર આનીથી ઓછો ઊતર્યો હોય તો આખું મુલતવી રાખવું તથા તે પછીનું વર્ષ પણ ખરાબ નીવડે તો આગલા વર્ષનું મુલતવી રાખેલું મહેસૂલ માફ કરવું. અત્યાર સુધી કેટલીયે વાર વરસ તો ખરાબ નીવડ્યાં હશે પણ લોકો અજ્ઞાન અને રાંક હોવાથી તેમણે કાંઈ તકરાર ઉઠાવેલી નહિ. અમલદારોને પોતાને ઠીક લાગ્યું હશે ત્યારે તેમણે ક્વચિત મુલતવી કે માફી આપી હશે. આ વર્ષે તો ખેડૂતોના હકની વાત કરનારા પંડ્યાજી કઠલાલમાં બેઠા હતા અને તેમની વાત સાચી લાગવાથી તેમને ટેકો આપનારા અને લડતને આગળ ધપાવનાર ગાંધીજી અને સરદાર હતા. અમલદારો શાણા હોત અને તેમણે સરકારને ખોટી સલાહ ન આપી હોત તો આ લડત ઊપડત જ નહિ. પૈસા ભરવાને અશક્ત એવા ખેડૂતોનું મહેસૂલ એ વર્ષે લેવાનું મુલતવી રાખે તો જેટલી રકમ બાકી રહે એટલી રકમના એક વરસના વ્યાજનું જ સરકારને નુકસાન હતું. પણ સરકારી અમલદારો એ વિષે વિચારતા નહોતા. તેમના મગજમાં તો એ તુમાખી ભરેલી હતી કે મહેસૂલની બાબતમાં અમે જે નિર્ણય કરીએ તે જ ખરો ગણાય. એની સામે વાંધો ઉઠાવનારા બીજા કોણ? અમે સરકાર માબાપ છીએ, ખેડૂતના સુખદુઃખ અમે જાણીએ છીએ, ખેડૂતનાં હિત અમારે હૈયે વસેલાં છે. ખેડૂતના તરફથી વાતો કરનારા આ બીજા લોકો તો શહેરમાં રહીને વકીલાતનો અથવા બીજો ધંધો કરનારા રાજદ્વારી ચળવળિયા છે. એટલે આ લડતમાં મુદ્દો તો એ થઈ પડ્યો હતો કે ખેડૂતોના સાચા હિતેચ્છુ કોણ? સરકારી અમલદારો કે લોકસેવકો? અને સરકારી અમલદારો કહે એ સાચું કે લોકો કહે એ સાચું? સરકારી અમલદારોનો આક્ષેપ એ હતો કે, લોકો જે બોલે છે તે તો પેલા ચળવળિયાઓની શિખવણીથી અને ઉશ્કેરણીથી બોલે છે. લોકોનું કહેવું માનીએ તો એ ચળવળિયાની આબરૂ લોકોમાં વધે અને અમલદારોની પ્રતિષ્ઠા ઓછી થાય. આમ સરકારી અમલદારોને પક્ષે આખી લડત તેમના મમતની, તેમણે માની લીધેલી પ્રતિષ્ઠાના ભૂતની હતી. લોકોને પક્ષે લડત એ હતી કે પ્રજા સમસ્ત પોતાનું વીતેલું કહે તે ખોટું અને સરકારી અમલદારો પૂરી હકીકત જાણ્યા વિના અને બરાબર તપાસ કર્યા વિના કહે તે ખરું, એમાં પ્રજાનું ભારે અપમાન હતું અને તેથી સ્વમાનની ખાતર તેમણે લડવું જોઈએ. નિષ્પક્ષ પંચનો ચુકાદો કબૂલ કરવા તેઓ તૈયાર હતા પણ સરકારી અમલદારો પંચની વાત કબૂલ રાખે તો તો એમની સત્તા શી રહે? આમ સત્તા અને સત્ય વચ્ચેનો આ ઝઘડો હતો.

પંડ્યાજીએ કઠલાલના ખેડૂતો પાસે બેસતા વરસને દિવસે તા. ૧૫-૧૧-૧૯૧૭ના રોજ અરજી કરાવી કે આ સાલ અતિવૃષ્ટિને લીધે જિલ્લામાં એકંદર પાક ચાર આનીથી કમી થયો છે માટે સરકારે મહેસૂલ લેવાનું મુલતવી રાખવું જોઈએ. આ અરજી જોઈને નડિયાદના મિત્રોનો એવો અભિપ્રાય થયો કે અરજીમાં આખા જિલ્લાની હકીકત બહુ સારી રીતે રજૂ થાય જે માટે બની શકે તેટલા વધુ ગામેથી અરજી મોકલવી. આ ઉપરથી ઘણા ગામેથી અરજીઓ ઉપર સહીઓ લેવામાં આવી. નડિયાદ હોમરૂલ લીગની શાખા મારફતે જુદા જુદા ગામના ૧૮,૦૦૦ ખેડૂતોની અને કપડવંજ હોમરૂલ લીગની શાખા મારફત ૪૦૦૦ ખેડૂતોની સહીઓવાળી અરજીઓ મુંબઈ સરકાર ઉપર રવાના કરવામાં આવી અને તેની નકલો જિલ્લાના કલેક્ટર, ઉત્તર વિભાગના કમિશનર, મુંબઈ પ્રાંતના રેવન્યુ મેમ્બર, ગાંધીજી, ના. ગોકુળદાસ પારેખ, ના. વિઠ્ઠલભાઈ પટેલ તથા ગુજરાત સભાના મંત્રીઓ ઉપર મોકલવામાં આવી. મુંબઈ સરકાર તરફથી જવાબ આવ્યો કે આ બાબતમાં

કલેક્ટરને સઘળી સત્તા છે અને અરજીમાં જણાવેલા મુદ્દા ઉપર તેઓ પૂરતુ ધ્યાન આપી રહ્યા છે પછી અનેક ગામોએ જાહેર સભાઓ ભરવામાં આવી તા ૨૫ ૧૧-૧૯૧૭ના રોજ નડિયાદમાં એક મોટી સભા દેસાઈ ગોપાળદાસ વિહારીદાસના પ્રમુખપણા નીચે થઈ તેમાં ઠરાવ કરવામાં આવ્યો કે ધારાસભામાં ગુજરાત તરફથી ચૂંટાયેલા ના ગોકુળદાસ પારેખ તથા ના વિઠ્ઠલભાઈ પટેલને આ સવાલ ઉપાડી ખેડૂતોને રાહત અપાવવા વિનતી કરવી દરમિયાન, કપડવણજ અને ઠાસરા તાલુકામાં મહેસૂલ ઉઘરાતનો હપ્તો પહેલી ડિસેમ્બરથી શરૂ થતો હોવાથી એક નાના પ્રતિનિધિમંડળે તા ૨૭મી નવેમ્બરના રોજ કલેક્ટરની મુલાકાત લીધી અને તેમને વિનતી કરી કે અમારી અરજીઓનો નિકાલ થાય ત્યાં સુધી હપ્તાની મુદત લંબાવો કલેક્ટરે જણાવ્યુ કે શિયાળુ પાકની આશા છે, છતા હાલના સંજોગોમાં પાકની આનાવારી ચોક્કસ તૈયાર થયા બાદ ખેડૂતોને રાહત આપવાની જરૂર જણાશે તો રાહત આપવામાં આવશે ગામેગામ સભાઓ ભરવાનુ કામ તો ચાલુ જ હતુ અને તેની ખબર ગાંધીજીને તે વખતે ચંપારણમાં રહેતા હતા ત્યાં આપવામાં આવતી તેમણે ત્યાંથી લખેલુ કે

"જે જે સભાઓ ભરાય તેમાં મર્યાદાનો ત્યાગ ન થાય, વાતો વિવેકપૂર્વક થાય, તેમ સહેજ પણ અતિશયોક્તિ ન થાય, એ તમારાથી જળવાય એટલે દરજ્જે જાળવજો"

નડિયાદની સભાની વિનતી ઉપરથી ના ગોકુળદાસ પારેખ તથા ના વિઠ્ઠલભાઈ પટેલ તા ૧૨મી ડિસેમ્બરના રોજ નડિયાદ આવી પહોંચ્યા તેમણે કલેક્ટરને મળતા પહેલા, નડિયાદ કપડવણજ, અને ઠાસરા તાલુકાના વીસ ગામોની મુલાકાત લઈ લોકોની હાડમારી નજરે જોઈ તથા સેંકડો ખેડૂતોના લેખી પુરાવા લીધા વળી કઠલાલ, મહુધા તથા નડિયાદમાં જાહેર સભાઓમાં હાજરી આપી દરેક સભામાં હજારો ખેડૂતોએ ભાગ લીધો અને ચોમાસુ પાકની નિષ્ફળતાનુ તથ શિયાળુ પાક ઉપર પણ ઉંદર વગેરેના ઉપદ્રવનું તથા અનેક પ્રકારના રોગોથી થનારા નુકસાનનુ આબેહૂબ વર્ણન કર્યુ આમ બધી માહિતી મેળવી તા ૧૫-૧૨-૧૯૧૭ના રોજ ખેડૂતોના પ્રતિનિધિમંડળ સાથે તેઓ ઠાસરા મુકામે જિલ્લા કલેક્ટરને મળ્યા અને તેમની આગળ પોતાનુ લેખી નિવેદન રજૂ કર્યુ તેમાં વર્ષની ખરાબ સ્થિતિ જોતા પછાત વર્ગના ખેડૂતોનુ તથા ત્રીસ રૂપિયાથી ઓછુ મહેસૂલ ભરનાર ગરીબ ખેડૂતોનુ મહેસૂલ માફ કરવાની તથા જિલ્લાના બીજા તમામ ખેડૂતોનુ મહેસૂલ ચાલુ સાલે મુલતવી રાખવાની જરૂર છે એવી માગણી કરી કલેક્ટરે જણાવ્યુ કે પાકના આનાવારી વગેરે આંકડા તૈયાર કરવામાં કાળજી અને ઉદારતાથી કામ લેવામાં આવશે અને નિયમ પ્રમાણે યોગ્ય રાહત આપવામાં આવશે વળી જે તાલુકાઓમાં હપ્તાની મુદત શરૂ થઈ ગઈ હોવા છતાં જે ખેડૂતોએ મહેસૂલ ભર્યું નથી તેમના ઉપર છેવટના હુકમ નીકળતા સુધી સખતાઈના પગલાં લેવામાં આવશે નહિ

ખેડૂતોની અરજીની એક નકલ ગુજરાત સભાને મોકલવામાં આવેલી ના પારેખ અને પટેલની સાથે તપાસમાં તેઓ પણ સામેલ થાય એવુ તેમને આમંત્રણ પણ આપવામાં આવેલુ તે ઉપરથી ગુજરાત સભાના એક મંત્રી શ્રી દાદાસાહેબ માવળંકર અને બીજા કેટલાક સભ્યો ના પારેખ-પટેલની સાથે ફરેલા અને ઘણા ખેડૂતોની જુબાનીઓ તેમણે લીધેલી વળી તેના સભ્યોમાંથી રા બ રમણભાઈ, દી બ હરિલાલ દેસાઈભાઈ તથા સરદાર નડિયાદની જાહેર સભામાં હાજર રહેલા

ના પારેખ-પટેલની મુલાકાત પછી કલેક્ટરે તા ૨૨મી ડિસેમ્બરના રોજ પોતાના હુકમો બહાર પાડ્યા અને તેમાં નડિયાદ મહેમદાવાદ અને કપડવણજ તાલુકાના ગામોમાંથી ૧૦૪ ગામમાં એકદરે રૂ ૧ ૭૫,૮૯૮ની રકમનુ મહેસૂલ મુલતવી રાખવાનુ ઠરાવ્યુ જિલ્લાના કુલ મહેસૂલનો આંકડો લગભગ તેવીસ લાખ રૂપિયાનો હતો એટલે મુલતવીની રાહત આખા જિલ્લાની મહેસૂલના ૭ ૪ ટકા જેટલી માત્ર હતી આવી નજીવી રાહતના હુકમની પણ લોકોને તો તે વખતે કશી ખબર આપવામાં જ આવેલી નહિ

ગુજરાત સભાના વ્યવસ્થાપક મંડળે પોતાના મંત્રીઓ તથા કેટલાક સભ્યોને ખેડા જિલ્લાના પાકની તપાસ કરવા ના પારેખ તથા પટેલની સાથે ફરવા મોકલ્યા હતા તેમના હેવાલ ઉપરથી ગુજરાત સભાને લાગ્યુ કે આપણા તરફથી પણ માફી અને મુલતવીની અરજી સરકારને મોકલવી જોઈએ તે મુજબ તા ૧-૧-૧૯૧૮ના રોજ મંત્રીઓની સહીથી એક અરજી મોકલવામાં આવી ત્યાર પછી થોડા જ દિવસે ગાંધીજી અમદાવાદ આવ્યા એ જિલ્લાના પોતાને મળવા આવેલા ખેડૂતો તથા ગુજરાત સભાના સભ્યો સાથે મસલત કરીને તેમણે એવી સલાહ આપી કે મુંબઈ સરકારને કરેલી અરજીઓનુ પરિણામ ન જણાય ત્યાં સુધી જમીન મહેસૂલ ભરવાનુ મુલતવી રાખવાની જે જિલ્લાની પ્રજાને ગુજરાત સભાએ ખબર આપવી તથા તેના પ્રતિનિધિઓએ ઉત્તર વિભાગના કમિશનર મિ પ્રૅટને રૂબરૂ મળી

તેમની સાથે મસલત કરી અને એ સઘળી પરિસ્થિતિ તેમને સમજાવી તે ઉપરથી ગુજરાત સભાની કારોબારીની મીટિંગ સરદારને ત્યા બોલાવવામા આવી તેમા બહુમતી તો ગાધીજીની સલાહને વધાવી લેવા તૈયાર હતી, પણ સભાના જૂના અને પીઢ ગણાતા કાર્યકર્તાઓમા રા બ રમણભાઈ, શ્રી શિવાભાઈ મોતીભાઈ પટેલ, રા સા હરિલાલ દેસાઈભાઈ, શ્રી મૂળચદ આશારામ શાહ, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ વગેરે વિનીત વિચારના હતા આવી સલાહના પરિણામની જવાબદારી લેવા તેઓ તૈયાર નહોતા લોકોને ન્યાય ન મળે તો ગાધીજી તો લોકોને મહેસૂલ ન ભરવાની લડત ઉપાડવાની પણ સલાહ આપે એમા તેઓ સમત નહોતા જ એમના રાજકારણમા સરકારને અરજીઓ કરવી, વિરોધની સભાઓ ભરી આદોલન કરવુ અને બહુ તો દુખી લોકોને શક્ય તેટલી રાહત આપવા પ્રબધ કરવો એથી આગળ જવાપણુ આવતુ નહોતુ ગાધીજીનો આગ્રહ એ હતો કે આ જાતનું પગલું દેશમા તદ્દન નવુ જ હોઈ ગુજરાત સભામાં સર્વાનુમતિ થાય તો જ તેણે ખેડૂતોને સલાહ આપવા બહાર પડવુ જોઈએ સભાની કારોબારીમા પુષ્કળ ચર્ચા થઈ સભ્યોમાથી મોટા ભાગના વકીલો હતા એટલે તેમણે ઘણા મુદ્દા ઊઠાવ્યા એક દિવસમા નિર્ણય ઉપર ન આવ્યા એટલે બીજે દિવસે મળ્યા, પછી ત્રીજે દિવસે એમ આઠ દિવસ સુધી દરરોજ સાજે સરદારને ઘેર બે કલાક સભા ચાલી રોજ શી ચર્ચા થઈ તેની ગાધીજીને સરદાર, દાદાસાહેબ, તથા બચુભાઈ ખબર આપતા સરદાર ગાધીજીને કહેતા, તમને બહુમતી મળે છે પછી હરકત શી? પણ ગાધીજીએ સર્વાનુમતિ માટેનો આગ્રહ પકડી રાખ્યો છેવટે શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ સિવાય બીજા સૌ સભ્યો સમત થયા કે અત્યારે આવી સલાહ આપવામા હરકત નથી શ્રી મગનભાઈને તો સરકારના ઠરાવની વિરુદ્ધ જઈને ખેડૂતોને થોડા વખત માટે મહેસૂલ ભરવાનું મુલતવી રાખવાની સલાહ આપવામા અત કરણને બાધ લાગતો હતો વળી એક વાર ખેડૂત સરકારને મહેસૂલ ન ભરવાને ચાળે ચઢે તો પછી બીજે દિવસે જમીનના માલિકને ગણોત આપવાની પણ ના પાડે અને એ રીતે પ્રજામા અદર અદર ઘર્ષણ ઊભુ થાય એ બરાબર નથી એવી એમની દલીલ હતી એમને બહુ સમજાવવામાં આવ્યા ત્યારે આખરે એકકે તરફ મત ન આપવાને તેઓ કબૂલ થયા સરદારે ગાધીજીને કહ્યુ કે હવે તમારે વિશેષ ખેચવુ ન જોઈએ, ગાધીજીએ એ વાત સ્વીકારી તેમની બીજી માગણી એ હતી કે જો આપણે ખેડા જિલ્લામા લડત ઉપાડવી જ પડે તો ગુજરાત સભાના પીઢ કાર્યકર્તાઓમાથી કોઈક એક તો મારી સાથે ખેડા જિલ્લામા આવીને લડત પૂરી થાય ત્યાં સુધી બેસી જવુ જોઈએ પછી વકીલાત માટે કે બીજા કામ માટે આવજા કરે તે ન ચાલે પેલા ભાઈઓમાથી કોઈ તૈયાર થાય એમ હતું જ નહી પણ સરદાર એ બીડું ઝડપવા તૈયાર થયા ત્યારે ગાધીજી ખુશ રાજી થયા પછી ગુજરાત સભાએ બે ઠરાવો પસાર કર્યા એક ઠરાવમા તા. ૧લીના રોજ સભાએ કરેલી અરજીનો નિકાલ થાય ત્યાં સુધી વસૂલાત મુલતવી રાખવાની વિનતી કરી

આ પછી પ્રતિનિધિમડળો કમિશનર, કલેક્ટર બધાને મળ્યા બધી રીતે એમને ખેડૂતોનો આખો કેસ સમજાવવાના પ્રયત્નો થયા પણ એમણે માન્યુ નહિ ખુદ ગાધીજીએ કમિશનરને લાગણ લખ્યો પરતુ એનુય કશુ પરિણામ ન આવ્યુ ગાધીજીએ અને સરદારે જાતે ગામડાની ફરી ફરીને તપાસ કરી બધાને ખેડૂતોની વાત સાચી લાગી બધા પ્રયત્નો કરી જોયા પછી કશો જ માર્ગ ન રહ્યો ત્યારે જે રાહત મેળવવાનો ખેડૂતોનો હક્ક હતો, તે જો ન મળે તો જમીનમહેસૂલ ભરવાનો ઇનકાર કરી કાયદાનો સવિનય ભગ કરવાનો સિદ્ધાત પ્રસ્થાપિત કરવાનો આ સૌ પ્રથમ પ્રયોગ હતો પોતાના ઉપર ગુજરતા ત્રાસથી લોકો તો અકળાઈ ઊઠેલા જ હતા પરતુ ગાધીજીએ આ અકળામણને એક નવીન માર્ગનું શસ્ત્ર આપી એક વિશાળ શક્તિમા ફેરવી અને સમગ્ર દેશની આઝાદીનો અહીંથી માર્ગ ચીધ્યો

આમ ખેડા સત્યાગ્રહની આ નાની છતા એક સામ્રાજ્ય સામે ખેડૂતો લડે, એવી અપૂર્વ લડતે સમગ્ર દેશનુ ધ્યાન ખેચ્યુ લડત એક નવો ઇતિહાસ રચી રહી છે એવુ વાતાવરણ સર્વત્ર વ્યાપક બન્યુ

સરકારે તો જપ્તીઓનો સપાટો એક તરફ વધાર્યો અને બીજી તરફ પછી કાર્યકરોનુ ને પ્રજાનુ બળ પણ વધતુ જ ચાલ્યુ ગાધીજી કામ અગે બહારગામ જાય ને વળી આવે અને ગામડે ગામડે ફરી વળે સરદાર તો સતત ફરતા જ હતા તાલુકે તાલુકે નિસ્વાર્થ ને નીડર કાર્યકરોની ટુકડીએ રાતદિવસ જોયા વિના ઘૂમી રહી હતી ખૂબ આનદથી ખેડૂતો જપ્તીઓ સાંખી લેતા આનદથી ઢોરઢાખર, ઘરેણા ને વાસણ જપ્ત થવા દેતા

દેશભરમા આ લડતની સહાનુભૂતિમા મોટી મોટી સભાઓ થવા લાગી એક સ્થળે જિલ્લાના કલેક્ટર સુધ્ધા

બોની ગયા કે આ જે રીતે રૈયત લડી રહી છે તે બહુ ખૂમીદાર છે

તા ૨૨મી માર્ચે સાંજે ૭ વાગે ખેડા જિલ્લાના તમામ ખેડૂતોની એક મોટી સભા નડિયાદમા થઈ તેમાં સત્યાગ્રહની લડતનું મગનાચરણ કરતા ગાધીજીએ એક પ્રેરક અને ભવ્ય ભાષણ કર્યું અહી તેમાથી થોડાક ફકરા આપ્યા છે

"આ જિલ્લો ઘણો સુદર છે લોકો પામે દોલત છે, જિલ્લામા લીલોતરી અને સુદર વૃક્ષો છે બિહાર સિવાય આવાં સુદર વૃક્ષ મે બીજે જોયા નથી બિહારને કુદરતે સુદરતા આપી છે પણ આ જિલ્લાએ તો ખેડૂતોની જાત મહેનત અને ખતથી સુદરતા મેળવી છે આ જિલ્લાના ખેડૂતો બહુ હોશિયાર અને ઉદ્યોગી છે તેમણે પોતાના પ્રદેશમા સુદર ઉપવન સર્જ્યું છે તે માટે અભિમાન લેવા જેવુ છે આમ હોવા છતા એમ નથી કહેવું કે પાક ન થયો હોય છતા લોકોએ મહેસૂલ ભરવુ જોઈએ સરકારની આકરી મહેસૂલનીતિથી આવા ઉદ્યોગી લોક ઘસાતા જાય છે અને ઘણાને ખેતી છોડી મજૂરી કરવાનો દહાડો આવ્યો છે

"ખરી રીતે તો પાક થાય તેમાથી વિઘોટી ભરવાની છે પાક ન થયો હોય છતા સરકાર દબાણ કરી વિઘોટી લે એ અસહ્ય છે પણ આ દેશમા તો નિયમ થઈ ગયો છે કે સરકારનો કક્કો જ ખરો થવો જોઈએ લોકો ગમે તેટલા સાચા હોય છતા તેમની વાત ન માની સરકારને પોતાનું જ ધાર્યું કરવુ છે પણ ખરો તો ન્યાયનો કક્કો રહે તેની આગળ અન્યાયનો કક્કો ફેરવવો પડે મહેસૂલ મુલતવી રખાવી એક વર્ષના વ્યાજના બચાવ માટે હજારો લોકો જૂઠુ બોલે એ માનવા જેવુ નથી સરકાર એમ કહે એ આપણુ અપમાન છે માટે મારી સલાહ છે કે આપણી માગણી સરકાર કબૂલ ન કરે તો આપણે સરકારને કહેવુ જોઈએ કે અમે મહેસૂલ ભરવાના નથી, તે માટે અમારે જે સહન કરવુ પડશે તે ભોગવી લેવા તૈયાર છીએ

"શુ દુખ આવવાનું છે તેનો આપણે ખ્યાલ કરી લેવો જોઈએ સરકાર આપણાં ઢોરઢાખર અને સરસામાન વેચીને વિઘોટી વસૂલ કરે ચોથાઈ દડ લે સનદિયા જમીનો ખાલસા કરે અને લોકો દાંડાઈ કરે છે એમ કહી કેદમા નાખે દાંડાઈ શબ્દ સરકારનો છે એ મને બહુ અળખામણો લાગે છે જે સાચુ કહે તેને દાંડ કેમ કહેવાય? એ દાંડ નથી પણ બહાદુર છે સારી સ્થિતિવાળા પાસે પૈસા છતા પોતાના ખેતરમા ન પાક્યુ હોય તેથી અને ગરીબના રક્ષણ ખાતર પોતાનુ મહેસૂલ ન ભરે તેમા દાંડાઈ નથી પણ બહાદુરી છે આમ કરતા ઘરબાર ખોવા પડે તો તે ખુએ એ જ માણસ આ વ્રત લઈ શકે છે

'લોકો પ્રતિજ્ઞા લઈને તોડે અને ઈશ્વરથી વિમુખ થાય એ મને અસહ્ય છે

"તમે ખોટી પ્રતિજ્ઞા લો તો મને અત્યત દુખ થાય, મારે ઉપવાસ કરવા પડે મને ઉપવાસથી એટલુ દુખ નથી થતુ જેટલુ લોકો મને છેતરે પોતાની પ્રતિજ્ઞા તોડે તેથી થાય છે સત્યાગ્રહમા પ્રતિજ્ઞા સૌથી કીમતી છે, તે જાળવવી જ જોઈએ ઈશ્વરને નામે લીધેલી પ્રતિજ્ઞા તોડી શકાય જ નહિ હજારો માણસોની પ્રતિજ્ઞા મારે ભોગે પળાતી હોય તો આ દેહ જાય તો પણ ભલે પ્રતિજ્ઞા ન લે તેનુ મને દુખ નથી પણ લીધા પછી પ્રતિજ્ઞા તોડીને મને આઘાત પહોંચાડે તેના કરતા રાત્રે આવી મારી ગરદન કાપે એ ઠીક મારી ગરદન કાપનારને માફ કરવા હુ ઈશ્વરને કહુ પરતુ પ્રતિજ્ઞા તોડનારને માટે હુ માફી માગી શકુ નહિ માટે જે નિર્ણય કરો તે સાવધ થઈને કરજો પોતાના નિશ્ચયને વળગી રહેનાર પ્રજા ચડશે ત્યારે સરકાર પણ તેને માન આપશે તે જાણશે કે આ પ્રજા પ્રતિજ્ઞા પળનાર છે પ્રતિજ્ઞા તોડનાર નથી દેશને કામનો, નથી સરકારને કામનો કે નથી ઈશ્વરને કામનો'

તે જ દિવસે લગભગ બસો માણસોએ સત્યાગ્રહની પ્રતિજ્ઞા ઉપર સહી કરી પછી તો દિનપ્રતિદિન પ્રતિજ્ઞા લેનારની સખ્યા વધતી ગઈ

સરકારી અમલદારોનો જપ્તીઓનો સપાટો વધતો જતો હતો બીજી તરફથી ગાધીજી, સરદાર અને બીજા કાર્યકર્તાઓ ગામડે ગામડે ફરી લોકોને હિંમત આપી રહ્યા હતા, અને તેમની પ્રતિજ્ઞાની બાબતમા જાગ્રત રાખતા હતા ખેડા જિલ્લાની પ્રજાને અને ગુજરાતના કાર્યકર્તાઓને માટે આ કીમતી તાલીમ હતી સરદારમા નેતાગીરીના ગુણો જ નથી જ હતા પણ આ લડતમા તો તેમણે ખરેખરી સિપાહીગીરી બતાવી હતી તેઓ ના છૂટકે જ બોલતા ગાધીજી કેવી રીતે સરકારી અમલદારો સાથે પત્રવ્યવહાર ચલાવે છે તથા વાતચીત કરે છે, કેવી રીતે પ્રજાને કસે છે અને ચડાવે છે અને તીવ્રમા તીવ્ર લડત ચાલતી હોય ત્યારે પણ સમાધાનીના પ્રયત્ન તો ચાલુ જ રાખે છે, તેની એક પણ તક જવા દેતા નથી, એ બધુ પોતાની તીક્ષ્ણ નજરથી તેઓ નિહાળતા હતા આ લડતમા મળેલી દીક્ષા અને પદાર્થપાઠોથી થોડા જ વર્ષોમા ગાધીજીને ગુજરાતને વિષે તેઓ બિનકુન નિશ્ચિત કરી શક્યા બીજી તરફથી ગાધીજી પણ સરદારને બારીકાઈથી નિહાળી રહ્યા હતા તા ૪થી એપ્રિલના રોજ કરમસદની સભામા

ગાંધીજીએ મહેના નીચેના ઉદ્ગારો આ વસ્તુની આપણને પ્રતીતિ કરાવે છે

"આ ગામ વલ્લભભાઈનું છે વલ્લભભાઈ જેવો હજી ભઠ્ઠીમાં છે એમણે સારી રીતે તપવાનું છે મને લાગે છે કે એમાંથી આપણે કુન્દન કાઢીશું"

આ સભામાં પ્રતિજ્ઞા ઉપર ખેડૂતોની સહીઓ લેવાનું કામ ચાલતું હતું તે દરમિયાન ગાંધીજીએ કહ્યું કે, કોઈને કાંઈ શંકા હોય અને પૂછવું હોય તો પૂછે એક જણે કહ્યું કે, ગામમાં વિરુદ્ધ પક્ષના કેટલાક એવા છે કે જેઓ સરકાર જમીન વેચે તેની રાહ જોઈને જ બેઠા છે અને હરાજી થયે તરત લઈ લેશે ગાંધીજીએ જવાબ આપ્યો તે બહુ સૂચક છે જમીન ઉપર સરકારનો હક્ક કેટલો અને ખેડૂતોનો હક્ક કેટલો તે વિષે મહેસૂલ ધારામાં ગમે તે લખ્યું હોય, પણ તે બાબત ગાંધીજીની લાગણી કેવી તીવ્ર હતી તે એમાં વ્યક્ત થાય છે

"ભીખ માગતા થવાની આ લડત છે બદદાનત રાખીને જે આપણી જમીન ઉપર ટાંપીને બેઠા છે, તેઓ તે લઈને પચાવી શકવાના નથી સરકાર પણ જમીન ઉપર હાથ નાખશે ત્યારે આપણે તેની સાથે મહાભારત લેવાનું છે થોડા રૂપિયાના જમીન મહેસૂલ માટે સરકાર હજારો રૂપિયાની જમીન લેશે તો તે એને પચી શકવાની નથી આ લૂંટફાટનું રાજ્ય નથી પણ ન્યાયનું છે* આ રાજ્ય જે દિવસે ઈરાદાપૂર્વક લૂંટફાટનું છે એમ મને ખબર પડશે, તે દિવસે હું બેઠો છું એમ માનજો આપણી જમીન જશે તો આપણે શું કરવું, એ ધાસ્તી શું કરવા જોઈએ? એ જમીન કેમે કરી કોઈ વેચાતી લઈ શકવાનું નથી"

બિહારથી પાછા આવ્યા બાદ તા ૩ જી જૂને ગાંધીજી નડિયાદ તાલુકાના ઉત્તરસંડા ગામે પહોંચ્યા કે તરત જ મામલતદાર ગાંધીજીને ઉતારે ગયા અને થોડી વાતચીત બાદ તેમણે જણાવ્યું કે, જો સારી સ્થિતિવાળા મહેસૂલ ભરી દે તો ગરીબ લોકોનું મુલતવી રાખવામાં આવશે ગાંધીજીના કહેવાથી મામલતદારે એ વસ્તુ લેખી રૂપમાં આપી ગાંધીજીએ તરત કલેક્ટરને લખ્યું કે આવી જાતનો હુકમ આખા જિલ્લા માટે બહાર પાડવામાં આવે અને ચોથાઈ વગેરે દંડ માફ કરવામાં આવે તો અમારે લડવાપણું રહેતું નથી ગાંધીજીને મતે તો આ લડત સિદ્ધાંતની અને ટેકની હતી, કલેક્ટરના અફર ગણાતા છેવટના હુકમ ફેરવવાની લડત હતી એટલે એક આસામીનું મહેસૂલ બાકી રહ્યું હોય અને રીતસરનો હુકમ કાઢી તે મુલતવી રાખવામાં આવે, તો એટલાથી પણ પ્રજાની જીત થતી હતી જેમ કમિશનરની ભારે ધમકીઓ આવેલા ખાલસાના હુકમો હવામાં અધ્ધર રહી ગયા હતા તેમ બારીક તપાસ પછી કાઢેલા કલેક્ટરના છેવટના હુકમ પણ આવી જાતની મુલતવીથી ઓગળી જતા હતા પ્રજાને કષ્ટ તો બહુ વેઠવું પડ્યું અને નુકસાન પણ ઘણું ખમવું પડ્યું, પણ અમલદારોના હઠાગ્રહને પ્રજામત ભોંયે પાડી શકે છે એ જાતના આત્મવિશ્વાસની પ્રજાએ ભારે કીમતી કમાણી કરી ગાંધીજીની વાત કલેક્ટરે માન્ય રાખી અને તે પ્રમાણેના હુકમો જાહેર થયા એટલે તા ૬ ઠ્ઠી જૂનના રોજની ગાંધીજીની તથા સરદારની સહીવાળી પત્રિકાથી લડત બંધ થયેલી જાહેર કરવામાં આવી

લડત બંધ કરવાની પત્રિકામાં ગાંધીજીએ અને સરદારે જણાવ્યું કે

"લડતનો અંત તો આવ્યો છે પણ અમારે દિલગીરી સાથે કહેવું પડે છે કે તે અંત માધુર્યરહિત છે ઉપરનો હુકમ ઉદાર દિલથી રાજી થઈને કરવામાં નથી આવ્યો, પણ પરાણે થયા જેવો ભાસ આવે છે તા ૨૫ મી એપ્રિલે એ હુકમો પ્રજાએ જાણ્યા હોત તો કેટલી હાડમારીમાંથી પ્રજા બચી જાત! જપ્તીઓ કરવાનું જે નકામું ખર્ચ જિલ્લાના અમલદારોને તે જ કામ ઉપર રોકી કરવામાં આવ્યું તે બચી જાત જ્યાં જ્યાં મહેસૂલ બાકી છે ત્યાં પ્રજા ઊંચા જીવે રહી છે જપ્તી ન થઈ શકે તેમ કરવા ખાતર તેઓ ઘર તજી બહાર રહ્યા છે, ખાવાનું પણ પૂરું ખાધું નથી મહેનોએ ન સહન કરવાનું સહન કર્યું છે કોઈ કોઈ વેળા ઉદ્ધત સર્કલ ઇન્સ્પેક્ટરોના અપમાન પણ સહન કર્યાં છે, દૂઝણી ભેંસોને છોડી જતા તેઓએ સાંખ્યું છે ચોથાઈના દંડ ભર્યા છે અધિકારી વર્ગને ખબર હતી કે લડતનું મૂળ જ ગરીબ લોકોની કરુણાઈ હતું આ કરુણાઈ સામું જોવાની કમિશનર સાહેબે પ્રથમથી જ ના પાડી ઘણાયે કાગળો લખ્યા છતા તેમની ના ની હા ન થઈ આસામીવાર છૂટ આપાય જ નહિ, એવો કાયદો જ નથી, આ તેમના શબ્દો હતા હવે કલેક્ટર સાહેબ કહે છે કે આમ છૂટ આપવાની વાત તો જગજાહેર છે ત્યારે શું પ્રજાએ જાણી જોઈને હાથી દુઃખ સહન કર્યું છે? દિલ્હી જતી વખતે અમારામાંથી ગાંધીજીએ કમિશનર સાહેબને આવો જ હુકમ કાઢવા વિનતી કરેલી પણ તેમણે એ વાત ન સાંભળી અમને બન્નેને પૂછીને એવી જ માગણી તા ૨૫ મી એપ્રિલ પછી રા સા દાદુભાઈએ કરેલી પણ તેમને કલેક્ટર

* બ્રિટિશ ન્યાય ઉપર તે વખતે ગાંધીજીને ખૂબ શ્રદ્ધા હતી

"સેનાપતિની ચતુરાઈ પોતાનું કારભારી મંડળ પસંદ કરવામાં રહેલી છે. ઘણા માણસો મારી સલાહ માનવાને તૈયાર હતા. પણ મને વિચાર થયો કે ઉપ-સેનાપતિ કોણ થશે ? ત્યાં મારી નજર વલ્લભભાઈ ઉપર પડી. વલ્લભભાઈની પહેલી મુલાકાત લીધી ત્યારે મને એમ થયું કે આ અક્કડ પુરુષ તે કોણ હશે? એ શું કામ કરશે ? પણ જેમ જેમ હું એમના વધારે પ્રસંગમાં આવ્યો તેમ તેમ લાગ્યું કે મારે વલ્લભભાઈ તો જોઈએ જ. વલ્લભભાઈએ પણ માન્યું કે જબરી વકીલાત ચાલે છે, મ્યુનિસિપાલિટીમાં ભારે કામ કરું છું, તેથી પણ ભારે આ કામ છે. ધંધો તો આજ છે ને કાલે ન હોય. પૈસા કાલે ઊડી જાય. વારસો તેને ઉડાવી દે. માટે પૈસા કરતાં ઊંચો વારસો એમને માટે હું મૂકી જાઉં. આવા વિચારોથી એમણે ઝંપલાવ્યું. વલ્લભભાઈ મને ન મળ્યા હોત તો જે કામ થયું છે તે ન જ થાત. એટલો બધો શુભ અનુભવ મને એ ભાઈથી થયો છે."

આમ ભારતના, ગુજરાતના ને આ જિલ્લાના ઘડાતા ઇતિહાસનું એક અમર પ્રકરણ લખીને ખેડા સત્યાગ્રહની આ લડતનો અંત આવ્યો. આ લડતે જિલ્લાના આધુનિક ઇતિહાસનો, એના જાહેર કાર્યનો, એના કાર્યકરોનો, એના સમગ્ર જીવનનો અહીં પાયો નાખ્યો માટે જ એને આટલા વિસ્તારથી અહીં વર્ણવી છે.

ખેડા સત્યાગ્રહમાં ગાંધીજી એક તરફ સરકાર સાથે લડયા અને બીજી તરફ એમણે અંગ્રેજોને લડાઈમાં મદદ આપવાને સૈન્ય ભરતીનું કામ સાથે લીધું. પોતે પહેલી ટુકડીમાં ભરતી થઈ એના નાયક બનશે એમ પણ જાહેર કર્યું. સરદાર પણ એમાં સાથે જ હતા. ઘણા સહકાર્યકરોને આ વખતે ગાંધીજીની વાત ન રુચી. છતાં ગાંધીજીનો એ આખરી નિર્ણય હતો. જિલ્લાના કાર્યકરોએ પણ સ્વીકાર્યો. સૌ ગામડે ફરવા લાગ્યા. લોકોને આ આખા કામમાં ભાગ્યે જ રસ હતો. લોકો વિરોધ પણ કરતા.

માતર તાલુકાના નવાગામમાં ગાંધીજી અને સરદારે પોતાનું મુખ્ય મથક આ ભરતીના કામ માટે રાખેલું. થોડા સમય પહેલાં ખેડા સત્યાગ્રહ વખતે જે પ્રજા ગાંધીજીને ને સૈનિકોને ખૂબ મોટી સંખ્યામાં સાંભળવા આવતી, જે જોઈએ તે આપતી, એ જનતા પાસે પણ ન ડોકાતી. ઊલટી સામેથી ગાંધીજીને પૂછતી કે આ સરકારે અમારું શું ભલું કર્યું છે તે તમે એને માટે અમારાં છોકરાંને મરવાનું કહેવા નીકળ્યા છો? સરદાર રાંધે ને ગાંધીજી ને બંને સાથે જમે, આ રીતે દિવસો સુધી નવાગામમાં બન્ને રહેલા.

જિલ્લાના અન્ય કાર્યકરો, શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક, શ્રી ફૂલચંદભાઈ, શ્રી પંડ્યાજી, શ્રી ગોકળદાસ, શ્રી રાવજીભાઈ ને બીજા પણ ફરતા. કોઈ નેય આ ભરતીના કામમાં જોઈતો પ્રજાસહકાર મળેલો નહિ. મુખ્ય કાર્યકરોએ પોતાનાં નામ લખાવેલાં ને એવાં ૭૫ જેટલાં નામ થયેલાં. પણ આ બધા અંગે કંઈ નક્કર રીતે સૈન્યમાં જવાનું થાય તે પહેલાં યુદ્ધનો અંત આવ્યો અને જિલ્લામાં ને દેશમાં આ કાર્ય અટકી ગયું.

**મહાયુદ્ધનો અંત અને અસહકાર:** એક તરફ મહાયુદ્ધનો અંત આવ્યો ને બીજી તરફ હવે અંગ્રેજો આ દેશે યુદ્ધમાં મદદ કરી તે બદલ દેશની પ્રજા સુખી થાય તેવાં કંઈક નક્કર પગલાં લેશે તેવી આશા બંધાઈ હતી. પરંતુ ત્યાં તો સરકારે ઊલટું જ વલણ લીધું. દેશના જુદા જુદા ૧૮૦૦ જેટલા નેતાઓને સરકારે યુદ્ધકાળ દરમિયાન જેલના સળિયા પાછળ ધકેલ્યા તો હતા જ. પરંતુ એ બધું હવે અંગ્રેજો જીત્યા છે માટે પતી જશે એમ મનાયેલું. એને બદલે સરકારે રૉલેટ કાનૂન બનાવરાવ્યો અને કોઈ પણ માણસને ગમે ત્યારે પકડી શકાય ને જેલમાં રાખી શકાય એવી એમાં જોગવાઈ રાખી. આ પોલીસને અપાયેલી અમર્યાદ સત્તાઓ સામે દેશભરના રાજપુરુષોએ પોકાર નાખ્યો. વિરોધનો પ્રચંડ વંટોળ ઊઠ્યો. પણ કરવું શું ? સૌની નજર આ વખતે ગાંધીજી તરફ ગઈ. ગાંધીજી ભરતીના કામ પછી તરત ખૂબ ગંભીર રીતે માંદા પડી ગયા ને નડિયાદના અનાથાશ્રમમાં રહેતા હતા. અનાથઆશ્રમ દેશ આખાનું એક રીતે કેન્દ્ર બની ગયું હતું અને ગાંધીજી માંદગીમાંથી કંઈક ઠીક થાય ત્યાં આ રૉલેટ કાનૂનની વાત આવી. એમનો રોષ વ્યાપક બન્યો. એમણે તરત સરદારને કહ્યું : 'આનું કંઈક થવું જોઈએ. જો થોડા માણસો તૈયાર થાય તો ધારાસભામાં કાયદો પસાર થાય એટલે આપણે સત્યાગ્રહ કરવો જોઈએ. પથારીવશ ન હોઉં તો હું એકલો પણ ઝૂઝું અને બીજાઓ મળી રહેવાની પછી આશા રાખું. પણ મારી લાચાર સ્થિતિમાં એકલા ઝૂઝવાની મારી શક્તિ મુદ્દલ નથી.' અને થોડા જ વખતમાં કંઈક ઠીક થતાં તુરત આશ્રમમાં ગાંધીજીએ એક સભા વીસ પચીસ આગેવાનોની બોલાવી. સરદાર, ઇન્દુલાલ, ફૂલચંદભાઈ વગેરે એમાં હતા અને ત્યાં એક પ્રતિજ્ઞાપત્ર ઘડાયું. એના ઉપર હાજર રહેલાઓએ સહીઓ કરી અને સત્યાગ્રહસભા નામની સંસ્થા સ્થપાઈ.

ગાંધીજીએ સત્યાગ્રહના પ્રારંભિક કાર્યક્રમમાં શુદ્ધિને પ્રાધાન્ય આપ્યું અને ૬ઠ્ઠી એપ્રિલે દેશભરમાં સૌ ૨૪

કલાકનો ઉપવાસ કરીને આ કાનૂન સામે પોતાનો વિરોધ પોકારે તેવો આદેશ આપ્યો. અને આ કાર્યક્રમ સમગ્ર દેશમાં અત્યંત ઉત્સાહથી ઊજવાયો. આ જિલ્લામાં સર્વત્ર સૌએ પહેલી જ વાર દેશના માટે કંઈક તપ કર્યાનો આ ઉપવાસ દ્વારા અનુભવ કર્યો. સર્વત્ર હિન્દુમુસ્લિમોનાં પ્રચંડ સરઘસો ને સભાઓ થઈ, સર્વત્ર હડતાલો પડી ૧૯૧૯ના એપ્રિલની ૬ઠ્ઠી તારીખ સમગ્ર દેશમાં પ્રથમ વાર પરદેશી રાજ્યસત્તા સામેના સંગઠિત પડકાર રૂપ ઐતિહાસિક બની.

છઠ્ઠીએ ગાંધીજી મુંબઈમાં આ દિનની ઉજવણી કરીને પંજાબ જવા રવાના થયા ને રસ્તામાં એમની ગિરફતારી થઈ આ પછી આ જિલ્લામાં ખૂબ જ મહત્ત્વના બનાવો બન્યા. ગાંધીજીની ગિરફતારીએ દેશભરમાં પ્રચંડ અસંતોષનું મોજું ફેલાવી દીધું. ૯મી એપ્રિલે નડિયાદમાં આશ્રમવાસી શ્રી ઇમામસાહેબના પ્રમુખપદે હિંદુ–મુસ્લિમ સૌની એક પ્રચંડ સભા મળી હતી. આ સભામાં ૨૦ હજાર માનવીઓ હાજર હતાં અને આ સભામાં જ અમદાવાદમાં હુલ્લડ છે, કલેક્ટર કચેરી બાળી, સ્ટેશનમાં આગ લાગી છે, વગેરે વાતો આવવા લાગી હતી.

સભા પૂરી થઈ ન થઈ અને અહીં પણ લોકોનો ઉશ્કેરાટ કાબૂમાં ન રહ્યો. લોકોને સમાચાર મળ્યા કે અમદાવાદમાં થયેલાં તોફાનો માટે લશ્કરની સ્પેશિયલ આવે છે ને અમદાવાદને ઉડાડી દેવામાં આવનાર છે.

બસ, શહેરના બસો જેટલા જવાનો કોશો–હથિયારો સાથે ઊપડ્યા. દેકારા દેતા ગયા અને નડિયાદ–ઉત્તરસંડા વચ્ચેના રેલના પાટા ઉખાડતા ગયા. જોતજોતામાં તો અર્ધો માઈલના પાટા વેગળા કરી નાખ્યા. એ પાટા ક્યાં ગયા ને એનું શું થયું એની આજ સુધી પણ સરકારને જાણ નથી થઈ.

પાટા ઊખડ્યા, લશ્કરી ટ્રેન બાર કલાક સુધી રોકાઈ ગઈ, મહેમદાવાદ–નડિયાદ વચ્ચે તાર પણ કપાઈ ગયેલા. લશ્કર બીજે દિવસે અમદાવાદ પહોંચ્યું. દરમિયાનમાં મામલો કંઈક શાંત થયેલો, કાબૂમાં આવેલો.

"આ તોફાનો દરમિયાન ગાંધીજીની દોરવણી હેઠળ કામ કરનારા બધા કાર્યકરોએ પોતાથી શકય બધા જ પ્રયત્નો તોફાનોને કાબૂમાં રાખવા કરેલા. એ માટે જિલ્લાના કલેક્ટરે તે વખતના નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી ગોકળદાસ તલાટી ઉપર કાગળ લખીને એમને આ માટે ધન્યવાદ આપ્યો જ્યારે બીજી બાજુ એ જ સરકારે અને એ જ કલેક્ટરે કેટલાકને પકડી એમને ગુનેગાર ઠરાવ્યા અને નડિયાદના પાટીદાર અને વાણિયાઓ ઉપર આ કામની શિક્ષા રૂપે ૧૫૫૫૬ રૂપિયાનો દંડ ઠોકી બેસાડ્યો.

એટલું જ નહિ પરંતુ જિલ્લાના કલેક્ટરે ગુનેગાર ઠરાવતાં જે કારણો જાહેર કર્યાં તે રમૂજી છે. આ રહ્યાં એ કારણો :

"૧. નડિયાદના લોકોએ રેલના પાટા ઉખેડી નાખ્યા એમાં કાંઈ શક જ નથી. તેમાંના ઘણાખરા પાટીદાર છે.

"૨. અહીં ગયે વર્ષે જમીનમહેસૂલ નહિ ભરવાની હિલચાલ હતી ત્યારે મિ. ગાંધીનું મથક નડિયાદમાં હતુ. એ હિલચાલથી લોકોમાં અમલદારો અને સરકાર પ્રત્યેનું માન ઘટ્યું છે.

"૩. વાણિયાઓને ખાસ જવાબદાર ગણવાનું કારણ એ છે કે તેઓએ સરકારની સામે ઉશ્કેરણી કરી. વાણિયાઓ મુખ્યત્વે કરીને વેપારી છે. તેમણે દુકાનો બંધ કરીને ખળભળાટ મચાવ્યો અને હુલ્લડખોરોને ઉત્તેજન આપ્યું. નડિયાદમાં પહેલી હડતાળ ૬ઠ્ઠી એપ્રિલે કંઈ પણ કારણ વિના પાડવામાં આવી. અને તેમાંથી જ ૧૧મી તારીખે જે દંગો થયો, તેની તૈયારી થઈ. . . . મિ. ગાંધી, મિ. ગોકળદાસ તલાટી અને મિ. ફૂલચંદ શાહ વાણિયા છે.

"૪. જે ગુનો નડિયાદમાં થયો તે સાબિત કરવામાં મદદ આપવાની નડિયાદીઓને મેં તક આપી હતી પણ નડિયાદના એક પણ આગેવાને મને અગત્યની ખબર નથી આપી."

આ પછી તોફાનો અંગે પકડાયેલાના કેસ ચલાવવા ખાસ અદાલત નિયુક્ત થઈ. અને સરદારશ્રી, શ્રી કૃષ્ણલાલ દેસાઈ, શ્રી કોઠારી વગેરેએ સૌનો બચાવ કર્યો. આ પછી આ કેસો અંગે કેટલાકને સજા પણ થઈ. સારો એવો ખર્ચો પણ થયો.

**શ્રી. રવિશંકર મહારાજ :** ખેડા સત્યાગ્રહ અને એ પછીનાં થોડાં વર્ષોમાં દેશભરમાં બનેલા બનાવો, આ ગાળામાં જ બે ત્રણ મહત્ત્વની ઘટનાઓ બની જેની અસર એ પછીનાં વર્ષો સુધી આ જિલ્લાના જાહેર જીવન ઉપર રહી તેની પણ નોંધ લેવી ઘટે.

ખેડાની લડત અતિવૃષ્ટિમાંથી ઊભી થઈ. પરંતુ એ પછી બીજું વર્ષ વરસાદની અછતનું આવ્યું. દુષ્કાળ પડ્યો. એ માટે પ્રજાને સંકટ નિવારણનાં કાર્યો ખોલી મદદ કરવાની જરૂર ઊભી થઈ. ઠેર ઠેર જિલ્લામાં સસ્તા અનાજની દુકાનો કાર્યકરોએ શરૂ કરી. મુંબઈમાં એક મધ્યસ્થ દુષ્કાળ નિવારણ ફંડ હતું તે આ અંગે સારી મદદ કરતું હતું.

શ્રી પંડ્યાજી, શ્રી શંકરલાલ પરીખ, વગેરે કપડવણજ તાલુકાની આવી રાહત દુકાનો ચલાવવાનું કામ કરતા.

આ વખતે આજના ગુજરાતના મહારાજ શ્રી રવિશંકરભાઈ મહેમદાવાદ તાલુકામાં પોતાના ગામ સરસવણીમાં રહે, નાની દુકાન ચલાવે, ગેરપટું કરે. એ કંઈક પોતાની દુકાન માટે ખરીદવા કલોલ ગયેલા. શ્રી પંડ્યાજીને આછો પરિચય પહેલાંનો હતો. એમણે આ વખતે એમને કહ્યું કે આમ સ્વાર્થ માટે તો બહુ વેપાર કર્યા પણ હવે લોકોને માટે પણ કંઈક કરો. આ દુકાળનું વરસ છે તે અહીંથી માલ લઈ જાઓ અને તમારે ત્યાં સરસવણીમાં સસ્તા અનાજની દુકાન કરો. બસ, સાચા સેવાભાવી આત્માને જાગ્રત કરવા આટલી ટકોર બસ હતી. રવિશંકરભાઈ તો પોતાની દુકાન માટે જે ખરીદી કરવા ગયા હતા તે બંધ રાખી અને આ સસ્તા અનાજની દુકાન માટે માલ લઈને ઘેર પાછા ફર્યા. બીજે દિવસે પોતાના ભાગીદારને એમણે જણાવી દીધું કે મારે વેપાર નથી કરવો અને એ દિવસથી દેશસેવાની દીક્ષા લઈ એ એમાં પડ્યા. એ પછીનો એમનો જીવંત સંપર્ક સમગ્ર ગુજરાતને છે, ખેડા જિલ્લાનું નાનુમોટું એકેએક ગામ એમની સેવાથી પરિચિત છે. ગુજરાતને અને આ જિલ્લાને પંડ્યાજીએ મહારાજની આ દિવસથી એક અણમોલ ભેટ ધરી જેમણે પછીનાં વર્ષોમાં ગુજરાતના ને આ જિલ્લાના ઇતિહાસને અને માનવીઓને ઘડવામાં ખૂબ જ મહત્ત્વનો ફાળો આપ્યો.

આ જ અરસામાં બીજો પણ મહત્ત્વનો બનાવ બન્યો. ખેડા સત્યાગ્રહ પછી ઠેરઠેર ખાદી પ્રવૃત્તિનું રચનાત્મક કાર્ય મહાત્માજીની સૂચનાથી આરંભાયું. આમાં એક દિવસે બાર ગામના ખેડૂતોની ખાદી પ્રચાર માટે એક સભા રાખવામાં આવેલી. આ સભામાં શ્રી ભક્તિબા અને દરબાર સાહેબ, જે સૌરાષ્ટ્રમાં ઢસા–રાયસાંકળીના તે વખતે દરબાર હતા, મૂળ વસોનાં, હાજર રહ્યાં હતાં. મૂળે દરબાર સાહેબને શ્રી મોતીભાઈ સાહેબનો સંસર્ગ અને સંસ્કાર મળેલાં. એમાં આ પ્રસંગ આવ્યો. એમનામાં પણ રાષ્ટ્રભાવનાની ચિનગારી બરાબર જાગ્રત થઈ.

અને એમાં એક પ્રસંગ બન્યો. મુંબઈના ગવર્નર કાઠિયાવાડની મુસાફરીએ ગયેલા. એ પ્રસંગે રાજકોટમાં મોટો દરબાર ભરાવાનો હતો. એમાં હાજર રહેવા માટે દરેક તાલુકદારને આદેશ હતો. દરબાર સાહેબને પણ એક તાલુકદાર તરીકે નિમંત્રણ હતું. તે વખતે દરબાર સાહેબે તો ખાદી પહેરવી શરૂ કરી દીધી હતી. તેમણે પોલિટિકલ એજન્ટને લખ્યું કે ગવર્નર સાહેબના દરબારમાં આવવાની મારી ઇચ્છા તો છે પરંતુ હું તો ખાદી પહેરું છું અને એ ખાદીના પોશાકમાં હું દરબારમાં હાજર રહું એમાં આપને વાંધો ન હોય તો દરબારમાં હું હાજરી આપવા ઇચ્છું છું. પોલિટિકલ એજન્ટે પ્રથમ તો હા–ના કરી પણ પછીથી જણાવ્યું કે તમે ખાદીના પોષાકમાં આવો, પણ ગાંધી ટોપીમાં નહિ. ખાદીનો સાફો પહેરજો. દરબાર સાહેબે સ્પષ્ટ જણાવ્યું કે મારો હંમેશનો પોશાક ખાદી ટોપીનો છે. હું આ દરબાર નિમિત્તે તેનો ત્યાગ કરું તે મને ખાદીના ને ગાંધીજીના અપમાન સમાન લાગે છે. માટે ખાદીની ટોપી સાથેની મારી હાજરી સામે આપને વિરોધ હોય તો હું દિલગીર છું કે એ દરબારમાં હું હાજરી નહિ આપી શકું.

દરબાર સાહેબનું આ પગલું પોલિટિકલ એજન્ટને બંડખોર લાગ્યું. તેણે ગવર્નર સાહેબ પાસે આ હકીકત રજૂ કરી. ગવર્નરે દરબાર સાહેબનો ખુલાસો માગ્યો. માફી માગવા જણાવ્યું. દરબાર સાહેબે એ ન માગી. પરિણામે સરકારે એમનાં રાઈ, સાંકળી ને ઢસા, ત્રણે ગામોની તાલુકદારી લઈ લીધી. એ પછી એમના ભાઈઓ અને પુત્રોને એ આપવા પ્રયત્નો કર્યા. કોઈએ ન લીધી. વાર્ષિક ચાળીસ હજારની આવક આપતી એ તાલુકદારી એ દિવસથી એમણે છોડી એટલું જ નહિ ત્યારથી જ દેશ માટે ફકીરી લીધી અને એ ત્યાગી દંપતીએ એ પછી આ જિલ્લાને પોતાની કર્તવ્યભૂમિ બનાવી. એ પછીનાં ત્રીસ બત્રીસ વર્ષ સુધી આ જિલ્લો એમના એ ત્યાગ ને બલિદાનની સુવાસ અને આચારથી અત્યંત પ્રભાવિત રહ્યો. ખેડા જિલ્લાના એ પછીના ઇતિહાસમાં ને જાહેર જીવનના ઘડતરમાં દરબાર સાહેબનો ફાળો નાનોસૂનો નથી રહ્યો.

**ખિલાફતનો કાળ :** આ પછીનો આ દેશના રાજકારણનો મહત્ત્વનો બનાવ તે ખિલાફતનો બનાવ. તુર્કીના પ્રદેશો જુદા જુદા દેશોમાં વહેંચવામાં આવ્યા તે સાથે ગાંધીજીએ એમને અન્યાય થયાની વાત અંગ્રેજો સમક્ષ રજૂ કરી અને ખિલાફતની બાબતમાં મુસ્લિમોને ન્યાય ન મળે ત્યાં સુધી સરકારને રાજ્ય ચલાવવામાં મદદ ન કરવી, એની સાથે અસહકાર નૉન-કૉઓપરેશન કરવો એવો વિચાર અહીં ગાંધીજીને પ્રથમ આવ્યો.

એ પછી તો પંજાબના અત્યાચારો થયા, ૧૯૨૦માં અલ્હાબાદ ખાતે ખિલાફત પરિષદ મળી તેણે અસહકારનો ઠરાવ કર્યો અને ગાંધીજીએ આ બધા અંગે વાઈસરૉયને છેવટનો કાગળ લખ્યો અને ઉત્તર ન મળે તો દેશભરમાં અસહકાર માટેની તૈયારીઓ આરંભી.

ગુજરાત અહીં પણ મોખરે રહ્યુ ઑગસ્ટમાં અમદાવાદ ખાતે શ્રી અબ્બાસ સાહેબના પ્રમુખપદે ગુજરાત રાજકીય પરિષદ મળી અને એમા અસહકાર માટેનો ઠરાવ થયો અહીંથી સરદારે એમના કડક ને વેધક વ્યાખ્યાનોનો પ્રારંભ કર્યો

એક તરફ અસહકારનો ઠરાવ થયો અને બીજી તરફ ગુજરાતમા ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરવાનો પણ ઠરાવ થયો એના પ્રથમ મંત્રી તરીકે શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અને શ્રી કિશોરલાલ મશરૂવાળા નિયુક્ત થયા

કલકત્તામા લાલા લજપતરાયના પ્રમુખપદે મળેલી કોંગ્રેસે અસહકારનો ઠરાવ મોટી બહુમતીથી પસાર કર્યો એમા વિદેશી કાપડના બહિષ્કારનો અને ખાદીના પ્રચારનો પણ સ્પષ્ટ કાર્યક્રમ આપવામા આવ્યો

આ ઠરાવને પછી નાગપુરની કોંગ્રેસે સ્પષ્ટ રીતે મહોર મારી

ખેડા જિલ્લામા અસહકાર, ખાદી પ્રચાર અને પરદેશી કાપડનો બહિષ્કાર, આવો ત્રિવિધ કાર્યક્રમ ખૂબ જ જોર શોરથી આરંભાયો દેશ આખા માટે ગાંધીજી ને સરદાર જે કાર્યક્રમ આપે તેનો ખરો ને ઉત્સાહપૂર્વકનો અમલ તો હમેશા આ જિલ્લો જ કરતો આવેલો ખેડા સત્યાગ્રહે એના ગામડાને પણ આ તાલીમ આપી દીધી હતી

ચારે બાજુ જિલ્લાભરમાં મોટા પાયા ઉપર હિંદુ-મુસ્લિમ બિરાદરીનાં સરઘસો નીકળવા લાગ્યા કઠલાલમા પડ્યાએ ખાદી ઉત્પત્તિનુ મથક શરૂ કરી દીધુ અને જિલ્લામા પાચ સાત જેટલા કાયમી ખાદીસેવકો ને તે દ્વારા ખાદી પ્રવૃત્તિનુ કાર્ય આરંભ્યુ

અસહકારના ઠરાવ સાથે દેશભરમાં હજારો જુવાનોએ પોતાના છેક આરે આવેલા અભ્યાસને છોડ્યો અને સરકારી કોલેજો છોડી છોડીને ગુજરાત વિદ્યાપીઠમા જઈને બેઠા નડિયાદના શ્રી મગનભાઈ પ્રભુદાસ દેસાઈ (ગુજરાત વિદ્યાપીઠના આજના મહામાત્ર) અને બીજા અનેક આ જિલ્લાના આશાસ્પદ નવજવાનોએ તે દિવસથી જીવનની અનેક ઝંખનાઓનો ત્યાગ કરી રાષ્ટ્રસેનાના યજ્ઞમા હોમાવ્યુ

આ વર્ષોમા જાહેર કાર્ય કરનારાઓની એક આખી ફોજ ભેખ લઈને જાણે બહાર પડી

બીજી બાજુ પરદેશી કાપડના બહિષ્કારનો કાર્યક્રમ ખૂબ જોરથી અમલી બનવા માડ્યો વર્ષોથી ઘરમા સઘરી રાખેલા સુંદરમા સુંદર કપડા લોકોએ પરદેશી કાપડની હોળીઓમા હોમવા માંડ્યા અરે, અહીં ૧૯૨૧ સુધી ખુદ સરદાર પણ પરદેશી કાપડ પહેરતા હતા આ બહિષ્કારની હાકલ થતા એક દિવસે ઉમરેઠમા ગાંધીજીના હસ્તે પરદેશી કાપડની હોળીનો કાર્યક્રમ હતો એ પ્રસગે સરદારે પોતાના માથા ઉપર જે વિદેશી ટોપી હતી તે ઉતારીને તેમા નાખી અને પછી તો સર્વત્ર કાળી ને વિદેશી ટોપીઓ હોળીમાં બળવા લાગી એ પછી થોડા જ વખતમા સરદારશ્રી ખાદી પહેરતા થયા

આ જ અરસામા આ જિલ્લામા પરદેશી કાપડની દુકાનો ઉપર પિકેટિંગ પણ આરંભાયુ શ્રી અબ્બાસ સાહેબ, શ્રી દરબાર સાહેબ, શ્રી ગોકળદાસ શ્રી ફૂલચંદભાઈ ને બીજા અનેક ભાઈઓ ને બહેનો પરદેશી કાપડ વેચતા કાપડિયાઓની દુકાનો ઉપર **પરદેશી કાપડ વાપરવું એ પાપ છે** એના પાટિયા ગળે વળગાડી સવારથી સાજ સુધી ઊભા રહેતા હતા જિલ્લામા પણ જુદાં જુદાં મથકો ઉપર કાર્યકરો એ જ રીતે પિકેટિંગ કરતા હતા એ જ રીતે દારૂના પીઠા ઉપર પણ પિકેટિંગ કરવાનો આ કાળમા જ પ્રારંભ થયો

પરંતુ, આ બધા કરતા તે વખતે આ જિલ્લામા મહત્ત્વની પ્રવૃત્તિ તો અસહકારના કાર્યક્રમોને લઈને કેળવણીના ક્ષેત્રમા જન્મ પામી

જેવો કોંગ્રેસે અસહકારનો ઠરાવ કર્યો કે તરત જ સૌથી પહેલો એનો અમલ કરવાનો ઠરાવ નડિયાદ મ્યુનિસિપાલિટીએ કર્યો એ વખતે નડિયાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખસ્થાને શ્રી ગોકળદાસ તલાટી હતા શ્રી ફૂલચંદભાઈ શ્રી કાળીદાસ ને બીજા દસ જેટલા અસહકારી સભ્યો મ્યુનિ મા હતા એમનું સારુ જોર પણ મ્યુનિ મા હતુ

કોંગ્રેસે અસહકારનો ઠરાવ કર્યો એની સાથે જ નડિયાદમા શ્રી ગોકળદાસ અને શ્રી ફૂલચંદભાઈએ નડિયાદ મ્યુનિ ની સઘળી શાળાઓને અસહકારી કરી નાખવા પ્રજામત તૈયાર કરવો શરૂ કરી દીધો હતો અને તા ૧-૧૦ ૧૯૨૦ના રોજ નડિયાદ મ્યુનિ ના કર ભરનારાની એક જાહેર સભા ભરી એમા ઠરાવ કરવામાં આવ્યો કે

'કેળવણીની બાબતમા અસહકાર કરવા માટે મ્યુનિ ને મળતી કેળવણીની ગ્રાન્ટ છોડી દેવા આ સભા મ્યુનિસિપાલિટીમાના પોતાના પ્રતિનિધિઓને આગ્રહપૂર્વક વિનતી કરે છે'

એ પછી ૮-૧૦-૧૯૨૦ના રોજ મ્યુનિ બોર્ડની સભા થઈ તેમા શ્રી ફૂલચંદભાઈએ નીચેનો ઠરાવ રજૂ કર્યો

કલકત્તાની હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસે અસહકારનો ઠરાવ પસાર કરેલો હોવાથી આ બોર્ડ ઠરાવ કરે છે કે સરકારને જણાવી દેવુ જોઈએ કે પ્રાથમિક કેળવણી માટે સરકારની

ગ્રાન્ટ આ બોર્ડ લેવા ઇચ્છતી નથી અને અમારી પ્રાથમિક શાળાઓ સરકારના અંકુશ વિના ચલાવવા ઇચ્છીએ છીએ માટે પ્રાથમિક કેળવણી માટે અમને અપાતી ગ્રાન્ટ સરકારે બંધ કરવી."

કલેકટરે બહુ માથાઝીક કરી પણ મ્યુનિ. બોર્ડે મક્કમ વલણ લીધું. સરકારી ઇન્સ્પેક્ટરોને અમે પરીક્ષાઓ લઈ લીધી છે માટે તમારા ઇન્સ્પેકશનની જરૂર નથી એમ પણ જણાવી દીધું. નવેસરથી શાળામંડળે પોતાનો અભ્યાસક્રમ રચ્યો. પોતાની બધી શાળાઓને ગૂજરાત વિદ્યાપીઠ સાથે જોડવાનો પણ ઠરાવ કર્યો, સરકારે જુદી શાળાઓ કાઢી. વળી મ્યુનિ. શાળાનાં મકાનો સરકારનાં છે એમ ગણી તે સોંપી દેવા નોટિસો કાઢી. એ મ્યુનિ. એ પોતાનાં છે એમ કહી સોંપ્યાં નહિ એટલે સરકારે પોલીસની મદદથી એનો કબજો લીધો, પણ બીજી બાજુ લોકો કોઈ પોતાનાં બાળકોને સરકારી શાળામાં મોકલે જ નહિ એ સ્થિતિ કાર્યકરોએ ને લોકોએ પેદા કરી.

બીજી બાજુ મ્યુનિ.એ એક ઠરાવ કરીને પોતાની બધી શાળાઓનો વહીવટ રાષ્ટ્રીય શિક્ષણ સમિતિને સોંપી દીધો ને એને ગ્રાન્ટ આપવાનું નક્કી કર્યું.

આ સામે સરકારે પણ મોરચો માંડ્યો. દરમિયાનમાં વળી ચૂંટણી આવી. ૨૦ પ્રજાકીય સભ્યો ચૂંટવાના હતા. સરકારના ખૂબ પ્રયત્ન છતાં ૧૯ સભ્યો સરકાર સાથે અસહકાર કરવાના મત વાળા ચૂંટાઈ આવ્યા.

મ્યુનિ. એ જે રાષ્ટ્રીય શિક્ષણ સમિતિને શાળાઓ સોંપી હતી તેમાં ૨૩૦૦ વિદ્યાર્થીઓ અભ્યાસ કરતા હતા. આથી નવી બોર્ડે આવીને એને માસિક ૯૦૦ રૂપિયાની ગ્રાન્ટ આપવાનો ઠરાવ કર્યો. સરકારે એની સામે મ્યુનિ.નાં નાણાંનો ગેરવાજબી ખર્ચ કર્યા બદલ મત આપનારા સભ્યોની અંગત જવાબદારી ગણી દીવાની કોર્ટમાં દાવો કર્યો અને સરકારે એવી સ્થિતિ પેદા કરી કે ચૂંટાયેલા સભ્યોને રાજીનામાં આપવાં પડ્યાં. છતાં સૌ મક્કમ રહ્યા. નવી ચૂંટણી માટે નવ જગ્યા માટે તો સરકારને બધા પ્રયત્નો છતાં ગામમાંથી એક પણ ઉમેદવાર ન મળ્યો. નવ માણસોને કાયદાથી પર જઈ સરકારે મ્યુનિ.માં નિયુક્ત કર્યા તો લોકોએ એમને મ્યુનિ.માં કાયદા મુજબ બેસવાનો હક્ક નથી એ માટેનો દીવાની કોર્ટથી મનાઈ હુકમ મેળવ્યો.

આ બધાને અંતે પરિસ્થિતિ એવી પેદા થઈ કે સરકારે લોકોને મ્યુનિ. ટેક્સ ન ભરવા આખરે સલાહ આપી ને એનો અમલ શરૂ થયો. સરકારે મામલતદારને મ્યુનિ.ની બધી સત્તા સોંપી દીધી હતી એટલે કર ન ભરવાના લોકોના નિર્ણય સાથે શહેરમાં ઠેર ઠેર જપ્તીઓ આરંભાઈ.

તા. ૨૯-૪-૧૯૨૩ના 'નવજીવન'માં '**નડિયાદમાં બેકાયદાપણાનો દોર**' એ નામના લેખમાં મહાદેવભાઈએ લખ્યું હતું :

"શ્રી વલ્લભભાઈએ ગયા અંકમાં નડિયાદ મ્યુનિસિપાલિટીના અમલદારોનાં કેટલાંક કૃત્યો વિષે ઇશારો કર્યો હતો. ત્યાર પછી અમે નડિયાદ જઈ આવ્યા. ત્યાં ચાલતી જપ્તીઓ જાતે જોઈ. શ્રી વલ્લભભાઈએ ધોળે દિવસે નીકળેલા ધાડપાડુઓની સાથે તેમને સરખાવ્યા છે, તેમાં જરાય વધારે પડતી ભાષા તેમણે નથી વાપરી એમ અમે આંખે જોયું. એક ઠેકાણે એક ઘરવાળા પાસે ચૌદ આનાનો કર લેવાનો હતો. ત્યાં જપ્તી કરનાર નોકરો ઉપરાંત મોટી વાંસની ડાંગવાળા બાર પોલીસો, તેના માથા ઉપર એક રિવોલ્વરવાળો ફોજદાર અને તેમના રક્ષણ તળે ઊભા રહેલા મામલતદારને મેં જોયા. બીજું એવું જ એક ટોળું લઈને ડેપ્યુટી પોલીસ સુપરિન્ટેન્ડન્ટ ફરતા હતા. ત્રીજે ઠેકાણે એક ટોળું ઊભું હતું તેનો નાયક એક પઠાણ હતો એમ કહું તો ચાલે, કારણ કે લાકડીવાળા સિપાઈઓને વળી પઠાણની પણ જરૂર પડી એટલે તેમનો રક્ષક જ તે પઠાણ હતો એમ કહેવાય ના! એક છોકરો આ ધાડાને જોઈ વંદેમાતરમ્ બોલ્યો. તેને પકડીને પોલીસ ચોકીમાં પૂર્યો. અમે ત્યાં જઈ ચડયા છીએ એ જોઈને જ કદાચ એકાદ કલાક પછી તેને છોડી દીધો.

"મ્યુનિસિપલ કાયદામાં ક્યાંયે આવી ચડાઈને માટે ઠરાવ કરવામાં આવેલો હું જોતો નથી. તેમાં તો સાફ લખેલું છે કે, વસૂલ કરવાના કરતી રકમથી જપ્તી બહુ વધારે ન હોવી જોઈએ, એટલે કે જે મિલકત જપ્ત કરવામાં આવે તેની કિંમત બને ત્યાં સુધી વસૂલ કરવાની રકમના જેટલી હોવી જોઈએ. ચાલુ જપ્તીઓમાં આ કલમને નેવે મૂકવામાં આવી છે. આજે જ નડિયાદ મ્યુનિસિપલ પ્રમુખની સહીવાળું જાહેરનામું મળ્યું છે તેણે તો છડેચોક આ શરત ઉડાવી દીધી છે. તેમાં લખે છે કે :

"કેટલાક માણસો જપ્તીમાં ભંગારનાં વાસણો અને નજીવી કિંમતનો માલ આપે છે. પરંતુ તેથી પૂરતી રકમ આવવા સંભવ નથી. વાસ્તે આયંદે એક જપ્તીદીઠ રૂપિયા દસથી ઓછી કિંમતનો માલ જપ્તીમાં લેવામાં આવશે નહિ તે જાણવું.

"નડિયાદની ગ્રામસમિતિ દરરોજ ધના ભેકાયદાપણાની ટીપ બહાર પાડે છે તેમાં લોકોએ પોતે જ પોતાની સહી સાથે આપેલાં બયાન રજૂ કરે છે. એક ઠેકાણે મામલતદાર સમજાવે છે કે :

"તમારા ભાઈ પ્રહ્લાદભાઈને સમજાવી મ્યુનિસિપલ વેરો ભરાવી દો તો હું તમારો ઇન્કમટેક્ષ ઓછો કરીશ. લોકોની વાદે શા સારુ ચડો છો! આમ સ્વરાજ મળવાનું નથી. તમે લોકો કર નહિ ભરો તો કાબૂલી લોકોને બોલાવી તેમને કોન્ટ્રાક્ટ આપીશું. એટલે એ લોકો તમારી પાસેથી સતાવીને નાણાં લેશે.

"બીજા એક ભાઈ લખે છે કે : હું હોળી ઉતરતો હતો એટલામાં બે પોલીસવાળા અને મામલતદાર સાહેબ આવ્યા. તેમણે મને દાદર ઉપરથી ઊતરતો જોઈ પોલીસવાળા પાસે મારા બે હાથ પકડાવ્યા, અને મોઢું અને ગળું દબાવરાવ્યું અને મારા ગળામાંથી સોનાની બગલદાણાની સાંકળી તથા સોનાનો અછોડો બળાત્કારે કાઢી લીધાં, અને હાથની પોંચી કાઢવા પ્રયત્ન કરતા હતા. પરંતુ હું બહાર બૂમો પાડતો નીકળી ગયો એટલે ધમકાવીને ચાલતા થયા. એક બહેને હકીકત રજૂ કરી છે : ચીફ ઑફિસર ઉમેદભાઈ અને રાજુમિયાં જપ્તી કરવા આવ્યા અને મને ખસી જવાની ખબર આપ્યા વિના અને મારી સાસુને પણ કહ્યા વિના રોટલા મૂકવાની પિત્તળની કથરોટ ઉપાડી લીધી અને તરત જ ઉમેદભાઈ જપ્તી કારકુને મારી કેડમાં નાની છોકરી હતી છતાં પણ મને ધક્કો મારી નિસરણી સરસી ધકેલી મૂકી. આનો ખુલાસો અબ્બાસ તૈયબજી સાહેબે મામલતદાર પાસે માગ્યો. તેનો મામલતદારે જવાબ આપ્યો : જાઓ, જાઓ, તમારા લોકો તો ગામનાં ગપ્પાં ઉપર આધાર રાખે છે. કોઈ ઠેકાણે લીધેલી મિલકતમાંથી અર્ધાની પહોંચ અપાય અને અર્ધી રકમ એમને એમ લઈ જવાય? કોઈ ઠેકાણે આવી રીતે લઈ જવામાં આવેલી વસ્તુ મામલતદાર કહે છે કે પાછી મોકલવામાં આવી છે, પણ તેનો કશો પત્તો ન મળે.

"આમ સરકારની પ્રતિષ્ઠાનો સરસ ખ્યાલ તેના અમલદારો આપી રહ્યા છે. નડિયાદના લોકોને શાંતિની આવી સરસ તાલીમ મળી રહી છે એ માટે એમને ધન્યવાદ આપવો ઘટે છે. શાંતિની તાલીમમાં સરકારનો એકે કર ભવિષ્યમાં ન આપવાની તૈયારી રહેલી છે."

મ્યુનિ.ને કર નહિ ભરવાની આ લડત એક વર્ષ ચાલી. એણે નડિયાદની ને ગુજરાતની પ્રજાને ખેડા સત્યાગ્રહ પછી બીજો તાલીમનો પાઠ આપ્યો જે પછીના આવી રહેલા મોટા રાષ્ટ્રીય સંગ્રામોમાં ખૂબ ઉપયોગી નીવડ્યો.

પ્રાથમિક શાળાઓ ઉપરાંત નડિયાદમાં નિરાળું રાષ્ટ્રીય વિનય મંદિરની પણ સ્થાપના થઈ હતી. આ માટે એ જમાનામાં હજારો રૂપિયાનાં દાન આગેવાનો લાવ્યા હતા ને એ દ્વારા એનો નિભાવ થયો હતો. એ જ રીતે શ્રી અંબુભાઈ પુરાણીએ આરંભેલી વ્યાયામ પ્રવૃત્તિએ આ જિલ્લામાં જે નવું જોમ ને દષ્ટિ આપ્યાં હતાં, મે.તીજાઈ સાહેબે જે વર્ષોનું મોટું કામ કર્યું હતું તેમાંથી જે લોકશક્તિ પેદા થઈ હતી તેણે, આ બધામાંથી જાહેર સેવાને વરેલા અનેક ક્ષેત્રોમાં કામ કરનારા એક આખા કાર્યકરોનો વર્ગ ઊભો કર્યો.

બરાબર આ જ અસહકારના કાળમાં સુણાવમાં પણ રાષ્ટ્રીય દૃષ્ટિવાળા શિક્ષકોનું ને ગામ આગેવાનોનું જૂથ જામ્યું હતું. ત્યાંની અંગ્રેજી શાળાને પણ અસહકારી બનાવી દેવામાં આવી અને આખા ગુજરાતમાં વિનીત સુધીનો પૂરો અભ્યાસક્રમ કરાવે તેવું એક મહત્ત્વનું રાષ્ટ્રીય વિનયમંદિર સુણાવમાં થયું. આ વિનયમંદિરના શિક્ષકો એ જ શ્રી દેસાઈભાઈ નાથાભાઈ, શ્રી શિવાભાઈ રણછોડભાઈ, શ્રી ફૂલસિંહજી ડાભી, શ્રી માધવલાલ પંડ્યા, નાપાડવાળા શ્રી ઉમેદભાઈ વગેરે . . . . . કે જેમણે આગળ જતાં જિલ્લાના રાષ્ટ્રીય ઇતિહાસમાં અતિ મહત્ત્વનો ભાગ ભજવ્યો.

રેંટિયા પ્રવૃત્તિ, ખિલાફત, બહિષ્કાર, આ બધામાંથી રાષ્ટ્રવ્યાપી અસહકારની જબરજસ્ત હિલચાલ ઊભી થઈ અને એને ચોક્કસ મુદ્દા ઉપર ચોક્કસ પ્રદેશમાં કેન્દ્રિત કરવાનો ને એ દ્વારા દેશ સમસ્તને ઊભો કરવાનો ગાંધીજી વિચાર કરતા હતા, બારડોલીમાંથી કે આણંદમાંથી દેશભરના નવા સત્યાગ્રહના મંડાણ કરવાં તેની વિચારણા થતી હતી, અમદાવાદ કૉંગ્રેસે સરકારના દમનનો જવાબ સત્યાગ્રહથી આપવો તેવો ઠરાવ કરી દીધો હતો, આખરે સત્યાગ્રહ માટે બારડોલીને પસંદ કરવાનો નિર્ણય પણ લેવાઈ ગયો હતો, બારડોલીએ તાલુકાની પરિષદ ભરીને મક્કમ નિર્ધાર કરી બધાં દુઃખો ભોગવવાની ઠરાવો દ્વારા જાહેરાત કરી હતી. સામુદાયિક સવિનયભંગ માટેની બધી તૈયારીઓ થઈ ગઈ હતી. પણ ત્યાં અચાનક ઉત્તર પ્રદેશના ગોરખપુર જિલ્લાના ચૌરીચૌરા ગામે લોકો અને પોલીસો વચ્ચે અથડામણ થઈ અને ૨૭ પોલીસોને લોકોએ મારી નાખ્યા ને થાણામાં સળગાવી મૂક્યા. આ બધાએ ગાંધીજીના દિલમાં કારમું દુઃખ પેદા કર્યું અને એમણે અણી ઉપર આવેલા સત્યાગ્રહના કાર્યક્રમને મુલતવી રાખ્યો. દેશને રચનાત્મક માર્ગે વળવા માટેનો જ કાર્યક્રમ આપ્યો અને સવિનયભંગ કાનૂન ભંગ, સભાઓ, સરઘસો, આ બધા કાર્યક્રમો ઘણે અંશે ...ી લેવામાં આવ્યા.

ગાંધીજીએ દેશ પૂરી રીતે તૈયાર હતો છતાં પ્રજાના નાના દોષોને પણ સત્યાગ્રહી તરીકે મોટો દોષ જોયો ને પગલું પાછું ભર્યું. એની કદર કરવાને બદલે પરદેશી શાસકોએ ૧૯૨૨ના માર્ચની ૨૦મી તારીખે રાત્રે સાબરમતી આશ્રમમાંથી એકાએક ગાંધીજીને પકડીને જેલમાં પૂરી દીધા અને એમના ઉપર 'યંગ ઇંડિયા'નાં કેટલાંક લખાણો બદલ રાજદ્રોહનો આરોપ મુકાયો. ગાંધીજીને ૭ વર્ષની કેદની સજા થઈ.

ગાંધીજીની ગિરફતારીએ દેશમાં સારી એવી નિરાશા આણી. પરંતુ બીજી બાજુ ગુજરાતના ને આ જિલ્લાના બધા કાર્યકરોને સરદારે બોલાવી રચનાત્મક કાર્યના આખા મહત્ત્વને સ્પષ્ટ કર્યું અને ગાંધીજીનો એ ખરો કાર્યક્રમ ગુજરાત પાર પાડે એવો નિશ્ચય કરાવ્યો. કાર્યકરોમાં એક વર્ગ થનગની રહ્યો હતો. પંડ્યાજી, ઇંદુલાલ યાજ્ઞિક, વગેરે કંઈક પગલાં ભરવા માટે ખૂબ જોર કરી રહ્યા હતા. પરંતુ આ બધા ઉપર સરદારનો ભારે પ્રભાવ હતો. એ સમયને બરાબર પારખી રહ્યા હતા.

અને બરાબર આ જ અરસામાં નાગપુરમાં ઝંડા સત્યાગ્રહ શરૂ થયો. રાષ્ટ્રધ્વજ સાથે સિવિલ લાઈન વિસ્તારમાં દાખલ થવા માટે ત્યાંના અધિકારીઓએ પ્રતિબંધ ફરમાવ્યો. તે સામે ત્યાંના કાર્યકરો માટે એ હુકમનો ભંગ કરવાની અનિવાર્ય ફરજ આવી પડી. જોત જોતામાં આખો પ્રશ્ન એક રાષ્ટ્રવ્યાપી રાષ્ટ્રધ્વજની આબરૂનો પ્રશ્ન બની ગયો. અને કોંગ્રેસે સરદાર પટેલને એ માટે દોરવણી આપવા સૂકાન સોંપ્યું.

ગુજરાત ઉપર તરત જ હાકલ થઈ. ખેડા જિલ્લામાંથી સૌ પ્રથમ ૭૫ સત્યાગ્રહીઓની ટુકડી શ્રી મોહનલાલ પંડ્યાની આગેવાની હેઠળ ઊપડી. અબ્બાસ સાહેબ, દરબાર સાહેબ, ભક્તિબા, બધાં એમાં ઊપડ્યાં. બીજી ટુકડી શ્રી ગોકળદાસ બાપુની આગેવાની હેઠળ ૫૦ સત્યાગ્રહીઓની ઊપડી. જોતજોતામાં જે કોઈ જાહેરકામ કરતા હતા તે સૌ એ સત્યાગ્રહમાં ઊપડ્યા અને નાગપુરની જેલો ભરાવા લાગી. દેશમાં મોટા પાયા ઉપર જેલો ભરનારો આ પહેલો સત્યાગ્રહ થયો. એમાં સામેલ થયેલા બધા નેતાઓ અને સ્વયંસેવકોને કઠિનમાં કઠિન જેલ જીવનના, ચક્કી પીસવાના, કાંકરીવાળું અનાજ ખાવાના, ઘાણીએ જોતરાવાના અને પથ્થર ફોડવાના અનુભવો થયા.

આ આખી લડતને દેશવ્યાપી બનાવી સરદારે ત્યાં રહીને, અને વિઠ્ઠલભાઈ પટેલે ધારાસભામાં રહીને સફળતાને કુનેહથી પાર ઉતારી અને વિજય હાંસલ કર્યો.

**બોરસદનો સત્યાગ્રહ:** જાણે આખાએ દેશમાં ગાંધીજી અને સરદારે જનતાને બેઠી કરવા આ જિલ્લાને પોતાની પ્રયોગભૂમિ ન બનાવી હોય એમ હજી નાગપુર સત્યાગ્રહ પૂરો થયો ત્યાં તો વળી બોરસદમાં જેને હૈડિયા વેરો લોકોએ કહ્યો તેની સામેનો સત્યાગ્રહ આવી પડ્યો.

બોરસદ તાલુકાના ગોરેલ ગામનો બાબર દેવા નામનો એક બારૈયો હતો. આ બારૈયાને ગુનેગાર કોમોના હાજરીના કાયદા અનુસાર હાજરી આપવા જવાનું હતું. એક દિવસ મોડું થતાં ૭ માસની સજા થાય તેમ થયું. આથી એ નાઠો અને પછી એણે ચોરીઓ કરવાનો પ્રારંભ કર્યો. આથી પોલીસે ગામલોકો ઉપર દબાણ આણ્યું. એક જણે એની માને કહ્યું કે આ તમારો બાબર પકડાય તો ગામને સુખ થાય. આથી બાબરને એની જાણ થતાં એ માણસનું નાક એણે કાપી નાખ્યું. અને પછી તો એ પૂરા બહારવટે નીકળ્યો. જે કોઈ એના માર્ગમાં આડે આવે કે બાતમી આપવા જાય તેને પૂરો જ કરી નાખતો. ૨૫ જેટલાં ક્રૂર ખૂન કર્યાં.

સરકારે આ અંગે બહારવટિયાને મદદ કરે છે એવો દોષ લોકો ઉપર ઢોળ્યો અને તાલુકા ઉપર ખાસ વધારાની સજા-પોલીસ મૂકી. એના ખર્ચનો ૨,૪૦,૦૭૪ રૂપિયાનો દંડ તાલુકાનાં ૧૦૪ ગામોના મોટી ઉમ્મરના લોકો ઉપર માથા દીઠ રૂ. ૨-૭-૦ લેખે નાખ્યો. આથી એ હૈડિયા વેરો કહેવાયો.

સાચી વાત એ હતી કે પોલીસ જ ફૂટલી હતી. એ બહારવટિયાને મદદ કરતી અને એટલે જ એ પકડાતા નહોતા.

લોકોએ વાત સરદાર પાસે કરી. ૧૯૨૩ના ઑક્ટોબરમાં પ્રાંતિક સમિતિમાં આ વાત ચર્ચાઈ અને તાલુકામાં ફરીને આખી હકીકતની તપાસ કરી અહેવાલ રજૂ કરવાનું કામ શ્રી રવિશંકર મહારાજ અને શ્રી મોહનલાલ પંડ્યાને સોંપાયું. જોતજોતામાં એ તાલુકામાં ફરી વળ્યા અને એમના રિપોર્ટમાં સ્પષ્ટ જણાવ્યું કે——તાલુકાનાં ઘણાં ગામે અમે જાતે ફર્યા અને ખૂબ બારીક તપાસ કરી. આ તપાસને અંતે અમારા હૃદયની ખાતરી થઈ છે કે પ્રજાનો મોટો ભાગ, ઘણો મોટો ભાગ તદ્દન નિર્દોષ છે ...... બહારવટિયા રાતે લૂંટે છે, પોલીસ ધોળે દિવસે લૂંટે છે, અને આ કાયદેસર ગણાતી લૂંટની સાથે પ્રજાને મેશનો ચાંલ્લો કરે છે. સરકાર કહે છે કે પ્રજા બહારવટિયાને સંઘરે છે, તેમને આશરો આપે છે, તેમને ખાવાનું આપે છે. પ્રજા કહે છે કે પોલીસ ફૂટેલી છે, બહારવટિયાને બંદૂકો આપે છે, રોટા પૂરા પાડે છે, અને લૂંટના માલમાં ભાગ પડાવી ખિસ્સાં તર કરે છે.

બસ, બધી તપાસ પછી આ બધા અંગે અન્યાય ન કરવા સરકારને લખાણ કરવામાં આવ્યું પણ સરકારે ન માન્યું

આખરે પ્રજાને આ ટેક્સ નહિ ભરવા લડી લેવાનું કહેવાયું

ખેડા જિલ્લાની જનતા માટે સરકાર સામે સીધી રીતે લડવાની તાલીમનો આ ત્રીજો પ્રસંગ હતો ખેડા સત્યાગ્રહની તાલીમ પ્રજાને મળેલી હતી જોતજોતામાં પ્રજા તૈયાર થઈ ગઈ ગામે ગામ પ્રતિજ્ઞાઓ લેવાઈ, કાર્યકરોએ ગામે ગામ છાવણીઓ નાખી દીધી દરબાર સાહેબ, પંડયાજી, અને મહારાજની સરદારી હેઠળ આખો તાલુકો લડાઈનું મેદાન બન્યો અને એકેએક ગામ પ્રજાસંગઠનના મજબૂત કિલ્લા હોય તેમ લડવા લાગી ગયા મુખ્યત્વે તો તાલુકામાંથી જ સ્વયંસેવકો મેળવવામાં આવ્યા સરદાર આ બધાને ખૂબ સુંદર રીતે સાચે માર્ગે કેમ લડાય ને પ્રતિજ્ઞાનું કેમ પાલન થાય તેની તાલીમ સતત આપ્યા કરતા હતા

ખેડા જિલ્લાના એકેએક જાહેર કાર્યકરને આ લડતમાંથી સરકાર સામેના પ્રતિકારની ખૂબ સુંદર પ્રત્યક્ષ તાલીમ મળી હિમ્મતથી, ઉત્સાહ ને જોમથી તાલુકાની પ્રજા લડત લડી

ઠેર ઠેર જપ્તીઓના દોર શરૂ થયા

બધી મળી સવા મહિનો લડત ચાલી છે ને તો લોકો અને પ્રજા વચ્ચે જાણે ભારે સતાકુંડીની લડત આરંભાઈ હતી

આ લડત દરમિયાન સરકાર જ પોતે ઊભા કરેલા એક અલિયા બહારવટિયાને કેવી રીતે મદદ કરે છે, હથિયારો પૂરા પાડે છે અને એને માટે જિલ્લાના મુખ્ય અમલદારે કેવો સરક્યુલર બહાર પાડ્યો છે તેની નકલ જ 'યંગ ઇંડિયા'માં મહાદેવભાઈએ છાપી નાખી અને આ નકલ છપાવા સાથે જ મુંબઈ સરકાર અને સમગ્ર જનતા ચોંકી ઊઠી જાણે આખી જવાબદારી જિલ્લાના કલેક્ટરની જ હોય તેવું વાતાવરણ સર્વત્ર પ્રસરી ગયું

તાબડતોબ ગવર્નરે પોતાના હોમમેમ્બર સર હેવર્ડને બોરસદ મોકલ્યા બધા અમલદારોને બોલાવી હકીકતો જાણી અને તાલુકાના આગેવાનોને મળવા બોલાવ્યા બધા આગેવાનોએ મળી બોરસદના રામભાઈ વકીલ સૌ વતી બોલે તેમ નક્કી કર્યું બધી વાતની હોમ મેમ્બરને પાકી ખાતરી થઈ ગઈ લોકોએ તો મોઢે જ સંભળાવ્યું ખૂબ હકીકતો કહી અને એ પછી તરત જ તા ૮-૧-૧૯૨૪ના રોજ સરકારે પ્રેસ નોટ બહાર પાડી અને એ કર નાખ્યો હતો તે લોકોને પાછો ખેંચી લીધાની ને દંડ કે જપ્તીમાં લેવાયેલાં નાણાં ને માલ પાછો આપવાની જાહેરાત પણ કરવામાં આવી

બીજે જ દિવસે સરદારે સત્ય, અહિંસા અને તપનો ફરીથી એક વાર વિજય થયો છે એ મતલબની વિસ્તૃત પત્રિકા બહાર પાડી લડત પાછી ખેંચ્યાની જાહેરાત કરી

પ્રજાએ ખૂબ ઉત્સાહથી આ મહાન લડતનો વિજય ઊજવ્યો

બોરસદની એ વિજયસભા થઈ ગયા પછી ચાર દિવસ બધા કાર્યકરો તાલુકામાં ગામેગામ ફર્યા અને લોકોને એના મહત્ત્વનો સંદેશો આપ્યો અને ત્યાં જ દરબાર સાહેબ, મહારાજ, પંડયાજી ને બીજા ત્રીસ જેટલા જિલ્લાના ને તાલુકાના નાના મોટા કાર્યકરોએ તાલુકાનાં જુદાં જુદાં ગામોમાં થાણાં નાખીને તાલુકાની પ્રજાને સ્વરાજ્યની લડત માટે તૈયાર કરવાની પ્રતિજ્ઞા લઈ કામનો આરંભ કર્યો

ખાદીકામનો તાલુકામાં બરાબર પ્રચાર આરંભાયો અસ્પૃશ્યતાનિવારણ અને દારૂનિષેધના કામો આરંભાયા ગોરવા ગામે જ શ્રી અંબાલાલ બાજીભાઈ રેંટિયો લઈને બેસી ગયા રાળજમાં શ્રી નગીનભાઈ વ્રજભાઈએ થાણું નાખ્યું બદલપુરમાં શ્રી રાવજીભાઈ નાથાભાઈ પટેલ અને શ્રી અંબાલાલ શંકરભાઈ બેઠા સુણાવમાં તો એક મોટું થાણું વર્ષોથી કાર્યકરોએ નાખેલું જ હતું જેની સુવાસ સર્વત્ર ફેલાયેલી હતી

ખેડા અને બોરસદના સત્યાગ્રહોની તાલીમ પ્રજાને આ જિલ્લામાં મળી ત્યાં તરત પેટલાદ તાલુકામાં મહેસૂલનું રિવીઝન સેટલમેન્ટ જાહેર થયું અને એમાં સારા પ્રમાણમાં જમીન મહેસૂલનો આકાર વધારે જાહેર થયો જોતજોતામાં આખા તાલુકામાં વિરોધનો વંટોળ જામ્યો તાલુકા પ્રજામંડળની સ્થાપના થઈ ગઈ નારમાં ને બીજી ધર્મજમાં એમ બે પરિષદો મળી બન્નેમાં વિરોધ જાહેર કરી સેટલમેન્ટ અંગે તપાસ કરવાના ને વિચારણા કરવા પ્રજાએ વિનંતીઓ કરી પ્રારંભમાં તો દીવાને કશું નહિ સાંભળવાની જ વાત કહી પણ ધીમે ધીમે જેમ વાતાવરણ સત્યાગ્રહનો માર્ગ લેશે એવું લાગવા માંડ્યું તેમ થોડા જ વખતમાં પ્રજાની માગણી મુજબ શ્રી દાતારની તપાસપંચ તરીકે વડોદરા સરકારે નિમણૂક કરી અને પ્રજામંડળના કાર્યકરો સાથે મળી તપાસ કરી રિપોર્ટ કરે તેવા હુકમો કર્યા પ્રજાએ જિલ્લામાં અગાઉ બે વખત પોતાની શક્તિ બતાવી હતી એટલે ત્રીજી વખત એને ન્યાય મેળવવામાં લાંબી કસોટીમાંથી પસાર થવાની જરૂર જ ઊભી ન થઈ

આ જિલ્લાની જનતાને જ્યાં સુધી લાગે વળગે છે ત્યાં સુધી આ કાળ સુધી જિલ્લાની પ્રજાને અન્યાયનો સત્યાગ્રહને

માર્ગે સામનો કરવાની એવી સુંદર તાલીમ મળી, અને એ પછી તાલુકે તાલુકે કાર્યકરોનાં જૂથ જે રચનાત્મક કાર્ય કરવા બેસી ગયાં તેણે એક એવી શક્તિ પેદા કરી કે ભાવિની રાષ્ટ્રવ્યાપી આઝાદીની લડાઈઓમાં પણ આ જિલ્લો હંમેશાં રાષ્ટ્રના નેતાઓને મન દેશની શક્તિની પારાશીશી ને એમના પ્રયોગોની પ્રયોગભૂમિ રહ્યો.

બોરસદના આ સત્યાગ્રહના વિજયને ગાંધીજીએ નીચેના શબ્દોમાં 'યંગ ઇંડિયા'માં અંજલિ આપી:

"બોરસદ સત્યાગ્રહ ખેડાના સત્યાગ્રહથી ઘણે અંશે ચડી જાય છે. ખેડાની જીત કેવળ માનની જીત હતી. અમદાવાદના મજૂરોના સત્યાગ્રહની જીતને મારા ઉપવાસની ઝાંખપ હતી, કેમ કે તે ઉપવાસનું અયોગ્ય દબાણ મિલમાલિકો ઉપર પડ્યું હતું.

"બોરસદમાં સત્યાગ્રહનો જ પૂર્ણ વિજય થયો. તેમાં માન અને અર્થ બંને સચવાયાં અને જીત મેળવવામાં બીજાં કોઈ યોગ્ય કે અયોગ્ય સાધનનું મેળવણ થયું જ નહિ."

**ધારાસભાઓ અને બહિષ્કાર:** ગાંધીજી એકાએક માંદગીને કારણે ૧૯૨૪માં મુક્ત થયા. આ વખતે સર્વત્ર નિરાધારની દશાનું વાતાવરણ હતું. પરંતુ એથીયે વધુ તો ધારાસભાઓમાં જવાનો વિચાર ઠીક ઠીક પ્રચાર પામ્યો હતો. કૉંગ્રેસમાં સ્પષ્ટ બે મત હતા.

આમાં ગાંધીજીએ સ્પષ્ટપણે ધારાસભાઓ બહાર જ કામ કરવા અને એનો બહિષ્કાર કરવાનો અભિપ્રાય આપ્યો. પરંતુ પૂરી તપાસ પછી સ્વરાજ્યપક્ષને કૉંગ્રેસ તરફથી બેલગાંવમાં મંજૂરી અપાવી. એક તરફ એ બધા ધારાસભામાં ગયા ને ગાંધીજી ને એમની સાથેના કાર્યકરોએ ખાદી અને બીજાં રચનાત્મક કામો અપનાવી લીધાં.

આ જિલ્લામાંના કાર્યકરોએ તે વખતની ચૂંટણીઓમાં સ્વરાજ્યપક્ષના ઉમેદવારો ચૂંટાય તે માટે બરાબર પ્રયત્નો કર્યા. શ્રી જીવાભાઈ પટેલ કરમસદના તે વખતે આ જિલ્લામાં સ્વરાજ્યપક્ષના ઉમેદવાર હતા. જ્યારે શ્રી દાદુભાઈ દેસાઈ સ્વતંત્ર ઉમેદવાર તરીકે ચૂંટણીમાં ઊભા રહ્યા હતા.

**રેલસંકટ: ૧૯૨૭:** ૧૯૨૭ની સાલમાં સમગ્ર ગુજરાતમાં અતિવૃષ્ટિ થઈ અને એનો સૌથી કપરો ભોગ આ જિલ્લો બન્યો. રેલસંકટે ભયંકર ખાનાખરાબી કરી. ગુજરાત પ્રાંતિક સમિતિ, ખેડા જિલ્લા સમિતિ અને તાલુકે તાલુકે સેવાનો ભેખ લઈને બેઠેલા કાર્યકરોએ ખૂબ જહેમત ઉઠાવી અને લાખો રૂપિયાનાં દાન દેશભરમાંથી મેળવ્યાં. અનાજ, કપડાં, પતરાં, મકાનોનો બીજો સામાન, આ બધું મેળવી આપી જનતા ઊભી રહી શકે તેવી રીતે એને બધી જ શક્ય મદદ કરી. રેલસંકટનું કામ જે ધગશ અને સેવાભાવથી થયું એણે જનતાના દિલમાં કૉંગ્રેસ અને એના કાર્યકરોની સેવાવૃત્તિ પ્રત્યે ખૂબ ઊંચું માન પેદા કર્યું.

હજી રેલસંકટનું કામ ચાલતું જ હતું. ત્યાં બારડોલીમાં ખેડૂતો અને સરકાર વચ્ચે વળી મહેસૂલનો જ ઝઘડો ઊભો થયો. સરદાર ત્યાં હાજર થઈ ગયા. સરકારને બધી રીતે વિનવવા છતાં ન માન્યું. આખરે સત્યાગ્રહ અનિવાર્ય બન્યો.

ગુજરાતભરના ચુનંદા સેવકો બારડોલી તાલુકાનાં ગામે ગામ થાણાં નાખી બેસી ગયા. આ જિલ્લામાંથી અબ્બાસ સાહેબ, દરબાર સાહેબ, મહારાજ, પંડ્યાજી, નરહરિભાઈ, ફૂલચંદભાઈ, બધા જ સત્યાગ્રહના કસાયેલા સૈનિકો એક એક થાણું સંભાળી બેસી ગયા.

અને બારડોલીએ પણ સત્યાગ્રહને વિજય જ અપાવ્યો.

આ સત્યાગ્રહે આજ સુધીના વલ્લભભાઈને સરદારનું બિરુદ સમગ્ર રાષ્ટ્રમાં અપાવ્યું. સરદાર આ બારડોલીના વિજય પછી ગુજરાત કે મુંબઈ પ્રદેશના નહિ, સમગ્ર દેશના નેતા બન્યા.

**૧૯૩૦ની રાષ્ટ્રવ્યાપી લડત:** આ બધા કાળ દરમિયાન રાષ્ટ્રવ્યાપી લડતની તૈયારીઓ ચાલ્યે જ જતી હતી. દેશમાં ચારે તરફ મુક્તિ માટેની તીવ્ર ઝંખના વધતી જતી હતી. ૧૯૨૯માં કૉંગ્રેસે પંડિત નેહરુની આગેવાની હેઠળ રાવી તટે પૂર્ણ સ્વરાજ્ય માટેનો ઠરાવ કર્યો.

આ માટેની તમામ વાટાઘાટો કરવાની અને દેશને એ મેળવવા તૈયાર કરવાની સત્તા પણ ગાંધીજીને અપાઈ.

ગાંધીજીએ વાઈસરૉયને ૧૯૩૦ના આરંભમાં જ એક આખરીનામું મોકલ્યું અને માર્ચ માસની ૧૨મી તારીખે પોતે મીઠાના કાયદાનો ભંગ કરવા અમદાવાદથી દાંડી સુધી કૂચ કરશે અને ૬ઠ્ઠી એપ્રિલે દાંડીના કાંઠે મીઠાના કાયદાનો ભંગ કરશે એમ જણાવી દીધું. અને સમગ્ર દેશને પણ એ પછી જ્યાં જ્યાં શક્ય હોય ત્યાં મીઠા કાનૂનો ભંગ કરવાનો આદેશ આપ્યો.

દેશ આખો લડાઈના વાતાવરણમાં આવી ગયો. ઘેરઘેરથી સૈનિકોની ભરતી થઈ, નવજવાનો આઝાદીનું યુદ્ધ લડવા થનગની રહ્યા, ગામડે ગામડે જાણે રણશિંગું ફૂંકાયું. આ જિલ્લો મૂળે તાલીમ પામેલો હતો. એ તો ચારે બાજુથી હિલોળે ચડ્યો.

ઠેકઠેકાણે રેંટિયા ફરતા થયા, સ્વયંસેવક-સેવિકાનાં મંડળો થયાં. સત્યાગ્રહીઓનાં મોટી સંખ્યામાં નામ નોંધાયાં.

અને સરકારે પણ આ વાત બરાબર સમજી લીધી. અને ગાંધીજી તો ૧૨મી માર્ચે દાંડી કૂચનો આરંભ કરવાના હતા ત્યાં ૭મી માર્ચે જ આ જિલ્લાના બોરસદ તાલુકાના રાસ ગામે સરદારને ભાષણ ન કરવાની નોટિસ આપી. અને એનો એમણે તે જ સ્થળે અનાદર કર્યો અને સરદારને ત્યાંથી જ પકડવામાં આવ્યા અને એમને ત્રણ માસની સજા અને ૫૦૦નો દંડ ને દંડ ન ભરે તો બીજાં ત્રણ અઠવાડિયાંની વધુ સજા બોરસદમાં તે જ દિવસે ફરમાવવામાં આવી. સરદાર જેલમાં પહોંચી ગયા.

આ સમાચારે દેશ આખો થનગની રહ્યો હતો તેને વીજળી વેગે ગતિમાન કરી દીધો.

દેશને આ જિલ્લાએ સૌ પ્રથમ સત્યાગ્રહ કરી દોરવણી આપી હતી અને સમગ્ર દેશના મુક્તિસંગ્રામના પહેલા કેદી પોતાના જ વતનના નેતાને બનાવવાનું મહાભાગ્ય પણ આ જિલ્લાને જ મળ્યું. જિલ્લાએ પોતાની બધી શાન સાથે ૩૦ની આઝાદીની લડાઈમાં ઝંપલાવ્યું.

એ દિવસો અનેરા હતા. ગાંધીજીની પગપાળા દાંડી કૂચે આ જિલ્લામાં પ્રવેશ કર્યો અને એનો જે સત્કાર થયો તેનાં દશ્યો જેણે જોયાં હશે તે આજે પણ ભૂલી નહિ શકે. એ તો આઝાદી લેવા નીકળેલા માનવીઓનો જાણે મહાસાગર હિલોળા લેતો હોય તેવાં દશ્યો હતાં.

અને આ જિલ્લામાં પણ લસુંદ્રા અને બદલપુરમાં બંને સ્થળે શ્રી ગોકળદાસ બાપુ અને દરબાર સાહેબની આગેવાની હેઠળ બાપુની સાથે જ ૬ઠ્ઠી એપ્રિલે મીઠા-સત્યાગ્રહો કરવા ને પછી જિલ્લાવ્યાપી એને બનાવવા એવો કાર્યક્રમ ગોઠવાઈ ગયો હતો.

આખી લડતના આટલા કાર્યક્રમો હતા.

૧. મીઠા સત્યાગ્રહ. ૨. દારૂનાં પીઠાં ઉપર પીકેટિંગ. ૩. મહેસૂલ ન ભરવું. ૪. પરદેશી કાપડ બહિષ્કાર. ૫. સ્વયંસેવક-સેવિકા ભરતીનું કામ. ૬. ખાદી-રેંટિયા કામ. ૭. વાનરસેનાનું કામ.

આ બધા કાર્યક્રમો આ જિલ્લામાં ભારે હોંશથી લડત શરૂ થતાં પ્રજાએ જ ઉપાડી લીધા. નેતાઓ તો એક પછી એક પકડાઈ ગયા. લાંબી ટૂંકી સજાઓ એમને થઈ.

પરંતુ આ લડત એક દિવસની કે થોડા સમયની નહોતી. ગામેગામ થાણાં નંખાયાં હતાં. જેમ સરકારનું એક તંત્ર તેમ કોંગ્રેસનું એક સમાંતર સરકારી તંત્ર ગોઠવાઈ ગયું હતું. રોજ સરઘસો-સભાઓ. આ નિયમિત કાર્યક્રમ હતો. ઘેરઘેર રેંટિયા ને તકલીઓ ક્રિયામાં ફરતી થઈ ગઈ હતી.

અને ગાંધીજીની ધરપકડ પછી ધરાસણાના અગરો ઉપર ધાડ લઈ જવાનો કાર્યક્રમ અપાયો અને હજારોની સંખ્યામાં સમગ્ર ગુજરાતમાં જ એ અગરો ઉપર લેનારી પડવા સૈનિકો થનગની ઊઠ્યા.

આ જિલ્લામાંથી જ ૫૦૦ ઉપરાંત સૈનિકો ધારાસણાની ધરતી ઉપર જવા તૈયાર થયા. જેમ જેમ લડત વ્યાપક બની તેમ તેમ સરકારી દમન વધ્યું. પ્રારંભમાં ધરપકડો, પછી લાઠીમાર ને પછી જપ્તીઓ, આ ત્રણે શાપનો સરકારે અજમાવવા માંડ્યાં.

આ લડત સમગ્ર રાષ્ટ્રવ્યાપી હતી એટલે એનું વર્ણન લંબાણથી અહીં કરવું ઉચિત નથી એના ઉપર અનેક પુસ્તકો લખાયાં છે. પરંતુ આ જિલ્લાની જે સૌથી મોટી વિશિષ્ટતા હતી તે એ કે આ જિલ્લામાં બોરસદ-આણંદ તાલુકાના સેંકડો ખેડૂતોએ સરકારને મહેસૂલ નહિ ભરવાની પ્રતિજ્ઞાઓ કરીને ગામોનાં ગામો હિજરતે નીકળી ગયાં. તેમાં પણ રાસ ગામે તો એક પ્રકારે ખુવારી જ વહોરી. આ જિલ્લાનો પાટીદાર ખેડૂત જમીન-પ્રેમી, વતન-પ્રેમી ખેડૂત છે. એણે રાષ્ટ્રને ખાતર હસતે મોઢે પોતાની જમીન, ઢોર-ઢાંખર-માલ-મિલકત, બધું રાષ્ટ્રની આ લડતમાં સ્વાર્પણ કર્યું અને વતનની મુક્તિ માટેની આઝાદીમાં સર્વસ્વના બલિદાનનો મહામૂલો મંત્ર આચરણમાં મૂકી દેશ અને દુનિયાના ઇતિહાસમાં અમર નામના પ્રાપ્ત કરી.

આ લડતનું બીજું તત્ત્વ તે બહેનો અને બાળકો.

બાળકોની વાનરસેનાઓ અદ્ભુત કામ કરતી હતી. સમગ્ર લડતને જનતા પાસે ખૂણેખાંચરે પહોંચાડવાનું ને એની જાગ્રતિને સતત સતેજ રાખવાનું કામ હજારોની સંખ્યામાં બાળકો કર્યાં કરતાં હતાં.

એવી જ વાત બહેનોની હતી. કદી ખુલ્લું માથું પણ ન રાખનારી હજારો બહેનો વતનની મુક્તિના આ સંગ્રામમાં પ્રત્યેક ક્ષેત્રમાં કામ કરતી થઈ ગઈ હતી સેંકડોએ જેલ સ્વીકારી હતી. બોરસદમાં તો બહેનોએ ભયંકર લાઠીમારનો પણ હસતે મુખે સામનો કરી અમર ઇતિહાસ રચ્યો હતો.

આ લડતમાં આ જિલ્લામાંથી ૧૫૦૦ ઉપરાંત નાનાં મોટાં ભાઈ-બહેનો જેલમાં થોડીવત્તી સજા માટે ગયાં હતાં. આખરે ગાંધી ઇરવીન કરાર થતાં અગિયાર મહિનાને અંતે આ મુક્તિસંગ્રામ અંગે તહકૂબી થઈ હતી એ પ્રસંગે પણ જનતાનો વિજય ઉત્સાહ માતો

પણ પરદેશી શાસકો બધા હતા સમય વ્યતીત કર્યો, ગાધીજીને લડન ગોળમેજીમાં બોલાવ્યા અને દેશમા બીજી બાજુ દમન આરભ્યો વળી ૧૯૩૧ના અતમાં ને ૧૯૩૨ ના પ્રારભમા સગ્રામ શરૂ થયો આ વખતે આક્રમણ ને પ્રારભ સરકાર તરફથી હતુ પ્રથમથી જ આગેવાનોને જેલમા પૂરી દેવામા આવ્યા હતા છતા જનતામા ચારે બાજુ ઉત્સાહ હતો સરકારી દમન પણ પ્રારભથી જ સખત હતુ

જપ્તીઓ અને મારઝૂડ ઉપર જ સરકારે પોતાની બધી શક્તિ કેન્દ્રિત કરી હતી

બે વર્ષમા એમ કરવામા સરકારને સફળતા મળી દમન બાહ્ય રીતે કામયાબ નીવડ્યો દેશભરમા ચાલેલી બીજી વારની લડતને ૧૯૩૪ સુધીમા સરકાર દાબી દઈ શકી સર્વત્ર ઉપરની સ્મશાન શાતિ થઈ

પણ ૧૯૩૪મા ગાધીજી છૂટયા એમણે લડત સકેલી પોતે વ્યક્તિગત સત્યાગ્રહ કરશે તેવી જાહેરાત કરી ધીરે ધીરે સૌ મુદતો પૂરી થતા છૂટી જેલની બહાર આવ્યા

સરકાર પણ આ બધામાથી પાઠ મેળવી ગઈ હતી એણે ૧૯૩૫ ના પ્રાતિક સ્વરાજ્યના બધારણીય સુધારા આપ્યા

એમા કોંગ્રેસે ચૂટણીઓ લડવાનો નિર્ણય કર્યો ૧૯૩૬ મા પ્રાતિક સ્વરાજ્યના નવા બધારણ હેઠળ ચૂટણીઓ થઈ અને કોંગ્રેસ તરફથી ત્રણ ગૃહસ્થોને ચૂટણીઓમા ઊભા રાખવામા આવ્યા સામાન્ય જગ્યાઓ માટે શ્રી બાબુભાઈ પટેલ અને શ્રી ફૂલસિહજી ડાભી તથા અનામત હરિજન જગ્યા માટે શ્રી ભાઈજીભાઈ વાઘેલા એ ત્રણે જગ્યાઓ ઉપર પ્રજાએ કોંગ્રેસના જ પ્રતિનિધિઓને ચૂટી મોકલીને સરકારને ખાતરી કરાવી આપી કે બધા દમન છતાં પ્રજા કોંગ્રેસની જ પડખે છે જ્યારે છેક ૧૯૧૭થી ધારાસભામાં બેસતા શ્રી દાદુભાઈ દેસાઈએ પણ ૧૯૩૦થી ધારાસભા છોડી લડતમા ઝપલાવેલુ ૧૯૩૬ની ચૂટણીઓમા તેમને કોંગ્રેસે પોતાના કાઉન્સીલના ઉમેદવાર તરીકે પસદ કરી કાઉન્સીલમા મોકલ્યા

થોડા જ સમયમા પહેલી જ વાર કોંગ્રેસ એક રાજ્યકર્તા પક્ષ તરીકે અસ્તિત્વમા આવી ગઈ આજ સુધી જેલમા જનારા રાજ્યકર્તા બન્યા પ્રજાએ ખૂબ પ્રેમ ને ઉત્સાહથી આ નવા રાજ્યને અપનાવ્યુ પ્રજાને સ્વરાજ્યના એ વખતથી જ દર્શન થવા લાગ્યા

પણ સવા વર્ષમા જ વળી બધેથી કોંગ્રેસે પ્રધાન મડળો છોડી દેવાનો નિર્ણય કર્યો અને કોંગ્રેસ બહાર આવી ગઈ કોંગ્રેસ બહાર આવી ને વળી પાછી કોંગ્રેસ આઝાદીના સગ્રામની તૈયારીમા પડી

બીજુ વિશ્વયુદ્ધ શરૂ થઈ ગયુ હતુ અને એ પછી થોડા જ દિવસોમા ૧૯૩૫મા જે પ્રાતિક સ્વરાજ્યનુ બધારણ અપાયુ હતુ તેમાં વાઈસરોય ધારે તો એને એક જ દિવસમા ખતમ કરી નાખી શકે એવો એક સુધારો બ્રિટિશ પાર્લામેન્ટે કર્યો

એ બધા અગે પૂરી વિચારણા કરીને કોંગ્રેસ કારોબારીએ કેટલાક ઠરાવો કર્યા અને એ બધાનુ પરિણામ એ આવ્યુ કે પ્રધાનમડળોને રાજીનામા આપી દેવાનો કારોબારીએ આદેશ આપ્યો

એ પછીના થોડા વર્ષોનો ઇતિહાસ ખૂબ ઝડપથી પલટાઈ રહ્યો હતો કોંગ્રેસ અને ગાધીજી યુદ્ધના પ્રશ્ન ઉપર સારી રીતે મતભેદો ધરાવતા પણ થઈ ગયા

અતે ૧૯૪૧મા ગાધીજીએ વ્યક્તિગત ચુનદા સૈનિકોથી યુદ્ધ સામે સત્યાગ્રહ કરવાનો નિર્ણય જાહેર કર્યો અને એ સત્યાગ્રહ આ જિલ્લામાથી પણ ૧૫૦ ઉપરાત ભાઈ–બહેનોએ કર્યો અને જેલ વહોરી

પણ દરમિયાન લડાઈ તો છેક ભારતના બારણા ઠોકતી આવી હતી કલકત્તા ઉપર બૉમ્બમારો થયો હતો બર્મા તો જપાને લઈ જ લીધુ હતુ

અને અતે ૧૯૪૧ના ઑગસ્ટમા મુબઈ ખાતે ગાધીજીએ 'હિંદ છોડો' નો નાદ ગજાવ્યો

૯મી ઑગસ્ટે સવારે તો દેશભરમા નેતાઓને જેલના સળિયા પાછળ ધકેલી દેવામા આવ્યા

આ જિલ્લાના બધા જ આગેવાનોને મધરાતે ઘેર ઘેરથી ઊઠાડી વહેલી સવારે તો સાબરમતી જેલ ભેગા કરી દેવામા આવ્યા હતા પહેલે જ દિવસે સો ઉપરાત જિલ્લાના આગેવાનો જેલમા પહોચી ગયા હતા

પણ આ તો આખરી મુક્તિસગ્રામ હતો કોઈને કહેવાની કે યોજનાની કશી જરૂર નહોતી જાણે આખી પ્રજા સળગી ઊઠી હોય તેમ એકેએક સ્થળેથી જિલ્લામા ઘેરઘેરથી લડતનો આરભ થયો

અગ્રેજોએ આક્રમણ કર્યુ તેની વહેલી સવારથી જ જુવાનોના ટોળેટોળા ચારે તરફ ફરી વળ્યા વેપારીઓએ વેપાર ધધા બધ કર્યા વિદ્યાર્થીઓએ શાળાઓ બધ કરી સમગ્ર દેશ ને પ્રજા યુદ્ધના મેદાનમા ઊતરી ગયા

આ જિલ્લામા પહેલે જ દિવસથી સર્વત્ર હડતાળો આરભાઈ બધે સૂનસામ અને ત્રણ માસ સુધી એ હડતાળો બરાબર ચાલુ રહી

આ લડાઈ આખરી હતી માત્ર જેલની લડાઈ નહોતી સરકારે ગોળીઓનો ઉપયોગ પ્રારભથી જ શરૂ કર્યો ૧૯૩૦ની લડતમા મુખ્યત્વે જેલો હતી, ૧૯૩૨મા લાઠીઓ અને જપ્તીઓ હતી, ૧૯૪૨મા ગોળીઓ આપી

૧૦મી તારીખે જ નડિયાદમાં ગોળીબાર થયો ને નગરલાલ કરીને એક જુવાનનો ભોગ લેવાયો થોડા દિવસ પછી ૧૫મી તારીખે બીજો ભોગ એ જ ગામમા પોલીસે શ્રી બેચરભાઈ પટેલનો પીજભાગોળે લીધો

ચકલાસીમા અને ડાકોરમા ગોળીબારો થયા ચકલાસીમા મનુભાઈ નામનો નાનો કિશોર ગોળીનો ભોગ થયો ડાકોરમા ત્રણ શખસો ગોળીનો ભોગ બન્યા અને એથીયે ભયકર એ બનાવને શાન્ત રાખનાર કાર્યકર હુણાદરાના શ્રી છોટાભાઈને પોલીસે બોલાવીને ગોળીએ દીધા

આ બધા ગોળીબારને ટપે તેવો ગોળીબાર ૧૮મી ઑગસ્ટે આણદ તાલુકાના અડાસ ગામના સ્ટેશન સામે થયો અહી વડોદરાથી લડતના પ્રચાર માટે આવેલા વિદ્યાર્થીઓ ગાડીમા બેસવા જતા હતા તેમના ઉપર બેફામ ગોળીઓ ચલાવી પોલીસે ચારના જાન લીધા અને બીજા દસને ઘાયલ કર્યા અડાસ ગોળીબારને નામે આ ગોળીબાર રાષ્ટ્રની શહાદતના ઇતિહાસમા અમર બની ગયો આજે પણ અડાસમા શહીદોના માનમા એ સ્થળે ખાંભી ઊભી છે

બીજી બાજુ જિલ્લાભરમા શાળાઓ બધ હતી બજારો બધ હતા, દૂધના સઘા ઠેર ઠેર લોકો બધ કરાવી રહ્યા હતા, ઠેર ઠેર તાર કપાતા હતા, ટપાલો લૂટાતી હતી, ક્યારેક બૉબ પડતા

જનતાનો રોષ પોતાના નેતાઓની ગિરફતારી પછી માતો નહોતો બેફામ દમન છતા એમ્લે હાથે જનતા ઝઝૂમી

આ લડત પણ પૂરી થઈ ૧૯૪૫મા અગ્રેજોએ નેતાઓને છોડયા અને સમાધાનનો હાથ લબાવ્યો

એ પછીનો ઇતિહાસ દેશની આઝાદીનો ઇતિહાસ છે ૧૯૪૭મા દેશ પૂર્ણ આઝાદ થયો દેશના હિદ અને પાકિસ્તાન એવા ભાગલા થયા

૧૯૪૫મા ચૂટણીઓ થઈ તેમા આ જિલ્લાની પ્રજાએ ફરીને કોંગ્રેસ ઉપર જ પૂરો વિશ્વાસ મૂકી એના પ્રતિનિધિઓને ચૂટી મોકલ્યા

આ જિલ્લામાથી પ્રજાને સ્વરાજ્યનો પાઠ આપનાર સરદાર દેશ આઝાદ થતા પ્રથમ સરકારના ઉપવડાપ્રધાન અને ગૃહપ્રધાન બન્યા

૧૯૪૭ પછીનો સ્વરાજ્ય પછીનો જિલ્લાનો ઇતિહાસ તો આ પુસ્તકના અન્ય પ્રકરણોમા સર્જન કાર્યો ને પ્રવૃત્તિઓ દ્વારા આલેખાયો જ છે

તા ૧-૮-૧૯૪૯ સુધી આ જિલ્લો જૂની રચના પ્રમાણેનો બ્રિટિશ હકૂમતના પ્રદેશ પૂરતો જ હતો સ્વરાજ્ય પછીની પ્રથમ સિદ્ધિ તે જુદા જુદા દેશી રાજ્યોના અતની છે આ જિલ્લાની સરહદો ઉપર ખભાત-વાડાશિનોર-થોડાસર-પુનાદરા-બાલ વગેરે પ્રદેશો હતા વડોદરા રાજ્યના પેટલાદ અને ભાદરણ તાલુકાઓ હતા આ બધાનો તા ૧-૮-૧૯૪૯થી અત આવ્યો

આજે જે ખેડા જિલ્લો છે એ એના દશ તાલુકાઓ સાથેનો તે દિવસથી અસ્તિત્વમા આવ્યો

સ્વરાજ્ય પછીનો આખો ઇતિહાસ એ હવે રાજાઓ કે રાજ્યની સીમાઓ કે પલટાઓનો ઇતિહાસ નથી આજનો ઇતિહાસ સમગ્ર પ્રજાનો ઇતિહાસ છે અને સમગ્ર પ્રજાનો સર્વદેશીય પુરુષાર્થ, સમગ્ર પ્રજાના તમામ વિકાસની પ્રવૃત્તિઓ અને નવા મૂલ્યાંકનો સાથેનુ નવીન ઘડતર, આ બધા આજના ઇતિહાસના પાયા છે

## ૯

# મહેસૂલપદ્ધતિ – ઐતિહાસિક વિહંગાવલોકન

**પરિચય :** ખેડા જિલ્લાની મહેસૂલપદ્ધતિનો ઇતિહાસ ખાસ જાણવા જેવો છે, કેમ કે આ જિલ્લાની ખ્યાતિ એની ખેતીને લીધે છે એ ખેતીની આબાદીનુ કારણ આ જિલ્લાના પાટીદાર ખેડૂતને સેકડો વર્ષો સુધી મળેલા નરવાદારી મહેસૂલ પદ્ધતિના હક્કો હતા આ હક્કો અત્યારે નાબૂદ થયા છે તોપણ એક ઐતિહાસિક હકીકત તરીકે એમાથી ઘણો બોધ મળે તેમ છે આ દૃષ્ટિએ આ પ્રકરણ શ્રી ભાઈલાલભાઈ દાભાઈ પટેલે ખાસ તૈયાર કરી આપ્યુ છે એમા શરૂઆતના ભાગમા પાટીદાર ખેડૂતોનો પ્રાચીન ઇતિહાસ આપ્યો છે અને તે પછી પ્રાચીન સમયથી બ્રિટિશ યુગ સુધીની મહેસૂલપદ્ધતિનો વિકાસક્રમ સમજાવ્યો છે

**કાચુ સોનુ :** હુ જ્યારે ભણતો હતો ત્યારે ગુજરાતી પાંચમી ચોપડીના એક પાઠમા એક વાક્ય એવુ હતુ કે ચરોતરમા કાચુ સોનુ પાકે છે નાના મગજ ઉપર તે વખતે આની અમર છાપ પડી અને એમ થતુ કે ચરોતરમા હમેશાજ કાચુ સોનુ પાકતુ હશે આજે જ્યારે જૂના

દૃષ્ટિપાત થયો ત્યારે જ ખબર પડી કે આ ભૂમિ ઉપર શુ વારાફેરા આવી ગયા છે

**પાટીદાર: ગુર્જર કે હૂણ?** ચરોતરમા કામનુ ગેતુ પકવનાર તે તો ચરોતરનો પટીદાર મુબઈ ગેઝેટિયરમા એ પ્રમાણે લખાણુ છે કે ગુજરાતના રજપૂતો અને ગુજરાતના પાટીદારો એ આ દેશમા છઠ્ઠી સદીની શરૂઆતમા આવેલા ગોરા હૂણોના વશજો છે ગેઝેટિયરકારનુ કહેવુ એવુ છે કે રજપૂતો અને પાટીદારો એ ગુર્જરો છે અને આ બને ગુર્જરો છે એમા તો શક જ નથી એના ઘણા પુરાવા છે ગુર્જરો ઇતિહાસમા છઠ્ઠી સદીમા દેખા દે છે ગુજરાતની અદર લાટના ગુર્જર રાજા દદ્દનો ઉલ્લેખ ગુજરાતના ઇતિહાસમા સૌથી પ્રથમ વાર આવે છે કનોજનો સમ્રાટ હર્ષ વલભીપુર પર ચઢી આવે છે હર્ષનું અને વલભીના રાજાનુ યુદ્ધ થાય છે તેમા દદ્દ વલભીના રાજા ધ્રુવભટ્ટને મદદ કરે છે બાણુ કવિ 'હર્ષચરિતમા'થી હર્ષના પિતા પ્રભાકરવર્ધનને જે બિરુદ આપે છે તેમા તેને "हूण हरिण केसरी' તરીકે વર્ણવે છે, એટલે હૂણરૂપી હરિણનો એ સિંહ છે, એમ કહેવા માગે છે તેની નોંધ સાથે જ ''गुजर राज प्रजागर'' એટલે ગુર્જર રાજાની નિદ્ર ઉડાડનારો પણ એને કહ્યો છે એટલે પ્રભાકરવર્ધનનો વખત જે છઠ્ઠા સૈકાનો ઉત્તરાર્ધ છે તે વખતે હૂણ અને ગુર્જર એ બને જુદી જુદી જાતિઓ હતી એમ આમાથી સ્પષ્ટ થાય છે એ પહેલા ગુર્જર શબ્દ ઇતિહાસમા આવ્યો નથી એમ માન્યતા છે

**હૂણ લોકોનો સમય:** હૂણ રાજા તોરમાણ હિંદુસ્તાનમા વિજેતા તરીકે ઈ સ ૫૧૦મા આવે છે. એના પછી એનો પુત્ર મિહિરકુળ ગાદીએ આવે છે એને યશોવર્મન રાજા સપૂર્ણ રીતે હરાવીને હૂણોનો સર્વનાશ કરી નાખે છે આ યુદ્ધમા મિહિરકુળ જીવતો નાસી છૂટે છે અને પછીથી એનું રાજ્ય ફક્ત કાશ્મીરમા જ રહે છે અને તે વખતના હૂણોમા જે કોઈ જીવતા રહ્યા તેઓ હિંદની પ્રજામા ભળી ગયા અને હજી પણ ગુજરાત કાઠિયાવાડ અને કચ્છના રબારીઓ, આહીરો અને ખાસ કરીને ઉત્તર ગુજરાતમા વસતા આજણા રજપૂતો જેવી કોઈ કોઈ નાતો એવી છે કે જેઓ હૂણ અટક ધરાવે છે, અથવા હૂણ નામ પણ ધરાવે છે,

**'પાટિદાર' શબ્દ:** ગેઝેટિયરકારની આ વાતોમા કેટલુ સત્ય છે તે આપણે તપાસીએ

અગ્રેજોએ ગુજરાત જીત્યુ અને દરેક ગામના જમીન મહેસૂલના આકડા નક્કી કરાવી જે જે માણસે અગર કણબીએ એ આકડો કબૂલ કર્યો તે તે માણસોને તે તે ગામનો વહીવટ અને ગામની જમીનની માલિકી સોંપી કણબીઓમાથી જે જે મુખીઓએ આ જવાબદારી સ્વીકારી તે તે ત્યારથી "પાટીદાર" તરીકે ઓળખાવા લાગ્યા ઉત્તર હિંદમા આને માટે પ્રચલિત શબ્દ "પતીદાર" હતો ગુજરાતમા પતીને બદલે 'પાતી' શબ્દ પણ પ્રચલિત છે "પતી" અગર 'પાતી' એટલે પાટી અથવા જમીનનો એક ભાગ (ટુકડો) **પતીદાર શબ્દનો ગુજરાતમાં પાટીદાર શબ્દ થયો.**

**કણબી:** જે વર્ગ પાટીદાર તરીકે ઓળખાયો તે પહેલા કણબી તરીકે ઓળખાતો હતો અને કણબી શબ્દ એ "કુટુમ્બિન" શબ્દમાથી ઊતરી આવેલો છે હેમચદ્રસૂરીએ (૧૨મી સદી) કુટુમ્બિન શબ્દ પોતાના ગ્રંથોમા વાપર્યો છે અને એનો અર્થ એવી રીતે કર્યો છે કે જે માણસ ખેતી કરે અગર તો કરાવે તે કુટુમ્બિન

कुटुम्बी कर्षक क्षेत्रि हली कृषिककार्षको कृषिवलाकपि
' अभिधानचिंतामणि '—पान ५५४

કણબી શબ્દની ઉત્પત્તિ નરસિંહરાવ ભોળાનાથ નીચે પ્રમાણે આપે છે

કુટુમ્બી
|
કુડુબી
|
કુર્મી — કુડુબી — કુણબી
|
કણબી

મહારાષ્ટ્રમા કુળબી અને કુણબી બને શબ્દો વપરાય છે પ્રાકૃતમા "કુડુબીય" શબ્દ પણ આપેલો છે પાચમી સદીના તામ્રપત્રોમા, એટલે કે હૂણ લોકો આ દેશમા આવ્યા તે પહેલાના તામ્રપત્રોમા, રાજા બ્રાહ્મણોને ગામનું દાન આપે છે તે વખતે ગામ લોકો જે કર રાજાને ભરતા હોય તે દાન લેનાર બ્રાહ્મણને હવે પછીથી આપવા એવો ઉલ્લેખ કરેલો છે એ ગામ લોકોના વર્ણનમા નીચે પ્રમાણે શબ્દો આવે છે — ब्राह्मणादि कुटुम्बिनश्च कारुकश्च।"

આમા બ્રાહ્મણાદિ પછીથી કુટુમ્બિન્ શબ્દ મૂક્યો છે અને ત્યાર પછી "કારુક" એટલે કારીગર શબ્દ મૂકેલો છે ગામડાની વસ્તીમા બ્રાહ્મણ પછી કુટુબીનું સ્થાન આવે છે

આ પહેલા બૌદ્ધ અને જૈન પુસ્તકોમા એક વર્ગ તરીકે "કુટુબી" અગર 'ગૃહપતિ" એ શબ્દ વપરાય છે કૌટિલ્યના અર્થશાસ્ત્રમા પણ "કુટુમ્બિન્" શબ્દનો ઉલ્લેખ છે બૌદ્ધ જાતકોમા કુટુમ્બિકો ખેતી સાથે વેપાર કરતા હોય તેના

પણ દાખના છે અને કોઈ કોઈ તો સાર્થવાહ (વણઝારા)નુ પણ કામ કરતા વર્ણવાયા છે કુટુમ્બિન્ શબ્દ મગાધ, બિહાર, માળવા, ગુજરાત, મહારાષ્ટ્ર અને મદ્રાસ સુધીના જૂના લેખો કે તામ્રપત્રોમા વપરાયેલો મળી આવે છે* એટલે ગેઝેટિયરકાર જે કહે છે કે ગુજરાતના પાટીદારો ગોરા હૂણોના વશવારસો છે એ વાતમા કઈ તથ્ય નથી

**"ગુર્જર" શબ્દ :** "ગુર્જર" શબ્દ માટે શ્રી ગૌરી શકર ઓઝાનો મત એવો છે કે કોઈ જાતિએ પોતાના કુટુમ્બના વડાના નામ ઉપરથી એ શબ્દ લીધો હોવો જોઈએ અને પછીથી આખી કોમ ગુર્જર તરીકે ઓળખાતી થઈ પણ તેઓ હિંદના અસલ ક્ષત્રિયોના જ વશજો છે શ્રી કનૈયાલાલ મુનશીનો પણ એ જ મત છે તેમ જ 'હિસ્ટરી ઓફ મિડીવલ ઇંડિયા'ના લેખક શ્રી સી વી વૈદ્યનો પણ આ જ મત છે

'આર્યમંજુશ્રી મૂલકલ્પ' એ નામનો સસ્કૃત ગ્રથ તિબેટમાથી મળી આવ્યો છે તેમા લગભગ બુદ્ધકાળથી માડીને હિંદનો ઇતિહાસ લખાયો છે એ ગ્રથમા લખે છે કે ગુપ્તો જર્ત જાતિના હતા "જર્ત" શબ્દમાથી "જત" અને "જાટ" એ શબ્દો પણ નીકળે અગર તો બીજી બાજુ "જર્ત" શબ્દમાથી "જર્ઝ" અને "ગુર્જર" એ શબ્દો પણ નીકળી શકે કેટલાક અગ્રેજ લેખકો તો જાટોને પણ ગોરા હૂણોના વશજો માનતા હતા જાટ અને ગુર્જર બન્નેને એક જ કોમ માનતા હતા પણ 'આર્યમજુશ્રી મૂલકલ્પ' મળી આવ્યા પછીથી ગુપ્તો માટે "જર્ત" શબ્દ વપરાયેલો મળી આવે છે, એટલે ઈ સ ૩૧૯ સુધી તો આ શબ્દ જાય છે આ ઉપરથી જણાશે કે ચરોતરના પાટીદારોનુ મૂળ ઈ સ. પૂર્વે ૪૦૦–૫૦૦ સુધી તો પહોચે છે

**કણબી અને આર્ય :** કણબી શબ્દ ઘણો જૂનો છે પાચમી સદીના તામ્રપત્રમા ઉપર જણાવ્યુ તેમ "બ્રાહ્મણાદિ" પછી "કણબી"નું સ્થાન આવે છે. એ ખેતી સાથે વેપાર પણ કરતો એટલે વૈશ્યવર્ગમાં કણબીનું સ્થાન જૂના સાહિત્યમાં મળી આવે છે એને માટે ઉપર જણાવ્યુ તેમ બીજો શબ્દ "ગૃહપતિ" વપરાયેલો છે એટલે એ આખો વર્ગ સ્થાયી જીવન ગાળી રહ્યો છે ગૃહપતિ=ઘરનો માલિક અને કુટુબી શબ્દનો પણ એ અર્થ લઈએ તો ગામ દીઠ એક જ કુટુબ તે ગામની જમીન ખેડતુ હોય અગર તો આખા ગામને પોતે કુટુંબ તરીકે પાળતો હોય એવો કંઈક અર્થ નીકળી શકે છે. સાહિત્યમા આથી પણ પાછળ જઈએ તો સસ્કૃત 'અર્' નો અર્થ ખેડવુ એવો થાય છે અને "અર્" ધાતુ ઉપરથી "આર્ય" શબ્દ થયેલો છે જૂના વખતમા જ્યારે ખેતીની શોધ થઈ નહોતી ત્યારે માણસ શિકારીનુ જીવન ગાળતો અને જે જે સ્થળે શિકાર મળે ત્યા ત્યા ભટકતો ફરતો ખેતીની શોધ થયા પછીથી જ તે સ્થાયી બન્યો અને પ્રજાનો જે સમૂહ ખેતી કરીને સ્થાયી જીવન ગાળતો હતો તે આર્ય તરીકે ઓળખાયો અને જે વર્ગ શિકારી જીવન ગાળતો અગર ઢોર ઢાખર પર જીવતો હતો અને ભટકતો ફરતો હતો તે અનાર્ય (ઊતરતા દરજ્જાનો) તરીકે ઓળખાયો જો કે શિકાર ઉપર જીવનાર વર્ગ કરતા પશુપાલનથી જીવનાર વર્ગની સામાજિક સ્થિતિ ઊંચી ગણાતી હતી, છતા ખેતી ઉપર જીવનાર આર્યો પશુપાલન પર જીવનાર વર્ગને હલકો ગણતા હતા

**પાટીદાર અને પટેલ :** આ રીતે આપણે ઉપર જોયુ કે ચરોતરનો પાટીદાર અને કણબી, એનો વશવેલો ઘણા પુરાણા કાળથી ચાલતો આવે છે ઘણા લોકોની માન્યતા એવી છે કે "પાટીદાર" અને "પટેલ" એ બન્ને શબ્દો એક જ છે પણ એ માન્યતા ખોટી છે જેમ કણબી શબ્દ ઘણા પુરાણા કાળ સુધી જાય છે તેમ "પટેલ" શબ્દ પણ એટલો જૂનો છે પટેલ માટે મૂળ સસ્કૃત શબ્દ "પટ્ટકિલ" છે ગામના ખેતરોની જમીન અગર તો ઘર-થાળની જમીનના જે વેચાણ કે ગીરો દસ્તાવેજ થતા તેની એક નકલ ગામમા રહેતી અને તે નકલ ગામનો જે મુખ્ય માણસ હોય તેની પાસે રહેતી આ માણસને "પટ્ટકિલ" કહેતા, કારણ કે પટ્ટાઓ (પટ્ટ=વસ્ત્ર) ઉપરના લેખો સાચવવાની જવાબદારી એની હતી સેકડો વર્ષથી આ શબ્દ ગામના આગેવાન માટે વપરાતો આવ્યો છે અને તે આજે પણ ચાલુ છે હવે એનો રાજ્ય સાથે અને જમીન સાથે કેવો સબધ હતો તેનો વિચાર કરીએ

**જમીન મહેસૂલ ઉર્ફે રાજ્યભાગ :** ઇતિહાસની શરૂઆત જ્યારે થાય છે ત્યારે એક ચીજ આપણે જોઈ શકીએ છીએ કે તે વખતે દેશનો મુખ્ય ઉદ્યોગ ખેતી હોય છે, જ્યારે બીજા ઉદ્યોગો બાલ્યાવસ્થામા હોય છે ખેતીની શોધ થઈ એટલે પ્રજાઓ સ્થાયી થઈ ખેડૂતોએ જ્યા જ્યા ખેતીની શરૂઆત કરી ત્યા ત્યા ખેતી માટે જોઈતી વસ્તુઓ બના[illegible] ખેતીમા મદદ કરનાર વર્ગ તેમની સાથે રહેવા

* મેગેસ્થિનિસ બ્રાહ્મણો પછીથી બીજા નબરે કણબીને મૂકે છે

આ રીતે ગામડા બધાવાની શરૂઆત થઈ જેમ જેમ ગામ થતા ગયા તેમ તેમ એ ગામોના રક્ષણ માટે એક સંગઠિત પ્રયત્ન થયો અને એ રક્ષણ ગ્વાની જવાબદારી અમુક વર્ગને કે માણસને સોંપાઈ અને એ રીતે રાજ્યવ્યવસ્થાના મૂળ નખાયા રાજ્યના ખર્ચ માટે તે વખતે જો કોઈ મુખ્ય ઉદ્યોગ હોય તો તે ખેતીનો ઉદ્યોગ હતો અને તેથી રાજ્ય વ્યવસ્થાના ખર્ચનો મોટો ભાગ ખેતી ઉપર પડ્યો આ રીતે જમીન મહેસૂલની પ્રથા આ દેશમા પડી એ રાજ્યભાગ કેટલો આપવો તે માટે જુદી જુદી સ્મૃતિઓમા જુદા જુદા આંકડા છે મનુ કહે છે કે ૧/૧૨, ૧/૮, ૧/૬ સુધી રાજ્યભાગ હોઈ શકે પણ જો રાજ્યને માથે આફત હોય તો રાજા જમીનના ઉત્પન્નનો ચોથો ભાગ માગે તોપણ એ જ્યા સુધી એની રૈયતનુ રક્ષણ કરે છે ત્યા સુધી દોષ પાત્ર નથી ગૌતમ ૧/૧૦, ૧/૮, અગર ૧/૬ ની હિમાયત કરે છે વસિષ્ઠ અને બૌધાયન ૧/૬ ભાગ ઠરાવે છે અને નારદ પણ જમીનના ઉત્પન્નનો છઠ્ઠો ભાગ માન્ય રાખે છે અર્થશાસ્ત્રનો ટીકાકાર તો એટલે સુધી કહે છે કે જ્યા છઠ્ઠો ભાગ લખેલો છે એમા ૪ થા અગર ૩જા ભાગનો પણ સમાવેશ થઈ શકે છે, અને જરૂરની વખતે રાજાને ચોથો અગર ત્રીજો ભાગ લેવાનો હક છે ચંદ્રગુપ્ત મૌર્યના દરબારમા સેલ્યુકસનો એલચી મેગેસ્થિનિસ રહેતો હતો તે લખે છે કે હિંદમા ખેડૂતો જે પકવે છે તેમાથી રાજ્ય ચોથો ભાગ લે છે હર્ષના વખતમા ખેડૂતો રાજ્યભાગ તરીકે જમીનની પેદાશનો છઠ્ઠો ભાગ આપતા એવો ઉલ્લેખ ચીની મુસાફર હ્યુાનશાંગે કરેલો છે આ ઉપરથી જણાશે કે હિંદુ રાજ્યઅમળ દરમ્યાન કુટુંબીઓ પાસેથી રાજ્યભાગ તરીકે રાજા અને એના સલાહકારોના મતવ્ય પ્રમાણે ૧/૧૨ થી ૧/૬ સુધી જમીનના ઉત્પન્નનો હિસ્સો લેવાતો હતો અને અડી ઓપટીએ એ ભાગ ૧/૩ સુધી જતો તે વખતે થોડા વર્ષોના કે થોડા સૈકાના સામ્રાજ્ય યુગોને બાદ કરતા સમગ્ર દેશમા નાના નાના રાજ્યો હતા, અને આ દરેક રાજ્યોમા રાજભાગની નીતિ જુદી જુદી રહેતી જેથી જે રાજ્યમા કુટુંબીઓ પાસેથી વધારે ભાગ કે વધારે વેરા લેવાતા ત્યાંથી તે હિજરત કરીને જે રાજ્યમા વધારે સવલતો મળતી ત્યા જતા સાધારણ રીતે ખેતીના જ્ઞાનવાળા અને ખેતી કરનારા વર્ગની અછત જ રહેતી અને આ જ કારણથી, (કુટુંબી વર્ગનો આપણે ઇતિહાસ જોઈએ છીએ તો તે) કુટુંબીઓ હિંદના ઘણાખરા ભાગમા ફરતા જ રહેલા છે

**જમીનની માલિકી :** રાજ્યભાગની અનિશ્ચિતતા ઉપરાત એમને ફરતા રહેવાનુ બીજુ પણ કારણ હતુ જમીનની માલિકી આપણા શાસ્ત્રકારોએ રાજ્યની ગણી હતી બૃહસ્પતિ તો એટલે સુધીનો ચુકાદો આપે છે કે રાજા એક વ્યક્તિ પાસેથી જમીન ખૂચવી લઈને બીજી વ્યક્તિને જો આપે તો તે જેમ નદી એક બાજુનો કિનારો તોડી નાખીને સામી બાજુના કિનારા ઉપર ભાઠ નાખે છે તે પ્રમાણે ગણવુ જોઈએ કુદરત નદીના પાણીના જોરથી એક કાઠાના લોકોની જમીન ખૂચવી લે છે તો લોકોને કોઈ વળતર આપતુ નથી તે જ પ્રમાણે રાજા જો કોઈની જમીન લઈ લે તેને વળતર આપવાની જરૂર નથી અર્થશાસ્ત્રમા પણ એ પ્રમાણે લખેલુ છે કે જો ખેડૂતો આળસુ અને નિરુદ્યમી હોય અને જમીનમા બરાબર પકવતા ન હોય તો એમની પાસેથી જમીન ખૂચવી લઈને જે વધારે પકવી શકે એવા ઉદ્યોગી ખેડૂતો હોય એમને આપવી આનો અર્થ એવો નથી થતો કે રાજા ગમે ત્યારે ગમે તેની જમીન ખૂચવી લેતા હતા ઘણા ઘણા શિલાલેખોમાં અને તામ્રપત્રોમા રાજા જે જમીનનુ દાન કરે છે તેના ચાર દિશાના ખૂટનુ વર્ણન કરતા તે ખૂટમાં કુટુંબીઓની માલિકીની જમીનના ઉલ્લેખો આવે છે, તથા વારસામા અપાતી મિલ્કતમા હિંદુ શાસ્ત્રોમા જમીનની પણ ગણતરી થયેલી છે એટલું છતા એક વાત તો ચોક્કસ છે કે કુટુંબીઓને અગર અન્ય ખેડૂતોને જમીન કાયમને માટે એમની પાસે કે એમના વંશજો પાસે રહેશે એની ખાતરી નહોતી અને તેથી જ કરીને હિંદુસ્તાનમા જમીન સુધારણાના કાયમી રસ્તા ખેડૂતોએ લીધેલા જણાતા નથી એમને માથે ફક્ત અનાજ અને ખેતીની બીજી પેદાશો પકવવાની ફરજ મૂકવામા આવી હતી પણ રાજ્યવ્યવસ્થામા કે એમની પોતાની મિલ્કતની માલિકીમા એમને કોઈ પણ જાતના હક્ક નહોતા અને આ હક્ક વગરની ફરજને પરિણામે ખેડૂતને મન દેશ સ્વતંત્ર રહે કે પરતંત્ર રહે એ સને સરખુ જ હતુ દુનિયાના દરેક દેશોમા ખેડૂતને પ્રજાની કરોડરજ્જુ સમાન ગણ્યો છે હિંદના મુત્સદ્દી વર્ગે અને રાજાઓએ સતત શોષણ કરીને આ કરોડરજ્જુને તૂટેલી જ રાખી છે અને એને પરિણામે જ્યારે જ્યારે પડોશના રાજાઓ દિગ્વિજય કરવા આવ્યા અગર તો યવનો, શકો, સિથિયનો, કુશાનો, વાહિકો, હૂણો અને મુસ્લિમો જેવા પરદેશીઓ આ દેશ ઉપર ચડી આવ્યા ત્યારે આ રાજાઓના યુદ્ધો ખેડૂત એના ખેતરોમાથી હળનો હાથો ઝાલીને ઊભો રહીને જોતો રહ્યો જે ભૂમિ ઉપર એ કામ કરતો હતો એ એની નહોતી એને તો ગમે તે વિજેતાને ફક્ત રાજ્યભાગ જ આપવાનો હતો જમીનની આબાદી કે દેશની આબાદીમા એને માટે બીજો કોઈ પણ રસ નહોતો

એ ખેડૂતમાં તાકાત હતી. એના પાકનું, એની જાતનું અને એના કુટુંબનું રક્ષણ કરવા માટે એ હથિયાર પણ ધારણ કરતો અને વાપરતો. જંગલી પશુઓ સામે ઝઝૂમતો, ચોરડાકુનો સામનો કરતો; પણ રાજ્ય ઉપરના પરદેશી હુમલા વખતે ઉપર જણાવેલી રાજ્યનીતિથી આ દેશમાં આ દેશના રાજ્યકર્તાઓને યુદ્ધ સમયે કદી પણ ખેડૂતનો સાથ મળ્યો નથી. અને એને પરિણામે આ દેશનું ભવિષ્ય નાની-મોટી લડાઈઓથી જ નક્કી થયું છે. આ દેશની સ્વતંત્રતાને માટે સમગ્ર ઇતિહાસકાળમાં કોઈ પણ વખત પ્રજાકીય યુદ્ધો લડાયાં નથી લડાઈમાં ભાગ લેનાર વર્ગ ક્ષત્રિયો અને બ્રાહ્મણોનો જ હતો. કારણ દેશની સર્વસંપત્તિનો ઉપભોગ એ બે વર્ગો જ કરી રહ્યા હતા. એવા થોડાક જ અપવાદ છે કે જ્યારે વ્યાપારી વર્ગે રાજ્યકારભારમાં ભાગ લીધો છે અને રાજ્યની સત્તાના જોરે પોતાની સ્થિતિ ઘણી જ સુધારી લીધી છે. તેવે વખતે વ્યાપારીઓએ પણ યુદ્ધમાં ભાગ લીધેલો જ છે. પણ હિંદના ઇતિહાસમાં એક પણ દાખલો નોંધાયો નથી, કે જેમાં ખેડૂત પ્રજા દેશના બચાવ માટે ક્ષત્રિયોની માફક યુદ્ધે ચઢી હોય એવો ઉલ્લેખ હોય. ભાડુતી નોકર તરીકે ખેડૂતો લશ્કરમાં જોડાતા, પણ તેમાં તો ખાધેલું લૂણ હલાલ કરવાની વાત હતી. એમાં શહેરી તરીકેની ભાવના નહોતી.

હિંદના ઇતિહાસમાં હિંદુઓ દરેક મહાસંગ્રામમાં પરાજિત કેમ થતા તેનું કારણ આમાં રહેલું છે. જોકે વ્યક્તિગત રીતે હિંદના ક્ષત્રિયોએ જે બહાદુરી બતાવી છે તેનો જોટો દુનિયાના ઇતિહાસમાં જડે એમ નથી. અને છતાં હિંદને લલાટે દરેક વખત હાર અને ગુલામીની શરમ લખાયેલી હતી.

**સોલંકી યુગનો એક બનાવ:** ગુજરાતના સોલંકી યુગમાં જમીન મહેસૂલનો એક ઉલ્લેખ મળી આવે છે અને તે અજયપાલના મરણ પછી તેનો પુત્ર મૂળરાજ બાળક હોવાથી તેનો કાકો ભીમદેવ રાજ્યકારભાર કરતો હતો તે વખતનો પ્રસંગ છે. દેશમાં દુકાળ પડ્યો હતો, જેથી ખેડૂતો મહેસૂલ પેટે ભરવાનો ખેતીનો માલ વાણિયાના મહાજનમાં આપી શક્યા નહિ. જેથી મહાજને રાજા આગળ આવીને આ વાતની જાહેરાત કરી. ભીમદેવે કુટુંબીઓના વડા પટેલીઆઓને પકડાવી મંગાવી જેલમાં પૂર્યા. ત્રણેક દિવસ પછી મૂળરાજ કુંવર ત્યાં થઈને જતો હતો, ત્યારે તેને આ વાતની ખબર પડી તે વખતની જેલોમાં સરકારી રકમ વસૂલ કરવા માટે પુરાયેલા કેદીઓને ખવરાવવા પિવરાવવાની પણ કોઈને ખાસ દરકાર નહોતી. ઘણી વખત તો આવા હામી ('હોસ્ટેજ')માં પકડાયેલા કેદીઓને પૈસા ભરીને જો ગામના લોકો છોડાવી ન જાય તો તેમને ભૂખે મારી નાખવાના કે ફટકા મારી મારીને મારી નાખવાના પણ દાખલા બનેલા છે. મૂળરાજ કુંવરે એમની વાતો સાંભળી, અને એના દિલમાં દર્દ થયું. પણ કાકા પાસે આ લોકોને છોડી મુકાવવાની એની હિંમત ન ચાલી. ખેડૂતોને સારે નસીબે તે દિવસે દશેરા હતા. શમીપૂજન થયા પછીથી અંગ કસરત, ઘોડેસ્વારી, તીરંદાજી વગેરેના જે ખેલો થતા હતા તેમાં મૂળરાજ કુંવરની તીરંદાજીથી ભીમદેવ ખુશ થયા. અને કુંવરને વરદાન માગવાનું કહ્યું. કુંવરે ખેડૂતોને છોડી મૂકવાની માગણી કરી અને ભીમદેવે ખેડૂતોનું તે સાલનું મહેસૂલ માફ કરીને છોડી મૂક્યા.

બીજે વર્ષે સારો પાક થયો એટલે ખેડૂતોએ બંને સાલનું મહેસૂલ ભરી શકાય એટલો માલ મહાજનને ત્યાં ભરી દીધો. મહાજનના લોકો આગેવાન પટેલિયાઓને લઈને પાટણના દરબારમાં આવ્યા અને બંને સાલની રકમ જમીન મહેસૂલ લેનાર મંત્રીની આગળ રજૂ કરી દીધી. આ અરસામાં મૂળરાજ કુંવરનો સ્વર્ગવાસ થયો હતો. અને ભીમદેવનો રાજ્યાભિષેક થઈ ગયો હતો. સોલંકી ઇતિહાસમાં તે ભીમદેવ બીજા તરીકે કે ભોળા ભીમ તરીકે પ્રખ્યાત થયેલો છે. મંત્રીએ આ બંને વર્ષના મહેસૂલ ભરણાની વાત રાજાને કરી. રાજાએ જવાબ આપ્યો કે એક વર્ષનુ મહેસૂલ તો મેં માફ કરેલું જ છે જેથી ફક્ત એક જ વર્ષનુ મહેસૂલ લેવું. ખેડૂતોનો જવાબ આવ્યો કે અમારી મહેસૂલની રકમ અમુક વર્ષ વરસાદ ન આવે એવાં વર્ષો ગણતરીમાં લઈને જ ઠરેલી છે. જેથી સારાં વર્ષ આવે ત્યારે એ ભરી દેવાની અમારી ફરજ છે. ગયે વર્ષે ફક્ત મહેસૂલની તહકૂબીની જરૂર હતી જે અમને મળી, એ બદલ રાજાનો ઉપકાર માનીએ છીએ. અને એ પૈસા અમે પાછા લઈ જવાના નથી. રાજાનું કહેવું એમ હતું કે રાજાએ મહેસૂલની માફી આપી એ રાજવચન લોપ થાય નહિ. ખેડૂતનું કહેવું એમ હતું કે રાજ્યનું દ્રવ્ય અમને ખપે નહિ. આ બંનેના મમતમાંથી મંત્રીએ વચલો રસ્તો કાઢ્યો અને એ રકમમાં રાજ્ય તરફથી બીજી એટલી રકમ ઉમેરીને મૂળરાજ કુંવરનું સ્મારક કરવા માટે એક શિવાલય બંધાવડાવ્યું.

આમાંથી નીચેની બાબતો સ્પષ્ટ તરી આવે છે કે સોલંકી યુગમાં જમીન મહેસૂલ રોકડમાં ભરાતું. ખેડૂતો પાસે રોકડ રકમ હોય નહિ, અને પાક વપરાઈ ગયા પછીથી સરકારનું મહેસૂલ વસૂલ થઈ શકે નહિ. તેથી ખેડૂતો બેનરનો

માલ ઉઘાવતા પહેલાં ગામના મહાજનમાંથી સદ્દર આસામીઓને જામીન તરીકે આપતા હોવા જોઈએ. અને મહેસૂલની રકમ પૂરતો પાક ખેડૂતો આ વેપારીઓને ત્યાં વેચતા હોવા જોઈએ અને ગામનું મહેસૂલ આ વેપારીઓ સરકારને ભરી દેતા હોવા જોઈએ. દુકાળ પડેલો હોવાથી ખેડૂતોને ખેતરમાં કંઈ પાક થયો નહોતો, એટલે વેપારીને ત્યાં વેચવાને માટે ખેડૂત પાસે પાક નહોતા તેથી એ હકીકતની ખબર વેપારીઓએ રાજાને આપી અને રાજાએ ગામ આગેવાનોને જેલમાં પૂર્યા.

અત્યાર સુધી ચરોતરમાં જેમ નરવાની પદ્ધતિ હતી અને અમુક ખાતેદારો જ આખા ગામના સરકારી મહેસૂલ માટે જવાબદાર હતા, તેવી જ કંઈક પદ્ધતિ સોલંકી યુગમાં હોય એમ લાગે છે. કુટુંબો ઉપરથી એવો અર્થ સમજાય છે કે દરેક ગામનો વહીવટ અને ખેતી એક જ કુટુંબનાં માણસો કરતા હોવા જોઈએ, અને તેથી જ તે કુટુંબના વડા આખા ગામની જવાબદારી લેતા હોવા જોઈએ, અને જવાબદારી પેટે આ કુટુંબના વડાઓને હામીમાં રાજ્યના અમલદારો પકડી જતા હોવા જોઈએ. આમાંથી બીજી પણ એક વાત સ્પષ્ટ તરી આવે છે કે જમીન મહેસૂલ એટલું ભારે હતું કે ખેડૂતો પાસે બીજા વર્ષનું મહેસૂલ ભરવાનું સાધન બિલકુલ નહોતું. ખેડૂતોની પ્રામાણિકતા વિષે તો બિલકુલ સંશય જ નથી. કારણ કે રાજાના ના કહેવા છતાં એમણે પાછલા વર્ષનું મહેસૂલ ભરી દીધું. અને આ હકીકત છે એવા કાળની કે જ્યારે ગુજરાતમાં પૈસાની છોળો ઊડતી હતી. પાટણ અને ખંભાત બંદરની જાહોજલાલીનો પાર નહોતો. અને પાટણની હૂંડીઓ જ્યારે વેનિસમાં સ્વીકારાતી હતી. જે અરસાની પહેલાં વિમળશાહનાં અને પાછળથી વસ્તુપાલ તેજપાલનાં મંદિરો આબુ ઉપર બંધાયાં હતાં, જે કાળમાં તારંગા, શેત્રુંજો અને ગિરનાર ઉપર આખું વર્ષ ટાંકણાનો અવાજ સંભળાયા કરતો હતો, અને જે કાળમાં ગુજરાતને ગામેગામ મંદિરો, વાવો, કૂવાઓ કે તળાવો બંધાતાં હતાં તે કાળમાં ગુજરાતના ખેડૂતના ઘરમાં રાજ્યનું મહેસૂલ ભરવા માટે અનાવૃષ્ટિના વખતે સાધન નહોતું અને છતાંય એ વસૂલ કરવા માટે એને જેલમાં પૂરીને ભૂખે મારવામાં આવતો હતો.

**'રાજતરંગિણી' નામના ગ્રંથમાં :** છતાંય આ ચિત્ર તો કંઈક સારું છે, પણ એ જ અરસામાં કાશ્મીરમાં 'રાજતરંગિણી' નામનો ઐતિહાસિક ગ્રંથ કલ્હણ કવિએ લખ્યા હતો. એનો અંગ્રેજીમાં તરજુમો શ્રી. આર. એસ. પંડિતે કરેલો છે. એ પુસ્તકના ૧૨૭ મા પાને કાશ્મીરના પંડિત રાજાઓને એવી સલાહ આપે છે કે;—

૧. ગામડામાં અને તેમાં ખાસ કરીને ખેડૂત પાસે શહેરના લોકોનાં જેવાં ઘર બાંધવાનાં સાધન ન હોવાં જોઈએ.

૨. ખેડૂતો પાસે એના કુટુંબને અને એનાં ઢોરઢાંખરને એક વર્ષ ચાલે એથી વધુ અનાજ ન હોવું જોઈએ.

૩. ખેડૂત પાસે પહેરવાને પૂરતાં કપડાં ન હોવાં જોઈએ.

૪. ખેડૂત પાસે ઓઢવાને પૂરતી ધાબળીઓ ન હોવી જોઈએ. અને

૫. ખેડૂતના ઘરમાં પૂરતાં બૈરાં પણ ન રહેવાં જોઈએ.

**અલાઉદ્દીન ખિલજીના સમયમાં :** આ સ્થિતિમાં ખેડૂતને જો મૂકયો હોય તો અલાઉદ્દીન ખિલજીના વખતમાં આખા હિંદમાં જોતજોતામાં તુર્ક સામ્રાજ્ય ફેલાઈ ગયું એમાં કંઈ જ આશ્ચર્ય નહિ લાગે. ખેડૂતને એવો ભાગી નાખ્યો હતો અને ખેડૂત ભાગ્યો એટલે દેશ એવો ભાગી ગયો હતો કે બખ્ત્યાર ખિલજી થોડા માણસો જ લઈને નીકળ્યો અને એણે બિહાર, બંગાળ બધું જીતી લીધું. શરૂઆતમાં તો જ્યારે શાહબુદ્દીન ઘોરીએ દિલ્હી જીત્યું અને પછીથી કુતુબુદ્દીન ઐબકે દિલ્હીમાં મુસ્લિમ રાજ્યની સ્થાપના કરી ત્યારે તો શરૂઆતમાં જમીન મહેસૂલની જૂની હિંદુ પદ્ધતિ ચાલુ રહેલી હોવી જોઈએ. પણ પછીથી ધીરે ધીરે જમીનની માલિકીના કે ખેડહકના જે હકો ખેડૂતો પાસે હતા તે ઝૂંટવાવા લાગ્યા અને અલાઉદ્દીન ખિલજીના વખતમાં તો હિંદુસ્તાનના આખા ઇતિહાસમાં ન થઈ હોય એવી ખેડૂતની લૂંટ થઈ. અલાઉદ્દીનનું સામ્રાજ્ય આખા હિંદમાં ફેલાયું અને જેમ જેમ હિંદના પ્રાંતો જીતાતા ગયા તેમ તેમ એની જમીન મહેસૂલની નીતિ અમલમાં આવતી ગઈ. ખાલસા મુલકમાં તો એણે જમીનના ઉત્પન્નનો અર્ધો ભાગ રાજ્યભાગ તરીકે લેવાના હુકમ કર્યા અને એ અર્ધા ભાગનું અનાજ કે પાક ખેડૂતોને તાલુકાનાં સ્થળોએ રાજ્યનાં ગોડાઉનોમાં મૂકી આવવું પડતું હતું. બાકી રહેલો અર્ધો ભાગ પણ ખેડૂતથી શાંતિથી ખવાય એમ નહોતું. એને બીજા અનેક વેરા ભરવાના હતા, જેમાં ઝજિયા વેરો મુખ્ય હતો. ઝજિયાવેરામાં દરેક ઉમરલાયક ગેરમુસ્લિમ સ્ત્રી-પુરુષને દર વર્ષે ૮ તોલા ચાંદીનો કર ભરવાની ફરજ હતી, અને કર ન ભરી શકનાર સ્ત્રી–પુરુષને ગુલામ તરીકે વેચી દેવામાં આવતાં હતાં. બીજો મુખ્ય કર ખેડૂતને ઘેર જેટલાં ઢોર હોય એ ઢોરની સંખ્યા ઉપર હતો. આ સિવાય બીજા પણ નાના કરો હતા. અને આ બધા કરનાં નાણાં મેળવવા માટે ખેડૂતને અંકુશિત ભાવે પોતાનો બધો માલ વેચી દેવો પડતો હતો. જે પ્રદેશમાં નાના કે મોટા હિંદુ રાજાઓએ

અલાઉદ્દીનને પોતાના સુલતાન તરીકે કબૂલ રાખ્યો હતો અને જેમનાં રાજ્ય એ રાજાઓ પાસે રહેવા દેવામાં આવ્યાં હતાં તે રાજાઓને પણ અલાઉદ્દીને તો જમીનદાર જ ગણ્યા હતા, અને એમના રાજ્યની જમીનનો અંદાજી વિસ્તાર કાઢીને તેમાં થતી ખેતીની પેદાશનો અંદાજી અર્ધો ભાગ ગણીને રાજાઓની ખંડણીની રકમ ઠરાવવામાં આવતી હતી. આથી કરીને આ રાજાઓ પણ પોતાના રાજ્યના ખેડૂતો પાસેથી ૨/૩ ભાગ લેતા હતા, જ્યારે ૧/૩ ભાગ જે ખેડૂત પાસે રહેતો તેમાંથી એને બીજા પરચૂરણ કર ભરવા પડતા. આથી કરીને અલાઉદ્દીનના રાજ્યઅમલમાં ખેડૂતને હિજરત કરીને પણ કોઈ સ્થળે જવાની સલામત જગા નહોતી. અને આ કારણથી જ અલાઉદ્દીન ખિલજીનું નામ આજે પણ 'અલાદિયા ખૂની' તરીકે જાણીતું છે.

અલાઉદ્દીનને તો ફક્ત એક જ નીતિ હતી કે હિંદુ પાસે માથું ઊંચકવા કે બંડ કરવા માટે કોઈ પણ જાતનું સાધન કે શક્તિ રહેવી ન જોઈએ. અને આ બધી સખતાઈ અને શોષણનું એ પરિણામ આવ્યું કે તે વખતે ખેતી બરબાદ થઈ અને ગામડાં તૂટ્યાં. ખેડૂત ખેતી છોડી રખડતો થયો. કોઈ કોઈ શહેરમાં ભાગી ગયા અને બીજા ધંધે વળગી ગયા. ગુજરાતનાં તમામ મોટાં શહેરોમાં હજારો કણબી કુટુંબો જુદા જુદા ઉદ્યોગો, જેવા કે સુતરનો ધંધો, રેશમ ખોલવું, કિનખાબ, મશરૂ, સાટીન વગેરેનો વેપાર કરવો, અકીકનો ધંધો કરવો, હીરા માણેક વગેરે ઘસવાં, ઝીક ટીકડીનો ધંધો કરવો ઇત્યાદિ કરવા માટે ગામડાંની ખેતી છોડીને શહેરોમાં વસી ગયાં. જેના લોહીમાં ખેતી હતી, જે હજારો વર્ષથી ખેતી કરતાં હતાં અને જેને ખેતી માટે અતિશય પ્રેમ હતો એવાં હજારો કુટુંબો મુસલમાની રાજ્ય અમલમાં ગામડાં છોડી શહેરોમાં ભાગ્યાં. ખેતીનો નાશ થયો. સાથે સાથે જે ખેડૂત ગામડામાં રહ્યો તે લૂંટારો બન્યો, વેપારના ધોરી માર્ગો બિનસલામત બની ગયા અને વેપાર પણ તૂટ્યો.

**ગ્યાસુદ્દીન તઘલખ અને તેના વારસો :** અલાઉદ્દીન ખિલજીનું ખૂન થયા પછીથી દેશમાં પૂરેપૂરી અંધાધૂંધી થઈ અને તેમાંથી આખરે ગ્યાસુદ્દીન તઘલખ નામનો સરદાર દિલ્હીનો સુલતાન બન્યો. ગ્યાસુદ્દીને જમીન મહેસૂલ તરીકે જમીનના ઉત્પન્નનો ત્રીજો ભાગ રાજ્યભાગ તરીકે લેવો એમ ઠરાવ્યું. પણ કથળેલી સ્થિતિ ખાસ સુધરી નહિ. એના વારસ મહમદ તઘલખના વખતમાં તો મુસ્લિમ સામ્રાજ્યના ટુકડા થયા, દિલ્હીની સલ્તનત દહાડે દહાડે નબળી પડતી ચાલી. ફિરોજશાહ તઘલખે ખેતી સુધારવા માટે સતલજ નદી અને જમના નદીમાંથી નહેરો ખોદાવી છતાં પણ એકંદરે ખેતીની આબાદીમાં ઝાઝો ફેર ન પડ્યો.

**તૈમૂર પછી : ગુજરાતમાં સ્વતંત્ર મુસ્લિમ સલ્તનત :** જ્યારે તૈમૂરે આવીને દિલ્હી લૂંટ્યું ત્યારે તે રહ્યુંસહ્યું દિલ્હીનું તુર્ક સામ્રાજ્ય તૂટ્યું. અને ગુજરાતમાં સ્વતંત્ર મુસ્લિમ સલ્તનત સ્થપાઈ. ગુજરાતના સ્વતંત્ર સુલતાનોએ જમીન મહેસૂલમાં શું સુધારા કર્યા હશે તે ઇતિહાસમાં કોઈ જગાએ લખાયેલું જાણવામાં નથી પણ એક વાત દેખાઈ આવે છે કે મહમ્મદ બેગડાના રાજ્ય અમલમાં ઠેકાણે ઠેકાણે ધોરી રસ્તાઓ ઉપર નવી વાવો બંધાયાના શિલાલેખ છે. અલાઉદ્દીન ખિલજીના વખતમાં જે અનેક ગામડાં અને શહેરો ઉજ્જડ થઈ ગયાં હતાં તેમાંનાં કોઈ કોઈ મહમ્મદ બેગડાના વખતમાં નવાં વસાવ્યાં છે. એટલે જમીન મહેસૂલની પદ્ધતિમાં કંઈક ફેરફાર થયો હોવો જોઈએ. અને જમીનની આબાદી પણ મહમ્મદ બેગડાના કાળમાં વધી હોવી જોઈએ. ખંભાતનું બંદર પણ એના કાળમાં ફરીથી આબાદ થયેલું દેખાય છે. બીજાં બંદરોમાં પણ વધતી જ જતી સમૃદ્ધિનાં ચિહ્નો છે. અને એણે પોતે પણ અમદાવાદ, મહેમદાવાદ, ચાંપાનેર અને જૂનાગઢના કિલ્લાઓ બંધાવ્યા. ઉપરાંત અનેક નાની મોટી મસ્જિદો અને રોજાઓ બંધાવ્યા હતા.

પણ પછીથી ગુજરાતના સુલતાનોની નીતિ પણ બદલાતી ચાલી. એમનામાં વિશેષ ધર્માંધપણું આવતું ગયું. અને ખાસ કરીને મહમુદ ત્રીજાના વખતમાં હિંદુઓનું અને ખેડૂતોનું શોષણ કરવાની નીતિ જોર પકડતી ચાલી. મહમુદ ત્રીજાએ તો રજપૂતોના બધા વાંટા કબજે કર્યા અને હુકમ છોડ્યા કે રજપૂત અને કોળી જો નજરે પડે તો એમને મારી નાખવા. એમને જીવતા રહેવું હોય તો એમણે હથિયાર છોડી દેવાં અને સફેદ કુર્તા પર લાલ પટ્ટી ગુલામીના ચિહ્ન તરીકે બાંધવી. હિંદુઓને માટે સામૂહિક ઉજવાતા બધા ઉત્સવો બંધ કર્યા દિવાળીએ દીવા પ્રગટાવવાની અને હોળીએ હોળી પ્રગટાવવાની મનાઈ થઈ. આઠમ અને પૂનમ-અમાસ જેવા અણોજા પણ પાળવાની બંધી થઈ. આને પરિણામે ગુજરાતની મુસ્લિમ સલ્તનત નબળી પડતી ગઈ અને સમગ્ર હિંદુ પ્રજાએ બળવો પોકાર્યો.

**અકબરના અમલમાં : કરોડીઓ :** અકબરે સહેલાઈથી ગુજરાત જીત્યું તે પહેલાં જમીન મહેસૂલ સંબંધે અકબરના રાજ્ય અમલની શરૂઆતમાં કેટલાક અખતરા થઈ ગયા હતા. અકબરના વજીર બહેરામખાં

કડક હતી, જે અકબરને પસંદ નહોતી અને તેથી નાની ઉમરમાંજ અકબરે બહેરામખાન પાસેથી રાજ્યકારભાર હાથમાં લીધો પ્રાંતોમાં જમીન મહેસૂલ વસૂલ કરવા માટે પરગણે કરોડીઓની નિમણૂક કરી કરોડી એટલે એક કરોડ દામ એટલે રૂપિયા અઢી લાખ (૪૦ દામનો એક રૂપિયો) મહેસૂલ આવે એવા પરગણાઓની મહેસૂલ–વસૂલાત કરનાર ઇજારદાર અકબરના રાજ્ય અમલમાં પહેલા ૧૯ વર્ષમાં તો એવા અનેક દાખલા બનેલા જેમાં કરોડીઓએ ખેડૂતો પાસેથી વધારેમાં વધારે પૈસા પડાવવા પ્રયત્ન કરેલા, અને ધાર્યા પ્રમાણે જો ખેડૂતો પાસેથી પૈસા ન મળે તો એમના આગેવાનોને જેલમાં પૂરે, ભૂખ્યા રાખે અને ફટકા પણ મારે કોઈ કોઈ વખત તો આ રીતે પૈસા વસૂલ ન થાય તો ખેડૂતોનાં બૈરાં છોકરાંને ગુલામ તરીકે હરાજ કરી દે

**ટોડરમલ: માપણી વિઘોટી અને પાટીદારી:** કરોડીઓના આવી જાતના જુલમ અને શોષણની ખબર બાદશાહને મળતાં આ કરોડીઓની તપાસ કરવા ટોડરમલની નિમણૂક થયેલી ટોડરમલે કરોડીઓ પાસેથી પૈસા કઢાવવા એમને હેડમાં પૂરેલા, ભૂખ્યા રાખેલા, ફટકા મારેલા અને એમના શરીરનાં અંગ તોડી તોડીને મારી નાખેલા આથી પણ બાદશાહ નારાજ થયેલો અને પછીથી જમીનની નીતિ ફેરવેલી ઉપર જણાવેલી નીતિથી ગામો ઉજ્જડ બનેલાં, ખેતી બરબાદ થયેલી અને ખેતી લાયક જમીનમાં ઝાડઝાંખરાં ઊગી ગયેલાં આ બધું સુધારવા માટે અકબરે શેરશાહની નીતિ અપનાવી દરેક ગામની જમીન કેટલા વીઘા છે અને તેમાં ખેડવા લાયક જમીન કેટલી છે એની માપણી કરાવી અને ગામની ખેડાણ જમીન તથા બીજી ખેડાણમાં આવી શકાય તેવી જમીનનો અંદાજી આંકડો કાઢી જે તે ગામની વિઘોટી ઠરાવી અને જે માણસ અગર કુટુંબ કે કુટુંબો આ આંકડો કબૂલ કરે એને ગામની બધી જ જમીન સર્વ હક્ક માટે સોંપી આ સિવાય ગામનો દીવાની ફોજદારી વહીવટ પણ આંકડો કબૂલ કરનારને સોંપ્યો આંકડો કબૂલ કરનાર માણસ જે તે ગામનો **"પત્તીદાર"** બન્યો, અને ગામનો વહીવટ એની પાસે આવ્યો અકબરે જ્યારે ગુજરાત જીત્યું ત્યારે આ પદ્ધતિ ઉત્તર હિંદમાં શેરશાહના રાજ્ય અમલ દરમ્યાન અમલમાં આવેલી હતી અને એનું અનુકરણ ગુજરાતમાં થયું આ પદ્ધતિ અમલમાં આવ્યા પછીથી ગુજરાતના કણબીઓ સ્થાયી થયા અને તે પાટીદાર બન્યા

***પાટીદારિયાં ગામોનો વહેવાર:*** અકબરના અમલ દરમિયાન આ આંકડો ઉઘરાવનારા જે અમલદારો હતા તેમને આ રકમ ઉઘરાવવા બદલ અમુક ટકા મહેનતાણું મળતું આ રીતે પૂરતું મહેનતાણું મળતું હોવાથી જમીનદારો ઉપર કોઈ પણ પ્રકારનો ત્રાસ થતો નહોતો જૂની પદ્ધતિમાં અને આમાં ઘણો મોટો ફેર પડ્યો પરંતુ જમીનનું ઉત્પન્ન પણ જે તે ગામના પાટીદારોને મળવા માંડ્યું ગામોમાં બીજી કોમો-ઓનો પણ વસવાટ કરાવવા માંડ્યો ઇતર ખેતમજૂરો, કારીગરો, વેપારીઓ વગેરેનો વસવાટ થવા લાગ્યો વસવાટ કરાવવા ગામગણામાંથી જમીનો પાટીદારોએ આપી, જેના ઉપર આ નવા આવેલા વર્ગો પોતપોતાની શક્તિ પ્રમાણે ઘરો બાંધવા માંડ્યા અને આ જમીનના ભાડા પેટે પાટીદારોને ઘરદીઠ વર્ષે એક રૂપિયો આપવા માંડ્યો આ સિવાય ખેતીને ઉપયોગી પાટીદારોનું કામ દરેક ધંધાવાળા માણસો કરતા અને તેના બદલામાં પાટીદારો તેમને દરેક પાક વખતે અનાજ આપતા, વારતહેવારે અને સારેમાઠે પ્રસંગે જમાડતા ગામમાં રહેનારા બધા લોકોની અરસપરસ સમજૂતી થઈ ગઈ હતી અને રાજ્ય સાથેનો એમનો વ્યવહાર પણ નક્કી થઈ ગયો હતો જો ગામ મોટું હોય તો પાટીદારોને ઉપર બતાવ્યા ઉપરાંત બીજું ઉત્પન્ન પણ મળતું ગામમાં કલાલને દારૂની ભઠ્ઠી ખોલવાનો ઇજારો પણ પાટીદારો જ આપતા, અને એ ઇજારાની રકમ પાટીદારોને મળતી ગામમાં જો બજાર મોટું હોય તો બજારના રક્ષણ માટે મહાજન પાસેથી યોગ્ય રકમ દર સાલ મળતી અને એ ઉપરાંત ગામના રક્ષણ માટે આંકડાની રકમના અમુક ટકા રાજ્ય તરફથી પાટીદારોને મળતા જે કણબીઓ આંકડાની જવાબદારી લેવા તૈયાર નહોતા છતાં પણ જેમને ખેતી કરવી હતી એવા કણબીઓને અમુક જમીન કાયમના ખેડહક્કથી આપી હતી અને એના ઉપર જમીન મહેસૂલના આંકડાની સહેજ નામની કંઈક વધારે રકમ રાખી હતી એટલે વાસ્તવિક રીતે કણબીઓને આવા ખેડહક્ક માટે જે જમીન આપેલી હતી એ જમીન કણબીની પોતાની જ માલિકીની હોય એવી હતી પાટીદારોએ કણબીની આવી કાયમના ખેડહક્કની જમીન પાછી ખૂંચવી લીધાના દાખલા નથી એમાં ફક્ત એક જ શરત હતી કે જો કણબી નિર્વંશ મરી જાય તો જ એ જમીન પાટીદારને ઘેર પાછી ફરે અને આ શરત તો કોઈ પણ કોમના માણસે બાંધેલા ઘર માટે પણ હતી કણબીને આ રીતે જે જમીન આપી હતી તે એની એક જોડ માટે જેટલી ખેડવા જોઈએ તેટલી પૂરતી નહોતી અને ખરેખરી રીતે જેટલી જમીન ખેડવા જોઈએ તેના લગભગ દસમા ભાગ જેટલી આ જમીન હશે પણ આટલી જમીન પોતાની માલિકી

જેવી હોવાથી તે છોડીને ચાલ્યા જવાની કોઈ કણબીની ઇચ્છા નહોતી અને એનો કબજો રાખવા ગામમા રહેવુ પડે, જેથી પોતાના નિર્વાહ માટે એ પાટીદારની બીજી જમીન ખેડતો, અને એ જમીન સાથે કે ભાગે લેતો કણબી સારામા સારો ખેડૂત હોવાથી અકબરે ગુજરાત જીત્યુ ત્યાર પછી ગુજરાતની ખેતીની ઝપાટાબધ આબાદી થવા લાગી પાટીદારો પણ બાકીની જમીન ઘેર સાથીઓ રાખી ખેડાવતા

✓**ખેતીની આબાદી :** આ રીતે ખેતીની આબાદી થવા સાથે પાટીદાર જેવી બુદ્ધિશાળી કોમના હાથમા જમીનનો વહીવટ આવવાથી અને તેને માલિકી હક્કની ખાતરી થવાથી જમીનમા એણે દ્રવ્ય અને મહેનત નાખી સુધારા કરવા માંડ્યા, અને ઔદ્યોગિક પાક દાખલ કરવા માડ્યા ચરોતરમા અફીણ અને ગળીનુ વાવેતર મોટા પાયા ઉપર શરૂ થયુ અફીણના જીડવામાથી રસ કાઢીને ખેડુતો પોતે જ તેની ગોળીઓ બનાવતા અને એનો વેપાર લગભગ દુનિયાના દરેક દેશ સાથે થતો ખેડૂત કાચા માલને બદલે પાકો માલ વેચતો થયો એ જ સ્થિતિ ગળીના વાવેતરમાં થઈ ચરોતરને ગામેગામ ગળીનુ વાવેતર થવા લાગ્યુ એ ગળીને કહોવરાવવા માટે ગામેગામ ગળીના કુડ બનાવરાવ્યા અને એમાથી ગળીની તૈયાર ગોળીઓ કરીને જ તે બજારમા મુકાવા લાગી રગના ઉદ્યોગમા ગળીને તો મૂળભૂત સ્થાન હતું, અને ગળીના ઉદ્યોગથી ચરોતરની સમૃદ્ધિ ઝપાટાબધ વધવા લાગી ચરોતરની ગળી અમદાવાદના વેપારીઓ ખરીદતા અને એમની પાસેથી તે ગળીનો ઘણોખરો ભાગ પોર્ટુગીઝો, ડચો, અને અગ્રેજો ખરીદી લઈને યુરોપના એકેએક દેશમાં પહોચાડતા આ ગળીને તે લોકો સરખેજની ગળી કહેતા આ સિવાય કસુમન રગ બનાવવાને માટે કાસરીનુ વાવેતર મોટા પાયા પર થવા લાગ્યુ કાસરીના ફૂલમાથી કસુમન રગ થતો હતો ચરોતરના ખેડુતો પોતાને જોઈતો રગ પોતે જ બનાવી લેતા પોતાને પહેરવાની પાઘડીઓ ઘર આગળ જ રગતા અને વધારાના રગના ફૂલ બજારમા વેચવા માટે મોકલતા એ જ પ્રમાણે વરમા બાળવાને માટે જોઈતુ દીવેલ, એ દીવેલીમાથી ઘર આગળ જ કાઢી લેતા માથામા નાખવાના ધૂપેલનો ઉદ્યોગ પણ દરેકને ઘેર ઘેર થતો હતુ, ખાડવુ એ તો દરેક કોમની પેઠે પાટીદારોના ઘરોમા પણ ઘેર ઘેર થતુ આ જમાનામા ખેતીના ગાડા સાથેસાથ ઘેરેઘેર ભેંસો હતી જોઈતુ ઘી, દૂધ તેમાથી મેળવી લેતા અને વધારાનુ ઘી બજારમા વેચવા જતુ

**જહાંગીરના અમલમાં :** આ પદ્ધતિ જહાગીરના વખતમા પણ ચાલુ રહી હતી જોકે જહાગીરના વખતમાં એના એશઆરામને લઈને રાજ્યવ્યવસ્થાના સૂત્રો નૂરજહા અને એના ભાઈના હાથમા ગયા હતા, અને ખેડૂતોનુ શોષણ થવા માડ્યુ હતું પણ એની અસર ગુજરાત સુધી આવી નહોતી સોજિત્રામા ખોડીઆર માતાના મદિરમાં સ ૧૬૮૩નો લેખ છે એ લેખ લખાયા પછી થોડાક મહિનામા જહાગીરનુ મરણ થયેલુ છે એટલે જહાગીરના રાજ્યના અત સમય સુધીમા પાટીદારની શુ સ્થિતિ હતી તેનો ખ્યાલ એ લેખથી આવે છે એ લેખમાં જહાગીરને માટે 'ગૌબ્રાહ્મણપ્રતિપાલ" શબ્દ વપરાયો છે અને અકબરના સમયમા સોજિત્રાના જેસગ પટેલે ગામનો આકડો કબૂલ રાખી ગામના વહીવટની જવાબદારી લીધેલી તે જેસગ પટેલના વારસોની સામાજિક પ્રતિષ્ઠા એટલી બધી વધેલી હોવી જોઈએ કે તેમને પોતાના નામ શિલાલેખમા કોતરવાની ઇચ્છા થઈ આવી હશે એ શિલાલેખમા જેસગ પટેલના વખતના હયાત વારસોના નામ આપવામા આવ્યા છે સાથે એક વાણિયાનુ નામ છે અને એક ગોસાઈનુ નામ છે આ વાણિયા અને ગોસાઈ સરકારનો આકડો ભરતી વખતે દર સાલ રૂપિયા ભેગા કરી આપવામા અગર તો ગામના ઉત્પન્નનો વહીવટ કરવામા કદાચ એમને મદદ કરતા હશે

જહાગીરના વખત સુધીમા ગુજરાતના પાટીદારોની અગર બીજા જમીનદારો કે ખેડુતોની સ્થિતિ ખાસ બગડી હોય એવી ઇતિહાસમા નોધ નથી અકબરના મરણ વખતે તો દિલ્હીના ખજાનામા સારી રકમ સિલકમા હતી પણ જહાગીરના રાજ્યઅમલમા તે બધી ખર્ચાઈ ગઈ હતી અને ફક્ત બાર કરોડ જેવી જૂજ રકમ ખજાનામા રહી હતી જહાગીરના મરણ વખતે બાદશાહની ખાલસા જમીનોનુ ઉત્પન્ન લગભગ વાર્ષિક રૂપિયા પચાસ લાખ સુધી ઊતરી ગયુ હતુ શાહજહા જ્યારે ગાદીએ બેઠો ત્યારે એણે દોઢ કરોડ રૂપિયા ઉત્પન્ન આપે એટલી જમીન ખાલસા ખાતે રાખી અને ખર્ચનો આકડો એક કરોડ મૂક્યો એના રાજ્ય અમલમા વીસ વર્ષમા ખાલસાનું ઉત્પન્ન ત્રણ કરોડ પર ગયુ હતુ શાહજહાની આ નીતિનો પડઘો બધી જમીનો ઉપર પણ પડ્યો હતો અકબર અને જહાગીરના વખતમા કરોડીઓને જમીન મહેસૂલ ઉઘરાવવા માટે જે દસ ટકાનુ વળતર અપાતુ તેને બદલે શાહજહાએ ફક્ત ચાર ટકા કરી નાખ્યુ એનો અર્થ એ થયો કે વધારાનુ ઉત્પન્ન છ ટકા આપોઆપ વધ્યુ પણ કરોડીઓ કે ઇજારદાર દેસાઈઓ

કંઈ ઘરનું ખર્ચ કરવાના નહોતા. તેમણે તો એક યા બીજી રીતે ગામના નરવાદાર પાટીદારો પાસેથી અગર તો જમીનદારો પાસેથી એ ઘટાડેલી રકમ વસૂલ કરવા માંડી.

**પાટીદાર સિવાયના નરવાદારો :** ગુજરાતનાં કે ચરોતરનાં પણ બધાં ગામના આંકડાની જવાબદારી એકલા પાટીદારોએ જ લીધી નહોતી. એમાં તો સગવડ પ્રમાણે બીજી અનેક કોમોએ આ આંકડાની જવાબદારી લીધેલી હતી. નડિયાદનો દાખલો લઈએ તો દેસાઈવગો, કાકરખાડ, લખાવાડ અને પીજ ભાગોળના પાટીદારો સાથે સાથે એક મુસલમાન સૈયદ કુટુંબે પણ નડિયાદના પાંચમા હિસ્સાની જવાબદારી લીધેલી હતી. શાહજહાંના વખતથી શરૂ થયેલું શોષણ ઔરંગઝેબના વખતમાં એથીયે વધ્યું, અને પછીથી તો અંધાધૂંધી થઈ. જમીન મહેસૂલનો ત્રાસ ન ઉઠાવવાથી નડિયાદના એ મુસલમાન કુટુંબે જમીન માલિકીનો હક છોડી દીધો અને તે હક એમની પાસેથી નડિયાદના બીજા પાટીદારોએ લીધો. આ રીતે નડિયાદમાંથી મુસલમાન નરવાદારો નાબૂદ થયા. એવી જ હકીકત ચરોતરનાં બીજાં ઘણાં ગામોમાં બની. બારૈયા, પારણવાડિયા અને કોઈ કોઈ જગાએ તો રજપૂતોએ પણ આ જે આંકડા કબૂલ કરેલા તે ન ભરાવાથી પાછળથી મોગલાઈ કે મરાઠાના વખતમાં આ બધી જમીનો છૂટી થઈ ગઈ. અને પછી પાછી પડતર બની કે જેમ તેમ ખેડાવા લાગી. નરવાના હક તો ચરોતરમાં એકલા પાટીદારો જ સાચવી શક્યા. ભરૂચ અને વડોદરા જિલ્લામાં કોઈ કોઈ ગામોમાં અગર તો કોઈ કોઈ કુટુંબોમાં આ હક સચવાયેલા હતા. બાકીના આખા ગુજરાતમાં જ્યારે જમીન મહેસૂલનો ત્રાસ વધી ગયો ત્યારે પાટીદાર સુદ્ધાંત બધા લોકોએ આ હક છોડી દીધા હતા. તેની સાથે રૂપિયા ભરવાની જવાબદારીમાંથી તે મુક્ત થયા હતા. અને જેવો વખત તે પ્રમાણે તે ખેતી કરતા હતા.

**સત્તાસિયો દુકાળ. ઈ. સ. ૧૬૩૦ :** શાહજહાંની નીતિની એક અસર એ થઈ હતી કે જ્યારે ગુજરાતમાં દુષ્કાળ પડ્યો ત્યારે તેનો સામનો કરવા માટે લોકોના ઘરમાં પૂરતું અનાજ નહોતું. આ દુષ્કાળ ઈ. સ. ૧૬૩૦ની સાલમાં પડ્યો, જે સિત્તિયાશિયો દુકાળ કહેવાય છે. દુકાળ એટલો બધો ભયંકર હતો કે તેથી લાખો માણસો ભૂખે મરી ગયાં, એટલું જ નહિ પણ પુરુષોને છોડી સ્ત્રીઓ ચાલી ગઈ, સ્ત્રીઓને છોડી પુરુષો ચાલી ગયા. બંનેએ છોકરાં વેચી દીધાં કે ત્યજી દીધાં, અનાજ માટે ગુલામ તરીકે વેચાવા સ્ત્રીપુરુષ કે બાળબચ્ચાં બધાં તૈયાર થયાં. આથી આગળ જઈને મરેલાં ઢોરનું માંસ ખાવું એ તો હરકોઈ કોમનાં સ્ત્રીપુરુષો માટે સામાન્ય વાત બની ગઈ હતી. પણ નાનાં છોકરાંઓને પણ મારી ખાધાના દાખલા યુરોપિયન વેપારીઓએ નોંધ્યા છે.

આ દુકાળનું વર્ણન કરતાં વાન ટ્વિસ્ટ નામનો વલંદો વેપારી લખે છે કે : "વરસાદ એટલો બધો ઓછો પડેલો કે વાવેલું અનાજ બળી ગયું, અને ઘાસ પણ ઊગ્યું નહિ. ઢોરો મરવા લાગ્યાં. શહેરોમાં અને ગામડાંમાં, ખેતરોમાં અને રસ્તાઓ ઉપર સંખ્યાબંધ માનવશબો સડી રહ્યાં હતાં. પરિણામે લોકો માટે રસ્તાની અવરજવર પણ ઘણી મુશ્કેલ થઈ પડી હતી. ઘાસના અભાવે ઢોરો માનવશબો ખાતાં, અને માણસો ઢોરનાં શબો ખાતાં. અરે, કેટલાક તો કૂતરાંએ કરડેલાં હાડકાંનો પણ ખાવામાં ઉપયોગ કરતા.

"જેમ જેમ દુકાળ વધતો ગયો તેમ તેમ માણસો શહેરો અને ગામડાં છોડીને નિરાધાર દશામાં ભટકવા નીકળી પડ્યાં. તેઓની આંખો ઊંડી ઊતરી ગયેલી, હોઠ ફીકા પડી ગયેલા અને એમાથી ફીણ નીકળી પડતું. ચામડી રૂક્ષ બની ગયેલી, શરીરનાં હાડકાં બહાર નીકળી ગયેલાં, પેટમાં ખાડા પડી ગયેલા, કોઈ ભૂખથી રડતું હતું, કોઈ ચીસો નાખતું હતું, તો કોઈ ભૂખની વેદનાથી તાણો આવવાથી જમીન ઉપર પડ્યું પડ્યું મરી રહ્યું હતું. જ્યાં જાઓ ત્યાં મુડદાં જ મુડદાં નજરે પડતાં.

"માણસો પોતાની પત્ની અને બાળકોને ત્યજી દેતા હતા. સ્ત્રીઓ પોતાની જાતને ગુલામ તરીકે વેચી રહી હતી. માતાઓ પોતાનાં બાળકો વેચી રહી હતી. ત્યજાયેલાં બાળકો પોતે જાતે જ વેચાઈ રહ્યાં હતાં. કેટલાંક કુટુંબોમાં સૌ એક સાથે ઝેર લેતાં હતાં. અને એક સાથે જ ખલાસ થઈ જતાં. કેટલાંક કુટુંબો નદીમાં પડતું મૂકતાં હતાં. માતા અને બાળકો હાથમાં હાથ મિલાવીને નદીમાં ઝંપલાવતાં હતાં. પરિણામે આખી નદી શબોથી જ ઊભરાઈ જતી. કેટલાક માણસો મરેલાં ઢોરનું માંસ ખાતા હતા, તો કેટલાક માનવશબોને ચીરીને અંદરથી આંતરડાં કાઢીને ખાતા હતા. અરે, શેરીઓમાં સૂતેલાં જીવતાં માણસોને પણ કાપીને ભૂખ્યાં માણસો ખાઈ જતાં, તેથી શેરીઓમાં અને રસ્તાઓની મુસાફરીમાં માણસોને પોતાનાં ખૂન થવાનો ભારે ભય રહ્યાં કરતો.

"દરરોજ અરુણ અને કરુણ દશ્યો જોવા મળતાં, માતા પોતાના એકના એક છોકરાને મારીને રાંધી ખાતી, પતિઓ સ્ત્રીઓને મારી ખાતા, સ્ત્રીઓ પતિને મારી ખાતી. બાળકો પોતાનાં માબાપને મારી ખાતાં. એ જોઈને ગમે એવા

નાસ્તિકનું હૈયુ પણ આશ્ચર્ય પામતુ અને ત્યાથી પીગળી જતું પણ આ બધાનું વિગતવાર વર્ણન કરવુ એ અહી જુગુપ્સા ઉપજાવે એવુ છે સખ્યાબધ માણસો મરી ગયા હતા, અને એને લીધે હવામાન પણ બગડી ગયુ હતુ અમદાવાદથી આવતા આપણા કેટલાક વનદાઓએ તો જોયાં ન જાય એવા દશ્યો જોયા હતા એમણે કેટલાક માણસોને ખાવા માટે અગ્નિમા મુડદાના હાથપગ શેકતા જોયા હતા અરે સુસુત્રા (સોજિત્રા) નામના ગામમા તો બજારમા માણસનુ માસ જાહેરમા પણ વેચાતુ હતુ મુખ્યત્વે ગરીબ માણસોને આ કુદરતી કોપના ભોગ થવુ પડયુ હતુ '

**દુકાળની અસરો:** આ દુકાળનું વર્ણન કરતા એક અગ્રેજ મુસાફર પણ લખે છે કે એણે ડમણના બજારમા માણસનુ માસ વેચાતા જોયુ હતું મુસ્લિમ અને જૈન ગ્રથકારોએ પણ નજરે જોયેલું આવુ જ વર્ણન કરેલુ છે આ દુષ્કાળની અસર દસ વર્ષ સુધી રહી હતી ખેતીના નિષ્ણાત ઉત્તમ ખેડૂતો – કણબીઓ ઘણાખરા મરી પરવાર્યા હતા અને નવી પેઢીને ફરીથી ખેતીના જ્ઞાનનો એકડો ઘૂટવાનો હતો પરિણામે ખેતીની પેદાશ ઉપર અને તેને લઈને વેપાર રોજગાર ઉપર એક દસકા સુધી આ અસર પહોચી હતી વલદા અને અગ્રેજ વેપારીઓને એમની કોઠીઓનુ ખર્ચ કાઢવાનું મુશ્કેલ થઈ પડયુ હતુ અને વેપારરોજગાર ખોરવાઈ ગયો હતો

આ દસકામા ચરોતરની ગળીનો વેપાર પણ ઘણો જ ઘટી ગયો હતો જમીન મહેસૂલ વસૂલ કરનાર કરોડીઓ અને અમીનો ઉપર હુકમ છૂટયા હતા કે બને ત્યા સુધી ખેડૂતોને સમજાવી ફોસલાવીને એમને ખેતીએ વળગાડી દેવા અને છતાં જો કોઈ માણસો ખેતી કરવાની ના પાડે તો તેમને થાભલે બાધીને તે ખેતી કરવાનું કબૂલ કરે ત્યા સુધી કોરડાનો માર મારવો આથી કરીને સાધન વગરના ખેડૂતોએ મોટા પાયા ઉપર સ્થળાંતર કર્યું અને ઘણાખરા પાડોશના હિંદુ રાજ્યોમા ચાલ્યા ગયા અને આ જ વખતે જેની આપણે મુક્ત કંઠે પ્રશસા કરી રહ્યા છીએ એવો તાજમહાલ આગ્રા નજીક જમનાને કિનારે બધાઈ રહ્યો હતો એક બાજુ જ્યારે તાજમહાલ બધાતો હતો ત્યારે બીજી બાજુ સરાવેનું મહેસૂલ જો ખેડૂતથી ન આપી શકાય તો એને મારઝૂડ કરવા ઉપરાત એના બૈરાછોકરાને ગુલામ તરીકે વેચીને મહેસૂલની રકમ પૂરી કરી લેવામા આવતી આવા ભયકર દુકાળમા પણ ચરોતરનો પાટીદાર ટકી રહ્યાના પુરાવા છે સોજિત્રાનો દાખલો લઈએ તો આ વખતે સમગ્ર ગામની ખેતીની અને આકની જવાબદારી જે ગામના મુખ્ય વડીલ પુરુષ પાસે હતી તેમણે એ જવાબદારી સાત ભાગે વહેચી નાખી જેથી દરેક ભાઈ પૂરતી કાળજી રાખીનેય વધારે મહેનત કરીને પોતાની જમીન સુધારે અને સરકારનો આકડો વખત આવે ભરી દે આમા વારસાહક્કે સરખે ભાગે જમીન વહેચાઈ નહોતી, પણ દરેક ભાઈને પોતાના કુટુબના કેટલા માણસો હતા કેટલી જવાબદારી લેવાની શક્તિ હતી તે જ હિસાબે જમીનના અને મહેસૂલ ભરવાના આકડાના ભાગ પડ્યા હતા આવી સ્થિતિ બીજા ગામોમા પણ થયેલી દેખાય છે અને જે ગામોએ આ પ્રમાણે જવાબદારી વહેચી નાખી એ ગામો જ શાહજહા ઔરગઝેબ અને ત્યાર પછીના અધાધૂધીના વખતમા ટકી શક્યા બાકીના ઘણાં ગામોની જમીનો મહાલેરી (સરકારની માલિકી) મા ગઈ અને એ જમીનોમા ગમે તો ઘાસ અને જગલ થયા અગર તો સૂબાના હુકમ નીચે કરોડીઓ અને અમીનોએ લોકોને મારી ઝૂડીને જેમ તેમ ખેતી કરાવી શાહજહાના રાજ્યઅમલના અતકાળે દિલ્હી આગ્રાના મકાનોમા અઢળક નાણુ ખચવા છતા તિજોરી ભરપૂર હતી, પણ ખેડૂત વણકર અને નાના વેપારી પાયમાલ થઈ ગયેલા અને એની અસર પછીના રાજ્યઅમલ ઉપર પડી મોગલાઈના વિનાશના બીજ શાહજહાંની આ નીતિથી રોપાયા હતા

**ઔરગઝેબનો અમલ:** ઔરગઝેબને શાહજહાની પેઠે મકાનો કે કોટ-કિલ્લાઓનો ખાસ શોખ નહોતો જહાંગીરની પેઠે સુદરી કે શરાબમા એવુ ધ્યાન નહોતુ કારણ એ ચુસ્ત મુસલમાન હતો પણ સાથે સાથે ધર્માંધ હતો એણે ફરીથી ઝઝિયાવેરો દાખલ કર્યો જમીનની પેદાશનો અર્ધો હિસ્સો અલાઉદ્દીન ખીલજીની જેમ લેવાનું ઠરાવ્યુ આને લીધે દેશમા ભારે ઉત્પાત મચી રહ્યો રજપૂતોએ જોધપુરના સગીર મહારાજા અજિતસિંહના સરદાર વીર દુર્ગાદાસ રાઠોડની સરદારી નીચે તથા ઉદેપુરના રાણા રાજસિંહની સરદારી નીચે બડ પોકાર્યું મહારાષ્ટ્રમા તો ચરોતરના પાટીદારોની પેઠે નરવા જેવી કોઈ પદ્ધતિ નહોતી એમને માટે તો જમીનના ઉત્પન્નનો અર્ધો હિસ્સો સરકારને આપવાનો અને ઉપરથી ઝઝિયાવેરો અને બીજા વેરા આપવાના એ બહુ ભારે થઈ પડયુ અને એ ન અપાય તો બૈરા છોકરાનું ગુલામ તરીકે લિલામ થાય. અને એને પરિણામે મહારાષ્ટ્રના ખેડૂતો શિવાજીની સરદારી નીચે ઊભા થયા તે વખતના પોતાડામાં મુસલમાનોના હાથ નીચે નોકરી

કરતા મરાઠાઓને તાનાજી માલસુરે કહે છે કે :

"તુમચી આંમા બહિની તરી સંભાળા,
નાંહિતર ત્યાં બી દ્યાવા મોગલાલ, લાજ
પ્રાટને, નહીં કાર, અરૂ તુમચી જિન્દગાની વર."

આ રીતે ઔરંગઝેબે હિંદુઓના વિશાળ સમુદાય સામે યુદ્ધ પોકાર્યું. અને સાથે સાથે ગોવલકોંડા અને બીજાપુરનાં બહમની રાજ્યો પણ છતીને મોગલ સામ્રાજ્યમાં ભેળવી દેવાને માટે એમની સામે પણ યુદ્ધ પોકાર્યું. આનાં પરિણામ તો એ આવ્યાં કે શાહજહાંએ છલોછલ સોંપેલી તિજોરી ઝપાટાબંધ ખલાસ થઈ, અને અનેક નવા કરવેરા વધ્યા. લોકો બેહાલ થઈ જવાથી વધારાના કરવેરાથી વધારે આવક ન થઈ. પણ મોગલ સામ્રાજ્યના પાયામાં સુરંગ મુકાઈ.

**કરોડીઓ અને તેમનો વહીવટ :** જમીનની બાબતમાં શાહજહાંએ કરોડીઓને જે ચાર ટકાનું કમિશન આપવાનું ઠરાવ્યું હતું તે વધારીને ઔરંગઝેબના વખતમાં આઠ ટકા થયું. પણ તેની સાથે જોઈતું લશ્કર નિભાવવાની જવાબદારી કરોડીઓ ઉપર મૂકવામાં આવી. આને પરિણામે શાહજહાંના રાજ્યઅમલ કરતાં પણ પ્રજાની ભારે ચૂસ થવા માંડી. અને પછી તો જે વધારે પૈસા આપવાનું કબૂલ કરે તેને તાલુકાઓના ઇજારા અપાવા માંડ્યા. લોકો પાસે કોઈ બી રીતે પૈસા લેવાની અને ગમે તેવા કરવેરા નાખવાની સત્તા આ કરોડીઓના હાથમાં આવી. કેટલીક જગાએ તો દર વર્ષે આ ઇજારા અપાવા લાગ્યા અને પરિણામે જ્યાં જ્યાં દ્રવ્ય દેખાયું ત્યાં ત્યાંથી આ ઇજારદારોએ તે કબજે કરવા માંડ્યું. એટલું જ નહિ પણ જ્યાં જ્યાં શક્ય બનતું ત્યાં ત્યાં વેપારના ઇજારા પણ મોગલ સૂબાઓએ પોતાની પાસે રાખવા માંડ્યા. એટલું જ નહિ પણ જો નફો થતો હોય તો પરદેશથી આવતી ચીજો પણ સૂબાઓ ખરીદી લેતા. સૂબા પોતે માગે તે ભાવે ચીજો આપી દેવાની લોકોને ફરજ પાડતા. અને વેચતી વખતે પણ સૂબાએ ઠરાવેલે ભાવે લોકોને ગરજ હોય તો તે ચીજ લેવી પડતી. વચલો નફો સૂબાની પાસે રહેતો. અને તેનો ઉપયોગ પ્રાંતની રાજ્યવ્યવસ્થા કરવામાં તથા સૂબાના એશઆરામમાં વપરાતો. તે વખતે કરોડીઓ પોતાને ભરવાનો આંકડો દુષ્કાળ, રેલ, અગર હીમને લીધે પાક નિષ્ફળ જવાથી જમીનદારો, ખેડૂતો, વણકરો કે નાના વેપારીઓ પાસેથી એમનાં બૈરાં છોકરાં હરાજ કરતાં પણ વસૂલ ન કરી શકે, તોપણ તે રકમ રાજ્યને ભરી દેવાની ફરજ હતી. અને એ રકમ પોતે ભેગી કરેલી મૂડીમાંથી કે તો સગાંવહાલાંની મૂડીમાંથી એમને ભરવી પડતી. અને એટલું છતાં એ રકમ પૂરી કરવા પૂરતી એમની પાસે મૂડી ન હોય તો પછી ખેડૂતોની સ્થિતિ એ લોકો જેવી કરતા, તેવી સ્થિતિ એમની થતી. કરોડીઓને હાથેપગે હેડ-બેડીઓ નંખાતી, એમને મરતા સુધી ફટકા મારવામાં આવતા, ખાવાનું તો બિલકુલ આપતા જ નહિ. અને એમનાં બૈરાં છોકરાંને પણ જો પકડાયાં હોય તો ગુલામ તરીકે વેચી દેવામાં આવતાં. સૂબાઓ, બીજા લશ્કરી અમલદારો, ટૂંકામાં રાજ્યના દીવાનો, ફોજદારો, નાના મોટા બધા અમલદારો જ્યાં સુધી જીવતા હોય ત્યાં સુધી પ્રજા પાસેથી મેળવેલા આ દ્રવ્યનો પોતાના જાતખર્ચ માટે ઉપભોગ કરી શકતા. પણ મરણ બાદ તરત જ અગર તો કોઈ કોઈ વખત જ્યારે છેલ્લા શ્વાસ ચાલતા હોય ત્યારે તેમના ઘર ઉપર સરકારી જપ્તી બેસતી અને તેમણે ભેગી કરેલી એકેએક ચીજ સરકારી ખજાનામાં જતી. બૈરાં છોકરાંના દરદાગીના કાઢી લઈ એમને પહેર્યે લુગડે ઘર બહાર કાઢવામાં આવતાં. પછી ભલે તે હિંદુ હોય કે મુસલમાન હોય. એમાં કોઈ પણ જાતનો ભેદભાવ નહોતો. અંદાજ પ્રમાણે મરણ પામેલા મનસબદારથી વઝીર સુધીના અમલદારના ઘરમાંથી જો રોકડ અને દરદાગીના ન નીકળ્યા હોય તો એનો વહીવટ કરનાર અને હિસાબ રાખનાર બધા નોકરોને પકડી લેવામાં આવતા અને એમના ઉપર દરેક પ્રકારનો જુલમ ગુજરતો. દાટેલું, સંતાડેલું, સગાંવહાલાંને આપેલું બધું દ્રવ્ય આવા ઉપાયોથી ઉઘાડું થતું હતું અને તે રાજ્યની તિજોરીમાં જતું હતું. એમની માલિકીનાં મકાનો પણ રાજની માલિકીનાં થતાં. મોગલ સામ્રાજ્યનો અમલદાર એટલે એને જીવે ત્યાં સુધી એશઆરામ કરવાનો પરવાનો હતો. મરણ પછીથી એની બધી મિલકત સમ્રાટની માલિકીની હતી. આ વહીવટમાં એક પણ અપવાદ નોંધાયો નથી. એટલું જ નહિ પણ આ કાયદો ઘણી વખત મોટા વેપારીઓને પણ લાગુ કરવામાં આવતો. જે શાહસોદાગરો લાખો અને કરોડો રૂપિયાનો ધંધો કરતા હતા તેમની બધી મિલકત તેમના મરણ બાદ સમ્રાટના ખજાનામાં જતી.

**પાટીદાર ઇજારદારો : વીરસદના વસનદાસ :** ચરોતરના પાટીદારો આ અરસામાં પણ પોતાની સ્થિતિ સાચવી શક્યા. કરોડીઓનું કામ શહેરમાં અને રાજ્યદરબારના સંપર્કમાં રહેતા હિંદુઓ કરતા. મોટે ભાગે આપણા ગુજરાતમાં તો નાગરો આ કામ કરતા. ખેડાવાળ અને વાણિયાઓનો પણ આમાં અમુક હિસ્સો રહેતો. પણ ઔરંગઝેબના રાજ્યઅમલ સુધી ચરોતરના પાટીદારોએ ઇજારા

લેવાનો વિચાર સરખો પણ કર્યો નહોતો એ એમનુ ગામ સભાળતા અને ગામના વહીવટમા મસ્ત રહેતા વખત આવ્યે નાણા લેવા માટે જ્યારે સરકારી ગસ્ત ગામમા આવતી ત્યારે તે ઠરેલા નાણા આપી દેતા અને એની પહોંચ લઈ લેતા બાકીના વખતમા ખેતી કરતા ગામના દીવાની–ફોજદારી કામો સભાળતા અને ગામમા ચોરી ન થાય અગર વણઝારાના માલ ગામની હદમા ન લૂટાય એની સભાળ રાખતા, રાજ્યને ઠરેલા આકડા સિવાય બીજો કોઈ પણ કર નાખવાનો અધિકાર નહોતો અને ઉપર જણાવ્યુ તેમ પરચૂરણ કરવેરા, જમીન મહેસૂલ, દારૂભઠ્ઠીનુ ઉત્પન્ન વગેરે પાટીદારો જ ઊઘરાવી લે ગામની ખરાબાની જમીનના ઝાડનુ ઉત્પન્ન તથા ગામની તળાવડીઓમા થતુ શિગોડાનુ ઉત્પન્ન વગેરે પાટીદારો લેતા ઔરંગઝેબના વખતમા આ સ્થિતિમા ફરક પડવાનો વખત આવ્યો કરોડીઓ અથવા અમીનોના જુલમ વધવા લાગ્યા આ સ્થિતિ પાટીદારો માટે અસહ્ય થઈ પડી ઉપર જણાવ્યુ તેમ બીજા જિલ્લાઓમા અગર ચરોતરના ગામડામા બીજી કોમોએ પોતાના જમીન ઉપરના હક્ક છોડી દીધા પણ પાટીદારોએ જુદા રસ્તા લીધા એમણે પોતે તો તાલુકાઓના ઇજારા લેવાનુ જ શરૂ કર્યુ અને આ ઇજારા લઈને ફક્ત જૂની પદ્ધતિ જ ચાલુ રાખી ખેડૂતોની આર્થિક સ્થિતિ ટકાવી રાખી અને એમનુ સ્વમાન સચવાય એવા રસ્તા લીધા આ કામની શરૂઆત કરનાર પીપળાવ ( આશાપુરી ) નો વસનદાસ નામનો પાટીદાર હતો અને એણે ચરોતરના પાટીદારોમા સૌથી પ્રથમ પેટલાદ મહાલનો ઇજારો રાખેલો તે વખતે પેટલાદ મહાલની હદ મહીસાગરના કાંઠા સુધી હતી અને પેટલાદ મહાલમા ૨૪૨ ગામ હતા બોરસદ અને નાપાડનો સમાવેશ પેટલાદ તાલુકામા થતો હતો અત્યારનુ આણદ, કરમસદ બધુય પેટલાદ તાલુકામા હતુ પાટીદારોમા સૌથી પ્રથમ અમીન થનાર તે વસનદાસ અને પેટલાદ તાલુકાની અમીનાત કરતી વખતે એમણે પોતે બધાં મળીને સાત ગામમા પોતાનો પગદંડો જમાવેલો એ પોતે તો નિર્વંશ મરી ગયેલા પણ એમના ભાઈઓના કુટુબો અને વંશવેલો હજી પણ ચરોતરમાં છે એક ભાઈનું કુટુબ પીપળાવમા છે બીજા એક ભાઈનુ કુટુબ વીરસદમાં છે, ત્રીજા એક ભાઈનુ કુટુબ બાકરોલમા છે વસનદાસનો માનમરતબો તો વીરસદવાળાઓએ જ સાચવ્યો છે હજી પણ વીરસદના અમીનો પાસે વીરસદ ગામ તો સપૂર્ણ એમની જ માલકીનુ છે પણ એ ઉપરાત ખાનપુર અને પીપળાવમાંથી એમને અમુક રકમ મળતી રહે છે અસામલી, વન્ના વગેરે ગામો ઉપર મળતી ન રાખવાથી એમના હક નાબૂદ થયેલા છે ઔરંગઝેબ પછી થનાર બાદશાહ ફરૂખશિયરે વીરસદના નરસિંહદાસ નરોત્તમદાસ અને વલ્લભદાસને અમીનાતની ફરીથી સનદ કરી આપેલી અને સાત ગામ આપેલા.

**અન્ય અમીનો અને દેસાઈઓ :** વીરસદનુ જોઈને પછીથી તો વસોના અમીન વણારસીદાસ પણ અમીનાત કરેલી અને તે જ અરસામા નડિયાદના દેસાઈ વલ્લભદાસ પણ આગળ આવેલા ત્યાર પછી તો વસોમા વેણીભાઈએ મોગલાઈની પડતીના કાળમા ઘણો આગળ પડતો ભાગ ભજવેલો અને એમના ભાઈ બાદરભાઈના નામ સાથે એ બને ભાઈઓ વેણીશા-બાદરશાના નામે પ્રખ્યાત થયેલા એમના પછી એમના જ કુટુબમા જેસીગભાઈએ અમીનાત કરેલી, અને પાછળથી ગાયકવાડોના વખતમા પેટલાદ તાલુકાની અમીનાત વસોના કસિયાભાઈ રામદાસભાઈ પાસે ગઈ એમના પછી અમીનાત અને દેસાઈગીરીનો અત આવ્યો નડિયાદમા વલ્લભદાસ પછી બાપુજી દેસાઈએ દેસાઈગીરી કરેલી અને ત્યારપછી શકરદાસ દેસાઈના કુટુબમા દેસાઈગીરી ગઈ એ જ પ્રમાણે મહુધામા બે પાટીદાર કુટુબો અને એક ખેડાવાળ કુટુબમા દેસાઈગીરી અને અમીનાત રહેલી, અને તારાપુરમા પણ ત્યાના પાટીદારોએ નવાબી કાળમા ખભાત તાલુકાની અમીનાત કરેલી આ રીતે ચરોતરના પાટીદારો પોતાની જમીનની માલિકીનો હક્ક અને ગામના વહીવટનો હક્ક સાચવી શક્યા

**મોગલાઈ પછી : નરવાધારો.** મોગલાઈના અત પછી ગુજરાતમા જ્યારે મરાઠી અમલ શરૂ થયો ત્યારે પણ તેમણે આ પોતાના બધા હક્કો ઘણી જ ચીવટાઈથી કાયમ રખાવ્યા અને અગ્રેજી અમલમા પણ અગ્રેજોએ આખા હિંદુસ્તાનમા જમીનની માલિકી રાજ્યની ગણાવી ખેડૂતને ફક્ત ખેતી કરવાનો જ હક્ક છે એવો સિદ્ધાત ઠરાવ્યો, ત્યારે એમને ચરોતરના પાટીદારો માટે જુદો જ કાયદો ઘડવો પડ્યો આ કાયદાને ૧૮૬૦નો નરવાધારો કહે છે આ કાયદા પ્રમાણે કોઈ પણ જગાએ જ્યા નરવાની જમીન હોય ત્યાં તે નરવાનો ટુકડો થઈ શકે નહિ નરવાનો કોઈ પણ ભાગ કોઈથી જ વેચાય કે ગીરો લેવાય નહિ અને સરકારનુ મહેસૂલ જો ન ભરાય તો તે મહેસૂલ વસૂલ કરવા માટે ખાતેદારને સિવિલ જેલમા પુરાય એની કોઈ પણ જગમ મિલકત જપ્તીમા લઈ શકાય, પણ એની નરવાની જમીન સરકારથી જપ્ત થાય નહિ કે તેને વેચીને એના પૈસા

થાય નહિ. નરવાની જમીન જે બાપ પાસેથી મળી હોય તે સીધી એના છોકરાને વારસામાં મળે. નરવાની જમીન ઉપર સરકારનો કે શાહુકારનો કોઈ પણ જાતનો હકદાવો નહોતો. ગુજરાતમાં તો શું પણ આખા હિંદુસ્તાનમાં ચરોતરના પાટીદારમાં જે વિશિષ્ટ ગુણ દેખાયા છે અને એ બીજા ખેડૂતોથી જુદા તરી આવે છે, એના મૂળમાં સાડા ત્રણસો વર્ષથી ચાલ્યો આવતો જમીનની માલિકીનો હક્ક હતો. અત્યારે હવે આ નરવાધારો રદ થયો છે.

**મોગલાઈની પડતીનાં કારણો:** ઔરંગઝેબના મરણ બાદ મોગલાઈ સલતનત તૂટવાની શરૂઆત થઈ ગઈ એના મૂળમાં લશ્કર અને અમલદારોના પગારો એક બાજુ વધી ગયા હતા, જ્યારે બીજી બાજુ ખેડૂત અને કારીગર વર્ગ બેહાલ થઈ ગયો હતો. ધીરે ધીરે સૂબાઓ સ્વતંત્ર થવા લાગ્યા હતા અને બાદશાહની હકૂમત નામની થતી ચાલી હતી. એવામાં નાદિરશાહની સ્વારી આવી, દિલ્હી લૂંટાયું. શાહજહાંનું મયૂરાસન અને કોહીનૂર હીરો ઈરાન ગયાં. બાદશાહનો જે કંઈ દાબ હતો તે નાદિરશાહની સ્વારી પછીથી ખતમ થઈ ગયો. બીજી બાજુ મરાઠાઓનું જોર દિવસે દિવસે વધતું ચાલ્યું. તળેગામના સેનાપતિ દાભાડેના એક સરદાર કંથાજીએ હામેદખાન સાથે મળી જઈ મહીના ઉત્તરના પ્રદેશની ચોથનો હક્ક મેળવ્યો અને બીજા સરદાર પીલાજીરાવ ગાયકવાડે દક્ષિણ ગુજરાતમાં પ્રવેશ કર્યો અને સોનગઢમાં પોતાની ગાદી સ્થાપી. બીજી બાજુ બાજીરાવ પેશ્વાએ હૈદ્રાબાદના નિઝામને ખોખરો કરીને પોતાની નજર ઉત્તર તરફ ફેરવી. અને પેશ્વાના સરદાર સિંધિયા અને હોલ્કરે માળવાનો કબજો લીધો અને સિંધિયાએ તો દિલ્હીનો રસ્તો પકડ્યો. ત્રીજી બાજુ ભોંસલેએ વરાડ લઈ નાગપુરમાં પોતાની ગાદી સ્થાપી. આ રીતે મોગલ સામ્રાજ્ય ધીરે ધીરે જુદા જુદા મરાઠા સરદારના તાબામાં જવા લાગ્યું, અને જે ભાગ મરાઠાઓના તાબામાં ગયો નહોતો તેના ઉપર પણ ચોથ અને સરદેશમુખીના હક્ક સ્થાપિત કરી લશ્કરને જોરે તે મરાઠાઓ મોગલ સૂબાઓ પાસેથી વસૂલ કરવા લાગ્યા. આ બધાનો બોજો પ્રજા ઉપર જ પડવા લાગ્યો. વેપારના ઇજારા સાથે બજારો અને બંદરોના ઇજારા પણ અપાવા લાગ્યા. અને મરાઠી અમલ થતાં સુધીમાં તો પ્રજાના હાલહવાલ થતા ચાલ્યા હતા. અમદાવાદની જાહોજલાલીના વખતમાં એ શહેરની વસ્તી દસ લાખ સુધી ગઈ હતી. મરાઠાઓ જ્યારે ગુજરાતમાં આવ્યા ત્યારે એની વસ્તી દોઢલાખ હતી.

**પીલાજીરાવ ગાયકવાડ:** પીલાજીરાવે જે વખતે સોનગઢમાં ગાદી સ્થાપી તે વખતે ગુજરાતમાં મુખ્ય સૂબાની જગાએ અનેક નાના નાના નવાબો થતા ચાલ્યા હતા. અમદાવાદના સૂબાની નિમણૂક દિલ્હીથી થતી હતી. પણ તેની હકૂમત સમગ્ર ગુજરાત ઉપર રહી નહોતી. પાટણ, પાલણપુર અને રાધનપુરમાં નવાબો હતા. સૌરાષ્ટ્રમાં અનેક નાના મોટા રાજાઓ સાથે જૂનાગઢમાં વાડાસિનોરના શેરખાન બાબીએ નવાબી જમાવી હતી. ઇડર અને લુણાવાડાનાં હિંદુ રાજ્યો ઉપરાંત ખંભાત અને વડોદરામાં નવાબો હતા. ભરૂચના નવાબે હૈદરાબાદના નિઝામની તાબેદારી સ્વીકારી હતી. સુરતનો નવાબ પણ પોતે સ્વતંત્ર વહીવટ કરતો હતો. આ સ્થિતિમાં પ્રજા ઉપર અનેક જાતના જુલમો થતા હતા. આ જુલ્મોની સામે સૌથી પ્રથમ ચરોતર અને વાકળના પાટીદારોએ માથું ઊંચક્યું. વાકળના પાટીદારો ચરોતરના પાટીદારોને પોતાની કન્યાઓ આપતા. આમાંની એક કન્યાને પકડવા માટે વડોદરાના નવાબે પ્રયત્ન કરેલો અને તેથી વાકળ અને ચરોતરના પાટીદારો ઉશ્કેરાયા. આને પરિણામે પીલાજીરાવને ગુજરાત પર ચઢાઈ કરી, મુસલમાની સલતનત તોડવાને માટે સમજાવવા ત્રણ પાટીદારો સોનગઢ ગયેલા અને પીલાજીરાવનું લશ્કર જ્યારે આવે ત્યારે તેને મદદ કરવા માટે ચરોતર અને વાકળમાં બધી તૈયારીઓ કરેલી. આ ત્રણ પાટીદારો તે દલો પાદરિયો (પાદરાના દલાભાઈ), છગો છાણીઓ, (છાણીના છગનભાઈ) અને ભૂલો ભાયલિયો (ભાયલીના ભૂલાભાઈ). દલો પાદરિયો તો એટલો પ્રખ્યાત થયેલો કે ઉપર અલ્લા અને નીચે દલ્લા એવું એમને માટે કહેવાતું. અને આ વાક્ય વડોદરા રાજ્યના ઇતિહાસમાં પણ નોંધાયેલું હતું. અમદાવાદના સૂબા મહારાજા અભયસિંહે એમને વડોદરામાં પકડવા માટે પ્રયત્ન કરેલો પણ એમાં તે નિષ્ફળ ગયેલો. પાદરામાં તો શું પણ વડોદરામાં પણ એમની હાક વાગતી. એ દલો પાદરિયો બીજા બે ભાઈઓ સાથે પીલાજીરાવને બોલાવવા ગયેલો. ત્યાં સુધીમાં પીલાજીરાવે સુરત જિલ્લાનાં પૂર્વ તરફનાં ગામો ઉપર ચોથાઈ લેવાની શરૂઆત કરી દીધેલી હતી. પણ એથી વિશેષ કોઈ પણ જાતનું કામ થયેલું નહોતું.

**અડાસની લડાઈ:** દલા પાદરિયાની માગણી તો ગુજરાતમાંથી મુસલમાની સલતનત હઠાવી લેવાની હતી. એટલે પીલાજીરાવે એક સારું મજબૂત લશ્કર તૈયાર કર્યું અને સુરત તરફ કૂચ આરંભી. સુરતના મુત્સદી (નવાબ) તે વખતે રૂસ્તમઅલીખાન હતા. તે વડોદરા અને પેટલાદ

મહાલના ફોજદાર પણ હતા એમના મોટા ભાઈ સુજાયત અલીખાન અમદાવાદના સૂબા હતા અને તે જ અરસામા હૈદરાબાદના નિઝામના કાકા હામેદખાને કંથાજીની મદદથી સુજાયતઅલીખાનને હરાવી અમદાવાદની સૂબાગીરી મેળવી હતી રૂસ્તમઅલીને હામેદખાનને હરાવવાનુ આ વખતે વધારે યોગ્ય લાગ્યુ, કે જેથી અમદાવાદના પોતાના મળતીઆઓને મળી અમદાવાદની સૂબાગીરી પાછી મેળવાય અને તેથી પીલાજી સાથે લડાઈ ન આપતા એણે અમદાવાદનો રસ્તો લીધો અને સુરતના કિલ્લાના દરવાજા બધ કર્યા પીલાજીરાવે રૂસ્તમઅલીની પૂઠ પકડી એટલે વડોદરા નજીક પીલાજીરાવ સાથે સધિ કરી અને મહીની દક્ષિણના પ્રદેશની ચોથ આપવાનું કબૂલ કર્યું ત્યાર પછીથી બને લશ્કરોએ મહી ઓળગી અને અડાસ આગળ મુકામ કર્યો એટલામાં હામેદખાનનું લશ્કર અડાસ નજીક આવી ગયુ છે એવી ખબર રૂસ્તમઅલીખાનને મળી બીજી બાજુ હામેદખાને પીલાજીરાવને બોલાવી એમની સાથે મહીની દક્ષિણ બાજુની ચોથ આપવાના કરાર કર્યા, અને આ સબધનો નિઝામનો ભલામણપત્ર આપ્યો રૂસ્તમઅલીખાનને આની ખબર પડી, જેથી એણે પ્રથમ તો હામેદખાનના લશ્કર સામે પોતાનું લશ્કર અને તોપો લીધી અને લડાઈની શરૂઆત કરી. ચરોતરમા મોટામા મોટા ચરા જે ગામોમાં છે તે પૈકીનું અડાસ એક ગામ છે અડાસનો ચરો ઘણો મોટો છે અડાસના ચરાની દક્ષિણ બાજુએ પીલાજીરાવની છાવણી હતી, અને રૂસ્તમઅલીએ ગામ પાસે છાવણી રાખી હતી પીલાજીરાવે તો દૂરથી આ બને મુસલમાન લશ્કરોનું યુદ્ધ જોવાનું પસદ કર્યું આખો દિવસ ખૂનખાર યુદ્ધ ચાલ્યુ અને તેમા હમિદખાનના લશ્કરની રેવડી દાણાદાણ થઈ ગઈ જે બચ્યા તે જીવ લઈને ભાગ્યા અને હમિદખાનના લશ્કરની છાવણીનો કેટલોક માલ રૂસ્તમઅલીના હાથમા આવ્યો અને કેટલોક કંથાજીના માણસોએ લૂટ્યો આ લઈને જ્યારે રૂસ્તમઅલી પાછો ફરતો હતો ત્યારે પીલાજીરાવે રૂસ્તમઅલીખાનની છાવણી ઉપર હલ્લો કર્યો અને બધી છાવણી લૂટી લીધી રૂસ્તમઅલીખાનનું લશ્કર આખા દિવસની લડાઈથી થાકેલુ હતુ પાછા ફરતા જ એમણે છાવણીની દુર્દશા જોઈ, પણ પીલાજીરાવ સાથે યુદ્ધ કર્યા સિવાય છૂટકો નહોતો એક બાજુ પીલાજીરાવનું લશ્કર હતુ, બીજી બાજુ ગુજરાતના પાટીદારો, ગરાસિયાઓ અને બારૈયાઓ પણ મરાઠા લશ્કરની મદદે હતા રૂસ્તમઅલીખાનના લશ્કરનો ઘાણ નીકળી ગયો

**વસોની લડાઈ:** અડાસથી જે માણસો બચ્યા તેમની સાથે રૂસ્તમઅલી જીવ લઈને ભાગ્યો પીલાજીરાવ એમની પૂઠે પડ્યા નાપાડ આગળ થોડી ઝપાઝપી થઈ ત્યાથી નાપા આગળ ફરી ભેટો થયો અને ત્યાથી રૂસ્તમઅલીખાન કલમસરના મહીકાંઠા ઉપર આવેલા કિલ્લા ઉપર પહોચ્યો પણ ત્યા પહોચતાં જ ખબર પડી કે કલમસરનો કિલ્લો પીલાજીરાવના લશ્કર સામે રક્ષણ આપી શકે એમ નથી, એટલે ત્યાથી એ ભાગી પેટલાદ ઉપર થઈ વસો પહોચ્યો પેટલાદના અમીન તે વખતે વસોના વણારસીદાસ હતા અને રૂસ્તમઅલીને એમના તરફથી મદદ મળશે, એવી પૂરી આશા હતી વણારસીદાસે પણ એ પ્રમાણે સંદેશો મોકલ્યો હતો પણ એ જે જે રસ્તે ગયો, ત્યા ત્યા રસ્તામા આવતા બધા કૂવા અને નવાણોમા પાટીદારોએ થોરિયા નખાવીને નાખ્યા હતા, જેથી પીવાનુ પાણી બધુ નકમુ થઈ ગયુ હતું આ બાજુ વણારસીદાસ રૂસ્તમઅલીખાનને મદદ કરવાની તૈયારી કરી રહ્યા હતા ત્યા એમને ચરોતરના પાટીદારોના આગેવાનો તરફથી સદેશો મળ્યો કે જો તમે રૂસ્તમઅલીને મદદ કરશો તો તમારે નાત બહાર થવુ પડશે આ પરિસ્થિતિમા વણારસીદાસ વગે. છોડીને ભાગી ગયા રૂસ્તમઅલી જ્યારે વસો આવ્યો ત્યારે વણારસીદાસને ન જોતા અને ગામમા વસ્તી ન જોતા તે હતાશ થઈ ગયો એની હિંમત તૂટી ગઈ આખા દિવસની ભૂખ તરસની પીડા હતી અને અતિ દોડધામનો થાક હતો છતા પણ પાછળ પીલાજીરાવનું લશ્કર આવતુ હોવાથી તેણે વસો છોડ્યુ પણ એના અને લશ્કરના માણસોના પગ લથડતા હતા જેથી વસોથી એક ગાઉ દૂર જતા સુધીમા તો સૂઈ તળાવડી પાસે એ અને એનુ લશ્કર ઘેરાઈ ગયુ અને ત્યા એ છેવટની લડાઈમા બધા મરાયા એનુ માથુ હામેદઅલીને મોકલી આપ્યુ અને એક હાથ સોનગઢ મોકલ્યો બાકીનુ ધડ વસોની ભાગોળે દાટ્યુ રૂસ્તમઅલીની કબર આજે પણ વસો ગામની ભાગોળ ઉપર છે આ રીતે મુસલમાની સલ્તનતનો અત લાવનારી પહેલી લડાઈ અડાસના ચરામા થઈ હતી અને એમા પાટીદારોએ પણ અમુક ભાગ ભજવ્યો હતો પાદરાના દલાભાઈના કુટુબનું વડોદરા રાજ્યમા એટલું બધુ ગૌરવ હતુ કે મહારાજા સયાજીરાવ ત્રીજા જ્યારે જ્યારે વડોદરામા શિયાળામા હાજર હોય ત્યારે ઊંધિયુ ખાવા માટે તે એક વખત પાદરા જતા હતા અને દલાભાઈના વારસો આ ઊંધિયાપાર્ટીની વ્યવસ્થા કરતા હતા ખડેરાવ મહારાજે પોતાના નાના ભાઈ મલ્હારરાવને કેદમા પૂરેલા, તે પાદરામા આ દલાભાઈના અસલ ઘરમા જ પૂરેલા હતા

**વસોની લડાઈ પછી : મરાઠી રાજ્યની સ્થાપના :** પીલાજીરાવે આ લડાઈમા સપૂર્ણ વિજય મેળવવાથી અમ

દાવાદના સૂબા સાથે પાકી શરત કરી અને અમદાવાદ અને હવેલી તાલુકો બાદ કરતાં દસ્કોશી, ચરોતર, વાકળ, કાનમ, સુરત ચોરાસી વગેરે મધ્ય અને દક્ષિણ ગુજરાતની ઊપજ ઉપર મરાઠાઓના અર્ધા હિસ્સાનો સ્વીકાર કરાવ્યો. ત્યાર પછી ત્રણેક વર્ષે ડાકોર મુકામે અમદાવાદના સૂબા અભયસિંગે પીલાજીરાવનું ખૂન કરાવ્યું. પણ પછીથી પીલાજીરાવના ભત્રીજા દામાજીરાવે તો વડોદરાનો કબજો લઈ ત્યાં રાજગાદી સ્થાપી, અને મરાઠા સામ્રાજ્યને આગળ ધપાવ્યું. અમદાવાદ શહેરનો પણ કબજો લીધો અને અમદાવાદના ઉત્પન્નમાં અર્ધો હિસ્સો કબૂલ કરાવ્યો. પાણીપતના યુદ્ધમાં અહમદશાહ અબ્દલ્લી સામે લડતાં જોકે પેશ્વાના લશ્કરની સંપૂર્ણ હાર થઈ અને પેશ્વાની તાકાત તૂટી ગઈ. છતાં પણ ત્યાંથી પાછા ફર્યા પછીથી દામાજીરાવે પેશ્વાના લશ્કરની મદદમાં રહી અમદાવાદનો સંપૂર્ણ કબજો લઈ કડી, પાટણ વગેરે જીતી ઠેઠ દ્વારકાં સુધી ભગવો ઝંડો રોપ્યો. અને ગુજરાતની મુસલમાન સલ્તનતને તોડીને મરાઠી સામ્રાજ્ય સ્થાપ્યું. જે જે નવાબોએ ગાયકવાડને ખંડણી આપવાનું કબૂલ કર્યું તેમની જ ફક્ત ગુજરાતમાં હસ્તી રહી. અને આ રીતે આ વખતે ફક્ત સુરત અને સચીનના નવાબો સુરત જિલ્લામાં રહ્યા. ભરૂચ હોલકરે લઈ લીધું. વડોદરાના નવાબને સાલિયાણું બાંધી આપ્યું. ચરોતરમાં ખંભાતના નવાબ ખંભાત તાલુકા પૂરતા રહ્યા અને ચરોતરની પૂર્વમાં વાડાસિનોરના નવાબ રહ્યા. અમદાવાદ જિલ્લો, કડી પ્રાંત, બધું મરાઠાઓએ ખાલસા કર્યું, જ્યારે તેથી ઉત્તરે પાલણપુર અને રાધનપુરના નવાબો રહ્યા. સૌરાષ્ટ્રમાં જૂનાગઢની નવાબી રહી, પણ જૂનાગઢના નવાબનેય ગાયકવાડને ખંડણી આપવી પડતી હતી. મરાઠાઓના આ અમલ દરમિયાન મરાઠાઓએ જૂની ઇજારા પદ્ધતિ ચાલુ રાખી હતી. જેથી કરીને એમના રાજઅમલ દરમ્યાન ખેડૂતોની કોઈ પણ જાતની ખાસ આબાદી થઈ નહોતી.

**અંગ્રેજો અને ગાયકવાડ :** પછી તો ઈ. સ. ૧૮૧૮ માં અંગ્રેજોએ ખડકીની લડાઈમાં પેશ્વાઓને છેવટની હાર આપી અને પેશ્વાનું રાજ્ય અંગ્રેજોએ ખાલસા કર્યું. ગુજરાતના મરાઠી રાજ્યમાં ગાયકવાડ અને પેશ્વાનો અર્ધોઅર્ધ હિસ્સો હતો. પેશ્વાનો ભાગ અંગ્રેજોને કબજે આવ્યો. અને ત્યાર પછીથી રાજાઓ સાથે એમના રક્ષણ માટે અંગ્રેજોએ જે જવાબદારી લીધી તે જવાબદારી પેટે ગાયકવાડ પાસેથી ખેડા જિલ્લો અને અમદાવાદ જિલ્લાનો ગાયકવાડનો ભાગ અંગ્રેજોએ મેળવ્યો. આ રીતે અંગ્રેજો પાસે ગુજરાતના અમદાવાદ, ખેડા, ભરૂચ, સુરત અને પંચમહાલ એ પાંચ જિલ્લાઓ આવ્યા. ગુજરાતમાં અંગ્રેજોએ જમીનમહેસૂલની જે પદ્ધતિ દાખલ કરી તે પહેલાં અંગ્રેજોને જમીનમહેસૂલ સંબંધી અનેક અનુભવો થઈ ગયા હતા. ઈ. સ. ૧૭૫૭ માં પ્લાસીના યુદ્ધમાં લોર્ડ ક્લાઈવે વિજય મેળવ્યો. અને સિરાજ-ઉ-દૌલ્લાના રાજ્યનો ઘણોખરો ભાગ અંગ્રેજોએ ખાલસા કર્યો અને ત્યાર પછીથી દિવસે દિવસે અંગ્રેજોએ આસ્તે આસ્તે વધારે વધારે મુલક કબજે કરવા માંડ્યો.

**અંગ્રેજોની શરૂઆતની મહેસૂલ પદ્ધતિ : પરમેનન્ટ સેટલમેન્ટ :** આ બધાં સ્થળોએ મોગલ રાજ્યના અંત વખતની જમીન મહેસૂલ પદ્ધતિઓ ચાલતી હતી. જે વધારેમાં વધારે રકમ આપે તેને પરગણાના ઇજારાઓ અપાતા. અંગ્રેજોએ આ ઇજારા પદ્ધતિ ચાલુ રાખી અને એમણે પણ ખેડૂતો પાસેથી વધારેમાં વધારે માલ લેવાની જૂની નીતિ હતી તેને અપનાવી. તે ઉપરાંત કારીગરો પાસેથી પણ પોતે ઠરાવે તે ભાવથી કાપડ અને બીજી દરેક ચીજો લેવા માંડી. મુસલમાન અમલદારો કરતાં અંગ્રેજ અમલદારોમાં બુદ્ધિ તો વધારે હતી એટલે જનતાની થતી આ લૂંટ બુદ્ધિપૂર્વકની થવા લાગી. અને લોકોની હાલાકીનો પાર ન રહ્યો. પણ અંગ્રેજ પ્રજામાં જે વધારે બુદ્ધિ હતી તેની અસર આ પરિણામો જોઈને થઈ. શરૂ શરૂમાં તો વધારે રકમ આપીને જે માણસોએ ઇજારા લીધા હતા તે ઇજારદારો પોતે ખુવાર થયા. કેટલાકનાં દેવાળાં નીકળ્યાં. જોકે મુસલમાનો સૂબાઓની પેઠે આ અંગ્રેજ સૂબાઓએ એ ઇજારદારોને ભૂખે મારી, ફટકા મારીને મારી તો ન નાખ્યા, પણ જમીનની સારી રીતે આબાદી થાય એવા રસ્તા લેવાનો વિચાર કર્યો, અને એમણે માન્યું કે જમીન મહેસૂલનું ભારણ જો કમી કરી જમીનદારને જમીન સોંપવામાં આવે તો જેમ ઇંગ્લૅન્ડમાં લોર્ડ લોકો જમીનની દરકાર લે છે તેમ અહીંના જમીનદારો જમીનની દરકાર લઈ એને સુધારશે. એમને તે વખતે અકબરે કરેલી જમાબંધીનો ખ્યાલ નહોતો. જમીનનો ખરો માલિક ગામડાનો જમીન ખેડનારો જ હતો, એ ખ્યાલ ન રહ્યો. એમણે તો ઓછી મહેનતે જમીનનો સારો વહીવટ થશે એવું માનીને તે વખતના ઇજારદારનો જમીનનો આંકડો કમી કરી નાખ્યો અને એને સનંદો આપી કે કાયમને માટે તારું જમીનનું મહેસૂલ આટલું જ રહેશે અને એ કદી પણ વધશે નહિ. આ પદ્ધતિ બંગાળાની પરમેનન્ટ લેન્ડ સેટલમેન્ટને નામે ઓળખાય છે.

**રૈયતવારી મહેસૂલ પદ્ધતિ :** આ રીતે ઇજારદારો પરગણાનાં બધાં ગામોની જમીનના માલિક થયા અને

જમીનના ખરા માલિકો આ ઇજારદારના ખેડુતો બન્યા બંગાળ, બિહાર, અયોધ્યા વગેરેની જમીનદારી તે આ આ પદ્ધતિથી અંગ્રેજોને નિયમિત ઠરેલું જમીન મહેસૂલ તો મળવા લાગ્યું પણ જમીનનો માલિક આ નવા જમીનદારનો ખેડૂત બન્યો એની ચૂસ તે કાયમી બની, અને એને જમીનમા કોઈ પણ જાતનો રસ ન રહ્યો બગાળમા ગગા નદીની જે નહેરો હતી તે બધી ઇનન્ડેશન (બરસાદી) નહેરો હતી ચોમાસામા જ્યારે નદીમા પૂર આવે ત્યારે એ નહેરોમા પાણી આવતુ હતુ અને એ પાણી સાથે નહેરોમા નદીનો કાંપ પણ આવતો હતો પરમેનન્ટ લેન્ડ સેટલમેન્ટને લીધે ઇજારદારનુ ઉત્પન્ન તો ઘણુ વધી ગયુ એની આવક કાયમની થઈ, એના મોજશોખ વધ્યા, અને અંગ્રેજ અમલદારોને રાજી રાખવાના એના સાધન પણ વધ્યા એ જમીનનો કાયમનો માલિક બનવાથી અને ઘણી મોટી જમીનનો માલિક થવાથી એને એ જમીન સુધારણામા રસ ન રહ્યો, કારણ એના ખર્ચ કરતા એનુ ઉત્પન્ન ઘણુ વધારે હતુ, અને અંગ્રેજી ગજ્યની શીળી છાયા નીચે એ ઉત્પન્ન મેળવવા એને કોઈ પણ જાતની તકલીફ લેવાની નહોતી બીજી બાજુ ખેડૂતને જમીનની માલકી ન રહેવાથી જમીનમાં કઈ રસ નહોતો જમીન સુધારણાથી એને કઈ લાભ નહોતો, જેથી દર વર્ષે નહેરોમા જે કાંપ આવતો તે ખોદી કાઢવાનુ કામ ખેડુતે બધ કર્યું, અને થોડા વર્ષોમા બગાળની ખેતીવાડીને આથી ઘણો મોટો ધક્કો પહોચ્યો ચતુર અંગ્રેજો પરમેનન્ટ લેન્ડ સેટલમેન્ટના ગેરફાયદા સમજી ગયા અને પછીથી જેમ જેમ હિંદુસ્તાનનો રાજવિસ્તાર વધતો ગયો તેમ તેમ તેમણે રૈયતવારી પદ્ધતિ શરૂ કરી

**રૈયતવારી પદ્ધતિના લાભાલાભ :** આ રીતે ગુજરાતના પાચ જિલ્લા જ્યારે અંગ્રેજોને કબજે ગયા ત્યારે એમણે ગુજરાતમા રૈયતવારી પદ્ધતિ દાખલ કરી બધા ઇજારદારોને રુખસદ આપી દીધી વળતર તરીકે એમણે નામની દેસાઈ ગીરી કે અમીનાતની રકમ બાંધી આપી અને જમીન મહેસૂલ ઉઘરાવવાનું કામ કરવા માટે પગારદાર સરકારી અમલદારો નીમ્યા આથી કરીને અકબરના વખતમાં જમીનની માલકી જે લોકોને સોંપી હતી અગર તો અંગ્રેજો આવતા સુધી જે જે ગામમા અગર જે જે ખેતરમાં જે લોકો જાતે ખેતી કરતા હતા અને ઇજારદારને ઠરેલી રકમ ભરતા હતા તે લોકો જમીનના માલિક બન્યા રૈયતવારી પદ્ધતિમા અંગ્રેજોએ સામાન્ય રીતે જમીનની માલકી આ જમીન ખેડનારને આપી, પણ તે એવી રીતે આપી કે જ્યા સુધી એ માણસ સરકારનું ઠરેલુ મહેસૂલ ભરે ત્યા સુધી જ એ જમીનનો માલિક રહે આથી કરીને એવા પ્રસંગો ઘણી વાર બનતા કે કુદરતી આફતો આવવાથી ખેડૂત મહેસૂલ ભરવાને અશક્ત બનતો અને તેને પોતાની જમીન છોડી દેવી પડતી માતર તાલુકામા આવી હજારો વીઘા જમીન છપ્પનિયા પછીથી લોકોએ છોડી દીધેલી અને તેમા ઘાસ અને બાવળો ઊગતા થયેલા રહુમા તો ગરાસિયાઓએ ફક્ત બે આની ભરત ભરવાનો પોતાનો વાંટો મહાલેરીમા આપી દીધેલો આ કારણથી રૈયતવારી પદ્ધતિથી જોકે એકંદર રીતે ખેડૂતોની આબાદી વધી, છતા પણ એને જમીન સુધારણામા બહુ ઝાઝો રસ રહ્યો નહિ, કારણ જમીન મહેસૂલનુ ભારણ એટલુ બધુ હતુ કે ગમે ત્યારે એને અગર એના છોકરાને જમીન છોડી દેવાનો પ્રસગ આવે, અને ત્યારે એમણે એમા ખર્ચેલી બધી રકમ ખોવી પડે

**નરવાદારી :** પાટીદારના નરવાદારી ગામોમા આથી જુદી સ્થિતિ હતી એની જમીન તો કાયમને માટે એની પાસે જ રહેવાની હતી, જેથી કરીને જમીનનુ વધારેમા વધારે ઉત્પન્ન શી રીતે લેવાય એ તરફ એની નજર ગઈ સરકારનુ મહેસૂલ તો ઘણુ વધારે હતું વારસાહકે જમીનની વહેંચણી થવાથી જમીનના નાના નાના ટુકડા થઈ ગયા હતા એને એનીમા કોઈ પણ રીતે પરવડે એમ નહોતુ, છતા પણ જમીનની માલકી એની પોતાની થવાથી એણે બીજા રસ્તા લીધા એ ભણ્યો અને નોકરી ધધે લાગ્યો એમાથી જે બચ્યુ તે એણે જમીન સુધારણામા ખર્ચ્યું એ પરદેશ ગયો, વેપારરોજગાર કર્યો અને કમાઈને એ પૈસા એણે જમીન સુધારણામા ખર્ચ્યા આને પરિણામે આજે ચરોતરમા હજારો કૂવા થયા અને ત્રણ હજારથી પણ વધારે એન્જિન પપો આ કૂવાઓ ઉપર ગોઠવાયા જમીનના ઉપલા થરમા જ્યારે પાણી ખૂટ્યુ ત્યારે બોરિંગો કરીને નીચલા થરનુ પાણી લીધુ અને એમા પણ જ્યારે પાણી ખૂટવા આવ્યુ ત્યારે એથી પણ નીચે ગયા

**ચરોતરના નાણાં પાક :** રોકડ પૈસા મેળવવા માટે ચરોતરમા મુખ્યત્વે ગળીના અને અફીણના પાક મોગલાઈ વખતમા થતા ગળી અને અફીણ હિંદુસ્તાનની બહાર જતા અને તેનાથી ઠીક ઠીક પૈસા મળતા અંગ્રેજી અમલ શરૂ થતાં ચરોતરમા અફીણના વાવેતરની બધી થઈ જર્મનીએ વૈજ્ઞાનિક રીતે અકુદરતી રગો બનાવવાની શોધ કરી અને સસ્તો ગળીનો રગ બનાવ્યો એના મુકાબલે ચરોતરના ખેડૂતને ગળીનો રગ બનાવવાનુ પરવડ્યુ નહિ અને એણે

હજારો રૂપિયા ખર્ચીને જે ગળીના કુંડ વગેરે બનાવ્યા હતા એ બધું ય નકામું ગયું. આ રીતે રોકડ પૈસા મેળવવાના એના બંને પાક બંધ થયા. પણ તે હિંમત હાર્યો નહિ. જમીન એની માલકીની હતી. એ એની પાસે જ રહેવાની હતી, એનાથી મહાલદારી અપાય એમ નહોતું, અને દર સાલ એને જમીન મહેસૂલ ભર્યે જ છૂટકો હતો, જેથી એને રોકડા પૈસા મળે-એવા બીજા પાક શોધવાની ફરજ પડી અને એ રીતે ચરોતરમાં તમાકુનો પાક દાખલ થયો. ચરોતરના પાટીદારે જાતજાતના અખતરા કર્યા અને તમાકુની અનેક જાતો વિકસાવી. પાન સાથે ખાવાને માટે અગર તો એમને એમ ચૂના સાથે મેળવી ખાવાને માટે જર્દો તૈયાર થયો. "જર્દ એટલે સોનેરી રંગ." આ તમાકુનાં પાંદડાંનો રંગ સોનેરી થાય છે જેથી એને જર્દો કહે છે. તપખીરને માટે એણે એક જુદી જ જાત તૈયાર કરી. એ જ પ્રમાણે હુક્કાની પીવા માટે ગડાકુ બનાવવાની એક જુદી જ જાત તૈયાર થઈ. અને છેવટે એણે બીડી બનાવવાને માટે પાંદડી પાડવામાં તો કમાલ કરી. બીડીનો એક મોટામાં મોટો ઉદ્યોગ એણે વિકસાવ્યો. જેમ જમાનો આગળ વધે છે તેમ ચરોતરનો ખેડૂત પણ જમાના ઉપર દૃષ્ટિ રાખી રહ્યો છે. આજે સિગારેટ પીવાની ફેશન વધતી જાય છે, જેથી સિગારેટમાં વપરાતી વર્જીનિયા તમાકુ એ ચરોતરમાં ઉગાડી રહ્યો છે, અને એને સિગારેટને માટે બારીક કાપી શકાય એવી બનાવવા માટે વરાળ આપવાના ઓરડાઓ બાંધી એ સિગારેટના કારખાનામાં સીધી વપરાય એવી તમાકુ તૈયાર કરી રહ્યો છે. અને જેમ આજે બીડી બનાવવાનાં કારખાનાંની માલિકી મોટે ભાગે ચરોતરના પાટીદારે સંભાળી છે એમ આવતી કાલે તે સિગારેટ બનાવવાનાં કારખાનાં ઊભાં કરે તો તેમાં નવાઈ પામવા જેવું નથી. રોકડ પૈસા માટે જેમ એણે તમાકુનો પાક દાખલ કર્યો એમ એણે શાકભાજી અને મસાલાના પાક પણ દાખલ કર્યા. મુંબઈમાં મોતીલાલ મસાલાવાળાનું નામ તો ઘણું જ જાણીતું છે. પણ થોડા જ માણસોને ખબર હશે કે ધંધાની શરૂઆત કરતી વખતે એ મસાલા માટે જોઈતી ચીજો એ મોતીલાલના બાપ અને ભાઈઓ સોજિત્રામાં પોતાના જ ખેતરમાં જાતે ઉત્પન્ન કરતા હતા અને એમનાં ઘરનાં માણસો એ મસાલા જાતે જ તૈયાર કરતા અને એ મસાલા મોતીલાલ જાતે મુંબઈમાં વેચતા.

**ઉપસંહાર :** નરવાધારાથી જ્યાં જમીનની કાયમની માલકી હતી ત્યાં ઉપર જણાવ્યા પ્રમાણે પરિણામ આવ્યાં છે. જ્યાં એકલી રૈયતવારી હતી એનાં પણ પરિણામ આપણે ગુજરાતમાં જોયાં અને રૈયતવારી જમીન પણ ધીરે ધીરે ધીરધાર કરનાર વર્ગ વાણિયા, મારવાડી, કે પાટીદારના હાથમાં જતી થઈ છે. એ બધાંનો અનુભવ છે, જ્યારે પરમેનન્ટ સેટલમેન્ટથી જે જમીનદારી અંગ્રેજોએ ઊભી કરી હતી તેથી ખેડૂત વર્ગ અને ગામડાંની પાયમાલી થયેલી પણ હિંદુસ્તાને જોઈ છે. જમીન સંબંધી વિચાર કરતી વખતે આપણો વિચારક વર્ગ આ જૂના ઇતિહાસનો અભ્યાસ કરે અને એમાંથી નીકળતો બોધપાઠ લે એ જરૂરી છે.

# ૧૦
# ન્યાયપદ્ધતિનો વિકાસક્રમ

**પરિચય :** હાલની ન્યાયપદ્ધતિ બ્રિટિશોએ વિકસાવેલી છે. એની પહેલાં આ જિલ્લામાં ન્યાયપદ્ધતિ કેવી હતી અને બ્રિટિશ ન્યાયપદ્ધતિ ક્રમે ક્રમે આ દેશમાં ને જિલ્લામાં કેવી રીતે દાખલ થઈ તેની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે. તે નડિયાદના જાણીતા વકીલ શ્રી બેચરદાસ મ. શાહે તૈયાર કરી આપી છે.

**રાજા અને રાજ્યપદ્ધતિનો વિકાસ :** પ્રાચીન સમયથી આ વિશ્વ ઉપર ન્યાય કરવા અને કરાવવાની જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે. વિશ્વ ઇતિહાસ એટલે સુધી જણાવે છે કે મનુષ્ય જંગલી અવસ્થામાં હતો તે સમયે પણ ન્યાયની વૃત્તિ ઉદ્‌ભવેલી હતી.

મનુષ્યના વિચારમાં જ્યારથી કુટુંબભાવના અસ્તિત્વમાં આવી ત્યારથી તેનામાં આર્થિક અને સામાજિક ભાવના પણ પ્રગટ થઈ અને તેના પરિણામે ધીમે ધીમે મનુષ્યની પોતાની વસ્તુઓ અને પોતાની મિલકત વગેરે ઉપર સ્વામિત્વ ભોગવી તેનાં ફળ પોતે જ લે અને તેને બીજો કોઈ લઈ જાય નહિ અગર તેને નુકસાન કરે નહિ તે માટે સંરક્ષણ કરવાની આવશ્યકતા ઊભી થઈ વળી સામાજિક ભાવના ઉત્પન્ન થઈ તેથી મનુષ્યને પોતાના દેહની અને પોતાનાં કુટુંબીઓનાં સંરક્ષણ કરવાની જરૂર જણાઈ. કુટુંબની ભાવના દૃઢ થઈ તેથી મનુષ્યની આર્થિક અને સામાજિ ભાવના દૃઢ થઈ અને દિનપ્રતિદિન તેનો વિકાસ થયો. એટલે નૈતિક

અને આધ્યાત્મિક ભાવનાઓ સ્ફુરી. અને આ પ્રમાણે આર્થિક, સામાજિક અને ધાર્મિક, નૈતિક તથા આધ્યાત્મિક વિકાસ થયો અને તેના અંગે પોતાના અને પોતાના કુટુંબના તથા પોતાની મિલકત વગેરેના સંરક્ષણ અર્થે જે મનુષ્ય વધુ સમર્થ જણાયો તેનું અન્ય મનુષ્ય ઉપર વર્ચસ્વ થયું અને તેમ કરતાં કરતાં વર્ચસ્વની વૃત્તિ વધી અને બીજી બાજુ સામાજિક, આર્થિક, નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક પ્રવૃત્તિઓને વધુ અને વધુ સંરક્ષિત રાખવાની ફરજ પડી; એટલે તેમાંથી આખરે રાજાની અને રાજ્યની પદ્ધતિ અસ્તિત્વમાં આવી.

**રાજાની સત્તા :** રાજા અને રાજ્યની પદ્ધતિ અસ્તિત્વમાં આવી તેથી તે રાજ્યની પ્રજા અને રાજા વચ્ચેના સંબંધો માટે તથા તે રાજ્યની પ્રજાએ શું કરવું અને શું ના કરવું તે વગેરેનો વિકાસ સધાવા માંડ્યો. અને કયા કર્મને પાપ કર્યું કહેવાય, કયા કર્મને પુણ્ય કહેવાય, નૈતિક નિયમાનુસાર કેવી રીતે ચાલવું જોઈએ અને શું કરવું જોઈએ તે પણ મનુષ્યના મનમાં નક્કી થવા લાગ્યું. અને રાજ્યની પ્રજા કેમ ચાલે તો ગુનો થયો ગણવામાં આવશે તે માટે રાજાએ પોતાની સત્તાને લીધે કેટલાક સિદ્ધાંતો રચ્યા. પરંતુ તે સિદ્ધાંતો રચાતા પહેલાં રાજા પોતે આખા રાજ્યમાં સાર્વભૌમત્વ ભોગવતો હોવાથી, કોઈ પણ ઝઘડાને વિષે અગર મિલકત વિષે, અગર ગુના વિષે તે જે કંઈ આજ્ઞા કરે તે જ તેના રાજ્યનો કાયદો અને તે જ ન્યાય, એમ હતું.

**લૌકિક, ધાર્મિક અને આધ્યાત્મિક ન્યાયના ખ્યાલો :** રાજ્ય સ્થપાયાં અને રાજાને તે રાજ્ય ઉપર સત્તા ચલાવવાનો સમય મળ્યો એટલે મોટે અંશે તે રાજ્યની પ્રજામાં સુલેહ તથા શાન્તિ પથરાઈ અને મનુષ્યને જેમ જેમ પોતાની જાતનું અને પોતાની મિલકતનું સંરક્ષણ કરવાની અંગત ચિંતા ઓછી થતી ગઈ, તેમ તેમ સાહિત્ય, તત્ત્વચિંતન તથા નૈતિક, ધાર્મિક અને આધ્યાત્મિક વિકાસ સધાવા માંડ્યો. આ વિશ્વનો ઉત્પન્ન કરનાર તથા તેનું રક્ષણ કરનાર તથા તેની વ્યવસ્થા સાચવનાર વિશ્વનિયંતા યાને પરમેશ્વર છે એવી માન્યતા બંધાઈ. જો અમુક કર્મ કરવામાં આવશે તો પુણ્ય કર્યું ગણાશે, અને અમુક કર્મ કરવામાં આવશે તો પાપ ગણવામાં આવશે એમ મનાવા લાગ્યું. અને જુદા જુદા સમયે સમર્થ ઋષિઓ, સાધુ પુરુષો, શાસ્ત્ર રચનારાઓ અને વેદ અને શાસ્ત્રના અભ્યાસ કરનારાઓ અને તેનો જગતમાં પ્રચાર કરનારાઓ થયા. તેને પરિણામે કેટલાંક કર્મને પુણ્ય ગણવામાં અને કેટલાંકને પાપ ગણવામાં આવ્યાં અને તેનો પ્રજાએ તથા રાજાએ સ્વીકાર કર્યો. આમ અમુક માન્યતાઓનો પ્રજાએ અને રાજાએ સ્વીકાર કરેલો હોવાથી તેવાં કર્મોનું નિયમન રાજા મારફતે કરવામાં આવ્યું અને નિયમન એટલે જ ન્યાય. વધારામાં, કેટલાંક કર્મો માટે રાજા ન્યાય કરે અને તે જો પાપ છે એમ જણાય તો તેને માટે રાજાની શિક્ષા ઉપરાંત તે નીતિ અને ધાર્મિક સિદ્ધાંતોની વિરુદ્ધ હોવાથી તેવાં કર્મોનું ફળ ઈશ્વર આપશે એવી માન્યતા ઊભી થઈ. વળી મનુષ્યને તેના અવસાન બાદ પણ પાપ અને પુણ્યનાં ફળ ભોગવવાં પડશે એમ મનાવા લાગ્યું. એટલે કે, ટૂંકમાં, રાજ્યના ન્યાય ઉપરાંત ઈશ્વરી ન્યાય પણ છે એવી માન્યતા થઈ.

**રાજાપ્રજાના ધર્મો : સ્મૃતિઓમાં ન્યાય વિષેના ખ્યાલો :** રાજાઓના શા શા ધર્મ અને રાજાએ શું કરવું અને શું ના કરવું વગેરે માટે પણ કેટલાક સિદ્ધાંતો અને નિયમો રચાવા લાગ્યા અને તે ધર્મનો ભંગ થાય તો રાજાને પણ ઉઠાડી મૂકવામાં આવતા અને તે રીતે જોતાં રાજા સર્વસત્તાધીશ હોવા છતાં તેના ઉપર પ્રજાનો આડકતરી રીતે અંકુશ હતો. મહાભારતમાં તથા પુરાણોમાં તથા મનુસ્મૃતિ અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં રાજા અને પ્રજાનાં શા શા ધર્મ છે અને કયું કાર્ય પુણ્ય ગણાશે અને કયું કાર્ય પાપ ગણાશે અને જે કાર્ય પાપ અને ગુનો ગણાય તેની શી શિક્ષા કરવી તે વગેરે બાબતો ઉપર ઘણું ઉચ્ચ પ્રકારનું નિદાન કરેલું છે અને તેનો અમલ કરવો તે ન્યાય કર્યો ગણાય.

પોતાની ફરજ છે એમ સમજવા લાગ્યા. તેઓ પોતાના જીવનવ્યવહારમાં એકબીજા પ્રત્યે ન્યાયથી વર્તતા અને અંદર અંદર ન્યાય કરવાને માટે પોતે પોતાના પંચ નીમતા. પંચ જે નિર્ણય કરે તે તેઓ સ્વીકારતા અને તેને ન્યાય ગણતા. આ વૃત્તિ એટલી બધી વિકસિત થયેલી હતી કે કેટલીક વખત પંચ બોલે તે પરમેશ્વર એવું ગણવામાં આવતું અને પંચનો ન્યાય રાજાઓના ન્યાય કરતાં પણ વધુ આવકારદાયક બનતો હતો. વળી મહાભારત, પુરાણો અને શાસ્ત્રો ઉપરાંત ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે કે રાજાઓ ન્યાય કરવા માટે સિંહાસન ઉપરાંત એક ન્યાયાસન રાખતા અને પોતાની સાથે શાસ્ત્રમાં નિષ્ણાત ગૃહસ્થોને રાખી તેઓની સલાહ અને સૂચના મુજબ ન્યાય આપતા. અમુક ન્યાયાસન ઉપર બેસવાથી સચોટ ન્યાય થઈ શકે છે એવી પણ ભાવના એક સમયે ઉત્પન્ન થયેલી હોવી જોઈએ, તે ભોજ રાજાના સમયની કેટલીક વાર્તાઓ ઉપરથી તથા શામળ ભટ્ટની સિંહાસન બત્રીસીની વાર્તા ઉપરથી જણાય છે.

**ન્યાયપદ્ધતિની પ્રાચીનતા :** હાલ આપણે જેને કચેરી અગર અદાલત કહીએ છીએ તેવી કચેરી અને અદાલતો પ્રાચીન સમયમાં હોવાનું ચોક્કસ રીતે કોઈ ગ્રન્થ ઉપરથી જણાતું નથી. પરંતુ એટલી હકીકત ચોક્કસ છે કે અતિ પ્રાચીન સમયથી ન્યાય અપાય છે.

**મનુસ્મૃતિમાં ન્યાયપદ્ધતિ :** પ્રાચીન હિંદુ રાજાઓના સમયમાં રાજા અને પ્રજાના જીવનનો વ્યવહાર ઘણે અંશે શાસ્ત્રોની આજ્ઞા અનુસાર ચાલતો હતો. વળી જ્યારથી મનુસ્મૃતિ વગેરે સ્મૃતિઓ લખવામાં આવી ત્યારથી તે સ્મૃતિઓમાં નિર્દિષ્ટ કરેલા સિદ્ધાંતો અનુસાર પ્રજાજીવનનો વ્યવહાર ચાલતો હતો અને મનુસ્મૃતિમાં ન્યાય કેવી રીતે કરવો તે બાબત વિધાન કરેલાં છે. મનુસ્મૃતિ અનુસાર રાજાએ પોતે જ બ્રાહ્મણ તથા અન્ય સલાહકારોના સહાયક મંડળની સહાયથી ન્યાય કરવો જોઈએ એમ પ્રતિપાદન કરેલું છે. વળી વિશેષમાં એવું નિર્માણ કરેલું છે કે રાજાએ ન્યાય કરવાનું કાર્ય એક બ્રાહ્મણને સોંપવું અને તે બ્રાહ્મણે પોતાની જાતના બીજા ત્રણ બ્રાહ્મણોની સહાય લઈને ન્યાય કરવો.

**હિંદુ રાજાઓની ન્યાયપદ્ધતિ :** ન્યાય કરવા માટે રાજાએ જેટલી રકમનો દાવો હોય તે દાવો જો પ્રા. વાદી કબૂલ કરે તો તે દાવામાં પાંચ ટકા લેવા અને જો પ્રા. વાદી કબૂલ ના કરે અને વાદીને તેનો દાવો સાબિત કરવો પડે તો દસ ટકા લેવા અને આ પ્રમાણે જે આવક થાય તે ન્યાય કરનાર બ્રાહ્મણોને આપી દેવી, વળી વિશેષમાં ન્યાયાધીશે દાવાનો ન્યાય યાને ફેંસલો કરતાં દરમિયાન પક્ષકારો તથા સાક્ષીઓના હાવભાવ, તેની રીતભાત, હલનચલન, બોલવાની અને વાત કહેવાની રીત ધ્યાનમાં લેવી. વળી ન્યાય કરવામાં જે જે કોમની જે જે રીતરસમો હોય તે તથા કુટુંબમાં ચાલતા આવેલા રીતરિવાજ અને વેપારી રિવાજો વગેરે પણ ધ્યાનમાં લેવા અને તેમની પહેલાંના ન્યાયાધીશોએ જે અમુક રીતે ફેંસલો આપ્યો હોય તો તે ફેંસલાને પણ અનુસરવું.

રાજાને સર્વથી વધુ ગુનેગાર ગણવામાં આવતો, કારણ કે જે રાજા પોતાની પ્રજાને સંપૂર્ણ રક્ષણ અને ન્યાય ના આપે અને મહેસૂલ લે તે ગુનેગાર ગણાય. વળી ન્યાય કરતી વખતે ચિડાઈ ગયેલ પક્ષકાર અગર તો વૃદ્ધ અને માંદા શખ્સો ન્યાય માટે આવ્યા હોય અને તેઓ અયોગ્ય ભાષા વાપરે તો તે પણ રાજાએ સહન કરવી. વળી રાજાએ કાયદા કાનૂનના જ્ઞાનમાં નિષ્ણાત હોય તેમની સલાહ વિના ન્યાય આપવો જોઈએ નહિ અને જે સ્થાપિત પ્રથા હોય તેનું ઉલ્લંઘન કરવું નહિ.

ફોજદારી કાયદાની સરખામણીમાં દીવાની કાયદા ઘણા સારા હતા. ઈંગ્લેંડના પુરાવાના કાયદા જેવો પુરાવાનો કાયદો હતો. દાવામાં જેનું હિત હોય, જે લોકો આબરૂ વિનાના હોય, હલકા નોકરો હોય, મિત્ર હોય, એવા પ્રકારના લોકોની જુબાની ઉપર ઘણે ભાગે આધાર રાખવામાં આવતો નહિ. જે કોઈ મનુષ્ય ખોટી જુબાની આપશે તેને ભૂખ્યા અને તરસ્યા રહેવાનો તથા આંધળા થવાનો અને હાથમાં ઠીકરું લઈ ભીખ માગવાનો વખત આવશે તેમ જ તેને અંધારા નર્કમાં જવું પડશે, એમ મનાતું.

જો લેણદારનું લેણું આપવામાં ના આવે તો સરકાર પાસે ન્યાય મેળવવા જવાને બદલે દેણદારને શિક્ષા કરીને દેણદાર પાસેથી વસૂલ કરવાની રીત હતી. કેટલાંક રાજ્યોમાં દેણદારને કોઈ ખાનગી મકાનમાં પૂરી રાખીને તથા તેને સૂર્યના તાપમાં ભૂખ્યો ઊભો રાખીને પણ લેણદાર પોતાનું લેણું વસૂલ કરતા હતા.

ફોજદારી કાયદામાં ચોરી માટે સજા કરવામાં આવતી. પરંતુ ભારે ચોરી કરનારનાં કાંડાં કાપી નાંખવામાં આવતાં. તેમ ચોરીનો માલ રાખનારને પણ શિક્ષા કરવામાં આવતી. જો બ્રાહ્મણ નાની ચોરી કરે તો બીજી જાતિ કરતાં તેનો આઠગણો દંડ કરવામાં આવતો. પરસ્ત્રીગમન કરનારને ભારે શિક્ષા કરવામાં આવતી, તેમ જ તે સ્ત્રીને પણ સજા

કરવામાં આવતી..શાસ્ત્રની નિંદા કરનાર, ઈશ્વરમાં નહિ માનનાર, અને પોતે જે જાતના હોય તે જાતનું કામ નહિ કરનાર તથા દારૂ વેચનારને પણ શિક્ષા કરવામાં આવતી હતી.

**મોગલાઈ સમયની ન્યાયપદ્ધતિ :** ઉપર જણાવ્યા મુજબ ન્યાય કરવામાં આવતો હતો, પણ જ્યારે મોગલોનું રાજ્ય થયું ત્યારે ન્યાયની પદ્ધતિમાં કેટલાક ફેરફાર અમલમાં આવ્યા. ઈરાનના બાદશાહો ન્યાયને માટે મશહૂર હતા. અને એ બાદશાહોના ન્યાય કરવાના સિદ્ધાંતોનો પ્રચાર આજુબાજુના મુલકોમાં થયો હતો. અને તેથી મોગલ રાજ્યકર્તાઓ તે સિદ્ધાંતો તથા ઇસ્લામના કેટલાક સિદ્ધાંતો પોતાની સાથે લાવ્યા હતા.

અર્વાચીન પદ્ધતિ અનુસાર ન્યાય કરવાનો મોગલોને ખ્યાલ નહોતો. તેમ ન્યાય કરવાની તેમ જ સુલેહશાન્તિ જાળવવાની. અને પ્રજાના જાનમાલનું સંરક્ષણ કરવાની રાજ્યની ફરજ છે એવો પણ તે વખતના મોગલ બાદશાહોને ખ્યાલ નહોતો. છતાં પરદેશીઓના હુમલાથી મુલકનું અને પ્રજાના જાનમાલનું સંરક્ષણ કરવાનો ખ્યાલ હતો. વળી પોતાના અરબી અને ઈરાની રીતરિવાજ મુજબ પોતે ન્યાય કરવા બંધાયેલ છે, અને નબળાનું રક્ષણ કરવું તે બાદશાહનો ધર્મ છે એ સારી રીતે બાદશાહો સમજતા હતા અને તેથી મોટાં શહેરોમાં અને ખાસ કરીને રાજ્યના પાટનગરમાં ન્યાય કરવાનો રાજ્ય તરફથી બંદોબસ્ત થતો હતો.

**ફોજદાર :** હિન્દુસ્તાનમાં તે વખતે મોટાં શહેર બહુ ઓછાં હતાં અને મોટા ભાગની વસ્તી ગામડાંમાં રહેતી હતી. તેઓનું રક્ષણ ફોજદાર કરતા હતા. ફોજદારની મુખ્ય ફરજ રાજ્યનું મહેસૂલ બરાબર વસૂલ કરવામાં મદદ કરવાની તથા મહેસૂલ અને બીજાં નાણાં જે શાહી ખજાનામાં મોકલવાનાં હોય તે સહીસલામત પહોંચાડવાને માટે યોગ્ય બંદોબસ્ત કરવાની તથા જમીનદારો કોઈ પણ પ્રકારની રાજકીય પ્રવૃત્તિ હાથ ધરી બળવો ઉઠાવે નહિ તેમ જ કંઈ અંધાધૂંધી મચાવે નહિ અને પ્રજાને કનડગત કરે નહિ તે જોવાની હતી.

**શાહજહાં અને ઔરંગઝેબની ન્યાયપદ્ધતિ :** મોગલ બાદશાહો પૈકી શાહજહાન અને ઔરંગઝેબ દર બુધવારને દિવસે ખુલ્લા દરબારમાં બેસી ન્યાય આપવાનું કામ કરતા હતા. આ બાદશાહો સવારના આઠ વાગે દરબારમાં હાજર રહેતા. અને ન્યાયના કામમાં સહાય કરવા માટે તેમની સાથે સરકારે નીમેલા કાયદાકાનૂનના અધિકારી તથા કાઝી, આદિમ, ઉલ્મા અને કૂતવાથી વાકેફગાર અધિકારી તથા અદાલતના દરોગા અને શહેર કોટવાળને હાજર રાખતા હતા, અને જરૂર પડે રાજ્યના બીજા અમલદારને પણ હાજર રાખતા અને ખુલ્લા દરબારમાં એક પછી એક કામ ચલાવીને ફેંસલો આપતા.

જહાંગીર બાદશાહ તો, લોકોની ફરિયાદ પોતાની પાસે સીધે સીધી આવે અને વચ્ચેના માણસો લાંચ રુશવત લઈ ગરબડ કરે નહિ તે હેતુથી શાહી મહેલના ઝરૂખાથી એક સોનાની સાંકળ લટકાવતા હતા અને જે કોઈ શખસને ન્યાય મેળવવો હોય અગર ફરિયાદ કરવી હોય તે પોતાની હકીકત લખીને તે સાંકળે અરજી બાંધી જાય અને તે અરજીઓ બાદશાહના હવાલામાં દરરોજ સુપ્રત કરવામાં આવતી હતી.

દરેક મોટા શહેરમાં રાજ્ય તરફથી કાઝી નીમવામાં આવતા હતા, અને તે કાઝી મુખ્યત્વે ન્યાયનું કામ કરતા. પછી દરેક પ્રાન્તમાં સૂબાની નિમણૂક કરવામાં આવતી અને તે સૂબા પણ ન્યાયનું કામ કરતા. ગામડાંમાં મુખ્યત્વે ન્યાયનું કાર્ય ગામની પંચાયતો કરતી અને જો કોઈ શખ્સ પૈસે પહોંચી વળે તેમ હોય અને મહેનત કરી શકે તેમ હોય તો તે શખ્સ છેક બાદશાહની હજૂરમાં હાજર થઈ ન્યાય મેળવી શકતો. વળી કાઝી અગર તો સૂબાના ફેંસલાથી કોઈને અસંતોષ થયો હોય તો બાદશાહને અપીલ કરી શકાતી. મુગલ સમયમાં ન્યાય કરવામાં મુખ્યત્વે કુરાનના સિદ્ધાંતો અનુસરવામાં આવતા. છતાં હિંદુઓનો ન્યાય ઘણી વખત હિન્દુ ધર્મશાસ્ત્રો મુજબ કરવામાં આવતો. વળી મુગલોના સમયમાં ન્યાયાધીશની ઉચ્ચ પદવી ઉપર કેટલાક હિન્દુ અધિકારીઓની પણ નિમણૂક થતી. એમ કહેવાય છે કે શ્રી વલ્લભાચાર્યના દ્વિતીય પુત્ર શ્રી વિઠ્ઠલનાથજી જહાંગીર બાદશાહના દરબારમાં ન્યાય કરતા હતા.

**મુગલ સત્તા પછી : બ્રિટિશ સત્તાની સ્થાપના :** મુગલ રાજ્યની ધીમે ધીમે પડતી થતાં કેટલાંક નવાં સ્વતંત્ર રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં. તેઓ કેટલીક વખત મુગલ બાદશાહને સાર્વભૌમ બાદશાહ તરીકે માન્ય કરતાં અને કેટલીક વખત માન્ય કરતાં નહિ. આ સમયે મોટે ભાગે રાજકીય અંધાધૂંધી પ્રવર્તતી હતી અને મરાઠા ધીમે ધીમે બળવાન બનતા હતા. મોગલ દરબારમાં તેઓનું ચલણ હતું અને તેમની લાગવગ ચાલતી હતી. વળી આ સમયે ધીમે ધીમે ઈસ્ટ ઇંડિયા કંપની તથા કેટલાંક બીજા પરદેશીઓ જેવા કે ફ્રાન્સના લોકો અને વલંદા તથા પોર્ટુગીઝ લોકો હિંદુસ્તાનમાં પોતાનો પગ સ્થિર કરવા પ્રયત્ન કરતા હતા. તેઓ એક અગર બીજા રાજ્યને સહાય કરતા અને તેમ કરતાં કરતાં તેમનો પગપેસારો એટલે સુધી વધારી દેતા કે

તેમનું અમુક રાજ્યમાં વર્ચસ્વ રહેતું. આ બધા પરદેશીઓ-ઓમાંથી છેવટે ઈસ્ટ ઇંડિયા કંપની બરાબર પગભર થઈ, એટલું જ નહિ પણ હિંદુસ્તાનના મોટા ભાગમાં તેનું રાજ્ય સ્થપાયું. અને છેવટે ઇંગ્લેંડના રાજાએ તમામ રાજ્યો અને રાજ્યસત્તા પોતાના હસ્તક લઈ પોતાના અધિકારીઓ નીમી રાજ્યતંત્ર સીધું પોતાની દેખરેખ અને સત્તા તળે લીધું.

**બ્રિટિશ ન્યાયની શરૂઆત: સને ૧૬૬૨ થી ૧૬૭૪:**

હિંદુસ્તાનમાં સૌથી પ્રથમ બ્રિટિશ રાજા જેમ્સ પહેલાએ સને ૧૬૨૨ના ચાર્ટરથી જૂની ઈસ્ટ ઇંડિયા કંપનીને, જે અંગ્રેજ લોકો ઈસ્ટ ઇન્ડિઝમાં વસતા હતા તેઓના અપકૃત્ય અગર ગુના માટે શિક્ષા કરવાની સત્તા આપી. ત્યાર બાદ ચાર્લ્સ બીજાએ તા. ૩-૪-૧૬૬૧ના ચાર્ટરથી ઈસ્ટ ઇંડિયા કંપનીના જુદા જુદા વિભાગો ગવર્નર-ઈન-કાઉન્સિલને તેમની સત્તા અને હકૂમતમાં રહેનાર તમામ શખસોને દીવાની તથા ફોજદારી ન્યાય આપવાની સત્તા આપી. તેમ જ ત્યાર પછી સને ૧૬૬૯ તથા સને ૧૬૭૪માં મુંબઈ બેટ અને સેન્ટહેલીનાના બેટમાં કંપનીને કાયદા કરવાની, સરકારી અમલ ચલાવવા માટે બંધારણ ઘડવાની અને જે કોઈ એવો ગુનો કરે તો મોત સુધી શિક્ષા કરવાની સત્તા આપવામાં આવી.

**પ્રજાની કોર્ટની રચના, ૧૬૮૩** તા. ૯-૮-૧૬૮૩ના ચાર્ટરથી ચાર્લ્સ બીજાએ ગવર્નર-ઈન-કાઉન્સિલને તેમની મુનસફીમાં આવે તે જગોએ ન્યાય કરવાની અદાલત સ્થાપવાની સત્તા આપી. તે અદાલતમાં એક અધિકારી કાયદામાં નિષ્ણાત અને તેની સાથે બે વેપારી ગૃહસ્થોને નીમી તે ત્રણની બનેલી કોર્ટ વેપારી રિવાજ મુજબ તથા ન્યાય અને નીતિના ધોરણને અનુસરીને ન્યાય કરે એવી સત્તા આપવામાં આવી

**મુંબઈ, મદ્રાસ અને કલકત્તાની અદાલતો, ૧૭૨૬**

જૂની અને નવી ઈસ્ટ ઇન્ડિયા કંપનીનું એકીકરણ થયા બાદ કંપનીના ડિરેક્ટરોએ (સંચાલકોએ) સને ૧૭૨૬માં ઇંગ્લેંડના રાજા જ્યોર્જ પહેલાને અરજ કરી જણાવ્યું કે મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં ઝડપી અને અમલી ન્યાય કરવા માટેની સત્તાની ખાસ આવશ્યકતા છે અને દીવાની અને ફોજદારી ન્યાય કરવા માટે પણ સત્તાની જરૂર છે. આ ઉપરથી સને ૧૭૨૬ની સાલના શાહી ચાર્ટરથી જ્યોર્જ પહેલાએ મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં દરેક સ્થળે એક એક અદાલત સ્થાપવાની સત્તા આપી અને એવો નિર્દેશ કર્યો કે સદરહુ અદાલતમાં એક મેયર અને નવ એલ્ડરમેનની નિમણૂક કરવી અને તેઓએ કોર્ટના કામકાજનું રેકર્ડ રાખવું અને બીજા પક્ષકાર વચ્ચેના દાવાઓ વગેરેનો નિકાલ કરવો. આ કોર્ટના ફેંસલા ઉપર ગવર્નર-ઈન-કાઉન્સિલને તથા કિંગ-ઇન કાઉન્સિલને અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો. વિશેષમાં તે જ શાહી ચાર્ટરથી મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં દરેક સ્થળે **ઓયર અને ટરમિનર** (કોર્ટ્સ ઓફ ઓયર એન્ડ ટરમિનર)ની કોર્ટ્સ સ્થાપવાની સત્તા આપી અને આ કોર્ટને રાજ્યદ્રોહ સિવાયના તમામ ગુનાઓનો ન્યાય કરવાની સત્તા આપવામાં આવી, અને ગવર્નર-ઈન-કાઉન્સિલને જસ્ટિસીસ ઓફ પીસ બનાવવામાં આવ્યા અને તેમને ક્વાર્ટર સેશન્સ કોર્ટ કરવાની સત્તા માટે અધિકાર આપવામાં આવ્યો અને આ તમામ કોર્ટોને તે વખતે ઇંગ્લેંડમાં જે કાયદા અમલમાં હતા તે કાયદા અમલમાં મૂકીને ન્યાય કરવાનો હતો.

**મેયરની કોર્ટ, અને કોર્ટ્સ ઓફ રિકવેસ્ટ્સ, ૧૭૫૩:**

સને ૧૭૫૩ના ચાર્ટરથી જ્યોર્જ બીજાએ મુંબઈ, મદ્રાસ અને કલકત્તામાં મેયરની કોર્ટ બંધ કરીને હતી, તે કેટલાક ફેરફારો સાથે ફરીથી સ્થાપિત કરવાની સત્તા આપી. આ મેયર કોર્ટને હિંદના રહેવાસી પક્ષકારનો દીવાની દાવો લેવાની હકૂમત નહોતી, પરંતુ જો બંને પક્ષકાર સંમતિ આપે તો આ કોર્ટ ન્યાય કરતી. વળી આજ ચાર્ટરથી મુંબઈ, મદ્રાસ, અને કલકત્તામાં 'કોર્ટ્સ ઓફ રિકવેસ્ટ્સ' સ્થાપવામાં આવી.

**૧૭૯૭ની કોર્ટ:** સને ૧૭૯૭માં મુંબઈ અને મદ્રાસની મેયર કોર્ટ કાઢી નાખવામાં આવી. તેને બદલે એક મેયર, ત્રણ એલ્ડરમેન અને એક રેકર્ડરની કોર્ટ સ્થાપવામાં આવી. આ બધા ન્યાયાધીશોની નિમણૂક ઇંગ્લેંડના રાજા કરતા હતા. આ કોર્ટને દીવાની, ફોજદારી તથા ધાર્મિક અને નૌકાના દાવાઓ તથા ગુનાઓનો ન્યાય કરવાની સત્તા આપવામાં આવી. મુંબઈના ગવર્નરની હકૂમતમાં વસતા તમામ બ્રિટિશ પ્રજાજન તથા જે દેશી રાજાઓએ બ્રિટિશ સત્તા સાથે એલાયન્સ (જોડાણ) કર્યું હોય તે રાજાની હકૂમતમાં રહેતા પ્રજાજનોનો ન્યાય કરવાની હકૂમત આપવામાં આવી. હિંદુ અને મુસલમાનોને તેમનો અનુક્રમે હિંદુ અને મુસલમાની કાયદો લાગુ પડતો હતો, અને આ કોર્ટના ફેંસલા સામે કિંગ-ઈન-કાઉન્સિલને અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો હતો.

**સુપ્રીમ કોર્ટ, ૧૮૨૩:** તા. ૮-૧૨-૧૮૨૩ના લેટર્સ પેટન્ટથી મુંબઈમાં સુપ્રીમ કોર્ટ સ્થાપવામાં આવી. તે કોર્ટના ન્યાયમૂર્તિઓ પાંચ વર્ષથી ઓછા નહિ તેવા જૂના ઇંગ્લેંડ અગર આયર્લેંડના બેરિસ્ટર હોવા જોઈએ, અને તેમાં ત્રણ ન્યાયમૂર્તિઓ બેસશે એવું પણ ફરમાન કરવામાં આવ્યું. આ

સુપ્રીમ કોર્ટને મુંબઈ શહેર અને બેટમાં તેના તાબાની કોઠીઓમાં ( factories ) અને મુંબઈ સરકારની સત્તા નીચેના મુલકમાં ન્યાય કરવાની સંપૂર્ણ સત્તા અને હકૂમત આપવામાં આવી. સુપ્રીમ કોર્ટને મુંબઈ તળમાં અગર બીજી કોઈ જગાના મહેસૂલ બાબત ન્યાય કરવાની સત્તા નહોતી. ખૂન કરનાર શખ્સ અગર બે પત્ની કર્યાનો ગુનેગાર ગુનો ગમે ત્યાં કર્યો હોય છતાં જો તે સુપ્રીમ કોર્ટની હકૂમતની હદમાં આવે તો તેનો ન્યાય સુપ્રીમ કોર્ટને કરવાનો અધિકાર હતો. વળી સુપ્રીમ કોર્ટને પોતાના કામકાજ માટે તેના તાબાના અમલદાર નીમવાની તથા એડવોકેટ અને એટર્નીઝને દાખલ કરવા તથા તેમનું પત્રક રાખવાની પણ સત્તા આપવામાં આવી હતી. અને એડવોકેટ અગર એટર્ની સિવાય બીજા કોઈને વકીલાત કરવા દેવામાં આવતી નહિ. સુપ્રીમ કોર્ટ ઉપર ઇંગ્લેંડના રાજ્યકર્તાને જો દાવો રૂ. ૧૦૦૦૦ અગર તેથી વધુ કિંમતનો હોય તો અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો હતો. બ્રિટિશ પ્રજાજન જે કંપનીના ચાર્ટર મુજબ સુપ્રીમ કોર્ટની હકૂમતમાં રહેતા હોય તે, તથા એશિયા, આફ્રિકા, અમેરિકા, કેપ ઑફ ગુડહોપ અને મેગેલનની સામુદ્રધુનીમાં રહેતા હોય તે બધાએ જો તે સ્થળે ગુનો કર્યો હોય તો તે ગુનો સુપ્રીમ કોર્ટની હકૂમતમાં કરવામાં આવ્યો છે એમ ગણી સુપ્રીમ કોર્ટને તેવા ફોજદારી ગુનાનો ન્યાય કરવાની સત્તા હતી.

**કોર્ટ ઑફ રિક્વેસ્ટ, ૧૭૫૩ :** તા. ૮–૧–૧૭૫૩ના જ્યોર્જ બીજાના ચાર્ટરથી મુંબઈમાં કોર્ટ ઑફ રિક્વેસ્ટ્સ સ્થાપવામાં આવી અને તેને પાંચ પાગોડાથી વધારે કિંમતના દાવા ચૂકવવાની સત્તા નહોતી. પાછળથી આ કોર્ટને રૂ. ૮૦ સુધીની કિંમતના દાવા સાંભળવાની સત્તા આપવામાં આવી હતી.

**સ્મૉલ કૉઝ કોર્ટ, ૧૮૫૦:** સને ૧૮૫૦ના એક્ટ નંબર નવથી મુંબઈમાં સ્મૉલ કૉઝ કોર્ટ એટલે કે નાના દાવા ચલાવનારી કોર્ટ સ્થાપવામાં આવી તે કોર્ટમાં ત્રણ ન્યાયાધીશ નીમવાની સત્તા આપવામાં આવી. તે પૈકી એક બૅરિસ્ટર હોવા જોઈએ, અગર તો સુપ્રીમ કોર્ટના એડવોકેટ હોવા જોઈએ, અગર તો સ્કૉટલૅન્ડની સેશન્સ કોર્ટના એડવોકેટ હોવા જોઈએ. તેઓની નિમણૂક કરવાની સત્તા ગવર્નર જનરલ – ઇન – કાઉન્સિલને આપવામાં આવી અને કોર્ટ ઑફ રિક્વેસ્ટ બંધ કરવામાં આવી.

**નાદારીની કોર્ટ:** મુંબઈમાં એક જુદી નાદારીની કોર્ટ સ્થાપવામાં આવી અને તે કોર્ટમાં સુપ્રીમ કોર્ટના એક ન્યાયમૂર્તિ ન્યાય માટે બેસતા અને આ કોર્ટના ફેંસલા ઉપર સુપ્રીમ કોર્ટને અપીલ કરવાનો હક્ક હતો.

**જસ્ટિસ ઑફ પીસ:** ઇલાકાના મુખ્ય સ્થળની બહાર બ્રિટિશ પ્રજાજનમાંથી જસ્ટિસ ઑફ પીસ નીમવામાં આવતા. આ જસ્ટિસીઝ ઑફ પીસને મૅજિસ્ટ્રેટની સત્તા આપવામાં આવતી. તેઓ ગેરકાયદેસર પ્રવેશ, હુમલો અને બીજી રીતે ઈજા કરવામાં આવી હોય તેવા ગુનાઓને માટે ન્યાય કરી યોગ્ય શિક્ષા કરવાની સત્તા ધરાવતા હતા. વળી જો કોઈ દેશી પ્રજાજનનું બ્રિટિશ પ્રજાજન પાસે નાની રકમનું લેણું હોય તો તેનો ન્યાય પણ કરવાની તેઓને સત્તા હતી. મુંબઈમાં મૅજિસ્ટ્રેટની કોર્ટ ઉપરાંત એક Court of petty sessions સ્થાપવામાં આવી હતી. આ કોર્ટમાં ગવર્નર ઇન કાઉન્સિલને બે જસ્ટિસીઝ ઑફ પીસને ન્યાયાધીશ તરીકે નિમવાની સત્તા હતી. આ કોર્ટ દર ગુરુવારે બેસતી. તેમાં બધા મળી ત્રણ જસ્ટિસીઝ ઑફ પીસ, જે પૈકી એક મૅજિસ્ટ્રેટ હોય તે, એક યુરોપિયન, અને એક દેશી, એટલા શખ્સ ન્યાયાધીશ તરીકે બેસતા. તે કોર્ટની સાથે એક બૅરિસ્ટર, જે જસ્ટિસ ઑફ પીસ હોય તે અને એક સુપ્રીમ કોર્ટના એડવોકેટ જેને ગવર્નર–ઇન–કાઉન્સિલ નીમે તે, એસેસર તરીકે બેસતા.

**મુંબઈ બહાર ન્યાય કરવાની શરૂઆત:** સને ૧૭૭૪માં સાલસેટ તથા કરંજા બેટ તથા એલીફન્ટા ઉપર જીત મેળવ્યા બાદ સાલસેટ તથા કરંજા માટે એક રેસિડન્ટની નિમણૂક કરવામાં આવી. મુંબઈથી જે પ્રમાણે સૂચના આપવામાં આવે તે મુજબ ત્યાંનું રાજ્ય ચલાવવામાં આવતુ અને તે જગોને માટે રેગ્યુલેશન કરવામાં આવે તે દરમ્યાન ત્યાંના ઝઘડાઓનો નિકાલ પંચ મારફતે કરવામાં આવશે એવો ઠરાવ કરવામાં આવ્યો અને આ રીતે મુંબઈ બહાર સૌથી પહેલી ન્યાય કરવાની પદ્ધતિ અસ્તિત્વમાં આવી.

**સેશન્સ કોર્ટ, સુરત અને થાણામાં, ૧૭૯૯:** સને ૧૭૯૯માં બંગાળાના જેવી સુરત અને થાણામાં સેશન્સ કોર્ટ, તથા મૅજિસ્ટ્રેટની કોર્ટ સ્થાપવામાં આવી મૅજિસ્ટ્રેટને પંદર દિવસની કેદની શિક્ષા અને રૂ. ૧૦૦ સુધી દંડ કરવાની સત્તા આપવામાં આવી. નાની ચોરીના ગુના માટે એક માસની કેદની શિક્ષા કરવાની સત્તા આપવામાં આવી. વળી દીવાની ન્યાય કરવા માટે એક ન્યાયાધીશની નિમણૂક કરવામાં આવી. દીવાની અને ફોજદારી કોર્ટના રજિસ્ટ્રારને રૂ. ૨૦૦ સુધીના દાવાના ફેંસલા કરવાની સત્તા આપવામાં આવી. પણ તેઓના ફેંસલા ઉપર જ્યારે કોર્ટના ન્યાયાધીશ સહી કરે ત્યારે તે ફેં-

ગણવામાં આવતો. વળી દેશી લોકોમાંથી કમિશનર નીમવામાં આવ્યા અને તેઓને રૂ. ૫૦ સુધીના દાવા ચૂકવવાનો અધિકાર આપવામાં આવ્યો. તેઓને પંચ તરીકે ઝઘડાનો નિકાલ કરવાની પણ સત્તા આપવામાં આવી, અને તેઓના ફેંસલા ઉપર દીવાની કોર્ટના ન્યાયાધીશને અમલ કરવાનો હક્ક આપવામાં આવ્યો. આ બધી કોર્ટ ઉપર ગવર્નર-ઈન-કાઉન્સિલના હાથ નીચે એક ખાતું સદર અદાલત તરીકેનું હતું. તેને અને ફોજદારી ન્યાયખાતાના મુખ્ય ઉપરી સત્તા તરીકે દેખરેખ રાખવામાં આવતી અને તેના ફેંસલા ઉપર અપીલની હકૂમત પણ તે ભોગવતા હતા. વળી તેમને કોઈ ગુના માટે ક્ષમા બક્ષવાની સત્તા હતી અથવા તો શિક્ષામાં ઘટાડો કરવાની પણ સત્તા હતી.

**ભરૂચ અને ખેડા જિલ્લામાં જજ અને મૅજિસ્ટ્રેટો, ૧૮૦૫:** સને ૧૮૦૫ માં ભરૂચમાં ત્રણ ન્યાયાધીશ અને એક રજિસ્ટ્રારની પ્રોવિન્શિયલ કોર્ટ ઑફ અપીલ એન્ડ સરકીટ સ્થાપવામાં આવી, અને સુરતની સેશન્સ કોર્ટ કાઢી નાખવામાં આવી. વળી તે જ વર્ષમાં ભરૂચ જિલ્લામાં અને ખેડા જિલ્લામાં જજ અને મૅજિસ્ટ્રેટ નીમવામાં આવ્યા. વળી ભરૂચ અને સુરતની દીવાની અદાલતોમાં કામ ઘણું વધી જવાથી સને ૧૮૦૭ માં સુરતમાં એક મદદનીશ ન્યાયાધીશ (આસિસ્ટંટ જજ)ની નિમણૂક કરવામાં આવી અને રજિસ્ટ્રાર્સને ભરૂચ અને સુરત બંને જગાએ રૂ. ૫૦૦ સુધીના દાવા સાંભળવાની સત્તા આપવામાં આવી. વળી સદર અદાલતના મુનસફોને સને ૧૮૦૮ માં સદરઅમીન નીમવાની સત્તા આપવામાં આવી અને સદરઅમીનને રૂ. ૧૦૦ સુધીના દાવાઓ સોંપવામાં આવે તેનો નિકાલ કરવાની સત્તા આપવામાં આવી.

**ભરૂચની પ્રોવિન્શિયલ કોર્ટ, ૧૮૦૮:** સને ૧૮૦૮ માં ભરૂચની પ્રોવિન્શિયલ કોર્ટને ભરૂચ, સુરત, અને ખેડા જિલ્લાની જિલ્લા કોર્ટના ફેંસલા સામે રૂ. ૪૦૦ સુધીના દાવામાં અપીલ સાંભળવાની સત્તા આપવામાં આવી અને આ કોર્ટના ફેંસલાથી જે પક્ષકાર નારાજ થાય તેને સદર અદાલતને રૂ. ૮૦૦ સુધીના દાવામાં અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો. રજિસ્ટ્રાર્સના ફેંસલા સામે જિલ્લા કોર્ટને અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો અને તે ઉપર ભરૂચની અપીલ કોર્ટને અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો.

સને ૧૮૧૦ માં ભરૂચની પ્રોવિન્શિયલ કોર્ટને સુરત ખસેડવામાં આવી અને ભરૂચમાંથી આસિસ્ટંટ જજની નિમણૂક પણ કમી કરવામાં આવી.

**રાજકીય ગુના માટેની કોર્ટ, ૧૮૧૨:** સને ૧૮૧૨ માં રાજકીય ગુનાઓ માટે એક ખાસ કોર્ટ આપવામાં આવી અને તે કોર્ટમાં રાજકીય ગુનાઓનો ફેંસલો કરવા માટે ત્રણ ન્યાયાધીશ અને બે મુસલમાન ઑફિસર્સની નિમણૂક કરવામાં આવી. વળી તે જ સાલમાં ખેડા અને ભરૂચમાં મદદનીશ રજિસ્ટ્રાર અને નીચા દરજ્જાના અમીનની નિમણૂક કરવામાં આવી અને તે ઉપરાંત ખેડામાં એક મદદનીશ ન્યાયાધીશની નિમણૂક કરી. વળી પ્રોવિન્શિયલ કોર્ટ ઑફ અપીલની સત્તા અને હકૂમત વધારવામાં આવી અને તે કોર્ટને સાલસેટ, સુરત, ભરૂચ અને ખેડા જિલ્લાની અપીલ સાંભળવાની સત્તા અને હકૂમત આપવામાં આવી. વળી સદર અદાલતની અપીલ સાંભળવાની સત્તા અને હકૂમત ચોક્કસ નિર્દિષ્ટ કરવામાં આવી અને તે સદર અદાલતના ફેંસલા સામે ઈંગ્લૅંડમાં અપીલ કરવા બાબત નિર્ણય કરવામાં આવ્યા. વળી જિલ્લા કોર્ટે જે અપીલનો ફેંસલો સંપૂર્ણ રીતે સાંભળ્યા વિના સંક્ષિપ્ત રીતે આપ્યો હોય તેમ જ અપીલ કરવામાં ઢીલ કરવામાં આવી છે એમ ગણી અપીલ કાઢી નાખવામાં આવી હોય તેવા ફેંસલા સાથે પ્રોવિન્શિયલ કોર્ટને સંક્ષિપ્ત રીતે અપીલ સાંભળવાનો અધિકાર હતો.

**જિલ્લા મૅજિસ્ટ્રેટને વિશિષ્ટ સત્તાઓ, ૧૮૧૩:** સને ૧૮૧૩ માં જિલ્લા મૅજિસ્ટ્રેટને મુંબઈ બહાર ઇલાકામાં વસતા બ્રિટિશ પ્રજાજનોને દેશી પ્રજા સામે ગેરકાયદેસર પ્રવેશ અને હુમલા માટેના ગુના માટે શિક્ષા કરવાની સત્તા આપવામાં આવી. પરંતુ આ બ્રિટિશ પ્રજાજનને તે ફેંસલા સામે અપીલ કરવી હોય તો સાધારણ રીતે તેવી અપીલ સદર અદાલતને થઈ શકે, છતાં તેને રેકર્ડર કોર્ટમાં અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો હતો. વળી જો કોઈ બ્રિટિશ પ્રજાજન જિલ્લામાં રહેતો હોય, અગર વેપાર કરતો હોય અગર સ્થાવર મિલકત ધરાવતો હોય તો તેવા બ્રિટિશ પ્રજાજન સામે દેશી વતની અગર દેશી પ્રજા દાવો કરી શકે, એમ કર્યું.

**નગર ન્યાયાધીશ, ૧૮૧૫:** સને ૧૮૧૫ માં મદદનીશ જિલ્લા જજ અને નગર ન્યાયાધીશની નિમણૂક કરવામાં આવી અને મદદનીશ રજિસ્ટ્રારોની અને દેશી કમિશનરોની હકૂમત અને સત્તા થોડે અંશે વધારવામાં આવી.

**કલેક્ટર જિલ્લા મૅજિસ્ટ્રેટ બન્યા, ૧૮૧૮:** સને ૧૮૧૮ માં જિલ્લા ન્યાયાધીશ જે જિલ્લા મૅજિસ્ટ્રેટ પણ હતા તેને બદલે કલેક્ટરને જિલ્લા મૅજિસ્ટ્રેટ બનાવવામાં આવ્યા અને મદદનીશ કલેક્ટરને મદદનીશ મૅજિસ્ટ્રેટ બનાવ-

વામાં આવ્યા અને જિલ્લા કોર્ટના ન્યાયાધીશને જિલ્લાના ફોજદારી કામના ન્યાયાધીશ બનાવ્યા. તેમજ તેઓના હાથ નીચે મુખ્ય મથકના પોલીસને મૂકવામાં આવ્યા.

**સ્પેશિયલ કોર્ટમાં હિંદુ કાયદાનો અમલ, ૧૮૧૯:** સને ૧૮૧૯ માં રાજકીય ગુના માટે સ્પેશિયલ કોર્ટમાં ફક્ત મુસલમાની કાયદાનો અમલ કરવામાં આવતો હતો તેને બદલે હિન્દુ કાયદાનો અમલ કરવાનો ઠરાવ કરવામાં આવ્યો.

**૧૮૨૦ ના ફેરફારો:** સને ૧૮૨૦ માં પ્રોવિન્શિયલ કોર્ટ ઑફ અપીલ કાઢી નાખવામાં આવી અને સદર અદાલત મુંબઈથી સુરત ખસેડવામાં આવી. સદર અદાલતમાં ચાર ન્યાયમૂર્તિઓની નિમણૂક કરવામાં આવી અને જિલ્લા કોર્ટના નિર્ણય સાથે સદર અદાલતમાં અપીલ કરવાનો હક્ક આપવામાં આવ્યો. તે જ વર્ષમાં પ્રોવિન્શિયલ કોર્ટ ઑફ સરકીટ અને સુપીરિયર ટ્રિબ્યુનલનું એકીકરણ કરીને સદર ફોજદારી અદાલત સુરતમાં સ્થાપવામાં આવી. તે કોર્ટમાં ચાર ન્યાયમૂર્તિઓની અને બીજા અમલદારોની નિમણૂક કરવામાં આવી. આ ન્યાયમૂર્તિ પૈકી એક દરેક જિલ્લામાં જઈ ન્યાયનું કામ કરતા અને એક બીજા દર વરસે બે વખત જેલમાં જઈ ત્યાં ન્યાયનું કામ કરતા અને તેઓ જે શિક્ષા કરે તે, ફાંસીની અને જન્મટીપ સિવાયની હોય તો, આખરની ગણવામાં આવતી. પણ ફાંસી અને જન્મટીપની શિક્ષાને માટે સદર ફોજદારી અદાલતની મંજૂરી મંગાવવી પડતી.

**૧૮૨૭નો નવો નિબંધ:** સને ૧૮૨૭માં માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટને નવો નિબંધ દાખલ કર્યો અને તે નિબંધથી ન્યાયની કોર્ટમાં ઘણા મહત્ત્વના ફેરફારો કરવામાં આવ્યા. રૂ. ૫૦૦થી રૂ. ૫૦૦૦ સુધીની કિંમતના દાવા ચૂકવવા માટે નેટિવ કમિશનર નીમવામાં આવ્યા. પણ જો આવા કોઈ દાવામાં યુરોપિયન અગર અમેરિકન પક્ષકાર હોય તો તે દાવો સાંભળવાની નેટિવ કમિશનરને સત્તા નહોતી. નેટિવ કમિશનરની જેટલી સત્તા હોય તેટલી કિંમતના દાવા જિલ્લા ન્યાયાધીશ નેટિવ કમિશનરની કોર્ટમાં મોકલતા અને બધા ફેંસલાઓ ઉપર જિલ્લા જજને અપીલ થઈ શકતી અને તે અપીલનો નિર્ણય આખરી ગણાતો હતો. પણ જિલ્લા જજ કેટલીક વખત સિનિયર આસિસ્ટંટ જજને અપીલ સાંભળવા માટે સોંપતા અને જો સિનિયર આસિસ્ટંટ જજ નીચેની કોર્ટનો નિર્ણય બહાલ રાખે તો તે સામે બીજી અપીલ થઈ શકતી નહોતી; પણ જો તે નિર્ણયને બદલે બીજો નિર્ણય આપે તો તે સામે જિલ્લા જજને અપીલ થઈ શકતી. જિલ્લા જજ જો અસલ દાવાઓનો નિકાલ કરે તો તે સામે સદર દીવાની અદાલતમાં અપીલ કરી શકાતી હતી પણ જો જિલ્લા જજનો ફેંસલો કોઈ પણ બ્રિટિશ પ્રજાજન વિરુદ્ધ હોય તો તે સામે સદર દીવાની અદાલતને બદલે સુપ્રીમ કોર્ટને અપીલ કરવાનો તેને હક્ક હતો.

**મદદનીશ જજો:** જિલ્લા જજને મદદ કરવા મદદનીશ જિલ્લા જજની નિમણૂક કરવામાં આવતી. જો એક કરતાં આવા વધારે જજ હોય તો એકને વડીલ (Senior) જજ કહેવામાં આવતા અને બીજાને કનિષ્ઠ (Junior) જજ કહેવામાં આવતા. જે અપીલમાં દાવાના વિષયની કિંમત રૂ.૫૦૦૦ સુધી હોય તે અપીલ અગર તો તેટલી કિંમતનો દાવો સાંભળવાનું કામ જિલ્લા જજ વડીલ જજને સોંપતા અને કનિષ્ઠ મદદનીશ જજને રૂ. ૫૦૦ સુધીના દાવા સાંભળવાને સોંપતા. આ બંને મદદનીશ જજની સામે અપીલ સાંભળવાની સત્તા જિલ્લા જજને હતી. જિલ્લા જજના નિર્ણય સામે સદર દીવાની અદાલતમાં અપીલ થઈ શકતી હતી અને સદર દીવાની અદાલતની વિરુદ્ધ કિંગ ઈન કાઉન્સિલને અપીલ કરી શકાતી હતી. વળી એવું પણ વિધાન કરવામાં આવ્યું હતું કે જો કોઈ કોર્ટમાં યુરોપિયન ન્યાયાધીશ હોય તો તેને મદદ કરવા માટે દેશી પ્રજાના કેટલાક સદ્‌ગૃહસ્થોની નિમણૂક કરવામાં આવતી અને તેઓને પંચ તરીકે અગર જ્યુરર્સ તરીકે બેસાડવામાં આવતા. પરંતુ છેવટનો નિર્ણય આપવાની સત્તા ન્યાયાધીશ એકલાની હતી.

**મૅજિસ્ટ્રેટ અને પોલીસ અધિકારીઓ:** સને ૧૮૨૭થી નજીવા ગુનાને માટે ન્યાય કરવાનું કામ મૅજિસ્ટ્રેટ અને પોલીસ ઑફિસરોને આપવામાં આવ્યું, તેમ જ ગુનેગારોને પકડવાનું કામ પણ પોલીસને સોંપવામાં આવ્યુ. જિલ્લા જજને ફોજદારી ન્યાય કરવાનું કામ સોંપવામાં આવ્યું. ૬ માસ સુધીની કેદની ઓરડીમાં ગુનેગારને રાખવાની સજા કરવાની સત્તા આ જજને આપવામાં આવી. તથા સાત વર્ષની સખત મજૂરી સાથેની શિક્ષા કરવાની સત્તા આપવામાં આવી. પરંતુ બે વર્ષ કરતાં વધુ કેદની શિક્ષા કરવા માટે સદર ફોજદારી અદાલતની મંજૂરી લેવી પડતી હતી.

**ફરતી કોર્ટ:** સદર ફોજદારી અદાલતના એક ન્યાયાધીશ વારાફરતી ફરતી કોર્ટ (કોર્ટ ઑફ સરકીટ) દરેક જિલ્લાના મુખ્ય મથકે ભરતા અને આ કોર્ટ ભારે ગુનાનો ન્યાય કરતી. વળી રાજકીય ગુના માટે એક ખાસ કોર્ટ સ્થાપવામાં આવી, અને તે કોર્ટના ન્યાયાધીશ સદર ફોજદારી અદાલત અને જિલ્લા અદાલતના ન્યાયાધીશમાંથી પસંદગી

કરી નીમવામા આવતા હતા વગી આ બધા ફોજદારી કોર્ટસને ન્યાયના કામમા મદદ કરવા માટે દેશી લોકોને લેવાની છૂટ હતી

**અપીલ કોર્ટ, ૧૮૨૯:** સને ૧૮૨૯મા ગુજરાતના જિલ્લાઓને માટે સદર દીવાની અદાલતની સત્તા નીચે એક અપીલ કોર્ટ સ્થાપવામા આવી અને સદર દીવાની અદાલતને સુરતથી મુબઈ ખસેડવામા આવી આ અપીલ કોર્ટમા બણ ન્યાયાધીશો હતા અને અપીલ પૂરતી ગુજરાતના જિલ્લાઓને માટે તે સદર દીવાની અદાલતની ગરજ સારતી હતી

**બ્રિટિશ પ્રજાજનના વિશિષ્ટ હકકો રદ થયા, ૧૮૩૬:** મુબઈ સદારતી કોર્ટના ફેસલા સામે અપીલ બ્રિટિશ પ્રજાજનને કરવી હોય તો તે અપીલ સદર દીવાની અદાલતમા કરવાને બદલે સુપ્રીમ કોર્ટમા કરવાનો હક હતો તે ૧૮૩૬ની સાલમા નષ્ટ કરવામાં આવ્યો ને કોઈ પણ શખસને તેની જાતને લીધે કે અમુકને ત્યા જન્મેલ હોવાથી, મુખ્ય સદર અમીન સદર અમીન અગર મુનસફ થવાને નાલાયક થશે નહિ, એમ ઠરાવવામા આવ્યુ

**સેશન્સ જજ, ૧૮૩૦** સને ૧૮૩૦થી પ્રોવિન્શિયલ કોર્ટ ઑફ સરકીટ કાઢી નાખવામાં આવી અને તેમની સત્તા ફોજદારી જજને આપવામા આવી અને તે જજ સને ૧૮૦૦થી સેશન્સ જજ કહેવાયા

**વ્યભિચાર વિરુદ્ધ કાયદો, ૧૮૪૫:** સને ૧૮૪૫મા એવો કાયદો કરવામા આવ્યો કે કોઈ માણસે બીજા માણસની ઓરત સાથે વ્યભિચાર કર્યો હોય તેવા માણસને દડ અને કેદની શિક્ષા કરી શકાય અને આવા ગુના માટે કોઈ પણ સ્ત્રી સામે ફરિયાદ થઈ શકશે નહિ અને આવા વ્યભિચારના ગુના માટે તે સ્ત્રીનો ધણી ફરિયાદ કરી શકે

**દીવાની કોર્ટ, ૧૮૫૯ અને હાઈ કોર્ટ, ૧૮૬૩:** સને ૧૮૫૯મા સૌથી પ્રથમ રીતસરનો દીવાની કોર્ટનુ કામ ચલાવવાનો નિયમ કરવામા આવ્યો અને સને ૧૮૬૩મા મુબઈની હાઈ કોર્ટનો કાયદો કરવામા આવ્યો અને હાઈ કોર્ટ સ્થપાતા સદર દીવાની અદાલત વગેરે કોર્ટો બધ કરવામા આવી સને ૧૮૬૩ના હાઈ કોર્ટના કાયદા મુજબ હાઈ કોર્ટ સ્થાપવામાં આવી તે ઘણે અંશે હાલ પણ ચાલુ છે ચાલુ ન્યાયપદ્ધતિનો પરિચય અગાઉ અન્યત્ર આપેલો છે

# ૧૧
# જોવાલાયક પ્રાચીન કૂવા

**પરિચય:** કૂવા, વાવ, કુડ, તળાવો, વગેરેની માહિતી આ પુસ્તકમા અગાઉ આવી ગઈ છે પ્રાચીન કાળમા આ જળાશયો બાધવાની કળા કેવી અદ્‌ભુત કોટીએ ખીલેલી હતી, એનો ખ્યાલ આપવા આ પ્રકરણમા જિલ્લાના કેટલાક પ્રાચીન કૂવા, વાવ અને કુડની ઇજનેરી વિગતો આપી છે

**કૂવાનુ કાવ્ય:** સૌરાષ્ટ્રમા એક કહેવત છે કે 'અડી કડી વાવ ને નવઘણ કૂવો, જેણે ના જોયા તે જીવતો મૂઓ' સૌરાષ્ટ્ર તો કવિઓની ભૂમિ હોઈ નાનામા નાની ચીજનાં ત્યા કાવ્યો થયા, તો પછી અડીકડી વાવ અને નવઘણ કૂવા માટે કાવ્ય થાય એમા નવાઈ શી? જૂનાગઢના ઉપરકોટ ઉપર આ બને જળાશયો છે બને ઘણાં ઊડા છે અને પથ્થરને કોરી કાઢીને બનાવેલા છે, આમા કેટલી બધી મજૂરી કરી છે એ આપણને વિચાર કરતા કરી મૂકે છે બનેય કામમા બુદ્ધિકૌશલ્યને નહિ પણ મહેનતને પ્રાધાન્ય અપાયુ છે, અને ખરેખર મહેનત ખૂબ જ કરેલી છે

**ભરોડાનો પચાસ ફૂટ પહોળો કૂવો:** આપણા ચરોતરમા ભલભલા એજિનિયરના કાન પકડાવે એવા કૂવા છે પણ સૌરાષ્ટ્રના જેવા કવિઓના અભાવે એના કાવ્ય થયા નથી આણદ તાલુકામા ઓડ પાસે, એક માઈલ દૂર, ભરોડા ગામ છે એ ભરોડાની ભાગોળે એક કૂવો છે જે વખતે સિમેંટની શોધ થઈ ન હતી અને લોઢુ એ બહુ કીમતી ચીજ ગણાતી તે વખતે કૂવાના ચક્કર સમડાના લાકડામાથી બનાવવામા ઉપર જે કૂડી મૂકાતી તેનું ચણતર ઇટ અને કાળી માટીથી થતું આજના જમાનામા દસ ફૂટ વ્યાસનો કૂવો કરવા માટે પણ આપણા ઇજનેરો અને ગામડાના લોકો સિમેન્ટ અને લોઢાના સળિયા માગે છે, અને એ ન મળે તો કૂવાના કામ કરવાની હિમત કરી શકતા નથી એવા લોકોએ તો જરૂર આ કૂવો જોવા જેવો છે

ભરોડાના કૂવાનો વ્યાસ ૫૦ ફૂટનો છે હિદભરમા તો શુ પણ દુનિયામા પણ રેતાળ જમીનમા આવડા વ્યાસનો કૂવો કોઈ પણ સ્થળે થયો હશે કે કેમ એ જાણવામા નથી

એ કૂવો કરનારની છાતી ખરેખર વજ્રની હોવી જોઈએ. પાણીની ઊંડાઈ જે સ્થળે ૧૨૫ ફૂટની હોય; જ્યાં કૂવો ખોદવા માંડે ત્યારે ૪૦–૫૦ ફૂટની ઊંડાઈએ પાણીની પેઠે વહેતી બારીક રેતીનું પડ આવે, (અને એ પડ પણ કેટલું ઊંડું હશે તેની તે વખતમાં કોઈને ખબર પણ નહિ હોય, અત્યારે પણ કોઈએ હજી આ પડની નોંધ રાખેલી હોય એવું માલમ પડતું નથી); એવું બાર ચૌદ ફૂટ ઊંડું રેતીનું પડ વીંધીને નીચે કઠણ માટીમાં ખોદકામ ચાલુ રાખવાનું હોય; ઉપરથી ગળતી રેતીને અટકાવવાની હોય; અને આ બે સખત માટીનાં પડ વચ્ચે મોટું પોલકારું થઈ રહ્યું હોય; કયે વખતે એ માટી ધસી પડે અને અંદર કામ કરતા માણસો દબાઈ જાય એ કહી શકાય એમ ન હોય; અગર તો તે વખતનાં સાધનોને હિસાબે લોકોને હિંમત રહે એવા ટેકા મુકાયા હોય; તો પણ એ બધું કરીને સોએક ફૂટ ઊંડો, લગભગ સાઠ ફૂટ વ્યાસનો, ખાડો કરવો — એ સામાન્ય માણસોનું કામ નથી. અત્યારના આગળ વધેલા વિજ્ઞાનના જમાનામાં પણ આવો મોટો કૂવો કરવાની આપણા ઘણાખરા એંજિનિયરો હિંમત નહિ કરે. તો તે જમાનામાં, આશરે હજાર બારસો વર્ષ પહેલાં કે તેથી પણ વધારે પુરાણા કાળમાં, ૧૦૦ ફૂટ ઊંડો ખાડો કરીને તેને તળિયે બેસી લાકડાનું ચક્કર ગોઠવવું એ તો બહુ જ ભારે હિંમતનું કામ છે. એ ચક્કર બનાવવા માટે સમડાનાં અનેક ઝાડો કાપીને એમાંથી જોઈતા માપનાં લાકડાં વહેરી કાઢીને તેના સાંધા યોજના પ્રમાણે ઘડીને પછીથી તે લાકડાં કૂવામાં ઉતાર્યાં હશે, અને આખું ચક્કર કૂવાને તળિયે ગોઠવ્યું હશે. અને ત્યાર પછીથી જ એ ચક્કર ઉપર ઈંટમાટીની કૂંડી ચણી હશે. આ કૂંડીની પહોળાઈ ઓછામાં ઓછી ત્રણ ફૂટ હશે એમ લાગે છે; અને એ કૂંડી લગભગ ૨૦ ફૂટ કે તેથી પણ વધારે ઊંડી ઉતારી હોવી જોઈએ. અને ત્યાર પછીથી બાકીનું ચણતર જેમ અત્યારે થાય છે તેમ પૂરું કરેલું હોવું જોઈએ.

આ કૂવા ઉપર, કહેવાય છે કે, ૩૨ કોસ જોડાતા. કૂવાનું કદ જોતાં એ વાતમાં વજૂદ લાગે છે. ૩૨ થાળાંની જગા થઈ શકે એમ છે. બુદ્ધિકૌશલ્ય અને હિંમતને જો ઇનામ આપવાનું હોય તો હિંદભરનાં કૂવાનાં કામોમાં ભરોડાના કૂવાનો નંબર પહેલો આવે. અને છતાં આપણા લોકોમાં જ્ઞાન મેળવવા તરફ એટલું બધું દુર્લક્ષ છે કે ગુજરાતનાં જોવાલાયક સ્થાનોમાં આ કૂવાને સ્થાન નથી. ગુજરાતની નિશાળમાં ભણતા વિદ્યાર્થીઓને આ કૂવાની ખબર નથી. ગુજરાતની વાત તો છોડો, પણ ચરોતરના વિદ્યાર્થીઓને પણ આ કૂવાની ખબર નથી. ચરોતર કાયમને માટે ગૌરવ લઈ શકે એવી આ ચીજની ચરોતરની પ્રજા નોંધ લે.

**મહેમદાવાદનો ભમ્મરિયો કૂવો:** ચરોતરનો બીજા નંબરનો કૂવો એ મહેમદાવાદ સ્ટેશનથી ખેડા જવાની સડક ઉપર મહેમદાવાદથી દોઢેક માઈલ દૂર આવેલો છે. અને તે કૂવો તો ભમ્મરિયા કૂવાને નામે ગુજરાતમાં પ્રસિદ્ધ થયેલો છે. આ કૂવો લગભગ ૩૬ ફૂટ વ્યાસનો છે. એની ખ્યાતિનું મુખ્ય કારણ એ છે કે એ કૂવાની ચારે તરફ જમીનમાં ઓરડા બાંધેલા છે, અને એ ઓરડામાં બે માળ છે. એ ઓરડામાં ઊતરવા માટે ચાર ખૂણે ચાર સીડીઓ છે, અને એ સીડીઓ ગોળ ફરતી હોવાથી આ કૂવાનું નામ 'ભમ્મરિયો કૂવો' પડેલું છે. ખરી રીતે તો એ ભૂગર્ભ મહેલ છે. એમાં પહેલે માળે ચાર અને બીજે માળે આઠ ઓરડા છે. આ ઓરડામાં પ્રકાશ કૂવામાં થઈને આવે છે. ઓરડાઓમાં કૂવાની બાજુએ બારણાં છે અને એ બારણાંની આગળ જરૂખા કરેલા છે. એક ઓરડામાંથી બીજા ઓરડામાં જવા માટે પણ બારણાં મૂકેલાં છે. કૂવો ગોળ છે, પણ આ ઓરડાઓ લંબચોરસ છે. ઓરડાઓના કૂવામાં પડતા જરૂખાઓ ઉપરથી કૂવામાં ભૂસકા મારવાની સગવડ છે, અને તરતાં થાક લાગે ત્યારે આરામ લેવા માટે કૂવામાં સાંકળો જડેલી છે, એ પકડીને આરામ લઈ શકાય, અને કૂવામાંથી મહેલના તળિયાના ભાગના ઓરડાઓમાં ચઢી શકાય, એવી ગોઠવણ છે. ગુજરાતના ઉનાળાની ગરમી વખતે વૈશાખના લૂના વાયરાઓમાં આરામથી રહી શકાય એવું આજથી સાડાચારસો વર્ષ ઉપર બંધાયેલું તે જમાનાનું આ એરકન્ડિશન્ડ મકાન છે.

**ભમ્મરિયો કૂવો બંધાવનાર મહમદ બેગડો:** તે વખતે ગુજરાતનો સુલતાન મહમ્મદ બેગડો હતો. એની માનો એ એકનો એક દીકરો હતો, અને ભવિષ્યનો ગુજરાતની ગાદીનો વારસ હતો. એને કોઈ ઝેર આપી મારી ન નાખે એટલા માટે માએ પોતે જ એને સોમલ ઉપર ચઢાવ્યો હતો. ઝેર એનો ખોરાક થઈ ગયો હતો, અને એ ઝેર પચવવા માટે એનો ખોરાક પણ ભયંકર હતો. એના જેટલું ખાનાર માણસ ભાગ્યે જ કોઈ ઇતિહાસને પાને ચઢયો હશે. એના શરીર ઉપર માખ બેસે તો માખ મરી જતી. શરીરમાં ઝેરનો આવો અગ્નિ હોવાથી ઉનાળો એને માટે અસહ્ય હોવો જોઈએ. અમદાવાદમાં એણે સાબરમતીને કાંઠે કિલ્લાની દીવાલની બહાર નદીમાં પડતો મહેલ બંધાવેલો કે જેથી ત્રણે બાજુથી એમાં પવન આવી શકે. તે અત્યારે પણ 'ચાંદા સૂરજના

મહેલ' તરીકે જાણીતો છે. એ મહેલમાં ભોંયરાં પણ કરાવેલાં. પછીથી તો એણે મહેમદાવાદ વસાવ્યું. ત્યાં પણ એણે વાત્રકને કાંઠે ચાંદા સુરજનો મહેલ બંધાવ્યો, જેનાં ખંડેર હજુ પણ મોજૂદ છે. દંતકથા કહે છે કે એની બેગમોમાં એકનું નામ ચંદા હતું અને બીજીનું નામ સૂરજ હતું. તેથી એણે બંધાવેલા મહેલો ચાંદા સુરજના મહેલ તરીકે ઓળખાય છે. મહેમદાવાદનો કિલ્લો એણે સં. ૧૫૫૫માં બંધાવેલો. તે અરસામાં જ આ ભમ્મરિયો કૂવો કરાવેલો. કૂવામાંથી કોસથી પાણી કાઢવા માટે થાળાં પણ બંધાવેલાં અને તેની ચારે બાજુ લગભગ એક માઈલના વિસ્તારમાં બગીચો કરાવેલો. તેમાં દરેક જાતનાં ઝાડ વવડાવેલાં. એ ઝાડોમાં એક હરડેનું ઝાડ તો મુગલ સામ્રાજ્ય વખતે પણ હતું અને એના ઉપર થતી લીલી હરડેનું અથાણું બનાવી ગુજરાતનો સૂબો દિલ્હી મોકલતો. મહેમદાવાદથી પૂર્વમાં લગભગ એકેક માઈલ દૂર એણે શિકાર કરવાને માટે ઉપવન પણ બનાવેલું, અને એમાં હરણ વગેરે પ્રાણીઓ રાખેલાં. સુલતાન સિવાય એ ઉપવનમાં બીજા કોઈ ને શિકાર કરવાનો અધિકાર નહોતો.

ઉપર જણાવ્યું તેમ મહમ્મદ બેગડાએ રોજ ખવાતા ઝેરના આતશને ગુજરાતના ઉનાળાની ગરમીમાં ઠંડો પાડવાને માટે ભમ્મરિયા કૂવાની રચના કરી હતી. એમાં શિલ્પનું કલાકૌશલ્ય છે અને ઇજનેરની બુદ્ધિ પણ છે. ભરોડાના કૂવામાં અતિશય બુદ્ધિ અને હિમ્મતનું કામ થયું છે, જ્યારે ભમ્મરિયા કૂવામાં બુદ્ધિ અને કલાકૌશલ્ય બંને છે. ગુજરાતમાં એની ખ્યાતિ ઘણી થયેલી છે એનું કારણ એની કલાકારીગરી છે. જમીનની અંદર મહેલ બાંધવાનો અને તેમાં પણ કૂવાની આસપાસ ભૂગર્ભમાં મહેલ બાંધવાનો આવો દાખલો આ એક જ છે.

**પગથિયાંવાળો કૂવો એટલે વાવ :** કૂવામાંથી પાણી કાઢવું હોય તો તે માટે દોરી-લોટા કે ઘડો-દોરડું જોઈએ. અને કૂવાની જે પ્રમાણે ઊંડાઈ હોય તેથી કંઈક લાંબી દોરી અગર દોરડું હોય તો જ તેમાંથી પાણી કાઢી શકાય. પહેલાંના વખતમાં જ્યારે બધો વેપાર પોઠોથી ચાલતો ત્યારે ધોરી રાજમાર્ગો ઉપર થઈને દસ દસ હજાર પોઠો પસાર થતી. અને તે વખતે માણસો અને જનાવરો માટે પાણીની ઘણી જ જરૂર પડતી. શિયાળાના પાછલા ભાગમાં અને ઉનાળામાં તળાવો સુકાઈ જતાં, તે વખતે આવા મોટા કૂવાઓ ઉપર અનેક કોસ જોડાતા અને તે કોસનાં પાણી હવાડામાં જતાં, જ્યાં તે ઢોરના પીવાના કામમાં આવતાં. માણસો પોતે પોતાના ઉપયોગ માટે થાળામાંથી પાણી ભરી જતા.

ઉપર પ્રમાણે દોરી કે દોરડા સિવાય કૂવામાંથી પાણી ન નીકળતું હોવાથી, પારકાનાં દુઃખોનો પણ વિચાર કરવાની પદ્ધતિવાળા આપણા દેશમાં વગર દોરડે કૂવામાંથી પાણી લાવવાને માટે કૂવામાં ઊતરવા માટે, પગથિયાં બનાવવાનો વિચાર આવ્યો, અને આને માટે હિંદભરમાં કૂવાને એક છેડેથી પગથિયાં બાંધી તેમાંના પાણી સુધી જવા-આવવાને માટે એક રસ્તો કરવામાં આવેલો હોય છે. આ રસ્તાની બંને બાજુએ માટીને ખાળી રાખવા માટે દીવાલો ચણેલી હોય છે. એ દીવાલો ઈંટ અગર પથ્થરની બાંધેલી હોય છે, અને માટીના દબાણથી આ દીવાલો અંદર પડી ન જાય એટલા માટે બે દીવાલ વચ્ચે આડા પથ્થર રાખેલા હોય છે. અને એ પથ્થર નીચે ઊભા થાંભલા મૂકેલા હોય છે. જ્યાં પથ્થર વાપર્યાં નથી અને ઈંટોથી કામ લીધું છે ત્યાં ઈંટોની કમાનો બાંધેલી છે. આવી રીતનાં કૂવામાંના પાણી સુધી ઊતરવાનાં પગથિયાં હોય છે. અને કૂવામાં જ્યારે ઓછામાં ઓછું પાણી હોય ત્યારે પણ પગથિયાં પર ઊતરીને પાણી સુધી પહોંચી, પાણી મેળવી શકાય એવી ગોઠવણ કરવામાં આવી હોય છે. એવા પગથિયાંવાળા કૂવાઓ 'વાવ'ના નામથી ઓળખાય છે.

**ચરોતરની વાવો :** આવી વાવો ચરોતરમાં અનેક છે. * જૂના વખતની વાવોમાં ચોથા પાંચમા સૈકાની વાવો હજી પણ કોઈ કોઈ સ્થળે જોવા મળે છે, જોકે એટલી જૂની વાવો ઘણી જગાએ તો પડી જઈ પુરાઈ ગયેલી છે. અત્યારે જે વાવો વપરાશમાં છે અગર સારી સ્થિતિમાં છે તેમાંની મોટા ભાગની મહંમદ બેગડાના રાજ્યકાળમાં બંધાયેલી જોવા મળે છે. કપડવંજ તાલુકામાં મહંમદ બેગડાના વખતના શિલાલેખ વાળી બે-ત્રણ વાવો તો મારા જોવામાં આવી છે. આમાંની એક વાવ તો લસુંદ્રામાં છે. એમાંનું પાણી હજી પણ વપરાય છે. બીજી એક જોવા જેવી વાવ વડથલ (તા. નડિયાદ)માં છે. પણ વાવોના શિલ્પમાં ચરોતરમાં તો સારામાં સારી વાવ કપડવંજમાં છે.

શિલ્પની દૃષ્ટિએ વિચાર કરીએ તો ગુજરાતની સુંદર વાવોમાં કપડવંજની વાવનો હિસાબ નથી. કપડવંજની વાવ કરતાં અમદાવાદમાં અસારવા આગળ જે દાદા હરિની વાવ

* ઈ. સ. ૧૮૮૧-૮૨ની ગણતરી પ્રમાણે બ્રિટિશ ખેડા જિલ્લામાં વાવોની સંખ્યા ૨૨૭ અને પાકા બાંધેલા કૂવાની સંખ્યા ૧૦૦૭૧ હતી.

છે તે ઘણી મોટી છે એમાં વાવની પહોળાઈ નવ્ય કમાનો જેટલી છે અને ગુજરાતની વાવોમાં પહોળામા પહોળી વાવોમાંની તે એક છે એ વિ સંવત ૧૫૫૬ મા બંધાઈ હતી, ગુજરાતમાં સુંદરમાં સુંદર વાવ તો અડાલજમા છે. એટલી સુંદર વાવ હિંદભરમા કોઈ પણ જગાએ જોવા નહિ મળે અડાલજની રાણીએ એ વાવ સં. ૧૫૫૪માં ૩ લાખ રૂપિયાના ખર્ચે બનાવી હતી

**ડાસરા નજીકનો પગથિયાંવાળો કૂવો :** એટલે વાવોની બાબતમા જોકે ગર્વ લેવા જેવી આપણી પાસે કોઈ પણ વાવ નથી તોપણ ચરોતરમા ડાસરાથી બે માઈલ દૂર એક કૂવો છે એ કૂવાનો વ્યાસ લગભગ બાર ફૂટનો છે, અને આ કૂવાની ચારેબાજુ ત્રણ ફૂટ જગા છોડીને એક બીજો કૂવો કરેલો છે, જેનો વ્યાસ ૨૧ ફૂટનો, એટલે કે ૨૧ ફૂટ વ્યાસના કૂવાની વચમા ૧૨ ફૂટ વ્યાસનો કૂવો કરેલો છે. અને આ બને કૂવાની દીવાલોની વચ્ચે ત્રણ ફૂટ પહોળાઈની સીડી બાધેલી છે આ સીડીના પગથિયાં બને કૂવા વચ્ચે રાખેલી ત્રણ ફૂટ પહોળાઈની જગામાં અને અંદરના કૂવાની ચારે બાજુ ગોળાઈમા ફરતાં બાધેલાં છે. સીડીમાં પ્રકાશ લેવાને માટે કૂવામાં સ્થળે સ્થળે બારીઓ મૂકેલી છે આ પગથિયા કૂવાના તળ સુધી જાય છે, અને પાણીથી ઊંચાનીચા લેવલે પણી ભરી શકાય એટલા માટે બારીઓની ગોઠવણ કરેલી છે. ઊતરનાર ને ચઢનાર પનિહારીઓ કે મુસાફરો એક બીજાને અથડાયા સિવાય સહેલાઈથી આવજા કરી શકે છે કૂવાના બાધકામમા આ કૂવો એ પણ ચરોતરમા એક અજોડ નમૂનો છે

**કૂવાનો ચોથો પ્રકાર: કુંડ :** કૂવાઓના ચોથા પ્રકારમાં કૂવાના તળથી ચારે બાજુએ પગથિયા બાધતા જાય અને ચારે દિશામાથી બાધેલા બારા વાટે નીચે ઊતરીને અનેક માણસો ઘણી છૂટથી પાણીના બેડાં ભરીને લઈ જઈ શકે એવી રચનાને કુંડ કહેવામાં આવે છે. વાવ કરતા આવી જાતના કુંડ મુસાફરોને ઘણી જ વધારે સગવડ આપે છે, અગર કહો કે તે જમાનામાં આપતા હતા હાલના જમાનામા તો વાવ અને કુંડ બને નિરુપયોગી થયા છે, કારણ વાવ કે કુંડના પાણીમા પાણી ભરનારના પગ બોળાવાથી તેમા વાળાના જંતુ જાય છે અને એ પાણી પીવાથી પાણી પીનારને વાળા નીકળે છે.

**કપડવંજ અને સોજિત્રાના કુંડ** છતા પણ શિલ્પની દૃષ્ટિએ કપડવંજનો કુંડ ચરોતરમા જ નહી, પણ આખા ગુજરાતના કુંડોમા ઉત્તમ સ્થાપત્યનો નમૂનો છે. કપડવંજના કુંડના એક પડથાળ ઉપર સિદ્ધરાજ જયસિંહે બનાવરાવેલું એક તોરણ છે તે પણ સોલંકી યુગની કળાનો સુંદર નમૂનો છે કુંડના સ્થાપત્ય ઉપર બૌદ્ધ ધર્મની અસર છે, અને તે લગભગ ચોથી પાંચમી સદીનુ હોય એમ લાગે છે. આવો જ બીજો કુંડ સોજિત્રામાં છે અને એનુ સ્થાપત્ય પણ ઘણા જૂના વખતનું છે

**બંને કુંડોની પ્રાચીનતા :** બને કુંડો ખભાતથી ચિતોડના ધોરી માર્ગ ઉપર આવેલા છે કપડવંજથી ઉજ્જૈન જવાનો ધોરી માર્ગ પણ તે કાળે હતો, જેથી ક્ષત્રપ કાળમા જ્યારે ગુજરાત અને માળવા બને ક્ષત્રપોના રાજ્યઅમલ નીચે હતા, અને જ્યારે આ પ્રદેશની રાજ્યધાનીનુ નગર ઉજ્જૈન હતુ, ત્યારે સભવ છે કે મહીનગર બંદર અને ઉજ્જૈન વચ્ચે મોટા વેપાર ચાલતો હોય અને તે વખતે પોઠો અને માણસોની જરૂરિયાત પૂરી કરવા માટે વણઝારાઓએ પોતાને પૈસે અગર રાજની મદદથી અગર તો ગામ લોકોના સહકારથી, આવા જળાશયો બધાવ્યા હોવા જોઈએ મહી નગર (નગરા)માથી મૌર્યકાળની ઈંટો નીકળી છે ચરોતરના અન્ય સ્થળોએથી ક્ષત્રપ કાળની અને ગુપ્તકાળની પણ ઈંટો નીકળેલી છે. એટલે મહીનગરથી નીકળતા ધોરી માર્ગોની હયાતી ઈ સ પૂર્વે ૩૦૦મા તો હતી જ. અને ત્યાર પછી પણ એ ચાલુ રહ્યાના પુરાવા મળતા રહ્યા છે અણુંદમાથી કુમારગુપ્તના જે સિક્કા મળ્યા છે એમા મહારાજાધિરાજને બદલે રાજાધિરાજ લખેલુ છે એટલે એ સિક્કા એના રાજ અમલમા શરૂઆતના વર્ષોના હોવા જોઈએ, જે કાળ ઈ સ. પૂર્વે ૪૧૦ની આસપાસનો હતો ગુજરાતમા મળી આવેલા ચંદ્રગુપ્ત બીજા અને કુમારગુપ્તના સિક્કાઓમા રાજાની છાપ તે એમના પહેલાના ક્ષત્રપ રાજાઓના સિક્કાની છાપનુ આબેહૂબ અનુકરણ છે. એનો અર્થ એ થયો કે પ્રજામા ક્ષત્રપ રાજ્યના સિક્કા ઘણા રૂઢ થયા હતા, જેથી ગુપ્ત સમ્રાટોએ જ્યારે ગુજરાત જીત્યુ ત્યારે સિક્કાના આકારમા પોતાના નામ સિવાય બીજો કશો ઝાઝો ફેર કર્યો નથી સિક્કાનો આ દૃષ્ટિએ અભ્યાસ કરવો એ પણ રસપ્રદ છે મુસલમાનોનુ જ્યારે હિંદમા રાજ થયુ ત્યારે એમણે પણ શરૂઆતમા તો જૂના સિક્કાનુ અનુકરણ જ કર્યું હતુ સુલતાનનુ નામ પણ દેવનાગરી લિપિમા લખાતું હતુ સિક્કાઓમા અરબી કે ફારસી લિપિ આસ્તે આસ્તે આવેલી છે એ જ પ્રમાણે ગુજરાત જ્યારે મરાઠાઓના હાથમા ગયુ ત્યારે એમણે પણ જૂના બાદશાહી સિક્કાનો આકાર કાયમ રાખીને તેમા તલવાર કે અંકુશનુ ચિહ્ન ઉમેર્યું અને જે ગાયકવાડ ગાદી ઉપર હોય એમના નામનો પહેલો અક્ષર દેવનાગરી લિપિમા લખવાનુ શરૂ કર્યું. આ પ્રથા ખંડેરાવ ગાયકવાડના વખત સુધી ચાલુ રહી હતી.

ફક્ત સયાજીરાવ ગાયકવાડે જ અંગ્રેજી સિક્કાનું અનુકરણ કરી પોતાના મોઢાની છાપ ઉતારી હતી.

આ થોડી આડકથા ઉપરથી આપણે મૂળ વાત ઉપર આવીએ. ઉપર જણાવ્યું તેમ કપડવંજ અને સોજિત્રાના કુંડો ચોથી પાંચમી સદીથી પણ પહેલાંના છે. સોજિત્રાના કુંડમાંથી તો એક મૂર્તિ નીકળી છે તે મથુરામાંથી શુંગ રાજવંશના અમલ દરમિયાનની જે મૂર્તિઓ મળી આવી છે તેવી જ છે. શુંગરાજવંશ પાટલીપુત્રમાં ઈ સ. પૂર્વેની બીજી સદીમાં આ દેશમાં હતો. એટલે સોજિત્રાની આ મૂર્તિ ઈ. સ. પૂર્વેની બીજી સદીની સાબિત થયેલી છે. અને આ દૃષ્ટિએ ચરોતરના આ બંને કુંડો પ્રાચીનતાની દૃષ્ટિએ પણ ધ્યાન ખેંચે એવા છે, અને શિલ્પની દૃષ્ટિએ પણ કળાના નમૂનારૂપ છે. કમનસીબે આ કુંડો પુરાતત્ત્વ ખાતાના હવાલામાં નથી. બંને સ્થળની મ્યુનિસિપાલિટીઓ આની જોઈએ તેવી દેખરેખ રાખતી નથી. અને તેથી કોઈ પણ મુસાફરને આ કુંડો જોવા જવાની ઇચ્છા થાય એવી સ્થિતિમાં એ રહ્યા નથી.

આધાર: શ્રી. બાઈલાલભાઈ ધાભાઈ પટેલ પાસેથી મળેલા ફકાકનો.

# ૧૨

# નડિયાદની ઇતિહાસરેખા

**પરિચય:** શ્રી. શાંતિલાલ ઠાકરે રચેલું 'નડિયાદનો ઇતિહાસ' નામનું નાનકડું પુસ્તક સને ૧૯૪૯માં પ્રગટ થયેલું છે. આશરે અઢીસો પાનના આ ઇતિહાસગ્રંથમાં જૂના ઇતિહાસની માહિતી પહેલાં ત્રીસેક પાનામાં આછી રૂપરેખાના સ્વરૂપમાં આપેલી છે. પાન ૩૦ થી ૬૬ સુધીમાં મ્યુનિસિપાલિટી, કેળવણી અને વ્યાયામ પ્રવૃત્તિની માહિતી છે. તે પછી બે પ્રકરણોમાં દેવાલયોની માહિતી છે અને બાકીનાં પાનાંમાં નડિયાદના સાક્ષરો ને નામાંકિત વ્યક્તિઓની માહિતી છે.

ઉપરના પુસ્તક પહેલાં નડિયાદનો કડિબદ્ધ ઇતિહાસ તૈયાર કરવાના બે પ્રયત્નો થયેલા જણાય છે. એક પ્રયત્ન શ્રી. અંબાલાલ બુલાખીરામ જાનીએ કરેલો છે. તેમણે ઈ. સ. ૧૯૧૮ માં 'સમાલોચક' માસિકના નવેમ્બર માસના અંકમાં 'નડિયાદ વિષે કંઈક' એ નામનો લેખ લખ્યો હતો. તે પછી નડિયાદમાં ભરાયેલી દશમી ગુજરાતી સાહિત્ય પરિષદના સત્કાર મંડળના અધ્યક્ષ તરીકે તેમણે કરેલા 'સ્વાગતગીતા' નામના પ્રવચનમાં નડિયાદના ઇતિહાસની કડીઓ બેસાડવા પ્રયત્ન કરેલો છે. એ ભાષણ તા. ૧૩-૧૨-૧૯૩૧ ના 'ગુજરાતી' સાપ્તાહિકના 'સાહિત્ય પરિષદ અંક'માં પૃ. ૧૮૦૪ ઉપર છપાયેલું છે.

બીજો પ્રયત્ન નડિયાદથી પ્રસિદ્ધ થતા, પાછળથી બંધ પડેલા 'જન્મભૂમિ' નામના સાપ્તાહિકમાં 'ઐતિહાસિક નડિયાદ' નામની લેખમાળામાં સદ્‌ગત શ્રી. સુંદરલાલ જોષીએ સને ૧૯૨૫ થી ૧૯૨૭ નાં વર્ષોમાં કર્યો હતો. આ લેખમાળા માટે સંશોધન કરવામાં આવ્યું હતું. રૂબરૂ મુલાકાતો, દસ્તાવેજી પુરાવાઓનો અભ્યાસ, ચર્ચાઓ, અને સ્થળ ઉપર જઈ તપાસ કરવી વગેરે સાધનોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો.

આ ઉપરાંત અંગ્રેજી ગેઝેટિયરમાં પણ નડિયાદના ઇતિહાસની સારરૂપ માહિતી છે અને ગુજરાતના ઇતિહાસના બનાવોમાં નડિયાદના ઉલ્લેખો આવે છે.

આમ છતાં નડિયાદના ઇતિહાસનું સુરેખ ચિત્ર આલેખી શકાય એવી માહિતી પૂરતા પ્રમાણમાં મળી શકતી નથી, તેથી મુખ્યત્વે સદ્‌ગત અંબાલાલ બુ. જાની તથા સુંદરલાલ જોષીનાં લખાણોમાંથી પસંદ કરેલી માહિતી આ પ્રકરણોમાં આપી છે.

**ઇતિહાસરેખા:** 'નડિયાદ' શબ્દ કેવી રીતે બન્યો? એનું મૂળ શું નામ હતું? નડિયાદ ગામ મૂળ ક્યાંથી વસ્યું? તે હાલને સ્વરૂપે કેવી રીતે વિકાસ પામ્યું? આ બધા પ્રશ્નોના ચોક્કસ જવાબ મળી શકે એટલી માહિતી તૈયાર નથી તોપણ આ નીચે આપેલાં અવતરણોથી નડિયાદના આદિથી આજ સુધીના ઇતિહાસની ટૂંકી રૂપરેખા મળી રહે છે. એમાંના શરૂઆતનાં અવતરણો તા. ૧૯-૮-૧૯૨૫ ના 'જન્મભૂમિ' પૃ. ૭ ઉપરથી લીધાં છે. બાકીનાં અંગે જે તે સ્થળે મૂળ ઉલ્લેખોની નોંધ કરી છે.

**મયાભીલનું રાજ્ય:** ચરોતર પ્રદેશમાં સોલંકી રાજાઓના વંશજોએ પોતાની ઠકરાતો સ્થાપી તે પૂર્વે ભીલ રાજાઓનું રાજ્ય હતું. ભીલ રાજાઓમાં મયો ભીલ નામનો પ્રખ્યાત રાજા મરીડાની આસપાસના વિસ્તીર્ણ પ્રદેશ ઉપર રાજ્ય કરતો હતો એમ દંતકથા ઉપરથી અટકળ બાંધી શકાય છે. તે સમયે નડિયાદ કદાચ અસ્તિત્વમાં જ ન હોય. કદાચ

નડિયાદનું અસ્તિત્વ હોય તો તે એક પરા રૂપે હશે. લગભગ દોઢ હજાર વર્ષ પૂર્વેની આ વાત છે.

**સોલંકી વંશનો ઇતિહાસ :** સંવત ૧૯૭૫ માં ગાજણાના ઠાકોર સાહેબે સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ પ્રસિદ્ધ કરાવ્યો છે. એ ઇતિહાસમાંથી સારભૂત મુખ્ય બાબતો આપણા ઇતિહાસને પુષ્ટિ આપતી હોવાથી અત્રે આપવી અમે યોગ્ય ધારીએ છીએ. લેખકના જ શબ્દોમાં કહીએ તો:

'સોલંકી વંશનો પ્રમાણભૂત ઇતિહાસ, હાથ લાગતાં સાધનોથી તારવતાં, રામસલ ગઢથી ઊતરી આવી ટુંકટોડામાં રાજ્યછત્ર ધારણ કરી બેઠેલા સોલંકી વંશીઓમાંના છેલ્લા રાજા પૈમાર દેવજીના બળકંદેવજી અને દળકંદેવજી નામના બે શૂરવીર કુંવરોથી શરૂ થાય છે. જેમાંના પાટવી કુંવર બળકંદેવજીની શાખામાં સંસ્કૃત ઇતિહાસકારોએ ગણાવેલા પાંચ રાજાઓમાંના ભુવનાદિત્યનો રાજ નામે પાટવી કુંવર ગોત્રહત્યાના નિવારણાર્થે ટુંકટોડાનું રાજ્યસિંહાસન પોતાના લઘુબંધુ ડંડકને સોંપી મધ્ય બંધુ બીજરાજ સાથે બ્રહ્મચારી વેષે તીર્થાટન કરતો અણહીલવાડની ભાગોળે આવી પહોંચ્યો. તે વખતે એ દરવાજે થઈને અશ્વક્રીડા ખેલતો ચાવડા વંશનો છેલ્લો રાજા સામંતસિંહ સગર્ભા ઘોડીને ચાબુક ચમચમાવી દેકારતો શહેરમાં દાખલ થતો હતો. તેને જોઈને શાળીહોત્ર વિદ્યાસંપન્ન રાજે તેને પલાણેલી ઘોડીના પેટમાંના પંચકલ્યાણી વછેરાની જમણી આંખ ફૂટેલી જણાવી અને તેની ખાતરીની હોડમાં ચાવડા રાણા પાસેથી તેણે તેની બહેન લીલાદેવી મેળવી. તેને પેટે પાકેલા મૂળરાજે મામાના કુટુંબનું નિકંદન કાઢી સંવત ૯૯૮ ના અરસામાં અણહીલવાડનું રાજ્યસિંહાસન શરૂ કર્યું.

બીજા કુંવર દળકંદદેવે ભવિષ્ય અજમાવવાને બહાને પૃથ્વી પર્યટન કરતાં શંકર કૃપાથી બાવીસસેં ગામના મહિયડ પ્રદેશના ભીલ રાજાને મારી સં. ૧૧૦માં ગોધરામાં પોતાની ગાદી સ્થાપી. તેમાંથી સં. ૨૪૬માં શહેર માંડવીમાં, સં. ૨૯૭માં બાકરોલ ગઢમાં, સં. ૫૧૨માં પંપાવતી (પેટલાદ) માં, સં.૫૮૬માં નાપામાં, સં. ૯૮૬માં કુણા હરેરામાં, સં. ૭૦૨માં મેહલોલમાં, સં. ૯૧૬માં શીલીમાં, સોજિત્રામાં, સં. ૧૩૭૧માં નાપાડમાં, સં.૧૪૮૦માં ગઢગાજણામાં, સં. ૧૪૮૦માં વાલુવડમાં, સં. ૧૬૧૨માં વડોદરામાં, સં. ૧૪૮૨માં હાથજમાં, સં. ૧૭૭૪માં મોગરમાં, સં. ૧૪૮૦માં દેવામાં, સં. ૧૭૭૦નાં અરસામાં છાલીએરમાં ને સં. ૧૭૫૩માં સેતીપુરમાં પોતાની મુખ્ય શાખાઓ સ્થાપી. અને તે ઉપરાંત ૩૦૦ છૂટક ગામોમાં પોતાના ભાયાતોને વિસ્તારી આદર્શ ક્ષત્રીવટની અનુપમ છાયાને સજીવન રાખી. એ ટુંકટોડાને ગોધરાની આત્મકથાનો સાચો સંબંધ છે.' (સોલંકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ—ઉપોદ્‌ઘાત પાનું ૪ થું.)

**અરજણ ભીલ :** મહિયડ પ્રદેશના કુંકુંમથી ભલા નામના ગામને પોતાની રાજધાની કરી બાવીસો ગામનો અધિપતિ અરજણ ભીલ રાજ્ય કરતો હતો. તેને બળકંદેવજીએ હરાવ્યાની વાત સોલંકીના ઇતિહાસમાં આપી છે. તેવો જ કોઈ ભીલ રાજા ચરોતરમાં રાજ કરતો હશે અને મયો ભીલ તેમાંનો કોઈ પ્રતાપી ભીલ રાજા હશે એમ માની શકાય છે. ચરોતર પ્રદેશના ભીલ રાજાઓનો કાળ નક્કી કરવો મુશ્કેલ છે. રજપૂતોના આગમન પહેલાં ભીલાટ વસતી આપણા પ્રદેશમાં હતી એ વસ્તુ નિર્વિવાદ છે. પાટણના સોલંકી રાજા કરણની સામે આશાપલ્લીનો આશો ભીલ છ લાખ ભીલોનો અધિપતી હોઈ લડેલો. એ તો ઐતિહાસિક વાત છે. એટલે ઘણા જૂના કાળમાં ચરોતરમાં ભીલ રાજાઓ હશે એમ માની શકાય છે. મયાભીલની દંતકથા ને મરીડાના સોલંકી વંશના રજપૂતો રૂબરૂમાં અમને મયા ભીલ થઈ ગયાની બાબતનો ટેકો આપે છે.

**સંવત ૫૮૫–૮૬માં નડિયાદ હતું? :** સંવત ૫૮૫–૮૬માં નડિયાદ હોય તો કદાચ એક ગામની ગણતરીમાં ન આવી શકે તેવા કોઈ પરા રૂપે હશે, કારણ કે સોલંકીઓના ઇતિહાસમાં મહીડા રાણા હરભમજીના બીજા કુંવર વીરમદેવજીએ સં. ૫૮૫–૮૬માં વાત્રક નદીને કાંઠે કુણા હરેરા ગામમાં પોતાની ઠકરાત સ્થાપી. તે વખતે તેમના તાબામાં મોટાં મોટાં ગામ ને બીજાં નાનાં પરાં મળીને કુલ ૧૬૬ ગામની સત્તા હતી એવો ઉલ્લેખ છે. તેમાં જે મુખ્ય નામ ગણાવ્યાં છે તેમાં બીલોદરા, સલુણ, ડભાણ, વીણા, ફતેપુર અને તેવાં અનેક ગામોની યાદી આપી છે, જેમાં નડિયાદનું નામનિશાન નથી. આ યાદીમાં તે સમયનાં નાનાં પરાંનાં નામ છોડી દીધેલાં હોવાનું જણાય છે. કદાચ નડિયાદ હોય તો એવું કોઈ પરું હોય અને નટપરાને નામે ઓળખાતું હોય. આનાથી વિશેષ પ્રમાણ મળી આવતું નથી.

**સંવત ૮૦૨નું પુરાતન નડિયાદ :** સંવત ૮૦૨થી ૧૩૫૪ સુધીમાં ખેડા જિલ્લામાં અણહીલવાડના ચાવડા, પાટણના સોલંકી અને ધોળકાના વાઘેલા રાજાઓની એક પછી એક આણ ફરી ચુકી. તે અરસામાં નડિયાદ હાલના સ્થળે અસ્તિત્વમાં ન હતું. મરીડા ભાગોળ તરફથી આગળ ચાલતાં કાળ-ભૈરવનું જ્યાં હાલ મંદિર આવેલું છે, તેની નિ[illegible] જુદા જ નામ નીચે કોળી, ધારાળા, અને ભીલ

ઠેકાણામાંથી વસાએલું એક નાનકડું ગામ આબાદ હોવાનો સંભવ છે. તે ગામનું નામ અમે હજુ ચોક્કસ આપી શકવાને તૈયાર નથી દંતકથાને આધારે અમે તે ગામડાનુ નામ 'પીલવઈ' હતું એમ અમે ઘણા જ સંકોચ સાથે અમારી શોધખોળની પૂર્વ પીઠિકા રૂપે સ્વીકારી લઈએ છતાં અમને તે વિષે હજી સુધી પૂરતી માહિતી નથી એમ પણ કહેવાય છે કે પીલવઈ પાસે જે એક નટ લોકોનું પરુ હતું કે જેને 'નટપરુ' કહેવામાં આવતું આ પરાનુ જ પશ્ચિમ તરફના વધતા જતા વસવાટને અંગે પાછળથી હાલના નટપુરનું સ્વરૂપ બંધાયુ હશે ભૈરવની પાછળ થોડે દૂર જતાં એ ઊંચા મિનારાવાળા હજરાવાળુ ખેતર આવેલુ છે આ હજરામાંથી ભોંયરાવાટે મહેમદાવાદ જવાતું એમ કહેવાય છે. આ હજરાવાળા ખેતરની આસપાસ પીલવઈ ગામનો વસવાટ હોવો જોઈએ નટપરુ તે ભૈરવની પાસે જે પીલવઈ તળાવની લગોલગ જ એક પરા તરીકે જ હોવાનો સંભવ છે છતા આ હકીકત માટે અમને સંતોષકારક પ્રમાણો ન મળે ત્યા સુધી અમે ઉપયોગી દંતકથા તરીકે જ તેનો ઉલ્લેખ અને કરવો ઉચિત ધાર્યો છે વસ્તુત ભૈરવની સરહદમાં એક આબાદ ગામ ચાવડા, સોલંકી અને વાઘેલાઓના અમલ સુધી હોવુ જોઈએ એમા તો શંકા નથી કાકરખાડ પાટી, લખાવાડ પાટી, આહ્લાદ પાટી અને રતનજી હીરજીની પાટીના એક જ પૂર્વજ જેતસી પટેલ સવત ૧૨૧૨ના અરસામા પ્રથમ ભૈરવ આગળ આવીને જ વસેલા એ વસ્તુ તો નિર્વિવાદ છે ભૈરવ આગળ પ્રાચીન કાળમા વસવાટ હોવાના પૂરતા ચિહ્નો છે

**પીલવઈ તળાવ :** ભૈરવનાથની પશ્ચિમમા પાસે જ પીલવાઈ તળાવના ચિહ્નો હજી મોજૂદ છે હજી તેના લાબા પથ્થરો નજરે પડે છે તેની ઉપર કાળચક્રના પ્રભાવે હાલ ખાવડાનુ જંગલ બની રહ્યું છે ભૈરવનાથની આસપાસ ખોદતા ઘરોના ખંડિયેરના પાયા નીકળી આવે છે*

**પીલવઈ તળાવના ઈંટેરી છાબંધ આરા :** ભૈરવ પાસે આવેલા પીલવાઈ તળાવના આરા પાસે જઈને તપાસ કરતાં તે ઈટ અને ચૂના માલૂમ પડ્યા છે જૂની છે જરા દૂરથી પથ્થર જેવો ભાસ કરાવે છે આરાના પગથિયા દોઢ વેંત પહોળા છે ઈંટોને કડાઉ મૂકીને પગથિયા ભરવામા આવ્યા છે તે ઈંટોની પહોળાઈ આઠ ઇંચ અને લંબાઈ તેર ઇંચ છે છેક નીચેની પગથીમાં નાની ચોરસ ઈંટો વાપરેલી છે, આરાઓમાં વપરાએલી ઈંટો પારવા ઈંટોને મળતી જ છે પથ્થર ગમે તે સમયે બાંધેલા હોય, છતાં પાયગો વર્ષથી તો જૂના છે જ અને તળાવ એથી પણ વધુ જૂનુ હોવું જોઈએ. આરા વિનાનાં ઘણાં તળાવો ગામડાંમા હજુ પણ જોવામાં આવે છે. ભૈરવનાથની પશ્ચિમ દિશાએ આરા હોવાથી ગામનો મુખ્ય વસવાટ આરા તરફનો એટલે પશ્ચિમ તરફનો હોવો જોઈએ તળાવને દક્ષિણ કિનારે પ્રતીક જૂની કબરો છે*

**ખેડાવાળ બ્રાહ્મણોનો વસવાટ : સંવત ૯૯૯. (ઈ.સ. ૯૪૩) :** ઉમરેઠના શ્રી રણછોડલાલ પુ કવિ જણાવે છે કે ખેડા જિલ્લામાં મૂળ નવ ગામોમાં બાજ ખેડાવાળ બ્રાહ્મણો પ્રથમ સંવત ૯૯૯માં વસેલા તે નવ ગામોમા નડિયાદ પણ એક હતુ એ ઉપરથી કહી શકાય કે સંવત ૯૯૯ના અરસામા નડિયાદ અગત્યનું ગામ બની ચૂક્યુ હશે એ હકીકતના અનુસંધાનમાં શ્રી રણછોડલાલ કવિ જણાવે છે કે સવત ૧૧૧૬માં (ઈ સ ૧૦૬૦) ડડસર ગામમા બાજ ખેડાવાળ બ્રાહ્મણોની જ્ઞાતિઓનો પ્રથમ નાત મેળાવો ગાગાભાઈ જોષીએ કરેલો તે પ્રસંગે નડિયાદના ચિત્રાગુપ્તિયા ત્રવેદી રામચંદ્રજી મોટાને તથા દવે વામણજી ગંગાધરના વડીલોને કેસર છાંટ્યેલાં આ દવેના નામથી નડિયાદમા 'દવે પોળ' ઓળખાય છે આ વામણજી દવેના પુત્રો પાછળથી ઉમરેઠમા વસેલા આ બિના અગિયારમી સદીના નડિયાદની જાહોજલાલીની સૂચક ગણાય

**ઇતિહાસગાથા : સને ૧૦૭૨ થી ૧૨૯૫ સુધી :** અહીંથી શરૂ થતું અવતરણ શ્રી અંબાલાલ બુ જાનીના ઉપર ઉલ્લેખેલા 'સ્વાગતગીતા' નામના પ્રવચનમાથી લીધુ છે

ખાસ ભૌગોલિક સ્થિતિ તેમજ કુદરતી બક્ષિસોને અંગે ગુજરાતના નંદનવન લેખાતા ચારુતર–ચરોતરના અગ્રણી નગર નડિયાદે ઠેઠ સને ૧૫૦૬થી ઐતિહાસિક અને વ્યાપારી મહત્ત્વ મેળવ્યુ છે વલભી રાજ્યમાળમા શેઢી નદીની પેલી પારનું નડિયાદથી ચાર માઈલ ઉપર ઉત્તરે ગામ અગત્યનુ મથક હતુ પણ કર્ણ સોલંકીએ સને ૧૦૭૨ થી ૧૦૯૨ના ગાળામા મહેવાસી કોળી ઠાકોરોને રોદ આપી કાબૂમા આણ્યા, માળવા ગુજરાતનો માર્ગ નિષ્કંટક કર્યો, અને જગતના પિતા લેખાતા પાટીદાર ખેડૂત બધુઓને વસાવ્યા પરિણામે ચરોતર એ ચારુમાં ચારુ ભૂમિ બની, અને તે કાળના **પાંચ બંદરી, વ્યાપારી તેમ જ લશ્કરી ધોરી માર્ગોનુ મથક નડિયાદ થયું.** સને ૧૦૯૪મા કર્ણ સોલંકી મરણ પામતા બાળરાજ ગુર્જર સમ્રાટ સિદ્ધરાજના પવિત્ર સતી, માતા મિનળદેવી

* આ બને અવતરણો 'જન્મભૂમિ' તા ૨૦–૭–૧૯૨૫, પૃ. ૯ ઉપરથી લીધુ છે.

* 'જન્મભૂમિ', તા. ૧૯–૮–૧૯૨૫, પૃ ૭ ઉપરથી

ગુજરાતના દક્ષિણ ભાગના મંડળેશ્વરોની રાજભક્તિ દૃઢ કરવાને પ્રવાસે નીકળ્યા ખેડાથી નડિયાદ આવી સને ૧૦૯૬ (સં. ૧૧૫૨)માં હાલની ડુમરાલ ભાગોળે અખૂટ પાણીવાળી વાવ બંધાવી* આવી વાવો અને તળાવો એ રાજમાતાએ આ અરસામાં ગુજરાતમાં કેટલેક સ્થાને બંધાવેલાં છે અહીં વછેનાળ, ઉદેનાળ, મલાવ વગેરે તે સમયનાં સ્મારક લેખાય એમ છે વણઝારી વાવ વગેરે પણ આવાં જૂનાં સ્મારક છે

**સને ૧૨૯૫થી ૧૭૦૭ સુધી:** ગુર્જર રાજ્ય અમલ સને ૧૨૯૫માં તૂટ્યો એટલે આ ભાગમાં અંધાધૂંધી ફેલાઈ જણાય છે નાદોદ, ચાંપાનેર, અને માતરના રાજા ઠાકોરના હાથમાં તે પડ્યું હશે પરંતુ ખીલજી અને લોદી કાળમાં મુસ્લિમ અમીર ઉમરાવોએ આ ભાગને એક કરજો કરી લીધો, અને ગુજરાતી સલ્તનત (સને ૧૪૦૩) શરૂ થયા અગાઉ, તેમ અમદાવાદ (સને ૧૪૧૪માં) સ્થપાયા અગાઉ ક્યારનુંયે નડિયાદે ઐતિહાસિક–લશ્કરી મહત્ત્વ મેળવી લીધું હતું ૧૪૧૧માં સુલતાન મુઝફ્ફર શાહના ખીલા ઉપાડ કરવાને મુસ્લિમ અમીરો નડિયાદ આગળ જામ્યા નડિયાદનો જીવનદાસ ખત્રી સેનાપતિ પાટણ ઉપર ગયો ધસ્યો તે પછી અહીંની દૂંડી આમલી આગળ ભારે રણજંગ મંડાયો હતો તે પછી પણ બીજા કેટલાક રણજંગ અહીં ખેલાયા હતા ઇસ્વેડમાં વેંસ પાટલી કુવરનું મથક બન્યું તેમ નડિયાદ સુલતાનોના શાહજાદાના જાગીરખર્ચનું પરગણું થયું હતું તે અમદાવાદ સરકારના તેત્રીસ મહાલોમાંના એક મુખ્ય મહાલનું શહેર થયું હતું નડિયાદના હિંદુ અને મુસ્લિમ સેનાપતિઓ તે કાળના ચાંપાનેર વગેરેના ફોજદારો, ગઢરક્ષકો અને ગુપ્તકોષ રક્ષકોના પદે હતા તેઓ સલ્તનતની પતાકા ઉડાવતા, તેમ સમયે આવ્યે નમાવતા અને ડોલાવતા હતા મહમ્મદ બેગડાના અમલમાં સને ૧૫૦૦માં અમદાવાદી દરવાજે એક મોટી વાવ ખંભાતના ખડાયતા વણિકે બંધાવી બહાદુરશાહના અમલમાં સને ૧૫૩૫માં હુમાયુએ ગુજરાત પર ચઢી ચાંપાનેર ઘેર્યું, ત્યારે તવારીખ નવેશ ત્રિસ્ટ્રમ અર્સ્કીન કહે છે તેમ રાજના એક સુંદર મહાલ નડિયાદના કાઝીના પુત્ર ફોજદાર ઇખ્તીયારખાને જબરજસ્તપણે સામનો ઝીલ્યો હતો* મોગલાઈ અમલમાં નડિયાદ હાકેમોનું મુખ્ય મથક હતું મુઘલનો કોટ, મસ્જિદ, હવેલીના સ્થળ હજી મોજૂદ છે હાલનો સાહિત્યના આલમમાં મશહૂર થયેલો અમારો ઝઘડિયો પાડો એ શાહી ટંકશાળ–નોબત–નું સ્થાન હતું કાકરખાડ ખાતે આ સ્થળ ઔરંગઝેબના સમયમાં મુસ્લિમોના કબજે હોવાના નિશાન તેમ દસ્તાવેજ પણ કાયમ છે એ સમયમાં અફીણ, ગળી, કાપડ, બાસ્તા, છીંટ અલાયચા, પોમચા, નાડા લૂગડાં રંગવાના ઉદ્યમ વગેરે વણજવ્યાપારનું ધીખતું મથક નડિયાદ બન્યું હતું સને ૧૪૦૩ થી ૧૭૦૭ એટલે ૩૦૪ વર્ષ સુધી નડિયાદે લશ્કરી, વ્યાપારી ધોરી માર્ગોના પચમેટાનું સ્થાન ટકાવ્યું હતું

**સને ૧૭૦૭થી ૧૮૦૩ સુધી:** તે પછી નડિયાદ સને ૧૮૦૩માં કડીમાં ગાયકવાડ મલ્હારરાવના કબજામાંથી છૂટવાનું ગીધું બ્રિટિશ હકૂમત હેઠળ આવ્યું ત્યાં સુધી મુસ્લિમ, મરાઠી, પેશ્વા, ગાયકવાડ, સિંધિયા વગેરેની મારામારીની હાકેમગીરીમાં નડિયાદ 'લેમક'માં પડ્યું પિંડારીનું પિંડારી તળાવ, મલ્હારગાવનું મલ્હારપુરું વગેરે તે સમયના અવશેષ આ સમયમાં 'આડા સાપનો ને પાડાનો મરો' વા 'પાડે પાડાની લડાઈમાં ઝાડનો ખો' તેની પેઠે, દંડ, દમનગાટ, જૂનમાર, લૂંટફાટ, ચોથ, સરદેશમુખી ઘાસદેરો, વગેરેની બેફિકરમ કનડગતો કમનસીબીઓ નડિયાદે વેઠી, તેની સમૃદ્ધ ખેતી, ઉદ્યોગ–ઉદ્યમો, વ્યાપાર વણજ વણસ્યા, છતાં રેલવે ન આવી ત્યાં સુધી તેનું ધોરી માર્ગનું સ્થાન કાયમ હતું (રેલવે નડિયાદમાં પ્રથમ સ. ૧૮૬૩માં આવી) તે પછી પણ નડિયાદની સરાફી ધીખતી હતી ને કલકત્તા, કાશી સુધી તે શિમાગતી હતી

કંપની સરકારના અમલમાં વ્યાપાર અર્થે આવેલા વ્યાપારીઓએ સને ૧૬૧૩ થી ૧૮૪૧ સુધીમાં નડિયાદની

---

* 'સમાલોચક' પુ. ૨૩ અંક ૧૧, નવેમ્બર ૧૯૧૮ પૃ ૬૧૩ 'નડિયાદ વિષે કંઈક' એ નામના લેખમાં લેખક આ સંબંધી નીચે પ્રમાણે લખે છે —

'છપ્પનિયા દુકાળવેળા નડિયાદના પાદરી સાહેબે ન્યુનિ ને તેનું પાણી લોકના ઉપયોગમાં લઈ શકાય તેથી આ 'કંઈક ગનડ' વાવ ચોમેર મૂકી ખાલી કરાવી હતી, તે વખતે નાગર ફૂલાભાઈ શામળભાઈ પટેલે (બીજના પોલ શિક્ષક) અને તેમાં ઊતરી તેમાંનો શિલાલેખ જોયો હતો અને પોતાની દૃષ્ટિએ ઉપયોગી લાગેલી સંવત અને મિતિની તેમ જ સ્થાપક માહિતી જ માત્ર ઉતારી લીધી હતી (તેને આધારે લેખક નોંધે છે કે આ વાવ સં ૧૧૫૨ના વૈશાખ સુદ ૩ને દિવસે ગુર્જર સમ્રાટ સિદ્ધરાજ જયસિંહની માતા મિનળદેવીએ બંધાવેલી છે) આ શિલાલેખ 'બુદ્ધિપ્રકાશ'માં સ્વ હરિલાલ હર્ષદરાય ધ્રુવે છપાવ્યાનું ગ. રા. રત્નસુખરામ મનસુખરામ ત્રિપાઠી નડિયાદથી જણાવે છે પણ તેવી આ નક્કી કંઈ વિગતો જણાવવામાં આવી નથી સં ૧૯૫૭ પાનાની 'બુદ્ધિપ્રકાશ'ની ફાઈલોમાંથી આ લેખ જડતો સંભવ છે

* જુઓ 'History of India'–અર્સ્કીન, વૉ ૨ પાનું ૬૨
'The fort was bravely defended by Ekhtiyar khan the son of Kazi of Nadiad, one of the finest districts of the kingdom'

મુલાકાત લઈ તેની જાહોજલાલી નોંધી છે મિ ન્બિગ્સ ગુજરાતના નગરો વર્ણવતા નડિયાદને ભૂલ્યો નથી પોતાના 'વોયેજીસ એન્ડ ટ્રાવેલ્સ'ના પુસ્તકમા મિ કેર્સ નડિયાદના ગળી અને કાપડના ઉદ્યોગને વખાણે છે મેન્ડેલીસ, રાઈટ રેનરડ રેજીનોલ્ડ હેબર, મેજર જેમ્સ ફોર્બ્સ વગેરેએ પણ તેની મહત્તા સુંદર શબ્દોમા વર્ણવી છે

**સને ૧૮૧૪ થી :** સને ૧૮૧૪ મા નડિયાદના પ્રત્યેક મજમુદારો અને દેસાઈઓ બ્રિટિશ સરકારને ચોપડે કાવ તરાખોર તરીકે ચઢી ચૂકયા હતા ખેડા જિલ્લામા કેળવણી અને લોક ચેતનનુ મુખ્ય મથક નડિયાદ હેક સને ૧૮૨૬ થી થયુ છે સામ્પ્રત લોકચેતનના યુગમાં પણ નડિયાદના સુપુત્રોએ મહાત્મા ગાધીજીના સ્વરાજ મથનના પડકાર ઉમદા રીતિએ ઝીલીને અહિસક યજ્ઞમા આત્મબલિદાન દઈને પણ રાષ્ટ્ર હિતની ધજા ફરકાવવામા નડિયાદનુ ઐતિહાસિક મહત્ત્વ યશોજ્જવલ કર્યું છે

**લોકધર્મની દૃષ્ટિએ :** લોકધર્મની દૃષ્ટિએ જોઈશુ તો બહુ દૂરના સમયમાં નહિ અથડાતા સને ૧૮૦૨ મા શ્રી સ્વામિનારાયણ સપ્રદાયના આચાર્યશ્રી સહજાનદ સ્વામીના વૈષ્ણવ લોકધર્મના બોધ નડિયાદે ઝીલ્યા છે વડતાલ, ડભાણ ના મદિરો બાધવા અગાઉ શ્રી નારાયણદેવનુ મદિર તેમણે અવલોકયુ હતુ રેવન્ડ હેબરને સને ૧૮૨૪ મા સ્વામી શ્રી સહજાનદ ધર્માચાર્યના હાથી નડિયાદ શહેર વચ્ચેની કચેરીમા મળ્યા હતા વળી તે શ્રી સતરામ મહારાજના લોકધર્મના અમૃતનીર શતાબ્દિથી ઝીલતું રહ્યુ છે સ ૧૮૨૮મા નડિયાદમા સતરામ મહારાજ આવ્યા શ્રી સતરામ ધામ મુલકમશહૂર, સ લોકપ્રવૃત્તિનુ સભાસ્થાન બન્યુ છે ઉપરાત, કુબેરદાસ, કબીરજીના શિષ્યો આદિની ગાદીઓ પણ અહી છે

**સાહિત્યક્ષેત્રમાં :** સાહિત્ય સેવામા પણ નડિયાદનો હિસ્સો કઈ ન નોસ્તો નથી મધ્યકાળની નડિયાદની સાહિત્યકૃતિઓ વિષે શોધખોળને અભાવે કાઈ ન કહી શકુ તેમ નથી પણ મહાકવિ પ્રેમાનદની પૂર્વે વડનગરા નાગર બ્રાહ્મણ વિષ્ણુજી સુત અવિચળદાસે સ ૧૬૮૯માં ભાગવતનો છટ્ઠો સ્કધ અને સ ૧૬૯૬મા મહાભારતનું વનપર્વ રચ્યુ હતું તે પછી સ ૧૭૭૮મા પ્રેમાનદ શિષ્ય વિપ્રરત્ને હરિશ્ચદ્રાખ્યાન બાધ્યુ હતુ ૧૮૭૧માં 'નડિયાદ દુનિયાદાદ' છાપુ નીકળ્યુ હતું અહીનો 'નમુનાણી'વાળો કવિ નભુ શ્રી નર્મદ કવિનો સહચારી હતો સામ્પ્રતકાળમા તો શ્રી ઝવેરીલાલ યાજ્ઞિક, મનસુખરામ ત્રિપાઠી, ગોવર્ધનરામ ત્રિપાઠી, મણિલાલ દ્વિવેદી બાળાશકર દોલતરામ પડયા, છગનલાલ પડયા, રા બ ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, શ્રી મગનભાઈ ચતુરભાઈ પટેલ વગેરે નામાંકિત સાક્ષરો અને સાહિત્યકારોએ નડિયાદને સાક્ષરોનુ ધામ એ અનુપમ ઉપનામ અપાવ્યુ છે

**રાજપુરુષો :** સાહિત્ય સિવાયના રાજકીય આદિ અન્ય પ્રદેશોમા પણ નામાકિત પુરુષો નડિયાદે નિપજાવ્યા છે શ્રી હરિલાલ વિહારીદાસ દેસાઈ, શ્રી લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ શ્રી ખુશાલદાસ ગોકળદાસ વગેરેએ. સાગી નામના ડાહ્યાનુ લોકપ્રસિદ્ધ છે નડિયાદની ઉત્તમ લોકસખાવતના પ્રમાણ શ્રી ડાહીલક્ષ્મી પુસ્તકાલય અને ફીમેલ હૉસ્પિટલ રજૂ કરે છે

**જેમ્સ ફાર્બસે આપેલુ નડિયાદનુ વર્ણન :*** મેજર જેમ્સ ફાર્બસ પોતાના 'ઓરીએન્ટલ મેમોઈર્સ' ભાગ ત્રીજામા (સન ૧૮૧૩વાળી પ્રત પાન ૮૮) લખે છે કે નડિયાદ કોઠારાવ (ખડેરાવ હિમતબહાદુર)ની રાજધાની હતી કોઠારાવે રાઘોબાની સામે ફતેહસિહની સાથે રહી ખટપટમા ભાગ લીધેલો હોવાથી નડિયાદને લૂટવાનો કે શહેરીઓ પાસેથી દડ લેવાનો ઇરાદો રાખ્યો હતો (આ બનાવ સને ૧૭૭૫મા બનેલો) નડિયાદ ગુજરાતમાના સુદર શહેરોમાનુ એક છે તેનો ત્રણ માઈલનો ઘેરાવો છે પૂર્વ તરફ દેશની પદ્ધતિ પ્રમાણે તે શહેર કિલ્લાથી સુરક્ષિત છે થોડે થોડે અતરે કિલ્લાને બુરજો આવેલા છે કિલ્લાને નવ મજબૂત દરવાજાઓ છે અને ફરતી સૂકી ખાઈ છે સત્તરમી સદીમા નડિયાદ મોટુ વ્યાપારનુ મથક હતુ અને અગ્રેજ તથા વલદા વેપારીઓ ત્યા વારવાર આવતા હાલ નડિયાદમા આશરે બારેક હજાર કુટુબો વસે છે નડિયાદના રહેવાસીઓનો મુખ્ય ધધો સુતરાઉ બનાવટનો છે અને નડિયાદનુ બાસ્તાનુ કાપડ સર્વોત્તમ મનાય છે તદુપરાત કપડવણજના સ્પ્રિંગ સ્ટોન્સ (એટલે અકીક પથ્થરો)ને કાપી ઓપ ચઢાવવાનુ કામ સરસ થતુ નડિયાદ આવી પહોચતા કોઠારાવના સૂબેદારે માનપૂર્વક કિલ્લાની કૂચીઓ રાઘોબાના હાથમા સોપી દીધી અને લડાઈના તોફાનમા ન ઊતરવુ પડે એવી આશાથી તે શરણે આવ્યો બને પક્ષ વચ્ચે શરતો નક્કી થઈ દરમ્યાન બ્રિટિશ લશ્કરે શહેરનો કબજો લીધો અમારા નડિયાદ આવી પહોચતા અગાઉ એક દિવસ આગળથી જ ફતેહસિહ અને ખડેરાવનું લશ્કર નડિયાદથી નીકળી દસ માઈલના અતરમા છાવણી નાખી અમારી હિલચાલ જોતુ પડયુ હતુ અમે કિલ્લાની દીવાલની નજદીક આવ્યા, આબલી અને હલકી જાતના ચદનના ઝાડની ઉમદા ઘટા નીચે અમારો તબુ ઠોકાયો હતો અમારી પડોશમા જ ઘણા કૂવાઓ

* 'જન્મભૂમિ', તા ૪-૮-૧૯૨૫, પૃ ૩

હતા અને એક મોટું સરોવર આવેલું હતું. (એ સરોવર તે હાલનું સેર તળાવ હશે) કાંડારાવનાં ગુના તરફ જોતાં રાઘોબાએ નડિયાદના શહેરીઓ ઉપર માત્ર ૧૦ હજારનો દંડ નાખ્યો એ બહુ ગણાય નહીં. આટલી રકમ આપવાને પણ શહેરીઓએ ના પાડી. પરંતુ રાઘોબાએ એકદમ લૂંટ ચલાવી ત્રાસ વર્તાવવાની ધમકી આપી ત્યારે લોકોએ માન્ય કર્યું. દરેક ન્યાતવાર માણસોની સંખ્યા અને આર્થિક સ્થિતિ જોઈ દંડ ફાળવી દેવામાં આવ્યો પરંતુ બ્રાહ્મણની કેટલીક ન્યાતો તથા એક વિચિત્ર જાતના 'ભાટ' નામે ઓળખાતા માણસોએ પોતે દરેક જાતના કરમાંથી મુક્ત રહેતા આવ્યા છે એવો દાવો કર્યો: નડિયાદમાં બારોટો અને ભાટ રહેતા હતા. તે તેમની ન્યાતમાં કુલીન ગણાતા આગેવાનો હતા. શહેરના ઉપર રાઘોબાના આવ્યા પૂર્વે ત્રણ માસના અરસામાં એ વખત તો દંડ નંખાઈ ચૂક્યો હતો. એ વખત શહેર લૂંટાયેલું હતું. આથી રાઘોબાના દંડે શહેરીઓને કફોડી સ્થિતિમાં આણી મૂક્યા. શેરીએ શેરીએ દયામણા દેખાવો નજરે પડતા. કુટુંબો બને તેટલું કરીને કર આપતાં. કરને અંગે ઘરોમાંથી સરસામાન પણ ખેંચી જવામાં આવતો. આમ છતાં એ રકમ કોઈ કુટુંબ પૂરી ન કરી શકે તો કુટુંબનાં માણસોને પહેરવાનાં વસ્ત્ર પણ લૂંટી લઈ નાગી દશામાં આણી મૂકતા. લોકોએ ધન છુપાવ્યું છે અને આપતા નથી એવું બહાનું કાઢી જેમની પાસે કિંમતી ચીજો હોવાનો સંભવ ન હોય તેવાઓને પણ નિર્દય રીતે રિબાવવામાં આવતા. મરાઠાઓ લૂંટ કરવામાં એવા નિર્દય રહેતા કે જેથી નડિયાદની લૂંટ તેમને મન અસાધારણ નિર્દયતાનું કામ હતું. અંગ્રેજ સૈનિકોને આવી પદ્ધતિ સામે ત્રાસ અને ક્રોધ થતો. પરંતુ રાઘોબા અને તેના અમલદારો કોઈનું કશું ગણકારતા જ નહિ.

**મુંબઈ ગેઝેટિયરમાં આપેલું વર્ણન:** અંગ્રેજોનું રાજ્ય સ્થપાયા પછીનાં પચાસ-સાઠ વર્ષમાં નડિયાદ કેવું હતું તેનું વિગતવાર વર્ણન મુંબઈ ગેઝેટિયરમાં આપેલું છે. તેમાં સને ૧૬૧૨ થી ૧૮૭૨ સુધીના નડિયાદના ઇતિહાસની રૂપરેખા પણ છે. તે ઉપરાંત વસતી, વેપાર વગેરે વિગતો પણ છે. આ પૈકી ઘણીખરી અગત્યની માહિતી આ પુસ્તકમાં આવી જતી હોવાથી એ વર્ણન અહીં ઉતાર્યું નથી. પરંતુ સને ૧૮૭૨ના અરસાના નડિયાદનું શબ્દચિત્ર જોઈતું હોય તો એ મૂળ વર્ણન આખું જોવું જોઈએ.

**કેટલીક ઐતિહાસિક-સાલો: સને ૧૮૧૪ થી ૧૮૯૯:** 'જન્મભૂમિ', તા. ૧-૧૦-૧૯૨૫, પૃ. ૧૧ ઉપર 'નડિયાદને અંગે કેટલીક નોંધવા યોગ્ય સાલો' એ મથાળા નીચે બ્રિટિશ અમલની શરૂઆતનાં વર્ષોની અગત્યની સાલવારી આપી છે. તે ઉપયોગી હોઈ, આ નીચે ઉતારી છે.

સંવત ૧૮૭૦ (૧૮૧૪)માં - પહેલો તલાટી અંગ્રેજ-સરકારે નીમ્યો. સંવત ૧૮૮૦-૮૬ (સને ૧૮૨૦-૨૬) સુધીમાં પ્રથમ મોજણી (સર્વે) પૂરી થઈ. સંવત ૧૯૨૧ (સન ૧૮૬૫)માં બીજી વખત મોજણી થઈ. સંવત ૧૯૧૦ (સન ૧૮૫૪)માં નડિયાદની ૨૦૭૬૨ માણસની વસતી હતી. તે જ સાલમાં બરોડા કરંસી બાબાશાહી સિક્કા-ખેંચી લેવા કલેક્ટરે ભલામણ કરી. સંવત ૧૮૫૯માં જમીનના ઉત્પન્નમાં ખેડૂતોનો અડધો ભાગ હોય તેમાંથી મણે ૧૧ શેર સરકાર ભાગ, ૦॥ શેર ગામના હિસાબ રાખનારનો, ૦। શેર પટેલોનો, ૦। શેર વાણિયાઓનો જુદો કાઢવાનો રિવાજ હતો. સંવત ૧૮૮૨ (સન ૧૮૨૬)માં પ્રથમ સરકારી ગુજરાતી નિશાળ ખૂલી. સંવત ૧૯૧૨ (૧૮૫૬)માં સરકારી અંગ્રેજી શાળા ખુલ્લી મુકાઈ. સંવત ૧૯૩૩-૩૪ (સન ૧૮૭૭-૭૮)માં આઠ સરકારી નિશાળો હતી. જેમાં ૧ હાઈસ્કૂલ, ૧ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, ૪ શાળાઓ ગુજરાતી છોકરાઓની ૧ છોકરીઓ માટે તથા ૧ ઉર્દૂ શાળા હતી. સંવત ૧૯૨૨ (સન ૧૮૬૬) ડિસ્પેન્સરી-દવાખાનું ખોલાયું.

સંવત ૧૯૧૩ (સન ૧૮૫૭)માં મ્યુનિસિપાલિટી સ્થપાઈ. સંવત ૧૯૨૮ (સન ૧૮૭૨)માં નડિયાદમાં ૨૪૫૫૧ માણસની વસતી અને ૯૦૮૮ ઘર હતાં. વસતીના ૮૭.૭૪ ટકા હિંદુઓના અને ૧૨.૧૯ ટકા મુસલમાનોના હતા. સંવત ૧૯૩૧ થી ૩૪ (સન ૧૮૭૫ થી ૭૮) સુધી નડિયાદમાંથી 'દુનિયાદાદ' નામનું અઠવાડિક નીકળતું હતું. સંવત ૧૯૨૯ (સન ૧૮૭૩)માં નડિયાદ હાઈસ્કૂલમાંથી સાત વિદ્યાર્થીઓએ મૅટ્રિકની પરીક્ષા પાસ કરી. સંવત ૧૯૩૦ (સન ૧૮૭૪)માં ત્રણ જણ મૅટ્રિક થયા. સંવત ૧૯૩૧-૩૨-૩૩ (સન ૧૮૭૫-૭૬-૭૭)માં અનુક્રમે ચાર, પાંચ અને ત્રણ વિદ્યાર્થીઓ હાઈસ્કૂલમાંથી મૅટ્રિક થયા. સંવત ૧૯૨૧ (સન ૧૮૬૫)માં નડિયાદ પૈસાદાર ગણાતું. સંવત ૧૯૩૫ (સન ૧૮૭૯)માં નડિયાદની જમીનનો એકંદર રકબો ૭૧,૬૭૫ એકર હતો.

# ૧૩
# નડિયાદનાં કેટલાંક સ્થળોના ઇતિહાસ

પરિચય ગયા પ્રકરણમાં જણાવેલા 'જન્મભૂમિ' અઠવાડિકમાં પ્રકટ થયેલી ઐતિહાસિક નડિયાદની લેખમાળામાંથી પસંદ કરેલા કેટલાક ઉતારા આ પ્રકરણમાં આપ્યા છે. તે બધામાં નડિયાદના કેટલાંક જાણીતાં સ્થળોના ઇતિહાસની માહિતી છે. નકશાની મદદથી આ માહિતીનો અભ્યાસ કરવાથી નડિયાદના ઇતિહાસની ઘણી કડીઓ જડવા સંભવ છે.

આ ઉતારાનો ક્રમ મૂળ લખાણોના ક્રમને અનુસરે છે. કોઈ સ્થળનું મહત્ત્વ કે ઐતિહાસિક ક્રમ એનાથી સૂચવાતો નથી.

**દેસાઈ વગો નામ ક્યારથી પડ્યું?:** હાલ દેસાઈ વગામાં જ્યાં ગોકળભાઈ બૅરિસ્ટરનું મકાન છે ત્યાં આગળ શંકરદાસ દેસાઈ, બાપુજી દેસાઈ અને વંનમદાસ દેસાઈઓના મકાનો હતા. દેસાઈઓની આસપાસની જગ્યા તે દેસાઈ વગો. બાકી જૂના દસ્તાવેજોમાં નારણદાસ પટેલનો મહોલ્લો અને પટેનવાડના નામો વારંવાર નજરે પડે છે. દેસાઈ વગો નામ જૂના દસ્તાવેજોમાં જોવામાં આવતું નથી. નારણદાસ પટેલના વંશજોએ દેસાઈની અટક બાપુજી શંકરદાસ, અને વંનમદાસને દેસાઈગીરી મળ્યા પછી લખવા માંડી. ('જન્મભૂમિ' તા. ૨૧-૬-૨૫, પૃ. ૫ ઉપરથી)

**જૂના સમયનું સ્મશાન: મડદા બારી:** જૂના વખતમાં મોટા સાથને નાકે આવેલી મસ્જિદ પાસે હાલ્યા કોઠી ડાઘુઓ મડદાબારી આગળ આવેલા સ્મશાનમાં મુડદા બાળતા. ગામનો મુસલમાની સમયનો વસવાટ મરીડા ભાગોળના દરવાજાથી પાચ હાટડીના રસ્તા તરફ થઈ અમદાવાદી દરવાજાની સરાઈ સુધી વધતો ગયેલો હતો. અમદાવાદી સુલતાનોના વખતમાં અને મોગલાઈની શરૂઆત સુધીમાં હાલના નડિયાદનું પોણા ભાગનું ગામતળ રોખ અને લોટિયા વહોરાઓના તાબામાં હતું.+

**કડીના મલ્હારરાવની પાયગા:** હાલ જ્યાં મલ્હારપુરું છે ત્યાં મલ્હારરાવની પાયગા હતી. પાયગાના માણસો ત્યાં વસતા, એમ ઘણા લોકો માહિતી આપે છે.+

**શ્રી નારણદેવનું મંદિર:** સંવત ૧૮૫૮માં શ્રી નારણદેવના મંદિરનો પાયો કડીના મલ્હારરાવે નાખ્યો. પરંતુ તેને નડિયાદ છોડી સંવત ૧૮૫૯માં નાસવું પડ્યું. આથી વડોદરાના હરિભક્તિવાળા ટ્રસ્ટના રતનગોસાંઈએ મંદિર બંધાવવાનું કામ હાથ લીધું. તેમણે કારીગરો તેની નારણદેવની પાસે જ આવેલા હરખજી પટેલના દીવાનખાનાને મેડે ઉતારો આપ્યો. (હાલ તો તે દીવાનખાનું ખંડિયેરરૂપે છે. ટાવરનું ચોટક અને મેડાનો કકરો નારણદેવના મંદિરના દરવાજાથી પશ્ચિમ દિશાએ મોજૂદ છે.) સંવત ૧૮૬૩માં મંદિર બંધાઈ રહ્યું. કહેવાય છે કે રતન ગોસાંઈએ મંદિર માટે ઈંટવાડો પડાવ્યો. તેને અંગે માટી ખોદતા જે ખાડો થયો તેને પાછળથી આરો બાંધવામાં આવતા રતન ગોસાંઈની યાદગીરીમાં 'રતન તળાવ' નામ પડ્યું.+

**દવલની કૂઈ વગેરે:** સંતરામ ભાગોળે મંદિર છે, ત્યાંથી વડેવાડ તરફ આવતાં ડાબે હાથે એક જૂના દરવાજાવાળી ખડકી જ્યાં હાલ છે તેમાં મીર દવલ નામથી ઓળખાતા જાગીરદારોની આજથી ત્રણસો વર્ષ પૂર્વે મોટી હવેલી હતી. દવલના નામથી જાણીતા એ જાગીરદારો બાદશાહ જહાંગીર, શાહજહાન અને ઔરંગઝેબના વખતમાં નડિયાદમાં પુષ્કળ સત્તા અને લાગવગ ધરાવતા. હાલ જ્યાં સંતરામ બજારથી વડેવાડ તરફ જતાં જે કૂઈ છે તે દવલની કૂઈના નામે ઓળખાય છે અને તેની પાસે જ જે પીઠું છે ત્યાં દવલનો રમણીય બાગ હતો. તેમાં એક ઊંચો ફુવારો અને પાણીના બે હોજ હતા. દવલ નામથી જાણીતા એ જાગીરદારો શરૂઆતમાં બાદશાહી વખતમાં અમીરો જેવી લાગવગવાળા હોઈ પાછળથી તેમના વંશજોને અમીરાત કરવાનો વખત આવેલો. મરાઠી અમલ શરૂ થતા તેમની પડતી થઈ. નાણાભીડને લીધે તેમની જાગીર ટુકડે ટુકડે વેચાવા માંડી. હાલ પણ ઘણા ખેતરો દાવલિયા ખેતરો તરીકે જાણીતા છે. બાદશાહ જહાંગીરના વખતમાં મીર દવલ ખલીલબેગ નડિયાદમાં સત્તાધારી અમીર હતો. હાલ (૧૯૨૫)માં દવલના વંશમાં ફાજલખાન નામે શખસ હયાત છે. તે સ્થાનિક મ્યુનિસિપાલિટીમાં નોકર છે. જરજાગીર ખલાસ થઈ છે, છતાં સ્વાભાવિક ખાનદાની હજી દવલના વંશજોમાં સૂક્ષ્મ અવલોકન કરનારને સહેજે નજરે પડે. બાકી કાળચક્રના સપાટામાંથી કોણ બચ્યું છે?

**નડિયાદની ૭ સત્તાઓ:** કહેવાય છે કે રાસઅલ્હાતા વખતમાં નડિયાદમાં ૭ પાટીઓની સત્તા ચાલતી. સંતરામ ભાગોળની મસ્જિદ આગળ અને તેની આસપાસ દવલની

+ આ ત્રણે ઉતારા 'જન્મભૂમિ', તા. ૧૮-૮-૧૯૨૫ પૃ. ૭ ઉપરથી લીધા છે.

જાગીર હતી. હાલ જ્યાં દેસાઈ જેરામદાસ બેચરભાઈની હવેલી છે ત્યાં અને તેની આસપાસ સીદીઅલીની સત્તાનો પ્રદેશ હતો. આલ્હાદવગામાં અને તેની આસપાસ રામ-આલ્હાદની પાટી આવેલી હતી જૂના મોગલકોટ આગળ અને તેની આસપાસ મોગલોની પાટીનું બળ હતું. શહેરના બાકીના ભાગો લોટિયા વહોરા અને શેખ કોમના આગેવાનો વચ્ચે વહેંચાયેલા હતા. (મહમદ બેગડાના વખતમાં મોગલોની પાટી નડિયાદમાં હશે કે કેમ તેની અમને શંકા છે.)+

**વછેવાડ ઉર્ફે વછના વાડી :** હાલ જેને વછેવાડ તરીકે ઓળખવામાં આવે છે તેને જૂના વખતમાં વછનાવાડી તરીકે ઓળખવામાં આવતી. કહેવાય છે કે વછેવાડમાં જ્યાં લક્કડ-પીઠાં આવેલાં છે ત્યાં અને તેની આસપાસ પાણી ભરાઈ રહેતું ત્યાં જૂના વખતમાં તળાવડી હતી, જે વછના તળાવ-ડીની પશ્ચિમે તેની લગોલગ એક વાડી હતી, જે વછના વાડી કહેવાતી.+

**માધવરામ સ્મારિકામાંથી–નાગરોનાં તથા અન્ય સ્થળો વિષે :** 'જન્મભૂમિ', તા ૧–૧૦–૧૯૨૫, પૃ. ૧૧ ઉપરથી.

ત્રિપાઠી ગોવર્ધનરામ તથા નરહરિરામ એ ઉભયે પોતાના પિતા માધવરામ ધીરજરામના સ્મરણાર્થે 'માધવ-રામ સ્મારિકા' નામનું પુસ્તક રચી સ્વજ્ઞાતિજનને અર્પણ કરેલું છે. એમાં નડિયાદના વડનગરા નાગર બ્રાહ્મણોની જ્ઞાતિની સર્વ વંશાવલીઓ અને તે સંબંધી અન્ય વૃતાન્ત વિસ્તારથી આપેલાં છે. આ પુસ્તકની પ્રસ્તાવનામાંથી અમે નીચેની હકીકત જેમની તેમ આપી દઈએ છીએ. ('માધવરામ સ્મારિકા,' સંવત ૧૯૫૬માં છપાયેલું).

નડિયાદમાં વડનગરાઓનો નિવાસ હાલ નાગરવાડામાં છે, તથા થોડાંક ઘર કંસારવાડે છે. નાગરવાડાનો આરંભ કાજી ચકલા આગળ મહાલક્ષ્મીના મંદિર આગળથી થાય છે અને તેમાં મુખ્ય પોળો જાની વરજભાઈવાળી, વાણિયાવાળી, તથા પીપળાવાળી છે, અને તે સિવાય ખડકીઓ ધર્મપુરવાળી, ફીરપારામ અંબાદત્તવાળી, અને ઝવેરીલાલ ઉમિયાશંકરવાળી છે. આ સિવાય પીજની ભાગોળ સુધીની નાની મોટી ખડકીઓ હતી, પણ તેમાંથી હાલ થોડાક વર્ષથી નાગરી નાતની વસતી શૂન્ય થઈ છે........

નાગરવાડામાં વૃદ્ધો અવકાશનો વખત પાટડીના લાંબા ઓટલા ઉપર વાર્તા વિનોદમાં ગાળતા. હાલ હાટકેશ્વર મંદિરમાં ગાળે છે. એ મંદિરની જોડે પચાસેક હજારનાં દ્રવ્યથી રા. રા. મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીએ બંધાવેલા ભવ્ય શ્રી ઉમેદકુમારી મંદિરમાં સંભૂત કરેલી ડાહીલક્ષ્મી પુસ્તકશાળામાં ભાવી કામમાં વડનગરાઓનો અવકાશ રોકાશે. એ પુસ્તકશાળા સિવાય બીજાં પારમાર્થિક કામમાં પણ વડનગરાઓ અસલથી દ્રવ્ય ખર્ચતા આવ્યા છે. વ્યાસફળીમાં ભદ્રજી પંડ્યાના વૈદનાથ મહાદેવ અને ફીરપાદત્ત પંડ્યાના કુમેરેશ્વર મહાદેવ, પીજની ભાગોળે કેશવજીના મહાદેવ તથા પ્રભુશંકરના મહાદેવ, ગામમાં ગોકુલજી કાશીનાથ પંડ્યાના હાટકેશ્વર મહાદેવ, ખોડિયાર માતા ઉપર મુનિ મહારાજને ભૂમિદાન આપી તે ઉપર અમારા (લેખક ગો. મા. ત્રિપાઠીના) પિતાએ બંધાવેલા મહાદેવ, કુંડ ઉપર કાશીનિવાસી ભગવંતરામ પંડ્યાના શંખેશ્વર મહાદેવ, કાકા બળિયા આગળના રાકડેશ્વરના મંદિર પાસે રા. ઝવેરીલાલ ઉમિયા-શંકર યાજ્ઞિકના પિતામહ સન્મુખરામના મહાદેવ, ડુમરાલની ભાગોળ ભણી જમિયતરામ કાશીરામે જીર્ણોદ્ધાર કરાવેલા કેદારેશ્વર મહાદેવ, જાતી રાઘવજી રુદ્રજીએ કુબનાથ પાસે સ્થાપેલા ગોપનાથ મહાદેવ, સ્ટેશનથી બે માઈલ ઉપરના કામનાથ મહાદેવ, અમદાવાદની ભાગોળે મોટી વાવનો જીર્ણોદ્ધાર તથા તેની સામે મોટી સરે તથા એ ભાગોળ બહારના નારાયણ સરોવરના આરા તથા હનુમાનજીનું નાનું દેવાલય વગેરે કરાવવામાં અમારા પિતામહ ધીરજરામે સુમારે રૂ. ૨૦૦૦૦ ખર્ચેલા તે, અમારા પિતાએ મુગલના કોટ આગળની ગુજરાતી શાળામાં પ્રથમ અંગ્રેજી શાળા બેસતી તે અંગ્રેજી શાળામાં ચાળીસ વર્ષ ઉપર હજારેક રૂપિયા ભરેલા અને નારાયણ સરોવર જોડેનો બાગ દેવતા પૂજનમાં સમર્પેલો તે, વીસેક વર્ષ ઉપર રતન તળાવના આરામાં વધારો કરાવવા વખતરામ પંડ્યાએ કરેલો વ્યય, મુંબઈના વડનગરાઓને બજેવ ઉપર યજ્ઞોપવીત પછી બ્રહ્મભોજન માટે મંગળ પંડ્યાએ નીમેલી રકમ, દોલતરામ ફીરપારામ પંડ્યાએ જનરલ લાઇબ્રેરીને પોતાના પિતાના સ્મરણાર્થે બાંધી આપેલી ઇમારત, ફીરપારામ મહેતા, મરનાર હવે જમેતરામ કાશીરામે પોતાની વીસ પચીસ હજારની સર્વસ્વ મિલકતનું અર્પણ કરેલું, તેમાંથી ઊભી થયેલી જમેનરામ સંસ્કૃત પાઠશાળા, અને પંડ્યા શ્રી વલ્લભ ભગવાનજીની પાછળ ચાલતુ સદાવ્રત. એ પ્રમાણે નડિયાદના નાગર બ્રાહ્મણ જૂના ને સાંપ્રત કાળમાં યથાશક્તિ વૃત્તિ પરમાર્થે દ્રવ્ય ખર્ચતા આવેલા છે. તે દ્રવ્ય આજ સુધી પારમાર્થિક રૂપે આમ હયાત છે. આ ઉપરાંત પિતાની ઇચ્છાનુસાર કાજી ચકલા પાસે શ્રીનાથજીનું તેમના વર્ષમાં કરાવેલુ છે.

---

+ આ ત્રણે ઉતારા 'જન્મભૂમિ', તા. ૨–૯–૧૯૨૫, પૃ. ૫ ઉપરથી લીધા છે.

**નડિયાદની પેદાશ આદિની હકીકત:** (શ્રી ફાર્બસ ગુજરાતી સભાના હસ્તલિખિત પુસ્તકની સવિસ્તર નામાવલી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ પ્રસિદ્ધ કરેલી છે. તેમાંથી નીચેની હકીકત અમે લીધી છે).

એક ખજૂરિયા ફૂલસકેપ કાગળમાં નડિયાદના નરવા વગેરેની જમીનની વારણી અને તેની પેદાશની વિગત ઉતારેલી છે. એમાં જણાવેલું છે કે :—

'આ ગામ પ્રથમ આશરે વર્ષ છસેં ઉપર સાહેરોમાં હતું ને પાટીદાર તથા થોડાક રાવળ ગરાસિયા લોકની વસતી હતી. તેમાં પાટીદારોએ ગરાસિયા લોકોને થોડી થોડી જમીન કાઢી આપી લાગ ઠરાવી નરવા રૂ. ૧૦૦નો બાંધેલો. પણ ગરાસિયા લોકોએ પાટીદાર સાથે ઠંડાઈ કર્યાથી આ લોકોને નડિયાદમાંથી કાઢ્યા. ત્યાર પછી તેમની જમીન સરકારમાં દાખલ કરી પાટીદારોને સોંપી અને એ જમીન પોતપોતાના ભાગ પ્રમાણે વહેંચી લીધી......ચકલાશી ભાગોળે સં. ૧૮૨૯માં શ્રી શ્રીમંત મહારાજ ખંડેરાવ ગાયકવાડ સરકારે જથા બાંધી જથાદાર જુદાં જુદાં લાભવાં પોતાના સહી સિક્કા કરી આપ્યા...બીજી પાટીઓનાં......ત્રણ લાભવાં થયાં......

સંવત ૧૮૮૨ની સાલથી એ ફોલેદારીની ઊપજ હરાજ કરી તેનો ઇજારો આપવામાં આવે છે....

આ ગામમાં પ્રથમ જ્યારે મહેસૂલ લેવાતું ને સાહેરો હતી ત્યારે પરગણા સુધ્ધાં મહેસૂલના રૂ. ૨૬,૨૭૫ ઊપજતા. ...ધર્માદા દેવસ્થાનનું ખર્ચ સરકારમાંથી આપવામાં આવે છે.

આ ગામમાં પ્રથમ વસતીનાં ઘર ૫૦૦૦ હતાં...હાલ ઘરાં ૭૫૨૧ માલમ પડે છે. તેની વિગત : ૧૧૮૩ બ્રાહ્મણનાં, ૧૪૦૩ વાણિયાનાં, ૧૬૨૧ પાટીદારનાં, ૩૩૧૪ વસવૈયાં, વગેરે પરચૂરણ એ રીતે વસતી હાલમાં છે એવું સરકારી દફતરમાંથી માલમ પડે છે.

આમાં ૮ બાબતની વિગતો ટૂંકમાં આપેલી છે. તેની લખ્યા સાલ આ સાથે જોકે નોંધી નથી પણ સાથેના બીજા કાગળો આદિથી સમજાય છે તેમ એ સં. ૧૯૧૦ના આશરામાં ઉતારેલી હશે...

**લોટિયા વોરાની બારી:** ડાહીલક્ષ્મી લાઇબ્રેરી સામે હાલ જે કાકરખાડની બારીને નામે ઓળખાય છે, તેને પહેલાં લોટિયા વોરાની બારી કહેતા. ત્યાં આગળ અસલના વખતમાં લોટિયા વોરાઓ વસતા હતા. લાઇબ્રેરીની સામેથી માંડી પટેલ અંબાલાલ દ્વારકાદાસના ઘર સુધીની ઓળમાં લોટિયા વોરાઓ વસતા હતા. ત્યાં હજી એક મસ્જિદ પણ છે. એ ઓળની પશ્ચિમ તરફની ઓળમાં વાણિયા વગેરે પરચૂરણ લોક રહેતા હતા. હાલમાં રણછોડભાઈ વલ્લભભાઈવાળા ઘરની જગાએ શામળદાસે પોતાની આમીનગીરી દરમિયાન ફરીથી ઘર બાંધ્યાં. (જન્મભૂમિ, તા. ૧૧-૧૦-૧૯૨૫, પૃ. ૬)

**કાકરખાડ નામ કેમ પડ્યું?*** એક સમયે બાદશાહી ઊંટ હાલ જ્યાં કાકરખાડ છે ત્યાં થઈને જતું હતું. ત્યાં ખાડો હતો. ખાડામાં ચીકણી મરડવાળી જમીન હતી. આ ખાડો ગામ બહાર હતો. તે સમયે ત્યાં વસતી થઈ ન હતી. એ ખાડામાં ઊંટનો પગ લપસ્યો અને ઊતરી ગયો કે ભાંગ્યો. તે વખતે ઢોરોનું દવાખાનું અહીં ન હતું. પગ કોણ ચઢાવે? ઊંટ ત્યાં બેઠું. માણસો તેને મૂકીને સામાન લઈ ચાલતા થયા. ઊંટનું નામ કાકર હતું. આથી તેનું નામ કાકરખાડ પડ્યું. ઊંટની કોઈએ તપાસ ન રાખવાથી ઊંટ પાસાં પડી ત્યાં ને ત્યાં જ મરી ગયું. કાકરખાડમાં પ્રથમ વહોરાઓ વસ્યા. ત્યાં વહોરવાડ હતી. તેના અવશેષ તરીકે ત્યાં ટાંકાં નીકળ્યાં, કાકરખાડના છબાભાઈ કાશીભાઈ પટેલે નાનપણમાં આવાં ટાંકાં દીઠેલાં. કાકર ઊંટવાળી ઉપરની દંતકથા પણ છબાભાઈ પાસેથી અમને મળેલી છે. કેટલાકનું એમ કહેવું છે કે ત્યાં ખાડો હતો અને તેમાં કાંકરા, મરડ અને પૂંજો પડ્યો રહેતો. કોકાના વંશજોએ તે ખાડાની આસપાસ વસવાટ કર્યો, માટે કોકાખાડ કે કાકરખાડ એવું નામ પડ્યું.

**જેતસીના વંશજોના વસવાટ સંબંધી નોંધ:** કોચાટવગાવાળા વકીલ ગોવિંદભાઈ રણછોડભાઈ પટેલ અમને નીચેની હકીકત પૂરી પાડે છે :-

જેતસી પટેલ અડાળજથી નટપુરમાં સંવત ૧૪૫૧ (અમારી શોધખોળ અને પાકી જાણ મુજબ સંવત ૧૨૧૨. –લેખક)ના અરસામાં આવીને પ્રથમ બોકડ ક્યારીમાં વસ્યા. ત્યાં કેટલોક વખત રહ્યા પછી, નજીકમાં હાલ કાકરખાડ પાટીની નરવાની જમીન આવેલી છે, જે કતીપરા નામથી ઓળખાય છે ત્યાં આવી વસ્યા. આ સ્થળે કેટલો વખત રહ્યા તે ચોક્કસ જાણવા સાધન નથી પણ ત્યાર પછી કેટલેક વખતે અમદાવાદની ભાગોળે વાવની નજીક તેમના વંશજો આવી વસ્યા. ત્યાંથી બીજા ભાઈઓ છૂટા પડી ગામમાં જુદી જુદી ભાગોળે રહેવા ગયા. વડીલ દીકરા કોકાને ત્રણ દીકરા હતા : ૧. કરમશી, ૨. રામશી, ૩. ધરમશી, જેમાંના રામશી સતારા તરફ ગયા અને કરમશી તથા ધરમશી બંને ભાઈઓ અને તેમના વંશજો કેટલાક વખત સુધી આ સ્થળે રહ્યા. કરમશીના વંશજ રામ કાકરખાડમાં હાલ દાદાભાઈની ખડકી છે તે ભાગમાં વસ્યા. તે જગા નીચાણમાં અને કાંકરા-

* અહીંથી આગળ ભોજા તળાવડી સુધીના ઉતારા 'જન્મભૂમિ'ના તા. ૨૧-૧-૧૯૨૬, પૃ. ૫ ઉપરથી લીધા છે.

વાળી હોવાથી કાકરખાડ નામ પડ્યું. શ્રી બાવાજી વેણીભાઈ તરફથી મળેલી હકીકત પ્રમાણે આ જગાએ આસપાસ દક્ષિણ દિશાએ વહોરવાડ, પૂર્વ દિશા તરફ શ્રીમાળી વાણિયા અને પશ્ચિમ દિશા તરફ સાઠોદરા તેમજ વાણિયાવાડ અને ઉત્તર દિશા તરફ બીજા બ્રાહ્મણો વસતા હતા. થોડે થોડે વસતી વધવાથી ભાગ વધતો ગયો.

**ધરમશીનું કુટુંબ :** કોકાના ત્રીજા પુત્ર ધરમશીનું કુટુંબ મૂળ જગાએ રહ્યું અને તે કુટુંબના શીવશી શાણા બિન જેસંગ એ નામના ઇસમે ત્રણ વીઘાં અને ાાા વસો જમીન વીસા શ્રીમાળી વાણિયા માણેકચંદ મોતીલાલ વગેરે ચાર ભાઈઓ પાસેથી રૂ. ૩૫૧માં વેચાણ લીધી. (આ સંબંધમાં સંવત ૧૬૬૩નો એક સંસ્કૃત દસ્તાવેજ છે.) આ જગાએ કોકાના વંશજોનો વસવાટ થયો. જેથી આ ભાગ **કોકાનો ભાગ** અને તે પછી **કોચાટવગો** એ અપભ્રંશ નામ દાખલ થયું અને તે અત્યાર સુધી ચાલે છે. આ ખરીદેલી જમીનનો કેટલોક ભાગ સંવત ૧૯૦૨ના ચૈત્ર વદિ ૫ને રોજના દસ્તાવેજથી મોટા નારણદેવ મહારાજ તથા શ્રી હાટકેશ્વર મહાદેવને ફૂલપાન કરવા માટે વાડી કરવા સારુ ગોકળજી કાશીનાથની દુકાન ચલાવનાર ઈશ્વરજી ગોકળજી રહેવાસી નડિયાદનાને ટ્રસ્ટી નીમી તેમના વંશજોએ ધર્માદા આપ્યો અને તે હાલ ધર્માદા ખાતે ચાલે છે.

**રામ તળાવડી :** કાકરખાડમાં કોકાના વંશજ રામે વસિયાણ કર્યું. આ રામના નામ ઉપરથી ડભાણ જવાના રસ્તા ઉપર આવેલી તળાવડીનું '**રામ તળાવડી**' નામ પડ્યું.

**ભોજા તળાવડી ને ભોજાની નાળ :** કોકાના વંશજો રામજી કાકરખાડમાં સંવત ૧૬૬૩ પહેલાં ગયેલા. પણ ચોક્કસ સાલ મળતી નથી. રામના એક પુત્ર ભોજાજી હતા. અમદાવાદી ભાગોળે જમણા હાથ તરફના જૂના બીલોદરા તરફ જવાના માર્ગ ઉપર ભોજાની તળાવડી અને ભોજાની નાળ તે આ ભોજાજીના નામ ઉપરથી જાણીતાં થયાં છે.

**કોકાના બીજા દીકરા કરમશીની શાખા : મનોરભાઈની ખડકી :** કરમશીથી ચોથી પેઢીએ રામ થયા કે જેમના નામથી રામ તળાવડી ઓળખાય છે. રામને ત્રણ દીકરા હતા. ગલુ, વારસંદ અને ભોજાના સંબંધમાં જરૂરી હકીકત આવી ગઈ છે. રામ કાકરખાડમાં પ્રથમ વસવા આવ્યા કહેવાય છે. રામના મોટા દીકરા ગલુને પાંચ દીકરા હતા: ૧. સાંગો, ૨. હરિદાસ, ૩. વાલો, ૪. નારસંગ, ૫. ડુંગર. મોટા દીકરા સાંગોથી પાંચમી પેઢીએ સુરો પટેલ થયા. અને સાંગોના ભાઈ ડુંગરથી નવમી પેઢીએ ખોજાઈદાસ અને દશમી પેઢીએ મનોરદાસ થયા. આ રીતે રામના પૌત્ર ડુંગરના વંશજો તે હાલની મનોરદાસની ખડકીના પાટીદારો છે. ઉપરોક્ત હકીકત અમે પૂરતી તપાસ અને ખાતરી કર્યા પછી જ અત્રે આપી છે. અસલ પ્રમાણેની વહીવંચાના ચોપડા ઉપરથી વડોદરાવાળા બારોટ હિંમતલાલ કુંવરજીની સહીવાળી તથા બારોટ ભઈજી બાપુજી તથા ભગુભાઈ ગંભીરની સાક્ષવાળી નકલ મનોરદાસની ખડકીવાળા શ્રી શંકરભાઈ ગલાભાઈ દ્વારા મંગાવી જોયા બાદ, શ્રી શંકરભાઈ ગલાભાઈની સાથે વાતચીત કરી, પૂરતી ખાતરી કર્યા બાદ, ઉપરની હકીકત અમે આપી છે.*

**બ્રહ્મપોળ :** *કાકરખાડના વલ્લભદાસ વાઘજીના દીકરા શામળદાસે બારોટો અને બ્રાહ્મણોને હાલ જ્યાં બ્રહ્મપોળ છે તે જમીન દાનમાં આપી. બ્રાહ્મણો અને બારોટો ત્યાં વસ્યા માટે તે બ્રહ્મપોળ કહેવાય છે.

**શંકરેશ્વર મહાદેવ :** શામળદાસના દીકરા અજુભાઈ શામળદાસે પીજ ભાગોળે અજુપરું વસાવ્યું અને શંકરેશ્વર મહાદેવ બંધાવ્યા.

**લખાવાડ અને નાના કુંભનાથ :** જેતસીથી અગિયારમી પેઢીએ લાખો પટેલ થયા. લાખા પટેલના પિતાનું નામ વરણો પટેલ. લાખા પટેલ સંવત ૧૬૩૦માં હયાત હોવા જોઈએ એવું અનુમાન થાય છે, કારણ કે તેમના સાત દીકરાઓમાં એક દીકરા ફીસાભાઈની સહી સંવત ૧૬૬૦ના એક દસ્તાવેજમાં જોવામાં આવે છે. આ પટેલના નામ ઉપરથી લખાવાડ ઓળખાય છે. લખા પટેલ પૈસેટકે ઘણા સુખી હોય તેમ જણાય છે. તેમણે નાના કુંભનાથની સ્થાપના કરી હતી. લખા પટેલ કાકરખાડ પાટીના ગોવિંદદાસ પટેલના પિતા સુરા પટેલના સમકાલીન હતા. દેસાઈવગાના નારણદાસ પટેલના પિતા મહીદાસ પણ લખા પટેલના સમકાલીન હતા.

**કાંધલનો નરવા :** લખા પટેલના પૂર્વજ અને જેતસીના પુત્ર કાંધલના નામ ઉપરથી કાંધલના નરવાની જમીન કાંધલનો નરવા એ નામે ઓળખાય છે. કાંધલના નરવા સંબંધી દોઢસોથી બસો વર્ષ જૂની ચિઠ્ઠીઓ અને લખાણ મળી આવ્યાં છે. આ ઉપરથી એટલું સ્પષ્ટ થાય છે કે કાંધલના સમયથી બલકે જેતસીના સમયથી અર્થાત્ લગભગ **૭૦૦ વર્ષથી નડિયાદમાં નરવા ચાલતો આવેલો છે.**

* જન્મભૂમિ, તા. ૧-૨-૧૯૨૬ના પૃ. ૮ ઉપરથી.

* અહીંથી 'દલ્લજીની હવેલી' સુધીના ઉતારા જન્મભૂમિ તા. ૨૧-૩-૧૯૨૬, પૃ. ૯ ઉપરથી લીધા છે.

**હીરજી પાટી અને સંતરામની વાવ :** જેતરીની ચોથી પેઢીએ કેનાભાઈની શાખાના અને હાલની હીરજી પાગીના પૂર્વજ બોધાભાઈએ સંતરામની વાવ બંધાવી એવો ઉલ્લેખ વહીવંચાના ચોપડામાંથી મળી આવે છે આ વાવમાંથી હાલ પંપ દ્વારા ઊંડેવાળ તળાવમાં પાણી પૂરું પડે છે.

**વિશ્વકર્માનું મંદિર :** સંતરામની વાવ પાસે હાલ જે સુતાર લોકોની ધર્મશાળા છે, તેમાં વિશ્વકર્માની સ્થાપના હમણાં થઈ છે એ ધર્મશાળાની જગા રતનજી પાગીના કબજે હતી રતનજી અને એમના દીકરાએ સુતાર લોકોની ધર્મશાળા બાંધવા માટે સુતાર લોકોને તે જગા કાઢી આપી આ જગાના દસ્તાવેજમાં જુદી જુદી પાગીઓના આગેવાનોની સંમતિ લીધેલી હોવાનો ઉલ્લેખ છે

**હરખજીની હવેલી :** શ્રી નારણદેવના મંદિર પાસે 'દીવાનખાનું' એ નામે ઓળખાતું એક કોતું છે થોડા દિવસ થયા ત્યાં એક ઓરડી શ્રી ઝવેરભાઈ શામળભાઈએ ચણાવેલી છે આ દીવાનખાનું તે કહાનદાસના દીવાનખાનાને નામે પ્રસિદ્ધ છે કહાનદાસ પટેલ તે કાકરખાડના અજુભાઈ તથા શામળદાસ અને દેસાઈવગાના શંકરદાસ દેસાઈના સમકાલીન થાય કહાનદાસ પટેલના પ્રપિતામહ તે હરખજી પટેલ કહાનદાસના દીવાનખાનાની પાછળનો વિસ્તીર્ણ ચોરસ જમીનનો કકડો હાલ જ્યાં છે ત્યાં હરખજીની હવેલી હતી આ હવેલીના ઈંટેરી મજબૂત પાયા, ઓટલીઓ, પગથિયાં, ટોડા અને થાંભલાઓના અવશિષ્ટ ચિહ્નો હાલ પણ નજરે પડે છે . નારણદેવની પશ્ચિમ દિશામાં દીવાનખાનાના ખંડિયેર કહેવામાં થઈને તે હવેલીવાળા ભાગમાં જવાય છે નારણદેવના મંદિરમાં જ્યાં મધ્યભાગમાં કાચમો છે ત્યાં સુધી હરખજીની હવેલીની આજુબાજુની વાડાની જમીનનો વિસ્તાર હતો નારણદેવનું મંદિર બંધાયું ત્યારે હાલ પટેલ શિવાભાઈ લલ્લુભાઈ રહે છે ત્યાંથી દોઢ ઓરડા જેટલી જમીન શ્રી નારણદેવના મંદિર માટે કાઢી આપેલી હરખજીની હવેલી છ માળની ઊંચી અને વિસ્તારમાં ઘણી જ મોટી હતી હાલ તેના ખંડિયેર જોવાથી જ તેની ભવ્યતાનો ખ્યાલ આવે છે હવેલીની નીચે એક મોટું ભોંયરું હતું ભોંયરાની છત જાડા થાંભલાઓ ઉપર બાંધેલી છે ભોંયરું હજી પણ હયાત છે હવેલીના અવશેષ રૂપે ત્રણ ઓરડાઓ પણ હયાત છે ઓરડામાં આવેલી છતનું લાકડામાં કરેલું કોતરકામ ઘણું જ જોવા લાયક છે હરખજીની હયાતીમાં એ હવેલી જ્યારે ગગનમાં ગાજતી હશે ત્યારે તે ચકચું કેવું શોભી ઊઠતું હશે!

**હીરાનો વ્યાપાર :** હરખજી પટેલ તથા થામણાવાળા દેવજી બંને જૂના પન્નામાં હીરાનો વ્યાપાર કરતા હતા હરખજીએ પુષ્કળ દ્રવ્ય સંપાદન કર્યું જૂના પન્નાથી નડિયાદ આવી એ દ્રવ્ય વડે હવેલી ઊંચી હવેલી બંધાવ્યા બાદ ફરીથી જૂના પન્ના ગયેલા ત્યાં તેમણે લગ્ન કરેલું હતું એ બાઈથી સંતતિ પણ થયેલી હરખજી ફરીથી જ્યારે નડિયાદ આવવા તૈયાર થયા ત્યારે તે બાઈને દહેશત લાગી કે પોતાના છોકરાને ધનમાં પૂરતો ભાગ નહિ મળે તેથી હરખજી જ્યારે નડિયાદ ફરીથી આવવા તૈયાર થયા ત્યારે તે બાઈએ ઝેર દઈ તેમને મારી નાખ્યા આ રીતે બાકીનો પૈસો તે બાઈ પાસે રહ્યો હરખજીથી થયેલા તેમના દીકરાઓ તરફથી નડિયાદ આવી વસવા માગણી થયેલી અને જો તેમને ન્યાતમાં દાખલ કરવામાં આવે તો મનગમતી થાળીઓનું લહાણું કરવાનું પણ કહેલું પરંતુ તેમની સ્વીકાર કરવાની ના પાડવામાં આવી કહેવાય છે કે હરખજીના વંશજો હજી પણ જૂના પન્નામાં હયાત છે હરખજી સંવત ૧૭૦૦ના અરસામાં હયાત હતા એમ અનુમાન થાય છે

**દેવજીની હવેલી :** થામણાવાળા દેવજી પણ જૂના પન્નામાંથી પુષ્કળ દ્રવ્ય ઝવેરાત લાવ્યા તેમણે ત્રણ હવેલીઓ બંધાવી એક થામણામાં, બીજી ઉમરેઠમાં અને ત્રીજી નડિયાદ દવે પોળમાં દેવજીએ નોકરોની આંખે પાટા બાંધીને ઝવેરાત દાટ્યું હતું કે જેથી ધન ગુપ્ત રહે

**ઘેલા જાની** * આજથી (સને ૧૯૨૫ થી) આશરે પોણા બસો વર્ષ પૂર્વે ઘેલા જાની નામે નાગર ગૃહસ્થ થઈ ગયા તેમના વખતમાં નાગરો નાગરફળી આગળ તેમ જ કંસારવાડે રહેતા હતા ઘેલા જાની લક્ષાધિપતિ હતા ન્યાતમાં ઉપર ઘીની જમણવારો ચાલે ત્યારે ઘેલા જાની ખુશ ખુશ થઈ જાય ઘેલા જાનીની એવી પ્રકૃતિ ઉપરથી આજે પણ નડિયાદની નાગરી ન્યાતમાં 'ઘેલા, ઘી ખા, ઘી!' એવી કિંવદન્તી પ્રસંગોપાત્ત ઉચ્ચારાય છે ઘેલા જાનીને પોતાના પુત્ર સાથે અણબનાવ થયો હતો તેથી તેમણે પોતાનું ધન પોતાને હાથે જ ઉડાવી દીધું

**નાગર શરાફ કેશવરામ :** સંવત ૧૮૧૨-૧૩ના અરસામાં કેશવરામ નામે નાગર શરાફ હતા પ્રખ્યાત વણિક શરાફ શંકર બદાના તે સમકાલીન થાય કેશવરામ ઘી ચોપગવાલ ઝવેરીલાલ યાજ્ઞિકના વડીલ હોઈ હાલમાં શ્રી ફૂલચંદભાઈ કવિ ચિત્રકાર જે ઘરમાં રહે છે તે ઘરમાં

* અહીંથી પ્રકરણના અંત સુધીના ઉતારા જન્મભૂમિ તા ૧-૭-૧૯૨૬ના પૃ ૭ ઉપરથી લીધા છે

તેઓનો તે સમયે નિવાસ હતો. તે ઘર પણ તેમણે બંધાવેલું. તેઓ ના. ગાયકવાડના શરાફ હતા. સ્થાનિક દેસાઈ કુટુંબોના તેઓ શરાફ હોવાના જૂના ચોપડાઓમાંથી ઉલ્લેખ મળી આવે છે. કડીના ગાયકવાડને તેમણે બીક સમયે ભારે રકમો ધીરેલી. દેસાઈ ઇજારદારોને તેઓ ભારે રકમો ધીરતા.

**મલ્હારરાવ ગાયકવાડનું સંતાવાનું સ્થળ :** કડીવાળા મલ્હારરાવ ગાયકવાડ જ્યારે પકડાવવાની તૈયારીમાં હતા ત્યારે તેઓ થોડો સમય હાલ શ્રી પોપટલાલ યાજ્ઞિકના ઘરની લગોલગ આવેલા શ્રી અંબાભાઈ વરજભાઈવાળા ઘરમાં સંતાયેલા.

**કાળકા માતાનું મંદિર :** ચકલાથી ભાગોળે આવેલું શ્રી કાળકાજીનું પ્રખ્યાત મંદિર સંવત ૧૭૯૮માં દેસાઈ વાઘજી શામળદાસ બિન સવદાસે બંધાવ્યું હતું. કાળકા માતાની તળાવડીના આસપાસના દરવાજા ઉપર મંદિર બંધાવ્યા સંબંધીનો શિલાલેખ છે. દરવાજાની ડાબી બાજુનો લેખ જીર્ણ થવાથી જમણી બાજુએ આરસની તકતીમાં તેની એક નકલ કોતરાવી ચોઢી છે.

**કુંઝડીનો હવાડો :** રાણીબાગમાં આવેલો હવાડો અને કૂવો લાખા પટેલે કાશીએથી આવ્યા બાદ બંધાવેલો હતો, એમ કહેવાય છે. કેટલેક વર્ષે તે ખેડાવાળના હાથમાં આવ્યો. ખેડાવાળના હાથમાંથી મ્યુનિસિપાલિટીએ હાથમાં લીધો, એવી દંતકથા ચાલે છે.

**શ્રી ગોસ્વામીજીની હવેલીમાં શ્રી બાલકૃષ્ણના શરીરની પધરામણી :** સંવત ૧૯૨૮ની સાલમાં વૈશાખ સુદિ આઠમના રોજ કોટાથી પગ રસ્તે શ્રી ગુસાંઈજીના સેવ્ય શ્રી બાલકૃષ્ણજીને નડિયાદથી લાવી સલુણ બજારમાં થઈને શંખનાદ સહિત વાજતે ગાજતે સવારના પહોરમાં મંદિરમાં પધરાવ્યા.

**નડિયાદમાં છપ્પન ભોગ :** સંવત ૧૯૩૭ના ફાગણ વદ ૬ને રોજ ગોસ્વામી શ્રી વ્રજરતનલાલજીના સમયમાં નડિયાદમાં છપ્પન ભોગ થયો. ગામપરગામથી સંખ્યાબંધ વૈષ્ણવોનાં ટોળાં નડિયાદમાં દર્શનાર્થે આવ્યાં હતાં. કહેવાય છે કે ભારે ગીરદી હોવા છતાં વ્યવસ્થા સારી જળવાઈ હતી અને એક પણ અકસ્માત થવા પામ્યો નહોતો.

**શ્રી ગોસ્વામીજીનું મંદિર અને શ્રી સાત સ્વરૂપની હવેલી :** શ્રી ગોસ્વામીજીનું મંદિર અને શ્રી સાત સ્વરૂપની હવેલી બંને સંવત ૧૯૨૦–૨૮ સુધીમાં બંધાયાં. શ્રી વિહારીદાસ અજુભાઈ દેસાઈને ત્યાં જ્યારે શ્રી પુરુષોત્તમદાસ ઘા સાહેબનો જન્મ થયો ત્યારે પુત્રજન્મની ખુશાલીમાં દેસાઈ કુટુંબ તરફથી અલ્હાદવગામાં આવેલી સાત સ્વરૂપની હવેલીવાળી જમીન મંદિરને બક્ષિસ મળી શ્રી ગોસ્વામીજીનું મંદિર અને હવેલી જાહેર ફંડથી અને ખાસ કરીને નાગરકુઈએ તે સમયે નરસિંહબાવાના નામે ઓળખાતા પ્રખ્યાત દશા ખડાયતા વણિક ગૃહસ્થના પ્રયાસથી, બાંધવામાં આવેલાં. હાલના આચાર્ય શ્રી અનિરુદ્ધલાલજી શ્રી હરરાયજીની પ્રણાલિકા પ્રમાણે વર્તે છે. (ઉપરોક્ત હકીકત શ્રી મોહનલાલ લલ્લુભાઈ શાહ પાસેથી અમે લીધી છે)

**રૂપાજી મેઘજીની પોળ :** સંવત ૧૫૫૩ (દસ્તાવેજનો પાંચમો અંક ૭ જેવો વંચાય છે તેથી કદાચ સંવત ૧૬૮૩ પણ ગણાય)માં રૂપાજી મેઘજીની પોળ મધ્યે પટેલ ભવાન વાઘલા પાસેથી રૂ. ૨ા માટે જમીન રાખેલી. આ જમીન પર હાલ શંકરદાસ દેસાઈની ખડકીમાં બ્રાહ્મણ ફળિયું આવેલું છે. આ સ્થળને રૂપજી મેઘજી પોળ કહેતા રૂપજી મેઘજી ઘણો શ્રીમંત વેપારી હોઈ તેને ત્યાં ઘોડા ગાડી હતી, એવું સ્વ. કાળિદાસ મૂળજી જોષી પાસેથી અમે સાંભળ્યું છે.

**સાઠોદરા નાગર મલજી અને કંથારિયા ચકલું :** મલજી નામે સાઠોદરા નાગર થઈ ગયા. તેમણે કંથારિયા ચકલું વસાવેલું. નર્મદાશંકર કવિએ કરેલી કવિતામાં નાગર યોદ્ધા તરીકે મલજીનું નામ જોવામાં આવે છે.

# ૨૪

# નડિયાદના કેટલાક ઐતિહાસિક બનાવો

**પરિચય :** 'જન્મભૂમિ' સાપ્તાહિકમાંની ઐતિહાસિક નડિયાદની લેખમાળામાં પ્રકટ થયેલા નડિયાદમાં બનેલા ઐતિહાસિક બનાવોમાંથી કેટલાક આ પ્રકરણમાં આપ્યા છે. ભાષા મૂળ લેખમાળાની જ છે. ૧૫મી સદીથી ૧૯મી સદી સુધીના બનાવો એમાં છે. એ ઉપરથી ઇતિહાસના પ્રવાહનો અને લોકજીવન ઉપર એની કેવી અસરો થતી હશે તેનો કંઈક ખ્યાલ આવે છે.

**ઐતિહાસિક નડિયાદ–મોઇયુદ્દીન ફીરૂઝખાન*** : પોતાના દાદા બાદશાહ મુઝફ્ફરશાહને ઝેરનો પ્યાલો આપી મારી નાખ્યા બાદ અહમદખાન **સંવત ૧૪૬૭માં** અહમદશાહ નામ ધારણ કરી અમદાવાદની ગાદીએ બેઠો. આ ઉપરથી તેના કાકાના દીકરા મૌઇયુદ્દીન ફીરૂઝખાન કે જે વડોદરામાં સૂબા તરીકે રહેતો હતો તેણે બળવો કર્યો. મૌઇયુદ્દીનને ગુજરાતની બાદશાહી મેળવવાની મુરાદ હતી. નડિયાદમાં તેણે પોતાના લશ્કરની જમાવટ કરી. હીસા–મુલ–મુલ્ક ભંડારી અને તેનો દીકરો મલિક કાશન ખશરૂ, પ્રાગદાસ અને જીવણદાસ, આ સર્વે મૌઇયુદ્દીન ફીરૂઝખાનના વાવટા નીચે નડિયાદમાં આવી મળ્યા. અહમદશાહ તરફથી ભીકનખાન અને આદમ સુલતાન અફઘાન લશ્કર લઈ આવ્યા. નડિયાદ આગળ સંભવ છે કે બોકડના મેદાનમાં બંને પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ થયું. તેમાં બાદશાહી પક્ષ હાર્યો અને મૌઇયુદ્દીનની જીત થઈ. પરંતુ પાછળથી તેના મદદગારોમાં ફૂટ થવાથી મૌઇયુદ્દીનને ખંભાત નાસી જવું પડ્યું. 'મીરાતે સિકંદરી'માં આ હકીકત છે.

**શેખ આતા ઉલ્લા :** સુલતાન અહમદશાહના મરણ પછી **સંવત ૧૪૯૯માં** તેનો દીકરો મહમદશાહ સુલતાન થયો. આ બાદશાહના રાજ્યના છેલ્લા વર્ષમાં માળવાનો સુલતાન મહમદ ખીલજી ૮૦ હજાર ઘોડેસવાર લઈને ગુજરાત ઉપર ચઢી આવ્યો. 'મિરાતે સિકંદરી'નો કર્તા લખે છે કે અમદાવાદના બાદશાહનો તે સમયે એક વાણિયો ભાઈબંધ હતો બાદશાહે વાણિયાની સલાહ લીધી કે માળવાનો સુલતાન આવ્યો છે માટે શું કરવું? એ કમઅક્કલ વાણિયાએ સલાહ આપી કે બાદશાહે પોતાનું ઝવેરાત અને પોતાનો જનાનો–વહાણો લઈને નાસી જવું. ખાલી ઘરમાં જેમ કોઈ કૂતરો આવે અને કંઈ ખાવાનું ન મળે ત્યારે પાછો નાસી જાય તેવી રીતે માળવાનો બાદશાહ અમદાવાદમાં બાદશાહી મહેલ ખાલી દેખતાં પાછો ચાલ્યો જશે. મૂર્ખ બાદશાહે આ સલાહ માની અને નાસી જવા માટે વહાણ તૈયાર કરાવ્યાં. આ સમયે સૈયદપુરને વસાવનાર શેખ અતા ઉલ્લા ફીવામુલ મુલ્કુએ આ વાત જાણી સૈયદ આતાઉલ્લા તરત જ અમદાવાદના તે વાણિયા પાસે ગયો અને તેને મહેલના એક ખૂણામાં લઈ જઈ તેની છાતી ઉપર ખંજર તાકીને કહ્યું કે બાદશાહને અવળી સલાહ તેં આપી હતી માટે તને તો મારી નાખવો જ ઘટે છે વાણિયાએ જવાબ દીધો કે આપ તો શાણા પુરુષ છો એટલે સમજી શકશો કે બાદશાહે આવી બાબતમાં તમારા જેવા વીર પુરુષોની સલાહ લેવા કરતાં મારા જેવા એક વાણિયાની સલાહ લીધી તેમાં ભૂલ નથી કરી? સૈયદે વિચાર કર્યો કે વાણિયો સાવ સાચું કહે છે. આથી તેણે વાણિયાને છોડી દીધો અને મહમદશાહના દીકરાની હિંમત જોવાનો નિશ્ચય કર્યો. જલાલખાન આ વખતે નડિયાદમાં રહેતો હતો.

**જલાલખાન :** સૈયદ અતાઉલ્લા રાતોરાત નડિયાદ આવી જલાલખાનને મળ્યો. તેણે શાહજાદાને ટકોર મારતાં કહ્યું કે બાદશાહ તો પોતાના ઝવેરાત અને ઝનાના સાથે વહાણમાં બેસી દરિયામાં માછલાં પકડવા જવાની તૈયારી કરે છે. ગુજરાતની સલ્તનત હવે તમારે ભોગવવાની છે. જો તમને સલ્તનત મળે તો તમે માળવાના મહમદ ખીલજી સાથે કેવી રીતે વર્તશો? શાહજાદા જલાલખાને જવાબ દીધો કે જો ખુદાની મરજીથી મને ગાદી મળે તો હું શત્રુનો જડમૂળથી નાશ કરવાની કે લડતમાં લડતાં લડતાં મરવાની ખુદાના કસમ ખાઈને પ્રતિજ્ઞા કરું છું. સૈયદ આ સાંભળી ખુશ થયો અને જલાલખાનને તે જ રાત્રે પોતાની સાથે અમદાવાદ લીધો. બંને અમદાવાદમાં ગુપચૂપ દાખલ થયા. બાદશાહને તરત જ ઝેરનો પ્યાલો આપી મારી નાખવામાં આવ્યો, અને જલાલખાન સુલતાન કુતુબુદ્દીન નામ ધારણ કરી અમદાવાદની ગાદીએ બેઠો. સંવત ૧૫૦૭. આ સૈયદને તેના મરણ પછી આસુરિયા–આસ્ટોડિયા–દરવાજા આગળ દાટવામાં આવ્યો છે.

**ગાંડો હાથી :** સંવત ૧૫૦૦માં માળવાનો સુલતાન ભરૂચને ઘેરો ઘાલવો માંડી વાળી પોતાના લશ્કર સાથે વડોદરા

* અહીંથી આગળ ગાંડો હાથી સુધીનું લખાણ 'જન્મભૂમિ' ના ૪–૮–૧૯૨૫, પૃ. ૩ ઉપરથી લીધું છે.

આવ્યો અને તે શહેર લૂંટ્યું. વડોદરાથી આગળ ચાલતાં માળવાના સુલતાનનો એક હાથી રસ્તામાં ગાંડો થઈ નાઠો અને રાત્રે નડિયાદમાં દાખલ થયો. પરંતુ, નડિયાદના બ્રાહ્મણોએ તે હાથીને તલવારથી ઠાર કર્યો. 'મિરાતે સિકંદરી'નો કર્તા લખે છે કે સુલતાન મહમદ ખીલજી જ્યારે નડિયાદ આવ્યો અને જ્યારે પોતાનો ગાંડો હાથી મરાયો છે એવી વાત સાંભળી તથા તે હાથી બીજા કોઈએ નહિ પણ બ્રાહ્મણોએ માર્યો છે એમ જ્યારે જાણ્યું ત્યારે તે અચંબો પામ્યો. તેણે કહ્યું, ખરેખર, આ સ્થળનાં હવાપાણી જ વીર પુરુષોને ઉત્પન્ન કરે તેવાં હોવાં જોઈએ. બાકી બ્રાહ્મણો જેવાથી ગાંડા હાથીને મારી શકાય જ નહિ. નડિયાદ લૂંટ્યા સિવાય જ બાદશાહ ત્યાંથી કપડવણજ તરફ ચાલ્યો. (નોંધ: હાથી રાત્રે શહેરમાં પેઠો તે ઉપરથી અનુમાન થાય છે કે તે સમયે નડિયાદની આસપાસ કિલ્લો હોવો જોઈએ નહિ. કિલ્લો પાછળથી બાંધવામાં આવ્યો હશે. કિલ્લાના દરવાજા રાત્રે ઘણું કરીને બંધ હોય છે કપડવણજ આગળ અમદાવાદના બાદશાહી લશ્કર સાથે યુદ્ધ થતાં માળવાના બાદશાહની હાર થઈ. છતાં આ જીત અમદાવાદના બાદશાહે મહા મુશ્કેલીએ મેળવી હતી. હાથીને મારનાર સાઠોદરા નાગર રહેતા હતા. આથી ગુજરાતનો વહીવટ રતનસિંગ ભંડારીના હાથમાં આવ્યો હતો. સંવત ૧૭૭૨માં ધોળકાને રતનસિંગ ભંડારીએ પોતાને તાબે લીધું, અને અમીર અહીનુલ્મુલ્કની લાગવગથી સોરાબ વીરમગામનો હાકેમ થયો. આ વાત રતનસિંગની ઇચ્છા વિરુદ્ધ બનેલી હોવાથી તેણે સોરાબખાનની છાવણી ઉપર છાપો માર્યો. સોરાબખાન ઘવાયો અને થોડે દહાડે મરણ પામ્યો. સોરાબખાનને આ સમયે મોમીનખાને મદદ કરેલી હોવાથી રતનસિંગ ભંડારીએ મોમીનખાન ઉપર હલ્લો કર્યો. મોમીનખાન ખંભાત ચાલ્યો ગયો.

ગાયકવાડ હિંમત બહાદુરના મળતિયા પુનાજી વિઠ્ઠલ અને ત્રંબક પંડિત બંને જણ ફક ઉદ્દૌલા જોડે ખટપટ કરતા હતા. ત્રંબક પંડિત ખંડેરાવના નાયબ તરીકે અમદાવાદમાં રહેતો હતો. પુનાજી અને ત્રંબક બંને જણને સફદરખાન બાબીના મોટાભાઈ જવામર્દખાન સાથે અણબનાવ થયેલો હતો. એવામાં ખંડેરાવ સેનાપતિની વિધવા ઉમાબાઈએ પોતાના નાયબ તરીકે ફરીથી રંગોજીને અમદાવાદ મોકલ્યો. રંગોજીએ અમદાવાદ આવી ત્રંબક પંડિતને કાઢી મૂકયો અને શહેરની ઉપજ અને મરેઠાનો હિસ્સો પોતે ઉઘરાવ્યો. એ ઉપરથી પુનાજી વિઠ્ઠલે ગંગાધર તથા કૃષ્ણજી પંડિતને ફોજ સાથે મોકલ્યા. તેઓએ જે પ્રગણામાં મરાઠાઓએ ચોથ ઉઘરાવેલી ત્યાં આવી ત્યાંના જ મુસલમાન અધિકારીઓને કાઢી મૂકી ત્યાંનો કારભાર હસ્તગત કર્યો. આ ઉપરથી રંગોજીએ શેરખાન બાબીની મદદ માંગી. શેરખાને મદદ આપવાની હા પાડી. પણ પાસે નાણું નહિ હોવાથી ઢીલ કરી અને પછી મહુવા તથા નડિયાદ લૂટી નાણું મેળવ્યુ.

**ખંડેરાવને નડિયાદ અને બોરસદ પરગણાં મળ્યાં :** નડિયાદ લૂંટાયા બાદ શેરખાન બાબી કપડવણજ તરફ કૂચ કરી ગયો અને મરાઠા લશ્કરની સામો થયો. સંવત ૧૮૦૨ની સાલમાં કપડવણજની પાસે શેરખાન બાબી અને મરાઠાઓ વચ્ચે લડાઈ થઈ. એ જ અરસામાં રંગોજી વાડાશિનોર તરફ થઈ શેરખાન બાબીને કપડવણજ કબરપંચ આગળ આવી મળ્યો. આ લડાઈમાં શેરખાન જખ્મી થયો અને રંગોજી સાથે તેને કપડવણજ રહેવું પડ્યું. ફક ઉદ્દૌલા, ગંગાધર અને કૃષ્ણજીએ કપડવણજને ઘેરો ઘાલ્યો. આ ઘેરામાંથી પોતાનો છુટકારો કરવાને રંગોજીએ મલ્હારરાવ હોલકરની મદદ માગી. મલ્હારરાવ હોલકર આ સમયે માળવેથી પાછો દક્ષિણ તરફ જતો હતો. હોલકરે રંગોજી પાસેથી બે લાખ રૂપિયા અને બે હાથી લઈ મદદ આપવાનું સ્વીકાર્યું. કપડવણજ તરફ રંગોજીની મદદે હોલકર મોટા લશ્કર સાથે આવે છે એમ સાંભળતાં ફકઉદ્દૌલા, ગંગાધર અને કૃષ્ણાજી કપડવણજનો ઘેરો ઉઠાવી ચાલતા થયા. આ પછી થોડે વખતે દામાજી અને ખંડેરાવ ગાયકવાડે બોલાવ્યાથી રંગોજી વડોદરે ગયો. દામાજી અને ખંડેરાવ ત્યાર બાદ જ્યારે વસો આવ્યા ત્યારે ત્યાં તેમને કૃષ્ણાજી અને ગંગાધર મળ્યા. દામાજીએ ફક ઉદ્દૌલાનો પક્ષ કરવા માટે કૃષ્ણાજી અને ગંગાધરને ઠપકો આપ્યો છતાં અંદરખાનેથી પોતાના ભાઈ ખંડેરાવનો એ તોફાનમાં હાથ હતો એમ પોતાને સમજાવાથી તથા આજુબાજુનું વાતાવરણ ગંભીર હોવાથી પોતાના ભાઈને મેળવી લેવાનુ યોગ્ય ધારી દામાજી ગાયકવાડે તેને નડિયાદ અને બોરસદ પરગણાં બક્ષિસ કર્યા. ખંડેરાવને બોરસદ મળ્યું એટલે રંગોજીએ પોતાનો મુકામ બદલી ઉમરેઠ રાખ્યો. સંવત ૧૮૦૨માં ખંડેરાવે નડિયાદમાં જનાર્દન પંડિત નામનો નાયબ નીમ્યો હતો. પણ થોડા સમય બાદ જનાર્દન પંડિતને જવાંમર્દખાને અમદાવાદ બોલાવી લઈ રંગોજીના કારભારીની જગાએ મરેઠી હિસ્સાનો વહીવટ કરવા નીમ્યો.

**જાગીરદાર કેસાજી :** દામાજીરાવ ગાયકવાડના તેડાથી નડિયાદમાં રહેલા જાગીરદાર કેસાજીએ અમદાવાદ તરફ કૂચ કરી અમદાવાદથી ત્રણ માઈલ દૂર મહેમદાવાદ બોખરી લૂંટયું. ત્યારબાદ દામાજીની કુમકે જવાંમર્દખાન સામે લડવા અમદાવાદ ગયા. અમદાવાદ આ વખતે જવામર્દખાનના તાબામાં હતુ

**દામાજી ગાયકવાડ નડિયાદમાં :** સંવત ૧૮૦૬માં વાત્રક કાંઠાની ખંડણી ઉઘરાવી દામાજી ગાયકવાડ કપડવણજ ગયો અને શેરખાન બાબી પાસેથી તે લીધુ. ત્યાંથી તે નડિયાદ આવ્યો અને સેવકરામને ગુજરાતની ઉપજનો પોતાનો હિસ્સો લેવાને ઠેરવ્યો. આજ સાલમાં અમદાવાદની ટંકશાળમાં પડતા દિલ્હીના બાદશાહના નામના સિક્કા બંધ થયા. દિલ્હીના બાદશાહની સત્તા લગભગ નામની જ રહેલી હોવાથી જ્યાં ત્યાં મરાઠાઓ અને મુસલમાન અમીરોની તકરારનું ક્ષેત્ર ગુજરાત થઈ પડ્યું.

**મોગલાઈની પડતી અને મરાઠાઓનો ઉદય+ :** વલ્લભદાસ વાઘજી બીન ગોવિંદજીનું અવસાન સંવત ૧૭૮૮ના અરસામાં થયુ. ત્યાર બાદ તેમના દીકરા શામળદાસના હાથમાં વલ્લભદાસને મળેલી વંશપરંપરાની દેસાઈગીરી કયાં સુધી મળી તે કહેવાને અમારી પાસે દસ્તાવેજી પુરાવા નથી. તે સમય પણ ઘણો અંધાધૂંધીનો હતો. મોગલાઈ તૂટુંતૂટું થઈ રહી હતી. મોગલ સૂબાઓની સત્તા ગુજરાતમાં ધીમે ધીમે ઓછી થતી જતી હતી મરાઠાઓનો ગુજરાતમાં પગપેસારો થઈ ચૂકયો હતો. સંવત ૧૭૯૪થી ઈ. સ. ૧૭૩૮માં મહારાજા અભેસિંગના નાયબ તરીકે રતનસિંગ ભંડારી અમદાવાદમાં સૂબાગીરી કરતો હતો. પરંતુ મહારાજા અભેસિંગ ઉપર બાદશાહની ઇતરાજી થવાથી સંવત ૧૭૯૭ના અંતમાં મોમીનખાનને બાદશાહે સૂબો નીમ્યો. રતનસિંગ ભંડારીએ ખબર અભેસિંગને મોકલાવી. મહારાજા અભેસિંગે રતનસિંગને

+ અહીં થી શરૂ થતું લખાણ 'જન્મભૂમિ' તા. ૧-૧૨-૧૯૨૫ના પૃ. ૩ ઉપરથી લીધુ છે.

અમદાવાદનો હવાલો મોમીનખાનને ન સોંપતાં સામા થવાની સૂચના કરી. આ સૂચનાનો અમલ કરી રતનસિંગ ભંડારીએ અમદાવાદનો હવાલો ન સોંપતાં મોમીનખાન સામો થયો.

**દામાજી અને રંગોજીની મોમીનખાનને મદદ :** મોમીનખાને વખત વિચારી દામાજી અને રંગોજીની મદદ લીધી અને અમદાવાદમાં ઘેરો ઘાલ્યો. આ મદદ બદલ મોમીનખાને અડધો અડધ અમદાવાદ મરાઠાઓને સોંપવાની કબૂલાત આપી. રતનસિંગ ભંડારીએ અમદાવાદનો બહાદુરીથી સામનો કર્યો. છેવટે મોમીનખાને રતનસિંગ ભંડારીને એણે અમદાવાદનો બચાવ કરવામાં ખર્ચેલા દામ આપવાનું ઠરાવી એની પાસેથી રાજીખુશીથી અમદાવાદનો કબજો લીધો. મરાઠાઓની શરત મુજબ અડધું અમદાવાદ મરાઠાઓને તાબે અને અડધું મોગલોને તાબે રહ્યું. આથી મોગલોની સત્તાને ભારે ધોકો પહોંચ્યો. મરાઠાઓ ધીમે ધીમે સંવત ૧૭૯૪ સુધીમાં તો ગુજરાતના કર્તાહર્તા થઈ ગયા હતા. મોગલોની રાજદ્વારી સત્તા ઘટી ગઈ હતી. આથી વલ્લભદાસને મળેલી બાદશાહી સનંદની દેસાઈગીરી મરાઠાઓએ કબૂલ નહિ રાખી હોય તેવો સંભવ છે. મરાઠાઓ તો હરઘડીએ અમલદારો બદલતા. તેમને પૈસા જે વધારે અપાવે તેને જ અમલદારી સોંપવાની કળા સારી આવડતી હતી. સંભવ છે કે ઉપલા કારણથી ગુજરાતમાં તે સમયે મોગલ રાજ્યની જુદી જ પદ્ધતિ ગ્રહણ કરવામાં આવી હોય. ઉપરાંત મોગલોને અંદર ખાનેથી પોતાના હરીફ અને શત્રુ તરીકે માનતા હોવાથી મોગલોએ નીમેલા અમલદારોને મરાઠાઓએ ખસેડી નાખવાની પદ્ધતિ પણ શરૂ કરી દીધી હોય, અને આથી જ મરાઠી અમલમાં વલ્લભદાસની સનંદનું કાંઈ પણ વજન રહે નહિ એ સ્વાભાવિક છે

સંવત ૧૮૦૧ના અરસામાં દામાજીએ નડિયાદની જાગીર પોતાના ભાઈ ખંડેરાવને આપેલી. દામાજીના હાથ નીચે ખંડેરાવ તે જાગીરનો સૂબેદાર તરીકે વહીવટ કરતો હતો. છતાં તેની વહીવટ પદ્ધતિ સ્વતંત્ર જેવી જ હતી. ખંડેરાવ મૂળથી જ સ્વતંત્ર પ્રકૃતિનો હોવાથી તેને રાજી રાખવાને દામાજી પોતાનાથી બનતું કરતો. સંવત ૧૮૨૩-૨૪માં દામાજીનું મરણ થયું. દામાજીના મરતા અગાઉ થોડા સમય પૂર્વે ખંડેરાવ ગાયકવાડ હિંમત બહાદુર પોતાના ભાઈ દામાજી ગાયકવાડ સમશેર બહાદુરના કાબૂમાંથી સંપૂર્ણ રીતે ખસી જઈ સ્વતંત્ર વહીવટ કરતો હોય તેમ જણાય છે. નડિયાદ એ ખંડેરાવની રાજધાની હતી.

**સંતરામ મહારાજ અને પૂંજાભાઈ+ :** હાલમાં લખાવાડમાં રહેતા શ્રી રામભાઈ ઘાભાઈથી છઠ્ઠી પેઢીએ તેમના પૂર્વજ પૂંજાભાઈ શામળભાઈ થયા. પૂંજાભાઈ લખાવાડવાળા પ્રખ્યાત લખા પટેલના વંશજ. સુરત જિલ્લામાં પેશ્વા સરકારના લશ્કરમાં પૂંજાભાઈ નોકર હતા. આ સમયે તેમને શ્રી સંતરામ મહારાજનો સમાગમ થયેલો અને તેમના તરફથી ઉપદેશ પણ મળેલો; એ મહાન સંતનો ઉપદેશ મળ્યા પછી તેઓ નોકરીમાંથી ફારેગ થઈ નડિયાદ આવ્યા હતા.

**સંતરામ મહારાજનું નડિયાદ પધારવું, સંવત ૧૮૭૨ :** સંવત ૧૮૭૨ના અરસામાં મહારાજ ફરતા ફરતા નડિયાદ પધાર્યા. તેઓ નડિયાદ આવી ડુંગાકુઈવાળા ખેતરમાં ગામથી દૂર એકાંત સ્થળ જોઈ ઉતરેલા. તેઓ એક મોટી જૂની રાયણના ઝાડના પોલાણમાં બેસી રહેતા. તેઓ કોઈની પાસે ભોજન વગેરેની યાચના કરતા નહિ. ખેતરના ખેડૂતો પણ તેઓના તરફ લક્ષ આપતા ન હતા.

**સંતરામ મહારાજનો ચમત્કાર:** બાજરી લણવાનો વખત થયો ત્યારે ચાર પાંચ મજૂરો ત્યાં ગયા. તેમાંથી એક મજૂરને પાણીની જરૂર પડી, તેથી દોરડું લઈ કૂવા ઉપર ગયો. મહારાજશ્રી તે સમયે તુંબડી લઈ કૂવા ઉપર નહાવા પધાર્યા હતા. તેઓશ્રીએ મજૂરને કહ્યું કે પાણી કાઢ્યા પછી દોરડું રહેવા દેજે. પરંતુ પેલો મજૂર તો ઘડો કાઢી રહ્યા પછી દોરડું વાળી પોતાની સાથે લઈ ચાલતો થયો. બીજા મજૂરોને પાણી પાતાં ખૂટ્યું એટલે ફરીથી તે મજૂર પાણી ભરવા કૂવા ઉપર આવ્યો, ત્યારે મહારાજશ્રી પોતે તુંબડી બોળી નહાતા હતા. પેલો મજૂર તો જોઈને આભો જ બની ગયો, અને બીજા મજૂરોને તેણે એ જોવા બોલાવ્યા. બધા મજૂરો મહારાજશ્રીનો આ ચમત્કાર જોઈને આશ્ચર્ય પામ્યા અને દોરડું ન આપવા બદલ માફી માગી.

**વાત વાયુવેગે પ્રસરી :** ચમત્કારની વાત વાયુવેગે પ્રસરી. નગરના લોક મહારાજશ્રી પાસે જતા આવતા થયા. તેવામાં એક કણબીની ભેંસ ઊચી ગઈ હતી. એ કણબીએ આવી મહારાજશ્રીને કહ્યું કે મારી ભેંસ ૭ માસથી ઊચી ગઈ છે. મહાજશ્રીએ પોતાની તુંબડી તેના હાથમાં આપતાં કહ્યુ કે આ તુંબડી લઈ જા અને દૂધથી ભરીને લાવ. કણબીને તો મહારાજશ્રી ઉપર અથાગ શ્રદ્ધા હતી. તેણે તુંબડી ભેંસ આગળ લઈ જઈ દોહવા માંડ્યું. ભેંસે દૂધ દીધું. કણબી તુંબડી ભરી દૂધ મહારાજ પાસે લઈ ગયો.

+ અહીંથી શરૂ થતું લખાણ 'જન્મભૂમિ' તા. ૧૯-૪-૧૯૨૬ પૃ. ૯ ઉપરથી લીધું છે.

**લોકોમાં શ્રદ્ધા બેઠી:** લોકોમાં આવા આવા ચમત્કારોથી શ્રદ્ધા બેઠી. વધારે પ્રમાણમાં નગરજનો ત્યાં જતા આવતા થયા. લોકોને ત્યાં જતાં આવતાં અડચણ પડતી જોઈને લખાવાડવાળા પૂર્વોક્ત પૂંજાભાઈએ મહાજશ્રીને પોતાના ભક્તની વિનંતીનો સ્વીકાર કરી ત્યાંથી મુકામ ઊઠાવી હાલની જગ્યાએ આણ્યો. તે સમયે હાલની ગાદીવાળી જગાએ એક કાંકરાવાળો ટેકરો હતો. મહારાજશ્રીએ પોતાની બેઠક એ ટેકરા ઉપર રાખી. થોડો વખત રહ્યા પછી મહારાજશ્રીએ જવા માંડ્યું. પૂંજાભાઈને ખબર થતાં ત્યાં આવી પહોંચ્યા.

**પૂંજાભાઈએ મહારાજશ્રીને જતા રોકયા:** પૂંજાભાઈ આવી પહોંચ્યા તેટલામાં તો મહારાજશ્રી પંચોતરના વડ સુધી જઈ પહોંચ્યા હતા. પૂંજાભાઈએ મહારાજશ્રીને રસ્તા ઉપર સૂઈ જતાં રોકયા અને કહ્યું, મહારાજ, આપ નડિયાદમાં સ્થિર થાઓ અગર મારી છાતી ઉપર પગ મૂકી જાઓ. મહારાજશ્રીએ જવાબ આપ્યો કે અમારે એક જગાએ રહેવું પરવડે નહિ. અમે તો રમતા રામ છીએ. પૂંજાભાઈ આ વખતે લાંબા થઈ રસ્તા વચ્ચે સૂઈ ગયા અને કહ્યું, 'આપ સેવકના ઉપર પગ મૂકી જાઓ.' મહારાજે કહ્યું, 'અહીં રહીશ તો મહારાજની તારે સેવા કરવી પડશે.' પૂંજાભાઈએ તે વાત સ્વીકારી લીધી. અને વળતું વચન માગ્યું કે મારી રજા સિવાય આપે અહીંથી જવું નહિ તેમ જ સમાધિ પણ લેવી નહિ. મહારાજે તે કબૂલ કર્યું અને પાછા પોતાની જગા તરફ ગયા અને બોલ્યા કે મહારાજની જગા પંચોતરાના વડ સુધી વધતી જશે.

**મહારાજશ્રીનો સમાધિ લેવાનો વિચાર:** આ પછી પંદર વર્ષે, સંવત ૧૮૯૭ના પોષ માસની પૂર્ણિમાએ મહારાજશ્રીએ સમાધિ લેવાનો વિચાર કર્યો. આ સમયે પૂંજાભાઈ તથા તેમના પુત્ર હયાત ન હતા. આથી પૂંજાભાઈના પૌત્ર બાપુભાઈને પોતાની ઇચ્છા જણાવી. બાપુભાઈ આ સમયે ખેડા હતા. ખેડેથી આવવાનું ન બની શકવાથી બાપુભાઈએ સંદેશો મોકલ્યો કે આવતી પૂનમે હું આવીશ. આપ ત્યાં સુધી કૃપા કરો. મહારાજશ્રીએ પોતાનું વચન પાળ્યું અને સમાધિ લેવાની મુદત મહા સુદ પૂનમ સુધી લંબાવી.

**મહા પૂનમને દિવસે સમાધિ:** બાપુભાઈ પૂનમે હાજર રહેલા હતા. મહારાજે સમાધિની તૈયારી કરાવી ખાડો ખોદાવી અપ્રકટ દીવા તૈયાર રખાવ્યા. પોતે ખાડામાં ઊતર્યા બાદ અમુક વખતે બાપુભાઈને પોતાના હાથે માટી પૂરી દેવા કહ્યું. મહાજશ્રીએ સમાધિ લેતા અગાઉ બાપુભાઈને કંઈ માગવા કહ્યું. બાપુભાઈએ જવાબ આપ્યો કે મારે જે વસ્તુ જોઈએ છે તે સર્વ મૂકી છે. મારે કંઈ જ માગવું નથી. મહારાજે ફરી ઉલટાવીને પૂછ્યું કે, 'હું ઈશ્વર છું એવું તું માને છે તો કંઈક માગ,' બાપુભાઈએ કહ્યું કે મારે કોઈ પણ સાંસારિક ચીજ માગવી નથી. આપની કૃપાથી મારી પાસે સર્વ વસ્તુઓ છે. આપને આપવું હોય તો હું એટલું જ માગું છું કે આપના ગયા પછી મંદિરમાં શોભા વધે, સાથે સાથે આપની સેવામાં મારું ચિત્ત સદા સર્વદા રહે એવું હું માગું છું.

**મધ્યકાલીન નડિયાદ+:** મોગલ સામ્રાજ્યના અંત સુધી નડિયાદ આબાદ રહ્યું. નડિયાદના વણકરો ખાદીનું કાપડ વણી પરદેશ મોકલાવતા. નડિયાદનું રંગાટ કામ અને નડિયાદના કાપડની છપાઈ વખણાતી. નડિયાદી છીપાઓનું કામ પરદેશ પોસાતું. ખાસ કરી નડિયાદની બનાવટો માળવા અને રજપૂતાના તરફ વધારે જતી. નડિયાદી અકીકના ઓપની કિંમત સારી અંકાતી. નડિયાદી ગળી અને ગોળ ખૂબ વખણાતાં. ટૂંકામાં તે સમયે નડિયાદ આબાદ અને સુખી હતું.

**નડિયાદમાં મરાઠાઓનો પગપેસારો: પ્રજાકીય સ્થિતિ:** મરાઠી રાજ્યના પગપેસારા બાદ ચરોતરની સ્થિતિ પલટાઈ. નડિયાદને પણ તેને અંગે સહન કરવું પડ્યું હતું. અમદાવાદ અને વડોદરા વચ્ચે નડિયાદ આવેલું હોવાથી મોગલો અને મરાઠાઓની ભાંજગડનાં માઠાં ફળ નડિયાદને પણ ચાખવાં પડતાં. ઘડીકમાં મોગલોને રાજી રાખવાનું કામ નડિયાદને માથે આવી પડતું, તો ઘડીકમાં મરાઠાઓને આશ્રય શોધવાનો વખત આવતો. નડિયાદમાં તે સમયે બે સત્તાઓ હોય એમ સર્વને લાગતું. આ પ્રકારની અંધાધૂંધીમાં લોકોને વ્યાપારી લેવડદેવડમાં અનેક મુશ્કેલીઓ ઊભી થતી. મોગલ સામ્રાજ્ય તો તે વખતે તૂટુંતૂટું થઈ રહ્યું હતું. મરાઠાઓની સત્તા હજી પૂરેપૂરી જામી ન હતી. અમદાવાદમાં તે સમયે મોગલ અને મરાઠી સત્તાનો દ્વિમુખી અમલ હતો. દામાજી ગાયકવાડે પોતાની સત્તા બેસાડવાને ભારે પ્રયત્ન કરેલો. પરિણામે તે ફાવ્યો. નડિયાદ અંતે મરાઠા સત્તા નીચે આવ્યું. દામાજીએ નડિયાદ પરગણાનો ભોગવટો કડીમાં રહેતા પોતાના ભાઈ ખંડેરાવ ગાયકવાડને સોંપેલો હોવાથી હવે તે નડિયાદને જ પોતાની રાજધાની બનાવી રહેવા લાગ્યો. પરંતુ મરાઠાઓ રાજ્ય મેળવી લીધા બાદ તેની આંતરવ્યવસ્થા કરી શક્યા નહિ. ખંડેરાવ ગાયકવાડને હસ્તક નડિયાદ પરગણું તાજું જ આવેલું. મોગ-

+ અહીંથી શરૂ થતું લખાણ 'જન્મભૂમિ' તા. ૧-૪-૧૯૩૭ ના પૃ. ૮ ઉપરથી લીધું છે.

લાઈ ધારાધોરણો અને રીતરિવાજ હજી જેમના તેમ કાયમ હતા. સમય બારીક હતો. ખંડેરાવને હસ્તક કડી, નડિયાદ તેમ જ બોરસદની જાગીર હતી. કડી અને નડિયાદ એ બંને વચ્ચે અધવારૂ કરી રહેનાર ખંડેરાવને પોતાની જાગીરની આંતરવ્યવસ્થા માટે બહુ કાળજી ન હતી. તેને તો માત્ર વાર્ષિક મહેસૂલી ઊપજની ચાલુ રકમ કોઈ પણ પ્રકારે આવી મળે તો પરગણાની આંતરવ્યવસ્થામાં માથું મારવાની ફુરસદ ન હતી—દરકાર ન હતી.

**રાજ્યની સ્થિતિ** : જ્યાં સુધી મોગલ સત્તા પૂર્ણ કળાથી પ્રકાશતી હતી ત્યાં સુધી અમદાવાદી હાકેમો વહીવટ કરતા અને રાજ્યની આંતરવ્યવસ્થા ઝીણવટથી જોતા અને ખામી હોય તો સુધારવાનો યત્ન કરતા. મોગલ સમ્રાટ ઔરંગઝેબે ચરોતરમાં જાતે આવી એક વખત મહેસૂલી હિસાબો તપાસેલા અને દેઠ સૂબાથી તે દેસાઈ અમીન સુધીના સર્વે અમલદારોની ગફલતોની બારીક નોંધ લઈ ભવિષ્યમાં તેવા ગોટાળા ન થાય તેને માટે ખાસ ફરમાન કાઢેલું. આવા પ્રકારની ચોકસાઈભરેલી તપાસણીઓથી નાનાથી મોટા અમલદાર સુધી સર્વને ચાનક રહેતી અને આંતરિક અવ્યવસ્થા ઓછી થતી. એકંદરે ઔરંગઝેબના અવસાન સુધી મોગલ સામ્રાજ્યની સાંકળો અખંડિત રહી. મોગલ રાજ્યના સમયમાં અમદાવાદના સૂબાની સીધી દેખરેખ નીચે ગુજરાતનાં જુદાં જુદાં પરગણાંનો વહીવટ થતો. નડિયાદમાં મોગલ સૂબાનો પ્રતિનિધિ અવારનવાર આવતો અને દેસાઈઓ તથા અમીનોના કામની તપાસણી કરતો. મોગલ શહેનશાહતની સાંકળો ઢીલી પડ્યા પછી દેસાઈઓ અને અમીનોની સત્તા નડિયાદમાં હદથી જ્યારે વધી પડી, મરાઠી રાજ્યની જડ હજી જામી ન હતી, અને મોગલ રાજ્યની સત્તા કમી થઈ ગઈ હતી. આથી મરાઠાઓ પોતાના તરફથી જિલ્લાનો એક ઉપરી દીવાન નીમતા અને પરગણાનો ઉપરી કમાવીસદાર નીમતા. આ બે અધિકારીઓની દેખરેખ નીચે જિલ્લાનું મહેસૂલ ઉઘરાવાતું. પરંતુ નડિયાદ તો ખંડેરાવ હિંમત બહાદુરની જાગીર તરીકે હોઈ નડિયાદ પરગણાનો વહીવટ ખંડેરાવે નીમેલો નડિયાદ પરગણાનો વહીવટ કમાવીસદાર કરતો. કમાવીસદાર જાગીરદારનો કોઈ કુટુંબી જ હોઈ તેના હાથમાં અપરિમિત સત્તા હતી. જાગીરદારને તો પોતાની તિજોરીમાં પરગણાની વાર્ષિક મહેસૂલી વસૂલાત જમા થાય એટલું જ જોઈતું હતું. આથી કમાવીસદાર નડિયાદમાં રહી સર્વ વ્યવસ્થા કરતો. તેને જ નડિયાદનો હાકેમ કહીએ તો ચાલે. ગયા પ્રકરણમાં જે પાટીદાર દેસાઈઓની હકીકત આપી છે, તેઓ આ જમાનાના હતા.

**કડીનો મલ્હારરાવ×** : સંવત ૧૮૫૮માં નડિયાદના જાગીરદાર ખંડેરાવ ગાયકવાડ હિંમત બહાદુરના દીકરા મલ્હારરાવને કડીમાંથી હાર ખાઈ નડિયાદમાં નજર કેદ રહેવું પડ્યું. તે સમયનો એક રાસડો ગુજરાતી 'કાવ્ય દોહન'માં કવીશ્વર દલપતરામભાઈએ આપેલો છે. રાસ પ્રજાની જાણ સારુ અમે જેમનો તેમ આપીએ છીએ. એ ઉપરથી કડીની પ્રજામાં મલ્હારરાવ કેવો પ્રીતિપાત્ર હતો તે સહેજે સમજાશે. કર્નલ વોકરના લશ્કરને ફિરંગીની ફોજ કહી છે.

### મલ્હારરાવનો રાસડો

પિત્તળ લોટા જળે ભર્યા રે, દાતણ કરતા જાઓ રે,
મલ્હારરાવ, શહેરનો સૂબો ક્યારે આવશે રે.
દાતણ કરશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે,
તાંબા તે કૂંડીઓ જળે ભરી રે, નહાવણ કરતા જાઓ રે,
નહાવણ કરશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે,
રાંધી રસોઈઓ એમ રહી રે, ભોજન કરતા જાઓ રે,
ભોજન કરશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે,
પાન, સોપારીને એલચી રે, મુખવાસ કરતા જાઓ રે,
મુખવાસ કરશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે,
સોના તે કેરાં સોગઠાં રે, રમત રમતા જાઓ રે,
રમત રમશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે,
ઢીંચણ સમો ઢોલિયો રે, પોઢણ કરતા જાઓ રે,
પોઢણ કરશું વાડીએ રે, ફરતી ફિરંગીની ફોજ રે.

× × × ×

રાણી રુએ રંગમહેલમાં રે, દાસીઓ રુએ દરબાર રે,
હાટે રુએ હાટવાણિયા રે, ચોરે રુએ ચારણ ભાટ રે,
શહેર છોડી સૂબો નીસર્યો રે, લીધી નડિયાદની વાટ રે.

**ભાટોનું ત્રાગું** : સંવત ૧૮૩૧માં રઘુનાથરાવે નડિયાદમાં ભારે દંડ કર નાખી તે વસૂલ કરવા લૂંટ ચલાવેલી તેના સંબંધમાં અગાઉ ઇશારો કર્યો છે. આ સમયે રઘુનાથ રાવના લશ્કર સાથે બ્રિટિશ લશ્કર કર્નલ કીટીંગની સરદારી નીચે નડિયાદમાં છાવણી નાખી પડ્યું હતું. જ્યારે નડિયાદના ભાટ લોકોએ આ કર આપવાની ના પાડી ત્યારે તે ખબર બ્રિટિશ કંપમાં પહોંચાડવામાં આવી. બ્રિટિશ સેનાપતિએ એક બ્રિગેડિયર મેજર ભાટો પાસે સમજૂત કરવા મોકલ્યો. આ અમલદારે સમજ પાડી કે જો તમે કર ભરશો તો તમે

× અહીંથી શરૂ થતું લખાણ 'જન્મભૂમિ' તા. ૨ ૫. ૯.૬૫પરથી લીધું છે.

બીજા ત્રાસમાંથી બચો તેની અમે તજવીજ કરીશું. ભાટોએ જવાબ દીધો કે જે રકમ રઘુનાથરાવ દંડ તરીકે માગે છે તે તો અમે અમારા જાન ગયે પણ આપવાના નથી. બાકી જો બીજી રીતે પૈસા આપવાના હોય તો અમે માગ્યા કરતાં પણ બમણા ભરી શકીએ તેમ છીએ. પરંતુ દંડ તરીકે એક પાઈ પણ ન મળે. જ્યારે રાઘોબા પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ ત્યારે ભાટોએ ત્રાગું કરવાની ધમકી આપી. આ ઉપરાંત એક વાર ફરીથી ભાટોને દંડમાંથી મુક્ત રાખવા ભાટ કોમના આગેવાનોએ વીનવ્યું. આમ છતાં જ્યારે કાંઈ સંતોષકારક પરિણામ ન આવ્યું એટલે ખુલ્લા ખંજર હાથમાં લઈ ભરબજારમાં સામસામી હારબંધ ઊભા રહી અંબે માતકી જયના અંતિમ ઘોષ સાથે સામાસામી હાર પર ધસી જઈ એકમેકનાં ખંજરો ખાઈ સંખ્યાબંધ ભાટોએ પ્રાણ આપ્યો હતો.

**રઘુનાથરાવના દરબારમાં જ ત્રાગું :** આ સમયે એક ઘરડો ભાટ શાંતિથી ઉપરનો કરુણાજનક બનાવ જોયા કરતો હતો. જ્યારે અનેક ભાટોને પ્રાણ આપી પડેલા સાંભળ્યા છતાં રઘુનાથરાવ એકનો બે નથી થતો એમ આ ભાટને લાગ્યું ત્યારે પોતાના અરાઢ વર્ષની અંદરનાં ત્રણ તરુણ બાળકોને સાથે લઈ રઘુનાથરાવનો દરબાર ભરાયો હતો ત્યાં આવ્યો. ભરદરબારમાં તેણે ખંજર કાઢી પોતાની અપ્સરા સમાન સુંદર દીકરીને ભોગ આપવા ઊભી રાખી. એક પણ શબ્દ બોલ્યા સિવાય શાંતિથી આ બાળકી પોતાની છાતીમાં પોતાના પિતાના તીવ્ર ખંજરનો ઘા સહન કરી મૃત્યુ પામી. જોતજોતામાં તો ડોસાએ પોતાના બીજા દીકરાને પણ ખંજરથી મારી નાખ્યો અને ત્રીજાને મૃત્યુવશ કર્યો. છેવટે તે જ ખંજરથી પોતે પોતાના પ્રાણ લીધા. આ ભયંકર અને કરુણાજનક બનાવ થોડીક પળોમાં જ પૂરો થયો. આ બનાવથી અંગ્રેજ સૈનિકો અને મરાઠા સૈનિકો ઉપર ગંભીર અસર થઈ. પરંતુ રાઘોબા પોતાના દંડ લેવાના નિશ્ચયમાંથી એકનો બે થયો નહિ.

**સંવત ૧૯૧૭માં ત્રાગું :** આજથી સને ૧૯૨૭થી પાંસઠ વર્ષ ઉપર જ સંવત ૧૯૧૭ની સાલમાં જ્યારે સરકાર તરફથી આવકવેરો અથવા અન્ય કોઈ કર નાખવામાં આવ્યો ત્યારે નડિયાદના ભાટોએ કર ભરવા ના પાડી. તેમણે જણાવ્યું કે ભાટ લોકોએ હજી સુધી કોઈને તેવો વેરો આપ્યો નથી અને હવે આપવાના પણ નથી. આથી ના પાડનાર ભાટો સામે વોરંટ કાઢવામાં આવ્યાં. પરંતુ વોરંટ બજાવવા જતાં ત્રાગાં થવાની બીકથી વોરંટ બજાવનાર અમલદાર પાછો ફર્યો અને મામલતદાર તથા પોલીસ સુપરિન્ટેન્ડન્ટને આ સંબંધી ખબર આપી. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મોટી સાંથને નાકે મસીદવાળા ચકલામાં ભેગા થયેલા ભાટોને બહુ સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. એટલામાં એક બે જણ પાસે ત્રાગું કરવા છરીઓ છુપાવેલી પોલીસને માલૂમ પડવાથી તેમને કેદ કર્યા. આ બનાવથી ત્યાં ઊભેલા ભાટો હારબંધ ગોઠવાઈ ઊભા રહ્યા અને અંબે માતકી જય બોલી છરીઓ વડે પોત પોતાનાં શરીર ઉપર ઘા કર્યા. આમાંથી એક ભાટ મરણ પામ્યો, ઘણા જણને સખત ઘા પડ્યા અને થોડાને સહેજ ઈજા થઈ. ૪૯ ભાટ ઉપર કેસ ચલાવવામાં આવ્યો જેમાંથી ૨૭ ભાટોને ત્રાગું કરવાના સબબે ગુનેગાર ગણી ૭ માસની સખત કેદની સજા અને બસો રૂપિયા દંડ કરવામાં આવ્યો. જો દંડ ન આપે તો ત્રણ માસની વધારાની સજા ફરમાવવામાં આવી. આ ત્રાગાં સંબંધીનો ઉલ્લેખ બો. પ્રે. ગેઝેટિયરમાં પણ કરેલો છે.

**બ્રાહ્મણોનું ત્રાગું :** રૂ. ૮૦માં બે ડોશીઓ ત્રાગા માટે ખરીદી બ્રાહ્મણોમાંની અમુક ન્યાતે કરમાંથી પોતાને બાતલ રાખવા વિનંતી કરી. પરંતુ જ્યારે તેમની અરજ સ્વીકારાઈ નહિ ત્યારે તેમણે પણ ત્રાગું કરવાનો નિશ્ચય કર્યો. બારોટ કરતાં પણ તેમણે ડાહ્યું પગલું એ ભર્યું કે પોતાની ન્યાતની બે ડોશીઓને તેમની દીકરીઓને દરેક ડોશી દીઠ રૂ. ૪૦ આપીને ત્રાગા માટે ખરીદી. આ ડોશીઓએ 'દુનિયાદારીના સર્વ અનુભવો લઈ લીધા હતા અને મરણની તેમને હવે બીક ન હતી. પોતાના બારમા મારેતું ખર્ચ પોતાની દીકરીઓને મળી જાય એટલે પત્યું, એમ માની શાંતિથી ત્રાગું કરવાને બંને ડોશીઓ તૈયાર થઈ. હિંદુ લોકો ક્રિયા ખર્ચ કરવા માટે ખાસ કાળજી ધરાવનાર હોય છે. બ્રાહ્મણોએ તે ડોશીઓને બજારમાં લઈ જઈને મોટેથી શાપ આપીને ડોશીઓનો ભોગ આપ્યો. આ પ્રમાણે ત્રાગાં કર્યા બાદ બારોટ કે બ્રાહ્મણોને દંડ ભરવાની જરાયે શરમ કે નીચાપણું લાગ્યું નહિ. ફાર્બસ સાહેબ લખે છે કે ત્રાગું કરવામાં જો બારોટ પાછા પડે તો તેમની ન્યાતમાં તેમને માટે નીચો અભિપ્રાય બંધાય છે. અને ત્રાગું કર્યા વિના દંડ ભરનારને બારોટની ન્યાતમાં હલકો માની કુલીન લોકો કન્યા આપતા નથી.

**સ્વામી શ્રી સહજાનંદ :** કહેવાય છે કે સંવત ૧૮૮૦ સન ૧૮૨૪ના માર્ચમાં રેવરંડ રેજિનોલ્ડ હેબર વડોદરાના રેસિડંટ મિ. વિલિયમ્સનની લશ્કરી રાહબરી હેઠળ નડિયાદ આવ્યો હતો. આ સમયે સ્વામીનારાયણ સ્વામી શ્રી સહજાનંદ એક હાકોર સાથે ૨૦૦ ઘોડેસવાર અને પાગા લઈને

બીજા ત્રાસમાંથી બચ્યો તેની અમે તજવીજ કરીશું. ભાટોએ જવાબ દીધો કે જે રકમ રઘુનાથરાવ દંડ તરીકે માગે છે તે તો અમે અમારા જાન ગયે પણ આપવાના નથી. બાકી જો બીજી રીતે પૈસા આપવાના હોય તો અમે માગ્યા કરતાં પણ બમણા ભરી શકીએ તેમ છીએ. પરંતુ દંડ તરીકે એક પાઈ પણ ન મળે. જ્યારે રાઘોબા પોતાના નિશ્ચયથી ડગ્યો નહિ ત્યારે ભાટોએ ત્રાગું કરવાની ધમકી આપી. આ ઉપરાંત એક વાર ફરીથી ભાટોને દંડમાંથી મુક્ત રાખવા ભાટ કોમના આગેવાનોએ વીનવ્યું. આમ છતાં જ્યારે કાંઈ સંતોષકારક પરિણામ ન આવ્યું એટલે ખુલ્લા ખંજર હાથમાં લઈ ભરબજારમાં સામસામી હારબંધ ઊભા રહી અંબે માતકી જયના અંતિમ ઘોષ સાથે સામાસામી હાર પર ધસી જઈ એકમેકનાં ખંજરો ખાઈ સંખ્યાબંધ ભાટોએ પ્રાણ આપ્યો હતો.

**રઘુનાથરાવના દરબારમાં જ ત્રાગું** : આ સમયે એક ઘરડો ભાટ શાંતિથી ઉપરનો કરુણાજનક બનાવ જોયા કરતો હતો. જ્યારે અનેક ભાટોને પ્રાણ આપી પડેલા સાંભળ્યા છતાં રઘુનાથરાવ એકનો બે નથી થતો એમ આ ભાટને લાગ્યું ત્યારે પોતાના અરાઢ વર્ષની અંદરનાં ત્રણ તરુણ બાળકોને સાથે લઈ રઘુનાથરાવનો દરબાર ભરાયો હતો ત્યાં આવ્યો. ભરદરબારમાં તેણે ખંજર કાઢી પોતાની અપ્સરા સમાન સુંદર દીકરીને ભોગ આપવા ઊભી રાખી. એક પણ શબ્દ બોલ્યા સિવાય શાંતિથી આ બાળકી પોતાની છાતીમાં પોતાના પિતાના તીવ્ર ખંજરનો ઘા સહન કરી મૃત્યુ પામી. જોતજોતામાં તો ડોસાએ પોતાના બીજા દીકરાને પણ ખંજરથી મારી નાખ્યો અને ત્રીજાને મૃત્યુવશ કર્યો. છેવટે તે જ ખંજરથી પોતે પોતાના પ્રાણ લીધા. આ ભયંકર અને કરુણાજનક બનાવ થોડીક પળોમાં જ પૂરો થયો. આ બનાવથી અંગ્રેજ સૈનિકો અને મરાઠા સૈનિકો ઉપર ગંભીર અસર થઈ. પરંતુ રાઘોબા પોતાના દંડ લેવાના નિશ્ચયમાંથી એકનો બે થયો નહિ.

**સંવત ૧૯૧૭માં ત્રાગું** : આજથી સને ૧૯૨૭થી પાંસઠ વર્ષ ઉપર જ સંવત ૧૯૧૭ની સાલમાં જ્યારે સરકાર તરફથી આવકવેરો અથવા અન્ય કોઈ કર નાખવામાં આવ્યો ત્યારે નડિયાદના ભાટોએ કર ભરવા ના પાડી. તેમણે જણાવ્યું કે ભાટ લોકોએ હજી સુધી કોઈને તેવો વેરો આપ્યો નથી અને હવે આપવાના પણ નથી. આથી ના પાડનાર ભાટો સામે વોરંટ કાઢવામાં આવ્યાં. પરંતુ વોરંટ બજાવવા જતાં ત્રાગાં થવાની બીકથી વોરંટ બજાવનાર અમલદાર પાછો ફર્યો અને મામલતદાર તથા પોલીસ સુપરિન્ટેન્ડન્ટને આ સંબંધી ખબર આપી. પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ મોટી સાંધને નાકે મરીદવાળા ચકલામાં ભેગા થયેલા ભાટોને બહુ સમજાવ્યા પણ તેમણે માન્યું નહિ. એટલામાં એક બે જણ પાસે ત્રાગું કરવા છરીઓ છુપાવેલી પોલીસને માલૂમ પડવાથી તેમને કેદ કર્યા. આ બનાવથી ત્યાં ઊભેલા ભાટો હારબંધ ગોઠવાઈ ઊભા રહ્યા અને અંબે માતકી જય બોલી છરીઓ વડે પોત પોતાનાં શરીર ઉપર ઘા કર્યા. આમાંથી એક ભાટ મરણ પામ્યો, ઘણા જણને સખત ઘા પડ્યા અને થોડાને સહેજ ઈજા થઈ. ૪૯ ભાટ ઉપર કેસ ચલાવવામાં આવ્યો જેમાંથી ૨૭ ભાટોને ત્રાગું કરવાના સબબે ગુનેગાર ગણી ૭ માસની સખત કેદની સજા અને બસો રૂપિયા દંડ કરવામાં આવ્યો. જો દંડ ન આપે તો ત્રણ માસની વધારાની સજા ફરમાવવામાં આવી. આ ત્રાગાં સંબંધીનો ઉલ્લેખ બો. પ્રે. ગેઝેટિયરમાં પણ કરેલો છે.

**બ્રાહ્મણોનું ત્રાગું** : રૂ. ૮૦માં બે ડોશીઓ ત્રાગા માટે ખરીદી બ્રાહ્મણોમાંની અમુક ન્યાતે કરમાંથી પોતાને બાતલ રાખવા વિનંતી કરી. પરંતુ જ્યારે તેમની અરજ સ્વીકારાઈ નહિ ત્યારે તેમણે પણ ત્રાગું કરવાનો નિશ્ચય કર્યો. બારોટ કરતાં પણ તેમણે ડાહ્યું પગલું એ ભર્યું કે પોતાની ન્યાતની બે ડોશીઓને તેમની દીકરીઓને દરેક ડોશી દીઠ રૂ. ૪૦ આપીને ત્રાગા માટે ખરીદી. આ ડોશીઓએ દુનિયાદારીના સર્વ અનુભવો લઈ લીધા હતા અને મરણની તેમને હવે બીક ન હતી. પોતાના બારમા માટેનું ખર્ચ પોતાની દીકરીઓને મળી જાય એટલે પત્યું, એમ માની શાંતિથી ત્રાગું કરવાને બંને ડોશીઓ તૈયાર થઈ. હિંદુ લોકો ક્રિયા ખર્ચ કરવા માટે ખાસ કાળજી ધરાવનાર હોય છે. બ્રાહ્મણોએ તે ડોશીઓને બજારમાં લઈ જઈને મોટેથી શાપ આપીને ડોશીઓનો ભોગ આપ્યો. આ પ્રમાણે ત્રાગાં કર્યા બાદ બારોટ કે બ્રાહ્મણોને દંડ ભરવાની જરાયે શરમ કે નીચાપણું લાગ્યું નહિ. ફાર્બસ સાહેબ લખે છે કે ત્રાગું કરવામાં જો બારોટ પાછા પડે તો તેમની ન્યાતમાં તેમને માટે નીચો અભિપ્રાય બંધાય છે. અને ત્રાગું કર્યા વિના દંડ ભરનારને બારોટની ન્યાતમાં હલકો માની કુલીન લોકો કન્યા આપતા નથી.

**સ્વામી શ્રી સહજાનંદ** : કહેવાય છે કે સંવત ૧૮૮૦ સન ૧૮૨૪ના માર્ચમાં રેવરંડ રેજિનોલ્ડ હેબર વડોદરાના રેસિડંટ મિ. વિલિયમ્સનની લશ્કરી રાહબરી હેઠળ નડિયાદ આવ્યો હતો. આ સમયે સ્વામીનારાયણ સ્વામી શ્રી સહજાનંદ એક ઠાકોર સાથે ૨૦૦ ઘોડેસવાર અને પાગા લઈને

એ ઈંટો એ નગરાની પ્રાચીનતાની અચૂક સાબિતી છે. નગરાથી એક ધોરી રાજમાર્ગ સોજિત્રા, નડિયાદ, મહુધા, કપડવંજ, ડુંગરપુરથી ચિતોડ થઈ પાટલીપુત્ર જતો. અને આ માર્ગે મૌર્યકાળનો વેપાર નગરાના બંદરથી ઉત્તર હિંદ સાથે ચાલતો. ગુપ્ત કાળમાં તો આ વેપાર ઘણો વધી ગયો લાગે છે. આ સિવાય નગરાથી સોજિત્રા થઈ ઉત્તર તરફના પણ વેપારી માર્ગો હતા, જે ખેડા, કર્ણાવતી થઈ એક બાજુ શ્રીમાળ તરફ જતા હતા, અને બીજી બાજુ ચંદ્રાવતી થઈ મારવાડની રાજધાની મંડોળ તરફ જતા. નગરાની બ્રહ્માની મૂર્તિઓનો પથ્થર આબુમાંથી આવેલો છે, જે આ ધોરી માર્ગની અચૂક સાબિતી પૂરી પાડે છે. એમાંની એક મૂર્તિનો પથ્થર પાવાગઢ તરફથી આવેલો છે. સોજિત્રામાંથી મળેલી સૂર્યની અને બીજી કેટલીક મૂર્તિઓના પથ્થરો ડુંગરપુરથી આવેલા છે. સોજિત્રામાં કુંડ અને વાવમાં વપરાયેલા કેટલાક પથ્થરો ગોધરાની ખાણોના છે, જ્યારે કેટલાક પથ્થરો ડભોઈ પાસે આવેલી સોનગીરની ખાણોના છે. આ બધા પથ્થરો તે વખતના ધોરી માર્ગોની અચૂક સાબિતી પૂરી પાડે છે. નગરાની પેઠે સોજિત્રામાંથી પણ મૌર્ય કાળની ઈંટો મળેલી છે, એટલું જ નહિ પણ ગુપ્ત કાળની, વલ્લભી કાળની, સોલંકી કાળની એમ બધા સમયની ઈંટો સોજિત્રામાંથી મળી આવે છે. એટલે સોજિત્રામાં વસ્તીનું સાતત્ય હંમેશાં રહેલું છે એ સાબિત થાય છે.

**કુંડમાંથી નીકળેલી એક મૂર્તિ : ઈ. સ. પૂર્વે બીજા સૈકાની :** સોજિત્રાનો કુંડ ગાળતી વખતે તેને તળિયેથી બે ભાંગેલી જૂની મૂર્તિઓ મળી આવી છે. એક મૂર્તિનો ફક્ત માથાનો પાઘડી સાથેનો ભાગ જ મળ્યો છે. આ ખંડિત મૂર્તિ બહુ જ અગત્યનો પુરાવો પૂરો પાડે છે. ઈ. સ. પૂર્વેની બીજી સદીમાં મધ્ય એશિયાના ચીનના વાયવ્ય પ્રદેશમાંથી જે લોકો આ દેશમાં આવ્યા અને જેઓ સિથિયન તરીકે કે શક મુરુંડ તરીકે ઓળખાયા, અગર તો બ્હાલિક તરીકે ઓળખાયા, તે જાતિઓની એક ખાસ ખાસિયત હતી. તેમના ગાલ બહુ જ ફૂલેલા હતા. આ લોકોની કેટલીક મૂર્તિઓ મથુરાના ખોદકામમાંથી પણ મળી આવેલી છે. ઉત્તર અને મધ્ય હિંદના ઘણા ભાગોમાંથી આ મૂર્તિઓ મળી આવેલી છે. આ મૂર્તિઓ ખોદકામ કરતી વખતે જે પડોમાંથી મળી આવી છે, તે પડોમાંથી નીકળેલી બીજી વસ્તુઓ અગર સિક્કાની ગણતરીથી પુરાતત્ત્વવિદોએ આ મૂર્તિઓને શુંગ કાળની ઠરાવી છે. શુંગ કાળ એટલે પુષ્યમિત્ર, અગ્નિમિત્ર વગેરેનો કાળ, જે ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૧૦૦ સુધીનો આવી શકે. એટલે એ રીતે સોજિત્રાની આ **પાઘડીવાળી ખંડિત મૂર્તિ સોજિત્રાના અસ્તિત્વને ઈ. સ. પૂર્વેના બીજા સૈકામાં લઈ જાય છે.** જાવાના બોરો બંદરમાં મળી આવેલા મંદિરની દીવાલો ઉપર જે કોતરકામ થયેલાં છે તે કોતરકામમાં કોતરેલાં વહાણોમાંથી ઊતરતા વેપારીઓને માથે જે પાઘડીઓ બનાવી છે તે આ સોજિત્રાની મૂર્તિની પાઘડીની જાણે હુબહુ નકલ જ છે. આ મંદિર ઈ. સ. ના પાંચમા કે છઠ્ઠા સૈકામાં થયેલું છે. પાઘડીનો ઘાટ એ રહ્યો છે, પણ ગાલ ફૂલેલા નથી. ગાલ તો સામાન્ય ગુજરાતના માણસોના જોઈએ છીએ તેવા જ છે. પણ એ પાઘડી સાબિત કરે છે કે ચરોતરના માણસો નગરાથી નીકળી જાવા સુધીની મુસાફરી કરતા હતા. આ મૂર્તિનો પથ્થર ડુંગરપુરની ખાણનો છે, અને બીજી મૂર્તિ જે સૂર્યની નીકળેલી છે, તેનો પથ્થર પણ ડુંગરપુરની ખાણનો જ છે. સૂર્યની મૂર્તિ કયા સૈકાની હશે તે ખાતરીથી કહી શકાય એમ નથી. કારણ તેના હાથપગ બધું તોડી નાખેલું છે. ફક્ત મુગટ ઉપરથી જ તે સૂર્યમૂર્તિ છે એમ કહી શકાય છે.

**ટોલેમીની ભૂગોળમાં સોજિત્રાનો ઉલ્લેખ :** ત્યાર પછી સોજિત્રાનો ઉલ્લેખ એલેક્ઝાન્ડ્રિયાના મહાન વિદ્વાન ટોલેમીએ એની ભૂગોળમાં કર્યો છે, એમ વિદ્વાનો માને છે. "ધી ઇન્ડિયન એન્ટીક્વરી" નામના જર્નલમાં, ઈ. સ. ૧૮૮૪ ની સાલના ૧૩મા વોલ્યુમમાં, ટોલેમીની હિંદુસ્તાનની ભૂગોળ ઉપર જે. ડબલ્યુ. મેક. ક્રિન્ડલ નામના વિદ્વાને એક ઘણો મોટો લેખ લખ્યો છે. આ લેખના ૩૫૯મા પાને સને ૧૮૮૪ના નવેમ્બર માસના જર્નલમાં આપેલા ટોલેમીની ભૂગોળના સાતમા પુસ્તકના પહેલા પ્રકરણના બાસઠમા અને ત્રેસઠમા પાનના લખાણનો ઉલ્લેખ છે. તેમાં લાટ દેશનું વર્ણન છે. આજે આપણે જેને અરબી સમુદ્ર કહીએ છીએ તેને આપણા જૂના શિલાલેખોમાં પશ્ચિમ સમુદ્રનું નામ અપાયેલું છે, જ્યારે આ ગ્રીક લેખક ટોલેમીએ તેને લાર – લાટ – નો સમુદ્ર કહ્યો છે. આરબો પણ તેને લારનો સમુદ્ર કહેતા હતા. અરબી સમુદ્ર નામ કદાચ પોર્ટુગીઝોએ આપ્યું હશે. લાટ દેશને ગ્રીક લોકોએ 'લારીકે'નો પ્રદેશ કહ્યો છે. આ પ્રદેશનું વર્ણન કરતાં તેનાં જે મુખ્ય શહેરોનાં નામ આપ્યાં છે તેમાં ભરૂચ માટે 'બારીગાઝા' શબ્દ વાપર્યો છે. નર્મદા માટે 'નેમેડોસ' શબ્દ વાપર્યો છે. મહી માટે 'મોફિસ' શબ્દ વાપર્યો છે. ઉજ્જૈન માટે 'ઓઝેને' શબ્દ વાપર્યો છે. તેમાં એક શહેરનું નામ

સઝન્ટ્રિયોન છે. ટોલેમીએ આ પ્રદેશનો જે નકશો આપ્યો છે, અને તેના અક્ષાંશ રેખાંશ આપ્યા છે તે ઉપરથી આ નામનું શહેર સોજિત્રાના સ્થળે આવે છે. અને નામ સાદશ્યથી તે સોજિત્રા હોય એમ આ વિદ્વાન લેખક માને છે. સોજિત્રાનાં દિગંબર જૈન મંદિરોમાં જે મૂર્તિઓ છે તેમાંની સંવત ૧૦૦૦ ની સાલની એક મૂર્તિના લેખ ઉપર 'સંજિત્રા' શબ્દ ગામને માટે લખાયેલો છે. એટલે જૂના વખતમાં 'સોજિત્રા' શબ્દની અંદર અનુનાસિક ઉચ્ચાર આવેલો છે. જેથી ગ્રીકોના સઝન્ટ્રિયોન શબ્દનું 'સંજિત્રા' શબ્દ સાથે ઘણું જ સામ્ય છે. આમાં સોજિત્રાનું સ્થળ ખંભાતના અખાતની ઉત્તરે થોડેક દૂર બતાવેલું છે.

"આર્કિયોલોજિકલ સરવે ઓફ વેસ્ટર્ન ઇંડિયા" નામના પુસ્તકમાં એનો વિદ્વાન લેખક અને પ્રખ્યાત પુરાતત્ત્વવિદ મિ. કઝિન્સ પણ એમ જ માને છે કે ટોલેમીએ ઉલ્લેખેલું આ ગામ તે સોજિત્રા જ હોવું જોઈએ.

ભાટ લોકો પણ જ્યારે એમની બિરદાવલીઓ બોલે છે ત્યારે — સોજિત્રા – નો ઉચ્ચર 'સોજંત્રો' કરે છે.

**સોજિત્રાનો કુંડ:** સોજિત્રામાં અત્યારે જે જૂનામાં જૂની ચીજ દેખાય છે તે સોજિત્રાનો કુંડ છે. કુંડની પૂર્વે ગામની જુદી જુદી ધર્મશાળાઓ છે, અને ત્યાર પછી એક વાવ આવે છે. આ વાવ પણ ઘણી જૂની દેખાય છે. તેમાં વાપરેલા પથ્થરો બધા ગોધરાના ગ્રેનાઈટ પથ્થરો છે. કેટલાક પથ્થરો તો એટલા બધા ભારે છે કે તે સામાન્ય ગાડામાં ખેંચી લાવવા અશક્ય છે. એને માટે ખાસ ગાડાં બનાવેલાં હોવાં જોઈએ. કુંડમાં જે ભારે પથ્થરો છે તે પણ ખાસ બનાવેલા ગાડામાં આવેલા હોવા જોઈએ. સ્થાપત્યની દૃષ્ટિએ વાવ ક્યારે બંધાઈ હશે તે કહી શકાય એમ નથી, પણ સોજિત્રાના કુંડનું સ્થાપત્ય ખાસ વિશિષ્ટ પ્રકારનું છે અને તેને માટે તો કંઈક વધારે ખાતરીથી કહી શકાય કે તે ગુપ્ત સામ્રાજ્યના કાળમાં બંધાયેલો હોવો જોઈએ અને વાવમાં પણ જે પથ્થરો વપરાયેલા છે તેનું કદ જોતાં કુંડ અને વાવ બંને કદાચ સાથે કે બહુ જ થોડા સમયને આંતરે બંધાયાં હશે. કુંડના પથ્થરોમાં કેટલાક પથ્થર ગોધરાથી આવેલા છે, કેટલાક ધાંગધ્રાના છે, જ્યારે કેટલાક ડભોઈ પાસેની સોનગીરની ખાણોના છે. આ પથ્થરો લાવવાનું શક્ય ત્યારે જ બને કે જ્યારે આ બધા પ્રદેશ ઉપર એક જ સામ્રાજ્યનું રાજ્ય હોય, આવાં નવાણ બાંધવા માટે દેશમાં દ્રવ્યની પુષ્કળ વિપુલતા હોય, અને વેપાર એટલો મોટો ચાલતો હોય કે જેથી તેમાં વપરાતી વણઝારો અને તેની સાથે ફરનારા વણઝારાઓના ઉપયોગ માટે આવાં મોટાં નવાણોની જરૂર હોય. આવા પ્રસંગો ઇતિહાસમાં બહુ થોડા જ આવેલા છે. પહેલો પ્રસંગ તે મૌર્યોનું સામ્રાજ્ય હતું ત્યારનો અને બીજો પ્રસંગ તે ગુપ્ત સામ્રાજ્યનો. એટલે સોજિત્રાનો કુંડ મોડામાં મોડો બંધાયો હોય તો તે ગુપ્ત સામ્રાજ્યના કાળમાં બંધાયેલો હોવો જોઈએ. મૌર્ય સમયમાં તે બંધાયો હોવાની શક્યતા એટલા માટે નથી કે મૌર્ય સમયમાં વેપાર કદાચ ગુપ્ત સમય જેટલો વધ્યો નહિ હોય. પણ કુંડ ગાળતી વખતે એના તળિયામાંથી ઈ. સ. પૂર્વે બીજા સૈકાની જે મૂર્તિ મળી આવી છે તે ઉપરથી એક અનુમાન ચોક્કસ થાય છે કે કુંડના સ્થળની પાસે કોઈ એક પુરાણું મંદિર જરૂર બંધાયેલું હોવું જોઈએ, અને સામાન્ય રીતે ગામની બહાર જે મંદિર બંધાય છે તે કોઈ નવાણ ઉપર હોવાનો સંભવ છે. કુંડ પાસે જ મોગરાવનું તળાવ છે, જેથી કદાચ તળાવ ઉપર આ મંદિર બંધાયું હોય અગર તો તળાવ અને કુંડ બંને તે સ્થળે હોય, જેથી ત્યાં બંધાવ્યું હોય. અત્યારે ગામની જુમ્મા મસ્જિદ આ સ્થળે છે, જેથી ચોક્કસ ખાતરી થાય છે કે પુરાણું હિંદુ કે બૌદ્ધ મંદિર તોડીને એ સ્થળે જુમ્મા મસ્જિદ બંધાઈ હશે, અને એ મંદિર તોડતી વખતે જે કંઈ મૂર્તિઓ તોડી હશે. તેમાંના કોઈ અવશેષો કુંડમાં ફેંકી દીધા હશે. કુંડની ગાળણી વખતોવખત થતી હતી, જેથી પહેલાંની ગાળણીઓ વખતે જે કંઈ મૂર્તિઓ નીકળી હશે તેનો તો પત્તો નથી. પણ કુંડની છેવટની ગાળણી ઈ. સ. ૧૯૩૬ ની સાલમાં થઈ હતી તે વખતે નીકળેલી બે મૂર્તિઓ મ્યુનિસિપાલિટીમાં સચવાઈ રહી હતી, જે આજે વિદ્યાનગરમાં છે—અને તેને લીધે જ ઉપર જણાવેલી અતિઉપયોગી ઐતિહાસિક માહિતી મળી શકી છે.

**દિગંબર જૈનોનાં દેરાસરો :** સ્થાપત્યની દૃષ્ટિએ કુંડ પછીથી સોજિત્રામાં આવેલાં દિગંબર જૈનોનાં દેરાસરો છે. સોલંકી યુગમાં ખંભાત બંદરની ભારે જાહોજલાલી વધી ગઈ હતી. જૈન મંત્રીઓનું રાજ્યમાં ભારે પ્રાબલ્ય હતું, અને રાજસત્તાને લીધે વેપાર જૈનોના જ હાથમાં હતો. ખંભાતનું મહત્ત્વ એટલું બધું વધી પડ્યું હતું કે ત્યાં મંત્રીના હોદ્દાનો અમલદાર રહેતો હતો. આ વેપારની ભરભરાટી—વૃદ્ધિ—ની અસર સોજિત્રાનાં જૈન મંદિરો બતાવી આપે છે. ખંભાતથી જે વણઝાર નીકળતી તે સોજિત્રામાં પહેલો મુકામ કરતી. અગર તો હિંદના અંદરના ભાગમાંથી આવતી વણઝારો ખંભાત જતા પહેલાં સોજિત્રામાં છેલ્લો મુકામ કરતી. ઉત્તર—પૂર્વ અને અગ્નિ ખૂણા તરફથી

એ ઈંટો એ નગરાની પ્રાચીનતાની અચૂક સાબિતી છે. નગરાથી એક ધોરી રાજમાર્ગ સોજિત્રા, નડિઆદ, મહુધા, કપડવંજ, ડુંગરપુરથી ચિતોડ થઈ પાટલીપુત્ર જતો. અને આ માર્ગે મૌર્યકાળનો વેપાર નગરાના બંદરથી ઉત્તર હિંદ સાથે ચાલતો. ગુપ્ત કાળમાં તો આ વેપાર ઘણો વધી ગયો લાગે છે. આ સિવાય નગરાથી સોજિત્રા થઈ ઉત્તર તરફના પણ વેપારી માર્ગો હતા, જે ખેડા, કર્ણાવતી થઈ એક બાજુ શ્રીમાળ તરફ જતા હતા, અને બીજી બાજુ ચંદ્રાવતી થઈ મારવાડની રાજધાની મંડોળ તરફ જતા. નગરાની બ્રહ્માની મૂર્તિઓનો પથ્થર આબુમાંથી આવેલો છે, જે આ ધોરી માર્ગની અચૂક સાબિતી પૂરી પાડે છે. એમાંની એક મૂર્તિનો પથ્થર પાવાગઢ તરફથી આવેલો છે. સોજિત્રામાંથી મળેલી સૂર્યની અને બીજી કેટલીક મૂર્તિઓના પથ્થરો ડુંગરપુરથી આવેલા છે. સોજિત્રામાં કુંડ અને વાવમાં વપરાયેલા કેટલાક પથ્થરો ગોધરાની ખાણોના છે, જ્યારે કેટલાક પથ્થરો ડભોઈ પાસે આવેલી સોનગીરની ખાણોના છે. આ બધા પથ્થરો તે વખતના ધોરી માર્ગોની અચૂક સાબિતી પૂરી પાડે છે. નગરાની પેઠે સોજિત્રામાંથી પણ મૌર્ય કાળની ઈંટો મળેલી છે, એટલું જ નહિ પણ ગુપ્ત કાળની, વલ્લભી કાળની, સોલંકી કાળની એમ બધા સમયની ઈંટો સોજિત્રામાંથી મળી આવે છે. એટલે સોજિત્રામાં વસ્તીનું સાતત્ય હંમેશાં રહેલું છે એ સાબિત થાય છે.

**કુંડમાંથી નીકળેલી એક મૂર્તિ : ઈ. સ. પૂર્વે બીજા સૈકાની :** સોજિત્રાનો કુંડ ગાળતી વખતે તેને તળિયેથી બે ભાગેલી જૂની મૂર્તિઓ મળી આવી છે. એક મૂર્તિનો ફક્ત માથાનો પાઘડી સાથેનો ભાગ જ મળ્યો છે. આ ખંડિત મૂર્તિ બહુ જ અગત્યનો પુરાવો પૂરો પાડે છે. ઈ. સ. પૂર્વેની બીજી સદીમાં મધ્ય એશિયાના ચીનના વાયવ્ય પ્રદેશમાંથી જે લોકો આ દેશમાં આવ્યા અને જેઓ સિથિયન તરીકે કે શક મુરુંડ તરીકે ઓળખાયા, અગર તો વ્હાલિક તરીકે ઓળખાયા, તે જાતિઓની એક ખાસ ખાસિયત હતી. તેમના ગાલ બહુ જ ફૂલેલા હતા. આ લોકોની કેટલીક મૂર્તિઓ મથુરાના ખોદકામમાંથી પણ મળી આવેલી છે. ઉત્તર અને મધ્ય હિંદના ઘણા ભાગોમાંથી આ મૂર્તિઓ મળી આવેલી છે. આ મૂર્તિઓ ખોદકામ કરતી વખતે જે પડોમાંથી મળી આવી છે, તે પડોમાંથી નીકળેલી બીજી વસ્તુઓ અગર સિક્કાની ગણતરીથી પુરાતત્ત્વવિદોએ આ મૂર્તિઓને શુંગ કાળની ઠરાવી છે. શુંગ કાળ એટલે પુષ્યમિત્ર, અગ્નિમિત્ર વગેરેનો કાળ, જે ઈ. સ. પૂર્વે ૨૦૦થી ઈ. સ. ૧૦૦ સુધીનો આવી શકે. એટલે એ રીતે **સોજિત્રાની આ પાઘડીવાળી ખંડિત મૂર્તિ સોજિત્રાના અસ્તિત્વને ઈ. સ. પૂર્વેના બીજા સૈકામાં લઈ જાય છે.** જાવાના બોરો બંદરમાં મળી આવેલા મંદિરની દીવાલો ઉપર જે કોતરકામ થયેલાં છે તે કોતરકામમાં કોતરેલાં વહાણોમાંથી ઊતરતા વેપારીઓને માથે જે પાઘડીઓ બતાવી છે તે આ સોજિત્રાની મૂર્તિની પાઘડીની જાણે હુબેહૂબ નકલ જ છે. આ મંદિર ઈ. સ. ના પાંચમા કે છઠ્ઠા સૈકામાં થયેલું છે. પાઘડીનો ઘાટ એ રહ્યો છે, પણ ગાલ ફૂલેલા નથી. ગાલ તો સામાન્ય ગુજરાતના માણસોના જોઈએ છીએ તેવા જ છે. પણ એ પાઘડી સાબિત કરે છે કે ચરોતરના માણસો નગરાથી નીકળી જાવા સુધીની મુસાફરી કરતા હતા. આ મૂર્તિનો પથ્થર ડુંગરપુરની ખાણનો છે, અને બીજી મૂર્તિ જે સૂર્યની નીકળેલી છે, તેનો પથ્થર પણ ડુંગરપુરની ખાણનો જ છે. સૂર્યની મૂર્તિ કયા સૈકાની હશે તે ખાતરીથી કહી શકાય એમ નથી. કારણ તેના હાથપગ બધું તોડી નાખેલું છે. ફક્ત મુગટ ઉપરથી જ તે સૂર્યમૂર્તિ છે એમ કહી શકાય છે.

**ટોલેમીની ભૂગોળમાં સોજિત્રાનો ઉલ્લેખ :** ત્યાર પછી સોજિત્રાનો ઉલ્લેખ એલેકઝાન્ડ્રિયાના મહાન વિદ્વાન ટોલેમીએ એની ભૂગોળમાં કર્યો છે, એમ વિદ્વાનો માને છે. "ધી ઇન્ડિયન એન્ટીક્વરી" નામના જર્નલમાં, ઈ. સ. ૧૮૮૪ ની સાલના ૧૩મા વોલ્યુમમાં, ટોલેમીની હિંદુસ્તાનની ભૂગોળ ઉપર જે. ડબલ્યુ. મેક. ક્રિન્ડલ નામના વિદ્વાને એક ઘણો મોટો લેખ લખ્યો છે. આ લેખના ૩૫૯મા પાને સને ૧૮૮૪ના નવેમ્બર માસના જર્નલમાં આપેલા ટોલેમીની ભૂગોળના સાતમા પુસ્તકના પહેલા પ્રકરણના બાસઠમા અને ત્રેસઠમા પાનના લખાણનો ઉલ્લેખ છે. તેમાં લાટ દેશનું વર્ણન છે. આજે આપણે જેને અરબી સમુદ્ર કહીએ છીએ તેને આપણા જૂના શિલાલેખોમાં પશ્ચિમ સમુદ્રનું નામ અપાયેલું છે, જ્યારે આ ગ્રીક લેખક ટોલેમીએ તેને લાર – લાટ – નો સમુદ્ર કહ્યો છે. આરબો પણ તેને લારનો સમુદ્ર કહેતા હતા. અરબી સમુદ્ર નામ કદાચ પોર્ટુગીઝોએ આપ્યું હશે. લાટ દેશને ગ્રીક લોકોએ 'લારીકે'નો પ્રદેશ કહ્યો છે. આ પ્રદેશનું વર્ણન કરતાં તેનાં જે મુખ્ય શહેરોનાં નામ આપ્યાં છે તેમાં ભરૂચ માટે 'બારીગાઝા' શબ્દ વાપર્યો છે. નર્મદા માટે 'નેમેડોસ' શબ્દ વાપર્યો છે. મહી માટે 'મોફિસ' શબ્દ વાપર્યો છે. ઉજ્જૈન માટે 'ઓઝેને' શબ્દ વાપર્યો છે. તેમાં એક શહેરનું નામ

સઝન્ટિયોન છે. ટાલેમીએ આ પ્રદેશનો જે નકશો આપ્યો છે, અને તેના અક્ષાંશ રેખાંશ આપ્યા છે તે ઉપરથી આ નામનું શહેર સોજિત્રાના સ્થળે આવે છે. અને નામ સાદ્દશ્યથી તે સોજિત્રા હોય એમ આ વિદ્વાન લેખક માને છે. સોજિત્રાનાં દિગંબર જૈન મંદિરામાં જે મૂર્તિઓ છે તેમાંની સંવત ૧૦૦૦ ની સાલની એક મૂર્તિના લેખ ઉપર 'સંજિત્રા' શબ્દ ગામને માટે લખાયેલો છે. એટલે જૂના વખતમાં 'સોજિત્રા' શબ્દની અંદર અનુનાસિક ઉચ્ચાર આવેલો છે. જેથી ગ્રીકોના સઝન્ટિયોન શબ્દનું 'સંજિત્રા' શબ્દ સાથે ઘણું જ સામ્ય છે. આમાં સોજિત્રાનું સ્થળ ખંભાતના અખાતની ઉત્તરે થોડેક દૂર બતાવેલું છે.

"આર્કિયોલોજિકલ સરવે ઓફ વેસ્ટર્ન ઇંડિયા" નામના પુસ્તકમાં એનો વિદ્વાન લેખક અને પ્રખ્યાત પુરાતત્ત્વવિદ મિ. કઝિન્સ પણ એમ જ માને છે કે ટાલેમીએ ઉલ્લેખેલું આ ગામ તે સોજિત્રા જ હોવું જોઈએ.

ભાટ લોકો પણ જ્યારે એમની બિરદાવલીઓ બોલે છે ત્યારે — સોજિત્રા — નો ઉચ્ચર 'સોજંત્રા' કરે છે.

**સોજિત્રાનો કુંડ:** સોજિત્રામાં અત્યારે જે જૂનામાં જૂની ચીજ દેખાય છે તે સોજિત્રાનો કુંડ છે. કુંડની પૂર્વે ગામની જુદી જુદી ધર્મશાળાઓ છે, અને ત્યાર પછી એક વાવ આવે છે. આ વાવ પણ ઘણી જૂની દેખાય છે. તેમાં વાપરેલા પથ્થરો બધા ગોધરાના ગ્રેનાઈટ પથ્થરો છે. કેટલાક પથ્થરો તો એટલા બધા ભારે છે કે તે સામાન્ય ગાડામાં ખેંચી લાવવા અશક્ય છે. એને માટે ખાસ ગાડાં બનાવેલાં હોવાં જોઈએ. કુંડમાં જે ભારે પથ્થરો છે તે પણ ખાસ બનાવેલા ગાડામાં આવેલા હોવા જોઈએ. સ્થાપત્યની દૃષ્ટિએ વાવ ક્યારે બંધાઈ હશે તે કહી શકાય એમ નથી, પણ સોજિત્રાના કુંડનું સ્થાપત્ય ખાસ વિશિષ્ટ પ્રકારનું છે અને તેને માટે તો કંઈક વધારે ખાતરીથી કહી શકાય કે તે ગુપ્ત સામ્રાજ્યના કાળમાં બંધાયેલો હોવો જોઈએ અને વાવમાં પણ જે પથ્થરો વપરાયેલા છે તેનું કદ જોતાં કુંડ અને વાવ બંને કદાચ સાથે કે બહુ જ થોડા સમયને આંતરે બંધામાં હશે. કુંડના પથ્થરોમાં કેટલાક પથ્થર ગોધરાથી આવેલા છે, કેટલાક ધ્રાંગધ્રાના છે, જ્યારે કેટલાક ડભોઈ પાસેની સોનગીરની ખાણોના છે. આ પથ્થરો લાવવાનું શક્ય ત્યારે જ બને કે જ્યારે આ બધા પ્રદેશ ઉપર એક જ સામ્રાજ્યનું રાજ્ય હોય, આવાં નવાણુ બાંધવા માટે દેશમાં દ્રવ્યની પુષ્કળ વિપુલતા હોય, અને વેપાર એટલો મોટો ચાલતો હોય કે જેથી તેમાં વપરાતી વણઝારો અને તેની સાથે ફરનારા વણઝારાઓના ઉપયોગ માટે આવાં મોટાં નવાણોની જરૂર હોય. આવા પ્રસંગો ઇતિહાસમાં બહુ થોડા જ આવેલા છે. પહેલો પ્રસંગ તે મૌર્યોનું સામ્રાજ્ય હતું ત્યારનો અને બીજો પ્રસંગ તે ગુપ્ત સામ્રાજ્યનો. એટલે સોજિત્રાનો કુંડ મોડામાં મોડો બંધાયો હોય તો તે ગુપ્ત સામ્રાજ્યના કાળમાં બંધાયેલો હોવો જોઈએ. મૌર્ય સમયમાં તે બંધાયો હોવાની શક્યતા એટલા માટે નથી કે મૌર્ય સમયમાં વેપાર કદાચ ગુપ્ત સમય જેટલો વધ્યો નહિ હોય. પણ કુંડ ગાળતી વખતે એના તળિયામાંથી ઈ. સ. પૂર્વે બીજા સૈકાની જે મૂર્તિ મળી આવી છે તે ઉપરથી એક અનુમાન ચોક્કસ થાય છે કે કુંડના સ્થળની પાસે કોઈ એક પુરાણું મંદિર જરૂર બંધાયેલું હોવું જોઈએ, અને સામાન્ય રીતે ગામની બહાર જે મંદિર બંધાય છે તે કોઈ નવાણુ ઉપર હોવાનો સંભવ છે. કુંડ પાસે જ મોગરાવનું તળાવ છે, જેથી કદાચ તળાવ ઉપર આ મંદિર બંધાયું હોય અગર તો તળાવ અને કુંડ બંને તે સ્થળે હોય, જેથી ત્યાં બંધાવ્યું હોય. અત્યારે ગામની જુમ્મા મસ્જિદ આ સ્થળે છે, જેથી ચોક્કસ ખાતરી થાય છે કે પુરાણું હિંદુ કે બૌદ્ધ મંદિર તોડીને એ સ્થળે જુમ્મા મસ્જિદ બંધાઈ હશે, અને એ મંદિર તોડતી વખતે જે કંઈ મૂર્તિઓ તોડી હશે, તેમાંના કોઈ અવશેષો કુંડમાં ફેંકી દીધા હશે. કુંડની ગાળણી વખતોવખત થતી હતી, જેથી પહેલાંની ગાળણીઓ વખતે જે કંઈ મૂર્તિઓ નીકળી હશે તેનો તો પત્તો નથી. પણ કુંડની છેવટની ગાળણી ઈ. સ. ૧૯૩૬ ની સાલમાં થઈ હતી તે વખતે નીકળેલી એ મૂર્તિઓ મ્યુનિસિપાલિટીમાં સચવાઈ રહી હતી, જે આજે વિદ્યાનગરમાં છે — અને તેને લીધે જ ઉપર જણાવેલી અતિઉપયોગી ઐતિહાસિક માહિતી મળી શકી છે.

**દિગંબર જૈનોનાં દેરાસરો :** સ્થાપત્યની દૃષ્ટિએ કુંડ પછીથી સોજિત્રામાં આવેલાં દિગંબર જૈનોનાં દેરાસરો છે. સોલંકી યુગમાં ખંભાત બંદરની ભારે જાહોજલાલી વધી ગઈ હતી. જૈન મંત્રીઓનું રાજ્યમાં ભારે પ્રાબલ્ય હતું, અને રાજસત્તાને લીધે વેપાર જૈનોના જ હાથમાં હતો. ખંભાતનું મહત્ત્વ એટલું બધું વધી પડયું હતું કે ત્યાં મંત્રીના હોદ્દાનો અમલદાર રહેતો હતો. આ વેપારની ભરભરાટી–વૃદ્ધિ–ની અસર સોજિત્રાનાં જૈન મંદિરો બતાવી આપે છે. ખંભાતથી જે વણઝાર નીકળતી તે સોજિત્રામાં પહેલો મુકામ કરતી. અગર તો હિંદના અંદરના ભાગમાંથી આવતી વણઝારો ખંભાત જતા પહેલાં સોજિત્રામાં છેલ્લો મુકામ કરતી. ઉત્તર–પૂર્વ અને અગ્નિ ખૂણા તરફથી

ખંભાત જતા રસ્તાઓ બધા સોજિત્રામાં ભેગા થતા અને પછી ત્યાંથી ખંભાત જવાનો એક મોટો ધોરી માર્ગ હતો. સૌરાષ્ટ્રમાંથી આવતી વણજારો પણ જો ખંભાત જવું હોય તો ધોળકા આગળ ભેગી થઈ, ત્યાંથી અસામલી આગળ થઈને સોજિત્રા આવતી અને ત્યાંથી ખંભાત જતી, કારણ ખંભાતની પશ્ચિમ બાજુએ ભાલનો નીચાણનો પ્રદેશ હતો, તેથી ધોળકા-સોજિત્રા થઈને જ ખંભાત જવાતું. આ રીતે સોજિત્રા એક અગત્યના સ્થાન ઉપર વસેલું હતું અને તેથી જ વેપારમાં રસ લેના દરેક જૂથના વણિકો સોજિત્રામાં આવીને વસ્યા હતા. સોજિત્રામાં શ્વેતામ્બર જૈનનું પણ મંદિર છે. જૈનોની કુળદેવી શાસનદેવીનું પણ મંદિર છે અને આ શાસનદેવીના મંદિરમાં જે યંત્ર છે તેની સ્થાપના કિંવદંતી પ્રમાણે ત્રીજા કે ચોથા સૈકામાં થયેલી છે. જૈનો ઉપરાંત અનેક જાતના વૈષ્ણવ વાણિયાઓની પણ સોજિત્રામાં વસ્તી હતી. શ્રીમાળી હતા, મોઢ હતા, દેશાવળ હતા, અને બીજા તો કયા હતા તેની વણિકોમાં તપાસ કરે તો ખબર પડે. પણ સોજિત્રાના વાણિયાઓમાં એક ખાસ વિશિષ્ટતા તો સોજિત્રાના જૈન મેવાડા વાણિયાઓની છે. હાલ તો તેમની વસ્તી પણ ઓછી છે. તેઓ ગુજરાતનાં બીજાં શહેરોમાં તથા હાલ મુંબઈમાં વેપાર ને કાયમનો વસવાટ કરે છે. છતાં પણ જ્યારે એમની નાતમાં લગ્નના દિવસ નક્કી થાય છે ત્યારે તે બધા સોજિત્રામાં આવે છે, અને લગ્ન સોજિત્રામાં કરે છે. લગ્નગાળામાં એમની સંખ્યા સોજિત્રામાં લગભગ પાંચ હજારની થઈ જાય છે.

ઉપર જણાવેલાં દિગંબર જૈન મંદિરોમાં અનેક મૂર્તિઓ ઉપર લેખ કોતરાયેલા છે. જૂનામાં જૂનો લેખ સં. ૧૦૦૦ની આસપાસનો જોવામાં આવેલો છે. 'વડોદરા રાજ્ય સર્વસંગ્રહ'માં મારા સ્મરણ પ્રમાણે એવું લખાણ છે કે સોજિત્રાની સ્થાપના કુમારપાળના વખતમાં થઈ હતી. જો આવું લખાણ હોય તો એ વાતમાં કંઈ તથ્ય નથી. લેખકે કોઈ પણ જાતની તપાસ કર્યા સિવાય સોજિત્રા સંબંધે જે હકીકતો લખી છે તે બધી સાંભળેલી વાતો ઉપરથી લખી છે.

**ખોડિયાર માતાનું મંદિર : જેસંગ પટેલનો શિલાલેખ :** હિંદુ મંદિરોમાં સોજિત્રામાં જૂનામાં જૂનું જો કોઈ પણ મંદિર હોય તો તે ખોજાઈ (ક્ષેમકલ્યાણી) માતાનું મંદિર છે. પૂર્વે આ સ્થળે જૂનું બૌદ્ધ મંદિર હોવું જોઈએ, એમ જણાય છે. કેટલીક ખંડિત બૌદ્ધ મૂર્તિઓના અવશેષો આ મંદિરની આજુબાજુ જોવા મળે છે. એમાંનો એક અવશેષ વિદ્યાનગરમાં સચવાયો છે. ખોજાઈ માતાના મંદિરમાં ગર્ભગૃહ ઉપરનું શિખર તથા આગળનો મંડપ એ બંને જુદા જુદા વખતે થયેલા છે. મંડપનું અને શિખરવાળા ભાગનું જોડાણ આ વસ્તુને બતાવી આપે છે કે બંનેનું સ્થાપત્ય જુદા વખતનું છે અને જુદી રીતે થયેલું છે. જૂના મંદિરમાં પ્રથમ શિખર જ હતું, અને મંડપ તેના ઉપરના ઘુમ્મટ સાથે પાછળથી બંધાયો હશે એમ સ્પષ્ટ દેખાય છે. ગર્ભગૃહના દ્વાર ઉપર એક શિલાલેખ મુકાયેલો છે, જે સંવત ૧૬૮૩ની સાલનો છે. તેમાં જહાંગીર બાદશાહનું વર્ણન 'ગોબ્રાહ્મણપ્રતિપાળ' તરીકે કરેલું છે. જહાંગીર બાદશાહનું મરણ આ સમયમાં જ થયેલું હતું અને મરણ પહેલાં પાંચ-છ મહિના ઉપર આ શિલાલેખ મુકાયો હતો, એમ માલૂમ પડે છે.

આ શિલાલેખમાં સોજિત્રા ગામનો આંકડો માથે લેનાર અને ગામનો વહીવટ ચલાવનાર સૌથી પ્રથમ જેસંગ પટેલ હતા. અકબર બાદશાહે ગુજરાત જીત્યા પછીથી ગુજરાતની જમાબંધી ટોડરમલે કરી હતી અને દરેક ગામની જમીનની માપણી કરીને આ જમીનના વિસ્તાર અને પ્રત પ્રમાણે ખેડાણ, પડતર અને ખરાબા જમીનનો હિસાબ ગણીને આ આંકડો ઠરાવ્યો હતો. આંકડો કબૂલ કરનાર વ્યક્તિને ગામ-ઠાણ, ખેડાણ, પડતર અને ખરાબા જમીનોનો કબજો સોંપાયો હતો, અને ગામનો વહીવટ પણ સોંપાયો હતો. આ આંકડો કબૂલ કરનાર માણસ એ નરવાદાર ગણાતો, અને તે ગામનો પાટીદાર બન્યો હતો, સાથે સાથે તે પટેલ પણ બન્યો હતો. આ રીતે ગામના પ્રથમ પટેલ તે જેસંગ પટેલ હતા. તેમના વારસોનાં નામ આ શિલાલેખમાં આપેલાં છે. આજે સોજિત્રા-માં પાટીદારોની વધારેમાં વધારે વસ્તીવાળી ખડકી હરખ-જીભાઈની ખડકી તરીકે ઓળખાય છે. આ હરખભાઈનો જન્મ શિલાલેખ લખાતી વખતે થયો નહોતો, જેથી તેમનું નામ તેમાં નથી. પણ એમના બાપ રૂડજીનું છે. બીજી ખડકી સવ-દાસભાઈની ખડકી તરીકે ઓળખાય છે, તે સવદાસનું નામ પણ આ શિલાલેખમાં છે. એકંદરે જેસંગ પટેલના વારસોના સોજિત્રામાં હાલ સાત ભાગ છે. આ બધા ભાગના તે વખ-તના વડીલોનાં નામ આમાં છે અને જેસંગ પટેલ સુધીની વંશાવળી પૂરેપૂરી આપેલી છે.

આ વંશાવળી પછી એક વાણિયાનું નામ છે અને માતાજીની સેવા કરનાર ગોસાઈનું નામ છે. જે વાણિયાનું નામ છે તે ગામના વહીવટનો હિસાબ રાખનાર હોવો જોઈએ. નરવાનાં ગામોમાં ગામેગામ આ પ્રમાણે એક હિસાબ રાખ-

નાર વાણિયાની ગોઠવણ હતી, જેને મહેતા કહેતા. આજે પણ તલાટીને મહેતાજી કહે છે તેનું કારણ એ હોવું જોઈએ. જૂના વખતમાં જે કામ પટેલોનો નીમેલો મહેતો કરતો તે કામ આજે સરકારનો નીમેલો તલાટી કરે છે. ગામની જમાબંધીનો હિસાબ રાખવા ઉપરાંત મહેતાઓ પટેલોનું ખાનગી કામ પણ કરતા. લગ્ન અને મરણ પ્રસંગે જે ખર્ચ થાય તેના હિસાબ પણ આ મહેતાઓ રાખતા અને લગ્ન પ્રસંગે જ્યારે વર પરણવા જાય ત્યારે કન્યાને માંડવેથી મહેતાને એક રૂપિયો અપાવતા. પાટીદારોના લગ્ન પ્રસંગના અખાણોમાં મહેતા સુખડી તરીકે આ એક રૂપિયાનો સમાવેશ થયેલો છે.*

**મસ્જિદો:** ગામની જૂમા મસ્જિદ એ મુસલમાનોની જૂનામાં જૂની મસ્જિદ છે. ત્યાર પછીથી એક મસ્જિદ વહોરવાડમાં બંધાયેલી છે, અને બીજી મસ્જિદ ચોરા આગળ અત્યારની ટાઉન લાયબ્રેરીની પાછળ છે. મુસ્લિમ સલ્તનતના વખતમાં જ્યારે ચોરા આગળ થાણુદારો રહેતા હતા ત્યારે એમના ઉપયોગ માટે આ મસ્જિદ બંધાઈ હતી. હાલ ત્યાં આગળ નજીકમાં મુસલમાનોની વસ્તી રહી નથી. સોજિત્રામાં એક ત્રીજી મસ્જિદ છે. તે અત્યારે પાટીદારોના વસિવાટની વચ્ચે આવી ગયેલી છે. એ મસ્જિદ સોજિત્રાના ગંધર્વોએ બંધાવી હતી.

**નર્તકીઓ: ગંધર્વો:** ઉપર જણાવ્યું એમ સોજિત્રા વેપારનું એક મોટું કેન્દ્ર હતું. દરેક કોમના હિંદુ અને જૈન વણિકોએ ત્યાં વસવાટ કર્યો હતો. ગુજરાતમાં રજપૂતોનું રાજ્ય હતું, અને તેમાં ભાયાતોને કે સરદારોને જાગીરો આપવાની પદ્ધતિ હતી. વેપારના આ ધોરી માર્ગને સલામત રાખવા માટે જે મંડળ સ્થાપવામાં આવ્યું હતું તે મંડળના સરદારને જે જાગીર મળી હતી તે જાગીરનું મુખ્ય ગામ

---

* સોજિત્રા નજીકના મલાતજ ગામના વતની, હાલ અમદાવાદની ગુજરાત વિદ્યાસભાના અધ્યાપક, ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રી તરફથી આ મુદ્દા વિષે મળેલી કેટલીક માહિતી આ પ્રમાણે છે:—

ખેઆઈ ક્ષેમકલ્યાણી માતાનું મંદિર મૂળ વિ. સં. ૧૦૦૩માં બંધાયેલું કહેવાય છે. એક જૂની પ્રતિમા ઉપર સંવત ૬૧૬ લખેલું કહેવાય છે. જો એ સાચું હોય તો ગંગા–યમુના વચ્ચેના અંતર્વેદ પ્રદેશમાંથી આવેલા મૂળ પાટીદારોની આ મિતિ ગણાય. એ સમયે પાટીદારોના પૂર્વજો અંતર્વેદમાં રહેતા હશે. એ તો રણુસ્થંભોર થઈને ગુજરાતમાં આવેલા મનાય છે. એની સાબિતી રૂપે સોજિત્રાની એક મૂર્તિ પર રણુસ્થંભોર ૧૩૬૨ લખેલું કહેવાય છે. રણુસ્થંભોરથી તેઓ મૂળ પાટીદારો ચાંપાનેર આવી વસેલા મનાય છે. પાવાગઢની મહાકાળીની મૂર્તિ ઉપર સંવત ૧૫૨૭નું લખાણ છે તે પાટીદારોના તે વખતના વસવાટનું હોવા સંભવ છે. સંવત ૧૫૨૭માં સુરાભાઈ પટેલ ચાંપાનેર છોડી અડાળજ ગયા ને ત્યાંથી પોતાના પુત્ર વીરાભાઈને લઈ સંવત ૧૫૫૨માં દેવાતજ આવ્યા.

સોજિત્રામાં એ અગાઉ રાવળોનું રાજ્ય હતું. ગોદ્રહક—ગોધરાના મહીડા રજપૂત રાજાના ભાઈ વાગણુ દેવજીને સોજિત્રા જૂથનાં ૭૦૦ ગામોની જાગીરનો વારસો મળેલો. આ રાવળોની સત્તાનો નાશ સંવત ૧૫૫૭માં મહમૂદ બેગડાએ કર્યો ને રાજ્ય ખાલસા કર્યું. મુઝફરશાહ બીજાના સમયમાં સોજિત્રા ગામની નરવાદારીની જમીન પાદશાહ પાસેથી ઉપરના પાટીદારોને મળતાં વીરાભાઈને લઈ એમના પુત્ર જેસંગભાઈ સંવત ૧૫૭૫ના અરસામાં સોજિત્રા આવી વસ્યા.

ઊમરેઠના શ્રી રણછોડલાલ પુરુષોત્તમદાસ કવિ તરફથી આ મુદ્દા ઉપર નીચેની માહિતી મળી છે:—

ચાગેન ગઢમાં જયસિંહની વજીરાત દેવકરણુ પટેલે કીધી. રણથંભોરમાં હમીરદે ચહુઆણુની વજીરાત વજેકરણુ પટેલે કરી. જેસંગ પટેલે સોજિત્રે છાસઠસો રાવળ રાજા રોળ્યા અને ત્યાં પોતાનો વંશ સ્થાપ્યો. હાલના સોજિત્રાના પાટીદારો તેમના વંશજો છે. પરાક્રમી જેસંગ પટેલના પૂર્વજ કરણભાઈએ જૂનાગઢ તથા નવસારીનાં પરગણાં મેળવ્યાં હતાં. દિલ્હીનો પાદશાહ સિંહાસનથી નીચે ઊતરી બહાદુર કરણુ પટેલનું સન્માન કરતો, તેમ જ તેમની પરંપરામાં સુંદરદાસ પટેલે પઠાણો ઉપર વિજય મેળવ્યો હતો. કેસરિયાના પૂર્વજો એકાવન વાર ન્યાત મેળાવા કરી લેઉઆની સાગર ન્યાતમાં જગજાહેર થયા છે.

સોજિત્રાનો ઉલ્લેખ ૧૭મી સદીમાં એક ડચ-વલંદા-મુસાફરે પણ કર્યો છે. ઈ. સ. ૧૬૩૦માં ચોમાસું નિષ્ફળ ગયું હતું અને ૧૬૩૧ની સાલમાં તો એક ભયંકર દુકાળ પડ્યો હતો. તે તેખતે આ મુસાફર અમદાવાદથી ભરૂચ જઈ રહ્યો હતો. તે વખતે એણે રસ્તામાં દુકાળનાં જોયેલાં ભયંકર દશ્યોનો બહુ કરુણ ચિતાર આપેલો છે. આ વર્ણનમાં તે લખે છે કે એણે સોજિત્રાના બજારમાં માણસનું માંસ વેચાતું જોયું હતું. આ દુકાળ સિત્તાસિયા દુકાળ તરીકે પ્રખ્યાત થયેલો છે. એ સિવાય ખંભાતના નવાબ મોમીનખાને ખંભાતથી અમદાવાદ જતાં એ વખત સોજિત્રામાં મુકામ કરેલો તેનો ઉલ્લેખ 'મિરાતે એહમદી'માં આવેલો છે.

સોજિત્રા હોવું જોઈએ. આમ જ્યાં શ્રીમંત વેપારીઓ હતા, ત્યાં સામંતો રહેતા હતા, જ્યાં વૈભવ હતો ત્યાં એ વૈભવ ઉપર નભનારી બીજી વ્યક્તિઓ ભેગી થાય એ સાહજિક હતું. તે જમાનામાં નૃત્યને બહુ ઊંચું સ્થાન હતું. નર્તિકાઓ સમાજનું આવશ્યક અંગ હતું. કામસૂત્રનો લેખક વાત્સ્યાયન તો ગણિકાઓ અને નર્તિકાઓને સમાજનું બહુ આવશ્યક અંગ ગણે છે. તે જ્યારે ગૃહસ્થોને ઘેર આવે ત્યારે કુલવધૂઓએ તેમને પોતાને ત્યાં બેસાડી તેમની સાથે શી શી વાતો કરવી વગેરેનું બહુ સૂક્ષ્મ વિવેચન એ પુસ્તકમાં કરેલું છે. એટલે તે વખતે ગણિકાઓ અને નર્તકીઓ સમાજનાં શિષ્ટ ઘરોમાં પણ છૂટથી આવજાવ કરતી. આજે પણ મહારાષ્ટ્રમાં કેટલેક સ્થળે એ પદ્ધતિ ચાલુ છે. આ રીતે સોજિત્રામાં નર્તકીઓ અને ગાનારીઓનો એક મોટો વર્ગ હતો. આજે તેમના વસવાટને સ્થાને જે પાધર જમીન થઈ ગઈ છે, અને જે ઘરોમાં પાટીદાર, ખેડાવાળ, વહોરાઓ વગેરે અન્ય કોમોનો વસવાટ થયેલો છે તે બધાનું ક્ષેત્રફળ જોતાં તે કાળે સોજિત્રા ગામમાં સૌથી વધારે નર્તકીઓનાં ઘર હશે એમ ખાતરીપૂર્વક કહી શકાય. અલાઉદ્દીન ખીલજીએ જ્યારે ગુજરાત જીત્યું ત્યારે મુખ્ય શહેરોમાં ત્યાંની અગત્યની ગણાતી કોમોને મુસલમાન ધર્મમાં વટલાવવાનું કામ પણ કરેલું. સિદ્ધપુરમાં જ્યાં બ્રાહ્મણોની કોમ ઘણી જ પ્રભાવશાળી ગણાતી ત્યાં બ્રાહ્મણોને વટલાવ્યા અને તેઓ આજના વહોરાઓ છે. એમાં આજે પણ જોશી, પંડ્યા, એવી અટકો રહી ગઈ છે. કોઈ જગાએ બ્રાહ્મણોને તો કોઈ જગાએ રજપૂતોને વટલાવતા એ તો બહુ જાણીતો ઇતિહાસ છે. પણ એક વાત સમાજની ધ્યાન બહાર રહી ગઈ લાગે છે કે મુસલમાનોએ દરેક સ્થળે નર્તકીઓ અને ગાનારીઓને મુસલમાન બનાવી, જેથી કરીને એમની મારફતે મુસ્લિમ ધર્મનો ફેલાવો કરી શકાય. આ રીતે સોજિત્રાના બધા ગંધર્વો અને ગંધર્વણોને — પ્રચલિત ભાષામાં ગંધ્રપો અને ગંધ્રપણોને મુસલમાન બનાવ્યા. એ લોકોએ પોતાના સ્વતંત્ર ઉપયોગ માટે એક મસ્જિદ બનાવી, જે ઉપર વર્ણવેલી પાટીદારોના વસવાટ વચ્ચેની સોજિત્રાની ત્રીજી મસ્જિદ છે.

જુમ્મા મસ્જિદ સાથે એ રીતે સોજિત્રામાં ચાર મસ્જિદો છે. તે નીચે પ્રમાણે :— ૧. જુમ્મા મસ્જિદ, ૨. વહોરવાડની મસ્જિદ, ૩. ચોરા પાસેની મસ્જિદ, ૪. ગંધર્વોની મસ્જિદ. સોજિત્રામાં ગંધર્વોનું કબ્રસ્તાન પણ અલગ છે. ૧. મુસલમાનોના કબ્રસ્તાનમાં એ પોતાનાં કે ગંધર્વીઓ... દાટતા નહિ. ગંધર્વીઓનાં નામ ઠેઠ સુધી હિંદુ રહ્યાં હતાં, આજે પણ હિંદુ છે. કનૈયાનાં ગીત નૃત્ય વખતે ખાસ ગવાતાં. આપણા દેશની તો એ જૂની કહેવત છે કે "લૂણ વગરનું ખાણું નહિ, અને કનૈયા બિન ગાણું નહિ." જેથી ધર્મે મુસલમાન આ નર્તકીઓ વર્તને અને સ્વભાવે હિંદુ રહી હતી અને એમના ગાયનમાં હિંદુઓને પસંદ પડે એવાં ગીત ગવાતાં.

જમાનો બદલાતો ગયો. સોજિત્રાના વેપાર ઉદ્યોગ તૂટતા ગયા. તેમ તેમ આ નર્તકીઓનાં કુટુંબોએ ગામ છોડવા માંડ્યું. કેટલીક નિર્વંશ મરી ગઈ. કેટલીકે વડોદરામાં જઈને બાજવાડામાં વાસ કર્યો. હું નાનો હતો ત્યારે ગામમાં બે-ત્રણ નર્તકીઓ રહી હતી. આગલી પેઢીમાં તો લગ્ન વખતે લગ્ન મંડપમાં કે કસુંબા વખતે ધર્મશાળામાં નર્તકીઓના નાચ થતા. હું જ્યારે ગુજરાતી સ્કૂલમાં ભણતો હતો, ત્યારે સરકારી દવાખાનાના ડૉક્ટરની બદલી થયેલી, તે વખતે દવાખાનામાં નર્તકીનો નાચ જોયેલો. આજે ગામમાં ફક્ત એક જ વૃદ્ધા રહેલી છે. એના મરણ બાદ સોજિત્રાના આ ...વાનું વૈભવચિહ્નનો સદંતર લોપ થશે. એના ... કોઈને કારણ નથી.

**નવાં વૈભવનાં સ્થાનો:** જ... સોજિત્રાના વૈભવનાં આજે અનેક... સોજિત્રાની લાયબ્રેરીની સ્થાપના... હતી. લાયબ્રેરીનું પોતાનું બે... પાસે બજારની મધ્યમાં છે. તે... માટે એક જુદું વિશાળ વ... નિશાળ છે. કન્યાશાળાનું... વિશાળ કમ્પાઉન્ડમાં છે... નિટી હોમ છે, ... પાટીદારોની માલિકીની ચાર... જેમાંની ત્રણ તો બે મજ... પાંચ હજાર માણસોનો... ધર્મશાળા છે. ત્રણ ધર્મ... અને બીજી કોમોની નાની... ગામમાં ચાર શિવાલયો છે. ... છે. સ્વામીનારાયણનાં શ્રી... છે. વડોદરાના ખંડેરાવ મ... ત્યારે તે પ્રસંગની યાદગીરી... દાર પટેલોને બોલાવીને... સહીથી એક ખેતર વેચાતું... કરેલું છે. જ્યાં સુધી ન...

હતું ત્યાં સુધી નરવાની જમીનો એક્વિઝીશન એક્ટ પ્રમાણે લેવાતી નહોતી. જ્યારે બી. બી. એન્ડ સી. આઈ. રેલવેએ આણંદથી પેટલાદની રેલવે બાંધી ત્યારે પેટલાદના સ્ટેશનની જગાએ વસોના અમીન કસિયાભાઈ રામદાસની જે જમીનો હતી તે એક્વાયર થઈ નથી, પણ તે જમીનો વાપરવા બદલ ભાડાની રકમ ઠરેલી છે, જે દર વરસે રેલવે તરફથી તેમના વંશજોને મળે છે.

**જૂના રાજાઓની ન્યાયબુદ્ધિનો નમૂનો :** ખંડેરાવ મહારાજા વડોદરા રાજ્યના સર્વસત્તાધીશ હતા. જાતે મુસલમાન ધર્મ પાળતા હતા, છતાં પણ તેમણે રામજી મંદિરને આ પસામતું કાઢી આપ્યું. અને તે પસાયતાની જમીન વેચાતી લેવા માટે બધા ગામના મુખ્ય ખાતેદારોને બોલાવી તેમને વિનંતિ કરીને બધાની મરજીથી ઠરેલી કિંમતે તે જમીન વેચાતી લીધી, પણ સત્તાનો ઉપયોગ કર્યો નહિ. ન્યાયને માટે પહેલાંના રાજાઓને કેટલી ચીવટ—લાગણી—હતી તેનો આ દાખલો છે.

**ધોળકાના મલાવ તળાવમાં ન્યાયનું સ્મારક :** ધોળકાનું મલાવ તલાવ જોનારને એ તલાવના સ્થાપત્યમાં વચ્ચે જ એક જમીનનો ટુકડો આવેલો દેખાય છે, જેને લીધે તલાવનો ઘાટ બેડોળ થયો છે. પણ એ બેડોળતામાં એક સુંદર ભાવના રહેલી છે. તે સ્થળે એક ગણુત્રીનું ઘર હતું. સિદ્ધરાજની માતા મીનળદેવીએ તે ઘર વેચાતું આપવા માટે આ ગણુત્રીને વિનંતિ કરી. એણે વેચાતું આપવાની ના પાડી. કોઈ પણ કિંમતે એ મકાન આપવા રાજી નહોતી. એનું કારણ ફક્ત એક જ હતું. એણે મીનળદેવીને જવાબ આપ્યો કે તમે તમારું નામ અમર કરવાને માટે આ સરોવર બંધાવો છો. સરોવરમાં ખાંચો રહેશે તો તમારા નામ સાથે મારું નામ પણ અમર થશે કે એક ગણુત્રીએ પૈસાના મોહ કરતાં કીર્તિના મોહને વધારે ગણ્યો હતો. મીનળદેવી પાસે સત્તા હતી. ધાર્યું હોત તો ગણુત્રીને હાંકી મૂકીને એ મકાન તોડી નાખ્યું હોત. પણ તેમ ન કરતાં એ મકાન રહેવા દીધું અને તલાવનો આકાર બગડવા દીધો. આજે તે સ્થાન વિશુદ્ધ ન્યાયના સ્મારકરૂપે ઊભું છે.

**વધુ મંદિરો :** આ તો થોડી આડકથા થઈ. હવે આપણે મંદિરોની હકીકત આગળ ચાલવા દઈએ. ગામમાં લક્ષ્મીનારાયણનું મંદિર છે, કબીરપંથીઓનું મંદિર છે અને છેલ્લે છેલ્લે નાનકપંથીઓનું પણ મંદિર છે. સોજિત્રાની ખ્યાતિ અને વૈભવના આ બધા પુરાવા છે. ગામમાં દેવીઓનાં પણ અનેક મંદિરો છે. સોજિત્રાના રજપૂતોની કુળદેવી ખોડાઈ માતા છે, પાટીદારની કુળદેવીઓ વહેરાઈ માતા અને અન્નપૂર્ણા માતા છે. અંબાજીનાં બે મંદિરો છે. ખોડિયાર માતા પણ છે. જૈનોની શાસનદેવીનું પણ મંદિર છે અને બીજાં પણ કેટલાંક નાનાં મંદિરો છે. જૂના વખતમાં જ્યારે સોજિત્રા કસ્બો હતો અને જ્યારે મુસલમાનોની ઘણી મોટી વસ્તી હતી ત્યારે ગામમાં ઇદગાહ પણ હતી, જે આજે ભગ્નાવસ્થામાં ઊભેલી છે.

**ભાગોળો, તળાવો, કૂવા, વગેરે :** ગામમાં ત્રણ ભાગોળો છે. ૧. મોગરાત ભાગોળ, ૨. ચાર કૂવાની ભાગોળ, ૩. કણઝાઈની ભાગોળ. આ દરેક ભાગોળે વિશાળ તળાવો છે. તળાવને કાંઠે ઓવારાઓ બંધાવેલા છે અને કૂવાઓ ખોદાવેલા છે. મોગરાવ ભાગોળે વિશેષમાં વાવ અને કુંડ છે.* ચાર કૂવાની ભાગોળે સાથે સાથે જૂના મોટા ચાર કૂવા છે, અને આ કૂવા લગભગ ૧૬′ થી ૨૦′ વ્યાસના છે. પાછળથી એક પાંચમો કૂવો ઉમેરાયો છે અને સાથે સાથે એક પુરાણી વાવ પણ છે. દરેક ભાગોળ ઉપર મહાદેવનાં સ્થાનકો છે. વિશેષમાં ચાર કૂવા ભાગોળ ઉપર અંબાજી માતાનું, હરિકૃષ્ણનું અને નાનક પંથીઓનાં મંદિરો છે. જ્યારે મોગરાવ ભાગોળ ઉપર માધવતીર્થનો બંગલો છે. તેમાં વેદાન્તીઓ ભેગા થાય છે અને વેદાન્તની કથાવાર્તા કરે છે. વધારામાં એક મહાદેવનું દેરું છે. ધર્મશાળામાં માતાનું સ્થાનક છે અને અસલ એક વિશાળ મંદિર હશે. તેના સ્થાન ઉપર જુમ્મા મસ્જિદ બંધાયેલી છે. આ ત્રણ ભાગોળો ઉપરાંત, જ્યારે પોઠોની સંખ્યા વધી જાય ત્યારે વધારાની પોઠોનો સમાસ કરવા ખોડાઈ માતાના મંદિર આગળ પણ એક વિશાળ ખુલ્લું સ્થળ છે. ત્યાં હજારો પોઠો અગર તો જૂના વખતમાં જતાં આવતાં લશ્કર મુકામ કરતાં હતાં. ત્યાં પણ એક તલાવડી છે. ગુજરાતમાં અંગ્રેજોનું રાજ્ય થયું તે અરસામાં મુસાફરોની સગવડ માટે ત્યાં એક ડાક બંગલો બંધાયો હતો. રેલવેઓ થયા પછીથી ડાક બંગલાની જરૂર ન રહેતાં તેની હરાજી થઈ ગઈ હતી. એનાં બારી બારણાં તે વખતના એક મુખી મોતીભાઈએ હરાજીમાં લીધેલાં અને તે એમના ઘરની આગલી બેઠકના રસ્તા ઉપરનાં બારી બારણાંમાં વપરાયાં છે. એ મકાન આજે ખારી કૂઈ આગળ સોમાભાઈ

---

* ડૉ૰ હરિપ્રસાદ શાસ્ત્રી જણાવે છે કે કુંડમાં કોતરેલા લેખોમાં ૧૯ મી સદીના આરંભની કેટલીક મિતિઓ છે. દા. ત. સંવત ૧૮૦૮ માં મોગરાળ તળાવ ખોદાવ્યું, સંવત ૧૮૧૬ માં કુંડ સમરાવ્યો, ને ત્યાં ચૈત્ર સુદ બીજને દિવસે બહુચરા માતાની મૂર્તિ સ્થાપી. સંવત ૧૮૨૫ માં કામનાથ મહાદેવનું મંદિર બંધાવ્યું.

મોતીભાઈ પટેલના કબજામાં છે. આ ડાક બંગલાની જગાએ આજે તો સોજિત્રાના પાટીદારોનું સ્મશાન છે અને હજી તે સ્મશાનની જગા બંગલાને નામે ઓળખાય છે.

**સોજિત્રા અને દેવાતજ :** અસલ સોજિત્રાના પાટીદારો દેવાતજથી સોજિત્રામાં રહેવા આવેલા. જેસંગ પટેલથી સાતમી પેઢી ઉપરના વડીલ દેવાતજથી સોજિત્રામાં રહેવા આવેલા એમના વંશજો પોતાનાં સ્વજનોનાં મુડદાંને દેવાતજ બાળવા લઈ જતા. આ પદ્ધતિ જેસંગ પટેલ પછીની લગભગ દશ પેઢીઓ સુધી ચાલુ રહેલી. એટલે સોજિત્રાના પાટીદારોની સોળ પેઢીઓ દેવાતજના સ્મશાનમાં બળી છે. આ સ્મશાન સોજિત્રા ગામથી માઈલ સવા માઈલ દૂર થાય અને સવા માઈલ દૂર મડદું બાળવા જવું એ એમને મન કંઈ મુશ્કેલ કે અગવડભર્યું નહોતું. છેલ્લી બે ત્રણ પેઢીથી જ સોજિત્રાના પાટીદારોનાં મડદાં સોજિત્રા ગામમાં બળતાં થયાં. જેથી સ્મશાનની જગા બંગલાને સ્થાને નવી મુકરર થઈ. ખોજાઈ માતા આગળના ચોગાન ઉપરાંત જો વધારે પોહો હોય તો તે દેવાતજ કે લીંબાલી, જે સોજિત્રાથી એક જ માઈલ દૂર છે ત્યાં મુકામ કરતી હતી. દેવાતજના તળાવ ઉપર તો આરા ઓવારા છે. ઢોર ઊતરવા માટે ખડિયાટ પણ બહુ સારો બાંધેલો છે અને આ વપરાયેલા પથ્થરોમાં કેટલાક તો જોધપુર સુધીનાં દૂર દૂરનાં સ્થાનોએથી આવેલા છે. દેવાતજમાં પણ તળાવ ઉપર ધર્મશાળા, દેવસ્થાન વગેરેની જગા છે. લીંબાલીમાં પણ મોટું તળાવ, કૂવો, વાવ વગેરે સાધનો છે. ઉપરાંત ભીમનાથ મહાદેવનું દેરું, તેનાં વિશાળ ચોગાન અને ધર્મશાળા સાથે બંધાયેલું છે. આ ભીમનાથ મહાદેવમાં સોજિત્રાના ઘણા માણસો દર્શન કરવા જાય છે. અને શ્રાવણ મહિનાના દરેક સોમવારે તો ત્યાં સોજિત્રાના દર્શનાર્થીઓની ભારે ભીડ થાય છે. સોજિત્રાના લોકોને જ્યારે યજ્ઞ વગેરે કરાવવાની ઇચ્છા થાય, અને વીસ પચ્ચીસ હજાર રૂપિયા જેવું મોટું ખર્ચ કરવું હોય ત્યારે તે આ ભીમનાથ મહાદેવ આગળ જ કરે છે.

# ૧૯
# બોરસદ અને કાંઠાગાળાનાં ગામો

**પરિચય :** આ પ્રકરણમાં બોરસદ અને તેની નજીકનાં ગામોના ઇતિહાસની કેટલીક માહિતી આપી છે. બોરસદ ગામની હકીકત ત્યાંની હાઈસ્કૂલના આચાર્ય શ્રી શાંતિલાલ ઠાકરના એક રેડિયો-પ્રવચનમાંથી લીધી છે. બાકીની માહિતી બોરસદના કાર્યકર્તા શ્રી ભોગીલાલ નાથાભાઈ ચોકસીએ તૈયાર કરી આપી છે.

## ૧ બોરસદ – ઐતિહાસિક નગર

**ઐતિહાસિક મહત્ત્વ :** પ્રાચીન ઇતિહાસની દૃષ્ટિએ બોરસદ ઘણું અગત્યનું મથક છે. છેક સંવત ૫૦૦ ની સાલ પહેલાં તેની જુદી જુદી ગાદીઓ હતી અને તાલુકાનાં ગામો એ ગાદીઓ વચ્ચે વહેંચાયેલાં હતાં એમ જણાય છે. તેના ઠાકોરોનો ઇતિહાસ ઘણો ઝળકતો હતો. દૂર દૂર બીજા પ્રાંતોમાં પણ તેમની ખ્યાતિ હતી. પેશ્વાએ બાંધેલો બોરસદનો કિલ્લો મોગલાઈના સમયમાં પણ ઘણો મજબૂત ગણાતો. આ કિલ્લાને ઘણી વખત ઘેરા ઘાલવામાં આવ્યા હતા અને તે માટે લડાઈઓ થઈ હતી પેશ્વાના યુગમાં આખાયે ગુજરાતમાં બોરસદનું સ્થાન અનોખું હતું. એની કક્ષાનાં બીજાં મથકો અમદાવાદ, સુરત, પાટણ, ખંભાત અને પેટલાદ હતાં. બ્રિટિશ યુગમાં બોરસદ રાજકીય લડતોમાં હંમેશ મોખરે રહેતું.

**નીડર ખમીર :** પૂર્વે ૧૩ માઈલ ઉપર આવેલાં મહી નદીનાં કોતરોએ તેની પ્રજાને એક ઉત્સાહી, સહનશીલ, હિંમતવાન, સ્વમાની અને નીડર ખમીર બક્ષેલું છે. ગામની નૈઋત્યમાં મહાન કાલેશ્વર મહાદેવ તેની રક્ષા કરે છે. ઈશાનમાં સબળ પ્રાણપ્રતિષ્ઠાવાળા રોકડિયા હનુમાનનું દેરું આવેલું છે. અગ્નિ ખૂણામાં સરદાર પટેલ, વિઠ્ઠલભાઈ પટેલ, અને અબ્બાસ તૈયબજીની ત્રિવિધ સ્મૃતિની ઇમારત રૂપે સત્યાગ્રહ છાવણી ખડી છે.

**કેટલાંક ઐતિહાસિક નામો :** શિંગળાવ ગામનો બહારવટિયો નન્નુ મલેક આશરે ૫૦ વર્ષ પર આ તાલુકામાં થઈ ગયો. જ્યારે સરદાર વલ્લભભાઈ પટેલ બોરસદમાં વકીલાત કરતા હતા ત્યારે આ બહારવટિયો વકીલ તરીકે તેમની સલાહ લેતો. ત્યાર પછી ઈ. સ. ૧૯૧૮ માં અલીમિયાં તથા ગોરવાનો પારણવાડિયો બાબર દેવા તથા ડાભલો આ તાલુકામાં

બહારવટાં ખેડીને તેમની પરાક્રમ ગાથા તથા ત્રાસગાથા મૂકી ગયેલા છે ગુજરાતી જનતાને સસ્તી કિંમતે ધાર્મિક પુસ્તકો પૂરાં પાડનારી જ્ઞાન-પરબ ખોલનાર, કર્મયોગી સ્વામી શ્રી ભિક્ષુ અખંડાનંદજી પૂર્વાશ્રમમાં બોરસદના લુહાણા જ્ઞાતિના શ્રી લલ્લુભાઈ જગજીવન ઠક્કર હતા ખેડા જિલ્લામાં અનેક જગ્યાઓએ તાના તીર સમી પોતાની વાણીમાં વેદાંતનો ડંકો બજાવનાર નીડર અને સ્પષ્ટ વક્તા શ્રી ગોપાળદાસ મહારાજ પણ બોરસદના જ પ્રજાપતિ કોમના એક મહાપુરુષ હતા

**કેટલીક તારીખો :** બોરસદની અત્યારની સુધરાઈના મકાન પાસે જે જૂની વણઝારાની વાવ છે તે ઈ સ ૧૫૩૨ માં બંધાવવામાં આવી હતી તેના શિલાલેખમાં બોરસદનું જૂનું નામ **પ્રભુતીર્થ** મળી આવે છે તે વાવમાં વેરાઈ માતાનો ગોખ અને સુંદર કોતરણી છે. **ઈ. સ. પૂર્વે ચોથા સૈકાથી આ ગામ નાનકડા સ્વરૂપે હયાતી ધરાવતું હતું.** દંતકથા આ ગામના ઇતિહાસને બહુ પ્રાચીનકાળ સાથે જોડી આપે છે બોરસદથી પાંચેક માઈલ પર આવેલું, મહી નદીને કિનારે વસેલું 'વાલવોડ' ગામ પોતાનું નામ વાલ્મિકિ પરથી લઈ આવે છે એમ કહેવાય છે ત્યાં આવેલા 'કુમ્ભિયા' ગઢ ને પહેલા લોકો 'વાલ્મિકિની ટેકરી' કહેતા ત્યાં દર ચૈત્રી પૂર્ણિમાએ અર્થાત હનુમાન જયંતીને દિવસે હજી પણ એક મોટો મેળો ભરાય છે. વાલ્મિકીના એક પટ્ટ શિષ્ય શ્રી બદરમુનિ આ બાજુએ આવ્યા, અને આ સ્થાન પર એક ગામ બાંધવા યોગ્ય છે—વસાવવા યોગ્ય છે, તેના સંકેત તરીકે તેમણે એક તોરણ બાંધ્યું ત્યાં જ પાછળથી તોરણિયા માતાનું મંદિર બંધાયું આ માતા હજી પણ બોરસદની નગર દેવી ગણાય છે, અને ત્યાં વર્ષમાં એક વાર ગામના લોકો ઉજાણી કરે છે બદરમુનિના નામ પરથી ગામનું નામ 'બદરસિદ્ધ' પડયું, જેનું અપભ્રંશ સ્વરૂપ પાછળથી 'બોરસદ' થયું કેટલાક લોકો 'બદ્રસિદ્ધ' શબ્દ પરથી 'બોરસદ' શબ્દ ઊતરી આવ્યો હોવાનું માને છે.

ઈ સ ૯૪૨થી ૯૯૭મા મૂળરાજ સોલંકીના સમયમાં અહી એક યજ્ઞ આરંભવામા આવ્યો તે વખતે જે બ્રાહ્મણોને ઉત્તર હિંદમાથી નિમંત્રી અહી વસાવવામા આવ્યા તે અહીના અત્યારના બ્રાહ્મણોના પૂર્વજો ગણી શકાય ત્યાર પહેલાં ઈ સ ૮૦૫મા ગોવિંદરાવ ત્રીજાએ બદરસિદ્ધ ગામ યોગ નામના એક જ્યોતિષના જ્ઞાતા ચૌદેય વિદ્યાઓના જાણકાર બ્રાહ્મણને દાનમા આપ્યુ તેવો ઐતિહાસિક ઉલ્લેખ છે તે દાનપત્રનો લેખક દુર્ગભટ્ટનો પુત્ર સંધિવિગ્રહાધિકારી દાનપત્રનો દૂતક શ્રી દેવરાજ હતો, તેના પણ ઉલ્લેખો છે. મૂળરાજનો પુત્ર ભાભ સંવત ૧૦૭૩મા બોરસદ આવેલો અને તેણે જે તળાવ અહીં બંધાવેલું તેનું નામ હજી પણ 'ભોભા તળાવ' છે સંવત ૧૬૨૯થી ૧૬૪૯ સુધી અહી અકબર પાદશાહનો સૂબો રાજ્ય કરતો હતો સંવત ૧૭૭૦માં અહીં પેશ્વાઈ આવી, ત્યાર પહેલા સંવત ૧૭૬૮માં ખંભાતના નવાબ મોમિનખાએ બોરસદ પર ચઢાઈ કરેલી અને નરવા તોડી નાખેલા.

સંવત ૧૭૭૨માં દમાજીરાવ ગાયકવાડ તરફથી રંગોજીને બોરસદમાં હકૂમત ચલાવવા મૂકવામા આવ્યો હતો. તેણે સવત ૧૭૯૭મા બોરસદ ગામની આસપાસ કોટ બંધાવ્યો તે અહીની કાશીબાઈ નામની યુવતીના પ્રેમમા પડેલો, અને જે ભાગ તેણે પ્રેમદાનમાં આપ્યો તે હજી પણ '**કાશીપરું**' નામથી જાણીતો છે તા ૧૭-૫-૧૭૭૫ના રોજ અડાસ મુકામે કર્નલ કિટિંગની ફોજને તથા ખંડેરાવના લશ્કરને યુદ્ધ થયું હતું, જેને પરિણામે ખંડેરાવને નડિયાદ તથા બોરસદ તાલુકા પાછા મળ્યા હતા તે યુદ્ધમા ગાયકવાડની સામે પેશ્વાને મદદ કરવા અંગ્રેજ ફોજ આવી હતી ખંડેરાવ પછી તે બે તાલુકા કડીમાં રહેતા મલ્હારરાવના તાબામાં આવ્યા અંગ્રેજો પ્રત્યે તેણે જે વીરતા અને અણનમપણું દાખવ્યાં હતા, તેની પ્રશંસા અને કદરના સૂર ગુજરાતણોના ગરબામાં–તેમના મધુર કંઠની હલકમા–હજી પણ સાંભળવા મળે છે કે :—

પિત્તળ કૂંડીઓ જળે ભરી રે,<br>
નાવણ કરતા જાઓ રે, મલ્હારરાવ,<br>
શહેરનો સૂબો ક્યારે આવશે રે..

તે મલ્હારરાવને મેજર વોકરે વીસનગર અને વિજાપુર આગળ હરાવ્યો, અને ઈ સ ૧૮૦૩મા પાલીતાણાના ડુંગરોમાંથી પકડીને તેને મુંબઈ મોકલી આપ્યો ત્યારથી બોરસદમાં અંગ્રેજી હકૂમત સ્થપાઈ

**બ્રિટિશ યુગમાં :** ઈ સ. ૧૯૧૭ની, ખેડા જિલ્લાની મહેસૂલ ન ભરવાની સત્યાગ્રહની લડતમાં, બહારવટિયાઓને જેર કરવા વધારાની ૪૦૦ પોલીસ સરકારે રાખેલી અને તેના વાર્ષિક ૨॥ લાખ રૂપિયાના ખર્ચને પહોંચી વળવા બોરસદ તાલુકાના ૯૦ ગામો તથા આણંદ તાલુકાના ૧૪ ગામો ઉપર જે 'હૈડિયાવેરો' નખાયો તે ન ભરવાની લડતમા, ૧૯૩૦-૩૧ની મીઠાની લડતમા, તા ૨૧-૧-'૩૧ના રોજ ૧૫૦૦ બહેનોના સરઘસ પર બોરસદમા ફૂલબાઈ માતા આગળ જે લાઠીચાર્જ થયેલો અને અનેક બહેનોના

માથાં ફેંકવામાં આવેલાં તે અહીંની વીરાંગનાઓની વીરતાભરી ગાથામાં, દાંડીકૂચ વખતે મહાત્મા ગાંધીજી અહીંની શાળામાં આવેલા અને તા. ૧૮-૩-૩૦ના રોજ તેમણે ત્યાંથી જે જલતા અગ્નિકણોથી ભરેલું ભાષણ આપેલું તે પુણ્યપ્રેરક દિનની સ્મૃતિમાં, ઈ. સ. ૧૯૩૫માં પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે સરદાર સાહેબની પ્રેરણાથી સંગઠિત બનીને, સમગ્ર બોરસદ ગામે છાવણીની ઇમારત ઊભી કરી સરદાર પટેલ, વિઠ્ઠલભાઈ તથા તેમણે ત્રિપુટીને જે સ્થિર સ્મરણાંજલિ દઈ તેના ઉજ્જવલ ઇતિહાસમાં-બોરસદે પોતાનું વીરત્વભર્યું ખમીર બતાવી આપ્યું છે.

**નવી સંસ્થાઓની સ્થાપનાની તવારીખ:** બોરસદની હાઈસ્કૂલમાં મહાત્માજી એક માસ સુધી ઈ. સ. ૧૯૩૧ના જૂન-જુલાઈમાં આવી રહ્યા ત્યારે હિંદના લગભગ બધા જ જાણીતા નેતાઓ હાઈસ્કૂલના મકાનમાં આવી રહ્યા હતા. ઈ. સ. ૧૯૧૩માં સ્થપાયેલી તે હાઈસ્કૂલે ઉત્તરોત્તર પ્રગતિ સાધી છે, અને અત્યારે ત્યાં હજાર કરતાં વધારે વિદ્યાર્થીઓ ભણે છે. વડોદરાના રેસિડન્ટ મેજર રોબર્ટ બોલેસની સખાવતથી અહીંનું આઈ. પી. મિશનનું દેવળ ઈ. સ. ૧૮૬૦માં બંધાયેલું. ખાસીવાડીની શરૂઆત સુરતથી આવેલા ક્લાર્કસન સાહેબે ૭ ઘર બંધાવીને ઈ. સ. ૧૮૪૭માં કરી હતી. મિશનનું દવાખાનું ઈ. સ. ૧૮૭૪માં શરૂ થયું. મેરી બ્રાઉન મેમોરિયલ ટ્રેઈનિંગ કૉલેજમાં પ્રાથમિક શાળાઓ માટે શિક્ષિકાઓને કેળવણી આપવામાં આવે છે. ઈ. સ. ૧૯૩૫માં બોરસદમાં વૉટરવર્કસ શરૂ થયું. ગામમાં નાનકડા પાયા ઉપર માણેકભાઈ ફ્રી પુસ્તકાલય પણ ચાલે છે. જિલ્લા લોકલ બોર્ડ તરફથી અહીં બાળકોને તથા બાલિકાઓને શિક્ષણ આપવા માટે શાળાઓ તથા કન્યાશાળાઓનો પ્રબંધ થયેલો છે.

**માવળંકરદાદાના પૂર્વજો:** ચરોતર એજ્યુકેશન સોસાયટીના પ્રમુખ, ભારતની પાર્લમેન્ટના સ્પીકર શ્રી ગણેશ વાસુદેવ માવળંકરના ત્રીજી પેઢીના વડવાઓ અમદાવાદ જઈ વસ્યા, ત્યાર પહેલાંના એમના પૂર્વજોએ મહારાષ્ટ્રમાંના માલવણ ગામથી આવી બોરસદમાં વસવાટ કરેલો, એ પણ એના ઐતિહાસિક ગૌરવમાં ઉમેરો કરે એવી વિગત છે.

## ૨ નાપાની ગાદી અને અન્ય ગામોનો ઇતિહાસ

**નાપાની ગાદી: સંવત ૫૮૬, મુદરાજજી:** સંવત ૫૮૬માં મુદરાજજી બાકરોલથી નાપાની ગાદીએ આવ્યા. મુદરાજજીના દાદાના દાદા સગ્રામ દેવજી મૂળ સં. ૧૧૦માં ગોધરામાં ગાદી ઉપર હતા. તેમના વંશજોએ સં. ૨૯૭માં બાકરોલમાં ગાદી સ્થાપેલી. હરભમજીને બે કુંવર હતા. એક પાટવીકુંવર મુદરાજજી અને બીજા વીરમદેવજી હતા. મુદરાજજીએ નાપાની ગાદી અને વિરમદેવજીએ કુણા (મહેમદાવાદ)ની ગાદી સ્થાપી.

મુદરાજજીના તાબામાં ૧૦૬ ગામની માલિકી હતી. બાકરોલની ગાદી ૩૨૫ ગામની હતી. ક્ષત્રિયોના પ્રખ્યાત ગણાતા છત્રીસ ગઢમાં બાકરોલ ગઢની પણ ગણના કરવામાં આવેલી છે. 'બાકરોલ ગઢ મહિડા' એમ ગઢની ખ્યાતિમાં છે.

**સંવત ૧૧૨૧ લખધીરજી:** મુદરાજજીના પછી પાંચ રાજાઓ ગાદીએ આવ્યા. તેમની પછી આઠમી પેઢીએ લખધીરજી સં. ૧૧૨૧માં ગાદીએ બેઠા. તેઓ સુદ્દઢ અને ધર્મશીલ હતા. તેમણે પોતાના તાબાનાં ગામોમાંથી શિકાર કરવાની મના ફરમાવી. તે વખતે પાટણમાં સિદ્ધરાજ જયસિંહ રાજ્ય કરતો હતો. સિદ્ધરાજ ખંડણી ઉઘરાવતાં ઉઘરાવતાં નાપે આવી પહોંચેલા ત્યારે લખધીરજીએ તેમની સારી આગતાસ્વાગતા કરેલી તેથી બંનેમાં સારી પ્રીતિ જામેલી. તે તકનો લાભ લઈ વાતેવાતમાં સિદ્ધરાજને જણાવ્યું કે આ રાજ્ય ઉપરથી ઘાસચારાની કનડગત બંધ થવી જોઈએ. સિદ્ધરાજને આ વાત ગળે ઊતરી નહિ અને પરિણામ વિગ્રહમાં આવત. પણ સમાધાન કરી નાપાની ગાદીમાંથી ૪૪ ગામ સિદ્ધરાજને આપવાનાં ઠરાવી ઘાસદાણાની કાયમની તકરારનો નિવેડો આણ્યો. આ ગામો સિદ્ધરાજે પોતાના સાળા વેજળદેવ પરમારને સાળાકટારી પેટે આપ્યાં. તે ગામોની સત્તા છૂટી પડી ભેટાશી-અડસ ગામોમાં સ્થપાઈ. આ ભેટાશીની ગાદી સાથે સોજિત્રા પાટણમાંથી પણ મંગળપુર, નિસરાયા, વારણા, અને વાછિયેલ ઉમેરી કુલ ૪૮ ગામો ભેટાશી ગાદીમાં થયાં. આ બીના સં. ૧૧૫૪-૫૫માં બનેલી

**દુધાજી મોટા:** તે પછી દુધાજી મોટા ગાદીએ આવ્યા અલાઉદ્દીન ખૂનીએ ગુજરાત ઉપર સવારી કરી તેમાં દુધાજી મોટાએ સામનો કરેલો અને બીજા રજપૂત રાજાઓ સાથે કેદ પકડાયેલા. તેમને દિલ્હી લઈ જવામાં આવ્યા હતા. તેઓ એટલા બધા પ્રિય હતા કે આખા નાપામાં હાહાકાર વર્તો અને રાજ્યમાં ઠેર ઠેર રાંધ્યાં ધાન્ય પડી રહ્યાં. પ્રજાના અપૂર્વ ખેદથી વ્યગ્ર થઈને નાપાના એક દસોંદી બારોટ કવિએ દુધાજી મોટાને જમેરજની સત્તામાંથી છોડાવ્યા સિવાય અન્ન નહિ લેવાના સોગંદ લીધા. તેઓ દિલ્હી ગયા અને ત્યાં જઈ પોતાની કુદરતી કાવ્યશક્તિથી બાદશાહને તથા આખી સભાને ખુશ કરી દીધી. બાદશાહે ઇનામ માગવાનું જણાવતાં બારોટે પોતાના અન્નદાતા દુધાજીની મુક્તિ માગી.

તે બાદશાહે કબૂલ રાખ્યું અને મોટાને ત્યાંથી પ્રાયશ્ચિત્ત કરાવી, તીર્થોમાં ફેરવી, પાવન કરાવી નાપામાં લઈ આવ્યા. બીજા ઘણા રાજાઓ થયા. તે પછી ૧૩૭૧માં નાપાની ગાદીએ નાના દુધાજી આવ્યા.

**દુધાજી નાના ૧૩૭૧ :** હાલ નાપામાં વાંટાની દક્ષિણે ઘર ગભાણ ઉપર ત્રણ આરાનું તળાવ બાંધેલું છે અને આથમણી ખારીના આરા ઉપર મસ્જિદ બાંધેલી છે. તે તેમ જ ક્રોસ વચ્ચે કરાવેલો અજબ કૂવો અને તળાવ વચમાં થઈને બંગલે જવાની જે સુંદર ચાલ બાંધેલી છે તે દુધાજી નાનાએ ૧૩૮૫માં મહેમદાવાદના તાજખાં નામના ગૃહસ્થની મદદથી બંધાવી હતી. અહીંના ધોબી આરાથી સીધા ગામ વચ્ચે સામી બાજુના તળાવના કુમળિયા આરા સુધી જવાય છે. તેની ઉગમણી બાજુએ સઘળી વાંટાની હદ છે. આ રાણાએ દરબાર, રાજકૂવો ને મહાકાળેશ્વર મહાદેવ બંધાવ્યાનું પ્રાચીન લેખોમાં મળી આવે છે.

**કાંઠાગાળાનાં ગામોની ગાદીઓ :** રાણા દુધાજી નાનાને ચાર કુંવરો હતા. તે પૈકી જોધાજીને જિવાઈ પેટે ૨૭ ગામની જાગીર મળી. તેમાંથી સં. ૧૪૮૦માં પોતે ગઢ ગાજણે ગાદી સ્થાપી. સોમાજીએ સાડી ચોવીસ ગામ લઈ મહીને કાંઠે વાત્મિકપુરી (હાલ વાલવોડ)માં ગાદી સ્થાપી. અજાજીએ દેવામાં સ્થાપી. વહેંચણી કરતાં મોટાજી પાસે નાપાની ગાદીમાં સાડી પિસતાળીસ ગામ રહ્યાં. તેમને ૧૨ કુંવરો હતા. મોટા કુંવર અખેરાજજી ગાદીએ આવ્યા. બાર પૈકી અરતીગજીએ અલારસા અને કોસીંદ્રા, અદાજીને બોરિયા, વાઘજીને થીસવા, વીરમજીને જસદણ, અદેસંગજીને મોગરી, ભૂરાકૂઈ અને સુણાવ, સુન્તજીને વડદલા, જલા, ગાના, અને ગાડા, કેસરજીને સિંહોલ અને લાખાજીને ગોરવા એમ જિવાઈ પેટે વહેંચણી થઈ.

**સિંહોલ :** સિંહોલમાં કેસરજી ગાદીએ બેઠા ત્યારે તેમણે પોતાના પુરોહિત તરીકે માળવાના શ્રીગોડ બ્રાહ્મણ કર્ણેશ્વર દીક્ષિતને સન્માનપૂર્વક વસાવ્યા હતા. તેમના પરંપરાના પુરોહિત વંશજ જ્યોતિર્વિભૂષણ બેચર શંભેરામ પંડિત પ્રખ્યાત થઈ સ. ૧૯૬૩માં ગુજરી ગયા. કેસરજીના વંશજ જીવાજીએ સિંહોલમાં સં ૧૭૭૮માં મુસલમાનની ટોળકીએ ગૌહત્યા કરેલી તેની સામે થઈ ૧૩ સિપાઈઓની લાશો રઝળાવી પોતાનો જાન ગુમાવેલો. તેનો પાળિયો હજી જૂની સિંહોલના તળાવના કિનારે હયાત છે. સિંહોલ આજે પણ તેમના એકડામાં ગૌરવવાળું ગણાય છે.

**ધર્મજની ઠકરાત :** અખેરાજજી નાપાની ગાદીએ હતા. તેમના કુંવર વજેરાજજી રાજ્ય કારભારમાં હોશિયાર હતા. તેમના મોટાભાઈ હરદાસજી સાથે તકરાર કરી તેમણે જિવાઈ પેટે ધર્મજ, સુંદરણા, ખડિયાળ, વઘાસી, વહેલી, વીરોલ અને શિહોરા ગામ લઈ ધર્મજમાં ઠકરાત બાંધી.

**આશકરણજી : મોલેસલામ ગરાશિયા :** હરદાસજીના આશકરણજી નાપાની ગાદીએ આવ્યા તે વખતે અમદાવાદમાં મહમદ બેગડાની સત્તા પુરજોશમાં હતી. મુસલમાની ધર્મ વધારવાની તેની કોશિશ ચાલુ હતી. તે માતર ખેડાના પરમારની દીકરી સાથે પરણ્યો હતો. પરમારનો પુત્ર એક વખત બાદશાહને મળવા ગયો. બાદશાહ ખાણું ખાવા બેઠો હતો, તેથી પરમારને પોતાની સાથે ખાણું ખાવાનો હુકમ કર્યો. રજપૂતની નાતના સમસ્ત બંધારણને કારણે ભવિષ્યમાં આવી પડતી આફતને લીધે ખાણું ખાવાની ના પાડી. તેથી મહમદ બેગડાએ ગુસ્સે થઈ પરમારને મારી નાખવાની ધમકી આપી તેથી નાઇલાજે તેને ખાવું પડ્યું. આ વાતની જાણ થતાં સઘળા રજપૂતોએ તેનો વહેવાર બંધ કર્યો અને કન્યાની લેવડદેવડ પણ અટકી. આ ધર્મસંકટની બીના પોતાની બેનને [બેગમને] જણાવી. તે પરમાર બેગમે બાદશાહને સર્વ હકીકત જણાવી, તેથી સઘળા મહીકાંઠાના ઠાકોરોને પકડી મંગાવ્યા અને પરમાર સાથે ખાણું લેવાનુ ફરમાન કર્યું. તેમાં આશકરણજી ખાણું ખાવામાં સામેલ હતા. તેથી તેમના વંશજો તે દિવસથી મોલેસલામ ગરાશિયા કહેવાયા. બાકીના નાસી છૂટ્યા. તેમના ભાગની જમીનો અને જાગીરો બાદશાહે જપ્ત કરી. ત્યારથી 'ખાલસા' 'વાંટા' એમ ગરાસોના બે ભાગ પડી ગયા. હાલ પણ તે ભાગો વાંટા અને તળપદ તરીકે ઓળખાય છે.

**રાસ, સંદેસર વગેરે :** આશકરણના પાટવી કુંવર અદેસિંગજી નાપાની ગાદીએ આવ્યા ત્યારે જિવાઈ પેટે રાસ, સંદેસર રાવળજીને તથા વહેરા અને કાવીઠા જગાજીને મળ્યાં.

**અગ્રાજી :** અદેસિંગજી પછીથી અગરાજીએ પોતાની જાગીરની વ્યવસ્થા સિપાઈ કાદર ભીખુજીને તથા બ્રાહ્મણ હરખજીને સોંપી. તેમણે કેટલાક કણબી પટેલોને વસાવ્યા. કોઈ પ્રસંગે કાદરમિયાં અને હરખજી અગ્રાજી સામે થતાં બંનેને દેહાંત દંડની શિક્ષા ફરમાવી અને આગેવાન કણબી પટેલોને વ્યવસ્થા સોંપી. તેમને સઘળી જમીનની ઊધડ આંકડે સાંથ આપવી શરૂ કરી. ત્યારથી ઊધડ આંકડાની શરૂઆત થઈ.

**કરણજી :** અગરાજીને પૂરાજી ઉર્ફે કરણજી કુંવર હતો. તે ચાલાક, નીડર, હોશિયાર અને રૂપાળો હતો. બાદશાહના હાકેમ મીરમહમદે કરણજી સાથે પોતાની પુત્રી પરણાવવાની ઇચ્છા દર્શાવી પણ અગરાજીમાં રજપૂતાઈની ખુમારી હોવાથી

મ્હેણુ પાછુ વાળ્યુ અને વેર બધાયુ વાટાનાં ગામો જપ્ત કર્યાં આ બાબતનો લાભ લઈ મ્હણુની ખેડૂતોએ સાંથ આપવી બંધ કરી હજૂરમાં ફરિયાદો ઘણી કરી પણ કોઈએ દાદ આપી નહિ છેવટે અમદાવાદના નગરશેઠ શ્રી કારભારી સુરચંદ શાહની મદદથી નાપાના વાટા ગામો ઉપરથી જપ્તી ઉઠાવી લેવરાવી જમેબધીનો ઊચડ આંકડો બધાવી આપ્યો નાપાની ગાદીની વાર્ષિક આવકના ૭ હિસ્સા કુવરો વચ્ચે પડ્યા તે વહીવટ સ ૧૭૮૦ સુધી ચાલ્યો બાદ મરાઠા સરદાર ગનીમનો અમલ થવાથી સવત ૧૭૮૧મા ઘાસચારાના રૂ ૬૭૫ ભરવા ઠરાવ્યુ

નાપામાં ચાર મતાં ચાલુ છે ભાગીદારો માથે કરજ ઘણું વધી પડ્યુ હતુ પણ તેનો નિકાલ કરી તાલુકદારી સેટલમેન્ટ ઑફિસર મિ ટપ્પરે તેમને ૧૮૭૭મા ઋણમુક્ત કર્યા હતા

# ૧૭

# મહુધાની ટૂંકી તવારીખ

**પરિચય** હાલનુ નડિયાદ તાલુકાનું મહુધા ગામ બ્રિટિશ અમલ પહેલા એક પરગણુ હતુ બ્રિટિશ યુગમાં એનું મહત્ત્વ ઘટ્યુ આ હકીકતનો ખ્યાલ આપે એવી ટૂકી તવારીખ આ પ્રકરણમા આપી છે મહુધાના જ વતની રા સા ચદુલાલ ગણપતલાલ દેસાઈ પાસેથી મળેલા સાહિત્યને આધારે આ તવારીખ તૈયાર કરી છે

**મહુધા નામ** વિક્રમાદિત્યની પહેલા યુધિષ્ઠિર ધર્મરાજાનો શક ચાલતો હતો તે વખતે કહેવાય છે કે, આશરે બે હજાર વર્ષ પૂર્વે માન્ધાતા નામના કોઈ રાજાએ આ ગામ વસાવ્યુ હતુ ગુજરાત સર્વસંગ્રહ પૃ ૪૪૮

ત્યાર બાદ સને ૧૩૭૧મા મુસલમાનોએ ગુજરાત જીતી લીધુ તે પછીના ઔરંગઝેબ બાદશાહના સમયના સ ૧૭૩૨ના ફીણાવ ભાગોળના, એક કુભારના દસ્તાવેજ પરથી એમ માલૂમ પડે છે કે હાલના મહુધાને તે સમયમા મેવદા કહેતા શ્રી મૂળજીભાઈ ચતુરભાઈ અમીનને ત્યા લૂગડા ઉપરના દસ્તાવેજો આ હકીકત સાબિત કરે છે

સને ૧૬૬૪ પછી મરાઠાઓ વારવાર લૂટ કરતા હતા પણ તેઓની સત્તા સ્થપાઈ ન હતી સવત ૧૭૬૬ના માઘ સુદ પનો શ્રી ચદુલાલ દેસાઈની હવેલીનો દસ્તાવેજ જોતા માલૂમ પડે છે કે તે વખતે મહુધાને મોધા કહેવામા આવતુ

સને ૧૭૦૭થી ૧૭૫૭ સુધી અવ્યવસ્થાનો યુગ હતો તે સમયમા મહુધાને મુદા કહેતા મીરાતે અહમદી, ભાગ ૨ પૃ ૨૩૭ સને ૧૭૫૧-૫૨મા ગુજરાતમા મરાઠાઓની પૂરેપૂરી સત્તા સ્થપાઈ તે સમયે પણ મહુધાને મહદ નામથી ઓળખતા

સને ૧૮૦૨માં મહુધા પરગણુ અગ્રેજ સરકારને સ્વાધીન કરવામા આવ્યુ તે વખતે મહુધાને મોંધા કહેતા તે બાબત ખેડા જિલ્લાના ગેઝેટના ઇતિહાસ પરથી સાબિત થાય છે

સને ૧૮૦૪ના ગવર્નર ડકનના રિપોર્ટમાંથી મહુધાને મોંઢા કહેતા એમ ઉલ્લેખ મળે છે

ત્યાર બાદ અમદાવાદના ઇતિહાસમાં મહુધા દરવાજો છે અને તે બધ છે તેવો ઉલ્લેખ મળે છે

આમ માન્ધાતા રાજાએ આ ગામ વસાવ્યુ તે પરથી મેવદા, મોધા, મુદા, મહદ, મોધા, મોઢા અને છેવટે મહુધા નામ પડ્યુ હોય એમ મનાય છે

**અસલ સ્થળ ને ચતુ સીમા** મહુધા માન્ધાતા નામના રાજાએ વસાવ્યુ પણ કઈ જગાએ, તેની ચતુસીમા શી ને ગામ કઈ સાલમાં વસ્યુ, તેની કઈ ચોક્કસ દસ્તાવેજી માહિતી મળતી નથી

મહુધા ગામ ફકીરે વસાવેલુ એવી લોકોક્તિ છે કેટલાક જૂના મકાનોનાં તાકામા મસ્જિદ જેવો આકાર કરવો પડેલો મુસલમાની રાજ્યમા મુસલમાનોએ આ ગામ બાળેલુ પરતુ ફકીરે વસાવ્યાની હકીકતને કોઈ આધાર મળતો નથી

પરતુ જૂના માણસોની વાતો પરથી એમ સમજાય છે કે મુસલમાની રાજ્ય પહેલા, અત્યારના ગામથી એક માઈલ દૂર જે વેરાઈ માતા હતા, તે ગામ બહાર પૂર્વમા હતા ને પશ્ચિમે જે મૂળ ભૂતભવાની માતા હતા, તેમનુ સ્થાન હાલ વડ તળે છે ને તે બારોટની માતા કહેવાય છે અત્યારે પણ વેરાઈ માતાનો હવન નવરાત્રમા ગામના મુખી તરફથી થાય છે, અને ભૂતભવાનીનો હવન બારોટ સમસ્ત તરફથી થાય છે

મહેતા ભૂખણજી હરિદત્તે સને ૧૭૫૮મા, સ ૧૮૧૪ના કારતક વદ ૧૩ને રોજ, પરેન તગાવડી બધાવેલી તે વખતે પૂર્વમા જે ડકુસરી ભાગોળનો દરવાજો હાલ મોજૂદ છે તે તથા પશ્ચિમમા સિહુજી ભાગોળ આગળ દરવાજો પડી ગયેલો છે તે બંધાવીને ગામની ચારે બાજુ કોટ કરતા હતા, ત્યારે મહુધાના કસબાતીઓએ ભેગા થઈ તેમને કહેલુ કે અમો કોટ

છીએ, માટે કોટની જરૂર નથી. એટલે કોટ કરવાનું બંધ રહેલું એવું જૂના માણસોનું કહેવું છે.

મહુધા પહેલાં કરતાં અત્યારે ઘણું બદલાયું છે તે તો નિર્વિવાદ છે. હાલ જે ડૂંગાઈ પોળ છે તે સામેના ખાંચાને વૈદવાડો કહેતા, કેમ કે ત્યાં વૈદ રહેતા. હાલ જ્યાં બહુચરા માતા છે ત્યાં પીપળ હતી. પંડયાના દસ્તાવેજ જોતાં પીપળવાળે ખાંચે એવો ઉલ્લેખ મળી આવે છે. હાલ જ્યાં દેસાઈ ચંદુલાલનું મકાન છે તે મોટો ભાટવાડો–બારોટવાડો કહેવાતો, તે સને ૧૭૧૦ના દસ્તાવેજથી જણાય છે. સને ૧૭૪૮નો શ્રી મૂળજીભાઈ અમીનનો દસ્તાવેજ વાસણજી વિઠ્ઠલદાસને કરી અપાયેલો. તેમાં પટેલવાડા મધ્યે નાનો નાગરવાડો એવા શબ્દો વાપર્યા છે. જોગીવાડો પહેલાં નાનો નાગરવાડો કહેવાતો, ને શ્રી દેસાઈભાઈના મકાન આગળની જગાને દવેવાડો કહેતા.

વળી અત્યારે જ્યાં અંબામાતા છે તેની સામેના ખાંચામાં ખેડાવાળ બ્રાહ્મણ રહેતા હતા. રોકડિયા હનુમાન આગળ પણ ખેડાવાળનાં ઘર હતાં. હાલ જ્યાં વાણિયાની ધર્મશાળા છે, ત્યાં આગળ પણ બ્રાહ્મણોનાં ઘર હતાં. બાદ કોટ હતો. કોટ સામે ભાવસારવાડ હતી, જે હાલ માળીવાડાનો ટેકરો કહેવાય છે. મુસલમાન વર્ગ ગોલવાડના નામથી હજી પણ ઓળખાય છે. હાલ જે નાગર વાણિયાની પોળ છે તે ચૂગરપોળ કહેવાતી. હાલ જે નાગરવાડો છે તે મોટો નાગરવાડો કહેવાતો. હાલ જે કાછિયાવાડ છે તે ભાટવાડો–કહેવાતો. હાલ જે કાળકા માતા છે ત્યાં કંસારાવાડો હતો. વચ્ચે સોની પોળ છે. તેનું તે જ નામ હતું. મુસલમાનો જ્યાં હાલ રહે છે તેને જોગીવાડો તથા કુંભારવાડો કહેતા, તેવું સને ૧૭૭૬ના દસ્તાવેજ ઉપરથી માલુમ પડે છે. બ્રાહ્મણોનાં થોડાં ઘર ગુજરાતી નિશાળની પછવાડે હતાં.

**લોકો :** આશરે છસેં વર્ષ ઉપર મહુધામાં કોની વસ્તી વધુ હશે ને કેટલી હશે તે કહેવું મુશ્કેલ છે. છતાં, જૂના લોકોના કહેવા પરથી એમ માનવાને કારણ મળે છે કે આ ગામમાં મુખ્ય વસ્તી ગરાશિયા, બારોટ, જૂજ પટેલ, જૂજ બ્રાહ્મણો વગેરેની હોવી જોઈએ અને મુસલમાની રાજ્ય પછી મુસલમાનોની વસ્તી વધી હોય એમ અનુમાન થાય છે.

**મુસલમાનો :** મહુધાની અંજુમને ઇસ્લામ-નામની મુસ્લિમ સંસ્થાના સને ૧૯૦૯–૧૦ના રિપોર્ટના પાન ૧૫મે અસ્તેમાસમાં જણાવાયું છે કે : સદરહુ કસ્બાની મૂળ સ્થિતિ તરફ નજર કરતાં માલુમ પડે છે કે અગાઉ અહીંના મુસલમાન ભાઈઓની સ્થિતિ દરેક બાબતમાં ઘણી જ સારી હતી અને વસ્તી પણ ઘણી મોટી હતી. તેના પુરાવા માટે ત્યાંની એક મસ્જિદનું માપ ઉપયોગી થઈ પડશે, જેની ઉત્તર-દક્ષિણ લંબાઈ ૯૦ ફીટ તથા પહોળાઈ ૧૧૨ ફીટ છે અને તે હિજરી સન ૭૧૮માં બાંધવામાં આવેલી છે. અને વળી કહેવાય છે કે ગુજરાતમાં પહેલાંથી ૩ા કસબાઓ ગણવામાં આવે છે, તેમાંનો આ પણ એક કસબો છે. આ કસબામાં અગાઉ મોલવીઓ, હકીમો, સોદાગરો અને મોટા અમલદારો હતા . . . આ ઉલ્લેખ પરથી એમ સમજાય છે કે મહુધામાં પહેલાં મુસલમાનોની વસ્તી ઘણી હશે.

**બ્રાહ્મણો :** મહુધામાં ખેડાવાળ બ્રાહ્મણોની વસ્તી વધુ પ્રમાણમાં હતી અને તેઓ આજથી પાંચસો વર્ષ પૂર્વે મહુધા આવીને વસેલા એવું આધારભૂત અનુમાન કરાય છે. સંવત ૧૪૨૮માં મહુધામાં ખેડાવાળનાં ૨૭ ઘર હતાં. ખેડાવાળ બ્રાહ્મણોની અટક જુદી જુદી છે, જેવી કે ઠાકર, દવે, દેસાઈ, ભટ્ટ, પંડયા, જોષી, ડણાયક, ધ્રુવ, શુક્લ વગેરે.

દેસાઈમાં દેસાઈ કુટુંબના મૂળપુરુષ મેતા અંગજી પાદશાહ થામણા ગામેથી મહુધે આવેલા. તેના પૌત્ર રામજી ભીમજીને દેસાઈગીરી મળેલી, જેથી તેઓ દેસાઈ કહેવાયા. તે વાતને આશરે સાડી ચારસો વરસ થયાં. તે વખતે તેઓ મહુધે આવી વસેલા તેમ શ્રી ચંદુલાલ ગણપતલાલ દેસાઈનું પેઢીનામું જોતાં સમજાય છે.

શ્રી હરિલાલ પંડયાના મૂળ પુરુષ રામજી ત્રીમજી પણસોરાથી આવી વસ્યા છે. તે પેઢીનામા ઉપરથી એમ અનુમાન થાય છે કે આશરે અઢીસો વર્ષ ઉપર તે આવ્યા હોય.

બીજા બ્રાહ્મણોમાં શ્રીગોડ, શ્રીમાળી, ત્રવાડી, મેવાડા, નવા શ્રીગોડ, તંબોળી,ઉ દુમ્બર વગેરે છે.

દોઢસો વર્ષ અગાઉ બ્રાહ્મણોની વસ્તી ૧:૧૭ માણસોની હોય એવો અંદાજ છે. હાલ તો એથી અડધી થઈ ગઈ છે.

**વાણિયા :** મહુધામાં વસતી વાણિયા કોમમાં નીચે મુજબના વાણિયા છે : નાગર વાણિયા, શ્રીમાળી વાણિયા, નેમા વાણિયા, શ્રાવક, તથા ખડાયતા – દસા ને વીસા.

**પટેલ :** એમ કહેવાય છે કે મહુધાની થાંભલી બંધાઈ ત્યારથી ગોવિંદજીનો કૂવો, જેને હાલ ગોકળજીનો કૂવો કહે છે, તે કૂવાવાળા રૂપાજી કુપાજીના, હાલના વારસમાં પટેલ ઝવેરભાઈ જીજીભાઈ તથા બીજા ઝવેરભાઈ તથા તેના ભાઈ છે. તે હાલ કચ્છ–ભૂજ રહે છે. તેમનાં ગણ્યાંગાંઠયાં ઘર અસલ હશે એમ અનુમાન થાય છે.

તે બાદ, જૂના દસ્તાવેજો પરથી જણાય છે કે સં. ૧૬૫૧માં છીપડીમાં વીરો પટેલ રહેતા હતા. તેમની અઢારમી પેઢીએ લુપો પટેલ થયા. તેમણે અમદાવાદના પાદશાહના દરબારમાં ઉમરાવ

પટ્ટી મેળવેલી અને પાદશાહે દેસાઈગીરીના હોદ્દાથી ૨૫, માફાના શિરપાવ સાથે મહુધા કસ્બો સંવત ૧૩૫૧માં એટલે સને ૧૨૯૫માં નિર્વાહમાં આપેલો. ત્યારથી લુપા પટેલ મહુધામાં આવી વસ્યાનું માલુમ પડે છે. તેઓ લેઉવા પાટીદાર હતા. બીજા કણબી પાટીદાર છે. તે મંગળપુર, પીજ વગેરે ગામોએથી આવી વસેલા એમ જણાય છે.

**બ્રહ્મભટ્ટો:** મહુધાના બ્રહ્મભટ્ટોમાં બે વંશો ચાલે છે: એક દેવ બારોટનો અને બીજો કેશવદાનો. મહમદ બેગડે પાવાગઢ લીધું તે વખતે દેવ બારોટ ચાંપાનેરથી આવ્યા ને સાથે ગોરને તથા કોલાર બારિયા કબીલાને પણ લાવ્યા. તેમણે મહુધે આવી ઉગમણી ભાગોળે તળાવ ઉપર મુકામ કર્યો.

અસલ મહુધામાં નાગર બ્રાહ્મણ અને પટેલ હતા. પછીથી લેઉવા કણબી છીપડીથી મહુધે આવ્યા તે આવનારમાં લુપો પટેલ અને તેમના ભાઈ કુંપો પટેલ હતા. લુંપો ને કુંપો એ ભાઈઓની વહારે દેવ બારોટ મહુધે આવ્યા. એટલે તેમને લુંપા પટેલે વસાવ્યા.

દેવ બારોટના વંશમાં લગભગ દસેક પેઢીએ ભગવાનજી થયા. તે ભગવાનજીને ત્રણ દીકરીઓ: સનબામા, ગોકળબા અને રતનબા. તેમાંની ગોકળબાને કીકાજી પરણ્યા હતા, તેના કેશવદાસ થયા ને તેના વંશમાં પંદર ઘર થયાં હતાં. કીકાજી સેવાસીથી મહુધે આવી વસ્યા હતા. તેમના પૂર્વજ સંવત ૧૪૫૪માં સેવાસીમાં વસેલા.

પ્રથમ જે દેવ બારોટ મહુધામાં આવી વસ્યા તેમના વંશમાં ૨૦૦ ઘર થયાં હતાં અને હાલ વસ્તી ઘટીને બહુ ઓછી થઈ ગઈ છે.

**અન્ય કોમો:** બીજી નાતોમાં ગરાશિયા, બારૈયા, રબારી, કુંભાર, વોરા, માળી, મારવાડી સુથાર, લવાર, સોની, દરજી, ભાવસાર, મોચી, વાઘરી, કાછિયા, ડબગર, કલાલ, સરાણિયા, ઢેડ, ચામડિયા, ભંગી અને પાછળથી આવી વસેલા કાઠિયાવાડી સોની, દરજી અને લવાર – એ બધાનાં મળીને આશરે ૫૦૦ ઘરનો અંદાજ છે.

**ઈતિહાસરેખા:** સને ૧૩૭૧માં મુસલમાનોએ ગુજરાત જીતી લીધું ત્યારથી મુસલમાન સૂબાઓની સત્તા હતી. તે પછી સને ૧૭૬૦થી મરાઠાઓની સત્તા હતી અને સને ૧૮૦૨માં મહુધા પરગણું અંગ્રેજ સરકારને સ્વાધીન થયું. તે બાદ અંગ્રેજી અધિકારીઓની મહુધા પર સત્તા રહેવા પામી. હાલ ૧૯૫૪માં મહુધા ગામ નડિયાદ તાલુકામાં છે.

મુસલમાની તથા મરાઠા રાજ્ય અમલમાં મહુધાને મેવદા, મુંડા, મોધા, મહદ કહેતા.

મુસલમાની રાજ્ય વહીવટ દરમ્યાન બનેલા કેટલાક બનાવોની સાલવારી મિરાતે એહમદીમાંથી વીણીને આ નીચે આપી છે.

**ઐતિહાસિક સાલવારી અને ઉલ્લેખો: મિરાતે એહમદી:** સને ૧૭૦૦થી ૫૭ સુધીનો સમય અવ્યવસ્થાનો હતો. તે વખતે મહુધાને મુંડા કહેતા, એવો ઉલ્લેખ નીચેની પ્રત્યેક હકીકતમાં કરાયેલો છે.

**સને ૧૭૨૦:** નાયબ સૂબા નાહરખાને માસૂમ કુલીખાંને કાઝીમબેગનો ખિતાબ આપી મહુધાનો થાણદાર નીમ્યો. મિ. એ. પાન ૪૩.

**સને ૧૭૨૫:** મોએઝ દોલાની ભલામણ મુજબ કાઝમબેગખાનને ખંભાતની મુસદ્દીગીરી તથા મહુધાનો ફોજદાર નીમ્યો મિ. એ. પાન ૪૯.

**સને ૧૭૨૬:** હામેદખાને ઈબ્રાહીમ કુલીખાંને મહુધાની પેશકશ ઉઘરાવવા મોકલ્યો મિ. એ. પાન ૬૪.

**સને ૧૭૨૭:** સુજાયતખાને રામરાય નામના માણસને મહુધાનો ફોજદાર નીમ્યો મિ. એ. પાન ૬૯.

**સને ૧૭૩૧:** મોમીનખાને નડિયાદ પરગણું, અરહર માતર, પેટલાદ ને મહુધાનો ઇજારો લીધો. તે વખતે પિલાજીએ વડોદરામાં પ્રથમ ગાદી સ્થાપી મિ. એ. ભા, ૨. પાન ૨૦૮.

મહુધાના ઇજારાની મુદત મોમિનખાનની તૂટી જવાથી સફદરખાન બાબીએ તે ઇજારાની જવાબદારી પોતાને માથે લીધી. મિ. એ. ભા. ૨, પાન ૨૨૬–૨૨૭.

**સને ૧૭૩૫:** રતનસિંહ ભંડારીએ મોમિનખાન પાસેથી મહુધા, અરહરમાતર, નડિયાદ, એ ત્રણ પરગણાંનો ઇજારો લઈ સફદરખાન બાબીને સોંપ્યો. ગુ. સં. પાન ૩૪૭

**મિરાતે એહમદી, ભાગ ૨માંના ઉલ્લેખો: પાન ૨૩૭:** શેરખાન ભંડારીના તેડાવ્યાથી મળ્યો ને તેને મોમિનખાનની જગાએ પેશકશ વસૂલ કરવાની નાયબી, નડિયાદ, માતર અને મહુધા પરગણા પર મુકરર કરી.

**પાન ૩૦૫:** હિજરી સન ૧૧૫૧માં સાદીકઅલીખાંને ફોજદાર–ગર્દ પરાંઓનો ફોજદાર નીમ્યો, અને સિબંદી લશ્કરના ખર્ચ ખાતે મહુધા પરગણાની ઊપજનો તનખો આપ્યો.

**પાન ૩૧૮:** મોમિનખાને તેના ભત્રીજા મહમદ હુસેનને આણંદરાય, કે જેને લશ્કરની સરદારી લેવાની ઘણી હોંશ હતી, તેની સલાહ મુજબ, લગભગ એક હજાર સવાર ને પાયગાની ટુકડી, ત્રણ ચાર તોપ અને એક હાથી સાથે, મહુધા તરફ મોકલ્યો.

**પાન ૩૧૯:** મહમદ હુસેન પોતાની જોડેના લશ્કર સાથે મહુધા પરગણે જઈને ત્યાંથી વિજાપુર તરફ ગયો.

**પાન ૩૨૭:** વળી મોમિનખાન તરફથી પણ તાકીદનો પત્ર મળ્યો. તેમાં પણ લખ્યું હતું કે તેણે, ફિદાઉદ્દીનખાને તે તરફ જઈ સમયને અનુસરતું કરવું. તેથી તે તરફ તે પાછો ફર્યો અને મહુધાને રસ્તે પેટલાદની પડોશમાં આવ્યો.

**મિરાતે એહમદી ભાગ ૩ માંના ઉલ્લેખો: પાન ૪૧૧:** મોટાજી પટેલે દક્ષિણીઓની એક ફોજ તથા કસબાતીઓની એક ટુકડી લઈને કુશાજી તથા ગંગાધરને જમાબંધી કરવા તથા વસૂલ ઉઘરાવવા તથા જવાંમર્દખાનના વસૂલાતી ખાતાના નોકરોને કાઢી મૂકવા અને મહુધા પરગણાનો કબજો કરી લેવા મોકલ્યા.

**પાન ૪૧૨:** શેરખાનનું મન સિપાઈઓના અંગના ખર્ચ માટે ઊંચું થવાથી, મહુધા તથા નડિયાદ પરગણાનાં કેટલાંક ગામ તેણે લૂંટ્યાં.

**પાન ૪૨૨:** મહુધા અને નડિયાદ પરગણામાં કોળીઓના બખેડાને લીધે ગરબડાટ થઈ રહી હતી તેથી તે કામ પર મહમદશાહ બાઝ રોહીલાને નીમવામાં આવ્યો.

**પાન ૫૦૯:** બાલાજીરાવની મહોર સાથના કરારપત્રની નકલમાં જણાવે છે કે: નવી હવેલીઓમાં સરકાર જવાંમર્દખાનનું કોઈ માણસ ઊતરશે નહિ. ખડિયાલાપરા સાથે, મોજે ખેડા, માતર કસબાની શીમ, મોજે વાસણા, મહુધા દરી બસ્ત તથા મહમદખાન ખાનદોરાન અને આબેદખાનની જાગીરોનાં ગામો મહાલની અડધી ઊપજ આપવાના કરાર સાથે આપવામાં આવ્યાં.

**પાન ૭૪૭:** ભગવાનને બીક લાગી કે શત્રુઓ વખતે રાત્રે હુમલો કરશે, તેથી પોતાની લગામ ફેરવી. ત્યાંથી એટલે અલીણાથી ચાર કોસ દૂર આવેલા મહુધા કસબે જતા રહી ત્યાં રાત ગુજારી.

**સને ૧૭૪૪:** શેરખાંએ મહુધા લૂંટ્યું. ગિરનાર માહાત્મ્ય, સને ૧૯૦૦, પાન ૧૪૯.

**સને ૧૭૪૩ થી ૧૭૬૦ સુધી:** મુસલમાનોના ટંટા પતાવતા અને ફોજની મદદ કરી મુલક કબજે કર્યો.

**સને ૧૭૪૫:** પૂનાજીએ ગંગાધર તથા કૃષ્ણાજીને ફોજ સાથે મોકલીને પરગણામાંથી મરાઠાઓએ ચોથ ઉઘરાવેલી. ત્યાંના મુસલમાન કારભારીઓને કાઢી મૂકી મહુધા તથા નડિયાદ લૂંટ્યાં. ગુ. સ. સં. પાન ૩૪૬

**સને ૧૭૬૦:** ગુજરાતમાં મરાઠાઓની સત્તા પૂરેપૂરી સ્થપાઈ.

**સને ૧૭૬૦ થી ૧૮૦૧:** ગાયકવાડની સત્તા એકથી વધારે વાર, પેશ્વા કરતાં વધારે થઈ હતી.

**સને ૧૭૬૧:** બાલાજી બીજાએ વડોદરા દામાજી ગાયકવાડને સોંપ્યું, તેમાં મહુધા પરગણાનો સમાવેશ હોવાનો સંભવ છે. ગુજરાતનો ઇતિહાસ, પાન ૯૩-૯૪, ગુ વ. સો.

**સને ૧૭૭૪:** ગોવિંદરાવ ગાયકવાડ, જે હજી પૂનામાં હતો ને જે આગળ રાઘોબાની મદદે હતો તે સેનાખાસખેલ થયો ને ગુજરાતમાં આવી સને ૧૭૭૫માં વડોદરાને તેણે ઘેરો ઘાલ્યો. આ વર્ષમાં એટલે કે સં. ૧૮૩૦માં હુકમ ૧ કિશોરદાસ દેસાઈ ઉપર ગોવિંદરાવ ગાયકવાડ તરફથી આવેલો, તે ઉપરથી કિશોરદાસ તહેસીલદાર હતા એમ જણાય છે.

**સને ૧૭૮૧:** એટલે કે સં. ૧૮૩૭ના શ્રાવણ વદ ૭ નો હુકમ ૧, રાલાજી પટેલ શ્રી કિશોરદાસ દેસાઈ ઉપર છે તેમાં મહુધાનો ઉલ્લેખ મોધા છે.

**સને ૧૭૮૭:** હુકમ ૧ સં. ૧૮૪૩ ના ચૈત્ર સુદ ૮ નો પંડિત દીવાન શ્રી બાલાજી ગોવિંદ કિશોરદાસ દેસાઈ ઉપર લખ્યો તેમાં મહુધાને બદલે મોધા લખેલું છે.

**સને ૧૮૦૨:** આ વર્ષના જૂનની છઠ્ઠી તારીખે ખંભાત મુકામે રાવજી તથા ગવર્નર ડંકનને કોલકરાર થયા અને તે પ્રમાણે મહુધા પરગણું અંગ્રેજ સરકારને સ્વાધીન કર્યું.

**સને ૧૮૦૨:** એટલે કે સં. ૧૮૫૮ ના પોષ માસમાં કાગળ ૧, શ્રી મૂળજીભાઈ ચતુરભાઈના દાદા અજુભાઈ ઉપર શ્રી દીવાન રાજશ્રી નારણરાવનો, શ્રીમંત તરફથી શાલ સરકાર તરફથી આપી છે તે ચાલુ કરવા બાબતનો આવેલો તેમાં મહુધાને બદલે મોંધા શબ્દ છે.

**સને ૧૮૦૩:** રાવજીએ સબસીડિયરી ફોજમાં વધારો માગ્યો તેના બદલામાં માતર, મહુધા વગેરે આપ્યાં. ગવર્નર ડંકન સાથેના કરારમાં ગુ સ. સં. પાન ૩૭૦.

**સને ૧૮૦૪:** આણંદરાવે ધોળકા, નડિયાદ, માતર અને મહુધા પરગણાં અંગ્રેજને આપ્યાં. તે વખતે મેજર એ. વોકર વડોદરામાં રેસિડન્ટ તરીકે હતા.

**સને ૧૮૦૪-૧૮૦૮:** મેજર વોકરે મહુધા-મોઢા-પરગણા વિષે સને ૧૮૦૪-૫-૬-૮ માં ગવર્નર ડંકનને રિપોર્ટ કર્યો છે, તેમાં પાન ૩૪૫-૩૭૮ પર મહુધા વિષે સંપૂર્ણ વર્ણન આપ્યું છે.

**સને ૧૮૦૯:** ઓગસ્ટની ૨૬મી તારીખ એટલે કે સંવત ૧૮૬૫ ના શ્રાવણ વદ ૧ ની સનંદ ૧. ભોગીલાલ કિશોરદાસ દેસાઈને-અમીનને આપેલી છે, તે અદાલત ખેડા તરફથી આપી છે.

સને ૧૮૬૦માં મહુધા પરગણું તાલુકો કહેવાતું. તેમાં ૧૦૪ ગામ હતાં, વસ્તી ૯૨૮૩ હતી. ઘરો ૨૨૫૫ હતાં. એનું ક્ષેત્રફળ ઉત્તર-દક્ષિણ ૧૮ ગાઉ, પૂર્વ-પશ્ચિમ ૯ ગાઉ, કુલ ૧૬૨ ચોરસ ગાઉ હતું. નદીઓ ચાર હતી. તે વખતે મુનસફની કચેરી મહુધે હતી.

**નિશાળો :** સને ૧૮૦૪ માં જીહ્ના આનંદરાવ ગાયકવાડના વખતમાં મહુધા પરગણું સબસીડિયરી ફોજના ખર્ચ માટે અંગ્રેજ સરકારને સોંપ્યું, ત્યારથી અંગ્રેજ સરકારે નિશાળોનું નિયમન કર્યું. તે પહેલાં મહુધામાં ગામડી નિશાળો નીચે મુજબ હતી :

૧ : વાઘરીવાડમાં જતાં ભટવાડો હતો. ત્યાં કાળકા માતા છે. ત્યાં એક ગામડી નિશાળ હતી. તેમાં પીતામ્બરભાઈ વિદ્યાર્થીઓને ભણાવતા. તેમના પછી તેમના દીકરા હરજીવન ભણાવતા. તેમની પછી તેમના દીકરા મોતીરામ તે શાળા ચલાવતા. છોકરાઓને દાખલ કરતી વખતે તેનાં માબાપ બાબાશાહી અડધો રૂપિયો, અથાણું, ડાંગર, ગોળ આપે અગર એક રૂપિયો બાબાશાહી આપે એવી પ્રથા હતી.

પછીથી આ નિશાળ દાવડિયામાં હાટકેશ્વર મહાદેવમાં લઈ જવાઈ ને તેને બ્રાન્ચ ઠરાવી.

૨ : બીજી ગામડી શાળા રોકડિયા હનુમાનને ટેકરે મનસુખ શ્રીગૌડ, જેને માંકડો પંડ્યો કહેતા, તે ચલાવતા. તે નિશાળ અપાસરામાં ખસેડી ને બ્રાન્ચ ઠરાવી.

૩ : અમીતમિયાં કરીને એક મુસલમાન ઉર્દૂની ગામડી શાળા ચલાવતા. તેને સરકારી ઠરાવી કોટ આગળ મૂકી.

૪ : પ્રથમ નેટિવ જનરલ લાઇબ્રેરી, જેને હાલ સાર્વજનિક પુસ્તકાલય કહે છે, ત્યાં કન્યાશાળા બેસતી. તેના શિક્ષક તરીકે ગોર દવે ગોવિંદલાલ દેવાકર તથા આસિસ્ટંટ દવે લક્ષ્મીશંકર વિશ્વનાથ હતા. તે પછી ઉપર જણાવેલી પહેલી ગામડી નિશાળ ઉઠાવી મોતીરામ હરજીવનને આ કન્યાશાળામાં સરકાર તરફથી હેડમાસ્તર તરીકે રૂ. ૧૫ના પગારથી નીમ્યા અને આસિસ્ટંટ તરીકે ખંભોળજા આશારામ કાળીદાસ તથા બીજા આસિસ્ટંટ તરીકે દવે નરભેરામ ભવાનીશંકરને મૂક્યા.

બ્રિટિશ અમલ આવ્યા પછી, બોર્ડ ઑફ એજ્યુકેશનના સને ૧૮૪૩ના પહેલા રિપોર્ટમાં જણાવ્યા પ્રમાણે મહુધામાં પ્રથમ નિશાળ સને ૧૮૩૨ના ફેબ્રુઆરીમાં થયેલી જણાય છે. તેના માસ્તર લક્ષ્મીરામ વ્રજલાલ બ્રાહ્મણ હતા ને તેમનો પગાર રૂ. ૧૮ા હતો. સદરહુ રિપોર્ટ મુજબ સને ૧૮૩૯થી ૧૮૪૧ સુધી વિદ્યાર્થીઓની સંખ્યા અનુક્રમે ૫૫, ૩૦, ૫૫ અને ૬૦ની હતી.

ઉપરની નિશાળ જૂના માણસોના જણાવ્યા પ્રમાણે હાલ જે શુક્લ મણિલાલ છગનલાલનું ડહેલું છે ત્યાં હતી. ત્યાર પછી સરકારે બે બ્રાન્ચ સ્કૂલો કાઢી. તેમાંની એક નાગરવાડામાં ગુજરાતી ત્રણ ધોરણ સુધીની હાટકેશ્વર મહાદેવની ધર્મશાળામાં બેસતી અને બીજી શ્રાવકના અપાસરામાં, ત્રીજી નિશાળ મુખ્ય સ્કૂલ, તે હાલ પોસ્ટ ઑફિસ છે ત્યાં હતી. તે ચોથાથી સાતમા ધોરણ સુધીની હતી ને તેના હેડમાસ્તર જેઠાલાલ આશારામ ને, તેના પહેલાંના હેડમાસ્તર વાઘજીભાઈ હતા. તે વાઘજીભાઈ છેવટે મામલતદાર થયેલા. સરકારે પ્રથમ સ્કૂલ બાંધેલી તે પડી જવાથી હરાજ થયેલી ને તે નારણભાઈ લલ્લુભાઈએ રાખેલી તે પડી જવાથી દેસાઈ નાથજીભાઈ જીભાઈનું ડહેલું તેમ જ તેની પાછળની જમીન નથવા કૂઈ આગળની સ્કૂલ ખાતે ભાડે આપી હતી. ત્યાં ભવાનીશંકર હેડમાસ્તર તરીકે હતા. ત્યાર બાદ હાલ ગુજરાતી મુખ્ય સ્કૂલના નામે શાળા ચાલે છે. તે ગંગાદત્ત વણસીધર સ્કૂલ છે. તે દાવડિયા કૂવા આગળ છે.

પ્રથમ ઉર્દૂ સ્કૂલ કોટને નાકે કોઠારીના મકાનમાં જ્યાં હાલ બ્રાન્ચ બેસે છે ત્યાં હતી.

મહુધામાં નિશાળોની સ્થાપનાની તારીખો નીચે પ્રમાણે મળે છે :

ગુજરાતી સ્કૂલની સ્થાપના પ્રથમ : તા. ૧-૫-૧૮૨૮
ગુજરાતી કન્યાશાળાની સ્થાપના : તા. ૧-૪-૧૮૬૮
ઉર્દૂશાળાની પ્રથમ સ્થાપના : તા. ૮-૧૧-૧૮૬૭

ઉપરની ત્રણેય સ્કૂલોનો સને ૧૯૦૦માં ગંગાદત્ત વણસીધર સ્કૂલના એક જ મકાનમાં સમાવેશ કરાયો હતો..

મુંબઈ ગેઝેટિયરના પુસ્તક ત્રીજામાં મહુધાની નિશાળો બાબત જેમ્સ કેમ્પબેલે જૂન સને ૧૮૭૯માં, નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે :

સને ૧૮૩૦માં મહુધામાં ગુજરાતી શાળા સ્થાપી.

સને ૧૮૫૫-૫૬માં મહુધાની સરકારી શાળામાં ૧૦૩ વિદ્યાર્થીઓ હતા.

સને ૧૮૭૭-૭૮માં મહુધા ગામમાં પાંચ સરકારી નિશાળો હતી ને પત્રકમાં ૬૨૫ નામમાંથી ૪૩૫ની હાજરી હતી. નિશાળોમાં એક ઉર્દૂ ને એક કન્યાશાળા હતી. દરેક વિદ્યાર્થી દીઠ વાર્ષિક ખર્ચ દસ શિલિંગથી એક પાઉન્ડ ૧ શિલિંગ, રૂપિયા પાંચથી સાડા સોળ સુધી આવતું.

**સંસ્કૃત પાઠશાળા:** પંચાયતના મેડા ઉપર વિદ્યાર્થીઓ રહેતા અને ગામમાંથી ભિક્ષાવૃત્તિ કરી સંસ્કૃત વગેરે ભણતા. તે વખતે શાસ્ત્રી શોભારામ મહેતા સંસ્કૃતનો અભ્યાસ કરાવતા. એક જૈન પાઠશાળા પણ ચાલતી. હજી પણ ચાલે છે.

**મદરેસાઓ:** મુસ્લિમ બાળકોના ધાર્મિક શિક્ષણ માટે તેમ જ મુસ્લિમ કન્યાઓ માટે અલગ અલગ મદરેસાઓ ચાલતી હતી. તે હાલ પણ ચાલે છે.

**નવો વહીવટ:** મહુધામાં સને ૧૮૮૮–૮૯માં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ, ત્યારથી ઉપર જણાવેલી ગુજરાતી નિશાળોનો વહીવટ મ્યુનિ. ચલાવતી. ત્યાર બાદ ૧૯૨૨ની સાલમાં પંચાયત શરૂ થઈ. ત્યારથી આ નિશાળોનો વહીવટ જિલ્લા લોકલબોર્ડને સોંપાયો.

**અંગ્રેજી નિશાળ:** પહેલી અંગ્રેજી નિશાળ સને ૧૮૮૬માં શરૂ થઈ. તે ગુજરાતી નિશાળ ભેગી બેસાડતા, અને એક અંગ્રેજી શીખવનાર શિક્ષક રાખતા. પ્રથમ અંગ્રેજી શિક્ષક તરીકે અચરતલાલ મહાદેવિયા હતા. થોડા વખત પછી વિદ્યાર્થીઓ ન મળવાથી તે નિશાળ બંધ પડી. ફરીથી તે ચાલુ થઈ. તે પણ પાંચ સાત વર્ષ સુધી ચાલી બંધ થઈ ગઈ. ત્યાર પછી પણ બે વખત ત્રણ ધોરણો સુધીની અંગ્રેજી નિશાળો કાઢવાના પ્રયાસો થયા પણ તે નિષ્ફળ નીવડ્યા.

તે બાદ સને ૧૯૦૮માં લેડી હાર્ડિંજ સ્કૂલ કાઢી. તે અપાસરાને મેડે બેસાડતા. તે ૧૯૧૯ સુધી ચાલી. પછી ફંડ ખૂટવાથી નારણભાઈ લલ્લુભાઈએ તે થોડો વખત ચલાવી. તે પછી ૧૯૨૯માં ભારતીય વિદ્યાલય નામની એક સ્કૂલ કાઢવામાં આવી. તે થોડો વખત ચાલી બંધ પડી. બાદ લેડી હાર્ડિંજ સ્કૂલનું નામ બદલીને એન. એલ. એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ એ નામથી નારણભાઈ એ જૂની શાળા ફરીથી શરૂ કરી. તે પછી મહુધામાં ૧૯૪૩–૪૪માં કેળવણી મંડળ સ્થપાયું. તેને અંગ્રેજી સ્કૂલ સોંપાઈ. તે પછી તે મહુધા કે. મં. હાઈસ્કૂલ થઈ. તેનું મકાન વડા તળાવ ઉપર બાંધવામાં આવ્યું છે.

**સામયિકો વૈષ્ણવ માસિક:** આ માસિકનો પહેલો અંક સને ૧૮૮૫ના ઑક્ટોબરની પહેલી તારીખે પ્રગટ થયો હતો. તેના તંત્રી દેસાઈ મણિલાલ ભાઈલાલ હતા. છપાવી પ્રગટ કરનાર એક વૈષ્ણવ એમ પહેલા અંક પર છપાયું છે. આ માસિકપત્રિકા નડિયાદના ન્યુ ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસમાં છપાઈ હતી. તેનું વાર્ષિક લવાજમ ટપાલખર્ચ સાથે રૂ. ૧–૩–૦ રખાયું હતું.

આ પત્રિકામાં કાવ્યો, વાર્તાઓ ને લેખો વગેરે પ્રકારનું ધાર્મિક સાહિત્ય અપાયું હતું. તેમાં ભગવદ્ગીતા કવિતાના રૂપમાં અપાઈ હતી.

**સ્વદેશબંધુ અને ખંભાત ગેઝેટ:** કસબે મહુધા નડિયાદથી સ્વદેશ બંધુ અને ખંભાત ગેઝેટ નામનું સાપ્તાહિક દર બુધવારે પ્રગટ થતું હતું. સને ૧૮૮૫ની સાલમાં તેની શરૂઆત થઈ હતી. મુંબઈ રાજ્યમાં તે વખતે પ્રગટ થતાં પત્રોમાં તેનો રજિસ્ટર્ડ નંબર બી. ૧૮નો અપાયેલો હતો.

આ પત્રનો મુદ્રાલેખ ન્યાય અને નીડરતાનો અંગ્રેજીમાં લખેલો હતો.

આ પત્ર અનોપશી માણેકલાલ દેસાઈ મહુધામાંથી પોતાના સ્વદેશબંધુ પ્રેસમાં છાપી પ્રસિદ્ધ કરતા હતા.

**બજારભાવ:** સને ૧૯૦૧ના ૨૪મી જુલાઈના અંકમાં મહુધાના બજારભાવ નીચે પ્રમાણે પ્રગટ કરાયા છે:

કળશીના કલદાર ચલણમાં: બાજરી રૂ. ૧૯, બાવટો રૂ. ૧૬॥, કોદરા રૂ. ૧૨, ઘઉં ચંદુસરી રૂ. ૩૨, ઘઉં ભાલિયા રૂ. ૩૦, ઘઉં ખંડવા રૂ. ૪૮, ડાંગર સુ. નવી. રૂ. ૨૪, જાર રૂ. ૨૦, તુવેર રૂ. ૩૬.

મણના: તુવેરની દાળ રૂ. ૩॥, તેલ રૂ. ૮, ખાંડ મોરસ રૂ. ૫, ઘી રૂ. ૨૦॥, ગોળ રવાનો રૂ. ૩॥, ગોળ માટલાનો રૂ. ૪, છરૂ રૂ. ૮.

**ખેડા ટાઈમ્સ:** સને ૧૯૦૪થી ખેડા ટાઈમ્સ નામનું અઠવાડિક દર બુધવારે પ્રગટ થવા લાગ્યું હતું. તે અગાઉ ૨૪ વર્ષથી પ્રગટ થતું સ્વદેશબંધુ અને ખંભાત ગેઝેટ પત્ર ખેડા ટાઈમ્સ સાથે જોડી દેવામાં આવ્યાં હતાં.

# ૧૮
# વસોના વીરનરો

**પરિચય :** મૂક લોકસેવક મોતીભાઈ અમીન અને સ્વાતંત્ર્ય-સંગ્રામમાં સર્વસ્વનું બલિદાન કરનાર ત્યાગવીર દરબાર ગોપાળદાસના વતન વસોને વીર યોદ્ધાઓની પરંપરાનો વારસો મળેલો છે. બારોટોના એક કવિતમાં 'વસોવા વડવીર' એ શબ્દોથી આ યોદ્ધાઓની તારીફ કરેલી છે. બ્રિટિશ રાજ્ય સ્થપાયા પછી રણમેદાને યુદ્ધે ચઢવાની જરૂર રહી નહિ, અને દેશસેવાએ રચનાત્મક પ્રવૃત્તિઓનું રૂપ લીધું એ જ યુગમાં રાજકીય મુક્તિનો સંગ્રામ મંડાયો અને પરિણામે સ્વરાજ્ય મળ્યું આ બંને પ્રકારે વસો ગામે પોતાની ઐતિહાસિક પરંપરા સાચવી છે. કહો કે એની પાછળ ચાલી આવેલી ઐતિહાસિક વીરતાને લીધે જ બ્રિટિશ યુગના અગ્રણી ગુજરાતીઓ, મોતીભાઈ અમીન અને દરબાર ગોપાળદાસ, વસોની વીરભૂમિમાંથી પાક્યા હતા ઇતિહાસની આ હકીકત આ પ્રકરણમાંથી સમજાશે એક અંગ્રેજ વિદ્વાને સાચું જ કહ્યું છે કે 'ઇતિહાસ મહાપુરુષોનાં જીવનચરિત્રનું જ બીજું નામ છે.'

આ પ્રકરણ વસો કેળવણી મંડળના મંત્રી શ્રી રામભાઈ કાશીભાઈ પટેલે તૈયાર કરી આપ્યું છે.

**(૧) વસોની સ્થાપનાનો ટૂંક ઇતિહાસ : વસોની સ્થાપના પૂર્વે સિંહાનગર : કાળા કાંઝા :** વસોની સ્થાપના અગાઉની, એટલે ઈ. સ. ૧૨૦૦ની પૂર્વેની, વસો અને તેની આજુબાજુના પ્રદેશની આધારભૂત હકીકત મળતી નથી પરંતુ પુરાતત્ત્વના અભ્યાસીઓની માન્યતા પ્રમાણે અને હાલ જે રહ્યાસહ્યા પુરાવા મળી આવે છે તે આધારે એમ માનવાને સબળ કારણ છે કે વસોની પશ્ચિમે એક માઈલ ઉપર **સિંહાનગર** નામે આબાદ અને સમૃદ્ધિશાળી ગામ હતું. આજે પણ આ ગામ મોજૂદ છે. પરંતુ પડોશમાં જ વસોની સ્થાપના થવાને કારણે અને તેની ચડતી અને આબાદીના પરિણામે આ નગર ભાગવા માંડ્યું અને આજે તો ત્યાં ફક્ત ખેતી કરતાં પાટણવાડિયા કુટુંબો રહ્યાં છે. અને એક વખતનું સિંહાનગર આજે **શિહોલડી** જેવું તોછડું નામ ધરાવતું જૂની પુરાણી જાહોજલાલી ઉપર આંસુ સારતું હયાત છે.

આ સિંહાનગરમાં ઘાંચી અને પટવાઓની વસ્તી વિશેષ હતી અને તેની પટલાઈ પણ પટવાઓ જ કરતા. તેમની સાથે પાટીદારોનું એક **કાંઝા કુટુંબ** પણ સુખસમૃદ્ધિ ભોગવતું હતું, અને તેની આજુબાજુ ખેતી કરતું હતું. આ કુટુંબની બાહોશી, અને ઉદ્યમપરાયણતાથી ભાગ્યદેવી તેમને પ્રસન્ન થયાં હતાં અને દિવસે દિવસે તેની ખ્યાતિ, સમૃદ્ધિ અને સત્તા એટલાં બધાં વધતાં ગયાં કે એમના પૈકીના **કાળા કાંઝા** તો પોતાને બારણે સાંઢણીઓ રાખી રોજ ગંગાજળના પાણીથી સ્નાન કરતા. પાછળથી સિંહાનગરની પડતી દશામાં તે કુટુંબ પૈકીના કેટલાક પડોશમાં–વસોમાં આવી વસ્યા, જ્યારે બાકીના પોતાના પૂર્વજોના જન્મસ્થાન કાશી તરફ ગયા. આજે પણ વસોમાં આ કુટુંબ હયાત છે અને ત્યાંના હવેલી મહોલ્લાની નજીક એકજથે રહે છે. કાશીમાં પણ આ કુટુંબનાં થોડાં ઘર આજે પણ મોજૂદ છે. પરંતુ બન્ને સ્થળ વચ્ચેના લાંબા અંતરના કારણે તે બન્ને પાંખો વચ્ચેનો સંબંધ દિવસે દિવસે ભૂંસાતો ગયો અને આજે તો આ સંબંધ ફક્ત ઇતિહાસની નોંધ પૂરતો જ રહ્યો છે.

વસો અને સિંહાનગર (હાલના શીહોલડી) વચ્ચેનો એક માઈલનો ભાગ આજે તો ખેડાણ જમીન તરીકે વપરાય છે. પણ તેમાં જરા ઊંડે ખોદાણ થતાં જૂનાં બાંધકામ અને ઈંટો નીકળે છે, એટલે પુરાણકાળમાં આ સ્થળે આબાદ નગર હોવાનું માનવાને સબળ કારણ મળે છે.

**વસોધારા માતા અને ધારનાથ મહાદેવ :** તે જમાનામાં આ નગરની પૂર્વ દિશામાં **વસુંધરા માતાજીનું** દેવળ હતું. આ માતાજી ખેડાના મોરધ્વજ રાજાનાં કુળદેવી ગણાતાં. દંતકથા એવી છે કે મોરધ્વજ રાજાની ગૌશાળા આ સ્થળે હતી અને આજુબાજુના પ્રદેશમાં ગાયો ચરવા જતી. નજીકમાં એક ટેકરા ઉપર ગાય જતી કે તુરત તેનું દૂધ આપોઆપ તે જમીન ઉપર ઝરતું. આ ક્રિયા વખતોવખત બનવાથી ગોપાળોનું અને પાછળથી રાજ્યના નોકરોનું ધ્યાન એ સ્થળ તરફ દોરાયું અને ત્યાં ખોદકામ કરતાં ઊંડે શિવજીનું લિંગ મળી આવેલું. આમ મહાદેવ ઉપર દૂધની જળાધારી આપોઆપ થતી હોવાનું માની આ સ્થળે બાંધકામ કરી શિવલીંગની પૂજાની ગોઠવણ કરવામાં આવેલી. આજેય પણ વસોના ઈશાન ખૂણે આ સ્થળ મોજૂદ છે. અને **ધારનાથ મહાદેવ** તરીકે વસોના બ્રાહ્મણોનું તથા

ઇતર વર્ગનું રોજના દેવદર્શનના સ્થાન તરીકેનું તેનું મહત્ત્વ ટકી રહ્યું છે

આ જ પ્રમાણે 'વસુધરા' માતાનું સ્થાન પણ વસોની મધ્યે **'વસોધારા' માતા** તરીકે આજે પણ મોજુદ છે એટલું જ નહિ પણ સમસ્ત ગામના કુળદેવી તરીકેનું તેનું સ્થાન અને પ્રતિષ્ઠા હજુ સચવાઈ રહ્યા છે નવપરિણીત યુગલોએ ગૃહસ્થાશ્રમમા પ્રવેશ કરતા પહેલા આ માતાજીને પગે લાગી આશીર્વાદ માગવાનો રિવાજ આજે પણ ચાલુ છે વસોધારા માતા અને ધારનાથ મહાદેવ વચ્ચે આશરે એક માઈલ જેટલું અંતર છે

**વસોની સ્થાપના સંવત ૧૨૨૪:** સિહાનગરવાસી પ્રખ્યાત કાળા કેશાના પુત્રી નજીકના ઊઢેલા ગામે **રૂઢજી પટેલ** સાથે ધામધૂમથી પરણાવેલા અને આ રૂઢજી પટેલને જે પુત્રો થયા તેમાના એક વાચ્છો મોસાળમા રહેવા લાગ્યા પાછળથી સિહાનગરની પૂર્વે વસુધરા માતાની નજીક તેમણે પોતે પોતાનો સ્વતંત્ર વસવાટ કરી ગામ વસાવ્યું એ ગામ વસો કહેવાયું આમ **વસોની સ્થાપના સંવત ૧૨૨૪મા** થયાનું અને તેના મૂળ સ્થાપક વાચ્છા હોવાનું વહીવંચાના ચોપડેથી પણ જણાય છે દિવસે દિવસે વસુધરા માતાની આજુબાજુની પડતર જમીન આબાદ થવા લાગી અને તેની સાથે સાથે વસોની જાહોજલાલી પણ વધવા લાગી

**સ્થાપના પછીના ચારસો વર્ષ અજુ અને લાલજી:** વસોની સ્થાપના સંવત ૧૨૨૪મા વાચ્છા પટેલે કરી એ વાત અગાઉ આવી ગઈ છે ત્યાર પછીના ત્રણસો ચારસો વર્ષનો ઇતિહાસ મળી શકતો નથી * વાચ્છાના પુત્રો-પૌત્રો અને પ્રપૌત્રોનો બહુ મોટો પરિવાર ધીમે ધીમે વિસ્તરતો ગયો, અને સાથે સાથે તે વસો છોડી દૂરના પ્રદેશોમા વસવાટ કરતો ગયો તેમાના કેટલાક નંદરબાર, સોરઠ, ઉત્તર ગુજરાત અને માળવા તરફ ગયા હોવાનો ઉલ્લેખ વહીવંચાના ચોપડામા છે પરંતુ આજે આ કુટુબોની માહિતી કોઈને નથી, એટલું જ નહી પણ જુદે જુદે સ્થળે વસેલાં આ કુટુબો એક બીજાનો સબંધ પણ જાણતા નથી આ ચારસો વર્ષના ગાળામા કાલેનું વંશવૃક્ષ મેળવવું મુશ્કેલ છે છતા વાચ્છાના જે વારસો વસોમા જ રહ્યા તેમના નામ અનુક્રમે **મૂળા, બાળા, સરવણ** અને **રામજી** છે વહીવંચાના ચોપડા જોતા સરવણને રામજી ઉપરાંત **ભીમજી** અને **કાનજી** નામના બીજા બે પુત્રો હોવાનું જણાય છે રામજી પોતે પણ જરૂર પડયે મોગલ બાદશાહોને મદદ કરતા અને મોગલ સમ્રાટોને તેમની મદદ—ખાસ કરીને ગુજરાતમા—અનિવાર્ય લાગતી દિલ્હીપતિ હુમાયુએ ચાંપાનેર ઉપર ચઢાઈ કરી ત્યારે રામજીએ તેને ઘણી મદદ કરી હતી એટલું જ નહી પણ હુમાયુ બાદશાહને પોતાને ત્યા બોલાવી થોડા દિવસ મહેમાનગીરી પણ કરી હતી રામજીના બે પુત્રો લાલજી અને અજુ મહા પ્રતાપી અને શૂરવીર હતા આ બન્ને ભાઈઓના પરાક્રમોની યશગાથાઓ આજે પણ ચરોતર મહારના પ્રદેશમા ગવાય છે એ જમાનામા યાત્રાનું મહત્ત્વ વિશેષ હતું અને સૌ કોઈ પોતાની અઢળક દોલત અને સત્તા છતા તીર્થધામોની યાત્રા કર્યા વિના જીવનનું સાફલ્ય અધૂરું છે એમ માનતું અજુએ પણ પોતાના જીવનકાળમા સં ૧૬૪૧ અને તે પછીનાં વર્ષોમા આવી યાત્રાઓ કરી છે

**(૨) લાલજી** રામજીના પુત્ર લાલજી સ્વભાવે ઉદાર અને દાની હોવાની સાથે સાથે લશ્કરની સરદારી લઈ યુદ્ધે ચઢવામા પણ નિપુણ હતા અને આ કારણે આજુબાજુના નાના રાજ્યો જરૂર પડે ત્યારે તેમની મદદ માગતા ઈડર રાજ્યની ખંડણી પાટણે અટકાવી ત્યારે તે વસૂલ કરવા માટે પાટણ ઉપર ચઢાઈ કરનાર ઈડરના લશ્કરની સરદારી લાલજીના હસ્તક હતી આ પ્રસંગના રચાયેલા કવિતમા "ઈડરથી વસોયો આ યો લાલ સનામી લેવા" એવાં કવિત ભાટ ચારણોની ભાષામા હજુ પણ સચવાઈ રહ્યા છે

**નરસીદાસ પદ્માવતી માતા** લાલજીના ગુણો તેમના પુત્ર નરસીદાસમા ઊતર્યા હતા આ જમાનામા દેવી પૂજાનું મહત્ત્વ વધારે હોવાનું જણાય છે વસુધરા માતાનો ઉલ્લેખ અગાઉ આવી ગયો છે આ માતાજીની નજીકમા જ નરસીદાસે **પદ્માવતી માતાનું** દેવસ્થાન બંધાવ્યું છે અને પોતાના વારસોને આ માતાજીની આરાધના કરવાનું સૂચવતા ગયા છે આજેય પણ આ પુરાતન દેવસ્થાન મોજૂદ છે અને લાલજીના વારસો તેની સેવાપૂજાની દેખરેખ રાખે છે

**નરસીદાસનું ખૂન** લાલજીના પુત્ર નરસીદાસ ભક્ત હૃદયના હોવા સાથે ન્યાયપ્રિય અને સ્પષ્ટવક્તા પણ હતા અને તેમના આ ગુણો જ તેમના અકાળ અવસાનનું નિમિત્ત બન્યા હતા નરસીદાસના કાકા અજુના બે પુત્રો આગ

---

* સને ૧૯૧૮મા છપાયેલા **'સોલકી વંશની ગોધરા શાખાનો ઇતિહાસ'** એ નામના પુસ્તકમા પૃ ૧૮૬ પ્રકરણ ૧૧મા વસોનો ઉલ્લેખ છે તેમા **સંવત ૧૪૮૦મા** મહીડારાણા અજાજીએ દેવા ગામમા ગાદી સ્થાપવાનું જણાવ્યું છે આ અજાજીને નાપાની ગાદીમાથી તેર ગામની જાગીર મળેલી તે પૈકીનું એક ગામ વસો હતું દેવાગામ સંવત ૧૨૭૫મા પરમાર રજપૂતોની શાખાએ વસાવેલું જણાય છે, એવી એ પુસ્તકમા નોંધ છે

અને કાશીદાસ વચ્ચે મિલકત અને નરવાના કારણે તેમ જ બન્ને ઓરમાઈ ભાઈ હોવાના કારણે મીઠો સંબંધ તો નહોતો જ. અને તેને પરિણામે બન્ને એકબીજાથી ડરતા અને દૂર રહેવા પ્રયત્ન કરતા. આ પરિસ્થિતિ અસહ્ય લાગવાથી અને પ્રાગદાસને અન્યાય થતો હોવાનું સ્પષ્ટ જણાવાથી નરસીદાસે ભાઈઓ ભાઈઓના ઝઘડામાં માથું માર્યું અને પરિણામે તેમણે માથું ખોયું — તેમનું ખૂન થયું. આમ જે શક્તિ અને શરાતન ચરોતર અને તેની નજીકના પ્રદેશનાં તોફાની દળોનો મુકાબલો કરી શકતાં અને જેને પરિણામે અજુના વારસોની નામના દૂર દૂર સુધી પ્રસરતી જતી તે જ શક્તિ અને શરાતનનો ઉપયોગ સગા ભાઈઓ ઉપર પણ થવા લાગ્યો. આમ લાલજીના એકના એક પુત્ર નરસીદાસનું ખૂન થવાથી આ હરીફ શાખાનું મૂળ સદાને માટે નાશ પામશે એવી આશા ખૂનના યોજકોએ સેવી હશે. પરંતુ "ધાર્યું ધરણીધરનું થાય છે" એ મુજબ નરસીદાસના એકના એક પુત્ર **ગણેશજીને** ઈશ્વરે સાત દીકરાઓ આપ્યા અને તેમનો પરિવાર આજેય પણ **સ્વ. લાલજીભાઈના કુટુંબ તરીકે** મોજૂદ છે, એટલું જ નહીં પણ તેનો વિસ્તાર પણ મોટો છે.

**(૩) અજુ અને તેમના પુત્રો: અજુ અને મોગલ બાદશાહ:** લાલજી અને અજુ બે ભાઈઓ શૂરવીર અને બાહોશ હોવા છતાં લાલજી ધાર્મિક વૃત્તિના હોય તેમણે ન છૂટકે જ લડાઈઓમાં ભાગ લીધો છે અને તે પણ મોટે ભાગે ન્યાયના પક્ષે જ તેમણે લડાઈ ખેલી છે. આ કારણે તે સમયના મોગલ બાદશાહોને લાલજી કરતાં અજુની મદદ વધારે વિશ્વાસપાત્ર લાગતી. પરિણામે જ્યારે જરૂર પડે ત્યારે અજુને મોગલ બાદશાહો તરફથી મદદનું કહેણ આવતું અને તેઓ એકબીજાને મદદ કરતા.

**પટવાઓનો નાશ:** આ અરસામાં વસોમાં પટવાઓનું જોર વિશેષ હતું.* જૂના વખતમાં તો સિંહાનગરની પટલાઈ પણ પટવાઓના હાથમાં હતી. એટલે આ પટવાઓની શાખા અજુને રોજના ભયનું કારણ રહેતી અને બન્ને વચ્ચે અવાર-નવાર તોફાનો પણ થતાં. આ વિકટ પરિસ્થિતિનો અંત લાવવા અજુને લઈને તેમનાં મા એક વખત દિલ્હી પણ ગયેલાં અને પોતાના પૂર્વજે હુમાયુ બાદશાહને કરેલી મદદની યાદ દેવરાવીને પટવાઓને દાબી દેવા માટે અકબર બાદશાહની મદદ માગેલી. આ મદદથી અજુએ પટવાની પ્રસિદ્ધ અને જાહોજલાલીવાળી હરીફ શાખાનો અંત આણેલો.

**અકબર, અજુ ને અજાઈ:** આમ પરસ્પરની મદદથી ગુજરાતમાં મોગલ સલ્તનતનાં મૂળ ઊંડાં જતાં હતાં. અજુએ વખતોવખત કરેલી મદદની કદર તરીકે અકબર બાદશાહે તેમને શણગારેલા ૯ હાથી, ૧૩ ગામ અને રૂ. ૨૩૦૦૦)નું વર્ષાસન બાંધી આપી '**અમીન**'નો ખિતાબ આપેલો. આમ દિવસે દિવસે અકબર અને અજુ એક બીજાની વધુ નજીક આવતા ગયા અને વખત જતાં બન્ને વચ્ચે મૈત્રીનો સંબંધ બંધાયો. આ જ અરસામાં સાવલીના દેસાઈ કુટુંબના અજાઈ સાથે પણ અકબરને મૈત્રી જામી હતી. આ ત્રણ મિત્રોની મિત્રાચારી ભાટચારણોના દુહામાં પણ ગવાવા માંડી હતી:

અકબર અજુ ઔર અજાઈ
એ ત્રિહોકી સરખી સજાઈ

આ મિત્રાચારીના કારણે અકબર બાદશાહે દબાણ કરી અજુના પુત્ર પ્રાગદાસનું લગ્ન સાવલીના દેસાઈ અજાઈની પુત્રી સાથે ગોઠવી આપ્યું હતું. આ પ્રસંગે પ્રાગદાસ જે હાથી ઉપર સવારી કરી પરણવા ગયા હતા તે હાથી અને વલાસણ ગામ અકબરે તોરણધોડામાં બક્ષિસ આપ્યાં હતાં.

**રઈબા:** આમ અજુની સમૃદ્ધિ અને કીર્તિ ફેલાયે જતી હતી. વાગડ અને ઈડરના બીલોને વશ કરી ત્યાં પણ તેમણે સત્તા જમાવી હતી.

દરેક યુગમાં રાજા મહારાજાઓ સામાજિક રિવાજોથી પર ગણાયા છે. નાતજાતનાં બંધન તેમને બાંધી શક્યાં નથી. અને અજુને અકબર જોડે મૈત્રી હોવાથી તે પણ પોતાને એક નાના બાદશાહ જેવા માનતા. આ કારણે રાજાઓને મળતી છૂટ તેમણે પણ ભોગવી અને વાગડ પ્રદેશ કે જ્યાં તેમણે પોતાની સત્તા જમાવવા માંડી હતી, ત્યાંના એક માથાભારે રજપૂતની કન્યા–રઈબા–નું તેઓ હરણ કરી લાવ્યા હતા. વસોમાં પણ રજપૂત ગરાસિયાનો વાંટો કબજે લઈ તેમને નસાડી મૂકવામાં આવ્યા હતા.

**અજુના બે પુત્રો:** આમ ગામ-પરગામ અજુની સત્તા જામતી જતી હતી. પણ આઠ આઠ વખત લગ્ન કરવા છતાં તેમને ઘેર પુત્ર-સંતાન નહિ હોવાથી ઊંડે ઊંડે સંતાપ રહ્યા કરતો હતો. એવામાં કોઈએ તેમને વીરપુરના દરિયાઈની પીરની બાધા આપી અને જો પુત્ર થાય તો વહાલો પુત્ર આ દરિયાઈ પીરને ચરણે ધરવાનું જણાવ્યું. વખત જતાં તેમને બે પુત્રો-ઉપર જણાવ્યા તે **પ્રાગદાસ** અને રજપૂત રઈબાની કૂખે **કાશીદાસ** જન્મ્યા. આમ "અજુ ઘેર દો

*વસોનો છેલ્લો પટવો આશરે ચાળીસ વર્ષ ઉપર (૧૯૧૪-૧૫માં) હયાત હતો.

"દરદ-ફરદી ઔર મેહર" એમ કહેવત રૂઢ થઈ. આ અને પુત્રો સંબંધી બીજી પણ કહેવત પ્રચલિત બની કે "કૈના પ્રાગદાસ અને કૈના કાશીદાસ" રહ્યા માનીનાં દેવાથી ફરિયાદ પીરને અર્પણ કરવા માટે કાશીદાસને બદલે પ્રાગદાસને છુપાવીને પીરે લઈ ગયેલા. દંતકથા એવી છે કે પીરથી અજુની આ મનની ચોરી છાની ન રહી. તેમણે પ્રાગદાસને બદલે કાશીદાસની માગણી કરી. અજુએ કાશીદાસને પીરને ચરણે ધર્યો અને પીરે તેમને ફટકા મારવા માંડ્યા એક, બે, ત્રણ એમ ઉપરાછાપરી સાત ફટકા પડતાં અજુ વચ્ચે પડ્યા અને દયાની માગણી કરી. પીરે ખુશી થઈ કાશીદાસને પાછા સોંપ્યા અને તેના વંશમાં ૭ પરાક્રમી પુરુષો પાકવાની આગાહી આપી આજેય પણ કાશીદાસના કુટુંબમાં કોઈ કોઈ આ પીરની બાધા રાખે છે અને પોતાના પુત્રોને માથે વાળ (અલ્લાચોટલી) રાખી તે વિધિસર ઉતરાવ્યા પછી જ તેમને પરણાવે છે.

અજુનાં પુણ્યદાન અને યાત્રાઓથી તે વખતના ભાટ-ચારણો ઘણા ખુશ હતા અને તેમણે તેમનાં ગુણગાનનાં ઘણાં કવિત રચ્યાં છે.

**કાશીદાસ અને પ્રાગદાસ :** અજુના આ બન્ને પુત્રોમાં કાશીદાસ વધુ પરાક્રમી હતા, જ્યારે પ્રાગદાસને મોટા ભાગે સાવચી રહેવાની જરૂર પડતી. ઓરમાઈ ભાઈ કાશીદાસ તરફથી થોડે અંગે તેમને ભય પણ રહેતો હોવાનું મનાય છે. આ કારણોને લીધે તેમને થોડા વખત માટે વતનથી દૂર રહેવું પડેલું. અને તેમની લાંબા વખતની ગેરહાજરીના કારણે વસોની જાગીર ઉપરથી તેમનો હક્ક ડુબાવવાનાં ચક્રો ગતિમાન થયાં હતાં. પાછળથી કાકા લાલજીભાઈએ તેમને વતનમાં પાછા બોલાવી પોતાની પાસે રાખ્યા હતા. પરિણામે તેમના પુત્ર નરશીદાસને આ કલહના ભોગ બનવું પડ્યાની હકીકત અગાઉ આવી ગઈ છે.

પ્રાગદાસનું પ્રથમ લગ્ન અકબર બાદશાહની દરમિયાન-ગીરીથી સાવલીના અજાઈની પુત્રી સાથે થયેલું અને પાછળથી બીજું લગ્ન કાનમમાં નર્મદા તટે આવેલા મોટા કરાળાના સુપ્રસિદ્ધ સોમરાયનાં પુત્રી સાથે થયેલું. આ વખતે સોમરાયે મોટો યજ્ઞ કર્યો હતો અને આ આનંદ પ્રસંગની પૂર્ણાહુતિ પછી કાશીની યાત્રા કરી પ્રયાગનો ઘાટ બંધાવ્યો હતો, જે આજે પણ રાયઘાટ તરીકે ઓળખાય છે.

બીજી બાજુ કાશીદાસની કીર્તિ ચોતરફ ફેલાતી જતી હતી અને અવરોધક બળોનો નાશ કરવાની સાથે સાથે પોતાના આશ્રિતો ઉપર દયા પણ વરસાવાતી હતી. એક વખત કાશીદાસનો મુકામ કસ્બા નડિયાદના પરાળ (વસો-પરાળ) ગામે હતો. ત્યારે ત્યાંના ગરાસિયાઓની વિનંતિથી તેમના વસોના આફ્રિજનો જે ચોરી લૂંટી લેવાયેલો તે તેને પરત આપી ફરીથી ગરાસિયાઓને કાશીદાસે વસોમાં વસાવ્યા હતા. કાશીદાસને 'મહારાજ 'નો ઇલકાબ હોવાનું એક દસ્તાવેજી પુરાવામાં જણાય છે.

**(૪) કાશીદાસના વંશજો : ભવાનીદાસ અને વણારસીદાસ : ભવાનીદાસ :** કાશીદાસના પુત્રોમાં ભવાનીદાસે પેટલાદ પરગણાનો વહીવટ કર્યો હતો. અને પેટલાદની નજીક પોતાના નામનું **ભવાનીપરુ** વસાવ્યું હતું. ભાટ લોકોને ભવાનીદાસે બે ત્રણ વખત લાખ પસા (લાખ રૂપિયાની કિંમતની બિલકતની બક્ષિસ) આપ્યા હતા. અને વસોમાં ગરાસી લોકોને વસાવી પેટલાદ મહાલના દરેક ગામે પાંચ પાંચ વીઘાં (?) પસાયતામાં આપ્યાં હતાં. આજેય પણ વસોના ગરાસી આમાંનાં કેટલાંક પસાયતાં ભોગવે છે. એ જમાનામાં પાટીદારોનાં ગામોનાં જૂથ બંધાયાં નહોતાં અને કન્યાની આપલે કરવા માટે બહુ જ વિશાળ ક્ષેત્ર ખુલ્લું હતું. ભવાનીદાસે પોતે પણ પોતાની એક દીકરી ઉપાસદ પરણાવી હતી.

**વણારસીદાસ : પાટીદાર જ્ઞાતિના બાર ગામનું બંધારણ, સંવત ૧૭૪૭ :** સં. ૧૭૪૭માં ભવાનીદાસનો સ્વર્ગવાસ થયા પછી તેમના પુત્ર વણારસીદાસે પાટીદારોનું બાર ગામનું બંધારણ બાંધવામાં આગેવાની લીધેલી અને નાતરાનો રિવાજ બંધ કરાવેલો. ચરોતરના પાટીદારોને સ્વતંત્ર નરવાદાર બનાવનાર પણ આ વણારસીદાસ અને વીરસદના વસનદાસ હતા. વણારસીદાસે સૂચવેલા સુધારામાં જે ૧૩ ગામો જોડાયાં તે આજે પણ પાટીદારોમાં કુલીન ગામ ગણાય છે. અને આમ પાટીદાર ન્યાતને સુધારવામાં અને સામાજિક સુધારા દાખલ કરાવવામાં વસોના વણારસીદાસે પહેલ કરી હોવાના કારણે તે વખતથી વસોના પાટીદારો વધારે કુલીન મનાવા લાગ્યા છે. અમદાવાદના સૂબાનો કારભાર કરવાને કારણે પણ પાટીદારોમાં વણારસીદાસનું માન ઘણું હતું.

**વણારસીદાસના બે પુત્રો : બાજીભાઈ અને વેણીભાઈ :** વણારસી બહુ મોટી ઉંમરે યાત્રામાં હતા, ત્યાં સં. ૧૭૪૪માં તેમને ઘેર બાજીભાઈ નામના પુત્રનો જન્મ થયેલો. અને પાછળથી ઘેર આવ્યા પછી બીજી . થી સં. ૧૭૪૭માં વેણીભાઈ નામના પુત્રનો જન્મ એમને મોટી ઉંમરે બે પુત્રો થયેલા.

**વણારસીદાસ અને રાજકારણ** વણારસીદાસ સૂબાના કારભારી તરીકે કામ કરતા, એટલું જ નહીં પણ તે વખતની ગજરમતો અને લડાઈઓમાં પણ તેમણે ભાગ લીધો હતો સં ૧૭૭૮ના અરસામાં અમદાવાદના સૂબા હામીદખાન સાથે મળીને તેમણે દિલ્હીના બાદશાહે પાછળથી નીમેલા બીજા સૂબા સુજાતખાનને મીઠુની લડાઈમાં હરાવ્યો હતો આ અરસામાં હિંદુ મુસલમાન વચ્ચેના વૈમનસ્યે ઉગ્ર સ્વરૂપ પકડવા માંડ્યું હતું દક્ષિણમાં શિવાજી મહારાજની હાક વાગતી હતી અને આ હિંદુત્વની ઘોષણા ચરોતરમાં પણ પહોંચી ગઈ હતી આ વખતે સોનગઢમાં થાણું રાખી પડેલા મરાઠા સૂબા પીલાજીરાવને ગુજરાતમાં લાવનાર ત્રણ જમીનદારો પૈકીના એક આ વણારસીદાસ હતા આમ ગુજરાતમાં ગાયકવાડી રાજ્યના સ્થાપક પીલાજીરાવને પહેલવહેલા ગુજરાતમાં લાવવામાં અને તેમની સત્તા જમાવવામાં સહાયરૂપ થવામાં વસોનો ફાળો મોટો છે આ સેવાઓ બદલ વસોની નજીકનું ભડકદ ગામ પાલખીમાં તેમને બક્ષિસ મળ્યું હતું

આમ મરાઠા સરદારોના પક્ષે રહી વણારસીદાસે ધીમે ધીમે મોગલ સત્તાના મૂળ નાબૂદ કરવા માંડ્યાં હતાં અને ગુજરાતમાં મોગલ સલતનતના અસ્ત અને મરાઠા સત્તાના ઉદયના નિમિત્તરૂપ રૂસ્તમઅલીખાન સાથેનું છેલ્લું યુદ્ધ પણ વણારસીના ઘર આગળ—વસોમાં—જ ખેલાયાનું આગળ આપણે જોઈશું આ બધાથી ખંભાતનો નવાબ જે રૂસ્તમનો સગો થતો હતો તેણે પણ વસોના આ કુટુંબને આંખમાં રાખ્યું હતું આ અરસામાં બાજીરાવ પેશ્વાના ભાઈ ચીમનાજી દ્વારકાની યાત્રાએ જતા હતા ત્યારે ગુજરાતમાં ઘાસદાણાની મદદ પહોંચાડવામાં વણારસીએ સારી મદદ કરી હતી અને તે કારણે બન્ને વચ્ચે મૈત્રી જામી હતી એટલે બન્નેએ મળી સં ૧૭૮૪માં ખંભાત લૂંટ્યું અને નવાબને પક્ષે રહેનાર વીરસદના નરશીદાસને વીરસદમાં ઘેરો ઘાલી હેરાન કર્યા આ નરશીદાસનો તુળસીક્યારો વીરસદ ગામની મધ્યમાં આજે પણ મોજૂદ છે આમ પેશ્વાની સત્તાનો વિજયડંકો જોરથી વાગ્યે જતો હતો અને ગુજરાતમાં પીલાજીરાવનો કારભાર શરૂ થયો વણારસીદાસે પેટલાદ પરગણાનો વહીવટ સ્વીકાર્યો અને વડોદરાના બાબીને હાંકી કાઢી ગાયકવાડની રાજધાની સોનગઢથી ખસેડી વડોદરા લાવવામાં તેમણે પીલાજીરાવને પૂરતી મદદ આપી

**વણારસીની ખ્યાતિ :** રાજકારણમાં અને ખુનખાર લડાઈઓમાં જીવનનો મોટો ભાગ વિતાવ્યા પછી આત્માની શાંતિ માટે વણારસીદાસે ઘણી યાત્રાઓ અને પુણ્યદાન કર્યાં હતાં એટલું જ નહીં પણ ન્યાતના મેળાવડા પણ કર્યા હતા સં ૧૭૮૮માં તેમણે સદ્ગુરુ વસોના તાંબીદાસ દવે સાથે નાશિકની યાત્રા કરી હતી ભાટચારણોને દાન આપી ગજ્ઞ કર્યા હતા માતરના બારોટ જહા ગો ગજ્ઞને લાખ પસાવ આપ્યો હતો આ બારોટ સંબંધી કહેવાય છે કે એક વાર જામ ગજ્ઞની ખ્યાતિ સાંભળી બારોટ જામનગરના રાજદરબારમાં જઈ ચડ્યા ત્યાં ઘણા કવિત રચ્યા અને જામનરેશે ખુશી થઈ દક્ષિણા આપવા માંડી ત્યારે બારોટે ડાબો હાથ ધર્યો આ જોઈ દરબારીઓને હસવું આવ્યું અને તેમણે ટીકા કરી કે મણુખીના બારોટને વિવેક શાનો આવડે ! જહાએ ટીકા સાંભળી અને પ્રત્યુત્તર આપ્યો કે,

"જહો ન જાચે જામકું એ માગણકી ટેક
તેરે માગણ મોત તો મેરે ભૂપ અનેક"

ખુલાસામાં ઉમેર્યું કે મારો જમણો હાથ તો વસોના વેણીશા–બાજીશાને ત્યાં ઘરાણે મૂક્યો છે એટલે તે બીજા કોઈને ત્યાં લાંબો નહીં થાય આમ વણારસીના દાનનો મહિમા તેમની પછી ઘણાં વર્ષો સુધી પણ ભાટચારણોએ દૂર દૂર સુધી ગાયો છે

**વણારસીનો દેહત્યાગ :** વણારસીએ પોતાની બે પુત્રીઓ નવા બંધારણ મુજબ ૧૩ ગામ પૈકી મોજિત્રામાં પરણાવી બંધારણના અમલની શરૂઆત સં ૧૭૯૭માં કરેલી ત્યારે પણ તેમણે તમામ ગામોના પટેલોને નોતરીને મોટો મેળાવો કરેલો આજ વર્ષે તેમણે પોતાની મિલકત બન્ને પુત્રોને વહેંચી આપી અને પછી સં ૧૭૯૯માં દેહત્યાગ કર્યો

**મુસ્લિમ હાકેમોની અનીતિ. એમની પડતીનું કારણ :** પોતાના પૂર્વજ અર્જુને મોગલ બાદશાહ અકબર સાથે અતિશય ઘરોબો હોવા છતાં અને પોતાની જાહોજલાલી એ જ મોગલ બાદશાહોને આભારી હોવાનું જાણવા છતાં, વણારસી અને તેના પુત્રો મોગલોની વિરુદ્ધ થઈ મરાઠા લૂંટારુઓને પક્ષે કેમ ગયા, તે એક ન સમજાય તેવો કોયડો છે છતાં એક લોકકથા જે વડોદરા રાજ્યના ઇતિહાસને પાને નોંધાઈ છે તે સાચી હોય તો આ ગૂઢ કોયડાનો ઉકેલ તેમાંથી જડે છે હકીકત એમ હતી કે પાદરાના દલા દેસાઈની એક રૂપવાન કન્યા બજારમાંથી ખરીદ કરવા વડોદરે ગયેલી—ત્યાંના મુસલમાન હાકેમ ઈમામ મેદીના માણસોની નજરે આ યુવતી ચઢી અને તેના સૌંદર્યની વાત તુરત જ ઈમામ સુધી પહોંચી ઈમામ મેદીએ આ હિંદુ કન્યાને રાજમહેલમાં લઈ આવવા પાલખી મોકલી પણ પાલખી લાવનાર નોકરોને હાથતાલી

આપીને આ બાહોશ કન્યા પોતાને ગામ નાસી ગઈ આ કન્યા વીરસદના વાઘજી પટેલના દીકરા સાથે પરણાવેલી, એટલે દીકરીના ધણીએ અને સાગે મેદી વિરુદ્ધ કાવતરુ રચ્યુ અને વડોદરાના મોટી લાગવગ ધરાવતા સુરેશ્વર દેસાઈ દલા પટેલના મિત્ર હોવાથી તેમા ભળ્યા આ જ અરસામા વસોના દાજી પટેલની એક સ્વરૂપવાન કન્યા અબાજીના મદિરે દર્શન કરવા જતી હતી, તેને એક મુસ્લિમ સરદારે પકડી પોતાને ત્યા થોડા દિવસ રાખી આ અપમાન અને જુલમના કારણે વસોના પાટીદારોનો સાથ પણ આ કાવતરામા મળ્યો અને પરિણામે વસોના વણારસીદાસ અને તેમના વારસો, પાદરાના દલા પટેલ, વીરસદના વાઘજી પટેલ અને વડોદરાના સુરેશ્વર દેસાઈએ મળી મુસલમાનો વિરુદ્ધ મરાઠાઓને સાથ આપવાનું શરૂ કર્યું આમ મુસ્લિમ સલ્તનતની જડ ગુજરાતમાંથી ઊખડી જવામા એ સલ્તનતના હાકેમોની અનીતિ જ કારણરૂપ બની હતી

**રૂસ્તમઅલીનુ યુદ્ધ :** અમદાવાદના સૂબાનો બીજો ભાઈ રૂસ્તમ આ અરસામા સુરતનો સૂબો હતો અમદાવાદના સૂબાને હરાવવા વણારસીદાસે હેમદને મદદ કરેલી, તે કારણે રૂસ્તમ અને વણારસી વચ્ચે વેર હતુ એટલે રૂસ્તમને હરાવવા માટે વણારસીના પુત્ર બાજીભાઈ, પીલાજીરાવ અને ગુજરાતના બીજા આગેવાન જમીનદારોએ મસલત કરી અને તેઓ રૂસ્તમના પ્રતિપક્ષી હેમદના સાથમાં ભળ્યા અડાસ અને નાપાડ નજીક બન્ને લશ્કરો વચ્ચે યુદ્ધ જામ્યુ પીલાજીરાવના કપટથી રૂસ્તમના લશ્કરનો નાશ થયો અને તેને વસો તરફ નાસવુ પડ્યુ વણારસીના બન્ને પુત્રો વેણીભાઈ અને બાજીભાઈએ આ પ્રસગે વસોની આજુબાજુના કૂવાઓ પુરાવી દઈ રૂસ્તમનાં માણસોને માટે અન્ન અને પાણી બધ કર્યાં અને રૂસ્તમના લશ્કરે પણ વસોને ઘેરો ઘાલી હઠાવવા પ્રયત્ન ચાલુ રાખ્યો મહાભારતના યુદ્ધની જેમ ૧૮ દિવસ સુધી આ ઘેરો રહ્યો ફક્ત ૧૩૦૦ ચુનદા સૈનિકોની મદદથી રૂસ્તમે મરણિયા થઈ જગ ખેલવા માંડયો એક પછી એક તેના સૈનિકો મરાવા લાગ્યા છેવટે અગારમે દિવસે (સ ૧૭૮૦, તા ૨૧ ૨ ૧૭૨૫ ને ગુરુવારે) પરાયા હાથે મરવા કરતા રૂસ્તમે પોતે જ પોતાની કટારીથી આપઘાત કર્યો આ સબધે એમ પણ પુરાવા છે કે રૂસ્તમઅલીનું મોત વેણીભાઈના હાથે જ થયુ હતુ

**રૂસ્તમની કબરો :** આમ ગુજરાતના ઇતિહાસને વળાક આપનાર આ યાદગાર જગની અને મહાન મોગલ સલ્તનતના પ્રતિનિધિ રૂસ્તમના મોતની સાક્ષીરૂપ વસોની ભૂમિ બની હેમદના લશ્કરે મરેલા રૂસ્તમનુ ધડ રહેવા દઈ માથુ અમદાવાદ હેમદ પાસે મોકલ્યુ અને તેનો એક હાથ જીતની નિશાની તરીકે સોનગઢ પહોંચાડયો એની યાદગીરી રૂપે આજેય પણ વસોમા બજાર વચ્ચે આવેલી જુમ્મા મસ્જિદની પાછળ રૂસ્તમની કબર મોજૂદ છે તેવી જ એક કબર અમદાવાદમા ભદ્રના કિલ્લામા અને બીજી સોનગઢના કિલ્લા ઉપર છે

**નવરંગની કબર** સેનાપતિ રૂસ્તમના લશ્કરની હાર થવાથી અને રૂસ્તમનુ મોત થવાથી નાસી છૂટેલા સૈનિકોમા એક રૂસ્તમનો ભાણો નવરગ હતો તેણે મામી પાસે જઈને આ દુખદ અને કરુણ ઘટના જાહેર કરી મામીથી આ ખબર સહન ન થતા નવરગને તેણે ટોણો માર્યો કે, "તારા મામા તો યુદ્ધ કરતા કરતા ખપી ગયા, પણ તે તો નવરગમાથી એકેય રગ રાખ્યો નહિ ને !" આથી નવરગને પાણી ચઢ્યુ અને પાછો વસો આવી કટારથી પોતે આત્મહત્યા કરી આ નવરગની કબર પણ આજે વસોમા દરબાર ટાવરની નજીક મોજૂદ છે

**રૂસ્તમના યુદ્ધનુ વર્ણન :** રૂસ્તમઅલીખાન સાથેના યુદ્ધ સબધે એક અગ્રેજ લેખકે લખેલા "મહાન મોગલો" ના ઇતિહાસમા જણાવ્યુ છે કે વણારસીએ અન્ન અને ઘાસ ચારાની પૂરતી મદદ તથા આશ્રય આપવાનું જણાવીને અમદાવાદથી નાઠેલા રૂસ્તમ અને તેના રહ્યા સહ્યા ૮૦૦ સૈનિકોને વસો તરફ આવ્યાં હતા પણ પાછળથી રૂસ્તમઅલીના દુશ્મન હમીદખાનની ધમકીથી તેમ જ બીજા મરાઠા સરદારોની સમજાવટથી છેલ્લી પળે વણારસી તેના પુત્રો અને ગામ લોકો પણ ગામ ખાલી કરી જતા રહેલા અને સાથે બને તેટલો માલસામાન અને સાધન સામગ્રી લેતા ગયેલા, જેથી રૂસ્તમના માણસો તા ૧૮ ફેબ્રુઆરી ૧૭૨૫ની રાત્રે જ્યારે વસો આવ્યા અને વસોની ભાગોળે તળાવ ઉપર ડેરા નાખ્યા ત્યારે વસો ઉજ્જડ દેખાયુ અને વણારસીના વચન ઉપર વિશ્વાસ રાખી આવેલા રૂસ્તમે ગામમા તપાસ કરી ત્યારે ન તો એક પણ માણસ દેખાયો કે ન અનાજપાણી હાથ લાગ્યા આમ વિશ્વાસઘાતની ગધ આવતા નિરાશ થઈ રૂસ્તમના માણસો ભૂખ્યા અને તરસ્યા તળાવને કાઠે સૂતા હતા, ત્યા મધ્ય રાત્રિએ દુશ્મનોએ તેમના ઉપર ગોળીઓ છોડી અને રૂસ્તમના ૮૦૦ સૈનિકો પૈકીનો મોટો ભાગ ઉઘમા કે જાગતાવેત જ મરણને શરણ થયો આ બધાને તળાવ ઉપર જ દાટવામા આવ્યા અને આજે પણ વસોના તળાવ ઉપર એ પુરાણી કબરો ભાગીતૂટી દશામા દેખાય

છે એટલું જ નહિ પણ ત્યાં ખોદકામ કરતાં નીચેથી મરેલા સૈનિકોનાં અસ્થિ હાથ આવે છે

આમ અન્ન પાણી વિના તરફડતા રૂસ્તમના ગાઝી લશ્કરને નાસી છૂટવાનો રસ્તો દેખાયો નહિ, એટલે તેમની હિંમત ભાગી ગઈ સૌ હતાશ થઈ ગયા અનેકેટલાક વેશપલટો કરી રાતોરાત નાસી ગયા છેવટે રૂસ્તમ અને તેના અંગરક્ષકોને મોત નજીક દેખાયુ ગુરુવાર તા ૨૧મી ફેબ્રુઆરીનુ પ્રભાત થયુ રૂસ્તમે તંબૂ ઉપર જ નમાજ પઢી ખુદાની છેલ્લી બંદગી કરી અને સૂર્યનારાયણના છેલ્લા દર્શન કરી લીધા તેના એક સરદારે તેની આગળ ઉકાળાનો પ્યાલો ધરતા હિંમત નહિ હારવા અને ઘોડા ઉપર ચઢી યુદ્ધના મેદાનમાં મરવાની સલાહ આપી રૂસ્તમની ઇચ્છા પોતાના મુકામની જગાએ જ બિછાનામાં બેસી રહી બિછાનામાંજ મરવાની હતી પણ તેના વહાલા અને વફાદાર સરદારના આગ્રહને વશ થઈ તે ઘોડા ઉપર સવાર થયો અને અલ્લા હો અકબરના નાદ સાથે તેણે સંગ્રામમા ઝુકાવ્યુ બહુ જ મોટી દુશ્મનોની સંખ્યા સામે લાંબો વખત ટકવુ રૂસ્તમઅલીખાન માટે શક્ય જ નહોતુ અને છેવટે તેના કેટલાક માણસો કપાયા, કેટલાક નાસી ગયા અને રૂસ્તમ પોતે પણ ઘવાયો અને કાયમને માટે ઢળી પડયો આ જીતના સમાચાર તેમ જ રૂસ્તમનુ શિર શુજાએ અમદાવાદ પહોચ્યા અને એક દિવસ અને રાત્રી આ શિર અમદાવાદની પોલીસ ચોકી સમક્ષ ટાંગવામાં આવ્યુ અને પછીથી તેના ભાઈ ઇબ્રાહીમની કબર નજીક તેને દફનાવવામાં આવ્યુ

**(૫) વેણીશા–બાજીશા–પરિચય** વણારસીના બે પુત્રો વેણીભાઈ અને બાજીભાઈ ઓરમાઈભાઈ હોવાનુ અગાઉ આવી ગયુ છે આ બન્ને ભાઈઓના પરાક્રમોથી વસોના તે વખતના કીર્તિશિખર ઉપર સુવર્ણકળશ ચઢયા છે એમ કહી શકાય મરાઠાઓ સાથેનો તેમનો સબંધ દિનપ્રતિદિન ગાઢ બનતો હતો અને પરિણામે મરાઠાઓના પક્ષે તેમને પણ ઘણી લડાઈઓ લડવાના પ્રસંગ આવ્યા હતા અને આ લડાઈઓના જ પરિણામે વેણીભાઈ જેવા બાહોશ લડવૈયા અને સાહિત્યરસિક પુરુષ દુશ્મનોના પ્રપંચનો ભોગ બની કમોતે મરણને શરણ થયા હતા

**'શાહ'ની પદવી** વેણીભાઈનુ મોસાળ પનાણા અને અને બાજીભાઈનું મોસાળ સુણાવ છે સં ૧૭૮મા પોતાના પિતાનો સ્વર્ગવાસ થયા પછી આ બન્ને ભાઈઓએ નાતનો મોટો મેળાવો કર્યો હતો અને બારેય ગામ નોતરીને ઘીના હવાડા ભર્યા હતા આ પ્રસંગે જ્ઞાતિએ બન્ને ભાઈને "શાહ"ની પદવી આપી હતી અને ત્યારથી તે વેણીશાહ અને બાજીશાહના નામથી ઓળખાવા લાગ્યા

**વેણીશા બાજીશાનાં પરોપકારી કાર્યો** પાછળથી બ ને ભાઈઓ વચ્ચે અણબનાવ થયો હતો પરંતુ ઘરમેળે તકરારી પ્રશ્નોનુ સમાધાન કરી તકરારને મોટુ સ્વરૂપ મળવા દીધેલુ નહી બાજીભાઈના પુત્ર દાદાભાઈ પરણ્યા ત્યારે ન્યાતનો મોટો મેળાવો કરી પુનાદના ચારણને તેમણે લાખ પસો આપ્યો હતો અને તે પ્રસંગે ઘણા રજવાડા તરફથી શેલાં, પાઘડી તેમને ભેટ મળ્યા હતા સાથે સાથે જળાશયો અને વાવકૂવા બંધાવવાનું કામ પણ તેમણે કર્યું હતુ ઉત્તર નજીકની બાધર વાવ અને લીમામીથી આગળ ભાલના રસ્તે આવેલી વાવ બાજીભાઈએ બંધાવી હતી વળી વસોની ઉત્તર દિશામા વેણીપુરા અને બાજીપુરાની વસાહતો વસાવી હતી વેણીભાઈ જીવનનો ઘણો ભાગ જ્ઞાતિમા ગાળવા પ્રયત્ન અને તે કારણે વતનથી દૂર રાણજ ગામે રહેતા ત્યાં તેમણે વેણેશ્વર મહાદેવ, વેણીકૂવો અને વેણીતળાવ બંધાવ્યા છે અને વસોપુરામા કોટેશ્વર મહાદેવનુ દેવળ પણ તેમણે જ બંધાવ્યુ છે વેણીભાઈ અપુત્ર હોવાથી પોતાના ભાણેજ જેસંગભાઈને દત્તક લેવાનુ વિચારતા તે વાત બાજીભાઈને ગમતી નહી આમ દત્તકની વાતથી બન્ને ભાઈઓ વચ્ચે કલહ થાય તે ઠીક નહી લાગવાથી વસોના વાઘીદાસ વલ્લભરામ દવે વેણીભાઈને સમજાવવા રાણજ ગયેલા ત્યા વેણીભાઈના બનેવીના હાથે તેમનુ ખૂન થયેલુ અને દત્તક લેવાની વાત ઢીલી ન પડતા પાકી બનેલી

**વેણીભાઈ અને રાજકારણ : ખંભાત :** અગાઉ આપણે જોઈ ગયા કે ખંભાતના નવાબ અને તેમના કારભારીઓની આંખ વસોના પાટીદારો પ્રત્યે ઘણા વખતથી લાલ હતી વડોદરામાથી ખંભાતના નવાબના સગા મામીને હાંકી કઢવામા વણારસીદાસનો હાથ હતો જ અને ખંભાત જીતવાનું કામ મરાઠાઓ તરફથી વખતોવખત વેણીભાઈને જ ગુપ્ત રીતે સોંપાતું એક વખત તો વેણીભાઈએ ખંભાત જીતી લીધુ હતુ પણ તે વખતે નવાબે ફકીરી ધારણ કરી તેમની પાસેથી રાજ્ય પાછુ માગી લીધુ હતુ વળી વેણીભાઈની લાગવગ પેશ્વાના દરબાર સુધી પહોચી ગઈ હતી તેનુ એક કારણ એ ગણાય છે કે વેણીભાઈના બહેન પૂનાના પેશ્વા સવાઈ માધવરાવને ત્યા આપેલા હતા અને આ કારણે પણ તે લડાઈથી કંટાળી ઘણો વખત પૂના રહેવા જતા આ બધા કારણોને લઈને જ ખંભાતના નવાબ અને તેના કારભારી વેણીભાઈ ઉપર વેર રાખતા વેણીભાઈએ ખંભાતમા તારેશ્વર

મહાદેવ બંધાવેલું ત્યાં જ મોટે ભાગે તેઓ ખંભાત જાય ત્યારે ઊતરતા. કોઈ કોઈ વખત ત્યાંના બારવાડામાં જ્યાં દાન મથુરાદાસ બાવાનું મંદિર છે ત્યાં પણ મુકામ રાખતા

**વેણીભાઈનું ખૂન : સંવત ૧૮૬૬:** આ અરસામાં વડોદરાથી દામાજીરાવનો સંદેશો વેણીભાઈને મળ્યો અને ખંભાત ઉપર હુમલો કરવાનું સૂચન થયું તેમની મદદે વડોદરાથી લશ્કર આવવાની તૈયારી થઈ રહી હતી, તેવામાં નવાબના પ્રપંચી અને ખટપટી કારભારી ગુલાબરાયે દામાજીરાવના કાન ભંભેર્યા અને વડોદરાથી આવતી મદદ અટકાવી. છતાં એકલા હાથે પોતાના થોડા માણસોની મદદથી વેણીભાઈએ ખંભાત ઉપર હુમલો કર્યો અને તેમાં તે પાછા પડ્યા. વળી પાછા વધારે માણસો એકઠાં કરી ફરીથી હુમલો કર્યો આમ વેણીભાઈના વખતોવખતના હુમલાથી ત્રાસી ગુલાબરાય કારભારીએ કાવતરું રચ્યું અને ખંભાતની દીવાનગીરી આપવાને બહાને નવાબે વેણીભાઈને ખંભાત બોલાવ્યા. આ વખતે વેણીભાઈ પૂના હતા. પત્ર વાંચીને તે ખંભાત જવા ઊપડ્યા. પણ નવાબની ચાલાકી અને કારભારીની ખટપટની ગંધ સવાઈ માધવરાવને આવવાથી તેમણે ખંભાત ન જવા વેણીભાઈને સલાહ આપી વેણીભાઈનાં સગાંવહાલાં અને સ્નેહીઓએ પણ આ જ સલાહ આપી પણ માણસને જેમ કાળ ખેંચી જતો હોય તેમ આ બધી સલાહની અવગણના કરી તે ખંભાત જવા ઊપડ્યા રસ્તામાં પણ તેમને રોકાઈ જવા યા પાછા વળવા સૌ કોઈ વીનવવા લાગ્યા પણ નવાબનું કહેણ સાચું માની વેણીભાઈ ખંભાત ગયા. દરબારમાં જઈ તેઓ નવાબને મળ્યા કે ત્યાં જ તેમને દગાથી મારી નાખવામાં આવ્યા આમ સં. ૧૮૬૬માં આ વીર પુરુષનું વીરને છાજે તે રીતે ભર્યા દરબારમાં મોત થયું

જ્યારે આ ગરબો જુસ્સાથી ગાય છે ત્યારે આજુબાજુના માણસો તેના મધુર છતાં કરુણ સ્વરથી આકર્ષાયા વિના રહેતા નથી. આવા એક મજૂર પાસેથી જ આ ગરબો પ્રાપ્ત થયો છે. તે ખંભાતના શ્રી નર્મદાશંકર અભ્યંકર ભટ્ટે મેળવેલો છે.

**વેણીભાઈની સાહિત્યસેવા:** વેણીભાઈ વીર લડવૈયા હતા, તેની સાથે સાથે સાહિત્યના અને વિદ્યાના રસિયા પણ હતા પોતાની પાસે તેઓ પુસ્તકોનો સંગ્રહ રાખતા અને ભાટચારણોને આ જ કારણે તે ખૂબ આશ્રય આપતા તેમણે પોતે વ્રજભાષામાં 'સાહિત્યસિંધુ' તથા 'દિગ્વિજય-જય વર્ણન' નામના બે ગ્રંથો રચેલા છે તે પૈકી પ્રથમ ગ્રંથ તેમણે લખવો શરૂ કરેલો, પણ તેમના મરણથી અધૂરો રહેવાથી તેમનાં વિધવાએ ખંભાતના કોઈ કવિ પાસે પૂરો કરાવ્યો હતો આ બન્ને ગ્રંથોની હસ્તલિખિત પ્રતો આજે પણ અમદાવાદની ગુજરાત વિદ્યાસભામાં મોજૂદ રહી છે આ ઉપરાંત વેણીભાઈએ ગુજરાતી કાવ્યો પણ લખેલાં છે તેઓ કાવ્યના બદલામાં રોકડ નાણું ઇનામમાં આપતા અને કોઈ કોઈ પ્રસંગે લાખ પસાવ આપ્યાનું પણ જણાય છે આ કારણે આજેય પણ વસોની આસપાસના જૂના બારોટ-ચારણો 'વેણીભાઈનું વખત' એમ કહે છે

**બાપુભાઈની હકીકત:** વેણીભાઈના સગાંવહાલાં અને હોશિયારી આગળ બાપુભાઈના શૌર્ય અને કૌશલ્ય ઢંકાયેલાં રહ્યાં છે અને પરિણામે તેમના સંબંધી બહુ હકીકત મળી શકતી નથી વળી તે વેણીભાઈની પહેલાં સં. ૧૮૦૭માં સ્વર્ગવાસી થયા એટલે પણ વેણીભાઈના જીવનના મોટા ભાગના પરાક્રમોમાં બાપુરાવનો ઉલ્લેખ જણાતો નથી

કરવામા આવ્યો વડોદરાથી સિંધીના રવાના થયા બાદ માનાજીરાવને લાગ્યુ કે પોતે ઉતાવળીયુ પગલુ ભર્યું છે, એટલે પાછળથી બીજો સવાર મોકલી સૂચનાનો અમલ નહી કરવા સિંધીને ખબર મોકલી પણ આ ખબર પહોંચે ત્યાર પહેલા સિંધીએ પોતાને સોંપેલુ કામ પતાવી દીધુ હતું આમ સ ૧૮૪૭ મા એકનો એક આ ક્ષત્રિય વીર પાગીદાર પ્રપંચનો ભોગ બન્યો

**જોરાભાઈ** જેસંગભાઈના પુત્ર જોરાભાઈએ રાજદરબાર સાથેનો સબધ અને વહીવટ ચાલુ રાખ્યો હતો પણ તેમનો ઘણોખરો કારભાર તેમના વતી દરબાર ગોપાળદાસના પૂર્વજ રામદાસ કરતા પણ પાછળથી રામદાસભાઈ સ્વતંત્ર વહીવટ કરવા લાગ્યા અને તે કારણે જોરાભાઈ અને રામદાસભાઈના વારસો વચ્ચે વૈમનસ્ય પણ જામેલુ અને આ ઝઘડો સરકાર દરબાર સુધી પહોચેલો

**(૬) દરબાર ગોપાળદાસના પૂર્વજો . મોતીભાઈ અમીન અને દરબાર ગોપાળદાસ .** બ્રિટિશ યુગમાં વસોના ઇતિહાસની પરંપરા આ બે વિભૂતિઓના જીવન કાર્યોમા ચાલુ રહી હતી એ બનેના જીવનચરિત્રો પ્રસિદ્ધ થયેલા છે "મોતીભાઈ અમીન — જીવન અને કાર્ય "મા મોતીભાઈનું જીવનચરિત્ર આપેલુ છે અને "ગુજરાતનુ નૂર" એ પુસ્તકમા દસાની રાજગાદીનો ત્યાગ કરી આ સત્યાગ્રહ સંગ્રામમા ઝુકાવનાર દરબાર ગોપાળદાસનુ પૂર્વવૃત્તાત આપેલુ છે આ બને પુસ્તકોમા વસોના ઇતિહાસની જૂની નવી ઘણી માહિતી છે એની પુરવણીરૂપે શ્રી મહેન્દ્રભાઈ ગોપાળદાસ દેસાઈ તરફથી તેમના પૂર્વજોની કેટલીક અતિહાસિક માહિતી મળી છે તેનો સાર આ નીચે આપ્યો છે

**ગોપાળદાસનુ મૂળ નામ અને વતન** દરબારશ્રી ગોપાળદાસનુ મૂળ નામ ગોર્ધનભાઈ અને મૂળ ગામ સાવલી (વડોદરા જિલ્લાનુ) સરાણપ પહેલા આ ગામ વડોદરા રાજ્યને તાબે હતુ

**સાવલીના અજાઈ** દરબાર સાહેબના વડીલો સાવલીના આગેવાન હતા અને ખૂબ જાહોજલાલીના માલિક હતા "અકબર અજુ ઔર અજાઈ એ ત્રણેની સરખી જ સજાઈ" એ કહેવતમાં જે અજાઈભાઈના નામનો ઉલ્લેખ થયો છે એ અજાઈભાઈ સાવલીના આગેવાન વતની અને દરબારશ્રીના પૂર્વજ હતા અને કહેવતમાં જણાવ્યા મુજબ તેમની સરખામણી અકબર બાદશાહની જાહોજલાલીની સાથે થતી હતી

**અજાઈના વારસનુ બહુમાન** સવત ૧૬૭૨ મા સાવલી નજીકના ગોઠડા ગામે જહાગીર બાદશાહનો પડાવ નખાયેલો ત્યારે સદર અજાઈભાઈના વારસ નામે મકજી જે વસોના 'અજુ અકબર ને અજાઈ' મા ઉલ્લેખાયેલ અજુભાઈના ભાઈ લાલજીભાઈની દીકરી સાથે પરણેલા હતા, તેમને અને દરબારશ્રીના પૂર્વજને જહાગીર બાદશાહે પોતાનો ખાસ "લીલો ઘોડો" અને પોષાક આપી બહુમાન કરેલુ અને પોતાના માનીતા સરદારોમા સ્થાન આપેલુ

ઔરંગઝેબ બાદશાહના વખતમાં દરબારશ્રીના પૂર્વજોને ગુજરાતના સૂબાએ કાંઈક પજવણી કરેલી તેની ફરિયાદ બાદશાહને થતા તાત્કાલિક તેમ ન કરવા અને ભવિષ્યમા તેમ ન થાય તે માટેના ઉપાયો યોજવા માટેનો બાદશાહે પોતાના ગુજરાતના સૂબા ઉપર હુકમ કરેલો આ હુકમ દરબારશ્રીના સગાઓ પાસે હાલ પણ મોજૂદ છે

**ગોપાળદાસના પિતા, સાવલીના કાશીભાઈ** દરબાર ગોપાળદાસના પિતા **કાશીભાઈ** બુદ્ધિશાળી ધર્મિષ્ઠ નીતિવાન અને સરળ છતા પ્રભાવશાળી હતા અને વશપરપરાગત આગેવાનીને યોગ્ય રીતે શોભાવનાર હતા ગામના અન્ય આગેવાનોના એમની બેઠકમા જાણે હરહમેશ મેળો જામેલો રહેતો હુકાપાણી ચાલ્યા કરતા અને સાથેસાથ ગામના સુખદુખની ચર્ચા, મુશ્કેલીઓનો ઉકેલ, ઝઘડાઓનો નિકાલ, ન્યાય, દોરવણી વગેરે શ્રી કાશીભાઈ દ્વારા થતા

**સમજુમા : ગોપાળદાસનાં માતુશ્રી :** દરબારશ્રીના માતુશ્રીના નામ તેના ગુણ અનુસાર ઘણા સમજુ ઉદાર, દયાળુ અને ધર્મપરાયણ હોઈને દિવસનો મોટો ભાગ પૂજાપાઠ અને કથાકીર્તનમા ગાળતા.

**અબાઈદાસ : ગોપાળદાસના મામા : દત્તક લેનાર પિતા :** માતુશ્રી સમજુબાનુ પિયર એટલે દરબાર સાહેબનુ મોસાળ વસોમા હતું તેમજ પિતાનુ નામ **અંબાઈદાસ** તેમણે પાછળથી દરબારશ્રીને દત્તક લઈ ગોરધનદાસમાંથી ગોપાળદાસ નામ આપી પોતાના વારસ બનાવ્યા હતા

**અંબાઈદાસના પૂર્વજ કાશીદાસ :** દરબાર સાહેબનો આ જૂનો મોસાળ પક્ષ પણ એક આગેવાન કુટુબ હતુ "અજુ અકબર ને અજાઈ' કહેવતમાના અજુભાઈ તે આ જ કુટુબના પૂર્વજ તેમના પુત્ર કાશીદાસ પણ આગેવાન અને પ્રભાવશાળી પુરુષ હતા એ અગાઉ આવી ગયુ શાહજહાના ૪૮૧ સરદારોની યાદી હિંદી ગ્રથ 'વીર વિનોદ" મા આપેલી છે તેમા સાતમા પ્રકરણમા પાન ૯૭૩ ઉપર સરદારની યાદીમા અનુક્રમમાં ૩૦૦મા નબરે કાશીદાસનું નામ અને તેમને સરદારના ખિતાબ સાથે જે મોભો રક્ષક સેનામા આપવામા આવેલ તેનુ વર્ણન છે

**દેસાઈભાઈ રામદાસ :** આ અજુભાઈ અને કાશીદાસના વારસોમા એક અત્યત પ્રભાવશાળી પુરુષ થઈ ગયા તેમનુ નામ **દેસાઈભાઈ રામદાસ.**

**દેસાઈભાઈની દેસાઈગીરી : કાઠિયાવાડ :** દેસાઈભાઈ પેશ્વા તથા ગાયકવાડના ગુજરાત અને કાઠિયાવાડના દેસાઈ હતા અને કાઠિયાવાડનો સપૂર્ણ અને સ્વતત્ર વહીવટ તે કરતા પોતે લશ્કર રાખી જુદાં જુદા રજવાડાં તથા કાઠી દરબારો પાસેથી યોગ્યતા મુજબ ખડણી વસૂલ કરતા તોફાનીઓને દડ ને સજા કરતા અને પ્રામાણિક નબળા અને શરણાગતને રક્ષણ આપતા આ વ્યવસ્થા અને વહીવટ અગે વાઘેર મેર, મિયાણા, કાઠી વગેરે તે વખતની તોફાની જાતિઓને તેઓ કાબૂમાં રાખતા તથા રાજાઓ સાથે યુદ્ધ કરવાના પ્રસગો પણ તેમને આવતા આવા યુદ્ધોમા જામ કુંડોરણા આગળ આરબો સાથે તથા લીમડી વઢવાણ વગેરે પાસે ઝાલા રાજાઓ સાથેના યુદ્ધ અને માળિયા આગળ મિયાણા સાથેનુ યુદ્ધ એ મુખ્ય હતા એ સર્વમાં તેમણે જીત મેળવેલી તેમના જ્યા જ્યા મુકામ થતા ત્યાં ત્યા આજુબાજુના દરબારો તથા આગેવાનો આવતા અને નજરાણો કરતા તેમનુ તથા તેમના લશ્કરની સગવડ માટેનુ થતુ ખર્ચ સરકાર તરફથી દેસાઈભાઈ ચૂકવતા દેસાઈભાઈ તેઓની મુશ્કેલીઓનો નિકાલ કરતા તોફાનીઓને દડ અને યોગ્યતા વાળાઓને પોશાક આપતા

આમ લશ્કર સાથે અવારનવાર જવુ પડતું તેથી વઢવાણથી માંડી છેવટનો મુકામ અમરેલી થતો તે રસ્તા ઉપર થોડા થોડા અતર ઉપરના, થાણા નખાય તેવા, બબ્બે ચચ્ચાર ગામના કેટલાક જૂથ તેમણે તેના માલિકો પાસેથી ખરીદી પોતાનું નાનકડુ રાજ્ય સ્થાપેલું જેમાના કેટલાક તેમના અવસાન બાદ આજુબાજુના રજવાડાંઓએ પોતાની હદના ગણી-ગણાવી દબાવી લીધેલા તે અરસામા નવ હજારની આવકવાળુ ગામ ત્રબોડા બેટ ઓખાના લક્ષ્મીમદિરમા પ્રસાદી તરીકે ભેટ આપેલું તેનો મક્ષિસપત્ર આજે પણ મદિરના વહીવટકર્તા પાસે મોજૂદ છે

**"પ્રવીણ સાગર 'નાં પાત્રો.** દેસાઈભાઈએ સવત ૧૮૫૩ થી ૧૮૭૬ સુધી ગુજરાત-કાઠિયાવાડમા દેસાઈગીરી કરેલી આ દરમિયાન એક ઘટના બની તે હિદી સાહિત્યના "પ્રવીણ સાગર' નામના ગ્રથનુ સ્મરણ બનેલ

બીના આમ હતી રાજકોટના ઠાકોર સાહેબ પાસે પેશકશી વગેરેની આશરે પચાસ હજારની રકમ લેણી બાકી પડતી હતી તે વસૂલ કરવા ઠાકોર સાહેબના બે પુત્રોને દેસાઈભાઈ પોતાની પાસે રાખી પોતાની સાથે ફેરવતા દેસાઈભાઈનો મુકામ લીબડી થતા બે માંનો સાહેબના મોટા કુમાર જેમનું નામ મહેરામણજી હતું તેમને લીમડીનાં રાજકુમારી નામે સુજાણબા સાથે પરિચય થતા સ્નેહસબધ થયેલો પરતુ બન્ને રાજકુટુંબો વચ્ચે કૌટુમ્બિક સરખામણી ન હોઈને આ સ્નેહસબધ લગ્નમાં પરિણમે તેમ ન હતું અને આ સ્નેહસબધનો અત લાવવા લીમડી ઠાકોર સાહેબે રાજકોટ ઠાકોર સાહેબની લહેણી નીકળતી રકમ ભરી દઈ બન્ને રાજકુમારોને છોડાવી રાજકોટ મોકલાવી દીધા આ સ્નેહસબધને સાંકળી લઈ સુજાણબાનુ નામ પ્રવીણ અને મહેરામણજીનું સાગર નામ રાખી પ્રવીણ સાગર" નામનો ગ્રથ લખાયો હતો તેનુ ભાષાતર કવિ શ્રી દલપતરામે કરેલુ છે (આ કથા સામરખાના ગઢવી જેઠીદાન જે કચ્છમા આવેલા ભૂજની ચારણો માટેની શાળામા પૂરો અભ્યાસ કરી આવેલા છે તેમણે કહેલ છે) આમ દેસાઈભાઈ રાજકીય ક્ષેત્ર ઉપરાત સાહિત્ય ક્ષેત્રમા પણ સેવા અર્પવા કારણભૂત બન્યા છે

**દેસાઈભાઈનો મોભો :** દેસાઈભાઈની ઉત્તમ કામગીરી બદલ તેમને સાતની તાલુકા જેવડા ગામ ઇનામમા આપવામા આવેલુ અને આમ દેસાઈભાઈ ગુજરાત-કાઠિયાવાડના દેસાઈ, પેટલાદ તાલુકાના અમીન જેવડાના ઇનામદાર અને કાઠિયાવાડના એક રાજા બનેલા તે દરબારથી ગોપાળદાસ સુધી વારસાગત ચાલતુ આવેલ

**વોકર સેટલમેન્ટ : સુખડીના હક્કો :** સવત ૧૮૬૪મા કપની સરકાર તરફથી નવેસરથી વ્યવસ્થાની ગોઠવણ થતાં દરેક રજવાડાના હક્કો-હિતોનું ધોરણ નક્કી થયુ તેમાં દેસાઈભાઈએ મહત્ત્વનો ભાગ ભજવેલો છે તેને 'વોકર સેટલમેન્ટ' કહેવામા આવે છે તેમા દેસાઈભાઈના હક્કોના બદલા સ્વરૂપે દર સાલ પાંત્રીસ હજાર રૂપિયાની 'દેસાઈ સુખડી' નક્કી કરી કપની સરકારે બાંહેધરી આપેલી હતી તથા પેટલાદ તાલુકાની અમીનાતની "અમીન સુખડી" તરીકે રૂપિયા દસ હજારની રકમ દર સાલ મળતી હતી

**છોટાભાઈ :** દેસાઈભાઈના પુત્ર છોટાભાઈ પણ દેસાઈગીરી કરવામાં નિપુણ હતા તેમના વખતમાં એક બનાવ બને તે નીચે આપ્યો છે

દેસાઈભાઈના નાના ભાઈ કિશોરદાસ દે[illegible]
પોતાના વતી વડોદરા રાજ્યના પેટલાદ [illegible]

કરતા. દેસાઈભાઈના અવસાન બાદ તે વહીવટ તેઓ પોતાના નામે કરતા હતા. તે દરમિયાન સંવત ૧૮૮૦ના અરસામાં ગાયકવાડ સરકાર વિરુદ્ધ એક કાવતરું થયેલું. તેમાં કિશોરદાસનો હાથ હોવાનું ગાયકવાડ સરકારને જણાતાં કિશોરદાસ ગાયકવાડી હદ છોડી ચાલ્યા ગયેલા. એટલે પેટલાદ તાલુકાનો વહીવટ ગાયકવાડ સરકારે જીવાભાઈને સોંપવા ઇચ્છેલું, ત્યારે જીવાભાઈએ "કાકા આવશે ત્યારે આ વહીવટ પાછો લઈ લેવામાં આવશે અને મને હલકો પાડશો" એમ કહેલું. છતાં આગ્રહપૂર્વક જીવાભાઈને તે વહીવટ સોંપવામાં આવેલો. થોડા અરસામાં કિશોરદાસ અને ગાયકવાડ સરકાર વચ્ચે સમજૂત થતાં પેટલાદ તાલુકાનો વહીવટ કિશોરદાસને સોંપવાનું થતાં જીવાભાઈએ પોતે અગાઉ કહેલી વાત યાદ કરાવી. ગાયકવાડ સરકારને પોતાની ભૂલ જણાતાં "કિશોરદાસને એક મહાલ સોંપું છું તો તમને ચૌદ મહાલ સોંપું છું" એમ કહી સંવત ૧૮૮૩માં સુરત અઠ્ઠાવીશી તથા નવસારી પ્રાંત જીવાભાઈને સોંપ્યો. તેનો સંવત ૧૮૮૮ સુધી તેમણે વહીવટ કર્યો. આ ચૌદ મહાલના ચૌદ ચોપદાર, ચારસો આરબની ટુકડી અને અગિયાર માણસોનો સ્ટાફ સરકારને ખર્ચે આપવામાં આવેલ.

આ જીવાભાઈએ સંવત ૧૮૯૦ની આસપાસ ગાયકવાડ સરકારને રૂપિયા આઠ લાખ ધીરેલા.

**ભાઉસાહેબ:** જીવાભાઈના પુત્ર અંબાઈદાસ જેમને ગાયકવાડ સરકારે પ્રથમ દર્શને 'ભાઉ' કહેવાથી 'ભાઉસાહેબ'ના નામથી પણ ઓળખાતા તે દરબારશ્રીના નાના. (માતાના પિતા). તેમણે દરબારશ્રીને દત્તક લીધા. અંબાઈદાસ પોતે અત્યંત ધાર્મિક વૃત્તિના હતા. અને તેમનુ અવસાન પણ પૂજા કરતાં કરતાં હૃદય બંધ પડવાથી થયેલું. (અહીંથી આગળની હકીકત ઉપર જણાવેલાં બે પુસ્તકોમાં છે.)

# પરિશિષ્ટ

વસોના વીર વેણીભાઈને દીવાનપદની લાલચ આપી ખંભાત બોલાવી તે વખતના નવાબના કપટી કારભારી ગુલાબરાયે નિર્દય રીતે તેમનું ખૂન કરાવેલું તે પ્રસંગ વર્ણવતો

## વેણીભાઈનો રાસડો

સંપાદક:- **શ્રી નર્મદાશંકર ત્ર્યમ્બકરામ ભટ્ટ.**
**ખંભાત.**

નવાબ સાહેબે પૂતે કાગળ મોકલ્યો રે,
વેણીભાઈ તમે વેગે વહેલા આવજો રે,
તમને આપું ખંભાતની દીવાનગીરી જો.

કાગળ વાંચીને વેણીભાઈ ઊપડ્યા જો,
પટેલ પટલાણી સાથે ઊપડ્યા જો,
ભાણેજ ભત્રીજા સાથે ઊપડ્યા જો,
કુટુંબ કબીલા સાથે ઊપડ્યા જો.

તાંબાની તાસકે વેણીભાઈ ઊપડ્યા જો,
સોનાની સેગ્રુઈ વેણીભાઈ ઊપડ્યા જો,
નગારે નિશાને વેણીભાઈ ઊપડ્યા જો.

આવી કંઈ ઊતર્યા મુંબાઈ ગામના ચોક જો,
મામાની દહેરીએ કંઈ ડહેરા તાણિયા જો,
કાલાના કાવલિયા કંઈ ડહેરા તાણિયા જો,
ઉઘાને અસમાને કંઈ ડેરા તાણિયા જો,
ધોળાને ધોળકિયા કંઈ ડેરા તાણિયા જો.

મુંબાઈ ગામનો જનરલ તેડાં મોકલે જો,
કયાં આવ્યા વેણીભાઈ તારાં નામ જો.
ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો,
કહે તો આપું હાથીને ઘોડલા જો,
કહે તો આપું ઘોડવેલોની જોડી જો,
આજનો વાસો રે મારા શહેરમાં જો.

શું કરું તારા હાથી ને ઘોડલા જો,
શું કરું તારી ઘોડવેલોની જોડી જો,
મારે તે જવું ખંભાત શહેરમાં જો.

વેણીભાઈ તમે ખંભાતે ન જશો,
મુગલાઈના મનસૂબા તમને દોયલા જો.
ઘેલા જનરલ ઘેલડિયાં શાં બોલવાં જો,
તમારે દોયલાં અમારે સોયલાં જો.
નથી અમારે નવાબ સાથે વેર જો,
ગાંડો ને ગલાબરાય અમને શું કરે જો.

ત્યાંથી વેણીભાઈ ઊપડ્યા જો,
નગારે ને નિશાને વેણીભાઈ ઊપડ્યા જો,
આવી ઊતર્યા કંઈ વસાઈ ગામને ચોક જો,
દરિયાની કિનારે ડેરા તાણિયા જો,
કાલા ને કાવલિયા કંઈ ડેરા તાણિયા જો.

વસાઈ ગામનો સ્વામી તેડા મોકલે જો,
ક્યાથી આવ્યા વેણીભાઈ તારા નામ જો
ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો,
કહે તો આપુ કોડા અને કનેકડા જો,
કહે તો આપુ લાખ બે લાખ જો,
આજેનો વાસો રે મારા શહેરમા જો

શુ કરુ તારા કોડા ને કડેકડા જો,
મારે તે જાવુ ખભાત શહેરમા જો
વેણીભાઈ તમે ખભાતે ન જાશો જો,
મોગનાઈના મનસૂબા તમને દોયના જો
તમારે દોયના અમારે સોયના જો
નથી અમારે નવાબ સાથે વેર જો,
ગાંડો તે ગુનામરાય અમને શુ કરે જો

ત્યાથી તે વેણીભાઈ પરેન ઊપડ્યા જો,
આવી ઊતર્યા કઈ સુરત ગામને ચોક જો,
તાપીને કિનારે ડેરા તાણિયા જો,
કાનાને કાનલિયા ડેરા તાણિયા જો

સુરત ગામનો નવાબ તેડા મોકલે જો,
ક્યાથી આવ્યા વેણીભાઈ તારા નામ જો
ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો,
કહે તો આપુ નાનખી અને પાલખી જો,
કહે તો આપુ સુખપાલોની જોડી જો
આજેનો વાસો રે મારા શહેરમા જો

શુ કરુ તારી નાનખી અને પાનખી જો,
શુ કરુ તારી સુખપાલોની જોડી જો
મારે તે જાવુ રે ખભાત શહેરમાં જો,
વેણીભાઈ તમે ખભાતે ન જાશો જો,
મોગનાઈના મનસૂબા તમને દોયવા જો
વેલા નવાબ ઘેલડિયા શા બોલવા જો,
તમારે દોયનાં અમારે મોયના જો
નથી અમારે નવાબ સાથે વેર જો,
ગાંડો તે ગનામરાય અમને શુ કરે જો

ત્યાથી તે વેણીભાઈ પરેન ઊપડ્યા જો,
નગારે ને નિશાને વેણીભાઈ ઊપડ્યા જો,
આવી ઊતર્યા કઈ ભરૂચ ગામના ચોક જો,
રેવાને કિનારે ડેરા તાણિયા જો,
કાનાને કાનલિયા ડેરા તાણિયા જો

ભરૂચ ગામનો લલ્લુભાઈ તેડા મોકલે જો,
ક્યાથી આવ્યા વેણીભાઈ તારા નામ જો

ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો
કહે તો આપુ ઊતરી ને સાકળી જો,
કહે તો આપુ વેઢ વીંટીઓની જોડી જો,
આજેનો વાસો રે મારા શહેરમા જો

શુ કરુ તારી ઊતરી ને સાકળી જો,
શુ કરુ તારી વેઢ વીંટીઓની જોડી જો,
મારે તે જાવુ રે ખભાત શહેરમા જો
વેણીભાઈ તમે ખભાતે ન જાશો જો,
મુગનાઈના મનસૂબા તમને દોયના જો
ઘેના લલ્લુભાઈ ઘેના શા બોલવા જો,
તમારે દોયના અમારે સોયનાં જો,
નથી અમારે નવાબ સાથે વેર જો,
ગાડો તે ગનામરાય અમને શુ કરે જો

ત્યાથી તે વેણીભાઈ પરેન ઊપડ્યા જો,
આવી ઊતર્યા કઈ જબુસર ગામના ચોક જો,
નાગેશ્વર તળાવે ડેરા તાણિયા જો
કાના ને કનાલિયા ડેરા તાણિયા જો

જબુસર ગામનો પંડિત તેડા મોકલે જો
ક્યાથી આવ્યા વેણીભાઈ તારા નામ જો,
ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો,
કહે તો આપુ શેલા ને પાઘડી જો,
કહે તો આપુ સાલ દુશાલાની જોડી જો,
આજેનો વાસો રે મારા શહેરમાં જો

શુ કરુ તારા શેલા ને પાઘડી જો
શુ કરુ તારી દુશાલોની જોડી જો,
મારે તે જાવુ ખભાત શહેરમા જો
વેણીભાઈ તમે ખભાત ન જાશો જો,
મુગનાઈના મનસૂબા દોયના જો
ઘેલા પંડિત ઘેલડિયા શાં બોલવા જો,
તમારે દોયના અમારે મોયના જો,
નથી અમારે નવાબ સાથે વેર જો
ગાડા તે ગનામરાય અમને શુ કરે જો

ત્યાથી તે વેણીભાઈ પરેન ઊપડ્યા જો,
આવી ઊતર્યા કઈ દેવાણ ગામના ચોક જો,
ડડેસર તળાવે ડેરા તાણિયા જો,
કાનાને કાનલિયા ડેરા તાણિયા જો

દેવાણ ગામના મનમભાઈ તેડા મોકલે જો,
ક્યાથી આવ્યા વેણીભાઈ તારા નામ જો,
ગુજરાતી શોભીતો રાણો રાજિયો જો,
કહે તો આપુ શેલા ને પાઘડી જો,

કહે તો આપું કટારીઓની જોડી જો,
આજે નો વાસો રે મારા શહેરમાં જો.

શું કરું તારાં શેલાં ને પાઘડી જો,
શું કરું તારી કટારીઓની જોડી જો,
મારે તે જાવું રે ખંભાત શહેરમાં જો.
વેણીભાઈ તમે ખંભાતે ન જાશો જો,
મુગલાઈના મનસૂબા દોયલા જો,
તમારે દોયલાં અમારે સોયલાં જો,
અમે નવાબ સાહેબ એક મગની બે ફાડ જો,
ગાંડો તે ગુલાબરાય અમને શું કરે જો.

ત્યાંથી તે વેણીભાઈ પટેલ ઊપડ્યા જો,
આવી ઊતર્યા કંઈ નવાપરાના ચોક જો,
શંકોતરની પાસે ડેરા તાણિયા જો.
નવાપરાના તાપીદાસે વારિયા જો,
વેણીભાઈ તમે ખંભાત ના જાશો જો,
મુગલાઈના મનસૂબા દોયલા જો.
ઘેલા તાપીદાસ ઘેલાં શાં બોલવાં જો,
તમારે દોયલાં અમારે સોયલાં જો.
નથી અમારે નવાબ સાથે વેર જો,
ગાંડો તે ગુલાબરાય અમને શું કરે જો.

ત્યાંથી તે વેણીભાઈ પટેલ ઊપડ્યા જો,
આવી ઊતર્યા તે ખંભાત ગામના ચોક જો,
દેશાઈની હવેલીએ ડેરા તાણિયા જો,
કાલાને કાવલિયા ડેરા તાણિયા જો.

ગલાબરાયે હલકારા દોડાવિયા જો,
વેણીભાઈ તમે વેગે વહેલા આવો જો,
તમારો શરપાવ બીજા લઈ વળે જો.

પહેલું તે પગથિયું વેણીભાઈ ઊતર્યા જો,
સામી થઈ છે તડાક દઈને છીંક જો.
છીંકોના ઊગાળા પાછા નહીં વળે જો,
ઓરડામાંથી નવી માએ વાળિયા જો.
આવીને બેસો રે પાછા ગાદીએ જો.
કહું છું મારા મનડા કેરી વાત જો,
એકે ના કહું મનની વિનંતી જો.

નવી માના વાળ્યા કુંવર ના વળે જો,
હમે લઈશું સાહેબે સલામ જો,
શરપાવે લઈને પાછા આવશું જો.
બીજું તે પગથિયું વેણીભાઈ ઊતર્યા જો,
સામી મળી છે દેવતા લઈને નાર જો,
અવશકનના ગયલા પાછા નહિ વળે જો.
પડદામાં પટલાણીએ વાળિયા જો,
આવીને બેસો રે પાછા ગાદીએ જો.
કહું છું મારા મનડા કેરી વાત જો,
એક ના કહું મનની વિનંતી જો.

પટલાણીના વાળ્યા પટેલ ના વળ્યા જો,
અમે લઈશું સાહેબે સલામ જો,
શરપાવે લઈને પાછા આવશું જો.
ત્રીજું તે પગથિયું વેણીભાઈ ઊતર્યા જો,
સામી મળી છે જારતણી દોણી જો,
છાશોના ઊગાળા પાછા નહીં વળે જો.
પરસાળેથી બેનીબાએ વાળિયા જો,
આવી ને બેસો રે પાછા ગાદીએ જો.
બંધવ મારા કચેરીમાં ના જાશો જો,
આજનો દિવસ તમને દોયલો જો.

બેનીના વાળ્યા બંધવ ના વળે જો,
અમે લઈશું સાહેબ સલામ જો,
શરપાવે લઈને પાછા આવીશું જો.
ચોથું પગથિયું વેણીભાઈ ઊતર્યા જો,
સામી મળી છે લાકડાની ભારી જો.
અપશુકનના ગયલા પાછા ન વળે જો.

શેરીઓને મૂકીને વેણીભાઈ સાંચર્યા જો,
જઈ બેઠા છે કચેરીઓની માંય જો.
ગલાબરાયે મારા પૂંઠળ મોકલ્યાં જો,
સાન કરીને મારા સમજાવિયા જો.
ડાબી જમણી ઝાલી છે બે બાંય જો,
સોનાની કટારીએ વેણીભાઈને મારિયા જો.

છાકી પોળના વૈતરા તેડાવિયા જો,
વેણીભાઈની ડોળીઓ બંધાવી જો.
વેણીભાઈની ડોળીઓ ઉપડાવીઓ જો,
લઈ ગયા છે ભોઈબારીને બાર જો,
દરિયાની કિનારે વેણીભાઈની ચેહ બળે જો,
વેણીભાઈની રાણીઓ રૂએ રંગ મહેલમાં જો.
વેણીભાઈના ઘોડા સડે ઘોડારમાં જો.
વેણીભાઈના પોપટ રૂએ પાંજરે જો,
સૌ ગાદીતમાં ભગવાન ગાદીત રૂએ ઘણો જો.
આવો ને વેણીભાઈ સૂબો નહિ મળે જો.
ગલાબરાય જાજે તારું નખ્ખોદ જો,
કૂડ કરીને વેણીભાઈ મારિયા જો.

# ૧૯

# આણંદના પ્રાચીન ઈતિહાસની રૂપરેખા

**જાગનાથ મહાદેવનું સ્થળ: બે હજાર વર્ષ પૂર્વે** આણંદનો ઇતિહાસ જાણવાનું સૌથી પ્રાચીન સાધન આણંદ ગામની બહાર એક માઈલ ઉપર, ખેતીવાડી કૉલેજ જવાને રસ્તે આવેલું, **જાગનાથ મહાદેવનું સ્થળ** છે. એ શિવાલયનું બાંધકામ સંવત ૧૯૫૪માં કરવામાં આવ્યું હતું. તે વખતે ત્યાં ખોદકામ કરવામાં આવેલું, ત્યારે પ્રાચીન બાંધકામના અવશેષો રૂપે ૧૭"×૧૦½"×૩"ના માપની અને પચીસ–ત્રીસ શેર વજનની ઈંટો નીકળી હતી. હાલ એ મહાદેવની પશ્ચિમે તળાવડી છે. તે હજી પણ કંડિયું કહેવાય છે. પાંચ–સાત કુંડના અવશેષો હજુ ત્યાં દટાયેલા પડ્યા છે. આ મહાદેવની પૂર્વે **શ્રી મામાદેવનું ચમત્કારિક સ્થાન** આવેલું છે. આ સ્થળે પહેલાં **મહી નદી** વહેતી હતી, એમ કહેવાય છે. એ નદીના પૂરથી મામાદેવને પૂજા માટે પાણીની અડચણ પડવા લાગી, ત્યારે તેમણે મહી નદીને શાપ આપ્યો અથવા હુકમ કર્યો કે, "જા, અહીંથી સાત ગાઉ દૂર જઈને પડ" આવી દંતકથા ચાલે છે.

ઉપરની વિગતોમાં બે હકીકતો મહત્ત્વની છે. મહી નદી અત્યારે આણંદથી સાત માઈલ દૂર છે. એણે પોતાનો પટ એ દિશામાં ઘણાં વર્ષો પૂર્વે બદલ્યો હોય એમ ભૂસ્તરશાસ્ત્રીય ધોરણે માની શકાય એવી કેટલીક હકીકતો એ નદીના ઇતિહાસમાં આવે છે બીજું, જાગનાથ મહાદેવના પ્રાચીન અવશેષોમાં જે ઈંટો મળી આવી તે મૌર્યકાળની (ઈ. સ. પૂર્વે ૩૨૨થી ઈ. સ. પૂર્વે ૧૪૮ સુધીની) હોવી જોઈએ એમ પુરાતત્ત્વના જાણકાર કહે છે. એટલે એ ઉપરથી કહી શકાય કે હાલના જાગનાથ મહાદેવને સ્થળે બે હજાર વર્ષ પૂર્વે વસ્તી હશે અને એ સ્થળ કોઈ પ્રસિદ્ધ શિવાલય હશે.

**સ્ટેશન રોડ પરથી જડેલા પ્રાચીન સિક્કા:** ઈ. સ. ૪૫૦ ઈ. સ. ૧૯૫૧માં હાલના આણંદની મ્યુનિસિપાલિટીના મકાનની સામેના મકાનમાં, સ્ટેશન રોડ ઉપર, બાકરોલના શ્રી. પુરુષોત્તમ દેવજીભાઈ પટેલ રહેતા હતા. એઓએ એ મકાનના કમ્પાઉન્ડમાં પાયો ખોદાવતાં, એક કુલડીમાં બસો જેટલા પ્રાચીન સિક્કા દાટેલા મળી આવ્યા હતા. આ સિક્કા વલ્લભવિદ્યાનગરના પુરાતત્ત્વ ખાતાએ તપાસ્યા હતા. તેના સમાચાર વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા હતા તેને પરિણામે મુંબઈ સરકારના પ્રકાશન ખાતાના માણસો સ્થળ પર જઈ વિગતો નોંધી ગયા હતા અને સરકારી પ્રકાશન પત્રિકામાં એ વિગતો પ્રસિદ્ધ થઈ હતી. એ પછી એ સિક્કાઓનો અભ્યાસ કરી તે વિષે વલ્લભવિદ્યાનગરના પુરાતત્ત્વ વિભાગના અધિકારી શ્રી અમૃત પંડ્યાએ તે વખતે આણંદમાંથી પ્રસિદ્ધ થતા જનતા સાપ્તાહિકમાં આણંદ –એનો પ્રાચીન ઇતિહાસ" એ નામના ત્રણ લેખો લખ્યા હતા. તેમાં એમણે આણંદ અને તેની આજુબાજુનાં કેટલાંક ગામોની પ્રાચીનતા પહેલી વાર પ્રકાશમાં આણી હતી. તેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે હતા :—

જડેલા પ્રાચીન સિક્કાઓનો આકાર ગોળ છે, વ્યાસ ૦॥ ઇંચ જેટલો (૧૨ મીલીમીટર) છે. જાડાઈ ૧/૧૬" કે ૨ મીલીમીટર જેટલી જણાય છે. વજન ૨૫ થી ૨૮ ગ્રેઈનનું છે. આગલી બાજુ એક રાજાનું માથું છે. તે શક્ષત્રપોના સિક્કા પર નજરે પડે છે. બાજુમાં ગ્રીક અક્ષરોનું લખાણ છે, જે શક્ષત્રપોના સિક્કાઓની ગ્રીક લખાણની અનુકૃતિ છે અને અક્ષરોને જોતાં કંઈ અર્થ નીકળતો નથી. સિક્કાઓની પાછલી બાજુ વર્તુલ આકારે ગુપ્તકાળની બ્રાહ્મી લિપિમાં આ પ્રમાણે લખાણ છે:—

परम भागवत राजाधिराज
श्री कुमारगुप्तमहेन्द्रादित्य:

લખાણની આજુબાજુ એક પ્રતીક ચિહ્ન છે, જે મોરની અસ્પષ્ટ આકૃતિ જણાય છે.

આ ઉપરથી આટલું સાબિત થાય છે કે કુમારગુપ્તના રાજ્યકાળમાં આણંદના વિસ્તારમાં વસતી હશે. આ રાજ્યકાળ ઈ સ. ૪૫૦નાં અરસાનો ગણાય. જાગનાથના સ્થળે નીકળેલા અવશેષોના મૌર્યકાળ અને આ સમયની વચ્ચેના ગાળાના ઇતિહાસની કોઈ કડી હજુ હાથ લાગી નથી.

ઉપરના સિક્કા એ સ્થળે ક્યાંથી આવ્યા એ બાબતમાં વિદ્યાનગરના સ્થાપક શ્રી. ભાઈલાલભાઈ પટેલ એવું અનુમાન કરે છે કે એ સ્થળ ખંભાતથી ઉત્તર ભારત તરફ જતા મહામાર્ગ ઉપર આવેલું હોવું જોઈએ અને એ માર્ગ ઉપર વેપાર ચલાવતા કોઈ વણજારાએ સિક્કા ત્યાં દાટી મૂકેલા હોવા જોઈએ. સામાન્ય રીતે આવા મહામાર્ગો ઉપર જતા –આવતા વણઝારાઓ ઠેકઠેકાણે સિક્કાઓ દાટી દેતા અને તેની પોતાના ચોપડામાં નોંધ રાખતા. પરંતુ જરૂર પડે

ત્યારે એ દાટેલુ ધન તેઓ કાઢી લેતા આ સિક્કા દબાયેલા જ રહ્યા તેનું કારણ એવુ કલ્પવામા આવ્યુ છે કે ઈ સ ૪૫૦ના અરસામા કુમારગુપ્તના રાજ્યકાળમા ઉત્તર ભારતમા હૂણ લોકોએ હુમલો કરેલો તે હુમલામા સદર સિક્કાઓનો માલિક વણઝારો અને તેની વણઝાર નાશ પામ્યા હશે

**ઈ. સ. ૪૫૦ થી ૪૯૫ સુધી** કુમારગુપ્ત પછી સ્કદ ગુપ્તના રાજ્યકાળ સુધી (ઈ સ ૪૫૦-૪૬૭ સુધી) સૌરાષ્ટ્ર અને ઉત્તર ગુજરાત તથા મધ્ય ગુજરાતમાં ગુપ્ત સામ્રાજ્ય સલામત હતુ ત્યાર પછી બુદ્ધગુપ્તના સમયમા એટલે ઈ સ ૪૭૩થી ૫૦૦ના ગાળામા એ સામ્રાજ્ય ખરવા માડ્યુ ઈ સ ૪૯૫ના અરસામા વલભીમા મૈત્રક વશ અને નાદોદમા ગુર્જરવશ દેખાયા આ સમય સુધી આણદના વિસ્તાર ઉપર એ રાજ્યવશોની સત્તા હશે, એમ માની શકાય

**કલચુરી રાજાના ઈ. સ. ૬૦૯ના તામ્રપત્રમાં નોંધાયેલું આનંદપુર:** કલચુરી રાજા બુદ્ધરાજના પાદરા પાસેના સરસવણી+ ગામના તામ્રપત્રમા આનદપુરનો ઉલ્લેખ છે એ ઉપરથી અનુમાન થાય છે કે તે વખતે આણદ ઠીક જેવુ વેપારમથક હશે અને રાજાઓ વગેરે આજુબાજુના પ્રદેશમાં પ્રવાસ કરતા ત્યા મુકામ કરતા હશે એ વશના સવત ૩૬૧મા એક તામ્રપત્ર આનદપુરથી અપાયુ છે ને કિલ્હોર્ન નામના વિદ્વાને એ તામ્રપત્ર ઉકેલી તેમાંના સ્થળો વિષે અભિપ્રાય આપ્યો છે કે એ તામ્રપત્રમાનુ આનદપુર અને અવીણામાંથી વલભી સવત ૪૪૭મા શિનાદિત્ય સાત માએ આપેલા તામ્રપત્રમાં જણાવેલું આનદપુર તે બને એક જ હશે અને તે ખેડા જિલ્લાનું આણદ હશે એમ આણદનો સ્પષ્ટ ઉલ્લેખ બે તામ્રપત્રોમા મળે છે એ પૈકી ઉપર ઉલ્લેખેલા કલચુરીના રાજાના તામ્રપત્રનુ વર્ષ ઈ સ ૬૦૯ છે

**ઈ. સ. ૬૫૬: વિદ્વાન બ્રાહ્મણોનુ મથક:** ત્યાર પછી મધ્ય ગુજરાતમાં વલભીપુરના મૈત્રક વશનુ રાજ્ય આવે છે એ રાજ્યઅમલમાં ૧૪મા રાજા ખરગ્રહ બીજાના વલભી સવત ૩૩૭ (ઈ સ ૬૫૬)ના તામ્રપત્રમાં આનદપુરનો ઉલ્લેખ છે આ સમયના તામ્રપત્રો તેમ જ બીજા શિલાલેખો ઉપરથી જણાય છે કે પ્રાચીનકાળમા આણદ વિદ્વાન બ્રાહ્મણોનું મથક હતુ

**ઈ. સ. ૭૬૬ આણંદ, ખેડા, ઉપલેટ અને મહેળાવના ઉલ્લેખો:** વલભી સવત ૪૪૭ (ઈ સ ૭૬૬) મા અવીણામાથી અપાયેલા તામ્રપત્રમાં નીચેના ઉલ્લેખો છે શ્રી આનદપુર વાસ્તવ્ય——એટલે આનદપુરમા રહેનારને

શ્રી ખેટકાહારે ઉપલ્હેટપથક મહિલાબલીગ્રામ

એટલે ખેટક આહારના (જિલ્લાના) ઉપલ્હેટ પથકમા મહિલાબલી ગામ (આહાર=જિલ્લો, પથક=તાલુકો) આ તામ્રપત્ર આપનાર રાજાએ આનદપુરમા મુકામ રાખ્યો હતો અને ત્યાંથી દાન આપ્યુ હતુ એ ઉપરથી જણાય છે કે ઈ સ ના આઠમા સૈકામા આણદ એક ભારી પાયરીનુ કઈક મહત્ત્વનું નગર બન્યુ હશે

કલચુરી રાજાએ ૧૫૭ વર્ષ પૂર્વે આપેલા દાનપત્રમા પણ આનંદપુરનો ઉલ્લેખ છે એટલે ત્યારથી તે ઉપરનુ દાનપત્ર અપાયુ ત્યા સુધીનાં ૧૫૭ વર્ષના ગાળામા આનદપુરની જાહોજલાલી ચાલુ હશે આ બીજા દાનપત્રમા આનદપુરને વિખ્યાત આનદપુર કહેલુ છે એ પણ આની સાબિતી છે

ઉપલહેટપથક એટલે બસરાની દક્ષિણે પાચ માઈલ પર આવેલુ ઉપલેટ તે સરનાલ તથા ગળતીશ્વરની નજીક આવેલુ છે મહિલાબલી તે આણદથી દશ માઈલ દૂર પેટલાદ તાલુકામાં આવેલું મહેળાવ ગામ છે ઉપલહેટને પથક કહેલુ છે અને તે ખેટક આહારમા આવેલુ છે વધારામા આનદપુરને પહેલા વિદ્વાનો હાલનુ વડનગર માનતા હતા તે વડનગર નહિ, પણ હાલનું આણદ હોવુ જોઈએ એમ આ ઉલ્લેખ પરથી સિદ્ધ થાય છે એ તામ્રપત્ર ઈ સ ૭૬૬નુ છે એટલે આણદ ઉપરાંત ખેડા, ઉપલેટ અને મહેળાવ તે વર્ષમાં અસ્તિત્વમા હતા, એમ સિદ્ધ થાય છે

**ઈ. સ. ૭૮૩ થી ૯૩૦ સુધી:** ઈ સ ૭૮૩ના અરસામા આરબોએ વલભીનો નાશ કર્યો ત્યારથી મૈત્રક વશનો એક રાજકુમાર ગોહિલ વલભી છોડી ઉત્તર ગુજરાતના ઈડર પ્રદેશના પર્વતોમા રાજ્ય સ્થાપી વસ્યો ત્યાથી એના વશજો મેવાડ જઈ વસ્યા અને તેમણે ત્યા રાજ્ય જમાવ્યુ એ વશના રજપૂતો ગોહિલ કહેવાયા એ જ વશમાથી કાયસ્થ નામની લેખક કોમ ઉદ્ભવી ત્યાર પછી ઈ સ ૮૨૫થી ૮૪૦ના ગાળામા એક સરદાર આનદપુરથી કનોજ જઈને વસ્યો એવો ઉલ્લેખ છે ઈ સ ૯૩૦ના એક દાનપત્રમા ખેટક આહારને લાટમા ગણાવ્યુ છે આ બધા ઉલ્લેખો ખેડા જિલ્લાનો પ્રાચીન ઇતિહાસ જોડવામા ઉપયોગી છે પરતુ મુખ્ય હકીકત એ નીકળે છે કે ઈ સ ના દશમા સૈકામા આણદ પ્રખ્યાત હતુ આણદ ગામમા તેમ જ તેની આજુબાજુના સ્થળોમા સશોધન કરવામા

---

+ સરસવણી ખેડા જિલ્લામા પણ છે

આવે તો અહીં સુધીના ઇતિહાસ પર વધુ પ્રકાશ પડવા સંભવ ખરો.

**હાલનું આણંદ: ઈ. સ. ૧૪૦૦માં ગોસાઈએ વસાવ્યું:** ઈ. સ. દસમી સદીથી ઈ. સ. ૧૪૦૦ સુધી આણંદના ઇતિહાસની કંઈ હકીકત મળતી નથી. પરંતુ હાલના આણંદવાસીઓ માને છે કે હાલનું આણંદ આણંદગીર નામના ગોસાઈએ ઈ. સ. ૧૪૦૦ માં વસાવેલું છે. એની સાબિતી ભાટચારણોના ચોપડામાંથી મળી શકે છે એમ કહેવાય છે. આણંદમાં હાલના નાના અડધમાં ગોસાઈવાળું ફળિયું હજી હયાત છે. એમાં મૂળ ગોસાઈઓ રહેતા. અત્યારે એ જ લત્તામાં અવેલા નારાયણું મહાદેવને ટેકરે ચડતાં સામે આવેલું ઘર બાવાનો મઠ કહેવાય છે. એક મહિયો ચોરો પણ એ બાજુ છે. એ બાવાના મઠમાં માધવગીર નારાયણગીર, ખુશાલગીર, વગેરે ગુસાઈઓ રહેતા હતા. તેમને હાલના હયાત લોકોએ જોયેલા એમ કહે છે. આ બધા ગોસાઈઓની પડતી દશા થતાં એમની જમીન પાટીદારોએ ખરીદી લીધી અને ગોસાઈઓના વસવાટમાં પાટીદારોનો વસવાટ શરૂ થયો.

જાગનાથ મહાદેવનું હાલનું મકાન બંધાયું તે પહેલાં ત્યાં એક ઘરડાં માજી અને શ્રી શંકરપુરી મહારાજ નામના ગોસાઈ રહેતા હતા. વધારામાં ગામની ઉત્તરે રોકડિયા હનુમાન ઉર્ફે હનુમાનજીની પ્રખ્યાત વાડી આવેલી છે. તે મૂળ ગોસાઈઓની વાડી હતી ત્યાં ગોસાઈ લોકોનાં શબને અંતિમ દફન ક્રિયા કરવામાં આવતી. એની એંધાણી તરીકે એ વાડીમાં અત્યારે પણ ગોસાઈઓની ચણેલી સમાધિઓ સારા પ્રમાણમાં જોવા મળે છે. એ સમાધિઓમાં એક મોટી સમાધિનું દેરું પણ ત્યાં છે. લોટિયા ભાગોળે આવેલો જોગીવાડો અને તેની નજીકનું ચોસઠ જોગણીનું મંદિર પણ ગોસાઈઓની એંધાણી હોવાનો સંભવ છે.

**મૂળજી જોષી અને ગુસાંઈઓ, ૧૮૫૭:** નીચેનો પ્રસંગ ઈ. સ. ૧૮૫૭ના અરસામાં બનેલો કહેવાય છે. એમાંની વિગતો આણંદના ગોસાઈઓની આગેવાની હોવાની સાબિતી આપે છે, તેથી તે અત્રે નોંધવામાં આવે છે.

ઊંડી શેરીમાં આવેલી ધાબાવાળી પોળમાં વેણીરામ જોષીના દીકરા મૂળજી જોષીની હાક વાગતી. એ વખતે એ પોળને મજબૂત કમાડ હતાં. મૂળજી જોષી પગી–ધારાળાનો સાગરીત હતો. તે ભેટે તરવાર બાંધતો અને ખુમારીથી ફરતો.

એ જમાનામાં આણંદમાં ગોસાઈઓનું જોર હતું. એક ગોસાઈ મૂળજી જોષી જેવો જ ખાંટ. તે કેડની બે બાજુએ બે તલવારો બાંધતો. મૂળજી જોષીએ એક વખત આ ગોસાઈને બજાર વચ્ચેથી જતો જોયો. એનાથી ગોસાઈનો બે તલવારનો ડોળ ખમાયો નહિ. એણે પડકાર કર્યો, 'અલ્યા ગોસી, તને બે તલવારો બાંધવાનો શો હક્ક? આ મારી ભેટે એક અને તારી ભેટે બે, એમ કેમ? તું બે માથાવાળો ક્યારથી થયો?" ગોસાઈ કહે, "અલ્યા ભરામણ, તારે શું? અમે તો ગામના માલિક. બે શું? ચાર તલવારો બાંધીએ! એમાં તારા બાપનું શું ગયું? તું તારે ચાલ્યો જાને! નહિ તો ગામમાં રહેવું વસમું પડશે!" મૂળજીએ કહ્યું, "એમ છે? તો થઈ જા સામો બાવડાંની પરીક્ષા કરીએ. બહુ દહાડાથી બાવડાં અજમાવ્યાં નથી. આજે અજમાવી જોઈએ!"

ગોસાઈ ને મૂળજી બથંબથા આવ્યા. મુક્કા–મુક્કી અને ગડદાપાટુ ચાલી. બંને ખૂબ લડ્યા. એવામાં મૂળજીનો એક ગડદો ગોસાઈને વાગ્યો અને ગોસાઈનાં સોયે વર્ષ પૂરાં થઈ ગયાં.

આ બનાવની વાત નાપાડ પહોંચી. ત્યાં ગોસાઈઓનો સારો જથ્થો હતો. એમનાં લોહી ઊકળ્યાં. કોઈએ ધારિયાં લીધાં, તો કોઈએ તલવારો. કોઈએ કુહાડીઓ, તો કોઈએ કોદાળા. કોઈએ ભાલા, તો કોઈએ ફરસી લીધી. ડાંગોનો તો પાર નહિ. લગભગ ૧૫૦–૨૦૦ માણસોનું ધાડું મૂળજી જોષી પર વેર લેવા ઊંડીશેરી પર ચડી આવ્યું.

પોળનો દરવાજો બંધ હતો. ચડી આવેલા માણસોએ દરવાજા પર ડાંગોનો મારો ચલાવ્યો. હાકોટા અને બૂમાટા મચી રહ્યા.

મૂળજી જોષીનું ઘર એ દરવાજાની બરાબર સામે હતું. એ સમજી ગયો અને એનું લોહી ઊકળી આવ્યું. ઢાલ અને તલવાર લઈને પહેરેલી પોતડીએ એ જુવાનિયો ઘરમાંથી બહાર નીકળ્યો. અને દોડ્યો બંધ દરવાજા તરફ. દીકરાને આમ આંધળિયાં કરતો જોઈ મૂળજીની મા એને વારવા એની પાછળ દોડી.

મૂળજીને ઝનૂન ચડ્યું હતું એણે દરવાજાની સાંકળભૂંગળ ખેંચી નાખી. દરવાજો ઊઘડ્યો અને પડકાર કર્યો: 'આવી જાઓ, જેની માએ સવાશેર સૂંઠ ખાધી હોય તે.'

દરવાજો ઊઘડતાં જ 'મારો મારો' ના પોકારો થયા. દીકરાને બચાવવા મૂળજીનાં મા વચ્ચે પડયાં. પણ મૂળજીને માટે આ વટનો પ્રશ્ન હતો. રખેને કોઈ મેણું મારે કે 'માએ વચ્ચે પડીને દીકરાને બચાવ્યો.' બહાદુર મૂળજી એ કેમ

મૂળજી કૂદયો. એણે તલવાર ઉગામી અને ઘા કર્યો. મા વચ્ચે આવી ગયાં, પણ સદ્ભાગ્યે દરવાજાનો ભાગ તલવારને છેડે ભટકાયો. માને ઘા તો લાગ્યો, પણ એ બચી ગયાં. પછીથી તો મૂળજીએ તલવાર ચલાવી અને નાપાડના ગોસાઈ-ઓને પડકાર્યા.

ધાંગાણાવાળા સમજી ગયા. જેણે પોતાની મા ઉપર ઘા કરતાં વિચાર ન કર્યો તે શું નહિ કરે? કેટલાક દરવાજે ઊભડતાં વાર થવાથી જ ઠંડા થઈ ગયા હતા અને કેટલાક ડરવા લાગ્યા. એવામાં એકના પર મૂળજીની તલવાર પડી અને ધડ-માથું જુદાં થઈ ગયાં. એ જોતાં જ નાપાડના હુમલાખોરો જીવ લઈને નાઠા. મૂળજીએ ક્યાંય સુધી લાલ તલવાર ફેરવ્યા જ કરી. એની બહાદુરીના સ્મારક તરીકે તલવારનો એ ઘા એ પોળના દરવાજા પર હજુ પણ હયાત છે.

## ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૨૦: સહજાનંદ સ્વામી :

ઈ. સ. ૧૮૦૦ થી ૧૮૨૦ના ગાળામાં અંગ્રેજોનું રાજ્ય સ્થપાયું. તે અરસામાં સ્વામીનારાયણ સંપ્રદાયના સ્થાપક સ્વામીશ્રી સહજાનંદજી ચરોતરનાં ગામોમાં ફરેલા. તેઓ જ્યારે આણંદમાં આવ્યા ત્યારે કેટલાક લોકો તેમના પર ખિજાયેલા, કેમ કે તે વખતે સ્માર્ત સંપ્રદાયનું જોર હતું. એ લોકોએ સહજાનંદ સ્વામી ઉપર છાણ, મૂત્ર, ઈંટાળા વગેરે નાખેલાં. શ્રીજીના સાથીઓ અને શિષ્યો આ બનાવથી ખિજાયેલા અને તોફાનીઓને તેમણે શાપ પણ આપેલા. પરંતુ શ્રીજી મહારાજે તેમને શાપ આપતાં વારેલા અને પોતે આણંદ ગામમાં નહિ રહેતાં, ગામ બહાર આવેલી, ઉપર જણાવેલી, હનુમાનજીની વાડીમાં વાસ કરેલો.

સહજાનંદ સ્વામીના શિષ્ય ગોપાળાનંદ સ્વામીએ એ વાડીમાં હનુમાનજીની ચમત્કારિક મૂર્તિની સ્થાપના કરેલી. જેમ કાઠિયાવાડમાં સાળંગપુરના હનુમાનમાં એ સંત પુરુષે પોતાનું ઓજસ મૂકેલું, તેમ આણંદના આ હનુમાનમાં પણ તેમણે પોતાનું ઓજસ મૂકેલું. તે પછી અવનવા પરચા થયેલા. તેથી આણંદના એ હનુમાનજી રોકડિયા હનુમાન કહેવાય છે.

## ઈ. સ. ૧૮૫૭નો બળવો: ગરબડદાસ પટેલ.

ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે આણંદમાં ગરબડદાસ હરિદાસ પટેલ નામના મુખી અને મતાદાર હતા. તે બહુ બહાદુર અને તેજસ્વી હતા. મહીકાંઠે આવેલા ખાનપુરના જીવાભા ઠાકોરને બળવાનો નાદ લાગ્યો. ગરબડદાસ પટેલ અને બીજા કેટલાક યુવાનો ઠાકોર સાથે જોડાયા અને એમણે મહીકાંઠે બળવાની જાગૃતિ ફેલાવી. લગભગ બે હજાર યુવાનો એમાં ભળ્યા અને આઝાદીના એ પ્રથમ સંગ્રામની ગરમી મહીકાંઠે વ્યાપી ગઈ.

સરકારને આ વાતની જાણ થતાં જ તેણે જિલ્લામાં પોતાનાં સશસ્ત્ર લશ્કરો વહેતાં મૂક્યાં. એ લશ્કરો એક ગામથી બીજે ગામ ભરી બંદૂકે પરેડ કરતાં શેરીઓમાં ફરી વળતાં અને પોતાના દિમાગથી લોકોમાં ભય પ્રસરાવતાં.* રસ્તે જતાં ઘાસદાણા માટે આ સોલ્જરિયાઓ (સોલ્જરો) ઊભાં ખેતરો લૂંટતા. જે વિરોધ કરે તેમને રંજાડતા. એમ ચોતરફ ભય અને અશાંતિ ફેલાઈ ગઈ.

આણંદના યુવાન મુખી ગરબડદાસ અને એમના સોબતીઓને+ આ સ્થિતિ અસહ્ય લાગી. લોટિયા ભાગોળે રેલવે લાઈનની નજીક આવેલા વડ આગળ લશ્કરનો પડાવ હતો. એને ભગાડવાનો ગરબડદાસ અને તેમના મિત્રોએ નિશ્ચય કર્યો.

બીજે પ્રસંગે ગરબડદાસ અને એમની મંડળી અંધારી રાતે લશ્કરી છાવણીમાં પહોંચી ગઈ. સોલ્જરિયા નિર્ભય રીતે ઊંઘતા હતા. ઘોડા હણહણાટ કરતા દાણોપાણી ખાઈ રહ્યા હતા અને આકાશના તારાઓ આ દૃશ્ય એકાંતમાં નિહાળી રહ્યા હતા. એ અંધારી રાતની શાંતિમાં આણંદના એ શૂરવીર યુવાનો છાવણીમાં પેઠા. ઘોડાનાં પૂછડાં કાપી નાખ્યાં અને આજુબાજુ પડેલો શસ્ત્રસરંજામ ઉપાડી તેઓ ગેબી પંથે પલાયન કરી ગયા.×

સવાર થયું. સોલ્જરિયા જાગ્યા અને એમણે ગામમાં આ બનાવની તપાસ ચલાવી. 'ઘર ફૂટે ઘર જાય' એ કહેવત પ્રમાણે આ પરદેશી સરકારના સૈનિકોને ગુનેગારોની બાતમી આપનાર પણ મળ્યા. બળવાખોરો પકડાવા લાગ્યા. આખા મહીકાંઠા પરથી એ પ્રમાણે બળવાખોરને પકડવા માંડ્યા હતા. ખાનપુર મુકામે એ બધાને એકઠા મોકલવામાં આવ્યા, અને ત્યાં માંડેલી લશ્કરી અદાલતના હુકમથી એમને તોપને ગોળે ઉડાડી દેવામાં આવ્યા.

---

* આ બનાવની યાદગીરી રૂપે તેમજ સ્વામીનારાયણ મહારાજના આગમનની યાદગીરી રૂપે ચરોતરનાં કેટલાંય ગામોનાં ઘરોની ભીંતોએ લશ્કર અને શ્રીજીના વરઘોડાનાં ચિત્રો ચીતરેલાં જોવા મળે છે.

+ આ સોબતીઓનાં નામ—મૂળજી વેણીરામ જોષી, બાપુજી રાવદાસ પટેલ, આહજી પગી, દાનેયો, કૃષ્ણરામ કિરપાશંકર દવે.

× આ પહેલાં ગામમાં લશ્કર ફરેલું. તેમાં ઘોડા સાથે ગાયો પણ હતી. એ ગાયોનું માંસ સોલ્જરિયા ખાતા હશે, એમ માની ગામના જુવાનોની એક મંડળીએ રાત્રે જઈ એ ગાયોનાં દોરડાં કાપી નાખેલાં. સોલ્જરિયા તેથી બહુ ખિજાયેલા, પણ કંઈ જુલમ કર્યા વિના જતા રહેલા.

ઘોડાનાં પૂંછડાં કપાયા પછી બીજે દિવસે ગરબડદાસ પટેલનું આસોજ મુકામે લગ્ન હતું. એટલે સરકારના હાથમાં તે એકદમ પકડાયા નહિ પરંતુ એ ગામમાં આવ્યા એટલે એમને પણ પકડવામાં આવ્યા. નામનો કેસ ચલાવવામાં આવ્યો અને એમને દેશનિકાલની સજા કરવામાં આવી. ગરબડદાસના વંશજો હાલ હયાત છે, અને ગામનું મુખી-મતાદારપણું હજુ પણ તેમના કુટુંબમાં ચાલુ છે.

**મોટું અડધ અને નાનું અડધ :** ગામમાં આવી વસેલા મૂળ બે પાટીદાર હતા. તેમાંના મોટા ભાઈની પ્રજા જ્યાં રહી તે સ્થળ મોટું અડધ કહેવાયું અને નાના ભાઈની પ્રજા જ્યાં રહી તે સ્થળ નાનું અડધ કહેવાયું. એમ મનાય છે.

**ઇતિહાસની પ્રકીર્ણ વિગતો :** સ્ટેશન ઉપર ડાકોરના શ્રી રણછોડરાયજીની જમીનો વગેરે મિલકતો હતી. તેનો કબજો આણંદના ખ્યાત ખેડાવાળોએ લીધો. ગામની કેટલીક ધર્મશાળાઓના કબજા પણ બ્રાહ્મણો તેમ જ પાટીદારોએ લીધા. પરિણામે તળ આણંદ ગામમાં હાલ કોઈ સાર્વજનિક ધર્મશાળા નથી.

અસહકારની પહેલી ચળવળ વખતે નાવલી આગળ રેલવેના પાટા ઊખડેલા. તેમાં આણંદના લોકોનો પણ ફાળો હતો. તે પછીની સત્યાગ્રહની લડતમાં તો એ એક કેન્દ્ર હતું.

નીચેનાં સ્થળો રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીની સભાઓથી પાવન થયેલાં છે. વડું તળાવ, ચરોતર એજ્યુકેશન સોસાયટીનું ચોગાન આગળ તેમ જ પાછળ, લોટિયા ભાગોળ, તેની સામેના કબ્રસ્તાનમાં આવેલી આમલીઓની ઘટા.

**આધાર :** ૧. શ્રી ઉમિયાશંકર જીવણલાલ ઠાકર, ઠે. પ્રેરણા ભવન, ઘોરી ફળિયું, આણંદ—એમણે ખાસ સંશોધન કરી તૈયાર કરી આપેલી નોંધો. ૨. 'જનતા,' તા. ૪, ૧૦, ૧૭, નવેમ્બર, ૧૯૫૧માં પ્રકટ થયેલા શ્રી અમૃત પંડ્યાના લેખો.

# ૨૦
# બ્રહ્મપુરી ઉમરેઠની તવારીખ

**પરિચય :** ઇતિહાસના સંશોધન માટે ઉમરેઠ એક મહત્ત્વનું કેન્દ્ર છે. તળ ઉમરેઠ ઉપરાંત તેની નજીક આવેલાં ઓડ, થામણા, ખીજલપુર, ચૂણેલ, ડાકોર, વગેરે સ્થળોએ પણ ઇતિહાસની સામગ્રી પડેલી છે. ઉમરેઠના (ઠે. લાખાપાસામાં) શ્રી રણછોડલાલ પુરુષોત્તમદાસ કવિ નામના ખેડાવાળ બ્રાહ્મણે જીવનભરના ખંતીલા પ્રયત્નોને પરિણામે આમાંની ઘણી સામગ્રી એકઠી કરેલી છે. તે ઉપરાંત શ્રી ભોગીલાલ ગાંધી નામના ખડાયતા વણિકે પણ આ સામગ્રી એકઠી કરી હતી. તેની નોંધોની એક ચોપડી મૂળ સ્વરૂપમાં તેમના દીકરા શ્રી જયંતીલાલ ભોગીલાલ ગાંધી (ઠે. ત્રણ પોળ ઉમરેઠ) પાસે હાલ છે. શ્રી ગાંધી કરતાં શ્રી કવિનું સંશોધન વધુ ઊંડું અને વિશાળ છે તેમની (શ્રી કવિની) પાસે અનેક હસ્તલિખિત ગ્રંથો, શિલાલેખોની નકલો તથા દસ્તાવેજો પણ છે. તેમણે મહેનત લઈ ને ઉમરેઠના ઇતિહાસની વિસ્તૃત માહિતી તૈયાર કરેલી છે. તેમાંથી પસંદ કરીને મહત્ત્વની તવારીખ આ પ્રકરણમાં આપી છે. એમાં રાજકીય બનાવો ઉપરાંત સામાજિક, ધાર્મિક, આર્થિક અને સાહિત્યના ઇતિહાસના પણ અનેક પ્રસંગો આવે છે. ચરોતરમાં થઈ ગયેલા ઘણા કવિઓ ને લેખકોનાં નામ આ પ્રકરણમાં પહેલી વાર પ્રસિદ્ધ થાય છે. ચરોતરના ઇતિહાસની ઘણી કડીઓ આ પ્રકરણમાંથી જડવા સંભવ છે. આ પ્રકરણમાં ઉલ્લેખેલા ઘણાખરા શિલાલેખોની નકલો શ્રી કવિ પાસે છે.

**ઉમરેઠ ગામ :** ઉમરેઠ ગામ માટે જૂના વખતમાં ઊભરઠ, ઉમાપુરી, ઉમરાષ્ટ્ર, ઉમાક્ષેત્ર, ઉદુમ્બર, ઉમરાવતી, ઉમરાપુરી, એવા શબ્દો વપરાયા હોવાનું શ્રી કવિ જણાવે છે. 'ચરોતરનો ઉમરો ઉમરેઠ' એમ પણ કહેવાય છે. આ ગામ પ્રથમ ક્યાં વસ્યું, તેનું હાલનું નામ કેવી રીતે પ્રચારમાં આવ્યું, એ વિષે વિવિધ માન્યતાઓ છે. એ બધાનું સંશોધન થાય અને આજુબાજુનાં ગામોના ઇતિહાસની કડીઓ સાથે બધી વિગતોનો મેળ બેસાડી શકાય ત્યારે જ આ વિગતોનો નિર્ણય થઈ શકે. હાલ તો શ્રી કવિએ મેળવેલ માહિતી અત્રે આપી છે.

**ગામની સ્થાપના :** ઉમરેઠ ગામ વિક્રમ સંવત ૫૫૫, ઈ. સ. ૪૯૯માં લેઉઆ પાટીદાર જગા પટેલે વસાવ્યું. તે વખતે આઠ ઘર હતાં. બ્રાહ્મણ ૧, ભરૂડા ૧, ગંધર્વ ૧, કણબી ૧, રબારી ૧, ધોબી ૧, રજપૂત ૧, વાળંદ ૧, હાલ રેલવે સ્ટેશન નજીક શ્રી. મૂળેશ્વર મહાદેવનું દહેરું છે તેની આસપાસ આ વસતી હતી.

**ઈ. સ. ૭૪૬થી ૧૨૯૭ :** વિક્રમ સંવત ૮૦૨ ઈ. સ. ૭૪૬થી વિક્રમ સંવત ૧૩૫૩, ઈ. સ. ૧૨૯૭ સુધી

એમાં પાંચસો ઘર બંધાયાં હતાં. એ મુદત દરમિયાન આ ગામ ક્ષત્રિયોના કબજામાં હતું. તે કાળનાં થોડાંક પ્રમાણો નીચે પ્રમાણે છે :

૧. વિક્રમ સંવત ૧૧૫૨ ઈ. સ. ૧૦૯૬માં ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહની માતા શ્રી. મીનળદેવી ગુજરાતના પ્રવાસે નીકળ્યાં હતાં. તે ફરતાં ફરતાં નડિયાદ થઈ ઉમરેઠ આવેલાં. તેમણે ગામની ઉત્તરે, હાલના નડિયાદ ડાકોર માર્ગ ઉપરના ઉમરેઠના બસ મથક નજીક આવેલી સાત માળની સુંદર વાવ બંધાવી હતી. તેનું પાણી અખૂટ હોઈ અત્યારે પણ વપરાય છે. એ વાવમાં ભદ્રકાળી ઉર્ફે ઉંટાઈ ઉર્ફે હાંસી માતાનું સ્થાનક છે.

૨. વિક્રમ સંવત ૧૧૫૮ના શ્રાવણ સુદ ૯ ને બુધવારે મહારાજા સિદ્ધરાજ જયસિંહે શ્રી મૂળેશ્વર મહાદેવ, અષ્ટભૈરવ તથા બબ્રુવાહન, એ ત્રણ દેવોની સ્થાપના કરી દેરાં બંધાવેલાં કહેવાય છે. તેનો શિલાલેખ આ ખંડના પહેલા પ્રકરણમાં આવી ગયો છે.

૩. નીચેનો શિલાલેખ વિક્રમ સંવત ૧૧૯૯નો છે. તેની નકલ સંવત ૧૭૫૨માં વ્યાસ રણછોડજી સુરજીએ લખી રાખેલી તે તેના વારસો પાસેથી મેળવી રા. બ. હરગોવિંદદાસ દ્વા. કાંટાવાળાએ 'સાહિત્ય' માસિકમાં પ્રકટ કરેલી.

**શિલાલેખ :** સ્વસ્ત શ્રી. ગામ ઉંમરઠાં તીર્થે શ્રાવકશેરી મધ્યે સંવત ૧૧૯૯ માગમાસોત્તમ વદિ ૪ પુષ્કકરણ યોગે રાય કુમારપાળ પાટે બેઠા સંઘપતિ મહંસાલિગમહં-દેરાસરે શ્રી પ્રતિષ્ઠિત શ્રી પાર્શ્વનાથજિ મહાતીર્થે શ્રી નેમિનાથ જિનનવિંત્રમિહંસકારોતો—અસ્ત.

૪. સંવત ૧૨૧૨માં અમદાવાદ, ખંભાત, વગેરે સ્થળેથી આવી લેઉઆ પાટીદાર ઉમરેઠમાં વસ્યા. સુથાર તથા લુહાર પણ આવ્યા. તેમને જે જમીન આપવામાં આવી તે સ્થળ **લવારિયું** કહેવાય છે. અને ત્યાં આવેલી તલાવડી **લવારિયા તલાવડી** તરીકે ઓળખાય છે. આ સાલથી ઉમરેઠની વસ્તી વધવા માંડી. તે ચાર પાંચ હજાર થઈ, અને એમાં જુદી જુદી જ્ઞાતિઓ ઉમેરાઈ.

૫. સંવત ૧૨૧૨ના કાર્તિક સુદ પૂનેમ ને ગુરુવારને રોજ સવારે ડાકોરના ભક્ત બોડાણા સાથે દ્વારકાંથી ડાકોર જતાં ભગવાન શ્રી. રણછોડરાયજી ઉમરેઠ આગળ થઈને પસાર થયેલા. હાલના ડાકોર જવાના મોટર માર્ગ ઉપર રણછોડજીનાં પગલાંની દેરી આવેલી છે. તે આ બનાવનું સ્મારક છે. આ સ્થળે આવેલો શિલાલેખ નીચે પ્રમાણે છે:—

## શિલાલેખ

શ્રી ગણેશાય નમ : કુવેણ શ્રીરણછોડજીના છે સંવત ૬૮૬ શ્રા ૬૬ સાકે ૧૭૬૪ મહાતમાસે મુક્લ ૧ ગી તીથૌ ઉ+ + + જીર્ણોધ્ધાર કર્યો છે ।। શ્રીરણછોડજી કુવા પર વિરાજી કુવામાંથી જલ નિકાળી પીધુ શ્રી ઉમરેઠ ચોટાણા વિજય સિંહની ચેલ ઉમિ રાસી સં० ૧૨૧૨ના कारतक सुक्ल पुनमे प्रभाते पगचरण ચારડી મુકાય છે श्री कृष्णार्पण श्रीरस्तु ।।

૬. ઉમરેઠ ગામની દક્ષિણે ભાટચારણોની કુળદેવીનું સ્થાનક છે. તેના દેરા ઉપર નીચેનો શિલાલેખ છે.

## શિલાલેખ

શ્રી ગણેશાય નમ :

ઉમરેઠના વંસ્ય સુતારસમસ્ત બારોટના ચોપડાનું પાનું + + + માં સંવત ૧૨૧૭ માતાજી ચારણીની જનયગા રૂપજીએ માતા ચારણીનું સ્થાપન કર્યું છે તથા તલાવડી મપાવી + + + મૂળ જમીન ગરાશિયાએ માતામાં આપી છે–સંવત ૧૨૧૭ની સાલમાં. + + +

આ શિલાલેખમાં સંવત ૧૨૧૭નો ઉલ્લેખ છે અને જમીન ગરાશિયાઓએ આપેલી છે એમ જણાવ્યું છે.

૭. સંવત ૧૨૧૮ પછીના અરસામાં દાઉદી વોરા નામની મુસલમાન કોમ ઉમરેઠમાં આવી. આ કોમનાં ઉમરેઠમાં આશરે સો ઘર છે. એમનો લત્તો વહોરવાડ કહેવાય છે. તેમનું કબ્રસ્તાન ઉત્તરે ડાકોર ભાગોળે આવેલું છે. દંતકથા કહે છે કે રાજા સિદ્ધરાજના બે પ્રધાનો દાઉદી વહોરાના સંપ્રદાયમાં દાખલ થયેલા. તેમાંના એકની કબર ઉમરેઠમાં છે અને બીજાની ગોધરા નજીક ગળિયાકોટમાં છે. ઉમરેઠવાળી કબર પવિત્ર મનાય છે. તેથી દાઉદી લોટિયા વહોરા લોકો ઉમરેઠમાં એ કબરની જાત્રા કરવા આવે છે.

૮. સંવત ૧૨૫૧માં કલાલ ગામથી ખેડાણગઢના ગોહેલવંશી ગરાશિયા પહેલવહેલા ઉમરેઠમાં આવ્યા. તેમનો વસવાટ પાટમાંથી શરૂ થયો. તેમની પાછળ તેમના ગોર ઔદિચ્ય ટોળકિયા, ગૌતમ ગોત્રના, ચિકાગોરના વડીલો ઉમરેઠમાં વસ્યા. આ ગરાસિયાના વંશમાં સંવત ૧૭૩૯માં હરિયોળ પસજી વીરમજી તથા સલતનતજી આસમલજી હતા. તેઓ બધા મોગરના ભાયાત કહેવાતા હતા.

**ઈ. સ. ૧૨૯૭થી ૧૮૧૮ :** સંવત ૧૩૫૩, ઈ.સ. ૧૨૯૭ થી. વિક્રમ સંવત ૧૭૮૬, ઈ. સ. ૧૭૩૦ સુધી ઉમરેઠ ઉપર ઇસ્લામયુગના કાઝી મુસલમાનોનો અમલ હતો. તે પછી સંવત ૧૭૮૬, સ. ૧૭૩૦થી લગભગ એંશી વર્ષ સુધી પેશ્વાનો અમલ રહ્યો. ત્યાર પછી વિક્રમ સંવત

૧૮૭૪, ઈ સ ૧૮૧૮થી ઇસ્ટ ઇન્ડિયા કપનીનુ રાજ્ય થયુ આ બધા વર્ષો દરમિયાન ઉમરેઠની પડોશમા આવેના ખીજલપુર અને ડાકોરના તીર્થોમા ચારેય દિશાએથી યાત્રાળુઓ આવતા અને તે ઉમરેઠમા થઈને જતા-આવતા આ કાળમા ઉમરેઠ વિદ્યા, લક્ષ્મી, પરાક્રમ અને શિ પકળાથી સોહામણુ અને અદ્વિતીય ખ્યાતિવાળુ હતુ આ સમયની વિસ્તૃત તવારીખ નીચે આપી છે

**કવિ મીરાં** વિક્રમ સવત ૧૪૮૫ ઈ સ ૧૪૨૯મા ઉમરેઠ આવેલો અને મીનળદેવીએ બધાવેની વાવ ઉપર ઊતરેલો ત્યા ખીજલપુરના શ્રી ચતુર્ભુજજી મહારાજનો મહિમા સાભળી તેના દર્શન કરી તે પાછો ફરેલો

**જૈન તીર્થ.** વિક્રમ સવત ૧૪૯૬, ઈ સ ૧૪૪૦મા મેરૂકીર્તિવિરચિત "જૈન શાશ્વત તીર્થમાળા" નામે ગ્રથમા ઉમરેઠને જૈનોના તીર્થરૂપ ગણેલુ છે તે જૈનોના પ્રથમ ગણધર જૈનધર્મીઓનુ તીર્થસ્થાન હતુ તે સમયમા ગામના મોટા ભાગના લોકો જૈન હતા સાધુઓ અને જતિઓ અહી આવતા અને ચૈત્યો, મદિરો, પોષધશાળાઓ બધાવતા આ સ્થાનોમા તેમના અનુયાયીઓ વિસામો લેવાને ઊતરતા હાલ આ હકીકતના અવશેષ રૂપે બૌદ્ધ તેમ જ જૈન ધર્મની પ્રતિમાઓ ઉમરેઠમા કેટલેક સ્થળે ભીતોમા ચણેલી તેમજ છૂટી માલૂમ પડે છે

**બાજ ખેડાવાળ બ્રાહ્મણોનું પ્રથમ આગમન** વિક્રમ સવત ૧૫૦૦ ઈ સ ૧૪૪૪થી ગુજરાતમા અધાધૂધીનો સમય આવ્યો તે સમયમા ખેડાવાળોના ચરોતરમા નવ ગામ પૈકી કણજરી ગામના શ્રીકૃષ્ણ ઉર્ફે કીસનજીના વશના કૌશિકીઆ દવેજી ધરણાજી જેમની અર્ધાગનાનુ નામ દેવકીબાઈ હતુ તે પહેલા ઉમરેઠમા આવ્યા બાજ ખેડાવાળ બ્રાહ્મણોનુ ઉમરેઠમા આ પ્રથમ આગમન હતુ

**ધાંગધ્રાના ચારણ કવિ કેશવરામ :** વિક્રમ સવત ૧૦૦૫મા આ કવિ ડાકોરની યાત્રાએ આવેલા ત્યાથી કવિ ભોજક અને નેપાળ સાથે ઉમરેઠ આવી આઠ દિવસ પ્રજાને કવિતાનુ રસપાન કરાવેલુ એ પછી ખીજલપુર થઈ તે જુનાગઢ ગયેલા

**ભગવાન શ્રી ચૈતન્યદેવ :** વિક્રમ સવત ૧૫૧૧, ઈ સ ૧૫૬૭મા બગાળના સુપ્રસિદ્ધ વૈષ્ણવ આચાર્ય શ્રી ગૌરાગ પ્રભુ ઉર્ફે શ્રી ચૈતન્યદેવ પોતાના શિષ્ય ગોવિદદાસ અને અન્ય મડળી સાથે ભારતની યાત્રાએ નીકળેલા તેઓ દ્વારકા જતા ઉમરેઠ ગામની પૂર્વ દિશાએ હાલ જ્યાં જાગનાથ મહાદેવ નજીક ચોગાન છે ત્યાં ઊતરેલા તેઓ નાસિકથી દમણ, સુરત, વડોદરા અને ડાકોર થઈ પાછા ફરતા આ માર્ગે થઈ નડિયાદને માર્ગે અમદાવાદ થઈ જુનાગઢ ગયેલા ત્યા તેમને ભક્ત કવિ નરસિહ મહેતાનો ભેટો થયો હતો આ યાત્રાનો વૃત્તાત ગોવિન્દદાસ સાધુએ બગાળી ભાષામા લખ્યો છે

**ભક્ત કવિ નરસિંહ મહેતા :** વિક્રમ સવત ૧૫૧૪મા જૂનાગઢના વૈષ્ણવ શિરોમણિ ભક્ત કવિ નરસિહ મહેતા ડાકોરની યાત્રાએ આવેલા ત્યાથી પાછા ફરતા ઉમરેઠ થઈ ખીજલપુર થઈ તે પાછા ફરેલા તેમની સાથે તેમના અષ્ટ સખાનુ મડળ પણ હતુ

**વિષ્ણુદાસ સ્વામી :** વિક્રમ સવત ૧૫૨૫ ઈ સ ૧૪૫૯ મા નરસિહ મહેતાના એક શિષ્ય વિષ્ણુદાસ સ્વામી ઉમરેઠમા આવેલા અને તેમણે લોકોને ભક્તિરસ પાયેલો

**શ્રી એકનાથજી મહારાજ :** દક્ષિણના પરમ વૈષ્ણવ શ્રી એકનાથજી સવત ૧૫૩૦ મા યાત્રા કરતા કરતા ડાકોર આવેલા ત્યાથી ઉમરેઠમા બે દિવસ રહી ખીજલપુર થઈ પોતાના દેશમાં પૈઠણ ગામે ગયેલા

**કવિ વસતો :** બોરસદનો આ કોળી ભક્ત એ જ અરસામા ઉમરેઠ આવેલો તે સાધુ ચરિત્રના ભજનો બનાવી લોકોને ગાઈ સભળાવતો એ ભજનો અત્યારે પણ કોળી ધારાળા, વાઘરી વગેરે લોકો ગાય છે

**ભક્ત કવિ મીરાંબાઈ :** વિક્રમ સવત ૧૫૧૫ ઈ સ ૧૪૫૮ મા મેવાડનો ત્યાગ કરી મીરાંબાઈ દ્વારકા ગયા ત્યાથી ડાકોર આવી રહ્યા અને ડાકોરથી વૃદાવન જતા તેમણે ઉમરેઠ મુકામ રાખેલો જે સ્થળે ચૈતન્ય પ્રભુ ઊતરેલા તે જ જગ્યાએ એ મુકામ હતો

**વૈશ્ય કવિ નાકર** જ્ઞાતિએ દશા દિશાવાળ વણિક આ કવિ વડોદરાનો વતની હતો તે ખીજલપુર તથા ડાકોરની યાત્રાએ ગયેલો ત્યારે તેણે વિક્રમ સવત ૧૫૭૨મા પોતાનુ હરિશ્ચન્દ્રાખ્યાન ઉમરેઠમા લખવા માડેલુ એમ એ આખ્યાનમા ઉલ્લેખ છે તે કવિ વિક્રમ સવત ૧૬૦૧ મા મરણ પામ્યો મનાય છે

"સવત પદર બહોતેર અબ્ધ સ શુદ્ધાષ્ટમી ભાદરવો માસ,
દર્શને ગવાતા ઉમરેઠ ભણી ત્યા કથાની માડી જોડણી,
અજ્ઞાતે કીધો અભ્યાસ, કહે નાકર છઉ હરિનો દાસ"

**વીરપાળનો મહેલ :** શાલિવાહન શક ૧૪૪૮ ના આસો સુદિ દશમને દિવસે બોરસદ જિલ્લાના અજયસત વીરપાળે ઉમરેઠ ગામની ઉત્તરે મીનળદેવીની વાવના કૂવાની ઉત્તરે પોતાને રહેવા માટે મહેલ તથા કચેરીઓ બધાવી હતી

આ મકાનો ખંડિયેર હાલતમાં હજી હયાત છે. એની આસપાસ તે વખતની નાનકડી જેલની કિલ્લેબંધીનાં ચિહ્નો મોજુદ છે. હાલ તેના ઉપર ઘાસ ઊગેલું છે. ત્યાં એક પાળિયો હતો. તેના પર યોદ્ધાઓની આકૃતિઓ કોતરેલી હતી. એ ઉપરથી લાગે છે કે તે યુદ્ધમાં મરાયો હશે.

**વિદ્યાતીર્થ સ્વામીજી:** વિક્રમ સંવત ૧૫૬૦, ઈ. સ. ૧૪૯૪માં વિજયનગર ઉર્ફે વિદ્યાનગરના શંકરાચાર્ય વિદ્યાતીર્થ સ્વામીજીએ ડાકોર જતાં ઉમરેઠમાં સાત દિવસ રહી ઉપદેશ કર્યો હતો.

**ખડાયતા વાણિયાનું પ્રથમ આગમન:** વિક્રમ સંવત ૧૫૮૨માં ચાંપાનેર-પાવાગઢ તૂટ્યું. ત્યાંથી ખડાયતા વાણિયા ઉમરેઠમાં આવી વસ્યા. પ્રથમ આવનાર પારેખવાળા કુબેરજી રામજી હતા. તેમનું કુટુંબ હાલ મહાજનના શેઠ તરીકે ઓળખાય છે. તેમની પછી તલાટીવાળા શામદાસ તળશી તથા શાહ પટેલ નાનુભા રૂઘનાથના વડીલ માધવજી સંતોષજી બિન અકાજી આવ્યા. આ પારેખવાળાની જમીન પહેલાં પારેખ ખંડા ઉપર હતી. હાલ એ પારેખ ખંડાને પાળી ખંડુ કહે છે. આ પાળી ખંડુ એ નાની તળાવડી છે. એ જમીન પૈકી ઘણી જમીન પાછળથી ખેડાવાળ વેદપુરુષ બ્રાહ્મણોને બ્રહ્માર્પણ થઈ છે.

**ચતુર્ભુજ મહારાજની મૂર્તિ:** પાવાગઢમાં જ્યાં સૂરજ દરવાજો હતો તેમાં પેસતાં સામે વિશ્વામિત્ર ઋષિએ સ્થાપેલી શ્રી. ચતુર્ભુજ મહારાજની મૂર્તિનું ભવ્ય મંદિર હતું. તેના સ્થાપત્યના નમૂના રૂપ ઝીણી કોતરણીવાળું ગર્ભગૃહનું મૂળદ્વાર હજી પણ ત્યાં છે. સંવત ૧૫૮૨માં પાવાગઢ તૂટતાં આ મંદિર પણ તૂટ્યું. ત્યાંથી ઉમરેઠ આવેલા ખડાયતા વાણિયા પૈકીના નાણાવટીવાળા પારેખ જીવાજી રામાજી વિક્રમ સંવત ૧૬૨૬, ઈ. સ. ૧૫૭૦ના ભાદરવા વદ ૧૧ને સોમવારે ઉમરેઠમાં રહેવા આવ્યા ત્યારે તેઓ સદર મૂર્તિ ઉમરેઠમાં લાવેલા. તેનું એક નાનું દેરું કંસારાના લીમડા નીચે હાલ જ્યાં પંચમુખી મહાદેવનું દેરું છે તેની સામે એટલે પૂર્વ તરફ હતું. તે પડી જવાથી આ મૂર્તિને ત્યાંના એક મકાનમાં પધરાવવામાં આવેલી છે. તેની પૂજા શ્રીગૌડ બ્રાહ્મણ કરે છે. એની દેખરેખ નાણાવટીના વંશજો હજુ પણ રાખે છે. આવી બીજી મૂર્તિ ખીજલપુરમાં ઘણી પ્રાચીન છે. આ મૂર્તિ આવ્યા પછી ઉમરેઠમાં ખડાયતા વાણિયાઓની વસતી વધી એમ મનાય છે.

**કવિ સંમેલનો:** વિક્રમ સંવત ૧૬૩૯માં મહેમદાવાદના કવિ લક્ષ્મીદાસ ઉમરેઠમાં આવેલા. તે પછી સંવત ૧૬૪૪માં વીરસદનો કવિ વસતો ડોડિયો, મહેમદાવાદના કવિ વલ્લભ ખોખાનો દીકરો લક્ષ્મીદાસ અને આશેજનો કવિ રૈયત હરિદાસજી-એ બધા ઉમરેઠમાં ૭ માસ રહેલા. સંવત ૧૬૬૦માં ખંભાતમાં બંધારા જ્ઞાતિનો કવિ દેવીદાસ ગાંધર્વ અને ઉમરેઠમાં હિરાસુત કહાન નામે કવિ થઈ ગયો. ૧૬૫૨માં ડાકોરના કવિ વિપ્રવજેશ્વરજી ઉમરેઠમાં આવી રહેલા. આ બધા કવિઓ ઉમરેઠમાં આવતાં-જતાં સમેલનો ભરતા. તેઓ તંબૂરો, વાંસળી, શરણાઈ, તબલા, ઢોલ, પખવાજ, ઝાંઝ, ટપ્પટિયું, શિંગ, ખંજરી, સારંગી, તાલ, ડંકો વગેરે વાજિંત્રો બજાવી લોકોને કાવ્યરસનું પાન કરાવતા.

**જૈનો અને વૈષ્ણવોના ઝઘડા:** વિક્રમ સંવત ૧૫૦૦થી ૧૬૨૮ સુધી ઉમરેઠમાં જૈન વાણિયાઓનું વર્ચસ્વ હતું. તેઓ શ્રાવકપોળમાં એટલે હાલની સટાકપોળમાં રહેતા હતા અને કાપડ તથા અનાજના વેપારી હતા. કેટલાક રંગવાનો ધંધો કરતા હતા. તેમની અને ખડાયતા વાણિયા જેઓ વૈષ્ણવ હતા તેમની વચ્ચે વેપારની હરીફાઈ ચાલતી. તેમાંથી એક વખત મોટો ઝઘડો થયો અને તેને પરિણામે શ્રાવક વાણિયાઓએ ધાર્મિક ઝનૂનથી ખડાયતાઓની કંઠીઓ તોડવા માંડી. એનાથી શત્રુવટ જામી અને અવારનવાર તકરારો અને મારામારીઓ થવા લાગી. આ ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ લીધું. એનો નિકાલ લાવવા ગામના પાટીદાર અને બ્રાહ્મણોનું મહાજન ભેગું થયું. તેણે ઠરાવ કર્યો કે બન્ને કોમના ધર્માચાર્યોને બોલાવવા અને જે કોમના આચાર્ય હારે તે કોમે ગામ છોડી ચાલ્યા જવું.

**શાસ્ત્રયુદ્ધ:** વિક્રમ સંવત ૧૬૨૬માં ઉપરના ઠરાવ મુજબ, વૈષ્ણવ વાણિયાઓના ધર્મગુરુ સિદ્ધાચાર્ય, શ્રી વિઠ્ઠલનાથજી મહારાજ તેમના અષ્ટસખા વગેરે સાથે ઉમરેઠ આવ્યા. તેઓ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ સ્થાપેલા બ્રહ્મવાદી શુદ્ધાદ્વૈત સિદ્ધાંતના ઉપદેશકો હતા. જૈન વાણિયા તરફથી તેમના આચાર્યશ્રી હીરવિજયસૂરીજી પોતાના રસાલા સાથે આવ્યા. અત્યારની સટાકપોળમાં સર ગોકળદાસ કહાનદાસ પારેખવાળું જે મકાન કહેવાય છે તે મકાનમાં આ બંને આચાર્યો અને તેમના અનુયાયીઓ શાસ્ત્રીય યુદ્ધ માટે ભેગા થયા. બંને પક્ષે શાસ્ત્રાર્થના મોરચા મંડાયા અંતે બ્રહ્મવાદનો વિજય થયો.

શાસ્ત્રયુદ્ધ જીત્યા પછી મકાનની ભીંતમાં આવેલી એક ખીંટી શ્રી વિઠ્ઠલનાથજી મહારાજના માથામાં વાગી અને સહેજ લોહી નીકળ્યું. તે જોઈ શ્રાવક લોકો મશ્કરીમાં હસ્યા. આથી શ્રી વિઠ્ઠલદાસજીએ શાપ દીધો કે "સબ શ્રાવક કા ઘર જલ જાય." મહારાજે આ શાપ ડાબો હાથ ઊંચો કરી

ઉચ્ચાર્યો હતો તેના પરિણામે હાનની સમકપોળમાં પેસતા ડાબી બાજુએ તે વખતે આવેલા તમામ શ્રાવકના ઘર બળીને ભસ્મ થઈ ગયા આ બનાવ પછી એક કુટુંબ સિવાય શ્રાવકોના તમામ કુટુંબો ઉમરેઠ છોડી ચાલ્યાં ગયા અને મહારાજે સાત દિવસ સુધી શુદ્ધ પ્રેમભક્તિનો લોકોને ઉપદેશ કર્યો પછી તેઓ ડાકોર ગયા આ વિજયથી ઘેલા બની જઈ વૈષ્ણવોએ તે વખતની શ્રાવક પોળને મોખરે આવેલો શ્રાવકનો અપાસરો તોડીફોડી જમીનદોસ્ત કરી દીધો હતો

**ચુણેલની શ્રાવક સતીઓ:** ઉમરેઠના એક શ્રાવક કુટુંબમાં ચાર ભાઈઓ હતા મૂળચંદ, રાયચંદ જયચંદ અને પ્રેમચંદ તેઓ ચુણેલ ગામની એક જ વર્ગની ચાર કન્યાઓને પરણ્યા હતા તેમના નામ—શમરતી રૂપબાઈ રતનબાઈ, અને હરખબાઈ હતા આ શ્રાવકોને ઉમરેઠથી થામણા જવાના રસ્તામાં ખડાયતા વાણિયાઓ સાથે મારામારી થઈ તેમાં એ ચારે ય ભાઈઓ મરાયા તેની ખબર તેમની સ્ત્રીઓને પડતા તે ચારે બહેનો હાથમાં ઘીની પવાલીની ચાદર લઈ સતી થવા માટે ચૂણેલથી નીકળી રસ્તામાં પોતના પતિઓના શબ જોઈ દરેકે પોતપોતાના પતિનું શબ ઓળખી ખોળામાં લઈ, તેઓ બળી મરી આ સતીઓના સ્મરણાર્થે ઉમરેઠના રામા પટેલે પોતાના ખર્ચે પોતાના ખેતરમાં ચાર દેરીઓ બંધાવી તે હજી હયાત છે આ દેરીઓ પૈકી ત્રીજી અને ચોથી ઉપર બુદ્ધ અને ધર્મચક્રની મૂર્તિઓ મેઆડેલી છે બાઈઓ પતિને ઘેર ગઈ હતી અને બ્રહ્મચારિણી હતી એ સતી થયેલી ચારે બનાવનો આમાં ઉદ્દેશ છે આ સતીઓની લોકો બાધા રાખે છે અને સ્ત્રીઓ ત્યાં રોગના ખાવા જાય છે

આ દેરીઓ આગળ એક કૂવો હતો ત્યાં આગળ એક પાળિયો હતો એ પાળિયા ઉપર હાથમાં ભાલો લઈ ઘોડે બેઠેલો એક સ્વારની કોતરેલો હતો અને તેની પાછળ સતી થયેલી ચાર સ્ત્રીઓ સુંદર શણગારથી શોભતી હાથમાં દીવા લઈ ઊભેલી બતાવેલી હતી તે પાળિયાની નીચે આ બનાવની નોંધ રૂપે શિલાલેખ કોતરેલો હતો

ઉપરની દેરીઓ બંધાવનાર રામા પટેલે હાનનું રામ તળાવ પણ બંધાવેલું છે

ઉપર પ્રમાણે શ્રાવકની વસ્તી ઉમરેઠમાંથી ચેગઈ જતા એ ધર્મના દેરાસરો ઉમરેઠમાંથી ઉઠાવી મહુધા પાસે મહેલાવ ગામમાં લઈ જવામાં આવ્યા હતા

**દ્વારકાના શંકરાચાર્ય**. ઉપરનો બનાવ બન્યો તે પહેલા વિક્રમ સંવત ૧૫૦૦માં દ્વારકાની ગાદીના શંકરાચાર્ય શ્રી વિશ્વેશ્વરાશ્રમ ઉમરેઠ આવેલા અને પછી થામણા જઈ, પંદર દિવસ રહેલા

**બાજ ખેડાવાળનું બીજું આગમન**. વિક્રમ સંવત ૧૫૦૦થી બાજ ખેડાવાળ બ્રાહ્મણોનું બીજું આગમન શરૂ થયું તેઓ કણજરી સોજિત્રા મોગરીઓળ સુરેલી ધૂરેલી વરોડિયા, ચેલિયા વૃષ્ઠવિયા ડેમુનિયા વગેરે ગામોમાંથી આવવા લાગ્યા

વિક્રમ સંવત ૧૫૧૭, ઈ સ ૧૪૬૦થી વિક્રમ સંવત ૧૬૫૦ના અરસામાં બાજ ખેડાવાળ બ્રાહ્મણો ઉત્તર ગુજરાતમાં પાટણથી અઢી ગાઉ ઉપર આવેલા શ્રીપુર ઉર્ફે સુરેલી ઉર્ફે દેહેલી નામે ગામ ભાગવાથી ઉમરેઠમાં આવ્યા ત્યાં શાંડિલ્ય ઋષિનો આશ્રમ છે તથા વ્યાસ મુનિનું મંદિર છે ત્યાંના શાંડિલ્ય ગોત્રના શંકરભાણ વૈદ્ય મિન જાનાની વિધવા દેવબાઈ ગલા અને ગોવાળ નામના બે છોકરાઓને લઈ પ્રથમ આવેલી ત્યાર પછી દવે શ્રીધર ગંગાધરની વિધવા અગરબાઈ વિદ્યાધર અને અર્જુન નામના બે છોકરાને લઈ ઉમરેઠ આવેલી

આ ગાળામાં ઉમરેઠમાં બાજ ખેડાવાળ જ્ઞાતિના આશરે ત્રણસો ઘર થયા તેથી જ્ઞાતિનું બંધારણ કરવાની જરૂર પડી વિક્રમ સંવત ૧૬૨૮માં ખેડાવાળના મુખ્ય નવ ગામ પૈકી કણજરી ગામ તરફથી દવેજી લાખા ઘણુંએ પોતાના નામથી પ્રથમ લાખા પાસું બાંધ્યું પછી થામણા ગામથી નાનું પાસું અને મહુધા તરફથી મોટું પાસું એ પ્રમાણે સમસ્ત જ્ઞાતિ ત્રણ ભાગમાં વહેંચાઈ દરેક ભાગમાં થડ ઠરાવવામાં આવ્યાં લાખા પાસામાં પડ્યાવાળા ઉમાભાઈ નાનાભાઈ મિન છત્રાભાઈનું થડ મોટા પાસામાં જોરીવાળા લક્ષ્મીદત્ત સુરજી મિન દેવજીનું થડ અને નાના પાસામાં નડિયાદના પાડ્યાવાળા દવે વજેરામ મીઠાના વડીલોનું થડ એ પ્રમાણે વ્યવસ્થા થઈ

**બાદશાહ જહાંગીર અને અન્ય કાવાળની વ્યવસ્થા** વિક્રમ સંવત ૧૬૫૭ ઈ સ ૧૬૦૧માં દિલ્હીના બાદશાહ જહાંગીર ગુજરાતના પ્રવાસે આવ્યા, ત્યારે ઉમરેઠ ગામની દક્ષિણ દિશાએ ઓડ ભાગોળે તેમણે મુકામ કરેલો એ વખતે ઉમરેઠનો કિલ્લો, તેના ચાર દરવાજા અને મસીદ થઈ બજી અને કોટવાલ નિમાયા કાટખત (દસ્તાવેજ) લખવાનો રિવાજ શરૂ થયો તેમાં બ્રાહ્મણોનો મોભો એવો ઓળખાવ્યો વાણિયા [illegible] નો સિક્કો કરવાની પ્રથા દાખલ થઈ

આ જમાનામા અદલ ઇન્સાફનો સારો અમલ હતો બે જાતની કચેરીઓ હતી એક શરિયતની કચેરી, જેમા મુસલમાનોના ધાર્મિક ઝઘડાઓનો ફેંસલો થતો બીજી જાતની કચેરીમાં હિન્દુ અને બીજા ધર્મ પાળનારી પ્રજાના ધાર્મિક ઝઘડાનો ફેંસલો પંડિતો અને બ્રાહ્મણો મારફતે શાસ્ત્રો પ્રમાણે થતો આ કચેરીઓનો વહીવટ કાઝીઓ અને મુફતીઓ કરતા આ કચેરીઓમા વિદ્વાનોને મોટા નાના હોદ્દા પર નીમવામા આવતા તેમના ગુજરાન માટે મોટી જાગીરો અને પસાયતા બક્ષવામા આવતાં તેમના હોદ્દાને માન અપાતુ અને તેમના હુકમોનું પાલન થતું આ નિમણુંકો ૧૮૫૮ના બળવા પછી બધ થયેલી મનાય છે

**ગરુડજીની મૂર્તિ** સવત ૧૬૭૫ના મહા સુદ ૫ ને રોજ વહોરા વાણિયા વહાલા રામજીએ પ્રથમ શ્રી ગરુડજીની મૂર્તિની સ્થાપના કરી સવત ૧૮૪૮, ઈ સ ૧૭૮૨મા મઝી અજુમુદ્દીનનો અમલ હતો તેની બાલ્યાવસ્થામાં એક ગરાસિયાએ તેના બાપ મઝી નુરદ્દીનનુ ખૂન કરેલુ તેનુ વેર વાળવા આ કાજીએ ગરુડજીનુ મદિર ભાંગી નાખી એ જગા પર મસ્જિદ કરી તે મસ્જિદ હાલ ગાંધીશેરીમાં ફતેહ મસ્જિદ નામે પ્રસિદ્ધ છે કાઝીના આ તોફાનથી ચેતી ગયેલા હિંદુઓએ ગરુડજીની મૂર્તિ ઉઠાવી લઈ હાલના શ્રી રઘનાથજીના મદિરમા મૂકેલી તે હજી ત્યા જ છે એ મૂર્તિના ચરણ નીચે એની સ્થાપના વિશેનો લેખ હજી હયાત છે

**અમરેશ્વર મહાદેવ** બાજ ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિનું બંધારણ બાંધનાર લાખા પાસાના દવે મોહનજી નાયજીના ભત્રીજા દેવેશ્વર ઘણા શ્રીમત અને પરમ શિવભક્ત હતા તેમણે નવ્વાણું મહારૂદ્ર કરી સવત ૧૬૮૦ના શ્રાવણ માસમા શ્રી અમરેશ્વર મહાદેવની સ્થાપના કરી તેનુ દેરુ બંધાવેલુ તેનો શિલાલેખ ત્યા હતો

**સત્યાસિયો દુકાળ અને નવી વસ્તી** સવત ૧૬૮૭મા ગુજરાત અને તેની આસપાસના મુલકમા 'સત્યાસિયો' તરીકે ઓળખાતો ભયકર દુકાળ પડ્યો તે જ વર્ષમાં મરકી રેલ ધરતીકપ, વગેરે આપત્તિને લીધે ઘણાં ગામો તારાજ થયા તેમાથી ખેડાવાળ વાણિયા, કણબી વગેરે જ્ઞાતિના લોકો ઉમરેઠમાં આવી વસ્યા તેને પરિણામે મહોલ્લા ચકલા, પોળો, શેરીઓ, વગા વગેરેના નામ પડ્યાં

**દ્વારકાના શંકરાચાર્ય** સવત ૧૭૧૫મા દ્વારકાની ગાદીના શકરાચાર્ય શ્રી નૃસિંહાશ્રમ ઉમરેઠ આવેલા અને ડાકોર થઈ દ્વારકા ગયેલા

**વહી ભાગોળે તળાવ ઉપરનો શિલાલેખ :** સવત ૧૫૧૭માં ખાયતા જ્ઞાતિના વહોરા રામજી ગગણુ પામ્યા તેમના પુણ્યમા તળાવની કોટડી બધાવી તેની નોંધ છે એ શિલાલેખમા ઉમરેઠને માટે ઉમા નિહી શબ્દ વપરાયો છે અને દશા-ખડાયતાને માટે ખડાયતા જ્ઞાતીય લઘુ શાખા એવા શબ્દો વપરાયા છે એ નોંધપાત્ર છે

**ખેડાવાળની ત્રણ હવેલીઓ** જાતુ ણિયા દવે અજરામ ઠોભાઈ કરવેલાએ સવત ૧૭૧૫મા ગગાપોળમા ત્રણ હવેલીઓ બધાવી તેઓ વૈદપુરુષ હતા તેમને દવે મહનકારજન અને જનાર્દન નામે બે દીકરા હતા

*ઓડ બજારના દરવાજાનો શિલાલેખ* હાલના સામી નારાયણ અને હનુમાનજીના મદિરની વચ્ચે જો બજારનો દરવાજો પડી ગયેલી હાલતમા છે એ દરવાજાની એ દીવાલમા ઉર્દૂ ભાષામા શિલાલેખ છે, તેમા જણા યા પ્રમાણે એ મિનો નુરદ્દીન કાજીના અમલમા હીજરી સન ૧૦૮૭ એટલે વિક્રમ સવત ૧૭૨૫માં સમરાવ્યો હતો ઓડ ભાગોળના આ દરવાજાનાં બારણા હાલની સરકારી ન્યાય ચેરીના દરવાજામાં વાપરેલા છે

**કવિ પુરીબાઈ** સવત ૧૭ ૭માં કવિ પુરી બાઈનો ઉમરેઠમા જન્મ થયો તેમનુ લગ્ન સવત ૧૭૪'મા થયેલુ સવત ૧૭૫૧માં તે શ્રી રઘનાથજીના મદિરની સેવામા જોડાયા અને સવત ૧૮૦૨ પછી ગુજરી ગયેલા તેમણે કેટલાક આખ્યાનો અને કાવ્યો લખેલાં છે તે જાણીતા છે

**શેલત, ઠાકર, દેસાઈ, વગેરે અટકો** બાજ ખેડાવાળ બ્રાહ્મણોના લાખા પાસાના દવેજી દેવેશ્વર દેવતા પ્રખ્યાત થયા પછી તરત સવત ૧૭૦૦મા દવે રૂપજી મોરારજી મિ. મે પ્રખ્યાતિ પામ્યા તેઓ દિલ્હીના બાદશાહ ઔરંગઝેબના તરફથી અમદાવાદમા રહેતા અને તે વખતના સૂબા નવાબ મુખતિયારખાનના અમલમાં દીવાન સમશેર બહાદુરનુ પદ ભોગવતા તેમણે ઉમરેઠમા સવત ૧૭ ૯મા હથિયારવાળા આરબોની બેરખ રાખી હતી તેમણે સવત ૧૭૩૮માં જમીન વેચાણ લીધેલી તેના કાજીખતમા લખેલી વિગતો ઉપરથી જણાય છે કે આવા દસ્તાવેજો લખાતી વખતે મારફત ઠાકર દેસાઈ, ગરાસિયા શેલત, પટેલ અને તલાટીને હાજર રાખવામાં આવતા અને જેમની હાજરીમા દસ્તાવેજ લખાય તેમની શાખો લેવાતી તે વખતે રાજ્યના કોઈ એક વર્ગના નોકરનુ નામ કે હોદ્દો શેલત હશે અને પાછળથી એ નોકરી ખેડાવાળો કરતા હશે એટલે એ નોકરી કરનાર ખેડાવાળને શેલતની અટકથી ઓળખવાનુ શરૂ થયુ હશે એમ અનુમાન

થાય છે. એ જ રીતે ઠાકર, દેસાઈ, પટેલ, તલાટી એ અટકો વપરાશમાં આવી હશે. સદર દવે રૂપજી મોરારે પોતાના નામની પોળ અને હવેલીઓ બંધાવી હતી. તે હજી હયાત છે.

**ઉમરેઠના પ્રખ્યાત પટેલો :** સંવત ૧૭૫૧ના વૈશાખ સુદ બીજને શનિવારે આસોદરથી જીવણદાસ પટેલ પહેલવહેલા ઉમરેઠ આવ્યા. તે પેટલાદા કહેવાતા એટલે તે મૂળ પેટલાદના હશે. તેમનું કુટુંબ હાલ આસોદરિયા પટેલ તરીકે પ્રસિદ્ધ છે. તે ઉપરાંત પટેલ ભગવાનદાસ મનોરદાસ, પટેલ વસંતદાસ મગનદાસ, પટેલ જેરાભાઈ વેણીદાસ, પટેલ કીશોરદાસ, પટેલ તનુભા, પટેલ છબા, પટેલ ગણેશજી, પટેલ વશનજી, પટેલ જીવણ, પટેલ મીઠા રામદાસ, પટેલ શામળ, પટેલ વેણીદાસ, પટેલ ઝવેરદાસ, પટેલ ગલાભાઈ વગેરેના વડીલો આ અરસામાં પ્રથમ ઉમરેઠમાં વસેલા. તે સિવાય પટેલ કાકા રૂઘનાથદાસ, પટેલ વહાલાભાઈ નથુભાઈના વડીલો પ્રખ્યાત હતા. શ્રી વાઘનાથજીનું મંદિર તથા ધર્મશાળા પટેલ વાઘજી વાસણજીએ બંધાવેલાં મનાય છે. આ પાટીદારોએ ગામની મોટપ અને કીર્તિ વધારવામાં મહારથીપણાનો પાઠ ભજવેલો છે. ગામ ઉપર વારંવાર પડતા માથાવેરા અને જજિયાવેરા માફ કરાવવામાં તથા રણસંગ્રામોમાં એમણે પરદુઃખભંજન બનીને સાહસ, શૌર્ય અને પુરુષાતન દાખવેલાં છે.

**જૂનાં મંદિરો :** સંવત ૧૭૫૧ની આસપાસ બંધાયેલાં ઉમરેઠનાં જૂનાં મંદિરો — શ્રી ગોપાળજીનું, શ્રી રૂઘનાથજીનું, શ્રી ચતુર્ભુજનું, શ્રી કેશવરાયજીનું, શ્રી શ્યામસુંદરજીનું, શ્રી જયદેવજીનું, શ્રી જગમોહનજીનું શ્રી તુળજા ભવાની માતાનું.

**બાલાજી વિશ્વનાથ :** સંવત ૧૭૬૩માં ગાયકવાડનો સૂબો બાલાજી વિશ્વનાથ લશ્કર લઈને ઉમરેઠને માર્ગે અમદાવાદ ગયેલો. તે વખતે તેણે ઉમરેઠ લૂટેલું.

**મૂળેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર :** ઉમરેઠ સ્ટેશન તરફ જવાના રસ્તામાં આવેલું મૂળેશ્વર મહાદેવનું દેરું સંવત ૧૭૮૭ માં રઘુજી પેશ્વા તરફથી ગણેશજી પંડિત નામના એક દક્ષિણી બ્રાહ્મણે સમરાવેલું. તેનો શિલાલેખ છે.

**રઘુજી પેશ્વા :** આ પેશ્વાની રહેવાની હવેલી તથા કચેરીનાં મકાન ભદ્રકાળી માતાની ઉનરે આવેલાં હતાં. તેણે ભદ્રકાળી માતાની ઓરેની વાવ ઉપર શ્રી જગન્નાથ મહાદેવ તથા વીર બંકા હનુમાનની સ્થાપના કરેલી છે. આ મહાદેવ હાલ પારેખ વાણિયાની ધર્મશાળામાં છે મુસલમાનોના હુમલા વખતે સદર પેશ્વાએ ઉમરેઠનું રક્ષણ કર્યું હતું.

**ઉમરેઠના ધનપતિઓ :** ઉપરના અરસામાં એટલે અઢારમી સદીમાં ઉમરેઠમાં પુષ્કળ દ્રવ્ય હતું. સંખ્યાબંધ કોટ્યાધીશો, કોટીધ્વજી, નાણાવટી, કરોડપતિ, લખપતિ, શાહુકા શરાફ, શાહુકી, ધનેશ્વરી, રમેશ્વરી, ધનાઢ્ય, ધનધ્વજી, લક્ષ્મીભંડારી, હૂંડીના વેપારી વગેરેની પેઢીઓ ચાલતી હતી. અમદાવાદ, સુરત, ભરૂચ, મદ્રાસ, વડોદરા, બનારસ, દિલ્હી, કલકત્તા જેવાં પ્રખ્યાત નગરોમાં અહીંના નાણાવટીઓ નાણાં ધીરતા અને દૂર દૂર સુધી તેમની હૂંડીઓ ચાલતી. તે વખતના મુખ્ય નાણાવટીઓનાં નામ નીચે પ્રમાણે હતાં :—

૧. દવેજી પુરુષોત્તમજી બાળભદ્રજીની પેઢી ૨. દવેજી ગંગાદત્તજી માહેશ્વરજી ગામ થામણાની પેઢી ૩. મહેતા ભૂખણજી હરિદત્તજી ગામ મહુધાની પેઢી ૪. ભટ્ટજી રામકૃષ્ણ કાસીદાસજીની પેઢી ૫. શેલતજી ઈશ્વરજી વાસેશ્વરની પેઢી ૬. સેલત ઉદેરામ મહીધરજીની પેઢી ૭. ભટ્ટજી જગનેશ્વરજી વનમાળીની પેઢી ૮. શેઠ રતનજી કહાનદાસની પેઢી ૯. પરી તુળજારામ ભૂખણજીની પેઢી ૧૦ ભટ્ટ માણેકજી છબીલદાસની પેઢી

ત્યાર પછી નીચે જણાવેલી પેઢીઓ ચાલુ થઈ :—

૧. દવે ગોવિંદરામ અવિચળ. ૨. દવે નરભેરામ માણેકજી, ૩. ભટ્ટ મયારામ જોઈતારામ, ૪. જોષી માણેકજી શુભરાય, ૫ જોષી શંભુદત્ત સુરીદત્ત, શાહવાળા, ૬. જોષી જોગેશ્વરજી રવિદત્ત પેશ્વાના, ૭ ભટ્ટ જગન્નેશ્વર રામેશ્વર લખપતિવાળા ૮ પરી કુબેરજી રણછોડજી, ૯ શેલત કાળીદાસ હરિભાઈ, ૧૦. શેલત ઇચ્છારામ કાળીદાસ, ૧૧ શુકલ પ્રાણશંકર ભાઈજીભાઈ, ૧૨. ભટ્ટ મંછારામ મૂળજી, ૧૩. જોષી રામચંદ્ર વ્યંકટેશ, ૧૪. ભટ્ટ પરસોતમ સદાશીવ, ૧૫. ભટ્ટ રામચંદ્ર હરિભાઈ, ૧૬. ભટ્ટ રામકૃષ્ણ લીલાધર, ૧૭. પરી બાલમુકુન્દ વૃન્દાવનજી, ૧૮. પરી મગનલાલ રણછોડ, ૧૯. પંડ્યા કુશળજી હરિભાઈ, ૨૦. પરી છોટાલાલ હરિભાઈ, ૨૧. પરી પ્રેમાનંદ નરસિંહદાસ, ૨૨. પરી નાનાભાઈ નરસિંહદાસ, ૨૩. જોષી દયારામ કીરપારામ, ૨૪. પરી બાળમુકુંદ બાપુજી, ૨૫. પંડ્યા દાદાભાઈ હરિભાઈ, ૨૬ મહેતા બાપુજી કાળીદાસ, ૨૭ જોષી મયારામ શુભરાય, ૨૮. પરી રણછોડ જેઠાભાઈ, ૨૯. પરીખ ભુલાભાઈ પરસુદાસ, ૩૦. તલાટી ગોકળદાસ બાપુજી, ૩૧. શા. પટેલ નરસિંહદાસ રામદાસ, ૩૨. પરીખ કસલજી અંબાઈદાસ, ૩૩. નાણાવટી ભોગીલાલ ભૂલજી, ૩૪. ઝવેરી નરભેરામ નથુજી, ૩૫. ઝવેરી નથુજી જીવરામ, ૩૬. શુકલ જેભાઈ વજેરામ, ૩૭. દવે કાળીદાસ રવિદત્ત, ૩૮. ભટ્ટ રાજારામ રણછોડભાઈ, વગેરે.

**ઉમરેઠમાં મોટા વેપારીઓ :** ૧ શેઠ રૂપજી અબાઈદાસ, ૨ શેઠ ગનાભાઈ ગોરડિયા, ૩ શેઠ સોમદાસ વનમાળી, ૪ તનાગી કહાનદાસ વાસણુજી, ૫ શેઠ શિવલાલ દામજી, ૬ મથુરદાસ ગાંધી, ૭ દલાલ સોમજી કલ્યાણજી, ૮ શેઠ ગંગારામ રણછોડભાઈ, ૯ પરીખ મગનલાલ દ્વારકાદાસ, ૧૦ પટેલ અબાઈદાસ ૧૧ વોરા ગોરધનદાસ સનીભાઈ, ૧૨ શેઠ દલસુખરામ કેવળરામ, ૧૩ શેઠ જમનાદાસ સોમદાસ, ૧૪ શેઠ હરિભાઈ રામદાસ, ૧૫ દેરીદાસ બાપાવાળા, ૧૬ ભાળજા મોતીચંદ પરભુદાસ, ૧૭ ચીજલાલ કાંટાવાળા, ૧૮ દોસી છગનલાલ ઝવેરદાસ, ૧૯ પ્રાગજી પારેખ, વગેરે

આ બધા શ્રીમંતો અને વેપારીઓની ખ્યાતિ સમસ્ત ભારતવર્ષમા પ્રસરેલી હતી એમની જાહોજલાલી "**નવસા નવી હવેલીવાળા, કન્યા જાન ઝરૂખાવાળી**" એ લગ્નગીતમા આબેહૂબ વર્ણવાઈ છે અત્યારે તો એ બધા નામશેષ થઈ ગયા છે માત્ર ઉમરેઠમા ઊભેલી નિસ્તેજ છતા એક વખતની રોનકદાર હવેલીઓમા એ સર્વ જાહોજલાલીના અવશેષો ઇતિહાસની યાદ આપતા હયાત છે

**ભટ્ટ વલ્લભરામ હાલરીવાળા :** રણછોડજી ઉર્ફે રગુજી એ પેશ્વા સરકારનો ઉમરેઠમાં છેલ્લો સૂબો હતો ત્યાર પછી ખેડા જિલ્લા ઉપર ગાયકવાડી સત્તા આવી વિક્રમ સંવત ૧૭૯૨, ઈ સ ૧૭૩૫ના અરસામાં ઉમરેઠના બાજ ખેડાવાળ ભટ્ટ વલ્લભરામ રૂગનાથ ઉર્ફે નાથુજી હાલરીવાળા ગાયકવાડ સરકારના માનીતા મિત્ર હતા તે વખતના રિવાજ પ્રમાણે તેમની માગણીથી સરકારે તેમને ઉમરેઠ ગામની મુલકગીરીનો ઇજારો આપેલો તેમણે તમામ બ્રાહ્મણોને કરમાંથી મુક્ત કરી બીજી કોમો પાસેથી કર ઉઘરાવેલા

**ભટ્ટ શાહુજી :** ઉપરના ભટ્ટ વલ્લભરામના મિત્ર ભટ્ટ ખુશાલલાલ ઇચ્છાલાલ ઉર્ફે વલ્લભરામ શાહુજી કરીને હતા તેમની બહાદુરીભરી સેવાઓને લીધે તેમને શાહુજીનો ઇલ્કાબ મળ્યો હતો, અને છત્ર, ચામર, પાલખી, તથા દિવસે ઘીની મશાલનુ માન હતુ ગાયકવાડ સરકારે વડોદરામા નૃસિંહજીની પોળમા તેમને હવેલી બંધાવી આપેલી, તે શાહુજી ભટ્ટની હવેલીના નામથી ઓળખાતી વધારામાં તેમને સાવલી ગામ તામ્રપત્ર પર લેખ કરી ઇનામ આપેલુ ત્યાં પણ તેમની હવેલી હતી તેઓ વડોદરામા રહેતા

સદર શાહુજી ભટ્ટે જીવનના પાછલા ભાગમા ઉમરેઠ ગામની મુલકગીરીનો ઇજારો રાખેલો તેમણે તેમના મિત્ર ઉપર જણાવેલા ભટ્ટ વલ્લભરામની પેઠે ખેડાવાળ બ્રાહ્મણોને કરમાંથી મુક્ત રાખ્યા નહિ, તેથી એ જ્ઞાતિના આગેવાન શરવીર ભટ્ટ બાજી વણારસિંહ ઉર્ફે વસરામે તેમને આ માટે ખાસ વિનતિ કરી તોપણ શાહુજીએ એ વિનતિનો સ્વીકાર કર્યો નહિ આથી બાજી ભટ્ટે ત્રાગુ ભરવાની ના પાડી તેથી વૈશાખ માસના તડકામા પચવટીના ચોતરા પર દાભનો લગોટો મરાવી તેમને ઊભા રાખવામા આવ્યા અને સાણસી વડે તેમના શરીરની ચામડી તોડાવી લોહી લુહાણ કરી નાખવામા આવ્યા બાજી ભટ્ટ મરણ પથારીએ સૂતા પણ તેમનો જીવ જતો નહોતો તેમના સ્વસુર નડાદી દયારામ કમળાકરે આનુ કારણ પૂછ્યુ ત્યારે ભટ્ટજી બોલ્યા કે, "મારે પાચ પુત્ર છે એમનો પરિવાર પચાસ જેટલો છે છતા મને કોઈ કંઈ પૂછતા નથી ! તો એ પુત્રોમા જનેતાની કૂખ ઉજાળનાર કોઈ મરદ બહાદુર છે ?" આના જવાબમા વનમાળી નામના પુત્ર આગળ આવ્યા અને પિતાની મરણ પથારી નજીક જઈ બોલ્યા કે "ભાઈજી, તમારુ વેણ હુ પાળીશ આ મારો કોલ તમારા હાથમા મારો હાથ મૂકુ છુ આપને જે કહેવુ હોય તે સુખેથી કહો" બાજી ભટ્ટે વેણ ઉચ્ચાર્યું કે, "મારા મૂઆ પછી મારા શબને લઈ ખુશાલલાલની હવેલીના ચોકમા જઈને, તે ચોક વચ્ચે મારી ચિતા ગોઠવી બાળજો અડધો બળી ગયો જણાઉ એટલે તેના દામમા મને નાખજો પછી મને બળતી ચિતામા મૂકી મારાં અસ્થિ ત્યા ને ત્યા દાટી પાછી ઘેર જજો" આટલુ વચન પાળવાનુ કહો તો મારો જીવ ગતે જાય

પુત્ર વનમાળીએ પિતાનો બોલ પાળવાનુ વચન આપ્યુ પિતાના હાથમા ગંગાજળ આપ્યુ અને તેમની છાતી ઉપર હાથ મૂક્યો બાજી ભટ્ટનો જીવ તરત દેવલોક ગયો

હવે એ શહીદ પિતાનુ વચન પાળવાનુ આવ્યુ ગરાસિયા, પાટીદાર વગેરે એક હજાર હથિયારબંધ માણસોના સાથમા શહીદ બાજી ભટ્ટનુ શબ નાના પાસામાંથી શાહુજી ભટ્ટની પોળ તરફ જવા નીકળ્યુ એ શબ પોતાની પોળ તરફ ન આવે તે માટે શાહુજી ભટ્ટે મોટા ફળિયાની કૂઈ આગળ આરઓની બેરખ ગોઠવી એ આરઓને ગરાસિયાઓએ કાપી નાખ્યા અને રસ્તામા ખાડો ખોદી દાટી દીધા તથા તેની પર મોટી શિલા ઢાકી દીધી શાહુજી ભટ્ટે આ હકીકત જાણી કે તરત પોળ બધ કરાવી દઈ એની પાછળ છાપરા સુધી ઊચી લાકડાની આડી ગોઠડી દેવરાવી શબ પોળ આગળ આવ્યુ પોળ ઊઘડી નહિ, એટલે તેને આગ લગાડવામા આવી અંદરના લોકો છાપરે ચઢી ગયા અને પોળ નહિ બાળવા આજીજી કરવા લાગ્યા એમની આજીજીને

માન આપી આગ લગાડવાનું બંધ કરવામાં આવ્યું અને તેમણે પોળ ઉઘાડી નાખી. આ વાત જાણી શાહુજી ભટ્ટ પશ્ચિમ બારણે થઈ પોતાના ડેલામાં ઘોડાઓની ગમાણમાં સંતાઈ ગયા. પિતૃકોલ પ્રમાણે શહીદ બાજી ભટ્ટના પુત્રોએ પિતાનું શબ શાહુજી ભટ્ટની હવેલીમાં બાળ્યું. તે પછી શાહુજી તે હવેલી છોડીને નાસી ગયા અને ત્યારથી તે પોળ બળેલી પોળના નામે ઓળખાય છે. આ બિના પરંપરાથી સાંભળેલી છે. આ પહેલાં એ પોળને રૈવાદાસ વાંચીદાસ છાઈ ભટ્ટની પોળ કહેતા હતા.

ઉમરેઠમાં મોટા ફળિયાના નાકે એક કૂઈ આવેલી છે. તે કૂઈ હીરાકૂઈ કહેવાય છે. તેના ઉપર આશરે ત્રણ ફૂટ ઊંચો અને એક ફૂટ પહોળો પથ્થરનો પાળિયો હતો. તે પાળિયાના ઉપરના ભાગમાં તલવાર લઈ ઉભેલા માણસનું ચિત્ર હતું. તેની સાથે એક ગધેડાનું ચિત્ર હતું અને તેની નીચેના ભાગમાં એક શિલાલેખ ખંડિત સ્થિતિમાં હતો. તેની નકલ ભટ્ટ બાપુજીભાઈ નરોત્તમદાસ ચિત્રાણશિયા પાસે હતી. તેમાં ઉપરના બનાવની નોંધ છે.

શહીદ બાજીભટ્ટના દીકરા વનમાળી બાજી પાછળથી ઉમરેઠ ગામનો ઇજારો લાવેલા. તેમણે ઉમરેઠ ગામના તમામ કરો માફ કરેલા અને ગામમાં નીચે પ્રમાણે શિલાલેખ બાળબોધમાં ચોડેલોઃ "નાકું સે લેવરાવે તેની માને ગધાડે ગાળ." એ પ્રમાણે લખી તેની નીચે ગધેડાનું ચિત્ર કાઢેલું આવા લેખો ગામના દરવાજા ઉપર ચોડવામાં આવેલા. આ ઇજારો છેલ્લો હતો. તે પહેલાં બીજા કેટલાક ઇજારા લાવેલા અને તેને લીધે વેરઝેર વધેલાં. આ ભટ્ટ વનમાલી બાજીની ગામમાં વાહવાહ બોલાતી. **"વનમાળી બાજી, ઘોડાની પડઘી વાગી,"** એ નામનો રાસડો નવરાત્રીમાં સ્થળે સ્થળે ગવાતો અને હજી પણ કોઈ વાર તે સંભળાય છે.

**નવાં પરાં :** સંવત ૧૭૯૫માં કરમસદ ગામથી શ્રીમાળી સોની માણેકજી રાઘવજી પહેલવહેલા ઉમરેઠમાં આવ્યા અને વાઘનાથ વગામાં રહ્યા. આ જ વર્ષમાં ગામની વસ્તી વધવાથી નવુંપરું, મોજમપરું, ભાટપરું અને ફતેહપરું, એમ ચાર નવાં પરાં વસ્યાં.

**સોનાની પાંખ :** અઢારમી સદીમાં ઉમરેઠમાં અખૂટ સમૃદ્ધિ હતી. ઉમરેઠની શરાફી દેશભરમાં મશહૂર હતી. ધીરધાર અને વ્યાજવટાવનો ધંધો ખૂબ ખીલ્યો હતો. શાણા પુરુષો માનતા કે જેનું કુટુંબ વિશાળ હોય, જેનું ચારિત્ર શુદ્ધ હોય, જે નીતિના નિયમોનો જાણકાર હોય, જમીનદાર હોય એવાને ત્યાં નાણાં જમા રાખવાં જોઈએ. આ સમયના નાણાવટીઓ હૂંડીઓની લેવડદેવડ પણ કરતા. સ્થાવર જંગમ મિલકત ઉપર, જમીનગીરી ઉપર, કે માત્ર વચન ઉપર નાણાં ધીરાતાં. પાટીદારો, વ્યાસ લોકો અને ખેડાવાળો ઘણા જ પૈસાદાર હતા.

મીરાતે અહમદી વૉલ્યુમ ૨ ખંડ ૧ પાનું ૧૧૨ માં આ જાહોજલાલીની તારીફ નીચેના શબ્દોમાં કરેલી છે:—

"આ પ્રદેશના લોકોને મોઢે અને જીભે એક કહેતી ચઢી ગઈ છે. તે એ છે કે અમદાવાદને બે સોનેરી પાંખો છે. એક વડનગર અને બીજી ઉમરેઠ, કારણ કે આ બન્ને કસબામાં જેમની મૂડી લાખ્ખો રૂપિયાની હતી એવા ઘણા ધનવાન પૂંજીવાળા વેપારીઓ રહેતા હતા. પરંતુ વખતના વહેવા તથા આફતોના પડવાના સબબે તે બંને કસબા હાલ તૂટી ગયા છે અને વેરણ ખેરણ થઈ ઊડના ભૂકા જેવા થઈ ગયા છે. પરિણામે પાંખ ને પીંછાં વિનાના પક્ષી જેવું થઈ ગયું છે."

**દવેજી પુરુષોત્તમજી બળભદ્રજી :** ખેડાવાળ બ્રાહ્મણ જ્ઞાતિના આ પ્રસિદ્ધ પુરુષનો જન્મ સંવત ૧૭૫૬, ઈ. સ. ૧૭૦૦ ના મહા સુદ ૫ વસંતપંચમીની મધ્યાહ્ને થયો હતો. તેઓ શરીરે ગોરા હતા. તેમના હાથમાં લક્ષ્મીનું ચિહ્ન હતું અને પગે પદ્મરેખા હતી. હાથ ઢીંચણથી નીચે લંબાતા હતા. તેમના પિતાનું નામ દવે બળભદ્રજી સોમેશ્વર અને માતાનું નામ સરસ્વતીબાઈ હતું. તેમની પત્નીનું નામ મલાઈબાઈ ઉર્ફે મહાલક્ષ્મીબાઈ હતું. તેઓ ઘણા ધર્મિષ્ઠ, પવિત્ર, સાદા, ઉદાર અને પુણ્યશાળી ગૃહસ્થ હતા.

વિક્રમ સંવત ૧૭૮૦, ઈ. સ. ૧૭૨૪માં આ દેવપુરુષ તેમના પોતાના ભાણેજ થામણાના દવેજી ગંગાદત્તજી મહેશ્વરજી તથા મહુધાના મહેતા ભૂખણજી હરિદત્તજી સાથે દેશાવર ગયેલા. ફરતા ફરતા હાલના બુંદેલખંડની મધ્યમાં આવેલા પન્નાનગરમાં તે પહોંચ્યા. એ નગરનું બીજું નામ પન્નાપુરી હતું. તે વખતે ત્યાં મહારાજા બુંદેલવીર શ્રી છત્રસાલજી બુંદેલા નામના રાજાનું રાજ હતું. દવેજી અને તેમની મંડળી ગામ બહાર કીલકીલા નદીના કિનારા ઉપર શહેરની નજીક તળાવ કાંઠે યોગી મઠમાં ઊતરેલા. સરોવરમાં નહાઈ, ધર્મકર્મથી પરવારી પાછા ફરતાં ભેંસ પાવા આવેલી એક બાઈનો તેમને ભેટો થયો. એ ભેંસની કોટે એક ચળકતો પથ્થર બાંધેલો હતો. તેનો પ્રકાશ દવેજીના શરીર પર પડ્યો. તેથી તેમના શરીરનો રંગ નીલવર્ણો જણાયો. આ વિષે બાઈને પૂછતાં માલૂમ પડયું કે એ સરોવરને પૂર્વ કિનારે

થામણાને સ્તમ્ભનવપુર કહેતા. ખંભાતને સ્તમ્ભ તીર્થ (સ્તમ્ભતીર્થ?) કહેતા. પુરાણોમાં ખંભાત માટે સ્તમ્ભપુર પણ મળે......થામણાનો ઉલ્લેખ વિક્રમ સંવત ૧૧૩૧માં શ્રી અભયદેવ સૂરિએ કર્યો છે. પછી ગિરનાર પર્વત ઉપરના લેખોમાં થામણા અને ખંભાત માટે અનુક્રમે સ્તમ્ભનવપુર નામો વપરાયેલાં જોવા મળે છે. વસ્તુપાળ તેજપાળે કયાં કયાં નગરોમાં નવાં ધમસ્થાનો બંધાવ્યાં ને જીર્ણોદ્ધાર કર્યો એની યાદીમાં આ બન્ને થામણા-ખંભાત આવે છે. થામણા પહેલું. (ભૌગોલિક ક્રમમાં નામો નથી) ગિરનાર ઉપર (નેમીનાથનું) વસ્તુપાળ તેજપાળનું કરાવેલું દહેરું છે. ત્યાં ૭ શીલાલેખો છે. છએ સં. ૧૨૮૮ના ફાગણ સુદ ૧૦ ને બુધવારના છે. છએ લગભગ સરખા લખાણવાળા છે. છએ છમાં નગરગણના કરતાં સ્તમ્ભનવપુર અને સ્તમ્ભતીર્થનો ઉલ્લેખ છે. આ લેખો 'પ્રાચીન જૈન લેખ સંગ્રહ' પૃ. ૮૭-૬૮ માં સંગ્રહાયા છે. લાગતો વળગતો ભાગ નીચે પ્રમાણે છે:

महामात्य श्री वस्तुपालने तथा अनुजने स. ७६ वष पूर्व गूर्जर मंडले धवलक्क प्रमुख नगरेपु मुद्राव्यापारान् व्यापूण्यता मह० श्री तेजपालेन च श्री शत्रुंजयार्बुदा पलप्रभृति महातीर्थेषु श्रीमदणहिल्पुर, भृगुपुर स्तंभनकपुर स्तंम्भतीर्थ दर्भवती धवलक्क प्रमुख नगरेपु तथा अन्य समस्त स्थानेष्वपि कोटिशोऽभिनव धर्मस्थानानि प्रभूत जीण द्धाराश्च कारितः ॥

આ લેખોમાં શેત્રુંજે, આબુ એ પર્વત અને ધોળકા ઉપરાંત અણહિલપુર, ભરૂચ, થામણા, ખંભાત ડભોઈ એ નગરોનો ઉલ્લેખ સ્પષ્ટ છે.

આ જ લેખોમાં ઉપરના વાકય પછીના જ વાકયમાં स्तम्भकपुरावतार श्री पार्श्वनाथदेव એ રીતે થામણામાંના પાર્શ્વનાથનું મંદિર વસ્તુપાલે કરાવેલું એવો ઉલ્લેખ છે.

'પ્રાચીન જૈન લેખસંગ્રહ,' આચાર્ય શ્રી મુનિ જિનવિજયજી એ સંપાદિત કરેલું છે. આ લેખોના અવલોકનમાં સ્તંભનકપુર શબ્દની એમણે મોટી પાદટીપ આપી છે. તે અહીં ઉતારવાથી વધુ સ્પષ્ટતા થશે:—

'સ્તંભનકપુર' તે ખેડા જિલ્લાના આણંદ તાલુકામાં આવેલા ઉમરેઠ નામના ગામની પાસે આવેલું અને શેઢી નદીને કાંઠે રહેલું જે 'થાંભણા' નામનું ગામ છે તે છે. થાંભણાં એ પ્રાકૃત 'થાંભણય'નું જ રૂપાંતર છે. અભયદેવસૂરિએ એ જ ઠેકાણેથી "जयतिहुअण" એ આદિ વાકયવાળું પાર્શ્વનાથસ્તોત્ર રચી, પલાશનાં વૃક્ષોની ઘટા નીચે ભૂતલમાં દટાયેલી પાર્શ્વનાથની પ્રતિમા પ્રકટ કરી હતી. અને એ ગામના નામથી જ તે મૂર્તિની 'સ્તંભનવા પાર્શ્વનાથ' ના નામે પ્રસિદ્ધ થઈ. સ્વયં અભયદેવસૂરિએ પોતાના સ્તોત્રમાં પણ 'जिणेस,! नाथ! थंभणयपुरट्ठिय!-('સ્તંભનકપુર સ્થિત હે પાર્શ્વ જિનેશ્વર!) આવો ઉલ્લેખ કરીને મૂર્તિને 'સ્તંભનક પાર્શ્વનાથ' તરીકે ઓળખાવેલી છે. કેટલાક વિદ્વાનો 'સ્તંભનક' અને 'સ્તંભતીર્થ' બંન્નેને એક જ (ખંભાત જ) સમજે છે. પરંતુ તે ભૂલ છે. આ ગોટાળો પાછળથી સ્તંભનક પાર્શ્વનાથની મૂર્તિ જ્યારે 'સ્તંભનકપુર' માંથી લાવી 'સ્તંભતીર્થ' (ખંભાત) માં સ્થાપન કરવામાં આવી તેના લીધે થયેલો છે. કારણ કે વર્તમાનમાં 'સ્તંભનક પાર્શ્વનાથ' ની પ્રતિમા પણ 'સ્તંભતીર્થ'માં જ વિદ્યમાન હોવાના લીધે તેને જ 'સ્તંભનક' સમજવાની ભૂલ ઊભી થઈ છે. મેરુતુંગસૂરિએ, વિ. સં. ૧૪૧૩માં 'સ્તભનાથચરિત' નામનો એક ગ્રંથ બનાવ્યો છે કે જે કૃતિ પાટણના એક ભંડારમાં અપૂર્ણરૂપે વિદ્યમાન છે. તેમાં જણાવ્યુ છે કે- सं. १३६८ वर्षे इद बिम्ब श्री स्तम्भतीर्थे समायातम् (સં. ૧૩૬૮માં આ સ્તંભનક પાર્શ્વનાથનું બિંબ સ્તંભતીર્થ-ખંભાત-માં આવ્યું છે.) આ ઉલ્લેખથી જણાશે કે વસ્તુપાલના સમયમાં તો સ્તંભનક પાર્શ્વનાથ મૂળ સ્થાન (સ્તંભનકપુર)માં જ બિરાજમાન હતા અને તેથી એ મહામાત્યે તે ગામમાં મંદિર બંધાવ્યું હતું."

(પ્રાચીન જૈન લેખસંગ્રહ પૃ. ૭૧-૭૨) ઉપરના ઉતારાઓથી થામણા વિષે આટલી હકીકત મળે છે:—

૧ થામણાનું નામ વિ. સં. ૧૧૩૧ માં थंभणपुर એવું અભયદેવસૂરિ નોંધે છે.

૨ થંભણયપુરનું સંસ્કૃત નામ स्तंभनकपुर અને તે स्तंभतीर्थ અથવા स्तंभपूर (એટલે કે ખંભાત)થી ભિન્ન છે. થંભણયપુરમાં અભયદેવસૂરિએ પાર્શ્વનાથની મૂર્તિ વિ. સં. ૧૧૩૧માં પ્રગટ કરી. સં. ૧૨૮૮માં વસ્તુપાળે સ્તંભનક પાર્શ્વનાથનું મંદિર બંધાવ્યું છે. વસ્તુપાળના લેખમાં સ્તંભનકપુર અને સ્તંભતીર્થ જુદાં જુદાં નગર ગણાવેલાં છે, એટલે ખંભાતના પાર્શ્વનાથ એવું સમજવાને અવકાશ જ નથી. સં. ૧૩૬૮માં સ્તંભનકપુર-થામણા-ના પાર્શ્વનાથને સ્તંભતીર્થ-ખંભાત-માં ખસેડવામાં આવ્યાનું મેરુતુંગ કહે છે

૩. થંભણય - થંભણા - થામણા - એ રીતે આજનું નામ આપણને મળ્યું છે.

**થામણા વસ્યાનો ઉલ્લેખ : બારમી કે તેરમી સદી :** ઉપર આપેલા ઉલ્લેખોમાં થામણાનું નામ થંભણ્યપુર વિ. સં. ૧૧૩૧માં નોંધાયેલું જણાવ્યું છે. તે પહેલાં એ ગામ વસ્યું

હશે એમ માની શકાય આના સમર્થનમાં કેટલાક વધુ ઉલ્લેખો શ્રી અમથભાઈ મહેતાએ મેળવી આપ્યા છે તે આ નીચે આપ્યા છે:

**"ગુજરાતની લોકમાતાઓ" માંથી:** "ગુજરાતની લોકમાતાઓ" ના લેખક શ્રી શિવશંકર પ્રાણશંકર શુક્લ એ પુસ્તકના ૧૧૦, ૧૧૧, ૧૧૨ પૃષ્ઠ ઉપર નીચે પ્રમાણે ઉલ્લેખ કરે છે:—

"થામણાને જાગૃત કર્યું શ્રી અમથભાઈએ. એ માસરાથી થામણા આવ્યા ત્યાર પછી 'અમથભાઈનું થામણા' એમ એ ઓળખીતું થયું પણ શેઢી નદીને કિનારે એ જ થામણામાં સિદ્ધ નાગાર્જુને પારદની રસસિદ્ધિ કરી એ વાત જ્યારે ઇતિહાસની તવારીખે મને પહેલવહેલી કહી, ત્યારે મારું દિલ હર્ષથી પુલકિત થઈ ગયું. **રસાયનશાસ્ત્રનો પ્રણેતા નાગાર્જુન ઈશુના દશમા સૈકામાં ગુજરાતમાં જ થઈ ગયો અને તેણે મહસ્રવેધી પારદની સિદ્ધિ અમથભાઈના થામણા ગામમાં કરી,** એ વાત સમસ્ત ગુજરાતને ગૌરવપદ છે

"મોહન રસ સાધઈ નિહાં
રઝનિઃ રહી સુમરા લીધુ
નદી શેઢી નઈ તટપણિ"

એ પ્રાતઃસ્મરણીય હતો, પાદલિપ્તાચાર્ય પાસેથી ગગનવિહારી વિદ્યા શીખવા એ જૈન થયો શેઢી નદીને કિનારે પલાશવનના ઝાંખરામાં પડી રહેતી અને રાજા રણછોડની મૂર્તિની પેઠે દ્વારકાથી જ આવેલી, સ્તંભનક પાર્શ્વનાથની મૂર્તિના સાન્નિધ્યમાં, મરણનું મરમ શોધવા નીકળેલા એ નાગાર્જુને જે સિદ્ધિ પ્રાપ્ત કરી, તેણે એને ઇતિહાસને ચોપડે તો અજરામર નામ આપ્યું જ.

એ બધું બન્યું ત્યાર પછી **બારમા કે તેરમા સૈકામાં** અભયદેવસૂરિને પતનો રોગ થયેલો, એ આ જ સ્તંભનક પાર્શ્વનાથની પૂજાઅર્ચા કરવાથી મટી ગયેલો, અને અભયદેવસૂરિએ ત્યાં જ 'જય હતિયણ' સ્તોત્ર રચેલું એ સ્તવનાવલિ તો શેઢી આજે પણ કોઈ કોઈક વાર રાત્રિના એકાંતમાં ગાતી સંભળાય છે **અભયદેવસૂરિની તપસ્યા પૂરી થઈ ને થામણા વસ્યું:** વાચક કુશલલાભ કહે છે

"નામ દેવી કહઈ નદીય સેઢી વહઈ,
તિણ તટિ તટિ વૃક્ષ ખાખર તનઈ એ,
તિહાં તુમે જાઈવું સ્તવ કરિવું નવું,
પ્રગટ થાસ્યઈ પ્રભુ થંભણઉ એ
તેહનઈ સ્નાત્રજલિ રોગ સવિ જાઈ ટલિ,
કહીય ઈમ ગઈય સાસણસુરિએ,
સંઘ સવિ મિલી-તિહાં જાઈ મન રલી,
નામ ધરણેન્દ્ર ધ્યાનઈ ધરીએ"

અને પછી?

તિણ કરી જયતિહુયણ બત્રીશી, પાગી પ્રગટ્યા તતખિણઈ,
તસુ સ્નાન નીરઈ સુખ શરીરઈ, ધન્ય ધન્ય સહુ ભણઈ,
તિણિ થાન થાપ્યુ સુજસ વ્યાપ્યુ, થયો પરતો અતિ ઘણઉ,
તેહનઈ નામઈ તેણઈ ઠામઈ, **ગામ વાસ્યુ થંભણં**

વિજ્ઞાનના પ્રયોગો માટે જેમ અર્કનલિકા તૈયાર કરવામાં આવે છે, એમ આવા મહાન પ્રયોગ જેને કિનારે થયા સાર્જાયેલા છે એ શેઢી આ થામણા આગળ અર્કનલિકા જેવી બને છે"

('ગુજરાતની લોકમાતાઓ' માંથી)

**'કર્ણાવતી'માં:** ધૂમકેતુકૃત 'કર્ણાવતી' માં 'સ્તંભનકનો આચાર્ય' નામનું એક પ્રકરણ આવે છે એમાં 'સ્તંભનક' વિષે એવી ટીપ કરી છે કે સ્તંભનક એટલે હાલનું થામણા, માસરા પાસે, શેઢી નદીને કાંઠે ત્યાં રાસાયનિક નાગાર્જુન ને અભયદેવસૂરિ વસ્યાના ઉલ્લેખો છે

એ જ પુસ્તકમાં **અગિયારમી સદીમાં** 'સ્તંભનક' માં એક મોટું મહાદેવ ધામ બંધાય છે એવો ઉલ્લેખ છે અને એ કામમાં એ વખતે પાંચ હજાર માણસો અને અઢારસો ગાડાં રોકાયેલાં છે એવો પણ ઉલ્લેખ છે એ વખતની ત્યાંની જાહોજલાલીનું વર્ણન જોતાં બધું ભવ્ય દેખાય છે

શેઢી નદીના કિનારે સ્તંભનક છે એવો પણ એમાં ઉલ્લેખ છે

**દસમી સદીથી બ્રિટિશ યુગ સુધીના ઉલ્લેખોનો સાર.** ઉપર આપેલા ઉલ્લેખો થામણાની પ્રાચીનતા દસમી સદી સુધી લઈ જાય છે. સં. ૧૦૯૬માં એકાદ જો થામણામાં વસેલા, એ હકીકતથી આને સમર્થન મળે છે 'ખંભાતનો ઇતિહાસ' પૃ. ૧૬–૧૭ ઉપર આજ મુદ્દાની ચર્ચા ખંભાતની દૃષ્ટિએ કરેલી છે તે આ નીચે ઉતારી છે એ ઉપરથી ખ્યાલ આવશે કે સ્તંભનપુર (થામણા)થી ઈ સ ૧૩૧૨–૧૩માં સ્થંભનપાર્શ્વનાથની મૂર્તિ ખંભાતમાં ગઈ હતી અને ત્યારથી ખંભાત સ્તંભન પાર્શ્વનાથનું તીર્થધામ બન્યું એ વર્ષે અલાઉદ્દીન ખીલજીએ ગુજરાત સર કર્યું એ અરસામાં બીજું આ ઉતારામાં એમ પણ નોંધ્યું છે કે અઢાર મધ્ય ભાગ સુધી થામણા ઠીક દશામાં હતું

પાદટીપમાં એમ પણ નોંધ્યું છે કે થામણાના ઉલ્લેખ 'મીરાતે અહમદી'મા આવે છે અઢારમી સદીના અંત સુધી ત્યાં બાદશાહી થાણું હતું આ નોંધ થામણાની જાહોજલાલીને બ્રિટિશ યુગ સુધી લાવી મૂકે છે

'ખંભાતનો ઇતિહાસ' પૃ ૧૬-૧૭માંથી સ્તંભનપુર-સ્તભનપુર અથવા સ્તભનકપુરનો ઉલ્લેખ અભયદેવ સૂરિએ વિ સ ૧૧૬૧મા કર્યો છે પાદલિપ્તાચાર્યના સમયમા નાગાર્જુને પારાનું સ્તભન કરવા માટે પ્રબંધ કર્યો તે પ્રસંગમાં શ્રી પાર્શ્વનાથની મૂર્તિ લઈ આકાશ માર્ગે જતા શેઢી નદીને કિનારે લાવી સ્થાપી અને પ્રતિષ્ઠાનપુરના સાતવાહન રાજાની પદ્મિની રાણી ચંદ્રલેખાને હાથે રસવિધાન કરાવતા તે સ્થળે પારો સ્તભ્યો ત્યા સ્તભનપુર નામનું નગર પ્રસિદ્ધ થયુ સમય જતા નગર અપ્રસિદ્ધ થયુ અને મૂર્તિ વદનમાત્ર બહાર રહી બાકીની ભૂમિમા દટાઈ ગઈ વિ સ ૧૦૮૮થી ૧૧૫ ની વચ્ચે શ્રી અભયદેવ સૂરિને તેનુ જ્ઞાન પ્રાપ્ત થતા તેમણે 'જયતિહુઅણુ' સ્તોત્રથી સ્તવન કરતાં મૂર્તિ આપોઆપ બહાર આવી અને સ્તભનપુર ફરી વસ્યુ આ સમયથી તે વસ્તુપાલ તેજપાલના સમય (તેરમી સદી) સુધી આ સ્તભન પુર શેઢી નદીને કિનારે જુદુ નગર હતું અને એને ખભાત સાથે સબંધ નહોતો વસ્તુપાલના ગિરનારના લેખમાં સ્તભતીર્થ વેલાકુલ અને સ્તભનપુર બે જુદા સ્પષ્ટ રીતે આપેલા છે શેઢી નદી ઉપરના સ્તભન પૂર અને સ્તભતીર્થનાં પ્રાકૃત નામો જુદા આપેલા છે સ્તભનપુરને 'થંભણપુર' અને સ્તભતીર્થને 'ખંભનગરી' કહે છે સ્તભનપાર્શ્વનાથને પણ 'થાભણા પારસનાથ' કહે છે આ સ્તભનપુર અથવા થંભણ પુર તે શેઢી નદીને કિનારે હાલ ભગ્નાવશેષ દશામા ડાકોરથી થોડે દૂર આવેલું છે અને આજે પણ તેને થામણા કહે છે અઢારમી સદીના મધ્ય ભાગ સુધી એ ઠીક દશામા હતું

**સ્તંભનપુરથી શ્રી પાર્શ્વનાથની મૂર્તિ ખંભાત આવી :—** આ સ્તભપુરમાથી શ્રીસ્તભન પાર્શ્વનાથની પ્રતિમા ક્યારે સ્તભતીર્થમા આવી તે વિચારવાની ખાસ જરૂર છે વિક્રમની પંદરમી સદીની શરૂઆત પહેલાના ગ્રથમાં આ સ્થભનપુરને ખભાતથી ભિન્ન ગણવામા આવતુ તે પછીના ગ્રથોમા ખભાત માટે સ્તભતીર્થ અને સ્તભપુર એમ બે નામ વપરાવા માડ્યા પ્રબંધચિંતામણિના કર્તા મેરુતુંગાચાર્યે શ્રી સ્તભનાથચરિત્ર નામનો ગ્રંથ રચેલો છે એ ગ્રથ હાલ અપ્રસિદ્ધ અને અપૂર્ણ સ્વરૂપમાં ઉપલબ્ધ છે એમા આચાર્ય લખે છે કે ગ ૧૩૬૮ વર્ષે દ્દ્ર ચ વિંબ શ્રી સ્તભતીર્થે મમાયા ॥ વિ સ ૧૩૬૮ (ઈ સ ૧૩૧૨-૧૩) આ બિંબ સ્તભ। પાર્શ્વનાથના બિંબને-સ્તભતીર્થ (ખભાત) લાવ્યા એ જ આચાર્યે પોતાના પ્રબંધચિંતામણિ ગ્રથમાં સ્તભન પાર્શ્વનાથનું ધામ શેઢી નદીને કિનારે સ્તભન પુરમા છે એમ સ્પષ્ટ લખેલું છે એટલે સ્તભનપુર અને સ્તભતીર્થ એ ઉચ્ચારસાદૃશ્યથી બંને ભિન્ન નગરોને એક ધારવાની પાછળના ઇતિહાસ લેખકોએ ભ્રમ કરી હશે આ ઉપરથી ખભાત ઈ સ ૧૩૧૨-૧૩ એટલે અલાઉદ્દીન ખીલજીના લશ્કરે ગુજરાત સર કર્યું તે અરસામા, શ્રી સ્તભન પાર્શ્વનાથનું ધામ બન્યુ તે પૂર્વે નહોતું

વધુ પુરાવા ઉપર પ્રમાણે થામણાના ઇતિહાસની કડીઓ ઠેઠ બ્રિટિશ યુગની શરૂઆત સુધી મળે છે એના વધુ પુરાવા શ્રી રણછોડલાલ કવિએ એકત્ર કરેલા છે તેમાથી અગત્યની વિગતો આ નીચે આપી છે

**દવેજીની હવેલી :** થામણામા 'દવેજીની હવેલી' નામનું સ્થળ હજી પણ પ્રખ્યાત છે એ હવેલી દવેજી ગગાદત્તજી માહેશ્વરજી નામના ખેડાવાળે બધાવી હતી એમા બાર ઓરડા હતા તેમા ૭ ૭ ઓરડાઓ સામસામા હતા તેમને પરસાળો હતી તે ઉપરાંત ઓસરી, ઢગ-ગોખર, રસોડ, પાણિયારુ દેરાસર, દેવમંદિરની ઓરડી, ચોક, ચોકડી, મેડી, મેડો, માળખડ દીવાનખાનું રસોડિયુ ચાલી-ચાન, ટાકુ, ઘૂંઈ અગાસીઓ, ગરછમધી છજા, દરવાજો, ભીતમાં કમાર, હાટિયાં, સચવાણુ ધાબની, દટણ ચો તુળસીક્યારો, ટાંકી, હોજ, કુવારો વગેરે સગવડો હતી આવા લક્ષણોવાળા બાંધકામને એ જમાનામા હવેલી કહેતા હાલ આ હવેલી ખડેરના રૂપમા થામણામા હયાત છે, અને થામણાની જૂની જાહોજલાલીની સાબિતી આપે છે

**દવેજી ગગાદત્તજી, વિ. સં. ૧૭૩૦થી ૧૭૮૮ : ઈ.સ ૧૬૭૩ થી ૧૭૩૭** ઉપર વર્ણવેલી હવેલી બંધાવનાર દવેજી ગગાદત્તજી થામણાના રહીશ હતા સવત ૧૭૩૦ થી ૧૭૮૮ ના વર્ષોમાં થઈ ગયા તેઓ ઉમરેઠના દવેજી પુરુષોત્તમજી બળભદ્રજી અને મહુધાના મહેતા ભુખણજી હરિદત્તજીના સમકાલીન હતા થામણાવાળા દવેજીને રવિદત્તજી અને કમેરદત્તજી નામના બે ભાઈઓ હતા તે સિવાય પણ બીજા અનેક ખેડાવાળોના ઘરો થામણામાં હતા સવત ૧૮૧૬ની સાલમા દવેજી પુરુષોત્તમજી બળભદ્રજીએ ખેડાવાળ જ્ઞાતિની ગણતરી કરી ત્યારે થામણામા એ જ્ઞાતિના ૧૦૪ ઘર હતા એ વર્ષમા ગામના મુખી પટેલ વેણીદાસ ઉર્ફે વેરીદાસ કશળદાસ હતા તે ઉપરાંત પટેલ કેશવદાસ પ્યાણદાસ અને શાહ કુબેરદાસ ગોરધનદાસ પ્રખ્યાત હતા

**પન્નાની હીરાની ખાણો: દવેજીના વારસો અને બીજાં સ્મારકો:** દવેજી ગંગાદત્તજી, દવેજી પુરુષોત્તમજી અને મહેતા ભૂખણજી એ ત્રણે જણ કમાણી માટે મધ્ય પ્રાંતમાં આવેલા પન્નાના રાજ્યમાં ગયેલા. ત્યાં તેમને હીરાની ખાણ જડવાથી તેઓ ધનાઢ્ય થયેલા. તે પૈકી દવેજી ગંગાદત્તજી પન્નામાં રહેલા, પુરુષોત્તમજી કાશીમાં અને મહેતા ભૂખણજી યાત્રા કરી આવી મહુધામાં રહેલા. દવેજી ગંગાદત્તજીએ પન્નામાં તથા હાટા-સમારમાં પણ હવેલીઓ બંધાવેલી. તેમના દીકરા પરમાનંદ થામણામાં આવેલી ઉપર વર્ણવેલી હવેલીમાં રહેલા અને શેઢી નદીની શેર (ફરો) પોતાના આંગણામાં આણેલી, એમ કહેવાય છે. આ પરમાનંદના દીકરા દામોદરે ઊમરેઠમાં હવેલી બંધાવેલી. તે હજી 'દવેજીની હવેલી' કહેવાય છે. પરમાનંદને દામોદર ઉપરાંત બીજા પાંચ દીકરા હતા. દુર્ગાદત્તજી, દેવકૃષ્ણજી, નરભેરામજી, કેવળકૃષ્ણજી અને નથુજી. આ પૈકી દેવકૃષ્ણજીએ પોતાના પિતાના મરણ બાદ તેમના પુણ્યાર્થે ઊમરેઠની નાતમાં એટલા બધા જમણવારો કરેલા કે તેને લીધે તેઓ ઘણા પ્રખ્યાત થયેલા. એમના પિતરાઈ દવે વેણીરામ ગોવિંદરામના પુત્ર દવે કામેશ્વરે થામણામાં શ્રી કામનાથ મહાદેવનું શિવાલય, ધર્મશાળા અને કૂવો બંધાવ્યાં હતાં. સંવત ૧૮૨૭ના શ્રાવણ સુદ ૫ના રોજ આ શિવાલય સામે દવેજીના પુત્રોએ બીજું શિવાલય-શ્રી ગંગનાથ મહાદેવ સંવત ૧૮૭૦ માં બંધાવ્યું હતું. તેમાં શિલાલેખ છે. દવેજી દામોદરજીએ ઊમરેઠથી પણસોરા જતાં ઊમરેઠની સીમમાં દામોદરિયો કૂવો બંધાવેલો છે.

ઉપર જણાવેલા દવેજી ગંગાદત્તજીના વારસો હાલ હયાત છે. તેમને વિષે વધુ માહિતી શ્રી રણછોડલાલ કવિ જાણે છે.

**વધુ શિલાલેખો:** ઊમરેઠથી થામણા જતાં દવે જેઠાભાઈ બાજીભાઈના કૂવા ઉપર વિ. સં. ૧૮૧૫નો શિલાલેખ છે. થામણા ગામના ઉત્તર તરફના તળાવ ઉપર વિ. સં. ૧૮૬૫ નો અને ઈ. સ. ૧૭૯૪નો શિલાલેખ છે. ભાગોળે એક પાળિયો છે. તેના ઉપર સંવત ૧૨૯૯, ઈ. સ. ૧૨૪૩નો શિલાલેખ છે. થામણાથી ખીજલપુરને રસ્તે આવેલી ભાગોળે મીઠા પાણીનો હવાડાવાળો કૂવો છે. તે ઘોરા બાવાજી વિશ્વેશ્વરવાળાનો સંવત ૧૮૧૧, ઈ. સ. ૧૭૬૫ નો છે. તે ઘોરાના કૂવા તરીકે ઓળખાય છે.

**મહાલક્ષ્મીનું દેરું, સંવત ૧૭૭૯:** દવેજીની હવેલી પાસે શ્રી મહાલક્ષ્મીજીનું દેરું હતું. તેની મૂર્તિ ઉપર સંવત ૧૭૭૯, શકે ૧૬૫૫ના ચૈત્ર સુદ ૧૧ ને રવિવારનો લેખ હતો. તેમાં માતાનું સ્થાપન કરનાર દવેજી માહેશ્વરજી કામેશ્વરજીનું તથા તેમની પત્ની બાઈ ખંડબાઈનું નામ વંચાતું હતું. હાલ આ મૂર્તિ ખંડિત દશામાં નાની દેરીમાં મૂકેલી છે.

**દવેજીની હવેલીની હયાતીનો વધુ પુરાવો, સને ૧૮૩૨:** દવેજીની હવેલીનો થામણાનો કોઠાર જેમાં લાખ્ખો રૂપિયાનો માલ હતો તેનું તાળું તોડી મહુધાવાળા તથા ઊમરેઠવાળા તેમના સગાઓ તેમાંનો કીમતી માલ લઈ ગયેલા. તેમની સામે દવેજી દેવકૃષ્ણ પરમાનંદે તા. ૧૫ મી મે, ૧૮૩૨ને રોજ ફોજદારી કરેલી તે વખતે થામણા અલીણા તાલુકામાં ગણાતું હતું.

**લીંગડાના સીધનાથ મહાદેવ: સંવત ૧૨૧૨થી ૧૯૦૮:** ઊમરેઠથી બે ગાઉ દૂર અને થામણાથી એક ગાઉ દૂર લીંગડા ગામ છે. તે ખીજલપુરનું પરું હતું. ત્યાં હનુમાનજી, ભૈરવનાથજી, તથા શ્રી સિદ્ધનાથ (સીંધનાથ) મહાદેવનું દેરું છે. એ દેરું સંવત ૧૮૯૬ના શ્રાવણ સુદ ૨ થી સુથારની નાતે નવું કરાવવા માંડેલું ને સંવત ૧૯૦૮ના માગસર વદિ ૨ ને બુધવારે પૂરું કરેલું. તેનો શિલાલેખ ત્યાં છે. તેમાં જણાવ્યું છે કે એ દેરું મૂળ સંવત ૧૨૧૨ના શ્રાવણ સુદ ૭ને રોજ ચાંપાનેરથી આવેલા ગોવિંદજી અંબઈદાસ નામના વૈશ્ય સુતારે કરાવેલું. તે દિવસે લીંગડાના પટેલ દલા વગેરેએ તાડિયું નામનું ખેતર લીધેલું. તે મહાદેવજીને અર્પણ કર્યું છે. આ સિવાય એ મંદિરમાં શ્રી ભૈરવનાથના ચરણમાં સંવત ૧૨૯ની (?) સાલનો લેખ છે. તે ઉપરાંત લીંગડામાં આવેલા ઉઘાડી તરવારવાળા એક પાળિયા ઉપર સંવત ૫૨ ૧૭નો લેખ છે.

**સ્વામીનારાયણનું મંદિર, સંવત ૧૯૦૫:** થામણામાં સ્વામીનારાયણનું મંદિર સંવત ૧૯૦૫માં શ્રી ગોપાળાનંદ મુનિએ બંધાવેલું છે.

**બાળકૃષ્ણાનંદજી બ્રહ્મચારી, સંવત ૧૯૫૬:** થામણાના ઔદિચ્ય બ્રાહ્મણ ભટ્ટ રણછોડદાસ હરજીવનદાસના પુત્ર ત્રિભોવનદાસ વડતાલમાં ત્યાગી થયેલા. તેમનું ત્યાગાશ્રમનું નામ બાળકૃષ્ણાનંદજી બ્રહ્મચારી હતું. તેઓ સંસ્કૃત તથા ગુજરાતી ભાષાના મહાન કવિ હતા. એમનું અવસાન વડતાલમાં સંવત ૧૯૫૬ના ફાગણ વદિ ૧૩ને દિવસે થયું હતું. એમનાં રચેલાં કાવ્યો હયાત છે.

**ગુજરાતી નિશાળ, સંવત ૧૯૧૨:** થામણામાં ગુજરાતી નિશાળ વિ. સ. ૧૯૧૨, ઈ. સ. ૧૮૫૬માં સ્થપાઈ હતી. તે વખતે આગેવાનો શુક્લ કાશીરામ લક્ષ્મીરામ, પટેલ કરસનદાસ નરસિંહદાસ, પટેલ જેસંગભાઈ ગોપાળદાસ, પટેલ લખાભાઈ અજુભાઈ, પટેલ કિશોરભાઈ પ્રાગદાસ, પટેલ ગિરધરભાઈ જીજીભાઈ, દબાભાઈ ગોપાળભાઈ વગેરે હતા.

# ૨૩

# મહેમદાવાદનું બાદશાહી મૃગોપવન : આહુખાના

**પરિચય** મહેમદાવાદ નજીક એક બાગ જીર્ણ સ્થિતિમા આવેલો છે, જે ઘણા લોકો જાણે છે આનો ઉલ્લેખ અગાઉના એક પ્રકરણમા આવી ગયો છે એ વિષે 'કુમાર' માસિકના નવેમ્બર ૧૯૫૩ના અંકમા પાન ૪૩૭ ઉપર જાણીતા સંશોધક શ્રી રત્નમણિરાવ ભીમરાવનો એક લેખ પ્રસિદ્ધ થયો છે એનુ મથાળુ આ પ્રમાણે છે "ગુજરાતનું એક બાદશાહી મૃગોપવન આહુખાના" એ ઉપરથી આ પ્રકરણનુ મથાળુ યોજ્યુ છે અને મૂળ લેખમાથી થોડોક ભાગ કમી કરી બાકીનુ લખાણ અહી ઉતાર્યું છે મહેમદાવાદ વિસ્તારમા આવેલા બાગ તેમ જ બીજી બાદશાહી ઇમારતો વિષે કેટલીક રસપ્રદ માહિતી એમા છે

**મહેમદાવાદ ગામ :** મહેમદાવાદનુ ખરુ નામ મહમૂદાબાદ છે અમદાવાદના સુલતાન મહમૂદ બેગડાએ વાત્રક નદીના કાંઠાની હવા પસંદ આવવાથી, ત્યા પોતાના નામથી એ શહેર વસાવ્યુ પરંતુ એની ખરી આબાદી એના પ્રપૌત્ર સુલતાન મહમૂદ ત્રીજાના સમયમા વધી આજે અમદાવાદથી મુંબાઈ તરફ જતા, વાત્રક નદીનો પુલ પસાર કર્યા પછી તરત જ જમણી બાજુ એટલે કે વાત્રકને દક્ષિણ કાંઠે એક વિશાળ ભીત અને કેટલાક જીર્ણ ખંડેરો નજરે પડે છે મહેમદાવાદ આજે તો એક નાનુ ગામ છે, પણ બાદશાહી સમયમા એની શોભા ખૂબ હતી એની નજીકમા આજે રોઝારોઝાના નામથી મશહૂર એવો સૈયદ મુબારક બુખારીનો ભવ્ય રોઝો આવેલો છે, તે ગુજરાતના મુસલમાન સ્થાપત્યમા બહુ અગત્યનો ગણાય છે મહેમદાવાદ પાસેનો ભમરિયો કૂવો તો પ્રસિદ્ધ છે

**ડૉ૦ હરમાન ગટ્ઝનો લેખ :** વાત્રકના કાંઠે જે વિશાળ ભીત દેખાય છે એ ખંડેરોની નોંધ આજ સુધી વ્યવસ્થિત રીતે લેવાઈ નથી પણ આપણા સ્થાપત્ય અને કલાના પ્રસિદ્ધ અભ્યાસી વડોદરાવાળા ડૉ હરમાન ગટ્ઝ (જે વડોદરા મ્યૂઝિયમના ક્યુરેટરપદેથી હમણા મધ્યસ્થ સરકારના નેશનલ મ્યૂઝિયમના ક્યુરેટરપદે ગયા છે, ને જે હમણા જ અમદાવાદમાં ભરાયેલી પ્રાચ્યવિદ્યા પરિષદના કલાવિભાગના પ્રમુખ હતા) એમણે મુંબાઈના ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકમા આ ખંડેરોની વિગત પ્રસિદ્ધ કરી છે અને એના એક મહેલના પાયા ઉપરથી એ મહેલ ઊભો હશે એનુ સંપૂર્ણ કલ્પનાચિત્ર પણ આપ્યુ છે+ આપણા સ્થાપત્યને માટે આધારભૂત ગણાય એવા એક વિદ્વાનને હાથે આ સંશોધન થયુ છે એ પ્રાચીન અવશેષોના અભ્યાસીઓ માટે આનંદની વાત છે એમણે તો મહેલના પડી ગયેલા ને ઘસાઈ ગયેલા જીર્ણ અવશેષો ઉપર સ્થાપત્ય-વિજ્ઞાનની પારિભાષિક રીત પ્રમાણે ચર્ચા કરી છે, જેની વિગતમા ઊતરવાની અહી જરૂર નથી આપણે તો માત્ર આજ સુધી ન નોંધાયેલા આ એક ઐતિહાસિક સ્થળની રસમય હકીકતો જ જોઈશુ અને ડૉ ગટ્ઝના વિદ્વતાપૂર્ણ લેખમા રહી ગયેલી ઐતિહાસિક મહત્ત્વની થોડી વાતો ઉમેરીશુ

**મહેમદાવાદનો ટૂંક ઇતિહાસ :** ઈ સ ૧૫૩૮મા ગુજરાતનો સમર્થ સુલતાન બહાદુરશાહ ગુજરાતની આસપાસના પ્રાંતો જીતીને ગુજરાતી સામ્રાજ્ય ખૂબ વધાર્યા પછી તુરતમા જ મુગલ સમ્રાટ હુમાયુથી હારી દીવ બંદરે જઈ રહ્યો, પરંતુ ગુજરાતના લોકોએ એ લોકપ્રિય બાદશાહને સહાય કરી મુગલોને પાછા હાંકી કાઢ્યા પણ બીજી બાજુ સમુદ્રમાં ફિરંગીઓ ખૂબ જોરમા હતા એમણે બહાદુરશાહને દીવના દરિયામા કપટથી મારી નાખ્યો એના મરણ પછી એનો ભત્રીજો મહમૂદ ત્રીજાનું નામ ધારણ કરી બાળક દશામા જ ગાદીએ આવ્યો આથી મોટા બળવાન અમીરોની સત્તા વધી ગઈ, અને એના સમયમા ગુજરાત સલ્તનતનો અસ્ત થવા માંડ્યો ઈ સ ૧૫૫૪મા એ મરણ પામ્યો તેની પછીના બે સુલતાનોના સમયમાં અમીરોએ ગુજરાત વહેંચી લીધુ અને છેવટે ઈ ૧૫૭૩મા અકબરે તેને જીતી લઈને મુગલ સામ્રાજ્યનો પ્રાંત બનાવી દીધુ

**મહમૂદશાહ ત્રીજાએ બંધાવેલું ઉપવન :** આ સુલતાન મહમૂદશાહ ત્રીજાએ મહમૂદાબાદ – મહેમદાવાદમા વાત્રકને કિનારે, ૭ માઈલ લાંબુ અને ત્રણ માઈલ પહોળુ એક સુંદર ઉપવન બનાવ્યુ હતુ એમા એણે મહેલો બંધાવ્યા અને ઈ સ ૧૫૪૬મા અમદાવાદથી રાજગાદી ખસેડી મહેમદાવાદને ઈ સ ૧૫૫૩–૫૪ સુધી કામચલાઉ પાટનગર બનાવ્યુ આપણા ઇતિહાસની ઘણી પ્રસિદ્ધ વ્યક્તિઓએ મહેમદાવાદ અને એના એ મૃગોપવનની મુલાકાત લીધેલી છે ગુજરાતની મુસલમાન સમયની સારી કહી શકાય એવી તવારીખ

+ આ ચિત્ર મૂળ લેખ સાથે 'કુમાર' મા છાપેલુ છે

'મિરાતે સિકંદરી' નો કર્તા સિકંદર બિન મંજુ ઈ. ૧૫૫૩માં મહેમદાવાદમાં જ જન્મ્યો હતો. એનો પિતા સૈયદ મુબારક બુખારીની નોકરીમાં હતો. એ સૈયદનો રોજો આજે પણ સારી સ્થિતિમાં મહેમદાવાદ પાસે સોજાલી ગામમાં ગુજરાતના મુસલમાન સ્થાપત્યની શોભા વધારે એવો ઊભો છે. ઈ. સ. ૧૫૫૪માં સુલતાન મહમૂદ અવસાન પામ્યો ત્યારે સિકંદર નવજાન બાળક હતો અને આ મૃગોપવન એણે પોતાના ગામને પાદરે જોએલું. એટલું જ નહિ પણ એને લગતા ઐતિહાસિક સંજોગોની વાતો પણ પોતાના પિતા પાસેથી સાંભળેલી નોંધી છે. 'તબકાતે અકબરી' નામના ઇતિહાસ ગ્રંથના કર્તા નિઝામુદ્દીન અહમદે પણ આ ઉપવન જોયેલું અને પોતે ત્યાં રહેલો. એણે પણ સિકંદરીના જેવું જ વર્ણન કર્યું છે.

**આ ઉપવન માળવાના આહુખાનાની નકલ :** ગો. ગટ્રેએ પોતાના લેખમાં તવારીખ-ગ્રંથ સિકંદરી ઉપરથી ઐતિહાસિક ભૂમિકા-તરીકે થોડું વર્ણન લીધું છે, અને એ ઉપવન એક વખત આખા હિંદમાં અજોડ સૌન્દર્યધામ હતું એમ કહ્યું છે. એ વાતને બધા ઇતિહાસગ્રંથો પણ ટેકો આપે છે. પણ એમાં એક ખરી ઐતિહાસિક હકીકત ઉપર એમનું ધ્યાન ગયું લાગતું નથી, અને ખુદ 'મિરાતે સિકંદરી' ના લેખકથી પણ એ જ ભૂલ થયેલી લાગે છે. પરંતુ એના સમકાલીન હુસામુદ્દીનખાને ગુજરાતના ઇતિહાસ માટે ઘણા જ અગત્યના એવા 'ઝફરૂલવાલીહમ મુઝફ્ફર વ આલીહ' નામના અરબી ગ્રંથમાં આ બાબતમાં એક અગત્યની નોંધ લીધી છે કે આ મૃગોપવન અથવા 'આહુખાના' એ માળવાની રાજધાની માંડુગઢની નજીકમાં આવેલી માલવ દેશની પ્રાચીનતર રાજધાની ધારમાં આવેલા એક ખૂબ સુંદર આહુખાનાની માત્ર નકલ હતી. એ અરબી ઇતિહાસકાર વધારામાં નોંધે છે કે હુમાયુએ માળવા જીત્યા પછી થયેલી અવ્યવસ્થામાં મલ્લુખાન નામના એક ગુજરાતી અમીરે માળવાની ગાદી પચાવી પાડી અને કાદરશાહ નામ ધારણ કરી ૭ વર્ષ સત્તા ભોગવી. છેવટે શેરશાહ સૂરે એને ઈ. સ. ૧૫૪૨માં હરાવી હાંકી કાઢ્યો તે પાછો ગુજરાતના સુલતાન મહમૂદના આશ્રયે આવી રહ્યો. આ મલ્લુખાને ગુજરાતના સુલતાન આગળ ધારના આહુખાનાની સુંદરતાનાં ખૂબ વખાણ કર્યાં અને એ ઉપરથી સુલતાને એવું ઉપવન મહેમદાવાદમાં બનાવ્યું.

**ધારનું આહુખાના :** સુલતાન મહમૂદ ત્રીજાનો દાદો સુલતાન મુઝફ્ફર બીજો જ્યારે માળવા જીતવા ગયો હતો ત્યારે એના અમીરોએ ધારના આહુખાનાનું વર્ણન એ બાદશાહ પાસે કરીને એ જોવા માટે તેને ખૂબ આગ્રહ કરેલો. ધારનું એ મૃગોપવન મહેમદાવાદની ભૂમિ કરતાં વધારે સુંદર અને રમણીય સ્થળ ઉપર આવેલું હતું. આજે જોકે એની નિશાનીયે નથી, પણ જે વિશાળ સરોવરને કાંઠે એ બંધાએલું તે ધારનું એક સુંદર ધામ છે. ધાર દરિયાની સપાટીથી બે હજાર ફૂટની ઊંચાઈએ હોવાથી ગુજરાતના કોઈ પણ સ્થળ-કરતાં એનાં હવાપાણી સારાં છે. માળવાના સુલતાનો ગુજરાતી સુલતાનો કરતાં વધારે ઉડાઉ ને વિલાસપ્રિય હતા. ત્યાંના સુલતાન ગ્યાસુદ્દીને તો સુંદર સ્ત્રીઓનું એક જુદું શહેર જ વસાવેલું, અને એનો બધો વહીવટ સ્ત્રીઓ જ કરતી. રાજકાર્યમાં ધ્યાન આપવાને બદલે એ વિલાસમાં જ રચ્યોપચ્યો રહેતો, અને એનું ખરાબ પરિણામ એને ભોગવવું પડ્યું. ગુજરાતના સુલતાનો વેપારી દેશના અધિપતિ હોવાથી માળવી સુલતાનોની સરખામણીમાં વધારે વ્યહવારકુશળ અને ઓછા ઉડાઉ હતા, અને મુઝફ્ફર બીજો તો મોજશોખનો વિરોધી હતો. એનો પુત્ર બહાદુરશાહ મોજી તો હતો, પણ પાડોશી પ્રાંતો જીતી લેવામાં એનો ટૂંકો રાજ્યકાળ એવી રીતે ગયો કે એને પોતાની વિલાસવૃત્તિનું પ્રદર્શન કરવાનો સમય મળ્યો નહિ. પણ મહમદ ત્રીજો બાળક અવસ્થામાં જ ગાદીએ આવેલો હોઈ એના અમીરોએ પોતાની સત્તા ટકાવી રાખવાની દાનતથી એને કેફ તથા હલકી સોબતે ચડવામાં ઉત્તેજન આપ્યું. એનું પરિણામ એ અમીરોએ, મહમૂદે પોતે અને આખરે આખા ગુજરાત દેશે ભયંકર રીતે ખમ્યું. પણ એની વિગતને અહીં સ્થાન નથી.

**આહુખાના એટલે મૃગોપવન નામ શાથી પડ્યું ?** આ મૃગોપવન—આહુખાના—નું વર્ણન, ખૂબ આલંકારિક ભાષામાં, કાંઈક અતિશયોક્તિ પણ લાગે એવી રીતે, તવારીખકારે આપ્યું છે. પરંતુ મહમૂદનું ચારિત્ર્ય જોતાં એ ખરુ હશે એમ માની શકાય. ગો. ગટ્રૂ લખે છે કે આ આહુખાના—ઉપવનમાં મૃગો લાવીને છૂટા મૂકયા હતા તેથી એ નામ પડ્યું. તે સાથે એમાં મૃગલોચની સ્ત્રીઓને લાવીને વસાવી હતી તેથી પણ નામ પડ્યું હોય. પરંતુ ઉપર જોયું તેમ, નામ અને બાગ બંને માળવાની માત્ર નકલ જ હતી. એમાં કરવામાં આવેલું બાંધકામ ગુજરાતી સ્થપતિઓને હાથે થયેલું હતું એટલે એમાં જે ફેર પડ્યો તે જ માત્ર ફેર તરીકે ગણી શકાય. રાજધાની મહેમદાવાદમાં ફેરવ્યા પછી મહમૂદ આ ઉપવનમાં ઉત્સવો યોજતો ને શિકારો કરતો. એમાં બનાવેલાં બજારોમાં દુકાનદાર તરીકે સુંદર

સ્ત્રીઓ બેસતી. એમાંથી અનેક મોજમજાની ચીજો એ અને એના દોસ્તો ખરીદતા. આ વર્તનને લીધે સુલતાન સામે વિરોધ જાગતો ગયો. બુરહાન નામનાં એક હલકા માણસની સોબત સુલતાને કરેલી એનો પણ ખૂબ વિરોધ થયો. બુરહાનને ધર્મ અને નીતિની મર્યાદા ખુલ્લી રીતે છોડીને ખરાબ મોજમાં પ્રવૃત્ત થયેલો સુલતાને જાતે જોયો ત્યારે એને સખત સજા પણ કરી ને માફી પણ આપી. બીજી વખત એવો ગુનો જોઈ એને ફરી સજા ફરમાવી, પરંતુ એનો અમલ થતાં પહેલાં એ જ આહુખાનાના મહેલમાં બુરહાને સુલતાન મહમૂદને કેફ આપી પછી મારી નાખ્યો ! આ બધી ઘટનામાં કેટલાંક રાજદ્વારી કારણો હોય એવી ગંધ પણ ઇતિહાસને સૂક્ષ્મ નજરે જોતાં લાગે છે, પરંતુ અહીં એ વર્ણનને સ્થાન નથી. ઈ. સ. ૧૫૫૪માં આ મૃગોપવન બાંધનાર મોજીલો સુલતાન એ જ ઉપવનના મહેલમાં અવસાન પામ્યો. એને ત્યાંથી સરખેજ લાવીને એના પ્રપિતામહ મહમૂદ બેગડા અને દાદા મુઝફ્ફર બીજાની કબરની બાજુમાં દફન કરવામાં આવ્યો અને વિવેકહીન મોજશોખનું પરિણામ કરુણ રીતે આવ્યું. એ આહુખાનાના વિશાળ મહેલમાં અમદાવાદથી સુરત જતાં ઈ. સ. ૧૫૭૩માં અકબરે પણ એક રાત ગાળેલી.

**આહુખાનાનું વર્ણન :** આ મૃગોપવન અથવા આહુખાનાનું તવારીખકારે આપેલું વર્ણન જોવા જેવું છે. 'મિરાતે સિકંદરી' જણાવે છે કે, 'સુલતાન મહમૂદ એના ઉમરાવોની સત્તામાંથી જ્યારે છૂટો થઈ સ્વતંત્ર થયો ત્યારે એણે મોજમજામાં સમય ગાળવા માંડ્યો. અમદાવાદથી મુહેમદાબાદ આવી ત્યાં મોટી ઇમારતો બાંધી મોટો બાગ બનાવ્યો. એનો વિસ્તાર લંબાઈમાં બે ફરસંગ (છ માઈલ) અને પહોળાઈ લશ્કર સહેલાઈથી લડી શકે એવડી (ત્રણ માઈલ) હતી. એનું નામ આહુખાના રાખ્યું. કોઈ કોઈ ગ્રંથ એને 'મેદાને અસ્પ તાખ્તન' (ઘોડા દોડાવવાની જગા) પણ કહે છે. આ મેદાનમાં અનેક ઝાડો રોપાવ્યાં, અને એને ચારે ખૂણે ચાર મોટી ઇમારતો બંધાવી. એણીની દીવાલો અને છતના ભાગ ઉપર સોનાનો ઢોળ ચડાવેલો હતો. આ દરેક મહેલના દરવાજા આગળ એક રસ્તો બનાવેલો હતો, ને રસ્તાની બંને બાજુ દુકાનો બનાવી હતી. દરેક દુકાન પર એક સુંદર છોકરી બેસતી હતી, અને એમાં મોજશોખની બધી વસ્તુઓ, ખુશનુમા પીણાં, મધુર મેવા, સુગંધી ચીજો વગેરે મળતું. આ મકાનોની આસપાસ સુંદર બગીચા કર્યા ના અને વહેતા ઝરા બનાવી એને લીલા રાખવામાં આવતા હતા. આ ઉપવનનાં ઝાડનાં થડને મખમલ તથા કીનખાબથી મઢી લીધેલાં હતાં અને ડાળીઓને અતલસ તથા કીનખાબથી વીંટેલી રખાતી હતી ! આવા સુશોભિત બાગમાં સુલતાન મૃગલોચની સ્ત્રીઓ સાથે, સૂર્ય જેમ એક નક્ષત્ર ઉપરથી બીજા નક્ષત્રમાં જાય તેમ ફરતો. આ ઉપવનને કોટ પણ હતો.'

**ડૉ. ગટ્ઝે દોરાવેલું કલ્પના ચિત્ર :** તવારીખના આ વર્ણન, તથા આજે ઊભેલી જીર્ણ ભીંતો તેમ જ પાયા ઉપરથી ડૉ. ગટ્ઝે એ મહેલ જ્યારે ઊભો હશે ત્યારે કેવો હશે એનું કલ્પના ચિત્ર દોરાવ્યું છે. ૪૬ વારનાં બે મોટાં માળવાળાં ચોરસ મકાનો અને તેની વચ્ચે બંને મકાનોને જોડનારો ગેલેરી જેવો એક રસ્તો હતો. બંને મકાનોમાં વચ્ચે ચોક હતો અને એમાં ફુવારા માટેના હોજ હતા. મકાનની બગીચા તરફની બાજુએ એક વિશાળ ઓટલા પર મંડપ હતો. તવારીખોમાં જે દુકાનોનું વર્ણન કર્યું છે તે રસ્તામાં હોય એવું લાગે છે. ડૉ. ગટ્ઝે આ બધી વિગતો આપી છે, મકાનને માળ હશે તો કેવો હશે, એમાંના લાકડાના પાટડાનું અને અગાશીનું બાંધકામ કેવું હશે, એમાં આજે જે ગોખ જીર્ણ અવસ્થામાં દેખાય છે તેમાં કેવાં ચિત્રો હશે, એ બધી વિગતોનું વર્ણન સારી રીતે આપેલું છે, પણ અહીં એમાં ઊતરવાથી વિસ્તાર વધી જાય. એમણે બીજા પ્રાંતોમાં આવેલા પ્રાચીન મહેલોના અવશેષો સાથે એની જે સરખામણી કરી છે તે પણ જાણવા જેવી છે. જેમને બાંધકામની આ જાતની વિગતોમાં રસ હોય તેમણે એમનો એ લેખ જોવા જેવો છે. ઈંટ-ચૂનાનાં મકાનોમાં ભીંતો અને છતને સુંદર બનાવવા માટે આજથી ચારસો વર્ષ પહેલાં કેવાં સાધનો વપરાતાં હતાં, ચૂનાનું છોબંધ કામ આરસના પથ્થર જેવી સફાઈવાળું કેવી રીતે થતું હતું, કેવા રંગ થતા હતા, કેવાં ચિત્રો થતાં હતાં તેનો પણ ખ્યાલ તે પરથી આવી શકે છે. ચિનાઈ વાસણો જેવી અગર આજનાં ગ્લેઈઝ્ડ ટાઈલ્સ જેવી રચના ભીંતોમાં એ જમાનામાં થતી હતી એમ પણ જણાઈ આવે છે.

**ભમરિયો કૂવો : આહુખાનાનો એક ભાગ :** મહેમદાવાદ પાસેનો ભમરિયો કૂવો તો ગુજરાતમાં પ્રસિદ્ધ છે. અને એની અદ્ભુત બાંધણીથી આજે જીર્ણ દશામાં છતાં જોનારને એ મુગ્ધ કરે છે. આ કૂવો ગુજરાતની વાવો જેવો જ સ્થાપત્યની દૃષ્ટિએ મહત્ત્વનો છે. વાવ કરતાં એની બાંધણી જુદી જ જાતની છે. વચ્ચે મોટો પહોળો કૂવો આવેલો છે અને એની આસપાસ ભીંતોમાં બેઠકો કરી ઊતરવા માટે સીડી

બનાવેલી છે. એકોમાં ઉગ્ર ગરમીની મોસમમાં પણ ખૂબ ઠંડક મળી રહે છે. કૂવાની ભીંતો પણ ઉપર વર્ણવી એવી ચળકાટવાળી છોની બનાવેલી છે. પણ આજે તો એ ખૂબ જ જીર્ણ દશામાં છે. આ કૂવો ઉપર્યુક્ત મૃગોપવનનો જ એક ભાગ છે. મૃગોપવન જ્યારે સારી સ્થિતિમાં હશે ત્યારે એમાં આવા કૂવા, ઝરા, નાનાં સરોવરો અને કુંડો, લતાકુંજો, નાનામોટા વિહારમંડપો, મોજમઝા માટેનાં ગુપ્ત સ્થળો વગેરે પણ હશે એવું વર્ણન ઉપરથી સમજાય છે. 'તબકાતે-અકબરી'નો લેખક અમદાવાદથી આ ઉપવનની સહેલ મારવા વારંવાર મહેમદાવાદ જતો હતો. એ ભમરિયા કૂવા જેવો પણ એનાથી કંઈક જુદી બાંધણીનો એક કૂવો ચાંપાનેર પાસેના 'બાગે હાલલ'—હાલોલ ગામમાં આજે પણ ખંડેર દશામાં છે. એમાં ગોળાકારમાં સાત કૂવા ભાગ પાડીને કરેલા છે અને એ બધાની વચ્ચે બેઠક માટે મંડપ કરેલો છે. એટલે ગુજરાતમાં મુસલમાન સમયમાં બાગ, ઉપવનો તથા અનેક પ્રકારના કૂવા થતા હતા એમ જણાય છે.

ખંડેરો : આજે તો મહેમદાવાદ પાસેના આ એક સુંદર અને વિશાળ ઉપવનમાં ઉપર વર્ણવેલી ભીંતોનાં જીર્ણ ખંડેર અને ભમરિયાં કૂવા સિવાય બીજું કાંઈ દેખાતું નથી. આસપાસની જમીન જંગલી છોડ અને ઘાસથી છવાઈ ગઈ છે. ઉપરનું વર્ણન તો આહુખાનાના માત્ર એક ખૂણે આવેલા મહેલનું જ છે. એવા તો ચાર મહેલો ચારે ખૂણે હતા, અને બીજાં નાનાં મકાનો પણ હતાં. એ બધાંનું આજે કાંઈ નામોનિશાન નથી. આટલા પાયા અને ભીંતો પણ રહી ગઈ છે તે મહેમદાવાદમાં કોઈ બાંધકામના કોન્ટ્રાક્ટર પેદા નહિ પડ્યા હોય તેથી બચી છે. આજે ઊભેલા એ ખંડેરને રક્ષિત ઇમારતોના કાયદા પ્રમાણે નોંધેલું પણ નથી, અને એની જે સ્થિતિ છે તે જોતાં કોઈની નજર ખેંચાય એવું પણ નથી. એટલે ડૉ. ગટ્ઝે એના તરફ ગુજરાતની આ વિષયમાં રસ લેતી પ્રજાનું ધ્યાન દોર્યું છે તે નોંધપાત્ર છે. એમણે આપેલા આ કલ્પનાચિત્રની ઢબે ગુજરાતના આજના અસંખ્ય અવશેષો ઊભા હશે ત્યારે કેવા હશે, તેનાં ચિત્રો દોરાવી પ્રાચીન ગુજરાતી સ્થાપત્ય માટે રસ ઉત્પન્ન કરવાની ખાસ જરૂર છે.

# ૨૪

# કપડવણજની ઈતિહાસરેખા

**પરિચય :** આ પ્રકરણ કપડવણજના વતની, મુંબઈ નિવાસી, શ્રી. અંબાલાલ અનુપરામ ત્રિવેદી, બી. એ. (ઑનર્સ) એમણે તૈયાર કરી આપ્યું છે. એમાં કપડવણજ નગરના ઇતિહાસની ટૂંકી રૂપરેખા આપવાનો પ્રયત્ન છે.

**પ્રાચીન ઇતિહાસ : સમય દસમી સદી સુધી :** પ્રાચીન સમયથી જાણીતું છે. તે કોણે અને ક્યારે સ્થાપ્યું તેનું કાંઈ આધારભૂત પ્રમાણ મળતું નથી. પરંતુ મહોર નદીના આરે જૂની લોખંડની ખાણની નજદીક જેને લોકહાટનો આરો કહે છે ત્યાં તે વસેલું હતું અને તે આશરે વિક્રમ સંવત છઠ્ઠા કે સાતમા સૈકામાં દક્ષિણના રાષ્ટ્રકૂટ વંશના શાસનકાળમાં અસ્તિત્વમાં આવ્યું હશે તેમ અનુમાન થાય છે, કારણ કે સિદ્ધરાજ જયસિંહ આ તરફ આવ્યો તે પહેલાં ઘણા લાંબા સમયથી આ શહેર સુખી, સમૃદ્ધ અને દેશપરદેશ વેપાર ખેડનાર ઉજ્જ્વલ શ્રેષ્ઠીઓની આગેવાની નીચે પ્રખ્યાત હતું. આ કાળ થી શંકરાચાર્ય તથા કુમારીલ ભટ્ટનો કહેવાય, કે જેમણે બૌદ્ધ ધર્મમાંથી બ્રાહ્મણધર્મને બચાવી હિંદુ સનાતન ધર્મ નામ આપ્યું. કપડવણજથી સાત માઈલ ઉપર આવેલું ઊના પાણીના કુંડવાળું લસુંદ્રા જે લૂણપુર (લૂણપ્રદ)ના નામે જાણીતું હતું ત્યાં શ્રીરામચંદ્રજીએ તેમના પિતા દશરથ રાજાનું શ્રાદ્ધ કર્યું હતું. આ માત્ર દંતકથા છે, ખાસ કોઈ પ્રમાણ મળતું નથી. પરંતુ એ ગામના ઊના પાણીના કુંડ ઘણા પ્રાચીનકાળથી અસ્તિત્વમાં આવ્યા હશે એ હકીકત સ્વયંસિદ્ધ છે. વળી કપડવણજની આજુબાજુનો પ્રદેશ ખનિજસંપત્તિવાળો અને ડુંગરાળ છે. આ ઉપરથી એ પ્રાગૈતિહાસિક હોવાનું ઘણા માને છે. આના પુરાવા તરીકે કપડવણજની બીજી બાજુએ આશરે આઠેક માઈલ ઉપર શ્રી ઉત્કંઠેશ્વર મહાદેવનું સ્થળ છે. ત્યાંનું શિવલિંગ ખાડામાં ગાયના પગની ખરીના આકારે છે. બાજુમાં એક બે નાનાં શિવલિંગો પણ છે. ગમે તેટલું પાણી રેડાય પરંતુ તે ક્યાં જાય છે તેની ખબર પડતી નથી. આ શિવલિંગની સ્થાપના જાબાલિ ઋષિએ કરી હોય તેમ કહેવાય છે. તે ભાગમાં એ ઋષિએ બીજા મુનિઓને પરમ પવિત્ર એવી વેત્રવતી (વાત્રક) નદીને આરે વસાવ્યા હતા અને ત્યાં અનેક યજ્ઞયાગાદિકો કર્યા હતા એમ પણ મનાય છે. આજે પણ બેરનાથ તથા બીજાં સ્થળોએ જમીનમાંથી બ્રાહ્મણોની દેવપૂજામાં વપરાતાં તરભાણાં અને આચમનીઓ જડી આવે છે. આ

સ્થળની માટીને શુદ્ધ કરી પકવવાથી ભસ્મ તૈયાર થાય છે. તે બતાવી આપે છે કે યજ્ઞમાં હોમેલાં દ્રવ્યો દટાઈ જવાથી ત્યાં ટેકરા થઈ ગયા હશે અને કુદરત અને કાળના ઝપાટાથી અત્યારે તે માટી રૂપે માલૂમ પડે છે. આવા ભગ્નાવશેષો પ્રાગૈતિહાસિક કાળના પ્રત્યક્ષ પુરાવા છે. આમ કપડવણજ શહેરની આસપાસની ભૂમિ રમ્ય વનશ્રીથી સુશોભિત અને ઋષિમુનિઓના પ્રભુચિંતવન માટે પવિત્ર અને અનુકૂળ હતી. ઉત્કંઠેશ્વરથી ત્રણ માઈલ દૂર કેદારેશ્વરનું શિવલિંગ આજે પણ વનપશુના રહેઠાણવાળા જંગલમાં છે. ત્યાં ઝાંઝરી નદીનું પાણી શિવલિંગને સ્નાન કરાવી વેત્રવતી યા કાશ્યપગંગાને જઈ મળે છે. આ પણ પુરાતન સ્થાન છે.

તેવી જ રીતે કપડવણજમાં કંસારાવાડને ચકલે શેઠ શામળભાઈ નથુભાઈની ખડકીમાં હર્ષદમાતાનું મંદિર સાતસો વર્ષ જૂનું છે. આ માતાની મૂર્તિ અત્યાર પહેલાં ટાંકલાની દેરી આગળ હતી. કાળગણનાના હિસાબે તે એક હજાર વર્ષ ઉપરાંતની જૂની હોવી જોઈએ. શહેરની અંદર મધ્ય ભાગે સૂર્યાંગમાં નીલકંઠેશ્વર મહાદેવનું શિવલિંગ પણ સિદ્ધરાજ જયસિંહે કુંડવાવ અને બત્રીસ કોઠાની વાવો બંધાવી તે પહેલાંનું છે. એટલે તે પણ હર્ષદ માતાની મૂર્તિ જેટલું જ જૂનું ગણાય.

કપડવણજમાંથી નીકળેલા તામ્રપત્રના આધારે ગુજરાતનો છેલ્લો રાષ્ટ્રકૂટ વંશનો રાજવી, ધ્રુવસેન બીજાના ભાઈ દંતવર્માનો પુત્ર અકાલવર્ષકૃષ્ણ હતો. (વિક્રમ સં. ૯૪૪.) તેનો સામંત ધવલપ્પા ગુજરાતનો દંડનાયક હતો. ત્યાર બાદ સામંતના બીજા દંડનાયક ચંદ્રમુખના શાસનમાં ખેટ્ક (ખેડા) કર્પટવાણિજ્ય (કપડવણજ) તથા હર્ષપુર વગેરે ૭૫૦ ગામો પ્રતિહાર મહિપાળદેવે જીતી લીધાં. તે પાછાં ધવલપ્પાએ જીતી લઈને પોતાના સ્વામી રાષ્ટ્રકૂટવંશના રાજાને સોંપ્યાં. આ ગામો બહાદુરીના ઇનામ તરીકે ધવલપ્પાને બક્ષિસ મળ્યાં હોય તે સંભવિત છે. આ જ ધવલપ્પાના નામનો ઉપર જણાવેલા લેખમાં ઉલ્લેખ છે. વિ. સં. ૯૬૬માં અકાલવર્ષ ત્રીજો (કૃષ્ણરાજ) કે જે પૃથ્વીવલ્લભ કહેવાતો તેણે લાટ મંડળ અને ખેટક મંડળ જુદાં પાડ્યાં. અને તેણે ઉપરના તામ્રપત્રમાં કાર્પટવાણિજ્ય શબ્દનો ઉપયોગ કર્યો છે. ગુજરાતમાં ચાપોત્કટ (ચાવડા) વંશનો અમલ થયો. તેના માંડલિકો કાર્પટવાણિજ્યને શોભાવતા હતા. તે સમયના રાજ્યપુરુષોએ હાલ જ્યાં ટાંકલાની ડુંગરી કહેવાય છે તે સ્થળ પાસે એક સરોવર બંધાવ્યું અને પોતાની કુળદેવી હર્ષદમાતાનું મંદિર સ્થાપ્યું. સ્થળ પાસે દેખાતા ભગ્નાવશેષો તથા મોટા પથ્થરોની ચોરસીઓ આજે પણ હજાર વર્ષ થઈ ગયાં છતાં તેની એક વખતની ભવ્યતાની અને સ્થાપત્ય કળાની ઝાંખી કરાવે છે.

**વનરાજ ચાવડાનો સમય:** વનરાજ ચાવડાએ બંધાવેલું અણહિલપુર પાટણ અને તેના મંત્રી ચાંપાએ વસાવેલું ચાંપાનેર જેમ ગુજરાતની સીમાના રક્ષકસ્તંભ તરીકે છે, તેવી જ રીતે કાર્પટવાણિજ્ય પણ છઠ્ઠા અને સાતમા સૈકામાં બંધાયું હોય તો, તે સીમાપ્રાંતના વિશિષ્ટ રક્ષણ માટે યોગ્ય સ્થાન ગણવામાં આવ્યું હશે, કેમ કે ત્યાં આગળથી માળવા, મેવાડ, મારવાડ, દક્ષિણ હિંદુસ્તાન અને મધ્ય પ્રદેશમાંથી આક્રમણો થાય તો અટકાવી શકાય અને ત્યાં આગળ ગાઢ જંગલોનો ચારે બાજુ લાંબો વિસ્તાર હોવાથી પરદેશી લુટારુ રાજાઓને લશ્કર અને સરંજામ લઈ જવા લાવવાની પારાવાર મુશ્કેલીઓ નડે અને ગુજરાતના શાસકોના વ્યવસ્થિત લશ્કર અને વિપુલ સામગ્રીના બળ આગળ નમતુ આપવું પડે. તે વખતના રાજ્યકર્તાઓએ આ સર્વ પ્રકારનો વિચાર કરી દીર્ઘદૃષ્ટિથી આવા એકાંત અને અરણ્યના મુખદ્વાર જેવા સ્થળે દેવપ્રતિમાઓ તથા જળાશયો બંધાવ્યાં હશે, કે જેથી અણધારી આપત્તિના વખતે તેનો પૂરેપૂરો લાભ ઉઠાવી શકાય.

**સોલંકી યુગ:** ત્યાર બાદ સોલંકી વંશનો સુવર્ણ યુગ આવ્યો. તે સમયમાં મહોર નદીના આરે વસેલું જૂનું કાર્પટવાણિજ્ય અને સિદ્ધરાજ જયસિંહના શાસનકાળમાં બંધાતું નવું કપડવણજ જેમાં નવાં નવાણ જેવાં કે કુંડવાવ, બત્રીસ વાવ, રાણીવાવ, તથા સીંગાર (શણગાર) વાવ હતાં, તે અર્ધવર્તુલાકારે પુલથી સંધાતાં હતાં. એ નવા કપડવણજમાં તે વખતે આજની નેટીવ જનરલ લાયબ્રેરી, ગોરવાડો તથા સીસગરવાડાનો સમાવેશ થતો હતો. સોલંકી રાજાઓએ પણ કપડવણજ શહેરની અગત્ય રાજદ્વારી દૃષ્ટિથી આત્મરક્ષણ માટે સારી રીતે પીછાણી હશે એ નિર્વિવાદ છે.

તે કાળના કોઈ પણ ઐતિહાસિક પુરાવા મળતા નથી, સિવાય કે જૂનું સ્થાપત્ય અને તેનાં ખંડેરો. પરંતુ કપડવણજને શા માટે કાર્પટવાણિજ્ય કહેવામાં આવ્યું? તે શા માટે સારાએ ગુજરાતમાં મશહૂર બન્યું? શા માટે જુદા જુદા રાજવંશીઓએ તેને સમૃદ્ધ બનાવવામાં પોતાનો યથાશક્તિ ફાળો આપ્યો અને પથ્થરોના સ્થાપત્યમાં તે મૂર્તિમંત કર્યો? આ બધી વાતો જાણવા જેવી છે. આ બાબતનો જો ધ્યાનપૂર્વક વિચાર કરવામાં આવે તો એમ જણાય કે પથ્થરોની બેખડોમાંથી નાની મહોર નદીનું તથા 'રાહના આરાનું જે વિશેષ મૂલ્યાંકન કરવામાં આવ્યું છે તેનાં પણ સબળ કારણો છે. મારવાડ, મેવાડ, માળવા, માળ અને

મહાઢ પ્રદેશો વચ્ચે કાચો તથા હુન્નરી માલ લઈ જવા લાવવા માટેનો ધોરી રસ્તો આ જ મહોર નદી આગળ થઈને જતો હશે. અને આ ધોરી માર્ગે (રાહે) જતી–આવતી વણજારો આ નદીને આરે વિસામો લેતી હશે, તે ઉપરથી એને રાહનો આરો કહેતા હશે. 'કાર્પટવાણિજ્ય' શબ્દનો અર્થ કોઈ 'કાપડનો વેપાર' એવો કરે છે, તો કોઈ 'કપટનો વેપાર' એવો કરે છે. બંને અર્થ ખરા હોવાનો સંભવ છે. એનો સાર એટલો જ કે આ મથકે કાપડનો જંગી વેપાર હશે અને તેના વેપારીઓ કાબેલ હશે.

**ગોવર્ધન શ્રેષ્ઠી, સં. ૧૦૭૯:** જૈનાચાર્ય દેવભદ્ર સુરીશ્વરજીએ સંવત ૧૧૬૮માં પાર્શ્વનાથ ભગવાનનું પ્રાકૃત ચરિત્ર ભરૂચમાં રચ્યું. તે લખનાર યશોદેવ શ્રેષ્ઠી હતો. તેના દાદા ગોરધન શ્રેષ્ઠીનો કાળ સંવત ૧૦૭૯માં ગણી શકાય. તેણે 'બાવન જીનાલય'નું ચૈત્ય કપડવણજમાં અગિયારમા સૈકામાં બનાવ્યું તેમ "કપડવણજ નિબંધ"માંથી મળી આવે છે. તે વખતે શહેર રાહને આરે વસેલું હતું. અને ત્યાં રજપૂતોનું રાજ્ય હતું. આ ચૈત્ય કાળે કરીને નાશ પામ્યું છે. પરંતુ તેના પાયા વગેરે ખોદાણ કામથી જડી આવે છે.

**કુંડ વાવ, બત્રીસ કોઠાની વાવ અને કીર્તિતોરણ:** જ્યારે સિદ્ધરાજ જયસિંહ ત્યાં આવ્યો ત્યારે હાલના શહેરનું સ્થળ લશ્કરને સહીસલામત રહેવાનું અનુકૂળ સ્થાન હતું, એટલે કે વનરાજીથી ભરપૂર હતું. એમ કહેવાય છે સિદ્ધરાજના સોમદત્ત પંડિતને રક્તપિત્તનો રોગ હતો અને જ્યાં કુંડ વાવ છે ત્યાં પાણીનું ખાબોચિયું હતું. તેમાં તે અકસ્માત પડી જવાથી તે પાણીના સ્પર્શે તેનો રોગ મટી ગયો અને આ ચમત્કાર જોઈ તે ધર્મિષ્ઠ રાજાએ સહસ્રલિંગની અનુકૃતિરૂપે કુંડવાવ તથા બાજુમાં બત્રીસ કોઠાની વાવ બંધાવી, જે આજે પણ મોજૂદ છે. ખોદતી વખતે નારાયણ દેવ, મહાલક્ષ્મી તથા ફૂલબાઈ માતાની મૂર્તિઓ નીકળી હતી, તે ત્રણે કપડવણજમાં છે. આ જગ્યાએ મુકામ રાખી સિદ્ધરાજે બાર વર્ષ સુધી માળવાના રાજા યશોવર્મા સામે લડાઈ કરેલી અને તેના વિજયચિહ્ન તરીકે કુંડવાવની પડથાળમાં એક કીર્તિતોરણ પણ ઊભું કરેલું છે. આ તોરણ તે વખતની સ્થાપત્યકલાના પ્રતીકરૂપે કુંડવાવ અને બત્રીસ કોઠાની રચના અને કારીગીરીની સાથે સાથે આવે છે.

**ખંભાતમાં મુસલમાનોની શરૂઆત:** જ્યારે પાટણ સમૃદ્ધિને શિખરે હતું તે વખતે ખંભાત ઉર્ફે ત્રાંબાવટી ઉર્ફે સ્તંભતીર્થ પાટણની ગાદીના જૈન મંત્રીઓના પીઠબળથી ઘણું ફૂલ્યું અને ફાલ્યું. કારણ કે તે વખતે સમગ્ર ગુજરાતનો દરિયાપારનો વેપાર ખંભાતથી થતો. અને તેની ખ્યાતિ ઈરાન, અરબસ્તાન અને બર્બરદેશ સુધી પહોંચી હતી. સંવત ૧૧૪૮ના અરસામાં અરબસ્તાનમાં મુસાનો દીકરો જેવેળ હતો. તેણે પોતાના બે શિષ્યો મુલ્લાઈ અબ્દુલ્લા અને મુલાઈ એહમદને ગુજરાતમાં ખંભાતબંદરે મોકલ્યા. તેઓએ શાંત રીતે પોતાના ધર્મનો પ્રચાર કરવા માંડ્યો. કેટલાક ચમત્કારો પણ કરી બતાવીને ધર્મભીરુ અને અજ્ઞાન બ્રાહ્મણ વાણિયા વગેરે જાતિના માણસોને ધીમે ધીમે પોતાના ધર્મમાં લીધા. કપડવણજના દાઉદી વહોરાની કોમ જેનું અસ્તિત્વ તે વખતથી શરૂ થયું છે, તે લોકો ખંભાતથી વીખરાઈને સિદ્ધપુર, કપડવણજ અને તેની આસપાસ જઈ વસ્યા. હિંદુ ધર્મના સિદ્ધાંત મુજબ પર ધર્મે સહિષ્ણુતા એટલે બીજાઓના ધર્મ પ્રત્યે સહનશીલતા રાખવી, તે ન્યાયે સોલંકી રાજાઓના સુવર્ણ યુગમાં જ્યારે રાજ્યસત્તા, મુત્સદ્દીગીરી અને સમૃદ્ધિ સારા પ્રમાણમાં વિકાસ પામ્યાં હતાં તે વખતે પણ મુસ્લિમ સંતો આનંદથી રાચતા, નિર્વિઘ્ને રહેતા, અને પોતાના મુરીદોનું સંખ્યાબળ વધાર્યે જતા.

**કપડવણજમાં મુસલમાનોની શરૂઆત: કિલ્લો:** કપડવણજમાં મુઆબ નામની તવારીખ ખોજા બિન માલમ નામના મહાપુરુષે બનાવેલી. અને આ પુરુષની કબર ખોજ મલેકની મસ્જિદના નામે ઓળખાતી હતી. તે હાલ પણ ખોજ મલેકની મસ્જીદ કહેવાય છે. મુસ્લિમ ધર્મની શરૂઆત થયા છતાં, રજપૂતોએ કાર્પટવાણિજ્યમાં રાહને આરે અને નવા સ્થાનમાં મેળ સાંધીને બેએક સૈકા શાંતિમાં ગાળ્યાં. તે જ અરસામાં કપડવણજનો કિલ્લો બંધાયો હોય તેમ જણાય છે. કારણ કે મીઠા તળાવનો દરવાજો જેની બંને બાજુએ રાજપૂત ગણવેશમાં દ્વારપાળની મૂર્તિઓ ઊભી કરી છે, તે અવશ્ય રાજપૂત રાજ્યકાળનો જ હોવો જોઈએ. પાછળથી મુસ્લિમ, મોગલ, મરાઠા કે અંગ્રેજી શાસનકાળમાં એ દરવાજાની મૂર્તિઓ ઊભી કરવાનો પ્રસંગ પ્રાપ્ત થવો અસંભવિત હોઈ અસલ કોટકિલ્લો ૮૦૦ થી ૯૦૦ વર્ષ પહેલાંનો હોવો જોઈએ.

**વસ્તુપાળ તેજપાળનો સમય: અલાઉદ્દીન ખીલજી:** વાઘેલા વંશના રાજાના જૈન મંત્રી ભાઈઓ, વસ્તુપાળ અને તેજપાળે આબુ પર્વત ઉપર સંખ્યાબંધ ભવ્ય દેવળો બંધાવ્યાં. જેમને "દેવાલય વાડી" યા "દેવળવાડા" અને અપભ્રંશ તરીકે 'દેલવાડાનાં દહેરાં' તરીકે આજે પણ ઓળખાવાય છે તેની પ્રતિષ્ઠા વખતે કાર્પટવાણિજ્યના રાહને આરે વસેલા વણિકો વિક્રમ સંવત ૧૨૭૫માં આમંત્રણથી

ગયા હતા. અને તેમણે સક્રિય ભાગ લીધો હતો. સંવત ૧૩૫૩માં એટલે ઈ. સ. ૧૨૯૭માં અલાઉદ્દીન ખીલજીએ ગુર્જરેશ્વર વાઘેલા વંશના કરણસિંહને હરાવ્યો. અને ધર્મ મંદિરોનો નાશ કર્યો. અને શાંતિપ્રિય પ્રજાના વેપારને, સમૃદ્ધિને તથા સમાજને છિન્નભિન્ન કરી નાખ્યો. તે ધર્માંધતા લગભગ સો વર્ષ લગી ચાલુ રહી. મુસલમાન શાસકો પ્રજાપાલક નહિ રહેતાં શોષકો બન્યાં. અને હિંદુઓને અનહદ દુઃખ દીધું. કપડવણજમાં તે વખતે હુમાયુ તથા ફિરોજશાહ નામના બે ભાઇઓ રાજ્ય કરતા હતા. અને તેમના ધર્માંધ વજીર ઝફરખાને ચાવડા યુગમાં બંધાવેલ જીનાલય (નંદીશ્વર ચૈત્ય)ને જમીનદોસ્ત કર્યું. અને તેને મસ્જિદમાં ફેરવી નાખ્યું.

**લાડણીબીબીનું રાજ્ય :** ખીલજીની ધર્માંધતાએ આખા ગુજરાતમાં દેવમંદિરોનો લગભગ નાશ કર્યો અને પ્રજા દુઃખી થઈ ગઈ. ત્યાર બાદ ઘણાજ ટૂંકા સમયમાં તે વખતના રાધનપુરના મુસલમાની લશ્કરે રાજપૂતો પાસેથી કપડવણજ જીતી લીધું. અને રાહને આરે વસેલું કપડવણજ ભાંગ્યું અને છિન્નભિન્ન થઈ ગયુ. તેજ રાધનપુરના નવાબના જનાનખાનાની એક બેગમ લાડણીબીબીએ કોઈ પણ કારણવશાત રાધનપુરથી કપડવણજ આવીને પોતાનો મુકામ કર્યો. સિદ્ધરાજ જયસિંહે બંધાવેલાં જળાશયો અને કપડવણજની ખુશનુમા હવા જોઈ તેણે એ જગ્યાએ હાલનું કપડવણજ વસાવ્યું. તે બેગમને તે વખતના જૈન વણિકોએ સારી મદદ કરી જણાય છે. બીબીએ ગામના રક્ષણ માટે ફરતો કોટ ચણાવ્યો. એવી રીતે રક્ષણ મળ્યા છતાં એ પ્રજાને મૂર્તિભંજકો તથા બહારવટે નીકળેલા અસંતોષી ગરાસિયાઓનો વારંવાર ત્રાસ થતો. કારીગર વર્ગ, લુહાર, કંસારા તથા વહોરા પણ અનુકૂળ સ્થળોએ ચાલ્યા ગયા. છતાં યે તે લોકો આજે પણ તેમના નવા વતનમાં "કપડવંજી" તરીકે ઓળખાય છે. આ લાડણીબીબીએ દુરંદેશી વાપરીને રાહના આરે રહેતી પ્રજાને આ નવા સ્થળમાં આંકી અને વસ્તીને એવી રીતે રહેવાની ગોઠવણ કરી આપી કે એક જાતિના લોકની સાથે બીજી જાતિના લોકો રહે નહિ આ ગોઠવણ હજુ પણ જણાય છે. પરંતુ કેટલેક ઠેકાણે ભેળસેળ થવા માંડી છે. તે બીબીએ કોટના દરેક દરવાજે મુસલમાનોને વસાવ્યા, તેણે મીઠા પાણીનું તળાવ ખોદાવ્યું હતું. તે જો કે પુરાઈ ગયું છે, પરંતુ મીઠા તળાવનો દરવાજો તથા તેની પાસે પોતાને હવા ખાવા માટે યાદગીરીમાં બંધાવેલો "સરદાર બાગ" પ્રખ્યાત છે. આજે તે જગ્યાનાં નામ જણાઈ આવે છે. સખીદાસ મના શાહુકારે સરખલિયો કૂવો બંધાવ્યો, અને તેની યાદગીરીમાં કોટના તે દરવાજાને સરખલિયાનો દરવાજો નામ આપ્યું. ત્યાં મેવાતી મુસલમાનોને રક્ષણ માટે રાખ્યા. અતિસરિયા દરવાજે બહેરીમ અટકવાળા મુસલમાનોને મૂક્યા, જેના વંશજો હાલ વાડાશિનોરમાં છે. નદીના દરવાજે 'જોઈયા' મુસલમાનો છે. તેમનું તોફાન વધવાથી તેમની જાગીર લઈ લીધી. તે જાગીર મહોર અને વરાંસી નદી વચ્ચે છે. ઉત્તર તરફ ડબગર લોકોની વસ્તી છે. પરંતુ તે દરવાજો ધાસ્તી લાગવાથી પુરાવી નાંખ્યો અને ઘાંચીવાડા આગળ એક નાનો દરવાજો જે ઘાંચીબારી તરીકે ઓળખાય છે તે પાડ્યો. ત્યાં સરકારી ગઢી હતી. અને હાલ સરકારી કોર્ટ છે. સબ રજિસ્ટ્રારની કચેરી આગળ તે લાડણીબીબીની કબર છે. સરકારી ગઢમાં બીબીને રહેવાનાં મકાનોનાં ખંડિયેરો જોવામાં આવે છે. હાલની મ્યુનિસિપાલિટીવાળી જગ્યા ને 'હાથીઓ બુરજ' કહેતા કારણ કે બીબીના વખતમાં ત્યાં હાથીઓ બંધાતા તેના વંશમાંનો કોઈ કપડવણજમાં નથી. પરંતુ વાડાશિનોર તથા વીરપુરમાં આજ સુધી તેઓ રાજ્ય કરતા હતા.

આ લાડણી બીબીના શાસનકાળમાં કંસારવાડો ત્રણસો કંસારાના ઘરથી વસેલો હતો. અને તેઓએ પોતાની કુળદેવી હર્ષદમાતાને હાલ જે શામળભાઈ શેઠની ખડકી કહેવાય છે ત્યાં સાતસો વર્ષ ઉપર ટાંકલની દેરીથી લાવીને પધરાવી. કંસારા કાળે કરીને ચાલી જઈને નડિયાદ, વીસનગર ને ડભોઈ જઈ રહ્યા છે. તેઓ આજે પણ કપડવંજી તરીકે ઓળખાય છે. હાલ કંસારવાડાને ચકલે મોઢ, બ્રાહ્મણ અને શ્રાવકોની વસ્તી છે.

નદીના દરવાજા આગળ વસતા ચારસો ઘરના લુહારો લોઢાનો ઉદ્યોગ ચલાવતા. એક વખત અજાણ વનસ્પતિથી લોઢાનું રૂપુ થઈ ગયું તે શી રીતે થયું તે ન સમજાયાથી અને એ બનાવ રાજગુનો ગણાવાની બીકથી તેઓ પરદેશ ચાલ્યા ગયા. તે લોકો વઢવાણ, લીંમડી તથા અમદાવાદ તરફ જઈ વસ્યા છે.

**મુસ્લિમ બાદશાહત :** ત્યાર બાદ ગુજરાતમાં મુસ્લિમ બાદશાહતનાં પગલાં થયાં. આ સમય જોકે દમનરૂપ અને ખુનામરકીનો હતો. પરંતુ તે રાજ્યસત્તા માટે ન હતો વેપાર કે વેપારીઓને વધુ સહન કરવું પડ્યું ન હતું શારીરિક તથા આર્થિક દુઃખ હતું. પરંતુ માનસિક ? ધાર્મિક નહોતું જ. તેથી ઓરવાઈ ગયેલો વેપાર ધીમે ધીમે સુધર્યો અને લોકો સુખી અને આબાદ થતા ગયા.

**મુસ્લિમ કાળ :** ઈ. સ. ૧૧-૩-૧૪૫૧ના રોજ ગુજરાતના નિર્બળ બાદશાહ મહમદશાહના વખતમાં નડિયાદનો જલાલખાન કુતુબુદ્દીન નામ ધારણ કરી ગાદીએ આવ્યો. અને મહમદશાહને તેના અમીરોએ ઝેર આપી મારી નાંખ્યો. માળવાના સૂબા મહમદ ખીલજીને આ બાબતની ખબર પડતાં તે નડિયાદ થઈ કપડવણજની યુદ્ધ ભૂમિ ઉપર તા. ૨૨-૨-૧૪૫૨ના રોજ કુતુબુદ્દીન સામે લડાઈમાં ઊતર્યો. ચાંપાનેરનો રાજા ગંગદાસ માળવાના સૂબાનો ભોમિયો થઈને વાડાશિનોર-છઠારસી આગળ કુતુબુદ્દીનને રોકવા નીકળ્યો. ચંદેરીનો હાકેમ મુઝફ્ફરખાન જેણે માળવાને ઉશ્કેર્યું હતું તેને કુતુબુદ્દીનની જીત થતાં દેશદ્રોહનું ઇનામ મળ્યું અને તેનું માથું કપડવણજના અંતિસરિયા દરવાજે હીજરી સને ૮૫૫ના સફર માસની પહેલી તારીખે શુક્રવારે લટકાવવામાં આવ્યું. (ઈ. સ. ૧૪૫૩). આ લડતમાં સુલતાનને હજરત શાહઆલમે કહેલું કે જો જીત થાય તો અંતઃકરણમાંથી જે ગેબી અવાજ મળે તે પ્રમાણે ખેરાત કરવી. પરંતુ જીત થયા બાદ તેણે ૭૦૦૦) રૂપાના સિક્કા હજરત સાહેબને મોકલ્યા. તેઓ પોતે કપડવણજના શિરસ્તેદાર હતા. અને તેમની બીબી મરઘાએ પોતાની બહેન સુલતાના મુગલીના દીકરા ફતેહખાન (જે પાછળથી મહમદ બેગડો કહેવાયો તેને) કપડવણજમાં ઉછેર્યો હતો. ઈ. સ. ૧૪૬૭ની સાલમાં પોતાની સોળ-સત્તર વર્ષની ઉંમરે કપડવણજની વનરાજીમાં તે શિકારે આવ્યાનું કહેવાય છે.

**ઈ.સ. ૧૫૨૬થી :** ઈ. સ. ૧૫૨૬માં કપડવણજને મહમદનગર તરીકે ઓળખતા હતા.

ઈ. સ. ૧૫૫૩માં દિલ્હીનો બાદશાહ મરણ પામ્યો. હજરત સૈયદ સાહેબે શમશેર-ઉર-મુલ્કને ઘાયલ કરી નાસીર-ઉલ-મુલ્કને ગાદીએ બેસાડયો અને વિજય મેળવ્યો. પાછળથી તેમના મળતિયા ઇતિમાદખાનની સાથે અમદાવાદ જઈને પાછા આવતાં કોઈએ દગો કર્યો અને ભાલાથી તેમનું ખૂન કર્યું. તેમના પુત્ર મીરાને તે જ જગ્યાએ તેમના શબને દફન કર્યું અને તે પછી તે કપડવણજ આવ્યો. કપડવણજની ગાદી મીરાનને મળવી જોઈએ. પરંતુ ઇમાદતખાનના માણસોએ તે કબજે કર્યું.

ઈ. સ. ૧૫૬૩માં અકબર બાદશાહે પોતાના એક ઉમરાવને માંડવા સર કરવા મોકલ્યો. પરંતુ ત્રણ વર્ષ ઘેરો ઘાલ્યા છતાં નિષ્ફળતા મળતાં તે પાછો ગયો. ત્યાર બાદ ઈડરનો રાજા વિરમદેવ જેણે પોતાના કુટુંબીઓનું ખૂન કરેલું તે તેના પ્રાયશ્ચિત્ત માટે દ્વારકા ગયેલો. તેને પાછા વળતાં ફરિયાદ મળી કે માંડવાના મિયાંનો દિકરો કપડવણજના કોઈ વાણિયાની દીકરીને ઉપાડી ગયો હતો તે ઉપરથી તેણે માંડવા ઉપર હલ્લો કરી તેને સર કર્યું. અને તેના મિયાં લાલમિયાંનું માથું કાપી દિલ્હી અકબર બાદશાહને ભેટ મોકલ્યું. તે પાછું મેળવવા દેવીપુત્રો (બારોટો) ગયા. અને વાક્ચાતુરીથી તે પાછું મેળવી આપ્યું. તેના ઇનામ તરીકે તે બારોટ કુટુંબને લોટિયું ગામ બક્ષિસ તરીકે મળ્યું, જેનો ભોગવટો તેમના વારસો આજસુધી કરતા હતા.

**ઈ. સ. ૧૬૫૪થી :** ઈ. સ. ૧૬૫૪માં ગુજરાતમાં બાબી વંશનું રાજ્ય શરૂ થયું. ઈ. સ. ૧૬૧૯ એટલે સંવત ૧૭૨૫ના ભાદ્રવદ શુદ ૨ ને બુધવારના રોજ થયેલો એક દસ્તાવેજ પુરવાર કરે છે કે મીરાજશ્રી સાહેબ કપડવણજના જાગીરદાર તથા દીવાન કેશવજી પટેલ હતા. અર્ધી સદી પછીના સમય બાદ વફાદારી અને શૌર્યના નમૂના રૂપ બાબી વંશનાં પગલાં આ ભૂમિમાં થયાં.

**ઈ. સ. ૧૭૦૪થી :** ઈ. સ. ૧૭૦૪-૦૫માં શાહજાદો મહમદ આજમ ગુજરાતનો સૂબો હતો. તેને બાદશાહ ઔરંગઝેબે જણાવેલું કે કોમી લોકો ધોરી રસ્તે કપડવણજ અને બીજી જગ્યાઓએ લૂંટ કરે છે, તો તે પ્રદેશના રક્ષણ માટે હલકી જાતના લોકોને નહિ રાખતાં બાબીવંશ જેવા કુળવાન અને બહાદૂર લોકોને વ્યવસ્થાનું કામ સોંપવું. આ સમય સફદરખાન બાબીનો હોવાનો સંભવ છે.

**મરાઠાકાળ :**—ઈ. સ. ૧૭૨૫માં ગુજરાતમાં પગભર થવા હામીદખાનને પક્ષમાં લઈ મહી નદી સુધી કંતાજી આવ્યો. તેને પિલાજી ગાયકવાડ મળ્યો. સરબુલંદખાને અમલદારોની ફેરબદલી કરી અને તેના દીકરા આનાઝાદખાનને ફોજ સાથે મરાઠા લશ્કર સામે મોકલ્યો. અને મરાઠાઓને સોજિત્રા આગળ હરાવી, તે પોતાના ભાઈ શાહનવાઝ ખાનની છાવણીમાં ગયો. મરાઠા પાછા આવ્યા. એટલે બંને ભાઈઓએ કપડવણજ મુકામે તેઓને હરાવી છોટાઉદેપુરના ડુંગરોમાં નસાડયા.

ઈ. સ. ૧૭૩૬માં રંગોજી ગુજરાત ઉજ્જડ કરતો કરતો ધોળકા પહોંચ્યો, ત્યારે અમદાવાદના સૂબેદાર ભંડારી રતનસિંગે તેને વીરમગામ નસાડયો. આ સમયે ઠાસરા (સરનાલ) માં વસતા મરાઠાઓએ કોમી લોકની મદદ લઈ કપડવણજ કબજે કર્યું. તે વખતે ત્યાંનો ફોજદાર કસબાતીઓની મદદથી નાસી છૂટયો.

ઈ. સ. ૧૭૪૪-૪૫માં મરાઠા સરદાર સાથે શેરખાન બાબીએ યુદ્ધ કરી કપડવણજનો ભાગ પાછો કબજે કર્યો.

ઈ. સ. ૧૭૪૬માં ત્ર્યંબકરાવ, પુનાજી વિઠ્ઠલ તથા ફક્રુદ્દૌલ્લા ત્રણે જણ જે મુલકમાં ચોથ ઉઘરાવતા હતા તે મુલકો દબાવી બેઠા. રંગોજીએ શેરખાન બાબીની મદદ માગી. શેરખાને નડિયાદ–મહુધા લૂંટીને મરાઠા સરદારોએ જે પ્રદેશ કબજે કર્યો હતો ત્યાં હુમલો કર્યો. પણ હાર ખાધી. તેથી તે નજર ચુકાવી રંગોજીને વાડાશિનોરમાં મળ્યો અને યુદ્ધ થયું. તેમાં શેરખાન ઘાયલ થયો. પરંતુ પોતાના ભિસ્તીની મદદથી બચી જઈને કપડવણજના કિલ્લામાં તે ભરાયો. તેના સહાયક રંગોજીએ માળવાના હોલકરની મદદ માગી. તેની ખબર મળતાં ફક્રુદ્દૌલ્લા ઘેરો ઉઠાવી ચાલ્યો ગયો. આ લડાઈમાં હજારો માણસો મરાયા અને તેમને દફનાવીને કબરો ચણી, તેથી તે વખતના કપડવણજને કેટલાક "કબરગંજ" કહેતા.

ઈ. સ ૧૭૪૮માં શેરખાન બહાદૂરખાન નામ ધારણ કરીને રાજ્ય ચલાવવા લાગ્યો. તેની સ્ત્રી લાડી બેગમ હતી. તે જૂનાગઢનો નવાબ પણ બન્યો. અને તે કપડવણજ અને વાડાશિનોર રહેતો. આ કારણે કપડવણજ, વાડાશિનોર તથા જૂનાગઢના બાબી કુટુંબના નબીરાઓનો સંબંધ જણાઈ આવે છે.

ઈ. સ. ૧૭૫૩–૫૪ દામાજી ગાયકવાડે વાત્રક કાંઠાની ખંડણી ઉઘરાવી કપડવણજ જીતી લીધું. અને શેરખાન બાબી જૂનાગઢ ચાલ્યા ગયા. બાબી વંશનો આ રીતે કપડવણજમાં અંત આવ્યો. અને મરાઠા હકૂમત શરૂ થઈ. ગામ પટલાઈ જે મોઢ વાણિયા કરતા હતા તે કડવા પટેલ કેશવજીના હાથમાં આવી. હાલ પણ તેમના વંશજો કપડવણજ શહેરના મુખીપણાનો હક્ક ભોગવે છે.

**ગાયકવાડી અમલનો સમય: ઈ. સ. ૧૭૫૩થી ૧૮૧૬:** ઈ. સ. ૧૭૫૩ પછીનાં વીસ બાવીસ વર્ષ કોઈ ખાસ મહત્ત્વની બીના જણાવતાં નથી. તેમ જ કોઈ આધારભૂત હકીકત પણ મળતી નથી.

ઈ. સ. ૧૭૭૫ના અરસામાં હરિપંથ ફડકેએ રાઘોબાને નસાડ્યો, ત્યારે તેનું બાકી રહેલું લશ્કર અને ગોવિંદરાવ ગાયકવાડ કપડવણજમાં છાવણી નાખીને રહ્યા. ખંભાતના નવાબે તેનું અપમાન કરેલું, તેનું વેર વાળવા અંગ્રેજ કર્નલ ક્રાર્ટિંજ કપડવણજમાં તેને મળ્યો. અને ખંભાતના નવાબ પાસેથી નજરાણું લીધું. ઈ. સ. ૧૭૮૮માં આતરસુંબાના રૂપા મિયાં અને તેનો દીકરો જોરાવરખાન વારંવાર હલ્લા કરી કપડવણજ લૂંટતા. ગાયકવાડ ફતેસિંહરાવે પોતાના સરદાર શિવરામ તથા હામીદખાન જમાદારને લશ્કર સાથે મોકલી આતરસુંબા કબજે કર્યું.

**ઈ. સ. ૧૮૦૦–૦૬:** આ સમયમાં આંબલિયારાના સ્થાપક સમરગઢના ચૌહાણ ભાથીજી ધામોદના બોલોની મદદથી કપડવણજ અને તેની આજુબાજુના પ્રદેશ લૂંટી લેતા. લવાડના ઠાકોર પણ લૂંટ કરી જતા. આ લોકો લવાડિયા કહેવાતા. અને બીજાઓ કોલડા કહેવાતા આ લોકો પિંઢારાના જેટલા ભયંકર હતા. તેઓ પ્રજાને મોંઢે મરચાંના તોબરા બાંધતા. હાથપગ બાંધી મશાલથી સળગાવી ત્રાસ આપતા. અને દાટેલું ધન કઢાવતા. કેટલીક વખત લોકોનાં ખૂન પણ તેઓ કરતા. આ રીતે પ્રજાના રક્ષકો જ ભક્ષકો બનતા.

ઈ. સ. ૧૮૦૫ના દસ્તાવેજ મુજબ ગુજરાતની પેશ્વાઈના આણંદરાવ અર્ધા માલિક હતા. અને કપડવણજના જાગીરદાર નવાબ કમાલ અલાદીન હુસેન બહાદુર, દીવાન મિર સાહેબ, અને દેસાઈ રાજારામ ખુશાલ સર્વોપરી સત્તા ભોગવતા. આ દસ્તાવેજ વૈદ્ય કુટુંબમાં મોજૂદ છે. દેસાઈઓ ગામનો આંકડો એટલે ઇજારો રૂા. ૨૫૦૦૦)માં લેતા. કરસન મુખી ખેડવાના હળ દીઠ રૂા. ૫) કર લેતા. આ કરવેરો સને ૧૮૮૦માં ઠાકોર સાહેબે બંધ કર્યો.

ઈ. સ. ૧૮૦૩ના અરસામાં કન્હોજીના તથા તેના સાથીદાર આરબ એ બંનેના લશ્કરને મેજર હોલ્મસ સાથે કપડવણજ મુકામે લડવું પડયું. તેમાં કાન્હોજીનું લશ્કર વેરણછેરણ બની ગયું.

ઈ. સ. ૧૮૦૮ તથા ૧૮૦૯માં આંબલીઆરાના ઠાકોર ભાથીજી તથા લવાડના ઠાકોરે આણંદરાવ ગાયકવાડને કરાર લખી આપ્યા. તેના જામીન કપડવણજના બારોટ સાલમસિંગ, ગુમાનસિંગ તથા આગલોડના ઠાકોર રામસિંગ ફત્તેહસિંગ થયેલા. અને ઈ. સ. ૧૮૧૨ સુધીમાં આ પ્રમાણે તોફાની તત્ત્વો શાંત પડી ગયાં.

**અંગ્રેજોનો સમય: ઈ. સ. ૧૮૧૭થી ૧૯૪૭ સુધી:** અંગ્રેજ સરકારે ગાયકવાડને બદલામાં મોગલાઈ હક્કો લખી આપી, તેના અવેજમાં અમદાવાદનો ભાગ કપડવણજ, કરોડી અને દસક્રોઈ વગેરે છૂટક છૂટક પરગણાં લખાવી લીધાં. ૧૮૪૭થી ૧૮૫૭ કરસન મુખીનો હતો. ઈ. સ. ૧૮૫૧માં ધામોદના બોલો લૂંટ કરવા આવ્યા. તેમનો સામનો પ્રજાપ્રિય મામલતદાર ગોપાળરાવ લક્ષ્મણરાવે લશ્કર લઈને લિમ્બજામાતા આગળ કર્યો. તે લડાઈમાં તેમનું બરછી વાગવાથી મરણ થયું. તેમની યાદગીરીમાં ગોપાળપરું વસ્યું

છે. ગોપાળરાવને મારનાર ભીલ સરદાર તથા તેના કારભારીને શોધી કાઢી મીલ સાહેબે તે જ જગ્યાએ ફાંસી દીધી હતી.

અંગ્રેજ હકુમત વ્યવસ્થિત થતી ગઈ. પ્રજાનાં હથિયારો છીનવી લેવાયાં. શાંતિનાં ઘેન પ્રજાને ચઢ્યાં અને તેના પરિણામે નિર્માલ્યતા આવી. અને કવિ દલપતરામની ભાષામાં "ઝેર ગયાં અને વેર ગયાં, વળી કાળાકેર ગયા કરનાર! એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિંદુસ્તાન." એવી લાગણી પ્રસરી! લાંબા વખત સુધી ત્રાસેલી પ્રજાએ બહારની બીક કે ભય જતાં શાંતિનો દમ ખેંચ્યો અને પોતાનું જીવન ધન્ય માન્યું. પ્રજાને સુધારા મળ્યા. લાગવગવાળાઓને માનચાંદની લહાણી મળી. શ્રીમંતોએ પરોપકાર વૃત્તિની પ્રજા ઉપર છાપ બેસાડી સ્થાનિક સ્વરાજ્યના હક્કો અપાવા માંડ્યા અને ઉપર ઉપરનું સુખ શાંત અને સંતોષ બતાવીને અંગ્રેજ અમલદારોએ શોષણનીતિ આદરી. રાષ્ટ્રીય ભાવના જે ૧૮૮૫માં જાગ્રત થઈ, તેને પરિણામે હજારો મનુષ્યોના જાનમાલના ભોગે હિંદુસ્તાને પરદેશી ઝૂંસરી ફગાવી દીધી અને સ્વતંત્રતા પ્રાપ્ત કરી (૧૯૪૭).

**કપડવણજની શહેર રચના તથા તેના લોકો:** કપડવણજની પ્રજા રાહના આરેથી રાધનપુરના નવાબની બેગમ લાડણીબીબીના વખતમાં હાલના કપડવણજમાં આવીને વસવા લાગી; ત્યારે શહેરની રચના કેવા પ્રકારની હતી, રાજ્યકર્તાએ કોમવાર કેવી રીતે લોકોને વસાવ્યા કે જેથી તેઓએ સુખશાંતિમાં નિર્વિઘ્ને રહી પોતાનો ધંધો વિકસાવ્યો તે જાણવાની ખાસ અગત્યતા એટલા માટે છે કે તેની રચના સમગ્ર દેશમાં કોઈ પણ રાજવીએ અપનાવી દેખાતી નથી. આ બુદ્ધિપૂર્વકની દુરંદેશી નજર માટે તે મુસ્લિમ બેગમને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

બીબીએ શહેરને ફરતો મજબૂત કિલ્લો બંધાવ્યો. અને તેના રક્ષણ માટે લશ્કરી ખમીરના મુસલમાનોને દરેક દરવાજા આગળ વસાવ્યા કે જેથી બહારના આક્રમણનો સામનો થતો અટકે અને શહેરની અંદર રહેતી પ્રજા પોતાનો જીવનવ્યવહાર વિનાહરકતે ચલાવ્યે રાખે. તેણે સિદ્ધરાજ જયસિંહે બંધાવેલી કુંડવાવ અને બત્રીસ કોઠાની વાવ શહેરની મધ્યમાં રાખીને હિંદુઓની ધાર્મિક ભાવનાને પોષી તેવી જ રીતે કંસારવાડાના ચકલે રહેતા કંસારા લોકોને પોતાની કુળદેવી હર્ષદમાતાની મૂર્તિ ટાંકલાની દેરી આગળથી લાવી શેઠ શામળભાઈની ખડકીમાં પ્રતિષ્ઠા કરવા દઈ, કારીગરોને ઉત્તેજન આપ્યું.

તે કાળમાં અને ત્યાર પછી અદ્યાપિ સુધી પોળોનાં નામ ચાલુ છે. તે નીચે પ્રમાણે છે:—

૧. **કંસારવાડો** (દલાલવાડો), જ્યાં કંસારાનાં ત્રણસો ઘર હતાં. ત્યાં કાળે કરીને મોઢ બ્રાહ્મણો તથા જૈન શ્રાવકો આવીને વસ્યા.

૨. **ભટવાડો:** પ્રથમ કોણે વસાવેલો તેની માહિતી મળતી નથી. પરંતુ લશ્કરમાં જોડાયેલા અને સંદેશવાહક ભટ્ટ બ્રાહ્મણો (સૈનિક બ્રાહ્મણો) વસેલા હોવા જોઈએ. આજે ત્યાં ભટ્ટ અવટંકના મોઢ બ્રાહ્મણો વિશેષે કરીને રહે છે.

૩. **પટેલવાડો:** જ્યાં પટેલ (કણબી) લોકો ખેતી કરવા રહેતા હતા. તેમના મુત્સદ્દી કેશવજીએ ગાયકવાડી રાજ્યમાં શહેરનું મુખીપણું લીધું તે આજે પણ તેમના કુટુંબીઓમાં છે.

૪. **સલાટવાડો:** ત્યાં મકાનો બાંધનાર તથા દેવાલયો બાંધવા માટે પથ્થરો ઘડનાર તથા કોતરનાર શિલ્પીઓનું રહેઠાણ હતું.

૫. **નાનો નાગરવાડો** } ત્યાં નાગર બ્રાહ્મણો આવીને
૬. **મોટો નાગરવાડો** } વસેલા જણાય છે. તેમની વસ્તી હાલ થોડી છે. બીજી કોમ આવીને સાથે વસેલી છે.

૭. **કાંટાફળિયું:** ત્યાં આગળ તોલનો કાંટો હતો. અને દરેક પ્રકારના માલનો તોલ થતો હતો.

૮. **જટવાડો:** ત્યાં મુસલમાનની જટ કોમ મીઠા પાણીના તળાવના દરવાજા આગળ સરદાર બાગ આગળ વસાવેલી હતી.

૯. **દેસાઈ વાડો:** દેસાઈ વાડો તથા દેસાઈની ખડકી તે પોરવાડ વાણિયાઓની હતી.

૧૦. **શ્રીમાળી વાડો:** ત્યાં શ્રીમાળી વાણિયાઓની વસ્તી આજે પણ છે.

૧૧. **ખડાયતાવાડ:** ત્યાં ખડાયતા વાણિયાઓની વસ્તી છે.

૧૨. **વહોરવાડ: મોટી અને નાની:** અસલ વહોરાની વસ્તી નાની વહોરવાડ કુંડવાવની પાસે છે, ત્યાં હતી. ત્યાંથી ખસીને હાલના સ્થળે ગઈ છે. અસલ તેમનાં એક હજાર ઘર હતાં. આજે પાંચસો છસો રહ્યાં છે. તે સાહસિક અને સ્વાશ્રયી કોમ વેપાર અર્થે પરદેશમાં રહે છે.

૧૩. **ઘાંચીવાડો:** ત્યાં ઘાંચીઓની વસ્તી છે. તે લોકો તેલીબિયાં પીલીને તેલ કાઢે છે.

૧૪. **સુતારવાડો:** ત્યાં આજે પણ સુથારોની વસ્તી છે.

૧૫. **બારોટવાડો:** ત્યાં બારોટોની હાલ પણ વસ્તી છે. જેમાંના આંબલિયારાના ઠાકોરની સારી ચાલચલગત માટે ગાયકવાડી સત્તાને જામીનગીરી આપી હતી

૧૬. **મોચીવાડ** : જ્યાં આજે પણ એક જથ્થે મોચીઓ રહે છે.

૧૭. **કાછિયાવાડ** : આખાયે શહેરને શાકભાજી પૂરાં પાડનાર કાછીયાની કોમ વસે છે. અને તે લોકો આજુબાજુના ગામો સાથે લેવડદેવડનો વ્યવહાર રાખે છે. અને શહેરની જરૂરિયાતો પૂરી પાડે છે.

૧૮. **સીસગરવાડો** : કાચની ભઠ્ઠીઓ ગાળનાર અને બનાવનાર મુસલમાન કારીગરોની જાત, ગોરવાડાની પેલી બાજુએ રહે છે. અને તે લોકો ખેતી અને મજૂરી કરીને ગુજરાન ચલાવે છે.

૧૯. **કુંભારવાડો** : નદીના દરવાજા આગળ આ કોમની વસતી છે.

૨૦. **કોળીવાડો** : આ કોળીની કોમ ઘણી ઓછી થઈ ગઈ છે. અમદાવાદ વગેરે સ્થળોએ વેપાર અને મિલઉદ્યોગ વધવાથી કોળીઓ ત્યાં જઈને વસતા થયા છે. અને બાકી રહ્યાખડ્યા જે થોડા ઘણા છે તેઓ જમીનમાં શાકભાજી વાવીને ગુજરાન કરે છે. નિમા વાણિયા (જૈન) ની કોમ ગોરવાડાંથી કંસારાવાડા અને પીપળા ખડકી સુધી પથરાઈ છે. અને મોઢ બ્રાહ્મણની કોમ ગોરવાડાથી બ્રાહ્મણી માતાના ફળિયા સુધી બીજી કોમોની સાથે સાથે રહેતી આવી છે.

૨૧. **શ્રોત્રીવાડો** વિશાનીમા વણિકોના કુળગુરુઓ ઉદુમ્બર ઋષિના વંશજો આજે પણ ત્યાં વસે છે. અને તે ઉદુમ્બર બ્રાહ્મણો કહેવાય છે.

૨૨. **જોશીની** ખડકી : મેવાડા બ્રાહ્મણો નારાયણ દેવ અને રઘુનાથજીના મંદિરના પેઢીઓ ગત પૂજા કરવાના અધિકારીઓ સિદ્ધરાજ જયસિંહના વખતથી રહેતા આવ્યા છે. અને તેમના વંશજો વૈદક અને જ્યોતિષ અને કર્મકાંડનો ધંધો કરે છે.

૨૩. **કડિયાવાડ** : મકાન બાંધનાર કારીગરો જે મુસલમાન જ છે તે અહીં રહે છે.

૨૪. **ભાવસારવાડો** : મહોર નદીના આરામાં તે લોકોની ધર્મશાળા આજે પડી ભાંગી છે. તે બતાવે છે કે પહેલાંના વખતમાં કાપડ છાપવાનું તથા રંગવાનું કામ કપડવણજમાં સારું ચાલતું હશે. આખીયે કોમ કડિયાવાળી મસ્જિદની બાજુમાં વસેલી છે.

૨૫. **બ્રાહ્મણ વાણિયા** : કપડવણજ શહેર નવું વસ્યું ત્યારે પણ **મેવાડા બ્રાહ્મણની** વસ્તી રજપૂતો અને તે વખતના ગોરધન શ્રેષ્ઠી જે ઓસવાળ (ઉકેસ્વાળ યા ઓજસવાળ) જ્ઞાતિના હતા તેમની સમકાલીન હતી **ઉદુમ્બર બ્રાહ્મણો નીમા વાણિયાઓના** ગોર હોઈ તેમની સાથે સાથે શામળાજી તરફથી આવેલા જણાય છે. અને અદ્યાપિ તેઓ તેમના કુળગુરુઓ તરીકે રહેલા છે. મોઢ બ્રાહ્મણ મોઢેરા ગામ અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં તૂટવાથી કચ્છ કાઠિયાવાડ તથા ગુજરાતમાં સરખેજ, વાડાશિનોર તથા કપડવણજમાં મુખ્યત્વે કરીને વિશેષ પ્રમાણમાં છે. અને અન્ય ગામોમાં છૂટાછવાયા છે. કેટલાક પ્રભુને માનવાવાળા નાગરવાણિયા કડી, વીજાપુર અને પીલવાઈ તરફના હોવા છતાં આ તરફ ખડ ગામમાંથી આયાત થયેલા તે કાળે કરીને ખડાયતા કહેવાયા. **પોરવાડ વાણિયા** તે પણ ગુજરાતમાં ઘણાં વર્ષોથી વસેલા છે. અને તેમણે બહાદુરી બતાવીને દેશનું રક્ષણ કરેલું છે. પોરવાડ એટલે 'પ્રાગ્વાડ' નો અર્થ રક્ષણકર્તા છે. **શ્રીમાળી વાણિયા** અસલ માળવાના શ્રીમાળ પ્રદેશના બ્રાહ્મણો, કાળે કરી જૈન તથા વૈષ્ણવ ધર્મ પાળતા થયા. અને વેપાર અંગે આવ્યા. આ સર્વે કોમના લોકોનો ખાસ ઇતિહાસ મળતો નથી. પરંતુ તેઓ બારમી સદીથી અઢારમી સદી સુધીના ગાળામાં આવી વસેલા જણાય છે. તેવી જ રીતે, અસલ હિંદુઓમાંથી વટલાઈને મુસલમાન થયેલા દાઉદી વહોરાઓ પણ ઘણાં વર્ષોથી–એટલે છસો વર્ષથી–કપડવણજમાં આવીને રહેલા છે. આજે પણ નીમાવાણિયાનાં લગભગ ચારસો ઘર છે. અન્ય કોમોનાં ઘર પ્રમાણમાં ઓછાં છે. મુસલમાન કોમ શિયા અને સુન્ની બંને મળીને ત્રીજા ભાગની વસ્તીની ગણનામાં આવે છે. કપડવણજની વસ્તી આજથી સવાસો વર્ષ ઉપર દશ હજાર મનુષ્યની હતી.

**'કાર્પટવાણિજ્ય' શબ્દના ઉલ્લેખો** : કપડવણજ શહેર આટલી થોડી વસ્તી હોવા છતાં ગામ કહેવાતું નહિ, પરંતુ તેને કસ્બો કે શહેર કહેતા. તેનું કારણ એ કે મુસલમાનોની વસ્તી બીજી જુદી જુદી કોમોના પ્રમાણમાં વધારે ચાલી આવે છે. અને તે ખેતીપ્રધાન નથી, પરંતુ ઉદ્યોગપ્રધાન છે. એટલે તેની ગણના શહેરમાં કરેલી છે. કપડવણજને કાર્પટવાણિજ્ય શબ્દથી ઘણાં સૈકાથી સંબોધાયેલું જણાય છે. અને તેના લેખો (૧) સંવત ૧૫૨૨નો શેઠ જેશિંગભાઈ પ્રેમાભાઈ કેવળભાઈના ઘરના દેરાસરમાં (૨) સંવત ૧૬૧૮નો ધાકવાડીના દેરાસરમાં (૩) સંવત ૧૬૫૫નો દલાલવાડાના દેરાસરમાં અને (૪) સંવત ૧૬૬૬માં ધાકવાડીના આદિનાથ પ્રભુની પ્રતિમા ઉપર છે.

# ૨૫
# લસૂંદ્રાનો ઇતિહાસ

**લસૂંદ્રાના કુંડ:** ગુજરાતમાં ગરમ પાણીના કુંડો નીચેનાં સ્થળોએ છે –ઉનાઈ (વાસદા નજીક) તૂવા (ગોધરા પાસે), લસૂંદ્રા અને તુલસી શ્યામ (સૌરાષ્ટ્રમાં)

લસૂંદ્રાના કુંડનું ગરમ પાણી એ ઊકળતા ગંધકને લીધે નથી, પણ એની ગરમી રેડિયો એક્ટિવિટીને લીધે છે એમ કહેવાય છે કેટલેક સ્થળે આવા ગરમ પાણીના કુંડ જ્યાં હોય છે ત્યાં ગંધકના ચોસલા બાઝે છે ઘણા સ્થળોએ ગંધકની બહુ સખત વાસ આવતી હોય છે પણ લસૂંદ્રા આગળ તો ફક્ત એકાદ બે કુંડોમાંથી જ હાઈડ્રોજનમિશ્રિત ગંધકની વાસ આવે છે ત્યાં કોઈ પણ સ્થળે ગંધક દેખાતો નથી આ કુંડોની આજુબાજુની જમીનમાં ક્ષાર હોય છે, પણ તે ક્ષાર મુખ્યત્વે કરીને સોડિયમ કાર્બોનેટ હોય છે, સાથે થોડું મેગ્નેશિયા પણ હશે એમ લાગે છે

અહીં પહેલાના વખતમાં તો જમીનમાં ખાડા ખોદીને કૂડાં ગોઠવી દીધેલા હતા અને તેમાંથી પાણી વહ્યા કરતું હતું સો ઉપરાંત આવા કૂંડા ગોઠવાયાં હતા એમ નજરે જોનાર કહે છે પણ પછી તો લોકોને વધારે સગવડ મળે એટલા માટે લોકલબોર્ડે સ્ત્રીઓ અને પુરુષો માટે અલગ અલગ સગવડ કરી પંદર–સોળ કુંડ ઉપર બાંધકામ કરીને એને પાકા કર્યા છે અને કુંડની ચારે બાજુ પરથાળ કર્યાં છે, જેથી ત્યાં બેસીને દરેક કુંડમાંથી લોકો ડોલથી પાણી કાઢીને સારી રીતે નાહી શકે પરથાળ એવા કર્યા છે કે ત્યાંથી પાણીનું લેવલ ત્રણ ચાર ફૂટ નીચું રહે છે નહાવા આવનારા લોકો સ્નાન એટલું પાણી વાપરે છે કે તેથી સવાર અને સાંજના પાણીના લેવલમાં લગભગ દોઢ બે ફૂટ ફરક પડી જાય છે કુંડની લોકપ્રિયતાનો આ પુરાવો છે જુદા જુદા કુંડમાં પાણીની ગરમી જુદી જુદી રહે છે બે કુંડ વચ્ચે ફક્ત ફૂટ-સવા ફૂટની એક ભીંત જ હોય છે અને છતાં પણ બંને કુંડના પાણીની ગરમીમાં ઘણો ફરક હોય છે એ ખૂબી છે

મુંબઈમાં જેને સામાન્ય જનતા મુંબઈનું પાણી લાગ્યું કહે છે તેવા દર્દીઓને કોઈ કોઈ વખત મુંબઈના ડૉક્ટરો લસૂંદ્રામાં એકાદ મહિનો રહેવાની સલાહ આપે છે અને આવા દર્દીઓ અહીં લસૂંદ્રામાં રહીને આ કુંડોના પાણીથી નહાય છે તેઓ થોડું થોડું પાણી પીવે છે પણ ખરા, અને જે કુંડમાં અતિશય ગરમ પાણી છે તે કુંડમાં કપડામાં કાચા ચણા બાંધીને ચણા બફાય ત્યાં સુધી રાખી મૂકે છે અને આ ચણા ખાવામાં વાપરે છે માત્ર આટલા ઉપચારથી દર્દીઓ સાજા થઈને પાછા જાય છે

**લસૂંદ્રા ગામ પ્રાચીન અવશેષો** આમ જોઈએ તો અત્યારનું લસૂંદ્રા બહુ જૂનું ગામ લાગતું નથી સંવત ૧૫૭૯માં બંધાવેલી એક વાવ ત્યાં છે તેની સાથે ઢોરને પાણી પીવા માટે હવાડો પણ બંધાવેલો છે એટલે ગામ વસ્યા પછીથી અમુક સમયે આ નવાણ બંધાયું હોવું જોઈએ પણ લસૂંદ્રાની નજીકમાં જ એથી પણ જૂના વસિયાણનાં બે સ્થળો છે ત્યાં જૂના મકાનોની કોઈ પણ જાતની હસ્તી નથી પણ આ ખોદકામ કરતા ત્યાં આગળ જૂની ઈંટો મળી આવે છે તે ગુપ્ત અને મૌર્ય કાળની ત્રણ સવાત્રણ ઇંચ જાડી ઈંટો હોય છે તેથી જણાય છે કે આ સ્થળ ઘણું પ્રાચીન હોવું જોઈએ પાવાગઢથી ઈડર જવાનો રસ્તો લસૂંદ્રા ઉપર થઈને જતો તેથી જ્યારે જ્યારે દેશમાં વેપારની ભરભરાટી રહેતી, દેશના રાજમાર્ગો સલામત રહેતા, તે વખતે આવા મુખ્ય માર્ગો ઉપરના શહેરો આબાદ રહેતા દેશમાં જ્યારે અંધાધૂંધી આવતી ત્યારે આવા શહેરો એના પ્રથમ ભોગ બનતાં

લસૂંદ્રા સ્થળે આ ત્રીજી વખતનું વસિયાણ હશે એના કારણ નીચે પ્રમાણે છે

**લેપલરે:** લોકો કહે છે કે લસૂંદ્રાનું અસલ નામ લેપલરે હતું વસતી લહેરમાં રહે એવું સ્થળ તો એ છે જ એટલે તેથી જ કદાચ એ નામ પડ્યું હશે આજુબાજુની જમીન ગોરાડુ છે અને છતાં મહોર અને શેઢી નદીના વધારાના વહેતા પાણીના કાંસ ઉપર આ ગામ આવેલું છે અને આ કાંસ ઉપર પાણીનો સંચય કરવા માટે સ્થળે સ્થળે નાના મોટા તળાવો બંધાયા છે આને લીધે જમીનમાં પાણીનાં તળ પણ ઊંચા છે તેથી આ સ્થળે ડાંગર, બાજરી, ઘઉં, વગેરે દરેક જાતના અનાજના પાક થાય છે ઉત્તમમાં ઉત્તમ જાતની કમોદ પણ અહીં પાકે છે અને ધોળિયા ઘઉં પણ અહીં પાકે છે પાણી ઉત્તમ અને મીઠા હોવાથી શિયાળુ પાક પણ થાય છે અને જીરૂ વરિયાળી જેવા કાચા સોનાના પણ પાક થાય છે કપાસ થાય છે મગફળી થાય

છે, દિવેલી થાય છે અને તંબાકુ પણ થાય છે. શાકભાજી થાય છે અને આંબા, રાયણ અને મહુડાનાં મોટાં મોટાં વૃક્ષો જોતાં તો આ સ્થળને માળું નહિ પણ ચરોતર જ કહેવાનું મન થાય છે. તેમાં વળી ગરમ પાણીના કુંડો નજીક વસેલા ગામને જો લહેરીપુરાનું નામ આપવામાં આવ્યું હોય તો તે યથાર્થ જ છે, કારણ વગરખર્ચે ગમે તેટલો વખત ગરમ પાણીએ નહાવાનો શોખ તો કોઈ આવાં વિરલ સ્થળોએ જ માણી શકાય. પણ ગુપ્ત સામ્રાજ્યના નાશ પછી આવેલી અંધાધૂંધીમાં આ સ્થાનનો નાશ થયો લાગે છે. અને પછીથી ગુર્જર સામ્રાજ્ય કે ચાલુક્ય સામ્રાજ્યમાં આ સ્થળે ફરીથી શહેર વસ્યું હશે.

**લૂણી નદી અને લૂણપુર :** ઉપર જણાવ્યું તેમ આ સ્થળ આગળ ચારે તરફ નીચાણ જમીનમાં ક્ષારો તો છે જ; તેથી અહીં આગળથી ચોમાસાના પાણીથી વહેતા વહેકળાને **લૂણી નદી**નું નામ આપવામાં આવ્યું છે. આ જ કારણે આ નવા વસેલા ગામનું નામ લૂણપુર પડયું હશે.

લુણપદ્ર વસ્તી વધતાં પૂરનું પદ્ર થતું. એટલે એ લુણપદ્ર થયું હશે. પણ પછીથી ગુજરાત અલ્લાઉદ્દીન ખીલજીના વખતમાં એના સેનાપતિ અલફખાને જીત્યું. અને તે પઠાણ સામ્રાજ્યનો એક ભાગ બન્યું. અલ્લાઉદ્દીન ખીલજીએ અંકુશો દાખલ કર્યાં અને વીસ વર્ષ સુધી એનો સખ્ત હાથે અમલ કર્યો. પરિણામે ખેતી તૂટી, ગામ ભાગ્યાં અને બેહાલ બનેલો ખેડૂત લૂંટારુ બન્યો. એટલે વેપાર પણ તૂટ્યો. રાજમાર્ગો બિનસલામત થયાં અને એમ લુણપદ્ર ગામ બીજી વખત ભાંગ્યું.

**લસૂંદ્રા નામનો સમય :** એક સૈકાના અંધાધૂંધીવાળા અમલ પછી ગુજરાતમાં સ્વતંત્ર મુસ્લિમ સલ્તનત સ્થપાઈ. તેની સાથે દેશમાં શાન્તિ આવતી ગઈ. ખેતી સુધરતી ગઈ. અને પરિણામે વેપારરોજગાર વધતો ગયો. મહમદ બેગડાના રાજઅમલમાં ગુજરાતની સ્વતંત્ર સલ્તનતને લીધે વધેલી આબાદીનાં ચિહ્નો આપણને લસૂંદ્રામાં જોવા મળે છે. અમદાવાદમાં તો મહમદ બેગડાના રાજ્યકાળમાં સુંદરમાં સુંદર મકાનો બંધાવ્યાં છે. શાહઆલમનો રોજો, સરખેજનો રોજો વગેરે સુંદરમાં સુંદર ઇમારતો તે કાળની છે. દાદાહરિની વાવ સંવત ૧૫૫૬માં બંધાઈ હતી. મહેમદાવાદની સ્થાપના પણ મહમદ બેગડાએ જ કરેલી. અને સંવત ૧૫૫૫માં મહેમદાવાદનો કિલ્લો બંધાયો. એને હાથે નવા ચાંપાનેરની સ્થાપના થઈ. ચાંપાનેરનાં ભવ્ય ખંડિયેરો તે કાળની સમૃદ્ધિની સાક્ષી પૂરી રહ્યાં છે. ચાંપાનેરે ગુજરાતની રાજધાનીનું સ્થાન લીધું હતું. અને ગુજરાતની ટંકશાળ પણ ચાંપાનેરમાં જ હતી. એ બધું મહમદ બેગડાને પરિણામે.

વાવોમાં હિંદભરમાં શ્રેષ્ઠ એવી અડાલજની વાવ એ મહમદ બેગડાના રાજઅમલમાં સંવત ૧૫૫૪ માં અડાલજની એક રજપૂત જાગીરદારની રાણીએ બંધાવી હતી, કારણ કે અડાલજ એ અમદાવાદથી પાટણના રાજમાર્ગ પર આવેલું છે. વેપારી રાજમાર્ગો ખૂલેલા જણાય છે. લોકોની સમૃદ્ધિ વધેલી છે. અને એ સમૃદ્ધિના ફાલરૂપે આવાં નવાણો તે કાળે બંધાયાં હતાં.

લસૂંદ્રાની વાવનો લેખ પણ આની આ જ વાત કહી રહ્યો છે. માળમાં અને ગુજરાતભરમાં મહમદ બેગડાના કાળમાં અનેક નવાણ બંધાયાં છે, જેની સાક્ષી અનેક શિલાલેખો પૂરી રહ્યા છે. એટલે આ અરસામાં આ સ્થળે ત્રીજી વાર આ ગામ બંધાયું. અને લુણપદ્રામાંથી એ લુણસુંદ્રા થઈ લસૂંદ્રા બન્યું.

**તળાવો :** આગળ જણાવ્યું તેમ મહોર અને શેઢી નદીનાં ઊભરાયેલાં પાણી ભેગાં થઈ લસૂન્દ્રાને પાદરે વહી જાય છે. અને આ ચોમાસાના વધારાના વહી જતા પાણીનો પૂરેપૂરો લાભ લેવા માટે સ્થળે સ્થળે આ કાંસ ઉપર તળાવો બાંધી લેવામાં આવ્યાં છે. આ બધાં તળાવો માટીના મોટા મોટા બંધ નાખીને તૈયાર કરાયેલાં છે. આવી જાતનાં તળાવો માતર તાલુકામાં અને ખંભાત તાલુકામાં પણ સ્થળે સ્થળે જોવામાં આવે છે. જૂના જમાનામાં આ તળાવોમાંથી નાળાં બાંધીને નહેરો કાઢી હોય એવાં કંઈ ખાસ ચિહ્નો જણાતાં નથી. પણ ચડસાં વડે પાણી લેવાતું હશે.

અત્યારે પણ ખંભાત તાલુકામાં કેટલાંક તળાવોમાંથી ચડસા વડે લોકો પાણી લે છે. અને તેને દૂર દૂર સુધી લઈ જાય છે. કોઈ કોઈ સ્થળે તો જમીન ઊંચી હોય તો અમુક અંતર પછી બીજું ચડસું પણ જોડાય છે ખેડા જિલ્લામાં નાની નાની તલાવડીઓમાંથી પણ ચડસા વડે છેલ્લો વરસાદ ન આવ્યો હોય તો પાણી લેવાય છે. લસૂન્દ્રા આગળ જે તળાવોની પરંપરા છે તે જૂના વખતની હોય એમ લાગે છે. બ્રિટિશ રાજઅમલ દરમ્યાન તૂટેલી પાળોની ફરી મરામત થયેલી છે. અને તેમાં ઈંટ ચૂનાનાં નાળાં બાંધી પાણી ઓછુંવત્તું કરવા માટે વ્યવસ્થિત દરવાજા ગોઠવેલા છે. અને નહેર વાટે ખેતરમાં પાણી આપવાની વ્યવસ્થા થયેલી છે. કદાચ આ જાતનાં તળાવોની મરામત છપ્પનિયા પછી થઈ હશે. કોઈ સ્થળે નવાં તળાવો પણ બંધાયાં હશે.

# ૨૬
# વાડાશિનોરની મુક્તિકથા

**પરિચય :** સ્વરાજ્ય સ્થપાયા પહેલાં વાડાશિનોર એક નવાબી સંસ્થાન હતું. ૧૮મી સદીમાં એ બાબી વંશના નવાબોના તાબામાં ગયું. તે પહેલાંનો એનો ઇતિહાસ મળતો નથી. તેથી નવાબી હકૂમત અને તેમાંથી હાલના ખેડા જિલ્લામાં થયેલા વિલીનીકરણ સુધીના ઇતિહાસની ટૂંક માહિતી આ પ્રકરણમાં આપી છે. આ માહિતી વાડાશિનોરના જાણીતા સમાજવાદી કાર્યકર શ્રી નટવર મોદીએ તૈયાર કરી આપી છે.

**'વાડાશિનોર' શબ્દ :** અંગ્રેજી શબ્દ 'બાલાશિનોર'નું વધુ પ્રચલિત–અસલી–નામ વાડાશિનોર કે વાડાસિનોર છે. ગામડાંના ખેડૂતોનો મોટો ભાગ આજે પણ એને 'વાડશીલ' કહે છે. પરંતુ વાડાસિનોર, વાડાશિનોર કે વાડશીલ નામ શાથી પડ્યું તેનો રીતસરનો પૂર્વ ઇતિહાસ મળતો નથી. નર્મદા કિનારે આવેલા શિનોર ગામને વાડાશિનોર સાથે સંબંધ હશે કે કેમ, તે પણ જાણ્યામાં નથી. એ વિષે માત્ર દંતકથા છે કે પહેલાં અહીંની અમુક જમીન પર ભરવાડોનો નેસડો હતો. તેમનાં ઢોરોને તેઓ થોરની કે લાકડાની વાડો બનાવી એની અંદર રાખતા. પણ ઢોરો તે વાડ ભાંગી નાખતા આથી તેમણે પથ્થર (શીલ–શીલ–શિલા–) ની વાડ બનાવી. એ ઉપરથી એનું નામ વાડશીલ પડ્યાનું કહેવાય છે. સમય જતાં તે વાડાશિનોર થયું, ને અંગ્રેજી કેળવણી બાદ 'બાલાશિનોર' કહેવાયું.

**પૂર્વ ઇતિહાસ :** છેલ્લા નવાબ મરહૂમ જમિયતખાનજી બાબી વંશના હતા કે નહિ, એ હજી મતભેદનો વિષય રહ્યો છે. પરંતુ ઇતિહાસની નોંધ મુજબ એ અને એમના પૂર્વજો સૌ નવાબો હતા. તે નવાબો બાબી કુટુંબના મુસલમાન સરદાર હતા. તેમના પૂર્વજો અફઘાનિસ્તાનથી મોગલ શહેનશાહ હુમાયુના સમયમાં હિન્દુસ્તાનમાં આવેલા. તેમના વંશજો પાછળથી પોતાની લાયકાતથી મોગલ રાજ્યોમાં મોટી પદવીઓએ પહોંચ્યા હતા. શહેનશાહ શાહજહાંના શાહજાદા મુરાદબક્ષ ઈ. સ. ૧૬૫૪માં ગુજરાતની સૂબાગીરી ઉપર આવ્યા, ત્યારે તેઓની સાથે બાબી કુટુંબોના મુખ્ય પુરુષ **શેરખાન બાબી** પણ ગુજરાતમાં આવ્યા. અને પોતાની બહાદુરીથી ચુંવાળ પરગણાના થાણદાર નિમાયા. તેમના પુત્ર સરદાર મહમદે ઈ. સ. ૧૭૫૮માં વાડાસિનોરમાં સ્વતંત્ર ગાદી સ્થાપી. ઈ. સ. ૧૭૬૦માં મરાઠા સરદાર ભગવંતરાવે વાડાશિનોર ઉપર ચઢાઈ કર્યાનો દાખલો મળી આવે છે. સરદાર મહમદથી ત્રીજી પેઢીએ સલાબતખાન થયા. તેમના વખતમાં ઈ. સ. ૧૮૧૩માં આ રાજ્ય નામદાર બ્રિટિશ સરકારના રક્ષણ હેઠળ આવ્યું ઈ. સ. ૧૮૧૬માં ભગવાનદાસ પટેલની સરદારી હેઠળ લુણાવાડા પર ચઢાઈ કર્યાનું કહેવાય છે. ઈ. સ. ૧૮૩૧માં મરહૂમ નવાબ જોરાવરખાનજી વાડાશિનોર રાજ્યની ગાદીએ બેઠા. તેઓએ સ્નેહ અને શાંતિથી લગભગ ૫૧ વર્ષ રાજ્ય કર્યું. તેમના અમલ દરમ્યાન વાર્ષિક ઊપજ રૂ. ૮૦,૦૦૦ની હતી, અને ૨ હાથી, ૧૨૫ ઘોડા વગેરેનો રસાલો હતો. તેમના પછી મરહૂમ મનવરખાનજી ગાદીએ આવ્યા તેમની કારકિર્દી પણ સારી હતી. સં. ૧૯૦૦ના અરસામાં મ્યુનિસિપાલિટી, દીવાની–ફોજદારી કોર્ટ, રેવન્યુ કોર્ટ, પોસ્ટ, તારઑફિસ, અને જેલખાનું અસ્તિત્વમાં નહોતાં. અત્યારની ન્યાય કચેરી પાસે જે એક ડહેલું છે તે ત્યારે જેલની કોટડી તરીકે વપરાતું

સં. ૧૯૨૮માં ડાસરાના નાગર બ્રાહ્મણ પ્રેમચંદભાઈ દીવાનપદે આવ્યા. તેમની ૩૦ વર્ષની કારકિર્દીમાં મ્યુનિસિપાલિટી, દીવાની ફોજદારી કોર્ટ, રેવન્યુ કોર્ટ અને પોસ્ટ ઑફિસ આવ્યાં. તેમના પછી આવેલા ફૂલબા સાહેબના વખતમાં તાર ઑફિસ શરૂ થઈ.

સં. ૧૯૦૦ના અરસામાં વીરપુર ગામ વાડાશિનોર અને લુણાવાડાની સત્તા નીચે આવેલું હતું. વાડાશિનોરથી વીરપુર જવાનો ટૂંકો રસ્તો (૧૮ માઈલનો) લુણાવાડાની સરહદમાં થઈને આજે પણ જાય છે. બીજો એક લાંબો રસ્તો હતો ને ત્યાંય લુણાવાડાના તાજપુરવાળા ડુંગરો પથરાયેલા હતા પ્રેમચંદભાઈએ આ લાંબા રસ્તા પર આવેલો ડુંગરનો પ્રદેશ બદલામાં લઈ, વીરપુરને ઉત્તરે આવેલો વાડાશિનોરનો હોલોદર પ્રદેશ લુણાવાડાને આપ્યો. આમ વાડાશિનોરથી વીરપુર જવાનો સ્વતંત્ર લાંબો રસ્તો (૨૨ માઈલનો) થયો, જે આજેય દરરોજ વપરાય છે આ કાળે રાજ્યની આવક રૂ ૮૦૦૦૦ આશરેની હતી, જે વધીને મનવરખાનજીના મૃત્યુ બાદ દોઢ લાખની થઈ હતી. અને તેમના પછી ગાદીએ આવેલા છેલ્લા નવાબ રાજા જમિયતખાનજીના અમલને અંતે વધીને લગભગ સાડાપાંચ લાખની થઈ હતી. જોરાવરખાનજી રાજ્યની બધી પ્રજ-

ત્તિઓ પર જાતે દેખરેખ રાખતા. અને તલાટી તથા કારકુનની દ્વારા સઘળું કામ કરતા. તેઓ દીવાનપદ માત્ર વાડાશિનોરના વતનીને જ આપતા. સં. ૧૯૩૯માં તેમનો દેહ પડ્યો, ત્યારે હાલના બાગનો અડધો બંગલો તેમ જ નવચોકિયારો બંગલો રાજ્ય તરફથી બંધાયેલો હતો. હમણાં જે સરકારી મકાનો જોઈએ છીએ તે સૌ તેમના પુત્ર મનવરખાનજીએ બંધાવ્યાં હતાં. મનવરખાનજી સં. ૧૯૪૦માં ગાદીએ આવ્યા. ને સંવત ૧૯૫૫ સુધી પ્રજાચાહના મેળવી રાજ્ય કર્યું. મનવરખાનજીના પુત્ર જમિયતખાનજીનો જન્મ સં. ૧૯૫૧ના કારતકમાં થયો હતો. જમિયતખાનજી ચાર વર્ષના હતા ત્યારે તેમના પિતા મરણ પામ્યા હતા. રાજ્યના કારભારી તો પ્રેમચંદ દીવાન જ રહ્યા. ઈ. સ. ૧૯૧૫માં ને સં. ૧૯૭૨માં જમિયતખાનજી–છેલ્લા નવાબ–રાજગાદીએ આવ્યા ત્યારે દીવાન તરીકે મિ. ગાર્ડી હતા.

**છેલ્લા નવાબની રાજાશાહી:** છેલ્લા નવાબ જમિયતખાનજીના રાજ્ય અમલ દરમ્યાન તેમની રાજાશાહીથી પ્રજા ત્રાહિ પોકારી ઊઠી હતી. આ છેલ્લા નવાબને નાટકોનો ખૂબ શોખ હતો. એમણે પોતાની 'સરદાર નાટક વિજય કંપની' સ્થાપી હતી. નવાબના એક વીરપુર અને બીજું વાડાશિનોર, એમ બે થિયેટરો હતાં. નવાબને જાણનારા સારી પેઠે જાણે છે કે તેઓ ગુજરાતની વિખ્યાત નાટક કંપનીઓ જેવી કે 'લક્ષ્મીકાંત નાટક સમાજ,' 'દેશી નાટક સમાજ,' 'આર્યનૈતિક નાટક સમાજ' વગેરે કંપનીઓનાં નવાં નાટકોની પ્રથમ નાઈટ અચૂક રીતે જોતા અને તેમની સીનસીનેરીથી પ્રસન્ન થઈને એથી સવાઈ સીનસીનેરી બનાવવાના સપથ લેતા. ને તેમાં લગભગ સફળ થતા. તેમનાં નાટકોમાં પુરુષો જ સ્ત્રીઓનું પાત્ર ભજવતા. તેમનાં નાટકો જોવા અમદાવાદ વડોદરાથી નાટ્યરસિકો ખાસ મોટરો દ્વારા વાડાશિનોર આવતા.

આમ નાટક–ચેટકના આશક નવાબ પોતાનું રાજ્ય કેમ ચાલે છે તેની ભાગ્યે જ પરવા કરતા. માત્ર પોતાના શોખને માટે જોઈતા પૈસા પ્રજા પાસેથી યેનકેન પ્રકારેણ સખ્તાઈ કરીને મેળવતા. વેઠ કરાવવી, ગમે તેવા આબરૂદાર માણસોનેય ફટકારવા, ગમે તે રીતે પૈસા કઢાવવા એ સામાન્ય બની ગયું હતું. નવાબ તાજિયો બનાવવાના શોખીન હતા. ખૂબ સુંદર તાજિયો બનાવતા પણ જ્યારે તાજિયાનું સરઘસ નીકળતું ત્યારે જે કોઈ ઘર કે દુકાનના ભાગો નડતા તેને વિના વળતર આપે તોડી નાખવામાં આવતા. તેમના હાથ નીચેનું વહીવટી તંત્ર પણ પ્રજાદ્રોહી હતું.

**જાગૃતિનાં મંડાણ:** સર્વાંગી વેઠ, અને વારસાઈ કર એટલે મરનારના વારસે આપવો પડતો કર, આ બે સામે વિરોધ જાગ્યો. મુંબઈમાં વસતા વાડાશિનોરવાસીઓએ 'લોકસમાજ' નામની પ્રજાકીય સંસ્થા સ્થાપી. તેના પ્રમુખ તરીકે ગોધરાના જાણીતા કેળવણીકાર અને વકીલ શ્રી. મણિલાલ હીરાલાલ મહેતા તથા મંત્રી સ્વ. સાકરલાલ અમૃતલાલ ધરિયા હતા. વાડાશિનોરમાં તેની શાખા હતી. તેના મંત્રી શ્રી. ઓચ્છવલાલ મોદી હતા. આ સંસ્થાનું પહેલું સંમેલન નવાબસાહેબના પ્રમુખપદે મળ્યું હતું. ઈ. સ. ૧૯૨૨માં બીજું સંમેલન મોહનલાલ કામેશ્વર પંડ્યાના પ્રમુખપદે વીરપુરમાં મળ્યું હતું. અને ત્રીજું ભરવાનું હતું, પણ સરકાર તરફથી તેના કાર્યકરોને કનડગત થતાં તે બંધ રાખવામાં આવ્યું હતું.

**કાર્યકરોની ધરપકડ:** તા. ૨૦–૫–'૨૨ના રોજ બપોરે બાર વાગ્યાના સુમારે નીચેના કાર્યકરોની ધરપકડ કરવામાં આવી હતી, અને સાત દિવસ સુધી જેલમાં પૂરેલા. ખોરાક અંગે ઘર્ષણ જાગતાં 'કેદીઓએ' ત્રણ દિવસના ઉપવાસ કર્યા હતા.

(૧) કડકિયા છોટાલાલ વલ્લભદાસ
(૨) મોદી ઓચ્છવલાલ ગરબડદાસ
(૩) દોશી ભીખાલાલ છોટાલાલ
(૪) પરીખ સાકરલાલ નાથજીભાઈ
(૫) શાહ જગજીવનદાસ લલ્લુભાઈ
(૬) ત્રિવેદી અંબાલાલ ગોવિંદરામ
(૭) દોશી ભીખાલાલ પ્રાણલાલ

પકડાનારાઓની સહાનુભૂતિમાં વાડાશિનોર ગામમાં પાંચ દિવસની હડતાળ પડી હતી. આ ચળવળ દરમ્યાન 'લોકસમાજ'ના કાર્યકર શ્રી. પુનમચંદ અમૃતલાલ વૈદરાજ અને સ્વ. શ્રી. વિક્રમલાલ સોમેશ્વર ત્રિવેદીને માર પડેલો. અને સ્વ. શ્રી. ચંદુલાલ છોટાલાલ ગાંધીના શરીરને તો, સરકારી ઘોડેસ્વારોએ ઘોડા દોડાવી ખૂંદી નાખ્યું હતું. અને એને પરિણામે થોડાં અઠવાડિયાં બાદ તેમનું અવસાન થયું હતું.

**'સરદાર અને નરીમાન'ના અભિનંદન:** 'લોકસમાજ'ના ત્રીજા સમેલન વખતે સરદાર વલ્લભભાઈને હાજર રહેવા ખાસ આમંત્રણ આપેલું પણ તેઓ હાજર રહી શકયા નહોતા. આમ છતાં તેઓએ તથા સ્વ. વીર નરીમાને વાડાશિનોરની જનતાને લડત માટે અભિનંદન આપ્યા હતા.

**ઈ. સ. ૧૯૩૦-૩૧ની કૈલાસપુર છાવણી :** ઈ. સ. ૧૯૩૦–૩૧માં વેરાના વિરોધમાં ખેડૂતોએ કૈલાસપુર તરફ હિજરત કરી હતી. વીરપુરમાં આવા વિરોધનું કાર્ય કરવા બદલ, ક્રૈ. ક. ૧૦૮ મુજબ કેસ ચલાવ્યા વગર, શ્રી. મણિલાલ વિદ્યારામ જોષી અને ઈડર તાલુકાના કોદરભાઈ નાથાભાઈ પટેલને ૭ માસ સુધી જેલમાં પૂરી રાખેલા. અને નવાબી નિયમ મુજબ બેડીઓ પહેરાવામાં આવતી. આ બધી ચળવળ વખતે શ્રી ઓચ્છવલાલ ગરબડદાસ મોદી સ્વયંસેવક છાવણીના સંચાલક હતા. તથા સ્વ. શ્રી. પૂનમચંદ અમૃતલાલ કામચલાઉ કેપ્ટન અને શ્રી. પૂનમચંદ વૈદ કામચલાઉ મંત્રી હતા.

**ગોધરાની હિજરત અને નવાબ વિરુદ્ધ ફરિયાદનામું :** ઈ. સ. ૧૯૩૦–૩૧માં ઘરવેરો બમણો કરવાના નવાબી ફરમાન સામે શ્રી. દેસાઈ મોજીલાલ અમૃતલાલની આગેવાની નીચે જુદી જુદી કોમના લગભગ ૧૦૦ નાગરિકો વાડાશિનોર છોડી ગોધરા ગયા. ત્યાં ગયા બાદ મુંબઈના મે. ગવર્નર સર ફ્રેડરિક સમક્ષ પ્રજા વતી ઈ. સ. ૧૯૩૨માં ફરિયાદનામું રજૂ કરવામાં આવ્યું હતું. તેમાં નીચે મુજબ મુદ્દાઓ રજૂ કર્યા હતા.

(૧) નવાબ જમિયતખાનજીનો શરૂઆતનાં પાંચ વર્ષનો વહીવટ છોકરવાદ જેવો હતો. તે પછી નજરાણાં ને વાત વાતમાં ખોટા દંડ વસૂલ કરવા છતાંયે તેમને લગભગ સવા લાખ રૂપિયાનું દેવું હતું.

(૨) ઈ. સ. ૧૯૧૬માં ગાદીએ બેઠા પછી એક માસ બાદ વાડાશિનોરનું પાયગાનું થિયેટર બંધાવવાનું નવાબે શરૂ કર્યું. તેની નાણાંની મૂંઝવણ ટાળવા વાડાશિનોરના મહાજનના નવ પ્રતિષ્ઠિત આગેવાનોને નેતરની સોટીઓ ફટકારી પરાણે રૂા. ૧૮૦૦ની નાટકની ટિકિટો વેચાવડાવી.

(૩) એક માણેક નામની નાચનારી છોકરી નવાબ સાહેબને ત્યાં આવેલી. એક વાર આ માણેકબાઈ બજારમાંથી જતી હશે ત્યારે ખ્યાલ નહિ રહેવાથી કેટલાક વેપારીઓ સલામ ભરવાનું ભૂલી ગયા. એટલે નવાબના હુકમથી ત્રણ આબરૂદાર વેપારીઓ સહિત બીજા કેટલાયને સોટીઓથી માર મારવામાં આવ્યો.

(૪) દેશી રાજ્યોમાં કુંવરના જન્મ વખતે 'વધાવો' લેવાનો રિવાજ હતો. પરંતુ આ નવાબે તે વખતના શ્રી. શંકરલાલ મહાલકારીની સલાહથી કુંવરીના જન્મ પ્રસંગે 'વધાવો' કરવાની જુદી જુદી કોમોના આગેવાનોને ફરજ પાડી ને રૂ. ૧૦–૧૫ હજાર આ રીતે ભેગા કર્યા.

(૫) ઈ. સ. ૧૯૨૨માં વેરાઓના વિરોધ કરનારાઓ માટે ગામના દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. અને જુદી જુદી જગ્યાઓએ તોપો ગોઠવવામાં આવી હતી.

(૬) ઈ સ ૧૯૩૨માં વૈષ્ણવોના મહારાજ વલ્લભલાલજી વાડાશિનોર આવતા હતા ત્યાં રસ્તામાં મોટર બગડવાથી મોડું થયું. તે વખતે દરવાજા બંધ હતા. તેને ખોલાવવા પ્રતિષ્ઠિત નાગરિકોનું એક પ્રતિનિધિ મંડળ નવાબને મળ્યું. ઉત્તરમાં નવાબે રૂ. ૧૦૦૦ની માગણી કરી. આની ખબર મહારાજ વલ્લભલાલજીને પડતાં તેઓ પાછા ગયા.

(૭) ઈ. સ. ૧૯૩૨માં વકીલ શ્રી. મોહનલાલ ગોરધનદાસ પરીખ તથા બે કારકુનોને તાજિયાના સરઘસ વખતે ધોતી પહેરવા બદલ તથા નક્કી થયેલ સાફો નહિ બાંધવા બદલ ગુરખા સિપાહીઓના બંધનમાં રાખવામાં આવ્યા હતા ને માર મારવામાં આવેલો. ઉપરાંત વકીલની સનદ લઈ લેવામાં આવી હતી ને કારકુનોને નોકરીમાંથી છૂટા કરવામાં આવ્યા હતા.

**દીવાનો :** નવાબના ૧૫ વર્ષના અમલ દરમ્યાન ૧૨ દીવાનો અને એકટિંગ દીવાનો થઈ ગયા.

**વડોદરામાં નવાબનું અવસાન :** ઈ. સ. ૧૯૩૬–૩૭થી સમસ્ત પ્રજાના વિરોધને કારણે, તેમ જ બ્રિટિશ સરકારના હુકમોનો અનાદર કરવાને કારણે નવાબને પોતાના કુટુંબ સાથે વડોદરા રહેવું પડ્યું અને ત્યાં જ તા. ૨–૨–૧૯૪૫ના રોજ તેમનું અવસાન થયું. અવસાન વખતે તેમના એકના એક પુત્ર જ. મહંમદ સલાબતખાનની ઉંમર લગભગ ૧ વર્ષ હતી. કુંવરની જ. તા. ૨૧–૫–'૪૪ છે.

**બહારવટિયો ફાંસીએ લટકયો :** 'અભલો' ને 'ચડિયો' નામથી નામચીન બનેલા અબેસીંગે ઈ સ. ૧૯૩૫–૩૬માં ટોળી ખડી કરી સાડા નવ વર્ષ સુધી ત્રાસ ફેલાવેલો તા. ૩૦–૧૦–'૪૫નાં રોજ એ પકડાયો ને તેને ફાંસી થઈ.

**જોડાણ ઝુંબેશ :** ઈ. સ. ૧૯૪૭ની ૧૫મી ઓગસ્ટે દેશ આઝાદ થતાં વાડાશિનોર રાજ્યની પ્રજાએ વાડાશિનોરને મુંબઈ પ્રાંત સાથે ભેળવી દેવાની ઝુંબેશ ઉપાડી ને છેવટે વાડાશિનોરને મુંબઈ પ્રાંત સાથે જોડાવડાવ્યું. જોડાણ ઝુંબેશમાં શ્રી. નટવર મોદી, અત્યારના (૧૯૫૨ના) ધારાસભ્ય શ્રી. ચતુરભાઈ ચૌહાણ, શ્રી. પૂનમચંદભાઈ વકીલ, શ્રી. પૂનમચંદ ભાઈ વૈદરાજ, શ્રી. કાન્તિલાલ પરીખ, શ્રી. શાંતિલાલ પટેલ વગેરેએ સારી રીતે ભાગ ભજવ્યો હતો. વીરપુરના કાર્યકરોએ પણ (સહેજ મોડેથી) સાથ આપ્યો હતો.

**કોમી તોફાન :** ૧૫ મી ઑગસ્ટના રોજ આઝાદીની ઉજવણી કરવા સંયુક્ત સરઘસ કાઢવા માટે પ્રજામંડળે પ્રયાસ કર્યા હતા. પરંતુ મુસલમાનભાઈઓએ પોતાનું આગવું સરઘસ કાઢવાનો નિર્ણય કર્યો આથી બે સરઘસ નીકળ્યાં. અફવાઓ ઊડી, છતાં સરઘસમાં તોફાન થતું રહી ગયું. પરંતુ રાત્રે ૧૦–૧૧ વાગ્યાના સુમારે ધાંચીવાડ ને વાણિયાવાડની સરહદ આગળ તોફાન થયુ તેમાં શ્રી. મણિલાલ ચંદુલાલ મોદીનું મૃત્યુ થયું. ગામડામાં આ સમાચાર ફેલાતાં ૫ હજાર જેટલા ખેડૂતો હથિયાર સાથે ગામને ઝાંપે સરઘસ આકારે આવી ગયા પણ સદ્ભાગ્યે વધુ લોહી રેડાતુ રહી ગયુ.

**રાષ્ટ્રીય લડતમાં ફાળો :** ઈ. સ. ૧૯૩૨ના સત્યાગ્રહમાં અહીંના કેટલાક યુવાનો જેલમાં ગયેલા. સ્વ રમણલાલ સાકરલાલ કડકિયા ('કેદી' નામથી મશહૂર) જાહેર જીવનમાં આગળ હતા ને સ્વ ઠક્કરબાપા સાથે તે ભાઈ કામ કરતા હતા

સને ૧૯૪૨મા મુંબઈમાં વસતા કેટલાક વાડાશિનોરવાસીઓએ ચળવળમાં ઝંપલાવેલુ. શ્રી શશીકાન્ત ચંદુલાલ કડકિયા એમ એ. બી ટી મશહૂર મલબાર હિલના બૉમ્બ કેસમાં પકડાયેલા અને ત્રણ વર્ષ સુધી જેલમાં રહેલા. તેમને ફાંસીએ લટકાવવાની અફવાઓ ઊડી હતી પણ પુરાવાના અભાવે નિર્દોષ છૂટયા હતા તે ઉપરાંત શ્રી નટવર મોદી, શ્રી. બાબુલાલ મોદી, શ્રી કીરતન ઘરિયા, શ્રી બાબુલાલ વસનજી, શ્રી. શાંતિલાલ કડકીઆ વગેરે જેલમાં ગયા હતા

**શહીદ :** અહીંના શ્રી. શાંતિલાલ સાકરલાલ મોદી વર્ષની ઉંમરે મશહૂર અડાસ ગોળીબારમાં શહીદ થયા, માત્ર અઢી માસ પહેલાં જ તેની સાથે લગ્ન કરનાર વર્ષની ઉંમરે વીરમતીબહેન વિધવા થયાં. આ શહીદના સ્મ માટે વાડાશિનોરની જનતાએ રૂ. ૧૩૦૦૦નું ભંડોળ એ કર્યું છે. તેમાંથી એક જાહેર હૉલ બંધાવવામાં આવનાર

**સામાજિક ક્રાન્તિ :** તા. ૨૪-૩-'૩૭ના રોજ વ શિનોરના મુંબઈમાં રહેતા નવયુવાન સમાજવાદી કાર્યકર કાંતિલાલ છોટાલાલ મોદીએ તાજેતરમાં જ વિધવા થ કલાવતી સાકરલાલ કડકીઆ સાથે હિંદુ મિશનના આ વૈદિક વિધિથી લગ્ન કર્યું હતુ દશાનીમા વણિક જ્ઞાતિ પરણનાર યુગલને તથા તે લગ્નમાં ભાગ લેનાર ૧૮ વ્યિ ઓને નાત બહાર મૂકેલી. આ ફરમાન સામે મુંબઈની કોર્ટ કેસ કરવામાં આવ્યો હતો. જેમાં પટેલિયાઓ હારી ગયા હ

ઈ સ. ૧૯૪૫મા વાડાશિનોરના અડાસ ગોળીબાર શહીદ થયેલા સ્વ. શ્રી મોદીની વિધવા વીરમતી જાણીતા સમાજવાદી કાર્યકર શ્રી. નટવર મોદી સ પુનર્લગ્ન કર્યું હતુ

ઉપરનાં બે પુનર્લગ્નો પછી બે પુનર્લગ્નો, ત્રણ આંત જ્ઞાતીય લગ્નો અને એક આંતર-પ્રાંતીય લગ્ન વાડાશિનોર દશાનીમા વણિક જ્ઞાતિમાં થયાં હતાં. કેળવણી ને રાજક જાગૃતિને પરિણામે સામાજિક રૂઢિઓ એ રીતે તૂટ લાગી છે.